આ ગ્રંથનું રહસ્ય બરાબર સમજાય તે માટે શ્રી ચક્રપાણિએ 'આયુર્વેદદીપિકા' અને શ્રી ગંગાધર શાસ્ત્રીએ 'જલ્પકલ્પતરુ' નામની ટીકાઓ સંસ્કૃતમાં લખી છે. તે ઉપરાંત યોગીન્દ્રનાથ સેને 'ચરકોપસ્કાર' ટીકા લખી છે. મૂળ ગ્રંથ સમજવાને મુશ્કેલ સ્થળોએ આ ટીકાઓ સારો પ્રકાશ આપે છે તેથી ગ્રંથ સમજવો સરળ બન્યો છે.

આજે વૈદ્યોમાં અને આયુર્વેદના વિદ્યાર્થીઓમાં ચરક-સંહિતાનો અભ્યાસ કરવાની અને તેનું જાણવાની ઉત્કટ ઇચ્છા પ્રવર્તે છે. કેટલાક ડાક્તરો પણ આયુર્વેદના ગ્રંથો પ્રત્યે અભિમુખ થઈ રહ્યા છે; એટલે અભ્યાસી વૈદ્યો તથા વિદ્યાર્થીઓ માટે શબ્દાર્થ સાથેની સંસ્કૃત ટીકાઓના અનુવાદ સાથેનું ભાષાંતર હોય તો એ વધુ ઉપયોગી થઈ પડે; એવા ભાષાંતરના અભાવે ગુજરાતી અભ્યાસીઓને હિંદી ગ્રંથોનો ઉપયોગ કરવો પડે છે, આ ખોટ પૂરી થાય તે માટે રાજવૈદ્ય પ્રભાશંકર ગઢડાવાળાની દેખરેખ નીચે ત્રણેક વર્ષ પહેલાં ચરક-સંહિતાનું સરળ ગુજરાતી ભાષાંતર શરૂ કરવામાં આવેલ અને તે શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકરને સોંપેલું છે. તેમણે આ પહેલાં ભાવપ્રકાશના બે ગ્રંથોનું ભાષાંતર પણ મર્મજ્ઞ ને અનુભવી વૈદ્યરાજની દેખરેખ નીચે કરેલું હોઈ જે આ સંસ્થા તરફથી પ્રકટ થયું છે. આવા અનુભવી શાસ્ત્રીના હાથે આ ગ્રંથનું ભાષાંતર તૈયાર કરાવવામાં આવ્યું છે અને તેમણે તે બનતી કાળજીપૂર્વક તૈયાર કર્યું છે. કેટલાંક કઠિન સ્થાનો ઉપર તેમણે સ્વ૦ વૈદ્યરાજની દોરવણી મેળવેલી હતી. આમ છતાં સંપૂર્ણ તો એક ઈશ્વર જ હોઈ આ ગ્રંથમાં કોઈ વિદ્વાનને કોઈ સ્થળે કંઈ ભૂલ કે ઊણપ દેખાય તો તે લખી મોકલવા વિનતિ છે, જેથી તેનો નવી આવૃત્તિ પ્રસંગે યથાશક્ય ઉપયોગ કરી શકાય.

આ પ્રથમ ભાગમાં ચરકસંહિતાના એક માત્ર શ્લોક(સૂત્ર)સ્થાનનું મૂળ સહિત સરળ ભાષાંતર આપ્યું છે તે ઉપરાંત ચરકોપસ્કાર, આયુર્વેદદીપિકા, જલ્પકલ્પતરુ એ ટીકાઓનો તથા જયદેવ વિદ્યાલંકારકૃત હિન્દી ટીકાનો આધાર લઈ વિશદ વિવેચન દ્વારા આ ગ્રંથને બને તેટલો સરળ બનાવવાનો યથાશક્ય પ્રયત્ન કરવામા આવ્યો છે.

હવે પછી આ સંહિતાના બાકી રહેલાં નિદાનસ્થાન તથા વિમાનસ્થાન એક ગ્રંથરૂપે પ્રકટ થશે. અને તે પછી બાકીનાં અંગો ત્રીજા ગ્રંથમાં પ્રસિદ્ધ કરવાની યોજના છે.

આશા છે કે, આયુર્વેદના વિદ્યાર્થીઓને, વૈદ્યોને તેમ જ અભ્યાસીઓને આ ગ્રંથ ઘણો જ ઉપયોગી થઈ પડશે અને ગુજરાતના આયુર્વેદજિજ્ઞાસુ વર્ગને આ ગ્રંથની વરસોથી જણાતી ખોટ પૂરી પડશે.

મુંબઈ,
તા. ૫-૬-'૫૯

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# આ સંસ્થાના ઉપયોગી ગ્રંથો

## ધર્મગ્રંથો

રૂ. ન.પૈ.

**તુલસીકૃત રામાયણ**-બે ગ્રંથો, ૩૯ ચિત્રોસાથે ૧૦-૦
**વાલ્મીકિ રામાયણ**-બે ગ્રંથો, ૩૦ ચિત્રો સાથે. ૧૨-૦
**ગિરધરકૃત રામાયણ**-મોટા અક્ષરમાં ... ૫-૦
**શ્રીરામચરિતમાનસ**-મૂળ પાઠ, મોટા અક્ષરોમાં ૨-૦
**મહાભારત**-સંપૂર્ણ સરળ ભાષાંતર, સાત દળદાર ગ્રંથોમાં, ૨૭ ચિત્રો પૃ. ૫૦૨૦ ... ૬૪-૦
**શાંતિપર્વ-મહાભારતનું**-રાજધર્મ અને મોક્ષધર્મ, જેમાં ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો આપેલા છે. ૧૦-૦
**શ્રીમદ્ ભાગવત**-સચિત્ર, અક્ષરશઃ ભાષાંતર, બે ગ્રંથોમાં ... ... ... ૧૦-૫૦
**શ્રી ભગવતી (દેવી) ભાગવત**-દેવીના મહિમાનું વર્ણન ... ... ... ૯-૫૦
**એકાદશ સ્કંધ**-(એકનાથી ભાગવત) એકાદશ સ્કંધ ઉપરની મહાત્મા એકનાથની ટીકા, મૂળ શ્લોકો તથા ભાષાંતર સાથે ૯-૦
**એકાદશ સ્કંધ**-મૂળ સહિત ભાષાંતર ... ૨-૫૦

### ઉપનિષદો

**બૃહદારણ્યક ઉપનિષદ**-મૂળ સાથે ભાષાંતર. ૨-૦૦
**સો ઉપનિષદો**-પ્રથમ ૨૩ ઉપનિષદો મૂળ શ્લોકો અને સરલાનુવાદ સાથે, બાકીનાં ૭૭નું માત્ર સારરૂપે ભાષાંતર. ... ૫-૦
**માંડૂક્ય ઉપનિષદ**-ગૌડપાદીય કારીકાઓ સહિત: સરળ અનુવાદ. ... ... ... ૩-૦

### શ્રીમત્ શંકરાચાર્યના ગ્રંથો

**મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો** ... ૧-૦
**શતશ્લોકી અને બીજાં ચાર રત્નો** ... ૦-૭૫
**સ્તોત્રસંગ્રહ**-ભક્તિ ને વેદાંતસ્તોત્રો ... ૦-૬૨
**સર્વવેદાંતસિદ્ધાંતસાર-સંગ્રહ** ... ૧-૨૫
**વિવેકચૂડામણિ** ... ... ... ૧-૦
**હસ્તામલકસ્તોત્ર ને વાક્યસુધા**-મૂળ સાથે ૦-૧૨
**પ્રશ્નોત્તરમાળા અને જીવન્મુક્ત આનંદલહરી**-મૂળ સાથે ... ૦-૧૯

### શ્રીમદ્ ભગવદ્ગીતાઓ

**ભગવદ્ગીતા**-મૂળ શ્લોકો, પદચ્છેદ અને અર્થ, પં. શ્રી સાતવલેકરજીની પુરુષાર્થબોધિની ટીકા સાથે. બે ગ્રંથોમાં ... ... ૧૨-૫૦
**શ્રીમદ્ ભગવદ્ગીતા શાંકરભાષ્ય**-ભગવાન શંકરાચાર્યની વિસ્તૃત ટીકાનો સરળ અનુવાદ, મૂળ શ્લોકો તથા તેના અર્થ સાથે. ૪-૦
**શ્રીમદ્ ભગવદ્ગીતા**-નીલકંઠી ટીકા સાથે, મૂળ શ્લોકો તથા તેના અર્થ ... ૩-૦
**જ્ઞાનસત્રગીતા**-મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ સાથે. શ્લોકો સંસ્કૃત લિપિમાં ... ૧-૨૫
**અવધૂતગીતા**-ભગવાન દત્તાત્રેય પ્રણીત ... ૧-૨૫
**અષ્ટાવક્રગીતા**-મૂળ સાથે સરળ ભાષાંતર. ૦-૫૦
**પાંડવગીતા**-ભગવાન શ્રીકૃષ્ણનો મહિમા ૦-૨૫
**શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**-શ્રી જ્ઞાનેશ્વર મહારાજ વિરચિત 'ભાવાર્થદીપિકા' ટીકા સાથે. ૪-૫૦
**પંચરત્નગીતા**-સટીક ... ... ... ૧-૫૦
**શ્રીમદ્ ભગવદ્ગીતા**-મોટા અક્ષરોમાં... ૧-૦
,, ,, (ગુટકો)-કાચું પૂંઠું ૦-૪૦
**શ્રીમદ્ભગવદ્ગીતા**-૧૨ ને ૧૫ અધ્યાય અર્થ સાથે ૦-૧૯
**ઉત્તરગીતા**-સરળ અનુવાદ મૂળ શ્લોકો સાથે. ૦-૩૭
**ગીતાપોથી**-કર્મયોગના શ્લોકો, અર્થ તથા વિસ્તૃત સમજૂતી સાથે. ... ... ૦-૩૭
**ગીતામાં જીવનની કળા**-ગીતા ઉપર શ્રી. હરસિદ્ધભાઈ દિવેટિયાનું નિબંધરૂપે મનનીય વિવેચન ... ... ... ... ૩-૦
**ગીતાસાર**-કાકા કાલેલકર: ગીતાનું સંક્ષિપ્ત દોહન ૦-૨૫
**ગીતાસંકલન**-સં૦ શ્રી રમણ મહર્ષિ: બીજાં ત્રણ સંકલનો સાથે. ... ... ૦-૧૯

## નીતિગ્રંથો

**બાલવિલાસ**-(મ. ન. દ્વિવેદીકૃત) રોજના વ્યવહારમાં ધર્મ અને નીતિનાં તત્ત્વો માણસને કઈ રીતે ઉપયોગી થાય તે સમજાવતું પુસ્તક ... ... ૧-૫૦
**હિંદુધર્મની બાળપોથી**-હિંદુ ધર્મની અનેક બાબતો સરળ ભાષામાં સમજાવતું પુસ્તક ૦-૬૨
**આર્યધર્મનીતિ અને ચાણક્ય નીતિસાર**-સદાચાર અને નીતિના શ્લોકો અર્થ સાથે ૦-૭૫
**મનુસ્મૃતિ**-આર્ય પ્રણાલિકાનો મહાન ન્યાયગ્રંથ ૪-૫૦
**સુભાષિતરત્ન-ભાંડાગાર**-૬૩૪૨ સુભાષિતોનો મૂળ સાથે સરળ અનુવાદ... ... ૧૦-૦
**સુભાષિત નીતિમંજરી**-સામાન્ય નીતિજ્ઞાનના ૧૦૫૬ શ્લોકોનો અર્થ સાથેનો સંગ્રહ. ૧-૫૦
**વ્યવહારમાળા**-વ્યવહારમાં ઉપયોગી હિતવચનો ૦-૫૦
**લઘુ યોગવાસિષ્ઠસાર**-વેદાંતનું ગૂઢ તત્ત્વજ્ઞાન ૦-૩૭
**વિચારસાગર (પદ્ય)**-મૂળ હિંદી પાઠ ૦-૩૭

# નિવેદન

વેદાંતના ગ્રંથોમાં પ્રસ્થાનત્રયી છે તેમ આયુર્વેદના ગ્રંથોમાં વૃદ્ધત્રયી છે. તે પૈકી ‘સુશ્રુત–સંહિતા’ અને ‘વાગ્ભટ–અષ્ટાંગહૃદય’ એ બે ગ્રંથો આ સંસ્થા તરફથી અગાઉ પ્રકટ થઈ ચૂકયા છે અને ત્રીજા ગ્રંથ ‘ચરક–સંહિતા’ના સૂત્રસ્થાનનો આ પ્રથમ ગ્રંથ પ્રસિદ્ધ થાય છે.

સદ્‌ગત ભિક્ષુ અખંડાનંદજીને આયુર્વેદશાસ્ત્ર તરફ ભારે પક્ષપાત હતો અને તેમની ઇચ્છાને અનુરૂપ સંસ્થાનું ટ્રસ્ટીમંડળ આયુર્વેદના ગ્રંથો પ્રકટ કરવાનો યથાશકય પ્રયત્ન કરે છે. સંસ્થા તરફથી સુશ્રુત–આયુર્વેદ, વાગ્ભટ, ભાવપ્રકાશ, શાર્ઙ્ગધરસંહિતા, યોગશતક, બાલબોધોદય, જીવનચર્યા વગેરે નાના મોટા દશથી બાર ગ્રંથો પ્રસિદ્ધ થયા છે અને આ પ્રકાશનથી તેમાં એકનો ઉમેરો થાય છે.

પ્રાચીન આયુર્વેદ સંહિતાઓના રચનારા ભેડ, જતૂકર્ણ, પરાશર, હારીત તથા ક્ષારપાણિ વગેરે ઋષિઓ સુપ્રસિદ્ધ છે; પરંતુ તે સર્વમાં મહર્ષિ અગ્નિવેશનું સ્થાન અનોખું છે. તેમણે સમગ્ર આયુર્વેદ ઉપર એક સંહિતા રચી હતી તેનો ચરકે પ્રતિસંસ્કાર કર્યો અને તેથી તે ચરકસંહિતા નામે પ્રસિદ્ધિ પામી. તે પછી મહર્ષિ દૃઢબલે અનેક આયુર્વેદતંત્રોને જોઈ–વિચારીને આ ચરકસંહિતાના ચિકિત્સિતસ્થાન-માં કેટલોક વધારો કરી ગ્રંથની પૂર્તિ કરી. આમ અગ્નિવેશ, ચરક તથા દૃઢબલ આ ત્રણે મહર્ષિ-ઓનો આ ગ્રંથને હાલના સ્વરૂપમાં મૂકવામાં અમૂલ્ય ફાળો છે.

શ્લોકસ્થાન, નિદાનસ્થાન, વિમાનસ્થાન, શારીરસ્થાન, ઇંદ્રિયસ્થાન, ચિકિત્સાસ્થાન, કલ્પસ્થાન અને સિદ્ધિસ્થાન એમ આઠે અંગોથી આ ચરકસંહિતા ગ્રંથમાં સંપૂર્ણ આયુર્વેદનો સમાવેશ કરવામાં આવ્યો છે. અને તેમાં શરીર, મન અને આત્માના સંયોગરૂપી જીવન અને તેનાં હિત–અહિત, રોગ-પ્રાદુર્ભાવનાં કારણો તેમ જ રોગ જલદીથી મટે તેવાં પથ્ય અને ઔષધોનું સામાન્ય જ્ઞાન આપવા ઉપરાંત પ્રાકૃતિક ચિકિત્સા આપેલી છે. તેમ જ નિદાન–રોગ થવાનાં કારણો, રોગની ઓળખાણ, જ્ઞાન અને ચિકિત્સાક્રમ એવા નિયમબદ્ધ રીતે આપેલ છે કે રોગની ચિકિત્સા વેળાસર થાય તો રોગ જરૂરથી મટે અને બીજા રોગ થાય નહિ. અત્યારે અનેક ખર્ચાળ અને મોંઘી ચિકિત્સાઓ ચાલે છે, અને તેનાથી રોગ ઘટતા નથી. એક રોગ મટાડતાં બીજો રોગ ઉત્પન્ન થાય છે અને એમ રોગની પરંપરા વધતી જાય છે, ને તેને માટે રોજ નવી શોધો બહાર પડે છે, છતાં આ વિષચક્રમાંથી દરદી કે ચિકિત્સક છૂટી શકતા નથી. જો આ ‘ચરકસંહિતા’ પ્રમાણે ચિકિત્સા કરવામાં આવે તો વૈદકશાસ્ત્રની ઘણી ગૂંચવણો ઓછી થાય અને રોગો ઘણા ઓછા થઈ જાય. આના સમર્થનમાં એક અમેરિકન ડાક્તર મિ. કલાર્કે કહ્યું છે કે, ‘જો ચરકની પ્રણાલી પ્રમાણે ચિકિત્સા કરવામાં આવે તો જગતમાં જણાતી રોગોની પરંપરા જોવામાં આવે નાહ.’

રોગનું સાચું કારણ, રોગનું ચોક્કસ જ્ઞાન અને સાચી ચિકિત્સા એ કોઈ પણ ચિકિત્સાવિષયક ગ્રંથનું હાર્દ હોવું જ જોઈએ અને તે ચરકસંહિતામાં છે તેથી તેનો વધુ પ્રચાર થાય તો આપણા દેશમાં આરોગ્યનું ધોરણ ઊંચું આવે અને વિદેશો તરફ નજર રાખવાનું ઓછું થાય એમાં શક નથી.

આ ગ્રંથનું રહસ્ય ખરાબર સમજાય તે માટે શ્રી ચક્રપાણિએ 'આયુર્વેદદીપિકા' અને શ્રી ગંગાધર શાસ્ત્રીએ 'જલ્પકલ્પતરુ' નામની ટીકાઓ સંસ્કૃતમાં લખી છે. તે ઉપરાંત યોગીન્દ્રનાથ સેને 'ચરકોપસ્કાર' ટીકા લખી છે. મૂળ ગ્રંથ સમજવાને મુશ્કેલ સ્થળોએ આ ટીકાઓ સારો પ્રકાશ આપે છે અને તેથી ગ્રંથ સમજવો સરળ બન્યો છે.

આજ વૈદ્યોમાં અને આયુર્વેદના વિદ્યાર્થીઓમાં ચરક–સંહિતાનો અભ્યાસ કરવાની અને તેનું રહસ્ય જાણવાની ઉત્કટ ઇચ્છા પ્રવર્તે છે. કેટલાક દાક્તરો પણ આયુર્વેદના ગ્રંથો પ્રત્યે અભિમુખ થઈ રહ્યા છે; એટલે અભ્યાસી વૈદ્યો તથા વિદ્યાર્થીઓ માટે શબ્દાર્થ સાથેની સંસ્કૃત ટીકાઓના અનુવાદ સાથેનું ભાષાંતર હોય તો એ વધુ ઉપયોગી થઈ પડે; એવા ભાષાંતરના અભાવે ગુજરાતી અભ્યાસીઓને હિંદી ગ્રંથોનો ઉપયોગ કરવો પડે છે, આ ખોટ પૂરી થાય તે માટે રાજવૈદ્ય પ્રભાશંકર ગઢડાવાળાની દેખરેખ નીચે ત્રણેક વર્ષ પહેલાં ચરક–સંહિતાનું સરળ ગુજરાતી ભાષાંતર શરૂ કરવામાં આવેલું અને તે શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકરને સોંપેલું છે. તેમણે આ પહેલાં ભાવપ્રકાશના બે ગ્રંથોનું ભાષાંતર પણ મર્મજ્ઞ ને અનુભવી વૈદ્યરાજની દેખરેખ નીચે કરેલું હોઈ જે આ સંસ્થા તરફથી પ્રકટ થયું છે. આવા અનુભવી શાસ્ત્રીના હાથે આ ગ્રંથનું ભાષાંતર તૈયાર કરાવવામાં આવ્યું છે અને તેમણે તે ખનતી કાળજીપૂર્વક તૈયાર કર્યું છે. કેટલાંક કઠિન સ્થાનો ઉપર તેમણે સ્વ૦ વૈદ્યરાજની દોરવણી મેળવેલી હતી. આમ છતાં સંપૂર્ણ તો એક ઈશ્વર જ હોઈ આ ગ્રંથમાં કોઈ વિદ્વાનને કોઈ સ્થળે કંઈ ભૂલ કે ઊણપ દેખાય તો તે લખી મોકલવા વિનતિ છે, જેથી તેનો નવી આવૃત્તિ પ્રસંગે યથાશક્ય ઉપયોગ કરી શકાય.

આ પ્રથમ ભાગમાં ચરકસંહિતાના એક માત્ર શ્લોક(સૂત્ર)સ્થાનનું મૂળ સહિત સરળ ભાષાંતર આપ્યું છે તે ઉપરાંત ચરકોપસ્કાર, આયુર્વેદદીપિકા, જલ્પકલ્પતરુ એ ટીકાઓનો તથા જયદેવ વિદ્યાલંકારકૃત હિન્દી ટીકાનો આધાર લઈ વિશદ વિવેચન દ્વારા આ ગ્રંથને બને તેટલો સરળ બનાવવાનો યથાશક્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે.

હવે પછી આ સંહિતાના બાકી રહેલાં નિદાનસ્થાન તથા વિમાનસ્થાન એક ગ્રંથરૂપે પ્રકટ થશે. અને તે પછી બાકીનાં અંગો ત્રીજા ગ્રંથમાં પ્રસિદ્ધ કરવાની યોજના છે.

આશા છે કે, આયુર્વેદના વિદ્યાર્થીઓને, વૈદ્યોને તેમ જ અભ્યાસીઓને આ ગ્રંથ ઘણો જ ઉપયોગી થઈ પડશે અને ગુજરાતના આયુર્વેદજિજ્ઞાસુ વર્ગને આ ગ્રંથની વરસોથી જણાતી ખોટ પૂરી પડશે.

મુંબઈ,<br>
તા. ૫–૬–'૫૯

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી<br>
મનુ સુબેદાર (પ્રમુખ)

**પ્રવાસી**-ખલીલ જિબ્રાનકૃત 'વૉન્ડરર'નો અનુવાદ ૦-૩૭
**પુરોગામી**-„ „ 'ફોરરનર'નો અનુવાદ ૦-૨૫
**સ્ફુરણાવલિ**-પ્રેરક વિચારકણિકાઓ ... ૦-૨૫
**આત્મચિંતન**-„ „ ... ૦-૬૦
**નવસંહિતા**-નિત્યવ્યવહાર તથા ગૃહજીવનમાં
ઉપયોગી થઈ પડે તેવી સુંદર માહિતી. ૦-૩૭
**પરમહંસ શ્રી રામકૃષ્ણદેવનાં વચનામૃતો**- ૦-૩૭
**શ્રી રામકૃષ્ણ ઉપદેશ**-મનનીય ઉપદેશોનો સંગ્રહ ૦-૩૭
**મદાલસા અને અલર્ક**-ચરિત્ર સાથે તત્ત્વજ્ઞાનનો
ઉપદેશ ... ... ... ... ૦-૩૧
**ગીતાંજલિ**-શ્રી રવીંદ્રનાથ ટાગોરકૃત ... ૦-૩૭
**જ્ઞાનેશ્વર ને ચાંગદેવ**-પાસષ્ટીવાળો પત્ર અર્થસાથે ૦-૩૭
**સત્સંગમાળા**-સંતો ને શાસ્ત્રોના ૧૦૮ વચનો ૦-૩૭
**સંતોષસુરતરુ**-સંતોષમા જ સુખ છે એ વાત
સરળ રીતે સમજાવે છે. ... ... ૦-૨૫
**નારદનાં ભક્તિસૂત્રો**-મૂળ શ્લોકો, અર્થ
તથા વિવેચન સાથે. ... ... ૦-૧૯
**શાંડિલ્ય ભક્તિસૂત્ર**-મૂળ સહિત ભાષાંતર ૦-૩૭
**વિજ્ઞાનશતક**-(ભર્તૃહરિકૃત) સરલાર્થ સાથે .. ૦-૩૭
**નીતિશતક**-(શ્રીભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ૦-૨૫
**વૈરાગ્યશતક**-(ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ૦-૩૭

## વેદાંત-તત્ત્વજ્ઞાન

**યોગવાસિષ્ઠ મહારામાયણ**-બે ગ્રંથોમાં. દૃષ્ટાંતો
સાથે સાદી ભાષામા વેદાંતના આધ્યાત્મિક
સિદ્ધાંતો સમજાવતા ગ્રંથો. ... ૧૪-૦
**પાતંજલ યોગસૂત્ર**-સ્વામી વિવેકાનંદ કૃત
રાજયોગ ... .. ... ... ૧-૨૫
**વૃત્તિપ્રભાકર**-વેદાંતસિદ્ધ આત્મતત્ત્વનું
ગુજરાતીમાં પ્રતિપાદન ... છપાય છે.
**વિચારસાગર**-નિશ્ચલદાસજીકૃત, મૂળસાથે ભાષાંતર ૩-૦
**પંચદશી**-શ્રીમદ્ વિદ્યારણ્ય સ્વામીકૃત, મૂળ
સાથે સરળ ભાષાંતર ... ... ૪-૫૦
**યુક્તિપ્રકાશ**-વેદાંતના સિદ્ધાંતોનું યુક્તિઓ
દ્વારા સ્પષ્ટીકરણ અને પ્રતિપાદન ... ૧-૫૦
**તત્ત્વાનુસંધાન**-જીવ-બ્રહ્મની એકતા બતાવતો
વેદાંતનો મહાન ગ્રંથ ... ... ૩-૦
**શ્રીસુંદરવિલાસ**-મૂળ હિંદી છંદો અને સરળ
ભાષાંતર વિવેચન સાથે ... ... ૩-૦૦
**હઠયોગપ્રદીપિકા**-જુદા જુદાં આસનો અને
પ્રાણાયામના પ્રકારો ... ... ૧-૫૦
**સનત્સુજાતનો ઉપદેશ અર્થાત્ મૃત્યુનું રહસ્ય**-
મૂળ સાથે સરલાનુવાદ ... ... ૦-૭૫
**સનાતન ધર્મ**-મણિલાલ ન. દ્વિવેદીકૃત પંચ-
શતી, જેમાં ૫૦૦ ધર્મસૂત્રો ભાષાંતર સાથે ૧-૦
**મહાવાક્યરત્નાવલિ**-ઉપનિષદોમાંથી ચૂંટેલાં
ધર્મબોધનાં વચનોનો સંગ્રહ, મૂળ સાથે. ૧-૦
**સૂર્યકાંત**-વેદાંતની સરળ વાતો ... ... ૨-૦
**જીવન્મુક્તિવિવેક**-સ્વામી વિદ્યારણ્યકૃત, વાસના-
ક્ષય, મનોનાશ અને જીવન્મુક્તિનું વિવરણ. ૧-૨૫
**કપિલ અને દેવહૂતિ**-સાંખ્યશાસ્ત્રના પ્રણેતા
ભગવાન કપિલદેવ અને તેમનાં માતા
વચ્ચેનો પ્રેરક વાર્તાલાપ ... ... ૦-૬૨
**વિચારસૂર્યોદય**-વેદાંતના વિષયને ટૂંકમાં
સમજાવતું પુસ્તક. ... ... ૦-૨૫
**વેદાંત-રત્નબિંદુ**-સંત મંગળનાથકૃત વેદાંતબોધ ૦-૭૫
**બળવાન બનો!**-યજુર્વેદનો ઉપદેશ ... ૦-૭૫
**સ્વરૂપવિચાર**-ગુરુશિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ ૦-૬૨
**જ્ઞાનલહરી**-વેદાંતવિષયક અનેક ફૂટ પ્રશ્નોત્તરો ૦-૫૦
**જ્ઞાનનાં ઝરણાં**-જિજ્ઞાસુઓને માર્ગદર્શક થઈ
પડે તેવા પત્રો ... ... ... ૦-૧૯
**જ્ઞાન અને કર્મ**-ઉત્કૃષ્ટ જીવન, કર્મમાર્ગ વગેરે
વિષયોની છણાવટ... ... ... ૦-૨૫
**વિચારમાળા**-અનાથદાસજીકૃત અદ્વૈત વેદાંતનું
પુસ્તક, મૂળ શ્લોકો તથા સરલાનુવાદ સાથે. ૦-૫૦
**ભક્તિયોગ**-(સ્વામી વિવેકાનંદ) આવૃત્તિ ૨જી ૨-૦
**મનોબોધ**-સમર્થ રામદાસ સ્વામીકૃત 'મનાચે
શ્લોક'નું મૂળ સાથે ભાષાંતર ... ૦-૫૦
**દૃગ્-દૃશ્યવિવેક**-સરળ અનુવાદ સાથે
સ્વામી માધવતીર્થ... ... ... ૦-૧૨
**ધ્યાન અને જ્ઞાન**-લે૦ સ્વામી માધવતીર્થજી ૦-૧૯
**યોગવાસિષ્ઠનાં સૂત્રો**-ચૂંટેલાં ૩૬૦ સૂત્રો ૦-૨૫

## ધર્મકથા-પ્રાર્થના

**ઈશ્વરપ્રાર્થનામાળા**-પરબ્રહ્મની માનસિક ઉપા-
સનાનાં જુદા જુદા છંદોમાં રચેલાં સ્તોત્રો-
પ્રાર્થનાઓનો મોટો સંગ્રહ ... ૩-૦
**શ્રી સત્યનારાયણની કથા**-મૂળ સાથે સરળ
ભાષાંતર તથા વિષ્ણુસહસ્રનામાવલિ સાથે. ૦-૭૫
**નિત્યપાઠ**-રોજ બોલવા માટે રુચે એવા પ્રાર્થના,
સ્તુતિ, સ્તોત્રો અને ભજનોનો સંગ્રહ. ૦-૭૫
**એકાદશીમાહાત્મ્ય**-(કવિ છોટમકૃત)
વ્રતકથાઓ અને વ્રતવિધિ પદ્યમાં ... ૧-૫૦
**સંતોની અનુભવ-વાણી**-શ્રી૦ વિષ્ણુપ્રકાશજીએ
સંગ્રહેલા સંસાર તરવાના ઉપાયો ... ૧-૫૦
**જપ અને નામસ્મરણ**-મંત્રજપ, ગાયત્રી,
ૐકાર, અજપાજપ અને નામજપનો વિધિ ૧-૨૫
**શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**-(પુસ્તક ૧લું)-ગૂઢ
તત્ત્વજ્ઞાન સરળ રીતે સમજાવતી બોધક વાતો
તથા પ્રસંગો, બે ભાગ સાથે ... ૨-૫૦
**શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**-(પુસ્તક ૨ જું)-'રામ-
કૃષ્ણ કથામૃત' ભાગ ૫માનો અનુવાદ ૨-૦
**સ્વામી શ્રી રામદાસનો ઉપદેશ**-જિજ્ઞાસુઓ
સાથેનો વાર્તાલાપ ... ... ... ૧-૦૦
**સ્વામી વિવેકાનંદનાં વચનામૃતો**-પ્રેરક
વચનામૃતોનો સંગ્રહ ... ... ૦-૫૦

**સ્વામી રામતીર્થનાં વચનામૃતો**–આધ્યાત્મિક વચનોનો સંગ્રહ ... ... ૦–૬૨

**તુકારામ ગાથા**–સંત તુકારામના ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ અભંગોનું બે ગ્રંથોમાં સરળ ભાષાંતર ... ... ૬–૦

**ધર્મજ્યોતિ**–(સ્વામી પ્રકાશાનંદજી) અધ્યાત્મવિદ્યાના અભ્યાસી માટે ... ... ૧–૫૦

**ઉપદેશસારસંગ્રહ**–તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ ૧–૫૦

**આપણો ધર્મ**–સ્વામીશ્રી પ્રકાશાનંદજી સાથેનો વાર્તાલાપ ... ... ... ૨–૦

**સુબોધરત્નાકર**–ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં દૃષ્ટાંતો ૧–૫૦

**સંત–ગુરુનો પરિચય**–ગુરુ-શિષ્યના જ્ઞાન-પ્રદેશની માન્યતાઓ દર્શાવતું પુસ્તક ... ૨–૦

**સદ્‌બોધસરિતા**–ધર્મનીતિના પંથે ચાલીને સાચી શાંતિ અને સુખ મેળવવાનું માર્ગ-દર્શન આપતું પુસ્તક ... ... ૧–૫૦

**સંતની વાતો**–ધર્મ, નીતિ વગેરેનાં દૃષ્ટાંતો સાથે ૧–૫૦

**ધર્મકથાઓ**–લે૦ શ્રી વામનરાવ મા. પટેલ: ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન સમજાવતી વાતો. ૧–૫૦

**સુબોધક કથાવાર્તાઓ**–જ્ઞાન, ભક્તિ અને નીતિધર્મનાં ૭૦ દૃષ્ટાંતો ... ... ૧–૫૦

**સુબોધ કથાસાગર**–જીવનવિકાસમાં ઉપયોગી થાય તેવાં ૪૩૬ દૃષ્ટાંતોનો સંગ્રહ ૨–૦

**બોધકવાર્તાઓ**–૭૭ બોધદાયક કથાઓ ... ૧–૫૦

**સંતોની ફૂલવાડી**–સંત-મહાત્માઓના જીવનના રસમય અને પ્રેરક પ્રસંગોનો સંગ્રહ ૦–૫૦

**મહાપુરુષોના પ્રેરક જીવનપ્રસંગો**–પ્રેરણાદાયી ૧૧૩ જીવનપ્રસંગોનો સંગ્રહ. ... ૧–૫૦

**પ્રભુમય જીવન**–સુખી થવાના સરળ ઉપાયો ૧–૦

**પ્રાતઃ અને સાયંકાળની પ્રાર્થનાઓ**–ગુજરાતી લિપિમાં ઉપયોગી સ્તોત્રોનો સંગ્રહ ૦–૩૭

**નારાયણકવચ**–પાંચ કવચ અર્થ, અન્વય, ટિપ્પણ અને મૂળ શ્લોકો સાથે ... ૦–૫૦

**શિવમહિમ્નઃસ્તોત્ર**–શ્લોક, અન્વય, અર્થ ને ટિપ્પણ સાથે. ... ... ... ૦–૫૦

**શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ**–(૧)–વાર્તાપ્રસંગો ૦–૫૦

**ગંગામાતા**–'ગંગાલહરી' સાથે ગંગાજીને લગતી બધી માહિતી ... ... ૦–૩૭

**ગજેન્દ્રમોક્ષ**–પુરાણપ્રસિદ્ધ આખ્યાન ... ૦–૩૭

**શ્રી વિષ્ણુસહસ્રનામ**–સરળ અર્થ સાથે ૦–૨૫

**ભીષ્મસ્તવરાજ**–મૂળ સાથે સરલ અનુવાદ ૦–૧૫

**હનુમાનચાલીસા**–હનુમાનસ્તવન, આરતી, રામસ્તુતિ, રામવંદના વગેરે ... ૦–૦૬

**ભગવત્પ્રસાદ**–પ્રાતઃસ્મરણસ્તોત્ર, ષટ્‌પદી, ભાગવતમાંના શ્લોકો વગેરે ... ... ૦–૨૫

**કણ્ઠાભરણમ્**–કંઠે કરવા યોગ્ય પ્રાર્થનામંત્રો (ગુજરાતી લિપિમાં શ્લોકો) ... ૦–૨૫

**મણિરત્નમાળા**–શંકરાચાર્યકૃત: સરળ અર્થ અને વિવરણ સાથે. ... ... ૧–૫૦

**મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ** લે૦ સ્વ. કલાપી ... ... ... ૦–૨૫

**જેસલ ને તોરલ તથા જાલંધર ને ગોપીચંદ** લે૦ સ્વ. કલાપી ... ... ... ૦–૨૫

**તંત્રની સાધના**–લે૦ આચાર્ય ક્ષિતિમોહન સેન ૦–૨૫

## સ્વ. પઢિયારનાં પુસ્તકો

**સ્વર્ગનો પ્રકાશ**–સદ્‌ગુણ, સદાચાર, નિષ્કામ સેવા અને પ્રભુપ્રીતિ તરફ દોરતું પુસ્તક. ૨–૦

**સ્વર્ગનો આનંદ**–ભક્તિ અને તેના પ્રકારો દૃષ્ટાંત દ્વારા સમજાવતું પુસ્તક. ... ૨–૦

**સાચું સ્વર્ગ**–ભક્તિ અને જ્ઞાનની સાદી વાતો દ્વારા સુખ અને આનંદ મળે તેવાં દૃષ્ટાંતો ૨–૦

## સાંપ્રદાયિક

**ષોડશ ગ્રંથો**–પુષ્ટિમાર્ગીય ધર્મગ્રંથ ... ૧–૫૦

**ધમ્મપદ**–ધર્મનાં પદો–ભગવાન બુદ્ધના ઉપદેશોનું મૂળ સહિત ભાષાંતર ... ૧–૨૫

**મહાવીર-વાણી**–ભગવાન મહાવીરનાં વચનો ૦–૭૫

**સમાધિશતક**–જૈન તત્ત્વજ્ઞાન તથા સર્વ ધર્મના સાધકોને ઉપયોગી શ્લોકો, અનુવાદ સાથે. ૦–૫૦

**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ૧–૨૫

**શિક્ષાપત્રી**–શ્રીસહજાનંદ સ્વામીકૃત ... ૦–૩૭

**જપજી**–ગુરુ નાનકદેવ વિરચિત, મૂળ સાથે સરળ ભાષાંતર ... ... ... ૦–૬૨

**ગોરખનાથ**–નાથસંપ્રદાયની માહિતી ... ૦–૩૭

## સંતવાણી–ભજનો

**ભજનસાગર ભા. ૧,૨**–અકારાદિ ક્રમ પ્રમાણે અખાથી હોથી સુધીના આદ્યાક્ષરવાળા સંત-કવિઓનાં ૧૨૭૩ ભજનોનો સંગ્રહ ૪–૦

**ભજનસાગર ભા. ૨જો**–પથી હ સુધીના આદ્યાક્ષરવાળા કવિઓનાં ૫૦૨ ભજનોનો સંગ્રહ ... ... ... ૨–૦

**સાક્ષાત્કારને પંથે તુકારામ**–સંત તુકારામે ક્રમેક્રમે પ્રાપ્ત કરેલી આત્મસાક્ષાત્કારની સ્થિતિ, એમણે પોતે રચેલા અભંગો સાથે ૨–૦

**મીરાંબાઈનાં ભજનો**–૨૨૭ ભજનોનો સંગ્રહ ૦–૭૫

**નરસિંહ મહેતાનાં ભજનો**–૧૮૮ ભજનો ૦–૭૫

**ભજનસંગ્રહ**–જુદાં જુદાં ૩૩૬ ભજનોનો સંગ્રહ ૧–૦

**પરિચિત પદસંગ્રહ**–૬૯૭ પદો ભજનોનો સંગ્રહ ૧–૭૫

**દલપતરામની કવિતા**–કવિશ્રીની ચૂંટેલી ૮૬ બોધદાયક કવિતાઓનો સંગ્રહ ૦–૭૫

**શામળના છપ્પા**–(સં. કે. કા. શાસ્ત્રી) શામળ ભટ્ટના છપ્પા તથા કવિતાઓ પ્રશ્નોત્તરી સાથે. ૦–૭૫

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | કોલમ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૬ | ૨ | ૧૧ | दृष्ट्वै | दृष्ट्वैव |
| ૧૭ | ૨ | ૨૨ | ઊર્ધ્વજલન | ઊર્ધ્વજ્વલન |
| ૨૮ | ૨ | નીચેથી ૨ | ( અષ્ટાંગહૃદય. | ( અષ્ટાંગસંગ્રહ. |
| ૩૧ | ૧ | ૨ | આનૂપ– | ક્લીતક– |
| ,, | ,, | ૬ | જાતની ઘિસોડી | જાતની કડવી ઘિસોડી |
| ૩૩ | ૧ | ૩૩ | (अष्टाङ्गहृदय | (अष्टाङ्गसंग्रह |
| ૩૫ | ૧ | ૧૧ | ઉપરોક્ત | ઉપર્યુક્ત |
| ,, | ૨ | ૩ | ચરક–પુરસ્કાર | ચરક–ઉપસ્કાર |
| ,, | ,, | ૨૮ | विज्ञेयो | ज्ञेयो |
| ૩૭ | ૧ | ૯ | ઓષધનાં | ઓષધિનાં |
| ,, | ,, | ૨૨ | ( અષ્ટાંગહૃદય– | ( અષ્ટાંગસંગ્રહ– |
| ૪૧ | ૧ | ૧ | ( અષ્ટાંગહૃદય | ( અષ્ટાંગસંગ્રહ |
| ૪૭ | ૧ | ૨૨ | भगवानत्रेयः ॥ | भगवानात्रेयः ॥ |
| ૫૭ | ૨ | ૨૦ | ‘ તૃષ્ણાનિગ્રણ ’ | ‘ તૃષ્ણાનિગ્રહણ ’ |
| ,, | ,, | ,, | ‘ હિક્કાનિગ્રણ ’ | ‘ હિક્કાનિગ્રહણ ’ |
| ૫૮ | ૧ | ૩૩ | णोचित्रकचिरिबिल्वहैमवत्य | णीचित्रकचिरबिल्वहैमवत्य |
| ૫૯ | ૧ | ૬ | વિદારીકંદ, કાય– | વિદારીકંદ, બકાન, કાય– |
| ,, | ,, | ૭ | ઊભી ભોરીંગણી એમ | ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી એમ |
| ,, | ,, | ૧૯ | लीपाटलानीति | लीपटोलनीति |
| ,, | ૨ | ૧૫ | મરી, ગંડીર | મરી, સૂરણ, ગંડીર |
| ,, | ,, | ૧૬ | સોપારી, વાવડિંગ, | સોપારી, કોબી, વાવડિંગ, |
| ,, | ૨ | ૩૨ | ( ઉનાળાના ) સાઠી ચોખા, | સાઠી ચોખા, ( ઉનાળાના ) |
| ૬૨ | ૧ | ૨૧ | કાળીપાટ, | પાડળ, |
| ૬૩ | ૧ | ૨૪ | કાળીજીરી અને ગંડીર | જીરું અને સૂરણ |
| ,, | ૨ | ૨ | નાળિયેરી, | નાળિયેરી, મોચરસ; |
| ,, | ,, | ૨–૩ | એલુવા ચણકબાબ | એલવાલુક ( ચણકબાબ ) |
| ,, | ,, | ૯ | મીઠો લીંબડો, | બકાન, |
| ૯૭ | ૧ | ૩૧ | श्लैष्मल | श्लेष्मल |
| ૧૦૧ | ૨ | ૧૦ | ( अष्टांगहृदय | ( अष्टांगसंग्रह |
| ૧૧૩ | ૧ | ૧૭ | પહેલા ( ત્રણ ) | પહેલા સમપ્રકૃતિવાળા |
| ,, | ,, | ૨૨ | પૂર્વોક્ત નવ | પૂર્વોક્ત સાત |
| ,, | ,, | ૨૩ | એ ત્રણ | એ સમ– |
| ,, | ,, | ૨૮ | સમપિત્ત આદિ ત્રણ | સમપિત્ત વાતકફ |
| ૧૧૪ | ૧ | ૧૫ | વહેલાં | વહેતાં |
| ૧૧૬ | ૧ | ૨૮ | જલ્પકલ્પતરુ ટીકા | જલ્પકલ્પતરુ ટીકાકાર |
| ૧૨૨ | ૧ | ૧ | इन्द्रियोपक्रमम्– | इन्द्रियोपक्रमणम्– |
| ૧૨૩ | ૧ | ૨૬ | અતીંદ્રય | અતીંદ્રિય |
| ,, | ૨ | ૧૭ | ह्येककालमनकेपु | ह्येककालमनेकेपु– |

| પૃષ્ઠ | કોલમ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૪૪ | ૧ | ૩૫ | खुद्रकचतुष्पादं, | खुद्राकचतुष्पादं, |
| ૧૫૪ | ૧ | ૩૯ | म्रियमाणाश्व– | म्रियमाणाश्वा– |
| ૧૫૮ | ૧ | ૧૮ | પરંતુ દુઃખ અગ્નિથી દાઝી જવું વગેરે | પરંતુ અગ્નિથી દાઝી જવું વગેરે દુ.ખ |
| ૧૬૧ | ૧ | ૨ | મર્મમર્મો; | મર્મો |
| ૧૬૬ | ૧ | ૧ | ઇચ્છામાં આવે, | ઇચ્છવામાં આવે, |
| ૧૬૮ | ૧ | ૩૨–૩૩ | જન્મનું માને છે; | જન્મનું કારણ માને છે; |
| ૧૭૮ | ૧ | ૨૯ | અનુમાન કહે છે; | અનુમાન કરે છે; |
| ૧૮૩ | ૧ | ૨૨ | દેહથી કહેલાં | દેહથી કરેલાં |
| ૧૯૫ | ૨ | ૩૦ | ઇંદ્રિયયોના | ઇંદ્રિયોના |
| ૨૦૯ | ૨ | ૨ | ગ્રહણ | ગ્રહગણ |
| ૨૧૧ | ૧ | ૩૦ | चेन्नानुनिशाम्येत्, | चेन्नानुनिशाम्येत्, |
| ૨૨૪ | ૨ | ૨૦ | દૂર કહે છે; | દૂર કરે છે; |
| ,, | ,, | છેલ્લી | ત્અર્થાં | અર્થાત્ |
| ૨૩૦ | ૧ | ૧૨ | तन्नीहचिहल्क्लेश· | तन्द्रिहचिर क्लेशः |
| ,, | ,, | ૧૩ | જેને સ્નેહન માત્રાથી વધુ | જેને માત્રાથી વધુ સ્નેહન |
| ૨૩૭ | ૨ | ૧૦ | त्रिधिनोपादयेदावर्ण– | विधिनोपपादयेदावर्ण– |
| ૨૪૯ | ૧ | ૨૯-૩૦ | કરવો તે) 'પ્રતિપ્રસત્ર' કહેવાય છે. | કરવો તે 'પ્રતિપ્રસવ' કહેવાય છે.) |
| ૨૫૫ | ૨ | ૧૧ | तत्प्रतिरूपकेशयान | तत्प्रतिरूपके शयानं |
| ૨૭૩ | ૨ | ૧૧ | (सोपोन' | ('सोपान' |
| ,, | ,, | ૧૪ | સાધનો, પગથિયાં, ખાંડણિયા, | સાધનો, ખાંડણિયા, |
| ૨૭૫ | ૧ | ૫ | સૌવરક નામની | સૌવીરક નામની |
| ૩૧૧ | ૨ | ૨૫ | કફને જ્વર | કફજ્વરને |
| ૩૧૨ | ૧ | ૧૦ | કહે છે; | કરે છે; |
| ૩૧૫ | ૧ | ૩૭ | થી દૂષ્ય | થી તુલ્ય |
| ૩૧૮ | ૨ | ૨૭ | શક્તિ | શકતી |
| ૩૩૦ | ૨ | ૪૦ | પદ મૂકવીને | પદ મૂકીને |
| ૩૪૨ | ૧ | ૨૫ | कफयकृपित्तानि | कफासृक्पित्तानि |
| ૩૪૫ | ૨ | ૬ | मोंपिघातो | मोंपघातो |
| ૩૫૦ | ૧ | ૪ | शोयों | शोथो |
| ૩૫૫ | ૨ | ૭ | कुक्षिहृद्बस्तिगुद्– | कुक्षिहृद्बस्तिगुद– |
| ૩૬૨ | ૨ | ૧૪ | ૫૬ શ્લોક | ૫૭ શ્લોક |
| ૩૬૩ | ૧ | ૨૩ | થઈ જાય. | ન રહે. |
| ,, | ૨ | છેલ્લી | रसो | रसौ |
| ૩૬૪ | ૧ | ૩૮ | મોંમોં | ગોટામાં |
| ૩૬૫ | ૨ | ૨૧ | (૪૯મા શ્લોકમાં) | (પૂર્વાધ્યાયના ૪૯મા શ્લોકમાં) |
| ૩૭૨ | ૨ | ૩૨ | બીજ વીર્યરૂપીના | વીર્યરૂપી બીજના |
| ૩૭૪ | ૧ | ૧૨ | અધોભાગ | અધોભાગ |
| ,, | ,, | ૧૯ | बालद्राक्षकषाय, | बालद्राक्षकषाय, |
| ૨૭૫ | ૧ | ૯ | पाण्डुरोगात | पाण्डुरोगाद् |
| [illegible] | ૨ | [illegible] | [illegible] | [illegible] |

| પૃષ્ઠ | કોલમ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩૭૮ | ૧ | ૨૪ | કહેલ છે. | કરેલ છે. |
| ૩૮૨ | ૧ | ૧૦ | અનુબંધ તે | તે અનુબંધ |
| ૩૮૭ | ૨ | ૩૦ | पक्ष्वघा | पक्ष्वधा |
| ૩૯૦ | ૨ | ૯ | શ્લેષણ | શ્લેષ્મણ |
| ૩૯૧ | ૨ | ૯ | कण्ठोध्वंसश्च, | कण्ठोद्ध्वंसश्च, |
| ,, | ,, | ૧૯ | श्रमश्श्च, | श्रमश्च, |
| ૪૦૮ | ,, | છેલ્લી | અહીં કહેલ | અહીં કહેલ નથી, પરંતુ |
| ૪૧૯ | ૧ | ૯ | સમયુક્ત | ક્લમયુક્ત |
| ૪૨૧ | ૨ | ૨૫ | 'दूषीविष- | 'दूषीविषं- |
| ,, | ,, | ૩૬ | विषघ्नोपधिभिर्हतं | विषघ्नौषधिभिर्हतं |
| ૪૨૨ | ૨ | ૧૦ | दिवास्वप्नं य | दिवास्वप्नं च |
| ૪૨૪ | ૧ | ૩૮ | વૃદ્ધવાગ્ભટે | વૃદ્ધવાગ્ભટ |
| ૪૨૬ | ૨ | ૩૦ | व्याख्यास्यामः। | व्याख्यास्यामः। |
| ૪૩૫ | ૨ | ૮ | કહેલા | કરેલા |
| ૪૩૬ | ૨ | છેલ્લી | પ્રથમ–) | પ્રથમ કહે છે:) |
| ૪૩૯ | ૧ | ૮ | સમગ્યોગનું | સમ્યગ્યોગનું |
| ૪૫૦ | ૨ | ૩૦ | લોહી બગાડ– | લોહી બગડ– |
| ૪૫૩ | ૧ | ૧૮ | ચિકિત્સા કરી જોતાં | કરી જોતાં |
| ,, | ૨ | ૬ | રુધિરસ્રવણમાં | રુધિરસ્રાવણમાં |
| ,, | ૨ | ૯ | ચોસઠ તોલા | ચોપન તોલા |
| ૪૫૪ | ૧ | ૨૩ | આખ્યાન | વ્યાખ્યાન |
| ૪૫૫ | ૨ | ૫ | शौणितवर्धनैः। | शोणितवर्धनैः। |
| ,, | ,, | ૨૮ | જઠરાગ્નિ પાચનક્રિયાની | જઠરાગ્નિની પાચનક્રિયા |
| ૪૬૦ | ,, | છેલ્લી | –श्मजाताज्ञातुनः | –स्मजाताज्ञातुनः |
| ૪૬૫ | ૧ | ૮. | कारणैरुदाहृतः। | कारणैरुदाहृतः। |
| ૪૬૭ | ૧ | ૨૭,૨૮ | રોગોથી | રોગોની |
| ૪૭૧ | ૧ | ૨૯ | चेतनाचेतनास्यायं | चेतनाचेतनस्यायं |
| ૪૭૨ | ૧ | ૩૪ | અમુક પ્રકારનો | અમુક પક્ષનો |
| ૪૭૩ | ૨ | ૧૧ | કહે છે | કરે છે |
| ૪૭૫ | ૧ | ૨૬ | અહિતકારી | હિતકારી |
| ૪૭૯ | ૧ | ૯ | કે 'લેલ' | 'લેલ' |
| ૪૮૨ | ૧ | ૩૮ | सर्वभूतानांमुदरस्य- | सर्वभूतानामुदरस्य- |
| ૪૮૩ | ૧ | ૧૫ | परावरे | वरावरे |
| ,, | ૨ | ૧૫ | कराणम्, | कराणाम्, |
| ૪૮૪ | ૧ | ૨ | वातकफप्रशमननानम्, | वातकफप्रशमनानाम्, |
| ,, | ,, | ૧૫ | प्रग्णीदांपसोपार्शोंघ्नानो, | प्रग्णीदांपशोपार्शोंघ्नानो, |
| ૪૮૯ | ૧ | ૨૧ | વિ૰ પશુ | વિ૰ પર |
| ૪૯૦ | ૨ | ૧૪ | તૃપ્તિ આદિ | તૃપ્ત આદિ |
| ૫૨૦ | ૨ | ૨ | કંમોદર | મોકંદર |
| ૫૪૬ | ૨ | ૨ | भजाणपीन- | [illegible] |

| પૃષ્ઠ | કૉલમ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૫૭૯ | ૧ | ૧૮ | तिलक्लकसिद्धामु- | तिलकल्कसिद्धमु- |
| ૫૮૦ | ૨ | ૭ | शृङ्गवेररिपचने | शृङ्गवेरपरिपचने |
| ૫૯૨ | ૧ | ૩૫ | અદ્રવ્ય- | અતૃપ્ય- |
| ૫૯૫ | ૧ | ૪૦ | त्वंङ्मांसानि | त्वङ्मांसानि |
| ૬૦૯ | ૨ | ૧૬ | 'નિમિંગલ' | 'તિમિંગિલ' |
| ૬૧૪ | ૧ | ૪ | जलजानुपजा | जलजानूपजा |
| ૬૨૭ | ૨ | ૨૭ | શીર્ણવંત | શીર્ણવૃંત |
| ૬૩૧ | ૧ | ૨૧ | तथात्मानुरसः | तथात्स्यानुरस. |
| ૬૪૩ | ૧ | છેલ્લી | ઉતે ત્તરાપથમાં | તે ઉત્તરાપથમાં |
| ૬૪૯ | ૨ | ૨૭ | लघुर्मध्वासवच्छेदी | लघुर्मध्वासरच्छेदी |
| ૬૫૦ | ૨ | ૨૧ | ह्यं | हृद्यं |
| ૬૫૧ | ૨ | ૧૩ | ધાન્યમ્લના | ધાન્યામ્લના |
| ૬૭૩ | ૨ | ૧૨ | भिनत्याशु | भिनत्याशु |
| ૬૮૧ | ૧ | ૧૩ | પકવતા પકવ- | પકવતાં પકવતાં |
| ,, | ૨ | ૨૬ | 'मत्स्यण्डिका | 'मत्स्यण्डिका |
| ૬૮૨ | ૨ | ૯ | જવ- | જવા- |
| ૬૮૩ | ૧ | ૧૭ | इक्षौण | श्लोष्ण |
| ૭૦૦ | ૧ | ૧૩ | -शिग्रुसर्षपसुवर्चलवि- | -शिग्रुसर्षपसुवर्चलावि- |
| ૭૦૮ | ૨ | ૧૦ | 'एभ्योऽन्येमुपा- | 'एभ्योऽन्येपा- |
| ૭૧૬ | ૨ | ૨૨ | વૃક્ક | વૃષણ |
| ,, | ,, | ૩૦-૩૧ | માસ હાડકાંનાં માંસ કે | માંસ કે |
| ૭૨૪ | ૧ | ૨૭ | અગ્નિ પચાવે છે, | અગ્નિ પકાવે છે, |
| ૭૪૨ | ૧ | ૨૪ | ઇંદ્રિયોમાં જઈ<br>પ્રકોપ પામેલા દોષો | પ્રકોપ પામેલા દોષો<br>ઇંદ્રિયોમાં જઈ |
| ૭૪૩ | ૧ | ૪ | यै | य |
| ૭૪૪ | ૨ | ૨૨ | અનવચારણ | અનવચારણ (એટલે અનાચરણ કે અસેવનથી) |
| ,, | ,, | ૨૩ | અતિશય સેવનથી | અહિતના સેવનથી |
| ૭૫૧ | ૨ | ૭ | ચિકિત્યા | ચિકિત્સા |
| ૭૫૬ | ૨ | ૩૪ | चानुयोगमिच्छत्यनु- | चानुयोगमिच्छन्त्यनु- |
| ૭૬૦ | ૨ | ૩૬ | પ્રમાણે | તે જ પ્રમાણે |
| ,, | ,, | ૩૭ | તે જ કે આધાર | કે આધાર |
| ૭૬૪ | ૧ | ૧૨ | માસભનુ | માણમતું |
| ૭૬૫ | ૧ | ૨૨ | यस्यानाशानु | यस्यानाशान |
| ૭૬૬ | ૧ | ૧૨ | અગ્નિષ્ટોમ | અગ્નિષ્ટોમ |
| ૭૬૮ | ૨ | ૧૫ | 'અહિંસા' | 'હિંસા' |
| ૭૭૭ | ૨ | ૨૪ | લક્ષણ | લક્ષણ |
| ૭૮૩ | ૧ | ૧ | કંબુગ્રીવકારપણું- | કંબુગ્રીવાકારપણું- |
| ૭૮૪ | ૧ | ૩૧ | -गर्भशल्योक्‍करणार्थ | -गर्भशल्योद्धरणार्थ |
| ૭૮૫ | ૧ | ૨૧ | वाजीकरणतन्त्रं | वाजीकरणतन्त्र |
| ,, | ૨ | ૬ | भर- | आद- |
| ૭૮૯ | ૨ | ૧૨,૩૩ | કારણ- | કરણ- |
| ૭૯૮ | ૨ | ૧૨ | दर्यवादित्यमण्डलमिति ॥ | दर्यवादित्यमण्डलम् ॥ |

# અનુક્રમણિકા

## સૂત્રસ્થાન અથવા શ્લોકસ્થાન

### અધ્યાય ૬ઠ્ઠો—તસ્યાશિતીય



### અધ્યાય ૭મો—નવેગાન્ધારણીય

| વિષય | પૃષ્ઠ |
|---|---|



### અધ્યાય ૧૪ મો-સ્વેદાધ્યાય

વિષય — પૃષ્ઠ

વિષય ... પૃષ્ઠ



### અધ્યાય ૨૭ મો—અન્નપાનવિધિ



#### शुकधान्यवर्ग



#### शमीधान्यवर्ग



#### मांसवर्ग

## દુગ્ધવર્ગ



## ઇક્ષુવર્ગ



## કૃતાન્નવર્ગ

### हरितवर्ग



### मद्यवर्ग



### जलवर्ग

महर्षि अग्निवेश–विरचित

# चरक-संहिता

[ જલ્પકલ્પતરુ, આયુર્વેદદીપિકા તથા ચરકોપસ્કાર ટીકાઓના
આધારે સમન્તૂતી સાથે સરળ ગુજરાતી અનુવાદ ]

## सूत्रस्थान अथवा श्लोकस्थान

महर्षि अग्निवेश-विरचित

# चरक-संहिता

[ જલ્પકલ્પતરુ, આયુર્વેદદીપિકા તથા ચરકોપસ્કાર ટીકાઓના આધારે સમન્નૃતી સાથે સરળ ગુજરાતી અનુવાદ ]

## सूत्रस्थान अथवा श्लोकस्थान

### दीर्घञ्जीवितीय–अध्याय १ लो

**મંગલાચરણ અને ગ્રંથારંભ પ્રતિજ્ઞા**

अथातो दीर्घञ्जीवितीयमध्यायं व्याख्यास्यामः ॥
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પોતાના શિષ્યોને આયુર્વેદ જાણવાની ઇચ્છા થઈ, તે પછી 'અથ' એ માંગલિક શબ્દનો પ્રથમ ઉચ્ચાર કરીને તેમ જ તેમને આયુર્વેદશાસ્ત્ર ભણાવવા યોગ્ય અધિકારી જાણ્યા એ કારણે આ આયુર્વેદશાસ્ત્રમાં દીર્ઘંજીવિતીય નામનો ( આ પહેલો ) અધ્યાય અમે કહીએ છીએ એમ ખરેખર ભગવાન ( છયે ઐશ્વર્યોથી યુક્ત ) આત્રેય મુનિએ કહ્યું. ૧

* આ લોકમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરુષાર્થની સિદ્ધિમાં વિઘ્નરૂપ થતા અનેક શારીરિક તથા માનસિક રોગોની શાંતિ કરવા બ્રહ્મા આદિએ પ્રકટ કરેલ આયુર્વેદશાસ્ત્ર અતિશય વિસ્તૃત હોવાના કારણે તેનું યથાસ્થિત અધ્યયન કરવું અશક્ય બનવાથી જનતા તે રોગોરૂપ શત્રુઓથી ખૂબ પીડાયા કરતી હતી; તે જોઈ પરમ દયાળુ ભગવાન પુનર્વસુ–આત્રેય મહામુનિએ સર્વ લોકો જેનું બરાબર અધ્યયન કરી શકે, તેવી આયુર્વેદસંહિતા રચી હતી, તે જ સંહિતા એમના સમયે 'આત્રેયસંહિતા' એ નામે પ્રખ્યાત હતી. પછી એ આત્રેય મુનિવર પાસેથી તેમના શિષ્ય ભગવાન અગ્નિવેશે તે આયુર્વેદસંહિતાનું અધ્યયન કર્યા પછી 'અગ્નિવેશ–સંહિતા' નામે આયુર્વેદસંહિતા, ન અતિવિસ્તૃત કે ન અતિ સંક્ષિપ્ત સ્વરૂપમાં રચી હતી; છતાં તેમનો એ કાળ વીત્યા પછી એ જ આયુર્વેદસંહિતા પણ ભણવી–ભણાવવી લોકોને મુશ્કેલ થતી ગઈ; કેમ કે દિન-પ્રતિદિન લોકોની બુદ્ધિ અધિકાધિક સ્થૂળ બનતી હોવાથી લોકોમાંથી તે અગ્નિવેશ–સંહિતાનું અધ્યયન પણ પ્રતિદિન ખૂબ જ ઓછા પ્રમાણમાં થતું દેખાવા લાગ્યું, ત્યારે મહાતપસ્વી ભગવાન ચરક મહર્ષિએ તેમાં સુધારાવધારારૂપે પ્રતિસંસ્કાર કર્યો, તે જ કારણે 'ચરકસંહિતા' એ નામે જગતમાં પ્રખ્યાત થઈ. આ ચરકસંહિતામાં પહેલું શ્લોકસ્થાન કે સૂત્રસ્થાન, નિદાનસ્થાન, વિમાનસ્થાન, શારીરસ્થાન, ઇંદ્રિયસ્થાન, ચિકિત્સિતસ્થાન, કલ્પસ્થાન તથા સિદ્ધિસ્થાન એમ આઠ સ્થાનો રચવામાં આવ્યાં છે. આમાંનું પહેલું સૂત્રસ્થાન સમગ્ર શાસ્ત્રના અર્થને જણાવી દેતું હોવાથી તે અહીં પ્રથમ જણાવવું યોગ્ય માન્યું છે. તેમાં પણ રોગશામક ઉપાયો તથા ઓષધોને જણાવતા ચાર અધ્યાયો ખાસ પ્રથમ જણાવવાના હોવાથી સમગ્ર શાસ્ત્રના બીજરૂપ આયુર્વેદના આગમનને પ્રથમ જણાવતો આ 'દીર્ઘંજીવિતીય' નામનો પહેલો અધ્યાય શરૂ કરે છે, તેનું આ પહેલું સૂત્ર 'અથાતઃ૦' લખ્યું છે; જેમાં આ સમસ્ત શાસ્ત્રમાં વિદ્વાનોની પ્રવૃત્તિ થાય, તે સૂચવતાં મંગલ તથા પ્રયોજન, અભિધેય, સંબંધ અને શાસ્ત્રાધિકારી ( એ અનુબંધચતુષ્ટય ) જણાવેલ છે; કારણ કે જે કોઈ શાસ્ત્રમાં પૂર્વોક્ત ( અનુબંધચતુષ્ટય ) જણાવેલ ન હોય, તેમાં વિદ્વાનોની પ્રવૃત્તિ લગભગ થતી નથી. આ સંબંધી કહ્યું છે કે, 'अभिधेयफलज्ञान–विरहस्तिमितोद्यमाः । श्रोतुमल्पमपि

---

* આખોયે આ ગ્રંથ બરાબર સમજાવવા શ્રીગંગાધર કવિરત્ન વિરચિત **જલ્પકલ્પતરુ** નામની સંસ્કૃત ટીકા, તેમ જ ચરકચતુરાનન શ્રીમાન ચક્રપાણિ દત્ત વિરચિત **આયુર્વેદદીપિકા** નામની સંસ્કૃત ટીકા, તથા વૈદ્યરત્ન શ્રીયોગીંદ્રનાથ સેન વિદ્યાભૂષણ એમ. એ.ની **ચરકોપસ્કાર** નામની સંસ્કૃત ટીકાના અમુક ખાસ ઉપયોગી અંશોના આધારે તેમ જ ક્યાંક શ્રીજયદેવ વિદ્યાલંકાર કૃત હિંદી ટીકાના ભાવોના આધારે આ વિવરણ લખાયું છે. અને તે તે સ્થળે ટીકાકારોનાં નામ સંક્ષેપમાં આપ્યાં છે.

ग्रन्थं नाद्रियन्ते हि साधवः ।' જે ગ્રંથમાં અભિધેય તથા ફળ જણાવ્યાં ન હોય; એટલે જે કહેવાનું હોય તે વિષય તથા તે કહેવાનું પ્રયોજન તેમ જ તેનો સંબંધ તથા તેના અધિકારીનું સૂચન જ ન હોય, તે ગ્રંથનો અલ્પાંશ પણ સાંભળવા સત્પુરુષોને આદર કે પ્રેમ થતો નથી. આ કારણે આ પ્રથમના સૂત્રમાં પ્રથમ 'अथ' શબ્દનું ઉચ્ચારણ કરી મંગલાચરણ કર્યું છે, 'अथ' શબ્દ માંગલિક છે, તે સંબંધી સ્મૃતિકાર કહે છે કે, 'ओङ्कारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा। कण्ठं भित्त्वा विनिर्यातौ तेन माङ्गलिकावुभौ।' ૐકાર અને 'अथ' એ બન્ને શબ્દો સૌની પહેલા બ્રહ્મદેવના ગળામાંથી પ્રકટ થયા છે, તેથી એ બન્ને માંગલિક ગણાય છે, અથવા 'अथ' શબ્દ મૂકી સૂચન કર્યું છે કે, ગ્રંથકારે પ્રથમ શિષ્યોની આયુર્વેદ–જિજ્ઞાસા જાણ્યા પછી આ ગ્રંથનો આરંભ કરેલ છે. વળી આ સૂત્રમાં 'अतः' શબ્દ મૂકયો છે, તે 'एतद्' શબ્દની અધિકરણાર્થક સપ્તમી વિભક્તિથી 'तसिल्' પ્રત્યય લગાડી વાપર્યો છે. તે સૂચવે છે કે, 'આ સમસ્ત આયુર્વેદશાસ્ત્ર મારી આ બુદ્ધિમા જ રહેલ છે, તેનો આ પ્રથમાધ્યાય, આ શિષ્યોને આયુર્વેદના પૂર્ણ અધિકારી જાણ્યા પછી તેમના દીર્ઘજીવનરૂપ ફળના કારણે અહીં કહેવામાં આવે છે. આમ અહીં આ પ્રથમ સૂત્રમાં જ अथ अत दीर्घजीवितीयम्। એ ત્રણ પદો મૂકી પ્રથમ મંગલાચરણ અને તે પછી આયુર્વેદશાસ્ત્રના પ્રથમ અધ્યાયનું કથન કરવાની પ્રતિજ્ઞા કરીને આયુર્વેદશાસ્ત્રને અભિધેય તરીકે, તથા તેના જ્ઞાન દ્વારા પ્રાપ્ત થતા ધાતુસામ્યપૂર્વકના દીર્ઘ જીવનને આયુર્વેદશાસ્ત્રના જ્ઞાનનું પ્રયોજન અને તે દીર્ઘજીવનના પણ ફળ તરીકે મોક્ષપદ–પ્રાપ્તિ પણ સૂચવી દીધી છે. આમ આયુર્વેદના જ્ઞાનનુ પ્રયોજન ધાતુસામ્ય છે, તે સંબંધી આ ગ્રંથમાં જ કહેવાશે કે, 'धातुसाम्यक्रिया चोक्ता तन्त्रस्यास्य प्रयोजनम्।' શરીરની ધાતુઓ સમાન સ્થિતિમાં રહે, એ ક્રિયા જણાય, તે જ આ આયુર્વેદશાસ્ત્રનું પ્રયોજન છે. આમ અભિધેય આયુર્વેદશાસ્ત્ર તથા તેનું પ્રયોજન ધાતુસામ્ય દ્વારા પ્રાપ્ત થતું દીર્ઘ જીવન અને તે દ્વારા પ્રાપ્ત થતી મોક્ષપદની સિદ્ધિ દર્શાવ્યા પછી એ દીર્ઘ જીવનરૂપ સાધ્યનો કે ઉપેયનો તથા આયુર્વેદરૂપ સાધન કે ઉપાયનો સાધ્યસાધન-સંબંધ કે ઉપાયઉપેયસંબંધ પણ અહીં જ સૂચવી દઈ પ્રશાંત, આર્યપ્રકૃતિ, અક્ષુદ્રકર્મા, ઋજુત્વાદિ ગુણયુક્ત હોવા ઉપરાંત અધીતવ્યાકરણ–કાવ્ય–કોશાદિમાન્ જે હોય અને આયુર્વેદનું જેણે અધ્યયન કર્યું ન હોય, તે મનુષ્ય આયુર્વેદશાસ્ત્રનો અધિકારી પણ આ સૂત્રમાં જ જણાવી દીધેલ છે.

સૂત્રસ્થાનના આ પહેલા અધ્યાયનું નામ 'દીર્ઘજીવિતીય' રાખવામાં કારણ આ છે કે, 'दीर्घं जीवितम् इति अनुकरणशब्दः अस्ति अस्मिन् अध्याये द्वितीयश्लोक एवेति मत्वर्थे छ. प्रत्ययः, तस्य च 'अध्यायानुवाकयोर्लुक्' (पाणिनि० ५-२-६०) इति लुक् पाक्षिकत्वान्न लुक्; अथवा दीर्घं जीवितमधिकृत्य कृतो ग्रन्थोऽध्यायस्वरूपस्तन्त्ररूपो वेति विवक्षायामधिकृत्य कृतो ग्रन्थ इत्यधिकारात् 'शिशुक्रन्दयमसभद्वन्द्वेन्द्रजननादिभ्यश्छः' (पाणिनि० ४-३-८८) इति छ -दीर्घजीवितीय', तम्–જે અધ્યાયના આરંભમાં બીજા શ્લોકમા જ પ્રથમ दीर्घजीवित એ શબ્દ આવે છે, માટે આ અધ્યાય 'દીર્ઘજીવિતીય' નામે પ્રસિદ્ધ થયો છે; અથવા દીર્ઘ–લાંબા જીવનને ઉદ્દેશી રચવામાં આવેલ જે અધ્યાય તે 'દીર્ઘજીવિતીય' કહેવાય છે.

આ 'દીર્ઘજીવિતીય' નામનો 'अध्याय' એટલે કે 'अधीयन्ते–अध्ययनाय अधिक्रियन्ते अर्थाः अस्मिन् इति अध्याय, अथवा अधिपूर्वात् इङ. 'इङश्च' इति कर्मणि घञा साध्यम्, तेन अधीयते असौ इति अध्यायः।' જેમાં અધ્યયન માટેના અર્થો કે વિષયો દર્શાવાય, તે અધ્યાય; અથવા જેનો અભ્યાસ કે અધ્યયન કરાય, તે અધ્યાય; અર્થાત્ અમુક અધ્યયન કરવા યોગ્ય ગ્રંથાદિના મહાન પ્રકરણનું જે અવાંતર–પેટા પ્રકરણ હોય, તે અધ્યાય કહેવાય છે; જેમ કે આ સંહિતાગ્રંથના સૂત્રસ્થાન નામના પ્રથમના મોટા પ્રકરણનું જે પહેલું નાનું પ્રકરણ તે પ્રથમાધ્યાય કહેવાય છે; તેનું અમે ગ્રંથકાર 'व्याख्यास्यामः' વિશેષ સ્પષ્ટ સ્વરૂપમા અહીં નિરૂપણ કરીએ છીએ.

અહીં આ પહેલા સૂત્રમાં 'अथ, अत , दीर्घं, जीवितीयम्, अध्यायं, वि, आ, ख्यास्याम.' એમ આઠ પદો મૂકીને પણ ગ્રંથકારે આરંભમાં મંગલાચરણ જ કર્યું છે; કારણ કે આઠની સંખ્યા પણ મંગળરૂપ છે; એમ તે આઠ પદોનું આ સૂત્રવચન ભગવાન આત્રેયે પ્રથમ ઉચ્ચાર્યું હતું, એમ તેમના પ્રથમ શિષ્ય અગ્નિવેશ, 'इति ह स्माह भगवानात्रेय.' એ વાકયથી સૂચવે છે; ઉપરાત 'આત્રેય' ને 'ભગવાન' એ વિશેષણ આપીને પણ અગ્નિવેશ જણાવવા માગે છે કે, 'ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशस श्रिय, ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीङ्गना।' અર્થાત્ પૂર્ણ ઐશ્વર્ય, વીર્ય–પરાક્રમ, યશ, લક્ષ્મી કે જ્ઞાનસંપત્તિ. જ્ઞાન તથા વૈરાગ્ય–એ છયે દિવ્ય ગુણો આત્રેયઋષિમાં હતા, તેથી જ 'भगः अस्ति अस्मिन् इति भगवान्'–એ 'ભગવાન' પદથી તે માનનીય છે; તેમ જ 'उत्पत्तिं प्रलयं चैव भूतानामागतिं गतिम्, वेत्ति

विद्यामविद्यां च स वाच्यो भगवानिति ।' જે પુરુષ પ્રાણી-પદાર્થ માત્રની ઉત્પત્તિ, પ્રલય, આગમન, ગમન, વિદ્યા તથા અવિદ્યાને જાણી શકે છે, તેને 'भगवान्' કહેવામાં આવે છે; એ રીતે પણ આત્રેયઋષિ 'ભગવાન' પદથી કહેવા યોગ્ય છે. વળી તેમનું બીજું નામ પુનર્વસુ જાહેર હતું, છતાં તે છોડીને 'अत्रेः अपत्यं पुमान् इति आत्रेयः' એ નામથી તેમનું સૂચન કરી જણાવ્યું છે કે, તે મહર્ષિ અત્રિ જેવા મહાન પ્રજાપતિના પુત્ર હોઈ અતિ ઉચ્ચ કોટિના એક વંશજ હતા. વળી વસ્તુતઃ આ આયુર્વેદ–સંહિતા, મૂળ તો અગ્નિવેશ–વિરચિત જ છે, છતાં અગ્નિવેશે અહીં પ્રથમ જ ભગવાન પુનર્વસુ–આત્રેયનો નામનિર્દેશ કરી જણાવ્યું છે કે, આ આયુર્વેદ શાસ્ત્ર મેં મારી પોતાની બુદ્ધિથી રચી કાઢ્યું નથી, પરંતુ મારા પૂજ્ય ગુરુ આત્રેયની પરંપરાગત હોઈ અતિશય પ્રાચીન અથવા અનાદિ કાળથી જ પ્રસિદ્ધ કે પ્રકટ હોઈ, વેદના જ એક વિભાગરૂપ છે. ૧ (યોગીંદ્રનાથ)

## મુનિ ભરદ્વાજનું ઇંદ્ર પાસે જવું

**दीर्घं जीवितमन्विच्छन् भरद्वाज उपागमत् ।**
**इन्द्रमुग्रतपा बुद्ध्वा शरण्यममरेश्वरम् ॥ २॥**

**લાંબું જીવન ઇચ્છતા, ઉગ્ર તપસ્વી (મુનિ) ભરદ્વાજ, દેવોના રાજા ઇંદ્રને શરણ લેવા યોગ્ય જાણી, (સ્વર્ગમાં) તેની પાસે ગયા હતા. ૨**

અહીં કોઈને શંકા થાય કે, સર્વ વેદોના પ્રકટકર્તા તો બ્રહ્મા છે; એટલે આયુર્વેદના પ્રકટકર્તા પણ બ્રહ્મા જ થયા; તો પછી પુનર્વસુ–આત્રેયને આયુર્વેદનું જ્ઞાન કઈ રીતે પ્રાપ્ત થયું? એના સમાધાન માટે આ બીજા શ્લોકથી પૃથ્વી પર આયુર્વેદનો આગમનક્રમ દર્શાવે છે: મુનિ ભરદ્વાજ ઇંદ્ર પાસે ગયા; પણ તે કયા કારણે અને કઈ શક્તિથી સ્વર્ગમાં ઇંદ્ર પાસે પહોંચ્યા? આ પ્રશ્નનો જ ઉત્તર અહીં પ્રથમ આપે છે કે, તેમને લાંબું જીવન જીવવાની ઇચ્છા થઈ, જે દ્વારા પોતાનું ઉગ્ર તપ લાંબો કાળ ચાલુ રહે; તેમ જ પોતે એ કાળે પણ એવું ઉગ્ર તપ કરતા હતા કે, જેના સામર્થ્યથી પોતે મનુષ્ય હોવા છતાં છેક સ્વર્ગમાં ઇંદ્ર પાસે જઈ શક્યા. અહીં 'લાંબું જીવન' એ તે તે યુગ પ્રમાણેનું લાંબું જીવન સમજવું જોઈએ. કદાચ કોઈ કહે કે, ઉગ્ર તપના બળથી જ તે લાંબું જીવન જીવવા સમર્થ ન હતા? તે માટે તેમને ઇંદ્ર પાસે જવાની શી જરૂર હતી? આનો ઉત્તર એ જ હોઈ શકે કે, ઉગ્ર તપશ્ચર્યાની શક્તિ પણ અમુક હદ સુધીની હોય છે; એટલે કે સર્વ પ્રકારની ઇચ્છા કેવળ ઉગ્ર તપથી જ સફળ થતી નથી. વળી ઇંદ્ર પાસે જવાનો તેમનો અભિપ્રાય એ જ હતો કે, આયુર્વેદનું જ્ઞાન ઇંદ્ર પાસેથી પોતે મેળવવા ઇચ્છતા હતા; એટલે 'ગુરુ વિના જ્ઞાન નહિ,' એ પણ અહીં સૂચિત કર્યું છે. કદાચ કોઈને શંકા થાય કે, બ્રહ્માદિ પૂર્વકાળના ગુરુઓ તે કાળે પણ હયાત જ હતા, છતાં તેઓને છોડી ભરદ્વાજ ઇંદ્ર પાસે જ કેમ ગયા? આનો ઉત્તર આ પ્રમાણે સંભવે છે કે, 'ઇંદ્ર દેવોનો રાજા છે, તેથી લગભગ સર્વ પ્રજાનું પાલન કરવાની જવાબદારી તેની જ વધુ ગણાય,' એમ ધારીને, તેમ જ 'જેવો ઇંદ્ર અલ્પાયુષ છે, તે જ પ્રમાણે બ્રહ્માદિ પણ તેમના પ્રમાણમાં પણ અલ્પાયુષ જ છે;' એટલે દૂરના ગુરુઓની પાસે જવા કરતાં નજદીકના ગુરુ તરીકે, ઇંદ્રનું શરણ લેવું તેમને યોગ્ય લાગ્યું હતું. અહીં 'લાંબું જીવન' એમાંના જીવન શબ્દનો વધુ સ્પષ્ટાર્થ આવો જ સમજવો કે 'શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ તથા આત્માનો જે સંયોગ, તે જ 'જીવન કે આયુષ' કહેવાય છે. ૨ (યો૦)

એ રીતે ભરદ્વાજમુનિ લાંબું આયુષ ઇચ્છીને ઇંદ્ર પાસે ગયા, એ ઉપરથી તે કેવળ પોતાના જ લાંબા આયુષ માટે ઇંદ્ર પાસે ગયા? સમસ્ત પ્રજાઓનું લાંબું આયુષ તેમણે શું ઇચ્છ્યું ન હતું? વળી તે કેવળ પોતાની જ ઇચ્છાથી ઇંદ્ર પાસે ગયા હતા કે તેમને બીજા કોઈએ પ્રેરણા કરી હતી? બ્રહ્માદિ સમર્થ દેવો શરણ લેવા યોગ્ય ગણાય, છતાં ભરદ્વાજે તે વેળા ઇંદ્રને જ શરણ લેવા યોગ્ય કેમ માન્યો હતો? આ સમસ્ત પ્રશ્નોના ઉત્તરરૂપે નીચેના બે શ્લોકો કહે છે:

## આયુર્વેદ–આગમન–ક્રમ

**ब्रह्मणा हि यथाप्रोक्तमायुर्वेदं प्रजापतिः ।**
**जग्राह निखिलेनादावश्विनौ तु पुनस्ततः ॥ ३ ॥**
**अश्विभ्यां भगवाञ्छक्रः प्रतिपेदे ह केवलम् ।**
**ऋषिप्रोक्तो भरद्वाजस्तस्माच्छक्रमुपागमत् ॥ ४ ॥**

**પ્રજાપતિ દક્ષે સૌની પહેલાં જ બ્રહ્મદેવે જે પ્રમાણે આયુર્વેદ પોતાને ઉપદેશ્યો હતો, તે જ પ્રમાણે સંપૂર્ણ ગ્રહણ કર્યો હતો; પછી એ દક્ષ પાસેથી બન્ને અશ્વિનીકુમારોએ આયુર્વેદ (ભણી) લીધો હતો અને તે પછી એ બન્ને અશ્વિની-કુમારો પાસેથી ભગવાન ઇંદ્રે જ કેવળ (પૂર્ણ) આયુર્વેદ સ્વીકારી લીધો હતો; એટલે (તે કાળે ઇંદ્ર પાસેથી કોઈ પણ આયુર્વેદ ભણ્યો ન હતો.**

અને કોઈ યોગ્ય શિષ્ય કરવા ઇંદ્રની ઇચ્છા પણ હતી,) તે કારણે ભરદ્વાજ (બીજા) ઋષિઓની પ્રેરણાથી પ્રેરાઈ ને જ (સમસ્ત પ્રજાઓના ઉપકાર માટે) ઇંદ્રની પાસે ગયા હતા. ૩,૪

પૃથ્વી પર આયુર્વેદનો આગમનક્રમ સુશ્રુતમાં પણ આમ જ કહ્યો છે; પ્રથમ બ્રહ્મદેવે દક્ષને આયુર્વેદ ભણાવ્યો; એ દક્ષ પાસેથી બન્ને અશ્વિનીકુમારો ભણ્યા અને એ અશ્વિનીકુમારો પાસેથી ઇંદ્ર ભણ્યા. ભરદ્વાજે તપના બળથી જાણ્યું કે, ઇંદ્રનું આયુર્વેદજ્ઞાન તાજું છે અને તેની પાસેથી હજી કોઈ પણ આયુર્વેદ ભણેલ નથી. તેમ જ ઇંદ્ર પણ કોઈ યોગ્ય શિષ્ય મેળવવા આતુર છે જ; એ કારણે ભરદ્વાજ ઇંદ્ર પાસે જ આયુર્વેદ ભણવા ગયા હતા. ૩,૪ (યો૦)

ભરદ્વાજને ઇંદ્ર પાસે જવા પ્રેરણા કરનારા ઋષિઓ ક્યાં કયા કારણે એકઠા મળ્યા હતા? તે કહે છે:

### હિમાલય પાસે ઋષિસંમેલન

विघ्नभूता यदा रोगाः प्रादुर्भूताः शरीरिणाम् ।
तपोपवासाध्ययनब्रह्मचर्यव्रतायुषाम् ॥ ५ ॥
तदा भूतेष्वनुक्रोशं पुरस्कृत्य महर्षयः ।
समेताः पुण्यकर्माणः पार्श्वे हिमवतः शुभे ॥ ६ ॥

જે કાળે તપ, ઉપવાસ, અધ્યયન, બ્રહ્મચર્ય, વ્રતો તથા આયુષમાં પ્રાણીઓને વિઘ્નરૂપ થતા રોગો પ્રકટ થયા હતા, તે વેળા એ પ્રાણીઓ પરની દયાને જ મુખ્ય કારણ તરીકે ગણી, પવિત્ર કર્મો કરતા મોટા મોટા ઋષિઓ હિમાલયની પાસેના ઉત્તમ પ્રદેશ પર એકઠા મળ્યા હતા. ૫,૬

સત્યયુગના અંતનો જે સમય હતો, તે વેળા ખાવાપીવાની ઇચ્છા રોકવી તથા ટાઢ-તડકો આદિ સહન કરવારૂપ તપ કરવાં; ભોજનનિવૃત્તિરૂપ ઉપવાસો, સ્વાધ્યાય-વેદપાઠ આદિરૂપ અધ્યયન; શિશ્નેંદ્રિયના સંયમરૂપ બ્રહ્મચર્ય અને ચાંદ્રાયણાદિ વ્રતો કરવામાં તથા જીવનમાં લોકોને વિઘ્ન કરતા રોગો પ્રકટ થયા હતા, જેથી રોગગ્રસ્ત થયેલા તે લોકો તપશ્ચરણ આદિ કરવા અશક્ત બની રહ્યા હતા, તેમ જ ચોપાસ પ્રસરી રહેલા એ રોગો લોકોનાં આયુષ પણ હરી રહ્યા હતા; તે જોઈ, પુણ્યકર્મ કરવાના સ્વભાવવાળા મહર્ષિઓને દયા ઊપજી; કેમ કે પ્રાણીઓનાં દુ:ખ દૂર કરવાં, એ જ એવા મહર્ષિઓનાં પુણ્યકર્મનું મુખ્ય ફળ ગણાય છે, તેથી લોકોનાં એ દુ:ખો દૂર કરવા માટેની વિચારણા કરવા તેઓ હિમાલયની પાસેના પવિત્ર પ્રદેશ પર ભેગા થયા હતા. (યો૦)

એ મહર્ષિઓમાંના મુખ્ય મુખ્યનાં નામો કહી દેખાડે છે:

### સંમેલનના આગેવાન મહર્ષિઓની નામાવલિ

अङ्गिरा जमदग्निश्च वसिष्ठः काश्यपो भृगुः ।
आत्रेयो गौतमः सांख्यः पुलस्त्यो नारदोऽसितः ॥७॥
अगस्त्यो वामदेवश्च मार्कण्डेयाश्वलायनौ ।
पारिक्षिर्भिक्षुरात्रेयो भरद्वाजः कपिष्ठलः ॥ ८ ॥
विश्वामित्राश्वरथ्यौ च भार्गवश्च्यवनोऽभिजित् ।
गार्ग्यः शाण्डिल्यकौण्डिन्यौ वार्क्षिर्देवलगालवौ ॥ ९ ॥
साङ्कृत्यो वैजवापिश्च कुशिको बादरायणः ।
बडिशः शरलोमा च काप्यकात्यायनावुभौ ॥१०॥
काङ्कायनः कैकशेयो धौम्यो मारीचकाश्यपौ ।
शर्कराक्षो हिरण्याक्षो लोकाक्षः पैङ्गिरेव च ॥११॥
शौनकः शाकुनेयश्च मैत्रेयो मैमतायनिः ।
वैखानसा वालखिल्यास्तथा चान्ये महर्षयः ॥ १२ ॥
ब्रह्मज्ञानस्य निधयो दमस्य नियमस्य च ।
तपसस्तेजसा दीप्ता हूयमाना इवाग्नयः ॥ १३ ॥

અંગિરા, જમદગ્નિ અને વસિષ્ઠ, કાશ્યપગોત્રના ભૃગુ, આત્રેય, ગૌતમ-સાંખ્ય, પુલસ્ત્ય, નારદ, અસિત, અગસ્ત્ય, વામદેવ તેમ જ માર્કંડેય, આશ્વલાયન, પારિક્ષિ, ભિક્ષુ-આત્રેય, કપિષ્ઠલ-ભરદ્વાજ, વિશ્વામિત્ર, આશ્વરથ્ય અને ભાર્ગવ, ચ્યવન, અભિજિત્, ગાર્ગ્ય, શાંડિલ્ય, કૌંડિલ્ય, વાર્ક્ષિ, દેવલ, ગાલવ, સાંકૃત્ય, વૈજવાપિ તથા કુશિક, બાદરાયણ, બડિશ, શરલોમા, કાપ્ય, કાત્યાયન, કાંકાયન, કૈકશેય, ધૌમ્ય, મારીચ, કાશ્યપ, શર્કરાક્ષ, હિરણ્યાક્ષ, લોકાક્ષ તેમ જ પૈંગિ, શૌનક અને શાકુનેય, મૈત્રેય-મૈમતાયનિ, વૈખાનસ-વાનપ્રસ્થો, વાલખિલ્યો અને બીજા પણ (ભદ્રકાપ્ય આદિ) મહર્ષિઓ, બ્રહ્મજ્ઞાનના તથા યમ-નિયમના ભંડાર હતા અને તપના તેજથી પ્રકાશમાન હોઈ હવન-હોમથી તૃપ્ત કરાતા અગ્નિઓની પેઠે ત્યાં બિરાજ્યા હતા. ૭-૧૩

આ મહર્ષિઓમાં ભૃગુઋષિ તે કશ્યપવંશના સમજવા, પણ સપ્તર્ષિઓમાંના ભૃગુ ન જાણવા; આત્રેય પણ કૃષ્ણ-અત્રિપુત્ર પુનર્વસુ સમજવા; ગૌતમ-સાંખ્ય તે સાંખ્યદર્શનના કર્તા કપિલઋષિ સમજવા, પણ ન્યાયમતના ગૌતમઋષિ ન જાણવા; એ માટે જ ગૌતમસાંખ્ય કહી ગૌતમને સાંખ્ય વિશેષણ આપ્યું છે.

ભિક્ષુ આત્રેય, એમ વિશેષણ આપી સૂચવ્યું છે કે, આ આત્રેય દંડી હતા; જે પુનર્વસુ આત્રેયથી જુદા હતા. ભરદ્વાજ–કપિષ્ઠલ એમ કહી સૂચવ્યું છે કે, એ ભરદ્વાજ કુમારશિર:પ્રભૃતિ ભરદ્વાજથી જુદા હતા; શુનકના પુત્ર એ જ અહીં શૌનક ગણવા; શાકુનેય નામના બ્રાહ્મણ સમજવા અને મૈત્રેય તે ગૌમતાયનિ જાણવા. એ મહર્ષિઓ બ્રહ્મજ્ઞાનના ભંડાર હતા એટલે કે નિગમ–વેદોનાં ઉપનિષદોમાં પ્રસિદ્ધ, નિત્યશુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ, સર્વજ્ઞ અને સર્વના કારણ પરબ્રહ્મનું જે સ્વરૂપજ્ઞાન છે, તેનો તેઓને અનુભવ હતો અને યમ–નિયમના પણ તેઓ આધારભૂત હતા; તેમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા અપરિગ્રહ તે પાંચ યમ કહેવાય છે અને શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય તથા ઈશ્વરપ્રણિધાન–એ પાંચ નિયમ છે; આ બન્ને સાધનો પાતંજલ યોગદર્શનમાં દર્શાવ્યાં છે. ૭–૧૩ (યો૦)

એકઠા થયેલા તે મહર્ષિઓએ ત્યાં શું કર્યું ?

## રોગવારણ માટેની મહર્ષિઓની મંત્રણા

सुखोपविष्टास्ते तत्र पुण्यां चक्रुः कथामिमाम् ।
धर्मार्थकाममोक्षाणामारोग्यं मूलमुत्तमम् ॥ १४ ॥
रोगास्तस्यापहर्तारः श्रेयसो जीवितस्य च ।
प्रादुर्भूतो मनुष्याणामन्तरायो महानयम् ॥ १५ ॥
कः स्यात्तेषां शमोपाय इत्युक्त्वा ध्यानमास्थिताः ॥१६

એ મહર્ષિઓ ત્યાં સુખેથી બેઠા; અને આવી પવિત્ર વાત તેઓ કરવા લાગ્યા: 'ધર્મ, અર્થ, કામ તથા મોક્ષનું ઉત્તમ મૂળ આરોગ્ય છે; પરંતુ (આ) રોગો તે આરોગ્યનો, (ધર્માદિ ચારરૂપ) શ્રેયનો તથા જીવનનો નાશ કરી રહ્યા છે; આ (રોગરૂપી) મહાન વિઘ્ન મનુષ્યોને (ધર્માદિ) કરવામાં પ્રકટ થયું છે, માટે એ રોગોને શાંત કરવાનો ઉપાય કયો હોઈ શકે ?' એમ (પરસ્પર) કહીને તેઓ ધ્યાન કરવા લાગ્યા. ૧૪–૧૬

એ ઋષિઓનો પવિત્ર વાર્તાલાપ આ હતો: પુણ્યરૂપ હોઈને સર્વને ધારણ કરતો ધર્મ આત્મા સાથે સમવાય સંબંધથી રહેલો છે, જેનું અનુમાન કાર્યદર્શન ઉપરથી થઈ શકે છે; 'અર્થ' એ સુવર્ણાદિ ધનરૂપ છે; હરકોઈ વિષયના અભિલાષરૂપ અથવા સ્ત્રી આદિના સંગરૂપ કે સ્વર્ગાદિની ઇચ્છારૂપ કામ ગણાય છે અને વિષયવાસનાના ત્યાગથી થતાં સુખ–દુ:ખમાં છેલ્લાં દુ:ખનો ત્યાગ કરવાપૂર્વકનો છેલ્લા પરમ સુખનો જે સાક્ષાત્કાર તે મોક્ષ છે; અથવા સંસારથી છૂટી જવું તે મોક્ષ ગણાય છે; એ ચારે પુરુષાર્થોની પ્રાપ્તિનું મૂળ કારણ તો આરોગ્ય જ છે, જે રોગોના અભાવથી થતા ધાતુસામ્યરૂપ છે; એ આરોગ્યનો તો આ રોગો નાશ કરી રહ્યા છે, જેથી ધર્માદિ ચારે પુરુષાર્થોની સિદ્ધિ પણ અટકી પડે છે, એટલું જ નહિ પણ જીવન સુદ્ધાં નાશ પામે છે. આ કારણે સર્વ અનર્થોનું મૂળ આ રોગો લોકમાંથી જવા જ જોઈએ; તેઓને દૂર કરવા ઔષધપ્રયોગો હોવા જોઈએ; કદાચ ઔષધો વિના જ આપોઆપ રોગોની શાંતિ થાય, તોયે તેટલું આયુષ તો ઓછું થાય જ છે; તેમ જ આપોઆપ કે ચિકિત્સા દ્વારા રોગશાંતિ થાય. ત્યાં સુધી ધર્માદિ કલ્યાણ પણ થઈ શકે નહિ; અથવા રોગને લીધે કદાચ મૃત્યુ થાય, તોપણ એ જન્મમાં તો ધર્માદિ સિદ્ધ થાય જ નહિ. વળી ક્ષય જેવા લાંબો કાળ ચાલતા રોગોથી બધી ઇંદ્રિયો દુર્બળ થવાથી પણ આયુષનો નાશ વગેરે ખરેખર સંભવે જ છે, એટલે રોગોના અભાવરૂપ આરોગ્ય જ અથવા ઉત્પન્ન થયેલ રોગોની પરિપૂર્ણ શાંતિ એ જ ધર્માદિ સર્વ કલ્યાણનું તથા જીવનનું મૂળ છે; પરંતુ એ રોગોરૂપી વિઘ્ન હાલમાં મનુષ્યોને પ્રાપ્ત થયેલ છે, તેની શાંતિનું કારણ કઈ રીતે થઈ શકે? તે વિચારવા જેવું છે.' એમ અન્યોન્ય કહીને તે ઋષિઓ ધ્યાનધારણામાં આરૂઢ થયા હતા. ૧૪–૧૬

## ઇંદ્ર પાસેથી આયુર્વેદ ભણી લાવવા મુનિ ભરદ્વાજની યોજના

अथ ते शरणं शक्रं ददृशुर्ध्यानचक्षुषा ।
स वक्ष्यति शमोपायं यथावदमरप्रभुः ।
कः सहस्राक्षभवनं गच्छेत्प्रष्टुं शचीपतिम् ॥ १७ ॥
अहमर्थे नियुज्येयमत्रेति प्रथमं वचः ।
भरद्वाजोऽब्रवीत्तस्मादृषिभिः स नियोजितः ॥१८॥

પછી તે ઋષિઓએ ધ્યાનદૃષ્ટિથી ઇંદ્રને શરણરૂપ (અથવા રોગોથી રક્ષણકર્તા તરીકે) જોયા, કે 'દેવરાજ તે ઇંદ્ર (આપણને રોગોની) શાંતિનો ઉપાય બરાબર કહેશે; પરંતુ ઇંદ્રભવન–સ્વર્ગમાં ઇંદ્રને (તે બાબત) પૂછવા (આપણામાંનો) કોણ જાય ?' (તે સાંભળી) ઋષિ ભરદ્વાજ સૌની પહેલાં આ વચન બોલી ઊઠ્યા કે, 'આ કામમાં તમારે મને યોજવો જોઈએ–આ કામ કરવા હું સમર્થ છું.' એ કારણે ઋષિઓએ તે કામમાં ભરદ્વાજને યોજ્યા હતા. ૧૭,૧૮

ઋષિઓએ ધ્યાનદૃષ્ટિથી ઇંદ્રને શરણ તરીકે

જોયા, એ વાક્ય ઉપરથી પ્રશ્ન થાય છે કે, લોકોને ધર્માદિ કાર્યમાં વિઘ્નરૂપ થતા રોગોની શાંતિ કરવામાં ઇંદ્ર કઈ રીતે શરણ થશે? લોકોના રોગોની ચિકિત્સા કરીને તે રોગવારણ કરશે કે બીજા કોઈ માર્ગે? આ પ્રશ્નનો ઉત્તર જ અહીં અપાયો છે કે, ઇંદ્ર પોતે રોગોની ચિકિત્સા કરીને રોગશાંતિ નહિ કરે, પણ રોગશાંતિનો ઉપાય તે આપણને બતાવશે. મૂળ શ્લોક ૧૭માં 'शचीपतिम्' પદ મૂકીને સૂચન કર્યું છે કે, જો કે ઇંદ્ર પોતાની રાણી ઇંદ્રાણીમાં ખૂબ વિષયાસક્ત રહે છે, છતાં સર્વલોકનો તે પાલક હોવાથી અવશ્ય ઉપાસવા યોગ્ય છે, પરંતુ ઇંદ્રાણી સાથે ભોગો ભોગવવામાં તત્પર રહેતા તેની પાસેથી આયુર્વેદનું અધ્યયન કરવું મુશ્કેલ તો છે જ. ઋષિઓનો એ અભિપ્રાય જાણી લઈ ભરદ્વાજે ઉત્સાહપૂર્વક અહીં જણાવ્યું છે, કે 'ભલે, ઇંદ્ર વિષયાસક્ત રહેતા હોય તોપણ હું તેમની ઉપાસના કરવા સમર્થ છું; માટે જ આ કાર્યમાં તમે મારી જ યોજના કરો.' ૧૭,૧૮ (યો૦)

ભરદ્વાજને ઇંદ્રનાં દર્શન

स शक्रभवनं गत्वा सुरर्षिगणमध्यगम्।
ददर्श बलहन्तारं दीप्यमानमिवानलम्॥१९॥

ભરદ્વાજ પણ (છેક) ઇંદ્રભવનમાં પહોંચી ગયા અને ત્યાં દેવર્ષિઓના સમૂહની વચ્ચે પ્રદીપ્ત અગ્નિની પેઠે રહેલા તે ઇંદ્રના તેમણે દર્શન કર્યાં. ૧૯

અહીં મૂળમાં 'बलहन्तारम्' પદ મૂકીને સૂચન કર્યું છે કે, ઇંદ્ર બળ નામના દૈત્યનો કે હરકોઈ બળવાન શત્રુનો નાશ કરનાર છે, તેથી પ્રજાઓનાં વિઘ્નોનો નાશ કરનાર પણ અવશ્ય છે જ. વળી તે ઇંદ્ર પ્રદીપ્ત અગ્નિ જેવો પ્રકાશતો હતો, તેમાં પણ આ અભિપ્રાય જણાવ્યો છે કે ઇંદ્રે મોટી તપશ્ચર્યા કરીને ઇંદ્રપદ મેળવ્યું છે, તેથી એનું તેજ પણ અગ્નિના જેવું અતિશય પ્રદીપ્ત છે. ૧૯ (યો૦)

પછી ઇંદ્રભવનમાં જઈ ભરદ્વાજે શું કર્યું? તે કહે છે:

આયુર્વેદ ભણાવવા ભરદ્વાજની ઇંદ્રને વિનતિ

सोऽभिगम्य जयाशीर्भिरभिनन्द्य सुरेश्वरम्।
प्रोवाच भगवान् धीमानृषीणां वाक्यमुत्तमम्॥२०॥
व्याधयो हि समुत्पन्नाः सर्वप्राणिभयङ्कराः।
तद्ब्रूहि मे शमोपायं यथावदमरप्रभो॥२१॥

બુદ્ધિમાન એ ભરદ્વાજે દેવોના રાજા ઇંદ્રની પાસે છેક તેમની સામે જઈ 'જય જય' એવું આશીર્વાદવચન ઉચ્ચારીને ઇંદ્રને (પ્રથમ) અભિનંદન આપ્યું અને પછી ઋષિઓનું ઉત્તમ વાક્ય તે ભગવાને (ઇંદ્રને) કહ્યું કે, 'હે દેવેશ્વર! સર્વ પ્રાણીઓને ખરેખર ભય કરનારા રોગો (પૃથ્વી-પર) ઘણા જ ઉત્પન્ન થયા છે, માટે તે રોગશાંતિનો ઉપાય તમે મને બરાબર–વિધિપૂર્વક કહો.

સર્વ પ્રાણીઓને એટલે સ્થાવર–જંગમ સર્વ જીવોને ભયકારક રોગોની ઉત્પત્તિ અહીં જણાવી છે. કેટલાક પુસ્તકોમાં આ ૨૦,૨૧ શ્લોકોને બદલે આ અહીં શ્લોકો મળે છે. 'विनयेनाभिगम्यैनं प्रष्टुकामो महायशाः। दृष्ट्वैव च मुनिं प्राह भगवान् पाकशासनः॥ स्वागतं चेति धर्मज्ञ मुनिस्तस्माद् यथेप्सितम्॥ अर्चितश्च यथान्यायमुपविष्टः क्रमादतः, तत्रोपायं विकाराणां पप्रच्छ हरिवाहनम्॥' મહાયશસ્વી ભરદ્વાજ વિનયથી ઇંદ્રની સામે ગયા અને તેને પૂછવાની તેમણે ઇચ્છા કરી, એટલે ભગવાન ઇંદ્રે પણ તેમના દેખતાં જ આ પ્રમાણે કહ્યું કે, 'હે ધર્મવેત્તા મુનિ' તમે ભલે આવ્યા. પછી ઇંદ્રે તે મુનિની તેમની ઇચ્છા પ્રમાણે પૂજા કરી, આદરસત્કાર કર્યો; એટલે તે મુનિ પણ ત્યાં યથાયોગ્ય (આસને) બેઠા અને અનુક્રમે રોગોનો ઉપાય ઇંદ્રને તેમણે પૂછવા માંડ્યો. ૨૦,૨૧ (યો૦)

ભરદ્વાજનું એ વચન સાંભળી ઇંદ્રે શું કર્યું? તે કહે છે:

ઇંદ્રે પૂર્ણ આયુર્વેદ ભરદ્વાજને ભણાવ્યો

तस्मै प्रोवाच भगवानायुर्वेदं शतक्रतुः।
पदैरल्पैर्मतिं बुद्ध्वा विपुलां परमर्षये॥२२॥
हेतुलिङ्गौषधज्ञानं स्वस्थातुरपरायणम्।
त्रिसूत्रं शाश्वतं पुण्यं बुबुधे यं पितामहः॥२३॥

ભગવાન ઇંદ્રે (ભરદ્વાજની) વિશાળ બુદ્ધિ જાણી લઈ એ મહર્ષિને થોડાં જ પદોમાં આયુર્વેદ કહી દીધો; જે આયુર્વેદથી નિદાન, લક્ષણ તથા ઔષધોનું જ્ઞાન થાય છે; સ્વસ્થ–રોગરહિત તથા આતુર–રોગી એ બન્નેને જે પરમ આશ્રય કરવા યોગ્ય છે; જેમાં હેતુ, દોષ તથા દ્રવ્યો એ ત્રણેની સૂચના કરી છે અને સનાતન, પવિત્ર કે પુણ્યજનક એવા જે આયુર્વેદને (ખુદ) બ્રહ્મા જાણે છે. (તે આયુર્વેદનો ઇંદ્રે ભરદ્વાજને સંક્ષેપમાં સંપૂર્ણ ઉપદેશ કરી દીધો હતો.) ૨૨,૨૩

ઇંદ્રને 'ભગવાન' વિશેષણ આપી સૂચવ્યું છે કે, સર્વ ઐશ્વર્યસંપન્ન હોવાથી ઇંદ્રે પોતાની

દિવ્ય દૃષ્ટિથી જોઈ લીધું કે, 'આ ભરદ્વાજની બુદ્ધિ ઘણી જ વિશાળ છે, તેથી આની આગળ અલ્પાક્ષરવાળો વાક્યપ્રયોગ કરવાથી પણ આને સંપૂર્ણ આયુર્વેદ સમજાઈ જશે.' એ અભિપ્રાયથી જ ટૂંકાં વાક્યો દ્વારા ઇંદ્રે સમગ્ર આયુર્વેદ ભરદ્વાજને ભણાવી દીધો. એ આયુર્વેદનું સ્વરૂપદર્શન આ વિશેષણોથી અહીં કહી બતાવે છે; જે આયુર્વેદથી રોગોના હેતુ એટલે સંનિકૃષ્ટ–વિપ્રકૃષ્ટ (નજીકનાં તથા દૂરનાં) કારણો કે નિદાનોનું જ્ઞાન, તેમ જ લિંગ એટલે લક્ષણોનું પૂર્વરૂપ તથા રૂપ, ઉપશય તથા સંપ્રાપ્તિ, અને દોષો–વાત, પિત્ત, કફાદિ, તેમ જ દૂષ્ય, સ્થાન, સંયોગાદિનું જ્ઞાન તથા સંશોધન, સંશમન આદિ ઔષધોનું જ્ઞાન થાય છે. વળી જે આયુર્વેદ સ્વસ્થ પ્રાણી તથા આતુર–રોગી બંનેને પરમ માર્ગરૂપે આશ્રય કરવા યોગ્ય છે; કેમ કે સ્વસ્થને જે હિતકારી હોય તેનો તેમાં ઉપદેશ છે અને રોગીને પણ હેતુ, લિંગ તથા ઔષધો જણાવેલ છે. વળી જે આયુર્વેદમાં આ ત્રણ–હેતુસંગ્રહ, દોષસંગ્રહ તથા દ્રવ્યસંગ્રહ ખાસ સૂચવ્યા છે; તેમાંનો હેતુસંગ્રહ કાળ, બુદ્ધિ, ઇંદ્રિયો તથા વિષયોનો મિથ્યાયોગ (હીનયોગ) કે અતિયોગ ન થવો જોઈએ તે છે. દોષસંગ્રહ વાતપિત્ત અને કફરૂપે શારીર કહેલ છે અને રજસ તથા તમસરૂપે માનસિક પણ કહેલ છે. દ્રવ્યસંગ્રહ પણ 'किंचिद्दोषप्रशमनं किंचिद् धातुप्रदूषणम्, स्वस्थवृत्तौ मतं किंचित् त्रिविधं द्रव्यमुच्यते।' કોઈક દ્રવ્ય દોષોને શમાવનારું, કોઈક દ્રવ્ય ધાતુઓને ખૂબ દૂષિત કરનારું અને કોઈક દ્રવ્ય સ્વસ્થ રહેવામાં ઉપયોગી મનાયું છે; એમ ત્રણ પ્રકારનાં દ્રવ્ય કહેવાય છે. આ ત્રણે હેત્વાદિના સંગ્રહોમાં આયુર્વેદના સર્વ જાણવા યોગ્ય પદાર્થોનો સમાવેશ કરી દીધેલ હોવાથી સંગ્રહરૂપે આયુર્વેદ 'ત્રિસૂત્ર' એટલે હેત્વાદિ ત્રણના સંગ્રહરૂપ કહેવાય છે; અર્થાત્ હેતુસ્કંધસંગ્રહ, દોષસ્કંધસંગ્રહ તથા દ્રવ્યસ્કંધસંગ્રહ એ ત્રણ આયુર્વેદમાં સંગ્રહરૂપે કહેલ છે. એકંદર આયુર્વેદનાં સર્વ સ્થાનો આ ત્રણ સંગ્રહોનું જ વ્યાખ્યાન કરી રહ્યાં છે; અથવા વાત, પિત્ત અને કફ–એ ત્રણ આયુર્વેદનાં સૂત્રો (લીટી કે રેખા) જેવાં છે; કેમ કે સમસ્ત આયુર્વેદશાસ્ત્ર એ ત્રણને જ બરાબર અનુસરે છે. વળી તે શાશ્વત–સનાતન અથવા નિત્ય છે; તેની નિત્યતાનું પ્રતિપાદન આ ગ્રંથકાર પોતે જ આ સૂત્રસ્થાનના ૩૦મા–'અર્થેદશમહામૂલીય' નામના અધ્યાયમાં આ પ્રમાણે કરશે: 'सोऽयमायुर्वेदः शाश्वतो निर्दिश्यते।' આ આયુર્વેદ શાશ્વત–સનાતન કે નિત્ય હોઈ અવિનાશી કહેવાય છે. આવો આ પવિત્ર આયુર્વેદ જેવા પ્રકારે બ્રહ્મા જાણે છે, તે જ પ્રકારે ઇંદ્ર જાણે છે અને તે જ આયુર્વેદનો ઇંદ્રે ભરદ્વાજને ઉપદેશ કર્યો. ૨૨.૨૩ (યો૦)

ઇંદ્રે ભરદ્વાજને આયુર્વેદનો ઉપદેશ તો બરાબર જેમ બ્રહ્મા જાણે છે તે જ પ્રમાણે કર્યો હતો; પણ તે તેને બરાબર ગ્રહણ કરી શક્યા કે નહિ એ પ્રશ્નનો ઉત્તર આ શ્લોકમાં આપે છે:

### ભરદ્વાજને પૂર્ણ આયુર્વેદજ્ઞાન

सोऽनन्तपारं त्रिस्कन्धमायुर्वेदं महामतिः।
यथावदचिरात्सर्वं बुबुधे तन्मना मुनिः॥ २४॥

મહાબુદ્ધિમાન મુનિ તે ભરદ્વાજે પણ જેનો અંત અને પાર નથી, તેમ જ પૂર્વોક્ત હેતુ આદિ ત્રણ જેના સ્કંધ કે સ્થૂળ અવયવો કે વિભાગો છે, એવા સમસ્ત આયુર્વેદને, કેવળ તેમાં જ મન એકાગ્ર કરી થોડા જ સમયમાં બરાબર જાણ્યો હતો.

પૂર્વોક્ત ત્રિસૂત્રરૂપ ત્રણ સ્કંધ કે વિભાગોવાળો આયુર્વેદ જે પ્રમાણે બ્રહ્મા જાણે છે, તે જ પ્રમાણે જાણતા ઇંદ્રે ભરદ્વાજને બરાબર જેવો ઉપદેશ કર્યો, કે તરત જ મુનિ ભરદ્વાજે તે સઘળોયે બરાબર જાણી લીધો; કેમ કે તેમની બુદ્ધિ અતિ વિશાળ હતી અને તેમનું મન પણ તે જાણી લેવા ખૂબ એકાગ્ર હતું. આ ઉપરથી એમ પણ જણાવ્યું છે કે, જેટલું આયુર્વેદજ્ઞાન બ્રહ્માને છે, તેટલું જ ઇંદ્રને છે અને ઇંદ્રે પણ પોતાનું પૂર્ણ આયુર્વેદજ્ઞાન ભરદ્વાજને આપ્યું હતું, તેથી પૃથ્વી પર આયુર્વેદનું જ્ઞાન પૂર્ણસ્વરૂપે જ ઊતરી આવ્યું છે. જોકે આયુર્વેદનો અંત નથી કે પાર પણ નથી, છતાં તેના ત્રણ સ્કંધો, જેવા રૂપમાં છે, તેવા રૂપે તો તેનો અંત અને પાર પણ જાણી શકાય છે, એ અહીં સૂચિત કરેલ છે; અર્થાત્ ભરદ્વાજ જેવો મહાબુદ્ધિમાન તથા તદેકાગ્રચિત્ત હરકોઈ પુરુષ આ આયુર્વેદને તત્કાળ બરાબર જાણી શકે છે. ૨૪ (યો૦)

કદાચ કોઈ કહે કે કાવ્યાનુશાસન આદિ શાસ્ત્રોની પેઠે આયુર્વેદશાસ્ત્રનું પણ યથાસ્થિત જ્ઞાન ભલે થાય, પરંતુ તેને શાશ્વત અને પુણ્યસ્વરૂપ કહેવાનું શું કારણ છે? આનો ઉત્તર કહેવા પુણ્યસ્વરૂપ આયુષની પ્રાપ્તિ આયુર્વેદના જ્ઞાનથી થાય છે, તેથી એ પુણ્યજનક છે અને શાશ્વત કે સનાતન ખુદ પરમેશ્વરે વેદની પેઠે જ તે આયુર્વેદને પ્રકટ કરેલ છે, તેથી જ તે શાશ્વત–સનાતન છે, એટલે ત્રણે કાળે પણ વિકૃતિને નહિ પામીને તેવો ને તેવો જ રહે છે, એ અભિપ્રાયરૂપે તેના જ્ઞાનનું ફળ કહે છે:

### ભરદ્વાજને દીર્ઘ જીવનપ્રાપ્તિ તથા મહર્ષિઓને આયુર્વેદ-ઉપદેશ

तेनायुरमितं लेभे भरद्वाजः सुखान्वितम् ।
ऋषिभ्योऽनधिकं तं च शशंसानवशेषयन् ॥ २५ ॥

એ આયુર્વેદથી ભરદ્વાજે સુખ સહિત અમાપ લાંબું આયુષ મેળવ્યું; અને (અંગિરા આદિ) ઋષિઓને પણ તેમણે એ આયુર્વેદનો કોઈ જાતની અધિકતા કર્યા વિના તેમ જ કંઈ પણ બાકી રાખ્યા વિના જ પોતે જે પ્રમાણે ઇંદ્ર પાસેથી ગ્રહણ કરેલ હતો, તે જ પ્રમાણે સંપૂર્ણ ઉપદેશ કર્યો હતો.

આયુર્વેદના જ્ઞાનબળથી ભરદ્વાજે લાંબું આયુષ મેળવ્યું અને તે પણ સુખયુક્ત જ મેળવ્યું, આમ કહી જણાવ્યું છે કે, આયુર્વેદનું સત્ય જ્ઞાન માણસને અવશ્ય લાંબું જીવન સમર્પે છે અને તે પણ સુખગર્ભિત જ હોય, દુઃખગર્ભ ન હોય. વળી સજ્જનો તો કેવળ પરોપકાર કરવા જ તત્પર રહે છે, સ્વાર્થાંધ ન હોય, એ આશયને જ, ભરદ્વાજનો ઋષિઓને ન્યૂનાધિકતારહિત આયુર્વેદનો ઉપદેશ ખાસ દર્શાવે છે. વળી ભરદ્વાજે ઋષિઓને આયુર્વેદનો પૂર્ણ ઉપદેશ કર્યો, તેની પહેલાં જ આયુર્વેદોક્ત રસાયનપ્રયોગોનો પોતે એકલાએ જ ઉપયોગ કરી તેમણે એકલાએ જ લાંબું આયુષ મેળવ્યું હતું, એમ અહીં ન સમજવું; કેમ કે તેથી તો તેવા મહાપુરુષમાં સ્વાર્થાંધતાનો દોષ દેખાઈ આવે, તે અઘટિત છે, માટે એમ જ જાણવું જોઈએ કે, ઇંદ્ર પાસેથી પૃથ્વી પર આવ્યા પછી ઋષિઓને તરત આયુર્વેદ ભણાવી દઈ તેઓની સાથે જ રહી તેમણે તથા તે સઘળા ઋષિઓએ પણ આયુર્વેદોક્ત રસાયનોના પ્રયોગો દ્વારા લાંબું આયુષ મેળવ્યું હતું; અથવા કેવળ લોકોપકારાર્થે જ ભરદ્વાજે આયુર્વેદનું અધ્યયન કરેલ હતું, તેથી તેમને જે પુણ્ય થયું, તેના પ્રભાવથી જ ભરદ્વાજને તત્કાળ લાંબું આયુષ મળી ચૂક્યું હતું, એમ સમજવું. ૨૫ (યો૦)

### લોકહિતાર્થે મહર્ષિઓનો આયુર્વેદસ્વીકાર

ऋषयश्च भरद्वाजाज्जगृहुस्तं प्रजाहितम् ।
दीर्घमायुश्चिकीर्षन्तो वेदं वर्धनमायुषः ॥ २६ ॥

(સર્વેનું) આયુષ લાંબું કરવા ઇચ્છતા એ ઋષિઓએ પણ પ્રજાહિતાર્થક અને આયુષ-વૃદ્ધિકારક એ આયુર્વેદ ભરદ્વાજ પાસેથી ગ્રહણ કર્યો હતો.

અંગિરા આદિ ઋષિઓ પણ સ્વકીય-પરકીય ઉપકાર લક્ષ્યમાં રાખીને જ ભરદ્વાજ પાસેથી આયુર્વેદ ભણ્યા હતા, એ અભિપ્રાય અહીં ખાસ જણાવ્યો છે. ૨૬ (યો૦)

### મહર્ષિઓને પણ આયુર્વેદથી થયેલ લાભ

महर्षयस्ते ददृशुर्यथावज्ज्ञानचक्षुषा ।
सामान्यं च विशेषं च गुणान् द्रव्याणि कर्म च ॥२७॥
समवायं च तज्ज्ञात्वा तन्त्रोक्तं विधिमास्थिताः ।
लेभिरे परमं शर्म जीवितं चाप्यनश्वरम् ॥ २८ ॥

એ આયુર્વેદના અધ્યયનથી ઉત્પન્ન થયેલી જ્ઞાનદૃષ્ટિથી તે ઋષિઓ સામાન્ય, વિશેષ, ગુણો, દ્રવ્યો, કર્મ તથા સમવાયને બરાબર જાણી શક્યા હતા અને તે જાણીને આયુર્વેદશાસ્ત્રમાં કહેલ વિધિનો આશ્રય કરી તેઓએ પરમ સુખ તથા અવિનાશી (લાંબું) જીવન પણ મેળવ્યું હતું. ૨૭,૨૮

અહીં આમ જણાવવા માગે છે કે, એ મહર્ષિઓ આયુર્વેદનું જ અધ્યયન કર્યા પછી તે દ્વારા ઉત્પન્ન થયેલા જ્ઞાનથી દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ તથા સમવાય-એ છયે પદાર્થોને બરાબર જાણી શક્યા; અર્થાત્ કયાં દ્રવ્ય, ગુણ, કર્મ આયુષને હિતકારી તથા અહિતકારી છે; તેમ જ એ ત્રણેનો વિશેષ એટલે હ્રાસનું કારણ શું છે? તેમ જ તેઓનું સામાન્ય એટલે વૃદ્ધિનું કારણ શું છે? એ તેઓ સમજી શક્યા; તેમ જ દ્રવ્ય તથા ગુણોનો જે સમવાય નામનો એકતાસૂચક જે સંબંધ છે, તેનું પણ તેમને જ્ઞાન થયું; અથવા સામાન્યસ્વરૂપ દ્રવ્યોનું, સામાન્યસ્વરૂપ ગુણોનું તથા સામાન્યરૂપ કર્મનું; તેમ જ વિશેષરૂપ દ્રવ્યોનું, વિશેષરૂપ ગુણોનું તથા વિશેષરૂપ કર્મનું તેમને જ્ઞાન થયું અને દ્રવ્યો તથા ગુણોનો સમવાય નામનો જે ઐક્યસૂચક સંબંધ છે, તે પણ તેઓએ જાણ્યો હતો. અહીં શંકા થાય કે, આ સૂત્રસ્થાનના ૩૦ મા અધ્યાયમાં તો ખુદ આ સંહિતાકાર જ આમ કહે છે કે, '*आयुष्याण्यनायुष्याणि च द्रव्यगुणकर्माणि वेदयतीत्यतोऽप्यायुर्वेदः ।*' આયુષને હિતકારી તથા અહિતકારી દ્રવ્યો, ગુણો તથા કર્મોને જે જણાવે છે, તેથી પણ 'આયુર્વેદ કહેવાય છે.' આ ઉપરથી અહીં પણ એમ જ કહેવું જોઈએ કે, તે મહર્ષિઓને આયુર્વેદ ભણ્યા પછી દ્રવ્ય, ગુણ તથા કર્મનું જ્ઞાન થયું; પરંતુ સામાન્ય, વિશેષ તથા સમવાયનું જ્ઞાન આયુર્વેદથી કેમ થાય? આ શંકાનું સમાધાન આ છે કે, સૂત્રસ્થાનના એ ૩૦ મા અધ્યાયના તે વચનમાં સામાન્યાદિ ત્રણ પદાર્થોનો દ્રવ્યાદિ ત્રણમાં જ સમાવેશ કર્યો છે; કેમ કે તે સામાન્યાદિ ત્રણેય દ્રવ્યાદિ ત્રણથી જુદા છે જ નહિ; જેમ કે સામાન્ય અને વિશેષ એ બે તો દ્રવ્ય, ગુણ તથા કર્મના વૃદ્ધિ-હ્રાસ કરનારા એક જાતના ધર્મો જ છે અને ત્રીજો સમવાય તો દ્રવ્ય તથા ગુણોની એકતાને

જણાવતો એક સંબંધ જ છે; એ રીતે સામાન્ય, વિશેષ તથા સમવાયનો દ્રવ્યાદિ ત્રણમાં સમાવેશ થઈ શકે છે. આ જ કારણે પંડિત ભાવમિશ્રે પોતાના ભાવપ્રકાશ ગ્રંથના આરંભમાં પરિભાષા પ્રકરણના ૫૫–૫૬ શ્લોકમાં કહ્યું છે કે, 'तत्तन्त्रजनितज्ञानचक्षुषा ऋषयोऽखिलाः । गुणान् द्रव्याणि कर्माणि दृष्ट्वा तद्विधिमाश्रिताः ॥ आरोग्यं लेभिरे दीर्घमायुश्च सुखसंयुतम् ।' એ આયુર્વેદશાસ્ત્રના અધ્યયનથી ઉત્પન્ન થયેલ જ્ઞાનદૃષ્ટિથી તે સઘળા ઋષિઓએ ગુણો, દ્રવ્યો તથા કર્મો જોઈ-જાણીને પછી તે આયુર્વેદોક્ત વિધિનો આશ્રય કરી તેઓએ આરોગ્ય તથા સુખ સહિત લાંબું આયુષ મેળવ્યું.' આમ કહી પંડિત ભાવમિશ્રે પણ સામાન્ય, વિશેષ તથા સમવાયનો દ્રવ્ય, ગુણ તથા કર્મમાં થતો સમાવેશ સૂચવ્યો છે. વૈશેષિક દર્શનકારે પણ દ્રવ્ય, ગુણ અને કર્મ ઉપરાંત સામાન્યાદિ ત્રણ પદાર્થો પણ આ પ્રમાણે કહ્યા છે: 'धर्मविशेषप्रसूताद् द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायानां पदार्थानां साधर्म्यवैधर्म्याभ्यां तत्त्वज्ञानान्निःश्रेयसम् ।' (वैशेषिक १–१–४) દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય–એ છયે પદાર્થો સાધર્મ્ય-વૈધર્મ્યથી યુક્ત છે; તેઓનું જે યથાર્થ જ્ઞાન થાય, તેથી મિથ્યાજ્ઞાન આદિનો નાશ થવા રૂપ એક ધર્મવિશેષ ઉત્પન્ન થાય, અને તે ધર્મવિશેષથી ઉત્પન્ન થતા તત્ત્વજ્ઞાનથી મોક્ષસિદ્ધિ થાય છે. આ સામાન્યાદિનાં લક્ષણો આગળ આ ગ્રંથમાં જ કહેવાશે. ૨૮ (ચો૦)

### પુનર્વસુ આત્રેયે છ શિષ્યોને આયુર્વેદ ભણાવ્યો

**अथ मैत्रीपरः पुण्यमायुर्वेदं पुनर्वसुः ।**
**शिष्येभ्यो दत्तवान् षड्भ्यः सर्वभूतानुकम्पया ॥२९॥**

પ્રાણીમાત્ર તરફ મિત્રભાવ ધરાવતા (ભરદ્વાજના શિષ્ય) પુનર્વસુ મુનિ આત્રેયે સર્વ પ્રાણી ઉપરની દયાને લીધે એ પવિત્ર અને પુણ્યજનક આયુર્વેદ (પોતાના) છ શિષ્યોને ભણાવ્યો હતો. ૨૯

આ શ્લોકમાં લોકોના ઉપકાર માટે પ્રજાઓમાં આયુર્વેદના પ્રકાશકને જણાવે છે; તેમ જ ભરદ્વાજના શિષ્ય મુનિ આત્રેય, કે જેનું બીજું નામ પુનર્વસુ હતું, તે જ અગ્નિવેશ આદિના ગુરુ હતા, તે પણ જણાવવા આરંભ કરે છે. પૂર્વોક્ત રીતિએ બ્રહ્માથી દક્ષને, દક્ષથી અશ્વિનીકુમારોને, અશ્વિનીકુમારોથી ઇંદ્રને, ઇંદ્રથી ભરદ્વાજને અને ભરદ્વાજથી અંગિરા વગેરે ઋષિઓમાંના અગ્રગણ્ય પુનર્વસુ આત્રેયને આયુર્વેદની પ્રાપ્તિ થઈ, તે પછી એ આત્રેયે નીચે કહેવાતા પોતાના છ શિષ્યોને આયુર્વેદ ઉપદેશ્યો હતો. અહીં કેટલાક વિદ્વાનો ભરદ્વાજ તથા આત્રેયને એક ગણે છે, પરંતુ એ ક્યાંય મળતું નથી; ભરદ્વાજનું 'આત્રેય' નામ કોઈ શાસ્ત્રગ્રંથમાં દેખાતું નથી. વળી હારીત સંહિતામાં (આત્રેયશિષ્ય) હારીતે પણ ભરદ્વાજને આત્રેય આદિના ગુરુ કહ્યા છે; જેમ કે 'शक्रादहमधीतवान्' ત્યાં ખુદ ભરદ્વાજનું વચન ટાંક્યું છે કે, 'ઇંદ્ર પાસેથી હું 'ભરદ્વાજ આયુર્વેદ ભણ્યો છું.' એમ કહ્યા પછી એ જ ભરદ્વાજ ફરી કહે છે: 'मत्तः पुनरसंख्येयाः त्रिसूत्रं त्रिप्रयोजनम् । अत्रात्रेयादिपर्यन्ता विदुः सप्त महर्षयः ॥' મારી પાસેથી અસંખ્ય મુનિઓ ત્રણ (વાત, પિત્ત, કફ; અથવા હેતુ, લિંગ અને ઔષધજ્ઞાન-ને સૂચવતા અને (આરોગ્ય, દીર્ઘ જીવન તથા પરમ પદ પ્રાપ્તિરૂપ) ત્રણ પ્રયોજનવાળો આયુર્વેદ ભણ્યા છે. તેઓમાં આત્રેય છેલ્લા હતા; અને 'आत्रेयात् हारीतऋषिः' તે આત્રેય પાસેથી હારીતઋષિ આયુર્વેદ ભણ્યા છે.' આમ હોવા છતાં વાગ્ભટે તો આમ જ કહ્યું છે કે, 'ब्रह्मा स्मृत्वायुषो वेदं प्रजापतिमजिग्रहत् । सोऽश्विनौ तौ सहस्राक्षं सोऽत्रिपुत्रादिकान् मुनीन् ॥' બ્રહ્માએ આયુર્વેદ યાદ કરી દક્ષ પ્રજાપતિને ભણાવ્યો; એ દક્ષે બે અશ્વિની-કુમારોને, તે અશ્વિનીકુમારોએ ઇંદ્રને અને તે ઇંદ્રે અત્રિપુત્ર–આત્રેય આદિ મુનિઓને આયુર્વેદ ભણાવ્યો. એમ કહી તે વાગ્ભટ, આત્રેયને ઇંદ્રના શિષ્ય ઠરાવે છે; આ તેમની માન્યતાને 'આયુર્વેદસમુત્થાનીયરસાયનપાદ' માં આદિ શબ્દ મૂક્યો છે, તે ઉપરથી આત્રેયને ઇંદ્રના શિષ્ય તરીકે સાબિત કરી લેવાય. ૨૯ (ચો૦)

### આત્રેયના છ શિષ્યોનાં નામો

**अग्निवेशश्च भेलश्च जतूकर्णः पराशरः ।**
**हारीतः क्षारपाणिश्च जगृहुस्तन्मुनेर्वचः ॥ ३० ॥**

અગ્નિવેશ, ભેલ(ડ), જતૂકર્ણ, પરાશર, હારીત અને ક્ષારપાણિ(એ છ શિષ્યો)એ મુનિ આત્રેયના તે (આયુર્વેદ–ઉપદેશનાં) વચન સ્વીકાર્યાં હતાં.

### આયુર્વેદતંત્રના પ્રથમકર્તા અગ્નિવેશ

**बुद्धेर्विशेषस्तत्रासीन्नोपदेशान्तरं मुनेः ।**
**तन्त्रस्य कर्त्ता प्रथममग्निवेशो यतोऽभवत् ॥ ३१ ॥**

તે શિષ્યોમાં (અગ્નિવેશની) બુદ્ધિની વિશેષતા હતી; કારણ કે મુનિ આત્રેયનો (મૂળ આયુર્વેદ સિવાય) બીજો (કોઈ વધારે) ઉપદેશ (કોઈને પણ મળ્યો) ન હતો; છતાં અગ્નિવેશ સૌની પહેલા આયુર્વેદતંત્રના કર્તા થયા હતા. ૩૧

આ શ્લોકમાં ખાસ જણાવવા માગે છે કે, અગ્નિવેશ

બધા શિષ્યો કરતાં ચડિયાતી બુદ્ધિવાળા હતા; કેમ કે પોતાના ગુરુએ મૂળ આયુર્વેદશાસ્ત્રથી અધિક ઉપદેશ કોઈને પણ આપ્યો ન હતો. દરેક શિષ્યોને એક સરખો જ અસલ આયુર્વેદ ભણાવ્યો હતો, છતાં દરેક શિષ્યોની પહેલાં જ ઉત્કૃષ્ટ બુદ્ધિમાન અગ્નિવેશે જ આયુર્વેદના વ્યાખ્યાનરૂપ સર્વોત્કૃષ્ટ આયુર્વેદ તંત્રની રચના કરીને આયુર્વેદ ગ્રંથ રચ્યો હતો. ૩૧ (યો૦)

### તે પછીના આયુર્વેદતંત્રકર્તા–ભેલાદિ

अथ मेलादयश्चक्रुः स्वं स्वं तन्त्रं कृतानि च ।
श्रावयामासुरात्रेयं सर्षिसङ्घं सुमेधसः ॥ ३२ ॥

તે પછી ભેલ આદિએ પણ પોતપોતાનાં આયુર્વેદતંત્રો (ગ્રંથો) રચ્યાં હતાં અને ઉત્તમ બુદ્ધિવાળા તેઓએ (બધાયે) પોતે રચેલાં તે આયુર્વેદતંત્રો ઋષિઓના સમુદાય સહિત (ગુરુ) આત્રેયને સંભળાવ્યાં હતાં. ૩૨

ભેલ આદિએ રચેલા તે તે આયુર્વેદતંત્રો ભેલતંત્ર, જતૂકર્ણતંત્ર, ઇત્યાદિ નામે પ્રસિદ્ધ છે. પોતપોતાના એ તંત્રો આયુર્વેદને બરાબર અનુસરે છે કે નહિ, તે જાણવા અને સર્વ લોકોમાં માન્ય થાય, તે માટે તે અગ્નિવેશાદિ સઘળા શિષ્યોએ સમસ્ત ઋષિમંડળની વચ્ચે પોતાના ગુરુ ભગવાન પુનર્વસુ–આત્રેય સમક્ષ વાંચી સંભળાવ્યા હતા. ૩૨ (યો૦)

### તે બધે તંત્રોને સર્વ ઋષિઓની સહર્ષ સંમતિ

श्रुत्वा सूत्रणमर्थानामृषयः पुण्यकर्मणाम् ।
यथावत्सूत्रितमिति प्रहृष्टास्तेऽनुमेनिरे ॥ ३३ ॥
सर्वे एवास्तुवंस्तांश्च सर्वभूतहितैषिणः ।
साधु भूतेष्वनुक्रोश इत्युच्चैरब्रुवन् समम् ॥ ३४ ॥

એ ઋષિઓ પવિત્ર કર્મ કરનાર તે અગ્નિવેશાદિના (અસલ આયુર્વેદપ્રદર્શક ગ્રંથોના) અર્થોની રચના અથવા વ્યવસ્થિત વિષયોની ગૂંથણી સાંભળીને અત્યંત હર્ષ પામ્યા હતા; અને 'બરાબર વ્યવસ્થિત વિષયગૂંથણી તમે કરી છે' (એમ કહી) અનુમતિ આપી તેમનાં એ આયુર્વેદતંત્રોનો સ્વીકાર કર્યો હતો; એટલું જ નહિ, પણ પ્રાણીમાત્રનું હિત ઇચ્છનારા તે સર્વ ઋષિઓએ સર્વ પ્રાણીઓનું હિત ઇચ્છતા એ અગ્નિવેશાદિની પ્રશંસા પણ કરી હતી અને 'તમે પ્રાણીઓ પર સારી રીતે દયા કરી છે' એમ એકીસાથે ઊંચા સ્વરે કહ્યું હતું. ૩૩,૩૪

અગ્નિવેશ આદિએ આયુર્વેદતંત્રો રચ્યાં, એ તેઓનું કર્મ પુણ્યજનક હતું, તેથી અહીં મૂળમાં તેઓને 'पुण्यकर्मणाम्' એ વિશેષણ આપ્યું છે; તેમ જ 'सर्वभूतहितैषिणः' એ પદ પ્રથમા બહુવચનરૂપે પ્રશંસા કરતા ઋષિઓનું વિશેષણ બને છે અને દ્વિતીયા બહુવચન તરીકે ગણી પ્રશંસાપાત્ર (કર્મરૂપ) અગ્નિવેશાદિનું પણ વિશેષણ થાય છે, એ અભિપ્રાયથી ઉપર અનુવાદમાં તે પ્રમાણે અનુવાદ લખ્યો છે. ૩૩,૩૪ (યો૦)

### દેવર્ષિઓને તથા દેવોને પણ અતિ આનંદ

तं पुण्यं शुश्रुवुः शब्दं दिवि देवर्षयः स्थिताः ।
सामराः परमर्षीणां श्रुत्वा मुमुदिरे परम् ॥ ३५ ॥

અંતરિક્ષમાં ઊભેલા દેવો સહિત દેવર્ષિઓએ પણ એ પુણ્યજનક શબ્દ સાંભળ્યો હતો અને તે સાંભળી તેઓ પણ અત્યંત હર્ષ પામ્યા હતા. ૩૫

### આકાશમાં હર્ષની ઘોષણાઓ

अहो साध्विति निर्घोषो लोकांस्त्रीनन्ववादयत् ।
नभसि स्निग्धगम्भीरो हर्षाद् भूतैरुदीरितः ॥ ३६ ॥

(ઉપરાંત) આકાશમાં (બીજી) દેવજાતિઓએ હર્ષથી ઉચ્ચારેલ 'અહો! અતિ ઉત્તમ કાર્ય' એવી આનંદજનક ઉચ્ચ ઘોષણાએ ત્રણે લોકને ગજાવી મૂક્યું હતું. ૩૬

### વિવિધ શુભચિહ્નો

शिवो वायुर्ववौ सर्वा भाभिरुन्मीलिता दिशः ।
निपेतुः सजलाश्चैव दिव्याः कुसुमवृष्टयः ॥ ३७ ॥

શુભ–કલ્યાણસૂચક વાયુ વાવા લાગ્યો, સર્વ દિશાઓ પ્રકાશથી પ્રકાશી રહી અને જળયુક્ત દિવ્ય પુષ્પવૃષ્ટિઓ અતિશય વરસી રહી હતી. ૩૭

૩૩ થી ૩૭ સુધીના શ્લોકોમાં એકંદર આમ જણાવે છે કે, અગ્નિવેશ આદિનાં આયુર્વેદિક તંત્રોને કેવળ આ લોકમાં જ આવકાર મળ્યો હતો, એમ જ ન હતું. પરંતુ ત્રણે લોકમાં તે તંત્રોને તથા એ તંત્રકારોને હર્ષની ગર્જનાઓ સાથે વધાવી લેવામાં આવ્યાં હતાં. ૩૭

### અગ્નિવેશ આદિની એ અદ્ભુત શક્તિનું મૂળ કારણ

अथाग्निवेशप्रमुखान् विविशुर्ज्ञानदेवताः ।
बुद्धिः सिद्धिः स्मृतिर्मेधा धृतिः कीर्तिः क्षमा दया ॥

બુદ્ધિ, સિદ્ધિ, સ્મૃતિ, મેધા, ધૃતિ, કીર્તિ, ક્ષમા અને દયા–એ જ્ઞાનદેવતાઓ, અગ્નિવેશ

**આદિમાં (તેમણે રચેલા આયુર્વેદતંત્રોની રચનાના) આરંભકાળે જ પ્રવેશ કરી ચૂકી હતી. ૩૮**

આ બુદ્ધિથી માંડી દયા સુધીની આઠ જ્ઞાનદેવીઓ અથવા અદ્‌ભુત દિવ્યશક્તિઓ જે કોઈ મહાપુરુષો પુણ્યજનક પવિત્ર ગ્રંથો રચવા શરૂ કરે છે, તે સમયે તેઓમાં પ્રવેશ પામી જ હોય છે. મહાપુણ્યશાળી પુરુષોની એ અદ્‌ભુત શક્તિઓ તેમને લોકોપયોગી પવિત્ર ગ્રંથો રચવામાં પરમ સહાયકારક થાય છે, તેથી જ તેઓ એવા અપૂર્વ ગ્રંથો રચી શકે છે, એ આશય અહીં ઊંડો સૂચિત કર્યો છે. આમાંની 'બુદ્ધિ'નો અર્થ ઉપલબ્ધિ કે પ્રસ્તુત ઉત્તમ અર્થોનો બોધ કે આવિર્ભાવ એ છે. 'સિદ્ધિ' એટલે સાધ્ય–ગ્રંથાદિ બરાબર સિદ્ધ કરવા–રચવા એ શક્તિ; 'સ્મૃતિ' એટલે પૂર્વે અનુભવેલા અર્થોનું સ્મરણ થયા જ કરે; 'મેધા' એટલે પૂર્વાધીત કે ચાલુ અધ્યયન કરાતા ગ્રંથોને ધારણ કરવાનું સામર્થ્ય; 'ધૃતિ' એટલે ધૈર્ય અથવા માનસિક સંતોષ; 'કીર્તિ' એટલે યશ; 'ક્ષમા' એટલે પોતાનો અપકાર કરનાર તરફ પણ અપકાર નહિ કરવાની ઇચ્છા; મહાન સહનશક્તિ અને 'દયા' એ પ્રાણીમાત્રનાં દુઃખ દૂર કરવાની હાર્દિક ઇચ્છા. આ આઠે દિવ્યશક્તિઓ અગ્નિવેશાદિ મહર્ષિઓમાં પ્રવેશી હતી, તેનું કારણ પણ એ જ કહી શકાય કે, તેઓ પ્રાણીમાત્રનું હિત ઇચ્છીને જ આયુર્વેદતંત્રો રચવા પ્રેરાયા હતા; અને તે શક્તિઓના મહાસામર્થ્યના બળથી જ તેઓ તે લોકોપયોગી તંત્રો રચી શક્યા હતા. ૩૮ (યો૦)

### અગ્નિવેશાદિનાં તંત્રોની પૃથ્વી પર પ્રતિષ્ઠા

**तानि चानुमतान्येषां तन्त्राणि परमर्षिभिः।**
**भवाय भूतसङ्घानां प्रतिष्ठां भुवि लेभिरे ॥ ३९ ॥**

**અગ્નિવેશ આદિનાં એ તંત્રોને મોટા મોટા ઋષિઓએ અનુમતિ આપી હતી–સ્વીકાર્ય ગણ્યાં હતાં, તેથી જ એ તંત્રો પૃથ્વી પર લોકસ્થિતિ માટે કે પ્રાણીસમુદાયોના પરમ કલ્યાણ માટે પ્રતિષ્ઠા કે પરમ પૂજનીયતાને પામ્યાં. ૩૯**

અહીં કોઈને શંકા થાય કે, અગ્નિવેશ આદિનાં તંત્રોને પુનર્વસુની પાસે રહેલા મહર્ષિઓએ ભલે માન્ય કર્યાં હોય, પણ પ્રજાના હિત માટે વૈદ્યોએ સ્વીકાર્યાં હતાં કે નહિ? આનું સમાધાન જ આ શ્લોકમાં જણાવ્યું છે કે, પૃથ્વી પર એ તંત્રો લોકકલ્યાણ માટે પ્રતિષ્ઠાને પામ્યાં, એટલે કે (તે તંત્રો પ્રકટ થયા પહેલાંનાં આત્રેયસંહિતા આદિ આયુર્વેદશાસ્ત્ર ભણીને વૈદ્યકનો ધંધો કરતા તે કાળના) વૈદ્યોમાં પણ તે ખૂબ આદરસત્કાર પામ્યાં. ૩૯ (યો૦)

### આયુર્વેદઅભિધેય અને લક્ષણ

**हिताहितं सुखं दुःखमायुस्तस्य हिताहितम्।**
**मानं च तच्च यत्रोक्तमायुर्वेदः स उच्यते ॥ ४० ॥**

**જેમાં હિત, અહિત, સુખ અને દુઃખ એ (ચાર પ્રકારનું) આયુષ તેમ જ એ આયુષના હિત–અહિત, પથ્ય–અપથ્ય તથા પ્રમાણ અને અપ્રમાણ અભિધેય કે કહેવા યોગ્ય વિષય તરીકે કહ્યાં હોય છે, તે 'આયુર્વેદ' કહેવાય છે. ૪૦**

આયુષ ચાર પ્રકારનું છે, તે આ સૂત્રસ્થાનના ૩૦ મા અધ્યાયમાં વધુ સ્પષ્ટ કરવામાં આવશે, માટે તેનું વિવરણ તે જ સ્થળે જોવું; તેમ જ એ આયુષને હિતકારી પથ્ય તથા અહિતકારી અપથ્ય પણ ત્યાં કહેવાશે. અને ઇંદ્રિય, મન, બુદ્ધિ તથા ચેષ્ટા આદિમાં થયેલ વિકાર ઉપરથી આયુષનું પ્રમાણ કે માપ કાઢી શકાય છે કે, 'આ માણસ આવા વિકારો ઉપરથી આ ક્ષણે, મુહૂર્તે કે અમુક દિવસે, પખવાડિયે અથવા મહિને, છ મહિને કે વર્ષે મરણ પામશે.' આ તેના આયુષનું પ્રમાણ કે માપ થયું અને એથી ઊલટું 'આ માણસ તો હવે મરશે જ,' એમ આયુષ એટલે કોઈ જાતનું માપ જ ન કહેવાય તે–અમાન, બધાં આયુર્વેદમાં જણાવેલ છે, માટે તે આયુષ વગેરે આયુર્વેદનાં અભિધેય (એટલે જણાવવા યોગ્ય વિષય) થયાં; એમ તે આયુષ આદિ જેમાં કહેલ છે, તે આયુર્વેદ તેઓનો આધાર થયો અને તે આયુષ આદિ આયુર્વેદમાં રહેલાં હોઈ તેનાં આધેય થયાં, તેથી તેઓનો આધાર–આધેય સંબંધ પણ અહીં 'यत्र' પદથી કહ્યો છે. ૪૦ (યો૦)

### આયુષનું સ્વરૂપ

**शरीरेन्द्रियसत्त्वात्मसंयोगो धारि जीवितम्।**
**नित्यगश्चानुबन्धश्च पर्यायैरायुरुच्यते ॥ ४१ ॥**

**શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ કે મન તથા આત્માનો જે સંયોગ, તે આયુષ કહેવાય છે અને ધારિ (શરીરને ધારણ કરનાર), જીવિત, (જિવાડનાર), નિત્યગ (એટલે કાયમ જનાર) અને અનુબંધ (એટલે પ્રાણની સાથે બંધાઈ રહેનાર) આ પર્યાયોથી પણ આયુષ (જ) કહેવાય છે. ૪૧**

પાંચભૂતોના વિકારરૂપ હોઈ આત્માના ભોગનું જે સ્થાન તે શરીર; ચક્ષુષ આદિ ઇંદ્રિયો આત્માનાં

ભોગનાં સાધનો છે; પરંતુ આ આયુર્વેદશાસ્ત્રમાં તે ઇંદ્રિયોને પણ પાંચભૂતોના વિકારરૂપ જ (ભાતિક) માન્યા છે; છતાં અહીં ઇંદ્રિયોને શરીરથી જે જુદાં કહ્યાં છે, તે ઇંદ્રિયોના રોગોનો આશ્રય તો ઇંદ્રિયો જ હોય છે, તે અભિપ્રાય છે. રસ વિનાના અસાત્મ્ય વિષયો જ તે તે ઇંદ્રિયોને પીડે છે; તેઓ આખા શરીરને પીડતા નથી. સત્ત્વ એ સર્વ વિષયોનો અનુભવ કરનાર અંતઃકરણ કે મન કહેવાય છે; આત્મા એ સર્વનો દ્રષ્ટા, ભોક્તા, સર્વજ્ઞ તથા સર્વનો અનુભવ કરનાર છે, જે ચેતનાધાતુ ગણાય છે; એ બધાનો અદૃષ્ટ–કર્મોએ કરાવેલ જે બરાબર સંયોગ તે આયુષ કહેવાય છે. 'एति–गच्छति इति आयु.।' જે કાયમ જયા કરે છે તે જ આયુષ છે, એમ આયુષનું સ્વરૂપ કહી તેના પર્યાયો કહે છે: 'धारयति शरीरम् इति धारि।' શરીરનું જે ધારણ, ટકાવ કરે છે, તે 'धारि' આયુષનો પર્યાય છે; 'जीवयति प्राणान् धारयति इति जीवितम्।' જે જિવાડે–પ્રાણોને ધારણ કરાવે–ટકાવે–તે 'જીવિત' પણ આયુષનો પર્યાય છે. 'नित्यं सततं गच्छति इति नित्यगः।' જે કાયમ જયા કરે છે, તે 'नित्यग' પણ આયુષનો પર્યાય છે; કારણ કે આયુષનો સ્વભાવ કાયમ જયા કરવાનો છે. પ્રાણોની સાથેનો જે સંબંધ તે 'અનુબંધ' પણ આયુષનો પર્યાય છે. આ સંબંધી આ ગ્રંથમા જ વિમાનસ્થાનના ૮ મા અધ્યાયમાં કહેશે કે, 'અનુબંધ' એ આયુષનો જ પર્યાય છે, જેનું લક્ષણ પ્રાણો સાથેનો સંયોગ છે. આ શ્લોકમા 'नित्यगश्चानुबन्धश्च' એમ બે પ્રકારના પ્રયોગ છે, તે 'चेतनानुवृत्ति'-ને પણ આયુષનો પર્યાય સૂચવે છે આના સંબંધી પણ આ સૂત્રસ્થાનના ૩૦મા અધ્યાયમાં કહેવાશે કે, 'तत्रायुश्चेतनानुवृत्तिर्जीवितमनुबन्धो धारि चेत्येकोऽर्थः।' આયુષ, ચેતનાવૃત્તિ, જીવિત, અનુબંધ અને ધારિ એ બધા એક જ આયુષ અર્થના સૂચક પર્યાયો છે. ૪૧ (યો૦)

### બીજા વેદો કરતાં આયુર્વેદ ચઢિયાતો

**तस्यायुषः पुण्यतमो वेदो वेदविदां मतः।**
**वक्ष्यते यन्मनुष्याणां लोकयोरुभयोर्हितम्॥४२॥**

**એ આયુષનો વેદ–આયુર્વેદ, (બીજા વેદો કરતાં) અતિશય પુણ્યજનક અથવા અત્યંત પવિત્ર છે. (એજ કારણે તે) વેદવેત્તાઓને (પૂર્ણ) માન્ય છે; કારણ કે તે આયુર્વેદ મનુષ્યોને આ લોક તથા પરલોક એ બન્નેમાં હિતકારી છે, એમ (આગળ ૩૦મા અધ્યાયમાં) કહેવાશે. ૪૨**

૪૧ મા શ્લોકમાં આયુષનું સ્વરૂપ કહી આ શ્લોકમાં આયુર્વેદને બીજા સર્વ વેદો કરતાં ઉત્કૃષ્ટ જણાવે છે; કારણ કે બીજા વેદો તો લગભગ પરલોકના જ હિતની વાત ઉપદેશે છે; તેથી પુણ્યરૂપ કે પવિત્ર તો છે જ, પરતુ આયુર્વેદ તો આ લોકની તથા પરલોકની બેયની હિતકારી વાત ઉપદેશે છે; માટે જ બીજા સર્વ વેદો કરતાં અતિશય વધારે પુણ્યજનક અથવા ખૂબ જ પવિત્ર છે; એમ આગળ ૩૦મા અધ્યાયમાં કહેવાશે. સુશ્રુત પણ આમ જ કહે છે: 'अन्यायत्तमैहिकमामुष्मिकं च श्रेयः।' આ આયુર્વેદથી આ લોકનું તથા પરલોકનું પણ કલ્યાણ સ્વાધીન બને છે. 'આયુર્વેદથી મનુષ્યને આરોગ્ય તથા લાંબું આયુષ મળે છે, તે દ્વારા ધર્માદિ સાધન સિદ્ધ થતાં પરલોકના સુખ પ્રાપ્ત થાય છે, તેથી બન્ને લોકમાં ઉપકાર કરનાર આયુર્વેદ બીજા વેદો કરતાં શ્રેષ્ઠ છે. લગભગ મરવા પડેલા માણસને આયુર્વેદથી જ જીવિત–પ્રદાન કરી શકાય છે, તેથી પણ સૌથી વધારે પુણ્યજનક તો આયુર્વેદ જ છે. કહ્યું છે કે, 'न हि जीवितदानाद्धि दानमन्यद् विशिष्यते।' કોઈને જીવિતદાન કરવું, એનાથી ચડિયાતું બીજું કોઈ પણ દાન નથી આ કારણે પણ આયુર્વેદ સર્વોત્તમ છે. ૪૨ (યો૦)

એમ આયુર્વેદનું સ્વરૂપ બતાવ્યા પછી એ આયુર્વેદમાં બતાવેલ ક્રિયાઓનો આધાર કહે છે:

### આયુર્વેદોક્ત ક્રિયાનું અધિકરણ

**सत्त्वमात्मा शरीरं च त्रयमेतत्त्रिदण्डवत्।**
**लोकस्तिष्ठति संयोगात्तत्र सर्वं प्रतिष्ठितम्॥४३॥**
**स पुमांश्चेतनं तच्च तच्चाधिकरणं स्मृतम्।**
**वेदस्यास्य तदर्थं हि वेदोऽयं संप्रकाशितः॥४४॥**

અંતઃકરણ (મન), આત્મા–ચેતના ધાતુ તથા શરીર એ ત્રણ ત્રિદંડ કે ત્રિપદીની પેઠે રહેલ છે; એ ત્રણેના પરસ્પરના સંયોગથી લોક સ્થિતિને કરી રહેલ છે. એ પુરુષ છે, એ ચેતન છે અને એ જ આ આયુર્વેદનું અધિકરણ કહેલ છે; કારણ કે આ આયુર્વેદ એના માટે જ બરાબર પ્રકાશિત કરાયો છે. ૪૩,૪૪

મન, આત્મા અને પાંચ ભૂતોના વિકારના સમુદાયરૂપ શરીર–એ ત્રણ મળીને 'લોક' કહેવાય છે; જેમ ત્રણ લાકડીઓની ઘોડી કે ત્રિપદી, ત્રણે લાકડીના પરસ્પર સંયોગથી ટકી રહે છે, તેમ આ લોક પણ એ ત્રણેના એકબીજાના સંયોગથી લોકરૂપે ટકી રહેલ છે; પરંતુ એ ત્રણમાંથી એક પણ જુદું પડે, તો લોકસ્થિતિ

ટકી શકે નહિ; એનું બીજું નામ 'સંયોગ પુરુષ' છે; તેમાં જ બધું-જન્મ-મરણાદિ તથા કર્મફળ આદિ રહેલ છે. આ જ અભિપ્રાય શારીરના ૧ લા અધ્યાયમાં કહેશે કે, 'अत्र कर्मफलं चात्र ज्ञानं चात्र प्रतिष्ठितम्। अत्र मोहः सुखं दुःखं जीवितं मरणं प्रभा।' આમાં જ કર્મફળ તથા જ્ઞાન રહ્યાં છે અને આમાં જ મોહ, સુખ, દુઃખ, જીવિત, મરણ તથા પ્રકાશ છે. અહીં 'આત્મા' શબ્દમાં બુદ્ધિ તથા અહંકારનો સમાવેશ સમજવો; અને 'શરીર' શબ્દમાં પાંચ ભૂતો, ઇંદ્રિયો તથા ઇંદ્રિયોના વિષયો સમાવ્યા છે; તેથી 'चतुर्विंशक इत्येष राशिः पुरुषसंज्ञकः।' ચોવીસ તત્ત્વોનો સમુદાય તે 'પુરુષ' કહેવાય છે, એમ શારીરસ્થાનના પહેલા અધ્યાયમાં કહેલાંની સાથે વિરોધ નથી રહેતો. એ પુરુષના ઉપકાર માટે જ આ આયુર્વેદ પ્રકાશમાં મુકાયો છે. આ બન્ને શ્લોકનો આશય સુશ્રુત પણ આમ જ કહે છે: 'पञ्चमहाभूतशरीरिसमवायः पुरुष उच्यते, तस्मिन् क्रिया, सोऽधिष्ठानम्' (सूत्र, अ. १)–પાંચ મહાભૂતો તથા આત્માનો એકત્ર સંબંધ–એ પુરુષ કહેવાય છે, એમાં આયુર્વેદની ક્રિયા કરાય છે અને એ સર્વનું આશ્રયસ્થાન છે; તેમ જ 'स एव कर्मपुरुषश्चिकित्साधिकृतः।' એ જ કર્મપુરુષ આયુર્વેદની ચિકિત્સાનો અધિકારી છે. (सुश्रुत–शारीर अ. १) ૪૩,૪૪ (યો૦)

પ્રથમ કહેવાઈ ગયું કે, ભરદ્વાજે ઇંદ્ર પાસે આયુર્વેદ ભણી આવ્યા પછી અંગિરા આદિ ઋષિઓને આયુર્વેદ ભણાવ્યો હતો, જે આયુર્વેદનું જ્ઞાન થયા પછી તે ઋષિઓને સામાન્ય, વિશેષ આદિ છનું જ્ઞાન થયું હતું; તેમાંના સામાન્ય તથા વિશેષ જણાવે છે:

**સામાન્ય તથા વિશેષનું કાર્ય તથા સ્વરૂપ-લક્ષણ**

**सर्वदा सर्वभावानां सामान्यं वृद्धिकारणम्।**
**ह्रासहेतुर्विशेषश्च प्रवृत्तिरुभयस्य तु ॥४५॥**
**सामान्यमेकत्वकरं विशेषस्तु पृथक्त्वकृत्।**
**तुल्यार्थता हि सामान्यं विशेषस्तु विपर्ययः ॥४६॥**

સર્વ કાળે સર્વ પદાર્થોની (દ્રવ્ય, ગુણ, કર્મની) વૃદ્ધિનું કારણ (તે) સામાન્ય (સમાનતા કે સરખાપણું) છે; અને વિશેષ એટલે વિશેષતા, અસમાનતા કે સરખાપણું ન હોવું તે સર્વ કાળે સર્વ પદાર્થોના એટલે દ્રવ્ય, ગુણ તથા કર્મના હ્રાસનું એટલે ઓછા થવાનું કારણ છે; પરંતુ એ બન્ને 'સામાન્ય' કે 'વિશેષ'ની પ્રવૃત્તિ કે ક્રિયા હોવી જોઈએ. (અર્થાત્ પ્રવૃત્તિ વિનાનું 'સામાન્ય' કોઈ પદાર્થની વૃદ્ધિ કરતું નથી; તેમ જ પ્રવૃત્તિરહિત 'વિશેષ' પણ કોઈ પદાર્થનો હ્રાસ કરે નહિ; જેમ કે) 'સામાન્ય' એકતા (કરવારૂપ પ્રવૃત્તિ) કરનાર છે અને 'વિશેષ' પણ અલગપણું (કરવું એ પ્રવૃત્તિ) કરે છે. (તેઓનું સ્વરૂપ આ છે કે) સમાન અર્થપણું એ 'સામાન્ય' છે અને એથી ઊલટું એટલે સમાન અર્થપણું ન હોય તે 'વિશેષ' છે. ૪૫,૪૬

આયુર્વેદના અભિધેય અથવા વિષય તરીકે સામાન્યાદિ છનો પ્રથમ ૨૭ મા શ્લોકમાં નિર્દેશ કરેલ છે; એમાં 'સામાન્ય'ને પ્રથમ કહેલ છે; તેમ જ આયુર્વેદમાં જેનું પ્રતિપાદન કરેલ છે, તેના જ્ઞાનનું મૂળ પણ 'સામાન્ય' જ છે, તેથી અહીં પ્રથમ 'સામાન્ય'નું સ્વરૂપ કહે છે. વળી આયુર્વેદનું પ્રયોજન ધાતુ–સામ્યની રક્ષા કરવી અને વિષમ થયેલી ધાતુઓને એક સરખી કરવી તે છે; પરંતુ તેમાં કારણરૂપે 'સામાન્ય' આદિ છ પ્રથમ જે કહેવાયાં છે, તેનો ઉપદેશ કરવો અહીં જરૂરી જણાયાથી તેમાંના પહેલા 'સામાન્ય'નું જે કાર્ય છે, તે અહીં કહે છે: હરકોઈ કાળે સઘળા પદાર્થો એટલે કે હરકોઈ દ્રવ્ય, ગુણ કે કર્મની વૃદ્ધિનું કારણ 'સામાન્ય' છે; 'समानस्य भावः सामान्यम्' સમાનપણું એટલે દ્રવ્ય, ગુણ કે કર્મનું સરખાપણું તે જ 'સામાન્ય' છે; અર્થાત્ સરખાં કે સજાતીય દ્રવ્ય, ગુણ કે કર્મ, તે સરખાં સજાતીય ગુણ, દ્રવ્ય કે કર્મમાં વધારો કરે છે, પરંતુ 'વિશેષ' એટલે વિશેષતા કે સરખાપણું ન હોય તે તો દ્રવ્ય, ગુણ તથા કર્મમાં હ્રાસ એટલે ન્યૂનતા લાવે છે અર્થાત્ વિશેષ–વિજાતીય દ્રવ્ય, ગુણ કે કર્મ તો વિજાતીય દ્રવ્ય, ગુણ કે કર્મને ઓછાં જ કરે છે. આમાં વધુ આ પણ વાગ્ભટે સમજાવ્યું છે કે, 'सर्वत्र च द्रव्यगुणकर्मविपर्ययतुल्यभावेन अविरुद्धेन।' સર્વ સ્થળે દ્રવ્ય, ગુણ, કર્મનો વિપર્યય (વિશેષ અને તુલ્યભાવ (સામાન્ય), એ તેના વિરુદ્ધથી રહિત જ હોવો જોઈએ; જેમ કે આમળું ખાટું છે, છતાં તે ખાટા પિત્તને ઉત્પન્ન કરતું નથી, પણ ઊલટું પિત્તનું શમન કરે છે; કેમ કે તે ખાટા ગુણથી યુક્ત હોવા છતાં તેના વિરોધી શીતવીર્યતારૂપ ગુણથી યુક્ત છે; એ કારણે જ તે ઉષ્ણ–પિત્તને શમાવે છે પણ વધારતું નથી. આમ આમળાંમાં રહેલી ખટાશ તથા પિત્તની ખટાશ 'સામાન્ય' છે, છતાં એ સામાન્ય વૃદ્ધિનું કારણ થતું નથી; એ જ રીતે જલપ્રાય–આનૂપ પ્રદેશનાં પ્રાણીનું માંસ મધુર ગુણથી (વિશેષ) હોય છે, છતાં એ 'વિશેષ' અસમાન પિત્તને

શમાવનાર કે હ્રાસ પમાડનાર નથી; પરંતુ ભેલડું પિત્તને ઉત્પન્ન કરે છે; કેમ કે તે આનૂપમાંસ મધુરગુણથી યુક્ત હોય છે, છતાં ઉષ્ણવીર્યરૂપ વિરુદ્ધ ગુણથી યુક્ત હોવાને લીધે વિશેષતાનુ કાર્ય–હ્રાસ કરી શકતું નથી; આમ એકંદર દ્રવ્ય, ગુણ. કર્મની પરિપૂર્ણ સમાનતા જ વૃદ્ધિનું કારણ છે અને પરિપૂર્ણ વિશેષતા કે વિભિન્નતા જ હ્રાસનું કારણ છે; આ અભિપ્રાયથી કહ્યું છે કે ' 'सर्वेषां सर्वदा वृद्धिस्तुल्यद्रव्यगुणक्रियैः, भावैर्भवति भावानां त्विपरीतैर्विपर्ययः।' દરેક સમાન દ્રવ્ય, ગુણ કે ક્રિયાવાળા પદાર્થોથી સર્વકાળ તેવા સમાન દ્રવ્ય, ગુણ કે ક્રિયાવાળા પદાર્થોની વૃદ્ધિ થાય છે: અને એથી વિપરીત, વિશેષ કે વિભિન્ન દ્રવ્ય, ગુણ કે ક્રિયાવાળા પદાર્થોથી સર્વકાળ તેવા વિશેષ કે વિભિન્ન દ્રવ્ય, ગુણ કે ક્રિયાવાળા પદાર્થોનો હ્રાસ કે ન્યૂનતા થાય છે, આ જ કારણે શરીરની ધાતુઓ સમાન દ્રવ્ય, ગુણ કે ક્રિયાના ઉપયોગથી વૃદ્ધિ પામે છે અને વિશેષ–વિપરીત કે વિભિન્ન દ્રવ્ય, ગુણ કે ક્રિયાના અભ્યાસથી હ્રાસ પામે છે, જેમ કે શરીરનું માંસ, (બકરાના માંસ જેવું જ હોઈને પોતાની સમાન એ બકરાના) માંસથી વૃદ્ધિ પામે છે, એ જ રીતે સમાન લોહી, સમાન લોહીથી વધે છે, સમાન મેદ સમાન મેદથી વધે છે, સમાન હાડકાં, સમાન હાડકાંથી વધે છે; કેમ કે તેઓનું એ સામાન્ય–એકસરખાપણું, તે તેવાં દ્રવ્યથી વૃદ્ધિજનક છે; એ જ રીતે ગુણથી સામાન્ય કે સમાનતા ધરાવતા દૂધ, ઘી અને તેવા બીજા મધુર, સ્નિગ્ધ અને શીતળ પદાર્થો, તેના જેવી જ સમાનતા ધરાવતા–વીર્યની વૃદ્ધિ કરે છે; તેમ જ સ્નિગ્ધ, ભારે, મધુર, ઘટ્ટ અને પિચ્છિલ–ચીકણાં દ્રવ્યો પણ ગુણસામાન્યને લીધે જ તેના જેવી જ–સમાનતાવાળા કફની વૃદ્ધિ કરે છે; અને દોડવું, કૂદવું કે ઓળંગવું આદિ ચલ ક્રિયાઓથી તેવી જ સમાન ક્રિયા ધરાવતો ચલ વાયુ વધે છે; એમાં પણ તેની અંદરનું 'ક્રિયાસામાન્ય જ કારણ છે; અથવા બેસી રહેવું કે નિદ્રાનું સુખ લેવું, ઇત્યાદિ સ્થિર ક્રિયાઓથી તેવી જ સમાન ક્રિયા ધરાવતો સ્થિર કફ વધે છે; આ બધાં 'सामान्य वृद्धिकारणम्'નાં દૃષ્ટાંત અપાયાં; હવે 'ह्रासहेतुर्विशेषश्च।' વિશેષ હ્રાસનું કારણ છે, એનાં દૃષ્ટાંતો અપાય છે; જેમ કે ગવેધુકા અથવા થેગી નામનું ધાન્ય કૃશતારૂપ હ્રાસને કરનારું છે; એટલે કે વાયુસ્વરૂપ કે વાયડી થેગી પાર્થિવ અથવા પૃથ્વી અંશને વધારે ધરાવતાં માંસ આદિની કૃશતા કે હ્રાસ કરે છે; કારણ કે વાયુના અંશવાળી થેગી–દ્રવ્યમાં તથા પાર્થિવ-માંસાદિ દ્રવ્યમાં પરસ્પર એ વિશેષતા–અસમાનતા કે વિભિન્નતા રહેલ છે; એ જ કારણે વાતજનકરૂપ વિશેષતાવાળી થેગી પાર્થિવતારૂપ વિશેષતાવાળાં માંસાદિનો હ્રાસ કરે છે; તેમ જ તૈજસદ્રવ્ય–ક્ષાર પદાર્થ, જલદ્રવ્ય–કફનો હ્રાસ કરે છે, તે પણ એ બન્ને દ્રવ્યની વિશેષતા કે પરસ્પર વિભિન્નતા જ કરે છે; એ દ્રવ્યાશ્રિત વિશેષનું દૃષ્ટાંત અપાયું; હવે ગુણાશ્રિત વિશેષનું દૃષ્ટાંત આ છે કે, કાંજીનું ખાટું પાણી કફનો હ્રાસ કરે છે; કારણ કે કફના માધુર્ય આદિ ગુણો કરતાં કાંજીના લઘુ, રૂક્ષ, તીક્ષ્ણ તથા વિશદ ગુણો, વિશેષ–વિપરીત કે વિભિન્ન છે; એમ એ બન્નેની એ ગુણાશ્રિત વિશેષતા હ્રાસ કરનારી થાય છે; તેમ જ ક્રિયાશ્રિત વિશેષતા પણ હ્રાસ કરે છે, તેનું દૃષ્ટાંત આ છે કે બેસી રહેવું કે ઊંઘ્યા કરવું, એ સ્થિર ક્રિયા ચલવાયુનો હ્રાસ–નાશ કરે છે; કેમ કે સ્થિરતા અને ચલતામાં પરસ્પર વિશેષતા–વિભિન્નતા છે, અને દોડવું, કૂદવું તથા ઓળંગવું–એ ચલક્રિયા, સ્થિર–કફનો હ્રાસ–નાશ કરે છે; કેમ કે તેઓમાં પણ પરસ્પર એ વિશેષતા છે, આમ સામાન્યથી વૃદ્ધિ અને વિશેષથી હ્રાસ થાય છે, પરંતુ એ બન્નેની પ્રવૃત્તિ એટલે કર્મ કે ક્રિયા તો આ છે કે, 'सामान्यं एकत्वकरम्।' સામાન્ય કે સમાનતા, એ એકતારૂપ ક્રિયા કરે છે; અને 'विशेषस्तु पृथक्त्वकृत्।' વિશેષ અથવા અસમાનતા કે વિભિન્નતા એ પૃથક્ત્વ એટલે એકતાથી રહિતપણું અથવા અસંયોગરૂપ પ્રવૃત્તિ કરે છે; અહીં પૃથક્ત્વનો અર્થ અલગપણું કે અસંયોગ, એમ કરવો, તે ઠીક છે. આ જ કારણે આ શ્લોકસ્થાનના ૨૫મા અધ્યાયમાં કહ્યું છે કે, 'पृथक्त्वं स्यादसंयोगो वैलक्षण्यमनेकता।' અસંયોગ, વિલક્ષણતા કે એકતાનો અભાવ એ પૃથક્ત્વ કહેવાય છે; જેમ કે શરીરમાં જે ભારે ધાતુઓ છે, તે ભારે પદાર્થો સાથે એકતા કરવારૂપ ક્રિયા દ્વારા વૃદ્ધિ પામે છે, એમ ધાતુઓમાં રહેલું ભારેપણું તથા પદાર્થોમાં રહેલું ભારેપણું સામાન્ય કે સરખાં હોઈને એકતા કરવારૂપ ક્રિયા કરીને જ વૃદ્ધિ કરે છે; તેમ જ શરીરની હલકી ધાતુઓ હલકા પદાર્થોની સાથે એકતા કરવારૂપ ક્રિયા કરીને વૃદ્ધિ કરે છે; એમાં પણ ધાતુઓમાં તથા પદાર્થોમાં રહેલું સામાન્ય (એટલે સરખાપણું) એકતા કરવારૂપ ક્રિયા કરીને જ વૃદ્ધિ કરે છે; પરંતુ એથી વિપરીત–ભારે ધાતુઓ, હલકા પદાર્થો સાથે અસંયોગ કે અલગપણારૂપ ક્રિયા કરીને પોતાનો હ્રાસ કરે છે; અથવા હલકા પદાર્થો શરીરમાં રહેલા ભારે પદાર્થો સાથે અસંયોગરૂપ ક્રિયા દ્વારા અલગ રહીને તે ધાતુઓનો હ્રાસ કરે છે, એ તેઓમાં રહેલી પરસ્પરની વિશેષતા કે વિભિન્નતા જ કરે છે; એમ એ સામાન્ય વૃદ્ધિ કરે છે અને વિશેષ હ્રાસ કરે છે; તેઓનું સ્વરૂપ તો 'तुल्या-

र्थता हि सामान्यं।' સમાન અર્થપણું એટલે દ્રવ્ય, ગુણ કે ક્રિયાની સમાનતા કે સરખાપણું એ જ સામાન્ય છે; અને 'विशेषस्तु विपर्ययः' એથી ઊલટું એટલે કે દ્રવ્ય, ગુણ કે કર્મની પરસ્પર અસમાનતા કે વિભિન્નતા—એ વિશેષ છે. (યો૦)

અહીં આવી શંકા થાય છે કે, બકરાં વગેરે પ્રાણીનું માંસ મનુષ્યના માંસને વધારે છે; કેમ કે તે પરસ્પર સમાનતા ધરાવે છે; પરંતુ તે જ માંસ વાયુનો નાશ પણ તે જ વખતે કરે છે; કેમ કે માંસ અને વાયુની પરસ્પર વિશેષતા અથવા વિભિન્નતા છે; માંસ મધુર તથા સ્નિગ્ધ છે અને વાયુ રૂક્ષ છે; આમ એક જ માંસરૂપ દ્રવ્ય, સામાન્યથી તથા વિશેષથી પરસ્પર વિરોધી બે કાર્ય એકીવખતે કેમ કરે છે? એક જ દેવદત્ત જે કાળે એક કામ કરતો હોય, તે જ વખતે બીજું કામ કરી શકતો નથી. કોઈ પણ ક્રિયાવાન દ્રવ્યનો એકી વખતે બે કામ કરવાનો ધર્મ જ નથી. આનું સમાધાન આ છે કે, જેઓ સ્વયં ક્રિયાવાન હોય, તેઓ જ એકીવખતે પરસ્પર વિરુદ્ધ બે કામ કરી શકતા નથી, પરંતુ જેઓ સ્વયં ક્રિયાવાન નથી, તેઓ તો એકીવખતે પરસ્પર વિરુદ્ધ બે કામ કરી શકે જ છે; જેમ કે એક જ શબ્દ એકીવખતે અનેક શબ્દોને ઉત્પન્ન કરે છે; અથવા એક જ અગ્નિ એકીવખતે પ્રકાશ તથા દાહ બન્નેને કરે છે; આ જ કારણે આચાર્ય ચરકે કહ્યું છે કે, 'तस्माद् भेषजं सम्यगवचार्यमाणं युगपद् ऊन–अतिरिक्तानां धातूनां साम्यकरं भवति, अधिकमपकर्षति, न्यूनमाप्याययति।' એક જ ઔષધ દ્રવ્ય બરાબર યોજાયું હોય તો એકીવખતે ન્યૂનાધિક ધાતુઓની સમાનતા કરે છે; એટલે કે જે ધાતુ અધિક થઈ વધી ગયેલ હોય તેને ઓછી કરે છે અને જે ધાતુ ઓછી થઈ હોય તેનો વધારો કરે છે. વળી અહીં આવો પ્રશ્ન થાય છે કે, જેની ધાતુ ક્ષીણ થયા કરતી હોય એવા વૃદ્ધ માણસને કે જેનામાં ઘણા દોષો જામી પડ્યા હોય તેવા માણસને સમાનગુણવાળો આહાર પણ (સામાન્ય ધર્મયુક્ત હોવા છતાં) વૃદ્ધિ કે પુષ્ટતાનું કારણ થતો નથી; તેમ જ ગ્રીષ્મ ઋતુમાં મધુર આદિ સમાન ધર્મયુક્ત ખોરાકથી પણ કફની વૃદ્ધિ થતી નથી, તેમાં શું સમજવું? આનો ઉત્તર આ છે કે, આમાં પ્રતિબાધક અથવા અટકાયત કરનાર ઘડપણ, ઘણા દોષો કે ગ્રીષ્મની ઉષ્ણતા વિદ્યમાન હોવાથી 'સામાન્ય' પણ વૃદ્ધિનું કારણ થતું નથી; એટલે આશય આ છે કે, વિરોધકનું અસ્તિત્વ ન હોય તો જ 'સામાન્ય' વૃદ્ધિનું કારણ બને છે, એ સિદ્ધાંત સમજવો; અથવા વૃદ્ધ માણસ ઇત્યાદિમાં 'સામાન્ય' આહારથી વૃદ્ધિ થતી જ હોય છે, છતાં ક્ષયનાં કારણો ઘણાં જ વધારે બળવાન હોય છે, તેથી એ માણસમાં થતી વૃદ્ધિ જણાતી નથી. વળી બીજું પણ અહીં અવશ્ય જાણવું જરૂરી છે કે, 'દ્રવ્યસામાન્ય' જ દ્રવ્યરૂપ ધાતુઓને વધારનાર છે, પરંતુ 'ગુણસામાન્ય' ધાતુઓને વધારનાર નથી; કેમ કે ગુણો દ્રવ્યોને નિપજાવી શકતા નથી; 'ગુણસામાન્ય' ઉપરથી તો એ ગુણોના આશ્રયવાળા દ્રવ્યનું જ અનુમાન થઈ શકે છે; એટલે દ્રવ્ય જ ધાતુઓને વધારે છે; જેમ કે રૂક્ષ આદિ ગુણો જોયા પછી આમ અનુમાનથી જાણી શકાય છે, કે ચિત્રક દ્રવ્ય વાયુની અધિકતાવાળું હોવું જોઈએ; એટલે એ ચિત્રકનો ઉપયોગ કર્યો હોય તો તે વાયુને વધારનારો થાય છે; ગુણો તો ગુણોને જ ઉત્પન્ન કરી તે ગુણોમાં જ અતિશય વધારો કરે છે. એકંદર 'સામાન્ય'ને વૃદ્ધિનું કારણ કહ્યું છે ખરું, પરંતુ એ 'સામાન્ય' સાક્ષાત્ વૃદ્ધિનું કારણ નથી; એ જ પ્રમાણે 'વિશેષ'ની બાબતમાં પણ સમજવું.

આ 'સામાન્ય'–'વિશેષ'વાદ, અહીં ગ્રંથવિસ્તારના ભયથી વધુ ચર્ચો નથી, પરંતુ આયુર્વેદમાં ઉપયોગી માત્ર ધર્મરૂપે જ તે અહીં કહેલ છે; આનો વિસ્તાર તો વૈશેષિક દર્શનમાંથી જ જાણવો જોઈએ. ૪૫,૪૬

એમ સામાન્ય તથા વિશેષનું નિરૂપણ કર્યા પછી દ્રવ્યોનું નિરૂપણ કરે છે:

## દ્રવ્યનિરૂપણ

**खादीन्यात्मा मनः कालो दिशश्च द्रव्यसंग्रहः।**
**सेन्द्रियं चेतनं द्रव्यं निरिन्द्रियमचेतनम्॥ ४७॥**

**આકાશ વગેરે (પાંચભૂતો), આત્મા, મન, કાળ અને દિશાઓ (એ નવ) દ્રવ્યો ટૂંકમાં કહ્યાં છે. (આમાંનું) જે દ્રવ્ય ઇંદ્રિય સહિત હોય તે ચેતન છે અને ઇંદ્રિયરહિત હોય તે અચેતન છે.**

જોકે ૨૭મા શ્લોકમાં 'સામાન્ય' તથા 'વિશેષ' પછી ગુણો કહ્યા છે, છતાં અહીં ગુણોનું નિરૂપણ નહિ કરતાં દ્રવ્યોનું નિરૂપણ કર્યું છે, તે ઉપરથી ગુણો કરતાં દ્રવ્યની જ મુખ્યતા બતાવી છે; અર્થાત્ ગુણો તો દ્રવ્યના આધારે જ રહે છે, માટે ગુણો કરતાં દ્રવ્યો જ પ્રથમ જણાવવાં જરૂરી છે. મૂળમાં 'खादीनि' એમ 'ख–आदीनि' સમાસયુક્ત પદમાં 'आदि' શબ્દ મૂકીને આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી—એ પાંચ ભૂતો જણાવ્યાં છે; તેમાં આકાશ એ શબ્દરૂપ ગુણવાળું, વાયુ એ શબ્દ તથા સ્પર્શરૂપ ગુણવાળો, અગ્નિ એ શબ્દ, સ્પર્શ તથા રૂપગુણવાળો, જળ એ શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસગુણવાળું અને પૃથ્વી

એ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધગુણવાળી જાણવી. આ જ પ્રમાણે આ ચરકમાં શારીરસ્થાનના પહેલા અધ્યાયમાં કહેવાશે, સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૨ મા અધ્યાયમાં આમ જ કહેલ છે. એમ પાંચ ભૂતો કહ્યા પછી અહીં આત્માને કહ્યો છે, જોકે પાંચ ભૂતો કરતાં આત્મા જ મુખ્ય છે, છતાં પ્રથમ આત્માને કહ્યા વિના પાંચ મહાભૂતો કહ્યાં છે, તે સૂચવે છે કે રોગ તથા આરોગ્ય એ બન્નેનો આધાર શરીર છે અને તે શરીરનો આરંભ કરવામાં મુખ્ય કારણ તો પાંચ મહાભૂતો જ છે, તેથી નિર્વિકાર આત્માને છોડી વિકારરૂપ પાંચ મહાભૂતોને પહેલાં કહ્યાં છે. આત્મા એ ચેતનાધાતુ છે, જેનાં લક્ષણો શારીરના ત્રીજા અધ્યાયમાં કહેવાશે. વૈશેષિક દર્શનમાં પણ એ જ પ્રમાણે આત્માનાં લક્ષણો કહ્યાં છે. મનનું જ બીજું નામ સત્ત્વ કે અંતઃકરણ છે; તેનું લક્ષણ આ જ ગ્રંથમાં શારીરના પહેલા અધ્યાયમાં અપાશે. વૈશેષિક દર્શનમાં કણાદમુનિ મનનું લક્ષણ આ પ્રમાણે કહે છે: 'आत्मेन्द्रियार्थसन्निकर्षे ज्ञानस्याभावो भावो मनसो लिङ्गम्' (વૈશેષિક-૩-૨-૧) આત્મા, ઇંદ્રિયો તથા વિષયોનો સંબંધ હોવા છતાં જ્ઞાન ન થાય કે થાય, એ મનનું લક્ષણ છે. કાળનું લક્ષણ આ ગ્રંથના વિમાનસ્થાનના ૮મા અધ્યાયમાં વિસ્તારથી આપ્યું છે, તે ત્યાં જોવું. 'અમુક આ આનાથી આગળ છે કે પાછળ છે' ઇત્યાદિ વ્યવહારો જેનાથી થાય છે, તે દિશાઓ છે.' આમ આ સંક્ષેપમાં નવ દ્રવ્યો અહીં કહ્યાં છે; કારણ કે કાર્યદ્રવ્યોના જે જે અસંખ્ય ભેદો થાય છે, તે સઘળાનો સમાવેશ આ નવમાં જ થાય છે. કણાદે પણ વૈશેષિક(૧-૧-૫)માં આ પ્રમાણે નવ જ દ્રવ્યો કહ્યાં છે. વળી ચરકના આ શ્લોકસ્થાનના ૨૬મા અધ્યાયમાં આમ કહેશે કે 'सर्वं द्रव्यं पाञ्चभौतिकमस्मिन्नर्थे तच्चेतनावत् अचेतनं च।' સર્વ (કાર્યરૂપ) દ્રવ્ય પાંચ ભૂતોના વિકારરૂપ હોય છે; આ આયુર્વેદમાં તે ચેતન તથા અચેતન છે. આમ કાર્યદ્રવ્યોનો ચેતન-અચેતનરૂપે વિભાગ કરે છે, માટે અહીં ચેતન-અચેતનનું લક્ષણ કહે છે કે ઇંદ્રિયો સહિત વર્તતું દ્રવ્ય જીવંત-શરીરરૂપે ચેતન છે; આમ 'सेन्द्रियम्' ઇંદ્રિય સહિત કરેલ છે, તેથી આત્માનો સંબંધ પણ સમજવો જ જોઈએ; કેમ કે ઇંદ્રિયો એ જ પ્રત્યગાત્માનાં ચિહ્નોરૂપ છે. હરકોઈ શરીર ચેતન જણાય છે, તેમાં આત્માનો સંબંધ જ કારણ છે; આત્માનો સંબંધ ન હોય ત્યારે તો 'शरीरं हि गते तस्मिन्शून्यागारमचेतनम्, पञ्चभूतावशेषत्वात् पञ्चत्वं गतमुच्यते।' (ચરક-શારીર-૧ અ.) શરીર જ જ્યારે આત્મા જતો રહે છે, ત્યારે ઉજ્જડ ઘર જેવું અચેતન થઈ પડે છે અને તે વેળા તેમાં પાંચ ભૂતો જ કેવળ બાકી રહે છે, એ જ કારણે 'તે પંચત્વ પામ્યું' એમ કહેવાય છે. આમ હોવા છતાં અહીં ચેતનદ્રવ્યના લક્ષણમાં આત્માનો સંબંધ જે ખુલ્લો નથી જણાવ્યો, તેમાંથી અહીં પાંચભૌતિક દ્રવ્યોનો અધિકાર ચાલુ છે, તે જ કારણ છે; છતાં આ નવ દ્રવ્યોમાંનાં આત્મા તથા મન તો અધ્યાત્મદ્રવ્ય જ સમજવાં. એમ ચેતનનું સ્વરૂપ કહ્યા પછી અચેતનનું સ્વરૂપ કહે છે કે. 'न सन्ति इन्द्रियाणि यस्य तत् निरिन्द्रियम्।' જેને ઇંદ્રિયોનો સંબંધ ન હોય તે-જીવંત શરીર વિનાનાં બીજાં સર્વ દ્રવ્ય અચેતન છે અને તે ચેતનનાં ઉપકરણરૂપ છે. (યો૦)

અહીં 'निरिन्द्रियम् अचेतनम्' એમાંના 'निरिन्द्रियम्' પદમાં જે 'निर्' શબ્દ રહ્યો છે, તે 'અભાવ' અર્થમાં છે; જેમ કે 'मक्षिकाणाम् अभावो निर्मक्षिकम्।' આમાં પણ 'निर्' અવ્યયનો 'અભાવ' અર્થ છે. વળી અહીં 'सेन्द्रियं चेतनम्'-ઇંદ્રિય સહિત હોય એ ચેતન છે. એમ કહેવાથી જ આપોઆપ સમજાય છે કે, 'निरिन्द्रियम् अचेतनम्।' જેને ઇંદ્રિય ન હોય તે અચેતન છે; છતાં ફરી એ જ વચન ખાસ કહ્યું છે, તે સૂચવે છે કે એ રીતે અર્થાપત્તિથી ખાસ અર્થ મળે છે, એવું કંઈ નક્કી નથી. જેમ નવા તાવમાં દિવસે ઊંઘવાનો નિષેધ કર્યો છે, તે ઉપરથી આપોઆપ એવું સમજાય કે, 'જૂના તાવમાં દિવસે ઊંઘી શકાય છે; પરંતુ એમ સમજવાનું હોતું જ નથી. જીર્ણ-જ્વરવાળાને પણ દિવસે ઊંઘવાનો નિષેધ જ કરેલ છે; આ કારણે જ અહીં શિષ્યોને સ્પષ્ટ સમજાવવા 'निरिन्द्रियमचेतनम्' એમ સ્પષ્ટ કહ્યું છે. જોકે આત્મા જ ચેતન છે, શરીર કે મન તો ચેતન છે જ નહિ, છતાં પાણીમાં આવતી ઉષ્ણતાની પેઠે જ સંયુક્તસમવાય સંબંધથી જ શરીરાદિને પણ ચેતન કહેલ છે. આત્માનું ચેતનપણું પણ એ જ છે કે, 'इन्द्रियसंयोगे सति ज्ञानशालित्वम्।' ઇંદ્રિયો સાથેનો સંબંધ થાય ત્યારે જે જ્ઞાન થવાનો સ્વભાવ છે, તે જ આત્માનું ચેતનપણું છે; બાકી કેવળ આત્માનું ચેતનપણું નથી. આથી જ કહ્યું છે કે, 'आत्मनः करणैर्योगात् ज्ञानं तस्य प्रवर्तते।' આત્માને ઇંદ્રિયો સાથે સંબંધ થવાથી જ તેને જ્ઞાન થાય છે. અહીં 'ઇંદ્રિય સહિત જે હોય તે ચેતન' એમ કહેવાથી વૃક્ષ આદિને પણ ચેતન જ સમજવાં જોઈએ. જેમ કે સૂર્યમુખી વેલી, જે બાજુ સૂર્ય ભમે છે, તે બાજુ ભમતી હોવાથી તેને દૃષ્ટિઇંદ્રિય હોવી જોઈએ, એવું અનુમાન થાય છે; તેમ જ સરસી નામની વેલીને મેઘની ગર્જના સંભળાતાં-જ ફળ આવે છે; બિજોરાનું ઝાડ પણ શિયાળ

વગેરેની ચરબીની ગંધ લેવાથી ખૂબ જ ફળયુક્ત થાય છે; આંબાના ઝાડને પણ માછલાંની ચરબી સિંચવાથી ઘણાં ફળ આવે છે; એ ઉપરથી તેઓને રસનેંદ્રિય હોવાનું અનુમાન થાય છે. આસોપાલવને કોઈ સુંદર સ્ત્રીના પગનો પ્રહાર થતાં સુખ થાય છે, તેથી તેને સ્પર્શનેંદ્રિયનું હોવું અનુમાનથી સાબિત થાય છે. આ અનુમાનોને આ સ્મૃતિવચન દૃઢ બનાવે છે: 'अभिवादितस्तु यो विप्रो नाशिषं संप्रयच्छति, स्मशाने जायते वृक्षो गृध्रकङ्कोपसेवितः।' જે બ્રાહ્મણને કોઈ વંદન કરે, તે વેળા એ બ્રાહ્મણ સામેથી જો આશીર્વાદ ન આપે, તો મર્યા પછી તે સ્મશાનમાં ઝાડ થાય છે, જેના પર ગીધડાં અને કાગડા રહેઠાણ કરે છે.' એટલે કે 'अन्तःसंज्ञा भवन्त्येते सुखदुःखसमन्विताः, एतदन्ताश्च गतयो ब्रह्माद्याः समुदाहृताः।' એ વૃક્ષોને અંદર-ગૂઢ સંજ્ઞા અથવા ચેતન હોય જ છે, તેથી તેઓ પણ સુખ અને દુઃખ ભોગવે જ છે; વળી બ્રહ્માદિએ પણ એ વૃક્ષો તથા વેલાથી માંડીને છેક ઘાસની જાતિઓ સુધીની જીવાત્માની ગતિઓ પણ કહી છે. વળી આ તંત્રકાર પણ વનસ્પતિઓને મૂંગા જીવ કહેશે; એથી સાબિત થાય છે કે, વૃક્ષો શાસ્ત્રીય પ્રમાણપુરઃસર ચેતન જ છે. ૪૭

એમ દ્રવ્યનિરૂપણ કર્યા પછી હવે ગુણનું તથા કર્મનું નિરૂપણ કરે છે:

## ગુણકર્મનિરૂપણ

**सार्था गुर्वादयो बुद्धिः प्रयत्नान्ताः परादयः।**
**गुणाः प्रोक्ताः प्रयत्नादि कर्म चेष्टितमुच्यते ॥ ४८॥**

**ઇંદ્રિયોના તથા મનના વિષયો સહિત 'ગુરુ' વગેરે તેમ જ બુદ્ધિ અને ઇચ્છાથી આરંભી 'પ્રયત્ન' સુધીના, તેમ જ પર વગેરેને ગુણો કહ્યા છે; અને જેનું આદિ (કારણ) પ્રયત્ન હોય છે, એવું ચેષ્ટિત કે ચેષ્ટા કર્મ કહેવાય છે. ૪૮**

अर्थैः सह वर्तमानाः-सार्थाः-ઇંદ્રિયોના અને મનના વિષયો સહિત એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, એ પાંચ ઇંદ્રિયોના વિષયો, તેમ જ ચિંત્ય, વિચાર્ય, ઊહ્ય, ધ્યેય, સંકલ્પ તથા બીજું જે કંઈ મનથી જાણી શકાય છે, તે સઘળું મનના વિષયરૂપ છે; તે સહિત ગુરુ વગેરે એટલે 'ગુરુ'થી માંડી 'દ્રવ' સુધીના વીસ; જેમ કે ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, મંદ, તીક્ષ્ણ, સ્થિર, સર, મૃદુ, કઠિન, વિશદ, પિચ્છિલ, શ્લક્ષ્ણ, ખર, સ્થૂલ, સૂક્ષ્મ, સાન્દ્ર તથા દ્રવ; તેમ જ બુદ્ધિ, 'बुद्धिरुपलब्धिर्ज्ञानमित्यनर्थान्तरम्।' (न्यायदर्शन–૧–૧–૧૫) ન્યાયદર્શનમાં બુદ્ધિના જ પર્યાય ઉપલબ્ધિ તથા જ્ઞાન કહેલ છે. વળી ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ અને પ્રયત્ન તેમ જ પર વગેરે એટલે પરત્વ, અપરત્વ, યુક્તિ, સંયોગ, વિભાગ, પૃથક્ત્વ, પરિમાણ, સંસ્કાર અને અભ્યાસ એ (લગભગ ૪૫ આયુર્વેદમાં) ગુણો કહ્યા છે. કણાદે પણ શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન એ ગુણો કહ્યા છે. (વૈશેષિક–૧–૧–૬) એમ (કણાદે માનેલા ઉપરાંત વધુ માનેલા) ગુણો જણાવી કર્મ કહે છે કે, ચેષ્ટિત અથવા શરીરનો હરકોઈ વ્યાપાર તે કર્મ કહેવાય છે; કેમ કે એમાં જ ગમન, આગમન આદિ સર્વનો સમાવેશ થાય છે. આ ચેષ્ટારૂપ કર્મ કણાદે પણ કહ્યું છે: 'ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, આકુંચન, પ્રસારણ અને ગમન એ પાંચ કર્મો છે.' (वैशेषिक–૧–૧–૭) આમાં પણ ઉત્ક્ષેપણ તથા અવક્ષેપણ વગેરે શરીરની અમુક ચેષ્ટાઓ જ કર્મરૂપે કહેલ છે; તે સિવાય ભ્રમણ, રેચન, સ્યંદન આદિ જે બીજાં કર્મ થાય છે, તે સઘળાં અહીં ગમનમાં જ સમાઈ જાય છે. આ સંબંધે ભાષાપરિચ્છેદમાં કહ્યું છે કે, 'भ्रमणं रेचनं स्यन्दनोर्ध्वज्वलनमेव च, तिर्यग् गमनमप्यत्र गमनादेव लभ्यते।' ભ્રમણ કે ભમવું, રેચન કે ખાલી કરવું, સ્યંદન કે ઝરવું, ખરવું, કે ટપકવું, તેમ જ ઊર્ધ્વજ્વલન કે ઊંચે જ્વાળારૂપે પ્રકાશવું, આ બધાંનો ગમનમાં જ સમાવેશ થઈ જાય છે. આ બધાં કર્મ પ્રયત્નજન્ય છે. હાથ પ્રયત્ન કરે છે ત્યારે જ ઊંચે ફેંકે છે; આમ એકંદર હરકોઈ કર્મ શારીરિક ચેષ્ટારૂપ અને પ્રયત્નજન્ય જ હોય છે, એમ વૈશેષિકમાં પણ કહ્યું છે; જેમ કે 'आत्मसंयोगप्रयत्नाभ्यां हस्ते कर्म।' આત્માનો સંયોગ તથા પ્રયત્નથી જ હાથમાં કર્મ થાય છે. 'અહીં' 'हस्ते' એમ કહી શરીરના તે તે અવયવો પણ જણાવ્યા જ છે; તેમ જ આત્માનો સંયોગ આ ૪૮ મા શ્લોકમાં કર્મનિરૂપણમાં કહ્યો નથી, તોપણ 'प्रयत्नादि' એ પદમાં 'प्रयत्न'નું ગ્રહણ કરીને જણાવ્યો જ છે; કેમ કે પ્રયત્ન એ આત્માનો ગુણ છે. ૪૮ (યો૦)

## સમવાયનિરૂપણ અને લક્ષણ

**समवायोऽपृथग्भावो भूम्यादीनां गुणैर्मतः।**
**स नित्यो यत्र हि द्रव्यं न तत्रानियतो गुणः ॥ ४९॥**

**પૃથ્વી આદિ દ્રવ્યોના ગુણોની સાથે જે અપૃથગ્ભાવ એટલે એકતારૂપ જે સંબંધ તે સમવાય છે; એ સમવાય નિત્ય છે; કારણ કે જ્યાં દ્રવ્ય હોય છે, ત્યાં (તેની સાથે એકતારૂપ સંબંધ**

ધરાવતો ) ગુણ અનિયત હોતો નથી એટલે અવશ્ય નિયત કે ચોક્કસ હોય જ છે. ૪૯

આ શ્લોકમાં 'સમવાય' એ લક્ષ્ય છે અને 'અપૃથગ્ભાવ' એ તેનું લક્ષણ છે. આ ગ્રંથમાં શ્લોકસ્થાનના આત્રેયભદ્રકાપ્યીય (૨૬) અધ્યાયમાં જે કહેવાશે એવા 'ગુરુ' આદિ ગુણોની સાથે પૃથ્વી આદિ દ્રવ્યોનો જે અપૃથગ્ભાવ-સાથે જ હોવું અથવા એકતારૂપ જે સંબંધ તેને સમવાય માન્યો છે; કારણ કે હરકોઈ દ્રવ્ય ગુણોને છોડીને વર્તતું જ નથી અથવા હરકોઈ ગુણ દ્રવ્યને છોડીને વર્તતો જ નથી; તેથી સમવાયનું આ લક્ષણ છે કે, 'अयुतसिद्धानां द्रव्यगुणानां सोऽयमुपश्लेषः समवायः।' અયુતસિદ્ધ એટલે કે પરસ્પર સંબંધ પામ્યા વિના જેઓનું અસ્તિત્વ જ હોતું નથી એવા દ્રવ્યગુણોનો જે સંબંધ તે સમવાય કહેવાય છે, જેમ કે તંતુ-તાંતણા વિના પટ-વસ્ત્ર હોતું જ નથી, એ જ કારણે અયુતસિદ્ધ એ તંતુનો તથા પટનો જે સંબંધ તે-અર્થાત્ અવયવ-અવયવીનો, ગુણ-ગુણીનો, ક્રિયા-ક્રિયાવાનનો તથા સામાન્ય-સામાન્યવાનનો જે નિત્ય સંબંધ તે સમવાય કહેવાય છે; પરંતુ જે એકબીજા સાથે સંબંધ પામ્યા વિના પણ એકલા જ અસ્તિત્વ ધરાવે તેવાઓનો સંબધ તે સમવાય નથી, પણ એ સંબંધ તો સંયોગ સંબંધ કહેવાય છે. જેમ કે બાજપક્ષી પર્વત પર બેઠું હોય ત્યારે તેનો તથા પર્વતનો જે સંબંધ તે સંયોગસંબંધ છે; કેમ કે બાજ અને પર્વત એકબીજા સાથે સંબધ પામ્યા વિના પણ અસ્તિત્વ ધરાવે છે; અર્થાત્ જેઓ એક એકથી છૂટાં પડી અસ્તિત્વ જ ન ધરાવે, તેઓનો એ એકતારૂપ જે સંબંધ તે સમવાય છે, જેમ કે કપડાંમાંના તંતુનો નાશ થતા કપડું રહેતું નથી અને કપડાનો નાશ થતાં તંતુ રહેતા નથી. આ જ અભિપ્રાયથી વૈશેષિકો કહે છે: 'अयुतसिद्धानामाधाराधार्यभूतानां यः सम्बन्ध इहेति प्रत्ययहेतुः स समवायः।' એ એક વિના જેઓનું અસ્તિત્વ જ હોતું નથી, તે અયુતસિદ્ધ આધારરૂપ તથા આધાર્ય કે આધેયભૂત પદાર્થોનો 'આ અહીં છે' એવું જ્ઞાન થવામાં કારણરૂપ જે સંબંધ તેજ સમવાય છે. આ અભિપ્રાય જ કણાદ કહે છે: 'इह इदम् इति यत. कार्यकारणयोः स समवाय।' (વૈશેષિક ૭-૨ ૨૬) 'આ તંતુમાં આ વસ્ત્ર છે' આમ જેના લીધે કાર્ય-કારણનું જ્ઞાન થાય છે, તે સમવાય છે.' આ લક્ષણ વધુ નિર્દોષ છે; આથી 'પૃથ્વીત્વ' અને 'ગન્ધવત્ત્વ' એ બંને અયુતસિદ્ધ છે, છતાં તેઓ પરસ્પર આધાર-આધાર્યરૂપ કે કાર્યકારણરૂપ નથી; માટે તેઓનો સમવાય નથી. એ સમવાય સંયોગની પેઠે અનિત્ય છે કે નિત્ય છે? એ પ્રશ્નનો ઉત્તર આ શ્લોકના ઉત્તરાર્ધમાં કહે છે: એ સમવાય નિત્ય છે; કેમ કે જ્યાં દ્રવ્ય હોય ત્યાં ગુણ અનિયત હોતો નથી, પણ નિયત-ચોક્કસ-અવશ્ય હોય જ છે; એકંદર જ્યાં દ્રવ્ય હોય ત્યાં ગુણ હોય જ છે, આવો જે ભાવસ્વભાવ ધરાવે છે, તે નિત્ય છે; એમ દ્રવ્ય અને ગુણનો નિયતભાવ હોવાથી એટલે કે એમાંથી એકનું જ્યાં અસ્તિત્વ કે હયાતિ હોય ત્યાં એ બંનેનું અસ્તિત્વ હોય જ એવો એ બંનેનો જે કાયમી સંબંધ તે સમવાય નિત્ય છે, અવિનાશી છે; અર્થાત્ સમવાયી-દ્રવ્યોનો નાશ થાય, છતાં સમવાયનો નાશ થતો જ નથી; તેમ જ આકાશદ્રવ્ય નિત્ય છે અને તેમાં વર્તતો ગુણ પણ નિત્ય છે, તેથી તે બન્નેનો જે સમવાય સંબંધ છે તે નિત્ય છે; એમ તેવાં નિત્ય દ્રવ્યોનો તથા તેમાં રહેલા ગુણોનો સમવાય નિત્ય તરીકે સિદ્ધ થાય છે, તેથી અને સમવાય તો બધે એકરૂપ જ છે, તેથી બીજા અનિત્ય ગુણ-ગુણી આદિનો સમવાય પણ નિત્ય જ ઠરે છે; એકંદર પોતાના આશ્રય દ્રવ્યાદિનો નાશ થાય છતાં સમવાયનો નાશ થતો જ નથી; જેમ ગોવ્યક્તિનો નાશ થાય છે, છતાં ગોત્વ-સામાન્યનો નાશ થતો જ નથી, તે જ કારણે સમવાય નિત્ય-અવિનાશી છે. કેટલાક આચાર્યો આ સમવાયને નિત્યઅનિત્ય ભેદે બે પ્રકારનો પણ માને છે; પરંતુ એ માન્યતા ખાસ વ્યાપક નથી. ૪૯ (પ્રિ૦)

એમ સામાન્ય, વિશેષ, દ્રવ્ય, ગુણ, કર્મ તથા સમવાયનો ઉદ્દેશ પ્રમાણે નિર્દેશ કર્યો; એટલે કે નામરૂપે પ્રથમ જે ક્રમે બતાવ્યાં હતાં, તે જ ક્રમે તેઓનું નિરૂપણ કર્યું અને તેમાં સામાન્ય, વિશેષ તથા સમવાયનાં લક્ષણો પણ કહ્યાં; હવે દ્રવ્ય, ગુણ તથા કર્મનાં લક્ષણો અનુક્રમે કહે છે :

### દ્રવ્યનું તથા ગુણનું લક્ષણ

यत्राश्रिताः कर्मगुणाः कारणं समवायि यत् ।
तद्द्रव्यं समवायी तु निश्चेष्टः कारणं गुणः ॥ ૫૦ ॥

**જેમાં કર્મ તથા ગુણો આશ્રય કરી રહ્યા હોય એવું જે સમવાયીકારણ તે દ્રવ્ય છે અને જે સમવાયી હોઈને ક્રિયારહિત હોય તે ગુણ છે.**

જોકે વ્યાવહારિક દૃષ્ટિએ આકાશદ્રવ્ય પરમ મહત્ સ્વરૂપે નિષ્ક્રિય જ જણાય છે, તોપણ બીજાં ભૂતો સાથે સંઘાતરૂપ થઈ ક્રિયાવાન થાય છે; એ જ પ્રમાણે આત્મા નિષ્ક્રિય છે; તોપણ મનની ક્રિયાને લીધે ક્રિયાવાન થાય છે. વળી જોકે 'उत्पन्नं द्रव्यं क्षणमगुणं

तिष्ठति।' હરકોઈ દ્રવ્ય પ્રથમ ઉત્પન્ન થઈને ક્ષણવાર ગુણરહિત રહે છે.' એમ ભલે કહેવાય છે, છતાં તેમાં તેના સ્વાભાવિક ગુણનું અનુસરણ તો હોય જ છે. તે કાળે પણ પૃથ્વીનો ગંધ, જળનો રસ અને તેજનું રૂપ એ સ્વાભાવિક ગુણનો નિષેધ કરી શકાતો જ નથી. વળી જે સમવાયી કારણ હોય છે એટલે કે ગુણો સાથે કાયમી સમવાય સંબંધ ધરાવે છે, તે ગુણસમવાયવાળું કારણ દ્રવ્ય છે; તે જ પ્રમાણે ગુણ પણ દ્રવ્ય સાથે સમવાય સંબંધવાળો જ હોય છે. આ ઉપરથી સમવાય પણ તેમાં કારણરૂપે અનુગત હોય જ છે; અથવા જે સમવાય કારણરૂપ હોઈ કાર્યથી અલગ હોઈ શકતું જ નથી; જેમ કે તંતુઓ પટનું સમવાયી કારણ છે, તે પટરૂપ કાર્યથી અલગ છે જ નહિ, એમ ગુણ તથા ક્રિયાના આશ્રયવાળું જે સમવાયી કારણ તે દ્રવ્યનું લક્ષણ છે. કણાદ પણ આમ જ કહે છે : 'क्रियागुणवत् समवायि कारणमिति द्रव्यलक्षणम्।' (વૈશેષિક ૧-૧-૧૫) જે ક્રિયાથી તથા ગુણથી યુક્ત હોય અને સમવાય સંબંધથી યુક્ત હોઈને જ (કાર્યનું) કારણ હોય, તે દ્રવ્યનું લક્ષણ છે.

એમ દ્રવ્યનું લક્ષણ કહી ગુણનું લક્ષણ કહે છે કે, જે સમવાયી હોય એટલે કે દ્રવ્ય સાથે સમવાય સંબંધથી રહેતો હોય ને જે સમવાયી કારણ હોય, પરંતુ નિશ્ચેષ્ટ એટલે ક્રિયારહિત તથા નિર્ગુણ એટલે ગુણરહિત હોય તે ગુણ કહેવાય છે. ગુણનું એ લક્ષણ છે. કણાદ પણ કહે છે: 'द्रव्याश्रयी अगुणवान्।' (વૈશેષિક-૧-૧-૧૬) જે દ્રવ્યનો આશ્રય કરે છે અને પોતે ગુણરહિત હોય છે, તે ગુણનું લક્ષણ છે. ચરક પણ આ શ્લોકસ્થાનના ૨૬મા અધ્યાયમાં કહે છે: 'गुणा गुणाश्रया नोक्ताः।' ગુણોને ગુણોના આશ્રય કહ્યા નથી. ગુણોમાં ગુણો હોતા જ નથી; આમ ગુણ તથા ક્રિયાના આશ્રયરૂપ જે હોય તે દ્રવ્ય; અને ગુણ તથા ક્રિયાના આશ્રયરૂપ જે ન હોય તે ગુણ; એ રીતે ગુણો દ્રવ્યથી જુદા પડે છે.' (ચો૦)

અહીં જલ્પકલ્પતરુ ટીકાકાર કવિરત્ન શ્રી ગંગાધર ખાસ ટકોર કરે છે : 'કેટલાક પ્રમાદીઓ, અહીં વૈશેષિકમાં કણાદે કહેલું ગુણનું આ લક્ષણ જોઈ ગંભીર ભૂલ કરે છે. કણાદ ગુણનું લક્ષણ કહે છે : 'द्रव्याश्रयी अगुणवान् संयोगविभागेषु अकारणम् अन्यापेक्षः गुणः।' જેને દ્રવ્યનો આશ્રય હોય, જે પોતે ગુણરહિત હોય, સંયોગ–વિભાગમાં જે કારણ ન હોય અને અન્યની અપેક્ષા રાખતો હોય તે ગુણ છે. આ લક્ષણના આધારે કેટલાક કહે છે કે, ગુણ તથા કર્મ અસમવાયી કારણ હોય છે; પરંતુ એ જ તેઓની ભૂલ છે; કારણ કે સૂત્રકાર કણાદે 'क्रियागुणवत् समवायिकारणम्' એ દ્રવ્યલક્ષણ બતાવતા પ્રથમના સૂત્રમાંથી 'समवायि कारणम्' પદને નીચે ખેંચીને જ 'द्रव्याश्रयी' ઇત્યાદિ ગુણનું લક્ષણ બતાવતું સૂત્ર રચ્યું છે; તે ઉપરથી 'द्रव्याश्रयी अगुणवान् संयोगविभागेषु अकारणम् अन्यापेक्षः समवायिकारणं गुणः।' એવું ગુણનું લક્ષણ સંપૂર્ણ બને છે; અર્થાત્ ગુણ પણ ગુણનું સમવાયી કારણ છે જ; છતાં જો ગુણ ગુણનું સમવાયી કારણ ન હોય, તો તે જ સ્થળે મહર્ષિ કણાદ 'गुणाश्च गुणान्तरमारभन्ते' ગુણો બીજા ગુણોનો આરંભ કરે છે. એમ કઈ રીતે કહી શકે? માટે સિદ્ધ થાય છે, કે ગુણો પણ અન્ય સ્વાશ્રય દ્રવ્યની તથા એ સ્વાશ્રય દ્રવ્યમાં રહેલી ક્રિયાની અપેક્ષા કે જરૂરિયાત રાખીને સમવાયી કારણરૂપે જ અવશ્ય થાય છે; માત્ર એ ગુણો સ્વાશ્રય દ્રવ્યોના સંયોગ તથા વિભાગમાં કારણરૂપ થતા નથી; એમ અહીં ગુણનું લક્ષણ ઘટાડવું જોઈએ.

જોકે તર્કસંગ્રહ ઇત્યાદિ વૈશેષિક ગ્રંથોમાં તો ગુણોને ગુણોના અસમવાયી કારણ જ માન્યા છે. તેને અનુસરવામાં આવે, તો અહીં ગુણનું લક્ષણ આ રીતે જ ઘટાડવું જોઈએ કે, જે સમવાય સંબંધથી યુક્ત હોય, નિશ્ચેષ્ટ અથવા ક્રિયારહિત હોય તેમ જ કારણ એટલે બીજા ગુણોનું અસમવાયી કારણ હોય તે ગુણ કહેવાય છે. ૫૦

## કર્મનું લક્ષણ

**संयोगे च विभागे च कारणं द्रव्यमाश्रितम्।**
**कर्तव्यस्य क्रिया कर्म कर्म नान्यदपेक्षते ॥५१॥**

**સંયોગમાં તથા વિભાગમાં જે કારણ હોય, દ્રવ્યના આશ્રયવાળું હોય અને કર્તવ્યની ક્રિયારૂપ હોય તે કર્મ કહેવાય છે; એ કર્મ બીજા-(કોઈ કારણ)ની અપેક્ષા રાખતું નથી. ૫૧**

કર્મ એ ચેષ્ટારૂપ છે, તેને દ્રવ્યનો જ આશ્રય હોય છે અને સંયોગમાં તથા વિભાગમાં તે કારણરૂપ હોય છે એટલે કે પોતાના આશ્રયરૂપ દ્રવ્યનો એકીવખતે સંયોગ કરવામાં તથા વિભાગ કરવામાં કર્મ જ કારણરૂપ થાય છે; જેમ કે શરીરનું ઉત્ક્ષેપણ કરવું એટલે કે શરીરને ઊંચે ફેંકવું કે કૂદાવવું, એ કર્મ, શરીરના અવયવોનો ઊંચા રહેલા પ્રદેશોની સાથે સંયોગ અને નીચે રહેલા પ્રદેશોની સાથે વિભાગ કરે છે એમ હરકોઈ કર્મ કેવળ ચલનરૂપે જ ઉત્પન્ન થઈને પોતાના આશ્રય દ્રવ્યનો ઊંચે–નીચે કે આડા–અવળા હરકોઈ પરમાણુ વિવર માત્રરૂપ પ્રદેશોની સાથે સંયોગ તથા વિભાગ જ કરે છે. કણાદે પણ કર્મનું લક્ષણ આવું કહ્યું છે : 'एकद्रव्यमगुणं संयोगविभागेष्वनपेक्षकारणमिति

कर्मलक्षणम्। (વૈશેષિક ૧-૧-૧૭) જે કેવળ દ્રવ્યનો આશ્રય કરે છે, ગુણરહિત હોય છે અને સ્વાશ્રય દ્રવ્યનો સંયોગ તથા વિભાગ કરવામાં બીજા કોઈ પણ કારણની જરૂર રાખતું નથી, એ કર્મનું લક્ષણ છે. દ્રવ્ય તથા ગુણ તો અન્યોન્યના સમવાયનો આશ્રય કરીને જ કારણરૂપ થાય છે, જ્યારે કર્મ તો બીજા કોઈ પણ કારણની જરૂરિયાત રાખતું નથી; આમ અહીં આ શ્લોકના પૂર્વાર્ધમાં શારીરચેષ્ટારૂપ લૌકિક કર્મનું લક્ષણ કહ્યું; હવે ઉત્તરાર્ધમાં અધ્યાત્મ ક્રિયારૂપ કર્મનું લક્ષણ કહે છે: કર્તવ્ય કર્મ-શાસ્ત્રીય સદ્વર્તન-આચરણ કરવાં, એ પણ કર્મ જ છે, તેમ જ સ્વસ્થ-નીરોગીને તથા આતુર-રોગીને હિતકારી જે કર્મ કે ચિકિત્સા તે પણ કર્મ જ છે, પરંતુ એ કર્મ આધ્યાત્મિક કહેવાય છે. તે કર્મ પણ ક્રિયારૂપ લક્ષણવાળુ, દ્રવ્યના આશ્રયે થનારું તથા સંયોગમાં અને વિભાગમાં કારણરૂપ જ હોય છે, એટલે કે શુભ ભાવમાં પ્રવૃત્તિ કરાવી સંયોગનું કારણ તથા અશુભ ભાવથી નિવૃત્તિ કરાવી વિભાગનું કારણ જ બને છે. આ સંબંધે આ સ્થાનના ઇંદ્રિયોપક્રમણીય નામના ૮ મા અધ્યાયમાં કહેવાશે કે, 'शुभाशुभप्रवृत्तिनिवृत्तिहेतुश्च द्रव्याश्रितं कर्म यदुच्यते क्रियेति।' શુભ તથા અશુભમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિમાં કારણ હોઈ દ્રવ્યના આશ્રયવાળું જે કર્મ એ જ 'ક્રિયા' પણ કહેવાય છે. એ આધ્યાત્મિક કર્મ પણ બીજા કોઈ કારણની જરૂરિયાત રાખતું નથી; ખરી રીતે હરકોઈ કર્મ કર્તા તથા કરણના વ્યાપારની જરૂરિયાત તો અવશ્ય રાખે જ છે; પરતુ એ કર્મ સિદ્ધ થઈ પૂર્ણ થાય, એટલે તે પછી બીજાની જરૂરિયાત રાખતું નથી; એટલે કે સિદ્ધ થયેલું તે કર્મ આનુષંગિક તજ્જન્ય શુભ કે અશુભ ભાવ ઉપજાવવા બીજાની કોઈની જરૂરિયાત રાખતું નથી; કેમ કે કરેલા કર્મનું ફળ તો અવશ્ય થાય જ છે, એ નિયમ છે, એટલે જ કરેલા કર્મમાં કોઈ ઉપાયનું પ્રયોજન રહેતું નથી. આ જ અભિપ્રાય આ ચરક ગ્રંથના વિમાનસ્થાનના ૮ મા અધ્યાયમાં કહેશે કે, 'न च विद्यते तदात्वे, कृताद्योत्तरकालफले फलाद्यानुबन्धः।' તે કાળે કાર્ય માટેનો ઉપાય હોતો નથી; કેમ કે કાર્ય બની ચૂકયું હોય છે; કરેલું કાર્ય થયા પછી તેનું ફળ થાય છે અને ફળમાંથી અનુબંધ એટલે કર્તાને શુભ કે અશુભ ભાવ અનુસરે-ઠે પ્રાપ્ત થાય છે-તેનો આશ્રય કરે છે. ૫૧ (યો૦)

### ચાલુ પ્રકરણનો ઉપસંહાર

**इत्युक्तं कारणं कार्यं धातुसाम्यमिहोच्यते ।**
**धातुसाम्यक्रिया चोक्ता तन्त्रस्यास्य प्रयोजनम् ॥५२॥**

એમ (સામાન્યાદિ ૭) કારણ કહ્યાં; હવે કાર્ય-ધાતુસામ્ય (કે આરોગ્ય) અહીં કહેવાય છે; આ (આયુર્વેદ) શાસ્ત્રનું પ્રયોજન ધાતુસામ્ય કરવું (એ) કહેલ છે. ૫૨

પૂર્વોક્ત સામાન્યાદિ ૭ સઘળાંયે કાર્યનાં કારણ છે, તે સિવાયનું બીજું કોઈ કારણ નથી, પરંતુ આયુર્વેદમાં તે કારણોનું કાર્ય કયું છે? એ જિજ્ઞાસા થતાં તે અહીં કહે છે કે, આયુર્વેદમાં ધાતુસામ્ય કે આરોગ્ય એ જ પૂર્વોક્ત તે છયે કારણોનું કાર્ય છે, પણ ઘટ, પટ આદિ તેનાં કાર્ય અહીં લેવાનાં નથી. એ ધાતુસામ્યનો જ અર્થ આ ગ્રંથમાં કહેવાશે કે, 'विकारो धातुवैषम्यं साम्यं प्रकृतिरुच्यते, सुखसंज्ञकमारोग्यम्।' ધાતુઓમાં વિકાર કે ન્યૂનાધિકતા થાય, એ ધાતુવૈષમ્ય કહેવાય છે અને ધાતુઓમાં સમાનતા રહે, એ પ્રકૃતિ, સુખ કે આરોગ્ય કહેવાય છે. આ ધાતુસામ્યનો અર્થ આવો પણ થઈ શકે છે કે, એકસરખી ધાતુઓને એકસરખી જ રાખ્યા કરવી અને વિષમ કે ઓછી-વધતી થયેલ ધાતુઓને વધતી-ઓછી કરીને સરખી કરવી, એ ધાતુસામ્ય-ક્રિયા જ આ આયુર્વેદ શાસ્ત્રનું પ્રયોજન છે; કેમ કે આ શાસ્ત્ર સ્વસ્થ અને રોગી બન્નેને પરમ આશ્રય કરવા યોગ્ય કહેલ છે; જેમ કે 'प्रयोजनं चास्य स्वस्थस्य स्वास्थ्यरक्षणम्, आतुरस्य च विकारप्रशमनम्' (શ્લોક, ૩૦ અ.) સ્વસ્થ-નીરોગી માણસના સ્વાસ્થ્યની રક્ષા કરવી અને રોગીના વિકારો શમાવવા, એ આયુર્વેદશાસ્ત્રનું પ્રયોજન છે. ૫૨ (યો૦)

### ધાતુવૈષમ્ય કે રોગોનાં ત્રણ કારણો

**कालबुद्धीन्द्रियार्थानां योगो मिथ्या न चाति च ।**
**द्वयाश्रयाणां व्याधीनां त्रिविधो हेतुसंग्रहः ॥५३॥**

કાલ, બુદ્ધિ તથા ઇંદ્રિયોના વિષયોનો મિથ્યાયોગ, અયોગ કે હીનયોગ અને અતિયોગ, એ શરીર તથા મન એ બેનો આશ્રય કરતા રોગોના ત્રણ પ્રકારના હેતુઓ સંક્ષેપમાં કહ્યા છે. ૫૩

અહીં કાલ એ શીત, ઉષ્ણ અને વર્ષા એ ત્રણરૂપ લક્ષણવાળો વર્ષરૂપ કાળ સમજવો; તેનો અયોગ (કે હીનયોગ), મિથ્યાયોગ કે અતિયોગ તે શરીરના તથા મનના રોગોનું કારણ બને છે; જેમ કે હેમંત આદિ શીતકાળમાં ઘણી જ ઓછી શીત (ટાઢ) હોય, એ તે કાળનો અયોગ કે હીનયોગ છે; તેમ જ હેમંત આદિ શીતકાળમાં પણ શીત બિલકુલ ન હોય, પણ ઊલટી ગરમી કે વર્ષા હોય, એ તે કાળનો મિથ્યાયોગ છે; અને હેમંત આદિ શીતકાળમાં અતિશય વધારે પ્રમાણમાં શીત પડે, એ તે કાળનો

અતિયોગ સમજવો; એ રીતે ઉષ્ણ કાળ તથા વર્ષાકાળના પણ અયોગ, મિથ્યાયોગ તથા અતિયોગ જાણી લેવા. બુદ્ધિનો અયોગ, મિથ્યાયોગ તથા અતિયોગ–એ બુદ્ધિનો અપરાધ જ કહેવાય છે; અને તેના લીધે કાયિક, વાચિક તથા માનસિક ત્રણ પ્રકારનાં કર્મ થાય છે; તેમાંનાં એ કર્મો બહુ જ થોડા પ્રમાણુમાં થાય કે બિલકુલ ન થાય, એ તેઓનો અયોગ કે હીનયોગરૂપ બુદ્ધિનો જ અપરાધ છે. એ જ કર્મો ખૂબ જ વધારે પ્રમાણુમાં થાય, એ તેઓના અતિયોગરૂપ બુદ્ધિનો જ અપરાધ છે; તેમ જ એ ત્રણે જાતનાં કર્મો બિલકુલ ખોટાં કે અઘટિત રૂપમાં થાય, એ તેઓના મિથ્યાયોગરૂપ બુદ્ધિનો જ અપરાધ છે; એમ એ ત્રણ પ્રકારના બુદ્ધિના અપરાધથી જ શરીરના તથા મનના રોગો થાય છે; અને શ્રોત્રાદિ ઇંદ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ વિષયોના અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગ પણ શરીરના તથા મનના રોગોનાં કારણ થાય છે. જેમ કે ખૂબ ઓછા પ્રમાણુમાં શબ્દો સાંભળવા, અથવા ખૂબ વધારે પ્રમાણુમાં શબ્દો સાંભળવા એટલે કે વાદળાંના કડાકા, ઢોલ–નગારાંના મોટા અવાજ કે બીજા મોટા ધાંધાટ સાંભળવા; અથવા ઘણાં કઠોર વચનો, ઇષ્ટવિનાશ કે અતિભયાનક શબ્દો સાંભળવા, એ શબ્દવિષયના ક્રમશઃ અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગથી શારીરિક તથા માનસિક રોગો થાય છે; તે જ પ્રમાણે બીજા રૂપ–રસાદિના અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગો પણ તે તે રોગોનાં કારણરૂપે જાણી લેવા.

અહીં શંકા થાય છે કે, દૈવને પણ રોગોનું કારણ કહેલ છે; જેમ કે આ ગ્રંથના શારીરસ્થાનના પહેલા અધ્યાયમાં કહેશે કે, 'धीधृतिस्मृतिविभ्रंशः संप्राप्तिः कालकर्मणाम् । असात्म्यार्थागमश्चेति ज्ञातव्या दुःखहेतवः ॥' આમાં બુદ્ધિ, ધીરજ તથા સ્મરણનો નાશ–એ બુદ્ધિનો જ અપરાધ છે; કાલ–કર્મની સંપ્રાપ્તિ–એ કાલને તથા દૈવી કારણને સૂચવે છે અને અસાત્મ્ય–અહિતકારી વિષયસેવનને ઇંદ્રિયોના વિષયોના અયોગાદિરૂપે કહેલ છે. વળી ત્યાં જ બીજા અધ્યાયમાં કહેશે કે, 'निर्दिष्टं दैवशब्देन कर्म यत् पौर्वदैहिकम् । हेतुस्तदपि कालेन रोगाणामुपजायते ॥' આમાં 'દૈવ' શબ્દથી પૂર્વજન્મનાં કર્મો જણાવી, તેને પણ રોગોના કારણરૂપે કહેલ છે; છતાં એથી કંઈ અધિક જણાવેલ નથી; કેમ કે પૂર્વજન્મકૃત અનિષ્ટ કર્મ એ અહિતકર હોવાથી વસ્તુતઃ બુદ્ધિનો જ એક અપરાધ છે; એટલે તેનો એમાં સમાવેશ કરી શકાય છે. અહીં ઇંદ્રિયશબ્દથી મન પણ લેવાય છે, તેથી મનના વિષય ચિંતન આદિના અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગને માનસિક રોગોનું કારણ જણાવેલ છે. અહીં કેટલાક ટીકાકારો 'अयोग' શબ્દમાં हीनयोगનો સમાવેશ કરે છે અને કેટલાક તો કહે છે કે, 'चाति च' એમ 'च'-કારથી હીનયોગ પણ લઈ લેવાનો છે; કેમ કે હીનયોગને પણ રોગોનું કારણ કહેવાશે કે, 'मिथ्यातिहीनलिङ्गेभ्यो यो व्याधिरुपजायते ।' મિથ્યાયોગ, અતિયોગ તથા હીનયોગરૂપ કારણોને લીધે જે વ્યાધિ થાય છે, એમ કહી હીનયોગને પણ કારણ જણાવેલ છે; છતાં અહીં હીનયોગને સ્પષ્ટ શબ્દમાં કહેલ નથી, તેનું કારણ આ પણ છે કે, હીનયોગ એ અયોગનો જ એક ભેદ છે; કેમ કે અતિ અલ્પયોગ પણ અયોગ જ થયો કહેવાય છે; જેમ એક ચોખાનો દાણો ખાવો તે અનશન કે અનાહાર જ કહેવાય છે. ૫૩ (યો૦)

## રોગોના તથા સુખના એ જ આશ્રય

**शरीरं सत्त्वसंज्ञं च व्याधीनामाश्रयो मतः ।**
**तथा सुखानां योगस्तु सुखानां कारणं समः ॥ ५४ ॥**

**શરીર અને 'સત્ત્વ' સંજ્ઞા ધરાવતું મન (એ બે જ) રોગોના તથા સુખના આશ્રય મનાય છે; પરંતુ (કાળ, બુદ્ધિ તથા ઇંદ્રિયના વિષયોનો જે) સમયોગ એ જ સુખનું કારણ ગણાય છે. ૫૪**

અહીં વધુ સમજવું જોઈએ કે શરીર તથા મન બંને અલગ અલગ અને શરીર–મન બન્ને ભેગાં રોગોનાં આશ્રયસ્થાન મનાય છે. જેમ કે જ્વર, અતિસાર, શોથ, શોષ, શ્વાસ, મેહ તથા કુષ્ઠ આદિરોગો કેવળ શારીરિક છે; કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષ્યા, માન તથા શોક આદિ વિકારો કેવળ માનસ છે અને સંન્યાસ તથા ઉન્માદ આદિ વિકારો શરીર તથા મન બેયનો આશ્રય કરનારા છે; એમ એકંદર શરીર તથા મન જે રીતે રોગોનો આશ્રય છે, તે જ પ્રમાણે સુખનો પણ આશ્રય મનાય છે; અહીં સુખ શબ્દનો અર્થ 'આરોગ્ય' સમજાય છે; કારણ 'सुखसंज्ञकमारोग्यम् ।' આરોગ્યનું નામ જ સુખ છે.' અહીં પ્રશ્ન થાય છે કે, જેમ રોગનાં કારણ કાલ, બુદ્ધિ તથા ઇંદ્રિયોના વિષયોના અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગ કહ્યા, તેમ આરોગ્યનાં કારણ કયાં સમજવાં? આનો જ ઉત્તર આ શ્લોકમાં કહે છે કે, કાળ, બુદ્ધિ તથા ઇંદ્રિયોના વિષયોનો જે સમયોગ તે સુખનું એટલે આરોગ્યનું કારણ છે; આમ જ શારીરના પહેલા અધ્યાયમાં પણ કહેશે કે, 'सुखहेतुर्मतस्त्वेकः समयोगः सुदुर्लभः ।' આરોગ્યનું કારણ કાલાદિનો સમયોગ એક જ મનાય છે; પરંતુ એ સમયોગ અતિશય દુર્લભ હોય છે. ૫૪ (યો૦)

પ્રથમ ૪૩મા શ્લોકમાં 'મન, આત્મા અને શરીર' એ ત્રણના સંયોગથી લોકસ્થિતિ છે, એમ કહેલ છે; તેમાંના મન તથા શરીરને રોગનાં તથા આરોગ્યનાં આશ્રય કહ્યાં; પરંતુ આત્માનું શું? એના ઉત્તર આ શ્લોકમાં કહેવા આત્માનું સ્વરૂપ બતાવે છે:

### આત્માનું સ્વરૂપ

**निर्विकारः परस्त्वात्मा सत्त्वभूतगुणेन्द्रियैः।**
**चैतन्ये कारणं नित्यो द्रष्टा पश्यति हि क्रियाः॥५५॥**

**સર્વથી પર એવો આત્મા તો કેવળ નિર્વિકાર છે, છતાં મન, ભૂતોના શબ્દાદિ ગુણો અને ઇંદ્રિયોની સાથે સંબંધ પામી ચેતનપણામાં કારણ બને છે, નિત્ય-અવિનાશી છે અને દ્રષ્ટા હોઈને ક્રિયાઓને જોયા જ કરે છે. ૫૫**

આત્મા તો શરીર આદિથી પર એટલે શ્રેષ્ઠ છે અને નિર્વિકાર-નીરોગી જ છે; અથવા મન અને શરીરથી તે જુદો જ હોઈ તેઓ કરતાં વિલક્ષણસ્વરૂપ છે; આથી જ સાંખ્યદર્શન 'शरीरादिव्यतिरिक्तः पुमान्' (૧-૧-૩૯) પુરુષ-આત્મા શરીરાદિથી જુદો જ વિલક્ષણસ્વરૂપ છે' એમ કહે છે; આ જ કારણે તેમાં વિકાર કે સુખદુઃખાદિનો સંબંધ નથી; કેમ કે વિકાર તો પ્રકૃતિનો જ ધર્મ છે. કદાચ કોઈ કહે કે આત્માને સુખદુઃખાદિનો સંબંધ છે જ. સુશ્રુત કહે છે કે, 'तद्‌दुःखसंयोगा व्याधय इत्युच्यन्ते।' (સૂત્ર. અ. ૧) આત્માને થતા દુઃખના સંયોગો જ વ્યાધિઓ કહેવાય છે. અહીં ચરકમાં પણ કહેશે કે, 'सयोगपुरुषस्येष्टो विशेषो वेदनाकृतः।' (શારીર-અ૦ ૧) સંયોગપુરુષ-રાશિપુરુષને વેદનાથી કરાતો વિશેષ કે વિકાર ગણાય છે. આનું સમાધાન આ છે કે, આત્માને જણાવેલ સુખ-દુઃખાદિનો એ યોગ વાસ્તવિક દૃષ્ટિએ અહીં આત્માને 'निर्विकार' કહીને નિષેધેલો જ છે; કેવળ વ્યાવહારિક દૃષ્ટિએ જ તે સુખ-દુઃખાદિનો યોગ આત્મામાં જણાવેલ છે; એટલે કે મન તથા શરીરની સાથે સંયોગ થતાં એ મન તથા શરીરની વેદનાઓનો આત્મામાં અધ્યાસ કે આરોપ થવાથી જ આત્મા જાણે વેદનાવાળો હોય એવો જણાય છે; ખરી રીતે વેદનાઓની સાથે આત્માને સંબંધ છે જ નહિ. એ આત્મા તો અચેતન એવાં મન તથા શરીરને ચેતનપણું કરવામાં જ કારણ છે. જેમ કે 'शरीरं हि गते तस्मिन् शून्यागारमचेतनम्, पञ्चभूतावशेषात्वं पञ्चत्वं गतमुच्यते।' (શારીર-અ. ૧) એ આત્મા જતો રહે છે, ત્યારે ખરેખર, શરીર સૂના ઘર જેવું અચેતન થઈ પડે છે અને કેવળ પાંચ ભૂતો જ તેમાં બાકી રહે છે, તેથી જ એ 'પંચત્વ'-પાંચપણું કે મરણ પામેલું કહેવાય છે; એ જ રીતે 'अचेतनं क्रियावच्च मनश्चेतयिता परः।' (શારીર-અ. ૧) મન પણ અચેતન જ છે; જોકે તે ક્રિયાવાન છે પરંતુ તેને ચેતના આપનાર તો તેનાથી શ્રેષ્ઠ એવો આત્મા જ છે. વળી તે આત્મા નિત્ય છે: 'अनादिः पुरुषो नित्यो विपरीतस्तु हेतुजः।' (ચરક-શારીર-અ. ૧) અનાદિ પુરુષ-આત્મા તો નિત્ય જ છે, પણ હેતુઓથી થતો-સંયોગપુરુષ અથવા મન અને શરીર સાથેના સંબંધને લીધે જ તેનામાં અનિત્યપણું કહેવાય છે. ખરી રીતે તે સંયોગપુરુષમાં પણ આત્મા તો નિત્ય જ છે; કેમ કે દેહનો નાશ થાય છે, છતાં આત્માનો નાશ નથી જ.

અહીં શંકા થાય છે કે અહીં જ પ્રથમ ૪૪ શ્લોકમાં સંયોગપુરુષને ચિકિત્સાનું અધિકરણ કહેલ છે; તેમાં મન તથા શરીરનું ગ્રહણ તો ઘટે છે, પણ આત્માનું ગ્રહણ શા માટે કર્યું છે? આના સમાધાનરૂપે તે આત્માની ઉપયોગિતા દર્શાવવા અહીં કહે છે કે, મન, શબ્દાદિ ભૂતગુણો તથા શ્રોત્ર આદિ ઇંદ્રિયોની સાથે સંયોગથી આત્મા જ્ઞાતા બને છે; જેમ કે 'आत्मा ज्ञः करणैर्योगाज् ज्ञानं तस्य प्रवर्तते।' (શારીર-અ. ૧) ઇંદ્રિયાદિ કરણોના યોગથી આત્મા જ્ઞાતા થાય છે; તેને જ્ઞાનનો સંબંધ થાય છે, આથી જ મન તથા શરીરની ક્રિયાઓને તે જુએ છે; અને દ્રષ્ટા કે સાક્ષી તરીકે રહે છે; જેમ કે 'ज्ञः साक्षीत्युच्यते नाज्ञः साक्षी ह्यात्मा यतः स्मृतः, सर्वभावा हि सर्वेषां भूतानामात्मसाक्षिकाः।' (ચરક-શારીર-અ. ૧) જે જ્ઞાતા હોય તે જ સાક્ષી કહેવાય છે, જ્ઞાતા ન હોય તે સાક્ષી હોઈ શકે જ નહિ; આ જ કારણે આત્મા જ્ઞાતા હોઈને સાક્ષી કહેવાય છે; આથી જ પ્રાણીમાત્રના સર્વ ભાવો આત્માની સાક્ષીવાળા કહેવાય છે. આમ આત્માનું સાક્ષીરૂપે હોવું, એ જ આત્માનો ભોગ કહેવાય છે; એટલે મન તથા શરીરમાં રહેલા રોગો તથા આરોગ્ય જેને દુઃખ તથા સુખ કહ્યાં છે, તેને ભોગવનાર તરીકે તો આત્મા જ હોય છે, તેથી જ આત્માનો ચિકિત્સામાં ઉપયોગ જરૂરી સૂચવ્યો છે. ૫૫ (યો૦)

### શરીરના તથા મનના દોષસંગ્રહ

**वायुः पित्तं कफश्चोक्तः शारीरो दोषसंग्रहः।**
***मानसः पुनरुद्दिष्टो रजश्च तम एव च॥५६॥***

**વાત, પિત્ત અને કફ એ શરીરનો દોષસંગ્રહ કહેલ છે; અને રજસ્ તથા તમસ્ એ જ મનનો દોષસંગ્રહ કહ્યો છે. ૫૬**

શરીર તથા મનને પ્રથમ રોગના આશ્રય તરીકે કહ્યાં છે, તેથી અહીં શારીર તથા માનસ રોગોની પ્રકૃતિઓ બતાવે છે. વાત, પિત્ત અને કફ, એવો જ ક્રમ બતાવવામાં કારણ આ છે કે, આ ક્રમે જ તેઓ ઘણા

ભયંકર રોગો ઉપજાવવામાં મુખ્યતા ધરાવે છે; જેમ કે આ શ્લોક સ્થાનના ૨૦ મહારોગાધ્યાયમાં કહેશે કે, 'अशीतिर्वातविकाराः, चत्वारिंशत् पित्तविकाराः, विंशतिः श्लेष्मविकाराः।' વાયુના રોગો ૮૦ છે, પિત્તના રોગો ૪૦ છે અને કફના રોગો ૨૦ છે. આ વાત, પિત્ત અને કફને ટૂંકમાં શરીરના દોષોરૂપે કહ્યા છે. જોકે શરીરના વિકારો કે રોગો તો અસંખ્ય જ છે, પરંતુ તેઓ આ ત્રણ દોષોને કદી ઓળંગી શકતા જ નથી; આ વાયુ વગેરે ત્રણ જ શરીરને દૂષિત કરી બગાડે છે, તેથી જ તેઓને શરીરના દોષો કહ્યા છે. અહીં શંકા થાય છે કે, લોહીને પણ દોષવર્ગમાં સુશ્રુતે ગણ્યું છે; જેમ કે 'शारीरास्त्वन्नपानमूला वातपित्तकफशोणितसंनिपातवैषम्यनिमित्ताः।' શરીરના રોગોનું મૂળ ખાન-પાન છે, તેમ જ વાત, પિત્ત, કફ તથા લોહીની સામટી વિષમતા પણ રોગોનું મૂળ છે. આમ છતાં અહીં દોષ-વર્ગમાં લોહીને કેમ ન લીધું? આનું સમાધાન આ છે કે, સુશ્રુતમાં શલ્યાંગ મુખ્ય છે, શલ્યાંગમાં વ્રણ મુખ્ય છે અને વ્રણમાં દૂષ્ય માંહેનું લોહી મુખ્ય છે, તેથી એ સ્થળે લોહીને લેવાયું છે; ખરી રીતે તો શરીરના દોષો તો વાત, પિત્ત અને કફ એ ત્રણ જ છે; આ જ અભિપ્રાય એ સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૨૪ મા અધ્યાયમાં કહ્યો છે કે, 'सर्वेषां च व्याधीनां वातपित्तश्लेष्माण एव मूलं, तल्लिङ्गत्वाद्दृष्टफलत्वादागमाच्च, यथा हि कृत्स्नं विकारजातं विश्वरूपेणावस्थितं सत्त्वरजस्तमांसि न व्यतिरिच्यते, एवमेव कृत्स्नं विकारजातं विश्वरूपेणावस्थितमव्यतिरिच्य वातपित्तश्लेष्माणो वर्तन्ते।' દરેક રોગોનું મૂળ વાત, પિત્ત અને કફ જ છે; જેમ વિશ્વરૂપે રહેલા સમસ્ત વિકારોનું મૂળ સત્ત્વ, રજસ્ અને તમોગુણ જ છે; એ ત્રણ ગુણોને ઓળંગી કંઈ છે જ નહિ, એ જ રીતે સમગ્ર રોગોરૂપ વિકારો પણ વાત, પિત્ત અને કફને ઓળંગી કદી હોતા જ નથી. છતાં આ વ્યાધિ રસજન્ય છે, આ રક્તજન્ય છે, એ વ્યવહાર જે કરાય છે, તે કેવળ ઔપચારિક અથવા માત્ર કહેવા પૂરતો જ હોય છે, વસ્તુતઃ એમ હોતું જ નથી; જેમ આ માણસ ઘીથી દાઝ્યો છે, એમ જે કહેવાય છે, તે કેવળ કહેવા પૂરતું જ છે, ખરી રીતે દાઝવું તો કેવળ અગ્નિથી જ હોય અને ઘીથી દાઝેલો પણ અગ્નિથી તપેલા જ ઘીથી દાઝેલો હોય છે, એકલું ઘી કદી દાહક જ નથી. એમ શારીર દોષો કહીને અહીં માનસ દોષો કહે છે: 'રજસ્ અને તમસ્ એ જ માનસ દોષો છે, સત્ત્વગુણ એ દોષ તરીકે કહેવાતો જ નથી' એમ જણાવવા મૂળમાં 'एव' પદ મૂક્યું છે. 'सत्त्वं हि अविकारी।' સત્ત્વગુણ એ વિકાર કરતો જ નથી, પરંતુ રજોગુણ અને તમોગુણ એ બે જ મનને ખરાબ કરે છે, તેથી માનસ દોષ છે; આ બેમાં પણ રજોગુણ મુખ્ય માનસ દોષ છે, એમ જણાવવા તમસ્‌નીપહેલાં 'रजस्' મૂકેલ છે; આ ચરકમાં પણ વિમાનસ્થાન-૬ અધ્યાયમાં કહેશે કે, 'नाप्यरजस्कं तमः' તમસ્ એ રજસ્ વિના હોતું જ નથી. ૫૬ (યો૦)

ઉપરના શ્લોકમાં શારીર તથા માનસ દોષો કહીને આ શ્લોકમાં તેઓના પ્રતીકાર કહે છે:

### ઉપર્યુક્ત દોષોનાં પ્રશમન

**प्रशाम्यत्यौषधैः पूर्वो दैवयुक्तिव्यपाश्रयैः।**
**मानसो ज्ञानविज्ञानधैर्यस्मृतिसमाधिभिः ॥५७॥**

**આ દોષોમાંનો પહેલો-શારીર દોષ, દૈવ તથા યુક્તિનાં આશ્રયવાળાં ઔષધોથી અત્યંત શાંત થાય છે અને (બીજો) માનસ દોષ જ્ઞાન, વિજ્ઞાન, ધૈર્ય, સ્મરણ તથા સમાધિથી તદ્દન શાંત થાય છે.**

શારીર દોષ ઔષધથી શાંત થાય છે; તેમાંનું જે ઔષધ દૈવને લગતું હોય, જેમ કે મણિ, મંત્ર, ઔષધ, મંગલ, બલિ-પ્રદાન. હોમ, નિયમ, પ્રાયશ્ચિત્ત, ઉપવાસ, પ્રણામ, નમસ્કાર આદિથી શારીરદોષ શાંત થાય છે અને સંશોધન તથા સંશમન આદિ ઔષધપ્રયોગોની યુક્તિ કે યોજનાનો આશ્રય કરવાથી પણ શારીર દોષ શાંત થાય છે; પણ માનસ દોષ તો આત્માદિના જ્ઞાનથી, શાસ્ત્રજ્ઞાન કે વિજ્ઞાનથી, સ્થિરતારૂપ ધૈર્યથી, અનુભવેલા અર્થના સ્મરણથી અને ચિત્તને વિષયોથી વાળી લઈ આત્મામાં જ એકાગ્ર કરવારૂપ સમાધિથી શાંત થાય છે. ૫૭ (યો૦)

### વાયુનું લક્ષણ તથા ઔષધ

**रूक्षः शीतो लघुः सूक्ष्मश्चलोऽथ विशदः खरः।**
**विपरीतगुणैर्द्रव्यैर्मारुतः संप्रशाम्यति ॥५८॥**

**વાયુ રૂક્ષ, શીત, લઘુ (હલકો), સૂક્ષ્મ, ચળ કે ગતિસ્વભાવ, વિશદ (ચીકાશ વિનાનો) અને ખર-કઠોર છે; તેથી વિપરીત ગુણવાળાં દ્રવ્યોથી તે અત્યંત શાંત થાય છે. ૫૮**

આ શ્લોકસ્થાનના ૨૦મા અધ્યાયમાં પણ વાયુનાં લક્ષણો કહેવાશે; અને સુશ્રુતમાં તેનાં આવાં લક્ષણો કહ્યાં છે કે, 'अव्यक्तो व्यक्तकर्मा च रूक्षः शीतो लघुः खरः। *तिर्यग्गो द्विगुणश्चैव रजोबहुल एव च।*' (*निदानस्थान-अ. १*) વાયુ પોતે વ્યક્ત નથી, પણ તેનાં કર્મો વ્યક્ત-પ્રકટ છે; વળી તે રૂક્ષ, શીત, લઘુ, ખર, તિર્યગ્ગામી-આડો-અવળો જનાર, બે ગુણ(શબ્દ તથા સ્પર્શ)વાળો

પ્રથમ ૪૭મા શ્લોકમાં 'મન, આત્મા અને શરીર' એ ત્રણના સંયોગથી લોકસ્થિતિ છે, એમ કહેલ છે; તેમાંના મન તથા શરીરને રોગનાં તથા આરોગ્યનાં આશ્રય કહ્યાં; પરંતુ આત્માનું શું? એનો ઉત્તર આ શ્લોકમાં કહેવા આત્માનું સ્વરૂપ બતાવે છે :

### આત્માનું સ્વરૂપ

**निर्विकारः परस्त्वात्मा सत्त्वभूतगुणेन्द्रियैः ।**
**चैतन्ये कारणं नित्यो द्रष्टा पश्यति हि क्रियाः ॥५५॥**

**સર્વથી પર એવો આત્મા તો કેવળ નિર્વિકાર છે, છતાં મન, ભૂતોના શબ્દાદિ ગુણો અને ઇંદ્રિયોની સાથે સંબંધ પામી ચેતનપણામાં કારણ બને છે, નિત્ય-અવિનાશી છે અને દ્રષ્ટા હોઈને ક્રિયાઓને જોયા જ કરે છે. ૫૫**

આત્મા તો શરીર આદિથી પર એટલે શ્રેષ્ઠ છે અને નિર્વિકાર-નીરોગી જ છે, અથવા મન અને શરીરથી તે જુદો જ હોઈ તેઓ કરતાં વિલક્ષણસ્વરૂપ છે; આથી જ સાંખ્યદર્શન 'शरीरादिव्यतिरिक्त पुमान्' (૧-૧-૨૯) પુરુષ-આત્મા શરીરાદિથી જુદો જ વિલક્ષણસ્વરૂપ છે' એમ કહે છે; આ જ કારણે તેમાં વિકાર કે સુખદુઃખાદિનો સંબંધ નથી; કેમ કે વિકાર તો પ્રકૃતિનો જ ધર્મ છે. કદાચ કોઈ કહે કે આત્માને સુખદુઃખાદિનો સંબંધ છે જ. સુશ્રુત કહે છે કે, 'तद्दुःखसंयोगा व्याधय इत्युच्यन्ते।' (सूत्र. अ. ૧) આત્માને થતા દુઃખના સંયોગો જ વ્યાધિઓ કહેવાય છે. અહીં ચરકમાં પણ કહેશે કે, 'संयोगपुरुषस्येष्टो विशेषो वेदनाकृतः ।' (શારીર-અ૦ ૧) સંયોગપુરુષ-રાશિપુરુષને વેદનાથી કરાતો વિશેષ કે વિકાર ગણાય છે. આનું સમાધાન આ છે કે, આત્માને જણાવેલ સુખ-દુઃખાદિનો એ યોગ વાસ્તવિક દૃષ્ટિએ અહીં આત્માને 'निर्विकार' કહીને નિષેધેલો જ છે; કેવળ વ્યાવહારિક દૃષ્ટિએ જ તે સુખ-દુઃખાદિનો યોગ આત્મામાં જણાવેલ છે; એટલે કે મન તથા શરીરની સાથે સંયોગ થતાં એ મન તથા શરીરની વેદનાઓનો આત્મામાં અધ્યાસ કે આરોપ થવાથી જ આત્મા જાણે વેદનાવાળો હોય એવો જણાય છે; ખરી રીતે વેદનાઓની સાથે આત્માને સંબંધ છે જ નહિ. એ આત્મા તો અચેતન એવાં મન તથા શરીરને ચેતનપણું કરવામાં જ કારણ છે. જેમ કે 'शरीरं हि गते तस्मिन् शून्यागारमचेतनम्, पञ्चभूतावशेषाच्च पञ्चत्वं गतमुच्यते। (શારીર-અ. ૧) એ આત્મા જતો રહે છે, ત્યારે ખરેખર, શરીર સૂના ઘર જેવું અચેતન થઈ પડે છે અને કેવળ પાંચ ભૂતો જ તેમાં બાકી રહે છે, તેથી જ એ 'પંચત્વ'-પાંચપણું કે મરણ પામેલું કહેવાય છે; એ જ રીતે 'अचेतनं क्रियावच्च मनश्चेतयिता परः।' (શારીર-અ. ૧) મન પણ અચેતન જ છે; જોકે તે ક્રિયાવાન છે પરંતુ તેને ચેતના આપનાર તો તેનાથી શ્રેષ્ઠ એવો આત્મા જ છે. વળી તે આત્મા નિત્ય છે: 'अनादिः पुरुषो नित्यो विपरीतस्तु हेतुजः।' (चरक-शारीर-अ. ૧) અનાદિ પુરુષ-આત્મા તો નિત્ય જ છે, પણ હેતુઓથી થતો-સંયોગપુરુષ અથવા મન અને શરીર સાથેના સંબંધને લીધે જ તેનામાં અનિત્યપણું કહેવાય છે. ખરી રીતે તે સંયોગપુરુષમાં પણ આત્મા તો નિત્ય જ છે; કેમ કે દેહનો નાશ થાય છે, છતાં આત્માનો નાશ નથી જ.

અહીં શંકા થાય છે કે અહીં જ પ્રથમ ૪૪ શ્લોકમાં સંયોગપુરુષને ચિકિત્સાનું અધિકરણ કહેલ છે; તેમાં મન તથા શરીરનું ગ્રહણ તો ઘટે છે, પણ આત્માનું ગ્રહણ શા માટે કર્યું છે? આના સમાધાનરૂપે તે આત્માની ઉપયોગિતા દર્શાવવા અહીં કહે છે કે, મન, શબ્દાદિ ભૂતગુણો તથા શ્રોત્ર આદિ ઇંદ્રિયોની સાથે સંયોગથી આત્મા જ્ઞાતા બને છે; જેમ કે 'आत्मा ज्ञः करणैर्योगाज् ज्ञानं तस्य प्रवर्तते। (શારીર-અ. ૧) ઇંદ્રિયાદિ કરણોના યોગથી આત્મા જ્ઞાતા થાય છે; તેને જ્ઞાનનો સંબંધ થાય છે, આથી જ મન તથા શરીરની ક્રિયાઓને તે જુએ છે; અને દ્રષ્ટા કે સાક્ષી તરીકે રહે છે; જેમ કે 'ज्ञः साक्षीत्युच्यते नाज्ञः साक्षी ह्यात्मा यतः स्मृत', सर्वभावा हि सर्वेषां भूतानामात्मसाक्षिका।' (ચરક-શારીર-અ. ૧) જે જ્ઞાતા હોય તે જ સાક્ષી કહેવાય છે, જ્ઞાતા ન હોય તે સાક્ષી હોઈ શકે જ નહિ; આ જ કારણે આત્મા જ્ઞાતા હોઈને સાક્ષી કહેવાય છે; આથી જ પ્રાણીમાત્રના સર્વ ભાવો આત્માની સાક્ષીવાળા કહેવાય છે. આમ આત્માનું સાક્ષીરૂપે હોવું, એ જ આત્માનો ભોગ કહેવાય છે; એટલે મન તથા શરીરમાં રહેલા રોગો તથા આરોગ્ય જેને દુઃખ તથા સુખ કહ્યાં છે, તેને ભોગવનાર તરીકે તો આત્મા જ હોય છે, તેથી જ આત્માનો ચિકિત્સામાં ઉપયોગ જરૂરી સૂચવ્યો છે. ૫૫ (યો૦)

### શરીરના તથા મનના દોષસંગ્રહ

**वायुः पित्तं कफश्चोक्तः शारीरो दोषसंग्रहः ।**
**मानसः पुनरुद्दिष्टो रजश्च तम एव च ॥५६॥**

**વાત, પિત્ત અને કફ એ શરીરનો દોષસંગ્રહ કહેલ છે; અને રજસ્ તથા તમસ્ એ જ મનનો દોષસંગ્રહ કહ્યો છે. ૫૬**

શરીર તથા મનને પ્રથમ રોગના આશ્રય તરીકે કહ્યાં છે, તેથી અહીં શરીર તથા માનસ રોગોની પ્રકૃતિઓ બતાવે છે. વાત, પિત્ત અને કફ, એવો જ ક્રમ બતાવવામાં કારણ આ છે કે, આ ક્રમે જ તેઓ ઘણા

બહાર કાઢી નાખે છે; પરંતુ પાચનની પેઠે અંદર જ પચાવી દઈ પિત્તને મટાડતું નથી; પરંતુ જ્યારે અતિસાર આદિમાં પિત્ત ખૂબ વધારે સર કે સારક બને છે, ત્યારે સ્થિર ઉપચારથી જ તેનું શમન કરાય છે. ૫૯ (યો૦)

### કફનું લક્ષણ તથા ઔષધ

**गुरुशीतमृदुस्निग्धमधुरस्थिरपिच्छिलाः ।**
**श्लेष्मणः प्रशमं यान्ति विपरीतगुणैर्गुणाः ॥ ६० ॥**

**કફ ગુરુ (ભારે), શીત, સ્નિગ્ધ, મધુર, સ્થિર અને (સ્પર્શ કરતાં તાંતણા થાય તેવો વધુ) ચીકણો છે; તેના એ ગુણો તેનાથી વિપરીત ગુણવાળાં ઔષધોથી અત્યંત શાંતિ પામે છે. ૬૦**

કફ જોકે મધુર છે, પરંતુ વિદગ્ધ (વિરુદ્ધ પકવ) થયો ન હોય તો જ મધુર છે; જ્યારે વિદગ્ધ થાય છે ત્યારે તો તેમાં ખારાશ થાય છે; આ સંબંધી સુશ્રુત (સૂત્ર૦ ૨૧ અ.)માં કહે છે: 'श्लेष्मा श्वेतो गुरुः स्निग्धः पिच्छिलः शीत एव च, मधुरस्त्वविदग्धः स्याद् विदग्धो लवणः स्मृतः ।' કફ ધોળો, ગુરુ, સ્નિગ્ધ, પિચ્છિલ–વધુ ચીકણો, શીત અને વિદગ્ધ ન થયો હોય તો મધુર અને વિદગ્ધ થયો હોય તો ખારો હોય છે; આ કફના ગુણો કહ્યા છે. આ ચરકના શ્લોકસ્થાનના ૨૦મા અધ્યાયમાં પણ કહેશે: 'तथा च श्वैत्यशैत्यगौरवस्नेहमाधुर्यस्थैर्यपैच्छिल्यमार्त्स्न्यानि श्लेष्मणः आत्मरूपाणि ।' ધોળાશ, શીતતા, ગૌરવ, સ્નેહ, મધુરતા, સ્થિરતા, ચીકાશ અને મસૃણતા એટલે સુંવાળાપણું, એ કફના ગુણો છે; તેના આ ગુણો, તેનાથી વિપરીત લઘુ, ઉષ્ણ આદિ ગુણોથી શાંત થાય છે; આમ ગુણોનું શમન કહ્યું, તેથી ગુણી–કફનું શમન પણ સૂચિત કર્યું છે. કપિલે તો આ વાયુ આદિનાં લક્ષણો રસની દૃષ્ટિએ આપ્યાં છે, જેમકે 'कट्वम्ललवणं पित्तं स्वाद्वम्ललवणः कफः । कषायतिक्तकटुको वायुर्दृष्टोऽनुमानतः ॥' પિત્ત તીખું, ખાટું અને ખારું હોય છે, કફ મધુર, ખાટો તથા ખારો હોય છે અને વાયુ તૂરો, કડવો તથા તીખો હોય છે, એમ અનુમાનથી જણાયું છે. ૬૦ (યો૦)

### સાધ્ય રોગો જ ઔષધોથી મટે

**विपरीतगुणैर्देशमात्राकालोपपादितैः ।**
**भेषजैर्विनिवर्तन्ते विकाराः साध्यसंमताः ॥ ६१ ॥**
**साधनं न त्वसाध्यानां व्याधीनामुपदिश्यते ॥६२॥**

**વિપરીત ગુણોવાળાં અને દેશ, માત્રા તથા કાળને અનુસરી યોજેલાં ઔષધોથી સાધ્ય તરીકે મનાયેલા રોગો (જ) મટે છે; પરંતુ અસાધ્ય રોગોનું મટાડવું (આ શાસ્ત્રમાં ક્યાંય) ઉપદેશાતું નથી. ૬૧,૬૨**

વિપરીત ગુણોવાળાં ઔષધો એટલે રોગોનાં નિદાનથી તથા રોગોથી વિપરીત કામ કરનારાં ઔષધ દ્રવ્યો સમજવાં; આ સંબંધે આ ગ્રંથના વિમાનસ્થાનના ૨ જા અધ્યાયમાં કહેશે કે, 'सर्वविकाराणामपि च निग्रहे हेतुव्याधिविपरीतमौषधमिच्छन्ति कुशलाः तदर्थकारि वा ।' કુશળ વૈદ્યો દરેક રોગ મટાડવામાં એ રોગનાં નિદાન તથા રોગથી વિપરીત ઔષધ જ પસંદ કરે છે; અથવા તે નિદાનનું કે વ્યાધિનું જ કામ કરનારું ઔષધ ઇચ્છે છે. એવાં ઔષધો પણ દેશ, માત્રા અને કાળ તરફ લક્ષ્ય આપીને યોજાયાં હોય તો જે રોગોને ઔષધોથી સાધ્ય માન્યા છે, તે જ રોગો મટે છે, બાકીના યાપ્ય રોગો તો એવાં ઔષધોથી શાંત રહે છે, પણ મટતા તો નથી જ; 'दत्ताल्पसुखम्' (चरक, सूत्र० अ. १०) યાપ્ય રોગો પર યોજેલાં ઔષધો કંઈક થોડુંક સુખ આપે છે; પરંતુ જે રોગો ઔષધોથી મટે જ નહિ એવા અસાધ્ય હોય છે, તેઓને ઔષધોથી મટાડવાનું ક્યાંય કહેવાશે જ નહિ; કારણ કે તે રોગો પર ઔષધોના પ્રયોગો વ્યર્થ નીવડે છે. (યો૦)

અહીં શ્રી ચક્રપાણિ પ્રથમ આવી શંકા ઉઠાવે છે કે, અસાધ્ય રોગો પણ મટતા દેખાય છે; જેનાં અરિષ્ટો દેખાય, તે તો અવશ્ય મૃત્યુથી ગ્રહણ કરાયેલો અસાધ્ય ગણાય છે; જેમકે 'अरिष्टं चापि तन्नास्ति यद् विना मरणं भवेत्, मरणं चापि तन्नास्ति यन्नारिष्टपुरःसरम् ।' એવું કોઈ અરિષ્ટ નથી, જે મરણ વિના થાય અને એવું કોઈ મરણ નથી, જે પ્રથમ અરિષ્ટ થયા વિના થાય; એવાં અરિષ્ટ થાય, છતાં તેઓને રોકી શકાય છે. સુશ્રુતમાં કહ્યું છે કે, 'ध्रुवं त्वरिष्टे मरणं ब्राह्मणैस्तत् किलामलैः, रसायनतपोजप्यतत्परैर्वा निवार्यते ।' ખરેખર અરિષ્ટ એ મરણસૂચક છે, છતાં રસાયન, જપ, તપમાં તત્પર રહેતા નિર્મળ બ્રાહ્મણો તે અરિષ્ટનું વારણ પણ કરે છે. ભગવાન અગસ્ત્ય પણ આમ જ કહે છે: 'रसायनतपोजप्ययोगसिद्धैर्महात्मभिः कालमृत्युरपि प्राज्ञैर्जीयते नालसैर्नरैः ।' રસાયન, તપ, જપ અને યોગથી સિદ્ધ થયેલા બુદ્ધિમાન મહાત્માઓ કાળરૂપ મૃત્યુને પણ જીતે છે; કેવળ આળસુ માણસો કંઈ કરી શકતા નથી. આવા જ શબ્દો બીજે પણ દેખાય છે કે, 'जातारिष्टोऽपि जीवति' જેનાં અરિષ્ટો થયાં હોય એવો પણ જીવી શકે છે. આ સંબંધે આવું સમાધાન મળે છે: અરિષ્ટ બે પ્રકારનાં છે; એક નિયત અને બીજું અનિયત; તેમાં જે નિયત અરિષ્ટ હોય તે તો અસાધ્ય જ છે; આ જ કારણે કહ્યું છે કે, 'न त्वरिष्टस्य जातस्य नाशोऽस्ति मरणादृते ।' જે અરિષ્ટ ઉત્પન્ન થઈ ચૂક્યું હોય, તેનો નાશ તો મરણ વિના થતો જ નથી. આમાં

થવાથી મધુર રસ અને પૃથ્વી તથા અગ્નિતત્ત્વના ગુણની અધિકતાથી ખાટો રસ અનુભવાય છે. ઇત્યાદિ વચનથી જળ અને પૃથ્વીને પણ રસના ભેદનું કારણ આગળ જતાં જે કહેવાશે તે ઘટે છે. વળી 'विशेषे च प्रत्ययाः खादयस्त्रयः' એમ કહી અહીં જણાવે છે કે, રસના મધુર આદિ ભેદો પડવામાં આકાશ, વાયુ તથા અગ્નિ એ ત્રણ પણ નિમિત્તકારણ છે, પરંતુ પ્રધાન કારણ નથી, એમ ખાસ સમજવું જોઈએ. અહીં મૂળમાં 'खादयः' એ પદથી જ આકાશાદિ ત્રણની સંખ્યા મળી રહે છે, છતાં ફરી 'त्रयः' પદ મૂકીને વધુ આ સૂચન પણ કર્યું છે કે, એ જ આકાશાદિ ત્રણે તત્ત્વો છૂટાં છૂટાં તથા એકસામટાં રસો પ્રકટ થવામાં પણ નિમિત્ત-કારણ છે જ; આથી જ છૂટા છૂટા તથા એકસામટા આકાશાદિના સંસર્ગથી રસોના પણ મધુર, મધુરતર અને મધુરતમ ઇત્યાદિ ભેદો થવા ઘટે છે. અહીં મૂળમાં 'विशेषे च' એમ 'च'કાર મૂકીને વધુ એ પણ જણાવવા માગે છે કે, આકાશાદિ ત્રણ તત્ત્વો પણ રસની પ્રકટદશા થવામાં નિમિત્ત કારણ અવશ્ય હોય જ છે; આથી જ આગળ કહેવાશે કે, 'तास्त्वन्तरिक्षाद् भ्रष्टा भ्रश्यमानाः पञ्चमहाभूतगुणसमन्विता जङ्गमस्थावराणां भूतानां मूर्त्तीरभिप्रीणयन्ति, यासु षड्भिर्मूर्च्छन्ति रसाः।' આકાશમાંથી જળ પડ્યાં હોય કે પડતાં હોય તે બધાં પાંચે મહાભૂતોના ગુણોથી યુક્ત થઈને જ સ્થાવરજંગમ પ્રાણીપદાર્થોને તૃપ્ત કરે છે અને એ જળમાં છ પ્રકારોથી રસો પ્રસરે છે. આ ઉપરથી સાબિત થાય છે કે પાર્થિવ દ્રવ્યના સંબંધથી જ જળનો રસ પ્રકટ દશાને પામે છે; બીજી રીતે એ પ્રકટ થઈ અનુભવાતો નથી જ. વળી અહીં 'विशेषे च' એમ 'च'કાર મૂકી વધુ આમ પણ જણાવ્યું છે કે, જો રસના પ્રકટપણામાં જળ અને પૃથ્વી જેમ કારણ છે, તેમ તેના ભેદોમાં પણ જળ તથા પૃથ્વી અવશ્ય કારણ તરીકે છે જ, છતાં 'सोमगुणातिरेकान्मधुरः।' જળ તત્ત્વની અધિકતાથી મધુર રસ' ઇત્યાદિ વચનોથી આમ સમજાય છે કે આકાશાદિ ત્રણ તત્ત્વો પણ એ જ રીતે એમાં મળે છે, કે જેથી જળતત્ત્વ વધુ પ્રમાણમાં રહે; એટલે એ મધુર રસમાં પણ ઓછા પ્રમાણમાં મળેલાં આકાશાદિ જ ભેદનું કારણ થાય છે; આમ એકંદર રસ પ્રત્યે પાંચે મહાભૂતો કારણ રૂપ છે જ, તેથી રસ પણ પાંચભૌતિક જ છે, એમ સાબિત થાય છે અને 'सर्वं द्रव्यं पाञ्चभौतिकमस्मिन्नर्थे' (चरक, श्लोक. २६ अ.) આ શાસ્ત્રમાં સર્વ દ્રવ્યને પાંચ ભૂતોના જ વિકાર કહ્યા છે, એ સિદ્ધાંત પણ વ્યક્ત થાય છે. ૬૩ (યો૦)

## રસના છ ભેદો

**स्वादुरम्लोऽथ लवणः कटुकस्तिक्त एव च।**
**कषायश्चेति षट्कोऽयं रसानां संग्रहः स्मृतः ॥६४॥**

**મધુર, ખાટો, ખારો, તીખો, કડવો અને તૂરો એમ છ પ્રકારનો રસોનો સંક્ષેપ કહેલ છે. ૬૪**

ટૂંકમાં રસોના છ ભેદ છે, એમ જણાવી ખાસ સૂચવે છે કે, એકએકના સંબંધથી અને ઓછીવધતી મેળવણી કે કલ્પનાથી રસના ભેદો જોકે વધુ અનુભવાય છે; છતાં તેની મૂળ છની સંખ્યામાં કોઈ પણ વધઘટ થતી નથી; જોકે મૂળ રસ તો જળનો જ ગુણ હોઈ પ્રથમ અવ્યક્તસ્વરૂપે તો એક જ છે, છતાં એ જ રસ છ ઋતુવાળા કાળના તથા પાંચ મહાભૂતોના ન્યૂનાધિક સંબંધથી મધુર આદિ છ ભેદે અલગ અલગ સ્વરૂપે પ્રકટ થાય છે. (કેટલાક વિદ્વાનો ક્ષાર નામનો રસ ઉમેરી સાત રસો માને છે, પરંતુ એ અયોગ્ય છે; કેમ કે આ ગ્રંથમાં જ આગળ કહેવાશે કે, 'क्षरणात् क्षारो नासौ रसः' ક્ષાર એ તો ક્ષરણ કે ધાતુહ્રાસ કરે છે, તેથી રસ નથી.) તેમાં મધુર રસ જળ તથા પૃથ્વીના ગુણની અધિકતાવાળો છે; ખાટો રસ જળ તથા તેજના ગુણની અધિકતાવાળો છે; તીખો રસ વાયુ તથા અગ્નિના ગુણની અધિકતાવાળો છે, કડવો રસ વાયુ તથા આકાશના ગુણની અધિકતાવાળો છે અને તૂરો રસ વાયુ તથા પૃથ્વીના ગુણની અધિકતાવાળો છે. ૬૪ (યો૦)

## રસોથી દોષોનું શમન

**स्वाद्वम्ललवणा वायुं, कषायस्वादुतिक्तकाः।**
**जयन्ति पित्तं श्लेष्माणं कषायकटुतिक्तकाः ॥ ६५ ॥**

**મધુર, ખાટો તથા ખારો રસ વાયુને; તૂરો, મધુર તથા કડવો રસ પિત્તને અને તૂરો, તીખો તથા કડવો રસ કફને શમાવે છે. ૬૫**

આ શ્લોકમાં રસોથી કયું અતિ ઉપયોગી કાર્ય થાય છે, તે જણાવ્યું છે. આમાં વાયુ જોકે નીરસ છે, તોપણ રસની અંદર રહેલા સ્નિગ્ધત્વ આદિ ગુણોથી તે રૂક્ષ વાયુનું શમન સમજવું. અહીં જે રસોને વાયુ આદિના શમાવનાર નથી કહ્યા, તેઓને તેઓની વૃદ્ધિ કરનાર જાણવા; આથી વાગ્ભટ કહે છે: 'तत्राद्या मारुतं घ्नन्ति त्रयस्तिक्तादयः कफम्, कषायतिक्तमधुराः पित्तमन्ये तु कुर्वते।' આ રસોમાં પહેલા ત્રણ મધુર, ખાટો અને ખારો વાયુનો નાશ કરે છે; કડવો, તીખો અને તૂરો કફનો નાશ કરે છે; અને તૂરો, કડવો તથા મધુર રસ પિત્તનો નાશ કરે છે. આ સિવાયના બીજા તે તે વાત, કફ અને પિત્તને વધારે છે. અહીં રસોનું કર્મ

ઉત્પન્ન થઈ ચૂકેલું અરિષ્ટ જ નિયત અરિષ્ટ જણાવ્યું છે; એટલે અનિયત અરિષ્ટને ઉદ્દેશી ઉપર જણાવેલ સુશ્રુતનાં તથા અગસ્ત્યનાં વચનો સાર્થક ઠરે છે. આ ચરકમાં પણ અનિયત અરિષ્ટ કહેલ છે; જેમ કે 'संशयप्राप्तमात्रेयो जीवितं तस्य मन्यते।' એવા અરિષ્ટયુક્ત માણસના જીવનને આત્રેય સંશયમાં પહોંચેલું માને છે.' બીજાઓ અહીં એમ કહે છે કે, 'સંશયમાં પહોંચેલું' એ માત્ર કહેવા પૂરતું જ છે; બાકી સમજવાનું એ જ છે કે, હરકોઈ અરિષ્ટ જો રસાયનાદિ ન હોય તો મારી જ નાખે છે; કેવળ રસાયન તથા તપ વગેરેની શક્તિઓ જ બીજી ક્રિયાથી અસાધ્ય બનેલા રોગોને પણ દૂર કરે છે; પરંતુ એવાં અરિષ્ટનાં વારણ કોઈ વિરલ નંદિકેશ્વર આદિ પુરુષો જ કરી શકે છે, દરેક પુરુષો માટે તે શક્ય નથી. ઉત્પન્ન થયેલાં અરિષ્ટને તો શાસ્ત્રમાં અસાધ્ય જ કહ્યાં છે. અહીં કેટલાક કહે છે કે, 'જે માણસનું આયુષ નિયત હોય તેનું મૃત્યુ અરિષ્ટપૂર્વક થાય છે; પણ જેનું આયુષ અનિયત હોય તેનું મૃત્યુ તો અરિષ્ટ વિના જ થાય છે.' પરંતુ આમ કહેવું ઠીક નથી; કારણ કે 'मरणं चापि तन्नास्ति यन्नारिष्टपुरःसरम्।' એવું કોઈ મરણ જ નથી, જે અરિષ્ટપૂર્વક થતું ન હોય. એ વચનથી નક્કી થાય છે કે, હરકોઈ આયુષવાળાનું મૃત્યુ અરિષ્ટ વિના કદી થતું જ નથી. વળી કેટલાક અહીં કહે છે કે, અનિયત આયુષવાળાને ભલે અરિષ્ટો પ્રકટ થાય, પરંતુ બરાબર ચિકિત્સા યોજ્યાથી તેનું જીવન હોવું સંભવે છે, કેમ કે અનિયત આયુષવાળાનું મરણ તો તેના પુરુષાર્થમાં ખામી થયા પછી જ થાય છે; પરંતુ બરાબર યોગ્ય ચિકિત્સા કરાય તો તેના પુરુષાર્થમાં ખામી રહેતી નથી, આમ કહેવું પણ યોગ્ય નથી; કારણ કે અનિયત આયુષવાળા લોકો સર્વકાળ જ પુરુષાર્થોથી બચી જાય જ છે, એવું કંઈ હોતુ નથી; છતાં તેઓ યથાયોગ્ય કાળે કરાતી સ્વસ્થ લોકોની તથા રોગીઓની હિતકારી સેવારૂપ પુરુષાર્થથી કદાચ બચી જાય છે ખરા; એટલે કે યથાયોગ્ય કાળે હિત નહિ સેવવાથી અસાધ્ય બનેલા રોગમાં અરિષ્ટ થઈ ચૂક્યાં હોય ત્યારે સમય વીતી ગયા પછી ઔષધક્રિયા શું કરી શકે? પાણી વહી ગયા પછી પાળ બાંધવી, એનો કંઈ અર્થ નથી; આ કારણે જ અસાધ્ય રોગોને ઔષધોથી મટાડવાનું આ શાસ્ત્રમાં ઉપદેશાતું નથી. ૬૧,૬૨

## રસોની ઉત્પત્તિનો ક્રમ

रसनार्थो रसस्तस्य द्रव्यमापः क्षितिस्तथा।
निर्वृत्तौ च विशेषे च प्रत्ययाः खादयस्त्रयः॥ ६३॥

**રસ જિહ્વાઇંદ્રિયનો વિષય છે; એ રસનું દ્રવ્ય એટલે આધારભૂત કારણ જળ તથા પૃથ્વી છે, તેમ જ એ રસને પ્રકટ થવામાં કે ઉત્પન્ન થવામાં અને વિશેષ ભેદ પડવામાં કારણ પણ જળ તથા પૃથ્વી જ છે; છતાં આકાશ આદિ ત્રણ એટલે આકાશ, વાયુ અને અગ્નિ પણ રસની પ્રકટ સ્થિતિ થવામાં તથા વિશેષ ભેદ પડવામાં કારણો છે. ૬૩**

આગળ જતાં રસોથી પણ દોષોનું શમન કહેવામાં આવશે; માટે અહીં તેની પહેલાં જ રસની ઉત્પત્તિનો ક્રમ બતાવે છે: 'रस्यते आस्वाद्यते इति रसः' જેનો જીભથી સ્વાદ લેવાય છે, તે 'રસ' કહેવાય છે,' એ તેની વ્યાખ્યા ઉપરથી સાબિત થાય છે, કે રસ એ જિહ્વાઇંદ્રિયનો વિષય છે એટલે કે જીભથી રસનું ગ્રહણ કરી શકાય છે. રસનું આ લક્ષણ છયે રસોમાં બંધ બેસતું હોવાથી બરાબર છે, એ રસનું આધારભૂત કારણ જેવી રીતે જળ છે, તે જ પ્રમાણે પૃથ્વી પણ છે; જોકે રસનો મૂળ આધાર તો જળ છે, એટલે જળ જ તેનું મુખ્ય કારણ છે, છતાં પૃથ્વી પણ રસનું ગૌણ કારણ છે, એમ દર્શાવવા માટે જ મૂળમાં 'आपः क्षितिस्तथा।' એ ક્રમે તેના કારણનો નિર્દેશ કર્યો છે; 'आपः'—જળને પ્રથમ મૂક્યું છે અને તે પછી 'क्षितिः' પૃથ્વી કહેલ છે. આ જ અભિપ્રાયથી આત્રેય ભદ્રકાપ્યીય અધ્યાયમાં 'सौम्याः खलु आपः' જળ એ સૌમ્ય દ્રવ્ય છે,' ઇત્યાદિ કહીને જળમાં જ રસનું પ્રાકટ્ય બતાવશે. સુશ્રુતમાં પણ આમ જ કહ્યું છે કે, 'तस्मादाप्यो रसः' રસ એ જળનો જ વિકાર છે. જળમાંથી જ રસ ઉત્પન્ન થાય છે; પૃથ્વી તો જળના જ રસથી કાયમ સંબંધવાળી હોઈને 'રસવતી' કહેવાય છે; કેમ કે પૃથ્વીને જળનો સંબંધ નિત્યનો છે; તે સંબંધે ન્યાયદર્શનનું આ વચન મળે છે કે, विष्ट ह्यपरं परेण' એટલે કે આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી એ ભૂતોમાં પછી પછીના ભૂત વિષે પૂર્વ પૂર્વનાં ભૂતનો પ્રવેશ કાયમી હોય છે; તેથી જ આકાશ પછીનાં ભૂતોમાં એક એક ગુણ અધિક હોય છે. હવે આ રસને પ્રકટ થવામાં પણ જળ તથા પૃથ્વી જ કારણ છે અને તેના મધુર આદિ ભેદો પડવામાં પણ તે જળ અને પૃથ્વી જ કારણ છે, તે કહે છે: 'निर्वृत्तौ च विशेषे च' અર્થાત્ રસ પ્રકટે છે, ત્યારે પણ જળ તથા પૃથ્વીના આધારે જ પ્રકટે છે અને તેના મધુર આદિ ભેદો પડવામાં પણ જળ અને પૃથ્વી જ કારણ છે; આ કારણે જ 'सोमगुणातिरेकान्मधुरः पृथिव्यग्निगुणातिरेकादम्लः।' જળતત્ત્વના ગુણની અધિકતા

થવાથી મધુર રસ અને પૃથ્વી તથા અગ્નિતત્ત્વના ગુણની અધિકતાથી ખાટો રસ અનુભવાય છે. ઇત્યાદિ વચનથી જળ અને પૃથ્વીને પણ રસના ભેદનું કારણ આગળ જતાં જે કહેવાશે તે ઘટે છે. વળી 'विशेषे च प्रत्ययाः खादयस्त्रयः' એમ કહી અહીં જણાવે છે કે, રસના મધુર આદિ ભેદો પડવામાં આકાશ, વાયુ તથા અગ્નિ એ ત્રણ પણ નિમિત્તકારણ છે, પરંતુ પ્રધાન કારણ નથી, એમ ખાસ સમજવું જોઈએ. અહીં મૂળમાં 'खादयः' એ પદથી જ આકાશાદિ ત્રણની સંખ્યા મળી રહે છે, છતાં ફરી 'त्रयः' પદ મૂકીને વધુ આ સૂચન પણ કર્યું છે કે, એ જ આકાશાદિ ત્રણે તત્ત્વો છૂટાં છૂટાં તથા એકસામટાં રસો પ્રકટ થવામાં પણ નિમિત્ત-કારણ છે જ; આથી જ છૂટા છૂટા તથા એકસામટા આકાશાદિના સંસર્ગથી રસોના પણ મધુર, મધુરતર અને મધુરતમ ઇત્યાદિ ભેદો થવા ઘટે છે. અહીં મૂળમાં 'विशेषे च' એમ 'च'કાર મૂકીને વધુ એ પણ જણાવવા માગે છે કે, આકાશાદિ ત્રણ તત્ત્વો પણ રસની પ્રકટદશા થવામાં નિમિત્ત કારણ અવશ્ય હોય જ છે; આથી જ આગળ કહેવાશે કે, 'तास्त्वन्तरिक्षाद् भ्रष्टा भ्रश्यमानाः पञ्चमहाभूतगुणसमन्विता जङ्गमस्थावराणां भूतानां मूर्त्तीरभिप्रीणयन्ति, यासु षड्भिर्मूर्च्छन्ति रसाः।' આકાશમાંથી જળ પડ્યાં હોય કે પડતાં હોય તે બધાં પાંચે મહાભૂતોના ગુણોથી યુક્ત થઈને જ સ્થાવરજંગમ પ્રાણીપદાર્થોને તૃપ્ત કરે છે અને એ જળમાં છ પ્રકારોથી રસો પ્રસરે છે. આ ઉપરથી સાબિત થાય છે કે પાર્થિવ દ્રવ્યના સંબંધથી જ જળનો રસ પ્રકટ દશાને પામે છે; બીજી રીતે એ પ્રકટ થઈ અનુભવાતો નથી જ. વળી અહીં 'विशेषे च' એમ 'च'કાર મૂકી વધુ આમ પણ જણાવ્યું છે કે, જો રસના પ્રકટપણામાં જળ અને પૃથ્વી જેમ કારણ છે, તેમ તેના ભેદોમાં પણ જળ તથા પૃથ્વી અવશ્ય કારણ તરીકે છે જ, છતાં 'सोमगुणातिरेकान्मधुरः।' જળ તત્ત્વની અધિકતાથી મધુર રસ' ઇત્યાદિ વચનોથી આમ સમજાય છે કે આકાશાદિ ત્રણ તત્ત્વો પણ એ જ રીતે એમાં મળે છે, કે જેથી જળતત્ત્વ વધુ પ્રમાણમાં રહે; એટલે એ મધુર રસમાં પણ ઓછા પ્રમાણમાં મળેલાં આકાશાદિ જ ભેદનું કારણ થાય છે; આમ એકંદર રસ પ્રત્યે પાંચે મહાભૂતો કારણ રૂપ છે જ, તેથી રસ પણ પાંચભૌતિક જ છે, એમ સાબિત થાય છે અને 'सर्वं द्रव्यं पाञ्चभौतिकमस्मिन्नर्थे' (चरक, श्लोक. ૨૬ अ.) આ શાસ્ત્રમાં સર્વ દ્રવ્યને પાંચ ભૂતોના જ વિકાર કહ્યા છે, એ સિદ્ધાંત પણ વ્યક્ત થાય છે. ૬૩ (ચો૦)

### રસના છ ભેદો

**स्वादुरम्लोऽथ लवणः कटुकस्तिक्त एव च।**
**कषायश्चेति षट्कोऽयं रसानां संग्रहः स्मृतः ॥६४॥**

**મધુર, ખાટો, ખારો, તીખો, કડવો અને તૂરો એમ છ પ્રકારનો રસોનો સંક્ષેપ કહેલ છે. ૬૪**

ટૂંકમાં રસોના છ ભેદ છે, એમ જણાવી ખાસ સૂચવે છે કે, એકએકના સંબંધથી અને ઓછીવધતી મેળવણી કે કલ્પનાથી રસના ભેદો જોકે વધુ અનુભવાય છે; છતાં તેની મૂળ છની સંખ્યામાં કોઈ પણ વધઘટ થતી નથી; જોકે મૂળ રસ તો જળનો જ ગુણ હોઈ પ્રથમ અવ્યક્તસ્વરૂપે તો એક જ છે, છતાં એ જ રસ છ ઋતુવાળા કાળના તથા પાંચ મહાભૂતોના ન્યૂનાધિક સંબંધથી મધુર આદિ છ ભેદે અલગ અલગ સ્વરૂપે પ્રકટ થાય છે. (કેટલાક વિદ્વાનો ક્ષાર નામનો રસ ઉમેરી સાત રસો માને છે, પરંતુ એ અયોગ્ય છે; કેમ કે આ ગ્રંથમાં જ આગળ કહેવાશે કે, 'क्षरणात् क्षारो नासौ रसः' ક્ષાર એ તો ક્ષરણ કે ધાતુહ્રાસ કરે છે, તેથી રસ નથી.) તેમાં મધુર રસ જળ તથા પૃથ્વીના ગુણની અધિકતાવાળો છે; ખાટો રસ જળ તથા તેજના ગુણની અધિકતાવાળો છે; તીખો રસ વાયુ તથા અગ્નિના ગુણની અધિકતાવાળો છે, કડવો રસ વાયુ તથા આકાશના ગુણની અધિકતાવાળો છે અને તૂરો રસ વાયુ તથા પૃથ્વીના ગુણની અધિકતાવાળો છે. ૬૪ (ચો૦)

### રસોથી દોષોનું શમન

**स्वाद्वम्ललवणा वायुं, कषायस्वादुतिक्तकाः।**
**जयन्ति पित्तं श्लेष्माणं कषायकटुतिक्तकाः ॥६५॥**

**મધુર, ખાટો તથા ખારો રસ વાયુને; તૂરો, મધુર તથા કડવો રસ પિત્તને અને તૂરો, તીખો તથા કડવો રસ કફને શમાવે છે. ૬૫**

આ શ્લોકમાં રસોથી કયું અતિ ઉપયોગી કાર્ય થાય છે, તે જણાવ્યું છે. આમાં વાયુ જોકે નીરસ છે, તોપણ રસની અંદર રહેલા સ્નિગ્ધત્વ આદિ ગુણોથી તે રૂક્ષ વાયુનું શમન સમજવું. અહીં જે રસોને વાયુ આદિના શમાવનાર નથી કહ્યા, તેઓને તેઓની વૃદ્ધિ કરનાર જાણવા; આથી વાગ્ભટ કહે છે: 'तत्राद्या मारुतं घ्नन्ति त्रयस्तिक्तादयः कफम्, कषायतिक्तमधुराः पित्तमन्ये तु कुर्वते।' આ રસોમાં પહેલા ત્રણ મધુર, ખાટો અને ખારો વાયુનો નાશ કરે છે; કડવો, તીખો અને તૂરો કફનો નાશ કરે છે; અને તૂરો, કડવો તથા મધુર રસ પિત્તનો નાશ કરે છે. આ સિવાયના બીજા તે તે વાત, કફ અને પિત્તને વધારે છે. અહીં રસોનું કર્મ

ઉત્પન્ન થઈ ચૂકેલું અરિષ્ટ જ નિયત અરિષ્ટ જણાવ્યું છે; એટલે અનિયત અરિષ્ટને ઉદ્દેશી ઉપર જણાવેલ સુશ્રુતનાં તથા અગસ્ત્યનાં વચનો સાર્થક ઠરે છે. આ ચરકમાં પણ અનિયત અરિષ્ટ કહેલ છે; જેમ કે 'संशयप्राप्तमात्रेयो जीवितं तस्य मन्यते।' એવા અરિષ્ટયુક્ત માણસના જીવનને આત્રેય સંશયમાં પહોંચેલું માને છે.' બીજાઓ અહીં એમ કહે છે કે, 'સંશયમાં પહોંચેલું' એ માત્ર કહેવા પૂરતું જ છે; બાકી સમજવાનું એ જ છે કે, હરકોઈ અરિષ્ટ જો રસાયનાદિ ન હોય તો મારી જ નાખે છે; કેવળ રસાયન તથા તપ વગેરેની શક્તિઓ જ બીજી ક્રિયાથી અસાધ્ય બનેલા રોગોને પણ દૂર કરે છે; પરંતુ એવાં અરિષ્ટનાં વારણ કોઈ વિરલ નંદિકેશ્વર આદિ પુરુષો જ કરી શકે છે; દરેક પુરુષો માટે તે શક્ય નથી. ઉત્પન્ન થયેલાં અરિષ્ટને તો શાસ્ત્રમાં અસાધ્ય જ કહ્યા છે. અહીં કેટલાક કહે છે કે, 'જે માણસનું આયુષ નિયત હોય તેનું મૃત્યુ અરિષ્ટપૂર્વક થાય છે; પણ જેનું આયુષ અનિયત હોય તેનું મૃત્યુ તો અરિષ્ટ વિના જ થાય છે.' પરંતુ આમ કહેવું ઠીક નથી; કારણ કે 'मरणं चापि तन्नास्ति यन्नारिष्टपुरःसरम्।' એવું કોઈ મરણ જ નથી, જે અરિષ્ટપૂર્વક થતું ન હોય. એ વચનથી નક્કી થાય છે કે, હરકોઈ આયુષવાળાનું મૃત્યુ અરિષ્ટ વિના કદી થતું જ નથી. વળી કેટલાક અહીં કહે છે કે, અનિયત આયુષવાળાને ભલે અરિષ્ટો પ્રકટ થાય, પરંતુ બરાબર ચિકિત્સા યોજાયાથી તેનું જીવન હોવું સંભવે છે; કેમ કે અનિયત આયુષવાળાનું મરણ તો તેના પુરુષાર્થમાં ખામી થયા પછી જ થાય છે; પરંતુ બરાબર યોગ્ય ચિકિત્સા કરાય તો તેના પુરુષાર્થમાં ખામી રહેતી નથી, આમ કહેવું પણ યોગ્ય નથી; કારણ કે અનિયત આયુષવાળા લોકો સર્વકાળ જ પુરુષાર્થોથી બચી જાય જ છે, એવું કંઈ હેતુ નથી; છતાં તેઓ યથાયોગ્ય કાળે કરાતી સ્વસ્થ લોકોની તથા રોગીઓની હિતકારી સેવારૂપ પુરુષાર્થથી કદાચ બચી જાય છે ખરા; એટલે કે યથાયોગ્ય કાળે હિત નહિ સેવવાથી અસાધ્ય બનેલા રોગમાં અરિષ્ટ થઈ ચૂક્યાં હોય ત્યારે સમય વીતી ગયા પછી ઔષધક્રિયા શું કરી શકે? પાણી વહી ગયા પછી પાળ બાંધવી, એનો કંઈ અર્થ નથી; આ કારણે જ અસાધ્ય રોગોને ઔષધોથી મટાડવાનું આ શાસ્ત્રમાં ઉપદેશાતું નથી. ૬૧,૬૨

### રસોની ઉત્પત્તિનો ક્રમ

**रसनार्थो रसस्तस्य द्रव्यमापः क्षितिस्तथा।**
**निर्वृत्तौ च विशेषे च प्रत्ययाः खादयस्त्रयः॥ ६३॥**

રસ જિહ્વાઇંદ્રિયનો વિષય છે; એ રસનું **દ્રવ્ય એટલે આધારભૂત કારણ જળ તથા પૃથ્વી છે, તેમ જ એ રસને પ્રકટ થવામાં કે ઉત્પન્ન થવામાં અને વિશેષ ભેદ પડવામાં કારણ પણ જળ તથા પૃથ્વી જ છે; છતાં આકાશ આદિ ત્રણ એટલે આકાશ, વાયુ અને અગ્નિ પણ રસની પ્રકટ સ્થિતિ થવામાં તથા વિશેષ ભેદ પડવામાં કારણો છે. ૬૩**

આગળ જતાં રસોથી પણ દોષોનું શમન કરવામાં આવશે; માટે અહીં તેની પહેલાં જ રસની ઉત્પત્તિનો ક્રમ બતાવે છે: 'रस्यते आस्वाद्यते इति रसः' જેનો જીભથી સ્વાદ લેવાય છે, તે 'રસ' કહેવાય છે,' એ તેની વ્યાખ્યા ઉપરથી સાબિત થાય છે, કે રસ એ જિહ્વાઇંદ્રિયનો વિષય છે એટલે કે જીભથી રસનું ગ્રહણ કરી શકાય છે. રસનું આ લક્ષણ છયે રસોમાં બંધ બેસતું હોવાથી બરાબર છે, એ રસનું આધારભૂત કારણ જેવી રીતે જળ છે, તે જ પ્રમાણે પૃથ્વી પણ છે; જોકે રસનો મૂળ આધાર તો જળ છે, એટલે જળ જ તેનું મુખ્ય કારણ છે, છતાં પૃથ્વી પણ રસનું ગૌણ કારણ છે, એમ દર્શાવવા માટે જ મૂળમાં 'आपः क्षितिस्तथा।' એ ક્રમે તેના કારણનો નિર્દેશ કર્યો છે; 'आपः'–જળને પ્રથમ મૂક્યું છે અને તે પછી 'क्षितिः' પૃથ્વી કહેલ છે. આ જ અભિપ્રાયથી આત્રેય ભદ્રકાપ્યીય અધ્યાયમાં 'सौम्याः खलु आपः' જળ એ સૌમ્ય દ્રવ્ય છે,' ઇત્યાદિ કહીને જળમાં જ રસનું પ્રાકટ્ય બતાવશે. સુશ્રુતમાં પણ આમ જ કહ્યું છે કે, 'तस्मादाप्यो रसः' રસ એ જળનો જ વિકાર છે. જળમાંથી જ રસ ઉત્પન્ન થાય છે; પૃથ્વી તો જળના જ રસથી કાયમ સંબંધવાળી હોઈને 'રસવતી' કહેવાય છે; કેમ કે પૃથ્વીને જળનો સંબંધ નિત્યનો છે; તે સંબંધે ન્યાયદર્શનનું આ વચન મળે છે કે, 'विष्ट ह्यपरं परेण' એટલે કે આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી એ ભૂતોમાં પછી પછીના ભૂત વિષે પૂર્વ પૂર્વનાં ભૂતનો પ્રવેશ કાયમી હોય છે; તેથી જ આકાશ પછીનાં ભૂતોમાં એક એક ગુણ અધિક હોય છે. હવે આ રસને પ્રકટ થવામાં પણ જળ તથા પૃથ્વી જ કારણ છે અને તેના મધુર આદિ ભેદો પડવામાં પણ તે જળ અને પૃથ્વી જ કારણ છે, તે કહે છે: 'निर्वृत्तौ च विशेषे च' અર્થાત્ રસ પ્રકટે છે, ત્યારે પણ જળ તથા પૃથ્વીના આધારે જ પ્રકટે છે અને તેના મધુર આદિ ભેદો પડવામાં પણ જળ અને પૃથ્વી જ કારણ છે; આ કારણે જ 'सोमगुणातिरेकान्मधुरः पृथिव्यग्निगुणातिरेकादम्लः।' જળતત્ત્વના ગુણની અધિકતા

### વળી બીજા પ્રકારે દ્રવ્યના ત્રણ ભેદો

तत्पुनस्त्रिविधं ज्ञेयं जाङ्गमं भौममौद्भिदम् ।
मधूनि गोरसाः पित्तं वसा मज्जासृगामिषम् ॥ ६९ ॥
विण्मूत्रं चर्मरेतोऽस्थिस्नायुशृङ्गनखाः खुराः ।
जङ्गमेभ्यः प्रयुज्यन्ते केशा लोमानि रोचनाः ॥ ७० ॥
सुवर्णं समलाः पञ्च लोहाः ससिकता सुधा ।
मनःशिलाले मणयो लवणं गैरिकाञ्जने ॥ ७१ ॥
भौममौषधमुद्दिष्टमौद्भिदं तु चतुर्विधम् ।
वनस्पतिस्तथा वीरुद्वानस्पत्यस्तथौषधिः ॥ ७२ ॥

વળી એ દ્રવ્ય ત્રણ પ્રકારનું જાણવું : જાંગમ, ભૌમ અને ઔદ્ભિદ. આમાં મધ, ગોરસ, પિત્ત, વસા ( ચરબી ), મજ્જા, લોહી, માંસ, વિષ્ઠા, મૂત્ર, ચામડું, વીર્ય, હાડકાં, સ્નાયુ, શીંગડાં, નખો, ખરીઓ, માથાના વાળ, રૂંવાંટાં અને ગોરોચન આટલાં જાંગમ દ્રવ્ય જંગમ પ્રાણીઓમાંથી ઉપયોગમાં લેવાય છે; તેમ જ સુવર્ણ, મળ ( મંડૂર ) સહિત પાંચ લોહ, રેતી, ચૂનો, મણશીલ, હરતાલ, મણિઓ એટલે રત્નો તથા ઉપરત્નો, લવણ ( મીઠું ), ગેરુ તથા અંજન–સુરમો એટલાં ભૌમ–પૃથ્વીમાંથી થતાં ( પાર્થિવ ) દ્રવ્ય કહ્યાં છે; અને વનસ્પતિ, વીરુત્ ( લતા–વેલા ), વાનસ્પત્ય તથા ઓષધિ એમ ચાર પ્રકારનું ઔદ્ભિદ ( જમીન ફોડી બાહર નીકળતું ) દ્રવ્ય છે. ૬૯–૭૨

અહીં બતાવાતાં ત્રણ પ્રકારનાં દ્રવ્યોમાંનું પહેલું 'જાંગમ' એટલે 'भृशं पुनःपुनः गच्छन्तीति जङ्गमाः, जङ्गमेभ्यः प्रभवमागतं वा जाङ्गमम् ।' જરાયુજ, અંડજ, સ્વેદજ આદિ પ્રાણીઓમાંથી ઉત્પન્ન થતું મધ આદિ દ્રવ્ય 'જાંગમ' કહેવાય છે. આમાંના પહેલા મધની જાતિઓ પણ આ ગ્રંથના શ્લોકસ્થાનના ૨૭મા અધ્યાયમાં કહેવાશે. બીજું 'ભૌમ' દ્રવ્ય એટલે 'भूमौ भवं जातं वा भौमं ।' જે દ્રવ્ય પૃથ્વીમાં ઉત્પન્ન થાય છે, તે સોનું વગેરે 'ભૌમ' કહેવાય છે; મૂળમાં સુવર્ણ પછી 'મલ' કહેલ છે; તેનો અર્થ મંડૂર અને શિલાજિત પણ સમજવો. આ શિલાજિતનું લક્ષણ આ ગ્રંથના ચિકિત્સાસ્થાનમાં પહેલા અધ્યાયમાં કહેવાશે. એ શિલાજિત સુવર્ણ આદિ ૭ ધાતુઓમાંથી ઉત્પન્ન થાય છે, તેથી તેના ૭ પ્રકાર સુશ્રુતના ચિકિત્સાસ્થાનના ૧૩મા અધ્યાયમાં જોવા. આ ચરકના ચિકિત્સાસ્થાનમાં અધ્યાય પહેલામાં શિલાજિતના ચાર પ્રકાર કહ્યા છે. જેમ કે 'धातुभ्यश्चतुर्भ्यस्तस्य संभवः, हेम्नश्च रजतात् ताम्राद्वरं कृष्णायसादपि ।' સોનામાંથી, રૂપામાંથી, તાંબામાંથી તથા કાળા લોઢામાંથી પણ શિલાજિત ઉત્તમ નીપજે છે. એમ ચાર પ્રકાર બતાવીને તે મુખ્ય શિલાજિતનો ચિકિત્સામાં અધિકાર દર્શાવ્યો છે, પરંતુ શિલાજિતના બીજા પ્રકારોનો નિષેધ કર્યો નથી; એ શિલાજિત કે મંડૂર બન્નેનું ગ્રહણ અહીં 'મલ' શબ્દથી સમજાય છે; તે સહિત પાંચ લોહ–કલઈ, સીસું, તાંબું, રૂપું તથા કાળું લોઢું કે ગજવેલ સમજવાં. મૂળમાં 'સુધા' શબ્દ છે, તેનો જ અર્થ 'ચૂનો' ઉપર આપ્યો છે; અથવા દારુમૂષા આદિ પાર્થિવ વિષ પણ 'સુધા' કહેવાય છે. હરિતાલના બે પ્રકાર લેવા: એક સપત્ર અને બીજી નિષ્પત્ર. મણિઓ–સ્ફટિક વગેરે અને લવણ–સિંધાલૂણ વગેરે જાણવાં; તેમ જ ગેરુ; એ પહાડની માટી તથા અંજન, એ સૌવીરાંજન લેવાય છે; એટલાં ભૌમ કે પાર્થિવ દ્રવ્ય ટૂંકમાં કહ્યાં છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં આ જણાવ્યાં છે. ત્રીજો પ્રકાર ઔદ્ભિદ એટલે 'उद्भिद्य पृथ्वीं जायत इति औद्भिदं वृक्षादिः ।' પૃથ્વીને ફોડીને જે ઉત્પન્ન થાય છે, તે વૃક્ષ આદિ 'ઔદ્ભિદ' કહેવાય છે. અહીં બતાવેલા આ ત્રણ દ્રવ્યપ્રકાર પાર્થિવ દ્રવ્યના જ લેવા ઇષ્ટ ગણી જળ, અગ્નિ, વાયુ તથા આકાશ જણાવ્યાં નથી. ૬૯–૭૨

### વનસ્પતિ આદિ ચારનાં લક્ષણ

फलैर्वनस्पतिः पुष्पैर्वानस्पत्यः फलैरपि ।
ओषध्यः फलपाकान्ताः प्रतानैर्वीरुधः स्मृताः ॥७३॥

જેમાં એકલાં ફળ આવે છે, તે વનસ્પતિ; જેમાં પુષ્પો આવ્યા પછી ફળ પણ આવે છે, તે વાનસ્પત્ય; જેનાં ફળ પાક્યા પછી જેઓનો નાશ થાય છે તે ઓષધિ; અને જેઓમાંથી તાંતણા નીકળ્યા પછી જે ફેલાય છે, તેઓને વીરુધ–વેલા કે છોડ કહ્યાં છે. ૭૩

વડ, પીપળા, પીપર, ઉંબરા વગેરેમાં એકલાં ફળ જ આવે છે, તે વનસ્પતિ; આંબા, જાંબૂ વગેરેમાં પહેલાં ફૂલ આવ્યા પછી ફળ પણ આવે છે, તે વાનસ્પત્ય; ડાંગર જવ વગેરેનાં ફળ પાક્યા પછી તેઓનો નાશ થાય છે, તે ઓષધિ; તેમ જ ફળ વિના પણ જે પાકીને નાશ પામે છે, તે ઓખડ વગેરે પણ ઔષધિ અને ગળો વગેરેમાંથી તાંતણા નીકળે અને તે પછી ફેલાય, તે વેલા, છોડ અને ગુચ્છા પણ જેમાં કોઈને હોય, તે બધાં વીરુધ કહેવાય છે; આ જ પ્રમાણે સુશ્રુતે સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં કહેલ છે. જેઓને ડાળાં ન હોય તે શાલપર્ણી તથા પૃશ્નિપર્ણી આદિ પણ વીરુધ કહેવાય છે. ૭૩

જણાવ્યું છે, તે ઉપરથી ગુણ, વીર્ય તથા વિપાક પણ સમજી લેવા જોઈએ; જેમ કે આત્રેય ભદ્રકાપ્યીય અધ્યાયમા મધુરાદિ રસ ઉપરથી જ સર્વ ગુણો, વીર્ય તથા વિપાક બતાવવામાં આવશે. ૬૫ (ચો૦)

## આ રસો વાતાદિને કોપાવે

कट्वम्ललवणाः पित्तं स्वाद्वम्ललवणाः कफम् ।
कटुतिक्तकषायाश्च कोपयन्ति समीरणम् ॥ ६६ ॥

તીખો, ખાટો અને ખારો રસ પિત્તને; મધુર ખાટો તથા ખારો રસ કફને અને તીખો, કડવો તથા તૂરો રસ વાયુને કોપાવે છે. ૬૬

રસો વાતાદિનું શમન તથા પ્રકોપ કરે છે: એનો વધુ વિસ્તાર આ ગ્રંથના વિમાનસ્થાનના ૨જા અધ્યાયમાં વિસ્તારથી કહેશે. એકંદર ઉપરના ૬૫, ૬૬ શ્લોકોમાં આ ભાવ સૂચવ્યો છે: મધુર રસ વાયુનો તથા પિત્તનો નાશ કરે છે, પરંતુ કફને વધારે છે; ખાટો રસ વાયુને શમાવે છે, પરંતુ કફ તથા પિત્તને વધારે છે; ખારો રસ વાયુનો નાશ કરે છે, પણ કફ તથા પિત્તને વધારે છે; તીખો રસ કફનો નાશ કરે છે, પણ વાયુ તથા પિત્તને વધારે છે; કડવો રસ કફ તથા પિત્તને શમાવે છે, પણ વાયુને વધારે છે; અને તૂરો રસ કફ તથા પિત્તને શમાવે છે, પણ વાયુને વધારે છે. ૬૬ (ચો૦)

## આથી વધુ કહેવાની પ્રતિજ્ઞા

भूयश्चातो यथाद्रव्यं गुणकर्म प्रवक्ष्यते ॥ ६७ ॥

આથી ખૂબ જ વધારે પ્રત્યેક દ્રવ્યાનુસાર (પ્રત્યેક રસનાં) ગુણ-કર્મ (આગળ જતાં) અમે કહીશું. ૬૭

આગળ જતાં આત્રેય ભદ્રકાપ્યીય અધ્યાયમાં ઉપર કહેલા સંક્ષેપ કરતાં પણ વધુ ઘણા જ વિસ્તારથી પાંચભૌતિક એક એક દ્રવ્યમાં કયા કયા રસના કયા કયા ગુણ તથા કર્મ હોય છે, તે કહેવામાં આવશે. (ચો૦)

આ અર્ધા શ્લોકને શ્રી ગંગાધર તથા ચક્રપાણિ ૬૨મા શ્લોક તરીકે લે છે અને ગંગાધર તેનો આવો અર્થ પોતાની ટીકામાં લખે છે: 'પોતપોતાના ગુણોથી વિપરીત ગુણોવાળાં દ્રવ્યોથી વાતાદિ દોષોનું શમન થાય છે, એવો ઉપદેશ કર્યો પછી અન્ન-પાન આદિમાં જે જે દ્રવ્ય હોય છે, તે તે દ્રવ્યને અનુસરી પ્રત્યેક દ્રવ્યના ગુણો તથા કર્મો આથી વધુ વિસ્તારથી આગળ જતાં કહેવામાં આવશે.'

શ્રીચક્રપાણિ 'गुणानां कर्माणि-'गुणकर्माणि वक्ष्यते' એવો પાઠ રાખીને આખા શ્લોકનો આવો અર્થ પોતાની ટીકામાં લખે છે: 'જે જે' દ્રવ્યમાં જે જે ગુણોનાં કર્મો છે, તેને તેને તે તે દ્રવ્યના કથન પ્રસંગે અનુપાન વગેરેમાં આખાયે તંત્રની અંદર અમે આથી વધુ કહીશું; અથવા પાર્થિવ આદિ દ્રવ્યોના ગુણોનું જે જે કર્મ છે તેને તેને તે તે દ્રવ્યને અનુસરી આથી વધુ પણ આગળ જતાં અમે કહીશું.' ૬૭

## પ્રભાવભેદે દ્રવ્યના ત્રણ પ્રકારો

किंचिद्दोषप्रशमनं किंचिद्धातुप्रदूषणम् ।
स्वस्थवृत्तौ हितं किंचित्त्रिविधं द्रव्यमुच्यते ॥ ६८ ॥

કોઈક દ્રવ્ય દોષોને ખૂબ શમાવનારું, કોઈક દ્રવ્ય ધાતુઓને ખૂબ દૂષિત કરનારું અને કોઈક દ્રવ્ય સ્વસ્થ રહેવામાં (હિતકારી) મનાયું છે; (એમ પ્રભાવભેદે) દ્રવ્ય ત્રણ પ્રકારનું કહેવાય છે. ૬૮

કોઈક દ્રવ્ય પોતાના પ્રભાવથી વાતાદિ દોષને બહાર કાઢીને કે નહિ કાઢીને અત્યંત શમાવે છે-મૂળ સ્થિતિમાં સ્થાપે છે; એટલે એ દ્રવ્યને શમન કે શોધનરૂપ કહી શકાય છે; તેમાંનું શમન દ્રવ્ય તેલ, ઘી અને મધ ઇત્યાદિ છે; એમાંનું તેલ સ્નેહ, ઉષ્ણતા અને ગૌરવ-ગુણના યોગથી પોતાના કરતાં વિપરીતગુણવાળા રૂક્ષ, શીતળ તથા લઘુતારૂપ ગુણવાળા વાયુને શમાવે છે; ઘી મધુરતાથી, શીતળતાથી અને મંદવીર્યગુણથી પોતાના કરતાં વિપરીત ગુણવાળા-અમધુર, ઉષ્ણ તથા તીક્ષ્ણ એવા પિત્તને શમાવે છે; તેમ જ મધ પણ રૂક્ષતા, તીક્ષ્ણતા અને તૂરાશરૂપ ગુણથી કફને શમાવે છે; કેમ કે કફ એ સ્નિગ્ધ, મંદ તથા મધુર હોઈ તેનાથી વિપરીત ગુણવાળો છે. શોધન દ્રવ્ય પણ મીંઢળ, કાળું નમોતર અને નેપાળો વગેરે જાણવાં. કોઈક દ્રવ્ય શરીરનું ધારણ-પોષણ કરતી ધાતુઓને, વાતાદિને, રસ વગેરેને તથા મળોને પણ દૂષિત કરી કોપાવે છે; જેમ કે પરસ્પર વિરુદ્ધ માછલાં અને દૂધ વગેરે; અને કોઈક દ્રવ્ય સ્વાસ્થ્ય જાળવી રાખનારું હોઈ હિતકારી મનાયું છે; જેમ કે લાલ ડાંગરના ચોખા, સાઠી ચોખા, જવ, ઘઉં, જાંગલ માંસ, જીવંતી શાક, દિવ્ય જળ તથા દૂધ વગેરે. એકંદર જે દ્રવ્ય ઓજસ્ કરનાર, રસાયન, તથા વાજીકરણ હોય, તે સર્વકાળ સેવવા યોગ્ય ગણાય છે. એમ કોઈક દ્રવ્ય વિષમ ધાતુઓને સમ (સરખા) કરે છે, કોઈક દ્રવ્ય સમને વિષમ કરે છે અને કોઈક દ્રવ્ય સમ ધાતુઓને તેઓની પ્રકૃતિમાં કે મૂળ સ્થિતિમાં રાખ્યા કરે છે; આમ ત્રણ પ્રકારનાં દ્રવ્ય કહેવાય છે. વૃદ્ધ વાગ્ભટ કહે છે: 'शमनं कोपनं स्वस्थहितं द्रव्यमिति त्रिधा। (અષ્ટાંગહૃદય. સૂત્ર. અ. ૩૧.) શમન, કોપન તથા સ્વસ્થને હિતકારી, એમ ત્રણ પ્રકારનું દ્રવ્ય છે. ૬૮ (ચો૦)

**વળી બીજા પ્રકારે દ્રવ્યના ત્રણ ભેદો**

**तत्पुनस्त्रिविधं ज्ञेयं जाङ्गमं भौममौद्भिदम् ।**
**मधूनि गोरसाः पित्तं वसा मज्जासृगामिषम् ॥ ६९ ॥**
**विण्मूत्रे चर्मरेतोऽस्थिस्नायुश्रृङ्गनखाः खुराः ।**
**जङ्गमेभ्यः प्रयुज्यन्ते केशा लोमानि रोचनाः ॥ ७० ॥**
**सुवर्णं समलाः पञ्च लोहाः ससिकता सुधा ।**
**मनःशिलाले मणयो लवणं गैरिकाञ्जने ॥ ७१ ॥**
**भौममौषधमुद्दिष्टमौद्भिदं तु चतुर्विधम् ।**
**वनस्पतिस्तथा वीरुद्वानस्पत्यस्तथौषधिः ॥ ७२॥**

**વળી એ દ્રવ્ય ત્રણ પ્રકારનું જાણવું : જાંગમ, ભૌમ અને ઔદ્ભિદ. આમાં મધ, ગોરસ, પિત્ત, વસા (ચરબી), મજ્જા, લોહી, માંસ, વિષ્ઠા, મૂત્ર, ચામડું, વીર્ય, હાડકાં, સ્નાયુ, શીંગડાં, નખો, ખરીઓ, માથાના વાળ, રૂંવાંટાં અને ગોરોચન આટલાં જાંગમ દ્રવ્ય જંગમ પ્રાણીઓમાંથી ઉપયોગમાં લેવાય છે; તેમ જ સુવર્ણ, મળ (મંડૂર) સહિત પાંચ લોહ, રેતી, ચૂનો, મણશીલ, હરતાલ, મણિઓ એટલે રત્નો તથા ઉપરત્નો, લવણ (મીઠું), ગેરુ તથા અંજન-સુરમો એટલાં ભૌમ-પૃથ્વીમાંથી થતાં (પાર્થિવ) દ્રવ્ય કહ્યાં છે; અને વનસ્પતિ, વીરુત્ (લતા-વેલા), વાનસ્પત્ય તથા ઓષધિ એમ ચાર પ્રકારનું ઔદ્ભિદ (જમીન ફોડી બાહર નીકળતું) દ્રવ્ય છે. ૬૯-૭૨**

અહીં બતાવાતાં ત્રણ પ્રકારનાં દ્રવ્યોમાંનું પહેલું 'જાંગમ' એટલે 'भृशं पुनःपुनः गच्छन्तीति जङ्गमाः, जङ्गमेभ्यः प्रभवमागतं वा जाङ्गमम् ।' જરાયુજ, અંડજ, સ્વેદજ આદિ પ્રાણીઓમાંથી ઉત્પન્ન થતું મધ આદિ દ્રવ્ય 'જાંગમ' કહેવાય છે. આમાંના પહેલા મધની જાતિઓ પણ આ ગ્રંથના શ્લોકસ્થાનના ૨૭મા અધ્યાયમાં કહેવાશે. બીજું 'ભૌમ' દ્રવ્ય એટલે 'भूमौ भवं जातं वा भौमं ।' જે દ્રવ્ય પૃથ્વીમાં ઉત્પન્ન થાય છે, તે સોનું વગેરે 'ભૌમ' કહેવાય છે; મૂળમાં સુવર્ણ પછી 'મલ' કહેલ છે; તેનો અર્થ મંડૂર અને શિલાજિત પણ સમજવો. આ શિલાજિતનું લક્ષણ આ ગ્રંથના ચિકિત્સાસ્થાનમાં પહેલા અધ્યાયમાં કહેવાશે. એ શિલાજિત સુવર્ણ આદિ ૭ ધાતુઓમાંથી ઉત્પન્ન થાય છે, તેથી તેના ૭ પ્રકાર સુશ્રુતના ચિકિત્સાસ્થાનના ૧૩મા અધ્યાયમાં જોવા. આ ચરકના ચિકિત્સાસ્થાનમાં અધ્યાય પહેલામાં શિલાજિતના ચાર પ્રકાર કહ્યા છે. જેમ કે 'धातुभ्यश्चतुर्भ्यस्तस्य संभवः, हेम्नश्च रजतात् ताम्राद्वरं कृष्णायसादपि ।' સોનામાંથી, રૂપામાંથી, તાંબામાંથી તથા કાળા લોઢામાંથી પણ શિલાજિત ઉત્તમ નીપજે છે. એમ ચાર પ્રકાર બતાવીને તે મુખ્ય શિલાજિતનો ચિકિત્સામાં અધિકાર દર્શાવ્યો છે, પરંતુ શિલાજિતના બીજા પ્રકારોનો નિષેધ કર્યો નથી; એ શિલાજિત કે મંડૂર બન્નેનું ગ્રહણ અહીં 'મલ' શબ્દથી સમજાય છે; તે સહિત પાંચ લોહ-કલઈ, સીસું, તાંબું, રૂપું તથા કાળું લોઢું કે ગજવેલ સમજવાં. મૂળમાં 'સુધા' શબ્દ છે, તેનો જ અર્થ 'ચૂનો' ઉપર આપ્યો છે; અથવા દારુમૂષા આદિ પાર્થિવ વિષ પણ 'સુધા' કહેવાય છે. હરિતાલના બે પ્રકાર લેવા: એક સપત્ર અને બીજી નિષ્પત્ર. મણિઓ-સ્ફટિક વગેરે અને લવણ-સિંધાલૂણ વગેરે જાણવાં; તેમ જ ગેરુ; એ પહાડની માટી તથા અંજન, એ સૌવીરાંજન લેવાય છે; એટલાં ભૌમ કે પાર્થિવ દ્રવ્ય ટૂંકમાં કહ્યાં છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં આ જણાવ્યાં છે. ત્રીજો પ્રકાર ઔદ્ભિદ એટલે 'उद्भिद्य पृथ्वीं जायत इति औद्भिदं वृक्षादिः ।' પૃથ્વીને ફોડીને જે ઉત્પન્ન થાય છે, તે વૃક્ષ આદિ 'ઔદ્ભિદ' કહેવાય છે. અહીં બતાવેલા આ ત્રણ દ્રવ્યપ્રકાર પાર્થિવ દ્રવ્યના જ લેવા ઇષ્ટ ગણી જળ, અગ્નિ, વાયુ તથા આકાશ જણાવ્યાં નથી. ૬૯-૭૨

**વનસ્પતિ આદિ ચારનાં લક્ષણ**

**फलैर्वनस्पतिः पुष्पैर्वानस्पत्यः फलैरपि ।**
**ओषध्यः फलपाकान्ताः प्रतानैर्वीरुधः स्मृताः ॥७३॥**

**જેમાં એકલાં ફળ આવે છે, તે વનસ્પતિ; જેમાં પુષ્પો આવ્યા પછી ફળ પણ આવે છે, તે વાનસ્પત્ય; જેનાં ફળ પાકયા પછી જેઓનો નાશ થાય છે તે ઓષધિ; અને જેઓમાંથી તાંતણા નીકળ્યા પછી જે ફેલાય છે, તેઓને વીરુધ-વેલા કે છોડ કહ્યાં છે. ૭૩**

વડ, પીપળા, પીપર, ઉંબરા વગેરેમાં એકલાં ફળ જ આવે છે, તે વનસ્પતિ; આંબા, જાંબૂ વગેરેમાં પહેલાં ફૂલ આવ્યા પછી ફળ પણ આવે છે, તે વાનસ્પત્ય; ડાંગર જવ વગેરેનાં ફળ પાકયા પછી તેઓનો નાશ થાય છે, તે ઓષધિ; તેમ જ ફળ વિના પણ જે પાકીને નાશ પામે છે, તે ઝોખડ વગેરે પણ ઔષધિ અને ગળો વગેરેમાંથી તાંતણા નીકળે અને તે પછી ફેલાય, તે વેલા, છોડ અને ગુચ્છા પણ જેમાં કોઈને હોય, તે બધાં વીરુધ કહેવાય છે; આ જ પ્રમાણે સુશ્રુતે સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં કહેલ છે. જેઓને ડાળાં ન હોય તે શાલપર્ણી તથા પૃશ્નિપર્ણી આદિ પણ વીરુધ કહેવાય છે. ૭૩

### ઉદ્‌ભિદોની ઉપયોગિતા વિષે

मूलत्वक्सारनिर्यासनालस्वरसपल्लवाः ।
क्षाराः क्षीरं फलं पुष्पं भस्म तैलानि कण्टकाः ॥७४॥
पत्राणि शुङ्गाः कन्दाश्च प्ररोहाश्चौद्भिदो गणः ।

મૂળ, છાલ, વચ્ચેનો સાર, નિર્યાસ—ગુંદર—લાખ વગેરે, નાળ, સ્વરસ, પલ્લવ—કૂણાં પાંદડાં, ક્ષાર, છીર, ફળ, પુષ્પ, ભસ્મ, તેલ, કાંટા, પાંદડાં, શુંગ કે પાંદડાંની ટીશિયો, કંદ અને અંકુરોરૂપે ઉદ્‌ભિદોનો સમુદાય (ઔષધમાં) વપરાય છે. ૭૪

વનસ્પતિ આદિનું પ્રથમ લક્ષણ કહ્યા પછી આ શ્લોકમાં તેઓમાંથી જે જે વાપરવા યોગ્ય છે, તે કહેલ છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'स्थावरेभ्य स्त्वक्पत्रपुष्पफलमूलकन्दनिर्यासस्वरसादय. ।' સ્થાવરોમાંથી છાલ, પાંદડા, ફૂલ, ફળ, મૂળ, કંદ, નિર્યાસ તથા સ્વરસ વગેરે વપરાય છે. ૭૪ (યો૦)

### કેટલાંક પ્રશંસાપાત્રની ગણતરી

मूलिन्यः षोडशैकोनाः फलिन्यो विंशतिः स्मृताः ॥७५॥
महास्नेहाश्च चत्वारः पञ्चैव लवणानि च ।
अष्टौ मूत्राणि सङ्ख्यातान्यष्टावेव पयांसि च ॥७६॥
शोधनार्थाश्च षड्वृक्षाः पुनर्वसुनिदर्शिताः ।
य एतान् वेत्ति संयोक्तुं विकारेषु स वेदवित् ॥७७॥

જેઓનાં મૂળ ઉત્તમ હોય છે એવી મૂલિની ઓષધિઓ ૧૬ છે અને જેઓનાં ફળ ખાસ ઉપયોગી હોય છે, એ ફલિની ઓગણીસ કહેલ છે; મહાસ્નેહ ચાર છે, લવણ પાંચ જ છે, મૂત્ર આઠ છે. દૂધ પણ આઠ ગણ્યાં છે અને શોધન માટેનાં વૃક્ષો પુનર્વસુએ છ બતાવ્યાં છે; જે પુરુષ રોગો પર (ઉપર્યુક્ત) આ પદાર્થોને બરાબર યોજી જાણે છે, તે વેદવેત્તા છે. ૭૫-૭૭

જાંગમ આદિ દ્રવ્યભેદ કહ્યા પછી તેઓમાંનાં કેટલાંક અહીં ઉદાહરણાર્થે કહે છે: 'मूलं प्रशस्तम् आसामस्ति इति मूलिन्य –प्रशंसायामिनिः ।' વપરાશમાં જેઓનું મૂળ ખાસ વખણાય છે, તે ઔષધિઓ મૂલિની કહેવાય છે, એ જ પ્રમાણે જેઓના ફળ ઉત્તમ ગણાય છે, તે ફલિની કહેવાય છે. મહાસ્નેહ ચાર છે તે આ ગ્રંથમાં શ્લોકસ્થાનના ૧૩મા અધ્યાયમાં કહેલ છે: 'सर्पिस्तैलं वसा मज्जा स्नेहेषूत्तमा मताः ।' ઘી, તેલ, વસા અને મજ્જા આ ચાર દરેક સ્નેહોમાં ઉત્તમ મનાય છે. જે વૈદ્ય અહીં આ શ્લોકોમાં કહેલ મૂલિની આદિનો સજ્જ રોગો પર વાપરી જાણે છે, તે જ ખરો આયુર્વેદનિષ્ણાત ગણાય છે. ૭૫-૭૭ (યો૦)

### સોળ મૂલિનીનાં નામ

हस्तिदन्ती हैमवती श्यामा त्रिवृदधोगुडा ।
सप्तला श्वेतनामा च प्रत्यक्श्रेणी गवाक्ष्यपि ॥७८॥
ज्योतिष्मती च बिम्बी च शणपुष्पी विषाणिका ।
अजगन्धा द्रवन्ती च क्षीरिणी चात्र षोडशी ॥७९॥

હસ્તિદન્તી એટલે નાગદન્તી કે મોટો નેપાળો, હૈમવતી—ધોળી વજ, શ્યામા—કાળાં મૂળવાળું નસોતર, ત્રિવૃત્—રાતાં મૂળવાળું નસોતર, અધોગુડા—વરધારો, સપ્તલા કે સાતલા, શ્વેતનામા—ધોળી અપરાજિતા કે સફેદ કોયલ, પ્રત્યક્શ્રેણી—નેપાળો, ગવાક્ષી—ધોળાં ફૂલવાળી ઇંદ્રવારુણી, જ્યોતિષ્મતી—માલકાંકણી, બિંબી—કડવી ઘિલોડી કે ઘોલી, શણપુષ્પી કે ઘંટારવા, વિષાણિકા—મેંઢાશીંગી, અજગંધા—અજમોદ, દ્રવંતી—નેપાળાની જ એક જાત અને આમાં સોળમી ક્ષીરિણી—છીરવાળી દૂધેલી કે દૂધી છે. ૭૮,૭૯

### સોળ મૂલિનીનો ઉપયોગ

शणपुष्पी च बिम्बी च छर्दने हैमवत्यपि ।
*श्वेता ज्योतिष्मती चैव योज्या शीर्षविरेचने ॥८०॥*
एकादशावशिष्टा याः प्रयोज्यास्ता विरेचने ।
इत्युक्ता नामकर्मभ्यां मूलिन्यः फलिनीः शृणु ॥८१॥

(ઉપર કહેલ ૧૬ મૂલિનીમાંથી) શણપુષ્પી, બિંબી તથા હૈમવતીનો ઊલટી કરાવવામાં ઉપયોગ કરાય છે; શ્વેતા—અપરાજિતા અને જ્યોતિષ્મતી—માલકાંકણીનો ઉપયોગ મસ્તકનું વિરેચન કરાવવામાં થાય છે; બાકીની જે અગિયાર બાકી રહી તેનો વિરેચનમાં ઉપયોગ કરાય છે; એમ નામ તથા કર્મથી મૂલિની કહી; હવે ફલિની સાંભળો. ૮૦,૮૧

### ઓગણીશ ફલિનીનાં નામો

शङ्खिन्यथ विडङ्गानि त्रपुषं मदनानि च ।
आनूपं स्थलजं चैव क्लीतकं द्विविधं स्मृतम् ॥८२॥
धामार्गवमथैक्ष्वाकु जीमूतं कृतवेधनम् ।
प्रकीर्या चोदकीर्या च प्रत्यक्पुष्पी तथाऽभया ॥८३॥
अन्तःकोटरपुष्पी च हस्तिपर्णी च शारदम् ।
कम्पिल्लकारग्वधयोः फलं यत् कुटजस्य च ॥८४॥

શંખિની-યવતિક્તા કે ચોરપુષ્પી, વિડંગ-વાવડિંગ, ત્રપુષ-કડવી કાકડી, મદન-મીંઢળ, આનૂપ-જેઠીમધ-એ સ્થળ ઉપર તથા જળમાં પણ થતું હોઈને બેય પ્રકારનું લેવાય છે; ધામાર્ગવ-ગલકી કે ઝુમખડી, ઇક્ષ્વાકુ-કડવી તુંબડી, જીમૂત-દેવદાલી કે એક જાતની ઘિસોડી, કૃતવેધન-તૂરિયાં, પ્રકીર્યા-કરંજ, ઉદકીર્યા-બીજું કરંજ, પ્રત્યક્પુષ્પી-અઘેડો, અભયા-હરડે, અંતઃકોટરપુષ્પી-નીલવુન્હા, હસ્તિપર્ણી-કાકડી જેનું ફળ શરદઋતુનું જ ઉપયોગમાં લેવાય છે, કંપિલ્લક-કપિલો, આરગ્વધ-ગરમાળો અને કુટજનું ફળ-ઇંદ્રયવ. (આ ૧૯ ફલિનીની ઔષધિઓ છે.)' ૮૨-૮૪

### ઓગણીશ ફલિનીનો ઉપયોગ

धामार्गवमथेक्ष्वाकु जीमूतं कृतवेधनम् ।
मदनं कुटजं चैव त्रपुषं हस्तिपर्णिनी ॥ ८५ ॥
एतानि वमने चैव योज्यान्यास्थापनेषु च ।
नस्तःप्रच्छर्दने चैव प्रत्यक्पुष्पी विधीयते ॥ ८६ ॥
दश यान्यवशिष्टानि तान्युक्तानि विरेचने ।
नामकर्मभिरुक्तानि फलान्येकोनविंशतिः ॥ ८७ ॥

(ઉપર્યુક્ત ફલિનીમાંથી) ગલકી કે ઝુમખડી, કડવી તુંબડી, દેવદાલી કે એકજાતની ઘિસોડી, તૂરિયાં, મીંઢળ, ઇંદ્રજવ, કડવી કાકડી તથા હસ્તિપર્ણી નામની કાકડી, એટલી વમનમાં તથા આસ્થાપન-નિરૂહબસ્તિમાં જ ઉપયોગમાં લેવાય છે; તેમ જ અઘેડાનો શિરોવિરેચનમાં જ ઉપયોગ કરાય છે. બાકીની જે દશ વધી, તેઓનો વિરેચનમાં ઉપયોગ કહ્યો છે, એમ ઓગણીશ ફલિની ઔષધિઓને નામથી તથા કર્મથી કહી. ૮૫-૮૭

### ચાર સ્નેહો અને તેઓનો ઉપયોગ

सर्पिस्तैलं वसा मज्जा स्नेहो दृष्टश्चतुर्विधः ।
पानाभ्यञ्जनबस्त्यर्थं नस्यार्थं चैव योगतः ॥ ८८ ॥
स्नेहना जीवना बल्या वर्णोपचयवर्धनाः ।
स्नेहा ह्येते च विहिता वातपित्तकफापहाः ॥ ८९ ॥

ઘી, તેલ, વસા અને મજ્જા એ ચાર પ્રકારનો સ્નેહ કહેલ છે; તેઓનો ઉપયોગ પીવામાં, માલિસમાં તથા બસ્તિમાં કરાય છે. આ સ્નેહો સ્નેહન કરનારા, જીવન તથા બળને આપનારા, વર્ણ તથા શરીરની પુષ્ટિને વધારનારા અને વાત, પિત્ત તથા કફનો અવશ્ય નાશ કરનારા કહ્યા છે. ૮૮,૮૯

અહીં કહેલા ચાર સ્નેહો પૈકી ઘીને પ્રથમ જણાવી તેની મુખ્યતા દર્શાવી છે. આ સંબંધે કહેવાશે કે, 'सर्पिस्तैलं वसा मज्जा सर्वस्नेहोत्तमा मताः । तत्रापि चोत्तमं सर्पिः संस्कारस्यानुवर्तनात् ॥'(चरक-श्लोक १३ अ.) ઘી, તેલ, ચરબી અને મજ્જા એ ચાર સર્વ સ્નેહોમાં ઉત્તમ મનાય છે અને તેમાં પણ ઘી વધારે ઉત્તમ છે; કેમ કે તે સંસ્કારને અનુસરે છે-યોગવાહી છે અર્થાત્ એ ઘી પોતાના ગુણોને છોડ્યા વિના જ પોતામાં સંસ્કારાર્થે નાખેલ ઔષધિઓના ગુણોને પણ અનુસરે છે. પોતાની અંદર ધારણ કરે છે. એમ સ્નેહોનાં નામ જણાવ્યા પછી તેઓનાં કર્મ ૮૯ શ્લોકમાં કહે છે. અહીં ઘી આદિ ચારેના સામાન્ય ગુણો જ કહ્યા છે; તેઓના એક એકના વિશેષ ગુણો તો સ્નેહાધ્યાયમાં તથા અન્નપાનવિધિમાં (આગળ) વિસ્તારથી કહેવાશે. ૮૮,૮૯(યો૦)

### પાંચ લવણનાં નામ-કર્મો

सौवर्चलं सैन्धवं च विडमौद्भिदमेव च ।
सामुद्रेण सहैतानि पञ्च स्युर्लवणानि च ॥ ९० ॥
स्निग्धान्युष्णानि तीक्ष्णानि दीपनीयतमानि च ।
आलेपनार्थे युज्यन्ते स्नेहस्वेदविधौ तथा ॥ ९१ ॥
अधोभागोर्ध्वभागेषु निरूहेष्वनुवासने ।
अभ्यञ्जने भोजनार्थे शिरसश्च विरेचने ॥ ९२ ॥
शस्त्रकर्मणि वर्त्यर्थमञ्जनोत्सादनेषु च ।
अजीर्णानाहयोर्वाते गुल्मे शूले तथोदरे ॥ ९३ ॥

સંચળ, સિંધાલૂણ, બિડલૂણ, ઔદ્ભિદ-ખારાનું લૂણ અને દરિયાઈ લૂણ-એમ પાંચ

* જામનગરમાં પ્રકટ થયેલ ચરકસંહિતાના ગુજરાતી અનુવાદમાં આ સોળ મૂલિનીનાં તથા ઓગણીશ ફલિનાનાં નામો આ પ્રમાણે આપ્યાં છે; તેમાંની સોળ મૂલિની-ગણુસર, સફેદ વજ, કાળું નસોતર, નસોતર, વરધારો, ચિકાખાઈ, ધોળી ગરણી, દાંતી, ઇન્દ્રવારુણી, માલકાંગણી, કડવી ઘિલોડી, ઘૂઘરા, ચમારદૂધેલી, આકળી, રતનજોત અને હીરવીકાશ્મીર, તેમ જ ઓગણીશ ફલિનીઓનાં નામ આ પ્રમાણે આપ્યાં છે; જેમકે-'આંખફુટામણી, વાવડિંગ, કડવી કાકડી, મીંઢળ, કડવું ગલકું, કડવી તુંબડી, ફૂકડવેલાં, કડવાં તૂરિયાં, આનૂપ અને સ્થલજ બન્ને પ્રકારનાં જેઠીમધ, કરંજ, વાંકેરીનું મૂળ, અઘેડો, હરડે, વરધારો, દૂધાળી મોરવેલનું શરદઋતુનું ફળ, કપીલો, ગરમાળો તથા કડાંની શીંગો.

એમ ગુજરાતીમાં પ્રસિદ્ધ નામો મેળવી શકાય છે; વધુ તો વનસ્પતિશાસ્ત્રના અનુભવીઓ તે તે વનસ્પતિ ઓળખીને જાણતા હોય, તે જાણી શકે છે; કેમ કે એ વિષયમાં ખુદ આ ગ્રંથકાર પોતે જ આ અધ્યાયના ૧૨૨ મા શ્લોકમાં જે કહે છે, તે જ ઠીક છે.

### ઉદ્‌ભિદોની ઉપયોગિતા વિષે

[illegible]

મૂળ, છાલ, વચ્ચેનો સાર, નિર્યાસ–ગુંદર–લાખ વગેરે, નાળ, સ્વરસ, પલ્લવ–કૂણાં પાંદડાં, ક્ષાર, છીર, ફળ, પુષ્પ, ભસ્મ, તૈલ, કાંટા, પાંદડાં, શુંગ કે પાંદડાંની ટીશિયો, કંદ અને અંકુરોરૂપે ઉદ્‌ભિદોનો સમુદાય ( ઔષધમાં ) વપરાય છે. ૭૪

વનસ્પતિ આદિનું પ્રથમ લક્ષણ કહ્યા પછી આ શ્લોકમાં તેઓમાંથી જે જે વાપરવા યોગ્ય છે, તે કહેલ છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં આમ કહ્યું છે કે, ' स्थावरेभ्यः त्वक्पत्रपुष्पफलमूलकन्दनिर्यासस्वरसादय. । ' સ્થાવરોમાંથી છાલ, પાંદડા, ફૂલ, ફળ, મૂળ, કંદ, નિર્યાસ તથા સ્વરસ વગેરે વપરાય છે. ૭૪ (યો૦)

### કેટલાંક પ્રશંસાપાત્રની ગણતરી

मूलिन्यः षोडशैकोनाः फलिन्यो विंशतिः स्मृताः ॥७५
महास्नेहाश्च चत्वारः पञ्चैव लवणानि च ।
अष्टौ मूत्राणि सङ्ख्यातान्यष्टावेव पयांसि च ॥७६॥
शोधनार्थाश्च षड्वृक्षाः पुनर्वसुनिदर्शिताः ।
य एतान् वेत्ति संयोक्तुं विकारेषु स वेदवित् ॥७७॥

જેઓનાં મૂળ ઉત્તમ હોય છે એવી મૂલિની ઓષધિઓ ૧૬ છે અને જેઓનાં ફળ ખાસ ઉપયોગી હોય છે, એ ફલિની ઓગણીસ કહેલ છે; મહાસ્નેહ ચાર છે, લવણ પાંચ જ છે, મૂત્ર આઠ છે. દૂધ પણ આઠ ગણ્યાં છે અને શોધન માટેનાં વૃક્ષો પુનર્વસુએ છ બતાવ્યાં છે; જે પુરુષ રોગો પર ( ઉપર્યુક્ત ) આ પદાર્થોને બરાબર યોજી જાણે છે, તે વેદવેત્તા છે. ૭૫–૭૭

જાંગમ આદિ દ્રવ્યભેદ કહ્યા પછી તેઓમાંનાં કેટલાંક અહીં ઉદાહરણાર્થે કહે છે : ' मूलं प्रशस्तम् आसामस्ति इति मूलिन्य –प्रशसायामिनिः ।' વપરાશમાં જેઓનું મૂળ ખાસ વખણાય છે, તે ઔષધિઓ મૂલિની કહેવાય છે, એ જ પ્રમાણે જેઓનાં ફળ ઉત્તમ ગણાય છે; તે ફલિની કહેવાય છે. મહાસ્નેહ ચાર છે તે આ ગ્રંથમાં શ્લોકસ્થાનના ૧૩મા અધ્યાયમાં કહેલ છે: ' सर्पिस्तैलं वसा मज्जा सर्वस्नेहोत्तमा मताः ।' ઘી, તેલ, વસા અને મજ્જા આ ચાર દરેક સ્નેહોમાં ઉત્તમ મનાય છે. જે વૈદ્ય અહી આ શ્લોકોમાં કહેલ મૂલિની આદિનો ગણ રોગો પર વાપરી જાણે છે, તે જ ખરો આયુર્વેદનિષ્ણાત ગણાય છે. ૭૫–૭૭ (યો૦)

### સોળ મૂલિનીનાં નામ

हस्तिदन्ती हैमवती श्यामा त्रिवृदधोगुडा ।
सप्तला श्वेतनामा च प्रत्यक्श्रेणी गवाक्ष्यपि ॥७८॥
ज्योतिष्मती च बिम्बी च शणपुष्पी विषाणिका ।
अजगन्धा द्रवन्ती च क्षीरिणी चात्र षोडशी ॥७९॥

હસ્તિદન્તી એટલે નાગદન્તી કે મોટો નેપાળો, હૈમવતી–ધોળી વજ, શ્યામા–કાળાં મૂળવાળું નસોતર, ત્રિવૃત્–રાતાં મૂળવાળું નસોતર, અધોગુડા–વરધારો, સપ્તલા કે સાતલા, શ્વેતનામા–ધોળી અપરાજિતા કે સફેદ કોયલ, પ્રત્યક્શ્રેણી–નેપાળો, ગવાક્ષી–ધોળાં ફૂલવાળી ઇંદ્રવારુણી, જ્યોતિષ્મતી–માલકાંકણી, બિંબી–કડવી ઘિલોડી કે ઘોલી, શણપુષ્પી કે ઘંટારવા, વિષાણિકા–મેંઢાશીંગી, અજગંધા–અજમોદ, દ્રવંતી–નેપાળાની જ એક જાત અને આમાં સોળમી ક્ષીરિણી–છીરવાળી દૂધેલી કે દૂધી છે. ૭૮,૭૯

### સોળ મૂલિનીનો ઉપયોગ

शणपुष्पी च बिम्बी च छर्दने हैमवत्यपि ।
श्वेता ज्योतिष्मती चैव योज्या शीर्षविरेचने ॥८०॥
एकादशावशिष्टा याः प्रयोज्यास्ता विरेचने ।
इत्युक्ता नामकर्मभ्यां मूलिन्यः फलिनीः शृणु ॥८१॥

( ઉપર કહેલ ૧૬ મૂલિનીમાંથી ) શણપુષ્પી, બિંબી તથા હૈમવતીનો ઊલટી કરાવવામાં ઉપયોગ કરાય છે; શ્વેતા–અપરાજિતા અને જ્યોતિષ્મતી–માલકાંકણીનો ઉપયોગ મસ્તકનું વિરેચન કરાવવામાં થાય છે; બાકીની જે અગિયાર બાકી રહી તેનો વિરેચનમાં ઉપયોગ કરાય છે; એમ નામ તથા કર્મથી મૂલિની કહી; હવે ફલિની સાંભળો. ૮૦,૮૧

### ઓગણીશ ફલિનીનાં નામો

शङ्खिन्यथ विडङ्गानि त्रपुषं मदनानि च ।
आनूपं स्थलजं चैव क्लीतकं द्विविधं स्मृतम् ॥८२॥
धामार्गवमथेक्ष्वाकु जीमूतं कृतवेधनम् ।
प्रकीर्या चोदकीर्या च प्रत्यक्पुष्पी तथाऽभया ॥८३॥
अन्तःकोटरपुष्पी च हस्तिपर्णी च शारदम् ।
कम्पिल्लकारग्वधयोः फलं यत्कुटजस्य च ॥ ८४ ॥

કરે અને પિત્તને નીચેના ભાગમાં લઈ જાય-તેનું વિરેચન કરે છે; અર્થાત્ જે પિત્ત અધોગામી હોય તેનું જ વિરેચન કરે, ઊર્ધ્વગામી પિત્તનું વિરેચન ન કરે; એમ એ મૂત્ર વિષેના ગુણો અહીં ટૂંકમાં સામાન્યપણે-સર્વાનુસારી મેં કહ્યા છે. હવે તેઓના પ્રત્યેકના અલગ અલગ ગુણો હું કહું છું: ઘેટીનું મૂત્ર કંઈક કડવું અને સ્નિગ્ધ હોઈ પિત્તનું વિરોધી હોતું નથી; બકરીનું મૂત્ર તૂરું, મધુર અને પથ્ય હોઈ દોષોનો નાશ કરે છે; ગાયનું મૂત્ર કંઈક મધુર, દોષોનો નાશ કરનાર તથા કૃમિ અને કોઢને મટાડનાર છે; એ ગોમૂત્ર જો પીધું હોય તો ચેળ મટાડે છે અને વાતાદિ દોષજન્ય ઉદરરોગમાં સારી રીતે હિતકારી થાય છે; ભેંસનું મૂત્ર અર્શ, સોજા તથા ઉદરરોગનો નાશ કરે છે, કંઈક ક્ષારયુક્ત હોઈ સર અથવા સારકગુણવાળું છે; હાથીનું મૂત્ર ખારું હોઈ કૃમિ તથા કોઢના રોગીઓને પણ હિતકારી છે; તેમ જ જેઓનાં વિષ્ઠા-મૂત્ર બંધાઈને રોકાઈ જતાં હોય તેઓને તથા ઝેર, કફ અને અર્શના રોગીને પણ હિતકારી છે; ઊંટનું મૂત્ર કડવાશવાળું હોઈ શ્વાસ, ઉધરસ અને અર્શનો નાશ કરે છે; ઘોડાનું મૂત્ર કડવું અને તીખું હોઈ કોઢ, વ્રણ તથા વિષનો નાશ કરે છે અને ગધેડાનું મૂત્ર અપસ્માર-વાઈ, ઉન્માદ તથા ગ્રહપીડાનો ખાસ નાશ કરે છે. એ પ્રમાણે તે આઠ મૂત્રોમાં સામાન્ય તથા વિશેષે કરી જેવું સામર્થ્ય છે, તે અહીં આ શાસ્ત્રમાં કહેલ છે.

આ આઠ મૂત્રોને મહર્ષિ આત્રેયે મુખ્ય તરીકે ઉપદેશ્યાં છે; ઘેટી-બકરી નારી જાતિ લીધેલ છે; તેથી 'ગો' પણ નારી જાતિ સમજવી. જેથી ગાયનું જ મૂત્ર લેવાય, બળદનું નહિ, વૃદ્ધવાગ્ભટે 'मूत्रं गोऽजाविमहिषीगजाश्वोष्ट्रखरोद्भवम्, पित्तलं रूक्षतीक्ष्णोष्णं लवणानुरसं कटु।' (अष्टाङ्गहृदय सूत्र. अ. ६) ગાય, બકરી, ઘેટી, ભેંસ, હાથી. ઘોડો, ઊંટ અને ગધેડાનું મૂત્ર પિત્ત કરનાર, રૂક્ષ, તીક્ષ્ણ, ઉષ્ણ, ખારા રસવાળું તથા તીખું કહેલ છે; તેથી 'महिष्या इदं माहिषम्' અહીં ભેંસનું જ મૂત્ર લેવાય છે, પાડાનું નહિ. એમ ગાય, ભેંસ, બકરી તથા ઘેટી એ ચાર નારીજાતિનાં મૂત્ર હલકાં હોવાથી હિતકારી છે અને હાથી, ઘોડો, ગધેડો તથા ઊંટ એ પુરુષ જાતિનાં હિતકારી છે. આ જ અભિપ્રાય ભાવપ્રકાશ-પૂર્વખંડમાં गोऽजाविमहिषीणां तु स्त्रीणां मूत्रं प्रशस्यते, खरोष्ट्रेभनराश्वानां पुंसां मूत्रं हितं स्मृतम्। એ શ્લોકમાં સ્પષ્ટ કહેલ છે; ત્યાં મનુષ્ય-પુરુષનું મૂત્ર પણ હિતકારી ગણ્યું છે. જ્યાં વ્યક્તિ-નિર્દેશ ન કર્યો હોય ત્યાં બન્ને સ્ત્રીપુરુષ જાતિનાં મૂત્ર લઈ શકાય છે.

અહીં ૯૬મા શ્લોકથી માંડી એ આઠે મૂત્રોના સામાન્ય ગુણો કહ્યા છે. તેમાં ૯૮ મા શ્લોકમાં જે ઉપનાહ કહેલ છે; તેનો અર્થ એવો વિસ્તૃત સમજવો. કે, રોગીના શરીરને જવ કે ઘઉંના લોટ તેમ જ સ્નેહનું કીટું કે ગંધદ્રવ્ય આદિથી ખરડી ઉષ્ણવીર્ય આ પૂતિ-કંઈ દુર્ગંધી કોમળ રૂંછાડવાળાં ચામડાં વગેરેથી બાંધી દેવું તે ઉપનાહ છે. આ અગ્નિરહિત સ્વેદનો જ એક ભેદ છે, જે આ ગ્રંથમાં સ્વેદાધ્યાયમાં કહેનારો. આઠે મૂત્રોના ગુણો સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં કહ્યા છે. તે ત્યાં જોવા.

ઘેટીનું મૂત્ર પિત્તનું વિરોધી નથી એટલે કે પિત્તને શમાવતું નથી કે કોપાવતું નથી; બાકીનું મૂળના અનુવાદમાં જ સ્પષ્ટ છે. ૯૪-૧૦૬ (ચ૦)

## આઠ જાતિનાં દૂધ અને તેનાં ગુણકર્મો

अथ क्षीराणि वक्ष्यन्ते कर्म चैषां गुणाश्च ये।
अवीक्षीरमजाक्षीरं गोक्षीरं माहिषं च यत् ॥१०७॥
उष्ट्रीणामथ नागीनां वडवायाः स्त्रियास्तथा।
प्रायशो मधुरं स्निग्धं शीतं स्तन्यं पयो मतम् ॥१०८॥
प्रीणनं बृंहणं वृष्यं मेध्यं बल्यं मनस्करम्
जीवनीयं श्रमहरं श्वासकासनिबर्हणम् ॥१०९॥
हन्ति शोणितपित्तं च सन्धानं विहतस्य च।
सर्वप्राणभृतां सात्म्यं शमनं शोधनं तथा ॥११०॥
तृष्णाघ्नं दीपनीयं च श्रेष्ठं क्षीणक्षतेषु च।
पाण्डुरोगेऽम्लपित्ते च शोषे गुल्मे तथोदरे ॥१११॥
अतीसारे ज्वरे दाहे श्वयथौ च विधीयते।
योनिशुक्रप्रदोषेषु मूत्रेष्वप्रचुरेषु च ॥११२॥
पुरीषे ग्रथिते पथ्यं वातपित्तविकारिणाम्।
नस्यालेपावगाहेषु वमनास्थापनेषु च ॥ ११३ ॥
विरेचने स्नेहने च पयः सर्वत्र युज्यते।
यथाक्रमं क्षीरगुणानेकैकस्य पृथक्पृथक्।
अन्नपानादिकेऽध्याये भूयो वक्ष्याम्यशेषतः ॥११४॥

હવે (આઠ) દૂધ અને તેઓનાં જે ગુણો તથા કર્મો છે, તે કહેવાય છે. ઘેટીનું દૂધ, બકરીનું દૂધ, ગાયનું દૂધ અને ભેંસનું, ઊંટડીનું, હાથણીનું, ઘોડીનું તથા સ્ત્રીનું દૂધ-એમ આઠજાતિનાં લગભગ (બધાં)

લવણ કે લૂણ થાય છે; એ પાંચે લવણ સ્નિગ્ધ, ઉષ્ણ, તીક્ષ્ણ અને અગ્નિને અત્યંત પ્રદીપ્ત કરનાર છે; તેઓનો ઉપયોગ વિલેપન માટે તથા સ્નેહન અને સ્વેદન ક્રિયામાં પણ કરાય છે; તેમ જ નીચેના ભાગમાં તથા ઊંચેના ભાગમાં અપાતી નિરૂહબસ્તિમાં તથા અનુવાસનબસ્તિમાં, માલિસમાં, ભોજન માટે ( ખોરાકમાં ), મસ્તકના વિરેચનમાં, શસ્ત્રકર્મમાં, ફલવર્તિ માટે અંજનમાં, ઉત્સાદનમાં એટલે વ્રણમાં રૂઝવીને ને માંસને ઉપર લાવવામાં, કે ઉદ્વર્તનમાં, અજીર્ણમાં, આફરામાં, વાયુમાં, ગોળામાં, શૂળમાં તથા ઉદરરોગમાં પણ તે લવણોનો ઉપયોગ કરાય છે. ૯૦-૯૩

અહીં જોકે સંચળને પહેલો ગણ્યો છે, પરંતુ આગળ ૨૫મા અધ્યાયમાં 'सैन्धवं लवणानाम्' એમ શરૂમાં સિંધવને ગણશે; કેમ કે સિંધવ અતિશય ઉત્તમ છે; તે જ આશયથી અહીં પણ સંચળને પ્રથમ મૂકીને સૂચન કર્યું છે કે, સંચળ કરતાં સિંધવ વધારે ઉત્તમ છે અને તે પ્રસિદ્ધ છે; સંચળની ઉત્પત્તિ પ્રસારણીના કલ્ક, ભક્ત-ભાત અને લૂણનો સંયોગ કરી અગ્નિનો દાહ આપવાથી થાય છે, બિડલવણ પણ કૃત્રિમ ( બનાવટી ) છે અને એ જ નામે પ્રખ્યાત છે; ઔદ્ભિદ લવણ ( ખારો ), જમીન ફોડીને બહાર આવતું ખારું પાણી સૂર્યનાં કિરણોથી કે અગ્નિથી ઊકળીને તૈયાર થાય છે; દરિયાઈ લૂણ દક્ષિણ સમુદ્રની પાસે થાય છે; એ પાંચેનો ઉપયોગ અહીં સામાન્યરૂપે કહ્યો છે; વિશેષ તો આહારયોગિવર્ગમાં કહેવાશે. ૯૦-૯૩ (ચો૦)

### આઠ મૂત્રનાં નામો, ગુણો તથા ઉપયોગ

उक्तानि लवणान्यूर्ध्वं मूत्राण्यष्टौ निबोध मे ।
मुख्यानि यानि दिष्टानि सर्वाण्यात्रेयशासने ॥ ९४ ॥
अवीमूत्रमजामूत्रं गोमूत्रं माहिषं तथा ।
हस्तिमूत्रमथोष्ट्रस्य हयस्य च खरस्य च ॥ ९५ ॥
उष्णं तीक्ष्णमथो रूक्षं कटुकं लवणान्वितम् ।
मूत्रमुत्सादने युक्तं युक्तमालेपनेषु च ॥ ९६ ॥
युक्तमास्थापने मूत्रं युक्तं चापि विरेचने ।
स्वेदेष्वपि च तद्युक्तमानाहेष्वगदेषु च ॥ ९७ ॥
उदरेष्वथ चार्शःसु गुल्मकुष्ठकिलासिषु ।
तद्युक्तमुपनाहेषु परिषेके तथैव च ॥ ९८ ॥
दीपनीयं विषघ्नं च क्रिमिघ्नं चोपदिश्यते ।
पाण्डुरोगोपसृष्टानामुत्तमं सर्वथोच्यते ॥ ९९ ॥
श्लेष्माणं शमयेत्पीतं मारुतं चानुलोमयेत् ।
कर्षेत्पित्तमधोभागमित्यस्मिन् गुणसंग्रहः ॥ १०० ॥
सामान्येन मयोक्तस्तु पृथक्त्वेन प्रवक्ष्यते ॥१०१॥
अवीमूत्रं सतिक्तं स्यात्स्निग्धं पित्ताविरोधि च ।
आजं कषायमधुरं पथ्यं दोषान्निहन्ति च ॥१०२॥
गव्यं समधुरं किञ्चिद्दोषघ्नं क्रिमिकुष्ठनुत् ।
कण्डूलं शमयेत्पीतं सम्यग्दोषोदरे हितम् ॥१०३॥
अर्शःशोफोदरघ्नं तु सक्षारं माहिषं सरम् ।
हास्तिकं लवणं मूत्रं हितं तु क्रिमिकुष्ठिनाम् ॥१०४॥
प्रशस्तं बद्धविण्मूत्रविषश्लेष्मामयार्शसाम् ।
सतिक्तं श्वासकासघ्नमर्शोघ्नं चौष्ट्रमुच्यते ॥१०५॥
वाजिनां तिक्तकटुकं कुष्ठव्रणविषापहम् ।
खरमूत्रमपस्मारोन्मादग्रहविनाशनम् ।
इतीहोक्तानि मूत्राणि यथासामर्थ्ययोगतः ॥१०६॥

એમ લવણો કહ્યાં; હવે આઠ મૂત્રો તમે મારી પાસેથી જાણો; જે સર્વ મૂત્રોને આત્રેયના વૈદ્યકશાસ્ત્રમાં મુખ્ય ( ઉપયોગી ) કહ્યાં છે. ઘેટીનું મૂત્ર, બકરીનું મૂત્ર, ગાયનું મૂત્ર, ભેંસનું મૂત્ર, હાથીનું મૂત્ર, ઊંટનું મૂત્ર, ઘોડાનું મૂત્ર તથા ગધેડાનું મૂત્ર; ( એમ આઠ મૂત્ર મુખ્ય છે; એ બધાં ) મૂત્ર ઉષ્ણ, તીક્ષ્ણ, રૂક્ષ, તીખાં અને ખારા રસથી યુક્ત હોય છે; એ મૂત્રોનો ઉપયોગ ઉત્સાદન-(ઉપર ૯૩મા શ્લોકમાં કહેલાં)માં તથા વિરેચનમાં પણ કરાય છે; તેમ જ આસ્થાપન-નિરૂહબસ્તિમાં તે યોજાય છે અને વિરેચનમાં પણ યોજાય છે; તેમ જ નાડીસ્વેદ આદિ સ્વેદનમાં, આનાહ કે આફરામાં અને વિષઘ્ન ઔષધપ્રયોગોમાં પણ તેઓનો ઉપયોગ કરાય છે; ઉપરાંત ઉદરરોગોમાં, અર્શમાં, ગોળાના રોગીને, કોઢ તથા તેનો જ એક પ્રકાર કિલાસ-ધોળા કોઢના રોગીને તે હિતકારી છે અને ઉપનાહ કે અગ્નિ વિનાની બાફ ( પોટીસ ) દેવામાં તેમ જ સિંચનક્રિયામાં પણ ઉપયોગમાં લેવાય છે. એ મૂત્ર અગ્નિને પ્રદીપ્ત કરનાર, ઝેરનો તથા કૃમિઓનો પણ નાશ કરનાર કહેવાય છે. જેઓને પાંડુરોગ થયો હોય તેઓને તો ( મૂત્રપાન, આહાર કે ઔષધ આદિની કલ્પના-ઈત્યાદિ) સર્વ પ્રકારે ઉત્તમ કહેવાય છે; એ મૂત્ર જો પિવાય તો કફને શમાવે, વાયુને અનુલોમ-પોતાના સવળા માર્ગે અનુકૂળ ગતિવાળો

કરે અને પિત્તને નીચેના ભાગમાં લઈ જાય–તેનું વિરેચન કરે છે; અર્થાત્ જે પિત્ત અધોગામી હોય તેનું જ વિરેચન કરે, ઊર્ધ્વગામી પિત્તનું વિરેચન ન કરે; એમ એ મૂત્ર વિષેના ગુણો અહીં ટૂંકમાં સામાન્યપણે–સર્વાનુસારી મેં કહ્યા છે. હવે તેઓના પ્રત્યેકના અલગ અલગ ગુણો હું કહું છું: ઘેટીનું મૂત્ર કંઈક કડવું અને સ્નિગ્ધ હોઈ પિત્તનું વિરોધી હોતું નથી; બકરીનું મૂત્ર તૂરું, મધુર અને પથ્ય હોઈ દોષોનો નાશ કરે છે; ગાયનું મૂત્ર કંઈક મધુર, દોષોનો નાશ કરનાર તથા કૃમિ અને કોઢને મટાડનાર છે; એ ગોમૂત્ર જો પીધું હોય તો ચેળ મટાડે છે અને વાતાદિ દોષજન્ય ઉદરરોગમાં સારી રીતે હિતકારી થાય છે; ભેંસનું મૂત્ર અર્શ, સોજા તથા ઉદરરોગનો નાશ કરે છે, કંઈક ક્ષારયુક્ત હોઈ સર અથવા સારકગુણવાળું છે; હાથીનું મૂત્ર ખારું હોઈ કૃમિ તથા કોઢના રોગીઓને પણ હિતકારી છે; તેમ જ જેઓનાં વિષ્ઠા–મૂત્ર બંધાઈને રોકાઈ જતાં હોય તેઓને તથા ઝેર, કફ અને અર્શના રોગીને પણ હિતકારી છે; ઊંટનું મૂત્ર કડવાશવાળું હોઈ શ્વાસ, ઉધરસ અને અર્શનો નાશ કરે છે; ઘોડાનું મૂત્ર કડવું અને તીખું હોઈ કોઢ, વ્રણ તથા વિષનો નાશ કરે છે અને ગધેડાનું મૂત્ર અપસ્માર–વાઈ, ઉન્માદ તથા ગ્રહપીડાનો ખાસ નાશ કરે છે. એ પ્રમાણે તે આઠ મૂત્રોમાં સામાન્ય તથા વિશેષે કરી જેવું સામર્થ્ય છે, તે અહીં આ શાસ્ત્રમાં કહેલ છે.

આ આઠ મૂત્રોને મહર્ષિ આત્રેયે મુખ્ય તરીકે ઉપદેશ્યાં છે; ઘેટી–બકરી નારી જાતિ લીધેલ છે; તેથી 'ગો' પણ નારી જાતિ સમજવી, જેથી ગાયનું જ મૂત્ર લેવાય, બળદનું નહિ, વૃદ્ધવાગ્ભટે 'मूत्रं गोऽजाविमहिषी गजाश्वोष्ट्रखरोद्भवम् , पित्तलं रूक्षतीक्ष्णोष्णं लवणानुरसं कटु। (अष्टाङ्गहृदय सूत्र. अ. ६) ગાય, બકરી, ઘેટી, ભેંસ, હાથી, ઘોડો, ઊંટ અને ગધેડાનું મૂત્ર પિત્ત કરનાર, રૂક્ષ, તીક્ષ્ણ, ઉષ્ણ, ખારા રસવાળું તથા તીખું કહેલ છે; તેથી 'महिष्या इदं माहिषम्' અહીં ભેંસનું જ મૂત્ર લેવાય છે, પાડાનું નહિ. એમ ગાય, ભેંસ, બકરી તથા ઘેટી એ ચાર નારીજાતિનાં મૂત્ર હલકાં હોવાથી હિતકારી છે અને હાથી, ઘોડો, ગધેડો તથા ઊંટ એ પુરુષ જાતિનાં હિતકારી છે. આ જ અભિપ્રાય ભાવપ્રકાશ–પૂર્વખંડમાં गोऽजाविमहिषीणां तु स्त्रीणां मूत्रं प्रशस्यते, खरोष्ट्रेभनराश्वानां पुंसां मूत्रं हितं स्मृतम्। એ શ્લોકમાં સ્પષ્ટ કહેલ છે; ત્યાં મનુષ્ય–પુરુષનું મૂત્ર પણ હિતકારી ગણ્યું છે. જ્યાં વ્યક્તિ-નિર્દેશ ન કર્યો હોય ત્યાં બન્ને સ્ત્રીપુરુષ જાતિનાં મૂત્ર લઈ શકાય છે.

અહીં ૯૬મા શ્લોકથી માંડી એ આઠે મૂત્રોના સામાન્ય ગુણો કહ્યા છે. તેમાં ૯૮ મા શ્લોકમાં જે ઉપનાહ કહેલ છે; તેનો અર્થ એવો વિસ્તૃત સમજવો, કે, રોગીના શરીરને જવ કે ઘઉંના લોટ તેમ જ સ્નેહનું કીટું કે ગંધદ્રવ્ય આદિથી ખરડી ઉષ્ણવીર્ય આ પૂતિ–કંઈ દુર્ગંધી કોમળ રૂંછાડવાળાં ચામડાં વગેરેથી બાંધી દેવું તે ઉપનાહ છે. આ અગ્નિરહિત સ્વેદનો જ એક ભેદ છે, જે આ ગ્રંથમાં સ્વેદાધ્યાયમાં કહેવાશે. આઠે મૂત્રોના ગુણો સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાય-માં કહ્યા છે. તે ત્યાં જોવા.

ઘેટીનું મૂત્ર પિત્તનું વિરોધી નથી એટલે કે પિત્તને શમાવતું નથી કે કોપાવતું નથી; બાકીનું મૂળના અનુવાદમાં જ સ્પષ્ટ છે. ૯૪–૧૦૬ (ચો૦)

### આઠ જાતિનાં દૂધ અને તેનાં ગુણકર્મો

अथ क्षीराणि वक्ष्यन्ते कर्म चैषां गुणाश्च ये।
अवीक्षीरमजाक्षीरं गोक्षीरं माहिषं च यत् ॥१०७॥
उष्ट्रीणामथ नागीनां वडवायाः स्त्रियास्तथा।
प्रायशो मधुरं स्निग्धं शीतं स्तन्यं पयो मतम् ॥१०८॥
प्रीणनं बृंहणं वृष्यं मेध्यं बल्यं मनस्करम्
जीवनीयं श्रमहरं श्वासकासनिबर्हणम् ॥१०९॥
हन्ति शोणितपित्तं च सन्धानं विहतस्य च।
सर्वप्राणभृतां सात्म्यं शमनं शोधनं तथा ॥११०॥
तृष्णाघ्नं दीपनीयं च श्रेष्ठं क्षीणक्षतेषु च।
पाण्डुरोगेऽम्लपित्ते च शोषे गुल्मे तथोदरे ॥१११॥
अतीसारे ज्वरे दाहे श्वयथौ च विधीयते।
योनिशुक्रप्रदोषेषु मूत्रेष्वप्रचुरेषु च ॥११२॥
पुरीषे ग्रथिते पथ्यं वातपित्तविकारिणाम्।
नस्यालेपावगाहेषु वमनास्थापनेषु च ॥ ११३ ॥
विरेचने स्नेहने च पयः सर्वत्र युज्यते।
यथाक्रमं क्षीरगुणानेकैकस्य पृथक्पृथक्।
अन्नपानादिकेऽध्याये भूयो वक्ष्याम्यशेषतः ॥११४॥

હવે (આઠ) દૂધ અને તેઓનાં જે ગુણો તથા કર્મો છે, તે કહેવાય છે. ઘેટીનું દૂધ, બકરીનું દૂધ, ગાયનું દૂધ અને ભેંસનું, ઊંટડીનું, હાથણીનું, ઘોડીનું તથા સ્ત્રીનું દૂધ–એમ આઠજાતિનાં લગભગ (બધાં)

મધુર, સ્નિગ્ધ, શીત અને ધાવણ વધારનાર મનાય છે; તેમ જ પ્રીતિ કરનાર, શરીરને પુષ્ટ કરનાર, વીર્ય વધારનાર, બુદ્ધિને હિતકારી, બળ-ઓજસને વધારનાર, મનને પ્રસન્ન કરનાર, જીવનને હિતકારી, થાક ઉતારનાર અને શ્વાસ તથા (કફ વિનાની) ઉધરસનો નાશ કરનાર છે. વળી તે દૂધ રક્તપિત્તનો નાશ કરે છે, ભાંગેલું સાધે છે, દરેક પ્રાણીઓને સાત્મ્ય કે પ્રકૃતિને માફક છે; દોષોનું શમન તથા શોધન કરે છે, તરસ મટાડે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે અને ક્ષીણ થયેલા કે ક્ષતવાળા માટે શ્રેષ્ઠ છે. ઉપરાંત પાંડુરોગમાં (લગભગ વાતપિત્તવાળા) અમ્લપિત્તમાં, શોષ-ક્ષયમાં, ગોળામાં, અતિસારમાં, જીર્ણજ્વરમાં, દાહમાં, સોજાના રોગમાં તથા વાતપિત્તના ઉદરરોગમાં વિશેષ કરી વધુ શ્રેષ્ઠ છે. વળી યોનિના તથા વીર્યના દોષોમાં, દરેક જાતના મૂત્રકૃચ્છ્રમાં, ગઠાયેલ વિષ્ઠા કે ઝાડાની કબજિયાતમાં અને વાયુના તથા પિત્તના રોગીઓને હિતકારી છે. તેમ જ એ દૂધ નસ્યકર્મમાં, આલેપ કે લેપકર્મમાં, અવગાહ-સ્વેદમાં (નાડીસ્વેદ આદિમાં), વમનમાં, નિરૂહબસ્તિમાં, વિરેચનમાં તથા સ્નેહનમાં એમ બધી ક્રિયાઓમાં (એટલે વાજીકરણ તથા રસાયન આદિ સર્વમાં) યોજાય છે. આ બધાં દૂધના અનુક્રમે એક એકના અલગ અલગ સંપૂર્ણ ગુણો અન્નપાનાદિક અધ્યાયમાં હું વધુ કહીશ. ૧૦૭-૧૧૪

આ બધાં દૂધ 'પ્રાયશો મધુર' એમ લગભગ મધુર કહી સૂચવ્યું છે કે કોઈક વેળા કેટલાંક દૂધ એવાં હોતાં પણ નથી; જેમ કે ઊંટડીનું દૂધ લગાર ખારું, રૂક્ષ અને ઉષ્ણ હોય છે, બધાં દૂધ જરાયુજ આદિ સર્વ પ્રાણીઓને સાત્મ્ય છે એટલે કે 'यद् आत्मनि उपशेते' દરેકની પ્રકૃતિને માફક આવે છે. વળી તે શમન છે એટલે કે પોતપોતાના સ્થાનમાં જ રહેલા દોષોને શમાવે છે, અને શોધન છે એટલે કે દોષોને બહાર કાઢી નાખી તેઓને જીતે છે; એમ કેવલ શોધન કરે છે. પરંતુ વમન આદિમાં, તો તેનો ઉપયોગ બીજાં દ્રવ્યોના સંયોગમાં કરવા કહેવાશે. સુશ્રુતે આ આઠ જાતિના દૂધનાં ગુણકર્મો સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં કહ્યા છે, તે ત્યાં જોઈ લેવાં. ૧૦૭-૧૧૪

છ શોધન વૃક્ષો પૈકીનાં પહેલા ત્રણનાં કર્મ

. . . .

क्षीरमर्कस्य विज्ञेयं वमने सविरेचने ।

હવે ફલિની તથા મૂલિનીથી જુદાં જે ત્ર[illegible] વૃક્ષો-સ્નુહી-ખુરાસાની થોરનું ઝાડ, અર્ક એટ[illegible] આકડાનું ઝાડ અને અશ્મન્તક-પાષાણભેદી વૃ[illegible] કહેલ છે; તેઓનું આ જુદું જુદું કર્મ કહેવા[illegible] છે. અશ્મન્તક વમનમાં તથા થોરનું ક્ષીર કે દૂધ વિરેચનકર્મમાં (ઉપયોગી) જાણવું; તેમ [illegible] આકડાનું ક્ષીર કે દૂધ વમનના તથા વિરેચન[illegible] કામમાં ઉપયોગી સમજવું. ૧૧૫,૧૧૬

બીજાં ત્રણ શોધનવૃક્ષોનાં કર્મ

इमांस्त्रीनपरान् वृक्षानाहुर्येषां हितास्त्वचः ॥११७॥
पूतिकः कृष्णगन्धा च तिल्वकश्च तथा तरुः ।
विरेचने प्रयोक्तव्यः पूतिकस्तिल्वकस्तथा ॥ ११८
कृष्णगन्धा परीसर्पे शोथेष्वर्शःसु चोच्यते
दद्रुविद्रधिगण्डेषु कुष्ठेष्वप्यलजीषु च । ॥ ११९॥
षड् वृक्षाञ्शोधनानेतानपि विद्याद्विचक्षणः ॥ १२०

બીજાં આ ત્રણ વૃક્ષોને કહે છે; જેઓની છાલ હિતકારી છે. પૂતીક-કાંટાવાળું કરંજવૃક્ષ, કૃષ્ણગંધા-સરગવો અને તિલ્વક એટલે લોધરનું ઝા[illegible] તેમાંના કરંજને તથા લોધરને વિરેચનમાં ઉપયોગમાં લેવાં અને કૃષ્ણગંધા-સરગવો પરીસર્પ[illegible] રતવામાં, સોજામાં, અર્શમાં, વિદ્રધિ-બહારન[illegible] ગડગૂમડામાં, ગંડમાળમાં, કોઢમાં તથા અલ[illegible] રોગમાં ઉપયોગી કહેવાય છે. વિદ્વાન વૈદ્યે આ છ શોધન વૃક્ષો પણ જાણવાં જોઈએ. ૧૧૭-૧૨૦

શોધન માટેનાં ૭ વૃક્ષો પૈકીનાં ઉપરનાં ત્રણ ક્ષીરી વૃક્ષોનાં ક્ષીરનો ઉપયોગ કરાય છે અને બીજાં ત્રણની છાલનો બાહ્ય પ્રલેપ આદિમાં ઉપયોગ થાય છે. સુશ્રુતે તો પૂતીક-કરંજના તથા ગરમાળાનાં પાંદડાંનો ઉપયોગ જણાવ્યો છે. (જુઓ સુશ્રુત-સૂત્રસ્થાન અ. ૩૯ મો) તેમ જ કૃષ્ણગન્ધા-સરગવાની છાલનો ઉપયોગ કહ્યો છે; જ્યારે અહીં તો આ ત્રણેની છાલનો જ ઉપયોગ ગણાવેલા રોગો પર પ્રલેપ આદિથી સૂચવેલ છે; સરગવો પણ દોષોનું શોધન કરનાર છે, તેથી બાહ્ય પ્રલેપમાં તે યોજાય છે, જ્યાં શિરોવિરેચનમાં પણ તેનો ઉપયોગ રોગભિષગ્જિતીય અધ્યાયમાં કહેવાશે. (યો૦)

### ઉપર્યુક્ત વિષયનો ઉપસંહાર

**इत्युक्ताः फलमूलिन्यः स्नेहाश्च लवणानि च।**
**मूत्रं क्षीराणि वृक्षाश्च षड् ये दिष्टाः पयस्त्वचः ॥१२१॥**

**એમ ફલિની, મૂલિની, સ્નેહો, લવણો, મૂત્રો, દૂધ અને જેઓનાં ક્ષીરનો તથા છાલનો ઉપયોગ ઉપદેશ્યો છે, તે છ (શોધન) વૃક્ષો કહેવાયાં.૧૨૧**

પ્રથમ કહેલ ૧૯ ફલિની, ૧૬ મૂલિની, ચાર સ્નેહો, પાંચ લવણ, આઠ મૂત્ર, આઠ દૂધ અને શોધન માટેનાં વૃક્ષો, જેઓનાં ક્ષીર તથા છાલનો જ મુખ્ય ઉપયોગ કહ્યો છે, તે પ્રમાણે એ બધાં કહ્યાં છે. ૧૨૧

હવે ઉપરોક્ત ઓષધીઓના યોગજ્ઞાનની મુખ્યતા દર્શાવવા નીચે કહે છે:

### ઉપર્યુક્ત ઓષધિઓ કોણ જાણે?

**ओषधीर्नामरूपाभ्यां जानते ह्यजपा वने।**
**अविपाश्चैव गोपाश्च ये चान्ये वनवासिनः ॥१२२॥**

**જંગલોમાં વસતા બકરાં પાળનારા, ઘેટાં પાળનારા, ગોવાળો (કે ભરવાડ, રબારીઓ) તેમ જ બીજા પણ વનવાસીઓ એ ઓષધીઓને નામ તથા રૂપથી જાણે–ઓળખે છે.૧૨૨**

આ અભિપ્રાય સુશ્રુતમાં સૂત્રસ્થાનના ભૂમિ–પ્રવિભાગવિજ્ઞાનીય અધ્યાયમાં જણાવ્યો છે: 'गोपालास्तापसा व्याधा ये चान्ये वनचारिणः। मूलाहाराश्च ये तेभ्यो भेषजव्यक्तिरिष्यते।' જંગલોમાં વસતા ગોવાળો, તાપસો, શિકારીઓ અને જે કોઈ વનવાસીઓ હોય છે, તેઓને ઓષધિજ્ઞાન બરાબર હોય છે; તેથી તે લોકો પાસેથી તે જ્ઞાન મેળવવું ઇષ્ટ છે. ૧૨૨

### શાસ્ત્ર દ્વારા ઓષધિપ્રયોગનું જ્ઞાન જરૂરી

**न नामज्ञानमात्रेण रूपज्ञानेन वा पुनः।**
**ओषधीनां परां प्राप्तिं कश्चिद्वेदितुमर्हति ॥१२३॥**

**માત્ર નામના જ્ઞાનથી કે રૂપના જ્ઞાનથી ઓષધિઓનો ઉત્તમ પ્રયોગ જાણવા કોઈ પણ યોગ્યતા ન ધરાવે (એટલે શાસ્ત્રજ્ઞાન તો જોઈએ જ).૧૨૩**

### ઓષધિપ્રયોગના જ્ઞાનની મુખ્યતા

**योगविन्नामरूपज्ञस्तासां तत्त्वविदुच्यते।**
**किं पुनर्यो विजानीयादोषधीः सर्वथा भिषक् ॥१२४॥**

**જે માણસ એ ઓષધીઓનાં નામ તથા રૂપ, આકૃતિ અને પ્રયોગને બરાબર જાણતો હોય તે પણ ઓષધીઓનું યથાર્થ જ્ઞાન ધરાવનાર કહેવાય છે; તો પછી જે વૈદ્ય એ ઓષધીઓને સર્વ પ્રકારે બરાબર જાણતો હોય, તે ઓષધીઓનું યથાર્થજ્ઞાન ધરાવનારો કહેવાય, એમાં શું કહેવાનું હોય? ૧૨૪**

અહીં યોગીન્દ્રનાથસેને ચરક–પુરસ્કાર ટીકામાં આરંભનું પ્રથમ ચરણ 'योगवित्त्वप्यरूपज्ञः।' એવા પાઠનું રાખ્યું છે; અને પછી એ ટીકાકાર આવો અર્થ કરે છે: 'જે માણસ ઓષધીઓના રૂપને જાણતો ન હોય, પણ ઓષધીપ્રયોગને બરાબર જાણતો હોય તો તે પણ એ ઓષધીઓનો તત્ત્વવેત્તા કહેવાય છે, તો પછી જે વૈદ્ય ઓષધીઓને બધી રીતે નામરૂપ તથા પ્રયોગ સહિત જાણતો હોય, તે તો તેઓનો તત્ત્વવેત્તા કહેવાય જ એમાં શું કહેવાનું હોય?

અહીં આશય આ છે કે ઓષધીઓનાં નામરૂપ જાણ્યા પછી શાસ્ત્રો દ્વારા તેઓનાં કર્મ, ગુણ, પ્રભાવ ઇત્યાદિ પણ બરાબર જાણીને રોગીના રોગજ્ઞાન તથા શરીરજ્ઞાનપૂર્વક તે ઓષધીઓનું પ્રયોગજ્ઞાન જે ધરાવે, તે જ ઓષધીઓનો તત્ત્વવેત્તા કહેવાય; અથવા અહીં આવો ભાવ પણ સમજાય છે, કે ઓષધિઓનાં નામરૂપ પ્રથમ શાસ્ત્રથી જાણે, પછી અનુભવથી જાણે અને તે પછી શાસ્ત્ર દ્વારા તેઓનો પ્રયોગ પણ બરાબર અનુભવપૂર્વક જે જાણે, તે જ ઓષધીજ્ઞાનનો તત્ત્વવેત્તા કહેવાય; પરંતુ જે માણસ સર્વપ્રકારે દરેક માણસને બરાબર તપાસવાપૂર્વક દેશ–કાલાનુસારી પ્રયોગજ્ઞાન વિના પણ નામ, રૂપ, ગુણ, રસ, વીર્ય, વિપાક તથા પ્રભાવના જ્ઞાનપૂર્વક બીજાં દ્રવ્યો સાથેની મેળવણી અને રોગાનુસાર ઓષધીપ્રયોગ જાણે, તે સાધારણ વૈદ્ય તો કહેવાય. ૧૨૪ (ગંગાધર)

### સર્વોત્કૃષ્ટ વૈદ્ય કોણ?

**योगमासां तु यो विद्याद्देशकालोपपादितम्।**
**पुरुषं पुरुषं वीक्ष्य स विज्ञेयो भिषगुत्तमः ॥१२५॥**

**પરંતુ જે પુરુષ ઘણા ઘણા માણસોને તપાસ્યા પછી દેશ તથા કાળને લગતો એ ઓષધીઓનો પ્રયોગ પણ (નામરૂપ સહિત જ બરાબર) જાણે, તેને તો વૈદ્યોમાં ઉત્તમ જાણવો ઘટે જ છે (શ્રેષ્ઠ વૈદ્ય તો એ જ ગણાય). ૧૨૫**

જુદાં જુદાં માણસોનાં દેહ, બળ, પ્રકૃતિ, સત્ત્વ, સાત્મ્ય, દોષબળ, વ્યાધિબળ, અગ્નિબળ તથા ઉંમર પ્રમાણે ઓષધીનાં નામરૂપ જાણ્યા પછી દેશવિશેષ, કાળવિશેષ, ઋતુવિશેષના જ્ઞાનપૂર્વક માત્રા કલ્પીને બીજાં દ્રવ્યો સાથે મેળવણી કરીને કવાથ આદિની કલ્પનાપૂર્વકનું ઓષધિપ્રયોગવિજ્ઞાન જે ધરાવે, તે વૈદ્યોમાં ઉત્તમ–મહાવૈદ્ય જ ગણાય, એ ભાવ છે. અહીં સુધીના ત્રણ શ્લોકમાં ભારપૂર્વક જણાવવા માગે છે કે, જંગલમાં વસતા લોકો

ઓષધીઓના કેવળ નામરૂપ જાણતા હોય, પરંતુ તે ઓષધીઓનો યથાસ્થિત શાસ્ત્રીય પ્રયોગ જાણતા ન હોય, તેથી તેઓ ઓષધીઓના તત્ત્વવેત્તા, વૈદ્ય કે શ્રેષ્ઠ વૈદ્ય ન જ કહેવાય; કેવળ એ વનવાસીઓ પાસેથી શાસ્ત્રીય પ્રયોગવેત્તાઓએ, ઓષધીઓનાં નામરૂપ જાણી લેવાં, જોઈએ, એમ અહીં ગર્ભિત સૂચન છે. ૧૨૫ (ચો૦)

**ઔષધવિજ્ઞાનની અતિઆવશ્યકતા**

**यथा विषं यथा शस्त्रं यथाऽग्निरशनिर्यथा ।**
**तथौषधमविज्ञातं विज्ञातममृतं यथा ॥ १२६ ॥**

**નહિ જાણેલું ઔષધ જેવું વિષ, જેવું શસ્ત્ર, જેવો અગ્નિ અને જેવું વજ્ર છે, તેવું (અનર્થકારક) છે; પરંતુ બરાબર અનુભવપૂર્વક જાણેલું ઔષધ (તો) અમૃત જેવું છે. ૧૨૬**

નામ, રૂપ તથા ગુણો, એ ત્રણેનાં છૂટાં છૂટાં તથા સમસ્તજ્ઞાનપૂર્વક નહિ જાણેલું ઔષધ એટલે ઓષધિઓ તથા તેની બનાવટનું પૂરેપૂરું જ્ઞાન કર્યા વિના જે ઔષધ યોજ્યું હોય તે ઝેર, શસ્ત્ર, અગ્નિ તથા વજ્રની પેઠે તત્કાળ પ્રાણ હરનાર નીવડે છે; આમ અનેક દૃષ્ટાંતો આપીને જણાવ્યું છે, કે અજાણ્યું કોઈ ઔષધ ઝેરની પેઠે બેભાન બનાવી મારે છે, કોઈક શસ્ત્રની પેઠે મર્મચ્છેદન કરીને મારે છે, કોઈક અગ્નિની પેઠે ફોલ્લા ઉપજાવીને મારે છે અને કોઈક વજ્રની પેઠે તત્કાળ પ્રાણ લે છે; પરંતુ નામાદિથી બરાબર જાણેલું ને બરાબર યોજેલું ઔષધ અમૃત જેવું બની આરોગ્ય તથા આયુષને આપનારું થાય છે. ૧૨૬ (ચો૦)

અહીં વધુ આમ પણ જાણવું જોઈએ કે નામ-રૂપ, ગુણ આદિથી બરાબર જાણેલું ઔષધ પણ બરાબર યોજાયું ન હોય એટલે કે દેશ, કાળ, માત્રા આદિની દરકાર રાખ્યા વિના જેમ તેમ યોજ્યું હોય, તો તે પણ અનર્થકારક થાય છે, તે હવે નીચેના શ્લોકમાં કહે છે:

**ઔષધ-યોજનાનું જ્ઞાન પણ જરૂરી**

**औषधं ह्यनभिज्ञातं नामरूपगुणैस्त्रिभिः ।**
**विज्ञातमपि दुर्युक्तमनर्थायोपपद्यते ॥ १२७ ॥**

**નામ, રૂપ તથા ગુણ એ ત્રણેથી બરાબર નહિ જાણેલું ઔષધ જેવું અનર્થકારક છે, તેવું જ એ ત્રણેના જ્ઞાનથી જાણેલું હોવા છતાં બરાબર નહિ યોજેલું ઔષધ પણ અનર્થ માટે થાય છે. ૧૨૭**

કહેવાનો આશય એ છે કે, નામ-રૂપ-ગુણ-કર્મપૂર્વકનું ઔષધવિજ્ઞાન પ્રથમ કરેલું હોય, છતાં સમ્યક્ પ્રયોગવિજ્ઞાન ન હોય, તો એ ઔષધનો મિથ્યાયોગ, અયોગ કે અતિયોગ થઈ જવાથી તે ઔષધ પણ મરણ સુધીની હાનિ પહોંચાડે છે. ૧૨૭ (ચો૦)

**સમ્યક્ પ્રયોગની આવશ્યકતા**

**योगादपि विषं तीक्ष्णमुत्तमं भेषजं भवेत् ।**
**भेषजं चापि दुर्युक्तं तीक्ष्णं संपद्यते विषम् ॥ १२८ ॥**

**તીક્ષ્ણ વિષ પણ સમ્યક્ પ્રયોગથી ઉત્તમ ઔષધરૂપ થાય છે; તે જ પ્રમાણે ઉત્તમ ઔષધ પણ અસમ્યક્-દુષ્પ્રયોગથી યોજાયું હોય તો તીક્ષ્ણ વિષરૂપ થાય છે. ૧૨૮**

વિષ તો તત્કાળ પ્રાણ લેનારું છે, છતાં તેનો જો સમ્યક્પ્રયોગ કર્યો હોય એટલે કે દોષ, ધાતુ, ઉંમર, અગ્નિ, બળ, શરીર, પ્રકૃતિ, સત્ત્વ, સાત્મ્ય તથા વ્યાધિબળને અનુસરી બીજાં દ્રવ્ય સાથે મેળવીને દેશ, કાળ અને માત્રા પ્રમાણે યોજ્યું હોય તો એ તીક્ષ્ણ ઝેર પણ ઉત્તમ, સાત્મ્ય અને સ્વસ્થ-આતુરપરાયણ ઔષધ બને છે; એટલે કે ઔષધનો સમ્યક્પ્રયોગ ખાસ જરૂરી છે; દુષ્પ્રયોગથી ઉત્તમ ઔષધ પણ ઝેર જેવું પ્રાણઘાતક થાય છે. ૧૨૮ (ચો૦)

**ઔષધપ્રયોગ નહિ જાણનારનું ઔષધ ન લેવાય**

**तस्मान्न भिषजा युक्तं युक्तिबाह्येन भेषजम् ।**
**धीमता किञ्चिदादेयं जीवितारोग्यकाङ्क्षिणा ॥१२९॥**

**માટે જીવન તથા આરોગ્યને ઇચ્છતા બુદ્ધિમાન મનુષ્યે યુક્તિબાહ્ય એટલે ઔષધ-પ્રયોગ ન કરી જાણતા (મૂર્ખ) વૈદ્યે યોજેલું કે અપાતું કંઈ પણ ઔષધ ન લેવું. ૧૨૯**

**એ મૂર્ખ વૈદ્યનું ઔષધ મારી નાખે**

**कुर्यान्निपतितो मूर्ध्नि सशेषं वासवाशनिः ।**
**सशेषमातुरं कुर्यान्न त्वज्ञमतमौषधम् ॥ १३० ॥**

**ઇંદ્રનું વજ્ર (માણસના) મસ્તક પર પડ્યું હોય તો (કદાચ) માણસને જીવતો રાખે; પરંતુ મૂર્ખ વૈદ્યે યોજેલું ઔષધ તો રોગીને જીવતો રહેવા ન જ દે-અવશ્ય મારે જ છે. ૧૩૦**

**મૂર્ખ વૈદ્ય સાથે વાત કરનાર પણ નરકમાં પડે**

**दुःखिताय शयानाय श्रद्दधानाय रोगिणे ।**
**यो भेषजमविज्ञाय प्राज्ञमानी प्रयच्छति ॥ १३१ ॥**

**त्यक्तधर्मस्य पापस्य मृत्युभूतस्य दुर्मतेः ।**
**नरो नरकपाती स्यात्तस्य संभाषणादपि ॥ १३२ ॥**

**પોતાને વિદ્વાન માની રહેલો જે (મૂર્ખ વૈદ્ય)**

દુઃખી થઈ પથારીવશ થયેલા વિશ્વાસુ રોગીને (ગુણ–કર્મ) જાણ્યા વિના જ એટલે જેનાં ગુણ-કર્મનું પોતાને જ્ઞાન હોય નહિ એવું ઔષધ આપે છે, તે ધર્મ છોડનાર, દુષ્ટબુદ્ધિ અને (માણસોના) મૃત્યુરૂપ પાપીની સાથે વાતચીત કરવાથી પણ માણસ નરકમાં પડનારો પાપી બને છે. ૧૩૧,૩૨

જે રોગીનો રોગ બળવાન હોય, તેથી જે પથારી-વશ થઈ પડ્યો હોય, એવા ગંભીર રોગગ્રસ્ત રોગીને કોઈ વિદ્વાન–અનુભવી વૈદ્ય ઔષધનાં ગુણકર્મના જ્ઞાનપૂર્વકનું સચોટ ઔષધ આપે, તો કદાચ તે રોગરહિત થઈ સાજો થાય, એ સંભવિત છે; છતાં પોતા પર વિશ્વાસ ધરાવતા એવા રોગીના ગંભીર રોગને નહિ સમજીને તથા ઔષધ-નું જ્ઞાન પણ નહિ ધરાવીને અજાણ્યું ઔષધ આપી દેતો મૂર્ખ વૈદ્ય ખરેખર વિશ્વાસઘાત કરનાર હોઈ મહાપાપી છે, તેથી તેની સાથે વાત કરતાં પણ માણસને પાપ લાગે અને નરકમાં પડવું પડે; તો પછી તેને અડકનારને કે તેની સાથે બીજો કોઈ વ્યવહાર રાખનારને તો મહા-ઘોર પાપ લાગે, એમાં કહેવું જ શું? વૃદ્ધ વાગ્ભટ પણ આમ કહે છે: 'रोगार्त्तस्य विषण्णस्य यत्नलभ्यसुखायुषः, अवैद्यो निर्घृणः क्रूरो यः करोति भिषग्जितम्। पापस्य मृत्यु-दूतस्य दुर्मतेस्त्यक्तधर्मणः, नरो नरकपाती स्यात् तस्य संभा-षणादपि।' (અષ્ટાંગહૃદય–ઉત્તર૦ અ. ૫૦) જે માણસ રોગથી પીડાઈ રહ્યો હોય, ખૂબ કંટાળ્યો હોય અને જેનું સુખ તથા આયુષ યત્નથી મેળવી શકાય, એવી ગંભીર સ્થિતિ જેની થઈ હોય તે રોગીની જે મૂર્ખ, ક્રૂર તથા નિર્દય વૈદ્ય ચિકિત્સા કરે છે, તે પાપી, દુષ્ટબુદ્ધિ અને ધર્મભ્રષ્ટ હોઈ ખરેખર મૃત્યુનો દૂત જ ગણાય છે; એવાની સાથે વાતચીત કરવાથી પણ માણસ નરકમાં પડનાર–પાપી થાય છે. ૧૩૧,૧૩૨ (યો૦)

### મૂર્ખ વૈદ્યે કમોતે મરી જવું

वरमाशीविषविषं क्वथितं ताम्रमेव वा।
पीतमत्यग्निसंतप्ता भक्षिता वाऽप्ययोगुडाः ॥ १३३ ॥
न तु श्रुतवतां वेशं बिभ्रता शरणागतात्।
गृहीतमन्नं पानं वा वित्तं वा रोगपीडितात् ॥१३४॥

(ઉત્તમ વૈદ્ય ન હોવા છતાં તેવો દાવો કરતા ઢોંગી મૂર્ખ વૈદ્યે) સર્પનું ઝેર અથવા ઉકાળેલું ધગધગતું તાંબું પી લેવું સારું અથવા અગ્નિમાં તપાવેલા બળબળતા લોખંડી ગોળા ખાઈ લેવા એ પણ ઉત્તમ ગણાય; પરંતુ આયુર્વેદશાસ્ત્રના વિદ્વાન વૈદ્યોનો વેશ ધારણ કરતા (ધૂર્ત, ઠગ, મૂર્ખ) વૈદ્યે પોતાને શરણે આવેલા રોગપીડિત રોગી પાસેથી અન્નપાન કે ધન લેવાં તે સારાં નથી. ૧૩૩,૧૩૪

હરકોઈ માણસે પોતાનું નિર્વાહ–સાધન કંઈ ન મળતું હોય તો ભૂખ્યા ને તરસ્યા ભલે મરી જવું; અથવા તત્કાળ પ્રાણ લે એવાં ઝેર કે ઊકળતુ તાંબું અથવા અગ્નિથી ધગધગતા લોઢાના ગોળા ખાઈને પણ તરત મરી જવું, એ જ ઠીક છે; પરંતુ વિદ્વાન વૈદ્યના વેશે રોગી લોકોના વિશ્વાસઘાત કરી, તેઓ પાસેથી ખાન, પાન કે ધન પડાવવાં એ ઠીક નથી; અને તે ઉપરાંત તે શરણાગત રોગીઓને કમોતે મારી નાખવાનાં ઘોર પાપ કર્યા કરવાં એ પણ અતિ અયોગ્ય છે; અર્થાત્ પોતાનું પેટ ભરવા ઢોંગી વૈદ્ય બનવા કરતાં કમોતે મરી જવું જ ઉત્તમ છે. ૧૩૩,૧૩૪ (યો૦)

### ઉત્તમ વૈદ્ય બનવા શું કરવું?

भिषग्बुभूषुर्मतिमानतः स्वगुणसंपदि।
परं प्रयत्नमातिष्ठेत्प्राणदः स्याद्यथा नृणाम् ॥ १३५ ॥

એ કારણે વૈદ્ય થવા ઇચ્છતા બુદ્ધિમાન પુરુષે પોતાના વૈદ્ય તરીકેના ગુણોને સારી રીતે પ્રાપ્ત કરવા માટે અતિશય પ્રયત્ન કરવો જોઈએ, જેથી (રોગી) લોકોને પોતે પ્રાણ આપનાર થઈ શકે.

એમ ઔષધના પ્રયોગને નહિ કરી જાણનાર વૈદ્ય પાસેથી ઔષધ લેવાય નહિ, તેમ જ એવા મૂર્ખ વૈદ્યે યોજેલાં ઔષધ રોગીઓના સર્વાંશે પ્રાણ લેનાર થાય છે, ઇત્યાદિ કારણે વૈદ્યના પૂર્ણ ગુણો પોતામાં લાવવા પ્રયત્ન કરવાની જરૂર અહીં જણાવી છે. ૧૩૫

### ઔષધની ઉત્તમતા તથા શ્રેષ્ઠ વૈદ્યનું લક્ષણ

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥१३६॥

જે ઔષધ આરોગ્ય આપવા સમર્થ થાય, તે જ યુક્ત એટલે સમ્યક્ પ્રયોગ કરેલું કહેવાય; અને જે રોગોથી છોડાવે, એ જ વૈદ્યોમાં શ્રેષ્ઠ કહેવાય. ૧૩૬

ઔષધપ્રયોગવિજ્ઞાન ન હોય, છતાં વૈદ્યનો ધંધો કરવા બેઠેલો વૈદ્ય રોગીઓની ચિકિત્સા કરી શકે નહિ, એટલે તેનો વૈદ્ય તરીકે કંઈ અર્થ જ નથી; રોગીઓને પ્રાણ આપવાની શક્તિ ધરાવતો વૈદ્ય જ વૈદ્યના ગુણોથી યુક્ત ગણાય, એ પ્રસંગ જણાવતાં ગ્રંથકાર પ્રથમ તો ઔષધના ગુણની સંપત્તિ આ શ્લોકમાં જણાવે છે કે, રોગીઓના રોગો શમાવવાનું સામર્થ્ય ધરાવતું ઔષધ જ બરાબર યુક્ત ગણાય; પરંતુ જે આરોગ્ય આપી શકે

નહિ, તે અમૃત પણ યુક્ત ઔષધ ન જ ગણાય તેમ જ શ્રેષ્ઠ વૈદ્ય પણ એ જ કહેવાય કે જે લોકોને રોગોથી છોડાવે; પરંતુ જેનામાં રોગોથી મુક્ત કરવાનું સામર્થ્ય નથી, એવા વૈદ્યમાં એ સિવાયના બીજા ગુણો હોય, તોયે તેનું શું પ્રયોજન છે?

ટીકાકાર ચક્રપાણિ અહીં આમ જણાવે છે કે, આ શ્લોકમાં છેલ્લું 'रोगेभ्यो य. प्रमोचयेत्' એ ચરણ મૂકી ગ્રંથકાર વિશેષ આમ જણાવે છે કે, જ્ઞાનપૂર્વકના ઔષધપ્રયોગથી રોગોને મટાડવાનું સામર્થ્ય વૈદ્યમાં હોવું જોઈએ; બાકી આકસ્મિક-દૈવ-યોગે જેનાથી રોગ મટતા હોય તેવા કુવૈદ્યનો વ્યવહાર સદ્‌વૈદ્ય તરીકેનો કહી શકાય નહિ; એની એ આકસ્મિક સફળતામાં વૈદ્યને કારણ ગણવો એ અયોગ્ય છે; પરંતુ ઘુણાક્ષરન્યાયથી જ તેના હાથે થઈ ગયેલ ઔષધનો સમ્યક્ પ્રયોગ જ રોગીના રોગ મટાડવા સફળ થાય છે; તેથી એ વૈદ્ય કંઈ ઉત્તમ વૈદ્ય ન ગણાય. ૧૩૬

એવું કયું કારણ છે, કે જેનાથી ઔષધનો સમ્યક્ પ્રયોગ જણાઈ રહે અને વૈદ્યની પણ શ્રેષ્ઠતા સ્પષ્ટ થાય? તે અહીં કહે છે:

### સફળતા એ જ વાસ્તવિકતા

सम्यक्प्रयोगं सर्वेषां सिद्धिराख्याति कर्मणाम् ।
सिद्धिराख्याति सर्वैश्च गुणैर्युक्तं भिषक्तमम् ॥१३७॥

હરકોઈ કર્મની સિદ્ધિ કે સફળતા એ જ હરકોઈ વસ્તુનો સમ્યક્ પ્રયોગ જણાવે છે; તેવી જ (હરકોઈ રોગીના આરોગ્યરૂપ ફળની) સિદ્ધિ એ જ સર્વ ગુણોથી યુક્ત એવા શ્રેષ્ઠ વૈદ્યને જણાવે છે. ૧૩૭

લોકમાં એમ કહેવાય છે કે, 'આ માણસે આ કામ બરાબર સફળ-સિદ્ધ કર્યું', તેથી તે કામ બરાબર વ્યવસ્થિત કરાયું હોવું જોઈએ.' તે જ પ્રમાણે ચિકિત્સારૂપ ક્રિયાની સિદ્ધિ કે સફળતા એ જ તેમાં યોજાયેલાં ઔષધનો સમ્યક્ પ્રયોગ જણાવી આપે છે; અને તે જ પ્રમાણે 'અમુક વૈદ્યે ઘણા ઘણા રોગીઓના રોગ મટાડી તેઓને આરોગ્ય આપ્યાં છે,' એવી વૈદ્યની જે જાહેર સિદ્ધિ કે સફળતા એ જ તે વૈદ્યને સર્વ ગુણોથી યુક્ત શ્રેષ્ઠ વૈદ્ય તરીકે સૂચવે છે. ૧૩૭

### અધ્યાયનો અર્થસંક્ષેપ

आयुर्वेदागमो हेतुरागमस्य प्रवर्तनम् ।
सूत्रणस्याभ्यनुज्ञानमायुर्वेदस्य निर्णयः ॥ १३८ ॥
संपूर्णं कारणं कार्यमायुर्वेदप्रयोजनम् ।
हेतवश्चैव दोषाश्च भेषजं संग्रहेण च ॥ १३९ ॥
रसाः सप्रत्ययद्रव्यास्त्रिविधो द्रव्यसंग्रहः ।
मूलिन्यश्च फलिन्यश्च स्नेहाश्च लवणानि च ॥१४०॥
मूत्रं क्षीराणि वृक्षाश्च षड् ये क्षीरत्वगाश्रयाः ।
कर्माणि चैषां सर्वेषां योगायोगगुणागुणाः ॥१४१॥
वैद्यापवादो यत्रस्थाः सर्वे च भिषजां गुणाः ।
सर्वमेतत्समाख्यातं पूर्वाध्याये महर्षिणा ॥ १४२ ॥

આયુર્વેદનું (મનુષ્યલોકમાં) આગમન, તેમાં કારણ, આયુર્વેદની લોકમાં પ્રવૃત્તિ કે પ્રચાર, અગ્નિવેશ આદિનાં તંત્રોની રચના અને તંત્રરચનાને ઋષિઓની સંમતિ, આયુર્વેદનો નિર્ણય, (સામાન્યાદિ છ) સંપૂર્ણ કારણ, આયુર્વેદનું પ્રયોજન, સંક્ષેપમાં (રોગોના) હેતુઓ, (વાતાદિ) દોષો, સંક્ષેપથી ઔષધ, પછી રસોને પોતાને પ્રકટ થવાનાં કારણદ્રવ્યો, પ્રભેદનાં કારણદ્રવ્યો તથા આશ્રયભૂત કારણદ્રવ્યો સહિત રસો, ત્રણ પ્રકારનો દ્રવ્યસંગ્રહ, મૂલિની ઔષધિઓ, ફલિની ઔષધિઓ, સ્નેહો, લવણો, મૂત્રો, દૂધ, છીર તથા છાલના આશ્રયવાળાં જે છ વૃક્ષો, એ સર્વનાં કર્મો, (ઔષધના) સમ્યક્-પ્રયોગમાં ગુણો અને દુષ્પ્રયોગમાં અગુણ કે દોષો, મૂર્ખ વૈદ્યની નિંદા અને વૈદ્યોના બધા ગુણો જેમાં રહેલા છે, એ બધું પહેલા અધ્યાયમાં મહર્ષિ આત્રેયે બરાબર કહ્યું છે. ૧૩૮-૧૪૨

(ગંગાધર:) આ પ્રથમાધ્યાયના અંતે આખા અધ્યાયમાં કહેલા વિષયો સંક્ષેપમાં અહીં કહી બતાવે છે. શાસ્ત્રકારની આ રીતિ છે, જેમાં કહેલા વિષયથી અધિક કંઈ ન સમજાઈ જાય, તે અભિપ્રાય હોય છે; તેમાં પ્રથમ આયુર્વેદ સ્વર્ગમાંથી પૃથ્વી પર આવ્યો, એ ઇતિહાસ 'दीर्घञ्जीवितमन्विच्छन्' ઇત્યાદિથી માંડી 'तस्माच्छक्रमुपागमत्' ત્યાં સુધીના ત્રણ શ્લોકમાં કહેલ છે. પછી કયા કારણે આયુર્વેદ સ્વર્ગમાંથી પૃથ્વી પર આવ્યો, તે કારણ 'विघ्नभूता यदा रोगाः' એ એક શ્લોકમા કહેલ છે. પછી આયુર્વેદની લોકમા પ્રવૃત્તિ કે પ્રચાર 'तदा भूतेष्वनुक्रोश'-થી આરંભી 'जीवित चाप्यनश्वरम्' સુધીના ત્રેવીસ શ્લોકોમાં કહેલ છે. પછી અગ્નિવેશ આદિએ તંત્રો રચ્યાં, એ 'अथ मैत्रीपर पुण्यम्' ત્યાંથી માંડી 'सर्षिसंघ सुमेधसः' ત્યાં સુધીના ચાર શ્લોકમાં કહેલ છે. પછી એ તંત્રોને ઋષિઓએ સંમતિ આપી, એ 'श्रुत्वा सूत्रणमर्थानाम्' ત્યાંથી આરંભી 'प्रतिष्ठां भुवि लेभिरे' ત્યાં સુધીના સાત શ્લોકોમાં કહેલ છે. પછી આયુર્વેદનો નિર્ણય કે સ્વરૂપ-લક્ષણ 'हिताहित सुख दु खम्' થી

આરંભી 'लोकयोरुभयोर्हितः' ત્યાં સુધીના ત્રણ શ્લોકમાં કહેલ છે. પછી સામાન્યાદિ સંપૂર્ણ કારણો 'सर्वदा सर्वभावानाम्' એ શ્લોકથી માંડી 'इत्युक्तं कारणं' સુધીના સવા નવ શ્લોકોમાં કહેલ છે. પછી આયુર્વેદનું પ્રયોજન કે કાર્ય 'कार्यं धातुसाम्यमिहोच्यते' ત્યાંથી માંડી 'तन्त्रस्यास्य प्रयोजनम्' ત્યાં સુધીના ત્રણ પાદમાં કહેલ છે. પછી સંક્ષેપમાં રોગોના હેતુઓ 'कालबुद्धीन्द्रियार्थानां'થી માંડીને 'द्रष्टा पश्यति हि क्रियाः' ત્યાં સુધીના ત્રણ શ્લોકોમાં કહેલ છે. પછી 'वायुः पित्तं कफश्चोक्तः' એ શ્લોકથી માંડી 'तम एव च' સુધીના એક શ્લોકમાં વાતાદિ દોષો કહ્યા છે પછી ટૂંકમાં ઔષધો 'प्रशाम्यत्यौषधैः'થી આરંભી 'समाधिभिः' સુધીમાં એક શ્લોકથી કહેલ છે. પછી 'रूक्षः शीतो लघुः' ત્યાંથી આરંભી 'विपरीतगुणैर्गुणाः' સુધીના ત્રણ શ્લોકોમાં શારીરિક દોષોમાં ઔષધો કહ્યાં છે. પછી 'विपरीतगुणैर्देश' ઇત્યાદિ શ્લોકથી આરંભી 'व्याधीनामुपदिश्यते' ત્યાં સુધીના દોઢ શ્લોકમાં સાધારણ તરીકે રોગોનાં ઔષધો કહ્યાં છે; એમ એકંદર સાડા પાંચ શ્લોકોમાં રોગોનાં ઔષધો ટૂંકમાં કહ્યાં છે: પછી 'रसनार्थो रसस्तस्य' એ શ્લોકથી આરંભી 'भूयश्चातो प्रवक्ष्महे' સુધીના સાડા ચાર શ્લોકોમાં રસોનું નિરૂપણ, તેઓનાં પ્રકટ થવાનાં કારણદ્રવ્યો, ભેદનાં કારણદ્રવ્યો તથા આશ્રયભૂત કારણદ્રવ્યો સહિત કરેલ છે. પછી 'किंचिद् दोषप्रशमनं' ત્યાંથી માંડી 'प्ररोहाश्चौद्भिदो गणः' સુધીના સાડા સાત શ્લોકોમાં ત્રણ પ્રકારનો દ્રવ્યસંગ્રહ કહેલ છે; પછી 'मूलिन्यः षोडशैकोना'થી આરંભી 'स वेदवित्' ત્યાં સુધીના અઢી શ્લોકથી ઉદ્દેશપૂર્વક બીજા પ્રકારે ત્રણ પ્રકારનો દ્રવ્યસંગ્રહ કહેલ છે; પછી 'हस्तिदन्ती' ઇત્યાદિથી માંડી 'इत्युक्ता नामकर्मभ्यां मूलिन्यः' ત્યાં સુધીના કંઈક અધિક ત્રણ પાદ સહિત ત્રણ શ્લોકોથી મૂલિની ઔષધીઓ કહી છે; પછી 'फलिनीः शृणु' થી માંડી 'फलान्येकोनविंशतिः' ત્યાં સુધીના કંઈ ઓછા એક પાદ સહિત ૭ શ્લોકોથી ફલિની ઔષધિઓ કહી છે; તે પછી 'सर्पिस्तैलं' એ શ્લોકથી માંડી 'कफापहाः' સુધીના બે શ્લોકોથી ચાર મહાસ્નેહો કહ્યા છે; પછી 'सौवर्चलं'-થી માંડી 'उक्तानि लवणानि' ત્યાં સુધીના કંઈક ઓછા એક પાદ સહિત ચાર શ્લોકોથી લવણો કહ્યાં છે. પછી 'ऊर्ध्वं मूत्राण्यष्टौ' થી માંડી 'यथासामर्थ्ययोगतः' સુધીના કંઈક અધિક ત્રણ પાદ સહિત તેર શ્લોકોમાં આઠ મૂત્રો કહ્યાં છે. પછી 'अथ क्षीराणि वक्ष्यन्ते' ત્યાંથી માંડી 'वक्ष्याम्यशेषतः' સુધીના સાડા આઠ શ્લોકોમાં આઠ જાતિનાં દૂધ કહ્યાં છે. પછી 'अथापरे त्रयो वृक्षाः'થી માંડી 'अपि विद्याद् विचक्षणः' સુધીના પાંચ શ્લોકમાં ૭ શોધન વૃક્ષો કહ્યાં છે; પછી 'इत्युक्ताः फलमूलिन्यः' એ શ્લોકમાં 'षड् वृक्षाः पयस्त्वचः' એ ચરણ સુધીમાં એક શ્લોકમાં મૂલિની આદિ વૃક્ષોનો ઉપસંહાર કર્યો છે; પછી 'ओषधीर्नामरूपाभ्यां' એ શ્લોકથી માંડી 'कश्चिद् वेदितुमर्हति' સુધીના બે શ્લોકમાં મૂર્ખ વૈદ્યની નિંદા કહી છે. પછી 'योगविन्नामरूपाभ्यां' એ શ્લોકથી માંડી 'स ज्ञेयो भिषगुत्तमः' સુધીના બે શ્લોકમાં ઉત્તમ વૈદ્યના ગુણો કહ્યા છે. પછી 'यथा विषं यथा शस्त्रं' એ શ્લોકથી આરંભી 'गुणैर्युक्तं भिषक्तमम्' સુધીના બાર શ્લોકોમાં અજ્ઞાની વૈદ્યની નિંદા (તથા તેનું ઔષધ ન લેવાનું) તથા ઉત્તમ વૈદ્યના ગુણો મિશ્ર કરીને કહ્યા છે. આટલું આ પહેલા અધ્યાયમાં કહ્યું છે.

ઇતિ શ્રીઅગ્નિવેશે રચેલ અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં સૂત્રસ્થાન વિષે 'દીર્ઘંજીવિતીય' નામનો અધ્યાય ૧લો સમાપ્ત

## अपामार्गतण्डुलीय–अध्याय २ जो

### મંગલાચરણ અને આરંભ–પ્રતિજ્ઞા

**अथातोऽपामार्गतण्डुलीयमध्यायं व्याख्यास्यामः। इति ह स्माह भगवानात्रेयः॥१॥**

પછી પોતાના શિષ્યોને આયુર્વેદમાં (વધુ) જાણવાની ઇચ્છા થઈ, તેમ જ એ શિષ્યોને આયુર્વેદ (વધુ) ભણાવવા માટે યોગ્ય જાણ્યા, એ કારણે અથ એ માંગલિક શબ્દનો પ્રથમ ઉચ્ચાર કરીને, હવે આ આયુર્વેદશાસ્ત્રમાં 'અપામાર્ગતણ્ડુલીય' નામનો (આ બીજો) અધ્યાય અમે કહીએ છીએ, એમ ખરેખર (છયે ઐશ્વર્યોથી યુક્ત એવા) ભગવાન આત્રેય મુનિએ (પોતાના તે શિષ્યો પ્રત્યે) કહ્યું. ૧

અહીં પણ 'अथ' 'अतः' ઇત્યાદિ શબ્દોનું વિવરણ પહેલા અધ્યાયના આરંભમાં જે લખેલું છે, તે જ સમજી લેવું જોઈએ, અને તે જ કારણે ઉપરનો અનુવાદ પહેલા અધ્યાયના આરંભના સૂત્રનો અનુવાદ જેવો લખ્યો છે, તેવો જ લખાયો છે. 'અપામાર્ગતંડુલીય' નામનો આ બીજો અધ્યાય આ કારણે આરંભાય છે કે વમન, વિરેચન, આસ્થાપન, નિરૂહ–અનુવાસન તથા શિરોવિરેચન–નસ્યકર્મ–એ પંચકર્મમાં ઉપયોગી ઔષધો તથા તે તે ઔષધોથી તૈયાર કરાતી 'યવાગૂ' અહીં કહેવાની ઇચ્છા છે; જેમ પહેલા

અધ્યાયના ત્રીજા શ્લોકના આરંભમાં 'दीर्घं जीवितम्' એ પદ મૂકેલું હોવાથી એ અધ્યાયનું નામ 'दीर्घंजीवितीय' એવું રખાયું છે, તે જ પ્રમાણે આ બીજા અધ્યાયના બીજા શ્લોકના આરંભમાં 'अपामार्गस्य बीजानि' એ પદ મૂકેલું છે, તે ઉપરથી 'अपामार्गस्य बीजानि' इति अनुकरणशब्दः अस्ति अस्मिन् अध्याये द्वितीयश्लोक इति अपामार्गबीजीय.।' આ અધ્યાયનું નામ પણ 'અપામાર્ગબીજીય' એવું રાખવું જ ઘટે છે, છતાં अपामार्गस्य तण्डुल उपयोगितया वाच्यो यत्र तदधिकृत्य कृतोऽध्याय इति अपामार्गतण्डुलीयः।' અપામાર્ગ-અઘેડાનાં બીજને ફોતરારહિત કરી તેના તંડુલ-ચોખા જેમાં ઉપયોગી તરીકે કહેવાના છે, માટે એ ઉદ્દેશ દર્શાવી આરંભેલો આ અધ્યાય 'અપામાર્ગ-તંડુલીય' નામે શરૂ કરેલ છે. જોકે આ અધ્યાયનું નામ 'અપામાર્ગના તંડુલ' એમ 'તંડુલ' શબ્દ મૂકીને જણાવ્યું છે; છતાં નીચેના બીજા શ્લોકના આરંભમાં 'अपामार्गस्य बीजानि' એમ 'बीजानि' પદ મૂકવાથી આવું પણ સૂચન કરેલું છે કે, અપામાર્ગ-અઘેડાના અંકુરો ઉત્પન્ન કરવાની જેમાં શક્તિ હોય, એવા ઉત્તમ એનાં બીજના જ તંડુલ (ચોખા) અહીં શિરોવિરેચનમાં ઉપયોગી ગણાય છે. જોકે વમનાદિ પંચકર્મોમાં પહેલું તો વમન જ છે અને તે જ પ્રથમ કરાવાય છે; જેમ કે 'साधारणेषु ऋतुषु वमनादीनां प्रवृत्तिर्भवति।' હરકોઈ સામાન્ય ઋતુઓમાં તો વમન આદિની જ પ્રવૃત્તિ કરાય છે. સુશ્રુતમાં પણ કહ્યું છે: 'अवान्तस्य हि सम्यग् विरिक्तस्यापि अधः स्रस्त श्लेष्मा ग्रहणीम् आच्छादयति।' જેને વમન કરાવ્યું ન હોય તેવા રોગીને વિરેચન સારી રીતે કરાવ્યું હોય, છતાં તેનો નીચે સરકેલો કફ ગ્રહણીને ઢાંકી દે છે,' એમ કહીને વમનની જરૂરિયાત પ્રથમ સૂચવી છે, તોપણ કોઈ વેળા પ્રબળ દોષોની અપેક્ષાએ પંચકર્મનો ક્રમ ઊલટ-જુદા પ્રકારે પણ યોજાય છે; જેમ કે શરદ-ઋતુમાં પિત્તપ્રકોપ વધુ હોય છે, તેથી વિરેચનાદિક્રમ (પ્રથમ) કરાય છે; જ્યારે વર્ષાઋતુમાં વાયુ પ્રબલ હોય છે, તેથી બસ્તિ આદિ ક્રમ (પ્રથમ) લેવો પડે છે; એટલે પંચકર્મ માટે અમુક ખાસ કોઈ નિયમ નથી, એ અભિપ્રાય જણાવવા અહીં શિરોવિરેચન-નસ્યકર્મ પ્રથમ કહે છે. ૧

## શિરોવિરેચન દ્રવ્યો

अपामार्गस्य बीजानि पिप्पलीर्मरिचानि च।
विडङ्गान्यथ शिग्रूणि सर्षपांस्तुम्बुरूणि च ॥ २ ॥
अजाजीं चाजमोदां च पीलून्येलां हरेणुकाम्।
पृथ्वीकां सुरसां श्वेतां कुठेरकफणिज्झकौ ॥ ३ ॥
शिरीषबीजं लशुनं हरिद्रे लवणद्वयम्।
ज्योतिष्मतीं नागरं च दद्याच्छीर्षविरेचने ॥ ४ ॥
गौरवे शिरसः शूले पीनसेऽर्धावभेदके।
क्रिमिव्याधावपस्मारे घ्राणनाशे प्रमोहके ॥ ५ ॥

અપામાર્ગ-અઘેડાનાં બીજ, પીપર, કાળાં મરી, વાવડિંગ, સરગવાનાં બીજ, સરસવ, તુંબુરુ-તુવરફળ કે નેપાળી ધાણા, જીરું, અજમોદ, પીલુનાં બીજ, મોટી એલચી, હરેણુકા-રેણુકા નામે સુગંધી દ્રવ્યો કે મેંદીનાં બીજ, નાની એલચી, તુલસી, ધોળી અપરાજિતા કે ગરણી, કુઠેરક-કાળી તુલસી, ફણિજ્જક-તુલસીનો એક ભેદ-મરવો, શિરીષબીજ-સરસડાનાં બીજ, લસણ, હળદર, દારુહળદર, સૈંધવ, સંચળ, માલકાંકણી તથા સૂંઠ, આટલાં ઔષધદ્રવ્યો માથું ભારે થયું હોય, માથાના શૂળમાં, પીનસ કે સળેખમ માં, આધાશીશીમાં, માથાના કૃમિરોગમાં, અપસ્માર કે વાઈમાં, ઘ્રાણનાશ એટલે ઘ્રાણેંદ્રિય બગડી હોય ત્યારે-ગંધ ગ્રહણ ન કરે તે વખતે અને પ્રમોહક એટલે મૂર્છામાં મસ્તકના વિરેચન માટે આપવાં.

અહીં શંકા થાય છે કે પહેલા અધ્યાયમાં અપામાર્ગ-અઘેડો, વાવડિંગ વગેરે કહેલાં જ છે, તેમ જ તેઓ પંચકર્મમાં ઉપયોગી છે, એમ પણ ત્યાં દર્શાવ્યું જ છે, તો ફરી અહીં તેઓનું કથન શા માટે કરે છે? આનું સમાધાન આ છે કે, ત્યાં તેઓને ફલિની તથા મૂલિની આદિ ઔષધિઓરૂપે જ જણાવવાનો અભિપ્રાય છે, એટલે કે તેઓના ફળ-મૂળનું જ્ઞાન જ મુખ્યરૂપે છે અને તેઓનો પંચકર્મમાં ઉપયોગ પણ પ્રાસંગિક જ બતાવ્યો છે; જ્યારે અહીં તો મુખ્ય પાંચ કર્મો જ કહેવાં ઇષ્ટ છે અને તેઓમાં તેઓનો ખાસ ઉપયોગ જણાવવો છે; આ વાત ગ્રંથકાર પોતે જ આ અધ્યાયના અંતે કહેશે.

અઘેડાનાં બીજ એટલે તેમાંથી કાઢેલા તંડુલ કે ચોખા શિરોવિરેચન દ્રવ્યમાં સૌ કરતાં વધારે શ્રેષ્ઠ છે, તે જ કારણે અહીં તેઓને પ્રથમ ગણ્યાં છે. વળી લવણમાંથી સૈંધવ તથા સંચળ બે જ કહેલ છે, છતાં પહેલા અધ્યાયમાં કહ્યા પ્રમાણે પાંચે લવણ શિરોવિરેચનમાં સમજી લેવાં જોઈએ. વધુમાં આ પણ સમજવું કે, અહીં ગણેલાં આ દ્રવ્યોમાંથી અઘેડો, પીપર, કાળાં મરી, વાવડિંગ, ધાણા, જીરું, અજમોદ, પીલુ, નાની એલચી, મોટી એલચી, રેણુકા કે મેંદી અને સરસડાનાં ફળો જ ગણવાં; સરસવ તથા તુલસીના બેય ભેદોનાં પાંદડાં લેવાં. સુશ્રુતમાં તો સરસવનાં ફળ જ લેવા કહ્યું છે, તે

ઉપરથી વૃદ્ધવાગ્ભટ, 'सर्षपफलपत्राणि' (અષ્ટાંગહૃદય સૂત્ર. ૧૪ અ.) સરસવનાં ફળ અને પાંદડાં બેય લેવા કહે છે. ધોળી અપરાજિતા કે ગરણી અને માલકાંકણી-નાં મૂળ લેવાનાં છે; લસણ, હળદર તથા સૂંઠનાં કંદમૂળ તથા પાંદડાં પણ લેવાં, એમ જાણવું; સરગવાનાં ફળ તથા છાલ અને દારુહળદરનો સાર લેવો. આ શિરોવિરેચન દ્રવ્યોના ઉપયોગથી મટતા જે રોગો અહીં ગણ્યા છે, તે ઉપરાંત બીજા રોગો પણ આ શિરોવિરેચન દ્રવ્યોથી મટે છે, એમ સિદ્ધિસ્થાનના 'त्रिवर्मीय सिद्धि' નામના અધ્યાયમાં કહેવાશે.

જોકે પંચકર્મપ્રવૃત્તિ સ્વાભાવિક વમનપૂર્વક જ હોય છે, તોપણ દરેક અંગોમાં મસ્તક ઉત્તમાંગ કહેવાય છે, તેથી તેનું શોધન–શિરોવિરેચન અહીં પ્રથમ કહેલ છે; આ જ અભિપ્રાયથી રોગાધ્યાયમાં શિરોરોગો પ્રથમ કહેવાશે. ૨–૫

### વમનદ્રવ્યો

**मदनं मधुकं निम्बं जीमूतं कृतवेधनम् ।**
**पिप्पलीकुटजेक्ष्वाकूण्येलां धामार्गवाणि च ॥ ६ ॥**
**उपस्थिते श्लेष्मपित्ते व्याधावामाशयाश्रये ।**
**वमनार्थं प्रयुञ्जीत भिषग्देहमदूषयन् ॥ ७ ॥**

**મીંઢળ, જેઠીમધ, લીંબડો, દેવતાડ કે કુકડવેલાં, કડવાં તૂરિયાં, પીપર, કુટજ–ઇંદ્રયવ, કડવી તુંબડી, એલચી અને કડવાં ગલકાં એટલાં દ્રવ્યોનો કફ કે પિત્ત, મોળ કે ઊબકા દ્વારા બહાર નીકળવા તત્પર હોય અથવા આમાશયનો રોગ થયો હોય ત્યારે વૈદ્યે શરીરને હાનિ ન પહોંચે તે લક્ષ્યમાં રાખી, વમન માટે પ્રયોગ કરવો. ૬,૭**

વમનદ્રવ્યોમાં મીંઢળ શ્રેષ્ઠ હોવાથી તેને અહીં પહેલું ગણ્યું છે. આ ગ્રંથમાં પણ કલ્પસ્થાનના પહેલા અધ્યાયમાં આ સંબંધે કહેશે. આ દ્રવ્યોમાંનાં મીંઢળ, દેવતાડ, તૂરિયાં, કડવી તૂંબડી તથા ગલકાનાં ફળ, પુષ્પ તથા પાંદડાં પણ લેવાય છે. પીપર, ઇંદ્રયવ અને એલચીનાં ફળ લેવાં; જેઠીમધ અને લીંબડાનાં મૂળ લેવાં. જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધર તો લીંબડાની અંતરછાલ લેવા કહે છે. આ વમનદ્રવ્યોના પ્રયોગથી જે દોષ મટે છે, તે અહીં મૂળમાં કહે છે: 'उपस्थिते श्लेष्मपित्ते' કફની એકલાની કે પિત્તની સાથે મળેલા કફની મોળ કે ઊબકા આવે–તેમ જ પિત્તની એકલાની કે પિત્ત જ્યારે કફના સ્થાનમાં ગયું હોય ત્યારે મોળ કે ઊબકા આવે; ઉપરાંત કફના સ્થાનમાં વાયુ ગયો હોય અથવા કફની અધિકતાયુક્ત વાયુ કોપ્યો હોય ત્યારે પણ આ દ્રવ્યોથી વમન કરાવવું. આ સંબંધે જ્વરચિકિત્સામાં આ ગ્રંથકાર જ ચિકિત્સાસ્થાનના ત્રીજા અધ્યાયમાં કહેશે. અહીં પિત્તમાં તથા વાયુમાં પણ વમન કહેવાયું છે, તે કફના સ્થાનમાં પિત્ત કે વાયુ ગયેલ હોય ત્યારે સમજવાનું છે. ૬,૭ (ચો૦)

### વિરેચનદ્રવ્યો

**त्रिवृतां त्रिफलां दन्तीं नीलिनीं सप्तलां वचाम् ।**
**कम्पिल्लकं गवाक्षीं च क्षीरिणीमुदकीर्यकाम् ॥ ८ ॥**
**पीलून्यारग्वधं द्राक्षां द्रवन्तीं निचुलानि च ।**
**पक्वाशयगते दोषे विरेकार्थं प्रयोजयेत् ॥ ९ ॥**

**નસોતર, ત્રિફળા, નેપાળો, નીલિકા–નીલવુન્હા (ગળી), સાતલા–ચિકાખાઈ, વજ, કપિલો, ઇંદ્રવારુણી, ક્ષીરિણી–દૂધેલી કે દૂધી, કરંજ, પીલુ, ગરમાળો, દ્રાક્ષ, મોટો નેપાળો અને નિચુલ–સમુદ્રશોષ કે હિજ્જલફળ આટલાં દ્રવ્યોનો જ્યારે દોષ પકવાશયમાં એટલે પિત્તાશયમાં જ ગયો હોય, ત્યારે વિરેચન માટે પ્રયોગ કરવો. ૮,૯**

આ વિરેચન દ્રવ્યો પૈકી નસોતર, સાતલા, વજ, ઇંદ્રવારુણી તથા મોટા નેપાળાનાં મૂળ લેવાય છે; ત્રિફળા, નીલવુન્હા–ગળી, કપિલો, કરંજ, પીલુ, ગરમાળો તથા દ્રાક્ષનાં ફળ લેવાય છે; સુશ્રુત તો ગરમાળાનાં પાંદડાં લેવા કહે છે: (જુઓ–સૂત્રસ્થાન ૩૯ મો અધ્યાય) આ વિરેચન દ્રવ્યોનો ઉપયોગ, જ્યારે દોષ પકવાશયમાં એટલે 'पक्वश्चासौ आशयगतश्चेति पक्वाशयः।' પાકીને આમાશયની નીચેના ભાગરૂપ પિત્તાશયમાં જ ગયેલો, એમ સમજવો. કેમ કે વિરેચનને વૈદ્યો એ પિત્તમાં સર્વ ચિકિત્સાઓ કરતાં અતિ મુખ્ય ગણે છે; આ ગ્રંથના શ્લોકસ્થાનના ૨૦મા અધ્યાયમાં પણ કહેશે કે, 'तद्धि आदित एव आमाशयमनुप्रविश्य केवलं वैकारिकं पित्तमूलमपकर्षति। વિરેચન એ ખરેખર આરંભથી જ આમાશયમાં પ્રવેશીને કેવળ રોગનું મૂળ એવા પિત્તને જ ખેંચી કાઢે છે.' માટે દોષ પકવાશયમાં હોય એ અર્થ બરાબર નથી; કેમ કે પકવાશયના દોષો દૂર કરવાનો અધિકાર તો કેવળ બસ્તિનો જ છે; અહીં જે દોષ કહેલ છે, તે પણ પિત્ત કે કફ જ સમજાય છે; કેમ કે વિરેચનથી એ એને જ કાઢવા યોગ્ય ગણેલ છે; એ ઉપરથી પિત્ત એકલું પોતાના સ્થાને હોય, કે તે પિત્ત કફ સાથે મળેલું હોય એટલે કે પિત્તના સ્થાનમાં કફ મળેલ હોય તો, એ અર્થ છે. આ ગ્રંથના ચિકિત્સાસ્થાનના ત્રીજા અધ્યાયમાં કહેશે કે, 'पित्तं वा कफपित्तं वा पित्ताशयगतं हरेत्, स्रंसनं त्रीन् मलान् वस्तिर्हरेत् पक्वाशयस्थितान्। પિત્તાશયમાં રહેલા

પિત્તને કે કફ સાથે મળેલા એ પિત્તને વિરેચન દૂર કરે છે; અને બસ્તિ તો પક્વાશયમાં રહેલા ત્રણે દોષોને દૂર કરે છે.' એટલે આ વિરેચન નીચેના ભાગના દોષને દૂર કરે છે, તે માટે વૈદ્યે દેહને હાનિ ન પહોંચે, એ ધ્યાનમાં રાખી આ વિરેચન દ્રવ્યોનો ઉપયોગ કરવો. ૮,૯ (યો૦)

## આસ્થાપન-નિરૂહબસ્તિદ્રવ્યો

**पाटलां चाग्निमन्थं च बिल्वं श्योनाकमेव च ।**
**काश्मर्यं शालपर्णीं च पृश्निपर्णीं निदिग्धिकाम् ॥१०॥**
**बलां श्वदंष्ट्रां बृहतीमेरण्डं सपुनर्नवम् ।**
**यवान् कुलत्थान् कोलानि गुडूचीं मदनानि च ॥११॥**
**पलाशं कत्तृणं चैव स्नेहांश्च लवणानि च ।**
**उदावर्तविबन्धेषु युञ्ज्यादास्थापनेषु च ॥ १२ ॥**

પાટલા-કાંકચ, અગ્નિમન્થ-અરણી, બીલું, શ્યોનાક-મોટો અરડૂસો, કાશ્મર્ય-ગંભારી કે શીવણ, શાલપર્ણી, પૃશ્નિપર્ણી ( ગંધી સમેરવો અને સમેરવો ), નાની ભોરીંગણી, બલા-ખપાટ, ગોખરુ, બૃહતી-મોટી ભોરીંગણી, એરંડમૂળ, સાટોડી, જવ, કળથી, બોર, ગળો, મીંઢળફળ, ખાખરો, કતૃણ-રોહિષ ઘાસ, (ચાર મહા )સ્નેહો અને ( સૈંધવ આદિ પાંચ ) લવણ આટલાં દ્રવ્યોનો ઉદાવર્ત રોગમાં, વિબંધ-મલબંધ કે કબજિયાતમાં તથા આસ્થાપન-નિરૂહબસ્તિ ( આપવા ) માટે ઉપયોગ કરવો.

અહીં ગંભારી સુધીનાં પહેલાં પાંચ દ્રવ્યો બૃહત્ પંચમૂળ છે; તે પછીનાં ખપાટ સિવાય મોટી ભોરીંગણી સુધીનાં પાંચ લઘુ પંચમૂળ છે; એમ એ દશમૂળ, ખપાટ, એરંડમૂળ, સાટોડી તથા રોહિષ ઘાસનાં મૂળ લેવાનાં છે. બાકીનાં તો સ્પષ્ટ છે. આ દ્રવ્યોથી યોજાતી નિરૂહબસ્તિનો ઉપયોગ ઉદાવર્ત, મલબંધ-કબજિયાત તથા વાયુના વિકારો ઉપર પણ કરાય છે, ખાસ સૂચન-'भिषग् देहमदूषयन्' દેહને હાનિ ન પહોંચે, એ રીતે વૈદ્યે આનો ઉપયોગ કરવો એ તો ચાલુ જ છે. ૧૦-૧૨ (યો૦)

## અનુવાસનબસ્તિ માટેનાં દ્રવ્યો

**अत एवौषधगणात्संकल्प्यमनुवासनम् ।**
**मारुतघ्नमिति प्रोक्तः संग्रहः पाञ्चकर्मिकः ॥ १३ ॥**

એ ઉપર કહેલાં ઔષધસમુદાયથી જ વાયુનો નાશ કરનાર અનુવાસન-બસ્તિકર્મ પણ (વૈદ્યે) કરવું; એમ પંચકર્મનો સંક્ષેપ કહ્યો છે. ૧૩

ઉપર કહેલાં આસ્થાપન દ્રવ્યોને જ અહીં અનુવાસનનાં ઉપયોગી કહે છે; વાયુ કુતવો હોય ત્યારે અનુવાસન કર્મ કરવું જોઈએ. અનુવાસન એ યથાયોગ્ય ઔષધોથી તૈયાર કરેલ સ્નેહ જ હોય છે. આ જ કારણે 'अनुवसन्नपि न दूष्यति, अनुवासरमपि वा दीयत इत्यनुवासनम् ।' જે કાયમ લેવાય તોયે નુકસાન કરે નહિ, અથવા જે હમેશ આપી શકાય છે, તેવો સ્નેહબસ્તિ જ અનુવાસન કહેવાય છે.' એમ અહીં ટૂંકમાં પાંચ કર્મો કહ્યાં; વિસ્તારથી તો આગળ જતાં વિમાનસ્થાનના રોગભિષગ્જિતીય અધ્યાયમાં, કલ્પસ્થાનમાં તથા સિદ્ધિસ્થાનમા પણ કહેવાશે. ૧૩

## એ પંચકર્મ ક્યારે કરવાં ?

**तान्युपस्थितदोषाणां स्नेहस्वेदोपपादनैः ।**
**पञ्च कर्माणि कुर्वीत मात्राकालौ विचारयन् ॥ १४ ॥**

સ્નેહન તથા સ્વેદન કરવાથી જેઓના દોષ, ( મોળ, ઊબકા વગેરેથી ) બહાર નીકળવા તૈયાર થઈ રહ્યા હોય, તેઓને માત્રા તથા કાળનો વિચાર ધરાવતા વૈદ્યે પંચકર્મો કરવાં. ૧૪

એકંદર કહેવાનો આશય એ છે કે, પૂર્વોક્ત પંચકર્મો પ્રથમ સ્નેહન તથા સ્વેદન કર્યા સિવાય કરાય નહિ. એમ શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં કહે છે. ચરકઉપસ્કારકર્તા વૈદ્યરત્ન શ્રી યોગીન્દ્રનાથ સેન પણ આમ કહે છે કે, પ્રથમ સ્નેહન તથા સ્વેદનથી જેઓના દોષોને ઉપસ્થિત એટલે ઉત્કલેશિત કર્યા હોય અર્થાત્ બહાર નીકળવા તત્પર કર્યા હોય, તેઓને પંચકર્મ કરવાં. જેમ સાબુ વગેરે ક્ષારથી કપડાંનો મેલ પ્રથમ ઉત્કલેશિત એટલે વસ્ત્રની બહાર નીકળવા તત્પર કરાય અને તે પછી પાણીથી એ મેલને ધોઈને બહાર કાઢી નખાય છે; આ જ અભિપ્રાય ગ્રંથકાર સિદ્ધિસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં કહેશે કે 'स्नेहस्वेदैस्तथोत्क्लेश्य शोध्यते शोधनैर्मलः ।' સ્નેહન તથા સ્વેદનથી પ્રથમ મળને બહાર કાઢી શકાય એવી સ્થિતિવાળો કર્યા પછી વમનાદિ શોધનો દ્વારા તેને શોધવો જોઈએ-બહાર કાઢી નાખવો જોઈએ.' (યો૦)

ટીકાકાર ચક્રપાણિ લખે છે : પ્રથમ તો સ્નેહન તથા સ્વેદન એ જ કરવાનાં હોય છે, છતાં 'स्नेहस्वेदोपपादनैः' એવું બહુવચન મૂળમાં મૂકી સૂચવ્યું છે કે, સ્નેહન તથા સ્વેદન પણ અનેક પ્રકારે કરાય છે; એ સ્નેહન તથા સ્વેદન કર્યાથી દોષો ઉપસ્થિત થાય-અર્થાત્ શાખા (રસ, રક્ત, માંસ ને મેદરૂપ સ્થાન ) છોડીને કોઠામાં જાય અને લીનપણું છોડી પ્રધાન અવસ્થાને પ્રાપ્ત થાય; ત્યારે જ પંચકર્મની પ્રવૃત્તિ થઈ શકે છે; એટલે કે ઉપર કહ્યા પ્રમાણે દોષો ઉપસ્થિત થયા ન હોય તો પંચકર્મ કરાય જ નહિ; પરંતુ એવી દોષોની ઉપસ્થિતિ સ્નેહન તથા સ્વેદન વિના પણ

થાય; જેમ કે જ્વરમાં 'कफप्रधानानुत्क्लिष्टान् दोषानामाशयस्थितान्। बुद्ध्वा ज्वरकरान् काले वम्यानां वमनैर्हरेत्।' કફપ્રધાન દોષો, ઉત્કિલષ્ટ કે ઉપસ્થિત થયા હોય અને આમાશયમાં રહેલા હોઈને સમયે જ્વર કરી રહ્યા હોય તથા વમન માટે યોગ્ય હોય તેઓને (સ્નેહન તથા સ્વેદન કર્યા વગર જ) વમનો દ્વારા બહાર કાઢવા જોઈએ.' એમ જ્વરમાં (એના પૂર્વરૂપમાં) સ્નેહન તથા સ્વેદન વિના પણ વમનપ્રવૃત્તિ થાય જ છે; એટલે કે સ્નેહન તથા સ્વેદન પ્રથમ કરવું એ પ્રાયિક છે–બધે પ્રથમ કરવું જ પડે, એવું ખાસ નથી; એટલે કે બીજી રીતે દોષ ઉપસ્થિત થયા હોય; તોપણ થોડી માત્રાને લીધે પંચકર્મપ્રવૃત્તિના ક્ષોભથી થયેલ વાયુને (એટલે કે કોપેલાને) જીતવા માટે સ્નેહન તથા સ્વેદન કરાય, તે ઠીક છે, એમ કહેવાનો અભિપ્રાય છે: પંચકર્મમાં વૈદ્યે માત્રા તથા કાળનો વિચાર કરવો, એ ખાસ મુખ્યત્વે જરૂરી છે, છતાં દોષ તથા ઔષધ વગેરે પણ અવશ્ય વિચારવાં જોઈએ, એમ પણ સમજવું. મૂળમાં 'तानि' એ પ્રથમ મૂકેલું પદ જ પંચકર્મોનું સૂચક હોવા છતાં નીચે 'पञ्च' શબ્દ મૂક્યો છે, તે સૂચવે છે કે, પાંચે વમનાદિ કર્મો ઉપસ્થિત દોષોમાં જ પ્રવૃત્તિ કરે છે; તેમ જ સ્નેહન તથા સ્વેદન એ બેને પણ કેટલાક તંત્રકારો પાંચ કર્મો ઉપરાંતનાં કર્મો તરીકે ગણી સાત કર્મો માને છે; તે મતનું ખંડન કરવાનો અભિપ્રાય જણાવે છે; કેમ કે સ્નેહન તથા સ્વેદન એ બન્ને તો દોષોને કેવળ શમાવે છે અને ઉપસ્થિત જ કરે છે, પણ બહાર કાઢવાનું કામ તો કરતા જ નથી, તેથી તે બન્ને તો પાંચ કર્મોનાં કેવળ અંગો જ છે, પરંતુ વમનાદિ જેવાં કર્મો નથી; એકંદર દોષોને જે બહાર કાઢે તે જ કર્મ, એવું કર્મનું લક્ષણ વમનાદિ પાંચમાં જ છે, સ્નેહન કે સ્વેદનમાં તે કર્મલક્ષણ લાગુ છે જ નહિ; જોકે વમનાદિ જેવું કર્મલક્ષણ અનુવાસન કર્મમાં ઘટતું નથી, છતાં વિષ્ટારૂપ મળને તથા પક્વાશયમાં ગયેલા વાયુને બહાર કાઢવાનું કર્મ તો તે કરે જ છે, તેથી તેમાં પણ કર્મનું લક્ષણ તો લાગુ છે જ, અથવા જેમ 'पङ्कज' શબ્દ કેવળ કમળમાં જ યોગરૂઢ છે, તેથી 'पङ्कज' શબ્દ કેવળ 'કમળ' અર્થને જ જણાવે છે, તે જ પ્રમાણે આયુર્વેદશાસ્ત્રમાં 'पञ्चकर्म' શબ્દ પણ યોગરૂઢ હોઈ વમનાદિ પાંચ કર્મોને જ જણાવે છે, પણ સ્નેહન, સ્વેદન, નિષ્ઠીવન આદિને કર્મ તરીકે જણાવતો નથી. ૧૪

### માત્રા તથા કાળના વિચારનું ફળ

**मात्राकालाश्रया युक्तिः सिद्धिर्युक्तौ प्रतिष्ठिता।**
**तिष्ठत्युपरि युक्तिज्ञो द्रव्यज्ञानवतां सदा ॥ १५ ॥**

**યુક્તિ–યોજના કે (ઔષધોનો) સમ્યક્‌પ્રયોગ એ માત્રા તથા કાળનો આશ્રય કરે છે–તેની ખાસ અપેક્ષા રાખે છે; અને સિદ્ધિ એટલે ચિકિત્સાક્રિયાની સફળતા, એ યુક્તિ કે ઔષધોના સમ્યક્ પ્રયોગમાં પ્રતિષ્ઠા પામેલ છે; એટલે તેની ખાસ અપેક્ષા રાખે છે; માટે યુક્તિ જાણનારો (વૈદ્ય) દ્રવ્યોનું જ્ઞાન ધરાવનારાઓમાં સર્વકાળ ઉપર રહે છે–શ્રેષ્ઠ ગણાય છે. ૧૫**

દ્રવ્યોનો સમ્યક્‌પ્રયોગ, માત્રા તથા કાળજ્ઞાનને અધીન છે અર્થાત્ શરીરબળ, અગ્નિબળ, ઉંમર, રોગબળ તથા દોષબળને અનુસરી યોગ્ય માત્રાથી તથા અમુક કાળને અનુસરીને જ દ્રવ્યનો સમ્યક્‌પ્રયોગ કર્યો હોય, તો જ તે પોતાનું કામ બરાબર કરી આરોગ્યરૂપ ફળને આપે છે; માટે એ ચિકિત્સાક્રિયાની સિદ્ધિ, તે યુક્તિ કે સમ્યક્‌પ્રયોગના આધારે જ રહી છે; અને તેથી જ યુક્તિ જાણનારો વૈદ્ય સર્વોપરી સ્થિતિ ધરાવે છે; કેમ કે તેની ક્રિયાસિદ્ધિ અવશ્ય થાય જ છે. ૧૫ (યો૦)

### યવાગૂઓને કહેવાની પ્રતિજ્ઞા

**अत ऊर्ध्वं प्रवक्ष्यामि यवागूर्विविधौषधाः।**
**विविधानां विकाराणां तत्साध्यानां निवृत्तये ॥१६॥**

**હવે પછી યવાગૂથી મટતા રોગોને મટાડવા વિવિધ ઔષધોથી તૈયાર કરાતી યવાગૂઓ હું કહું છું. ૧૬**

આખાયે આયુર્વેદશાસ્ત્રમાં પેયા અને યવાગૂ એ બન્ને શબ્દોનો પ્રયોગ એક જ પદાર્થના પર્યાયરૂપે થતો દેખાય છે; આ જ કારણે 'અન્નપાનવિધિ' નામના ૨૭ મા અધ્યાયમાં મંડ, પેયા, વિલેપી તથા ઓદનના ગુણો કહ્યા છે; પરંતુ યવાગૂના ગુણો અલગ કહ્યા નથી; કેમ કે યવાગૂ એ પેયાનો જ પર્યાય છે. કદાચ કોઈ કહે કે, પેયા અને યવાગૂ એ એક જ પદાર્થસૂચક પર્યાયો લાગતા નથી; તો તેની સામે જણાવવાનું કે, જો તે બન્ને શબ્દો એકના જ પર્યાય ન હોય તો આ શ્લોકસ્થાનના ૧૬ મા અધ્યાયમાં 'मण्डपूर्वां सुखोष्णां यवागूं पाययेत्। સહેવાય તેવી યવાગૂ મંડપૂર્વક પાવી' એમ જે કહ્યું છે, તે ઘટે જ નહિ; કેમ કે ત્યાં પેયા કહેલી છે; વળી કલ્પનાસિદ્ધિમાં 'पेयां विलेपीमकृतं कृतं च' ઇત્યાદિ વચન પણ બંધબેસતું ન થાય; વળી અહીં પણ નીચેના ૧૮ મા શ્લોકમાં 'पाचनी ग्राहिणी पेया।' ઇત્યાદિ જે પેયાઓ કહે છે, તે પણ અસંત અસંબદ્ધ થાય; કેમ કે આ ૧૬ મા શ્લોકમાં તો 'अत ऊर्ध्वं प्रवक्ष्यामि यवागूर्विविधौषधाः' એમ કહી યવાગૂઓ કહેવાની પ્રતિજ્ઞા કરી છે; તેમ જ આ

અધ્યાયના અંતે પણ સર્વ પેયાઓનો જ યવાગૂ તરીકે જ ઉપસંહાર કર્યો છે, જેમ કે 'अष्टाविंशतिरित्येता यवागवः परिकीर्तिताः ।' આ ઉપરથી સાબિત થાય છે કે, અહીં ચરકમાં સર્વ સ્થળે પેયા તથા યવાગૂને એક જ પદાર્થના પર્યાય તરીકે ગણેલ છે; છતાં 'मण्ड पञ्चगुणे तोये यवागूं षड्गुणे पचेत्, चतुर्दशगुणे पेयां विलेपीं च चतुर्गुणे।' અન્ન કરતા પાંચગણા પાણીમાં મંડ, છગણા પાણીમાં યવાગૂ, ચૌદગણા પાણીમાં પેયા અને ચારગણા પાણીમાં વિલેપી પકાવવી.' આવી પરિભાષા ઉપરથી કેટલાક વિદ્વાનો પેયા તથા યવાગૂને જુદી જુદી પણ ગણે છે. ૧૬ (ચો૦)

### ૧લી પંચકોલસાધિત દીપનીય યવાગૂ

पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकनागरैः ।
यवागूर्दीपनीया स्याच्छूलघ्नी चोपसाधिता ॥१७॥

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક તથા સૂંઠ સહિત તૈયાર કરેલી યવાગૂ અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈને શૂળનો નાશ કરનારી છે. ૧૭

અહીં ગણેલ પાંચ દ્રવ્યો 'પંચકોલ' કહેવાય છે. રાજનિઘંટુના સાતમા વર્ગમાં આ પાંચ દ્રવ્યો એકઠાં થતાં 'પંચકોલ' નામે કહેલ છે. જ્યાં બીજું પ્રવાહી દ્રવ્ય કહ્યું ન હોય ત્યાં બધે પાણી જ લેવાય છે, એમ આ ગ્રંથના કલ્પસ્થાનના ૧૨મા અધ્યાયમાં કહેશે. (ચો૦)

### ૨જી કપિત્થાદિ સાધિત અને ૩જી પંચમૂલસિદ્ધ યવાગૂ

दधित्थबिल्वचाङ्गेरीतक्रदाडिमसाधिता ।
पाचनी ग्राहिणी पेया सवाते पाञ्चमूलिकी ॥१८॥

કોઠ, બીલું, ચાંગેરી એટલે લૂણી, છાશ અને દાડિમ નાખી તૈયાર કરેલી (કપિત્થાદિ સાધિત) યવાગૂ પાચન કરનારી અને ગ્રાહિણી (ઝાડો રોકનારી) છે; અને વાયુ સહિત (અતિસારના) રોગમાં પંચમૂળની યવાગૂ પીવી જોઈએ. ૧૮

આમાં કોઠ અને બીલીનું ફળ તથા દાડમની છાલ કે ફળ લેવાય છે; પાણીના બદલે છાશ સમજવી અને તે એટલી લેવી જોઈએ, કે જેથી યવાગૂ તૈયાર થાય. બીજા કેટલાક વૈદ્યો એકલી છાશથી કરાતી યવાગૂ ઘણી જ ખાટી તથા ભારે થઈ જાય, એ ભયથી છાશ અને પાણી બન્ને સરખા ભાગે લેવા કહે છે. આ કોઠ વગેરેની યવાગૂ પાચન કરનારી તથા ગ્રાહી હોય છે. ગ્રાહીનું લક્ષણ આવું કહ્યું છે કે, 'भेदि तत् विज्ञितान् मारुतान् दृढ्यायान् भिनत्ति यत्, विपरीतमतो ग्राहि तच स्तम्भनमुच्यते।' વિષ્ઠા આદિ પદાર્થો, જે ગંઠાઈ ગયા હોય, તેઓને તોડી-ફોડી ભેદે કે વિદારે તે ભેદિદ્રવ્ય કહેવાય છે અને એથી ઊલટું જે દ્રવ્ય હોય, તે ગ્રાહિ કે સ્તંભન-વિષ્ઠા આદિને થંભાવી દેનાર કે રોકનાર કહેવાય છે; પરંતુ વાયુનો અતિસાર થયો હોય તો લઘુપંચમૂળથી તૈયાર કરેલી યવાગૂ હિતકારી થાય છે; એમ અહીં કોઠ વગેરેની એક યવાગૂ અને બીજી પંચમૂળની યવાગૂ કહી છે. આમાં મતભેદ છે કે 'ध्रुवाद्यैर्वाय्वतीसारे' વાયુના અતિસારમાં વિદારિગંધાદિ લઘુ પંચમૂલની યવાગૂ હિતકારી છે, એમ જતુકર્ણ કહે છે; જ્યારે ગંગાધર બૃહત્પંચમૂલની યવાગૂ લેવા જણાવે છે. ૧૮

### ૪થી શાલપર્ણી આદિ સાધિત યવાગૂ

शालपर्णीबलाबिल्वैः पृश्निपर्ण्या च साधिता ।
दाडिमाम्ला हिता पेया पित्तश्लेष्मातिसारिणाम् ॥१९॥

શાલપર્ણી (સમેરવો ઘાસ), ખપાટ, બિલું અને પૃશ્નિપર્ણી(પીઠવણ)થી તૈયાર કરેલી અને દાડમ(નો રસ) નાખી ખાટી કરેલી યવાગૂ પિત્તના તથા કફના અતિસારવાળાઓને હિતકારી થાય છે. ૧૯

આમાં બીલું કાચું લેવાય છે; કેમ કે સુશ્રુતના સૂત્રસ્થાનના અધ્યાય ૬માં કાચાં બિલ્વફળને કફ તથા વાયુનો નાશ કરનાર, તીક્ષ્ણ, સ્નિગ્ધ, ઝાડો રોકનાર, અગ્નિદીપક, તીખું, કડવું, તૂરું અને ગરમ વર્ણવેલ છે; એટલે બધા સ્તંભનપ્રયોગમાં તેનો ઉપયોગ કરાય છે. શાલપર્ણી આદિ આ ચાર દ્રવ્યોથી તૈયાર કરેલી યવાગૂમાં દાડિમનાં બીજનો રસ એટલા પ્રમાણમાં નાખવો જોઈએ, કે જેથી તે ખાટી બને. આ યવાગૂ વાગ્ભટના અષ્ટાંગહૃદય ચિ સ્થાનના ૧૧ અધ્યાયમાં પણ કહી છે. (ચો૦)

### ૫મી સુગંધીવાળો વગેરેથી સાધિત યવાગૂ

पयस्यर्धोदके छागे ह्रीवेरोत्पलनागरैः ।
पेया रक्तातिसारघ्नी पृश्निपर्ण्या च साधिता ॥२०॥

અર્ધું પાણી મેળવેલ બકરીના દૂધમાં સુગંધીવાળો, નીલકમળ, નાગરમોથ અને પૃશ્નિપર્ણી (પીઠવણ) નાખીને તૈયાર કરેલી યવાગૂ લોહીવાળા અતિસારનો નાશ કરનારી છે. ૨૦

અહીં મૂળમાં 'नागरैः' એમ નાગર શબ્દ મૂક્યો છે. તેનો અર્થ 'સૂંઠ' નહિ પણ 'મોથ' સમજવો; કેમ કે જતુકર્ણ આ જ યવાગૂનો આવો પાઠ લખે છે. 'रक्तातिसारेऽजाक्षीरक्षीरह्रीघनजलोत्पलैः ।' લોહીવાળા અતિસારમાં બકરીનું દૂધ, પૃશ્નિપર્ણી, મોથ અને જળકમળની યવાગૂ આપવી; એમ 'घन' શબ્દ મૂકીને આ યવાગૂમાં મોથ લેવા જણાવે છે. અષ્ટાંગહૃદયના ચિકિત્સાસ્થાનના

૯ મા અધ્યાયમાં પણ આ યવાગૂને આમ જ બતાવી છે; પરંતુ એ સ્થળે 'पृश्निपर्णीरसान्विता' એ પાઠ મળતો હોવાથી એમ સમજવું જોઈએ કે આ યવાગૂને અર્ધું પાણી મેળવેલા બકરીના દૂધમાં પૃશ્નિપર્ણીનો ઉકાળો મેળવી પાક કરવો જોઈએ. ૨૦ (યો૦)

### ૬ઠ્ઠી અને ૭મી યવાગૂ

दद्यात्सातिविषां पेयां सामे साम्लां सनागराम् ।
श्वदंष्ट्राकण्टकारीभ्यां मूत्रकृच्छ्रे सफाणिताम् ॥२१॥

આમના અતિસારમાં અતિવિષ તથા સૂંઠ સહિત (દાડિમના રસથી) ખટાશવાળી યવાગૂ આપવી અને મૂત્રકૃચ્છ્રમાં ગોખરુ તથા નાની ભોરીંગણીથી તૈયાર કરી ફાણિત (એટલે અર્ધો પાકેલ હલકો ગોળ) સહિત યવાગૂ આપવી. ૨૧

વૃદ્ધ વાગ્ભટ ચિકિત્સાસ્થાનના ૧૨મા અધ્યાયમાં ગ્રહણીદોષની ચિકિત્સામાં પિત્ત તથા કફયુક્ત આમ પડતો હોય ત્યારે અહીં બતાવેલી છઠ્ઠી યવાગૂ આપવા કહે છે; સાતમી યવાગૂ વિષે જતૂકર્ણ પણ આ રીતે કહે છે: 'पृश्नीगोकण्टकगुडैर्मूत्रार्त्तिवस्तिशूलनुत् ।' નાની ભોરીંગણી, ગોખરુ તથા ગોળ નાખેલી યવાગૂ, મૂત્રકૃચ્છ્ર તથા મૂત્રાશયના શૂળને મટાડે છે. ૨૧

### ૮મી વિડંગાદિસિદ્ધ યવાગૂ

विडङ्गपिप्पलीमूलशिग्रुभिर्मरिचेन च ।
तक्रसिद्धा यवागूः स्यात्क्रिमिघ्नी ससुवर्चिका ॥२२॥

વાવડિંગ, પીપરીમૂળ, સરગવો તથા (કાળાં) મરી નાખી છાશમાં તૈયાર કરેલી યવાગૂ, સાજીખાર સહિત (પીધી હોય તો) કૃમિનો નાશ કરે છે. ૨૨

આ યવાગૂમાં પીપરીમૂળ એકલાં અથવા પીપર અને પીપરીમૂળ બંને લેવાય છે. વૃદ્ધ વાગ્ભટે ચિકિત્સા-સ્થાન–૨૨મા અધ્યાયમાં આ યવાગૂ લીધી છે; ત્યાં તેમણે પીપર તથા પીપરીમૂળ પણ આ યવાગૂમાં જણાવેલ છે. કેટલાક વૈદ્યો આ યવાગૂને તૈયાર કરવામાં અર્ધા પાણીવાળી છાશ લેવા કહે છે; નહિ તો આમાં ખટાશ બહુ જ થઈ જાય; આ યવાગૂ પીતી વેળા તેમાં સાજીખાર પણ સાથે લેવો. ૨૨ (યો૦)

### ૯મી તથા ૧૦મી યવાગૂ

मृद्वीकासारिवालाजापिप्पलीमधुनागरैः ।
पिपासाघ्नी विषघ्नी च सोमराजीविपाचिता ॥ २३ ॥

દ્રાક્ષ, સારિવા કે ઉપલસરી, શેકેલી ડાંગર, પીપર, મધ અને સૂંઠથી પકવેલી યવાગૂ તરસનો નાશ કરે છે, પણ બાવચીથી પકવેલી યવાગૂ વિષનો નાશ કરે છે. ૨૩

### ૧૧ મી તથા ૧૨ મી યવાગૂ

सिद्धा वराहनिर्यूहे यवागूर्बृंहणी मता ।
गवेधुकानां भृष्टानां कर्षणीया समाक्षिका ॥ २४ ॥

વરાહના માંસના રસમાં પકવેલી યવાગૂ પૌષ્ટિક મનાય છે; અને શેકેલી થેગી ધાન્યની યવાગૂ મધ સાથે પિવાય તો તે શરીરને કૃશ કરનારી મનાય છે.

### ૧૩મી તથા ૧૪મી યવાગૂ

सर्पिष्मती बहुतिला स्नेहनी लवणान्विता ।
कुशामलकनिर्यूहे श्यामाकानां विरूक्षणी ॥ २५ ॥

પુષ્કળ તલ નાખી પકવેલી ઘી સહિત યવાગૂ લૂણ સાથે પીધી હોય તો તે સ્નેહન કરનારી થાય છે; અને દર્ભ તથા આમળાંના ક્વાથમાં પકવેલી સામાની યવાગૂ (શરીરને) અત્યંત રૂક્ષ કરનારી થાય છે. ૨૫

અહીં જણાવેલી ૧૩મી યવાગૂમાં પુષ્કળ તલ નાખવા કહેલ છે, તેથી ચોખા ખૂબ ઓછા નાખવા એમ સમજાય છે; એમ પુષ્કળ તલ તથા ખૂબ ઓછા ચોખા નાખી તૈયાર કરેલી આ યવાગૂમાં પીતી વખતે ઘી તથા લવણ નાખવાં જોઈએ, એમ ગંગાધર જણાવે છે. સુશ્રુતમાં (ચિકિત્સા. ૩૧ અ.) તો એમ કહ્યું છે કે, 'सर्पिष्मती पयःसिद्धा यवागूः स्वल्पतण्डुला, सुखोष्णा सेव्यमाना तु सद्यः स्नेहनमुच्यते ॥' દૂધમાં ખૂબ ઓછા ચોખા નાખી પકવેલી યવાગૂ પીતી વેળા તેમાં ઘી નાખી પિવાય તો તે તત્કાળ સ્નેહનરૂપ કહેવાય છે. વૃંદમાં પણ સિદ્ધયોગરૂપ આ યવાગૂ કહી છે. આમાં લવણ જે જણાવ્યું છે, તે સૈંધવ જ સમજવું. ૧૪મી યવાગૂ સામો નામના તૃણધાન્યની કહી છે અને તે અતિ રૂક્ષણ કરનારી છે. ૨૫

### ૧૫ મી તથા ૧૬ મી યવાગૂ

दशमूलीशृता कासहिक्काश्वासकफापहा ।
यमके मदिरासिद्धा पक्वाशयरुजापहा ॥ २६ ॥

દશમૂળના ક્વાથમાં પકવેલી યવાગૂ ઉધરસ, હેડકી, શ્વાસ તથા કફનો નાશ કરે છે અને ઘી તથા તેલમાં (ચોખા શેકી) મદિરામાં તૈયાર કરેલી યવાગૂ પકવાશયની પીડાનો નાશ કરે છે. ૨૬

૧૫મી યવાગૂનો ઉપયોગ આ ગ્રંથના ચિકિત્સા-સ્થાનમાં જ્વરની ચિકિત્સામાં ત્રીજા અધ્યાયમાં કહેલ છે. વૃદ્ધવાગ્ભટે પણ ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયમાં

આ ૧૫મી યવાગૂને દીપન તથા પાચન કહી છે. ૧૬મી યવાગૂ સંબંધે ગંગાધર જણાવે છે કે અહીં મૂળમાં 'યમકે' શબ્દ મૂકી સૂચવ્યુ છે કે પ્રથમ ઘી તથા તેલ મિશ્ર કરી તેમાં ચોખા શેકીને તેને મદિરારૂપ પ્રવાહીમાં નાખી યવાગૂ તૈયાર કરવી; કેટલાક અહીં ઘી-તેલ રૂપ અર્ધું યમક તથા અર્ધી મદિરા મિશ્ર કરી તેમા યવાગૂ પકવવા જણાવે છે; ત્યારે બીજાઓ યમકનો અર્થ મગની દાળ કરીને એ દાળચોખા મેળવી મદિરામાં યવાગૂ પકવવા જણાવે છે. ૨૬ (ચો૦)

### ૧૭મી તથા ૧૮મી યવાગૂ

शाकैर्मांसैस्तिलैर्माषैः सिद्धा वर्चो निरस्यति।
जम्ब्वाम्रास्थिदधित्थाम्लबिल्वैः सांग्राहिकी मता ॥२७॥

શાક, માંસ, તેલ તથા અડદ નાખી તૈયાર કરેલી યવાગૂ વિષ્ટાને બહાર કાઢે છે એટલે સારક થાય છે; અને જાંબૂના ઠળિયા, આંબાની ગોટલી, ખાટું થયેલ કોઠ તથા બિલું નાખી પકવેલી યવાગૂ સાંગ્રાહિકી એટલે મળ-ઝાડાને રોકનારી-મલસ્તંભક મનાઈ છે. ૨૭

### ૧૯મી તથા ૨૦મી યવાગૂ

क्षारचित्रकहिङ्ग्वम्लवेतसैर्भेदिनी मता।
अभयापिप्पलीमूलबिल्वैर्वातानुलोमनी ॥ २८ ॥

જવખાર, ચિત્રક, હિંગનો રસ તથા અમ્લવેતસથી તૈયાર કરેલી યવાગૂ (ગંઠાઈ ગયેલ મળનું) ભેદન કરનારી મનાઈ છે; અને હરડે, પીપરીમૂળ તથા બિલું નાખી કરેલી યવાગૂ વાયુનું અનુલોમન એટલે સવળા માર્ગે પ્રવર્તન કરનારી માની છે. ૨૮

### ૨૧મી તથા ૨૨મી યવાગૂ

तक्रसिद्धा यवागूः स्याद्घृतव्यापद्विनाशिनी।
तैलव्यापदि शस्ता स्यात्तक्रपिण्याकसाधिता ॥२९॥

છાશમાં તૈયાર કરેલી યવાગૂ ઘીના (અતિયોગ આદિથી થયેલ) રોગનો નાશ કરે છે અને તેલના (અતિયોગ આદિથી થયેલ) રોગનો નાશ કરવા માટે છાશ તથા તલના ખોળથી બનાવેલી યવાગૂ ઉત્તમ કહેવાય છે. ૨૯

### ૨૩મી તથા ૨૪મી યવાગૂ

गव्यमांसरसैः साम्ला विषमज्वरनाशिनी।
कण्ठ्या यवानां यमके पिप्पल्यामलकैः शृता ॥३०॥

ગાયના માંસના રસથી તૈયાર કરી (દાડમ આદિથી) ખટાશવાળી કરેલી યવાગૂ વિષમજ્વરનો નાશ કરે છે; અને ઘી તથા તેલમાં (શેકેલા) જવની પીપર તથા આમળાંના ક્વાથમાં તૈયાર કરેલી યવાગૂ કંઠ માટે હિતકારી છે. (ગળું બેસી ગયું હોય તો આ યવાગૂથી ફાયદો થાય છે.)

### ૨૫મી તથા ૨૬મી યવાગૂ

ताम्रचूडरसे सिद्धा रेतोमार्गरुजापहा।
समाषविदला वृष्या घृतक्षीरोपसाधिता ॥ ३१ ॥

કૂકડાના માંસના રસમાં તૈયાર કરેલી યવાગૂ વીર્યના માર્ગની પીડાનો નાશ કરે છે તેમ જ ઘી તથા દૂધમાં તૈયાર કરેલી અડદની દાળ નાખેલી યવાગૂ વીર્યવર્ધક થાય છે. ૩૧

### ૨૭મી તથા ૨૮મી યવાગૂ

उपोदिकादधिभ्यां तु सिद्धा मदविनाशिनी।
क्षुधं हन्यादपामार्गक्षीरगोधारसैः शृता ॥ ३२॥

ઉપોદિકા-પોઈનું શાક અને દહીંથી તૈયાર કરેલી યવાગૂ મદનો નાશ કરે છે; અને અઘેડો, દૂધ તથા ઘોના માંસના રસથી તૈયાર કરેલી યવાગૂ ભૂખનો નાશ કરે છે. ૩૨

### યવાગૂ-ઉપસંહાર અને અધ્યાય-વિષય-સંક્ષેપ

अष्टाविंशतिरित्येता यवाग्वः परिकीर्तिताः।
पञ्चकर्माणि चाश्रित्य प्रोक्तो भैषज्यसंग्रहः ॥३३॥
पूर्वं मूलफलज्ञानहेतोरुक्तं यदौषधम्।
पञ्चकर्माश्रयज्ञानहेतोस्तत्कीर्तितं पुनः ॥ ३४ ॥

એ પ્રમાણે આ ૨૮ યવાગૂઓ કહી; તેમ જ (આ બીજા અધ્યાયમાં) પંચકર્મોનો આશ્રય કરી પંચકર્મોને લગતાં ઔષધોનો સંક્ષેપ કહ્યો છે. પ્રથમ દીર્ઘંજીવિતીય અધ્યાયમાં મૂળ તથા ફળના જ્ઞાન માટે જે ઔષધો કહ્યાં હતાં તેઓને જ ફરી પંચકર્મને લગતું જ્ઞાન કરવા માટે (આ બીજા અધ્યાયમાં) કહેલ છે. (એટલે વિષયભેદ થતાં પુનરુક્તિ દોષ નથી.) ૩૩,૩૪

### ચિકિત્સામાં વૈદ્યની લાયકાત

स्मृतिमान् हेतुयुक्तिज्ञो जितात्मा प्रतिपत्तिमान्।
भिषगौषधसंयोगैश्चिकित्सां कर्तुमर्हति ॥ ३५ ॥

સ્મરણશક્તિવાળો, હેતુ તથા યુક્તિ જાણનારો

**જિતેંદ્રિય અને ક્રિયાજ્ઞાન ધરાવતો વૈદ્ય ઔષધોના સમ્યક્ પ્રયોગથી ચિકિત્સા કરવાને લાયક બને છે.**

જેણે ઔષધોનો બરાબર અનુભવ કર્યો હોય એવા વૈદ્યમાં વધુ લાયકાત કઈ હોવી જોઈએ? તે આ શ્લોકમાં દર્શાવ્યું છે. અહીં સ્મરણશક્તિ એવી સમજવી કે શાસ્ત્રના અર્થતત્ત્વમાં પ્રમાદ કે ભૂલ ન થાય; વ્યાધિઓનું નિદાન, પૂર્વરૂપ, રૂપ, ઉપશય તથા સંપ્રાપ્તિ હેતુ શબ્દથી સૂચવેલ છે અને યુક્તિનો અર્થ માત્રા તથા કાળ તરફ ધ્યાન આપી ઔષધની યોજના કરવી એ છે. મૂળમાં 'जितात्मा' કહી સૂચવ્યું છે કે વૈદ્યમાં બાહ્ય–આભ્યન્તર શૌચ કે પવિત્રતા અતિ આવશ્યક છે; ઉપરાંત જે રોગ જે પ્રકારે જાણી લેવો જોઈએ, તે જાણ્યા પછી તેની ચિકિત્સાનું જ્ઞાન પણ વૈદ્યમાં હોવું જરૂરી છે; એવો વૈદ્ય જ ઔષધોની બરાબર મિલાવટ કરી સમ્યક્ પ્રયોગ દ્વારા ચિકિત્સા કરવાને યોગ્ય ઠરે છે.

ઇતિ શ્રીઅગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં સૂત્રસ્થાન વિષે 'અપામાર્ગતંડુલીય' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## आरग्वधीय–अध्याय ३ जो

### આરંભ તથા મંગલ

**अथात आरग्वधीयमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥**

પોતાના શિષ્યોને આયુર્વેદમાં ( બીજું ) ( વધુ ) જાણવાની ઇચ્છા થઈ, તેમ જ એ શિષ્યોને આયુર્વેદનું વધુ જ્ઞાન આપવાના અધિકારી જાણ્યા, એ કારણે ( આ ૩ જો અધ્યાય શરૂ કરતા પહેલાં ) 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરીને, હવે આ આયુર્વેદશાસ્ત્રમાં 'આરગ્વધીય' નામનો ( ત્રીજો ) અધ્યાય અમે કહીએ છીએ, એમ ખરેખર ( છયે ઐશ્વર્યોથી યુક્ત એવા ) ભગવાન આત્રેય મુનિએ ( પોતાના એ શિષ્યો પ્રત્યે ) કહ્યું. ૧

અહીં ચક્રપાણિ ટીકા લખતાં કહે છે: 'ઔષધો બે પ્રકારનાં છે: એક તો અંદરથી દોષોની શુદ્ધિ કરનારાં અને બીજાં બહારથી દોષોની શુદ્ધિ કરનારાં. તેમાંનાં પહેલાં બીજા અધ્યાયમાં પંચકર્મ ઉપયોગી દ્રવ્યોરૂપે તથા યવાગૂઓરૂપે કહ્યાં; હવે બાકી રહેલા બીજા પ્રકારનાં–બાહ્ય શુદ્ધિ કરનારાં પ્રલેપાદિ કહેવા માટે આ ત્રીજો અધ્યાય આરંભે છે.' ચરકઉપસ્કાર શ્રી યોગીન્દ્રનાથ સેન અહીં ટીકામાં લખે છે કે, 'ચરક–સૂત્રસ્થાન ૧૧ મા અધ્યાયમાં કહેશે કે, 'शारीरदोषप्रकोपे तु खलु शरीरमाश्रित्य प्रायशस्त्रिविधमौषधमिच्छन्ति–अन्तः–परिमार्जनं वहिः–परिमार्जनं शस्त्रप्रणिधानं च।' શરીરના દોષ કોપે છે ત્યારે શરીરનો આશ્રય કરી લગભગ ત્રણ પ્રકારનાં ઔષધો ઉપયોગમાં લેવાય છે; એક અંતઃશુદ્ધિ કરનાર, બીજું બાહ્યશુદ્ધિ કરનાર અને ત્રીજું શસ્ત્રક્રિયારૂપે ઉપયોગી થાય છે; તેમાંનું જે શરીરની અંદર પ્રવેશી રોગો મટાડે, તે અન્તઃપરિમાર્જન કે અંદર શુદ્ધિ કરનાર છે, બીજું જે શરીરની બહાર સ્પર્શ કરી માલિસ, સ્વેદ, લેપ તથા સિંચનાદિ દ્વારા રોગો મટાડે, તે બહિઃપરિમાર્જન કે બહાર શુદ્ધિ કરનાર છે. તેમાંનું પહેલું પંચકર્મ તથા યવાગૂઓરૂપે બીજા અધ્યાયમાં કહ્યું; અને આ ત્રીજા અધ્યાયમાં બીજું બહિઃપરિમાર્જન ઔષધ ચૂર્ણ–લેપ આદિ કહેવાય છે. આ અધ્યાયનું 'आरग्वधीय' નામ આ કારણે રખાયું છે: 'आरग्वध इति पदमस्ति द्वितीयश्लोकारम्भ एव यस्मिन्, यद्वा आरग्वध इति पदमधिकृत्य कृतो ग्रन्थोऽध्यायरूप इति आरग्वधीयः।' જે અધ્યાયના આરંભમાં બીજા શ્લોકમાં જ 'आरग्वध' એ પદ રહેલું છે; તેથી અથવા 'आरग्वध' એ પદથી ચાલુ કરી રચેલો અધ્યાયરૂપ જે આ ગ્રંથ તે 'आरग्वधीय' કહેવાય છે.૧

### કોઢ વગેરે મટાડનાર ઔષધો છ પ્રલેપરૂપે

**आरग्वधः सैडगजः करञ्जो, वासा गुडूची मदनं हरिद्रे । श्र्याह्वः सुराह्वः खदिरो धवश्च, निम्बो विडङ्गं करवीरकत्वक् ॥ २ ॥**

**ग्रन्थिश्च भौर्जो लशुनः शिरीषः, सलोमशो गुग्गुलुकृष्णगन्धे । फणिज्झको वत्सकसप्तपर्णौ, पीलूनि कुष्ठं सुमनःप्रवालाः ॥ ३ ॥**

**वचा हरेणुस्त्रिवृता निकुम्भो, भल्लातकं गैरिकमञ्जनं च । मनःशिलाले गृहधूम एला, कासीसलोध्रार्जुनमुस्तसर्जाः ॥ ४ ॥**

**इत्यर्धरूपैर्विहिताः षडेते गोपित्तपीताः पुनरेव पिष्टाः । सिद्धाः परं सर्षपतैलयुक्ताश्चूर्णप्रदेहा भिषजा प्रयोज्याः ॥ ५ ॥**

ગરમાળો ( એટલે તેનાં પાંદડાં ), કુંવાડિયો, કરંજ, અરડૂસી, ગળો, મીંઢળ અને હળદર તથા દારુહળદર(૧)અથવા શ્રીવાસસાર–નવખોટી કે ગંધવિરોજા, દેવદાર, ખેર, ધાવડો, લીંબડો, વાવડિંગ અને કરેણની છાલ; ( ૨ ) અથવા ભોજપત્રની ગાંઠ, લસણ, સરસડો, હીરાકસી, ગૂગળ અને સરગવા-

ની છાલ; (૩) અથવા તુલસી, ઇંદ્રજવ, સાતપૂડાની છાલ, પીલુનાં ફળ, કડ અને જાઈ કે ચમેલીનાં કૂણાં પાન; (૪) અથવા વજ, રેણુકા નામે સુગંધી દ્રવ્ય, નસોતર, નેપાળો, શિલાજીત, સોનાગેરુ અને રસાંજન; (૫) અથવા મણશીલ, હરિતાલ, ઘરના ધુમાડાની ધૂંસ, એલચી, હીરાકસી, લોધર, અર્જુન-આસોંદરો, મોથ અને રાળ; (૬) આ છ યોગોને અર્ધા અર્ધા શ્લોકોથી કહેલાં ઔષધોનાં ચૂર્ણરૂપ કરી ગાયના પિત્તથી (એટલે ગોરોચનથી) સાત દિવસ સુધી ભાવના આપેલા કરવા; પછી તેઓને ફરી પીસી નાખવા અને સરસિયા તેલથી મિશ્ર કરવા; પછી પરમ સિદ્ધ એ ચૂર્ણ-પ્રલેપોનો વૈદ્યે પ્રયોગ કરવો. ૨-૫

ઉપર્યુક્ત પ્રલેપોથી મટતા રોગો

कुष्ठानि कृच्छ्राणि नवं किलासं, सुरेन्द्रलुप्तं किटिभं सदद्रु । भगन्दरार्शांस्यपचीं सपामां, हन्युः प्रयुक्तास्त्वचिरान्नराणाम् ॥ ६ ॥

સારી રીતે યોજેલા એ પ્રલેપો મનુષ્યોના કષ્ટસાધ્ય કોઢ, નવો સફેદ કોઢ, ઇંદ્રલુપ્ત (કે ઉંદરીનો રોગ), કિટિભ નામે ક્ષુદ્રકોઢ, દાદર, ભગંદર, અર્શ, ગંડમાળની જ એક જાત અપચી નામનો રોગ તથા પામા-ખસના રોગનો તરત નાશ કરે છે. ૬

ઉપર્યુક્ત ૭ પ્રલેપોના યોગોને પાંચમા શ્લોકના છેલ્લા ચરણમાં 'परं सिद्धाः' એ વિશેષણ આપી સૂચવ્યું છે, કે મહર્ષિઓએ કહેલા સર્વ પ્રયોગો પોતપોતાના વિષયમાં સિદ્ધ કે સફળ જ હોય છે; છતાં આ ૭ પ્રયોગો તો અત્યંત સિદ્ધ હોઈને ઘણા કૃચ્છ્રસાધ્ય રોગોનો પણ તત્કાળ નાશ કરે છે ઉપરના છઠ્ઠા શ્લોકમાં 'કષ્ટસાધ્ય કોઢ'ના રોગમાં કિલાસ, કિટિભ, દાદર અને પામા એ કોઢના જ ભેદોનો સમાવેશ થાય જ છે; છતાં તેઓને અલગ જણાવ્યા છે, તે ખાસ વિશેષ દર્શાવે છે કે આ છયે પ્રલેપો તે તે રોગોનો તો અવશ્ય નાશ કરે જ છે. ૬

ઉદ્વર્તન માટેનાં ઔષધચૂર્ણો

कुष्ठं हरिद्रे सुरसं पटोलं, निम्बाश्वगन्धे सुरदारुशिग्रू । ससर्षपं तुम्बुरुधान्यवन्यं, चण्डां च चूर्णानि समानि कुर्यात् ॥ ७ ॥

तैस्तक्रपिष्टैः प्रथमं शरीरं, तैलाक्तमुद्वर्तयितुं यतेत । तेनास्य कण्डूः पिडकाः सकोठाः, कुष्ठानि शोफाश्च शमं व्रजन्ति ॥ ८ ॥

કડ (ઉપલેટ), હળદર, દારુહળદર, પરવળનાં પાન, લીંબડો, આસોંધ, દેવદાર, સરગવો, સરસવ, તુંબુરુ કે તુવરુફળ, ધાણા, કૈવર્તીમોથ અને ચંડા-ચોરપુષ્પી કે શંખપુષ્પી-એ દ્રવ્યોને સમભાગે ચૂર્ણરૂપ કરવાં; પછી તેઓને છાશમાં લસોટવાં; પછી રોગીના શરીરને પ્રથમ તેલનું માલિસ કરી એ લસોટેલાં ચૂર્ણોથી ચોળવા યત્ન કરવો; તેથી એ રોગી માણસની ચળ, ફોલ્લીઓ, કોઠ-ઢ્રામકાંનો રોગ, કોઢ તથા સોજા શાંતિ પામે-મટે છે. ૭,૮

અહીં રોગીના શરીરને તેલનું માલિસ કરવા કહ્યું છે; તેમાં સરસિયું તેલ હોવું જોઈએ. (આ ઉદ્વર્તન કર્યા પછી રોગીએ ગરમ પાણીથી નાહી લેવું) ૭,૮

અવચૂર્ણન કે શરીરે ઘસવાનાં દ્રવ્યો અને તેથી મટતા રોગો

कुष्ठामृतासङ्गकटङ्कटेरीकासीसकम्पिल्लकमुस्तलोध्रम् । सौगन्धिकं सर्जरसो विडङ्गं, मनःशिलाले करवीरकत्वक् ॥ ९ ॥

तैलाक्तगात्रस्य कृतानि चूर्णान्येतानि दद्यादवचूर्णनार्थम् । दद्रुः सकण्डूः किटिमानि पामा, विचर्चिका चैव तथैति शान्तिम् ॥ १० ॥

કડ (ઉપલેટ), ગળો, મોરથૂથુ, દારુહળદર, હીરાકસી, કપિલો, મોથ, લોધર, સુગંધી કમળ કે સુગંધી ઘાસ કે ગંધક, રાળ, વાવડિંગ, મણશીલ, હરિતાલ અને કરેણની છાલ આટલાં દ્રવ્યોનાં કરેલાં ચૂર્ણો જેના શરીરે તેલ-માલિસ કર્યું હોય, એવા રોગીને અવચૂર્ણન એટલે શરીરે (ભભરાવી) ઘસવા માટે આપવાં; તેથી દાદર, ચળ, કિટિભ નામનો ક્ષુદ્ર કોઢ, ખસનો રોગ અને વિચર્ચિકા નામનો ક્ષુદ્ર કોઢ શાંતિ પામે-મટે છે. ૯,૧૦

કોઢ મટાડનાર ઔષધોના બે પ્રલેપો

मनःशिलाले मरिचानि तैलमार्कं पयः कुष्ठहरः प्रदेहः । तुत्थं विडङ्गं मरिचानि कुष्ठं, लोध्रं च तद्वत्समनःशिलं स्यात् ॥ ११ ॥

મણશીલ, હરિતાલ, (કાળાં) મરી, (સરસિયું) તેલ અને આકડાનું છીર-આટલાથી કરેલો

પ્રલેપ કોઢ મટાડે છે; તેમ જ મોરથૂથુ, વાવડિંગ, મરી, કઠ (ઉપલેટ), લોધર અને મણશીલ–આ દ્રવ્યોનો પ્રલેપ પણ કોઢ મટાડે છે. ૧૧

### કોઢ મટાડનાર ઔષધોના વધુ બે ઉત્તમ પ્રલેપો

रसाञ्जनं सप्रपुनाडबीजं, युक्तः कपित्थस्य रसेन लेपः। करञ्जबीजैडगजं सकुष्ठं, गोमूत्रपिष्टं च परः प्रदेहः ॥ १२ ॥

રસાંજન કે રસવંતી અને કૂંવાડિયાનાં બીજને કોઠાંના રસથી મિશ્ર કરી કરેલો પ્રલેપ કોઢ મટાડે છે અને કરંજનાં બીજ, કૂંવાડિયાનાં બીજ તથા કઠ(ઉપલેટ)ને ગોમૂત્રમાં વાટી (કરેલો) શ્રેષ્ઠ પ્રલેપ પણ કોઢ મટાડે છે. ૧૨

### કોઢ પર હરિદ્રાદિ પ્રલેપ

उभे हरिद्रे कुटजस्य बीजं, करञ्जबीजं सुमनः-प्रवालान्। त्वचं समध्यां हयमारकस्य, लेपं तिल-क्षारयुतं विदध्यात् ॥ १३ ॥

હળદર, દારુહળદર, કુટજબીજ–ઇંદ્રજવ, કરંજનાં બીજ, જાઈનાં કૂણાં પાન અને કરેણનો મધ્યભાગ તથા તેની છાલ આટલાંનો (કોઢ પર) લેપ, તલના નાળની ભસ્મરૂપ (ક્ષાર) નાખીને કરવો. ૧૩

### કોઢનો નાશ કરનાર શ્રેષ્ઠ લેપ

मनःशिला त्वक्कुटजात्सकुष्ठः, सलोमशः सैड-गजः करञ्जः। ग्रन्थिश्च भौर्जः करवीरमूलं, चूर्णानि साध्यानि तुषोदकेन ॥ १४ ॥

पलाशनिर्दाहरसेन चापि, कर्षोद्धृतान्याढकसंमि-तेन। दर्वीप्रलेपं प्रवदन्ति लेपमेतत्परं कुष्ठनिपू-दनाय ॥ १५ ॥

મણશીલ, ઇંદ્રજવના ઝાડની છાલ, કઠ–ઉપલેટ, હીરાકસી, કૂંવાડિયાનાં બીજ, કરંજનાં બીજ, ભોજપત્રની ગાંઠ અને કરેણનું મૂળ આટલાં દ્રવ્યો એક એક તોલો તયાર કરવાં; પછી (તેઓને પકાવવા માટે) તુષોદક એટલે ધાન્યનાં ફોતરાંની કાંજી અથવા ખાખરાને બાળી મેળવાતો તેનો રસ (એ બેમાંથી ગમે તે) એક આઢક અથવા ચાર પ્રસ્થ કે બસો છપ્પન તોલા લઈ, તેમાં એ ઉપર્યુક્ત ચૂર્ણો પકાવવાં; તે કડછીને ચોંટે એવાં પકાવવાં જોઈએ, તેથી તેને 'દર્વીપ્રલેપ' કહે છે અને કોઢનો નાશ કરવા માટે એ લેપને (વૈદ્યો) શ્રેષ્ઠ જણાવે છે. ૧૪,૧૫

અહીં કહેલાં ઔષધદ્રવ્યોને ચૂર્ણરૂપે તૈયાર કરી ફોતરાંની એકલી કાંજીમાં અથવા એકલા જ ખાખરાના દાહરસમાં પકાવવાં; અથવા ફોતરાંની કાંજી તથા ખાખરાનો દાહરસ બેય મિશ્ર કરી તેમાં તે ચૂર્ણોનો પાક કરવો. ખાખરાનો તે દાહરસ આવી રીતે તૈયાર કરાય છે: ખાખરાના ઝાડનાં મૂળિયાંની ચોપાસની જમીન ખોદાવી કાઢી, તેનું જે વચ્ચેનું મુખ્ય મૂળિયું હોય તેને કાપી નાખવું. પછી એક ઘડો લઈ તેના મોઢાને પેલાં કાપી નાખેલ મૂળિયાંની નીચે એવી રીતે ગોઠવી દેવું, કે જેથી તેનો રસ ઘડાની અંદર ઝર્યા કરે; પછી એની ચોપાસનો તે ખાડો માટીથી ભરી દેવો, જેમાં પેલો ગોઠવેલ ઘડો પણ દટાઈ જાય; પછી એ ઝાડની ચારે બાજુ લાકડાં તથા છાણાં ગોઠવી દઈ તેમાં અગ્નિ લગાડી દેવો; જેથી એ ખાખરાનો બધો રસ પેલા કાપી નાખેલ મુખ્ય મૂળિયાંમાંથી ઝરીને તેની નીચે ગોઠવેલ પેલા ઘડાના મોઢામાં પડે છે; એ રસને 'પલાશનિર્દાહરસ' એટલે ખાખરાને બાળીને કાઢેલો તેનો રસ કહે છે; આને કેટલાક વૈદ્યો 'પલાશક્ષારોદક' એટલે ખાખરાના ક્ષારનું પાણી પણ કહે છે. ૧૪,૧૫ (યો૦)

### કોઢ માટેનો ૧૫મો યોગ

पर्णानि पिष्ट्वा चतुरङ्गुलस्य, तक्रेण पर्णान्यथ काकमाच्याः। तैलाक्तगात्रस्य नरस्य कुष्ठान्युद्वर्त-येदश्वहनच्छदैश्च ॥ १६ ॥

ગરમાળાનાં પાન, નાની પીલુડીનાં પાન તથા કરેણનાં પાન છાશમાં વાટી (સરસિયા) તેલનું માલિસ કરેલ શરીરવાળા (કોઢના રોગી) માણસના કોઢને (એ પીસેલાં પાનથી) ખૂબ ચોળવા. ૧૬

### વાતરોગીઓ માટેનો ૧૬મો પ્રલેપ

कोलं कुलत्थाः सुरदारु रास्ना, माषातसीतैल-फलानि कुष्ठम्। वचा शताह्वा यवचूर्णमम्ल,–मुष्णा-नि वातामयिनां प्रदेहः ॥ १७ ॥

બોર, કળથી, દેવદાર, રાસ્ના, અડદ, અળસી, અને જેઓમાંથી તેલ નીકળે છે તે એરંડી વગેરેનાં ફળ તેમ જ કઠ (ઉપલેટ), વજ, સુવા, જવનો લોટ અને કાંજી આટલાં ગરમ કરેલાં વાયુઓના રોગીઓને પ્રલેપરૂપે હિતકારી થાય છે. ૧૭

આ શ્લોકમાં કહેલાં ઔષધદ્રવ્યોને કાંજીમાં ખાટાં

કરી પીસીને ગરમ કરી વાયુના રોગીઓને જ્યાં વા આવ્યો હોય તે પ્રદેશપર લેપરૂપે લગાડવાથી તેઓનો વાયુરોગ મટે છે. ૧૭ (યો૦)

### વાયુનાશક બીજા બે પ્રલેપો

आनूपमत्स्यामिषवेशवारैरुष्णैः प्रदेहः पवनापहः स्यात्। स्नेहैश्चतुर्भिर्दशमूलमिश्रैर्गन्धौषधैश्चानिलहृत्प्रदेहः ॥ १८ ॥

જલપ્રાય દેશનાં (ભૂંડ વગેરે) પ્રાણીઓનાં તથા માછલાં વગેરે જલચરોનાં માંસના (કરેલ) વેસવાર (એક જાતનો પકવેલ માંસનો રસો) ગરમ કરી તેઓથી કરેલો પ્રલેપ વાયુનો નાશ કરે છે; તેમ જ દશમૂલ નાખી પકવેલા ચાર સ્નેહોને ગંધદ્રવ્યોથી યુક્ત કરી તેઓનો કરેલો પ્રલેપ પણ વાયુને મટાડે છે. ૧૮

અહીં વેસવાર બનાવવા જે કહેલ છે, તેની બનાવટ આમ કહી છે : ' निरस्थि पिशितं पिष्टं स्विन्नं घृतगुडान्वितम्, कृष्णामरिचसंयुक्तं वेशवार इति स्मृतः ।' હાડકાં વગરનાં માંસને સારી રીતે પીસી, લસોટી પાણીમાં સ્વિન્ન કરી-બાફીને તેમાં ગોળ, ઘી અને કાળાં મરી નાખવા, એ તૈયાર થયેલ વસાણુ-વેશવાર કહેવાય છે. બીજો પ્રલેપ તૈયાર કરવો, તે આ રીતે કે, દશમૂલનો ક્વાથ અને કલ્ક કરી તેમા ઘી, તેલ, વસા અને મજ્જા એ ચાર સ્નેહો અને જ્વરચિકિત્સામાં કહેવાશે તે ગંધદ્રવ્યો મેળવી દઈ લેપ કરવો. ૧૮ (યો૦)

### ઉદરપીડાનાશક લેપ તથા વાયુનાશક પ્રલેપ

तक्रेण युक्तं यवचूर्णमुष्णं, सक्षारमार्तिं जठरे निहन्यात्। कुष्ठं शताह्वां सवचां यवानां, चूर्णं सतैलाम्लमुशन्ति वाते ॥ १९ ॥

છાશની સાથે જવનો લોટ અને જવખાર મિશ્ર કરી ગરમ કરીને પેટ ઉપર તેનો લેપ કર્યો હોય તો પેટની પીડા મટાડે છે; કઠ (ઉપલેટ), સુવા, વજ અને જવના લોટને તેલમાં વાટી તથા કાંજીની ખટાશથી ખાટો કરી વાયુરોગમાં તેનો લેપ (વિદ્વાનો) કહે છે. ૧૯

### વાતરક્તમાં કરવાનો પ્રલેપ

उमे शताह्वे मधुकं मधूकं, बलां प्रियालं च कशेरुकं च। घृतं विदारीं च सितोपलां च, कुर्यात्प्रदेहं पवने सरक्ते ॥ २० ॥

સુવા, વરિયાળી, જેઠીમધ, મહુડાનાં ફૂલ, ખપાટનાં મૂળ, ચારોળી, કસેરુ (ધોતેલાં), ઘી, વિદારીકંદ અને સફેદ સાકર એટલાં મિશ્ર કરી રક્ત સહિત પવન એટલે વાતરક્ત ઉપર તેનો પ્રલેપ કરવો. ૨૦

### વાતરક્ત(પત્ત)શામક માલિસ

रास्नां गुडूचीं मधुकं बले द्वे, सजीवकं सर्षभकं पयश्च। घृतं च सिद्धं मधुशेषयुक्तं, रक्तानिलार्तिं प्रणुदेत्प्रदेहः ॥ २१ ॥

રાસ્ના, ગળો, જેઠીમધ, બલા-અતિબલા બન્ને ખપાટ, ઋષભક, દૂધ અને ઘી પકવી મીણથી યુક્ત કરી તેઓનો કરેલો લેપ વાતરક્તની પીડા મટાડે છે. ૨૧

આ શ્લોકમાં કહેલ ઋષભક સુધીનાં દ્રવ્યોનો કલ્ક કરી દૂધમાં પકવીને તેમાં મીણ અને ઘી નાખ્યા પછી તેની માલિસ કરવાથી વાતરક્ત મટે છે. ૨૧

### વાતરક્ત (પત્ત) અને શિરોવેદના પર પ્રલેપ

वाते सरक्ते सघृतं प्रदेहो, गोधूमचूर्णं छगलीपयश्च। नतोत्पलं चन्दनकुष्ठयुक्तं, शिरोरुजायां सघृतं प्रदेहः ॥ २२ ॥

ઘી સહિત ઘઉંના લોટને બકરીના દૂધમાં મેળવી વાતરક્તમાં તેનો પ્રલેપ કરવો; અને મસ્તકની પીડામાં તગર, કાળું કમળ, ચંદન અને કઠ-ઉપલેટ ઘીમાં મેળવી તેનો પ્રલેપ કરવો. ૨૨

આ શ્લોકમાં કહેલો પહેલો પ્રયોગ વાગ્ભટના ચિકિત્સાસ્થાનના ૨૪ અધ્યાયમાં ઘીરહિત કહ્યો છે. બીજા પ્રયોગની રીત આ છે કે તગર, કાળું કમળ, ચંદન તથા કઠ(ઉપલેટ)નો કલ્ક કરી તેમાં ઘી મેળવી તેનો પ્રલેપ કરવો, તે મસ્તકની વેદના મટાડે છે. ૨૨

### મસ્તકવેદના મટાડનાર બીજો પ્રલેપ

प्रपौण्डरीकं सुरदारु कुष्ठं, यष्ट्याह्वमेला कमलोत्पले च। शिरोरुजायां सघृतः प्रदेहो, लोहैरकापद्मकचोरकैश्च ॥ २३ ॥

પ્રપૌંડરીક-પુંડરીક કાષ્ઠ, દેવદાર, કઠ-ઉપલેટ, જેઠીમધ, એલચી, કમળ, કાળું કમળ, અગુરુ, એરકા નામનું ઘાસ, પદ્મકાષ્ઠ અને ચોરપુષ્પી કે શંખપુષ્પી એટલાંનો ઘી સાથેનો પ્રલેપ મસ્તક વેદનામાં કરાય છે. ૨૩

વાગ્ભટે અષ્ટાંગહૃદય-ઉત્તરસ્થાન ૨૮મા અધ્યાયમાં

આ યોગને છેલ્લાં અગુરુ, એરકા, પદ્મકાષ્ઠ અને ચોરપુષ્પી વિનાનાં જ ઔષધદ્રવ્યોથી કહેલ છે. ૨૩

### પડખાંની પીડાઓ પર પ્રલેપ

रास्ना हरिद्रे नलदं शताह्वे, द्वे देवदारूणि सितोपला च । जीवन्तिमूलं सघृतं सतैलं,-मालेपनं पार्श्वरुजासु कोष्णम् ॥ २४ ॥

રાસ્ના, હળદર, દારુહળદર, સુવા, વરિયાળી, દેવદાર, સફેદ સાકર, જીવંતી (ડોડી કે ખરખોડી નું મૂળ) આટલાં ઔષધદ્રવ્યોનું ચૂર્ણ કરી તેમાં ઘી અને તેલ મિલાવી લગાર ગરમ કરીને પડખાંની પીડા-પાર્શ્વશૂલમાં તેનું વિલેપન કરવું. ૨૪

આ શ્લોકમાં કહેલાં ઔષધદ્રવ્યોનો કલ્ક કરી તેમાં ઘી, તેલ મેળવી થોડું ગરમ કરીને તેનો લેપ કરવો.૨૪ (યો૦)

### દાહ-ગરમી શમાવનાર પ્રલેપ

शैवालपद्मोत्पलवेत्रतुङ्ग,-प्रपौण्डरीकाण्यमृणाललोध्रम् । प्रियङ्गुकालीयकचन्दनानि, निर्वापणः स्यात्सघृतः प्रदेहः ॥ २५ ॥

શેવાળ, કમળ, કાળું કમળ, નેતરની ટીશિયો કે મૂળ, પુન્નાગ, (લાલ નાગકેશર), પુંડરીક કાષ્ઠ, સુગંધી વાળો, લોધર, પ્રિયંગુ-ઘઉંલા, કાળું અગુરુ કે સુગંધી પીતકાષ્ઠ તથા સફેદ ચંદન આટલાંનો ઘી સહિત કરેલો પ્રલેપ દાહ-ગરમીને શાંત કરે છે. ૨૫

આ શ્લોકમાં કહેલાં દ્રવ્યોના કલ્કથી તૈયાર કરેલું ઘી માલિસમાં પણ ઉપયોગી થઈ દાહને શમાવે છે.૨૫ (યો૦)

### દાહ શમાવનાર બીજો પ્રલેપ

सिता लता वेतसपद्मकानि यष्ट्याह्वमैन्द्री नलिनानि दूर्वा । यवासमूलं कुशकाशयोश्च निर्वापणः स्याज्जलमेरका च ॥ २६ ॥

સાકર, મજીઠ, અથવા ધોળી ધ્રો, નેતરમૂળ કે અમ્લવેતસ, પદ્મકાષ્ઠ, ઇંદ્રવારુણી, જેઠીમધ, કમળ, કાળી ધ્રો, જવાસાનું મૂળ કે ધમાસાનું મૂળ, દર્ભનું મૂળ, કાસડાનું મૂળ, સુગંધીવાળો અને એરકા નામનું ઘાસ-આટલાંનો પ્રલેપ પણ દાહશામક થાય છે. ૨૬

### ટાઢ અને ઝેર મટાડનાર પ્રલેપો

शैलेयमेला गुरुणी सकुष्ठे, चण्डा नतं त्वक्सुरदारु रास्ना । शीतं निहन्यादचिरात् प्रदेहो, विषं शिरीषस्तु ससिन्धुवारः ॥ २७ ॥

શૈલેય કે શિલાપુષ્પ એટલે છડીલો કે પથ્થરફૂલ, એલચી, અગુરુ, કઠ (ઉપલેટ), ચંડા-ચોરક કે ચોરપુષ્પી અથવા શંખપુષ્પી, તગર, તજ, દેવદાર, રાસ્ના આટલાં(ઉષ્ણવીર્ય દ્રવ્યોને બારીક વાટી તેઓ)નો કરેલો પ્રલેપ તરત ટાઢ મટાડે છે; તેમ જ નગોડ અને સરસડાનો પ્રલેપ ઝેરનો નાશ કરે છે. ૨૭

### પરસેવો તથા શરીરની દુર્ગંધ મટાડનાર પ્રલેપ

शिरीषलामज्जकहेमलोध्रैस्त्वग्दोषसंस्वेदहरः प्रघर्षः । पत्राम्बुलोध्राभयचन्दनानि शरीरदौर्गन्ध्यहरः प्रदेहः ॥

શિરીષ-સરસડો, સુગંધી વાળો, નાગકેશર, લોધર(આટલાંનું ચૂર્ણ) શરીરે ખૂબ ઘસવાથી ચામડીના દોષ તથા પરસેવો મટાડે છે; તેમ જ તેજપત્ર, લોધર, અગુરુ, ઉશીર-સુગંધી વાળો અને સફેદ ચંદન આટલાંનો પ્રલેપ શરીરની દુર્ગંધ મટાડે છે. ૨૮

### અધ્યાય-વિષય-સંક્ષેપ

इहात्रिजः सिद्धतमानुवाच, द्वात्रिंशतं सिद्धमहर्षिपूज्यः । चूर्णप्रदेहान्विविधामयघ्नानारग्वधीये जगतो हितार्थम् ॥ २९ ॥

આ આરગ્વધીય નામના (ત્રીજા) અધ્યાયમાં સિદ્ધો તથા મહર્ષિઓને પૂજ્ય અત્રિપુત્ર-આત્રેય પુનર્વસુમુનિએ જગતના હિત માટે અતિશય સિદ્ધ કે સફળ હોઈ વિવિધ રોગોનો નાશ કરનાર બત્રીસ ચૂર્ણ-પ્રલેપો કહ્યા છે. ૨૯

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં સૂત્રસ્થાન વિષે 'આરગ્વધીય' નામનો ૩જો અધ્યાય સમાપ્ત

## षड्विरेचनशताश्रितीय-अध्याय ४ थो

### મંગલાચરણ અને આરંભ

अथातः षड्विरेचनशताश्रितीयमध्यायं व्याख्यास्यामः । इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પોતાના શિષ્યોને આયુર્વેદમાં (બીજું વધુ) જાણવાની ઇચ્છા થઈ, તે પછી (આ ૪થો અધ્યાય આરંભતાં પ્રથમ) 'અથ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી, તેમ જ શિષ્યોને આયુર્વેદજ્ઞાન આપવાના અધિકારી જાણ્યા' 'अतः' એ કારણે હવે

આ આયુર્વેદશાસ્ત્રમાં ‘ષડ્‌વિરેચનશતાશ્રિતીય’ નામનો (ચોથો) અધ્યાય અમે કહીએ છીએ; એમ ખરેખર (છયે ઐશ્વર્યસંપન્ન હોઈને) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યો પ્રત્યે) કહ્યું. ૧

અપામાર્ગતંડુલીય–બીજા અધ્યાયમાં અન્તઃપરિમાર્જન કહી, આરગ્વધીય–ત્રીજા અધ્યાયમાં બહિ:પરિમાર્જન કહ્યાં; હવે પ્રથમના બન્ને અધ્યાયોમાં નહિ કહેલા ઉભયપરિમાર્જન ઔષધો કહેવા માટે આ ૪થો અધ્યાય આરંભે છે; જેમાં વમન તથા વિરેચનના યોગો તથા કષાયો કહેવાશે. આ અધ્યાયનું નામ ‘ષડ્‌વિરેચનશતાશ્રિતીય’ પડવામાં આ કારણ છે: ‘आश्रीयन्ते इति आश्रितम्–आश्रय इत्यर्थ, षड्‌विरेचनशतानि षट् चाश्रितानि अधिकृत्य कृतो ग्रन्थोऽध्यायस्तु इति षड्‌विरेचनशताश्रितीयः।’ છસો વિરેચનો તથા ૭ વિરેચનના આશ્રયો–એ બન્નેને ઉદ્દેશી રચેલો આ અધ્યાયરૂપ ગ્રંથ ‘ષડ્‌વિરેચનશતાશ્રિતીય’ નામે કહેવાયો છે; અથવા અધ્યાયના આરંભમાં ‘प्रथम षड्‌विरेचनशतानि इति पदम् आश्रितमस्मिन्’ પ્રથમ ‘ષડ્‌વિરેચનશતાનિ’ એ પદ જેમાં મુકાયું છે, તેથી આ અધ્યાય ‘ષડ્‌વિરેચનશતાશ્રિતીય’ નામે કહેવાયો છે.

### સંક્ષેપમાં કથન

**इह खलु षड् विरेचनशतानि भवन्ति, षड्‌विरेचनाश्रयाः, पञ्च कषाययोनयः, पञ्चविधं कषायकल्पनं, पञ्चाशन्महाकषायाः, पञ्च कषायशतानि इति संग्रहः ॥ २ ॥**

અહીં ખરેખર છસો વિરેચનો છે, ૭ વિરેચનના આશ્રયો છે, પાંચ કષાયોની યોનિ એટલે ઉત્પત્તિસ્થાનો છે; પાંચ પ્રકારની કષાયોની કલ્પના છે; પચાસ મહાકષાયો છે; અને પાંચસો કષાયો છે; આટલો સંક્ષેપ જાણવો. ૨

અહીંથી શરૂ થતા અધ્યાયના આરંભમાં પ્રથમ તો ‘इह खलु’ એ પદો જ મૂકેલાં છે, છતાં અધ્યાયનું નામ પાડવામાં તે કેમ ન લીધાં અને પછીનાં ‘विरेचनशतानि’ એ પદને જ નામ પાડવામા કેમ લીધાં? આનો ઉત્તર આ છે કે, પ્રથમનાં બે પદો અવ્યયરૂપ હોઈ ગૌણ–અપ્રધાન છે; જ્યારે તે પછીનાં પદો પ્રધાન છે. અપ્રધાન કરતાં પ્રધાનપદને જ સ્વીકારી અધ્યાય–સંજ્ઞા રચવી યોગ્ય જણાયાથી અપ્રધાન પદો સંજ્ઞા કરવામાં ત્યજ્યાં છે इह એટલે નહિ અતિ વિસ્તૃત અને નહિ અતિ સંક્ષિપ્ત એવા આ અગ્નિવેશતંત્રમાં ખરેખર છસો વિરેચનો છે. આ ‘વિરેચન’ શબ્દ વમન તથા વિરેચન બન્નેને જણાવે છે, આ વાત કલ્પસ્થાનના પહેલા અધ્યાયમાં કહેશે; એટલે કે વમનના તથા વિરેચનના યોગો અહીં છસો છે; એ વમન તથા વિરેચનના આશ્રયો એટલે અધિકરણો ૭ છે; કષાયો–સ્વરસ આદિ જે કહેવાશે, તેઓનાં ઉત્પત્તિસ્થાન પાંચ છે; મહાકષાયો પચાસ અને કષાયો પાંચસો છે; આ તો કેવળ સંગ્રહ કે સંક્ષેપ છે, પરંતુ વિસ્તાર કરવામાં આવે તો આથી અધિક સંખ્યા પણ થાય, એમ અહીં સૂચન છે. કલ્પસ્થાનના ૧૨મા અધ્યાયમાં કહેશે કે, ‘उद्देशमात्रमेतावद् द्रव्यमिह षट्‌शत, स्वबुद्ध्यैव सहस्राणि कोटीर्वा सम्प्रकल्पयेत्।’ અહીં છસોની સંખ્યા જે કહેલ છે, તે માત્ર ઉદ્દેશ કે બતાવવા પૂરતી જ સમજવી; બાકી પોતાની બુદ્ધિથી આવી આવી હજારો કે કરોડો કલ્પનાઓ કે રચનાઓ થઈ શકે છે; માટે જ ‘बहुद्रव्यविकल्पत्वाद् योगसंख्या न विद्यते। અનેક દ્રવ્યોના વિકલ્પો હોવાથી યોગોની અમુક સંખ્યા નક્કી નથી.’ ૨ (યો૦)

### છસો વિરેચનનો વિસ્તાર કલ્પસ્થાનમાં

**षड् विरेचनशतानीति यदुक्तं तदिह संग्रहेणोदाहृत्य विस्तरेण कल्पोपनिषद्यनुव्याख्यास्यामः ॥३**

છસો વિરેચનો છે, એમ જે કહ્યું, તે તો અહીં ટૂંકમાં જણાવેલ છે; વિસ્તારથી તો કલ્પસ્થાનમા અમે કહીશું. ૩

અહીં મૂળમાં ‘कल्पोपनिषदि’ પદ મૂકી સૂચવ્યું છે, કે આ ગ્રંથનું કલ્પસ્થાન એ આયુર્વેદવિદ્યાનું રહસ્ય–સ્થાન છે; ‘उप–उपगम्य, नि–निश्चयेन, तन्निष्ठया सीदन्ति–शीलयन्ति या सा उपनिषद्, कल्प एव उपनिषद् कल्पोपनिषद्, तस्यां कल्पोपनिषदि।’ અજ્ઞાનનો નાશ કરનારી રહસ્યરૂપ વિદ્યા ઉપનિષદ કહેવાય છે; આ ગ્રંથમાં કલ્પસ્થાન એ ઉપયોગી રહસ્યવિદ્યાના ઉપદેશનું સ્થાન છે, એમ દર્શાવ્યું છે. કદાચ કોઈ કહે કે, વિસ્તારથી ૭સો વિરેચનો તો કલ્પસ્થાનમાં કહેવાશે, તો અહીં ટૂંકમાં કહેવાનું શું પ્રયોજન છે? આનો ઉત્તર આ છે કે, શાસ્ત્રની આ પદ્ધતિ છે કે, પ્રથમ સૂત્રરૂપે–સંક્ષેપમાં કહેવામાં આવે અને પછી તેનું વિવરણ–વિસ્તારથી કહેવાય છે. ન્યાયવેત્તાઓ આમ જ કહે છે કે, ‘ते वै विषयश्च सुसंगृहीता स्युः, येषां समासो व्यासश्च। એ વિષયો જ સારી રીતે સંગ્રહ કરેલા બને કે, જેઓનો સંક્ષેપ તથા વિસ્તાર બન્ને હોય.’ ૩

### સંક્ષેપમાં તેઓનાં ઉદાહરણો

**त्रयस्त्रिंशद्योगशतं प्रणीतं फलेषु, एकोनचत्वारिंशज्जीमूतकेषु योगाः, पञ्चचत्वारिंशदिक्ष्वाकुषु,**

धामार्गवः षड्विधा भवति योगयुक्तः, कुटजस्त्वष्टादशधा योगमेति, कृतवेधनं षड्विधा भवति योगयुक्तं, श्यामात्रिवृद्योगशतं प्रणीतं, दशापरे चात्र भवन्ति योगाः, चतुरङ्गुलो द्वादशधा योगमेति, लोध्रं विधौ षोडशयोगयुक्तं, महावृक्षो भवति विंशतियोगयुक्तः, एकोनचत्वारिंशत्सप्तलाशङ्खिन्योर्योगाः, अष्टचत्वारिंशद्दन्तीद्रवन्त्योः, इति षड्विरेचनशतानि ॥ ४ ॥

મીંઢળમાંથી ૧૩૩ (વમનાર્થ) યોગો બને છે; કૂકડવેલામાંથી ૩૯ (વમન)યોગો થાય છે; કડવી તુંબડીમાંથી ૪૫ (વમનયોગો) થાય છે; કડવી ગલકીથી ૬૦ (વમનયોગો) બને છે; ઈંદ્રજવમાંથી ૧૮ (વમનયોગો) થાય છે; કડવાં તૂરિયાંમાંથી ૬૦ (વમનયોગો) થાય છે; કાળાં અને ધોળાં નસોતરમાંથી ૧૦૦ વિરેચનયોગો ઉપરાંત બીજા ૧૦ વિરેચનયોગો પણ થાય છે; ગરમાળામાંથી ૧૨ પ્રકારના વિરેચનયોગો થાય છે; લોધરના મૂળમાંથી ૧૬ વિરેચનયોગો થાય છે; મહાવૃક્ષ કે સ્નુહી–થોરમાંથી ૨૦ વિરેચન યોગો થાય છે; સપ્તલા–ચિકાખાઈ થોર અને શંખિની–આંખફુટામણીના વિરેચનયોગો (દરેકના જુદા જુદા) ૩૯ થાય છે; દંતી અને દ્રવન્તી નામના નાનામોટા બન્ને નેપાળાના વિરેચનયોગો (એક એકના જુદા જુદા) ૪૮ થાય છે; એમ (ટૂંકમાં) છસો વિરેચનો (અહીં કહ્યા) છે. ૪

અહીં વિરેચનનો અર્થ વમન તથા વિરેચન બન્ને સમજવાનો છે; તેથી જ અહીં પ્રથમ મીંઢળથી માંડી કડવાં તૂરિયાં સુધીનાં વમનદ્રવ્યોમાંથી બનતા વમનયોગોની એકંદર સંખ્યા ૩૫૫ થાય છે; જેનો વિસ્તાર કલ્પસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહેવાશે; બાકીનાં વિરેચનદ્રવ્યો કાળાં નસોતરથી માંડી મોટા નેપાળા સુધીનાં જે કહ્યાં છે, તેઓમાંથી બનતા વિરેચનયોગોની એકંદર સળંગ સંખ્યા ગણતાં ૪૪૨ થાય છે; એમ એકંદર ૩૫૫ વમનયોગો તથા ૪૪૨ વિરેચન યોગો મળીને ૭૯૭ની સંખ્યા થાય છે; છતાં અહીં છસો વિરેચનો જે કહ્યાં છે, તે ટૂંકમાં જ કહેલાં સમજવાં. ૪

### વિરેચનના છ આશ્રયો

षड्विरेचनाश्रया इति क्षीरमूलत्वक्पत्रपुष्पफलानीति ॥ ५ ॥

છીર, મૂળ, છાલ, પાંદડાં, ફૂલ અને ફળ એમ છ વિરેચનના આશ્રયો છે. ૫

અર્થાત્ આ આયુર્વેદશાસ્ત્રમાં વિરેચન માટેનાં ઔષધદ્રવ્યોમાંથી આ છનો જ વિરેચન માટે ઉપયોગ કરાય છે; એકંદર વમનદ્રવ્ય મીંઢળ, કૂકડવેલાં, કડવી તુંબડી, ગલકી, ઈંદ્રજવ અને કડવાં તૂરિયાંનાં; તેમ જ વિરેચનદ્રવ્ય કાળું ધોળું નસોતર, ગરમાળો, લોધર, સ્નુહી–થોર, સપ્તલા–ચિકાખાઈ શંખિની કે આંખફુટામણી તથા બન્ને નેપાળા–એમનો જેવો યોગ તે પ્રમાણે છીર, મૂળ, છાલ, પાંદડાં, ફૂલ તથા ફળથી છસો વિરેચનયોગોની કલ્પના કરાય છે. ૫

### કષાયોનાં પાંચ ઉત્પત્તિસ્થાન

पञ्च कषाययोनय इति मधुरकषायोऽम्लकषायः कटुकषायस्तिक्तकषायः कषायकषायश्चेति तन्त्रे संज्ञा ॥ ६ ॥

કષાયોનાં ઉત્પત્તિસ્થાનો આવાં પાંચ છે: મધુર કષાય, અમ્લ–ખાટો કષાય, કટુ–તીખો કષાય, તિક્ત–કડવો કષાય અને કષાય–તૂરો કષાય એમ આયુર્વેદશાસ્ત્રમાં સંજ્ઞા છે. ૬

અહીં આમ જણાવવા માગે છે: લવણ સિવાયના પાંચ રસો કષાયોનાં ઉત્પત્તિસ્થાન છે; એટલે કે મધુર આદિ પાંચ રસોમાંથી સ્વરસાદિ પાંચ કષાયો સંભવે છે; જોકે રસો તો ગુણરૂપ છે, તેથી એ રસો સીધા કષાયોનાં ઉત્પત્તિસ્થાન સંભવે નહિ, તેથી ગુણ–ગુણીનો અભેદ વ્યવહાર કરીને જ મધુરાદિ રસોને અહીં કષાયોનાં ઉત્પત્તિસ્થાન કહેલ છે; તેથી તે તે રસોવાળાં દ્રવ્યો જ પાંચ કષાયોનાં ઉત્પત્તિસ્થાન સમજવાં જોઈએ. જોકે રસો તો ૭ છે, છતાં લવણરસને લવણ–કષાયનું ઉત્પત્તિસ્થાન માન્યું નથી; લવણરસમાં સ્વરસાદિની કલ્પના સંભવતી નથી; લવણ એ સર્વકાળ સૂકું જ હોય છે, તેથી સીધી તેમાંથી સ્વરસ–કલ્પના સંભવતી નથી; તેમ જ કલ્કકલ્પના પણ તેમાંથી સીધી થઈ શકે નહિ; કેમ કે જે દ્રવ્ય પ્રવાહીથી સિંચાઈ–પિસાઈને પિંડારૂપે થાય છે, પણ ઓગળી જતું નથી, તે જ કલ્કરૂપ થયેલું કહેવાય છે, એવું લવણમાં સંભવતું નથી; વળી શ્રૃતકલ્પના–ઉકાળાની બનાવટ પણ લવણમાં સંભવતી નથી; કેમ કે જે દ્રવ્યને અગ્નિ પર ઉકાળીને પાણીમાંથી બહાર કાઢી લેવાય છે અને દ્રવ્યના અવયવો ખૂબ ઢીલા થઈ અગ્નિ દ્વારા ખરી પડીને પાણીમાં પ્રવેશી જાય છે, તે દ્રવ્યમાં જ શ્રૃતકલ્પના થાય છે; જ્યારે લવણમાં એવું પણ સંભવતું નથી; કેમ કે પાણીમાં પેસતાં જ તે તો સંપૂર્ણ તેમાં ઓગળી જાય છે; તેમ જ શીતકલ્પના પણ તેમાં સંભવતી નથી; કેમ કે શીતકષાયનો પ્રયોગ તો

શીતવીર્ય ઔષધો દ્વારા પિત્તને શમાવવા માટે જ કરાય છે; જ્યારે લવણ એ શીતવીર્ય નથી, પણ ઉષ્ણવીર્ય છે; ફાંટકલ્પનામાં પણ લવણ સંભવતું નથી; કેમ કે (દ્રવ્યના ચૂર્ણને) ગરમ પાણીમાં નાખી દઈ તરત ગાળી લેવાથી ફાંટ થયો કહેવાય છે; તેમાં દ્રવ્યના કેટલાક અવયવો જળમાં પ્રવેશે છે અને લગભગ વધારે અવયવો તો દ્રવ્યમાં જ રહી જાય છે; જ્યારે લવણ તો પાણીમાં જ પૂરેપૂરું ઓગળી જાય છે. એ રીતે સ્વરસાદિની કલ્પનામાં લવણનો સ્વતંત્ર ઉપયોગ સંભવતો નથી, એ જ કારણે લવણનો કષાય ગણાતો નથી; અલગ રહીને પણ લવણ એકલું ઉપયોગમા આવતુ નથી; એકલા જ લવણનો ઉપયોગ મધુર આદિ રસોની પેઠે રોગીઓ સહન કરી શકતા નથી, આ કારણે પણ લવણકષાય ઇષ્ટ નથી, આ અભિપ્રાયથી જ અહીં જણાવ્યુ છે કે, લવણ સિવાયના પાંચ રસો કષાયોનાં ઉત્પત્તિસ્થાન છે, અને વાગ્ભટે પણ આ જ કારણે કલ્પસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે, ' पञ्च रसा लवणवर्जिता. ।' લવણ સિવાયના પાંચ રસો કષાયોનાં ઉત્પત્તિસ્થાન છે ૬

## કષાયોના પાંચ પ્રકાર

पञ्चविधं कषायकल्पनमिति तद्यथा–स्वरसः, कल्कः, शृतः, शीतः, फाण्टश्च कषाय इति ॥ ७ ॥

કષાયોની કલ્પના આ રીતે પાંચ પ્રકારની છે, જેમ કે સ્વરસ, કલ્ક, શૃત, શીત અને ફાંટ; એમ (પાંચ) કષાય કહેલા છે. ૭

ઔષધદ્રવ્યોના કષાય પાંચ કરાય છે: સ્વરસકષાય, કલ્કકષાય, શૃતકષાય, શીતકષાય અને ફાંટકષાય. ' स्वो रस· स्वरसो निर्यास । દ્રવ્યનો પોતાનો નીચોવી લીધેલો રસ–નીચોડ તે સ્વરસ; ' कलयति द्रव्यमन्तं नयति इति कल्कः। कल गतौ, यद्वा कियत इति कल्क । જે દ્રવ્યનો અંત આણે, કૂટીને ચટણી જેવો જે કરાય તે કલ્ક; शृतः क्वाथो निर्यूह इति अनर्थान्तरम् श्रपणात् शृतः। શૃત, કવાથ કે નિર્યૂહ એ એકના જ પર્યાયો છે; દ્રવ્યને ઉકાળવામાં આવે, પાકના ગુણ દ્રવ્યમાં જે સ્થાપવા, તે 'શૃત' કે ઉકાળો. ' शृत पाके' इति (पाणिनि ६–१–२७) બરાબર પકવેલ હોય તે 'શૃત' અને ' शीतसलिल–अभिषेचनै. शीतस्पर्शत्वाच्च शीत. ।' ટાઢું પાણી સીંચી શીતળ સ્પર્શયુક્ત કરાય તે શીત; અને જે અનાયાસે તૈયાર કરાય તે ફાંટ કહેવાય છે.

અહીં શંકા થાય છે કે, ચરકચિકિત્સાસ્થાન ૧ લા અધ્યાયમાં કહેશે કે, ' मण्डूकपर्ण्या. स्वरसः प्रयोज्यः, क्षीरेण यष्टीमधुकस्य चूर्णम्, रसो गुडूच्यास्तु समूलपुष्प्याः, कल्कः प्रयोज्यः खलु शङ्खपुष्प्याः। મંડૂકપર્ણીનો સ્વરસ લેવો, દૂધની સાથે જેઠીમધનું ચૂર્ણ લેવું, ગળોનો રસ લેવો અને મૂળ તથા પુષ્પો સહિત શંખપુષ્પી–શંખાવળીનો રસ લેવો, એ રસાયન ગુણ કરે છે.' એમ ત્યાં ચૂર્ણનો પણ ઉપદેશ કરેલ છે, તો અહીં ચૂર્ણની કલ્પના કેમ કહી નથી? આનું સમાધાન આવું થઈ શકે કે, ચૂર્ણના ઉપયોગમાં દ્રવ્યનો કોઈ ભાગ છોડાતો નથી, તેમ જ ભીંજવીને પણ લેવાય છે, તેથી તેનો સમાવેશ કલ્કમાં થઈ શકે છે; એટલે એમ કહી શકાય કે નહિ ભીંજવેલ એ ચૂર્ણ છે અને ભીંજવેલ એ કલ્ક છે; એમ કલ્કનો જ પ્રકાર ચૂર્ણ ગણાય.

વળી અહીં આવી શંકા પણ સંભવે છે કે, ચૂર્ણ કર્યા પછી કલ્ક કરાય છે, કલ્ક કર્યા પછી ચૂર્ણ કરાતું નથી, માટે અહીં પાંચની કલ્પનામાં ચૂર્ણની કલ્પના જ કરવી યોગ્ય છે અને કલ્કનો સમાવેશ ચૂર્ણમાં કરી લેવો; જેમ કે સૂકું તે ચૂર્ણ અને ભીનું ચૂર્ણ તે કલ્ક; આનું સમાધાન આ છે કે, એમ ચૂર્ણકલ્પનાને કષાયમાં ગણીએ, તો લવણનો પણ કષાયસંજ્ઞામાં સમાવેશ થઈ જાય; કેમ કે લવણ પણ ચૂર્ણરૂપ જ હોય છે. આ કારણે જ અહીં ચૂર્ણકલ્પના છોડી દઈ કલ્કકલ્પનાને કષાયમાં ગણેલ છે. જોકે સુશ્રુત–સૂત્રસ્થાન–૪૪ અધ્યાયમાં ' क्षीर रस· कल्कमथो कषायः, शृतश्च शीतश्च तथैव चूर्णम्, कल्पा. षडेते खलु भेषजानां, यथोत्तरं ते लघवः प्रदिष्टाः ।' દૂધ, સ્વરસ, કલ્ક, શૃતકષાય તથા શીતકષાય અને ચૂર્ણ આ ૭ ઔષધોના કલ્પો એક પછી એક હલકા કહ્યા છે,' એમ ત્યાં કહેલ દૂધ અને ચૂર્ણનો અહીં સ્વરસ તથા કલ્કમાં સમાવેશ સમજવો, અને ત્યાં–સુશ્રુતમાં શીતકષાયમાં ફાંટનો સમાવેશ જાણવો. ૭ (યો૦)

## સ્વરસ આદિનાં અનુક્રમે લક્ષણો

यन्त्रनिष्पीडिताद् द्रव्याद्रसः स्वरस उच्यते।
यत्पिण्डं रसपिष्टानां तत्कल्कं परिकीर्तितम् ॥ ८ ॥
वह्नौ तु क्वथितं द्रव्यं शृतमाहुश्चिकित्सकाः।
द्रव्यादापोथितात्तोये तत्पुनर्निशि संस्थितात् ॥९॥
कषायो योऽभिनिर्याति स शीतः समुदाहृतः।
क्षिप्त्वोष्णतोये मृदितं तत्फाण्टं परिकीर्तितम् ॥१०॥

યંત્રથી પીલેલા કે પીસેલા અથવા લસોટેલા (તાજા) દ્રવ્યમાંથી (ગાળી) લીધેલો રસ 'સ્વરસ' કહેવાય છે; પ્રવાહી રસ–જળ આદિથી (ભીંજવીને) પથ્થર વગેરેથી વાટેલાં દ્રવ્યનો જે (ચટણી જેવો) પિંડો કરાય તે 'કલ્ક' કહેવાય છે; (ખાંડી કૂટેલા–અધકચરા) દ્રવ્યને અગ્નિ પર

ઉકાળ્યું હોય તેને વૈદ્યો 'શૃત' (ક્વાથ કે ઉકાળો) કહે છે; (ખાંડી તૈયાર કરીને) પાણીમાં પલાળી મસળીને આખી રાત રાખી મૂકેલ દ્રવ્યમાંથી જે (સાર ભાગ) કષાય નીકળે છે, તે 'શીત' કહેવાય છે; અને (ખાંડી-કૂટી) ગરમ પાણીમાં નાખી મસળીને હલાવી (તે પાણીમાં બરાબર મિલાવી) ગળી લીધેલું દ્રવ્ય 'ફાંટ' કહેવાય છે. ૮-૧૦

અહીં સ્વરસ આદિનાં લક્ષણો કેટલાક વૈદ્યો આવાં કહે છે: તાજાં દ્રવ્યને કૂટી યંત્રથી પીલીને તે દ્રવ્યમાંથી જે રસ ગાળી લેવાય તે 'સ્વરસ' કહેવાય; આ ઉપરથી જણાય છે કે, લવણરૂપ દ્રવ્યનો સ્વરસ ન થાય; કેમ કે તેમાંથી કૂચા કાઢી રસ લઈ શકાતો નથી; તેમ જ પથ્થર પર પીસેલાં દ્રવ્યનો જે ચટણી જેવો પીંડો થાય તે 'કલ્ક' કહેવાય; એ રીતનો પીંડો લવણનો થતો નથી, માટે તેનો કલ્ક પણ ન થાય; સૂકાં દ્રવ્યને ખાંડી, કૂટી, તેમાં જોઈતું પાણી નાખીને પછી તેને અગ્નિ પર ઉકાળી, ગાળી, કૂચા કાઢીને પ્રવાહી સારભાગ જે લઈ લેવાય તે શૃત-ક્વાથ-નિર્યૂહ કે ઉકાળો કહેવાય છે; આવી રીતનો ઉકાળો લવણનો થઈ શકે નહિ, માટે તેનો શૃત પણ ન થાય; કૂટેલાં દ્રવ્યને ટાઢા પાણીમાં પલાળી આખી રાત રાખીને સવારે મસળી-ગાળીને કૂચા કાઢી પ્રવાહી સારભાગ જે લઈ લેવાય, તે 'શીત' કષાય (હિમ) કહેવાય છે; અને કૂટેલાં દ્રવ્યને ગરમ પાણીમાં નાખી મસળી ગાળીને તેનો કૂચા વિનાનો જે સારભાગ ગાળીને લઈ લેવાય તે 'ફાંટ' કહેવાય છે. બીજા ગ્રંથમાં પણ આ સ્વરસાદિ વિષે કહ્યું છે કે, 'स्वो रसः स्वरसः प्रोक्तः कल्को दृषदि पेषितः। क्वथितस्तु शृतः शीतः शार्वरीमुषितो मतः। क्षिप्त्वोष्णतोये मृदितं फाण्टमित्यभिधीयते। દ્રવ્યનો પોતાનો રસ તે સ્વરસ, પથ્થરથી પીસેલો લોંદો તે કલ્ક, ઉકાળેલ શૃત, રાતવાસી રાખેલ તે શીત અને ગરમ પાણીમાં નાખી મસળી ગાળી લીધેલ ફાંટ કહેવાય છે.' આવી પંચ કષાયની કલ્પના લવણમાંથી સંભવતી નથી, માટે જ લવણને છઠ્ઠું કષાયયોનિ કહેલ નથી; આથી જ આયુર્વેદશાસ્ત્રમાં મધુરાદિ પાંચ રસો જેનાં ઉત્પત્તિસ્થાન હોય છે, એવા સ્વરસાદિ પાંચ કષાયોમાં જ 'કષાય' શબ્દ સંજ્ઞારૂપે ગણેલ છે. ૮-૧૦ (ચો૦)

**સ્વરસાદિ પાંચે કષાયોનાં બલાબલનું નિરૂપણ**

**एतेषां यथापूर्वं बलाधिक्यं, अतः कषायकल्पना व्याध्यातुरबलापेक्षिणी। नत्वेवं खलु सर्वाणि सर्वत्रोपयोगीनि भवन्ति ॥ ११ ॥**

આ કષાયોમાં (છેલ્લાથી) પહેલો પહેલો અધિક બળવાન હોય છે; આ કારણે કષાયકલ્પના (કે તેઓના પ્રયોગો) રોગબળની તથા રોગીના બળની અપેક્ષા રાખે છે; પરંતુ એમ ને એમ (રોગબળ તથા રોગીબળ જોયા વિના જ) બધા કષાયો બધે ઠેકાણે ઉપયોગી થતા નથી. ૧૧

સ્વરસાદિ પાંચે કષાયો સમાન બળ ધરાવતા હશે, એ ભ્રમ ભાંગવા અહીં કહે છે કે, આ કષાયોમાં ફાંટ કરતાં શીત વધારે બળવાન છે, શીત કરતાં શૃત વધારે બળવાન છે, શૃત કરતાં કલ્ક વધારે બળવાન છે અને કલ્ક કરતાં સ્વરસ અધિક બળવાન છે, એમ દ્રાક્ષ તથા શેરડીના રસની પેઠે સૌ કરતાં વધારે બળવાન સ્વરસ ગણાય છે; એકંદર છેલ્લેથી પહેલો પહેલો વધુ બળવાન અને પહેલાથી પછી પછીનો અનુક્રમે વધુ વધુ નિર્બળ છે; તેમ જ દરેકના બચેલા કૂચા તો કંઈ કામના જ નથી. સ્વરસ તો તાજાં ઔષધોમાંથી તત્કાળ કાઢી લેવાતો હોવાથી જ સર્વાધિક બળ ધરાવે છે; જ્યારે કલ્ક કાળના પરિણામથી અને તડકો, વાયુ આદિથી રસવીર્ય નાશ પામી જતાં સ્વરસ કરતાં ઓછા બળવાળો થઈ જાય છે, એ જ પ્રમાણે શૃત પણ સમગ્ર ઔષધિના ઉપયોગથી રહિત હોવાને લીધે કલ્ક કરતાં ઓછું બળ ધરાવે છે; જ્યારે શીત તો ટાઢા પાણીના સ્પર્શથી કંઈક થોડાક જ દ્રવ્યના અવયવો મેળવે છે, તેથી શૃત કરતાં ઓછા બળવાળું હોય છે અને ફાંટ તો ગરમ પાણીમાં થોડો કાળ જ રાખેલા દ્રવ્યમાંથી તત્કાળ જ બનાવી લેવાય છે, તેથી દ્રવ્યના અતિશય ઓછા જ અવયવો ધરાવે છે અને તેથી જ સૌ કરતાં વધુ નિર્બળ હોય છે. આજ કારણે આ કષાયોમાં પહેલો પહેલો વધુ વધુ ભારે છે અને છેલ્લો છેલ્લો વધુ વધુ હલકો છે; માટે જ રોગ તથા રોગીના બળ-અબળની ખાસ જરૂરિયાત તરફ ધ્યાન આપીને વૈદ્ય આ કષાયકલ્પના કરવી જોઈએ; એટલે કે રોગ બળવાન હોય અને રોગી પણ બળવાન હોય તો સૌથી વધારે બળવાન એવા સ્વરસનો વૈદ્યે પ્રયોગ કરવો; રોગ અને રોગી મધ્યમ બળવાળો હોય તો મધ્યમ બળ ધરાવતા કલ્ક તથા શૃતનો પ્રયોગ વૈદ્યે કરવો; પરંતુ રોગ ખૂબ જ ઓછા બળવાળો હોય અને રોગી પણ અતિ અલ્પ બળ ધરાવતો હોય તો અતિ અલ્પ બળ-વીર્ય ધરાવતા શીત અને ફાંટનો જ પ્રયોગ કરવો; આ જ પ્રમાણે બળાબળ વિચારી વૈદ્યે કષાયોની માત્રાની પણ કલ્પના કરવી યોગ્ય છે. આ માત્રા સંબંધે સુશ્રુતના સૂત્રસ્થાનમાં ૩૯મા અધ્યાયમાં સ્પષ્ટીકરણ છે, તે ત્યાં જોવું; અથવા વાગ્ભટના અષ્ટાંગ-

હૃદય-કલ્પસ્થાન-છઠ્ઠા અધ્યાયમાં પણ તે સ્પષ્ટ કરેલ છે, એકંદર તે તે સ્થળે કષાયોની માત્રા મધ્યમ તરીકે જ કહેલ છે; એટલે તે ઉપરથી બુદ્ધિમાન વૈદ્યે દેશકાળ આદિ તેમ જ રોગ, રોગી, તેનું બળ ઇત્યાદિ બરાબર જોયા પછી જ પોતાની બુદ્ધિ પ્રમાણે માત્રાની કલ્પના કરવી, પણ માત્રાનો ખાસ કોઈ નિયમ કરવો નહિ; કેમ કે માત્રાનો ખાસ કોઈ નિયમ જ નથી. ૧૧

### પચાસ મહાકષાયોનો સંક્ષેપ

**पञ्चाशन्महाकषाया इति यदुक्तं तदनुव्याख्यास्यामः। तद्यथा–जीवनीयो बृंहणीयो लेखनीयो भेदनीयः सन्धानीयो दीपनीय इति षट्कः कषायवर्गः। बल्यो वर्ण्यः कण्ठ्यो हृद्य इति चतुष्कः कषायवर्गः। तृप्तिघ्नोऽर्शोघ्नः कुष्ठघ्नः कण्डूघ्नः क्रिमिघ्नो विषघ्न इति षट्कः कषायवर्गः। स्तन्यजननः स्तन्यशोधनः शुक्रजननः शुक्रशोधन इति चतुष्कः कषायवर्गः। स्नेहोपगः स्वेदोपगो वमनोपगो विरेचनोपग आस्थापनोपगोऽनुवासनोपगः शिरोविरेचनोपग इति सप्तकः कषायवर्गः। छर्दिनिग्रहणस्तृष्णानिग्रहणो हिक्कानिग्रहण इति त्रिकः कषायवर्गः। पुरीषसंग्रहणीयः पुरीषविरजनीयो मूत्रसंग्रहणीयो मूत्रविरजनीयो मूत्रविरेचनीय इति पञ्चकः कषायवर्गः। कासहरः श्वासहरः शोथहरो ज्वरहरः श्रमहर इति पञ्चकः कषायवर्गः। दाहप्रशमनः शीतप्रशमन उदर्दप्रशमनोऽङ्गमर्दप्रशमनः शूलप्रशमन इति पञ्चकः कषायवर्गः। शोणितस्थापनो वेदनास्थापनः संज्ञास्थापनः प्रजास्थापनो वयःस्थापन इति पञ्चकः कषायवर्गः। इति पञ्चाशन्महाकषायाः; महतां च कषायाणां लक्षणोदाहरणार्थं व्याख्याता भवन्ति ॥ १२ ॥**

પચાસ મહાકષાયો છે એમ (પહેલાં જે કહ્યું છે. તેનું અમે વ્યાખ્યાન (સ્પષ્ટીકરણ) કરીએ છીએ. જેમ કે [૧]જીવનીય એટલે જીવનને હિતકારી અથવા જીવનશક્તિ વધારનાર; [૨]બૃંહણીય એટલે શરીરની પુષ્ટિને હિતકારી-શરીરમા માંસાદિ વધારી શરીરને પુષ્ટ કરનાર; [૩]લેખનીય એટલે લેખન કે કર્ષણ માટે હિતકારી, અર્થાત્ શરીરમાં જામેલ કફ-મળ આદિ ઓછા કરી શરીરને પાતળું કરનાર; [૪]ભેદનીય એટલે ભેદન માટે હિતકારી અર્થાત્ શરીરમાં ખૂબ એકઠા થયેલા મળોને ભેદી પ્રવાહી કરી નાખી બહાર કાઢી નાખનાર; [૫]સંધાનીય-ભાંગેલું સાંધી-જોડી દેવામાં હિતકારી; [૬]દીપનીય-કોઠાના અગ્નિને પ્રદીપ્ત કરવા માટે હિતકારી; આ છનો (પહેલો) કષાય વર્ગ છે. (પછી) [૭]બલ્ય-બળ માટે હિતકારી; [૮]વર્ણ્ય-શરીરના વર્ણ કે રંગ માટે હિતકારી; [૯]કંઠ્ય-કંઠ કે ગળા માટે હિતકારી; [૧૦]હૃદ્ય-હૃદયને હિતકારી; આ ચારનો (બીજો) કષાય વર્ગ છે. [૧૧]તૃપ્તિઘ્ન-તૃપ્તિનો નાશ કરનાર અર્થાત્ ખોરાક ઉપર રુચિ જ ન થાય અને જાણે તૃપ્તિ જ હોય એવું લાગે, તે કફજન્ય અરોચક વિકારનો નાશ કરનાર; [૧૨]અર્શોઘ્ન એટલે અર્શરોગનો નાશ કરનાર; [૧૩]કુષ્ઠઘ્ન એટલે કોઢનો અથવા ચામડીના સર્વ રોગોનો નાશ કરનાર; [૧૪]કંડૂઘ્ન-ચળ-ખૂજલીનો નાશ કરનાર; [૧૫]ક્રિમિઘ્ન-કરમિયાંનો નાશ કરનાર; [૧૬]વિષઘ્ન-ઝેરનો નાશ કરનાર; આ છનો (ત્રીજો) કષાય વર્ગ છે. [૧૭]સ્તન્યજનન-ધાવણ ઉત્પન્ન કરનાર; [૧૮]સ્તન્યશોધન-ધાવણ શુદ્ધ કરનાર; [૧૯]શુક્રજનન-વીર્ય ઉત્પન્ન કરનાર; [૨૦]શુક્રશોધન-વીર્ય શુદ્ધ કરનાર; આ ચારનો (ચોથો) કષાયવર્ગ છે; [૨૧]સ્નેહોપગ-સ્નેહનક્રિયામાં સહાયરૂપ થનાર; [૨૨]સ્વેદોપગ-સ્વેદનક્રિયામાં સહાયરૂપ થનાર; [૨૩]વમનોપગ-વમનકર્મમાં સહાયરૂપ થનાર; [૨૪]વિરેચનોપગ-વિરેચનકર્મમાં સહાયરૂપ થનાર; [૨૫]આસ્થાપનોપગ આસ્થાપન કે નિરૂહબસ્તિમાં સહાયરૂપ થનાર; [૨૬]અનુવાસનોપગ-અનુવાસન કે સ્નેહબસ્તિમાં સહાયરૂપ થનાર; [૨૭]શિરોવિરેચનોપગ-શિરોવિરેચન કે નસ્યકર્મમાં સહાયરૂપ થનાર; આ સાતનો (પાંચમો) કષાયવર્ગ છે. [૨૮]છર્દિનિગ્રહણ-ઊલટીને રોકનાર; [૨૯]તૃષ્ણાનિગ્રહણ-તરશને રોકનાર; [૩૦]હિક્કાનિગ્રહણ-હેડકીને રોકનાર; આ ત્રણનો (છઠ્ઠો) કષાય વર્ગ છે. [૩૧]પુરીષસંગ્રહણીય-ઝાડાને રોકવામાં કે બાંધવામાં હિતકારી; [૩૨]પુરીષવિરજનીય-વિષ્ઠાના દોષો દૂર કરવામાં, અથવા વિષ્ઠાનો દુષ્ટ રંગ મટાડવામાં કે વિષ્ઠાના દોષો હટાવી તેનું સ્વાભાવિકપણું કરવામાં હિતકારી; [૩૩]મૂત્રસંગ્રહણીય-મૂત્રને રોકવા કે ઓછું કરવામાં હિતકારી; [૩૪]મૂત્રવિરજનીય-મૂત્રના દોષો મટાડવા કે મૂત્રનો દુષ્ટ રંગ દૂર કરવા કે મૂત્રના દોષો દૂર કરી તેનું

સ્વાભાવિકપણું કરવામાં હિતકારી; [35]મૂત્રવિરેચનીય–મૂત્રનું વિરેચન કરવા કે અટકેલા મૂત્રને બહાર કાઢવા હિતકારી; આ પાંચનો (સાતમો) કષાયવર્ગ છે. [36]કાસહર–ઉધરસ મટાડનાર; [37]શ્વાસહર–શ્વાસ મટાડનાર; [38]શોથહર–સોજા મટાડનાર; [39]જ્વરહર–તાવ ઉતારનાર; [40]શ્રમહર–થાક ઉતારનાર; આ પાંચનો (આઠમો) કષાયવર્ગ છે; [41]દાહપ્રશમન–દાહને શમાવનાર; [42]શીતપ્રશમન–ટાઢ મટાડનાર; [43]ઉદર્દપ્રશમન–ઉદર્દ એટલે શીળસનો ભેદ–રોગ મટાડનાર; [44]અંગમર્દપ્રશમન–શરીરની પીડા મટાડનાર; [45]શૂલપ્રશમન–શૂળને મટાડનાર; આ પાંચનો (નવમો) કષાયવર્ગ છે; [46]શોણિતસ્થાપન–અતિશય વહેતા લોહીને બંધ કરનાર અથવા બગડેલા લોહીને સુધારનાર; [47]વેદનાસ્થાપન–વેદના મટાડનાર; [48]સંજ્ઞાસ્થાપન–સંજ્ઞા એટલે જ્ઞાન સ્થાપનાર–બેભાન સ્થિતિમાંથી ભાનમાં લાવનાર; [49]પ્રજાસ્થાપન–દોષ દૂર કરી ગર્ભ સ્થાપનાર–સંતાન ઉત્પન્ન કરાવનાર; [50]વયઃસ્થાપન ઉંમરને સ્થિર કરનાર–જુવાની ટકાવી રાખનાર; આ પાંચનો (દશમો) કષાયવર્ગ છે. આ પચાસ મહાકષાયો છે; અને તે મહાકષાયોનાં લક્ષણો કહેવા માટે તે અહીં કહ્યા છે. ૧૨

આ ૫૦ મહાકષાયોમાંના કેટલાક ખાસની સંસ્કૃત વ્યાખ્યાઓ, યોગીન્દ્રનાથ સેને ચરકઉપસ્કાર નામની પોતાની ટીકામાં આપી છે; તેમાં ક્યાંક વિસ્તાર કર્યાથી આ મહાકષાયોનાં નામોની સાર્થકતા સમજાતી હોવાથી તે આ પ્રમાણે અહીં ઉતારી છે : जीवनाय हितः जीवनीयः –જીવન માટે હિતકારી–જીવનીય; बृंहति–वर्धयति मांसादिकमिति बृंहणं, तस्मै हितः–શરીરનાં માંસાદિને જે વધારે તે બૃંહણચિકિત્સામાં ઉપયોગી–બૃંહણીય; बृहत्त्वं यच्छरीरस्य जनयेत् तच्च बृंहणम् (चरक–श्लोक–अ. २२) શરીરની જે પુષ્ટિ કરે છે, તે બૃંહણ,' એમ આ ગ્રંથમાં જ કહેનારો. लेखनं–कर्शनं, तस्मै हितः लेखनीय.–કર્શન માટે હિતકારી–લેખનીય; भेदनं–विण्डितमलान् द्रवीकृत्य वहिः सारणं तस्मै हितः भेदनीयः–પિંડારૂપે થઈને જામેલા મળને પ્રવાહી કરી બહાર કાઢવા માટે હિતકારી–ભેદનીય; संधानाय–भग्नानां संयोगाय हितः सन्धानीयः–ભાંગેલું જોડી દેવા માટે હિતકારી–સંધાનીય: दीपनमन्तरग्नेः संधुक्षणं तस्मै हितः–दीपनीयः–અંદરના અગ્નિને પ્રદીપ્ત કરવા હિતકારી–દીપનીય; જણાવવા સહેલા પડે, એ પૂરતું જ અહીં અમુક અમુક સંખ્યામાં વર્ગીકરણ કરી બતાવ્યું છે. बलाय हितः बल्यः–બળ માટે હિતકારી બલ્ય; वर्णाय हितः वर्ण्यः–શરીરના રંગ માટે હિતકારી–વર્ણ્ય; कण्ठाय हितः कण्ठ्यः–ગળા માટે હિતકારી–કંઠ્ય; हृदयाय–मनसे हितो–हृद्यः–હૃદય એટલે મનને હિતકારી હૃદ્ય; तृप्तिं हन्ति इति तृप्तिघ्नः–અન્ન ઉપરની અરુચિથી જણાતી ખોટી તૃપ્તિરૂપ અરોચક રોગનો નાશ કરનાર તૃપ્તિઘ્ન; अर्शांसि हन्ति इति अर्शोघ्नः–અર્શનો નાશ કરે તે અર્શોઘ્ન; એ જ પ્રમાણે 'કુષ્ઠઘ્ન' આદિની વ્યાખ્યાઓ સમજવી; स्तन्यं जनयति इति स्तन्यजननः–ધાવણ ઉત્પન્ન કરે તે સ્તન્યજનન, स्तन्यं शोधयति इति स्तन्यशोधनः–ધાવણને શુદ્ધ કરે તે સ્તન્યશોધન, એ જ પ્રમાણે 'શુક્રજનન' તથા 'શુક્રશોધન'ની વ્યાખ્યાઓ જાણવી; स्नेहमुपगच्छति–स्नेहनक्रियायां सहायीभवति इति स्नेहोपगः–સ્નેહનક્રિયામાં જે સહાયરૂપ થાય તે સ્નેહોપગ; એ જ રીતે 'સ્વેદોપગ'થી માંડી 'શિરોવિરેચનોપગ' સુધીનાઓની વ્યાખ્યા જાણવી; छर्दि–वमिं निगृह्णाति इति छर्दिनिग्रहणः–ઊલટીને રોકે તે છર્દિનિગ્રહણ; એ જ રીતે 'તૃષ્ણાનિગ્રહણ' તથા 'હિક્કાનિગ્રહણ'ની વ્યાખ્યાઓ જાણવી; पुरीषस्य अतिसरतः संग्रहणं संग्रहः, तत्र हितः पुरीषसंग्रहणीयः–વિષ્ઠા ખૂબ સરકી પડતી હોય, એ અતિસાર–ઝાડાને રોકવામાં કે બાંધવામાં હિતકારી તે પુરીષસંગ્રહણીય કહેવાય છે; पुरीषस्य विरजनं–दोषसंबन्धविगमेन रजनं, तस्मै हितः–વિષ્ટામાં દોષના સંબંધ દૂર કરી તેને અસલ રંગમાં લાવવા હિતકારી તે પુરીષવિરજનીય; એ જ પ્રમાણે 'મૂત્રસંગ્રહણીય' તથા 'મૂત્રવિરજનીય'ની વ્યાખ્યા સમજવી; मूत्रस्य विरेचनं वहिः सारणं, तत्र हितः–મૂત્રને બહાર લાવનાર–મૂત્રવિરેચનીય; कासं हरति इति कासहरः–ઉધરસને મટાડનાર–કાસહર; એ જ પ્રમાણે 'શ્વાસહર'થી 'શ્રમહર' સુધીનાઓની વ્યાખ્યા જાણવી; दाहं प्रशमयति इति दाहप्रशमनः–દાહને શમાવનાર દાહપ્રશમન; એ જ પ્રમાણે 'શીતપ્રશમન'થી 'અંગમર્દપ્રશમન' સુધીનાઓની વ્યાખ્યા સમજવી; शोणितं स्थापयति–अतिप्रवृत्तं स्तम्भयति इति शोणितस्थापनः–ખૂબ વહેતા લોહીને થંભાવનાર કે રોકનાર શોણિતસ્થાપન; એ જ પ્રમાણે 'વેદનાસ્થાપન'થી માંડી વયઃસ્થાપન' સુધીનાઓની વ્યાખ્યા જાણવી. આ પચાસે કષાયો આ કારણે જ 'મહાકષાયો' છે કે તેઓ પ્રત્યેકમાં દશ દશ પેટાકષાયો સમાયા છે. જોકે ઔષધો તથા વ્યાધિઓ અનંત છે, તેથી આવા તો અનંત મહાકષાયો હોઈ શકે છે, તોપણ આ ૫૦નું ખાસ મહત્ત્વ આ છે કે,

તેઓ અતિશય ઉપયોગી અને બીજા સર્વ કરતાં વધુ શ્રેષ્ઠ છે. ૧૨

**પાંચસો કષાયો કહેવાની પ્રતિજ્ઞા**

तेषामेकैकस्मिन्महाकषाये दशदशावयविकान् कषायाननुव्याख्यास्यामः । तान्येव पञ्च कषायशतानि भवन्ति ॥ १३ ॥

તેમાંના એક એક મહાકષાયમાં દશ દશ અવયવોરૂપ (પેટા) કષાયોને (હવે) અમે કહીએ છીએ; એ જ પાંચસો કષાયો થાય છે. ૧૩

એકંદર પૂર્વોક્ત ૫૦ મહાકષાયો જ મુખ્ય છે, પરંતુ એ પ્રત્યેક મહાકષાયમાં તેના અવયવોરૂપે દશ દશ કષાયો રહ્યા છે; એ જ તે ૫૦થી છૂટા પડીને ૫૦૦ કષાયો થાય છે. ૧૩

**૧ જીવનીય ગણ**

तद्यथा-जीवकर्षभकौ मेदा महामेदा काकोली क्षीरकाकोली मुद्गपर्णीमाषपर्ण्यौ जीवन्ती मधुकमिति दशेमानि जीवनीयानि भवन्ति ॥ (१) ॥

જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, મુદ્ગપર્ણી (જંગલી મગનો છોડ), માષપર્ણી (જંગલી અડદનો છોડ), જીવંતી (ડોડી કે મીઠી ખરખોડી) અને જેઠીમધ, એમ આ દશ દ્રવ્યો જીવનીય ગણ છે.

**૨ બૃંહણીય ગણ**

क्षीरिणीराजक्षवकाश्वगन्धाकाकोलीक्षीरकाकोलीवाट्यायनीभद्रौदनीभारद्वाजीपयस्यर्ष्यगन्धा इति दशेमानि बृंहणीयानि भवन्ति ॥ (२) ॥

ક્ષીરવિદારી, દૂધેલી કે દૂધી, આસોંધ, કાકોલી, ક્ષીરકાકોલી, મોટી ખપાટ, બળદાણા કે પીળી-ખપાટ, જંગલી કપાસ, વિદારીકંદ કે ફગિયો કે ફાંગ અને વરધારો, એમ આ દશ દ્રવ્યો બૃંહણીય ગણ છે.

**૩ લેખનીય ગણ**

मुस्तकुष्ठहरिद्रादारुहरिद्रावचातिविषाकटुरोहिणीचित्रकचिरबिल्वहैमवत्य इति दशेमानि लेखनीयानि भवन्ति ॥ (३) ॥

મોથ, કઠ કે ઉપલેટ, હળદર, દારુહળદર, વજ, અતિવિષ, કડુ, ચિત્રો, કરંજ અને ધોળી વજ (હીરવી –કાશ્મીર), એમ આ દશ દ્રવ્યો લેખનીય ગણ છે.

**૪ ભેદનીય ગણ**

सरलार्कोरुबूकाग्निमुखीचित्राचित्रकचिरबिल्वशङ्खिनीशकुलादनीस्वर्णक्षीरिण्य इति दशेमानि भेदनीयानि भवन्ति ॥ (४) ॥

નસોતર, આકડો, એરંડો, લાંગલી કે દૂધિયો વછનાગ, નેપાળો, ચિત્રો, કરંજ, શંખપુષ્પી, કડુ અને હીરવી એમ આ દશ દ્રવ્યો ભેદનીય ગણ છે.

**૫ સંધાનીય ગણ**

मधुकमधुपर्णीपृश्निपर्ण्यम्बष्ठकीसमङ्गामोचरसधातकीलोध्रप्रियङ्गुकट्फलानीति दशेमानि सन्धानीयानि भवन्ति ॥ (५) ॥

જેઠીમધ, ગળો, પીઠવણ કે નાનો ગંધી સમેરવો, કાળીપાટ, રિસામણી, મોચરસ કે શીમળાનો ગુંદર, ધાવડી, લોધર, ધઉંલા અને કાયફળ, એમ આ દશ દ્રવ્યો સંધાનીય ગણ છે.

**૬ દીપનીય ગણ**

[illegible] कषायवर्गः ॥ १४ ॥

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, આદું, અમ્લવેતસ, કાળાં મરી, ઓડી અજમોદ, ભિલામાં અને હિંગરસ કે હિંગ, એમ આ દશ દ્રવ્યો દીપનીય ગણ છે. એમ છનો ૧લો કષાય વર્ગ થયો.

**૭ બલ્ય વર્ગ કે ગણ**

ऐन्द्रयृषभ्यतिरसर्ष्यप्रोक्तापयस्याश्वगन्धास्थिरारोहिणीबलाऽतिबला इति दशेमानि बल्यानि भवन्ति ॥ (७) ॥

ઐંદ્રી કે ગોરક્ષકર્કટી નામે એક દિવ્ય ઔષધિ, કૌચાં, શતાવરી, જંગલી અડદનો છોડ, વિદારીકંદ, આસોધ, સમેરવો, કડુ, બળબીજ– બળદાણા અને ખપાટ, એમ આ દશ દ્રવ્યો બલ્ય ગણ છે.

**૮ વર્ણ્ય કે વર્ણકર ગણ**

चन्दनतुङ्गपद्मकोशीरमधुकमञ्जिष्ठासारिवापयस्यासितालता इति दशेमानि वर्ण्यानि भवन्ति ॥ (८) ॥

ધોળું ચંદન, પુંનાગ કે લાલ નાગકેસર, પદ્મકાષ્ઠ, વીરણવાળો, જેઠીમધ, મજીઠ, સારિવા– અનંતમૂળ કે ઉપલસરી, ક્ષીરકાકોલી–ફગિયો, ધોળી ધ્રો અને કાળી ધ્રો એમ આ દશ દ્રવ્યો વર્ણ્ય કે વર્ણકર ગણ છે.

### ૯ કંઠય કે કંઠહિતકર ગણ

सारिवेक्षुमूलमधुकपिप्पलीद्राक्षाविदारीकैटर्य-हंसपादीबृहतीकण्टकारिका इति दशेमानि कण्ठ्यानि भवन्ति ॥ (९) ॥

સારિવા–અનંતમૂળ કે ઉપલસરી, શેલડીનાં મૂળ, જેઠીમધ, પીપર, દ્રાક્ષ, વિદારીકંદ, કાયફળ, હંસપદી કે હંસરાજ, ઊભી ભોરીંગણી એમ આ દશ દ્રવ્યો કંઠ્ય કે કંઠને હિતકર ગણ છે.

### ૧૦ હૃદયને હિતકારી–હૃદ્ય ગણ

आम्राम्रातकलकुचकरमर्दवृक्षाम्लाम्लवेतस-कुवलबदरदाडिममातुलुङ्गानीति दशेमानि हृद्यानि भवन्ति । (१०) इति चतुष्कः कषायवर्गः ॥ १५ ॥

આંબો, અંબાડો, લકુચ, કરમદાં, કોકમ, અમ્લવેતસ, બોર, દાડમ અને માતુલુંગ–બિજોરું, એમ આ દશ દ્રવ્યો હૃદયને હિતકારી–હૃદ્ય ગણ છે. એમ ચારનો કષાયવર્ગ કહ્યો. ૧૫

### ૧૧ અરુચિનાશક–તૃપ્તિઘ્નગણ

नागरचित्रकचव्यविडङ्गमूर्वागुडूचीवचामुस्तपिप्प-लीपटलानीति दशेमानि तृप्तिघ्नानि भवन्ति ॥ (११) ॥

સૂંઠ, ચિત્રક, ચવક, વાવડિંગ, મોરવેલ, ગળો, વજ, મોથ, પીપર અને પટોલ–પરવળ, એમ આ દશ દ્રવ્યો (અરોચકનો નાશ કરનારાં હોઈને) તૃપ્તિઘ્ન ગણ છે.

### ૧૨ અર્શનો નાશ કરનાર–અર્શોઘ્ન ગણ

कुटजबिल्वचित्रकनागरातिविषाऽभयाधन्वया-सकदारुहरिद्रावचाचव्यानीति दशेमान्यर्शोघ्नानि भवन्ति ॥ (१२) ॥

કુટજ–ઈન્દ્રજવ, બીલું, ચિત્રક, સૂંઠ, અતિવિષ, હરડે, ધમાસો, દારુહળદર, વજ અને ચવક, એમ આ દશ દ્રવ્યો અરશનો નાશ કરનાર હોઈ અર્શોઘ્ન ગણ છે.

### ૧૩ કોઢનો નાશ કરનાર–કુષ્ઠઘ્ન ગણ

खदिराभयामलकहरिद्रारुष्करसप्तपर्णारग्वधकर-वीरविडङ्गजातिप्रवाला इति दशेमानि कुष्ठघ्नानि भवन्ति ॥ (१३) ॥

ખેર, હરડે, આમળાં, હળદર, ભિલામાં, સપ્તપર્ણ–સાતપૂડો કે સાત્વીન, ગરમાળો, કરેણ, વાવડિંગ અને જાઈ–ચમેલી કે જૂઈનાં કૂણાં પાન, એમ આ દશ દ્રવ્યો કોઢનો નાશ કરનાર હોઈ કુષ્ઠઘ્ન ગણ છે.

### ૧૪ ચળ મટાડનાર–કંડૂઘ્ન ગણ

चन्दननलदकृतमालनक्तमालनिम्बकुटजसर्षप-मधुकदारुहरिद्रामुस्तानीति दशेमानि कण्डूघ्नानि भवन्ति ॥ (१४) ॥

ચંદન, જટામાંસી, ગરમાળો, કરંજ, લીંબડો, ઇંદ્રજવ, સરસવ, જેઠીમધ, દારુહળદર અને મોથ, એમ આ દશ દ્રવ્યો (ચળનો નાશ કરતાં હોઈ) કંડૂઘ્ન ગણ છે.

### ૧૫ કરમિયાંનાશક–કૃમિઘ્ન ગણ

अक्षीवमरीचगण्डीरकेबुकविडङ्गनिर्गुण्डीकिणिही-श्वदंष्ट्रावृषपर्णिकाखुपर्णिका इति दशेमानि क्रिमिघ्नानि भवन्ति ॥ १५ ॥

સરગવો, કાળાં મરી, ગંડીર કે શમઠશાક, સોપારી, વાવડિંગ, નગોડ, અઘેડો કે માલકાંકણી, ગોખરુ, ઉંદરકની અને અને વૃષપર્ણી નામે ઉંદરકનીનો જ એક ભેદ–એમ આ દશ દ્રવ્યો (કરમિયાં મટાડનાર હોઈ) કૃમિઘ્ન ગણ છે.

### ૧૬ વિષનાશક–વિષઘ્ન ગણ

हरिद्रामञ्जिष्ठासुवहासूक्ष्मैलापालिन्दीचन्दन-कतकशिरीषसिन्धुवारश्लेष्मातका इति दशेमानि विषघ्नानि भवन्ति ॥ (१६) इति षट्कः कषायवर्गः ॥१६

હળદર, મજીઠ, રાસ્ના, ઝીણી એલચી, કાળું નસોતર, ચંદન, નિર્મળી, સરસડો, નગોડ અને ગુંદી એમ આ દશ દ્રવ્યો (વિષનાશક) વિષઘ્ન ગણ છે. એમ છનો કષાયવર્ગ કહ્યો. ૧૬

### ૧૭ ધાવણ ઉત્પન્ન કરનાર–સ્તન્યજનન ગણ

वीरणशालिषष्टिकेक्षुवालिकादर्भकुशकाशगुन्द्रे-त्कटकतृणमूलानीति दशेमानि स्तन्यजननानि भवन्ति ॥ (१७) ॥

વીરણ–વાળો, ડાંગર, (ઉનાળાના) સાઠી ચોખા, શેલડી, એખરો, દર્ભ, કુશ કે દર્ભની એક જાત-કાસડો, ગુંદ્ર નામનું એક ઘાસ કે ઘા–બાજરિયું, ઈત્કટ કે બરુ ઘાસ અને રોહિષ ઘાસ, એમ આ દશ દ્રવ્યો ધાવણ ઉત્પન્ન કરનાર–સ્તન્યજનન ગણ છે.

### ૧૮ ધાવણ શુદ્ધ કરનાર–સ્તન્યશોધન ગણ

पाठामहौषधसुरदारुमुस्तमूर्वागुडूचीवत्सकफल-

किराततिक्तकटुरोहिणीसारिवा इति दशेमानि स्तन्यशोधनानि भवन्ति ॥ (१८) ॥

પાઠા-કાળીપાટ, સૂંઠ, દેવદાર, મોથ, મોરવેલ, ગળો, ઇંદ્રજવ, કરિયાતું, કડુ તથા સારિવા-અનંત મૂળ કે ઉપલસરી, એમ આ દશ દ્રવ્યો ધાવણને શુદ્ધ કરનાર હોઈ સ્તન્યશોધન ગણ છે.

૧૯ વીર્યજનક-શુક્રજનન ગણ

जीवकर्षभककाकोलीक्षीरकाकोलीमुद्गपर्णीमाषपर्णीमेदावृद्धरुहाजटिलाकुलिङ्गा इति दशेमानि शुक्रजननानि भवन्ति ॥ (१९) ॥

જીવક, ઋષભક, કાકોલી, ક્ષીરકાકોલી, મુદ્ગપર્ણી કે જંગલી મગ, માષપર્ણી કે જંગલી અડદ, મેદા, વંદા કે બાંદા, જટામાસી અને જટામાંસીનો જ એક ભેદ-ઉટીંગણ કે કાકડાશીંગ એમ આ દશ દ્રવ્યો વીર્યને ઉત્પન્ન કરનારાં હોઈ શુક્રજનન ગણ છે.

૨૦ વીર્યશુદ્ધિકર-શુક્રશોધન ગણ

कुष्ठैलवालुककट्फलसमुद्रफेनकदम्बनिर्यासेक्षुकाण्डेक्ष्विक्षुरकवसुकोशीराणीति दशेमानि शुक्रशोधनानि भवन्ति । (२०) इति चतुष्कः कषायवर्गः ॥

કઠ કે ઉપલેટ, એલવાલુક-ચણકબાબ, કાયફળ, સમુદ્રફીણ, કદંબનો ગુંદર, શેલડી-નાની શેલડી, મોટી શેલડી, એખરો, વસુક-વસુહટ્ક અકપુષ્પ તથા વીરણ-વાળો, એમ આ દશ દ્રવ્યો શુક્રશોધન ગણ છે. એમ ચારનો ચોથો કષાયવર્ગ કહ્યો. ૧૭

૨૧ સ્નેહોપગ-સ્નેહનસહાયક ગણ

मृद्वीकामधुकमधुपर्णीमेदाविदारीकाकोलीक्षीरकाकोलीजीवकजीवन्तीशालपर्ण्य इति दशेमानि स्नेहोपगानि भवन्ति ॥ (२१) ॥

દ્રાક્ષ, જેઠીમધ, ગળો, મેદા, વિદારીકંદ, કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, મીઠી ખરખોડી અને સમેરવો, એમ આ દશ દ્રવ્યો સ્નેહોપગ છે.

૨૨ સ્વેદનસહાયક-સ્વેદોપગ ગણ

शोभाञ्जनकैरण्डार्कवृश्चीरपुनर्नवायवतिलकुलत्थमाषबदराणीति दशेमानि स्वेदोपगानि भवन्ति ॥ (२२

સરગવો, એરંડો, આકડો, ધોળી સાટોડી, રાતી સાટોડી, જવ, તલ, કળથી, અડદ અને બોર, એમ આ દશ દ્રવ્યો સ્વેદોપગ ગણ છે.

૨૩ ઊલટીસહાયક-વમનોપગ ગણ

मधुमधुककोविदारकर्बुदारनीपविदुलबिम्बीशणपुष्पीसदापुष्पीप्रत्यक्पुष्प्य इति दशेमानि वमनोपगानि भवन्ति ॥ (२३) ॥

જેઠીમધ, રાતો કાંચનાર, ધોળો કાંચનાર, કદંબ, જલવેતસ-જલજાંબવો કે હિજ્જલ-સમુદ્રશોષ કે સમુદ્રફલ, કડવી ઘોલી-ધિલોડી, શણપુષ્પી-ઘૂઘરા, રાતાં ફૂલવાળો આકડો અને અઘેડો એમ આ દશ દ્રવ્યો વમનોપગ ગણ છે.

૨૪ વિરેચનસહાયક-વિરેચનોપગ ગણ

द्राक्षाकाश्मर्यपरूषकाभयामलकविभीतककुवलबदरकर्कन्धूपीलूनीति दशेमानि विरेचनोपगानि भवन्ति ॥ (२४) ॥

દ્રાક્ષ, ગંભારી કે શીવણ, ફાલસાં, હરડે, આમળાં, બહેડાં, મધ્યમ બોર, મોટાં બોર, ચણીબોર અને પીલુ, એમ આ દશ દ્રવ્યો વિરેચનોપગ ગણ છે.

૨૫ નિરુહબસ્તિસહાયક-આસ્થાપનોપગ ગણ

त्रिवृद्बिल्वपिप्पलीकुष्ठसर्षपवचावत्सकफलशतपुष्पामधुकमदनफलानीति दशेमान्यास्थापनोपगानि भवन्ति ॥ (२५) ॥

નસોતર, બીલીનું મૂળ, પીપર, કઠ-ઉપલેટ, સરસવ, વજ, ઇંદ્રજવ, સૂવા, જેઠીમધ અને મીંઢળ, એમ આ દશ દ્રવ્યો આસ્થાપનોપગ ગણ છે.

૨૬ સ્નેહબસ્તિસહાયક-અનુવાસનોપગ ગણ

रास्नासुरदारुबिल्वमदनशतपुष्पावृश्चीरपुनर्नवाश्वदंष्ट्राग्निमन्थश्योनाका इति दशेमान्यनुवासनोपगानि भवन्ति ॥ (२६) ॥

રાસ્ના, દેવદાર, બીલુ, મીંઢળ, વળિયારી, ધોળી સાટોડી, રાતી સાટોડી. ગોખરુ, અરણી અને શ્યોનાક-અરલુ કે અરડૂસો, એમ આ દશ દ્રવ્યો અનુવાસનોપગ ગણ છે. ૩૯

૨૭ નસ્યકર્મ-શિરોવિરેચનોપગ ગણ

ज्योतिष्मतीक्षवकमरिचपिप्पलीविडङ्गशिग्रुसर्षपापामार्गतण्डुलश्वेतामहाश्वेता इति दशेमानि शिरोविरेचनोपगानि भवन्ति (२७) इति सप्तकः कषायवर्गः ॥१८॥

માલકાંકણી, છીંક લાવનાર-નાકછીંકણી, કાળાં

મરી, પીપર, વાવડિંગ, સરગવો, સરસવ, અઘેડાનાં બીજ, ધોળી અપરાજિતા–ગરણી અને મહાશ્વેતા ગરણીનો જ એક ભેદ, એમ આ દશ દ્રવ્યો શિરોવિરેચનોપગ ગણ છે; એમ સાતનો પાંચમો કષાયવર્ગ કહ્યો. ૧૮

## ૨૮ ઊલટી રોકનાર–છર્દિનિગ્રહણ ગણ

जम्ब्वाम्रपल्लवमातुलुङ्गाम्लबदरदाडिमयवयष्टिकोशीरमृल्लाजा इति दशेमानि छर्दिनिग्रहणानि भवन्ति ॥ (२८) ॥

જાંબૂનાં પાન, આંબાનાં પાન, બિજોરું, ખાટાં બોર, દાડમ, જવ, સાઠી ચોખા, વીરણવાળો, માટી અને શાળની ધાણી, એમ આ દશ દ્રવ્યો છર્દિનિગ્રહણ ગણ છે.

## ૨૯ તરસ મટાડનાર–તૃષ્ણાનિગ્રહણ ગણ

नागरधन्वयवासकमुस्तपर्पटकचन्दनकिराततिक्तकगुडूचीह्रीवेरधान्यकपटोलानीति दशेमानि तृष्णानिग्रहणानि भवन्ति ॥ (२९) ॥

સૂંઠ, ધમાસો, મોથ, પિત્તપાપડો, ચંદન, કરિયાતું, ગળો, સુગંધી વાળો, ધાણા અને પરવળ, એમ આ દશ દ્રવ્યો તૃષ્ણાનિગ્રહણ ગણ છે.

## ૩૦ હેડકી રોકનાર–હિક્કાનિગ્રહણીય ગણ

शटीपुष्करमूलबदरबीजकण्टकारिकाबृहतीवृक्षरुहाऽभयापिप्पलीदुरालभाकुलीरशृङ्ग्य इति दशेमानि हिक्कानिग्रहणानि भवन्ति (३०) इति त्रिकः कषायवर्गः ॥ १९ ॥

કચૂરો, પુષ્કરમૂળ કે એરંડમૂળ, બોરનાં બીજ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, વંદા કે બાંદા, હરડે, પીપર, ધમાસો અને કાકડાશીંગ, એમ આ દશ દ્રવ્યો હિક્કાનિગ્રહણીય ગણ છે. એમ ત્રણનો કષાયવર્ગ કહ્યો. ૧૯

## ૩૧ વિષ્ટા રોકનાર કે બાંધનાર–પુરીષસંગ્રહણીય ગણ

प्रियङ्ग्वनन्ताम्रास्थिकट्वङ्गलोध्रमोचरससमङ्गाधातकीपुष्पपद्मापद्मकेशराणीति दशेमानि पुरीषसंग्रहणीयानि भवन्ति ॥ (३१) ॥

ઘઉંલા, અનંતા–ધમાસો–અનંતમૂળ કે ઉપલસરી, આંબાની ગોટલી, શ્યોનાક–અરલૂ કે અરડૂસો, લોધર, મોચરસ કે શીમળાનો ગુંદર, મજીઠ, ધાવડીનાં ફૂલ, ભારંગી અને કમળના કેસરા એમ આ દશ દ્રવ્યો પુરીષસંગ્રહણીય ગણ છે.

## ૩૨ વિષ્ટાનો મૂળ રંગ કરનાર–પુરીષવિરજનીય ગણ

जम्बुशल्लकीत्वक्कच्छुरामधूकशाल्मलीश्रीवेष्टकभृष्टमृत्पयस्योत्पलतिलकणा इति दशेमानि पुरीषविरजनीयानि भवन्ति ॥ (३२) ॥

જાંબૂ, શલ્લકી–શકુની છાલ, કૌચાં, જેઠીમધ, શીમળાનો ગુંદ, શ્રીવેષ્ટક–ગંધબિરોજા–રાળ, શેકેલી માટી, વિદારીકંદ, નીલ કમળ અને તલના દાણા, એમ આ દશ દ્રવ્યો પુરીષવિરજનીય ગણ છે.

## ૩૩ મૂત્ર રોકનાર–મૂત્રસંગ્રહણીય ગણ

जम्ब्वाम्रप्लक्षवटकपीतनोदुम्बराश्वत्थभल्लातकाश्मन्तकसोमवल्का इति दशेमानि मूत्रसंग्रहणीयानि भवन्ति ॥ (३३) ॥

જાંબૂ, આંબો, પીપળ, વડ, પારસપીપળો, ઉંબરો, પીપળો, ભિલામો, ખૂબ ખાટી લૂણી અને ધોળો ખેર, એમ આ દશ દ્રવ્યો મૂત્રસંગ્રહણીય ગણ છે.

## ૩૪ મૂત્ર શુદ્ધ કરનાર–મૂત્રવિરજનીય ગણ

पद्मोत्पलनलिनकुमुदसौगन्धिकपुण्डरीकशतपत्रमधुकप्रियङ्गुधातकीपुष्पाणीति दशेमानि मूत्रविरजनीयानि भवन्ति ॥ (३४) ॥

ધોળું કમળ, નીલ કમળ, લાલ કમળ, રાત્રિવિકાસી કુમુદ–કમળ, સુગંધી–કલ્હાર નામનું કમળ, પુંડરીક–સફેદ કમળ, સો પાંખડીનું લાલ કમળ, જેઠીમધ, ઘઉંલા કે કાંગ અને ધાવડીનાં ફૂલ, એમ આ દશ દ્રવ્યો મૂત્રવિરજનીય ગણ છે.

## ૩૫ મૂત્ર વધારે લાવનાર–મૂત્રવિરેચનીય ગણ

वृक्षादनीश्वदंष्ट्रावसुकवशिरपाषाणभेददर्भकुशकाशगुन्द्रेत्कटमूलानीति दशेमानि मूत्रविरेचनीयानि भवन्ति । (३५) इति पञ्चकः कषाय वर्गः ॥२०॥

વંદા કે બાંદા ગોખરુ, વસુક અથવા વસુહટ્ટ કે બકપુષ્પ, રાતો અઘેડો, પાષાણભેદ, દર્ભ, કુશ નામે દર્ભની જ જાત, કાસડો, ગુંદ્રા કે એરકા ઘાસ અને ઈત્કટ નામના બરૂ ઘાસનાં મૂળિયાં, એમ આ દશ દ્રવ્યો મૂત્રવિરેચનીય ગણ છે. એમ પાંચનો સાતમો કષાયવર્ગ કહ્યો. ૨૦

### ૩૬ ઉધરસ મટાડનાર-કાસહર ગણ

द्राक्षाभयामलकपिप्पलीदुरालभाशृङ्गीकण्टकारिकावृश्चीरपुनर्नवातामलक्यः इति दशेमानि कासहराणि भवन्ति ॥ (३६)॥

દ્રાક્ષ, હરડે, આમળાં, પીપર, ધમાસો, કાકડાશીંગ, બેઠી ભોરીંગણી, ધોળી સાટોડી, રાતી સાટોડી અને ભોંય આમળી, એમ આ દશ દ્રવ્યો કાસહર ગણ છે.

### ૩૭ શ્વાસહર ગણ

शटीपुष्करमूलाम्लवेतसैलाहिङ्ग्वगुरुसुरसातामलकीजीवन्तीचण्डा इति दशेमानि श्वासहराणि भवन्ति ॥ (३७)॥

કચૂરો, પુષ્કરમૂળ કે એરંડમૂળ, અમ્લવેતસ, એલચી, હિંગ, અગુરુ, તુલસી, ભોંયઆમળી, મીઠી ખરખોડી-ડોડી અને ચંડા-ચોરપુષ્પી કે શંખપુષ્પી, એમ આ દશ દ્રવ્યો શ્વાસહર ગણ છે.

### ૩૮ સોજો મટાડનાર-શોથહર ગણ

पाटलाग्निमन्थबिल्वश्योनाककाश्मर्यकण्टकारिकाबृहतीशालपर्णीपृश्निपर्णीगोक्षुरका इति दशेमानि शोथहराणि भवन्ति ॥ (३८)॥

કાળીપાટ, અરણી, બીલી, અરલૂ કે અરડૂસો, શીવણ, બેઠી ભોરીંગણી, ઊભી ભોરીંગણી, સમેરવો, ગંધી સમેરવો અને ગોખરુ, એમ આ દશ દ્રવ્યો શોથહરગણ છે.

આમાં પહેલાં પાંચ દ્રવ્યો બૃહત્ પંચમૂળ છે અને બીજાં પાંચ દ્રવ્યો લઘુ પંચમૂળ છે; એ બન્ને મળી દશમૂળ કહેવાય છે. સુશ્રુત-સૂત્રસ્થાન ૩૮ મા અધ્યાયમાં આ દશમૂળ આમ કહ્યાં છે: 'त्रिकण्टकबृहतीद्वयपृथक्पर्ण्यो विदारिगन्धा चेति कनीय इति, बिल्वाग्निमन्थटिण्टुकपाटलाकाश्मर्यश्चेति महत् इति।' ગોખરુ, બેઠી ભોરીંગણી, ઊભી ભોરીંગણી, ગંધી સમેરવો અને સમેરવો એ પાંચ લઘુ પંચમૂળ છે; અને બીલી, અરણી, અરલૂ કે અરડૂસો, પાડલ તથા ગંભારી કે શીવણ, એ પાંચ બૃહત્ પંચમૂળ છે. રાજનિઘંટુ ૭ મા વર્ગમાં પણ આ દશમૂળ આમ કહ્યાં છે: 'शालपर्णी पृश्निपर्णी बृहती कण्टकारिका, तथा गोक्षुरकश्चेति लघ्विदं पञ्चमूलकम्। बिल्वोऽग्निमन्थः श्योनाकः काश्मर्यः पाटला तथा, ह्येवं महत् पञ्चमूलं दशमूलमुभे स्मृतम्।' શાલવણ, સમેરવો, પીલવણ, ગંધી સમેરવો, ઊભી ભોરીંગણી, અને ગોખરુ, એ પાંચ લઘુ પંચમૂળ છે; બીલી, અરણી, અરલૂ કે અરડૂસો શીવણ અને પાડલ આ પાંચ બૃહત્ પંચમૂળ છે; અને બન્ને મળી દશમૂળ કહેવાય છે. અષ્ટાંગહૃદયમાં વાગ્ભટ કહે છે: 'આ દશમૂળ સોજો મટાડે છે.' (સૂત્ર અ. ૧૫)

### ૩૯ જ્વરહર ગણ

सारिवाशर्करापाठामञ्जिष्ठाद्राक्षापीलुपरूषकाभयामलकविभीतकानीति दशेमानि ज्वरहराणि भवन्ति ॥ (३९)॥

સારિવા-અનંતમૂળ કે ઉપલસરી, સાકર, પાડા-કાળીપાટ, મજીઠ, દ્રાક્ષ, પીલુ, ફાલસાં, હરડે, આમળાં, બહેડાં (ત્રિફલા), એમ આ દશ દ્રવ્યો જ્વરહર ગણ છે.

વાગ્ભટે અષ્ટાંગહૃદય સૂત્રસ્થાન ૧૫મા અધ્યાયમાં આ દશ ઔષધગણને જ્વરશમન તરીકે કહેલ છે અને આમાં સાકરના બદલે ગળો ગણી છે.

### ૪૦ શ્રમહર ગણ

द्राक्षाखर्जूरप्रियालबदरदाडिमफल्गुपरूषकेक्षुयवषष्टिका इति दशेमानि श्रमहराणि भवन्ति (४०) इति पञ्चकः कषायवर्गः ॥२१॥

દ્રાક્ષ, ખજૂર, ચારોળી, બોર, દાડમ, કાળો ઉંબરો કે અંજીર, ફાલસાં, શેલડી, જવ અને સાઠી ચોખા, એમ આ દશ દ્રવ્યો શ્રમહરગણ-થાક ઉતારનારાં છે. એમ પાંચનો આ આઠમો કષાયવર્ગ કહ્યો. ૨૧

### ૪૧ દાહપ્રશમન ગણ

लाजाचन्दनकाश्मर्यफलमधूकशर्करानीलोत्पलोशीरसारिवागुडूचीह्रीवेराणीति दशेमानि दाहप्रशमनानि भवन्ति ॥ (४१)॥

ડાંગેરની ધાણી, ધોળું ચંદન, શીવણનાં ફળ, મહુડો, સાકર, નીલકમળ, વીરણ-વાળો, સારિવા-ઉપલસરી, ગળો અને સુગંધી વાળો, એમ આ દશ દ્રવ્યો દાહપ્રશમન ગણ છે.

### ૪૨ શીતપ્રશમન ગણ

तगरागुरुधान्यकशृङ्गवेरभूतीकवचाकण्टकारिकाग्निमन्थश्योनाकपिप्पल्य इति दशेमानि शीतप्रशमनानि भवन्ति ॥ (४२)॥

તગરનાં મૂળ, અગુરુ, ધાણા, સૂંઠ કે આદું, અજમો, વજ, બેઠી ભોરીંગણી, અરણી, અરલૂ કે અરડૂસો અને પીપર-એમ આ દશ દ્રવ્યો શીતપ્રશમન ગણ-ટાઢ મટાડનારાં છે.

### ૪૩ શીળસનો ભેદ–ઉદર્દપ્રશમન ગણ

तिन्दुकपियालवदरखदिरकदरसप्तपर्णाश्वकर्णार्जुनासनारिमेदा इति दशेमान्युदर्दप्रशमनानि भवन्ति ॥ ( ४३ ) ॥

ટીંબરુ, ચારોળી, બોર, ખેર, ધોળો ખેર, સાત્વીન કે સાતપૂડો, શાલવૃક્ષ–મોટો ગજ, અર્જુનવૃક્ષ–આસોંદરો, અસનવૃક્ષ કે હીરાદખણ અને દુર્ગંધી ખેર, એમ આ દશ દ્રવ્યો ઉદર્દપ્રશમન ગણ છે.

### ૪૪ અંગપીડાનાશક–અંગમર્દપ્રશમન ગણ

विदारीगन्धापृश्निपर्णीबृहतीकण्टकारिकैरण्डकाकोलीचन्दनोशीरैलामधूकानीति दशेमान्यङ्गमर्दप्रशमनानि भवन्ति ॥ ( ४४ ) ॥

શાલવણ કે સમેરવો, પીઠવણ કે ગંધી સમેરવો, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, એરંડો, કાકોલી, ચંદન, વીરણવાળો, એલચી અને જેઠીમધ, એમ આ દશ દ્રવ્યો અંગમર્દપ્રશમન ગણ છે.

### ૪૫ શૂલપ્રશમન ગણ

पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकशृङ्गवेरमरिचाजमोदाजगन्धाजाजीगण्डीराणीति दशेमानि शूलप्रशमनानि भवन्ति ( ४५ ) इति पञ्चकः कषायवर्गः ॥२२॥

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ કે આદું ( એ પંચકોલ ), મરી, અજમોદ, જંગલી અજમો, કાળીજીરી અને ગંડીર કે શમઠશાક, એમ એ દશ દ્રવ્યો શૂલપ્રશમન ગણ છે. એમ પાંચનો કષાયવર્ગ નવમો કહ્યો. ૨૨

### ૪૬ શોણિતસ્થાપન ગણ

मधुमधुकरुधिरमोचरसमृत्कपाललोध्रगैरिकप्रियङ्गुशर्करालाजा इति दशेमानि शोणितस्थापनानि भवन्ति ॥ ( ४६ ) ॥

મધ, જેઠીમધ, કેસર, મોચરસ–શીમળાનો ગુંદર, માટીની શેકેલી ઠીકરી, લોધર, ગેરુ, ઘઉંલા કે કાંગ, સાકર અને શાળની ધાણી, એમ આ દશ દ્રવ્યો શોણિતસ્થાપન–વહેતું લોહી બંધ કરનાર ગણ છે.

### ૪૭ વેદનાસ્થાપન ગણ

शालकट्फलकदम्बपद्मकतुङ्गमोचरसशिरीषवञ्जुलैलवालुकाशोका इति दशेमानि वेदनास्थापनानि भवन्ति ॥ ( ४७ ) ॥

શાલવૃક્ષ–મોટો ગજ, કાયફળ, કદંબ, પદ્મકાષ્ઠ, પુંનાગ કે નાળિયેરી, સરસડો, નેતર, એલુવા–ચણકબાબ અને આસોપાલવ, એમ આ દશ દ્રવ્યો વેદનાસ્થાપન ગણ છે.

### ૪૮ સંજ્ઞાસ્થાપન ગણ

हिङ्गुकैटर्यपूत्यरिमेदवचाचोरकवयःस्थागोलोमीजटिलापलङ्कषाशोकरोहिण्य इति दशेमानि संज्ञास्थापनानि भवन्ति ॥ ( ४८ ) ॥

હિંગ, ગિરિનિંબ–પહાડી–મીઠો લીંબડો, દુર્ગંધી ખેર, વજ, ચોરક–ચોરપુષ્પી કે શંખપુષ્પી, બ્રાહ્મી, ગોલોમી–ભૂતકેશી–કાળી નગોડ કે ધ્રો, જટામાંસી, ગૂગળ અને કડુ, એમ આ દશ દ્રવ્યો સંજ્ઞા–સ્થાપન ગણ છે.

### ૪૯ પ્રજાસ્થાપન ગણ

ऐन्द्रीब्राह्मीशतवीर्यासहस्रवीर्याऽमोघाव्यथाशिऽवारिष्टावाट्यपुष्पीविष्वक्सेनकान्ता इति दशेमानि प्रजास्थापनानि भवन्ति ॥ ( ४९ ) ॥

ઐન્દ્રી–એક જાતની કાકડી, બ્રાહ્મી, ધોળી ધ્રો, કાળી ધ્રો, પાડલ, આમળાં, હરડે, કડુ, ખપાટ ( બળદાણા ) અને ઘઉંલા કે કાંગ, એમ આ દશ દ્રવ્યો પ્રજાસ્થાપન ગણ છે.

### ૫૦ વયઃસ્થાપન ગણ

अमृताभयाधात्रीयुक्ताश्वेताजीवन्त्यतिरसामण्डूकपर्णीस्थिरापुनर्नवा इति दशेमानि वयःस्थापनानि भवन्ति ( ५० ) इति पञ्चकः कषायवर्ग ॥२३॥

ગળો, હરડે, આમળાં, રાસ્ના, શ્રેયસી–રાસ્નાનો જ એક ભેદ અથવા ધોળી ગરણી, મીઠી ખરખોડી, શતાવરી કે પાણીમાં થતું જેઠીમધ, મંડૂકપર્ણી–બ્રાહ્મીની એક જાત–ખડબ્રાહ્મી, સમેરવો અને સાટોડી, એમ આ દશ દ્રવ્યો વયઃ–સ્થાપન–જુવાની સ્થિર રાખનારનો ગણ છે. એમ પાંચનો કષાય વર્ગ કહ્યો. ૨૩

### કષાયગણનો ઉપસંહાર

इति पञ्चकषायशतान्यभिसमस्य पञ्चाशन्महाकषायाः, महतां च कषायाणां लक्षणोदाहरणार्थं व्याख्याता भवन्ति ॥ २४ ॥

એમ પાંચસો કષાયો છે; તેઓને ટૂંકાવીને પચાસ મહાકષાયો થાય છે; એ મહાકષાયોનાં લક્ષણો કહેવા માટે ( આ પાંચસો કષાયો )

કહ્યા છે. ૨૪

એકંદર આ પાંચસો કષાયો કહેવાનું આ પ્રયોજન છે કે, મહાકષાયોનાં લક્ષણો જીવનીયપણું આદિ જે કહેલ છે, તે જણાવવાં છે; જોકે આ જીવક આદિનાં જેવા જ ગુણોવાળાં બીજાં અસંખ્ય દ્રવ્યો છે, તોપણ આ પાંચસો દ્રવ્યો અહીં જે ગણેલાં છે, તે તો કેવળ ઉદાહરણ બતાવવા પૂરતાં જ અહીં કહેલ છે; અથવા આ પાંચસો કષાયોનું તથા પચાસ મહાકષાયોનું મંદ બુદ્ધિઓને લક્ષણ કે જ્ઞાન કરાવવા અહીં આ બધા કહ્યા છે અને બુદ્ધિમાનોને કેવળ ઉદાહરણાર્થે આ કહેવામા આવ્યા છે, જે ઉપરથી તેઓ બીજા કષાયોની પણ કલ્પના કરી શકે, એ ભાવ છે.

### ઉપર્યુક્ત કષાયગણ ટૂંકાવીને કહેવાનું કારણ

**न हि विस्तरस्य प्रमाणमस्ति, न चाप्यतिसंक्षेपोऽल्पबुद्धीनां सामर्थ्यायोपकल्पते, तस्मादनतिसंक्षेपेणानतिविस्तरेण चोपदिष्टाः; एतावन्तो ह्यलमल्पबुद्धीनां व्यवहाराय, बुद्धिमतां च स्वालक्षण्यानुमानयुक्तिकुशलानामनुक्तार्थज्ञानायेति ॥ २५ ॥**

વિસ્તારનું પ્રમાણ જ નથી, જેટલો વિસ્તાર કરીએ તેનું કોઈ માપ જ નથી, એનો પાર જ નથી; અતિસંક્ષેપ પણ ઓછી બુદ્ધિવાળાઓને સામર્થ્ય આપવા સમર્થ કે ઉપયોગી થાય નહિ, તેથી નહિ અતિસંક્ષેપથી તથા નહિ અતિ-વિસ્તારથી (ઉપર પ્રમાણે કષાયો) કહ્યા છે; આટલા જ કષાયો ઓછી બુદ્ધિવાળાઓને વ્યવહાર માટે પૂરતા છે; પરંતુ દ્રવ્યોનાં પોતાનાં લક્ષણો ઉપરથી અનુમાન કરી લઈ યોજના કરી લેવામાં જેઓ કુશળ હોય એવા બુદ્ધિમાન પુરુષોને તો (કેવળ) નહિ કહેલા અર્થનું જ્ઞાન થાય, તે માટે (આટલા) પૂરતા છે. ૨૫

અહીં કદાચ કોઈ કહે કે, ઉપર કહેલા પાંચસો કષાયોમાંનાં દશ દશ દ્રવ્યોથી પચાસ મહાકષાયો જે થાય છે, તેટલાથી જ પરિપૂર્ણ ચિકિત્સા સંભવતી નથી, તો પરિપૂર્ણ જ કષાયો કહેવા જરૂરી છે; અથવા દૃષ્ટાંત માટે બે ત્રણ કષાયો જ કહેવા ઠીક છે, છતાં શા માટે નહિ વિસ્તારથી કે નહિ અતિ સંક્ષેપથી ઉપર પ્રમાણે કષાયનિરૂપણ કરેલ છે? આનો જ ઉત્તર અહીં ઉપર આપેલો છે. જો અતિશય સંક્ષેપમાં બે-ત્રણનાં જ લક્ષણો કહેવામાં આવે, તો તેથી અનુમાન કરી લેવાની કુશળતા વિનાના અલ્પબુદ્ધિ વૈદ્યોને ચિકિત્સા કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય નહિ, માટે આટલા જે કહ્યા છે, તે અલ્પ-બુદ્ધિવાળાઓને ચિકિત્સાવ્યવહાર માટે ઘણા છે; આટલા જે પાંચસો કષાયો કહ્યા છે, તે ઉપરથી મહાબુદ્ધિમાન વૈદ્યો તો તેઓનાં સ્નિગ્ધ, શીત, વૃષ્ય, મધુરપણું આદિ પોતપોતાનાં લક્ષણો તથા ગુણકર્મ ઉપરથી અનુમાન કરી લઈ બીજા નહિ કહેલા કષાયોને પણ અવશ્ય સમજી જ લેશે; એ અભિપ્રાયથી અહીં નહિ વિસ્તારથી-તથા નહિ અતિસંક્ષેપથી આ કષાયનિરૂપણ કરેલ છે; બાકી વિસ્તાર કરીએ તો કોઈ પાર જ ન આવે. ૨૫ (યો૦)

### અગ્નિવેશનો પ્રશ્ન કે પૂર્વપક્ષ

**एवंवादिनं भगवन्तमात्रेयमग्निवेश उवाच-नैतानि भगवन् पञ्च कषायशतानि पूर्यन्ते। तानि तानि ह्येवाङ्गानि संप्लवन्ते तेषु तेषु महाकषायेष्विति ॥२६॥**

ભગવાન આત્રેય એમ કહી રહ્યા હતા, ત્યારે અગ્નિવેશે તેમને કહ્યું: 'હે ભગવન્! એ પાંચસો કષાયો (પણ) પૂરા નથી (પણ અધૂરા લાગે છે); કારણ કે તે તે જ અંગરૂપ દ્રવ્યો તે તે મહા કષાયોમાં (પણ) વારંવાર આવ્યા જ કરે છે. ૬૫

જીવનીય આદિ તે તે ૫૦ મહાકષાયોમાના જ બીજા બીજા કષાયોમાં તે તે જીવક આદિ દ્રવ્યો ફરી ફરી આવે છે, જેમ કે જીવનીય ગણમાં જે કાકોલીદ્રવ્ય કહેલ છે, તે જ ફરી બૃંહણીય ગણમાં પણ કહેવાય છે; એમ કષાયોમાં એકનાં એક જ દ્રવ્યોનો વારંવાર પાઠ આવ્યા કરતો હોવાથી સંજ્ઞાઓમાં પણ વિરોધ જણાય છે; જે દ્રવ્યને જીવનીય સંજ્ઞાથી કહ્યું હોય, તેને જ ફરી બૃંહણીય સંજ્ઞાથી કહેવું, એ પણ વિરુદ્ધ જ લાગે છે; એક દ્રવ્યની અનેક સંજ્ઞાઓ પાડવી, એ શું વિરુદ્ધ નથી? આમ એ પાંચસો કષાયો પૂરા થતા નથી; અને સંજ્ઞાઓનો વિરોધ પણ તેઓમાં જણાય છે. ૨૬ (યો૦)

### આત્રેયનો સૈદ્ધાંતિક ઉત્તર

**तमुवाच भगवानात्रेयः-नैतदेवं बुद्धिमता द्रष्टव्यमग्निवेश। एकोऽपि ह्यनेकां संज्ञां लभते कार्यान्तराणि कुर्वन्। तद्यथा-पुरुषो बहूनां कर्मणां करणे समर्थो भवति, स यद्यत्कर्म करोति तस्य तस्य कर्मणः संपादनात् कर्तृकरणकार्यसंप्रयुक्तं तं तं गौणं नामविशेषं प्राप्नोति, तद्वदौषधद्रव्यमपि द्रष्टव्यम्। यदि चैकमेव किंचिद्द्रव्यमासादयामस्तथागुणयुक्तं यत्सर्वकर्मणां करणे समर्थं स्यात्, कस्ततोऽन्यदिच्छेदुपधारयितुमुपदेष्टुं वा शिष्येभ्य इति ॥ २७ ॥**

ભગવાન આત્રેયે તે અગ્નિવેશને કહ્યું: હે

અગ્નિવેશ! બુદ્ધિમાન પુરુષે આ આ રીતે જોવું તે યોગ્ય નથી; કેમ કે એક પણ દ્રવ્ય જુદાં જુદાં કાર્યો કરે, ત્યારે અનેક સંજ્ઞાઓ પામે છે; જેમ કે કોઈ એક જ પુરુષ ઘણાં કામો કરવા સમર્થ હોય, તે જે જે કર્મ જ્યારે કરે છે ત્યારે તે તે કર્મ બરાબર કરવાને લીધે કર્તા, કરણ તથા કાર્ય દ્વારા બરાબર લાગુ થતાં તે તે ગૌણ જુદાં જુદાં નામોને (પણ) પ્રાપ્ત કરે છે; તે જ પ્રમાણે આ ઔષધદ્રવ્ય પણ સમજવું જોઈએ; પરંતુ જો કોઈ એક જ દ્રવ્યને લઈએ, જે તેવા ગુણોથી યુક્ત હોઈને સર્વ કર્મો કરવામાં સમર્થ હોય, તો એ સિવાયનાં બીજાં દ્રવ્યને કયો પુરુષ મનથી ધારણ કરવા ઇચ્છે અથવા શિષ્યોને ઉપદેશ કરવા પણ કોણ ઇચ્છે? ૨૭

કોઈ એક જ વસ્તુ અનેક સંજ્ઞાઓને પ્રાપ્ત કરે, તો એ વિરુદ્ધ છે, એમ ન મનાય; જેમ કે દેવદત્ત નામનો કોઈ માણસ જ્યારે રાંધવાની ક્રિયા કરે છે, ત્યારે એ ક્રિયાના કર્તાપણાને લીધે 'રસોઇયો' એવું ગૌણ નામ પણ પામે જ છે; તેમ જ એ જ દેવદત્ત કોદાળી લઈ જમીન ખોદે છે, ત્યારે એ કોદાળીરૂપ ખોદવાના સાધનને લીધે 'કોદાળીથી ખોદનાર' એવું ગૌણ નામ પણ પામે છે અને પાછો એ જ દેવદત્ત ઘડો બનાવવાનું કાર્ય કરે છે, ત્યારે એ કાર્ય દ્વારા લાગુ થતું 'કુંભાર' એવું ગૌણ નામ પણ પામે જ છે. તે જ પ્રમાણે ઔષધદ્રવ્યના સંબંધે પણ સમજવું જોઈએ; જેમ કે એક જ કાકોલી આદિ દ્રવ્ય જ્યારે જીવન માટે હિતકર કાર્ય કરે છે, ત્યારે 'જીવનીય' કહેવાય છે અને શરીરની પુષ્ટિરૂપ કાર્ય કરે છે, ત્યારે 'બૃંહણીય' પણ કહેવાય છે; એમ અનેક કાર્યો કરવાના કારણે જુદી જુદી અનેક ગૌણ સંજ્ઞાઓને પામે, એમાં વિરોધ કયો છે? કદાચ અહીં એમ કહેવામાં આવે કે 'જો એક જ દ્રવ્ય અનેક કામ કરે છે, તેથી અનેક સંજ્ઞાઓ પણ પામે છે, તો પછી પાંચ સો કષાયો ઉપદેશવાની જરૂર જ ક્યાં રહી? બસ, કોઈ એક ક્ષીરકાકોલી આદિ દ્રવ્ય જ લઈ લેવું અને તે જીવનીય છે, બૃંહણીય છે, એમ જ કહી દેવું, તે વધારે ઠીક છે.' આમ કહેનાર પ્રત્યે વળી કહે છે કે, જો કોઈ એક જ દ્રવ્ય એવું મેળવાય, જે અનેક ક્રિયાઓ કરવા સમર્થ હોય, તો પછી બીજું દ્રવ્ય યાદ રાખવાની ઇચ્છા જ કોણ કરે? અને શિષ્યોને બીજાં દ્રવ્યોનો ઉપદેશ કરવાનું પ્રયોજન પણ શું રહે? અર્થાત્ દરેક કામ કરવાને સમર્થ એવું કોઈ એક જ દ્રવ્ય કદી હોઈ શકે જ નહિ; પરંતુ ઘણાં દ્રવ્યો એવાં છે કે જેઓ ભેગાં મળી જીવનાદિ એક એક કર્મ કરવા સમર્થ છે; તેમ જ ઘણાં દ્રવ્યો એવાં પણ છે કે જેઓ ભેગાં મળી જીવન, બૃંહણ આદિ અનેક કર્મ કરવા સમર્થ છે અને બીજાં પણ ઘણાં એવાં દ્રવ્યો છે કે જેઓ અનેક કર્મ કરવા પણ સમર્થ છે; તેમ જ એવું એક પણ દ્રવ્ય હોય છે, જે અનેક કર્મો કરવા એકલું પણ સમર્થ હોય છે, ઇત્યાદિ આ કષાયનિરૂપણથી સૂચવ્યું છે; અર્થાત્ પચાસ જે મહાકષાયો કહ્યા છે, તેઓ દશ દશના અવયવોથી યુક્ત હોઈને જ મહાકષાયો કહેવાય છે; પરંતુ તેઓનાં પેટા દ્રવ્યો જે જીવક આદિ એક એક છે, તે કષાય છે અને જીવનીયાદિ પણ છે; તેમ જ દશના સમુદાયરૂપે મળી તેઓ મહાકષાય છે અને જીવનીયાદિ પણ છે. ૨૭ (યો૦)



### ચતુર્થાધ્યાય–અર્થસંક્ષેપ–શ્લોકો

यतो यावन्ति यैर्द्रव्यैर्विरेचनशतानि षट् ।
उक्तानि संग्रहेणेह तथैवैषां षडाश्रयाः ॥ २८ ॥
रसा लवणवर्ज्याश्च कषाया इति संज्ञिताः ।
तेषां पञ्चविधा योनिः कषायाणामुदाहृता ॥ २९ ॥
तथा कल्पनमप्येषामुक्तं पञ्चविधं पुनः ।
महतां च कषायाणां पञ्चाशत्परिकीर्तिताः ॥३०॥
पञ्च चापि कषायाणां शतान्युक्तानि भागशः ।
लक्षणार्थं प्रमाणं हि विस्तरस्य न विद्यते ॥३१॥
न चालमतिसंक्षेपः सामर्थ्यायोपकल्पते ।
अल्पबुद्धेरयं तस्मान्नातिसंक्षेपविस्तरः ॥ ३२ ॥
मन्दानां व्यवहाराय बुधानां बुद्धिवृद्धये ।
पञ्चाशत्को ह्ययं वर्गः कषायाणामुदाहृतः ॥ ३३ ॥

આ અધ્યાયમાં જે દ્રવ્યમાંથી જેટલાં મળીને જે દ્રવ્યો વડે છસો વિરેચનો થાય છે, તે ટૂંકમાં (પ્રથમ) કહ્યાં છે; પછી એ વિરેચનદ્રવ્યોના છ આશ્રયો પણ કહ્યા છે; તે પછી લવણ સિવાયના (પાંચ) રસો 'કષાય' એવી સંજ્ઞાને પામેલા કહ્યા છે, તે કારણે કષાયોનાં પાંચ પ્રકારનાં ઉત્પત્તિસ્થાનો પણ કહેલ છે; પછી એ કષાયોની પાંચ પ્રકારની કલ્પના તથા પચાસ મહાકષાયો કહ્યા છે; પછી એ મહાકષાયોનાં લક્ષણો કહેવા માટે (દશ દશના) ભાગ કરી (તેઓના પેટા તરીકે) પાંચસો કષાયો પણ કહ્યા છે; કેમ કે વિસ્તારનું પ્રમાણ કે માપ હોતું નથી; વળી જો અત્યંત સંક્ષેપરૂપે કહેવાય, તો

ઓછી બુદ્ધિવાળાને તે સંક્ષેપ ચિકિત્સા માટે-નું સામર્થ્ય ઉપજાવવા સમર્થ થાય નહિ, તે કારણે મંદબુદ્ધિ-વૈદ્યોને ચિકિત્સા વ્યવહારની સગવડ કરી આપવા માટે અને બુદ્ધિમાન વૈદ્યોની બુદ્ધિમાં વધારો થાય, તે માટે આ કષાય-નિરૂપણ નહિ અતિ સંક્ષેપ કે નહિ અતિ વિસ્તારરૂપે કહેલ છે; એમ છેલ્લો કષાયોનો આ પચાસનો વર્ગ (આ અધ્યાયમાં) કહેલ છે. ૨૮-૩૩

મીંઢળ આદિ પંદર એક એક દ્રવ્યમાથી ૧૩૩ આદિ યોગો મળી એકંદર એ બધાની ભેગી સંખ્યા ૬૦૦ વિરેચનોની આ અધ્યાયના પહેલા ચાર શ્લોકોમા કહેલ છે; પછી વિરેચનોના ૭ આશ્રયો-ક્ષીરથી માંડી ફળ સુધીના કહેલા છે; પછી મધુરાદિ પાચ રસોની કષાયસંજ્ઞા કહી છે; પછી પાંચ પ્રકારની કષાયકલ્પના કહીને પચાસ મહાકષાયો લક્ષણ તથા ઉદાહરણાર્થે અથવા લક્ષણો જણાવવા માટે કહ્યા છે અને તે પછી ૫૦ મહાકષાયોના વિભાગવાર દશ દશના અવયવો કહીને તે અવયવોને જ ૫૦૦ કષાયોરૂપે કહેલ છે; પછી છેલ્લે ખૂબ વિસ્તાર કરવાથી પાર આવે એમ નથી, એમ કહી જણાવ્યુ કે, ઓછી બુદ્ધિવાળાઓ માટે તથા વિશાળ બુદ્ધિવાળાઓ માટે આટલું જ કષાયનિરૂપણ નહિ અતિ ટૂંકમા તથા નહિ અતિ વિસ્તારરૂપે કરેલ છે, તે જ બરાબર છે, જેથી ઓછી બુદ્ધિવાળા વૈદ્યોનો ચિકિત્સાવ્યવહાર ચાલે અને વિશાળ બુદ્ધિવાળાઓને આથી વધુ જાણી લેવાનો પણ અવકાશ મળે. ૨૮-૩૩ (યો૦)

### શ્રેષ્ઠ વૈદ્યનું લક્ષણ

**तेषां कर्मसु बाह्येषु योगमाभ्यन्तरेषु च ।**
**संयोगं च प्रयोगं च यो वेद स भिषग्वरः ॥३४॥**

જે પુરુષ બાહ્ય તથા આભ્યંતર કર્મોમાં એ કષાયોનો સંયોગ તથા પ્રયોગ જાણે છે, તે શ્રેષ્ઠ વૈદ્ય છે. ૩૪

અહીં જણાવેલ બાહ્ય કર્મ પ્રલેપાદિ સમજવાં તથા આભ્યંતર કર્મ વમન-વિરેચનાદિ જાણવાં; તેઓમાં પૂર્વોક્ત કષાયોનો સંયોગ એટલે એકબીજાની એકબીજામાં મિલાવટ; તથા પ્રયોગ એટલે દેશ-કાળ-પ્રકૃતિ આદિને અનુસરી તે તે રોગાદિ પરની યોજનાને જે કરી જાણે, તે જ સર્વોત્તમ વૈદ્ય કહેવાય; એમ અહીં સુધીના ચાર અધ્યાયો 'ભેષજાધ્યાય' અથવા ઔષધોને લગતા અધ્યાયોરૂપે કહ્યા છે. ૩૪

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં સૂત્રસ્થાન વિષે 'ષડ્વિરેચનશતાશ્રિતીય' નામનો ૪થો અધ્યાય સમાપ્ત

## मात्राशितीय-अध्याय ५मो

### મંગલ અને આરંભ

**अथातो मात्राशितीयमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥**

તે પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવાની ઇચ્છા થઈ અને એ શિષ્યોને આયુર્વેદમાં વધુ જાણવાના અધિકારી પણ જાણ્યા, એ કારણે 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી હવે અમે 'માત્રાશિતીય' નામે (પાંચમો) અધ્યાય કહીએ છીએ, એમ ખરેખર (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

રોગીના હિત માટે એ પ્રમાણે ચાર ઔષધોને લગતા અધ્યાયો કહ્યા; હવે રોગરહિત સ્વસ્થ મનુષ્યના હિત માટે સ્વસ્થનાં વર્તનોને લગતા ચાર અધ્યાયો 'આરોગ્ય-વિદ્યા' રૂપે કહેવામાં આવે છે; તેમાં પણ સ્વાસ્થ્ય જાળવવામા કારણ-એવાં વર્તનોમાં માપસર ખોરાક લેવો, એ મુખ્ય છે, તેથી પ્રથમ 'માત્રાશિતીય' નામનો અધ્યાય આરંભે છે: 'मात्रया मात्रावत् वा अशितम्-अशनम्-आहार इति मात्राशित, तद् अधिकृत्य कृतोऽयमध्यायरूपो ग्रन्थो मात्राशितीय ' માપસર ખોરાક લેવો, એ 'માત્રા-અશિત' કહેવાય છે; એ 'માત્રાશિત' ને ઉદ્દેશી રચેલો આ અધ્યાયરૂપ ગ્રંથ તે 'માત્રાશિતીય' કહેવાય છે. જોકે આ અધ્યાયના આરંભમાં નીચે 'मात्राशी स्यात्' એમ 'માત્રાશી' પદ મૂકેલું છે, તેથી એ પદને જ સ્વીકારી જેમ બીજા અધ્યાયોના નામ પાડ્યાં છે, તે જ પ્રમાણે આ અધ્યાયનું નામ પણ પાડવું જોઈએ; પરંતુ એ પદ લઈને સંજ્ઞા પાડતાં ઉચ્ચારણ કરવુ વધારે મુશ્કેલ બનશે, એવા ભયથી 'માત્રાશિત' પદ લઈને અહીં આ અધ્યાયની સંજ્ઞા કરી છે; એ જ પ્રમાણે આગળ જતાં 'न वेगान् धारणीय' આદિ અધ્યાયોની સંજ્ઞાઓ વિષે પણ સમજી લેવું. ૧ (યો૦)

### ખોરાક માપસર લેવો જોઈએ

**मात्राशी स्यात् । आहारमात्रा पुनरग्निबला-**
**पेक्षिणी ॥२॥**

માત્રા પ્રમાણે-માપસર ભોજન કરવાના સ્વભાવ-વાળો માણસ હોવો જોઈએ; અને આહારની માત્રા કે ખોરાકનું માપ એ અગ્નિના બળની અપેક્ષા રાખે છે. ૨

मात्रां मात्रावत् आहारं मात्रया वा अशितुं-भोक्तुं

शीलमस्येति मात्राशी। માપસર ખોરાક ખાવાનો જેનો સ્વભાવ હોય તે 'માત્રાશી' કહેવાય છે; અર્થાત્ હરકોઈ માણસે માપસર ખોરાક ખાવો જોઈએ; અને આહાર-માત્રા કે ખોરાકનું માપ, એ જઠરાગ્નિના બળની તથા ખોરાકના દ્રવ્યની અપેક્ષા રાખે છે; અર્થાત્ જઠરાગ્નિ જેટલો બળવાન હોય, તેટલો ખોરાક વધુ પ્રમાણમાં લેવાય અને જઠરાગ્નિ જેટલો નિર્બળ હોય તેટલો ખોરાક ઓછા પ્રમાણમાં લેવો જોઈએ; એ જ પ્રમાણે ખોરાકનું દ્રવ્ય જેવું ભારે-હલકું હોય તે પ્રમાણે પણ ખોરાક ઓછો-વધતો કરવો જોઈએ. ટીકાકાર ચક્રપાણિ અહીં વધુ સૂચવે છે, કે હરકોઈ માણસમાં એક વખતે અગ્નિના બળ પ્રમાણે ખોરાકનું જે માપ નક્કી કર્યું હોય, તે સર્વકાળે એક-સરખું કદી હોઈ શકે નહિ; કારણ કે ઋતુઓ પલટાતાં અને ઉંમરમાં પણ ફેરફાર થતાં એકના એક જ માણસનો જઠરાગ્નિ કોઈ વેળા વધે છે, ને કોઈ વેળા ઘટે છે; જેમ કે હેમંતઋતુમાં તથા યુવાવસ્થામાં માણસનો જઠરાગ્નિ વધે છે અને વર્ષાઋતુમાં તથા ઘડપણમાં જઠરાગ્નિ મંદ થાય છે; એમ અગ્નિનું બળ ઓછું-વધતું થતું હોવાથી ખોરાકની માત્રા એકસરખી રખાતી નથી, પરંતુ તે તે કાળમાં થતા અગ્નિબળના વધારા-ઘટાડાને અનુસરીને વારંવાર આહારની માત્રામાં પણ વધઘટ કર્યા કરવી જોઈએ. ૨

### અગ્નિના બળ પ્રમાણે આહારની માત્રાનું લક્ષણ

**यावद्ध्यस्याशनमशितमनुपहत्य प्रकृतिं यथाकालं जरां गच्छति तावदस्य मात्राप्रमाणं वेदितव्यं भवति ॥ ३ ॥**

**જેટલા પ્રમાણમાં માણસે ખાધેલો ખોરાક તેની પ્રકૃતિને બગાડ્યા વિના સમય પ્રમાણે પચી જાય, તેટલું તેના ખોરાકનું પ્રમાણ જાણવું યોગ્ય છે. ૩**

જે માણસે જેટલું ખાધું હોય, તે સવાર-સાંજ બરાબર પચી જાય અને ધાતુઓની સામાન સ્થિતિરૂપ પ્રકૃતિમાં લેશ પણ વિકાર ન કરે, એ જ તેના ખોરાકનું માપ સમજાય છે; એમ દરેક માણસના અગ્નિબળને અનુસરી તેના ખોરાકનું માપ નીકળે છે. આ સંબંધે આ ગ્રંથના વિમાનસ્થાનના બીજા અધ્યાયમાં કહેવાશે કે, 'कुक्षेरप्रपीडनमाहारेण हृदयस्यानवरोधः पार्श्वयोरविपाटनं नातिगौरवमुदरस्य प्रीणनमिन्द्रियाणां क्षुत्पिपासोपरमः स्वस्थासनशयनगमनोच्छ्वासहास्यसंकथासु सुखानुवृत्तिः सायं प्रातश्च सुखेन परिणमनं बलवर्णोपचयकरत्वं चेति मात्रावतो लक्षणमाहारस्य भवति। ખાધેલા જે ખોરાકથી પેટ અત્યંત પીડાય નહિ, હૃદયને દબાણ ન થાય, બન્ને પડખામાં ફાટ ન થાય, પેટ ખૂબ ભારે ન થાય, ઇંદ્રિયો પ્રસન્ન રહે, ભૂખ અને તરશ મટે, પોતાના સ્થાને બેસવામાં, સૂવામાં, અવર-જવરમાં, શ્વાસોચ્છ્વાસમાં, હસવામાં કે વાતચીત કરવામાં સુખ જ અનુભવાય, સાંજ-સવારે ખોરાક બરાબર પચી જાય; બળ, રંગ તથા પુષ્ટિમાં જે વધારો કરે, એ માપસરના ખોરાકનું લક્ષણ છે.' ૩ (ચો૦)

### ખોરાકનાં દ્રવ્ય પ્રમાણે પણ ખોરાકનું માપ

**तत्र शालिषष्टिकमुद्गलावकपिञ्जलैणशशशरभशम्बरादीन्याहारद्रव्याणि प्रकृतिलघून्यपि मात्रापेक्षीणि भवन्ति; तथा पिष्टेक्षुक्षीरविकृतिमाषानूपौदकपिशितादीन्याहारद्रव्याणि प्रकृतिगुरूण्यपि मात्रामेवापेक्षन्ते ॥ ४ ॥**

**રાતી ડાંગર, સાઠી ચોખા, મગ, લાવાં (પક્ષી), ધોળું તેતર, કાળો મૃગ, સસલું, અષ્ટાપદ નામે મૃગ અને શંબર નામે મૃગ વગેરે આહારદ્રવ્યો જોકે સ્વભાવે હલકાં છે, તોપણ તેઓ માત્રાની જરૂરવાળાં છે જ; તેમ જ લોટના, શેલડીના તથા દૂધના વિકારો; તલ, અડદ, જલપ્રાય પ્રદેશનાં પ્રાણીઓનું માંસ તથા જલચર પ્રાણીઓનાં માંસ વગેરે આહારદ્રવ્યો સ્વભાવથી ભારે છે, તોપણ તેઓ માત્રાની જરૂરવાળાં છે જ. (એકંદર હરકોઈ આહારદ્રવ્ય તેના માપસર જ ખાવું જોઈએ.) ૪**

ઉપર જણાવેલ અષ્ટાપદ નામનું હરણિયું મોટાં શિંગડાંવાળું અને આઠ પગ ધરાવતું હોઈ ચાર પગને પોતાની પીઠ પર રાખ્યા કરે છે; પ્રથમ ગણેલાં હલકાં દ્રવ્યો પછી 'आदि' શબ્દ મૂકયો છે, તે વરસાદનું દિવ્ય-જળ-અદ્ધરથી ઝીલ્યું હોય તેને તથા બીજાં પણ તેવાં હલકાં દ્રવ્યોને સૂચવે છે. આ બધાં દ્રવ્યો સ્વભાવે ભલે હલકાં છે, તોપણ માપસર લીધાં હોય તો જ હિતકારી થાય છે; માપથી વધારે તેઓનો ઉપયોગ કર્યો હોય તો તેઓ પણ ભારે થઈ પચવાં મુશ્કેલ બને છે; આ બધાંનું માપ એ જ સમજવું કે, ખૂબ ધરાઈને તે ખાવાં નહિ, એમ હમણાં જ નીચે કહેશે; તે જ પ્રમાણે લોટના વિકાર-ચોખા વગેરેની પૂરી, પૂડા, માલપૂડા વગેરે લેવાય છે; શેલડીના વિકાર-ગોળ વગેરે સમજાય છે અને દૂધના વિકાર દહીં વગેરે લેવાય છે; ભૂંડ વગેરે જળપ્રાય પ્રદેશનાં પ્રાણીઓ છે; અને માછલાં વગેરે જળચર પ્રાણીઓ છે; તેઓનાં માંસ તથા 'आदि' શબ્દથી

વ્રીહિ-ચોખા લેવાય છે. આ બધાં ભારે દ્રવ્યો પણ માપસર જ લીધાં હોય તો હિતકારી થાય છે; એટલે કે થોડા પ્રમાણમાં તેઓનો ઉપયોગ કર્યાથી તે ભારે દ્રવ્યો પણ પચવાં હલકાં બને છે; આ સંબંધે પણ આ શ્લોકસ્થાનના ૨૭મા અધ્યાયમાં કહેશે કે, ' अल्पादाने गुरूणा च लघूनां चातिसेवने, मात्रा कारणमुद्दिष्टं द्रव्याणां गुरुलाघवे। ' ભારે દ્રવ્યો પણ થોડા પ્રમાણમા સેવાય તો પાચનમાં હલકા જ બને છે, તે જ પ્રમાણે હલકાં દ્રવ્યો પણ ખૂબ વધારે પ્રમાણમા જો સેવાય તો પચવાં ભારે જ થાય છે; એમ હરકોઈ દ્રવ્યના ભારે-હલકાપણામાં તેઓનું માપ જ કારણ ગણાય છે. ૪ (યો૦)

### માત્રા અને દ્રવ્યો સંબંધે શંકા-સમાધાન

**न चैवमुक्ते द्रव्ये गुरुलाघवमकारणं मन्येत। लघूनि हि द्रव्याणि वाय्वग्निगुणबहुलानि भवन्ति. पृथिवीसोमगुणबहुलानीतराणि, तस्मात्स्वगुणादपि लघून्यग्निसन्धुक्षणस्वभावान्यल्पदोषाणि चोच्यन्ते, सौहित्योपयुक्तान्यपि, गुरूणि पुनर्नाग्निसन्धुक्षणस्वभावान्यसामान्यातश्चातिमात्रं दोषवन्ति सौहित्योपयुक्तानि, अन्यत्र व्यायामाग्निबलात् ॥५॥**

એમ (માત્રાપ્રાધાન્ય) જો કહ્યું, તો દ્રવ્ય વિષેનું ભારેપણું કે હલકાપણું (પાચનમાં) કારણરહિત કે નકામું જ ઠરે છે, એમ માનવું ન જોઈએ; કારણ કે હલકાં દ્રવ્યો વાયુના તથા અગ્નિના ગુણોને વધારે ધરાવે છે; અને બીજાં ભારે દ્રવ્યો પૃથ્વીના તથા જળના ગુણોને વધારે ધરાવે છે; તે કારણે હલકાં દ્રવ્યો (પોતાના કારણના તથા) પોતાના ગુણોને લીધે પણ અગ્નિને પ્રદીપ્ત કરવાના સ્વભાવવાળાં હોઈ ખૂબ વધારે ધરાઈને ખાધાં હોય તોપણ ઓછા દોષવાળાં કહેવાય છે; પરંતુ ભારે દ્રવ્યો અગ્નિને પ્રદીપ્ત કરવાના સ્વભાવવાળાં હોતાં નથી; કેમ કે તેઓ (પૃથ્વીતત્ત્વ તથા જળતત્ત્વની અધિકતાવાળાં હોઈ) અગ્નિના સ્વભાવની સમાનતા ધરાવતાં નથી; એ કારણે તેઓનો ખૂબ ધરાઈને ઉપયોગ કર્યો હોય અને કસરતથી થતું અગ્નિબળ જો ન હોય તો તેઓ દોષકારક બને છે. ૫

અહીં શંકા થાય છે કે, તમે ઉપર કહ્યું તે પ્રમાણે આહારદ્રવ્યો ખાસ કરી માપ કે પ્રમાણનો આધાર વધારે રાખે છે, તો પછી તેઓનું સ્વાભાવિક ભારેપણું કે હલકાપણું જે તમે કહો છો તેનો કંઈ અર્થ નથી; આ શંકા દૂર કરવા કહે છે કે, આહારનાં દ્રવ્યો માત્રાની જરૂરિયાત રાખે છે, એમ પહેલાં કહ્યું છે, છતાં તેઓનું સ્વાભાવિક ભારેપણું તથા હલકાપણું જે કહેવું, એ નિરર્થક છે, એમ ન માનવું; કારણ કે હલકાં દ્રવ્યો વાયુ તથા અગ્નિના ગુણની અધિકતાવાળાં હોય છે અને ભારે દ્રવ્યો પૃથ્વીના તથા જળના ગુણની અધિકતાવાળાં હોય છે; એ કારણે હલકાં દ્રવ્યો માત્રાના યોગથી, પોતાના કારણના ગુણોથી તથા પોતાના રૂક્ષપણું આદિ ગુણોથી પણ અગ્નિને પ્રદીપ્ત કરવાના સ્વભાવવાળાં હોય છે; કારણ કે પરસ્પરની સમાનતા કે સામાન્ય એ વૃદ્ધિનું કારણ છે; એ કારણે તે દ્રવ્યોને માપથી ખૂબ વધારે ઉપયોગમાં લીધાં હોય, તોપણ તે થોડાં દોષવાળાં કહેવાય છે; પણ ભારે દ્રવ્યો પૃથ્વીના તથા જળના ગુણોની અધિકતાવાળાં હોવાથી વાયુ તથા અગ્નિની સાથે સમાન ગુણવાળાં નથી, તે જ કારણે અગ્નિને પ્રદીપ્ત કરવાનો તેઓનો સ્વભાવ નથી, પરંતુ એથી ઊલટો અગ્નિને મંદ કરવાનો તેઓનો સ્વભાવ છે; એ જ કારણે તેઓનો ઉપયોગ પ્રમાણથી વધારે કર્યો હોય અને કસરતથી ઉત્પન્ન કરાતું જઠરાગ્નિનું બળ જો ન હોય તો દોષજનક થાય છે; આ ઉપરથી આમ પણ સમજાય કે, કસરત વગેરે પરિશ્રમ કરવાથી જેઓનો અગ્નિ ખૂબ પ્રદીપ્ત રહેતો હોય તેઓને એ ભાર દ્રવ્યો પણ વધુ પ્રમાણમાં દોષજનક થતા નથી; આ સંબંધે શ્લોકસ્થાનના ૨૭મા અધ્યાયમાં અન્નપાનવિધિમાં કહેશે કે, ' दीप्ताग्नय: खराहारा: कर्मनित्या महोदरा:, ये नरा: प्रति तांश्चिन्त्यं नावश्यं गुरुलाघवम्। ' જે લોકોના અગ્નિ પ્રદીપ્ત હોય, જેઓ કાયમ ખૂબ કામ કરતા હોય અને મોટા પેટવાળા હોય તેઓ ભારે-કઠોર આહાર સેવે, તોયે તેઓના સંબંધમાં આહારનું ભારેપણું કે હલકાપણું વિચારવાની ખાસ આવશ્યકતા રહેતી નથી; એકંદર વિધિ વિનાનો-જેમ તેમ ઉપયોગ કર્યાનું હલકાં તથા ભારે દ્રવ્યોમાં પણ ભલે સરખાપણું હોય, છતાં હલકાં દ્રવ્યો પોતાના સ્વભાવના કારણે ઓછા દોષો કરે છે, જ્યારે ભારે દ્રવ્યો અતિશય વધારે દોષો કરે છે, એમ ભારે તથા હલકાં દ્રવ્યોમાં વિશેષતા દેખાતી હોવાથી તેઓનું સ્વાભાવિક ભારેપણું તથા હલકાપણું જણાવવું, એ નિરર્થક નથી જ. ૫ (યો૦)

### ચાલુ વિષયનું અનુસરણ

**सैषा भवत्यग्निबलापेक्षिणी मात्रा, न च नापेक्षते द्रव्यम्। द्रव्यापेक्षया च त्रिभागसौहित्यमर्धसौहित्यं वा गुरूणामुपदिश्यते; लघूनामपि च नातिसौहित्यमग्नेर्युक्त्यर्थम् ॥६॥**

તે આ (ખોરાકની) માત્રા અગ્નિના બળની

જરૂરિયાત ધરાવે છે, છતાં દ્રવ્યની જરૂરિયાત નથી ધરાવતી એમ તો નથી જ; અર્થાત્ અગ્નિના બળ પ્રમાણે ખોરાકનું માપ જરૂરી છે અને તે સાથે આહાર-દ્રવ્યનું ભારેપણું તથા હલકાપણું પણ જોવું ખાસ જરૂરી છે; તેથી જ દ્રવ્યની અપેક્ષાએ કે દ્રવ્યને અનુસરી ભારે દ્રવ્યોની ત્રીજા ભાગની તૃપ્તિ કે અર્ધા ભાગની તૃપ્તિ ઉપદેશાય છે; અને જઠરાગ્નિને પોતાના પ્રમાણમાં રાખવા હલકાં દ્રવ્યોની પણ માપથી વધારે તૃપ્તિ ઉપદેશાતી નથી. ૬

એકંદર ખોરાકનાં દ્રવ્યોનું ભારેપણું તથા હલકાપણું ધ્યાનમાં લીધા પછી જ ખોરાકનું માપ નક્કી કરાય છે; તેમ જ જઠરાગ્નિના બળ તરફ ધ્યાન દઈ ને પણ ખોરાકનું પ્રમાણ ઠરાવાય છે; જેમ કે ભારે દ્રવ્યો ખૂબ જ વધારે પ્રમાણમાં ભારે હોય, તો તેઓથી અર્ધી તૃપ્તિ કરવી-અર્ધા ભૂખ્યા રહીને જ તે દ્રવ્યો ખાવાં જોઈએ; પણ ખોરાકનાં દ્રવ્યો કંઈક ઓછા પ્રમાણમાં ભારે હોય તો ત્રણ ભાગની તૃપ્તિ કરવી-એક ભાગ ભૂખ્યા રહીને તે દ્રવ્યો ખાવાં; તે જ પ્રમાણે ખોરાકનાં દ્રવ્યો હલકાં હોઈ ને ભલે અગ્નિને પ્રદીપ્ત કરવાનો સ્વભાવ ધરાવે છે, છતાં તેઓથી અતિતૃપ્તિ તો ન જ કરાય; કેવળ પૂરી-ચારે ભાગની-તૃપ્તિ કરી શકાય છે કે બિલકુલ ભૂખ્યા રહ્યા વિના જ તે દ્રવ્યો ભલે ખાઈ શકાય, પણ તૃપ્તિનો અતિયોગ તો ન જ કરાય, એ ભાવ છે; કારણ કે તેવો અતિયોગ કરવાથી જઠરાગ્નિ, જેટલો જોઈએ તે પ્રમાણમાં રહેતો નથી, પણ ઊલટો મંદ થઈ જાય છે; જઠરાગ્નિનું જે માપ હોવું જોઈએ, તે જ માપમાં તે રહે, એ જ આરોગ્યનું મૂળ છે; આ સંબંધે કહેવાશે કે, 'शान्तेऽग्नौ म्रियते युक्ते चिरं जीवत्यनातुरः। रोगी स्याद् विकृते मूलमग्निस्तस्मान्निरुच्यते। (चरक-चिकित्सा० अध्या० ૧૫ )-અગ્નિ શાંત થઈ જાય, તો માણુસ મરી જાય છે અને પ્રમાણમાં જેટલો જોઈએ તેટલો-સમ અગ્નિ હોય તો માણુસ નીરોગી રહી લાંબો કાળ જીવે છે; પરંતુ એ અગ્નિ વિકૃત થાય-પ્રમાણથી ઓછો-વધતો થાય તો માણુસ રોગી બને છે; માટે જઠરનો અગ્નિ એ જ આરોગ્યનું કે જીવનનું મૂળ છે.' આ કારણે જ હલકાં આહારદ્રવ્યોનો પણ અતિશય વધારે ઉપયોગ કરાય તો તે દોષકારી બને છે અને અગ્નિને મંદ કરે છે, તેથી હલકાં આહારદ્રવ્યોની પણ અતિશય વધારે તૃપ્તિ ઉપદેશાતી નથી; પરંતુ કેવળ તૃપ્તિ જ ઉપદેશાય છે; જેમ કે 'गुरूणामल्पमादेयं लघूनां तृप्तिरिष्यते। ભારે આહારદ્રવ્યો થોડાં ખાવાં જોઈએ અને હલકાં આહારદ્રવ્યો તૃપ્તિ પર્યંત ખાવાં, એ ઇષ્ટ છે.' (चरक-श्लोकस्थान-२७ अ.) સુશ્રુતે પણ આમ જ કહ્યું છે કે, 'गुरूणामर्धसौहित्यं लघूनां तृप्तिरिष्यते। ભારે આહારદ્રવ્યો અર્ધતૃપ્તિ સુધી ખાવાં અને હલકાં આહારદ્રવ્યો તૃપ્તિ સુધી ખાવાં.' (सुश्रुत-सूत्र. अ. ४६) ભેલ આચાર્ય પણ કહે છે: 'मात्रालघुः स्यादाहारः कश्चिद् द्रव्यलघुः स्मृतः। मात्रागुरुस्तथैव स्याद् द्रव्यतश्च तथा गुरुः॥ पुराणशालयो मुद्गाः शशतित्तिरिलावकाः, एवंप्रकारं यच्चान्यत् तद् द्रव्यं लघु संमतम्॥ ग्राम्यानूपौदकं मांसं दधि पिष्टं तिलाह्वयम्। एवंप्रकारं यच्चान्यत् तद् द्रव्यं गुर्विति स्मृतम्॥ तत्र यो मात्रया भुङ्क्ते द्रव्यं गुर्वपि मानवः। आहारं तस्य पश्यन्ति लघुमेव चिकित्सकाः॥ शाल्यादीन्यपि योऽत्यर्थमश्नाति सुलघून्यपि। आहारः स तथारूपो व्यक्तं संपद्यते गुरुः॥ द्रव्यस्य लघुनो युक्त्या सौहित्यं योऽधिगच्छति। एकान्तपथ्यं तं विद्यादाहारं कुशलो लघुम्॥ यो युक्त्याऽपि हि सौहित्यं द्रव्यस्यालघुनो व्रजेत्। तथाविधमिहाहारं गुरुमेव ब्रवीम्यहम्। तस्मात् त्रिभागसौहित्यमर्धसौहित्यमेव वा। आहारं लघुमन्विच्छेद् गुरुणा सेवितं यदा। लघु नाम समासाद्य द्रव्यं यो ह्यतिसेवते। तल्लघ्वप्यतिसंयुक्तं कोष्ठे संपद्यते गुरु। गुरुलाघवविद् वैद्यो नराणां वर्धयत्यसून्। तस्मादेवं विजानीयाद् द्रव्याणां गुरुलाघवम्॥ (भेल० सूत्र. अ. ५६)-કોઈક આહાર માત્રાથી લઘુ (ઓછો) હોય, ત્યારે કોઈક આહાર દ્રવ્યથી લઘુ (હલકો) હોય છે; તે જ પ્રમાણે કોઈક આહાર માત્રાથી ગુરુ (વધારે) હોય, તો કોઈક આહાર દ્રવ્યથી ગુરુ (ભારે) હોય છે; જૂની ડાંગર, મગ, સસલાં, તેતર, લાવાંપક્ષી વગેરે—એવાં જે બીજાં હોય તે દ્રવ્ય લઘુ-હલકાં કહેવાય છે, પણ ગામનાં પ્રાણીનું, જલપ્રાય પ્રદેશનાં પ્રાણીનું તથા જલચર પ્રાણીનું માંસ, દહીં, લોટના પદાર્થો, તલ, એવાં એવાં બીજાં જે દ્રવ્ય હોય છે, તે ભારે કહેવાય છે; તેમાં જે માણુસ ભારે દ્રવ્યને પણ યોગ્ય માત્રાથી ખાય છે, તેનો એ આહાર લઘુ (હલકો) જ છે, એમ વૈદ્યો માને છે. ડાંગર વગેરે ઘણાં હલકાં દ્રવ્યો પણ પ્રમાણથી વધારે જે ખાય છે તેનો એ આહાર ખરેખર ગુરુ-ભારે બને છે; માટે હલકાં દ્રવ્યથી પણ યુક્તિથી અગ્નિની જાળવણીપૂર્વક જે તૃપ્તિ મેળવે છે, તેના એ આહારને કુશળ વૈદ્ય એકાંતપથ્ય અને લઘુ સમજે છે; પરંતુ જે માણુસ અગ્નિની જાળવણી કરીને પણ ભારે દ્રવ્યથી તૃપ્તિ મેળવે છે, તેના એ આહારને હું તો ગુરુ-ભારે જ કહું છું; માટે ભારે દ્રવ્યથી તો ત્રણ ભાગની તૃપ્તિ સુધી કે અર્ધી તૃપ્તિ સુધી જ આહાર સેવ્યો હોય તો જ તે લઘુ બને છે, એમ સમજવું. હલકું દ્રવ્ય મેળવીને પણ જે માણુસ

તેનું અતિસેવન કરે છે, તેનું એ લઘુ દ્રવ્ય પણ કોઠામાં ભારે જ બને છે; આમ દ્રવ્યોનું ભારેપણું તથા હલકાપણું જે વૈદ્ય જાણે છે, તે લોકોના પ્રાણ વધારે છે, એ કારણે દ્રવ્યોનું ભારેપણું તથા હલકાપણું તો અવશ્ય જાણવું જ જોઈએ.' ૬ (યો૦)

### પ્રમાણસર આહાર-સેવનથી લાભ

मात्रावद्ध्यशनमशितमनुपहत्य प्रकृतिं बलवर्ण-सुखायुषा योजयत्युपयोक्तारमवश्यमिति ॥ ७ ॥

માત્રાયુક્ત ખાધેલો ખોરાક (તેના ખાનારની) પ્રકૃતિને બગાડ્યા વિના તે ખાનાર માણસને બળ, વર્ણ, સુખ તથા (લાંબા) આયુષની સાથે અવશ્ય જોડે છે. ૭

પહેલાં 'मात्राशी स्यात्' માણસે માપસર ખોરાક લેવાનો સ્વભાવ ધરાવતા થવું જોઈએ એમ કહ્યું છે: તો હવે એમ માપસર ખોરાક ખાનારને જે લાભ થાય છે, તે અહીં કહે છે: માત્રાયુક્ત ખાધેલો ખોરાક માણસની પ્રકૃતિ એટલે ધાતુઓની સમાનતાને બગાડે નહિ, તેમ જ એ માણસને બળ, રંગ, સુખ, આયુષ અથવા સુખયુક્ત આયુષની સાથે અવશ્ય જોડે છે, આ વાત આ ગ્રંથના વિમાનસ્થાનના પહેલા અધ્યાયમાં વિસ્તારથી કહેવાશે. ૭ (યો૦)

અહીં નીચેના આ શ્લોકો છે:

### કેટલાક ખાદ્ય પદાર્થો વિષે ખાસ સૂચન

गुरु पिष्टमयं तस्मात्तण्डुलान् पृथुकानपि।
न जातु भुक्तवान् खादेन्मात्रां खादेद् बुभुक्षितः ॥८॥

લોટના પદાર્થો ભારે છે; માટે જમેલા માણસે તે ખાવા નહિ; તેમ જ (નવા) ચોખા અને પૌંઆ પણ (ભારે હોવાથી જ) જમેલા માણસે ખાવા નહિ; પરંતુ ભૂખ્યા માણસે તે તે પદાર્થો માત્રાથી-માપસર ખાવા. ૮

વૃદ્ધવાગ્ભટ અષ્ટાંગસંગ્રહ સૂત્ર૦ ૧૦મા અધ્યાયમાં આમ જ કહે છે; તેમ જ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં પણ આ જ અભિપ્રાય કહ્યો છે. ૮ (યો૦)

### કાયમ ન ખાવા યોગ્ય પદાર્થો

वल्लूरं शुष्कशाकानि शालूकानि बिसानि च।
नाभ्यसेद्गौरवान्मांसं कृशं नैवोपयोजयेत् ॥ ९ ॥
कूर्चिकांश्च किलाटांश्च शौकरं गव्यमाहिषम्।
मत्स्यान्दधि च माषांश्च यवकांश्च न शीलयेत् ॥ १० ॥

સૂકું માંસ, સૂકાં શાક, શાલૂક અર્થાત્ કમળકંદ, મૃણાલ કે કમળદંડ, અને કૃશ માંસ (એટલે રોગથી દુર્બળ મૃગ વગેરેનું માંસ) ભારે હોવાના કારણે સતત સેવવાં નહિ કે ઉપયોગમાં લેવાં નહિ; તેમ જ કૂર્ચિક એટલે દહીં કે છાશની સાથે પકવેલું દૂધ; કિલાટ એટલે ફાટી ગયેલ દૂધનો ઘટ્ટ થયેલો ભાગ જે પાણીથી અલગ થઈ જાય છે; ભૂંડનું માંસ, ગાય-બળદનું માંસ, માછલાં, દહીં, અડદ અને યવક કાયમ ન ખવાય. ૯,૧૦

આ બન્ને શ્લોકોમાં જણાવેલા પદાર્થો ભારે છે, એ જ કારણે તેઓનો કાયમ ખાવામાં ઉપયોગ ન કરવો, એમ કહેવાનો અભિપ્રાય છે; કોઈક વેળા પણ તે ન ખાવા એવું કંઈ નથી. એકંદર બિલકુલ ન ખાવા માટે આ નિષેધ નથી; પરંતુ સતત સેવન કરવું નહિ, એમ કહેવા માગે છે; અથવા જમ્યા પછી તો આ પદાર્થો ન જ ખવાય, એમ પણ સૂચન કરેલ છે. આ આશય સુશ્રુતે સૂત્રસ્થાન ૪૬મા અધ્યાયમાં કહેલ છે, છેલ્લા 'यवक' શબ્દ વિષે જલ્પકલ્પતરુ ટીકામાં આમ લખ્યું છે કે, અહીં 'यवक'નો અર્થ 'જવ' કરવો નહિ, પરંતુ યવક નામનું એક શૂકધાન્ય થાય છે, જેને અત્યંત અપથ્ય ગણ્યું છે; ચક્રપાણિ પણ તે વિષે એમ જ લખે છે. 'किलाट' શબ્દનો અર્થ જલ્પકલ્પતરુમાં આવો લખ્યો છે: 'आवृत्तक्षीरस्य घनो भागः किलाटः क्षीरश इत्यादय।' ખૂબ હલાવેલ દૂધનો જે ઘાટો ભાગ બને છે, તે કિલાટ, જેને 'ક્ષીરશ' કહે છે; આ ઉપરથી તેનો અર્થ દૂધનો માવો, ખીરું, મલાઈ કે રબડી પણ સંભવે છે. ૯,૧૦

### સ્વાસ્થ્ય માટેના પથ્ય પદાર્થો

षष्टिकाञ्छालिमुद्गांश्च सैन्धवामलके यवान्।
आन्तरीक्षं पयः सर्पिर्जाङ्गलं मधु चाभ्यसेत् ॥ ११ ॥
तच्च नित्यं प्रयुञ्जीत स्वास्थ्यं येनानुवर्तते।
अजातानां विकाराणामनुत्पत्तिकरं च यत् ॥ १२ ॥

સાઠી ચોખા, (રાતી) ડાંગેર, મગ, સૈંધવ, આમળાં, જવ, અન્તરિક્ષનું-દિવ્ય જળ, (ગાયનું) દૂધ, જાંગલ પ્રદેશનાં પ્રાણી(હરણિયાં વગેરે)નું માંસ તથા મધનો કાયમ ઉપયોગ કરવો; (એકંદર) જેનાથી સ્વાસ્થ્ય જળવાઈ રહે અને નહિ જન્મેલા વિકારોને જે ઉત્પન્ન ન કરે, તે(આહારાદિ)-નો હમેશ ઉપયોગ કરવો. ૧૧,૧૨

શીંબધાન્યોમાં મગ ઉત્તમ છે; બધાં લવણોમાં

સિંધાલૂણ શ્રેષ્ઠ છે; દૂધ અને ઘી પણ ગાયનાં જ વધુ હિતકારી છે. વાગ્ભટે અષ્ટાંગહૃદય, સૂત્રસ્થાનના ૮મા અધ્યાયમાં પથ્ય પદાર્થો આ ગણ્યા છે: 'शीलयेच्छालि-गोधूमयवषष्टिकजाङ्गलम्। पथ्यामलकमृद्वीकापटोलीमुद्गशर्कराः॥ घृतदिव्योदकक्षीरक्षौद्रदाडिमसैन्धवम्। त्रिफलां मधुसर्पिर्भ्यां निशि नेत्रबलाय च।' ડાંગેર-ચોખા, ઘઉં, જવ, સાઠી ચોખા, જાંગલમાંસ, હરડે, આમળાં, દ્રાક્ષ, પરવળ, મગ, સાકર, ઘી, દિવ્યજળ, દૂધ, મધ, દાડિમ તથા સિંધવનો કાયમ ઉપયોગ થાય; તેમ જ નેત્રના બળ માટે રાત્રે મધ તથા સાકર સાથે ત્રિફળાનો કાયમ ઉપયોગ કરવો. એકંદર અહીં નહિ જણાવેલ પદાર્થોમાંથી પણ જેના લીધે સ્વાસ્થ્યનું રક્ષણ થાય, જે શરીરની ધાતુઓને સરખી રાખ્યા કરે, તેવા ખોરાક-પાણીનો કાયમ ઉપયોગ કરવો, જેથી નહિ થયેલા રોગો કદી થાય જ નહિ; ઉપરાંત અહીં નીચે દર્શાવાતાં અંજનાદિ, ઋતુ પ્રમાણેનાં ખોરાકપાણી, સદાચાર તથા યોગ્ય સમયે દોષ દૂર કરનાર આદિનું પણ નિત્ય સેવન કરવું. ૧૧,૧૨ (યો૦)

### સ્વસ્થને હિતકારી અંજનાદિ કહેવાની પ્રતિજ્ઞા

अत ऊर્ध્વં शरीरस्य कार्यमभ्यञ्जनादिकम्।
स्वस्थवृत्तमभिप्रेत्य गुणतः संप्रवक्ष्यते॥१३॥

હવે પછી સ્વસ્થનાં વર્તન તરફ ધ્યાન આપી, શરીર સંબંધે અવશ્ય કરવા યોગ્ય નેત્રનું અંજન આદિને ગુણદૃષ્ટિએ (તથા કર્મદૃષ્ટિએ) કહેવામાં આવે છે. ૧૩

અહીં શારીરિક ક્રિયાઓ પૈકી અંજનને જ પહેલું કહેવામાં આ કારણ છે કે શરીરના દરેક અવયવોમાં નેત્ર મુખ્ય છે અને તે નેત્રને હિતકારી અંજન છે, તેથી તે અંજનને પ્રથમ કહેલ છે. આ સંબંધે કહ્યું છે કે, 'चक्षुः प्रधानं सर्वेषामिन्द्रियाणां विदुर्बुधाः, घननीहार-मुक्तानां ज्योतिषामिव भास्करः।' જેમ વાદળાં તથા ઝાકળથી ખુલ્લાં થતાં નક્ષત્રો, તારાઓ વગેરે જ્યોતિગણોમાં સૂર્ય મુખ્ય છે, તે જ પ્રમાણે દરેક ઇંદ્રિયોમાં ચક્ષુઇંદ્રિયને વિદ્વાનો મુખ્ય માને છે. ૧૩

### સૌવીર અંજન તથા રસાંજનપ્રયોગ

सौवीरमञ्जनं नित्यं हितमक्ष्णोः प्रयोजयेत्।
पञ्चरात्रेऽष्टरात्रे वा स्रावणार्थे रसाञ्जनम्॥१४॥
चक्षुस्तेजोमयं तस्य विशेषाच्छ्लेष्मतो भयम्।
ततः श्लेष्महरं कर्म हितं दृष्टेः प्रसादनम्॥१५॥

સૌવીર અંજન બન્ને નેત્રોને હિતકારી છે; માટે તેનો બન્ને નેત્રોમાં નિત્ય પ્રયોગ કરવો અથવા પાંચ રાત્રી કે આઠ રાત્રીએ (આંખમાંથી પાણી) ઝારી નાખવા બન્ને નેત્રોમાં રસાંજન અવશ્ય આંજવું. ચક્ષુ એ તેજોમય (ઇંદ્રિય) છે, તેને કફથી વધુ ભય રહે છે; માટે કફ હરનાર (ચિકિત્સા) કર્મ દૃષ્ટિને હિતકારી તથા સ્વચ્છ કરનાર થાય છે. ૧૪,૧૫

આ સૌવીરાંજન 'सुवीरा नाम नदी तस्यां जातमञ्जनम्।' સુવીરા નામની નદીમાં ઉત્પન્ન થાય છે, જેને ગુજરાતીમાં સુરમો કહે છે. તે આંખના તેજનું રક્ષણ કરનાર હોઈ આંખને હિતકારી છે; આ સૌવીર અંજનનું લક્ષણ ચરકોપસ્કારમાં આવું જણાવ્યું છે: 'वल्मीकशिखराकारं भङ्गे नीलोत्पलद्युति। सौवीराञ्जनमिच्छन्ति आयुर्वेदार्थचिन्तकाः।' જેનો આકાર રાફડાના શિખર જેવો હોય, જેને ભાંગતાં કાળાં-નીલ કમળ જેવું જે ચળકે, તેને આયુર્વેદનો અર્થ વિચારનારા વૈદ્યો 'સૌવીરાંજન' કહે છે. આ ઉપરથી તો 'સૌવીરાંજન'નું ગુજરાતી 'કાળો સુરમો' સમજાય છે; જ્યારે ભાવપ્રકાશ પૂર્વખંડ-પ્રથમ ભાગ-(નઘંટુ) ધાતુ-ઉપધાતુ...વર્ગના ૧૨૯થી ૧૩૩ સુધીના શ્લોકોમાં આમ કહેલું છે: 'अञ्जनं यामुनं चापि कापोताञ्जनमित्यपि। तत्तु स्रोतोऽञ्जनं कृष्णं, सौवीरं श्वेतमीरितम्॥ वल्मीकशिखराकारं भिन्नमञ्जनसंनिभम्। घृष्टं तु गैरिकाकारमेतत् स्रोतोऽञ्जनं स्मृतम्॥ स्रोतोऽञ्जनसमं ज्ञेयं सौवीरं तत्तु पाण्डुरम्। स्रोतोऽञ्जनं स्मृतं स्वादु चक्षुष्यं कफपित्तनुत्॥ कषायं लेखनं स्निग्धं ग्राहि छर्दिविषापहम्। सिध्मक्षयास्रहृच्छीतं सेवनीयं सदा बुधैः॥ स्रोतोऽञ्जनगुणाः सर्वे सौवीरेऽपि मता बुधैः। किन्तु द्वयोरञ्जनयोः श्रेष्ठं स्रोतोऽञ्जनं स्मृतम्।' સુરમો-અંજન યામુન તથા કાપોતાંજન એ નામે પણ કહેવાય છે; તેમાંનો કાળો સુરમો 'સ્રોતાંજન' કહેવાય છે અને ધોળો સુરમો 'સૌવીર' કહેવાય છે. જેનો આકાર રાફડાના શિખર જેવો હોય, જેને ભાંગતાં આંજણ જેવું લાગે અને ઘસ્યું હોય તો ગેરુના જેવા આકારનું જે જણાય તે 'સ્રોતાંજન' કહેવાય છે. સૌવીર અંજન ગુણમાં તો સ્રોતાંજન જેવું જ જણાય છે, પરંતુ રંગે તે ધોળું હોય છે. સ્રોતાંજન સ્વાદમાં મધુર, નેત્રને હિતકારી, કફ તથા પિત્તને મટાડનાર, તૂરું, દોષોને ખોતરી કાઢનાર, સ્નિગ્ધ, મળને પકડી રાખનાર, ઊલટી અને ઝેરનો નાશ કરનાર, ધોળો કોઢ, ક્ષય તથા લોહીવિકારને મટાડનાર તથા શીતળ હોઈ સમજુ માણસોએ સર્વકાળ સેવવા યોગ્ય છે. સ્રોતાંજનના આ બધા ગુણો સૌવીર અંજનમાં પણ વિદ્વાનોએ માન્યા છે, છતાં આ બંને અંજનમાં સ્રોતાંજન શ્રેષ્ઠ કહેવાય છે.' આ ઉપરથી સૌવીર અંજનનો અર્થ ધોળો સુરમો સમજાય છે.

પરંતુ એ સૌવીર કે સુરમો નેત્રોના દોષોને ઝારી

કાઢી દૂર કરનાર નથી. પાંચ કે આઠ રાત્રે આંખના દોષોને ઝારી કાઢવા માટે રસાંજન પણ આંજવું જોઈએ. પરંતુ તેના આ કાળનો ખાસ કંઈ નિયમ નથી; કેમ કે નેત્રદોષ બળવાન હોય તો આ રસાંજનનો અંજન-પ્રયોગ એકધારો પણ કરવો પડે; અથવા બે ચાર દિવસોના આંતરે પણ કરાય છે. એકંદર આંખ સારી હોય તોપણ પાંચ રાત્રે કે આઠ રાત્રે આ રસાંજન-અંજનપ્રયોગ કરીને આંખનું પાણી ઝારી નાખવાથી આંખ બગડવાનો સંભવ ઓછો રહે છે. પાંચ કે આઠ રાત્રિ શબ્દનો પ્રયોગ ખાસ સૂચવે છે કે, આ અંજન પ્રયોગ પાંચ કે આઠ દિવસના સમયે ન કરવો; પરંતુ રાત્રે જ કરવો જોઈએ. આ રસાંજનને ગુજરાતીમાં રસવંતી કહે છે; દારૂહળદરના ઉકાળામાંથી તે તૈયાર કરાય છે, એમ યોગીંદ્રનાથસેન ચરકોપરકારમાં લખે છે; તેમ જ ભાવપ્રકાશ-પૂર્વખંડ-પ્રથમભાગ-નિઘંટુ-હરીતક્યાદિ વર્ગના ૧૯૦-૧૯૧મા શ્લોકમાં આ રસાંજન તૈયાર કરવાની રીત તથા તેના નામ-ગુણો આમ કહેલા છે: 'दार्वीक्वाथसमं क्षीरं पादं (पक्त्वा) यदा घनम्। तदा रसाञ्जनाख्यं तन्नेत्रयोः परमं हितम्॥ रसाञ्जनं तार्क्ष्यशैलं रसगर्भं च तार्क्ष्यजम्। रसाञ्जनं कटु श्लेष्मविषनेत्रविकारनुत्। उष्णं रसायनं तिक्तं छेदनं व्रणदोषहृत्।' દારુહળદરનો ક્વાથ કરી તેમાં તેના જેટલું જ દૂધ નાખી ક્વાથનો તથા દૂધનો (ચોથો) ભાગ બાકી રાખતા તે સત્વરૂં ઘાટું થઈ જાય ત્યારે તે રસાંજન કે રસવંતી તૈયાર થાય છે. એ રસાંજન નેત્રોને ઘણું જ હિતકારી છે; તેનાં તાર્ક્ષ્યશૈલ, રસગર્ભ તથા તાર્ક્ષ્ય એટલાં બીજાં પણ નામો છે; એ રસાંજન તીખું હોઈ કફ, ઝેર તથા નેત્રરોગને મટાડે છે; ગરમ, કડવું, દોષોને કાપનાર તથા વ્રણના દોષો મટાડનાર છે.'

ચક્ષુઇંદ્રિય તેજોમય છે એટલે તેજના વિકારરૂપ તૈજસઇંદ્રિય છે, તેથી શરીરના વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોથી તેને ભય તો છે જ, છતાં તૈજસ દ્રવ્યને જલીય દ્રવ્યથી જ વધારે ભય હોવાથી જલીય દ્રવ્ય કફથી તૈજસ-ચક્ષુઇંદ્રિયને વધુ ભય રહે છે; માટે એ કફને જીતવા સંશોધન દ્રવ્ય જ હિતકારી થાય છે, તેથી અહીં કફદોષનું સ્રાવણ કે ઝારણ કરી નાખવા માટે શોધન દ્રવ્યને મુખ્ય ગણી સ્રાવણાર્થે તીક્ષ્ણ દ્રવ્ય રસાંજનનો ઉપયોગ રાત્રે જ કરવા જણાવેલ છે.

જોકે ચક્ષુઇંદ્રિય પણ ખરી રીતે પાંચ મહાભૂતોના જ સમુદાયરૂપ છે, છતાં તેમાં તેજનો ભાગ વધારે હોવાથી તેને અહીં તેજોમય કહેલ છે; જોકે તેને વાતપિત્તથી પણ ભય તો છે જ, છતાં વધારેપડતી તૈજસ હોવાથી તેને જલીય તત્ત્વ કફથી વધારેપડતો ભય છે, એ કારણે જ કફ દૂર કરનાર સ્રાવણકર્મ ચક્ષુમાંથી કફને દૂર કરે છે અને દૃષ્ટિને પ્રસન્ન-નિર્મળ કરે છે, તેથી તે હિતકારી છે. વૃદ્ધ વાગ્ભટે પણ કહ્યું છે: 'सौवीरमञ्जनं नित्यं हितमक्ष्णोस्ततो भजेत्। लोचने तेन भवतो मनोज्ञे सूक्ष्मदर्शने॥ व्यक्तत्रिवर्णे विमले सुस्निग्धघनपक्ष्मणी॥ चक्षुस्तेजोमयं तस्य विशेषाच्छ्लेष्मतो भयम्। योजयेत् सप्तरात्रेऽस्मात् स्रावणार्थं रसाञ्जनम्' સૌવીર અંજન-સુરમો બન્ને નેત્રોને હિતકારી છે, માટે તેનું નિત્ય સેવન કરવું. જેથી બન્ને નેત્રો સુંદર, સૂક્ષ્મ પદાર્થને જોનાર, સ્પષ્ટ ત્રણ રંગવાળાં, નિર્મળ, અત્યંત સ્નિગ્ધ અને ઘાટી પાંપણોવાળાં થાય છે. ચક્ષુઇંદ્રિય તેજોમય છે, તેથી તેને કફનો ભય વધારે રહે છે, માટે તે ભયને દૂર કરવા દર સાત રાત્રે કફનું સ્રાવણ કરવા રસાંજનનો ઉપયોગ પણ કરવો જોઈએ. ૧૪,૧૫

## સ્રાવણ અંજનપ્રયોગ રાત્રે જ કરાય

**विरेकदुर्बला दृष्टिरादित्यं प्राप्य सीदति।**
**दिवा तन्न प्रयोक्तव्यं नेत्रयोस्तीक्ष्णमञ्जनम्।**
**तस्मात्स्राव्यं निशायां तु ध्रुवमञ्जनमिष्यते॥ १६॥**

**વિરેચનથી દુર્બળ થયેલી દૃષ્ટિ સૂર્યને પ્રાપ્ત કરી પીડાય છે; માટે બન્ને નેત્રોમાં તે તીક્ષ્ણ અંજનનો પ્રયોગ દિવસે ન કરવો; અને એ કારણે જ સ્રાવણ અંજનનો પ્રયોગ પણ અવશ્ય રાત્રે જ ઇષ્ટ જણાય છે. ૧૬**

રસાંજન એ તીક્ષ્ણ અંજન છે, માટે તેનો બન્ને નેત્રોમાં ઉપયોગ દિવસે ન કરવો, પણ રાત્રે જ કરવો જોઈએ; કેમ કે તીક્ષ્ણ વિરેચન-એ રસાંજનથી વિરેચિત થયેલી દૃષ્ટિ સૂર્યને પ્રાપ્ત કરી પીડાય છે; આ કારણે જ સ્રાવણ રસાંજનનો ઉપયોગ રાત્રે જ કરાય છે.

ટીકાકાર ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં પ્રથમ અહીં શંકા ઉઠાવે છે કે. દિવસ એ તૈજસ છે, ચક્ષુ પણ તૈજસ છે અને રસાંજન પણ તીક્ષ્ણ હોઈ તૈજસ જ ગણાય; એમ ત્રણેનું સામાન્ય અથવા સમાનપણું હોવાથી વધુ પ્રમાણમાં કફનો જય કરવા માટે દિવસે જ રસાંજન પ્રયોગ કરવો, તે જ વધુ ઉત્તમ છે, છતાં તેનો રાત્રે જ પ્રયોગ કરવાનું કહી દિવસનો પ્રયોગ કેમ અટકાવો છો? આવી શંકા કરીને તેના સમાધાનરૂપે આ શ્લોક આમ ઘટાવે છે કે. 'દિવસ, રસાંજન અને નેત્રો તૈજસ હોઈને ત્રણે જોકે સમાન છે અને ત્રણે કફનાં ખાસ વિરોધી છે, છતાં દિવસે બન્ને નેત્રોમાં રસાંજનપ્રયોગ કરવાથી દોષનું વિરેચન થતાં

દૃષ્ટિ દુર્બળ થઈને બીજા તીક્ષ્ણ પદાર્થ–સૂર્યને પ્રાપ્ત કરી તેને સહી શકે નહિ, અને સૂર્યનાં કિરણોનો સંયોગ થતાં તે તીક્ષ્ણ એવા ઇંદ્રિયવિષયના અતિયોગને લીધે ઊલટી વધુ પીડાય છે; આ કારણે એટલે કે વિરેચનથી દુર્બળ થયેલી દૃષ્ટિને સૂર્યકિરણની પ્રાપ્તિથી થતું દુઃખ અટકાવવા માટે સ્રાવણીય–વિરેચનને યોગ્ય એવા કફથી ભયની શંકા રાખીને પણ તૈજસ ચક્ષુનું રાત્રે જ અવશ્ય સ્રાવણ કરવું જોઈએ. આમ એકંદર સ્રાવણ–અંજન રાત્રે જ કરવું ઇષ્ટ છે.'

ટીકાકાર ચક્રપાણિ પણ અહીં આમ જ ટીકા કરે છે કે, 'સ્રાવણાંજન–રસાંજનનો ઉપયોગ તો અવશ્ય રાત્રે જ કરવો યોગ્ય છે. જતૂકર્ણે પણ સ્રાવણ રસાંજનને રાત્રે જ આંજવા કહ્યું છે; જેમ કે 'सप्ताहाद् रसाञ्जनं नक्तम्'–દર સાત દિવસે રાત્રે રસાંજનનો ઉપયોગ કરવો.' શાલાક્યતંત્રમાં પણ કહ્યું છે કે, 'विरेकदुर्बला दृष्टिरादित्यं प्राप्य सीदति । रात्रौ सुप्तगुणाच्चापि पुष्यत्यञ्जनकर्षिताम् ॥ વિરેચનથી દુર્બળ થયેલી દૃષ્ટિ સૂર્યને પ્રાપ્ત કરી પીડાય છે; માટે અંજનથી કૃશ થયેલ દૃષ્ટિ, રાત્રે સૌમ્ય ગુણને લીધે અને સૂવાના ગુણથી પણ પુષ્ટ થાય છે.' સૌવીરાંજન તો વિરેચનરૂપ છે જ નહિ, તે તો ચક્ષુની કેવળ પ્રસન્નતા અથવા સ્વચ્છતા જ કરે છે, એ કારણે તે સૌવીરાંજનનો પ્રયોગ દિવસે કરાય તોપણ તે વિરોધી નથી. કેટલાક વિદ્વાનો અહીં આવું વ્યાખ્યાન પણ કરે છે કે, 'ध्रुवम्' એટલે હમેશાં અવશ્ય કરવા યોગ્ય એવું સૌવીરાંજન રાત્રે જ આંજવું જોઈએ; પરંતુ સ્રાવણાંજન તો વમનની પેઠે કફની અધિકતાવાળા દિવસના પૂર્વ ભાગમાં જ કરવું યોગ્ય છે. (ખરી રીતે જોઈએ તો આમ કહેવું તે મૂળ ગ્રંથથી લગભગ વિરુદ્ધ જ લાગે છે.) ૧૬

### દૃષ્ટાંતપૂર્વક અંજનના ગુણો

यथा हि कनकादीनां मलिनां विविधात्मनाम् ।
धौतानां निर्मला शुद्धिस्तैलचेलकचादिभिः ॥ १७ ॥
एवं नेत्रेषु मर्त्यानामञ्जनाश्च्योतनादिभिः ।
दृष्टिर्निराकुला भाति निर्मले नभसीन्दुवत् ॥ १८ ॥

સુવર્ણાદિ અને વિવિધ પ્રકારના (તેજોમય) વિવિધ પદાર્થો, મલિન થયા હોય ત્યારે તેલ, કપડું, વાળ(બ્રશ) આદિ પદાર્થોથી તેઓને ધોયા હોય, તો તેઓની નિર્મળ (સ્વાભાવિક) શુદ્ધિ કે સ્વચ્છતા થાય છે, તેમ માણસોનાં નેત્રોમાં અંજન તથા આશ્ચ્યોતન આદિ કર્મોનો પ્રયોગ કરવાથી, નિર્મળ આકાશમાં ચંદ્રમાની પેઠે દૃષ્ટિ નિર્મળ થઈને પ્રકાશે છે. ૧૭,૧૮

કદાચ કોઈ કહે કે અહીં નિત્ય અંજન–સૌવીર આંજવાનું તથા સ્રાવણ માટેનું અંજન–સૌવીરાંજનનો ઉપયોગ કરવા શા માટે કહેવામાં આવે છે? એ પ્રશ્નનો ઉત્તર અહીં આપે છે: અહીં અંજન શબ્દથી કાયમ આંજવાનું અંજન અને સ્રાવણ માટેનું અંજન જાણવું; તેમ જ આશ્ચ્યોતન શબ્દથી નેત્રવિરેચનાર્થક પ્રવાહી ઔષધ દ્રવ્યનો પ્રયોગ સમજાય છે; ઉપરાંત 'आदि' શબ્દ મૂકેલો છે, જેથી તર્પણ તથા પુટપાક આદિનું પણ ગ્રહણ કરવું; તેઓના પ્રયોગથી દૃષ્ટિ નિરાકુલ એટલે વાતાદિ દોષો દૂર થતાં નિર્મળ થાય છે. આ સંબંધે અહીં સુવર્ણાદિનું તથા ચંદ્રમંડળનું એમ બે દૃષ્ટાંતો આપ્યાં છે. ૧૭,૧૮

### અંજન પછી પ્રાયોગિક ધૂમપાન દ્રવ્યો તથા તે ધૂમપાનની વિધિ

हरेणुकां प्रियङ्गुं च पृथ्वीकां केशरं नखम् ।
ह्रीवेरं चन्दनं पत्रं त्वगेलोशीरपद्मकम् ॥ १९ ॥
ध्यामकं मधुकं मांसी गुग्गुल्वगुरुशर्करम् ।
न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षलोध्रत्वचः शुभाः ॥ २० ॥
वन्यं सर्जरसं मुस्तं शैलेयं कमलोत्पले ।
श्रीवेष्टकं शल्लकीं च शुकबर्हमथापि च ॥ २१ ॥
पिष्ट्वा लिम्पेच्छरेषीकां तां वर्तिं यवसन्निभाम् ।
अङ्गुष्ठसंमितां कुर्यादष्टाङ्गुलसमां भिषक् ॥२२॥
शुष्कां विगर्भां तां वर्तिं धूमनेत्रार्पितां नरः ।
स्नेहाक्तामग्निसंप्लुष्टां पिबेत्प्रायोगिकीं सुखाम् ॥२३॥

હરેણુકા કે રેણુકા નામે સુગંધી દ્રવ્ય, પ્રિયંગુ એટલે ઘઉંલા કે કાંગ, પૃથ્વીકા–મોટી એલચી, નાગકેસર, નખલાં, સુગંધી વાળો, ધોળું ચંદન, તેજપત્ર કે તમાલપત્ર, તજ, એલચી, વીરણમૂળ–વાળો, પદ્મકાષ્ઠ, ધ્યામક–રોહિષ નામે સુગંધી ઘાસ, જેઠીમધ, જટામાંસી, ગૂગળ, અગુરુ, ધોળી સાકર, વડ, ઉંબરો, પીપળો, પીપળ તથા લોધર, (એટલાં દ્રવ્યોની ઉત્તમ છાલ) તેમ જ કૈવર્તી કે કેવડીમોથ, રાળ, મોથ, છડીલો કે પથ્થરફૂલ, કમળ, નીલકમળ, શ્રીવેષ્ટક કે ગંધબિરોજા (બેરજો), શલ્લકી કે શરુ અને શુકબર્હ કે તગરની ગાંઠ, આટલાં દ્રવ્યોને બારીક વાટી–કલ્કરૂપ કરીને વૈદ્ય બરુ ઘાસની સળી પર તેઓને ચોપડવાં અને જવના જેવી એટલે વચ્ચે જાડી અને બન્ને છેડે પાતળી વાટ બનાવવી; તે વાટ આઠ આંગળ લાંબી અને અંગૂઠા જેવડી જાડી કરવી જોઈએ; પછી એ જ્યારે સુકાઈ જાય, ત્યારે તેની વચ્ચેથી બરુની સળી

**કાઢી લઈ તેને ધુમાડો પીવાની નળીમાં રાખી, તેના પર ઘી આદિ સ્નેહ ચોપડીને અગ્નિથી તેને સળગાવવી અને પછી (સ્વસ્થ માણસને કાયમના) પ્રયોગ માટે હિતકારી તથા સુખકારી એ વાટ માણસે પીવી. ૧૯–૨૩**

અંજનપ્રયોગમાં કહેવાયું કે દૃષ્ટિને સ્વચ્છ કરવા કફને દૂર કરે એવું કર્મ કરવું, તે હિતકારી છે; આ સંબંધે શાલાક્યતંત્રમાં પણ કહ્યું છે: 'तीक्ष्णाञ्जनेनाञ्जितलोचनस्य य. सम्प्रदुष्टो न निरेति नेत्रात्। श्लेष्मा शिरःस्थः स तु पीतमात्रे धूमे प्रशान्ति लभते क्षणेन॥ તીક્ષ્ણ અંજનથી જેણે નેત્રો આંજ્યાં હોય, છતાં તેનો જે કફ અતિશય ખરાબ થયેલો હોઈને નેત્રમાંથી બહાર ન નીકળે અને મસ્તકમા ખૂબ જામ્યો હોય, તે કફ ધૂમપાન કરતાં તરત જ શાંત થાય છે.' આ રીતે જ આ ગ્રંથકાર પોતે પણ અંજન પછી ધૂમપાન કરવાનું અહીં હમણાં જ ૩૩મા શ્લોકમા કહેશે; તે કારણે હવે ધૂમપાન વિધિને કહેવા પ્રથમ શરૂઆત કરે છે. એ ધૂમપાન અહીં ત્રણ પ્રકારે કહેવાનું છે પ્રાયોગિક, સ્નૈહિક તથા વૈરેચનિક. જોકે સુશ્રુતમા કાસઘ્ન તથા વામનીય ધૂમપાન પણ કહેલ છે, પરંતુ તે બન્ને પ્રકારનો અહીં આ ત્રણેમાં એટલે કે કાસઘ્નનો પ્રાયોગિકમાં તથા વામનીયનો વૈરેચનિકમાં જ સમાવેશ થાય છે; આમાંનું પહેલું પ્રાયોગિક ધૂમપાન આ ૧૯–૨૩ શ્લોકોમા કહેલ છે. આ પ્રાયોગિકનો વ્યુત્પત્તિપૂર્વકનો અર્થ આવો છે કે, प्रयोग स्वस्थस्य सततोपयोग., तत्र साधु प्रायोगिक— રોગરહિત સ્વસ્થ માણસ જેનો કાયમ ઉપયોગ કરે તે પ્રયોગ કહેવાય છે અને એ પ્રયોગમાં જે ઉત્તમ હોય તે પ્રાયોગિક; એટલે કે સ્વસ્થને કાયમના ઉપયોગમાં જે હિતકારી ધૂમપાન તે પ્રાયોગિક ધૂમપાન છે, તે માટેનાં દ્રવ્યો અહીં કહીને તેની વાટ બનાવવાની વિધિ પણ અહીં કહી છે. એ વાટને ધુમાડો પીવાની નળીના મોઢામાં પેસાડી ધૂમપાન કરવું એ નળીનું માપ ૪૮ આગળનું અહીં કહેવાશે, અહીં જણાવેલ આ પ્રાયોગિકીવર્તિ બનાવવાની રીતસરની વિધિ ચરકોપરકારમાં છેલ્લે આ રીતે કહી છે: વૈદ્યે બાર આગળ લાંબી શરુ ઘાસની સળીને એક દિવસરાત પાણીમાં પલાળી લઈ તેને બરાબર વચ્ચે આઠ આંગળના ભાગમાં વસ્ત્રના લીરાથી વીંટી લેવી, પછી અહીં જણાવેલ હરેણુકા આદિ દ્રવ્યોને સારી રીતે પીસી–વાટીને તેઓનો એક તોલો કલ્ક પેલી સળી પર પાંચવાર એવી રીતે લપેટવો, કે જે જવના જેવા આકારે વચ્ચે અંગૂઠા જેવો જાડો અને બેય છેડે પાતળો કોઈ એક વાટ જેવો થાય પછી એ વાટને છાયામાં સૂકવી નાખી વચ્ચેથી પેલ સળીને ખેંચી લઈ તેના પર ઘી વગેરે સ્નેહપદાર્થ ચોપડી, અંગારા પર સળગાવી ધુમાડો પીવાની નળીના મૂળછિદ્રમાં નાખીને પીવા માટે ઉપયોગમાં લેવી; આ વાટ હમેશાં પીવાની હોય છે, તેથી જ તેનું નામ પ્રાયોગિકી કહેલ છે અને તેનો ઉપયોગ સુખકારક જ હોય છે; કેમ કે સ્વાદમાં તે અકટુ હોય છે અને કાયમ પીવાથી કોઈ નુકસાન કરતી નથી. ૧૯–૨૩

## સ્નૈહિક ધૂમપાન અને તેનાં દ્રવ્યો

**वसाघृतमधूच्छिष्टैर्युक्तियुक्तैर्वरौषधैः।**
**वर्ति मधुरकैः कृत्वा स्नैहिकीं धूममाचरेत्॥२४॥**

**વસા–(અપક્વ) ચરબી, ઘી તથા મીણ, તેમ જ મધુરવર્ગનાં (જીવક, ઋષભક આદિ) ઉત્તમ ઔષધો યુક્તિપૂર્વક યોજીને, તેઓની સ્નૈહિક વાટ બનાવી ધૂમપાન કરવું. ૨૪**

અહીં પણ વાટ બનાવવાની વિધિ તો ઉપર કહ્યા પ્રમાણે જ સમજવી. સુશ્રુતમાં પણ ચિકિત્સાસ્થાનના ૪૦મા અધ્યાયમાં કહેલ છે: 'स्नेहफलसारमधूच्छिष्टसर्जरसगुग्गुलुप्रभृतिभिः स्नेहमिश्रै स्नेहने॥ સ્નેહન ધૂમપાનમાં સ્નેહયુક્ત ફળોનો ગર્ભ, મીણ, રાળ, ગૂગળ વગેરે દ્રવ્યોને સ્નેહથી મિશ્ર કરી વાટ બનાવીને નળી દ્વારા તે વાટ પીવી.' આ વાટ સ્નેહન કરે છે, માટે સ્નૈહિકી કહેવાય છે ૨૪ (યો૦)

## વૈરેચનિક ધૂમપાન અને તેનાં દ્રવ્યો

**श्वेता ज्योतिष्मती चैव हरितालं मनःशिला।**
**गन्धाश्चागुरुपत्राद्या धूमः शीर्षविरेचने॥२५॥**

**ધોળી ગરણી, માલકાંકણી, હરિતાલ, મણશીલ, અગુરુ અને તમાલપત્ર વગેરે; તેમ જ કુષ્ઠ–કઠ તથા તગર સિવાયનાં સુગંધી દ્રવ્યો (એટલાં દ્રવ્યોનો કલ્ક કરી, તેની વાટ બનાવી, તેનું) ધૂમપાન શિરોવિરેચનમાં (હિતકારી થાય) છે.૨૫**

અહીં કહેલા અગુરુ, તમાલપત્ર આદિ સુગંધી દ્રવ્યો જ્વરચિકિત્સામાં કહેવાશે અહીં મૂળમાં 'अगुर्वाद्या' એમ ન કહેતાં 'अगुरुपत्राद्या' એમ કહ્યું છે, તે કઠ અને તગરનો શિરોવિરેચનમાં ઉપયોગ નહિ કરવા જણાવે છે. શાલાક્યમાં કહ્યુ છે કે, 'नतकुष्ठे स्रावयतो धूमवर्तिप्रयोजिते। मस्तुलुङ्ग विशेषेण तस्मात्ते नैव योजयेत्। તગર અને કઠનો ધૂમવર્તિમાં ઉપયોગ કર્યો હોય તો તે મગજનો સ્રાવ વધારે કરે છે, માટે તે બન્નેનો શિરો-

વિરેચનની ધૂમવર્તિમાં ઉપયોગ કરવો નહિ.' સુશ્રુતમાં પણ આમ જ કહ્યું છે: 'एलादिना कुष्ठतगरवर्जेन-કઠ અને તગર સિવાયનાં એલચી વગેરે દ્રવ્યોનો શિરોવિરેચનાર્થે ધૂમવર્તિમાં ઉપયોગ કરવો.' આ ગ્રંથમાં પણ ચિકિત્સાસ્થાનમાં કહેશેઃ 'धूमवर्ति पिबेद् गन्धैरकुष्ठतगरैस्तथा-કઠ અને તગર સિવાયનાં ગંધદ્રવ્યોની ધૂમવર્તિ શિરોવિરેચન માટે પીવી. વાગ્ભટ પણ અષ્ટાંગહૃદયમાં આમ કહે છે: 'गन्धाश्च अकुष्ठतगराः-કઠ, તથા તગર સિવાયનાં ગંધદ્રવ્યો શિરોવિરેચનમાં લેવાં.' ૨૫

## ધૂમપાન-ગુણ-પ્રદર્શન

गौरवं शिरसः शूलं पीनसार्धावभेदकौ।
कर्णाक्षिशूलं कासश्च हिक्काश्वासौ गलग्रहः॥ २६॥
दन्तदौर्बल्यमास्रावः स्रोतोघ्राणाक्षिदोषजः।
पूतिघ्राणास्यगन्धश्च दन्तशूलमरोचकः॥ २७॥
हनुमन्याग्रहः कण्डूः क्रिमयः पाण्डुता मुखे।
श्लेष्मप्रसेको वैस्वर्यं गलशुण्ड्युपजिह्विका॥ २८॥
पालित्यं पिञ्जरत्वं च केशानां पतनं तथा।
क्षवथुश्चातितन्द्रा च बुद्धेर्मोहोऽतिनिद्रता॥ २९॥
धूमपानात्प्रशाम्यन्ति बलं भवति चाधिकम्।
शिरोरुहकपालानामिन्द्रियाणां स्वरस्य च॥ ३०॥

ધૂમપાન કરવાથી માથાનું ભારેપણું, શૂળ, પીનસ કે સળેખમ, અર્ધાવભેદક કે આધાશીશી, બે કાન તથા આંખનું શૂળ, ઉધરસ, હેડકી, શ્વાસ, ગળાનું પકડાવું, દાંતનું દુર્બળપણું, મોઢાંના સ્રોતો કે મુખ્ય નવ છિદ્રોના તેમ જ નાકના તથા આંખોના દોષથી થતો સ્રાવ; નાકનો કે મોઢાંનો દુર્ગંધ, દાંતનું શૂળ, અરોચક કે અરુચિનો રોગ, હડપચી કે ગળાંની નાડીઓનું ઝલાઈ જવું, ચળ-ખૂજલી, ક્રિમિરોગ, મોઢાંની ફીકાશ, કફ ઝરવો, ગળાનો ઘાંટો બેસી જવો કે બદલાઈ જવો, ગલશુંડી તથા ઉપજિહ્વિકા રોગ, (અકાળે) વાળ ધોળા થઈ જવા, વાળ પિંગળા થવા, વાળ ખરી પડવા, ખૂબ છીંકો આવ્યા કરવી, અતિશય ઘેન, બુદ્ધિનો મોહ તથા ઘણી જ નિદ્રા, એ રોગો બિલકુલ મટે છે અને માથાના વાળનું, માથાની ખોપરીનું તથા ઇંદ્રિયોનું અને સ્વરનું બળ ખૂબ વધે છે. ૨૬-૩૦

અહીં બતાવેલા રોગોનાં લક્ષણો આગળ ગ્રંથકાર પોતે જ કહેશે. ધૂમપાનથી થતા ગુણો સુશ્રુતે પણ આમ કહ્યા છે: 'नरो धूमोपयोगाच्च प्रसन्नेन्द्रियवाङ्मनाः दृढकेशद्विजश्मश्रुः सुगन्धिविशदाननः॥ कासश्वासारोचकास्योपलेपस्वरभेदमुखास्रावक्षवथुतन्द्रानिद्राहनुमन्यास्तम्भपीनसशिरोरोगकर्णाक्षिशूलवातकफनिमित्ताश्चास्य मुखरोगा न भवन्ति, इति (सुश्रुत-चिकित्सा० अ० ४०)-ધૂમનો ઉપયોગ કરવાથી માણસની ઇંદ્રિયો, વાણી તથા મન પ્રસન્ન રહે છે; તેના વાળ, દાંત તથા દાઢીમૂછ મજબૂત થાય છે; તેનું મોઢું સુગંધી તથા સ્વચ્છ થાય છે અને ઉધરસ, શ્વાસ, અરોચક, મુખમાં કફનો લેપ. ગળાનો અવાજ બદલાઈ જવો, મોઢું ઝર્યા કરવું. છીંકો, ઘેન, અતિનિદ્રા, હડપચીનું તથા ગળાની નાડીઓનું ઝલાઈ જવું, પીનસ-સળેખમનો રોગ, માથાના રોગો. કાનનાં તથા નેત્રનાં શૂલ અને વાયુના તથા કફના કારણથી થતા મુખના રોગો તેને થતા નથી. ૨૬-૩૦

## ધૂમપાનથી આ રોગો કદી ન થાય

न च वातकफात्मानो बलिनोऽप्यूर्ध्वजत्रुजाः।
धूमरिक्तकपालस्य व्याधयः स्युः शिरोगताः॥३१॥

જેનું શિર ધૂમપાનથી વિરેચિત થયું હોય તેને ગળાની હાંસડી કે કાંઠલાની ઉપરના ભાગમાં થતા વાયુ કે કફરૂપ કારણવાળા બળવાન રોગો તેમ જ મસ્તકના રોગો પણ કદી થતા નથી. ૩૧

આ શ્લોકનું ત્રીજું ચરણ 'धूमवक्त्रकपानस्य' એવું પણ ઘણાં પુસ્તકમાં મળે છે; તેનો અર્થ 'જે માણસ મોઢેથી ધૂમપાન કરતો હોય તેને' એ પ્રમાણે કરવો; તેમ જ 'મોઢું તથા નાક બન્નેથી ધૂમપાન કરનારને' એવો અર્થ પણ તેમાં સમજી લેવો જોઈએ. વળી અહીં મૂળ શ્લોકમાં 'ऊर्ध्वजत्रुजाः' એ પદની અંદર 'जत्रु' શબ્દ ગોઠવ્યો છે, તેનો અર્થ છાતી અને ખભાના સાંધાની ઉપરનો ભાગ-'ગળાની હાંસડી કે કાંઠલો' એ સમજાય છે. બળવાન રોગો એટલે જેઓનું કારણ બળવાન હોય, એવા રોગો-કાનના, આંખના, મોઢાના કે નાકના રોગો અને માથાના રોગો તો ખાસ કદી થતા નથી. અહીં 'ગળાના કાંઠલાની ઉપરના ભાગમાં થતા' એમ કહેવાથી માથાના રોગો પણ સમજી લેવાય છે, છતાં મૂળમાં 'शिरोगताः' એ પદ મૂક્યું છે, તે મસ્તકના રોગો પર ભાર મૂકે છે; અર્થાત્ મસ્તકના રોગો તો અવશ્ય કોઈકાળે તેને ન જ થાય, એ ભાવ છે. ૩૧

## ધૂમપાન માટેના આઠ કાળ

प्रयोगपाने तस्याष्टौ कालाः संपरिकीर्तिताः।
वातश्लेष्मसमुत्क्लेशः कालेष्वेषु हि लक्ष्यते॥ ३२॥

માણસને પ્રાયોગિક ધૂમપાન માટે આઠ કાળ કહ્યા છે; કેમ કે એ કાળમાં વાયુનો તથા કફનો વધારો જણાય છે. ૩૨

એ આઠ કાળ આ રીતે ગણ્યા છે; સ્નાન, ભોજન, વમન, છીંક, દાંતની સફાઈ, નસ્યકર્મ, અંજન તથા નિદ્રા, આ આઠે ક્રિયાઓ કર્યા પછી દરરોજ કરવાનું પ્રાયોગિક ધૂમપાન કરવું; એ જ નીચેના શ્લોકમાં જણાવે છે; કેટલાક કહે છે કે ત્રણે ધૂમપાન માટેના આઠ કાળો અહીં કહ્યા છે, એમ સમજવુ. ૩૨

### એ આઠે કાળોનું પ્રદર્શન

स्नात्वा भुक्त्वा समुल्लिख्य क्षुत्वा दन्तान्निघृष्य च ।
नावनाञ्जननिद्रान्ते चात्मवान् धूमपो भवेत् ॥ ३३ ॥

આત્મવાન એટલે મન ઉપર કાબૂ ધરાવતા-જિતેંદ્રિય માણસે સ્નાન કર્યા પછી, જમીને, વમન કર્યા પછી, છીંક ખાઈને, દાંત ઘસ્યા પછી, નસ્યકર્મ કર્યા પછી, અંજન કરીને તથા નિદ્રા લીધા પછી ધૂમપાન કરવું. ૩૩

સુશ્રુત તો આ સંબંધે આમ કહે છે: 'आद्यास्त्रयो धूमा द्वादशसु कालेषु उपादेया , तद् यथा क्षुत-दन्तप्रक्षालन-नस्य-स्नान-भोजन-दिवास्वप्न-मैथुन-च्छर्दिमूत्रोच्चार-रुषित-शस्त्र-कर्मान्तेष्विति । तत्र मूत्रोच्चार-क्षवथु-रुषित-मैथुनान्तेषु स्नैहिक., स्नान-च्छर्दन-दिवास्वप्नान्तेषु वैरेचन , दन्तप्रक्षालन-नस्य-स्नान-भोजन-शस्त्रकर्मान्तेषु प्रायोगिक । પહેલા ત્રણ ધૂમ-સ્નૈહિક, વૈરેચન તથા પ્રાયોગિક બાર કાળમાં લેવા જોઈએ; જેમ કે છીંક, દાંતની સફાઈ, નસ્યકર્મ, સ્નાન, ભોજન, દિવસની નિદ્રા, મૈથુન, ઊલટી, મૂત્રોચ્ચાર (મળ-મૂત્ર બન્ને) ક્રોધ અને શસ્ત્રકર્મ-આ બાર ક્રિયા પછી તે ત્રણ ધૂમપાન કરવાં; તેમાં મૂત્રોચ્ચાર (મળમૂત્રક્રિયા) છીંક, ક્રોધ અને મૈથુન પછી સ્નૈહિક ધૂમપાન; સ્નાન, ઊલટી તથા દિવસની નિદ્રા પછી વૈરેચનિક ધૂમપાન અને (દાતણ કર્યા પછી) દાંત સાફ કરી, નસ્ય લઈ, સ્નાન કરી, ભોજન કરી અને શસ્ત્રકર્મના અંતે પ્રાયોગિક ધૂમપાન કરવું. ૩૩

### ધૂમપાનનું ફળ અને ધૂમપાનની રીત

तथा वातकफात्मानो न भवन्त्यूर्ध्वजत्रुजाः ।
रोगास्तस्य तु पेयाः स्युरापानास्त्रिस्त्रिस्त्रयः ॥३४॥

એમ એ કાળે ધૂમપાન કરનારને ગળાના કાંડલાની ઉપર થતા વાયુ કે કફના કારણવાળા રોગો થતા નથી; અને તે ધૂમપાનમાં ત્રણ વાર ત્રણ ધૂમ પીવા જોઈએ અને ત્રણ વાર ત્રણ ધૂમ છોડવા જોઈએ. ૩૪

અર્થાત્ સ્નાનાદિ એક એક ધૂમપાનકાળમાં ત્રણ વાર ત્રણ ત્રણ ધૂમ પીને ત્રણ વાર ત્રણ ત્રણ ધૂમ છોડવા જોઈએ, જેથી એક કાળમાં નવ ધૂમ પીવાના અને નવ ધૂમ છોડવાના મળી અઢારની સંખ્યા સમજાય છે. તેમાં ત્રણ ત્રણ ધૂમ પીને વચ્ચે વિરામ લેવાનું પણ સમજવું જોઈએ ૩૪

### પ્રત્યેક દિવસે ધૂમપાનનો કાળનિયમ

परं द्विकालपायी स्यादह्नः कालेषु बुद्धिमान् ।
प्रयोगे स्नैहिके त्वेकं वैरेच्यं त्रिश्चतुः पिबेत् ॥३५॥

બુદ્ધિમાન માણસે દિવસના (એ આઠ) કાળોમાં પ્રાયોગિક ધૂમ ફક્ત બે કાળ પીવો, સ્નૈહિક તો એક જ કાળ પીવો અને વૈરેચ્ય (ધૂમ પણ એક જ કાળ) ત્રણ કે ચાર વાર પીવો જોઈએ. ૩૫

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં સ્પષ્ટ ખુલાસો આમ કરે છે: ત્રણ ધૂમ પૈકી એક એક ધૂમ, પ્રત્યેક દિવસના આઠ કાળોમાં પણ પ્રત્યેક કાળની અંદર નવ વાર પિવાય અને નવ વાર છોડાય; એટલે તો ત્રણે ધૂમના આઠ આઠ કાળ અને તે પ્રત્યેક કાળમાં પણ નવ વાર પીવાનું અને નવ વાર છોડવાનું અને તેમાં પણ ત્રણ ત્રણ ફૂંકે વિરામ લઈ તે ક્રિયા એકંદર ૧૮ની સંખ્યાએ પહોંચતાં તે એક જ દિવસમાં કઈ રીતે કરાય, એ ગૂંચવણી ઉકેલવા માટે જ આ શ્લોકમાં ખુલાસો કરવામાં આવ્યો છે. બુદ્ધિમાન માણસે પોતાના શરીરમાં જે જે દોષનો વધારો થયેલો જણાય, તે તરફ ધ્યાન આપીને પ્રાયોગિક ધૂમપાન કરવું હોય તો દિવસના પૂર્વોક્ત તેના આઠ કાળોમાંથી હરકોઈ બે કાળે જ તે કરવું; એ જ પ્રમાણે સ્નૈહિક ધૂમપાન પણ દિવસના તેના આઠ કાળો પૈકી હરકોઈ એક જ કાળે કરવું અને વૈરેચ્ય ધૂમપાન પણ પૂર્વોક્ત દિવસના આઠ કાળો પૈકી કોઈ એક કાળમાં જ ત્રણ કે ચાર વાર કરવું; એમ કહીને અહીં ગંભીર સૂચન છે કે, તેના એ કાળમાંના એક જ કાળમાં પણ ફક્ત વૈરેચ્ય ધૂમ ત્રણ વાર પીવો ને ત્રણ વાર જ છોડવો, અથવા ચાર વાર પીવો અને ચાર વાર છોડવો, નહિ કે નવ વાર પીવો અને નવ વાર છોડવો; એકંદર આઠ કાળમાંથી એક જ કાળમાં ફક્ત ત્રણ કે ચાર વાર જ તે ધૂમપાન કરવા અહીં જણાવે છે; અને ત્રણ કે ચારનો વિકલ્પ પણ દોષ અને બળની અપેક્ષાએ જ કરેલો છે. ૩૫

### ધૂમપાન બરાબર યોજાયાનું લક્ષણ

हृत्कण्ठेन्द्रियसंशुद्धिर्लघुत्वं शिरसः शमः ।
यथेरितानां दोषाणां सम्यक् पीतस्य लक्षणम् ॥३६॥

હૃદય, કંઠ તથા ઇંદ્રિયોની બરાબર શુદ્ધિ, મસ્તકનું હલકાપણું અને કહ્યા પ્રમાણેના દોષોનું શમન, એ બરાબર પિવાયેલા ધૂમપાનનું લક્ષણ છે. ૩૬

હૃદય આદિની સમ્યક્ શુદ્ધિ એટલે તે સ્થાનો કફથી રહિત–સાફ થઈ જાય અને પ્રથમ કહેલા દોષો–માથાનું ભારેપણું અને શૂળ વગેરેની શાંતિ થઈ જાય; અથવા પ્રવૃત્તિ કરતા વાતાદિ દોષોનું શમન થઈ જાય, એ ધૂમપાન બરાબર થયાનું લક્ષણ છે; અને એથી વિપરીત સ્થિતિ તે ધૂમપાન બરાબર નહિ થયાનું લક્ષણ જાણવું. ૩૬

### અકાળે કે અતિ પ્રમાણમાં કરેલ ધૂમપાનના દોષો

बाधिर्यमान्ध्यं मूकत्वं रक्तपित्तं शिरोभ्रमम् ।
अकाले चातिपीतश्च धूमः कुर्यादुपद्रवान् ॥ ३७ ॥

અકાળે તથા અતિશય પિવાયેલો ધૂમ બહેરાશ, અંધાપો, મૂંગાપણું, રક્તપિત્ત અને માથું ભમી જવું એ ઉપદ્રવોને કરે છે. ૩૭

ધૂમપાન કરવાના આઠ કાળ અને તે કાળમાં પણ ત્રણ ધૂમપાન પૈકી જે ધૂમપાન જેટલો કાળ કે જેટલી વાર કરવું જોઈએ, તે તરફ ધ્યાન આપ્યા વિના નહિ કહેલા હરકોઈ કાળે ધૂમપાન કરાય; અથવા કહેલા યોગ્ય કાળે પણ પ્રમાણથી વધારે ધૂમપાન કરાય, તો અહીં દર્શાવેલા ઉપદ્રવોને તે કરે છે. ૩૭

### ઉપર કહેલા ઉપદ્રવોના ઉપાયો

तत्रेष्टं सर्पिषः पानं नावनाञ्जनतर्पणम् ।
स्नैहिकं धूमजे दोषे वायुः पित्तानुगो यदि ॥३८॥
शीतं तु रक्तपित्ते स्याच्छ्लेष्मपित्ते विरूक्षणम् ।

ધૂમથી થયેલા દોષમાં વાયુ જો પિત્તને અનુસરતો (વાતપિત્તરૂપે થયો) હોય તો તેમાં ઘી પીવું; તેમ જ સ્નૈહિક નસ્યકર્મ, અંજન તથા તર્પણ કરવું; પણ રક્તપિત્ત હોય (એટલે રક્ત તથા પિત્ત કે રક્તયુક્ત થયેલ પિત્તમાં) શીતળ કર્મ(રૂપી ઉપચાર) કરવા; અને શ્લેષ્મપિત્ત કે કફપ્રધાન પિત્ત થયું હોય તો અતિ રૂક્ષ કર્મ કરવું. ૩૮

અહીં સમજવું કે વાતપ્રધાન પિત્તમાં જેમ ઘી પીવું અને સ્નેહયુક્ત નસ્ય, અંજન તથા તર્પણ કરાય, તેજ પ્રમાણે રક્ત કે પિત્તમાં અથવા રક્તયુક્ત પિત્તમાં શીતસ્પર્શ તથા શીતવીર્યવાળાં દ્રવ્યોથી યોજેલ નસ્ય, અંજન તથા તર્પણ કરવું; અને તેજ પ્રમાણે કફપ્રધાન પિત્તમાં રૂક્ષતા ગુણયુક્ત દ્રવ્યોથી યોજેલ નસ્ય, અંજન તથા તર્પણ કરવાં જોઈએ. ૩૮

### ધૂમપાન માટે અયોગ્ય વ્યક્તિઓ

परं त्वतः प्रवक्ष्यामि धूमो येषां विगर्हितः ॥३९॥
न विरिक्तः पिबेद् धूमं न कृते बस्तिकर्मणि ।
न रक्ती न विषेणार्तो न शोची न च गर्भिणी ॥४०॥
न श्रमे न मदे नामे न पित्ते न प्रजागरे ।
न मूर्च्छाभ्रमतृष्णासु न क्षीणे नापि च क्षते ॥४१॥
न मद्यं न पयः पीत्वा न स्नेहं न च माक्षिकम् ।
न चापि भुक्तवान् दध्ना न रूक्षः क्रुद्ध एव च ॥४२॥
न तालुशोषे तिमिरे शिरस्यभिहते न च ।
न शङ्खके न रोहिण्यां न मेहे न मदात्यये ॥४३॥

હવે જેઓના સંબંધે ધૂમપાન અતિશય નિંદિત છે, તેઓને હું કહું છું. જેણે વિરેચન લીધું હોય તેણે ધૂમપાન ન કરવું; બસ્તિકર્મ કર્યું હોય ત્યારે ધૂમપાન ન કરવું; તેમ જ રક્ત દોષવાળાએ, ઝેરથી પીડાયેલાએ, શોકયુક્ત માણસે તથા ગર્ભિણી સ્ત્રીએ પણ ધૂમપાન ન કરવું; તેમ જ થાકમાં, મદમાં, આમાજીર્ણમાં, પિત્તમાં, ઉજાગરામાં, મૂર્છામાં, ભ્રમમાં કે તરસના રોગમાં ધૂમપાન ન કરવું. વળી (ધાતુક્ષયથી) ક્ષીણ થયેલાએ, ઉરઃક્ષતના રોગમાં, મદ્ય કે દૂધ પીને, સ્નેહ પીને કે દારૂ પીને ધૂમપાન કરવું નહિ. તેમ જ દહીંની સાથે ભોજન કરીને ધૂમપાન કરવું નહિ; રૂક્ષ માણસે તથા ક્રોધે ભરાયેલાએ પણ અવશ્ય ધૂમપાન કરવું જ નહિ; વળી તાળવું સુકાતું હોય તે રોગમાં, તિમિર રોગમાં, માથામાં કંઈ લાગ્યું હોય ત્યારે, શંખક (નામે મસ્તક રોગ), રોહિણી, મેહ કે મદાત્યય રોગમાં પણ ધૂમપાન ન કરવું. ૩૯–૪૩

આમાં તિમિર રોગ તે આંખની ઝાંખનો રોગ છે. શંખક રોગ તે એક મસ્તક રોગ છે; રોહિણી એ એક ગળાનો રોગ છે. ૩૯–૪૩

### અયોગ્ય કાળના ધૂમપાનથી દોષ

एषु धूममकालेषु मोहात्पिबति यो नरः ।
रोगास्तस्य प्रवर्धन्ते दारुणा धूमविभ्रमात् ॥४४॥

ઉપર કહેલ જે માણસ અથવા બીજો જે કોઈ

માણસ મોહને લીધે અયોગ્યકાળે ધૂમપાન કરે છે, તેના એ ધૂમના વિભ્રમથી (એટલે અવિધિથી કરેલ ઉપયોગથી) દારુણ–ભયંકર રોગો ખૂબ વધે છે. ૪૪

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં મૂળમાં રહેલ 'ધૂમવિભ્રમાત્' એ પદનો અર્થ 'ધૂમપાનથી કોપેલા વાયુને લીધે' એવો અર્થ કરે છે; તેમ જ વધુ એમ પણ જણાવે છે કે, માણસની બાર વર્ષ સુધીની ઉંમર એ ધૂમપાન માટે અયોગ્ય કાળ ગણાય છે, છતાં મોહને લીધે એ અયોગ્ય ઉંમરમાં જે માણસ ધૂમપાન કરે છે, તેનો વાયુ એ ધૂમપાનથી અત્યંત કોપે છે, તેથી તેના દારુણ–ભયંકર રોગો વધે છે, તેમ જ ઉપર જણાવેલ વિરેચન લીધેલ આદિ જે જે માણસ પણ મોહથી ધૂમપાન કરે છે. તેના તેના પણ રોગો અત્યંત દારુણ ભયંકર બની અત્યંત વધી પડે છે.

ચરકોપસ્કારમાં યોગીંદ્રનાથ સેન આ શ્લોક પર ટીકા કરતાં લખે છે: ધૂમપાનને અયોગ્ય જે વ્યક્તિઓ ઉપર ૩૯–૪૩ શ્લોકોમાં કહેલ છે, તેઓ જો મોહથી ધૂમપાન કરે તો તેઓ આ પ્રમાણે દારુણ (ભયંકર) રોગોના ભોગ થઈ પડે છે, જેમ કે ભય પામેલો, ક્રોધે ભરાયેલો કે શોકયુક્ત જે માણસ ધૂમપાન કરે, તેઓની દૃષ્ટિને હાનિ પહોંચે છે; તેઓને ભ્રમ તથા કલમ–ગ્લાનિ પણ થાય છે. જેઓ અગ્નિ કે સૂર્યના તાપથી તપ્યા હોય અથવા થાકથી થાક્યા હોય તેઓ જો ધૂમપાન કરે તો દુર્બળપણું પામે છે, તેમ જ તરસ, મુખશોષ તથા મેદરોગને પામે છે; જેની ધાતુઓ ક્ષીણ થઈ હોય તેઓ જો ધૂમપાન કરે તો ક્ષયરોગના ભોગ બને છે; ઉપરાંત પિત્તના તથા વાયુના વ્યાધિઓ અને દુર્બળપણું પણ પામે છે, જે માણસનું રક્ત કોપ્યુ હોય કે પિત્ત કોપ્યું હોય તે માણસ જો ધૂમપાન કરે તો તેનો રક્તપ્રકોપ તથા પિત્તપ્રકોપ ખૂબ વધી પડે છે; તેમ જ તરસના રોગવાળો, તાલુશોષથી પીડાયેલો, મૂર્છાનો રોગી કે બેભાન સ્થિતિવાળો કોઈ માણસ ધૂમપાન કરે તો તેનો વાયુ વધી જાય છે; ઉપરાંત જ્વરવાળો, મદાત્યયનો રોગી કે મદ્યપાન કરનારો જો ધૂમપાન કરે તો મોહ, તરસ, મુખશોષ, દૃષ્ટિહાનિ તથા મસ્તકરોગ પામે છે. ઉજાગરો કરનારો ધૂમપાન કરે તો શિરોરોગ પામે, તિમિરના નેત્ર રોગવાળો ધૂમપાન કરે તો દૃષ્ટિની હાનિ પ્રાપ્ત કરે. જેણે વિરેચન લઈ દોષો દૂર કર્યા હોય તે માણસ જો ધૂમપાન કરે તો મોહ, તરસ તથા શિરોરોગ પામે છે. જેને બસ્તિ આપી હોય તે માણસ જો ધૂમપાન કરે તો દૃષ્ટિ ગુમાવી બેસે છે; ઉરઃક્ષતવાળો માણસ ધૂમપાન કરે તો વધુ ઉરઃક્ષતના રોગો પામે છે; ગર્ભિણી સ્ત્રી જો ધૂમપાન કરે તો તેના ગર્ભને શોષ, તાપ તથા ઈંદ્રિયપીડાઓ થાય છે; મધ સેવનારો માણસ ધૂમપાન કરવાથી ઘ્રાણેંદ્રિયના દોષને તથા ત્વચાના દોષને પ્રાપ્ત કરે છે; અને જે માણસ દહીં, સ્નેહ, દૂધ કે માછલાં ખાઈને જો ધૂમપાન કરે તો દૃષ્ટિદોષ, મૂર્છા, મોળ–અકારી–ઉબકા તથા શીળસીનો રોગ પામે છે. ૪૪

### નાકથી તથા મુખથી ધૂમપાન કોણે કરવું ?

धूमयोग्यः पिबेद्दोषे शिरोघ्राणाक्षिसंश्रये ।
घ्राणेनास्येन कण्ठस्थे, मुखेन घ्राणपो वमेत् ॥४५॥
आस्येन धूमकवलान् पिबन् घ्राणेन नोद्वमेत् ।
प्रतिलोमं गतो ह्यस्य धूमो हिंस्याद्धि चक्षुषी ॥४६

ધૂમપાનને યોગ્ય માણસે મસ્તકના, ઘ્રાણના કે આંખને લગતા દોષમાં (અથવા ગળાની ઉપરના ભાગમાં દોષ વધી ગયો હોય ત્યારે) નાકથી ધૂમપાન કરવું; પરંતુ દોષ જો ગળામાં રહ્યા હોય તો (ધૂમપાન યોગ્ય તે) માણસે મુખેથી ધૂમપાન કરવું; જેણે નાકથી ધૂમપાન કર્યું હોય તેણે એ ધૂમને મુખથી બહાર કાઢવો; પરંતુ જે માણસ મોઢેથી ધૂમકવલ કે ધુમાડાના ગોટા–દમ પીતો કે ખેંચતો હોય તેણે નાકથી બહાર કાઢવા નહિ; કેમ કે તેથી અવળા માર્ગે ગયેલો એ ધૂમ તે માણસનાં બન્ને નેત્રોનો અવશ્ય નાશ કરે છે–આંખને નુકસાન કરે છે. ૪૫,૪૬

અહીં જણાવેલ આ બાબતમાં સુશ્રુતના ચિકિત્સાસ્થાનના ૪૦ મા અધ્યાયમાં આમ કહેલું છે: 'मुखपीतं मुखेनैव वमेत् पीतं च नासया । मुखेन धूममादाय नासिकाभ्यां न निर्हरेत् ।' મુખથી ધૂમપાન કર્યું હોય તો મુખથી જ ધૂમને બહાર કાઢવો, પરંતુ મુખથી ધૂમપાન કરીને નાકવાટે ધુમાડો બહાર ન કાઢવો; કારણ–'तेन हि प्रतिलोमेन दृष्टिस्तत्र विहन्यते ।' તેથી અવળે માર્ગે ગયેલા ધૂમને લીધે દૃષ્ટિ નાશ પામે છે. જલ્પકલ્પતરુમાં વધુ આમ સૂચવે છે કે અહીં 'आस्येन कण्ठस्थे' એમ મૂળમાં કહ્યું છે, તેથી એમ સમજવું કે છાતીમાં કે ગળામાં દોષ ગયો હોય તો મોઢેથી ધૂમપાન કરવું. કેમ કે ગળાની નજીક છાતી હોવાથી તેનું પણ ગ્રહણ કરી લેવાય છે; આથી જ કહ્યું છે કે, 'उरःकण्ठगते दोषे वक्त्रेण धूममापिबेत् ।' છાતીમાં કે ગળામાં દોષ ગયો હોય ત્યારે મોઢેથી ધૂમ-

પાન કરવું. ૪૧–૪૬

### ધૂમપાન-વિધિ

ऋज्वङ्गचक्षुस्तच्चेताः सूपविष्टस्त्रिपर्ययम् ।
पिबेच्छिद्रं पिधायैकं नासया धूममात्मवान् ॥४७॥

મનને કાબૂમાં રાખી શકનાર (ધૂમપાન કરતા) માણસે અંગને સીધું–ટટાર રાખવું, નજર પણ સીધી રાખવી, ચિત્તને એ(ધૂમપાન ક્રિયા)માં જ રાખવું, બરાબર–સુખપૂર્વક બેસવું અને (નાકનું) એક છિદ્ર બંધ કરી ત્રણવાર ત્રણ ત્રણ દમ ખેંચી તથા કાઢીને (એકંદર નવ વાર) નાકથી એટલે નાકના બીજા છિદ્રથી ધૂમપાન કરવું. ૪૭

ધૂમપાન કરવાને યોગ્ય માણસે હોઠ અને મોઢું ખુલ્લું રાખી, સીધા બેસી, ધૂમપાન કરવાની નળી તરફ એકાગ્ર નજર રાખી વારાફરતી નાકનું એક એક છિદ્ર બંધ કરી બીજા છિદ્રથી દમ ખેંચી મોઢેથી ધૂમ બહાર કાઢવો; એમ ત્રણ વાર ત્રણ ત્રણ દમ ખેંચવા અને ત્રણ ત્રણ દમ મોઢેથી બહાર કાઢવા. પ્રથમના ૩૪મા શ્લોકમાં 'त्रिस्त्रयस्त्रयः' એમ કહેવાયું છે, છતાં ફરી અહીં તે એક જ અભિપ્રાયનું 'त्रिपर्ययम्' પદ મૂકીને સૂચવ્યું છે કે, આ ધૂમપાનવિધિના આરંભથી અંત સુધી અંગને સીધું રાખવું, ઇત્યાદિ વિધિ ચાલુ રહેવી જોઈએ. નહિ કે કેવળ શરૂઆતમાં જ એમ ક્રિયા કરી પાછા વચ્ચે જેમતેમ ક્રિયા કરવાની હોય. ૪૭

### ધૂમપાનની નળીનું માપ

चतुर्विंशतिकं नेत्रं स्वाङ्गुलीभिर्विरेचने ।
द्वात्रिंशदङ्गुलं स्नेहे प्रयोगेऽध्यर्धमिष्यते ॥४८॥

વિરેચન માટેના ધૂમપાનમાં પોતાનાં આંગળનાં માપથી ચોવીસ આંગળની નળી હોય; સ્નેહ માટેનાં ધુમપાનમાં બત્રીસ આંગળની નળી હોય અને પ્રયોગ માટેના ધૂમપાનમાં છત્રીસ આંગળની નળી હોવી જોઈએ. ૪૮

પ્રથમ કહેવાયું છે કે, ધૂમપાન કરવાની વાટ ઔષધકલ્કોથી તૈયાર કરી, એ વાટને ઘી આદિ સ્નેહ ચોપડી પછી ધૂમપાન કરવાની નળીના મોઢામાં ખોસી, અગ્નિથી તે વાટ સળગાવીને તે નળી દ્વારા ધૂમપાન કરવું; પરંતુ એ નળીનું માપ કેટલું હોવું જોઈએ, તે કહેવાયું ન હતું, તે અહીં કહેલું છે; આમાં પ્રાયોગિક ધૂમપાન માટેની નળીના માપ સંબંધે મતભેદો છે. કેટલાક કહે છે કે, પ્રાયોગિક ધૂમપાન માટેની નળી વિરેચન માટેની ૨૪ આંગળની નળી કરતાં દોઢી હોવી જોઈએ; જેથી પ્રાયોગિકની નળી ૩૬ આંગળની હોય; જ્યારે બીજાઓ કહે છે કે, પ્રાયોગિકની નળી સ્નૈહિકની ૩૨ આંગળની નળી કરતાં દોઢી એટલે ૪૮ આંગળની હોવી જોઈએ; એમ સુશ્રુત, વૃંદ તથા મહાવિદેહ સ્નૈહિકની નળીથી દોઢી ગણી ૪૮ આંગળની પ્રાયોગિક નળી કહે છે; અને જતૂકર્ણ વિરેચનની નળીથી દોઢી જણાવીને ૩૬ આંગળની પ્રાયોગિકની નળી કહે છે: જ્યારે વાગ્ભટ તો પ્રાયોગિક ધૂમપાનની નળીને ૪૦ આંગળની બનાવવા કહે છે; આવા પરસ્પર વિરુદ્ધ ત્રણ મતભેદોમાંથી કયા મતને આપણે અનુસરવું? એ પ્રશ્નનું સમાધાન યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં જણાવે છે કે, પ્રાયોગિક માટેની નળી માટેના આ ત્રણે મતભેદો વસ્તુતઃ બરાબર છે; કેમ કે ધૂમપાન કરનાર માણસનું બળ વધારે, મધ્ય તથા હીન હોય જ છે, એમ સમજીને આ મતભેદો ઘટાવવા જરૂરી છે; જેમ કે ધૂમપાન કરનાર માણસ ખૂબ વધારે બળવાન હોય તો પ્રાયોગિકની નળી ૩૬ આંગળની, મધ્ય બળ ધરાવતો હોય તો તે ૪૦ આંગળની અને હીનબળ ધરાવતો હોય તો ૪૮ આંગળની તે નળી બનાવવી જોઈએ. ૪૮

### ધૂમપાનની નળી બનાવવાની વિધિ

ऋजु त्रिकोपमच्छिद्रं कोलास्थ्यग्रप्रमाणितम् ।
बस्तिनेत्रसमद्रव्यं धूमनेत्रं प्रशस्यते ॥ ४९ ॥

ધૂમપાન માટેની નળી સીધી, ત્રણ કોષ–પર્વવાળી, છિદ્ર વિનાની, બોરના ઠળિયા જેવડા મોઢાના માપની તથા બસ્તિની નળીના જેવા દ્રવ્યની (એટલે સોનાની, રૂપાની, તાંબાની વગેરે) વખણાય છે. ૪૯

ઉપરના ૪૮ મા શ્લોકમાં ત્રણ નળીઓનું માપ કહ્યું, પણ તે નળી સીધી, વાંકી કે કયા દ્રવ્યની કરવી, તે હવે અહીં કહે છે: એ નળી સીધી કરવી, પરંતુ તેમાં ત્રણ જુદા જુદા સાંધા જોડાય, તેથી સાંધાના ઠેકાણેથી વળી શકતી હોઈને ત્રણ વાંકવાળી તો હોય જ છે; એકંદર તેના ત્રણ સાંધા કે ટુકડા સીધા હોય; એ નળીનું છેડાનું મોઢું બોરનો ઠળિયો અંદર પ્રવેશી જાય તેવડું હોય અને મૂળ ભાગનું ઉપલું મોઢું અંગૂઠો પેસી જાય એવડું હોય, બસ્તિની નળી જે દ્રવ્યની બને છે, તે જ દ્રવ્યની–સોનાની, રૂપાની, તાંબાની, સીસાની, કલઈની, કાંસાની, હાડકાંની, લોઢાની, વાંસની, બરુની, શિંગડાંની કે મણિઓની પણ બનાવી શકાય છે. સુશ્રુતે પણ ટૂંકમાં ધૂમપાનની નળી સંબંધે ઠીક જણાવી દીધું છે:

'धूमनेत्र तु कनिष्ठिकापरिणाहमग्रे कलायमात्रं स्रोतोमूलेऽङ्गुष्ठपरिणाह धूमवर्तिप्रवेशस्रोत.।' ધૂમપાન કરવાની નળી છેલ્લી–ટચલી આંગળી જેવી જાડી, આગળ વટાણો પેસી જાય તેટલા છિદ્રવાળી, મૂળમાં અંગૂઠા જેવડી જાડી અને છેડે ધૂમપાનની વાટ પેસી જાય તેવડા છિદ્રવાળી કરવી જોઈએ. ૪૯

### નળીથી ધૂમપાન કરવામાં ગુણ

दूराद्विनिर्गतः पर्वच्छिन्नो नाडीतनूकृतः।
नेन्द्रियं बाधते धूमो मात्राकालनिषेवितः॥५०॥

એમ દૂરથી નીકળેલો, સાંધાઓથી કપાયેલો અને નળીએ પાતળો કરેલો ધૂમ પ્રમાણથી (ઉપર કહેલા યોગ્ય) સમયે જો પીધો હોય તો ઇંદ્રિયને નુકસાન કરતો નથી. ૫૦

ઓછામાં ઓછી ચોવીસ આંગળની નળીના છેડેથી ખૂબ દૂરથી ચાલુ થયેલા ધૂમનો ઉગ્ર વેગ વચ્ચે આવતા સાંધાઓમાં કપાઈ જાય અને નળીના સૂક્ષ્મ છિદ્રથી પાતળો કરાઈ જાય, અને માપસર યોગ્ય સમયે સેવાય, એટલે તે ઇંદ્રિયોને પીડા ન ઉપજાવે. ૫૦

### ધૂમના સમ્યક્ પ્રયોગનું લક્ષણ

यदा चोरश्च कण्ठश्च शिरश्च लघुतां व्रजेत्।
कफश्च तनुतां प्राप्तः सुपीतं धूममादिशेत्॥५१॥

જ્યારે છાતી, ગળું અને માથું હલકાં થાય અને કફ ઓછો થાય, ત્યારે ધૂમ બરાબર પિવાયો છે, એમ કહેવું. ૫૧

જોકે પ્રથમ ૩૬મા શ્લોકમાં પણ ધૂમના સમ્યક્–પ્રયોગનું લક્ષણ કહેવાયું જ છે, છતાં અહીં તેનું વધુ સ્પષ્ટીકરણ જ કરવાનું પ્રયોજન લાગે છે. કફ ઓછો થાય, એ જ છાતી, ગળું તથા માથું હલકાં થવામાં ખાસ કારણ જણાવેલ છે. ૫૧

### ધૂમપાન (અયોગ) બરાબર ન થયાનું લક્ષણ

अविशुद्धः स्वरो यस्य कण्ठश्च सकफो भवेत्।
स्तिमितो मस्तकश्चैवमपीतं धूममादिशेत्॥५२॥

જેનો સ્વર કે ગળાનો અવાજ બરાબર શુદ્ધ કે સાફ ન હોય, ગળું કફથી યુક્ત હોય અને માથું ભારે હોય, તેને ધૂમપાન બરાબર લાગુ થયું નથી–જોઈતા પ્રમાણમાં ધૂમપાન તેણે કર્યું નથી, એમ કહેવું. ૫૨

### ધૂમપાનના અતિયોગનું લક્ષણ

तालु मूर्धा च कण्ठश्च शुष्यते परितप्यते।
तृष्यते मुह्यते जन्तू रक्तं च स्रवतेऽधिकम्॥५३॥
शिरश्च भ्रमतेऽत्यर्थं मूर्च्छा चास्योपजायते।
इन्द्रियाण्युपतप्यन्ते धूमेऽत्यर्थं निषेविते॥५४॥

જેણે ધૂમને અતિશય વધુ પ્રમાણમાં સેવ્યો હોય એ માણસનું તાળવું, મસ્તક અને ગળું સુકાય છે અને ખૂબ તપે છે; એ માણસ તરસ્યો થયા કરે છે, મૂંઝાય છે, બેભાન થાય છે અને (તેને) ખુબ લોહી સ્રવે છે; તેનું માથું ખૂબ ભમે છે, મૂર્છા ઉત્પન્ન થાય છે અને તેની ઇંદ્રિયો તપ્યા કરે છે. ૫૩,૫૪

ધૂમનો અતિયોગ રોગની શાંતિ ન કરે, પણ ઊલટા તાળવાનો તથા ગળાનો શોષ, અતિશય દાહ, તરશ, મૂર્છા, ભ્રમ, મદ, કાનના તથા નાકના રોગ તથા દુર્બળપણું ઉપજાવે છે, એમ સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૪૬ મા અધ્યાયમાં કહ્યું છે. ૫૩,૫૪

હવે ધૂમપાન પછી નસ્યકર્મ જણાવે છે; કારણ કે ધૂમપ્રયોગ નાકના છિદ્રથી જેમ કરાય છે, તેમ નસ્યકર્મ પણ નાકના છિદ્રથી જ કરાય છે; એટલે તે બન્ને ક્રિયાની એ રીતે સમાનતા હોવાથી તેમ જ એ બન્ને કર્મ નેત્રને પણ હિતકારી હોવાથી નેત્રકર્મ–અંજનક્રિયા પછી ધૂમપાન અને તે પછી આ નસ્યકર્મ કહેવું જરૂરી જણાયાથી તે કહેવાની શરૂઆત કરે છે; જોકે ધૂમપાન એ નસ્યકર્મનો જ એક ભેદ છે; જેમ કે સિદ્ધિસ્થાનમાં કહેવાશે કે, 'नावनं चावपीडश्च ध्मापन धूम एव च। प्रतिमर्शश्च विज्ञेय नस्तः कर्म तु पञ्चधा।' નાવન, અવપીડ, ધ્માપન, ધૂમ તથા પ્રતિમર્શ એ પાંચ પ્રકારનું નસ્યકર્મ છે, છતાં તે ધૂમપાન તો આખા દેહને હિતકારી હોવા ઉપરાંત મુખ તથા નાસિકા બન્નેથી તે કરાય છે, તેથી તેને પ્રથમ કહી કેવળ નાસિકાથી જ કરાતું નસ્યકર્મ તેના પછી કહેવું યોગ્ય હોવાથી તે કહેવા માટે પ્રથમ તેમાં ઉપયોગ કરાતા અણુતૈલ વિષે અહીં કહે છે:

### નસ્ય માટેના અણુતૈલ પ્રયોગ વિષે કાળનું સૂચન

वर्षे वर्षेऽणुतैलं च कालेषु त्रिषु नाऽऽचरेत्।
प्रावृट्शरद्वसन्तेषु गतमेघे नभस्तले॥५५॥

મનુષ્યે દરેક વર્ષે પ્રાવૃષ, શરદ તથા વસંત એ ત્રણ કાળમાં આકાશમાંથી વાદળાં જતાં રહ્યાં હોય ત્યારે દુર્દિન–રહિત સમયે અણુતૈલનું સેવન કરવું. ૫૫

આ 'અણુતૈલ' નામ ઘણું જ સાર્થક છે; તે આવા સામાસિક ગૂઢ અર્થને સૂચવે છે. 'अणुनां स्रोतसां हितं

तैलम् अणुतैलम्। જે તેલ શરીરમાં રહેલા પ્રાણાદિના સૂક્ષ્મ સંચાર માર્ગોને હિતકારી છે, તે અણુતેલ કહેવાય છે.' આ અણુતેલ વિષે સુશ્રુત આમ કહે છે : 'तत् अणूनि इन्द्रियस्रोतांसि प्रविशति, अणुभ्यस्तैलद्रव्येभ्यो निष्पद्यते-इति अणुतैलम् ( चिकित्सा० अ० ४)-જે તેલ સૂક્ષ્મ ઇંદ્રિય-માર્ગોમાં પ્રવેશે છે અને તેલની બનાવટનાં સૂક્ષ્મ દ્રવ્યોમાં-થી ઉત્પન્ન થાય છે; એ કારણે તે અણુતેલ કહેવાય છે.' આ અણુતેલ સ્વસ્થ માણસે સેવવા યોગ્ય છે, તેથી તેની ઉપયોગિતા વિષે આગળ જતાં કહેવાશે. ૫૫

### ઉક્તકાળે નસ્યકર્મના સેવનથી ગુણ

नस्यकर्म यथाकालं यो यथोक्तं निषेवते।
न तस्य चक्षुर्न घ्राणं न श्रोत्रमुपहन्यते ॥ ५६ ॥
न स्युः श्वेता न कपिलाः केशाः श्मश्रूणि वा पुनः।
न च केशाः प्रलुप्यन्ते वर्धन्ते च विशेषतः ॥ ५७ ॥
मन्यास्तम्भः शिरःशूलमर्दितं हनुसंग्रहः।
पीनसार्धावभेदौ च शिरःकम्पश्च शाम्यति ॥ ५८ ॥
शिराः शिरःकपालानां सन्धयः स्नायुकण्डराः।
नावनप्रीणिताश्चास्य लभन्तेऽभ्यधिकं बलम् ॥ ५९ ॥
मुखं प्रसन्नोपचितं स्वरः स्निग्धः स्थिरो महान्।
सर्वेन्द्रियाणां वैमल्यं बलं भवति चाधिकम् ॥ ६० ॥
न चास्य रोगाः सहसा प्रभवन्त्यूर्ध्वजत्रुजाः।
जीर्यतश्चोत्तमाङ्गे च जरा न लभते बलम् ॥ ६१ ॥

જે માણસ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે (ઉપર્યુક્ત) કાલાનુસાર નસ્યકર્મ બરાબર સેવે છે, તેની ચક્ષુ, ઘ્રાણ તથા શ્રોત્રઇંદ્રિય નાશ કે વિકારને પામતી નથી; તેના વાળ કે દાઢી-મૂછ ધોળા કે પીંગળા થતા નથી; તેના માથાના વાળ ખરી પડતા નથી, પણ વધુ પ્રમાણમાં વધે છે. (આ નસ્ય-કર્મથી) ગળાની નાડીનું ઝલાઈ જવું, માથાનું શૂળ, અર્દિતવાયુ, હડપચીનું ઝલાવું, પીનસ કે સળેખમ, આધાશીશી તથા મસ્તકનું કંપવું મટે છે. નાવન-નસ્યકર્મથી તૃપ્ત થયેલી એ માણસની શિરાઓ કે ધમનીઓ, મસ્તકના (ત્રણ) કપાળ-ના સાંધાઓ, સ્નાયુઓ કે સૂક્ષ્મ શિરાઓ અને (હાડકાં જેવી જાડી) કંડરા નામની શિરાઓ ઘણું જ વધારે બળ મેળવે છે. તેનું મુખ પ્રસન્ન તથા ભરાવદાર, સ્વર સ્નિગ્ધ, સ્થિર અને મોટો, સર્વ ઇંદ્રિયોની નિર્મળતા તથા પુષ્કળ બળ થાય છે. ગળાની હાંસડી કે કાંઠલાની ઉપર થતા રોગો એ માણસને એકાએક થતા નથી અને વૃદ્ધા-વસ્થાથી યુક્ત થતો જાય, છતાં તેના મસ્તક પર ઘડપણનું બળ (વળિયાં-પળિયાંરૂપે) થવા પામતું નથી.૫૬-૬૧

### અણુતેલની બનાવટ

चन्दनागुरुणी पत्रं दार्वीत्वङ्मधुकं बलाम्।
प्रपौण्डरीकं सूक्ष्मैलां विडङ्गं बिल्वमुत्पलम् ॥६२॥
ह्रीबेरमभयं वन्यं त्वङ्मुस्तं सारिवां स्थिराम्।
सुराह्वं पृश्निपर्णीं च जीवन्तीं च शतावरीम् ॥६३॥
हरेणुं बृहतीं व्याघ्रीं सुरभीं पद्मकेशरम्।
विपाचयेच्छतगुणे माहेन्द्रे विमलेऽम्भसि ॥६४॥
तैलाद्दशगुणं शेषं कषायमवतारयेत्।
तेन तैलं कषायेण दशकृत्वो विपाचयेत् ॥ ६५ ॥
अथास्य दशमे पाके समांशं छागलं पयः।
दद्यादेषोऽणुतैलस्य नावनीयस्य संविधिः ॥ ६६ ॥

ચંદન, અગુરુ, તેજપત્ર કે તમાલપત્ર, દારુ-હળદરની છાલ, જેઠીમધ, બલા-ખપાટ કે બળ-બીજ, પ્રપૌંડરીક, (સફેદ કમળ), ઝીણી એલચી, વાવડિંગ, બીલું, નીલકમળ, સુગંધી વાળો, વીરણ વાળો, કેવડીમોથ, તજ, મોથ, સારિવા-ઉપલસરી સમેરવો, દેવદાર, નાનો સમેરવો કે ગંધી સમેરવો, જીવંતી-દોડી કે મીઠી ખરખોડી, શતાવરી, રેણુકા-સુગંધી દ્રવ્ય, મોટી ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, સુરભી-શરુ (શલ્લકી) અને કમળ-કેસર-(બધું સરખા ભાગે) લઈ તેથી સોગણા સ્વચ્છ વરસાદના પાણીમાં (ઉપર કહેલાં દ્રવ્યોને અધકચરાં કરીને) પકાવવાં; (પકાવતાં) એ કષાય કે ઉકાળો (ઉપર્યુક્ત દ્રવ્યોના જેટલા વજનના) તેલથી દશગણો બાકી રહે ત્યારે (અગ્નિ પરથી) નીચે ઉતારી લેવો; પછી એ કષાયથી દશ વાર તલનું તેલ પકાવવું; પછી એના દશમા પાક વખતે તેના જેટલા વજને તેમાં બકરીનું દૂધ નાખવું; આ નાવનીય-નસ્યકર્મમાં ઉપયોગી અણુતેલ બનાવ-વવાનો વિધિ છે. ૬૨-૬૬

આ અણુતેલ નાવનીય કહેવાય છે, એટલે કે નસ્ય-કર્મમાં ખાસ ઉપયોગી છે; તેની બનાવટ-વિધિ વૈદ્ય રત્નશ્રી યોગીંદ્રનાથસેન પોતાની ચરકઉપસ્કાર ટીકામાં આ પ્રમાણે લખે છે: ચંદન, અગુરુ, તમાલપત્ર, દારુ-હળદર, તજ, જેઠીમધ, બળદાણા, પ્રપૌંડરીક, ઝીણી

એલચી, વાવડિંગ, ખીલુ, નીલકમળ, સુગંધી વાળો, વીરણવાળો, કેવડીમેથ, મોથ, ઉપલસરી, મોટો સમેરવો, નાનો ગંધી સમેરવો, દેવદાર, શતાવરી, હરેણુકા કે રેણુકા નામે સુગંધી દ્રવ્ય એવ ભોરિંગણી, શરુ અને કમલકેસર એટલાં દ્રવ્યોને અધકચરાં કરી, તેઓથી સોગણા દિવ્યજળ-વરસાદના પાણીમાં નાખી તેઓને ઉકાળવા; અને દશમા ભાગનો ઉકાળો બાકી રહે ત્યારે તેમાં દશમા ભાગે તેલ નાખી તેને એ ક્વાથથી જ દશવાર ઉકાળવું; એમ કરતા છેલ્લો દશમો પાક થાય, ત્યારે તેમાં એ તેલના જેટલું જ બકરીનું દૂધ નાખી ફરી તે પકાવવું. આ અણુતેલ પકવવાની વિધિ છે. ૬૨-૬૬

### અણુતેલની ઉપયોગવિધિ

अस्य मात्रां प्रयुञ्जीत तैलस्यार्धपलोन्मिताम् ।
स्निग्धस्विन्नोत्तमाङ्गस्य पिचुना नावनैस्त्रिभिः ॥६७

આ અણુતેલની માત્રા અર્ધ પલ (બે તોલા) પ્રમાણે લઈ જેનું મસ્તક પ્રથમ સ્નિગ્ધ અને પછી સ્વિન્ન કર્યું હોય, એવા (રોગી) માણસને રૂના પૂમડાથી ત્રણ નસ્યકર્મ કરવા માટે ઉપયોગમાં લેવી. ૬૭

આ અણુતેલની ઉપયોગવિધિ આ ચરકમાં જ સિદ્ધિસ્થાનના ૯મા અધ્યાયમાં ખૂબ વિસ્તારથી લખી છે, તે ત્યાં જેવી. રૂના પૂમડાથી ત્રણવાર નસ્યકર્મનો પ્રયોગ દર મહિને સાત દિવસોમાં કરાય છે; એટલે જે દિવસે ઉપર કહ્યા પ્રમાણે પ્રથમ પ્રયોગ કર્યો હોય તે પછી ત્રણ દિવસ વચ્ચેના છોડી દઈ પાંચમા દિવસે એ અણુતેલ પ્રયોગ કરાય છે; એમ એક મહિના સુધી ત્રણ ત્રણ દિવસો છોડી દેતા આખા મહિનામા એકંદર સાત દિવસો આ પ્રયોગ માટેના મળે છે, એ જ ભાવ નીચેના શ્લોકમાં કહે છે. ૬૭

### અણુતેલનો ઉપયોગ-કાળ

त्र्यहात्त्र्यहाच्च सप्ताहमेतत्कर्म समाचरेत् ।
निवातोष्णसमाचारो हिताशी नियतेन्द्रियः ॥६८॥

આ (અણુતેલનું) નસ્યકર્મ (એક મહિનામાં) ત્રણ ત્રણ દિવસના આંતરે (કરી એકંદર આખા મહિનામાં) સાત દિવસ કરવું; એ વેળા (તે નસ્યકર્મ સેવનાર) માણસે વાયુરહિત પ્રદેશનું તથા ગરમ પ્રદેશનું સેવન કરવું, હિતકારી આહાર લેવો અને ઇંદ્રિયોને વશ રાખવી. ૬૮

ઉપરના અનુવાદમાં અણુતેલનો સેવનકાળ જે બતાવ્યો છે, તે ગંગાધરની જલ્પકલ્પતરુ ટીકાના આધારે લખ્યો છે. ચક્રપાણિની ટીકામાં આ તેલનો ઉપયોગકાળ આમ લખ્યો છે: ત્રણ ત્રણ દિવસે એક એક દિવસનો આંતરો રાખી સાત દિવસ આ અણુતેલનું નસ્યકર્મ સેવવું, એમ આંતરાના દિવસો છોડી દઈ એક ઋતુમાં તેર દિવસનો આ નસ્યપ્રયોગ સમાપ્ત થાય છે; યોગી ઇન્દ્રનાથસેનના ચરકોપસ્કારમાં આ સંબંધે આમ લખે છે: એક એક દિવસનું અંતર રાખીને-દર ત્રીજા દિવસે આ અણુતેલ-નસ્યપ્રયોગ કરવો, એમ અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાન-૨૯મા અધ્યાયમાં કહેલ છે. એમ સાત દિવસ સુધી કરવું; આમ સાત દિવસ સુધી જણાવીને આ નસ્યકર્મના સમ્યક્પ્રયોગનો કાળ ઉપલક્ષણરૂપે સૂચિત કર્યો છે, જેથી ઓછાવધતા દિવસો પણ સમજાય છે. વૃદ્ધ વાગ્ભટ આમ જ કહે છે: 'अनेन विधिना पञ्च सप्त नव वा *दिनानि दद्यात्, आसम्यग्योगाद्वा।*' આ વિધિથી પાંચ, સાત કે નવ દિવસ સુધી પણ આ નસ્યપ્રયોગ કરી શકાય છે; અથવા જ્યા સુધી સમ્યક્પ્રયોગ થયો જણાય ત્યા સુધી પણ આ અણુતેલનો નસ્યપ્રયોગ કરી શકાય છે. ભોજ પણ આ જ અભિપ્રાય જણાવે છે: 'एकान्तर द्व्यन्तरं वा सम्यग् दद्यात् विचक्षणः । सप्ताहं तु परं देय *विश्रान्तस्य पुनः पुनः*, पञ्चविंशतिरात्रं वा यावद्वा साधु मन्यते इति।' વિદ્વાન વૈદ્યે આ અણુતેલનો નસ્યપ્રયોગ એક દિવસના કે બે દિવસના આંતરે સાત દિવસ સુધી બરાબર કરવો; અથવા વારંવાર વિશ્રાંતિ લીધેલ માણસને પચીસ દિવસ સુધી પણ આ પ્રયોગ આપી શકાય; અથવા જ્યાં સુધી તે પ્રયોગ આપવો ઠીક લાગે ત્યા સુધી પણ આપી શકાય છે; એટલે કે સમ્યગ્યોગ એ જ આ અણુતેલના નસ્યકર્મ માટેનો કાળ ગણવો; પરંતુ અમુક કોઈ કાળનું પ્રમાણ નક્કી જ માની ન લેવું. ૬૮

### અણુતૈલ-નસ્યકર્મના ગુણ

तैलमेतत्त्रिदोषघ्नमिन्द्रियाणां बलप्रदम् ।
प्रयुञ्जानो यथाकालं यथोक्तानश्नुते गुणान् ॥६९॥

આ અણુતેલ ત્રણે દોષોનો નાશ કરનાર તથા ઇંદ્રિયોને બળ આપનાર છે; તેનો સમયાનુસાર પ્રયોગ કરતો માણસ પૂર્વોક્ત (૫૯ થી ૬૧ શ્લોકોમાં કહેલા) ગુણોને પ્રાપ્ત કરે છે. ૬૯

### નાવન-નસ્યકર્મ પછી ગુણદૃષ્ટિએ દંતધાવનવિધિ

आपोथिताग्रं द्वौ कालौ कषायकटुतिक्तकम् ।
भक्षयेद्दन्तपवनं दन्तमांसान्यबाधयन् ॥७०॥

જેનો અગ્રભાગ બરાબર કૂચો કરેલ હોય,

એવું દાતણ માણસે (સવાર–સાંજ) બે વખત કરવું. જે દાતણ તૂરા, તીખા અને કડવા રસ-વાળું હોય તેને દાંતનાં માંસ કે પેઢાંને જેમ પીડા કે નુકસાન ન થાય તેમ કરવું જોઈએ.

અહીં કોઈને એમ લાગે કે નસ્યકર્મને તથા દંત ધાવનને શું સંબંધ છે? આવું સંબંધ વગરનું આચાર્ય ચરક જેવા કેમ કહે છે? આનો ઉત્તર આ છે કે દીર્ઘ-દર્શી પૂર્વાચાર્યો સંબંધ વગરનું કંઈ કહેતા જ નથી; અહીં પૂર્વોક્ત બધી ક્રિયાઓ ગળાના કાંદલા ઉપરની ચાલુ છે; તેમાંની જ આ પ્રાતઃકાળની ક્રિયા ગુણદૃષ્ટિએ અને નસ્યકર્મ પછી નાકની પાસેના જ સ્થાન મુખની તથા દાંતની શુદ્ધિ માટેની હોઈ સંબંધયુક્ત જ છે. મૂળમાં ત્રણ રસવાળું દાતણ લેવા સૂચવ્યું છે, તેમાં કારણ આ છે કે, એ ત્રણ રસો મુખની શુદ્ધિ કરે છે અને અરુચિ તથા કફ મટાડે છે. મૂળમાં 'દંતપવન' શબ્દ વાપરી તેનો યોગ્ય અર્થ વ્યક્ત કર્યો છે: 'दन्ताः पूयन्ते अनेन वा दन्तान् पुनाति इति दन्तपवनम्'–જેનાથી દાંત સાફ કરાય છે અથવા દાંતને જે સાફ કરે છે, તે–'दन्तानां धावनम्'–दन्तधावनम्–દાંત સાફ કરવાનું સાધન–'દંતપવન' કે 'દંતધાવન' કહેવાય છે; એ દાતણનું માપ બાર આંગળ લાંબું અને ટચલી આંગળીના અગ્રભાગ જેટલું જાડું હોવું જોઈએ. આ દાતણ કર-વાના સમય અહીં બે જણાવ્યા છે, તેમાં આવો મત-ભેદ મળે છે: અષ્ટાંગહૃદયમાં સૂત્રસ્થાન–ત્રીજા અધ્યાયમાં કહે છે: 'प्रातर् भुक्त्वा च यतवाग् भक्षयेद् दन्तधावनम्' સવારે તથા ભોજન કર્યા પછી એમ બે વખત વાણીને વશ રાખી–મૌન રહી દાતણ કરવું;' પરંતુ બીજા આચાર્યો સવાર–સાંજ બે વખત દાતણ કરવા કહે છે.૭૦

### દંતધાવનકર્મના ગુણ કે ફાયદા

**निहन्ति गन्धवैरस्यं जिह्वादन्तास्यजं मलम् ।**
**निष्कृष्य रुचिमाधत्ते सद्यो दन्तविशोधनम् ॥७१॥**

દંતધાવન ક્રિયા મુખની દુર્ગંધ તથા વિર-સતા કે બેસ્વાદપણું મટાડે છે અને જીભનો, દાંતનો તથા આખા મોઢાનો મેલ કાઢી નાખીને તત્કાળ રુચિ ઉપજાવે છે. ૭૧

### દાતણ માટેનાં યોગ્ય વૃક્ષો

**करञ्जकरवीरार्कमालतीककुभासनाः ।**
**शस्यन्ते दन्तपवने ये चाप्येवंविधा द्रुमाः ॥७२॥**

કરંજ, કરેણ, આકડો, માલતી, અર્જુન–આસોંદરો, અસન–પીતસાર કે હીરાદખણ અને આ બધાનાં જેવાં જે બીજાં પણ વૃક્ષો છે, તે દંતશુદ્ધિક્રિયા માટે વખણાય છે. ૭૨

આ શ્લોકમાં ગણેલાં વૃક્ષો સિવાયનાં પણ બીજાં વૃક્ષો જે કહ્યાં છે, તેથી વડ તથા ખેર વગેરે સમજાય છે. સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૨૪મા અધ્યાયમાં આ સંબંધે આવી શરૂઆત કરી છે: 'પોતાનું આરોગ્ય ઇચ્છતા દરેક બુદ્ધિમાન સ્વસ્થ માણસે કાયમ વહેલા ઊઠી જે નિત્યકર્મ કરવાં જોઈએ, તે અમે કહીએ છીએ. પ્રથમ તો બાર આંગળ લાંબું, ટચલી આંગળી જેટલું જાડું, સીધું અને ગાંઠ કે સડા વિનાનું દાતણ કરવું જોઈએ; વળી તે દાતણ તાજું, ઉત્તમ જમીન પર થયેલું હોય; તેમ જ ઋતુ, દોષ, રસ તથા પ્રભાવ જોઈને પણ તે દાતણ કરવું જોઈએ; ઉપરાંત એ દાતણમાં તૂરો, મધુર, કડવો તથા તીખો રસ અવશ્ય હોવો જોઈએ. આ બધા રસો સામટા મુખ્યરૂપે દરેક દાતણ–વૃક્ષોમાં સંભવિત ન હોય, છતાં તેમાંનો એક એક રસ જેમાં ખાસ મુખ્ય હોય, તે વૃક્ષનાં દાતણ આ રીતે મળે છે–સવારમાં ઊઠી કડવા રસનું લીંબડાનું દાતણ કરવું શ્રેષ્ઠ છે; અથવા તૂરા રસ-વાળું ખેરનું દાતણ અથવા મધુરરસનું મહુડાનું દાતણ કે તીખા રસનું કરંજનું દાતણ પણ શ્રેષ્ઠ ગણાય છે; એ દાતણથી આ ચૂર્ણ દ્વારા દાંતને ધીમે ધીમે ઘસવા તે પણ ઉત્તમ છે: મધ, સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, તેલ અને સિંધવ–એમાંનું કોઈ પણ એક પોતાને જે માફક આવે તેથી દાતણના કૂચા વડે દાંત સાફ કરવા; અથવા એકલા તેજબળના ચૂર્ણથી પણ કાયમ દાંત શુદ્ધ કરવા જોઈએ; એમાંના કોઈપણ એકના ચૂર્ણથી દાંતને એ રીતે સાફ કરવા જોઈએ કે, દાંતનાં પેઢાંને કોઈ જાતનું નુકસાન ન થાય. આમ દાતણ કરવાથી મોઢાની દુર્ગંધ કે કફની જમાવટ મટે છે; મોઢું સ્વચ્છ થાય છે, ખોરાક પર રુચિ ઊપજે છે અને મન પ્રસન્ન થાય છે.' એમ સુશ્રુતે કહ્યું છે; તે જ પ્રમાણે ધર્મશાસ્ત્ર–સ્મૃતિમાં પણ કહ્યું છે કે, દાતણ માટેનાં વૃક્ષો કયાં ઉત્તમ છે, તે ટૂંકમાં કહેવાય છે. કાંટાવાળાં અને છીરવાળાં દરેક વૃક્ષો દાતણ માટે ઉત્તમ છે, એટલું જ નહિ પણ તેઓ યશસ્વી ગણાય છે. એ વૃક્ષોનું દાતણ ટચલી આંગળી જેવું જાડું, બાર આંગળ લાંબું અને સારો કૂચો કરેલ હોવું જોઈએ, સવાર–સાંજ બેય વખત મૌન રહી એ દાતણ કરવું. વળી ત્યાં જ–સ્મૃતિમાં ઉત્તમ દાતણ માટે કેટલાંક વૃક્ષો આ રીતે ગણ્યાં છે. ખેર, કદંબ, કરંજ, વડ, આંબલી, વાંસ, આંબો, લીંબડો, અઘેડો, બીલી, આકડો તથા

ઉંબરો એટલાં વૃક્ષોનાં દાતણ ઘણાં જ વખણાય છે. એ દાતણ ખાસ કોણે ન કરવું, તે વિષે પણ સુશ્રુતે એ જ અધ્યાયમાં તરત જ કહ્યું છે કે, 'જે માણસને ગળાનો, તાળવાનો, હોઠનો કે જીભનો રોગ થયો હોય, જેનું મોઢું પાકયું હોય, જેને શ્વાસનો રોગ કે ઉધરસ, હેડકી તથા ઊલટીનો રોગ થયો હોય; અથવા જે માણસ શરીરે દુર્બળ, અન્નપાચનરહિત, મૂર્છાનો રોગી, મદથી કે કફથી પીડાતો, મસ્તકરોગથી દુઃખી, તરસ્યો, થાકેલો કે કોઈ પ્રવાહી પીણું પીને જે નબળો થયો હોય, અથવા અર્દિતવાયુનો રોગી, કાનનાં શૂળનો રોગી કે દાંતનો રોગી હોય તે માણસે દાતણ કરવું નહિ.' ૭૨

## જીભખોતરણી કે ઊલિયાં વિષે

सुवर्णरूप्यताम्राणि त्रपुरीतिमयानि च।
जिह्वानिर्लेखनानि स्युरतीक्ष्णान्यनृजूनि च ॥७३॥

સોનાની, રૂપાની, તાંબાની, સીસાની કે કલાઈની અથવા પિત્તળની જીભખોતરણી-ઊલિયાં હોવાં જોઈએ, જે તીક્ષ્ણધારવાળાં ન હોય અને વાંકાં હોય. ૭૩

જીભખોતરણી કે ઊલિયુ, જીભનો મેલ સાફ કરવા કે ઊલ ઉતારવાનું સાધન છે; જેને સંસ્કૃતમાં 'जिह्वा लिख्यते एभिरिति जिह्वानिर्लेखनानि।' જેનાથી જીભ સાફ કરાય છે, તેને जिह्वानिर्लेखन' કહે છે ૭૩

## જીભની ઊલ ઉતારી કાઢવાના ગુણ

जिह्वामूलगतं यच्च मलमुच्छ्‌वासरोधि च।
दौर्गन्ध्यं भजते तेन तस्माज्जिह्वां विनिर्लिखेत् ॥७४॥)

જે મેલ કે ઊલ, જીભના મૂળમાં રહ્યો હોય છે, તે ઉચ્છ્વાસને રોકે છે અને તેથી મુખ દુર્ગંધી બને છે, એ કારણે જીભ સાફ કરવી જોઈએ-તેની ઊલ કે મેલ ઉતારી કાઢવાં જોઈએ.

(ગંગાધરે આ ૭૩-૭૪ શ્લોકને મૂળમા લીધા નથી, પણ ટીકામાં ઉતાર્યો છે, તેમાં અધી આ શ્લોક પણ વધુ લખ્યો છે: 'जिह्वानिर्लेखनं शस्तं मृदु श्लक्ष्णं दशाङ्गुलम्। જીભખોતરણી કે ઊલિયુ ઉત્તમ, કોમળ, સુંવાળું અને દશ આગળ માપનું હોવું જોઈએ.' આ અધી શ્લોક બીજા તંત્રના છે એવો પણ તેમનો અભિપ્રાય છે.)

સુશ્રુતમાં કહ્યું છે કે, 'જીભખોતરણી કે ઊલિયું રૂપાનું, સોનાનું કે વૃક્ષનું દાતણ ચીરીને કરેલુ દશ આંગળનું કોમળ અને લીસું હોવુ જોઈએ, તે જીભનો મેલ-ઊલ ઉતારવા ઉત્તમ ગણાય છે.' (જુઓ સુશ્રુત ચિકિત્સાસ્થાન-અધ્યાય ૨૪) ૭૪

## મુખવાસ-દ્રવ્યો

धार्याण्यास्येन वैशद्यरुचिसौगन्ध्यमिच्छता।
जातीकटुकपूगानां लवङ्गस्य फलानि च ॥७५॥
कक्कोलस्य फलं पत्रं ताम्बूलस्य शुभं तथा।
तथा कर्पूरनिर्यासः सूक्ष्मैलायाः फलानि च ॥७६॥

મોઢાની સ્વચ્છતા, રુચિ તથા સુંગધ ઇચ્છતા માણુસે જાયફળ, લતાકસ્તૂરી, સોપારી, લવિંગ, કક્કોલફળ કે કંકોલ, નાગરવેલનું ઉત્તમ પાન, કપૂર અને નાની એલચી એટલાં (મુખવાસ-દ્રવ્યો) મોઢામાં રાખવાં જોઈએ. ૭૫,૭૬

અહીં મૂળમાં લવિંગનું ફળ જોકે કહ્યું છે, છતાં લવિંગનાં પુષ્પનું દીટું જ સમજવાનું છે, જેને સાધારણ રીતે લવિંગ કહેવામાં આવે છે. વૃદ્ધ વાગ્ભટ પણ મુખવાસનાં દ્રવ્યો અહીં કહ્યા પ્રમાણે જ જણાવે છે, પરંતુ વિશેષમાં નિષેધ પણ જણાવે છે કે, 'ઝેર, મૂર્છા અને મદથી પીડાતા લોકોને તથા મુખના શોષના રોગી માટે આ મુખવાસ દ્રવ્યો અપથ્ય છે.' (જુઓ અષ્ટાંગ-સંગ્રહ સૂત્રસ્થાન, અધ્યાય ત્રીજો.) સુશ્રુતમાં પણ અહીં કહેલાં મુખવાસ દ્રવ્યો જણાવીને વિશેષમાં તેઓના ગુણદોષ આ પ્રમાણે કહે છે કે, 'આ મુખવાસ દ્રવ્યો મુખની સ્વચ્છતા, સુગંધ, કાંતિ તથા સુંદરતા કરે છે; ઉપરાંત હડપચી, દાંત, સ્વરનું બળ તથા જિહ્વાઇંદ્રિયની શુદ્ધિ કરે છે, મોઢામાંથી ઝરતી લાળ શમાવે છે, હૃદયને હિતકારી છે, ગળાના રોગોનો નાશ કરે છે, અને સૂઈને ઊઠ્યા પછી, ભોજન કર્યા પછી, સ્નાન કર્યાં પછી તથા ઊલટી કર્યા પછી માણુસને પથ્ય થાય છે; પરંતુ રક્તપિત્તના, ક્ષતના, ક્ષયના, તરસના તથા મૂર્છાના રોગી માટે તેમ જ રૂક્ષ, દુર્બળ અને મોઢાના શોષના રોગી માટે હિતકારી નથી. ૭૫,૭૬

## તૈલગંડૂપ અને તેના ગુણો

हन्वोर्बलं स्वरबलं वदनोपचयः परः।
स्यात्परं च रसज्ञानमन्ने च रुचिरुत्तमा ॥७७॥
न चास्य कण्ठशोषः स्यान्नोष्ठयोः स्फुटनाद्भयम्॥
न च दन्ताः क्षयं यान्ति दृढमूला भवन्ति च ॥७८॥
न शूल्यन्ते न चाम्लेन हृष्यन्ते भक्षयन्ति च।
खरानपि परान् भक्ष्यान् तैलगण्डूषधारणात् ॥७९

તેલનો કોગળો મોઢામાં ધારણ કરવાથી હડપચીનું બળ, સ્વરનું બળ, મુખની અત્યંત પુષ્ટિ, રસનું ઉત્તમ જ્ઞાન તથા અન્ન પર ઉત્તમ રુચિ થાય છે; એ (કોગળો ધારણ કરતા) માણસને ગળાનો

શોષ થાય નહિ, બન્ને હોઠ ફાટવાનો ભય રહે નહિ, તેના દાંત નાશ પામે નહિ, પરંતુ (ઊલટા) મજબૂત મૂળવાળા થાય છે; વળી દાંતમાં શૂળ નીકળે નહિ, ખટાઈથી તેના દાંત અંબાય નહિ અને ઘણા જ કઠણ ખાદ્ય પદાર્થોને પણ (તેના દાંત) ખાઈ–ચાવી શકે છે. ૭૭–૭૯

દંતધાવનથી માંડી મુખનાં કાર્યોનો જ પ્રસંગ ચાલુ કરેલ હોવાથી અહીં મુખમાં તૈલગંડૂષધારણ તથા તેના ગુણો કહ્યા છે. વળી વધુ આ સમજવાનું કે મોઢામાં કેવળ તેલનો જ કોગળો ધારણ કરવો, એવું નથી, પરંતુ દોષની અપેક્ષાએ તૈલાદિ કોઈ પણ સ્નેહ પદાર્થનો કોગળો ધારી શકાય છે; આથી જ સુશ્રુતમાં સામાન્ય સ્નેહગંડૂષધારણ કહેલ છે અને તેના ગુણ બતાવતાં જણાવ્યું છે કે, સ્નેહગંડૂષધારણ મુખનો બેસ્વાદ, દુર્ગંધી સોજો અને જડતા અત્યંત મટાડે છે તેમ જ દાંતની મજબૂતાઈ કરે છે તથા રુચિ ઉપજાવે છે.' (જુઓ સુશ્રુત–ચિકિત્સાસ્થાન અધ્યાય ૨૪મો.)૭૭–૭૯

### માથાને તેલથી તરબોળ રાખવાના ફાયદા

**नित्यं स्नेहार्द्रशिरसः शिरःशूलं न जायते ।**
**न खालित्यं न पालित्यं न केशाः प्रपतन्ति च ॥८०**
**बलं शिरःकपालानां विशेषेणाभिवर्धते ।**
**दृढमूलाश्च दीर्घाश्च कृष्णाः केशा भवन्ति च ॥८१॥**
**इन्द्रियाणि प्रसीदन्ति सुत्वग्भवति चाननम् ।**
**निद्रालाभः सुखं च स्यान्मूर्ध्नि तैलनिषेवणात् ॥८२**

જેનું માથું (તૈલાદિ) સ્નેહથી કાયમ તરબોળ રહેતું હોય તેને માથાના શૂળનો રોગ થતો નથી, માથામાં ટાલ પડતી નથી, (ઘડપણથી) વાળ ધોળા થતા નથી, માથાના વાળ ખરી પડતા નથી, માથાનાં કપાલ કે ખોપરીનું બળ વધુ પ્રમાણમાં વધે છે, તેના માથાના વાળનાં મૂળ મજબૂત થાય છે, કેશ લાંબા તથા કાળા થાય છે, તેની ઇંદ્રિયો પ્રસન્ન થાય છે, મોઢાની ચામડી ઘણી જ સુંદર થાય છે અને મસ્તક પર તેલનું નિત્ય સેવન કરવાથી ઊંઘ સારી આવે છે અને સુખ થાય છે. ૮૦–૮૨

આ વિષે સુશ્રુત પણ કહે છે: 'માથે કરેલ તૈલમાલિશ માથાના રોગ મટાડે છે, વાળને કોમળ, લાંબા, કાળા, ભરાવદાર, સ્નિગ્ધ–સુંવાળા કરે છે, માથાની તૃપ્તિ કરે છે અને મોઢાની ચામડીને સુંદર કરે છે; એમ માથાને તેલથી તરબોળ રાખવાથી ઇંદ્રિયોની પણ તૃપ્તિ થાય છે. (જુઓ સુશ્રુત–ચિકિત્સાસ્થાન, અધ્યાય ૨૪) અહીં મૂળમાં છેલ્લું 'तैलनिषेवणात्' પદ મૂક્યું છે, છતાં આરંભે 'नित्यं स्नेहार्द्रशिरसः' એ પદ મૂકીને સૂચવ્યું છે કે, મસ્તક પરનું તેલમાલિશ કાયમી હોવું જોઈએ, એટલું જ નહિ પણ માથામાં તેલ એટલા પ્રમાણમાં નાખવું જોઈએ કે જેથી માથું તેલથી તરબોળ થાય, એમ પણ જણાવવા માગે છે. ૮૦–૮૨

### કાનમાં તેલ પૂરવાના ગુણો

**न कर्णरोगा वातोत्था न मन्याहनुसंग्रहः ।**
**नोच्चैः श्रुतिर्न बाधिर्यं स्यान्नित्यं कर्णतर्पणात् ॥८३॥**

કાનમાં હમેશાં તેલ પૂરવાથી (કર્ણસંતર્પણ થતાં) વાયુથી થતા કાનના રોગો થતા નથી, ગળાની નાડીઓ કે હડપચી ઝલાઈ જતાં નથી, ખૂબ ધીમા શબ્દોચ્ચાર સાંભળવાનું અસામર્થ્ય થતું નથી. બહુ જ ધીમા શબ્દોચ્ચાર પણ સાંભળી શકાય છે અને બહેરાશ પણ થતી નથી. ૮૩

સુશ્રુત કહે છે: કાનમાં તેલ પૂરવું, તે હડપચી, ગળાની નાડીઓ, મસ્તક તથા કાનનાં શૂળ મટાડે છે. (જુઓ સુશ્રુત–ચિકિત્સાસ્થાન અધ્યાય ૨૪.) વૃદ્ધ વાગ્ભટ કર્ણપૂરણકાળની સંખ્યા પણ કહે છે કે, 'કાનના મૂળને મસળતાં મસળતાં કાનમાં તેલ નાખવું અને કાનની પીડા હલકી થાય તેમ જ કાનની પીડા બિલકુલ ન થાય, તે માટે સો માત્રાના ઉચ્ચારણકાળ સુધી કાનમાં તેલ ધારી રાખવું.' (જુઓ અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાન–અધ્યાય ૨૩, શ્લોક ૩૨ મો.)૮૩

### તેલમાલિશના ફાયદા

**स्नेहाभ्यङ्गाद्यथा कुम्भश्चर्म स्नेहविमर्दनात् ।**
**भवत्युपाङ्गादक्षश्च दृढः क्लेशसहो यथा ॥ ८४ ॥**
**तथा शरीरमभ्यङ्गाद् दृढं सुत्वक्प्रजायते ।**
**प्रशान्तमारुताबाधं क्लेशव्यायामसंसहम् ॥ ८५ ॥**

જેમ સ્નેહ–તૈલાદિ ચોપડવાથી ઘડો, ચામડું અને રથનાં પૈડાંની ધરી મજબૂત અને કલેશ કે ભારને સહન કરવા સમર્થ થાય છે, તેમ શરીરે તેલ આદિ સ્નેહનું માલિશ કરવાથી શરીર મજબૂત થાય છે, તેની ચામડી સુંદર–સુંવાળી થાય છે, વાયુની પીડા અત્યંત શાંત થાય છે અને (શરીર) કલેશ તથા કસરતને ખૂબ સહન કરી શકે છે. ૮૪,૮૫

આ તેલમાલિશને સંસ્કૃતમાં 'અભ્યંગ' કહે છે.

ઉંબરો એટલાં વૃક્ષોનાં દાતણ ઘણાં જ વખણાય છે. એ દાતણ ખાસ કોણે ન કરવું, તે વિષે પણ સુશ્રુતે એ જ અધ્યાયમાં તરત જ કહ્યું છે કે, 'જે માણસને ગળાંનો, તાળવાનો, હોઠનો કે જીભનો રોગ થયો હોય, જેનું મોઢું પાકયું હોય, જેને શ્વાસનો રોગ કે ઉધરસ, હેડકી તથા ઊલટીનો રોગ થયો હોય; અથવા જે માણસ શરીરે દુર્બળ, અન્નપાચનરહિત, મૂર્છાનો રોગી, મદથી કે કફથી પીડાતો, મસ્તકરોગથી દુ:ખી, તરસ્યો, થાકેલો કે કોઈ પ્રવાહી પીણું પીને જે નબળો થયો હોય, અથવા અર્દિતવાયુનો રોગી, કાનનાં શૂળનો રોગી કે દાંતનો રોગી હોય તે માણસે દાતણ કરવું નહિ' ૭૨

### જીભખોતરણી કે ઊલિયાં વિષે

सुवर्णरूप्यताम्राणि त्रपुरीतिमयानि च ।
जिह्वानिर्लेखनानि स्युरतीक्ष्णान्यनृजूनि च ॥७३॥

સોનાની, રૂપાની, તાંબાની, સીસાની કે કલાઈની અથવા પિત્તળની જીભખોતરણી-ઊલિયાં હોવાં જોઈએ, જે તીક્ષ્ણધારવાળાં ન હોય અને વાંકાં હોય. ૭૩

જીભખોતરણી કે ઊલિયુ, જીભનો મેલ સાફ કરવા કે ઊલ ઉતારવાનું સાધન છે; જેને સંસ્કૃતમાં 'जिह्वा लिख्यते एभिरिति जिह्वानिर्लेखनानि ।' જેનાથી જીભ સાફ કરાય છે, તેને जिह्वानिर्लेखन' કહે છે. ૭૩

### જીભની ઊલ ઉતારી કાઢવાના ગુણ

जिह्वामूलगतं यच्च मलमुच्छ्वासरोधि च ।
दौर्गन्ध्य भजते तेन तस्माज्जिह्वां विनिर्लिखेत् ॥७४॥)

જે મેલ કે ઊલ, જીભના મૂળમાં રહ્યો હોય છે, તે ઉચ્છ્વાસને રોકે છે અને તેથી મુખ દુર્ગંધી બને છે, એ કારણે જીભ સાફ કરવી જોઈએ-તેની ઊલ કે મેલ ઉતારી કાઢવાં જોઈએ.

(ગંગાધરે આ ૭૩-૭૪ શ્લોકને મૂળમાં લીધા નથી, પણ ટીકામાં ઉતાર્યો છે; તેમાં અર્ધો આ શ્લોક પણ વધુ લખ્યો છે: 'जिह्वानिर्लेखनं शस्तं मृदु श्लक्ष्णं दशाङ्गुलम् । જીભખોતરણી કે ઊલિયું ઉત્તમ, કોમળ, સુંવાળું અને દશ આગળ માપનું હોવું જોઈએ.' આ અર્ધો શ્લોક બીજા તંત્રના છે એવો પણ તેમનો અભિપ્રાય છે.)

સુશ્રુતમાં કહ્યું છે કે, 'જીભખોતરણી કે ઊલિયું રૂપાનું, સોનાનું કે વૃક્ષનું દાતણ ચીરીને કરેલું દશ આંગળનું કોમળ અને લીસું હોવું જોઈએ; તે જીભનો મેલ-ઊલ ઉતારવા ઉત્તમ ગણાય છે.' (જુઓ સુશ્રુત ચિકિત્સાસ્થાન-અધ્યાય ૨૪) ૭૪

### મુખવાસ-દ્રવ્યો

धार्याण्यास्येन वैशद्यरुचिसौगन्ध्यमिच्छता ।
जातीकटुकपूगानां लवङ्गस्य फलानि च ॥ ७५ ॥
कक्कोलस्य फलं पत्रं ताम्बूलस्य शुभं तथा ।
तथा कर्पूरनिर्यासः सूक्ष्मैलायाः फलानि च ॥ ७६ ॥

મોઢાની સ્વચ્છતા, રુચિ તથા સુંગધ ઇચ્છતા માણસે જાયફળ, લતાકસ્તૂરી, સોપારી, લવિંગ, કક્કોલફળ કે કંકોલ, નાગરવેલનું ઉત્તમ પાન, કપૂર અને નાની એલચી એટલાં (મુખવાસ-દ્રવ્યો) મોઢામાં રાખવાં જોઈએ. ૭૫,૭૬

અહીં મૂળમાં લવિંગનું ફળ જોકે કહ્યું છે, છતાં લવિંગનાં પુષ્પનું ડીંટું જ સમજવાનું છે, જેને સાધારણ રીતે લવિંગ કહેવામા આવે છે. વૃદ્ધ વાગ્ભટ પણ મુખવાસનાં દ્રવ્યો અહીં કહ્યા પ્રમાણે જ જણાવે છે, પરંતુ વિશેષમાં નિષેધ પણ જણાવે છે કે, 'ઝેર, મૂર્છા અને મદથી પીડાતા લોકોને તથા મુખના શોષના રોગી માટે આ મુખવાસ દ્રવ્યો અપથ્ય છે.' (જુઓ અષ્ટાંગ-સંગ્રહ સૂત્રસ્થાન, અધ્યાય ત્રીજો.) સુશ્રુતમાં પણ અહીં કહેલાં મુખવાસ દ્રવ્યો જણાવીને વિશેષમાં તેઓના ગુણદોષ આ પ્રમાણે કહે છે કે, 'આ મુખવાસ દ્રવ્યો મુખની સ્વચ્છતા, સુગંધ, કાંતિ તથા સુંદરતા કરે છે; ઉપરાંત હડપચી, દાંત, સ્વરનું બળ તથા જિહ્વાઇંદ્રિયની શુદ્ધિ કરે છે, મોઢામાંથી ઝરતી લાળ શમાવે છે, હૃદયને હિતકારી છે, ગળાના રોગોનો નાશ કરે છે; અને સૂઈને ઊઠ્યા પછી, ભોજન કર્યા પછી, સ્નાન કર્યા પછી તથા ઊલટી કર્યા પછી માણુસને પથ્ય થાય છે; પરંતુ રક્તપિત્તના, ક્ષતના, ક્ષયના, તરસના તથા મૂર્છાના રોગી માટે તેમ જ રૂક્ષ, દુર્બળ અને મોઢાના શોષના રોગી માટે હિતકારી નથી. ૭૫,૭૬

### તૈલગંડૂષ અને તેના ગુણો

हन्वोर्बलं स्वरबलं वदनोपचयः परः ।
स्यात्परं च रसज्ञानमन्ने च रुचिरुत्तमा ॥ ७७ ॥
न चास्य कण्ठशोषः स्यान्नोष्ठयोः स्फुटनाद्भयम् ॥
न च दन्ताः क्षयं यान्ति दृढमूला भवन्ति च ॥७८॥
न शूल्यन्ते न चाम्लेन हृष्यन्ते भक्षयन्ति च ।
खरानपि परान् भक्ष्यान् तैलगण्डूषधारणात् ॥७९

તેલનો કોગળો મોઢામાં ધારણ કરવાથી હડપચીનું બળ, સ્વરનું બળ, મુખની અત્યંત પુષ્ટિ, રસનું ઉત્તમ જ્ઞાન તથા અન્ન પર ઉત્તમ રુચિ થાય છે; એ (કોગળો ધારણ કરતા) માણુસને ગળાનો

એ સુશ્રુતે જ સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં અભ્યંગ માટે અયોગ્ય વ્યક્તિઓ પણ આ પ્રમાણે જણાવેલ છે: 'આમના દોષોમાં સ્નેહાભ્યંગ કરાય નહિ; તેમ જ તરુણ જ્વરવાળા, અજીર્ણના રોગી, વિરેચન લીધેલા, વમન કરેલા, નિરૂહબસ્તિ લીધેલા માણસે પણ અભ્યંગ સેવન કરવું નહિ; આમાંનો નવા તાવવાળો કે અજીર્ણનો રોગી અભ્યંગ સેવે તો તેઓને કષ્ટસાધ્ય કે અસાધ્ય રોગો થાય છે; બાકીનાઓને તે જ દિવસે અભ્યંગ સેવવાથી અગ્નિની મંદતા વગેરે રોગો થાય છે. ૮૭,૮૮

## પગે તેલમાલિશના ગુણો

खरत्वं स्तब्धता रौक्ष्यं श्रमः सुप्तिश्च पादयोः।
सद्य एवोपशाम्यन्ति पादाभ्यङ्गनिषेवणात् ॥ ८९ ॥
जायते सौकुमार्यं च बलं स्थैर्यं च पादयोः।
दृष्टिः प्रसादं लभते मारुतश्चोपशाम्यति ॥ ९० ॥
न च स्याद् गृध्रसीवातः पादयोः स्फुटनं न च।
न शिरास्नायुसंकोचः पादाभ्यङ्गेन पादयोः ॥ ९१ ॥

પગે તેલમાલિશનું સેવન કરવાથી પગની કઠોરતા, પગનું ઝલાઈ જવું, રૂક્ષતા કે લૂખાપણું, થાક અને પગને સ્પર્શનું અજ્ઞાન થવું–ખાલી ચડવી, એ તરત મટે છે; તેમ જ પગનું કોમળપણું, બળ તથા સ્થિરતા થાય છે; દૃષ્ટિ પ્રસન્ન–સ્વચ્છ થાય છે એટલે આંખનું તેજ વધે છે અને વાયુ શાંત થાય છે; વળી બન્ને પગે તેલમાલિશથી ગૃધ્રસી નામનો વાયુ રોગ થતો નથી, બન્ને પગ ફાટતા નથી અને પગની શિરાઓ તથા સ્નાયુઓ સંકોચાતાં નથી. ૮૯–૯૧

પગે તેલમાલિશ કરવાથી આંખનું તેજ વધે છે; તેમાં કારણ બીજા આયુર્વેદ તંત્રમાં આ પ્રમાણે કહ્યું છે: 'चक्षुषि प्रतिबद्धे द्वे शिरे पादगते नृणाम्। अतःचक्षुः-प्रसादार्थी पादाभ्यङ्गं समाचरेत्'–માણસોના પગની બે શિરાઓ છેક નેત્રમાં જોડાયેલી છે, આ કારણે આંખનું તેજ વધારવા ઇચ્છનારે પગનું તેલમાલિશ અવશ્ય કરવું.' વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ–સૂત્ર૦ ત્રીજા અધ્યાયમાં પગ–માલિશના ગુણો કહ્યા છે કે 'પગે માલિશ કરવાથી પગની સ્થિરતા, ઊંઘ અને આંખનું તેજ મળે છે; તેમ જ પગની ખાલી, થાક, પગનું ઝલાઈ જવું, સંકોચ તથા ફાટવું મટે છે.' સુશ્રુતે પણ પગમાલિશના ગુણો ચિકિત્સા ૨૦ મા અધ્યાયમાં આમ કહ્યા છે: 'પગે માલિશ કરવાથી ઊંઘ આવે; શરીરને સુખ થાય, આંખનું તેજ વધે, થાક અને પગની ખાલી ઊતરે અને પગની ચામડી 'કોમળ થાય;' માટે પગનું માલિશ સર્વ કાળ હિતકારી છે. ૮૯–૯૧

## શરીરમાર્જન કે ઉદ્વર્તનના ગુણો

दौर्गन्ध्यं गौरवं तन्द्रां कण्डूं मलमरोचकम्।
स्वेदबीभत्सतां हन्ति शरीरपरिमार्जनम् ॥ ९२ ॥

શરીરનું પરિમાર્જન (એટલે પીઠી વગેરેથી શરીર ચોળવું) તે, શરીરનો દુર્ગંધ, ભારેપણું, તંદ્રા કે ઘેન, કંડુ કે ચળ, મળ, અરુચિ તથા પરસેવાથી શરીર તરફની સૂગ મટાડે છે. ૯૨

શરીરને પીઠી વગેરેથી ચોળવું, તે પ્રથમ તેલમાલિશ કર્યા પછી જ કરાય છે, એ કારણે અભ્યંગ કે તેલમાલિશની ક્રિયા પછી અહીં શરીરમાર્જન કે શરીર-ઉદ્વર્તન (ચોળવાની) ક્રિયા કહે છે. ૯૨

## ઉદ્વર્તન પછી સ્નાન અને તેના ગુણો

पवित्रं वृष्यमायुष्यं श्रमस्वेदमलापहम्।
शरीरबलसंधानं स्नानमोजस्करं परम् ॥ ९३ ॥

આખા શરીરે નાહવું તે પવિત્ર, વીર્યની વૃદ્ધિ કરનાર તથા આયુષને હિતકારી છે; તેમ જ શરીરનો થાક, પરસેવો અને મેલ દૂર કરે છે; શરીરમાં બળ સ્થાપે છે અને ઓજસ નામની શરીરની ધાતુને અત્યંત વધારે છે. ૯૩

સ્નાનના વધુ ગુણો સુશ્રુતે ઠીક કહ્યા છે: 'સ્નાન એ ઊંઘ, થાક, દાહ, પરસેવો, ચળ અને તરશ મટાડે છે; હૃદયને હિતકારી, મેલ દૂર કરનાર અને સર્વ ઇંદ્રિયોનું શ્રેષ્ઠ વિશોધન છે; ઉપરાંત, ઊંઘ જેવું ઘેન તથા પાપને પણ શમાવે છે, પ્રસન્નતા કરે છે, પુરુષપણું વધારે છે, લોહીને શુદ્ધ કરે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે; પરંતુ ગરમ પાણીથી નાહવું, તે નેત્રને સર્વકાળ અહિતકારી છે અને શીતળ પાણીથી નાહવું, તે આંખને હિતકારી છે, એમ સમજવું; છતાં કફનો કે વાયુનો પ્રકોપ થાય ત્યારે રોગના બળ–અબળ તરફ ધ્યાન આપી કેવળ ઔષધ ચિકિત્સા-રૂપે જ માથા ઉપર ભલે ગરમ પાણીથી સ્નાન કરવું; શીતકાળમાં અતિશીતળ જળથી સ્નાન કરવું તે કફને તથા વાયુને કોપાવે છે; અને ઉષ્ણકાળમાં અતિ ઉષ્ણ જળથી સ્નાન કરવું તે રક્તપિત્તને વધારે છે અને અતિસાર, તાવ, કર્ણશૂલ, વાયુજન્ય રોગ, આફરો, અરોચક, અજીર્ણનો રોગ તથા ભોજન કર્યા પછી હરકોઈ–શીતસ્નાન કે ઉષ્ણસ્નાન ન જ કરાય.' (જુઓ–સુશ્રુત–ચિકિત્સા–૨૪મો અધ્યાય.) ૯૩

આનું લક્ષણ આખા શરીરમાં ગયેલ તેલનું ખૂબ મર્દન કરવું ' એ છે. કહ્યું છે કે, 'માથામાં નાખેલું તેલ આખા શરીરમાં જ્યારે વ્યાપેલું થાય અને વાયુ આદિના સંચારમાર્ગોથી બંને બાહુઓને પણ તૃપ્ત કરે એ 'અભ્યંગ' કહેવાય છે. આ અભ્યંગ અથવા શરીર-સંતર્પણનો કાળ કેટલાક અહીં આ પ્રમાણે કહે છે : 'શરીર પર કરાતું તેલમાલિશ કે અભ્યંગ પ્રથમ ત્રણસો માત્રાના ઉચ્ચારણકાળ સુધી રુંવાટાંનાં છિદ્રોમાં રહે છે; તે પછી એ સ્નેહ ત્યાંથી ચારસો માત્રાના ઉચ્ચારણ-કાળ સુધીમાં ચામડીમાં પ્રવેશે છે; પછી એ સ્નેહ ત્યાંથી પાંચસો માત્રાઓના ઉચ્ચારણકાળ સુધીમાં લોહીની અંદર જાય છે; પછી એ સ્નેહ ત્યાંથી છસો માત્રાઓના ઉચ્ચારણકાળમાં માંસ સુધી પહોંચે છે; પછી એ સ્નેહ ત્યાંથી સાતસો માત્રાઓના ઉચ્ચારણકાળ સુધીમાં મેદની અંદર પહોંચે છે; પછી એ સ્નેહ ત્યાંથી આઠસો માત્રાઓ-ના ઉચ્ચારણકાળ સુધીમાં હાડકાંઓમાં પહોંચે છે અને તે પછી નવસો માત્રાઓના ઉચ્ચારણકાળ સુધીમાં તે સ્નેહ હાડકામાં રહેતી મજ્જા નામની ચીકાશમાં પહોંચે છે અને ત્યાં રહેલા વાયુ, પિત્ત તથા કફના રોગોને મટાડે છે. અહીં મૂળમાં ત્રણ દૃષ્ટાંતો આપીને તેલમાલિશના ત્રણ પ્રયોગો સૂચિત કર્યા છે; ઘડા ઉપર તેલ ચોપડવું તે તૈલ-અભ્યંગ કહેવાય છે; ચામડાને તેલથી મસળવું તે તૈલ-મર્દન કહેવાય અને રથના પૈડાને તેલ લગાડવામાં આવે તે તૈલ-ઉપાંગ-ઊંજવું કહેવાય છે; એ જ ત્રણ પ્રયોગ શરીર પર કરાય છે તેમાંનો ઘડા જેવો કરાય, તે તૈલ-અભ્યંગ, ચામડાંના જેવો કરાય તે તૈલમર્દન અને રથના પૈડાની ધરીના જેવો જે તૈલપ્રયોગ કરાય તે તૈલ સ્નેહા-વગાહન કહેવાય છે. આ ત્રણે તેલમાલિશના ગુણો અહીં એકઠા જણાવ્યા છે, પરંતુ સુશ્રુતમાં તેઓના ગુણો અલગ અલગ જ કહ્યા છે. ૮૪,૮૫

### અભ્યંગની ખાસ જરૂર

स्पर्शने चाधिको वायुः स्पर्शनं च त्वगाश्रितम् ।
त्वच्यश्च परमोऽभ्यङ्गस्तस्मात्तं शीलयेन्नरः ॥८६॥

સ્પર્શનઇંદ્રિયમાં વાયુ વધારે છે અને એ સ્પર્શનઇંદ્રિય ત્વચાનો આશ્રય કરી રહેલ છે; તેમ જ અભ્યંગ-તેલમાલિશ ત્વચાને અત્યંત હિત કારી છે, તે કારણે માણસે અભ્યંગ કરવાનો અભ્યાસ રાખવો જોઈએ. ૮૬

જો આખું શરીર તથા સર્વ ઇંદ્રિયો પાંચભૂતોના જ વિકાર કે સમુદાયરૂપ છે, તે જ પ્રમાણે તેમાંની સ્પર્શન-ઇંદ્રિય પણ પાંચ મહાભૂતોના જ વિકાર કે સમુદાયરૂપ જ છે, છતાં એ સ્પર્શનઇંદ્રિયમાં વાયુની ખૂબ અધિકતા છે, એમ આ ગ્રંથમાં જ શ્લોકસ્થાનના ૮મા અધ્યાયમાં કહેશે કે, 'स्पर्शनेऽनिलो विशेषेणोपपद्यते-સ્પર્શનઇંદ્રિયમાં વાયુની અધિકતા ખાસ ઘટે છે,' એ કારણે ચામડીના આશ્રયવાળી તે ઇંદ્રિયને વાયુનાશક અભ્યંગ હિતકારી છે, એમ સમજી અભ્યંગ નિત્ય કરવો. ૮૬

### અભ્યંગના વધુ ફાયદા

न चाभिघाताभिहतं गात्रमभ्यङ्गसेविनः ।
विकारं भजतेऽत्यर्थं बलकर्मणि वा क्वचित् ॥ ८७ ॥
सुस्पर्शोपचिताङ्गश्च बलवान् प्रियदर्शनः ।
भवत्यभ्यङ्गनित्यत्वान्नरोऽल्पजर एव च ॥ ८८ ॥

અભ્યંગનું કાયમ સેવન કરતા મનુષ્યના શરીર-ના કોઈ પણ અવયવને કંઈ લાગી જાય; અથવા તે માણસ કોઈ જોરનું કામ કરે તોપણ તેનું શરીર વિકાર પામતું નથી; ઉપરાંત અભ્યંગનું નિત્ય સેવન કરવાથી તે માણસનાં અંગો સુંદર સ્પર્શવાળાં, કોમળ અને પુષ્ટ થાય છે; વળી તે માણસ બળવાન અને પ્રિયદર્શન ( દેખાવડો ) થાય છે અને તેને વૃદ્ધાવસ્થા પણ ઓછી ( અસર કરનારી ) થાય છે. ૮૭,૮૮

અભ્યંગથી વાયુ શાંત થઈ જાય, તેથી શરીરના કોઈ પણ ભાગ પર કંઈ લાગી જાય કે કોઈ વેળા કંઈ માર પડે તોયે વધુ વિકાર ન થાય અને બળ પડે એવાં કામ કરવાથી પણ ખાસ નુકસાન ન થાય; કાયમ અભ્યંગ સેવવાથી માણસ દેખાવડો, બળવાન તથા ઘડપણની ઓછી અસરવાળો રહે છે. સુશ્રુતે ચિકિત્સા-સ્થાનના ૨૪ મા અધ્યાયમાં કહ્યું છે : 'અભ્યંગ કોમળતા કરે, કફ તથા વાયુનો નાશ કરે, ધાતુઓની પુષ્ટિ કરે, શરીરની શુદ્ધિ, રંગ તથા બળ વધે; અભ્યંગનો જ પ્રકાર-તૈલસિંચન થાક ઉતારે, વાયુ મટાડે, ભાંગેલું સાંધે અને જે માણસ ઘાયલ થયો હોય, અગ્નિથી દાઝ્યો હોય, શરીરે જેને કંઈ લાગ્યું હોય કે શરીરનો કોઈ ભાગ ઘસાયો કે છોલાયો હોય તોપણ તેના પર સ્નેહસિંચનની ક્રિયા તેની પીડા મટાડે છે. જેમ કોઈ ઝાડના મૂળમાં પાણી સીંચવાથી તેના અંકુરો વધે છે, તેમ સ્નેહથી સિંચાયેલા મનુષ્યશરીરના ધાતુઓની અવશ્ય વૃદ્ધિ થાય છે; તેમ જ અવગાહનમાં યોજેલો સ્નેહ પણ રૂંવાડાંના છિદ્રો દ્વારા શિરાઓમાં તથા ધમનીઓમાં પણ પ્રવેશીને શરીરના અવયવોનું સંતર્પણ કરી શરીરમાં બળ સ્થાપે છે. 'આવા ત્રણ સ્નેહ-અભ્યંગ, સ્નેહ-સિંચન તથા સ્નેહન અવગાહ-નામના અભ્યંગ પ્રકારોના ગુણો દર્શાવી,

એ સુશ્રુતે જ સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં અભ્યંગ માટે અયોગ્ય વ્યક્તિઓ પણ આ પ્રમાણે જણાવેલ છે: 'આમના દોષોમાં સ્નેહાભ્યંગ કરાય નહિ; તેમ જ તરુણ જ્વરવાળા, અજીર્ણના રોગી, વિરેચન લીધેલા, વમન કરેલા, નિરૂહબસ્તિ લીધેલા માણસે પણ અભ્યંગ સેવન કરવું નહિ; આમાંનો નવા તાવવાળો કે અજીર્ણનો રોગી અભ્યંગ સેવે તો તેઓને કષ્ટસાધ્ય કે અસાધ્ય રોગો થાય છે; બાકીનાઓને તે જ દિવસે અભ્યંગ સેવવાથી અગ્નિની મંદતા વગેરે રોગો થાય છે. ૮૭,૮૮

### પગે તેલમાલિશના ગુણો

**खरत्वं स्तब्धता रौक्ष्यं श्रमः सुप्तिश्च पादयोः।**
**सद्य एवोपशाम्यन्ति पादाभ्यङ्गनिषेवणात् ॥ ८९ ॥**
**जायते सौकुमार्यं च बलं स्थैर्यं च पादयोः।**
**दृष्टिः प्रसादं लभते मारुतश्चोपशाम्यति ॥ ९० ॥**
**न च स्याद् गृध्रसीवातः पादयोः स्फुटनं न च।**
**न शिरास्नायुसंकोचः पादाभ्यङ्गेन पादयोः ॥ ९१ ॥**

પગે તેલમાલિશનું સેવન કરવાથી પગની કઠોરતા, પગનું ઝલાઈ જવું, રૂક્ષતા કે લૂખાપણું, થાક અને પગને સ્પર્શનું અજ્ઞાન થવું–ખાલી ચડવી, એ તરત મટે છે; તેમ જ પગનું કોમળપણું, બળ તથા સ્થિરતા થાય છે; દૃષ્ટિ પ્રસન્ન–સ્વચ્છ થાય છે એટલે આંખનું તેજ વધે છે અને વાયુ શાંત થાય છે; વળી બન્ને પગે તેલમાલિશથી ગૃધ્રસી નામનો વાયુ રોગ થતો નથી, બન્ને પગ ફાટતા નથી અને પગની શિરાઓ તથા સ્નાયુઓ સંકોચાતાં નથી. ૮૯–૯૧

પગે તેલમાલિશ કરવાથી આંખનું તેજ વધે છે; તેમાં કારણ બીજા આયુર્વેદ તંત્રમાં આ પ્રમાણે કહ્યું છે: 'चक्षुषि प्रतिबद्धे द्वे शिरे पादगते नृणाम्। अतःचक्षुःप्रसादार्थी पादाभ्यङ्गं समाचरेत्'–માણસોના પગની બે શિરાઓ છેક નેત્રમાં જોડાયેલી છે, આ કારણે આંખનું તેજ વધારવા ઇચ્છનારે પગનું તેલમાલિશ અવશ્ય કરવું.' વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ–સૂત્ર૦ ત્રીજા અધ્યાયમાં પગ–માલિશના ગુણો કહ્યા છે કે 'પગે માલિશ કરવાથી પગની સ્થિરતા, ઊંઘ અને આંખનું તેજ મળે છે; તેમ જ પગની ખાલી, થાક, પગનું ઝલાઈ જવું, સંકોચ તથા ફાટવું મટે છે.' સુશ્રુતે પણ પગમાલિશના ગુણો ચિકિત્સા ૨૦ મા અધ્યાયમાં આમ કહ્યા છે: 'પગે માલિશ કરવાથી ઊંઘ આવે; શરીરને સુખ થાય, આંખનું તેજ વધે, થાક અને પગની ખાલી ઊતરે અને પગની ચામડી કોમળ થાય;' માટે પગનું માલિશ સર્વ કાળ હિતકારી છે. ૮૯–૯૧

### શરીરમાર્જન કે ઉદ્વર્તનના ગુણો

**दौर्गन्ध्यं गौरवं तन्द्रां कण्डूं मलमरोचकम्।**
**स्वेदबीभत्सतां हन्ति शरीरपरिमार्जनम् ॥ ९२ ॥**

શરીરનું પરિમાર્જન (એટલે પીઠી વગેરેથી શરીર ચોળવું) તે, શરીરનો દુર્ગંધ, ભારેપણું, તંદ્રા કે ઘેન, કંડુ કે ચળ, મળ, અરુચિ તથા પરસેવાથી શરીર તરફની સૂગ મટાડે છે. ૯૨

શરીરને પીઠી વગેરેથી ચોળવું, તે પ્રથમ તેલમાલિશ કર્યા પછી જ કરાય છે, એ કારણે અભ્યંગ કે તેલમાલિશની ક્રિયા પછી અહીં શરીરમાર્જન કે શરીર-ઉદ્વર્તન (ચોળવાની) ક્રિયા કહે છે. ૯૨

### ઉદ્વર્તન પછી સ્નાન અને તેના ગુણો

**पवित्रं वृष्यमायुष्यं श्रमस्वेदमलापहम्।**
**शरीरबलसंधानं स्नानमोजस्करं परम् ॥ ९३ ॥**

આખા શરીરે નાહવું તે પવિત્ર, વીર્યની વૃદ્ધિ કરનાર તથા આયુષને હિતકારી છે; તેમ જ શરીરનો થાક, પરસેવો અને મેલ દૂર કરે છે; શરીરમાં બળ સ્થાપે છે અને ઓજસ નામની શરીરની ધાતુને અત્યંત વધારે છે. ૯૩

સ્નાનના વધુ ગુણો સુશ્રુતે ઠીક કહ્યા છે: 'સ્નાન એ ઊંઘ, થાક, દાહ, પરસેવો, ચળ અને તરશ મટાડે છે; હૃદયને હિતકારી, મેલ દૂર કરનાર અને સર્વ ઇંદ્રિયોનું શ્રેષ્ઠ વિશોધન છે; ઉપરાંત, ઊંઘ જેવું ઘેન તથા પાપને પણ શમાવે છે, પ્રસન્નતા કરે છે, પુરુષપણું વધારે છે, લોહીને શુદ્ધ કરે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે; પરંતુ ગરમ પાણીથી નાહવું, તે નેત્રને સર્વકાળ અહિતકારી છે અને શીતળ પાણીથી નાહવું, તે આંખને હિતકારી છે, એમ સમજવું; છતાં કફનો કે વાયુનો પ્રકોપ થાય ત્યારે રોગના બળ–અબળ તરફ ધ્યાન આપી કેવળ ઔષધ ચિકિત્સા-રૂપે જ માથા ઉપર ભલે ગરમ પાણીથી સ્નાન કરવું; શીતકાળમાં અતિશીતળ જળથી સ્નાન કરવું તે કફને તથા વાયુને કોપાવે છે; અને ઉષ્ણકાળમાં અતિ ઉષ્ણ જળથી સ્નાન કરવું તે રક્તપિત્તને વધારે છે અને અતિસાર, તાવ, કર્ણશૂલ, વાયુજન્ય રોગ, આફરો, અરોચક, અજીર્ણનો રોગ તથા ભોજન કર્યા પછી હરકોઈ–શીતસ્નાન કે ઉષ્ણસ્નાન ન જ કરાય.' (જુઓ–સુશ્રુત–ચિકિત્સા–૨૪મો અધ્યાય.) ૯૩

### સ્નાન પછી વસ્ત્રધારણના ગુણો

काम्यं यशस्यमायुष्यमलक्ष्मीघ्नं प्रहर्षणम् ।
श्रीमत्पारिषदं शस्तं निर्मलाम्बरधारणम् ॥ ९४ ॥

નિર્મળ વસ્ત્રો ધારણ કરવા તે કામ માટે, યશ માટે તથા આયુષ માટે હિતકારી છે; અલક્ષ્મીનો નાશ કરે છે; અત્યંત હર્ષ ઉપજાવે છે, શોભા કારક છે, સભામાં હિતકારી છે અને માંગલિક છે. ૯૪

### વસ્ત્રધારણ પછી ચંદનવિલેપન તથા પુષ્પમાલાધારણ

वृष्यं सौगन्ध्यमायुष्यं काम्यं पुष्टिबलप्रदम् ।
सौमनस्यमलक्ष्मीघ्नं गन्धमाल्यनिषेवणम् ॥ ९५ ॥

ચંદનાદિ તથા પુષ્પમાળાઓનું ધારણ વીર્યને વધારનાર, (શરીરને) સુગંધી કરનાર, આયુષને તથા કામને હિતકારી, પુષ્ટિ તથા બળ આપનાર, મનને પ્રસન્ન કરનાર તથા અલક્ષ્મીનો નાશ કરનાર છે. ૯૫

### રત્ન-અલંકાર-ધારણ-ગુણો

धन्यं मङ्गल्यमायुष्यं श्रीमद्व्यसनसूदनम् ।
हर्षणं काम्यमोजस्यं रत्नाभरणधारणम् ॥ ९६ ॥

રત્નોનાં આભૂષણો કે હરકોઈ ઘરેણાં ધારણ કરવા તે ધન્ય કે સૌભાગ્યજનક છે, મંગલ માટે તથા આયુષ માટે હિતકારી છે, શોભાને વધારનાર, વ્યસન કે દુઃખનો અથવા સર્પાદિના ઉપદ્રવનો નાશ કરનાર, હર્ષ ઉપજાવનાર, કામ માટે હિતકારી અને ઓજસ્ અથવા ઇંદ્રિયબળ કે માનસિક શક્તિને પણ વધારનાર છે. ૯૬

અહીં રત્નોનો અર્થ વિશુદ્ધ માણેક, હીરા, મોતી તથા સુવર્ણ આદિ સમજવા; સુશ્રુતે આ રત્નાદિ-ધારણના ગુણો આ પ્રમાણે કહ્યા છે: 'ઉત્તમ પુષ્પમાળા, વસ્ત્રો તથા રત્નાદિ ધારણ કરવાથી રાક્ષસો નાશ પામે, ઓજસ્ વધે, ઉત્તમ સૌભાગ્ય થાય અને લોકોની પ્રીતિ પણ થાય.'

### પાદાદિ-શૌચાધાન-કર્મ

मेध्यं पवित्रमायुष्यमलक्ष्मीकलि(लि)नाशनम् ।
पादयोर्मलमार्गाणां शौचाधानमभीक्ष्णशः ॥ ९७ ॥

બન્ને પગમાં મેલ રહેવાનાં સ્થાનોને વારંવાર સાફ કરવાં, તે બુદ્ધિ માટે હિતકારી, પવિત્ર, આયુષ માટે હિતકારી, અલક્ષ્મી કે દુઃખજનક કર્મફળનો તથા કલિયુગનાં પાપનો કે કલિ-કલહનો નાશ કરનાર છે. ૯૭

આ સંબંધે પણ સુશ્રુતે કહ્યું છે: 'બન્ને પગને વારંવાર ધોયા કરવા તે પગનો મેલ, પગના રોગ તથા થાક મટાડે છે; આંખનું તેજ વધારે છે, વીર્યવર્ધક છે, રાક્ષસોનો નાશ કરે છે અને લોકોની પ્રીતિ વધારે છે.

### કેશચ્છેદન તથા પ્રસાધન-ગુણો

पौष्टिकं वृष्यमायुष्यं शुचि रूपविराजनम् ।
केशश्मश्रुनखादीनां कल्पनं संप्रसाधनम् ॥ ९८ ॥

માથાના વાળ, દાઢીમૂછ અને નખ વગેરે કાપવા અને (કાંસકી-દાંતિયા વગેરેથી) બરાબર વ્યવસ્થિત કરવા, એ પુષ્ટિજનક, વૃષ્ય એટલે સ્ત્રીઓ સાથેના રમણમાં ઉત્સાહવર્ધક આયુષને હિતકારી, પવિત્રતાકારક અને રૂપનું વિરાજન કે સૌંદર્ય કરનાર છે. ૯૮

આ સંબંધે પણ સુશ્રુત કહે છે: 'કેશ, નખ, દાઢી-મૂછ તથા રુંવાડાં કાપવાં અને વ્યવસ્થિત કરવાં, તે પાપને શમાવનાર, હર્ષ, હલકાપણું તથા સૌભાગ્ય કરનાર અને ઉત્સાહ વધારનાર છે.' 'અહીં મૂળમાં આદિ શબ્દ મૂકયો છે, તે નાકનાં રુંવાડાં કાપવાનું તથા સ્ત્રીઓના પગે અળતો-મેંદી વગેરે મૂકવાનું પણ સૂચવે છે. ૯૮

### પગરખાં ધારણ કરવાના ગુણો

चक्षुष्यं स्पर्शनहितं पादयोर्व्यसनापहम् ।
बल्यं पराक्रमसुखं वृष्यं पादत्रधारणम् ॥ ९९ ॥

પગરખાં (જોડા) ધારણ કરવા, તે ચક્ષુને હિતકારી, સ્પર્શન-ઇંદ્રિયને હિતકારી, બન્ને પગનાં વ્યસન-(કાંટા વગેરેનો ભય તથા પગના રોગો)-નો નાશ કરે છે, બળવર્ધક છે, ચાલવામાં સુખકારક અને વીર્યવર્ધક છે. ૯૯

અહીં મૂળમાં પગરખાંનો મૂળ સંસ્કૃત શબ્દ યોગ્ય અર્થને દર્શાવતો મૂકયો છે पादौ त्रायते इति पादत्रम्, पादत्रस्य धारणम्-पादत्रधारणम्-બન્ને પગનું જે રક્ષણ કરે તે 'पादत्र'-પગરખાં; એ જ પગનું રક્ષણ દર્શાવે છે. સુશ્રુતે પગરખાં પહેરવાના ગુણો તથા નહિ પહેરવાના દોષો પણ આ પ્રમાણે કહ્યા છે: સર્વ કાળ પગરખાં પહેરવા તે પગના રોગ મટાડે, વીર્ય વધારે, રાક્ષસોનો નાશ કરે, પ્રીતિ વધારે, ચાલવામાં સુખ કરે તથા ઓજસ્ કરે છે; પરંતુ પગરખાં પહેર્યા વિના ચાલવું તે માણસના આરોગ્યને નુકસાન કરે, આયુષનો નાશ કરે તથા બન્ને નેત્રોને નુકસાન કરે છે. ૯૯

### છત્રી ધારણ કરવાના ગુણો

ईतेर्विधमनं वल्यं गुप्त्यावरणशंकरम् ।
घर्मानिलरजोम्बुघ्नं छत्रधारणमिष्यते ॥ १०० ॥

છત્રી ધારણ કરવી તે રોગાદિ દુર્દૈવનો નાશ કરે છે, બળ વધારે છે; રક્ષા, ઢાંકણુ તથા મંગલ કરે છે; તાપ, વાયુ, ધૂળ અને પાણી રોકે છે; માટે તે ઇચ્છવા યોગ્ય છે. ૧૦૦

અહીં મૂળમાં 'ईति' શબ્દ વાપર્યો છે, તેનો અર્થ જલ્પકલ્પતરુ ટીકામાં આવો લખ્યો છે: 'ईति' એટલે 'ભવિષ્યનાં દુ:ખોનો નાશ' એ અર્થ છે; તેમજ 'गुप्ति'– એ શબ્દ 'પિશાચ આદિથી રક્ષા' એ અર્થ જણાવે છે. સુશ્રુતમાં આ સંબંધે જણાવે છે: 'છત્રધારણ વરસાદ, વાયુ, ધૂળ, તાપ તથા હિમ આદિને અટકાવે છે; શરીરના વર્ણને તથા આંખને હિતકારી, ઓજસ્ આપનાર તથા સુખકારક છે. (જુઓ ચિકિત્સા–૨૪ અ.) ૧૦૦

### હાથમાં લાકડી રાખવાના ગુણો

स्खलतः संप्रतिष्ठानं शत्रूणां च निषूदनम् ।
अवष्टम्भनमायुष्यं भयघ्नं दण्डधारणम् ॥ १०१ ॥

હાથમાં લાકડી રાખવી તે ઠોકર ખાઈને પડતા માણસને ટેકો આપી ઊભો રાખે છે–પડતો અટકાવે છે; શત્રુઓનો નાશ કરે છે, ચાલતાં ટેકો આપે છે, આયુષ માટે હિતકારી છે અને ભયનો નાશ કરે છે. ૧૦૧

હાથમાં લાકડી રાખવાથી કૂતરાં તથા સર્પ વગેરેનો ભય રહેતો નથી; સુશ્રુતે પણ કહ્યું છે: 'હાથમાં લાકડી રાખવાથી કૂતરાં, સાપ, શિકારી પશુઓ તથા શિંગડાંવાળાં પ્રાણીઓનો ભય નાશ પામે છે; થાક કે ઠોકર લાગે નહિ, ઘડપણમાં તો ખાસ વધુ ઉત્તમ છે; હૃદયબળ, ઉત્સાહ, શરીરબળ, સ્થિરતા, ધીરજ અને પરાક્રમ વધારે છે, ટેકો પણ આપે છે અને ભય દૂર કરે છે.

### સ્વસ્થ–કર્તવ્ય–ઉપદેશ

नगरी नगरस्येव रथस्येव रथी सदा ।
स्वशरीरस्य मेधावी कृत्येष्ववहितो भवेत् ॥ १०२ ॥

જેમ નગરનો અધિકારી નગરનાં કાર્યોમાં અને રથવાળો રથનાં કાર્યોમાં સર્વકાળ સાવધાન રહે છે, તેમ બુદ્ધિમાન માણસે પોતાના શરીરનાં (સંરક્ષણ) કાર્યોમાં સર્વકાળ સાવધાન રહેવું. ૧૦૨

કહેવા આમ માગે છે કે જેમ રથવાળો માણસ પોતાના રથમાં કંઈ ભાંગ–તૂટ ન થાય અને રથ પોતાનો માર્ગ છોડી આડો–અવળો ક્યાંય ગબડી ન પડે તે માટે જેમ પૂરતી તકેદારી રાખે છે, તેમ બુદ્ધિમાન માણસે પોતાના શરીરને કોઈ જાતની બાહ્ય પીડા ન થાય અને રોગાદિ આભ્યંતર ઉપદ્રવો પણ ન આવે તે માટે પૂરતી તકેદારી અને કાળજી રાખવી જોઈએ. ૧૦૨

### સ્વસ્થને સુખપ્રાપ્તિના માર્ગો

वृत्त्युपायान्निषेवेत ये स्युर्धर्माविरोधिनः ।
शममध्ययनं चैव सुखमेवं समश्नुते ॥ १०३ ॥

આજીવિકાના જે ઉપાયો ધર્મવિરુદ્ધ ન હોય, તેઓનું (સ્વસ્થ) મનુષ્યે સેવન કરવું; તેમ જ શાંતિનું સેવન તથા વેદાધ્યયન પણ કરવું; એમ (વર્તતો સ્વસ્થ માણસ) સુખ મેળવે છે. ૧૦૩

ઉપરના ૧૦૨મા શ્લોકમાં મુખ્ય સ્વસ્થવિધિનો ઉપદેશ કરી આ ૧૦૩મા શ્લોકમાં સ્વસ્થતા, જીવનધારણ–ઉપાયો–ખેતીવાડી, પશુપાલન તથા વેપાર વગેરે ધર્મવિરુદ્ધ ન હોય તે કરવા સૂચન છે; તેમ જ શાંતિ તથા વેદાભ્યાસ કરવાનું પણ સૂચન છે; જેથી આજીવિકાના નિર્દોષ ઉપાયોથી અર્થ–ધનાદિની પ્રાપ્તિ અને શાંતિપૂર્વકના વેદાભ્યાસથી ધર્મપ્રાપ્તિ થતાં તે દ્વારા કામની પ્રાપ્તિ પણ જણાવી છે; આમ ત્રિવર્ગપ્રાપ્તિ દર્શાવીને ધર્મક્રિયા દ્વારા છેલ્લી મોક્ષપ્રાપ્તિ પણ અહીં જણાવી દઈ ચારે પુરુષાર્થોની પ્રાપ્તિ કરીને માનવજીવનની સાર્થકતા કરી લેવા માટે જ સ્વસ્થ માણસે સદા તત્પર રહેવા જણાવ્યું છે. ૧૦૩

હવે ચાલુ અધ્યાયમાં જે કંઈ કહેવાયું છે, તે જણાવતા નીચેના શ્લોકો કહે છે:

### આ અધ્યાયના વિષયોનો સંક્ષેપ

मात्रा द्रव्याणि मात्रां च संश्रित्य गुरुलाघवम् ।
द्रव्याणां गर्हितोऽभ्यासो येषां येषां च शस्यते ॥१०४
अञ्जनं धूमवर्तिश्च त्रिविधा वर्तिकल्पना ।
धूमपानगुणाः कालाः पानमानं च यस्य तत् ॥१०५
व्यापत्तिचिह्नं भैषज्यं धूमो येषां विगर्हितः ।
पेयो यथा यन्मयं च नेत्रं यस्य च यद्विधम् ॥१०६॥
नस्यकर्मगुणा नस्तःकार्यं यच्च यथा यदा ।
भक्षयेद्दन्तपवनं यथा यद्यद्गुणं च यत् ॥ १०७ ॥
यदर्थं यानि चास्येन धार्याणि कवलग्रहे ।
तैलस्य ये गुणा दृष्टाः शिरस्तैलगुणाश्च ये ॥ १०८ ॥
कर्णतैले तथाऽभ्यङ्गे पादाभ्यङ्गे च मार्जने ।
स्नाने वाससि शुद्धे च सौगन्ध्ये रत्नधारणे ॥१०९
शौचे संहरणे लोम्नां पादत्रच्छत्रधारणे ।
गुणा मात्राशितीयेऽस्मिन् तथोक्ता दण्डधारणे ॥११०

આ માત્રાશિતીય અધ્યાયમાં માત્રા, દ્રવ્યો,

### સ્નાન પછી વસ્ત્રધારણના ગુણો

काम्यं यशस्यमायुष्यमलक्ष्मीघ्नं प्रहर्षणम् ।
श्रीमत्पारिषदं शस्तं निर्मलाम्बरधारणम् ॥ ९४ ॥

નિર્મળ વસ્ત્રો ધારણ કરવાં તે કામ માટે, યશ માટે તથા આયુષ માટે હિતકારી છે; અલક્ષ્મીનો નાશ કરે છે; અત્યંત હર્ષ ઉપજાવે છે, શોભા કારક છે, સભામાં હિતકારી છે અને માંગલિક છે. ૯૪

### વસ્ત્રધારણ પછી ચંદનવિલેપન તથા પુષ્પમાલાધારણ

वृष्यं सौगन्ध्यमायुष्यं काम्यं पुष्टिबलप्रदम् ।
सौमनस्यमलक्ष्मीघ्नं गन्धमाल्यनिषेवणम् ॥ ९५ ॥

ચંદનાદિ તથા પુષ્પમાળાઓનું ધારણ વીર્યને વધારનાર, (શરીરને) સુગંધી કરનાર, આયુષને તથા કામને હિતકારી, પુષ્ટિ તથા બળ આપનાર, મનને પ્રસન્ન કરનાર તથા અલક્ષ્મીનો નાશ કરનાર છે. ૯૫

### રત્ન-અલંકાર-ધારણ-ગુણો

धन्यं मङ्गल्यमायुष्यं श्रीमद्व्यसनसूदनम् ।
हर्षणं काम्यमोजस्यं रत्नाभरणधारणम् ॥ ९६ ॥

રત્નોનાં આભૂષણો કે હરકોઈ ઘરેણાં ધારણ કરવાં તે ધન્ય કે સૌભાગ્યજનક છે, મંગલ માટે તથા આયુષ માટે હિતકારી છે, શોભાને વધારનાર, વ્યસન કે દુઃખનો અથવા સર્પાદિના ઉપદ્રવનો નાશ કરનાર, હર્ષ ઉપજાવનાર, કામ માટે હિતકારી અને ઓજસ્ અથવા ઇંદ્રિયબળ કે માનસિક શક્તિને પણ વધારનાર છે. ૯૬

અહીં રત્નોનો અર્થ વિશુદ્ધ માણેક, હીરા, મોતી તથા સુવર્ણ આદિ સમજવા; સુશ્રુતે આ રત્નાદિ-ધારણના ગુણો આ પ્રમાણે કહ્યા છે: 'ઉત્તમ પુષ્પમાળા, વસ્ત્રો તથા રત્નાદિ ધારણ કરવાથી રાક્ષસો નાશ પામે, ઓજસ્ વધે, ઉત્તમ સૌભાગ્ય થાય અને લોકોની પ્રીતિ પણ થાય.'

### પાદાદિ-શૌચાધાન-કર્મ

मेध्यं पवित्रमायुष्यमलक्ष्मीकवि(लि)नाशनम् ।
पादयोर्मलमार्गाणां शौचाधानमभीक्ष्णशः ॥ ९७ ॥

બન્ને પગમાં મેલ રહેવાનાં સ્થાનોને વારંવાર સાફ કરવાં, તે બુદ્ધિ માટે હિતકારી, પવિત્ર, આયુષ માટે હિતકારી, અલક્ષ્મી કે દુઃખજનક કર્મફળનો તથા કલિયુગનાં પાપનો કે કલિ-કલહનો નાશ કરનાર છે. ૯૭

આ સંબંધે પણ સુશ્રુતે કહ્યું છે: 'બન્ને પગને વારંવાર ધોયા કરવા તે પગનો મેલ, પગના રોગ તથા થાક મટાડે છે; આંખનું તેજ વધારે છે, વીર્યવર્ધક છે, રાક્ષસોનો નાશ કરે છે અને લોકોની પ્રીતિ વધારે છે.

### કેશચ્છેદન તથા પ્રસાધન-ગુણો

पौष्टिकं वृष्यमायुष्यं शुचि रूपविराजनम् ।
केशश्मश्रुनखादीनां कल्पनं संप्रसाधनम् ॥ ९८ ॥

માથાના વાળ, દાઢીમૂછ અને નખ વગેરે કાપવા અને (કાંસકી-દાંતિયા વગેરેથી) બરાબર વ્યવસ્થિત કરવા, એ પુષ્ટિજનક, વૃષ્ય એટલે સ્ત્રીઓ સાથેના રમણમાં ઉત્સાહવર્ધક આયુષને હિતકારી, પવિત્રતાકારક અને રૂપનું વિરાજન કે સૌંદર્ય કરનાર છે. ૯૮

આ સંબંધે પણ સુશ્રુત કહે છે: 'કેશ, નખ, દાઢી-મૂછ તથા રૂંવાડાં કાપવાં અને વ્યવસ્થિત કરવાં, તે પાપને શમાવનાર, હર્ષ, હલકાપણું તથા સૌભાગ્ય કરનાર અને ઉત્સાહ વધારનાર છે.' 'અહીં મૂળમાં આદિ શબ્દ મૂકયો છે, તે નાકનાં રૂંવાડાં કાપવાનું તથા સ્ત્રીઓના પગે અળતો-મેંદી વગેરે મૂકવાનું પણ સૂચવે છે. ૯૮

### પગરખાં ધારણ કરવાના ગુણો

चक्षुष्यं स्पर्शनहितं पादयोर्व्यसनापहम् ।
बल्यं पराक्रमसुखं वृष्यं पादत्रधारणम् ॥ ९९ ॥

પગરખાં (જોડા) ધારણ કરવા, તે ચક્ષુને હિતકારી, સ્પર્શન-ઇંદ્રિયને હિતકારી, બન્ને પગનાં વ્યસન-(કાંટા વગેરેનો ભય તથા પગના રોગો)-નો નાશ કરે છે, બળવર્ધક છે, ચાલવામાં સુખકારક અને વીર્યવર્ધક છે. ૯૯

અહીં મૂળમાં પગરખાંનો મૂળ સંસ્કૃત શબ્દ યોગ્ય અર્થને દર્શાવતો મૂકયો છે पादौ त्रायते इति पादत्रम्, पादत्रस्य धारणम्-पादत्रधारणम्-બન્ને પગનું જે રક્ષણ કરે તે 'पादत्र'-પગરખાં; એ જ પગનું રક્ષણ દર્શાવે છે. સુશ્રુતે પગરખાં પહેરવાના ગુણો તથા નહિ પહેરવાના દોષો પણ આ પ્રમાણે કહ્યા છે: સર્વ કાળ પગરખાં પહેરવા તે પગના રોગ મટાડે, વીર્ય વધારે, રાક્ષસોનો નાશ કરે, પ્રીતિ વધારે, ચાલવામાં સુખ કરે તથા ઓજસ્ કરે છે; પરંતુ પગરખાં પહેર્યા વિના ચાલવું તે માણસના આરોગ્યને નુકસાન કરે, આયુષનો નાશ કરે તથા બન્ને નેત્રોને નુકસાન કરે છે. ૯૯

માણસના જાણવામાં હોય, તેના 'અશિત' આદિ આહારથી બળ, વર્ણ તથા આયુષ વધે છે. ૨

અહીં 'ચેષ્ટા' શબ્દનો અર્થ 'કસરત, મૈથુન' આદિ સમજાય છે; આહાર પણ 'અશિત' આદિ ચાર પ્રકારનો જાણવો. એ બન્નેને લગતું ઋતુસાત્મ્ય એટલે ચેષ્ટા તથા આહારનો, તે તે ઋતુ વિષે, તે તે ઋતુને અનુસરી લાંબો કાળ સુખ આપે તેવો ઉપયોગ કરવાનું જે જાણે, તે માણસનાં જ તે અશિત, ખાદિત, પીત તથા લીઢ એ ચારે પ્રકારના આહારથી બળ, વર્ણ તથા આયુષ વધે છે. અહીં 'ઋતુસાત્મ્ય' એ શબ્દમાં રહેલ 'સાત્મ્ય' શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે કરવી જોઈએ: 'सह आत्मना वर्तते इति सात्म, तस्य भावः सात्म्यम् ।' આત્માની સાથે જે વર્તે તે સાત્મ્ય કહેવાય; આ 'આત્મા' શબ્દનો અર્થ જોકે મન, પરમાત્મા તથા દેહ આદિ થાય છે, છતાં અહીં તો 'દેહ કે શરીર' એ જ અર્થ લેવો ઘટે છે. આ વિષે કહ્યું છે કે, 'सात्म्यं नाम तद् यद् आत्मनि काये उपशेते ।' જે પોતાના શરીરમાં ઉપશય પામે એટલે સુખજનક થાય, તે 'સાત્મ્ય' કહેવાય છે. તે સાત્મ્ય દેહસાત્મ્ય, ઋતુસાત્મ્ય, રોગસાત્મ્ય તથા દેશસાત્મ્ય એમ ચાર પ્રકારનું છે; અથવા દોષસાત્મ્ય, પ્રકૃતિસાત્મ્ય, દેશસાત્મ્ય, ઋતુસાત્મ્ય, વ્યાધિસાત્મ્ય તથા જલસાત્મ્ય એમ ૭ પ્રકારનું સાત્મ્ય છે; અથવા જાતિસાત્મ્ય, રોગસાત્મ્ય, આતુરસાત્મ્ય, ધાન્યસાત્મ્ય, રસસાત્મ્ય, દેશસાત્મ્ય, ઋતુસાત્મ્ય તથા જળસાત્મ્ય– એમ આઠ પ્રકારનું સાત્મ્ય છે; આ બધામાં 'સાત્મ્ય' શબ્દનો અર્થ 'सात्म्यलक्षणं तु औचित्यम् ।' 'યોગ્યતા કે યોગ્યપણું' એ જણાય છે; એટલે 'ઋતુસાત્મ્ય'નો અહીં આવો અર્થ જ ઠીક લાગે છે કે, 'यस्मिन् यस्मिन् ऋतौ यद् यद् उचितं पथ्यं वा तत् तस्मिन् तस्मिन् सात्म्यम् ।' જે જે ઋતુમાં જે જે વસ્તુ યોગ્ય અથવા પથ્ય કે હિતકારી હોય, તે તે વસ્તુ તે તે ઋતુમાં સાત્મ્ય હોઈ 'ઋતુસાત્મ્ય' કહેવાય છે.

'જલ્પકલ્પતરુ' ટીકાકાર શ્રીગંગાધર તો 'ઋતુસાત્મ્ય' શબ્દનો અર્થ આવો કરે છે: ऋतौ सात्म्यम्–ऋतुगुणविपरीतगुणवत्तया सात्म्यम्–उपशयः–सुखजनन–उपयोगः। ઋતુ વિષેનું સાત્મ્ય એટલે ઋતુના ગુણથી વિપરીત ગુણવાળું હોઈને જે ચેષ્ટિત તથા આહાર સાત્મ્ય થાય, એટલે શરીરમાં ઉપશય પામે–જેનો ઉપયોગ સુખજનક થાય, તે 'ઋતુસાત્મ્ય' કહેવાય છે. અહીં મૂળ શ્લોકમાં 'चेष्टाहारव्यपाश्रयम्' એ વિશેષણરૂપ પદનો અર્થ પણ જલ્પકલ્પતરુ ટીકામાં આ પ્રમાણે લખે છે: કસરત, મૈથુન, અભ્યંગ વગેરે 'ચેષ્ટા' અને 'અશિત' વગેરે ચાર પ્રકારના આહાર, એ બન્નેથી વિશેષે કરી 'અપ' એટલે વિરુદ્ધપણે હેમંત આદિ ઋતુગુણનો જેમાં આશ્રય હોય તેવું 'સાત્મ્ય' એટલે સુખજનક ઉપયોગ, તે ચેષ્ટા-આહારવ્યપાશ્રય ઋતુસાત્મ્ય કહેવાય; એમ એકંદર ચેષ્ટાવ્યપાશ્રય ઋતુસાત્મ્ય તથા આહારવ્યપાશ્રય ઋતુસાત્મ્ય મળી બે પ્રકારનાં સાત્મ્ય કહ્યાં છે; અર્થાત્ માત્રા પ્રમાણે જેણે ભોજન કર્યું હોય–ખાધું હોય–પીધું હોય કે કંઈ ચાટયું હોય એ ચારે પ્રકારનો આહાર, હેમંત આદિ ઋતુના ગુણથી વિપરીતપણે જો ખવાય, તો એ આહારનું એક ઋતુસાત્મ્ય થયું; તેમ જ કસરત વગેરે જે ચેષ્ટા, હેમંતાદિ ઋતુના ગુણથી વિપરીત ગુણવાળી હોય, તે ચેષ્ટાનું બીજું ઋતુસાત્મ્ય છે; એ બન્ને ઋતુસાત્મ્ય પ્રમાણે જે માપસર ખોરાક વગેરે લે, તેમના જ તે ખોરાક વગેરેથી બળ, વર્ણ, સુખ તથા આયુષ વધે છે; અર્થાત્ માપસરના આહારદ્રવ્ય આદિના ગુણથી ઋતુનો ગુણ વિપરીત હોય તો જ તે આહારદ્રવ્ય વગેરે શરીરને હિતકારી થાય છે. ૨

## ઋતુવિભાગ, વર્ષ તથા અયનો

**इह खलु संवत्सरं षडङ्गमृतुविभागेन विद्यात् । तत्रादित्यस्योदगयनमादानं च त्रीनृतून् शिशिरादीन् ग्रीष्मान्तान् व्यवस्येत्, वर्षादीन् पुनर्हेमन्तान्तान् दक्षिणायनं विसर्गं च ॥ ३ ॥**

અહીં (આ લોકમાં) ઋતુઓના વિભાગથી ૭ અંગોવાળું વર્ષ જાણવું; તેમાં શિશિરથી માંડી ગ્રીષ્મ સુધીની ત્રણ ઋતુઓ સૂર્યનું ઉત્તર–અયન (ઉત્તર તરફની ગતિ કે ઉત્તરાયણ) છે અને તેને આદાનકાળ જાણવો; તેમ જ વર્ષાઋતુથી માંડી હેમંત સુધીની ત્રણ ઋતુઓ સૂર્યનું દક્ષિણાયન છે અને તેને વિસર્ગકાળ જાણવો. ૩

ઋતુઓના જ્ઞાન વિના ઋતુસાત્મ્યનું જ્ઞાન સંભવે નહિ, માટે પ્રથમ ઉપયોગી ઋતુઓના સ્વરૂપજ્ઞાન વિષે કહે છે: ખરી રીતે અહીં ઋતુઓ જણાવવાનો જ પ્રસંગ છે, છતાં 'संवत्सरं विद्यात्' ૭ ઋતુઓથી વર્ષ જાણવું, એમ વર્ષને જણાવે છે, તે ૭ ઋતુઓ મળીને જ વર્ષ કહેવાય છે; એટલે કે ૭ ઋતુઓ સિવાયનો જુદો 'વર્ષ' નામે કોઈ કાળ જ નથી; એમ સૂચવે છે. વળી ૭ ઋતુઓ મળીને વર્ષની જે સંજ્ઞા છે, તેમાં પણ ૭ ઋતુઓનો મેળાપ વસ્તુતઃ છે જ નહિ, કેવળ બુદ્ધિથી કલ્પેલો એવો વ્યવહાર જ ચાલી રહ્યો છે. આ ૭ ઋતુ-

માત્રા તથા દ્રવ્યોનો આશ્રય કરી ભારેપણું અને હલકાપણું, જે જે દ્રવ્યોનો અભ્યાસ કે સેવન નિંદિત છે, જેઓનું સેવન વખણાય છે, (તે બધું પ્રથમ કહ્યા પછી) અંજન, ધૂમવર્તિ, ત્રણ પ્રકારની વર્તિની બનાવટ, ધૂમપાનના ગુણો, કાળ, ધૂમપાનનું માપ, (ધૂમપાનની અતિમાત્રા કે અયોગ્યકાળે ધૂમપાન કર્યાથી થતી) વ્યાપત્તિ માટેનાં ઔષધો, જેઓના સંબંધે ધૂમપાન નિંદિત છે, તે ધૂમપાન માટે જેઓ યોગ્ય છે, તે ધૂમપાનની નળી જે દ્રવ્યોની બનાવાય છે તે, જે ધૂમની નળી જેવા પ્રકારની કે જે માપની હોય તે, (કહ્યા પછી) નસ્યકર્મના ગુણો, નસ્યકર્મમાં ઉપયોગી અણુતેલ જે રીતે બનાવાય છે તે, જે કાળે તે અણુતેલનો ઉપયોગ કરવો જોઈએ તે કાળ, દંતધાવન-વિધિ, જે જે વૃક્ષોનું દતધાવન કરાય તે તે વૃક્ષોનું કથન, જે જે દંતધાવનના જે જે ગુણો છે તે, મુખમાં ધારણ કરવાનાં મુખવાસ દ્રવ્યો જે માટે ધારણ કરવાં જોઈએ તે, મુખમા તેલના કોગળા ધારણ કરવમાં જે ગુણો છે તે અને માથામાં તેલ નાખવાના જે ગુણો કહ્યા છે તે (કહ્યા પછી) કાન-માં તેલ પૂરવા વિષે, અભ્યંગ વિષે, પગના અભ્યંગ વિષે તથા અંગમાર્જન વિષે (કહીને પછી) સ્નાન, શુદ્ધ વસ્ત્રો, સુગંધી-ગંધવિલેપન, રત્નધારણ, શૌચ, કેશાદિનું સંહરણ-કાપવું-વ્યવસ્થિત ઓળવું (કહ્યા પછી) પગરખાં તથા છત્રધારણમાં જે ગુણો છે તે અને (છેલ્લે) દંડધારણમાં જે ગુણો છે, તે કહેલ છે.૧૦૪-૧૧૦

પ્રત્યેક અધ્યાયના અંતે અધ્યાયનો ટૂંકમાં વિષય-સંક્ષેપ જેમ કહેવાય છે તે જ પ્રમાણે અહીં ૧૦૪-૧૧૦ શ્લોકોમાં ભગવાન પુનર્વસુ-આત્રેયે આ પાંચમા અધ્યાય-નો વિષયસંક્ષેપ કહી બતાવ્યો છે. આમાં દંતધાવનવિધિ પછી જિહ્વાનિર્લેખન અથવા જીભખોતરણી કે ઊલિયાં વિષે આ અધ્યાયમા જે કહ્યુ છે, તે છોડી દેવાયું છે; તેમાં કારણ આ છે કે જીભખોતરણી કે ઊલિયાંની બાબત એ દંતધાવનવિધિનો જ એક પેટાભેદ છે, તેથી અહીં સંક્ષેપકથન વિષે તે કરેલ નથી. ૧૦૪-૧૧૦

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં સૂત્રસ્થાન વિષે 'માત્રાશિતીય' નામનો અધ્યાય ૫ મો સમાપ્ત

## तस्याशितीय–अध्याय ૬ ઠ્ઠો

### મંગલ અને પ્રારંભ

अथातस्तस्याशितीयमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

આયુર્વેદશાસ્ત્રમાં શિષ્યોને વધુ જાણવાની ઇચ્છા થઈ, તેમ જ પછી એ શિષ્યોને આયુર્વેદમાં વધુ જાણવા માટે અધિકારી જાણ્યા, એ કારણે 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી આ આયુર્વેદશાસ્ત્રમાં 'तस्याशितीय' નામનો (છઠ્ઠો) અધ્યાય હવે અમે કહીએ છીએ, એમ ખરેખર (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

અહીં શંકા થાય છે કે માપસર ખોરાક લીધો હોય, તે માણસની પ્રકૃતિ કે સ્વાસ્થ્યને બગાડ્યા વિના તે માણસને બળ, વર્ણ, સુખ તથા આયુષ આપે છે, એમ પ્રથમ પૂર્વાધ્યાયમાં કહ્યું, પરંતુ તે બરાબર લાગતું નથી; કેમ કે હેમંત, શિશિર આદિ ઋતુમાં માણસે ઇષ્ટ આહાર ખાધો હોય તે પણ રોગની ઉત્પત્તિ કરે છે, એમ જોવામાં આવે છે, તેનું કેમ? આનું સમાધાન જણાવવા આ 'તસ્યાશિતીય' નામનો અધ્યાય આરંભવામાં આવે છે. એકંદર 'માત્રાશિતીય' નામના પાંચમા અધ્યાયમાં માપસરનો ખોરાક માણસનાં બળ, વર્ણ આદિનું કારણ બને છે, પરંતુ તેમાં ઋતુની અનુકૂળતા અવશ્ય જરૂરી છે જ, માટે દરેક આહાર-વિહારોને ઋતુની અનુકૂળતા અથવા ઋતુસાત્મ્ય-આહાર-વિહાર એટલે ઋતુકાળને અનુસરતો આહાર-વિહાર માણસને બળ, વર્ણ તથા સુખ આપનાર થાય છે, એમ ઉપદેશ કરવા આ 'તસ્યાશિનીય' નામનો અધ્યાય આરંભે છે. આ અધ્યાયની શરૂઆતમાં નીચે 'तस्याशित' इति पदमस्ति द्वितीयश्लोके यस्मिन्नध्याये स तस्याशितीयः ।' 'तस्याशित' એ પદ પ્રથમ મુકાયું છે, તે કારણે આ અધ્યાયનું 'तस्याशितीय' એવું નામ રખાયું છે; અથવા 'तस्याशित'इति पदमधिकृत्य कृतो ग्रन्थोऽध्यायस्तस्य इति 'तस्याशितीयः ।' 'तस्याशित' એ પદ પ્રથમ મૂકીને શરૂ કરેલ અધ્યાય 'तस्याशितीय' નામે કહેવાય છે. ૧

### આહાર આદિના ઉપયોગમાં ઋતુસાત્મ્યનું જ્ઞાન

तस्याशितीयाद्याहाराद्बलं वर्णश्च वर्धते ।
यस्यर्तुसात्म्यं विदितं चेष्टाहारव्यपाश्रयम् ॥ २ ॥

ચેષ્ટા અને આહારને લગતું ઋતુસાત્મ્ય એટલે ઋતુ અનુસાર સુખજનક ઉપયોગ, જે

માણસના જાણવામાં હોય, તેના 'અશિત' આદિ આહારથી બળ, વર્ણ તથા આયુષ વધે છે. ૨

અહીં 'ચેષ્ટા' શબ્દનો અર્થ 'કસરત, મૈથુન' આદિ સમજાય છે; આહાર પણ 'અશિત' આદિ ચાર પ્રકારનો જાણવો. એ બન્નેને લગતું ઋતુસાત્મ્ય એટલે ચેષ્ટા તથા આહારનો, તે તે ઋતુ વિષે, તે તે ઋતુને અનુસરી લાંબો કાળ સુખ આપે તેવો ઉપયોગ કરવાનું જે જાણે, તે માણસનાં જ તે અશિત, ખાદિત, પીત તથા લીઢ એ ચારે પ્રકારના આહારથી બળ, વર્ણ તથા આયુષ વધે છે. અહીં 'ऋतुसात्म्य' એ શબ્દમાં રહેલ 'सात्म्य' શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે કરવી જોઈએ: 'सह आत्मना वर्तते इति सात्म, तस्य भावः सात्म्यम् ।' આત્માની સાથે જે વર્તે તે સાત્મ્ય કહેવાય; આ 'આત્મા' શબ્દનો અર્થ જોકે મન, પરમાત્મા તથા દેહ આદિ થાય છે, છતાં અહીં તો 'દેહ કે શરીર' એ જ અર્થ લેવો ઘટે છે. આ વિષે કહ્યું છે કે, 'सात्म्यं नाम तद् यद् आत्मनि काये उपशेते ।' જે પોતાના શરીરમાં ઉપશય પામે એટલે સુખજનક થાય, તે 'સાત્મ્ય' કહેવાય છે. તે સાત્મ્ય દેહસાત્મ્ય, ઋતુસાત્મ્ય, રોગસાત્મ્ય તથા દેશસાત્મ્ય એમ ચાર પ્રકારનું છે; અથવા દોષસાત્મ્ય, પ્રકૃતિસાત્મ્ય, દેશસાત્મ્ય, ઋતુસાત્મ્ય, વ્યાધિસાત્મ્ય તથા જલસાત્મ્ય એમ ૭ પ્રકારનું સાત્મ્ય છે; અથવા જાતિસાત્મ્ય, રોગસાત્મ્ય, આતુરસાત્મ્ય, ધાન્યસાત્મ્ય, રસસાત્મ્ય, દેશસાત્મ્ય, ઋતુસાત્મ્ય તથા જળસાત્મ્ય– એમ આઠ પ્રકારનું સાત્મ્ય છે; આ બધામાં 'સાત્મ્ય' શબ્દનો અર્થ 'सात्म्यलक्षणं तु औचित्यम् ।' 'યોગ્યતા કે યોગ્યપણું' એ જણાય છે; એટલે 'ઋતુસાત્મ્ય'નો અહીં આવો અર્થ જ ઠીક લાગે છે કે, 'यस्मिन् यस्मिन् ऋतौ यद् यद् उचितं पथ्यं वा तत् तस्मिन् तस्मिन् सात्म्यम् ।' જે જે ઋતુમાં જે જે વસ્તુ યોગ્ય અથવા પથ્ય કે હિતકારી હોય, તે તે વસ્તુ તે તે ઋતુમાં સાત્મ્ય હોઈ 'ઋતુસાત્મ્ય' કહેવાય છે.

'જલ્પકલ્પતરુ' ટીકાકાર શ્રીગંગાધર તો 'ઋતુસાત્મ્ય' શબ્દનો અર્થ આવો કરે છે: ऋतौ सात्म्यम्–ऋतुगुणविपरीतगुणवत्तया सात्म्यम्–उपशयः–सुखजनन–उपयोगः । ઋતુ વિષેનું સાત્મ્ય એટલે ઋતુના ગુણથી વિપરીત ગુણવાળું હોઈને જે ચેષ્ટિત તથા આહાર સાત્મ્ય થાય, એટલે શરીરમાં ઉપશય પામે–જેનો ઉપયોગ સુખજનક થાય, તે 'ઋતુસાત્મ્ય' કહેવાય છે. અહીં મૂળ શ્લોકમાં 'चेष्टाहारव्यपाश्रयम्' એ વિશેષણરૂપ પદનો અર્થ પણ જલ્પકલ્પતરુ ટીકામાં આ પ્રમાણે લખે છે: કસરત, મૈથુન, અભ્યંગ વગેરે 'ચેષ્ટા' અને 'અશિત' વગેરે ચાર પ્રકારના આહાર, એ બન્નેથી વિશેષે કરી 'અપ' એટલે વિરુદ્ધપણે હેમંત આદિ ઋતુગુણનો જેમાં આશ્રય હોય તેવું 'સાત્મ્ય' એટલે સુખજનક ઉપયોગ, તે ચેષ્ટા-આહારવ્યપાશ્રય ઋતુસાત્મ્ય કહેવાય; એમ એકંદર ચેષ્ટાવ્યપાશ્રય ઋતુસાત્મ્ય તથા આહારવ્યપાશ્રય ઋતુ-સાત્મ્ય મળી બે પ્રકારનાં સાત્મ્ય કહ્યાં છે; અર્થાત્ માત્રા પ્રમાણે જેણે ભોજન કર્યું હોય–ખાધું હોય–પીધું હોય કે કંઈ ચાટયું હોય એ ચારે પ્રકારનો આહાર, હેમંત આદિ ઋતુના ગુણથી વિપરીતપણે જો ખવાય, તો એ આહારનું એક ઋતુસાત્મ્ય થયું; તેમ જ કસરત વગેરે જે ચેષ્ટા, હેમંતાદિ ઋતુના ગુણથી વિપરીત ગુણવાળી હોય, તે ચેષ્ટાનું બીજું ઋતુસાત્મ્ય છે; એ બન્ને ઋતુ-સાત્મ્ય પ્રમાણે જે માપસર ખોરાક વગેરે લે, તેમના જ તે ખોરાક વગેરેથી બળ, વર્ણ, સુખ તથા આયુષ વધે છે; અર્થાત્ માપસરના આહારદ્રવ્ય આદિના ગુણથી ઋતુનો ગુણ વિપરીત હોય તો જ તે આહારદ્રવ્ય વગેરે શરીરને હિતકારી થાય છે. ૨

## ઋતુવિભાગ, વર્ષ તથા અયનો

**इह खलु संवत्सरं षडङ्गमृतुविभागेन विद्यात् । तत्रादित्यस्योदगयनमादानं च त्रीनृतून् शिशिरादीन् ग्रीष्मान्तान् व्यवस्येत्, वर्षादीन् पुनर्हेमन्तान्तान् दक्षिणायनं विसर्गं च ॥ ३ ॥**

અહીં (આ લોકમાં) ઋતુઓના વિભાગથી ૭ અંગોવાળું વર્ષ જાણવું; તેમાં શિશિરથી માંડી ગ્રીષ્મ સુધીની ત્રણ ઋતુઓ સૂર્યનું ઉત્તર–અયન (ઉત્તર તરફની ગતિ કે ઉત્તરાયણ) છે અને તેને આદાનકાળ જાણવો; તેમ જ વર્ષાઋતુથી માંડી હેમંત સુધીની ત્રણ ઋતુઓ સૂર્યનું દક્ષિણાયન છે અને તેને વિસર્ગકાળ જાણવો. ૩

ઋતુઓના જ્ઞાન વિના ઋતુસાત્મ્યનું જ્ઞાન સંભવે નહિ, માટે પ્રથમ ઉપયોગી ઋતુઓના સ્વરૂપજ્ઞાન વિષે કહે છે: ખરી રીતે અહીં ઋતુઓ જણાવવાનો જ પ્રસંગ છે, છતાં 'संवत्सरं विद्यात्' ૭ ઋતુઓથી વર્ષ જાણવું, એમ વર્ષને જણાવે છે, તે ૭ ઋતુઓ મળીને જ વર્ષ કહેવાય છે; એટલે કે ૭ ઋતુઓ સિવાયનો જુદો 'વર્ષ' નામે કોઈ કાળ જ નથી; એમ સૂચવે છે. વળી ૭ ઋતુઓ મળીને વર્ષની જે સંજ્ઞા છે, તેમાં પણ ૭ ઋતુઓનો મેળાપ વસ્તુતઃ છે જ નહિ, કેવળ બુદ્ધિથી કલ્પેલો એવો વ્યવહાર જ ચાલી રહ્યો છે. આ ૭ ઋતુ-

એમાં શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ત્રણ ઋતુઓમાં સૂર્યની ગતિ ઉત્તર તરફ હોય છે, તેથી તે ઉત્તરાયણ છે. સૂર્યસિદ્ધાંત નામે ગ્રંથ આમ કહે છે: 'મકરસંક્રાંતિથી માંડીને ૭ મહિના સૂર્યનું ઉત્તરાયણ—ઉત્તર તરફ ગમન હોય છે; તેમ જ કર્કસંક્રાંતિથી માંડીને ૭ મહિના સૂર્યનું દક્ષિણાયન કે દક્ષિણ તરફ ગમન હોય છે. બાર રાશિઓનું રાશિચક્ર છે; તેમાંથી મકરથી માંડી મીન સુધીની ૭ રાશિઓમાં સૂર્ય અનુક્રમે ઉત્તર તરફ ગતિ કરે છે; એ ૭ રાશિઓમા સૂર્ય રહ્યો હોય ત્યારે પ્રથમ તો પૂર્વ દિશામાં જ ઉદય પામે છે, પરંતુ ત્યાંથી કંઈક કંઈક તીરછી ગતિથી ચાલી ઉત્તર દિશામાં જાય છે, તે જ કાળ ઉત્તરાયણ છે; તેમ જ કર્કથી માંડી ધનુરાશિ સુધીની ૭ રાશિઓમાં સૂર્ય જાય છે, તે દક્ષિણાયન છે અને તેમાં પણ સૂર્ય પ્રથમ તો પૂર્વ દિશામાં જ ઊગીને કંઈક કંઈક તીરછી ગતિથી દક્ષિણ દિશામાં જાય છે, તેથી તે કાળ દક્ષિણાયન છે. આ બે અયનો પૈકી ઉત્તરાયણ કાળ તે આદાનકાળ છે. 'आदत्ते—क्षपयति गृह्णाति वा पृथिव्याः सौम्यांशं प्राणिनां बलं चेति—आदानम्।' અર્થાત્ જે કાળમાં સૂર્ય પૃથ્વીમાંથી સૌમ્ય અંશો અને પ્રાણીઓનું બળ લીધા કરે છે. તે આદાનકાળ છે; અને દક્ષિણાયન કાળ તે વિસર્ગકાળ છે. विसृजति—ददाति जनयति वा पृथिव्या. सौम्यांश प्राणिनां बलं चेति विसर्गः। અર્થાત્ જે કાળે ચંદ્ર પૃથ્વીને સૌમ્ય અંશો આપે છે અને પ્રાણીઓને પણ બળ આપે છે. આ ઉપરથી એ બન્ને અયનોનો અનુક્રમે 'આદાન' તથા 'વિસર્ગ' એ નામે પણ વ્યવહાર કરાય છે. અહીં દર્શાવેલ આ ઋતુવિભાગ શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ તથા હેમંત એ પ્રમાણે જે કહેલ છે, તે રસ તથા બળને ઉદ્દેશી કહેલ છે; કેમ કે એ ઋતુઓમાં જ દોષોના ચય (સંગ્રહ) કે પ્રકોપ તથા પ્રશમ કે શમન થાય છે, એમ આગળ કહેવાશે. તેમાં માઘથી માંડી બાર મહિના ગણીને બે બે મહિનાઓની એક-એક ઋતુ થઈને ૭ ઋતુઓ થાય છે. જેમ કે માઘ અને ફાલ્ગુન–શિશિર, ચૈત્ર તથા વૈશાખ–વસંત, જ્યેષ્ઠ અને આષાઢ–ગ્રીષ્મ, શ્રાવણ તથા ભાદરવો–વર્ષા, આશ્વિન તથા કાર્તિક–શરદ અને માગશર તથા પોષ–હેમંતઋતુ ગણેલ છે, સુશ્રુતે પણ આ પ્રમાણે જ ઋતુઓ કહી છે; જોકે આ ગ્રંથમાં વિમાનસ્થાનના ૮મા અધ્યાય-રોગભિષગ્જિતીયમાં બીજી રીતે પણ ઋતુવિભાગ કહેવામાં આવશે, પરંતુ તે સંશોધનને ઉદ્દેશી કહેવાશે અને સુશ્રુત પણ એ જ રીતે સંશોધનને ઉદ્દેશી ઋતુવિભાગ જુદા પ્રકારે કરે છે. (જુઓ સૂત્રસ્થાન ૬ ઠ્ઠો અધ્યાય.) ૩

## આદાનના તથા વિસર્ગના ધર્મો

**विसर्गे च पुनर्वायवो नातिरूक्षाः प्रवान्तीतरे पुनरादाने, सोमश्चाव्याहतबलः शिशिराभिर्भाभिरापूरयञ्जगदाप्याययति शश्वदतो विसर्गः सौम्यः ॥**

**आदानं पुनराग्नेयं, तावेतावर्कवायू सोमश्च कालस्वभावमार्गपरिगृहीताः कालर्तुरसदोषदेहबलनिर्वृत्तिप्रत्ययभूताः समुपदिश्यन्ते ॥ ५ ॥**

**વિસર્ગકાળમાં વાયુઓ અતિરૂક્ષ વાતા નથી; જ્યારે આદાનકાળમાં વાયુઓ અતિરૂક્ષ વાય છે; (વિસર્ગકાળમાં) ચંદ્રમાનું બળ અવ્યાહત એટલે નહિ હણાયેલું-પરિપૂર્ણ હોય છે, તેથી એ ચંદ્ર પોતાનાં શીતળ કિરણો વડે કાયમ જગતને પરિપૂર્ણ કરતો પુષ્ટ કરે છે; આ કારણે વિસર્ગ એ સૌમ્ય છે–એટલે ચંદ્રના ગુણની મુખ્યતાવાળો છે; પરંતુ આદાનકાળ અગ્નિગુણપ્રધાન છે; એમ સૂર્ય અને વાયુ એ બન્ને (મળીને) આદાનકાળમાં કારણ છે; અને ચંદ્ર વિસર્ગકાળમાં કારણ છે; એમ એ ત્રણે કાળ, સ્વભાવ તથા માર્ગને વશ થઈ (વર્ષરૂપ) કાળ, ઋતુઓ, રસો, દોષો તથા દેહબળ ઉત્પન્ન કરવામાં કારણભૂત કહેવાય છે. ૪,૫**

અહીં પ્રથમ વિસર્ગકાળ કહ્યો, તેનું કારણ આ છે કે તેની આદાનકાળ કરતાં વિશેષતા છે; એ વિશેષતા સૌમ્યગુણને લીધે તથા પ્રાણીઓને બળકારક હોવાથી તદ્દન સ્પષ્ટ છે. એ વિસર્ગકાળમાં વાયુઓ નહિ અતિ રૂક્ષ અને નહિ અતિ સ્નિગ્ધ વાય છે; કેમ કે તે વિસર્ગકાળ સૌમ્ય છે–ચંદ્રગુણની મુખ્યતા ધરાવે છે; તેથી તેમાં રૂક્ષતા ઘણી જ ઓછી હોય તે સ્વાભાવિક છે; જ્યારે આદાનકાળમાં વાયુઓ અતિ રૂક્ષ વાય છે; તેનું કારણ એ કાળમાં અગ્નિતત્ત્વની મુખ્યતા હોય છે, તેથી એ કાળમાં સૂર્યનાં કિરણમંડળ અત્યંત ઉષ્ણ બને છે, જેના સંબંધથી વાયુઓ તીવ્ર અને રૂક્ષ ફૂંકાય છે; વળી વિસર્ગકાળમાં ચંદ્રનું બળ અસ્ખલિત હોય છે; કેમ કે તે કાળે (દક્ષિણાયનમાં) ચંદ્રનો વિરોધી સૂર્યનો પ્રતાપ (દક્ષિણાયન-)માર્ગ વાદળાં, વાયુ તથા વરસાદના લીધે ઘણો જ ઓછો થયેલ હોય છે; તેથી અતિશય બળવાન બનતો ચંદ્રમા (તે દક્ષિણાયનરૂપ વિસર્ગકાળમાં) પોતાનાં શીતળ કિરણોથી જગતને નિરંતર ભર્યા કરીને અત્યંત તૃપ્ત કરે છે. આમ વિસર્ગકાળ ચંદ્રગુણપ્રધાન છે અને આદાનકાળ અગ્નિગુણપ્રધાન છે;

તેથી આદાનકાળે સૂર્યનું બળ વધવાથી વાયુઓ તીવ્ર અને રૂક્ષ વાય એ સ્પષ્ટ છે. આમ સૂર્ય, વાયુ તથા ચંદ્ર એ ત્રણે પ્રાણીઓનાં અદૃષ્ટરૂપ કાળ, પોતાનો સ્વભાવ તથા અયનરૂપ માર્ગને અનુસરી તે તે સ્વરૂપે પરિણામ પામે છે અને વર્ષરૂપ કાળની, ઋતુઓની, મધુરાદિ રસોની, વાતાદિ દોષોની તથા પ્રાણીઓનાં દેહબળની ઉત્પત્તિમાં તથા તેની ન્યૂનતા થવામાં કારણરૂપ થાય છે. ૪,૫

### આદાનકાળમાં પ્રાણીઓનું બળ ઓછું થવામાં કારણ

**तत्र रविर्भाभिराददानो जगतः स्नेहं वायवस्तीव्ररूक्षाश्चोपशोषयन्तः शिशिरवसन्तग्रीष्मेष्वृतुषु यथाक्रमं रौक्ष्यमुत्पादयन्तो रूक्षान् रसान् तिक्तकषायकटुकांश्चाभिवर्धयन्तो नृणां दौर्बल्यमावहन्ति ॥६**

**તે આદાનકાળમાં સૂર્ય પોતાનાં કિરણોથી જગતનો સ્નેહ એટલે જલીય-સૌમ્યભાગ ગ્રહણ કર્યા કરે છે-ખેંચ્યા કરે છે; અને વાયુઓ તીવ્ર તથા રૂક્ષ બની એ સ્નેહભાગને સૂકવ્યા કરે છે; તેમ જ શિશિર, વસંત અને ગ્રીષ્મ ઋતુઓમાં એ વાયુઓ અનુક્રમે (વધુ વધુ) રૂક્ષતા ઉપજાવતા થઈને કડવા, તૂરા તથા તીખા રૂક્ષ રસોને ખૂબ વધારે છે, તેથી પ્રાણીઓને દુર્બળ બનાવે છે. ૬**

અહીં આ ભાવ છે કે કાળના સ્વભાવથી સૂર્ય જ્યારે ઉત્તરાયણમાર્ગે જાય છે, ત્યારે અનુક્રમે અતિ ઉગ્ર બનતો રહી પોતાનાં ઉગ્ર કિરણોથી જગતમાંથી જળતત્ત્વરૂપ સ્નેહભાગ ખેંચ્યા કરે છે અને તે કાળે કાળના સ્વભાવથી જ પોતાના સાત પ્રકારના માર્ગોને સ્વીકારતા પ્રવહ આદિ સાત વાયુઓ અનુક્રમે પશ્ચિમ બાજુની વગેરે સાત ગતિઓ સ્વીકારીને પોતાના મૂળ સ્વભાવે રૂક્ષ તથા શીતળ હોવા છતાં તેજોમય રૂક્ષ સૂર્યનાં અતિતીક્ષ્ણ કિરણોના સંબંધના કારણે અતિશય વધુ રૂક્ષ બનીને જગતના સ્નેહ ભાગને અનુક્રમે સૂકવ્યા કરે છે. વળી એ કાળે ચંદ્રનું બળ ઓછું થયું હોય છે, તેથી શીતળતા આદિ પણ અનુક્રમે ઓછાં થતાં શિશિર, વસંત તથા ગ્રીષ્મરૂપ ઋતુકાળ પરિણામ પામતાં અનુક્રમે જ રૂક્ષતાને ઉત્પન્ન કરતા એટલે તે તે પદાર્થોમાં રૂક્ષપણું ઉપજાવતા તે વાયુઓ એ રૂક્ષતાના કાળ શિશિર આદિમાં કડવા, તૂરા તથા તીખા રસોને અનુક્રમે વધારે છે; અને એ જ ક્રમે જેઓના દેહમાં તે કડવા, તૂરા તથા તીખા રસો વધ્યા હોય તેમ જ એ કડવા, તૂરા તથા તીખા રસવાળાં દ્રવ્યોને જેઓ સેવી રહ્યા હોય, તેવાં પ્રાણીઓનાં શરીરોમાં પણ રૂક્ષ દોષો વધી રહ્યા હોય અને અરૂક્ષ-કફ આદિ ઓછા થયા હોય, તેવા લોકોને તે અતિરૂક્ષ થયેલા વાયુઓ દુર્બળ બનાવે છે. એમ ઉત્તરોત્તર સૂર્ય તથા વાયુઓનું બળ વધવાથી તથા ચંદ્રનું બળ ઓછું થવાથી ઉત્તરોત્તર શિશિર, વસંત અને વર્ષારૂપ ત્રણ ઋતુકાળની ઉત્પત્તિ; તેમ જ તે ત્રણ ઋતુઓના એક અયનરૂપ કાળની અંતર્ગત શીત, ઉષ્ણ તથા વર્ષાની ઉત્પત્તિ; તેમ જ કડવા, તૂરા તથા તીખા રસની ઉત્પત્તિ; તેમ જ પ્રાણીઓનાં શરીરોમાં વાતાદિ દોષોના પ્રકોપની ઉત્પત્તિ અને તે તે દેહોમાં અલ્પ બળ તથા અલ્પ રૂપની ઉત્પત્તિ થાય છે; આ કારણે જ તે ઉત્તરાયણ કાળ આદાનકાળ કહેવાય છે; અર્થાત્ શિશિરઋતુમાં અલ્પ રૂક્ષતા, કડવા રસની ઉત્પત્તિ અને અલ્પ દુર્બળતા થાય છે; વસંતઋતુમાં મધ્યમ રૂક્ષતા, તૂરા રસની ઉત્પત્તિ અને મધ્યમ દુર્બળતા થાય છે; અને ગ્રીષ્મઋતુમાં તીવ્ર રૂક્ષતા, તીખા રસની ઉત્પત્તિ અને તીવ્ર દુર્બળતા થાય છે; આમ કહેવા માગે છે. અહીં આ પણ સ્પષ્ટ થાય છે કે સૂર્ય અને વાયુ આદાનકાળને ઉત્પન્ન કરનારા છે અને ચંદ્રમા એક જ વિસર્ગકાળને ઉત્પન્ન કરે છે. આ કારણે જ પ્રથમ 'तावेतावर्कवायू' એમ કહીને 'सोमश्च' એમ અલગ કહેલ છે; તેમ જ ઉત્તરાયણ કાળને આદાનકાળ કેમ કહ્યો છે, તે પણ ખૂબ સ્પષ્ટ કર્યું છે; આ બધો અર્થ એકલો 'આદાન' શબ્દ જ 'आददाति—गृह्णाति—क्षपयति पृथिव्याः सौम्यांशं प्राणिनां च बलमित्यादानम्।' એ વ્યુત્પત્તિ દ્વારા હવે આપણને સ્પષ્ટ સમજાવી આપે છે. ૬

### વિસર્ગકાળમાં પ્રાણીઓનું બળ વધવાનું કારણ

**वर्षाशरद्धेमन्तेष्वृतुषु तु दक्षिणाभिमुखेऽर्के कालमार्गमेघवातवर्षाभिहतप्रतापे, शशिनि चाव्याहतबले, माहेन्द्रसलिलप्रशान्तसंतापे जगत्यरूक्षा रसाः प्रवर्धन्तेऽम्ललवणमधुरा यथाक्रमं, तत्र बलमुपचीयते नृणामिति ॥ ७ ॥**

**પરંતુ વર્ષા, શરદ અને હેમંતઋતુમાં સૂર્ય દક્ષિણાભિમુખ થતાં તેનો તાપ એ કાળથી, મેઘોથી, વાયુઓથી અને વરસાદથી હણાઈને ઓછો થતાં અને ચંદ્રમા તથા તેનું બળ ન હણાઈને વધી જતાં (અને) જગતમાં વરસાદનાં પાણીથી સંતાપ ખૂબ શાંત થતાં ખાટા, ખારા તથા મધુર એ અરૂક્ષ રસો અનુક્રમે વધે છે; જેથી તે વિસર્ગ-**

કાળમાં લોકોનું બળ પણ વૃદ્ધિ પામે છે. ૭

વર્ષા, શરદ અને હેમંત એ ત્રણ ઋતુઓમાં સૂર્ય દક્ષિણાભિમુખ થાય એટલે દક્ષિણ દિશા તરફ જવા લાગે, તે કાળે તેનું બળ ક્રમશઃ ઓછું ઓછું થતું જાય છે. પ્રથમ સૂર્ય જ્યારે ઉત્તર દિશામાં ગતિ કરતો હોય ત્યારે તેનું બળ ખૂબ જ વધ્યું હોય છે, તેથી દક્ષિણ દિશામાં ગતિ કરતી વેળા તેના બળમાં થોડો થોડો ઘટાડો થયા કરે છે, છતાં તે દુર્બળ તો જણાતો જ નથી; એમ સૂર્ય દક્ષિણાયનના થાય એ જ વિસર્ગકાળના આરંભ છે; તેમાં ચંદ્રનું બળ વધતાં મૂળમાં જણાવેલા ત્રણ અરૂક્ષ રસો વધવા માડે છે. જોકે ખાટા રસમાં પૃથ્વીનું તથા અગ્નિનું તત્ત્વ વધારે હોય છે અને લવણ રસમાં પાણીનું તથા અગ્નિનું તત્ત્વ વધારે હોય છે, એમ પ્રથમ કહેવાયું છે, તો સૌમ્ય વિસર્ગકાળમાં અગ્નિનું તત્ત્વ ધરાવતા એ બે રસોની ઉત્પત્તિ કેમ ઘટે? એમ કોઈ શંકા કરે તો તેનું સમાધાન આ છે કે, પ્રથમ ઉત્તરાયણમાં સૂર્યનું બળ ખૂબ વધેલું હોય છે, તેથી દક્ષિણાયનમાં ક્રમશઃ તેના બળમાં ભલે ઘટાડો થાય છે, છતાં રાત્રિદિવસની સમાનતા થવા રૂપ વિષુવકાળ સુધી તો સૂર્યનું બળ ઠીકઠીક પ્રમાણમાં હજી હોય જ છે; તેથી તે કાળ સુધીમાં ખાટા તથા ખારા રસની ઉત્પત્તિ સંભવે જ છે; એમ એ ત્રણ અરૂક્ષ રસો વધતાં પ્રાણીઓનાં શરીર પણ ક્રમશઃ અરૂક્ષ થતાં તેઓમાં બળનો પણ વધારો થાય છે; અર્થાત્ વર્ષાઋતુમાં પ્રાણીઓમાં અલ્પ સ્નિગ્ધતા, અમ્લરસવૃદ્ધિ અને અલ્પ બળ થાય છે; શરદઋતુમાં મધ્યમ સ્નિગ્ધતા, લવણરસ-વૃદ્ધિ અને મધ્યમ બળ થાય છે અને હેમંતઋતુમાં ખૂબ જ સ્નિગ્ધતા, મધુરરસવૃદ્ધિ અને ખૂબ અધિક બળ પ્રાપ્ત થાય છે; કેમ કે એ કાળ સ્નેહ તથા બળ આપનાર છે, એ જ કારણે તેને વિસર્ગકાળ કહે છે: જેમ કે 'विसृजति-जनयति-ददाति वा बलमिति विसर्गः ।' પ્રાણીઓમાં જે બળ ઉપજાવે અથવા બળ આપે તે 'વિસર્ગ કાળ' એવું તેનું વ્યુત્પત્તિસિદ્ધ સાર્થક નામ છે. ૭

भवन्ति चात्र-હવે અહીં શ્લોકો શરૂ થાય છે:

### આદાન તથા વિસર્ગકાળમાં બળના ઘટાડાને તથા વધારાનો ક્રમ

**आदावन्ते च दौर्बल्यं विसर्गादानयोर्नृणाम् ।**
**मध्ये मध्यं बलं त्वन्ते श्रेष्ठमग्रे च निर्दिशेत् ॥८॥**

**વિસર્ગકાળ તથા આદાનકાળમાં (અનુક્રમે) આરંભે તથા અંતે માણસોમાં દુર્બળપણું થાય છે; બન્નેના મધ્ય કાળે મધ્યમ બળ થાય છે અને એ બન્ને કાળમાં (અનુક્રમે) અંતમાં તથા આરંભમાં શ્રેષ્ઠ બળ થાય છે, એમ સમજવું. ૮**

અહીં વધુ સ્પષ્ટતા ખાસ જરૂરી છે; જેમ કે વિસર્ગ-કાળના આરંભમાં એટલે વર્ષાઋતુમાં તથા આદાન-કાળના અંતમાં એટલે ગ્રીષ્મકાળે પ્રાણીઓનાં બળ ઓછાં થાય છે; તેમ જ વિસર્ગકાળના મધ્યમાં એટલે શરદઋતુમાં તેમ જ આદાનકાળના મધ્યમાં એટલે વસંત-ઋતુમાં પ્રાણીઓનું બળ મધ્યમ (નહિ અતિ ઘટેલું કે નહિ અતિ વધેલું) થાય છે અને વિસર્ગકાળના અંતમાં એટલે હેમંતઋતુમાં તથા આદાનકાળના આરંભમાં એટલે શિશિરકાળમાં પ્રાણીઓનું બળ શ્રેષ્ઠ-ઉત્તમ થાય છે, એમ જાણવું. ૮

### ઋતુસાત્મ્યકથનમાં હેમંતવિધિ

**शीते शीतानिलस्पर्शसंरुद्धो बलिनां बली ।**
**पक्ता भवति हेमन्ते मात्राद्रव्यगुरुक्षमः ॥९॥**

**શીત-ગુણયુક્ત હેમંતકાળમાં શીતળ વાયુના સ્પર્શના સંબંધથી રોકાઈને બળવાન બનેલો બળવાન માણસોનો જઠરાગ્નિ પ્રમાણથી વધારે અને દ્રવ્યદૃષ્ટિએ ભારે એવા પણ આહારને પચાવવા સમર્થ થાય છે. ૯**

હેમંતકાળ એ માગશર અને પોષ માસ પ્રસિદ્ધ છે; જોકે ઋતુક્રમમાં શિશિરઋતુ જ પહેલી ગણાય છે, છતાં અહીં પ્રથમ હેમંતઋતુની વિધિ કહેવામાં આ કારણ જણાય છે કે, હેમંત અને શિશિર એ બન્ને એકંદર શીતકાળ જ છે, તેથી તે બન્નેની વિધિ અહીં સરખી જ સૂચવી છે. એ કાળમાં શીતળ વાયુના સ્પર્શ-રૂપ સંબંધથી શરીરના જઠરાગ્નિની ઉષ્ણતા બહાર નીકળતી બંધ થાય છે, તેથી વાસણો પકાવવાના કુંભારના નીંભાડાના અગ્નિની પેઠે શરીરની અંદર જ જઠરાગ્નિની ઉષ્ણતા એકઠી થઈને શરીરની અંદર જ રહે છે. પણ બહાર નીકળતી નથી; એ કારણે જ તે જઠરાગ્નિ ખૂબ બળવાન બને છે અને તે હેમંતના સ્વભાવથી તે કાળે પ્રાણીઓ પણ ખૂબ બળવાન બનેલાં હોય છે; એ કારણે માત્રાગુરુ કે દ્રવ્યગુરુ અર્થાત્ કોઈ ખોરાક વધારે ખવાય કે મૂળથી ભારે હોય તોપણ તેવા ખોરાકને પચાવી દેવા તે જઠરાગ્નિ સમર્થ થાય છે. અહીં શાળના ચોખા, સાઠીચોખા વગેરે પદાર્થોનો ખોરાક પ્રમાણથી વધારે ખાધો હોય તો તે માત્રાગુરુ બને છે અને લોટ, શેલડીના વિકાર, અડદ, પાડાનું માંસ તથા ભૂંડ વગેરેનું માંસ દ્રવ્યના સ્વભાવથી જ ભારે હોઈ દ્રવ્ય-ગુરુ કહેવાય છે, ઇત્યાદિ પ્રથમ કહેલું છે. ૯

ઋતુસાત્મ્ય વિષે શીતકાળવિધિ

स यदा नेन्धनं युक्तं लभते देहजं तदा।
रसं हिनस्त्यतो वायुः शीतः शीते प्रकुप्यति ॥ १० ॥

એ બળવાન અગ્નિ, યોગ્ય (આહારરૂપ) કાષ્ઠને જો ન મેળવે, તો દેહજન્ય રસધાતુનો નાશ કરે છે; એથી શીતકાળમાં શીતગુણયુક્ત વાયુ પ્રકોપ પામે છે. ૧૦

તે શીતકાળમાં જઠરાગ્નિ વધુ બળવાન હોય, તેથી તેની પાચનશક્તિને યોગ્ય માત્રાગુરુ કે દ્રવ્યગુરુ આહાર તેને મળવો જ જોઈએ, છતાં તેવાં આહારરૂપ કાષ્ઠ તેને જો ન અપાય, તો શરીરની રસધાતુને જ પોતાનાં કાષ્ઠરૂપ બનાવી લઈ તેનો નાશ કરે છે, એટલે તે રસધાતુનો ક્ષય થતાં એ શીતકાળમાં શીતગુણવાળો વાયુ અવશ્ય કોપે છે; કેમ કે વાયુ શીતગુણ ધરાવે છે. તેથી તેને શીતકાળરૂપ નિમિત્ત મળતાં તેનો પ્રકોપ થાય, એ સ્વાભાવિક છે; કેમ કે 'सामान्यं वृद्धिकारणम्।' 'સમાનતા' એ વૃદ્ધિનું જ કારણ બને છે. શીતકાળ તથા શીતવાયુ સમાન હોવાથી શીતકાળમાં વાયુ વધે જ, એમ કહેવા માગે છે. સુશ્રુત પણ આમ જ કહે છે. (જુઓ સુશ્રુત–उत्तरस्थान, अ. ६४.) ૧૦

ઋતુસાત્મ્ય: શીતકાળનાં પથ્યાપથ્ય

तस्मात्तुषारसमये स्वाद्वम्ललवणान् रसान्।
औदकानूपमांसानां मेध्यानामुपयोजयेत् ॥ ११ ॥
बिलेशयानां मांसानि प्रसहानां भृतानि च।
भक्षयेन्मदिरां सीधुं मधु चानुपिबेन्नरः ॥ १२ ॥
गोरसानिक्षुविकृतीर्वसां तैलं नवौदनम्।
हेमन्तेऽभ्यस्यतस्तोयमुष्णं चायुर्न हीयते ॥ १३ ॥
अभ्यङ्गोत्सादनं मूर्ध्नि तैलं जेन्ताकमातपम्।
भजेद् भूमिगृहं चोष्णमुष्णं गर्भगृहं तथा ॥ १४ ॥
शीतेषु संवृतं सेव्यं यानं शयनमासनम्।
प्रावाराजिनकौशेयप्रवेणीकुथकास्तृतम् ॥ १५ ॥
गुरूष्णवासा दिग्धाङ्गो गुरुणाऽगुरुणा सदा।
शयने प्रमदां पीनां विशालोपचितस्तनीम् ॥ १६ ॥
आलिङ्ग्याऽगुरुदिग्धाङ्गीं सुप्यात्समदमन्मथः।
प्रकामं च निषेवेत मैथुनं शिशिरागमे ॥ १७ ॥
वर्जयेदन्नपानानि वातलानि लघूनि च।
प्रवातं प्रमिताहारमुदमन्थं हिमागमे ॥ १८ ॥

માટે હેમંતકાળમાં મનુષ્યે મધુર, ખાટા તથા ખારા રસોનો તેમ જ જલચર કે જલપ્રાય પ્રદેશનાં પુષ્ટ પ્રાણીઓનાં માંસોનો ઉપયોગ કરવો; તેમ જ બિલેશય તથા પ્રસહ પ્રાણીઓનાં સોયા પર ભડથાની જેમ પકાવેલાં એટલે સેકેલાં માંસો (પણ) ખાવાં અને તેની પાછળ મદિરા, સીધુમદ્ય તથા મધ પીવાં. જે માણસ (પ્રત્યેક) હેમંતકાળમાં ગોરસનો, શેલડીના વિકારોનો, વસાનો, તેલનો, નવાં અન્નનો અને ગરમ પાણીનો અભ્યાસ કે ઉપયોગ કર્યા કરે છે, તેનું આયુષ ઓછું થતું નથી; વળી હેમંતમાં અભ્યંગ, ઉત્સાદન–ઉબટન–પીઠી ચોળવી, માથામાં તેલ, જેન્તાક નામનું સ્વેદન, સૂર્યનાં કિરણો, ગરમ હૂંફાળું ભોંયરું તથા ગરમ ઓરડાનું સેવન કરવું; ઉપરાંત શીતકાળમાં સારી રીતે ઢાંકેલ વાહન, ભારે ઓઢવાનાં રજાઈ વગેરે, સુંવાળું રૂંછાડવાળું ચામડું, રેશમી વસ્ત્રો, ગૂણિયાં કે શણ તથા રંગબેરંગી કામળાથી બિછાવેલ બિછાનાં તથા આસન સેવવાં જોઈએ. વળી ભારે ગરમ વસ્ત્રો પહેરવાં, ઘાટાં અગુરુથી હમેશ અંગે લેપન કરવું અને વિશાળ પુષ્ટ સ્તનવાળી તથા જેણે શરીર પર અગુરુનું ઘાટું વિલેપન લગાડયું હોય એવી પુષ્ટ જુવાન સ્ત્રીને આલિંગન કરી મદ્યપાનથી આનંદિત તથા કામયુક્ત થઈ શયનમાં સૂવું. એ શીતકાળ આવે ત્યારે પોતાની ઇચ્છાનુસાર મૈથુન સેવવું, વાયુકારક અને હલકાં ખોરાકપાણીનો ત્યાગ કરવો અને તે હિમકાળ આવે ત્યારે પુષ્કળ પવન, પ્રમિતાહાર–એકરસવાળું ભોજન કે ઓછું ભોજન તથા ઉદમંથ–બહુ પાણીવાળો સાથવાનો મંથ અથવા પાણી સાથે કે ઘી સાથે મેળવેલો સાથવો પણ ત્યજવો જોઈએ. ૧૧–૧૮

અહીં જલચર પ્રાણી કાચબા વગેરે અને જલપ્રાય પ્રદેશનાં પ્રાણી ભૂંડ વગેરે જાણવાં; બિલેશય પ્રાણીઓ ઘો વગેરે અને પ્રસહ પ્રાણીઓ ગીધડાં તથા શિયાળો વગેરે સમજવાં; તેમનાં માંસ ભડથાંરૂપે સોયા પર શેકેલાં ઉપયોગમાં લેવાં જોઈએ. એ માંસભક્ષણ ઉપર શાળચોખાની, સાઠીચોખાની કે લોટ વગેરેની મદિરા પીવી; અથવા શેલડીના રસમાંથી બનાવાતું સીધુ–મદ્ય કે મધ પીવું; ગાયનું દહીં કે ગાયના દૂધના વિકારો ગોરસ સમજવા; હેમંતમાં શરીરે તેલમાલિશ કે અભ્યંગ હિતકારી છે, તેમ જ ઉત્સાદન એટલે સ્નેહ નાખેલ ઔષધકલ્કથી શરીર ઘસવું, તે પણ ફાયદો કરે છે; માથામાં તેલ નાખવું, માથે તેલમાલિશ કરવું, પણ ઠીક છે; જેન્તાક નામનું સ્વેદન સ્વેદાધ્યાયમાં કહેવાશે.

શીતકાળમાં ગાડાં વગેરે વાહનોનો ઉપયોગ તેના પર ચોપાસ ઢાંકીને કરવો. ૧૧-૧૮

### હેમંત-શિશિરમાં શિશિરની વિશેષતા

हेमन्तशिशिरौ तुल्यौ शिशिरेऽल्पं विशेषणम्।
रौक्ष्यमादानजं शीतं मेघमारुतवर्षजम् ॥ १९॥
तस्माद्धैमन्तिकः सर्वः शिशिरे विधिरिष्यते।
निवातमुष्णमधिकं शिशिरे गृहमाश्रयेत् ॥ २०॥

હેમંત અને શિશિર બન્ને સમાન છે, છતાં શિશિરમાં થોડી વિશેષતા આ પ્રમાણે છે: શિશિરમાં આદાનકાળથી થતું રૂક્ષપણું અને મેઘ, વાયુ તથા વરસાદથી થતી શીતળતા (વધુ) હોય છે; એ કારણે શિશિરમાં હેમંતકાળનો સર્વ વિધિ (ખાસ વધુ પ્રમાણમાં) ઇચ્છાય છે; તેમ જ શિશિરમાં વાયુરહિત અને અધિક ઉષ્ણ ઘરનો આશ્રય કરવો જોઈએ.

શિશિરકાળ એ માઘ તથા ફાલ્ગુન માસ ગણાય છે; તે આદાનકાળ હોવાથી તેમાં લોકોના શરીરમાં રૂક્ષતા ખાસ હોય છે, એ હેમંત કરતાં તેની વિશેષતા છે; હેમંત એ વિસર્ગકાળ છે, તેથી તેમાં લોકોનાં શરીરમાં રૂક્ષતા હોતી નથી. વળી શિશિરમાં હેમંત કરતાં ટાઢ પણ વધુ હોય છે; કેમ કે તેમાં વાદળાં, વાયુ તથા વરસાદનાં કારણો ખાસ હોય છે. સુશ્રુતમાં પણ આમ જ કહે છે કે, 'शिशिरे शीतमधिकं वातवृष्ट्याकुला दिशः। शेषं हेमन्तवत् सर्वं विज्ञेयं लक्षणं बुधैः।' (સુ. સૂ. અ. ૬) શિશિરમાં ટાઢ વધુ હોય છે; કારણ કે દિશાઓ વાયુ તથા વરસાદથી વ્યાપ્ત હોય છે; બાકીનાં બધાં લક્ષણો વિદ્વાનોએ હેમંત જેવાં જ સમજવાં. આ કારણે શિશિરમાં હેમંતની વિધિ વધુ પ્રમાણમાં સેવવી જોઈએ. વૃદ્ધવાગ્ભટ પણ આમ જ કહે છે- 'शिशिरे शीतमधिकं मेघमारुतवर्षजम्। रौक्ष्यं चादानजं तस्मात् कार्यः पूर्वोऽधिकं विधिः॥ (अष्टांगसंग्रह सू. अ. ४) વાદળાં, વાયુ તથા વરસાદને લીધે શિશિરમાં ટાઢ વધુ પડે છે અને આદાનકાળથી થતી રૂક્ષતા પણ ખાસ હોય છે, તેથી શિશિરમાં હેમંતની વિધિ વધુ પ્રમાણમાં સેવવી જોઈએ.' એટલે કે વધુ પ્રમાણમાં વાયુરહિત અને વધુ પ્રમાણમાં ગરમીવાળું ઘર શિશિરમાં ઉપયોગમાં લેવું જોઈએ. ૧૯,૨૦

### શિશિરમાં ત્યજવા યોગ્ય પદાર્થો

कटुतिक्तकषायाणि वातलानि लघूनि च।
वर्जयेदन्नपानानि शिशिरे शीतलानि च ॥ २१ ॥

શિશિરમાં તીખાં, કડવાં, તૂરાં, વાયડાં, હલકાં અને ટાઢાં ખોરાક-પાણી ત્યજવાં જોઈએ.

### ઋતુસાત્મ્ય: વસંતવિધિ

हेमन्ते निचितः श्लेष्मा दिनकृद्भाभिरीरितः।
कायाग्निं बाधते रोगांस्ततः प्रकुरुते बहून् ॥ २२॥
तस्माद्वसन्ते कर्माणि वमनादीनि कारयेत्।
गुर्वम्लस्निग्धमधुरं दिवास्वप्नं च वर्जयेत् ॥ २३ ॥
व्यायामोद्वर्तनं धूमं कवलग्रहमञ्जनम्।
सुखाम्बुना शौचविधिं शीलयेत्कुसुमागमे ॥ २४ ॥
चन्दनागुरुदिग्धाङ्गो यवगोधूमभोजनः।
शारभं शाशमैणेयं मांसं लावकपिञ्जलम् ॥ २५ ॥
भक्षयेन्निर्गदं सीधुं पिबेन्माध्वीकमेव वा।
वसन्तेऽनुभवेत्स्त्रीणां काननानां च यौवनम् ॥ २६ ॥

(શીતકાળમાં) સંચય પામેલો કફ વસંતમાં સૂર્યનાં કિરણોથી પ્રેરાઈને-ઓગળીને શરીરના અગ્નિને મંદ કરે છે, તેથી ઘણા રોગોને તે કરે છે; માટે વસંતમાં વમનાદિ કર્મો કરવાં જોઈએ; અને ભારે, ખાટા, સ્નિગ્ધ તથા મધુર આહારો તથા દિવસની નિદ્રા અવશ્ય ત્યજવી જોઈએ; વળી વસંત આવે ત્યારે કસરત, શરીરને (પીઠી વગેરેથી) ચોળવું, ધૂમપાન, સ્નેહ, કવલગ્રહ-ગંડૂષધારણ, અંજન તથા સુખકારક (સહેવાય તેવા ગરમ) પાણીથી (સ્નાનાદિ) શૌચવિધિ કરવાનો અભ્યાસ રાખવો; વળી તે વસંતમાં શરીરે ચંદન તથા અગરુનું વિલેપન લગાડવું અને જવ તથા ઘઉંનો આહાર જમવો. (માંસાહારીએ) શરભ-અષ્ટાપદનું, સસલાનું તથા કાળિયાર મૃગોનું (જાંગલ) માંસ, તેમ જ લાવાં તથા કપિંજલ પક્ષીનું (વિષ્કિર) માંસ નીરોગી હોવાથી ખાવું અને (તેની ઉપર) સીધુ-મદ્ય અથવા માધ્વીક (મદ્ય) જ પીવું; તેમ જ વસંતમાં સ્ત્રીઓના તથા બાગ-બગીચાઓના યૌવનનો અનુભવ (બહુ થોડો જ ઉપભોગ) કરવો. ૨૨-૨૬

ચૈત્ર અને વૈશાખ એ વસંતકાળ છે; તેમાં જે કફ શીતકાળમાં શરીરની અંદર સંચય પામી થીજેલો કે જામેલો જમા થયો હોય, તે વસંતમાં સૂર્યનાં કિરણોથી ઘીની પેઠે ઓગળીને શરીરનાં સ્રોતસ્ અથવા પ્રાણાદિના સંચારમાર્ગમાં પ્રવેશી જઠરના અગ્નિને, જેમ બહારનું પાણી અગ્નિને હોલવી નાખે, તેમ મંદ કરી નાખે છે, તેથી એ મંદ થયેલો અગ્નિ સામાન્ય થતા તાવ વગેરે તથા તૃપ્તિ-અરુચિ કે અરોચક આદિ ઘણા રોગો ઉત્પન્ન કરે છે; આ વાત આ ગ્રંથમાં ચિકિત્સાસ્થાનના ત્રીજા અધ્યાયમાં

આમ કહેશે કે, 'अद्भिरोषधिभिश्चैव मधुराभिश्चितः कफः। हेमन्ते सूर्यसंतप्तः स वसन्ते प्रकुप्यति, तस्माद् वसन्ते कफजो ज्वरः समुपजायते। હેમંતકાળનાં મધુર પાણી તથા ઔષધિઓથી જમા થયેલો કફ વસંતમાં સૂર્યનાં કિરણોથી ખૂબ તપીને પ્રકોપ પામે છે, તેથી વસંતમાં કફજન્ય તાવ ઉત્પન્ન થાય છે.' આ કારણે વસંતમાં એ વિકારો ઉત્પન્ન થયા પહેલાં જ વમન આદિ પંચકર્મો અવશ્ય સેવવાં જોઈએ. તેમાં કફનો સમુદાય ખૂબ વધારે હોય તો વમનકર્મ કરવું અને તે છતાં દોષ જણાય અથવા દોષ ઘણા હોય તો દોષનું અવસેચન કરવું; જેમ ક્યારાની પાળ તૂટી ન હોય તો તલાવમાંથી પાણી નીકળે નહીં એ કારણે પ્રથમ વમન યોગ્ય ગણાય છે. વસંતકાળ એ આદાનકાળ છે, તેથી એ કફની પાછળ વાયુ અને પિત્ત પણ હોય જ છે, એમ ચરકના ચિકિત્સાસ્થાનના ત્રીજા અધ્યાયમાં કહેલ છે; તેથી એ કાળે પણ વાયુ અને પિત્તનો પ્રકોપ જો હોય તો તેઓની અપેક્ષાએ વિરેચન, આસ્થાપન તથા અનુવાસન પણ ઘટે જ છે; તેમ જ કફને જીતવા શિરોવિરેચન પણ અવશ્ય કરવું જ પડે છે. આ સ્થળે 'વસંત' શબ્દથી ચૈત્ર સમજવો, પણ વૈશાખ ન સમજવો; કેમ કે શોધન પ્રત્યે ફાગણ અને ચૈત્રને જ વસંતકાળ ગણવામાં આવે છે. જેમ કે 'तपस्यश्च मधुश्चैव वसन्तः शोधनं प्रति–(चरक–सिद्धि०–९–अ.) શોધન પ્રત્યે ફાગણ તથા ચૈત્ર એ મહિના વસંતકાળ ગણવો,' એમ આ ગ્રંથના સિદ્ધિસ્થાનમાં કહેવાશે. વસંતમાં ભારે ખોરાક વગેરે કફને વધુ કોપાવે છે, માટે દિવસની નિદ્રા સુધીનાં કર્મ વસંતમાં ત્યજવાનાં કહેલ છે; આમ છતાં તરતમાં કહે છે કે, 'यवगोधूमभोजनः વસંતમાં જવનો તથા ઘઉંનો ખોરાક જમવો.' એ વિરોધનો પરિહાર આ રીતે સમજવો કે, વસંતમાં જૂના જવ અને ઘઉંનો ખોરાક હિતકારી છે; કેમ કે તે જૂના હોઈ કફકારક નથી. આ ગ્રંથમાં જ આગળ જતાં આ વિષે કહેશે કે, 'प्रायो मधुरं श्लैष्मलमन्यत्र मधुनः पुराणाद् यवगोधूमाच्च।' (चरक–श्लोक० २५ अ.) વસંતમાં મધુર પદાર્થો લગભગ કફ કરે છે; પરંતુ જૂનું મધ, જૂના જવ અને જૂના ઘઉં મધુર હોવા છતાં કફ કરતા નથી. આથી જ વાગ્ભટે અષ્ટાંગહૃદય, સૂત્રસ્થાન–ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે, 'पुराणयवगोधूमक्षौद्रजाङ्गलशल्यभुक्।' વસંતમાં જૂના જવ, જૂના ઘઉં, જૂનું મધ અને જાંગલ માંસ ભડથું કરેલ ખાવું. અહીં પણ અષ્ટાપદ વગેરેનાં માંસ નિર્દોષ હોવાથી ખાવા માટે કહ્યાં છે અને તે ઉપર શેલડીના રસનું સીધુ–મદ્ય અથવા મધ ખાવા કહેલ છે; ઉપરાંત વસંતમાં જુવાન સ્ત્રીઓનું તથા પુષ્પયુક્ત બગીચાઓનું સેવન કરવા કહેલ છે; પરંતુ 'अनुभवेत्' પદ મૂકી ઊંડું સૂચન કરેલ છે, કે વસંતમાં કફનો નાશ કરવા પૂરતું થોડુંક જ મૈથુન સેવન કરવું હિતકારી છે. 'આ સર્વ અભિપ્રાય સુશ્રુતના ઉત્તરસ્થાન ૬૪મા અધ્યાયમાં પણ કહેલ છે, તે ત્યાં જુઓ. ૨૨–૨૬

### ऋतुसात्म्य: ग्रीष्मविधि

मयूखैर्जगतः सारं ग्रीष्मे पेपीयते रविः।
स्वादु शीतं द्रवं स्निग्धमन्नपानं तदा हितम् ॥२७॥
शीतं सशर्करं मन्थं जाङ्गलान्मृगपक्षिणः।
घृतं पयः सशाल्यन्नं भजन् ग्रीष्मे न सीदति ॥२८॥
मद्यमल्पं न वा पेयमथवा सुबहूदकम्।
लवणाम्लकटूष्णानि व्यायामं चात्र वर्जयेत् ॥२९॥
दिवा शीतगृहे निद्रां निशि चन्द्रांशुशीतले।
भजेच्चन्दनदिग्धाङ्गः प्रवाते हर्म्यमस्तके ॥ ३० ॥
व्यजनैः पाणिसंस्पर्शैश्चन्दनोदकशीतलैः।
सेव्यमानो भजेदास्यां मुक्तामणिविभूषितः ॥ ३१ ॥
काननानि च शीतानि जलानि कुसुमानि च।
ग्रीष्मकाले निषेवेत मैथुनाद्विरतो नरः ॥ ३२ ॥

ગ્રીષ્મકાળમાં સૂર્ય (પોતાનાં) કિરણો વડે જગતનો સાર (સ્નેહભાગ) અત્યંત પીએ (શોષવે) છે, માટે તે કાળે મધુર, શીતળ, પ્રવાહી અને સ્નિગ્ધ ખોરાક–પાણી હિતકારી થાય છે. એ ગ્રીષ્મકાળમાં શીતળ અને સાકર નાખેલ મંથ–સાથવો, જાંગલ મૃગો તથા પક્ષીઓ, ઘી, દૂધ તથા શાલિ–રાતી ડાંગેરનો ખોરાક સેવતો માણસ સિદાતો કે દુર્બળ થતો નથી; તેમ જ ગ્રીષ્મમાં મદ્ય તો ન જ પિવાય, છતાં પીવું હોય તો થોડુંક જ પીવું અથવા પુષ્કળ પાણી નાખીને તે પીવું. વળી એ કાળમાં ખારા, ખાટા, તીખા અને ગરમ પદાર્થો તેમ જ કસરતનો ત્યાગ કરવો; દિવસે શરીર પર ચંદનનું વિલેપન લગાડી શીતળ ઘરમાં અને રાત્રે ચંદ્રનાં કિરણથી શીતળ અને પુષ્કળ વાયુવાળાં હવેલીઓનાં શિખર–અગાસી પર નિદ્રા સેવવી; મોતીઓ તથા મણિઓનાં આભૂષણોથી સુશોભિત રહેવું, ચંદનયુક્ત જળથી શીતળ પંખા તથા (સ્ત્રીઓના) હાથના સ્પર્શથી સેવાઈને આસન પર બેસવું; ગ્રીષ્મકાળમાં શીતળ બાગબગીચા, શીતળ પાણી તથા પુષ્પોનું પુરુષે ખૂબ સેવન કરવું, પણ મૈથુનથી અટકવું. ૨૭–૩૨

જેઠ અને આષાઢ મહિનો ગ્રીષ્મકાળ ગણાય છે; તેમાં સૂર્ય પોતાનાં કિરણોથી જગતનો સૌમ્ય-સ્નેહ-ભાગ ખેંચી લે છે, માટે તે કાળે મધુર, રસપ્રધાન, શીતળ, પ્રવાહી તથા સ્નિગ્ધ ખોરાક-પાણી હિતકારી થાય છે; ઉપરાંત સાકર નાખેલ શીતળ મંથ-સાથવો પથ્ય છે; આ મંથનું લક્ષણ આ પ્રમાણે કહેલ છે: 'सक्तवः सर्पिषा युक्ता शीतवारिपरिप्लुताः। नात्यच्छा नातिसान्द्राश्च मन्थ इत्यभिधीयते।' ઘી નાખેલ અને શીતળ પાણીમાં ભીંજવેલ સાથવો ખૂબ પાતળો કે ખૂબ ઘાટો ન હોય તે 'મંથ' કહેવાય છે. ગ્રીષ્મ એ આદાનનો અંતકાળ છે, તેથી જ તેમાં ઘી-દૂધનું સેવન કરતો માણસ દુર્બળ થતો નથી. દરકોઈ મદ્ય ખાટું અને ગરમ હોય છે; તેથી ગ્રીષ્મકાળમાં મદ્ય પિવાય જ નહિ, છતાં કફ-પ્રકૃતિવાળો માણસ બહુ જ થોડું મદ્ય પીએ અને કફ તથા પિત્તપ્રકૃતિવાળો ખૂબ પાણી નાખેલું મદ્ય પીએ તો દોષ નથી; પરંતુ ઉપર કહેલી વિધિ છોડીને મદ્ય-પાન કરે તો સોજા વગેરે વિકારો થાય છે, એમ વૃદ્ધ-વાગ્ભટ અષ્ટાંગસંગ્રહમાં સૂત્રસ્થાન-ત્રીજા અધ્યાયમાં કહે છે: 'मद्य न पेयं पेयं वा स्वल्पं सुबहुवारि वा। अन्यथा शोफशैथिल्यदाहमोहान् करोति तत्।' ગ્રીષ્મમાં મદ્ય પીવું જ નહિ, છતાં જો પીવું હોય તો ખૂબ થોડું કે પુષ્કળ પાણી નાખેલું પીવું. સુશ્રુતના ઉત્તરસ્થાનના ૬૪મા અધ્યાય-માં આ ગ્રીષ્મચર્યા ખૂબ વિસ્તારથી આ પ્રમાણે કહી છે: 'ઉનાળામાં કસરત, ગરમી, પરિશ્રમ તથા મૈથુન સેવવાં નહિ; કેમ કે તે શરીરને ખૂબ સૂકવી નાખે છે; તેમ જ અગ્નિનો ગુણ જેમાં વધારે હોય છે એવા રસોનો પણ ત્યાગ કરવો; પરંતુ સરોવરો, નદીઓ, સુંદર બાગ-બગીચા કે જંગલો, મહા કિંમતી ચંદનો, કમળોની તથા ઉત્પલોની પુષ્પમાળાઓ, પંખાના પવન, હાર, શીતળ ઘર અને ખૂબ હલકાં વસ્ત્રો ઉનાળામાં ઉપયોગમાં લેવાં; ઉપરાંત સાકર કે ખાંડ નાખેલાં સુગંધી હિમ, પીણાં અને સાકર નાખેલ સાથવાનું સેવન કરવું; ભોજન પણ શીતળ, ઘીવાળું, મધુર અને પ્રવાહી હિતકારી થાય છે; તેમ જ રાત્રે સાકરથી મધુર કરીને ઉકાળેલા દૂધ સાથે ભોજન કરવું પથ્ય છે. તેમ જ જ્યાં સુખકારી વાયુ અંદર આવતા હોય તેવી હવેલીઓ પર ચંદનથી શરીર લેપીને તાજાં પુષ્પો બિછાવેલાં બિછા-નાઓ પર શયન કરવું.' ૨૭-૩૨

### ઋતુસાત્મ્ય: વર્ષાવિધિ

आदानदुर्बले देहे पक्ता भवति दुर्बलः।
स वर्षास्वनिलादीनां दूषणैर्बाध्यते पुनः॥ ३३॥

આદાન(ના અંત)કાળ-ગ્રીષ્મમાં (પ્રાણીઓનાં) શરીરમાં જઠરાગ્નિ દુર્બળ તો થયો જ હોય; એ ફરી વર્ષાકાળમાં વાયુ વગેરેનાં દૂષણોથી (વધુ) બાધિત કે મંદ થાય છે. ૩૩

### વર્ષાકાળમાં વાતાદિના પ્રકોપનાં કારણો

भूबाष्पान्मेघनिस्यन्दात्पाकादम्लाज्जलस्य च।
वर्षास्वग्निबले क्षीणे कुप्यन्ति पवनादयः॥ ३४॥

વર્ષાકાળમાં પૃથ્વીની બાફથી, વરસાદ વરસવાથી તથા પાણીના ખાટા પાકથી અગ્નિનું બળ ક્ષીણ થતાં પવન આદિ કોપે છે. ૩૪

શ્રાવણ અને ભાદરવો એ વર્ષાકાળ છે; તેમાં અગ્નિ વધારે દુર્બળ થાય છે; કેમ કે 'आदावन्ते च दौर्बल्यं विसर्गादानयोर्नृणाम्। વિસર્ગકાળના આરંભે અને આદાન કાળના અંતે માણસો દુર્બળ બને છે.' એમ પ્રથમ કહેવાયું છે. ગ્રીષ્મ આદાનનો અંતકાળ છે અને વર્ષા વિસર્ગનો આરંભકાળ છે. પ્રથમ આદાનના અંતકાળે જઠરાગ્નિ દુર્બળ હોય જ, તે વર્ષારૂપ વિસર્ગકાળના આરંભે પણ વધુ દુર્બળ થાય છે; કેમ કે વર્ષામાં પૃથ્વીની બાફ વગેરે કારણોથી વાતાદિ દોષો દુષ્ટ થાય છે, તેથી અગ્નિબળ ક્ષીણ થતાં તે દોષો કોપે છે; અહીં આમ સમજવું કે, વર્ષામાં પૃથ્વીની બાફથી પિત્ત કોપે છે અને વરસાદ વરસવાથી વાયુ તથા કફ કોપે છે વળી પાણીનો પાક ખાટો થતો હોવાથી પિત્ત તથા કફ બેયનો પ્રકોપ થાય છે અને અગ્નિનું બળ મંદ થવાથી ત્રણે દોષોનો પણ પ્રકોપ આમ સંભવે છે કે ખાધેલું પચે નહિ અને ખાટો પાક થાય છે, તેથી કફ તથા પિત્ત બન્ને કોપે છે અને ધાતુઓના પોષક રસો ઉત્પન્ન નહિ થવાથી ધાતુઓનો ક્ષય થતાં વાયુનો કોપ પણ થાય છે. અહીં શંકા થાય છે કે, આ ૩૪મા શ્લોકમાં છેલ્લે 'कुप्यन्ति पवनादयः' પવન આદિ બધા કોપે છે, એમ કહેવાયું છે, તે ઠીક નથી; કેમ કે આ શ્લોકસ્થાનના ૧૭મા 'कियन्तःशिरसीय' અધ્યાયમાં કહેવાશે કે, 'चयप्रकोपप्रशमाः पित्तादीनां यथाक्रमम्। भवन्त्येकैकशः षट्सु कालेष्वभ्रागमादिषु।' વર્ષા આદિ છ કાળમાં પિત્ત આદિના ચય, પ્રકોપ તથા પ્રશમ અનુક્રમે એક એકના જ થાય છે. એટલે ત્યાં 'વર્ષાઋતુમાં તો કેવળ વાયુનો જ પ્રકોપ કહ્યો છે, પરંતુ વાયુ આદિ બધા દોષોનો પ્રકોપ કહ્યો નથી.' આવી શંકા થતાં તેનું સમાધાન અમે આવું કરીએ છીએ; વર્ષાકાળમાં સ્વતંત્ર રીતે તો વાયુ એકલો જ વધુ કોપે છે, પરંતુ એ વાયુએ પ્રેરેલાં પિત્તનો તથા કફનો પણ પ્રકોપ તે કાળે હોય જ છે; આ વાત અનુ-ભવમાં પણ છે જ કે એક દોષ સ્વતંત્ર હોઈ બળવાન

અને, ત્યારે તે બીજા અસ્વતંત્ર દુર્બળ દોષોને સાથે લઈ વ્યાધિને ઉપજાવે જ છે; તેમ જ 'प्रकुपितो यदा स्थिरो मारुतः स्वेस्थानतः क्षते। स्थानादस्थानं गच्छेत् यत्र यत्र विसर्पति। तत्र तत्र सिद्धे स्थाने तत्तत्स्थानस्थितः। मारुतेनैव सम्प्राप्तः सो दौर्बल्यमेव च। કફનો ત્યારે ક્ષય થાય, ત્યારે વાયુ પોતાના મૂળ સ્વભાવમાં રહેલા પિત્તને તેના સ્થાને લઈ ને (તેની સાથે) ગોને શરીરના તે તે અવયવોમાં જ્યાં ત્યાં ફરવા લાગે છે. તે વખતે ત્યાં ત્યાં શરીરના જુદા જુદા અવયવોમાં અવ્યવસ્થિત રીતે શોષ તથા દાહ થાય છે અને તે માણસના શરીરમાં શ્રમ તથા દુર્બળપણું જ થાય છે.' એમ વસંતમાં કફ સ્વતંત્ર રહી કોપે છે અને શરદમાં પિત્ત પણ સ્વતંત્ર રહી કોપે છે, ત્યારે બીજા બે દોષો પણ તેને તેને અનુસરતા કોઈ અવશ્ય કોપે જ છે. આ જ અભિપ્રાયથી આ ગ્રંથના ચિકિત્સાસ્થાનમાં ત્રીજા અધ્યાયમાં કહેશે કે, 'तस्य चानुबलः कफः इति, आदानमध्ये तस्यापि वातपित्तं भवेदनु। તે વાયુની પાછળ કફ પણ બળવાન બને છે, કોપે છે અને આદાનકાળના મધ્યભાગમાં એ કફપ્રકોપને પણ વાયુ તથા પિત્ત અનુસરે છે.' આ ઉપરથી આમ જ કહી શકાય કે, 'नवप्रकोपप्रशमा.' એ સ્થળે તે તે પિત્તાદિ દોષનું પ્રધાનપણું લઈ ને જ તેમ કહેવામાં આવ્યું છે; આથી કોઈ વિરોધ નથી. ૬૮.૩૪

### વર્ષાકાળનાં પથ્ય-અપથ્ય

तस्मात्साधारणः सर्वो विधिर्वर्षासु शस्यते ।
उदमन्थं दिवास्वप्नमवश्यायं नदीजलम् ॥ ३५ ॥
व्यायाममातपं चैव व्यवायं चात्र वर्जयेत् ।
पानभोजनसंस्कारान् प्रायः क्षौद्रान्वितान् भजेत् ॥३६
व्यक्ताम्ललवणस्नेहं वातवर्षाकुलेऽहनि ।
विशेषशीते भोक्तव्यं वर्षास्वनिलशान्तये ॥ ३७ ॥
अग्निसंरक्षणवता यवगोधूमशालयः ।
पुराणा जाङ्गलैर्मांसैर्भोज्या यूषैश्च संस्कृतैः ॥३८॥
पिबेत्क्षौद्रान्वितं चाल्पं माध्वीकारिष्टमम्बु वा ।
माहेन्द्रं तप्तशीतं वा कौपं सारसमेव वा ॥ ३९ ॥
प्रघर्षोद्वर्तनस्नानगन्धमाल्यपरो भवेत् ।
लघुशुद्धाम्बरः स्थानं भजेदक्लेदि वार्षिकम् ॥४०॥

(એમ વર્ષાકાળમાં ત્રણે દોષનો પ્રકોપ થાય છે.) એ કારણે વર્ષામાં સાધારણ ત્રણે દોષોનો નાશ કરનાર તથા અગ્નિને પ્રદીપ્ત રાખનાર વિધિ સેવવો, એ ઉત્તમ ગણાય છે; એ કાળે (ઘી સહિત કે) પાણી સાથેનો સાથવો, દિવસની ઊંઘ, હિમ, નદીનું પાણી, કસરત, તડકો તથા મૈથુનનો ત્યાગ કરવો જોઈએ. સંસ્કારયુક્ત ખાન-પાન પણ લગભગ મધ સહિત જ સેવવાં જોઈએ. વળી એ વર્ષામાં વાયુ તથા વરસાદથી યુક્ત હોઈ વધુ શીતવાળા દિવસે એટલે અતિદુર્દિન હોય ત્યારે તો વાયુને શાંત રાખવા માટે મુખ્યત્વે ખાટા, ખારા તથા સ્નિગ્ધ પદાર્થોવાળું જ ભોજન કરવું; તેમ જ જઠરાગ્નિનું સંરક્ષણ જાળવતા માણસે (પોતાના જઠરાગ્નિના બળ તરફ ધ્યાન આપી) જૂના જવ, જૂના ઘઉં અને રાતા ચોખા સંસ્કારયુક્ત કરેલ જાંગલ માંસના રસાઓ સાથે કે (મગ વગેરેના) ઓસામણો સાથે ખાવા જોઈએ; તેમ જ મધ સાથે થોડું માધ્વીક, અરિષ્ટ, કે વરસાદનું પાણી કે ગરમ કરી ઠારેલું કૂવાનું અથવા સરોવરનું પાણી પીવું જોઈએ; ઉપરાંત સ્નેહયુક્ત ઔષધોનાં ચૂર્ણથી શરીર પર ઘર્ષણ કરવું, શરીરે પીઠી વગેરે ચોળીને સ્નાન કરવું, ચંદનાદિ તથા પુષ્પમાળાઓ ધારણ કરવા તત્પર રહેવું, હલકાં શુદ્ધ વસ્ત્રો પહેરવાં અને વર્ષાકાળમાં હિતકારી હોય એવું ભેજ વિનાનું સ્થાન સેવવું જોઈએ. ૩૫-૪૦

વર્ષામાં ત્રણે દોષો એકબીજાને દૂષિત કરે છે; એમ કહી વાગ્ભટ પણ જણાવે છે: 'तेषु अन्योन્यदूषितु'— વર્ષામાં દોષો પરસ્પર બગડેલા થતા 'भजेत् साधारणं सर्वमूष्मणस्तेजनं च यत्।' સામાન્ય દરેક દોષનો નાશ કરનારાં બધાં ખાનપાન અગ્નિને જે પ્રદીપ્ત કરનારાં પણ હોય તે વર્ષાકાળમાં સેવવાં જોઈએ; ખરી રીતે સાથવો વાતલ છે, તેથી જ ખૂબ જ વાયડા વર્ષાકાળમાં ઘી તથા પાણી સાથે પણ સાથવો ખવાય જ નહિ. વળી વર્ષાકાળમાં દિવસે ઊંઘવાથી કફ અને પિત્ત બન્ને કોપે છે; તેથી દિવસે નિદ્રાનો નિષેધ કર્યો છે; તેમ જ 'वर्षाजलवहा नद्यः सर्वदोषसमीरणाः। વર્ષાકાળના પાણી વહેતી નદીઓ બધા દોષોને કોપાવે છે.' એમ આ ગ્રંથમાં શ્લોકસ્થાન-૨૭ મા અધ્યાયમાં ખાસ કહેલ છે, તેથી વર્ષાકાળમાં નદીનું પાણી અપથ્ય હોવાથી નિષેધેલું છે; અને કસરત, તડકો તથા મૈથુન પણ વાયુને કોપાવનાર છે, માટે વર્ષાકાળમાં તે ન સેવવાં. બધા ખાનપાન સંસ્કારી કરેલાં હોય, છતાં તેમાં મધનો સાથે ઉપયોગ હિતકારી છે. જોકે મધ વાયડું હોવાથી વર્ષાકાળમાં તેનો ઉપયોગ કરવો ઠીક નથી; પરંતુ વર્ષામાં શરીરની

જેઠ અને અષાઢ મહિનો ગ્રીષ્મકાળ ગણાય છે; તેમાં સૂર્ય પોતાનાં કિરણોથી જગતનો સૌમ્ય–સ્નેહભાગ ખેંચી લે છે, માટે તે કાળે મધુર, રસપ્રધાન, શીતળ, પ્રવાહી તથા સ્નિગ્ધ ખોરાક–પાણી હિતકારી થાય છે; ઉપરાંત સાકર નાખેલ શીતળ મંથ–સાથવો પથ્ય છે; આ મંથનું લક્ષણ આ પ્રમાણે કહેલ છે: 'सक्तवः सर्पिषा युक्ताः शीतवारिपरिप्लुताः। नात्यच्छा नातिसान्द्राश्च मन्थ इत्यभिधीयते।' ઘી નાખેલ અને શીતળ પાણીમાં ભીંજવેલ સાથવો ખૂબ પાતળો કે ખૂબ ઘાટો ન હોય તે 'મંથ' કહેવાય છે. ગ્રીષ્મ એ આદાનનો અંતકાળ છે, તેથી જ તેમાં ઘી–દૂધનું સેવન કરતો માણસ દુર્બળ થતો નથી. હરકોઈ મદ્ય ખાટું અને ગરમ હોય છે; તેથી ગ્રીષ્મકાળમાં મદ્ય પિવાય જ નહિ, છતાં કફપ્રકૃતિવાળો માણસ બહુ જ થોડું મદ્ય પીએ અને કફ તથા પિત્તપ્રકૃતિવાળો ખૂબ પાણી નાખેલું મદ્ય પીએ તો દોષ નથી; પરંતુ ઉપર કહેલી વિધિ છોડીને મદ્યપાન કરે તો સોજા વગેરે વિકારો થાય છે, એમ વૃદ્ધવાગ્ભટ અષ્ટાંગસંગ્રહમાં સૂત્રસ્થાન–ત્રીજા અધ્યાયમાં કહે છે: 'मद्य न पेयं पेयं वा स्वल्पं सुबहुवारि वा। अन्यथा शोफशैथिल्यदाहमोहान् करोति तत्।' ગ્રીષ્મમાં મદ્ય પીવું જ નહિ. છતાં જો પીવું હોય તો ખૂબ થોડું કે પુષ્કળ પાણી નાખેલું પીવું. સુશ્રુતના ઉત્તરસ્થાનના ૬૪મા અધ્યાયમાં આ ગ્રીષ્મચર્યા ખૂબ વિસ્તારથી આ પ્રમાણે કહી છે: 'ઉનાળામાં કસરત, ગરમી, પરિશ્રમ તથા મૈથુન સેવવાં નહિ; કેમ કે તે શરીરને ખૂબ સૂકવી નાખે છે; તેમ જ અગ્નિનો ગુણ જેમાં વધારે હોય છે એવા રસોનો પણ ત્યાગ કરવો; પરંતુ સરોવરો, નદીઓ, સુંદર બાગ–બગીચા કે જંગલો, મહા કિંમતી ચંદનો, કમળોની તથા ઉત્પલોની પુષ્પમાળાઓ, પંખાના પવન, હાર, શીતળઘર અને ખૂબ હલકાં વસ્ત્રો ઉનાળામાં ઉપયોગમાં લેવાં; ઉપરાંત સાકર કે ખાંડ નાખેલાં સુગંધી હિમ, પીણાં અને સાકર નાખેલ સાથવાનું સેવન કરવું; ભોજન પણ શીતળ, ઘીવાળું, મધુર અને પ્રવાહી હિતકારી થાય છે; તેમ જ રાત્રે સાકરથી મધુર કરીને ઉકાળેલા દૂધ સાથે ભોજન કરવું પથ્ય છે, તેમ જ જ્યાં સુખકારી વાયુના અંદર આવતા હોય તેવી હવેલીઓ પર ચંદનથી શરીર લેપીને તાજાં પુષ્પો બિછાવેલાં બિછાનાઓ પર શયન કરવું.' ૨૭–૩૨

### ઋતુસાત્મ્ય: વર્ષાવિધિ

आदानदुर्बले देहे पक्ता भवति दुर्बलः।
स वर्षास्वनिलादीनां दूषणैर्बाध्यते पुनः ॥ ३३ ॥

આદાન(ના અંત)કાળ–ગ્રીષ્મમાં (પ્રાણીઓનાં) શરીરમાં જઠરાગ્નિ દુર્બળ તો થયો જ હોય; એ ફરી વર્ષાકાળમાં વાયુ વગેરેનાં દૂષણોથી (વધુ) બાધિત કે મંદ થાય છે. ૩૩

### વર્ષાકાળમાં વાતાદિના પ્રકોપનાં કારણો

भूबाष्पान्मेघनिस्यन्दात्पाकादम्लाज्जलस्य च।
वर्षास्वग्निबले क्षीणे कुप्यन्ति पवनादयः ॥ ३४ ॥

વર્ષાકાળમાં પૃથ્વીની બાફથી, વરસાદ વરસવાથી તથા પાણીના ખાટા પાકથી અગ્નિનું બળ ક્ષીણ થતાં પવન આદિ કોપે છે. ૩૪

શ્રાવણ અને ભાદરવો એ વર્ષાકાળ છે; તેમાં અગ્નિ વધારે દુર્બળ થાય છે; કેમ કે 'आदावन्ते च दौर्बल्यं विसर्गादानयोर्नृणाम्। વિસર્ગકાળના આરંભે અને આદાનકાળના અંતે માણસો દુર્બળ બને છે.' એમ પ્રથમ કહેવાયું છે. ગ્રીષ્મ આદાનનો અંતકાળ છે અને વર્ષા વિસર્ગનો આરંભકાળ છે. પ્રથમ આદાનના અંતકાળે જઠરાગ્નિ દુર્બળ હોય જ, તે વર્ષારૂપ વિસર્ગકાળના આરંભે પણ વધુ દુર્બળ થાય છે; કેમ કે વર્ષામાં પૃથ્વીની બાફ વગેરે કારણોથી વાતાદિ દોષો દુષ્ટ થાય છે, તેથી અગ્નિબળ ક્ષીણ થતાં તે દોષો કોપે છે; અહીં આમ સમજવું કે, વર્ષામાં પૃથ્વીની બાફથી પિત્ત કોપે છે અને વરસાદ વરસવાથી વાયુ તથા કફ કોપે છે. વળી પાણીનો પાક ખાટો થતો હોવાથી પિત્ત તથા કફ બેયનો પ્રકોપ થાય છે અને અગ્નિનું બળ મંદ થવાથી ત્રણે દોષોનો પણ પ્રકોપ આમ સંભવે છે કે ખાધેલું પચે નહિ અને ખાટો પાક થાય છે, તેથી કફ તથા પિત્ત બન્ને કોપે છે અને ધાતુઓના પોષક રસો ઉત્પન્ન નહિ થવાથી ધાતુઓનો ક્ષય થતાં વાયુનો કોપ પણ થાય છે. અહીં શંકા થાય છે કે, આ ૩૪મા શ્લોકમાં છેલ્લે 'कुप्यन्ति पवनादयः' પવન આદિ બધા કોપે છે, એમ કહેવાયું છે, તે ઠીક નથી; કેમ કે આ શ્લોકસ્થાનના ૧૭મા 'कियन्तःशिरसीय' અધ્યાયમાં કહેવાશે કે, 'चयप्रकोपप्रशमाः पित्तादीनां यथाक्रमम्। भवन्त्येकैकशः षट्सु कालेष्वभ्रागमादिषु।' વર્ષા આદિ છ કાળમાં પિત્ત આદિના ચય, પ્રકોપ તથા પ્રશમ અનુક્રમે એક એકના જ થાય છે. એટલે ત્યાં 'વર્ષાઋતુમાં તો કેવળ વાયુનો જ પ્રકોપ કહ્યો છે, પરંતુ વાયુ આદિ બધા દોષોનો પ્રકોપ કહ્યો નથી.' આવી શંકા થતાં તેનું સમાધાન અમે આવું કરીએ છીએ: વર્ષાકાળમાં સ્વતંત્ર રીતે તો વાયુ એકલો જ વધુ કોપે છે, પરંતુ એ વાયુએ પ્રેરેલાં પિત્તનો તથા કફનો પણ પ્રકોપ તે કાળે હોય જ છે; આ વાત અનુભવમાં પણ છે જ કે એક દોષ સ્વતંત્ર હોઈ બળવાન

બને, ત્યારે તે બીજા અસ્વતંત્ર દુર્બળ દોષને સાથે લઈ વ્યાધિને ઉપજાવે જ છે; તેમ જ 'प्रकृतिस्थं यदा पित्तं मारुतः श्लेष्मणः क्षये। स्थानादादाय गात्रेषु यत्र यत्र विसर्पति। तदा भेदश्च दाहश्च तत्र तत्रानवस्थितः। गात्रदेशे भवत्यस्य श्रमो दौर्बल्यमेव च। કફનો જ્યારે ક્ષય થાય, ત્યારે વાયુ પોતાના મૂળ સ્વભાવમાં રહેલા પિત્તને તેના સ્થાને લઈ ને (તેની સાથે) પોતે શરીરના તે તે અવયવોમાં જ્યાં ત્યાં ફરવા લાગે છે, તે વખતે ત્યાં ત્યાં શરીરના જુદા જુદા અવયવોમાં અવ્યવસ્થિત રીતે ત્રોડ તથા દાહ થાય છે અને તે માણસના શરીરમાં શ્રમ તથા દુર્બળપણું જ થાય છે.' એમ વસંતમાં કફ સ્વતંત્ર રહી કોપે છે અને શરદમાં પિત્ત પણ સ્વતંત્ર રહી કોપે છે, ત્યારે બીજા બે દોષો પણ તેને તેને અનુસરતા હોઈ અવશ્ય કોપે જ છે. આ જ અભિપ્રાયથી આ ગ્રંથના ચિકિત્સાસ્થાનમાં ત્રીજા અધ્યાયમાં કહેશે કે, 'तस्य चानुबलः कफः इति, आदानमध्ये तस्यापि वातपित्तं भवेदनु। તે વાયુની પાછળ કફ પણ બળવાન બને છે, કોપે છે અને આદાનકાળના મધ્યભાગમાં એ કફપ્રકોપને પણ વાયુ તથા પિત્ત અનુસરે છે.' આ ઉપરથી આમ જ કહી શકાય કે, 'चयप्रकोपप्रशमा.' એ સ્થળે તે તે પિત્તાદિ દોષનું પ્રધાનપણું લઈને જ તેમ કહેવામાં આવ્યું છે; આથી કોઈ વિરોધ નથી. ૩૩,૩૪

### વર્ષાકાળનાં પથ્ય-અપથ્ય

तस्मात्साधारणः सर्वो विधिर्वर्षासु शस्यते।
उदमन्थं दिवास्वप्नमवश्यायं नदीजलम् ॥ ३५ ॥
व्यायाममातपं चैव व्यवायं चात्र वर्जयेत्।
पानभोजनसंस्कारान् प्रायः क्षौद्रान्वितान् भजेत् ॥३६
व्यक्ताम्ललवणस्नेहं वातवर्षाकुलेऽहनि।
विशेषशीते भोक्तव्यं वर्षास्वनिलशान्तये ॥ ३७ ॥
अग्नि संरक्षणवता यवगोधूमशालयः।
पुराणा जाङ्गलैर्मांसैर्भोज्या यूषैश्च संस्कृतैः ॥३८॥
पिबेत्क्षौद्रान्वितं चाल्पं माध्वीकारिष्टमम्बु वा।
माहेन्द्रं तप्तशीतं वा कौपं सारसमेव वा ॥ ३९ ॥
प्रघर्षोद्वर्तनस्नानगन्धमाल्यपरो भवेत्।
लघुशुद्धाम्बरः स्थानं भजेदक्लेदि वार्षिकम् ॥४०॥

(એમ વર્ષાકાળમાં ત્રણે દોષનો પ્રકોપ થાય છે.) એ કારણે વર્ષામાં સાધારણ ત્રણે દોષોનો નાશ કરનાર તથા અગ્નિને પ્રદીપ્ત રાખનાર વિધિ સેવવો; એ ઉત્તમ ગણાય છે; એ કાળે (ઘી સહિત કે) પાણી સાથેનો સાથવો, દિવસની ઊંઘ, હિમ, નદીનું પાણી, કસરત, તડકો તથા મૈથુનનો ત્યાગ કરવો જોઈએ. સંસ્કારયુક્ત ખાન-પાન પણ લગભગ મધ સહિત જ સેવવાં જોઈએ. વળી એ વર્ષામાં વાયુ તથા વરસાદથી યુક્ત હોઈ વધુ શીતવાળા દિવસે એટલે અતિદુર્દિન હોય ત્યારે તો વાયુને શાંત રાખવા માટે મુખ્યત્વે ખાટા, ખારા તથા સ્નિગ્ધ પદાર્થોવાળું જ ભોજન કરવું; તેમ જ જઠરાગ્નિનું સંરક્ષણ જાળવતા માણસે (પોતાના જઠરાગ્નિના બળ તરફ ધ્યાન આપી) જૂના જવ, જૂના ઘઉં અને રાતા ચોખા સંસ્કારયુક્ત કરેલ જાંગલ માંસના રસાઓ સાથે કે (મગ વગેરેના) ઓસામણો સાથે ખાવા જોઈએ; તેમ જ મધ સાથે થોડું માધ્વીક, અરિષ્ટ, કે વરસાદનું પાણી કે ગરમ કરી ઠારેલું કૂવાનું અથવા સરોવરનું પાણી પીવું જોઈએ; ઉપરાંત સ્નેહયુક્ત ઔષધોનાં ચૂર્ણથી શરીર પર ઘર્ષણ કરવું, શરીરે પીઠી વગેરે ચોળીને સ્નાન કરવું, ચંદનાદિ તથા પુષ્પમાળાઓ ધારણ કરવા તત્પર રહેવું, હલકાં શુદ્ધ વસ્ત્રો પહેરવાં અને વર્ષાકાળમાં હિતકારી હોય એવું ભેજ વિનાનું સ્થાન સેવવું જોઈએ. ૩૫-૪૦

વર્ષામાં ત્રણે દોષો એકબીજાને દૂષિત કરે છે; એમ કહી વાગ્ભટ પણ જણાવે છે: 'तेषु अन्योन्यदूषिषु'— વર્ષામાં દોષો પરસ્પર બગડેલા થતાં 'भजेत् साधारणं सर्वमुष्मणस्तेजनं च यत्।' સામાન્ય દરેક દોષનો નાશ કરનારાં બધાં ખાનપાન અગ્નિને જે પ્રદીપ્ત કરનારાં પણ હોય તે વર્ષાકાળમાં સેવવાં જોઈએ; ખરી રીતે સાથવો વાયડો છે, તેથી જ ખૂબ જ વાયડા વર્ષાકાળમાં ઘી તથા પાણી સાથે પણ સાથવો ખવાય જ નહિ. વળી વર્ષાકાળમાં દિવસે ઊંઘવાથી કફ અને પિત્ત બન્ને કોપે છે; તેથી દિવસે નિદ્રાનો નિષેધ કર્યો છે; તેમ જ 'वर्षाजलवहा नद्यः सर्वदोषसमीरणाः। વર્ષાકાળના પાણી વહેતી નદીઓ બધા દોષોને કોપાવે છે.' એમ આ ગ્રંથમાં શ્લોકસ્થાન-૨૭મા અધ્યાયમાં ખાસ કહેલ છે, તેથી વર્ષાકાળમાં નદીનું પાણી અપથ્ય હોવાથી નિષેધેલું છે; અને કસરત, તડકો તથા મૈથુન પણ વાયુને કોપાવનાર છે, માટે વર્ષાકાળમાં તે ન સેવવાં. બધા ખાનપાન સંસ્કારી કરેલાં હોય, છતાં તેમાં મધનો સાથે ઉપયોગ હિતકારી છે. જોકે મધ વાયડું હોવાથી વર્ષાકાળમાં તેનો ઉપયોગ કરવો ઠીક નથી; પરંતુ વર્ષામાં શરીરની

બધી ધાતુઓ ક્લેદ અથવા ભીનાશને પામતી હોવાથી એ ક્લેદથી રક્ષણ કરવામાં જ મધનો પોતાનો પ્રભાવ કામ કરતો હોવાથી તે વાયુને કોપાવી શકતું નથી; માટે જ મધનો ઉપયોગ વર્ષામાં ઉલટો વધુ હિતકારી બને છે. વૃદ્ધવાગ્ભટે અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૮ મા અધ્યાયમાં લગભગ આવી જ વર્ષાવિધિ લખી છે; તેમ જ સુશ્રુતે સ્વસ્થવૃત્તાધ્યાયમાં વર્ષાવિધિ અને પ્રાવૃડ્વિધિ અલગ અલગ જણાવી છે, તે સુશ્રુત–ઉત્તરસ્થાન ૬૪મા અધ્યાયમાં જોવી.

અહીં એક શંકા થાય છે કે, શરદમાં તથા વસંતમાં જેમ સંશોધન કહેલ છે, તેમ વાયુના પ્રકોપકાળ વર્ષામાં સંશોધન કેમ નથી કહેવાયું? બીજાં તંત્રોમાં તો આવું વચન પણ મળે છે· 'वसन्ते वमन कार्यं शरद्यपि विरेचनम्। वर्षासु बस्तिरुभयः स्वस्थवृत्तमवेक्ष्य च॥ વસંતમાં વમન કરવું, શરદમાં પણ વિરેચન કરવું અને વર્ષામાં બન્ને બસ્તિ સ્વસ્થચર્યા જોઈને કરવી.' આમ કોઈ શંકા કરે તો તેનું સમાધાન આ છે કે, વર્ષામાં જમીનની બાફ વગેરેના કારણે અથવા અગ્નિની મંદતાના કારણે પ્રચયપૂર્વક વાયુ આદિનો પ્રકોપ સ્વીકારી સાધારણ વિધિ જ ઉપદેશ્યો છે; પરંતુ વર્ષાવિધિના આચારનું ઉલ્લંઘન કરવાથી વાયુ આદિનો જે પ્રકોપ નિયમપૂર્વકનો હોય તેમાં તો સંશોધનને જ આવશ્યકરૂપે કહેશે. આ સંબંધે શારીર–બીજો અધ્યાય–અતુલ્યગોત્રીયશારીરમા જોવું અથવા અહીં સાધારણ વિધિમા બસ્તિનું ગ્રહણ પણ સમજી શકાય છે; કેમ કે બસ્તિને સાધારણ તરીકે સુશ્રુતમા આમ કહેલ છે: 'बस्तिर्वाते च पित्ते च कफे रक्ते च शस्यते। संसर्गे संनिपाते च बस्तिरेव हितः सदा।' (सुश्रुत चिकित्सा–३५ अ.)–વાયુમાં, પિત્તમાં, કફમાં તથા લોહીવિકારમાં બસ્તિ વખણાય છે; તેમ જ સંસર્ગદોષ તથા સંનિપાતમાં પણ બસ્તિ જ સર્વકાળ હિતકારી છે; પરંતુ એ 'वर्षासु अनिलादीनाम्' એ ૩૩ મા શ્લોકમાં 'વર્ષા' શબ્દથી ગ્રીષ્મ પછીનો શ્રાવણ-ભાદરવારૂપ વર્ષાનો અધિકાર સૂચવ્યા પછી ૩૫ મા શ્લોકમાં 'विधिर्वर्षासु शस्यते' એમ કહી ભાદરવારૂપી અતિવૃષ્ટિનો કાળ ગ્રહણ કરવાનો જો અભિપ્રાય હોય તો તેમાં સંશોધનની પ્રવૃત્તિ અયોગ્ય હોવાથી અહીં સંશોધન કહેલું નથી, એમ જણાય છે; કેમ કે સંશોધન તો સાધારણ માસ–શ્રાવણમાં જ ઘટે છે; અને શોધન પ્રત્યે પ્રાવૃટ્કાળનો તે–શ્રાવણ માસ છેલ્લો ગણાય છે. ૩૫–૪૦

**શરદૃઋતુવિધાન અને તેનાં પથ્ય–અપથ્ય**

वर्षाशीतोचिताङ्गानां सहसैवार्करश्मिभिः।
तप्तानामाचितं पित्तं प्रायः शरदि कुप्यति॥४१॥
तत्रान्नपानं मधुरं लघु शीतं सतिक्तकम्।
पित्तप्रशमनं सेव्यं मात्रया सुप्रकाङ्क्षितैः॥ ४२॥
लावान् कपिञ्जलानेणानुरभ्राञ्शरभाञ्शशान्।
शालीन् सयवगोधूमान् सेव्यानाहुर्घनात्यये॥४३॥
तिक्तस्य सर्पिषः पानं विरेको रक्तमोक्षणम्।
धाराधरात्यये कार्यमातपस्य च वर्जनम्॥ ४४॥
वसां तैलमवश्यायमौदकानूपमामिषम्।
क्षारं दधि दिवास्वप्नं प्राग्वातं चात्र वर्जयेत्॥४५
दिवा सूर्यांशुसंतप्तं निशि चन्द्रांशुशीतलम्।
कालेन पक्वं निर्दोषमगस्त्येनाविषीकृतम्॥ ४६॥
हंसोदकमिति ख्यातं शारदं विमलं शुचि।
स्नानपानावगाहेषु शस्यते तद्यथाऽमृतम्॥ ४७॥
शारदानि च माल्यानि वासांसि विमलानि च।
शरत्काले प्रशस्यन्ते प्रदोषे चेन्दुरश्मयः॥ ४८॥

જે લોકોનાં શરીર વર્ષાકાળમાં ઉત્પન્ન થયેલ શીતનાં અભ્યાસી થયાં હોય–એ શીતનો સાત્મ્ય તરીકે જેઓને અભ્યાસ થઈ રહ્યો હોય, તેવાં એ લોકોનાં શરીરો શરદૃઋતુમાં એકાએક સૂર્યનાં કિરણોથી સંતપ્ત થતાં તેઓ વિષે સંચિત કે જમા થયેલું પિત્ત એ શરદકાળમાં કોપે છે; માટે તે શરદમાં મધુર, હલકાં, શીતળ અને કડવાશવાળાં જે આહારપાણી પિત્તને શમાવનારાં હોય, તેઓનું જ ખૂબ ભૂખ્યા લોકોએ માત્રા પ્રમાણે–માપસર જ સેવન કરવું જોઈએ, ધનાત્યય–એટલે શરદમાં લાવાં, કપિંજલ પક્ષીઓ, એણ–મૃગો, ઉરભ્ર–ઘેટાં (બકરાં), અષ્ટાપદો–સાબરો તથા સસલાનાં માંસ; તેમ જ શાલિ–રાતા ચોખા તથા જવ સહિત ઘઉં (ને વૈદ્યો) સેવવા યોગ્ય કહે છે; વળી એ શરદમાં કડવાં દ્રવ્યોથી સિદ્ધ કરાતું ઘી પીવું, વિરેચન તથા લોહી કઢાવવું અને સૂર્યના તાપનો ત્યાગ કરવો જોઈએ; તેમ જ વસા, તેલ, હિમ, જલચરોનાં તથા આનૂપ (કચ્છ)–ભેજવાળા પ્રદેશનાં પ્રાણીઓનાં માંસ, ક્ષાર, દહીં, દિવસની નિદ્રા તથા પૂર્વ દિશાનો પવન પણ ત્યજવા યોગ્ય છે. શરદમાં જે પાણી દિવસે સૂર્યનાં કિરણોથી ખૂબ તપ્યું હોય અને રાત્રે ચંદ્રનાં કિરણોથી શીતળ બન્યું હોય, તે કાળથી પાકેલું, નિર્દોષ અને અગસ્ત્યના ઉદયથી વિષરહિત કરાયેલું જે પાણી 'હંસોદક' નામે પ્રખ્યાત છે; એ નિર્મળ અને પવિત્ર જળ અમૃત માટે

હોઈ સ્નાન, પાન તથા અવગાહન–તરવા–નાહવા જેવું વખણાય છે; તેમ જ શરદઋતુનાં પુષ્પો, નિર્મળ વસ્ત્રો તથા રાત્રિના આરંભરૂપ પ્રદોષકાળનાં ચંદ્ર-કિરણો (તે કાળમાં) ઉત્તમ ગણાય છે. ૪૧–૪૮

આશ્વિન અને કાર્તિક એ શરદઋતુ ગણાય છે; તેમાં જેઓનાં શરીરો વર્ષાની શીતળતાથી ટેવાયાં હોય, તેઓને એકદમ શરદનાં સૂર્યકિરણોનો સંબંધ થતાં, તે શરીરોમાં જે પિત્ત જામ્યું હોય, તે લગભગ કોપી ઊઠે છે; અહીં 'પ્રાયઃ–લગભગ' એમ કહી સૂચન પણ કર્યું છે કે જેઓ વર્ષાકાળમાં જ પિત્તનો સંચય–જમાવ થાય, તેવા આહારવિહારોથી દૂર રહ્યા હોય અને યોગ્ય આચરણથી વર્ત્યા હોય, તેઓનાં શરીરોમાં પિત્તનો સંચય નહિ હોવાથી તેઓના પિત્તનો શરદમાં પ્રકોપ ન જ થાય, એ ખુલ્લું છે. અથવા અહીં આમ જણાવવા માગે છે કે, પિત્તનો પ્રકોપ વધુ પ્રમાણમાં શરદકાળમાં થાય છે અને તે સિવાયના કાળમાં પણ પિત્તપ્રકોપ થાય છે તો ખરો જ; માટે શરદમાં પિત્તનો પ્રકોપ વધુ સમજીને તે કાળને યોગ્ય હિતકર આહારવિહારાદિ સેવવા જોઈએ; ખૂબ ભૂખ્યા માણસે પણ માપસર જ તે હિતકારી આહારો પણ સેવવા યોગ્ય છે; કેમ કે એ શરદમાં જઠરાગ્નિ અતિશય મંદ હોય છે. અહીં શંકા થાય છે કે પિત્ત તો અગ્નિના સમાન ગુણવાળું છે; તેથી એ પિત્તપ્રકોપકાળે તો અગ્નિ ઊલટો વધવો જોઈએ; કેમ કે 'सामान्यं वृद्धिकारणम्।' સમાનપણું તો વૃદ્ધિનું જ કારણ કહેવાય છે, છતાં ઊલટી અગ્નિની મંદતા અહીં કેમ કહેવાય છે? આનું સમાધાન આ છે કે, 'જોકે પિત્તના ગુણો અગ્નિના જેવા જ છે, છતાં પિત્તની ઉત્પત્તિ તો આહારના પ્રવાહી અંશોમાંથી જ થતી હોવાથી એ પિત્ત જ્યારે ખૂબ વધી પડે, ત્યારે જેમ ખૂબ તપેલું પાણી અગ્નિને ઓલવી નાખે છે, તેમ એ પિત્ત પણ જઠરાગ્નિને ઓલવી જ નાખે છે–ખૂબ મંદ બનાવે છે; આ વાત આ ચરકમાં જ ચિકિત્સાસ્થાનના અધ્યાય ૧૫માં કહેશે કે, 'कट्वजीर्णविदाह्यम्लक्षाराद्यैः पित्तमुल्वणम्, आप्लावयद्धन्त्यनलं तप्तं जलमिवानलम्।' જેમ તપેલું પાણી અગ્નિનો નાશ કરે છે, તેમ તીખા, અજીર્ણ, દાહ કરનાર, ખાટા અને ખારા વગેરે પદાર્થોથી ખૂબ જ ઉગ્ર બનેલું પિત્ત જઠરાગ્નિને એકદમ તરબોળ કરી દઈ તેનો નાશ જ કરે છે; માટે જ એ પિત્તશામક પદાર્થોનું સેવન અહીં ખાસ દર્શાવ્યું છે. કડવા પદાર્થોથી પકવેલું ઘી અહીં જણાવ્યું છે, તે કુષ્ઠચિકિત્સામાં કહેશે. શરદકાળમાં રક્તદોષ પણ સંભવે છે, તેથી જ અહીં લોહી કઢાવવા જણાવેલ છે; શરદકાળનો સ્વભાવ છે કે તેમાં રક્તદોષ થાય. અહીં વધુ આ વિધાન સમજવું કે પ્રથમ તો પિત્તની શાંતિ માટે કડવું ઘી જ પીવું; એનાથી પિત્તની શાંતિ જો ન થાય તો વિરેચન લેવું; એ વિરેચનથી પણ પિત્તની શાંતિ ન થાય અને રક્તદોષ જણાય તો લોહી કઢાવવું જોઈએ. અહીં શોધન માટે કાર્તિક માસ જ લેવાય છે; કેમ કે તે માસ શરદના સાધારણ લક્ષણવાળો હોય છે; વૃદ્ધ વાગ્ભટે પણ કહ્યું છે કે, 'श्रावणे कार्तिके चैत्रे मासि साधारणे क्रमात्। ग्रीष्मवर्षाहिमाचितान् वाय्वादीनाशु संहरेत्।' (अष्टांगहृदय–सू. १३ अ.)–ગ્રીષ્મ, વર્ષા તથા હિમકાળમાં સંચય પામેલા વાયુ આદિને અનુક્રમે શ્રાવણ, કાર્તિક તથા ચૈત્ર એ સાધારણ માસમાં તત્કાળ સંશોધનથી દૂર કરવા જોઈએ. ઉપરાંત આ શરદમાં જે વસા ત્યજવી તે ઉષ્ણવીર્ય પ્રાણીઓની જ ત્યજવી; પણ હરણિયાં વગેરેની નહિ; તેલ પણ તલનું ત્યજવું નહિ, પરંતુ સરસવ આદિનું જ ત્યજવું; કેમ કે ઉષ્ણવીર્ય પ્રાણીઓની વસા વધુ પિત્ત કરે છે અને સરસવ આદિ તેલ પણ વધુ પિત્તજનક હોય છે; હિમ તથા પૂર્વ દિશાનો વાયુ નહિ સેવવામાં આ કારણ છે કે, તે અભિષ્યંદી છે એટલે કે રસવાહી નાડીઓને રોકનાર છે. જલચર પ્રાણીઓ તથા આનૂપ પ્રાણીઓનાં માંસ કફ તથા પિત્તને વધારે છે, માટે જ તેઓનો ત્યાગ કરવા કહેલ છે; તેમ જ દિવસની નિદ્રા ગ્રીષ્મ સિવાયની ઋતુમાં કફ તથા પિત્ત બેયને કરે છે, તેથી અહીં નિષેધી છે. વર્ષાકાળનું નવું પાણી જ્યારે શરદકાળથી પાકે ત્યારે નિર્દોષ થાય છે; અર્થાત્ વર્ષાકાળમાં નવી જમીનનો સંબંધ થતાં તેમાં ચીકાશ, ડહોળાપણું, ભારેપણું અને ખાટો પાક વગેરે જે દોષો હોય, તે શરદકાળના સ્વભાવથી દૂર થાય છે; વળી વર્ષામાં લૂતા–કરોળિયા વગેરેના તંતુઓ, વિષ્ટા તથા મૂત્રના દોષોથી જે પાણી ઝેરી બન્યું હોય, તે અગસ્ત્યનો ઉદય થતાં ઝેર વિનાનું થાય છે, એ પણ અગસ્ત્યના ઉદયનો પ્રભાવ જ સમજવો. શરદકાળનું પાણી અહીં જે 'હંસોદક' કહેવાયું છે, તેમાં આમ સમજવું કે, 'हंस–उपभोग्यतया हंसवत् अतिनिर्मल्याद्वा हंसोदकम्।' જે પાણી હંસને પીવા યોગ્ય અને હંસ જેવું અતિશય નિર્મળ–સ્વચ્છ બને છે, તેથી એ 'હંસોદક' કહેવાય છે, એ પાણી અમૃત જેવું હિતકારી હોય છે.

આ શરદઋતુચર્યા વિષે સુશ્રુતે ઉત્તરસ્થાનના ૬૪ મા અધ્યાયમાં ખૂબ વિસ્તારથી લખ્યું છે, તે ત્યાં જોવા જેવું છે. એક ઋતુ જાય અને બીજી ઋતુ શરૂ થાય ત્યારે પ્રથમની વિધિ ત્યજીને બીજી વિધિ તે ઋતુ અનુસાર સ્વીકારવાનો નિયમ વાગ્ભટ આમ લખે છે:

'ऋत्वोरन्त्यादिसप्ताहावृतुसंधिरिति स्मृतः । तत्र पूर्वो विधिस्त्याज्यः सेवनीयोऽपरः क्रमात् ॥ असात्म्यजा हि रोगाः स्युः सहसा त्यागशीलनात् ।' (अष्टाङ्गहृदय-सूत्र० अ. ३) બે ઋતુ—ગયેલી તથા શરૂ થયેલીના બે સપ્તાહ-'ઋતુસંધિ' કહેવાય છે; અર્થાત્ આગલી ઋતુના છેલ્લા સાત દિવસો અને શરૂ થતી બીજી ઋતુના પહેલા સાત દિવસો—'ઋતુસંધિ' સમજવી; એ ઋતુસંધિકાળમાં પહેલી ઋતુના સાત્મ્યનો ત્યાગ તેના છેલ્લા સાત દિવસોમાં ક્રમશઃ ધીમેધીમે કરી લેવો અને પાછલી શરૂ થતી બીજી ઋતુના સાત્મ્યનો અભ્યાસ, એ ઋતુના આરંભના દિવસોમાં ક્રમશઃ શરૂ કરવા માંડવો, એ પણ એક એક ચતુર્થાંશના ક્રમે ત્યાગ તથા શરૂઆત કરતી જોઈએ; કેમ કે એકદમ સામટો ત્યાગ અને એકદમ સામટો શરૂ કરાતો અભ્યાસ અસાત્મ્યજન્ય રોગોને ઉત્પન્ન કરે છે, માટે એ સંભાળવા જેવું છે ૪૧–૪૮

### ઋતુસાત્મ્ય ઉપસંહાર અને ઓકસાત્મ્ય કે અભ્યાસસાત્મ્યકથન

**इत्युक्तमृतुसात्म्यं यच्चेष्टाहारव्यपाश्रयम् ।**
**उपशेते यदौचित्यादोकसात्म्यं तदुच्यते ॥ ४९ ॥**

**એમ ચેષ્ટા-વ્યપાશ્રય તથા આહાર-વ્યપાશ્રય ઋતુસાત્મ્ય કહ્યું; (જેમાં કસરત વગેરે ચેષ્ટાનો આશ્રય તથા આહારના ઉપયોગનો આશ્રય મુખ્યત્વે હોય છે;) હવે જે અભ્યાસથી કે કાયમી ટેવથી સુખ ઉપજાવે છે, તે 'ઓકસાત્મ્ય' કહેવાય છે.**

અહીં આ પ્રશ્ન થવા સંભવ છે કે, ઉપર્યુક્ત કેવળ એટલી ઋતુચર્યાથી જ માપસર આહારાદિ સેવનારને શું બળ, વર્ણ, સુખ કે આયુષ વધે છે? ના, એટલાથી તે કદી વધે જ નહિ; પરંતુ જે માણસનું શરીર, બળ, તથા કફ સ્વભાવથી જ ક્ષીણ થયેલ હોય અથવા તેવા પ્રકારનો કોઈ બીજો માણસ કોઈ જુદા જ પ્રકારનો હોય, તેને અમુક કોઈ એક જ પ્રકારનો ઉપયોગ, સાત્મ્ય કે માફક કદી થાય જ નહિ, તેનો ઉત્તર આ શ્લોકમાં કહે છે: ઉપર ચેષ્ટા તથા આહારને લગતું ઋતુ અનુસાર સુખજનક ઉપયોગનું વિધાન જે કહેવાયું, તે જે માણસને તેની પ્રકૃતિ અનુસાર વિપરીતપણે પણ તેના શરીરને જે સુખકારક થાય, તો તે 'उच्यते-नित्यसंबन्धतया यद् सेव्यते इति ओक, ओकात्-औचित्यात् सात्म्यमिति ओकसात्म्यम् ।' શરીરને જે યોગ્ય હોઈ ને અથવા કાયમી અભ્યાસ કે ટેવથી સુખજનક ઉપયોગરૂપે જે માફક આવી જાય તે 'ઓકસાત્મ્ય' કહેવાય છે; અર્થાત્ જે વસ્તુ અપથ્ય હોય, છતાં કાયમી અભ્યાસ કે ટેવથી જેના શરીરને હિતકારક થઈ હોય; જેમ કે ઝેર સર્પને કાયમી સંબંધવાળું હોઈ ને તે સહજ-અભ્યાસ-સંબંધ કે ટેવાઈ જવાપણાને લીધે એ ઝેર સર્પને પીડાકારી કે નાશકર્તા થતું નથી, તેમ એ અપથ્ય પણ તેનાથી કાયમી સંબંધવાળા કે ટેવાયેલા માણસને રોગજનક ન થતાં ઊલટું હિતકર થાય છે; એ જ તેના માટે 'ઓકસાત્મ્ય' છે. ૪૯

### દેશસાત્મ્ય તથા રોગસાત્મ્ય

**देशानामामयानां च विपरीतगुणं गुणैः ।**
**सात्म्यमिच्छन्ति सात्म्यज्ञाश्चेष्टितं चाद्यमेव च ॥५०॥**

**સાત્મ્યને જાણતા વિદ્વાનો દેશોના તથા રોગોના ગુણોથી વિપરીત ગુણવાળા આહારને તથા ચેષ્ટિતને જ સાત્મ્યરૂપે ઇચ્છે છે-ગણે છે. ૫૦**

આનૂપ કે જલપ્રાય આદિ દેશોના ગુણો સ્નિગ્ધ, ગુરુ, શીતળ આદિ હોય છે; એવા દેશોમાં વસતા લોકો તે દેશના ગુણોથી વિરુદ્ધ ગુણવાળો રૂક્ષ, લઘુ, ઉષ્ણ આદિ આહાર અને કસરત આદિ ચેષ્ટિત કે વિહાર જો સેવે તો એ દેશ તેઓને વસવાટ કરવામાં સુખજનક થાય; માટે એવા દેશવાસીઓ માટે એવા આહારવિહારો 'દેશસાત્મ્ય' કહેવાય; તેમ જ જે રોગો કે રોગોનાં નિદાનો જેવા ગુણવાળાં હોય, તેઓથી વિપરીત ગુણવાળો આહાર કે વિહાર સેવાય, તે વ્યાધિસાત્મ્ય કહેવાય, એમ સાત્મ્યને જાણતા આયુર્વેદના વિદ્વાનો માને છે. જેમ કે રોગનું નિદાન સંતર્પણ હોય તો અપતર્પણ હેતુસાત્મ્ય ગણાય; તેમજ રોગનું નિદાન અપતર્પણ હોય તો સંતર્પણ હેતુસાત્મ્ય કહેવાય; અને રોગનું નિદાન શીત હોય તો ઉષ્ણ; તથા જો ઉષ્ણ હોય તો શીત, એ પણ હેતુસાત્મ્ય મનાય; રોગોનું સાત્મ્ય પણ આ જ પ્રમાણે વિરુદ્ધ ગુણવાળું જ બને; જેમ કે (જીર્ણ) જ્વરમાં યવાગૂ અને ઘી રોગસાત્મ્ય કહેવાય છે. [એકંદર પોતાના પ્રભાવને લીધે નિદાનના તથા રોગના પ્રભાવથી વિપરીત કાર્ય કરે તે-વિપરીતાર્થકારી હેતુસાત્મ્ય તથા રોગસાત્મ્ય ગણાય. આ સંબંધે વૃદ્ધવાગ્ભટ ઠીક લખે છે: 'उपशयो हेतुव्याधिविपरीतविपरीतार्थकारिणामौषधाहारविहाराणां सुखानुबन्धः, स हि व्याधिसात्म्यमंज्ञ, इति (अष्टाङ्गहृदय-निदान० अ. १)-ઉપશય એટલે રોગનાં નિદાન તથા રોગથી વિપરીત કાર્ય કરતા ઔષધો, આહારો તથા વિહારોથી સુખ થાય, તે જ વ્યાધિસાત્મ્ય કહેવાય છે.'] એમ અહીં ઋતુસાત્મ્ય, ઓકસાત્મ્ય, દેશસાત્મ્ય તથા વ્યાધિસાત્મ્ય

એ નામે ચાર પ્રકારનાં સાત્મ્ય કહેવાયાં; તેઓનું બળ તથા અબળ આ પ્રમાણે છે: ઋતુસાત્મ્યથી દેશસાત્મ્ય બળવાન છે; દેશસાત્મ્યથી ઓકસાત્મ્ય બળવાન છે અને ઓકસાત્મ્યથી રોગસાત્મ્ય બળવાન છે. ૫૦

હવે આ અધ્યાયનો ઉપસંહાર કરવા તેમાં જણાવેલા વિષયોને સંક્ષેપમાં જણાવતો છેલ્લો આ શ્લોક કહે છે:

### અધ્યાયના વિષયોનો સંક્ષેપ

ऋतावृतौ नृभिः सेव्यमसेव्यं यच्च किंचन।
तस्याशितीये निर्दिष्टं हेतुमत्सात्म्यमेव च ॥ ५१ ॥

દરેક ઋતુમાં માણસોએ જે કંઈ સેવવું યોગ્ય છે અને જે કંઈ સેવવું અયોગ્ય છે; તેમ જ (ઔચિત્યાદિ) હેતુયુક્ત જે સાત્મ્ય છે, તે આ તસ્યાશિતીય નામના અધ્યાયમાં કહેવાયું છે. ૫૧

જોકે આ અધ્યાયમાં દરેક ઋતુનાં સેવ્ય તથા અસેવ્ય બન્ને બધે ખાસ કહેવાયાં નથી, છતાં જ્યાં જે સેવ્ય કહ્યાં હોય ત્યાં તે સિવાયનાં અસેવ્ય આપોઆપ સમજી શકાય છે; જેમ કે હેમંતમાં જે અસેવ્ય હોય છે, તેને સ્પષ્ટ શબ્દોથી ભલે નથી કહ્યું, છતાં 'स यदा नेन्धनं युक्तं लभते।' એમ ૧૦મા શ્લોકમાં કહીને ભાવરૂપે જણાવી જ દીધું છે કે, હેમંતમાં 'અલ્પ ભોજન' અસેવ્ય છે; આમ ક્યાંક સ્પષ્ટ શબ્દોથી અને ક્યાંક ભાવરૂપે પણ દરેક ઋતુનાં સેવ્ય–અસેવ્ય આ અધ્યાયમાં કહ્યાં જ છે, એમ જણાવવા માટે જ આ શ્લોકમાં 'ऋतौ ऋतौ।' એમ બે વાર સપ્તમી મૂકીને વીપ્સાને સાર્થક કરી છે; અથવા 'छत्रिणो गच्छन्ति।' એ ન્યાયને અનુસરતી આ વીપ્સા કહી છે; જેમ કે કોઈ રસ્તામાં છત્રીધારી લોકો ખૂબ વધારે પ્રમાણમાં જતા હોય ત્યારે આમ કહેવામાં આવે છે કે, 'આ બધા લોકો છત્રીઓ ઓઢીઓઢીને જાય છે. ખરી રીતે દરેક માણસ છત્રીવાળો હોતો નથી, છતાં એમ લોકો કહે છે, તે જ પ્રમાણે અહીં પણ દરેક ઋતુનું સેવ્ય–અસેવ્ય નથી કહ્યું, છતાં તેમ કહીને દરેકનાં સેવ્ય–અસેવ્યને કહેલાં જ બતાવે છે; વળી હેમંતમાં જે વિધિ ત્યજવાની છે, તે જ વિધિ શિશિરમાં પણ ત્યજવાની જ જાણી લેવી જોઈએ. ૫૧

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'તસ્યાશિતીય' નામનો ૬ઠ્ઠો અધ્યાય સમાપ્ત

## नवेगान्धारणीय–अध्याय ७ मो

### મંગલ અને પ્રારંભ

अथातो न वेगान्धारणीयमध्यायं व्याख्यास्यामः।
इति ह स्माह भगवानात्रेयः॥ १ ॥

પછી આયુર્વેદશાસ્ત્રમાં શિષ્યોને વધુ જાણવાની ઇચ્છા થઈ, તેમ જ એ શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવા માટેના અધિકારી પણ જાણ્યા એ કારણે 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારીને આ આયુર્વેદશાસ્ત્રમાં 'नवेगान्धारणीय' એ નામનો (૭ મો) અધ્યાય હવે અમે કહીએ છીએ, એમ ખરેખર (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

આ સાતમા અધ્યાયની પહેલાંના બે અધ્યાયોમાં સ્વસ્થ મનુષ્યને હિતકારી આહાર મુખ્યત્વે કહ્યો; પરંતુ એ આહાર સ્વસ્થને હિતકારી ત્યારે જ થાય કે, આહારનું પાચન થયા પછી મળ–મૂત્રના વેગો જે સ્વાભાવિક રીતે જ બહાર નીકળી જવા આવે, તેઓને જો ન રોકવામાં આવે; વળી એ મળ–મૂત્રાદિના વેગો જે આપોઆપ બહાર નીકળવા ધસી આવ્યા હોય, તેઓને રોકવાથી ઘણી જાતના રોગો પણ થાય છે; એટલે એ વેગોને રોકવામાં ન આવે, તે પણ સ્વાસ્થ્યનું કારણ છે, એમ ઉપદેશ કરવા આ 'नवेगान्धारणीय।' નામે અધ્યાય આરંભે છે. જોકે આ અધ્યાયના આરંભમાં નીચેના શ્લોકમાં તો 'न वेगान् धारयेत्। એવું જ વાક્ય જોવામાં આવે છે, પરંતુ 'न वेगान् धारणम्' એ પદો છે જ નહિ, છતાં ક્લિષ્ટ સંજ્ઞા થતાં ઉચ્ચારમાં પણ કઠિનતા થાય, એ ભય દૂર કરવા નીચેના શ્લોકના આરંભે રહેલ પદોનો જ ભાવ દર્શાવતું અને તેના જ પર્યાયરૂપ–'न वेगान् धारणमिति भावसूचकं पदमधिकृत्य कृतो ग्रन्थोऽध्यायरूपः, अथवा तत्पर्यायरूपं पदमस्ति द्वितीयश्लोकारम्भे यस्मिन्निति नवेगान्धारणीयः। 'વેગોને ધારણ ન કરવા કે રોકવા નહિ' એવા અભિપ્રાયનું પદ બીજા શ્લોકમાં આરંભે મૂકીને શરૂ કરેલો અધ્યાય 'નવેગાન્ધારણીય' નામે કહેવાય છે, એમ પર્યાય શબ્દ દ્વારા આ અધ્યાયનું નામ પાડ્યું છે.'૧

### આટલાંના વેગો રોકવા નહિ

न वेगान् धारयेद्धीमाञ्जातान्मूत्रपुरीषयोः।
न रेतसो न वातस्य न वम्याः क्षवथोर्न च ॥ २ ॥
नोद्गारस्य न जृम्भाया न वेगान् क्षुत्पिपासयोः।
न वाष्पस्य न निद्राया निःश्वासस्य श्रमेण च ॥ ३ ॥

બુદ્ધિમાન માણસે મૂત્ર, વિષ્ઠા, વીર્ય, અપાનવાયુ, ઊલટી, છીંક, ઓડકાર, બગાસાં, ભૂખ, તરસ, આંસુ, ઊંઘ તથા શ્રમથી થયેલા શ્વાસનો વેગ–હાંફ, એટલાના ઉત્પન્ન થયેલા વેગોને એટલે શરીરની બહાર નીકળી જવાના ધસારાને રોકવા નહિ. ૨,૩

અહીં પ્રથમ 'મૂત્ર' કહેલ છે; તેમાં વિષ્ઠાથી એ પહેલું અને વારંવાર પણ આવે છે, એ કારણ છે; વળી 'मूत्रपुरीषयोः तथा क्षुत्पिपासयोः' એમ એ બેએને સમાસમાં દર્શાવ્યાં છે, તેમાં આ સૂચન છે કે તેઓ બે બે લગભગ સાથે જ બહાર આવતા અનુભવાય છે. વળી શ્રમથી થયેલા શ્વાસનો વેગ રોકવાનું કહી જણાવ્યું છે, કે પ્રાણાયામ આદિ યોગક્રિયા કરતા શ્વાસનો વેગ રોકાય તે તો આયુષને વધારનાર હોવાથી તેનો એ વેગ રોકવામાં નુકસાન નથી; અહીં વાગ્ભટે તો ઉધરસનો વેગ પણ નહિ રોકવા જણાવ્યું છે, જેમ કે 'वेगान्न धारयेद् वातविण्मूत्रक्षवतृट्क्षुधाम्। निद्राकासश्रमश्वासजृम्भाश्रुच्छर्दिरेतसाम्। (अष्टाङ्गहृदय-सू०अ. ५) વાયુ, વિષ્ઠા, મૂત્ર, છીંક, તરશ, ભૂખ, ઊંઘ, ઉધરસ, શ્રમનો શ્વાસ, બગાસાં, આંસુ, ઊલટી તથા વીર્યના વેગો રોકવા નહિ.' આમાં વાયુને ઉપરનો ઓડકાર તથા નીચેનો અપાન સમજવો. ઉધરસનો વેગ રોકવાથી જે રોગો થાય છે, તે પણ ત્યાં વાગ્ભટે આ પ્રમાણે કહ્યા છે કે, 'ઉધરસનો વેગ રોકવાથી શ્વાસ, અરુચિ તથા હૃદયના રોગો થાય છે; તેમ જ શોષ તથા હેડકી પણ ઊપડે છે; માટે ઉધરસનો નાશ કરનાર ઉપાય કરવો, પરંતુ ઉધરસને કદી રોકવી નહિ.' સુશ્રુતના ઉત્તરસ્થાન અધ્યાય ૫૫માં મૂત્ર વગેરે તેરના વેગો રોકવાથી તેર જાતના ઉદાવર્ત રોગો આમ કહ્યા છે: 'જે ડાહ્યો માણસ જીવવાને ઇચ્છતો હોય, તેણે શરીરમાં ઉપર તથા નીચે સ્વભાવથી ચાલુ થતી વાયુ આદિની હાજતોના વેગોને કદી રોકવા નહિ. વાયુ, વિષ્ઠા, મૂત્ર, બગાસાં, આંસુ, છીંક, ઓડકાર, ઊલટી તથા વીર્યનો વેગ રોકવાથી ઉદાવર્ત રોગ ઉત્પન્ન થાય છે; તેમ જ ભૂખ, તરસ, શ્વાસ તથા ઊંઘનો વેગ રોકવાથી પણ ઉદાવર્ત રોગ થાય છે; તેઓનું લક્ષણ તથા ચિકિત્સા હું વિસ્તારથી કહીશ; એ ઉદાવર્તના પ્રકાર, આ તેર વેગો રોકવાના કારણે તેર થાય છે.' આ ચરક ગ્રંથમાં પણ વાયુ, મૂત્ર, વિષ્ઠા, વીર્ય, ઊલટી તથા છીંક રોકવાથી જ થતા રોગોની ઉદાવર્ત સંજ્ઞા કહી છે. જુઓ ચરક શ્લોકસ્થાન અધ્યાય ૧૯મો. એ સ્થળે છ ઉદાવર્તો જણાવીને બીજા સાત ઉદાવર્તોનો વાયુને રોકવાથી થતા ઉદાવર્તોમાં સમાવેશ જણાવ્યો છે. આ મૂત્રાદિના વેગ રોકવા, એ 'શારીરમિથ્યાયોગ' કહેવાય છે. ૨,૩

### વેગો રોકવાથી થતા રોગોની ચિકિત્સા

एतान् धारयतो जातान् वेगान् रोगा भवन्ति ये।
पृथक्पृथक्चिकित्सार्थं तन्मे निगदतः शृणु ॥ ४ ॥

ઉપર જણાવેલા વેગો ઉત્પન્ન થયા હોય છતાં તેઓને જે માણસ રોકે, તેને જે રોગો થાય છે, તેઓની ચિકિત્સા કહેવા માટે તે રોગોને હું અલગ અલગ કહું છું. તેઓને તું મારી પાસેથી સાંભળ. ૪

### મૂત્રનો વેગ રોકવાથી થતા રોગો

बस्तिमेहनयोः शूलं शिरोरुक्कृच्छ्रमूत्रता।
विनामो वङ्क्षणानाहः स्याल्लिङ्गं मूत्रनिग्रहे ॥ ५ ॥

મૂત્રનો વેગ રોકવાથી બસ્તિ–મૂત્રાશય તથા લિંગમાં શૂળરોગ થાય; મસ્તકનો રોગ તથા મૂત્રકૃચ્છ્રનો રોગ થાય; શરીર નમી જાય અને સાથળોના સાંધામાં જકડાઈ ગયા જેવી પીડા થાય છે; આ બધાં મૂત્રનો વેગ રોકવાથી ચિહ્નો કે લક્ષણો થાય છે. ૫

અર્થાત્ મૂત્રનો વેગ રોકવાથી ઉપર જણાવેલા રોગો થાય છે. સુશ્રુતમાં પણ ઉત્તરસ્થાન–૫૫મા અધ્યાયમાં કહ્યું છે કે, 'મૂત્રનો વેગ રોકનાં માણસ મૂત્રકૃચ્છ્રનો રોગી બને છે, જેથી થોડું થોડું મૂત્ર કરે; તેમ જ તેના લિંગમાં, ગુદામાં, સાથળોના સાંધાઓમાં, વૃષણોમાં, નાભિના પ્રદેશમા, મસ્તકમાં તથા મૂત્રાશયમાં પણ જકડાઈ ગયા જેવી પીડા, તીવ્ર શૂળ અને ત્રિધાઓથી શરીર જાણે ચિરાઈ જતું હોય તેવી પીડા થાય છે. ૫

### મૂત્રનો વેગ રોકવાથી થતા રોગોની ચિકિત્સા

स्वेदावगाहनाभ्यङ्गान् सर्पिषश्चावपीडकः।
मूत्रे प्रतिहते कुर्यात्त्रिविधं बस्तिकर्म च ॥ ६ ॥

મૂત્ર અટકયુ હોય ત્યારે સ્વેદન, અવગાહન, અભ્યંગ (માલિશ), ઘીનો 'અવપીડક' નામનો પ્રયોગ અને ત્રણ પ્રકારનું બસ્તિકર્મ કરવું. ૬

આમાં જે અવગાહન કહ્યું છે, તે વાયુનાશક દ્રવ્યોથી તૈયાર કરેલ પ્રવાહીને એક દ્રોણી કે ટબમાં ભરી તેમાં ગુદાનો ભાગ, લિંગનો ભાગ તથા મૂત્રાશયનો ભાગ રાખ્યા કરવો, એ અવગાહન જાણવું; ઉપરાંત તેલમાલિશ કરવું; ઘીનો 'અવપીડક' પ્રયોગ આ પ્રમાણે કરવો: ખોરાક જમ્યા પહેલા અને ગઈ કાલનું ખાધેલું

બરાબર પચી ગયું હોય ત્યારે ઉત્તમ માત્રામાં ઘીનો પીવામાં પ્રયોગ કરવો; સ્નેહની એ બે યોજનાઓ 'અવ-પીડક' કહેવાય છે. અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાન–અધ્યાય ૪થાના ૬ ઠ્ઠા શ્લોકમાં આ 'અવપીડક' પ્રયોગ આમ બતાવે છે: મૂત્રને રોકવાથી થયેલ રોગોમાં ભોજન પહેલાં ઘી પીવું, તે ઉત્તમ ગણાય છે; તેમ જ આગલા દિવસે ખાધેલો ખોરાક પચી ગયા પછી ઉત્તમ માત્રામાં ઘી પીવું; આ બે યોજનાઓ 'અવપીડક' પ્રયોગ કહેવાય છે; તેમાંની પહેલી યોજના 'પ્રાગ્ભક્ત ઘૃતપાન' અને બીજી યોજના 'ઉર્ધ્વાન્તિક ઘૃતપાન' કહેવાય છે; આનું જ બીજું નામ 'અવપીડક' છે. ત્રણ પ્રકારની બસ્તિ પૈકી આસ્થાપન, અનુવાસન તથા ઉત્તર બસ્તિકર્મ સમજવી. ૬

### વિષ્ઠાનો વેગ રોકવાથી થતા રોગો

पक्वाशयशिरःशूलं वातवर्चोनिरोधनम् ।
पिण्डिकोद्वेष्टनाध्मानं पुरीषे स्याद्विधारिते ॥ ७ ॥

વિષ્ઠાનો વેગ રોકાય તો પક્વાશય અને મસ્તકમાં શૂળ થાય; અપાનવાયુ તથા વિષ્ઠા અટકી પડે; પિંડીઓમાં ગોટલા ચડે અને પેટનો આફરો થાય. ૭

સુશ્રુતમાં તો વધુ આમ પણ કહેલ છે: વિષ્ઠાનો વેગ માણસે રોક્યો હોય તો આફરો, શૂળ, પેટમાં વાઢ, વિષ્ઠાનું ગંઠાઈ જવું, ઊર્ધ્વ ગતિનો વાયુ અથવા મોઢા-માંથી વિષ્ઠા બહાર નીકળે છે. ૭

### વિષ્ઠાનો વેગ રોકવાથી થયેલ રોગોની ચિકિત્સા

स्वेदाभ्यङ्गावगाहाश्च वर्तयो वस्तिकर्म च ।
हितं प्रतिहते वर्चस्यन्नपानं प्रमाथि च ॥ ८ ॥

(રોકેલી) વિષ્ઠા અટકી હોય ત્યારે સ્વેદન, અભ્યંગ, અવગાહન, વાટ, બસ્તિકર્મ તથા (વાયુનું અનુલોમન કરનાર અથવા મળબંધ તોડનાર) પ્રમાથિ અન્ન–પાન હિતકારી થાય છે. ૮

વિષ્ઠાનો વેગ રોકવાથી થયેલ રોગોમાં પ્રથમ કહેલાં સ્વેદન, અભ્યંગ તથા અવગાહન હિતકારી છે; ઉપરાંત આગળ કહેવાશે તે મીંઢળ વગેરેથી કરાતી વાટો અને પૂર્વોક્ત ત્રણે પ્રકારનું બસ્તિકર્મ પણ હિતકર થાય છે. ૮

### વીર્યનો વેગ રોકવાથી થતા રોગો

मेढ्रे वृषणयोः शूलमङ्गमर्दो हृदि व्यथा ।
भवेत्प्रतिहते शुक्रे विबद्धं मूत्रमेव च ॥ ९ ॥

વીર્ય રોકાયું હોય ત્યારે લિંગમાં તથા બન્ને વૃષણમાં શૂળ થાય, શરીર ભાંગે–તૂટે, હૃદયમાં પીડા થાય અને મૂત્ર પણ અવશ્ય રોકાઈ જાય છે. ૯

સુશ્રુતમાં તો આ વિકારો કહ્યા છે: 'વીર્ય રોકવાથી મૂત્રાશય, ગુદા તથા વૃષણ પર સોજો આવે, તેમાં પીડા થાય, મૂત્ર રોકાઈ જાય, વીર્યની પથરી થાય, વીર્યસ્રાવ થાય.' ૯

### એ રોગોની ચિકિત્સા

तत्राभ्यङ्गोऽवगाहश्च मदिरा चरणायुधः ।
शालिः पयो निरूहश्च शस्तं मैथुनमेव च ॥ १० ॥

(વીર્યને રોકવાથી થતા) એ રોગોમાં અભ્યંગ-માલિશ, અવગાહન કે સ્નાન–જલપ્રવેશ, મદિરા, કૂકડાનું માંસ, શાલિ–લાલ ચોખા, દૂધ, નિરૂહ-બસ્તિ તથા મૈથુન જ ઉત્તમ ગણાય છે. ૧૦

આમાં જે દૂધ કહ્યું છે તે બસ્તિશોધન દ્રવ્યોથી ઉકાળેલું દૂધ સમજવું; જેમ કે વાગ્ભટે 'बस्तिशुद्धिकरैः सिद्धं भजेत् क्षीरम् । (અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાન–અધ્યાય ૫) બસ્તિને શુદ્ધ કરનાર દ્રવ્યોથી પકવેલું દૂધ સેવવું.' એમ કહ્યું છે. સુશ્રુતમાં પણ કહ્યું છે કે, 'બસ્તિને શુદ્ધ કર-નારાં દ્રવ્યો અને દૂધથી ચારગણું પાણી નાખી દૂધ એટલું બધું ઉકાળવું કે તેમાં નાખેલું પાણી બળી જાય; પછી એ દૂધ જેણે પીધું હોય, એવા તે વીર્યાવરોધ-જન્ય ઉદાવર્તના રોગી પુરુષને સ્ત્રીઓ ખૂબ રમાડે.' (જુઓ સુશ્રુત–ઉત્તરસ્થાન અધ્યાય ૫૫ મો.) ૧૦

### અપાનવાયુનો વેગ રોકવાથી થતા રોગો

सङ्गो विण्मूत्रवातानामाध्मानं वेदना क्लमः ।
जठरे वातजाश्चान्ये रोगाः स्युर्वातनिग्रहात् ॥ ११ ॥

અપાનવાયુને રોકવાથી વિષ્ઠા, મૂત્ર તથા વાયુ અટકી પડે, પેટનો આફરો થાય, પેટમાં વેદના પણ થાય, ક્લમ–ગ્લાનિ થાય અને બીજા વાયુજન્ય (તોદ, શૂલ આદિ) રોગો પણ ઉદરમાં થાય છે. ૧૧

### એ રોગોની ચિકિત્સા

स्नेहस्वेदविधिस्तत्र वर्तयो भोजनानि च ।
पानानि वस्तयश्चैव शस्तं वातानुलोमनम् ॥ १२ ॥

(અપાનવાયુને રોકવાથી થતા) એ રોગોમાં સ્નેહ તથા સ્વેદની ક્રિયા, વાટો, (વાયુનાશક) ભોજનો, તેવાં પીણાં અને (ત્રણે) બસ્તિઓ પણ ઉત્તમ ગણાય છે; તેમ જ વાયુને અનુલોમન કરનાર (બીજું બધુંય) હિતકારી થાય છે. ૧૨

વાટ એ ફલવર્તિ નામે પ્રસિદ્ધ છે; પીણાં–એકંદર

સહેવાય તેવા ગરમ પ્રવાહીરૂપે હોવાં જોઈએ; તેમ જ બીજું બધું વાયુને શમાવનારું જે હોય તે સર્વ ઉત્તમ ગણાય છે; અથવા ઉપર્યુક્ત વેગોને રોકતાં જુદા જુદા ઉદાવર્ત રોગો જ જન્મે છે અને તે રોગોમાં વાયુનું જ પ્રાધાન્ય હોય છે; માટે 'सर्वेष्वेतेषु विधिवदुदावर्तेषु कृत्स्नशः। वायोः क्रिया विधातव्या स्वमार्गप्रतिपत्तये ॥ (સુશ્રુત–ઉત્તર-સ્થાન–અ. ૫૫) આ સર્વ ઉદાવર્તોમાં વાયુને જ તેના પોતાના માર્ગે લાવવા એ વાયુને જ લગતી સમગ્ર ક્રિયા કરવી જોઈએ,' એમ સુશ્રુત કહે છે. ૧૨

### ઊલટીને રોકવાથી થતા રોગો

कण्डूकोठारुचिव्यङ्गशोथपाण्ड्वामयज्वराः।
कुष्ठहृल्लासवीसर्पाश्छर्दिनिग्रहजा गदाः ॥ १३॥

ચળ, કોઠ-ધ્રામઠા, અરુચિ, વ્યંગ–દાઝ (કાળા ડાઘ), સોજા, પાંડુરોગ, તાવ, કોઢ, હુલ્લાસ–મોળ-ઉબકા તથા વીસર્પ કે રતવા, એ રોગો ઊલટીને રોકવાથી ઉત્પન્ન થાય છે. ૧૩

કોઢનો રોગ ભમરીનાં કરડ જેવો ધ્રામઠારૂપે એક જાતનો સોજો જ છે. મોઢાં પર કાળાં મંડળ–દાઝરૂપે જે રોગ થાય છે, તેને વ્યંગરોગ કહે છે; આ એક ક્ષુદ્રરોગનો જ ભેદ છે. ૧૩

### ઊલટી રોકવાથી થયેલા રોગોની ચિકિત્સા

भुक्त्वा प्रच्छर्दनं धूमो लङ्घनं रक्तमोक्षणम्।
रूक्षान्नपानं व्यायामो विरेकश्चात्र शस्यते ॥ १४॥

એ રોગોમાં જમ્યા પછી ઊલટી કરાવવી, ધૂમ્રપાન, લંઘન કે ઉપવાસ, લોહી કઢાવવું, લૂખાં ખોરાક–પાણી, કસરત તથા વિરેચન આપવું, તે ઉત્તમ ગણાય છે. ૧૪

આમાં જે કસરત કહેવામાં આવી છે, તે પ્રવાહણ (કરાંજવું) આદિરૂપ સમજવી. વળી અન્ય સ્થળે વધુ આમ પણ કહેવાયું છે કે, 'छर्द्याघाते यथादोष नस्यस्नेहादिभिर्जयेत्।' ઊલટીનો વેગ રોકવાથી થયેલા રોગને જેવો દોષ તે પ્રમાણે નસ્ય તથા સ્નેહ આદિથી પણ મટાડવા.

### છીંક રોકવાથી થતા રોગો

मन्यास्तम्भः शिरःशूलमर्दितार्धावभेदकौ।
इन्द्रियाणां च दौर्बल्यं क्षवथोः स्याद्विधारणात् ॥१५

છીંકનો વેગ રોકવાથી ગળાંની નાડીઓનું ઝલાઈ જવું, માથાનું શૂળ, અર્દિતવાયુ કે અડદિયો વા, જેમાં મોઢું વાંકું થઈ જાય, આધાશીશી અને (ચક્ષુ) ઇંદ્રિયોનું દુર્બળપણું થાય છે. ૧૫

ડોકની પાછળની નાડીઓ 'મન્યા' કહેવાય છે; અર્ધા માથામાં જે શૂળ નીકળે તે અર્ધાવભેદક–આધાશીશી કહેવાય છે; અને ચક્ષુ આદિ ઇંદ્રિયોનું દુર્બળપણું એટલે પોતપોતાના વિષયોને ગ્રહણ કરવા બરાબર સામર્થ્ય ન રહે, તે તિમિર વગેરે સમજાય છે. સુશ્રુતે છીંક રોકવાથી થતા રોગોનાં આ સ્થાનો કહ્યાં છે: 'भवन्ति गाढं क्षवथोर्विघाताच्छिरोऽक्षिनासाश्रवणेषु रोगाः। આવેલી છીંકને રોકવાથી માથું, આંખ, નાક તથા કાનમાં રોગો થાય છે.' ૧૫

### એ રોગોની ચિકિત્સા

तत्रोर्ध्वजत्रुकेऽभ्यङ्गः स्वेदो धूमः सनावनः।
हितं वातघ्नमाद्यं च घृतं चौत्तरभक्तिकम् ॥ १६॥

(છીંકને રોકવાથી થયેલ) એ રોગોમાં ગળાંની હાંસડી કે કાંઠલાની ઉપરના ભાગમાં અભ્યંગ (તેલ–માલિશ), સ્વેદ, ધૂમપાન, નાવન કે નસ્યકર્મ, વાયુનાશક ભોજન અને જમ્યા પછી ઘી પીવું, એ હિતકારી થાય છે. ૧૬

અહીં મૂળમાં 'वातघ्नमाद्यं च'–એમ 'च'કાર મૂકીને સૂચન કર્યું છે કે, આ રોગોમાં સ્વેદાદિ પણ વાયુનાશક જ કરવા જોઈએ. સુશ્રુતમાં પણ કહ્યું છે કે, 'છીંક રોકવાથી થતા રોગોમાં તીક્ષ્ણ અંજનપ્રયોગ, નાવન–નસ્ય, તીક્ષ્ણ ગંધવાળા પદાર્થો સુંઘાડવા, વાટોના પ્રયોગ, તીક્ષ્ણ ઔષધોનાં પ્રધમનનસ્યો અથવા સૂર્યનાં કિરણોથી પણ ચિકિત્સા કરવી.' ૧૬

### ઓડકારનો વેગ રોકવાથી થતા રોગો અને તેઓની ચિકિત્સા

हिक्का कासोऽरुचिः कम्पो विबन्धो हृदयोरसोः।
उद्गारनिग्रहात्तत्र हिक्कायास्तुल्यमौषधम् ॥ १७॥

ઓડકારનો વેગ રોકવાથી હેડકી, ઉધરસ અરુચિ તથા કંપ થાય; અને હૃદય તથા છાતી જાણે અંદર જકડાઈ ગયાં હોય, એમ લાગે છે; એ રોગોમાં હેડકીના જેવી ચિકિત્સા કરાય છે. ૧૭

સુશ્રુતમાં તો ઓડકાર રોકવાથી થતા રોગોની આ ખાસ ચિકિત્સા કહી છે કે, 'ઓડકાર રોકવાથી થતા રોગોમાં અનુક્રમે સ્નૈહિક ધૂમપાન કરવું અથવા સંચળ તથા બિજોરાનો રસ નાખેલી મદિરા પીવી.' ૧૭

### બગાસાંનો વેગ રોકવાથી થતા રોગો અને તેઓની ચિકિત્સા

विनामाक्षेपसंकोचाः सुप्तिः कम्पः प्रवेपनम्।
जृम्भाया निग्रहात्तत्र सर्वं वातघ्नमौषधम् ॥ १८॥

બગાસાં(નો વેગ) રોકવાથી અંગોનું નમી કે વળી જવું, આક્ષેપ કે આંચકી, સંકોચાઈ જવું, ચામડીની બહેરાશ, કંપારી કે ધ્રુજારીના રોગો થાય છે; તેમાં બધાં વાયુનાશક ઔષધો હિતકારી થાય છે. ૧૮

સુશ્રુતમાં તો બગાસાં રોકવાથી થતા રોગો આ પ્રમાણે કહ્યા છે: 'ગળાંની નાડીઓ કે ગળું જકડાઈ જાય, મસ્તકના વાતજન્ય રોગો પણ થાય અને આંખ, નાક તથા મોઢાંના તીવ્ર રોગો કાનના રોગોની સાથે ઉત્પન્ન થાય.' એ રોગોની ચિકિત્સા પણ ત્યાં આ પ્રમાણે કહી છે કે, 'બગાસાં રોકવાથી થયેલ ઉદાવર્તની સ્નેહ તથા સ્વેદો દ્વારા ચિકિત્સા કરવી.' ૧૮

### ભૂખનો વેગ રોકવાથી થતા રોગો અને તેઓની ચિકિત્સા

कार्श्यदौर्बल्यवैवर्ण्यमङ्गमर्दोऽरुचिर्भ्रमः ।
क्षुद्वेगनिग्रहात्तत्र स्निग्धोष्णं लघु भोजनम् ॥ १९ ॥

ભૂખનો વેગ રોકવાથી કૃશપણું, દુર્બળતા, વૈવર્ણ્ય કે રંગ બદલાઈ જવો, શરીરનું ભાંગવું કે ત્રોડ, અરુચિ અને ભ્રમ–રોગ થાય છે; અને તેમાં સ્નિગ્ધ, ગરમ તથા હલકું ભોજન ચિકિત્સા-રૂપ થાય છે. ૧૯

જેમાં ચગડોળ પર ભમતા હોય એવું ભમતું જણાય તે ભ્રમરોગ છે. સુશ્રુતમાં ભૂખનો વેગ રોકવાથી થતા રોગો આમ કહ્યા છે: 'ઊંઘ જેવું ઘેન, શરીરનું ભાંગવું–તૂટવું કે ત્રોડ, અરુચિ, ભ્રમ તથા દૃષ્ટિની દુર્બળતા થાય છે;' ચિકિત્સા તો આ પ્રમાણે જ તેમાં કહી છે. ૧૯

### તરશનો વેગ રોકવાથી થતા રોગો અને તેઓની ચિકિત્સા

कण्ठास्यशोषो बाधिर्यं श्रमः श्वासो हृदि व्यथा ।
पिपासानिग्रहात्तत्र शीतं तर्पणमिष्यते ॥ २० ॥

તરશનો વેગ રોકવાથી ગળું અને મોઢું સુકાય; બહેરાશ, થાક, શ્વાસ અને હૃદયમાં પીડા થાય; તેમ જ એ રોગોમાં શીતળ તર્પણ જ યોગ્ય ગણાય છે. ૨૦

સુશ્રુતમાં પણ શીતળ તર્પણનું સ્પષ્ટ કથન છે કે, 'તરશનો વેગ રોકવાથી થયેલા રોગોમાં સાથવો કે શીતળ યવાગૂ–રાબ પીવી.' ૨૦

### આંસુનો વેગ રોકવાથી થતા રોગો અને તેઓની ચિકિત્સા

प्रतिश्यायोऽक्षिरोगश्च हृद्रोगश्चारुचिर्भ्रमः ।
बाष्पस्य निग्रहात्तत्र स्वप्नो मद्यं प्रियाः कथाः ॥ २१ ॥

આંસુનો વેગ રોકવાથી પ્રતિશ્યાય (સળેખમ), આંખનો રોગ, હૃદયરોગ, અરુચિ તથા ભ્રમ થાય છે; અને તે રોગમાં ઊંઘવું, મદ્ય અને પ્રિય કથાઓ હિતકારી થાય છે. ૨૧

આનંદનાં કે શોકનાં આંસુઓ રોકવાથી અહીં જણાવેલા રોગો થાય છે. સુશ્રુતે પણ કહ્યું છે કે, 'હર્ષનાં કે શોકનાં નેત્રજળ આવ્યાં હોય, તેઓને જે માણસ રોકે, તેનું માથું ભારે થાય અને પીનસ કે સળેખમ સહિત તીવ્ર નેત્રના રોગો તેને થાય છે.' આ રોગોની ચિકિત્સા અહીં જે કહી છે, તે જ સુશ્રુતે પણ કહી છે.

### નિદ્રાનો વેગ રોકવાથી થતા રોગો અને તેઓની ચિકિત્સા

जृम्भाऽङ्गमर्दस्तन्द्रा च शिरोरोगाक्षिगौरवम् ।
निद्राविधारणात्तत्र स्वप्नः संवाहनानि च ॥ २२ ॥

નિદ્રાનો વેગ રોકવાથી બગાસાં આવે, શરીર ભાંગે, ઊંઘ જેવું ઘેન રહે, માથાના રોગો થાય અને આંખો ભારે રહે; એ રોગોમાં ઊંઘવું અને સંવાહન કે પગ વગેરે અવયવોનાં કોમળ મર્દન (ચંપી) હિતકારી થાય છે. ૨૨

સુશ્રુતમાં પણ નિદ્રાવેગ રોકવાથી થતા લગભગ આ રોગો જ કહ્યા છે. વધુમાં આ રોગોની ચિકિત્સા આમ કહી છે: ઊંઘ રોકવાથી થતા રોગોમાં ચિકિત્સા-રૂપે દૂધ પીવું અને પ્રિય કથાઓમાં તત્પર રહી સૂઈ જવું.

### શ્રમના શ્વાસોચ્છ્વાસ રોકવાથી થતા રોગો અને તેની ચિકિત્સા

गुल्महृद्रोगसंमोहाः श्रमनिःश्वासधारणात् ।
जायन्ते तत्र विश्रामो वातघ्नाश्च क्रिया हिताः ॥ २३ ॥

પરિશ્રમથી થાક લાગતાં થયેલ શ્વાસ કે હાંફ રોકવાથી ગોળો, હૃદયરોગ તથા મોહ કે મૂર્છા થાય છે; માટે તેઓમાં વિશ્રામ કે વિસામો અને વાયુનાશક ક્રિયાઓ હિતકારી થાય છે. ૨૩

વાયુનો નાશ કરનારી ક્રિયાઓ સ્નેહ આદિ સમજવી. સુશ્રુતમાં પણ કહ્યું છે કે પરિશ્રમના થાકથી હાંફેલા માણસને વિશ્રાંતિ આપી રસયુક્ત સ્નિગ્ધ ભોજન કરાવવું.

### ઉપર્યુક્ત વેગનિરોધનો ઉપસંહાર

वेगनिग्रहजा रोगा य एते परिकीर्तिताः ।
इच्छंस्तेषामनुत्पत्तिं वेगानेतान्न धारयेत् ॥ २४ ॥

વેગોને રોકવાથી થતા એ રોગો (ઉપર) કહ્યા, તેઓની ઉત્પત્તિને જે ન ઇચ્છે, તેણે એ

(મૂત્રાદિના) વેગોને રોકવા નહિ. ૨૪

**આ વેગો તો રોકવા જ જોઈએ**

इमांस्तु धारयेद्वेगान् हितैषी प्रेत्य चेह च।
साहसानामशस्तानां मनोवाक्कायकर्मणाम् ॥ २५ ॥

જે માણસ આ લોકમાં તથા પરલોકમાં હિત ઇચ્છતો હોય તેણે સાહસ( કર્મો )ના તથા મન, વચન અને શરીરનાં શાસ્ત્રનિષિદ્ધ કર્મોના આ વેગો તો અવશ્ય રોકવા જ જોઈએ. ૨૫

અહીં કહેવાય છે કે વેગો રોકવાથી જો રોગો થાય છે, તો લોભ આદિના વેગો પણ ન જ રોકવા, એમ કોઈ અવળું ન માની લે, તે માટે આ શ્લોકમાં કહે છે કે, જે માણસ બન્ને લોકમાં પોતાનું હિત ઇચ્છે, તેણે આ અનિષ્ટ વેગો તો અવસ્ય રોકવા જ જોઈએ, જે કર્મ 'सहसा आत्मशक्तिमविचार्यैव क्रियते तत् साहसम्–अयथाबलमारम्भ इत्यर्थः'–પોતાની શક્તિનો વિચાર કર્યા વિના જે કાર્ય આરંભાય, તે 'સાહસ કર્મ' કહેવાય છે; અર્થાત્ પોતાના બળની ઉપરવટનું કાર્ય 'સાહસ' છે, હાથીની સામે ધસવુ, સામા પૂરે તરવુ, એ બધા પોતાની શક્તિ બહારનાં કાર્યો કરવાનો જુસ્સો આવે, તો અવશ્ય તે રોકવો જ જોઈએ; તેમ જ મન-વચન-કાયાના જે વ્યાપારો શાસ્ત્રકારોએ નિષેધ્યા છે, તે કરવા માટે મન જો તૈયાર થાય, તો અવશ્ય તે વેગો પણ રોકવા જ જોઈએ. ૨૫

**નિંદનીય માનસ કર્મોના વેગો રોકવા**

लोभशोकभयक्रोधमानवेगान् विधारयेत्।
नैर्लज्ज्येर्ष्यातिरागाणामभिध्यायांश्च बुद्धिमान् ॥२६

લોભ, શોક, ભય, ક્રોધ તથા માનનો વેગ, તેમ જ નિર્લજ્જપણું, ઈર્ષ્યા, અતિરાગ તથા પારકાં ધન વિષેની લાલચના વેગોનો પણ બુદ્ધિમાન માણસે ત્યાગ કરવો જોઈએ. ૨૬

અયોગ્ય વિષયમા ઇચ્છા કરવી તે 'લોભ,' પુત્ર આદિના વિનાશથી થતું દુ:ખ તે 'શોક,' શત્રુથી ત્રાસ એ 'ભય', પોતાને કંઈ પ્રતિકૂળ જણાતા મન ખૂબ સળગી ઊઠે તે 'ક્રોધ,' અને પોતામાં ગુણો માની લઈ પોતાને બીજાઓ કરતા ચડિયાતા માની લેવું, એ 'માન,' કહેવાય છે, આ ઉપરાંત નિંદવા યોગ્યને છુપાવવાની ઇચ્છા તે 'લજ્જા;' એવી લજ્જા ન હોય તે નિર્લજ્જપણું, પારકી ઉન્નતિ સહન ન થાય એ 'ઈર્ષ્યા,' વિષયોમાં અતિશય આસક્તિ એ 'અતિરાગ' કહેવાય છે; તેમ જ પારકાં ધન વિષેની લાલચ થાય, એ 'અભિધ્યા' કહેવાય છે; તેઓના વેગો આવે, ત્યારે તેઓને અવશ્ય રોકવા જોઈએ. ૨૬

**નિંદનીય વાણીનાં કર્મોના વેગો પણ રોકવા**

परुषस्यातिमात्रस्य सूचकस्यानृतस्य च।
वाक्यस्याकालयुक्तस्य धारयेद्वेगमुत्थितम् ॥२७॥

જે વાક્ય અતિશય કઠોર, કોઈના અનિષ્ટનું સૂચક કે ચાડીચૂગલીવાળું, અસત્ય અને અકાળે યોજાયેલું કે અપ્રાસંગિક હોય, તે (કહેવા) માટે આવેલો વેગ પણ રોકવો જોઈએ. ૨૭

**નિંદનીય શરીરનાં કર્મોના વેગો પણ રોકવા**

देहप्रवृत्तिर्या काचिद्वर्तते परपीडया।
स्त्रीभोगस्तेयहिंसाद्या तस्या वेगान्विधारयेत् ॥२८

બીજાને પીડા ઉપજાવીને સ્ત્રીભોગ, ચોરી કે હિંસા આદિ જે કોઈ શરીરપ્રવૃત્તિ થાય, તેના વેગો રોકવા જોઈએ. ૨૮

પારકી સ્ત્રી ભોગવવી, પારકું ધન આદિ ચોરી લેવું અને હરકોઈ પ્રાણીની હિંસા કરવી, વગેરે શરીરનાં કર્મો બીજાંઓને પીડા ઉપજાવીને જ કરાય છે; અથવા બીજાંઓને પીડાકારક જ હોય છે; માટે એવાં શારીર કર્મોના વેગ અવશ્ય રોકવા જોઈએ. અહીં મૂળમાં 'हिंसाद्या' એ પદમાં 'आद्य' શબ્દ મૂકીને સૂચિત કર્યું છે કે, ગુરુ આદિની સામે લાંબા પગ કરી બેસવું વગેરે કર્મ બુદ્ધિના અપરાધથી જ કરાય છે; તેમાં ભલે પરપીડા નથી, તોપણ એ અવિનયની ચેષ્ટારૂપ કર્મ કરવાનો વેગ આવે તો તે પણ અવશ્ય રોકવો જોઈએ; ખરી રીતે જોઈએ તો ગુરુ આદિની સામે એવો અવિનય કરવાથી ગુરુના મનને પણ અવશ્ય દુ:ખ થાય જ છે, તેથી એ શરીરચેષ્ટારૂપ કર્મ પણ પરપીડા ઉપજાવવામાં નિમિત્ત તો થાય જ છે. ૨૮

**ઉપર્યુક્ત નિંદનીય વેગો રોકવાથી ફળ**

पुण्यशब्दो विपापत्वान्मनोवाक्कायकर्मणाम्।
धर्मार्थकामान् पुरुषः सुखी भुङ्क्ते चिनोति च ॥२९

મન, વચન તથા કાયાનાં કર્મો પાપરહિત હોવાથી પુણ્યવાન તરીકે (જાહેર થયેલો) પુરુષ ધર્મ, અર્થ તથા કામનો સંગ્રહ કરે છે; તેમ જ ધર્મ, અર્થ તથા કામને ભોગવે છે અને (તે દ્વારા આ લોકમાં તથા પરલોકમાં પણ) સુખી થાય છે.

**સ્વાસ્થ્ય માટે હિતકારક કસરત**

शरीरचेष्टा या चेष्टा स्थैर्यार्था बलवर्धिनी।
देहव्यायामसंख्याता मात्रया तां समाचरेत् ॥३०॥

શરીરની જે ચેષ્ટા પોતાને ઇષ્ટ કે મનગમતી

**( હોય ), શરીરની સ્થિરતા કે દૃઢતા માટેની (હોય) અને બળવર્ધક (હોય), એ 'દેહ–વ્યાયામ' અથવા 'શરીરની કસરત' કહેવાય છે; એવી કસરત (પણ) માત્રાથી એટલે માપસર જ કરવી જોઈએ. ૩૦**

શરીરને પરિશ્રમ ઉપજાવે એવું હરકોઈ કામ અહીં 'શરીરચેષ્ટા' કે 'શારીર કસરત' કહેવા માગે છે; પણ એ કામ મનને કંટાળો આપે તેવું ન હોવું જોઈએ; તો જ તે શરીરને મજબૂત કરે અને બુદ્ધિને પણ વધારે છે; છતાં એ કામ માપસરનું જ કરાય તો હિતકારી થાય છે, નહિ તો તેથી ભ્રમ વગેરે રોગો થવા સંભવિત છે. સુશ્રુતે પણ કહ્યું છે: 'यत्तु चंक्रमणं नातिदेहपीडाकरं भवेत्, तदायुर्बलमेवाग्निप्रदमिन्द्रियबोधनम्। જે ફરવું–હરવું કે ખૂબ ચાલવું શરીરને અતિશય પીડા ન કરે, તે જ આયુષ, બળ, બુદ્ધિ તથા જઠરાગ્નિને વધારે છે અને ઈંદ્રિયોને જાગ્રત કે સતેજ કરે છે.' આવી કસરતનું માપ બીજાં તંત્રોમાં અર્ધશક્તિરૂપ જે કહેવાયું છે, તે અહીં અનુસરવા જેવું છે; એ તંત્રોમાં કહ્યું છે: 'सर्वेष्वृतुषु सर्वैर्हि मर्त्यैरात्महितार्थिभिः। शक्त्यर्धेनैव कर्तव्यो व्यायामो हन्त्यतोऽन्यथा॥ कुक्षौ ललाटे ग्रीवायां यदा घर्मः प्रजायते। शक्त्यर्धं तं विजानीयादायतोच्छ्वास एव च॥ व्यायामो हि सदा पथ्यो बलिनां स्निग्धभोजिनाम्। स च शीते वसन्ते च तेषां पथ्यतमः स्मृतः॥' દરેક ઋતુમાં દરેક માણસે પોતાનું હિત ઇચ્છી અર્ધી શક્તિ પ્રમાણે એટલે પોતાની શક્તિના અર્ધ ભાગ જેટલી જ કસરત કરવી જોઈએ; પરંતુ એથી વધુ કસરત ઊલટી નાશ કરનારી થાય છે. કસરત કરતાં કરતાં લલાટમાં, ડોક પર અને પેટ ઉપર પરસેવો થાય અને લાંબા શ્વાસ લેવા પડે ત્યારે તેને અર્ધી શક્તિ વપરાઈ ગઈ એમ સમજવું જોઈએ. જે લોકો બળવાન હોય અને સ્નિગ્ધ આહાર જમતા હોય તેઓને કસરત હમેશાં પથ્ય જ ગણાય છે; અને શીતકાળમાં તથા વસંતમાં તો એ કસરત અતિશય પથ્યરૂપ કહેવાય છે. સુશ્રુત–ચિકિત્સાસ્થાનના ૨૪મા અધ્યાયમાં કહેલું છે: 'પોતાનું હિત ઇચ્છતા દરેક પુરુષે દરેક ઋતુમાં દરરોજ અર્ધું બળ રહે ત્યાં સુધી કસરત કરવી જોઈએ; પરંતુ એથી વિરુદ્ધ અર્ધું બળ રહ્યા ઉપરાંત કસરત કરવામાં આવે, તો એ કસરત નાશ કરનારી થાય છે. એ અર્ધા બળનું લક્ષણ આ પ્રમાણે છે: 'જ્યારે હૃદયની અંદર પોતાના સ્થાનમાં રહેલો વાયુ મોઢામાં આવે, ત્યારે કસરત કરતા એ માણસનું અર્ધું બળ રહ્યું, એમ કહેવાય છે.' કેટલાક આચાર્યો આ બલાર્ધ કે અર્ધબળનું લક્ષણ આવું કહે છે: જ્યારે બગલ, લલાટ, નાક અને હાથ–પગ આદિના સાંધાઓમાં પરસેવો આવે અને મોઢું સુકાવા લાગે ત્યારે એ બલાર્ધ કે અર્ધું બળ રહ્યું, એમ સમજવું.

( આ બધા મતો વાસ્તવિક મતો નથી, પરંતુ ઋતુભેદ અનુસાર આ બલાર્ધનિરૂપણ સમજવું જોઈએ.) ૩૦

## વ્યાયામ કે કસરતનું લક્ષણ

**स्वेदागमः श्वासवृद्धिर्गात्राणां लाघवं तथा।**
**हृदयाद्युपरोधश्च इति व्यायामलक्षणम्॥ ३१॥**

**પરસેવો આવે, શ્વાસ વધે, શરીરના અવયવો હલકા થાય અને હૃદય આદિનો ઉપરોધ કે થાક જેવું લાગે; એ કસરતનું લક્ષણ છે; અર્થાત્ માપસરની કસરતનાં એ ચિહ્ન છે. ( આ શ્લોક ક્ષેપક છે. )**

## કસરતના ફાયદા

**लाघवं कर्मसामर्थ्यं स्थैर्यं क्लेशसहिष्णुता।**
**दोषक्षयोऽग्निवृद्धिश्च व्यायामादुपजायते॥ ३२॥**

**( માપસરની ) કસરતથી શરીર હલકું થાય, કામ કરવાનું સામર્થ્ય આવે, ( શરીરની ) સ્થિરતા કે મજબૂતાઈ થાય, કલેશ કે પરિશ્રમ સહન કરવાની ટેવ પડે, દોષોનો ક્ષય થાય અને જઠરાગ્નિની વૃદ્ધિ થાય છે. ૩૨**

દોષોનો ક્ષય એટલે શરીરનો મેદ દુષ્ટ થયો હોય તે કસરતથી મટે છે, વૃદ્ધવાગ્ભટ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાન ત્રીજા અધ્યાયમાં લખે છે: 'કસરતથી શરીર હલકું થાય, કામ કરવાની શક્તિ મળે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, ખરાબ મેદનો નાશ થાય અને શરીરના અવયવો છૂટા છૂટા થઈને ઘટ્ટ બને.' સુશ્રુતે ચિકિત્સાસ્થાન–૨૪મા અધ્યાયમાં કસરતના ફાયદા ખૂબ વિસ્તારથી આ પ્રમાણે લખ્યા છે: 'શરીરને પરિશ્રમ આપે એવું હરકોઈ કામ કરવું, તે 'વ્યાયામ કે કસરત' કહેવાય છે; એ કસરત કર્યા પછી સુખ થાય, એ રીતે ચોપાસ શરીરનું મર્દન કરવું. કસરત કરવાથી શરીરની પુષ્ટિ, કાંતિ, શરીરના અવયવો બરાબર છૂટા થાય, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, આળસ ન રહે, મજબૂતાઈ થાય, હલકાઈ આવે, સફાઈ થાય અને થાક, ગ્લાનિ, તરસ, ગરમી તથા ટાઢ સહન કરવાની ટેવ પડે તેમ જ ઉત્તમ આરોગ્ય પ્રાપ્ત થાય છે; શરીરમાં સ્થૂળતા કે જાડાઈ થઈ હોય, તેને ઓછી કરવા માટે કસરત જેવું બીજું કોઈ સાધન નથી. કસરત કરનાર માણસને તેના શત્રુઓ ભયથી દબાવી શકતા નથી, એ કસરતબાજ માણસને ઘડપણ એકદમ દબાવી શકતું નથી અને કસરત કરવામાં તત્પર રહેનાર

માણુસનાં માંસ પણ સ્થિર થાય છે અને જે માણુસના શરીરના અવયવો કસરતથી કસાયા હોય, તેમ જ જેના બન્ને પગે ઉદ્દ્વર્તન કરાતું હોય તે માણસને, જેમ હલકાં હરણિયાં સિંહ પાસે આવતાં નથી, તેમ કોઈ રોગો થતા નથી. જેમ જે માણુસ ઉમરે, રૂપથી કે ગુણોથી ઊતરતો હોય કે હલકો હોય, તે પણ જો કસરત કર્યા કરે તો સુંદર દેખાવડો બને છે; વળી કસરત કરનાર માણુસ કોઈ વિરુદ્ધ ભોજન કરે, અથવા બરાબર નહિ પાકેલું કે કાચું ખાય, તોપણ તે માણુસને એ નિર્દોષ થઈ બરાબર પચી જાય છે, વળી જેઓ બળવાન હોય અને સ્નિગ્ધ ભોજન કરતા હોય, તેઓને કસરત હમેશાં હિતકારી થાય છે અને તેવા લોકોને શીતકાળમાં તથા વસંતમાં તો કસરત અત્યંત હિતકારી થાય છે. ૩૨

### વ્યાયામના અતિયોગથી દોષ

**श्रमः क्लमः क्षयस्तृष्णा रक्तपित्तं प्रतामकः ।**
**अतिव्यायामतः कासो ज्वरश्छर्दिश्च जायते ॥३३॥**

**અતિશય વધુ વ્યાયામ કરવાથી શ્રમ–થાક, ક્લમ–ગ્લાનિ, ક્ષય, તરસ, રક્તપિત્ત, પ્રતમક નામનો શ્વાસરોગ, ઉધરસ, તાવ અને ઊલટીનો રોગ થાય છે. ૩૩**

અહીં મૂળમાં 'શ્રમ' શબ્દ લખ્યો છે, તેનો જ અર્થ 'થાક' કર્યો છે. શરીરનો થાક 'શ્રમ' કહેવાય છે અને શરીરના પરિશ્રમ વિના જ મન તથા ઇંદ્રિયોનો થાક તે 'ક્લમ' કહેવાય છે. સુશ્રુતે શારીર–ચોથા અધ્યાયમાં કહ્યું છે. 'योऽनायासः श्रमो देहे प्रवृद्धः श्वास-वर्जितः । क्लमः स इति विज्ञेय इन्द्रियार्थप्रबाधकः । શરીરમાં પરિશ્રમ વિના જ વધેલો થાક માલૂમ પડે અને શ્વાસ કે હાંફ પણ ન હોય તે 'ક્લમ' કહેવાય છે; આ ક્લમથી ઇંદ્રિયોના વિષયો ગ્રહણ કરવા મુશ્કેલ બને છે. વળી સુશ્રુતના ચિકિત્સાસ્થાનના અધ્યાય ૨૪ માં કસરતના અતિયોગથી આ રોગો જણાવે છે: ક્ષય, તરસ, અરુચિ, ઊલટી, રક્તપિત્ત, ભ્રમ તથા ક્લમ; તેમ જ ઉધરસ, શોષ, તાવ અને શ્વાસ પણ ઘણી કસરત કરવાથી થાય છે. ૩૩

### વધુ પ્રમાણમાં આટલાં ન સેવાય

**व्यायामहास्यभाष्याध्वग्राम्यधर्मप्रजागरान् ।**
**नोचितानपि सेवेत बुद्धिमानतिमात्रया ॥ ३४ ॥**

**કસરત, હાસ્ય, બોલવું કે ભાષણ કરવું, મુસાફરી, મૈથુન અને રાતના ઉજાગરા, ભલે ખૂબ ટેવાયા હોય તોપણ બુદ્ધિમાન માણસે વધુ પ્રમાણમાં તે ન સેવવા. ૩૪**

સુશ્રુત આથી વધુ જણાવે છે: 'ઊંઘ, ઉજાગરા, સૂઈ રહેવું બેસી રહેવું, ફરવું મુસાફરી, વાહન, દોડાદોડી, લંઘન કે ઉપવાસ, કૂદવું, તરવું, હસવું, ભાષણ કરવું, મૈથુન અને કસરત વગેરેની ટેવ હોય તોપણ વધુ પ્રમાણમાં તે ન સેવાય.' ૩૪

### ઉપર્યુક્ત વધુ સેવાય તો દોષ

**एतानेवंविधांश्चान्यान् योऽतिमात्रं निषेवते ।**
**गजं सिंह इवाकर्षन् सहसा स विनश्यति ॥३५॥**

**જે માણુસ એ–ઉપર જણાવેલાંને તથા એવા પ્રકારનાં બીજાં કર્મોને પણ અતિશય વધારે સેવે છે, તે હાથીને ખેંચતા સિંહની પેઠે એકદમ નાશ પામે છે. ૩૫**

પોતાની શક્તિ ઉપરાંત હરકોઈ ક્રિયા કરવાથી માણુસ માર્યો જાય છે; અર્થાત્ પોતાના શરીરને અયોગ્ય કસરત વગેરે કરવાથી, વાયુનો પ્રકોપ થતાં છેવટે મરવું જ પડે છે, આ સંબંધે મૂળમાં સિંહનું દૃષ્ટાંત આપ્યું છે, તે બંધ બેસતું છે. સિંહ ભલે બળવાન હોય છે, પરંતુ મહાપ્રચંડ શરીરવાળા હાથીને ખેંચવાનો પરિશ્રમ કરે, તો માર્યો જાય છે; વૃદ્ધવાગ્ભટે પણ આમ જ કહ્યું છે: 'કસરત, ઉજાગરા, મુસાફરી, મૈથુન, હાસ્ય તથા ભાષણ આદિનાં ગજા ઉપરાંતના સાહસોને ખેડતો માણુસ, હાથીને ખેંચતા સિંહની પેઠે, ભલે ટેવાયેલો હોય છતાં આખરે વિનાશ પામે છે.' ૩૫

### કસરતને અયોગ્ય વ્યક્તિઓ

**अतिव्यवायभाराध्वकर्मभिश्चातिकर्शिताः ।**
**क्रोधशोकभयायासैः क्लान्ता ये चापि मानवाः ॥३६॥**
**बालवृद्धप्रवाताश्च ये चोच्चैर्बहुभाषकाः ।**
**ते वर्जयेयुर्व्यायामं क्षुधितास्तृषिताश्च ये ॥३७॥**

**જે માણસો ઘણા સ્રીસંગથી, ભાર ઉપાડવાથી કે મુસાફરીઓ કરવાથી અત્યંત કૃશ થયા હોય; ક્રોધ, શોક, ભય તથા પરિશ્રમો કરીને પણ થાકયા હોય; બાળક હોય, વૃદ્ધ હોય કે પ્રબળ વાયુ ધરાવતા હોય, ખૂબ ઊંચેથી ઘણું જ બોલ્યા કરતા હોય અને ભૂખ્યા કે તરસ્યા હોય, તેઓએ કસરત છોડવી જોઈએ. ૩૬,૩૭**

સુશ્રુતે પણ કહ્યું છે: 'રક્તપિત્તના રોગીએ, કૃશ થયેલાએ, શોષના રોગીએ; શ્વાસ, ઉધરસ તથા ક્ષતના રોગીએ, જમેલાએ, સ્રીઓ ભોગવીને ક્ષીણ થયેલાએ તથા ભ્રમના રોગીએ કસરત ન કરવી.' ૩૬,૩૭

### અહિતનો ક્રમશઃ ત્યાગ અને હિતનું ક્રમશઃ સેવન

उचितादहिताद्धीमान् क्रमशो विरमेन्नरः ।
हितं क्रमेण सेवेत क्रमश्चात्रोपदिश्यते ॥ ३८ ॥

બુદ્ધિમાન માણસે ટેવ પડેલ અહિત (આહાર-વિહાર)થી અનુક્રમે અટકવું અને હિત(આહાર-વિહાર)નું અનુક્રમે સેવન કરવું; એ ક્રમ અહીં ઉપદેશાય છે. ૩૮

હિતનું સેવન અને અહિતનો પરિત્યાગ કરવા પ્રથમ કહેવાયું છે; પરંતુ એ હિતસેવન તથા અહિતપરિત્યાગ પણ ક્રમ વિના કરાય કે ક્રમ વિરુદ્ધ કરાય તો નુકસાન કરે છે, માટે તેનો ક્રમ નીચેના શ્લોકમાં કહે છે. ૩૮

### ઉપર જણાવેલ ક્રમ કયો?

प्रक्षेपापचये ताभ्यां क्रमः पादांशिको भवेत् ।
एकान्तरं ततश्चोर्ध्वं द्व्यन्तरं त्र्यन्तरं तथा ॥ ३९ ॥

હિતસેવનમાં ઉમેરો કરવામાં તથા અહિત-સેવનને ઓછું કરવામાં એ હિતપદાર્થનો ચતુર્થાંશ કે સોળમો ભાગ, તેમ જ અહિતપદાર્થનો પણ એક ચતુર્થાંશ કે સોળમો ભાગ ક્રમરૂપે હોવો જોઈએ; તેમાં પણ પ્રથમ એક દિવસનું અંતર, તે પછી બે દિવસનું અંતર અને તે પછી ત્રણ દિવસનું અંતર પાડવું. ૩૯

અર્થાત્ અહિતનો ત્યાગ કરી હિતપદાર્થનું સેવન પણ એકસામટું ન કરવું, પણ એ હિતસેવનમાં પ્રથમ એક દિવસના અંતરે એક ચતુર્થાંશ કે સોળમા ભાગે ઉમેરો કરવો; તે પછી બે દિવસના અંતરે વળી પાછો તે હિતસેવનમાં એક ચતુર્થાંશ કે સોળમા હિસ્સે વધારો કરવો; તે પછી ત્રણ દિવસના અંતરે વળી પાછો તે હિતસેવનમાં એક ચતુર્થાંશ કે સોળમા ભાગે ઉમેરો કરવો; એમ ક્રમે ક્રમે વધતા જઈ તે હિતસેવનની યોગ્ય પૂર્ણ માત્રાએ પહોંચવું; અને અહિતસેવનનો પરિપૂર્ણ ત્યાગ કરવો. એ જ પ્રમાણે અભ્યાસથી માફક આવી ગયેલ અહિતસેવન પણ અનુક્રમે ઓછું ઓછું કરતા જવું; જેમ કે પ્રથમ એક દિવસના અંતરે ચોથો ભાગ કે સોળમો ભાગ એ અહિતસેવનમાંથી ઓછો કરવો; તે પછી બે દિવસના અંતરે એ અહિતસેવન-માંથી ચોથો ભાગ કે સોળમો ભાગ ઓછો કરવો અને તે પછી ત્રણ દિવસના અંતરે એ અહિતસેવનમાંથી એક ચતુર્થાંશ કે સોળમો ભાગ ઓછો કરવો; એ ક્રમે તે અહિતસેવનનો ધીમે ધીમે ત્યાગ કરવો જોઈએ, પરંતુ એકસામટો ત્યાગ ન કરવો; કેમ કે તે અહિત-સેવનની દરરોજની ટેવ પડેલી હોવાથી એકસામટો ત્યાગ કરવા જતાં નુકસાન સહેવું પડે છે.

અહીં મૂળમાં 'पादांशिकः क्रमः'નો અર્થ એક ચતુર્થાંશનો ક્રમ એ તો સ્પષ્ટ સમજાય છે; પણ સોળમા ભાગનો ક્રમ કઈ રીતે સમજવો, તે સમજવું જરા કઠિન છે, માટે તે સ્પષ્ટ કરવા આવો સમાસ અહીં જાણવો જોઈએ; જેમ કે પ્રથમનો એક ચતુર્થાંશ; અર્થ સમજવા આમ સમાસ થાય છે કે 'पादः चतुर्थः भागः, स एव अंशः इति पादांशः'–એટલે એક ચતુર્થાંશ અને 'पादस्य चतुर्थांशस्य अंशः. चतुर्थो भागः षोडशांश इति पादांशः, तेन कृत. इति पादांशिकः' અર્થાત્ એક ચતુર્થાંશનો પણ ચોથો ભાગ એટલે જ સોળમો ભાગ; તેથી કરેલો ક્રમ 'पादांशिक' ક્રમ કહેવાય છે.

ટીકાકાર ચક્રપાણિ અહીં દૃષ્ટાંતપૂર્વક આવી સ્પષ્ટતા કરે છે: 'જેમ કે યવક નામના અપથ્ય ચોખા ખાવાની ટેવ પડી હોય ત્યારે તે છોડવા જોઈએ અને પથ્ય રાતા ચોખા ખાવાની ટેવ પાડવી જોઈએ; પરંતુ એ અપથ્યનો ત્યાગ તથા પથ્ય–સેવન આ ક્રમે કરવું: જેમ કે પહેલા દિવસે અપથ્ય–યવકના ત્રણ ભાગ ખોરાકમાં લેવા અને પથ્ય–લાલ ચોખાનો એક ભાગ તેમાં ઉમેરવો; પછી બીજા દિવસે અપથ્ય–યવકના બે ભાગ ખોરાકમાં લેવા અને પથ્ય લાલ ચોખાના પણ બે ભાગ ખોરાકમાં વધારવા; પછી ત્રીજા દિવસે પણ એ જ પ્રમાણે બે બે ભાગ બન્નેના લેવા; જેથી બીજા એક ચતુર્થાંશનો અભ્યાસ બે દિવસના અંતરવાળો થાય; પછી ચોથા દિવસે ત્રણ ભાગ પથ્યના લેવા અને અપથ્યનો એક જ ભાગ લેવો. એમ પાંચમા તથા છઠ્ઠા દિવસે પણ તે જ પ્રમાણે કરવું; જેથી ત્રીજા ભાગનો અભ્યાસ ત્રણ અંતરવાળો થાય. પછી સાતમા દિવસે તો પૂર્ણ પથ્યનો જ અભ્યાસ ચાલુ થાય; અથવા કેટલાક અહીં આવો ક્રમ પણ સમજે છે; જેમ કે પહેલા દિવસે અપથ્યના ત્રણ ભાગ અને પથ્યનો એક ભાગ લેવો; પછી બીજા દિવસે પરિપૂર્ણ અપથ્ય જ લેવું; પછી ત્રીજા દિવસે બે ભાગ પથ્યના અને બે ભાગ અપથ્યના લેવા; અને ચોથા દિવસે પણ એ જ પ્રમાણે ચાલુ રાખવું; પછી પાંચમા દિવસે પથ્યનો એક ભાગ અને અપથ્યના ત્રણ ભાગ રાખવા; એમ બે ભાગનું અંતર પડે; પછી છઠ્ઠા દિવસે પથ્યના ત્રણ ભાગ અને અપથ્યનો એક ભાગ લેવો; અને સાતમા તથા આઠમા દિવસે પણ એમ જ ચાલુ રાખવું; પછી નવમા દિવસે પાછા બે ભાગ પથ્યના અને બે ભાગ અપથ્યના લેવા;

માણુસનાં માંસ પણ સ્થિર થાય છે અને જે માણુસના શરીરના અવયવો કસરતથી કસાયા હોય, તેમ જ જેના બન્ને પગે ઉદ્વર્તન કરાતું હોય તે માણસને, જેમ હલકાં હરણિયા સિંહ પાસે આવતાં નથી, તેમ કોઈ રોગો થતા નથી. જેમ જે માણુસ ઉંમરે, રૂપથી કે ગુણોથી ઊતરતો હોય કે હલકો હોય, તે પણ જો કસરત કર્યા કરે તો સુંદર દેખાવડો બને છે; વળી કસરત કરનાર માણસ કોઈ વિરુદ્ધ ભોજન કરે, અથવા બરાબર નહિ પાકેલું કે કાચું ખાય, તોપણ તે માણસને એ નિર્દોષ થઈ બરાબર પચી જાય છે; વળી જેઓ બળવાન હોય અને સ્નિગ્ધ ભોજન કરતા હોય, તેઓને કસરત હમેશાં હિતકારી થાય છે અને તેવા લોકોને શીતકાળમાં તથા વસંતમાં તો કસરત અત્યંત હિતકારી થાય છે. ૩૨

### વ્યાયામના અતિયોગથી દોષ

**श्रमः क्लमः क्षयस्तृष्णा रक्तपित्तं प्रतामकः ।**
**अतिव्यायामतः कासो ज्वरश्छर्दिश्च जायते ॥३३॥**

**અતિશય વધુ વ્યાયામ કરવાથી શ્રમ–થાક, કલમ–ગ્લાનિ, ક્ષય, તરસ, રક્તપિત્ત, પ્રતમક નામનો શ્વાસરોગ, ઉધરસ, તાવ અને ઊલટીનો રોગ થાય છે. ૩૩**

અહીં મૂળમાં 'શ્રમ' શબ્દ લખ્યો છે, તેનો જ અર્થ 'થાક' કર્યો છે. શરીરનો થાક 'શ્રમ' કહેવાય છે અને શરીરના પરિશ્રમ વિના જ મન તથા ઇંદ્રિયોનો થાક તે 'કલમ' કહેવાય છે. સુશ્રુતે શારીર–ચોથા અધ્યાયમાં કહ્યું છે 'योऽनायास श्रमो देहे प्रवृद्धः श्वासवर्जित । क्लम स इति विज्ञेय इन्द्रियार्थप्रबाधक.। શરીરમાં પરિશ્રમ વિના જ વધેલો થાક માલૂમ પડે અને શ્વાસ કે હાંફ પણ ન હોય તે 'કલમ' કહેવાય છે; આ કલમથી ઇંદ્રિયોના વિષયો ગ્રહણ કરવા મુશ્કેલ બને છે. વળી સુશ્રુતના ચિકિત્સાસ્થાનના અધ્યાય ૨૪ માં કસરતના અતિયોગથી આ રોગો જણાવે છે: ક્ષય, તરશ, અરુચિ, ઊલટી, રક્તપિત્ત, ભ્રમ તથા કલમ; તેમ જ ઉધરસ, શોષ, તાવ અને શ્વાસ પણ ઘણી કસરત કરવાથી થાય છે. ૩૩

### વધુ પ્રમાણમાં આટલાં ન સેવાય

**व्यायामहास्यभाष्याध्वग्राम्यधर्मप्रजागरान् ।**
**नोचितानपि सेवेत बुद्धिमानतिमात्रया ॥ ३४ ॥**

**કસરત, હાસ્ય, બોલવું કે ભાષણ કરવું, મુસાફરી, મૈથુન અને રાતના ઉજાગરા, ભલે ખૂબ ટેવાયા હોય તોપણ બુદ્ધિમાન માણસે વધુ પ્રમાણમાં તે ન સેવવા. ૩૪**

સુશ્રુત આથી વધુ જણાવે છે: 'ઊંઘ, ઉજાગરા, સૂઈ રહેવું બેસી રહેવું, ફરવું મુસાફરી, વાહન, દોડાદોડી, લંઘન કે ઉપવાસ, કૂદવું, તરવું, હસવું, ભાષણ કરવું, મૈથુન અને કસરત વગેરેની ટેવ હોય તોપણ વધુ પ્રમાણમાં તે ન સેવાય.' ૩૪

### ઉપર્યુક્ત વધુ સેવાય તો દોષ

**एतानेवंविधांश्चान्यान् योऽतिमात्रं निषेवते ।**
**गजं सिंह इवाकर्षन् सहसा स विनश्यति ॥३५॥**

**જે માણસ એ–ઉપર જણાવેલાને તથા એવા પ્રકારનાં બીજાં કર્મોને પણ અતિશય વધારે સેવે છે, તે હાથીને ખેંચતા સિંહની પેઠે એકદમ નાશ પામે છે. ૩૫**

પોતાની શક્તિ ઉપરાંત હરકોઈ ક્રિયા કરવાથી માણસ માર્યો જાય છે; અર્થાત્ પોતાના શરીરને અયોગ્ય કસરત વગેરે કરવાથી, વાયુનો પ્રકોપ થતાં છેવટે મરવું જ પડે છે; આ સંબંધે મૂળમાં સિંહનું દૃષ્ટાંત આપ્યું છે, તે બંધ બેસતું છે. સિંહ ભલે બળવાન હોય છે, પરંતુ મહાપ્રચંડ શરીરવાળા હાથીને ખેંચવાનો પરિશ્રમ કરે, તો માર્યો જાય છે; વૃદ્ધવાગ્ભટે પણ આમ જ કહ્યું છે: 'કસરત, ઉજાગરા, મુસાફરી, મૈથુન, હાસ્ય તથા ભાષણ આદિનાં ગજા ઉપરાંતનાં સાહસોને ખેડતો માણસ, હાથીને ખેંચતા સિંહની પેઠે, ભલે ટેવાયેલો હોય છતાં આખરે વિનાશ પામે છે.' ૩૫

### કસરતને અયોગ્ય વ્યક્તિઓ

**अतिव्यवायभाराध्वकर्मभिश्चातिकर्शिताः ।**
**क्रोधशोकभयायासैः क्रान्ता ये चापि मानवाः ॥३६॥**
**बालवृद्धप्रवाताश्च ये चोच्चैर्बहुभाषकाः ।**
**ते वर्जयेयुर्व्यायामं क्षुधितास्तृषिताश्च ये ॥३७॥**

**જે માણસો ઘણા સ્ત્રીસંગથી, ભાર ઉપાડવાથી કે મુસાફરીઓ કરવાથી અત્યંત કૃશ થયા હોય; ક્રોધ, શોક, ભય તથા પરિશ્રમો કરીને પણ થાક્યા હોય; બાળક હોય, વૃદ્ધ હોય કે પ્રબળ વાયુ ધરાવતા હોય, ખૂબ ઊંચેથી ઘણું જ બોલ્યા કરતા હોય અને ભૂખ્યા કે તરસ્યા હોય, તેઓએ કસરત છોડવી જોઈએ. ૩૬,૩૭**

સુશ્રુતે પણ કહ્યું છે: 'રક્તપિત્તના રોગીએ, કૃશ થયેલાએ, શોષના રોગીએ; શ્વાસ, ઉધરસ તથા ક્ષતના રોગીએ, જમેલાએ, સ્ત્રીઓ ભોગવીને ક્ષીણ થયેલાએ તથા ભ્રમના રોગીએ કસરત ન કરવી.' ૩૬,૩૭

## અહિતનો ક્રમશઃ ત્યાગ અને હિતનું ક્રમશઃ સેવન

उचितादहिताद्धीमान् क्रमशो विरमेन्नरः ।
हितं क्रमेण सेवेत क्रमश्चात्रोपदिश्यते ॥ ३८ ॥

બુદ્ધિમાન માણસે ટેવ પડેલ અહિત (આહાર-વિહાર)થી અનુક્રમે અટકવું અને હિત(આહાર-વિહાર)નું અનુક્રમે સેવન કરવું; એ ક્રમ અહીં ઉપદેશાય છે. ૩૮

હિતનું સેવન અને અહિતનો પરિત્યાગ કરવા પ્રથમ કહેવાયું છે; પરંતુ એ હિતસેવન તથા અહિતપરિત્યાગ પણ ક્રમ વિના કરાય કે ક્રમ વિરુદ્ધ કરાય તો નુકસાન કરે છે, માટે તેનો ક્રમ નીચેના શ્લોકમાં કહે છે. ૩૮

## ઉપર જણાવેલ ક્રમ કયો?

प्रक्षेपापचये ताभ्यां क्रमः पादांशिको भवेत् ।
एकान्तरं ततश्चोर्ध्वं द्व्यन्तरं त्र्यन्तरं तथा ॥ ३९ ॥

હિતસેવનમાં ઉમેરો કરવામાં તથા અહિતસેવનને ઓછું કરવામાં એ હિતપદાર્થનો ચતુર્થાંશ કે સોળમો ભાગ, તેમ જ અહિતપદાર્થનો પણ એક ચતુર્થાંશ કે સોળમો ભાગ ક્રમરૂપે હોવો જોઈએ; તેમાં પણ પ્રથમ એક દિવસનું અંતર, તે પછી બે દિવસનું અંતર અને તે પછી ત્રણ દિવસનું અંતર પાડવું. ૩૯

અર્થાત્ અહિતનો ત્યાગ કરી હિતપદાર્થનું સેવન પણ એકસામટું ન કરવું, પણ એ હિતસેવનમાં પ્રથમ એક દિવસના અંતરે એક ચતુર્થાંશ કે સોળમા ભાગે ઉમેરો કરવો; તે પછી બે દિવસના અંતરે વળી પાછો તે હિતસેવનમાં એક ચતુર્થાંશ કે સોળમા હિસ્સે વધારો કરવો; તે પછી ત્રણ દિવસના અંતરે વળી પાછો તે હિતસેવનમાં એક ચતુર્થાંશ કે સોળમા ભાગે ઉમેરો કરવો; એમ ક્રમે ક્રમે વધતા જઈ તે હિતસેવનની યોગ્ય પૂર્ણ માત્રાએ પહોંચવું; અને અહિતસેવનનો પરિપૂર્ણ ત્યાગ કરવો. એ જ પ્રમાણે અભ્યાસથી માફક આવી ગયેલ અહિતસેવન પણ અનુક્રમે ઓછું ઓછું કરતા જવું; જેમ કે પ્રથમ એક દિવસના અંતરે ચોથો ભાગ કે સોળમો ભાગ એ અહિતસેવનમાંથી ઓછો કરવો; તે પછી બે દિવસના અંતરે એ અહિતસેવનમાંથી ચોથો ભાગ કે સોળમો ભાગ ઓછો કરવો અને તે પછી ત્રણ દિવસના અંતરે એ અહિતસેવનમાંથી એક ચતુર્થાંશ કે સોળમો ભાગ ઓછો કરવો; એ ક્રમે તે અહિતસેવનનો ધીમે ધીમે ત્યાગ કરવો જોઈએ, પરંતુ એકસામટો ત્યાગ ન કરવો; કેમ કે તે અહિતસેવનની દરરોજની ટેવ પડેલી હોવાથી એકસામટો ત્યાગ કરવા જતાં નુકસાન સહેવું પડે છે.

અહીં મૂળમાં 'पादांशिकः क्रमः'નો અર્થ એક ચતુર્થાંશનો ક્રમ એ તો સ્પષ્ટ સમજાય છે; પણ સોળમા ભાગનો ક્રમ કઈ રીતે સમજવો, તે સમજવું જરા કઠિન છે, માટે તે સ્પષ્ટ કરવા આવો સમાસ અહીં જાણવો જોઈએ; જેમ કે પ્રથમનો એક ચતુર્થાંશ; અર્થ સમજવા આમ સમાસ થાય છે કે 'पादः चतुर्थः भागः, स एव अंशः इति पादांशः'–એટલે એક ચતુર્થાંશ અને 'पादस्य चतुर्थांशस्य अंशः- चतुर्थो भागः षोडशांश इति पादांशः, तेन कृत. इति पादांशिकः' અર્થાત્ એક ચતુર્થાંશનો પણ ચોથો ભાગ એટલે જ સોળમો ભાગ; તેથી કરેલો ક્રમ 'पादांशिक' ક્રમ કહેવાય છે.

ટીકાકાર ચક્રપાણિ અહીં દૃષ્ટાંતપૂર્વક આવી સ્પષ્ટતા કરે છે: 'જેમ કે યવક નામના અપથ્ય ચોખા ખાવાની ટેવ પડી હોય ત્યારે તે છોડવા જોઈએ અને પથ્ય રાતા ચોખા ખાવાની ટેવ પાડવી જોઈએ; પરંતુ એ અપથ્યનો ત્યાગ તથા પથ્ય–સેવન આ ક્રમે કરવું: જેમ કે પહેલા દિવસે અપથ્ય–યવકના ત્રણ ભાગ ખોરાકમાં લેવા અને પથ્ય–લાલ ચોખાનો એક ભાગ તેમાં ઉમેરવો; પછી બીજા દિવસે અપથ્ય–યવકના બે ભાગ ખોરાકમાં લેવા અને પથ્ય લાલ ચોખાના પણ બે ભાગ ખોરાકમાં વધારવા; પછી ત્રીજા દિવસે પણ એ જ પ્રમાણે બે બે ભાગ બન્નેના લેવા; જેથી બીજા એક ચતુર્થાંશનો અભ્યાસ બે દિવસના અંતરવાળો થાય; પછી ચોથા દિવસે ત્રણ ભાગ પથ્યના લેવા અને અપથ્યનો એક જ ભાગ લેવો. એમ પાંચમા તથા છઠ્ઠા દિવસે પણ તે જ પ્રમાણે કરવું; જેથી ત્રીજા ભાગનો અભ્યાસ ત્રણ અંતરવાળો થાય. પછી સાતમા દિવસે તો પૂર્ણ પથ્યનો જ અભ્યાસ ચાલુ થાય; અથવા કેટલાક અહીં આવો ક્રમ પણ સમજે છે; જેમ કે પહેલા દિવસે અપથ્યના ત્રણ ભાગ અને પથ્યનો એક ભાગ લેવો; પછી બીજા દિવસે પરિપૂર્ણ અપથ્ય જ લેવું; પછી ત્રીજા દિવસે બે ભાગ પથ્યના અને બે ભાગ અપથ્યના લેવા; અને ચોથા દિવસે પણ એ જ પ્રમાણે ચાલુ રાખવું; પછી પાંચમા દિવસે પથ્યનો એક ભાગ અને અપથ્યના ત્રણ ભાગ રાખવા; એમ બે ભાગનું અંતર પડે; પછી છઠ્ઠા દિવસે પથ્યના ત્રણ ભાગ અને અપથ્યનો એક ભાગ લેવો; અને સાતમા તથા આઠમા દિવસે પણ એમ જ ચાલુ રાખવું; પછી નવમા દિવસે પાછા બે ભાગ પથ્યના અને બે ભાગ અપથ્યના લેવા;

જેથી એમ ત્રણ દિવસો વચ્ચે અંતર કરેલા થાય; પછી દશમા દિવસે પરિપૂર્ણ કેવળ પથ્ય જ લેવું અને અગિયારમા તથા બારમા દિવસે પણ એમ જ પરિપૂર્ણ ચાલુ રાખવું; પછી ચૌદમા દિવસે પણ ત્રણ ભાગ પથ્યના લેવા અને એક ભાગ અપથ્યનો લેવો; જેથી એમ ચારનું અંતર પણ મૂળમા જણાવેલ 'तथा' શબ્દથી સૂચિત સમજી કરવું જોઈએ; પછી પંદરમા દિવસથી માંડી કાયમ પૂર્ણ પથ્યસેવન ચાલુ કરી શકાય છે. આવા ક્રમપૂર્વકનું પથ્ય તથા અપથ્ય સેવવા અને સજવા ધ્યાન આપવુ જોઈએ. અહીં આ અપથ્ય-ત્યાગ તથા પથ્ય-સ્વીકારના ક્રમ સંબંધે જુદા જુદા મતો જોવા મળે છે; પરંતુ તે દરેકનો ભાવ તો કેવળ એ જ છે કે, અપથ્યત્યાગ ક્રમે ક્રમે કરવો અને પથ્યસ્વીકાર પણ ક્રમે ક્રમે જ કરવો જોઈએ; નહિ કે તેમાં ઉતાવળ કરી સામટો ત્યાગ કે સામટો સ્વીકાર કરવો; એ જ દરેકનું લક્ષ્ય છે. ૩૯

### એમ ક્રમપૂર્વકના અહિતત્યાગ તથા હિતસ્વીકારથી થતા ફાયદા

**क्रमेणापचिता दोषाः क्रमेणोपचिता गुणाः ।
सन्तो यान्त्यपुनर्भावमप्रकम्प्या भवन्ति च ॥४०॥**

**એવા ક્રમે ઓછા કરાયેલા દોષો ફરી ઉત્પન્ન થતા નથી; અને એવા ક્રમે જ વધારેલા ગુણો પણ અપ્રકમ્પ્ય અથવા લાંબા કાળ સુધી સ્થિર થાય છે. ૪૦**

એમ ટેવાયેલાં દોષજનક અપથ્યો અનુક્રમે ઓછાં થતાં ફરી થવા જ પામતાં નથી; પરંતુ ક્રમ વિના જ એકસામટાં તે અપથ્ય છોડવા જતાં ઊલટા રોગો ઉત્પન્ન થાય છે, તે સંબંધે કહેવાયું છે કે, 'असात्म्यजा हि रोगाः स्युः सहसा त्यागशीलनात्। ટેવાયેલાં અપથ્યોને એકદમ ત્યજવાનું વર્તન કરવાથી એ અસાત્મ્ય કે શરીરને અહિતકારી થતાં તેથી રોગો ઉત્પન્ન થાય છે.' તેમ જ પથ્યસેવન પણ અનુક્રમે કરવાથી થતા ગુણો લાંબા કાળ સુધી ટકે તેવા થાય છે; કેમ કે પથ્ય પણ ક્રમ વિના એકસામટું કે એકાએક સેવાય, તો તેથીયે અરુચિ તથા અગ્નિનાશ આદિ દોષો જ ઉત્પન્ન થાય છે; માટે જ અહિતનો ત્યાગ તથા હિતનો સ્વીકાર પણ પૂર્વોક્ત ક્રમે જ કરવો જરૂરી છે. ૪૦

### ભિન્ન ભિન્ન માનવપ્રકૃતિઓ

**समपित्तानिलकफाः केचिद्गर्भादि मानवाः ।
दृश्यन्ते वातलाः केचित्पित्तलाः श्लेष्मलास्तथा ॥४१॥**

**કેટલાક માણસો ગર્ભથી (માંડીને જ) સમપિત્ત, સમવાત તથા સમકફ(યુક્ત) દેખાય છે; ત્યારે કેટલાક માણસો ગર્ભથી (માંડીને) જ વાતાધિક, પિત્તાધિક તથા કફાધિક જોવામાં આવે છે.**

હવે અહીંથી જુદી જુદી પ્રકૃતિને અનુસરી સ્વસ્થવિધિ કહેવાની શરૂઆત કરી છે; તેમાં પ્રથમ તો માણસોની તે તે જુદી જુદી પ્રકૃતિ કહેવી જરૂરી હોવાથી તે અહીં કહે છે: કેટલાક માણસો ગર્ભવાસથી માંડીને એટલે કે ગર્ભમાં વીર્ય, રુધિર તથા જીવનો સંબંધ થાય, ત્યારથી માંડીને સમાન પ્રકૃતિવાળા થતા દેખાય છે. ચરકે શારીરસ્થાનના ચોથા અધ્યાયમાં વીર્ય, રુધિર તથા જીવનો માતાના ઉદરમાં સંબંધ થાય ત્યારે 'ગર્ભ' સંજ્ઞા જણાવી છે. એ ગર્ભમાંથી જ કેટલાક સમપ્રકૃતિ અથવા સમધાતુવાળા દેખાય છે; અહીં શ્લોકમાં ત્રણ દોષોમાંથી પિત્તને પહેલું મૂક્યું છે, તે કેવળ કાવ્યની અનુકૂળતા માટે જ પ્રથમ મૂકેલ છે; અથવા શરીરમાં પિત્ત સમાન જઠરાગ્નિનું જ પ્રાધાન્ય દર્શાવવા 'पित्त'ને પહેલું મૂક્યું છે; અથવા પ્રકૃતિના આરંભમાં પિત્ત જ મુખ્ય છે, વાયુની પ્રધાનતા છે જ નહિ; કેમ કે વાતપ્રકૃતિ મનુષ્ય તો બધી રીતે ઊતરતો જ છે, એમ દર્શાવવા માટે પણ 'पित्त'ને પહેલું મૂક્યું છે. એમ ગર્ભથી આરંભી (એક) સમપ્રકૃતિ માણસો દેખાય છે, તે જ પ્રમાણે ગર્ભથી આરંભી ત્રણ-વાતાધિક, પિત્તાધિક તથા કફાધિક પણ જોવામાં આવે છે; એમ એકંદર (ચાર) પ્રકૃતિઓ ઉપરાંત પાંચમી 'संसृष्ट' અથવા દ્વંદ્વજ પ્રકૃતિ પણ અહીં સમજાય છે; અર્થાત્ વાતપિત્તલ, વાતશ્લેષ્મલ અને પિત્તશ્લેષ્મલ એવી બીજી ત્રણ દ્વંદ્વજ પ્રકૃતિઓ પણ ગ્રહણ કરાય છે, તેથી ગર્ભથી માંડીને સાત પ્રકૃતિનાં માણસો જોવામાં આવે છે, એમ અહીં જણાવે છે; આ સંબંધે આ ગ્રંથના જ વિમાનસ્થાનમાં ૮ મા અધ્યાયમાં કહેશે કે, 'ગર્ભવાસમાં બંધાતું પ્રાણીનું શરીર પિતાના વીર્યની તથા માતાના રુધિરની પ્રકૃતિને અનુસરે છે; તેમ જ કાળની તથા ગર્ભાશયની પ્રકૃતિને, માતાના આહાર-વિહારની પ્રકૃતિને તથા મહાભૂતોના વિકારની પ્રકૃતિની પણ અપેક્ષા રાખે છે; એટલે કે આ પ્રકૃતિઓ જે જે અધિક અથવા સમદોષના સંબંધવાળી હોય છે, તે તે દોષથી ગર્ભ પણ સંબંધ પામે છે; એટલે કે તે તે દોષ-પ્રકૃતિ, છેક ગર્ભમાંથી જ માણસોને લાગુ થયેલી હોય છે; એ કારણે કેટલાક લોકો પ્રકૃતિથી વાતલ, કેટલાક પ્રકૃતિથી પિત્તલ, કેટલાક પ્રકૃતિથી શ્લેષ્મલ હોય છે; ત્યારે કેટલાક લોકો સંસૃષ્ટ કે દ્વંદ્વજ-પ્રકૃતિ અને કેટલાક લોકો સમધાતુ-પ્રકૃતિ હોય છે. 'એકંદર પિતાનું વીર્ય, માતાનું રુધિર તથા ગર્ભાશયના સંબંધ કાળમાં

તેમ જ માતાના આહારવિહારમાં જે કોઈ એક અથવા અનેક દોષ વધુ પ્રમાણમાં અધિક હોય, તેને અનુસરી માણસની પ્રકૃતિ, છેક ગર્ભથી માંડી મરણ સુધીની થઈ રહે છે; એટલે જ પ્રાકૃત વાતલ આદિ લોકોનાં શરીરને ઝેરની વેલીમા જન્મેલા કીડાને જેમ ઝેરથી હરકત થતી નથી, તે જ પ્રમાણે કોઈ દોષની હરકત કે બાધા થતી નથી. આ વાત સુશ્રુતે આમ લખી છે: 'જેમ ઝેરમાં જન્મેલો કીડો ઝેરથી મરી જતો નથી. તે જ પ્રમાણે જે પ્રકૃતિથી માણસ જન્મ્યો હોય, તે પ્રકૃતિ તેને હરકત કરતી નથી.' (જુઓ સુશ્રુત, શારીર-અ. ૪) અહીં જણાવેલ સમધાતુ-પ્રકૃતિ આદિનાં લક્ષણો વિમાનસ્થાનના રોગભિષગ્જિતીય નામના ૮મા અધ્યાયમાં કહેવાશે. ૪૧

## પૂર્વોક્ત પ્રકૃતિઓમાં સ્વસ્થ તથા અસ્વસ્થ કોણ?

**तेषामनातुराः पूर्वे वातलाद्याः सदाऽऽतुराः ।**
**दोषानुशयिता ह्येषां देहप्रकृतिरुच्यते ॥ ४२ ॥**

**એમાંના પહેલા (ત્રણ) અનાતુર એટલે સ્વસ્થ છે; અને વાતલ આદિ (ત્રણ) સર્વકાળ આતુર એટલે અસ્વસ્થ કે રોગી છે; કેમ કે એ વાતલ આદિની દેહપ્રકૃતિ (જન્મથી જ અધિક વાતાદિ) દોષથી અનુસરાયેલી કહેવાય છે. ૪૨**

પૂર્વોક્ત નવ પ્રકૃતિઓવાળા મનુષ્યોમાં પહેલા ત્રણ એટલે સમપિત્ત, સમવાત અને સમકફ એ ત્રણ પ્રકૃતિઓવાળા માણસોની ધાતુઓ સમ હોવાથી તેઓ સ્વસ્થ કહેવાય છે. અહીં 'धातुसाम्यं प्रकृतिः, प्रकृतिश्च आरोग्यम्। ધાતુઓની સમાનતાને પ્રકૃતિ જાણવી અને એ પ્રકૃતિ તે જ આરોગ્ય છે.' અહીં જલ્પકલ્પતરુ ટીકાકાર જણાવે છે કે, આ સમપિત્ત આદિ ત્રણ પ્રકૃતિઓવાળાને 'અનાતુર' કહ્યા છે, તેથી એમ જણાવવા માગે છે કે, તેઓ શરીરના વ્યાધિઓથી રહિત હોઈ ને જ સ્વસ્થ છે, પરંતુ હરકોઈ વ્યાધિઓથી રહિત તેઓ પણ હોતા નથી; કેમ કે માનસ વ્યાધિઓ તો તેઓને પણ હોય જ છે; આ જ કારણે સુશ્રુતે પણ કહ્યું છે કે, 'समदोषः समाग्निश्च समधातुमलक्रियः। प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते। જેના દોષ, અગ્નિ, ધાતુઓ તથા મળક્રિયા સમ-એકસરખાં હોય, તેમ જ જેનો આત્મા, ઇંદ્રિયો તથા મન પ્રસન્ન હોય. તે સ્વસ્થ કહેવાય છે.' (આવું સ્વાસ્થ્ય તો અહીં જણાવેલ સમપ્રકૃતિઓમાં પણ હોતું નથી; એમ સમજાય છે.) પરંતુ વાતલ આદિ ત્રણ પ્રકૃતિઓવાળા અને સંસૃષ્ટ કે દ્વંદ્વજ પ્રકૃતિઓવાળા તો ખાસ કરીને કાયમી આતુર કે રોગી જ કહેવાય છે; જોકે ઉપલક તેઓ સ્વસ્થ જણાય છે, પરંતુ વસ્તુતઃ તેઓ હંમેશના રોગી જ છે; કેમ કે તેઓની શરીર પ્રકૃતિ વાતાદિ કોઈ પણ દોષના પ્રકોપથી જ યુક્ત રહે છે. ટીકાકાર ચક્રપાણિ કહે છે કે, આ વાતલ આદિ લોકોમાં મુખ્ય સ્વાસ્થ્ય હોતું જ નથી; માત્ર તેઓમાં ઉપચાર-સ્વાસ્થ્ય એટલે ઉપલક અથવા કહેવા પૂરતું જ સ્વાસ્થ્ય જણાય છે. ટીકાકાર યોગીંદ્રનાથ સેન અહીં આમ શંકા-સમાધાન લખે છે: 'વાતલ આદિ પ્રકૃતિવાળા લોકો વાતાદિ પ્રકૃતિને તો ધરાવે જ છે, છતાં તેઓ આતુર કે રોગી કેમ કહેવાય? કેમ કે તેઓમાં વાતાદિ એ પ્રકૃતિરૂપ જ થયેલા હોય છે, અને પ્રકૃતિ એ આરોગ્ય જ છે!' આવી શંકાનું સમાધાન અમે કહીએ છીએ કે, 'વાતલ આદિ લોકો વાતાદિ પ્રકૃતિવાળા કહેવાય જ નહિ; તેઓમાં તો દોષો વિકૃત સ્વરૂપમાં જ રહેલા હોય છે, તેથી એ દોષો પોતાની મૂળ પ્રકૃતિમાં રહેલા ગણાય જ નહિ, તેથી જ તેઓ વાતપ્રકૃતિ કહેવાતા નથી; તેઓમાં તો તે તે દોષો અધિક પ્રમાણમાં જ રહેલા હોય છે, તેથી તેઓની તે તે દોષપ્રકૃતિ જ કહેવાય છે; એટલે તે તે દોષ, તેઓમાં ઉલ્બણ અથવા અધિકપણે કાયમ રહેતો હોવાથી તેઓની ધાતુઓ વિષમ રહેતી હોવાથી તેઓ કાયમી આતુર-અસ્વસ્થ કે રોગી જ છે; તેઓ વસ્તુતઃ અપ્રકૃતિસ્થ જ છે; તેથી તેઓમાં ગુણમિશ્ર વિકાર કરતાં ક્ષુધા-તૃષા આદિની પેઠે જ કેવળ કહેવા પૂરતો જ આરોગ્યનો વ્યવહાર કરાય છે. ૪૨

## પૂર્વોક્ત પ્રકૃતિઓને હિતકારી વિધિ

**विपरीतगुणस्तेषां स्वस्थवृत्तेर्विधिर्हितः ।**
**समसर्वरसं सात्म्यं समधातोः प्रशस्यते ॥ ४३ ॥**

**એ વાતલ આદિ (દોષાધિક) પ્રકૃતિવાળા (વિષમ ધાતુયુક્ત) લોકોને સ્વસ્થ વૃત્તિવાળાથી વિપરીત ગુણવાળી જ વિધિ (એટલે અન્નપાનાદિનો ઉપયોગ) હિતકારી થાય છે; અને સમધાતુવાળા-સમપ્રકૃતિ મનુષ્યને, જેમાં બધા રસો સરખા હોય એવું જ સાત્મ્ય (તેની પ્રકૃતિને અનુકૂળ હોઈ) ઉત્તમ ગણાય છે. ૪૩**

વાતાધિક આદિ પ્રકૃતિવાળા લોકો ખરી રીતે સ્વસ્થ નથી જ; કેમ કે તેઓમાં તે તે એક એક દોષની ઉલ્બણતા કે અધિકતા હોય જ છે, એ જ કારણે તેઓ માટે તેઓના તે તે ઉલ્બણ દોષોને માફક હોય એવો અન્નપાનાદિનો ઉપયોગ તેઓને હિતકારી થાય છે; પરંતુ સ્વસ્થને અનુકૂળ આહારવિહાર, તેઓના દોષોને માફક ન જ આવે, તેથી જ અહીં સ્વસ્થવૃત્તિથી વિપરીત ગુણવાળા આહારાદિને

હિતકારી જણાવે છે; પરંતુ સમવાતાદિ-સમધાતુવાળા-ઓને માટે તો સર્વ રસોની સમાનતાવાળા જ આહારાદિ હિતકારી થાય છે, એમ આ ગ્રંથના વિમાનસ્થાનના પહેલા અધ્યાયમાં પણ કહેશે. અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાન ૧૦ મા અધ્યાયમાં પણ આમ જ કહ્યું છે. ૪૩

## સ્વાસ્થ્યપ્રતિબંધક મલસંચય

द्वे अधः सप्त शिरसि खानि स्वेदवहानि च ।
मलायनानि बाध्यन्ते दुष्टैर्मात्राधिकैर्मलैः ॥ ४४ ॥

બે નીચેનાં, સાત મસ્તકનાં તથા પરસેવો વહેનાં (રુવાંટાંનાં) છિદ્રો-એ મળમાર્ગો પ્રમાણથી અધિક થઈને કોપેલા મળોથી બાધિત થાય છે-એટલે કે રોગોથી વિકૃત બને છે. ૪૪

નીચેનાં બે છિદ્રો-ગુદા તથા લિંગ-ઉપસ્થ સમજવાં; માથાનાં સાત છિદ્રો-બે આંખ, બે કાન, બે નાક તથા મોઢું જાણવાં; અને પરસેવો વહેતાં છિદ્રો અથવા રોમકૂપ કે રુવાંટાનાં છિદ્રો તો આખા શરીરમાં રહ્યાં છે; એ મળના માર્ગો છે. તેઓમાં દોષો કોપે છે કે મળો વધે છે, ત્યારે તેઓમાં રોગો ઉત્પન્ન થાય છે. અષ્ટાંગહૃદય-સૂત્રસ્થાન-૧૧ મા અધ્યાયમાં પણ આમ જ કહ્યું છે કે, 'રસોના મિથ્યાયોગ કે અતિયોગથી કોપેલા દોષો ધાતુઓને ખરાબ કરે છે અને પછી તે દોષો અને ધાતુઓ-બન્ને મળોને ખરાબ કરે છે; જેથી નીચેનાં બે છિદ્રો, માથાનાં સાત છિદ્રો, તથા પરસેવો વહેતાં બધાં રુવાંટાંનાં છિદ્રોથી મળમાર્ગોમાં મળો વધે છે, અને તેજ કારણે તેઓમાં તે તે મલસંચય પ્રમાણે રોગો થાય છે.' ૪૪

## મળની ક્ષય-વૃદ્ધિનું લક્ષણ

मलवृद्धिं गुरुत्वेन लाघवान्मलसंक्षयम् ।
मलायनानां बुध्येत सङ्गोत्सर्गादतीव च ॥ ४५ ॥

મળમાર્ગોના ભારેપણાથી મળોની વૃદ્ધિ અને હલકાપણાથી મળોનો ક્ષય જાણવો; (ઉપરાંત) મળોના અત્યંત અટકવાથી (એટલે તદ્દન અપ્રવૃત્તિથી) મળોનો ક્ષય અને અત્યંત ઉત્સર્ગ (એટલે બહુ પ્રવર્તન)થી મળોની વૃદ્ધિ જાણવી. ૪૫

[illegible]

બંધ થાય તો જાણવું કે મળોનો ક્ષય એટલે પોતાના પ્રમાણથી ઘટાડો થયો છે, એમ સમજવું; પરંતુ ચરકોપસ્કાર ટીકાના કર્તા યોગીન્દ્રનાથસેન આ શ્લોક પર આવી ટીકા લખે છે: 'મળમાર્ગોના ભારેપણાથી તેમ જ મળોની અત્યંત અપ્રવૃત્તિથી કે અટકાવથી મળની વૃદ્ધિ જાણવી; તેમ જ મળમાર્ગોના હલકાપણાથી તથા મળોની ખૂબ જ પ્રવૃત્તિથી એટલે ઘણા વધારે બહાર નીકળવાથી જાણવું કે મળોનો ઘટાડો થયો છે; વૃદ્ધ વાગ્ભટ પણ અષ્ટાંગસંગ્રહમાં આમ જ લખે છે: 'मलानां शक्तिसङ्गोत्सर्गाभ्यां च तद्वृद्धिक्षयौ' (અષ્ટાંગસંગ્રહ-સૂત્ર ૧૯ અ.) મળોનો ખૂબ જ સંગ કે અટકાવ થાય, તે ઉપરથી મળોની વૃદ્ધિ અને મળો ખૂબ જ વહેતા કે બહાર નીકળવા લાગે તે ઉપરથી મળોનો ક્ષય જાણવો. 'અર્થાત્ શરીરમાંથી મળ જોઈતા પ્રમાણમાં જો બહાર જ ન નીકળે તો એમ સમજવું જોઈએ કે મળો ખૂબ વધી જઈને જામી ગયા છે, જેથી ખૂબ ગંઠાઈ જઈ અટકી ગયા છે; પરંતુ મળ જો ખૂબ વધુ પ્રમાણમાં બહાર આવ્યા કરે, તો સમજવું કે શરીરમાં મળ જે પ્રમાણમાં જોઈએ તે પ્રમાણથી ઓછા થયા છે; નહિ તો એકદમ વધુ બહાર નીકળે જ નહિ.'

જલ્પકલ્પતરુ ટીકાકાર અહીં વધુ આમ પણ જણાવે છે કે, અહીં 'मल' શબ્દથી વાતાદિ દોષો તથા મૂત્રાદિ મળ પણ સમજવા જોઈએ. વળી અહીં મૂળમાં છેલ્લા ચરણમાં 'च' મૂક્યો છે, તે એમ પણ સૂચવે છે કે, 'મળની ખૂબ અધિકતા કે ખૂબ ઘટાડો જો ન જણાય તો સમજવું, કે મળનું સામ્ય છે, એટલે કે શરીરમાં જે પ્રમાણમાં જોઈએ તે પ્રમાણમાં જ મળો રહ્યા છે.'

## મળની ક્ષય-વૃદ્ધિ જાણવાનું પ્રયોજન

मलोर्मिवृद्धिक्षयकृतान् व्याधीन् साध्यानुपाचरेत् ।
व्याधिहेतुप्रतिद्वन्द्वैर्मात्राकालौ विचारयन् ॥ ४६ ॥

દોષોનાં લક્ષણો કે ચિહ્નો ઉપરથી એ મળવૃદ્ધિથી થયેલા તથા મળક્ષયથી થયેલા રોગોને જાણી લઈ, તેઓમાંના જે સાધ્ય હોય, તેઓની એ રોગનાં તથા તેઓનાં નિદાનોનાં પ્રતિદ્વંદ્વ કે પ્રતિપક્ષી ઔષધો દ્વારા માત્રા તથા કાળનો વિચાર કરી બરાબર ચિકિત્સા કરવી. ૪૬

[illegible]

કે નહિ તે પણ જો જણાય તો તે પછી એ રોગથી તથા તેઓનાં નિદાનોથી વિરુદ્ધ ગુણ, વીર્ય, વિપાક તથા પ્રભાવ ધરાવતાં તેમ જ વિરુદ્ધ જ કામ કરતાં ઔષધોનો યોગ્ય માત્રાએ તથા યોગ્ય સમયે ઉપયોગ કરી જાણતા વૈદ્યે, એ રોગોનો તે ઔષધો દ્વારા ઉપચાર કરવો. ૪૬

### સ્વસ્થ વર્તનમાં તત્પર રહેવાનું પ્રયોજન

**विषमस्वस्थवृत्तानामेते रोगास्तथाऽपरे ।**
**जायन्तेऽनातुरस्तस्मात्स्वस्थवृत्तपरो भवेत् ॥ ४७ ॥**

**જેઓનું વર્તન, સ્વસ્થનાં વર્તનથી ઊલટું હોય, તેઓને એ મલવૃદ્ધિજન્ય કે મલક્ષયજન્ય રોગો; તેમ જ બીજા મલસંચયજન્ય રોગો પણ થાય છે; માટે રોગરહિત મનુષ્યે (રોગની ઉત્પત્તિ થયા પહેલાં જ સદા) સ્વસ્થના વર્તનમાં તત્પર રહેવું જોઈએ. ૪૭**

સ્વસ્થનાં વર્તન બરાબર આચર્યાં હોય, તો એકંદર કોઈ પણ રોગો થતા નથી; કારણ કે સ્વસ્થનું વર્તન જ ધાતુઓની સમાનતા રાખ્યા કરનાર હોય છે, એ ભાવ આ શ્લોકમાં જણાવ્યો છે; સાથે અહીં એ પણ જણાવી દીધું છે કે રોગોની ઉત્પત્તિ ત્રણ નિદાનોથી થાય છે: મલવૃદ્ધિથી, મલક્ષયથી તથા મલસંચયથી; એ ત્રણે નિદાનો ઉપસ્થિત જ ન થાય અને સર્વ કાળ મલસામ્ય જ રહ્યા કરે, જેથી કાયમી નીરોગીપણું જળવાય, તે માટે જ સ્વસ્થવૃત્ત કે સ્વસ્થચર્યાને અનુસરીને જ વર્તવું જોઈએ; અહીં જલ્પકલ્પતરુ ટીકામાં રોગોને મલવૃદ્ધિજન્ય, મલક્ષયજન્ય તથા આગંતુજ, એમ ત્રણ પ્રકારે કહ્યા છે; જ્યારે યોગીંદ્રનાથસેને અહીં મલવૃદ્ધિકૃત અને બીજા મલસંચયકૃત એમ બે પ્રકારના રોગો કહ્યા છે અને તેમાં મલસંચયકૃત રોગોને અતિસ્થૌલ્ય આદિરૂપે જણાવ્યા છે; ઉપરાંત 'સ્વસ્થવૃત્ત' નો અર્થ અહીં 'સંશોધન'રૂપે સૂચિત કર્યો છે અને તેમાં વૃદ્ધવાગ્ભટના અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૫મા અધ્યાયના શ્લોકો પણ ટાંકી બતાવ્યા છે. ટીકાકાર ચક્રપાણિ, 'अनातुर'એ શબ્દમાંથી આ અભિપ્રાય પ્રદર્શિત કરે છે, કે હરકોઈ વ્યક્તિએ રોગીપણું પ્રાપ્ત થાય તે પહેલાં જ ભવિષ્યની રોગિષ્ઠ સ્થિતિ અટકાવવા માટે સ્વસ્થ વર્તનમાં તત્પર રહેવા અહીં શિખામણ આપી છે.' આ ઉપરથી એક હિંદી ટીકાકારે અહીં આ ન્યાય પણ લખી જણાવ્યો છે કે, 'प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम्। કાદવમાં પડી કાદવ ધોવો, તેના કરતાં પ્રથમથી જ કાદવમાં ન પડવું, એ જ ઉત્તમ ગણાય છે.' એ ન્યાય પ્રમાણે સ્વસ્થ વર્તનથી વિપરીત વર્તી રોગી થવું અને તે પછી ચિકિત્સા દ્વારા રોગો દૂર કરવા, તેના કરતાં રોગની ઉત્પત્તિ જ ન થવા દેવી અને કાયમ નીરોગી સ્થિતિ જળવાય, તે માટે સ્વસ્થ-વર્તનમાં જ તત્પર રહ્યા કરવું, એ જ ઉત્તમ છે. ૪૭

### સ્વસ્થ વર્તનમાં ત્રણ ત્રણ માસના અંતરે સંશોધન જરૂરી

**माधवप्रथमे मासि नभस्यप्रथमे पुनः ।**
**सहस्यप्रथमे चैव हारयेद्दोषसंचयम् ॥ ४८ ॥**

**વૈશાખથી પહેલા ચૈત્ર માસમાં, ભાદરવાથી પહેલા શ્રાવણમાં અને પોષથી પહેલા માગશર મહિનામાં (સ્વસ્થ મનુષ્યે પણ સંશોધનથી) અવશ્ય દોષસંચય દૂર કરવા જોઈએ. ૪૮**

અર્થાત્ હેમંતમાં થયેલ કફનો સંચય ચૈત્રમાં, ગ્રીષ્મમાં થયેલ વાયુસંચય શ્રાવણમાં અને વર્ષામાં થયેલ પિત્તસંચય માગશરમાં સંશોધન દ્વારા દૂર કરવા. અહીં સંશોધનને ઉદ્દેશી જે ઋતુક્રમ વિમાનસ્થાનના રોગભિષગ્જિતીય નામના ૮મા અધ્યાયમાં કહેવાશે, તે જ લેવો જરૂરી છે; એટલે કે સંશોધનને ઉદ્દેશી ફાગણ અને ચૈત્રને વસંત; આષાઢ તથા શ્રાવણને પ્રાવૃષ્ અને કાર્તિક તથા માગશરને શરદઋતુ ગણવી. આ વાત દૃઢબલે પણ વમન–વિરેચન–વ્યાપત્સિદ્ધિમાં કહી છે; (તે માટે જુઓ–ચરક–સિદ્ધિસ્થાન, અ. ૬) એ ઋતુ અનુસાર ચૈત્ર, શ્રાવણ, તથા માર્ગશીર્ષ, એ સાધારણ માસમાં અનુક્રમે વમનથી કફને, નિરૂહ અને અનુવાસન બસ્તિથી વાયુને તથા વિરેચનથી પિત્તને દૂર કરવું જોઈએ; આમ છતાં અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાન–અધ્યાય ૧૪ માં વૃદ્ધવાગ્ભટે કહ્યું છે કે, 'श्रावणे कार्तिके चैत्रे मासि साधारणे क्रमात् । ग्रीष्मवर्षाहिमचितान् वाय्वादीनाशु निर्हरेत् । શ્રાવણ, કાર્તિક તથા ચૈત્ર એ સાધારણ માસમાં ગ્રીષ્મ, વર્ષા તથા હેમંતકાળમાં સંચિત થયેલા વાયુ આદિ દોષોને અનુક્રમે દૂર કરવા જોઈએ.' આમ કહીને વૃદ્ધવાગ્ભટ કાર્તિક માસમાં પિત્તને દૂર કરવા કહે છે; તેમાં અભિપ્રાય આ છે કે જો વર્ષાઋતુમાં પિત્ત બરાબર ખૂબ પ્રમાણમાં સંચિત થયેલ જણાય, તો તેને તત્કાળ કાર્તિક માસમાં જ દૂર કરવું જરૂરી છે. આ જ વાત અહીં ચરક–શારીરના બીજા અધ્યાયમાં આ પ્રમાણે જ કહેશે કે, 'हैमन्तिकं दोषचयं वसन्ते, प्रवाहयन् ग्रैष्मिकमभ्रकाले । घनात्यये वार्षिकमाशु सम्यक्, प्राप्नोति रोगान् ऋतुजान् न जातु ॥ હેમંતના દોષસંચયને વસંતમાં, ગ્રીષ્મકાળના દોષસંચયને વર્ષાકાળમાં તથા વર્ષાકાળના દોષસંચયને શરદમાં તત્કાળ દૂર કરતો માણસ ઋતુજન્ય રોગોને કદી પ્રાપ્ત થતો નથી.' અહીં હેમંતાદિ ઋતુઓ 'તસ્યાશિતીય'

હિતકારી જણાવે છે; પરંતુ સમવાતાદિ-સમધાતુવાળા-ઓને માટે તો સર્વ રસોની સમાનતાવાળા જ આહારાદિ હિતકારી થાય છે, એમ આ ગ્રંથના વિમાનસ્થાનના પહેલા અધ્યાયમાં પણ કહેશે. અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાન ૧૦ મા અધ્યાયમાં પણ આમ જ કહ્યું છે.૪૩

### સ્વાસ્થ્યપ્રતિબંધક મલસંચય

द्वे अधः सप्त शिरसि खानि स्वेदवहानि च ।
मलायनानि बाध्यन्ते दुष्टैर्मात्राधिकैर्मलैः ॥ ४४ ॥

બે નીચેનાં, સાત મસ્તકનાં તથા પરસેવો વહેતાં (રુવાંટાંનાં) છિદ્રો-એ મળમાર્ગો પ્રમાણથી અધિક થઈને કોપેલા મળોથી બાધિત થાય છે-એટલે કે રોગોથી વિકૃત બને છે. ૪૪

નીચેનાં બે છિદ્રો-ગુદા તથા લિંગ-ઉપસ્થ સમજવાં; માથાંનાં સાત છિદ્રો-બે આંખ, બે કાન, બે નાક તથા મોઢું જાણવાં; અને પરસેવો વહેલા છિદ્રો અથવા લોમકૂપ કે રુવાટાંનાં છિદ્રો તો આખા શરીરમાં રહ્યાં છે; એ મળના માર્ગો છે; તેઓમાં દોષો કોપે છે કે મળો વધે છે, ત્યારે તેઓમાં રોગો ઉત્પન્ન થાય છે. અષ્ટાંગહૃદય-સૂત્રસ્થાન-૧૧ મા અધ્યાયમાં પણ આમ જ કહ્યું છે કે, 'રસોના મિથ્યાયોગ કે અતિયોગથી કોપેલા દોષો ધાતુઓને ખરાબ કરે છે અને પછી તે દોષો અને ધાતુઓ-બન્ને મળોને ખરાબ કરે છે; જેથી નીચેનાં બે છિદ્રો, માથાનાં સાત છિદ્રો, તથા પરસેવો વહેતાં બધાં રુવાંટાંના છિદ્રરૂપી મળમાર્ગોમાં મળો જામે છે, અને તે જ કારણે તેઓમાં તે તે મલસંચય પ્રમાણે રોગો થાય છે.' ૪૪

### મળની ક્ષય-વૃદ્ધિનું લક્ષણ

मलवृद्धिं गुरुत्वेन लाघवान्मलसंक्षयम् ।
मलायनानां बुद्ध्येत सङ्गोत्सर्गादतीव च ॥ ४५ ॥

મળમાર્ગોના ભારેપણાથી મળોની વૃદ્ધિ અને હલકાપણાથી મળોનો ક્ષય જાણવો; (ઉપરાંત) મળોના અત્યંત સંગથી (એટલે તદ્દન અપ્રવૃત્તિથી) મળોનો ક્ષય અને અત્યંત ઉત્સર્ગ (એટલે વધુ પ્રવૃત્તિ)થી મળોની વૃદ્ધિ જાણવી. ૪૫

ઉપરનો અનુવાદ ટીકાકાર ચક્રપાણિને અનુસરીને તેમ જ જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધરને અનુસરી લખાયો છે; તેઓની આ માન્યતા છે કે, મળમાર્ગો ભારે જણાય, તેમ જ મળો જો વધુ પ્રમાણમાં પ્રવર્તે કે ચાલુ થાય, તો મળવૃદ્ધિ જાણવી અને મળમાર્ગો જો હલકા લાગે, તેમ જ મળ અત્યંત અટકી પડે લગભગ આવતા બંધ થાય તો જાણવું કે મળોનો ક્ષય એટલે પોતાના પ્રમાણથી ઘટાડો થયો છે, એમ સમજવું; પરંતુ ચરકોપસ્કાર ટીકાના કર્તા યોગીંદ્રનાથસેન આ શ્લોક પર આવી ટીકા લખે છે: 'મળમાર્ગોના ભારેપણાથી તેમ જ મળોની અત્યંત અપ્રવૃત્તિથી કે અટકાવથી મળની વૃદ્ધિ જાણવી; તેમ જ મળમાર્ગોના હલકાપણાથી તથા મળોની ખૂબ જ પ્રવૃત્તિથી એટલે ઘણા વધારે બહાર નીકળવાથી જાણવું કે મળોનો ઘટાડો થયો છે; વૃદ્ધ વાગ્ભટ પણ અષ્ટાંગસંગ્રહમાં આમ જ લખે છે: 'मलानां स्वतिसङ्गोत्सर्गाभ्यां च तद्वृद्धिक्षयौ' (અષ્ટાંગસંગ્રહ-સૂત્ર ૧૯ અ.) મળોનો ખૂબ જ સંગ કે અટકાવ થાય, તે ઉપરથી મળોની વૃદ્ધિ અને મળો ખૂબ જ વહેવા કે બહાર નીકળવા લાગે તે ઉપરથી મળોનો ક્ષય જાણવો. 'અર્થાત્ શરીરમાંથી મળ જોઈતા પ્રમાણમાં જો બહાર જ ન નીકળે તો એમ સમજવું જોઈએ કે મળો ખૂબ વધી જઈને જામી પડ્યા છે, જેથી ખૂબ ગંઠાઈ જઈ અટકી પડ્યા છે; પરંતુ મળ જો ખૂબ વધુ પ્રમાણમાં બહાર આવ્યા કરે, તો સમજવું કે શરીરમાં મળ જે પ્રમાણમાં જોઈએ તે પ્રમાણથી ઓછા થયા છે, નહિ તો એકદમ વધુ બહાર નીકળે જ નહિ.'

જલ્પકલ્પતરુ ટીકાકાર અહીં વધુ આમ પણ જણાવે છે કે, અહીં 'મલ' શબ્દથી વાતાદિ દોષો તથા મૂત્રાદિ મળ પણ સમજવા જોઈએ. વળી અહીં મૂળમાં છેલ્લા ચરણમાં 'च' મૂક્યો છે, તે એમ પણ સૂચવે છે કે, 'મળની ખૂબ અધિકતા કે ખૂબ ઘટાડો જો ન જણાય તો સમજવું, કે મળનું સામ્ય છે, એટલે કે શરીરમાં જે પ્રમાણમાં જોઈએ તે પ્રમાણમાં જ મળો રહ્યા છે.'

### મળની ક્ષય-વૃદ્ધિ જાણવાનું પ્રયોજન

तान्दोषलिङ्गैरादिश्य व्याधीन् साध्यानुपाचरेत् ।
व्याधिहेतुप्रतिद्वन्द्वैर्मात्राकालौ विचारयन् ॥ ४६ ॥

દોષોનાં લક્ષણો કે ચિહ્નો ઉપરથી એ મળવૃદ્ધિથી થયેલા તથા મળક્ષયથી થયેલા રોગોને જાણી લઈ, તેઓમાંના જે સાધ્ય હોય, તેઓની એ રોગનાં તથા તેઓનાં નિદાનોનાં પ્રતિદ્વંદ્વ કે પ્રતિસ્પર્ધી ઔષધો દ્વારા માત્રા તથા કાળનો વિચાર કરી જાણતા વૈદ્યે ચિકિત્સા કરવી. ૪૬

શરીરમાં મળો પ્રમાણથી વધે કે પ્રમાણથી ઘટે તો તેઓ રોગો ઉપજાવે છે; એટલે તે મળવૃદ્ધિથી કે મલક્ષયથી જે રોગો થયેલા જણાય અને તેમાં પણ વાતાદિ દોષ માંહેનો કયો દોષ કારણ છે, એ પણ તેઓનાં ચિહ્નો ઉપર સમજાય અને તે પછી એ રોગ સાધ્ય છે

વાનો જે ક્રમ છે, તે ઓળંગાવો જોઈએ નહિ; તેમ જ દેશ, કાળ, ઉંમર તથા પ્રકૃતિ આદિની પણ પરીક્ષા કર્યા પછી જ તે રસાયનો તથા વૃષ્યયોગો અપાય, તે જણાવવા માટે પણ 'यथाक्रमं' કહીને 'यथायोगं' એમ મૂળમાં કહેલ છે. અહીં સ્વસ્થ વૃત્તનો જ અધિકાર ચાલુ હોવાથી રસાયનો, 'વાતાતપિક' એટલે બહારના વાયુના તથા સૂર્યના તડકાના સંબંધવાળાં યોજવાં, પણ 'કુટીપ્રાવેશિક' એટલે ઘરના ઓરડામાં પ્રવેશીને જે સેવવાનાં હોય છે, તે ન યોજવાં. ૫૦

## ઉપર્યુક્ત સ્વસ્થવૃત્ત–ચર્યાનું ફળ

रोगास्तथा न जायन्ते प्रकृतिस्थेषु धातुषु ।
धातवश्चाभिवर्धन्ते जरा मान्द्यमुपैति च ॥ ५१ ॥

એમ (એ સ્વસ્થવૃત્ત–ચર્યાનું સેવન) કરવાથી ધાતુઓ પ્રકૃતિમાં કે પોતાના મૂળ પ્રમાણમાં કે માપમાં રહ્યા કરે છે, તેથી રોગો થતા નથી, ધાતુઓ વધે છે અને ઘડપણ મોડું આવે છે. ૫૧

એમ વમનાદિ સંશોધનો સેવવાથી અને તેના પછી રસાયનાદિનો ઉપયોગ કર્યાથી વાતાદિ ધાતુઓ પોતાના માપમાં રહ્યા કરે, એટલે વધેલી ઓછી થાય અને ઓછી થયેલી વધે, તેથી ધાતુઓની વિષમતાથી થતા રોગો ઉત્પન્ન થતા નથી; કેમ કે ધાતુઓ સમાન સ્થિતિમાં કે સમસ્વરૂપે રહેલી હોય તેમ જ રસાયનાદિના સેવનથી રસ–રક્ત આદિ ધાતુઓ વધે છે, એ કારણે વૃદ્ધાવસ્થા પણ મોડી આવે એ સ્પષ્ટ છે. ૫૧

विधिरेष विकाराणामनुत्पत्तौ निदर्शितः ।
निजानामितरेषां तु पृथगेवोपदेक्ष्यते ॥ ५२ ॥

પોતાના શરીરના–નિજ દોષોથી થતા વિકારોની ઉત્પત્તિ જ ન થાય, તે માટે આ વિધિ બતાવ્યો છે; બાકીના બીજા શારીરથી ભિન્ન વિકારો (આગંતુ તથા માનસ)ની ઉત્પત્તિ જ ન થાય, તે માટે તો અલગ જ વિધિનો ઉપદેશ કરાશે. ૫૨

## આગંતુ રોગોનાં કારણો

ये भूतविषवाय्वग्निसंप्रहारादिसंभवाः ।
नृणामागन्तवो रोगाः प्रज्ञा तेष्वपराध्यति ॥ ५३ ॥

ભૂત, વિષ, વાયુ, અગ્નિ કે સંપ્રહાર (માર પડવો કે કંઈ લાગી જાય) વગેરે કારણોથી જે આગંતુ રોગો માણસોને થાય છે, તેઓમાં બુદ્ધિ અપરાધ કરે છે. (અર્થાત્ બુદ્ધિ ભૂલે છે, એટલે કે સત્ય–અસત્ય કે હિત–અહિતને ઊલટી રીતે સમજે છે.) ૫૩

ભૂત એટલે પિશાચ વગેરેના વળગાડ; વિષ એટલે સ્થાવર–જંગમ ઝેર; વાયુ એટલે બહારનું લૌકિક વાવાઝોડું કે ઝેરી પવન સમજવો. અહીં મૂળમાં 'आदि' શબ્દ રાખ્યો છે, તે અભિચાર કે વધ–બંધન આદિને પણ જણાવે છે; એ બધાં આગંતુ કારણોથી માણસોને જે રોગો થાય છે. તે પણ કાર્યકારણના અભેદ વ્યવહારથી આગંતુ કહેવાય છે અને તે આગંતુ રોગો થવામાં બુદ્ધિ અપરાધી છે; અર્થાત્ તે તે નિદાનોમાં બુદ્ધિ જ માણસોને સાચું–ખોટું જણાવે છે, તેથી એ રોગો થવામાં બુદ્ધિનો જ અપરાધ કે દોષ છે. ૫૩

## માનસ રોગોનાં કારણો

ईर्ष्याशोकभयक्रोधमानद्वेषादयश्च ये ।
मनोविकारास्तेऽप्युक्ताः सर्वे प्रज्ञापराधजाः ॥ ५४ ॥

ઈર્ષ્યા, શોક, ભય, ક્રોધ, માન તથા દ્વેષ આદિ જે મનના વિકારો કહ્યા છે, તે બધાયે બુદ્ધિના જ અપરાધથી ઉત્પન્ન થાય છે. ૫૪

અર્થાત્ ઈર્ષ્યાદિ માનસ વિકારો જે કહેવાય છે, તેઓ સર્વે બુદ્ધિના જ અપરાધથી ઉત્પન્ન થાય છે; અહીં પણ મૂળમાં 'आदि' શબ્દ મૂક્યો છે, તેથી લોભ–મોહ વગેરે માનસ વિકારો સમજાય છે, એમ જલ્પકલ્પતરુ ટીકાકાર લખે છે. વધુ તેઓ જણાવે છે કે, 'કર્મજન્ય વ્યાધિઓ પણ બુદ્ધિના જ અપરાધથી જો કે ઉત્પન્ન થયા હોય છે, તોપણ દુષ્ટ કર્મોથી થતા ગણાય છે અને કાળપરિણામે, ધર્મના કોઈ અપચારથી કે બરાબર નહિ કરેલાં વર્તનથી કોપેલા વાયુ આદિથી થતા કે આગંતુ કારણોથી પણ થતા અથવા રજોગુણ કે તમોગુણથી પણ થતા તે અનુભવાય છે; એકંદર તે કર્મજન્ય વ્યાધિઓ પણ શારીર, આગંતુ તથા માનસ રોગોમાં જ યથાયોગ્ય સમાવેશ પામે છે; કેમ કે તેઓ શારીર–આગંતુ–જ્વર આદિથી કે ઈર્ષ્યા આદિથી લગારે જુદા નથી.'

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં પ્રજ્ઞાના અપરાધો વિષે વધુ આમ લખે છે: 'અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગથી યુક્ત માનસિક, વાચિક તથા શારીરિક ત્રણ પ્રકારનું જે કર્મ તે જ પ્રજ્ઞાપરાધ કે બુદ્ધિનો અપરાધ ગણાય છે; તેમાં ભૂત, વિષ, વાયુ, અગ્નિ તથા સંપ્રહાર વગેરે શારીર મિથ્યાયોગ છે અને ઈર્ષ્યા, શોક, ભય, ક્રોધ, દ્વેષ તથા માન આદિ માનસ મિથ્યાયોગ છે.' ૫૪

## આગંતુ તથા માનસ રોગોનાં મૂળનો જ ત્યાગ કરવો જરૂરી છે

त्यागः प्रज्ञापराधानामिन्द्रियोपशमः स्मृतिः ।
देशकालात्मविज्ञानं सद्वृत्तस्यानुवर्तनम् ॥ ५५ ॥

અધ્યાયમાં કહેલી જ સમજવી; કેમ કે તે તે ઋતુઓમાં વાત આદિ દોષોનો સંચય ત્યાં કહેવાયો છે; તેમાંની શરદ્‌ઋતુ આશ્વિન અને કાર્તિક છે; તેમાંનો આશ્વિન માસ તો સંશોધન માટે સાધારણ માસ છે જ નહિ, તેથી વર્ષાકાળના દોષસંચયને શરદમાં દૂર કરવા જે કહેલ છે, તેમાં કાર્તિકમાસ જ સમજવો જોઈએ. આ અભિપ્રાય પહેલા પણ 'તસ્યાશિતીય' અધ્યાયમાં શરદની વિધિમાં કહેલ છે 'तिक्तस्य सर्पिषः पानं विरेको रक्तमोक्षणम्।' (જુઓ તસ્યાશિતીય ૪૪મો શ્લોક) એકંદર અહીં આ ભાવાર્થ સમજાય છે કે વર્ષાઋતુમાં પિત્તનો બરાબર ખૂબ સંચય થઈ ગયેલો જણાય તો એ પિત્તને તત્કાળ કાર્તિકમાસમાં જ દૂર કરવું જોઈએ; નહીં તો ત્રણ માસના અંતરે માગશર મહિનામાં તે પિત્ત દૂર કરવું; આ જ અભિપ્રાય વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાનના ૨૩મા અધ્યાયમાં કહેલ છે, તે ત્યાં જુઓ. આ સર્વ સંશોધનકાળ સ્વસ્થવૃત્તને ઉદ્દેશી કહેવાયો છે; પરંતુ રોગાનુસાર દોષ દૂર કરવાની જરૂર પડે તો અહીં જણાવેલ કાળ સિવાયના બીજા કાળે પણ સંશોધનથી દોષો દૂર કરી શકાય છે. ૪૮

### સંશોધનને યોગ્ય વ્યક્તિઓ

स्निग्धस्विन्नशरीराणामूर्ध्वं चाधश्च नित्यशः।
बस्तिकर्म ततः कुर्यान्नस्तःकर्म च बुद्धिमान्॥ ४९॥

બુદ્ધિમાન વૈદ્યે જેઓનાં શરીરને (પ્રથમ) સ્નેહનથી સ્નિગ્ધ અને તે પછી સ્વેદનથી સ્વિન્ન કર્યું હોય, તેઓને તે પછી જ ઊર્ધ્વકર્મ-વમન, નીચેનું કર્મ-વિરેચન, બસ્તિકર્મ તથા નસ્યકર્મ-શિરોવિરેચન નિત્ય-દરવર્ષે કરવું જોઈએ. ૪૯

જલ્પકલ્પતરુ ટીકા અહીં ઠીક સમજાવે છે; જેમનું શરીર પ્રથમ સ્નિગ્ધ અને પછી સ્વિન્ન કર્યું હોય તેવા લોકોનું પ્રથમ વમનથી ઊર્ધ્વ સંશોધન કર્યા પછી વિરેચનથી નીચેથી સંશોધન કરવું; તે પછી પરસ્પર સાપેક્ષ આસ્થાપન તથા અનુવાસન બસ્તિઓ વડે સંશોધન કરવું અને તે પછી શિરોવિરેચનરૂપ નસ્યકર્મ કરવું. આ ક્રમે યથાયોગ્ય જેને જે ઘટતું હોય તે પ્રમાણે સંશોધન કરવું; એટલે કે ચૈત્રમાં યોગ્યતા હોવાથી કફનાશક તરીકે અતિશ્રેષ્ઠ વમન કરાવવું; પછી વાયુનાશક તરીકે સર્વશ્રેષ્ઠ હોવાથી શ્રાવણમાં અનુવાસન અને તેની સાથે અપેક્ષા રાખતું આસ્થાપન પણ કરાવવું; તેમ જ પિત્તનાશક ક્રિયાઓમાં સર્વશ્રેષ્ઠ હોવાથી માગશીર્ષમાં વિરેચન આપવું. વસ્તુતઃ અહીં મૂળમાં 'ऊर्ध्वंचाधश्च' એમ બે 'च'કાર મૂકીને સૂચિત કર્યું છે કે, વમન પછી વિરેચન પણ ચૈત્રમાં જ આપવું; અને માગશરમાં પણ પહેલાં વિરેચન આપ્યા પછી વમન પણ કરાવવું, એમ પરસ્પર સાપેક્ષપણું જણાવ્યું છે; તે જ પ્રમાણે 'ततः' એ પદથી જણાવ્યું છે કે વમન તથા વિરેચન કરાવ્યા પછી ચૈત્રમાં તથા માર્ગશીર્ષમાં પણ બસ્તિકર્મ કરાવવું અને એ બસ્તિકર્મ પછી એ ચૈત્રમાં તથા માર્ગશીર્ષમાં જ નસ્યકર્મ શિરોવિરેચન પણ કરાવવું; શ્રાવણ મહિનામાં તો જો પોતાને જાણવામાં હોય કે ચૈત્રમાં વમનાદિ કર્મ કરાયું છે, તો અનુવાસન તથા આસ્થાપન બસ્તિકર્મ કરવું; પરંતુ ચૈત્રમાં વમન તથા વિરેચન કરેલાં નથી, એમ જાણવામાં હોય તો એ શ્રાવણમાં પણ પ્રથમ વમન અને વિરેચન અનુક્રમે કરાવ્યા પછી બેય પ્રકારનું બસ્તિકર્મ પણ કરવું અને તે પછી નસ્યકર્મ પણ કરવું; અર્થાત્ સ્નેહન પછી સ્વેદ, અને સ્નિગ્ધ તથા સ્વિન્ન શરીરવાળાને વમન, અને તે વમન પછી પાછું સ્નિગ્ધ તથા સ્વિન્ન શરીરવાળાને વિરેચન, અને તે વિરેચન પછી બંને બસ્તિકર્મ કર્યા પછી પાછું સ્નિગ્ધ તથા સ્વિન્ન શરીરવાળાને શિરોવિરેચન કરાવવું; આમ ક્રમ પ્રમાણે યથાયોગ્ય વમનાદિનો પ્રયોગ કરવો જરૂરી છે; નહીં તો સર્વ શરીરમાં રહેલા સંપૂર્ણ દોષો દૂર કરી શકાય નહીં. ૪૯

### સંશોધન કર્યા પછી જ રસાયન તથા વૃષ્ય પ્રયોગો યોજવા

यथाक्रमं यथायोगमत ऊर्ध्वं प्रयोजयेत्।
रसायनानि सिद्धानि वृष्ययोगांश्च कालवित्॥ ५०॥

એમ ક્રમ પ્રમાણે તથા યોગ પ્રમાણે (પંચકર્મોથી) સંશોધન કર્યા પછી કાલજ્ઞાન ધરાવતા વૈદ્યે સિદ્ધ રસાયનોનો તથા વૃષ્ય-વાજીકરણ યોગોનો પ્રયોગ કરાવવો. ૫૦

અહીં 'કાલજ્ઞાન ધરાવતા વૈદ્યે' એમ કહી વધુ આ પણ સૂચવ્યું છે કે, વૈદ્યને દેશનું, સ્વસ્થના શરીરબળનું, આહારસાત્મ્યનું, સત્ત્વનું તથા પ્રકૃતિનું પણ જ્ઞાન અવશ્ય હોવું જોઈએ, કેમ કે કેવળ કાળનું જ જ્ઞાન ધરાવનારો વૈદ્ય રસાયનાદિનો પ્રયોગ બરાબર કરી શકે નહિ; એ રસાયનોને 'सिद्धानि' એ વિશેષણ આપી જણાવ્યું છે કે રસાયનો પણ એવાં જ યોજવાં જોઈએ કે, જેઓનું ફળ બ્રહ્મા તથા વસિષ્ઠ આદિએ પણ ઘણીવાર જોયું છે અને અનુભવ્યું છે; એવાં રસાયનોનો પ્રયોગ કરાવ્યા પછી જ વૃષ્ય-વાજીકરણોનો પ્રયોગ પણ ક્રમશઃ જ કરવો જોઈએ; અર્થાત્ પ્રથમ રસાયનયોગ કર્યા પછી જ વૃષ્યયોગ કર-

૧૨મા અધ્યાયમાં કહેવાશે કે, 'रजस्तमोभ्यां निर्मुक्तास्तपोज्ञानबलेन ये । येषां त्रैकालममलं ज्ञानमव्याहतं सदा । आप्ताः शिष्टा विबुद्धास्ते । જેઓ રજોગુણ તથા તમોગુણથી રહિત, તપ તથા જ્ઞાનના બળથી યુક્ત અને જેઓને ત્રણે કાળનું અસ્ખલિત નિર્મળ જ્ઞાન કાયમી હોય છે, તેઓ આપ્ત, શિષ્ટ અને ઉત્તમ જ્ઞાની કહેવાય છે.' ન્યાયદર્શનના ભાષ્યકર્તા મુનિ વાત્સ્યાયન આ આપ્ત વિષે આમ લખે છે: 'साक्षात् करणमर्थस्य आप्तिः तया प्रवर्तत इत्याप्तः । (ન્યાયદર્શન ૨–૧–૭) પ્રત્યેક પદાર્થોનો સાક્ષાત્કાર કરવો કે સાચું જ્ઞાન મેળવવું તે 'आप्ति' કહેવાય છે, અને તે આપ્તિપૂર્વક જે પ્રવૃત્તિ કે વર્તન કરે, તે 'આપ્ત' કહેવાય છે. એ 'आप्तानाम् उपदेशः आप्तोपदेशः' આપ્ત પુરુષોનો ઉપદેશ તે આપ્તોપદેશ કહેવાય છે. તે આપ્તોપદેશ મેળવી, તે ઉપદેશને સમજવાની પોતામાં શક્તિ હોય અને તે ઉપદેશને એમ સમજણપૂર્વક સ્વીકારી, તે પ્રમાણે વર્તન કરવા તત્પર રહેવું, એ ત્રણ રોગોને ઉત્પન્ન થતા રોકવામાં તેમ જ ઉપજેલા રોગોને મટાડવામાં પણ કારણ છે.' ૫૭

## ત્યજવા યોગ્ય નરાધમો

पापवृत्तवचःसत्त्वाः सूचकाः कलहप्रियाः ।
मर्मोपहासिनो लुब्धाः परवृद्धिद्विषः शठाः ॥ ५८ ॥
परापवादरतयः परनारीप्रवेशिनः ।
निर्घृणास्त्यक्तधर्माणः परिवर्ज्या नराधमाः ॥ ५९ ॥

જેઓનું વર્તન, વચન તથા મન પાપી હોય છે, જેઓ ચાડિયા, કજિયાને પસંદ કરનારા, હાંસી કરીને બીજાઓનાં (હૃદયનાં) મર્મસ્થાનોને પીડનારા, લોભી–લાલચુ, પારકી ઉન્નતિનો દ્વેષ કરનારા, શઠ–લુચ્ચા કે ઠગ, પારકી નિંદા કરવામાં તત્પર, પારકી સ્ત્રીઓમાં આસક્ત, નિર્દય કે નિર્લજ્જ અને ધર્મનો ત્યાગ કરનારા નીચ માણસો(નો સંગ) ત્યજવા યોગ્ય છે. ૫૮,૫૯

આ લોકમાં તથા પરલોકમાં સુખ ઇચ્છતા બુદ્ધિમાન માણસે અહીં જણાવેલા નીચ માણસોનો સંગ કે પરિચય અવશ્ય ત્યજવો જોઈએ. અહીં મૂળમાં ૫૯મા શ્લોકમાં બીજું ચરણ કેટલાંક પુસ્તકોમાં આવું મળે છે: 'चपला रिपुसेविनः' જેઓ સ્વભાવે ચપળ હોય અથવા ચંચળ બુદ્ધિવાળા હોય; તેમ જ શત્રુઓને સેવનારા એટલે કે આપણા શત્રુપક્ષનો આશ્રય કરનારા કે તેમાં મળેલા હોય તેઓ પણ ત્યજવા યોગ્ય છે.' ૫૮,૫૯

## સેવવા યોગ્ય આપ્ત માણસો

बुद्धिविद्यावयःशीलधैर्यस्मृतिसमाधिभिः ।
वृद्धोपसेविनो वृद्धाः स्वभावज्ञा गतव्यथाः ॥ ६० ॥
सुमुखाः सर्वभूतानां प्रशान्ताः शंसितव्रताः ।
सेव्याः सन्मार्गवक्तारः पुण्यश्रवणदर्शनाः ॥ ६१ ॥

જેઓ બુદ્ધિ, વિદ્યા, ઉંમર, સ્વભાવ, ધૈર્ય, સ્મરણશક્તિ તથા ચિત્તની એકાગ્રતારૂપ સમાધિથી વૃદ્ધ કે મોટા હોય, વૃદ્ધ પુરુષોને સેવી રહ્યા હોય, દરેક પ્રાણીપદાર્થના સ્વભાવોને જાણતા હોય, રોગ–શોકાદિની પીડાથી રહિત હોય, અતિ પ્રસન્ન મુખવાળા અને તીક્ષ્ણ વ્રતો કે નિયમોને પાળતા હોય, સન્માર્ગનો ઉપદેશ કરતા હોય અને જેમનું શ્રવણ તથા દર્શન પવિત્ર હોય, એવા માણસો સેવવા યોગ્ય છે. ૬૦,૬૧

અર્થાત્ આવા અહીં કહેલા આપ્ત પુરુષો ગણાય; તેઓને ગુરુ તરીકે સેવવા જોઈએ અને તેવાઓનો જ કાયમ પરિચય સેવવો યોગ્ય છે; એવાઓ પાસેથી હિતશિક્ષા મેળવી હોય અથવા જ્ઞાન, વિજ્ઞાન, ધૈર્ય, સ્મરણ તથા સમાધિની શિક્ષા પ્રાપ્ત કરી હોય, તો માણસ વિનાશથી બચી જાય; અને ઘણી જાતના માનસરોગોથી પણ છૂટી જઈ પૂર્ણ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે છે; એમ જલ્પકલ્પતરુ ટીકાકાર અહીં ભાવ દર્શાવે છે. ૬૦,૬૧

## હિતસેવનમાં તત્પર રહેવા પ્રયત્ન કરવો

आहाराचारचेष्टासु सुखार्थी प्रेत्य चेह च ।
परं प्रयत्नमातिष्ठेद् बुद्धिमान् हितसेवने ॥ ६२ ॥

આ લોકમાં તથા પરલોકમાં સુખ ઇચ્છતા બુદ્ધિમાન માણસે આહાર, આચાર તથા ચેષ્ટાઓ વિષે હિતનું સેવન કરવા અતિશય પ્રયત્ન કરવો જોઈએ. ૬૨

અહીં આહાર ચારે પ્રકારનો સમજવો; આચારને સદ્વર્તન અને શાસ્ત્રીય આજ્ઞાઓ પ્રમાણે વર્તવારૂપે જાણવો; ચેષ્ટાઓને વાણીની, મનની તથા શરીરની પ્રવૃત્તિરૂપ તથા વાર્તાલાપ, ચિંતન તથા ગમન આદિ રૂપે જાણવી. જોકે આચારનો સમાવેશ ચેષ્ટામાં થઈ શકે છે, છતાં તે આચારને અલગ જણાવી સૂચવ્યું છે કે, યજ્ઞ–અયજ્ઞ આદિ ક્રિયાઓ ધર્મ તથા અધર્મને ઉત્પન્ન કરતી હોવાથી ચેષ્ટાઓ કરતાં તે મુખ્ય ગણાય અને તેથી જ તે આચાર તરીકે અલગ પડે છે. ૬૨

## ઉપર્યુક્ત હિતસેવનમાં દહીંના સેવનની વિધિ

न नक्तं दधि भुञ्जीत न चाप्यघृतशर्करम् ।
नामुद्गसूपं नाक्षौद्रं नोष्णं नामलकैर्विना ॥ ६३ ॥

आगन्तूनामनुत्पत्तावेष मार्गो निदर्शितः।
प्राज्ञः प्रागेव तत्कुर्याद्धितं विद्यादयदात्मनः ॥ ५६ ॥

બુદ્ધિના અપરાધોનો ત્યાગ, ઇંદ્રિયોનો સંયમ, સ્મૃતિ કે સ્મરણ; દેશનું, કાળનું તથા આત્માનું જ્ઞાન અને સદ્‌વર્તનનું અનુસરણ-એ આગંતુ રોગો ઉત્પન્ન ન થાય, એ માટે માર્ગરૂપે બતાવેલ છે; માટે સમજુ માણસે (તે તે વિકારોની ઉત્પત્તિ) પહેલાં જ પોતાને જે હિતકારી હોય તે જાણવું તથા આચરવું જોઈએ. ૫૫,૫૬

આગંતુ અને માનસરોગો પ્રજ્ઞા-અપરાધજન્ય છે, તેથી તે પ્રજ્ઞાના અપરાધોનો ત્યાગ આદિ તે તે રોગોને ન થવા દેવામાં કારણ છે; તેમાં પ્રથમ તો બુદ્ધિ જે રીતે અપરાધ કરે છે, તે પહેલાં સમજીને તેના અપરાધને ત્યજી શકાય છે; જે વસ્તુ જે સ્વરૂપમાં હોય તેને તે સ્વરૂપમાં બુદ્ધિ ન સમજે એ જ બુદ્ધિનો અપરાધ છે; એ પ્રજ્ઞાના અપરાધોનો ત્યાગ આ રીતે કરવો જોઈએ કે જે વસ્તુ જે રૂપમાં હોય તેને તે રૂપે જ બુદ્ધિથી જાણવા પ્રયત્ન કર્યો કરવો; ચક્ષુ આદિ ઇંદ્રિયોને તેઓના વિષયોમાં વધુ લાલચ ન થવા દેવી, તે ઇંદ્રિયોનો સંયમ છે; અનુભવેલી વસ્તુઓનો તાત્ત્વિક અનુભવ રાખ્યા કરવો તે સ્મરણ છે; આ ત્રણ માનસરોગો ઉત્પન્ન ન થાય તે માટેનો માર્ગ છે: હવે આગંતુ રોગોની ઉત્પત્તિ ન થાય, તે માટેનો અવળા ક્રમે માર્ગ બતાવે છે; એમ અહીં કેટલાક માને છે, પરંતુ એ બરાબર નથી, કેમ કે આગંતુ રોગોની જ ઉત્પત્તિ ન થાય, તે માટે જ આ માર્ગ સમજવો જરૂરી છે; માનસરોગોની ઉત્પત્તિ અટકાવવાનો માર્ગ તો ૫૬મા શ્લોકમાં 'प्राज्ञः प्रागेव' ઇત્યાદિથી શરૂ કરે છે; એમ જલ્પકલ્પતરુ ટીકાકાર જણાવે છે. જ્યારે યોગીંદ્રનાથસેન તો આ બધાને આગંતુ તથા માનસ-બન્ને રોગોની ઉત્પત્તિ ન થવા દેવામાં માર્ગરૂપ કહે છે. અહીં હિંદી ટીકાકાર શ્રી જયદેવ ટિપ્પણરૂપે પ્રજ્ઞાપરાધનું આ લક્ષણ ઉતારે છે: 'धीधृतिस्मृतिविभ्रष्टः कर्म यत् कुरुतेऽशुभम्। प्रज्ञापराधं तं विद्यात् सर्वदोषप्रकोपणम्।' ધ્યાન, ધીરજ તથા સ્મરણથી ભ્રષ્ટ થયેલો માણસ જે કંઈ અશુભ કર્મ કરે છે, તે જ સર્વ દોષોને કોપાવનાર પ્રજ્ઞાપરાધ જાણવો.' તેમ જ પુત્રાદિ બધું નાશવંત સ્વભાવ ધરાવે છે, એમ યાદ રાખ્યા કરવું, તે સ્મરણ છે; અને તે વિષે કહેવાયું છે કે, 'स्मृत्वा स्वभावं भावानां स्मरन् दुःखाद् विमुच्यते।' દરેક પ્રાણીપદાર્થનો નાશવંત સ્વભાવ સ્મરણમાં રાખતો માણસ દુઃખથી મુક્ત થાય છે. દેશનું, કાળનું તથા આત્માનું જ્ઞાન પણ જરૂરી છે; જેમ કે અમુક દેશ સારો છે કે ખરાબ છે, એ જ્ઞાન જો હોય તો જ યોગ્ય દેશમાં રહેવાની તથા ઉપદ્રવયુક્ત દેશનો ત્યાગ કરવાની સમજણ પડે છે; તેમ જ કયો કાળ સારો છે કે ખરાબ છે, તેનું જ્ઞાન જો બરાબર હોય તો ભૂતાદિનો નાશ કરનાર કાલાદિનો ત્યાગ કરી શકાય છે; અને આત્માનું જ્ઞાન એટલે મારામાં આવું બળ છે, આટલી વિદ્યા છે અને આટલી શક્તિ છે, એમ પોતા વિષેનું જો જ્ઞાન કે સમજણ હોય તો જ પોતાનાં બળ, વિદ્યા તથા શક્તિ અનુસાર કોઈ કાર્ય આદિનો આરંભ કરાય અને બળવાન સાથેનાં યુદ્ધ આદિનો પણ ત્યાગ કરાય; તેમ જ 'सतां वृत्तं चरितं सद्‌वृत्तम्' સજ્જનોનાં વર્તન કે ચરિત્ર પ્રમાણેનું જે વર્તન તે સદ્‌વૃત્ત; એ આગળ ઇંદ્રિયોપક્રમણીય અધ્યાયમાં કહેવાશે, તેનું આચરણ કરવું; આ આ આગંતુ રોગોને થવા ન દેવાનો માર્ગ બતાવ્યો છે. અહીં આગંતુ શબ્દથી ભૂત, 'વિષ, વાતાદિજન્ય રોગો તથા માનસવિકારો પણ કહેવામાં આવે છે; કેમ કે તે બન્ને પ્રકારના રોગો આગંતુ કારણોથી જ થાય છે, એમ વૃદ્ધ વાગ્ભટ પણ અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાનના ૪થા અધ્યાયમાં કહે છે કે, 'ये भूतविषवाय्वग्निक्षतभङ्गादिसंभवाः। कामक्रोधभयाद्याश्च ते स्युरागन्तवो गदाः।' જે રોગો ભૂત, વિષ, વાયુ, અગ્નિ, ક્ષત કે ભાંગવું આદિ કારણોથી થાય છે, તેમ જ જે રોગો કામ, ક્રોધ, ભય, આદિરૂપે (માનસ) થાય છે, તેઓ બધાયે આગંતુ રોગો જ કહેવાય છે.'

આ બધો પ્રજ્ઞાપરાધ આદિનો ત્યાગ વગેરે જે માર્ગ કહ્યો છે, તે આગંતુ રોગોની ઉત્પત્તિ અટકાવે છે, માટે બુદ્ધિમાન માણસે તે તે રોગોની ઉત્પત્તિ થયા પહેલાં જ પોતાનું જે હિત છે, તે જાણવું અને આચરવું જોઈએ. ૫૫,૫૬

### પોતાનું હિત કયું?

आप्तोपदेशः प्रज्ञानं प्रतिपत्तिश्च कारणम्।
विकाराणामनुत्पत्तावुत्पन्नानां च शान्तये ॥ ५७ ॥

આપ્ત પુરુષોનો ઉપદેશ, ઉત્તમ પ્રકારની પોતાની સમજણ અને તે ઉપદેશનો તથા સમજણનો સ્વીકાર કે તે પ્રમાણેનું વર્તન એ વિકારો કે રોગોને ઉત્પન્ન ન થવા દેવામાં તથા ઉત્પન્ન થયેલ વિકારોને શાંત કરવામાં કે મટાડવામાં કારણ છે. ૫૭

આપ્ત પુરુષોનું લક્ષણ આ ગ્રંથમાં જ આ સ્થાનના

૧૨મા અધ્યાયમાં કહેવાશે કે, 'रजस्तमोभ्यां निर्मुक्तास्तपोज्ञानवलेन ये । येषां त्रैकालममलं ज्ञानमव्याहतं सदा । आप्ताः शिष्टा विबुद्धास्ते । જેઓ રજોગુણ તથા તમોગુણથી રહિત, તપ તથા જ્ઞાનના બળથી યુક્ત અને જેઓને ત્રણે કાળનું અસ્ખલિત નિર્મળ જ્ઞાન કાયમી હોય છે, તેઓ આપ્ત, શિષ્ટ અને ઉત્તમ જ્ઞાની કહેવાય છે.' ન્યાયદર્શનના ભાષ્યકર્તા મુનિ વાત્સ્યાયન આ આપ્ત વિષે આમ લખે છે: 'साक्षात् करणमर्थस्य आप्तिः तया प्रवर्तत इत्याप्तः । (न्यायदर्शन २-१-७) પ્રત્યેક પદાર્થોનો સાક્ષાત્કાર કરવો કે સાચું જ્ઞાન મેળવવું તે 'आप्ति' કહેવાય છે, અને તે આપ્તિપૂર્વક જે પ્રવૃત્તિ કે વર્તન કરે, તે 'આપ્ત' કહેવાય છે. એ 'आप्तानाम् उपदेशः आप्तोपदेशः' આપ્ત પુરુષોનો ઉપદેશ તે આપ્તોપદેશ કહેવાય છે. તે આપ્તોપદેશ મેળવી, તે ઉપદેશને સમજવાની પોતામાં શક્તિ હોય અને તે ઉપદેશને એમ સમજણપૂર્વક સ્વીકારી, તે પ્રમાણે વર્તન કરવા તત્પર રહેવું, એ ત્રણ રોગોને ઉત્પન્ન થતા રોકવામાં તેમ જ ઉપજેલા રોગોને મટાડવામાં પણ કારણ છે.' ૫૭

### ત્યજવા યોગ્ય નરાધમો

पापवृत्तवचःसत्त्वाः सूचकाः कलहप्रियाः ।
मर्मोपहासिनो लुब्धाः परवृद्धिद्विषः शठाः ॥ ५८ ॥
परापवादरतयः परनारीप्रवेशिनः ।
निर्घृणास्त्यक्तधर्माणः परिवर्ज्या नराधमाः ॥ ५९ ॥

જેઓનું વર્તન, વચન તથા મન પાપી હોય છે, જેઓ ચાડિયા, કજિયાને પસંદ કરનારા, હાંસી કરીને બીજાઓનાં (હૃદયનાં) મર્મસ્થાનોને પીડનારા, લોભી–લાલચુ, પારકી ઉન્નતિનો દ્વેષ કરનારા, શઠ–લુચ્ચા કે ઠગ, પારકી નિંદા કરવામાં તત્પર, પારકી સ્ત્રીઓમાં આસક્ત, નિર્દય કે નિર્લજ્જ અને ધર્મનો ત્યાગ કરનારા નીચ માણસો(નો સંગ) ત્યજવા યોગ્ય છે. ૫૮,૫૯

આ લોકમાં તથા પરલોકમાં સુખ ઇચ્છતા બુદ્ધિમાન માણસે અહીં જણાવેલા નીચ માણસોનો સંગ કે પરિચય અવશ્ય ત્યજવો જોઈએ. અહીં મૂળમાં ૫૯મા શ્લોકમાં બીજું ચરણ કેટલાંક પુસ્તકોમાં આવું મળે છે: 'चपला रिपुसेविनः' જેઓ સ્વભાવે ચપળ હોય અથવા ચંચળ બુદ્ધિવાળા હોય; તેમ જ શત્રુઓને સેવનારા એટલે કે આપણા શત્રુપક્ષનો આશ્રય કરનારા કે તેમાં મળેલા હોય તેઓ પણ ત્યજવા યોગ્ય છે.' ૫૮,૫૯

### સેવવા યોગ્ય આપ્ત માણસો

बुद्धिविद्यावयःशीलधैर्यस्मृतिसमाधिभिः ।
वृद्धोपसेविनो वृद्धाः स्वभावज्ञा गतव्यथाः ॥ ६० ॥
सुमुखाः सर्वभूतानां प्रशान्ताः शंसितव्रताः ।
सेव्याः सन्मार्गवक्तारः पुण्यश्रवणदर्शनाः ॥ ६१ ॥

જેઓ બુદ્ધિ, વિદ્યા, ઉંમર, સ્વભાવ, ધૈર્ય, સ્મરણશક્તિ તથા ચિત્તની એકાગ્રતારૂપ સમાધિથી વૃદ્ધ કે મોટા હોય, વૃદ્ધ પુરુષોને સેવી રહ્યા હોય, દરેક પ્રાણીપદાર્થના સ્વભાવોને જાણતા હોય, રોગ–શોકાદિની પીડાથી રહિત હોય, અતિ પ્રસન્ન મુખવાળા અને તીક્ષ્ણ વ્રતો કે નિયમોને પાળતા હોય, સન્માર્ગનો ઉપદેશ કરતા હોય અને જેમનું શ્રવણ તથા દર્શન પવિત્ર હોય, એવા માણસો સેવવા યોગ્ય છે. ૬૦,૬૧

અર્થાત્ આવા અહીં કહેલા આપ્ત પુરુષો ગણાય; તેઓને ગુરુ તરીકે સેવવા જોઇએ અને તેવાઓનો જ કાયમ પરિચય સેવવો યોગ્ય છે; એવાઓ પાસેથી હિતશિક્ષા મેળવી હોય અથવા જ્ઞાન, વિજ્ઞાન, ધૈર્ય, સ્મરણ તથા સમાધિની શિક્ષા પ્રાપ્ત કરી હોય, તો માણસ વિનાશથી બચી જાય; અને ઘણી જાતના માનસ-રોગોથી પણ છૂટી જઈ પૂર્ણ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે છે; એમ જલ્પકલ્પતરુ ટીકાકાર અહીં ભાવ દર્શાવે છે. ૬૦,૬૧

### હિતસેવનમાં તત્પર રહેવા પ્રયત્ન કરવો

आहाराचारचेष्टासु सुखार्थी प्रेत्य चेह च ।
परं प्रयत्नमातिष्ठेद् बुद्धिमान् हितसेवने ॥ ६२ ॥

આ લોકમાં તથા પરલોકમાં સુખ ઇચ્છતા બુદ્ધિમાન માણસે આહાર, આચાર તથા ચેષ્ટાઓ વિષે હિતનું સેવન કરવા અતિશય પ્રયત્ન કરવો જોઈએ. ૬૨

અહીં આહાર ચારે પ્રકારનો સમજવો; આચારને સદ્વર્તન અને શાસ્ત્રીય આજ્ઞાઓ પ્રમાણે વર્તવારૂપે જાણવો; ચેષ્ટાઓને વાણીની, મનની તથા શરીરની પ્રવૃત્તિ રૂપ તથા વાર્તાલાપ, ચિંતન તથા ગમન આદિ રૂપે જાણવી. જોકે આચારનો સમાવેશ ચેષ્ટામાં થઈ શકે છે, છતાં તે આચારને અલગ જણાવી સૂચવ્યું છે કે, યત્ન–અયત્ન આદિ ક્રિયાઓ ધર્મ તથા અધર્મને ઉત્પન્ન કરતી હોવાથી ચેષ્ટાઓ કરતાં તે મુખ્ય ગણાય અને તેથી જ તે આચાર તરીકે અલગ પડે છે. ૬૨

### ઉપર્યુક્ત હિતસેવનમાં દહીંના સેવનની વિધિ

न नक्तं दधि भुञ्जीत न चाप्यघृतशर्करम् ।
नामुद्गसूपं नाक्षौद्रं नोष्णं नामलकैर्विना ॥ ६३ ॥

રાત્રે દહીં ખાવું નહિ, ઘી કે સાકર વિનાનું પણ ખાવું નહિ, મગના ઓસામણ વિનાનું ખાવું નહિ, મધ વિનાનું ખાવું નહિ, ગરમ કરેલું ખાવું નહિ અને આમળાં વિનાનું દહીં પણ ખાવું નહિ. ૬૩

અહીં જલ્પકલ્પતરુમાં પંડિત ગંગાધર ટકોર કરે છે કે હિતસેવનની બાબતમાં ખૂબ ગૂંચવણી જણાય છે; કોઈ પણ આહાર, આચાર કે ચેષ્ટા કરતાં માણસ અટકતો જ રહે, એમ લાગે છે, કારણ કે આ જગતમાં એવું કોઈ પણ દ્રવ્યાદિ છે જ નહિ કે, જે કેવળ હિતકર હોય અથવા કેવળ અહિતકારી જ હોય; પરંતુ સર્વ પદાર્થો હિતકારી અને અહિતકારી મિશ્ર જ હોય છે; આ ગૂંચવણી દૂર કરવા માટે જ જે વસ્તુ જે કાલાદિમાં હિતકારી અને જે કાલાદિમાં અહિતકારી હોય, તે આપ્ત પુરુષોના ઉપદેશ ઉપરથી જાણી લેવાની જરૂર હોય છે અને તે જાણ્યા પછી જ તેનું સેવન કરવું યોગ્ય છે, એમ જણાવવા અહીં માત્ર દિશારૂપે જ ઉદાહરણ આપવા અનેક પ્રકારે અહિતકારી એવા દહીંનું સેવન જે પ્રકારે હિતકારી થાય છે, તેનો ઉપદેશ કરે છે: 'જો દહીં ખાવું જ હોય તો રાત્રિ સિવાયના કાળે ઘી સાથે, સાકર સાથે, મગના ઓસામણ સાથે કે મધ સાથે ખાવું; તે પણ ટાઢું ખાવું; અથવા આમળાંની સાથે ખાવું; આમ કહેવા માગે છે.' યોગીંદ્રનાથસેન અહીં આમ કહે છે: 'દહીંની સાથે ઉપર્યુક્ત પદાર્થોની મેળવણી કરવાનો ઉદ્દેશ, દહીંથી થતા દોષ અટકાવવા માટે કલ્પી શકાય છે.' જતૂકર્ણ પણ આમ જ કહે છે: 'રાત્રે દહીં ખાવું નહિ, ગરમ દહીં ખાવું નહીં; ઘી, મધ, સાકર, મગના ઓસામણ કે આમળાં વિના દહીં ખાવું નહિ; તેમ જ મીઠું નાખ્યા વિના કે પાણી નાખ્યા વિના પણ દહીં ખાવું નહિ. કદાચ દહીં શરીરને માફક આવી ગયું હોય, તોપણ પરિણામે રોગોને જ કરનારું હોવાથી કાયમ દહીં ખાવું, એ સારું જ નથી; આ જ કારણે કાયમ દહીં ન ખાવા માટે પ્રથમ પાંચમા અધ્યાયમાં પણ કહેવાઈ ગયું છે કે, 'मत्स्यान् दधि च माषांश्च यव-कांश्च न शीलयेत्।' માછલાં, દહીં, અડદ અને યવક નામનું ક્ષુદ્રધાન્ય કાયમ ખાવાની ટેવ પાડવી નહિ; કોઈ વેળા દહીં ખાવું હોય તો ઉપર કહેના નિષેધો ધ્યાનમાં લઈને ખાવું ઠીક છે, છતાં ગ્રીષ્મ, વસંત અને શરદમાં દહીં ખાવું, એ નિંદનીય છે, એમ આ ગ્રંથમાં જ આગળ જતાં ૨૭મા અધ્યાયમાં કહેવાશે. ૬૩

**દહીંના સેવનમાં ઉપર જણાવેલ નિષેધોનું કારણ**

अलक्ष्मीदोषयुक्तत्वान्नक्तं तु दधिवर्जितम्।
श्लेष्मलं स्यात्ससर्पिष्कं दधि मारुतसूदनम् ॥ ६४ ॥
न च संधुक्षयेत्पित्तमाहारं च विपाचयेत्।
शर्करासंयुतं दद्यात्तृष्णादाहनिवारणम् ॥ ६५ ॥
मुद्गसूपेन संयुक्तं दद्याद्रक्तानिलापहम्।
सुरसं चाल्पदोषं च क्षौद्रयुक्तं भवेद्दधि।
उष्णं पित्तास्रकृद्दोषान् धात्रीयुक्तं तु निर्हरेत् ॥६६॥

(રાત્રે) અલક્ષ્મીરૂપ દોષથી યુક્ત થતું હોવાથી રાત્રે દહીંનો નિષેધ કર્યો છે; ઘી સાથે દહીં ખાધું હોય તે કફ કરનાર તથા વાયુનો નાશ કરનાર થાય છે; વળી તે (ઘી સહિત દહીં) પિત્તને કોપાવતું નથી તેમ જ આહારનું પાચન પણ કરે છે; સાકર નાખેલું દહીં (ખાવા) આપી શકાય છે; કેમ કે તે તરસને તથા દાહને મટાડે છે. મગના ઓસામણ સાથેનું દહીં લોહીવિકાર તથા વાયુ કે વાતરક્તને મટાડે છે; મધ નાખેલું દહીં ઉત્તમ રસવાળું તથા થોડા દોષવાળું થાય છે; ગરમ દહીં રક્ત–પિત્તનો રોગ કરે છે; પણ આમળાં સહિત (ટાઢું) દહીં તો દોષોને દૂર કરે છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર અહીં વધુ ખુલાસા આમ લખે છે. રાત્રે ખાધેલું દહીં અલક્ષ્મીરૂપ દોષથી યુક્ત બને છે. (આમ કહીને માંગલિક ગણાતું દહીં પણ રાત્રે ખાવાથી દોષરૂપી અલક્ષ્મીવાળું બને છે, એમ સૂચવે છે.) આ કારણે રાત્રે તે છોડવું જોઈએ. વળી દહીંનો સ્વભાવ કફ કરવાનો, વાયુનો નાશ કરવાનો તથા પિત્તને કોપાવવાનો છે, છતાં એ જ દહીં જો ઘી સાથે ખાધું હોય તો કફ કરનાર તથા વાયુનો નાશ કરનાર તો રહે જ છે, છતાં પિત્તને કોપાવે નહિ, અને જઠરાગ્નિને વધુ પ્રદીપ્ત કરી આહારનું પાચન સારી રીતે કરે છે; મધ સાથે ખાધેલું દહીં થોડો કફ કરવાનો દોષ તો કરે જ છે અને ગરમ કરેલું દહીં રક્તપિત્તને કરે છે; પણ ટાઢું દહીં રક્તપિત્ત ન કરે; અને આમળાં નાખેલું ટાઢું દહીં તો સંચય પામેલા દોષોને પણ દૂર કરે છે; એટલે એકંદર આમ કહેવા માગે છે કે રાત્રિ સિવાયના દિવસરૂપ કાળે ઘી આદિમાંથી કોઈ પણ એક પદાર્થથી યુક્ત કરેલું દહીં ખાનારો માણસ અહીં જણાવેલા ગુણો મેળવે છે; એવો આપ્ત પુરુષોનો ઉપદેશ ધ્યાનમાં લઈ દહીં અહિતકારી છે છતાં તેને હિતકારી બનાવીને જ સેવવું જોઈએ. (આમ આ દહીંની પેઠે જ બીજી બધી

વસ્તુઓ કે બાબતોમાં આપ્ત પુરુષોનો ઉપદેશ જ અનુસરવામાં આવે તો તો માણસ રોગાદિ ઉપદ્રવોથી રહિત સ્વસ્થ જીવન ગાળી શકે છે.) ૬૪–૬૬

**ઉપર્યુક્ત વિધિનો ત્યાગ કરી દહીં-સેવનથી દોષ**

ज्वरासृक्पित्तवीसर्पकुष्ठपाण्डवामयभ्रमान् ।
प्राप्नुयात्कामलां चोग्रां विधिं हित्वा दधिप्रियः ॥६७

જેને દહીં પ્રિય હોય એવો માણસ (ઉપર કહેલ) વિધિનો ત્યાગ કરી (દહીં સેવે તો તેથી) જ્વર, રક્તપિત્ત, વીસર્પ–રતવા, કોઢ, પાંડુરોગ, ભ્રમ તથા ઉગ્ર કમળાના રોગને પામે છે.

આ સંબંધે સુશ્રુતે પણ કહ્યું છે: 'રાત્રે દહીં ન ખાવું તેમ જ (દિવસે પણ) ઘી કે સાકર વિનાનું, મગના યૂષ કે ઓસામણ વિનાનું, મધ વિનાનું અથવા આમળાં વિનાનું દહીં ખાવું નહિ; તેમ જ ગરમ દહીં પણ ન ખાવું; છતાં આ વિધિનો ત્યાગ કરી, આથી ઊલટી રીતે જે માણસ દહીં ખાય તે વીસર્પ, કોઢ વગેરે રોગોને પ્રાપ્ત કરે છે.' (જુઓ સુશ્રુત–ચિકિત્સા૦ ૨૪ મો અધ્યાય) વૃદ્ધવાગ્ભટ પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૯ મા અધ્યાયમાં આમ જ કહે છે; તે ત્યાં જોવું. ૬૭

**આ અધ્યાયમાં કહેલા વિષયોનો સંક્ષેપ**

वेगा वेगसमुत्थाश्च रोगास्तेषां च भेषजम् ।
येषां वेगा विधार्याश्च यदर्थं यद्धिताहितम् ॥ ६८ ॥
उचिते चाहिते वर्ज्ये सेव्ये चानुचिते क्रमः ।
यथाप्रकृति चाहारो मलायनगदौषधम् ॥ ६९ ॥
भविष्यतामनुत्पत्तौ रोगाणामौषधं च यत् ।
वर्ज्याः सेव्याश्च पुरुषा धीमताऽऽत्मसुखार्थिना ॥७०
विधिना दधि सेव्यं च येन यस्मात्तदत्रिजः ।
नवेगान्धारणेऽध्याये सर्वमेवावदन्मुनिः ॥ ७१ ॥

'નવેગાન્ધારણીય' નામના આ અધ્યાયમાં વેગો (એટલે વેગો રોકવાનો નિષેધ), વેગો રોકવાથી થતા રોગો, એ રોગોનાં ઔષધો, જેઓના વેગો રોકવા યોગ્ય છે તે, જે માટે જે હિત અને અહિત છે તે, ટેવાયેલું અહિત ત્યજવા માટે અને નહિ ટેવાયેલું હિત સેવવા માટેનો ક્રમ, પોતાની પ્રકૃતિને અનુસરતો આહાર, મળમાર્ગોના રોગો તથા તેઓનું ઔષધ, ભવિષ્યમાં રોગો ઉત્પન્ન જ ન થાય તે માટે જે ઔષધ છે તે, અને સુખ ઇચ્છતા બુદ્ધિમાન માણસે (સંગ માટે) જે પુરુષો ત્યજવા જેવા તથા સેવવા યોગ્ય છે તે; અને જે વિધિથી દહીં સેવવું તેમ જ જે કારણે એ વિધિ પ્રમાણે દહીં સેવવું (અને એ વિધિનો ત્યાગ કરવાપૂર્વક દહીંનું સેવન કરવાથી તાવ વગેરે જે રોગો થાય છે), એ બધું જ અત્રિના પુત્ર મુનિ પુનર્વસુએ કહ્યું છે. ૬૮–૭૧

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'નવેગાન્ધારણીય' નામે ૭ મો અધ્યાય સમાપ્ત

## इन्द्रियोपक्रमणीय–અધ્યાય ૮ મો

### આરંભ અને મંગલ

अथात इन्द्रियोपक्रमणीयमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

તે પછી આયુર્વેદશાસ્ત્રમાં શિષ્યોને વધુ જાણવાની ઇચ્છા થઈ, અને એ શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ કહેવાના અધિકારી જાણ્યા, એ કારણે 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારી, આ આયુર્વેદશાસ્ત્રમાં 'ઇંદ્રિયોપક્રમણીય' નામનો ૮ મો અધ્યાય હવે અમે કહીએ છીએ, એમ ખરેખર (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

હવે ઇંદ્રિયો તથા મનનું સ્વસ્થ વર્તન તથા સદ્વર્તન કહેવા માટે 'ઇંદ્રિયોપક્રમણીય' અધ્યાય આરંભે છે; એમ ચરકોપસ્કારમાં યોગીંદ્રનાથ સેન કહે છે. જલ્પકલ્પતરુ ટીકાકાર કહે છે: 'પૂર્વના અધ્યાયમાં આહાર, આચાર તથા ચેષ્ટા વિષેનું હિત અને તેનું સેવન કહ્યું; તેમાં આહાર કેવો ખાવો, આચાર કેવો આચરવો અને ચેષ્ટાઓ કેવી કરવી? તેમ જ ચેષ્ટા તથા આહાર કોના દ્વારા કરવાં? એ જિજ્ઞાસા થતાં આ 'ઇંદ્રિયોપક્રમણીય' અધ્યાય શરૂ કરે છે.' ટીકાકાર ચક્રપાણિ લખે છે; સ્વસ્થાધિકારમાં પ્રથમ કહેવાયું કે, 'આહાર, આચાર તથા ચેષ્ટાઓ વિષે ખૂબ કાળજી રાખવી;' તેમાંના આહાર તથા ચેષ્ટાઓ કેટલાંક તો કહેવાયાં, પરંતુ બાકી રહેલો આચાર કહેવા, તેમ જ ઇંદ્રિયોનો તથા મનનો અતિયોગ તથા મિથ્યાયોગ ટાળવારૂપ ચેષ્ટાને કહેવા માટે ઇંદ્રિયોપક્રમણીય અધ્યાય શરૂ કરે છે, 'આ અધ્યાયનું આવું નામ આ કારણે પાડ્યું છે કે, 'इन्द्रियाणाम् उपक्रमणम्-उपक्रमः, प्रकृतिभावे अवस्थापनमिति यावत्, तदधिकृत्य कृतोऽयमध्यायः—यद्वा इन्द्रियैरुपक्रमणं–व्यवहर्तुमारम्भ इन्द्रियोपक्रमणम्–इन्द्रियारम्भः, यद्वा इन्द्रियस्योपक्रमणं व्याकर्तु-

રાત્રે દહીં ખાવું નહિ, ઘી કે સાકર વિનાનું પણ ખાવું નહિ, મગના ઓસામણ વિનાનું ખાવું નહિ, મધ વિનાનું ખાવું નહિ, ગરમ કરેલું ખાવું નહિ અને આમળાં વિનાનું દહીં પણ ખાવું નહિ. ૬૩

અહીં જલ્પકલ્પતરુમાં પંડિત ગંગાધર ટકોર કરે છે કે હિતસેવનની બાબતમાં ખૂબ ગૂંચવણી જણાય છે; કોઈ પણ આહાર, આચાર કે ચેષ્ટા કરતા માણસ અટકતો જ રહે, એમ લાગે છે; કારણ કે આ જગતમાં એવું કોઈ પણ દ્રવ્યાદિ છે જ નહિ કે, જે કેવળ હિતકર હોય અથવા કેવળ અહિતકારી જ હોય; પરંતુ સર્વ પદાર્થો હિતકારી અને અહિતકારી મિશ્ર જ હોય છે; આ ગૂંચવણી દૂર કરવા માટે જ જે વસ્તુ જે કાલાદિમાં હિતકારી અને જે કાલાદિમા અહિતકારી હોય, તે આપ્ત પુરુષોના ઉપદેશ ઉપરથી જાણી લેવાની જરૂર હોય છે અને તે જાણ્યા પછી જ તેનું સેવન કરવું યોગ્ય છે, એમ જણાવવા અહીં માત્ર દિશારૂપે જ ઉદાહરણ આપવા અનેક પ્રકારે અહિતકારી એવા દહીંનું સેવન જે પ્રકારે હિતકારી થાય છે, તેનો ઉપદેશ કરે છે: 'જો દહીં ખાવું જ હોય તો રાત્રિ સિવાયના કાળે ઘી સાથે, સાકર સાથે, મગના ઓસામણ સાથે કે મધ સાથે ખાવું; તે પણ ટાઢું ખાવું; અથવા આમળાંની સાથે ખાવું; આમ કહેવા માગે છે.' યોગીન્દ્રનાથસેન અહીં આમ કહે છે: 'દહીંની સાથે ઉપર્યુક્ત પદાર્થોની મેળવણી કરવાનો ઉદ્દેશ, દહીથી થતા દોષ અટકાવવા માટે કલ્પી શકાય છે.' જતૂકર્ણ પણ આમ જ કહે છે: 'રાત્રે દહીં ખાવું નહિ, ગરમ દહીં ખાવું નહીં; ઘી, મધ, સાકર, મગના ઓસામણ કે આમળાં વિના દહીં ખાવું નહિ; તેમ જ મીઠું નાખ્યા વિના કે પાણી નાખ્યા વિના પણ દહીં ખાવું નહિ. કદાચ દહીં શરીરને માફક આવી ગયું હોય, તોપણ પરિણામે રોગોને જ કરનારું હોવાથી કાયમ દહીં ખાવું, એ સારું જ નથી; આ જ કારણે કાયમ દહીં ન ખાવા માટે પ્રથમ પાંચમા અધ્યાયમાં પણ કહેવાઈ ગયું છે કે, 'मत्स्यान् दधि च माषांश्च यवकांश्च न शीलयेत्।' માછલાં, દહીં, અડદ અને યવક નામનું ક્ષુદ્રધાન્ય કાયમ ખાવાની ટેવ પાડવી નહિ; કોઈ વેળા દહીં ખાવું હોય તો ઉપર કહેલા નિષેધો ધ્યાનમાં લઈને ખાવું ઠીક છે. છતાં ગ્રીષ્મ, વસંત અને શરદમાં દહીં ખાવું, એ નિંદનીય છે, એમ આ ગ્રંથમાં જ આગળ જતાં ૨૭મા અધ્યાયમાં કહેવાશે. ૬૩

દહીંના સેવનમાં ઉપર જણાવેલ નિષેધોનું કારણ

अलक्ष्मीदोषयुक्तत्वान्नक्तं तु दधिवर्जितम्।
श्लेष्मलं स्यात्ससर्पिष्कं दधि मारुतसूदनम्॥ ६४॥
न च संधुक्षयेत्पित्तमाहारं च विपाचयेत्।
शर्करासंयुतं दद्यात्तृष्णादाहनिवारणम्॥ ६५॥
मुद्गसूपेन संयुक्तं दद्याद्रक्तानिलापहम्।
सुरसं चाल्पदोषं च क्षौद्रयुक्तं भवेद्दधि।
उष्णं पित्तास्रकृद्दोषान् धात्रीयुक्तं तु निर्हरेत्॥६६॥

(રાત્રે) અલક્ષ્મીરૂપ દોષથી યુક્ત થતું હોવાથી રાત્રે દહીંનો નિષેધ કર્યો છે; ઘી સાથે દહીં ખાધું હોય તે કફ કરનાર તથા વાયુનો નાશ કરનાર થાય છે; વળી તે (ઘી સહિત દહીં) પિત્તને કોપાવતું નથી તેમ જ આહારનું પાચન પણ કરે છે; સાકર નાખેલું દહીં (ખાવા) આપી શકાય છે; કેમ કે તે તરસને તથા દાહને મટાડે છે. મગના ઓસામણ સાથેનું દહીં લોહીવિકાર તથા વાયુ કે વાતરક્તને મટાડે છે; મધ નાખેલું દહીં ઉત્તમ રસવાળું તથા થોડા દોષવાળું થાય છે; ગરમ દહીં રક્ત-પિત્તનો રોગ કરે છે; પણ આમળાં સહિત (ટાઢું) દહીં તો દોષોને દૂર કરે છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર અહીં વધુ ખુલાસા આમ લખે છે. રાત્રે ખાધેલું દહીં અલક્ષ્મીરૂપ દોષથી યુક્ત બને છે. (આમ કહીને માંગલિક ગણાતું દહીં પણ રાત્રે ખાવાથી દોષરૂપી અલક્ષ્મીવાળું બને છે, એમ સૂચવે છે.) આ કારણે રાત્રે તે છોડવું જોઈએ. વળી દહીંનો સ્વભાવ કફ કરવાનો, વાયુનો નાશ કરવાનો તથા પિત્તને કોપાવવાનો છે, છતાં એ જ દહીં જો ઘી સાથે ખાધું હોય તો કફ કરનાર તથા વાયુનો નાશ કરનાર તો રહે જ છે, છતાં પિત્તને કોપાવે નહિ, અને જઠરાગ્નિને વધુ પ્રદીપ્ત કરી આહારનું પાચન સારી રીતે કરે છે; મધ સાથે ખાધેલું દહીં થોડો કફ કરવાનો દોષ તો કરે જ છે અને ગરમ કરેલું દહીં રક્તપિત્તને કરે છે; પણ ટાઢું દહીં રક્તપિત્ત ન કરે; અને આમળાં નાખેલું ટાઢું દહીં તો સંચય પામેલા દોષોને પણ દૂર કરે છે; એટલે એકંદર આમ કહેવા માગે છે કે રાત્રિ સિવાયના દિવસરૂપ કાળે ઘી આદિમાંથી કોઈ પણ એક પદાર્થથી યુક્ત કરેલું દહીં ખાનારો માણસ અહીં જણાવેલા ગુણો મેળવે છે; એવો આપ્ત પુરુષોનો ઉપદેશ ધ્યાનમા લઈ દહીં અહિતકારી છે છતાં તેને હિતકારી બનાવીને જ સેવવું જોઈએ. (આમ આ દહીની પેઠે જ બીજી બધી

વસ્તુઓ કે બાબતોમાં આપ્ત પુરુષોનો ઉપદેશ જ અનુસરવામાં આવે તો તો માણસ રોગાદિ ઉપદ્રવોથી રહિત સ્વસ્થ જીવન ગાળી શકે છે.) ૬૪–૬૬

### ઉપર્યુક્ત વિધિનો ત્યાગ કરી દહીં–સેવનથી દોષ

ज्वरासृक्पित्तवीसर्पकुष्ठपाण्डवामयभ्रमान् ।
प्राप्नुयात्कामलां चोग्रां विधिं हित्वा दधिप्रियः ॥६७

જેને દહીં પ્રિય હોય એવો માણસ (ઉપર કહેલ) વિધિનો ત્યાગ કરી (દહીં સેવે તો તેથી) જ્વર, રક્તપિત્ત, વીસર્પ–રતવા, કોઢ, પાંડુરોગ, ભ્રમ તથા ઉગ્ર કમળાના રોગને પામે છે.

આ સંબંધે સુશ્રુતે પણ કહ્યું છે: 'રાત્રે દહીં ન ખાવું તેમ જ (દિવસે પણ) ઘી કે સાકર વિનાનું, મગના યૂષ કે ઓસામણ વિનાનું, મધ વિનાનું અથવા આમળાં વિનાનું દહીં ખાવું નહિ; તેમ જ ગરમ દહીં પણ ન ખાવું; છતાં આ વિધિનો ત્યાગ કરી, આથી ઊલટી રીતે જે માણસ દહીં ખાય તે વીસર્પ, કોઢ વગેરે રોગોને પ્રાપ્ત કરે છે.' (જુઓ સુશ્રુત–ચિકિત્સા૦ ૨૪મો અધ્યાય) વૃદ્ધવાગ્ભટ પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૯મા અધ્યાયમાં આમ જ કહે છે; તે ત્યાં જોવું. ૬૭

### આ અધ્યાયમાં કહેલા વિષયોનો સંક્ષેપ

वेगा वेगसमुत्थाश्च रोगास्तेषां च भेषजम् ।
येषां वेगा विधार्याश्च यदर्थं यद्धिताहितम् ॥ ६८ ॥
उचिते चाहिते वर्ज्ये सेव्ये चानुचिते क्रमः ।
यथाप्रकृति चाहारो मलायनगदौषधम् ॥ ६९ ॥
भविष्यतामनुत्पत्तौ रोगाणामौषधं च यत् ।
वर्ज्याः सेव्याश्च पुरुषा धीमताऽऽत्मसुखार्थिना ॥७०
विधिना दधि सेव्यं च येन यस्मात्तदत्रिजः ।
नवेगान्धारणेऽध्याये सर्वमेवावदन्मुनिः ॥ ७१ ॥

'નવેગાન્ધારણીય' નામના આ અધ્યાયમાં વેગો (એટલે વેગો રોકવાનો નિષેધ), વેગો રોકવાથી થતા રોગો, એ રોગોનાં ઔષધો, જેઓના વેગો રોકવા યોગ્ય છે તે, જે માટે જે હિત અને અહિત છે તે, ટેવાયેલું અહિત ત્યજવા માટે અને નહિ ટેવાયેલું હિત સેવવા માટેનો ક્રમ, પોતાની પ્રકૃતિને અનુસરતો આહાર, મળમાર્ગોના રોગો તથા તેઓનું ઔષધ, ભવિષ્યમાં રોગો ઉત્પન્ન જ ન થાય તે માટે જે ઔષધ છે તે, અને સુખ ઇચ્છતા બુદ્ધિમાન માણસે (સંગ માટે) જે પુરુષો ત્યજવા યોગ્ય છે તે; અને જે વિધિથી દહીં સેવવું તેમ જ જે કારણે એ વિધિ પ્રમાણે દહીં સેવવું (અને એ વિધિનો ત્યાગ કરવાપૂર્વક દહીંનું સેવન કરવાથી તાવ વગેરે જે રોગો થાય છે), એ બધું જ અત્રિના પુત્ર મુનિ પુનર્વસુએ કહ્યું છે. ૬૮–૭૧

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'નવેગાન્ધારણીય' નામે ૭ મો અધ્યાય સમાપ્ત

## इन्द्रियोपक्रमणीय–અધ્યાય ૮ મો

### આરંભ અને મંગલ

अथात इन्द्रियोपक्रमणीयमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

તે પછી આયુર્વેદશાસ્ત્રમાં શિષ્યોને વધુ જાણવાની ઇચ્છા થઈ, અને એ શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ કહેવાના અધિકારી જાણ્યા, એ કારણે 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારી, આ આયુર્વેદશાસ્ત્રમાં 'ઇંદ્રિયોપક્રમણીય' નામનો ૮ મો અધ્યાય હવે અમે કહીએ છીએ, એમ ખરેખર (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

હવે ઇંદ્રિયો તથા મનનું સ્વસ્થ વર્તન તથા સદ્વર્તન કહેવા માટે 'ઇંદ્રિયોપક્રમણીય' અધ્યાય આરંભે છે; એમ ચરકોપસ્કારમાં યોગીંદ્રનાથ સેન કહે છે. ભાષ્યકલ્પતરુ ટીકાકાર કહે છે: 'પૂર્વના અધ્યાયમાં આહાર, આચાર તથા ચેષ્ટા વિષેનું હિત અને તેનું સેવન કહ્યું; તેમાં આહાર કેવો ખાવો, આચાર કેવો આચરવો અને ચેષ્ટાઓ કેવી કરવી? તેમ જ ચેષ્ટા તથા આહાર કોના દ્વારા કરવાં? એ જિજ્ઞાસા થતાં આ 'ઇંદ્રિયોપક્રમણીય' અધ્યાય શરૂ કરે છે.' ટીકાકાર ચક્રપાણિ લખે છે; સ્વસ્થાધિકારમાં પ્રથમ કહેવાયું કે, 'આહાર, આચાર તથા ચેષ્ટાઓ વિષે ખૂબ કાળજી રાખવી;' તેમાંના આહાર તથા ચેષ્ટાઓ કેટલાંક તો કહેવાયાં, પરંતુ બાકી રહેલો આચાર કહેવા, તેમ જ ઇંદ્રિયોનો તથા મનનો અતિયોગ તથા મિથ્યાયોગ ટાળવારૂપ ચેષ્ટાને કહેવા માટે ઇંદ્રિયોપક્રમણીય અધ્યાય શરૂ કરે છે, 'આ અધ્યાયનું' આવું નામ આ કારણે પાડ્યું છે કે, 'इन्द्रियाणाम् उपक्रमणम् उपक्रमः, प्रकृतिभावे अवस्थापनमिति यावत्, तदधिकृत्य कृतोऽयमध्यायः–

मारम्भ', तम्–इन्द्रियोपक्रमम्–इन्द्रियव्याकरणमधिकृत्य कृतोऽध्याय इन्द्रियोपक्रमणीयः। ઇંદ્રિયોનો ઉપક્રમ એટલે ઇંદ્રિયોને તેના મૂળ સ્વભાવમાં રાખ્યા કરવી; અથવા ઇંદ્રિયો દ્વારા વ્યવહાર કરવાનો જે આરંભ તે 'ઇંદ્રિયોપક્રમણ' એટલે કે ઇંદ્રિયો વિષેનો વ્યવહાર કહેવાની શરૂઆત; અથવા ઇંદ્રિયોનું ઉપક્રમણ એટલે ઇંદ્રિયો વિષેનું સ્પષ્ટીકરણ કરવા શરૂ કરેલો જે અધ્યાય તે 'ઇંદ્રિયોપક્રમણીય' કહેવાય છે. ૧

## પાંચ ઇંદ્રિયો આદિનું કથન

**इह खलु पञ्चेन्द्रियाणि, पञ्चेन्द्रियद्रव्याणि, पञ्चेन्द्रियाधिष्ठानानि, पञ्चेन्द्रियार्थाः, पञ्चेन्द्रियबुद्धयो भवन्तीत्युक्तमिन्द्रियाधिकारे ॥ २ ॥**

**આ પ્રકરણમાં ખરેખર ઇંદ્રિયો પાચ છે; ઇંદ્રિયોનાં (કારણરૂપ) દ્રવ્યો પાંચ છે; ઇંદ્રિયોનાં આશ્રયસ્થાનો પાચ છે, ઇંદ્રિયોના વિષયો પાંચ છે અને ઇંદ્રિયોની બુદ્ધિઓ (જ્ઞાનશક્તિઓ) પાંચ છે, એમ ઇંદ્રિયોના (આ) અધિકારમાં કહેવાયુ છે.૨**

અહીં ઇંદ્રિયોની પરીક્ષા વિષે કેટલાક કહે છે: 'એકલી ત્વચાઇંદ્રિય જ છે; કેમ કે ત્વચાથી જુદું કંઈ છે જ નહિ; ત્વચા વિના કોઈ પણ ઇંદ્રિયનું સ્થાન મળતું નથી. જો ત્વચા ન હોય તો કોઈ પણ વિષયનું ગ્રહણ થઈ શકે નહિ; એ ત્વચાએ જ સર્વ ઇંદ્રિયોનાં સ્થાનો વ્યાપ્ત કર્યાં છે; એ ત્વચા હોય તો જ વિષયોનું ગ્રહણ થઈ શકે છે, માટે ત્વચા એક જ ઇંદ્રિય છે, પાંચ ઇંદ્રિયો છે જ નહિ.' પરંતુ અહીં આ ગ્રંથકાર તો ચાલુ પ્રકરણમાં પાંચ ઇંદ્રિયો જ જણાવે છે અને ચાલુ પ્રકરણમાં પાંચ ઇંદ્રિયો પણ પાંચ જ્ઞાનેંદ્રિયને જ સૂચવે છે; આ જ્ઞાનેંદ્રિયો અહીં પાંચ સિદ્ધ થાય છે, તેનું કારણ–ઇંદ્રિયોના કારણ પાંચ મળે છે, ઇંદ્રિયોનાં સ્થાનો પાંચ છે, ઇંદ્રિયોના વિષયો પણ પાંચ છે અને ઇંદ્રિયોની જ્ઞાનશક્તિઓ પણ પાંચ છે, એ ઉપરથી જ ઇંદ્રિયો પાંચ સિદ્ધ થાય છે, એમ આ ઇંદ્રિયોને ઉદ્દેશી ઇંદ્રિયોની પરીક્ષાના અવસરે કહેવાયુ છે, આમ યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં લખે છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં પાંચ ઇંદ્રિયદ્રવ્યોને ગુણ–કર્મનું આશ્રય સમવાયિકારણ કહે છે અને પાંચ ઇંદ્રિયબુદ્ધિઓને બાહ્ય બુદ્ધિઓના અભિપ્રાયે અથવા પ્રમાણભૂત પ્રત્યક્ષના અભિપ્રાયે કહેલી જણાવે છે; કારણ કે બુદ્ધિ તો આત્માના ગુણરૂપે વસ્તુતઃ એક જ છે, તે પ્રત્યગાત્મામાં રહેલી છે, છતાં ૭ ઇંદ્રિયોનો આશ્રય કરીને ૭ રૂપે જણાય છે; જેમ કે એક પ્રત્યગાત્માના આશ્રયવાળી તથા એક મનના આશ્રયવાળી, એમ બે બુદ્ધિઓ આભ્યંતર બુદ્ધિ છે અને પાંચ બાહ્ય બુદ્ધિઓ છે; બુદ્ધિ એટલે 'बुद्धिरुपलब्धिर्ज्ञानमित्यनर्थान्तरम्' જાણવું, મેળવવું કે અનુભવ કરવો અથવા જ્ઞાન એ બધુંયે બુદ્ધિ જ છે–બુદ્ધિના જ એ પર્યાયો છે.' એમ ગૌતમનું સૂત્ર જણાવે છે.' આ બધું ઇંદ્રિયાધિકારમા કહેલ છે; અર્થાત્ પાંચ ઇંદ્રિયો,[1] પાંચ ઇંદ્રિયદ્રવ્યો,[2] પાચ ઇંદ્રિયોનાં સ્થાનો[3] કે ગોલકો, પાચ ઇંદ્રિયોના[4] વિષયો અને પાંચ ઇંદ્રિયોની બુદ્ધિઓ કે જ્ઞાન[5] એમ પાચ પાંચનાં આ પાંચ પંચક બીજાં તંત્રોમાં બ્રહ્માદિએ કહેલ છે અને અગ્નિવેશના તંત્રમાં પણ જે કહેલ છે તે જ અહીં નિષેધ કર્યા વિના માન્ય કરેલ છે, એમ જાણવું ૨

## મનની પરીક્ષા કે મનનો વિશેષ ધર્મ

**अतीन्द्रियं पुनर्मनः सत्त्वसंज्ञकं चेत इत्याहुरेके, तदर्थात्मसंपदायत्तचेष्टं चेष्टाप्रत्ययभूतमिन्द्रियाणाम् ॥ ३ ॥**

**મન એ અતીંદ્રિય છે–ઇંદ્રિયના ધર્મોથી વિલક્ષણ ધર્મવાળું કે ઇંદ્રિયોના સ્વરૂપને ઓળંગી ગયેલું અથવા ઇંદ્રિયોથી જુદા જ સ્વરૂપવાળું એટલે કે ઇંદ્રિયોના વિષયરૂપ નહિ થતું કે ઇંદ્રિયો જેને જાણી ન શકે તેવું છે; તેનું (બીજું) નામ 'સત્ત્વ' છે અને કેટલાક આચાર્યો તેને 'ચેતસ્' એ નામે પણ કહે છે; વળી એ મનની ચેષ્ટા તેના વિષયની સંપત્તિ કે સંનિકર્ષને તથા આત્માની સંપત્તિ કે તે મનના વિષયને ગ્રહણ કરવાની જે તત્પરતા તેને અધીન છે; પરંતુ (સર્વ) ઇંદ્રિયોની ચેષ્ટાઓમાં તે મન જ કારણ છે એટલે કે ઇંદ્રિયોનું પ્રવર્તક તો મન જ છે; અર્થાત્ મનના આશ્રયવાળી જ ઇંદ્રિયો પોતપોતાના વિષયોમા પ્રવૃત્તિ કરે છે. ૩**

– તે તે ઇંદ્રિયોના વિષયો તો અમુક એક એક જ નિયત છે, જ્યારે મનનો વિષય અમુક કોઈ નિયત જ નથી: કેમ કે સર્વ વિષયો સાથે તે સંબંધ ધરાવે છે, એ જ કારણે તેનું સ્વરૂપ અતીંદ્રિય–इन्द्रियाणि अतिक्रान्तम्–ઇંદ્રિયોને ઓળંગી ગયેલ અથવા ઇંદ્રિયોના સ્વરૂપથી વિલક્ષણ છે; આ આયુર્વેદશાસ્ત્રમાં મનને 'સત્ત્વ કહે છે; જ્યારે બીજા તંત્રકારો 'चेतयति–सम्यग् जानाति सर्वं मनेन प्रत्यगात्मेति चेतः–જેના લીધે પ્રત્યગાત્મા–જીવ બધું બરાબર જાણે છે–અનુભવે છે, તે કારણે આ મનને

'ચેતસ્ કે ચિત્ત' નામે કહે છે; આમ અહીં મનના પર્યાયો શાસ્ત્રમાં વ્યવહાર સમજવા માટે કહ્યા છે. વળી પણ મન અતીંદ્રિય છે, એમ દર્શાવવા માટે જ એ હેતુ-ગર્ભ વિશેષણો તે મનને જ લાગુ થતાં જણાવે છે કે, 'अर्थ–आत्म–संपद्–आयत्त–चेष्टम्–' એ મનનો વ્યાપાર તેના વિષયોને તથા આત્માને અધીન છે; અને 'इन्द्रियाणां चेष्टा–प्रत्यय–भूतम्'–ઇંદ્રિયોની ચેષ્ટા તો મનને જ અધીન છે; એટલે કે મન તે જ બધી ઇંદ્રિયોને તેઓનો વ્યાપાર કરવા પ્રેરણા આપનાર તથા પ્રવૃત્તિ કરાવનાર છે, આમ યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં લખે છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર અહીં આમ જણાવે છે કે, 'વસ્તુતઃ મન અતીંદ્રિય છે એટલે કે 'अतिशयेन इन्द्रियं–चक्षुरादिभ्यो यत् तद् अतीन्द्रियम्।' ચક્ષુ આદિ ઇંદ્રિયો કરતાં મન અતિશય ચડિયાતું ઇંદ્રિય છે; કેમ કે તેની પ્રવૃત્તિ તેના વિષયોને તથા પ્રત્યગાત્માને અધીન છે; જ્યારે બધી ઇંદ્રિયોની પ્રવૃત્તિ મનને અધીન છે.

ટીકાકાર ચક્રપાણિ 'अतिक्रान्तम् इन्द्रियम् अतीन्द्रियम्–' એવી જ વ્યાખ્યા આપીને આમ જણાવે છે કે, ચક્ષુ આદિ ઇંદ્રિયોને ઓળંગી ગયેલું એટલે કે જેમ ચક્ષુ આદિ ઇંદ્રિયો બહારનું જ્ઞાન કરવામાં કારણ છે, તેવું મન બાહ્ય જ્ઞાન કરવામાં કારણ નથી; જોકે મન પણ સુખાદિનું જ્ઞાન કરવામાં કારણભૂત–ઇંદ્રિય તો છે જ, તોપણ એ મન, ચક્ષુ આદિ ઇંદ્રિયોનું અધિષ્ઠાયક છે, તેથી એ મનની બીજી ઇંદ્રિયો કરતાં એ વિશેષતા છે; એ જ કારણે તેને 'અતીંદ્રિય' કહ્યું છે; અથવા મન અતીંદ્રિય છે એટલે કે ચક્ષુ આદિ અતીંદ્રય તત્ત્વો કરતાં પણ અતિસૂક્ષ્મ હોવાને લીધે તેને જાણવું ઘણું જ મુશ્કેલ. વળી તે મન, આત્માને સુખાદિનું જ્ઞાન કરાવે છે અને ચિંતન કરવા યોગ્ય વિષયોનું પોતે ચિંતન કરે છે, એ જ કારણે તેની ચેષ્ટા તેના પોતાના વિષયોને તથા આત્માને અધીન છે;પરંતુ ઇંદ્રિયોની ચેષ્ટામાં જ મન તો કારણ છે; આથી આમ કહેવા માગે છે કે જ્યારે સુખ વગેરે તથા બીજા ચિંતન કરવા યોગ્ય વિષયો હાજર હોય અને આત્મા જો પ્રયત્ન કરે એટલે કે મનને પ્રેરણા કરે,ત્યારે જ મન પોતાના વિષયોને ગ્રહણ કરવા તત્પર થાય છે; અને ઇંદ્રિયો પર પોતાની તે સત્તા ચલાવે છે, એ જ કારણે બધા ઇંદ્રિયો, મનનો આશ્રય કરીને જ પોતપોતાના વિષયોનું જ્ઞાન કરવા પ્રવૃત્તિ કરે છે. ૩

### મન એક છે છતાં અનેક જેવું લાગે છે

**स्वार्थेन्द्रियार्थसंकल्पव्यभिचरणाच्चानेकमेकस्मिन्**
**पुरुषे सत्त्वं, रजस्तमःसत्त्वगुणयोगाच्च ॥ ४ ॥**

**એ મન (જોકે એક જ છે છતાં) પોતાના વિષયો, ઇંદ્રિયોના વિષયો તથા સંકલ્પો અનેક અથવા અચોક્કસ હોવાથી એક પુરુષમાં અનેક પ્રકારનું (અનુભવાય) છે; તેમ જ રજોગુણ, તમોગુણ તથા શુદ્ધ સત્ત્વગુણના યોગથી પણ અનેક પ્રકારનું (જણાય) છે. ૪**

આ મનના પોતાના ચિંતનીય આદિ વિષયો અનેક તથા અચોક્કસ છે; તેમ જ ઇંદ્રિયોના શબ્દાદિ વિષયો તથા તેના પોતાના સંકલ્પો પણ અનેક તથા અચોક્કસ છે; તે કારણે એક જ પ્રાણીમાં એ મન અનેક પ્રકારનું અનુભવાય છે; ખરી રીતે મન પોતે તો એક જ છે, પરંતુ તે જ્યારે ચિંતન કરે છે, ત્યારે ચિંતન કરનાર; જ્યારે વિચારે છે ત્યારે વિચાર કરનાર; રજોગુણના સંબંધથી રાજસ; તમોગુણના સંબંધથી તામસ અને શુદ્ધ સત્ત્વગુણના સંબંધથી સાત્ત્વિક, ઇત્યાદિરૂપે અનેક પ્રકારનું જણાય છે. ૪

### એક જ મનની પ્રવૃત્તિ એકીવખતે બધે ન હોય.

**न चानेकत्वं, नाण्वेकं ह्येककालमनेकेषु प्रवर्तते,**
**तस्मान्नैककाला सर्वेन्द्रियप्रवृत्तिः ॥५॥**

**ખરી રીતે મન અનેક નથી, (તેમ જ મહત્ પરિમાણ પણ નથી,) કિંતુ એક જ છે અને અણુ-પરિમાણ જ છે; આ જ કારણે તે મન અનેક વિષયોમાં એકીવખતે પ્રવૃત્તિ કરતું નથી અને તેથી જ એકીવખતે સર્વ ઇંદ્રિયોની પ્રવૃત્તિ પણ થતી નથી. ૫**

જલ્પકલ્પતરુ તથા ચક્રપાણિની ટીકાનો સાર અહીં આવો છે: ઉપર કહ્યા પ્રમાણે એક જ માણસમાં મન અનેક પ્રકારનું જણાય છે, તો એકીવખતે દરેક વિષયો-નાં જ્ઞાન માણસોને થઈ જવાં જોઈએ, એમ કોઈ કહે. તો તે સામે અહીં જણાવે છે કે, ઉપર કહ્યા પ્રમાણે પ્રત્યેક પ્રાણીમાં મન જોકે અનેક જેવું અનુભવાય છે, છતાં ખરી રીતે તો તે અનેક નથી, પણ એક જ છે; અવસ્થા-ભેદને લીધે જ તેમાં અનેકપણું જણાય છે; અહીં મૂળમાં 'न च' એમ 'च'કાર મૂકીને આમ પણ સૂચિત કર્યું છે કે મનનું પરિમાણ કે માપ અમહત્ છે–મોટામાં મોટું નથી, કિંતુ એનું પરિમાણ અણુ છે–સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે; આથી જ કહેવાયું છે કે 'अणुत्वमथ चैकत्वं द्वौ गुणौ मनसः स्मृतौ' તથા 'युगपज्ज्ञानानुत्पत्तिर्मनसो लिङ्गम्।' અણુપણું અને એકપણું એ બે મનના ગુણો કહ્યા છે; તેમ જ એકીવખતે દરેક વિષયોનાં જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી, એ પણ મનની એકતામાં પ્રમાણ

છે.' જેમ દેવદત્તનું, યજ્ઞદત્તનું, વિષ્ણુમિત્રનું ઇત્યાદિ પ્રત્યેક વ્યક્તિનું મન જુદું જુદું છે, તો તે તે જુદાં જુદાં મનની પ્રવૃત્તિ એકીવખતે અનેક પ્રકારની કે અનેક વિષયોમાં થતી અનુભવાય છે, તે જ પ્રમાણે એક જ વ્યક્તિમાં મન જો અનેક પ્રકારનું હોય, તો એકીવખતે અનેક વિષયોનું જ્ઞાન એક જ વ્યક્તિને થઈ જાય; તેમ જ તેનું પરિમાણુ મહત્ હોય, તોપણ મોટા માપને લીધે તે બધે સંબંધવાળું કાયમ રહ્યા કરે, તેથી પણ એકીવખતે અનેક વિષયોનું જ્ઞાન થયા કરે; તે થતું નથી, એથી પણ સાબિત થાય છે કે, મન અનેક નથી પણ એક છે અને મહત્ નથી પણ અણુ-સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે; જેમ એક જ માણસ જુદી જુદી અવસ્થા કે ઉંમરના સંબંધથી બાળક, યુવાન તથા વૃદ્ધ કહેવાય છે, તે જ પ્રમાણે મન એક છે છતાં જુદી જુદી વિષયપ્રવૃત્તિ કરે છે, તેથી જાણે જુદું જુદું હોય એમ લાગે છે, વસ્તુતઃ તે એક જ છે, તેથી જ એકીવખતે બધી ઇંદ્રિયપ્રવૃત્તિને પણ તે કરાવી શકતું નથી; જેમ દેવદત્ત કાશી તરફ જતો હોય, ત્યારે કેદારનાથ પણ એકીવખતે તો જતો જ નથી. કોઈ માણસ છયે રસોનો એક જ ખાદ્યપદાર્થ ખાતો હોય, ત્યારે તેને એકીવખતે છયે રસોનાં જ્ઞાન જાણે થતાં હોય તેવું જણાય છે, તે તો કેવળ ભ્રાંતિ જ છે; ત્યાં પણ એકીવખતે બધા જ્ઞાન થતાં નથી, કિન્તુ કમળનાં સો પાન જોકે અનુક્રમે જ વીંધાય છે, છતાં જાણે એકીવખતે સોયાથી વીંધાતાં હોય એવું લાગે છે, તેવું જ એ છ રસોનું જ્ઞાન એકીવખતે થતું જણાય છે; જેમ સોયાથી વીંધાતા સોયે પાન અનુક્રમે એટલી બધી ઝડપથી એક એક વીંધાય છે કે, જેથી જાણે એકીવખતે એ બધાં વીંધાતાં હોય એવી ભ્રમણા થાય છે, તે જ પ્રમાણે છ રસોવાળા એક જ પદાર્થમાં છયે રસોનું જ્ઞાન એકીવખતે થતું જ નથી, પરંતુ ક્રમશઃ એટલી બધી ઝડપથી તે તે એક રસનું જ્ઞાન માણસને થાય છે, કે જાણે એકીવખતે છયે રસોનું જ્ઞાન થતું હોય, એમ ભ્રમથી લાગે છે; માટે મન સર્વ કાળ એક તથા અણુ છે; છતાં મનનું જો મહત્ પરિમાણુ માનવામાં આવે તોપણ ઉપર કહેલા જ દોષો આવે, તેથી જ તે અણુ પરિમાણુ છે, આ કારણે જ દરેક ઇંદ્રિયની પ્રવૃત્તિ પણ એકીવખતે થતી જ નથી; કેમ કે ઇંદ્રિયોને મનનો આશ્રય છે, તેથી જે કાળે મન ચક્ષુઇંદ્રિયમાં હોય તે કાળે ઘ્રાણાદિ બીજી ઇંદ્રિયોમાં તે હોતું જ નથી, તેમ જ જ્યારે ઘ્રાણેંદ્રિયમાં હોય ત્યારે ચક્ષુ આદિમાં હોતું નથી.

ચરકોપસ્કાર ટીકાકાર યોગીન્દ્રનાથ સેન અહીં ટૂંકમાં ઠીક સમજાવી દે છે: 'મન, પોતાના અનેક વિષયોથી ભલે અનેકરૂપે થાય છે; છતાં તેની પ્રવૃત્તિ એકીવખતે અનેક વિષયોમાં કદી સંભવી શકતી જ નથી; કેમ કે મનની ચેષ્ટા તો તેના જુદા જુદા વિષયોને તથા આત્માને અધીન છે, તેથી ભલે, તેના અનેક વિષયો એ મનની સામે આવી રહ્યા હોય, છતાં એ મનને આત્મા જે વિષય તરફ ખેંચે છે, તે જ વિષયને ગ્રહણ કરનારી ઇંદ્રિયને એ મન તે વિષયમાં પ્રવર્તાવે છે; આ કારણે જ એકાવખતે સર્વ ઇંદ્રિયોની પ્રવૃત્તિ પણ થતી નથી. ૫

### જેવો ગુણ તેવું મન

**यद्गुणं चाभीक्ष्णं पुरुषमनुवर्तते सत्त्वं, तत्सत्त्वमेवोपादिशन्ति ऋषयो बाहुल्यानुशयात् ॥ ६ ॥**

(માણસનું) મન જે ગુણવાળું થઈ વારંવાર માણસને અનુસરે છે, તે ગુણની અધિકતાના સંબંધથી તે મનને તે ગુણવાળું જ ઋષિઓ કહે છે. ૬

ઉપર કહ્યા પ્રમાણે મન એક જ છે, છતાં તેની અનેક વિષયોમાં ભિન્ન ભિન્ન કાળે પ્રવૃત્તિ થતાં તે અનેક પ્રકારનું ગણાય છે, તે જ પ્રમાણે એક જ મન ત્રણ ગુણો પૈકી જે જે ગુણની અધિકતા ધરાવે છે, તે ઉપરથી તે માણસના મનને તે ગુણવાળું કહી શકાય છે, એમ અહીં જણાવે છે; અર્થાત્ હરકોઈ પ્રાણીમાં એકીવખતે કેવળ એક જ ગુણનો સંબંધ તો હોતો જ નથી; કેમ કે પ્રત્યેક પ્રાણીમાં ત્રણે ગુણનો સંબંધ કાયમ મિશ્ર જ રહ્યા કરે છે, છતાં જે માણસમાં જે જે ગુણ વારંવાર વધુ પ્રમાણમાં અનુસર્યા કરે છે, તે ઉપરથી તેને કે તેના મનને તે ગુણયુક્ત કહેવામાં આવે છે; જેમ કે બીજા ગુણોનો સાથે સંબંધ તો હોય જ છે છતાં જે માણસમાં વારંવાર સત્ત્વગુણ વધારે પ્રમાણમાં વધુ વખત રહ્યા કરતો હોય, તો તે માણસને કે તેના મનને તે ગુણના વધુ સંબંધ ઉપરથી સાત્ત્વિક કહેવામાં આવે છે; અને તે જ પ્રમાણે રજોગુણની અધિકતાથી તેને રાજસ; તેમ જ તમોગુણની અધિકતાથી તેને તામસ કહેવામાં આવે છે. આ જ ભાવ ચક્રપાણિ છેવટ જણાવી દે છે કે, બીજા ગુણોનો સંબંધ હોવા છતાં જે માણસમાં સત્ય, શૌચ આદિ સત્ત્વગુણનાં કાર્ય અધિક જોવામાં આવે છે, તે ઉપરથી તેને 'સાત્ત્વિક' કહેવામાં આવે છે; અને એ જ પ્રમાણે 'રાજસ' તથા 'તામસ' કહેવાનો વ્યવહાર પણ કરવામાં આવે છે, એમ સમજવું. ૬

### આગળ મન અને પાછળ ઇંદ્રિયો

**मनःपुरःसराणीन्द्रियाण्यर्थग्रहणसमर्थानि भवन्ति ॥७**

(ઇંદ્રિયોને વિષય તરફ લઈ જવા) મન

**આગળ ચાલે છે, ત્યારે જ (તેની પાછળ આકર્ષાઈને એટલે કે તેની સાથે જોડાઈને જ) ઇંદ્રિયો (પોતપોતાનો) વિષય ગ્રહણ કરવા સમર્થ થાય છે. ૭**

પ્રથમ ત્રીજા સૂત્રમાં ઉપર કહેવાઈ ગયું કે, 'इन्द्रियाणां चेष्टाप्रत्ययभूतम्' ઇંદ્રિયોની ચેષ્ટાઓમાં કારણભૂત મન છે' એ જ અભિપ્રાય અહીં સ્પષ્ટ કરવા માગે છે કે, મનના આશ્રયે જ ઇંદ્રિયો પોતાના વિષયો ગ્રહણ કરવાનું સામર્થ્ય મેળવે છે. જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આવો ભાવ સમજાવ્યો છે: 'જે વખતે આત્મા, બુદ્ધિ દ્વારા ગુણદૃષ્ટિએ કે દોષદૃષ્ટિએ પદાર્થનો કે હરકોઈ વિષયનો પ્રથમ નિશ્ચય કરી તેને સ્વીકારવાની ઇચ્છાથી પ્રયત્ન કરે છે, ત્યારે પ્રથમ તો તે મન સાથે જોડાય છે, ત્યારે એ મન વિષય માટે પ્રવૃત્તિ કરવા ઇચ્છે છે. પછી એ મન તે વિષયની ઇંદ્રિયની સાથે જોડાય છે, ત્યારે એ મનથી જોડાયેલ તે ઇંદ્રિય એ વિષયને ગ્રહણ કરવા સમર્થ થાય છે; આમ ઇંદ્રિયોની ચેષ્ટામાં તે તે ઇંદ્રિયનો આશ્રય કરતું મન પ્રેરકકર્તાનો વ્યાપાર કરે છે, તો જ તે તે ઇંદ્રિય વિષયને ગ્રહણ કરવાની શક્તિ ધરાવે છે; એટલે કે મનની પ્રેરણા વિના હરકોઈ ઇંદ્રિય પોતાનો વિષય ગ્રહણ કરવા સમર્થ થતી નથી. આ વાત આ ગ્રંથમાં પણ આગળ 'કતિધાપુરુષીય' અધ્યાયમાં કહેશે; તેમ જ ગૌતમે પણ કહ્યું છે: 'युगपज्ज्ञानानुत्पत्तिर्मनसो लिङ्गम्।' એકીવખતે દરેક વિષયોનું જ્ઞાન થતું નથી, એ જ મનના અસ્તિત્વમાં કે મનની ઇંદ્રિયો પરની પૂર્ણ સત્તામાં પ્રમાણ કે ચિહ્ન છે.' ૭

## પાંચ જ્ઞાનેંદ્રિયો

**तत्र चक्षुः, श्रोत्रं, घ्राणं, रसनं, स्पर्शनमिति पञ्चेन्द्रियाणि ॥ ८ ॥**

**તેમાં ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, રસન–જિહ્વા અને સ્પર્શન–ત્વચા, એમ પાંચ જ્ઞાનેંદ્રિયો છે. ૮**

પાંચ પંચકોમાં પ્રથમ બીજા સૂત્રમાં કહેવાયું છે કે, 'જ્ઞાનેંદ્રિયો પાંચ છે; તે જ અહીં નામનિર્દેશપૂર્વક અનુક્રમે કહે છે: 'चष्टे–पश्यति रूपम् अनेनात्मेति चक्षुः' જેના સાધને જ્ઞાતા–આત્મા રૂપને દેખે છે; એટલે રૂપના જ્ઞાનનો અનુભવ કરે છે, તે 'ચક્ષુ' નામની જ્ઞાનેંદ્રિય છે; તેમ જ 'शृणोति अनेन शब्दमात्मेति श्रोत्रम्' જેના સાધને જ્ઞાતા–આત્મા શબ્દજ્ઞાનનો અનુભવ કરે છે, તે 'શ્રોત્ર' નામની જ્ઞાનેંદ્રિય છે; जिघ्रति गन्धग्रहणं करोत्यात्माऽनेनेति घ्राणम्' જેના સાધને જ્ઞાતા–આત્મા ગંધજ્ઞાન ગ્રહણ કરે છે, તે 'ઘ્રાણ' નામની જ્ઞાનેંદ્રિય છે; 'रसयति–स्वदते–रसगुणमनुभवति जीवोऽनेनेति रसनम्' જેના સાધને જીવાત્મા રસગુણનું જ્ઞાન અનુભવે છે, તે 'રસન' નામે જ્ઞાનેંદ્રિય કહેવાય છે; તેમ જ स्पृशति अनेनात्मेति स्पर्शनम्' જેના સાધને જ્ઞાતા–આત્મા, સ્પર્શગુણનું જ્ઞાન અનુભવે છે, તે 'સ્પર્શન' નામે જ્ઞાનેંદ્રિય કહેવાય છે. જોકે ઇંદ્રિયોનાં ઉત્પત્તિકારણ દ્રવ્યો તથા ઇંદ્રિયોના વિષયોનું નીચે નિરૂપણ કરાશે, ત્યાં શ્રોત્રેંદ્રિય પહેલી મૂકવામાં આવી છે, છતાં અહીં ઇંદ્રિયનિરૂપણમાં ચક્ષુઇંદ્રિયને પહેલી જણાવી છે, તેમાં કારણ આ છે કે દરેક ઇંદ્રિયોમાં ચક્ષુઇંદ્રિય મુખ્ય છે; તે જ આશય શાલાક્યતંત્રમાં આમ કહેવાયો છે કે, 'श्रोत्रत्वग्घ्राणरसनैः श्रेष्ठैरपि समन्वितः। बलवर्णाद्युपेतोऽपि नष्टदृक् कुड्यसंनिभः।' હરકોઈ માણસ શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ તથા રસનેંદ્રિયથી ભલે યુક્ત હોય તેમ જ બળ–વર્ણ–રૂપ–રંગથી ભલે યુક્ત હોય, છતાં તેની ચક્ષુઇંદ્રિય જો નાશ પામી હોય, તો તે એક 'ભીંત' જેવો–જાણે કે ચેતન વિનાનો–જડ છે. ૮

## પાંચે જ્ઞાનેંદ્રિયોનાં કારણ–દ્રવ્યો

**पञ्चेन्द्रियद्रव्याणि खं वायुर्ज्योतिरापो भूरिति ॥९॥**

**આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી–એમ પાંચ ઇંદ્રિયોનાં (કારણ) દ્રવ્યો છે. ૯**

આમ પાંચ ભૂતોને પાંચ ઇંદ્રિયોનાં કારણરૂપ દ્રવ્યો કહ્યાં છે; આમાં ન્યાયદર્શનકાર અક્ષપાદ પણ સંમત છે; જેમ કે 'घ्राणरसनचक्षुस्त्वक्श्रोत्राणीन्द्रियाणि भूतेभ्यः। પાંચ ભૂતોમાંથી ઘ્રાણ, રસન, ચક્ષુ, ત્વચા અને શ્રોત્ર નામની પાંચ જ્ઞાનેંદ્રિયો ઉત્પન્ન થાય છે.' આમ અહીં પાંચ મહાભૂતોને ઇંદ્રિયોનાં આરંભક–કારણ દ્રવ્યો કહીને ઇંદ્રિયોને ભૌતિક અથવા ભૂતવિકારજન્ય સૂચવી છે.

અહીં જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રીગંગાધર આવો અભિપ્રાય જણાવે છે: 'સૌની પહેલાં તો અતિસૂક્ષ્મ શબ્દ આદિ પાંચ તન્માત્રાઓ થયાં હતાં; તેમાંનું શબ્દતન્માત્ર કાળ તથા દિશાની સાથે એકરૂપ થઈ સ્થૂલરૂપે થયું હતું; એ જ અસ્ખલિત લક્ષણવાળું આકાશ થયું; એનાથી વ્યાપ્ત હોવાને લીધે એની અંદર જ વર્તતો સ્પર્શતન્માત્રરૂપ વાયુ, અગિયારનો એકાંશ આકાશની પાછળ પ્રવેશીને સ્પર્શ તથા શબ્દવાળો જ સ્થૂલ વાયુરૂપે થયો હતો; એ વાયુનો સ્પર્શ વ્યક્ત–અવ્યક્ત બે ગુણવાળો છે; તે સ્પર્શ શીતળ હોઈ વાયુરૂપ જ ઉત્પત્તિ કારણવાળો છે, આથી એ સ્પર્શ વ્યક્ત છે; સ્પર્શનઇંદ્રિય પણ વાયુરૂપ ઉત્પત્તિ કારણવાળી જ હોઈને, એ વ્યક્ત સ્પર્શને

ગ્રહણ કરે છે; પણ અવ્યક્ત સ્પર્શને ગ્રહણ કરતી નથી; કારણ કે તેનું ઉત્પત્તિકારણ જુદું છે.

એ જ પ્રમાણે આકાશથી વ્યાપ્ત એવા વાયુથી પણ વ્યાપ્ત હોવાને લીધે તેની અંદર રહેલું રૂપ તન્માત્ર, મહાભૂત એ વાયુના અગિયારમા એક અંશથી તેની પાછળ પ્રવેશીને શબ્દ તથા સ્પર્શની સાથે જ તેજરૂપે થયું છે; એ તેજમાં જે લાલરૂપ છે તે જ વ્યક્તરૂપ છે, તે સ્પર્શ કરતાં ઉષ્ણ થયું છે, એ જ પ્રમાણે આકાશથી વ્યાપ્ત, વાયુથી વ્યાપ્ત અને તેજથી વ્યાપ્ત હોવાને લીધે તેઓની અંદર રહેલું રસતન્માત્ર મહાભૂત બન્યું; એ તેજના અગિયારમા એકાંશની પાછળ પ્રવેશીને શબ્દ, સ્પર્શ તથા રૂપની સાથે જ જળરૂપે થયું; પછી તેમાં મળેલ સાધારણ રસ તરીકે જે અવ્યક્ત રસ હતો તે જ વ્યક્ત મધુર આદિ રસરૂપે થયો છે; તે અવ્યક્ત સિવાય બીજો કોઈ રસ જ નથી; એ જળમાં સ્પર્શ શીતળ છે, રૂપ ધોળું છે અને દ્રવત્વ-પ્રવાહીપણું તેમાં પ્રકટ થાય છે. એ જ રીતે આકાશથી વ્યાપ્ત, વાયુથી વ્યાપ્ત, તેજથી વ્યાપ્ત અને જળથી વ્યાપ્ત હોવાને લીધે તેની અંદર રહેલ ગંધ તન્માત્ર મહાભૂત બન્યું; એ જળના અગિયાર અંશના એકાંશથી પાછળ પ્રવેશીને શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસની સાથે જ પૃથ્વીરૂપ થયું; તેમાં સાધારણ જે અવ્યક્ત ગંધ હોય છે, તે જ વ્યક્ત ગંધરૂપે થાય છે; વળી તેમાં સ્પર્શ કઠોર છે, રૂપ કાળું છે અને રસ અવ્યક્ત રૂપે સાધારણ છે; આમ દિશારૂપ આકાશના યોગથી સ્થૂલ શબ્દ ગુણથી યુક્ત સ્વરૂપવાળું જે આકાશ છે તે જ સ્થૂલ આકાશ છે; અને જે સ્થૂલ શબ્દ ગુણવાળો તથા શીતસ્પર્શ ગુણવાળો છે, તે જ સ્થૂલ પવન છે; તે પ્રમાણે શબ્દ, ઉષ્ણસ્પર્શ તથા લાલ રૂપગુણવાળું જે તેજ છે, તે જ સ્થૂલ તેજ છે; તે જ પ્રમાણે શબ્દ, શીતળ સ્પર્શ, ધોળું રૂપ અને સાધારણ રસગુણવાળું જે જળ છે, તે જ સ્થૂલ જળ છે અને તે જ રીતે શબ્દ, કઠોર સ્પર્શ, કાળું રૂપ, સાધારણ રસ અને ગંધગુણથી યુક્ત લક્ષણવાળી જે પૃથ્વી છે તે જ સ્થૂલ પૃથ્વી છે. આ રીતે જેમ લોકમાં મહાભૂતો રહ્યાં છે, તે જ પ્રમાણે માણસમાં પણ રહ્યાં છે; એ કારણે એ શબ્દ આદિનાં જેવાં જ સ્થૂલ કારણવાળાં છે; અને તેઓની શ્રોત્ર આદિ ઇંદ્રિયો પણ સ્થૂલ શબ્દ આદિને જ ગ્રહણ કરે છે, પરંતુ સૂક્ષ્મ શબ્દ તન્માત્ર આદિને ગ્રહણ કરી શકતાં નથી. આવું આ ઊંડું રહસ્ય જેઓ સમજતા નથી, તેવા અવિદ્વાનો જ ઋષિઓથી જુદા પડી પંચીકરણના પ્રકારે સ્થૂલ આકાશાદિ મહાભૂતોની જે ઉત્પત્તિ કહે છે, તે બરાબર નથી. ૯

## જ્ઞાનેંદ્રિયોનાં પાંચ સ્થાનો

**पञ्चेन्द्रियाधिष्ठानानि–अक्षिणी कर्णौ नासिके जिह्वा त्वक् चेति ॥ १० ॥**

બે આંખ, બે કાન, બે નાકનાં છિદ્રો, જીભ અને ચામડી–એ પાંચ, જ્ઞાનેંદ્રિયોનાં પાંચ આશ્રયસ્થાનો છે. ૧૦

જોકે આંખ વગેરેનાં છિદ્રો બે બે છે, છતાં તેઓમાં ઇંદ્રિય તો એક જ રહે છે, તેથી તે બે બે મળી એક એક સ્થાન ગણવાથી અહીં ઇંદ્રિયોના આશ્રયસ્થાનો જે પાંચ કહ્યાં તે જ બરાબર છે, એમ સમજવાનું છે; આ કારણે જ આ ૧૦મા સૂત્રમાં આરંભે જ 'પઞ્ચ' શબ્દ ખાસ મૂક્યો છે. ૧૦

## ઇંદ્રિયોના વિષયો પાંચ

**पञ्चेन्द्रियार्थाः–शब्दस्पर्शरूपरसगन्धाः ॥ ११ ॥**

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ ઇંદ્રિયોના વિષયો છે. ૧૧

આ પાંચ વિષયો પૈકી શબ્દવિષય શ્રોત્રેંદ્રિયનો છે; સ્પર્શવિષય ત્વચાઇંદ્રિયનો છે, રૂપવિષય ચક્ષુઇંદ્રિયનો છે, રસવિષય રસનઇંદ્રિય-જિહ્વાનો છે અને ગંધવિષય ઘ્રાણઇંદ્રિયનો છે. આ શબ્દ આદિ વિષયો મહાભૂતોના ગુણો હોવાથી એ મહાભૂતોને જે ક્રમે દર્શાવેલ છે, તે જ ક્રમે આ શબ્દાદિને પણ દર્શાવેલ છે. ટીકાકાર ચક્રપાણિ અહીં ખાસ આવશ્યક સૂચન કરે છે કે અહીં જણાવેલ ઇંદ્રિયોના વિષયોમાં સ્પર્શનું જે ગ્રહણ છે, તેની સાથે સ્પર્શનો આશ્રય દ્રવ્ય, તેમ જ તે સ્પર્શ ગુણયુક્ત દ્રવ્ય સાથે સમવાય સંબંધથી રહેલ સ્પર્શગ્રાહ્ય પરિમાણ આદિ ગુણનું પણ ગ્રહણ સમજવું જોઈએ; એમ રૂપ આદિના સંબંધે પણ સમજી લેવું. ૧૧

## પાંચ ઇંદ્રિયોથી થતા પાંચ જ્ઞાન

**पञ्चेन्द्रियबुद्धयश्चक्षुर्बुद्ध्यादिकाः ॥ १२ ॥**

ચક્ષુર્બુદ્ધિ આદિ પાંચ, ઇંદ્રિયજન્ય બુદ્ધિઓ છે; એટલે કે પાંચ ઇંદ્રિયથી થતાં જ્ઞાન પણ પાંચ છે. ૧૨

અર્થાત્ ચક્ષુઇંદ્રિયથી થતી બુદ્ધિ કે ચક્ષુઇંદ્રિયથી થતું જ્ઞાન એ ચક્ષુર્બુદ્ધિ છે; તે જ પ્રમાણે શ્રોત્રઇંદ્રિયથી થતી બુદ્ધિ કે શ્રોત્રઇંદ્રિયથી થતું જ્ઞાન શ્રોત્રબુદ્ધિ છે; ઘ્રાણ ઇંદ્રિયથી થતી બુદ્ધિ કે ઘ્રાણ ઇંદ્રિયથી થતું જ્ઞાન ઘ્રાણબુદ્ધિ છે; રસનઇંદ્રિયથી થતી બુદ્ધિ કે રસન ઇંદ્રિયથી થતું જ્ઞાન રસનબુદ્ધિ છે અને સ્પર્શન ઇંદ્રિયથી થતી બુદ્ધિ કે સ્પર્શનઇંદ્રિયથી થતું જ્ઞાન સ્પર્શનબુદ્ધિ છે. અહીં ચક્ષુ આદિ ઇંદ્રિયને જ્ઞાનનાં અસાધારણ કારણ

જણાવી ચક્ષુર્બુદ્ધિ આદિ જે વ્યવહાર કરાય છે, તે સૂચવ્યો છે; જેમ કે આ ચરકના શારીર સ્થાનના પ્રથમ અધ્યાયમાં કહેશે કે 'या यदिन्द्रियमाश्रित्य जन्तोर्बुद्धिः प्रवर्तते,. याति सा तेन निर्देशं मनसा च मनोभवा'–જે ઇંદ્રિયનો આશ્રય કરી પ્રાણીને જે જ્ઞાન થાય છે. તે એ ઇંદ્રિયથી થતું હોઈ ને એના જ નામે ('ચક્ષુર્બુદ્ધિ' ઇત્યાદિ) કહેવાય છે; તે જ પ્રમાણે મનથી થતા બુદ્ધિ કે જ્ઞાન 'મનોભવ' કહેવાય છે. ૧૨

## એ ઇંદ્રિયબુદ્ધિઓ કે જ્ઞાન વિષે વધુ સ્પષ્ટતા

**ताः पुनरिन्द्रियेन्द्रियार्थसत्त्वात्मसंनिकर्षजाः क्षणिका निश्चयात्मिकाश्च; इत्येतत्पञ्चपञ्चकम् ॥ १३ ॥**

**એ ઇંદ્રિયબુદ્ધિઓ અથવા ઇંદ્રિયજન્ય જ્ઞાનો ઇંદ્રિયોના, ઇંદ્રિયોના વિષયોના, મનના તથા આત્માના સંબંધથી ઉત્પન્ન થાય છે, ક્ષણિક છે અને નિશ્ચય સ્વરૂપ છે; એમ આ પાંચ પંચકો કહ્યાં. ૧૩**

પૂર્વોક્ત પાંચ ઇંદ્રિયબુદ્ધિઓ કે ઇંદ્રિયજન્ય જ્ઞાનો ઉત્પન્ન થવામાં આટલી સામગ્રી હોય જ છે; પ્રથમ આત્મા મન સાથે, મન ઇંદ્રિય સાથે અને ઇંદ્રિય વિષય સાથે જોડાય છે; આ ક્રમે સંબંધ પામે છે, એટલે ઇંદ્રિયજન્ય વિષયજ્ઞાન પ્રાણીને થાય છે. અહીં મૂળમાં પ્રથમ ઇંદ્રિયનો તથા તેના વિષયનો નિર્દેશ કર્યો છે, તે એમ સૂચવે છે, કે એ બન્નેનો સંબંધ જ પ્રત્યક્ષ જ્ઞાન પ્રત્યે ખાસ મુખ્ય કારણ છે; કેમ કે આત્મા તથા મનનો સંબંધ તો અનુમાન આદિ જ્ઞાન કરવામાં પણ સાધારણ તરીકે હોય જ છે; જોકે પ્રત્યક્ષપૂર્વક જ અનુમાનમાં, તથા સ્મરણજ્ઞાનમાં પણ પરંપરાએ ઇંદ્રિય, ઇંદ્રિયવિષય, મન તથા આત્માનો સંનિકર્ષ સંબંધ અવશ્ય હોય જ છે; પરંતુ આ ઇંદ્રિયજન્ય જ્ઞાન ક્ષણિક છે; અર્થાત્ જે ક્ષણે ઇંદ્રિય તથા ઇંદ્રિયવિષયનો સંનિકર્ષ–સંબંધ થાય છે, તે જ ક્ષણે તત્કાળ આ ઇંદ્રિયજન્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે, એ કારણે ક્ષણિક છે, એમ યોગીંદ્રનાથસેન કહે છે. જ્યારે ચક્રપાણિ લખે છે કે, 'આ ઇંદ્રિયજન્ય જ્ઞાન ક્ષણિક છે એટલે કે તે જ ક્ષણે તરત જ વિનાશ પામે છે, નહિ કે બૌદ્ધ સિદ્ધાંતની પેઠે એક ક્ષણ પણ રહે છે. વળી આ જ્ઞાનમાં કારણ એવો સંનિકર્ષ સંબંધ પણ કોઈ સ્થળે સંયોગ સંબંધરૂપે અને કોઈ સ્થળે સમવાય સંબંધરૂપે સમજવો. ચક્ષુર્બુદ્ધિ આદિમાં સંયોગ સંબંધ કારણ છે, પરંતુ શ્રોત્રબુદ્ધિમાં તો સમવાય સંબંધ જ કારણ હોય છે.' અહીં યોગીંદ્રનાથસેન વધુ આમ લખે છે કે, 'ઉનાળામાં સૂર્યનાં કિરણો, જમીનનાં ... સાથે સંબંધ પામે છે, ત્યારે તે ફરકતાં હોય એવાં જણાય છે અને તેમાં ઇંદ્રિયનો તથા તે વિષયનો સંબંધ થતાં 'આ પાણી છે' એવું ભ્રમાત્મક ઇંદ્રિયજન્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે; તેમ જ કોઈ માણસ ઘણા દૂરથી કોઈ પદાર્થને જોઈ ને નક્કી કરી શકતો નથી કે 'આ ઠૂંઠું છે કે પુરુષ છે?' એ અનિશ્ચયાત્મક સંશયરૂપ ઇંદ્રિયજન્ય જ્ઞાનમાં પણ ઇંદ્રિય આદિના સંનિકર્ષરૂપ સંબંધથી થાય છે. તથા ક્ષણિક પણ હોય જ છે, તેથી તેમાં આવતો અતિવ્યાપ્તિ દોષ દૂર કરવા અહીં કહેવાયું છે કે, આ ઇંદ્રિયબુદ્ધિઓ કે ઇંદ્રિયજન્ય જ્ઞાનો સંનિકર્ષજન્ય તથા ક્ષણિક હોવા ઉપરાંત નિશ્ચયાત્મક હોય છે, વ્યભિચારી હોતાં નથી; જ્યારે પેલાં ભ્રમાત્મક તથા સંશયાત્મક જ્ઞાનો તો અનિશ્ચયાત્મક અથવા વ્યભિચારી હોય છે. આવી આ ઇંદ્રિયબુદ્ધિઓ જ પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે; કેમ કે તેઓમાં નિશ્ચયાત્મકરૂપે અવ્યભિચારીપણું છે, તેથી જ તેઓમાં પ્રત્યક્ષ પ્રમાણપણું ઘટે છે; અહીં જણાવેલ આ પ્રત્યક્ષનું સ્વરૂપ આ શ્લોકસ્થાનના ૧૧મા તિસ્રૈષણીય અધ્યાયમાં આગળ જતાં કહેવામાં આવશે; એમ અહીં સુધીમાં પાંચ પાંચનાં પાંચ પંચક કે પાંચ સમુદાયો કહેવાયા; આમ કહી પાંચ પાંચની થોકડીવાળાં એ પચીસનો વર્ગ અહીં સુધી ચાલુ હતો, તેનો અહીં ઉપસંહાર જણાવ્યો છે. ૧૩

## અધ્યાત્મ–દ્રવ્ય–ગુણ–સંગ્રહ

**मनो मनोऽर्थो बुद्धिरात्मा चेत्यध्यात्मद्रव्यगुणसंग्रहः ॥ १४ ॥**

**મન, મનના વિષયો, બુદ્ધિ અને આત્મા, એ અધ્યાત્મરૂપ દ્રવ્યોનો તથા ગુણોનો સંગ્રહ એટલે સંક્ષિપ્ત કથન છે, એમ સમજવું. ૧૪**

પ્રથમ દીર્ઘંજીવિતીય અધ્યાયમાં ગુણો તથા કર્મો સામાન્યરૂપે કહ્યાં હતાં; તેમાંનાં જેઓ આ પ્રકરણમાં ઉપયોગી છે, તેઓને અહીં અધ્યાત્મ તરીકે હવે સંગ્રહ અથવા સંક્ષિપ્ત કથનથી કહી બતાવે છે: આ 'अध्यात्मद्रव्यगुणसंग्रह' શબ્દની વ્યાખ્યા આવી સમજવી: आत्मानम् अधिकृत्य यानि द्रव्याणि ये च गुणाः तेषां संग्रहः–संक्षेप इति अध्यात्मद्रव्यगुणसंग्रहः। અર્થાત્ આત્માને ઉદ્દેશી એટલે કે આત્માનાં અપકારી તથા ઉપકારી દ્રવ્યોનો તથા ગુણોનો જે સંક્ષેપ કે ટૂંકમાં જે કથન તે અધ્યાત્મદ્રવ્યગુણસંગ્રહ કહેવાય છે. આમાં મન એટલે સત્ત્વ સમજવું અને તેના વિષયો ચિંત્ય આદિ શારીરસ્થાનના પહેલા અધ્યાયમાં આ પ્રમાણે કહેવાશે છે: 'चिन्त्यं विचार्यमूह्यं च ध्येयं संकल्प्यमेव च। यत् किंचिन्मनसो ज्ञेयं तत् सर्वं ह्यर्थसंज्ञकम् ॥' ચિંતન કરવા યોગ્ય, વિચાર કરવા યોગ્ય ...

યોગ્ય, ધ્યાન કરવા યોગ્ય તથા સંકલ્પ કરવા યોગ્ય-એ બધા મનના વિષયો જાણવા.' તેમ જ શબ્દાદિ ભૂતગુણોરૂપ ઇંદ્રિયોના વિષયો, બુદ્ધિ એટલે ઇંદ્રિયબુદ્ધિ તથા મનોબુદ્ધિ (રૂપ જ્ઞાન) અને આત્મા, આટલાં અધ્યાત્મ દ્રવ્યોનો તથા ગુણોનો સંગ્રહ કે સંક્ષેપ છે; તેમાં મન અને આત્મા એ બે અધ્યાત્મ દ્રવ્યો છે અને મનના વિષયો, ઇંદ્રિયોના વિષયો, મનોબુદ્ધિ તથા ઇંદ્રિયબુદ્ધિઓ એ અધ્યાત્મ ગુણો છે. ૧૪

### અધ્યાત્મકર્મ નિરૂપણ

**शुभाशुभप्रवृत्तिनिवृत्तिहेतुश्च, तत्र द्रव्याश्रितं कर्म, यदुच्यते सा क्रियेति ॥ १५॥**

**(એ દ્રવ્ય-ગુણો અને નીચે કહેવાતું કર્મ) શુભની પ્રવૃત્તિનું કારણ તથા અશુભની નિવૃત્તિનું કારણ છે; તેમાં દ્રવ્યના આશ્રયે રહેલું જે કર્મ થાય છે તે ક્રિયા કહેવાય છે. ૧૫**

ટીકાકાર ચક્રપાણિ અહીં ઠીક સમજાવે છે: પૂર્વોક્ત અધ્યાત્મ દ્રવ્યસંગ્રહ તથા અધ્યાત્મ ગુણસંગ્રહ તેમ જ અધ્યાત્મ કર્મ કે આધ્યાત્મિકી ક્રિયા એ ત્રણે શુભધર્મ કે સુખની પ્રવૃત્તિમાં કારણ છે અને અશુભ એટલે અધર્મ કે અસુખ-દુઃખની નિવૃત્તિમા કે અટકવામા આ રીતે કારણ બને છે: અર્થાત્ પૂર્વોક્ત અધ્યાત્મ સંગ્રહનો સમ્યગ્યોગ શુભની પ્રવૃત્તિમાં અને અશુભની નિવૃત્તિમાં કારણ થાય છે; પરંતુ તે સંગ્રહનો અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગ તો કેવળ અશુભની જ પ્રવૃત્તિમાં કારણ બને છે; અથવા એ સંગ્રહ બરાબર સમજાયો ન હોય તો અશુભ-સસારપ્રવૃત્તિનું કારણ બને છે અને બરાબર જો સમજાયો હોય તો શુભ-સંસારનિવૃત્તિ કે મોક્ષનું કારણ પણ બને છે; આવી જુદી જુદી વ્યાખ્યાઓ અહીં કરી શકાય છે; એ અધ્યાત્મસંગ્રહ ઉપરાંત કર્મ અહીં કહ્યું છે, તેને 'દ્રવ્યાશ્રિત' વિશેષણ આપીને વમનાદિ પંચકર્મોથી તથા બેસવું-સૂવું આદિ કર્મોથી પણ આ કર્મને અલગ જણાવ્યું છે, છતાં ધર્મ-અધર્મ પણ કર્મશબ્દથી સમજી જવાય છે, તેને અટકાવવા આ કર્મનું નામ 'ક્રિયા' કહ્યું છે.

આ સંબંધે યોગીંદ્રનાથ સેન આમ લખે છે: 'શુભમાં પ્રવૃત્તિ અને અશુભથી નિવૃત્તિ કરવામાં કારણ, તેમ જ દ્રવ્ય-આત્માના આશ્રયે રહેનારું જે કર્મ તે જ અહીં 'ક્રિયા' કહેવાય છે; આ અભિપ્રાય શ્લોકસ્થાનના પહેલા અધ્યાયમાં કહેલ છે-' संयोगे च विभागे च कारणं द्रव्यमाश्रितम्-कर्तव्यस्य क्रिया कर्म । (જુઓ ત્યાં શ્લોક ૫૧) અવશ્ય કર્તવ્ય સદ્‌વૃત્ત કે સદાચારનું બરાબર પાલન એ જ અહીં અધ્યાત્મકર્મ કહેવા માગે છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર આ વિષે આમ લખે છે: 'શુભ પ્રવૃત્તિમાં કારણ અને અશુભ નિવૃત્તિમાં કારણ આ અધ્યાત્મકર્મ વમન-વિરેચનાદિ પંચકર્મોથી જુદું તેમ જ સૂવું-બેસવું-ખાવું-પીવું, એ લૌકિક કર્મથી પણ જુદું છે, તેથી જ એને 'ક્રિયા' કહે છે; એ ક્રિયા ધર્મઅધર્મના સંસ્કારજનક કર્મરૂપ હોઈને આ જન્મનાં કે જન્માંતરનાં જે કર્મ કહેવાય છે, તે રૂપે જ અહીં સમજાય છે.' ૧૫

### પાંચભૌતિક ઇંદ્રિયોમાં તૈજસપણું આદિ વ્યવહારનું કારણ

**[illegible]**

**पेणोपदिश्यते, तत्र यद्यदात्मकमिन्द्रियं विशेषात्तत्तदात्मकमेवार्थमनुधावति, तत्स्वभावाद्विभुत्वाच्च ॥१६॥**

**તેમા ઇંદ્રિયો અનુમાનથી જણાય છે; પાંચ મહાભૂતોના વિકારરૂપ સમુદાયો, એ જ તેઓનું સ્વરૂપ છે એટલે કે એકત્ર થયેલ પાંચ મહાભૂતોના જે સમુદાયરૂપ વિકારો તે જ ઇંદ્રિયો છે, છતાં તે ઇંદ્રિયોમાંથી ચક્ષુમાં તેજ વધારે મળે છે, શ્રોત્રમાં આકાશ અધિક મળે છે, ઘ્રાણમાં પૃથ્વી અધિક છે; રસનેંદ્રિયમાં જળ વધારે છે અને સ્પર્શન-ત્વચામાં વાયુ વધુ મળે છે; તેમાં જે જે ઇંદ્રિય જે જે સ્વરૂપ અથવા જે જે મહાભૂતની અધિકતાવાળી છે, તે તે ઇંદ્રિય ખાસ કરી તે તે સ્વરૂપ-પોતાના જેવા જ તે તે મહાભૂતની અધિકતા ધરાવતા વિષય(ને ગ્રહણ કરવા તેની) પાછળ દોડે છે; કેમ કે તેવો તેઓનો સ્વભાવ છે અને તેવું તેઓનું સામર્થ્ય છે.૧૬**

હવે વૈદ્યક સિદ્ધાંત પ્રમાણે ચક્ષુ આદિ ઇંદ્રિયો બધીયે જોકે પાંચભૌતિક છે, છતા તેઓમાં તૈજસપણું આદિ જુદો જુદો વ્યવહાર જે કારણે થાય છે; તે કહે છે: બધી ઇંદ્રિયો અનુમાનથી જણાય છે; એટલે કે દર્શન આદિ ક્રિયારૂપ હેતુઓ દ્વારા તેઓને અનુમાનથી જાણવી પડે છે; કેમ કે તેઓ પ્રત્યક્ષ નથી; એ અનુમાન આ પ્રમાણે છે- ' रूपज्ञानं दर्शनं सकरणं क्रियात्वात्, छिदिक्रियावत् । રૂપનું જ્ઞાન કે દર્શનક્રિયા કોઈ કરણયુક્ત જ હોવી જ જોઈએ; કેમ કે એ ક્રિયા છે; જે જે ક્રિયા હોય તે તે કરણયુક્ત જ હોય છે; જેમ કે

છેદનક્રિયા, કુહાડો વગેરે શસ્ત્ર આદિ કરણથી જ યુક્ત હોય છે તેમ.' આમ જે છેદનક્રિયા અને તેનું સાધન કરે છે, તેઓનો સાહચર્યનિયમ કે વ્યાપ્તિ, તે ક્રિયા–કરણમાં દેખાય છે; તે જ પ્રમાણે દર્શનક્રિયા અને તેનું કરણ–ચક્ષુઇંદ્રિયની વ્યાપ્તિ પણ અનુમાનથી જ જણાય છે. આ પ્રકારે શ્રોત્ર આદિ ઇંદ્રિયોની વ્યાપ્તિ પણ અનુમાનથી જણાય છે. એ ઇંદ્રિયો પાંચે મહાભૂતોના સમુદાયાત્મક વિકારરૂપ જ છે, છતાં તેઓમાંથી ચક્ષુઇંદ્રિયમાં તેજ–અગ્નિ વધુ છે, તેથી એ ચક્ષુઇંદ્રિય 'તૈજસ' કહેવાય છે; શ્રોત્રેંદ્રિયમાં આકાશતત્ત્વ વધુ છે, તેથી તે 'આકાશીય' કહેવાય છે; ઘ્રાણેંદ્રિયમાં પૃથ્વીતત્ત્વ વધુ છે, તેથી એ 'પાર્થિવ' કહેવાય છે; રસનેંદ્રિયમાં જલતત્ત્વ વધુ છે, તેથી એ 'જલીય' કહેવાય છે અને સ્પર્શનેંદ્રિયમાં વાયુતત્ત્વ વધુ છે, તેથી એ 'વાયવીય' કહેવાય છે. કેમ કે 'बाहुल्याच्च व्यपदेशा भवन्ति' इति न्यायात्। જે તત્ત્વ જેમાં વધુ હોય એ તત્ત્વના નામે તે તે કાર્યદ્રવ્યનો વ્યવહાર કરાતો દેખાય છે; એટલું જ નહિ પરંતુ તે તે ઇંદ્રિય પોતાના વિષયને પણ એ જ નિયમથી ગ્રહણ કરે છે; જેમ કે ચક્ષુઇંદ્રિય અગ્નિતત્ત્વ વધુ ધરાવે છે, તે જ કારણે અગ્નિતત્ત્વને વધુ ધરાવતા પોતાના સમાન રૂપવિષયને જ ગ્રહણ કરે છે; એવો તે તે ઇંદ્રિયોનો સ્વભાવ તથા પ્રભાવ તે વધુ રહેલા તત્ત્વના પ્રભાવથી બની રહે છે.' આમ યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં કહે છે.

ટીકાકાર ચક્રપાણિ અહીં આમ લખે છે: 'આ મૂળ ગ્રંથ અહીં આવાં અનુમાનો કરી લેવા ઉપદેશ કરે છે: एतच्चक्षुस्तैजसं रूपादीनां मध्ये रूपस्यैव प्रकाशकत्वात् बाह्यालोकवत्, रसनमाप्यं, रूपादीनां मध्ये रसस्यैव प्रकाशकत्वात् दन्तोदकवत्। तथा गन्धः स्वजातीयगुणोत्कर्षवद् इन्द्रियग्राह्यो भूतविशेषगुणत्वाद् रूपवत्।' આ ચક્ષુઇંદ્રિય તૈજસ હોવી જોઈએ; કેમ કે બાહ્ય પ્રકાશની પેઠે તે ચક્ષુઇંદ્રિય રૂપાદિમાંથી કેવળ રૂપને જ ગ્રહણ કરે છે; તે જ પ્રમાણે રસનેંદ્રિય જલતત્ત્વની જ અધિકતાવાળી હોવી જોઈએ; કેમ કે તે રૂપાદિમાંથી કેવળ રસને જ ગ્રહણ કરે છે; જેમ દાંતનું પાણી કેવળ રસને જ ગ્રહણ કરે છે તેમ; એ જ પ્રમાણે ગ્રાહ્ય વિષયો દ્વારા પણ આ રીતે અનુમાનો કરાં શકાય છે કે, 'ગંધ ગુણ પોતાની સમાન જાતના ગુણની અધિકતાવાળી ઇંદ્રિય વડે જ ગ્રહણ કરાનો હોવો જોઈએ; કેમ કે તે રૂપની પેઠે ભૂતોનો વિશેષ ગુણ છે.' યોગીંદ્રનાથસેન વધુ આવો ખુલાસો કરે છે: ચક્ષુ આદિ એ ઇંદ્રિયોમાં જે ઇંદ્રિય વધુ પ્રમાણમાં જે ભૂતની અધિકતાવાળી હોય, તે ઇંદ્રિય તેના જ તે ભૂતની અધિકતાવાળા વિષયની પાછળ દોડી જાય છે, જોકે દરેક વિષયો તથા ઇંદ્રિયો પાંચ ભૂતોના જ વિકારો છે, છતાં જે ઇંદ્રિયમાં તથા જે ઇંદ્રિયના વિષયમાં જે ભૂતનું આધિક્ય હોય, તે જ વિષયને તે ઇંદ્રિય ગ્રહણ કરે છે, બીજાને ગ્રહણ કરતી નથી; કારણ કે તેઓનો તેવો સ્વભાવ છે–બન્નેની પ્રકૃતિ સમાન છે; જેમ કે ગ્રાહ્ય વિષયો–રૂપાદિની જે પ્રકૃતિ હોય, તે જ પ્રકૃતિ, તેઓને ગ્રહણ કરતી ચક્ષુ આદિ ઇંદ્રિયની પણ હોય છે. એમ સમાન ઉત્પત્તિકારણના લીધે જ ચક્ષુઇંદ્રિય, રૂપની પાછળ દોડે છે; જેમ જલીયતત્ત્વ, જલીયતત્ત્વને અનુસરે છે, તેમ આ રીતે શ્રોત્ર આદિ ઇંદ્રિયો વિષે પણ સમજી લેવું; સુશ્રુતે પણ આમ જ કહ્યું છે: इन्द्रियेणेन्द्रियार्थं तु स्वं स्वं गृह्णाति मानवः। नियतं तुल्ययोनित्वान्नान्येनान्यमिति स्थितिः।' (सुश्रुत–शारीर–अ. १) હરકોઈ માણસ, જે ઇંદ્રિય વડે તે તે ઇંદ્રિયોના પોતપોતાના વિષયને જે ગ્રહણ કરે છે, તેમાં તે તે ઇંદ્રિય તથા તેના વિષયનું જે સમાન ઉત્પત્તિ કારણ છે, એ જ અવશ્ય કારણ છે; આથી જ બીજી ઇંદ્રિય વડે બીજો વિષય ગ્રહણ કરાતો નથી, એ મર્યાદા છે; કેમ કે તેઓ પરસ્પર સમાન ઉત્પત્તિકારણ ધરાવતાં નથી. ૧૬

## મન સહિત ઇંદ્રિયના વિકારથી તેના જ્ઞાનનો નાશ અને સ્વાસ્થ્યથી પુષ્ટિ

**तदर्थातियोगायोगमिथ्यायोगात्समनस्कमिन्द्रियं विकृतिमापद्यमानं यथास्वं बुद्ध्युपघाताय संपद्यते, समयोगात्पुनः प्रकृतिमापद्यमानं यथास्वं बुद्धिमाप्याययति ॥ १७॥**

તે તે ઇંદ્રિયના તે તે વિષયના અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગ થવાથી મન સહિત તે તે ઇંદ્રિય વિકાર પામે છે; ત્યારે પોતપોતાની બુદ્ધિ કે જ્ઞાનનો તે નાશ કરે છે; પણ (તે તે પોતપોતાના વિષયોના) સમયોગથી ફરી પ્રકૃતિ અથવા પોતાની મૂળ સ્થિતિ કે સ્વાસ્થ્યને પામે છે, ત્યારે પોતપોતાની બુદ્ધિ કે જ્ઞાનને પુષ્ટ કરે છે. ૧૭

દરેક ઇંદ્રિયને પોતપોતાના વિષયનો અતિયોગ કે વધુ સંબંધ થાય, અથવા અયોગ કે હીનયોગ થાય અથવા વિકૃત–બીભત્સ આદિ પ્રકારે મિથ્યાયોગ થાય, તો તે તે ઇંદ્રિય, મનની સાથે વિકાર પામે છે; એમ ઇંદ્રિયમાં વિકાર થતાં મનનો વિકાર–ઉદ્વેગ–દીનતા આદિ અવશ્ય થાય જ છે, જેથી તે દ્વારા થતું જ્ઞાન પણ વિકૃત બને છે–બરાબર થતું નથી; પરંતુ તે તે વિષયનો સમયોગ થવાથી પોતાના મૂળ સ્વભાવમાં રહેતી એ મન સહિત

ઇંદ્રિય, પોતાથી થતા જ્ઞાનને વધુ ઉપજાવે છે, આમ ચક્રપાણિની ટીકાનો અહીં ભાવ છે. ૧૭

### મનના ગ્રાહ્ય વિષયોનાં કારણ

**मनसस्तु चिन्त्यमर्थः; तत्र मनसो बुद्धेश्च त एव समानातिहीनमिथ्यायोगाः प्रकृतिविकृतिहेतवो भवन्ति ॥ १८ ॥**

ચિંતન કરવા યોગ્ય (પદાર્થ) એ મનનો વિષય છે; તેમાં પણ એ જ સમયોગ, અતિયોગ હીનયોગ તથા મિથ્યાયોગો મનની તથા મનના જ્ઞાનની પ્રકૃતિનું તથા વિકૃતિનું કારણ થાય છે.

ઉપર ૧૭મા સૂત્રમાં ઇંદ્રિય સંબંધી વિષયોના સમયોગ, અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગ થવાથી તે તે ઇંદ્રિય અનુક્રમે સ્વાસ્થ્ય અને વિકારને પામે, એમ કહ્યું; એ જ પ્રમાણે મન ને તેના વિષયનો સમયોગ, અયોગ કે હીનયોગ, અતિયોગ તથા મિથ્યાયોગ થવાથી એ મનનું સ્વાસ્થ્ય તથા વિકાર થાય છે, એમ અહીં ૧૮ મા સૂત્રમાં કહે છે. જેમ પ્રથમ ઇંદ્રિયોના વિષયો-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ કહ્યા છે, તે જ પ્રમાણે મનના વિષયો પણ કહેવાની જરૂર હોવાથી પ્રથમ અહીં મનના વિષયો પણ કહે છે; ચિંત્ય અથવા ચિંતન કરવા યોગ્ય વસ્તુ કે પદાર્થ, એ મનનો વિષય છે; તે જ પ્રમાણે કતિધાપુરુષીયમાં કહ્યા પ્રમાણે વિચારવા યોગ્ય, તર્ક કરવા યોગ્ય, ધ્યાન કરવા લાયક તથા સંકલ્પ કરવા લાયક જે કંઈ છે, તે બધુયે મનનો જ વિષય કહેવાય છે; એ બધાનો અહીં 'ચિંત્ય'માં સમાવેશ કર્યો છે. આ 'ચિંત્ય'નું લક્ષણ ચક્રપાણિ આવું કહે છે: 'इन्द्रियानिरपेक्षं मनो यद् गृह्णाति तच्चिन्त्यम्, यदि वा इन्द्रियगृहीतमेवार्थं पुनरिन्द्रियनिरपेक्षं मनो गृह्णाति तच्चिन्त्यम्।' ઇંદ્રિયની જરૂર વિના જે વિષયને મન ગ્રહણ કરે, તે 'ચિંત્ય' કે ચિંતન કરવા યોગ્ય કહેવાય છે, અથવા ઇંદ્રિયોએ ગ્રહણ કરેલા વિષયને જ ફરી ઇંદ્રિયની જરૂર વિના મન ગ્રહણ કરે તે 'ચિંત્ય' કહેવાય છે. આ ચિંત્ય વિષયનો મનને સમયોગ એટલે પ્રમાણપૂર્વકનો-માપસર સંબંધ હોય તો મન અને મનનું જ્ઞાન પ્રકૃતિમાં એટલે તેના મૂળ સ્વભાવમાં રહે છે, પરંતુ એ જ ચિંત્યનો મનને અતિયોગ આદિ થાય તો મન તથા મનનું જ્ઞાન વિકૃત થાય છે; અહીં આવો ભાવ જણાવવા માગે છે કે બિલકુલ ચિંતન નહિ કરવાથી, અતિશય ચિંતન કરવાથી કે ભયાનક ચિંતન કરવાથી પણ મન તથા મનનું જ્ઞાન વિકાર પામે છે. ૧૮

### મન તથા ઇંદ્રિયોનું સ્વાસ્થ્ય જાળવવા માટેના ઉપાયો

**तत्रेन्द्रियाणां समनस्कानामनुपतप्तानामनुपतापाय प्रकृतिभावे प्रयतितव्यमेभिर्हेतुभिः; तद्यथा-सात्म्येन्द्रियार्थसंयोगेन, बुद्ध्या सम्यगवेक्ष्यावेक्ष्य कर्मणां सम्यक्प्रतिपादनेन, देशकालात्मगुणविपरीतोपसेवनेन चेति ॥ १९ ॥**

તેમાં મન સહિત જે ઇંદ્રિયો (પ્રથમ) સંતાપ રહિત કે સ્વસ્થ હોય તેઓને ઉપતાપ કે અસ્વાસ્થ્ય ન થાય, એટલે કે તેઓનું સ્વાસ્થ્ય બરાબર જળવાઈ રહે, તે માટે આ નીચે કહેવાતા ઉપાયો દ્વારા તેઓને (એટલે મન સહિત તે તે ઇંદ્રિયોને) પ્રકૃતિમાં અથવા તેઓના મૂળ સ્વભાવમાં રાખ્યા કરવા પ્રયત્ન કરવો જોઈએ. તે ઉપાયો આ પ્રમાણે છે: પોતાના શરીરને અનુકૂળ, હિતકારી કે સાત્મ્ય એવા ઇંદ્રિયોના (તથા મનના) વિષયોનો સંયોગ રાખ્યા કરવો-એટલે સમયોગ સેવવો; તેમ જ બુદ્ધિથી બરાબર જોઈ-વિચારીને કર્મો બરાબર કર્યા કરવાં; અને દેશ, કાળ તથા પોતાનું શરીર કે વાતાદિ પ્રકૃતિના જે જે ગુણો હોય તેનાથી વિપરીત ગુણવાળું તથા વિપરીત કામ કરનારું-આહારચેષ્ટિત વગેરે સેવવું. (એમ એ ઉપાયોથી સ્વાસ્થ્ય જાળવવા કાળજી રાખવી.) ૧૯

અહીં મન તથા ઇંદ્રિયોનું સ્વાસ્થ્ય જણાવવા સૂચન કરી જણાવી દીધું છે કે, મન તથા ઇંદ્રિયો સ્વસ્થ હોય તો તેઓનાં જ્ઞાન અવશ્ય મૂળ સ્થિતિમાં થયા જ કરે, એ સ્પષ્ટ છે. મન સહિત ઇંદ્રિયોને પોતપોતાના વિષયોનો અતિયોગ આદિ ન થાય તો તેઓમાં વિકાર ન થાય અને તેઓ સ્વસ્થ રહ્યા કરે; માટે તે તે વિષયોના અતિયોગ આદિ ન થાય, તે તરફ ધ્યાન આપીને કાયમી સ્વાસ્થ્ય જળવાયા કરે, તે માટેના અહીં બતાવેલા ઉપાયો સેવ્યા કરવા જોઈએ. પોતાની શરીરપ્રકૃતિને માફક હોય એવા જ મનસંબંધી તથા ઇંદ્રિયસંબંધી વિષયોનું સેવન કે તેનો સમયોગ એ પહેલો ઉપાય છે. પછી 'આ કામ મને હિતકારી છે અને આ કામ મને હિતકારી નથી' એમ દરેક કામને જોઈ તપાસીને જ બરાબર કરવું, એટલે હિત હોય તે આચરવું અને અહિતનો ત્યાગ કરવો, એ બીજો ઉપાય છે; તેમ જ હરકોઈ

આહાર–વિહાર દેશ, કાળ તથા શરીરપ્રકૃતિને સાત્મ્ય-હિતકારી કે માફક હોય, તે જ સેવવા; આ ત્રણ ઉપાયો દ્વારા મન સહિત ઇંદ્રિયોને તેઓના મૂળ સ્વભાવમાં રાખવા માટે અવશ્ય કાળજી રાખવી. ચરકોપરકારના કર્તા શ્રીયોગીંદ્રનાથસેન, અહીં આવાં શંકા–સમાધાન લખે છે: 'વિષયોના અતિયોગ વગેરેને વિકારનાં કારણ તરીકે બતાવ્યાં, તે માટે સાત્મ્ય ઇંદ્રિયસંબંધી વિષયસંયોગ કહ્યો તે યોગ્ય છે; તેમ જ બુદ્ધિથી જોઈ, તપાસી બરાબર કર્મો કરવાં, એ વચન કહ્યું, એ પણ અહીં બંધબેસતું જ છે; કેમ કે અહિત માનસકર્મો પણ મનનો વિકાર કરવામાં કારણ બને છે, પરંતુ આ ઇંદ્રિયોપક્રમણીય પ્રકરણમાં શરીરને લગતાં સ્વસ્થવર્તન, દેશ, કાળ તથા શરીરપ્રકૃતિના ગુણોથી વિપરીત સેવવાનું જે કહ્યું છે, તે બંધબેસતું નથી, આમ કોઈ કહે, તો તેનું સમાધાન અમે આમ કરીએ છીએ કે, શરીરનાં આશ્રિત ઇંદ્રિયો તથા મન પણ શરીરને જ અનુસરે છે, તેથી શરીરને કંઈ દુઃખ થાય તો એ ઇંદ્રિયો તથા મનને પણ દુઃખ થાય જ છે. આ કારણે તેઓની સ્વસ્થતા માટે શરીર સંબંધી સ્વસ્થ વર્તન પણ પરંપરાએ કારણ છે, તેથી તે અહીં કહેવાયાં છે. ૧૯

## સદ્વર્તન–આચરણ આવશ્યક છે

तस्मादात्महितं चिकीर्षता सर्वेण सर्वं सर्वदा स्मृतिमास्थाय सद्वृत्तमनुष्ठेयम् । तद्ध्यनुष्ठानं युगपत्संपादयत्यर्थद्वयमारोग्यमिन्द्रियविजयं चेति ॥२०॥

એ કારણે પોતાનું હિત કરવા ઇચ્છતા દરેક મનુષ્યે સર્વકાળ બધું યાદ રાખી–સાવધાન રહીને સજ્જનોનાં વર્તન અથવા સજ્જનોએ સેવેલાં કર્મ જ અવશ્ય આચરવાં જોઈએ; કેમ કે તે સદ્વર્તનનું આચરણ આરોગ્ય તથા ઇંદ્રિયો ઉપરનો કાબૂ એ બન્ને બાબતોને એકીવખતે મેળવી આપે છે. ૨૦

જલ્પકલ્પતરુ ટીકાકાર અહીં આવો ભાવ લખે છે: 'દરેક મનુષ્યે સાત્મ્ય એવા ઇંદ્રિયવિષયના સંયોગપૂર્વક બુદ્ધિ દ્વારા બરાબર જોઈ–વિચારી યોગ્ય પ્રકારે કર્મો કરીને તથા દેશ, કાળ તથા શરીરપ્રકૃતિના ગુણોને અનુસરતું સેવન કરીને સ્વસ્થ રાખેલી ઇંદ્રિયોનું તથા મનનું સ્વાસ્થ્ય જાળવવા પ્રયત્ન કરવો જોઈએ. એ કારણે પોતાનું હિત કરવા ઇચ્છતા દરેક માણસે, હમેશાં સ્મરણમાં રાખીને સજ્જનોનું અથવા ઉત્તમ આરોગ્ય જાળવતા મહાપુરુષોનું સદ્વર્તન કે સદાચારનું બરાબર પાલન કરવું જોઈએ; ઇંદ્રિયો, વાણી, મન તથા શરીરની પ્રવૃત્તિરૂપે એ સદ્વૃત્તને આચારમાં મૂકવું જોઈએ; કેમ કે એવા સત્પુરુષો આ લોકમાં તથા પરલોકમાં શાંતિ, શૌચ, સદાચાર આદિના યોગથી ઉપજાવેલ ધર્મના પ્રભાવથી ધર્માર્થકામરૂપી ત્રિવર્ગને અનુસરીને જ સર્વકાળ વર્તે છે; એ સદ્વર્તનથી થતા લાભ પણ અહીં જણાવે છે કે તે સદાચારથી એકીવખતે બે પ્રકારના લાભ આ પ્રમાણે થાય છે કે, જે વેળા આરોગ્ય પ્રાપ્ત થાય તે જ વખતે તેની સાથે જ ઇંદ્રિયો પરનો કાબૂ પ્રાપ્ત થાય છે; નહિ કે કોઈ વેળા આરોગ્ય અને કોઈક વખતે ઇંદ્રિય પરનો કાબૂ થાય છે.

## આચરવા યોગ્ય સદ્વર્તન

तत्सद्वृत्तमखिलेनोपदेक्ष्यामोऽग्निवेश ! तद्यथा—देवगोब्राह्मणगुरुवृद्धसिद्धाचार्यानर्चयेत्, अग्निमुपाचरेत्, ओषधीः प्रशस्ता धारयेत्, द्वौ कालावुपस्पृशेत्, मलायनेष्वभीक्ष्णं पादयोश्च वैमल्यमादध्यात्, त्रिः पक्षस्य केशश्मश्रुरोमनखान् संहारयेत् ॥ २१ ॥

હે અગ્નિવેશ! એ સદ્વર્તનનો સમગ્ર ઉપદેશ અહીં અમે કરીએ છીએ; જેમ કે પ્રત્યેક મનુષ્યે દેવોની, ગાયોની, બ્રાહ્મણોની, ગુરુઓની, વડીલોની, વૃદ્ધોની, સિદ્ધ પુરુષોની તથા આચાર્ય-વિદ્યાગુરુની પૂજા કરવી; અગ્નિની ઉપાસના કરવી, ઉત્તમ ઔષધિઓ ધારણ કરવી, બે કાળ સ્નાન કરવું, મળમાર્ગોમાં તથા બન્ને પગમાં વારંવાર સ્વચ્છતા રાખ્યા કરવી; પખવાડિયામાં ત્રણ વાર માથાના વાળ, દાઢી–મૂછ, રુવાંટાં અને નખ કપાવવા જોઈએ. ૨૧

જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર લખે કે, અહીં સંપૂર્ણ સદ્વર્તનનો ઉપદેશ કરવા કહે છે. તેમાં આમ સમજવાનું કે માપસરનો ખોરાક વગેરે, રોગીનો ખોરાક તથા આચાર અને વેગ રોકવાના નિષેધ વગેરે સદ્વર્તનરૂપે જે કહેવાઈ ગયેલ છે, તે સિવાયનાં બાકી રહેલ સર્વ ઋતુ સંબંધી સદ્વર્તનનો ઉપદેશ કરવા અહીં શરૂઆત કરે છે. અહીં 'ગુરુ' શબ્દ વાપરી વર્ણદૃષ્ટિએ શૂદ્ર સુધીના અસવર્ણો માટે પહેલો પહેલો વર્ણ 'ગુરુ' કહ્યો છે; અને સવર્ણોમાં પણ જ્ઞાનદૃષ્ટિએ જેઓ બ્રાહ્મણોમાં અધિક હોય, શૌર્યદૃષ્ટિએ જેઓ ક્ષત્રિયોમાં અધિક હોય, ધનદૃષ્ટિએ જેઓ વૈશ્યોમાં અધિક હોય તથા ઉંમરથી શૂદ્રોમાં જે મોટા હોય તેઓને પણ 'ગુરુ' ગણી પૂજવા–સત્કારવા જોઈએ; ઉપરાંત દરેકનાં માતાપિતા,

કાકા વગેરે સંબંધીઓ ગુરુ કે વડીલો છે અને સંબંધી ન હોય તે પોતાના સવર્ણોમાં પણ મોટી ઉંમરના હોય તે નાની ઉંમરવાળાઓના ગુરુ-વડીલ છે; તેમ જ પોતાના કરતા ઉત્તમ વર્ણના જે હોય તેઓ પણ વર્ણદૃષ્ટિએ ગુરુ-વડીલ છે; ઉપરાંત દેવો દરેક મનુષ્યોના ગુરુ છે, ગાયો પણ દરેક માણસોની તથા બ્રાહ્મણો વગેરેની પણ ગુરુ-પૂજ્ય છે, બધા બ્રાહ્મણો બીજા વર્ણોના ગુરુ છે, ગુરુઓ વૃદ્ધ આદિના પણ ગુરુ છે, વૃદ્ધો સિદ્ધ આદિના પણ ગુરુ છે, સિદ્ધો કે તાપસો વૃદ્ધ આદિના પણ ગુરુ છે અને તેઓ આચાર્યોના પણ ગુરુ છે, એમ ઉત્તરોત્તરના એ પહેલા પહેલાને ગુરુ ગણવા અનુક્રમ દર્શાવેલ છે; તેમ જ આચાર્ય, બ્રહ્મા આદિના પણ ગુરુ છે, આ વર્તનનું આચરણ પણ ધર્મ દ્વારા આરોગ્ય તથા ઇંદ્રિય-જય પ્રાપ્ત કરાવે છે; ઉપરાંત અગ્નિની ઉપાસના, સાંજ-સવાર અગ્નિહોત્રના હોમકર્મ દ્વારા સૂચવી છે. વનની ઉત્તમ ઔષધિઓને કાયમ સાથે રાખવા કહે છે. જે જે કાળે વિગુણ ગ્રહ આદિનો યોગ હોય, તે તે સમયે જે ઔષધિઓને સાથે રાખવા બીજાં શાસ્ત્રોમાં તથા આયુર્વેદમાં પણ કહેલ છે, તે અહીં સમજવી; યોગીંદ્રનાથસેન સહદેવા-બલા કે ખપાટ-બલદાણા અથવા ઉપલસરી આદિ ઔષધિઓને માંગલિક તરીકે ધારણ કરવા કહે છે; આ સંબંધે ભેલ સૂત્રના છઠ્ઠા અધ્યાયનું આ વચન ટાંકે છે: 'ओषधीश्च मणींश्चैव माङ्गल्यान् धारयेत् सदा।' મંગલપ્રદ ઔષધિઓ તથા મણિઓ સર્વકાળ ધારણ કરવા, તેમ જ સવારે તથા બપોરે, એમ બે વાર સ્નાન કરવું. આ સંબંધે કાત્યાયન કહે છે કે, 'વાનપ્રસ્થ કે ગૃહસ્થે સવારે તથા બપોરે સ્નાન કરવું જોઈએ.' આંખના, નાકના તથા કાન વગેરેના મળમાર્ગો અને બેય પગ વારંવાર સાફ કર્યા કરવા; એનો ગુણ આ શ્લોકસ્થાનના ૫ મા અધ્યાયમાં ૯૭ મા શ્લોકમાં કહેવાઈ ગયો છે. પખવાડિયામાં ત્રણવાર-પાંચ પાંચ દિવસે માથાના વાળ, મોઢાના વાળ-દાઢીમૂછ, બગલનાં તથા સાથળ વગેરેનાં રુવાંટાં અને નખો કપાવવા જોઈએ; આ પ્રમાણે વૃદ્ધ-વાગ્ભટ પણ અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાનના ત્રીજા અધ્યાયમાં કહે છે: 'त्रिः पक्षस्य कचश्मश्रुनखरोमाणि वर्धयेत्।' પખવાડિયામાં ત્રણ વાર માથાના વાળ, દાઢીમૂછ, નખ અને બગલ વગેરેનાં રુવાંટાં કાપવા જોઈએ.' પરંતુ ભેલ આમ કહે છે: 'सदारयेद् रोमनख त्रिर्मासस्य च मानवः।' માણસે મહિનામાં ત્રણવાર-દશ દશ દિવસે રુવાંટાં તથા નખ કપાવવા.' ક્ષારપાણિ પણ એમ જ કહે છે: 'त्रिर्मासस्य रोमनखान् सहारयेत्।' મહિનામાં ત્રણ વાર રુવાંટાં તથા નખ કપાવવા.' આમ ભેલ તથા ક્ષારપાણિના વચનમાં ભલે મહિનો લીધો છે, પરંતુ પ્રથપ્રતિસંસ્કર્તા ચરક ભગવાનના વચનને પ્રમાણ ગણી ત્યાં એ વચનમાં પણ મહિનાને બદલે પખવાડિયું જ લેવું.'

આ વાળ વગેરેને કાપવાના ગુણો પણ માત્રાશિતીય અધ્યાયમાં ૯૮મા શ્લોકમાં પ્રથમ કહેવાઈ ગયા છે. તે ત્યાં જોવા. ૨૧

### બીજાં સદ્વર્તન

नित्यमनुपहतवासाः सुमनाःसुगन्धिः स्यात् ॥ साधुवेशः, प्रसाधितकेशो, मूर्धश्रोत्रघ्राणपादतैल-नित्यो, धूमपः, पूर्वाभिभाषी, सुमुखो, दुर्गेष्व-भ्युपपत्ता, होता, यष्टा, दाता, चतुष्पथानां नम-स्कर्ता, बलीनामुपहर्ता, अतिथीनां पूजकः, पितृभ्यः पिण्डदः, काले हितमितमधुरार्थवादी, वश्यात्मा, धर्मात्मा, हेतावीर्ष्युः, फले नेर्ष्युः, निश्चिन्तो, निर्भीको, धीमान्, ह्रीमान्, महोत्साहो, दक्षः, क्षमावान्, धार्मिकः, आस्तिको, विनयबुद्धिविद्या-भिजनवयोवृद्धसिद्धाचार्याणामुपासिता ॥ २२ ॥

કાયમ નહિ બગડેલાં-સ્વચ્છ વસ્ત્રો પહેરવાં, પુષ્પોની માળા ધારણ કરીને સુગંધી રહેવું, સજ્જનને યોગ્ય વેશ રાખવો, વાળ ઓળીને સુશોભિત અને વ્યવસ્થિત રાખ્યા કરવા; માથા પર, કાનમાં, નાકમાં તથા બન્ને પગના તળિયે કાયમ તેલમાલિશ કરવું, ધૂમપાન કરવું, પોતાને ત્યાં આવેલ હરકોઈની સાથે પ્રથમ પોતે જ કુશલ-પ્રશ્નાદિપૂર્વક બોલવાનો સ્વભાવ રાખવો, કાયમ મોઢું પ્રસન્ન રાખવું, હરકોઈને સંકટના સમયે સહાય કરી તેના પર દયા કરવી; અગ્નિહોત્રાદિ હોમ કરવા, યજ્ઞો કરવા, દાન દેવાં, ચૌટાંઓને નમસ્કાર કરવા, દેવોને બલિદાનો દેવાં, અતિથિઓની પૂજા કરવી, પિતૃઓને પિંડદાન કરવાં, યોગ્ય સમયે હિતકારી, માપસર અને મધુર અર્થ-વાળું કર્ણપ્રિય વચન બોલવાનો સ્વભાવ રાખવો, ઇંદ્રિયોને વશ રાખવી, ધર્મ કરવાનો સ્વભાવ કેળવવો, કારણ પરત્વે ઈર્ષ્યાળુ થવું; પણ કોઈ પારકાંનાં સારાં ફળ કે લાભાદિનિમિત્તે ઈર્ષ્યાળુ ન થવું; ચિંતારહિત રહેવું, નિર્ભય રહેવું, બુદ્ધિમાન થવું-એટલે કે હરકોઈ કાર્ય વિચારીને બુદ્ધિપૂર્વક કરવાનો સ્વભાવ રાખવો; લજ્જાશીલ કે શરમાળ થવું, કર્તવ્ય કર્મોમાં મોટો ઉત્સાહ

રાખવો, કામ કરવામાં ચતુર થવું, ક્ષમાશીલ થવું, ધર્મનિષ્ઠ થઈ ધર્માચરણ કર્યા કરવું; આસ્તિક થવું અને જેઓ વિનયથી, બુદ્ધિથી, વિદ્યાથી, કુળથી તથા ઉંમરથી મોટા હોય તેમ જ સિદ્ધ અને આચાર્ય હોય તેઓની ઉપાસના–સેવા–સત્કાર કરવાનો સ્વભાવ રાખવો. ૨૨

અહીં શરૂમાં ચરકોપરકારે 'नित्यमहतवासाः' એવો પાઠ રાખી 'અહત વસ્ત્રધારી' એવો અર્થ સૂચવ્યો છે અને 'અહત' વસ્ત્રનું લક્ષણ પુલસ્ત્યે કહેલું આવું જણાવ્યું છે : 'ईषद् धौतं नवं श्वेतं सदशं यन्न धारितम्। अहतं तद् विजानीयात् सर्वकर्मसु पावनम्॥ લગાર ધોયેલું, નવું, સફેદ, કિનારવાળું અને (ધોયા પછી) નહિ પહેરેલું વસ્ત્ર 'અહત' જાણવું; એ દરેક કર્મોમાં પવિત્ર છે!' વળી પુષ્પમાળાથી સુગંધી રહેવા ઉપરાંત ચંદન આદિનું વિલેપન ધારણ કરીને પણ સુગંધી રહેવા જણાવ્યું છે; શિષ્ટ–સજ્જન માણસને શોભે તેવો વેશ રાખવો, કાંસકાથી વાળ ઓળીને વ્યવસ્થિત રાખવા, યોગ્ય સમયે માત્રા પ્રમાણે પ્રાયોગિક આદિ ધૂમપાન કરવું; ભમ્મર ચઢ્યા વિનાનું પ્રસન્ન મોઢું રાખવું, ચૌટાંને નમસ્કાર કરવા અને તે જ પ્રમાણે પીપળો વગેરે વૃક્ષોને પણ નમસ્કાર કરવા; આ સંબંધે વૃદ્ધ વાગ્ભટ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ત્રીજા અધ્યાયમાં આમ લખે છે: 'चतुष्पथं नमस्कुर्यात् प्रज्ञाताँश्च वनस्पतीन्।' ચૌટાંઓને તથા જાણીતી વનસ્પતિઓને પણ નમસ્કાર કરવા;' જેઓ પોતાના એક ગામમાં રહેતા ન હોય તેઓ વૈશ્વદેવની અંતે (ઓચિંતા) આવે તે અતિથિઓ કહેવાય છે; તેઓની પૂજા કરવા અહીં કહે છે. પ્રસંગ આવે ત્યારે હિતકારી, માપસર–બહુ થોડું અને મધુરતાપૂર્વકનું વચન બોલવું, એમ સુશ્રુત પણ ચિકિત્સાસ્થાનના–૨૪ મા અધ્યાયમાં લખે છે; કારણ આવે ત્યારે ઈર્ષ્યાળુ થવું–એટલે કે બીજાને ધન આદિની આવકનો ઉપાય મળે, તે તરફ ઈર્ષ્યા એટલે સરસાઈ કરવી કે, 'આ માણસ જે કારણે આવો ધનવાન કે વિદ્વાન થયો છે, તે કારણ મને પણ કેમ ન મળે?' આવી સ્પર્ધા કરવી અને તે માટે પ્રયત્નો કરવા, એવો અહીં ઉપદેશ છે, પરંતુ બીજાને ધનાદિની પ્રાપ્તિરૂપ ફળ પ્રાપ્ત થાય, તે તરફ ઈર્ષ્યા કે અદેખાઈ ન કરવી; ચિંતા તથા ભયથી રહિત રહેવા અહીં ઉપદેશ છે, તે ચિંતા તથા ભયને માનસિક નિંદ્યકર્મમાં ગણીને તેથી દૂર રહેવા સૂચન છે; એટલે કે જે ચિંતા કે ભય ટાળ્યાં ટળે નહિ એવાં હોય ત્યાં જ નિશ્ચિંત તથા નિર્ભય રહેવાનું અહીં સમજાય છે, પરંતુ જે ચિંતા કે ભય ટાળી શકાય એવાં હોય તેઓને તો દૂર કરવા પ્રયત્ન જ કરવો જરૂરી છે. (એમ ગંગાધર અહીં લખે છે.) શરમાળ થવું, એ પણ આહારવ્યવહાર સિવાયના પ્રસંગોમાં યોગ્ય છે; બાકી તો 'आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत्।' ખાતી વેળા તથા વ્યવહાર સાચવતી વેળા જો શરમ છોડે તો જ સુખી થાય છે.' કોઈ અપકાર કરે છતાં તેની સામે અપકાર ન કરવો, તેની સહનશીલતા 'ક્ષમા' કહેવાય છે; એવી સહનશીલતા રાખે તે 'ક્ષમાશીલ' ગણાય છે. મન, વચન અને કાયાથી ધર્માચરણ કરવું અને 'આત્મા છે, પરલોક છે,' એમ માનવું, એવી આસ્તિકતા રાખવી, પરંતુ એથી ઊલટી નાસ્તિકતાથી દૂર રહેવું. ૨૨

### સદ્વર્તન

छत्री दण्डी मौली सोपानत्को युगमात्रदृग् विचरेत् ॥ २३ ॥

છત્ર ધારણ કરવું, હાથમાં લાકડી રાખવી, માથે પાઘડી પહેરવી, પગે જોડા પહેરવા અને રાત્રે ચાર હાથ જેટલી આગળ નજર રાખ્યા કરી ચાલવું જોઈએ. ૨૩

માથે પાઘડી પહેરી રાખવાથી માથા ઉપર પતંગિયાં કે કીડા વગેરેનાં મૂત્ર કે વિષ્ઠા પડતાં રક્ષા થાય છે; આ છત્ર, દંડ તથા પગરખાં ધારણ કરવાના ગુણો માત્રાશિતીયમાં કહેવાયા છે; રાત્રે આગળ ચાર હાથ જેટલી જમીન જોતાં જોતાં જવાથી સામે કોઈ ગાય, કૂતરાં વગેરે હોય તો તેથી ઉપદ્રવ ન આવે; આ વિષે વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે. ૨૩

### વિશેષ સદ્વર્તનો

मङ्गलाचारशीलः, कुचेलास्थिकण्टकामेध्यकेशतुषोत्करभस्मकपालस्नानबलिभूमीनां परिहर्ता, प्राक् श्रमाद्व्यायामवर्जी च स्यात् ॥ २४ ॥

सर्वप्राणिषु बन्धुभूतः स्यात्, क्रुद्धानामनुनेता, भीतानामाश्वासयिता, दीनानामभ्युपपत्ता, सत्यसंधः, सामप्रधानः, परपरुषवचनसहिष्णुः, अमर्षघ्नः, प्रशमगुणदर्शी, रागद्वेषहेतूनां हन्ता ॥ २५ ॥

માંગલિક ક્રિયાઓ કરવાનો સ્વભાવ કેળવવો, જે જમીન પર ખરાબ ચીથરાં, હાડકાં, કાંટા, અપવિત્ર વિષ્ઠા વગેરે, વાળ, ફોતરાં, ઉકરડા, રાખોડી અને ઘડા વગેરેનાં ઠીકરાં પડ્યાં હોય; તેમ જ જ્યાં કોઈ નાહતું હોય અને દેવપૂજા કે

બલિદાન થતાં હોય તે જમીનનો ત્યાગ કરવો (એટલે કે એ જમીન પર ચાલવું નહિ;) અને થાકની પહેલાં (અર્ધી શક્તિ રહે ત્યારે ચાલુ) કસરત છોડવી જોઈએ.

સર્વ પ્રાણીઓ તરફ બંધુ તુલ્ય વર્તવું; (દરેકને બંધુભાવે સહાય કરવી); ક્રોધ પામેલાઓને વિનવવા-સમજાવવા; ભય પામેલાઓને આશ્વાસન આપવું, દીન-ગરીબોને ઉપકાર માટે સ્વીકારવાં, પ્રતિજ્ઞા સત્ય કરવી કે પાળવી; સામપ્રધાન થવું—સાંત્વનને જ મુખ્ય ગણવું, પારકા કઠોર વચનો સહન કરવાનો સ્વભાવ કેળવવો, અસહિષ્ણુતા કે ક્રોધનો નાશ કરવો, ખૂબ શાંતિ જાળવવામાં જ શુભદૃષ્ટિ કરવી અને રાગ તથા દ્વેષનાં કારણોનો જ નાશ કરવા તત્પર રહેવું. ૨૪,૨૫

ત્યાજ્ય અસદ્વર્તનો

नानृतं ब्रूयात्, नान्यस्वमाददीत, नान्यस्त्रियमभिलषेन्नान्यश्रियं, न वैरं रोचयेत्। न कुर्यात्पापं, न पापेऽपि पापी स्यात्, नान्यदोषान् ब्रूयात्, नान्यरहस्यमागमयेत्। नाधार्मिकैर्न नरेन्द्रद्विष्टैः सहासीत, नोन्मत्तैर्न पतितैर्न भ्रूणहन्तृभिर्न क्षुद्रैर्न दुष्टैः। न दुष्टयानान्यारोहेत्, न जानुसमं कठिनमासनमध्यासीत, नानास्तीर्णमनुपहितमविशालमसमं वा शयनं प्रपद्येत। न गिरिविषममस्तकेष्वनुचरेत्, न द्रुममारोहेत्, न जलोग्रवेगमवगाहेत, कूलच्छायां नोपासीत। नाग्न्युत्पातमभितश्चरेत्, नोच्चैर्हसेत्, न शब्दवन्तं मारुतं मुञ्चेत्, नासंवृतमुखो जृम्भां क्षवथुं हास्यं वा प्रवर्तयेत्। न नासिकां कुष्णीयात्, न दन्तान् विघट्टयेत्, न नखान् वादयेत्, नास्थीन्यभिहन्यात्, न भूमिं विलिखेत्, न छिन्द्यात्तृणं, न लोष्टं मृद्नीयात्। न विगुणमङ्गैश्चेष्टेत, ज्योतींष्यनिष्टममेध्यमशस्तं च नाभिवीक्षेत, न हुंकुर्याच्छवं, न चैत्यध्वजगुरुपूज्याशस्तच्छायामाक्रामेत्। न क्षपास्वमरसदनचैत्यचत्वरचतुष्पथोपवनश्मशानाघातनान्यासेवेत, नैकः शून्यगृहं न चाटवीमनुप्रविशेत्। न पापवृत्तान् स्त्रीमित्रभृत्यान् भजेत, नोत्तमैर्विरुध्येत, नावरानुपासीत, न जिह्मं रोचयेत्, नानार्यमाश्रयेत्, न भयमुत्पादयेत्, न साहसातिस्वप्नप्रजागरस्नानपानाशनान्यासेवेत, नोर्ध्वजानुश्चिरं तिष्ठेत्, न व्यालानुपसर्पेन्न दंष्ट्रिणो न विषाणिनः, पुरोवातातपावश्यायातिप्रवातान् जह्यात्। कलिं नारभेत, नासुनिभृतोऽग्निमुपासीत, नोच्छिष्टो नाधः कृत्वा प्रतापयेत्, नाविगतक्लमो नानाप्लुतवदनो न नग्न उपस्पृशेत्। न स्नानशाट्या स्पृशेदुत्तमाङ्गं, न केशाग्राण्यभिहन्यात्, नोपस्पृश्य त एव वाससी बिभृयात्। नास्पृष्ट्वा रत्नाज्यपूज्यमङ्गलसुमनसोऽभिनिष्क्रामेत्, न पूज्यमङ्गलान्यपसव्यं गच्छेन्नेतराण्यनुदक्षिणम्॥ २६-३८॥

नारत्नपाणिर्नास्नातो नोपहतवासा नाजपित्वा नाहुत्वा देवताभ्यो नानिरूप्य पितृभ्यो नादत्त्वा गुरुभ्यो नातिथिभ्यो नोपाश्रितेभ्यो नापुण्यगन्धी नामाली नाप्रक्षालितपाणिपादवदनो नाशुद्धमुखो नोदङ्मुखो न विमना नाभक्ताशिष्टाशुचिक्षुधितपरिचरो न पात्रीष्वमेध्यासु नादेशे नाकाले नाकीर्णे नादत्त्वाऽग्रमग्नये नाप्रोक्षितं प्रोक्षणोदकैर्न मन्त्रैरनभिमन्त्रितं न कुत्सयन् न कुत्सितं न प्रतिकूलोपहितमन्नमाददीत, न पर्युषितमन्यत्र मांसहरितकशुष्कशाकफलभक्ष्येभ्यः, नाशेषभुक्स्यादन्यत्र दधिमधुलवणसक्तुसर्पिर्भ्यः, न नक्तं दधि भुञ्जीत, न सक्तूनेकानश्नीयात्, न निशि न भुक्त्वा न बहून् न द्विः, नोदकान्तरितान्, न छित्त्वा द्विजैर्भक्षयेत्॥

नानृजुः क्षुयान्नाद्यान्न शयीत, न वेगितोऽन्यकार्यः स्यात्। न वाय्वग्निसलिलसोमार्कद्विजगुरुप्रतिमुखं निष्ठीविकावातवर्चोमूत्राण्युत्सृजेत्, न पन्थानमवमूत्रयेत्, न जनवति, नान्नकाले। न जपहोमाध्ययनबलिमङ्गलक्रियासु श्लेष्मसिङ्घाणकं मुञ्चेत्॥ न स्त्रियमवजानीत, नातिविश्रम्भयेत्, न गुह्यमनुश्रावयेत्, नाधिकुर्यात्। न रजस्वलां नातुरां नामेध्यां नाशस्तां नानिष्टरूपाचारोपचारां नादक्षां नादक्षिणां नाकामां नान्यकामां नान्यस्त्रियं नान्ययोनिं नायोनौ न चैत्यचत्वरचतुष्पथोपवनश्मशानाघातनसलिलौषधिद्विजगुरुसुरालयेषु न सन्ध्ययोर्नातिथिषु नाशुचिर्नाजग्धभेषजो नाप्रणीतसंकल्पो नानुपस्थितप्रहर्षो नाभुक्तवान् नात्यशितो न विषमस्थो न मूत्रोच्चारपीडितो न श्रमव्यायामोपवासक्लमाभिहतो नारहसि व्यवायं गच्छेत्॥ ४१-४५॥

न सतो न गुरून् परिवदेत्, नाशुचिरभिचारकर्मचैत्यपूज्यपूजाध्ययनमभिनिर्वर्तयेत्॥ ४६॥

न विद्युत्स्वनार्तवीषु नाभ्युदितासु दिक्षु नाग्निसंप्लवे न भूमिकम्पे न महोत्सवे नोल्कापाते न महाग्रहोपगमने न नष्टचन्द्रायां तिथौ न सन्ध्ययोर्नामुखाद्गुरोर्नावपतितं नातिमात्रं न तान्तं न

विस्वरं नानवस्थितपदं नातिद्रुतं न विलम्बितं नातिक्लीबं नात्युच्चैर्नातिनीचैः स्वरैरध्ययनमभ्यसेत् ॥ ४७ ॥

नातिसमयं जह्यात्, न नियमं भिन्द्यात्, न नक्तं नादेशे चरेत्, न सन्ध्यास्वभ्यवहाराध्ययनस्त्रीस्वप्नसेवी स्यात्। न बालवृद्धलुब्धमूर्खक्लिष्टक्लीबैः सह सख्यं कुर्यात्, न मद्यद्यूतवेश्याप्रसङ्गरुचिः स्यात्, न गुह्यं विवृणुयात्, न कञ्चिदवजानीयात्। नाहंमानी स्यान्नादक्षो नादक्षिणो नासूयकः, न ब्राह्मणान् परिवदेत्, न गवां दण्डमुद्यच्छेत्, न वृद्धान् न गुरून् न गणान् न नृपान् वाऽधिक्षिपेत्। न चातिब्रूयात्, न बान्धवानुरक्तकृच्छ्रद्वितीयगुह्यज्ञान् बहिष्कुर्यात् ॥ नाधीरो नात्युच्छ्रितसत्त्वः स्यात्, नाभृतभृत्यो, नाविश्रब्धस्वजनो, नैकः सुखी, न दुःखशीलाचारोपचारो न सर्वविश्रम्भी न सर्वाभिशङ्की, न सर्वकालविचारी च ॥ ४८–५१ ॥

न कार्यकालमतिपातयेत्, नापरीक्षितमभिनिविशेत्, नेन्द्रियवशगः स्यात्, न चञ्चलं मनोऽनुभ्रामयेत्। न बुद्धीन्द्रियाणामतिभारमादध्यात्, न चातिदीर्घसूत्री स्यात्, न क्रोधहर्षावनुविदध्यात्, न शोकमनुवसेत्, न सिद्धावौत्सुक्यं गच्छेन्नासिद्धौ दैन्यम् ॥ ५२, ५३ ॥

प्रकृतिमभीक्ष्णं स्मरेत्, हेतुप्रभावनिश्चितः स्यात्, हेत्वारम्भनित्यश्च, न कृतमित्याश्वसेत्, न वीर्यं जह्यात्, नापवादमनुस्मरेत् ॥ ५४ ॥

नाशुचिरुत्तमाज्याक्षततिलकुशसर्षपैरग्निं जुहुयात् ॥ ५५ ॥

અસત્ય ન બોલવું, પારકું ધન ન લેવું, પારકી સ્ત્રીની ઇચ્છા પણ ન કરવી, પારકી લક્ષ્મી કે સંપત્તિ પણ ન ઇચ્છવી અને વેર–કજિયા પસંદ ન કરવા; પાપ ન કરવું, પાપીના તરફ પણ પાપી ન થવું, પારકા દોષો કહેવા નહિ, પારકાં રહસ્યો કે બીજાની ખાનગી બાબતો ખુલ્લાં ન કરવાં, ધર્મ નહિ કરતા–અધાર્મિક લોકો સાથે બેસવું નહિ, રાજાઓના શત્રુઓ સાથે પણ બેસવું નહિ; તેમ જ ઉન્મત્ત–છકેલા લોકો સાથે, પોતાના ધર્મથી કે આચારથી ભ્રષ્ટ થયેલા–વટલી ગયેલા–પતિત લોકો સાથે, બાળહત્યા કરનારાઓની સાથે, હલકા–મ્લેચ્છ આદિની સાથે અને દુષ્ટ–ચોર લુચ્ચા કે ઠગ લોકોની સાથે પણ બેસવું નહિ. તોફાની ઘોડા વગેરે વાહનો પર અથવા તોફાની ઘોડા વગેરે જોડેલ ગાડી–ગાડાં વગેરે વાહનો પર બેસવું નહિ, જે આસન એક ઢીંચણ જેટલું ઊંચું હોય અને કઠિન હોય એટલે કે કોમળ બિછાનાંથી બિછાવ્યું ન હોય તેવા આસન પર બેસવું નહિ; તેમ જ જે શયન કંઈ પાથર્યા વિનાનું હોય, ઓશીકાં વગરનું હોય, વિશાળ એટલે પોતાના શરીર પ્રમાણે લાંબું પહોળું ન હોય અને અસમ કે ઊંચુંનીચું હોય, તેવા શયન પર સૂવું નહિ. પહાડોનાં ઊંચાંનીચાં કે તોછડાં–વાંકાં અથવા ઢાળવાળાં શિખરો પર ફરવું નહિ; ઝાડ ઉપર ચઢવું નહિ, પાણીના ઉગ્ર વેગ કે પૂર–ધસારામાં પ્રવેશ કરવો નહિ, નદીઓ વગેરેના કિનારાની કે ભેખડની છાયાનો આશ્રય કરવો નહિ, અગ્નિના ઉત્પાત કે ચોપાસ સળગી રહેલા ભડકાઓ સામે કે આસપાસ જવું નહિ, ખૂબ ઊંચેથી હસવું નહિ. અવાજ થાય એ રીતે અપાનવાયુ છોડવો નહિ; અને મોઢું ઢાંક્યા વિના બગાસું, છીંક કે હાસ્ય કરવાં નહિ. નાક ખોતરવું નહિ, દાંત કચકચાવવા નહિ અથવા દાંતનાં પોલાણ પણ ખોતરવાં નહિ, નખોને (વાદિત્રરૂપે) વગાડવા નહિ, (શરીરનો કોઈ પણ ભાગ કે મોઢું પણ વાદિત્રરૂપે વગાડવું નહિ;) હાડકાં ઠોકવાં નહિ કે સામસામાં અથડાવવાં નહિ, જમીન ખોતરવી નહિ, વ્યર્થ ઘાસ કાપવું નહિ કે તણખલાં તોડવાં નહિ; માટીનાં ઢેફાં પગથી મસળવાં કે ભાંગવાં નહિ, શરીરના અવયવોથી વિગુણ એટલે બેડોળ જણાય તેવી કે વ્યર્થ ચેષ્ટા કરવી નહિ; અતિશય તેજસ્વી (સૂર્યાદિ) જ્યોતિઓ તરફ વારંવાર કે એકધારું જોવું નહિ, અનિષ્ટ કે અપ્રિય અમંગલ પદાર્થ અથવા અપ્રશસ્ત–ખરાબ વસ્તુ તરફ પણ વારંવાર એકધારું જોવું નહિ; શિવ કે પૂજ્ય સામે હુંકાર કે હાંકોટા કરવા નહિ; અથવા 'શવ'–(પાઠ લઈ ને)–મુડદાં તરફ હુંકાર કે હાંકોટા કરવા નહિ; તેમ જ ચૈત્ય વૃક્ષ એટલે ગામનું મુખ્ય ઝાડ કે શ્મશાનનું ઝાડ; અથવા ચૈત્ય એટલે બૌદ્ધમંદિર કે જૈન મંદિરની છાયા ઓળંગવી નહિ; તેમ જ કોઈ દેવાલય વગેરેની ધજાની છાયા, ગુરુ–વડીલો

વગેરેની છાયા, પૂજ્ય દેવ, ગાય કે બ્રાહ્મણોની છાયા અને અશસ્ત-અનાર્ય-પતિત કે દુષ્ટ લોકોની છાયા પણ ઓળંગવી નહિ.

રાત્રિના સમયે દેવમંદિર, પૂર્વોક્ત ચૈત્યવૃક્ષ, ચોતરા, ચૌટાં, ચાર રસ્તા, બાગ, બગીચા, સ્મશાન કે (ફાંસી વગેરે) વધસ્થાનોનું સેવન કરવું નહિ-તે તે સ્થળે રાતવાસો કરવો નહિ; એકલાએ સૂના ઘરમાં અને જંગલોમાં પ્રવેશ કરવો નહિ; જેઓના આચાર કે વર્તનો પાપી હોય તેવાં સ્ત્રી, મિત્રો કે નોકરચાકરોને રાખવા નહિ; ઉત્તમ માણસો સાથે વિરોધ કરવો નહિ; હલકા-નીચ લોકોની પાસે બેસવું નહિ, કપટને પસંદ કરવું નહિ, અનાર્ય-મ્લેચ્છ લોકોનો આશ્રય કરવો નહિ, કોઈને પણ ભય ઉપજાવવો નહિ અને સાહસકર્મો, વધારેપડતી ઊંઘ, વધારેપડતા ઉજાગરા, વધારેપડતું સ્નાન, વધારેપડતું જળપાન-પીણાં કે વધારેપડતો આહાર સેવવો નહિ. (કેમ કે બધું માપસર જ હિતકારી થાય છે.) ઢીંચણો ઊંચા રાખી (ઉભડક) લાંબો કાળ બેસવું નહિ કે બહુ ઊભા રહેવું નહિ, ઝેરી સર્પ કે તોફાની હાથી પાસે જવું નહિ; દાઢવાળા કે શિંગડાંવાળાં પ્રાણીઓ પાસે જવું નહિ; પૂર્વ દિશાનો વાયુ, તડકો, ઝાકળ અને ખૂબ ફૂંકાતો પવન છોડવો જોઈએ.

કજિયાની શરૂઆત કરવી નહિ, સાવધાની રાખ્યા વિના બેદરકારીથી અગ્નિ પાસે બેસવું નહિ-સાવધાન રહીને જ અગ્નિને સેવવો; એઠા કે ગંદા શરીરે અગ્નિની ઉપાસના ન કરવી, અગ્નિને પોતાની નીચે રાખી પોતાનું શરીર તપાવવું નહિ, જેનો થાક ઊતર્યો ન હોય તે થાકેલા માણસે નાહવું નહિ, પાણીથી મોઢું ધોયા વિના કે માથું પલાળ્યા વિના નાહવું નહિ; તેમ જ વસ્ત્રરહિત નાગા થઈ નાહવું નહિ; નાહવાના વસ્ત્રથી એટલે જે કપડું પહેરી સ્નાન કર્યું હોય તે કપડાથી માથાને સ્પર્શ ન કરવો એટલે માથું લૂછવું નહિ; માથાના વાળના આગલા ભાગો કે ચોટલા ઝાટકવા નહિ, નાહ્યા પછી એ જ નહાયેલાં વસ્ત્રો પહેરવાં નહિ, (જે કપડે સ્નાન કર્યું હોય તે જ કપડાં નીચોવી પાછાં તે જ પહેરવાં નહિ); રત્નો, ઘી, પૂજ્ય-દેવ, ગાય કે બ્રાહ્મણ વગેરેને અથવા બીજું કંઈ દ્રવ્ય કે પુષ્પોનો સ્પર્શ કર્યા વિના ઘરમાંથી બહાર નીકળવું નહિ; પૂજ્ય કે મંગળ પદાર્થોને ડાબી બાજુ રાખી જવું નહિ; તેમ જ અપૂજ્ય કે અમંગળ પદાર્થોને જમણી બાજુ રાખી કયાય જવું નહિ; હાથમાં રત્ન ધારણ કર્યા વિના અન્ન જમવું નહિ; તેમ જ નાહ્યા વગર ફાટેલાં અથવા નહિ ધોયેલાં કે મેલાં વસ્ત્રો પહેરીને અથવા ધોયેલાં સ્વચ્છ વસ્ત્રો પહેર્યા વિના, (ગાયત્રી આદિનો) જપ જપ્યા વિના, હોમ કર્યા વિના તથા દેવોને નૈવેદ્યરૂપે અર્પણ કર્યા વિના અન્ન જમવું નહિ; તેમ જ પિતૃઓને, ગુરુઓને, અતિથિઓને તથા પોતાના આશ્રિતોને આપ્યા વિના અન્ન જમવું નહિ, તેમ જ ચંદનાદિ પવિત્ર વિલેપન લગાડ્યા વિના, પુષ્પમાળા ધારણ કર્યા વિના, હાથ, પગ અને મોઢું ધોયા વિના, મોઢું બરાબર શુદ્ધ કે સાફ કર્યા વિના તથા ઉત્તર તરફ મોઢું રાખીને અન્ન જમવું નહિ; જે વેળા મન બીજા વિષયમાં લાગ્યું હોય અથવા ઉદાસ કે ચિંતાતુર હોય તે વેળા જમવું નહિ અને પોતાના ઉપર ભક્તિભાવ વિનાના, દુર્જન તથા અપવિત્ર સેવકોને પાસે રાખી જમવું નહિ; તેમ જ નોકરો વગેરે ભૂખ્યા હોય ત્યારે પણ જમવું નહિ; અપવિત્ર વાસણોમાં, અયોગ્યસ્થાને, અયોગ્યકાળે તથા જે સ્થાન અનેક લોકોથી વ્યાપ્ત હોય તે સ્થાને પણ અન્ન જમવું નહિ; પ્રથમ અગ્નિનો ભાગ અર્પણ કર્યા વિના પણ જમવું નહિ; અને જે અન્નને પ્રોક્ષણ કરવાના જળથી વેદોક્ત વિધિપૂર્વક પ્રોક્ષિત કર્યું ન હોય તેમ જ વૈદિક મંત્રોથી જે મંત્ર્યું ન હોય તે અન્ન જમવું નહિ; અન્નની નિંદા કરતાં કરતાં અન્ન જમવું નહિ, નિંદાયેલું કે વાળ, માખી વગેરેથી ખરાબ થયેલું, તેમ જ પ્રતિકૂળ માણસોએ આણ્યું હોય કે પીરસેલ હોય તે અન્ન પણ જમવું નહિ; માંસ, આદું વગેરે, સૂકાં શાક, ફળો તથા લાડુ વગેરે ભક્ષ્ય પદાર્થો સિવાયનું વાસી અન્ન ખાવું નહિ. (માંસ વગેરે વાસી ખવાય, એ સિવાયનું જે વાસી હોય તે ન ખવાય.) તેમ જ દહીં, મધ, મીઠું, સાથવો અને ઘી સિવાયના પદાર્થો જમતાં દ ઈક બાકી રાખ્યા વિના

ખધાય ખાઈ જવા નહિ; અર્થાત્ દહીં વગેરેમાંથી કંઈ પણ બાકી રાખ્યા વિના તે તમામ ખાઈ જવાં, પણ તે સિવાયનું કંઈ પણ અન્નાદિ જમતાં થોડું બાકી રાખવું જ જોઈએ.

રાત્રે દહીં ખાવું નહિ, એકલો (ઘી–સાકરવિનાનો) સાથવો ખાવો નહિ, રાત્રે સાથવો ખાવો નહિ, જમીને સાથવો ખાવો નહિ, પુષ્કળ સાથવો ખાવો નહિ, બે વાર સાથવો ખાવો નહિ, પાણીનું અંતર કરીને એટલે વચ્ચે અલગ પાણી પીને સાથવો ખાવો નહિ, તેમ જ દાંતથી કંઈ કાપીને તરત–ચાવ્યા વિના જ કંઈ ખાવું નહિ, પણ દાંતથી ખૂબ ચાવીને જ બધું ખાવું જોઈએ; વાંકા વળી છીંક ખાવી નહિ, વાંકા વળી જમવું નહિ, વાંકા વળી સૂવું નહિ; મળમૂત્રાદિના વેગો આવે ત્યારે બીજું કાર્ય કરવું નહિ. (પણ મળમૂત્રાદિ કરી લેવાં.) વાયુ, અગ્નિ, પાણી, ચંદ્ર, સૂર્ય, બ્રાહ્મણ કે ગુરુ સામે થૂંકવું નહિ, અપાનવાયુ છોડવો નહિ અને મળમૂત્ર પણ કરવાં નહિ; રસ્તા પર મળ–મૂત્ર કરવાં નહિ; લોકસમુદાયવાળા સ્થાને મળમૂત્ર કે નાકનો મેલ–કફ–શેડાં કાઢવાં નહિ; તેમ જ અન્નકાળે એટલે જમતી વેળા કે જમતાં જમતાં પણ એ રીતે નાકનો મેલ કાઢવો નહિ અને જપ, હોમ, અધ્યયન, બલિદાન કે પૂજા કરતાં તેમ જ હરકોઈ મંગલ ક્રિયાઓ ચાલુ હોય તે વેળા પણ એ રીતે નાકનો કફ–મેલ બહાર કાઢવો નહિ.

સ્ત્રીનું અપમાન કરવું નહિ, સ્ત્રીનો અતિવિશ્વાસ કરવો નહિ, સ્ત્રીને છાની વાત કહી સંભળાવવી નહિ; તેમ જ સ્ત્રીને અધિકારી બનાવવી નહિ–ઘર વગેરેનો હરકોઈ પૂર્ણ વહીવટ સ્ત્રીને સોંપવો નહિ. જે સ્ત્રી રજસ્વલા, રોગી, અપવિત્ર, નિંદનીય, અનિષ્ટ કે ન ગમે એવાં રૂપ, આચાર તથા વ્યવહાર વાળી હોય, ચતુરાઈ વિનાની હોય, અનુકૂળ ન હોય, કામવાસનાથી રહિત હોય તથા બીજા પુરુષમાં કામાસક્ત હોય તે સ્ત્રી સાથે મૈથુન કરવું નહિ, પરસ્ત્રી સાથે મૈથુન કરવું નહિ, વિજાતીય–બકરી, ભેંસ વગેરેની યોનિમાં મૈથુન કરવું નહિ, યોનિ સિવાય–ગુદા વગેરેમાં મૈથુન કરવું નહિ; તેમ જ ચૈત્ય, ચોતરા, ચૌટાં, બગીચા, શ્મશાન, પ્રાણીઓનાં વધસ્થાનો, પાણી–જલાશય કે ઔષધિનાં સ્થાનો બ્રાહ્મણોનાં ઘર કે દેવમંદિરમાં મૈથુન કરવું નહિ; બે સંધ્યાકાળે મૈથુન કરવું નહિ, વધારે પ્રમાણમાં મૈથુન કરવું નહિ, નિષિદ્ધ તિથિઓ કે પર્વના દિવસોએ મૈથુન કરવું નહિ, અશુચિ કે અપવિત્ર થઈને મૈથુન કરવું નહિ, વાજીકરણ ઔષધો ખાધા વિના મૈથુન કરવું નહિ, કામવાસનાનો સંકલ્પ થયો ન હોય તો મૈથુન કરવું નહિ, લિંગોત્થાન થયા વિના મૈથુન કરવું નહિ, જમ્યા વિના–ભૂખ્યા મૈથુન કરવું નહિ, પ્રમાણથી વધારે જમીને મૈથુન કરવું નહિ, વિષમ સ્થળે–ઊંચા, નીચા કે ખાડાટેકરાવાળા સ્થાને રહીને અથવા શરીરની સ્થિતિ વિષમ કે અસ્વસ્થ હોય ત્યારે અથવા વિષમ–અકુદરતી સ્થિતિમાં રહીને મૈથુન કરવું નહિ; મળમૂત્રના વેગથી પીડાયેલાએ મૈથુન કરવું નહિ; શ્રમથી, કસરતથી, ઉપવાસથી કે માનસિક થાકથી પણ થાકેલાએ મૈથુન કરવું નહિ, તેમ જ એકાંત ન હોય તેવા સ્થળે પણ મૈથુન કરવું નહિ.

સજ્જનોની, ગુરુઓની કે વડીલોની નિંદા કરવી નહિ, અશુચિ–અપવિત્ર હોઈને કોઈ અભિચારકર્મ, ચૈત્યપૂજા, પૂજ્યપૂજા કે વેદશાસ્ત્રનું અધ્યયન કરવું નહિ; ઋતુકાળ વિનાની વીજળીઓ થતી હોય, દિશાઓ સળગી ઊઠી હોય કે બરાબર સ્વચ્છ ન હોય, અગ્નિનો ઉપદ્રવ થયો હોય કે અકસ્માત અગ્નિ સળગી ઊઠ્યો હોય કે લાય લાગી હોય, ભૂકંપ થયો હોય, મોટો કોઈ ઉત્સવ ચાલુ હોય, ઉલ્કાપાત થયો હોય, મોટા ગ્રહોનો સમાગમ કે ચંદ્ર–સૂર્યનો ગ્રહણકાળ હોય અને જે તિથિએ ચંદ્ર દેખાયો ન હોય તે દિવસે પણ વેદોનાં કે શાસ્ત્રોનાં અધ્યયન કે અભ્યાસ ન કરવો. વળી બે સંધ્યાસમયે અધ્યયન કે અભ્યાસ ન કરવો; તેમ જ ગુરુમુખે સાંભળ્યા વિના કે ગુરુ પાસે ભણ્યા વિના, અક્ષરોના બરાબર ઉચ્ચાર કર્યા વિના, અક્ષરોનો વધારો કરીને, લૂખા સ્વરે, બેસૂરા સ્વરે, તૂટક પદોથી, અતિશય ઉતાવળથી, અતિશય ધીમેથી, અતિશય કાયરપણાથી, ખૂબ ઊંચા સ્વરે કે ખૂબ નીચા સ્વરે પણ અધ્યયન કરવું નહિ.

અનેક લોકોએ ભેગા મળી કરેલા નિયમો

અથવા પોતાના પૂર્વજોના આચાર કદી છોડવા નહિ; શાસ્ત્રમાં કહેલા નિયમો તોડવા નહિ; રાત્રે ફરવું નહિ, દિવસે પણ અયોગ્ય પ્રદેશ પર ફરવું નહિ; સંધ્યાસમયે ભોજન, અધ્યયન, સ્ત્રીસેવન કે નિદ્રા સેવવાની ટેવ પાડવી નહિ; બાળક, વૃદ્ધ, લોભી, મૂર્ખ, દુઃખી તથા કાયર માણસની મિત્રતા કરવી નહિ; મદ્યપાન, જુગાર તથા વેશ્યાસંગ કરવાની ઇચ્છા કરવી નહિ; છાની વાત જાહેર કરવી નહિ; કોઈનું પણ અપમાન કરવું નહિ. 'હું'પણાનું અભિમાન કે અહંભાવ-આત્મશ્લાઘા કરવાની ટેવ પાડવી નહિ; અચતુર અથવા અકુશળ કે મૂર્ખ બનવું નહિ, કોઈથી પણ પ્રતિકૂળ ન થવું, પણ દરેકને અનુકૂળ થવું, કોઈની અદેખાઈ કરવી નહિ, અનુકૂળ માણસોની નિંદા કરવી નહિ, ગાયો તરફ લાકડી ઉગામવી નહિ; વૃદ્ધોનો, ગુરુઓનો કે વડીલોનો તેમ જ સમુદાય વર્ગ કે અમુક સમૂહ કે ટોળાંનો તિરસ્કાર કરવો નહિ; રાજાઓનો પણ અનાદર કે તિરસ્કાર કરવો નહિ; ખૂબ વધારેપડતું બોલવું નહિ; પોતાના બાંધવોનો કે સગાંસંબંધીઓનો, પોતાના પર પ્રેમ ધરાવતા પોતાના અનુયાયીઓનો, સંકટના સમયે સહાય કરનારાઓનો અને પોતાનાં છાનાં વર્તન કે ચરિત્રોને જાણનારાઓનો પણ બહિષ્કાર કે સંબંધત્યાગ કરવો નહિ. આપત્તિના વખતે ધૈર્યરહિત થવું નહિ; સંપત્તિના સમયે અતિ ઉદ્ધતચિત્ત ન કરવું કે ખૂબ છકી ન જવું; પોષ્ય વર્ગનું પોષણ અવશ્ય કરવું, પોતાનાં સ્વજનો પર અવિશ્વાસ ન રાખવો, એકલા સુખી ન થવું કે એકલા કંઈ સ્વાદિષ્ટ ન ખાવું. જે સ્વાભાવિક વર્તન, આચાર કે ઉપચાર અથવા પરિવાર વગેરે હોય તેઓને દુઃખકારક ન માનવાં; બધાંનો વિશ્વાસ ન કરવો; દરેકની તરફ શંકાશીલ ન થવું અને હરકોઈ સમયનો સર્વકાળ વિચાર ન કરવો; હરકોઈ કાર્યનો જે સમય હોય તેને વીતાવી દેવો નહિ—જે કાર્ય જે સમયે કરવાનું હોય તે એના સમયે જ કરી લેવું, જેની પરીક્ષા કરી ન હોય તે સ્થાનાદિમાં પ્રવેશ કરવો નહિ અથવા પરીક્ષા કર્યા વિના કોઈ વિષેનો આગ્રહ રાખવો નહિ; અથવા વગર વિચાર્યું કંઈ કરવું નહિ; ઇંદ્રિયોને વશ વર્તતા થવું નહિ, ચંચલ મનને ચોપાસ ભમાવ્યા કરવું નહિ; બુદ્ધિ તથા ઇંદ્રિયોના ઉપર વધારેપડતો ભાર લાદવો નહિ; કોઈ પણ કાર્ય જેટલા કાળે થવું જોઈએ, તે કાળ ઉપરાંત તેમાં વખત ગાળવો નહિ—એક કામને બહુ જ લાંબા વખત સુધી લંબાવ્યા કરવું નહિ; ક્રોધ કે હર્ષ કરવા નહિ, લાંબા કાળ સુધી શોક કર્યા કરવો નહિ, હરકોઈ કાર્યની સફળતા થાય તો ગર્વ કરવો નહિ; તેમ જ સફળતા ન થાય તો દીનતા કરવી નહિ; દરેક પદાર્થોના મૂળ સ્વભાવને યાદ રાખ્યા જ કરવો; કારણોના શુભજનક કે અશુભજનક પ્રભાવ તરફ નિશ્ચય રાખવો—તે માટે ખાતરી રાખવી; શુભ હેતુના સંબંધપૂર્વક કાર્ય શરૂ કરવા કાયમ તત્પર રહેવું; મેં અમુક કામ કરી લીધું છે, એમ નિરાંત કરી બેસી રહેવું નહિ, પોતાની શક્તિ કે પરાક્રમ છોડવાં નહિ કે નાહિંમત થવું નહિ. અથવા વ્યર્થ વીર્ય ગુમાવવું નહિ, લોકાપવાદનું ચિંતન કર્યા કરવું નહિ; અપવિત્ર સ્થિતિમાં ઉત્તમ ઘીનો, અક્ષતોનો, તલનો, દર્ભનો કે સરસવોનો અગ્નિમાં હોમ કરવો નહિ.

આ ૨૬-૫૫ સુધીનાં સૂત્રો પર વધુ ખુલાસા ગંગાધરની, ચક્રપાણિની તથા ચરકોપસ્કારની ટીકામાંથી જ્યાં ખાસ જરૂરી જોયા છે, તે અહીં લેવાયા છે; જે વાક્ય ધર્મવિરોધી ન હોય તે અસત્ય ન બોલવું: પરંતુ ધર્મને નુકસાન થતુ હોય તો અસત્ય પણ બોલવું પડે: ક્ષયના રોગીને કાગડા વગેરેનાં અભક્ષ્ય માંસને, તેતર વગેરેનાં માંસ કહી પથ્યરૂપે આપવા અસત્ય બોલવું, તે વિરુદ્ધ નથી. કેવળ બીજાનો અપકાર થતો હોય તો અસત્ય ન બોલાય; બીજા સ્થળે પણ કહ્યું છે કે, 'स्त्रीनर्मभूद्राहविधौ तथैव सर्वेषु चैव व्यसनेषु नृणाम् । प्राणात्यये सर्वधनापहारे, पञ्चानृतान्याहुरपातकानि ।' સ્ત્રીઓ સાથેની મશ્કરી કે ઠઠ્ઠામાં નર્મ વચનો બોલાય ત્યારે, વિવાહવિધિમાં કે, હરકોઈ જાતનાં સંકટોમાં, પ્રાણનો નાશ થતો હોય, બધું ધન લૂંટાઈ જતું હોય, તે પાંચ પ્રસંગે અસત્ય વચનો બોલાય તેમાં પાપ નથી.' વળી આગળ જતાં કહે છે: હાથમાં રત્ન ધારણ કરી જમવું: આમાં આ કારણ (યોગીંદ્રનાથ સેન) કહે છે કે હાથમાં રત્ન ધારણ કરી જમનારને ઝેરના દોષની અસર થતી નથી. વળી 'હાથ-પગ, મોઢું ધોયા વિના જમવું નહિ.' આમ કહી સૂચવે છે. 'आर्द्रपादस्तु भुञ्जानः शतं वर्षाणि जीवति। જે માણસ

કાયમ ભીના પગે જમે છે; તે સો વર્ષ સુધી જીવે છે.' વળી મોઢું સાફ કર્યા વિના એટલે આચમન લીધા વિના જમવું નહિ અને ઉત્તર દિશા તરફ મોઢું રાખી જમવું નહિ. આમ કહેવામાં બન્ને લોકમાં થતું અહિત જણાવ્યું છે. મહાભારતનું આવું વચન મળે છે કે, 'आयुष्यं प्राङ्मुखो भुङ्क्ते यशस्यं दक्षिणामुखः। धन्यं प्रत्यङ्मुखो भुङ्क्ते, ऋतं भुङ्क्ते ह्युदङ्मुखः॥' પૂર્વ દિશા તરફ મોઢું રાખી જે જમે છે તે આયુષને હિતકારી છે, દક્ષિણ તરફ મોઢું રાખી જમે છે તે યશ આપનાર થાય છે, પશ્ચિમ તરફ મોઢું રાખી જમે છે તે ધન આપનાર થાય છે અને ઉત્તર તરફ મોઢું રાખી જમે છે તે ખવાતા પદાર્થથી જેટલો લાભ થવો જોઈએ તેટલા જ લાભ પૂરતું ખરેખર જમે છે—એ સિવાયના બીજા લાભોને ગુમાવે છે. એમ કહેવા માગે છે.' ભગવાન મનુ પણ ઉત્તર દિશા તરફ મુખ રાખી જમવામાં નિષેધ કરે છે અને તેમાં કારણ પણ આ જ જણાવે છે કે, ઉત્તર દિશા તરફ મોઢું રાખી જમનારને ખોરાકના ગુણ સિવાયના બીજા લાભો મળતા નથી. વળી 'અયોગ્યકાળે જમવું નહિ' એટલે દિવસે અઢી પ્રહર વીત્યા પછી તેમ જ રાત્રે એક પ્રહર વીત્યા પછી જમવું નહિ; કેમ કે ભોજન માટેના તે અયોગ્ય કાળ ગણેલા છે. 'રાત્રે દહીં ન ખાવું' એમ પહેલાં પણ કહ્યું છે, તે ફરી પ્રકરણને અનુસરી કહેવાયું છે અને બીજાં શાસ્ત્રોનું આ વચન યાદ રાખવા પણ સૂચવ્યું છે. 'दिवा कपित्थे वसति, रात्रौ दध्नि च सक्तुषु। अलक्ष्मीः कलहाधारा, कोविदारे कृतालया।' કજિયા–કંકાસનો આધાર ગણાતી અલક્ષ્મી દિવસે કોઠના ફળમાં અને રાત્રે દહીંમાં તથા સાથવામાં રહે છે; તેમ જ કોવિદાર વૃક્ષમાં તો તેનું ઘર જ ગણાય છે.' વળી માર્ગમાં મળ–મૂત્રાદિ ન કરવાં, આ સંબંધે મહાભારતમાં આવું વચન મળે છે: 'प्रत्यादित्यं प्रति जलं, प्रति गां च प्रतिद्विजम्। मेहन्ति ये च पथिषु, ते भवन्ति गतायुषः।' જે લોકો સૂર્ય સામે, જળ સામે, ગાય સામે કે બ્રાહ્મણ સામે મળમૂત્ર કરે છે, તેમ જ જેઓ જાહેર માર્ગો પર મળમૂત્ર કરે છે, તેઓ આયુષરહિત થાય છે.' મનુસ્મૃતિમાં તો વધુ આમ કહે છે: 'न मूत्रं पथि कुर्वीत, न भस्मनि न गोव्रजे। न फालकृष्टे न जले, न चित्यां न च पर्वते। न जीर्णदेवायतने न वल्मीके कदाचन। न ससत्त्वेषु गर्तेषु, न गच्छन्नपि संस्थितः। न नदीतीरमासाद्य, न च पर्वतमस्तके। वाय्वग्निविप्रानादित्यमपः पश्यंस्तथैव गाः। न कदाचन कुर्वीत, विण्मूत्रस्य विसर्जनम्॥' જાહેર રસ્તા પર, ભસ્મ ઉપર, ગાયોનાં ટોળાંમાં, ખેડેલી જમીન પર, પાણીમાં કે વૈદિક અગ્નિના અમુક સ્થાન પર, ચિતા પર, પહાડ પર, જીર્ણ દેવાલયમાં, રાફડા ઉપર અને પ્રાણી–જીવ–જંતુઓવાળા ખાડાઓમાં મળ-મૂત્ર કરવાં નહિ; તેમ જ ચાલતાં ચાલતાં કે ઊભા ઊભા, નદીના કિનારા પર જઈને કે પર્વતનાં શિખરો પર જઈને અથવા વાયુ, અગ્નિ, બ્રાહ્મણ, સૂર્ય, કે પાણી સામે જોતાં જોતાં કે ગાયોને દેખતાં દેખતાં પણ વિષ્ટા કે મૂત્ર કરાય નહિ.' આ સિવાયનાં અસદ્વૃત્તનો અહીં મૂળમાં સ્પષ્ટ જ છે; છતાં યોગીંદ્રનાથસેને ચરકોપસ્કારમાં આ વિષે સુશ્રુતના તથા વાગ્ભટનાં ઘણાં વચનો ટાંકયાં છે, તે બધાં અહીં લેવાથી બહુ જ લાંબું અને પુનરુક્તિ જેવું થઈ જાય, તે માટે અહીં તે આપ્યું નથી. ૨૬-૫૫

### પોતાના કલ્યાણ માટેની શુભ આકાંક્ષાઓ અને કાયમી પ્રાર્થનાઓ

**आत्मानमाशीर्भिराशासानः, अग्निर्मे नापगच्छेच्छरीरात्, वायुर्मे प्राणानादधातु, विष्णुर्मे बलमादधातु, इन्द्रो मे वीर्यं, शिवा मां प्रविशन्त्वापः, आपो हि ष्ठेत्यपः स्पृशेत् ॥५६॥**

**પોતે પોતાને આવી શુભ આકાંક્ષાઓથી આશીર્વાદો ઇચ્છે કે, 'મારા શરીરમાંથી (જઠરનો) અગ્નિ દૂર ન થાઓ, (બાહ્ય) વાયુ મારા પ્રાણોનું ધારણપોષણ કરો, વિષ્ણુ મારું બળ ધારણ કરો–પોષો; ઇંદ્ર મારું વીર્ય–પરાક્રમ પોષો–પુષ્ટ કરો; કલ્યાણકારી જળ મારામાં પ્રવેશો' (એમ કહીને) 'आपो हि ष्ठा' એ વૈદિક મંત્રોચ્ચારથી જળનો સ્પર્શ કરવો, એટલે પાણીથી માર્જન કરવું. ૫૬**

ચક્રપાણિ અહીં ટીકા લખે છે કે, આ 'अग्निर्मे' એ પદોથી આરંભી 'आपो हि ष्ठा' એ પદો સુધીનો આ સ્નાનમંત્ર છે.' જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં આમ લખે છે: 'આ મંત્રોથી સ્નાન કરવું, એમ કેટલાક કહે છે, તે ઠીક નથી; પરંતુ જળનો ઉપસ્પર્શ કરવા અહીં આ મંત્રો લખ્યા છે; અને તે દ્વારા પોતા પ્રત્યે શુભ આશંસાઓ ઇચ્છી છે.' આ જ અભિપ્રાયથી યોગીંદ્રનાથસેન આ મંત્રથી માર્જન કરવાનું જણાવે છે; આ સંબંધે ભેલની પણ સંમતિ તે ટાંકે છે કે, 'ओषधीश्च मणींश्चैव, माङ्गल्यान् धारयेत् सदा। मन्त्रमावर्तयेच्चापि. ब्रह्मप्रोक्तं सनातनम्। नापेयान्मेऽनलो देहाद्, वायुः प्राणाँश्च मे सदा। इन्द्रो मे बलमादध्याच्छिवं चापो दिशन्तु नः॥ इत्येवं मन्त्र मार्षं वै, भुक्त्वा गत्वाथवा स्त्रियम्। संजपन् वै स्पृशन् वारि, तथास्यायुर्न हीयते। (भेल–सूत्र. अ. ७) હમેશાં માંગલિક ઓષધિઓ તથા મણિઓ ધારણ

કરવા અને બ્રહ્માએ કહેલ સનાતન મંત્રનું આવર્તન કરવું : 'મારા શરીરમાંથી અગ્નિ દૂર ન થાઓ, મારા પ્રાણને વાયુ કાયમ ટકાવી રાખો, ઇંદ્ર મારામાં બળ સ્થાપો અને જળ અમને કલ્યાણ આપો.' એમ આ વૈદિક મંત્રોચ્ચાર જપ્યા પછી કે સ્ત્રી સાથે મૈથુન કર્યા પછી જે સ્પષ્ટ જપે તથા જળનો સ્પર્શ કરે. તેનું આયુષ ઓછું થતું નથી. ૫૬

**આચમન તથા ઉપસ્પર્શ વિધિ**

**द्विः परिमृज्यौष्ठौ पादौ चाभ्युक्ष्य मूर्धनि खानि चोपस्पृशेदद्भिरात्मानं हृदयं शिरश्च ॥ ५७ ॥**

**બન્ને હોઠને બે વાર (જળના સ્પર્શથી) શુદ્ધ કરી, બન્ને પગને (જળથી) સિંચન કર્યા પછી મસ્તક પર રહેલાં (સાત) છિદ્રોને જળથી સ્પર્શ કરવો; તેમ જ આત્મા, હૃદય તથા મસ્તકને પણ જળથી સ્પર્શ કરવો. (આમ અહીં ત્રણ આચમન કર્યા પછી બે હોઠની શુદ્ધિ કરીને બન્ને પગ ઉપર માર્જન અને બાકીનાં સ્થળે જળનો ઉપસ્પર્શ કરવા જણાવેલ છે.) ૫૭**

ટીકાકાર ગંગાધરનો અભિપ્રાય ઉપર કૌંસમાં જણાવ્યો છે; મસ્તકમાં રહેલા છિદ્રોને ગંગાધર બે નાકનાં, બે આંખના તથા બે કાનના ગણી ૭ કહે છે; જ્યારે યોગીંદ્રનાથ સેન માથામાં રહેલા છિદ્રો આમ સાત ગણે છે : 'મોઢું, નાકના બે છિદ્રો, આંખનાં બે છિદ્રો તથા કાનના બે છિદ્રો; આત્મા, હૃદય તથા મસ્તકનો અનુક્રમે જળથી સ્પર્શ કરવો. આ સંબંધે ગોભિલનું આ વચન પણ તે ઉતારે છે : 'त्रिराचामेत्, द्विः प्रमृजीत, पादावभ्युक्ष्य शिरोऽभ्युक्षयेत्, इन्द्रियाण्यद्भिः स्पृशेत्, अक्षि, नासिके कर्णौ च।' ત્રણ વાર આચમન કરવું; બે વાર બે હોઠને સાફ કરી, બેય પગ પર સિંચન કરવું, પછી મસ્તક પર સિંચન કરવું-એટલે માર્જન કરવું; પછી ઇંદ્રિયોનો જળથી સ્પર્શ કરવો; એ ઇંદ્રિયો બે આંખ, બે કાન તથા નાસિકારૂપ સમજવી.' છંદોગ પરિશિષ્ટમાં પણ આમ કહ્યું છે : 'त्रिः प्राश्यापो द्विरुन्मृज्य, मुखमेतान्युपस्पृशेत्। आस्यनासाक्षिकर्णांश्च, नाभिवक्ष शिरोंऽसकान्' ત્રણ વાર જળનું આચમન કર્યા પછી, બે વાર મુખની શુદ્ધિ કર્યા પછી મોઢું, નાક, આંખ, કાન, નાભિ, છાતી, મસ્તક તથા બે ખભા-એટલાંનો જળથી સ્પર્શ કરવો.' ૫૭

**આટલાં અતિ આવશ્યક છે**

**ब्रह्मचर्यज्ञानदानमैत्रीकारुण्यहर्षोपेक्षाप्रशमपरश्च स्यादिति ॥ ५८ ॥**

**બ્રહ્મચર્ય, જ્ઞાન, દાન, મૈત્રી, દયા, હર્ષ, ઉપેક્ષા તથા અત્યંત શાંતિ પરાયણ થવું. ૫૮**

ઉપર ૫૭મા ગદ્ય સુધી ગૃહસ્થોનાં સદ્વર્તનો કહ્યાં; હવે બીજા (ત્રણ) આશ્રમીઓનાં પણ સદ્વર્તનો કહે છે; એમ ગંગાધર અહીં શરૂઆત કરે છે; પછી તે આમ વધુ જણાવે છે : પ્રથમાશ્રમ-બ્રહ્મચર્ય તથા છેલ્લા આશ્રમ-સંન્યાસમાં શરીર, વાણી તથા મનથી મૈથુનનો ત્યાગ કરવો. એ બ્રહ્મચર્યપાલન; ગૃહસ્થે પોતાની સ્ત્રીમાં ઋતુકાળ સિવાય બ્રહ્મચર્ય પાળવું; વાનપ્રસ્થ પણ ઇચ્છા હોય તો ઋતુકાળ વિના બ્રહ્મચર્ય પાળે અને વિધવાઓ કાયમ બ્રહ્મચર્ય પાળે; શાસ્ત્રોના અર્થતત્ત્વો ભણવા એ જ્ઞાન; પ્રાણીમાત્ર તરફ આત્મીયભાવે અનુકૂળ પ્રવૃત્તિ એ મૈત્રી; પ્રાણીમાત્ર તરફ દયાભાવ, આનંદમાં રહેવું, ઉપેક્ષા એટલે અપ્રતિગ્રહ-અર્થાત્ આપોઆપ ધનાદિ આવી મળે કે વિવાદ આદિ થાય તોપણ તે તરફ બેદરકારી જ સેવવી, પરંતુ તે માટે તત્પર ન જ થવું; તેમ જ પ્રશમ એટલે ઇંદ્રિયોની તથા ચિત્તની ખૂબ શાંતિ જાળવવી. આ સદ્વર્તન સર્વોત્કૃષ્ટ તરીકે અહીં ઉપદેશ્યું છે; આમાનું બ્રહ્મચર્ય પાળી ન શકાય તો ગૃહસ્થાશ્રમમાં જઈ વિવાહ કરી લઈ 'न रजस्वलाम्' ઇત્યાદિ પ્રથમ કહ્યા પ્રમાણે મૈથુનસેવન કરવું; માંસભક્ષણ છોડી ન શકાય તો પિતૃઓનું તથા દેવોનું પૂજન કર્યા પછી તે નૈવેદ્યની પ્રસાદીરૂપે માંસભક્ષણ કરે તો દોષ નથી, એમ મનુ આદિના કહેવા પ્રમાણે જ માંસભક્ષણ કરવું; મનુ કહે છે : 'न मांसभक्षणे दोषो, न मद्ये न च मैथुने। प्रवृत्तिरेषा भूतानां, निवृत्तिस्तु महाफला।' માંસભક્ષણ, મદ્યપાન કે મૈથુન કરવામાં દોષ નથી; કેમ કે પ્રાણીઓની એ પ્રવૃત્તિ છે, છતાં એથી નિવૃત્તિ કરાય, તો એ મહાફળદાયી થાય છે.'

યોગીંદ્રનાથસેન અહીં આમ લખે છે: ગુપ્તઇંદ્રિય-ઉપસ્થનો સંયમ એ બ્રહ્મચર્ય છે; સંપન્ન-સુખી તરફ મિત્ર ભાવના એ મૈત્રી; દુઃખીઓ તરફ દયા એ કારુણ્ય, પુણ્યશાળીઓ તરફ પ્રસન્નતા એ હર્ષ અને પાપીઓ તરફ બેદરકારી એ ઉપેક્ષા છે; આ સંબંધે પાતંજલયોગદર્શન-સમાધિ-૩૩મું આ સૂત્ર તે ટાંકે છે : 'मैत्री-करुणा-मुदिता-उपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम्।' સુખ, દુઃખ, પુણ્ય તથા પાપ જેઓનો વિષય છે એવાં મૈત્રી, કરુણા, મુદિતા તથા ઉપેક્ષાની ભાવના સેવવાથી ચિત્તની પ્રસન્નતા થાય છે. અથવા અહીં આયુર્વેદશાસ્ત્રને અનુસરી વૈદ્યોનાં વર્તન વિષેનો આ ઉપદેશ ગણીએ તો મૈત્રી સર્વ પ્રાણીઓ તરફ, રોગીઓ

વિષે દયા, નીરોગી તરફ હર્ષ અને અસાધ્ય રોગી જે મૃત્યુ પામવાના હોય તેઓ તરફ ઉપેક્ષા સેવવી જોઈએ. આ અભિપ્રાય આ ગ્રંથના આ શ્લોકસ્થાનમાં ૯ મા અધ્યાય-માં પણ આમ કહેશે કે 'मैत्री कारुण्यमार्तेषु, शक्ये प्रीति-रुपेक्षणम्। प्रकृतिस्थेषु भूतेषु वैद्यवृत्तिश्चतुर्विधा।' સદ્વૈદ્યનું વર્તન ચાર પ્રકારનું હોય છે: દુ:ખી રોગી તરફ મિત્ર-ભાવ, દયાભાવ, બની શકે તેટલી પ્રીતિ અને જેઓ મૃત્યુ પામવાના હોય, તેમના તરફ ઉપેક્ષા આ પણ અહીં લઈ શકાય છે.

ટીકાકાર ચક્રપાણિ અહીં 'મૈત્રી' શબ્દનો અર્થ આવો કરે છે 'જેમ પોતાને કંઈ પણ પ્રતિકૂળ જોઈતું નથી, એ જ પ્રમાણે બીજા પ્રાણીને પણ કંઈ પ્રતિકૂળ રુચતું નથી, એમ સમજીને સર્વ પ્રાણી તરફ એવું વર્તન રાખવું, તે મૈત્રી કે પ્રાણી માત્ર પ્રત્યેનો મિત્ર-ભાવ રાખ્યો ગણાય છે.' આમ 'મૈત્રી' શબ્દનો અર્થ જણાવી વધુમાં તે સંબંધે આવી શંકા કરે છે: 'દરેક-ના તરફ મિત્રભાવ રાખવા તત્પર રહેવું,' આ ઉપદેશ વિરુદ્ધ લાગે છે; કેમ કે આ શાસ્ત્રકાર પોતે જ વિષ ચોપડેલ બાણથી વીંધેલાં કે આપોઆપ મરી ગયેલાં મૃગાદિ પ્રાણીઓનાં માંસ છોડી દઈ બરાબર યોગ્ય ઉંમર આદિ ગુણો ધરાવતાં મૃગ વગેરેનું તાજું માંસ સેવવાનો ઉપદેશ કહીને આ 'મૈત્રી' ગુણથી વિરુદ્ધ સાક્ષાત્ હિંસાનો જ ઉપદેશ કરે છે? આ શું?' આવી શંકાનું સમાધાન આવું સમજવું કે, ઘણા માંસાહારી લોકોને માંસભક્ષણ ઉપર પ્રેમ જ હોય છે, તેથી હર-કોઈની હિંસા કરીને તેઓ માંસભક્ષણ તો કરવાના જ છે, તેથી તેવા લોકોને અમુક માંસ ખાવું તે હિતકારી છે અને અમુક ખાવું તે અહિતકારી જ છે' એમ આયુર્વેદના ઉપદેશક આચાર્યો તે માંસાહારીઓને શિખામણ આપે છે, નહિ કે હિંસાત્મક માંસભક્ષણ કરવું જ જોઈએ, એવો વિધિરૂપ ઉપદેશ આપે છે! એ જ પ્રમાણે મદિરાના સંબંધમાં પણ સ્વસ્થવૃત્ત તથા રોગી-વૃત્તના અધિકારમાં જે ઉપદેશ કરે છે, તે પણ મદિરા-પાન કરવાનો ઉપદેશ કરતા નથી; એ જ પ્રમાણે રોગાધિકારમાં ક્ષય વગેરેના રોગીઓ માટે માંસનો જે માંસા-હારી માટે ઉપદેશ અપાયો છે તેમ જ શરદ—ઋતુચર્યામાં 'लावान् कपिञ्जलान् एणान्' ઇત્યાદિ ગ્રંથ લખીને લાવાં વગેરેનાં માંસને હિતકારી તરીકે જે ઉપદેશ્યાં છે, તે પણ હિંસા કરવાનું વિધાન સૂચવતાં જ નથી; (કિંતુ દયાળુ આચાર્યોએ જે માંસાહારીઓ તેમાં વ્યસની બન્યા હોય છે, તેઓને માટે જ અમુક તે તે માંસોને હિતકારી તરીકે કેવળ સૂચવ્યાં જ છે;) એટલે તે તે માંસભક્ષણ કરતા રોગીઓ કે સ્વસ્થ લોકો પણ હિંસાનું ફળ અવશ્ય ભોગવે જ છે; જેમ કે હરકોઈ આભિચા-રિક કર્મ—મારણવશીકરણાદિ પણ વિષયાભિલાષના કારણે ઘણા લોકો અવશ્ય કરવાના જ છે, એમ ધ્યાનમાં લઈ વેદમાં 'श्येनेनाभिचरन् यजेत।' અભિચાર કર્મ કરનારે બાજપક્ષીથી યજન કરવું.' એ વચનથી કેવળ એ વિધિ જ કહ્યો છે કે બાજપક્ષી અભિચારનું કેવળ સાધન જ છે.' એટલે બાજપક્ષી દ્વારા અભિચાર કર્મ કરવાથી ખરું જોતાં તો કેવળ અધર્મ જ પ્રાપ્ત થાય છે. અહીં આવા પ્રકારની વિશેષ તારવણી કાઢવી જરૂરી છે કે જે લોકો હિંસાથી મળતા માંસના ઉપયોગ વિના જીવી જ શકતા નથી. તેઓ એ જીવનના કારણે જ હિંસા કરે છે; તેમાં 'सर्वत्रात्मानं गोपायीत:' હરકોઈ પ્રકારે આત્માનું રક્ષણ તો કરવું જ જોઈએ.' એ વેદાજ્ઞા પ્રમાણે કેવળ જીવન ટકાવવા માટેની જ તેવી હિંસા દોષનું કારણ બનતી નથી; પરંતુ જીવવા માટેના બીજા ઉપાયો જો સંભવતા હોય તો કેવળ શરીરપુષ્ટિ આદિના કારણે જે હિંસા કરાય છે, તે તો દોષનું કારણ અવશ્ય થાય જ છે; અથવા માની લઈએ કે આયુર્વેદશાસ્ત્ર પણ હિંસાનો ઉપદેશ ભલે કરે છે, તોપણ તે શાસ્ત્રોએ ઉપદેશેલી હિંસા દોષ-જનક નથી, એમ તો ન જ કહેવાય, પરંતુ એ હિંસા પણ અવશ્ય દોષજનક છે; કેમ કે આયુર્વેદશાસ્ત્ર ધર્મનાં સાધનોનો ઉપદેશ કરતું જ નથી, પરંતુ કેવળ આરો-ગ્યનાં જ સાધનનો તે ઉપદેશ કરે છે; જેમ કે 'धातु-साम्यक्रिया चोक्ता। तन्त्रस्यास्य प्रयोजनम्। શરીરની ધાતુઓ સમભાવે જળવાઈ રહે તે માટેની સ્વાસ્થ્યક્રિયા આયુર્વેદમાં ઉપદેશી છે અને એ જ આયુર્વેદશાસ્ત્રનું પ્રયોજન છે.' ૫૮

तत्र श्लोका:। હવે અહીં આ શ્લોકો કહેવાય છે:

### અધ્યાયના વિષયોનો સંક્ષેપ

**पञ्चपञ्चकमुद्दिष्टं मनो हेतुचतुष्टयम्।**
**इन्द्रियोपक्रमेऽध्याये सद्वृत्तमखिलेन च॥५९॥**

**આ ઇંદ્રિયોપક્રમણીય અધ્યાયમાં પાંચ પંચકો, મન, ચાર હેતુઓ તથા સંપૂર્ણ સદ્વર્તન કહે-વાયાં છે. ૫૯**

આ અધ્યાયમાં પ્રથમ પાંચ ઇંદ્રિયો, પાંચ ઇંદ્રિય-દ્રવ્યો, પાંચ ઇંદ્રિયોનાં આશ્રયસ્થાનો, પાંચ ઇંદ્રિયોના વિષયો અને પાંચ ઇંદ્રિયોની બુદ્ધિઓ મળી પાંચ પંચકો એટલે પચીસનો એક વર્ગ કહેલ છે; તે પછી મનનું સ્વરૂપ કહીને ચાર હેતુઓ એટલે કે ઇંદ્રિયોની તથા મનની પ્રકૃતિ તથા વિકૃતિનાં કારણ સમયોગ, અતિ-

યોગ, અયોગ કે હીનયોગ તથા મિથ્યાયોગ કહેલા છે; અને તે પછી સમગ્ર સદ્‌વર્તનો ઉપદેશ્યાં છે. ૫૯

## સદ્‌વર્તનોનાં આચરણનું ફળ

स्वस्थवृत्तं यथोद्दिष्टं यः सम्यगनुतिष्ठति ।
स समाः शतमव्याधिरायुषा न वियुज्यते ॥ ६० ॥
नृलोकमापूरयते यशसा साधुसंमतः ।
धर्मार्थावेति भूतानां बन्धुतामुपगच्छति ॥ ६१ ॥
परान् सुकृतिनो लोकान् पुण्यकर्मा प्रपद्यते ।
तस्माद्वृत्तमनुष्ठेयमिदं सर्वेण सर्वदा ॥ ६२ ॥

ઉપર કહેલાં સદ્‌વર્તનોનું જે માણસ બરાબર આચરણ કરે છે, તે સો વર્ષો સુધી રોગરહિત રહી આયુષથી વિયોગ પામતો નથી; અર્થાત્ સો વર્ષ સુધી નીરોગી સ્થિતિમાં જીવે છે; તેમ જ આ સદ્‌વર્તનોનું આચરણ કરનારો માણસ સજ્જનોમાં માન્ય થાય, સજ્જન તરીકે જાહેર થાય, આ લોકને પોતાના યશથી ભરપૂર કરે, ધર્મ તથા અર્થને પ્રાપ્ત કરે અને પ્રાણીમાત્રના બંધુભાવને પ્રાપ્ત થાય છે; એટલું જ નહિ પણ પુણ્યકર્મ કરનારો તે માણસ (અંતે મરણ પછી પણ) સર્વોત્કૃષ્ટ પુણ્યવાનોના ઉત્કૃષ્ટ (દિવ્ય) લોકોને પ્રાપ્ત કરે છે; તે કારણે દરેક મનુષ્યે સર્વકાળ આ સદ્‌વર્તનોનું અવશ્ય આચરણ કર્યા કરવું. ૬૦–૬૨

ટીકાકાર ચક્રપાણિ અહીં આમ જણાવે છે: સદ્‌વર્તનોના પાલનથી માણસ સો વર્ષ સુધી નીરોગી જીવે, છતાં દૈવની પ્રતિકૂળતા હોય તો વચ્ચે મરણ અને રોગો પણ કદાચ થાય; પરંતુ એ દૈવકૃત રોગાદિ તો ખાસ કારણ છે; તેમાં માણસનો અપરાધ મુખ્ય ન ગણાય; એ અભિપ્રાયથી આમ સો વર્ષનું નીરોગી જીવન જણાવ્યું છે. એકંદર આમ કહેવા માગે છે: 'परिहार्याणि यत्नेन, सदा परिहरन् नरः। भवत्यनृणतां प्राज्ञ, साधूनामिह पण्डित.॥' ત્યજવા યોગ્ય–નિંદનીય કર્મોનો સર્વકાળ ત્યાગ કરતો વિદ્વાન માણસ, સજ્જનોના (ઉપકારી થઈ તેઓના) ઋણમાંથી મુક્ત થાય છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં વધુ વિસ્તારપૂર્વક આમ જણાવે છે: 'આ કાળે સો વર્ષનું જ આયુષ પૂર્ણ ગણાય છે. ' अरोगाः सर्वसिद्धार्थाश्चतुर्वर्षशतायुषः। कृते त्रेतादिषु ह्येषामायुर्ह्रसति पादशः। સત્ય યુગમાં માણસો રોગરહિત, સર્વ પુરુષાર્થો સિદ્ધ કરનારા અને ચારસો વર્ષના આયુષવાળા હોય છે; ત્રેતા આદિ યુગોમાં લોકોનું આયુષ ક્રમશઃ એકએક ચતુર્થાંશ ઘટ્યા કરે છે.' આ મનુનું વચન ધ્યાનમાં રાખી અહીં સો વર્ષનું આયુષ કહ્યું છે. બીજા કેટલાક વિદ્વાનો અહીં આમ કહે છે કે, 'આ સ્થળે વાપરેલો 'शत' શબ્દ અનેક સોની સંખ્યા સૂચવે છે, પણ એમ કહેવું ઠીક નથી; કારણ કે 'शतायुर्वै पुरुषः। માણસ સો વર્ષની આયુષનો હોય છે.' એવું વેદવાક્ય મળે છે; ઈશ ઉપનિષદમાં માણસનું આયુષ સો વર્ષનું કહ્યું છે; કઠવલ્લીમાં પણ 'शतायुषः पुत्रपौत्रान् वृणीष्व'। તું સો વર્ષ સુધી જીવનારા પુત્રોને તથા પૌત્રોને માગ' એમ કહ્યું છે. આ કારણે મનુના વચનમાં ચારસો વર્ષના લોકો સત્યયુગમાં જણાવી, દરેક યુગમાં અનુક્રમે ધર્મનો એક ચતુર્થાંશ ઘટતો જણાવ્યો છે અને તે જ કારણે આયુષનો પણ એક એક ચતુર્થાંશ ઘટાડો થતાં કલિયુગમાં સો વર્ષનું આયુષ નક્કી જણાવે છે; છતાં હરકોઈ યુગમાં હરકોઈ માણસ ખૂબ વધુ પ્રમાણમાં ધર્મ, તપ, જપ તથા રસાયનોના સેવનમાં તત્પર રહે તો પુણ્યકર્મ અધિક થતાં અધિક આયુષવાળો પણ થાય જ છે; એ જ અભિપ્રાયથી 'दशवर्षसहस्राणि दश वर्षशतानि च, रामो राज्यमचीकरत्। રામે દશ હજાર વર્ષોની ઉપર દશ સો વર્ષો સુધી રાજ્ય કર્યું હતું.' આ વચન ઘટે છે. ખરી રીતે સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગમાં સ્વભાવથી જ ચાર અંશ, ત્રણ અંશ, બે અંશ અને એક અંશ ધર્મ લોકોમાં થતો જાય છે; એમ યુગહ્રાસને અનુસરી જુદા જુદા ધર્મોના પ્રતિનિયત સ્વભાવથી સત્યયુગ આદિમાં પણ 'शतायुर्वै पुरुषः' એમ સામાન્યતઃ વેદમાં કહેલ છે; અને તે પણ સદ્‌વર્તનના પાલનથી જ તે ઘટે છે; પરંતુ સત્યયુગમાં લોકો તપ કરવામાં તત્પર રહે છે, તેથી હરકોઈ ધર્મનું આચરણ હરકોઈ માણસ આચરે, તે ચાર અંશે પરિપૂર્ણ થાય છે, તેથી ચારગણું આયુષ સિદ્ધ થાય અને તેથી પણ વધુ પ્રમાણમા ધર્માચરણ કરે તો આયુષ પણ ચાર અંશથી વધારે સિદ્ધ થાય, એટલે આયુષની ગણતરી ચોક્કસ કરી શકાતી જ નથી. એ જ પ્રમાણે ત્રેતાયુગમાં લોકો દાનપરાયણ થાય છે, તેથી ધર્મનો એક અંશ ઓછો થતાં આયુષનો પણ એક અંશ ઓછો થાય છે, તેથી માણસોનું આયુષ ત્રણગણું–ત્રણસો વર્ષ થાય છે, છતાં અધિક ધર્માચરણ કરાય તો એ ત્રણ ગણા કરતાં પણ અધિક આયુષ થાય છે; એ જ પ્રમાણે દ્વાપરમાં લોકો યજ્ઞપરાયણ થાય છે, તેથી ધર્મના બે અંશ ઓછા થતાં આયુષના પણ બે અંશ ઓછા થાય છે, તેથી તે કાળે માણસોનું આયુષ બસો વર્ષનું સામાન્ય ગણાય છે, છતાં અધિક ધર્માચરણથી તે કરતાં અધિક આયુષ પણ થાય છે; એ રીતે કલિયુગમાં લોકો દાનપરાયણ

થાય છે, તેથી ધર્મના ત્રણ અંશો ઓછા થતાં આયુષ પણ ત્રણ અંશે ઓછું થતાં એક સો વર્ષનું સામાન્ય થાય છે અને તે પણ સદ્‌વર્તન–આચરણ જો બરાબર આચરાય તો જ પૂરાં સો વર્ષ સુધી માણસ જીવે છે; આમ વધતા–ઓછા અંશે ધર્મનું આચરણ કરવાથી આયુષ પણ વધતા–ઓછા અંશે થયા કરે છે, એ અભિપ્રાયથી મનુએ પ્રથમાધ્યાયમાં કહ્યું છે કે, 'चतुष्पात् सकलो धर्मः, सत्यं चैव कृते युगे । नाधर्मेणागमः कश्चिन्मनुष्यान् प्रतिवर्तते ॥ इतरेष्वागमाद् धर्मः पादशस्त्ववरोपितः । चोरिकानृतमायाभिर्धर्मश्चापैति पादशः । अरोगाः सर्वसिद्धार्थाश्चतुर्वर्षशतायुषः । कृते त्रेतादिषु ह्येषामायुर्ह्रसति पादशः ॥ वेदोक्तमायुर्मर्त्यानामाशिषश्चैव कर्मणाम् । फलन्त्यनुयुगं लोके प्रभावश्च शरीरिणाम् ॥ अन्ये कृतयुगे धर्मास्त्रेतायां ज्ञानमुच्यते । द्वापरे यज्ञमेवाहुर्दानमेकं कलौ युगे । સત્યયુગમાં ધર્મ પૂરેપૂરો ચાર અંશે ચાલુ હોય છે; તેથી અધર્મનો કોઈ પણ અંશ લોકોને અનુસરતો નથી; પરંતુ તે પછીના બીજા યુગોમાં અધર્મના અંશો આવવાથી ધર્મ એકએક અંશે ઓછો થાય છે અને ચોરી, અસત્ય તથા માયાથી ધર્મ ઘટતો જાય છે. સત્યયુગમાં માણસો રોગરહિત તથા સર્વાંશે સર્વ પુરુષાર્થોને સિદ્ધ કરનારા હોય છે, તેથી ચારસો વર્ષો જીવે છે, પરંતુ ત્રેતા આદિ યુગોમાં લોકોનું આયુષ અનુક્રમે એક એક અંશ ઓછું થતું જાય છે; આમ વેદમાં કહેલું લોકોનું આયુષ, કર્મોનાં ફળો તથા પ્રાણીઓનો પ્રભાવ યુગાનુસાર લોકમાં ફળ આપે છે. સત્યયુગના ધર્મો જુદા હોય છે, ત્રેતાયુગમાં જ્ઞાન મુખ્ય કહેવાય છે, દ્વાપરમાં યજ્ઞને જ મુખ્ય કહે છે અને કલિયુગમાં દાનને જ વિદ્વાનો મુખ્ય ગણે છે.' ૬૦–૬૨

### નહિ કહેલ સદ્‌વર્તનનો સંક્ષેપ

**यच्चान्यदपि किंचित्स्यादनुक्तमिह पूजितम् ।**
**वृत्तं तदपि चात्रेयः सदैवाभ्यनुमन्यते ॥ ६३ ॥**

**આ અધ્યાયમાં બીજું પણ જે કંઈ સદ્‌વૃત્ત કહેવાયું નથી, તેને પણ આત્રેય–પુનર્વસુ મુનિ, સર્વ કાળ માન્ય ગણે જ છે. ૬૩**

આ આયુર્વેદશાસ્ત્રમાં નહિ કહેલાં અને બીજાં શાસ્ત્રોમાં કહેલાં સદ્‌વૃત્તોને પણ પોતે અનુમોદન આપે છે, એમ ગ્રંથકાર અહીં કહેવા માગે છે; જેમ કે 'ब्राह्मे मुहूर्ते उत्तिष्ठेत् स्वस्थो रक्षार्थमायुषः । સ્વસ્થ માણસે આયુષની રક્ષા કરવા બ્રાહ્મ મુહૂર્તે વહેલા પરોઢિયે ઊઠવું જોઈએ' તેમજ 'अहरहः सन्ध्यामुपासीत ।' દરરોજ સંધ્યાકર્મ કરવું જોઈએ.' ઇત્યાદિ આયુર્વેદશાસ્ત્રને અનુકૂળ સદ્‌વર્તન પણ અવશ્ય આચરવા યોગ્ય છે, એમ તે માટે અહીં સંમતિ આપી છે. ૬૩

અહીં સુધીના ચાર અધ્યાયો સ્વસ્થવૃત્તને લગતા હોવાથી 'સ્વસ્થવૃત્ત–ચતુષ્ક' કહેવાય છે.

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'ઇંદ્રિયોપક્રમણીય' નામનો આઠમો અધ્યાય સમાપ્ત

## खुड्डाक–चतुष्पाद–अध्याय ९ मो

### મંગલાચરણ અને પ્રારંભ

**अथातः खुड्डाकचतुष्पादमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥**

**તે પછી આયુર્વેદશાસ્ત્રમાં શિષ્યોને વધુ જાણવાની ઇચ્છા થઈ, તેમજ એ શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ ઉપદેશ આપવા માટેના અધિકારી જાણ્યા. એ કારણે 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારી આ આયુર્વેદશાસ્ત્રમાં 'ખુડ્ડાકચતુષ્પાદ'નામનો (નવમો) અધ્યાય હવે અમે કહીએ છીએ, એમ (છ ઐશ્વર્ય સંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧**

હવે 'નિર્દેશચતુષ્ક' નામે ચાર અધ્યાયો અહીંથી આરંભે છે; તેમાં પ્રથમ ચિકિત્સાનાં અંગરૂપ પ્રશસ્તવૈદ્ય આદિનો જેમાં નિર્દેશ કે બતાવવું છે, એવો આ 'ખુડ્ડાકચતુષ્પાદ' નામનો અધ્યાય શરૂ કરે છે. 'ખુડ્ડાક' શબ્દનો અર્થ 'क्षुद्र' કે 'નાના' એવો થાય છે; એવા નાના ચાર પાદ કે અંશોને ઉદ્દેશી રચેલો આ અધ્યાય 'ખુડ્ડાકચતુષ્પાદ' નામે કહેવાય છે. તેમાં વૈદ્ય, દ્રવ્યો, પરિચારક અને રોગી એ ચાર ચિકિત્સાના પાદો કે અંશો છે.' 'આમ યોગીંદ્રનાથસેન કહે છે.

જલ્પકલ્પતરુમાં ગંગાધર પ્રથમ આવો પ્રશ્ન ઉઠાવે છે: 'પ્રથમના 'ભેષજચતુષ્ક' નામના ચાર અધ્યાયમાં સ્વસ્થ અને રોગી–બન્નેને લગતા વિષયો કહ્યા; તે પછીના બીજા 'સ્વસ્થચતુષ્ક' નામના ચાર અધ્યાયોમાં એકલા સ્વસ્થને જ લગતા વિષયો કહ્યા; પરંતુ એ વિષયોના પ્રયોગમાં તથા સિદ્ધિમાં કયા પદાર્થો કારણ તરીકે હોય છે? આ પ્રશ્નના ઉત્તરરૂપે તે 'સ્વસ્થચતુષ્ક' અધ્યાયો પછી આ 'નિર્દેશચતુષ્ક' નામના ચાર અધ્યાયો અહીંથી આરંભે છે; તેમાંના 'નિર્દેશ' શબ્દનો અર્થ–'विस्तारवचनं हि निर्देशः, निर्दिश्यते–विस्तरेणोच्यते प्रयोगसिद्ध्यादिहेतुरस्मिन्नध्याये इति निर्देशः ।

વિસ્તારપૂર્વકનું જે વચન તે 'નિર્દેશ' કહેવાય છે એટલે કે જેમાં પ્રયોગ–સિદ્ધિ આદિનાં કારણો વિસ્તારથી કહેવાય છે, તે 'નિર્દેશ' કહેવાય છે; એકંદર પ્રયોગસિદ્ધિના કારણોનો વિસ્તાર જેમાં કહેવા માગે છે, એવા ચાર અધ્યાયોનું જે એક પ્રકરણ, તે 'નિર્દેશ–ચતુષ્ક' કહેવાય છે; તેમાં પણ મુખ્ય હેતુઓનો નિર્દેશ કરવા 'ખુડ્ડાક–ચતુષ્પાદ' નામનો આ અધ્યાય શરૂ કરે છે. આમાં 'ખુડ્ડાક' શબ્દનો અર્થ 'નાના' થાય છે; 'ચતુષ્પાદ' શબ્દનો અર્થ, અહીં આયુર્વેદશાસ્ત્રનું વ્યાખ્યાન કરવાનો અધિકાર ચાલુ હોવાથી 'ચિકિત્સા માટેના ચાર પાદ' એવો સમજાય છે, એટલે 'चत्वारः पादाः समाहृता, चतुर्णां पादानां वा समाहारः चतुष्पादम्, खुड्डाक-वक्ष्यमाणनिर्देशापेक्ष-स्वल्पनिर्देशेन निर्दिष्टं चतुष्पादं यस्मिन् अध्याये स खुड्डाकचतुष्पादः । આગળ જતાં જે કહેવાશે, તેના કરતાં અતિ અલ્પ વિસ્તારે કહેલા ચાર પાદો જે અધ્યાયમાં છે, તે અધ્યાયનું નામ 'ખુડ્ડાક-ચતુષ્પાદ' કહેવાય છે.'

ચક્રપાણિ ટીકાકાર અહીં આવી શરૂઆત કરે છે: 'આની પહેલાંના 'સ્વસ્થચતુષ્ક' નામના ચાર અધ્યાયો પછી સ્વસ્થ અને રોગી–બન્નેને હિતકારી આ 'નિર્દેશ-ચતુષ્ક' કહેવામા આવે છે. 'स्वस्थ–आतुरहितं वैद्यमेषजादि निर्दिशति इति निर्देशः, चत्वारः अवयवा अस्येति चतुष्कं, निर्देशाख्यः चतुष्कं निर्देशचतुष्कं ।' સ્વસ્થ અને રોગીને હિતકારી વૈદ્ય–ઔષધો વગેરેને જે બતાવે છે, તે 'નિર્દેશ' કહેવાય છે; એ નિર્દેશરૂપ ચાર અધ્યાયો 'નિર્દેશચતુષ્ક' કહેવાય છે; તેમાં પણ સ્વસ્થ અને આતુરને જે હિતકારી છે, તે વિષે મુખ્ય ગણાતા ચિકિત્સાના અંગોરૂપ વૈદ્ય આદિ ચાર પાદો જેમાં કહેવાય છે, તે આ 'ખુડ્ડાક–ચતુષ્પાદ' નામનો અધ્યાય કહેવાય છે. 'ખુડ્ડાક' શબ્દનો અર્થ 'અલ્પ–નાના' એવો થાય છે; જેમ કે 'क्षुद्रिका गर्भावक्रान्ति–अल्पा इत्यर्थ–નાની ગર્ભાવક્રાંતિ એમ 'ખુડ્ડુકા'નો અર્થ 'નાનું' કરેલ છે. વૈદ્ય, ઔષધ, પરિચારક અને રોગી' એમ ચાર ચિકિત્સાના પાદો–અંશો કે વિભાગો છે; એ 'चत्वारः पादाः चतुष्पादम्, खुड्डाके च तच्चतुष्पादं खुड्डाकचतुष्पादं, तद् अभिधेयतया अधिकृत्य कृतोऽध्यायः खुड्डाकचतुष्पादः । નાના ચાર પાદોને કહેવારૂપે ચાલુ કરી કહેલો અધ્યાય 'ખુડ્ડુકચતુષ્પાદ' કહેવાય છે;' આગળ જતાં ચિકિત્સાના અંગરૂપ મોટા ચાર પાદો કહેવાશે, તેના કરતાં આ અધ્યાયમાં ચાર પાદો નાનાં કહેવામાં આવશે, માટે જ આ અધ્યાયનું આવું 'ખુડ્ડાકચતુષ્પાદ' નામ રાખવામાં આવ્યું છે. ૧

## ચિકિત્સાનાં મુખ્ય ચાર અંગો

**भिषग् द्रव्याण्युपस्थाता रोगी पादचतुष्टयम् ।**
**गुणवत्कारणं ज्ञेयं विकारव्युपशान्तये ॥ २ ॥**

વૈદ્ય, ઔષધદ્રવ્યો, પરિચારક અથવા સેવક અને રોગી, આ ચાર પાદો અથવા ચિકિત્સાનાં આ ચાર અંગોને રોગની શાંતિ કરવા માટે એટલે રોગને સમૂળો દૂર કરવા માટે ગુણવાન (હોય તો) કારણો સમજવાં. (અર્થાત્ ગુણવાન વૈદ્ય, ગુણવાન ઔષધો, ગુણવાન સેવક અને ગુણવાન રોગી, એ ચાર રોગને દૂર કરવામાં કારણ બને છે.) ૨

આ ચાર પાદોમાં વૈદ્ય મુખ્ય હોવાથી તેને પહેલો ગણ્યો છે; તેના પછી રોગને દૂર કરવામાં મુખ્ય કારણ તરીકે ઔષધદ્રવ્યોને બીજાં ગણ્યાં છે; તે પછી (કલ્ક, ક્વાથ વગેરે ઔષધપ્રયોગો તૈયાર કરી આપનાર) સેવકને ત્રીજો ગણેલ છે અને રોગી તો એ ત્રણેની ક્રિયાનો આધાર હોવાથી છેલ્લો ગણાય છે. અહીં 'પાદ' શબ્દનો અર્થ શ્લોક આદિના પાદ કે ચરણની પેઠે એક ચતુર્થાંશ કે ચોથો ભાગ એવો જ સમજવાનો છે. આ વૈદ્ય આદિને 'પાદ' કહીને જણાવ્યું છે કે, આ ચારમાંનો એક પણ ન હોય અથવા એકમાં પણ કંઈ ખામી હોય તો ચિકિત્સાની સિદ્ધિ થતી નથી, આ જ અભિપ્રાયથી મૂળમાં 'गुणवत्' એ વિશેષણ મૂક્યું છે; એટલે કે આ ચારે પરિપૂર્ણ ગુણયુક્ત હોય તો જ રોગોને દૂર કરવામા કારણરૂપ થાય છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૩૪મા અધ્યાયમાં કહે છે: 'वैद्यो व्याध्युपसृष्टश्च भेषजं परिचारकः । एते पादाश्चिकित्सायाः कर्मसाधनहेतवः ॥' વૈદ્ય, રોગી, ઔષધ અને સેવક,' આ ચાર ચિકિત્સાની ક્રિયા સિદ્ધ થવામાં કારણ પાદો છે.' આમ યોગીંદ્રનાથસેન લખે છે.

ટીકાકાર ચક્રપાણિ વધુ અહીં સૂચવે છે કે, 'આ ચારે કારણો વ્યાપારયુક્ત હોય તો જ વિકારશાંતિરૂપ કાર્ય કરવા સમર્થ થાય છે; કેમ કે હરકોઈ કારણ વ્યાપારયુક્ત થાય તો જ કાર્ય કરી શકે છે, એવો નિયમ છે. જેમ કે 'દેવદત્ત રસોઈ કરે છે' એમ કહેવાય, ત્યારે સમજાય છે કે રસોઈ માટે જે જે ક્રિયા કરવી જોઈએ, તે બધી ચાલુ રાખીને જ તે રસોઈ કરે છે. વૈદ્ય આદિ આ ચારે, રોગશાંતિમાં કારણ થાય જ છે, આવો અહીં નિયમ ખરો, પરંતુ આ ચારે હોય તો જ વિકારની શાંતિ થાય, એવો ખાસ નિયમ નથી; કેમ કે વૈદ્ય આદિના જરૂર વિના પણ રોગશાંતિ થાય છે. આ વાત મહાચતુષ્પાદમાં કહેશે કે, 'ये ह्यातुराः केवलाद् भेषजाद् ऋते समुत्तिष्ठन्ते ।'

કેટલાક રોગીઓ સંપૂર્ણ ઔષધ વિના જ (દૈવયોગે અથવા રોગનું નિદાન નાનું હોય તેથી) સાજા થઈ જાય છે.' ૨

### રોગ અને આરોગ્યનું લક્ષણ

**विकारो धातुवैषम्यं साम्यं प्रकृतिरुच्यते ।**
**सुखसंज्ञकमारोग्यं विकारो दुःखमेव च ॥ ३ ॥**

ધાતુઓની વિષમતા, એ રોગ; અને ધાતુઓની સમાનતા, એ પ્રકૃતિ કે આરોગ્ય કહેવાય છે; આરોગ્યનું જ નામ 'સુખ' છે અને રોગ એ દુઃખ જ છે. ૩

શરીરને ધારણ કરે છે, તે 'ધાતુઓ' કહેવાય છે. એ ધાતુઓમાં વાયુ આદિ ત્રણ દોષો, રસ વગેરે સાત ધાતુઓ અને વિષ્ઠા આદિ મળોનો સમાવેશ સમજવો; તેઓની વિષમતા એટલે પોતાના માપ કરતાં જે વધ–ઘટ થવી, એ જ વિકાર કે રોગ કહેવાય છે; આગંતુક જ્વરાદિમાં પણ પાછળથી વાયુ આદિની વિષમતા થાય જ છે. જોકે ધાતુઓની વિષમતા તો વિકારોનું નિમિત્ત જ કહેવાય છે, છતાં તેને અહીં રોગ કહે છે, તે કાર્ય તથા કારણનો અભેદવ્યવહાર કરી શકાય છે, એમ જણાવે છે; તે જ પ્રમાણે ધાતુઓની સમાન સ્થિતિ એટલે શરીરમાં જેટલા પ્રમાણમાં ધાતુઓ હોવી જોઈએ, તેટલા જ પ્રમાણમાં તે રહે, તેનું નામ પ્રકૃતિ કે આરોગ્ય છે; અને તે આરોગ્ય સુખનું કારણ હોવાથી 'સુખ' નામે પણ કહેવાય છે; અને વિકાર કે રોગ દુઃખનું કારણ હોવાથી દુઃખ કહેવાય છે. સુશ્રુત પણ કહે છે: 'तद् दुःखसंयोगा हि व्याधय उच्यन्ते । દુઃખના સંયોગ કે સમાગમો એ જ વ્યાધિ કે રોગ કહેવાય છે.' (સુશ્રુત–સૂત્ર૦અ. ૧) વિકારોનું આ લક્ષણ સર્વ વિકારોને અનુસરતું અથવા બરાબર બંધ બેસતું છે; કેમ કે સર્વ વિકારોમાં દુઃખનું અનુસરણ હોય જ છે. સુશ્રુતે પણ આ વાત સૂત્રસ્થાનના ૨૪ મા અધ્યાયમાં આમ જણાવી છે. 'तत्तु सप्तविधे व्याधावुपनिपतति । એ દુઃખ સાતે પ્રકારોના રોગોમાં એક સરખું જ અનુસરે છે.' ૩

### ચિકિત્સાનું લક્ષણ

**चतुर्णां भिषगादीनां शस्तानां धातुवैकृते ।**
**प्रवृत्तिर्धातुसाम्यार्था चिकित्सेत्यभिधीयते ॥ ४ ॥**

ધાતુઓની વિકૃતિ થાય એટલે શરીરમાં જે પ્રમાણમાં ધાતુઓ જોઈએ, તેમાં વધઘટરૂપી રોગ થાય, ત્યારે (પૂર્વોક્ત) ઉત્તમ પ્રકારના ગુણો ધરાવતા વૈદ્ય આદિ ચારેની ધાતુઓની સમાનતા કે માપસરની સરખી સ્થિતિ લાવવા માટેની જે પ્રવૃત્તિ કે ક્રિયા ચાલુ થાય, તે 'ચિકિત્સા' એમ કહેવાય છે. ૪

આ શ્લોકસ્થાનમાં જ 'ચિકિત્સાપ્રાભૃતીય' નામના ૧૬ મા અધ્યાયમાં ચિકિત્સાનું આવું લક્ષણ કહેશે: 'याभिः क्रियाभिर्जायन्ते शरीरे धातवः समाः । सा चिकित्सा विकाराणां कर्म तद् भिषजां मतम् ।' જે ક્રિયાઓ દ્વારા શરીરમાં રહેલી ધાતુઓ સમાન થાય એટલે કે જોઈતા પ્રમાણમાં આવી જાય, તે રોગોની 'ચિકિત્સા' કહેવાય છે અને તેને જ વૈદ્યોનું કર્મ કે કામ માન્યું છે.' અહીં ટીકાકાર ગંગાધર તથા ચક્રપાણિ આવો ભાવ લખે છે: 'પૂર્વોક્ત ઉત્તમ ગુણવાળા વૈદ્ય આદિ ચારે પાદો, ધાતુઓનો વિકારરૂપ રોગ થતાં પ્રવૃત્તિ કરે એટલે પોતાના કામે લાગે, ત્યારે તેઓની એ પ્રવૃત્તિ 'ચિકિત્સા' કહેવાય છે. તેમાં વૈદ્યની પ્રવૃત્તિ આવી હોય છે: 'વૈદ્ય રોગીને જણાવે કે તારો આ રોગ આવો છે, તેનું નિદાન આ છે, તારે આ ખાવુંપીવું અને આ ઔષધ આ કાળે લેવું; તને અમુક પથ્ય અને અમુક અપથ્ય છે,' ઇત્યાદિ ઉપદેશ આપી ઔષધ આપે; પછી એ ઔષધ, પોતાનું કામ કરવા લાગે, તે ઔષધરૂપ દ્રવ્યની પ્રવૃત્તિ કહેવાય છે. પછી પરિચારક એ રોગીને અનુકૂળ બધું કરી આપે, તે રોગીના પરિચારક અથવા ચાકરી કરનારની પ્રવૃત્તિ છે અને રોગી પણ વૈદ્યે કહેલું બધુંયે બરાબર કર્યા કરે, તે રોગીની પ્રવૃત્તિ ગણાય છે.' આવી એ ચારેની પ્રવૃત્તિ અથવા પોતપોતાના કામે લાગી જવું, એ જ 'ચિકિત્સા' કહેવાય છે. ૪

### વૈદ્યના ચાર ગુણો

**श्रुते पर्यवदातत्वं बहुशो दृष्टकर्मता ।**
**दाक्ष्यं शौचमिति ज्ञेयं वैद्ये गुणचतुष्टयम् ॥ ५ ॥**

શાસ્ત્ર વિષેનું શુદ્ધ જ્ઞાન, ઘણીવાર (ચિકિત્સારૂપ) ક્રિયાનું દર્શન, એ ક્રિયા કરવાનું દાક્ષ્ય અથવા ચતુરાઈ અને શૌચ એટલે બાહ્ય–આભ્યંતર પવિત્રતા કે શુદ્ધિ, એ ચાર વૈદ્ય વિષેના ગુણો જાણવા. ૫

આ સિવાયના 'જિતહસ્તતા' એટલે પોતાના હાથે આદરેલી ચિકિત્સા અવશ્ય સફળ થાય જ, ઇત્યાદિ ગુણો, આ ગ્રંથના વિમાનસ્થાનમાં ૮ મા અધ્યાયમાં કહેવાશે, તે ત્યાં જોવા. સુશ્રુત તો વૈદ્યના ગુણો આવા કહે છે: 'तत्त्वाधिगतशास्त्रार्थो दृष्टकर्मा स्वयंकृती । लघुहस्तः शुचिः शूरः सज्जोपस्करभेषजः ॥ प्रत्युत्पन्नमतिर्धीमान् व्यवसायी विशारदः । सत्यधर्मपरो यश्च स भिषक् पाद उच्यते ॥' (સુશ્રુત–

સૂત્ર૦ ૩૪ અ. ) જેણે શાસ્ત્રીય અર્થ યથાર્થ જાણ્યા હોય, જેણે ચિકિત્સાક્રિયા બીજા અનુભવીઓના હાથે થતી ઘણીવાર જોઈ હોય, એ જોઈને તથા તે પ્રમાણે કરીને જે પોતે પણ એ ક્રિયાઓ કરવા કુશળ બન્યો હોય, જેનો હાથ ઝડપથી કામ કરતો હોય, જે પોતે પવિત્ર અને ચરો હોય, જેની પાસે ચિકિત્સા સાહિત્યો તથા ઔષધો તૈયાર હોય, જેની બુદ્ધિ તાત્કાલિક યોગ્ય સમયે સ્ફુર્યા કરતી હોય, જે બુદ્ધિશાળી, ઉદ્યોગી-મહેનતુ, વિદ્વાન-કુશળ તથા સત્યધર્મમાં તત્પર રહેતો હોય એ વૈદ્ય 'પાદ' અથવા ચિકિત્સાનું પહેલું અંગ કે પહેલો ભાગ કહેવાય છે. અહીં જલ્પકલ્પતરુટીકાકાર આમ વધુ લખે છે. 'ભણેલા શાસ્ત્રમાં સંપૂર્ણ બુદ્ધિપૂર્વકનું જ્ઞાન કોઈ સદ્ગુરુના ઉપદેશથી થયું હોય તો બુદ્ધિનો ભ્રમ, સંશય વગેરે દૂર થતાં નિશ્ચયાત્મક થયેલા જ્ઞાન દ્વારા રોગની શાંતિ માટેની પ્રવૃત્તિ વધુ કુશળતાથી થાય છે; ઉપરાંત ઘણા વૈદ્યોની ચિકિત્સા, ઘણા રોગીઓ પર કરાતી વારંવાર જોઈ હોય તો ક્રિયા કરવાની કુશળતા થાય છે; તેમ જ ચિકિત્સાક્રિયાની અનેક કૃતિઓ ખ્યાલમાં હોય, તો જે ક્રિયાસામર્થ્ય પ્રાપ્ત થાય છે, તે જ અહીં 'દાક્ષ્ય' શબ્દથી જણાવેલ છે; આવા દાક્ષ્યથી ચિકિત્સાક્રિયામાં સ્ફૂર્તિ અનુભવાય છે; અને 'શૌચ' શબ્દથી પવિત્રતાની જરૂરિયાત ખાસ જણાવી છે; કેમ કે અપવિત્ર વૈદ્યના મનમાં શ્રદ્ધા હોતી નથી, તેથી રોગીના મનને તે જાણી શકતો નથી; અને હરકોઈ કામમાં શ્રદ્ધા તો અવશ્ય જોઈએ જ; કેમ કે શ્રદ્ધા એ જ કાર્યસિદ્ધિનું મૂળ છે. વૈદ્યના આ ચાર ગુણો ઉપરાંત 'જિતહસ્તપણું' વગેરે બીજા ઘણા ગુણો પણ બીજે બતાવાયા છે, પરંતુ તે ગુણો ખાસ આવશ્યક નથી, તેથી તેઓને અહીં બતાવ્યા નથી; ચિકિત્સાક્રિયામાં આટલા ગુણો પણ પૂરતા થાય છે.'

ચક્રપાણિ લખે છે કે વિશુદ્ધ જ્ઞાનની પ્રાપ્તિ, ગુરુની તથા શાસ્ત્રોની સેવા વગેરેથી થાય છે અને શૌચ હોય તો વૈદ્યને અદૃષ્ટ દ્વારા ઉપકારી થાય છે; બાકીના 'જિતહસ્તપણું' વગેરે ગુણો, આ ચાર ગુણોમાં જ સમાઈ શકે છે. ૫

### ઔષધદ્રવ્યોના ચાર ગુણો

बहुता तत्र योग्यत्वमनेकविधकल्पना ।
संपच्चेति चतुष्कोऽयं द्रव्याणां गुण उच्यते ॥ ६ ॥

અધિકતા, રોગ અને રોગી ઉપરની યોગ્યતા, અનેક પ્રકારની કલ્પના અને સંપત્તિ અથવા અતિશય ગુણસંપન્નપણું, આ ચાર પ્રકારનો દ્રવ્યોનો ગુણ કહેવાય છે. ૬

દ્રવ્યની અધિકતા એ દ્રવ્યનો ખાસ ગુણ છે; એ ચિકિત્સાને અવશ્ય સિદ્ધ કરે છે; કેમ કે બહુ જ થોડું દ્રવ્ય ઔષધના અંગમાં હાનિ કરે છે; અથવા ગુણવાન હોય તોપણ જાણે વાપર્યું જ ન હોય તેમ કાર્યને સિદ્ધ કરી શકતું નથી, એમ ગંગાધર અને ચક્રપાણિ કહે છે. યોગીન્દ્રનાથસેન કહે છે કે 'बहुता' એ મૂળનો શબ્દ, દ્રવ્યમાં ગુરુ, મંદ, આદિ અનેક ગુણોથી યુક્તપણું જણાવે છે. વૃદ્ધવાગ્ભટ પણ 'बहुकल्पं बहुगुण सम्पन्नं योग्यमौषधम् ।' અનેક જાતની બનાવટ-ચૂર્ણ-ક્વાથ-ફાંટ થઈ શકે એવું ઘણા જ ગુણોવાળું, સંપન્ન અથવા પ્રશસ્ત સ્થળે ઉત્પન્ન થયેલ ઇત્યાદિ ગુણોવાળું ઔષધ યોગ્ય કહેવાય છે. અથવા અનેક રોગોને મટાડવા જે સમર્થ હોય તે 'બહુતા' નામનો ગુણ છે; જે ઔષધ દોષ, દૂષ્ય, દેશ, કાળ તથા માત્રા વગેરે તરફ ધ્યાન આપી વાપર્યું હોય, તે રોગ કે રોગી ઉપર યોગ્યતા ધરાવતું જણાય છે; તેમ જ સ્વરસ, કલ્ક, ક્વાથ વગેરેની કલ્પનામાં ઉપયોગીપણું, એ 'અનેકવિધકલ્પના' નામનો ગુણ કહેવાય છે; અને ઉત્તમ ભૂમિ કે ઉત્તમ પ્રદેશમાં ઉત્પન્ન થયેલાપણું વગેરે ગુણો, દ્રવ્યમાં 'સંપત્' ગુણથી યુક્તપણું જણાવે છે. એકંદર બહુગુણયુક્તતા, યોગ્યતા, અનેકવિધ કલ્પની ઉપયોગિતા, અને સંપન્નતા, એ ચાર દ્રવ્યોના ગુણો છે. સુશ્રુતે પણ કહ્યું છે. 'प्रशस्तदेशसंभूतं प्रशस्तेऽहनि चोद्धृतम् । युक्तमात्रं मनःकान्तं गन्धवर्णरसान्वितम् । दोषघ्नमग्लानिकरमविकारि विपर्यये । समीक्ष्य दत्तं काले च भेषजं पाद उच्यते ।' જે ઔષધદ્રવ્ય ઉત્તમ પ્રદેશ પર ઉત્પન્ન થયું હોય, ત્યાંથી ઉત્તમ દિવસે આણ્યું હોય, ઉપયોગ કરતાં જ મનને પ્રિય થાય; ઉત્તમ ગંધ, રંગ તથા રસથી યુક્ત હોય, દોષોનો નાશ કરનાર, ગ્લાનિ કે કંટાળો નહિ ઉપજાવનાર અને કંઈ ફેરફાર થતાં પણ વિકાર ન કરે, એવું દ્રવ્ય જોઈ-વિચારીને યોગ્ય સમયે આપ્યું હોય તો, તે એ ઔષધ પણ ચિકિત્સાનો એક પાદ કે ચતુર્થાંશ ભાગ કહેવાય છે. ૬

### પરિચારકના ચાર ગુણો

उपचारज्ञता दाक्ष्यमनुरागश्च भर्तरि ।
शौचं चेति चतुष्कोऽयं गुणः परिचरे जने ॥७॥

ઉપચાર અથવા રોગીની સેવા-બરદાસ કરી જાણનારપણું, (ક્વાથ વગેરે ઔષધો તૈયાર કરી આપવાની) ચતુરાઈ, પોતાના પોષક સ્વામી-રોગી પર પ્રેમ અને બાહ્ય-આભ્યંતર પવિત્રતા, એ ચાર ગુણો પરિચારક માણસમાં હોવા જોઈએ. ૭

સુશ્રુતે આથી વધુ ગુણો સૂત્રસ્થાન ૩૪ મા અધ્યાયમાં આમ કહ્યા છે : 'स्निग्धोऽजुगुप्सुर्बलवान् युक्तो व्याधितरक्षणे, वैद्यवाक्यकृदश्रान्तः पादः परिचरः स्मृतः ।' રોગીપર સ્નેહવાળો, નિંદા કે સૂગ નહિ કરનાર, બળવાન, રોગીની રક્ષા માટે તત્પર, વૈદ્યોનાં વચન પ્રમાણે કરનાર અને થાકે નહિ એવો રોગીનો સેવક અથવા ચાકરી કરનારો માણસ પણ ચિકિત્સાનો એક પાદ કે ચતુર્થાંશ કહેવાય છે. ૭

## રોગીના ચાર ગુણો

स्मृतिर्निर्देशकारित्वमभीरुत्वमथापि च ।
ज्ञापकत्वं च रोगाणामातुरस्य गुणाः स्मृताः ॥८॥

**સ્મરણશક્તિ, વૈદ્યના કહેવા પ્રમાણે કરવું, બીકણ સ્વભાવથી રહિતપણું અને રોગોને (તથા તેનાં નિદાનોને વૈદ્યને) જણાવનારપણું, એ રોગીના પણ ગુણો કહ્યા છે. ૮**

ચક્રપાણિ અહીં આમ સમજાવે છે : 'રોગીમાં યાદશક્તિ હોય તો પહેલાં પોતે જે આચર્યું હોય કે ખાધુંપીધું હોય તે યાદ રાખી વૈદ્યને કહી શકે, જેથી વૈદ્ય, કારણ સમજીને ક્રિયા શરૂ કરવા તથા રોગને જાણવા પણ સમર્થ થાય. વૈદ્ય જે કરવા કહે તે જ પોતે કરે, એ પણ રોગીનો એક ગુણ છે; તેમ જ રોગીનો સ્વભાવ બીકણ ન હોવો જોઈએ; જેથી વૈદ્યે ચાલુ કરેલી હરકોઈ ક્રિયાથી તે ડરે નહિ; ડરપોક સ્વભાવ રોગને ઊલટો વધારે છે. આ સંબંધે કહેવાયું છે કે, 'विषादो रोगवर्धनानाम्'–ખેદ કરવો કે ડર્યા કરવું, એ રોગ વધારનારાં કારણોમાં ગણાય છે. વળી ચિકિત્સાની ક્રિયાથી રોગી ડર્યા કરે, તો એ ચિકિત્સાની ક્રિયા સફળ થાય નહિ. અહીં મૂળ શ્લોકમાં 'अथापि च' એમ 'च'કાર મૂકી અહીં આવું પણ સૂચન કર્યું છે કે કોઈ રોગમાં રોગી ડરપોક હોય કે યાદશક્તિ વિનાનો હોય એ તેને ગુણકારક પણ થઈ પડે છે; જેમ કે ઉન્માદની ચિકિત્સામાં 'सर्पेणोद्धृतदंष्ट्रेण'– જેની દાઢ ખેંચી કાઢી હોય એવા સર્પથી કરડાવવાની બીક બતાવવાથી ઉન્માદરોગ મટે છે; એટલે તેવા રોગમાં રોગી જો નીડર હોય તો તેના પર એ ચિકિત્સા નિષ્ફળ થાય છે; એ જ પ્રમાણે 'ज्वरवेगं च कालं च चिन्तयन् ज्वर्यते तु यः । तस्येष्टैश्च विचित्रैश्च प्रयोगैर्लोपयेत् स्मृतिम् ।' જે માણસ (વિષમ જ્વર) તાવનો વેગ અને વખત વિચાર્યા કરતો હોય, તેને તાવ આવ્યા જ કરે છે; માટે એવા રોગીની તેને ગમતા જાતજાતના પ્રયોગો દ્વારા એ યાદ કરવાની શક્તિનો નાશ કરાવવો–તેની એ યાદગીરી ભુલાવવી જોઈએ.' આમ ચક્રપાણિ જણાવે છે; તેની સામે ગંગાધર ઊલટું જ કહે છે કે, એમ કહેવું ઠીક નથી; કેમ કે રોગીએ પ્રથમ આચરેલું કે ખાધેલું વગેરે તેને યાદ હોય, એ તેનો ગુણ કહીને પછી રોગ ઉત્પન્ન થયા બાદ ચિકિત્સા માટે તાવનો વેગ ભુલાવવો, એ કંઈ ગુણરૂપ થાય નહિ; કેમ કે એ તો રોગીની એક ચેષ્ટા જ છે, તેને ઔષધરૂપે કહી શકાય નહિ; એ જ પ્રમાણે ઉન્માદમાં પણ ભય પમાડવો, એ પણ રોગીનો ગુણ કે ઔષધ કહેવાય નહિ. વળી પોતે પહેલાં જે કંઈ આચર્યું હોય કે ખાધું–પીધું હોય તે પોતાની રોગી સ્થિતિ કરવામાં કારણરૂપ થયું હશે, એમ જાણી વૈદ્યને તે તે કહી જણાવવું, એ પણ રોગીનો ગુણ છે.'

યોગીંદ્રનાથસેન અહીં સુશ્રુતનું આ વચન ટાંકી રોગીના વધુ ગુણો જણાવે છે : 'आयुष्मान् सत्त्ववान् साध्यो द्रव्यवानात्मवानपि । आस्तिको वैद्यवाक्यज्ञो व्याधितः पाद उच्यते।' જે રોગી આયુષવાળો, સત્ત્વરૂપ માનસિક બળથી યુક્ત, સાધ્ય, ધનવાન, જિતેંદ્રિય, આસ્તિક તથા વૈદ્યનાં વાકયનો અભિપ્રાય જાણતો હોય, તે રોગી તરીકે ચિકિત્સાનો પાદ કે ચોથો ભાગ કહેવાય છે.' જોકે વૈદ્ય વગેરેના બીજા પણ ગુણો હોય છે જ, છતાં અહીં દરેકના ચાર ચાર ગુણો જે કહ્યા છે, તે વૈદ્ય આદિનાં લક્ષણોવાળી ચાર અંશયુક્ત ચિકિત્સાની એકંદર સોળ કળા જણાવવા માટે છે. ૮

## ઉપર્યુક્ત ચાર પાદોમાં વૈદ્યની મુખ્યતા

कारणं षोडशगुणं सिद्धौ पादचतुष्टयम् ।
विज्ञाता शासिता योक्ता प्रधानं भिषगत्र तु ॥९॥

**(ચિકિત્સાકર્મની) સિદ્ધિમાં (ઉપર કહેલ) સોળ ગુણવાળા ચાર પાદો કારણ છે, છતાં એમાં (ઔષધ સંબંધે) વિશેષ જાણનાર, આજ્ઞા કરનાર અને યોજના કરનાર એવો જે વૈદ્ય તે મુખ્ય છે. ૯**

પ્રત્યેકના ચાર ચાર ગુણો ગણી અહીં ચાર પાદના સોળ ગુણો કહ્યા છે. ચિકિત્સાક્રિયાને સિદ્ધ કરવામાં આ ચાર પાદો કે અંશો કારણ છે, છતાં વૈદ્ય, 'અમુક ઔષધ તારે લેવું પડશે અને તેમાં અમુક પથ્યનો નિયમ તારે પાળવો જરૂરી છે,' એમ રોગીને આજ્ઞા કરે છે; તેમ જ તેના પરિચારકને પણ 'આ વસ્તુ આમ કરવી,' ઇત્યાદિ સૂચનાઓ કરે છે અને રોગી માટે ઔષધાદિનો પ્રયોગ પણ કરે છે, તેથી પરતંત્ર ત્રણ પાદોમાં વૈદ્ય સ્વતંત્ર હોઈ મુખ્ય છે, એમ સમજવું. ૯

## વૈદ્યની મુખ્યતા વિષે બે અન્વયદૃષ્ટાંતો

पक्तौ हि कारणं पक्तुर्यथा पात्रेन्धनानलाः ।
विजेतुर्विजये भूमिश्चमूः प्रहरणानि च ॥ १० ॥

आतुराद्यास्तथा सिद्धौ पादाः कारणसंज्ञिताः।
वैद्यस्यातश्चिकित्सायां प्रधानं कारणं भिषक् ॥ ११ ॥

જેમ રસોઈ કરનાર માણસની રસોઈની ક્રિયામાં વાસણો, લાકડાં અને અગ્નિ અવશ્ય (સહાયકારી) કારણો છે; તેમ જ વિજય કરનાર માણસના વિજયની ક્રિયામાં રણમેદાન, સેના તથા શસ્ત્રો જેમ (સહાયકારી) કારણો છે; એ જ પ્રમાણે વૈદ્યની ચિકિત્સા ક્રિયાની સિદ્ધિમાં રોગી વગેરે (ત્રણ) પાદો જોકે (સહાયક) કારણ તરીકે જણાય છે, છતાં એમાંથી મુખ્ય કારણ તો વૈદ્ય જ છે. ૧૦,૧૧

અર્થાત્ રસોઇયાની રાંધવાની ક્રિયામાં વાસણો વગેરે ત્રણ કરણ કારણો છે, પરંતુ રાંધવાની ક્રિયામાં સ્વતંત્ર મુખ્ય કારણ તો રસોઇયો જ છે; અને વિજય કરનાર પુરુષની વિજયક્રિયામાં પણ રણભૂમિ આદિ ત્રણ સહાય-કારણો પણ કરણકારણો જ છે, પરંતુ મુખ્ય-સ્વતંત્ર કારણ તો વિજેતા પુરુષ જ છે, તે જ પ્રમાણે વૈદ્યની ચિકિત્સાક્રિયામાં રોગી વગેરે ત્રણ કરણકારણો જ છે અને વૈદ્ય સ્વતંત્ર-મુખ્ય કારણ છે; આમાં વૈદ્યને રાંધનાર તથા વિજેતા પુરુષની ઉપમા અપાઈ છે, રોગીને રાંધવાનાં વાસણ તથા રણભૂમિની ઉપમા અપાઈ છે, પરિચારકને રાંધવાનાં લાકડાં તથા સેનાની ઉપમા અપાઈ છે અને ઔષધદ્રવ્યને અગ્નિ તથા શસ્ત્રોની ઉપમા અપાઈ છે. ૧૦,૧૧

### વ્યતિરેકદૃષ્ટાંત દ્વારા વૈદ્યની મુખ્યતા

मृद्दण्डचक्रसूत्राद्याः कुम्भकारादृते यथा।
न वहन्ति गुणं, वैद्यादृते पादत्रयं तथा ॥ १२ ॥

જેમ કુંભાર વિના માટી, દાંડો, ચાક અને દોરી વગેરે કોઈ પણ ગુણ( કે ઘટાદિ કાર્ય સિદ્ધિ )ને કરી શકતાં નથી, તે જ પ્રમાણે વૈદ્ય વિના ત્રણે પાદો, કોઈ પણ ગુણ( કે ચિકિત્સાક્રિયાની સિદ્ધિ )ને કરી શકતા નથી. ૧૨

જેમ ઘડા વગેરે પાત્રોની સિદ્ધિ માટે માટી, ચાક ફેરવવાનો દાંડો, ચાક અને દોરી વગેરે સાધનો કે કરણ-કારણો ભલે હોય, છતાં કુંભારરૂપી મુખ્ય કારણ ન હોય તો એ પાત્રસિદ્ધિરૂપ કાર્ય કદી સિદ્ધ થતું નથી, તે જ પ્રમાણે ચિકિત્સાક્રિયાની સિદ્ધિ માટે રોગી વગેરે ત્રણે પાદો કે સહાયકારી કરણકારણો ભલે હોય, છતાં પ્રધાન કારણ વૈદ્ય જો ન હોય તો ચિકિત્સાક્રિયાની સિદ્ધિ શકય જ નથી. આ કારણે વૈદ્ય જ ચિકિત્સામાં મુખ્ય ગણાય છે. આ સંબંધે વૈદ્ય યોગીન્દ્રનાથ સેન સુશ્રુતનાં આ વચનો ટાંકે છે. 'वैद्यो व्याध्युपसृष्टश्च भेषजं परिचारकः। एते पादाश्चिकित्सायाः कर्मसाधनहेतवः ॥ गुणवद्भिस्त्रिभिः पादैश्चतुर्थो गुणवान् भवेत्। व्याधिमल्पेन कालेन महान्तमपि साधयेत् ॥ वैद्यहीनास्त्रयः पादा गुणवन्तोऽप्यपार्थकाः। उद्गातृहोतृब्रह्माणो यथाऽध्वर्युं विनाध्वरे ॥ वैद्यस्तु गुणवानेकस्तारयेदातुरान् सदा। प्लवं प्रतितरैर्हीनं कर्णधार इवाम्भसि ॥' (સુશ્રુત-સૂત્ર૦ ૩૪ અ.)–વૈદ્ય, રોગી, ઔષધ અને બરદાસ કરનાર સેવક, એ ચાર પાદો ચિકિત્સાનું કામ સિદ્ધ કરવામાં કારણ છે; આમાંના ત્રણ ગુણવાન પાદો સહિત ચોથો ગુણવાન વૈદ્ય હોય તો મોટા રોગને પણ થોડા જ વખતમાં મટાડી શકે છે; પરંતુ વૈદ્ય વિનાના ત્રણ પાદો ભલે ગુણવાન હોય તોપણ નકામા જ ગણાય છે; જેમ યજ્ઞમાં અધ્વર્યુ નામે યજુર્વેદી યાજ્ઞિક ન હોય તો ઉદ્ગાતા, હોતા અને બ્રહ્મા નામના યાજ્ઞિકો નકામા જ ગણાય છે; કેમ કે તેઓ યજ્ઞકર્મ કરવામાં મુખ્ય નહિ હોવાથી યજ્ઞક્રિયા થઈ શકતી નથી; જેમ કોઈ વહાણમાં બીજું તેને સઢ વગેરે તારનારાં સાધનો કદાચ ન હોય, છતાં એકલો ગુણવાન સુકાની હોય તોપણ એ વહાણને જળમાં તરાવી શકે છે, તે જ પ્રમાણે એકલો ગુણવાન વૈદ્ય હોય અને બીજા બે પાદો ન હોય તોપણ તે વૈદ્ય કાયમને માટે રોગીઓને રોગમુક્ત કરી શકે છે.' એમ ગુણવાન-વૈદ્યની મુખ્યતા જ સુશ્રુતે પણ કહી છે. ૧૨

### જ્ઞાની-અજ્ઞાની વૈદ્યના ગુણદોષ

गन्धर्वपुरवन्नाशं यद्विकाराः सुदारुणाः।
यान्ति यच्चेतरे वृद्धिमाशूपायप्रतीक्षिणः ॥ १३ ॥
सति पादत्रये ज्ञाज्ञौ भिषजावत्र कारणम्।
वरमात्मा हुतोऽज्ञेन न चिकित्सा प्रवर्तिता ॥ १४ ॥

ત્રણે પાદો હોય છતાં જે અતિભયંકર વિકારો કે રોગો (યોગ્ય) ઉપાયથી સાધ્ય બનીને ગંધર્વનગરની પેઠે તત્કાળ નાશ પામે છે; તેમાં જ્ઞાની વૈદ્ય જ કારણ છે; તે જ પ્રમાણે ત્રણે પાદો હોય છતાં કેટલાક બીજા સુખસાધ્ય વિકારો (યોગ્ય) ઉપાયની પ્રતીક્ષા કર્યા કરતા કે વાટ જોયા કરતા તત્કાળ વધી જાય છે, તેમાં અજ્ઞાની વૈદ્ય જ કારણ છે; (એટલે એકંદર) અગ્નિમાં શરીર હોમી દેવું સારું, પણ મૂર્ખ વૈદ્યે ચાલુ કરેલી ચિકિત્સા સારી નથી. અર્થાત્ મૂર્ખ વૈદ્યની પાસે ચિકિત્સા કરાવવી ઠીક નથી. ૧૩,૧૪

ગંધર્વનગર એટલે ન હોવા છતાં સ્વપ્નની જેમ દેખાતી માયાનગરી. આ નગરી જેમ સાચું ભાન થતાં નાશ પામે છે, તેમ ગુણવાન ત્રણે પાદો હોવા છતાં જ્ઞાની વૈદ્યે કરેલી ક્રિયાની વાટ જોતા અને તે જ્ઞાની વૈદ્યે યોગ્ય ઉપાયો દ્વારા કાબૂમાં લીધેલા વિનાશક રોગો પણ તરત જ મટી જાય છે; તેમાં કારણ જ્ઞાની વૈદ્ય છે; જ્યારે યોગ્ય ઉપાયથી તત્કાળ મટે એવા કોમળ રોગો હોય અને ત્રણે પાદો પણ ગુણવાન હોય છતાં યોગ્ય ઉપાયો માટે રાહ જોયા જ કરાય અને છેવટ સુધી યોગ્ય ઉપાયોની યોજના થાય જ નહિ, એટલે તેવા સાદા રોગો પણ આખરે વધી જઈ ભયાનક થઈ પડે છે; તેમાં કારણ તો મૂર્ખ વૈદ્ય જ છે ને? અહીં ૧૪મા શ્લોકના ઉત્તરાર્ધનો અર્થ યોગીંદ્રનાથસેન આવો ઘટાવે છે. 'અજ્ઞાની વૈદ્ય પોતાના શરીરને અગ્નિમાં હોમી દે, એ ઉત્તમ છે, પણ એવા મૂર્ખ વૈદ્ય તરીકે આજીવિકા ચાલુ રાખે–અથવા વૈદાંનો ધંધો કરે તે સારું નથી.' આ અભિપ્રાય જ પહેલાં દીર્ઘંજીવિતીય અધ્યાયમાં કહેલ છે (જુઓ તે અધ્યાયનો શ્લોક ૧૩૩, ૧૩૪). ૧૩,૧૪

### મૂર્ખ વૈદ્યની ચિકિત્સા વિષે દૃષ્ટાંત

पाणिचाराद्यथाऽचक्षुरज्ञानाद्भीतभीतवत् ।
नौर्मारुतवशेवाज्ञो भिषक्चरति कर्मसु ॥ १५ ॥

જેમ આંધળો માણસ (માર્ગના) અજ્ઞાનથી હાથ ફેરવી ફેરવી જાણે ખૂબ ડરતો હોય તેમ ચાલે છે અને (સુકાની વિનાની) નૌકા વાયુને વશ થઈને (પાણીમાં) જેમ (અવ્યવસ્થિત) જાય છે; તેમ મૂર્ખ વૈદ્ય પણ અજ્ઞાનને લીધે ચિકિત્સાક્રિયાઓમાં જાણે ખૂબ ડરતો હોય તેમ પ્રવૃત્તિ કરે છે (પણ નિર્ભય થઈને વ્યવસ્થિત ચિકિત્સા કરી શકતો નથી). ૧૫

### મૂર્ખ વૈદ્ય સેંકડોને કમોતે મારે

यदृच्छया समापन्नमुत्तार्य नियतायुषम् ।
भिषङ्मानी निहन्त्याशु शतान्यनियतायुषाम् ॥१६॥

એ મૂર્ખ વૈદ્ય પોતાની પાસે આવી ચઢેલા કોઈ ચોક્કસ આયુષવાળા રોગીને (તેના આયુષના બળને લીધે) દૈવયોગે (કાકતાલીયન્યાયથી કે ઘુણાક્ષરન્યાયથી) રોગમુક્ત કરીને પોતે પોતાને (મૂર્ખ છતાં સારો) વૈદ્ય માની બેસે છે અને પછી તો જેઓનાં આયુષ અચોક્કસ નથી એવા સેંકડો રોગીઓને (પોતાની અશાસ્ત્રીય ચિકિત્સા લાગુ કરીને) મારી નાખે છે. ૧૬

ઉપરનો અનુવાદ મૂળમાં 'नियतायुषम्' એ પૂર્વાર્ધપાઠ તથા 'अनियतायुषाम्' એ ઉત્તરાર્ધનો પાઠ સ્વીકારીને લખ્યો છે, જેમાં ગંગાધર તથા ચક્રપાણિ સંમત છે; પરંતુ યોગીંદ્રનાથસેન ઉત્તરાર્ધમાં પણ 'नियतायुषाम्' એવો પાઠ વધુ પસંદ કરે છે અને તેનો આવો અર્થ ઘટાવે છે: જેનું આયુષ પોતાના પ્રારબ્ધકર્મના વશથી અમુક લાંબા કાળ સુધીનું નક્કી થયું હોય એવો કોઈ રોગી દૈવયોગે એ મૂર્ખ વૈદ્યના શરણે આવી ચઢે, તે વેળા એ વૈદ્ય પણ રોગીના શુભ દૈવના યોગે ઘુણાક્ષરન્યાયથી દેશ–કાલાદિને અનુસરતી યોગ્ય ચિકિત્સા અકસ્માત્ કરી બેસે, જેથી તે રોગીને પોતે રોગરહિત કરી શકે; એ આકસ્મિક બનાવથી એ વૈદ્ય પોતાને ઉત્તમ વૈદ્ય માની લે, એટલું જ નહિ પણ વિદ્વાન વૈદ્ય તરીકે લોકમાં પોતાની જાહેરાત પણ કરવા માંડે, જેથી અમુક લાંબા કાળ સુધી નક્કી નિર્માણ થયેલ આયુષવાળા એવા પણ સેંકડો રોગીઓને અકાળે–કમોતે મારી નાખે છે; અર્થાત્ ઔષધોના ગેરુપયોગના કારણે લાંબા આયુષવાળા સેંકડો લોકો પણ એ મૂર્ખ વૈદ્યના અપરાધે કમોતે માર્યા જાય છે; કેમ કે એ વેળા રોગીના આયુષબળરૂપ દૈવના કરતાં મૂર્ખ વૈદ્યની ચેષ્ટારૂપ પુરુષાર્થનું બળ વધુ પ્રમાણમાં જોરદાર થતું હોય છે. આવો અર્થ કરવામાં પ્રમાણરૂપે આ ગ્રંથના વિમાનસ્થાનના ત્રીજા અધ્યાયના આ શ્લોકો તે ટાંકે છે: 'इहाग्निवेश भूतानामायुर्युक्तिमपेक्षते। दैवे पुरुषकारे च स्थितं ह्यस्य बलाबलम् ॥ दैवमात्मकृतं विद्यात् कर्म यत् पौर्वदैहिकम् । स्मृतः पुरुषकारस्तु क्रियते यदिहापरम् । बलाबलविशेषोऽस्ति तयोरपि च कर्मणोः । दृष्टं हि त्रिविधं कर्म हीनं मध्यममुत्तमम् । तयोरुदारयोर्युक्तिर्दीर्घस्य सुसुखस्य च । नियतस्यायुषो हेतुर्विपरीतस्य चेतरा । मध्यमा मध्यमस्येष्टा कारणं शृणु चापरम् । दैवं पुरुषकारेण दुर्बलं ह्युपहन्यते । दैवेन चेतरत् कर्म विशिष्टेनोपहन्यते । दृष्ट्वा यदेके मन्यन्तेऽनियतं मानमायुषः । कर्म किंचित् क्वचित् काले विपाके नियतं महत् । किंचित्त्वकाले नियतं प्रत्ययैः प्रतिबोध्यते।' હે અગ્નિવેશ! આ લોકમાં પ્રાણીઓનું આયુષ યુક્તિ કે અમુક સંયોગો પર આધાર રાખે છે; એ આયુષનું બલ કે અબલ દૈવ તથા પુરુષાર્થ ઉપર પણ ટકી રહેલું હોય છે; આયુર્વેદોક્ત પુરુષરૂપ આત્માએ પૂર્વજન્મના દેહ દ્વારા કરેલ કર્મ દૈવ જાણવું અને પુરુષાર્થ તો એથી જુદો જ આ જન્મમાં જ કરેલાં કર્મરૂપે જાણવો. એ બે કર્મમાં પણ બળ–અબળની વિશેષતા હોય જ છે; અર્થાત્ કોઈ વેળા પૂર્વજન્મકૃત કર્મરૂપ દૈવ બળવાન બને છે, ત્યારે કોઈ વેળા આ

જન્મમાં કરેલ પુરુષાર્થરૂપ કર્મ બળવાન બને છે; કોઈ વેળા એ બન્ને બળવાન બને છે અને કોઈ વેળા એ બન્ને નિર્બળ હોય છે. એમ તે બન્ને કર્મના હીન, મધ્યમ તથા ઉત્તમ તરીકેના ભેદ જોવામાં આવે છે. એ બન્ને પ્રકારનાં ઉત્તમ કર્મોનો જો યોગ થાય તો લાંબા કાળના સુખનું તથા લાંબા કાળ સુધીના અમુક ચોક્કસ આયુષનું તે કારણ બને છે; પરંતુ એ બન્ને કર્મોનો વિપરીત યોગ હોય તો એથી વિપરીત એટલે દુઃખનું કારણ તથા અચોક્કસ આયુષનું કારણ તે બને છે; એટલે કે દૈવ અને પુરુષાર્થ એ બેય કર્મનો હીનયોગ હોય તો આયુષ દુઃખયુક્ત અને અનિશ્ચિત બને છે અને જો મધ્યમ યોગ હોય તો મધ્યમ સુખ તથા મધ્યમ આયુષનું કારણ બને છે; વળી બીજું પણ કારણ છે, તે તું સાંભળ: દૈવ જો દુર્બળ હોય તો પુરુષાર્થ તેનો નાશ કરે છે અને પુરુષાર્થ કરતાં દૈવ વધુ બળવાન હોય તો એ દૈવ પુરુષાર્થનો નાશ કરે છે; આ કારણે કેટલાક વિદ્વાનો આયુષનું માપ અચોક્કસ માને છે; કારણ કે કોઈ કાળે કોઈ મોટું કર્મ ફળપરિપાક માટે નક્કી નિર્માણ થયું હોય છે, ત્યારે કોઈ કર્મ અકાળે ફળપરિપાક માટે નક્કી થયું છે, આ વસ્તુ અનુભવો ઉપરથી સમજાય છે. ૧૬ વાગ્ભટ મૂર્ખ વૈદ્યોને ઉદ્દેશી અષ્ટાંગસંગ્રહ-ઉત્તરસ્થાનના ૫૦મા અધ્યાયમાં આમ લખે છે: 'એ મૂર્ખ વૈદ્યો, ઘુણાક્ષરન્યાયથી કોઈ ચોક્કસ લાંબા આયુષવાળા માણસને સાજો કરી વૈદ્યનું અભિમાન ધરીને બીજા સેંકડો અનિયત કે અચોક્કસ અથવા આવી બનેલ આયુષવાળા લોકોને મારી નાખે છે.' ૧૬

### 'પ્રાણાભિસર' વૈદ્ય

तस्माच्छास्त्रेऽर्थविज्ञाने प्रवृत्तौ कर्मदर्शने ।
भिषक् चतुष्टये युक्तः प्राणाभिसर उच्यते ॥ १७ ॥

એ કારણે જે વૈદ્ય શાસ્ત્રીય અભ્યાસમાં, શાસ્ત્રીય અર્થો બરાબર સમજવામાં, ચિકિત્સારૂપ કર્મ જોવામાં અને એ કર્મ વિષે પોતે પ્રવૃત્તિ કરવામાં, એમ ચારમાં તત્પર રહે છે, તે 'પ્રાણાભિસર' (એટલે જવાની અણી પર આવેલા રોગીના પ્રાણને પાછા લાવનાર) કહેવાય છે. ૧૭

ટીકાકાર ચક્રપાણિ અહીં ત્યાં સુધી લખી નાખે છે કે, 'શાસ્ત્રનિશ્ચય, શાસ્ત્રીય અર્થજ્ઞાન, ચિકિત્સાક્રિયાદર્શન અને તે પ્રમાણેની ચિકિત્સાક્રિયામાં પ્રવૃત્તિ, એ ચારમાં વૈદ્ય જો તત્પર રહે, તો 'प्राणान् गच्छतो व्यावर्तयतीति प्राणाभिसरः।' રોગીના પ્રાણ નીકળી જવાની તૈયારીમાં હોય તેઓને પણ વૈદ્ય પાછા વાળે છે-મરણની અણીએ પહોંચેલા રોગીને પણ બચાવી શકે છે; કારણ કે પુરુષાર્થ કરવામાં ખામી હોય અને વૈદ્યનો દોષ હોય, એ કારણે જ રોગીનું મરણ નીપજે છે. જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં વધુ આમ લખે છે: 'અહીં મૂળમાં ચાર વસ્તુનો નિર્દેશ સ્પષ્ટ છે, છતાં ફરી 'चतुष्टये' એ પદ મૂક્યું છે, તે આમ જણાવે છે કે, અહીં જણાવેલ આ ચારે વસ્તુ એકસામટી કાયમી ભેગી હોય તો જ વૈદ્યને 'પ્રાણાભિસર' જેવી મહાન પદવી અપાવે છે; કોઈ વૈદ્ય શાસ્ત્રપાઠ કર્યા કરતો હોય પણ શાસ્ત્રના અર્થને જો સમજતો ન હોય, તો ચિકિત્સા કરતી વેળા મૂંઝાય છે; એ જ પ્રમાણે શાસ્ત્રીય અધ્યયન તથા તેના અર્થોનું જ્ઞાન, એ બન્ને જેનામાં હોય છતાં ચિકિત્સા-ક્રિયા કરવાની કુશળતા જો ન હોય તોપણ ચિકિત્સા વખતે મુઝાય છે; તે જ પ્રમાણે ચિકિત્સાક્રિયાને બીજા અનુભવીની પાસે રહી જેણે વારંવાર જોઈ ન હોય તે પણ ચિકિત્સાક્રિયામાં સંપૂર્ણ કુશળ કદી થાય નહિ, આવો અહીં ભાવ છે.'

ખૂબ અર્વાચીન ટીકાકાર શ્રીયોગીન્દ્રનાથસેન અહીં 'प्राणानाम् अभिसरः प्राणाभिसर ।' વૈદ્યને રોગાના પ્રાણોની સામે ધસી જનાર જણાવી રોગીના રોગોનો નાશ કરનાર સૂચવે છે. ૧૭

### આવો વૈદ્ય જ 'રાજમાન્ય મહાવૈદ્ય' ગણાય

हेतौ लिङ्गे प्रशमने रोगाणामपुनर्भवे ।
ज्ञानं चतुर्विधं यस्य स राजार्हो भिषक्तमः ॥ १८ ॥

જે વૈદ્યને રોગોનાં નિદાન વિષેનું, લક્ષણ વિષેનું, પ્રશમન-ઔષધ વિષેનું તથા ફરી રોગને થવા જ ન દે-એવાં શોધન-ઔષધ વિષેનું, એમ ચાર પ્રકારનું જ્ઞાન હોય તે રાજાઓને માન્ય અતિશય ઉત્તમ વૈદ્ય કહેવાય છે. ૧૮

અતિ આવશ્યક આ ચાર જ્ઞાન ધરાવતો વૈદ્ય રાજાઓને પણ માન્ય થઈ શ્રેષ્ઠ તરીકે વિખ્યાત થાય, એમ કહેવા માગે છે; આ ચાર જ્ઞાન પૈકી રોગોને ફરી થવા જ ન દે, એવાં શોધન-ઔષધોનું જ્ઞાન તો ઘણું જ જરૂરી છે, એ ભાવ આ ચરકના શ્લોકસ્થાનના ૧૬ મા અધ્યાયમાં આમ કહેશે: 'दोषाः कदाचित् कुप्यन्ति जिता लङ्घनपाचनैः । जिताः संशोधनैर्ये तु न तेषां पुनरुद्भवः' લંઘન અને પાચન ઔષધોથી કાબૂમાં લીધેલા દોષો કદાચ કોઈ વેળા ફરી કોપે છે, પરંતુ જે દોષોને સંશોધનોથી કાબૂમાં લીધા હોય, તેઓ તો ફરી કદી ઉત્પન્ન જ થતા નથી.' ૧૮

**વૈદ્ય માટે બુદ્ધિની શુદ્ધતાની આવશ્યકતા**

**शस्त्रं शास्त्राणि सलिलं गुणदोषप्रवृत्तये ।**
**पात्रापेक्षीण्यतः प्रज्ञां चिकित्सार्थं विशोधयेत् ॥१९॥**

**શસ્ત્ર, શાસ્ત્રો તથા પાણી, એ ત્રણે ગુણદોષવાળી પ્રવૃત્તિ માટે અવશ્ય પાત્રની જરૂરિયાત ધરાવે છે; એ કારણે (વૈદ્યે) ચિકિત્સા માટે બુદ્ધિને અવશ્ય શુદ્ધ કરવી. ૧૯**

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં ઘણી સ્પષ્ટતા કરે છે; પ્રથમ આવો પ્રશ્ન કરે છે કે દરેક વૈદ્ય 'પ્રાણાભિસર' તથા શ્રેષ્ઠ વૈદ્ય અવશ્ય થઈ શકે છે; કેમ કે શાસ્ત્રનું અધ્યયન જ વૈદ્યોને તેવા બનાવી શકે, એવો સંભવ છે, છતાં શાસ્ત્રનાં અર્થવિજ્ઞાન વગેરેની આવશ્યકતા ફરી કેમ કહી છે? આનો ઉત્તર આ શ્લોકમાં જણાવે છે: 'શસ્ત્ર, શાસ્ત્ર તથા પાણી ગુણદોષયુક્ત પ્રવૃત્તિ માટે પાત્ર પર આધાર રાખે છે; જેમ કે કોઈ માણસ શસ્ત્રવિદ્યામાં કુશળતા ધરાવતો હોય તો તેના હાથમાં ગયેલું શસ્ત્ર પણ સદ્‌ગુણી બને છે, પરંતુ શસ્ત્રવિદ્યાની કુશળતા જેનામાં ન હોય તેની પાસે ગયેલું શસ્ત્ર નહિ કરવાનું કરી બેસે છે; વળી જે માણસે વ્યાખ્યાન આદિપૂર્વકનું ઉત્તમ શાસ્ત્રાધ્યયન કર્યું હોય તો તેની પાસે આવેલું એ શાસ્ત્રીય જ્ઞાન સ્વચ્છતા કે નિર્મળતા આદિ ગુણોવાળું બને છે; પરંતુ કેવળ શાસ્ત્રીય અધ્યયન કર્યું હોય પણ તેમાંનો ઉત્તમ ઉપદેશ ગ્રહણ કર્યો ન હોય તો એ શાસ્ત્રજ્ઞાનનો કંઈ અર્થ નથી; એ જ પ્રમાણે પાણીને સોનું વગેરેનાં ઉત્તમ વાસણમાં રાખવામાં આવે છે, તો તેમાં ઘણી જાતના ઉત્તમ ગુણો દાખલ થાય છે, પરંતુ ખારયુક્ત માટી વગેરેમાં તે પાણી રહ્યું હોય, તો ઊલટું ખરાબ થાય છે; અર્થાત્ જે માણસ શસ્ત્રવિદ્યામાં કુશળ ન હોય તેના હાથમાં કોઈ ઉત્તમ શસ્ત્ર જઈ પડે તો તેથી અનેક દોષો ઊભા થાય છે; શાસ્ત્ર પણ નિંદાપાત્ર વ્યાખ્યાનોપૂર્વક જે માણસ ભણ્યો હોય, તે તેને વિપરીત અર્થો જણાવનાર થઈ પડે છે અને પાણી પણ ખારાશ વગેરેથી યુક્ત કોઈ વાસણમાં રખાયું હોય તો ખારાશ વગેરે દુર્ગુણોને ધરાવતું થઈ પડે છે, આ કારણે શાસ્ત્રનો સદ્‌બુદ્ધિપૂર્વકનો અભ્યાસ કરી તેમાંના સદુપદેશો સ્વીકારવામાં આવે તો એ શાસ્ત્રથી ઘણા સદ્‌ગુણો પ્રાપ્ત થવાનો સંભવ છે, એવો અહીં ભાવ સમજવો જોઈએ; માટે હરકોઈ વૈદ્યે ચિકિત્સા માટે સદ્‌ગુરુની સેવા કરવાપૂર્વક શાસ્ત્રનું અધ્યયન કરી બુદ્ધિને ખૂબ જ શુદ્ધ કરવી જરૂરી છે.'

યોગીંદ્રનાથસેન અહીં આવો ભાવ લખે છે: 'શસ્ત્ર, શાસ્ત્ર તથા પાણી જો ગુણવાન પાત્રમાં જાય તો ગુણવાન બને અને દોષયુક્ત પાત્રમાં જાય તો દુષ્ટ બને છે; એ કારણે વૈદ્યે ચિકિત્સા માટે પોતાની બુદ્ધિને અત્યંત શુદ્ધ કરવી; એટલે કે બહુશ્રુતપણું મેળવી ક્રિયાનો અભ્યાસ કરવાપૂર્વક બુદ્ધિને ખૂબ વધારવી.' ૧૯

**આ છ ગુણો ધરાવતો વૈદ્ય બધે સફળતા પામે**

**विद्या वितर्को विज्ञानं स्मृतिस्तत्परता क्रिया ।**
**यस्यैते षड्गुणास्तस्य न साध्यमतिवर्तते ॥ २० ॥**

**વિદ્યા, વિતર્ક, વિજ્ઞાન, સ્મરણશક્તિ, તે તે ક્રિયામાં તત્પરપણું અને ક્રિયાભ્યાસ, એ છ ગુણો જેનામાં હોય, તેને કંઈ સાધ્ય નથી, એવું નથી; અર્થાત્ તેનાથી બધું સાધ્ય બને છે. ૨૦**

આયુર્વેદશાસ્ત્રનું યથાર્થ જ્ઞાન એ અહીં 'વિદ્યા' સમજવી; અને તે પણ ગુરુ પાસે ભણેલી જ હોવી જોઈએ; શાસ્ત્રીય અર્થ જેનું મૂળ હોય એવો ઊહાપોહ એ 'વિતર્ક'નો અર્થ છે; અને વિદ્યા તથા વિતર્ક દ્વારા અર્થ સમજવો તે 'વિજ્ઞાન' છે; અથવા બીજાં શાસ્ત્રોનું પણ જ્ઞાન કે સહજ વિશુદ્ધ જ્ઞાન, એ 'વિજ્ઞાન' કહેવાય છે, જે કાળે જ્યાં જે પ્રમાણે જે કરવાનું કહ્યું છે, તે યાદ હોય એ 'સ્મરણશક્તિ' છે; કર્મનિષ્ઠા અથવા રોગ માટેની ચિકિત્સામાં અતિશય પ્રયત્ન કરવો કે ખૂબ કાળજી રાખવી, એ 'તત્પરતા' છે; અને કર્માભ્યાસ અથવા વારંવાર ચિકિત્સા કર્યા કરવી એ 'ક્રિયા' છે; આ છ ગુણો ધરાવતો વૈદ્ય હરકોઈ રોગ મટાડી શકે છે. ૨૦

**'વૈદ્ય' નામની યોગ્યતાને જણાવતા છ ગુણો**

**विद्या मतिः कर्मदृष्टिरभ्यासः सिद्धिराश्रयः ।**
**वैद्यशब्दाभिनिष्पत्तावलमेकैकमप्यतः ॥ २१ ॥**

**વિદ્યા, મતિ, કર્મદૃષ્ટિ, અભ્યાસ, સિદ્ધિ અને આશ્રય, આ છ ગુણોમાંનો કોઈ એક એક પણ ગુણ 'વૈદ્ય' શબ્દની પૂર્ણ સિદ્ધિ માટે વ્યર્થ છે. ૨૧**

વૈદ્યકશાસ્ત્રનું જ્ઞાન એ 'વિદ્યા;' સ્વાભાવિક શુદ્ધિ ધરાવતી વિશાળ બુદ્ધિ એ 'મતિ' છે; પોતે જોયેલી અને અનુભવેલી ચિકિત્સા કરવી તે 'કર્મદર્શન' કે 'કર્મદૃષ્ટિ' છે; ચિકિત્સાક્રિયા વારંવાર કરી ચુકાઈ હોય તે 'અભ્યાસ' છે; હરકોઈ ચિકિત્સા લગભગ સિદ્ધ થાય અને ઘણા રોગીઓને પોતે આરોગ્ય આપી શક્યો હોય તે 'સિદ્ધિ' છે અને સદ્‌ગુરુ આદિનો પોતાને જે આશ્રય હોય, આ છ ગુણોમાંનો કોઈ એક પણ ગુણ કદાચ મેળવ્યો હોય, તો તેથી 'વૈદ્ય' નામની સાર્થકતા કદી ન થાય; પરંતુ આ છયે ગુણો સામટા જેનામાં હોય, તેને જ 'વૈદ્ય' એવું

નામ સંપૂર્ણ લાગુ કરી શકાય છે. ૨૧

### એ ૭ ગુણો ધરાવે તે જ ખરો વૈદ્ય

यस्य त्वेते गुणाः सर्वे सन्ति विद्यादयः शुभाः ।
स वैद्यशब्दं सद्भूतमर्हन् प्राणिसुखप्रदः ॥ २२ ॥

વિદ્યા આદિ આ બધા શુભ ગુણો જેનામાં હોય, તે સાચા 'વૈદ્ય' શબ્દને (પ્રાપ્ત કરવા) યોગ્ય થાય છે અને તે જ પ્રાણીઓને સુખ આપનાર થાય છે. ૨૨

ઉપર ૨૧મા શ્લોકમાં કહેલા વિદ્યા આદિ શુભ ગુણો ધરાવતો વૈદ્ય સાચો વૈદ્ય છે; છતાં ૨૦મા શ્લોકમાં કહેલા ૭ ગુણો બિનજરૂરી ઠરતા નથી; એકંદર એ ગુણોને પણ આમાં સમાવી દઈ અહીં આ ગુણોની મુખ્યતા કહી છે. આ ગુણો જેનામાં હોય તે સદ્વૈદ્ય બની પ્રાણીઓને આરોગ્ય નામનું સુખ પમાડી શકે છે; તેથી જ એ 'પ્રાણાભિસર' પદવીને પણ લાયક ઠરે છે. આ સંબંધે આગળ કહેશે કે, 'प्रयोगज्ञानविज्ञानसिद्धिसिद्धाः सुखप्रदा । जीविताभिसरास्ते स्युर्वैद्यत्वं तेष्ववस्थितम् ।' જેઓ પ્રયોગનું જ્ઞાન, વિજ્ઞાન તથા સિદ્ધિથી સિદ્ધ થયા હોય અને રોગી લોકોને સુખકારક આરોગ્ય આપતા હોય તેઓ 'જીવિતાભિસર કે પ્રાણાભિસર' કહેવાય છે અને તેઓમાં વૈદ્યપણું સ્થિર ટકી શકે તેવું ગણાય છે.' અહીં વૈદ્યના જુદા જુદા ગુણો ઉપરાઉપરી કહીને જણાવ્યું છે કે, વૈદ્યે પોતાના ગુણો સંપાદન કરવા અતિશય પ્રયત્ન કરવો જરૂરી છે; તેમ જ દ્રવ્યાદિ ત્રણ પાદો કરતા વૈદ્યની શ્રેષ્ઠતા બતાવવાનો પણ અહીં અભિપ્રાય છે, કારણ કે વૈદ્ય એક જ પૂર્ણ ગુણ-સંપત્તિ ધરાવતો હોય તો બીજા ત્રણ પાદો કંઈક ઓછા ગુણવાળા હોય છતાં તેઓમાં ગુણો ઉપજાવીને ચિકિત્સાને સિદ્ધ કરવા સમર્થ થાય છે; પરંતુ દ્રવ્યાદિ ત્રણ પાદો પૂર્ણ ગુણોને ધરાવતા હોય છતાં જો વૈદ્ય ગુણવાન ન હોય તો ચિકિત્સા શક્ય બનતી જ નથી. ૨૨

### વૈદ્યની સફળતાનાં મુખ્ય બે સાધનો

शास्त्रं ज्योतिः प्रकाशार्थं दर्शनं बुद्धिरात्मनः ।
ताभ्यां भिषक्सुयुक्ताभ्यां चिकित्सन्नापराध्यति ॥२३

શાસ્ત્ર એ પ્રકાશ માટેનું જ્યોતિ છે અને પોતાની બુદ્ધિ એ દર્શન અથવા ચક્ષુ છે; એ બન્નેને બરાબર યોજી, તેઓ દ્વારા કે તેઓના સાધન વડે ચિકિત્સા કરતો વૈદ્ય નિષ્ફળ થતો નથી.

અહીં વૈદ્ય માટે શાસ્ત્રીય અધ્યયન આવશ્યક તરીકે દર્શાવે છે, એમ ગંગાધર જણાવે છે. વધુમાં તે લખે છે: 'અહીં 'શાસ્ત્ર' શબ્દથી આયુર્વેદશાસ્ત્ર સમજવું; તેમ જ તેને અનુસરતાં બીજાં જ્યોતિષ આદિ શાસ્ત્રો પણ સમજવાં. જેમ લોકમાં વસ્તુઓના પ્રકાશ માટે જ્યોતિ કે દીવો વગેરે પ્રકાશ જોઈએ અને તે સાથે તે તે પદાર્થોને જોઈ શકતી ચક્ષુ ઇંદ્રિય પણ સતેજ જોઈએ; તે જ પ્રમાણે ચિકિત્સામાં શાસ્ત્રીય જ્ઞાન, રોગાદિનો પ્રકાશ કે સમજણ કરવા માટે જરૂરી છે અને તેની સાથે પોતાની જ બુદ્ધિ દર્શન કે ચક્ષુરૂપે તે રોગાદિનું જ્ઞાન કરવા કામ લાગે છે; તેમાં કોઈ બીજાની બુદ્ધિ કામ કરતી નથી. મૂળમાં 'बुद्धिः' એટલું જ પદ 'પોતાની જ બુદ્ધિ' ને અવશ્ય જણાવે છે, છતાં 'आत्मनः' પદ, તેની સાથે સંબંધસૂચક મૂકીને જણાવ્યું છે કે, પોતાની સાહજિકી બુદ્ધિ જ ચક્ષુ જેવું કામ કરે છે, પરંતુ શાસ્ત્રીય અધ્યયનથી ઉત્પન્ન થયેલી વૈનયિકી બુદ્ધિ આ ચિકિત્સાના કામમાં ખપ લાગતી નથી. ખરી રીતે પોતાની જ બુદ્ધિ પદાર્થદર્શન કરાવવા માટે ચક્ષુ જેવું કામ કરે છે, પરંતુ પારકી બુદ્ધિ ચક્ષુ જેવું પદાર્થદર્શન કરાવતી નથી; આ બે શાસ્ત્રાધ્યયનરૂપ જ્યોતિ અને પોતાની બુદ્ધિ બરાબર યોજીને ચિકિત્સા કરનારો વૈદ્ય અવશ્ય સફળ થાય છે. ૨૩

### વૈદ્યે ગુણો માટે કાળજી રાખવી

चिकित्सिते त्रयः पादा यस्माद्वैद्यव्यपाश्रयाः ।
तस्मात्प्रयत्नमातिष्ठेद्भिषक् स्वगुणसंपदि ॥ २४ ॥

ચિકિત્સામાં (વૈદ્ય સિવાયના) ત્રણ પાદો જે કારણે વૈદ્યના આધારે રહ્યા છે-વૈદ્યને અધીન રહીને કામ કરે છે, એ કારણે વૈદ્યે પોતાની ગુણસંપત્તિ માટે ખાસ યત્ન કરવો જોઈએ. ૨૪

ઔષધ-દ્રવ્ય, પરિચારક અને રોગી એ ત્રણ પાદો ભલે ગુણવાન હોય, તોયે સ્વતંત્ર કામ કરી શકતા નથી, કિંતુ ગુણવાન વૈદ્યનો જ મુખ્યત્વે આશ્રય કરી રોગ શાંતિ માટે કારણ બને છે; એ ખ્યાલમાં રાખી વૈદ્યે પ્રથમ પાંચમા શ્લોકમાં કહેલા ખાસ ગુણો તથા ૧૭મા શ્લોકથી કહેલા બીજા ગુણો મેળવવા પણ કાળજી રાખવી; કારણ વૈદ્યમાં જેટલી ગુણોની ન્યૂનતા હોય તે જ પ્રમાણે બીજા ત્રણ પાદોમાં પણ ગુણોની ખામી થતાં રોગશાંતિરૂપ કાર્યસિદ્ધિ બરાબર થતી નથી. ૨૪

### વૈદ્યનું ચાર પ્રકારનું વર્તન

मैत्री कारुण्यमार्तेषु, शक्ये प्रीतिरुपेक्षणम् ।
प्रकृतिस्थेषु भूतेषु, वैद्यवृत्तिश्चतुर्विधा ॥ २५ ॥

(સર્વ તરફ) મૈત્રી, દુઃખી રોગીઓ પર કારુણ્ય કે

નામ સંપૂર્ણ લાગુ કરી શકાય છે. ૨૧

**એ છ ગુણો ધરાવે તે જ ખરો વૈદ્ય**

यस्य त्वेते गुणाः सर्वे सन्ति विद्यादयः शुभाः ।
स वैद्यशब्दं सद्भूतमर्हन् प्राणिसुखप्रदः ॥ २२ ॥

વિદ્યા આદિ આ બધા શુભ ગુણો જેનામાં હોય, તે સાચા 'વૈદ્ય' શબ્દને (પ્રાપ્ત કરવા) યોગ્ય થાય છે અને તે જ પ્રાણીઓને સુખ આપનાર થાય છે. ૨૨

ઉપર ૨૧મા શ્લોકમાં કહેલા વિદ્યા આદિ શુભ ગુણો ધરાવતો વૈદ્ય સાચો વૈદ્ય છે; છતાં ૨૦મા શ્લોકમાં કહેલા છ ગુણો બિનજરૂરી ઠરતા નથી; એકંદર એ ગુણોને પણ આમાં સમાવી દઈ અહીં આ ગુણોની મુખ્યતા કહી છે. આ ગુણો જેનામાં હોય તે સદ્વૈદ્ય બની પ્રાણીઓને આરોગ્ય નામનું સુખ પમાડી શકે છે; તેથી જ એ 'પ્રાણાભિસર' પદવીને પણ લાયક ઠરે છે. આ સંબંધે આગળ કહેશે કે, 'प्रयोगज्ञानविज्ञानसिद्धिसिद्धाः सुखप्रदाः । जीविताभिसरास्ते स्युर्वैद्यत्वं तेष्ववस्थितम् । જેઓ પ્રયોગનું જ્ઞાન, વિજ્ઞાન તથા સિદ્ધિથી સિદ્ધ થયા હોય અને રોગી લોકોને સુખકારક આરોગ્ય આપતા હોય તેઓ 'જીવિતાભિસર કે પ્રાણાભિસર' કહેવાય છે અને તેઓમાં વૈદ્યપણું સ્થિર ટકી શકે તેવું ગણાય છે.' અહીં વૈદ્યના જુદા જુદા ગુણો ઉપરાઉપરી કહીને જણાવ્યું છે કે, વૈદ્યે પોતાના ગુણો સંપાદન કરવા અતિશય પ્રયત્ન કરવો જરૂરી છે; તેમ જ દ્રવ્યાદિ ત્રણ પાદો કરતા વૈદ્યની શ્રેષ્ઠતા બતાવવાનો પણ અહીં અભિપ્રાય છે, કારણ કે વૈદ્ય એક જ પૂર્ણ ગુણ–સંપત્તિ ધરાવતો હોય તો બીજા ત્રણ પાદો કંઈક ઓછા ગુણવાળા હોય છતાં તેઓમાં ગુણો ઉપજાવીને ચિકિત્સાને સિદ્ધ કરવા સમર્થ થાય છે; પરંતુ દ્રવ્યાદિ ત્રણ પાદો પૂર્ણ ગુણોને ધરાવતા હોય છતાં જો વૈદ્ય ગુણવાન ન હોય તો ચિકિત્સા શક્ય બનતી જ નથી. ૨૨

**વૈદ્યની સફળતાનાં મુખ્ય બે સાધનો**

शास्त्रं ज्योतिः प्रकाशार्थे दर्शनं बुद्धिरात्मनः ।
ताभ्यां भिषक्सुयुक्ताभ्यां चिकित्सन्नापराध्यति ॥२३॥

શાસ્ત્ર એ પ્રકાશ માટેનું જ્યોતિ છે અને પોતાની બુદ્ધિ એ દર્શન અથવા ચક્ષુ છે; એ બન્નેને બરાબર યોજી, તેઓ દ્વારા કે તેઓના સાધન વડે ચિકિત્સા કરતો વૈદ્ય નિષ્ફળ થતો નથી.

અહીં વૈદ્ય માટે શાસ્ત્રીય અધ્યયન આવશ્યક તરીકે દર્શાવે છે, એમ ગંગાધર જણાવે છે. વધુમાં તે લખે છે: 'અહીં 'શાસ્ત્ર' શબ્દથી આયુર્વેદશાસ્ત્ર સમજવું; તેમ જ તેને અનુસરતાં બીજાં જ્યોતિષ આદિ શાસ્ત્રો પણ સમજવાં. જેમ લોકમાં વસ્તુઓના પ્રકાશ માટે જ્યોતિ કે દીવો વગેરે પ્રકાશ જોઈએ અને તે સાથે તે તે પદાર્થોને જોઈ શકતી ચક્ષુ ઇંદ્રિય પણ સતેજ જોઈએ; તે જ પ્રમાણે ચિકિત્સામાં શાસ્ત્રીય જ્ઞાન, રોગાદિનો પ્રકાશ કે સમજણ કરવા માટે જરૂરી છે અને તેની સાથે પોતાની જ બુદ્ધિ દર્શન કે ચક્ષુરૂપે તે રોગાદિનું જ્ઞાન કરવા કામ લાગે છે; તેમાં કોઈ બીજાની બુદ્ધિ કામ કરતી નથી. મૂળમાં 'बुद्धिः' એટલું જ પદ 'પોતાની જ બુદ્ધિ' ને અવશ્ય જણાવે છે, છતાં 'आत्मन.' પદ, તેની સાથે સંબંધસૂચક મૂકીને જણાવ્યું છે કે, પોતાની સાહજિકી બુદ્ધિ જ ચક્ષુ જેવું કામ કરે છે, પરંતુ શાસ્ત્રીય અધ્યયનથી ઉત્પન્ન થયેલી વૈષયિકી બુદ્ધિ આ ચિકિત્સાના કામમાં ખપ લાગતી નથી. ખરી રીતે પોતાની જ બુદ્ધિ પદાર્થદર્શન કરાવવા માટે ચક્ષુ જેવું કામ કરે છે, પરંતુ પારકી બુદ્ધિ ચક્ષુ જેવું પદાર્થદર્શન કરાવતી નથી; આ બે શાસ્ત્રાધ્યયનરૂપ જ્યોતિ અને પોતાની બુદ્ધિ બરાબર યોજીને ચિકિત્સા કરનારો વૈદ્ય અવશ્ય સફળ થાય છે. ૨૩

**વૈદ્યે ગુણો માટે કાળજી રાખવી**

चिकित्सिते त्रयः पादा यस्माद्वैद्यव्यपाश्रयाः ।
तस्मात्प्रयत्नमातिष्ठेद्भिषक् स्वगुणसंपदि ॥ २४ ॥

ચિકિત્સામાં (વૈદ્ય સિવાયના) ત્રણ પાદો જે કારણે વૈદ્યના આધારે રહ્યા છે–વૈદ્યને અધીન રહીને કામ કરે છે, એ કારણે વૈદ્યે પોતાની ગુણસંપત્તિ માટે ખાસ યત્ન કરવો જોઈએ. ૨૪

ઔષધ–દ્રવ્ય, પરિચારક અને રોગી એ ત્રણ પાદો ભલે ગુણવાન હોય, તોયે સ્વતંત્ર કામ કરી શકતા નથી, કિંતુ ગુણવાન વૈદ્યનો જ મુખ્યત્વે આશ્રય કરી રોગ શાંતિ માટે કારણ બને છે; એ ખ્યાલમાં રાખી વૈદ્યે પ્રથમ પાંચમા શ્લોકમાં કહેલા ખાસ ગુણો તથા ૧૭મા શ્લોકથી કહેલા બીજા ગુણો મેળવવા પણ કાળજી રાખવી; કારણ વૈદ્યમાં જેટલી ગુણોની ન્યૂનતા હોય તે જ પ્રમાણે બીજા ત્રણ પાદોમાં પણ ગુણોની ખામી થતાં રોગશાંતિરૂપ કાર્યસિદ્ધિ બરાબર થતી નથી. ૨૪

**વૈદ્યનું ચાર પ્રકારનું વર્તન**

मैत्री कारुण्यमार्तेषु, शक्ये प्रीतिरुपेक्षणम् ।
प्रकृतिस्थेषु भूतेषु, वैद्यवृत्तिश्चतुर्विधा ॥ २५ ॥

(સર્વ તરફ) મૈત્રી, દુઃખી રોગીઓ પર કારુણ્ય કે

દયાભાવ, શક્ય કે સાધ્ય રોગી તરફ પ્રીતિ (એટલે તેવા રોગીને સાજો કરી દેવા પ્રેમપૂર્વક-ની લાગણી) અને જે પ્રાણીઓ કે (અસાધ્ય) રોગીઓ પ્રકૃતિ એટલે મરણ પામવાની તૈયારીમાં હોય તેઓ તરફ ઉપેક્ષા એટલે ઉદાસીનતા કે ચિકિત્સા કરવાની બેદરકારી, એ ચાર પ્રકારનું વૈદ્યનું વર્તન હોય છે. ૨૫

ચક્રપાણિ અહીં લખે છે કે વૈદ્ય જેવી બુદ્ધિ રાખી લોકમાં વ્યવહાર કરવો જોઈએ, તે અહીં જણાવેલ છે; બીજાઓને દુઃખમાંથી છોડાવવાની ઇચ્છા એ કારુણ્ય છે; સાધ્ય રોગથી જે પકડાયો હોય તે રોગીને અહીં 'શક્ય' કહ્યો છે અને 'પ્રકૃતિ' શબ્દથી મરણ કહ્યું છે; આ સંબંધે કહેવાયું છે કે. 'प्रकृतिरुच्यते स्वभावः तथेदमस्मान्मुहूर्तात् स्वभावमाप्स्यते।' પ્રકૃતિ એટલે સ્વભાવ કહેવાય છે; જેમ કે 'અમુક આ પ્રાણી એક મુહૂર્ત પછી સ્વભાવને પામશે-એટલે મરણને પામશે-અર્થાત્ જેનું મરણ નક્કી હોય તેને 'प्रकृतिस्थ' કહી શકાય છે; તેવા રોગી તરફ ઉપેક્ષા કરવી એટલે તેને ઔષધ આપવું બંધ કરવું; કેમ કે તેથી વૈદ્યના યશને હાનિ પહોંચવા સંભવ છે; આવી ચાર પ્રકારની વૈદ્યની વૃત્તિ કે વર્તનને સંગ્રહ-માં 'બ્રાહ્મી' બુદ્ધિ કહેલ છે.'

વૈદ્ય યોગીંદ્રનાથસેન ચરકોપસ્કારમાં 'પ્રકૃતિ' શબ્દ-નો અર્થ 'મરણ' કરીને આ ગ્રંથના શ્લોકસ્થાનના અર્થે 'દશમહામૂલીય' નામના ૩૦મા અધ્યાયનું આ વચન પ્રમાણ-રૂપે ટાંકી બતાવે છે: 'तत्र स्वभावः प्रवृत्तेरुपरमो मरणमनित्यतानिरोध इत्येकोऽर्थः। તેમાં પ્રવૃત્તિથી અટકવું, મરણ, અનિત્યતા કે નિરોધ એ બધા મરણના જ પર્યાયો છે.' વૈદ્યની આ ચાર પ્રકારની વૃત્તિને વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ ઉત્તરસ્થાનના ૫૦મા અધ્યાયમાં આમ કહી છે: 'सर्वत्र मैत्री करुणातुरेषु, निरामदेहेषु नृषु प्रमोदः। मनस्युपेक्षा प्रकृतिं व्रजत्सु; वैद्यस्य सद्वृत्तमलंकरोति। બધાં પ્રાણી તરફ મિત્રભાવ, રોગીઓ તરફ કરુણા, આમરહિત શરીરવાળાઓ તરફ પ્રમોદ કે તેઓને જોઈ રાજી થવું અને મરણ પામવાની અણી પર પહોંચ્યા હોય, તેની તરફ મનમાં ઉપેક્ષા કરવી, એ વૈદ્યના સદ્વર્તનને શોભાવે છે.' પાતંજલયોગદર્શનના સમાધિપાદના ૩૩મા સૂત્રમાં આ સંબંધે કહેલ છે: 'मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम्। સુખ, દુઃખ, પુણ્ય તથા અપુણ્યના વિષયવાળી મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ભાવનાથી ચિત્તની પ્રસન્નતા થાય છે.' ૨૫

અહીં નીચેના આ બે શ્લોકો આખું અધ્યાયના વિષયોને ટૂંકમાં જણાવે છે:

### અધ્યાયના વિષયોનું સંક્ષિપ્ત કથન

भिषग्जितं चतुष्पादं पादः पादश्चतुर्गुणः।
भिषक् प्रधानं पादेभ्यो यस्माद्वैद्यस्तु यद्गुणः ॥२६॥
ज्ञानानि बुद्धिर्ब्राह्मी च भिषजां या चतुर्विधा।
सर्वमेतच्चतुष्पादे खुड्डाके संप्रकाशितम् ॥ २७ ॥

'ખુડ્ડાક-ચતુષ્પાદ' નામના આ અધ્યાયમાં ચાર પાદોરૂપી ભિષગ્જિત એટલે રોગોની શાંતિ માટેનાં ચાર કારણો, દરેક પાદના ચાર ચાર ગુણો, દરેક પાદોમાં વૈદ્યની મુખ્યતા, વૈદ્યના જે જે ગુણો હોવા જોઈએ તે ગુણોનું કથન, વૈદ્યોનાં જ્ઞાન અને ચાર પ્રકારની વૈદ્યની વૃત્તિ કે બ્રાહ્મી બુદ્ધિ, આ બધું સારી રીતે પ્રકાશિત કર્યું છે. ૨૬,૨૭

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં 'ખુડ્ડાક-ચતુષ્પાદ' નામનો અધ્યાય ૯ મો સમાપ્ત

## महाचतुष्पाद—अध्याय १०मो

### મંગલ અને પ્રારંભ

अथातो महाचतुष्पादमध्यायं व्याख्यास्यामः।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

તે પછી આયુર્વેદશાસ્ત્રમાં શિષ્યોને વધુ જાણ-વાની ઇચ્છા થઈ અને એ શિષ્યોને આયુર્વેદમાં વધુ ઉપદેશ આપવા માટે અધિકારી જાણ્યા, એ કારણે 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી હવે 'મહાચતુષ્પાદ' નામે (આ ૧૦મો) અધ્યાય અમે કહીએ છીએ, એમ ખરેખર (છ ઐશ્વર્ય-સંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

આની પહેલાંના ૯મા અધ્યાયમાં સોળ ગુણો ધરા-વતાં ચાર પાદો વિકારોની શાંતિ માટે કારણ છે, એમ કહેવાયું; એ જ વધુ દૃઢ કરવા હવે 'મહાચતુષ્પાદ' નામનો આ ૧૦મો અધ્યાય આરંભે છે. આ અધ્યાય ૯મા અધ્યાય કરતાં વધુ વિસ્તારથી ચાર પાદોને કહે છે; એટલે 'चत्वारः पादाः समाहृताः, चतुर्णां पादानां वा समाहारः चतुष्पादं, महत् चतुष्पादं यस्मिन् यद्वा महत् चतुष्पादमधिकृत्य कृतो ग्रन्थोऽध्यायरूप इति महाचतुष्पादः। મોટા એટલે ખૂબ વિસ્તારથી ચાર પાદો જેમાં કહ્યા છે, અથવા ખૂબ વિસ્તારપૂર્વક ચાર પાદોને ઉદ્દેશી રચેલો આ અધ્યાય 'મહાચતુષ્પાદ' નામે કહેવાય છે.' ૧

નામ સંપૂર્ણ લાગુ કરી શકાય છે. ૨૧

### એ છ ગુણો ધરાવે તે જ ખરો વૈદ્ય

**यस्य त्वेते गुणाः सर्वे सन्ति विद्यादयः शुभाः ।**
**स वैद्यशब्दं सद्भूतमर्हन् प्राणिसुखप्रदः ॥ २२ ॥**

**વિદ્યા આદિ આ બધા શુભ ગુણો જેનામાં હોય, તે સાચા 'વૈદ્ય' શબ્દને (પ્રાપ્ત કરવા) યોગ્ય થાય છે અને તે જ પ્રાણીઓને સુખ આપનાર થાય છે. ૨૨**

ઉપર ૨૧મા શ્લોકમા કહેલા વિદ્યા આદિ શુભ ગુણો ધરાવતો વૈદ્ય સાચો વૈદ્ય છે; છતાં ૨૦મા શ્લોકમાં કહેલા છ ગુણો બિનજરૂરી ઠરતા નથી; એકંદર એ ગુણોને પણ આમાં સમાવી દઈ અહીં આ ગુણોની મુખ્યતા કહી છે. આ ગુણો જેનામાં હોય તે સદ્વૈદ્ય બની પ્રાણીઓને આરોગ્ય નામનું સુખ પમાડી શકે છે; તેથી જ એ 'પ્રાણાભિસર' પદવીને પણ લાયક ઠરે છે. આ સંબંધે આગળ કહેશે કે, 'प्रयोगज्ञानविज्ञानसिद्धिसिद्धाः सुखप्रदा । जीविताभिसरास्ते स्युर्वैद्यत्व तेष्ववस्थितम् ।' જેઓ પ્રયોગનું જ્ઞાન, વિજ્ઞાન તથા સિદ્ધિથી સિદ્ધ થયા હોય અને રોગી લોકોને સુખકારક આરોગ્ય આપતા હોય તેઓ 'જીવિતાભિસર કે પ્રાણાભિસર' કહેવાય છે અને તેઓમાં વૈદ્યપણું સ્થિર ટકી શકે તેવુ ગણાય છે.' અહીં વૈદ્યના જુદા જુદા ગુણો ઉપરાઉપરી કહીને જણાવ્યુ છે કે, વૈદ્યે પોતાના ગુણો સંપાદન કરવા અતિશય પ્રયત્ન કરવો જરૂરી છે; તેમ જ દ્રવ્યાદિ ત્રણ પાદો કરતાં વૈદ્યની શ્રેષ્ઠતા બતાવવાનો પણ અહીં અભિપ્રાય છે, કારણ કે વૈદ્ય એક જ પૂર્ણ ગુણ-સંપત્તિ ધરાવતો હોય તો બીજા ત્રણ પાદો કંઈક ઓછા ગુણવાળા હોય છતા તેઓમાં ગુણો ઉપજાવીને ચિકિત્સાને સિદ્ધ કરવા સમર્થ થાય છે; પરંતુ દ્રવ્યાદિ ત્રણ પાદો પૂર્ણ ગુણોને ધરાવતા હોય છતાં જો વૈદ્ય ગુણવાન ન હોય તો ચિકિત્સા શક્ય બનતી જ નથી. ૨૨

### વૈદ્યની સફળતાનાં મુખ્ય બે સાધનો

**शास्त्रं ज्योतिः प्रकाशार्थं दर्शनं बुद्धिरात्मनः ।**
**ताभ्यां भिषक्सुयुक्ताभ्यां चिकित्सन्नापराध्यति ॥२३**

**શાસ્ત્ર એ પ્રકાશ માટેનું જ્યોતિ છે અને પોતાની બુદ્ધિ એ દર્શન અથવા ચક્ષુ છે; એ બન્નેને બરાબર યોજી, તેઓ દ્વારા કે તેઓના સાધન વડે ચિકિત્સા કરતો વૈદ્ય નિષ્ફળ થતો નથી.**

અહીં વૈદ્ય માટે શાસ્ત્રીય અધ્યયન આવશ્યક તરીકે દર્શાવે છે, એમ ગંગાધર જણાવે છે. વધુમાં તે લખે છે: 'અહીં 'શાસ્ત્ર' શબ્દથી આયુર્વેદશાસ્ત્ર સમજવું; તેમ જ તેને અનુસરતાં બીજાં જ્યોતિષ આદિ શાસ્ત્રો પણ સમજવાં. જેમ લોકમાં વસ્તુઓના પ્રકાશ માટે જ્યોતિ કે દીવો વગેરે પ્રકાશ જોઈએ અને તે સાથે તે તે પદાર્થોને જોઈ શકતી ચક્ષુ ઇંદ્રિય પણ સતેજ જોઈએ; તે જ પ્રમાણે ચિકિત્સામાં શાસ્ત્રીય જ્ઞાન, રોગાદિનો પ્રકાશ કે સમજણ કરવા માટે જરૂરી છે અને તેની સાથે પોતાની જ બુદ્ધિ દર્શન કે ચક્ષુરૂપે તે રોગાદિનું જ્ઞાન કરવા કામ લાગે છે; તેમા કોઈ બીજાની બુદ્ધિ કામ કરતી નથી. મૂળમાં 'बुद्धिः' એટલું જ પદ 'પોતાની જ બુદ્ધિ' ને અવશ્ય જણાવે છે, છતાં 'आत्मनः' પદ, તેની સાથે સંબંધસૂચક મૂકીને જણાવ્યું છે કે, પોતાની સાહજિકી બુદ્ધિ જ ચક્ષુ જેવું કામ કરે છે, પરંતુ શાસ્ત્રીય અધ્યયનથી ઉત્પન્ન થયેલી વૈવયિકી બુદ્ધિ આ ચિકિત્સાના કામમાં ખપ લાગતી નથી. ખરી રીતે પોતાની જ બુદ્ધિ પદાર્થદર્શન કરાવવા માટે ચક્ષુ જેવું કામ કરે છે, પરંતુ પારકી બુદ્ધિ ચક્ષુ જેવું પદાર્થદર્શન કરાવતી નથી; આ બે શાસ્ત્રાધ્યયનરૂપ જ્યોતિ અને પોતાની બુદ્ધિ બરાબર યોજીને ચિકિત્સા કરનારો વૈદ્ય અવશ્ય સફળ થાય છે. ૨૩

### વૈદ્યે ગુણો માટે કાળજી રાખવી

**चिकित्सिते त्रयः पादा यस्माद्वैद्यव्यपाश्रयाः ।**
**तस्मात्प्रयत्नमातिष्ठेद्भिषक् स्वगुणसंपदि ॥ २४ ॥**

**ચિકિત્સામાં (વૈદ્ય સિવાયના) ત્રણ પાદો જે કારણે વૈદ્યના આધારે રહ્યા છે-વૈદ્યને અધીન રહીને કામ કરે છે, એ કારણે વૈદ્યે પોતાની ગુણસંપત્તિ માટે ખાસ યત્ન કરવો જોઈએ. ૨૪**

ઔષધ-દ્રવ્ય, પરિચારક અને રોગી એ ત્રણ પાદો ભલે ગુણવાન હોય, તોયે સ્વતંત્ર કામ કરી શકતા નથી, કિંતુ ગુણવાન વૈદ્યનો જ મુખ્યત્વે આશ્રય કરી રોગ શાંતિ માટે કારણ બને છે; એ ખ્યાલમાં રાખી વૈદ્યે પ્રથમ પાંચમા શ્લોકમાં કહેલા ખાસ ગુણો તથા ૧૭ મા શ્લોકથી કહેલા બીજા ગુણો મેળવવા પણ કાળજી રાખવી; કારણ વૈદ્યમાં જેટલી ગુણોની ન્યૂનતા હોય તે જ પ્રમાણે બીજા ત્રણ પાદોમાં પણ ગુણોની ખામી થતાં રોગશાંતિરૂપ કાર્યસિદ્ધિ બરાબર થતી નથી. ૨૪

### વૈદ્યનું ચાર પ્રકારનું વર્તન

**मैत्री कारुण्यमार्तेषु, शक्ये प्रीतिरुपेक्षणम् ।**
**प्रकृतिस्थेषु भूतेषु, वैद्यवृत्तिश्चतुर्विधा ॥ २५ ॥**

**(સર્વ તરફ) મૈત્રી, દુઃખી રોગીઓ પર કારુણ્ય કે**

દયાભાવ, શક્ય કે સાધ્ય રોગી તરફ પ્રીતિ (એટલે તેવા રોગીને સાજો કરી દેવા પ્રેમપૂર્વકની લાગણી) અને જે પ્રાણીઓ કે (અસાધ્ય) રોગીઓ પ્રકૃતિ એટલે મરણ પામવાની તૈયારીમાં હોય તેઓ તરફ ઉપેક્ષા એટલે ઉદાસીનતા કે ચિકિત્સા કરવાની બેદરકારી, એ ચાર પ્રકારનું વૈદ્યનું વર્તન હોય છે. ૨૫

ચક્રપાણિ અહીં લખે છે કે વૈદ્યે જેવી બુદ્ધિ રાખી લોકમાં વ્યવહાર કરવો જોઈએ, તે અહીં જણાવેલ છે; બીજાઓને દુઃખમાંથી છોડાવવાની ઇચ્છા એ કારુણ્ય છે; સાધ્ય રોગથી જે પકડાયો હોય તે રોગીને અહીં 'શક્ય' કહ્યો છે અને 'પ્રકૃતિ' શબ્દથી મરણ કહ્યું છે; આ સંબંધે કહેવાયું છે કે, 'प्रकृतिरुच्यते स्वभावः तथेदमस्मान्मुहूर्तान् स्वभावमास्यते।' પ્રકૃતિ એટલે સ્વભાવ કહેવાય છે; જેમ કે 'અમુક આ પ્રાણી એક મુહૂર્ત પછી સ્વભાવને પામશે–એટલે મરણને પામશે–અર્થાત્ જેનું મરણ નજીક હોય તેને 'प्रकृतिस्थ' કહી શકાય છે; તેવા રોગી તરફ ઉપેક્ષા કરવી એટલે તેને ઔષધ આપવું બંધ કરવું; કેમ કે તેથી વૈદ્યના યશને હાનિ પહોંચવા સંભવ છે; આવી ચાર પ્રકારની વૈદ્યની વૃત્તિ કે વર્તનને સંગ્રહમાં 'બ્રાહ્મી' બુદ્ધિ કહેલ છે.'

વૈદ્ય યોગીન્દ્રનાથસેન ચરકોપસ્કારમાં 'પ્રકૃતિ' શબ્દનો અર્થ 'મરણ' કરીને આ ગ્રંથના શ્લોકસ્થાનના 'અર્થેદશમહામૂલીય' નામના ૩૦મા અધ્યાયનું આ વચન પ્રમાણરૂપે ટાંકી બતાવે છે: 'तत्र स्वभावः प्रवृत्तेरुपरमो मरणमनित्यतानिरोध इत्येकोऽर्थः। તેમાં પ્રવૃત્તિથી અટકવું, મરણ, અનિત્યતા કે નિરોધ એ બધા મરણના જ પર્યાયો છે.' વૈદ્યની આ ચાર પ્રકારની વૃત્તિને વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ ઉત્તરસ્થાનના ૫૦મા અધ્યાયમાં આમ કહી છે: 'सर्वत्र मैत्री करुणातुरेषु, निरामदेहेषु नृषु प्रमोदः। मनस्युपेक्षा प्रकृतिं व्रजत्सु; वैद्यस्य सद्वृत्तमलंकरोति। બધાં પ્રાણી તરફ મિત્રભાવ, રોગીઓ તરફ કરુણા, આમરહિત શરીરવાળાઓ તરફ પ્રમોદ કે તેઓને જોઈ રાજી થવું અને મરણ પામવાની અણી પર પહોંચ્યા હોય, તેની તરફ મનમાં ઉપેક્ષા કરવી, એ વૈદ્યના સદ્વર્તનને શોભાવે છે.' પાતંજલયોગદર્શનના સમાધિપાદના ૩૩મા સૂત્રમાં આ સંબંધે કહેલ છે: 'मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम्। સુખ, દુઃખ, પુણ્ય તથા અપુણ્યના વિષયવાળી મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ભાવનાથી ચિત્તની પ્રસન્નતા થાય છે.' ૨૫

અહીં નીચેના આ બે શ્લોકો ચાલુ અધ્યાયના વિષયોને ટૂંકમાં જણાવે છે:

### અધ્યાયના વિષયોનું સંક્ષિપ્ત કથન

भिषग्जितं चतुष्पादं पादः पादश्चतुर्गुणः।
भिषक् प्रधानं पादेभ्यो यस्माद्वैद्यस्तु यद्गुणः॥२६॥
ज्ञानानि बुद्धिर्ब्राह्मी च भिषजां या चतुर्विधा।
सर्वमेतच्चतुष्पादे खुड्डाके संप्रकाशितम्॥२७॥

'ખુડ્ડાક–ચતુષ્પાદ' નામના આ અધ્યાયમાં ચાર પાદોરૂપી ભિષગ્જિત એટલે રોગોની શાંતિ માટેનાં ચાર કારણો, દરેક પાદના ચાર ચાર ગુણો, દરેક પાદોમાં વૈદ્યની મુખ્યતા, વૈદ્યના જે જે ગુણો હોવા જોઈએ તે ગુણોનું કથન, વૈદ્યોનાં જ્ઞાન અને ચાર પ્રકારની વૈદ્યની વૃત્તિ કે બ્રાહ્મી બુદ્ધિ, આ બધું સારી રીતે પ્રકાશિત કર્યું છે. ૨૬,૨૭

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં 'ખુડ્ડાક–ચતુષ્પાદ' નામનો અધ્યાય ૯ મો સમાપ્ત

## महाचतुष्पाद–अध्याय १०मो

### મંગલ અને પ્રારંભ

अथातो महाचतुष्पादमध्यायं व्याख्यास्यामः।
इति ह स्माह भगवानात्रेयः॥१॥

તે પછી આયુર્વેદશાસ્ત્રમાં શિષ્યોને વધુ જાણવાની ઇચ્છા થઈ અને એ શિષ્યોને આયુર્વેદમાં વધુ ઉપદેશ આપવા માટે અધિકારી જાણ્યા, એ કારણે 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી હવે 'મહાચતુષ્પાદ' નામે (આ ૧૦મો) અધ્યાય અમે કહીએ છીએ, એમ ખરેખર (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

આની પહેલાંના ૯મા અધ્યાયમાં સોળ ગુણો ધરાવતાં ચાર પાદો વિકારોની શાંતિ માટે કારણ છે, એમ કહેવાયું; એ જ વધુ દૃઢ કરવા હવે 'મહાચતુષ્પાદ' નામનો આ ૧૦મો અધ્યાય આરંભે છે. આ અધ્યાય ૯મા અધ્યાય કરતાં વધુ વિસ્તારથી ચાર પાદોને કહે છે; એટલે 'चत्वारः पादाः समाहृताः, चतुर्णां पादानां वा समाहारः चतुष्पादं, महत् चतुष्पादं यस्मिन्, यद्वा महत् चतुष्पादमधिकृत्य कृतो ग्रन्थोऽध्यायरूप इति महाचतुष्पादः। મોટા એટલે ખૂબ વિસ્તારથી ચાર પાદો જેમાં કહ્યા છે, અથવા ખૂબ વિસ્તારપૂર્વક ચાર પાદોને ઉદ્દેશી રચેલો આ અધ્યાય 'મહાચતુષ્પાદ' નામે કહેવાય છે.' ૧

નામ સંપૂર્ણ લાગુ કરી શકાય છે. ૨૧

**એ ૭ ગુણો ધરાવે તે જ ખરો વૈદ્ય**

**यस्य त्वेते गुणाः सर्वे सन्ति विद्यादयः शुभाः ।**
**स वैद्यशब्दं सद्भूतमर्हन् प्राणिसुखप्रदः ॥ २२ ॥**

**વિદ્યા આદિ આ બધા શુભ ગુણો જેનામાં હોય, તે સાચા 'વૈદ્ય' શબ્દને (પ્રાપ્ત કરવા) યોગ્ય થાય છે અને તે જ પ્રાણીઓને સુખ આપનાર થાય છે. ૨૨**

ઉપર ૨૧મા શ્લોકમાં કહેલા વિદ્યા આદિ શુભ ગુણો ધરાવતો વૈદ્ય સાચો વૈદ્ય છે; છતાં ૨૦મા શ્લોકમાં કહેલા ૭ ગુણો બિનજરૂરી ઠરતા નથી; એકંદર એ ગુણોને પણ આમા સમાવી દઈ અહીં આ ગુણોની મુખ્યતા કહી છે. આ ગુણો જેનામાં હોય તે સદ્વૈદ્ય બની પ્રાણીઓને આરોગ્ય નામનુ સુખ પમાડી શકે છે; તેથી જ એ 'પ્રાણાભિસર' પદવીને પણ લાયક ઠરે છે. આ સંબંધે આગળ કહેશે કે, 'प्रयोगज्ञानविज्ञानसिद्धिसिद्धाः सुखप्रदाः । जीविताभिसरास्ते स्युर्वैद्यत्वं तेष्ववस्थितम् ।' જેઓ પ્રયોગનું જ્ઞાન, વિજ્ઞાન તથા સિદ્ધિથી સિદ્ધ થયા હોય અને રોગી લોકોને સુખકારક આરોગ્ય આપતા હોય તેઓ 'જીવિતાભિસર કે પ્રાણાભિસર' કહેવાય છે અને તેઓમાં વૈદ્યપણું સ્થિર ટકી શકે તેવું ગણાય છે.' અહીં વૈદ્યના જુદા જુદા ગુણો ઉપરાઉપરી કહીને જણાવ્યુ છે કે, વૈદ્યે પોતાના ગુણો સંપાદન કરવા અતિશય પ્રયત્ન કરવો જરૂરી છે; તેમ જ દ્રવ્યાદિ ત્રણ પાદો કરતા વૈદ્યની શ્રેષ્ઠતા જણાવવાનો પણ અહીં અભિપ્રાય છે; કારણ કે વૈદ્ય એક જ પૂર્ણ ગુણ-સંપત્તિ ધરાવતો હોય તો બીજા ત્રણ પાદો કંઈક ઓછા ગુણવાળા હોય છતાં તેઓમાં ગુણો ઉપજાવીને ચિકિત્સાને સિદ્ધ કરવા સમર્થ થાય છે; પરંતુ દ્રવ્યાદિ ત્રણ પાદો પૂર્ણ ગુણોને ધરાવતા હોય છતાં જો વૈદ્ય ગુણવાન ન હોય તો ચિકિત્સા શક્ય બનતી જ નથી. ૨૨

**વૈદ્યની સફળતાનાં મુખ્ય બે સાધનો**

**शास्त्रं ज्योतिः प्रकाशार्थं दर्शनं बुद्धिरात्मनः ।**
**ताभ्यां भिषक्सुयुक्ताभ्यां चिकित्सन्नापराध्यति ॥२३**

**શાસ્ત્ર એ પ્રકાશ માટેનું જ્યોતિ છે અને પોતાની બુદ્ધિ એ દર્શન અથવા ચક્ષુ છે; એ બન્નેને બરાબર યોજી, તેઓ દ્વારા કે તેઓના સાધન વડે ચિકિત્સા કરતો વૈદ્ય નિષ્ફળ થતો નથી.**

અહીં વૈદ્ય માટે શાસ્ત્રીય અધ્યયન આવશ્યક તરીકે દર્શાવે છે, એમ ગંગાધર જણાવે છે. વધુમાં તે લખે છે: 'અહીં 'શાસ્ત્ર' શબ્દથી આયુર્વેદશાસ્ત્ર સમજવું; તેમ જ તેને અનુસરતાં બીજાં જ્યોતિષ આદિ શાસ્ત્રો પણ સમજવાં. જેમ લોકમાં વસ્તુઓના પ્રકાશ માટે જ્યોતિ કે દીવો વગેરે પ્રકાશ જોઈએ અને તે સાથે તે તે પદાર્થોને જોઈ શકતી ચક્ષુ ઇંદ્રિય પણ સતેજ જોઈએ; તે જ પ્રમાણે ચિકિત્સામાં શાસ્ત્રીય જ્ઞાન, રોગાદિનો પ્રકાશ કે સમજણ કરવા માટે જરૂરી છે અને તેની સાથે પોતાની જ બુદ્ધિ દર્શન કે ચક્ષુરૂપે તે રોગાદિનું જ્ઞાન કરવા કામ લાગે છે; તેમાં કોઈ બીજાની બુદ્ધિ કામ કરતી નથી. મૂળમાં 'बुद्धिः' એટલું જ પદ 'પોતાની જ બુદ્ધિ' ને અવશ્ય જણાવે છે, છતાં 'आत्मनः' પદ, તેની સાથે સંબંધસૂચક મૂકીને જણાવ્યું છે કે, પોતાની સાહજિકી બુદ્ધિ જ ચક્ષુ જેવું કામ કરે છે, પરંતુ શાસ્ત્રીય અધ્યયનથી ઉત્પન્ન થયેલી વૈષયિકી બુદ્ધિ આ ચિકિત્સાના કામમાં ખપ લાગતી નથી. ખરી રીતે પોતાની જ બુદ્ધિ પદાર્થદર્શન કરાવવા માટે ચક્ષુ જેવું કામ કરે છે, પરંતુ પારકી બુદ્ધિ ચક્ષુ જેવું પદાર્થદર્શન કરાવતી નથી; આ બે શાસ્ત્રાધ્યયનરૂપ જ્યોતિ અને પોતાની બુદ્ધિ બરાબર યોજીને ચિકિત્સા કરનારો વૈદ્ય અવશ્ય સફળ થાય છે. ૨૩

**વૈદ્યે ગુણો માટે કાળજી રાખવી**

**चिकित्सिते त्रयः पादा यस्माद्वैद्यव्यपाश्रयाः ।**
**तस्मात्प्रयत्नमातिष्ठेद्भिषक् स्वगुणसंपदि ॥ २४ ॥**

**ચિકિત્સામાં (વૈદ્ય સિવાયના) ત્રણ પાદો જે કારણે વૈદ્યના આધારે રહ્યા છે-વૈદ્યને અધીન રહીને કામ કરે છે, એ કારણે વૈદ્યે પોતાની ગુણસંપત્તિ માટે ખાસ યત્ન કરવો જોઈએ. ૨૪**

ઔષધ-દ્રવ્ય, પરિચારક અને રોગી એ ત્રણ પાદો ભલે ગુણવાન હોય, તોયે સ્વતંત્ર કામ કરી શકતા નથી, કિંતુ ગુણવાન વૈદ્યનો જ મુખ્યત્વે આશ્રય કરી રોગ શાંતિ માટે કારણ બને છે; એ ખ્યાલમાં રાખી વૈદ્યે પ્રથમ પાંચમા શ્લોકમાં કહેલા ખાસ ગુણો તથા ૧૭મા શ્લોકથી કહેલા બીજા ગુણો મેળવવા પણ કાળજી રાખવી; કારણ વૈદ્યમાં જેટલી ગુણોની ન્યૂનતા હોય તે જ પ્રમાણે બીજા ત્રણ પાદોમાં પણ ગુણોની ખામી થતાં રોગશાંતિરૂપ કાર્યસિદ્ધિ બરાબર થતી નથી. ૨૪

**વૈદ્યનું ચાર પ્રકારનું વર્તન**

**मैत्री कारुण्यमार्तेषु, शक्ये प्रीतिरुपेक्षणम् ।**
**प्रकृतिस्थेषु भूतेषु, वैद्यवृत्तिश्चतुर्विधा ॥ २५ ॥**

**(સર્વ તરફ) મૈત્રી, દુઃખી રોગીઓ પર કારુણ્ય કે**

છે, તે જ પ્રમાણે એ પૂર્ણ ચિકિત્સા ચાલુ હોવા છતાં કેટલાક રોગીઓ મરી જાય છે, તેનું કેમ ? જેમ પાણી વગરના મોટા ખાડામાં થોડું પાણી છાંટવાથી તે ખાડો લગારે ભીનો પણ થતો નથી, એ જ પ્રમાણે પાણીથી ભરપૂર મોટા સરોવરમાં થોડું પાણી છાંટવાથી એ સરોવરના પાણીમાં કંઈ વધારો થઈ જતો નથી; તે જ પ્રમાણે જેનાં શુભ કર્મ કે શુભ દૈવ પરવાર્યાં હોય, એવા રોગી માટે પરિપૂર્ણ ચિકિત્સા કરો કે ન કરો, તે વ્યર્થ થાય છે; કેમ કે એ તો મરવાનો જ છે; એ જ રીતે જેનાં શુભ કર્મ કે શુભ દૈવ બળવાન હોય તેવા રોગી માટે પણ પરિપૂર્ણ ચિકિત્સા કરો કે ન કરો તોયે તે પોતાનાં દૈવ-બળથી જ સારો થવાનો જ છે; વળી શિષ્યોને સ્પષ્ટ સમજાય તે માટે બીજું દૃષ્ટાંત આપે છે: પુષ્કળ પાણીને વહેતી કોઈ નદીમાં ધૂળની મુઠ્ઠી નાખવામાં આવે, તેથી એને કોઈ અસર થતી નથી, એ જ રીતે જે રોગીનાં દુષ્ટ અદૃષ્ટ કર્મો અતિશય વધારે બળવાન હોય, તેને ચારે પાદવાળી ચિકિત્સા કોઈ અસર કરતી નથી; તેને આરોગ્ય મળવાનો સંભવ જ નથી; એ રોગી પણ ચિકિત્સા કરો કે ન કરો તોયે અવશ્ય મરવાનો જ છે; અથવા ધૂળનો મોટો ઢગ પડ્યો હોય તેમાં પણ ધૂળની એક મૂઠી નાખો, તેથી તેમાં કંઈ ખાસ વધારો થયેલ જણાતો નથી, એ જ પ્રમાણે જેનાં અશુભ અદૃષ્ટ કે દુર્દૈવ ખૂબ વધારે બળવાન હોય, તેવા રોગી માટે પણ ચિકિત્સા કરો કે ન કરો; તેનું કોઈ રીતે આરોગ્ય થવાનું જ નથી; કેટલાક વિદ્વાનો આ દૃષ્ટાંતને સંશોધન ઔષધના અભિપ્રાયે ઘટાવે છે અને કેટલાક અપતર્પણ ઔષધના અભિપ્રાયે ઘટાવે છે, પરંતુ એ ઠીક નથી; કેમ કે હરકોઈ ઔષધ આવા રોગી માટે નકામાં છે, એમ દર્શાવવા માટે જ આ દૃષ્ટાંતો અહીં અપાયાં છે. એમ અન્વય-પુરઃસર ચિકિત્સાની નિષ્ફળતા કહીને હવે વ્યતિરેક દ્વારા પણ તેની નિષ્ફળતા સાબિત કરે છે: કેટલાક રોગીઓ ઉપકરણરહિત, ઔષધદ્રવ્યરહિત, પરિચારકરહિત તથા પોતે અજિતેંદ્રિય અને સ્મૃતિ આદિ ગુણોથી રહિત હોય અને અકુશલ વૈદ્યો ઉપચાર કરતા હોય છતાં શુભદૈવના બળને લીધે જ આપોઆપ રોગથી રહિત થઈ સાજા થતા જોવામાં આવે છે અને એવા જ બીજા રોગીઓ સોળે ગુણોવાળી ચિકિત્સાથી રહિત હોઈને મરી જતા પણ જોવામાં આવે છે; આ કારણે ચારે પાદવાળી ચિકિત્સા કરનારો રોગી પણ શુભદૈવના બળથી જ સાજો થાય છે અને તેવી ચિકિત્સા કરે છતાં શુભદૈવનું બળ ન હોય તો મરી જાય છે, એ અન્વયાનુસાર વ્યભિચાર દેખાય છે; તે જ પ્રમાણે પરિપૂર્ણ ગુણોવાળી ચિકિત્સા ન કરે તોયે શુભદૈવના બળથી રોગી સાજો થાય છે અને તેવી જ પૂર્ણગુણોવાળી ચિકિત્સા ન કરે તોયે શુભદૈવનું બળ ન હોય તો રોગી મરે છે, આમ વ્યતિરેકથી વ્યભિચાર જોવામાં આવે છે, આ ઉપરથી વિચાર થાય છે કે પ્રતિકાર કરો તોયે આરોગ્ય કે મરણ તો દૈવાધીન જ છે અને પ્રતિકાર ન કરો તોયે આરોગ્ય તથા મરણ તો દૈવાધીન જ છે, તેથી ભેષજ તો અભેષજ જેવું જ થઈ રહે છે, આમાં સમજવું શું? આમ મૈત્રેય કહેવા માગે છે. ૩-૮

ટીકાકાર ચક્રપાણિ અહીં આવો ભાવ લખે છે, કે એમ ઉપર કહ્યા પ્રમાણે દૈવ કે કર્મના જ વશથી માણસ જીવે છે કે મરે છે; અથવા રોગી કે નીરોગી થાય છે, તો પ્રત્યક્ષ દેખાતું ભૈષજ્યકર્મ કે ચિકિત્સાનું પ્રયોજન કોઈ કાર્યસાધક બનતું જ નથી; એટલે કે તેનો કોઈ અર્થ જ નથી, એ પૂર્વપક્ષનો અભિપ્રાય ધ્યાનમાં લઈ સિદ્ધાંતરૂપ સમાધાન હવે કહે છે:

### ઉપર્યુક્ત આક્ષેપ સામે શ્રીઆત્રેયનું સમાધાન

**मैत्रेय! मिथ्या चिन्त्यत इत्यात्रेयः। किं कारणं? ये ह्यातुराः षोडशगुणसमुदितेनानेन भेषजेनोपपद्यमाना म्रियन्त इत्युक्तं तदनुपपन्नं; न हि भेषजसाध्यानां व्याधीनां भेषजमकारणं भवति। ये पुनरातुराः केवलाद्भेषजादृते समुत्तिष्ठन्ते, न तेषां सम्पूर्णभेषजोपपादनाय समुत्थानविशेषोऽस्ति; यथा हि पतितं पुरुषं समर्थमुत्थानायोत्थापयन् पुरुषो बलमस्योपादध्यात्, स क्षिप्रतरमपरिक्लिष्ट एवोत्तिष्ठेत्तद्वत्संपूर्णभेषजोपलम्भादातुराः। ये चातुराः केवलाद्भेषजादपि म्रियन्ते, न च सर्वे एव ते भेषजोपपन्नाः समुत्तिष्ठेरन्, न हि सर्वे व्याधयो भवन्त्युपायसाध्याः, न चोपायसाध्यानां व्याधीनामनुपायेन सिद्धिरस्ति, न चासाध्यानां व्याधीनां भेषजसमुदायोऽयमस्ति, न ह्यलं ज्ञानवान् भिषङ् मुमूर्षुमातुरमुत्थापयितुं; परीक्ष्यकारिणो हि कुशला भवन्ति, यथा हि योगज्ञोऽभ्यासनित्य इष्वासो धनुरादायेषुमपास्यन्नातिविप्रकृष्टे महति काये नापराधवान् भवति संपादयति चेष्टकार्यं, तथा भिषक् स्वगुणसम्पन्न उपकरणवान् वीक्ष्य कर्मारभमाणः साध्यरोगमनपराधः सम्पादयत्येवातुरमारोग्येण, तस्मान्न भेषजमभेषजेनाविशिष्टं भवति॥ ९-१६॥**

હવે આત્રેય કહે છે: 'હે મૈત્રેય! તું આ ખોટા વિચારો કરે છે; તેમાં કારણ શું છે? કે જે રોગીઓ સોળે ગુણોના સમુદાયવાળા આ

### પૂર્વોક્ત ચાર પાદો જ આરોગ્યજનક છે

चतुष्पादं षोडशकलं भेषजमिति भिषजो भाषन्ते, यदुक्तं पूर्वाध्याये षोडशगुणमिति, तद्भेषजं युक्तियुक्तमलमारोग्यायेति भगवान् पुनर्वसुरात्रेयः ॥२॥

સોળ કળા કે ગુણો ધરાવતા ચાર પાદો 'ભેષજ' એટલે ચિકિત્સા છે, એમ વૈદ્યો કહે છે. પ્રથમના (૯મા) અધ્યાયમાં જે ચાર પાદો કહ્યા છે, એ જ સોળ ગુણોવાળા ત્યાં જણાવ્યા છે અને એ જ ભેષજ છે; કેમ કે એને યુક્તિપૂર્વક જો યોજ્યા હોય તો તે આરોગ્ય આપવા સમર્થ થાય છે, એમ ભગવાન પુનર્વસુ–આત્રેયે કહ્યું. ૨

અહીં મૂળમાં 'षोडशकलं' એમ 'કલા' શબ્દ મૂકી સૂચિત કર્યું છે કે, ચાર પાદોના એકંદર સોળ ગુણો, સામટા–એકઠા હોય તો જ એ ચાર પાદો પરિપૂર્ણ ગુણવાન ગણાય છે, નહિ તો અધૂરા ગુણ ધરાવે છે; એ જ ભેષજ છે અને એની જ ૯ મા અધ્યાયમાં કહેલી યુક્તિ કે વૈદ્ય આદિની પ્રવૃત્તિપૂર્વકની યોજના કરી હોય તો તે આરોગ્ય આપી શકે છે. અહીં વધુમાં યોગીંદ્રનાથસેન આ દૃષ્ટાંત ટાંકે છે: જેમ મથવાનું અરણિકાષ્ઠ, મથનક્રિયા અને મથવાનું સાધન, એ ત્રણેની સામટી પ્રવૃત્તિથી અગ્નિ ઉત્પન્ન થાય છે. તેમ સોળ કલા ધરાવતા ચારે પાદોની સામટી પ્રવૃત્તિથી આરોગ્ય થાય છે. આ વાત ચાલુ શ્લોકસ્થાનના ૧૧મા અધ્યાયમાં ૩૧ મા શ્લોકમાં આમ કહેલ છે: 'मथ्य-मन्थक-मन्थानसंयोगादग्निसंभवः, युक्तियुक्ता चतुष्पादसंपद् व्याधिनिबर्हणी। મથવાનું નીચેનું લાકડું, મથનાર અને મથવાનું ઉપરનું લાકડું, એ સર્વની સામટી પ્રવૃત્તિથી જેમ અગ્નિ ઊપજે છે, તેમ યુક્તિપૂર્વક યોજેલી ચારે પાદોની ગુણવાન સંપત્તિ વ્યાધિનો નાશ કરે છે.'૨

### મૈત્રેયનો આક્ષેપ

नेति मैत्रेयः; किं कारणं? दृश्यन्ते ह्यातुराः केचिदुपकरणवन्तश्च परिचारकसंपन्नाश्चात्मवन्तश्च कुशलैश्च भिषग्भिरनुष्ठिताः समुत्तिष्ठमानाः, तथायुक्ताश्चापरे म्रियमाणाः, तस्माद्भेषजमकिंचित्करं भवति॥ तद्यथा–श्वभ्रे सरसि च प्रसिक्तमल्पमुदकं नद्यां स्यन्दमानायां पांशुधाने वा पांशुमुष्टिः प्रकीर्ण इति। तथाऽपरे दृश्यन्तेऽनुपकरणाश्चापरिचारकाश्चानात्मवन्तश्चाकुशलैश्च भिषग्भिरनुष्ठिताः समुत्तिष्ठमानाः, तथायुक्ता म्रियमाणाश्चापरे; अतश्च प्रतिकुर्वन् सिद्ध्यति प्रतिकुर्वन् म्रियते, अप्रतिकुर्वन्नपि सिद्ध्यत्यप्रतिकुर्वन् म्रियते, ततश्चिन्त्यते–भेषजमभेषजेनाविशिष्टमिति ॥ ३-८ ॥

ના, એમ નથી, એમ મૈત્રેયે કહ્યું. આમ કહેવામાં કારણ શું છે? તો કેટલાક રોગીઓ ઉપકરણોવાળા એટલે ઉત્તમ ઔષધદ્રવ્યોથી યુક્ત, ગુણવાન પરિચારકોથી યુક્ત, પોતે પણ જિતેંદ્રિય તથા સાવધાન હોવા ઉપરાંત કુશળ વૈદ્યો દ્વારા ચિકિત્સા કરાતા હોઈને જેમ સાજા થાય છે, તે જ પ્રમાણે કેટલાક રોગીઓ ઉત્તમ ઔષધદ્રવ્યોથી યુક્ત, ગુણવાન પરિચારકોથી યુક્ત, પોતે પણ જિતેંદ્રિય અને સાવધાન હોવા ઉપરાંત કુશળ વૈદ્યો દ્વારા ચિકિત્સા કરાતા હોય છે, છતાં મરી જતા દેખાય છે, એ ઉપરથી તમે જણાવેલ એ ચાર પાદોરૂપ ભેષજ કંઈ પણ કામ કરતું નથી; (એમ કહેવામાં હરકત નથી.) જેમ (પાણી વિનાના) કોઈ ખાડામાં કે (પાણીથી ભરેલા) સરોવરમાં લગાર છાંટેલું પાણી અર્થવગરનું કે નકામું છે; અથવા વહેતી નદીમાં કે ધૂળના ઢગલામાં ધૂળની મુઠ્ઠી (ભરી) ફેંકવામાં આવે; (તે નકામી છે; તેથી કંઈ કામ સરતું નથી;) તે જ પ્રમાણે બીજા કેટલાક રોગીઓ ઉપકરણ વગરના, પરિચારક વિનાના, પોતે પણ અજિતેંદ્રિય–જેમ તેમ વર્તનારા અને અકુશળ વૈદ્યોથી ચિકિત્સા કરાતા હોય છે છતાં સાજા થઈ જાય છે અને કેટલાક રોગીઓ એવી જ સ્થિતિવાળા મરી જતા દેખાય છે; કારણ કે (રોગનો) પ્રતિકાર કરનારો જેમ સાજો થાય છે, તેમ (રોગનો) પ્રતિકાર કરનારો મરી પણ જાય છે; તે જ પ્રમાણે (રોગનો) પ્રતિકાર નહિ કરનારો છતાં જેમ સાજો થાય છે, એ જ પ્રમાણે (રોગનો) પ્રતિકાર નહિ કરનારો છતાં મરી પણ જાય છે, તે ઉપરથી વિચાર આવે છે કે ભેષજ (કરાય તે) પણ અભેષજ એટલે ભેષજ ન કર્યા જેવું જ હોઈને તેથી કંઈ વિશેષ નથી.૩–૮

ગંગાધરની ટીકા જલ્પકલ્પતરુનો અભિપ્રાય સાર રૂપે અહીં લખવામાં આવે છે: ઉપર જે કહેવાયું કે ચાર પાદો એ જ ભેષજ છે, એ સામે આત્રેયનો શિષ્ય મૈત્રેય વાંધો ઉઠાવે છે: ચારે પાદવાળી પૂર્ણ ચિકિત્સા ચાલુ હોય છે, તેથી કેટલાક રોગીઓ જેમ સાજા થાય

છે, તે જ પ્રમાણે એ પૂર્ણ ચિકિત્સા ચાલુ હોવા છતાં કેટલાક રોગીઓ મરી જાય છે, તેનું કેમ? જેમ પાણી વગરના મોટા ખાડામાં થોડું પાણી છાંટવાથી તે ખાડો લગારે ભીનો પણ થતો નથી. એ જ પ્રમાણે પાણીથી ભરપૂર મોટા સરોવરમાં થોડું પાણી છાંટવાથી એ સરોવરના પાણીમાં કંઈ વધારો થઈ જતો નથી; તે જ પ્રમાણે જેનાં શુભ કર્મ કે શુભ દૈવ પરવાર્યાં હોય, એવા રોગી માટે પરિપૂર્ણ ચિકિત્સા કરો કે ન કરો, તે વ્યર્થ થાય છે; કેમકે એ તો મરવાનો જ છે; એ જ રીતે જેનાં શુભ કર્મ કે શુભ દૈવ બળવાન હોય તેવા રોગી માટે પણ પરિપૂર્ણ ચિકિત્સા કરો કે ન કરો તોયે તે પોતાનાં દૈવ-બળથી જ સારો થવાનો જ છે; વળી શિષ્યોને સ્પષ્ટ સમજાય તે માટે બીજું દૃષ્ટાંત આપે છે: પુષ્કળ પાણીને વહેતી કોઈ નદીમાં ધૂળની મુઠ્ઠી નાખવામાં આવે, તેથી એને કોઈ અસર થતી નથી, એ જ રીતે જે રોગીનાં દુષ્ટ અદૃષ્ટ કર્મો અતિશય વધારે બળવાન હોય, તેને ચારે પાદવાળી ચિકિત્સા કોઈ અસર કરતી નથી; તેને આરોગ્ય મળવાનો સંભવ જ નથી; એ રોગી પણ ચિકિત્સા કરો કે ન કરો તોયે અવશ્ય મરવાનો જ છે; અથવા ધૂળનો મોટો ઢગ પડ્યો હોય તેમાં પણ ધૂળની એક મૂઠી નાખો, તેથી તેમાં કંઈ ખાસ વધારો થયેલ જણાતો નથી, એ જ પ્રમાણે જેનાં અશુભ અદૃષ્ટ કે દુર્દૈવ ખૂબ વધારે બળવાન હોય, તેવા રોગી માટે પણ ચિકિત્સા કરો કે ન કરો; તેનું કોઈ રીતે આરોગ્ય થવાનું જ નથી; કેટલાક વિદ્વાનો આ દૃષ્ટાંતને સંશોધન ઔષધના અભિપ્રાયે ઘટાવે છે અને કેટલાક અપતર્પણ ઔષધના અભિપ્રાયે ઘટાવે છે, પરંતુ એ ઠીક નથી; કેમ કે હરકોઈ ઔષધ આવા રોગી માટે નકામાં છે, એમ દર્શાવવા માટે જ આ દૃષ્ટાંતો અહીં અપાયાં છે. એમ અન્વય-પુરઃસર ચિકિત્સાની નિષ્ફળતા કહીને હવે વ્યતિરેક દ્વારા પણ તેની નિષ્ફળતા સાબિત કરે છે: કેટલાક રોગીઓ ઉપકરણરહિત, ઔષધદ્રવ્યરહિત, પરિચારકરહિત તથા પોતે અજિતેંદ્રિય અને સ્મૃતિ આદિ ગુણોથી રહિત હોય અને અકુશલ વૈદ્યો ઉપચાર કરતા હોય છતાં શુભદૈવના બળને લીધે જ આપોઆપ રોગથી રહિત થઈ સાજા થતા જોવામાં આવે છે અને એવા જ બીજા રોગીઓ સોળે ગુણોવાળી ચિકિત્સાથી રહિત હોઈ ને મરી જતા પણ જોવામાં આવે છે; આ કારણે ચારે પાદવાળી ચિકિત્સા કરનારો રોગી પણ શુભદૈવના બળથી જ સાજો થાય છે અને તેવી ચિકિત્સા કરે છતાં શુભદૈવનું બળ ન હોય તો મરી જાય છે, એ અન્વયાનુસાર વ્યભિચાર દેખાય છે; તે જ પ્રમાણે પરિપૂર્ણ ગુણોવાળી ચિકિત્સા ન કરે તોયે શુભદૈવના બળથી રોગી સાજો થાય છે અને તેવી જ પૂર્ણગુણોવાળી ચિકિત્સા ન કરે તોયે શુભદૈવનું બળ ન હોય તો રોગી મરે છે, આમ વ્યતિરેકથી વ્યભિચાર જોવામાં આવે છે, આ ઉપરથી વિચાર થાય છે કે પ્રતિકાર કરો તોયે આરોગ્ય કે મરણ તો દૈવાધીન જ છે અને પ્રતિકાર ન કરો તોયે આરોગ્ય તથા મરણ તો દૈવાધીન જ છે, તેથી ભેષજ તો અભેષજ જેવું જ થઈ રહે છે, આમાં સમજવું શું? આમ મૈત્રેય કહેવા માગે છે. ૩-૮

ટીકાકાર ચક્રપાણિ અહીં આવો ભાવ લખે છે, કે એમ ઉપર કહ્યા પ્રમાણે દૈવ કે કર્મના જ વશથી માણસ જીવે છે કે મરે છે; અથવા રોગી કે નીરોગી થાય છે, તો પ્રત્યક્ષ દેખાતું ભૈષજ્યકર્મ કે ચિકિત્સાનું પ્રયોજન કોઈ કાર્યસાધક બનતું જ નથી; એટલે કે તેનો કોઈ અર્થ જ નથી, એ પૂર્વપક્ષનો અભિપ્રાય ધ્યાનમાં લઈ સિદ્ધાંતરૂપ સમાધાન હવે કહે છે:

### ઉપર્યુક્ત આક્ષેપ સામે શ્રીઆત્રેયનું સમાધાન

मैत्रेय! मिथ्या चिन्त्यत इत्यात्रेयः। किं कारणं? ये ह्यातुराः षोडशगुणसमुदितेनानेन भेषजेनोपपद्यमाना म्रियन्त इत्युक्तं तदनुपपन्नं; न हि भेषजसाध्यानां व्याधीनां भेषजमकारणं भवति। ये पुनरातुराः केवलाद्भेषजादृते समुत्तिष्ठन्ते, न तेषां सम्पूर्णभेषजोपपादनाय समुत्थानविशेषोऽस्ति; यथा हि पतितं पुरुषं समर्थमुत्थानायोत्थापयन् पुरुषो बलमस्योपादध्यात्, स क्षिप्रतरमपरिक्लिष्ट एवोत्तिष्ठेत्तद्वत्संपूर्णभेषजोपलम्भादातुराः। ये चातुराः केवलाद्भेषजादपि म्रियन्ते, न च सर्व एव ते भेषजोपपन्नाः समुत्तिष्ठेरन्, न हि सर्वे व्याधयो भवन्त्युपायसाध्याः, न चोपायसाध्यानां व्याधीनामनुपायेन सिद्धिरस्ति, न चासाध्यानां व्याधीनां भेषजसमुदायोऽयमस्ति, न ह्यलं ज्ञानवान् भिषङ् मुमूर्षुमातुरमुत्थापयितुं; परीक्ष्यकारिणो हि कुशला भवन्ति, यथा हि योगज्ञोऽभ्यासनित्य इष्वासो धनुरादायेषुमपास्यन्नातिविप्रकृष्टे महति काये नापराधवान् भवति संपादयति चेष्टकार्यं, तथा भिषक् स्वगुणसम्पन्न उपकरणवान् वीक्ष्य कर्मारभमाणः साध्यरोगमनपराधः सम्पादयत्येवातुरमारोग्येण, तस्मान्न भेषजमभेषजेनाविशिष्टं भवति ॥ ९-१६ ॥

હવે આત્રેય કહે છે: 'હે મૈત્રેય! તું આ ખોટા વિચારો કરે છે; તેમાં કારણ શું છે? કે જે રોગીઓ સોળે ગુણોના સમુદાયવાળા આ

ભેષજથી ( કે પૂર્ણ ચિકિત્સાથી ) ચિકિત્સા કરાયા હોય છતાં મરે છે, એમ તેં કહ્યું, તે અઘટિત છે; કેમ કે જે રોગો ભેષજથી સાધ્ય છે, તેઓના સંબંધે ભેષજ નકામું છે, એવું છે જ નહિ; વળી જે રોગીઓ કેવળ ભેષજ વિના જ ઊભા કે સાજા થાય છે, તેઓને પણ સંપૂર્ણ ભેષજ-ચિકિત્સા લાગુ કરવામાં આવે તો તે નિમિત્તે પણ ઊભા કે સાજા થવામાં ઘણો જ ફરક નથી જણાતો, એવું પણ નથી જ; જેમ કે કોઈ માણસ ( ઠોકર લાગવી વગેરે કારણે ) પડી ગયો હોય, તે (પોતાની મેળે) ઊભો થવા સમર્થ હોય, છતાં તેને ( કોઈ બીજો) માણસ ઊભો કરે અને તેના બળને ટેકો કરે, તો એ (પડી ગયેલો) માણસ ઘણી ઝડપથી, વિના પરિશ્રમે જ ઊભો થાય છે, તે જ પ્રમાણે સંપૂર્ણ ભેષજ મળી રહેવાથી સાધ્ય રોગીઓ પણ ઘણી ઝડપથી વિના પરિશ્રમે જ ઊભા થાય છે; વળી જે રોગીઓ કેવળ-પરિપૂર્ણ ભેષજ હોવા છતાં મરી જાય છે; ( તેમાં કારણ આ છે કે ) બધાયે વ્યાધિઓ ઉપાયથી સાધ્ય હોતા નથી; જે રોગો ઉપાયથી સાધ્ય હોય છે, તેઓનો ઉપાય કર્યા વિના સિદ્ધિ થતી જ નથી; તે જ પ્રમાણે જે રોગો અસાધ્ય હોય છે, તેઓના માટે તો ભેષજનો આ સમુદાય છે જ નહિ; જ્ઞાનવાન વૈદ્ય પણ જે રોગી મરવાની તૈયારીમાં હોય તેને ઊભો કરવા માટે સમર્થ થતો જ નથી; જેઓ ( સાધ્ય-અસાધ્યની ) પરીક્ષા કરીને ક્રિયા કરે છે, તેઓ જ કુશલ ( અથવા કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરનારા ) ગણાય છે. જેમ કોઈ ધનુર્ધર પુરુષ (બાણ તથા નિશાનનો) યોગ જાણતો હોય, નિશાન સામે બાણને બરાબર તાકી જાણતો હોય અને કાયમી અભ્યાસ ધરાવતો હોય, તે ( પોતાનું ) ધનુષ લઈને બાણ ફેંકે છે, ત્યારે અતિશય દૂર નહિ રહેલા અને મહાશરીરવાળા ઘણા મોટા એવા કોઈ નિશાનમાં ચૂકેલા બાણવાળો થતો નથી; અર્થાત્ તેનું બાણ મોટામાં મોટું નિશાન પણ અવશ્ય વીંધે જ છે અને પોતાનું ઇષ્ટ કાર્ય સિદ્ધ કરે જ છે, તે જ પ્રમાણે વૈદ્ય પોતાના ગુણોથી યુક્ત હોય, ઉપકરણ કે ઔષધદ્રવ્યથી યુક્ત હોય અને પરીક્ષા કરીને ક્રિયાની શરૂઆત જો કરે છે, તો સાધ્ય રોગને અવશ્ય મટાડી દઈ રોગીને આરોગ્ય મેળવી જ આપે છે; માટે ભેષજ-ચિકિત્સા અભેષજના જેવી થાય છે, એવું છે જ નહિ.

ભગવાન આત્રેય મૈત્રેયે કરેલા પૂર્વપક્ષ સામે આવું સિદ્ધાંતરૂપ સમાધાન આપે છે: 'હે વત્સ ! મૈત્રેય ! ભેષજ અથવા પરિપૂર્ણ ચિકિત્સા તારા કહ્યા પ્રમાણે કરો કે ન કરો તોયે સરખી જ છે, તેથી તેનું પોતાનું કંઈ પ્રયોજન નથી, આ તારી સમજણ ખોટી છે; કારણ કે જેઓના રોગો સાધ્ય હોય એવા રોગીઓને પૂર્ણ ચિકિત્સાથી ફાયદો અવશ્ય થાય જ છે; પરંતુ જેઓના રોગો સાધ્ય નથી, તેઓ માટે તો કોઈ ઉપાય જ નથી, એ વિષે તો અમે પણ સંમત જ છીએ; પરંતુ સાધ્ય રોગો માટેનો ઉપાય શાસ્ત્રમાં યુક્તિપૂર્વક નક્કી કરાયો છે; તે ઉપાય અનુપાયરૂપે કદી થતો જ નથી. જેમ કે માટી, દંડ અને ચાકડો વગેરે ઘડો બનાવવાની સામગ્રી જો હોય તો ઘડાને તે ન બનાવે એવું કદી બનતું જ નથી. એ જ પ્રમાણે સાધ્ય વિકારોમાં યોજાતી પરિપૂર્ણ ચિકિત્સા કદી નકામી થતી જ નથી; એ ચિકિત્સારૂપ ક્રિયા તેમાં લાગુ થતાં અવશ્ય આરોગ્ય થાય જ છે; કેમ કે કારણોનો સમવાયસંબંધ, એકસામટો જો સંબંધ પામ્યો હોય તો કાર્ય અવશ્ય થાય જ છે; જોકે ચરકના શારીરસ્થાનના-પ્રથમાધ્યાયમાં તો આમ પણ કહેવાયું જ છે કે 'क्रियाघ्नाः कर्मजा रोगाः प्रशमं यान्ति तत्क्षयात्। કર્મજન્ય રોગો તો ચિકિત્સાને નકામી જ બનાવે છે; એ રોગો તો કર્મનો ક્ષય થતાં આપોઆપ શાંત થાય છે' એ ઉપરથી એ વાત પણ નક્કી જ છે કે, દૈવરૂપ કારણથી થતા રોગોમાં ચિકિત્સા નિષ્ફળ થતી હોવાથી તેઓમાં અદૃષ્ટને જ કારણ ગણવું પડે છે; કેમ કે તે સ્થળે દૃષ્ટને કારણ ગણાય નહિ, પરંતુ એ ઉપરથી બધાં સ્થળે અદૃષ્ટને જ કારણ ગણવાનો કોઈ નિયમ લાગુ થતો નથી. આપણે જોઈએ છીએ કે પુષ્પમાળા આદિથી જે સુખ થાય છે, તેમાં નજરે દેખાતી પ્રત્યક્ષ પુષ્પમાળા જ કારણ છે; તેમ જ કાંટો વાગવાથી જે દુઃખ થાય છે તેમાં પણ પ્રત્યક્ષ દેખાતો કાંટો જ કારણ છે, એટલું જ નહિ, પણ મંદક ( કાચું દહીં ) અથવા લકુચ ( ફણસ ) આદિ ખાવાની જો ટેવ પાડી હોય તો એ વિકારજનક થાય છે, એવું ઘણુંયે નજરે જોવામાં આવે છે; માટે અમુક ખાસ અદૃષ્ટ કારણો સિવાય બાકીનાં સ્થળોમાં તો દૃષ્ટ-પ્રત્યક્ષને જ વધુ પ્રમાણ ગણવું યોગ્ય છે; કેવળ અદૃષ્ટવાદીઓને અદૃષ્ટના અસ્તિત્વમાં પ્રમાણ આપવું પણ અસંભવિત બને છે; અનુમાનવાદી વિદ્વાનો પણ પ્રથમ પ્રત્યક્ષપ્રમાણ દ્વારા અનુભવેલાનું જ અનુમાન

કરી શકે છે; વળી પ્રત્યક્ષ ભેષજ-ક્રિયાને અન્વય તથા વ્યતિરેકથી રોગનિવારણમાં કારણ તરીકે ઘણા રોગોમાં અનુભવેલા જ છે, છતાં કેટલાક દૈવજન્ય વ્યાધિઓમાં પરિપૂર્ણ ભેષજ-ચિકિત્સા અસ્તિત્વ ધરાવતી હોય તોપણ આરોગ્યરૂપ ફળની ઉત્પત્તિ દેખાતી નથી; માટે ત્યાં તો માનવું જ પડે કે દૈવસંજ્ઞક બળવાન પ્રતિબન્ધક કારણ ત્યાં સમીપે જ રહેલ છે; પરંતુ તે ઉપરથી પરિપૂર્ણ-ભેષજ-ક્રિયા દરકોઈ સ્થળે નકામી છે, એમ તો કહી શકાય જ નહિ; જેમ કે પ્રતિબંધક (ચંદ્રકાંત) મણિના સામીપ્યથી કોઈક સ્થળે અગ્નિ પોતાની દાહકશક્તિને ગુમાવે છે, તે ઉપરથી જ્યાં એ પ્રતિબંધક ન હોય ત્યાં પણ દરકોઈ સ્થળે અગ્નિ દાહ ન જ ઉપજાવે, એવું કંઈ દેખાતું નથી; આમ અહીં ભેષજ-ક્રિયા સકારણ છે, બિલકુલ નકામી છે જ નહિ, એમ અહીં યુક્તિથી પ્રતિપાદન કર્યું છે, છતાં પાછળથી પ્રત્યક્ષપ્રમાણ દ્વારા પણ પ્રતિપાદન કરવા 'इदं नः प्रत्यक्षम्' એમ ૧૭મા સૂત્રમાં શરૂઆત કરશે જ.

એમ મૈત્રેયના પૂર્વપક્ષના પ્રથમ અંશનું ખંડન કરીને હવે બીજા અંશનું પણ (૧૨-૧૩ સૂત્રમાં) ખંડન કરે છે; જેઓ ભેષજપ્રયોગ વિના જ ઊભા કે સાજા થઈ શકે, એવી સ્થિતિમાં હોય, તેઓ પણ ભેષજપ્રયોગ ચાલુ કરે, તો જલદી ઊભા થાય છે, એ વાત દૃષ્ટાંતપૂર્વક અહીં સમજાવે છેઃ કોઈ માણસ પડી ગયો હોય, તે પોતાની મેળે ઊભો થવા ભલે સમર્થ હોય, છતાં તેને કોઈ માણસ હાથનો ટેકો આપી ઊભા થવામાં મદદ કરે. તો એ માણસ જલદી વિનાપ્રયાસે ઊભો થઈ જાય છે, એ જ રીતે કેટલાક સાધ્ય રોગીઓ ભેષજપ્રયોગ વિના પોતાની મેળે જ સાજા થઈ શકે, એવી સ્થિતિમાં હોય છતાં તેઓ જો સંપૂર્ણ ભેષજપ્રયોગનો આશ્રય લે, તો તરત જ વિનાપરિશ્રમે સાજા થઈ જાય છે. અહીં મૂળમાં ૧૩ મા સૂત્રમાં 'उत्थानाय समर्थम्' એમ કહી જણાવે છે કે જે માણસ પડી ગયો હોય, તેનાં અંગોપાંગ જો ભાંગી પડ્યાં હોય તો તે ઊભો થવા સમર્થ ન જ હોય; તેને બીજા માણસો પણ વારંવાર હાથના ટેકા આપ્યા કરે છતાં તે ઊભો થવા સમર્થ ન જ થાય; એ જ પ્રમાણે અસાધ્ય રોગીઓ પણ પરિપૂર્ણ ભેષજ-ક્રિયા અજમાવ્યા છતાં સાજા ન જ થાય. એ તો સ્પષ્ટ જ છે. એ જ પ્રમાણે જે રોગીઓ મરણની તૈયારીમાં હોય, તેઓ પણ પરિપૂર્ણ ચિકિત્સાને પામ્યા છતાં સાજા થતા જ નથી. આ અભિપ્રાય અષ્ટાંગહૃદયના ઉત્તરસ્થાનના ૪૦મા અધ્યાયમાં આમ કહેલ છેઃ 'आतङ्कपङ्कमग्नानां हस्तालम्बो भिषग्जितम् । जीवितं म्रियमाणानां सर्वेषामेव नौषधात् ।' જે લોકો રોગરૂપી કાદવમાં ખૂતી ગયા હોય છે, તેઓને તેમાંથી (તરત) બહાર નીકળવા ઔષધોપચાર એ હાથના ટેકારૂપ છે; પરંતુ જેઓ મરવાની તૈયારીમાં પડ્યા હોય, તેઓ બધાને ઔષધોપચારથી જીવન પ્રાપ્ત થતું નથી.' ફરક આટલો જ છે કે સાધ્ય રોગોમાં ભેષજોપચાર કરવાથી રોગી તરત સાજો થાય છે, છતાં તેમાં ભેષજોપચાર ન કરે તો રિબાઈ રિબાઈને ઘણા લાંબા કાળે સાજો થાય છે અને કદાચ વધુ ઉપદ્રવોનો પણ ભોગ બને છે; માટે સાધ્ય રોગોમાં પણ ચિકિત્સા વિના બેસી રહી વધુ રિબાવું અને કદાચ બીજા ઉપદ્રવોના પણ ભોગ બનવું, તેના કરતાં ચિકિત્સાનું શરણ લઈ તરત સાજા થવું, એ જ બરાબર છે. ભેલ પણ સૂત્રસ્થાનના ૯ મા અધ્યાયમાં આમ જ કહે છે, તે ત્યાં જોઈ લેવું. એ સ્થળે ભેષજ-ઉપચાર વિના પણ આરોગ્યસિદ્ધિ સ્વીકારી લઈ વધુમાં આ પણ ખાસ સૂચવ્યું છે કે એવી સિદ્ધિમાં પણ જો ભેષજ-ક્રિયા લાગુ કરી હોય તો આરોગ્યસિદ્ધિ મેળવવામાં ઘણી વધુ સરળતા અનુભવાય છે; એ કારણે ચિકિત્સા અને અચિકિત્સા એ સમાન છે જ નહિ.

અહીં શંકા થાય છે કે ભેષજ-ઉપચાર જો આરોગ્યનું કારણ છે, તો ચારે પાદવાળી ભેષજ-સંપત્તિ હોય તો દરેક રોગીઓ સાજા થવા જોઈએ, છતાં તેઓ કેમ સાજા થતા નથી? આનું સમાધાન કહે છે કે કેટલાક રોગીઓ પરિપૂર્ણ ભેષજ-ઉપચાર હોવા છતાં મરે છે, તેનું કારણ આ છે કે દરેક રોગો ઉપાય-સાધ્ય હોતા નથી; સાધ્ય-અસાધ્ય બધાયે રોગો ઉપાયથી મટે જ છે એવું છે જ નહિ; કેવળ સાધ્ય રોગો જ ઉપાયથી મટે છે; રોહિણિકા વગેરે જે રોગો ચિકિત્સા-સાધ્ય છે, તેઓની તો ઉપાય વિના શાંતિ જ થતી નથી; અને તે જ પ્રમાણે જે રોગો અસાધ્ય છે, તેઓ માટે ભેષજ-સમુદાયનો કંઈ અર્થ નથી; તેઓ તો કોઈ પણ ઉપાયે મટતા જ નથી; કોઈ વૈદ્ય પરિપૂર્ણ જ્ઞાની હોય તોયે મરવા પડેલા રોગીને ઉઠાડવા સમર્થ થતો જ નથી; વૈદ્યરૂપી મુખ્ય પાદ, એ સ્થિતિમાં જો નિષ્ફળ નીવડે છે, તો બીજા ત્રણ પાદો તો કંઈ જ ન કરી શકે, એ ખુલ્લું છે; માટે રોગ સાધ્ય છે કે અસાધ્ય છે? એ પરીક્ષા કરીને જ કુશળ વૈદ્યો જો સાધ્ય રોગો મટાડવા પ્રવૃત્તિ કરે તો જ સફળ થાય છે; એ સંબંધે મૂળમાં કુશળ ધનુર્ધારીનું દૃષ્ટાંત આપ્યું છે; તેમ જ આ ચાલુ સૂત્રસ્થાનના ૯ મા અધ્યાયમાં ૨૩ મા શ્લોકમાં પણ આ જ અભિપ્રાય કહ્યો છે, તે ત્યાં જુઓ.

ટીકાકાર ચક્રપાણિ 'इदमत्र आकूतम्'-અહીં આવો અભિપ્રાય જણાવે છેઃ કર્મ બે પ્રકારનાં છે; કોઈ કર્મ બળવાન હોય છે અને કોઈ 'કર્મ' નિર્બળ હોય છે; બળ-

વાન કર્મ તો નિયમિત વિપાકકાળ ધરાવે છે, જેથી એ કર્મ તો એ નિયતકાળે અવસ્ય મારે જ છે, પરંતુ જે કર્મ નિર્બળ હોય છે, તે મારે છે તો ખરું જ, છતાં તેનો કાળ નિયમિત હોતો નથી; અપથ્યસેવન અને ઔષધોના અભાવરૂપી અનુકૂળ પ્રત્યક્ષ સામગ્રી મળે તો જ એ નિર્બળ કર્મ મારે છે, પરંતુ એવી સામગ્રી ન મળે તો તે મારતું નથી. વળી બધે અદૃષ્ટ જ કારણ છે, એમ તો કહી શકાતું જ નથી; કેમ કે તે અદૃષ્ટ પણ નિયત જ કાળવિપાક ધરાવે છે; આ સંબંધે કહેવાય છે કે, 'नाकाले जायते कश्चिन्नाकाले म्रियते तथा। जगत् कालवशं सर्वं कालः सर्वत्र कारणम्॥ કોઈ પ્રાણી અકાળે જન્મતો નથી અને અકાળે મરતો નથી; આખું જગત કાળને વશ છે અને બધે કાળ જ કારણ છે.' વળી અહીં જે અદૃષ્ટ કહેવાયું છે, તે આ જ કંઈક માની શકાય છે કે પ્રત્યક્ષ યજ્ઞયાગાદિથી જે પુણ્ય થાય છે અને પ્રત્યક્ષ બ્રહ્મહત્યા આદિથી જે પાપ થાય છે; એમાં જ અદૃષ્ટની કલ્પના કરવી તે પ્રામાણિકી લાગે છે, કેમ કે એ નજરે દેખાઈને ઉત્પન્ન થયું જ નથી; પરંતુ દુઃખ અગ્નિથી દાઝી જવું વગેરે પ્રત્યક્ષ અગ્નિના સંબંધથી જ થાય છે, તેમાં અદૃષ્ટની કઈ વાત સંભવે છે? એકંદર જે રોગો, દુર્બળ કર્મને લીધે પ્રત્યક્ષ બળવાન અપથ્ય સેવન આદિ દોષના બળથી શરૂ થયા હોય અને સાધ્ય હોય તેઓને એ દોષોનો નાશ કરનાર બળવાન ચારે પાદના સંબંધવાળી પૂર્ણ ચિકિત્સાથી મટાડી શકાય છે; પરંતુ એ ચિકિત્સારૂપ ઉપાય ન કરાય તો એ રોગો ભલે દુર્બળ કર્મના લીધે ઉત્પન્ન થયા હોય અને પ્રત્યક્ષ દોષના બળથી શરૂ થયા હોય છતાં મટતા જ નથી; આ સંબંધે કહ્યું છે કે, 'दैवं पुरुषकारेण दुर्बलं ह्युपहन्यते। दैवेन चेतरत् कर्म विशिष्टेनोपहन्यते। દુર્બળ દૈવનો પુરુષાર્થ દ્વારા નાશ કરી શકાય છે; છતાં દૈવ જો વિશિષ્ટ કે બળવાન હોય તો નિર્બળ કર્મ તે પુરુષાર્થનો નાશ કરે છે.' એટલે ભેષજ અને અભેષજ સરખાં હોતાં જ નથી. ૯–૧૬

### ભેષજ–ઉપચારની પ્રત્યક્ષસિદ્ધ વિશિષ્ટતા

इदं चेदं च नः प्रत्यक्षं–यदनातुरेण भेषजेनातुरं चिकित्सामः, क्षाममक्षामेण, कृशं च दुर्बलमाप्याययामः, स्थूलं मेदस्विनमपतर्पयामः, शीतेनोष्णा-

तेषां नस्तथा कुर्वतामयं भेषजसमुदायः कान्ततमो भवति ॥ १७ ॥

વળી આ અને આ ભેષજ–અભેષજ બન્ને આપણને પ્રત્યક્ષ છે કે રોગવિરુદ્ધ ઔષધથી આપણે રોગીની ચિકિત્સા કરીએ છીએ; (જેમ કે) ક્ષીણ થયેલા રોગીને બૃંહણ ઔષધથી આપણે પુષ્ટ કરીએ છીએ, કૃશ અને દુર્બળને સંતર્પણથી તૃપ્ત કરીએ છીએ, સ્થૂલ–મેદવાળાને આપણે (કર્ષણ ઔષધથી) કૃશ કરીએ છીએ; ગરમીથી હેરાન થયેલાને શીતળ ઉપચારોથી ઉપચાર કરીએ છીએ; શીતથી પીડાયેલાને ગરમ ઉપચારોથી ઉપચારો કરીએ છીએ; ઓછી થયેલી ધાતુઓને પૂર્ણ કરીએ છીએ, વધી ગયેલી ધાતુઓને ઘટાડીએ છીએ; હરકોઈ રોગોને તેઓનાં મૂળથી વિપરીત (ગુણવાળા) ઔષધોપચારોથી ઉપચારો કરીને તે રોગીને આપણે તેની મૂળ સ્થિતિમાં લાવી મૂકીએ છીએ; એમ આપણે પ્રતિકાર કરી રહ્યા છીએ,–રોગોની ચિકિત્સાઓ કરીએ છીએ, તેથી આપણને તો એ ભેષજ-સમુદાય (પ્રત્યક્ષ ફળ દેખાડતો હોવાથી) અતિશય ઇષ્ટ કે પ્રિય થઈ પડે છે. (તે આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ.) ૧૭

અહીં આવો ભાવ જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર લખે છે: 'આ રીતે ક્ષામ કે ક્ષીણ આદિની આપણે ચિકિત્સા કરીએ છીએ, ત્યારે આ ભેષજસમુદાય આપણને અત્યંત સુંદર લાગે છે; જોકે ભેષજ-સમુદાય વિના જ કેવળ શુભ અદૃષ્ટથી જ રોગીઓ સાજા થાય, તે આપણે માનીએ છીએ, છતાં તે આપણને અત્યંત વધારે સુંદર લાગતું નથી; કારણ કે મોટું હિમ વગેરેથી જે લોકો પીડાયા હોય તેઓને અગ્નિનો તાપ અને ભારે કામળા વગેરે શીતવિપરીત ક્રિયા વિના જ કેવળ અતિ શુભ અદૃષ્ટથી જ એ હિમ વગેરેની પીડા મટી જતી જોવામાં આવતી નથી, એ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ.

ચક્રપાણિ અહીં આવો ભાવ જણાવે છે કે, 'હરકોઈ રોગના ઉપચાર તે રોગોનાં મૂળ કે નિદાનથી વિપરીત જ આપણે કરીએ છીએ,' એમ તેમાં પ્રભાવને કારણ સમજવા સૂચન કર્યું છે. વળી વિષના વિકારોનો તો વિષથી જ ઉપચાર કરીએ, આ પ્રત્યક્ષ છે; આ સિવાય બીજી પણ ઘણી પ્રત્યક્ષ ચિકિત્સાઓનાં ફળ અહીં લઈ લેવાં જોઈએ. આ ભેષજસમુદાય આપણને અત્યંત અભીષ્ટ અથવા પ્રિય થઇ પડે છે; અર્થાત્ અર્થ તથા

ધર્મ વગેરે બીજા ઉપાયો પણ જોકે આપણને ઇષ્ટ તથા ઇષ્ટતર છે, પરંતુ આ ભેષજસમુદાયરૂપ ઉપાય તો સર્વ વિનાશક રોગોનો પણ નાશ કરનાર હોવાને લીધે આપણને સૌ કરતાં ઇષ્ટતમ થઈ પડે છે.'

યોગીંદ્રનાથસેન અહીં આ ભાવ લખે છે: 'એકંદર નિદાનથી વિપરીત ચિકિત્સા કરતા આપણે રોગીઓને દરરોજ સાજા કરીએ છીએ, તે બધાને પ્રત્યક્ષ જ જોવામાં આવે છે, એ કારણે આપણી ચિકિત્સાનું આરોગ્યરૂપ ફળ કેવળ શાસ્ત્ર દ્વારા જ સિદ્ધ થયેલું કે યુક્તિથી જ નક્કી કરેલું છે, એટલું જ નથી, પરંતુ દરેક લોકો પ્રત્યક્ષપણે તે અનુભવે છે. ૧૭

भवन्ति चात्र–

### જ્ઞાનપૂર્વક ચિકિત્સા કરે તે સફળ જ થાય

साध्यासाध्यविभागज्ञो ज्ञानपूर्वं चिकित्सकः ।
काले चारभते कर्म यत्तत् साधयति ध्रुवम् ॥ १८ ॥

સાધ્ય તથા અસાધ્ય(રોગો)ના વિભાગને જાણતો વૈદ્ય યોગ્યસમયે જ્ઞાનપૂર્વક જે ચિકિત્સા શરૂ કરે છે, તે અવશ્ય (આરોગ્યની) સિદ્ધિ કરે છે. ૧૮

વૈદ્યે રોગ સાધ્ય છે કે અસાધ્ય, એ પ્રથમ વિચારવું જોઈએ; પછી રોગ સાધ્ય જણાય તો જ ચિકિત્સા શરૂ કરવી; તે વેળા પણ દોષ, દૂષ્ય તથા ઔષધ આદિનું પણ જ્ઞાન વૈદ્યને અવશ્ય હોવું જોઈએ, એટલું જ નહિ, પણ તે ચિકિત્સાની શરૂઆત પણ યોગ્ય સમયે જ થવી જોઈએ; કારણ કે અકાળે શરૂ કરેલી ચિકિત્સા સાધ્ય-રોગમાં પણ સફળ થતી નથી. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૩૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'अप्राप्ते वा क्रिया काले प्राप्ते वा न कृता क्रिया । क्रिया हीनातिरिक्ता वा साध्येष्वपि न सिध्यति ।' કાળ પ્રાપ્ત થયો ન હોય તે વેળા શરૂ કરેલી ચિકિત્સા અથવા કાળ પ્રાપ્ત થઈ ચૂક્યો હોય છતાં નહિ કરેલી ચિકિત્સા, તેમજ માપથી હીન ચિકિત્સા અથવા માપથી અધિક ચિકિત્સા સાધ્ય રોગ ઉપર પણ સિદ્ધ થતી નથી.' આ કારણે યોગ્ય સમયે જે ચિકિત્સાકર્મને વૈદ્ય જ્ઞાનપૂર્વક શરૂ કરે છે, તે અવશ્ય વૈદ્યને ફળસિદ્ધિ સાથે યોજે છે.' આમ યોગીંદ્રનાથસેન અહિં ટીકામાં લખે છે. ૧૮

### અસાધ્ય રોગની ચિકિત્સાથી નુકસાન

स्वार्थविद्यायशोहानिमुपक्रोशमसङ्ग्रहम् ।
प्राप्नुयान्नियतं वैद्यो योऽसाध्यं समुपाचरेत् ॥ १९ ॥

જે વૈદ્ય અસાધ્ય રોગના ઉપચાર કરે છે, તે સ્વાર્થ, વિદ્યા તથા યશની હાનિ ને તેમ જ નિંદા અને અસંગ્રહ એટલે લોકમાં અગ્રાહ્યપણું અવશ્ય પામે છે. ૧૯

અસાધ્ય રોગ મટાડવા વૈદ્યે પ્રવૃત્તિ ન કરવી, એવી શિખામણ અહીં આપી છે; કારણ કે તેથી વૈદ્યને ધન મળતું બંધ થાય, તેની વિદ્વત્તામાં ખામી જણાય છે અને કીર્તિ પણ નાશ પામે; ઉપરાંત લોકનિંદા કે લોકાપવાદ ચાલુ થાય અને લોકોમાં અસંગ્રહ થાય,–એટલે કે વૈદ્ય તરીકે તેને કોઈ બોલાવે પણ નહિ. અહીં મૂળમાં 'असंग्रहम्' ના બદલે 'असद्ग्रहम्' એવો પાઠ પણ કેટલાંક પુસ્તકોમાં મળે છે; તેનો અર્થ ચક્રપાણિ આવો લખે છે: 'રાજા તરફથી શિક્ષા કરવાનો.પણ કદાચ હુકમ થાય તો ચાંડાલ આદિ હલકી જાતના રાજપુરુષો કે પોલીસો વગેરે એ વૈદ્યની કદાચ ધરપકડ પણ કરે.'

યોગીંદ્રનાથસેન અહીં વાગ્ભટનું આ વચન પણ ટાંકે છે: 'व्याधिं पुरा परीक्ष्यैवमारभेत ततः क्रियाम् । स्वार्थविद्यायशोहानिमन्यथा ध्रुवमाप्नुयात् ।' પ્રથમ રોગની સાધ્ય–અસાધ્ય તરીકેની પરીક્ષા કર્યા પછી જ વૈદ્યે સાધ્ય રોગની જ ચિકિત્સા કરવી; નહિ તો અસાધ્યની ચિકિત્સા કરવાથી વૈદ્ય અવશ્ય સ્વાર્થ, વિદ્યા તથા યશની હાનિ પામે છે. ૧૯

### રોગોના સાધ્ય–અસાધ્ય વિભાગ

सुखसाध्यं मतं साध्यं कृच्छ्रसाध्यमथापि च ।
द्विविधं चाप्यसाध्यं स्याद्याप्यं यच्चानुपक्रमम् ॥ २० ॥

સાધ્ય રોગ બે પ્રકારનો હોય છે: એક તો સુખસાધ્ય અને બીજો કૃચ્છ્રસાધ્ય કે કષ્ટસાધ્ય; તે જ પ્રમાણે અસાધ્ય રોગ પણ બે પ્રકારનો હોય છે: એક તો યાપ્ય અને બીજો અનુપક્રમ (જેની ચિકિત્સા જ આરંભાતી નથી). ૨૦

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રીગંગાધર સુખસાધ્ય અને કષ્ટસાધ્ય બે ભેદો સાધ્યના; તથા સાધ્ય અને અનુક્રમ એ ભેદો અસાધ્યના કહીને તેઓનાં ટૂંકમાં પોતે લક્ષણો બાંધે છે, તે જાણવા જેવાં છે; તેમાં પ્રથમ સાધ્યનું લક્ષણ તે કહે છે: 'भेषजेन प्रशाम्यत्वं साध्यत्वम्' જે રોગ ભેષજ–ચિકિત્સાથી શમન પામે તે સાધ્ય કહેવાય છે; તેના બે ભેદો પૈકી–'भेषजेन अतिअल्पकालेन अति-अल्पप्रयत्नेन किंचित्कार्यत्वं प्रशाम्यत्वं वा सुखसाध्यत्वम् ।' ભેષજ–ચિકિત્સા દ્વારા ઘણા જ થોડા કાળે અને ઘણા જ થોડા પ્રયત્ને જે કંઈક કાર્ય કરે અથવા પૂર્ણ કાબૂમાં આવે કે મટે તે સુખસાધ્ય કહેવાય છે. 'बहुकालेन

વાન કર્મ તો નિયમિત વિપાકકાળ ધરાવે છે, જેથી એ કર્મ તો એ નિયતકાળે અવસ્ય મારે જ છે, પરંતુ જે કર્મ નિર્બળ હોય છે, તે મારે છે તો ખરું જ, છતાં તેનો કાળ નિયમિત હોતો નથી; અપથ્યસેવન અને ઔષધોના અભાવરૂપી અનુકૂળ પ્રત્યક્ષ સામગ્રી મળે તો જ એ નિર્બળ કર્મ મારે છે, પરંતુ એવી સામગ્રી ન મળે તો તે મારતું નથી. વળી બધે અદૃષ્ટ જ કારણ છે, એમ તો કહી શકાતું જ નથી; કેમ કે તે અદૃષ્ટ પણ નિયત જ કાળવિપાક ધરાવે છે; આ સંબંધે કહેવાય છે કે, 'नाकाले जायते कश्चिन्नाकाले म्रियते तथा। जगत् कालवशं सर्वं कालः सर्वत्र कारणम्॥ કોઈ પ્રાણી અકાળે જન્મતો નથી અને અકાળે મરતો નથી; આખું જગત કાળને વશ છે અને બધે કાળ જ કારણ છે.' વળી અહીં જે અદૃષ્ટ કહેવાયું છે, તે આ જ કંઈક માની શકાય છે કે પ્રત્યક્ષ યજ્ઞયાગાદિથી જે પુણ્ય થાય છે અને પ્રત્યક્ષ બ્રહ્મહત્યા આદિથી જે પાપ થાય છે; એમાં જ અદૃષ્ટની કલ્પના કરવી તે પ્રામાણિક લાગે છે; કેમ કે એ નજરે દેખાઈને ઉત્પન્ન થયું જ નથી; પરંતુ દુઃખ અગ્નિથી દાઝી જવું વગેરે પ્રત્યક્ષ અગ્નિના સંબંધથી જ થાય છે, તેમાં અદૃષ્ટની કઈ વાત સંભવે છે? એકંદર જે રોગો, દુર્બળ કર્મને લીધે પ્રત્યક્ષ બળવાન અપથ્ય સેવન આદિ દોષના બળથી શરૂ થયા હોય અને સાધ્ય હોય તેઓને એ દોષોનો નાશ કરનાર બળવાન ચારે પાદના સંબંધવાળી પૂર્ણ ચિકિત્સાથી મટાડી શકાય છે; પરંતુ એ ચિકિત્સારૂપ ઉપાય ન કરાય તો એ રોગો ભલે દુર્બળ કર્મના લીધે ઉત્પન્ન થયા હોય અને પ્રત્યક્ષ દોષના બળથી શરૂ થયા હોય છતાં મટતા જ નથી; આ સંબંધે કહ્યું છે કે, 'दैवं पुरुषकारेण दुर्बलं ह्युपहन्यते। दैवेन चेतरत् कर्म विशिष्टेनोपहन्यते। દુર્બળ દૈવનો પુરુષાર્થ દ્વારા નાશ કરી શકાય છે; છતાં દૈવ જો વિશિષ્ટ કે બળવાન હોય તો નિર્બળ કર્મ તે પુરુષાર્થનો નાશ કરે છે.' એટલે ભેષજ અને અભેષજ સરખાં હોતાં જ નથી. ૯–૧૬

### ભેષજ-ઉપચારની પ્રત્યક્ષસિદ્ધ વિશિષ્ટતા

**इदं चेदं च नः प्रत्यक्षं–यदनातुरेण भेषजेनातुरं चिकित्सामः, क्षाममक्षामेण, कृशं च दुर्बलमाप्याययामः, स्थूलं मेदस्विनमपतर्पयामः, शीतेनोष्णाभिभूतमुपचरामः शीताभिभूतमुष्णेन, न्यूनान् धातून् पूरयामो व्यतिरिक्तान् ह्रासयामः, व्याधीन् मूलविपर्ययेणोपचरन्तः सम्यक् प्रकृतौ स्थापयामः, तेषां नस्तथा कुर्वतामयं भेषजसमुदायः कान्ततमो भवति ॥ १७ ॥**

વળી આ અને આ ભેષજ–અભેષજ બન્ને આપણને પ્રત્યક્ષ છે કે રોગવિરુદ્ધ ઔષધથી આપણે રોગીની ચિકિત્સા કરીએ છીએ; (જેમ કે) ક્ષીણ થયેલા રોગીને બૃંહણ ઔષધથી આપણે પુષ્ટ કરીએ છીએ, કૃશ અને દુર્બળને સંતર્પણથી તૃપ્ત કરીએ છીએ, સ્થૂલ–મેદવાળાને આપણે (કર્ષણ ઔષધથી) કૃશ કરીએ છીએ; ગરમીથી હેરાન થયેલાને શીતળ ઉપચારોથી ઉપચાર કરીએ છીએ; શીતથી પીડાયેલાને ગરમ ઉપચારોથી ઉપચારો કરીએ છીએ; ઓછી થયેલી ધાતુઓને પૂર્ણ કરીએ છીએ, વધી ગયેલી ધાતુઓને ઘટાડીએ છીએ; હરકોઈ રોગોને તેઓનાં મૂળથી વિપરીત (ગુણવાળા) ઔષધોપચારોથી ઉપચારો કરીને તે રોગીને આપણે તેની મૂળ સ્થિતિમાં લાવી મૂકીએ છીએ; એમ આપણે પ્રતિકાર કરી રહ્યા છીએ,–રોગોની ચિકિત્સાઓ કરીએ છીએ, તેથી આપણને તો એ ભેષજસમુદાય (પ્રત્યક્ષ ફળ દેખાડતો હોવાથી) અતિશય ઇષ્ટ કે પ્રિય થઈ પડે છે. (તે આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ.) ૧૭

અહીં આવો ભાવ જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર લખે છે: 'આ રીતે ક્ષામ કે ક્ષીણ આદિની આપણે ચિકિત્સા કરીએ છીએ, ત્યારે આ ભેષજસમુદાય આપણને અત્યંત સુંદર લાગે છે; જોકે ભેષજસમુદાય વિના જ કેવળ શુભ અદૃષ્ટથી જ રોગીઓ સાજા થાય, તે આપણે માનીએ છીએ, છતાં તે આપણને અત્યંત વધારે સુંદર લાગતું નથી; કારણ કે મોટું હિમ વગેરેથી જે લોકો પીડાયા હોય તેઓને અગ્નિનો તાપ અને ભારે કામળા વગેરે શીતવિપરીત ક્રિયા વિના જ કેવળ અતિ શુભ અદૃષ્ટથી જ એ હિમ વગેરેની પીડા મટી જતી જોવામાં આવતી નથી, એ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ.

ચક્રપાણિ અહીં આવો ભાવ જણાવે છે કે, 'હરકોઈ રોગના ઉપચાર તે રોગોનાં મૂળ કે નિદાનથી વિપરીત જ આપણે કરીએ છીએ,' એમ તેમાં પ્રભાવને કારણ સમજવા સૂચન કર્યું છે. વળી વિષના વિકારોનો તો વિષથી જ ઉપચાર કરીએ, આ પ્રત્યક્ષ છે; આ સિવાય બીજી પણ ઘણી પ્રત્યક્ષ ચિકિત્સાઓનાં ફળ અહીં લઈ લેવાં જોઈએ. આ ભેષજસમુદાય આપણને અત્યંત અભીષ્ટ અથવા પ્રિય થઈ પડે છે; અર્થાત્ અર્થ તથા

આ પ્રમાણે કહેવાશે : 'त्रयो मार्गाः शाखा मर्मास्थिसंधयः कोष्ठश्च।' શાખાઓ, મર્મમર્મો; તથા અસ્થિના સંયોગો તેમ જ કોઠો વળી જે રોગ નવો હોય તે સુખસાધ્ય છે; કારણ કે એક વર્ષ વીતી ગયું હોય એ રોગો અસાધ્ય બને છે. જે રોગનો ઉપદ્રવ ન થયો હોય તે સુખસાધ્ય છે; એક જ રોગમાં એ જ રોગના કારણે બીજો રોગ જે ઉત્પન્ન થાય તે ઉપદ્રવ કહેવાય છે. આ સંબંધે સુશ્રુત કહે છે : 'यः पूर्वोत्पन्नं व्याधिं जघन्यकालजो व्याधिरुपसृजति स तन्मूल एवोपद्रवसंज्ञः (सुश्रुत-सूत्र०३४अ.) જે રોગ પ્રથમ ઉત્પન્ન થયેલા રોગની પાછળ જઘન્યકાળમાં ઉત્પન્ન થાય અને પ્રથમ ઉત્પન્ન થયેલો રોગ જેનું મૂળ હોય એ જ 'ઉપદ્રવ 'નામે કહેવાય છે.' આ ચરકમાં પણ ચિકિત્સાસ્થાનના ૨૧ અધ્યાયમાં વિસર્પની ચિકિત્સામાં કહેશે : 'उपद्रवस्तु खलु रोगोत्तरकालजो रोगाश्रयो रोग एव स्थूलोऽणुर्वा।' રોગના ઉત્તરકાળમાં એ રોગના જ આશ્રયે નાનો કે મોટો જે બીજો રોગ પાછળથી ઉત્પન્ન થાય, તે 'ઉપદ્રવ' કહેવાય છે. બીજા સ્થળે પણ કહેવાયું છે : 'व्याधेरुपरि यो व्याधिर्भवत्युत्तरकालजः। उपक्रमविघाती च स ह्युपद्रवसंज्ञकः।' જે રોગ, પ્રથમના રોગની ઉપર અને એ પ્રથમના રોગના ઉત્તરકાળમાં ઉત્પન્ન થાય તે ઉપદ્રવ નામે કહેવાય છે; એ ઉપદ્રવ પણ મૂળ રોગની ચિકિત્સાથી જ નાશ પામે છે. જે રોગની ઉત્પત્તિમાં વાતાદિ દોષ માંહેનો એક જ દોષ કારણ હોય તે રોગ સુખસાધ્ય છે; તેમ જ જે રોગીનો દેહ તીક્ષ્ણ, મધ્યમ અને મૃદુરૂપ દરેક ઔષધોને અથવા હરકોઈ દેશનાં ઔષધોને કે શમન કે શોધન ઔષધોને પણ સહન કરવા સમર્થ હોય તેનો રોગ સુખસાધ્ય થાય છે; અર્થાત્ સર્વ જાતનો ઔષધચિકિત્સાને જેનો દેહ ખમી શકે તેવા દેહવાળાનો રોગ સુખસાધ્ય બને છે. વળી જે રોગમાં ગુણવાન વૈદ્ય આદિ ચારે પાદોનો એકત્ર સંબંધ હોય, અર્થાત્ ચારે પાદવાળી પૂર્ણ ચિકિત્સા જેમાં લાગુ કરી હોય તે રોગ સુખસાધ્ય થાય છે. આ બધું સુખસાધ્ય રોગનું લક્ષણ છે; આ સંબંધે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં કહેવાયું છે કે, 'सर्वौषधक्षमे देहे यूनः पुंसो जितात्मनः। अमर्मगोऽल्पहेत्वग्ररूपरूपोऽनुपद्रवः। अतुल्यद्रव्यदेशर्तुप्रकृतिः पादसंपदि। ग्रहेष्वनुगुणेष्वेकदोषमार्गी नवः सुखः। सुखसाध्यः सुखोपायः कालेनाल्पेन साध्यते॥ જે રોગ સર્વ ઔષધોને સહન કરી શકે તેવા યુવાન અને જિતેંદ્રિય પુરુષના દેહમાં ઉત્પન્ન થયો હોય, મર્મભાગોમાં ન ગયો હોય, અલ્પ હેતુ કે નિદાનવાળો, અલ્પ પૂર્વરૂપ તથા રૂપવાળો, ઉપદ્રવરહિત; દ્રવ્ય, દેશ, ઋતુ તથા પ્રકૃતિની સમાનતા વિનાનો હોય, ચારે પાદવાળી ચિકિત્સાને પામ્યો હોય, દરેક ગ્રહો પણ અનુકૂળ હોય અને જેનું મૂળ કારણ–દોષ તથા માર્ગ પણ એક જ હોય તે નવો રોગ સુખસાધ્ય થાય છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૩૫ મા અધ્યાયમા આમ કહ્યું છે : 'देशप्रकृतिसात्म्यर्तुविपरीतोऽचिरोत्थितः। संपत्तौ भिषगादीनां बलसत्त्वायुषां तथा। केवलः समदेहाग्नेः सुखसाध्यतमो गदः॥ જે રોગ દેશ, પ્રકૃતિ, સાત્મ્ય તથા ઋતુથી વિપરીત હોય, નવો જ ઉત્પન્ન થયો હોય, વૈદ્ય આદિ ચારે પાદોની ચિકિત્સાથી યુક્ત હોય; બળવાન, સત્ત્વવાન તથા આયુષ્માનને થયો હોય, કેવળ એકલો હોય એટલે કોઈ પણ ઉપદ્રવથી રહિત હોય અને જેમાં દેહબળ તથા અગ્નિબળ તુલ્યહોય તેવા માણસને જ થયો હોય એ રોગ અતિશય સુખસાધ્ય ગણાય છે.' આમ યોગીંદ્રનાથસેન ચરકોપસ્કારમાં અહીં લખે છે, જેનો આશય જલ્પકલ્પતરુના કર્તા ગંગાધર અને આયુર્વેદદીપિકાકાર ચક્રપાણિના અભિપ્રાયને જ મળતો છે. ૨૨–૨૪

### કૃચ્છ્રસાધ્ય રોગનું લક્ષણ

**निमित्तपूर्वरूपाणां रूपाणां मध्यमे बले।**
**कालप्रकृतिदूष्याणां सामान्येऽन्यतमस्य च ॥ २५ ॥**
**गर्भिणीवृद्धबालानां नात्युपद्रवपीडितम्।**
**शस्त्रक्षाराग्निकृत्यानामनवं कृच्छ्रदेशजम् ॥ २६ ॥**
**विद्यादेकपथं रोगं नातिपूर्णचतुष्पदम्।**
**द्विपथं नातिकालं वा कृच्छ्रसाध्यं द्विदोषजम् ॥२७॥**

જે રોગનાં નિદાન, પૂર્વરૂપ તથા રૂપનું બળ મધ્યમ હોય; કાળ, પ્રકૃતિ અને દૂષ્યમાંનું કોઈ પણ એક જે રોગની સમાનતા ધરાવતું હોય; જે રોગ ગર્ભિણી સ્ત્રીને, વૃદ્ધને કે બાળકને થયો હોય; અતિ વધુ પ્રમાણમાં ઉપદ્રવથી પીડાયેલ ન હોય; શસ્ત્રક્રિયા, ક્ષારક્રિયા તથા અગ્નિક્રિયાથી જેઓ સાધ્ય હોય તેઓને જે વ્યાધિ થયો હોય; અથવા શસ્ત્રક્રિયા, ક્ષારક્રિયા કે અગ્નિક્રિયા જેઓને કરી હોય, તેઓને જે રોગ થયો હોય; જે રોગ નવો ન હોય; (મર્મ,–સંધિ આદિ) કૃચ્છ્રપ્રદેશમાં જે ઉત્પન્ન થયો હોય; એકમાર્ગી હોય છતાં ચારે પાદવાળી પૂર્ણ ચિકિત્સાથી રહિત હોય; બે માર્ગવાળો હોય તેમ જ બે દોષથી ઉત્પન્ન થયો હોય અને જે ઘણા લાંબા સમયનો ન હોય, તે રોગને કૃચ્છ્રસાધ્ય કે કષ્ટસાધ્ય જાણવો. ૨૫–૨૭

અહીં જલ્પકલ્પતરુમાં ગંગાધર ઠીક સમજાવે છે: 'નિદાન, પૂર્વરૂપ તથા રૂપનું બળવાનપણું ત્યારે થયું સમજાય છે કે, નિદાનોની સંખ્યા અધિક થાય તેમ જ

बहुप्रयत्नेन पुनः कृच्छ्रसाध्यत्वम्।' જે ભેષજથી જ ઘણા લાંબા કાળે અને ઘણા પ્રયત્ને કાબૂમાં આવે કે મટે તે કૃચ્છ્ર-સાધ્ય કે કષ્ટસાધ્ય કહેવાય છે. 'भेषजेन अनुपशाम्यत्वम-साध्यत्वम्। ભેષજથી જે શમે જ નહિ કે મટે જ નહિ તે અસાધ્ય કહેવાય છે.' 'भेषजेन अनुपशाम्यत्वं न च वर्धमानत्वं याप्यत्वम्' જે ભેષજથી શમે કે મટે નહિ; પણ વધે તો નહિ જ તે યાપ્ય કહેવાય છે. 'भेषजेन अकिंचित्कार्यत्वमनुपक्रमत्वम्। ભેષજથી જેમાં કંઈજ કાર્ય કે અસર ન થાય તે અનુપક્રમ કહેવાય છે.' ૨૦

**બન્ને સાધ્યોના ત્રણ ત્રણ ભેદો; અસાધ્યના નહિ**

साध्यानां त्रिविधश्चाल्पमध्यमोत्कृष्टतां प्रति ।
विकल्पो न त्वसाध्यानां नियतानां विकल्पना ॥ २१ ॥

**અલ્પ, મધ્યમ તથા ઉત્કૃષ્ટને ઉદ્દેશી સાધ્યોના ત્રણ ભેદો છે; પરંતુ નિયત-ચોક્કસ પ્રકારના અસાધ્યોના ભેદો નથી. ૨૧**

જલ્પકલ્પતરુ ટીકાકાર અહીં આમ જણાવે છે: 'સાધ્ય રોગોમા અલ્પ સાધ્ય, મધ્યમ સાધ્ય તથા ઉત્કૃષ્ટ સાધ્ય એવા ત્રણ ભેદો કલ્પાય છે; એટલે કે બહુ જ થોડા ઉપાયથી મટે તે અલ્પ-ઉપાય-સાધ્ય; નહિ થોડા કે નહિ વધુ ઉપાયથી મટે તે મધ્યમ-ઉપાય-સાધ્ય; અને અતિશય અધિક ઉપાયથી મટે તે ઉત્કૃષ્ટ-ઉપાય-સાધ્ય, એમ સુખસાધ્યના ત્રણ પ્રકારો સમજવા; અને કષ્ટસાધ્યના પણ એ જ પ્રમાણે ત્રણ ભેદો જાણવા; તેમ જ યાપ્યના પણ એ જ રીતે અલ્પ, મધ્યમ તથા ઉત્કૃષ્ટ ઉપાયો દ્વારા ત્રણ ભેદો કલ્પી શકાય છે; પરંતુ જેની ચિકિત્સા આરંભાતી જ નથી એવા જે અનુપક્રમ-અસાધ્ય રોગો છે, તેના સદ્યઃપ્રાણહરત્વ, કાલાંતર પ્રાણહરત્વ કે વૈકલ્યકરત્વ આદિ ભેદોની કલ્પના કરવી, તે નિષ્પ્રયોજન છે; કેમ કે તેઓ તો નિયત કે ચોક્કસ ઉપશમ પામતા જ નથી કે કદી મટતા જ નથી, માટે તેના ભેદો પાડવામાં કોઈ કારણ નથી. ૨૧

**સુખસાધ્ય રોગનું લક્ષણ**

हेतवः पूर्वरूपाणि रूपाण्यल्पानि यस्य वै ।
न च तुल्यगुणो दूष्यो न दोषः प्रकृतिर्भवेत् ॥ २२ ॥
न च कालगुणस्तुल्यो न देशो दुरुपक्रमः ।
गतिरेका नवत्वं च रोगस्योपद्रवो न च ॥ २३ ॥
दोषश्चैकः समुत्पत्तौ देहः सर्वौषधक्षमः ।
चतुष्पादोपपत्तिश्च सुखसाध्यस्य लक्षणम् ॥ २४ ॥

**જે રોગનાં નિદાનો, પૂર્વરૂપો તથા રૂપો થોડાં હોય; દૂષ્ય અને દોષ સમાન ગુણવાળા ન હોય; દોષ (એ મનુષ્યની) પ્રકૃતિરૂપ ન હોય; જે રોગ કે દોષ કાળના જેવા ગુણવાળો ન હોય; દેશ પણ ચિકિત્સા માટે મુશ્કેલ ન હોય; (રોગની) ગતિ કે માર્ગ એક જ હોય, જે રોગ નવો જ હોય, જે રોગનો (કોઈ) ઉપદ્રવ થયો ન હોય, જે રોગની ઉત્પત્તિમાં (કારણરૂપે) એક જ દોષ હોય, (રોગીનો) દેહ સર્વ પ્રકારનાં ઔષધોને સહન કરી શકે એવો હોય અને ચારે પાદવાળી-પૂર્ણ ચિકિત્સા જેમાં લાગુ કરી હોય, તે સુખસાધ્ય રોગનું લક્ષણ છે. ૨૨-૨૪**

રોગનાં પૂર્વરૂપો એટલે રોગની ઉત્પત્તિકાળની પહેલાંનાં લક્ષણો અને રોગનાં રૂપો એટલે રોગની ઉત્પત્તિ થયા પછીનાં લક્ષણો થોડાં હોય; દૂષ્ય એટલે રસ, રક્ત આદિ સાતે ધાતુઓ દોષની સમાન ગુણવાળી ન હોય; જેમ કે કફથી રક્ત દૂષિત થયું હોય, તેમાં કફ શીતળ છે અને રક્ત ઉષ્ણ છે; વળી રોગને શરૂ કરનારો જે દોષ હોય તે રોગની પ્રકૃતિરૂપ ન હોય; જેમ કે પિત્ત પ્રકૃતિવાળાને કફનો વિકાર થયો હોય તો તે સુખસાધ્ય છે; તેમ જ ઋતુરૂપી કાળનો ગુણ પણ રોગ કે દોષની સમાન ન હોય; જેમ કે શરદમાં વાયુનો રોગ થયો હોય, હેમંતમાં પિત્તનો રોગ થયો હોય અને ગ્રીષ્મમાં કફનો રોગ થયો હોય તે સુખસાધ્ય થાય છે; છતાં વસંતમાં કફનો તાવ અને શરદમાં પિત્તનો તાવ કાળના ગુણની સાથે સમાનતા ધરાવે છે, તોપણ તેને જે સુખસાધ્ય કહેલ છે, તે 'प्राकृतः सुखसाध्यस्तु वसन्तशरदुद्भवः (ચરક૦ ચિકિત્સા-અ. ૩) વસંત અને શરદમા ઉત્પન્ન થતો પ્રાકૃતજ્વર સુખસાધ્ય હોય છે.' એમ વ્યાધિનો મહિમા તેમાં કારણ છે; આ સંબંધે આવું વચન પણ મળે છે: 'ज्वरे तुल्यर्तुदोषत्वं प्रमेहे तुल्यदूष्यता। रक्तगुल्मे पुराणत्वं सुखसाध्यस्य लक्षणम्। તાવમાં ઋતુના દોષ સમાન હોય, પ્રમેહમાં દૂષ્યની સમાનતા હોય અને રક્તગુલ્મમાં જૂનાપણું થાય, એ સુખસાધ્યનું લક્ષણ છે.' આમાં વ્યાધિનો મહિમા જ કારણ ગણાય છે. જાંગલ આદિ દેશમાં વાતપિત્તપ્રધાન રોગની ચિકિત્સા મુશ્કેલ બને છે; કેમ કે એ દેશનો ગુણ સમાન હોય છે; માટે એવો દેશ ન હોય તે સુખસાધ્યનું લક્ષણ ગણાય; જેમ કે જાંગલ દેશ વાતપિત્તપ્રધાન છે, તો એ સ્થળે કફજન્ય રોગ સુખસાધ્ય થાય છે; એ જ પ્રમાણે વાતકફપ્રધાન આનૂપદેશમાં પિત્તજન્ય રોગ સુખસાધ્ય થાય છે. જે રોગનો માર્ગ એક જ હોય તે સુખસાધ્ય થાય. આ અધ્યાય પછીના તિસ્રૈષણીય અધ્યાયમાં રોગના ત્રણ માર્ગો

છતાં આરોગ્યપ્રાપ્તિ જે નથી થતી, તેનું કારણ પણ અદૃષ્ટ નામનું કર્મ જ વધુ બળવાન હોય તે જ છે; આથી જ ચરક, વિમાનસ્થાનના ત્રીજા અધ્યાયમાં કહેશે કે 'दैवेन चेतरत् कर्म विशिष्टेनोपहन्यते। દૈવ વધુ બળવાન હોય, તેથી એ બીજું કર્મ, ચિકિત્સાનો કે પુરુષાર્થનો નાશ કરે છે; એટલે આ નક્કી થાય છે કે યાપ્ય રોગ કર્મજન્ય છે; અને અમુક વખતનું આયુષ જેઓનું નક્કી હોય તેવા નિયતાયુષ લોકોને જ તે રોગ થાય છે; એ યાપ્યરોગની ચિકિત્સા ચાલુ હોય ત્યારે કંઈક સુખ મળે છે, છતાં વધુ કારણ મળે કે તરત તે પાછો જેવો ને તેવો જ ચાલુ જ રહે છે; તેમ જ મેદ વગેરે ઊંડી ધાતુઓમાં તે પહોંચેલો હોઈ ગંભીર ગણાય છે; તેમ જ રસ, રક્ત આદિ ઘણી ધાતુઓમાં તે રહેલો હોય છે; ઉપરાંત મર્મ કે સાંધાઓના ભાગમાં ગયેલો હોય છે અને કાયમ ચાલ્યા કરતો હોવાથી જ નિત્યાનુબંધી કે નિત્યાનુશાયી કહેવાય છે; અર્થાત્ 'नित्यम् अनुशयितुं शीलमस्य नित्यानुशायी, अथवा नित्यम् अनुबन्धः पुन:पुनर्भवनम् अस्येति नित्यानुबन्धी।' કાયમ રહેવાનો જેનો સ્વભાવ હોય અથવા જે વારંવાર થયા કરે છે, તે રોગને યાપ્ય જાણવો; વળી તે લાંબો કાળ ટકે છે અને એ દોષથી જ ઉત્પન્ન થાય છે. આ અભિપ્રાય વૃદ્ધવાગ્ભટે અષ્ટાંગસંગ્રહમાં સૂત્રસ્થાનના બીજા અધ્યાયમાં લખ્યો છે: 'शेषत्वादायुषः पथ्यैर्याप्यः प्रायो विपर्यये। दत्त्वाल्पं सुखमल्पेन हेतुना स प्रतन्यते। याति नाशेषतां रोगः कर्मजो नियतायुषः। प्रपतन्निव विष्कम्भैर्धार्यतेऽत्रातुरो हितैः॥ આયુષ બાકી હોય તેથી તેમ જ પથ્યસેવનને લીધે જે (એમનો એમ) ચાલ્યા કરે છે, ચિકિત્સા ચાલુ રહેતાં થોડું સુખ આપીને પણ ટકયા કરે છે; વિપરીત થતાં કે થોડું અહિત સેવતાં જે વધુ ફેલાય છે; સંપૂર્ણ જે મટતો જ નથી; નિયત આયુષવાળાને જે કર્મજન્ય તરીકે થાય છે, તે યાપ્ય રોગ છે; એમાં હિતસેવનરૂપ ટેકાને લીધે જ રોગી ટકી રહે છે.' ૨૮,૨૯

### અનુપક્રમ અસાધ્ય કે પ્રત્યાખ્યેયનું લક્ષણ

तद्वत्प्रत्याख्येयं त्रिदोषजम्।
क्रियापथमतिक्रान्तं सर्वमार्गानुसारिणम्॥ ३०॥
औत्सुक्यारतिसम्मोहकरमिन्द्रियनाशनम्।
दुर्बलस्य सुसंवृद्धं व्याधिं सारिष्टमेव च॥ ३१॥

તે જ પ્રમાણે ત્રણે દોષથી થતો રોગ પ્રત્યાખ્યેય (અથવા અનુપક્રમ અસાધ્ય કે જેની કોઈ ચિકિત્સા હોતી નથી એવો) કહેવાય છે; એ રોગ સર્વ પ્રકારના ક્રિયામાર્ગને ઓળંગી ગયેલો એટલે કે ચિકિત્સા માટે બિલકુલ અયોગ્ય હોય છે; સર્વ માર્ગોને અનુસરનારો અથવા ચોતરફ શરીરમાં વ્યાપેલો હોય છે; તેથી જ ઉત્સુકપણું, અરતિ તથા સંમોહ કરનાર, ઇંદ્રિયોનો નાશ કરનાર, દુર્બળ માણસમાં ખૂબ વધી જનાર અને (મૃત્યુરૂપ) અરિષ્ટથી (જ) યુક્ત હોય છે. ૩૦,૩૧

અસાધ્ય રોગમાં પણ ગંભીરતા આદિ યાપ્યનાં લક્ષણો પણ અવશ્ય હોય જ છે; તેમાં ઉત્સુકપણું એટલે હર્ષથી અત્યંત રહિત સ્થિતિ થાય; અથવા 'विभ्रम' એ પાઠ પ્રમાણે મન ભમ્યા કરે છે, બેચેની રહે છે, કયાંયે ચિત્તને શાંતિ હોતી નથી; ગભરામણ કે મૂંઝવણ થયા જ કરે છે; ઇંદ્રિયોની શક્તિ જતી રહે છે; દુર્બળ માણસમાં તો એ રોગ ખૂબ જ વધી પડે છે—અતિશય બળવાન થઈ પડે છે અને તેમાં અરિષ્ટો પ્રત્યક્ષ દેખાય છે; અર્થાત્ એ રોગથી રોગીનું મરણ અવશ્ય જણાય છે; મૃત્યુસૂચક ચિહ્નોને 'અરિષ્ટ' કહે છે. જેમ કે 'रोगिणो मरणं यस्मादवश्यं भावि लक्ष्यते। तल्लक्षणमरिष्टं स्याद् रिष्टं चापि तदुच्यते। જેનાથી રોગીનું મરણ અવશ્ય થનાર જણાય છે, તે લક્ષણ અરિષ્ટ કે રિષ્ટ પણ કહેવાય છે.' આ અરિષ્ટો ઇંદ્રિયસ્થાનમાં કહેવાશે. એવા પ્રકારના રોગને ચિકિત્સા માટે ના પાડવા લાયક—પ્રત્યાખ્યેય—અસાધ્ય જાણવો. વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના બીજા અધ્યાયમાં કહ્યું છે કે 'परोऽसाध्यः क्रियाः सर्वाः प्रत्याख्येयोऽतिवर्तते। तस्मादुपेक्ष्य एवासौ स्थितोऽत्यन्तं विपर्यये। भ्रममोहारतिकरो दृष्टरिष्टोऽक्षनाशनः।' બીજો અસાધ્ય રોગ દરેક ચિકિત્સારૂપ ક્રિયાઓ માટે વૈદ્યે અસત ના પાડવા યોગ્ય હોય છે, માટે તેની ઉપેક્ષા જ કરવી યોગ્ય ગણાય છે; તે અત્યંત વિપરીત લક્ષણમાં રહ્યો હોય અથવા મરણ પમાડે તે સ્થિતિમાં હોય; ભ્રમ, મોહ તથા અરતિ કરનાર, દેખાતાં અરિષ્ટોવાળો અને ઇંદ્રિયોનો નાશ કરનાર—એટલે ઇંદ્રિયોની શક્તિનો નાશ કરનાર હોય છે.' એમ અહીં સુખસાધ્ય આદિનાં લક્ષણો કહ્યાં; તે જ પ્રમાણે આ ગ્રંથમાં નિદાનસ્થાયના આઠમા અધ્યાયમાં પણ કહેશે.

### સાધ્ય રોગની જ વૈદ્યે ચિકિત્સા કરવી

भिषजा प्राक् परीक्ष्यैवं विकाराणां स्वलक्षणम्।
पश्चात्कार्यसमारम्भः कार्यः साध्येषु धीमता॥३२॥

એમ બુદ્ધિમાન વૈદ્ય પ્રથમ રોગોની સાધ્ય—અસાધ્ય તરીકેની પરીક્ષા કર્યા પછી જ જે રોગો સાધ્ય જણાય, તેઓ માટે જ ચિકિત્સાનો પ્રારંભ કરવો જોઈએ. ૩૨

રોગનું વીર્ય કે વેગ પણ અધિક હોય; પરંતુ જે રોગમાં દોષનો કોપ તથા કારણો બહુ ઓછાં ન હોય કે બહુ વધારે ન હોય; તેમ જ અતિશય વધારે વીર્યવાળાં કે અતિશય ઓછાં વીર્યવાળાં પણ ન હોય; વળી એ જ રોગના પૂર્વરૂપો તથા રૂપો પણ અધિક સંખ્યાવાળાં ન હોય, કે બહુ ઓછી સંખ્યાવાળાં પણ ન હોય; અતિશય વધારે વેગવાળા કે બહુ ઓછા વેગવાળાં પણ ન હોય; તેમ જ કાલ, પ્રકૃતિ કે દૂષ્ય એમાંના કોઈ એકની જ (પણ) રોગની સાથે સમાનતા હોય; અર્થાત્ રોગો તો દોષાત્મક જ હોય છે, તેથી એ રોગનો આરંભ કરનારા દોષની સાથે તે કાલાદિમાના કોઈ એકની જ સમાનતા હોય; પરંતુ એ ત્રણેની સમાનતા ન હોય; કેમ કે એ ત્રણેની સમાનતા હોય તે તો સુખસાધ્યનું લક્ષણ ગણાય છે; વળી જે રોગમાં બીજા ઉપદ્રવોની પીડા વધુ પ્રમાણમાં ન હોય એટલે કે ઉપદ્રવોની પીડા થોડા અંશે તો થયેલી હોય જ, તે રોગને કૃચ્છ્રસાધ્ય જાણવો; અહીં સુધીનું કૃચ્છ્રસાધ્યનું પહેલું લક્ષણ કહેવાયું છે; પછી તેનું બીજું લક્ષણ આમ કહેવા માગે છે; ગર્ભિણી, વૃદ્ધ કે બાળકના બધાયે રોગો કૃચ્છ્રસાધ્ય જાણવા; ઉપરાંત હરકોઈ રાજાના, રાજસેવકના તથા દરિદ્રના પણ સર્વ રોગો સુખસાધ્ય હોય, છતાં તેઓને પણ કૃચ્છ્રસાધ્ય જાણવા, એમ સુશ્રુતે પણ કહ્યું છે; તે પછી અહીં ત્રીજું કૃચ્છ્રસાધ્યનું લક્ષણ આમ કહે છે: જે રોગ શસ્ત્રક્રિયા કરેલાને થયો હોય, જેઓએ ક્ષારકૃત્ય કર્યું હોય તેઓને થયો હોય કે જેઓ એ અગ્નિકૃત્ય કર્યું હોય તેવાઓને થયો હોય તે રોગને કૃચ્છ્રસાધ્ય જાણવો. વળી તે રોગ નવો ન હોય; અર્થાત્ કંઈક વધુ કાળ વીતવાથી કંઈક અંશે જૂનો થયો હોય, પરંતુ જેને અતિશય લાંબો કાળ વીત્યો ન હોય; તેને પણ કૃચ્છ્રસાધ્ય જાણવો: તેમ જ મર્મ તથા સાંધા વગેરે અંગોના અવયવોમાં જે રોગ ઉત્પન્ન થયો હોય તેને પણ કૃચ્છ્રસાધ્ય જાણવો; પરિપૂર્ણ ચારે પાદવાળી ચિકિત્સાને પામ્યો ન હોય એવો એકમાર્ગી રોગ પણ કૃચ્છ્રસાધ્ય જાણવો; પરંતુ એના પર બહુ વધારે કાળ વીત્યો ન હોય તો, એમ સમજવું જોઈએ; ઉપરાત જે લાંબા કાળનો ન હોય અને બેમાર્ગી હોય તેને પણ કૃચ્છ્રસાધ્ય સમજવો અને જે બે દોષથી ઉત્પન્ન થયો હોય પણ બહુ લાંબા કાળનો ન હોય તેને પણ કૃચ્છ્રસાધ્ય જાણવો. ૨૫–૨૭

અસાધ્યના બે પ્રકારો પૈકી યાપ્યનું લક્ષણ

शेषत्वादायुषो याप्यमसाध्यं पथ्यसेवया ।
लब्धाऽल्पसुखमल्पेन हेतुनाऽऽशुप्रवर्तकम् ॥२८॥
गम्भीरं बहुधातुस्थं मर्मसन्धिसमाश्रितम् ।
नित्यानुशायिनं रोगं दीर्घकालमवस्थितम् ॥ २९ ॥
विद्याद् द्विदोषजं,

જે રોગ અસાધ્ય હોય છતાં આયુષ બાકી હોવાને લીધે તેમ જ પથ્યના સેવનને લીધે (વધઘટ થયા વિના) ચાલ્યા કરે તે યાપ્ય જાણવો; એ યાપ્યમાં પથ્યના સેવનથી થોડું સુખ મળે, પરંતુ પ્રકોપનું અલ્પ કારણ મળતાં જ એ યાપ્ય રોગ જલદી પાછો ચાલુ જ રહ્યા કરે છે. વળી જે રોગ ગંભીર હોય, ઘણી ધાતુઓમાં રહ્યો હોય, મર્મ કે સાંધાઓના આશ્રયવાળો હોય, નિત્યાનુબંધી એટલે કે કાયમ ચાલ્યા કરે, લાંબો કાળ રહે અને બે દોષથી ઉત્પન્ન થયો હોય તેને યાપ્ય જાણવો. ૨૮,૨૯

શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ તથા આત્માનો સંયોગ એ આયુષનું લક્ષણ છે; તે આયુષ બાકી હોય અને પથ્યનું સેવન થયા કરતું હોય, તેથી જે રોગ વધઘટ થયા વિના ચાલ્યા જ કરે–અર્થાત્ ઔષધના સેવનથી જેમાં કંઈક સુખ મળે, પરંતુ તદ્દન મટે તો નહિ જ, એવો રોગ યાપ્ય છે; આ યાપ્યમાં તથા પ્રત્યાખ્યેયમાં ફરક આ જ છે કે યાપ્યમાં ચિકિત્સા ચાલુ રખાય છે, પરંતુ પ્રત્યાખ્યેયમાં તો ચિકિત્સાની વૈદ્ય સાફ ના કહે છે; બાકી જેમ પ્રત્યાખ્યેય મટતો નથી, તે જ પ્રમાણે યાપ્ય પણ મટતો જ નથી; કેવળ તેમાં ચિકિત્સા ચાલુ રહેતાં કંઈક રાહત મળે છે; એટલો જ તે બંનેમાં તફાવત છે. અહીં શંકા થાય છે કે આ યાપ્યમાં આયુષ ટકી રહે છે અને પ્રત્યાખ્યેયમાં આયુષ સમાપ્ત જ થાય છે, એમાં કારણ શું છે? આયુષ બાકી હોય તો સોળે કળાવાળી ચિકિત્સા લાગુ કરવાથી યાપ્ય રોગમાંથી પણ માણસ કેમ સાજો ન થાય? જેમ સાધ્ય રોગમાં ચિકિત્સાથી રોગ મટતાં માણસ સાજો થાય છે, તેમ આમાં કેમ ન બને? આનું સમાધાન અમે આવું કહીએ છીએ કે પૂર્વજન્મમાં જે કર્મ કરેલું હોય છે તે જ આયુષનો આરંભ કરનાર છે; જેટલું તે કર્મ હોય તેટલું જ આયુષ ત્યાં સુધી ટકી રહે છે; એ કર્મનો ભોગથી જ અંત આવે છે; આ કારણે જ કહેવાયું છે કે, 'नाभुक्तं क्षीयते कर्म–ભોગવ્યા વિના કર્મ નાશ પામતું નથી.' એમ સાધ્ય રોગમાં આયુષનો આરંભ કરનાર કર્મ જ બળવાન હોવાથી અને એ કર્મનો ભોગકાળ પૂરો થયેલો નહિ હોવાથી આયુષ ટકી રહે છે; તેમ જ ચારે પાદવાળી પૂર્ણ ચિકિત્સા તે રોગમાં લાગુ કરવામાં આવે.

છતાં આરોગ્યપ્રાપ્તિ જે નથી થતી, તેનું કારણ પણ અદૃષ્ટ નામનું કર્મ જ વધુ બળવાન હોય તે જ છે; આથી જ ચરક, વિમાનસ્થાનના ત્રીજા અધ્યાયમાં કહેશે કે 'दैवेन चेतरत् कर्म विशिष्टेनोपहन्यते। દૈવ વધુ બળવાન હોય, તેથી એ બીજાં કર્મ, ચિકિત્સાનો કે પુરુષાર્થનો નાશ કરે છે; એટલે આ નક્કી થાય છે કે યાપ્ય રોગ કર્મ-જન્ય છે; અને અમુક વખતનું આયુષ જેઓનું નક્કી હોય તેવા નિયતાયુષ લોકોને જ તે રોગ થાય છે; એ યાપ્યરોગની ચિકિત્સા ચાલુ હોય ત્યારે કંઈક સુખ મળે છે, છતાં વધુ કારણ મળે કે તરત તે પાછો જેવો ને તેવો જ ચાલુ જ રહે છે; તેમ જ મેદ વગેરે ઊંડી ધાતુઓમાં તે પહોંચેલો હોઈ ગંભીર ગણાય છે; તેમ જ રસ, રક્ત આદિ ઘણી ધાતુઓમાં તે રહેલો હોય છે; ઉપરાંત મર્મ કે સાંધાઓના ભાગમાં ગયેલો હોય છે અને કાયમ ચાલ્યા કરતો હોવાથી જ નિત્યાનુબંધી કે નિત્યાનુશાયી કહેવાય છે; અર્થાત્ 'नित्यम् अनुशयितुं शीलमस्य नित्यानुशायी, अथवा नित्यम् अनुबन्धः पुनःपुनर्भवनम् अस्येति नित्यानुबन्धी।' કાયમ રહેવાનો જેનો સ્વભાવ હોય અથવા જે વારંવાર થયા કરે છે, તે રોગને યાપ્ય જાણવો; વળી તે લાંબો કાળ ટકે છે અને એ દોષથી જ ઉત્પન્ન થાય છે. આ અભિપ્રાય વૃદ્ધવાગ્ભટે અષ્ટાંગસંગ્રહમાં સૂત્રસ્થાનના બીજા અધ્યાયમાં લખ્યો છે: 'शेषत्वादायुषः पथ्यैर्याप्यः प्रायो विपर्यये। दत्त्वाल्पं सुखमल्पेन हेतुना स प्रतन्यते। याति नाशेषतां रोगः कर्मजो नियतायुषः। प्रपतन्निव विष्कम्भैर्धार्यतेऽत्रातुरो हितैः॥ આયુષ બાકી હોય તેથી તેમ જ પથ્યસેવનને લીધે જે (એમનો એમ) ચાલ્યા કરે છે, ચિકિત્સા ચાલુ રહેતાં થોડું સુખ આપીને પણ ટકયા કરે છે; વિપરીત થતાં કે થોડું અહિત સેવતાં જે વધુ ફેલાય છે; સંપૂર્ણ જે મટતો જ નથી; નિયત આયુષવાળાને જે કર્મજન્ય તરીકે થાય છે, તે યાપ્ય રોગ છે; એમાં હિતસેવનરૂપ ટેકાને લીધે જ રોગી ટકી રહે છે.' ૨૮,૨૯

### અનુપક્રમ અસાધ્ય કે પ્રત્યાખ્યેયનું લક્ષણ

तद्वत्प्रत्याख्येयं त्रिदोषजम्।
क्रियापथमतिक्रान्तं सर्वमार्गानुसारिणम्॥ ३०॥
औत्सुक्यारतिसम्मोहकरमिन्द्रियनाशनम्।
दुर्बलस्य सुसंवृद्धं व्याधिं सारिष्टमेव च॥ ३१॥

તે જ પ્રમાણે ત્રણે દોષથી થતો રોગ પ્રત્યાખ્યેય (અથવા અનુપક્રમ અસાધ્ય કે જેની કોઈ ચિકિત્સા હોતી નથી એવો) કહેવાય છે; એ રોગ સર્વ પ્રકારના ક્રિયામાર્ગને ઓળંગી ગયેલો એટલે કે ચિકિત્સા માટે બિલકુલ અયોગ્ય હોય છે; સર્વ માર્ગોને અનુસરનારો અથવા ચોતરફ શરીરમાં વ્યાપેલો હોય છે; તેથી જ ઉત્સુકપણું, અરતિ તથા સંમોહ કરનાર, ઇંદ્રિયોનો નાશ કરનાર, દુર્બળ માણસમાં ખૂબ વધી જનાર અને (મૃત્યુરૂપ) અરિષ્ટથી (જ) યુક્ત હોય છે. ૩૦,૩૧

અસાધ્ય રોગમાં પણ ગંભીરતા આદિ યાપ્યનાં લક્ષણો પણ અવશ્ય હોય જ છે; તેમાં ઉત્સુકપણું એટલે હર્ષથી અત્યંત રહિત સ્થિતિ થાય; અથવા 'विभ्रम' એ પાઠ પ્રમાણે મન ભમ્યા કરે છે, બેચેની રહે છે, ક્યાંયે ચિત્તને શાંતિ હોતી નથી; ગભરામણ કે મૂંઝવણ થયા જ કરે છે; ઇંદ્રિયોની શક્તિ જતી રહે છે; દુર્બળ માણસમાં તો એ રોગ ખૂબ જ વધી પડે છે—અતિશય બળવાન થઈ પડે છે અને તેમાં અરિષ્ટો પ્રત્યક્ષ દેખાય છે; અર્થાત્ એ રોગથી રોગીનું મરણ અવશ્ય જણાય છે; મૃત્યુસૂચક ચિહ્નોને 'અરિષ્ટ' કહે છે. જેમ કે 'रोगिणो मरणं यस्मादवश्यं भावि लक्ष्यते। तल्लक्षणमरिष्टं स्याद् रिष्टं चापि तदुच्यते। જેનાથી રોગીનું મરણ અવશ્ય થનાર જણાય છે, તે લક્ષણ અરિષ્ટ કે રિષ્ટ પણ કહેવાય છે.' આ અરિષ્ટો ઇંદ્રિયસ્થાનમાં કહેવાશે. એવા પ્રકારના રોગને ચિકિત્સા માટે ના પાડવા લાયક—પ્રત્યાખ્યેય—અસાધ્ય જાણવો. વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના બીજા અધ્યાયમાં કહ્યું છે કે 'परोऽसाध्यः क्रियाः सर्वाः प्रत्याख्येयोऽतिवर्तते। तस्मादुपेक्ष्य एवासौ स्थितोऽत्यन्तं विपर्यये। भ्रममोहारतिकरो दृष्टरिष्टोऽक्षनाशनः।' બીજો અસાધ્ય રોગ દરેક ચિકિત્સારૂપ ક્રિયાઓ માટે વૈદ્યે અસંત ના પાડવા યોગ્ય હોય છે, માટે તેની ઉપેક્ષા જ કરવી યોગ્ય ગણાય છે; તે અત્યંત વિપરીત લક્ષણમાં રહ્યો હોય અથવા મરણ પમાડે તે સ્થિતિમાં હોય; ભ્રમ, મોહ તથા અરતિ કરનાર, દેખાતાં અરિષ્ટોવાળો અને ઇંદ્રિયોનો નાશ કરનાર—એટલે ઇંદ્રિયોની શક્તિનો નાશ કરનાર હોય છે.' એમ અહીં સુખસાધ્ય આદિનાં લક્ષણો કહ્યાં; તે જ પ્રમાણે આ ગ્રંથમાં નિદાનસ્થાયના આઠમા અધ્યાયમાં પણ કહેશે.

### સાધ્ય રોગની જ વૈદ્યે ચિકિત્સા કરવી

भिषजा प्राक् परीक्ष्यैवं विकाराणां स्वलक्षणम्।
पश्चात्कार्यसमारम्भः कार्यः साध्येषु धीमता॥३२॥

એમ બુદ્ધિમાન વૈદ્યે પ્રથમ રોગોની સાધ્ય-અસાધ્ય તરીકેની પરીક્ષા કર્યા પછી જ જે રોગો સાધ્ય જણાય, તેઓ માટે જ ચિકિત્સાનો પ્રારંભ કરવો જોઈએ. ૩૨

## રોગોના સાધ્ય-અસાધ્ય વિભાગના જ્ઞાનનું ફળ

साध्यासाध्यविभागज्ञो यः सम्यक् प्रतिपत्तिमान् ।
न स मैत्रेयतुल्यानां मिथ्याबुद्धिं प्रकल्पयेत् ॥३३॥

જે વૈદ્ય (રોગોના) સાધ્ય તથા અસાધ્યના વિભાગને જાણતો હોય અને (તેના જ્ઞાનપૂર્વકની) બરાબર ચિકિત્સાપ્રવૃત્તિ કરતો હોય, તે મૈત્રેયના જેવા(વાદી)ઓની મિથ્યા બુદ્ધિ કરતો નથી. ૩૩

અર્થાત્ સાધ્ય-અસાધ્ય રોગ વિષેનો વિચાર કર્યા પછી સાધ્ય રોગોમાં જ ચિકિત્સાપ્રવૃત્તિને જે વૈદ્ય કરે, એટલે સાધ્ય રોગોની જ જે ચિકિત્સા શરૂ કરે, તેને મૈત્રેયના જેવા વાદીઓને ઉપર જણાવ્યા પ્રમાણે જેવું મિથ્યા જ્ઞાન થયું કે, 'ભેષજક્રિયા પણ અભેષજ સમાન થાય છે' તેવું મિથ્યા જ્ઞાન કદી ઉત્પન્ન થતું નથી, અર્થાત્ સાધ્ય રોગને ચિકિત્સાથી મટાડીને એ વૈદ્યને નિશ્ચય થાય છે કે ભેષજક્રિયા સાધ્ય રોગોને તો અવશ્ય મટાડે જ છે. ૩૩

અહીં છેલ્લા બે શ્લોકો ચાલુ અધ્યાયના વિષયોનો સંક્ષેપ જણાવે છે:

### અધ્યાયના વિષયોનો સંક્ષેપ

इहौषधं पादगुणाः प्रभावो भेषजाश्रयः ।
आत्रेयमैत्रेयमती मतिद्वैविध्यनिश्चयः ॥ ३४ ॥
चतुर्विधविकल्पाश्च व्याधयः स्वस्वलक्षणाः ।
उक्ता महाचतुष्पादे येष्वायत्तं भिषग्जितम् ॥३५॥

આ 'મહાચતુષ્પાદ' અધ્યાયમાં પ્રથમ ઔષધ કહેલ છે, એટલે કે વૈદ્ય આદિ ચાર પાદોનું લક્ષણ કહેલ છે-તે પછી ચારે પાદો તથા તેઓના ગુણો, ભેષજને લગતો પ્રભાવ, આત્રેયના તથા મૈત્રેયના બે મતો, એ બે પ્રકારના મતોનો નિશ્ચય અથવા સિદ્ધાંતરૂપ માન્યતા અને ચાર પ્રકારના વિકલ્પો એટલે સુખસાધ્ય, કષ્ટસાધ્ય, યાપ્ય તથા પ્રત્યાખ્યેય -અસાધ્યના રોગોના ચાર ભેદો તેમ જ પોત પોતાનાં લક્ષણો પ્રમાણે તે તે સુખસાધ્ય આદિ રોગો જે થાય છે, તે અને વૈદ્યની ચિકિત્સા જેના આશ્રયે થાય છે, તે બધું કહ્યું છે. ૩૪,૩૫

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'મહાચતુષ્પાદ' નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત

## *तिस्रैषणीय-अध्याय ११ मो*

### મંગલાચરણ અને પ્રારંભ

अथातस्तिस्रैषणीयमध्यायं व्याख्यास्यामः, इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

તે પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવાની ઇચ્છા થઈ અને એ શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ કહેવા માટેના અધિકારી જાણ્યા, એ કારણે 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી હવે 'તિસ્રૈષણીય' નામનો (૧૧ મો) અધ્યાય અમે કહીએ છીએ, એમ ખરેખર (છ ઐશ્વર્ય-સંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું.

યોગીન્દ્રનાથસેન અહીં આમ જણાવે છે: પ્રથમ દીર્ઘંજીવિતીય અધ્યાયમાં કહેવાયું છે કે આયુર્વેદશાસ્ત્ર બન્ને લોકમાં જે હિતકારી છે, તેનો ઉપદેશ અહીં કરે છે; જેમ કે 'तस्यायुषः पुण्यतमो वेदो वेदविदां मतः । वक्ष्यते तन्मनुष्याणां लोकयोरुभयोर्हितः ।' વેદ જાણનારાઓને પણ અતિશય પવિત્ર આ આયુષનો વેદ માન્ય છે; કેમ કે તે આયુર્વેદ, મનુષ્યોનું બન્ને લોકનું હિત કહે છે.' તો એ પ્રમાણે હવે તે બન્ને લોકનું હિત, સાધનો સહિત કહેવાને આ 'તિસ્રૈષણીય' નામનો અધ્યાય શરૂ કરે છે. આ અધ્યાયનું આવું નામ આ કારણે પાડ્યું છે: 'इष्यन्ते-अन्विष्यन्ते इति एषणाः-कामनाः, तिस्र एषणाः अधिकृत्य कृतोऽयमध्यायरूपो ग्रन्थ तिस्रैषणीयः ।' જે ઇચ્છવામાં આવે તે 'એષણા' એટલે કામનાઓ કહેવાય છે; એ ત્રણ એષણાઓ કે કામનાઓને ઉદ્દેશી રચેલો આ અધ્યાયરૂપ ગ્રંથ 'તિસ્રૈષણીય' કહેવાય છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આમ શરૂ કરે છે: 'ઉપર કહેલા બે ખુડ્ડાક-ચતુષ્પાદ તથા મહાચતુષ્પાદથી વિકારોની કે રોગોની શાંતિ માટે ભેષજ-નિર્દેશનો ઉપદેશ કરાયો; પરંતુ એ ભેષજ દ્વારા મેળવાતું આરોગ્ય શા માટે ઇચ્છવું જોઈએ? જેમ રોગથી લોકોને દુઃખ અને છેવટે મરણ થાય છે, તેમ પ્રમાણે આરોગ્ય મેળવીને પણ કાળે કરી મૃત્યુ તો અવશ્ય થવાનું જ છે; કેવળ સુખનો જ કાયમી અનુભવ તો થતો જ નથી; બીજા પ્રકારનાં દુઃખો પણ ટાળ્યાં ટળે નહિ એવાં છે; આમ આખુંયે જગત સુખદુઃખમય છે; સ્વસ્થ માણસ પણ મરીને ફરી જન્મે છે, ત્યારે રોગી પણ મરીને ફરી જન્મે છે: એટલે ચિકિત્સા કરો તોયે સરખું છે અને ન કરો તોયે સરખું છે; તો પછી

ચિકિત્સાનું ખાસ પ્રયોજન શું છે? આ વિષે જાણવાની ઇચ્છા થતાં આ 'તિસ્રૈષણીય' અધ્યાય આરંભે છે; ત્રણ એષણાઓને ઉદ્દેશી કરેલો આ અધ્યાય 'તિસ્રૈષણીય' નામે પ્રસિદ્ધ થયો છે.'

ટીકાકાર ચક્રપાણિ આયુર્વેદદીપિકામાં આવી શરૂઆત અહીં દર્શાવે છે: 'પૂર્વના અધ્યાયમાં ચારે પાદો આરોગ્યનું કારણ છે, એમ નક્કી ઠરાવ્યું; એ ચારે પાદોની પૂર્ણ પ્રાપ્તિથી જેણે આરોગ્ય મેળવ્યું હોય, તેણે જે આવશ્યક કરવાનું છે, તે પ્રાણરક્ષાસાધન, ધન-ઉપાર્જન-સાધન તથા ધર્મઉપાર્જન-સાધન, એ ત્રણ 'એષણાઓ' કહેવાય છે; માટે હવે એ ત્રણે એષણાઓને ઉદ્દેશી આ 'તિસ્રૈષણીય' અધ્યાય આરંભે છે. આ અધ્યાયનું આવું નામ વ્યાકરણદૃષ્ટિએ આમ પડ્યું છે: 'तिस्रैषणा' शब्दः अस्ति अस्मिन् मुख्यतया अध्यायप्रारंभे इति तिस्रैषणीयः' જે અધ્યાયમાં શરૂમાં 'तिस्रैषणा' શબ્દ મુખ્યત્વે મૂકવામાં આવ્યો છે, એ કારણે આ અધ્યાયનું નામ 'तिस्रैषणीय' એવું રખાયું છે.' ૧

**ઇચ્છવાયોગ્ય ત્રણ એષણાઓ કે કામનાઓ**

**इह खलु पुरुषेणानुपहतसत्त्वबुद्धिपौरुषपराक्रमेण हितमिह चामुष्मिंश्च लोके समनुपश्यता तिस्र एषणाः पर्येष्टव्या भवन्ति; तद्यथा–प्राणैषणा, धनैषणा, परलोकैषणेति ॥ २ ॥**

**આ સંસારમાં જેનું મન, બુદ્ધિ, પુરુષાર્થ અને પરાક્રમ હણાયાં ન હોય અને (તે જ કારણે) આ લોકમાં તથા પરલોકમાં પોતાનું હિત બરાબર જે જોઈ શકતો હોય, તેવા પુરુષે ત્રણ એષણાઓ કે કામનાઓ અવશ્ય ઇચ્છવી જોઈએ; અથવા મેળવવી જોઈએ; એ ત્રણ એષણાઓ આ છે: પ્રાણ-એષણા, ધન-એષણા અને પરલોક-એષણા. ૨**

प्राणस्य एषणा-प्राणैषणा-પ્રાણની એટલે જીવન જીવવાની એષણા-એટલે કામના; તેમ જ 'धनस्य एषणा-धनैषणा'-ધન મેળવવાની એષણા-એટલે કામના; અને परलोकस्य एषणा-परलोकैषणा-એટલે પરલોક સિદ્ધ કરવાની જે ઇચ્છા તે 'પરલોકૈષણા' કહેવાય છે. 'कामैषणा' નામની ચોથી એષણા જો કે પ્રસિદ્ધ છે, પરંતુ તેનો સમાવેશ પ્રાણૈષણા તથા ધનૈષણામાં થઈ શકે છે, તેથી એ અહીં કહેવાઈ નથી; વળી કામની એષણા, ધન-સંપત્તિ મળવાથી સિદ્ધ થાય જ છે, એ અભિપ્રાયથી તેનો સમાવેશ 'ધનૈષણા'માં થાય છે, એમ પણ સૂચિત કર્યું છે; પાંચમી 'मोक्षैषणा' જો કે જોવા મળે જ છે, છતાં તેને પણ અહીં કહેવામાં નથી આવી, તેનું કારણ આમ કલ્પી શકાય કે આયુર્વેદશાસ્ત્રનો સંબંધ શરીરને લગતો છે, એટલે શરીર સાથેના સંબંધવાળી એષણાઓ અહીં જણાવી છે; અથવા 'પરલોક-એષણા'માં એ 'મોક્ષ-એષણા'ને સમાવી શકાય છે; કેમ કે પરલોક માટેનું સાધન જે ધર્મ છે, તે પરંપરાએ મોક્ષ માટેનું પણ સાધન બને છે; વૈશેષિક દર્શનકાર પહેલા અધ્યાયના બીજા જ સૂત્રમાં કહે છે: 'यतोऽभ्युदय-निश्रेयससिद्धिः स धर्मः।'-જેનાથી અભ્યુદય એટલે આ લોકનું કલ્યાણ તથા નિશ્રેયસ-એટલે પારલૌકિક નિશ્ચયાત્મક કલ્યાણ મોક્ષની પણ સિદ્ધિ થાય છે, તે 'ધર્મ' કહેવાય છે.' ભેલ પણ આ પ્રમાણે ત્રણ એષણાઓ જ કહે છે: 'प्राणैषणा स्यात् प्रथमा, द्वितीया तु धनैषणा । धर्मैषणा तृतीया तु पुरुषस्य भवत्यथ॥' (ભેલ-સૂત્ર. ૧૫ અ.) દરેક પુરુષને પહેલી પ્રાણૈષણા થાય છે, બીજી ધનૈષણા અને ત્રીજી ધર્મૈષણા થાય છે. 'ઉપનિષદોમાં તો પુત્રૈષણા, લોકૈષણા તથા વિત્તૈષણા-એવી ત્રણ એષણાઓ સાંભળવામાં આવે છે.' એમ ચરકોપસ્કારમાં શ્રી યોગીંદ્રનાથસેન અહીં સમજાવે છે.

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રીગંગાધર અહીં આમ જણાવે છે: 'આ જગતમાં દરેક પુરુષ લગભગ ભોગોની ઇચ્છા ધરાવે છે, છતાં જેઓ મોક્ષને ઇચ્છે છે તેવા પુરુષોને જો કે ધનની ઇચ્છા હોતી નથી, પરંતુ પરલોકની ઇચ્છા તો હોય જ છે; એટલે દરેકને ત્રણ એષણાઓ જ હોય છે, એમ માનીને અહીં ત્રણ એષણાઓનો ઉપદેશ કરે છે; એ ત્રણે એષણાઓને હરકોઈ પુરુષ ઇચ્છી શકતો જ નથી, એ અભિપ્રાયથી પુરુષને આ વિશેષણ આપે છે કે, જેનું 'સત્ત્વ'-એટલે મન, 'બુદ્ધિ'-એટલે જ્ઞાન, 'પૌરુષ'-એટલે શરીરબળ અને 'પરાક્રમ' એટલે માનસિક બળ હણાયાં ન હોય, એવો પુરુષ જ એ ત્રણે એષણાઓની ઇચ્છા કરવાને લાયક ગણાય છે. જેનામાં આ ચારે બરાબર અસ્ખલિત અસ્તિત્વ ધરાવતાં હોય, તે જ આ ત્રણ એષણાઓનો અધિકારી છે, એમ અહીં શાસ્ત્રકાર સૂચન કરે છે; એમાંનાં એક, બે, કે ત્રણ સુધીનાં પણ બરાબર કામ કરતાં નથી; એમ કહેવા માગે છે; તેમ જ આ લોકનું તથા પરલોકનું હિત જે બરાબર જોઈ શકતો હોય, તે જ એ ત્રણે એષણાઓને ઇચ્છવા માટે અધિકારી કહેવાય, એમ જણાવવા આ બીજું વિશેષણ પુરુષને અપાયું છે. આ 'एषणा' શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે થઈ શકે છે; 'इष्यते-अन्विष्यते हितायेच्छा क्रियते इति हितेच्छाक्रिया, अभीष्टभावो यया क्रियया स्यात् सा क्रिया एषणा' જે ઇચ્છાય, શોધાય

અથવા પોતાના હિત માટે ઇચ્છામાં આવે, તે હિતની ઇચ્છારૂપ ક્રિયા, એટલે જે ક્રિયાથી ઇચ્છિત ભાવ થાય તે ક્રિયા, 'એષણા' કહેવાય છે; એ ત્રણે પ્રકારે અન્વેષણીય અથવા અનુસંધાન કરવા યોગ્ય છે; જેમ કે પ્રાણૈષણા—એટલે જીવતર માટેની ઇચ્છા; અર્થાત્ હિત અને સુખરૂપ જીવન લાંબા કાળસુધી ચાલુ રહે એવી ઇચ્છા—તે પ્રાણૈષણા છે; તેમ જ ધનૈષણા—એટલે ધનની અધિકતા રહ્યા કરે, એવી ઇચ્છા તે-ધનૈષણા છે; અને પરલોકૈષણા એટલે—જે સ્થળે વારંવાર જન્મમરણ થયા કરે છે, એવા આ લોકથી બીજો શ્રેષ્ઠ લોક તે 'પરલોક' છે; સારાં-ખોટાં કર્મ તો આ લોકમાં જ ક્રિયાસાધ્ય છે; પરંતુ બીજા લોકમાં એવું કોઈ કર્મ હોતું નથી; એ કારણે એ લોકાન્તર આ લોક કરતાં શ્રેષ્ઠ છે; જે માણસે આ લોકમાં કર્મ કર્યાં હોય છે, તે કર્મજન્યફળ સુખ કે દુઃખ, પરલોકમાં તે માણસને ભોગવવું પડે છે, માટે આ લોક કરતા બીજા લોકમા પોતાનું હિત થાય, એવી જે ઇચ્છા આ લોકમા કરવી, તે 'પરલોકૈષણા' છે. અહીં આ સમગ્ર શાસ્ત્રમા હિતનો અધિકાર ચાલુ છે, તેથી આ એષણાઓમાં પણ 'હિત' પદ જોડી દઈ પ્રાણહિતૈષણા, ધનહિતૈષણા તથા પરલોકહિતૈષણા, એમ આખ્યાન કરી લેવું. જોકે મોક્ષધામ તો લોકાતીત છે, તોપણ આ લોકથી તેને જુદું એક ધામરૂપે ગણવું પડે છે; તેમ જ સર્વોત્તમ સ્વર્ગલોક પણ પરલોક શબ્દથી લેવાય છે, એટલે તે સર્વોત્કૃષ્ટ મોક્ષધામ અને સ્વર્ગાદિ દિવ્ય લોકોનો અહીં 'પરલોક' શબ્દમાં સમાવેશ કરી શકાય છે, તેથી અહીં 'ચતુર્વર્ગ-અન્વેષણા' અવશ્ય કહી છે; જેમ કે પ્રાણૈષણા તથા ધનૈષણાથી જેનું પ્રયોજન સિદ્ધ થાય છે, તે કામ લેવાય છે, અને પરલોકૈષણાથી ધર્મ તથા મોક્ષ પણ લેવાય છે; એટલે ધર્મૈષણા, અર્થૈષણા, કામૈષણા તથા મોક્ષૈષણા એ 'ચતુર્વર્ગની એષણાઓ' અહીં સૂચિત કરી છે.'

ચક્રપાણિ અહીં આમ વધુ સમજાવે છે: 'આ ત્રણ એષણાઓને અહીં મોક્ષના અર્થીઓ માટે જરૂરી જાણીને મોક્ષાર્થી પુરુષના અધિકારમાં કહેવા શરૂ કરી છે; કારણ કે મોક્ષના અર્થી પુરુષ માટે ધનની એષણા અસંભવ અઘટિત છે. અહીં મૂળ સૂત્રના પ્રારંભમાં 'इह खलु पुरुषेण' એમ 'પુરુષ' પદ મૂકી ખાસ ભાર મૂક્યો છે કે જે આ ત્રણે એષણાઓને ઇચ્છે છે—કોઈ છે કે પ્રથમ તેનું અનુસંધાન કે લક્ષ રાખ્યા કરે છે, તેને જ 'પુરુષ' કહેવો યોગ્ય છે, બાકીના તો પશુતુલ્ય જ જાણવા છે; વળી અહીં 'પૌરુષ' એ શબ્દ શારીરબળને જણાવે છે અને 'પરાક્રમ' શબ્દ 'ધૈર્ય' નામના માનસિક બળને જણાવે છે. શરૂમાં મૂકેલો 'इह' શબ્દ આ જન્મને દર્શાવે છે અને 'अमुष्मिन्' શબ્દ 'જન્માન્તર' અર્થને જણાવે છે. 'એષણા' શબ્દની વ્યાખ્યા આવી સમજવી: 'इष्यते-अन्विष्यते-साध्यते अनयेति एषणा, प्राणाः—जीविते, तत् साध्यते दीर्घत्वेन रोगानुपद्रुतत्वेन चानयेति प्राणैषणा' જેનાથી ઇચ્છાય-શોધાય કે સધાય તે 'એષણા,' તેમાં જેનાથી જીવનને લાંબું અને રોગ વગરનું સધાય તે 'પ્રાણૈષણા' કહેવાય છે; એ જ પ્રમાણે 'ધનૈષણા' શબ્દની વ્યાખ્યા સમજી લેવી, તેમ જ 'परलोक उपकारकधर्मस्य एषणा—परलोकैषणा'—બીજા લોકમાં ઉપકાર કરનારો ધર્મ જેનાથી સિદ્ધ થાય તે પરલોકૈષણા કહેવાય છે; કામૈષણાનો સમાવેશ પ્રાણૈષણા તથા ધનૈષણામાં સમજી લેવો; કેમ કે શરીરસંપત્તિ તથા ધનસંપત્તિથી જ કામસિદ્ધ થાય છે; અથવા હરકોઈ માણસ, કામૈષણામાં તો આપોઆપ જ પ્રવૃત્તિ કરે છે; તે માટે કોઈને ઉપદેશ કરવો પડતો જ નથી; આમ સમજીને પણ અહીં કામૈષણાનો ઉપદેશ કર્યો જ નથી. ૨

## ઉપર્યુક્ત ત્રણ એષણાઓ પૈકી પ્રાણૈષણાની પહેલી જરૂર

आसां तु खल्वेषणानां प्राणैषणां तावत्पूर्वतरमापद्येत । कस्मात्, प्राणपरित्यागे हि सर्वत्यागः । तस्यानुपालनं—स्वस्थस्य स्वस्थवृत्तिरातुरस्य विकारप्रशमनेऽप्रमादः; तदुभयमेतदुक्तं वक्ष्यते च, तद्यथोक्तमनुवर्तमानः प्राणानुपालनाद्दीर्घमायुरवाप्नोतीति प्रथमैषणा व्याख्याता भवति ॥ ३ ॥

આ ત્રણ એષણાઓમાંની પ્રાણૈષણાને માણસે સૌની પહેલાં પ્રાપ્ત કરવી જોઈએ; કેમકે પ્રાણનો ત્યાગ થતાં સર્વનો ત્યાગ થાય છે; એ પ્રાણનું રક્ષણ, સ્વસ્થનાં વર્તનનું અનુસરણ એ જ છે; તેમ જ રોગી થતાં રોગને શમાવવા માટે પ્રમાદ ન કરવો; એ કારણે જ તે બન્ને-સ્વસ્થ વર્તન તથા ચિકિત્સા પ્રથમ કહ્યાં છે અને હવે પછી પણ કહેવાશે; એ બન્નેને કહ્યા પ્રમાણે અનુસરતો માણસ પ્રાણના રક્ષણથી લાંબું આયુષ મેળવે છે, એ કારણે પહેલી એષણાને પ્રથમ કહી છે. ૩

યોગીન્દ્રનાથસેન આ સૂત્રને આમ સમજાવે છે: પ્રાણૈષણા પ્રથમ હોવી જોઈએ, તે અહીં કહે છે: આ ત્રણ એષણાઓ પૈકી પહેલી બે આ લોક સંબંધી એષણાઓ છે. તેમાંની પહેલી પ્રાણૈષણા જ્ઞાનમાં પ્રથમ જરૂરી તરીકે સૌની પહેલાં ઇચ્છવાયોગ્ય અથવા મેળવવા યોગ્ય છે; કારણ કે પ્રાણ જતા રહે તો બધું જ ગયું છે:

આમ ભેલ પણ કહે છે: 'तत्र प्राणैषणां पूर्वं समाचरेत मानवः । धर्मार्थकामप्राप्तिर्हि सद्भिः प्राणैः प्रपद्यते ॥ धर्मादीनामवाप्तिश्च पुरुषार्थः परः स्मृतः । तस्माच्छरीरं सततं परिरक्षेद्धि मानवः'-(ભેલ સૂ. ૧૫ અ.)'મનુષ્યે પ્રાણૈષણા પ્રથમ સાધવી જોઈએ; કારણ કે સજ્જનો પણ ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિને પ્રાણો દ્વારા જ પ્રાપ્ત કરે છે; ધર્મ વગેરે મેળવવા એ શ્રેષ્ઠ પુરુષાર્થ કહેવાય છે, માટે મનુષ્યે શરીરની કાયમ રક્ષા કરવી.' વળી આ જ કારણે પ્રાણના રક્ષણનો ઉપાય પણ કહે છે: આ પ્રાણ શબ્દ જીવનવાચી એકવચનાન્ત છે; તેનું પાલન સ્વસ્થ મનુષ્ય વેગ નહિ રોકવા, સાહસત્યાગ, ઋતુ પ્રમાણે કરેલ આહારવિહાર આદિ સ્વસ્થ ચર્યા દ્વારા કરી શકે છે અને રોગી થતાં રોગનું શમન કરીને પણ કરી શકે છે; આ કારણે એ સ્વસ્થચર્યા તથા ચિકિત્સા પ્રથમ કહેલ છે અને હવે આગાળે આ શાસ્ત્રમાં તે કહેવાશે; એ દ્વારા પ્રાણરક્ષા કરવાથી જે ફળ મળે છે, તે પણ અહીં કહે છે કે 'પ્રાણરક્ષાથી લાંબું આયુષ મેળવાય છે.'

કવિરાજ ગંગાધર જલ્પકલ્પતરુમાં અહીં આવા પ્રશ્નોત્તર કરીને શરૂઆત કરે છે: 'આ ત્રણ એષણાઓમાં પહેલી કઈ એષણા સિદ્ધ કરવી જોઈએ? આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં આપે છે: આ ત્રણ એષણાઓમાં પહેલી બે આ લોકની છે અને ત્રીજી પરલોક સંબંધી છે; તેમાંની પહેલી બેમાં પણ જે પહેલી છે, તે જ પ્રથમ સિદ્ધ કરવી જરૂરી છે; કારણ કે પ્રાણ જતાં બધાં સારાંનરસાં સુખ–દુ:ખ તથા કર્મોનું પણ અસ્તિત્વ રહેતું નથી; આ કારણે પ્રાણરક્ષણ પ્રથમ હોવું જોઈએ. 'પ્રાણ' શબ્દ, પ્રાણાદિ પાંચ વાયુરૂપ અર્થમાં બહુવચનાન્ત છે, પરંતુ 'જીવન' અર્થમાં બહુવચનાન્ત નથી; આ પ્રાણરક્ષણ પહેલું સ્વસ્થ ચર્યા દ્વારા કરાય છે અને બીજું રોગી થતાં ચિકિત્સા દ્વારા કરાય છે. એકંદર આ સ્વસ્થચર્યા તથા રોગનિવૃત્તિ, એ બે તરફ જ બરાબર ધ્યાન રાખવું, તે પ્રાણૈષણા છે; આ પ્રાણૈષણા દ્વારા પ્રાણરક્ષણ કરીને માણસ લાંબું આયુષ મેળવે છે. આમ કહીને અહીં પ્રાણરક્ષણ તથા દીર્ઘ આયુષ, એ બન્નેને સાધ્યસાધન તરીકે જણાવેલ છે; પ્રાણરક્ષણ સાધન છે અને દીર્ઘ આયુષ સાધ્ય છે; છતાં કેટલાક વાદીઓ પ્રાણરક્ષણ તથા દીર્ઘ આયુષને એક જ અર્થરૂપે કહી તેઓનો પરસ્પર સાધ્યસાધનભાવ ગણતા નથી, એ વાદનું ખંડન કરેલ છે. ૩

## બીજી ધનૈષણા પણ જરૂરી છે

**अथ द्वितीयां धनैषणामापद्येत, प्राणेभ्यो ह्यनन्तरं धनमेव पर्येष्टव्यं भवति, न ह्यतः पापात्पापीयोऽस्ति यदनुपकरणस्य दीर्घमायुः, तस्मादुपकरणानि पर्येष्टुं यतेत । तत्रोपकरणोपायाननुव्याख्यास्यामः, तद्यथा–कृषिपाशुपाल्यवाणिज्यराजोपसेवादीनि, यानि चान्यान्यपि सतामविगर्हितानि कर्माणि वृत्तिपुष्टिकराणि विद्यात्तान्यारभेत कर्तुं; तथा कुर्वन् दीर्घजीवितं जीवत्यनवमतः पुरुषो भवतीति द्वितीया धनैषणा व्याख्याता भवति ॥ ४ ॥**

બીજી ધનૈષણા સિદ્ધ કરવી; પ્રાણ પછી તરત ધન જ સિદ્ધ કરવું જોઈએ; કારણ કે એ પાપથી મોટું બીજું કોઈ પાપ નથી, કે સાધનરહિતનું લાંબું આયુષ હોય; અર્થાત્ જીવનનિર્વાહનું સાધન ધનાદિ ન હોય અને આયુષ લાંબુ હોય, એ દુ:ખ કરતાં વધારે દુ:ખ બીજું કોઈ નથી; એ કારણે(જીવનનિર્વાહનાં) સાધનોસિદ્ધ કરવા યત્ન કરવો જોઈએ; માટે એ સાધનોના ઉપાયો અમે અહીં કહીએ છીએ; ખેતી, પશુપાલન, વેપાર તથા રાજાની સેવા વગેરે (જીવનનિર્વાહનાં સાધનો છે;) તેમ જ બીજાં પણ સજ્જનોમાં અનિદિંત ગણાતાં જે કર્મો (કારીગીરી વગેરે) શરીરધારણ તથા ધનસંપત્તિને કરનારાં જણાય, તે કરવાની શરૂઆત કરવી જોઈએ; એ પ્રમાણે કરનારો પુરુષ ક્યાંય અપમાન પામ્યા વિના લાંબું જીવન જીવે છે; એમ બીજી એષણા અહીં કહી છે. ૪

જલ્પકલ્પતરુમાં ગંગાધર લખે છે કે પ્રાણૈષણા પછીની ધનૈષણાનો અર્થ આવો નથી કે પ્રાણૈષણા પડતી મૂકીને ધનૈષણા સિદ્ધ કરવા મંડી પડવું; પરંતુ પ્રાણૈષણા ચાલુ રહે અને ધનૈષણા સિદ્ધ કરવી, એ અભિપ્રાય છે; તે માટેના ઉપાયો મૂળમાં કહ્યા છે; 'ધન માટેના ઉપાયો' એમ મૂળમાં કહેવું જોઈએ, તે નહિ કહેતાં 'उपकरणोपायान्' એમ જે કહેવાયું છે, તેથી જણાવ્યું છે કે ધન કમાવું, તે કેવળ પ્રાણસાધન તરીકે અથવા પ્રાણો ટકે તે માટે–તે પૂરતું જ કમાવું જોઈએ; પરંતુ કંજૂસ લોકોની દૃષ્ટિએ સંગ્રહ માટે જ કમાવું ન જોઈએ. ખેતી વગેરે ઉપાયો કહી છેવટે 'आदीनि' શબ્દ મૂકીને વ્યાજવટાનો ધંધો પણ જીવનનિર્વાહ પૂરતો કરવા સૂચન કર્યું છે; ઉપરાંત ધાર્મિક લોકોમાં જે નિંદાપાત્ર નથી, તેવાં કર્મો–યોગ્ય પ્રતિગ્રહ, અધ્યાપન આદિ કરીને પણ જીવનનિર્વાહ કરવા જણાવ્યું છે; એવા ઉપાયો દ્વારા ધનૈષણાને સિદ્ધ કરતો પુરુષ લાંબા જીવન પર્યંત લોકમાં અવજ્ઞા અપમાનરહિત માનભર્યું જીવન જીવે છે.'

યોગીંદ્રનાથ સેન અહીં આ એલસૂત્ર વધુ ટાંકે છે : 'धनैषणां द्वितीयां तु समापद्येत मानवः । पापीयो नास्त्यतः किंचिद् यथा जीवमृते धनात् ।। धर्मकामावसंबाध्य तस्माद् वित्तमुपार्जयेत् । ज्वररोगादिका येन निरस्येदापदो बुधः । દરેક મનુષ્યે બીજી ધનૈષણા સિદ્ધ કરવી જોઈએ; કેમ કે ધન વિનાનું જીવન જીવવું, એનાથી બીજું વધારે દુઃખ કોઈ પણ નથી; એ કારણે ધર્મ તથા કામને હરકત કર્યા વિના ધન કમાવું આવશ્યક છે; જેથી સમજુ માણસ જ્વરરોગ આદિ ઘણી આપત્તિઓને હઠાવી શકે છે. ૪

ત્રીજી પરલોકૈષણા અને પરલોક સંબંધી સંશય

अथ तृतीयां परलोकैषणामापद्येत । संशयश्चात्र, कथं भविष्याम इतश्च्युता नवेति । कुतः पुनः संशय इति? उच्यते, सन्ति ह्येके प्रत्यक्षपराः परोक्षत्वात् पुनर्भवस्य नास्तिक्यमाश्रिताः, सन्ति चापरे ये त्वागमप्रत्ययादेव पुनर्भवमिच्छन्ति, श्रुतिभेदाच्च–

'मातरं पितरं चैके मन्यन्ते जन्मकारणम् ।
स्वभावं परनिर्माणं यदृच्छां चापरे जनाः ॥ ८॥'
इत्यतः संशयः–किं नु खल्वस्ति पुनर्भवो न वेति ॥९

પછી ત્રીજી પરલોક–એષણા સિદ્ધ કરવી; આ વિષે સંશય થાય છે કે અહીંથી મરણ પામ્યા પછી આપણે કયા પ્રકારે થઈશું? (આપણે ફરી જન્મીશું કે નહિ?) આવો સંશય કયા કારણે થાય છે? આનો ઉત્તર અહીં કહે છે કે કેટલાક વાદીઓ પ્રત્યક્ષને જ પ્રમાણ માનવા તત્પર રહે છે; કેમ કે પુનર્જન્મ પરોક્ષ છે, પ્રત્યક્ષનો વિષય નથી; એટલે તેઓ નાસ્તિકતાનો આશ્રય કરે છે; બીજા કેટલાક વાદીઓ એવા પણ છે, જેઓ આગમરૂપ પ્રમાણથી જ પુનર્જન્મને માને છે; વળી આવી જુદી જુદી શ્રુતિઓ પણ મળે છે: 'કેટલાક વિદ્વાનો માતાપિતાને જન્મનાં કારણ માને છે; જ્યારે બીજાઓ સ્વભાવને જન્મનું માને છે; વળી બીજાઓ સર્વથી પર કે વિલક્ષણ અથવા જુદા જ એવા પરમેશ્વરને જન્મનું કારણ કારણ માને છે; ત્યારે બીજા વાદીઓ યદૃચ્છા–એટલે આકસ્મિક કાર્ય કરતી કોઈક શક્તિને જન્મનું કારણ માને છે.' આ ઉપરથી સંશય થાય છે કે 'પુનર્જન્મ છે કે નથી?' ૫–૯

અહીં યોગીંદ્રનાથસેન આમ સમજાવે છે : 'ચાર્વાક આદિ નાસ્તિકો પરલોકને માનતા નથી, એટલે પરલોકને પ્રમાણથી સિદ્ધ કરવો જરૂરી જણાયાથી પ્રથમ પરલોક વિષેનો સંશય અહીં દર્શાવે છે: 'અહીં મરણ પામ્યા પછી આપણે કઈ સ્થિતિમાં હોઈશું? ફરી જન્મીશું કે નહિ? આવો સંશય કયા કારણે થાય છે? તે કારણો પણ અહીં કહેવાય છે: કેટલાક વાદીઓ કેવળ એક પ્રત્યક્ષને જ પ્રમાણ માને છે; તેઓ પુનર્જન્મને પરોક્ષ કહી, પ્રત્યક્ષનો વિષય નહિ ગણીને તેને માનતા જ નથી; એટલે તેઓ આમ કહે છે કે 'नास्ति पुनर्भवः' પુનર્જન્મ છે જ નહિ; જ્યારે બીજા વાદીઓ (શાસ્ત્રરૂપ) આગમને પ્રમાણ માની પુનર્જન્મ છે' એમ માને છે. છતાં સંશય થવામાં આવી શ્રુતિઓ પણ કારણરૂપે મળે છે: શરીરસૃષ્ટિમાં અનેક મતભેદો આ પ્રમાણે છે: કેટલાક વાદીઓ માતપિતાને જન્મનું કારણ માને છે; અહીં આ રહસ્ય છે: 'આ આત્મા નિત્ય છે; તે પૂર્વનાં શરીર છોડે છે અને ફરી નવા નવા શરીર ગ્રહણ કરે છે; એ શરીર આત્માએ કરેલ કર્માનુસાર પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થાય છે; એટલે એકંદર પુરુષ–આત્માનાં જે કર્મો હોય, તેના કારણે જ તેને શરીરસંબંધ થાય છે; એટલે તે ઉપરથી મરણ પછીનો પુનર્જન્મ સિદ્ધ થાય છે; આ સામે વાદીએ વાદ કરે છે કે હરકોઈના જન્મમાં માતાનું રુધિર તથા પિતાનું વીર્ય, એ બેયનો જે સંબંધ તે જ કારણ છે; આમાં માતાને પિતા કરતાં વધુ પૂજ્ય ગણીને પહેલી કહી છે; એકંદર માતાપિતાથી જ સંતાન ઉત્પન્ન થાય છે, એમાં આત્મા જેવી કોઈ વસ્તુ જ નથી; વળી કેટલાક વાદીઓ સ્વભાવને જન્મનું કારણ માને છે; તેઓનો આ અભિપ્રાય છે કે 'દરેક પ્રાણીઓ પોતપોતાનાં કર્મના કારણે શરીરસંબંધ પામતા જ નથી, પરંતુ એવા સ્વભાવથી જ તેઓ શરીરનો આરંભ કરવા પ્રવૃત્તિ કરે છે; જેમ પ્રાણીઓમાં કઠોરતા વગેરે સ્વભાવો સ્વભાવિક હોય છે, તે જ પ્રમાણે તેઓનાં શરીરો પણ સ્વાભાવિક છે, કેવળ સ્વભાવજન્ય જ છે; વળી કેટલાક વાદીઓ આમ માને છે કે દરેક વિલક્ષણ કાર્યોનો કરનાર કોઈ જુદો જ પુરુષ 'ઈશ્વર' નામનો છે, તે જ શરીરની રચના કરે છે; એટલે ઈશ્વર જ સર્વના જન્મનું કારણ મનાય છે; કારણ કે હરકોઈ પ્રાણી પોતાની ઇચ્છાનુસાર ફળ મેળવવા ઇચ્છે છે, પરંતુ એ ઇચ્છિત ફળને પોતાની ઇચ્છાનુસાર કોઈ પણ મેળવતું નથી; એ ઉપરથી સાબીત થાય છે કે પ્રાણીમાત્ર પરાધીન છે અને તેઓ જેને અધીન છે તે જ ઈશ્વર છે; માટે ઈશ્વર જ દરેકનું કારણ છે; એ જ શરીરધારી જીવને સરજે છે. ત્યારે બીજા વાદીઓ આમ કહે છે કે, યદૃચ્છા એટલે આકસ્મિકી પ્રાપ્તિ

જ કાકતાલીય ન્યાય પ્રમાણે બધું જોડી દેનારી છે; એવી કોઈક શક્તિ જ દરેકના જન્મનું કારણ છે; એટલે તેઓના મતે કોઈ પણ કાર્ય પ્રત્યે બીજું કંઈ કારણ જ નથી; જેમ કાંટાની તીક્ષ્ણતા કોઈ કારણ વિના જ થાય છે, તેમ દરેક પ્રાણીપદાર્થની ઉત્પત્તિ કોઈ નિમિત્ત વિના જ થયા કરે છે.' આમ જુદાજુદા મતો જોતાં સંશય થાય છે કે, 'પુનર્જન્મ હશે કે નહિ?' ૫-૯

## સિદ્ધાંતરૂપે પરલોક અથવા પુનર્જન્મનું પ્રતિપાદન

तत्र बुद्धिमान्नास्तिक्यबुद्धिं जह्याद्विचिकित्सां च। कस्मात् ? प्रत्यक्षं ह्यल्पम्, अनल्पमप्रत्यक्षमस्ति, यदागमानुमानयुक्तिभिरुपलभ्यते; यैरेव तावदिन्द्रियैः प्रत्यक्षमुपलभ्यते, तान्येव सन्ति चाप्रत्यक्षाणि ॥ १० ॥

सतां च रूपाणामतिसन्निकर्षादतिविप्रकर्षादावरणात्करणदौर्बल्यान्मनोऽनवस्थानात्समानाभिहारादभिभवादतिसौक्ष्म्याच्च प्रत्यक्षानुपलब्धिः; तस्मादपरीक्षितमेतदुच्यते-प्रत्यक्षमेवास्ति, नान्यदस्तीति ॥ ११

તે પુનર્જન્મ વિષે બુદ્ધિમાન માણસે નાસ્તિકતાયુક્ત બુદ્ધિનો તથા સંશયનો ત્યાગ કરવો; કારણ કે પ્રત્યક્ષ તો બહુજ થોડું છે; જ્યારે અપ્રત્યક્ષ ઘણું છે; એ અપ્રત્યક્ષ આગમો, અનુમાનો તથા યુક્તિઓ ઉપરથી (ઘણું) મળે છે. (અરે! વધારે તો શું? પરંતુ) જે ઇંદ્રિયો દ્વારા પ્રત્યક્ષ મેળવાય છે, એ ઇંદ્રિયો જ અપ્રત્યક્ષ છે; વળી જે રૂપો વિદ્યમાન કે હયાત છે, તેઓ પણ અત્યંત જો સમીપ હોય, અથવા અતિશય દૂર હોય; અથવા કોઈ આવરણથી ઢંકાયેલ હોય, પ્રત્યક્ષનું કરણ જો દુર્બળ હોય, મનની જો સ્થિરતા ન હોય, સરખી વસ્તુઓ સાથે જો મિલન થઈ જાય, કોઈ વસ્તુથી પરાભવ પામી જાય કે દબાઈ જાય અથવા કોઈ વસ્તુ અતિશય સૂક્ષ્મ હોય તો તેનું પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી; માટે કેવળ એક પ્રત્યક્ષ જ છે, બીજું કંઈ નથી, એમ જે કહેવાય તે પરીક્ષા કર્યા વિના જ કહેવાય છે. ૧૦-૧૪

ચરકોપસ્કારના કર્તા યોગીન્દ્રનાથસેન, અહીં ગંગાધર તથા ચક્રપાણિની ટીકાનો સાર આ રીતે સમજાવે છે: જેઓ કેવળ પ્રત્યક્ષને પ્રમાણ જ માને છે, તેઓના મતનું અહીં ખંડન કરે છે: સમજુ માણસે પુનર્જન્મ વિષે નાસ્તિકતાની સમજણ કે સંશય ત્યજવાની જરૂર છે; પુનર્જન્મ નથી, એવી સમજણ છોડવી જોઈએ, એટલું જ નહિ, પરંતુ પુનર્જન્મ હશે કે નહિ, એવો સંશય પણ ન કરવો; તેમાં કારણ આ છે: પ્રત્યક્ષ બહુ જ થોડું છે અને અપ્રત્યક્ષ ઘણું જ વધારે છે; એ અપ્રત્યક્ષ આગમો, અનુમાનો તથા યુક્તિઓથી ઘણું જ મળે છે, આ વિષે પાછળથી કહેવાશે. અહીં પ્રત્યક્ષવાદીઓ કદાચ કહે કે બીજા કોઈ પ્રમાણને અમે સ્વીકારતા જ નથી; કેમ કે અમારા મતે પ્રત્યક્ષ સિવાયનું બીજું કોઈ પ્રમાણ જ નથી; કેમ કે એ બધાં અપ્રત્યક્ષ છે.' આ સામે અહીં મૂળ ગ્રંથમાં જ કહે છે: તમે પ્રત્યક્ષવાદીઓ પણ અપ્રત્યક્ષ છે, એમ અવશ્ય માનો છો; ચક્ષુ આદિ જે ઇંદ્રિયોથી પ્રત્યક્ષ જ્ઞાન થાય છે એટલે પ્રત્યક્ષજ્ઞાનના વિષય ઘડો-કપડાં વગેરે જણાય છે, તે ઇંદ્રિયો પોતે પણ અપ્રત્યક્ષ જ છે, એ તમારે પણ અવશ્ય કહેવું જ પડશે; કેમ કે એ ઇંદ્રિયો જ પ્રત્યક્ષનું સાધન છે; નહિ તો સાધન વિના તમારું પ્રત્યક્ષ જ ઘટશે નહિ; એ ઇંદ્રિયો અપ્રત્યક્ષ છે ને અમૂર્ત છે; કેમ કે તેઓ પ્રત્યક્ષ દેખાતી નથી; તેની સિદ્ધિ કરવા માટે તમારે બીજા પ્રમાણ અનુમાનનું જ શરણ લેવું પડશે. એ અનુમાન પ્રથમ કહેવાયું જ છે કે, 'चक्षुरिन्द्रियादिकाः करणकार्याः क्रियात्वात् छिदिक्रियावत्' ચક્ષુ આદિ ઇંદ્રિયોનાં જ્ઞાન કોઈ કરણનાં જ કાર્ય હોવાં જોઈએ; કેમ કે તેઓ એક ક્રિયારૂપ છે; જેમ કે છેદનક્રિયા, કુહાડો વગેરે કરણનું કાર્ય છે તેમ; આ વાત ઇંદ્રિયોપક્રમણીય અધ્યાયમાં કહેવાઈ ગઈ કે 'तत्र अनुमानगम्यानाम्'-ઇંદ્રિયો અનુમાનથી જ જણાય છે, એમ બીજું પ્રમાણ સ્વીકાર્યા વિના પ્રત્યક્ષવાદીઓનો પ્રત્યક્ષવાદ ટકી શકતો નથી. વળી આકાશના પુષ્પની પેઠે ઘણા સ્થળે પ્રત્યક્ષ મળતું પણ નથી; અર્થાત્ પ્રત્યક્ષ હોય છતાં ઘણા કારણે વસ્તુનું જ્ઞાન થતું પણ નથી; જેમ કે આંખમાં રહેલું આંજણ વગેરે ખૂબ જ નજીક રહેલો પદાર્થ પ્રત્યક્ષથી જણાતો નથી; તેમ જ આકાશમાં ઘણે દૂર ઊડતાં પક્ષીઓ પ્રત્યક્ષથી જણાતાં નથી; ભીંત વગેરેનું વચ્ચે આવરણ કે ઢાંકણ હોય તો પણ રાજાની રાણી વગેરેનું જ્ઞાન પ્રત્યક્ષથી થતું નથી; ઇંદ્રિયો ખૂબ નબળી હોય તોપણ આંધળા વગેરે માણસને પ્રત્યક્ષ રૂપાદિનું જ્ઞાન થતું નથી; જે માણસની આંખમાં કમળો વગેરે રોગ થયો હોય તોયે ધોળું વગેરે રૂપ જોવામાં આવતું નથી; મનનું ઠેકાણું ન હોય અથવા મન બીજા કોઈ કામમાં લાગ્યું હોય ત્યારે પણ માણસને પ્રત્યક્ષ પદાર્થનું જ્ઞાન થતું નથી; જેમ કે કોઈ પુરુષનું મન પોતાની પ્રિયામાં લાગ્યું હોય ત્યારે ઇંદ્રિયની

નજીકમાં જ રહેલી વસ્તુનું તેને જ્ઞાન થતું નથી; તે જ પ્રમાણે એકસરખી વસ્તુઓની સાથે મળી ગયેલી વસ્તુઓનું પણ પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી; જેમ કે વરસાદનું પાણી કોઈ જલાશયમાં પડે છે, ત્યારે તેમાં એક થઈ જતાં તેનું અલગરૂપે પ્રત્યક્ષ થતું નથી અને દિવસના વખતે સૂર્યનાં કિરણોથી આકાશનાં નક્ષત્રો પરાભવ પામે છે કે તિરસ્કૃત થઈ દબાઈ જાય છે, ત્યારે એ નક્ષત્રો આદિ જ્યોતિર્ગણ આકાશમાં કાયમ હોવા છતાં દિવસે પ્રત્યક્ષ થતો નથી અને તે જ પ્રમાણે અતિસૂક્ષ્મ પરમાણુ વગેરે પદાર્થો પ્રત્યક્ષ હોવા છતાં દેખાતા નથી; આમ ઘણાં સ્થળે ઘણાં કારણોથી પ્રત્યક્ષ પાંગળું બને છે; એ વાત સાંખ્યકારિકામાં ઈશ્વરકૃષ્ણ આમ લખે છે : 'अतिदूरात् सामीप्यादिन्द्रियघातान्मनोऽनवस्थानात् । सौक्ष्म्याद् व्यवधानादभिभवात् समानाभिहाराच्च ॥' અતિશય દૂર, અતિશય સમીપપણું, ઇંદ્રિયનાશ, મનની અસ્થિરતા કે અનેકાગ્રતા, સૂક્ષ્મપણું, કોઈ પદાર્થનું વચ્ચે વ્યવધાન કે અંતર, પરાભવ કે તિરસ્કાર અને સરખી વસ્તુનું સાથે મળી જવું-એટલાં કારણોને લીધે ઇંદ્રિયસંનિકર્ષ હોય તોયે છતી વસ્તુનું પણ પ્રત્યક્ષજ્ઞાન થતું નથી; 'માટે એકલું પ્રત્યક્ષ જ પ્રમાણ તરીકે છે, બીજું અપ્રત્યક્ષ પ્રમાણ જ નથી' એમ કહેવું, એ પરીક્ષા કર્યા વિનાનું-વિચારશૂન્ય છે.' ૧૦-૧૪

### વિવિધ શ્રુતિઓ પ્રમાણભૂત નથી

**श्रुतयश्चैता न कारणं युक्तिविरोधात् ॥ १५॥**

(પુનર્જન્મ નથી, એમ કહેતી) એ શ્રુતિઓ પણ કારણ એટલે પ્રમાણભૂત નથી; કેમ કે યુક્તિ સાથે વિરોધ આવે છે. ૧૫

પહેલાં શ્રુતિઓ આ પ્રમાણે કહેવાઈ છે કે, 'मातरं पितरं चैव मन्यन्ते जन्मकारणम् ।' કેટલાક વાદીઓ માતાને તથા પિતાને જન્મનું કારણ માને છે.' ઇત્યાદિ શ્રુતિઓ પરલોક કે પુનર્જન્મનું નહિ હોવું સિદ્ધ કરવામાં કારણ કે પ્રમાણ છે જ નહિ; કેમ કે તેને ઘણી યુક્તિઓ સાથે વિરોધ આવે છે; પરલોકનું અસ્તિત્વ સાબિત કરનારાં બીજાં ઘણા પ્રબળ કારણોથી પરલોકની સિદ્ધિ થાય છે, તેથી તાત્ત્વિક જ્ઞાન માટેના તર્કવિતર્કો સામે પણ તે શ્રુતિઓ ટકી શકતી નથી. ૧૫

### માતાપિતાને જન્મકારણ માનતા મતનું ખંડન

**आत्मा मातुः पितुर्वा यः सोऽपत्यं यदि सञ्चरेत् ।**
**द्विविधं सञ्चरेदात्मा सर्वो वाऽवयवेन वा ॥ १६ ॥**
**सर्वश्चेत्सञ्चरेन्मातुः पितुर्वा मरणं भवेत् ।**
**निरन्तरं, नावयवः कश्चित्सूक्ष्मस्य चात्मनः ॥१७॥**
**बुद्धिर्मनश्च निर्णीते यथैवात्मा तथैव ते ।**
**येषां चैषा मतिस्तेषां योनिर्नास्ति चतुर्विधा ॥१८**

માતાનો કે પિતાનો જે આત્મા છે, તે જો સંતાનમાં સંચરતો હોય કે દાખલ થતો હોય, તો એ આત્મા બે પ્રકારે સંચરી શકે છેઃ કાં તો આખોયે આત્મા સંચરે અથવા અવયવથી સંચરે; (હવે) માતાનો કે પિતાનો આખો આત્મા જો (સંતાનમાં) સંચરે તો માતાનું કે પિતાનું તત્કાળ મરણ થવું જોઈએ; તે જ પ્રમાણે માતાના કે પિતાના આત્માનો કોઈ અવયવ તો સંચરી શકે જ નહિ; કેમ કે સૂક્ષ્મ આત્માનો કોઈ અવયવ છે જ નહિ, એમ જે પ્રકારે આત્માનો નિર્ણય કરાયો, તે જ પ્રમાણે બુદ્ધિ અને મનનો પણ નિર્ણય કરાઈ જાય છે. (એટલે માતાપિતાના આત્માનું સંતાનમાં સંચરણ કોઈ પણ પ્રકારે સંભવતું નથી, તે જ પ્રમાણે તેઓનાં મન કે બુદ્ધિનું પણ સંતાનમાં સંચરણ સંભવતું નથી.) વળી જેઓની આ (માતા-પિતાને જન્મકારણ માનવામાં) માન્યતા છે, તેઓના મતે ચાર પ્રકારની યોનિ પણ સંભવતી નથી. ૧૬-૧૮

જે વાદીઓ માતાપિતાને જન્મનું કારણ માને છે, તેઓના મતે કોઈ આત્મા જ એવો નથી, જે બીજું શરીર છોડી અહીં સંતાનમાં પ્રવેશતો હોય; તેઓ તો સીધું એમ જ માને છે કે માતાપિતાથી જ સંતાન સીધું ઉત્પન્ન થઈ જાય છે અને તે સંતાનનાં શરીર, આત્મા, બુદ્ધિ તથા મન પણ માતાપિતાથી જ પ્રાપ્ત થાય છે; આ લોકોના મતમાં સંતાનના શરીરની ઉત્પત્તિ પ્રત્યે માતાપિતાને કારણરૂપ માનવામાં તો બધાની સંમતિ અવશ્ય છે, પરંતુ તેથી માતાપિતાનું એવું કારણ સ્વીકારી લઈને પરલોકનું અસ્તિત્વ અથવા આત્માનું જ અસ્તિત્વ ખંડન કરી શકાતું નથી; તેમાં પ્રથમ તો સંતાનનાં આત્મા, મન અને બુદ્ધિની ઉત્પત્તિ માતાપિતાથી સંભવી શકતી નથી, એ વાત જણાવે છે : માતાનો કે પિતાનો જે આત્મા સંતાનના ચૈતન્યનું કારણ થઈને જો સંતાનમાં પ્રવેશ કરતો હોય, તો એ આત્મા બે પ્રકારે પ્રવેશ કરી શકે છે : માતાનો કે પિતાનો આખોયે આત્મા પ્રવેશ કરે અથવા તેઓના કોઈ આત્માનો અમુક અવયવ પ્રવેશ કરી શકે, પરંતુ એ બન્ને પ્રકાર સંભવી શકતા નથી; જેમ કે તેઓનો કોઈનો પણ એક આત્મા આખો પ્રવેશ કરે તો માતાનું કે પિતાનું તરત

મરણ થવું જોઈએ; પણ એ મરણ થતું નથી, તેથી આખો આત્મા પ્રવેશતો નથી, એ સાબિત થાય છે; તે જ પ્રમાણે આત્મા સૂક્ષ્મ હોવાથી અવયવો વિનાનો છે, તેથી તેનો કોઈ અવયવ સંભવતો નથી, એટલે અવયવ પણ સંતાનમાં પ્રવેશતો નથી, એ સાબિત થાય છે; આમ જે રીતે આત્માનો પ્રવેશ બન્ને પ્રકારે સંભવતો નથી, એ જ બન્ને પ્રકારે માતાપિતાની બુદ્ધિનો તથા મનનો પણ પ્રવેશ સંભવતો નથી; કારણ કે આખાયે મન તથા બુદ્ધિ સંતાનમાં પ્રવેશતાં હોય તો માતા કે પિતા તદ્દન મન–બુદ્ધિ વિનાનાં થઈ જાય, પણ તેવું નથી; તેમ જ મન અને બુદ્ધિ પણ સૂક્ષ્મ તત્ત્વો હોવાથી તેઓના પણ આત્માની પેઠે જ અવયવો સંભવતા નથી, એટલે તેઓના અમુક અવયવનો પણ સંતાનમાં પ્રવેશ સંભવતો નથી. આમ સંતાનમાં માતાપિતાનાં આત્મા, મન તથા બુદ્ધિનો પ્રવેશ અસંભવિત હોવાથી સિદ્ધ થાય છે કે, સંતાનમાં તેનો આત્મા, મન તથા બુદ્ધિ સ્વતંત્ર જ અસ્તિત્વ ધરાવે છે; કેવળ એ સંતાનના આત્માની પ્રેરણાથી જ માતાપિતાનાં રુધિર તથા વીર્ય, એ સંતાનનું શરીર જ ઉત્પન્ન કરે છે; આમ પ્રત્યેક પ્રાણીનાં ( જન્માંતરીય ) કર્મનાં નિમિત્તે જ શરીરસૃષ્ટિ સિદ્ધ થાય છે, જેથી પરલોકની કે પુનર્જન્મની સિદ્ધિ થાય છે. વળી માતાપિતાને જન્મનાં કારણ માનવામાં બીજો પણ આ મહત્ત્વનો દોષ દર્શાવે છે: જે વાદીઓ માતાપિતાને જન્મનું કારણ માને છે, તેઓના મતે જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ રૂપ ચાર પ્રકારની જીવયોનિઓ ઘટી શકતી નથી; કેમ કે સ્વેદજ–જૂ–લીખ–મચ્છર–માંકડો વગેરેનાં તેમ જ ઉદ્‌ભિજ્જ–અળશિયાં વગેરે પ્રાણીઓનાં પણ માતાપિતા સંભવતાં નથી; એટલે કર્મનિમિત્તે શરીરોની ઉત્પત્તિ થતી મનાય, તો જ એ ચારે પ્રકારની યોનિ પણ ઘટે છે. ૧૬–૧૮

**સ્વભાવને જન્મકારણ માનતા મતનું ખંડન**

**विद्यात्स्वाभाविकं षण्णां धातूनां यत्स्वलक्षणम् ।**
**संयोगे च विभागे च तेषां कर्मैव कारणम् ॥ १९ ॥**

**છ ધાતુઓનું પોતાનું લક્ષણ સ્વાભાવિક જાણવું; પરંતુ તેઓના સંયોગમાં અને વિભાગ કે વિયોગમાં તો કર્મ જ કારણ સમજવું. ૧૯**

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: પૃથ્વી, જળ, તેજ વાયુ, આકાશ અને આત્મા, એ ૭ (તત્ત્વો) શરીરને તથા જગતને ધારણ કરે છે, માટે ‘ધાતુઓ’ કહેવાય છે; એ ધાતુઓનું પોતપોતાનું જે લક્ષણ છે, તે સ્વાભાવિક છે; જેમ કે પૃથ્વીનું કઠોરપણું, જળનું પ્રવાહીપણું, અગ્નિની ઉષ્ણતા, વાયુનું ચળપણું, આકાશનું સર્વત્ર અસ્ખલિત હોવાપણું અને આત્માનું ચેતનપણું, એ તેમનું સ્વતંત્ર સ્વાભાવિકપણું છે–એટલે તેમાં તેઓનો સ્વભાવ કારણ છે; પરંતુ તેઓના સંયોગમાં તથા વિભાગમાં તો કર્મ જ કારણ છે, તેમાં સ્વભાવ કારણ નથી; આત્માની સાથે પ્રાણીઓ કોઈ વેળા જોડાય છે અને કોઈ વેળા આત્માથી જુદાં પડે છે, એ જ તેઓનાં જન્મ તથા મરણ છે; તેમાં સંયોગને જો સ્વાભાવિક માનવામાં આવે તો ‘स्वभावो दुरतिक्रमः’ સ્વભાવ તો ટાળ્યો ટળતો નથી, એ નિયમ પ્રમાણે તે આત્માનો સંયોગ કદી છૂટવો ન જોઈએ, છતાં છૂટે છે, તેથી માનવું પડે છે કે તે સંયોગમાં સ્વભાવ કારણ નથી, પણ પ્રાણીનું કર્મ જ કારણ છે; એ જ પ્રમાણે આત્માનો વિયોગ થાય છે એટલે પ્રાણીથી આત્મા જુદો પડે છે, તે વિભાગમાં પણ સ્વભાવ કારણ નથી, પણ કર્મ જ કારણ છે; એટલે જેને અધીન રહી પ્રાણીઓ કોઈ કાળે આત્માથી જુદાં પડે છે અને આત્મા સાથે જોડાય છે, તે જ કર્મ છે. શરીરનો આરંભ કરનારાં કર્મોનો ક્ષય થાય છે, ત્યારે આત્મા શરીરથી છૂટો થાય છે–એટલે કે તેનું શરીર છૂટે છે; આમ કર્મ જ સંયોગને તથા વિભાગને ઉત્પન્ન કરનાર છે, એ વાત દીર્ઘંજીવિતીય અધ્યાયમાં પણ પ્રથમ દર્શાવી છે; જેમ કે ‘संयोगे च विभागे च कारणं द्रव्यमाश्रितम् ।’ (જુઓ શ્લોક સ્થાન–પ્રથમ અધ્યાય–૫૧મો શ્લોક) આમ કર્મને જ જન્મનું કારણ કહેવામાં આવે છે અને તે પણ આ જન્મનું કર્મ કારણ કહેવાતું નથી; કેમ કે જે જે કારણ હોય છે, તે તે કાર્યની પહેલાં જ અસ્તિત્વ ધરાવે છે, તેથી પૂર્વજન્મનું જ કર્મ જન્મમાં કારણ કહી શકાય છે અને તે ઉપરથી પુનર્જન્મ પણ સિદ્ધ થાય છે.

આયુર્વેદદીપિકાકાર શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ લખે છે: ‘૭ ધાતુઓનું પોતપોતાનું લક્ષણ જેમ સ્વાભાવિક છે, તે જ પ્રમાણે આત્માથી રહિત પાંચ મહાભૂતોનું ચેતનરહિતપણું પણ તેઓના સ્વતંત્ર લક્ષણ તરીકે સ્વાભાવિક છે; એમ પણ અહીં દર્શાવે છે; એટલે જે ચેતન્ય દરેક ભૂતોમાં અલગ અલગ પણ સંભવતું નથી, તે જ ચૈતન્ય તેઓ (આત્મા વિના) ભેગાં થયાં હોય ત્યારે પણ સંભવતું નથી; કારણ કે પાંચ મહાભૂતોના જ સંયોગથી જો ચૈતન્ય સંભવતું હોય તો ઘણાં ચેતનો એકી વખતે બાળપણ આદિ અવસ્થાભેદથી થઈ જતાં સંભવિત થાય છે; અર્થાત્ પ્રતિક્ષણ શરીરમાં પાંચ ભૂતોનો સંયોગ તો થયા જ કરે છે; એટલે તે સંયોગથી ચેતનો પણ અનેક ઉત્પન્ન

થયા જ કરે, એટલે પહેલા ચેતનની ઉત્પત્તિ વખતનું સ્મરણજ્ઞાન બીજા ચેતનની ઉત્પત્તિ વખતે રહેશે નહિ; કેમ કે પ્રતિક્ષણે જ્ઞાતા–ચેતન જુદું જુદું ઉત્પન્ન થયા કરે છે; આથી સ્મરણજ્ઞાનનું જે અનુસંધાન આપણને રહે છે, તે પણ સંભવે નહિ; માટે એક જ ચેતન–આત્મા દરેક ભૂતોથી જુદો. કોઈને તેનો સંયોગ થતાં જ ચૈતન્ય માનવું તે બરાબર છે; તેમાં પણ ગર્ભની ઉત્પત્તિ વખતે પ્રાણીઓમાં આત્માનો સબંધ થાય છે અને મરણ વખતે આત્માનો વિયોગ થાય છે, તેમાં બીજા જન્મમાં કરેલું કર્મ જ કારણ છે, બીજું કંઈ કારણ નથી; એમ સંયોગકારણ તથા વિયોગકારણ એવાં કર્મનો સ્વીકાર કરવો પડે છે, એ કારણે પુનર્જન્મ સ્વીકાર્યો જ ગણાય છે, એ ભાવ છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં આમ લખે છે: આ બીજી શ્રુતિ આવી મળે છે કે, 'પ્રાણીઓના જન્મનું કારણ સ્વભાવ જ છે, આત્મા જન્મનું કારણ નથી, માટે પરલોક નથી, સ્વભાવથી જ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને તેમાં ચૈતન્ય આદિ પણ સ્વભાવથી જ ઉત્પન્ન થાય છે;' આમ જેઓ કહે છે તેમા યુક્તિનો વિરોધ અહીં ગ્રંથકાર બતાવે છે : 'પ્રાણીઓની ઉત્પત્તિમાં કારણ છ ધાતુઓ જ છે; પાંચ મહાભૂતો અને છઠ્ઠો આત્મા; એ છયે ધાતુઓની ઉત્પત્તિમાં પોતાનું જે લક્ષણ છે, તેને સ્વાભાવિક–સહજ લક્ષણ જાણવું; એ લક્ષણો આ પ્રમાણે છે: અસ્પષ્ટ શબ્દ; શ્લક્ષ્ણ, સૂક્ષ્મ, લઘુ, મૃદુ ગુણ અને કોમળતા, પોલાણ તથા લઘુતારૂપ કર્મ કરનાર, એ લક્ષણ આકાશનું સ્વભાવસિદ્ધ છે, પરંતુ ચૈતન્ય આદિ કર્મ કરવું, એ આકાશનું સ્વાભાવિક લક્ષણ નથી; વાયુ પણ અસ્પષ્ટ, લઘુ, શીતળ, રૂક્ષ, વિશદ, સૂક્ષ્મ તથા સ્પષ્ટ સ્પર્શ ગુણને લીધે રૂક્ષતા, ગ્લાનિ, વિચાર એટલે ફરવું–જવું વગેરે અને વિશદતા તથા લઘુતારૂપ કર્મ કરનારરૂપ સ્વભાવસિદ્ધ લક્ષણો ધરાવે છે, પરંતુ ચૈતન્ય આદિ કરવું, એ તેનું સ્વાભાવિક લક્ષણ નથી; તેજ પણ અસ્પષ્ટ તીક્ષ્ણ ગરમી, સૂક્ષ્મ, લઘુ, રૂક્ષ અને વિશદ આદિ ગુણો તથા સ્પષ્ટ રૂપગુણને ધરાવે છે, તેમ જ દાહ, પકાવવું, કાંતિ, પ્રકાશ તથા વર્ણન કરે છે, એ તેનું સ્વાભાવિક લક્ષણ છે, પરંતુ ચૈતન્ય આદિ કરવું એ તેનું સ્વાભાવિક લક્ષણ નથી; જળ પણ અસ્પષ્ટ પ્રવાહી ગુણ, સ્નિગ્ધ, શીતળ, મંદ સરકવું, ઘટ્ટ, કોમળ, ચીકાશ અને સ્પષ્ટ રસ ગુણ તથા સ્નેહ, ઉત્ક્લેદ, બંધ, ઝરણ, માર્દવ તથા હર્ષકારકપણું આદિ સ્વભાવસિદ્ધ લક્ષણો ધરાવે છે, પરતુ ચૈતન્ય આદિને કરનારપણું એ લક્ષણ તેનામાં સ્વભાવસિદ્ધ નથી. પૃથ્વી પણ અસ્પષ્ટ ભારેપણું, કઠોરતા, કઠિનતા, મંદ, સ્થિર, વિશદ, સાંદ્ર તથા સ્થૂલતા, એ ગુણોને તથા પ્રકટ ગંધ ગુણ, સઘાત, ઉપચય–ગૌરવ તથા સ્થૈર્ય કે સ્થિરતા કરવા રૂપ સ્વાભાવિક લક્ષણોને ધરાવે છે, પરંતુ ચૈતન્ય આદિને કરવું, એ તેનામાં સ્વાભાવિક લક્ષણ નથી; આત્મા પણ ચેતનારૂપ લક્ષણવાળો, તેમ જ અંતઃકરણ, ભૂતોના ગુણો, ભૂતો તથા ઇંદ્રિયોના સંબંધથી ચૈતન્ય આદિને કરવાપણું, એ તેનું સ્વભાવસિદ્ધ લક્ષણ છે; આમ હોવાથી આત્મા વિના કેવળ પાંચ ભૂતોથી બનતા પ્રાણીમાં ચૈતન્ય આદિ કેમ હોઈ શકે? આની સામે સ્વભાવકારણવાદીઓ આમ કહે છે 'પાંચ ભૂતોથી થતા વીર્ય, રુધિર અને ખોરાકના રસનો સંયોગ થતાં એ પાંચ ભૂતો દ્વારા જ દેવ-મનુષ્ય આદિ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને તેઓમાં દેવ, મનુષ્ય આદિ સ્વભાવને લીધે જ ચેતના ઉત્પન્ન થાય છે; પરંતુ ઘટ આદિ પદાર્થો તો તેઓના ઘટ આદિ રૂપ સ્વભાવથી જ અચેતનરૂપે ઉત્પન્ન થાય છે, માટે આત્મા નથી, પરલોક નથી અને પુનર્જન્મ પણ નથી.' તેઓની એ માન્યતા સામે કહેવાય છે કે પદાર્થોના માત્ર સ્વભાવથી જ તેઓની સિદ્ધિ કે ઉત્પત્તિ કદી થાય જ નહિ; તેમાં બીજાં કારણોની પણ જરૂરિયાત અવશ્ય હોય જ છે; આકાશાદિ પદાર્થોનો જે જે સ્વભાવ તેઓનાં લક્ષણોરૂપે સિદ્ધ છે, તે ચૈતન્યકારી સ્વભાવ નહિ હોવાથી દેવ, મનુષ્યાદિ તજ્જન્ય પ્રાણીઓમાં ચૈતન્યાદિનો સંભવ કદી થાય જ નહિ; એ તો આત્મારૂપ ચૈતન્યના કારણની અવશ્ય જરૂરિયાત ધરાવે જ છે; આના સંબંધે સ્વભાવકારણવાદીઓ આમ કહે છે : 'દેવમનુષ્ય આદિરૂપે જે ચેતન છે, એ તેના સ્વરૂપથી જ દેવ, મનુષ્યાદિ ચેતન પ્રાણીઓ જન્મે છે; એમાં આત્માની જરૂર જ નથી; કેવળ પાંચ ભૂતોથી જ એ સ્વરૂપે જન્મવાનો તેઓનો સ્વભાવ છે; માટે સ્વભાવ જ જન્મનું કારણ છે, આત્મા કારણ નથી; તેથી આત્મા નથી, પરલોક પણ નથી અને પુનર્જન્મ પણ નથી.' આમ તેઓના કહેવા સામે સિદ્ધાંતવાદી ફરી આમ કહે છે : 'કેવળ સ્વભાવથી જ પદાર્થોની સિદ્ધિ નથી; તેઓની ઉત્પત્તિમાં બીજું કારણ અવશ્ય હોય જ છે; ચેતનપદાર્થોનો સ્વભાવ પણ જન્મસિદ્ધિમાં જે કારણની જરૂર ધરાવે છે, તે જ કારણ અહીં મૂળમાં કહે છે : 'संयोगे च विभागे च तेषां कर्मैव कारणम्।' ચેતનની ઉત્પત્તિમાં અચેતન પાંચ ભૂતો સાથે આત્માનો સંયોગ થવામાં તે પ્રાણીઓનું કર્મ જ કારણ છે અને તે જ પ્રમાણે વિભાગ થવામાં કે આત્માનો તે ભૂતો સાથેનો સંબંધ છૂટવામાં પણ તે ચેતનોનું કર્મ જ

કારણ છે, એમ સમજવું જોઈએ; એકંદર આત્માથી આશ્રિત પાંચ ભૂતો જ પ્રાણીઓનાં પોતપોતાનાં કર્મોએ કરેલા સંયોગ દ્વારા જન્મનું કારણ છે અને વિભાગ દ્વારા મરણનું કારણ છે; આ યુક્તિ સાથે વિરોધ આવતો હોવાથી પ્રાણીઓના જન્મનું કારણ સ્વભાવને કહેતી શ્રુતિ, પરલોકના અભાવની સિદ્ધિમાં કારણ બનતી નથી.' ૧૯

### પરનિર્માણવાદનું ખંડન

अनादेश्चेतनाधातोर्नेष्यते परनिर्मितिः।
पर आत्मा स चेद्धेतुरिष्टोऽस्तु परनिर्मितिः ॥२०॥

ચેતના ધાતુ અનાદિ સિદ્ધ છે; તેનું બીજાથી કે ઈશ્વરથી નિર્માણ કહેવું, તે ઇષ્ટ નથી; પરંતુ પર એટલે આત્મા; એ જ (શરીરના જન્મમાં) જો કારણ કહેવાય તો એવું 'પરનિર્માણ' તો ઇષ્ટ હોઈને ભલે હો. (એ પરનિર્માણને તો અમે પણ ઇષ્ટ તરીકે અવશ્ય સ્વીકારીએ છીએ.) ૨૦

અહીં આત્માનું પરનિર્માણ કહેવું છે કે માત્ર શરીરનું પરનિર્માણ કહેવું છે? આવો પ્રશ્ન છે; તેમાં આત્માનું પરનિર્માણ કહેવું હોય તો તે ઇચ્છવા યોગ્ય નથી; કેમ કે ચેતના ધાતુ–આત્મા અનાદિસિદ્ધ એટલે નિત્ય છે; તેનું પરનિર્માણ સંભવી શકે નહિ; નિત્યની બીજા દ્વારા ઉત્પત્તિ ઘટતી જ નથી; પરંતુ માત્ર શરીરનું પરનિર્માણ કહેવામાં આવે; એટલે શરીરની ઉત્પત્તિમાં 'પર' એટલે આત્મા ઉત્પત્તિકારણ છે, એમ જો કહેવાય તો એ પરનિર્માણ તો અમને પણ માન્ય છે; તેમાંયે શરીરની ઉત્પત્તિ વિષે જો ઈશ્વરને કારણ સ્વીકારવામાં આવે તોપણ પુરુષનાં કર્મની અપેક્ષાએ જ ઈશ્વરને કારણ તરીકે અવશ્ય કહેવા પડે; નહિ તો અમુક જ શરીર અમુક જ આત્મા માટે નિયત કે નિયમિત બની શકે છે; કેમ કે અમુક માટે અમુક જ શરીરના નિર્માણમાં નિયમનું કારણ તો કર્મ જ સ્વીકારવું પડે છે; એટલે ઈશ્વર પણ શરીરનું જો નિર્માણ કરે, તોયે પુરુષ તથા તેનાં કર્મની સહાયતા તો તે ઈશ્વરને પણ લેવી જ પડે; એ જોતાં આમ કહેવું બરાબર છે કે શરીરની ઉત્પત્તિમાં આત્મા જ કારણરૂપ છે; એમ કહેવાથી બીજા આત્મા કે ઈશ્વરની કલ્પના કરવાની જરૂર રહેતી નથી. આ અભિપ્રાય અહીં શ્લોકના ઉત્તરાર્ધમાં કહે છે: 'પરનિર્માણ' એ શબ્દમાં 'પર' એટલે દેહાદિથી જુદો 'આત્મા' એ અર્થ સ્વીકારીને આમ કહેવામાં આવે કે શરીરની ઉત્પત્તિમાં આત્મા કારણ છે; અર્થાત્ આત્માના કર્મથી પ્રેરણા પામેલાં ભૂતોથી શરીરરચના થાય છે, આવા અભિપ્રાયથી 'પરનિર્માણ' માનવામાં આવે, તો એવું પરનિર્માણ તો અમને પણ અવશ્ય માન્ય જ છે; કેમ કે તેથી અમારી પરલોકની સિદ્ધિ પણ થાય જ છે.' આમ યોગીંદ્રનાથ સેને આ શ્લોક પર ટીકામાં સમજાવ્યું છે, તે અહીં અનુવાદરૂપે આપ્યું છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં આમ જણાવે છે: 'પરનિર્માણવાદીઓ અહીં કદાચ આમ કહે કે, ભલે, માત્ર સ્વભાવ જ જન્મકારણ ન હોય, પરંતુ પરનિર્માણ જન્મકારણ હોય, એ તો સંભવે છે ને? 'પર' એવો કોઈ પુરુષ અવશ્ય પ્રસિદ્ધ જ છે, જેના સંકલ્પો અમાપ છે અને એ જ સર્વનો સ્રષ્ટા છે; જેથી એ જ મન તથા શરીરનું જેમ નિર્માણ કરે છે, તેમ આત્માનું પણ નિર્માણ કરી દેવ, મનુષ્યાદિ સર્વ ચેતનનું પણ નિર્માણ પોતાના સંકલ્પથી જ તે કરે છે; એટલે આત્મા નિત્ય નથી; જો નિત્ય નથી, તો પરલોકમાં જઈ–વસીને ભોગોના અવસાનકાળે ફરી તે જ અહીં આવે છે, એવું પણ નથી, એટલે આમ જ કહેવાય કે આત્મા નિત્ય ન હોવાથી પરલોક નથી, કર્મ નથી, કર્મનું ફળ નથી અને તેથી પુનર્જન્મ પણ નથી; આમ પરનિર્માણવાદીઓ જો કહે તો તે સામે અહીં યુક્તિવિરોધ બતાવે છે; ચેતના ધાતુ અનાદિ છે; તે 'અવ્યક્ત' નામે કહેવાય છે; સત્‌અસત્‌-સ્વરૂપે હોવા છતાં તે નિત્ય છે; એમ આત્મા જો નિત્ય છે, તો તેનું પરનિર્માણ ઘટતું જ નથી; પૂર્વકાળથી જ પ્રસિદ્ધ એવો તે આત્મા જો ન હોય, તો એ સિવાયનો પર પુરુષ કે બીજો કોઈ ઈશ્વર કયું ઉપાદાન કારણ સ્વીકારીને ચેતન આત્માનું નિર્માણ કરી શકે તેમ છે? કે જેનાથી ચૈતન્યો ઉત્પન્ન થાય છે! એવું ઉપાદાન કારણ કયું છે? કેમ કે ભૂતો અચેતન છે, તેમાંથી ચેતનનું નિર્માણ એ પરપુરુષ કરી શકે નહિ; કેમ કે ભૂતોમાં ચૈતન્ય આદિનું લક્ષણ હોતું જ નથી; એટલે એવું પરનિર્માણ કહેવું તે યુક્તિવિરુદ્ધ છે; પરંતુ 'પર' શબ્દથી 'આત્મા'નો જ સ્વીકાર કરી, એ જ શરીરનિર્માણને કરે છે, એમ પરનિર્માણવાદીઓ જો કહેતા હોય, તો એવું પરનિર્માણ તો અમને પણ અવશ્ય માન્ય છે; કેમ કે એથી આત્મા નિત્ય ઠરે છે અને તે જ આત્મા સમય થતાં આ સ્થૂલ શરીરને છોડી અહીંથી પરલોકમાં જઈ–વસીને આ લોકમાં કરેલાં કર્મફળોને ત્યાં ભોગવીને, ત્યાં એ ભોગ્ય–ભોગોનું અવસાન થતાં અહીંનાં ભોગ્ય ભોગવવા ફરી તે આવે છે, એમ સિદ્ધ થાય છે; માટે આત્મા છે, તે નિત્ય છે, કર્મ છે, કર્મનાં ફળો પણ છે, પરલોક છે અને પુનર્જન્મ પણ છે જ; એમ અમે સ્વીકારેલ 'પર-

નિર્માણ' પક્ષે સિદ્ધ થાય છે.'

આયુર્વેદદીપિકાકાર ચક્રપાણિ અહીં છેલ્લે આવી સૈદ્ધાંતિક માન્યતા જણાવે છે: 'આમ માનીએ કે ઐશ્વર્યાદિ ગુણયુક્ત પર-આત્મા કે પરમાત્મા, આ શરીરની રચના કરે, ત્યારે ચેતનામાં કારણરૂપ અને ભૂતોથી જુદો એવો ચેતન આત્મા જોઈએ વિના તો શરીરને ચેતનાયુક્ત કહી શકે તેમ નથી જ; કેમ કે ચેતન આત્માના સંબંધ વિનાનું શરીર તો ઘડા જેવું અચેતન જ ઉત્પન્ન થાય; ચેતનામાં કારણ એવો જે આત્મા છે, તે તો નિત્ય હોવાથી ઈશ્વર પણ તેનું નિર્માણ કરી શકતો નથી; માટે ચેતનાના હેતુરૂપ અને નિત્ય એવા જન્માન્તરીય સંબંધવાળા આત્માને લઈ ને જ એ પરમેશ્વર પણ શરીરને ચેતનયુક્ત કરી શકે છે, એમ જ સ્વીકારવું જોઈએ; વળી એમ સ્વીકારવા છતાં જગતમાં કોઈ ધનાઢ્ય અને કોઈ દરિદ્ર આદિ વિચિત્રતાઓ જોવામાં આવતી હોવાથી આત્માને ધર્મ-અધર્મના સંબંધની વિચિત્રતા પણ અવશ્ય કલ્પવી જ જોઈએ; એટલે આત્માને ધર્મ-અધર્મની સહાયતા પણ સ્વીકારવી જ જોઈએ; તોપછી આમ જ કહેવું વધારે ઠીક છે કે એ જન્માંતરીય ધર્મ-અધર્મના સંબંધવાળો આત્મા જ શરીરાદિની ઉત્પત્તિમાં કારણ છે; જેથી બીજા પર-આત્મા કે પરમાત્માની કલ્પના પણ દૂર થાય છે અને તે કલ્પનાથી વધુ ફળ પણ શું છે? અથવા એ રીતે અનેક જન્મોના સંબંધવાળો અને સંસારનું કારણ ધર્મ-અધર્મરૂપ ગુણોવાળો આત્મા જો સિદ્ધ છે, તો ભલે એ પરમાત્મા પણ વિશેષ કારણરૂપે હોય; એમ માનવામાં કોઈ જાતની હાનિ નથી.' ૨૦

### યદૃચ્છાવાદનું ખંડન

न परीक्षा न परीक्ष्यं न कर्ता कारणं न च।
न देवा नर्षयः सिद्धाः कर्म कर्मफलं न च ॥२१॥
नास्तिकस्यास्ति नैवात्मा यदृच्छोपहतात्मनः।
पातकेभ्यः परं चैतत्पातकं नास्तिकग्रहः ॥ २२ ॥

જેનો આત્મા યદૃચ્છા (ના સ્વીકારથી) થી મારી ગયો છે એવા નાસ્તિકના મતમાં પરીક્ષા કરવા યોગ્ય કંઈ વસ્તુ નથી, કર્તા નથી, કારણ નથી, દેવો નથી, ઋષિઓ નથી, સિદ્ધો નથી, કર્મ નથી, કર્મનું ફળ નથી અને આત્મા પણ નથી; એ નાસ્તિકના પક્ષનો સ્વીકાર કરવો, એ (સર્વ) પાપો કરતાં અતિશય મોટું પાપ છે.૨૧,૨૨

પ્રાણીઓનો જન્મ યદૃચ્છાથી થાય છે; આમ યદૃચ્છાવાદીઓ માને છે; આ સંબંધે જલ્પકલ્પતરુમાં ગંગાધર ઠીક લખે છે: 'या इच्छा-यदृच्छा यथा यस्य जन्म तथा तस्य जन्म स्याद् अकारणम्।' જે પ્રમાણે જેનો જન્મ થવો જોઈએ, તે પ્રમાણે તેનો જન્મ કોઈ કારણ વિના જ થઈ જાય છે; દેવ-મનુષ્ય આદિનાં પોતપોતાનાં લક્ષણો ચૈતન્ય આદિથી યુક્ત હોય છે, તેથી તેઓનો એવો ચૈતન્યાદિથી યુક્ત જન્મ થાય છે અને બીજાં જે અચેતનો છે, તેઓનો તે જ પ્રમાણે-અચેતનરૂપે જન્મ થાય છે; તેમાં કોઈ કારણ નથી; એ તો અકસ્માત્ તેવો જન્મ થયા જ કરે છે, આમ યદૃચ્છાવાદીઓ માને છે; તેમાં આ યુક્તિવિરોધ છે: એવી એ યદૃચ્છાથી જેણે આત્માનો નાશ કર્યો છે-એટલે કે આત્માનું અસ્તિત્વ જ સ્વીકાર્યું નથી, એવા તે નાસ્તિકના મતે કોઈ પરીક્ષા નથી; કેમ કે એ પરીક્ષાનાં કારણ પ્રમાણો જ નથી, તેથી તે પરીક્ષા પણ નથી; એ જ પ્રમાણે જો પરીક્ષા નથી, તો પરીક્ષાને યોગ્ય પણ કંઈ નથી; એમ પરીક્ષાયોગ્ય કંઈ છે જ નહિ, તેથી માતા, પિતા, દીકરી, બહેન, પત્ની, ગુરુ, વૃદ્ધ કે સિદ્ધ આદિરૂપે કોઈ પરીક્ષાને યોગ્ય જ રહેતાં નથી, જેથી પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે; વળી તેઓના મતે કંઈ કર્મ જ નથી; જે કરીને શુભ કે અશુભ ફળ પ્રાપ્ત થઈ શકે? તેમ જ શુભ કે અશુભ કોઈ કર્મફળ પણ નથી; કારણ કે તેઓના મતે કર્મનો કોઈ કર્તા જ નથી; જો કર્મનો કર્તા કોઈ નથી, તો કયું કર્મફળ કોને મળવાનું છે! કેમ કે યદૃચ્છાથી જ બધું થાય છે, તેથી કંઈ કારણ તો છે જ નહિ; અને કારણ નહિ હોવાથી પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેમ વર્તવામાં પુણ્ય કે પાપ પણ નથી અને દેવો, ઋષિઓ, સિદ્ધો કે પૂજ્ય-અપૂજ્ય પણ કોઈ છે જ નહિ; એ યદૃચ્છાવાદીઓ માતાપિતા આદિ તરફ સારાં કે ખોટાં આચરણ પણ કેમ ન આચરે? અવશ્ય આચરે જ છે; એ નાસ્તિકના મતે એવો કોઈ આત્મા જ નથી, જે આ લોકમાંથી મરણ પામી પરલોકમાં જઈ શુભ કે અશુભ કંઈ પામે છે; એ યદૃચ્છાવાદી તો આમ જ કહ્યા કરે છે કે, 'કર્મ' નથી અને કર્મનું ફળ પણ નથી; એ તો માતા, દીકરી, બહેન કે પત્ની તરફ પણ માતા વગેરેનો વ્યવહાર અને મરણ સુજન્મનાં વર્ણન પણ અવશ્ય કરે જ છે; આ કારણે એ યદૃચ્છવાદ એ નાસ્તિકવાદ જ છે; તેનો સ્વીકાર કરવો, એ બીજાં બધાં પાપો કરતાં મોટામાં મોટું પાપ છે; માટે એ અમાર્ગ કે કુમાર્ગે પ્રસરેલી નાસ્તિકની બુદ્ધિ સજ્જનોના માર્ગથી વિપરીત માર્ગે જઈ રહી છે, એમ સમજી સમજુ માણસે તે બુદ્ધિ કે સમજણનો ત્યાગ

કરવો અને સજ્જનોની જ બુદ્ધિરૂપ દીવાથી બધું બરાબર જોયા કરવું જોઈએ.'

ચક્રપાણિ પણ આવો ભાવ લખે છે: 'યદૃચ્છાવાદી કોઈ પ્રમાણને જ માનતો નથી, માટે તેનો મત અપ્રામાણિક ગણાય છે; એ મતવાદી પુરુષ જે કંઈ બોલે છે, તે બધું પ્રમાણ વગરનું જ હોય છે, તેથી તેનું વચન શ્રદ્ધા કરવા યોગ્ય હોતું નથી. પરંતુ ઉપેક્ષા કરવા યોગ્ય જ હોય છે; એ યદૃચ્છાવાદીના મતે કોઈ પક્ષ ચોક્કસરૂપે હોતો જ નથી, તેથી તેણે આત્માને જ હણી નાખ્યો છે–એટલે કે આ લોકમાં કે પરલોકમાં ઉપયોગી આત્માને સ્વીકાર્યો જ નથી; તેમ જ કોઈ પ્રમાણો પણ માન્યાં નથી; એટલું જ નહિ પણ સર્વ લોકોમાં જે દેવાદિ સિદ્ધ છે, તેઓને પણ માન્યા નથી, માટે એ નાસ્તિક તો અવશ્ય ત્યજવા યોગ્ય છે. એ નાસ્તિકવાદ સ્વીકારવાથી માણસ લગભગ ઉચ્છૃંખલ બને છે, એટલે હરકોઈ પાપ કરવા તૈયાર થાય છે, એ કારણે તેનો સ્વીકાર એ અતિશય મોટું પાપ છે. ૨૧,૨૨

**નાસ્તિકવાદો છોડીને સદ્બુદ્ધિરૂપ દીવાથી જોવું**

**तस्मान्मतिं विमुच्यैताममार्गप्रसृतां बुधः ।**
**सतां बुद्धिप्रदीपेन पश्येत्सर्वं यथातथम् ॥ २३ ॥**

એ કારણે અવળા–અધર્મ માર્ગે ફેલાયેલી (પૂર્વોક્ત) એ માન્યતાનો ત્યાગ કરી સમજુ માણસે સત્પુરુષોની બુદ્ધિરૂપ તેજસ્વી દીવાથી બધું જેવું છે તેવું–બરાબર જોયા કરવું. ૨૩

**ચાર પ્રમાણોનું નિરૂપણ**

**द्विविधमेव खलु सर्वं–सच्चासच्च; तस्य चतुर्विधा परीक्षा–आप्तोपदेशः, प्रत्यक्षं, अनुमानं युक्तिश्चेति ॥ २४ ॥**

બધું બે જ પ્રકારનું છે; એક સત્ છે એટલે ભાવરૂપ છે અને બીજું અસત્ એટલે અભાવરૂપ છે; તેની પરીક્ષા ચાર પ્રકારે થાય છે; એક આપ્ત-ઉપદેશરૂપે, બીજું પ્રત્યક્ષરૂપે, ત્રીજું અનુમાનરૂપે અને ચોથું યુક્તિરૂપે; અર્થાત્ એ ચાર પ્રમાણો છે.

હવે બીજાઓના મતોને દૂષિત ઠરાવી પોતાના મતે પરલોકની સિદ્ધિ કરવા તેનાં સાધનરૂપ પ્રમાણોને અહીં દર્શાવે છે; આ જગતમાં જે કંઈ પ્રમાણોથી જણાય છે, તે બધું બે પ્રકારનું છે; એક તો વૈદિક વિધિ કે આજ્ઞાના વિષયરૂપે જે પ્રમાણો દ્વારા જણાય છે, તે સત્; અથવા ભાવરૂપે જે અસ્તિત્વ ધરાવે છે તે સત્ છે; અને બીજું વૈદિક નિષેધના વિષયરૂપે પ્રમાણોથી જે જણાય છે, તે અસત્ કે અભાવરૂપે રહેલ છે; તેની પરીક્ષા એટલે 'परीक्ष्यते–व्यवस्थाप्यते वस्तुस्वरूपमनयेति परीक्षा'–જેનાથી વસ્તુના સ્વરૂપની પરીક્ષા કરાય–એટલે વ્યવસ્થિત નક્કી કરાય, એ 'પરીક્ષા' અથવા 'પ્રમાણ' કહેવાય છે; એના ચાર પ્રકારો છે; તેઓનો અહીં નામવાર નિર્દેશ કહી આગળ વિસ્તાર કરાશે, આમ અહીં ચક્રપાણિ જણાવે છે.

પરંતુ ગંગાધર આ જ વસ્તુને વધુ વિસ્તારથી આમ સમજાવે છે: 'મહાનિર્વાણ' નામના પ્રલયની પહેલાં જે કંઈ હતું તે શક્તિ તથા પરબ્રહ્મરૂપ જ હતું; ત્યાંથી માંડી જે આ દેખાય છે તે બધુંયે બે પ્રકારનું જણાય છે; તેમાં 'अस्तीति सत्' જે વસ્તુ વિદ્યમાન છે, તે પરીક્ષ્ય કે અપરીક્ષ્ય પણ હોઈને 'सत्' છે; તેમાંનું અપરીક્ષ્ય કે જેની પરીક્ષા કરવી અશક્ય છે, તે શક્તિ, બ્રહ્મ તથા નિયતિ છે, તે પણ 'સત્' છે; તેમાંની જે શક્તિ છે, તેનાં જ બીજાં નામો પ્રધાન કે પ્રકૃતિ છે; એ ત્રણ તત્ત્વો પરીક્ષા કરવાં શક્ય નથી; માટે અપરીક્ષ્યરૂપે સત્ છે; પરંતુ મહાવિષ્ણુ–કાલથી અનુપ્રવિષ્ટ અને ક્ષેત્રજ્ઞથી અધિષ્ઠિત ત્રિગુણાત્મક જે અવ્યક્ત 'આત્મા' નામે કહેવાય છે, તે અવ્યક્તમાં રહેલા કાલ વગેરે તો પ્રમાણના વિષય હોવાથી પરીક્ષ્ય છે–તેઓની પ્રમાણ દ્વારા પરીક્ષા થઈ શકે છે; એમ અવ્યક્તથી થયેલું જે કંઈ છે, તે બધું બ્રહ્માંડમાં રહેલું હોઈને પરીક્ષ્ય છે; તે જ સત્ અને અસત્ રૂપે બે પ્રકારનું છે; જે સામાન્ય–વિશેષરૂપે થયેલાં દ્રવ્ય, ગુણ, કર્મ તથા સમવાય નામે કહેવાય છે; તેમાંનાં જ 'ગાય, ઘોડો, બકરો, પાડો' ઇત્યાદિ 'સત્' છે એટલે કે 'अस्तीति सत्' વસ્તુરૂપે વિદ્યમાન હોઈ ભાવરૂપે 'સત્' કહેવાય છે; તેમ જ દરેક વસ્તુ એકએકથી જુદી અન્યોન્યાભાવરૂપે રહી છે તે 'ન સત્ અસત્'–અસત્ છે; એટલે કે 'गौः अनश्वः–अश्वात्मना गौर्न भवति, इति अश्वाभावो गौः, तथा अश्वः सन् भाव एव गवात्मना न भवत्यश्व इत्यगौरश्वो गवाभावः ।' ગાયરૂપે વિદ્યમાન કે અસ્તિત્વ ધરાવતી જે વસ્તુ છે, તે જ ઘોડારૂપે નથી; માટે તે ગાય ઘોડારૂપે 'અસત્' છે; એટલે કે ગાય ઘોડારૂપે નથી, એમ તે 'અસત્' છે, તેથી 'ગાય' એ અશ્વના અભાવરૂપ છે; તે જ પ્રમાણે 'ઘોડો' એ ઘોડારૂપે અસ્તિત્વ ધરાવે છે, તેથી 'ઘોડારૂપે' તે વિદ્યમાન હોઈને 'સત્'રૂપે હયાતી ધરાવે છે; પરંતુ એ જ ઘોડો 'ગાય'રૂપે હોતો નથી; એટલે કે 'ઘોડો' એ 'ગાય' નથી, માટે 'ઘોડો' ગાયના અભાવરૂપે 'અસત્' કહેવાય છે; આમ જગતમાંનું બધુંયે સત્ તથા અસતરૂપે બે પ્રકારનું છે; એકંદર દ્રવ્ય, ગુણ, કર્મ તથા સમવાય નામનું અને સામાન્ય

વિશેષરૂપે થયેલું બધું યે સત્-અસત્ કે ભાવ-અભાવરૂપે બે પ્રકારનું છે અને તેની પરીક્ષાના કારણો આ ચાર છે: આપ્તોપદેશ, પ્રત્યક્ષ, અનુમાન તથા યુક્તિ; આમાંનો આપ્તોપદેશ એ જ 'શબ્દ' પ્રમાણ નામે બીજા નામથી પણ કહેવાય છે. 'आप्तै' उपदिश्यते 'यद् इदम् एवम्, इद नैवम्' इत्युपदेश आप्तोपदेशः।' આપ્ત પુરુષો જે ઉપદેશ કરે છે કે 'આ આમ હોય, આ આમ ન જ હોય' એ જ આપ્તોપદેશ 'શબ્દપ્રમાણ' પણ કહેવાય છે; 'शब्दयते अनेनेति शब्दः। જેના દ્વારા જેવું હોય તેવું જ કહેવાય તે 'શબ્દ'-પ્રમાણ છે; તે પછી 'अक्षस्य–इन्द्रियस्य प्रतिविषयं वृत्तिः प्रत्यक्षम्।' ઇંદ્રિયોનું દરેક વિષયમા વર્તવું એટલે કે સંનિકર્ષ કે સંબંધ પામવો તે જ્ઞાન; અથવા ઇંદ્રિયનો વિષય સાથે સંબંધ થતા જે પ્રતીતિ અથવા 'પ્રમા' નામનું જે યથાર્થ જ્ઞાન થાય છે તે જ 'પ્રત્યક્ષ' પ્રમાણ કહેવાય છે; એવું 'પ્રમા' જ્ઞાન થતાં અમુકનો ત્યાગ કરવો જોઈએ અને અમુકનું ગ્રહણ કરવું જોઈએ, એવી જે બુદ્ધિઓ થાય છે તે એ 'પ્રત્યક્ષ' કે 'પ્રમા' જ્ઞાનનું ફળ છે; તે પછી અનુમાન' એટલે 'मितेन लिङ्गेन अनु-पश्चात् अर्थस्य मानम्–अनुमानम्'–કારણ કે હેતુની પાછળ એ હેતુ દ્વારા વસ્તુનું જે માન અથવા માપ નીકળે કે જ્ઞાન થાય, તે 'અનુમાન' પ્રમાણ છે; તે પછી 'युज्यते–यया बुद्धया तर्क्यते सा तर्कात्मिका बुद्धिर्युक्ति.।' જે બુદ્ધિથી તર્ક કરાય એ તર્કસ્વરૂપ બુદ્ધિ 'યુક્તિ' કહેવાય છે. આ પ્રમાણોને 'ઉપલબ્ધિ, સાધન, જ્ઞાન, પરીક્ષા કે પ્રમાણ' એ પર્યાયો પણ લાગુ કરાય છે. 'प्रमीयते अनेनेति प्रमाणम्'–જેના સાધને વસ્તુનું સ્વરૂપ જેવું હોય તેવું જણાય છે, માટે તે 'પ્રમાણ' કહેવાય છે.' આમ જલ્પકલ્પતરુમાં અહીં ઘણું ઘણું લખવામાં આવ્યું છે, જે દાર્શનિક જ્ઞાન ધરાવતા વિદ્વાનોને વધુ રસપ્રદ છે, એમ સમજી અહીં તે બધું લખવું બીનજરૂરી અને ઘણું જ લંબાણરૂપ થઈ પડે, એમ ધારી છોડી દીધું છે. જોકે કેટલાક વિદ્વાનો આ ચાર પ્રમાણો ઉપરાંત ઐતિહ્ય, અર્થાપત્તિ, સંભવ તથા અભાવ, એમ બીજાં પણ પ્રમાણો ગણે છે, પરંતુ અહીં 'ઐતિહ્ય કે ઇતિહાસ' પ્રમાણને આપ્તોપદેશમાં તથા અર્થાપત્તિ આદિને અનુમાનમાં સમાવી દઈ ચાર જ પ્રમાણોને મુખ્ય તરીકે સ્વીકાર્યાં છે, તે બરાબર જ છે. ૨૪

## 'આપ્ત'નું લક્ષણ

आप्तास्तावत्—

रजस्तमोभ्यां निर्मुक्तास्तपोज्ञानबलेन ये ।
येषां त्रैकालममलं ज्ञानमव्याहतं सदा ॥ २५ ॥
आप्ताः शिष्टा विबुद्धास्ते तेषां वाक्यमसंशयम् ।
सत्यं, वक्ष्यन्ति ते कस्मान्नीरजस्तमसो मृषा ॥२६॥

જેઓ તપના તથા જ્ઞાનના બળથી રજોગુણ અને તમોગુણથી સંપૂર્ણ રહિત થયા હોય અને જેઓનું ત્રણે કાળનું જ્ઞાન નિર્મળ તથા સર્વકાળ અવ્યાહત કે અસ્ખલિત હોય તેઓ 'આપ્ત, શિષ્ટ અને વિબુદ્ધ-જ્ઞાની' કહેવાય છે; તેઓનું વાક્ય સંશયરહિત તથા સત્ય હોય છે; તેઓ રજોગુણથી તથા તમોગુણથી રહિત હોય છે, તેથી મૃષા કે અસત્ય શા માટે કહેશે? (તેઓ અસત્ય કહે, તે સંભવતું જ નથી.) ૨૫,૨૬

યોગીંદ્રનાથ સેન ટૂંકમાં પણ વધુ સ્પષ્ટ અહીં લખે છે: 'अर्थस्य साक्षात् करणम् आप्ति' વસ્તુને પ્રત્યક્ષ કરવી અથવા જ્ઞાન દ્વારા સાક્ષાત્ જોવી તે 'આપ્તિ' કહેવાય છે, 'तया आप्त्या प्रवर्तन्ते इति आप्ताः' એ આપ્તિ દ્વારા જેઓ પ્રવૃત્તિ કરે છે, તે 'આપ્ત' કહેવાય છે; આ જ કારણે 'आप्तस्तु यथार्थवक्ता' જે સત્ય વસ્તુ કહે–જેવું હોય તેવું જ બીજાને ઉપદેશે, તેને 'આપ્ત' કહે છે; એવા આપ્તોમાં તપનું તથા જ્ઞાનનું બળ પ્રથમથી જ કારણરૂપે હોય છે, તે કારણથી જ તેઓમાંથી રજોગુણ અને તમોગુણ જતો રહે છે અને તેથી જ તેઓમાં યથાર્થવસ્તુને ગ્રહણ કરનારું અને કોઈ સ્થળે બાધ નહિ પામતું નિર્મળ જ્ઞાન સર્વકાળ પ્રકટ હોય છે: એવા આપ્તો, 'कार्य–अकार्य–प्रवृत्ति–निवृत्ति–उपदेशेन सर्वान् शासति इति शिष्टाः' કાર્યમાં પ્રવૃત્તિ અને અકાર્યથી નિવૃત્તિ કરવાનો ઉપદેશ આપી સર્વને સારી શિખામણ આપે છે, તેથી તેઓ 'શિષ્ટ' કહેવાય છે; તેમ જ 'बोद्धव्य विशेषेण बुद्धम् एभिः इति बुद्धा' જેઓએ જાણવાનું વિશેષ રૂપમાં જાણ્યું હોય, તે 'બુદ્ધ' અથવા 'જ્ઞાની' કહેવાય છે; આમ આપ્તપણું, શિષ્ટપણું તથા બુદ્ધપણું, એ સહચારી છે; તે ત્રણે જેઓમાં હોય તેઓ કાયમ નિઃસંશય સત્ય જ બોલે છે; તેઓમાંથી રજોગુણ તથા તમોગુણ જતા રહ્યા હોય છે, તેથી તેઓ કોઈ કાળે અસત્ય બોલે જ નહિ; જ્યાં રજોગુણ તથા તમોગુણ હોય ત્યાં જ રાગ-દ્વેષ કે મિથ્યાજ્ઞાન હોય છે, તેથી તેવા રાગદ્વેષી કે મિથ્યાજ્ઞાનીઓ જ અસત્ય બોલે છે; પરંતુ જેઓએ સમગ્ર વસ્તુઓનું તાત્ત્વિક જ્ઞાન મેળવ્યું હોય અને જેઓમાંથી રજોગુણ તથા તમોગુણ નીકળી ગયા હોય તેવા પુરુષોમાં અસત્ય, રાગદ્વેષ કે મિથ્યાજ્ઞાન એ ત્રણે કદી સંભવતાં જ નથી. એ કારણે જ એવા આપ્ત પુરુષોનો ઉપદેશ પ્રમાણ

ગણાય છે, એમ કહેવા માગે છે. ચક્રપાણિ અહીં ખાસ ધ્યાન ખેંચે છે કે આ સ્થળે રજોગુણ તથા તમોગુણથી રહિત સ્થિતિવાળા પુરુષો જણાવીને સહજ બ્રહ્મપ્રાપ્તિ જેઓને થઈ ચૂકી હોય તેઓને 'આપ્ત' કહી ખૂબ ઉચ્ચ કક્ષાના આપ્તો કહ્યા છે; છતાં લૌકિક આપ્તોમાં દરેક વિષયનું જ્ઞાન બરાબર સંભવતું હોય, તેથી એ વિષય પ્રત્યેનો રાગદ્વેષ તેઓમાં સંભવે નહિ, એ કારણે લૌકિક આપ્તોનું પણ આ લક્ષણ જાણવું. જેઓ બુદ્ધિને પ્રમાણ ગણે છે, તેઓ 'आप्तोपदेशजनिता बुद्धिः प्रमाणम्।' આપ્તોના ઉપદેશથી જન્મેલી બુદ્ધિ પ્રમાણ છે' એમ કહે છે. ૨૫,૨૬

## પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ

**आत्मेन्द्रियमनोऽर्थानां सन्निकर्षात्प्रवर्तते ।**
**व्यक्ता तदात्वे या बुद्धिः प्रत्यक्षं सा निरुच्यते ॥२७॥**

**આત્મા, ઇંદ્રિય, મન તથા વિષયનો સંનિકર્ષ કે સંબંધ થવાથી તત્કાળ જે સ્પષ્ટ–નિશ્ચયાત્મક બુદ્ધિ કે ઇંદ્રિયજ્ઞાન થાય છે, તે 'પ્રત્યક્ષ' કહેવાય છે. ૨૭**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં લંબાણવિના ઠીક સમજાવે છે: 'અહીં 'આત્મા' શબ્દનો અર્થ 'ચેતના' ધાતુ સમજવો; તે આત્માનો, ચક્ષુ આદિ ઇંદ્રિયોનો, 'સત્ત્વ' સંજ્ઞા ધરાવતાં મનનો અને શબ્દાદિ વિષયોનો 'સંનિકર્ષ' નામનો જે સંબંધ થવો, એ પ્રત્યક્ષ થવામાં કારણ છે. આ સંબંધ થવામાં આવો ક્રમ છેઃ પ્રથમ આત્મા મન સાથે જોડાય છે, પછી મન ઇંદ્રિયોની સાથે જોડાય છે અને પછી ઇંદ્રિયો વિષયોની સાથે જોડાય છે; આમાં 'इन्द्रियार्थसंनिकर्षस्तु प्रत्यक्षे विशिष्टं कारणम्' ઇંદ્રિયો તથા વિષયોનો જે સંબંધ થાય છે તે પ્રત્યક્ષ જ્ઞાનમાં મુખ્ય કારણ છે' એમ ગૌતમસૂત્રમાં લખ્યું છે; તેમાં કારણ આ છે કે આત્મા તથા મનનો સંબંધ અનુમાન આદિમાં પણ સાધારણ છે; તેથી પ્રત્યક્ષને જુદું પાડવા મુખ્યત્વે ઇંદ્રિયો તથા વિષયોનો સંબંધ ખાસ ગણવો જોઈએ. એમ આત્માનો, ઇંદ્રિયોનો, મનનો તથા વિષયોનો સંબંધ થતાં જ તત્કાળ જે નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે, તે જ પ્રત્યક્ષ જ્ઞાન છે; એકંદર આત્મા આદિ ચારના સંબંધથી તે સંબંધના કાળે તરત જ સાચું જ્ઞાન જે ઉત્પન્ન થાય છે, તે પ્રત્યક્ષ પ્રમાણ છે. અનુમાનમાં તથા સ્મરણજ્ઞાનમાં પરંપરાએ આત્મા આદિનો સંબંધ પણ કારણ હોય જ છે, તેથી તેઓનો સમાવેશ દૂર કરવા મૂળમાં 'तदात्वे' શબ્દનો પ્રયોગ કર્યો છે; અને અનુમાનમાં તથા સ્મરણમાં તત્કાળ જ્ઞાન હોતું નથી, એમ સૂચિત કર્યું છે; પરંતુ ઉનાળામાં સૂર્યનાં કિરણો, જમીનની બાફ સાથે મળતાં જાણે ફરકતાં કે વહેતાં હોય, તેવાં લાગે છે; તેમાં ઇંદ્રિયનો તથા તે વિષયનો સંબંધ થવાથી તત્કાળ 'પાણી છે' એવું ભ્રમાત્મક જ્ઞાન ઉત્પન્ન થાય છે; જે વસ્તુ જે રૂપ ન હોય તેમાં તે વસ્તુનું ખોટું જ્ઞાન થાય, એ 'अतस्मिन् तत्'–ભ્રમ કહેવાય છે; તેમ જ કોઈ માણસ દૂરથી ઝાડનું ઠૂંઠું જુએ છે, ત્યારે 'स्थाणुर्वा पुरुषः'– આ તે ઠૂંઠું છે કે માણસ છે? એવું 'अनवधारणज्ञानं संशयः'– અનિશ્ચયાત્મક કે સંશયરૂપ જ્ઞાન થાય; તેમાં ઇંદ્રિયનો તથા વિષયનો સંબંધ કારણ છે; એટલે એવા ભ્રમાત્મક તથા સંશયાત્મક જ્ઞાનમાં પણ આત્મા, ઇંદ્રિય તથા વિષયનો સંબંધ કારણ છે, અને તે જ્ઞાન પણ તત્કાળ જ થાય છે, તેથી એ જ્ઞાનમાં અતિવ્યાપ્તિ દોષ ન આવે, તે કારણે જ અહીં મૂળમાં 'व्यक्ता' એટલે સ્પષ્ટ અથવા નિશ્ચયાત્મક જ્ઞાન એ પ્રત્યક્ષ છે; એમ કહ્યું છે; ભ્રમ તથા સંશય એ બન્નેમાં પ્રત્યક્ષજ્ઞાનનું 'ઇંદ્રિયાર્થસંનિકર્ષજન્યત્વ તથા તદાત્વ કે તાત્કાલિકત્વ' એટલું લક્ષણ ભલે મળે છે, પરંતુ એ બન્ને જ્ઞાન 'व्यक्त' એટલે નિશ્ચયાત્મક–યથાર્થ જ્ઞાન નથી, પરંતુ અનિશ્ચયાત્મક–અયથાર્થજ્ઞાન તે કહેવાય છે; આ સંબંધે ઇંદ્રિયોપક્રમણીય અધ્યાયમાં પ્રથમ કહેવાઈ ગયું કે, 'ताः पुनरिन्द्रियेन्द्रियार्थसत्त्वात्मकसंनिकर्षजाः क्षणिका निश्चयात्मिकाश्च'–( જુઓ– ચાલુ શ્લોકસ્થાન–અધ્યાય–૮–સૂત્ર–૧૩ ).

આયુર્વેદદીપિકાકાર શ્રીચક્રપાણિ આ સ્થળે પોતાની ટીકામાં આટલું કંઈક વધુ સારું લખે છે: 'સંનિકર્ષ એ સંબંધ છે; તે અહીં સંયોગ, સમવાય, સંયુક્તસમવાય, સંયુક્તસમવેતસમવાય, સમવેતસમવાય અને વિશેષણવિશેષ્યભાવ નામે ૭ પ્રકારનો સમજવો; આ સંનિકર્ષ સંબંધથી પ્રત્યક્ષ જ્ઞાન થયા પછી થતું અનુમાનજ્ઞાન તથા સ્મરણજ્ઞાન જોકે આત્મા, ઇંદ્રિય, મન તથા વિષયના સંનિકર્ષથી જ થાય છે, છતાં તે તત્કાળ થતું નથી, એમ જણાવવા માટે જ અહીં મૂળમાં 'तदात्वे' પદ મૂકીને તે બન્ને જ્ઞાનને પ્રત્યક્ષ જ્ઞાનથી જુદાં પાડ્યાં છે; વળી ઇંદ્રિયાદિ ચારેનો સંનિકર્ષ કહેવો અને તેને પ્રત્યક્ષનું કારણ કહેવું, એ ઠીક છે, પરંતુ ઇંદ્રિય અને વિષયના સંનિકર્ષથી જે બુદ્ધિ પ્રવર્તે, તે જ પ્રત્યક્ષનું લક્ષણ સમજવું જોઈએ, જેથી સુખ આદિ વિષયને લગતું પણ પ્રત્યક્ષ ગ્રહણ કરી શકાય છે; કેમ કે તેમાં ચારે હેતુઓનો સંનિકર્ષ હોતો નથી; આત્માનો સંનિકર્ષ પણ પ્રમાણજ્ઞાનમાં સાધારણ તરીકે જ લક્ષણ માટે કહેલ છે; અહીં પ્રત્યક્ષના ફળરૂપ બુદ્ધિને પણ 'પ્રત્યક્ષ' શબ્દથી જે કહેવાય છે, તે એવા લોક-

વ્યવહારથી જ કહેવામાં આવે છે; ખરી રીતે તો ઇંદ્રિય આદિથી એવી જે બુદ્ધિ કે જ્ઞાન થાય છે; તે જ પ્રત્યક્ષ છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર તો અહીં એટલું બધું દાર્શનિક જ્ઞાન ઉતારે છે, જે ખૂબ જ ગંભીર હોઈ ખાસ સર્વ સામાન્ય ઉપયોગી નથી, એમ સમજી અહીં તેનો ઉલ્લેખ કર્યો નથી. ૨૭

### અનુમાન પ્રમાણનું લક્ષણ

**प्रत्यक्षपूर्वं त्रिविधं त्रिकालं चानुमीयते ।**
**वह्निर्निगूढो धूमेन मैथुनं गर्भदर्शनात् ॥ २८ ॥**
**एवं व्यवस्यन्त्यतीतं, बीजात्फलमनागतम् ।**
**दृष्ट्वा बीजात्फलं जातमिहैव सदृशं बुधाः ॥२९॥**

**પ્રત્યક્ષપૂર્વક જે અનુમાન કરાય છે તે ત્રણ પ્રકારનું અને ત્રણે કાળરૂપ વિષયવાળું હોય છે; જેમ કે ગુપ્ત એવો અગ્નિ ધુમાડાથી અને (ગુપ્ત) એવું મૈથુન ગર્ભ દેખાવાથી અનુમાન વડે જણાય છે; એમ તે (વર્તમાનકાલીન ધૂમથી અગ્નિ અને ગર્ભદર્શનથી મૈથુન) ભૂતકાળનું હોય, તેને પણ વિદ્વાનો નક્કી જાણી શકે છે; તેમ જ બીજમાંથી થયેલું ફળ જોઈને વિદ્વાનો અમુક બીજમાંથી તેના જેવું જ ભવિષ્યના વિષયનું ફળ પણ આ લોકમાં નક્કી કરી શકે છે. ૨૮,૨૯**

હેતુરૂપ લિંગ અને તે હેતુના સંબંધવાળા લિંગીનો સંબંધ પ્રથમ નજરે જોવો અને પછી તે લિંગને બીજે નજરે જોવું, એ અનુમાનની પ્રત્યક્ષપૂર્વકતા જાણવી; જેમ કે કોઈ માણસે પ્રથમ રસોડા વગેરેમાં સંબંધ પામેલ લિંગી–અગ્નિ તથા લિંગ–ધુમાડો આંખોથી પ્રત્યક્ષ જોયો હોય; અને પછી તે માણસ કોઈ પહાડમાં એકલા ધુમાડાને જ આંખોથી પ્રત્યક્ષ જુએ, ત્યારે તે ધુમાડારૂપી લિંગ ઉપરથી લિંગી–અગ્નિનું અનુમાન કહે છે; એ અનુમાન ત્રણ પ્રકારનું હોય છે: એક પૂર્વવત્, બીજું શેષવત્ અને ત્રીજું સામાન્યતોદૃષ્ટ; આ ત્રણે પ્રકારોને અક્ષપાદે પણ આમ કહ્યા છે: 'अथ तत्पूर्वकं त्रिविधमनुमानं पूर्ववच्छेषवत् सामान्यतो दृष्टं च'–(न्यायदर्शन–१–१–५) અનુમાન પ્રત્યક્ષપૂર્વક થાય છે અને તે પૂર્વવત્, શેષવત્ તથા સામાન્યતોદૃષ્ટ, એમ ત્રણ પ્રકારનું હોય છે.' તેમાં કારણ ઉપરથી કાર્યનું અનુમાન કરાય તે 'પૂર્વવત્' નામનું અનુમાન કહેવાય છે; જેમ કે વાદળાં ચઢી આવ્યાં હોય તે ઉપરથી વરસાદનું અનુમાન કરાય છે; અથવા બીજ ઉપરથી ફળનું અનુમાન કરાય છે, તે પણ 'પૂર્વવત્' અનુમાન છે. વળી જ્યાં કાર્ય ઉપરથી કારણનું અનુમાન કરાય તે 'શેષવત્' અનુમાન જાણવું; જેમ કે ગર્ભ દેખાવાથી મૈથુનનું અનુમાન કરાય છે; અથવા ફળ ઉપરથી બીજનું અનુમાન કરાય છે; તેમ જ કાર્ય તથા કારણનાં લિંગ ભિન્ન હોય તે સામાન્યતોદૃષ્ટ છે; જેમ કે ધુમાડા ઉપરથી અગ્નિનું અનુમાન કરાય છે. આ અનુમાનના વિષય ત્રણે કાળ હોય છે. ભૂતકાળરૂપ વિષય, ભવિષ્યકાળરૂપ વિષય તથા વર્તમાનકાળરૂપ વિષય; એકંદર અનુમાનથી ત્રણે કાળના સંબંધવાળા પદાર્થો ગ્રહણ કરી શકાય છે; જ્યારે પ્રત્યક્ષ તો કેવળ વર્તમાનકાળના જ વિષયવાળું હોય છે. આ અનુમાનનાં ઉદાહરણો અહીં મૂળમાં પણ આપ્યાં છે. પહાડમાં અગ્નિ અદૃશ્ય તરીકે વર્તમાનકાળે રહ્યો હોય ત્યારે તેનો ધુમાડો દેખાવાથી અનુમાન કરાય છે; મૈથુન પણ અતિ ગુપ્તપણે ભૂતકાળમાં કર્યું હોય છતાં તેનું ગર્ભ દેખાવાથી અનુમાન કરાય છે; તેમ જ બુદ્ધિમાન પુરુષો અહીં જ બીજ ઉપરથી તેના જેવું–કારણને અનુસરીને થયેલ તેનું કાર્યફળ જોઈને તેમાં બીજ અને ફળરૂપ કાર્યકારણના લક્ષણવાળી વ્યાપ્તિ ગ્રહણ કરીને બીજમાંથી ભવિષ્યકાળમાં થનાર તેના જેવા જ ફળને અનુમાન ઉપરથી નક્કી કરી લે છે; આમ અનુમાનને ત્રણ પ્રકારનું, પ્રત્યક્ષપૂર્વક થતું અને ત્રણે કાળના વિષયવાળું અહીં બતાવ્યું છે.'

ઉપરનું બધું યોગીંદ્રનાથ સેનની ટીકાનું લખ્યું છે; જ્યારે ચક્રપાણિની ટીકામાં આ ભાવ મળે છે: અનુમાન પ્રત્યક્ષપૂર્વક હોય; આમ 'પ્રત્યક્ષ' શબ્દનું ગ્રહણ કરી વ્યાપ્તિને ગ્રહણ કરાવનાર પ્રત્યક્ષ પ્રમાણને સૂચિત કર્યું છે; એટલે કે અનુમાન પ્રમાણમાં પહેલું વ્યાપ્તિને ગ્રહણ કરાવનારું પ્રત્યક્ષ પ્રમાણ અવશ્ય હોય જ છે; એ અનુમાન ત્રણ પ્રકારનું હોય છે; જેમ કે કાર્યથી થતું કારણાનુમાન; એટલે ગર્ભરૂપ કાર્ય ઉપરથી થતું મૈથુનરૂપ કારણનું અનુમાન એક; બીજું કારણ ઉપરથી કાર્યનું અનુમાન; જેમકે સહકારી કારણયુક્ત બીજ ઉપરથી ફળનું અનુમાન; તેમજ કાર્યકારણરૂપ થયેલાંને પ્રથમ સામાન્યરૂપે જોયાં હોય તે ઉપરથી અનુમાન થાય તે પણ 'સામાન્યતોદૃષ્ટ' નામે હેતુ ઉપરથી થતું અનુમાન કહેવાય છે; જેમ કે વર્તમાનકાળમાં હેતુ ધુમાડાનો સંબંધ દેખવા ઉપરથી પહાડમાં અગ્નિનું અનુમાન કરાય છે. આ ત્રણે પ્રકારના અનુમાનના વિષયો ત્રણે કાળ હોય છે. 'अनुमीयते येन तद् अनुमानम्–એટલે કે પ્રત્યક્ષમાં વ્યાપ્તિ ગ્રહણ કર્યા પછી પરોક્ષ અર્થ કે વસ્તુ જેના વડે બરાબર નિશ્ચય સાથે જાણી શકાય તે 'અનુમાન' પ્રમાણ કહેવાય છે. અર્થાત્ વ્યાપ્તિનું સ્મરણ જેમાં સદાય હોય છે, એવા

લિંગનું જે દર્શન એ જ અનુમાન છે. એ ત્રણે પ્રકારનાં અનુમાનનાં ઉદાહરણો અહીં મૂળમાં આપ્યાં છે; તેમાં છેલ્લું દૃષ્ટાંત ભવિષ્યકાળના વિષયવાળું હોઈ ને કારણ ઉપરથી કાર્યનું અનુમાન દર્શાવે છે; જેમ કે સહકારી બીજું કંઈ કારણ જળ તથા ખેડાણ આદિથી યુક્ત બીજમાંથી ભવિષ્યનું તે બીજના જેવું ફળ વિદ્વાનો જાણી લે છે. મૂળમાં 'दृष्ट्वा बीजात् फलं जातम्' એમ કહીને બીજ તથા ફળની કાર્યકારણરૂપ લક્ષણવાળી વ્યાપ્તિ બતાવી છે; જોકે એકલું કારણ કાર્યથી વ્યભિચાર પામે જ છે; જેમ કે એકલું બીજ હોય તેથી અવશ્ય ફળ થતું જ નથી, તોપણ સહકારી બીજાં કારણ જળ આદિ સાથે તે બીજરૂપ કારણ જોડાય છે, ત્યારે તેમાંથી ફળરૂપ કાર્યની ઉત્પત્તિ વ્યભિચાર પામતી જ નથી; આ અભિપ્રાય અહીં અવશ્ય જાણવો જરૂરી છે અને તેથી જ કહેવાય છે કે 'कारणसामग्री च कार्ये न व्यभिचरत्येव।' કારણની સામગ્રી કાર્ય ઉત્પન્ન કરવામાં વ્યભિચાર પામતી નથી.'

જલ્પકલ્પતરુ ટીકા અહીં અનુમાન સંબંધે આયુર્વેદને લગતાં દૃષ્ટાંતો આપી ઠીક માર્ગદર્શન કરે છે: જેમ કે દેહ, ઇંદ્રિય તથા મનના સંતાપ ઉપરથી 'જ્વર' ચાલુ છે, એવું અનુમાન કરાય છે; કેમ કે દેહ, ઇંદ્રિય તથા મનને સંતાપ હોતો નથી, ત્યારે જ્વર ન હોય, એવા આપ્ત-ઉપદેશથી ધર્મી જ્વર અને તેનો ધર્મ દેહાદિનો સંતાપ એ બન્નેનું નિયત સાહચર્ય જે માણસ જાણે છે, તે સ્પર્શ દ્વારા દેહાદિનો સંતાપ પ્રથમ જાણી લઈ જ્વરનું અનુમાન કરે છે; પરંતુ એ જ જ્વર જો ગૂઢ લિંગ હોય તો અથવા બીજા રોગ સાથે સંશય કરાવે એવો હોય તો જ્વરનાં પ્રશમન ઔષધ–અન્ન–વિહાર યોજીને એ વ્યાધિનો ઉપશય દ્વારા હ્રાસ જણાતાં જ્વરનું અનુમાન કરાય છે; અને અનુપશયથી જો વૃદ્ધિ થાય તો જ્વર સિવાયનો કોઈ બીજો રોગ છે, પણ જ્વર નથી, એમ રૂપ, ઉપશય, અનુપશય તથા નિદાનો ઉપરથી અનુમાન દ્વારા રોગનું જ્ઞાન થાય છે,' આમ આયુર્વેદમાં અનુમાન પ્રમાણનો ઉપયોગ શ્રીગંગાધરે આવશ્યક બતાવ્યો છે. આ સિવાય બીજું પણ તેમણે ઘણું લખ્યું છે, તે લંબાણના ભયથી અહીં જણાવ્યું નથી. ૨૮,૨૯

### યુક્તિ પ્રમાણનું સ્વરૂપ

**जलकर्षणबीजर्तुसंयोगात्सस्यसम्भवः।**
**युक्तिः षड्धातुसंयोगाद्गर्भाणां सम्भवस्तथा ॥३०॥**
**मथ्यमन्थकमन्थानसंयोगादग्निसम्भवः।**
**युक्तियुक्ता चतुष्पादसम्पद्व्याधिनिबर्हणी ॥ ३१ ॥**

જળ, ખેડાણ, બીજ તથા ઋતુના સંયોગથી જેમ ધાન્યની ઉત્પત્તિ થાય છે, તેમ છ ધાતુઓના સંયોગથી ગર્ભોની ઉત્પત્તિ થાય છે, એ યુક્તિ છે; અથવા જેમ મથન માટેનું નીચેનું લાકડું, મંથન કરનાર પુરુષ અને મંથન માટે ઉપર ભમાવવાનું લાકડું, એ ત્રણના સંયોગથી અગ્નિની ઉત્પત્તિ થાય છે, તેમ (પૂર્વોક્ત ગુણયુક્ત) ચારે પાદોની સંપત્તિ, યુક્તિપૂર્વક યોજાયેલી હોય, તો વ્યાધિઓનો નાશ કરનાર થાય છે. ૩૦,૩૧

યુક્તિની સમજણ સહેલી થાય, તે માટે પ્રથમ અહીં બે દૃષ્ટાંતો કહ્યાં છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ અને આત્મા, એ છ શરીરની ધારક અથવા જગતની ધારક 'ધાતુઓ' છે. બીજા દૃષ્ટાંતને ગંગાધર આમ સમજાવે છે; મથ્ય એટલે મંથન માટેનું નીચેનું લાકડું જેને અરણી કહે છે; ઉપરનું લાકડું કે જેનાથી ઘસવામાં આવે છે, તે મંથન છે; મંથન કરનાર 'મંથાન' કહેવાય છે; એ ત્રણના સંયોગથી મંથનક્રિયા થતાં અગ્નિ અવશ્ય ઉત્પન્ન થાય છે, એ યુક્તિ છે. અહીં મૂળમાં ગંગાધરે 'मथ्यमन्थनमन्थान' એવો પાઠ રાખ્યો છે; અને યોગીંદ્રનાથ સેને मथ्यमन्थकमन्थान' એવો પાઠ રાખ્યો છે. 'ચતુષ્પાદ–સંપદ' એમ 'સંપદ' શબ્દ મૂકી 'વૈદ્ય' આદિ ચારેનું ગુણવાનપણું જણાવ્યું છે.' એ ચારે પાદોની યુક્તિપૂર્વકની યોજના કરી હોય તો વ્યાધિનું શમન કરે છે; અર્થાત્ ચાર પાદવાળી ભેષજ–ચિકિત્સાની યુક્તિથી એટલે યોજનાથી આરોગ્ય લાવી શકાય છે. ૩૦,૩૧

### યુક્તિનું લક્ષણ

**बुद्धिः पश्यति या भावान् बहुकारणयोगजान्।**
**युक्तिस्त्रिकाला सा ज्ञेया त्रिवर्गः साध्यते यया ॥३२**

ઘણાં કારણોના યોગ કે સંબંધથી થતા પદાર્થોને જે જુએ છે, તે બુદ્ધિ 'યુક્તિ' કહેવાય છે; એ યુક્તિ ત્રણ કાળરૂપ વિષયવાળી જાણવી; જે યુક્તિથી ત્રણે વર્ગ સાધી શકાય છે. ૩૨

આ યુક્તિને યોગીંદ્રનાથ સેન ટૂંકમાં ઠીક સમજાવે છે; ઘણાં કારણોનો યોગ એટલે ઘણાં કારણોની ઘટનાથી ઉત્પન્ન થતા પદાર્થોને જે જુએ અર્થાત્ જેઓનું તત્ત્વ અજાણ્યું હોય એવી વસ્તુઓને જે જણાવે છે, તે બુદ્ધિ કે જ્ઞાન 'યુક્તિ' જાણવી. આ યુક્તિ ભૂત, ભવિષ્ય તથા વર્તમાન–એ ત્રણે કાળના વિષયવાળી હોય છે; ત્રણે કાળમાં યુક્તિથી પદાર્થોનું જ્ઞાન થાય છે, એટલું જ નહિ, પણ યુક્તિથી ધર્મ, અર્થ અને કામ–એ ત્રણેનો વર્ગ સિદ્ધ કરી શકાય છે; યુક્તિથી જ લોકો ત્રિવર્ગ

સાધવા પ્રવૃત્તિ કરે છે; આ યુક્તિને અહીં પ્રમાણ તરીકે મૂકી છે, તેનું કારણ આ છે કે વસ્તુનું જ્ઞાન કરવામાં પ્રમાણોને સહાય કરનાર તરીકે યુક્તિ કામ કરે છે. ખરી રીતે જોઈએ તો આ 'યુક્તિ' કોઈ જુદું પ્રમાણ છે જ નહિ. એ યુક્તિ 'વ્યાપ્તિ'સ્વરૂપ જ છે અને અનુમાનમાં તે સહાયરૂપ થાય છે. આ કારણે જ ચરકે વિમાનસ્થાનના આઠમા અધ્યાયમાં કહ્યું છે કે, 'अनुमानं हि युक्त्यपेक्षस्तर्कः । યુક્તિની જરૂરિયાત રાખતો જે તર્ક એ જ અનુમાન છે.' એમ યુક્તિનો અનુમાનમાં જ સમાવેશ થાય છે. આ કારણે જ બીજાં સ્થળે શબ્દ, પ્રત્યક્ષ અને અનુમાન, એમ ત્રણ પ્રમાણો કહ્યાં છે; જેમ કે ચરક વિમાન-સ્થાન-ચોથા અધ્યાયમાં કહેશે કે, 'द्विविधा परीक्षा ज्ञानवतां प्रत्यक्षमनुमानं च। त्रिविधां वा सहोपदेशेनेच्छन्ति बुद्धिमन्तः । જ્ઞાનીઓની પરીક્ષા બે પ્રકારની હોય છે: એક તો પ્રત્યક્ષ અને બીજું અનુમાન; જ્યારે કેટલાક બુદ્ધિમાનો આપ્તોનો ઉપદેશ સાથે લઈને ત્રણ પ્રકારની પરીક્ષા ઇચ્છે છે.' ૩૨

## પ્રમાણનિરૂપણનો ઉપસંહાર

**एवा परीक्षा नास्त्यन्या यया सर्वं परीक्ष्यते ।**
**परीक्ष्यं सदसच्चैव तया चास्ति पुनर्भवः ॥ ३३ ॥**

આ (ઉપર કહ્યા પ્રમાણે ચાર પ્રકારની) પરીક્ષા કહી; આથી જુદી (કે વધારે) બીજી કોઈ પરીક્ષા નથી. ઉપર જે ચાર પ્રકારની પરીક્ષા કહી, તેથી સત્ અને અસત્ બધું જે પરીક્ષા કરવા યોગ્ય છે, તેની પરીક્ષા કરાય છે અને તે પરીક્ષા ઉપરથી પુનર્ભવ કે પુનર્જન્મ પણ છે (એમ જણાય છે). ૩૩

ઉપર જે (ચાર) પ્રમાણો કહ્યાં, તેનું જ બીજું નામ 'પરીક્ષા' છે. એ ચાર પ્રમાણો સિવાયનાં બીજાં અર્થાપત્તિ અને અસંભવ આદિ પ્રમાણોને બીજા લોકોએ જે માન્યાં છે, તેઓનું અસ્તિત્વ જ નથી; અને અમે કહેલાં એ ચાર પ્રમાણોથી જ સત્ અને અસત્ બધાની પરીક્ષા કરી શકાય છે. અહીં કોઈને શંકા થાય કે, જે વસ્તુ 'અસત્' છે એટલે વસ્તુરૂપે મળતી જ નથી, તેને તમે પ્રમાણથી કઈ રીતે મેળવી શકવાના છો? એટલે 'અસત્' કે 'અભાવ'રૂપ પદાર્થની પરીક્ષા કઈ રીતે કરી શકાશે?' આનું સમાધાન આમ સમજવું કે, 'જે વસ્તુ 'સત્'રૂપે કે 'ભાવ પદાર્થ'રૂપે પ્રમાણથી જેવી રીતે ગ્રહણ કરી શકાય અથવા જાણી શકાય છે, તે રીતે જે વસ્તુ પ્રમાણથી ગ્રહણ કરાતી નથી કે જણાતી નથી, એ 'સત્' નથી, પણ 'અસત્' છે, એમ 'અસત્'નું ગ્રહણ 'સત્'ના ગ્રહણ દ્વારા જ થઈ શકે છે; અર્થાત્ જે વસ્તુ 'સત્'રૂપે કે હયાતી ધરાવતા 'ભાવપદાર્થ'રૂપે હોય, તે જે રીતે પ્રમાણથી ગ્રહણ કરાય છે, તે જ રીતે જે હયાતીરૂપે ન હોય તે પણ એ 'સત્'ની પેઠે જ જાણવામાં કે અનુભવમાં આવે જ, પરંતુ તેનું વિજ્ઞાન કે અનુભવ થતો નથી; એમ 'સત્'નો પ્રકાશ જેમ પ્રમાણ કરે છે, તેમ અસતનો પ્રકાશ પણ પ્રમાણ જ કરે છે. ૩૩

## આપ્તોપદેશ દ્વારા પુનર્જન્મનું પ્રતિપાદન

**तत्राप्तागमस्तावद्वेदः, यश्चान्योऽपि कश्चिद्वेदार्थादविपरीतः परीक्षकैः प्रणीतः शिष्टानुमतो लोकानुग्रहप्रवृत्तः शास्त्रवादः स चाप्तागमः। आप्तागमादुपलभ्यते-दानतपोयज्ञसत्याहिंसाब्रह्मचर्याण्यभ्युदयनिःश्रेयसकराणीति ॥ ३४ ॥**

તેમાં વેદ આપ્તાગમ છે અને બીજાં પણ જે કોઈ વેદના અર્થથી વિપરીત કે વિરુદ્ધ નથી, તેમ જ પરીક્ષકોએ જેની રચના કરી છે, શિષ્ટ પુરુષોએ જેની અનુમતિ કે સંમતિ આપીને જેનો સ્વીકાર કર્યો છે, તેમ જ લોકોનો અનુગ્રહ કે ઉપકાર કરવા જેની પ્રવૃત્તિ કે શરૂઆત થયેલ છે, તે શાસ્ત્રવાદ પણ આપ્તાગમ છે; (અને એ જ આપ્તોનો ઉપદેશ કહેવાય છે.) એ આપ્તાગમથી જણાય છે કે દાન, તપ, યજ્ઞ, સત્ય, અહિંસા તથા બ્રહ્મચર્ય (સ્વર્ગપ્રાપ્તિરૂપ) અભ્યુદય કરનાર તથા નિઃશ્રેયસરૂપ મોક્ષ કરનાર પણ છે. ૩૪

'વેદ અને વેદના અર્થથી વિરુદ્ધ નથી એવાં સ્મૃતિઓ આદિ ધર્મશાસ્ત્રો આપ્તાગમ છે; તેઓ દાનાદિને સાક્ષાત્-સીધા જ અભ્યુદય કરનાર બતાવે છે; અને નિઃશ્રેયસ અથવા મોક્ષ કરનાર એટલે સ્વર્ગાદિની સીધી પ્રાપ્તિ કરાવનાર તરીકે કહે છે; તોપણ ચિત્તના દોષોની નિવૃત્તિ કે ચિત્તશુદ્ધિ દ્વારા જણાવે છે; એ ઉપરથી બીજા જન્મમાં ભોગવવા યોગ્ય સ્વર્ગપ્રાપ્તિનો તથા અનેક જન્મો પછી મેળવાતો મોક્ષનો ઉપદેશ કરી આપ્તાગમોએ 'પુનર્જન્મ છે' એમ સ્પષ્ટ બતાવ્યું છે.' આમ યોગીન્દ્રનાથ સેન ભાવ લખે છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આવો અર્થ જણાવે છે: ઋગ્વેદ આદિ ચારે વેદો અને તે વેદોના અર્થને અનુસરતા ઇતિહાસો, પુરાણો, અને વેદોનાં જ અંતર્ગત જ્યોતિર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ તથા આયુર્વેદ અને વેદોનાં જ ૭ અંગો-શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદો,

નિરુક્ત અને જ્યોતિર્વેદ, એ બધાં મહર્ષિઓએ બનાવેલાં શાસ્ત્રો પણ આપ્તાગમ તરીકે અથવા આપ્તોના ઉપદેશરૂપે પ્રમાણો છે. એ આપ્તોના આગમો ઉપરથી જણાય છે કે દાનાદિ કર્મો અભ્યુદય કરનાર તથા મોક્ષ કરનાર છે; અર્થાત્ એ આપ્તાગમોમાં આપણે સાંભળ્યું છે કે દાનાદિ કર્મોથી આ લોકનું કલ્યાણ તથા સ્વર્ગાદિ પરલોકનાં સુખોની પ્રાપ્તિ અને છેવટે મોક્ષરૂપ પરમપદની પ્રાપ્તિ, એ રૂપી પારલૌકિક કલ્યાણ પણ થાય છે; તેમજ દાનાદિથી વિપરીત કર્મો વડે પૂર્વોક્ત અભ્યુદય અને મોક્ષપ્રાપ્તિથી ઊલટું–અશુભ થાય છે, જે અશુભના લીધે દુઃખભોગપૂર્વકની નરકયાતનાઓ પરલોકમાં ભોગવીને ફરી આ લોકમાં દુઃખ ભોગવવાના સ્થાનરૂપ હલકા જન્મોને પામે છે. એમ એકંદર આ સ્થળે માત્ર પ્રત્યક્ષને જ પ્રમાણ માનતા નાસ્તિકો વગેરેના મતોનું ખંડન કરીને પુનર્જન્મના અસ્તિત્વનું આપ્તોપદેશ દ્વારા પ્રતિપાદન કર્યું છે.'

## અંતઃકરણના દોષો છે ત્યાં સુધી પુનર્જન્મ છે

**न चानतिवृत्तसत्त्वदोषाणामदोषैरपुनर्भवो धर्मद्वारेषूपदिश्यते; धर्मद्वारावहितैश्च व्यपगतभयरागद्वेषलोभमोहमानैर्ब्रह्मपरैराप्तैः कर्मविद्भिरनुपहतसत्त्वबुद्धिप्रचारैः पूर्वैः पूर्वतरैर्महर्षिभिर्दिव्यचक्षुर्भिर्दृष्ट्वोपदिष्टः पुनर्भव इति व्यवस्येदेवम् पुनर्भवम् ॥ ३५ ॥**

નિર્દોષ–આપ્ત પુરુષો, ધર્મનાં દ્વારોમાં એટલે ધર્મનાં સાધન–પૂર્વોક્ત દાનાદિ દ્વારા, જેઓના અંતઃકરણના દોષો–રજોગુણ તથા તમોગુણ દૂર થયા ન હોય, તેઓના મોક્ષનો ઉપદેશ કરતા નથી; (પણ તેઓનો તો પુનર્જન્મ જ ઉપદેશે છે, જેમ કે,) ધર્મદ્વાર–દાનાદિમાં તત્પર રહેતાં અને (તે દ્વારા જેઓનાં ભય, રાગ, દ્વેષ, લોભ, મોહ તથા માન દૂર થયાં હોય, અધ્યાત્મજ્ઞાનમાં જેઓ તત્પર રહે છે, યજ્ઞયાગાદિ કર્મોને જેઓ કરી જાણે છે, જેઓનાં મન તથા બુદ્ધિની પ્રચારશક્તિઓ અનુપહત એટલે અસ્ખલિત હોય છે, એવા પૂર્વકાળના અતિ પ્રાચીન આપ્ત દિવ્યદૃષ્ટિ મહર્ષિઓએ જોઈ–અનુભવીને પુનર્ભવ કે પુનર્જન્મ ઉપદેશ્યો છે; એમ નિશ્ચય કરવો; એટલે આગમોથી પુનર્જન્મ નક્કી કરવો. ૩૫

અહીં યોગીન્દ્રનાથ સેન પુનર્જન્મની સિદ્ધિને બતાવવા યોગદર્શન–વિભૂતિપાદનું ૧૮મું સૂત્ર ઉતારી બતાવે છે; તે સ્થળે આટવ્ય અને જૈગીષવ્યનો સંવાદ આમ બતાવ્યો છે: 'दशसु महासर्गेषु भव्यत्वादनभिभूतबुद्धिसत्त्वेन त्वया नरकतिर्यग्गर्भसंभवं दुःखं संपश्यता देवमनुष्येषु पुनःपुनरुत्पद्यमानेन सुखदुःखयोः किमधिकमुपलब्धमिति । भगवन्तमाटव्यं जैगीषव्य उवाच–दशसु महासर्गेषु भव्यत्वादनभिभूतबुद्धिसत्त्वेन मया नरकतिर्यग्भवं दुःखं संपश्यता देवमनुष्येषु पुनः पुनरुत्पद्यमानेन यत्किंचिदनुभूतं तत् सर्वं दुःखमेव प्रत्यवैमि ॥ (योगदर्शन–विभूतिपाद–१८ सूत्र) ભગવાન આટવ્યે જૈગીષવ્યને કહ્યું: તમે ભવ્ય હોવાથી દશે મહાસૃષ્ટિઓમાં બુદ્ધિ તથા અંતઃકરણના પરાભવ પામ્યા વિના જ કે તેઓમાં કંઈપણ ફેરફાર થયા વિના જ તમે નરકોમાં, પશુ–પક્ષીઓની જાતિમાં અને ગર્ભોમાં થતાં દુઃખોને બરાબર જોઈ શકતા હતા; તેમ જ દેવ–મનુષ્યોમાં પણ તમે વારંવાર ઉત્પન્ન થયા કરતા હતા; ત્યારે તમે સુખ અને દુઃખ એ બેમાંથી વધારે શું મેળવ્યું હતું?' એ પ્રશ્ન સાંભળ્યા પછી જૈગીષવ્યે, ભગવાન એ આટવ્યને આમ કહ્યું: 'હું ભવ્ય આત્મા છું; તેથી દશે મહાસૃષ્ટિમાં મારાં બુદ્ધિ અને અંતઃકરણ લગારે પરાભવ કે વિનાશને પામ્યાં ન હતાં, પણ એવાં ને એવાં જ અસલ સ્થિતિમાં રહ્યાં હતાં; તેથી હું નરકનાં, પશુપક્ષીઓનાં તથા ગર્ભોનાં દુઃખોને બરાબર જોઈ રહ્યો હતો અને દેવોમાં તથા મનુષ્યોમાં વારંવાર ઉત્પન્ન થયા કરતો હતો; તે વખતે મેં જે કંઈ અનુભવ્યું છે; એ બધું દુઃખ જ હતું, એમ હું જાણી શક્યો છું.' આવાં આવાં આગમનાં કે શાસ્ત્રોનાં વચનો ઉપરથી પુનર્જન્મ નક્કી કરવો–નિશ્ચયાત્મક જાણવો. ૩૫

## પ્રત્યક્ષ દ્વારા પુનર્જન્મની સિદ્ધિ

**प्रत्यक्षमपि चोपलभ्यते–मातापित्रोर्विसदृशान्यपत्यानि, तुल्यसम्भवानां वर्णस्वराकृतिसत्त्वबुद्धिभाग्यविशेषाः, प्रवरावरकुलजन्म, दास्यैश्वर्यं, सुखासुखमायुः, आयुषो वैषम्यं, इहाकृतस्यावाप्तिः, अशिक्षितानां च रुदितस्तनपानहासत्रासादीनां च प्रवृत्तिः, लक्षणोत्पत्तिः, कर्मसामान्ये फलविशेषः, मेधा क्वचित्क्वचित्कर्मण्यमेधा, जातिस्मरणं, इहागमनमितश्च्युतानां च भूतानां, समदर्शने प्रियाप्रियत्वम् ॥ ३६ ॥**

એ જ પ્રમાણે પુનર્જન્મ પ્રત્યક્ષ પણ જણાય છે કે, (એક જ) માતાપિતાનાં સંતાનો જુદાં જુદાં દેખાય છે; એ સંતાનોનાં ઉત્પત્તિ કારણો સરખાં હોય છે; છતાં તેઓના રંગ, સ્વર, આકાર, મન, બુદ્ધિ તથા ભાગ્ય જુદાં જુદાં હોય છે; વળી ઉચ્ચ–નીચ

કુળમાં જન્મ; દાસપણું તથા ઐશ્વર્ય; સુખ, દુઃખ, આયુષ; આયુષની વિષમતા, આ જન્મમાં જે ન કર્યું હોય તેની પ્રાપ્તિ; બાળકોને કોઈએ શીખવ્યું ન હોય છતાં તેઓમાં રડવું, સ્તનપાન, હસવું તથા ત્રાસ કે ભય વગેરેની (આપોઆપ) પ્રવૃત્તિ થાય છે; તેમ જ લક્ષણોની ઉત્પત્તિ, કર્મોની સમાનતા હોવા છતાં ફળમાં ભેદ; કોઈ કામમાં કોઈની બુદ્ધિ કામ કરે છે અને કોઈ કામમાં કોઈની બુદ્ધિ કામ કરતી નથી; કોઈને પૂર્વજન્મનું સ્મરણ થાય છે કે, અમુક જન્મથી અમારું આવવું થયું છે અને અહીંથી અમે જ્યારે મરણ પામ્યા હતા ત્યારે અમુક સ્થળે કે અમુક જાતિઓમાં ઉત્પન્ન થયા હતા; તેમ જ સમદૃષ્ટિ હોવા છતાં કોઈને કંઈ પ્રિય તથા અપ્રિયનો અનુભવ થાય છે; અથવા બે સમાન વ્યક્તિઓ હોય, છતાં એક પ્રિય લાગે બીજી અપ્રિય લાગે. ૩૬

પ્રત્યક્ષ પ્રમાણ, એ પુનર્જન્મને આમ સિદ્ધ કરી બતાવે છે, તે અહીં જણાવે છે: પુનર્જન્મનું પ્રતિપાદન કરતાં ચિહ્નો કે કારણો આ રીતે પ્રત્યક્ષથી મળે છે: માતાપિતા જેવાં સુંદર કે કદ્રૂપાં હોય, તેથી ઊલટાં તેમનાં સંતાનો જોવામાં આવે છે; કોઈ સુંદર માતા-પિતાનાં સંતાનો કદ્રૂપાં થાય છે, જ્યારે કોઈ કદ્રૂપાં માતાપિતાનાં સંતાનો સુંદર થાય છે; તેમ જ એક જ માતાપિતારૂપ કારણ હોવા છતાં તેઓનાં સંતાનોના રંગ વગેરેમાં પરસ્પર ઘણો જ ફરક દેખાય છે; કોઈ સંતાન ધોળું હોય છે, તો કોઈ કાળું હોય છે; કોઈ સંતાનનો સ્વર મીઠો હોય છે, તો કોઈનો કઠોર હોય છે; એમ આકાર વગેરેમાં પણ ફેરફાર દેખાય છે. વળી કોઈ માણસનો જન્મ ઉચ્ચ કુળમાં થાય છે, ત્યારે કોઈનો જન્મ હલકા કુળમાં થાય છે; કોઈને કોઈની સેવાચાકરી–નોકરી કરવી પડે છે, જ્યારે કોઈને ઐશ્વર્ય મળે છે; કોઈને સુખયુક્ત આયુષ મળે છે, જ્યારે કોઈને દુઃખી જીવન ગાળવું પડે છે; કોઈનું આયુષ લાંબું હોય છે, ત્યારે કોઈનું ટૂંકું હોય છે; આ બધા તફાવતો પ્રત્યેક આત્મામાં ચોક્કસ થતા જે જણાય છે, તેમાં તેમનાં કર્મોના ભેદો કે તફાવતો, એ જ કારણ તરીકે ઘટે છે; એવા કર્મભેદો જો ન હોય તો કોઈ જાતનો નિયમ રહે નહિ; એટલે દરેકને બધું એકસરખું જ પ્રાપ્ત થવા પ્રસંગ આવે; માટે કર્મભેદ હોવાથી જ બધું બરાબર થતું જોવામાં આવે છે; એમ પ્રત્યેક આત્માએ કરેલાં તે તે પૂર્વજન્મનાં કર્મોના ભેદો ઉપરથી પુનર્જન્મ સિદ્ધ થાય છે. આ જન્મમાં જે કર્મ કર્યું હોતું નથી, તેનું ફળ આ જન્મમાં મળે છે, તે ઉપર તે કર્મ પૂર્વજન્મમાં કરેલું સાબિત થાય છે; જે કર્મ કર્યું ન હોય તેનું તો ફળ કદી મળે જ નહિ; જેમ બીજ ન હોય તો અંકુરોની ઉત્પત્તિ થાય જ નહિ; જે બાળકોને આ જન્મમાં રડવું વગેરે કોઈએ શીખવ્યું હોતું નથી, છતાં તે તરત જન્મેલાં બાળકો રડવું વગેરે ક્રિયાઓ કરવા લાગે છે, ધાવવા લાગે છે, હસે છે અને ભય પામે છે! આ બધું શીખ્યા વગર આવી મળે છે; તે તે આપોઆપ થતી પ્રવૃત્તિ જન્માંતરનાં સ્મરણોનું અનુસંધાન જ સૂચિત કરે છે; બીજી કોઈ રીતે એ ઘટે તેમ નથી; એ સ્મરણ–અનુસંધાન, પૂર્વજન્મના અભ્યાસ વિના કદી સંભવે નહિ; એટલે એ અભ્યાસ પણ પૂર્વજન્મને સિદ્ધ કરે છે; આ વાત અક્ષપાદે પણ આમ કહી છે: 'पूर्वाभ्यस्तस्मृत्यनुबन्धाज्जातस्य हर्षभयशोकसंप्रतिपत्तेः' (न्यायपद्धति–३–१–१९) પૂર્વજન્મમાં અભ્યાસ કરેલાંના સ્મરણ–અનુસંધાનથી જ તે તે બાળક આદિને હર્ષ, ભય, શોક ઇત્યાદિ થતાં જણાય છે.' વળી 'प्रेत्याहाराभ्यासकृतात् स्तन्याभिलाषात् इति च (न्यायदर्शन–३–१–२२)–પૂર્વજન્મમાં કરેલા આહારના અભ્યાસને લીધે જ અહીં આ જન્મમાં જન્મેલાં બાળકને ધાવણ ધાવવાની ઇચ્છા થાય છે.' વળી સામુદ્રિક લક્ષણો, પ્રત્યેક શરીરોમાં રેખાઓ આદિ રૂપે ઉત્પન્ન થાય છે; કોઈનાં તે લક્ષણો સારાં હોય છે, ત્યારે કોઈનાં તે નિંદ્ય લક્ષણો, જન્મની સાથે જ ઉત્પન્ન થાય છે. ઘણાં માણસો અધ્યયન આદિ કર્મોને એકસરખાં સાથે જ રહીને કરતા હોય છે; છતાં તેઓને ફળ જુદાં જુદાં મળે છે; તેઓને એકસરખાં ફળ મળતાં નથી; કોઈક માણસની બુદ્ધિ ચિત્રકળા, લેખનકળા, અસ્ત્રવિદ્યા આદિ કોઈ કર્મમાં સારું કામ કરે છે; જ્યારે કોઈ માણસની બુદ્ધિ તે તે કળાઓમાં કામ જ કરતી નથી; આવા આવા તફાવતો, પૂર્વજન્મકૃત કર્મોના તફાવતોથી જ થતા અનુભવાય છે. કોઈ માણસને પૂર્વજન્મનાં સ્મરણો થાય છે; પૂર્વજન્મનાં વૃત્તાન્તો યાદ આવે છે; અહીં મરણ થયા પછી તેઓને યમદૂતો લઈ ગયા હોય, પછી તેઓ જ્યાં જે રીતે ઉત્પન્ન થયા હોય, ત્યાંથી ફરી આ લોકમાં આવ્યા હોય, તે બધું તેઓને યાદ આવે છે. વળી કોઈ પુરુષ સમદૃષ્ટિવાળો હોય, બધું એકસરખું જોતો હોય છતાં એ જ પુરુષ કોઈ સ્થળે પ્રિય થાય છે, જ્યારે કોઈ સ્થળે અપ્રિય થાય છે; આ પણ પૂર્વજન્મકૃત રાગ–દ્વેષના અનુસંધાનના કારણે જ થાય છે. આમ

પ્રત્યક્ષ પ્રમાણથી પુનર્જન્મ સાબિત થાય છે. ૩૬

### અનુમાન પ્રમાણથી પુનર્જન્મનું પ્રતિપાદન

अत एवानुमीयते यत्स्वकृतमपरिहार्यमविनाशि पौर्वदेहिकं दैवसंज्ञकमानुबन्धिकं कर्म, तस्यैतत्फलम्, इतश्चान्यद्भविष्यतीति; फलाद्बीजमनुमीयते, फलं च बीजात् ॥ ३७ ॥

આ ઉપરથી જ આવું અનુમાન પણ કરાય છે કે, જે કંઈ કર્મ આત્મારૂપે પોતે કર્યાં હોય, તે ટાળ્યાં ટળતાં નથી; (ભોગ વિના) નાશ પામતાં નથી; એ જ પૂર્વદેહનાં કર્મ 'દૈવ' નામે કહેવાય છે અને બીજા જન્મોમાં અનુસરે છે; પાછળનાં પાછળ જ રહે છે; તેનાં ફળ આ (જન્મમાં) ભોગવાય છે અને આ જન્મ પછી પણ બીજાં ફળ આ જન્મનાં કર્મોનાં (બીજા જન્મમાં) પ્રાપ્ત થશે; જેમ ફળ ઉપરથી બીજનું અનુમાન થાય છે અને બીજમાંથી ફળનું અનુમાન કરાય છે. ૩૭

એમ પ્રત્યક્ષ પ્રમાણથી પુનર્જન્મનું પ્રતિપાદન કરતાં લિંગો કે હેતુઓનું દર્શન કરાવીને હવે અહીં અનુમાન પ્રમાણ દ્વારા પણ પુનર્જન્મની સિદ્ધિ દર્શાવે છે. આ લોકમાં થયેલ આ ચાલુ જન્મ અને તે જન્મમાં થયેલી વિસદૃશતા અથવા વિભિન્નતા કે વિચિત્રતા પણ પૂર્વજન્મના દેહથી કરેલાં કર્મનું જ ફળ છે; અને એ જ પ્રમાણે આ જન્મમાં જે કર્મો કરાય છે, તેનું ફળ પણ બીજો જન્મ લેવારૂપે પ્રાપ્ત થશે, એવું અનુમાન કરાય છે. જેમ કે બીજ અને ફળની કાર્ય–કારણરૂપ લક્ષણવાળી વ્યાપ્તિ જોવા ઉપરથી અનુમાન કરાય છે કે આ ફળ થયું છે, માટે તેનું બીજ પહેલાં હતું જ; અને આ બીજ વર્તમાનમાં જે દેખાય છે, તેમાંથી તેના કાર્યરૂપે અમુક આવું ફલ તથા બીજ પણ ભવિષ્યમાં અવશ્ય થશે; એ જ પ્રકારે આ જન્મથી પૂર્વજન્મના દેહનું કર્મ તથા આ જન્મનાં કર્મથી ભવિષ્યના બીજા જન્મરૂપ ફળ અનુમાનથી જણાય છે. ૩૭

### યુક્તિ દ્વારા પુનર્જન્મનું પ્રતિપાદન

युक्तिश्चैषा षड्धातुसमुदायाद्गर्भजन्म, कर्तृकरणसंयोगात् क्रिया, कृतस्य कर्मणः फलं नाकृतस्य, नाङ्कुरोत्पत्तिरबीजात्; कर्मसदृशं फलं, नान्यस्माद्बीजादन्यस्योत्पत्तिरिति युक्तिः ॥ ३८ ॥

આ યુક્તિ (પણ પુનર્જન્મ સિદ્ધ કરે) છે; ૭ ધાતુઓના મેળાપથી ગર્ભનો જન્મ થાય છે; કર્તા તથા કરણના સંયોગથી ક્રિયા થાય છે; કરેલાં કર્મનું જ ફળ મળે છે; નહિ કરેલાં કર્મનું ફળ મળતું નથી; બીજ વિના અંકુરની ઉત્પત્તિ હોતી નથી; કર્મના જેવું ફળ હોય છે; બીજાં બીજમાંથી બીજું ફળ કદી ઉત્પન્ન થાય નહિ, આવી યુક્તિ છે. ૩૮

યુક્તિથી પુનર્જન્મનું પ્રતિપાદન અહીં કરે છે: પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ અને આત્મા એ ૭ ધાતુઓના મેળાપથી ગર્ભનો જન્મ થાય છે; જેમ કે કર્તા તથા કરણ કે સાધનના સંયોગથી ક્રિયા ઉત્પન્ન થાય છે. હરકોઈ ક્રિયાની સિદ્ધિમાં કર્તા તથા કરણનો સંયોગ કારણરૂપે થતો જોવામાં આવે છે. ધાન્ય ઉત્પન્ન થાય છે, તેમાં પાણી, ખેડાણ, બીજ તથા ઋતુઓનો સંયોગ કારણ બને છે; અથવા (યજ્ઞીય) અગ્નિની ઉત્પત્તિમાં પણ મથવાનું લાકડું અરણિ, મંથન કરનાર પુરુષ, ઉપરનું ઘસવાનું લાકડું એ ત્રણેનો સંયોગ જ કારણ જોવામાં આવે છે, એ જ પ્રમાણે હરકોઈ નહિ દેખાતા પદાર્થ વિષેનાં પણ કારણો આ પ્રમાણે જ ઘટે છે. ગર્ભની ઉત્પત્તિમાં ૭ ધાતુઓનો સંયોગ કારણ છે; આરોગ્ય થવામાં સોળ કળાઓવાળી પરિપૂર્ણ ભેષજ–ચિકિત્સાનો પ્રયોગ જ કારણ હોય છે; એમ કારણભાવને ઘટાવવારૂપ યુક્તિથી એટલે ૭ ધાતુઓના મેળાપથી ગર્ભનો જન્મ જેમ નક્કી જણાય છે, તે જ પ્રમાણે બીજી બધી બાબતોમાં પણ સમજી લેવું જોઈએ. ૭ ધાતુઓના સંયોગમાં કર્મ કારણ છે, એ વિષે પ્રથમ કહેવાયું જ છે કે, 'संयोगे च वियोगे च तेषां कर्मैव कारणम्। પંચમહાભૂત અને આત્માઓનો સંયોગ થાય છે કે વિયોગ થાય છે, તેમાં તેઓનું જન્માંતરીય કર્મ જ કારણ હોય છે.' એ જ વાત અહીં યુક્તિથી નિશ્ચયપૂર્વક જણાવે છે કે કરેલાં કર્મનું જ ફળ મળે છે, નહિ કરેલાં કર્મનું ફળ મળતું નથી; કરેલાં કર્મથી જ ફળ ઉત્પન્ન થાય છે, નહિ કરેલાં કર્મથી ફળની ઉત્પત્તિ થતી નથી; બીજમાંથી જ અંકુર ઉત્પન્ન થાય છે, બીજ વિના અંકુર ઉત્પન્ન થતો જ નથી; કરેલાં કર્મો જ ફળને ઉત્પન્ન કરે છે, એમ યુક્તિથી નક્કી કર્યા છતાં આ જન્મમાં કરેલાં કર્મોનો ફળસંયોગ આ જન્મમાં થતો નથી; એ તો પૂર્વજન્મનાં જ કર્મોનો ફળસંયોગ આ જન્મમાં થયેલ દેખાય છે અને એ જ પ્રમાણે આ જન્મનાં કર્મોનો ફળસંયોગ ભવિષ્યના જન્મોમાં પ્રાપ્ત થશે, એ અવશ્ય જણાય છે અને જેવાં કર્મ તેવાં ફળ પ્રાપ્ત થતાં જોવામાં આવે છે; બીજાં બીજમાંથી બીજું ફળ કદી ઉત્પન્ન

કુળમાં જન્મ; દાસપણું તથા ઐશ્વર્ય; સુખ, દુઃખ, આયુષ; આયુષની વિષમતા, આ જન્મમાં જે ન કર્યું હોય તેની પ્રાપ્તિ; બાળકોને કોઈએ શીખવ્યું ન હોય છતાં તેઓમાં રડવું, સ્તનપાન, હસવું તથા ત્રાસ કે ભય વગેરેની (આપોઆપ) પ્રવૃત્તિ થાય છે; તેમ જ લક્ષણોની ઉત્પત્તિ, કર્મોની સમાનતા હોવા છતાં ફળમાં ભેદ; કોઈ કામમાં કોઈની બુદ્ધિ કામ કરે છે અને કોઈ કામમાં કોઈની બુદ્ધિ કામ કરતી નથી; કોઈને પૂર્વજન્મનું સ્મરણ થાય છે કે, અમુક જન્મથી અમારું આવવું થયું છે અને અહીંથી અમે જ્યારે મરણ પામ્યા હતા ત્યારે અમુક સ્થળે કે અમુક જાતિઓમાં ઉત્પન્ન થયા હતા; તેમ જ સમદૃષ્ટિ હોવા છતા કોઈને કંઈ પ્રિય તથા અપ્રિયનો અનુભવ થાય છે; અથવા બે સમાન વ્યક્તિઓ હોય, છતાં એક પ્રિય લાગે બીજી અપ્રિય લાગે. ૩૬

પ્રત્યક્ષ પ્રમાણ, એ પુનર્જન્મને આમ સિદ્ધ કરી બતાવે છે, તે અહીં જણાવે છે: પુનર્જન્મનું પ્રતિપાદન કરતાં ચિહ્નો કે કારણો આ રીતે પ્રત્યક્ષથી મળે છે: માતાપિતા જેવાં સુંદર કે કદ્રૂપા હોય, તેથી ઊલટાં તેમનાં સંતાનો જોવામાં આવે છે; કોઈ સુંદર માતાપિતાનાં સંતાનો કદ્રૂપાં થાય છે, જ્યારે કોઈ કદ્રૂપાં માતાપિતાનાં સંતાનો સુંદર થાય છે; તેમ જ એક જ માતાપિતારૂપ કારણ હોવા છતાં તેઓનાં સંતાનોના રંગ વગેરેમાં પરસ્પર ઘણો જ ફરક દેખાય છે; કોઈ સંતાન ધોળું હોય છે, તો કોઈ કાળું હોય છે; કોઈ સંતાનનો સ્વર મીઠો હોય છે, તો કોઈનો કઠોર હોય છે; એમ આકાર વગેરેમાં પણ ફેરફાર દેખાય છે. વળી કોઈ માણસનો જન્મ ઉચ્ચ કુળમાં થાય છે, ત્યારે કોઈનો જન્મ હલકા કુળમાં થાય છે; કોઈને કોઈની સેવાચાકરી-નોકરી કરવી પડે છે, જ્યારે કોઈને ઐશ્વર્ય મળે છે; કોઈને સુખયુક્ત આયુષ મળે છે, જ્યારે કોઈને દુઃખી જીવન ગાળવું પડે છે; કોઈનું આયુષ લાંબું હોય છે, ત્યારે કોઈનું ટૂંકું હોય છે; આ બધા તફાવતો પ્રત્યેક આત્મામાં ચોક્કસ થતા જે જણાય છે, તેમાં તેમનાં કર્મોના ભેદો કે તફાવતો, એ જ કારણ તરીકે ઘટે છે; એવા કર્મભેદો જો ન હોય તો કોઈ જાતનો નિયમ રહે નહિ; એટલે દરેકને બધું એકસરખું જ પ્રાપ્ત થવા પ્રસંગ આવે; માટે કર્મભેદ હોવાથી જ બધું બરાબર થતું જોવામાં આવે છે; એમ પ્રત્યેક આત્માએ કરેલાં તે તે પૂર્વજન્મનાં કર્મોના ભેદો ઉપરથી પુનર્જન્મ સિદ્ધ થાય છે. આ જન્મમાં જે કર્મ કર્યું હોતું નથી, તેનું ફળ આ જન્મમાં મળે છે, તે ઉપર તે કર્મ પૂર્વજન્મમાં કરેલું સાબિત થાય છે; જો કર્મ કર્યું ન હોય તેનું તો ફળ કદી મળે જ નહિ; જેમ બીજ ન હોય તો અંકુરોની ઉત્પત્તિ થાય જ નહિ; જે બાળકોને આ જન્મમાં રડવું વગેરે કોઈએ શીખવ્યું હોતું નથી, છતાં તે તરત જન્મેલાં બાળકો રડવું વગેરે ક્રિયાઓ કરવા લાગે છે, ધાવવા લાગે છે, હસે છે અને ભય પામે છે! આ બધું શીખ્યા વગર આવી મળે છે; તે તે આપોઆપ થતી પ્રવૃત્તિ જન્માંતરનાં સ્મરણોનું અનુસંધાન જ સૂચિત કરે છે; બીજી કોઈ રીતે એ ઘટે તેમ નથી; એ સ્મરણ-અનુસંધાન, પૂર્વજન્મના અભ્યાસ વિના કદી સંભવે નહિ; એટલે એ અભ્યાસ પણ પૂર્વજન્મને સિદ્ધ કરે છે; આ વાત અક્ષપાદે પણ આમ કહી છે: 'पूर्वाभ्यस्तस्मृत्यनुबन्धाज्जातस्य हर्षभयशोकसम्प्रतिपत्तेः' (न्यायपद्धति-३-१-१९) પૂર્વજન્મમાં અભ્યાસ કરેલાંના સ્મરણ-અનુસંધાનથી જ તે તે બાળક આદિને હર્ષ, ભય, શોક ઇત્યાદિ થતાં જણાય છે.' વળી 'प्रेत्याहाराभ्यासकृतात् स्तन्याभिलाषात् इति च (न्यायदर्शन-३-१-२२)-પૂર્વજન્મમાં કરેલા આહારના અભ્યાસને લીધે જ અહીં આ જન્મમાં જન્મેલાં બાળકને ધાવણ ધાવવાની ઇચ્છા થાય છે.' વળી સામુદ્રિક લક્ષણો, પ્રત્યેક શરીરોમાં રેખાઓ આદિ રૂપે ઉત્પન્ન થાય છે; કોઈનાં તે લક્ષણો સારાં હોય છે, ત્યારે કોઈનાં તે નિંદ્ય લક્ષણો, જન્મની સાથે જ ઉત્પન્ન થાય છે. ઘણાં માણસો અધ્યયન આદિ કર્મોને એકસરખાં સાથે જ રહીને કરતા હોય છે; છતાં તેઓને ફળ જુદાં જુદાં મળે છે; તેઓને એકસરખાં ફળ મળતાં નથી; કોઈક માણસની બુદ્ધિ ચિત્રકળા, લેખનકળા, અસ્ત્રવિદ્યા આદિ કોઈ કર્મમાં સારું કામ કરે છે; જ્યારે કોઈ માણસની બુદ્ધિ તે તે કળાઓમાં કામ જ કરતી નથી; આવા આવા તફાવતો, પૂર્વજન્મકૃત કર્મોના તફાવતોથી જ થતા અનુભવાય છે. કોઈ માણસને પૂર્વજન્મનાં સ્મરણો થાય છે; પૂર્વજન્મનાં વૃત્તાન્તો યાદ આવે છે; અહીં મરણ થયા પછી તેઓને યમદૂતો લઈ ગયા હોય, પછી તેઓ જ્યાં જે રીતે ઉત્પન્ન થયા હોય, ત્યાંથી ફરી આ લોકમાં આવ્યા હોય, તે બધું તેઓને યાદ આવે છે. વળી કોઈ પુરુષ સમદૃષ્ટિવાળો હોય, બધું એકસરખું જોતો હોય છતા એ જ પુરુષ કોઈ સ્થળે પ્રિય થાય છે, જ્યારે કોઈ સ્થળે અપ્રિય થાય છે; આ પણ પૂર્વજન્મકૃત રાગ-દ્વેષના અનુસંધાનના કારણે જ થાય છે. આમ

ત્રણ એષણાઓ પછી બીજા ત્રણ ત્રણના સાત વર્ગો

अथ खलु त्रय उपष्टम्भाः, त्रिविधं बलं, त्रीण्यायतनानि, त्रयो रोगाः, त्रयो रोगमार्गाः, त्रिविधा भिषजः, त्रिविधमौषधमिति ॥ ४० ॥

હવે ઉપષ્ટંભો એટલે શરીરને ટકાવી રાખતી ક્રિયાઓ ખરેખર ત્રણ છે, બળ ત્રણ પ્રકારનાં છે, રોગોનાં કારણો ત્રણ છે, રોગો ત્રણ છે, રોગોના માર્ગો ત્રણ છે, વૈદ્યો ત્રણ પ્રકારના છે અને ઔષધો પણ ત્રણ પ્રકારનાં છે. ૪૦

અહીં ગંગાધર આમ લખે છે: એમ ત્રણ એષણાઓ કહી; હવે સ્વસ્થ તથા રોગીને હિતકારી બીજા ત્રણ ત્રણના વર્ગો અહીં કહેવા માગે છે. તેમાં 'ये शरीरम् उपगत्य स्तम्भन्ति त उपष्टम्भाः–शरीरधारणक्रियारम्भाः–' જેઓ શરીરમાં જઈ તે શરીરને ટકવી રાખે છે, તે શરીરનાં (મૂળભૂત અને) ધારણ–પોષણને કરતી ક્રિયાઓ 'ઉપષ્ટંભ' કહેવાય છે. શરીરમાં ત્રણ પ્રકારનું બળ સ્થાપવું, એ પણ ઉપષ્ટંભ જ છે; જેમ ઘરની રક્ષા માટે થાંભલા વગેરે ટેકા રાખવામાં આવે છે; તેમ શરીરની રક્ષા માટે ત્રણ બળ સ્થાપવાં એ પણ થાંભલા જેવા ટેકાઓરૂપ હોઈ 'ઉપષ્ટંભ' કહેવાય છે. પછી ત્રણ આયતનો એટલે રોગોનાં ત્રણ કારણો છે; જેમ લોકમાં બળ તથા અબળ તેના કારણોને અધીન છે. તેમ શરીર આદિનું બળ–અબળ પણ યુક્ત–અયુક્ત ત્રણ કારણોને અધીન છે; તેમાં જે અયુક્ત કારણ શરીરનાં બળનું વિરોધી છે, તેથી રોગો ઉત્પન્ન થાય છે; એ રોગોના માર્ગો ત્રણ છે, એ રોગોનો પ્રતિકાર કરનારા વૈદ્યો ત્રણ પ્રકારના છે અને તે પ્રતિકારનાં સાધન–ઔષધો પણ ત્રણ પ્રકારનાં છે; એમ અહીં એકંદર સાત ત્રિક–ત્રણ-ત્રણના વર્ગો કેવળ નામનિર્દેશથી કહ્યા છે. ૪૦

ત્રણ ઉપષ્ટંભોનું કથન

त्रय उपष्टम्भा इत्याहारः, स्वप्नो, ब्रह्मचर्यमिति;; एभिस्त्रिभिर्युक्तियुक्तैरुपष्टब्धमुपष्टम्भैः शरीरं बलवर्णोपचयोपचितमनुवर्तते यावदायुःसंस्कारात्, संस्कारः स हितमुपसेवमानस्य, य इहैवोपदेक्ष्यते ॥४१

આહાર, નિદ્રા તથા બ્રહ્મચર્ય, એ ત્રણ ઉપષ્ટંભો છે; આ ત્રણ ઉપષ્ટંભો જો યુક્તિયુક્ત હોય એટલે યુક્તિપૂર્વક–જે પ્રમાણે ઘટે તેમ યોજ્યા હોય, તો તેઓ(રૂપ થાંભલા)થી ધારી રાખેલું કે ટેકો આપેલું આ શરીર બળ, રંગ તથા પુષ્ટિથી પુષ્ટ બન્યા કરી આયુષના સંસ્કાર સુધી બરાબર ચાલ્યા કરે છે; હિતનું સેવન કરનાર મનુષ્ય સંબંધી જે સંસ્કાર છે, તેનો આ (ગ્રંથરૂપ) આયુર્વેદશાસ્ત્રમાં જ ઉપદેશ કરાશે. ૪૧

ગોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ લખે છે: 'ઉદ્દેશક્રમ પ્રમાણે પ્રથમ ઉપષ્ટંભોને અહીં બતાવે છે; 'उप–प्रधानस्तम्भानाम् अनुगतत्वेन स्तम्भयन्ति–धारयन्ति शरीरमित्युपष्टम्भाः । જેઓ શરીરના મુખ્ય સ્તંભોને અનુસરી શરીરને થંભાવે છે–ટકવી રાખે છે, ધારણ–પોષણ આપે છે, તે 'ઉપષ્ટંભો' કહેવાય છે.' 'વાત, પિત્ત અને કફ એ ત્રણ શરીરના મુખ્ય સ્તંભો છે; જેમ થાંભલા, ઘરને ટકવી–ધારી રાખે છે, તેમ એ વાત વગેરે શરીરને ટકવી રાખનારા મુખ્ય સ્તંભો છે. આ વાત સુશ્રુતે પણ આમ કહી છે: 'वातपित्तश्लेष्माण एव देहसंभवहेतवः, तैरेव अव्यापन्नैरधोमध्योर्ध्वसंनिविष्टैः शरीरमिदं धार्यते, अगारमिव स्थूणाभिस्तिसृभिः (सुश्रुत–सूत्र–२१ अ.) વાત, પિત્ત અને કફ એ ત્રણ જ શરીરની ઉત્પત્તિનું કારણ ધાતુઓ છે; તેઓ શરીરમાં નીચે, વચ્ચે અને ઉપર રહેલ છે અને નહિ બગડેલી સ્થિતિમાં રહીને આ શરીરનું ધારણ–પોષણ કરે છે; પણ તેઓ જો બગડે છે તો શરીરમાં રોગો પણ તે જ કરે છે. જેમ ત્રણ થાંભલીઓ ઘરને ટકવી રાખે, તેમ શરીરને તેઓ ટકવી રાખે છે.' એ વાતાદિ ત્રણ મુખ્ય સ્તંભો છે અને તેઓને પણ નજીકમાં રહી, મદદ કરનાર બીજા ત્રણ સ્તંભો–આહાર, નિદ્રા અને બ્રહ્મચર્ય, એ 'ઉપષ્ટંભો' છે. આમાં આહારનો અર્થ–માપસરનો (પથ્ય) ખોરાક છે; નિદ્રા તો પ્રસિદ્ધ છે અને બ્રહ્મચર્ય, એ ઉપસ્થ–ગુહ્ય ઇંદ્રિયનો સંયમ છે. આ ત્રણ ઉપષ્ટંભો બરાબર યુક્તિપૂર્વક–વ્યવસ્થિત યોજ્યા હોય, તો તેઓથી ટકી રહેતા આ શરીરમાં બળ, રંગ તથા પુષ્ટિ ભરચક રહ્યા કરે છે, જેથી આયુષના સંસ્કાર, સુધી તે બરાબર ચાલ્યા કરે છે; આયુષનો તે સંસ્કાર હિતસેવનપૂર્વક ગુણો સ્થાપવા, એ છે. હિતસેવન કરનાર પુરુષના સંબંધવાળો આ સંસ્કાર, આ જ શાસ્ત્રમાં ઉપદેશવામાં આવશે.

આયુર્વેદદીપિકાકાર ચક્રપાણિ અહીં આ જ વસ્તુ આ રૂપે જણાવે છે: 'अन्येन स्तभ्यमानं–धार्यमाणमुपसमीपं प्रधानकारणस्य गत्वा स्तम्भयति–धारयतीत्युपष्टम्भः ।' બીજું કંઈ મુખ્ય તરીકે કોઈને ટેકો આપી રહ્યું હોય, તેની પાસે રહી–એ મુખ્ય કારણની સમીપ જઈને જે ટકવી રાખે–ટકાવતાંને પણ ટેકો આપી જે ધારી રાખે છે, તે 'ઉપષ્ટંભ' કહેવાય છે; જેમ ઘરને ટકવી રાખતા

થતું નથી; કાંગેરનાં બીજમાંથી જવના અંકુરો કદી ઉત્પન્ન થતા નથી; હરકોઈ પુરુષે કે આત્માએ પૂર્વ-જન્મમા જે કંઈ શુભ કે અશુભ કર્મ કર્યું હોય છે, તેના જ ફળરૂપે આ જન્મમાં તેને દાસપણું કે ઐશ્વર્ય આદિ પ્રાપ્ત થાય છે.'

આવો જ ભાવ લખ્યા પછી જલ્પકલ્તરુ ટીકાકાર છેવટે આવો ઉપસંહાર કરે છે કે, ઉપર્યુક્ત યુક્તિ દ્વારા અને બીજાં બધાં પ્રમાણો દ્વારા આ નક્કી થાય છે કે આત્મા છે, તે નિત્ય છે, સંસારી છે, કર્તા છે અને ચૈતન્યનું કારણ પણ તે જ છે; તેણે કરેલાં શુભ-અશુભ કર્મો છે, એ જ કર્મો શુભ-અશુભ ફળ આપે છે, જેથી કર્મનાં ફળ પણ છે, એમ પણ સાબિત થાય છે અને એ જ કર્મફળ ભોગવવા માટે આત્મા આ સંસારમાં ફરી જન્મે છે, માટે પુનર્જન્મ સિદ્ધ થાય છે. ૩૮

## પરલોક માટેનાં સાધનો

**एवं प्रमाणैश्चतुर्भिरुपदिष्टे पुनर्भवे धर्मद्वारेष्ववधीयेत; तद्यथा–गुरुशुश्रूषायामध्ययने व्रतचर्यायां दारक्रियायामपत्योत्पादने भृत्यभरणेऽतिथिपूजायां दानेऽनभिध्यायां तपस्यनसूयायां देहवाङ्मानसे कर्मण्यक्लिष्टे देहेन्द्रियमनोऽर्थबुद्ध्यात्मपरीक्षायां मनःसमाधाविति; यानि चान्यान्यप्येवंविधानि कर्माणि सतामविगर्हितानि स्वर्ग्याणि वृत्तिपुष्टिकराणि विद्यात्तान्यारभेत कर्तुम्; तथा हि कुर्वन्निह चैव यशो लभते प्रेत्य च स्वर्गमिति तृतीया परलोकैषणा व्याख्याता भवति ॥ ३९ ॥**

એમ ચારે પ્રમાણોથી ઉપદેશેલો પુનર્જન્મ કે પરલોક છે, તો દરેક માણસે ધર્મનાં દ્વાર-દાનાદિ માટે ધ્યાન આપવું જોઈએ; (તે કરવા તત્પર રહેવું જોઈએ;) જેમ કે ગુરુની તથા વડીલો-ની સેવામાં, વેદાદિના અધ્યયનમાં, વ્રતો કરવામાં, વિવાહકર્મ કરી પત્નીના સ્વીકારમાં, સંતાનો ઉત્પન્ન કરવામાં, ભરણ-પોષણ કરવા યોગ્ય માતા-પિતા આદિનું ભરણ-પોષણ કરવામાં, અતિથિ-ઓની પૂજામાં, દાન કરવામાં, પારકાં ધન વિષેની લાલચ છોડવામાં, બીજાઓના ગુણો પર દોષારોપ નહિ કરવામાં; મન, વચન તથા શરીરની ક્રિયાઓને ક્લેશ વિના કરવામાં; દેહની, ઇંદ્રિયોની, મનની, વિષયોની, બુદ્ધિની તથા આત્માની પરીક્ષા કરવામાં તથા આત્મચિંતન વિષેની એકાગ્રતારૂપ મનની સમાધિ કરવામાં ધ્યાન આપવું, તેમાં સદા તત્પર રહેવું; તેમ જ એ સિવાયનાં બીજાં પણ સજ્જનો-માં અનિંદ્ય ગણાતાં, સ્વર્ગપ્રાપ્તિ માટેનાં, હિતકારી અને જીવનવ્યવહાર માટે જે પુષ્ટિકારી જણાય તે કર્મોને કરવા આરંભ કરવો; એમ કરતો માણસ આ લોકમાં યશ મેળવે છે અને (મરણ પછી) પરલોક-સ્વર્ગને પ્રાપ્ત કરે છે; એમ (અહીં સુધી) ત્રીજી પરલોક-એષણા કહેવામાં આવી છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર અહીં આમ વધુ લખે છે: 'ચારે પ્રમાણોથી પરલોક નક્કી કરાય છે, માટે પરલોકની એષણા કરવી જરૂરી છે, એ વાત અહીં કહેવાની છે. આપ્તોપદેશ, પ્રત્યક્ષ, અનુમાન તથા યુક્તિરૂપ પ્રમાણોથી આપ્ત પુરુષોએ ઉપદેશેલો પુનર્જન્મ જો અવશ્ય છે, તો ધર્મનાં દ્વાર-દાનાદિ કરવા તત્પર રહેવું; જેમ કે પ્રથમાશ્રમ બ્રહ્મચર્યાશ્રમમાં જનોઈની ક્રિયા થઈ જાય કે તરત ગુરુની સેવા વગેરેમાં તથા તેનાં અંગરૂપ ભિક્ષાચરણ આદિમાં તત્પર રહેવું; એમ સર્વ વેદો આદિ શાસ્ત્રોનું અધ્યયન કર્યા પછી સમાવર્તન સંસ્કાર થઈ જાય એટલે ગૃહસ્થા-શ્રમમાં પ્રવેશ કરવા વિવાહકર્મ દ્વારા પત્નીનો સ્વીકાર કરવો અને પ્રજા ઉત્પન્ન કરવી, જેથી પિતૃઓના ઋણથી મુક્ત થવાય છે; તેમ જ પોષ્ય વર્ગ-માતાપિતા આદિનું ભરણપોષણ, અતિથિસત્કાર, કાયમી દાનક્રિયા તથા પરધનવાંછાનો પરિત્યાગ કરવા તત્પર રહેવું. તે પછી વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરી તપશ્ચર્યા કરવી, પારકા-ગુણો પર દોષારોપ છોડવો અને ક્લેશરહિત કાયિક, વાચિક તથા માનસિક કર્મો કરવા તત્પર રહેવું. તે પછી ચોથો આશ્રમ-સંન્યાસ સ્વીકારવો; તેમાં જઈને શરીર, ઇંદ્રિયો, મન, વિષયો, બુદ્ધિ તથા આત્માની પરીક્ષામાં તત્પર રહેવું; અર્થાત્ દેહ આદિને નાશવંત જોઈ વિષયો તરફની અનાસક્તિ કેળવ્યા કરવી જોઈએ અને તે પછી આત્મામાં મનની એકાગ્રતા કરવારૂપ સમાધિ કર્યા કરવી જોઈએ; એ સિવાયનાં યથાયોગ્ય વર્ણાશ્રમ-કર્મો જે અહીં કહ્યાં નથી, તે તે સ્વર્ગ માટે હિતકારી અને જીવનનિર્વાહ માટે વધુ ઉપયોગી છે તથા છેવટે કાશી-નિવાસ પણ શક્ય હોય તો કરવો એમ તે બધું કરવાની પણ શરૂઆત કરવી જોઈએ, જેથી આ લોકમાં 'આ માણસ ધાર્મિક છે' એવો યશ મળે, મરણ પછી પરલોક-સ્વર્ગ મળે; વળી 'च'કાર મૂકી સૂચિત કર્યું છે કે મનની સમાધિ જો સિદ્ધ થાય તો મોક્ષ પણ મળે છે. એમ ચારે પુરુષાર્થોની સિદ્ધિ અહીં ત્રીજી પરલોકૈ-ષણામાં સમાવી દઈ સમજાવેલ છે. ૩૯

**ઉત્પન્ન થતું બળ તે 'કાલકૃત' બળ છે; તેમ જ આહાર અને ચેષ્ટાના સમ્યગ્ યોગથી ઉત્પન્ન થતું (બળ) 'યુક્તિકૃત' બળ છે. ૪૨**

અહીં કહેલાં ત્રણ પ્રકારનાં બળ પૈકી બીજું કાલકૃત બળ બે દ્વારા થાય છે; તેમાં એક તો ઋતુવિભાગથી તે બળ થાય છે; આ સંબંધે શ્લોકસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં આઠમા શ્લોકમાં આમ કહ્યું છે: 'आदावन्ते च दौर्बल्यं विसर्गादानयोर्नृणाम् । मध्ये मध्यबलं त्वन्ते श्रेष्ठमग्रे च निर्दिशेत् ।' (આનો અર્થ ત્યાં જોવો.) બીજું ઉંમરથી થાય છે; એટલે વર્ષરૂપ કાળ તથા ઉંમરરૂપ કાળથી જે બળ થાય છે, તે 'કાલકૃત' બળ કહેવાય છે; અને ત્રીજું 'યુક્તિકૃત બળ' માંસના રસો વગેરે પૌષ્ટિક આહારના તથા કસરત વગેરે ચેષ્ટાના સમ્યગ્યોગથી ઉત્પન્ન થાય છે; અથવા રસાયનપ્રયોગ કે વીર્યવર્ધક પ્રયોગોના સેવનથી થતું બળ પણ યુક્તિકૃત ગણાય છે; એમ આહારનો સમ્યગ્યોગ, ચેષ્ટાનો સમ્યગ્યોગ તથા રસાયન–વૃષ્ય આદિના પ્રયોગરૂપી યોગનો સમ્યગ્યોગ સેવ્યાથી 'યુક્તિકૃત બળ' થાય છે, આમ અહીં યોગીન્દ્રનાથ સેન લખે છે.

ચક્રપાણિ પણ ટૂંકમાં અહીં આ જ અભિપ્રાય આમ લખે છે: 'ત્રીજા યુક્તિકૃત બળમાં યુક્તિનો અર્થ, આહાર તથા ચેષ્ટાની શરીર સાથે જે સમ્યગ્ યોજના કરવી તે છે; સહજ બળમાં 'સત્ત્વ' શબ્દનો અર્થ 'મન' સમજવો; એ મનનું બળ 'ઉત્સાહ' કહેવાય છે; આ સહજ બળનું જ બીજું નામ 'પ્રાકૃત' બળ છે; એટલે કે જન્મથી માંડી ચાલુ થયેલું, સ્વાભાવિક ધાતુઓના વધારાથી વધેલું, બીજા કોઈ પણ કારણ વિનાનું જે બળ તે 'પ્રાકૃત' બળ છે; આપણે જોઈએ છીએ કે કેટલાક લોકો સ્વભાવથી જ બળવાન અને સ્વભાવથી જ દુર્બળ દેખાય છે; ઋતુવિભાગથી થતું બળ પહેલાં છઠ્ઠા અધ્યાયમાં ૮ મા શ્લોકમાં કહ્યું છે; યુક્તિકૃત બળમાં જે આહાર કહ્યો છે, તે માંસ કે ઘી વગેરે સમજવો; અને ચેષ્ટા એટલે યોગ્ય વિશ્રામપૂર્વકની કસરત આદિનો યોગ સમજવો. બીજા કેટલાક વિદ્વાનો અહીં 'યોગ' શબ્દથી 'રસાયનપ્રયોગ' લેવડાવે છે.'

જલ્પકલ્પતરુમાં શ્રીગંગાધર અહીં આમ લખે છે: 'માણસ જન્મે ત્યારે શરીરનું તથા મનનું જે સ્વાભાવિક બળ હોય તે 'સહજ' અથવા 'પ્રાકૃત' બળ કહેવાય છે; અર્થાત્ ગર્ભના આરંભકાળે પૂર્વજન્મનાં જેવાં કર્મોથી થયેલ જે કંઈ શુભ કે અશુભ ફળના વશથી જેવા પ્રકારની છ ધાતુઓનો યોગ થતાં જેવા રસયુક્ત આહારનું સેવન કરતી માતાના એ પરિપક્વ રસથી તથા પ્રકૃતિથી શરીર તથા મનની સાથે જે બળ સ્વાભાવિક જે ઉત્પન્ન થયું હોય, તે 'સહજ' કે 'પ્રાકૃત' બળ કહેવાય છે; બીજું કાલકૃત બળ ઋતુવિભાગજન્ય હોય છે; એટલે કે છ ઋતુઓરૂપ કાળના સ્વભાવથી થયેલ સહજ બળની જ વૃદ્ધિ, મધ્ય તથા હ્રાસરૂપ જે બળ તે જ પ્રથમ છઠ્ઠા અધ્યાયના ૮ મા શ્લોકમાં કહેલું 'કાલકૃત' બળ છે; અને ઉંમરથી કરાતું બાળપણનું, યુવાવસ્થાનું તથા વૃદ્ધાવસ્થાનું જે પ્રાકૃત બળ વધઘટ અને મધ્યમ સ્થિતિમાં જાય છે, તે પણ પ્રાકૃત બળની જ હ્રાસ, વૃદ્ધિ તથા મધ્ય સ્થિતિનું 'કાલકૃત' બળ જ કહેવાય છે; અને યુક્તિકૃત બળ તે આહાર, ચેષ્ટા તથા યોગથી થાય છે; બળ–અબળ કરનારા આહારો યુક્તિપૂર્વક યોજ્યા હોય, તેથી થયેલું બળ, કસરત વગેરે ચેષ્ટાથી થયેલું બળ અને વાજીકરણ યોગોના પ્રયોગથી થતું બળ 'યુક્તિકૃત' કહેવાય છે. ૪૨

### ત્રણ આયતનો અથવા ત્રણ રોગ–કારણો

**त्रीण्यायतनानीत्यर्थानां कर्मणः कालस्य चातियोगायोगमिथ्यायोगाः ॥ ४३ ॥**

**વિષયોના અતિયોગ, અયોગ અને મિથ્યાયોગ; કર્મના અતિયોગ, અયોગ અને મિથ્યાયોગ; અને કાલના અતિયોગ, અયોગ અને મિથ્યાયોગ, એ ત્રણ રોગોનાં કારણો છે. ૪૩**

અહીં ગંગાધર ઠીક સમજાવે છે: શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ બાહ્ય વિષયોના અતિયોગ, અયોગ અને મિથ્યાયોગ, એ રોગોનું પહેલું કારણ છે; પછી કર્મ એટલે મન, વચન તથા શરીરની પ્રવૃત્તિના અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગ, એ બીજું રોગોનું કારણ છે અને તે પછી શીત–ઉષ્ણ તથા વર્ષારૂપ કાળના અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગ, એ ત્રીજું રોગોનું કારણ છે. અહીં અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગને એકંદર અસમ્યગ્ યોગ ગણીને ત્રણ કારણો ગણ્યાં છે, પણ નવ કારણો ગણ્યાં નથી. ૪૩

### રૂપદર્શનના અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગ.

**तत्रातिप्रभावतां दृश्यानामतिमात्रं दर्शनमतियोगः, सर्वशोऽदर्शनमयोगः, अतिसूक्ष्मातिश्लिष्टातिविप्रकृष्टरौद्रभैरवाद्भुतद्विष्टबीभत्सविकृतादिरूपदर्शनं मिथ्यायोगः ॥ ४४ ॥**

**તેમાં અતિશય કાંતિવાળા તેજસ્વી સૂર્ય આદિ પદાર્થોને અત્યંત જોવા, તે (રૂપના) દર્શનનો અતિ-**

મુખ્ય થાંભલા હોય, તેની પાસે તેઓને પણ બળ આપનાર બીજા ટેકાઓ જે ગોઠવ્યા હોય, તે 'ઉપષ્ટંભો' કહેવાય છે; તેજ પ્રમાણે આ શરીર પણ તેનું આયુષ તૈયાર કરનાર કર્મ વડે ધારણ કરાય છે; તેની સમીપ રહી ધારણ કરનાર આહાર વગેરે ઉપષ્ટંભો કહેવાય છે. 'આયતન' શબ્દ મૂળમાં છે, તેનો અર્થ રોગનાં કારણો, એવો થાય છે. 'બ્રહ્મચર્ય' શબ્દનો અર્થ-'ઇંદ્રિયસંયમ', 'માનસિક પ્રસન્નતા' વગેરે 'બ્રહ્મજ્ઞાનને અનુસરતા ગુણો' લેવાય છે; આહાર વગેરે પણ અહીં મુખ્યત્વે કરી ઉત્તમ પ્રકારના જ હોય તે લેવાય છે; વિરૂપ અથવા ખરાબ જાતના આહાર વગેરે શરીરને ટેકો આપનાર કહેવાય નહિ; આ જ કારણે આ ત્રણે ઉપષ્ટંભોને 'युक्तियुक्तं.' એ વિશેષણ અપાયું છે. યુક્તિ એટલે ઉત્તમ પ્રકારની યોજના; અને તે દ્વારા યોજેલા તે આહારાદિ 'યુક્તિયુક્ત' કહેવાય છે; બ્રહ્મચર્યની અયુક્તિ–બિલકુલ અભ્યાસ નહિ રાખવાથી, તેમ જ અતિશય વધારે પ્રમાણમાં ઇંદ્રિયસંયમ રાખવો, આદિ રૂપે સમજાય છે. એવી એ અયુક્તિ, મનનો ક્ષોભ આદિનું કારણ બને છે. આ ત્રણેના બરાબર યોગ્ય સેવનથી શરીર બળ, વર્ણ તથા પુષ્ટિથી યુક્ત થાય છે; અને તે આયુષનું કારણ–ધર્મ તથા અધર્મરૂપ સંસ્કારો પર્યંત ટકી રહે છે. અહીં 'સંસ્કાર' શબ્દનો અર્થ 'કારણ' સમજવો જોઈએ. અહીં આહારાદિ ત્રણને મુખ્ય ઉપષ્ટંભો રૂપે કહ્યા છે; તેથી અભ્યંગ આદિ પણ ગૌણ તરીકે શરીરધારક ગણાય જ છે; તેમાં વિરોધ નથી; અહીં શંકા થાય છે કે આહારાદિ ઉપષ્ટંભોનું બરાબર સેવન કરતો હોય, છતાં વિશેષે કરી અસાત્મ્ય ઇંદ્રિયાર્થ-સંયોગ આદિ કારણોથી થતા રોગો દ્વારા ઘણા લોકોનું વચ્ચે પણ મરણ થતું જોવામાં આવે છે; તેનું કેમ? એ શંકાનું જ સમાધાન અહીં મૂળમાં બતાવે છે કે, એ સંસ્કાર પણ હિત સેવનારના સંબંધે ઉપદેશવામાં આવશે; પરંતુ જે અહિતનું સેવન કરે તેના સંબંધમાં તે સંસ્કારનો ઉપદેશ નથી; એટલે શરીરને જે અહિતકારી હોય તે તો શરીરનો નાશ જ કરે, એ સ્પષ્ટ થાય છે.'

અહીં શ્રીગંગાધર જલ્પકલ્પતરુમાં આમ સમજાવે છે: 'પ્રથમ નામનિર્દેશ કહ્યા પછી હવે તેઓનો નિર્દેશપૂર્વક વિભાગ કહે છે. આહાર વગેરે ત્રણ ઉપષ્ટંભો છે. તેમાંનો આહાર અશિત, ખાદિત, પીત અને લીઢ એવા ભેદથી ચાર પ્રકારનો છે; પરંતુ ચારે આહારને માત્ર 'ખાવું' એમ સામાન્ય ગણી અહીં એક જ આહાર કહ્યો છે. 'આહાર' એટલે જીભથી કંઈ ખાવું, એટલો જ અર્થ લેવા માગે છે. 'સ્વપ્ન' એટલે નિદ્રા; તેના સ્વપ્ન તથા સુષુપ્તિ એવા બે પ્રકારો છે; તેમ જ બીજા ૭ પ્રકારો આ પ્રમાણે કહ્યા છે: 'तमोभवा श्लेष्मसमुद्भवा च मनःशरीरश्रमसंभवा च ॥ आगन्तुकी व्याध्यनुवर्तिनी च रात्रिस्वभावप्रभवा च निद्रा તમોગુણથી થતી એક નિદ્રા, બીજી કફથી થતી નિદ્રા, ત્રીજી મન અને શરીરના થાકથી થતી નિદ્રા, ચોથી આગન્તુકી નિદ્રા, પાંચમી રોગને અનુસરતી નિદ્રા અને છઠ્ઠી રાત્રિના સ્વભાવથી થતી નિદ્રા હોય છે.' આમ ૭ પ્રકારની નિદ્રા ગણાય છે, છતાં 'બહારના ચૈતન્યનો અભાવ થવામાં કારણ સામાન્ય 'નિદ્રા'રૂપે એક જ નિદ્રા અહીં ગણી છે. બ્રહ્મચર્ય એટલે શરીર, મન તથા વાણીથી પણ મૈથુનનો ત્યાગ કરવો, એ રૂપે સામાન્ય એક જ પ્રકારનું અહીં ગણ્યું છે. આ ત્રણ ઉપષ્ટંભો જણાવી તેનાં પ્રયોજનો પણ અહીં આ પ્રમાણે કહે છે: આ ત્રણે ઉપષ્ટંભોને સમયોગરૂપી યુક્તિથી બરાબર જોઈતા પ્રમાણમાં, પ્રયોગમાં કે આચારમાં મૂક્યા હોય, તો તેઓ દ્વારા મજબૂત બનેલું શરીર બળ, રંગ તથા પુષ્ટિથી યુક્ત થાય છે અને બરાબર વ્યવસ્થિત–નીરોગી રહ્યા કરે છે; જેથી એવું શરીર રહેતાં મનુષ્યોનું આ લોકનું તથા પરલોકનું કલ્યાણ પણ સિદ્ધ કરી શકાય છે; અને તેવું શરીર છેક આયુષના સંસ્કાર સુધી એવું ને એવું એ ત્રણ ઉપષ્ટંભોથી સંસ્કારયુક્ત કરાય છે; એ સંસ્કાર કારણરૂપે ગુણ–સ્થાપવો, તે છે; એટલે શરીરમાંથી (કોઈ પણ તત્ત્વના) હ્રાસની નિવૃત્તિ થાય, શરીરનું કોઈ પણ તત્ત્વ ઓછું થતું અટકે, એ જ ગુણને આ ત્રણ ઉપષ્ટંભો શરીરમાં સ્થાપે છે. આયુષ તો પૂર્વજન્મનાં કર્મફળથી ઉત્પન્ન થઈ અમુક કાળ સુધીનું ચોક્કસ પ્રમાણમાં નક્કી થયું હોય છે અને તે તો શરીર, ઇંદ્રિયો, મન તથા આત્માના સંયોગરૂપ જ ગણાય છે; એ નિયત આયુષનો સંસ્કાર તો આ જ પ્રકારનો શાસ્ત્રમાં ઉપદેશ્યો છે કે આહાર આદિના સમ્યગ્યોગથી આયુષનો હ્રાસ અટકે, એ જ ગુણ સ્થપાય, તે આયુષનો સંસ્કાર છે.' ૪૧

### ત્રણ પ્રકારના બલનું નિરૂપણ

त्रिविधं बलमिति-सहजं, कालकृतं, युक्तिकृतं च। तत्र सहजं यच्छरीरसत्त्वयोः प्राकृतं, कालकृतमृतुविभागजं वयःकृतं च, युक्तिकृतं यदाहारचेष्टायोगजम् ॥ ४२ ॥

સહજ બળ, કાલકૃત બળ અને યુક્તિકૃત બળ એમ ત્રણ પ્રકારનું બળ છે; તેમાં શરીરનું તથા મનનું જે સ્વાભાવિક બલ હોય છે, તે 'સહજ બળ' છે; ઋતુવિભાગથી ઉત્પન્ન થતું અને ઉંમરથી

પવનનો ગંધ તથા મુડદાંનો ગંધ વગેરે સૂંઘવા, એ ગંધગ્રહણનો મિથ્યાયોગ છે. ૪૬

ગંગાધર અહીં પણ જલ્પકલ્પતરુમાં ઠીક સમજાવે છે: 'મરીયાં વગેરેની ગંધ અતિતીક્ષ્ણ હોય છે; ચંપા વગેરેની ગંધ અતિ ઉગ્ર હોય છે; માલકાંકણી વગેરેની ગંધ અતિ અભિષ્યંદી ( એટલે રસવાહી નાડીઓને કફથી રોકી દેનારી) હોય છે; એવી ગંધ ખૂબ વધારે સૂંઘવી તે ઘ્રાણવિષયનો અતિયોગ છે; સારી ગંધ પણ ખૂબ વધારે પ્રમાણમાં સૂંઘવી તે પણ ગંધવિષયનો અતિયોગ છે. (આમાંની તીક્ષ્ણ ગંધ ચક્ષુનું વિરેચન કરે છે; જેમ કે કાળીજીરીની ગંધ આંખમાંથી પાણી ઝારે છે; વજ વગેરેની ઉગ્ર ગંધ શીસટી કરાવે છે; ઉકાળેલો શેરડીનો રસ, દારૂ અને આસવ વગેરેની અતિ અભિષ્યંદી ગંધ રસવાહી નાડીઓને (સ્તૈમિત્ય) સજ્જડ કે જડ કરાવે છે; આમ ટીકાકાર ચક્રપાણિ અહીં વધુ લખે છે.) હરકોઈ ગંધ બિલકુલ સૂંઘવી નહિ અથવા ખૂબ થોડી સૂંઘવી તે ગંધવિષયનો અયોગ ( કે હીનયોગ ) કહેવાય; દુર્ગંધી વગેરે ગંધ સૂંઘવી એ ગંધવિષયનો મિથ્યાયોગ છે; જેને સૂંઘતાં માણસને ખૂબ કંટાળો કે ધિક્કાર વછૂટે એ 'દ્વિષ્ટ' ગંધ કહેવાય છે; અપવિત્ર વસ્તુની ગંધ એ 'અમેધ્ય' ગંધ છે; સડી ગયેલી વસ્તુની ગંધ એ 'ક્લિન્ન' ગંધ કહેવાય છે; પવને આણેલી ઝેરી ગંધ વિષગંધ છે અને મુડદાંની ગંધને 'કુણપગંધ' કહેલ છે. અહીં છેલ્લે 'આદિ' શબ્દ મૂકીને 'વિસ્રગંધ' એટલે પિત્તની ખરાબ ગંધ જણાવે છે. ૪૬

## રસવિષયના અતિયોગ વગેરે

तथा रसानामत्यादानमतियोगः, सर्वशोऽनादानमयोगः, मिथ्यायोगो राशिवर्जेष्वाहारविधिविशेषायतनेषूपदेक्ष्यते ॥ ४७ ॥

રસોનો ખૂબ વધારે પ્રમાણમાં સ્વાદ લેવો, એ રસવિષયનો અતિયોગ છે, રસોનો બિલકુલ સ્વાદ ન લેવો કે ખૂબ થોડા પ્રમાણમાં સ્વાદ લેવો, એ રસવિષયનો અયોગ ( કે હીનયોગ ) છે; અને રસના મિથ્યાયોગનો રાશિ સિવાયનાં આહારવિધિવિશેષનાં આયતનો (કે કારણો જ્યાં કહેશે, ત્યાં–વિમાનસ્થાનના પ્રથમ અધ્યાય )માં ઉપદેશ કરાશે.

અહીં ગંગાધર જલ્પકલ્પતરુમાં આમ લખે છે: ભક્ષણ આદિ કર્મ ઘણાં કાર્યોનું કારણ હોવાથી સ્પર્શગ્રહણના અતિયોગ આદિની પહેલાં રસવિષયના અતિયોગ આદિ કહેવામાં આવે છે. મધુર આદિ રસોને ભોજનાદિ દ્વારા નિરંતર ખૂબ વધારે ગ્રહણ કરવા એ રસવિષયનો અતિયોગ છે; રસોને બિલકુલ ગ્રહણ ન કરવા એટલે કંઈ જમવું નહીં, ચાવવું નહિ, પીવું નહિ કે ચાટવું પણ નહિ એ રસવિષયનો અયોગ છે; અને રસનો મિથ્યાયોગ. રાશિ સિવાયનો વિમાનસ્થાનના રસવિમાન નામના અધ્યાયમાં કહેવાશે. છતાં અહીં તે વિષે સામાન્ય સમજૂતી આપવામાં આવે છે: પ્રકૃતિ, કરણ, સંયોગ, રાશિ, દેશ, કાલ, ઉપયોગસંસ્થા અને ઉપયોક્તા એ આઠ આહારવિધિમાં વિશેષ કારણો છે; તેમાં રાશિસિવાયના પ્રકૃતિ આદિ સાતથી વિરુદ્ધ આહારનો ઉપયોગ કરવો. એ રસવિષયનો મિથ્યાયોગ કહેવાય છે. રાશિનો તો મિથ્યાયોગ સંભવતો નથી: કેમ કે તેના તો અતિયોગ તથા અયોગ જ સંભવે છે; એ રાશિનું લક્ષણ વગેરે ત્યાં વિમાનસ્થાનમાં કહેવાશે. અહીં ચક્રપાણિ આ પ્રકૃતિ વિરુદ્ધ આદિના ભોજનથી થતો રસનો મિથ્યાયોગ ટૂંકમાં કંઈક થોડો સમજાવે છે: 'પ્રકૃતિ' આદિના દોષથી આહારનો કેવળ મિથ્યાયોગ જ સંભવે છે; જેમ કે પ્રકૃતિવિરુદ્ધ અડદ વગેરેનું ભોજન, એ આહારના રસનો મિથ્યાયોગ જ થાય છે; પછી 'કરણ' એટલે સંસ્કાર કહેવાય છે; એ સંસ્કારવિરુદ્ધ સાથવો વગેરે ખાવાથી પણ રસનો મિથ્યાયોગ થાય છે; તેમ જ સંયોગવિરુદ્ધ—સમાન ઘી તથા મધનો ઉપયોગ કરવો, એ પણ રસનો મિથ્યાયોગ જ થાય છે: એમ દેશવિરુદ્ધ, કાલવિરુદ્ધ, આદિનાં ઉદાહરણો વિમાનસ્થાનમાં રસસ્થાન વિષે કહેવામાં આવશે. એ બધાં મિથ્યાયોગરૂપે જ થાય છે; કેમ કે તેઓ અયોગ તથા અતિયોગની અપેક્ષા વિના જ દોષકારી થાય છે. ૪૭

## સ્પર્શવિષયના અતિયોગ વગેરે

तथाऽतिशीतोष्णानां स्पृश्यानां स्नानाभ्यङ्गोत्सादनादीनां चात्युपसेवनमतियोगः, सर्वशोऽनुपसेवनमयोगः, स्नानादीनां शीतोष्णादीनां च स्पृश्यानामनानुपूर्व्योपसेवनं विषमस्थानाभिघाताशुचिभूतसंस्पर्शादयश्चेति मिथ्यायोगः ॥ ४८ ॥

તેમ જ અતિ શીતળ તથા અતિ ઉષ્ણ સ્પર્શવાળા પદાર્થોનું તથા સ્નાન, અભ્યંગ તથા ઉત્સાદન આદિનું જે અત્યંત સેવન કરવું, એ સ્પર્શવિષયનો અતિયોગ છે; એવાં સ્નાનાદિનું બિલકુલ સેવન ન કરવું, એ સ્પર્શવિષયનો અયોગ (કે હીનયોગ ) છે; તેમ જ એ સ્નાનાદિનું તથા

પવનને ગંધ તથા મુડદાંનો ગંધ વગેરે સૂંઘવા, એ ગંધગ્રહણુનો મિથ્યાયોગ છે. ૪૬

ગંગાધર અહીં પણ જલ્પકલ્પતરુમાં ઠીક સમજાવે છે: 'મરીયાં વગેરેની ગંધ અતિતીક્ષ્ણુ હોય છે; ચંપા વગેરેની ગંધ અતિ ઉગ્ર હોય છે; માલકાંકણી વગેરેની ગંધ અતિ અભિષ્યંદી (એટલે રસવાહી નાડીઓને કફથી રોકી દેનારી) હોય છે; એવી ગંધ ખૂબ વધારે સૂંઘવી તે ઘ્રાણુવિષયનો અતિયોગ છે; સારી ગંધ પણ ખૂબ વધારે પ્રમાણુમાં સૂંઘવી તે પણ ગંધવિષયનો અતિયોગ છે. (આમાંની તીક્ષ્ણુ ગંધ ચક્ષુનું વિરેચન કરે છે; જેમ કે કાળીજીરીની ગંધ આંખમાંથી પાણી ઝારે છે; વજ વગેરેની ઉગ્ર ગંધ ઊલટી કરાવે છે; ઉકાળેલો શેરડીનો રસ, દારૂ અને આસવ વગેરેની અતિ અભિષ્યંદી ગંધ રસવાહી નાડીઓને (સ્તૈમિત્ય) સજ્જડ કે જડ કરાવે છે; આમ ટીકાકાર ચક્રપાણિ અહીં વધુ લખે છે.) હરકોઈ ગંધ બિલકુલ સૂંઘવી નહિ અથવા ખૂબ થોડી સૂંઘવી તે ગંધવિષયનો અયોગ (કે હીનયોગ) કહેવાય; દુર્ગંધી વગેરે ગંધ સૂંઘવી એ ગંધવિષયનો મિથ્યાયોગ છે; જેને સૂંઘતાં માણસને ખૂબ કંટાળો કે ધિક્કાર વછૂટે એ 'દ્વિષ્ટ' ગંધ કહેવાય છે; અપવિત્ર વસ્તુની ગંધ એ 'અમેધ્ય' ગંધ છે; સડી ગયેલી વસ્તુની ગંધ એ 'ક્લિન્ન' ગંધ કહેવાય છે; પવને આણેલી ઝેરી ગંધ વિષગંધ છે અને મુડદાંની ગંધને 'કુણપગંધ' કહેલ છે. અહીં છેલ્લે 'આદિ' શબ્દ મૂકીને 'વિસ્રગંધ' એટલે પિત્તની ખરાબ ગંધ જણાવે છે. ૪૬

### રસવિષયના અતિયોગ વગેરે

**તથા रसानामत्यादानमतियोगः, सर्वशोऽनादानमयोगः, मिथ्यायोगो राशिवर्जेष्वाहारविधिविशेषायतनेषूपदेक्ष्यते ॥ ४७ ॥**

રસોનો ખૂબ વધારે પ્રમાણુમાં સ્વાદ લેવો, એ રસવિષયનો અતિયોગ છે, રસોનો બિલકુલ સ્વાદ ન લેવો કે ખૂબ થોડા પ્રમાણુમાં સ્વાદ લેવો, એ રસવિષયનો અયોગ (કે હીનયોગ) છે; અને રસના મિથ્યાયોગનો રાશિ સિવાયનાં આહારવિધિ વિશેષનાં આયતનો (કે કારણો જ્યાં કહેશે, ત્યાં–વિમાનસ્થાનના પ્રથમ અધ્યાય)માં ઉપદેશ કરાશે.

અહીં ગંગાધર જલ્પકલ્પતરુમાં આમ લખે છે: ભક્ષણુ આદિ કર્મ ઘણાં કાર્યોનું કારણુ હોવાથી સ્પર્શ ગ્રહણુના અતિયોગ આદિની પહેલાં રસવિષયના અતિયોગ આદિ કહેવામાં આવે છે. મધુર આદિ રસોને ભોજનાદિ દ્વારા નિરંતર ખૂબ વધારે ગ્રહણુ કરવા એ રસવિષયનો અતિયોગ છે; રસોને બિલકુલ ગ્રહણુ ન કરવા એટલે કંઈ જમવું નહીં, ચાવવું નહિ, પીવું નહિ કે ચાટવું પણુ નહિ એ રસવિષયનો અયોગ છે; અને રસનો મિથ્યાયોગ રાશિ સિવાયનો વિમાનસ્થાનના રસવિમાન નામના અધ્યાયમાં કહેવાશે. છતાં અહીં તે વિષે સામાન્ય સમજૂતી આપવામાં આવે છે: પ્રકૃતિ, કરણુ, સંયોગ, રાશિ, દેશ, કાલ, ઉપયોગસંસ્થા અને ઉપયોક્તા એ આઠ આહારવિધિમાં વિશેષ કારણો છે; તેમાં રાશિ સિવાયના પ્રકૃતિ આદિ સાતથી વિરુદ્ધ આહારનો ઉપયોગ કરવો, એ રસવિષયનો મિથ્યાયોગ કહેવાય છે. રાશિનો તો મિથ્યાયોગ સંભવતો નથી; કેમ કે તેના તો અતિયોગ તથા અયોગ જ સંભવે છે; એ રાશિનું લક્ષણુ વગેરે ત્યાં વિમાનસ્થાનમાં કહેવાશે. અહીં ચક્રપાણિ આ પ્રકૃતિ વિરુદ્ધ આદિના ભોજનથી થતો રસનો મિથ્યાયોગ ટૂંકમાં કંઈક થોડો સમજાવે છે: 'પ્રકૃતિ' આદિના દોષથી આહારનો કેવળ મિથ્યાયોગ જ સંભવે છે; જેમ કે પ્રકૃતિવિરુદ્ધ અડદ વગેરેનું ભોજન, એ આહારના રસનો મિથ્યાયોગ જ થાય છે; પછી 'કરણુ' એટલે સંસ્કાર કહેવાય છે; એ સંસ્કારવિરુદ્ધ સાથવો વગેરે ખાવાથી પણુ રસનો મિથ્યાયોગ થાય છે; તેમ જ સંયોગવિરુદ્ધ–સમાન ઘી તથા મધનો ઉપયોગ કરવો, એ પણુ રસનો મિથ્યાયોગ જ થાય છે: એમ દેશવિરુદ્ધ, કાલવિરુદ્ધ, આદિનાં ઉદાહરણો વિમાનસ્થાનમાં રસસ્થાન વિષે કહેવામાં આવશે. એ બધાં મિથ્યાયોગરૂપે જ થાય છે; કેમ કે તેઓ અયોગ તથા અતિયોગની અપેક્ષા વિના જ દોષકારી થાય છે. ૪૭

### સ્પર્શવિષયના અતિયોગ વગેરે

**तथाऽतिशीतोष्णानां स्पृश्यानां स्नानाभ्यङ्गोत्सादनादीनां चात्युपसेवनमतियोगः, सर्वशोऽनुपसेवनमयोगः, स्नानादीनां शीतोष्णादीनां च स्पृश्यानामनानुपूर्व्योपसेवनं विषमस्थानाभिघाताशुचिभूतसंस्पर्शादयश्चेति मिथ्यायोगः ॥ ४८ ॥**

તેમ જ અતિ શીતળ તથા અતિ ઉષ્ણુ સ્પર્શવાળા પદાર્થોનું તથા સ્નાન, અભ્યંગ તથા ઉત્સાદન આદિનું જે અત્યંત સેવન કરવું, એ સ્પર્શવિષયનો અતિયોગ છે; એવાં સ્નાનાદિનું બિલકુલ સેવન ન કરવું, એ સ્પર્શવિષયનો અયોગ (કે હીનયોગ) છે; તેમ જ એ સ્નાનાદિનું તથા

હોય જ છે.' એવી વ્યાપ્તિ કે સાહચર્યનિયમ હોવાથી સ્પર્શનેંદ્રિય વ્યાપક ઠરે છે અને તે સ્પર્શનેંદ્રિય દ્વારા મન પણ વ્યાપક ઠરે છે. ખરી રીતે જોઈએ તો મન અણુ-પરિમાણ એટલે કે પરમાણુ જેવું જ અતિશય સૂક્ષ્મ સ્વરૂપ હોવાથી તે વ્યાપક હોઈ શકે જ નહિ. છતાં અહીં સ્પર્શનેંદ્રિયનું તથા મનનું જે વ્યાપકપણું કહ્યું છે, તે સર્વ ઇંદ્રિયોની સાથે તેઓનો સંયોગ સાબિત કરવા માટે જ કહેલ છે; એ કારણે સ્પર્શનેંદ્રિય તથા મન-નું વ્યાપકપણું હોવાથી સર્વ ઇંદ્રિયો સાથે તે બન્ને વ્યાપક એવાં સ્પર્શનેંદ્રિયનો તથા મનનો સંબંધ સિદ્ધ કર્યો છે અને તે જ સંબંધ સુખદુઃખોનો અનુ-ભવ થવામાં કારણ છે, આ વાત આ ગ્રંથના શારીર-સ્થાનના 'કતિધાપુરુષીય' નામના પહેલા અધ્યાયમાં આમ કહી છે: 'स्पर्शनेन्द्रियसंस्पर्शः स्पर्शो मानसः एव च । द्विविधः सुखदुःखानां वेदनानां प्रवर्तकः' સ્પર્શન-ઇંદ્રિયનો સંબંધ તથા મનનો સંબંધ, એમ બે પ્રકારનો તે સ્પર્શ કે સંબંધ, સુખ-દુઃખના અનુભવોને પ્રવર્તાવે છે.' આ વાત કણાદે પણ આમ જ કહી છે: 'त्वचो योगो मनसा ज्ञानकारणम्' મન સાથે ત્વચાનો જે યોગ કે સંબંધ તે જ્ઞાનનું કારણ છે.' એટલે કે દરેક વિષયોના અતિયોગ આદિમાં એ બન્નેનો સંબંધ જેમાં કારણ હોય છે, એવી અમુક જે અવસ્થા થાય છે, તે જ એ અવસ્થા, અનુપશયરૂપ—એટલે કે દુઃખ કરનારી હોવાથી 'અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ'રૂપે થાય છે અને તેથી જ એ 'અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ' નામે કહેવાય છે; અને ઇંદ્રિયોના વિષયો પાંચ હોવાથી તે 'અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ' પણ પાંચ પ્રકારનો થાય છે; જેમ કે [૧]ચક્ષુ-અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ, [૨]ઘ્રાણ-અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ, [૩]શ્રોત્ર-અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ, [૪]રસન-અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ અને [૫]સ્પર્શન-અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ. વળી અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગ દ્વારા ભેદો પડવાથી તે—અસાત્મ્ય 'ઇંદ્રિયાર્થ-સંયોગ' ત્રણ ભેદવાળો પણ ગણાય છે.

અહીં કોઈને શંકા થાય કે આ 'અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ' એવું નામ પડવામાં મૂળ તો 'अनुपशयात्' એટલે કે અનુપશયરૂપ થવું કે માફક ન આવવું, એમ અનુપશયને જ કારણરૂપ કહેલ છે; તો પછી 'અનુપશય-ઇંદ્રિયાર્થ-સંયોગ' એવું જ નામ પાડવું યોગ્ય લાગે છે, પણ 'અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ' એવું નામ પાડવું, તે યોગ્ય લાગતું નથી.' આવી આ શંકાનું જ સમાધાન થાય, તે માટે જ મૂળમાં છેલ્લે આમ કહે છે કે, 'સાત્મ્ય' અને 'ઉપશય' એ બન્ને એક જ અર્થને દર્શાવતા બે પર્યાયો છે; એટલે અનુપ-શય તથા અસાત્મ્ય એ બેયનો અર્થ એક જ થાય છે. એ કારણે 'અસાત્મ્ય' તથા 'અનુપશય' પણ એક જ અર્થને જણાવતા બે પર્યાયો જ છે, તેથી 'અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ' એવું નામ પણ વિરુદ્ધ નથી. એમ વિષયોના અતિયોગ વગેરે, પોતપોતાને અનુસરતી ઇંદ્રિય-ને હાનિ પહોંચાડે છે, એ વાત પ્રથમ 'ઇંદ્રિયોપક્રમણીય' નામના ૮ મા અધ્યાયમાં કહેવાઈ ગઈ છે.

આયુર્વેદદીપિકા—ટીકાકર્તા શ્રીચક્રપાણિ અહીં વધુ આમ લખે છે: 'આખા શરીરમાં સ્પર્શનેંદ્રિય જોકે વ્યાપક છે, પરંતુ મન એ રીતે વ્યાપક બનતું નથી; એ તો જે વિષયનું ચિંતન કરે છે, તે વિષયના ગ્રહણ વખતે જ તે તે ઇંદ્રિયના સ્થાનમાં રહેલ સ્પર્શન-ઇંદ્રિય સાથે એકરૂપ થઈને તે ઇંદ્રિય દ્વારા તેના વિષયને ગ્રહણ કરે છે; એમ મનની વ્યાપકતા ચિન્ત્યવિષય દ્વારા જ તે તે જુદા જુદા સમયે જ થતી જોવામાં આવે છે; એમ એકંદર સ્પર્શનેંદ્રિયના સંબંધ દ્વારા થતા તે તે ઇંદ્રિયાર્થસંયોગો અતિયોગ આદિ રૂપ સંબંધને લીધે અનુ-પશય કરનાર એટલે દુઃખકારી થતા હોવાથી સામાન્ય એક જ એવો જે અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ છે તે જ વિષયોના પાંચ પ્રકારો હોવાથી પાંચ પ્રકારનો છે અને તેમાં અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગના વિકલ્પો થવાથી તે ખરી રીતે એક જ પ્રકારનો હોવા છતાં ત્રણ પ્રકારનો થઈને એકંદર કુલ સંખ્યામાં તો પંદર પ્રકારનો જ થાય છે, એ ભાવ છે.'

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રીગંગાધર અહીં કતિધા-પુરુષીયના ઘણા શ્લોકો ઉતારે છે, જે ત્યાં આવવાના જ છે; તે અહીં લેવાથી પુનરુક્તિ જ થાય એમ સમજી અમે લીધા નથી; પરંતુ તેમણે છેવટે બહુ જ ઠીક લખ્યું છે કે અસાત્મ્યવિષયસેવન, એ પણ બુદ્ધિભ્રંશ કે બુદ્ધિના અપરાધ વિના સંભવતું નથી, તેથી તેનો સમાવેશ બુદ્ધિના અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગમાં થઈ શકે છે, છતાં અહીં 'અસાત્મ્ય ઇંદ્રિયાર્થસંયોગ'ને અલગ જણાવી-ને ખાસ આ જણાવવાનું છે કે ઇંદ્રિય સંબંધી રોગોનું મુખ્ય કારણ આ 'અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ-સંયોગ' જ અવશ્ય હોય છે. ૪૯

## કર્મના અતિયોગ વગેરે

कर्म वाङ्मनःशरीरप्रवृत्तिः । तत्र वाङ्मनःशरीरातिप्रवृत्तिरतियोगः, सर्वशोऽप्रवृत्तिरयोगः, सूचकानृताकालकलहाप्रियाबद्धानुपचारपरुषवचनादिर्वाङ्मिथ्यायोगः, भयशोकक्रोधलोभमोहमानेर्ष्यामिथ्यादर्शनादिर्मानसो मिथ्यायोगः । वेगधारणो-

दीरणविषमस्खलनगमनपतनाङ्गप्रणिधानाङ्गप्रदूषणप्रहारमर्दनप्राणोपरोधसंक्लेशनादिः शारीरो मिथ्यायोगः, सङ्ग्रहेण चातियोगायोगवर्जं कर्म वाङ्मनःशारीरजमहितमनुपदिष्टं यत् तच्च मिथ्यायोगं विद्यात् ॥५०॥

વાણીની, મનની તથા શરીરની પ્રવૃત્તિ કર્મ કહેવાય છે; તેમાં વાણી, મન તથા શરીરની અતિ પ્રવૃત્તિ તે અતિયોગ છે; બિલકુલ પ્રવૃત્તિ ન જ કરવી અથવા બહુ જ થોડી પ્રવૃત્તિ કરવી, એ તેઓનો અયોગ કે હીનયોગ છે; ચાડી કરવી, અસત્ય બોલવું, સમય વગરનું બોલવું, કજિયા કરવા, અપ્રિય બોલવું, સંબંધ વગરનું બોલવું, અનુકૂળ ન હોય એવું બોલવું, કઠોર વચનો બોલવાં, વગેરે વાણીનો મિથ્યાયોગ છે; ભય, શોક, ક્રોધ, લોભ, મોહ, માન, ઈર્ષ્યા તથા મિથ્યાદર્શન એટલે નાસ્તિકતા બુદ્ધિ, એ મનનો મિથ્યાયોગ છે; (મૂત્ર-વિષ્ઠા વગેરેના) આવેલા વેગો રોકવા અને ન આવેલા વેગોને પરાણે લાવવા, વિષમ પ્રદેશો કે ઊંચાં નીચાં સ્થાનો પર ઠોકર લાગવી, એવા વિષમ પ્રદેશો પર જવું કે ચાલવું, હરકોઈ સ્થળે પડી જવું, અંગોની આડી-અવળી ચેષ્ટાઓ કરવી, અંગોને ખૂબ ખણી નાખવું વગેરેથી ખરાબ કરવું, શરીર પર પ્રહારો થવા, શરીરના અવયવોને ખૂબ મસળી નાખવા, શ્વાસોચ્છ્વાસની ચાલુ ક્રિયાને રોકવી કે પ્રાણાયામો કરવા અને વ્રત-ઉપવાસ વગેરેથી શરીરને કષ્ટ આપવું, એ શારીરિક મિથ્યાયોગ છે. એકંદર-ટૂંકમાં અતિયોગ તથા અયોગ સિવાયનું હરકોઈ વાચિક, માનસિક કે શારીરિક અહિતકારી કર્મ, જે અહીં કહેવાયું નથી, તે પણ મિથ્યાયોગરૂપ જ જાણવું. ૫૦

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રીગંગાધર અહીં ઠીક સમજાવે છે: 'પૂર્વોક્ત અસાત્મ્ય ઇંદ્રિયાર્થ સંયોગજન્ય ઇંદ્રિયરોગો સિવાયના બાકીના રોગોનું કારણ તો બુદ્ધિભ્રંશથી થયેલ કર્મ કે ક્રિયાના અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગ રૂપ પ્રજ્ઞા-અપરાધ જ છે, એમ જણાવવા માટે હવે કર્મના અતિયોગ આદિ જણાવવાનો આરંભ કરે છે: કર્મ કે ક્રિયા એ મન, વચન તથા શરીરની પ્રવૃત્તિ, ચેષ્ટા કે વ્યાપારરૂપ હોય છે: તેમાં વાણીની તથા દેહની પ્રવૃત્તિ એ ચેષ્ટા કહેવાય છે, પરંતુ મનની પ્રવૃત્તિ કે ચેષ્ટા હલનચલનાત્મક હોતી નથી. ગૌતમ અને અક્ષપાદે આ સંબંધે કહ્યું છે. 'प्रवृत्तिर्वाग्बुद्धिशरीरारम्भः। વાણી, બુદ્ધિ તથા શરીરથી જે કંઈ આરંભ કરવો, એ પ્રવૃત્તિ છે.' આ સૂત્રનું વ્યાખ્યાન વાત્સ્યાયન આમ લખે છે: 'મનને જ અહીં 'બુદ્ધિ' શબ્દથી જણાવ્યું છે. 'बुध्यते अनेनेति बुद्धिः' જેનાથી બધું જણાય છે, તે 'મન' બુદ્ધિ કહેવાય છે. આ આરંભ-પ્રવૃત્તિ કે ક્રિયા શરીરથી, વાણીથી તથા મનથી પુણ્યરૂપ કે પાપરૂપ પ્રત્યેક દશ પ્રકારે થાય છે. તેમાં વાણીથી જે આચરાય તે સત્ય, હિતકારી, પ્રિય તથા સ્વાધ્યાયરૂપ ચાર કર્મો શુભ વાચારંભ છે; શરીરથી દાન, કોઈનું રક્ષણ તથા કોઈની કંઈ સેવા થાય તે ત્રણ કર્મો શુભ શરીરારંભ છે; તેમ જ મન વડે જે આચરાય તે દયા, નિસ્પૃહપણું અને શ્રદ્ધા-એમ ત્રણ કર્મો માનસ શુભારંભ છે, એમ તે ત્રણેનો દશ પ્રકારનો શુભારંભ કહ્યો; પછી પાપી વાચારંભ- અસત્ય, કઠોર ભાષણ, ચાડી તથા સંબંધ વગરનું બોલવારૂપે થાય છે; પાપી શરીરારંભ હિંસા, ચોરી, તથા નિષિદ્ધ મૈથુન આદિરૂપે થાય છે; અને માનસિક પાપી આરંભ, પરદ્રોહ, પરદ્રવ્ય-ઇચ્છા અને નાસ્તિકતા આદિરૂપે થાય છે; એમ પાપી કર્મોનું કારણ વાણી, દેહ તથા મનની અતિ પ્રવૃત્તિરૂપે તેનો અતિયોગ છે; એ ત્રણેની બિલકુલ અપ્રવૃત્તિ એ કર્મનો અયોગ છે.' હવે તે ત્રણેના મિથ્યાયોગો અહીં કહે છે: 'સૂચક-ચાડિયાપણું કે ખળવચન, અસત્યવચન, અકાળ-વચન એટલે જે કાળે જે બોલવું જોઈએ તે ન બોલી એ સિવાયના કાળે તે બોલવું; કજિયા કરવા, અપ્રિય-કડવાં વચનો કહેવાં, સંબંધ વગરનું બોલવું-એટલે જે કાળે જે વચન અયોગ્ય હોય તે કાળે તે વચન એકધારું બોલ્યા કરવું, ઉપચાર વિનાનું બોલવું-એ પ્રતિકૂળ વચન, કઠોર બોલવું અને 'આદિ' શબ્દથી પ્રલાપ-વચન એ વાણીનો મિથ્યાયોગ છે; ભય વગેરે માનસિક મિથ્યાયોગ છે; તેમાં મોહ કે અજ્ઞાન, માન કે ચિત્તની ઉચ્ચ સ્થિતિ બતાવવી, મિથ્યા દર્શન-એટલે નાસ્તિકતાની બુદ્ધિ તેમ જ 'આદિ' શબ્દથી તત્ત્વજ્ઞાનનો અભાવ, એ પણ માનસિક મિથ્યાયોગ છે; હવે શરીરના મિથ્યાયોગો કહે છે; મૂત્ર-વિષ્ઠા વગેરના વેગો રોકવા ન જોઈએ, છતાં તે આવેલા વેગો રોકવામાં આવે અને નહિ આવેલા વેગો ચાલુ કરાય; ઊંચાંનીચાં સ્થાને ઠોકર લાગે, સપાટ પ્રદેશ પર આડુંઅવળું પડી જવાય,

એમ તેમ આડુંઅવળું ચલાવવામાં આવે. ઊંચાં સ્થાનેથી પડી જવાય, આડાંઅવળાં અંગો ફેંકવામાં આવે. શરીરના અવયવોને ખૂબ મસળી નાખવામાં આવે. શરીર પર લાકડી વગેરેના માર પડે, શરીર મરડાઈ જાય, શ્વાસોચ્છ્વાસ રોકવામાં આવે; મળ, ઉપવાસ વગેરેથી શરીરને કષ્ટ આપવામાં આવે અને 'આદિ' શબ્દથી આડુંઅવળું નાખવામાં આવે,—એ બધું શરીરની ક્રિયાનો મિથ્યાયોગ કહેવાય છે. અહીં નહિ કહેલા મિથ્યાયોગ પણ કહેવાય છે કે જે મિથ્યાયોગ પણ જાણી, મન તથા શરીરના અતિયોગ તથા અયોગ સિવાયનો હોય, તેમ જ આ લોકમાં તથા પરલોકમાં અહિતકારી હોઈને પાપનું કારણ હોય છે, તે બધાય ક્રિયાનો કે કર્મનો મિથ્યાયોગ સમજવો જોઈએ.'

આ સિવાય શ્રીચક્રપાણિ આયુર્વેદદીપિકામાં આમ લખે છે: અહીં વધારે પ્રમાણમાં મુખ્યત્વે શરીરના રોગો ઉપજાવનાર શારીરિક કર્મનું અસાત્મ્ય પ્રથમ કહેવું જોઈએ, છતાં વાણીનું તથા મનનું કર્મ જે પ્રથમ કહેવાયું છે, તે શારીરકર્મ કરતાં એ બન્નેનાં કર્મ ઓછાં હોય છે તેથી પ્રથમ કહેલ છે; દરેકના જુદા જુદા મિથ્યાયોગો કહેતીવેળા મુખ્ય હોવાથી શારીરનો મિથ્યાયોગ પ્રથમ દર્શાવ્યો છે. અહીં અતિયોગરૂપ અતિપ્રવૃત્તિ અને અયોગરૂપ અપ્રવૃત્તિ, એ મન, વચન તથા શરીરનાં શાસ્ત્રીય કર્મો સંબંધે સમજવી; બાકી જે કર્મો શાસ્ત્રમાં નિષેધેલાં છે, તે બધાં તો મિથ્યાયોગ તરીકે જ કહેવાં ઘટે છે; એટલે એ તો મિથ્યાયોગમાં ગણી લેવાં જોઈએ; ઉપરાંત અહીં જે અસત્ય ભાષણ વગેરેને શારીરિક કર્મના મિથ્યાયોગો કહ્યા છે, તે તેઓથી થતા અધર્મ દ્વારા રોગ કરનારા છે, એમ જણાવે છે; વળી જે મિથ્યાયોગો અહીં કહ્યા નથી, તેઓને ટૂંકમાં સમજી લેવાનું કહીને જણાવ્યું છે કે, 'આ લોકમાં કે આ જન્મમાં જે અહિતકારી છે અને મરણ પછી પરલોકમાં જે અહિતકારી ગણાય છે, તે પરસ્ત્રીસેવન વગેરે પણ સમજી લેવાં જોઈએ.' કેટલાક અહીં આમ કહે છે કે, અહીં અધર્મનું ગ્રહણ કરેલું નથી, તેથી આ આયતન કે રોગકારણ અધૂરું છે; પરંતુ એમ કહેવું તે ઠીક નથી; કારણ કે શારીરિક, માનસિક તથા વાચિક કર્મના મિથ્યાયોગથી અધર્મની જ ઉત્પત્તિ થતી હોવાથી ચેષ્ટા-વ્યાપાર દ્વારા એ મિથ્યાયોગજન્ય વિકારોને અધર્મજન્ય જ ગણી શકાય છે; જેમ કે અગ્નિષ્ટોમયાગ સ્વર્ગ કરે છે; તેમાં એ યજ્ઞ દ્વારા થતા ધર્મ દ્વારા જ તે યજ્ઞ સ્વર્ગને ઉત્પન્ન કરે છે, એમ સમજાય છે, એમ અહીં પણ સમજી શકાય છે. બીજા કેટલાક વિદ્વાનો અધર્મને કાળના મિથ્યાયોગમાં નાખે છે; કેમ કે અધર્મ કાળને વશ રહીને જ ફળદાયી છે, નહિ કે તત્કાળ તે ફળ આપે છે! આ વાત આ શ્લોકસ્થાનના પ્રથમ અધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવી છે. ૫૦

### ઉપર્યુક્ત ત્રણે પ્રકારનું કર્મ પ્રજ્ઞાપરાધ છે

इति त्रिविधविकल्पं त्रिविधमेव कर्म प्रज्ञापराध इति व्यवस्येत् ॥ ५१ ॥

એમ ત્રણ પ્રકારના વિકલ્પોવાળું (ઉપર કહેલ) ત્રણે પ્રકારનું કર્મ (ખરી રીતે) પ્રજ્ઞાપરાધ (એટલે બુદ્ધિનો જ એક દોષ) છે, એમ નિશ્ચયપૂર્વક સમજવું જોઈએ. ૫૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ લખે છે: 'ઉપર જે કર્મના અતિયોગ વગેરે કહ્યા, તેઓને ટૂંકમાં સામટા સમજી શકાય, તે માટે તેઓનું નામ 'પ્રજ્ઞાપરાધ' એમ અહીં કહે છે. અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગરૂપે એ કર્મના ત્રણ વિકલ્પો કહેવાય છે અને મન, વચન તથા શરીરના ભેદને લીધે એ કર્મના ત્રણ પ્રકારો કહ્યા છે; એમ ત્રણ વિકલ્પોવાળું એ ત્રણે પ્રકારનું કર્મ થાય છે, તેમાં મૂળ કારણ તરીકે તો પ્રજ્ઞાનો અપરાધ અથવા બુદ્ધિનો જ દોષ કારણ છે, તેથી એ કર્મને પણ 'પ્રજ્ઞાપરાધ' એ નામે જ અવશ્ય સમજવું જોઈએ. આ સંબંધે શારીરસ્થાનના કતિધાપુરુષીય નામના પ્રથમ અધ્યાયમાં ઘણું કહેવામાં આવશે.' (એમ જણાવી આ સ્થળે ચરકોપસ્કારમાં તે શારીર સ્થાનના પ્રથમ અધ્યાયના શ્લોકો ટાંક્યા છે; જે આગળ કહેવાશે.)

ચક્રપાણિ અહીં આમ લખે છે: 'કર્મના અસમ્યગ્યોગનું મૂળ તો પ્રજ્ઞા—અપરાધ જ છે, એ કારણે એને 'પ્રજ્ઞાપરાધ' જ કહેવો યોગ્ય છે, તે અહીં કહેવાય છે, જેથી પછીના પહેલા સૂત્રમાં ત્રણ હેતુઓના કથનમાં 'असात्म्य—इन्द्रियार्थसंयोगः, प्रज्ञापराधः, परिणामश्च' એમ જે ત્રણ હેતુઓ કહેવાશે, તેની સાથેનો વિરોધ રહેતો નથી, એમ પણ દર્શાવવા માગે છે; વળી આગળ જતાં જે કહેવાશે કે 'कालः पुनः परिणाम उच्यते' કાળ એ જ 'પરિણામ' કહેવાય છે' એમ તે સ્થળે પણ અહીંનો વિરોધ રહેતો નથી, એમ પણ દર્શાવે છે.'

અહીં વધુ વિસ્તારથી ગંગાધર આમ સમજાવે છે: 'પૂર્વોક્ત અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગ વડે જેના ત્રણ વિકલ્પો કહ્યા, અને એમ એ મન, વચન તથા શરીરની પ્રવૃત્તિરૂપ ત્રણે પ્રકારનું જે કર્મ કહ્યું, તેને 'પ્રજ્ઞાપરાધ' એ નામે જ કહેવું જોઈએ; કેમ કે જ્ઞાન, સ્મરણ તથા ધૈર્યનો

નાશ એ બુદ્ધિનો જ અપરાધ છે અને તે ત્રણે કર્મોનું મૂળ તો એ બુદ્ધિનો અપરાધ જ છે; તેથી એ ત્રણે પ્રકારના કર્મને 'પ્રજ્ઞાપરાધ' એ નામ આપવું જરૂરી છે. જેમ આંબામાંથી થયેલું ફળ પણ 'આંબો' એ નામે કહેવાય છે, તેમ આ ત્રણે કર્મો પ્રજ્ઞાપરાધથી થતાં હોઈને 'પ્રજ્ઞાપરાધ' કહેવાય છે; એમ 'પ્રજ્ઞાપરાધ' નામનું એ ત્રણે પ્રકારનું કર્મ જે પાપ ઉપજાવે છે, તે જ કોઈક ગાય દોહવાની પેઠે તત્કાળ ફળ આપે છે અને કોઈક ઝાડના મૂળમાં સીંચેલા પાણીની પેઠે કાલાંતરે ફળ આપે છે; તેમાં જે પાપ કાલાંતરે ફળ આપે છે. તે પરલોકમાં અહિતરૂપે અથવા પુનર્જન્મમાં અહિતરૂપે ફળ આપે છે; પરંતુ જે પાપ તત્કાળ ફળ આપે છે, તે તો આ જન્મમાં જ ફળ આપે છે; એ પાપનું મૂળ પણ પ્રજ્ઞાપરાધ જ છે, તેથી એ પણ 'પ્રજ્ઞાપરાધ' જ કહેવાય છે, પરંતુ કાલાંતરનું જે પાપફળ આ જન્મમાં, પુનર્જન્મમા કે પરલોકમાં અહિતકારી એવાં જે પાપ ઉપજાવે છે, તે પાપને પ્રજ્ઞાપરાધ કહેવાય નહિ; એ તો કાળાંતરે પરિણામથી અશુભજનક હોવાથી 'પરિણામ' જ કહેવાય છે; પરંતુ બધી જાતનાં પાપ પ્રજ્ઞાપરાધમાં અથવા પરિણામમાં સમાવેશ પામતાં નથી; કેવળ પૂર્વોક્ત ત્રણ પ્રકારનું કાયિક, માનસિક અને વાચિક પ્રવૃત્તિરૂપ કર્મ જ 'પ્રજ્ઞાપરાધ' નામે કહેવાય છે અને તે જે પ્રકારનું પાપ ઉત્પન્ન કરે છે, તે પ્રકારે જ આ જન્મમાં કે પુનર્જન્મમાં વ્યાધિને ઉત્પન્ન કરે છે; તેમાંનું જે કર્મ પુનર્જન્મમાં જે વ્યાધિને ઉત્પન્ન કરે છે, તે કર્મ દૈવનામે કહેવાય છે અને તે વ્યાધિ કર્મજન્ય કહેવાય છે; પરંતુ જે કર્મ જે રોગને આ જન્મમાં ઉત્પન્ન કરે છે, તે રોગ તો પ્રજ્ઞાપરાધજન્ય 'આગંતુ' વગેરે જ કહેવાય છે. આ સંબંધે શારીરમાં કતિધાપુરુષીય અધ્યાયમાં વિસ્તારથી કહેવાશે.' ૫૧

### કાળના અતિયોગ વગેરે

शीतोष्णवर्षलक्षणाः पुनर्हेमन्तग्रीष्मवर्षाः संवत्सरः, स कालः, तत्रातिमात्रस्वलक्षणः कालः कालातियोगः, हीनस्वलक्षणः कालः कालायोगः, यथास्वलक्षणविपरीतलक्षणस्तु कालः कालमिथ्यायोगः । कालः पुनः परिणाम उच्यते ॥ ५२ ॥

શીત, ઉષ્ણ અને વરસાદ જેનું લક્ષણ છે, એવી (ક્રમશઃ) હેમંત, ગ્રીષ્મ તથા વર્ષાઋતુ,—(એ ત્રણ ઋતુઓ મળી) 'સંવત્સર' એટલે 'વર્ષ' કહેવાય છે; એ જ કાળ છે; તેમાં જે પોતાનાં અતિશય વધુ લક્ષણોવાળો હોય તે કાળનો અતિયોગ કહેવાય છે; પોતાનાં હીન કે ઓછાં લક્ષણોવાળો હોય તે કાળનો અયોગ છે; અને પોતાનાં જે લક્ષણો હોવાં જોઈએ તેથી વિપરીત લક્ષણોવાળો જે હોય તે કાળનો મિથ્યાયોગ છે; આ કાળ જ (બીજા નામે) 'પરિણામ' પણ કહેવાય છે. ૫૨

ત્રણ ઋતુઓ કહીને કાળને ત્રણ પ્રકારનો અહિં કહે છે. વાગ્ભટ પણ કહે છે: 'कालस्तु शीतोष्णवर्षभेदात् त्रिधा मत.' (અષ્ટાङ्गહૃદય, સૂત્ર. અ. ૧૨) શીત, ઉષ્ણ તથા વર્ષા, એમ ત્રણ ઋતુઓના ભેદથી કાળ ત્રણ પ્રકારનો છે. એ ત્રણ ઋતુઓનું એક 'વર્ષ' એમ તે વર્ષરૂપે કાળ જ કહેવાય છે. હેમંત વગેરે મુખ્ય ત્રણ ઋતુઓ કહીને સામાન્ય લક્ષણોથી યુક્ત અવયવો ધરાવતી વસંત, પ્રાવૃષ અને શરદ નામની વચ્ચેની ત્રણ ઋતુઓનો પણ આ હેમંત આદિમાં સમાવેશ સૂચવ્યો છે. એકંદર શીત, ઉષ્ણ તથા વૃષ્ટિરૂપ લક્ષણવાળો જ તે કાળ 'સંવત્સરાત્મા' અથવા વર્ષસ્વરૂપ છે; તેમાં શીત, ઉષ્ણ આદિ પોતાનું લક્ષણ જેમાં ખૂબ વધુ પ્રમાણમાં હોય, તે કાળનો અતિયોગ છે—અર્થાત્ શીત—ઉષ્ણ આદિનો તે અતિયોગ છે; એ જ પ્રમાણે પોતાનાં લક્ષણો જેમાં ઓછાં હોય તે કાળનો અયોગ છે; જેમ કે હેમંતઋતુમાં અતિશય વધુ પ્રમાણમાં ટાઢ પડે તે શીતકાળનો અતિયોગ કહેવાય; પ્રમાણથી ઓછી ટાઢ પડે તે શીતકાળનો અયોગ કે હીનયોગ કહેવાય; અને હેમંતકાળ હોય છતાં ટાઢ બિલકુલ ન પડે, પણ ઊલટી ગરમી પડે, તે હેમંતકાળનો મિથ્યાયોગ કહેવાય છે; એ જ પ્રમાણે ગ્રીષ્મ તથા વર્ષાઋતુ વિષે પણ સમજવું. આ અતિયોગ આદિથી યુક્ત જે કાળ હોય તેનું જ બીજું નામ 'પરિણામ' કહેવાય છે.' આમ યોગીંદ્રનાથ સેન અહીં ટીકામાં મૂળ ગ્રંથને સમજાવે છે; પરંતુ જલ્પકલ્પતરુટીકામાં ગંગાધર અહીં જે વધુ લખે છે તે આ પ્રમાણે છે: 'જોકે વૃષ્ટિના કાળે પણ શીત અને ઉષ્ણ બન્ને અવશ્ય હોય જ છે, છતાં વધુ મિશ્રલક્ષણ તરીકે પ્રત્યેક ઋતુનો ભેદ સ્વીકારી અહીં તેઓનાં શીત, ઉષ્ણ તથા વૃષ્ટિરૂપ સ્વતંત્ર લક્ષણો કહ્યાં છે; તેથી શીતરૂપ લક્ષણવાળી હેમંત, ઉષ્ણરૂપ લક્ષણવાળી ગ્રીષ્મ અને વૃષ્ટિરૂપ લક્ષણવાળી વર્ષાઋતુ કહી છે; એમ ત્રણ લક્ષણોથી યુક્ત હેમંત, ગ્રીષ્મ તથા વૃષ્ટિ—વર્ષારૂપ જે વર્ષ તે જ કાળ છે; એથી જુદો બીજો કોઈ કાળ જ નથી; એ જ વર્ષરૂપ કાળને આવરી લઈ છેક 'દ્વિપરાર્ધ' સુધીનો કાળ બ્રહ્મા, વિષ્ણુ આદિના આયુષ્યરૂપે ગણાય છે; એ જ 'મહાકલ્પ' નામે

પણ કહેવાય છે; કેમ કે હરકોઈ કાળ શીત, ઉષ્ણ તથા વૃષ્ટિરૂપ લક્ષણથી જુદાં લક્ષણવાળો હોતો જ નથી. શિશિરકાળ પણ શીતનાં જ લક્ષણવાળો હોઈ હેમંત કાળથી લેવાઈ જાય છે; વસંત પણ ઉષ્ણ લક્ષણવાળો હોઈ ગ્રીષ્મથી લેવાઈ જાય છે અને શરદ પણ વૃષ્ટિરૂપ લક્ષણવાળી હોઈને વર્ષાઋતુમાં આવી જાય છે. એ કાળના ત્રણ યોગો આ પ્રમાણે છે: જેમાં ખૂબ વધુ પ્રમાણમાં શીતરૂપ લક્ષણ હોય તે હિમ–હેમંત કે શિશિરકાળ હિમનો કે શિશિરનો અતિયોગ છે; ખૂબ વધુ પ્રમાણમાં ઉષ્ણ લક્ષણ ધરાવતી વસંત કે ગ્રીષ્મઋતુ વસંતનો કે ગ્રીષ્મનો અતિયોગ છે; ખૂબ વધુ પ્રમાણમાં વૃષ્ટિનું લક્ષણ ધરાવતી વર્ષા કે શરદઋતુ એ વર્ષા કે શરદનો અતિયોગ છે; એ જ પ્રમાણે પોતપોતાનાં લક્ષણો જેમાં ઓછાં હોય એવો હેમંતાદિ જે કાળ તે એ કાળનો અયોગ છે; કાળનો સંપૂર્ણ અયોગ કદી સંભવતો નથી; તે કારણે જ અહીં હીનયોગને જ કાળનો અયોગ કહેવામાં આવ્યો છે; જેમાં શીતલક્ષણ ઓછું હોય એવી હેમંત કે શિશિર એ હેમંત કે શિશિરનો અયોગ કે હીનયોગ છે; જેમાં ઉષ્ણ લક્ષણ ઓછાં હોય એવી વસંત કે ગ્રીષ્મ એ વસંત કે ગ્રીષ્મનો અયોગ કે હીનયોગ છે; જેમાં ઓછી વૃષ્ટિરૂપ લક્ષણ હોય એવી વર્ષા કે શરદ એ વર્ષા કે શરદનો અયોગ કે હીનયોગ છે; પરંતુ જેવાં પોતાનાં લક્ષણો હોવાં જોઈએ તેથી વિપરીત લક્ષણવાળો કાળ એ તે કાળનો મિથ્યાયોગ છે; જેમ કે નહિ ઓછું કે નહિ ખૂબ વધારે એવું પોતાનું શીતલક્ષણ જેમાં હોય એવો કાળ તે તો પોતાનાં યોગ્ય લક્ષણયુક્ત હેમંત કે શિશિરકાળ છે; પરંતુ એ શીતલક્ષણ ખૂબ વધારે પ્રમાણમાં હોય તો એ તેઓનો અતિયોગ કહેવાય અને એ શીતલક્ષણ જે પ્રમાણમાં હોવું જોઈએ તેથી ઓછું જેમાં હોય તે એ બન્નેનો અયોગ કે હીનયોગ છે; પરંતુ એ અતિયોગ કે હીનયોગથી વિપરીત લક્ષણવાળો જે કાળ હોય,–જેમ કે હેમંત કે શિશિરમાં તેઓથી વિપરીત ઉષ્ણ કે વૃષ્ટિ–એમાંનું કોઈ એકાદ લક્ષણ હોય તો એ હેમંતનો કે શિશિરનો મિથ્યાયોગ છે; એ જ પ્રમાણે વસંત કે ગ્રીષ્મમાં શીત કે વૃષ્ટિ એ બેમાંનું કોઈ એક વિપરીત લક્ષણ હોય તો એ વસંતનો કે ગ્રીષ્મનો મિથ્યાયોગ છે; તેજ પ્રમાણે શીત કે વૃષ્ટિ એ બેમાંથી કોઈ એક વિપરીત લક્ષણવાળી વર્ષા કે શરદઋતુ, એ તે વર્ષા કે શરદઋતુનો મિથ્યાયોગ છે. એ બધા કાળના સામાન્ય ધર્મને અનુસરતી કાળની બીજી સંજ્ઞા હવે કહે છે: હરકોઈ 'કાળ' એટલે–'कलयति कालयति वा भूतानि इति सर्वः समयोग–अतियोग–अयोग–मिथ्यायोगयुक्तः–कालः'–જે દરેક પ્રાણીપદાર્થને અમુક અવસ્થાવાળાં ગણાવે છે અથવા દરેકને તે તે જુદી જુદી અવસ્થામાં હાંકે છે–લઈ જાય છે, તે હરકોઈ સમયોગ, અતિયોગ, અયોગ કે મિથ્યાયોગથી યુક્ત જે હોય તે 'કાલ' કહેવાય છે; એ જ કાળ 'परिणमयति भूतानि इति परिणामहेतुत्वात् 'परिणाम' उच्यते' જે દરેક પ્રાણીપદાર્થમાત્રને પરિણામ પમાડે, એટલે જુદી જુદી અવસ્થામાં લઈ જાય છે, એમ જુદાં જુદાં પરિણામનું કારણ બને છે, તેથી 'પરિણામ' કહેવાય છે. ઉપર્યુક્ત ત્રણ વિકલ્પોવાળો કાળ તો ખાસ કરી 'પરિણામ' સંજ્ઞાવાળો કહેવાય છે. આ હરકોઈ કાળ સર્વ પ્રકારનાં શુભ કે અશુભ કર્મોરૂપ પરિણામને પમાડી ધર્મ કે અધર્મરૂપે 'પરિણામ' સંજ્ઞાવાળો કહેવાય છે; આમ ધર્મ તથા અધર્મ પણ 'પરિણામ' સંજ્ઞાને જ ધરાવતા હોવાથી કાળરૂપે જ ગ્રહણ કરાય છે, પરંતુ પ્રજ્ઞાપરાધરૂપે ગ્રહણ કરાતા નથી; જે કર્મનું ફળ તત્કાળ મળતું હોય એવું કર્મ કે તેનું ફળ પ્રજ્ઞાપરાધરૂપે ગ્રહણ કરાય છે; કેમ કે તેનું પરિણામ કાલાન્તરે થતું નથી. આ વાત કતિધાપુરુષીય અધ્યાયમાં કહેવાશે.' ૫૨

### ઉપર્યુક્ત રોગકારણોનો ઉપસંહાર

**इत्यसात्म्येन्द्रियार्थसंयोगः प्रज्ञापराधः परिणामश्चेति त्रयस्त्रिविधविकल्पाः कारणं विकाराणाम्; समयोगयुक्तास्तु प्रकृतिहेतवो भवन्ति ॥ ५३ ॥**

**એમ અસાત્મ્ય–ઇંદ્રિયાર્થ–સંયોગ, પ્રજ્ઞાપરાધ અને પરિણામ–એ ત્રણ, ત્રણ પ્રકારના વિકલ્પો કે ભેદોવાળા થઈને વિકારોનાં કે રોગોનાં કારણો થાય છે, પણ એ જ ત્રણ સમયોગ યુક્ત હોઈને સ્વાસ્થ્યનાં કારણો થાય છે. ૫૩**

અસાત્મ્યઇંદ્રિયાર્થ સંયોગ, એ જ અહીં અહિતકર અથવા અસ્વાસ્થ્યકારી ઇંદ્રિયોના વિષયોના સમાગમ કે સેવનરૂપ છે; પ્રજ્ઞાપરાધ એ જ કાયિક, વાચિક તથા માનસિક ત્રણ કર્મો છે અને પરિણામ એ જ સંવત્સરાત્મા કાળ છે. આ ત્રણે અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગથી યુક્ત બની રોગોનાં કારણોરૂપે થાય છે અને સમયોગ યુક્ત થઈ પ્રકૃતિ–સ્વાસ્થ્ય કે નીરોગીપણાનાં કારણો થાય છે; કેમ કે સમ્યગ્યોગ જ ઉપશય અથવા આરોગ્યનું કારણ છે. ૫૩

### ઉપર્યુક્ત ચારે કારણોનો દરેક પદાર્થ પ્રત્યે સંબંધ

**सर्वेषामेव भावानां भावाभावौ नान्तरेण योगायोगातियोगमिथ्यायोगान् समुपलभ्येते; यथास्वयुक्त्यपेक्षिणौ हि भावाभावौ ॥ ५४ ॥**

નાશ એ બુદ્ધિનો જ અપરાધ છે અને તે ત્રણે કર્મોનું મૂળ તો એ બુદ્ધિનો અપરાધ જ છે; તેથી એ ત્રણે પ્રકારના કર્મને 'પ્રજ્ઞાપરાધ' એ નામ આપવું જરૂરી છે. જેમ આંબામાંથી થયેલું ફળ પણ 'આંબો' એ નામે કહેવાય છે, તેમ આ ત્રણે કર્મો પ્રજ્ઞાપરાધથી થતાં હોઈને 'પ્રજ્ઞાપરાધ' કહેવાય છે; એમ 'પ્રજ્ઞાપરાધ' નામનું એ ત્રણે પ્રકારનું કર્મ જે પાપ ઉપજાવે છે, તે જ કોઈક ગાય દોહવાની પેઠે તત્કાળ ફળ આપે છે અને કોઈક ઝાડના મૂળમાં સીંચેલા પાણીની પેઠે કાલાંતરે ફળ આપે છે; તેમાં જે પાપ કાલાંતરે ફળ આપે છે, તે પરલોકમાં અહિતરૂપે અથવા પુનર્જન્મમાં અહિતરૂપે ફળ આપે છે; પરંતુ જે પાપ તત્કાળ ફળ આપે છે, તે તો આ જન્મમાં જ ફળ આપે છે; એ પાપનું મૂળ પણ પ્રજ્ઞાપરાધ જ છે, તેથી એ પણ 'પ્રજ્ઞાપરાધ' જ કહેવાય છે; પરંતુ કાલાંતરનું જે પાપફળ આ જન્મમાં, પુનર્જન્મમાં કે પરલોકમાં અહિતકારી એવાં જે પાપ ઉપજાવે છે, તે પાપને પ્રજ્ઞાપરાધ કહેવાય નહિ; એ તો કાલાંતરે પરિણામથી અશુભજનક હોવાથી 'પરિણામ' જ કહેવાય છે; પરંતુ બધી જાતના પાપ પ્રજ્ઞાપરાધમાં અથવા પરિણામમાં સમાવેશ પામતાં નથી; કેવળ પૂર્વોક્ત ત્રણ પ્રકારનું કાયિક, માનસિક અને વાચિક પ્રવૃત્તિરૂપ કર્મ જ 'પ્રજ્ઞાપરાધ' નામે કહેવાય છે અને તે જે પ્રકારનું પાપ ઉત્પન્ન કરે છે, તે પ્રકારે જ આ જન્મમાં કે પુનર્જન્મમાં વ્યાધિને ઉત્પન્ન કરે છે; તેમાંનું જે કર્મ પુનર્જન્મમાં જે વ્યાધિને ઉત્પન્ન કરે છે, તે કર્મ દૈવનામે કહેવાય છે અને તે વ્યાધિ કર્મજન્ય કહેવાય છે; પરંતુ જે કર્મ જે રોગને આ જન્મમાં ઉત્પન્ન કરે છે, તે રોગ તો પ્રજ્ઞાપરાધજન્ય 'આગંતુ' વગેરે જ કહેવાય છે. આ સંબંધે શારીરમાં કતિધાપુરુષીય અધ્યાયમાં વિસ્તારથી કહેવાશે.' ૫૧

### કાળના અતિયોગ વગેરે

शीतोष्णवर्षलक्षणाः पुनर्हेमन्तग्रीष्मवर्षाः संवत्सरः, स कालः, तत्रातिमात्रस्वलक्षणः कालः कालातियोगः, हीनस्वलक्षणः कालः कालायोगः, यथास्वलक्षणविपरीतलक्षणस्तु कालः कालमिथ्यायोगः। कालः पुनः परिणाम उच्यते ॥ ५२ ॥

શીત, ઉષ્ણ અને વરસાદ જેનું લક્ષણ છે, એવી (ક્રમશઃ) હેમંત, ગ્રીષ્મ તથા વર્ષાઋતુ,–(એ ત્રણ ઋતુઓ મળી) 'સંવત્સર' એટલે 'વર્ષ' કહેવાય છે; એ જ કાળ છે; તેમાં જે પોતાનાં અતિશય વધુ લક્ષણોવાળો હોય તે કાળનો અતિયોગ કહેવાય છે; પોતાનાં હીન કે ઓછાં લક્ષણોવાળો હોય તે કાળનો અયોગ છે; અને પોતાનાં જે લક્ષણો હોવાં જોઈએ તેથી વિપરીત લક્ષણોવાળો જે હોય તે કાળનો મિથ્યાયોગ છે; આ કાળ જ (બીજા નામે) 'પરિણામ' પણ કહેવાય છે. ૫૨

ત્રણ ઋતુઓ કહીને કાળને ત્રણ પ્રકારનો અહીં કહે છે. વાગ્ભટ પણ કહે છે: 'कालस्तु शीतोष्णवर्षभेदात् त्रिधा मतः' (अष्टाङ्गहृदय, सूत्र. अ. १२) શીત, ઉષ્ણ તથા વર્ષા, એમ ત્રણ ઋતુઓના ભેદથી કાળ ત્રણ પ્રકારનો છે. એ ત્રણ ઋતુઓનું એક 'વર્ષ' એમ તે વર્ષરૂપે કાળ જ કહેવાય છે. હેમંત વગેરે મુખ્ય ત્રણ ઋતુઓ કહીને સામાન્ય લક્ષણોથી યુક્ત અવયવો ધરાવતી વસંત, પ્રાવૃ અને શરદ નામની વચ્ચેની ત્રણ ઋતુઓનો પણ આ હેમંત આદિમાં સમાવેશ સૂચવ્યો છે. એકંદર શીત, ઉષ્ણ તથા વૃષ્ટિરૂપ લક્ષણવાળો જ તે કાળ 'સંવત્સરાત્મા' અથવા વર્ષસ્વરૂપ છે; તેમાં શીત, ઉષ્ણ આદિ પોતાનું લક્ષણ જેમાં ખૂબ વધુ પ્રમાણમાં હોય, તે કાળનો અતિયોગ છે–અર્થાત્ શીત–ઉષ્ણ આદિનો તે અતિયોગ છે; એ જ પ્રમાણે પોતાનાં લક્ષણો જેમાં ઓછાં હોય તે કાળનો અયોગ છે; જેમ કે હેમંતઋતુમાં અતિશય વધુ પ્રમાણમાં ટાઢ પડે તે શીતકાળનો અતિયોગ કહેવાય; પ્રમાણથી ઓછી ટાઢ પડે તે શીતકાળનો અયોગ કે હીનયોગ કહેવાય; અને હેમંતકાળ હોય છતાં ટાઢ બિલકુલ ન પડે, પણ ઊલટી ગરમી પડે, તે હેમંતકાળનો મિથ્યાયોગ કહેવાય છે; એ જ પ્રમાણે ગ્રીષ્મ તથા વર્ષાઋતુ વિષે પણ સમજવું. આ અતિયોગ આદિથી યુક્ત જે કાળ હોય તેનું જ બીજું નામ 'પરિણામ' કહેવાય છે.' આમ યોગીન્દ્રનાથ સેન અહીં ટીકામાં મૂળ ગ્રંથને સમજાવે છે; પરંતુ જલ્પકલ્પતરુટીકામાં ગંગાધર અહીં જે વધુ લખે છે તે આ પ્રમાણે છે: 'જોકે વૃષ્ટિના કાળે પણ શીત અને ઉષ્ણ બન્ને અવશ્ય હોય જ છે, છતાં વધુ મિશ્રલક્ષણ તરીકે પ્રત્યેક ઋતુનો ભેદ સ્વીકારી અહીં તેઓનાં શીત, ઉષ્ણ તથા વૃષ્ટિરૂપ સ્વતંત્ર લક્ષણો કહ્યાં છે; તેથી શીતરૂપ લક્ષણવાળો હેમંત, ઉષ્ણરૂપ લક્ષણવાળો ગ્રીષ્મ અને વૃષ્ટિરૂપ લક્ષણવાળો વર્ષાઋતુ કહી છે; એમ ત્રણ લક્ષણોથી યુક્ત હેમંત, ગ્રીષ્મ તથા વૃષ્ટિ–વર્ષારૂપ જે વર્ષ તે જ કાળ છે; એથી જુદો બીજો કોઈ કાળ જ નથી; એ જ વર્ષરૂપ કાળને આશરી લઈ છેક 'દિવસ' સુધીનો કાળ બ્રહ્મા, વિષ્ણુ આદિના આયુષ્યપે ગણાય છે; એ જ 'મહાકાલ' નામે

ઉત્પન્ન થાય, તે 'આગંતુ' રોગ જાણવા; તેમ જ કોઈ ઇષ્ટ વસ્તુ ન મળતાં તે મેળવવાની ઇચ્છા થાય અને તે ઇચ્છા જો સફળ ન થાય તો (રજોગુણના તથા તમોગુણના) ક્રોધ, શોક વગેરે માનસિક દોષો ઉત્પન્ન થાય અને તે દોષોને કાબૂમાં નહિ રાખવાથી જે રોગ ઉત્પન્ન થાય, તે 'માનસ' રોગ કહેવાય છે; તેમ જ કોઈ અનિષ્ટ વસ્તુ આવી પડે કે અનિષ્ટ બનાવ બને, તેથી પણ (રજોગુણના કે તમોગુણના) ક્રોધ, શોક વગેરે જે માનસિક દોષો ઉત્પન્ન થાય અને તેઓ પર કાબૂ જો ન રહે, તો તેથી પણ 'માનસ' રોગ ઉત્પન્ન થાય છે; પરંતુ એ વેળા એ રજોગુણ કે તમોગુણ ઉપર કાબૂ રાખવામાં આવે અને સત્ત્વગુણને તેઓ કરતાં ખૂબ વધારી દેવામાં આવે, એટલે પરિપૂર્ણ શાંતિ જાળવીને મનમાં કોઈ વિકાર જ થવા દેવામાં ન આવે, તો અનિષ્ટની પ્રાપ્તિથી કે ઇષ્ટની અપ્રાપ્તિથી પણ ક્રોધાદિ થતા નથી અને માનસિક રોગ પણ થતો નથી, આ અભિપ્રાય અહીં જણાવ્યો છે. ૫૫

### માનસરોગની ચિકિત્સા

**तत्र बुद्धिमता मानसव्याधिपरीतेनापि सता बुद्ध्या हिताहितमवेक्ष्यावेक्ष्य धर्मार्थकामानामहितानामनुपसेवने हितानां चोपसेवने प्रयतितव्यं; न ह्यन्तरेण लोके त्रयमेतन्मानसं किञ्चिन्निष्पद्यते सुखं वा दुःखं वा; तस्मादेतच्चानुष्ठेयं, तद्विद्यवृद्धानां चोपसेवने प्रयतितव्यम्, आत्मदेशकालबलशक्तिज्ञाने यथावच्चेति ॥ ५६ ॥**

તેમાં બુદ્ધિમાન મનુષ્યે માનસિક રોગથી યુક્ત થયા છતાં બુદ્ધિથી હિત–અહિતને જોઈ જોઈને ધર્મ, અર્થ તથા કામની મધ્યે અહિતનો ત્યાગ કરવામાં અને હિતનું સેવન કરવામાં પ્રયત્ન કરવો જોઈએ; કારણ કે લોકમાં એ ત્રણ (ધર્મ, અર્થ તથા કામ) વિના કંઈ પણ માનસિક સુખ કે દુઃખ ઉત્પન્ન થતું નથી; એ કારણે આ (હિતસેવન) જ કરવું જોઈએ; તેમ જ એ માનસરોગને જાણતા વૈદ્ય આદિનું તથા વૃદ્ધ લોકોનું સેવન કરવામાં પણ કાળજી રાખવી જોઈએ અને આત્મા, દેશ, કાળ, બળ તથા શક્તિને જાણવામાં પણ બરાબર પ્રયત્ન કરવો જોઈએ. ૫૬

અહીં ગંગાધર આમ સમજાવે છે: આ શાસ્ત્રમાં માનસિક રોગ સિવાયના રોગોની ચિકિત્સા તો ખૂબ વિસ્તારથી કહેવામાં આવશે; માટે તે રોગોની ચિકિત્સા કહેવાનું અહીં છોડી દઈ માનસરોગની ચિકિત્સા ઘણી ઓછી હોવાથી તે અહીં કહે છે: ઉત્તમ બુદ્ધિવાળા માણસે પોતાની સદ્બુદ્ધિથી હિત, અહિતનો વિચાર પ્રથમ કરવો જોઈએ અને તે પછી માનસરોગનાં ખાસ કારણો લોભ, મોહ તથા ક્રોધ વગેરે જે પ્રત્યક્ષ છે, (અહીં ગંગાધરે મૂળમાં 'मानसव्याधिविपरीतेन' એવો પાઠ સ્વીકાર્યો છે; અને યોગીંદ્રનાથસેને તથા ચક્રપાણિએ 'मानसव्याधिपरीतेन' એવો પાઠ રાખ્યો છે; ઉપર મૂળના અનુવાદમાં બીજો પાઠ લઈને અર્થ આપ્યો છે;) તેથી વિપરીત વર્તવા માંડીને અથવા માનસરોગથી પોતે કદાચ સપડાયો હોય તોપણ તે રોગને મટાડવા માટે સત્કર્મ કરવા તત્પર રહ્યા કરવું; તેમ જ અહિત ધર્મ, અર્થ તથા કામનો ત્યાગ કરવો, અને હિતકારી ધર્મ, અર્થ તથા કામનું સેવન કરવા પ્રયત્ન કરવો જોઈએ; કારણ કે આ લોકમાં ધર્મ, અર્થ અને કામ વિના કોઈ પણ માનસ સુખ કે દુઃખ ઉત્પન્ન થતું નથી; માટે બુદ્ધિમાન મનુષ્યે જે ધર્મ, અર્થ અને કામ હિતકારી હોય તે જ આચરવા જોઈએ; ઉપરાંત બુદ્ધિથી હિત, અહિત જોયા કરવું જોઈએ કે 'કયો ધર્મ, અર્થ અને કામ મને હિતકારી કે અહિતકારી છે?' એમ વિચાર્યા પછી તે ત્રણે જે હિતકારી હોય તેઓનું સેવન કરવું અને અહિતકારીનો ત્યાગ કરવો; એ સિવાય બીજું પણ આ કરવું જોઈએ કે માનસિક રોગને જાણતા વૈદ્યો કે વૃદ્ધ લોકો હોય તેઓનો સહવાસ કે પ્રસંગ પણ કર્યા કરવો જોઈએ, જેથી તેઓ દ્વારા પોતાના હિત–અહિત ધર્મ, અર્થ અને કામનું બરાબર જ્ઞાન થાય; વળી એ જ પ્રમાણે એવા વૈદ્યો કે વૃદ્ધ લોકોની સેવા કે સમાગમ કર્યા કરીને પોતાનો આત્મા, પોતાનો દેશકાળ, પોતાનું બળ તથા પોતાની શક્તિનું જ્ઞાન બરાબર મેળવવું જોઈએ; જેમ કે જેના આત્મા વિષે જે કામ, અર્થ તથા ધર્મ હિતકારી અથવા અહિતકારી હોય; જે દેશમાં જે ધર્મ, અર્થ અને કામ હિતકારી કે અહિતકારી હોય; જે ધર્મનું, અર્થનું કે કામનું જેવું બળ હિતકારી કે અહિતકારી હોય; તેમ જ જેની જેવી શક્તિ હિતકારી કે અહિતકારી હોય, તે બધું એ વૃદ્ધ વૈદ્ય કે હરકોઈ તેના અનુભવીઓ, સેવાથી સંતુષ્ટ થઈ બરાબર ઉપદેશ કરે, જેથી માનસ વ્યાધિનો ઉપાય મળવો શક્ય બને છે. ૫૬

આ સંબંધે એક શ્લોક પણ મળે છે:

### ઉપર્યુક્ત ચિકિત્સાનો જ શ્લોકમાં ઉપદેશ

**मानसं प्रति भैषज्यं त्रिवर्गस्यान्ववेक्षणम् ।**
**तद्विद्यसेवा विज्ञानमात्मादीनां च सर्वशः ॥ ५७ ॥**

દરેક પદાર્થોનો ભાવ અને અભાવ એટલે મૂળ સ્વરૂપે અસ્તિત્વ અને વિનાશ,–એ બન્ને સમયોગ, અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગ વિના થતા જ નથી; કેમ કે તે ભાવ અને અભાવ બન્ને, જે પ્રમાણે જોઈએ તે પ્રમાણેની પોતપોતાના કારણોની યુક્તિ કે યોગની અપેક્ષા રાખનારા છે. ૫૪

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: દરેક ભાવો એટલે શારીર-પ્રકૃતિ કે વિકૃતિઓ; તેઓનો ભાવ એટલે ઉત્પત્તિ અને અભાવ એટલે અનુત્પત્તિ, એ બન્ને સમયોગ, અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગ વિના હોઈ શકે જ નહિ. તેમાં સમયોગ એ પ્રકૃતિનું કારણ છે અને અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગ એ વિકૃતિનાં કારણો છે. આ વાત કતિધાપુરુષીયમાં પણ આ પ્રકારે કહેશે: 'नेन्द्रियाणि न चैवार्थाः सुखदुःखस्य हेतवः । हेतुस्तु सुखदुःखस्य योगो दृष्टश्चतुर्विधः ॥ सन्तीन्द्रियाणि सन्त्यर्था योगो नास्ति न चास्ति रुक् ॥ न सुखं कारणं तस्माद् योग एव चतुर्विधः (चरक–शारीर–अ. १) ઇંદ્રિયો કે વિષયો સુખદુઃખનાં કારણો નથી; પરંતુ ચાર પ્રકારનો યોગ જ સુખદુઃખનું કારણ છે; કેમ કે ઇંદ્રિયો હોય અને વિષયો પણ હોય, છતાં તેઓનો ચાર પ્રકારનો યોગ જ ન હોય તો રોગ જ થતા નથી કે સુખ પણ થતું નથી; માટે ચાર પ્રકારનો યોગ જ સુખદુઃખનું કારણ છે.' અહીં શંકા થાય કે દરેક પદાર્થના ભાવ કે અભાવની વિશેષતા કઈ રીતે થાય છે? આનું સમાધાન અહીં મૂળમાં જ કહે છે: 'દરેક શારીર ભાવ તથા અભાવ પોતપોતાનાં કારણોની યથાયોગ્ય અપેક્ષા રાખે છે; અર્થાત્ પોતાનાં કારણની વિશેષતાથી ભાવ તથા અભાવની વિશેષતા થાય છે; એટલે કે જુદાં જુદાં નિદાનો, દોષો તથા દૂષ્યોની વિશેષતાથી વિકારોનું હોવું તથા નહિ હોવું થાય છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'ઉપર ૫૩મા સૂત્ર સુધી સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં એ જ દર્શાવ્યું કે સમ્યગ્યોગ ધાતુસામ્યનું કારણ અને અયોગાદિ ત્રણ ધાતુવૈષમ્યનું કારણ હોઈ તેઓ જ આરોગ્ય-અનારોગ્યનાં કારણ છે; એટલું જ નહિ પણ બાહ્ય પદાર્થો-વૃક્ષાદિ કે ઘડા-વસ્ત્રાદિની પણ સારી સ્થિતિ તથા વિનાશનાં કારણો એ સમ્યગ્યોગ તથા અયોગાદિ જ છે, એમ દૃષ્ટાંત કરવા અને ભાવના સ્વરૂપનું જ્ઞાન જણાવવા આ ૫૪મું સૂત્ર લખવામાં આવ્યું છે. દરેક પદાર્થની સારી સ્થિતિ એ ભાવ છે અને ખરાબ સ્થિતિ કે વિનાશ, એ અભાવ છે; તેમાંની દરેકની સારી સ્થિતિ સમ્યગ્યોગથી રહે છે અને ખરાબ સ્થિતિ કે વિનાશ અયોગાદિ ત્રણથી જ થાય છે; તોપણ જે પ્રમાણે જોઈએ તે પ્રમાણેનો કારણનો યોગ એ ભાવમાં કે અભાવમાં જરૂરી બને છે; જેમ કે વૃક્ષનું અસ્તિત્વ કે સારી સ્થિતિ રહેવામાં જે પ્રમાણે જોઈએ તે પ્રમાણે જ પાણી અને તડકો વગેરેનો સંબંધ કારણ બને છે અને વૃક્ષની ખરાબી કે નાશ થવામાં પણ પાણી તથા તડકો વગેરેનો અતિયોગ કે વજ્રપાત આદિ સંબંધ જ કારણ બને છે, એમ પ્રત્યેક પદાર્થ સંબંધે સમજી લેવું જોઈએ.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'હરકોઈ પદાર્થની ઉત્પત્તિરૂપ અવસ્થામાં જેટલી વસ્તુઓ લેવી જોઈએ, તેટલી વસ્તુઓનું બરાબર હોવું તે 'ભાવ' છે; અને તેટલી વસ્તુઓમાં કંઈ ફેરફાર થવો કે ઘટાડો થવો તે 'અભાવ' છે; એ બન્ને-ભાવ તથા અભાવ કાળ, બુદ્ધિ તથા ઇંદ્રિય સંબંધી વિષયોના સમયોગ, અયોગ, અતિયોગ કે મિથ્યાયોગ વિના કદી હોઈ શકે જ નહિ; કારણ કે હરકોઈ પદાર્થનો પૂર્વોક્ત સ્વરૂપવાળો ભાવ, કાળ આદિના સમ્યગ્યોગની જરૂરિયાત ધરાવે છે અને પૂર્વોક્ત સ્વરૂપવાળો અભાવ પણ એ જ કાળ આદિના અતિયોગ, અયોગ તથા મિથ્યાયોગની જરૂરિયાત ધરાવે છે; આ વાત શારીર-કતિધાપુરુષીયમાં કહેવાશે. ૫૪

## રોગોના ત્રણ પ્રકારો

त्रयो रोगा इति निजागन्तुमानसाः । तत्र निजः शारीरदोषसमुत्थः, आगन्तुर्भूतविषवाय्वग्निसम्प्रहारादिसमुत्थः, मानसः पुनरिष्टस्यालाभाल्लाभाच्चानिष्टस्योपजायते ॥ ५५ ॥

રોગો ત્રણ છે: નિજ, આગંતુ અને માનસ; તેઓમાં શરીરના દોષોથી જે રોગ ઉત્પન્ન થાય છે, તે 'નિજ' છે; ભૂત, ઝેર, (બહારનો) વાયુ, અગ્નિ તથા (શસ્ત્ર આદિ) કંઈ વાગી જવાથી જે રોગ ઉત્પન્ન થાય છે, તે 'આગંતુ' કહેવાય છે અને કોઈ ઇચ્છિત કે પ્રિય વસ્તુ નહિ મળવાથી તથા અનિચ્છિત કે અપ્રિય વસ્તુ મળવાથી જે રોગ ઉત્પન્ન થાય છે, તે 'માનસ' કહેવાય છે. ૫૫

વાત, પિત્ત અને કફ આદિ ધાતુઓના દોષથી કે વાતાદિની વિષમતા એટલે વધઘટ થવાથી થતા (જ્વર આદિ) રોગો 'નિજ' રોગ કહેવાય છે; દેવો કે પ્રેત વગેરે-'ભૂત,' વિષ પણ સ્થાવર-જંગમ, તથા ઉપવિષ, બહારનો વાયુ-સમુદ્રનો પવન કે ઝેરી વાયુ સમજવો; શસ્ત્ર વગેરેના પ્રહાર અથવા લાકડીઓ કે મુક્કીઓના માર પડ્યા હોય વગેરે બહારનાં કારણોથી જે રોગો

મર્મ વગેરેને મધ્યમ માર્ગ કહેવામાં આ પ્રયોજન છે કે એ માર્ગને લગતા રોગો કૃચ્છ્રસાધ્ય હોય છે, એમ કહેવાનું છે; ત્રીજો માર્ગ કોઠો કહેવાય છે; તેના જ પર્યાયો શરીરમધ્ય, ઉદર; મહાસ્રોતસ્, મહાસરણિ, છિદ્ર, મહાનિમ્ન, મહાગર્ત્ત, આમાશય, પક્વાશય વગેરે મળે છે; બીજાં તંત્રોમાં પણ કહ્યું છે કે, 'स्थानान्यामाग्निपक्वानां मूत्रस्य रुधिरस्य च। हृदुण्डकः फुप्फुसश्च कोष्ठ इत्यभिधीयते॥ આમાશય, પક્વાશય, અગ્નિસ્થાન, મૂત્રસ્થાન, રક્તસ્થાન, હૃદય, ઉંડક, ફુફ્ફુસ અને કોષ્ઠ, એ કોઠાના જ પર્યાયો છે.' આ ત્રીજો આભ્યંતર રોગમાર્ગ છે; આ માર્ગમાં થતા રોગો સુખસાધ્ય, કષ્ટસાધ્ય, યાપ્ય તથા અસાધ્ય પણ તે તે લક્ષણો પરથી જણાય છે.'

ઉપરનો જ આશય ચક્રપાણિની ટીકામાં મળે છે. ૫૮-૬૧

### શાખા-માર્ગનો આશ્રય કરતા રોગો

**तत्र गण्डपिडकालज्यपचीचर्मकीलार्बुदाधिमांसमशककुष्ठव्यङ्गादयो विकारा बहिर्मार्गजाश्च वीसर्पश्वयथुगुल्मार्शोविद्रध्यादयः शाखानुसारिणो भवन्ति रोगाः॥ ६२॥**

**ગંડ કે ગડગૂમડ-વ્રણ વગેરે, પિડકા-ફોલ્લીઓ, અલજી, અપચી, ચર્મકીલ (મસા), અર્બુદ, અધિમાંસ, મશક, કોઢ અને વ્યંગ આદિ રોગો બહારના માર્ગમાં ઉત્પન્ન થાય છે; તેમ જ વીસર્પ (રતવા) સોજા, ગોળો, અર્શસ અને વિદ્રધિ આદિ રોગો પણ શાખાને અનુસરનારા (એટલે રક્ત આદિ ધાતુઓનો આશ્રય કરનારા) થાય છે. ૬૨**

અહીં ગણેલા રોગો પૈકી ચર્મકીલ, મશક તથા વ્યંગરોગ ક્ષુદ્રરોગો કહેવાય છે: અધિમાંસરોગ સંતાનમાર્ગમાં તથા પુરુષચિન્હ પર માંસના અંકુરરૂપે થાય છે; અર્શસ્ રોગ ગુદાની વળીઓમાં થતો કહેવાય છે; એમ આ ગંડ, આદિ રોગો બાહ્યમાર્ગમાં થાય છે; તેમ જ વીસર્પ આદિ રોગો પણ શાખાઓમાં થનારા હોય છે; અહીં બહારના માર્ગમાં થતા એ વિશેષણ વીસર્પ આદિને પણ લાગુ કરી જણાવ્યું છે કે અંતર્માર્ગ-કોષ્ઠમાં જે જે વીસર્પાદિ રોગો થાય છે, તેઓથી આ વીસર્પાદિ અલગ સમજવાના છે: એકંદર વીસર્પાદિ રોગો બે પ્રકારના થાય છે; બાહ્ય માર્ગમાં તથા આભ્યંતર માર્ગમાં; તેમાંના બાહ્યમાર્ગના વીસર્પાદિ અહીં કહ્યા છે અને આભ્યંતર-કોઠામાં થતા વીસર્પાદિ પાછળ ત્યાં કહેવાશે. ૬૨

### મધ્યમ માર્ગના આશ્રયવાળા રોગો

**पक्षवधग्रहापतानकार्दितशोषराजयक्ष्मास्थिसन्धिशूलगुदभ्रंशादयः शिरोहृद्बस्तिरोगादयश्च मध्यममार्गानुसारिणो भवन्ति रोगाः॥ ६३॥**

**પક્ષવધ, પક્ષગ્રહ, અપતાનક, અર્દિત, ધાતુશોષ, રાજયક્ષ્મા (ક્ષય), હાડકાંના સાંધામાં થતું શૂળ અને ગુદભ્રંશ (આમણ) વગેરે રોગો તેમ જ શિરોરોગ, હૃદયરોગ અને બસ્તિરોગ આદિ રોગો મધ્યમ માર્ગને અનુસરી થાય છે. ૬૩**

આમાંના પહેલા ચાર રોગ વાતવિકારરૂપે થાય છે અને બસ્તિરોગ પછી 'આદિ' શબ્દ મૂકીને ગળું વગેરે મર્મભાગોના રોગો પણ અહીં લઈ લેવા જણાવ્યું છે. ૬૩

### અંતર્માર્ગ-કોઠામાં થતા રોગો

**ज्वरातीसारच्छर्द्यलसकविषूचिकाकासश्वासहिक्कानाहोदरप्लीहादयोऽन्तर्मार्गजाश्च वीसर्पश्वयथुगुल्मार्शोऽभ्यन्तरविद्रध्यादयः कोष्ठमार्गानुसारिणो भवन्ति रोगाः॥ ६४॥**

**જ્વર, અતીસાર, છર્દિ (ઊલટી), અલસક, વિસૂચિકા, કાસ (ઉધરસ), શ્વાસ, હિક્કા-હેડકી, આનાહ-પેટનો આફરો, ઉદરરોગ, પ્લીહાનો રોગ વગેરે અંતર્માર્ગમાં થતા રોગો છે; તેમ જ વીસર્પ, સોજો, ગોળો, અર્શસ અને અંદરનો વિદ્રધિ આદિ પણ કોઠાને અનુસરતા (અંતર્માર્ગમાં થતા) રોગો છે. ૬૪**

અહીં ચક્રપાણિ વધુ આમ લખે છે કે, જ્વર રોગ જોકે આખા શરીરમાં જણાતો હોય છે, તોપણ ખાસ કરી તેની મૂળ ઉત્પત્તિ તો આમાશયમાંથી જ થાય છે, એ કારણે તેને અહીં અંતર્માર્ગમાં થનારો કહ્યો છે; 'અંતર્માર્ગમાં થતા રોગો' એ વિશેષણ ખાસ કરીને તો વીસર્પ આદિને જ લાગુ કરવાનું હોય છે; કેમ કે તે વીસર્પાદિ રોગો બાહ્ય માર્ગમાં પણ થાય છે, તેઓથી આ વીસર્પાદિ-જુદા જ હોઈ અંતર્માર્ગજન્ય તરીકે અહીં સમજવા; અર્શસ્ રોગ બહારની વળીમાં થાય છે, તે શાખાગત કહેવાય છે; જ્યારે અહીં કહેલો અર્શસ્ રોગ કોઠામાં થતો ગણેલ છે. ગોળાનો રોગ પણ બહારના ભાગમાં ઊંચો આવેલો જણાય અને બહાર જ પાકે છે, તે બાહ્ય માર્ગનો આશ્રિત કહેવાય છે અને અંદરના ભાગમાં હોય એટલે કે ઉપરથી જણાતો ન-

(ધર્મ, અર્થ અને કામ, એ) ત્રિવર્ગનું જ બરાબર જોઈ તપાસી આચરણ કરવું, એ માનસરોગ માટેનું ઔષધ છે; તેમ જ એ માનસરોગના (ઉપચારના) અનુભવી વિદ્વાનોની સેવા કરવી અને આત્મા આદિનું સંપૂર્ણ વિજ્ઞાન કે અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવું, તે પણ માનસ રોગનું ઔષધ છે. ૫૭

ઉપર માનસરોગની જે ચિકિત્સા ગદ્યમાં કહી છે, તે જ અહીં સહેલાઈથી સમજવા શ્લોકમાં કહી છે; હિતકારી ધર્મ-અર્થ-કામનું સેવન અને અહિતકારી તેઓનો ત્યાગ; તેમ જ એ રોગના ઉપચારોના જાણકારોની સેવા કરવી, તથા આત્મા, દેશ, કાળ અને શક્તિનું પરિપૂર્ણ જ્ઞાન મેળવવું, તે બધા માનસરોગનાં ઔષધ બને છે. ૫૭

### રોગના ત્રણ માર્ગો

त्रयो रोगमार्गा इति शाखा, मर्मास्थिसन्धयः, कोष्ठश्च ॥५८॥

तत्र शाखा रक्तादयो धातवस्त्वक् च, स बाह्यो रोगमार्गः ॥५९॥

मर्माणि पुनर्बस्तिहृदयमूर्धादीनि, अस्थिसन्धयोऽस्थिसंयोगास्तत्रोपनिबद्धाश्च स्नायुकण्डराः स मध्यमो रोगमार्गः ॥६०॥

कोष्ठः पुनरुच्यते महास्रोतः शरीरमध्यं महानिम्नमामपक्वाशयश्चेति पर्यायशब्दैस्तन्त्रे, स रोगमार्ग आभ्यन्तरः ॥६१॥

શાખાઓ (એક), મર્મસ્થાનો તથા હાડકાંના સાંધાઓ (બીજો) અને (ત્રીજો) કોઠો, એ ત્રણ રોગોના માર્ગો છે; તેમાં લોહીથી માંડી વીર્ય સુધીની છ ધાતુઓ અને ત્વચા-ચામડી, એ (સાત શાખાઓરૂપ) બાહ્ય (પહેલો) રોગમાર્ગ છે; બસ્તિ-મૂત્રાશય, હૃદય તથા મસ્તક વગેરે એ મર્મસ્થાનો; હાડકાંઓના સાંધા કે જોડાણસ્થાનો; અને એ સાંધાઓમાં લાગેલા સ્નાયુઓ, કંડરાઓ તથા શિરાઓ વગેરે એ (બીજો) મધ્યમ રોગમાર્ગ છે; તેમ જ કોઠો એ 'મહાસ્રોતસ્' કહેવાય છે; તે 'શરીરનો મધ્યભાગ' છે; તે 'મહાનિમ્ન'-ઘણું જ ઊંડું સ્થાન છે, જેને 'આમાશય' તથા 'પક્વાશય' એવા પર્યાયોથી પણ આ શાસ્ત્રમાં કહેવામાં આવે છે; તે (ત્રીજો) આ અભ્યંતર રોગમાર્ગ છે. ૫૮-૬૧

અહીં લોહીથી માંડી વીર્ય સુધીની ૭ ધાતુઓને શાખામાં ગણી છે; તેમાં પહેલી 'રસ' ધાતુ છોડી દેવાઈ છે; તેનું કારણ આ છે કે એ રસ ધાતુ આહારના પરિણામરૂપે આમાશયમાં રહે છે, જેથી તેનો સમાવેશ કોઠામાં થઈ જાય છે. આમાં ત્વચાને ઉમેરી પહેલો (શાખારૂપ) બાહ્ય રોગમાર્ગ કહ્યો છે; કેમ કે ગડ-ગૂમડ, ફોલ્લા વગેરે રોગો એ માર્ગના આશ્રયે થાય છે. બસ્તિ-મૂત્રાશયથી માંડી મસ્તક સુધીનાં મર્મસ્થાનો મૂળમાં કહ્યાં છે, તેમાં 'આદિ' શબ્દ મૂકીને ગળું, નાભિ તથા ગુદાનું પણ ગ્રહણ કરવા જણાવ્યું છે. હાડકાંના સાંધા એટલે સંયોગો કે જોડાણ સમજવાનાં છે; તેમાં બંધાયેલ સ્નાયુઓ અને કંડરાઓ પણ રોગોના મધ્યમ માર્ગ તરીકે કહેલ છે. જાડા સ્નાયુને જ કંડરા કહે છે; એ મધ્યમ માર્ગના આશ્રયે પક્ષાઘાત વગેરે રોગો થાય છે. આ શાસ્ત્રમાં કોષ્ઠ, મહાસ્રોતસ્, શરીરમધ્ય, મહાનિમ્ન, આમાશય અને પક્વાશય, એ બધા કોઠાના જ પર્યાયો છે; તેને રોગોનો આભ્યન્તર માર્ગ કહે છે; કેમ કે તે બધાના કરતાં અંદર આવેલ છે; એના આશ્રયે જ્વર, અતીસાર આદિ રોગો થાય છે; આમ અહીં આ ત્રણ માર્ગો કહેવામાં આ અભિપ્રાય છે કે તે તે માર્ગને લગતા રોગોનું સુખસાધ્યપણું આદિ સમજી શકાય છે.' આમ યોગીંદ્રનાથસેન અહીં સમજાવે છે.

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે: 'રક્તાદિ ૭ ધાતુઓ અને ત્વચા, એ સાતનો પહેલો બાહ્ય રોગમાર્ગ જાણવો. અહીં ત્વચાને અલગ કહીને એ ત્વચામાં રહેતો રસ પણ લેવા જણાવ્યું છે; પરંતુ આહારનું પાચન થતાં જે રસ ઉત્પન્ન થાય છે અને હૃદયમાં રહે છે, તેને અહીં ગણવાનો નથી; કેમ કે તેનો સમાવેશ કોઠામાં થાય છે. એ જ પ્રમાણે પ્લીહા તથા યકૃતમાં રહેલું લોહી પણ કોઠામાં સમાવેશ પામતું હોઈને તેની પણ 'શાખા' સંજ્ઞા સમજવાની નથી; આ પહેલો રોગમાર્ગ કહીને આમ જણાવ્યું છે, કે આ માર્ગના આશ્રયવાળા રોગો સુખસાધ્ય છે. અહીં મર્મસ્થાનો ત્રણ જ કહ્યાં છે, પરંતુ 'આદિ' શબ્દ મૂકીને બીજાં ૧૦૪ મર્મસ્થાનો પણ સમજી લેવાનાં છે; મુખ્ય હોવાથી જ આ ત્રણ અહીં કહ્યાં છે; બધાં મળી મર્મસ્થાનો ૧૦૭ છે; તે પણ અહીં જણાવ્યાં છે. આ સંબંધે શારીરમાં વિસ્તારથી કહેવામાં આવશે. એ મર્મસ્થાનો, હાડકાંના સાંધા, તેમાં બંધાયેલ સ્નાયુઓ તથા કંડરાઓ મધ્યમ માર્ગ છે. સ્નાયુઓ સૂક્ષ્મશિરાઓ છે અને કંડરાઓ હાડકાં જેવી જાડી શિરાઓ છે; આ

મર્મ વગેરેને મધ્યમ માર્ગ કહેવામાં આ પ્રયોજન છે કે એ માર્ગને લગતા રોગો કૃચ્છ્રસાધ્ય હોય છે, એમ કહેવાનું છે; ત્રીજો માર્ગ કોઠો કહેવાય છે; તેના જ પર્યાયો શરીરમધ્ય, ઉદર, મહાસ્રોતસ્, મહાસરણિ, છિદ્ર, મહાનિમ્ન, મહાગર્ત્ત, આમાશય, પક્વાશય વગેરે મળે છે; બીજા તંત્રોમાં પણ કહ્યું છે કે, 'स्थानान्यामाग्निपक्वानां मूत्रस्य रुधिरस्य च। हृदुण्डुकः फुप्फुसश्च कोष्ठ इत्यभिधीयते॥ આમાશય, પક્વાશય, અગ્નિસ્થાન, મૂત્રસ્થાન, રક્તસ્થાન, હૃદય, ઉંડુક, ફુપ્ફુસ અને કોષ્ઠ, એ કોઠાના જ પર્યાયો છે.' આ ત્રીજો આભ્યંતર રોગમાર્ગ છે; આ માર્ગમાં થતા રોગો સુખસાધ્ય, કષ્ટસાધ્ય, યાપ્ય તથા અસાધ્ય પણ તે તે લક્ષણો પરથી જણાય છે.'

ઉપરનો જ આશય ચક્રપાણિની ટીકામાં મળે છે. ૫૮–૬૧

### શાખા–માર્ગનો આશ્રય કરતા રોગો

तत्र गण्डपिडकालज्यपचीचर्मकीलार्बुदाधिमांसमशककुष्ठव्यङ्गादयो विकारा बहिर्मार्गजाश्च वीसर्पश्वयथुगुल्मार्शोविद्रध्यादयः शाखानुसारिणो भवन्ति रोगाः॥ ६२॥

ગંડ કે ગડગૂમડ–વ્રણ વગેરે, પિડકા–ફોલ્લીઓ, અલજી, અપચી, ચર્મકીલ (મસા), અર્બુદ, અધિમાંસ, મશક, કોઢ અને વ્યંગ આદિ રોગો બહારના માર્ગમાં ઉત્પન્ન થાય છે; તેમ જ વીસર્પ (રતવા) સોજા, ગોળો, અર્શસ અને વિદ્રધિ આદિ રોગો પણ શાખાને અનુસરનારા (એટલે રક્ત આદિ ધાતુઓનો આશ્રય કરનારા) થાય છે. ૬૨

અહીં ગણેલા રોગો પૈકી ચર્મકીલ, મશક તથા વ્યંગરોગ ક્ષુદ્રરોગો કહેવાય છે; અધિમાંસરોગ સંતાનમાર્ગમાં તથા પુરુષચિહ્ન પર માંસના અંકુરરૂપે થાય છે; અર્શસ્ રોગ ગુદાની વળીઓમાં થતો કહેવાય છે; એમ આ ગંડ, આદિ રોગો બાહ્યમાર્ગમાં થાય છે; તેમ જ વીસર્પ આદિ રોગો પણ શાખાઓમાં થનારા હોય છે; અહીં બહારના માર્ગમાં થતા એ વિશેષણ વીસર્પ આદિને પણ લાગુ કરી જણાવ્યું છે કે અંતર્માર્ગ-કોષ્ઠમાં જે જે વીસર્પાદિ રોગો થાય છે, તેઓથી આ વીસર્પાદિ અલગ સમજવાના છે; એકંદર વીસર્પાદિ રોગો બે પ્રકારના થાય છે; બાહ્ય માર્ગમાં તથા આભ્યંતર માર્ગમાં; તેમાંના બાહ્યમાર્ગના વીસર્પાદિ અહીં કહ્યા છે અને આભ્યંતર–કોઠામાં થતા વીસર્પાદિ પાછળ ત્યાં કહેવાશે. ૬૨

### મધ્યમ માર્ગના આશ્રયવાળા રોગો

पक्षवधग्रहापतानकार्दितशोषराजयक्ष्मास्थिसन्धिशूलगुदभ्रंशादयः शिरोहृद्बस्तिरोगादयश्च मध्यममार्गानुसारिणो भवन्ति रोगाः॥ ६३॥

પક્ષવધ, પક્ષગ્રહ, અપતાનક, અર્દિત, ધાતુ-શોષ, રાજયક્ષ્મા (ક્ષય), હાડકાંના સાંધામાં થતું શૂળ અને ગુદભ્રંશ (આમણુ) વગેરે રોગો તેમ જ શિરોરોગ, હૃદયરોગ અને બસ્તિરોગ આદિ રોગો મધ્યમ માર્ગને અનુસરી થાય છે. ૬૩

આમાંના પહેલા ચાર રોગ વાતવિકારરૂપે થાય છે અને બસ્તિરોગ પછી 'આદિ' શબ્દ મૂકીને ગળું વગેરે મર્મભાગોના રોગો પણ અહીં લઈ લેવા જણાવ્યું છે. ૬૩

### અંતર્માર્ગ–કોઠામાં થતા રોગો

ज्वरातीसारच्छर्द्यलसकविषूचिकाकासश्वासहिक्कानाहोदरप्लीहादयोऽन्तर्मार्गजाश्च वीसर्पश्वयथुगुल्मार्शोऽभ्यन्तरविद्रध्यादयः कोष्ठमार्गानुसारिणो भवन्ति रोगाः॥ ६४॥

જ્વર, અતીસાર, છર્દિ (ઊલટી), અલસક, વિસૂચિકા, કાસ (ઉધરસ), શ્વાસ, હિક્કા–હેડકી, આનાહ–પેટનો આફરો, ઉદરરોગ, પ્લીહાનો રોગ વગેરે અંતર્માર્ગમાં થતા રોગો છે; તેમ જ વીસર્પ, સોજો, ગોળો, અર્શસ અને અંદરનો વિદ્રધિ આદિ પણ કોઠાને અનુસરતા (અંતર્માર્ગમાં થતા) રોગો છે. ૬૪

અહીં ચક્રપાણિ વધુ આમ લખે છે કે, જ્વર રોગ જોકે આખા શરીરમાં જણાતો હોય છે, તોપણ ખાસ કરી તેની મૂળ ઉત્પત્તિ તો આમાશયમાંથી જ થાય છે, એ કારણે તેને અહીં અંતર્માર્ગમાં થનારો કહ્યો છે; 'અંતર્માર્ગમાં થતા રોગો' એ વિશેષણ ખાસ કરીને તો વીસર્પ આદિને જ લાગુ કરવાનું હોય છે; કેમ કે તે વીસર્પાદિ રોગો બાહ્ય માર્ગમાં પણ થાય છે, તેઓથી આ વીસર્પાદિ જુદા જ હોઈ અંતર્માર્ગજન્ય તરીકે અહીં સમજવા; અર્શસ્ રોગ બહારની વળીમાં થાય છે, તે શાખાગત કહેવાય છે; જ્યારે અહીં કહેલો અર્શસ્ રોગ કોઠામાં થતો ગણેલ છે. ગોળાનો રોગ પણ બહારના ભાગમાં ઊંચો આવેલો જણાય અને બહાર જ પાકે છે, તે બાહ્ય માર્ગનો આશ્રિત કહેવાય છે અને અંદરના ભાગમાં હોય એટલે કે ઉપરથી જણાતો ન-

(ધર્મ, અર્થ અને કામ, એ) ત્રિવર્ગનું જ બરાબર જોઈ તપાસી આચરણ કરવું, એ માનસ-રોગ માટેનું ઔષધ છે; તેમ જ એ માનસરોગના (ઉપચારના) અનુભવી વિદ્વાનોની સેવા કરવી અને આત્મા આદિનું સંપૂર્ણ વિજ્ઞાન કે અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવું, તે પણ માનસ રોગનું ઔષધ છે. ૫૭

ઉપર માનસરોગની જે ચિકિત્સા ગદ્યમા કહી છે, તે જ અહીં સહેલાઈથી સમજવા શ્લોકમા કહી છે; હિતકારી ધર્મ-અર્થ-કામનું સેવન અને અહિતકારી તેઓનો ત્યાગ; તેમ જ એ રોગના ઉપચારોના જાણકારોની સેવા કરવી, તથા આત્મા, દેશ, કાળ અને શક્તિનું પરિપૂર્ણ જ્ઞાન મેળવવું. તે બધાં માનસરોગનાં ઔષધ બને છે. ૫૭

### રોગના ત્રણ માર્ગો

त्रयो रोगमार्गा इति शाखा, मर्मास्थिसन्धयः, कोष्ठश्च ॥ ५८ ॥

तत्र शाखा रक्तादयो धातवस्त्वक् च, स बाह्यो रोगमार्गः ॥ ५९ ॥

मर्माणि पुनर्बस्तिहृदयमूर्धादीनि, अस्थिसन्धयोऽस्थिसंयोगास्तत्रोपनिबद्धाश्च स्नायुकण्डराः स मध्यमो रोगमार्गः ॥ ६० ॥

कोष्ठः पुनरुच्यते महास्रोतः शरीरमध्यं महानिम्नमामपक्वाशयश्चेति पर्यायशब्दैस्तन्त्रे, स रोगमार्ग आभ्यन्तरः ॥ ६१ ॥

શાખાઓ (એક), મર્મસ્થાનો તથા હાડકાંના સાંધાઓ (બીજો) અને (ત્રીજો) કોઠો, એ ત્રણ રોગોના માર્ગો છે; તેમાં લોહીથી માંડી વીર્ય સુધીની છ ધાતુઓ અને ત્વચા-ચામડી, એ (સાત શાખાઓરૂપ) બાહ્ય (પહેલો) રોગમાર્ગ છે; બસ્તિ-મૂત્રાશય, હૃદય તથા મસ્તક વગેરે એ મર્મસ્થાનો; હાડકાંઓના સાંધા કે જોડાણસ્થાનો; અને એ સાંધાઓમાં લાગેલા સ્નાયુઓ, કંડરાઓ તથા શિરાઓ વગેરે એ (બીજો) મધ્યમ રોગમાર્ગ છે; તેમ જ કોઠો એ 'મહાસ્રોતસ્' કહેવાય છે; તે 'શરીરનો મધ્યભાગ' છે; તે 'મહાનિમ્ન'-ઘણું જ ઊંડું સ્થાન છે, જેને 'આમાશય' તથા 'પક્વાશય' એવા પર્યાયોથી પણ આ શાસ્ત્રમાં કહેવામાં આવે છે; તે (ત્રીજો) આ અભ્યંતર રોગમાર્ગ છે. ૫૮-૬૧

અહીં લોહીથી માંડી વીર્ય સુધીની છ ધાતુઓને શાખામાં ગણી છે; તેમાં પહેલી 'રસ' ધાતુ છોડી દેવાઈ છે; તેનું કારણ આ છે કે એ રસ ધાતુ આહારના પરિણામરૂપે આમાશયમાં રહે છે, જેથી તેનો સમાવેશ કોઠામાં થઈ જાય છે. આમાં ત્વચાને ઉમેરી પહેલો (શાખારૂપ) બાહ્ય રોગમાર્ગ કહ્યો છે; કેમ કે ગડ-ગૂમડ, કોલા વગેરે રોગો એ માર્ગના આશ્રયે થાય છે. બસ્તિ-મૂત્રાશયથી માંડી મસ્તક સુધીનાં મર્મસ્થાનો મૂળમાં કહ્યાં છે, તેમાં 'આદિ' શબ્દ મૂકીને ગળું, નાભિ તથા ગુદાનું પણ ગ્રહણ કરવા જણાવ્યું છે. હાડકાંના સાંધા એટલે સંયોગો કે જોડાણ સમજવાનાં છે; તેમાં બંધાયેલ સ્નાયુઓ અને કંડરાઓ પણ રોગોના મધ્યમ માર્ગ તરીકે કહેલ છે. જાડા સ્નાયુને જ કંડરા કહે છે; એ મધ્યમ માર્ગના આશ્રયે પક્ષાઘાત વગેરે રોગો થાય છે. આ શાસ્ત્રમાં કોષ્ઠ, મહાસ્રોતસ્, શરીરમધ્ય, મહાનિમ્ન, આમાશય અને પક્વાશય, એ બધા કોઠાના જ પર્યાયો છે; તેને રોગોનો આભ્યન્તર માર્ગ કહે છે; કેમ કે તે બધાના કરતાં અંદર આવેલ છે; એના આશ્રયે જ્વર, અતીસાર આદિ રોગો થાય છે; આમ અહીં આ ત્રણ માર્ગો કહેવામાં આ અભિપ્રાય છે કે તે તે માર્ગને લગતા રોગોનું સુખસાધ્યપણું આદિ સમજી શકાય છે.' આમ યોગીંદ્રનાથસેન અહીં સમજાવે છે.

જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધર અહીં આમ સમજાવે છે: 'રક્તાદિ ૭ ધાતુઓ અને ત્વચા, એ સાતનો પહેલો બાહ્ય રોગમાર્ગ જાણવો. અહીં ત્વચાને અલગ કહીને એ ત્વચામાં રહેતો રસ પણ લેવા જણાવ્યું છે; પરંતુ આહારનું પાચન થતાં જે રસ ઉત્પન્ન થાય છે અને હૃદયમાં રહે છે, તેને અહીં ગણવાનો નથી; કેમ કે તેનો સમાવેશ કોઠામાં થાય છે. એ જ પ્રમાણે પ્લીહા તથા યકૃતમાં રહેલું લોહી પણ કોઠામાં સમાવેશ પામતું હોઈને તેની પણ 'શાખા' સંજ્ઞા સમજવાની નથી; આ પહેલો રોગમાર્ગ કહીને આમ જણાવ્યું છે, કે આ માર્ગના આશ્રયવાળા રોગો સુખસાધ્ય છે. અહીં મર્મસ્થાનો ત્રણ જ કહ્યાં છે, પરંતુ 'આદિ' શબ્દ મૂકીને બીજાં ૧૦૪ મર્મસ્થાનો પણ સમજી લેવાનાં છે; મુખ્ય હોવાથી જ આ ત્રણ અહીં કહ્યાં છે; બધાં મળી મર્મસ્થાનો ૧૦૭ છે: તે પણ અહીં જણાવ્યાં છે. આ સંબંધે શારીરમાં વિસ્તારથી કહેવામાં આવશે. એ મર્મસ્થાનો, હાડકાંના સાંધા, તેમાં બંધાયેલ સ્નાયુઓ તથા કંડરાઓ મધ્યમ માર્ગ છે. સ્નાયુઓ સૂક્ષ્મશિરાઓ છે અને કંડરાઓ હાડકાં જેવી જાડી શિરાઓ છે; આ

મર્મ વગેરેને મધ્યમ માર્ગ કહેવામાં આ પ્રયોજન છે કે એ માર્ગને લગતા રોગો કૃચ્છ્રસાધ્ય હોય છે, એમ કહેવાનું છે; ત્રીજો માર્ગ કોઠો કહેવાય છે; તેના જ પર્યાયો શરીરમધ્ય, ઉદર; મહાસ્રોતસ્, મહાસરણિ, છિદ્ર, મહાનિમ્ન, મહાગર્ત્ત, આમાશય, પક્વાશય વગેરે મળે છે; બીજાં તંત્રોમાં પણ કહ્યું છે કે, ' स्थानान्यामाग्निपक्वानां मूत्रस्य रुधिरस्य च। हृदुण्डकः फुप्फुसश्च कोष्ठ इत्यभिधीयते॥ આમાશય, પક્વાશય, અગ્નિસ્થાન, મૂત્રસ્થાન, રક્તસ્થાન, હૃદય, ઉંડક, ફુફ્ફુસ અને કોષ્ઠ, એ કોઠાના જ પર્યાયો છે.' આ ત્રીજો આભ્યંતર રોગમાર્ગ છે; આ માર્ગમાં થતા રોગો સુખસાધ્ય, કષ્ટસાધ્ય, યાપ્ય તથા અસાધ્ય પણ તે તે લક્ષણો પરથી જણાય છે.'

ઉપરનો જ આશય ચક્રપાણિની ટીકામાં મળે છે. ૫૮–૬૧

### શાખા-માર્ગનો આશ્રય કરતા રોગો

**तत्र गण्डपिडकालज्यपचीचर्मकीलार्बुदाधिमांसमशककुष्ठव्यङ्गादयो विकारा बहिर्मार्गजाश्च वीसर्पश्वयथुगुल्मार्शोविद्रध्यादयः शाखानुसारिणो भवन्ति रोगाः॥ ६२॥**

**ગંડ કે ગડગૂમડ–વ્રણ વગેરે, પિડકા–ફોલ્લીઓ, અલજી, અપચી, ચર્મકીલ (મસા), અર્બુદ, અધિમાંસ, મશક, કોઢ અને વ્યંગ આદિ રોગો બહારના માર્ગમાં ઉત્પન્ન થાય છે; તેમ જ વીસર્પ (રતવા) સોજા, ગોળો, અર્શસ અને વિદ્રધિ આદિ રોગો પણ શાખાને અનુસરનારા (એટલે રક્ત આદિ ધાતુઓનો આશ્રય કરનારા) થાય છે. ૬૨**

અહીં ગણેલા રોગો પૈકી ચર્મકીલ, મશક તથા વ્યંગરોગ ક્ષુદ્રરોગો કહેવાય છે; અધિમાંસરોગ સંતાનમાર્ગમાં તથા પુરુષચિન્હ પર માંસના અંકુરરૂપે થાય છે; અર્શસ્ રોગ ગુદાની વળીઓમાં થતો કહેવાય છે; એમ આ ગંડ, આદિ રોગો બાહ્યમાર્ગમાં થાય છે; તેમ જ વીસર્પ આદિ રોગો પણ શાખાઓમાં થનારા હોય છે; અહીં બહારના માર્ગમાં થતા એ વિશેષણ વીસર્પ આદિને પણ લાગુ કરી જણાવ્યું છે કે અંતર્માર્ગ-કોષ્ઠમાં જે જે વીસર્પાદિ રોગો થાય છે, તેઓથી આ વીસર્પાદિ અલગ સમજવાના છે: એકંદર વીસર્પાદિ રોગો બે પ્રકારના થાય છે; બાહ્ય માર્ગમાં તથા આભ્યંતર માર્ગમાં; તેમાંના બાહ્યમાર્ગના વીસર્પાદિ અહીં કહ્યા છે અને આભ્યંતર–કોઠામાં થતા વીસર્પાદિ પાછળ ત્યાં કહેવાશે. ૬૨

### મધ્યમ માર્ગના આશ્રયવાળા રોગો

**पक्षवधग्रहापतानकार्दितशोषराजयक्ष्मास्थिसन्धिशूलगुदभ्रंशादयः शिरोहृद्बस्तिरोगादयश्च मध्यममार्गानुसारिणो भवन्ति रोगाः॥ ६३॥**

**પક્ષવધ, પક્ષગ્રહ, અપતાનક, અર્દિત, ધાતુશોષ, રાજયક્ષ્મા (ક્ષય), હાડકાંના સાંધામાં થતું શૂળ અને ગુદભ્રંશ (આમણ) વગેરે રોગો તેમ જ શિરોરોગ, હૃદયરોગ અને બસ્તિરોગ આદિ રોગો મધ્યમ માર્ગને અનુસરી થાય છે. ૬૩**

આમાંના પહેલા ચાર રોગ વાતવિકારરૂપે થાય છે અને બસ્તિરોગ પછી 'આદિ' શબ્દ મૂકીને ગળું વગેરે મર્મભાગોના રોગો પણ અહીં લઈ લેવા જણાવ્યું છે. ૬૩

### અંતર્માર્ગ-કોઠામાં થતા રોગો

**ज्वरातीसारच्छर्द्यलसकविषूचिकाकासश्वासहिक्कानाहोदरप्लीहादयोऽन्तर्मार्गजाश्च वीसर्पश्वयथुगुल्मार्शोऽभ्यन्तरविद्रध्यादयः कोष्ठमार्गानुसारिणो भवन्ति रोगाः॥ ६४॥**

**જ્વર, અતીસાર, છર્દિ (ઊલટી), અલસક, વિસૂચિકા, કાસ (ઉધરસ), શ્વાસ, હિક્કા–હેડકી, આનાહ–પેટનો આફરો, ઉદરરોગ, પ્લીહાનો રોગ વગેરે અંતર્માર્ગમાં થતા રોગો છે; તેમ જ વીસર્પ, સોજો, ગોળો, અર્શસ અને અંદરનો વિદ્રધિ આદિ પણ કોઠાને અનુસરતા (અંતર્માર્ગમાં થતા) રોગો છે. ૬૪**

અહીં ચક્રપાણિ વધુ આમ લખે છે કે, જ્વર રોગ જોકે આખા શરીરમાં જણાતો હોય છે, તોપણ ખાસ કરી તેની મૂળ ઉત્પત્તિ તો આમાશયમાંથી જ થાય છે, એ કારણે તેને અહીં અંતર્માર્ગમાં થનારો કહ્યો છે; 'અંતર્માર્ગમાં થતા રોગો' એ વિશેષણ ખાસ કરીને તો વીસર્પ આદિને જ લાગુ કરવાનું હોય છે; કેમ કે તે વીસર્પાદિ રોગો બાહ્ય માર્ગમાં પણ થાય છે, તેઓથી આ વીસર્પાદિ- જુદા જ હોઈ અંતર્માર્ગજન્ય તરીકે અહીં સમજવા; અર્શસ્ રોગ બહારની વળીમાં થાય છે, તે શાખાગત કહેવાય છે; જ્યારે અહીં કહેલો અર્શસ્ રોગ કોઠામાં થતો ગણેલ છે. ગોળાનો રોગ પણ બહારના ભાગમાં ઊંચો આવેલો જણાય અને બહાર જ પાકે છે, તે બાહ્ય માર્ગનો આશ્રિત કહેવાય છે અને અંદરના ભાગમાં હોય એટલે કે ઉપરથી જણાતો ન-

હોય તે અંદરના માર્ગનો આશ્રિત એટલે કોઠામાં રહેલો જ જાણવો. ૬૪

ત્રણ પ્રકારના વૈદ્યો

त्रिविधा भिषज इति—

भिषक्छद्मचराः सन्ति सन्त्येके सिद्धसाधिताः ।
सन्ति वैद्यगुणैर्युक्तास्त्रिविधा भिषजो भुवि ॥६५॥

કેટલાક વૈદ્યો, વૈદ્યનું બહાનું જ ધરાવતા (નિરકુશ ખોટા) હોય છે; બીજા કેટલાક વૈદ્યો સિદ્ધસાધિત (બીજા સારા વૈદ્યના નામે વૈદ્ય થઈ પડેલા) હોય છે અને (ત્રીજા વૈદ્યો) વૈદ્યના (સંપૂર્ણ) ગુણોથી યુક્ત હોય છે; એમ પૃથ્વી પર ત્રણ પ્રકારના વૈદ્યો હોય છે. ૬૫

પહેલા વેષધારી વૈદ્યનાં લક્ષણો

वैद्यभाण्डौषधैः पुस्तैः पल्लवैरवलोकनैः ।
लभन्ते ये भिषक्शब्दमज्ञास्ते प्रतिरूपकाः ॥६६॥

જેઓ વૈદ્યનાં ઔષધપાત્રો (શીશા વગેરે) કે વૈદ્યકાંડ—અગ્નિનેત્ર આદિ વડે તથા ઔષધો વડે, વૈદ્યકીય પુસ્તકો વડે, બોલવાની છટાઓ વડે અને (આડંબરયુક્ત) જોવાની ચાલાકી વડે 'વૈદ્ય' શબ્દને મેળવે છે; તેઓ (ખરી રીતે) અજ્ઞાની કોઈ વૈદ્યના જેવો બહારનો દેખાવ જ કરનારા—વૈદ્ય-વેષધારી—માત્ર કહેવાના જ—કેવળ નામધારી વૈદ્યો હોય છે. ૬૬

વૈદ્યના જેવો બાહ્ય આડંબર ધરનારા વૈદ્યોને અહીં મૂળમાં 'भिषक्छद्मचर' એવું અંક-એકનું જ નામ આપેલું છે; આવા ઢોંગી લોકો, 'વૈદ્ય' શબ્દને વગોવે છે, એટલું જ નહિ, પણ રોગીને કમોતે મારી નાખે છે, માટે રોગીએ વૈદ્યની પરીક્ષા કાળજીથી કરી જોઈએ અને આવા વૈદ્યકીઓથી બચવું જોઈએ, એમ કહેવા માગે છે. ૬૬

બીજા સિદ્ધસાધિત વૈદ્યો

श्रीयशोज्ञानसिद्धानां व्यपदेशादतद्विधाः ।
वैद्यशब्दं लभन्ते ये ज्ञेयास्ते सिद्धसाधिताः ॥६७॥

જેઓ પોતે તો પ્રસિદ્ધ વૈદ્ય જેવા (જ્ઞાની) હોય જ નહિ, પરંતુ (બીજા) લક્ષ્મી, યશ તથા જ્ઞાન વડે સિદ્ધ થયેલા—વૈદ્યોના નામથી (પોતાને ઉદ્દેશી) 'વૈદ્ય' શબ્દને (બીજા દેશમાં રહ્યા રહ્યા) મેળવે છે, તેઓને (બીજા પ્રકારના) 'સિદ્ધ-સાધિત' વૈદ્યો જાણવા. ૬૭

ઉપરનો અનુવાદ યોગીન્દ્રનાથસેનકૃત ચરકોપસ્કારને અનુસરી લખાયો છે. શ્રી ગંગાધર આ શ્લોકનો આવો ભાવ જલ્પકલ્પતરુમાં લખે છે: જેઓ 'અમુક સ્થળે ચિકિત્સા દ્વારા અમને આટલી લક્ષ્મી મળી, આટલો યશ મળ્યો, અમને અમુક ગુરુથી આવું ચિકિત્સાજ્ઞાન પ્રાપ્ત થયું છે' એમ બીજાના નામે પોતાનાં ખોટાં બણગાં ફૂંકે છે; પોતામાં તેવું કંઈ પણ ખરી રીતે હોતું જ નથી, છતાં એવી એવી પોતાની બડાઈઓ હાંકીને જેઓ, પોતાના સંબંધે 'વૈદ્ય' શબ્દને લાગુ કરે છે કે 'વૈદ્ય' નામનાને મેળવે છે, તેઓને 'સિદ્ધસાધિત' વૈદ્યો જાણવા; એ (ધૂર્ત વૈદ્યોને પણ રોગીએ ત્યજવા જ જોઈએ; કેમ કે ખરી રીતે તેઓ પણ 'વૈદ્ય' તો હોતા જ નથી.) ૬૭

ત્રીજા જીવિતાભિસર-સદ્ગુણી વૈદ્યો

प्रयोगज्ञानविज्ञानसिद्धिसिद्धाः सुखप्रदाः ।
जीविताभिसरास्ते स्युर्वैद्यत्वं तेष्ववस्थितम् ॥६८॥

જેઓ પ્રયોગ, શાસ્ત્રજ્ઞાન, વિજ્ઞાન એટલે અનુભવજ્ઞાન અથવા ક્રિયાદર્શન કે જુદાં જુદાં શાસ્ત્રોનું જ્ઞાન તથા ચિકિત્સાક્રિયાની સિદ્ધિથી સિદ્ધ થયા હોય—ખૂબ ખ્યાતિ પામી ચૂક્યા હોય, (રોગીને આરોગ્યરૂપ) સુખ આપતા હોય, તેઓ 'જીવિતાભિસર' નામે (સાચા વૈદ્ય) કહેવાય છે; અને તેઓ વિષે જ 'વૈદ્યપણું' રહેલું છે. ૬૮

જેઓ માત્રા, કાળ વગેરે તરફ ધ્યાન આપીને ઔષધોનો પ્રયોગ કરી જાણતા હોય; શાસ્ત્રજ્ઞાન, ક્રિયાદર્શન, વિભિન્ન શાસ્ત્રોનું પણ જ્ઞાન તથા ચિકિત્સાક્રિયાની સિદ્ધિને જેઓ ધરાવતા હોય અને રોગીને આરોગ્યરૂપ સુખ આપી રહ્યા હોય, એવા વૈદ્યના ગુણોથી જેઓ યુક્ત હોય, તેઓ 'जीवितस्य अभिसराः'—રોગીના જીવનને ગમે તેમ કરી લાવી આપનારા કે રક્ષનારા હોય છે, તેથી 'જીવિતાભિસર' કહેવાય છે; તેથી તેઓ જ 'વૈદ્ય' નામને પૂર્ણ યોગ્ય છે અને તેઓમાં જ 'વૈદ્યપણું' ખરેખર રહેલું છે; આ રીતે અહીં વૈદ્યના ગુણો ધરાવતા ખરા વૈદ્યને 'જીવિતાભિસર' કહીને 'ભિષક્છદ્મચર'ને તથા 'સિદ્ધસાધિત'ને 'રોગાભિસર' કહેવામાં આવ્યા છે; કારણ કે તેઓ 'रोगस्य अभिसराः रोगाभिसराः'—ઉલટા રોગોને સામેથી લાવનારા છે, માટે જ તેઓને 'રોગાભિસર' નામ તથા 'પ્રાણદ્રોહ' એવું નામ

આપવામાં આવ્યું છે; એ જ અભિપ્રાયથી 'દશપ્રાણાયતનીય' નામના ૨૯મા અધ્યાયમાં 'જીવિતાભિસર' તથા 'રોગાભિસર' એવા બે પ્રકારના વૈદ્યો કહેવાશે અને તેઓમાં 'રોગાભિસર'ને જ 'ભિષક્છદ્મચર' તથા 'સિદ્ધસાધિત' એ ભેદોના પર્યાયરૂપે જણાવશે. જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધરે 'જીવિતાભિસર' શબ્દની વ્યાખ્યા આવી લખી છે : 'जीविताय–आयुषे अभिसरन्ति–जीविताभिसराः'– રોગીના જીવન કે આયુષ માટે જેઓ રોગ સામે યોગ્ય ચિકિત્સા દ્વારા ધસારો કરે છે, અથવા આયુષને ટકાવી રાખવા જેઓ તે આયુષ સામે ધસી જાય છે, તે 'જીવિતાભિસર' કહેવાય છે.' એવા ઉત્તમ વૈદ્યોને જ રોગીએ સ્વીકારવા જોઈએ.'

### ત્રણ પ્રકારનાં ઔષધો

त्रिविधमौषधमिति–दैवव्यपाश्रयं, युक्तिव्यपाश्रयं, सत्त्वावजयश्च ॥ ६९ ॥

तत्र दैवव्यपाश्रयं-मन्त्रौषधिमणिमङ्गलहोमनियमप्रायश्चित्तोपवासस्वस्त्ययनप्रणिपातगमनादि ॥७०॥

युक्तिव्यपाश्रयं-पुनराहारौषधद्रव्याणां योजना ॥७१

सत्त्वावजयः–पुनरहितेभ्योऽर्थेभ्यो मनोनिग्रहः ॥७२

ઔષધો ત્રણ પ્રકારનાં છે; તેમાં પહેલું 'દૈવવ્યપાશ્રય', બીજું 'યુક્તિવ્યપાશ્રય' અને ત્રીજું 'સત્ત્વાવજય' કહેવાય છે. તેમાં મંત્રો, ઔષધિઓ, મણિઓ, મંગલકર્મો, હવનહોમક્રિયાઓ, નિયમો, પ્રાયશ્ચિત્તો, ઉપવાસો, સ્વસ્તિવાચનો, દેવતાઓને નમસ્કારો અને દૂર દૂરના દેવોની સમીપે જવું, એ વગેરે 'દૈવવ્યપાશ્રય' ઔષધ કહેવાય છે; તેમ જ આહારો, વિહારો તથા ઔષધોરૂપ દ્રવ્યોની યોગ્ય યોજના કરવી, તે 'યુક્તિવ્યપાશ્રય' ઔષધ છે; અને પોતાને અહિતકારી હરકોઈ વિષયો કે વસ્તુ-પદાર્થોથી મનને રોકવું કે તે તરફ જતા મન ઉપર કાબૂ રાખવો, એ 'સત્ત્વાવજય' નામે ઔષધ છે. ૬૯–૭૨

ઉપર ત્રણ પ્રકારના વૈદ્યો કહ્યા; હવે અહીં ત્રણ પ્રકારનાં ઔષધો કહે છે. જેનો ખાસ મુખ્ય આશ્રય દૈવ જ હોય એ 'દૈવવ્યપાશ્રય' ઔષધ કહેવાય છે; અર્થાત્ શુભ અદૃષ્ટ ઉત્પન્ન કરીને રોગોને જે શમાવે છે, તે મંત્ર આદિ 'દૈવવ્યપાશ્રય' ઔષધ છે; મંત્રો તો અમુક દેવાદિને લગતા પ્રસિદ્ધ છે; અને ધારણ કરવાનાં ઉત્તમ વૃક્ષો વગેરે ઔષધિરૂપ કહેવાય છે; તેમ જ ચંદ્રકાંત વગેરે મણિઓ ધારણ કરવા યોગ્ય છે; શુભ કર્મ મંગલ છે, બલિદાન–ઉપહારો દેવાદિ નિમિત્તે જે હોમાય છે તે હોમ છે; ત્યજવા યોગ્ય ત્યજી દેવું તે નિયમ છે; વ્રત આદિ પ્રાયશ્ચિત્ત છે; ઉપવાસ પ્રસિદ્ધ છે; વેદોક્ત કર્મ સ્વસ્ત્યયન કહેવાય છે; દેવોને નમસ્કાર એ પ્રણિપાત છે; અતિશય દૂર રહેલા દેવાદિની સામે જવું વગેરે 'દૈવવ્યપાશ્રય' ઔષધ છે; યુક્તિ એટલે યોજના; એ જેને આશ્રય હોય એવું ઔષધ 'યુક્તિવ્યપાશ્રય' કહેવાય છે; જઠરાગ્નિસંયોગ, માત્રા આદિના યોગે ધાતુઓની સમાનતા કરનાર જે હોય તે આહાર, ઔષધયોજના આદિ 'યુક્તિવ્યપાશ્રય' કહેવાય છે. સત્ત્વ એટલે મન; તેનો કાબૂ એટલે અહિત પદાર્થોથી મનને રોકવું, એ 'સત્ત્વાવજય' કહેવાય છે. ૬૯–૭૨

### બીજા પ્રકારે ઔષધોના ત્રણ ભેદો

शारीरदोषप्रकोपे तु खलु शरीरमेवाश्रित्य प्रायशस्त्रिविधमौषधमिच्छन्ति–अन्तःपरिमार्जनं, बहिःपरिमार्जनं, शस्त्रप्रणिधानं चेति ॥ ७३ ॥

तत्रान्तःपरिमार्जनं–यदन्तःशरीरमनुप्रविश्यौषधमाहारजातव्याधीन् प्रमार्ष्टि, यत्पुनर्बहिःस्पर्शमाश्रित्याभ्यङ्गस्वेदप्रदेहपरिषेकोन्मर्दनाद्यैरामयान् प्रमार्ष्टि तद्बहिःपरिमार्जनं, शस्त्रप्रणिधानं पुनश्छेदनभेदनव्यधनदारणलेखनोत्पाटनप्रच्छनसीवनैषणक्षाराग्निजलौकसश्चेति ॥ ७४,७६ ॥

શરીરને લગતા દોષોનો પ્રકોપ થાય ત્યારે તો શરીરનો જ આશ્રય કરી લગભગ ત્રણ પ્રકારનાં ઔષધોને વિદ્વાનો ઇચ્છે છે; એક તો અંતઃપ્રમાર્જન, બીજું બહિઃપ્રમાર્જન અને ત્રીજું શસ્ત્રપ્રણિધાન છે; તેમાં જે ઔષધ શરીરની અંદર પ્રવેશી આહારથી થયેલા રોગોને મટાડે છે, તે 'અંતઃપરિમાર્જન' કહેવાય છે; જે અભ્યંગ, સ્વેદ, પ્રદેહ, પરિષેક તથા ઉન્મર્દન વગેરેથી બહારના ભાગમાં સ્પર્શ કરી રોગોને મટાડે છે, તે 'બહિઃપરિમાર્જન' કહેવાય છે; અને જે છેદન, ભેદન (કે વાઢ–કાપ), વીંધવું, ચીરવું, લેખન (ખોતરવું), ઉત્પાટન–ઉખેડવું, સવાવી કાઢવું, ચીરેલાને દોરીથી સાંધવું, એષણ એટલે નાડીની ગતિનું અનુસંધાન કે શોધન, ક્ષાર, અગ્નિ તથા જળો મૂકવી, એ 'શસ્ત્રપ્રણિધાન' કહેવાય છે.

વાયુ વગેરે શરીરના દોષો કોપે ત્યારે જે ઔષધ શરીરની અંદર પ્રવેશી આહારથી ઉત્પન્ન થયેલા રોગોને સાફ કરી નાખે તે–સંશોધન, ઉપશમનરૂપ ઔષધ 'અંતઃ-

પરિમાર્જન' કહેવાય છે; પણ જે ઔષધ શરીરની બહારના ભાગનો આશ્રય કરી અભ્યંગ-માલિસ આદિરૂપે યોજાઈને રોગોને સાફ કરી નાખે તે-અભ્યંગ-સ્વેદન આદિરૂપ ઔષધ 'બહિઃપરિમાર્જન' કહેવાય છે; તેમ જ એ ભાગ કરવા રૂપે છેદવું, આશયોને ચીરવારૂપે ભેદન, આશય સિવાય બીજે વીંધવું-એ વ્યધન, ચીરી નાખવું એ દારણ, ખોદવું એ લેખન, ઉખાડવું એ ઉત્પાટન, સવાવવું કે ગંગાધરના કહેવા પ્રમાણે પાડીનમત્સ્યની દાઢ વગેરેથી લગાર ચીરવું કે ટોચા કરવા,-એ પ્રચ્છન, ચીરેલાને દોરાથી સાંધી લેવું એ સીવન, નાડીની ગતિનું અનુસંધાન એ એષણ, અને ક્ષાર, અગ્નિ તથા જળો મૂકવી, એ બધી શસ્ત્રક્રિયાઓ 'શસ્ત્રપ્રણિધાન' ઔષધ કહેવાય છે.' આમ યોગીન્દ્રનાથસેન અહીં સમજાવે છે ચક્રપાણિ ટીકાકાર વધુ અહીં આમ લખે છે કે, અહીં ૭૪ મા સૂત્રમાં 'પ્રાયશઃ' શબ્દ મૂકી સૂચવ્યુ છે કે માનસ દોષથી ઉત્પન્ન થતા ઉન્માદ, અપસ્માર-વાઈ વગેરે રોગોમાં પણ 'અંજન' આદિ ઔષધોપચાર થાય છે. ૭૩-૭૬

અહીં નીચે મુજબના શ્લોકો પણ મળે છે:

### સમજુ રોગીનું કર્તવ્ય

प्राज्ञो रोगे समुत्पन्ने बाह्येनाभ्यन्तरेण वा ।
कर्मणा लभते शर्म शस्त्रोपक्रमणेन वा ॥ ७७ ॥

સમજુ રોગી, (હરકોઈ) રોગ ઉત્પન્ન થાય ત્યારે બાહ્ય કે આભ્યંતર કર્મ-બહિઃપરિમાર્જન કે અંતઃપરિમાર્જનરૂપ ઔષધક્રિયાથી કે શસ્ત્રપ્રણિધાનરૂપ શસ્ત્રક્રિયાની ચિકિત્સા વડે આરંભીને (આરોગ્યરૂપ) સુખ મેળવે છે. ૭૭

### મૂઢ રોગી તો રોગને જ ન જાણે

बालस्तु खलु मोहाद्वा प्रमादाद्वा न बुध्यते ।
उत्पद्यमानं प्रथमं रोगं शत्रुमिवाबुधः ॥ ७८ ॥

જેમ બુદ્ધિ વિનાનો માણસ શત્રુને જાણી શકતો નથી, તેમ મૂર્ખ રોગી મોહને લીધે કે પ્રમાદ અથવા બેદરકારીને લીધે ઉત્પન્ન થતા રોગને જ પ્રથમ સમજી શકતો નથી. ૭૮

### મૂઢને રોગ ન સમજાય તેમાં કારણ

अणुर्हि प्रथमं भूत्वा रोगः पश्चाद्विवर्धते ।
स जातमूलो मुष्णाति बलमायुश्च दुर्मतेः ॥ ७९ ॥

હરકોઈ રોગ પ્રથમ અણુરૂપે કે સૂક્ષ્મરૂપે ઉત્પન્ન થાય છે અને પાછળથી તે ખૂબ વધી પડે છે; પછી જેનાં મૂળિયાં બંધાઈ ચૂક્યાં હોય એવો તે રોગ, દુષ્ટ બુદ્ધિવાળા-મૂર્ખ રોગીનાં બળ તથા આયુષને હરી લે છે. ૭૯

### મૂઢ રોગીની મૂઢતાનું વર્ણન

न मूढो लभते संज्ञां तावद्यावन्न पीड्यते ।
पीडितस्तु मतिं पश्चात्कुरुते व्याधिनिग्रहे ॥ ८० ॥
अथ पुत्रांश्च दारांश्च ज्ञातींश्चाहूय भाषते ।
सर्वस्वेनापि मे कश्चिद्भिषगानीयतामिति ॥ ८१ ॥

મૂઢ રોગી જ્યાં સુધી પીડાતો નથી, ત્યાં સુધી સંજ્ઞાને પામતો નથી એટલે 'આ રોગનો તરત ઉપાય કરવો જોઈએ' એમ સમજતો નથી; પછી રોગથી જ્યારે પીડાયેલો થાય છે, ત્યારે રોગને મટાડવા બુદ્ધિ કે વિચાર કરે છે; પછી પુત્રોને, સ્ત્રીઓને તથા જ્ઞાતિઓ કે સગાં-સંબંધીઓને બોલાવીને તે કહે છે કે, 'મારું સર્વસ્વ ખર્ચીને પણ કોઈ વૈદ્યને તમે લાવો.' ૮૦,૮૧

### રોગથી ઘેરાયેલાની ચિકિત્સા અશક્ય

तथाविधं च कः शक्तो दुर्बलं व्याधिपीडितम् ।
कृशं क्षीणेन्द्रियं दीनं परित्रातुं गतायुषम् ॥ ८२ ॥

એવો દુર્બળ વ્યાધિપીડિત-રોગી કૃશ થયો હોય, તેની ઇંદ્રિયો ક્ષીણ થઈ હોય, તે પોતે પણ દીન-દુઃખી બન્યો હોય અને તેનું આયુષ (લગભગ)ગયુ હોય, તેની રક્ષા કરવા કોણ સમર્થ થાય? (કારણ કે તે રોગી અસાધ્ય સ્થિતિએ પહોંચ્યો હોય છે.) ૮૨

### એ મૂર્ખ રોગી આખરે મરે જ છે

स त्रातारमनासाद्य बालस्त्यजति जीवितम् ।
गोधा लाङ्गूलबद्धेवाकृष्यमाणा बलीयसा ॥ ८३ ॥

જેમ પૂંછડામાં બાંધેલી ઘોને અતિશય બળવાન માણસ ખેંચી રહ્યો હોય, તેથી (જીવવા માટેનાં ફાંફાં મારી મારીને આખરે) તે જીવનનો ત્યાગ કરે છે, તેમ એ મૂર્ખ રોગી (અસાધ્ય થતાં વૈદ્યે ચિકિત્સા કરવાની પણ ના પાડવાથી) રક્ષણ કરનારને નહિ મેળવી (આખરે) જીવનનો ત્યાગ કરે છે. ૮૩

### રોગથી બચવા સુંદર ઉપદેશ

तस्मात्प्रागेव रोगेभ्यो रोगेषु तरुणेषु वा ।
भेषजैः प्रतिकुर्वीत य इच्छेत्सुखमात्मनः ॥ ८४ ॥

એ કારણે જે માણસ પોતાનું સુખ એટલે આરોગ્ય કે આયુષ ઇચ્છતો હોય, તેણે

રોગોની ઉત્પત્તિ થયા પહેલાં જ અથવા રોગો તરુણ હોય એટલે નવા જ ઉત્પન્ન થયા હોઈને સાધ્ય સ્થિતિમાં હોય, તે જ વખતે ઔષધો દ્વારા તે રોગોનો પ્રતિકાર કે ઉપાય કરવો જોઈએ. ૮૪

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં આમ સમજાવે છે: 'તે કારણે પોતાનું સુખ ઇચ્છતા માણસે, ઉત્પન્ન થનારા રોગોની ઉત્પત્તિ પહેલાં જ એટલે રોગો ઉત્પન્ન થયા જ ન હોય તે જ કાળે પ્રથમ દોષના ચય, પ્રકોપ, પ્રસર, સ્થાનસંશ્રય કે પૂર્વરૂપની અવસ્થાઓમાં જ ઔષધોપચારો યોજીને તે ચય આદિ અવસ્થાઓનો પ્રતિકાર કરવો; એટલે કે તે સ્થિતિઓનો જ સામનો કરવો જોઈએ; કદાચ રોગો ઉત્પન્ન થઈ જાય તો એ ઉત્પન્ન થયેલા રોગો તરુણ કે તાજા જ હોય એટલે બિલકુલ નવા જ હોય, તેઓનાં મૂળિયાં બંધાઈને જામી ગયાં ન હોય, એ જ સ્થિતિમાં ઔષધોના ઉપચારો યોજીને તેઓનો પ્રતિકાર કરવો જોઈએ; આ વાત સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૨૧મા 'વ્રણપ્રશ્નાધ્યાય'માં કહેલ છે. ૮૪

**અધ્યાય–અર્થ–સંક્ષેપ–કથન**

**एषणाश्चाप्युपष्टम्भा बलं कारणमामयाः ।**
**तिस्रैषणीये मार्गाश्च भिषजो भेषजानि च ॥८५॥**
**त्रित्वेनाष्टौ समुद्दिष्टाः कृष्णात्रेयेण धीमता ।**
**भावाभावेषु शक्तेन येषु सर्वं प्रतिष्ठितम् ॥ ८६ ॥**

ભાવ તથા અભાવ એટલે જગતની ઉત્પત્તિ તથા સંહાર કરવા પણ સમર્થ બુદ્ધિમાન શ્રીકૃષ્ણાત્રેય–ભગવાન પુનર્વસુએ, આ 'તિસ્રૈષણીય' અધ્યાયમાં ( ક્રમશઃ ) એષણાઓ, ઉપષ્ટંભો, બળ, રોગનાં કારણો, રોગો, રોગના માર્ગો, વૈદ્યો તથા ઔષધો આ આઠ( વિષયો )ને ત્રણ ત્રણ પ્રકારે કહ્યા છે; જેઓમાં ( ધર્મ, અર્થ અને કામ એ ) બધું રહેલું છે. ૮૫,૮૬

ઉપરનો અનુવાદ યોગીંદ્રનાથ સેનના ચરકોપસ્કારને અનુસરી લખાયો છે; શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'કૃષ્ણાત્રિપુત્ર સમર્થ પુનર્વસુએ આ અધ્યાયમાં એષણા આદિ આઠના ત્રણ ત્રણ પ્રકારે આઠ વર્ગો કહ્યા છે; એ આઠેમાં સર્વ વસ્તુ પ્રતિષ્ઠિત થાય છે.' ટીકાકાર ચક્રપાણિ અહીં ૮૬મા શ્લોકના ઉત્તરાર્ધમાં સંગ્રહકારે સ્વીકારેલો આવો પાઠ પણ દર્શાવે છે: 'भावा भावेष्वसक्तेन' અને તેનો અર્થ આમ ઘટાવે છે: 'भावेषु असक्तेन धीमता कृष्णात्रेयेण'–વિષયોમાં આસક્તિ નહિ ધરાવતા બુદ્ધિમાન કૃષ્ણાત્રેય પુનર્વસુએ 'त्रित्वेन अष्टौ भावाः समुद्दिष्टाः' ત્રણ ત્રણ પ્રકારે આઠ પદાર્થો આ અધ્યાયમાં કહ્યા; જે એષણાદિ આઠેમાં ધર્મ, અર્થ અને કામ એ બધું રહેલું કે સમાયેલું છે; અથવા જે આઠે પદાર્થોના આધારે ધર્માદિ સઘળું ટકી રહ્યું છે. ૮૫,૮૬

ઇતિ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'તિસ્રૈષણીય' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

## वातकलाकलीय–अध्याय १२ मो

### મંગલાચરણ અને પ્રારંભ

**अथातो वातकलाकलीयमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥**

તે પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવાની ઇચ્છા થઈ અને એ શિષ્યોને આયુર્વેદ શાસ્ત્ર વિષે વધુ કહેવા માટેના અધિકારી જાણ્યા, એ કારણે 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કર્યો પછી આ 'વાતકલાકલીય' નામનો અધ્યાય અમે કહીએ છીએ, એમ ખરેખર, ( છ ઐશ્વર્ય-સંપન્ન ) ભગવાન આત્રેયે ( પોતાના શિષ્યોને) કહ્યું. ૧

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'હવે દરેક દોષોમાં વાયુ સર્વ કરતાં ઘણો અધિક છે, એ કારણે વાયુનાં ગુણ–કર્મો આદિ જેમાં કહેલ છે, એ 'વાતકલાકલીય' નામનો અધ્યાય શરૂ કરે છે. આ અધ્યાયનું આવું નામ પાડવામાં કારણ આ છે: 'वातस्य कला च कला च एक–एक–अंशम् अधिकृत्य कृतोऽयमध्यायः वातकलाकलीयः । વાયુના એક એક અંશને ઉદ્દેશી આ અધ્યાય રચ્યો છે, તેથી આ વાત-કલાકલીય' નામે કહેવાય છે.'

આયુર્વેદદીપિકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ જણાવે છે: 'પૂર્વના અધ્યાયમાં સ્વરૂપ, માર્ગ, બાહ્ય-કારણો તથા ઔષધો સહિત રોગો કહેવાયા, પરંતુ જેઓનું જ્ઞાન ઉપયોગી છે અને રોગોનાં જે ખાસ કારણો છે, તે વાતાદિ દોષો સંબંધે ઘણું જ કહેવાનું હોવાથી તે કહ્યા ન હતા; માટે હવે તે વાતાદિ દોષોને ખાસ જુદા આ 'વાતકલાકલીય' નામના અધ્યાયરૂપ પ્રકરણમાં કહે છે; તેમાં પણ મુખ્ય હોવાને લીધે વાયુને જ પ્રથમ કહેવામાં આવે છે; 'कला' શબ્દનો અર્થ 'ગુણ' થાય છે, તેથી જ કહેવાયું છે કે 'षोडशकलम्–સોળ ગુણો-વાળું ભેષજ હોવું જોઈએ.' એ સ્થળે પણ 'कला'

પરિમાર્જન' કહેવાય છે; પણ જે ઔષધ શરીરની બહારના ભાગનો આશ્રય કરી અભ્યંગ-માલિસ આદિરૂપે યોજાઈને રોગોને સાફ કરી નાખે તે-અભ્યંગ-સ્વેદન આદિરૂપ ઔષધ 'બહિઃપરિમાર્જન' કહેવાય છે; તેમ જ બે ભાગ કરવા રૂપે છેદવું, આશયોને ચીરવારૂપે ભેદન, આશય સિવાય બીજે વીંધવું-એ વ્યધન, ચીરી નાખવું એ દારણ, ખોદવું એ લેખન, ઉખાડવું એ ઉત્પાટન, સવાવવું કે ગંગાધરના કહેવા પ્રમાણે પાઠીનમત્સ્યની દાઢ વગેરેથી લગાર ચીરવું કે ટોચા કરવા,-એ પ્રચ્છન, ચીરેલાંને દોરાથી સાંધી લેવું એ સીવન, નાડીની ગતિનું અનુસંધાન એ એષણ, અને ક્ષાર, અગ્નિ તથા જળો મૂકવી, એ બધી શસ્ત્રક્રિયાઓ 'શસ્ત્રપ્રણિધાન' ઔષધ કહેવાય છે.' આમ યોગી-ન્દ્રનાથસેન અહીં સમજાવે છે ચક્રપાણિ ટીકાકાર વધુ અહીં આમ લખે છે કે, અહીં ૭૩ મા સૂત્રમાં 'પ્રાયશઃ' શબ્દ મૂકી સૂચવ્યું છે કે માનસ દોષથી ઉત્પન્ન થતા ઉન્માદ, અપસ્માર-વાઈ વગેરે રોગોમાં પણ 'અંજન' આદિ ઔષધોપચાર થાય છે. ૭૨-૭૬

અહીં નીચે મુજબના શ્લોકો પણ મળે છે:

### સમજુ રોગીનું કર્તવ્ય

प्राज्ञो रोगे समुत्पन्ने बाह्येनाभ्यन्तरेण वा ।
कर्मणा लभते शर्म शस्त्रोपक्रमणेन वा ॥ ७७ ॥

સમજુ રોગી, (હરકોઈ) રોગ ઉત્પન્ન થાય ત્યારે બાહ્ય કે આભ્યંતર કર્મ-બહિઃપરિમાર્જન કે અંતઃપરિમાર્જનરૂપ ઔષધક્રિયાથી કે શસ્ત્રપ્રણિધાનરૂપ શસ્ત્રક્રિયાની ચિકિત્સા વડે આરંભીને (આરોગ્યરૂપ) સુખ મેળવે છે. ૭૭

### મૂઢ રોગી તો રોગને જ ન જાણે

बालस्तु खलु मोहाद्वा प्रमादाद्वा न बुध्यते ।
उत्पद्यमानं प्रथमं रोगं शत्रुमिवाबुधः ॥ ७८ ॥

જેમ બુદ્ધિ વિનાનો માણસ શત્રુને જાણી શકતો નથી, તેમ મૂર્ખ રોગી મોહને લીધે કે પ્રમાદ અથવા બેદરકારીને લીધે ઉત્પન્ન થતા રોગને જ પ્રથમ સમજી શકતો નથી. ૭૮

### મૂઢને રોગ ન સમજાય તેમાં કારણ

*अणुर्हि प्रथमं भूत्वा रोगः पश्चाद्विवर्धते ।*
स जातमूलो मुष्णाति बलमायुश्च दुर्मतेः ॥ ७९ ॥

હરકોઈ રોગ પ્રથમ અણુરૂપે કે સૂક્ષ્મરૂપે ઉત્પન્ન થાય છે અને પાછળથી તે ખૂબ વધી પડે છે; પછી જેનાં મૂળિયાં બંધાઈ ચૂક્યાં હોય એવો તે રોગ, દુષ્ટ બુદ્ધિવાળા-મૂર્ખ રોગીનાં બળ તથા આયુષને હરી લે છે. ૭૯

### મૂઢ રોગીની મૂઢતાનું વર્ણન

न मूढो लभते संज्ञां तावद्यावन्न पीड्यते ।
पीडितस्तु मतिं पश्चात्कुरुते व्याधिनिग्रहे ॥ ८० ॥
अथ पुत्रांश्च दारांश्च ज्ञातींश्चाहूय भाषते ।
सर्वस्वेनापि मे कश्चिद्भिषगानीयतामिति ॥ ८१ ॥

મૂઢ રોગી જ્યાં સુધી પીડાતો નથી, ત્યાં સુધી સંજ્ઞાને પામતો નથી એટલે 'આ રોગનો તરત ઉપાય કરવો જોઈએ' એમ સમજતો નથી; પછી રોગથી જ્યારે પીડાયેલો થાય છે, ત્યારે રોગને મટાડવા બુદ્ધિ કે વિચાર કરે છે; પછી પુત્રોને, સ્ત્રીઓને તથા જ્ઞાતિઓ કે સગાં-સંબંધીઓને બોલાવીને તે કહે છે કે, 'મારું સર્વસ્વ ખર્ચીને પણ કોઈ વૈદ્યને તમે લાવો.' ૮૦,૮૧

### રોગથી ઘેરાયેલાની ચિકિત્સા અશક્ય

तथाविधं च कः शक्तो दुर्बलं व्याधिपीडितम् ।
कृशं क्षीणेन्द्रियं दीनं परित्रातुं गतायुषम् ॥ ८२ ॥

એવો દુર્બળ વ્યાધિપીડિત-રોગી કૃશ થયો હોય, તેની ઇન્દ્રિયો ક્ષીણ થઈ હોય, તે પોતે પણ દીન-દુઃખી બન્યો હોય અને તેનું આયુષ (લગભગ) ગયું હોય, તેની રક્ષા કરવા કોણ સમર્થ થાય? (કારણ કે તે રોગી અસાધ્ય સ્થિતિએ પહોંચ્યો હોય છે.) ૮૨

### એ મૂર્ખ રોગી આખરે મરે જ છે

स त्रातारमनासाद्य बालस्त्यजति जीवितम् ।
*गोधा लाङ्गूलबद्धेवाकृष्यमाणा बलीयसा ॥ ८३ ॥*

જેમ પૂંછડામાં બાંધેલી ઘોને અતિશય બળવાન માણસ ખેંચી રહ્યો હોય, તેથી (જીવવા માટેનાં ફાંફાં મારી મારીને આખરે) તે જીવનનો ત્યાગ કરે છે, તેમ એ મૂર્ખ રોગી (અસાધ્ય થતાં વૈદ્યે ચિકિત્સા કરવાની પણ ના પાડવાથી) રક્ષણ કરનારને નહિ મેળવી (આખરે) જીવનનો ત્યાગ કરે છે. ૮૩

### રોગથી બચવા સુંદર ઉપદેશ

तस्मात्प्रागेव रोगेभ्यो रोगेषु तरुणेषु वा ।
भेषजैः प्रतिकुर्वीत य इच्छेत्सुखमात्मनः ॥ ८४ ॥

એ કારણે જે માણસ પોતાનું સુખ એટલે આરોગ્ય કે આયુષ ઇચ્છતો હોય, તેણે

## પૂર્વોક્ત પ્રશ્નો પૈકી પહેલા પ્રશ્નનો ઉત્તર: વાયુના ગુણો

**अत्रोवाच कुशः साङ्कृत्यायनः–रूक्षलघुशीतदारुणखरविशदाः षडिमे वातगुणा भवन्ति ॥३॥**

એ વેળા સાંકૃત્યાયન કુશ નામના મહર્ષિ બોલ્યા: રૂક્ષ, લઘુ, શીત, દારુણ, ખર અને વિશદ, આ છ વાયુના ગુણો છે. ૩

એમ મહર્ષિઓ પરસ્પર પ્રશ્નો કરી રહ્યા હતા, ત્યારે તેઓની વચ્ચે રહેલા સાંકૃત્યાયન–કુશ નામના મહર્ષિએ પૂર્વોક્ત પ્રશ્નોમાંના પહેલા પ્રશ્નનો આવો ઉત્તર કહ્યો કે રૂક્ષપણું વગેરે છ વાયુના ગુણો છે; તેઓ પૈકી દારુણપણું એ ગુણનો અર્થ ચલપણું કે 'શોષણપણું એટલે કઠિનતા કરવાપણું' એવો સમજવો. આ ગ્રંથના આ શ્લોકસ્થાનમાં પહેલા અધ્યાયમાં જ આ ગુણો આમ કહેવાયા છે : 'रूक्षः शीतो लघुः सूक्ष्मश्चलोऽथ विशदः खरः' (જુઓ પ્રથમ અધ્યાય શ્લોક ૫૮ મો) એ સ્થળે જોકે વાયુના ગુણો સાત કહ્યા છે; વળી ત્યાં સૂક્ષ્મપણું તથા ચળપણું એ બે ગુણો કહ્યા છે, અને અહીં તે બે ગુણો કહ્યા નથી. પરંતુ ઉપર કરેલા પ્રશ્નોમાં 'असंघातम्, अनवस्थितम्' એમ કહીને 'असंघातम्' પદથી 'અવયવ-રહિત–સૂક્ષ્મપણું' એ ગુણ કહ્યો છે અને 'अनवस्थितम्' એ પદથી 'ચળપણું' એ ગુણ પણ કહેલો જ છે, તેથી અહીં છ ગુણોમાં તે બંને ગુણોને કહ્યા નથી. (વળી અહીં 'દારુણપણું' એ ગુણ અધિક પણ કહ્યો છે, એ પણ વધુ સમજવા જેવું છે.) ૩

## વાયુના પ્રકોપનાં કારણો

**तच्छ्रुत्वा वाक्यं कुमारशिरा भरद्वाज उवाच–एवमेतद्यथा भगवानाह–एत एव वातगुणा भवन्ति; स त्वेवंगुणैर्द्रव्यैरेवंप्रभावैश्च कर्मभिरभ्यस्यमानैर्वायुः प्रकोपमापद्यते, समानगुणाभ्यासो हि धातूनां वृद्धिकारणमिति ॥ ४ ॥**

એ વાક્ય સાંભળી કુમારશિરા ભરદ્વાજ બોલ્યા: આપ ભગવાન જે કહો છો, તે એમ જ છે; વાયુના એ જ ગુણો છે; એ વાયુ, એવા પ્રકારના ગુણો ધરાવતાં દ્રવ્યોનો અને એવા પ્રભાવવાળાં કર્મોનો (વારંવાર) અભ્યાસ કર્યા કરવાથી પ્રકોપ પામે છે; કારણ કે સમાન ગુણવાળાનો અભ્યાસ કે સેવન ધાતુઓની વૃદ્ધિનું કારણ બને છે. ૪

જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર અહીં ઠીક સમજાવે છે : 'વાયુના ગુણો બતાવતું સાંકૃત્યાયન કુશનું વચન સાંભળી કુમારશિરા ભરદ્વાજ બોલ્યા: 'આપ જે કહો છો તે બરાબર છે; વાયુના આ જ ગુણો છે; આવા ગુણો ધરાવતા વાયુને કોપાવનારાં દ્રવ્યો પણ આવા જ ગુણોને ધરાવનારાં હોય છે, એ હવે કહે છે: રૂક્ષ, લઘુ, શીત આદિ ગુણોને ધરાવતો વાયુ એવા જ રૂક્ષ, લઘુ, શીત આદિ ગુણોને ધરાવતાં દ્રવ્યોથી અને એવો જ પ્રભાવ ધરાવતાં એટલે રૂક્ષાદિ ગુણને ઉત્પન્ન કરનાર–ધર્મજનક પ્રભાવવાળાં દોડવું, રાત્રે જાગવું, વગેરે કર્મોથી પ્રકોપ પામે છે; કારણ કે સમાન ગુણવાળાંનો અભ્યાસ કે સતત સેવન એ ધાતુઓને વધારવામાં કારણ થાય છે; જોકે કર્મોમાં રુક્ષતા વગેરે ગુણો હોતા નથી, પરંતુ એ રુક્ષતા આદિ ધર્મોને ઉત્પન્ન કરનારા પ્રભાવો તો કર્મોમાં પણ હોય છે અને પ્રભાવની શક્તિ અચિંત્ય હોય છે; કર્મ પણ હરકોઈ ચેષ્ટારહિત વસ્તુનું સમવાયી કારણ બનીને પોતે ગુણરૂપ નહિ હોવા છતાં ગુણશબ્દથી કે ગુણના જેવું કહેવાય છે; આ કારણે મૂળમાં 'સમાનગુણાભ્યાસ' એમ કહેલ છે, છતાં સમાનગુણકર્મનો અભ્યાસ સમજાય છે; એકંદર અનેક વાર સેવેલા સમાન ગુણો અથવા કર્મો, વૃદ્ધિનાં કારણ થાય છે; એમ સૂચવવા માટે અહીં મૂળમાં 'અભ્યાસ' શબ્દનો પ્રયોગ કર્યો છે.'

આ વાત શ્લોકસ્થાનના પ્રથમ અધ્યાયમાં કહેવાઈ ગઈ છે કે, 'सर्वदा सर्वभावानां सामान्यं वृद्धिकारणम्' (જુઓ પહેલો અધ્યાય શ્લોક ૪૫ મો) આમ યોગીંદ્રનાથ સેને અહીં યાદ પણ કરાવ્યું છે. ૪

## વાયુના શમનનાં કારણો

**तच्छ्रुत्वा वाक्यं काङ्कायनो बाह्लीकभिषगुवाच–एवमेतद्यथा भगवानाह, एतान्येव वातप्रकोपणानि भवन्ति; अतो विपरीतानि खल्वस्य प्रशमनानि भवन्ति, प्रकोपणविपर्ययो हि धातूनां प्रशमकारणमिति ॥ ५ ॥**

એ વાક્ય સાંભળી બાહ્લીક દેશના વૈદ્ય કાંકાયન ઋષિ બોલ્યા : 'આપ ભગવાને જે કહ્યું, તે એમ જ છે; એ જ વાયુને કોપાવનારાં છે; એનાથી જે વિપરીત હોય એ જ વાયુનું સંપૂર્ણ શમન કરનારાં હોય છે; કારણ કે પ્રકોપ કરનારથી જે ઊલટું હોય તે જ ધાતુઓના પ્રશમનું કારણ બને છે. ૫

ઉપર કહેવાયું કે સમાન દ્રવ્યોના ગુણો તથા કર્મો વાયુને કોપાવનાર થાય છે; એ જ કારણે વાયુને કોપાવનારાં દ્રવ્યોથી વિપરીત ગુણવાળાં દ્રવ્યો વાયુનું શમન કરનારાં થાય છે. વાયુના ગુણોથી વિપરીત ગુણો આ

શબ્દનો અર્થ 'ગુણ' થાય છે; અને 'अकला' શબ્દનો અર્થ 'ગુણવિરુદ્ધ–દોષ' એવો થાય છે, અર્થાત્ 'कला च अकला च कलाकले, वातस्य कलाकले अधिकृत्य कृतः ग्रन्थः अध्यायस्य इति वातकलाकलीयः' વાયુના ગુણો તથા દોષોને ઉદ્દેશી શરૂ કરેલો અધ્યાય 'વાતકલાકલીય' કહેવાય છે; અથવા 'कला' શબ્દનો અર્થ 'સૂક્ષ્મ ભાગ' એવો થાય છે; જેથી આવો અર્થ પણ થઈ શકે છે કે, 'वातस्य कला–सूक्ष्मो भागः–वातकला, ततः वातकलायाः अपि कला–सूक्ष्मो भागः–वातकलाकला, ताम् अधिकृत्य कृतो ग्रन्थोऽध्यायस्य–वातकलाकलीयः।' એટલે વાયુના સૂક્ષ્મ ભાગના પણ સૂક્ષ્મ ભાગને ઉદ્દેશી રચવામાં આવેલો અધ્યાય 'વાતકલાકલીય' કહેવાય છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે : 'પૂર્વાધ્યાયમાં અંત પરિમાર્જન, બહિઃપરિમાર્જન તથા શસ્ત્રપ્રણિધાન દ્વારા રોગોનું શમન વૈદ્યે કરવું, એમ કહેવામાં આવ્યું; પરંતુ શરીરના વાતાદિ દોષોના અંશેઅંશનું જ્ઞાન થયા વિના તે રોગોનું શમન શક્ય નથી, એ કારણે તે જ્ઞાન કરાવવા આ 'વાતકલાકલીય' અધ્યાય શરૂ કરે છે. આ અધ્યાયનું આવું નામ આ કારણે પડ્યું છે : 'अस्य अध्यायस्य आरम्भे–द्वितीयसूत्रस्यादावेव 'वातकलाकला' इति पदमधिकृत्य कृतोऽध्यायस्तो ग्रन्थो वातकलाकलीय', यद्वा कला च कला चेति सामीप्ये द्विर्भावे कलाकले, वातस्य कलाकले वातकलाकले, तयोर्ज्ञानं तत् तथा। આ અધ્યાયના આરંભે બીજા સૂત્રની શરૂઆતમાં 'वातकला' શબ્દ મૂકીને આ અધ્યાય રચ્યો છે તેથી; અથવા વાયુના અંશેઅંશનું જ્ઞાન જે અધ્યાયમાં કહેલું છે, તેથી આ અધ્યાય 'વાતકલાકલીય' એવા નામે કહેવાય છે.' ૧

## વાયુ સંબંધે મહર્ષિઓના પરસ્પર પ્રશ્નો

वातकलाकलाज्ञानमधिकृत्य परस्परम(मि)तानि जिज्ञासमानाः समुपविश्य महर्षयः पप्रच्छुरन्योन्यं, किंगुणो वायुः, किमस्य प्रकोपणं, उपशमनानि वाऽस्य कानि, कथं चैनमसंघातमनवस्थितमनासाद्य प्रकोपणप्रशमनानि प्रकोपयन्ति प्रशमयन्ति वा, कानि चास्य कुपिताकुपितस्य शरीराशरीरचरस्य शरीरेषु चरतः कर्माणि बहिःशरीरेभ्यो वेति ॥२॥

વાયુના અંશેઅંશના જ્ઞાનને ઉદ્દેશી અથવા વાયુના ગુણદોષના જ્ઞાનને ઉદ્દેશી પરસ્પરના મત (અથવા નીચે પૂછાતા આ વિષયો) જાણવા ઈચ્છતા મહર્ષિઓ, નિરાંતે બેસી અન્યોન્યને (આમ) પૂછવા લાગ્યા : 'વાયુના કયા ગુણો છે? એ વાયુને કોપાવનાર શું છે? અથવા એ વાયુનું શમન કરનારાં કયાં છે? એ વાયુ (ખરી રીતે) અવયવોના સમુદાયથી રહિત–અમૂર્ત છે અને ચળ સ્વભાવવાળો છે; તો એને પ્રાપ્ત કર્યા વિના (એટલે તેની સાથે સંબંધ નહિ પામીને) તેને કોપાવનારાં કે શમન કરનારાં કઈ રીતે કોપાવી શકે? અથવા કઈ રીતે શમાવી શકે? એ વાયુ કોપેલો હોય અથવા નહિ કોપેલો હોય, શરીરની અંદર સંચાર કરી રહ્યો હોય કે શરીર વિના સંચાર કરી રહ્યો હોય; અથવા શરીરોથી બહાર સંચરી રહ્યો હોય, ત્યારે તેનાં કયાં કર્મો હોય છે? ૨

જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધર અહીં ઠીક સમજાવે છે : 'અધિકાર કે પ્રસંગ હોવાથી પિત્ત આદિના અંશેઅંશના જ્ઞાન માટે જે કહેવાશે, તે પણ અહીં લેવાય છે; અહીં પ્રથમ વાયુના અંશેઅંશના જ્ઞાનને ઉદ્દેશી સાંકૃત્યાયન–કુશ આદિ મુનિઓ નિરાંતે બેસી પરસ્પર આવા પ્રશ્નો કરે છે; તેઓ વાયુ સંબંધે એકબીજાનો મત જાણવા ઇચ્છે છે; વાયુના કયા ગુણો છે? આ પહેલો પ્રશ્ન છે; વાયુને કોપાવનાર શું છે? એટલે કે તેના પ્રકોપનું કારણ શું હોય છે? આ બીજો પ્રશ્ન છે; એવી રીતે વાયુ કોપ્યો હોય ત્યારે તેનું શમન કરનાર શું હોય છે? એ ત્રીજો પ્રશ્ન છે; વાયુ તો અમૂર્ત છે અને સતત ચાલ્યા કરવાના સ્વભાવનો–અસ્થિર છે, તેથી તેનું ગ્રહણ શક્ય નથી, એટલે તેનો સંબંધ થવો સંભવિત નથી, તો પછી તેને કોપાવનારાં કઈ રીતે કોપાવી શકે છે અને તેનું શમન કરનારાં કઈ રીતે શમન કરે છે? આ ચોથો પ્રશ્ન છે; વળી આ વાયુ શરીરમાં સંચાર કરે છે અને શરીર વિના પણ સંચાર કરે છે; શરીરમાં તે સંચરતો હોય અને કોપ્યો હોય ત્યારે તેનું કર્મ કયું હોય છે? શરીરમાં સંચાર કરતો હોય અને કોપ્યો ન હોય ત્યારે તેનું કર્મ કયું હોય છે? શરીરની બહાર સંચરતો હોય અને કોપ્યો હોય ત્યારે તેનું કર્મ કયું હોય છે? તેમજ શરીરની બહાર સંચરતો હોય અને કોપેલો ન હોય ત્યારે તેનું કર્મ કયું હોય છે?' આમ ચાર પ્રકારનાં તેનાં કર્મો વિષેનો આ પાંચમો પ્રશ્ન છે. ૨

## પૂર્વોક્ત પ્રશ્નો પૈકી પહેલા પ્રશ્નનો ઉત્તર : વાયુના ગુણો

अत्रोवाच कुशः साङ्कृत्यायनः–रूक्षलघुशीतदारुणखरविशदाः षडिमे वातगुणा भवन्ति ॥३॥

એ વેળા સાંકૃત્યાયન કુશ નામના મહર્ષિ બોલ્યા: રૂક્ષ, લઘુ, શીત, દારુણ, ખર અને વિશદ, આ છ વાયુના ગુણો છે. ૩

એમ મહર્ષિઓ પરસ્પર પ્રશ્નો કરી રહ્યા હતા, ત્યારે તેઓની વચ્ચે રહેલા સાંકૃત્યાયન–કુશ નામના મહર્ષિએ પૂર્વોક્ત પ્રશ્નોમાંના પહેલા પ્રશ્નનો આવો ઉત્તર કહ્યો કે રૂક્ષપણું વગેરે છ વાયુના ગુણો છે; તેઓ પૈકી દારુણપણું એ ગુણનો અર્થ ચલપણું કે 'શોષણપણું એટલે કઠિનતા કરવાપણું' એવો સમજવો. આ ગ્રંથના આ શ્લોકસ્થાનમાં પહેલા અધ્યાયમાં જ આ ગુણો આમ કહેવાયા છે : 'रूक्षः शीतो लघुः सूक्ष्मश्चलोऽथ विशदः खरः' (જુઓ પ્રથમ અધ્યાય શ્લોક ૫૮ મો) એ સ્થળે જોકે વાયુના ગુણો સાત કહ્યા છે; વળી ત્યાં સૂક્ષ્મપણું તથા ચળપણું એ બે ગુણો કહ્યા છે, અને અહીં તે બે ગુણો કહ્યા નથી. પરંતુ ઉપર કરેલા પ્રશ્નોમાં 'असंघातम्, अनवस्थितम्' એમ કહીને 'असंघातम्' પદથી 'અવયવરહિત–સૂક્ષ્મપણું' એ ગુણ કહ્યો છે અને 'अनवस्थितम्' એ પદથી 'ચળપણું' એ ગુણ પણ કહેલો જ છે, તેથી અહીં છ ગુણોમાં તે બંને ગુણોને કહ્યા નથી. (વળી અહીં 'દારુણપણું' એ ગુણ અધિક પણ કહ્યો છે, એ પણ વધુ સમજવા જેવું છે.) ૩

### વાયુના પ્રકોપનાં કારણો

तच्छ्रुत्वा वाक्यं कुमारशिरा भरद्वाज उवाच–एवमेतद्यथा भगवानाह–एत एव वातगुणा भवन्ति; स त्वेवंगुणैर्द्रव्यैरेवंप्रभावैश्च कर्मभिरभ्यस्यमानैर्वायुः प्रकोपमापद्यते, समानगुणाभ्यासो हि धातूनां वृद्धिकारणमिति ॥ ४ ॥

એ વાક્ય સાંભળી કુમારશિરા ભરદ્વાજ બોલ્યા : આપ ભગવાન જે કહો છો, તે એમ જ છે; વાયુના એ જ ગુણો છે; એ વાયુ, એવા પ્રકારના ગુણો ધરાવતાં દ્રવ્યોનો અને એવા પ્રભાવવાળાં કર્મોનો (વારંવાર) અભ્યાસ કર્યા કરવાથી પ્રકોપ પામે છે; કારણ કે સમાન ગુણવાળાનો અભ્યાસ કે સેવન ધાતુઓની વૃદ્ધિનું કારણ બને છે. ૪.

જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર અહીં ઠીક સમજાવે છે : 'વાયુના ગુણો બતાવતું સાંકૃત્યાયન કુશનું વચન સાંભળી કુમારશિરા ભરદ્વાજ બોલ્યા: 'આપ જે કહો છો તે બરાબર છે; વાયુના આ જ ગુણો છે; આવા ગુણો ધરાવતા વાયુને કોપાવનારાં દ્રવ્યો પણ આવા જ ગુણોને ધરાવનારાં હોય છે, એ હવે કહે છે: રૂક્ષ, લઘુ, શીત આદિ ગુણોને ધરાવતો વાયુ એવા જ રૂક્ષ, લઘુ, શીત આદિ ગુણોને ધરાવતાં દ્રવ્યોથી અને એવો જ પ્રભાવ ધરાવતાં એટલે રૂક્ષાદિ ગુણને ઉત્પન્ન કરનાર–ધર્મજનક પ્રભાવવાળાં દોડવું, રાત્રે જાગવું, વગેરે કર્મોથી પ્રકોપ પામે છે; કારણ કે સમાન ગુણવાળાંનો અભ્યાસ કે સતત સેવન એ ધાતુઓને વધારવામાં કારણ થાય છે; જોકે કર્મોમાં રુક્ષતા વગેરે ગુણો હોતા નથી, પરંતુ એ રુક્ષતા આદિ ધર્મોને ઉત્પન્ન કરનારા પ્રભાવો તો કર્મોમાં પણ હોય છે અને પ્રભાવની શક્તિ અચિંત્ય હોય છે; કર્મ પણ હરકોઈ ચેષ્ટારહિત વસ્તુનું સમવાયી કારણ બનીને પોતે ગુણરૂપ નહિ હોવા છતાં ગુણશબ્દથી કે ગુણના જેવું કહેવાય છે; આ કારણે મૂળમાં 'સમાનગુણાભ્યાસ' એમ કહેલ છે, છતાં સમાનગુણકર્મનો અભ્યાસ સમજાય છે; એકંદર અનેક વાર સેવેલા સમાન ગુણો અથવા કર્મો, વૃદ્ધિનાં કારણ થાય છે; એમ સૂચવવા માટે અહીં મૂળમાં 'અભ્યાસ' શબ્દનો પ્રયોગ કર્યો છે.'

આ વાત શ્લોકસ્થાનના પ્રથમ અધ્યાયમાં કહેવાઈ ગઈ છે કે, 'सर्वदा सर्वभावानां सामान्यं वृद्धिकारणम्' (જુઓ પહેલો અધ્યાય શ્લોક ૪૫ મો) આમ યોગીંદ્રનાથ સેને અહીં યાદ પણ કરાવ્યું છે. ૪

### વાયુના શમનનાં કારણો

तच्छ्रुत्वा वाक्यं काङ्कायनो बाह्लीकभिषगुवाच–एवमेतद्यथा भगवानाह, एतान्येव वातप्रकोपणानि भवन्ति; अतो विपरीतानि खल्वस्य प्रशमनानि भवन्ति, प्रकोपणविपर्ययो हि धातूनां प्रशमकारणमिति ॥ ५ ॥

એ વાક્ય સાંભળી બાહ્લીક દેશના વૈદ્ય કાંકાયન ઋષિ બોલ્યા : 'આપ ભગવાને જે કહ્યું, તે એમ જ છે; એ જ વાયુને કોપાવનારાં છે; એનાથી જે વિપરીત હોય એ જ વાયુનું સંપૂર્ણ શમન કરનારાં હોય છે; કારણ કે પ્રકોપ કરનારથી જે ઊલટું હોય તે જ ધાતુઓના પ્રશમનું કારણ બને છે. ૫

ઉપર કહેવાયું કે સમાન દ્રવ્યોના ગુણો તથા કર્મો વાયુને કોપાવનાર થાય છે: એ જ કારણે વાયુને કોપાવનારાં દ્રવ્યોથી વિપરીત ગુણવાળાં દ્રવ્યો વાયુનું શમન કરનારાં થાય છે. વાયુના ગુણોથી વિપરીત ગુણો આ

પ્રમાણે છે: સ્નિગ્ધ, ભારે, ગરમ, સુંવાળું, કોમળ તથા ચીકણું; (તેમ જ સ્થૂલ અને સ્થિર) આ વિપરીત ગુણો જેમાં ખૂબ વધારે હોય એવાં દ્રવ્યો અને આવા જ ગુણોને ઉત્પન્ન કરનાર વિપરીત પ્રભાવવાળાં કર્મો–બેસી રહેવું, ઊંઘવું વગેરે છે; તેઓ વાયુનું શમન કરનાર થાય છે; કારણ કે પ્રકોપનાં કારણોથી જે વિપરીત હોય એ જ ધાતુઓના પ્રશમનું કારણ બને છે. એ જ વાત 'ह्रासहेतुर्विशेषश्च' એમ શ્લોકસ્થાનના પ્રથમ અધ્યાયના ૪૫ મા શ્લોકમાં કહેલ છે. ૫

## પ્રકોપ તથા પ્રશમનાં કારણો વાયુને જે રીતે કોપાવે તથા શમાવે છે તેની સ્પષ્ટતા

तच्छ्रुत्वा वाक्यं बडिशो धामार्गव उवाच–एवमेतद्यथा भगवानाह; एतान्येव वातप्रकोपप्रशमनानि भवन्ति; यथा ह्येनमसंघातमनवस्थितमतासाद्य प्रकोपणप्रशमनानि प्रकोपयन्ति प्रशमयन्ति वा, तथाऽनुव्याख्यास्यामः–वातप्रकोपणानि खलु रूक्षलघुशीतदारुणखरविशदशुषिरकराणि शरीराणां, तथाविधेषु शरीरेषु वायुराश्रयं गत्वाऽऽप्याय्यमानः प्रकोपमापद्यते; वातप्रशमनानि पुनः स्निग्धगुरूष्णश्लक्ष्णमृदुपिच्छिलघनकराणि शरीराणां, तथाविधेषु शरीरेषु वायुरासज्यमानश्चरन् प्रशान्तिमापद्यते ॥ ६ ॥

તે વાક્ય સાંભળી ધામાર્ગવ બડિશ બોલ્યા: 'આપ ભગવાન જે કહો છો, એ તેમ જ છે; એ જ વાયુનો પ્રકોપ તથા પ્રશમનાં કારણો હોય છે; પરંતુ આ વાયુ તો અવયવસંઘાતરહિત–અતિ સૂક્ષ્મ છે અને ચલ સ્વભાવ યુક્ત છે; તેથી એ વાયુ સાથે સંબંધ પામ્યા વિના જ એ કોપાવનાર ગુણયુક્ત દ્રવ્યો તથા કર્મો અને શમન કરનાર ગુણયુક્ત દ્રવ્યો તથા કર્મો એ સૂક્ષ્મ તથા ચળ વાયુને જે રીતે કોપાવે છે તથા શમન કરે છે, તે હવે અમે અહીં કહીએ છીએ. વાયુને કોપાવનારાં જે દ્રવ્યો છે તે શરીરને રૂક્ષ, લઘુ, શીત, દારુણ, ખર, વિશદ તથા પોલાણવાળાં કરે છે; એટલે તેવા પ્રકારનાં તે શરીરોમાં વાયુ આશ્રય પામી પોતે પુષ્ટ થઈને પ્રકોપ પામે છે; તે જ પ્રમાણે વાયુને શમાવનારાં દ્રવ્યો શરીરને સ્નિગ્ધ, ભારે, ગરમ, સુંવાળું, કોમળ, ચીકણું તથા ઘન કરનાર કરે છે; જેથી એવાં પ્રકારનાં થયેલાં તે શરીરોમાં વાયુ સ્થિર રહે છે એટલે સ્થિતિ પામતો નથી અને ફરતો ફરતો ખૂબ શાંત થઈ જાય છે. ૬

આની ટીકા યોગીંદ્રનાથ સેન આમ લખે છે: આ સમાન અને વિપરીત દ્રવ્યોના ગુણો તથા કર્મો વાયુને કોપાવનાર તથા શમન કરનાર થાય છે; એમ ઉપર કહેવાયું, પરંતુ અતિસૂક્ષ્મ તથા ચળ સ્વભાવના વાયુની સાથે સંબંધ પામ્યા વિના પણ તે વાયુપ્રકોપક અને વાતશામક દ્રવ્ય–ગુણ–કર્મો, વાયુને જે રીતે કોપાવી તથા શમાવી શકે છે, તે કહેવું આવશ્યક હોવાથી અહીં જણાવે છે કે, વાયુને કોપાવનારાં દ્રવ્ય–ગુણ–કર્મો શરીરમાં રૂક્ષતા, હલકાપણું, શીતળતા, દારુણતા, કઠોરતા, વિશદપણું તથા પોલાણપણું એટલે છિદ્ર કરનારપણું કરનારાં થઈને વાયુને કોપાવે છે; અર્થાત્ એ દ્રવ્ય–ગુણ–કર્મોને લીધે રૂક્ષપણું આદિ ગુણોથી યુક્ત થયેલાં શરીરોમાં સમાન ગુણો વધી જતાં વાયુ આશ્રય પામે છે એટલે અવકાશ મેળવી શકે છે અને પુષ્ટ બની–સંચય પામીને પ્રકોપ પામે છે; એ જ પ્રમાણે વાયુને શમાવનારાં દ્રવ્ય–ગુણ–કર્મો, શરીરોમાં સ્નિગ્ધતા આદિ ગુણોને વધારી મૂકે છે, જેથી એ ગુણો, વાયુના રૂક્ષ આદિ ગુણોથી વિપરીત સ્વભાવના હોઈને શરીરોમાં વાયુના ગુણોથી વિપરીત સ્વભાવના ગુણોને વધારી દઈને તે શરીરોને વધુ પ્રમાણમાં સ્નિગ્ધ, ગુરુ, ઉષ્ણ, સુંવાળાં, કોમળ, ચીકાશવાળાં તથા ઘટ્ટ બનાવે છે, જેથી એવાં બનેલાં તે શરીરોમાં પોતાનાથી વિપરીત ગુણો વધવાથી વાયુ. (અવકાશ કે) સ્થિતિને મેળવી શકતો નથી, એટલે ક્ષીણ ગુણોવાળો થઈ સંચાર કરતાં કરતાં શાંત થઈ જાય છે. જોકે વાયુ અસંઘાત છે એટલે કે અવયવોથી રહિત હોઈ અતિ સૂક્ષ્મ છે અને અતિ ચળ સ્વભાવનો છે, છતાં શરીરમાં ઘૂમી રહેલા તે વાયુને (પોતાને) કોપાવનાર તથા શમાવનારા તે દ્રવ્ય–ગુણ–કર્મો, જે શરીરોની સાથે સંબંધ પામ્યાં હોય, તેઓની સાથે એ વાયુનો પોતાનો તો સંબંધ અવશ્ય થાય જ છે, એ કારણે સમાન ગુણોનો યોગ થવાથી વાયુનો વધારો થઈ જાય છે અને વિપરીત ગુણોનો યોગ થવાથી એ વાયુનો હ્રાસ અથવા ન્યૂનતા કે ઓછાપણું થઈ શમન થઈ જાય છે. ૬

## વાયુનાં કર્મો કહેવાની પ્રતિજ્ઞા

तच्छ्रुत्वा बडिशवचनमवितथमृषिगणैरनुमतमुवाच वार्योविदो राजर्षिः–एवमेतत्सर्वमनपवादं यथा भगवानाह, यानि तु खलु वायोः कुपिताकुपितस्य शरीराशरीरचरस्य शरीरेषु चरतः कर्माणि बहिःशरीरेभ्यो या भवन्ति, तेषामवयवान् प्रत्यक्षा-

नुमानोपमानैः साधयित्वा नमस्कृत्य वायवे यथाशक्ति प्रवक्ष्यामः ॥७॥

બડિશનું એ સત્ય વચન સાંભળી ઋષિઓના સમુદાયોએ તે વચનને ઘણું જ માન્ય કર્યું; તે પછી વાર્યોવિદ નામના રાજર્ષિ આમ બોલ્યા: 'આપ ભગવાને આ બધું અપવાદ વિનાનું એટલે વિરોધ વિનાનું તદ્દન સત્ય કહ્યું છે; હવે અમે વાયુને નમસ્કાર કરી કોપેલા, નહિ કોપેલા, શરીરોમાં ફરતા કે શરીરો વિના ફરતા, શરીરોની અંદર ફરતા તથા શરીરોની બહાર ફરતા એ જ વાયુનાં જે કર્મો હોય છે, તેઓના (કેટલાક) અવયવોને એટલે અંશોને પ્રત્યક્ષ, અનુમાન તથા આપ્તોપદેશથી સિદ્ધ કરીને શક્તિ પ્રમાણે કહીએ છીએ. ૭

આ સૂત્રમાં વાયુનાં કર્મો કહેવાની શરૂઆત કરવા જણાવ્યું છે; શરીરમાં સંચરતો હોય અને કોપ્યો હોય, શરીરમાં સંચાર કરતો હોય અને કોપ્યો ન હોય, શરીરની બહાર સંચાર કરતો હોય અને કોપ્યો હોય, અને શરીરની બહાર સંચાર કરતો હોય અને કોપ્યો ન હોય એવા વાયુનાં જે કર્મો હોય છે, તે કર્મોના અમુક કેટલાક અંશો જ અહીં અમે કહી શકીએ તેમ છીએ; કેમ કે તે વાયુનાં કર્મો તો અસંખ્ય છે, તેથી સંપૂર્ણપણે કહેવાં શકય નથી; માટે જ કેટલાક અંશો અમે કહીએ છીએ અને તે પણ પ્રત્યક્ષ અનુમાન તથા આપ્તોપદેશરૂપ પ્રમાણોથી સિદ્ધ કરીને તથા વાયુને નમસ્કાર કરીને અમારી શક્તિ પ્રમાણે અમે કહીએ છીએ. ૭

### શરીરમાં ફરતા નહિ કોપેલા વાયુનાં કર્મો

वायुस्तन्त्रयन्त्रधरः, प्राणोदानसमानव्यानापानात्मा, प्रवर्तकश्चेष्टानामुच्चावचानां, नियन्ता प्रणेता च मनसः, सर्वेन्द्रियाणामुद्योजकः, सर्वेन्द्रियार्थानामभिवोढा, सर्वशरीरधातुव्यूहकरः, संधानकरः शरीरस्य, प्रवर्तको वाचः, प्रकृतिः स्पर्शशब्दयोः, श्रोत्रस्पर्शनयोर्मूलं, हर्षोत्साहयोर्योनिः; समीरणोऽग्नेः, संशोषणो दोषाणां, क्षेप्ता बहिर्मलानां, स्थूलाणुस्रोतसां भेत्ता, कर्ता गर्भाकृतीनां, आयुषोऽनुवृत्तिप्रत्ययभूतो भवत्यकुपितः ॥८॥

નહિ કોપેલો વાયુ તંત્રને તથા યંત્રોને ધારણ કરે છે એટલે કે શરીરને તથા તેનાં યંત્રોને (અવયવોને) ટકાવી રાખે છે; વળી તે પ્રાણ, ઉદાન, સમાન, વ્યાન તથા અપાન સ્વરૂપ છે; અનેક પ્રકારની મોટી–નાની ચેષ્ટાઓ કરાવનાર છે; મનને નિયમમાં રાખનાર તથા પ્રવર્તાવનાર છે; બધી ઇંદ્રિયોને (વિષયો તરફ) જોડનાર છે; બધી ઇંદ્રિયોના વિષયોને વહન કરનાર અથવા ઇંદ્રિયો દ્વારા પ્રાપ્ત કરાવી આપનાર છે; આખા શરીરની ધાતુઓને વ્યવસ્થિત ગોઠવનાર છે; શરીરને સાંધનાર એટલે તેના અવયવો સાથે જોડનાર છે; વાણીની પ્રવૃત્તિ કરનાર છે, સ્પર્શ તથા શબ્દનું કારણ છે, શ્રોત્ર ઇંદ્રિય તથા સ્પર્શન (ત્વચા) ઇંદ્રિયનું મૂળ કારણ છે; હર્ષ તથા ઉત્સાહની ઉત્પત્તિનું અથવા પ્રાકટ્યનું કારણ છે; અંદરના અગ્નિને પ્રેરણા આપનાર છે, દોષોને સૂકવી નાખનાર છે, મળોને બહાર ફેંકનાર છે, સ્થૂળ અને સૂક્ષ્મ સ્રોતોને ભેદનાર કે અંદર જગ્યા કરનાર છે, ગર્ભની આકૃતિને કરનાર છે અને આયુષના અનુસરણમાં પણ કારણભૂત છે. ૮

શરીરમાં વાયુ કોપ્યો ન હોય,–એટલે પોતાના મૂળ સ્વભાવમાં રહ્યો હોય તો શરીરને તથા તેના અવયવોને તે બરાબર ધારણ કરી રાખે છે, એટલે યોગ્ય પોષણ આપી ટકાવી રાખે છે; પ્રાણાદિ પાંચ તેનાં સ્વરૂપો છે; નાની મોટી બધી ચેષ્ટાઓને તે વાયુ જ કરાવે છે; જે વિષય ઇચ્છિત ન હોય તેના તરફ જતા મનને તે પાછું વાળે છે અથવા રોકે છે; ઇચ્છિત વિષય તરફ મનને તે જ લઈ જાય છે; બધી ઇંદ્રિયોને વિષયો સાથે તે જ જોડી દે છે અને બધી ઇંદ્રિયોના શબ્દાદિ વિષયને પણ શરીરમાં વહન કરે છે; અથવા ઇંદ્રિયોએ ગ્રહણ કરેલા તે તે વિષયોને ગ્રહણ કરાવનાર પણ વાયુ જ છે; કેમ કે એ વાયુ જે સર્વ ઇંદ્રિયોનો પ્રવર્તક કે પ્રેરક છે; શરીરની સઘળી ધાતુઓને વ્યવસ્થિત ગોઠવનાર પણ તે વાયુ જ છે અને શરીરના અવયવોની યોજના કે જોડાણ કરનાર પણ તે વાયુ જ છે; વાણીને પ્રવર્તાવનાર અથવા ચાલુ કરનાર કે બોલાવનાર પણ તે વાયુ જ છે; સ્પર્શ તથા શબ્દનું તે કારણ છે; અહીં વાયુને શબ્દનું કારણ કહેવામાં કારણ આ છે કે, આકાશનો વાયુમાં (કારણ તરીકે) પ્રવેશ હોય જ છે; એ જ કારણે શ્રોત્રઇંદ્રિયનું મૂળ કારણ પણ વાયુ ગણાય છે; એટલે શ્રોત્ર કે કાનનું તથા ત્વચાઇંદ્રિયનું મુખ્ય કારણ પણ વાયુ જ છે; હર્ષ તથા ઉત્સાહ જે પ્રકટ થાય છે, તેમાં પણ વાયુ જ કારણ છે; અંદરના જઠરાગ્નિને પ્રેરણા આપનાર વાયુ જ છે; દોષોનું શોષણ કરનાર એટલે કે શરીરના ક્લેદ કે ભીનાશને સૂકવી નાખનાર પણ વાયુ છે; મૂત્ર–વિષ્ઠા વગેરે મેલને

બહાર કાઢનાર વાયુ છે; તેમ જ મોટા-નાના સ્રોતો કે માર્ગોને ભેદનાર કે અંદર જગ્યા કરનાર પણ વાયુ છે; ગર્ભાશયમા રહેલા ગર્ભનું શરીર જે વેળા ઉત્પન્ન થાય છે, તે વેળા તેનો આકાર કરનાર પણ વાયુ જ છે અને શરીર, મન તથા આત્માના સંયોગરૂપ આયુષ્યનું અનુસંધાન કે તેને ચાલુ રાખવામાં કારણરૂપ પણ વાયુ જ છે. (આમ યોગીંદ્રનાથ સેન અહીં સમજાવે છે.)

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રીગંગાધર અહીં આમ વિસ્તારથી સમજાવે છે: 'અહીં પ્રથમ કહ્યું છે કે 'નહિ કોપેલો વાયુ તંત્ર-યંત્રધારી છે;' તેમાં 'તંત્ર' એટલે શરીરની ધાતુઓમાં જે ધાતુનો જે નિયમ છે તેનું ધારણ કરનાર એટલે તેનો તે નિયમ ટકાવી રાખનાર વાયુ છે અને તે યંત્રધારી આ રીતે છે કે શરીરની જે જે ધાતુઓનું જ્યાં જ્યા જે જે પ્રકારે ચલનસ્થાન, કે ભ્રમણ આદિ વ્યાપાર જેના લીધે થાય છે, તે જ યંત્ર છે અને તેને ધારણ કરનાર પાંચ સ્વરૂપવાળો વાયુ છે; તે વિષે કહેવાય છે કે, 'स्थान प्राणस्य मूर्धोर:कण्ठजिह्वास्यनासिकम्। ष्ठीवन क्षवथूद्गारश्वासाहारादिकर्मकृत्॥ वृषणौ बस्तिमेढ्रं च श्रोण्यूरुवङ्क्षण गुदम्। अपानस्थानमेतत् तु शुक्रमूत्रशकृत्क्रिय। समानोऽग्निसमीपस्थः कोष्ठे चरति सर्वतः। भुक्त गृह्णाति पचति विवेचयति मुञ्चति॥ उदानस्य पुन स्थान नाभ्युरः कण्ठ एव च। वाक्प्रवृत्तिश्च यत्नौजोबलवर्णाग्निकर्मकृत्। देहं व्याप्नोति सर्वं तु व्यानः सर्वगतिर्नृणाम्। गति प्रसारणाक्षेपनिमेषादिक्रियः सदा॥' માથું, છાતી, ગળું, જીભ, મોઢું અને નાક એ પ્રાણવાયુનાં સ્થાન છે; થૂંકવું, છીંક ખાવી, ઓડકાર, શ્વાસ, આહારને પ્રવેશાવવો આદિ ક્રિયાઓને તે કરે છે. બે વૃષણ, મૂત્રાશય, લિંગ, કંઠ, સાથળ, વક્ષણ-સાંધા અને ગુદા એટલાં અપાનવાયુનાં સ્થાન છે અને વીર્ય, મૂત્ર તથા વિષ્ઠા બહાર કાઢવાની ક્રિયાને તે કરે છે. સમાનવાયુ અગ્નિની પાસે રહે છે; કોઠામા ચારે તરફ ફર્યા કરે છે; ખાધેલું ગ્રહણ કરે-પચાવે છે, અલગ અલગ કરે છે અને છૂટું કરે છે; ઉદાનવાયુનું સ્થાન નાભિ, છાતી, તથા ગળું જ છે; વાણીની પ્રવૃત્તિ, યત્ન, ઓજ, બળ, વર્ણ તથા અગ્નિ કરવો, એ તે ઉદાનવાયુનુ કર્મ છે; વ્યાનવાયુ માણસોના આખા શરીરમાં વ્યાપી રહ્યો છે; બધી જાતની ગતિ કરાવે છે; જવું, પ્રસારવું, ફેંકવું, મૂકવું અને આંખના પલકારા વગેરે ક્રિયાઓને સર્વ કાળ તે કર્યા કરે છે; વળી નાનીમોટી દરેક ચેષ્ટાઓનો તે પ્રેરક છે, મનનો નિયંતા તથા પ્રણેતા છે, એટલે કે જે માટે મન પ્રવૃત્તિ કરે છે કે પ્રવૃત્તિ નથી કરતું, ત્યાં વાયુ જ નિયમ કરનાર છે; જ્યાં મન જાય છે કે નથી જતું ત્યાં તેનો નાયક પણ વાયુ જ છે; તેમ જ શ્રોત્ર આદિ દશે ઇંદ્રિયોનો ('उद्द्योतकः' પાઠ રાખીને) પ્રકાશક અને બધી ઇંદ્રિયોના વિષયોને અત્યંત વહનકર્તા પણ વાયુ જ છે; શરીરની બધી ધાતુઓને એકઠી કરનાર પણ તે વાયુ જ છે; શરીરના અવયવોને જોડનાર કે શરીરના દરેક અવયવોને પોતપોતાના કામમાં લગાડનાર વાયુ પણ છે; અને એ જ કારણે શરીરમાં રહેલા શબ્દનું તથા સ્પર્શનું મૂળ કારણ પણ વાયુ જ છે, આકાશ નથી; જોકે આકાશ શબ્દોનું મૂળ કારણ ગણાય છે, છતાં શબ્દોની પ્રકટ સ્થિતિ આકાશથી થતી જ નથી; હરકોઈ આકાશીય શબ્દ, બીજા કારણ વિના પ્રકટ થતો નથી; આકાશના અનુપ્રવેશથી વાયુમાં જે શબ્દ થાય છે, પછી એ જ શબ્દ તે વાયુના અનુપ્રવેશથી તેજ વગેરેમાં પણ જે જે શબ્દ થાય છે, તે તે સર્વ શબ્દ પાંચભૌતિક શરીરધાતુમાં એક થઈને સ્થૂળ શબ્દરૂપે ઉત્પન્ન થાય છે; અને એ જ શબ્દ વાયુનો આઘાત થવાથી પ્રકટ થાય છે; એમ શબ્દની પ્રકૃતિ કે મૂળ કારણ વાયુ છે, બીજું કોઈ પણ મૂળ કારણ નથી; એ જ પ્રમાણે સ્પર્શનું મૂળ કારણ પણ વાયુ જ છે; વાયુનો અનુપ્રવેશ થવાથી જ તેજમાં, પાણીમાં તથા પૃથ્વીમાં અનુક્રમે ગરમ, શીતળ, તથા કઠોર કે ખરબચડા સ્પર્શો અનુભવાય છે; એમ બધાયે સ્પર્શોનું મૂળ કારણ વાયુ જ છે; આ જ કારણે શ્રોત્ર ઇંદ્રિયનું તથા સ્પર્શન-ત્વચા ઇંદ્રિયનું મૂળ કારણ પણ વાયુ જ છે. જોકે શ્રોત્ર ઇંદ્રિય આકાશનો ભાગ વધારે ધરાવે છે, છતાં પાંચભૌતિક જ છે, તોપણ આકાશયુક્ત વાયુ પણ એ આકાશ કરતાં કંઈક ઓછો શ્રોત્રમાં હોઈને તેજ વગેરેના કરતાં અધિક ક્રિયાનું કારણ છે; એમ જો ન હોય તો શ્રોત્રઇંદ્રિયમાં શબ્દને ગ્રહણ કરવાની ક્રિયા જ ઘટી શકે નહિ; વળી તે વાયુ હર્ષ તથા ઉત્સાહને પણ પ્રકટ થવામાં મૂળ કારણ છે; હર્ષ એ આનંદનો જ પર્યાય છે અને ઉત્સાહ એ મનનો ઉદ્યોગ છે; એ બન્નેની પ્રકટ સ્થિતિ થવામાં વાયુ જ કારણ છે. વળી તે વાયુ જઠરના અગ્નિને સારી રીતે પ્રદીપ્ત રહેવામાં પ્રેરણા આપનાર છે; તેમ જ શરીરમાં ક્લેદની કે ભેજની વૃદ્ધિ થતાં એ વાયુ જ તેને સૂકવનાર છે; તેમ જ મૂત્ર-વિષ્ઠા વગેરે મળોને તે વાયુ જ બહાર કાઢે છે; અને જાડાં કે બારીક સ્રોતો કે માર્ગો છે એટલે કે ગળું, નાક વગેરેનાં જે છિદ્રો છે, તેનું શરીરની ઉત્પત્તિસમયે નિર્માણ કરનાર એ વાયુ જ છે; અને ગર્ભના આકાર બનાવનાર પણ તે વાયુ જ છે; તેમ જ આયુષના અનુસરણની ખાતરી કરાવનાર પણ વાયુ જ છે; કેમ કે શરીરમાં વાયુની ગતિ હોય છે, તો તે ઉપરથી આયુષ્ય

અનુમાન કરાય છે; આમ શરીરમાં ફરતો વાયુ જો કોપ્યો ન હોય તો પોતાની ક્રિયાઓને કરે છે. ૮

### શરીરમાં ફરતા કોપેલા વાયુનાં કર્મો

**कुपितस्तु खलु शरीरे शरीरं नानाविधैर्विकारै-रुपतपति, बलवर्णसुखायुषामुपघाताय, मनो व्याह-र्षयति, सर्वेन्द्रियाण्युपहन्ति, विनिर्हन्ति गर्भान्, विकृतिमापादयत्यतिकालं धारयति, भयशोकमोह-दैन्यातिप्रलापाञ्जनयति, प्राणांश्चोपरुणद्धि ॥ ९ ॥**

એ જ વાયુ જો કોપ્યો હોય તો અનેક જાતના વિકારો ઉપજાવીને શરીરને દુઃખી કરે છે; બળ, રંગ, સુખ તથા આયુષનો નાશ કરનાર થાય છે, મનને આનંદરહિત કરી નાખે છે, બધી ઇંદ્રિયોનો નાશ કરે છે, ગર્ભોનો નાશ કરે છે, ગર્ભોમાં વિકાર ઉપજાવી દે છે; અથવા ગર્ભોને ઘણા લાંબા કાળ સુધી અટકાવી રાખે છે; તેમ જ ભય, શોક, મોહ, દીનતા અને ખૂબ બકવાદોને ઉપજાવે છે અને પ્રાણને પણ રુંધી-ગૂંગળાવીને મારી નાખે છે. ૯

જલ્પકલ્પતરુમાં ગંગાધર આની સમજૂતી આમ લખે છે: 'શરીરમાં કોપેલો વાયુ જ્વર વગેરે અનેક જાતના રોગો ઉપજાવીને શરીરને તપાવી દે છે, જેથી બળ, રંગ, સુખ અને આયુષનો નાશ કરે છે; મનને આનંદરહિત કરી કરમાવી નાખે છે; બધી ઇંદ્રિયોનો નાશ કરે છે, ગર્ભોને હણી નાખે છે, ગર્ભોનાં અંગોમાં ખોડ-ખાંપણ લાવે છે અને પ્રસવકાળ વીતી જાય તોપણ ગર્ભોને અટકાવી રાખે છે અને ભય વગેરે ઉપજાવી પ્રાણોનો પણ નાશ કરે છે. ૯

### શરીરની બહાર લોકમાં ફરતા નહિ કોપેલા વાયુનાં કર્મો

**प्रकृतिभूतस्य खल्वस्य लोकेषु चरतः कर्माणी-मानि भवन्ति, तद्यथा—धरणीधारणं, ज्वलनोज्ज्वा-लनं, आदित्यचन्द्रनक्षत्रग्रहगणानां संतानगतिवि-धानं, सृष्टिश्च मेघानां, अपां च विसर्गः, प्रवर्तनं स्रोतसां, पुष्पफलानां चाभिनिर्वर्तनं, उद्भेदनं चौद्भि-दानां, ऋतूनां प्रविभागः, विभागो धातूनां, धातु-मानसंस्थानव्यक्तिः, बीजाभिसंस्कारः, शस्याभि-वर्धनमविक्लेदोपशोषणेऽवैकारिकविकाराश्चेति ॥१०**

આ વાયુ લોકમાં જે ફરી રહ્યો છે, તે પોતાના મૂળ સ્વરૂપમાં જો રહ્યો હોય તો આવાં કર્મોને કરે છે; જેમ કે પૃથ્વીનું ધારણ, અગ્નિનું પ્રજ્વાલન, સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર અને ગ્રહગણ તેની એકધારી ગતિ કરવી, વાદળાં ઉત્પન્ન કરવાં, વાદળાંમાંથી પાણી છોડવું, જળમાર્ગોને વહાવવા, પુષ્પો તથા ફળોને ઉત્પન્ન કરવાં, જમીન ફાડીને ઉત્પન્ન થતાં વૃક્ષો વગેરેને જમીનમાંથી બહાર લાવવાં, ઋતુ-ઓના વિભાગ કરવા, (પૃથ્વી આદિનો) ધાતુઓ-ના વિભાગ કરવા, (પથરા વગેરે) ધાતુઓનું માપ તથા આકારો પ્રકટ કરવા, બીજોમાં કે હરકોઈ બીજમાં ચોપાસ સંસ્કારો પ્રકટ કરવા, ધાન્યોની વૃદ્ધિ કરવી, ભેજને સૂકવી નાખવો અને અવૈકારિક વિકારો કરવા એટલે કે આખાયે જગતમાં પ્રાકૃત-પરિણામો કે સ્વરૂપો રચવાં, એ બહારના નહિ કોપેલા વાયુનાં કર્મો છે. ૧૦

શરીરમાં ફરતો વાયુ ન કોપ્યો હોય અને શરીરમાં રહેલો વાયુ કોપ્યો હોય, ત્યારે તેનાં કર્મો પ્રથમ કહીને હવે શરીરની બહાર લોકમાં જે વાયુ ફર્યા કરે છે તે જ્યારે કોપ્યો ન હોય ત્યારે તેનાં જ કર્મો અહીં કહેલાં છે. જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર આમ સમજાવે છે: 'શરીરની બહાર લોકમાં ફરતો વાયુ પોતાના મૂળ સ્વરૂપમાં રહ્યો હોય, પણ કોપ્યો ન હોય ત્યારે આમ સાત પ્રકારે થઈ પોતાનાં કામો કર્યા કરે છે: પ્રવહ, આવહ, ઉદ્વહ, સંવહ, વિવહ, પરિવહ તથા પરાવહ, એવા સાત પ્રકારે બહારનો વાયુ ફર્યા કરે છે; તેઓનાં આ કર્મો અહીં કહેવામાં આવે છે; ભૂગોલને ધારણ કરવું, અગ્નિને સળગાવવો, સૂર્ય આદિ ગ્રહગણોને એકધારી ગતિએ ચલાવવા, આટલાં કર્મો બહારના 'આવહ' વાયુનાં છે; વાદળાં ઉત્પન્ન કરવાં, તેઓમાંથી પાણી છોડવું, નદી-નાળાં વહેવડાવવાં, પુષ્પફળો નિપજાવવાં અને જમીન ફોડી બહાર આવતાં વૃક્ષો વગેરેને બહાર પ્રકટ કરવાં એ 'ઉદ્વહ' નામના બહારના વાયુનું કર્મ છે; ઋતુઓના વિભાગ તથા ધાતુઓના વિભાગ કરવા, ધાતુઓનાં માપ તથા આકાર પ્રકટ કરવા, એ 'પ્રવહ' નામના બાહ્ય વાયુનાં કર્મો છે; બીજોમાં સંસ્કાર સ્થાપવા ધાન્યની વૃદ્ધિ કરવી, ભીનાશ વગરનાં કરી સૂકવી નાખવાં અને અવૈકારિક વિકારો કે પ્રાકૃતપરિણામો કે સ્વરૂપો કરવાં, એ 'સંવહ' નામના બાહ્ય વાયુનાં કર્મો છે; આ સિવાયનાં બીજાં પણ બાહ્ય વાયુનાં કર્મો વ્યાસે કહેલાં છે, જે અમે 'માત્રાશિતીય' નામના ૫ મા અધ્યાયમાં કહ્યાં છે, તે ત્યાંથી જોઈ લેવાં.'

યોગીંદ્રનાથ સેને અહીં મૂળમાં 'विक्लेदोपशोषणम्'

પાઠ સ્વીકારીને 'विरुद्धस्य उपशोषणम्' એમ ટીકામાં વિગ્રહ પણ આપ્યો છે: એને અનુસરી અમે મૂળનો અર્થ આપ્યો છે; અને છેવટે ભેલ સૂત્રનાં આ વચનો પણ ટાંક્યાં છે : 'स्थिति: प्राणभृतां चैव सरितां चैव निःस्वनाः । 'पृथिव्याश्चलनं चैव वातादेव प्रवर्तते । वातेन धूमो भवति धूमादभ्रं प्रजायते। अभ्राद् विमुच्यते वारि जीवानां संभवस्ततः । अग्निर्ज्वलति वातेन पुण्यानां हविषां पतिः । स्रवन्ति आपगास्तेन पृथिवीं प्लावयन्ति च। वायुस्तत्राधिको देव प्रभवः सर्वदेहिनाम् । योन्यां रेतः प्रसिक्तं च वायुना युज्यते गुणैः । ' જીવોની સ્થિતિ અને નદીઓના અવાજ કે ખળખળાટ; તેમ જ પૃથ્વીનું ચાલવું, એ બહારના વાયુથી જ થાય છે; એ વાયુથી ધુમાડો થાય છે, ધુમાડામાંથી વાદળાં થાય છે, વાદળામાંથી પાણી છૂટે છે અને તેથી જીવોની ઉત્પત્તિ થાય છે; આમાં પણ બહારનો વાયુ જ કારણ છે; વાયુથી અગ્નિ સળગે છે, જે પવિત્ર હોમદ્રવ્યોનો પતિ છે તેમ જ નદીઓ જે વહે છે, અને પૃથ્વીને પાણી પહોંચાડે છે, તેમાં વાયુ મુખ્ય કારણ છે; એટલું જ નહિ, પણ સર્વ પ્રાણીઓનું તે ઉત્પત્તિકારણ છે; કેમ કે સ્ત્રીની યોનિમાં પુરુષે જે વીર્યસિંચન કર્યું હોય છે, તેમાં પણ વાયુ જ કારણ હોય છે અને વાયુના કારણે જ તે ગુણોથી યુક્ત થાય છે. ૧૦

### લોકમાં ફરતા કોપેલા વાયુનાં કર્મો

प्रकुपितस्य खल्वस्य लोकेषु चरतः कर्माणीमानि भवन्ति, तद्यथा-शिखरिशिखरावमथनम्, उन्मथनमनोकहानाम्, उत्पीडनं सागराणाम्, उद्वर्तनं [illegible]

[illegible]

[illegible]

च पण्णामृतूनां, सस्यानामसंघातः, भूतानां चोपसर्गः, भावानामभावकरणं, चतुर्युगान्तकराणां मेघसूर्यानलानां विसर्गः ॥ ११ ॥

લોકમાં (બહાર) આ વાયુ જે ફરી રહ્યો છે, તે જ્યારે કોપે છે, ત્યારે તેનાં આ કર્મો હોય છે; જેમ કે પહાડોનાં શિખરોને તોડી પાડવાં, વૃક્ષોને મૂળમાંથી ઉખાડી પાડવાં, સમુદ્રોને ઊંચા તરંગોથી ખળભળાવી નાખવા, સરોવરોને ઉભરાવવાં કે ક્યાંક ઉછાળી નાખવા એમ સાગરોને તથા સરોવરોને મર્યાદારહિત કરવાં; નદીઓને અવળી વહેવડાવવી. પૃથ્વીને કંપાવી દેવી કે ભૂકંપો કરવા, વાદળાંની મોટી ગર્જનાઓ કરાવવી; આકાશ, હિમ, બરફ, વાદળ વિનાના કડાકા; ધૂળ, રેતી, માછલાં, દેડકાં, સર્પો, ક્ષાર, લોહી, નાના નાના પથરા અને વીજળીઓના આકાશમાંથી વરસાદ વરસવા, છયે ઋતુઓની વ્યાપત્તિ કરવી એટલે પોતપોતાનાં લક્ષણોનો અતિયોગ, અયોગ, હીનયોગ તથા મિથ્યાયોગ કરવા; ધાન્યોને ઉત્પન્ન ન કરવાં કે વૃદ્ધિ ન પમાડવાં; પ્રાણીઓમાં મરકી વગેરે ઉપદ્રવો કરવા; અથવા ભૂત-પિશાચ કે જંતુઓ વગેરેના ઉપદ્રવો કરવા, વસ્તુમાત્રનો અભાવ કરી નાખવો અને ચારે યુગોનો અન્ત કે સંહાર કરનારા મેઘો, સૂર્ય તથા અગ્નિઓ ઉત્પન્ન કરી દેવા, એ બધાં કોપેલા લોકચારી બાહ્યવાયુઓનાં કર્મો છે. ૧૧

### વાયુનું દેવતાઈ સ્વરૂપવર્ણન

स हि भगवान् प्रभवश्चाव्ययश्च, भूतानां भावाभावकरः, सुखासुखयोर्विधाता, मृत्युः, यमो, नियन्ता, प्रजापतिः, अदितिः, विश्वकर्मा, विश्वरूपः, सर्वगः, सर्वतन्त्राणां विधाता, भावानामणुर्विभुर्विष्णुः, क्रान्ता लोकानां, वायुरेव भगवानिति ॥१२

એમ તે જ ભગવાન વાયુ સર્વનું ઉત્પત્તિકારણ છે, પોતે અવિનાશી છે, દરેક પ્રાણી-પદાર્થોની ઉત્પત્તિ તથા નાશને કરનાર છે, દરેક જીવોને સુખ-દુઃખ કરનાર છે; અને તે જ વાયુ મૃત્યુસ્વરૂપ, યમદેવરૂપ, દરેકનો નિયન્તા એટલે શુભ-અશુભમાં દરેકને પ્રવૃત્તિ કરાવનાર તથા નિવૃત્તિ કરાવનાર; અથવા જીવોનાં શુભ-અશુભ કર્મફળનો વિધાતા કે સ્રષ્ટા પ્રજાપતિરૂપ, અદિતિરૂપ, વિશ્વકર્મારૂપ, સર્વસ્થળે ગતિ કરનાર, દરેક નિયમોનો વિધાતા કે સ્રષ્ટા, દરેક પદાર્થોમાં અતિસૂક્ષ્મ-અણુરૂપે રહેનાર, વિભુ કે વિશેષ સ્વરૂપે હોનાર કે થનાર, વિષ્ણુસ્વરૂપ અને સર્વ લોકોને ઓળંગી જનાર કે વ્યાપનાર એ વાયુ જ ભગવાન છે. ૧૨

ઉપર ૧૧ મા સૂત્ર સુધી વાયુનું કર્મ કહીને તે વાયુમાં એવાં કર્મો કેમ ઘટે છે ? એ જણાવવા આ ૧૨ મા સૂત્રમાં તેનું દેવતાસ્વરૂપ વર્ણવે છે : આમાં મૃત્યુ તથા યમ એ બન્ને વિનાશકારણના જ સૂચક કહ્યા છે; એ [illegible] પ્રજાઓને મારે છે. તેથી એ જ પ્રજાપતિ છે: વાયુને 'અદિતિ' કહ્યો, તેનો અર્થ આ છે કે, '

चीयते खण्ड्यते बृहत्त्वात्–સર્વ કરતાં અતિશય મોટો હોવાથી એ વાયુનું ખંડન કે નાશ કરી શકાતો નથી; અથવા 'अत्ति प्राणिजातम् इति अदितिः–પ્રાણી માત્રને જે ખાઈ જાય છે કે સંહારી નાખે છે, તેથી પણ વાયુને અહીં 'અદિતિ' કહ્યો છે. આ સંબંધે બૃહદારણ્યક ઉપનિષદમાં આમ કહેવાયું છે કે, 'सर्वं वा अत्ति तद् अदितेरदितित्वम्'–જે બધું ખાઈ જાય કે સંહારી નાખે, તે જ 'અદિતિ' શબ્દનું અર્થરૂપે અદિતિપણું કહેવાય છે.' વળી વાયુને 'વિશ્વકર્મા' કહ્યો, તેમાં પણ આ કારણ છે કે 'विश्वं कर्म यस्य सः विश्वकर्मा બધાં કામ એ વાયુનાં જ છે, તેથી એ વિશ્વકર્મા કહેવાય છે; તેમ જ વાયુને વિષ્ણુ કહ્યો છે, તે પણ આ અભિપ્રાયથી કે 'वेवेष्टि सर्वम् इति विष्णुः' આખા જગતમાં તે વ્યાપી રહ્યો છે, તેથી વાયુ 'વિષ્ણુ' છે એટલે સર્વવ્યાપી, સર્વથી મહાન છે; અને સમગ્ર લોકને દબાવીને તે રહ્યો છે, તેથી જ આ વાયુને અહીં 'લોક-કાંતા' કહ્યો છે. ૧૨

## મારીચિનો પ્રશ્ન

तच्छ्रुत्वा वार्योविदवचो मारीचिरुवाच–यद्यप्येवमेतत्किमर्थस्यास्य वचने विज्ञाने वा सामर्थ्यमस्ति भिषग्विद्यायां, भिषग्विद्यां चाधिकृत्येयं कथा प्रवर्तते ॥ १३ ॥

વાર્યોવિદનું તે વચન સાંભળી મારીચિ બોલ્યા: જોકે આ બધું એમ જ છે, તોપણ આ વૈદ્યવિદ્યામાં આ બાબત કહેવામાં કે સમજવામાં શું કારણ છે? (આપણી) આ વાત તો વૈદ્યવિદ્યાને ઉદ્દેશી ચાલી રહી છે. (તો આ વાતમાં બહારના પવનની વાત કેમ કરો છો?) ૧૩

## વાર્યોવિદનો ઉત્તર

वार्योविद उवाच–भिषक् पवनमतिबलमतिपरुषमतिशीघ्रकारिणमात्ययिकं चेन्नानुनिशम्येत्, सहसा प्रकुपितमतिप्रयतः कथमग्रेऽभिरक्षितुमभिधास्यति प्रागेवैनमत्ययभयादिति? वायोर्यथार्था स्तुतिरपि भवत्यारोग्याय बलवर्णवृद्धये वर्चस्वित्वायोपचयाय ज्ञानोपपत्तये परमायुःप्रकर्षाय चेति ॥ १४ ॥

(તે સાંભળી) વાર્યોવિદ બોલ્યા: વૈદ્ય પવનને અતિશય બળવાન, અત્યંત કઠોર, ઘણી ઝડપથી કામ કરનાર અને વિનાશક સ્વરૂપે જો ન સાંભળે તો એ વૈદ્ય, કોપેલા પવનને કઈ રીતે જાણીને કહી શકશે? વિનાશક ભયના પ્રકાશતા પહેલાં જ લોકોની રક્ષા કરવા તે વૈદ્ય પ્રથમથી જ શું ઔષધ વગેરે કહી શકશે? અથવા ઘણી જ કાળજી રાખીને પણ એ વાયુને વિનાશક તરીકે કેમ જણાવી શકશે? એ કારણે વાયુની આ યથાર્થ સ્તુતિ પણ આરોગ્ય માટે, બળ-રંગનો વધારો કરવા માટે, તેજસ્વીપણા માટે, પુષ્ટિ માટે, જ્ઞાનની પ્રાપ્તિ માટે તથા ઉત્તમ આયુષના ઉત્કર્ષ માટે (ઉપયોગી) છે. ૧૪

બહાર ફરતો કોપેલો કે નહિ કોપેલો પવન વૈદ્ય જો ન સાંભળ્યો હોય તો વૈદ્ય કોપેલા તે પવનને કઈ રીતે જણાવી શકશે? વિનાશક ભયથી રક્ષા કરવા પ્રથમથી લોકોને એકદમ શું કહી શકશે? આ કારણે આ વૈદ્યવિદ્યામાં આ બાહ્ય વાયુ વિષે કહેવું તથા સમજવું કારણયુક્ત છે; અને વાયુની જે આ સત્ય સ્તુતિ કહી છે, તે પણ આરોગ્ય આદિના કારણે બરાબર જ છે.

## અગ્નિ અથવા પિત્તનાં કર્મો

मारीचिरुवाच–अग्निरेव शरीरे पित्तान्तर्गतः कुपिताकुपितः शुभाशुभानि करोति, तद्यथा–पक्तिमपक्तिं दर्शनमदर्शनं मात्रामात्रत्वमुष्मणः प्रकृतिविकृतिवर्णौ शौर्यं भयं क्रोधं हर्षं मोहं प्रसादमित्येवमादीनि चापराणि द्वन्द्वानीति ॥ १५ ॥

શરીરમાં પિત્તની અંદર રહેલો અગ્નિ જ કોપેલો તથા નહિ કોપેલો હોઈને શુભ તથા અશુભ કર્મો કરે છે; જેમ કે (ખોરાકનું) પાચન કે નહિ પાચન; દર્શન, અદર્શન; ઉષ્ણતાની પૂરી માત્રા તથા અમાત્રા કે ઓછી માત્રા; પ્રકૃતિવર્ણ તથા વિકૃતિ-વર્ણ; શૌર્ય, ભય, ક્રોધ, હર્ષ, મોહ, પ્રસન્નતા, ઈત્યાદિ બીજાં પણ જોડકાંને કરે છે. ૧૫

શરીરમાં રહેલું પિત્ત એ અગ્નિનું જ સ્વરૂપ છે, તેથી અહીં કહેલ છે કે પિત્તની અંદર રહેલો તે અગ્નિ જ કોપેલો ન હોય એટલે પોતાના મૂળ-અસલ સ્વરૂપમાં જો રહ્યો હોય તો ખાધેલા ખોરાકનું પાચન, દર્શન, ગરમીનું રીતસરનું જોઈતું માપ, શરીરનો અસલી રંગ, શૌર્ય, હર્ષ, પ્રસન્નતા ઇત્યાદિ શુભ કર્મોને કરે છે; આ વાત ચરકના શ્લોકસ્થાનના ૧૮મા અધ્યાયમાં આમ કહેવાશે કે, 'दर्शनं पक्तिरूष्मा च क्षुत्तृष्णा देहमार्दवम्। प्रभा प्रभावो मेधा च पित्तकर्माऽविकारजम्' દર્શન, પાચન, ઉષ્ણતા, ક્ષુધા, તૃષા, દેહની કોમળતા, કાંતિ, પ્રભાવ તથા મેધા નામનું બુદ્ધિ સામર્થ્ય,–એ વિકૃત નહિ થયેલા પિત્તનું કર્મ છે.' પરંતુ એ જ પિત્તરૂપ અગ્નિ જો કોપ્યો

હોય કે વિકાર પામ્યો હોય તો ખોરાકનું પાચન કરે નહિ, આંખોથી બરાબર દેખાય નહિ, શરીરની ગરમીનું યોગ્ય માપ રહે નહિ, શરીરનો રંગ વિકૃત બને અને ભય, ક્રોધ તથા મોહ ઇત્યાદિ અશુભ કર્મોને તે કરે છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં ખાસ જાણવા જેવું આ છે કે પિત્ત સિવાય બીજો કોઈ અગ્નિ શરીરમાં છે, કે પિત્તજ અગ્નિ છે? આ પ્રશ્નનો ઉત્તર આ છે: પિત્ત સિવાય બીજો કોઈ અગ્નિ મળતો જ નથી; પિત્ત એ અગ્નિતત્ત્વ છે, તેથી એ પિત્તજ દાહ, પાચન આદિ ક્રિયાઓ કરી રહ્યું છે, તેથી તેના પર અગ્નિ જેવો આરોપ કરાય છે અથવા તેને 'અંદરનો અગ્નિ' કહેવામાં આવે છે. એ પિત્તમાં અગ્નિનો ગુણ ક્ષીણ થાય કે મંદતા જણાય છે ત્યારે તેના સમાન ગુણવાળા દ્રવ્યોનો ઉપયોગ કરવાથી તેનો ખૂબ વધારો થઈ જાય છે અને શીતક્રિયાનો ઉપયોગ કરવાથી તે મંદ પડે છે, એમ આપણે જોઈએ છીએ, તેથી સાબિત થાય છે કે પિત્ત સિવાય બીજો કોઈ અગ્નિ જ નથી; અદૃષ્ટ જેમાં હેતુ હોય છે એવા વિશેષથી એ પિત્ત પક્વાશય તથા આમાશયની વચ્ચે રહે છે અને ચાર પ્રકારના આહારનું તે પાચન કરે છે અને રસ, દોષ, મૂત્ર તથા વિષ્ટાને અલગ કર્યા કરે છે. એ પિત્ત, પોતાના એ જ સ્થાને રહીને પોતાની શક્તિથી બાકીનાં સઘળાં સ્થાનોને તથા શરીરને અગ્નિની ક્રિયા દ્વારા અનુગ્રહ અથવા ઉપકાર કર્યા કરે છે; એ પિત્તની જ 'પાચક અગ્નિ' એવી સંજ્ઞા છે; પરંતુ જે પિત્ત યકૃત્ (લીવર) તથા પ્લીહા-બરોળમાં રહે છે, તેની 'રંજક અગ્નિ' એવી સંજ્ઞા છે; કેમ કે તે રંજક પિત્ત રસને રંગવાની ક્રિયા કરનાર છે; વળી જે પિત્ત હૃદયમાં રહે છે તેને 'સાધક અગ્નિ' એ નામે કહે છે; કેમ કે ઇચ્છેલા મનોરથોને સિદ્ધ કરનાર તરીકે તે કહેવાય છે; અને જે પિત્ત દૃષ્ટિમાં રહ્યું છે, તેને 'આલોચક અગ્નિ' એ નામે કહેલ છે; તે રૂપનું ગ્રહણ કરવાનું કામ કરે છે; એ સિવાયનું જે પિત્ત ત્વચામાં રહેલું છે, તે 'ભ્રાજક' એ નામથી કહેવાય છે. એ ભ્રાજક અગ્નિ અભ્યંગ, પરિષેક, અવગાહન, અવલેપન આદિ ક્રિયાદ્રવ્યોનો પાક કરે છે અને કાંતિનો પ્રકાશ કરનાર છે. અહીં પાચન-અપાચન ઉપરથી જઠરનો 'પાચક' અગ્નિ કહ્યો છે; દર્શન-અદર્શન ઉપરથી દૃષ્ટિનો 'આલોચક' અગ્નિ કહ્યો છે; ગરમીની માત્રા-અમાત્રા ઉપરથી ત્વચાનો 'ભ્રાજક' અગ્નિ કહ્યો છે, પ્રકૃતિવર્ણ તથા વિકૃતિવર્ણ ઉપરથી 'રંજક' અગ્નિ કહ્યો છે અને શૌર્ય આદિથી 'સાધક' અગ્નિ સૂચવાયો છે; તેમ જ બીજાં જોડકાં-સુખદુઃખાદિનું પણ સૂચન કર્યું છે.'

ટીકાકાર ચક્રપાણિ કંઈક જુદા સ્વરૂપે ઉપરની જ વાત આમ જણાવે છે: 'મૂળમાં પિત્તની અંદર રહેલો અગ્નિ એમ કહીને સૂચવ્યું છે, કે શરીરની અંદર જ્વાળા વગેરેથી યુક્ત એવો કોઈ અગ્નિ છે જ નહિ; પરંતુ પિત્તની ગરમી એ જ અગ્નિરૂપે શરીરમાં સ્થિતિ કરે છે; અને તે ગરમી પિત્તથી કોઈ જુદી ગરમી છે જ નહિ, એમ દર્શાવ્યું છે; આગળ જતાં 'ગ્રહણી' અધ્યાયમાં પિત્તના કારણે જ અગ્નિમાંદ્ય કહેવામાં આવશે; તેમ જ પિત્તને શમાવનાર છતાં ઘીને અગ્નિવર્ધક કહેવામાં આવ્યું છે. મૂળમાં પક્તિ-અપક્તિ કે પાચન-અપાચન ઉપરથી અનુક્રમે અવિકૃતિ તથા વિકૃતિના ભેદે કરી 'પાચક' અગ્નિનું કર્મ કહ્યું છે; દર્શન તથા અદર્શનરૂપે નેત્રમાં રહેલા 'આલોચક' અગ્નિનું કર્મ કહ્યું છે; ગરમીની માત્રા-અમાત્રા તથા વર્ણભેદ એ ત્વચામાં રહેલા 'ભ્રાજક' અગ્નિનું કર્મ છે; ભય-શૌર્ય આદિરૂપે હૃદયમાં રહેલા 'સાધક' અગ્નિનું કર્મ કહ્યું છે; પરંતુ 'રંજક' અગ્નિનું કાર્ય બહારના ભાગમાં સ્પષ્ટ દેખાતું નથી, તે કારણે તેનું ઉદાહરણ કે કથન કર્યું નથી. ૧૫

### ચંદ્ર કે સોમતત્ત્વ-કફનાં કર્મો

तच्छ्रुत्वा मारीचिवचः काश्यप उवाच–सोम एव शरीरे श्लेष्मान्तर्गतः कुपिताकुपितः शुभाशुभानि करोति । तद्यथा–दार्ढ्यं शैथिल्यमुपचयं कार्श्यमुत्साहमालस्यं वृषतां क्लीबतां ज्ञानमज्ञानं बुद्धिं मोहमेवमादीनि चापराणि द्वन्द्वानीति ॥ १६ ॥

મારીચિનું તે વચન સાંભળી કાશ્યપઋષિ બોલ્યા: 'શરીરમાં કફની અંદર રહેલો સોમ જ કોપેલો-નહિ કોપેલો થઈને શુભ-અશુભ કર્મો કરે છે; જેમ કે દૃઢતા અને શિથિલતા; ઉપચય-પુષ્ટિ તથા કૃશતા; ઉત્સાહ તથા આલસ્ય; વૃષતા-એટલે મૈથુનસામર્થ્ય તથા ક્લીબતા એટલે મૈથુન-અસામર્થ્ય; જ્ઞાન, અજ્ઞાન, બુદ્ધિ તથા મોહ-ઇત્યાદિ બીજાં પણ દ્વંદ્વ કે ધર્મોનાં કર્મોને તે કરે છે.' ૧૬

કફધાતુ સૌમ્ય છે, એટલે ચંદ્રતત્ત્વ છે, તેથી એ 'કફની અંદર રહેલો ચંદ્ર' એમ મૂળમાં કહ્યું છે. એ જો કોપ્યો ન હોય તો શરીરની દૃઢતા કે મજબૂતાઈ, ઉપચય એટલે પુષ્ટિ, ઉત્સાહ તથા વૃષતા એટલે આખલા જેવું મૈથુન માટેનું સામર્થ્ય તેમ જ જ્ઞાન તથા બુદ્ધિ

ઇત્યાદિ શુભ કર્મોને તે કરે છે. આ જ અભિપ્રાય 'ત્રિશોથીય' નામના ૧૮મા અધ્યાયમાં કહેશે કે છે: 'स्नेहो बन्धः स्थिरत्वं च गौरवं वृषता बलम्। क्षमा धृतिरलोभश्च कफकर्माविकारजम्॥ સ્નેહ કે ચીકાશ, શરીરનાં બંધનો, સ્થિરતા, ભારેપણું, મૈથુનસામર્થ્ય, બળ, ક્ષમા, ધીરજ અને લોભનો અભાવ, એટલાં વિકાર નહિ પામેલા કફનાં કર્મો છે.' તેમ જ કોપેલો એ ચંદ્ર-રૂપ કફ શરીરની શિથિલતા, કૃશતા, આળસ, ક્લીબતા, અજ્ઞાન તથા મોહ, ઇત્યાદિ અશુભ કર્મોને કરે છે. ૧૬

## ઉપર્યુક્ત ઋષિવચનોને ભગવાન આત્રેયની સંમતિ

तच्छ्रुत्वा काश्यपवचो भगवान् पुनर्वसुरात्रेय उवाच–सर्व एव भवन्तः सम्यगाहुरन्यत्रैकान्तिकवचनात्, सर्व एव खलु वातपित्तश्लेष्माणः प्रकृतिभूताः पुरुषमव्यापन्नेन्द्रियं बलवर्णसुखोपपन्नमायुषा महतोपपादयन्ति सम्यगिवाचरिता धर्मार्थकामा निःश्रेयसेन महता पुरुषमिह चामुष्मिंश्च लोके; विकृतास्त्वेनं महता विपर्ययेणोपपादयन्ति ऋतवस्त्रय इव विकृतिमापन्ना लोकमशुभेनोपघातकाले इति ॥ १७॥

કાશ્યપનું તે વચન સાંભળ્યા પછી ભગવાન પુનર્વસુ આત્રેય બોલ્યા: કેવળ એકાંતિક વચન સિવાય તમે બધા બરાબર કહો છો. વાત, પિત્ત અને કફ એ બધાયે જો પ્રકૃતિરૂપે–અવિકૃત રહ્યા હોય તો માણસને અવિકલ કે સ્વસ્થ ઇંદ્રિયોવાળો તથા બલ, રંગ, તથા સુખથી યુક્ત રાખી લાંબા આયુષ સાથે જોડે છે–દીર્ઘાયુષી બનાવે છે; જેમ બરાબર આચરેલા કે પાળેલા ધર્મ, અર્થ અને કામ માણસને આ લોકમાં તથા પરલોકમાં મોટા કલ્યાણ સાથે જોડે છે, તેમ; પરંતુ એ જ વાત, પિત્ત અને કફ જો વિકૃત બન્યા હોય તો જેમ કોઈ ઉપઘાત કે મરકી વગેરે વિનાશક કાળ પ્રકટે છે, ત્યારે શીત, ઉષ્ણ અને વર્ષારૂપ ત્રણે ઋતુઓ વિકૃત બનીને લોકને અશુભ સાથે જોડે છે, તેમ માણસને મોટા વિપર્યય–એટલે શુભથી વિપરીત મોટા અશુભ કે અનર્થ સાથે જોડે છે. ૧૭

ભગવાન આત્રેય અહીં દરેક ઋષિઓનાં વચનો સાથે પોતે સંમત હોઈ વધુ આમ કહે છે કે, તમે બધા બધું ઠીક કહો છો, પરંતુ 'વાયુ જ આ બધું કરે છે, અથવા પિત્ત જ બધું કરે છે કે કફ જ બધું કરે છે; એમ કેવળ એક એકને જ એકાંત કે નિશ્ચયરૂપે બધું કરનાર તમે કહો છો, તે જ બરાબર નથી; બાકીનું તમે બધા ઠીક જ કહો છો. પ્રાણીઓનાં શુભ કે અશુભનાં કારણ તરીકે તેઓમાંના એક એકને જ નિશ્ચયરૂપે કહેવા તે યોગ્ય નથી; વાતાદિમાંનો કોઈ એક જ કોપ્યો હોય કે ન કોપ્યો હોય, તે બધી જાતનાં અશુભ કે શુભનું કારણ હોઈ શકે નહિ; પરંતુ તેઓ બધા જો વિકૃત ન બન્યા હોય તો જ માણસને સ્વસ્થ ઇંદ્રિયોવાળો, બળવાન, સુખી તથા દીર્ઘાયુષી કરે છે; જેમ ધર્મ, અર્થ અને કામ એ ત્રણેને બરાબર જો આચર્યા હોય તો જ તેઓ ત્રણે માણસને આ લોકમાં તથા પરલોકમાં મહાકલ્યાણકારી થાય છે; પરંતુ એ વાતાદિ જો વિકૃત બન્યા હોય તો વિપરીતકારી થાય છે,–એટલે માણસને અસ્વસ્થ ઇંદ્રિયોવાળો, દુઃખી તથા અલ્પાયુષી કરે છે; જેમ કોઈ વિઘાતક ઉપદ્રવકાળે વિકૃત બનેલી ત્રણે ઋતુઓ, લોકનું અશુભ કરનારી થાય છે.' એમ પુનર્વસુ આત્રેયે કહ્યું, ત્યારે કુશાદિ બધા ઋષિઓએ તેમના એ વચનને માન્ય કરી અભિનંદન આપ્યું. ૧૭

## આત્રેયને અભિનંદન

तदृषयः सर्व एवानुमेनिरे वचनमात्रेयस्य भगवतोऽभिननन्दुश्चेति ॥ १८॥

બધાય ઋષિઓએ ભગવાન આત્રેયના એ વચનને અનુમતિ તથા અભિનંદન આપ્યાં. ૧૮

भवति चात्र ।

એ જ વાત શ્લોકથી કહે છે:

तदात्रेयवचः श्रुत्वा सर्व एवानुमेनिरे ।<br>
ऋषयोऽभिननन्दुश्च यथेन्द्रवचनं सुराः ॥ १९॥

જેમ દેવો ઇંદ્રનાં વચનને અનુમોદન તથા અભિનંદન આપે, તેમ આત્રેયનું એ વચન સાંભળી બધા ય ઋષિઓએ અનુમોદન તથા અભિનંદન આપ્યાં. ૧૯

## અધ્યાય-સંક્ષેપ-કથન–બે શ્લોકો

गुणाः षड् विविधो हेतुर्विविधं कर्म यत्पुनः ।<br>
वायोश्चतुर्विधं कर्म पृथक् च कफपित्तयोः ॥ २०॥<br>
महर्षीणां मतिर्या या पुनर्वसुमतिश्च या ।<br>
कलाकलीये वातस्य तत्सर्वं संप्रकाशितम् ॥२१

'વાતકલાકલીય' નામના આ અધ્યાયમાં વાયુના છ ગુણો, અનેક પ્રકારનો હેતુ, વિવિધ

હોય કે વિકાર પામ્યો હોય તો ખોરાકનું પાચન કરે નહિ, આંખોથી બરાબર દેખાય નહિ, શરીરની ગરમીનું યોગ્ય માપ રહે નહિ, શરીરનો રંગ વિકૃત બને અને ભય, ક્રોધ તથા મોહ ઇત્યાદિ અશુભ કર્મોને તે કરે છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં ખાસ જાણવા જેવું આ છે કે પિત્ત સિવાય બીજો કોઈ અગ્નિ શરીરમાં છે, કે પિત્તજ અગ્નિ છે? આ પ્રશ્નનો ઉત્તર આ છે: પિત્ત સિવાય બીજો કોઈ અગ્નિ મળતો જ નથી; પિત્ત એ અગ્નિતત્ત્વ છે, તેથી એ પિત્તજ દાહ, પાચન આદિ ક્રિયાઓ કરી રહ્યું છે, તેથી તેના પર અગ્નિ જેવો આરોપ કરાય છે અથવા તેને 'અંદરનો અગ્નિ' કહેવામાં આવે છે. એ પિત્તમાં અગ્નિનો ગુણ ક્ષીણ થાય કે મંદતા જણાય છે ત્યારે તેના સમાન ગુણવાળા દ્રવ્યોનો ઉપયોગ કરવાથી તેનો ખૂબ વધારો થઈ જાય છે અને શીતક્રિયાનો ઉપયોગ કરવાથી તે મંદ પડે છે, એમ આપણે જોઈએ છીએ, તેથી સાબિત થાય છે કે પિત્ત સિવાય બીજો કોઈ અગ્નિ જ નથી; અદૃષ્ટ જેમાં હેતુ હોય છે એવા વિશેષથી એ પિત્ત પક્વાશય તથા આમાશયની વચ્ચે રહે છે અને ચાર પ્રકારના આહારનું તે પાચન કરે છે અને રસ, દોષ, મૂત્ર તથા વિષ્ટાને અલગ કર્યા કરે છે. એ પિત્ત, પોતાના એ જ સ્થાને રહીને પોતાની શક્તિથી બાકીના સઘળાં સ્થાનોને તથા શરીરને અગ્નિની ક્રિયા દ્વારા અનુગ્રહ અથવા ઉપકાર કર્યા કરે છે; એ પિત્તની જ 'પાચક અગ્નિ' એવી સંજ્ઞા છે; પરંતુ જે પિત્ત યકૃત્ (લીવર) તથા પ્લીહા-બરોળમાં રહે છે, તેની 'રંજક અગ્નિ' એવી સંજ્ઞા છે; કેમ કે તે રંજક પિત્ત રસને રંગવાની ક્રિયા કરનાર છે; વળી જે પિત્ત હૃદયમાં રહે છે તેને 'સાધક અગ્નિ' એ નામે કહે છે; કેમ કે ઇચ્છેલા મનોરથોને સિદ્ધ કરનાર તરીકે તે કહેવાય છે; અને જે પિત્ત દૃષ્ટિમાં રહ્યું છે, તેને 'આલોચક અગ્નિ' એ નામે કહેલ છે; તે રૂપનું ગ્રહણ કરવાનું કામ કરે છે; એ સિવાયનું જે પિત્ત ત્વચામાં રહેલું છે, તે 'ભ્રાજક' એ નામથી કહેવાય છે. એ ભ્રાજક અગ્નિ અભ્યંગ, પરિષેક, અવગાહન, અવલેપન આદિ ક્રિયાદ્રવ્યોનો પાક કરે છે અને કાંતિનો પ્રકાશ કરનાર છે. અહીં પાચન-અપાચન ઉપરથી જઠરનો 'પાચક' અગ્નિ કહ્યો છે; દર્શન-અદર્શન ઉપરથી દૃષ્ટિનો 'આલોચક' અગ્નિ કહ્યો છે; ગરમીની માત્રા-અમાત્રા ઉપરથી ત્વચાનો 'ભ્રાજક' અગ્નિ કહ્યો છે, પ્રકૃતિવર્ણ તથા વિકૃતિવર્ણ ઉપરથી 'રંજક' અગ્નિ કહ્યો છે અને શૌર્ય આદિથી 'સાધક' અગ્નિ સૂચવાયો છે; તેમ જ બીજાં જોડકાં-સુખદુઃખાદિનું પણ સૂચન કર્યું છે.'

ટીકાકાર ચક્રપાણિ કંઈક જુદા સ્વરૂપે ઉપરની જ વાત આમ જણાવે છે: 'મૂળમાં પિત્તની અંદર રહેલો અગ્નિ એમ કહીને સૂચવ્યું છે, કે શરીરની અંદર જ્વાળા વગેરેથી યુક્ત એવો કોઈ અગ્નિ છે જ નહિ; પરંતુ પિત્તની ગરમી એ જ અગ્નિરૂપે શરીરમાં સ્થિતિ કરે છે; અને તે ગરમી પિત્તથી કોઈ જુદી ગરમી છે જ નહિ, એમ દર્શાવ્યું છે; આગળ જતાં 'ગ્રહણી' અધ્યાયમાં પિત્તના કારણે જ અગ્નિમાંદ્ય કહેવામાં આવશે; તેમ જ પિત્તને શમાવનાર છતાં ઘીને અગ્નિવર્ધક કહેવામાં આવ્યું છે. મૂળમાં પક્તિ-અપક્તિ કે પાચન-અપાચન ઉપરથી અનુક્રમે અવિકૃતિ તથા વિકૃતિના ભેદે કરી 'પાચક' અગ્નિનું કર્મ કહ્યું છે; દર્શન તથા અદર્શનરૂપે નેત્રમાં રહેલા 'આલોચક' અગ્નિનું કર્મ કહ્યું છે; ગરમીની-માત્રા-અમાત્રા તથા વર્ણભેદ એ ત્વચામાં રહેલા 'ભ્રાજક' અગ્નિનું કર્મ છે; ભય-શૌર્ય આદિરૂપે હૃદયમાં રહેલા 'સાધક' અગ્નિનું કર્મ કહ્યું છે; પરંતુ 'રંજક' અગ્નિનું કાર્ય બહારના ભાગમાં સ્પષ્ટ દેખાતું નથી, તે કારણે તેનું ઉદાહરણ કે કથન કર્યું નથી. ૧૫

### ચંદ્ર કે સોમતત્ત્વ-કફનાં કર્મો

**તચ્છ્રુત્વા મારીચિવચઃ કાશ્યપ ઉવાચ-સોમ એવ શરીરે શ્લેષ્માન્તર્ગતઃ કુપિતાકુપિતઃ શુભાશુભાનિ કરોતિ। તદ્યથા-દાર્ઢ્યં શૈથિલ્યમુપચયં કાર્શ્યમુત્સાહમાલસ્યં વૃષતાં ક્લીબતાં જ્ઞાનમજ્ઞાનં બુદ્ધિં મોહમેવમાદીનિ ચાપરાણિ દ્વન્દ્વાનીતિ ॥ ૧૬ ॥**

મારીચિનું તે વચન સાંભળી કાશ્યપઋષિ બોલ્યા: 'શરીરમાં કફની અંદર રહેલો સોમ જ કોપેલો-નહિ કોપેલો થઈને શુભ-અશુભ કર્મો કરે છે; જેમ કે દૃઢતા અને શિથિલતા; ઉપચય-પુષ્ટિ તથા કૃશતા; ઉત્સાહ તથા આલસ્ય; વૃષતા-એટલે મૈથુનસામર્થ્ય તથા ક્લીબતા એટલે મૈથુન-અસામર્થ્ય; જ્ઞાન, અજ્ઞાન, બુદ્ધિ તથા મોહ-ઇત્યાદિ બીજાં પણ દ્વંદ્વ કે ધર્મોનાં કર્મોને તે કરે છે.' ૧૬

કફધાતુ સૌમ્ય છે, એટલે ચંદ્રતત્ત્વ છે, તેથી એ 'કફની અંદર રહેલો ચંદ્ર' એમ મૂળમાં કહ્યું છે. એ જો કોપ્યો ન હોય તો શરીરની દૃઢતા કે મજબૂતાઈ, ઉપચય એટલે પુષ્ટિ, ઉત્સાહ તથા વૃષતા એટલે આખલા જેવું મૈથુન માટેનું સામર્થ્ય તેમ જ જ્ઞાન તથા બુદ્ધિ-

## ભગવાન આત્રેયને અગ્નિવેશના સ્નેહ-વિષયક પ્રશ્નો

सांख्यैः संख्यातसंख्येयैः सहासीनं पुनर्वसुम् ।
जगद्धितार्थं पप्रच्छ वह्निवेशः स्वसंशयम् ॥ २ ॥
किं योनयः कति स्नेहाः के च स्नेहगुणाः पृथक् ।
कालानुपाने के कस्य कति काश्च विचारणाः ॥३॥
कति मात्राः कथंमाना का च केपूपदिश्यते ।
कश्च केभ्यो हितः स्नेहः प्रकर्षः स्नेहने च कः ॥४॥
स्नेह्याः के के न च स्नेह्याः स्निग्धातिस्निग्धलक्षणम् ।
किं पानात्प्रथमं पीते जीर्णे किं च हिताहितम् ॥५॥
के मृदुक्रूरकोष्ठाः का व्यापदः सिद्धयश्च काः ।
अच्छे संशोधने चैव स्नेहे का वृत्तिरिष्यते ॥ ६ ॥
विचारणाः केषु योज्या विधिना केन तत् प्रभो ! ।
स्नेहस्यामितविज्ञान ! ज्ञानमिच्छामि वेदितुम् ॥७॥

'આત્મા' આદિ તત્ત્વોનું જ્ઞાન જેઓ બરાબર જાણી ચૂકયા હતા એવા સાંખ્યશાસ્ત્રના જ્ઞાની મહર્ષિઓની સાથે પુનર્વસુ–આત્રેય ભગવાન બેઠા હતા; તે વખતે જગતના હિત માટે અગ્નિવેશે પોતાના આ સંશયો પૂછ્યા : 'સ્નેહોનાં ઉત્પત્તિ કારણો કયાં છે? એ સ્નેહો કેટલા છે? તે સ્નેહોનાં અલગ અલગ ગુણો કયા છે? કયા સ્નેહનો કયો કાળ છે અને કયા સ્નેહનું કયું અનુપાન હોય છે? એ સ્નેહની વિચારણા અથવા ઉપયોજનાઓ કઈ છે? એ સ્નેહોની માત્રાઓ કેટલી છે અને તે માત્રાઓનું પ્રમાણ કેવું છે? એ માત્રાઓમાં કઈ માત્રા કોના માટે કહેવામાં આવે છે? કયો સ્નેહ કોના માટે હિતકારી છે? સ્નેહનમાં વધુમાં વધુ કેટલો સમય જોઈએ? સ્નેહન માટે યોગ્ય કોણ હોય છે અને કોણ અયોગ્ય હોય છે? જેને સ્નેહ અપાયો હોય તે સ્નિગ્ધ, જેને સ્નેહ બરાબર ન અપાયો હોય તે અસ્નિગ્ધ અને જેને સ્નેહ ખૂબ વધુ પ્રમાણમાં અપાયો હોય તે અતિસ્નિગ્ધ, એ ત્રણેનાં લક્ષણો કયાં હોય છે? સ્નેહપાન કર્યા પહેલાં હિત–અહિત શું હોય છે? સ્નેહપાન કર્યા પછી હિત–અહિત શું હોય છે? સ્નેહનું પાચન થઈ ગયા પછી હિત–અહિત શું હોય છે? અને સ્નેહનું પાચન થયું ન હોય ત્યારે હિત–અહિત શું છે? કયા માણસો કોમળ કોઠાવાળા હોય છે અને કયા માણસો ક્રૂર કે કઠણ કોઠાવાળા હોય છે? સ્નેહની વ્યાપત્તિઓ કઈ છે અને સ્નેહની સિદ્ધિઓ કઈ છે? જે સ્નેહ સંશોધન માટે (ઉપયોગી)ન હોય (પણ શમન માટે ઉપયોગી હોય) અને જે સ્નેહ સંશોધન માટે (ઉપયોગી)હોય તે માટેના ઉપચારો કયા હોવા જોઈએ? કયા માણસોમાં કઈ વિધિથી વિચારણા યોજવી જોઈએ? હે પ્રભો! આપ સ્નેહસંબંધે અમાપ જ્ઞાન ધરાવો છો, તેથી હું આપની પાસેથી તે સ્નેહજ્ઞાન જાણવા ઇચ્છું છું. ૨–૭

અહીં પોતાના સંશયના વિષયો અગ્નિવેશે જણાવ્યા છે; એકંદર પચીસ પ્રશ્નો પૂછ્યા છે; એમ ગંગાધર કહે છે. ચક્રપાણિ અહીં વધુ આમ કહે છે: સ્નેહનાં કારણો અહીં આધારકારણો જાણવાં; સ્નેહની વિચારણા એટલે બીજા દ્રવ્યથી સંયુક્ત ન હોય એવા સ્નેહપાન સિવાયનો સ્નેહનો ઉપયોગ સમજવો; સ્નેહની સિદ્ધિનો અર્થ વ્યાપત્તિમાં સાધન ઔષધો સમજવાં. અહીં મૂળમાં 'अच्छे' એવું અલગ પદ મૂકીને 'गावश्च वध्यन्ताम्, बलीवर्दाश्च वध्यन्ताम्' એ ન્યાય પ્રમાણે 'સંશમન' સમજવા સૂચવ્યું છે. ૨–૭

## અગ્નિવેશના પ્રશ્નોના આત્રેયે કહેલા ઉત્તરો

अथ तत्संशयच्छेत्ता प्रत्युवाच पुनर्वसुः ।
स्नेहानां द्विविधा सौम्य ! योनिः स्थावरजङ्गमा ॥८
तिलः पियालाभिषुकौ बिभीतक–
श्चित्राभयैरण्डमधूकसर्षपाः ।
कुसुम्भबिल्वारुकमूलकातसी–
निकोठकाक्षोडकरञ्जशिग्रुकाः ॥ ९ ॥
स्नेहाश्रयाः स्थावरसंज्ञितास्तथा
स्युर्जङ्गमा मत्स्यमृगाः सपक्षिणः ।
तेषां दधिक्षीरघृतामिषं वसा
स्नेहेषु मज्जा च तथोपदिश्यते ॥ १० ॥

પછી અગ્નિવેશના સંશયોને દૂર કરનાર પુનર્વસુ આત્રેયે તેમના પ્રત્યે આમ કહ્યું : 'હે સૌમ્ય! સ્નેહની યોનિ એટલે આધારભૂત ઉત્પત્તિનાં કારણો બે પ્રકારનાં છે; એક સ્થાવર અને બીજું જંગમ; તેમાં તલ, ચારોળી, 'અભિષુક' નામે ઉત્તરાપથ પ્રદેશમાં થતી ઔષધિ, બહેડાં, 'ચિત્રા' નામે ગોરક્ષકાકડીનું બીજ કે મોટી કાકડી અથવા રાતો એરંડો, હરડે, એરંડો, મહુડાં, સરસવ, કસુંબો,

કર્મ, વાયુનું ચાર પ્રકારનું કર્મ, કફનાં તથા પિત્તનાં અલગ અલગ કર્મો, મહર્ષિઓની જે જે માન્યતા હતી તે તથા પુનર્વસુની માન્યતા, એ બધું સારી રીતે પ્રકાશિત કર્યું છે. ૨૦,૨૧

આ 'વાતકલાકલીય' અધ્યાયમાં પ્રથમ કુશમહર્ષિએ વાયુના ૭ ગુણો કહ્યા છે; પછી વિવિધ હેતુઓ એટલે વાયુના પ્રકોપનાં જુદાં જુદાં કારણો કુમારશિરાએ તથા ભરદ્વાજે કહ્યાં છે; અને વાયુના પ્રશમના કારણો કાંકાયન તથા બડિશે કહ્યાં છે; તે પછી કોપેલા, નહિ કોપેલા, શરીરમાં ફરતા અને શરીરની બહાર ફરતા, એમ ચાર પ્રકારનાં વાયુઓનાં ચાર પ્રકારનાં પણ વિવિધ કર્મો કહેવાયા પછી વાર્યોવિદ આદિ મહર્ષિઓની જે જે માન્યતા હતી અને છેલ્લે પુનર્વસુ આત્રેયની સૈદ્ધાંતિક માન્યતા પણ બરાબર કહેલ છે. ૨૦,૨૧

ઇતિ શ્રીઅગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આ આયુર્વેદતંત્રમાં શ્લોકસ્થાન વિષે અધ્યાય ૧૨ મો સમાપ્ત

## स्नेहाध्याय–अध्याय १३ मो

### મંગલાચરણ અને પ્રારંભ

अथातः स्नेहाध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવાની ઇચ્છા થઈ, અને તે શિષ્યોને આયુર્વેદ વિષે વધુ કહેવાના અધિકારી પણ જાણ્યા, તે પછી 'અથ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી હવે અમે 'સ્નેહાધ્યાય' (નામે ૧૩મો) અધ્યાય કહીએ છીએ, એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

અહીં ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથ સેન આમ લખે છે: 'ઉપર ૧૨મા અધ્યાય સુધી ચાર 'નિર્દેશાધ્યાય' કહેવામાં આવ્યા; હવે ચાર અધ્યાયો 'ઉપકલ્પનાધ્યાય'-'ચતુષ્ક' નામે કહેવામાં આવે છે; તેમાં પણ ઉપકલ્પનીય અધ્યાયમાં વમન તથા વિરેચન જે કહેવાશે, તે 'स्निग्धस्विन्नशरीराणामूर्ध्वं चाधश्च नित्यशः' જેઓનાં શરીરોને સ્નેહનથી સ્નિગ્ધ કર્યાં હોય અને સ્વેદનથી સ્વિન્ન કર્યાં હોય તેઓને તે પછી જ ઊર્ધ્વશોધન–વમન તથા અધઃશોધન–વિરેચન હમેશાં અપાય છે,' એમ આ ગ્રંથના શ્લોકસ્થાનના ૭મા અધ્યાયમાં ૪૯ મા શ્લોકમાં કહેવાયું છે; એટલે વમન તથા વિરેચનક્રિયા પ્રથમ સ્નેહન તથા સ્વેદન કર્યા પછી જ કરવાની હોય છે, માટે પ્રથમ તે સ્નેહન અને સ્વેદન જ કહેવાં જરૂરી છે; અને તેમાં પણ સૌની પહેલાં સ્નેહનો જ પ્રયોગ કરવો જોઈએ, એમ 'स्नेहमग्रे प्रयुञ्जीत ततः स्वेदमनन्तरम्' (ચરક–શ્લોકસ્થાન અધ્યાય ૧૩) અહીં કહેવામાં આવશે; એટલે સ્વેદનની પહેલાં સ્નેહનો પ્રયોગ કરાતો હોવાથી આ સ્નેહાધ્યાય અહીં શરૂ કરે છે.'

જલ્પકલ્પતરમાં શ્રીગંગાધર અહીં આમ શરૂઆતમાં જણાવે છે: 'હવે શરીરમાં ફરતા કોપેલા–નહિ કોપેલા એ વાત, પિત્ત અને કફના સંબંધવાળા સ્વસ્થ મનુષ્યોમાં ધાતુઓની સમાનતા રાખ્યા કરવાના અને રોગી મનુષ્યોમાં વિષમ થયેલી ધાતુઓને એકસરખી કરવાના મુખ્ય ઉપાયો સંશોધન જ હોય છે; પરંતુ એ સંશોધનોની પહેલાં પણ સ્નેહન તથા સ્વેદન ખાસ જરૂરી હોય છે; અને તે બેમાં સ્વેદનની પહેલાં સ્નેહન જ પહેલું કરવામાં આવે છે; એ કારણે વાતાદિનો નિર્દેશ કર્યો પછી સ્નેહાધ્યાય શરૂ કરે છે. આ અધ્યાયનું આવું નામ આ કારણે રખાયું છે; 'स्नेहः अधिकरणयोग-अयोगादिज्ञान-विषयतया अधीयते यत्र स स्नेहाध्यायः ।' જેમાં અધિકરણનો યોગ તથા અયોગ આદિના જ્ઞાનના વિષય તરીકે સ્નેહ કહેવામાં આવે છે, તે 'સ્નેહાધ્યાય' કહેવાય છે.'

આયુર્વેદદીપિકાકાર શ્રીચક્રપાણિ અહીં પ્રથમ આમ શરૂઆત કરે છે: 'નિર્દેશચતુષ્કમાં છેલ્લા ઉપર જણાવેલા 'વાતકલાકલીય' નામના અધ્યાયમાં વાતાદિ કહેવામાં આવ્યા; તેઓનાં ભેષજ જે રીતે કલ્પવાં જોઈએ, તેનો ઉપદેશ કરવા હવે અહીંથી 'કલ્પના-ચતુષ્ક' નામના ચાર અધ્યાયો કહેવામાં આવે છે; પરંતુ એ ભેષજોની કલ્પના તેમના આશ્રયરૂપ દ્રવ્યો કહ્યા વિના કલ્પી શકાય નહિ. આ કારણે સ્નેહ આદિ દ્રવ્યોના વિષયવાળી સ્નેહની, સ્વેદની, વમનની તથા વિરેચનની કલ્પના કહેવામાં આવે છે; બસ્તિની કલ્પના વિષે તો ઘણું જ કહેવાનું હોવાથી અહીં તે કહેલ નથી; અહીં વમનાદિની પ્રવૃત્તિમાં પણ પ્રથમ સ્નેહન જ કરાતું હોવાથી, તેમ જ એ સ્નેહન પણ દોષોમાં મુખ્ય ગણાતા વાયુનું મુખ્ય ઔષધ હોવાથી અહીં જેમાં સ્નેહનું જ ખાસ પ્રતિપાદન કર્યું છે, એવો આ સ્નેહાધ્યાયઆરંભે છે. આ અધ્યાયનું આવું નામ આ જ કારણે રખાયું છે કે, 'स्नेहस्य प्रतिपादकः अध्यायः–स्नेहाध्यायः'–આ અધ્યાય સ્નેહનું પ્રતિપાદન કરે છે, તેથી 'સ્નેહાધ્યાય' કહેવાય છે. ૧

### ભગવાન આત્રેયને અગ્નિવેશના સ્નેહ-વિષયક પ્રશ્નો

सांख्यैः संख्यातसंख्येयैः सहासीनं पुनर्वसुम् ।
जगद्धितार्थं पप्रच्छ वह्निवेशः स्वसंशयम् ॥ २ ॥
किं योनयः कति स्नेहाः के च स्नेहगुणाः पृथक् ।
कालानुपाने के कस्य कति काश्च विचारणाः ॥३॥
कति मात्राः कथंमाना का च केषूपदिश्यते ।
कश्च केभ्यो हितः स्नेहः प्रकर्षः स्नेहने च कः ॥४॥
स्नेह्याः के के न च स्नेह्याः स्निग्धातिस्निग्धलक्षणम् ।
किं पानात्प्रथमं पीते जीर्णे किं च हिताहितम् ॥५॥
के मृदुक्रूरकोष्ठाः का व्यापदः सिद्धयश्च काः ।
अच्छे संशोधने चैव स्नेहे का वृत्तिरिष्यते ॥ ६ ॥
विचारणाः केषु योज्या विधिना केन तत् प्रभो ! ।
स्नेहस्यामितविज्ञान ! ज्ञानमिच्छामि वेदितुम् ॥७॥

'આત્મા' આદિ તત્ત્વોનું જ્ઞાન જેઓ બરાબર જાણી ચૂકયા હતા એવા સાંખ્યશાસ્ત્રના જ્ઞાની મહર્ષિઓની સાથે પુનર્વસુ–આત્રેય ભગવાન બેઠા હતા; તે વખતે જગતના હિત માટે અગ્નિવેશે પોતાના આ સંશયો પૂછ્યા : 'સ્નેહોનાં ઉત્પત્તિ કારણો કયાં છે? એ સ્નેહો કેટલા છે? તે સ્નેહોનાં અલગ અલગ ગુણો કયા છે? કયા સ્નેહનો કયો કાળ છે અને કયા સ્નેહનું કયું અનુપાન હોય છે? એ સ્નેહની વિચારણા અથવા ઉપયોજનાઓ કઈ છે? એ સ્નેહોની માત્રાઓ કેટલી છે અને તે માત્રાઓનું પ્રમાણ કેવું છે? એ માત્રાઓમાં કઈ માત્રા કોના માટે કહેવામાં આવે છે? કયો સ્નેહ કોના માટે હિતકારી છે? સ્નેહનમાં વધુમાં વધુ કેટલો સમય જોઈએ? સ્નેહન માટે યોગ્ય કોણ હોય છે અને કોણ અયોગ્ય હોય છે? જેને સ્નેહ અપાયો હોય તે સ્નિગ્ધ, જેને સ્નેહ બરાબર ન અપાયો હોય તે અસ્નિગ્ધ અને જેને સ્નેહ ખૂબ વધુ પ્રમાણમાં અપાયો હોય તે અતિસ્નિગ્ધ, એ ત્રણેનાં લક્ષણો કયાં હોય છે? સ્નેહપાન કર્યા પહેલાં હિત–અહિત શું હોય છે? સ્નેહપાન કર્યા પછી હિત–અહિત શું હોય છે? સ્નેહનું પાચન થઈ ગયા પછી હિત–અહિત શું હોય છે? અને સ્નેહનું પાચન થયું ન હોય ત્યારે હિત–અહિત શું છે? કયા માણસો કોમળ કોઠાવાળા હોય છે અને કયા માણસો ક્રૂર કે કઠણ કોઠાવાળા હોય છે? સ્નેહની વ્યાપત્તિઓ કઈ છે અને સ્નેહની સિદ્ધિઓ કઈ છે? જે સ્નેહ સંશોધન માટે (ઉપયોગી)ન હોય (પણ શમન માટે ઉપયોગી હોય) અને જે સ્નેહ સંશોધન માટે (ઉપયોગી)હોય તે માટેના ઉપચારો કયા હોવા જોઈએ? કયા માણસોમાં કઈ વિધિથી વિચારણા યોજવી જોઈએ? હે પ્રભો! આપ સ્નેહસંબંધે અમાપ જ્ઞાન ધરાવો છો, તેથી હું આપની પાસેથી તે સ્નેહજ્ઞાન જાણવા ઇચ્છું છું. ૨–૭

અહીં પોતાના સંશયના વિષયો અગ્નિવેશે જણાવ્યા છે; એકંદર પચીસ પ્રશ્નો પૂછ્યા છે; એમ ગંગાધર કહે છે. ચક્રપાણિ અહીં વધુ આમ કહે છે : સ્નેહનાં કારણો અહીં આધારકારણો જાણવાં; સ્નેહની વિચારણા એટલે બીજા દ્રવ્યથી સંયુક્ત ન હોય એવા સ્નેહપાન સિવાયનો સ્નેહનો ઉપયોગ સમજવો; સ્નેહની સિદ્ધિનો અર્થ વ્યાપત્તિમાં સાધન ઔષધો સમજવાં. અહીં મૂળમાં 'अच्छे' એવું અલગ પદ મૂકીને 'गावश्च बध्यन्ताम्, बलीवर्दाश्च बध्यन्ताम्' એ ન્યાય પ્રમાણે 'સંશમન' સમજવા સૂચવ્યું છે. ૨–૭

### અગ્નિવેશના પ્રશ્નોના આત્રેયે કહેલા ઉત્તરો

अथ तत्संशयच्छेत्ता प्रत्युवाच पुनर्वसुः ।
स्नेहानां द्विविधा सौम्य ! योनिः स्थावरजङ्गमा ॥८
तिलः पियालाभिषुकौ बिभीतक–
श्चित्राभयैरण्डमधूकसर्षपाः ।
कुसुम्भबिल्वारुकमूलकातसी–
निकोठकाक्षोडकरञ्जशिग्रुकाः ॥ ९ ॥
स्नेहाश्रयाः स्थावरसंज्ञितास्तथा
स्युर्जङ्गमा मत्स्यमृगाः सपक्षिणः ।
तेषां दधिक्षीरघृतामिषं वसा
स्नेहेषु मज्जा च तथोपदिश्यते ॥ १० ॥

પછી અગ્નિવેશના સંશયોને દૂર કરનાર પુનર્વસુ આત્રેયે તેમના પ્રત્યે આમ કહ્યું : 'હે સૌમ્ય! સ્નેહની યોનિ એટલે આધારભૂત ઉત્પત્તિનાં કારણો બે પ્રકારનાં છે; એક સ્થાવર અને બીજું જંગમ; તેમાં તલ, ચારોળી, 'અભિષુક' નામે ઉત્તરાપથ પ્રદેશમાં થતી ઔષધિ, બહેડાં, 'ચિત્રા' નામે ગોરક્ષકાકડીનું બીજ કે મોટી કાકડી અથવા રાતો એરંડો, હરડે, એરંડો, મહુડાં, સરસવ, કસુંબો,

બીલાં, આલુ કે બિલાંમાંનું ફળ, મૂળાનાં બીજ, અળસી, પિસ્તાં, અખરોટ, કરંજ અને સરગવો– આટલાં 'સ્થાવર' નામે સ્નેહાશયો કે સ્નેહનાં ઉત્પત્તિસ્થાનો છે; તેમ જ માછલાં, પશુઓ તથા પક્ષીઓ–જંગમ સ્નેહાશયો છે; આ જંગમ–પ્રાણીઓના સ્નેહોમાં દહીં, દૂધ, ઘી, માંસ, વસા અને મજ્જાનો ઉપદેશ કરાય છે. ૮–૧૦

અગ્નિવેશનો સંશય છેદવા ભગવાન પુનર્વસુએ તેમના પ્રશ્નના ઉત્તરો અહીંથી કહેવા માંડ્યા છે; તેમાં પ્રથમ સ્નેહોનાં ઉત્પત્તિકારણો કે આધારસ્થાનો અહીં કહ્યાં છે. તલ વગેરેને ગણાવીને હરકોઈ સ્થાવર સ્નેહાશયોને લઈ લેવા સૂચવે છે; જેથી લીંબડો સીસમ, દેવદાર વગેરે જે જે અહીં કહેલ નથી, તેઓનું પણ ગ્રહણ કરાય છે; તેમ જ તલ વગેરેમાં સ્નેહના આશ્રય તરીકે તેઓનાં બીજ, લાકડાં વગેરે જે જે સંભવે છે, તેઓનું ગ્રહણ સમજવું. આ સંબંધે વૃદ્ધવાગ્ભટે આમ કહ્યું છે: स्नेहाशया दधि क्षीरं मांसास्थि फल–दारु च । (સૂત્ર૦ અ. ૨૫) દહીં, માંસ, હાડકાં, ફળ તથા લાકડાં સંભવ પ્રમાણે સ્નેહાશય સમજવાં.' તેલ પણ સ્થાવર સ્નેહ જ છે; માછલાં વગેરેને જંગમ સ્નેહાશયો જાણવા, તેમા પણ તેઓ વિષે સંભવ પ્રમાણે ઘી, વસા અને મજ્જા એ ત્રણ જ જંગમસ્નેહ ગણાય છે; છતા દહીં, દૂધ વગેરેને જે અહીં ગણેલ છે, તે કેવળ ઉપચારથી જ–પરંપરાએ સ્નેહાશય તરીકે સમજાવેલ છે, એમ અહીં યોગીંદ્રનાથ સેન લખે છે. ૮–૧૦

### તલના તથા એરંડાના તેલના ગુણો

सर्वेषां तैलजातानां तिलतैलं प्रशस्यते ।
बलार्थे स्नेहने चाग्र्यमैरण्डं तु विरेचने ॥ ११ ॥
कट्वृष्णं तैलमैरण्डं वातश्लेष्महरं गुरु ।
कषायस्वादुतिक्तैश्च योजितं पित्तहन्त्रपि ॥ १२ ॥

દરેક જાતના તેલોમાં તલનું તેલ બળ માટે તથા સ્નેહન માટે ઉત્તમ ગણાય છે; એરંડાનું તેલ તો વિરેચન માટે ઉત્તમ કહેવાય છે; તે એરંડાનું તેલ તીખું, ગરમ, વાયુનો તથા કફનો નાશ કરનાર અને ભારે છે; તેમ જ તૂરા, મધુર તથા કડવા રસવાળાં ઓસડિયાં નાખી તે એરંડ તેલ જો તૈયાર કર્યું હોય તો પિત્તનો પણ તે નાશ કરે છે. ૧૧,૧૨*

જલ્પકલ્પતરુમાં ગંગાધર અહીં આમ સમજાવે છે: અગ્નિવેશના ૨૫ પ્રશ્નોમાંથી ઉપર ૮–૧૦ શ્લોકમાં સ્થાવર–સ્નેહયોનિ તથા જંગમ–સ્નેહયોનિ એ બે ઉત્તરો કહ્યા છે; હવે અહીંથી સ્નેહના ગુણો દર્શાવવા માંડીને ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપવા માંડ્યો છે. તલ વગેરેનાં બીજોમાંથી ઉત્પન્ન થતો હરકોઈ સ્નેહ 'તેલ' નામે લોકમાં કહેવાય છે. બધી જાતનાં એ તેલોમાં તલનું તેલ સર્વ કરતાં શ્રેષ્ઠ ગુણો ધરાવનાર તરીકે ચડિયાતું છે; કેમ કે બળ માટે તથા સ્નેહન માટે તેનો જ ખાસ મુખ્યરૂપે ઉપયોગ કરાય છે; જ્યારે એરંડિયું તેલ તો વિરેચન માટે ઉત્તમ ગણાય છે.

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ લખે છે: 'જોકે ખરી રીતે 'તૈલ' શબ્દ તલમાંથી જ નીકળતા સ્નેહમાં 'तिलाना स्नेहः तिलतैलम्' એમ વ્યાકરણ-સિદ્ધ વ્યુત્પત્તિથી મુખ્યત્વે વપરાય છે, છતાં હરકોઈ તેલમાં લગભગ તલના તેલના જ કેટલાક ગુણો સમાન જોવામાં આવે છે, એ કારણે હરકોઈનો સ્નેહ 'તૈલ' શબ્દથી ઓળખાય છે. આ સંબંધે સુશ્રુતે આમ કહ્યું છે. 'सर्वेभ्यस्त्विह तैलेभ्यस्तिलतैलं विशिष्यते । निष्पत्तेस्तद्गुणत्वाच्च तैलत्वमितरेष्वपि ।' (સુશ્રુત–સૂત્ર ૪૫ અ.) દરેક તેલો કરતાં તલનું તેલ ગુણોમા ચડિયાતું ગણાય છે; બાકીના બીજાં તેલોમાં કંઈક અંશે તલના તેલના જેવા ગુણો હોવાથી અને તેના જેવી ઉત્પત્તિ હોવાથી 'તૈલપણું' માનવામાં આવ્યું છે. ૧૧,૧૨

### સર્વ સ્નેહોમાં ઘીની શ્રેષ્ઠતા

सर्पिस्तैलं वसा मज्जा सर्वस्नेहोत्तमा मताः ।
एष्वप्यैवोत्तमं सर्पिः संस्कारस्यानुवर्तनात् ॥ १३ ॥

ઘી, તેલ, વસા અને મજ્જા એ (ચાર) સર્વ સ્નેહોમાં ઉત્તમ મનાય છે; છતા તેઓમાં પણ ઘી ઉત્તમ છે; કેમ કે તેના ગુણો સંસ્કારના ગુણોને અનુસરે છે; અર્થાત્ સંસ્કારના ગુણોથી નાશ નહિ પામતાં ઘીના ગુણો એમના એમ જળવાઈ રહે છે; અને સંસ્કારના ગુણોને પણ પોતામાં વધુ તરીકે સ્થાપે છે. ૧૩

ઘી વગેરે ચાર સર્વ સ્નેહોમાં ઉત્તમ છે; અહીં 'સર્વ' શબ્દથી દહીં, દૂધ વગેરે લેવાય છે; અને તે ચારેમાં ઘી ઉત્તમ છે; કારણ કે ઘીના ગુણો સંસ્કારના ગુણોની સાથે રહે છે; 'સંસ્કાર' એટલે બીજા ગુણોનું સ્થાપન, એ અર્થ છે; તેલ વગેરેના ગુણો, ઘીના ગુણોની પેઠે સંસ્કારના ગુણોની સાથ રહેતા નથી; પરંતુ તેલ

---

* આ ૧૨મો શ્લોક ઘણાં પુસ્તકોમાં નથી; તેથી ક્ષેપક લાગે છે; પરંતુ પ્રાસંગિક હોઈ અહીં લીધો છે.

વગેરેના ગુણો તો સંસ્કારના વશથી છૂટી જાય છે; જેમ કે 'ચન્દનાદ્યં' તેલ અહીં દૃષ્ટાંતરૂપ છે; તેમાં શીત-વીર્ય ચંદન વગેરે દ્રવ્યોનો સંબંધ થતાં તેલની ઉષ્ણતા જતી રહે છે; પરંતુ ઘીમાં હરકોઈ દ્રવ્યનો યોગ થાય, તોપણ તેના ગુણો જતા રહેતા નથી; આ કારણે તેલ વગેરે સ્નેહો કરતાં ઘીની ઉત્તમતા છે. આ વાત આ જ ગ્રંથમાં બીજા સ્થળે–નિદાનસ્થાનના પહેલા અધ્યાય-માં આ પ્રમાણે કહેવાશે : 'नान्यः स्नेहस्तथा कश्चित् , संस्कार-मनुवर्तते, यथा सर्पिरतः सर्पिः सर्वस्नेहोत्तमं मतम् ॥' બીજો કોઈ સ્નેહ એવો નથી, કે જે ઘીના જેવા સંસ્કારને અનુસરે છે; જ્યારે ઘી તો સંસ્કારને અનુસરે છે–અર્થાત્ સંસ્કારના ગુણોથી પોતાના ગુણોને છોડતું નથી; માટે સર્વ સ્નેહોમાં તે ઉત્તમ છે.' 'આમ યોગીંદ્રનાથ સેન અહીં સમજાવે છે.

જલ્પકલ્પતરુમાં શ્રીગંગાધર અહીં આમ જણાવે છે : "ઘી વગેરે ચાર સ્નેહો, સ્થાવર–જંગમ બધા સ્નેહોમાં ઉત્તમ છે અને તેઓમાં પણ ઘી સર્વ કરતાં શ્રેષ્ઠ છે; કારણ કે ઘી, સંસ્કાર કરનાર દ્રવ્યોના ગુણોની સાથે પોતાના ગુણોને એમના એમ જાળવી રાખે છે, પરંતુ તેલ વગેરેની પેઠે સંસ્કાર કરનાર દ્રવ્યોના ગુણોથી પોતાના ગુણોને છોડી દેતું નથી; તેલ વગેરે તો પોતાના ગુણોને કંઈક થોડા પ્રમાણમાં જ રાખીને સંસ્કાર કરનાર દ્રવ્યોના ગુણોને પોતાના ગુણો કરતાં વધુ પ્રમાણમાં સ્વીકારી લઈ ઊલટાં પોતાના ગુણોને દાબી દે છે; એમ અહીં સમજવું જોઈએ; ઘીના સ્નેહ–શીતળતા વગેરે ગુણો તો પોતાના વિરોધી સંસ્કાર કરનાર દ્રવ્ય–ચિત્રક આદિના રૂક્ષ–ઉષ્ણ ગુણોથી સંસ્કાર પામીને તેઓથી દબાઈ જતા નથી; એ જ કહેવાયું છે કે, 'स्नेहाद् वातं शमयति, पित्तं माधुर्यशैत्यतः । घृतं तुल्यगुणं दोषं संस्कारात् तु जयेत् कफम् ॥ ઘી પોતાના સ્નેહથી વાયુને શમાવે છે, મધુરતા અને શીતળતાથી પિત્તને શમાવે છે અને પોતાના સરખા જ ગુણવાળા કફરૂપી દોષને તો તે સંસ્કારથી જીતે છે.' એકંદર પોતાના ગુણોનો નાશ કર્યા વગર સંસ્કાર કરનાર દ્રવ્યોના ગુણોને પણ ધારણ કરવા, એ 'સંસ્કાર-અનુવર્તન'નો અર્થ છે. એ જ પ્રમાણેનું 'સંસ્કાર–અનુવર્તન' તેલ વગેરેમાં પણ ઘણા જ ઓછા પ્રમાણમાં અવશ્ય હોય જ છે. ચંદન તથા સુગંધી વાળો વગેરે શીત દ્રવ્યોથી સંસ્કારી કરેલું તેલ, પોતાના સ્વભાવથી ઉષ્ણ હોવા છતાં શીતળ ગુણ ધારણ કરે છે; એટલે કે વધારે પ્રમાણમાં બીજાં દ્રવ્યો મળવાથી તેલ દાહનું શમન કરે છે; કારણ કે 'विरुद्धगुणसमवाये भूयसाऽल्पमव-जीयते' વિરુદ્ધ ગુણોનો સમુદાય એકઠો મળતાં વધારે પડતા એ ગુણોથી તેના કરતાં ઓછા વિરુદ્ધ ગુણો જિતાઈ કે દબાઈ જાય છે; એમ સંસ્કારક દ્રવ્યોની શીતળતાથી તેલની ઉષ્ણતા જિતાઈ જઈને એ તેલ દાહનું પ્રશમન કરે છે. કેટલાક વિદ્વાનો અહીં 'સંસ્કાર–અનુવર્તન'-નો આવો અર્થ કરે છે : 'પોતાના ગુણોના ત્યાગપૂર્વક સંસ્કાર કરનાર દ્રવ્યોના ગુણોને ધારણ કરી લેવા, એ 'સંસ્કાર–અનુવર્તન' કહેવાય છે; આવું સંસ્કાર–અનુ-વર્તન સંપૂર્ણ રીતે તેલમાં છે, પણ ઘીમાં નથી; ઘીમાં તો 'स्नेहाद् वातं शमयति' ઇત્યાદિ ગુણો એમના એમ જ રહે છે; એટલે કોઈક સ્થળે પોતાના કોઈ પણ ગુણોનો નાશ કર્યા વિના જ સંસ્કાર કરનાર દ્રવ્યોના પણ ગુણો ધારણ કરવા, એવું 'સંસ્કાર–અનુવર્તન' ઘીમાં મળે છે; પરંતુ આમ કહેવું ઠીક નથી; કેમ કે એવો અર્થ લેવાથી તો તલનું તેલ અને ગાયનું જૂનું ઘી વગેરે વિશેષ દ્રવ્યોમાં સંસ્કારથી કોઈ વિશેષતા જ ન આવે; માટે એ દોષ દૂર કરવા કેટલાક વિદ્વાનો 'સંસ્કાર અનુવર્તન'નો અર્થ આવો કરે છે: પોતાના સમગ્ર ગુણોનો નાશ કર્યા વિના પોતાના ગુણથી વિરોધી સંસ્કાર લાવનાર દ્રવ્યોના ગુણોને ધારણ કરવા, એ 'સંસ્કાર–અનુવર્તન' છે' એમ કરવાથી કોઈક વેળા શીતળતા, મધુરતા આદિ ગુણોનો નાશ થતાં પણ સંસ્કારક દ્રવ્યોના ગુણોને વહન કરવા છતાં પોતાનો સ્નેહન ગુણ તો કોઈ કાળે પણ નાશ પામતો નથી; માટે ઘીમાં પોતાના સમગ્ર ગુણોનો તો નાશ થતો જ નથી, એમ જે કહેવું તે પણ ઠીક નથી; કેમ કે એવા સ્થળે ઘીનું શીતલપણું આદિ ગુણો જો દબાઈ જતા હોય અને કેવળ સ્નેહન ગુણ જ રહેતો હોય તો તે દ્રવ્યોથી ઘી તૈયાર કરવાનું શા માટે ઉપદેશાય છે? તેલ તૈયાર કરવાનું કેમ ઉપદેશાતું નથી? તેલ તો બળ માટે અને સ્નેહન માટે સર્વ કરતાં શ્રેષ્ઠ છે અને ગરમ પણ છે, તો તેલને જ તૈયાર કરવાનો ઉપદેશ કરવો જોઈએ; કેમ કે તેની પણ ઘીની સાથે એ રીતે સમાનતા જ થઈ જાય છે; વળી કફ દૂર કરવા તેલનો ઉપયોગ અને પિત્તનું શમન કરવા ઘીનો ઉપયોગ પણ શા માટે ઉપદેશાય છે? વળી 'पित्तं माधुर्यं शैत्यतः । મધુરતા અને શીતળતાથી ઘી પિત્તનું શમન કરે છે' એ વચન પણ ઉપરનો અર્થ લેવાથી ઘટે નહિ; માટે તે અર્થ બરાબર નથી.

આયુર્વેદદીપિકા ટીકાકાર ચક્રપાણિ પણ અહીં લગભગ ઉપર પ્રમાણે જ લખે છે, તેથી પિષ્ટપેષણ ન કરવું, એમ સમજી તેમની ટીકામાંથી અહીં કંઈ લીધું નથી. ૧૩

### ઘીના ખાસ ગુણો

घृतं पित्तानिलहरं रसशुक्रौजसां हितम्।
निर्वापणं मृदुकरं स्वरवर्णप्रसादनम् ॥ १४ ॥

ઘી પિત્તને તથા વાયુને હરે છે; રસને, વીર્યને તથા ઓજસને હિતકારી છે, દાહને શમાવે છે, અંગોને કોમળ કરે છે અને સ્વર તથા રંગને સ્વચ્છ કે પ્રસન્ન કરે છે. ૧૪

પોતાના સ્નેહથી તથા શીતગુણથી ઘી પિત્તનો તથા વાયુનો નાશ કરે છે અને સંસ્કાર કરવાથી કફને પણ શમાવે છે; એમ 'घृतं तुल्यगुणं दोषं संस्कारात्तु जयेत् कफम्। કફદોષ પોતાના જેવા જ ગુણવાળો છે, છતાં ઘી, સંસ્કાર પામવાથી તેને પણ જીતે છે,' એમ નિદાનના પહેલા અધ્યાયમાં કહેશે. ૧૪

### તેલના ખાસ ગુણો

मारुतघ्नं न च श्लेष्मवर्धनं बलवर्धनम्।
त्वच्यमुष्णं स्थिरकरं तैलं योनिविशोधनम् ॥ १५ ॥

તેલ વાયુનો નાશ કરે છે, કફને વધારતું નથી, પણ બળને વધારે છે, ચામડીને હિતકારી છે, ગરમ છે, (શરીરનાં માંસોને) સ્થિર કરનાર અને યોનિને શુદ્ધ કરનાર છે એટલે યોનિના દોષોને શમાવે છે. ૧૫

તેલમાં સ્નેહ, ઉષ્ણતા અને ભારેપણું છે, તેથી વાયુનો તે નાશ કરે છે; કેમ કે વાયુમાં રૂક્ષતા, શીતળતા તથા હલકાપણું છે, એટલે તેનાથી વિરુદ્ધ ગુણો ધરાવતું તેલ એનું શમન જ કરે છે; અને ગરમ હોવાથી કફને કરતું નથી. વૃદ્ધ વાગ્ભટે પણ કહ્યું છે: 'मेध्यस्तिलः स्पर्शशीतो मेध्य तैलं खलोऽहिमः। तस्यैव श्लेष्मकर्तृत्वं न तैलस्य खलस्य वा ॥ તલ મેધાવર્ધક છે અને સ્પર્શ કરતાં શીતળ છે અને તલનું તેલ પણ મેધાહિતકર છે અને તેનો ખોળ પણ અહિમ છે એટલે ટાઢો નથી; એટલે તલ કફને કરે છે, પણ તેનું તેલ કે ખોળ કફને કરતાં નથી. તેલ બળને વધારે છે, ત્વચાને હિતકારી છે અને માંસની સ્થિરતા કરનાર છે; આ સંબંધે સુશ્રુત કહે છે: 'मेधामार्दवमांसस्थैर्यबलवर्णकरम् તેલ મેધા–બુદ્ધિને, કોમળતાને, માંસની સ્થિરતાને તથા વર્ણને કરનાર છે.' તેમ જ યોનિના દોષોને શમાવનાર છે. ૧૫

### વસાના ખાસ ગુણો

विद्धभग्नाहतभ्रष्टयोनिकर्णशिरोरुजि।
पौरुषोपचये स्नेहे व्यायामे चेष्यते वसा ॥ १६ ॥

શરીરનો કોઈ ભાગ વીધાયો હોય, ભાંગ્યો હોય, કંઈ વાગ્યું હોય, યોનિ પોતાના સ્થાનેથી ખસી ગઈ હોય, કાનનો કે મસ્તકનો રોગ થયો હોય, પુરુષપણું વધારવું હોય, શરીરમાં સ્નેહન કરવું હોય ત્યારે તેમ જ કસરત કર્યા પછી 'વસા' ઇચ્છવા યોગ્ય છે. (જંતુસ્નેહ એટલે હૃદયમાં રહેલો મેદ અથવા અપક્વ મેદ વસા કહેવાય છે.) ૧૬

### મજ્જાના ખાસ ગુણો

बलशुक्ररसश्लेष्ममेदोमज्जविवर्धनः।
मज्जा विशेषतोऽस्थ्नां च बलकृत्स्नेहने हितः ॥१७॥

મજ્જા (એટલે હાડકામાં રહેતી ચરબી) બળને, વીર્યને, રસને, કફને, મેદને તથા મજ્જાને વધારનાર છે; તેમ જ હાડકાંને ખાસ વધારે બળ આપે છે અને સ્નેહન માટે ખાસ હિતકારી છે. ૧૭

### સ્નેહપાનના કાળ

सर्पिः शरदि पातव्यं, वसा मज्जा च माधवे।
तैलं प्रावृषि, नात्युष्णशीते स्नेहं पिबेन्नरः ॥ १८ ॥

શરદઋતુમાં ઘી પીવું; વસંતઋતુમાં વસા અને મજ્જા પીવી અને પ્રાવૃષ્ કે વૃષ્ટિના પ્રથમ-કાળમાં તેલ પીવું; પરંતુ અતિ ગરમ તથા અતિ શીતળ કાળમાં માણસે સ્નેહપાન કરવું નહિ. ૧૮

એકંદર અભિપ્રાય આ છે કે શરદ, વસંત તથા પ્રાવૃષ્ એટલે વરસાદનો પ્રથમકાળ–એ ઋતુઓ સાધારણ હોઈ શોધનના કાળ તરીકે કહેવાય છે; એ ઋતુઓમાં સ્નેહપાન કરવાનું જે કહ્યું છે, તે સ્નેહને શોધનનું અંગ ગણીને જ કહેવાયું છે; આ જ કારણે ઉપકલ્પનીય અધ્યાયમાં વમનનો તથા વિરેચનનો કાળ અલગ કહ્યો નથી; કેમ કે શોધન માટે અહીં જણાવેલ શરદ આદિ જ યોગ્ય કાળ ગણાય છે; આ વાત દૃઢબલે આમ કહી છે: 'अत्युष्णवर्षशीता हि ग्रीष्मवर्षाहिमागमाः। तदन्तरे प्रावृडाद्या ज्ञेया साधारणास्त्रयः ॥' ગ્રીષ્મ, વર્ષા અને હેમન્તકાળ એ અનુક્રમે અતિ ઉષ્ણકાળ, અત્યંત વૃષ્ટિકાળ તથા અતિ શીતળકાળ કહેવાય છે; અને તેઓની વચ્ચેના શરદ, વસંત તથા પ્રાવૃષ્ ઋતુના ત્રણ કાળને સાધારણ કાળ જાણવા.' તેમ જ ચરકે–સિદ્ધિસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે, 'प्रावृट् शुचिनभौ ज्ञेयौ शरदूर्ज सहौ पुनः ॥ तपस्यश्च मधुश्चैव वसन्तः शोधनं प्रति॥ આષાઢ અને શ્રાવણ એ બે મહિનાની પ્રાવૃષ્ ઋતુ જાણવી; કાર્તિક તથા માર્ગશીર્ષ એ બે મહિના--

ની શરદ્ઋતુ જાણવી અને ફાલ્ગુન તથા ચૈત્ર એ બે મહિનાની વસંતઋતુ સમજવી; આ કાળવિભાગ શોધનને ઉદ્દેશી કહેવામાં આવ્યો છે.' એટલે ગ્રીષ્મ આદિમાં શોધન હોવું ન જોઈએ; તે જ અહીં કહે છે કે, અતિઉષ્ણ ગ્રીષ્મમાં, અતિ શીત હેમંતમાં તથા વર્ષાઋતુમાં શોધનનો નિષેધ કહેવાથી તે કાળે માણસે સ્નેહપાન કરવું નહિ; તેમાં કારણ આ છે કે હેમંતમાં શીત વધારે હોય, ગ્રીષ્મમાં ગરમી વધારે હોય અને વર્ષામાં વરસાદ વધારે હોય, તેથી તે ઋતુઓ અત્યંત દુઃખકારક અથવા કંટાળો આપનારી હોય છે અને તે જ કારણે તે ઋતુઓમાં આહાર કે ઔષધ પણ વિકલ્પક અથવા ફેરફાર કરવા યોગ્ય થતાં નથી. આ બધો નિયમ સ્વસ્થ–ચર્યાને લગતો જ સમજવો જરૂરી છે; બાકી એવો કોઈ તીવ્ર રોગ હોય તો એને અનુસરી ગ્રીષ્મ આદિમાં પણ સ્નેહપાન કરી શકાય છે, એમ એ જ સ્થળે સિદ્ધિસ્થાનમાં કહેવાશે.' આમ યોગીન્દ્રનાથ સેને ચરકોપસ્કારમાં લખ્યું છે.

જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર અહીં આમ જણાવે છે: 'શરદ્ઋતુમાં ઘી પીવું અને વસા તથા મજ્જા વસંતમાં પિવાય છે; આમ ઋતુવચન કહીને સૂચવ્યું છે કે કેવળ વૈશાખમાં જ નહિ, પરંતુ ચૈત્ર–વૈશાખના વસંતકાળમાં વસા–મજ્જા પિવાય છે; પરંતુ સંશોધનના અભિપ્રાયે ફાગણ–ચૈત્રનો વસંતકાળ અહીં લેવો ન જોઈએ; તેમ જ શરદ્ઋતુ પણ આશ્વિન તથા કાર્તિકરૂપે જ અહીં સમજવી જોઈએ, પણ કાર્તિક તથા માગશરરૂપે શરદ્કાળ અહીં ન લેવો; અને શ્રાવણ–ભાદરવાની જ પ્રાવૃષમાં તેલ પીવું, પરંતુ આષાઢ–શ્રાવણની પ્રાવૃષઋતુ તેમાં લેવી નહિ, આમ અહીં કહ્યું છે; તેમ જ હેમંત, શિશિર તથા ગ્રીષ્મ તો અનુક્રમે અતિ શીત તથા અતિ ઉષ્ણકાળ હોવાથી તેમાં યથાયોગ્ય ઘી વગેરે સ્નેહપાન કરવું ન જોઈએ.'

આયુર્વેદદીપિકાકાર શ્રીચક્રપાણિ અહીં આમ સમજાવે છે. અહીં મૂળમાં 'માધવ' શબ્દ મૂકયો છે, તેથી એકલો વૈશાખ મહિનો જ સમજવો; અને પ્રાવૃષઋતુ તરીકે આષાઢ અને શ્રાવણ, એ બે મહિના લેવા; કેમ કે સિદ્ધિસ્થાનમાં 'प्रावृट् शुक्रनभौ ज्ञेयौ'–આષાઢ તથા શ્રાવણને પ્રાવૃષ્ઋતુ જાણવી, એમ કહેલ છે. શરદમાં પિત્તપ્રકોપ વધુ હોય છે, તેથી તે કાળે પિત્તનું વિરોધી ઘી પીવું જ યોગ્ય ગણાય છે, પણ તેલ વગેરે બીજા સ્નેહો તે ઋતુમાં પિવાતા નથી. વસા અને મજ્જા તો અતિશય ઉષ્ણ કે અતિશય શીત પણ નથી, તેથી તે બન્નેના અનુપાનમાં અતિશીત કે અતિઉષ્ણ ન હોય એવો સાધારણ કાળ જ લેવો ઠીક ગણાય છે; તેથી જ તેઓના અનુપાનમાં શીતકાળનો કે ઉષ્ણકાળનો નિર્દેશ કર્યો નથી; તે સંબંધે 'यथासत्त्वं तु शैत्योष्णे वसामज्ज्ञे विनिर्दिशेत्। જેવું પ્રાણી તેવી તેની વસા તથા મજ્જા શીત–ઉષ્ણ ગણવી' એ વચન પ્રમાણે વસાને તથા મજ્જાને સાધારણ કે નહિ શીત કે નહિ ઉષ્ણ ગણીને હરકોઈ શીતકાળ કે ઉષ્ણકાળમાં વસા તથા મજ્જા પીવાનું કહી શકાય છે. એમ સામાન્ય કાળ જ દર્શાવેલા છે, પરંતુ તેલ અને ઘીની પેઠે ખાસ અમુક જ કાળ લેવા જણાવ્યું નથી. આ જ કારણે કહ્યું છે કે, 'तैलवसामज्जसर्पिषां तु यथा–पूर्वं श्रेष्ठत्वं वातविकारेषु भवति यथोत्तरं पित्तविकारेषु।', વાયુના વિકારોમાં તેલ, વસા, મજ્જા અને ઘી યથાપૂર્વ એટલે પહેલાં પહેલાંનાં જ શ્રેષ્ઠ છે; એટલે કે તેલ બધા કરતાં વધારે ઉત્તમ છે, વસા તેથી ઊતરતી છે, મજ્જા તેથીયે ઊતરતી અને ઘી તો તેથી એ ઊતરતું ગણાય છે; પરંતુ પિત્તના વિકારોમાં સૌના કરતાં વધુ શ્રેષ્ઠ ઘી છે, તેનાથી ઊતરતી મજ્જા છે, તેનાથી ઊતરતી વસા છે અને તેનાથી પણ વધુ ઊતરતું તેલ છે, એમ યથોત્તર શ્રેષ્ઠતા ગણાય છે. એકંદર ઘી ઘણું જ શીતળ હોવાથી પિત્ત હરનાર છે, તેલ ઘણું જ ગરમ હોવાથી વાયુને તથા કફને હરનાર છે, પરંતુ વસા અને મજ્જા તો નહિ શીત અને નહિ ગરમ, એમ સાધારણ હોવાથી અહીં મૂળમાં પણ તેઓને ઘીની તથા તેલની વચ્ચે મૂકી છે; એટલે વસા તથા મજ્જા સાધારણ હોવાથી સાધારણ બળકારી અને સાધારણ ધાતુવર્ધક હોવાને લીધે સાધારણ બલક્ષય તથા સાધારણ ધાતુક્ષય જેમાં થાય છે, એવા વૈશાખ માસમાં જ તેઓનો પ્રયોગ કરવો યોગ્ય ગણાય છે. ચૈત્ર માસ પણ મુખ્યત્વે કરી જોકે સાધારણ ગુણવાળો જ કાળ છે, છતાં તે કાળે કફનો વધારો વધુ હોવાથી તે ચૈત્રમાસને સ્નેહપાનનો વિષય કહ્યો નથી. ૧૮

### રોગ પરત્વે ગ્રીષ્માદિ કાળે પણ સ્નેહપાન કરાય

वातपित्ताधिको रात्रावुष्णे चापि पिबेन्नरः।
श्लेष्माधिको दिवा शीते पिबेच्चामलभास्करे ॥१९॥
अत्युष्णे वा दिवा पीते वातपित्ताधिकेन वा।
मूर्च्छां पिपासामुन्मादं कामलां वा समीरयेत् ॥२०॥
शीते रात्रौ पिबन्स्नेहं नरः श्लेष्माधिकोऽपि वा।
आनाहमरुचिं शूलं पाण्डुतां वा समृच्छति ॥२१॥

જે માણસમાં કેવળ વાયુ અધિક હોય, જેમાં કેવળ પિત્ત અધિક હોય; અથવા જેમાં વાયુ તથા પિત્ત બન્ને મળેલાં હોઈ અધિક હોય, તેણે રાત્રિના સમયે તથા ઉષ્ણકાળમાં પણ સ્નેહપાન

**કરવું; તેમ જ જે માણસ વધુ પ્રમાણમાં કફ પ્રકૃતિવાળો હોય, તેણે શીતકાળમાં પણ સૂર્ય નિર્મળ હોય તેવા દિવસના સમયે સ્નેહપાન કરવું; પરંતુ અતિશય ઉષ્ણકાળે દિવસના સમયે જેણે સ્નેહપાન કર્યું હોય; અથવા વાયુ અને પિત્ત જેનામાં વધારે હોય એવા માણસે પણ જો દિવસે સ્નેહપાન કર્યું હોય તો તે સ્નેહપાન મૂર્છાને, તરશને, ઉન્માદને કે કામલા નામના (કમળાના) રોગને ઉત્પન્ન કરે છે; તેમ જ જે માણસ શીતકાળે રાત્રે સ્નેહપાન કરે છે અથવા જે માણસ વધુ કફપ્રકૃતિને ધરાવતો હોય તે પણ રાત્રે જો સ્નેહપાન કરે છે, તો આનાહ-પેડુનો આફરો, અરુચિ, શૂળ તથા પાંડુરોગને પ્રાપ્ત કરે છે. ૧૯-૨૧**

અહીં અમુક દોષમાં ખાસ કાળનિયમ કહે છે; તેમ જ વિનાશક વિકાર હોય તો ગ્રીષ્મ આદિમાં પણ સ્નેહપાન કરવા જણાવે છે; જેનામાં કેવળ વાયુ અધિક હોય, જેનામાં કેવળ પિત્ત અધિક હોય, જેનામાં વાયુ અને પિત્ત બન્ને મળેલાં અધિક હોય અને જેનામાં કફ તથા પિત્ત બન્ને મળેલા અધિક હોય તેણે રાત્રે સ્નેહપાન કરવું, અને વિનાશક વ્યાધિ થયો હોય તો ઉષ્ણકાળ કે ગ્રીષ્મમાં પણ રાત્રે સ્નેહપાન કરવું જોઈએ, તેમ જ જેનામાં કફ વધારે હોય અથવા વાયુ અને કફ બન્ને ભેગા વધુ હોય તેણે નિર્મળ સૂર્યવાળા દિવસના સમયે સ્નેહપાન કરવું; પરંતુ દુર્દિન કે વાદળિયા-ઝાંખા-ધુમ્મસવાળા દિવસે તેણે સ્નેહપાન કરવું ન જોઈએ; તેમ જ જેનો વિકાર સ્નેહથી જ મટે એવો હોય તેવા રોગીએ શીતકાળ કે હેમંતમાં પણ દિવસે સ્નેહપાન કરી શકાય છે. અહીં એકંદર આ ભાવ છે: કેવળ વાયુપ્રકૃતિવાળાએ, કેવળ પિત્તપ્રકૃતિવાળાએ, વાત-પિત્ત મિશ્રપ્રકૃતિવાળાએ તથા કફ-પિત્ત મિશ્રપ્રકૃતિવાળા માણસે સાધારણ ઋતુમાં અને રાત્રે સ્નેહપાન કરવું; પરંતુ કેવળ કફપ્રકૃતિવાળાએ તથા વાતમિશ્ર કફપ્રકૃતિવાળાએ તો દિવસે જ સ્નેહપાન કરવું; તેમ જ જેનામાં પિત્ત, વાયુ તથા કફ ત્રણે સરખી સ્થિતિમાં હોય, તેણે પણ દિવસે જ સ્નેહપાન કરવું જોઈએ; છતાં જો વિકાર કે રોગ કેવળ સ્નેહસાધ્ય હોય, અથવા સ્નેહથી જ મટે એવો હોય અને તે વિકાર વિનાશક હોય તો તેને મટાડવા અતિઉષ્ણ, અતિવર્ષા કે અતિશીત અથવા હરકોઈ ગ્રીષ્માદિ ઋતુમાં પણ અવશ્ય સ્નેહપાન કરવું જ જોઈએ; તેમાંયે આ નિયમ તો ખરો જ કે ઉષ્ણકાળમાં રાત્રે (એટલે ચક્રપાણિના મતે સાયંકાળે) અને શીતકાળમાં દિવસે જ સ્નેહપાન કરવું જોઈએ; છતાં એ નિયમનો જો ત્યાગ કરવામાં આવે તો આવા દોષો અવશ્ય થાય છે; અતિઉષ્ણકાળમાં જેણે દિવસે સ્નેહપાન કર્યું હોય અથવા જેનામાં વાયુ તથા પિત્ત અધિક હોય તે માણસે દિવસે સ્નેહપાન કર્યું હોય તો તે સ્નેહપાન, મૂર્છા આદિ વિકારોને અવશ્ય ઉત્પન્ન કરે છે; તેમ જ શીતકાળ હોય છતાં જેણે રાત્રે સ્નેહપાન કર્યું હોય, અથવા કફની અધિકતાવાળા જે માણસે રાત્રે સ્નેહપાન કર્યું હોય તો તે પેડુનો આફરો વગેરે રોગોને પ્રાપ્ત થાય છે. આ વિષે વૃદ્ધવાગ્ભટ પણ આમ લખે છે: 'सर्व सर्वस्य च स्नेहं युञ्ज्याद् भास्वति निर्मले। ऋतौ साधारणे दोषसाम्येऽनिलकफे कफे। दिवा निश्यनिले पित्ते संसर्गे पित्तवत्यपि। त्वरमाणे तु शीतेऽपि दिवा तैलं च योजयेत्॥ उष्णेऽपि रात्रौ सर्पिश्च दोषादीन् वीक्ष्य चान्यथा। निश्यक्षुते वातकफाद् रोगानह्नि पित्ततः॥ (अष्टांगसंग्रह-सू॰२५-अ.) દરેકને દરેક જાતનો સ્નેહ, સૂર્ય નિર્મળ હોય તેવી સાધારણ ઋતુમાં આપવો જોઈએ; તેમાં પણ દોષોની સમાનતા હોય અથવા વાયુ-કફ મિશ્ર હોય કે એકલો જ કફ અધિક હોય તો દિવસે સ્નેહની યોજના કરવી, પરંતુ કેવળ વાયુમાં કે કેવળ પિત્તમાં અથવા પિત્તયુક્ત વાયુમાં રાત્રે સ્નેહયોજના કરવી; પરંતુ જો રોગ તત્કાળ સ્નેહની જરૂર ધરાવતો હોય તેમાં તો શીતકાળે કે દિવસે પણ તેલની યોજના કરી શકાય છે; અથવા ઉષ્ણકાળમાં કે રાત્રે પણ ઘીની યોજના કરી શકાય છે; આમ દોષો વગેરે જોઈને સ્નેહયોજના કરવી જોઈએ; નહિ તો રાત્રે વાયુમિશ્રકફથી રોગોને પ્રાપ્ત થાય છે અને દિવસે પિત્તથી પણ રોગોને પામે છે.' સુશ્રુતમાં પણ આમ કહ્યું છે કે 'शीतकाले दिवा स्नेहमुष्णकाले पिबेन्निशि। वातपित्ताधिको रात्रौ वातश्लेष्माधिको दिवा॥ (सुश्रुतचिकित्सा॰ अ. ३१)-શીતકાળમાં દિવસે અને ઉષ્ણકાળમાં રાત્રે સ્નેહપાન કરવું; તેમ જ વાયુ તથા પિત્તની અધિકતાવાળાએ રાત્રે અને વાયુ તથા કફની અધિકતાવાળાએ દિવસે સ્નેહપાન કરવું જોઈએ.' ૧૯-૨૧

### સ્નેહનાં અનુપાનો

**जलमुष्णं घृते पेयं, यूषस्तैलेऽनुशस्यते।**
**वसामज्ज्ञोस्तु मण्डः स्यात्सर्वेषूष्णमथाम्बु वा ॥२२**

**ઘીરૂપી સ્નેહ પીધો હોય તો તેની પાછળ અનુપાન તરીકે ગરમ પાણી પીવું જોઈએ; તેલરૂપ સ્નેહ પીધો હોય તો તેની પાછળ અનુપાન તરીકે યૂષ પીવો તે વખણાય છે; વસા અને**

-ચારણા છે એટલે કે 'प्रकर्षेण विशेषात् चर्यते भक्षणपान-लेह्याभ्यञ्जनादिरूपेण उपसेव्यते यत् तत् प्रविचारणा'—જે ખાવુ–પીવું–ચાટવુ–ચોપડવું–આંજવું વગેરે રૂપે સેવાય છે, તે ૨૪સ્નેહની પ્રવર્તનાઓ કે કલ્પનાઓ 'પ્રવિચારણા' કહેવાય છે: આ બધી સ્નેહયુક્ત જ સેવાય છે કે ખવાય છે, તેથી 'આચરણ' પણ કહેવાય છે; પરંતુ જઠરાગ્નિના સંબંધથી આનો બધેય વ્યાપાર કરાતો નથી. અભ્યંગ વગેરે પણ ભ્રાજકપિત્તની ગરમીથી પાકે છે, માટે તેઓને 'પ્રવિચારણા' એવું નામ અપાય છે, પણ 'અવચારણા' એવું નામ અપાતું નથી. 'ઓદન' આદિનો જે નિર્દેશ કર્યો છે, તેમા અધિક ગણતરી ન થઈ જાય, તે માટે મૂળમા 'चतुर्विंशतिः' એવું સંખ્યાસૂચક પદ મૂકયુ છે.'

આયુર્વેદદીપિકાકાર શ્રીચક્રપાણિ અહીં બતાવેલ 'ખડયૂષ'નું સ્વરૂપ આમ લખે છે કે, શાકનાં કૂણાં પાન નાખી કરેલું ઓસામણ 'ખડ' કહેવાય છે, અને દહીં, લવણ, તલ વગેરે નાખી લગાર ખાટું કરેલું ઓસામણ 'કાબલિક' નામથી ઓળખાય છે. આ બન્નેનું લક્ષણ દર્શાવનો ઉપર્યુક્ત 'तक्र कपित्थ०' એ શ્લોક પણ તેમણે લખ્યો છે. 'प्रविचार्यते–अवचार्यते–अनुकल्पनेन उपयुज्यते अनयेति प्रविचारणा ओदनादयः।' જેઓનું પ્રવિચારણ અથવા અવચારણ કે અનુકલ્પનરૂપે જે દ્વારા ઉપયોગ કરાય છે, તે 'પ્રવિચારણા'—ઓદન આદિ ૨૪ કહેવાય છે; આમાની 'ઓદન' આદિ તો સ્નેહયુક્ત જ સમજવાની છે; તેમ જ 'અભ્યંજન' આદિ પણ શુદ્ધ સ્નેહથી જ તૈયાર કરાય છે; છતા તેઓનો ઉપયોગ જઠરાગ્નિના સંબંધથી જ થાય છે, માટે તેઓને 'વિચારણા' શબ્દથી કહેવામા આવે છે.'૨૩–૨૫

### કેવળ સ્નેહપાન એ 'વિચારણા' નથી

अच्छपेयस्तु यः स्नेहो न तामाहुर्विचारणाम् ।
स्नेहस्य स भिषग्दृष्टः कल्पः प्राथमकल्पिकः ॥२६॥

જે સ્નેહ કેવળ સ્વચ્છ જ–એકલો જ–કોઈ પણ મિશ્રણ વિના જ પિવાય છે, તેને (વૈદ્યો) 'વિચારણા' કહેતા નથી; કેમ કે વૈદ્યોએ તે સ્નેહની કલ્પના, 'પ્રથમ કલ્પના કે મુખ્ય કલ્પના' રૂપે માનેલ છે. ૨૬

ચક્રપાણિ અહીં આવી સ્પષ્ટ સમજૂતી આપે છે: 'કેવળ સ્નેહપાન તો સ્નેહન માટે શક્તિનું અતિશય હોવાપણું સૂચવે છે અર્થાત્ અતિશય પ્રદીપ્ત જઠરાગ્નિ સાથે તે સ્નેહપાન સીધો સંબંધ ધરાવે છે; આ કારણે જ તે 'અચ્છપેય' સ્નેહને 'વિચારણા' કહી શકાય નહિ; 'अच्छश्चासौ पेयश्च अच्छपेयः'—જે કેવળ સ્વચ્છ એટલે ઓદન આદિ કોઈ પણ દ્રવ્યના સંબંધ વિના એકલો જ પિવાય એ સ્નેહ 'અચ્છ–પેય' કહેવાય છે; એનો 'વિચારણા' શબ્દથી વ્યવહાર વૈદ્યોની પરંપરામાં પ્રસિદ્ધ નથી; કેમ કે એ સ્નેહપાનનો પ્રયોગ પ્રથમ–શ્રેષ્ઠ કલ્પમાં કે પક્ષમાં થાય છે; અર્થાત્ કેવળ સ્નેહપાનમાં સ્નેહનના સંપૂર્ણ ગુણો મેળવાય છે; પરંતુ ઓદન આદિમાં તો સ્નેહનું પ્રમાણ અમુક માપમાં જ હોવાથી સ્નેહનના ગુણોમા ન્યૂનતા થાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવે અહીંનો આશય દર્શાવતો અષ્ટાંગસંગ્રહનો આ શ્લોક પોતાની ટીકામા ઉતાર્યો છે…' विचारणा । स्नेहस्याभिभूतत्वादल्पत्वाच्च क्रमात् स्मृता। यथोक्तहेत्वभावाच्च नाच्छपेयो विचारणा ' ( अष्टांग सं० सूत्र-२५ अ. ) ઓદન આદિના કલ્પનાઓમાં સ્નેહ દબાઈ જાય છે, અને ઓછો પણ હોય છે, તે કારણે એ ઓદનાદિ સ્નેહયુક્ત કલ્પનાઓને 'વિચારણા' કહેવામાં આવે છે; પરતુ અચ્છપેય અથવા કોઈ પણ દ્રવ્યના સંબંધ વિનાનો કેવળ એકલોજ 'સ્વચ્છસ્નેહ' તો મુખ્યત્વે સ્નેહરૂપે જ રહે છે, એટલે તેમાં સંપૂર્ણ સ્નેહગુણો રહેતા હોવાથી પૂર્વોક્ત હેતુના અભાવના કારણે તેને 'વિચારણા' કહેલ નથી. ૨૬

### સ્નેહની પ્રવિચારણાના ૬૪ ભેદો

रसैश्चोपहितः स्नेहः समासव्यासयोगिभिः ।
षड्भिस्त्रिषष्टिधा संख्यां प्राप्नोत्येकश्च केवलः ॥२७॥
एवमेषा चतुःषष्टिः स्नेहानां प्रविचारणा ।
ओकर्तुव्याधिपुरुषान् प्रयोज्या जानता भवेत् ॥२८॥

કેવળ એક જ સ્નેહ સમસ્ત અને વ્યસ્ત યોગવાળા એટલે કે મુખ્યત્વે અલગ મધુર આદિ છ અને એક એક સાથે મળેલા ૫૭ રસોથી યુક્ત થઈને ત્રેસઠ પ્રકારની સંખ્યાને પ્રાપ્ત થાય છે; એમ સ્નેહોની આ ઓદનાદિ પ્રવિચારણા (એકંદર) ત્રેસઠ પ્રકારની સંખ્યાને પામે છે; અને કેવળ એકલો એક (સ્નેહ) મળીને ૬૪ થાય છે. તે પ્રવિચારણાઓનો ઓકસાત્મ્ય, ઋતુસાત્મ્ય, રોગસાત્મ્ય તથા પુરુષસાત્મ્યને જાણતા પુરુષે (વૈદ્યે) પ્રયોગ કરવો. ૨૭,૨૮

ટીકાકાર ચક્રપાણિ અહીં ટૂંકમાં આમ સમજાવે છે. 'સમાસ' એટલે અન્યોન્ય સાથે મળેલા રસો; અને 'વ્યાસ' એટલે કોઈની સાથે નહિ મળેલા રસો; અલગ અલગ રસો; એમ સમાસ તથા વ્યાસયુક્ત થયેલા છ

રસો, ઓદનાદિમાં જે ગયેલા હોય એટલે તેઓની સાથે મળેલા હોય ત્યારે સ્નેહ ત્રેસઠની સંખ્યાને પામે છે; કેમ કે કેવળ અચ્છપેયરૂપે એકલો સ્નેહ તેમાં છોડી દેવાય છે; એનો અભ્યંજન આદિમાં પ્રયોગ થાય છે. રસોના ત્રેસઠ ભેદો આ ચરકના જ સૂત્રસ્થાનના 'આત્રેયભદ્રકાપ્યીય' નામના ૨૬ મા અધ્યાયમાં કહેવામાં આવશે; એમ એકલો સ્નેહ તથા ઓદનાદિમાં ગયેલા ૬૩ રસો સાથે મળી એકંદર ૬૪ પ્રકારના થયેલા સ્નેહોની પ્રવિચારણાઓ ૬૪ની જ સંખ્યાને પામે છે. અહીં મૂળમાં રહેલા 'चतुःषष्टि એ પદનો સંબંધ स्नेहानाम्' એ પદની સાથે કરવાનો છે, એ કારણે જ 'प्रविचारणा' એમ એક વચનનો પ્રયોગ ઘટે છે. આ સઘળી વિચારણાઓનો ઉપયોગ સર્વ સ્થળે કરી શકાય નહિ, પણ સાત્મ્ય, ઋતુ, વ્યાધિ, દોષ અને પુરુષની પરીક્ષા કર્યા પછી જ્યાં જે વિચારણાનો પ્રયોગ યોગ્ય લાગે ત્યાં જ આ ૬૪ સંખ્યામાંથી કોઈ એક જ વિચારણાનો પ્રયોગ કરવો યોગ્ય ગણાય છે; એ જ અભિપ્રાય અહીં મૂળમાં છેલ્લા અર્ધા શ્લોકમાં જણાવેલ છે. તેમાં 'ओक' શબ્દનો અર્થ 'અભ્યાસ' એવો સમજવો. 'पुरुष' શબ્દ ગ્રહણ કરી જણાવ્યું છે કે, 'આ પુરુષ અત્યારે કયા દેશમાં વસે છે?' એમ તપાસીને દેશને પણ અનુસરવા જણાવેલ છે; તેમ જ પુરુષની ઉંમર તથા બળ વગેરેને પણ અનુસરવા સૂચન કરેલ છે. ૨૭,૨૮

**સ્નેહની માત્રાઓની સંખ્યા અને તેઓનાં પ્રમાણ**

**अहोरात्रमहः कृत्स्नमर्धाहं च प्रतीक्षते ।**
**प्रधाना मध्यमा ह्रस्वा स्नेहमात्रा जरां प्रति ॥२९॥**
**इति तिस्रः समुद्दिष्टा मात्राः स्नेहस्य मानतः ।**

**સ્નેહની જે માત્રા, પચવામાં આખા એક દિવસરાત (૨૪ કલાક) ની જરૂરિયાત ધરાવે છે, તે પ્રધાન (મુખ્ય) સ્નેહમાત્રા છે; જે સ્નેહમાત્રા પચવામાં આખા દિવસ(૧૨ કલાક)ની જરૂરિયાત ધરાવે છે, તે મધ્યમ સ્નેહમાત્રા છે અને જે સ્નેહમાત્રા પચવામાં અર્ધા દિવસ (૬ કલાક) નો જરૂરિયાત ધરાવે છે, તે હ્રસ્વ એટલે નાનામાં નાની (છેલ્લી) સ્નેહમાત્રા કહેવાય છે; એમ પ્રમાણથી (જોતાં) સ્નેહની ત્રણ માત્રાઓ કહેવામાં આવી છે. ૨૯**

ટીકાકાર ચક્રપાણિ અહીં જણાવે છે કે મૂળમાં જે 'अहोरात्र' શબ્દ લખ્યો છે, તે એકંદર આઠ પ્રહરોને જણાવે છે; અને એ જ પ્રમાણે 'अह' તથા 'अर्धाह' શબ્દ પણ અનુક્રમે ચાર પ્રહર તથા બે પ્રહર સૂચવે છે. (એક પ્રહરને ગુજરાતીમાં ત્રણ કલાકનો સમય કહે છે.) ચરકોપસ્કારના કર્તા યોગીન્દ્રનાથ સેન પોતાની ટીકામાં અહીં વધુ આમ ઉતારે છે કે સુશ્રુતે આ સ્નેહમાત્રાઓને પાંચ પ્રકારની કહી છે; જેમ કે એક પ્રહરે, બે પ્રહરે, ત્રણ પ્રહરે, ચાર પ્રહરે અને આઠ પ્રહરે પચતી સ્નેહમાત્રાઓના એમ પાંચ ભેદો થાય છે; તે સંબંધે સુશ્રુતના આ શ્લોકો પણ ટાંક્યા છે: 'या मात्रा परिजीर्येत चतुर्भागगतेऽहनि । सा मात्रा दीपयत्यग्निमल्पदोषे च पूजिता ॥ या मात्रा परिजीर्येत तथाऽर्धदिवसे गते । सा वृष्या बृंहणी चैव मध्यदोषे च पूजिता ॥ या मात्रा परिजीर्येत चतुर्भागावशेषिते । स्नेहनीया च सा मात्रा बहुदोषे च पूजिता ॥ या मात्रा परिजीर्येत्तु तथा परिणतेऽहनि । ग्लानिमूर्च्छामदान् हित्वा सा मात्रा पूजिता भवेत् ॥ अहोरात्रादसंदुष्टा या मात्रा परिजीर्यति । सा तु कुष्ठविषोन्मादग्रहापस्मारनाशिनी ॥'–સ્નેહની જે માત્રા દિવસનો ચોથો ભાગ જતાં (એટલે એક પ્રહર અથવા ત્રણ કલાકે) પચે તે સ્નેહમાત્રા અગ્નિને પ્રદીપ્ત કરે છે અને દોષ થોડા હોય ત્યારે ઉત્તમ ગણાય છે; તેમ જ જે સ્નેહમાત્રા અર્ધો દિવસ (એટલે બે પ્રહર કે છ કલાક) જતાં પચે છે તે સ્નેહમાત્રા મૈથુનશક્તિને વધારનારી અને શરીરને પુષ્ટ કરનારી હોઈને દોષો મધ્યમ હોય ત્યારે વખણાય છે; તેમ જ જે સ્નેહમાત્રા, દિવસનો ચોથો ભાગ બાકી રહે ત્યારે (એટલે ત્રણ પ્રહરે કે નવ કલાકે) પચે છે, તે સ્નેહમાત્રા સ્નેહનમાં યોગ્ય હોઈને ઘણા દોષો હોય ત્યારે વખણાય છે; તેમ જ જે સ્નેહમાત્રા આખો દિવસ પૂરો થતાં (ચાર પ્રહરે કે બાર કલાકે) ગ્લાનિ, મૂર્ચ્છા તથા મદને ઉત્પન્ન કર્યા વિના જ પચે છે, તે સ્નેહમાત્રા ઉત્તમ ગણાય છે; પરંતુ જે સ્નેહમાત્રા કોઈ પણ જાતનો દોષ ઉત્પન્ન કર્યા વિના આખા અહોરાત્રે (એટલે આઠ પ્રહરે કે ચોવીસ કલાકે) પચે છે, તે સ્નેહમાત્રા તો કોઢ, ઝેર, ઉન્માદ, ગ્રહબાધા તથા મોટા અપસ્મારનો પણ નાશ કરનારી થાય છે.' (આમ સુશ્રુતે પાંચ સ્નેહમાત્રાઓ કહી છે.) ૨૯

**ઉત્તમ સ્નેહમાત્રાનો પ્રયોગ અને તેના ગુણો**

**तासां प्रयोगान्वक्ष्यामि पुरुषं पुरुषं प्रति ॥३०॥**
**प्रभूतस्नेहनित्या ये क्षुत्पिपासासहा नराः ।**
**पावकश्चोत्तमबलो येषां ये चोत्तमा बले ॥ ३१ ॥**
**गुल्मिनः सर्पदष्टाश्च वीसर्पोपहताश्च ये ।**
**उन्मत्ताः कृच्छ्रमूत्राश्च गाढवर्चस एव च ॥ ३२ ॥**
**पिबेयुरुत्तमां मात्रां, तस्याः पाने गुणान् शृणु ।**
**विकारान् शमयत्येषा शीघ्रं सम्यक्प्रयोजिता ॥३३॥**

ચારણા છે એટલે કે 'प्रकर्षेण विशेषात् चर्यते भक्षणपान-लेह्याभ्यञ्जनादिरूपेण उपसेव्यते यत् तत् प्रविचारणा'—જે ખાવું–પીવું–ચાટવું–ચોપડવું–આંજવું વગેરે રૂપે સેવાય છે, તે ૨૪ સ્નેહની પ્રવર્તનાઓ કે કલ્પનાઓ 'પ્રવિચારણા' કહેવાય છે: આ બધી સ્નેહયુક્ત જ સેવાય છે કે ખવાય છે, તેથી 'આચરણ' પણ કહેવાય છે; પરંતુ જઠરાગ્નિના સંબંધથી આનો બધોય વ્યાપાર કરાતો નથી. અભ્યંગ વગેરે પણ ભ્રાજકપિત્તની ગરમીથી પાકે છે, માટે તેઓને 'પ્રવિચારણા' એવું નામ અપાય છે, પણ 'અવચારણા' એવું નામ અપાતું નથી. 'ઓદન' આદિનો જે નિર્દેશ કર્યો છે, તેમા અધિક ગણતરી ન થઈ જાય, તે માટે મૂળમા 'चतुर्विंशति.' એવું સંખ્યાસૂચક પદ મૂક્યું છે.'

આયુર્વેદદીપિકાકાર શ્રીચક્રપાણિ અહીં બતાવેલ 'ખડયૂષ'નું સ્વરૂપ આમ લખે છે કે, શાકનાં કૂણાં પાન નાખી કરેલું ઓસામણ 'ખડ' કહેવાય છે, અને દહીં, લવણ, તલ વગેરે નાખી લગાર ખાટું કરેલું ઓસામણ 'કાંબલિક' નામથી ઓળખાય છે. આ બન્નેનું લક્ષણ દર્શાવનો ઉપર્યુક્ત 'तक्र कपित्थ०' એ શ્લોક પણ તેમણે લખ્યો છે. 'प्रविचार्यते–अवचार्यते–अनुकल्पनेन उपयुज्यते अनयेति प्रविचारणा ओदनादयः।' જેઓનુ પ્રવિચારણ અથવા અવચારણ કે અનુકલ્પનરૂપે જે દ્વારા ઉપયોગ કરાય છે, તે 'પ્રવિચારણા'—ઓદન આદિ ૨૪ કહેવાય છે; આમાંની 'ઓદન' આદિ તો સ્નેહયુક્ત જ સમજવાની છે; તેમ જ 'અભ્યંજન' આદિ પણ શુદ્ધ સ્નેહથી જ તૈયાર કરાય છે; છતાં તેઓનો ઉપયોગ જઠરાગ્નિના સંબંધથી જ થાય છે, માટે તેઓને 'વિચારણા' શબ્દથી કહેવામાં આવે છે.'૨૩–૨૫

## કેવળ સ્નેહપાન એ 'વિચારણા' નથી

अच्छपेयस्तु यः स्नेहो न तामाहुर्विचारणाम् ।
स्नेहस्य स भिषग्दृष्टः कल्पः प्राथमकल्पिकः ॥२६॥

જે સ્નેહ કેવળ સ્વચ્છ જ–એકલો જ–કોઈ પણ મિશ્રણ વિના જ પિવાય છે, તેને (વૈદ્યો) 'વિચારણા' કહેતા નથી; કેમ કે વૈદ્યોએ તે સ્નેહની કલ્પના, 'પ્રથમ કલ્પના કે મુખ્ય કલ્પના' રૂપે માનેલ છે. ૨૬

ચક્રપાણિ અહીં આવી સ્પષ્ટ સમજૂતી આપે છે: 'કેવળ સ્નેહપાન તો સ્નેહન માટે શક્તિનું અતિશય હોવાપણું સૂચવે છે અર્થાત્ અતિશય પ્રદીપ્ત જઠરાગ્નિ સાથે તે સ્નેહપાન સીધો સંબંધ ધરાવે છે; આ કારણે જ તે 'અચ્છપેય' સ્નેહને 'વિચારણા' કહી શકાય નહિ; 'अच्छश्चासौ पेयश्च अच्छपेयः'—જે કેવળ સ્વચ્છ એટલે ઓદન આદિ કોઈ પણ દ્રવ્યના સંબંધ વિના એકલો જ પિવાય એ સ્નેહ 'અચ્છ–પેય' કહેવાય છે; એનો 'વિચારણા' શબ્દથી વ્યવહાર વૈદ્યોની પરંપરામાં પ્રસિદ્ધ નથી; કેમ કે એ સ્નેહપાનનો પ્રયોગ પ્રથમ–શ્રેષ્ઠ કલ્પમાં કે પક્ષમાં થાય છે; અર્થાત્ કેવળ સ્નેહપાનમાં સ્નેહનના સંપૂર્ણ ગુણો મેળવાય છે; પરંતુ ઓદન આદિમાં તો સ્નેહનું પ્રમાણ અમુક માપમાં જ હોવાથી સ્નેહનના ગુણોમા ન્યૂનતા થાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવે અહીંનો આશય દર્શાવતો અષ્ટાંગસંગ્રહનો આ શ્લોક પોતાની ટીકામાં ઉતાર્યો છે...' विचारणाः । स्नेहस्याभिभूतत्वादल्पत्वाच्च क्रमात् स्मृता । यथोक्तहेत्वभावाच्च नाच्छपेयो विचारणा ' (अष्टांग सं० सूत्र–૨૫ अ.) ઓદન આદિની કલ્પનાઓમાં સ્નેહ દબાઈ જાય છે, અને ઓછો પણ હોય છે, તે કારણે એ ઓદનાદિ સ્નેહયુક્ત કલ્પનાઓને 'વિચારણા' કહેવામાં આવે છે; પરંતુ અચ્છપેય અથવા કોઈ પણ દ્રવ્યના સંબંધ વિનાનો કેવળ એકલો જ 'સ્વચ્છસ્નેહ' તો મુખ્યત્વે સ્નેહરૂપે જ રહે છે, એટલે તેમાં સંપૂર્ણ સ્નેહગુણો રહેલા હોવાથી પૂર્વોક્ત હેતુના અભાવના કારણે તેને 'વિચારણા' કહેલ નથી. ૨૬

## સ્નેહની પ્રવિચારણાના ૬૪ ભેદો

रसैश्चोपहितः स्नेहः समासव्यासयोगिभिः ।
षड्भिस्त्रिषष्टिधा संख्यां प्राप्नोत्येकश्च केवलः ॥२७॥
एवमेता चतुःषष्टिः स्नेहानां प्रविचारणा ।
ओकर्तुव्याधिपुरुषान् प्रयोज्या जानता भवेत् ॥२८॥

કેવળ એક જ સ્નેહ સમસ્ત અને વ્યસ્ત યોગવાળા એટલે કે મુખ્યત્વે અલગ મધુર આદિ છ અને એક એક સાથે મળેલા ૫૭ રસોથી યુક્ત થઈને ત્રેસઠ પ્રકારની સંખ્યાને પ્રાપ્ત થાય છે; એમ સ્નેહોની આ ઓદનાદિ પ્રવિચારણા (એકંદર) ત્રેસઠ પ્રકારની સંખ્યાને પામે છે; અને કેવળ એકલો એક (સ્નેહ) મળીને ૬૪ થાય છે. તે પ્રવિચારણાઓનો ઓકસાત્મ્ય, ઋતુસાત્મ્ય, રોગસાત્મ્ય તથા પુરુષસાત્મ્યને જાણતા પુરુષે (વૈદ્યે) પ્રયોગ કરવો. ૨૭,૨૮

ટીકાકાર ચક્રપાણિ અહીં ટૂંકમાં આમ સમજાવે છે 'સમાસ' એટલે અન્યોન્ય સાથે મળેલા રસો; અને 'વ્યાસ' એટલે કોઈની સાથે નહિ મળેલા રસો; અલગ અલગ રસો; એમ સમાસ તથા વ્યાસયુક્ત થયેલા છ

-રસો, ઓદનાદિમાં જે ગયેલા હોય એટલે તેઓની સાથે મળેલા હોય ત્યારે સ્નેહ ત્રેસઠની સંખ્યાને પામે છે; કેમ કે કેવળ અચ્છપેયરૂપે એકલો સ્નેહ તેમા છોડી દેવાય છે; એનો અભ્યંજન આદિમાં પ્રયોગ થાય છે. રસોના ત્રેસઠ ભેદો આ ચરકના જ સૂત્રસ્થાનના 'આત્રેયભદ્રકાપ્યીય' નામના ૨૬ મા અધ્યાયમાં કહેવામાં આવશે; એમ એકલો સ્નેહ તથા ઓદનાદિમાં ગયેલા ૬૩ રસો સાથે મળી એકંદર ૬૪ પ્રકારના થયેલા સ્નેહોની પ્રવિચારણાઓ ૬૪ની જ સંખ્યાને પામે છે. અહીં મૂળમાં રહેલા 'चतुःषष्टि એ પદનો સંબંધ 'स्नेहानाम्' એ પદની સાથે કરવાનો છે, એ કારણે જ 'प्रविचारणा' એમ એક વચનનો પ્રયોગ ઘટે છે. આ સઘળી વિચારણાઓનો ઉપયોગ સર્વ સ્થળે કરી શકાય નહિ, પણ સાત્મ્ય, ઋતુ, વ્યાધિ, દોષ અને પુરુષની પરીક્ષા કર્યા પછી જ્યાં જે વિચારણાનો પ્રયોગ યોગ્ય લાગે ત્યાં જ આ ૬૪ સંખ્યામાંથી કોઈ એક જ વિચારણાનો પ્રયોગ કરવો યોગ્ય ગણાય છે; એ જ અભિપ્રાય અહીં મૂળમાં છેલ્લા અર્ધા શ્લોકમાં જણાવેલ છે. તેમાં 'ओक' શબ્દનો અર્થ 'અભ્યાસ' એવો સમજવો. 'पुरुष' શબ્દ ગ્રહણ કરી જણાવ્યું છે કે, 'આ પુરુષ અત્યારે કયા દેશમાં વસે છે?' એમ તપાસીને દેશને પણ અનુસરવા જણાવેલ છે; તેમ જ પુરુષની ઉંમર તથા બળ વગેરેને પણ અનુસરવા સૂચન કરેલ છે. ૨૭,૨૮

**-સ્નેહની માત્રાઓની સંખ્યા અને તેઓનાં પ્રમાણ**

**अहोरात्रमहः कृत्स्नमर्धाहं च प्रतीक्षते ।**
**प्रधाना मध्यमा ह्रस्वा स्नेहमात्रा जरां प्रति ॥२९॥**
**इति तिस्रः समुद्दिष्टा मात्राः स्नेहस्य मानतः ।**

**સ્નેહની જે માત્રા, પચવામાં આખા એક દિવસરાત (૨૪ કલાક) ની જરૂરિયાત ધરાવે છે, તે પ્રધાન (મુખ્ય) સ્નેહમાત્રા છે; જે સ્નેહમાત્રા પચવામાં આખા દિવસ(૧૨ કલાક)ની જરૂરિયાત ધરાવે છે, તે મધ્યમ સ્નેહમાત્રા છે અને જે સ્નેહમાત્રા પચવામાં અર્ધા દિવસ (૬ કલાક) નો જરૂરિયાત ધરાવે છે, તે હ્રસ્વ એટલે નાનામાં નાની (છેલ્લી) સ્નેહમાત્રા કહેવાય છે; એમ પ્રમાણથી (જોતાં) સ્નેહની ત્રણ માત્રાઓ કહેવામાં આવી છે. ૨૯**

ટીકાકાર ચક્રપાણિ અહીં જણાવે છે કે મૂળમાં જે 'अहोरात्र' શબ્દ લખ્યો છે, તે એકંદર આઠ પ્રહરોને જણાવે છે: અને એ જ પ્રમાણે 'अह' તથા 'अर्धाह' શબ્દ પણ અનુક્રમે ચાર પ્રહર તથા બે પ્રહર સૂચવે છે. (એક પ્રહરને ગુજરાતીમાં ત્રણ કલાકનો સમય કહે છે.) ચરકોપસ્કારના કર્તા યોગીન્દ્રનાથ સેન પોતાની ટીકામાં અહીં વધુ આમ ઉતારે છે કે સુશ્રુતે આ સ્નેહમાત્રાઓને પાંચ પ્રકારની કહી છે; જેમ કે એક પ્રહરે, બે પ્રહરે, ત્રણ પ્રહરે, ચાર પ્રહરે અને આઠ પ્રહરે પચતી સ્નેહમાત્રાઓના એમ પાંચ ભેદો થાય છે; તે સંબંધે સુશ્રુતના આ શ્લોકો પણ ટાંક્યા છે: 'या मात्रा परिजीर्येत चतुर्भागगतेऽहनि। सा मात्रा दीपयत्यग्निमल्पदोषे च पूजिता ॥ या मात्रा परिजीर्येत तथाऽर्धदिवसे गते। सा वृष्या बृंहणी चैव मध्यदोषे च पूजिता ॥ या मात्रा परिजीर्येत चतुर्भागावशेषिते। स्नेहनीया च सा मात्रा बहुदोषे च पूजिता ॥ या मात्रा परिजीर्येत्तु तथा परिणतेऽहनि। ग्लानिमूर्च्छामदान् हित्वा सा मात्रा पूजिता भवेत् ॥ अहोरात्रादसंदुष्टा या मात्रा परिजीर्यति। सा तु कुष्ठविषोन्मादग्रहापस्मारनाशिनी ॥'–સ્નેહની જે માત્રા દિવસનો ચોથો ભાગ જતાં (એટલે એક પ્રહર અથવા ત્રણ કલાકે) પચે તે સ્નેહમાત્રા અગ્નિને પ્રદીપ્ત કરે છે અને દોષ થોડા હોય ત્યારે ઉત્તમ ગણાય છે; તેમ જ જે સ્નેહમાત્રા અર્ધો દિવસ (એટલે બે પ્રહર કે ૭ કલાક) જતાં પચે છે તે સ્નેહમાત્રા મૈથુનશક્તિને વધારનારી અને શરીરને પુષ્ટ કરનારી હોઈને દોષો મધ્યમ હોય ત્યારે વખણાય છે; તેમ જ જે સ્નેહમાત્રા, દિવસનો ચોથો ભાગ બાકી રહે ત્યારે (એટલે ત્રણ પ્રહરે કે નવ કલાકે) પચે છે, તે સ્નેહમાત્રા સ્નેહનમાં યોગ્ય હોઈને ઘણા દોષો હોય ત્યારે વખણાય છે; તેમ જ જે સ્નેહમાત્રા આખો દિવસ પૂરો થતાં (ચાર પ્રહરે કે બાર કલાકે) ગ્લાનિ, મૂર્છા તથા મદને ઉત્પન્ન કર્યા વિના જ પચે છે, તે સ્નેહમાત્રા ઉત્તમ ગણાય છે; પરંતુ જે સ્નેહમાત્રા કોઈ પણ જાતનો દોષ ઉત્પન્ન કર્યા વિના આખા અહોરાત્રે (એટલે આઠ પ્રહરે કે ચોવીસ કલાકે) પચે છે, તે સ્નેહમાત્રા તો કોઢ, ઝેર, ઉન્માદ, ગ્રહબાધા તથા મોટા અપસ્મારનો પણ નાશ કરનારી થાય છે.' (આમ સુશ્રુતે પાંચ સ્નેહમાત્રાઓ કહી છે.) ૨૯

**ઉત્તમ સ્નેહમાત્રાનો પ્રયોગ અને તેના ગુણો**

**तासां प्रयोगान्वक्ष्यामि पुरुषं पुरुषं प्रति ॥३०॥**
**प्रभूतस्नेहनित्या ये क्षुत्पिपासासहा नराः ।**
**पावकश्चोत्तमबलो येषां ये चोत्तमा बले ॥ ३१ ॥**
**गुल्मिनः सर्पदष्टाश्च वीसर्पोपहताश्च ये ।**
**उन्मत्ताः कृच्छ्रमूत्राश्च गाढवर्चस एव च ॥ ३२ ॥**
**पिबेयुरुत्तमां मात्रां, तस्याः पाने गुणान् शृणु ।**
**विकारान् शमयत्येषा शीघ्रं सम्यक्प्रयोजिता ॥३३॥**

*दोषानुकर्षिणी मात्रा सर्वमार्गानुसारिणी ।*
*बल्या पुनर्नवकरी शरीरेन्द्रियचेतसाम् ॥ ३४ ॥*

જે જે પુરુષને ઉદ્દેશી એ સ્નેહમાત્રાઓના પ્રયોગો કરાય છે, તે પ્રયોગો (હવે) હું કહું છું: જેઓને કાયમ પુષ્કળ સ્નેહ, સાત્મ્ય કે પ્રકૃતિને હિતાવહ કે માફક હોય, વળી જે પુરુષો ભૂખ અને તરશને સહન કરી શકે એવા હોય, જેઓનો જઠરાગ્નિ અતિશય ઘણો જ બળવાન હોય, વળી જેઓ બળમાં પણ ઘણા જ અધિક હોય, જેઓ ગુલ્મ (ગોળાના) રોગી હોય, સર્પથી દંશાયેલા હોય, વિસર્પ(રતવા)ના રોગથી પીડાયેલા હોય, જેઓ ઉન્મત્ત—એટલે ઉન્માદ રોગથી યુક્ત હોય અથવા મૂત્રકૃચ્છ્ર રોગથી યુક્ત હોય અને જે પુરુષોની વિષ્ઠા અતિશય ગાઢ કે ગંઠાયેલી ખૂબ જ કઠણ બંધાઈને ઘણી જ મુશ્કેલીએ ઊતરતી હોય, તેઓએ સ્નેહની ઉત્તમ માત્રા જ પીવી જોઈએ; હવે તે ઉત્તમ માત્રા પીવામાં જે ગુણો છે, તે તમે સાંભળો: એ માત્રા જો બરાબર યોજાયેલી હોય તો તરત જ વિકારોને શમાવે છે; દોષોનું અનુકર્ષણ (એટલે અનુકૂળપણે બહાર ખેંચી કાઢવું) કરે છે, સર્વ માર્ગોને અનુસરે છે, બળને વધારે છે અને શરીર, ઇંદ્રિયો તથા ચિત્તને ફરી નવાં-તાજાં કરે છે. ૩૦-૩૪

### મધ્યમ સ્નેહમાત્રાનો પ્રયોગ

*अरुष्कस्फोटपिडकाकण्डूपामाभिरर्दिताः ।*
*कुष्ठितश्च प्रमीढाश्च वातशोणितकाश्च ये ॥ ३५ ॥*
*नातिबह्वाशिनश्चैव मृदुकोष्ठास्तथैव च ।*
*पिबेयुर्मध्यमां मात्रां मध्यमाश्चापि ये बले ॥ ३६ ॥*

જે પુરુષો 'અરુંષિકા' નામના (ક્ષુદ્ર) રોગથી, ફોલ્લાઓથી, નાની ફોલ્લીઓથી, ચળ-ખણજથી અને ખસના રોગથી પીડાયા હોય; જેઓ કોઢિયા, પ્રમેહના રોગી કે વાતરક્તના રોગી હોય, જેઓ ખૂબ વધારે પ્રમાણમાં ખાતા ન હોય, (તેમ જ ખૂબ ઓછા પ્રમાણમાં પણ ખાતા ન હોય, કિંતુ મધ્યમ-માપથી ખોરાક લેતા હોય,) જેઓના કોઠા કોમળ હોય અને તે જ પ્રમાણે બળમાં પણ જેઓ મધ્યમ હોય, એટલે કે મધ્યમ શરીરબળ ભોગવતા હોય, તેઓએ સ્નેહની મધ્યમ માત્રા પીવી જોઈએ. ૩૫,૩૬

એ મધ્યમ સ્નેહમાત્રાના પ્રયોગના ગુણો

*मात्रैषा मन्दविभ्रंशा न चातिबलहारिणी ।*
*सुखेन च स्नेहयति शोधनार्थे च युज्यते ॥३७॥*

એ મધ્યમસ્નેહમાત્રા, (જો બરાબર યોજાઈ ન હોય તો) અતિશય ઓછા પ્રમાણમાં કે થોડા અંશે પીડા કરનારી છે, (છતાં) ખૂબ વધારે પ્રમાણમાં બળને હરતી નથી કે ઓછું પણ કરતી નથી; તેમ જ સુખપૂર્વક કે અનાયાસે સ્નેહન કરે છે અને શોધન માટે તેનો ઉપયોગ કરાય છે. ૩૭

ટીકાકાર ચક્રપાણિ અહીં પૂર્વોક્ત ઉત્તમ માત્રા સંબંધે આવી ટીકા લખે છે કે, ઉત્તમ માત્રાના ગુણોનું વર્ણન કરતા ગ્રંથકાર, પ્રથમ 'विकारान् शमयत्येषा शीघ्रं सम्यक् प्रयोजिता' એમ કહીને તે ઉત્તમ માત્રાને 'सम्यक् प्रयोजिता' એવું વિશેષણ આપીને સૂચવે છે કે એ ઉત્તમ માત્રાનો પ્રયોગ જો બરાબર ન થયો હોય, તો એ માત્રા અતિશય વધારે પ્રમાણમાં પીડા કરનારી થાય છે; પરંતુ તેનો પ્રયોગ બરાબર—જેવો જોઈએ તેવો કરાયો હોય તો કોઠાના, સંધિના તથા મર્મના સર્વ શાખામાર્ગોમાં જઈ પહોંચીને સર્વ દોષોને દૂર કરે છે; વળી તે ઉત્તમ માત્રા સંબંધે કહેવાયું છે કે, 'विकारान् शमयति एषा शीघ्रम्' આ ઉત્તમ સ્નેહમાત્રા તત્કાળ વિકારોનું શમન કરે છે;' તે ઉપરથી આ ઉત્તમ માત્રાનો પ્રયોગ દોષોનું સંશમન કરવા માટે જ કરવાનો હોય છે; પરંતુ શોધન માટેનો સ્નેહપ્રયોગ કરવો હોય તો ઉત્તમ સ્નેહમાત્રાનો પ્રયોગ નહિ કરતાં મધ્યમ સ્નેહમાત્રાનો પ્રયોગ કરવો જરૂરી છે, એમ અહીં ૩૪મા શ્લોકમાં છેલ્લે 'शोधनार्थे च युज्यते' કહીને આ મધ્યમમાત્રાનો પ્રયોગ શોધન માટેના (પૂર્વવર્તિ) સ્નેહનમાં કરાય છે; અર્થાત્ સંશમન માટે ઉત્તમ સ્નેહમાત્રા અને શોધન માટે મધ્યમ સ્નેહમાત્રા યોજવા સૂચવ્યું છે. ૩૭

### હ્રસ્વ સ્નેહમાત્રાનો પ્રયોગ કોનાં માટે?

*ये तु वृद्धाश्च बालाश्च सुकुमाराः सुखोचिताः ।*
*रिक्तकोष्ठत्वमहितं येषां मन्दाग्नयश्च ये ॥ ३८ ॥*
*ज्वरातीसारकासाश्च येषां चिरसमुत्थिताः ।*
*स्नेहमात्रां पिबेयुस्ते ह्रस्वां ये चावरा बले ॥३९॥*

જે લોકો (ઉંમરે) વૃદ્ધ, બાળક, અતિશય કોમળ-સુંવાળા તથા સુખ ભોગવવા ટેવાયા હોય, જેઓનો કોઠો ખાલી થતાં જેઓનું અહિત થતું હોય, તેથી કોઠો ખાલી થતાં જેઓને દુઃખ

થતું હોય; જેઓનો જઠરાગ્નિ મંદ અથવા ઘણો જ નબળો હોય; જેઓને ઘણા લાંબા સમયથી તાવ, ઝાડા કે ઉધરસ થયાં હોય; અને જેઓ બળમાં ઓછા હોય, એટલે ઘણું જ ઓછું બળ ધરાવતા હોય, તેવા લોકોએ સ્નેહની હ્રસ્વ માત્રા પીવી જોઈએ. ૩૮,૩૯

### હ્રસ્વ સ્નેહમાત્રાના ગુણો

परिहारे सुखा चैषा मात्रा स्नेहनबृंहणी ।
वृष्या वल्या निराबाधा चिरं चाप्यनुवर्तते ॥४०॥

આ હ્રસ્વ સ્નેહમાત્રા પરિહારમાં એટલે પરેજી-માં સુખજનક અથવા સહેલી છે; અર્થાત્ આ અતિ ઓછા પ્રમાણની સ્નેહમાત્રાનું સેવન કરનારે ઘણા વધુ પ્રમાણમાં અપથ્યો છોડવાં પડતાં નથી; એટલે કે તેણે ઘણી જ આકરી કે લાંબી પરેજી પાળવી જરૂરી નથી; (છતાં) આ હ્રસ્વમાત્રા સ્નેહની તથા બૃંહણી પણ છે એટલે કે સ્નેહનકારક તથા પુષ્ટિકારક પણ છે; મૈથુનશક્તિવર્ધક અથવા વીર્યવર્ધક અને બળવર્ધક હોઈને કોઈ પણ ઉપદ્રવ-થી કે પીડાથી પણ રહિત છે અને લાંબા કાળ સુધી (શરીરમાં) ચાલુ રહે છે; અર્થાત્ શરીરમાંથી તરત જ બહાર નીકળી જતી નથી, પણ લાંબો કાળ શરીરમાં ટકી રહે છે; અથવા આ માત્રાનો પ્રયોગ લાંબા કાળ સુધી પણ કરી શકાય છે. ૪૦

જલ્પકલ્પતરુ ટીકાના કર્તા શ્રી ગંગાધર અહીં ૩૯-૪૦ શ્લોકોના અમુક અમુક શબ્દોનો આવો અર્થ કરતાં લખે છે કે, મૂળમાં 'सुकुमाराः' શબ્દનો અર્થ 'કોમળ સ્વ-ભાવના' એવો કરવો; તેમ જ 'सुखोचिताः' શબ્દનો અર્થ સુખજનક ભાવોના અભ્યાસી હોય, અર્થાત્ કોઈ પણ પ્રયાસ કે પરિશ્રમનાં કાર્યો જેઓ ન કરતા હોય, ગાદી-તકિયા પર બેસી રહેતા હોય, પગથી બહુ ચાલતા ન હોય, પણ વાહનોનો જ વધુ ઉપયોગ કરતા હોય; એકંદર ભોગવિલાસની સામગ્રીથી જેઓ વધુ ટેવાયેલા હોય; તેમ જ 'ये चावरा बले' એટલે બળમાં જેઓ કનિષ્ઠ હોય, ઘણા જ દુર્બળ હોય; તેઓ આ હ્રસ્વ સ્નેહમાત્રાનો ઉપયોગ કરે; આ હ્રસ્વમાત્રા 'स्नेहन-बृंहणी' છે, એટલે કે 'स्नेहनी च बृंहणी च' સ્નેહન કરનારી છે તથા બૃંહણી એટલે પુષ્ટિકારક પણ છે; તેમ જ 'निराबाधा' એટલે 'व्यापत्तिरहिता' કોઈ પણ ઉપદ્રવથી રહિત છે અને 'चिरं वाप्यवर्तते.' એટલે 'न शीघ्रं निवर्तते' તેની અસર તરત જ દૂર થતી નથી પણ લાંબો કાળ ટકે છે. ૮૯

### ઘીરૂપ સ્નેહપાન કોને હિતકારી છે?

वातपित्तप्रकृतयो वातपित्तविकारिणः ।
चक्षुष्कामाः क्षतक्षीणा वृद्धा बालास्तथाऽबलाः ॥
आयुःप्रकर्षकामाश्च बलवर्णस्वरार्थिनः ।
पुष्टिकामाः प्रजाकामाः सौकुमार्यार्थिनश्च ये ॥४२
दीप्त्योजःस्मृतिमेधाग्निबुद्धीन्द्रियबलार्थिनः ।
पिबेयुः सर्पिरार्ताश्च दाहशस्त्रविषाग्निभिः ॥ ४३ ॥

જેઓની પ્રકૃતિ વાયુની કે પિત્તની હો[ય]; જેઓને વાયુના કે પિત્તના વિકાર થયા હો[ય]; જેઓને આંખનું તેજ વધારવાની ઇચ્છા હો[ય] અથવા જેઓ આંખને બરાબર કામ કરતી નીરો[ગી] ઇચ્છતા હોય, જેઓ ક્ષતથી ક્ષીણ થયા હોય; જેઓને ઉરઃક્ષત હોય કે જેઓ ક્ષીણ હોય અથ[વા] કંઈ પ્રહાર વગેરેના ઘા લાગવાથી જેઓ દુર્બ[ળ] થયા હોય; જેઓ વૃદ્ધ, બાળક તથા બળહી[ન] હોય; જેઓ લાંબું આયુષ ઇચ્છતા હોય; જેઓ[ને] બળ, વર્ણ, ઉત્તમ શરીરનો રંગ તથા સ્વર[ની] ઇચ્છા હોય, જેઓ પુષ્ટિને ઇચ્છતા હોય, પ્ર[જા]ઓને ઇચ્છતા હોય તથા કોમળપણું કે સુંવાળાપ[ણું] ઇચ્છતા હોય, અને જેઓને કાંતિ, ઓજ[સ], સ્મરણશક્તિ, ધારણારૂપ મેધાશક્તિ, જઠરાગ્નિ[નું] બળ, બુદ્ધિબળ, ઇંદ્રિયશક્તિ તથા બળની ઇચ્[છા] હોય; તેમ જ જેઓ દાહ કે બળતરાથી, શસ્[ત્ર]પ્રહારોથી, ઝેરની અસરથી કે અગ્નિથી દાઝી જવા[ને] લીધે પીડાયા હોય, તેઓએ ઘીરૂપ સ્નેહપા[ન] કરવું જોઈએ. ૪૧–૪૩

ટીકાકાર ચક્રપાણિ અહીં ખાસ જાણવા જેવું [...] જણાવે છે. અહીં મૂળમાં વાયુના વિકારવાળાને ત[થા] પિત્તના વિકારવાળાને ઘીરૂપ સ્નેહપાન જણાવ્યું; ઉપરથી એ વાયુપ્રકૃતિવાળા તથા પિત્તપ્રકૃતિવાળા [...] સમજી શકાય છે, છતાં ફરી વાયુપ્રકૃતિવાળા માટે ત[થા] પિત્તપ્રકૃતિવાળા માટે ઘીરૂપ સ્નેહપાન કરવા જણાવવા[માં] આવ્યું છે, તેમાં આવો ગૂઢ અભિપ્રાય સૂચિત કર્યો [છે] કે વાયુપ્રકૃતિવાળાને કે પિત્તપ્રકૃતિવાળાને થોડો કફ[નો] વિકાર થયો હોય, તોપણ તેઓ ઘૃતપાન અવશ્ય ક[રી] શકે છે; એ જ પ્રમાણે નીચે 'वातव्याधिभिराविष्टा वात[-] प्रकृतयश्च ये' એમ કહેવાશે ત્યાં પણ સમજવું કે જેઓ વાયુના રોગથી ઘેરાયા હોય તેઓ અને વાયુની પ્રકૃતિ-વાળા હોય, તેઓ પણ થોડો કફનો વિકાર પામ્યા હો[ય] છતાં પણ તૈલરૂપ સ્નેહપાન કરી [...]

'बलार्थिनः' એ સ્થળે 'बल' શબ્દ મૂકયો છે, તેનો સંબંધ 'स्मृति' આદિની સાથે-સ્મૃતિબળ, મેધાબળ, અગ્નિબળ, બુદ્ધિબળ, ઇંદ્રિયબળ તથા શરીરબળ, એમ કરી લેવાનો છે; 'आर्तः' એ શબ્દનો સંબંધ 'दाह, शस्त्र, विष, अग्नि' એ શબ્દોની સાથે કરી લઈ દાહથી, શસ્ત્રથી, વિષથી તથા અગ્નિથી પીડાયેલાઓ પણ ઘૃતરૂપ સ્નેહપાન અવશ્ય કરે, એમ જણાવે છે. ૪૧-૪૩

### તૈલરૂપ સ્નેહપાન કોને હિતકારી છે?

प्रवृद्धश्लेष्ममेदस्काश्चलस्थूलगलोदराः ।
वातव्याधिभिराविष्टा वातप्रकृतयश्च ये ॥ ४४ ॥
बलं तनुत्वं लघुतां दृढतां स्थिरगात्रताम् ।
स्निग्धश्लक्ष्णतनुत्वक्तां ये च काङ्क्षन्ति देहिनः ॥४५॥
कृमिकोष्ठाः क्रूरकोष्ठास्तथा नाडीभिरर्दिताः ।
पिबेयुः शीतले काले तैलं तैलोचिताश्च ये ॥४६॥

જેઓમાં કફ અને મેદ વધી ગયો હોય; જેઓનાં ગળાં અને પેટ ખૂબ જાડાં અને મોટાં થઈ હાલ્યા કરતાં હોય; વાયુના રોગોથી જેઓ ઘેરાયા હોય; જેઓ વાયુની પ્રકૃતિવાળા હોય; વળી જે લોકો બળને, શરીરના પાતળાપણાને, શરીરના હલકાપણાને, શરીરની મજબૂતાઈને તથા શરીરના અવયવોની સ્થિરતાને ઇચ્છતા હોય; તેમ જ શરીરની ચામડીને ચીકાશવાળી, સુંવાળી તથા પાતળી જેઓ ઇચ્છે છે; અને જેઓના કોઠા કૃમિથી યુક્ત હોય અને ખૂબ જ કઠણ હોય; તેમ જ જેઓ નાડીવ્રણથી પીડાયા હોય અને તેલના અભ્યાસી કે ટેવવાળા હોય, તેઓએ શીતળ કાળમાં તૈલરૂપ સ્નેહનું પાન કરવું જોઈએ. ૪૪-૪૬

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આ પ્રમાણે વધુ સમજાવે છે: 'तैलोचिताः' તૈલસેવનનો જેઓને અભ્યાસ અથવા ટેવ પડી ગઈ હોય, તેઓ શીતળકાળમાં એટલે હેમંત અને શિશિરકાળમાં તૈલપાન કરે. પ્રથમ 'तैलं प्रावृषि' પ્રાવૃટ્ કે વર્ષાઋતુમાં તૈલ સેવન કરવું, એમ કહ્યું છે; તેમ જ 'नात्युष्णशीते' અતિ ઉષ્ણના કે અતિ શીત સિવાયના કાળમાં તૈલસેવન કરવું; એમ કહીને અતિ શીતકાળમાં તૈલસેવનનો નિષેધ કરવામાં આવ્યો છે. તેના અપવાદ તરીકે અહીં ફરી શીતળકાળમાં તૈલસ્નેહપાનની વિધિ કહેવામાં આવેલ છે.

ટીકાકાર ચક્રપાણિ અહીં ટીકા કરતાં લખે છે કે, 'शीतले काले' એમ કહીને અહીં જણાવેલ છે કે તેલનો સ્વભાવ ઉષ્ણ છે, તેથી શીતળકાળમાં પણ તૈલસેવન કરી શકાય છે; આવો અર્થ કરવાથી 'नात्युष्णशीते स्नेहं पिबेन्नरः-અતિ ઉષ્ણકાળમાં કે અતિશીતકાળમાં માણસે સ્નેહપાન કરવું નહિ' એ સામાન્ય પ્રતિષેધ સાથે કોઈ વિરોધ આવતો નથી; અથવા ઘૃતપાનના કાળની અપેક્ષાએ તૈલપાનનો કાળ શીતળ હોવો જોઈએ, એમ અહીં સમજવું જોઈએ.

ચરકોપસ્કાર યોગીન્દ્રનાથ સેન અહીં ટીકામાં આમ લખે છે કે, 'અતિશય શીતકાળમાં તો સ્નેહપાન કરવાનો ખાસ નિષેધ જ છે, તોપણ ખાસ આત્યંતિક-વિનાશ કાળ જેવો પ્રસંગ આવી પડ્યો હોય તો અતિશીતકાળમાં પણ સ્નેહપાન કરાવી શકાય છે; અથવા તૈલ એ ઉષ્ણ ગુણવાળું છે, તેથી રાત્રિમાં અથવા સાયંકાળના શીતલ (સમયે) વાયુના કે પિત્તના રોગીને તૈલપાન કરાવવું જોઈએ; આ વાત અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયમાં આ પ્રમાણે કહેવામાં આવી છે: 'निश्यनिले पित्ते च संसर्गे पित्तवत्यपि । त्वरमाणे तु शीतेऽपि दिवा तैलं च योजयेत्'-વાયુમાં, પિત્તમાં, વાયુપિત્તમિશ્રમાં કે પિત્તવાળા કોઈ પણ રોગમાં રાત્રિના સમયે તૈલપાન કરાવવું; પરંતુ જે રોગીને તૈલપાન કરાવવું ખૂબ ઝડપી કે ઉતાવળ ભરેલું હોય તેને તો શીતકાળમાં અથવા દિવસે પણ તૈલપાન કરાવી શકાય છે.૪૪-૪૬

### વસારૂપ સ્નેહપાન કોને કરાવાય?

वातातपसहा ये च रूक्षा भाराध्वकर्शिताः ।
संशुष्करेतोरुधिरा निष्पीतकफमेदसः ॥ ४७ ॥
अस्थिसन्धिसिरास्नायुमर्मकोष्ठमहारुजः ।
बलवान्मारुतो येषां खानि चावृत्य तिष्ठति ॥४८॥
महच्चाग्निबलं येषां वसासात्म्याश्च ये नराः ।
तेषां स्नेहयितव्यानां वसापानं विधीयते ॥ ४९ ॥

જેઓ વાયુને તથા તડકાને સહન કરી શકે એવા હોય, રૂક્ષ હોય, ભાર ઉપાડવાથી અથવા માર્ગે (પગપાળા) ખૂબ ચાલવાથી કૃશ થઈ ગયા હોય; જેઓનાં વીર્ય તથા લોહી સુકાઈ ગયાં હોય, જેઓના કફ તથા મેદ ક્ષીણ થઈ ગયા હોય, જેઓને હાડકાંમાં, સાંધાઓમાં, શિરાઓમાં, સ્નાયુઓમાં, મર્મસ્થાનોમાં તથા કોઠામાં ઘણી જ વેદનાઓ થતી હોય, જેઓનો વાયુ બળવાન હોઈને તેઓની ઇંદ્રિયોનાં તથા સ્રોતોનાં છિદ્રોને ઢાંકી દઈ ત્યાં જ રોકાઈ રહેતો હોય, જેઓના જઠરાગ્નિનું બળ ઘણું જ મોટા

પ્રમાણમાં હોય; અને જેઓને વસાનું સ્નેહપાન સાત્મ્ય હોય એટલે કે જેઓની પ્રકૃતિને વસા-સ્નેહ અનુકૂલ અથવા માફક હોય, એવા વસા-સ્નેહને યોગ્ય લોકોને વસારૂપી સ્નેહપાન કરાવી શકાય છે. ૪૭-૪૯

### મજ્જારૂપ સ્નેહપાન કોને હિતકારી?

दीप्ताग्नयः क्लेशसहा घस्मराः स्नेहसेविनः।
वातार्ताः क्रूरकोष्ठाश्च स्नेहा मज्जानमाप्नुयुः॥५०॥

જેઓના જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, જેઓ કલેશને સહન કરી શકે એવા હોય, જેઓ ઘણું જ ખાઈ જવાનો સ્વભાવ ધરાવતા હોય, જેઓનો સ્નેહસેવનનો સ્વભાવ હોય, વાયુના રોગથી જેઓ પીડાયા હોય, જેઓનો કોઠો ઘણો જ ભારે અથવા કઠોર હોય તેમ જ જેઓ (મજ્જારૂપ) સ્નેહને યોગ્ય હોય, તેઓ મજ્જારૂપ સ્નેહનું પાન કરે તે યોગ્ય છે. ૫૦

### સ્નેહનની કાલમર્યાદા

येभ्यो येभ्यो हितो यो यः स्नेहः स परिकीर्तितः।
स्नेहनस्य प्रकर्षौ तु सप्तरात्रत्रिरात्रकौ॥५१॥

એમ જે જે લોકોને જે જે સ્નેહ હિતકારી થાય છે, તે કહેવામાં આવ્યો; આ સ્નેહનના પ્રકર્ષ એટલે કે સ્નેહની પૂર્ણતા સંબંધે છેલ્લામાં છેલ્લી કાલમર્યાદા પણ સાત રાત્રિની તથા ત્રણ રાત્રિની છે. ૫૧

પ્રથમ પ્રશ્ન કરવામાં આવેલ છે કે 'प्रकर्षः स्नेहने च कः–સ્નેહનવિષયક પ્રકર્ષ એટલે કે છેલ્લામાં છેલ્લી કાલમર્યાદા ક્યાં સુધીની હોય છે?' એનો ઉત્તર અહીં અપાયો છે કે સાત રાત્રિના તથા ત્રણ રાત્રિના એમ બે પ્રકારના સ્નેહનના પ્રકર્ષો છે–અર્થાત્ જેનો કોઠો ઘણો જ સખત હોય તે છેવટમાં છેવટ સાત દિવસ-રાત સુધી કેવળ સ્વચ્છ સ્નેહનું સેવન કરે; અને જેનો કોઠો કઠોર ન હોય, પણ કોમળ હોય તે માણસ છેવટ-માં છેવટ ત્રણ દિવસ–રાત સુધી કેવળ સ્વચ્છ સ્નેહનું સેવન કરી શકે; આ સ્નેહનપ્રકર્ષ અથવા સ્નેહસેવનની છેલ્લી બે મર્યાદાઓ જે કહી છે, તે પૂર્વોક્ત ઓદનાદિ પ્રવિચારણાને ઉદ્દેશી કહેવામાં નથી આવી; કેમ કે તેનો પ્રકર્ષ તો સારી રીતે થયાનાં લક્ષણો જોવાથી જ સમજવાનો હોય છે; આમ શ્રી ગંગાધરે જલ્પકલ્પતરુ ટીકામાં સમજૂતી આપી છે.

ટીકાકાર ચક્રપાણિ પોતાની ટીકામાં અહીં આવી સ્પષ્ટતા કરે છે: 'અહીં જણાવવામાં આવેલા બે પ્રકર્ષો, આવા આશયથી જણાવ્યા છે કે સ્નેહનની ઓછામાં ઓછી કાલમર્યાદા તે 'અલ્પપ્રકર્ષ' છે અને વધુમાં વધુ કાલમર્યાદા તે 'ભૂયઃપ્રકર્ષ' છે; તેમાંનો 'અલ્પપ્રકર્ષ' ત્રણ રાત્રિનો છે અને 'ભૂયઃપ્રકર્ષ' સાત રાત્રિનો હોઈ શકે છે. આ બંને પ્રકર્ષો આગળ જતાં કહેવાશે: તે સદ્યઃસ્નેહપ્રયોગ અને અતિરિક્ત સ્નેહપ્રયોગ સંબંધે સમજવાના છે–અર્થાત્ તાત્કાલિકનો સ્નેહપ્રયોગ છેવટમાં છેવટ ત્રણ રાત સુધી કરી શકાય છે અને વધુમાં વધુ સ્નેહપ્રયોગ સાત રાત સુધી થઈ શકે છે; અથવા તાત્કાલિકના–સદ્યઃસ્નેહપ્રયોગો પણ ત્રણ દિવસે જ માણસોને સ્નેહયુક્ત કરી શકે છે. અહીં સ્નેહપ્રયોગ-ની પ્રશંસા માટે જ 'सद्यः' પદ મૂકવામાં આવેલ છે;' આ સંબંધે આ ચરકસંહિતાના જ સિદ્ધિસ્થાનના પહેલા અધ્યાયમાં કહેશે કે, 'त्र्यहावरं सप्तदिनं परं तु स्निग्धो नरः स्वेदयितव्य इष्टः। नातः परं स्नेहनमादिशन्ति सात्म्यी भवेत् सप्तदिनात् परं हि। ઓછામાં ઓછા ત્રણ દિવસો અને વધુમાં વધુ સાત દિવસો સુધી સ્નેહન-પ્રયોગ કર્યા પછી માણસને સ્વેદન કરાવવું જોઈએ; પરંતુ એ ત્રણ દિવસોની કે સાત દિવસોની કાલમર્યાદા-થી વધુ સમય સ્નેહનપ્રયોગ કરવાનું વિદ્વાનો યોગ્ય ગણતા નથી; કેમ કે વધુમાં વધુ સાત દિવસ સુધીના સ્નેહનપ્રયોગ પછી પણ ચાલુ રખાતું સ્નેહન સાત્મ્યરૂપ બની જાય છે, એથી કોઈ વધુ લાભ મેળવી શકાતો નથી: એવું સ્નેહન તો કાયમ લેવાતા આહાર જેવું જ બની જાય છે; જે લાભ ઔષધરૂપ સ્નેહથી મળે છે, તે લાભ એવા વધુ પડતા સ્નેહનથી મળી શકતો નથી.'

ચરકોપસ્કાર ટીકામાં યોગીંદ્રનાથ સેન પણ અહીં ઉપર જણાવેલો જ અભિપ્રાય દર્શાવે છે કે, 'અહીં દર્શાવેલા બે પ્રકારના સ્નેહનપ્રકર્ષો અનુક્રમે ક્રૂરકોષ્ઠ તથા મૃદુકોષ્ઠ માણસને ઉદ્દેશીને જ કહ્યા છે; અર્થાત્ જેનો કોઠો ઘણો જ કઠણ હોય તેને સાત દિવસ સુધી સ્નેહન-પ્રયોગ કરાવવો અને જેનો કોઠો કોમળ કે નરમ હોય તેને ત્રણ દિવસો સુધી સ્નેહનપ્રયોગ કરાવવો. આ વાત આ જ અધ્યાયમાં આગળ જતાં ૬૪મા શ્લોકમાં કહેવામાં આવશે. આ બંને પ્રકર્ષો સ્નેહનના કાળને મર્યાદિત કરે છે કે ઓછામાં ઓછા ત્રણ દિવસ અને વધુમાં વધુ સાત દિવસ સુધી સ્નેહનપ્રયોગ કરી શકાય છે. વળી જેનો કોઠો નહિ કઠણ કે નહિ કોમળ એટલે મધ્યમ હોય તે માણસ ચાર, પાંચ કે છ દિવસ સુધી સ્નેહનપ્રયોગ કરી શકે છે; આ આશય સુશ્રુતે ચિકિત્સા-સ્થાનના ૩૧ મા અધ્યાયમાં જણાવેલો છે; જેમ કે:

### સ્નેહના સમ્યગ્યોગનું લક્ષણ

वातानुलोम्यं दीप्तोऽग्निर्वर्चः स्निग्धमसंहतम् ।
मार्दवं स्निग्धता चाङ्गे स्निग्धानामुपजायते ॥५८॥

જેઓને સ્નેહન બરાબર કરાયું હોય કે યોગ્ય હોઈને અનુકૂલ થયું હોય તેઓના શરીરમાં વાયુનું અનુલોમપણું (એટલે નીચે ગતિ) થાય છે; જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, વિષ્ઠા સ્નિગ્ધ-ચીકણી અને નહિ ગંઠાયેલી થાય છે અને શરીરમાં કોમળતા તથા ચીકાશ ઉત્પન્ન થાય છે. ૫૮

### સ્નેહના અતિયોગનું લક્ષણ

पाण्डुता गौरवं जाड्यं पुरीषस्याविपक्वता ।
तन्द्रीररुचिरुत्क्लेशः स्यादतिस्निग्धलक्षणम् ॥५९॥

જેને સ્નેહન માત્રાથી વધુ અપાયું હોય તેના શરીરમાં (તે સ્નેહના ઉપદ્રવરૂપે) ફીકાશ, ભારેપણું, જડતા, વિષ્ઠાની કચાશ, નિદ્રા જેવું ઘેન, અરુચિ તથા બકારી કે ઊબકા થાય, એ અતિશય વધારે પ્રમાણમાં જેને સ્નેહન કરાયું હોય તેનાં લક્ષણરૂપે જાણવું. ૫૯

એમ ઉપર ૫૭-૫૮-૫૯ મા શ્લોકમાં અનુક્રમે સ્નેહના અયોગનાં, સમ્યગયોગનાં તથા અતિયોગનાં જે લક્ષણો કહ્યાં છે, તેને જ મળતાં સુશ્રુતમાં ચિકિત્સા-સ્થાનના ૩૧ મા અધ્યાયમાં વિસ્તારથી લક્ષણો કહ્યાં છે, તે ત્યાં જોઈ લેવાં; તેમ જ સ્નેહને યોગ્ય-અયોગ્ય વ્યક્તિઓ તથા અયોગ્યને સ્નેહન કર્યાથી તેઓને થતા દારુણ રોગો પણ સુશ્રુતમાં તે જ સ્થાનના તે જ અધ્યાયમાં કહેલાં હોઈ જોવા જેવાં છે. ૫૯

### સ્નેહપાન કર્યા પહેલાં આગલા દિવસનાં પથ્યો

द्रवोष्णमनभिष्यन्दि भोज्यमन्नं प्रमाणतः ।
नातिस्निग्धमसंकीर्णं श्वः स्नेहं पातुमिच्छता ॥६०॥

જે માણસ આવતી કાલે સ્નેહપાન કરવા ઇચ્છતો હોય તેણે-અર્થાત્ સ્નેહપાન કરવાના દિવસની પહેલાંના દિવસે (તે માણસે) પ્રવાહી, ગરમ, (કફવર્ધક તથા ભારે હોઈ રસવાહી નાડીઓને જે રોકે નહિ તેવાં-) અનભિષ્યંદિ, તેમ જ અતિશય સ્નિગ્ધ કે ચીકાશવાળાં ન હોય, તેવાં તથા અસંકીર્ણ એટલે બે-ત્રણ દ્રવ્યો ભેગાં કરીને રાંધ્યાં ન હોય એવાં અન્ન અથવા ખોરાકનાં દ્રવ્યો, માપસર જમવાં જોઈએ. ૬૦

### સ્નેહપાનનો કાળ

पिबेत्संशमनं स्नेहमन्नकाले प्रकाङ्क्षितः ।
शुद्ध्यर्थं पुनराहारे नैशे जीर्णे पिबेन्नरः ॥ ६१ ॥

(જે દિવસે સ્નેહપાન કરવું હોય તે દિવસે) જે સંશમન માટેનો સ્નેહ પીવો હોય, તો ભોજન કરવાની જેને ઇચ્છા થઈ હોય તે માણસે, ભોજન કરવાના સમયે તે (સંશમન) સ્નેહ પીવો, પરંતુ શુદ્ધિ માટેનો શોધનસ્નેહ તો (આગલા દિવસે કરેલો) રાત્રિનો આહાર પચી ગયો હોય ત્યારે પ્રાતઃકાળમાં જ પીવો જોઈએ. ૬૧

અહીં બે પ્રકારનાં સ્નેહપાન બતાવ્યાં છે; એક તો સંશમન સ્નેહપાન અને બીજું સંશોધન સ્નેહપાન; તેમાંનું સંશમન સ્નેહપાન ભોજનકાળના સમયે લગભગ બે પ્રહર જેટલો દિવસનો સમય થાય ત્યારે જ્યારે ભૂખ લાગી હોય ત્યારે કરવું જોઈએ; પણ સંશોધન-સ્નેહપાન તો રાત્રિનો ખોરાક પચી ગયો હોય ત્યારે પ્રાતઃકાળમાં જ કરવું જોઈએ; આવો અહીં ભાવ છે; ચક્રપાણિ ટીકાકાર અહીં વધુ આમ પણ સમજાવે છે કે, આ બે પ્રકારના સ્નેહોમાનો સંશમનસ્નેહ, ઊલટી રીતે પિવાય એટલે કે રાત્રિનો આહાર પચ્યો હોય ત્યારે પ્રાતઃકાળમાં જ સંશમનસ્નેહ પિવાય તો કોઠાને લેપનારા દોષોનો નાશ નહિ થયો હોવાથી તે સંશમન-સ્નેહ પણ દોષોની સાથે સંબંધ પામીને દોષોનો ઊલટો વધારો કરે છે, પણ દોષોનું સંશમન કરતો નથી; સંશોધન માટેનો સ્નેહ તો દોષોનો ભલે વધારો કરે, તોપણ તે ઇચ્છવા યોગ્ય જ છે; આ રીતે અહીં સ્નેહપાન કરવાનો કાળ જે કહ્યો છે, તે ઉત્સર્ગરૂપે સામાન્ય જ કહ્યો છે. 'वातपित्ताधिको रात्रौ-વાયુ તથા પિત્તની અધિકતા-વાળાએ રાત્રે સ્નેહપાન કરવું' એમ તે કાળ સાથે વિરોધ ન ગણાય. ૬૧

### સ્નેહપાન કર્યા પછીનાં પથ્ય-અપથ્ય

स्नेहं पीत्वा नरः स्नेहं प्रतिभुञ्जान एव च ।
उष्णोदकोपचारी स्याद् ब्रह्मचारी क्षपाशयः ॥६२॥
शकृन्मूत्रानिलोद्गारानुदीर्णांश्च न धारयेत् ।
व्यायाममुच्चैर्वचनं क्रोधशोकौ हिमातपौ ॥ ६३ ॥
वर्जयेदप्रवातं च सेवेत शयनासनम् ।
स्नेहमिथ्योपचाराद्धि जायन्ते दारुणा गदाः ॥६४॥

સ્નેહપાન કર્યા પછી (અને સ્નેહ પચી જાય ત્યારે) બીજા સ્નેહનું પણ પાન કરતા મનુષ્યે ગરમ જળથી જ ઉપચારો કરવા એટલે કે સ્નાન,

પાન આદિમાં ગરમ જળનો જ ઉપયોગ કર્યા કરવો જોઈએ; બ્રહ્મચર્યનું પાલન કરવું, રાત્રિના સમયે જ સૂવું જોઈએ (દિવસે સૂવું ન જોઈએ); મળ, મૂત્ર, અપાનવાયુ તથા ઓડકારના વેગો આવ્યા હોય તેઓને રોકવા નહિ; કસરત, ઊંચેથી બોલવું, ક્રોધ, શોક, હિમ કે ટાઢ અને તડકાનો ત્યાગ કરવો અને સૂવાનું તથા બેસવાનું વાયુરહિત પ્રદેશમાં રાખવું જોઈએ; (ઉપર કહેલા નિયમોનું બરાબર પાલન કર્યા વિના) સ્નેહનો ખોટો પ્રયોગ કરવાથી (અથવા પૂર્વોક્ત પ્રયોગ-વિધિથી વિરુદ્ધ) સ્નેહની ખોટી વિધિથી પ્રયોગ કરવાથી અવશ્ય ભયંકર રોગો ઉત્પન્ન થાય છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં છેલ્લા ૬૪મા શ્લોકના પૂર્વાર્ધ તરીકે 'स्नेहं पीत्वा नरे स्नेहं प्रतिभुञ्जान एव च' એવો પાઠ સ્વીકારે છે અને પોતાની ટીકામાં તે આખા શ્લોકને આવી રીતે ઘટાવે છે: 'स्नेहं पीत्वा तु अपरं स्नेहं प्रतिभुञ्जाने नरे स्नेहमिथ्योपचारात् दारुणाः गदाः जायन्ते, हि यस्मात् स्नेहं पीत्वा भोजनादौ स्नेहान्तरं न भुञ्जीत। पीते जीर्णे च स्नेहे हितं चाहितमुक्तम्। સ્નેહનું પાન કર્યા પછી બીજા સ્નેહનું ભોજન કરતા મનુષ્ય વિષે સ્નેહનો એ ખોટો પ્રયોગ થવાને લીધે ભયંકર રોગો ઉત્પન્ન થાય છે; કારણ કે સ્નેહનું પાન કર્યા પછી ભોજનના આરંભમાં બીજા સ્નેહનું ભોજન થઈ શકે નહિ. આ રીતે અહીં સ્નેહપાન કર્યા પછી અને તે સ્નેહનું પાચન થયા પછી જે હિત તથા અહિત થાય છે, તે કહેવામાં આવેલ છે'

ટીકાકાર ચક્રપાણિ તો પોતાની આયુર્વેદદીપિકા ટીકામાં અહીં આવી ટીકા લખે છે: 'स्नेहं प्रतिभुञ्जान इति स्नेहे जीर्णेऽपि स्नेहप्रयोगानुगुणमन्यस्नेहमविरुद्धवीर्यादिगुणयुक्तं भुञ्जानः।' સ્નેહપાન કર્યા પછી, એ સ્નેહ પચી જાય ત્યારે પણ તે સ્નેહપ્રયોગને અનુસરતા એટલે તે સ્નેહથી વિરુદ્ધ ન હોય એવાં વીર્ય આદિ ગુણોથી યુક્ત–બીજા સ્નેહનું ભોજન કરતા મનુષ્યે પણ અહીં જણાવેલા નિયમોનું પાલન કરવું જોઈએ. આ ઉપરથી સ્નેહપાન કર્યા પછી અને તે સ્નેહ પચી જાય ત્યારે પણ શું હિત છે તથા શું અહિત છે? એવા બે પ્રશ્નોના ઉત્તર અહીં આપવામાં આવ્યા છે; જેવા કે 'उष्णोदकोपचारी स्याद्' ઇત્યાદિ આમ ચક્રપાણિ તો અહીં ૬૨મા શ્લોકનો પૂર્વાર્દ્ધ આરંભ 'स्नेहं पीत्वा नरः स्नेहं प्रतिभुञ्जान एव च' એ પ્રમાણે જ સ્વીકારે છે, અને તેનું અનુસરણ અહીં અમે કરેલ છે.

ચરકોપસ્કાર ટીકાના કર્તા યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ પણ સમજાવે છે: 'અહીં દર્શાવેલ સ્નેહપાન-વિધિનું પાલન, જેટલા દિવસો સુધી સ્નેહપાન ચાલુ રહે તેટલા દિવસો સુધી અને સ્નેહપાન બંધ કર્યા પછી પણ જેટલા દિવસો સુધી સ્નેહપાન કર્યું હોય તેટલા બીજા દિવસો સુધી પણ કરવું જોઈએ; જેમ કે સાત દિવસો સુધી સ્નેહપાન કર્યું હોય, તો સ્નેહપાન છોડ્યા પછી પણ બીજા સાત દિવસો ઉમેરી–ચૌદ દિવસો સુધી અહીં જણાવેલી વિધિનું પાલન થવું જોઈએ; આ અભિપ્રાય સિદ્ધિસ્થાનના પહેલા અધ્યાયમાં કહેવામાં આવશે; આ જ કારણે વૃદ્ધવાગ્ભટ અષ્ટાંગસંગ્રહના સૂ૦ ૨૫મા અધ્યાયમાં આ પ્રમાણે જ નિયમપાલન કરવા લખે છે; તે ત્યાં જોવું. ૬૨–૬૪

**નરમ કોઠાવાળાનું તથા કઠણ કોઠાવાળાનું લક્ષણ**

**मृदुकोष्ठस्त्रिरात्रेण स्निह्यत्यच्छोपसेवया ।**
**स्निह्यति क्रूरकोष्ठस्तु सप्तरात्रेण मानवः ॥ ६५ ॥**

અચ્છસ્નેહના સેવનથી જે માણસ ત્રણ દિવસે સ્નેહયુક્ત થઈ જાય તે મૃદુકોષ્ઠ એટલે કોમળ કોઠાવાળો કહેવાય; અને જે માણસ સાત દિવસે સ્નેહયુક્ત થાય તેને કઠણ કોઠાવાળો જાણવો; અર્થાત્ જેનું સ્નેહન ત્રણ દિવસે થઈ જાય તે કોમળ કોઠાવાળો અને જેનું સ્નેહન સાત દિવસે થઈ જાય તે કઠણ કોઠાવાળો ગણાય છે. ૬૫

**કોમળ કોઠાવાળાનું બીજું લક્ષણ**

**गुडमिक्षुरसं मस्तु क्षीरमुल्लोडितं दधि ।**
**पायसं कृशरं सर्पिः काश्मर्यत्रिफलारसौ ॥ ६६ ॥**
**द्राक्षारसं पीलुरसं जलमुष्णमथापि वा ।**
**मद्यं वा तरुणं पीत्वा मृदुकोष्ठो विरिच्यते ॥६७॥**

ગોળ, શેરડીનો રસ, મસ્તુ (એટલે દહીંનું પાણી), દૂધ, વલોવેલું દહીં, દૂધપાક, (તલ, ચોખા અને અડદની) કૃશરા–યવાગૂ કે રાબ, ઘી, ગાંભારીનો રસ, ત્રિફળાનો રસ, દ્રાક્ષનો રસ, પીલુનો રસ, ગરમ પાણી અથવા નવું–તાજું મદ્ય પીને કોમળ કોઠાવાળા માણસને વિરેચન થાય છે. ૬૬,૬૭

અહીં જણાવેલા ગોળ આદિમાંનો એક પણ પદાર્થ પીને જેને રેચ લાગે તેને કોમળ કોઠાવાળો જાણવો; આમાં 'कृशर' શબ્દ લખ્યો છે, તેનો પર્યાય 'कृशरा' એમ સ્ત્રીલિંગે પણ મળે છે. તલ, ચોખા તથા

'पिबेत् त्र्यहं चतुरहं पञ्चाहं षडहं तथा। सप्तरात्रात् परं स्नेहः सात्म्यीभवति सेवितः ॥' કોમળ કોઠાવાળો માણસ વધુમાં વધુ ત્રણ દિવસ સુધી, મધ્યમ કોઠાવાળો માણસ વધુમાં વધુ ચાર, પાંચ કે ૭ દિવસ સુધી અને ખૂબ કઠણ કોઠાવાળો માણસ વધુમાં વધુ સાત દિવસ સુધી સ્નેહ-સેવન કરી શકે છે; પરંતુ સાત દિવસ પછી વધુ સમય સુધી સેવેલો સ્નેહ સાત્મ્ય બની જાય છે; એટલે આહારની જેમ માફક બની જાય છે; તેવા ચાલુ રહેલા સ્નેહથી ઔષધ તરીકેનો ખાસ લાભ મળી શકતો નથી. ભોજે પણ દોષના ભેદની દૃષ્ટિએ સ્નેહનના કાળ આ રીતે દર્શાવ્યા છે: 'त्र्यहेण श्लैष्मिकः स्निग्धात्, पञ्चरात्रेण पैत्तिकः। वात्तिकः सप्तरात्रेण, सात्म्यतां यात्यतः परम्।' કફ-પ્રકૃતિનો માણસ ત્રણ દિવસ સુધી સ્નેહનપ્રયોગથી સ્નિગ્ધ બની જાય છે, પિત્તપ્રકૃતિનો માણસ પાંચ દિવસના સ્નેહનપ્રયોગથી સ્નિગ્ધ બની જાય છે અને વાયુપ્રકૃતિનો માણસ સાત દિવસના સ્નેહનપ્રયોગથી સ્નિગ્ધ બની જાય છે; એ ઉપરાંત સ્નેહનપ્રયોગ ચાલુ રાખ્યા કરવાથી તો સ્નેહનું સાત્મ્યપણું થઈ જાય છે એટલે કે એવો સ્નેહ તો ખોરાકના જેવો શરીરને માફક બની જાય છે; તેથી ઔષધ તરીકેનો વિશેષ લાભ મળી શકતો નથી.' ૫૧

### સ્નેહનને યોગ્ય માણસો કયા?

**स्वेद्याः शोधयितव्याश्च रूक्षा वातविकारिणः ।**
**व्यायाममद्यस्त्रीनित्याः स्नेह्याः स्युर्ये च चिन्तकाः॥५२**

જેઓ સ્વેદનને યોગ્ય હોય, શોધનને યોગ્ય હોય, રૂક્ષ થયા હોય, વાયુના વિકારવાળા હોય; કાયમ કસરત, મદ્ય તથા સ્ત્રીનું સેવન કરતા હોય અને એકધારું ચિંતન કર્યા કરતા હોય (અથવા મગજનાં કામ કર્યા કરતા હોય) તેઓ સ્નેહનને યોગ્ય ગણાય છે. ૫૨

અર્થાત્ જેઓના રોગો સ્વેદનથી સાધ્ય હોય, વમન–વિરેચન આદિથી જેઓનું શોધન કરવું ઘટતું હોય, જેઓ રૂક્ષ તથા વાયુના રોગી હોય, જેઓ હંમેશાં કસરત કરતા હોય, હંમેશાં મદ્ય પીતા હોય અને હંમેશાં સ્ત્રી સાથે મૈથુન પણ કરતા હોય અને જેઓ કાયમ ચિંતન કે વિચારો કર્યા કરતા હોય, તેઓ બધા સ્નેહનને યોગ્ય છે; તેઓને અવશ્ય સ્નેહન કરવું જરૂરી છે. એમ શ્રીગંગાધર જલ્પકલ્પતરુમાં લખે છે.

શ્રી ચક્રપાણિ પણ આયુર્વેદદીપિકામાં અહીં આવી સ્પષ્ટતા કરે છે કે, 'જેઓ કેવળ સ્વતંત્ર સ્વેદથી સાધ્ય હોય, વાયુના રોગથી પીડાયા હોય, તેઓ મૂળમાં જણા-વેલા વગેરે સ્નેહનને યોગ્ય છે; પરંતુ શોધનના અંગરૂપ સ્વેદનથી જેઓના રોગો સાધ્ય હોય, તેઓનું ગ્રહણ તો 'शोधयितव्याः–શોધનને યોગ્ય' એ પદથી જ ગ્રહણ થઈ જાય છે; તેમ જ જેઓ ઘણી જાતનાં ચિંતન કે વિચારો કર્યા કરતા હોય તેઓ પણ સ્નેહનને યોગ્ય છે. ૫૨

### સ્નેહનને અયોગ્ય વ્યક્તિઓ

**संशोधनादृते येषां रूक्षणं संप्रवक्ष्यते ।**
**न तेषां स्नेहनं शस्तमुत्सन्नकफमेदसाम् ॥५३॥**
**अभिष्यन्दाननगुदा नित्यं मन्दाग्नयश्च ये ।**
**तृष्णामूर्च्छापरीताश्च गर्भिण्यस्तालुशोषिणः ॥५४॥**
**अन्नद्विषश्छर्दयन्तो जठरामगरार्दिताः ।**
**दुर्बलाश्च प्रतान्ताश्च स्नेहग्लाना मदातुराः ॥५५॥**
**न स्नेह्या वर्तमानेषु न नस्तोबस्तिकर्मसु ।**
**स्नेहपानात्प्रजायन्ते तेषां रोगाः सुदारुणाः ॥५६॥**

જેઓનું સંશોધન કર્યા વિના જ રૂક્ષણ કરવાનું કહેવામાં આવશે, તેઓનું સ્નેહન કરવું યોગ્ય નથી;' તેમ જ જેઓના કફ તથા મેદ વધી ગયા હોય, તેઓને પણ સ્નેહન દેવું યોગ્ય નથી; અથવા જેઓના કફ તથા મેદ વધ્યા હોય તેઓનું સંશોધન કર્યા વિના જ રૂક્ષણ કરવું કહેવામાં આવશે, તેઓનું (રૂક્ષણ કર્યા વિના જ) સ્નેહન કરવું, તે યોગ્ય નથી; તેમ જ જેઓનાં મુખ અને ગુદા સ્રાવને સ્રવતાં હોય, જેઓનો જઠરાગ્નિ કાયમ મંદ રહેતો હોય, જેઓ તરશ અને મૂર્છાથી ઘેરાયેલા હોય, જે સ્ત્રીઓ ગર્ભિણી હોય, જેઓનાં તાળવાં સુકાતાં હોય, જેઓને ખોરાક પર દ્વેષ થતો હોય, જેઓ ઊલટીના રોગવાળા હોય; જેઓ ઉદર-રોગથી, આમદોષથી તથા (કૃત્રિમ) વિષથી પીડાયા હોય, (શરીરે) દુર્બળ હોય, ગ્લાનિ પામ્યા હોય એટલે કે પરિશ્રમનાં કાર્ય કર્યા વિના જ થાકનો અનુભવ કરતા હોય, સ્નેહનું સેવન કરતાં જેઓ કંટાળતા હોય અને જેઓ મદથી આતુર થયા હોય એટલે કે મદ્યપાનથી થતો મદનો રોગ જેઓને થયો હોય, તેઓ સ્નેહનને યોગ્ય ગણાતા નથી; તેમ જ જે સમયે નસ્યકર્મ તથા બસ્તિકર્મ ચાલી રહ્યું હોય, તે સમયે પણ સ્નેહન કરવું યોગ્ય નથી; કારણ કે તેઓને સ્નેહપાન કરાવવાથી અતિ દારુણ રોગો ઉત્પન્ન થાય છે. ૫૩–૫૬

સૂત્રસ્થાનના 'લંઘન–બૃંહણીય' નામના ૨૨ મા અધ્યાયમાં જેઓના સંબંધે આ પ્રમાણે રૂક્ષણ કરવાનું કહેવામાં આવશે: 'अभिष्यंदा महादोषा मर्मस्था व्याधयश्च ये। ऊरुस्तम्भप्रभृतयो रूक्षणीया निदर्शिताः।' સ્રોતોમાંથી કફનું અતિશય વધુ પ્રમાણમાં નીકળવું તે 'અભિષ્યન્દ' અને મહાદોષયુક્ત મર્મસ્થાનના રોગો, તેમ જ ઊરુસ્તંભ વગેરે રોગો પણ રૂક્ષણને યોગ્ય ગણાય છે.' એટલે એવા રોગો જેમને થયા હોય, તેઓને શોધનરૂપ રૂક્ષણ કર્યા વિના સ્નેહન કરવું યોગ્ય નથી; પરંતુ જ્યારે તેવા રોગીઓને શોધન દ્વારા રૂક્ષણક્રિયા થઈ જાય છે, ત્યારે તે રૂક્ષણ થયા પછી શોધનના અંગરૂપ સ્નેહન કરવું, તેમાં દોષ નથી. જેઓમાં કફ તથા મેદ વધી પડ્યા હોય, તેઓનું રૂક્ષણ કરવું જ જોઈએ, તેથી 'उत्सन्नकफमेदसाम्' એ પદ ખાસ વિશેષણરૂપે મૂક્યું છે; એવા જ લોકો ખાસ રૂક્ષણને યોગ્ય ગણાય છે; માટે તેઓનું શોધનરૂપ રૂક્ષણ કર્યા વિના સ્નેહન કરવું, તે અયોગ્ય છે; આમ કહેવામાં અભિપ્રાય આ છે કે, જેઓમાં કફ તથા મેદ વધ્યા હોય, તેવા પુરુષોનું જો શોધન કરવું હોય તો તેઓને ૨૨ મા અધ્યાયમાં કહેશે. તે પ્રમાણે–'कटुतिक्तकषायाणां सेवनं स्त्रीष्वसंयमः। खलिपिण्याकतक्राणां मध्वादीनां च रूक्षणम्।' તીખા, કડવા તથા તૂરા રસવાળા પદાર્થોનું સેવન, સ્ત્રીઓ વિષે અસંયમ એટલે ખૂબ મૈથુન; સરસવનો તથા તલનો ખોળ, છાશ તથા મધ આદિનું સેવન પણ રૂક્ષણરૂપે થાય છે એટલે કે આ બધાં શરીરને રૂક્ષ કરનારાં થાય છે.' ઇત્યાદિ દ્વારા તથા ઔષધ દ્વારા રૂક્ષણ કર્યા પછી શોધન કરાવ્યા પહેલાં કે શોધનની મધ્યે યથાયોગ્ય સ્નેહન કરવું તે યોગ્ય છે. અષ્ટાંગસંગ્રહકારે સૂત્રસ્થાનના ૨૪ અધ્યાયમાં કહ્યું છે કે, 'मांसला मेदुरा भूरिश्लेष्माणो विषमाग्नयः। स्नेहोचिताश्च ये स्नेह्यास्तान् पूर्वं रूक्षयेत् ततः। संस्नेह्य शोधयेदेवं स्नेहव्यापन्न जायते।' જેઓ માંસથી ભરાવદાર, ખૂબ મેદવાળા, અતિશય વધારે કફવાળા, તથા વિષમ અગ્નિવાળા હોય, અને જેઓ સ્નેહથી ટેવાયેલા હોય, તેઓ જોકે સ્નેહનને યોગ્ય નથી, છતાં તેઓને જો સ્નેહન કરવું જરૂરી હોય તો પ્રથમ રૂક્ષ કરવા જોઈએ; તે પછી તેઓનું બરાબર સ્નેહન કરીને શોધન કરવું જોઈએ, જેથી સ્નેહનના ઉપદ્રવો થતા નથી; તેમ જ જેઓનાં મોઢાં અને ગુદા દ્રવપ્રધાન કફના વિકારથી યુક્ત હોઈ સ્રાવને સ્રવ્યા કરતાં હોય એટલે કે જેઓના મોઢામાંથી લાળો ઝરતા હોય અને ગુદામાંથી કફયુક્ત અતિસાર સ્રવતો હોય તેઓને સ્નેહન કરવું અયોગ્ય છે, એમ ચક્રપાણિ સૂચવે છે.

અહીં કેટલાક આવો મત પણ જણાવે છે કે ઉદરરોગોની ચિકિત્સામાં સ્નેહન કરવાનું કહેવામાં આવે છે, છતાં અહીં 'जठरामगरार्दिताः' એમ કહીને ઉદરરોગીને સ્નેહન કરવાનો નિષેધ કર્યો છે; આ વિરોધ દૂર કરવા અહીં આમ સમજવું જરૂરી છે કે, જેઓને છિદ્રોદર તથા જલોદરનો રોગ થયો હોય, તેવા જ ઉદરરોગીઓને સ્નેહન કરવું યોગ્ય નથી.

વળી પ્રથમ ૪૧ મા શ્લોકમાં 'व्यायाममद्यस्त्रीनित्याः' એમ કહી, જેઓ કાયમ મદ્યસેવન કરતા હોય તેઓને તો સ્નેહન માટે યોગ્ય કહ્યા છે; ત્યારે અહીં 'मदातुराः' એમ કહી મદ્યના મદથી જેઓ આતુર કે રોગી હોય, તેઓને સ્નેહન માટે અયોગ્ય કહ્યા છે; આ સંબંધે પણ ખાસ વિશેષ સમજણની જરૂર છે કે, જેઓ યુક્તિપૂર્વક કાયમ મદ્યસેવન કરતા હોય તેઓ તો સ્નેહન માટે યોગ્ય જ છે, પરંતુ જેઓ પ્રમાણથી અધિક મદ્ય પીતા હોય અથવા યુક્તિપૂર્વક મદ્યસેવન કરતા ન હોય, તેથી જેઓને મદાત્યય અથવા મદરોગ થઈ ગયો હોય, તેઓને સ્નેહન કરવું યોગ્ય નથી.

એમ જેઓ સ્નેહન માટે અયોગ્ય હોય છતાં તેઓને જો સ્નેહન કરાવવામાં આવે તો તેઓને અતિભયંકર રોગો ઉત્પન્ન થાય છે; આ સંબંધે સુશ્રુતના ચિકિત્સાસ્થાનના ૩૧ મા અધ્યાયમાં કહેવાયું છે. તે ત્યાં જોઈ લેવું. ૫૩–૫૬

## સ્નેહના અયોગનું લક્ષણ

**पुरीषं ग्रथितं रूक्षं, वायुरप्रगुणो मृदुः।**
**पक्ता खरत्वं रौक्ष्यं च गात्रस्यास्निग्धलक्षणम् ॥५७**

**જેઓની વિષ્ઠા ગંઠાયેલી અને રૂક્ષ હોય, જેઓનો વાયુ પોતાના ગુણથી યુક્ત કે અનુલોમ ન હોય; જેઓનો પાચન કરનાર–જઠરાગ્નિ મૃદુ એટલે મંદ હોય, અને જેનું ગાત્ર કે શરીર કઠોર તથા રૂક્ષ હોય, તેઓનું એ અસ્નિગ્ધ લક્ષણ છે– અર્થાત્ તેઓને અયોગ કે સ્નેહનું સ્નેહન લાગુ પડ્યું નથી; એમ જાણવું. ૫૭**

આ શ્લોકમાં સ્નેહના અયોગનું લક્ષણ કહ્યું છે; જોકે પ્રથમના પ્રશ્નોમાં સ્નિગ્ધ તથા અતિસ્નિગ્ધનાં લક્ષણો વિષેનો પ્રશ્ન છે, પરંતુ અસ્નિગ્ધનો પ્રશ્ન નથી, છતાં તે સ્થળે ઉપલક્ષણરૂપે અસ્નિગ્ધનો પ્રશ્ન પણ જાણી લઈ ગ્રંથકારે અહીં જેને સ્નેહનો અયોગ થયો હોય એવા અસ્નિગ્ધનું લક્ષણ જણાવ્યું છે. ૫૭

### સ્નેહના સમ્યગ્યોગનું લક્ષણ

वातानुलोम्यं दीप्तोऽग्निर्वर्चः स्निग्धमसंहतम् ।
मार्दवं स्निग्धता चाङ्गे स्निग्धानामुपजायते ॥५८॥

જેઓને સ્નેહન બરાબર કરાયું હોય કે યોગ્ય હોઈને અનુકૂલ થયું હોય તેઓના શરીરમાં વાયુનું અનુલોમપણું (એટલે નીચે ગતિ) થાય છે; જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, વિષ્ઠા સ્નિગ્ધ-ચીકણી અને નહિ ગંઠાયેલી થાય છે અને શરીરમાં કોમળતા તથા ચીકાશ ઉત્પન્ન થાય છે. ૫૮

### સ્નેહના અતિયોગનું લક્ષણ

पाण्डुता गौरवं जाड्यं पुरीषस्याविपक्वता ।
तन्द्रीररुचिरुत्क्लेशः स्यादतिस्निग्धलक्षणम् ॥५९॥

જેને સ્નેહન માત્રાથી વધુ અપાયું હોય તેના શરીરમાં (તે સ્નેહના ઉપદ્રવરૂપે) ફીકાશ, ભારેપણું, જડતા, વિષ્ઠાની કચાશ, નિદ્રા જેવું ઘેન, અરુચિ તથા ઓકારી કે ઊબકા થાય, એ અતિશય વધારે પ્રમાણમાં જેને સ્નેહન કરાયું હોય તેનાં લક્ષણરૂપે જાણવું. ૫૯

એમ ઉપર ૫૭-૫૮-૫૯ મા શ્લોકમાં અનુક્રમે સ્નેહના અયોગના, સમ્યગયોગનાં તથા અતિયોગનાં જે લક્ષણો કહ્યાં છે, તેને જ મળતાં સુશ્રુતમા ચિકિત્સા-સ્થાનના ૩૧ મા અધ્યાયમાં વિસ્તારથી લક્ષણો કહ્યાં છે, તે ત્યાં જોઈ લેવાં; તેમ જ સ્નેહને યોગ્ય-અયોગ્ય વ્યક્તિઓ તથા અયોગ્યને સ્નેહન કર્યાથી તેઓને થતા દારુણ રોગો પણ સુશ્રુતમાં તે જ સ્થાનના તે જ અધ્યાય-માં કહેલાં હોઈ જોવા જેવાં છે. ૫૯

### સ્નેહપાન કર્યા પહેલાં આગલા દિવસનાં પથ્યો

द्रवोष्णमनभिष्यन्दि भोज्यमन्नं प्रमाणतः ।
नातिस्निग्धमसंकीर्णं श्वः स्नेहं पातुमिच्छता ॥६०॥

જે માણસ આવતી કાલે સ્નેહપાન કરવા ઇચ્છતો હોય તેણે-અર્થાત્ સ્નેહપાન કરવાના દિવસની પહેલાંના દિવસે (તે માણસે) પ્રવાહી, ગરમ, (કફવર્ધક તથા ભારે હોઈ રસવાહી નાડીઓને જે રોકે નહિ તેવાં-) અનભિષ્યંદિ, તેમ જ અતિશય સ્નિગ્ધ કે ચીકાશવાળાં ન હોય, તેવાં તથા અસંકીર્ણ એટલે બે-ત્રણ દ્રવ્યો ભેગાં કરીને રાંધ્યાં ન હોય એવાં અન્ન અથવા ખોરાકનાં દ્રવ્યો, માપસર જમવાં જોઈએ. ૬૦

### સ્નેહપાનનો કાળ

पिबेत्संशमनं स्नेहमन्नकाले प्रकाङ्क्षितः ।
शुद्ध्यर्थं पुनराहारे नैशे जीर्णे पिबेन्नरः ॥ ६१ ॥

(જે દિવસે સ્નેહપાન કરવું હોય તે દિવસે) જો સંશમન માટેનો સ્નેહ પીવો હોય, તો ભોજન કરવાની જેને ઇચ્છા થઈ હોય તે માણસે, ભોજન કરવાના સમયે તે (સંશમન) સ્નેહ પીવો, પરંતુ શુદ્ધિ માટેનો શોધનસ્નેહ તો (આગલા દિવસે કરેલો) રાત્રિનો આહાર પચી ગયો હોય ત્યારે પ્રાતઃકાળમાં જ પીવો જોઈએ. ૬૧

અહીં બે પ્રકારનાં સ્નેહપાન બતાવ્યાં છે; એક તો સંશમન સ્નેહપાન અને બીજું સંશોધન સ્નેહપાન; તેમાંનું સંશમન સ્નેહપાન ભોજનકાળના સમયે લગભગ બે પ્રહર જેટલો દિવસનો સમય થાય ત્યારે જ્યારે ભૂખ લાગી હોય ત્યારે કરવું જોઈએ; પણ સંશોધન-સ્નેહપાન તો રાત્રિનો ખોરાક પચી ગયો હોય ત્યારે પ્રાતઃકાળમાં જ કરવું જોઈએ; આવો અહીં ભાવ છે; ચક્રપાણિ ટીકાકાર અહીં વધુ આમ પણ સમજાવે છે કે, આ બે પ્રકારના સ્નેહોમાંનો સંશમનસ્નેહ, ઊલટી રીતે પિવાય એટલે કે રાત્રિનો આહાર પચ્યો હોય ત્યારે પ્રાતઃકાળમાં જ સંશમનસ્નેહ પિવાય તો કોઠાને લેપનારા દોષોનો નાશ નહિ થયો હોવાથી તે સંશમન-સ્નેહ પણ દોષોની સાથે સંબંધ પામીને દોષોનો ઊલટો વધારો કરે છે, પણ દોષોનું સંશમન કરતો નથી; સંશોધન માટેનો સ્નેહ તો દોષોનો ભલે વધારો કરે, તોપણ તે ઇચ્છવા યોગ્ય જ છે; આ રીતે અહીં સ્નેહપાન કરવાના કાળ જે કહ્યા છે, તે ઉત્સર્ગરૂપે સામાન્ય જ કહ્યા છે. 'वातपित्ताधिको रात्रौ-વાયુ તથા પિત્તની અધિકતા-વાળાએ રાત્રે સ્નેહપાન કરવું' એમ તે કાળ સાથે વિરોધ ન ગણાય. ૬૧

### સ્નેહપાન કર્યા પછીનાં પથ્ય-અપથ્ય

स्नेहं पीत्वा नरः स्नेहं प्रतिभुञ्जान एव च ।
उष्णोदकोपचारी स्याद् ब्रह्मचारी क्षपाशयः ॥६२॥
शकृन्मूत्रानिलोद्गारानुदीर्णांश्च न धारयेत् ।
व्यायाममुच्चैर्वचनं क्रोधशोकौ हिमातपौ ॥ ६३ ॥
वर्जयेदप्रवातं च सेवेत शयनासनम् ।
स्नेहमिथ्योपचाराद्धि जायन्ते दारुणा गदाः ॥६४॥

સ્નેહપાન કર્યા પછી (અને સ્નેહ પચી જાય ત્યારે) બીજા સ્નેહનું પણ પાન કરતા મનુષ્યે ગરમ જળથી જ ઉપચારો કરવા એટલે કે સ્નાન,

**પાન આદિમાં ગરમ જળનો જ ઉપયોગ કર્યા કરવો જોઈએ; બ્રહ્મચર્યનું પાલન કરવું, રાત્રિના સમયે જ સૂવું જોઈએ (દિવસે સૂવું ન જોઈએ); મળ, મૂત્ર, અપાનવાયુ તથા ઓડકારના વેગો આવ્યા હોય તેઓને રોકવા નહિ; કસરત, ઊંચેથી બોલવું, ક્રોધ, શોક, હિમ કે ટાઢ અને તડકાનો ત્યાગ કરવો અને સૂવાનું તથા બેસવાનું વાયુરહિત પ્રદેશમાં રાખવું જોઈએ; (ઉપર કહેલા નિયમોનું બરાબર પાલન કર્યા વિના) સ્નેહનો ખોટો પ્રયોગ કરવાથી (અથવા પૂર્વોક્ત પ્રયોગ-વિધિથી વિરુદ્ધ) સ્નેહની ખોટી વિધિથી પ્રયોગ કરવાથી અવશ્ય ભયંકર રોગો ઉત્પન્ન થાય છે.**

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં છેલ્લા ૬૪મા શ્લોકના પૂર્વાર્ધ તરીકે 'स्नेहं पीत्वा नरे स्नेहं प्रतिभुञ्जान एव च' એવો પાઠ સ્વીકારે છે અને પોતાની ટીકામાં તે આખા શ્લોકને આવી રીતે ઘટાવે છે: 'स्नेहं पीत्वा तु अपरं स्नेहं प्रतिभुञ्जाने नरे स्नेहमिथ्योपचारात् दारुणाः गदाः जायन्ते, हि यस्मात् स्नेहं पीत्वा भोजनादौ स्नेहान्तरं न भुञ्जीत। पीते जीर्णे च स्नेहे हितं चाहितमुक्तम्। સ્નેહનું પાન કર્યા પછી બીજા સ્નેહનું ભોજન કરતા મનુષ્ય વિષે સ્નેહનો એ ખોટો પ્રયોગ થવાને લીધે ભયંકર રોગો ઉત્પન્ન થાય છે; કારણ કે સ્નેહનું પાન કર્યા પછી ભોજનના આરંભમાં બીજા સ્નેહનું ભોજન થઈ શકે નહિ. આ રીતે અહીં સ્નેહપાન કર્યા પછી અને તે સ્નેહનું પાચન થયા પછી જે હિત તથા અહિત થાય છે, તે કહેવામાં આવેલ છે'

ટીકાકાર ચક્રપાણિ તો પોતાની આયુર્વેદદીપિકા ટીકામાં અહીં આવી ટીકા લખે છે: 'स्नेहं प्रतिभुञ्जान इति स्नेहे जीर्णेऽपि स्नेहप्रयोगानुगुणमन्यस्नेहमविरुद्धवीर्यादिगुणयुक्तं भुञ्जानः।' સ્નેહપાન કર્યા પછી, એ સ્નેહ પચી જાય ત્યારે પણ તે સ્નેહપ્રયોગને અનુસરતા એટલે તે સ્નેહથી વિરુદ્ધ ન હોય એવાં વીર્ય આદિ ગુણોથી યુક્ત–બીજા સ્નેહનું ભોજન કરતા મનુષ્યે પણ અહીં જણાવેલા નિયમોનું પાલન કરવું જોઈએ. આ ઉપરથી સ્નેહપાન કર્યા પછી અને તે સ્નેહ પચી જાય ત્યારે પણ શું હિત છે તથા શું અહિત છે? એવા બે પ્રશ્નોના ઉત્તર અહીં આપવામાં આવ્યા છે; જેવા કે 'उष्णोदकोपचारी स्याद्' ઇત્યાદિ આમ ચક્રપાણિ તો અહીં ૬૨મા શ્લોકનો પૂર્વાર્દ્ધ આરંભ 'स्नेहं पीत्वा नरः स्नेहं प्रतिभुञ्जान एव च' એ પ્રમાણે જ સ્વીકારે છે, અને તેનું અનુસરણ અહીં અમે કરેલ છે.

ચરકોપસ્કાર ટીકાના કર્તા યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ પણ સમજાવે છે: 'અહીં દર્શાવેલ સ્નેહપાન-વિધિનું પાલન, જેટલા દિવસો સુધી સ્નેહપાન ચાલુ રહે તેટલા દિવસો સુધી અને સ્નેહપાન બંધ કર્યા પછી પણ જેટલા દિવસો સુધી સ્નેહપાન કર્યું હોય તેટલા બીજા દિવસો સુધી પણ કરવું જોઈએ; જેમ કે સાત દિવસો સુધી સ્નેહપાન કર્યું હોય, તો સ્નેહપાન છોડ્યા પછી પણ બીજા સાત દિવસો ઉમેરી–ચૌદ દિવસો સુધી અહીં જણાવેલી વિધિનું પાલન થવું જોઈએ; આ અભિપ્રાય સિદ્ધિસ્થાનના પહેલા અધ્યાયમાં કહેવામાં આવશે; આ જ કારણે વૃદ્ધવાગ્ભટ અષ્ટાંગસંગ્રહના સૂ૰ ૨૫મા અધ્યાયમાં આ પ્રમાણે જ નિયમપાલન કરવા લખે છે; તે ત્યાં જોવું. ૬૨–૬૪

**નરમ કોઠાવાળાનું તથા કઠણ કોઠાવાળાનું લક્ષણ**

**मृदुकोष्ठस्त्रिरात्रेण स्निह्यत्यच्छोपसेवया ।**
**स्निह्यति क्रूरकोष्ठस्तु सप्तरात्रेण मानवः ॥ ६५ ॥**

**અચ્છસ્નેહના સેવનથી જે માણસ ત્રણ દિવસે સ્નેહયુક્ત થઈ જાય તે મૃદુકોષ્ઠ એટલે કોમળ કોઠાવાળો કહેવાય; અને જે માણસ સાત દિવસે સ્નેહયુક્ત થાય તેને કઠણ કોઠાવાળો જાણવો; અર્થાત્ જેનું સ્નેહન ત્રણ દિવસે થઈ જાય તે કોમળ કોઠાવાળો અને જેનું સ્નેહન સાત દિવસે થઈ જાય તે કઠણ કોઠાવાળો ગણાય છે. ૬૫**

**કોમળ કોઠાવાળાનું બીજું લક્ષણ**

**गुडमिक्षुरसं मस्तु क्षीरमुल्लोडितं दधि ।**
**पायसं कृशरं सर्पिः काश्मर्यत्रिफलारसौ ॥ ६६ ॥**
**द्राक्षारसं पीलुरसं जलमुष्णमथापि वा ।**
**मद्यं वा तरुणं पीत्वा मृदुकोष्ठो विरिच्यते ॥६७॥**

**ગોળ, શેરડીનો રસ, મસ્તુ (એટલે દહીંનું પાણી), દૂધ, વલોવેલું દહીં, દૂધપાક, (તલ, ચોખા અને અડદની) કૃશરા–યવાગૂ કે રાબ, ઘી, ગાંભારીનો રસ, ત્રિફળાનો રસ, દ્રાક્ષનો રસ, પીલુનો રસ, ગરમ પાણી અથવા નવું–તાજું મદ્ય પીને કોમળ કોઠાવાળા માણસને વિરેચન થાય છે. ૬૬,૬૭**

અહીં જણાવેલા ગોળ આદિમાંનો એક પણ પદાર્થ પીને જેને રેચ લાગે તેને કોમળ કોઠાવાળો જાણવો; આમાં 'कृशर' શબ્દ લખ્યો છે, તેનો પર્યાય 'कृशरा' એમ સ્ત્રીલિંગે પણ મળે છે. તલ, ચોખા તથા

અડદની યવાગૂને કૃશરા કહે છે. આ સંબંધે કહ્યું છે કે, 'तिलतण्डुलमाषैस्तु कृशरा कुरुतेति च'–તલ, ચોખા તથા અડદ રાંધી કરેલી યવાગૂ અથવા રાબને કૃશરા કે કૃસરા પણ કહે છે. આ પદાર્થો પૈકી કોઈ પણ એકને અમુક પ્રમાણથી લેવામાં આવે છે, તો જ કોમળ કોઠાવાળાને રેચ લાગે છે, પણ ખૂબ જ ઓછા પ્રમાણમાં લેવાય તો રેચ લાગતો નથી, એમ અહીં ગંગાધર લખે છે. ૬૬,૬૭

### કઠણ કોઠાવાળાનું બીજું લક્ષણ

**विरेचयन्ति नैतानि क्रूरकोष्ठं कदाचन ।**
**भवति क्रूरकोष્ठस्य ग्रहण्यत्युल्बणानिला ॥ ६८ ॥**

**જેનો કોઠો ક્રૂર અથવા કઠણ હોય છે, તેને ઉપર જણાવેલા (ગોળ વગેરે) પદાર્થો કદી પણ વિરેચન કરતા નથી; કેમ કે કઠણ કોઠાવાળા માણસની ગ્રહણી (નામની નાડી) અતિશય વધારે પ્રમાણમાં વાયુથી યુક્ત કે વાતપ્રધાન હોય છે. ૬૮**

કોમળ કોઠાવાળાને વિરેચન કરનારા ઉપર્યુક્ત ગોળ વગેરે પદાર્થો યથાયોગ્ય માત્રાથી પિવાયા હોય, છતાં જો વિરેચન થાય નહિ, તો અનુમાનથી જાણી શકાય કે, એ માણસનો કોઠો કઠણ હોવો જોઈએ; અહીં આ પ્રશ્ન થાય છે, એવો કઠણ કોઠો કયા કારણે થાય છે? આનો ઉત્તર અહીં મૂળમાં જ કહ્યો છે કે કઠણ કોઠાવાળા માણસની 'ગ્રહણી' નામની નાડી અતિશય વધુપડતા વાયુથી યુક્ત હોય છે, એથી જ તેવા માણસને વિરેચન થવું મુશ્કેલ બને છે; પરંતુ જેનો કોઠો કોમળ હોય છે, તેની એ ગ્રહણી નાડી પિત્તના ખૂબ વધારાવાળી, થોડા કફવાળી તથા ઓછા વાયુથી યુક્ત હોય છે; એથી જ તે કોમળ કોઠાવાળા માણસને ઘણી જ સહેલાઈથી વિરેચન થાય છે; એમ અહીં શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં ખુલાસો લખે છે.

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કાર ટીકામાં અહીં સુશ્રુતના ચિકિત્સાસ્થાનના ૩૩મા અધ્યાયમાં જણાવેલ ત્રણ પ્રકારના કોઠાઓ સંબંધે તે સુશ્રુતનાં વચનો ટાંકી બતાવે છે: 'तत्र मृदुः क्रूरो मध्य इति त्रिविधः कोष्ठो भवति, तत्र बहुपित्तो मृदुः, स दुग्धेनापि विरिच्यते । बहुवातश्लेष्मा क्रूरः स दुर्विरेच्यः', समदोषो मध्यमः स साधारणः કોમળ, કઠણ અને મધ્યમ–એ ત્રણ પ્રકારના (માણસોના) કોઠા હોય છે; તેમાં જે કોઠો ઘણા જ પિત્તથી યુક્ત હોય તે કોમળ હોય છે; તેવા કોઠાવાળા માણસને દૂધ પીવાથી પણ વિરેચન થઈ જાય છે; જેમાં વાયુ તથા કફ ઘણાં હોય છે, તે કોઠો કઠણ કહેવાય છે; તેવા કોઠાવાળા માણસને વિરેચન થવું મુશ્કેલ બને છે; અને જેમાં વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષો એક સરખ હોય છે, તે કોઠો મધ્યમ ગણાય છે; તેને નહિ બહુ વધારે કે નહિ બહુ જ ઓછું સાધારણ વિરેચન થાય છે.

અહીં પ્રથમ કોમળ કોઠા વિષે તથા કઠણ કોઠા વિષે પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો, પણ મધ્યમ કોઠા સંબંધે પ્રશ્ન પુછાયો ન હતો; તેથી તે પ્રશ્ન અનુસાર જ ઉત્તર આપવામાં આવ્યો છે અને એ જ કારણે મધ્યમ કોઠાનું લક્ષણ પણ કહ્યું નથી; સુશ્રુતમાં તે કઠણ કોઠાના લક્ષણની વાત જ્યાં લખી છે, ત્યાં તેની સાથે જ તેમાં કફની પણ અધિકતા જણાવવામાં આવી છે.

આયુર્વેદદીપિકાકાર શ્રી ચક્રપાણિ અહીં પોતાની ટીકામાં 'ગ્રહણી' નાડીનું લક્ષણ આ પ્રમાણે દર્શાવે છે: 'ग्रहणी कोष्ठस्याग्न्यधिष्ठानभूता नाडी, यदुक्तम्–'अग्न्यधिष्ठानमन्नस्य ग्रहणाद् ग्रहणी मता इति ।' કોઠામાં રહેલા અગ્નિનું આશ્રયસ્થાન જે નાડી તે 'ગ્રહણી' કહેવાય છે; તેના સંબંધે કહેવાયું છે કે, જે નાડી કોઠાના અગ્નિનું આશ્રયસ્થાન છે અને ખાધેલા ખોરાકને ગ્રહણ કરે છે, તેથી તેનું નામ 'ग्रहणी' કહેવાય છે. ૬૮

### કોમળ કોઠાનું સ્વરૂપ

**उदीर्णपित्ताऽल्पकफा ग्रहणी मन्दमारुता ।**
**मृदुकोष्ठस्य तस्मात् स सुविरेच्यो नरः स्मृतः ॥६९॥**

**જેનો કોઠો કોમળ અથવા નરમ હોય, તેની ગ્રહણી નાડી વધારેપડતી પિત્તવાળી, થોડા કફવાળી અને ઓછા વાયુવાળી હોય છે; તે કારણે જ એવા કોઠાવાળો માણસ સહેલાઈથી વિરેચન કરાવી શકાય, એવો ગણાય છે. ૬૯**

ટીકાકાર ચક્રપાણિ અહીં ટીકામાં આવો ભાવ કાઢે છે: 'જેનો કોઠો કઠણ હોય એવા માણસની ગ્રહણીમાં રહેલો (વધુપડતો) વાયુ, ગોળ વગેરે પદાર્થોના સારકપણાના ગુણને અટકાવી દે છે, (તેથી તે માણસને એ પદાર્થો વિરેચન કરાવી શકતા નથી;) પણ કોમળ કોઠાવાળા માણસની ગ્રહણીમાં તેવો (સારક પદાર્થોના સારકપણાના ગુણને અટકાવનાર વધુ પ્રમાણનો) વાયુ હોતો નથી તેમ જ સ્તંભનકારક ગુણ ધરાવતો કફ પણ ઓછો હોય છે, અને જેનો સરગુણ વધારે પ્રકટ હોય છે, તેવું પિત્ત જ વધુ બળવાન હોય છે, એ જ કારણે ગોળ વગેરે સારક પદાર્થોના (યથાયોગ્ય પ્રમાણમાં) સેવન કરવાથી તેને સુખપૂર્વક વિરેચન થાય છે. ૬૯

### સ્નેહની વ્યાપત્તિઓ અથવા ઉપદ્રવો

**उदीर्णपित्ता ग्रहणी यस्य चाग्निबलं महत् ।**
**भस्मीभवति तस्याशु स्नेहः पीतोऽग्नितेजसा ॥७०॥**

स जग्ध्वा स्नेहमात्रां तामोजः प्रक्षारयन् बली।
स्नेहाग्निरुत्तमां तृष्णां सोपसर्गामुदीरयेत् ॥ ७१ ॥

જે માણસની ગ્રહણી, અતિશય અધિક પ્રબળ પિત્તવાળી હોય છે, (અને એ જ કારણે) જે માણસના જઠરાગ્નિનું બળ મોટા પ્રમાણમાં હોય છે, તેણે પીધેલો સ્નેહ, (તેના) અગ્નિના તેજથી તત્કાળ (બળીને) ભસ્મ જેવો થઈ જાય છે; (એટલું જ નહિ પણ) સ્નેહની માત્રા ખાઈને (વધુ) બળવાન થયેલો, એ સ્નેહાગ્નિ એટલે સ્નેહથી ઊલટો વધી ગયેલો તેનો એ જઠરાગ્નિ, ઓજને પણ (તેના પોતાના સ્થાનેથી) ખસેડી–બાળી –ખપાવી દઈને ઉપદ્રવથી યુક્ત પ્રબળ તૃષ્ણાને પ્રકટ કરે છે એટલે અતિશય વધારે પ્રમાણમાં તરશ ઉત્પન્ન કરે છે. ૭૦,૭૧

પ્રબળ પિત્તવાળી ગ્રહણી નાડી, પ્રબળ કફથી કે વાયુથી યુક્ત ન હોય, અને એ જ કારણે જઠરાગ્નિનું બળ પણ જે માણસમાં વધુ પ્રમાણમાં હોય તેણે પાન કરેલો સ્નેહ, તેના એ જઠરાગ્નિના તેજથી તત્કાળ બળીને ભસ્મ થાય છે એટલે તરત જ પચી જાય છે; ઉપરાંત એ સ્નેહની માત્રા ખાઈ જઈને વધુ બળવાન બનેલો એ જઠરાગ્નિ સર્વ ધાતુઓના સારરૂપ થઈને જે હૃદયમાં રહે છે, તે ઓજ નામની એ માણસની ધાતુને પણ તેના પોતાના તે હૃદયરૂપ સ્થાનમાંથી ખસેડી કાઢીને બાળી નાખે છે; તેમ જ અતિશય વધુ પ્રમાણમાં તરશને ઉપજાવે છે. ૭૦,૭૧

### એ ઉપદ્રવોનું વારણ શીતળ જળ છે

नालं स्नेहसमृद्धस्य शमायान्नं सुगुर्वपि।
स चेत्सुशीतं सलिलं नासादयति दह्यते।
यथैवाशीविषः कक्षमध्यगः स्वविषाग्निना ॥ ७२ ॥

એમ એ સ્નેહને લીધે અતિશય પ્રદીપ્ત થયેલા તે જઠરાગ્નિને શાંત કરવા અતિશય ભારે અન્ન પણ સમર્થ થતું નથી; વળી (વધુ પ્રમાણમાં ખૂબ વધી ગયેલી તરશથી પીડાતો) એ માણસ (તે વેળા) જો શીતળ જળને મેળવતો નથી, તો ચોપાસથી ઢાંકી દઈ બંધ કરેલા (વાયુરહિત) સ્થાનમાં પુરાયેલો સર્પ પોતાના ઝેરના અગ્નિથી જેમ બળું બળું થાય છે, તે જ પ્રમાણે પોતાના એ જઠરાગ્નિથી એ માણસ દાહ પામે છે. (બળું બળું થઈ આખરે મરણ પામે છે.) ૭૨

જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધર જણાવે છે કે, એ વેળા ખૂબ બળવાન બનેલા તે માણસના એ જઠરાગ્નિને શાંત કરવા ભારે ખોરાક ખવડાવવામાં આવે તો તે અગ્નિ શાંત ન પડે? એ પ્રશ્નનો જ આ શ્લોકમાં ઉત્તર અપાયો છે: એ સ્નેહપાનથી ખૂબ જ વધી જઈ મહાબળવાન બનેલા તેના એ દેહાગ્નિને શાંત કરવા માટે તો અત્યંત શીતળ જળનું જ તેને પાન કરાવવું ઘટે છે; છતાં એવું શીતળ જળ તેને જો ન મળે તો તેની જે દુર્દશા થાય છે, તે અહીં છેલ્લે શ્લોકના ઉત્તરાર્ધમાં વર્ણવી બતાવી છે. અહીં મૂળમાં 'कक्षमध्यगः' એ વિશેષણ 'आशीविषः' એ શબ્દને આપવામાં આવ્યું છે; તે વિશેષણનો અર્થ શ્રી ગંગાધર 'संवृतस्थानगः' 'ચોપાસથી ઢાંકી દીધેલા સ્થાનમાં રહેલો સર્પ' એમ કરે છે; જ્યારે શ્રી ચક્રપાણિ એ વિશેષણનો અર્થ આવો લખે છે: 'कक्षः–काष्ठसमूहः' 'લાકડાના સમૂહની વચ્ચે રહેલો સર્પ' એમ જુદો અર્થ કરે છે. ૭૨

### સ્નેહપાનનું અજીર્ણ થાય તો?

अजीर्णे यदि तु स्नेहे तृष्णा स्याच्छर्दयेद्भिषक्।
शीतोदकं पुनः पीत्वा भुक्त्वा रूक्षान्नमुल्लिखेत् ॥७३

સ્નેહ જો અજીર્ણ થાય એટલે પચ્યો ન હોય, અને જો તરસ લાગવા માંડે તો વૈદ્યે વમન કરાવવું એટલે એ સ્નેહને જ ઓકાવી બહાર કઢાવી નાખવો; પછી ફરી શીતળ પાણી પીને તથા રૂક્ષ અન્ન ખાઈને ઊલટી કરવી. ૭૩

પ્રથમ પ્રશ્નો કર્યા છે, તેમાંના 'सिद्ध्यश्च काः। સ્નેહપાનના ઉપદ્રવોનાં વારણ ક્યાં હોય?' એ પ્રશ્નનો જ હજી અહીં ઉત્તર ચાલુ છે. સ્નેહપાનથી જો તરશ વધી પડે તો એ તરશ શાંત થાય ત્યાં સુધી અત્યંત શીતળ પાણી પીધા કરવું, એમ ઉપર ૭૧ મા શ્લોકમાં બતાવ્યું; પરંતુ એ સ્નેહપાનમાં જો અજીર્ણ થાય અને તરશ પણ થાય તો વૈદ્યે તે સ્નેહને જ ઓકાવી કાઢવો જોઈએ; તે પછી ફરી ટાઢું પાણી પીને તેના ઉપર લૂખું અન્ન ખાઈને તે માણસે ઊલટી કરવી; એમ સ્નેહના ઉપદ્રવોનો એ તાત્કાલિક ઉપાય બતાવ્યો છે, તે જો ન કરવામાં આવે તો બીજા પણ ઉપદ્રવો નીચે કહે છે, આમ અહીં ગંગાધર જલ્પકલ્પતરુમાં લખે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ પોતાની ટીકામાં અહીં ચરકનો તથા સુશ્રુતનો પરસ્પર વિરોધ દર્શાવી તેનો પરિહાર પણ આમ જણાવે છે: 'અહીં કહેવાયું કે સ્નેહપાનથી તૃષાતુર થયેલા માણસે શીતળ પાણી પીને તેના પર રૂક્ષ અન્ન ખાઈ વમન કરવું; જ્યારે સુશ્રુતમાં ચિકિ-

અડદની યવાગૂને કૃશરા કહે છે. આ સંબંધે કહ્યું છે કે, ‘तिलतण्डुलमाषैस्तु कृशरा कृसरेति च’—તલ, ચોખા તથા અડદ રાંધી કરેલી યવાગૂ અથવા રાબને કૃશરા કે કૃસરા પણ કહે છે. આ પદાર્થો પૈકી કોઈ પણ એકને અમુક પ્રમાણથી લેવામાં આવે છે, તો જ કોમળ કોઠાવાળાને રેચ લાગે છે, પણ ખૂબ જ ઓછા પ્રમાણમાં લેવાય તો રેચ લાગતો નથી, એમ અહીં ગંગાધર લખે છે. ૬૬,૬૭

કઠણ કોઠાવાળાનું બીજું લક્ષણ

विरेचयन्ति नैतानि क्रूरकोष्ठं कदाचन ।
भवति क्रूरकोष्ठस्य ग्रहण्यत्युल्बणानिला ॥ ६८ ॥

જેનો કોઠો ક્રૂર અથવા કઠણ હોય છે, તેને ઉપર જણાવેલા (ગોળ વગેરે) પદાર્થો કદી પણ વિરેચન કરતા નથી; કેમ કે કઠણ કોઠાવાળા માણસની ગ્રહણી (નામની નાડી) અતિશય વધારે પ્રમાણમાં વાયુથી યુક્ત કે વાતપ્રધાન હોય છે. ૬૮

કોમળ કોઠાવાળાને વિરેચન કરનારા ઉપર્યુક્ત ગોળ વગેરે પદાર્થો યથાયોગ્ય માત્રાથી પિવાયા હોય, છતાં જો વિરેચન થાય નહિ, તો અનુમાનથી જાણી શકાય કે, એ માણસનો કોઠો કઠણ હોવો જોઈએ; અહીં આ પ્રશ્ન થાય છે, એવો કઠણ કોઠો કયા કારણે થાય છે? આનો ઉત્તર અહીં મૂળમાં જ કહ્યો છે કે કઠણ કોઠાવાળા માણસની ‘ગ્રહણી’ નામની નાડી અતિશય વધુપડતા વાયુથી યુક્ત હોય છે, એથી જ તેવા માણસને વિરેચન થવું મુશ્કેલ બને છે; પરંતુ જેનો કોઠો કોમળ હોય છે, તેની એ ગ્રહણી નાડી પિત્તના ખૂબ વધારાવાળી, થોડા કફવાળી તથા ઓછા વાયુથી યુક્ત હોય છે; એથી જ તે કોમળ કોઠાવાળા માણસને ઘણી જ સહેલાઈથી વિરેચન થાય છે; એમ અહીં શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં ખુલાસો લખે છે.

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કાર ટીકામાં અહીં સુશ્રુતના ચિકિત્સાસ્થાનના ૩૩મા અધ્યાયમાં જણાવેલ ત્રણ પ્રકારના કોઠાઓ સંબંધે તે સુશ્રુતનાં વચનો ટાંકી બતાવે છે: ‘तत्र मृदुः क्रूरो मध्य इति त्रिविधः कोष्ठो भवति, तत्र बहुपित्तो मृदुः, स दुग्धेनापि विरिच्यते । बहुवातश्लेष्मा क्रूरः स दुर्विरेच्यः, समदोषो मध्यमः स साधारणः’ કોમળ, કઠણ અને મધ્યમ—એ ત્રણ પ્રકારના (માણસોના) કોઠા હોય છે; તેમાં જે કોઠો ઘણા જ પિત્તથી યુક્ત હોય તે કોમળ હોય છે; તેવા કોઠાવાળા માણસને દૂધ પીવાથી પણ વિરેચન થઈ જાય છે; જેમાં વાયુ તથા કફ ઘણાં હોય છે, તે કોઠો કઠણ કહેવાય છે; તેવા કોઠાવાળા માણસને વિરેચન થવું મુશ્કેલ બને છે; અને જેમાં વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષો એક સરખા હોય છે, તે કોઠો મધ્યમ ગણાય છે; તેને નહિ બહુ વધારે કે નહિ બહુ જ ઓછું સાધારણ વિરેચન થાય છે.’

અહીં પ્રથમ કોમળ કોઠા વિષે તથા કઠણ કોઠા વિષે પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો, પણ મધ્યમ કોઠા સંબંધે પ્રશ્ન પુછાયો ન હતો; તેથી તે પ્રશ્ન અનુસાર જ ઉત્તર આપવામાં આવ્યો છે અને એ જ કારણે મધ્યમ કોઠાનું લક્ષણ પણ કહ્યું નથી: સુશ્રુતમાં તો કઠણ કોઠાના લક્ષણની વાત જ્યાં લખી છે, ત્યાં તેની સાથે જ તેમાં કફની પણ અધિકતા જણાવવામાં આવી છે.

આયુર્વેદદીપિકાકાર શ્રી ચક્રપાણિ અહીં પોતાની ટીકામાં ‘ગ્રહણી’ નાડીનું લક્ષણ આ પ્રમાણે દર્શાવે છે. ‘ग्रहणी कोष्ठस्याग्न्यधिष्ठानभूता नाडी, यदुक्तम्—‘अग्न्यधिष्ठानमन्नस्य ग्रहणाद् ग्रहणी मता इति ।’ કોઠામાં રહેલા અગ્નિનું આશ્રયસ્થાન જે નાડી તે ‘ગ્રહણી’ કહેવાય છે; તેના સંબંધે કહેવાયું છે કે, જે નાડી કોઠાના અગ્નિનું આશ્રયસ્થાન છે અને ખાધેલા ખોરાકને ગ્રહણ કરે છે, તેથી તેનું નામ ‘ग्रहणी’ કહેવાય છે. ૬૮

કોમળ કોઠાનું સ્વરૂપ

उदीर्णपित्ताऽल्पकफा ग्रहणी मन्दमारुता ।
मृदुकोष्ठस्य तस्मात्स सुविरेच्यो नरः स्मृतः ॥६९॥

જેનો કોઠો કોમળ અથવા નરમ હોય, તેની ગ્રહણી નાડી વધારેપડતી પિત્તવાળી, થોડા કફવાળી અને ઓછા વાયુવાળી હોય છે; તે કારણે જ એવા કોઠાવાળો માણસ સહેલાઈથી વિરેચન કરાવી શકાય, એવો ગણાય છે. ૬૯

ટીકાકાર ચક્રપાણિ અહીં ટીકામાં આવો ભાવ કાઢે છે: ‘જેનો કોઠો કઠણ હોય એવા માણસની ગ્રહણીમાં રહેલો (વધુપડતો) વાયુ. ગોળ વગેરે પદાર્થોના સારકપણાના ગુણને અટકાવી દે છે, (તેથી તે માણસને એ પદાર્થો વિરેચન કરાવી શકતા નથી;) પણ કોમળ કોઠાવાળા માણસની ગ્રહણીમા તેવો (સારક પદાર્થોના સારકપણાના ગુણને અટકાવનાર વધુ પ્રમાણનો) વાયુ હોતો નથી તેમ જ સ્તંભનકારક ગુણ ધરાવતો કફ પણ ઓછો હોય છે, અને જેનો સરગુણ વધારે પ્રકટ હોય છે, તેવું પિત્ત જ વધુ બળવાન હોય છે, એ જ કારણે ગોળ વગેરે સારક પદાર્થોના (યથાયોગ્ય પ્રમાણમાં) સેવન કરવાથી તેને સુખપૂર્વક વિરેચન થાય છે. ૬૯

સ્નેહની વ્યાપત્તિઓ અથવા ઉપદ્રવો

उदीर्णपित्ता ग्रहणी यस्य चाग्निबलं महत् ।
भस्मीभवति तस्याशु स्नेहः पीतोऽग्नितेजसा ॥७०

અકારનો અવગ્રહ થયેલું લેવું જોઈએ. પછી ઉત્તરાર્ધનો અર્થ આવો સમજવો કે એમ (વિરુદ્ધ સ્થિતિમાં વિરુદ્ધ ગુણવાળું થયેલું) તે ઘીરૂપ સ્નેહનું પાન આખા શરીરને રંગી નાખે છે; એટલે પિત્તના જેવા રંગનું કરી મૂકે છે; તેમ જ વ્યાધિના પ્રભાવથી સંજ્ઞાનો એટલે સ્મરણ-શક્તિનો પણ તે નાશ કરે છે.'

ઉપર પ્રમાણે શ્રી ચક્રપાણિ વ્યાખ્યા કરે છે, પરંતુ તેથી સુશ્રુતે જે કહ્યું છે, તે સાથે વિરોધ આવે છે; સુશ્રુત તો આમ જ કહે છે: 'केवलं पैत्तिके सर्पिर्वातिके लवणान्वितम्। देयं बहुकफे चापि व्योपक्षारसमायुतम्। પિત્ત સંબંધી રોગ હોય તો એકલું જ ઘી આપવું, વાયુ સંબંધી રોગ હોય તો લવણ (સૈંધવ) સહિત ઘી આપવું અને ઘણો જ કફ હોય તોપણ સૂંઠ, મરી, પીપર તથા ક્ષાર સહિત ઘી આપવું.' આ ઉપરથી એમ જ કહી શકાય કે હરકોઈ પિત્ત, ભલે તે સામ હોય કે નિરામ હોય તોપણ તેમાં ઘી આપવું, એમ કહેવું, તે ઠીક નથી.' ઉપરનું સુશ્રુતોક્ત વચન જોતાં એમ જ સાબિત થાય છે કે, નિરામ પિત્તમાં કેવળ–અસંસ્કૃત એટલે કોઈ પણ ઔષધના સંસ્કાર વિનાનું એકલું જ ઘી આપવામાં કોઈ દોષ નથી. ડલ્હણ આદિ ટીકાકારોએ પણ જ્યાં જ્યાં કેવળ ઘી આપવાનાં વચનો જોયાં છે, ત્યાં ત્યાં ક્વાથચૂર્ણ આદિના પ્રક્ષેપ વિનાનું જ એકલું ઘી આપવું, એવો જ તે તે વચનોનો અર્થ ઘટાવ્યો છે; અર્થાત્ હરકોઈ ઘી સંસ્કૃત કે અસંસ્કૃત હોય, પરંતુ તેમાં કોઈ ચૂર્ણાદિનો પ્રક્ષેપ કરેલો ન હોવો જોઈએ. ગયદાસે તો 'केवलं' શબ્દનો અર્થ, 'પિત્તને હરનાર દ્રવ્યોથી સિદ્ધ કરેલ' એવો જ કર્યો છે.

આ વિરોધ દૂર કરવા માટે બીજા ટીકાકારોએ આ શ્લોકની વ્યાખ્યા આ પ્રમાણે જ કરી છે: 'बहुकफे' એવો પાઠ હોવાથી 'पैत्तिके' તથા 'वातिके' એ પદનો અર્થ પણ 'ઘણા પિત્તવાળા' તથા 'ઘણા વાયુવાળા' એવો જ કરવો ઠીક લાગે છે. આનો અભિપ્રાય આ નીકળે છે કે જ્યારે પિત્ત અધિક હોય પણ વાયુ અને કફ ઓછા હોય ત્યારે કેવળ–અસંસ્કૃત અથવા સ્વચ્છ–એકલું જ ઘી પીવડાવી શકાય છે; પરંતુ જ્યારે કેવળ–બીજા દોષોથી અસંયુક્ત એકલું જ પિત્ત વધી ગયું હોય, ત્યારે તો ઘી પીવડાવવું તે ઠીક નથી; તેમ જ સામપિત્ત હોય તો વિશેષે કરી કેવળ એકલું સ્વચ્છ ઘી પીવડાવી શકાય જ નહિ; કારણ કે સામ પિત્તમાં પીધેલું કેવળ–અસંસ્કૃત ઘી શરીરને પિત્તના જેવા પીળા રંગનું કરી દે છે અને સંજ્ઞા એટલે જ્ઞાનશક્તિ કે ચૈતન્યનો નાશ કરી દઈ મૃત્યુનું જ કારણ બને છે.

એ રીતે આ ૭૪મા શ્લોકના પૂર્વાર્ધનો કેવળ પિત્તમાં કેવળ ઘીનો નિષેધ; તેમ જ સામ પિત્તમાં તો કેવળ ઘીનો ખાસ વિશેષ નિષેધ છે, એમ બતાવતો અર્થ જેઓ કરે છે, તેઓ ઉત્તરાર્ધના અર્થને પણ બે ભાગમાં ઘટાવે છે; જેમ કે કેવળ એકલા જ પિત્તમાં કેવળ–અસંસ્કૃત–સ્વચ્છ–એકલું જ ઘી પીવામાં આવે છે, તો તે આખા શરીરને રંગી દે છે; અથવા 'अनुरुजेत्' એવો પાઠ રખાય તો 'આખા શરીરને તે પીડા કરે છે' એવો અર્થ સમજવો; તેમ જ સામ-પિત્તમાં કેવળ–અસંસ્કૃત એકલું જ સ્વચ્છ ઘી પીવામાં આવે છે, તો તે સંજ્ઞાનો નાશ કરી મરણ ઉપજાવે છે.

અષ્ટાઙ્ગસંગ્રહના ટીકાકાર ઇન્દુએ આના પર ટીકા કરતાં કહ્યું છે કે. અહીં પિત્તાશયનું શોધન કરવા માટે ઘી પીવાનો નિષેધ છે; પરંતુ શમન માટે તો એકલું ઘી જ સર્વ કરતાં શ્રેષ્ઠ ઉપાય છે; આ જ કારણે 'पित्तघ्नास्ते यथापूर्वं' તેમ જ 'सर्पि:पित्ते केवलमिष्यते' અથવા સુશ્રુતમાં કહેલાં 'केवलं पैत्तिके सर्पिः' ઇત્યાદિ વાક્યો સાથે કોઈ જાતનો વિરોધ રહેલો નથી; અર્થાત્ શોધન માટેના પિત્તમાં કેવળ ઘીનું પાન અયોગ્ય છે, પણ શમનયોગ્ય પિત્તમાં તો કેવળ ઘૃતપાન કરવું, તે યોગ્ય જ છે. ૭૪

### અવિધિથી સેવેલા સ્નેહથી થતા ઉપદ્રવો

**तन्द्रा सोत्क्लेश आनाहो ज्वरः स्तम्भो विसंज्ञता।**
**कुष्ठानि कण्डूः पाण्डुत्वं शोफार्शांस्यरुचिस्तृषा ॥७५॥**
**जठरं ग्रहणीदोषः स्तैमित्यं वाक्यनिग्रहः।**
**शूलमामप्रदोषाश्च जायन्ते स्नेहविभ्रमात् ॥७६॥**

**સ્નેહનો ખોટો પ્રયોગ થવાથી અથવા અવિધિએ સ્નેહનું સેવન કરવાથી નિદ્રા જેવું ઘેન, મોળ–ઊબકા કે બકારી, આફરો, તાવ, સ્તંભ–એટલે શરીર સજ્જડ થઈ જાય અથવા જકડાઈ જાય, વિસંજ્ઞતા–બેભાન સ્થિતિ, કોઢ, ચળ–ખણજ, પાંડુતા કે ફિકાશ, સોજો, અરશ, અરુચિ, તરશ, ઉદરરોગ, ગ્રહણીદોષ કે ગ્રહણીરોગ, સ્તૈમિત્ય એટલે શરીરને જાણે ભીનાં કપડાંથી લપેટ્યું હોય એવું લાગે, વાક્યનિગ્રહ એટલે બોલતાં જીભ અટકે અથવા અટકીઅટકીને બોલાય, શૂળ નીકળે તથા આમના ઘણા દોષો–અલસક, વિષૂચિકા વગેરે (ઉપદ્રવો) થાય છે. ૭૫,૭૬**

### ઉપર્યુક્ત ઉપદ્રવોની ચિકિત્સા

**तत्राप्युल्लेखनं शस्तं स्वेदः कालप्रतीक्षणम्।**
**प्रति प्रतिव्याधिबलं बुद्ध्वा स्रंसनमेव च ॥७७॥**

ત્સારસ્થાનના ૩૧ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'स्नेहपीतस्य चेत् तृष्णा पिबेदुष्णोदकं नरः ॥ एवं चानुपशाम्यन्त्यां स्नेहमुष्णाम्बुना वमेत् ।' જેણે સ્નેહપાન કર્યું હોય તેને જો તરશ લાગવા માંડે તો તે માણસે ગરમ પાણી પીવું; એમ કરવા છતાં તરશ જો શાંત ન થાય તો ગરમ પાણી પીને સ્નેહને જ ઓકી કાઢવો જોઈએ.' આમ આ સંબંધે ચરકનો તથા સુશ્રુતનો વિરોધ જણાય છે; તેનો પરિહાર અષ્ટાંગસંગ્રહકાર આમ બતાવે છે: 'પૈત્તિકમાં શીતળ જળ અને કફવાત તથા સમદોષવાળા પુરુષને ગરમ પાણીથી ઊલટી કરાવવી; જેમ કે 'अजीर्णे बलवत्या तु शीतैर्दिह्यात् शिरोमुखम्, छर्दयेत् तदशान्तौ च पीत्वा शीतोदक पुनः । रूक्षान्नमुल्लिखेद् भुक्त्वा तादृश्यां तु कफानिले । समदोषस्य नि शेषं स्नेहमुष्णाम्बुना हरेत् ।' સ્નેહનું અજીર્ણ થતાં બળવાન તરશ લાગ્યા કરે તો શીતળ પદાર્થોથી મસ્તક પર તથા મુખ પર લેપન કરવું; છતાં તરશ શમે નહિ તો શીતળ પાણી પીને વમન કરવું; છતાં જો ન શમે તો શીતળ પાણી પીને તેના ઉપર રૂક્ષ અન્ન જમી ફરી શીતળ પાણી પીને વમન કરવું; પરંતુ કફમિશ્ર વાયુપ્રકૃતિવાળાને કે સમદોષવાળાને એ પ્રમાણે સ્નેહપાન કર્યા પછી તરશ લાગે તો ગરમ પાણી પીને બધોયે પીધેલો સ્નેહ બહાર કાઢી નાખવો.' આ વિરોધપરિહાર બરાબર છે; કારણ કે અહીં ચરકમાં 'उदीर्णपित्ता ग्रहणी'–એમ પિત્તપ્રકૃતિ–કોમળ કોઠાવાળા માણસનો પ્રસંગ ચાલે છે; જ્યારે સુશ્રુતમાં ઉપર દર્શાવેલ ગરમ જળ પીવાનું દર્શાવતા વચનની ઉપર વાતકફનો પ્રસંગ ચાલુ છે; જેમ કે 'शीते वातकफार्त्तस्य गौरवारुचिशूलकृत् ।' શીતકાળમાં વાતકફથી પીડાતો માણસ સ્નેહપાન કરે તો તેને ભારેપણું, અરુચિ તથા શૂળનો ઉપદ્રવ તે કરે છે.' આ ઉપરથી આમ સમજી શકાય છે કે વાતકફવાળો માણસ, શીતકાળમાં સ્નેહપાન કરે અને તેથી તેને જો ઉપદ્રવો થાય તો ગરમ જળ પાઈને તેને ઊલટી કરાવવી; અને પિત્તાધિક પ્રકૃતિવાળો માણસ ઉષ્ણકાળમાં સ્નેહપાન કરે અને જો ઉપદ્રવો થાય તો તેને શીતળ જળ પાઈને ઊલટી કરાવવી જોઈએ.' ૭૩

### પિત્તમાં ઘીરૂપ સ્નેહ ન પિવાય

न सर्पिः केवलं पित्ते पेयं सामे विशेषतः ।
सर्वे ह्यनुरजेद्देहं हत्वा संज्ञां च मारयेत् ॥ ७४ ॥

પિત્તમાં એકલું ઘી ન પીવું; તેમ જ સામ પિત્તમાં તો ખાસ–વિશેષે કરી એકલું ઘી ન પીવું; કારણ કે તે ઘી આખા શરીરને (પિત્તના જેવું) રંગી દે છે અને સંજ્ઞાનો નાશ કરી મારી જ નાખે છે. ૭૪

અહીં ગંગાધર મૂળમાં પહેલા ચરણમાં 'केवले पित्ते' એવો પાઠ રાખે છે અને ત્રીજા ચરણમાં 'सर्वं ह्यनुचरेद् देहम्' એવો પાઠ રાખે છે; પછી આખા શ્લોકનો આવો અર્થ લખે છે: 'એકલા પિત્તમાં ઘી ન પિવાય અને સામપિત્તમાં તો વિશેષે કરી ઘી ન જ પિવાય કારણ કે પિત્તના તીક્ષ્ણ ગુણનો સહયોગ થવાથી અને સ્નેહનો (પ્રથમ આખા દેહમાં વ્યાપ્ત થયા પછી જે પચે છે તે) વ્યવાયી ગુણ હોવાને લીધે એ ઘી આખા દેહમાં ફરી વળે છે અને (જે દ્રવ્ય આખા શરીરમાં રહેલાં વીર્યોમાંથી ઓજને સુકાવી નાખી શરીરના સાંધાઓનાં બંધનોને ઢીલાં કરે તે) વિકાશી ગુણને લીધે સંજ્ઞાનો નાશ કરી માણસને મારી નાખે છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં મૂળમાં પહેલા ચરણમાં 'न सर्पिः केवलं पित्ते' એવો પાઠ સ્વીકારે છે; અને ત્રીજા ચરણમા 'सर्वं ह्यनुरजेद् देह' એવો પાઠ રાખે છે; પછી સળંગ શ્લોકનો આવો અર્થ સમજાવે છે: 'સામ પિત્તમાં ઘી ન પિવાય, અને એકલું–સંસ્કાર નહિ કરેલું ઘી તો વિશેષે કરી સામપિત્તમાં ન જ પિવાય; આ સંબંધે આમ માનવામાં આવે છે: કરિયાતું વગેરે દ્રવ્યોથી સંસ્કારી કરેલું ઘી, સામપિત્તમાં, એ કરિયાતું વગેરેના પાચન ગુણનો અનુયોગ અથવા પાકળથી થયેલા સંબંધને લીધે કદાચ યોગ્ય ગણાય છે; પરંતુ એ રીતે સંસ્કારી નહિ કરેલું એકલું ઘી તો સંપૂર્ણ વિરુદ્ધ જ બને છે; અથવા એકલું–સંસ્કાર વિનાનું ઘી, સામાન્ય સામ કે નિરામ–હરકોઈ પિત્તમાં ન પીવું; અને સામ પિત્તમાં તો વિશેષે કરી ન જ પીવું; આવી અર્થયોજના અહીં કરવી જોઈએ; જેથી જ્યાં જ્યાં હરકોઈ સ્થળે ઘી પીવાનું કહેવામાં આવ્યું હોય, જેમ કે 'अत ऊर्ध्वं कफे मन्दे वातपित्तोत्तरे ज्वरे, परिपक्वेषु दोषेषु सर्पिःपान यथाऽमृतम् ।' જ્યારે કફ ઓછો થઈ જાય અને કેવળ વાતપિત્તથી જ તાવ રહ્યા કરે, ત્યારે દોષોની પરિપક્વ સ્થિતિ થયા પછી ઘી પીવું, એ અમૃત તુલ્ય બને છે.' ઇત્યાદિ સ્થળે પણ એ ઘી, અમુક યોગ્ય ઔષધોથી સંસ્કારી કરેલું જ હોવું જોઈએ; એમ સમજવું. અથવા ત્રીજો અર્થ આવો પણ કરાય છે: 'એકલું પિત્ત જ ફક્ત સામ હોય, ત્યારે જ ફક્ત એકલું ઘી જ ન પિવાય, એમ જ ન સમજવું જોઈએ, પરંતુ સામ વાતમાં કે સામ કફમાં પણ એકલાં જ તેલ વગેરે પણ કદી ન જ પીવાં જોઈએ;' આવું આ ત્રીજું વ્યાખ્યાન અહીં જો લેવાય તો મૂળમાં 'पित्तेऽपेयं' એમ 'अपेयम्' પદ–

અકારનો અવગ્રહ થયેલું લેવું જોઈએ. પછી ઉત્તરાર્ધનો અર્થ આવો સમજવો કે એમ (વિરુદ્ધ સ્થિતિમાં વિરુદ્ધ ગુણવાળું થયેલું) તે ઘીરૂપ સ્નેહનું પાન આખા શરીરને રંગી નાખે છે; એટલે પિત્તના જેવા રંગનું કરી મૂકે છે; તેમ જ વ્યાધિના પ્રભાવથી સંજ્ઞાનો એટલે સ્મરણ-શક્તિનો પણ તે નાશ કરે છે.'

ઉપર પ્રમાણે શ્રી ચક્રપાણિ વ્યાખ્યા કરે છે, પરંતુ તેથી સુશ્રુતે જે કહ્યું છે, તે સાથે વિરોધ આવે છે; સુશ્રુત તો આમ જ કહે છે: 'केवलं पैत्तिके सर्पिर्वातिके लवणान्वितम्। देयं बहुकफे चापि व्योषक्षारसमायुतम्। પિત્ત સંબંધી રોગ હોય તો એકલું જ ઘી આપવું, વાયુ સંબંધી રોગ હોય તો લવણ (સૈંધવ) સહિત ઘી આપવું અને ઘણો જ કફ હોય તોપણ સૂંઠ, મરી, પીપર તથા ક્ષાર સહિત ઘી આપવું.' આ ઉપરથી એમ જ કહી શકાય કે હરકોઈ પિત્ત, ભલે તે સામ હોય કે નિરામ હોય તોપણ તેમાં ઘી આપવું, એમ કહેવું, તે ઠીક નથી.' ઉપરનું સુશ્રુતોક્ત વચન જોતાં એમ જ સાબિત થાય છે કે, નિરામ પિત્તમાં કેવળ–અસંસ્કૃત એટલે કોઈ પણ ઔષધના સંસ્કાર વિનાનું એકલું જ ઘી આપવામાં કોઈ દોષ નથી. ડલ્હણ આદિ ટીકાકારોએ પણ જ્યાં જ્યાં કેવળ ઘી આપવાનાં વચનો જોયાં છે, ત્યાં ત્યાં ક્વાથચૂર્ણ આદિના પ્રક્ષેપ વિનાનું જ એકલું ઘી આપવું, એવો જ તે તે વચનોનો અર્થ ઘટાવ્યો છે; અર્થાત્ હરકોઈ ઘી સંસ્કૃત કે અસંસ્કૃત હોય, પરંતુ તેમાં કોઈ ચૂર્ણાદિનો પ્રક્ષેપ કરેલો ન હોવો જોઈએ. ગયદાસે તો 'केवलं' શબ્દનો અર્થ, 'પિત્તને હરનાર દ્રવ્યોથી સિદ્ધ કરેલ' એવો જ કર્યો છે.

આ વિરોધ દૂર કરવા માટે બીજા ટીકાકારોએ આ શ્લોકની વ્યાખ્યા આ પ્રમાણે જ કરી છે: 'बहुकफे' એવો પાઠ હોવાથી 'पैत्तिके' તથા 'वातिके' એ પદનો અર્થ પણ 'ઘણા પિત્તવાળા' તથા 'ઘણા વાયુવાળા' એવો જ કરવો ઠીક લાગે છે. આનો અભિપ્રાય આ નીકળે છે કે જ્યારે પિત્ત અધિક હોય પણ વાયુ અને કફ ઓછા હોય ત્યારે કેવળ–અસંસ્કૃત અથવા સ્વચ્છ–એકલું જ ઘી પીવડાવી શકાય છે; પરંતુ જ્યારે કેવળ–બીજા દોષોથી અસંયુક્ત એકલું જ પિત્ત વધી ગયું હોય, ત્યારે તો ઘી પીવડાવવું તે ઠીક નથી; તેમ જ સામપિત્ત હોય તો વિશેષે કરી કેવળ એકલું સ્વચ્છ ઘી પીવડાવી શકાય જ નહિ; કારણ કે સામ પિત્તમાં પીધેલું કેવળ–અસંસ્કૃત ઘી શરીરને પિત્તના જેવા પીળા રંગનું કરી દે છે અને સંજ્ઞા એટલે જ્ઞાનશક્તિ કે ચૈતન્યનો નાશ કરી દઈ મૃત્યુનું જ કારણ બને છે.

એ રીતે આ ૭૪મા શ્લોકના પૂર્વાર્ધનો કેવળ પિત્તમાં કેવળ ઘીનો નિષેધ; તેમ જ સામ પિત્તમાં તો કેવળ ઘીનો ખાસ વિશેષ નિષેધ છે, એમ બતાવતો અર્થ જેઓ કરે છે, તેઓ ઉત્તરાર્ધના અર્થને પણ બે ભાગમાં ઘટાવે છે; જેમ કે કેવળ એકલા જ પિત્તમાં કેવળ–અસંસ્કૃત–સ્વચ્છ–એકલું જ ઘી પીવામાં આવે છે, તો તે આખા શરીરને રંગી દે છે; અથવા 'अनुरुजेत्' એવો પાઠ રખાય તો 'આખા શરીરને તે પીડા કરે છે' એવો અર્થ સમજવો; તેમ જ સામ-પિત્તમાં કેવળ–અસંસ્કૃત એકલું જ સ્વચ્છ ઘી પીવામાં આવે છે, તો તે સંજ્ઞાનો નાશ કરી મરણ ઉપજાવે છે.

અષ્ટાઙ્ગસંગ્રહના ટીકાકાર ઇન્દુએ આના પર ટીકા કરતાં કહ્યું છે કે. અહીં પિત્તાશયનું શોધન કરવા માટે ઘી પીવાનો નિષેધ છે; પરંતુ શમન માટે તો એકલું ઘી જ સર્વ કરતાં શ્રેષ્ઠ ઉપાય છે; આ જ કારણે 'पित्तघ्नास्ते यथापूर्वं' તેમ જ 'सर्पिः पित्ते केवलमिष्यते' અથવા સુશ્રુતમાં કહેલાં 'केवलं पैत्तिके सर्पिः' ઇત્યાદિ વાક્યો સાથે કોઈ જાતનો વિરોધ રહેલો નથી; અર્થાત્ શોધન માટેના પિત્તમાં કેવળ ઘીનું પાન અયોગ્ય છે, પણ શમનયોગ્ય પિત્તમાં તો કેવળ ઘૃતપાન કરવું, તે યોગ્ય જ છે. ૭૪

### અવિધિથી સેવેલા સ્નેહથી થતા ઉપદ્રવો

**तन्द्रा सोत्क्लेश आनाहो ज्वरः स्तम्भो विसंज्ञता।**
**कुष्ठानि कण्डूः पाण्डुत्वं शोफार्शांस्यरुचिस्तृषा ॥७५॥**
**जठरं ग्रहणीदोषः स्तैमित्यं वाक्यनिग्रहः।**
**शूलमामप्रदोषाश्च जायन्ते स्नेहविभ्रमात् ॥७६॥**

સ્નેહનો ખોટો પ્રયોગ થવાથી અથવા અવિધિએ સ્નેહનું સેવન કરવાથી નિદ્રા જેવું ઘેન, મોળ–ઊબકા કે બકારી, આફરો, તાવ, સ્તંભ–એટલે શરીર સજ્જડ થઈ જાય અથવા જકડાઈ જાય, વિસંજ્ઞતા–બેભાન સ્થિતિ, કોઢ, ચળ–ખણજ, પાંડુતા કે ફિકાશ, સોજો, અરશ, અરુચિ, તરશ, ઉદરરોગ, ગ્રહણીદોષ કે ગ્રહણીરોગ, સ્તૈમિત્ય એટલે શરીરને જાણે ભીનાં કપડાંથી લપેટ્યું હોય એવું લાગે, વાક્યનિગ્રહ એટલે બોલતાં જીભ અટકે અથવા અટકીઅટકીને બોલાય, શૂળ નીકળે તથા આમના ઘણા દોષો–અલસક, વિષૂચિકા વગેરે (ઉપદ્રવો) થાય છે. ૭૫,૭૬

### ઉપર્યુક્ત ઉપદ્રવોની ચિકિત્સા

**तत्राप्युल्लेखनं शस्तं स्वेदः कालप्रतीक्षणम्।**
**प्रति प्रतिव्याधिबलं बुद्ध्वा स्रंसनमेव च ॥७७॥**

तक्रारिष्टप्रयोगश्च रूक्षपानान्नसेवनम् ।
मूत्राणां त्रिफलायाश्च स्नेहव्यापत्तिभेषजम् ॥७८॥

(સ્નેહના અવિધિસેવનની ઉત્પન્ન થયેલા) એ ઉપદ્રવોમાં પણ ઊલટી, સ્વેદન, કાળપ્રતીક્ષા એટલે સ્નેહના દોષનો નાશ થાય ત્યાં સુધી રાહ જોઈને ભોજન કરવું નહિ; દરેકે દરેક–તંદ્રા આદિ થયેલા વ્યાધિનું બળ જોઈને તેના પ્રમાણમાં સંસન જ કરવું એટલે વિરેચન કરાવવું; (ચિકિત્સાસ્થાનમાં કહેવાશે તે) તક્રારિષ્ટ પ્રયોગ કરવો; રૂક્ષ પાન (પીણાં) તથા રૂક્ષ અન્નનું સેવન કરવું; તેમ જ (આઠે) મૂત્રોનું તથા ત્રિફળાનું સેવન કરવું; એ (અવિધિથી સેવેલા) સ્નેહના ઉપદ્રવોનાં ઔષધો છે. ૭૭,૭૮

### સ્નેહના ઉપદ્રવોનાં કારણો

अकाले चाहितश्चैव मात्रया न च योजितः।
स्नेहो मिथ्योपचाराच्च व्यापद्येतातिसेवितः ॥७९॥

અકાળે સેવેલો, અહિત છતાં સેવેલો, માત્રા કે માપસર નહિ યોજેલો, ખોટા વિધિથી સેવેલો, અને ખૂબ વધુ પ્રમાણમાં સેવેલો સ્નેહ ઉપદ્રવોને કરે છે. ૭૯

જે સ્નેહનો જે કાળ હોય તેથી ઊલટા કાળે સેવેલો સ્નેહ ઉપદ્રવો કરે; જે માણસને જે સ્નેહ અહિતકારી હોય, તે સ્નેહ તેના પ્રત્યે યોજ્યો હોય તો તે સ્નેહ ઉપદ્રવો કરે; જે સ્નેહ જેના માટે હિતકારી હોય તે સ્નેહ પણ તેની માત્રા પ્રમાણે જો ન યોજ્યો હોય, તો તે સ્નેહ પણ ઉપદ્રવો કરે; જે સ્નેહના સેવનની જે વિધિ કહેવામા આવી છે, તે વિધિથી ઊલટ–અવિધિથી સેવેલો સ્નેહ ઉપદ્રવોને કરે; તેમ જ અતિશય વધારે પ્રમાણમાં સેવેલો સ્નેહ પણ ઉપદ્રવોને કરે છે; એમ ગંગાધર સમજાવે છે.

આમાં છેલ્લા 'अतिसेवितः' પદ ઉપર ટીકાકાર ચક્રપાણિ આવી ટીકા લખે છે: 'अतिसेवितः–कालप्रकर्षेण सेवितः'–કોમળ કોઠાવાળાએ ત્રણ દિવસ અને કઠણ કોઠાવાળાએ સાત દિવસ સ્નેહનું સેવન કરવુ: એ કાળ-મર્યાદાને ઓળંગી વધુ કાળ સુધી સેવેલો સ્નેહ ઉપદ્રવોને કરે. ૭૯

### સંશોધન સ્નેહપાનમાં પ્રયોગપ્રદર્શન

स्नेहात्प्रस्यन्दनं जन्तुस्त्रिरात्रोपरतः पिबेत् ।
स्नेहवद् द्रवमुष्णं च त्र्यहं भुक्त्वा रसौदनम् ॥८०॥
एकाहोपरतस्तद्वद् भुक्त्वा प्रच्छर्दनं पिबेत् ।

સ્નેહપાન પ્રયોગ પછીથી ત્રણ દિવસો બાદ માણસે વિરેચન પીવું; (સ્નેહપાન છોડેલા) એ ત્રણ દિવસો સુધી સ્નેહથી યુક્ત, પ્રવાહી, ગરમ અને રસપ્રધાન એટલે ફલરસ કે માંસરસ સાથે ભાત ખાઈને રહેવું; (અને તે પછી જ વિરેચન પીવું.) એ જ પ્રમાણે એક દિવસ સ્નેહપાનથી અટકેલા પુરુષે ઉપર કહ્યા પ્રમાણે જ તે (અટકેલા) એક દિવસે ભોજન કર્યા પછી વમનકારક ઔષધ પીવું. ૮૦

ટીકાકાર ચક્રપાણિ અહીં ૮૦ મા શ્લોકમાં પહેલું ચરણ 'स्नेहात् प्रस्कन्दनं जन्तु.' એવો પાઠ સ્વીકારે છે અને ત્રીજું ચરણ स्नेहवद् द्रवमुष्णं च એવું સ્વીકારે છે; પછી તે શ્લોકને આમ સમજાવે છે: અને તેના આધારે જ ઉપરનો અનુવાદ લખવામાં આવ્યો છે. આ શ્લોકોમાં પ્રથમ સંશોધન સ્નેહપાનમાં વર્તવાની રીત જણાવે છે કે, સ્નેહપ્રયોગ ચાલુ કર્યો હોય, તે પછી ત્રણ દિવસો સુધી તે સ્નેહપાનપ્રયોગ છોડી દેવો અને તે છોડેલા સ્નેહપાનના ત્રણ દિવસો સુધી સ્નેહવાળું, પ્રવાહી, ગરમ અને રસપ્રધાન ભાતનું ભોજન કર્યા પછી વિરેચન ઔષધ પીવું; એ પ્રમાણે સંશોધન સ્નેહપાનમાં વર્તવાની રીત જણાવ્યા પછી વમનમાં સ્નેહપાનની રીત બતાવે છે કે, 'સ્નેહપાન ચાલુ કર્યા પછી એક દિવસ તેને બંધ રાખી એ બંધ રાખેલા દિવસે જ ઉપર કહ્યા પ્રમાણે સ્નેહયુક્ત, પ્રવાહી, ગરમ અને રસપ્રધાન ભાતનું ભોજન કર્યા પછી વમન ઔષધ પીવું'.

જલ્પકલ્પતરુ ટીકાકાર ગંગાધર અહીં મૂળ શ્લોકમાં પાઠાંતર પણ કહે છે: શ્લોકનું પ્રથમ ચરણ 'स्नेहात् प्रस्कन्दनो जन्तुः' એમ રાખે છે અને શ્લોકના ત્રીજા ચરણમાં 'स्नेहं च द्रवमुष्णं च' એવો પાઠ રાખે છે; પછી તે શ્લોકને આ રીતે ઘટાવતાં લખે છે કે, મૂળ ગ્રંથકાર આ શ્લોકમાં સ્નેહવ્યાપત્સિદ્ધિ એટલે સ્નેહના ઉપદ્રવોને કાબૂમાં લેવાનું જણાવે છે: ઉપર ૭૯ મા શ્લોકમાં કહ્યા પ્રમાણે અકાળ આદિમાં યોજેલા સ્નેહનો જો ઉપદ્રવ થાય, તો એ (ચાલુ કરેલા) સ્નેહપાનથી અટકી ગયેલા માણસે સ્નેહપાન કરવું છોડી દઈને ત્રણ દિવસો સુધી પ્રવાહી, ગરમ અને માંસના રસોથી યુક્ત એવો ભાત ખાઈને ત્રણ દિવસ સુધી વિશ્રાંતિ લીધા પછી ફરી સ્નેહપાન ચાલુ કરવું; એ જ પ્રમાણે પ્રવાહી, ગરમ અને માંસના રસાથી યુક્ત ભાત ખાઈને એક દિવસ વિરામ લઈ વમન ઔષધ પીવું જોઈએ; એ

પ્રકારે વમન કર્યા પછી ફરી એક દિવસ વિરામ લઈ ત્રણ દિવસો પછી ફરી તે સ્નેહ ચાલુ કરવો, એમ કહેવાનું અહીં તાત્પર્ય છે, એમ સ્નેહના ઉપદ્રવો પરનો કાબૂ મેળવ્યા પછી 'अच्छे संशोधने चैव स्नेहे का वृत्तिरिष्यते। સ્વચ્છ સ્નેહપાનમાં તથા સંશોધન સ્નેહપાનમાં માણસે કઈ રીતે વર્તવું જોઈએ ?' એ પ્રશ્નોનો ઉત્તર હવે નીચેના ૮૨ મા શ્લોકમાં કહેવા માગે છે. એ શ્લોકના આરંભમાં પણ તે ગંગાધર પ્રથમ આવો પાઠ લખે છે : 'स्यात्तु संशोधनर्थाय वृत्तिः स्नेहे विरिक्तवत्' આની ટીકા પણ તેઓ આ આ પ્રમાણે લખે છે : 'संशोधनार्थाय खल्वच्छे स्नेहे पीते विरिक्तवद् वृत्तिः स्यात्, विरिक्तस्य वृत्तिर्वक्ष्यते' એટલે કે સંશોધન માટેનો જ અચ્છ કે સ્વચ્છ સ્નેહ પીધો હોય ત્યારે વિરેચન લીધાની પેઠે જ વર્તવું યોગ્ય છે; એટલે એ જ પ્રમાણે વર્તવાનું ૧૫ મા અધ્યાયમાં કહેવામાં આવશે. ૮૦

## સંશમનીય સ્નેહપાનમાં પ્રયોગપ્રદર્શન

**स्यात्त्वसंशोधनार्थीये वृत्तिः स्नेहे विरिक्तवत् ॥८१**

**સંશમન માટેના સ્નેહપાનપ્રયોગમાં વિરેચન માટેનો સ્નેહપાનપ્રયોગ જેણે પીધો હોય, અને તેણે ઉપર કહ્યા પ્રમાણે જે રીતે ભોજનાદિ વ્યાપાર કરવાનો હોય છે, તે જ પ્રમાણે વ્યાપાર અથવા વર્તન કરવાનું હોય છે. ૮૧**

શ્રી ગંગાધર, જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આવો પાઠ સ્વીકારે છે. 'स्यात्तु संशोधनार्थाय वृत्तिः स्नेहे विरिक्तवत्'—આવો પાઠ રાખીને આનો અર્થ આવો કરે છે કે, સંશોધન માટેનું અચ્છ કે સ્વચ્છ સ્નેહપાન કર્યું હોય ત્યારે જેણે વિરેચન લીધું હોય, તેવા માણુસના વ્યાપાર કે વર્તન પ્રકારની પેઠે વર્તવું જોઈએ.

આયુર્વેદદીપિકાકાર શ્રીચક્રપાણિ પોતાની ટીકામાં અહીં આવો પાઠ દર્શાવે છે : 'स्यात्त्वसंशोधनार्थाय वृत्तिः स्नेहे विरिक्तवत्'—આવો પાઠ રાખ્યા પછી તેનો આવો અર્થ કરી કરી બતાવે છે કે અસંશોધન એટલે સંશમન માટેના સ્નેહપાનમાં વિરેચન લીધેલા માણસની પેઠે વૃત્તિ એટલે ઉપચાર અથવા વર્તન પ્રકાર હોવો જોઈએ.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ આ ઉપર સ્પષ્ટ ખુલાસો આ પ્રમાણે લખે છે : સંશમન સ્નેહપાનમાં કરવાનો આ આચાર અથવા વર્તન પ્રકાર આગળ જતાં ૧૫મા અધ્યાયમાં જેમ વમન માટે કહેવાશે, તેમ વિરેચન લીધેલાના જેવો જ સમજવો જોઈએ. જેણે વિરેચન લીધું હોય તેના માટે ધૂમપાન કરવાનો ત્યાં નિષેધ કરવામાં આવ્યો છે, જ્યારે વમન કરેલ હોય તેના માટે ધૂમપાન કરવાનું કહેવામાં આવ્યું છે; સ્નેહમાં પણ ધૂમપાનનો નિષેધ જ માત્રાશિતીયમાં પ્રથમ કહેવાઈ ગયો છે; જેમ કે 'न मद्यदुग्धे पीत्वा च न स्नेहम्। મદ્યપાન કરીને, દૂધ પીને કે સ્નેહપાન કરીને ધૂમપાન કરવું ન જોઈએ.' આ જ કારણે આગળ જતાં ૧૫મા અધ્યાયમાં વમન ઔષધ જેણે લીધું હોય, તેના માટે કહેલા જે આચારો છે, તે ન કહીને વિરેચન લીધેલા માણસના આચારોની પેઠે જ વર્તવાનું કહેવામાં આવ્યું છે; જેમ કે ત્યાં કહ્યું છે કે, 'सम्यग्विरिक्तं चैनं वमनोक्तेन धूमवर्जेन विधिनोपादयेदावर्णप्रतिलाभात्। જેને આ રીતે વિરેચન કરાવ્યું હોય તે માણસને તેનું બળ, રૂપ, રંગ બરાબર પ્રાપ્ત થાય, ત્યાં સુધી ધૂમપાન સિવાયની દરેક વિધિ અથવા આચાર–પદ્ધતિ વમનમાં કહેલા પ્રકારે જ ચાલુ રખાવવી જોઈએ.' (અહીં કહેવાનો ભાવ આ છે કે વિરેચન લીધેલા માણસે કેવળ ધૂમપાન વિના બાકીના સર્વ આચારનું પાલન, જેમ વમન લીધેલા માણસ માટે જે આચારો કહ્યા છે, તે પ્રમાણે જ કરવાનું હોય છે; તે જ પ્રમાણે સંશમનીય સ્નેહપાન જેણે કરેલ હોય તેણે પણ ધૂમપાન વિના બાકીના સર્વ આચારનું પાલન વિરેચન લીધેલા માણસના આચારના પાલન પ્રમાણે કરવું જોઈએ.) ૮૧

## વિચારણાઓનો વિષય અથવા વિચારણાઓનો પ્રયોગ કોના માટે?

**स्नेहद्विषः स्नेहनित्या मृदुकोष्ठाश्च ये नराः।**
**क्लेशासहा मद्यनित्यास्तेषामिष्टा विचारणाः ॥ ८२ ॥**

**જેઓ સ્નેહના દ્વેષી હોય, (એટલે કે કેવળ સ્નેહપાન પસંદ કરતા ન હોય,) અથવા જેઓ કાયમ સ્નેહપ્રયોગ કરતા હોય, જેઓના કોઠા કોમળ હોય, જેઓ ક્લેશને સહન કરી શકે નહિ એવા હોય અને જેઓ કાયમ મદ્યપાન કરતા હોય, તેઓ માટે વિચારણા ઇચ્છવાયોગ્ય છે. ૮૨**

આ સંબંધે સુશ્રુતે પણ આમ કહ્યું છે : 'सुकुमारं कृशं वृद्धं शिशुं स्नेहद्विषं तथा। तृष्णार्तमुष्णकाले च सह भक्तेन दापयेत्। અર્થાત્ જે માણસ અતિશય કોમળ, દુર્બળ, વૃદ્ધ બાળક તથા (કેવળ) સ્નેહપાનનો દ્વેષી હોય, તેને તથા ઉષ્ણકાળમાં, તરશથી જે પીડાયો હોય, તેને ભાતની સાથે સ્નેહપાન કરાવવું.' અહીં ભાતની સાથે એમ કહીને ભાત વિના બીજાં સાથે પણ સ્નેહપાન કરાવવા જણાવેલ બીજી વિચારણાઓ પણ લઈ લેવા ઉપલક્ષણરૂપે જ સૂચન કરેલું સમજી લેવું જોઈએ. ૮૨

### સ્નેહનમાં હિતકારી માંસરસો

लावतैत्तिरमायूरहांसवाराहकौक्कुटाः ।
गव्याजौरभ्रमात्स्याश्च रसाः स्युः स्नेहने हिताः ॥८३

લાવાં, તેતર, મોર, હંસ, વરાહ એટલે ભૂંડ કે ડુક્કરો, કૂકડાં, ગાય-બળદો, બકરાં, ઘેટાં તથા માછલાં, એ પ્રાણીઓના માંસોના રસો સ્નેહનમાં હિતકારી થાય છે. ૮૩

### પૂર્વોક્ત રસોનાં સંસ્કારક દ્રવ્યો

यवकोलकुलत्थाश्च स्नेहाः सगुडशर्कराः ।
दाडिमं दधि सव्योषं रससंयोगसंग्रहः ॥ ८४ ॥

જવ, બોર, કળથી તેમ જ ગોળ અને સાકર સહિત સ્નેહો, દાડમ, દહીં અને સૂંઠ, મરી તથા પીપર, આ દ્રવ્યો (પૂર્વોક્ત) માંસરસોમાં મેળવણી માટે ટૂંકમા કહેલાં છે. ૮૪

### તત્કાળ સ્નેહન માટેનાં ખાસ દ્રવ્યો

स्नेहयन्ति तिलाः पूर्वं जग्धाः सस्नेहफाणिताः ।
कृशराश्च बहुस्नेहास्तिलकाम्बलिकास्तथा ॥८५॥

ભોજનની પહેલાં સ્નેહ તથા ફાણિત (રાબ) સાથે તલ ખાધા હોય તો (તત્કાળ) સ્નેહન કરે છે; તે જ પ્રમાણે જેમાં સ્નેહ વધુ પ્રમાણમાં નાખેલ હોય એવી કૃશરા (રાબ કે ખીચડી) અથવા તલ સહિત કાંબલિક (એટલે જવ કે ચોખાનું પાણી પણ) પુષ્કળ સ્નેહ નાખેલ હોય તે પણ તત્કાળ સ્નેહન કરે છે. ૮૫

### રૂક્ષ (માણસ) માટે ખાસ વિચારણાપ્રયોગ

फाणितं शृङ्गवेरं च तैलं च सुरया सह ।
पिबेद्रूक्षो भृतैर्मांसैर्जीर्णेऽश्नीयाच्च भोजनम् ॥८६॥

જે માણસ રૂક્ષ થઈ ગયો હોય, તેણે સુરા-મદ્ય સાથે ફાણિત-રાબ, આદું કે સૂંઠ તથા તેલ (મિલાવીને) પીવું જોઈએ; અને પછી તે સ્નેહપાન પચી જાય, ત્યારે ભડથું કરેલાં માંસનું ભોજન કરવું. ૮૬

પંડિત શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આમ લખે છે કે, આ મદ્ય-વિચારણાપ્રયોગ રૂક્ષ માટે જણાવેલ છે. અહીં 'फाणित' શબ્દનો અર્થ अर्धाव-शिष्टपक्व इक्षुरस -અર્ધો બાકી રહેલો પકવેલો શેરડીનો રસ 'ફાણિત' એવો કરેલ છે; અને 'શૃંગવેર'નો અર્થ "આદું" કરેલ છે; પ્રથમ આદુંને પીસી નાખી તેમાં ઉપર્યુક્ત ફાણિત તથા તેલ નાખી એ ત્રણેને મદિરા સાથે મિલાવીને રૂક્ષ માણસે તે પીવું; પછી એ સ્નેહ પચી જાય ત્યારે ભડથું કરેલા માંસનું ભોજન કરવું. આમાં પણ 'भृतैः मांसैः એટલે भृतैः-भर्जित्रीकृतैः' ભડથું કરેલ માંસનું ભોજન કરવું. ૮૬

### વાતપ્રકૃતિ મનુષ્યને સ્નિગ્ધ કરનાર વિચારણાપ્રયોગ

तैलं सुराया मण्डेन, वसां मज्जानमेव वा ।
पिबेत्सफाणितं क्षीरं नरः स्निह्यति वातिकः ॥८७॥

મદિરાનો મંડ એટલે ઉપરનો ભાગ, તેની સાથે તેલ, વસા કે મજ્જાનું જે પાન કરે; અથવા (ઉપર્યુક્ત) ફાણિતની સાથે જે દૂધનું પાન કરે, તે વાતપ્રધાનપ્રકૃતિ મનુષ્ય સ્નેહન પામે છે. ૮૭

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારની ટીકામાં વધુ આમ જણાવે છે કે, 'અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયમાં કહ્યું છે કે 'स्नेहं वैकं सुराच्छेन' મદિરાના મંડની સાથે જ ફાણિતયુક્ત દૂધને મિશ્ર કરી સેવન કરવું. તે પણ ઠીક છે.' ૮૭

### ધારોષ્ણ દૂધ અને દહીંની તરનો વિચારણાપ્રયોગ

धारोष्णं स्नेहसंयुक्तं पीत्वा सशर्करं पयः ।
नरः स्निह्यति पीत्वा वा सरं दध्नः सफाणितम् ॥८८॥

તત્કાળ દોહેલું શેડકઢું દૂધ સ્નેહયુક્ત તથા સાકરની સાથે પીને અથવા ફાણિતની સાથે દહીંની તર પીને મનુષ્ય સ્નેહન પામે છે. ૮૮

સુશ્રુતમાં પણ કહ્યું છે કે, 'शर्कराचूर्णसंयुक्ते दोहनस्थे घृते तु गाम्। दुग्ध्वा क्षीरं पिबेद् रूक्षः सद्य: स्नेहनमुच्यते' સાકરના ચૂર્ણથી મિશ્ર કરેલ ઘી દોહવાના પાત્રમાં રાખી, તેમાં ગાયને દોહીને તે દૂધ રૂક્ષ માણસ પીએ, તો તત્કાળ તે સ્નેહન કરનાર કહેવાય છે.' સુશ્રુતના આ શ્લોકમાં 'सशर्करं' એ પદના બદલે કેટલાક વિદ્વાનો 'सलवणं' એવો પાઠ સ્વીકારે છે અષ્ટાંગસંગ્રહકારે તો આ સ્થળે બન્ને વાત આમ સ્વીકારી છે: 'पात्रे वा सवितापृते। सर्सिलवणयुक्तं वा सद्यो दुग्धं तथा पयः સાકર તથા ઘી સહિત પાત્રમાં તાજું દોહેલું શેડકઢું દૂધ નાખી ઘી સાથે કે લવણ સાથે પીવું; તોપણ તત્કાળ સ્નેહન કરે છે.' એમ યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં લખે છે. ૮૮

### તત્કાળ સ્નેહન ઇચ્છતા મનુષ્યે કરવાનો બીજો એક વિચારણાપ્રયોગ

पाञ्चप्रसृतिकी पेया पायसो माषमिश्रकः ।
क्षीरसिद्धो बहुस्नेहः स्नेहयेदचिरान्नरम् ॥ ८९ ॥

(નીચેના શ્લોકમાં કહેવાશે તે) 'પાંચ પ્રસૃતિકી' નામની પેયા–રાબ; તેમ જ દૂધમાં તૈયાર કરેલી અડદ નાખેલી (ચોખાની) ખીર, પુષ્કળ સ્નેહયુક્ત (પીધી) હોય તો મનુષ્યને તત્કાળ સ્નેહન કરે છે. ૮૯

આ સંબંધે વૃદ્ધવાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'पेयां च पञ्चप्रसृतां स्नेहैस्तण्डुलपञ्चमैः । पायसं माषमिश्रं च बहुस्नेहसमायुतम् ।' જેમાં પાંચમા પદાર્થ તરીકે ચોખા હોય છે, એવી 'પંચપ્રસૃતા' નામની પેયાને સ્નેહોની સાથે પીવી; અથવા અડદથી મિશ્ર કરીને રાંધેલો દૂધપાક પુષ્કળ સ્નેહ સહિત પીવો; એ પણ તત્કાળ સ્નેહન કરે છે' આમ યોગીન્દ્રનાથ સેને ચરકોપસ્કારમાં વૃદ્ધ વાગ્ભટનો ઉપરનો શ્લોક ટાંકી બતાવ્યો છે. ૮૯

### ઉપર્યુક્ત 'પાંચ પ્રસૃતિકી' પેયા-પ્રદર્શન

सर्पिस्तैलवसामज्जातण्डुलप्रसृतैः कृता ।
पाञ्चप्रसृतिकी पेया पेया स्नेहनमिच्छता ॥ ९० ॥

ઘી, તેલ, વસા, મજ્જા અને ચોખા–પ્રત્યેક 'પ્રસૃત' પ્રમાણ એટલે બે પલ કે આઠ તોલા લઈ (તેઓના સળંગ માપ કરતાં છગણા પાણીમાં) તૈયાર કરેલી 'પાંચપ્રસૃતિકી' નામની પેયા કે રાબ, સ્નેહન ઇચ્છતા માણસે પીવી. ૯૦

અર્થાત્ જે પેયામાં અહીં મૂળમાં બતાવેલાં પાંચે દ્રવ્યો, દરેક પ્રસૃતના માપે નાખવામાં આવ્યાં હોય, તેથી આ પેયાને 'પાંચપ્રસૃતિકી' કહી છે. ૯૦

### કયા રોગીએ કયાં દ્રવ્યો સ્નેહન–વિચારણામાં ન લેવાં?

ग्राम्यानूपौदकं मांसं गुडं दधि पयस्तिलान् ।
कुष्ठी शोथी प्रमेही च स्नेहने न प्रयोजयेत् ॥९१॥

કોઢ, સોજા તથા પ્રમેહના રોગીએ (પોતાના) સ્નેહન–પ્રયોગમાં ગામડામાં ઉત્પન્ન થયેલાં, જળપ્રધાન પ્રદેશમાં ઉત્પન્ન થયેલાં કે કેવળ જળમાં ઉત્પન્ન થયેલ જલચર પશુ–પક્ષીઓનાં માંસનો, ગોળનો, દહીંનો, દૂધનો કે તલનો ઉપયોગ ન કરવો. ૯૧

### કોઢ, સોજા કે પ્રમેહના રોગી માટેની સ્નેહ-વિચારણાઓ

स्नेहैर्यथास्वं तान् सिद्धैः स्नेहयेदविकारिभिः ।
पिप्पलीभिर्हरीतक्या सिद्धैस्त्रिफलयाऽपि वा ॥९२॥

(ઉપર જણાવેલ) એ રોગીઓને, તેઓના રોગો પ્રમાણે તૈયાર કરેલા અવિકારી સ્નેહોથી સ્નેહન કરાવવું, અથવા (અનુક્રમે કોઢિયા માટે) પીપર નાખી તૈયાર કરેલ, (સોજાના રોગી માટે) હરડે નાખી તૈયાર કરેલા અને (પ્રમેહના રોગી માટે) ત્રિફળા નાખી તૈયાર કરેલા સ્નેહોથી સ્નેહન કરવું જોઈએ. ૯૨

અર્થાત્ એ રોગો પર જે જે દ્રવ્ય હિતકારી છે, તેનું વર્ણન, એ રોગોની ચિકિત્સામાં કરવામાં આવશે; અથવા જે રોગને અનુસરી જે સ્નેહ હિતકારી હોય તથા તેની માત્રા આદિ જે પ્રમાણે કહેલ હોય, તેને અનુસરી તેનો પ્રયોગ કરવાથી તે સ્નેહપ્રયોગો વિકાર કરનારા થતા નથી; એવા સ્નેહપ્રયોગો પીપર, હરડે અથવા ત્રિફળાથી જે તૈયાર કર્યા હોય, તેઓનો એ રોગીઓ પાસે ઉપયોગ કરાવવો; આવો જ ભાવ અષ્ટાંગસંગ્રહકારે સૂત્રસ્થાનના ૨૫ મા અધ્યાયમાં બે શ્લોકોમાં બતાવ્યો છે: 'गुडानूपामिषक्षीरतिलमाषसुरा दधि । कुष्ठशोफप्रमेहेषु स्नेहार्थे न प्रकल्पयेत् । त्रिफलापिप्पलीपथ्यागुग्गुल्वादिविपाचितान् । स्नेहान् यथास्वमेतेषां योजयेदविकारिणः । કોઢ, સોજા, પ્રમેહ માટેના પ્રયોગોમાં સ્નેહન કરવા માટે ગોળ, જળપ્રધાન–પ્રદેશનાં પ્રાણીઓનાં માંસ, દૂધ, તલ, અડદ મદિરા તથા દહીંનો ઉપયોગ ન કરાવવો; કિંતુ ત્રિફળા, પીપર, હરડે તથા ગૂગળ વગેરેથી તૈયાર કરેલા નિર્વિકાર સ્નેહોનો તે તે રોગોને અનુસરી વૈદ્યે ઉપયોગ કરાવવો જોઈએ' એમ હિંદી ટીકાકાર શ્રી જયદેવે અહીં ઉતાર્યું છે. ૯૨

### બીજા બે વિચારણા–પ્રયોગો

द्राक्षामलकयूषाभ्यां दध्ना चाम्लेन साधयेत् ।
व्योषगर्भं भिषक् स्नेहं पीत्वा स्निह्यति तन्नरः ॥९३॥
यवकोलकुलत्थानां रसाः क्षीरं सुरा दधि ।
क्षीरसर्पिश्च तत्सिद्धं स्नेहनीयं घृतोत्तमम् ॥९४॥

દ્રાક્ષનો યૂષ, આમળાંનો યૂષ અને ખાટું દહીં નાખી, તેની સાથે (સૂંઠ, મરી તથા પીપર) એ વ્યોષનો કલ્ક નાખી વૈદ્યે સ્નેહ તૈયાર કરવો; એ સ્નેહ પીને માણસ સ્નિગ્ધ થાય છે; તેમ જ જવ, બોર તથા કળથીના (ક્વાથરૂપ) રસો;

તેમ જ દૂધ, મદિરા તથા દહીં; એ (પ્રવાહી) દ્રવ્યોથી સિદ્ધ કે તૈયાર કરેલું, દૂધમાંથી ઉત્પન્ન કરેલું ઘી સ્નેહન માટે યોગ્ય ગણાય છે. ૯૩,૯૪

અહીં ૯૩ મા શ્લોકમાં 'યૂષ' શબ્દનો અર્થ 'કવાથ' સમજવો; એટલે દ્રાક્ષનો કવાથ અને આમળાનો કવાથ તૈયાર કરી, તેમાં ખાટું દહીં નાખી તેમાં સૂંઠ, મરી અને પીપરનો કલ્ક એક ચતુર્થાંશ નાખી વૈદ્યે યથાયોગ્ય ઘૃતાદિ સ્નેહ તૈયાર કરવો. આ પ્રમાણે અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાનમાં ૨૫ મા અધ્યાયમાં પણ કહેલ છે : 'दध्ना सिद्धं व्योषगर्भं धात्रीद्राक्षारसे घृतं'–આમળાંના તથા દ્રાક્ષના કવાથમાં દહીં તથા સૂંઠ, મરી અને પીપર કલ્કરૂપે નાખી સિદ્ધ કરેલું ઘી સ્નેહન કરે છે; તેમ જ બીજા ૯૪ મા શ્લોકમાં આમ સમજવું કે, જવ, બોર તથા કળથીના કવાથો અને દૂધ, મદિરા તથા દહીં એ ૭ પ્રવાહી દ્રવ્યોથી તૈયાર કરેલું એટલે દૂધમાંથી કાઢેલું ઉત્તમ ઘી શ્રેષ્ઠ સ્નેહનરૂપ થાય છે; આ ૯૪ મા શ્લોકમાં પૂર્વાર્ધના બીજા ચરણમાં 'क्षीरं' ના બદલે 'क्षारं' પાઠ પણ મળે છે; અને 'क्षीरसर्पि'નો દ્વન્દ્વ સમાસ ગણી આવો પણ અર્થ કરવો કે ઘીને જવ, બોર તથા કળથીના કવાથથી તેમ જ મદિરા, દહીં તથા દૂધથી અને કલ્ક માટે જવનો ક્ષાર નાખી વિધિ પ્રમાણે પકાવવું' આવો અભિપ્રાય સુશ્રુતમાં પણ ચિકિત્સાસ્થાન–૩૧ મા અધ્યાયમાં આમ મળે છે. 'यवकोलकुलत्थानां क्वाथो भागत्रयान्वित । पयोदधिसुराक्षारघृतभागैः समन्वितः। सिद्धमेतैर्घृतं पीतं सद्यः स्नेहनमुच्यते।' જવ, બોર તથા કળથીનો કવાથ ત્રણ ભાગોથી યુક્ત હોય; તેમ જ એ કવાથ દૂધ, દહીં, મદિરા, જવખાર તથા ઘીના ભાગો સહિત હોય; પછી એ પદાર્થો નાખીને તૈયાર કરેલું ઘી પીધું હોય તો એ તત્કાળ સ્નેહન કરનારું કહેવાય છે.' વળી અષ્ટાંગ–સંગ્રહ-સૂત્રસ્થાનના ૨૫ મા અધ્યાયમાં પણ 'यवकोलकुलत्थाम्बुक्षारक्षीरसुरादधि, घृतं च सिद्धं तुल्यांशं सद्यः स्नेहनमुत्तमम्।' જવ, બોર તથા કળથીનો કવાથ; તેમ જ જવખાર, દૂધ, મદિરા, તથા દહીં; એ સર્વની સાથે તેઓના સમભાગે તૈયાર કરેલું ઘી તત્કાળ સ્નેહન કરનારું હોઈ ઉત્તમ ગણાય છે. ૯૩,૯૪

### યોનિદોષ તથા વીર્યદોષ પર સ્નેહન

तैलमज्जवसासर्पिर्बदरत्रिफलारसैः ।
योनिशुक्रप्रदोषेषु साधयित्वा प्रयोजयेत् ॥ ९५ ॥

તેલ, મજ્જા, વસા તથા ઘી, એ ચારે સ્નેહોને (એકઠા કરી) બોરના તથા ત્રિફળાના કવાથોથી તૈયાર કરીને યોનિદોષ તથા વીર્યદોષ ઉપર તેઓનો પ્રયોગ કરવો. ૯૫

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આમ જણાવે છે: 'તેલ આદિ ચાર સ્નેહોને છૂટા છૂટા કે સમસ્ત એકઠા રાખી, યથાયોગ્ય બોર વગેરે ચારેના કવાથો પણ છૂટાછૂટા કે બધા એકઠા ચારગણા મેળવી તેઓમાં કલ્ક વિના જ સ્નેહ તૈયાર કરીને યોનિદોષ તથા વીર્યના દોષો પર સ્નેહન માટે તેનો પ્રયોગ કરાવવો. ૯૫

### ઘણા વધુ પ્રમાણમાં સ્નેહને સેવવાથી થતા દોષો

गृह्णात्यम्बु यथा वस्त्रं प्रस्रवत्यधिकं यथा ।
तथाऽग्निर्जीर्यति स्नेहं तथा स्रवति चाधिकम् ॥९६
यथा वाऽऽक्लेद्य मृत्पिण्डमासिक्तं त्वरया जलम् ।
स्रवति स्रंसते स्नेहस्तथा त्वरितसेवितः ॥ ९७ ॥

જેમ કોઈ વસ્ત્ર (અમુક યોગ્ય પ્રમાણમાં) પાણીને ગ્રહણ કરે છે, પણ વધુ પ્રમાણમાં હોય તો તે પાણીને પોતામાંથી બહાર સ્રવી કાઢે છે, તે જ પ્રમાણે (જઠરનો) અગ્નિ, (યોગ્ય પ્રમાણમાં) સ્નેહને પચાવે છે; પરંતુ (પ્રમાણથી) અધિક સ્નેહને તો બહાર સ્રવી જ કાઢે છે; અથવા જેમ માટીના પિંડા પર ઘણી જ ઝડપથી છાંટેલું પાણી, તે માટીના ઢગલાને બરાબર પલાળ્યા વિના જ તરત બહાર સ્રવી જાય છે, તે જ પ્રમાણે અતિશય ત્વરાથી (એક જ દિવસમાં ખૂબ વધારે પ્રમાણમાં) સેવેલો સ્નેહ (શરીરનું સ્નેહન કર્યા વિના જ ગુદામાર્ગે બહાર) સ્રવી–નીકળી જાય છે. ૯૬,૯૭

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં કહે છે કે, પ્રથમ શરૂઆત કરતાં જેટલા પ્રશ્નો પુછાયા હતા, તે સર્વના ઉત્તરો આપ્યા પછી અહીં ગ્રંથકાર સ્નેહના સેવનમાં પ્રમાણથી અધિકતા કરવામાં આવે તો દોષ દર્શાવે છે: એકંદર વધુ પ્રમાણમાં સેવેલો સ્નેહ પચતો જ નથી, પણ ગુદામાર્ગે બહાર જ વહી જાય છે; તે જ પ્રમાણે અગ્નિનું જે પ્રમાણ હોય તેથી વધુ પ્રમાણમાં તત્કાળ ઘણી જ ઉતાવળથી સ્નેહનું સેવન કર્યું હોય તે પણ ગુદામાર્ગે તરત જ બહાર નીકળી જાય છે; જેમ ઘણી જ ઉતાવળથી રેડવામાં આવેલું પાણી, માટીના પિંડાને બરાબર નહિ પલાળીને કે થોડો જ પલાળીને સરી જાય છે અથવા આખા માટીના પિંડાને ગાળી કાઢે છે, તે જ પ્રમાણે ઉતાવળથી સેવેલો સ્નેહ, શરીરનું બરાબર સ્નેહન કર્યા વિના અથવા થોડુંક જ સ્નેહન કરીને ગુદામાર્ગે બહાર વહી જાય છે અથવા આખા શરીરને ગાળી કાઢે છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં ટીકા કરતાં લખે છે કે, પ્રથમ શિષ્યે જેટલા પ્રશ્નો પૂછ્યા હતા, તેઓના ઉત્તર આપીને અહીં પ્રથમ નહિ પૂછેલું પણ શિષ્યના હિતની દૃષ્ટિએ મૂળમાં કહી બતાવે છે: અહીં કદાચ પ્રશ્ન કરવામાં આવે કે, अधिकश्चेत् स्रवति, तदवधि च स्नेहलक्षणम् उक्तं, यदुच्यते–'अधस्तात् स्नेहदर्शनम्' तेन एकदिन एव अधिकस्नेहपानं क्रियताम् इत्याह ॥ વધુ સ્નેહ જો સેવ્યો હોય તો તે સ્રવી જાય છે; એટલે તે અવધિ સુધીનું સ્નેહનું લક્ષણ કહેવાયું; વળી કહેવાય છે કે સ્નેહનું દર્શન નીચે ગુદામાર્ગે થાય છે; તો એક જ દિવસમાં અધિક સ્નેહપાન કરી લેવું.' તેનો ઉત્તર અહીં ૯૭ મા શ્લોકના ઉત્તરાર્ધમાં કહે છે, કે ઘણી જ ઉતાવળથી સેવેલો સ્નેહ ધાતુઓનું સ્નેહન કર્યા વિના જ નીચે ગુદામાર્ગે એટલો બધો સ્રવી જાય છે કે, બાકી રહેલા સ્નેહથી પૂરેપૂરું ધાતુઓનું સ્નેહન થતું જ નથી. ૯૬,૯૭

### શીઘ્ર સ્નેહસેવનની ઇચ્છા હોય તો?

**लवणोपहिताः स्नेहाः स्नेहयन्त्यचिरान्नरम् ।**
**तद्ध्यभिष्यन्द्यरूक्षं च सूक्ष्ममुष्णं व्यवायि च ॥९८**

લવણયુક્ત સેવેલા સ્નેહો મનુષ્યને તત્કાળ સ્નિગ્ધ કરે છે; કારણ કે તે લવણ અભિષ્યંદિ, અરૂક્ષ, સૂક્ષ્મ, ઉષ્ણ તથા વ્યવાયિ છે. ૯૮

જેટલા સ્નેહો ઉપર કહેવામાં આવ્યા, તે બધાય જો સૈંધવ–લવણ સાથે સેવ્યા હોય તો તરત જ તેઓ મનુષ્યને સ્નેહયુક્ત કરી દે છે; કારણ કે તે લવણ અભિષ્યંદિ હોવાથી દોષોના સમુદાયને ઓગાળી નાખે છે; રૂક્ષ નહિ હોવાથી સ્નેહન કરે છે; સૂક્ષ્મ હોવાથી દેહની અંદર સૂક્ષ્મ પ્રદેશોમાં પ્રવેશી જાય છે; ઉષ્ણ-ગરમ હોવાથી પીધેલા સ્નેહનું તરત પાચન કરી દે છે; અને વ્યવાયિ હોવાથી આખા દેહને સ્નેહ સાથે વ્યાપ્ત કરે છે' એમ શ્રીગંગાધર સમજાવે છે.

શ્રીચક્રપાણિ, લવણના અભિષ્યંદિ આદિ વિશેષણોને સમજાવે છે કે લવણ અભિષ્યંદિ છે, એટલે કે દોષોના સમુદાયને છેદી–ભેદી નાખનાર છે; વ્યવાયિ છે એટલે કે આખા દેહમાં વ્યાપ્ત થવાપૂર્વક પચે તેવું છે; આમ લવણને વિશેષણો આપી સૂચિત કર્યું છે કે સ્નેહનમાં જણાવેલ સર્વ સ્નેહોમાં લવણનો પ્રયોગ કરવો, તે તત્કાળ સ્નેહન કરનાર થાય છે. ૯૮

### સર્વની પહેલાં સ્નેહનો પ્રયોગ કરાય

**स्नेहमग्रे प्रयुञ्जीत ततः स्वेदमनन्तरम् ।**
**स्नेहस्वेदोपपन्नस्य संशोधनमथेतरत् ॥ ९९ ॥**

**(સૌની) પહેલાં સ્નેહનો પ્રયોગ કરવો; તે પછી સ્વેદન કરવું અને એમ સ્નેહ તથા સ્વેદના પ્રયોગો જેના પર બરાબર થઈ ચૂક્યા હોય તેવા માણસને તે પછી જ સંશોધન કે બીજું–સંશમન ઔષધ દેવું જોઈએ. ૯૯**

અહીં ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આમ સમજાવે છે: 'જ્યારે શોધન કરવું હોય ત્યારે પ્રથમ સ્નેહનો પ્રયોગ કરવો જોઈએ અને તે પછી સ્વેદનો પ્રયોગ કરવો; એમ સ્નેહ તથા સ્વેદ જેને અપાઈ ગયા હોય તેવા માણસને સંશોધનનો કે સંશમનનો પ્રયોગ કરાવવો ઘટે છે. ૯૯

અહીં સમસ્ત અધ્યાયના અર્થને સૂચવતો આ શ્લોક આ પ્રમાણે મળે છે:

### અધ્યાયનો વિષય–સંક્ષેપ

**स्नेहाः स्नेहविधिः कृत्स्नो व्यापत् सिद्धिः सभेषजा ।**
**यथाप्रश्नं भगवता व्याहृतं चान्द्रभागिना ॥१००॥**

**સ્નેહો, સ્નેહનની સમગ્ર વિધિ, (અવિધિથી સેવેલા સ્નેહના) ઉપદ્રવો તથા ઔષધો સહિત તેની ચિકિત્સા, એ સંબંધે પ્રથમ જે પ્રમાણે પ્રશ્નો પુછાયા હતા, તે જ પ્રમાણે (તેઓના ઉત્તર) ચંદ્રભાગા(માતા)ના પુત્ર ભગવાન પુનર્વસુ–આત્રેયે (આ અધ્યાયમાં) કહેલ છે. ૧૦૦**

અહીં મૂળમાં કહેલ 'चान्द्रभागिना' એ પદનો અર્થ હિંદી ટીકાકાર શ્રી જયદેવ આવો પણ લખે છે કે, ચંદ્રભાગા કે ચિનાબ નદીના કિનારે 'ચંદ્રભાગા' નામની એક નગરી છે, ત્યાંના રહેવાસી પુનર્વસુએ.' ૧૦૦

ઇતિ શ્રીઅગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આ આયુર્વેદતંત્રમાં શ્લોકસ્થાન વિષે અધ્યાય ૧૩ મો સમાપ્ત

## स्वेदाध्याय–अध्याय १४ मो

### મંગલાચરણ અને આરંભ

**अथातः स्वेदाध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥**

**પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્ર વિષે વધુ જાણવાની ઇચ્છા થઈ અને તે શિષ્યોને આયુર્વેદ સંબંધે વધુ કહેવાના અધિકારી પણ જાણ્યા; તે પછી 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી, 'હવે અમે (સ્નેહ પછી) સ્વેદને લગતો–સ્વેદાધ્યાય કહીએ છીએ, એ પ્રમાણે (છ ઐશ્વર્યસંપન્ન)**

ભગવાન આત્રેયે (પોતાના તે શિષ્યોને) કહ્યું. ૧

અહીં જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર આવો આરંભ દર્શાવે છે: હવે સ્નેહ સંબંધે કહ્યા પછી સ્વેદનું વિધાન કે વિધિનો ઉપદેશ કરવાની શરૂઆત કરે છે.

શ્રી ચક્રપાણિ પોતાની આયુર્વેદદીપિકા ટીકામાં આરંભ કરે છે કે, સ્વેદક્રિયા સ્નેહપૂર્વક જ કરવાની હોય છે, એ કારણે પ્રથમ સ્નેહ વિષેનો અધ્યાય સમાપ્ત કર્યા પછી હવે 'स्वेदस्य अध्यायः, स्वेदप्रतिपादको वाऽध्याय.- સ્વેદનો સંબંધ દર્શાવતો અથવા સ્વેદનું પ્રતિપાદન કરતો અધ્યાય ગ્રંથકાર શરૂ કરે છે.

### કારણપૂર્વક સ્વેદકથન-પ્રયોજન

**अतः स्वेदाः प्रवक्ष्यन्ते यैर्यथावत्प्रयोजितैः।**
**स्वेदसाध्याः प्रशाम्यन्ति गदा वातकफात्मकाः॥२**

**જે સ્વેદોનો બરાબર પ્રયોગ કર્યાથી સ્વેદ દ્વારા સાધ્ય થતા વાયુસ્વરૂપ કે વાતજન્ય તથા કફસ્વરૂપ કે કફજન્ય રોગો અત્યંત શાંત થાય છે, એ કારણે હવે સ્વેદો કહેવાશે. ૨**

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે. પ્રથમના ૧૩મા અધ્યાયના અંતે ૯૯મા શ્લોકના પૂર્વાર્ધમાં કહેવાયું કે, 'स्नेहमग्रे प्रयुञ्जीत ततः स्वेदमनन्तरम्॥ સૌની પહેલાં સ્નેહનો પ્રયોગ કરવો અને તે પછી સ્વેદનો ઉપયોગ કરવો.' એ કારણે સ્નેહને પ્રથમ કહ્યા પછી અહીં હવે સ્વેદો કહેવામાં આવશે, કે જે સ્વેદોનો બરાબર પ્રયોગ કર્યો હોય તો સ્વેદથી મટતા વાયુના તથા કફના રોગો સમૂળા મટી જાય છે. જોકે વાયુના તથા કફના બધાયે રોગો બરાબર યોજેલા સ્વેદોથી બિલકુલ મટી જાય છે, એવું તો છે જ નહિ; કેમ કે આગળ જતાં કહેવાશે, એવા ઘણાયે વાયુ સંબંધી રોગો તથા કફ સંબંધી રોગો સ્વેદોથી મટતા પણ નથી, એ આશયથી જ અહીં મૂળમાં 'स्वेदसाध्या '-સ્વેદથી મટે એવા' એમ રોગોને તે વિશેષણ અપાયું છે; આ સ્વેદોનો પ્રયોગ જો બરાબર વિધિ પ્રમાણે કરવામાં ન ન આવે, તો એવા ખોટા પ્રયોગના કારણે પિત્તનો પ્રકોપ, મૂર્છા આદિ ઉપદ્રવો થવાનો સંભવ રહે છે; એ જ અભિપ્રાયથી અહીં મૂળમાં 'यथावत् प्रयोजितैः બરાબર વિધિપૂર્વક યોજેલા' એવું વિશેષણ સ્વેદોને આપવામાં આવ્યું છે. 'वात-कफात्मकाः એ પદનો અર્થ કેવળ વાયુના, કેવળ કફના કે વાયુમિશ્ર કફના રોગો, એમ ત્રણ પ્રકારના સ્વેદસાધ્ય રોગો' એવો સમજવો.

શ્રીચક્રપાણિ 'वातकफात्मका' એ પદનો અર્થ આવો કરે છે કે, જેમાં વાયુ કે કફ મિશ્ર ન હોય એવા કેવળ વાતજન્ય તથા કેવળ કફજન્ય રોગો જ સ્વેદથી મટે છે; જોકે ઉદરાદિ કેટલાક રોગો વાત-કફજન્ય હોય છે, છતાં સ્વેદથી મટતા નથી, એ કારણે જ 'स्वेदसाध्याः' સ્વેદથી મટે એવા, એવું રોગોને વિશેષણ આપ્યું છે; તેથી સ્વેદ દ્વારા નહિ મટતા ઉદરાદિ રોગોને 'अस्वेद्य' તરીકે ગણી અહીં લીધા નથી.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આમ સમજાવે છે: હવે સ્વેદો કહેવામાં આવે છે કે, જેઓનો બરાબર પ્રયોગ કરવાથી સ્વેદસાધ્ય વાયુ તથા કફથી થતા રોગો શાંત થાય છે; અર્થાત્ વાતજન્ય, કફજન્ય તથા વાત-મિશ્રકફજન્ય રોગોમાં સ્વેદન કરવું હિતકર થાય છે; કેમ કે વાયુ શીતળ છે અને કફ પણ સૌમ્ય છે, તેથી સ્વેદ દ્વારા તેઓનો નાશ કરી શકાય છે; પિત્ત તો ઉષ્ણ છે, તેથી પિત્તજન્ય રોગ ઉપર સ્વેદ હિતકારી થતો નથી; આ જ કારણે કહેવામાં આવ્યું છે કે, 'वातश्लेष्मणि वाते वा कफे वा स्वेद इष्यते' વાયુમિશ્ર-કફમાં, કેવળ વાતમાં કે કેવળ કફમાં સ્વેદ કરવો ઇષ્ટ છે.' પરંતુ જો અતિશય વધી ગયેલા વાયુ કે કફની સાથે અત્યંત થોડા પ્રમાણમાં જો પિત્તનો સંબંધ હોય તો સુશ્રુતના કહેવા પ્રમાણે 'દ્રવસ્વેદ' કરાવી શકાય છે; કારણ કે તે ઉષ્ણ હોવાથી વાયુનો કે કફનો તો નાશ કરે છે, પણ દ્રવ હોવાને લીધે સૌમ્ય હોઈને પિત્તની ગરમીને બીજા સ્વેદોની પેઠે વધારી દેતો નથી; આ અભિપ્રાયથી સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયમાં કહ્યું છે કે, 'अन्यतरस्मिन् पित्तसंसृष्टे द्रवस्वेदः' પિત્તથી મિશ્ર થયેલા વાયુમાં કે પિત્તથી મિશ્ર થયેલા કફમાં 'દ્રવસ્વેદ' હિતકારી થાય છે. ૨

### સ્નેહપૂર્વકના સ્વેદથી થતા ફાયદા

**स्नेहपूर्वं प्रयुक्तेन स्वेदेनावजितेऽनिले।**
**पुरीषमूत्ररेतांसि न सज्जन्ति कथञ्चन॥३॥**

**સ્નેહપૂર્વક કરવામાં આવેલા સ્વેદથી વાયુ જિતાઈ જતાં વિષ્ઠા, મૂત્ર કે વીર્ય (શરીરની અંદર) વળગી કે અટકી શકતાં નથી. ૩**

અહીં શ્રી ગંગાધર જણાવે છે કે મૂળમાં 'प्रयुक्तेन' એ ક્રિયાનું જ વિશેષણ 'स्नेहपूर्वम्' એ પદ છે. 'न सज्जन्ति' એ પદનો અર્થ શરીરની અંદર રુકાવટ કરનારો વાયુ જિતાઈ જવાથી વિષ્ઠા વગેરે રોકાઈ જતાં નથી કે ક્યાંય વળગી રહેતાં નથી; કેવળ કફજન્ય વ્યાધિમાં પણ પ્રેરણા કરનારો વાયુ જિતાઈ જવાથી એ જ લાભ થાય છે: અર્થાત્ મળબંધ, મૂત્રનિરોધ કે શુક્રાશ્મરી આદિ રોગો થઈ શકતા નથી. ૩

### દૃષ્ટાંતપૂર્વક સ્નેહનું તથા સ્વેદનું હિતકારિપણું

**शुष्काण्यपि हि काष्ठानि स्नेहस्वेदोपपादनैः ।**
**नमयन्ति यथान्यायं किं पुनर्जीवतो नरान् ॥ ४ ॥**

સ્નેહપૂર્વકનું સ્વેદન કરવાથી સૂકાં લાકડાંને પણ લોકો બરાબર નમાવી શકે છે, તો પછી યથાયોગ્ય સ્નેહન કર્યા પછી યથાયોગ્ય સ્વેદન કરાવ્યાથી (વૈદ્યો) જીવતા માણસોને નમાવી શકે એટલે રસયુક્ત–સ્નિગ્ધ તથા કોમળ કે સુંવાળાં–નીરોગી કરી શકે, એમાં શું આશ્ચર્ય છે? ૪

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં ટીકામાં આમ જણાવે છે કે, 'વાત–કફજન્ય રોગમાં સ્નેહપૂર્વકની સ્વેદનક્રિયા કરવાથી તે રોગોનો નાશ કરી શકાય છે,' એ વાત દૃષ્ટાંતપૂર્વક અહીં કહી બતાવે છે: સૂકાં લાકડાં જીવ વિનાનાં, નીરસ અને દૃઢ–મજબૂત અથવા ખૂબ જ કઠોર હોય છે; તેવાં લાકડાંને પણ યથાયોગ્ય સ્નેહક્રિયાપૂર્વકની સ્વેદનક્રિયા જો કરી હોય તો લોકો અનુક્રમે એકદમ નમાવી શકે છે એટલે કે વાંકાને સીધાં અને સીધાંને વાંકાં કરી શકે છે, તો પછી જીવતાં માણસોને વૈદ્યો સ્નેહપૂર્વકની સ્વેદનક્રિયા કરી નમાવી શકે છે, એટલે રસયુક્ત તથા કોમળ કરી શકે છે, એમાં શી નવાઈની વાત છે? એમાં કંઈ કહેવાનું જ નથી.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ આ શ્લોકનો આવો અભિપ્રાય લખે છે: 'સ્નેહ તથા સ્વેદથી માણસ વમન, વિરેચન આદિ સંશોધનો આપવાને યોગ્ય બને છે; નહિ તો નુકસાન થાય છે અથવા ભય આવી પડે છે; જેમ સ્નેહપૂર્વક સ્વેદ આપવાથી લાકડું કોમળ થઈ જાય છે, તેમ શરીર પણ કોમળ બની જાય છે; જેથી સ્રોતોના તથા દોષોના સમુદાય પણ એકદમ ઢીલા પડી જાય છે.' આ વાત સુશ્રુતે પણ ચિકિત્સાસ્થાનના ૩૩ મા અધ્યાયમાં આમ જણાવી છે: 'स्नेहस्वेदावनभ्यस्य यस्तु संशोधनं पिबेत्। दारु शुष्कमिवानामे देहस्तस्य विशीर्यते'–અર્થાત્ સ્નેહપૂર્વકના સ્વેદનું સેવન કર્યા વિના જ બારોબાર જે માણસ સંશોધન પીએ છે; તેનું શરીર જેમ સૂકું લાકડું નમાવવા જતાં ભાંગી પડે, તેમ ભાંગી પડે છે–છિન્નભિન્ન સ્થિતિમાં જઈ પડે છે; અર્થાત્ સૂકાં લાકડાંને પ્રથમ તેલ આદિથી સ્નિગ્ધ કર્યા વિના અને તે પછી સ્વેદ કે બાફ દીધા વિના જ બારોબાર નમાવાય કે મરડાય તો તે ભાંગી–તૂટી પડે છે, તે જ પ્રમાણે માણસના શરીરને સ્નેહન દ્વારા સ્નિગ્ધ કર્યા વિના અને સ્વેદ કે બાફ આપ્યા વિના જ સંશોધન આપવાથી કોમળ નહિ થયેલા તે શરીરમાંથી દોષોને બરાબર હઠાવી શકાતા નથી અને તે શરીર પણ વધુ નબળું પડી જાય છે. ૪

### કેવો સ્વેદ કાર્યકર્તા બને?

**रोगर्तुव्याधितापेक्षो नात्युष्णोऽतिमृदुर्न च ।**
**द्रव्यवान् कल्पितो देशे स्वेदः कार्यकरो मतः ॥५॥**

રોગ, ઋતુ તથા રોગી તરફ જેમા દરકાર કે કાળજી રાખી હોય, જે અતિ ઉષ્ણ ન હોય, અતિશય મૃદુ કે ઓછા પ્રમાણમાં ગરમ ન હોય, દ્રવ્યોથી યુક્ત હોય તથા યોગ્ય પ્રદેશમાં કરવામાં આવ્યો હોય, એવો સ્વેદકાર્ય કરનાર મનાયો છે. ૫

ટીકાકાર શ્રી ગંગાધર અહીં આમ વધુ સમજાવે છે: જેમાં રોગની અપેક્ષા, અમુક ખાસ ઋતુની અપેક્ષા તથા રોગી માણસની અપેક્ષા રાખી હોય; નહિ અતિઉષ્ણ કે નહિ અતિમૃદુ; તેમ જ તે તે રોગને મટાડનારાં દ્રવ્યોથી તૈયાર કરેલો જે હોય એવો સ્વેદ, જો સ્વેદ આપવા લાયક પ્રદેશમાં અપાયો હોય તો કાર્ય કરનાર થાય છે.

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ જણાવે છે: રોગ, ઋતુ કે રોગીનું બળ જેમાં પૂરતું તપાસ્યું હોય; તેમ જ જે સ્વેદ અતિશય ઉગ્ર તાપવાળો ન હોય અને ખૂબ ઓછી ગરમીવાળો પણ ન હોય; અને સ્નિગ્ધ, રૂક્ષ આદિ દ્રવ્યોથી જે તૈયાર કર્યો હોય તેમ જ રોગ આદિ તરફ ધ્યાન આપીને તે તે યથાયોગ્ય દ્રવ્યોનો જેમાં ઉપયોગ કરાયો હોય; એટલું જ નહિ પણ આમાશય વગેરે યોગ્ય પ્રદેશો પર જેનો કાળજીથી પ્રયોગ કરાયો હોય, તે સ્નેહ કાર્યકર્તા બને છે, એમ સમજવું જોઈએ. ૫

### રોગ આદિની અપેક્ષાએ સ્વેદના ત્રણ પ્રકારો

**व्याधौ शीते शरीरे च महान् स्वेदो महाबले ।**
**दुर्बले दुर्बलः स्वेदो मध्यमे मध्यमो हितः ॥ ६ ॥**

રોગ શીતગુણવાળો અને મહાબળવાન હોય; કાળ પણ શીતગુણવાળો હોઈ મહાબળવાન હોય અને શરીર પણ શીતગુણવાળું તથા મહાબળવાન હોય, ત્યારે 'મહાસ્વેદ' કરવો હિતકારી છે; તેમ જ રોગ શીતગુણવાળો તથા દુર્બળ હોય; કાળ પણ શીતગુણવાળો હોય છતાં દુર્બળ હોય અને શરીર પણ શીતગુણવાળું હોય અને દુર્બળ હોય ત્યારે 'દુર્બળ' (મૃદુ) સ્વેદ હિતકારી થાય છે; તે જ પ્રમાણે રોગ શીત હોય અને મધ્યમ બળવાળો હોય; કાળ પણ શીત હોય અને મધ્યમ બળવાળો હોય અને શરીર પણ શીતગુણવાળું હોય અને મધ્યમ હોય ત્યારે

**'મધ્યમ' સ્વેદ હિતકારી થાય છે. ૬**

સ્વેદોના આ ભેદોમાં તાપ તથા કાળની ન્યૂનાધિકતાની દૃષ્ટિએ મહાન, મધ્યમ તથા દુર્બળ એવા ત્રણ પ્રકારો જાણવાના છે. મહાસ્વેદનો આવો અભિપ્રાય નથી કે જે સ્વેદને રોગી સહન કરી શકે નહિ; પરંતુ એ સ્વેદ એવો હોવો જોઈએ કે જેમાં અસહ્ય ઉષ્ણતા ન હોય. દેશના ભેદથી પણ સ્વેદના આવા ત્રણ પ્રકારો થાય છે, તે આગળ કહેવામાં આવશે. અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં પણ કહેલું છે કે 'व्याधिव्याधितदेशर्तुवशान्मध्यवरावरम्–રોગ, રોગી, દેશ તથા ઋતુના વશથી સ્વેદના 'મહાન,' 'મધ્યમ' તથા 'દુર્બલ' (મૃદુ) એવા ત્રણ ભેદો થાય છે.' ૬

## સ્વેદના વિષયો

**वातश्लेष्मणि वाते वा कफे वा स्वेद इष्यते।**
**स्निग्धरूक्षस्तथा स्निग्धो रूक्षश्चाप्युपकल्पितः॥७॥**

**વાયુમિશ્ર કફમાં (એટલે દ્વંદ્વજમાં) તેમ જ કેવળ વાતજન્ય રોગમાં તથા કેવળ કફજન્ય રોગમાં સ્વેદ કરવો ઇષ્ટ ગણાય છે; એ સ્વેદ (અનુક્રમે) સ્નિગ્ધરૂક્ષ, સ્નિગ્ધ તથા રૂક્ષ (દ્રવ્યોથી) પણ તૈયાર કરેલો હોવો જોઈએ. ૭**

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર અહીં આમ જણાવે છે કે, 'સ્વેદ ગરમ હોવાથી શીતગુણવાળા વાતકફજન્ય (દ્વંદ્વજ) રોગમાં સ્નિગ્ધરૂક્ષ દ્રવ્યોથી તૈયાર કરેલો સ્વેદ યોગ્ય ગણાય છે; પણ જો કેવળ વાતજન્ય રોગ હોય તો કેવળ સ્નિગ્ધ દ્રવ્યોથી તૈયાર કરેલો સ્નિગ્ધ સ્વેદ હોવો જોઈએ; અને કેવળ કફજન્ય રોગ હોય તો કેવળ રૂક્ષ દ્રવ્યોથી તૈયાર કરેલો કેવળ રૂક્ષ સ્વેદ હોવો જોઈએ.' આવો જ અભિપ્રાય શ્રીચક્રપાણિ પણ પોતાની ટીકામાં ટૂંકમાં દર્શાવે છે. ચરકોપસ્કારના કર્તા શ્રી યોગીંદ્રનાથ સેન પણ આ જ અભિપ્રાયને અનુસરી ભેલના આ શ્લોકો પણ આવો જ ભાવ દર્શાવતા ટાંકી બતાવે છે: 'स्वेद्यास्तु वातकफजा वातजाः कफजास्तथा। रोगास्तत्रोष्मलवणस्निग्धाम्लैश्चैव वातजाः॥ करीषतुषपाषाणबाष्पाङ्गारैः कफात्मकाः। शेषास्तु स्निग्धरूक्षाभ्यां ज्ञात्वा व्याधिबलाबलम्॥' વાયુમિશ્ર કફથી થયેલા, કેવળ વાયુથી થયેલા તથા કેવળ કફથી થયેલા રોગો સ્વેદને યોગ્ય ગણાય છે; તેમાંના કેવળ વાતજન્ય રોગો ગરમ, ખાર, સ્નિગ્ધ તથા ખાટા પદાર્થોથી તૈયાર કરેલા સ્વેદને યોગ્ય છે; કેવળ કફજન્ય રોગો અડાયાં છાણાં, ભુસું, પથ્થર, બાફ તથા અંગારાથી તૈયાર કરેલા સ્વેદને યોગ્ય છે અને બાકીના વાતકફમિશ્ર-દ્વંદ્વજ રોગો સ્નિગ્ધ અને રૂક્ષ (મિશ્ર) દ્રવ્યોથી તૈયાર કરેલા સ્વેદને યોગ્ય જાણવા; એમ રોગનું બળ-અબળ જાણી યોગ્ય સ્વેદન કરવું જોઈએ. (અથવા તે દ્વંદ્વજ વ્યાધિમાં વારાફરતી સ્નિગ્ધ તથા રૂક્ષસ્વેદ આપવો જોઈએ; જેમ કે પ્રથમ સ્નિગ્ધ અને પછી રૂક્ષ; તેમ જ ફરી સ્નિગ્ધ અને પછી રૂક્ષ, એમ સ્વેદન આપવું) ૭

## ઉપર્યુક્ત વિષયમાં અપવાદ

**आमाशयगते वाते कफे पक्वाशयाश्रिते।**
**रूक्षपूर्वो हितः स्वेदः स्नेहपूर्वस्तथैव च॥८॥**

**વાયુ જો આમાશયમા ગયો હોય અને કફ જો પકવાશયનો આશ્રય કરી રહ્યો હોય, તો (અનુક્રમે) રૂક્ષપૂર્વ સ્વેદ તથા સ્નેહપૂર્વક સ્વેદ હિતકારી થાય છે. ૮**

અહીં ગંગાધર આમ સમજાવે છે: 'ઉપર કહેવામા આવ્યું કે વાયુમાં સ્નિગ્ધ અને કફમાં રૂક્ષ સ્વેદ હોવો જોઈએ; તેનો અહીં અપવાદ બતાવે છે: આમાશય એ માત્ર કફનું સ્થાન છે અને પકવાશય એ માત્ર વાયુનું સ્થાન છે, તેથી કફના સ્થાન-આમાશયમાં જો વાયુ ગયો હોય તો પ્રથમ રૂક્ષસ્વેદ આપ્યા પછી સ્નિગ્ધ સ્નેહ આપવો જોઈએ; અને વાયુના સ્થાન-પકવાશયમાં જો કફ ગયો હોય તો પ્રથમ સ્નિગ્ધસ્વેદ આપ્યા પછી રૂક્ષસ્વેદ આપવો જોઈએ; અર્થાત્ કફના સ્થાનમાં વાયુ જાય ત્યારે પ્રથમ કફને અયોગ્ય સ્નેહકર્મ નહિ કરીને પ્રથમ જ કફને યોગ્ય રૂક્ષ કર્મ કરી લેવું અને તે પછી જ વાયુને યોગ્ય સ્નિગ્ધ સ્વેદ આપવો તે હિતકારી થાય છે; તે જ પ્રમાણે વાયુના સ્થાનમાં કફ જાય ત્યારે પ્રથમ સ્નિગ્ધ સ્વેદ આપ્યા પછી જ રૂક્ષસ્વેદ આપવો હિતકારી થાય છે; એટલે કે પ્રથમ વાયુના સ્થાનને અનુસરી સ્નેહનકર્મ જ કરવું જોઈએ, પણ વાયુને અયોગ્ય રૂક્ષકર્મ પ્રથમ ન કરવું; તે સ્થળે તો પ્રથમ સ્નેહસ્વેદ આપ્યા પછી જ રૂક્ષસ્વેદ આપવો તે યોગ્ય ગણાય છે આ સંબંધે કહ્યું પણ છે કે, 'स्थानं जयेद् भिषक् पूर्वं स्थानस्थस्याविरोधतः।–વૈદ્યે સ્થાનમાં રહેલાને વિરુદ્ધ ન હોય, એવી ક્રિયાથી પ્રથમ તો સ્થાનને જ વશ કરવું જોઈએ.'

શ્રી ચક્રપાણિ પણ ઉપરનો જ આશય કંઈક જુદા શબ્દોમાં અહીં પોતાની ટીકામાં જણાવે છે: અમુક જુદા દેશ અથવા સ્થાનના સંબંધ પ્રમાણે સ્વેદનક્રિયામાં વ્યભિચાર થાય છે, તે જણાવતા ગ્રંથકાર દેશ કે સ્થાનની અપેક્ષા તથા તેને અનુસરતી સ્વેદકલ્પના અહીં જણાવે છે કે વાયુ જો આમાશયમાં ગયો હોય તો એ સ્થાન

તરફ ધ્યાન આપી તે સ્થળે પ્રથમ રૂક્ષસ્વેદ કર્યા પછી જ વાયુને લગતો સ્નિગ્ધસ્વેદ પાછળથી કરવો જોઈએ; (કેમ કે આમાશય એ કફનું સ્થાન છે, માટે ત્યાં કફને લગતો રૂક્ષસ્વેદ પ્રથમ કરવો જરૂરી જણાય છે;) એ જ પ્રમાણે કફ જો પક્વાશયમાં ગયો હોય તો ત્યાં તે સ્થાનને, અનુસરી વાયુને લગતો સ્નિગ્ધસ્વેદ જ પ્રથમ કરવો અને તે પછી જ પાછળથી આવેલા તે કફને અનુસરતો રૂક્ષ-સ્વેદ કરવો જરૂરી ગણાય છે. અહીં 'आमाशय' શબ્દથી કફનું સ્થાન સમજવાનું છે અને તે કફના સ્થાન તરફ ધ્યાન આપીને જ ત્યાં રૂક્ષસ્વેદ પ્રથમ કરવા જણાવેલ છે; કેમ કે કહ્યું છે કે 'स्थानं जयेद्धि पूर्वं हि स्थानस्थस्याविरोधतः' (આનો અર્થ ઉપર આપ્યો છે.)

હિંદી ટીકાકાર શ્રી જયદેવ પણ અહીં આવો જ સારાંશ આ પ્રમાણે જણાવે છે; અર્થાત્ વાયુ જો આમાશયમાં ગયો હોય તો પ્રથમ રૂક્ષ સ્વેદ આપવો અને પછીથી સ્નિગ્ધ સ્વેદ કરવો; કારણ કે તે માટે નિયમ આ છે કે જ્યારે કોઈ દોષ આગંતુ હોય એટલે કે પોતાનું સ્થાન છોડી બીજા સ્થાનમાં જો આવ્યો હોય, તો પ્રથમ તે સ્થાનના મૂળસ્થાની દોષની ચિકિત્સા કરવી જોઈએ અને તે પછી જ ત્યાં પાછળથી આવેલા—આગંતુ દોષની ચિકિત્સા કરી શકાય છે; આમાશય એ કફનું સ્થાન છે, એ જ કારણે ત્યાંના મૂળસ્થાની કફની ચિકિત્સારૂપે પ્રથમ રૂક્ષ સ્વેદ દ્વારા તે કફને જ પ્રથમ જીતવો જોઈએ અને તે પછી જ ત્યાં પાછળથી આવેલા આગંતુ વાયુની ચિકિત્સારૂપ સ્નિગ્ધસ્વેદ દ્વારા તે આગંતુ વાયુને જીતવો યોગ્ય ગણાય છે. આ વાત અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૯ મા અધ્યાયમાં પણ કહી છે કે 'आगन्तुं शमयेद् दोषं स्थानिनं प्रतिकृत्य च–પ્રથમ સ્થાની દોષને જીત્યા પછી જ તે સ્થાને પાછળથી જ આવેલા—આગંતુ દોષને જીતવો યોગ્ય ગણાય છે.' એ જ પ્રમાણે કફ જો પક્વાશયમાં ગયો હોય તો પક્વાશયના મૂળ સ્થાની વાયુને પ્રથમ જીતવા માટે કફને નહિ વધારનાર સ્નિગ્ધ સ્વેદ જ પ્રથમ કરવો જોઈએ અને તે પછી જ ત્યાં પાછળથી આવેલા એ આગંતુ કફને શાંત કરવા રૂક્ષ સ્વેદ કરવો તે હિતકારી થાય છે. આ જ અભિપ્રાય અષ્ટાંગ-સંગ્રહના સૂત્રસ્થાનના ૨૬ અધ્યાયમાં કહ્યો છે કે, 'आमाशयगते वाते कफे पक्वाशयाश्रिते । रूक्षपूर्वं तथा स्नेहपूर्वं स्थानानुरोधतः' (આનો ભાવ ઉપર છે તે જ છે.) ૮

### ક્યાં કેવો સ્વેદ કરાય અને ન કરાય?

वृषणौ हृदयं दृष्टी स्वेदयेन्मृदु नैव वा ।
मध्यमं वङ्क्षणौ शेषमङ्गावयवमिष्टतः ॥ ९ ॥

**બે વૃષણ, હૃદય તથા બે દૃષ્ટિ એટલે નેત્રો, એટલાં સ્થાનો પર કોમળ સ્વેદ કરવો; અથવા તે સ્થાનો પર સ્વેદ કરવો જ નહિ; વંક્ષણ નામના જંઘા પ્રદેશના બે સાંધાઓ પર મધ્યમ સ્વેદ કરવો અને બાકીના શરીરના અવયવો પર ઇચ્છા-નુસાર સ્વેદ કરવો. ૯**

શ્રી ગંગાધર અહીં આમ જણાવે છે: 'જ્યાં જ્યાં સ્વેદ કરવો કે ન કરવો; અને તે જે પ્રમાણે કરવો ઘટે, તે અહીં દર્શાવે છે: વૃષણો, હૃદય તથા નેત્રોમાં એવો કોઈ રોગ થયો હોય કે તે કેવળ એક સ્વેદથી જ મટી શકે એવો હોય તો કોમળ તાપથી તેના પર સ્વેદ કરવો; પરંતુ તે તે પ્રદેશો પર સ્વેદ કર્યા વિના જ બીજી ક્રિયાથી જો રોગ મટે તેમ હોય તો તે વૃષણ આદિ સ્થળે સ્વેદ ન કરવો; અને જો કોઈ રોગ વંક્ષણ નામના જંઘા પ્રદેશના સાંધામાં થયો હોય તો એ વંક્ષણોને મધ્યમ-તાપથી સ્વેદ આપવો જોઈએ; પણ એ સિવાયના શરીરના અવયવો પર વૈદ્યની ઇચ્છા પ્રમાણે સ્વેદ કરવો જોઈએ.

શ્રી ચક્રપાણિ અહીં ટૂંકમાં સમજાવી દે છે: વૃષણ-આદિમાં થયેલો રોગ કેવળ સ્વેદ આપવાથી જ મટે તેવો હોય અને કોમળ સ્વેદ સિવાયનો બીજો કોઈ ઉપાય જો સંભવતો ન હોય તો તે પ્રદેશો પર કોમળ સ્વેદ કરવો; પરંતુ ઉપાય સંભવતો હોય તો ત્યાં સ્વેદની આવશ્યકતા ન સમજવી. બાકીના અવયવો પર 'इष्टतः' એટલે કે વૈદ્યની ઇચ્છા પ્રમાણે સ્વેદ કરવો.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ પણ સમજાવે છે કે, આ સ્થળે દેશ અથવા સ્થાનભેદે કરી ત્રણ પ્રકારની કલ્પના જણાવી છે; અર્થાત્ મૃદુ, મધ્ય તથા મહાસ્વેદનો પણ નિર્દેશ કહી બતાવ્યો છે. ૯

### સ્વેદમાં નેત્ર આદિ સ્થાનોની રક્ષા માટેનાં દ્રવ્યો

सुशुद्धैर्लक्तकैः पिण्ड्या गोधूमानामथापि वा ।
पद्मोत्पलपलाशैर्वा स्वेदः संवृत्य चक्षुषी ॥ १० ॥

**અતિ શુદ્ધ અળતાનાં પૂમડાંથી, ઘઉંના લોટની પિંડી (અથવા થેપલીથી) અથવા પદ્મ કે ઉત્પલ જાતિનાં કમળોનાં પાંદડાંઓથી બન્ને નેત્રો(આદિ)ને ઢાંકીને પછી (કોમળ) સ્વેદ કરવો જોઈએ. ૧૦**

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ જણાવે છે કે, 'આ શ્લોકમાં સ્વેદ કરતી વેળા સ્વેદથી ચક્ષુની રક્ષા માટેનો ઉપાય બતાવ્યો છે. વળી 'लक्तकैः' એ પદના સ્થાને 'नक्तकैः' એવો પાઠ રાખીને 'नक्तकः'—कर्पटप-

વયવ: '-' નક્તક ' એટલે ' ચીંથરાંનો ટુકડો ' એવો અર્થ જણાવે છે; જ્યારે જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધર તો ' लक्तकैः ' એવો પાઠ રાખીને જ તેનો ' अलक्तक-तूलकैः '- ' અલતાનાં પૂમડાં ' એવો અર્થ કરે છે; વળી આ શ્લોકમાં વૃષણ આદિ ઉપર કયાં દ્રવ્યોથી મૃદુસ્વેદ કરવો? તે અભિપ્રાય પણ દર્શાવવા માગે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આમ સમજાવે છે કે સ્વેદ કરતી વખતે ચક્ષુ, હૃદય તથા વૃષણની રક્ષા કયા પ્રકારે કરવી જોઈએ, કે જેથી તે તે સ્થળોને સ્વેદન ન થાય, તે અહીં જણાવે છે: સારી રીતે સ્વચ્છ કરેલ કપડાંના ટુકડાથી અથવા ઘઉંના લોટને પાણીથી પલાળી બનાવેલી પિંડી કે થેપલીથી અથવા ધોળું કમળ અથવા કાળાં કમળનાં પાંદડાથી આંખોને ઢાંકીને પછી સ્વેદન કરવું જોઈએ. ૧૦

## હૃદય પર મૃદુ સ્વેદ કયા પ્રકારે કરવો?

मुक्तावलीभिः शीताभिः शीतलैर्भाजनैरपि ।
जलार्द्रैर्जलजैर्हस्तैः स्विद्यतो हृदयं स्पृशेत् ॥ ११ ॥

**જે માણસને (હૃદય પર) સ્વેદન કરાતું હોય તેના હૃદય પર શીતળ મોતીઓની માળાઓથી, શીતળ વાસણોથી, જળભીનાં કમળોથી કે જળભીના હાથથી સ્પર્શ કર્યા કરવો જોઈએ. ૧૧**

જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધર આ શ્લોક પર આમ સમજાવે છે ' કોઈ માણસના હૃદય પર જો મૃદુ-સ્વેદ આપવો યોગ્ય જણાય ત્યારે તે માણસના હૃદય પર (સ્વેદની સાથે સાથે શીતળતા રાખવા સારુ) ઘણા ગૂંથેલાં મોતીઓની માળાઓને વારવાર જળ વગેરેથી કે ચક્ષુને હિતકારી કોઈ પ્રવાહી રસથી ભીની કરી શીતળ કર્યા પછી મૃદુ ગરમ કરેલી તે માળાઓ વડે સ્પર્શ કર્યા કરવો; અથવા જેમ મૃદુ અથવા કોમળ બને એ રીતે સ્નેહન દ્રવ્યથી સ્વેદ અપાતા માણસના હૃદયને શીતળ મોતીઓની માળાઓથી સ્પર્શ કર્યે જવો; અથવા શીતળ કાંસાં વગેરેનાં પાત્રોથી હૃદયનો સ્પર્શ કર્યે જવો; અથવા સ્વેદ અપાતા માણસના હૃદય પર જળ વડે ભીનાં કરેલાં કમળો વગેરેથી સ્પર્શ કર્યા કરવો અથવા પાણીથી ભીના કરેલા હાથથી સ્પર્શ કર્યા કરવો અહીં જોકે વૃષણ પરનો સ્વેદ ભલે નથી કહ્યો; તોપણ હૃદય પરના સ્વેદની પેઠે જ વૃષણ પરનો સ્વેદ કરવાનું સમજી લેવું જોઈએ; અથવા બધાં અંગોમાં મુખ્ય હોવાથી ' હૃદય ' પદ અહીં લેવામાં આવ્યું છે; તે વૃષણને પણ ઉપલક્ષણથી લેવા માટે જણાવે જ છે.'

ટીકાકાર ચક્રપાણિ પણ અહીં આવી જ સૂચના કરે છે કે, ' જેમ હૃદય સ્વેદ માટે અયોગ્ય છે, છતાં સ્વેદની ખાસ જરૂર હોય તો અહીં જણાવ્યા પ્રમાણે તેનું રક્ષણ કરવું જોઈએ; તે જ પ્રમાણે વૃષણની રક્ષા પણ સમજી લેવી જોઈએ. હૃદય તથા ચક્ષુનું શરીરના અવયવોમાં મુખ્યપણું હોવાથી અહીં તે બેનું રક્ષણ કરવા ભલે જણાવ્યું છે; પણ તેની સાથે વૃષણ પરના સ્વેદ વખતે પણ આવી જ રીતે વૃષણોનું રક્ષણ પણ આવશ્યક જાણવું જોઈએ.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં છેવટે આવો ભાવ દર્શાવે છે કે, જ્યારે માણસને સ્વેદ અપાતો હોય ત્યારે તેના હૃદયપ્રદેશને અહીં જણાવેલા ઉપાયોથી શીતળ રાખવો જોઈએ. સુશ્રુતે પણ ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયમાં આમ કહ્યું છે: ' स्नेहाभ्यक्तशरीरस्य शीतैराच्छाद्य चक्षुषी। स्विद्यमानस्य च मुहुर्हृदयं शीतलैः स्पृशेत्- જેના શરીરને સ્નેહથી સ્નિગ્ધ કર્યું હોય અથવા ખરડ્યું હોય અને પછી જેને સ્વેદ અપાતો હોય એવા માણસની આંખોને (તે વેળા) શીતળ પદાર્થોથી ઢાંકી દઈ હૃદયને પણ શીતળ પદાર્થોથી વારંવાર સ્પર્શ કર્યા કરવો જોઈએ.' અષ્ટાંગસંગ્રહકારે પણ સૂત્રસ્થાનના ૨૬મા અધ્યાયમાં આ પ્રકારે કહ્યું છે: ' पद्मोत्पलादिभिः सक्तुपिण्ड्या वाऽऽच्छाद्य चक्षुषी। शीतैर्मुक्तावलीपद्मकुमुदोत्पलभाजनैः। मुहुः करैश्च तोयार्द्रैः स्विद्यतो हृदयं स्पृशेत्-માણસને જ્યારે સ્વેદ અપાતો હોય, ત્યારે તેનાં બન્ને નેત્રોને પદ્મ-ધોળાં કમળો કે ઉત્પલ-કાળાં કમળ વગેરેથી કે સાથવાની પિંડી કે થેપલીથી ઢાંકી દઈ તેના હૃદયને શીતળ કરેલી મોતીઓની માળાઓથી; પદ્મ, કુમુદ કે ઉત્પલ નામનાં (અનુક્રમે સૂર્યવિકાસી તથા ચંદ્રવિકાસી ધોળાં કમળો કે કાળાં) કમળોથી અથવા શીતળ પાત્રોથી કે જળભીના હાથથી વારંવાર સ્પર્શ કર્યે જવો.' એ જ પ્રકારે સ્વેદનના સમયે કમળ આદિ શીતલ પદાર્થોથી વૃષણોની પણ રક્ષા કરવી જરૂરી સમજવી જોઈએ.૧૧

## સ્વેદના સમ્યગ્યોગનું લક્ષણ

शीतशूलव्युपरमे स्तम्भगौरवनिग्रहे ।
संजाते मार्दवे स्वेदे स्वेदनाद्विरतिर्मता ॥ १२ ॥

**(સ્વેદ આપવો ચાલુ હોય ત્યારે તેની પહેલાંનાં) શીત અને શૂલ બંધ પડે, (શરીરનું) સજ્જડપણું અને ભારેપણું અટકી જાય કે મટી જાય, (શરીરમાં) કોમળતા થઈ જાય અને પરસેવો આવે, ત્યારે સ્વેદનથી અટકવું જોઈએ એટલે સ્વેદ અપાતો બંધ કરવો જોઈએ. ૧૨**

શ્રીગંગાધર જલ્પકલ્પતરુમાં આ શ્લોકને આમ સમ-

જાવે છે: 'કેટલા કાળ સુધી સ્વેદ આપવો ચાલુ રાખવો? આ પ્રશ્નનો ઉત્તર આ શ્લોકમાં આપે છે: સ્વેદથી શીત દૂર થાય પણ શૂળ ચાલુ રહે તો? એ પ્રશ્નના ઉત્તરરૂપે જ મૂળમાં કહે છે કે શીત અને શૂળ બન્ને જ્યારે દૂર થાય; કદાચ એ બન્ને બંધ થાય, પણ શરીરનું સજ્જડપણું કે ભારેપણું જણાય તો? એ પ્રશ્નનો જ ઉત્તર કહે છે કે, શરીરનું સજ્જડપણું તથા ભારેપણું પણ અટકી જાય કે ન જણાય; એ બન્ને પણ જણાય છતાં શરીર જો કોમળ ન બન્યું હોય તો શરીરની કોમળતા થાય ત્યાં સુધી પણ સ્વેદ ચાલુ રાખવો જોઈએ; છેવટે શરીરની કોમળતા પણ થઈ જાય છતાં દોષ બહાર નીકળ્યા ન હોય અને સ્વેદ આપવો બંધ કરવામાં આવે, તો ફરી પણ શીત તથા શૂલ આદિ થવાનો સંભવ રહે છે; એ કારણે છેલ્લું કહેવાયું છે કે બરાબર પરસેવો થઈ જાય ત્યારે સ્વેદન આપવું બંધ કરવું, તે યોગ્ય ગણાય છે; એમ અહીં સ્વેદનો સમ્યગ્યોગ અથવા સ્વેદન બરાબર અપાયું હોય તેનું લક્ષણ કહેવામાં આવ્યું છે; આ ઉપરથી સ્વેદના અતિયોગનું લક્ષણ પણ જણાવી દેવામાં આવ્યું છે; તેમ જ શીત અને શૂળ બંધ ન પડે, છતાં સ્વેદન-ક્રિયા બંધ ન કરવી, તે સ્વેદનું અસમ્યગ્યોગનું કે અયોગ-નું લક્ષણ પણ જણાવી દીધું છે; તેમ જ બતાવેલી વિધિથી ઊલટી રીતે કે જુદી રીતે સ્વેદ કરવો તે સ્વેદના મિથ્યાયોગનું લક્ષણ પણ સમજાઈ જાય છે, છતાં તે અતિયોગનું તથા મિથ્યાયોગનું લક્ષણ ગ્રંથકાર પોતે મુક્તકંઠે નીચે કહે છે.

આયુર્વેદદીપિકાકાર શ્રીચક્રપાણિ અહીં વધુ આવી સમજૂતી પણ આપે છે: 'શીત તથા શૂલ ઇત્યાદિ બંધ પડતાં શરીરમાં કોમળતા થઈ જાય અને પરસેવો છૂટે ત્યારે સ્વેદન આપવું બંધ કરવું, એમ ઉપદેશ કરતા ગ્રંથકાર, શીત આદિ દૂર થતાં સ્વેદન બંધ કરવું અને શીતાદિ દૂર ન થાય ત્યાં સુધી સ્વેદન ચાલુ રાખવું એમ બન્નેનો ઉપદેશ આપી દે છે. વળી આ ઉપરથી જ સ્વેદન બંધ કરવાના વિષયમાં શીતાદિનું અટકી જવું ઉત્પન્ન થઈ જાય, એ સ્વેદના સમ્યગ્યોગનું લક્ષણ તેમ જ શીત આદિ બંધ ન પડે ત્યાં સુધી સ્વેદનક્રિયા છોડી દેવી ન જોઈએ, છતાં તે છોડી દેવાય, તે સ્વેદના અયોગ-નું લક્ષણ છે એમ અહીં કહેવાઈ જ જાય છે, તેથી સ્વેદના અયોગનું લક્ષણ અહીં ગ્રંથકારે જણાવ્યું જ નથી, એમ કહી શકાય તેમ છે જ નહિ.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ, સ્વેદના આ સમ્યગ્યોગ આદિનું લક્ષણ સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨ મા અધ્યાય-માં જે કહ્યું છે, તે અહીં ટાંકી બતાવે છે: 'स्वेदाऽऽस्रावो व्याधिहानिर्लघुत्वं शीतार्थित्वं मार्दवं चातुरस्य। सम्यक्स्विन्ने लक्षणं प्राहुरेतन्मिथ्यास्विन्ने व्यत्यये नैतदेव–સ્વેદનો સમ્ય-ગ્યોગ થયો હોય ત્યારે રોગીને પરસેવો ચોપાસ ઝરવા લાગે, રોગ ઓછો થઈ જાય, શરીર હલકું થઈ જાય, શીતની ઇચ્છા થાય અને શરીરમાં કોમળપણું થાય, એ લક્ષણ વિદ્વાનો કહે છે; પરંતુ સ્વેદનો મિથ્યાયોગ કે અયોગ થાય ત્યારે આ જ બધું ઊલટું થાય છે; અર્થાત્ ચોપાસ પરસેવો છૂટે નહિ, રોગ ઓછો ન થાય પણ ઊલટો વધી પડે, શરીર ભારે થઈ જાય, ગરમીની ઇચ્છા થાય અને શરીર કઠોર બની જાય. એ સ્વેદના મિથ્યા-યોગનું લક્ષણ વિદ્વાનો કહે છે.' અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં પણ કહ્યું છે કે, 'शीत-शूलक्षये स्विन्नो जातेऽङ्गानां च मार्दवे' શીતનો તથા શૂળનો નાશ થાય અને અંગોમાં કોમળતા થાય ત્યારે સ્વેદનો સમ્યગ્યોગ થયેલો જાણવો. ૧૨

## સ્વેદના અતિયોગનું લક્ષણ

**पित्तप्रकोपो मूर्च्छा च शरीरसदनं तृषा।**
**दाहः स्वेदाङ्गदौर्बल्यमतिस्विन्नस्य लक्षणम् ॥१३॥**

**પિત્તનો પ્રકોપ થાય, મૂર્છા આવે, શરીર ઢીલું પડે, તરસ લાગે, દાહ થાય અને પરસેવો અતિશય વધુ પ્રમાણમાં છૂટવાથી શરીરમાં દુર્બળતા જણાય, એ જેને સ્વેદનો અતિયોગ થયો હોય એટલે જેને ખૂબ વધુ પ્રમાણમાં સ્વેદ અપાયો હોય, તેનું લક્ષણ જાણવું. ૧૩**

શ્રી જયદેવ હિંદી ટીકામાં લખે છે કે, સ્વેદના આ અતિયોગ સંબંધે સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨ મા અધ્યાયમાં અહીંના કરતાં વધુ કહ્યું છે; જેમ કે 'स्विन्नेऽत्यर्थे सन्धिपीडा विदाहः, स्फोटोत्पत्तिः पित्तरक्तप्रकोपः। मूर्च्छा भ्रान्तिर्दाहतृष्णे क्लमश्च–જે માણસમાં અતિશય વધુ પ્રમાણમાં સ્વેદપ્રયોગ થયો હોય, તો તેના શરીરમાં સાંધાઓની અંદર પીડા થાય, શરીરમાં અતિશય દાહ, ફોલ્લાઓની ઉત્પત્તિ, પિત્તનો તથા રુધિરનો પ્રકોપ, મૂર્છા, ભ્રમ, દાહ, તૃષ્ણા તથા ગ્લાનિ થાય છે.' અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનમાં ૨૬ મા અધ્યાયમાં પણ આ પ્રમાણે કહ્યું છે: 'पित्तास्रकोपतृण्मूर्च्छाः स्वराङ्गसदनभ्रमाः। सन्धिपीडाज्वरश्यावरक्तमण्डलदर्शनम् ॥ स्वेदातियोगाच्छर्दिश्च। સ્વેદના અતિયોગથી પિત્તનો તથા રુધિરનો પ્રકોપ, તરશ, મૂર્છા, સ્વરભંગ, અંગોનું ઢીલાપણું, ભ્રમ, સાંધાઓમાં પીડા, જ્વર અને શરીર પર કાળાં તથા રાતાં ચકતાંઓનો દેખાવ થાય છે.' આમ તે બન્ને ગ્રંથોમાં અહીં કરતાં વધુ લક્ષણો બતાવ્યાં છે. ૧૩

વયવ: '–' નક્તક ' એટલે ' ચીંથરાંનો ટુકડો ' એવો અર્થ જણાવે છે; જ્યારે જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધર તો ' लक्तकैः' એવો પાઠ રાખીને જ તેનો ' अलक्तक–तूलकैः '– 'અલતાનાં પૂમડાં' એવો અર્થ કરે છે; વળી આ શ્લોકમાં વૃષણ આદિ ઉપર કયાં દ્રવ્યોથી મૃદુસ્વેદ કરવો? તે અભિપ્રાય પણ દર્શાવવા માગે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આમ સમજાવે છે કે સ્વેદ કરતી વખતે ચક્ષુ, હૃદય તથા વૃષણની રક્ષા કયા પ્રકારે કરવી જોઈએ, કે જેથી તે તે સ્થળોને સ્વેદન ન થાય, તે અહીં જણાવે છે: સારી રીતે સ્વચ્છ કરેલ કપડાંના ટુકડાથી અથવા ઘઉંના લોટને પાણીથી પલાળી બનાવેલી પિંડી કે થેપલીથી અથવા ધોળું કમળ અથવા કાળાં કમળનાં પાંદડાથી આંખોને ઢાંકીને પછી સ્વેદન કરવુ જોઈએ. ૧૦

**હૃદય પર મૃદુ સ્વેદ કયા પ્રકારે કરવો?**

**मुक्तावलीभिः शीताभिः शीतलैर्भाजनैरपि ।**
**जलार्द्रैर्जलजैर्हस्तैः स्विद्यतो हृदयं स्पृशेत् ॥ ११ ॥**

**જે માણસને (હૃદય પર) સ્વેદન કરાતું હોય તેના હૃદય પર શીતળ મોતીઓની માળાઓથી, શીતળ વાસણોથી, જળભીનાં કમળોથી કે જળભીના હાથથી સ્પર્શ કર્યા કરવો જોઈએ. ૧૧**

જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધર આ શ્લોક પર આમ સમજાવે છે: 'કોઈ માણસના હૃદય પર જો મૃદુ-સ્વેદ આપવો યોગ્ય જણાય ત્યારે તે માણસના હૃદય પર (સ્વેદની સાથે સાથે શીતળતા રાખવા સારુ) ઘણા ગૂંથેલાં મોતીઓની માળાઓને વારંવાર જળ વગેરેથી કે ચક્ષુને હિતકારી કોઈ પ્રવાહી રસથી ભીની કરી શીતળ કર્યા પછી મૃદુ ગરમ કરેલી તે માળાઓ વડે સ્પર્શ કર્યા કરવો, અથવા જેમ મૃદુ અથવા કોમળ બને એ રીતે સ્નેહન દ્રવ્યથી સ્વેદ અપાતા માણસના હૃદયને શીતળ મોતીઓની માળાઓથી સ્પર્શ કર્યે જવો; અથવા શીતળ કાંસા વગેરેનાં પાત્રોથી હૃદયનો સ્પર્શ કર્યે જવો, અથવા સ્વેદ અપાતા માણસના હૃદય પર જળ વડે ભીનાં કરેલાં કમળો વગેરેથી સ્પર્શ કર્યા કરવો અથવા પાણીથી ભીના કરેલા હાથથી સ્પર્શ કર્યા કરવો અહીં જોકે વૃષણ પરનો સ્વેદ ભલે નથી કહ્યો; તોપણ હૃદય પરના સ્વેદની પેઠે જ વૃષણ પરનો સ્વેદ કરવાનું સમજી લેવું જોઈએ; અથવા બધાં અંગોમાં મુખ્ય હોવાથી 'હૃદય' પદ અહીં લેવામાં આવ્યું છે; તે વૃષણને પણ ઉપલક્ષણથી લેવા માટે જણાવે જ છે.'

ટીકાકાર ચક્રપાણિ પણ અહીં આવી જ સૂચના કરે છે કે, 'જેમ હૃદય સ્વેદ માટે અયોગ્ય છે, છતાં સ્વેદની ખાસ જરૂર હોય તો અહીં જણાવ્યા પ્રમાણે તેનું રક્ષણ કરવું જોઈએ; તે જ પ્રમાણે વૃષણની રક્ષા પણ સમજી લેવી જોઈએ. હૃદય તથા ચક્ષુનું શરીરના અવયવોમાં મુખ્યપણું હોવાથી અહીં તે બેનું રક્ષણ કરવા ભલે જણાવ્યું છે; પણ તેની સાથે વૃષણ પરના સ્વેદ વખતે પણ આવી જ રીતે વૃષણોનું રક્ષણ પણ આવશ્યક જાણવું જોઈએ.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં છેવટે આવો ભાવ દર્શાવે છે કે, જ્યારે માણસને સ્વેદ અપાતો હોય ત્યારે તેના હૃદયપ્રદેશને અહીં જણાવેલા ઉપાયોથી શીતળ રાખવો જોઈએ. સુશ્રુતે પણ ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'स्नेहाभ्यक्तशरीरस्य शीतैराच्छाद्य चक्षुषी । स्विद्यमानस्य च मुहुर्हृदयं शीतलैः स्पृशेत्–જેના શરીરને સ્નેહથી સ્નિગ્ધ કર્યું હોય અથવા ખરડ્યું હોય અને પછી જેને સ્વેદ અપાતો હોય એવા માણસની આંખોને (તે વેળા) શીતળ પદાર્થોથી ઢાંકી દઈ હૃદયને પણ શીતળ પદાર્થોથી વારંવાર સ્પર્શ કર્યા કરવો જોઈએ.' અષ્ટાંગસંગ્રહકારે પણ સૂત્રસ્થાનના ૨૬મા અધ્યાયમાં આ પ્રકારે કહ્યું છે: 'पद्मोत्पलादिभिः सक्तुपिण्ड्या वाऽऽच्छाद्य चक्षुषी । शीतैर्मुक्तावलीपद्मकुमुदोत्पलभाजनैः । मुहुः करैश्च तोयार्द्रैः स्विद्यतो हृदयं स्पृशेत्–માણસને જ્યારે સ્વેદ અપાતો હોય, ત્યારે તેનાં બન્ને નેત્રોને પદ્મ–ધોળાં કમળો કે ઉત્પલ–કાળાં કમળ વગેરેથી કે સાથવાની પિંડી કે થેપલીથી ઢાંકી દઈ તેના હૃદયને શીતળ કરેલી મોતીઓની માળાઓથી; પદ્મ, કુમુદ કે ઉત્પલ નામનાં (અનુક્રમે સૂર્યવિકાસી તથા ચંદ્રવિકાસી ધોળાં કમળો કે કાળાં) કમળોથી અથવા શીતળ પાત્રોથી કે જળભીના હાથથી વારંવાર સ્પર્શ કર્યે જવો.' એ જ પ્રકારે સ્વેદનના સમયે કમળ આદિ શીતલ પદાર્થોથી વૃષણોની પણ રક્ષા કરવી જરૂરી સમજવી જોઈએ.૧૧

**સ્વેદના સમ્યગ્યોગનું લક્ષણ**

**शीतशूलव्युपरमे स्तम्भगौरवनिग्रहे ।**
**संजाते मार्दवे स्वेदे स्वेदनाद्विरतिर्मता ॥ १२ ॥**

**(સ્વેદ આપવો ચાલુ હોય ત્યારે તેની પહેલાંનાં) શીત અને શૂલ બંધ પડે, (શરીરનું) સજ્જડપણું અને ભારેપણું અટકી જાય કે મટી જાય, (શરીરમાં) કોમળતા થઈ જાય અને પરસેવો આવે, ત્યારે સ્વેદનથી અટકવું જોઈએ એટલે સ્વેદ અપાતો બંધ કરવો જોઈએ. ૧૨**

શ્રીગંગાધર જલ્પકલ્પતરુમાં આ શ્લોકને આમ સમ-

**થયો હોય, તેઓને વૈદ્યે સ્વેદ ન કરાવવો. ૧૫-૧૮**

આયુર્વેદદીપિકાકાર શ્રીચક્રપાણિ અહીં ટીકા સમજાવે છે; જેમ કે-'આ શ્લોકોમાં સ્વેદને અયોગ્ય વ્યક્તિઓ ગણી છે; 'कषायमद्यनित्यानाम्' એ પદનો અર્થ 'કષાય દ્રવ્યોથી કરેલું મદ્ય જેઓ કાયમ પીતા હોય' એવો કરી શકાય; અથવા 'कषाय' શબ્દનો અર્થ મધુર ન હોય તે; એમ સમજી કેટલાક કહે છે કે જેઓ નિત્ય કષાય રસનું સેવન કરતા હોય, તેઓમાં વાતની પ્રધાનતા થવી જ જોઇએ; કેમ કે કષાય રસ વાયુને કરનાર છે; અને વાયુમાં તો સ્વેદન અવશ્ય કરવું જ જોઈએ, છતાં કષાયનું નિત્ય સેવન કરનારાઓ માટે સ્વેદનો નિષેધ કેમ કર્યો છે? આ પ્રશ્નની ઉત્પત્તિ જ ઉપરનો અર્થ કરવાથી રહેતી નથી; અથવા જેઓ નિત્ય કષાયનું સેવન કરે છે, તેઓનાં ગાત્રો રૂક્ષ અને અતિ સ્તબ્ધ બની જાય છે; કેમ કે કષાય રસ અત્યંત રૂક્ષ કરનાર તથા સ્તંભન કરનાર છે; માટે તેઓને સ્વેદ આપવાથી તેઓના સાંધાઓમાં ભેદન કે હાડની પીડા થવા સંભવ રહે છે, તેથી નિત્ય કષાય સેવનારાઓ માટે સ્વેદનો નિષેધ કરવામાં આવ્યો છે. રક્તપિત્તના રોગીઓ માટે સ્વેદનું વિધાન જ કરવામાં આવ્યું નથી, તે ઉપરથી જ તેઓ માટે સ્વેદનો નિષેધ જણાઈ રહે છે; છતાં અહીં ફરી તેઓ માટે સ્વેદનો નિષેધ કહેવામાં આવ્યો છે, તે એટલા માટે કે રક્તપિત્તના રોગીઓને જો કોઈ બીજો વિકાર કે રોગ થાય અને તે વાતકફથી થયેલો હોઈને સ્વેદન આપવાથી મટે એવો હોય તોપણ તે રક્તપિત્તના રોગીઓનો સ્વેદનો નિષેધ જણાવવો છે; તેમ જ રક્તપિત્તના રોગીઓને વમન કે વિરેચનના અંગ તરીકે પ્રાપ્ત થયેલ સ્વેદનો જે ('निषेधस्य निषेध-कथनं प्रतिप्रसवः' એટલે નિષેધનો નિષેધ કરવો તે) 'પ્રતિપ્રસવ' કહેવાય છે. 'પ્રતિપ્રસવ' તેનો પણ નિષેધ કરવો છે, તેથી અહીં તેઓ માટે સ્વેદનો નિષેધ કહેવામાં આવ્યો છે; એ જ પ્રમાણે પિત્તમેહના રોગી તથા કમળાના રોગીઓ વિષે પણ સમજી લેવું. 'पित्तिनाम्' એ પદથી 'જેઓની પ્રકૃતિ પિત્તની હોય તેવા લોકો' સમજવા; 'मधुमेहिनाम्' એ પદનો અર્થ હરકોઈ મેહ જેઓને થયો હોય તે બધા મેહના રોગીઓ સમજવાના છે; કેમ કે 'मधुमेहशब्दो हि सर्वेष्वेव मेहेषु वर्तते' 'મધુમેહ' શબ્દના અર્થ તરીકે 'હરકોઈ મેહ લેવાય છે' એમ આ ગ્રંથના ચાલુ સૂત્રસ્થાનના 'કિયન્તઃશિરસીય' નામના ૧૭મા અધ્યાયમાં કહેવામાં આવશે. આનું કારણ આ છે કે, દરેક જાતના મેહો શરીરમાં શિથિલતા થતાં જ ઉત્પન્ન થાય છે, તેથી તે મેહોમાં શરીરને વધુ શિથિલ કરનારો સ્વેદ આપવો તે યોગ્ય નથી. જોકે ઉપર જણાવ્યા પ્રમાણે 'मधुमेह' શબ્દ ઉપરથી બધા મેહો લઈ શકાય છે, તો પછી 'पित्त-मेहिनाम्' એ પદથી પિત્તના મેહવાળાઓને ફરી સ્વેદ-નિષેધ જણાવવામાં કારણ આ છે કે પિત્તમેહમાં પિત્તનો સંબંધ હોવાના કારણે તેમાં તો સ્વેદનો નિષેધ અતિશય ભારપૂર્વક સમજવો જોઈએ. 'विदग्धभ्रष्टब्रध्नानाम्' એ પદમાં 'ब्रध्न' શબ્દ મૂકયો છે, તેનો અર્થ 'ગુદા' થાય છે, (જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રીગંગાધર આ પદનો આવો સમાસ દર્શાવીને આમ લખે છે-'ब्रध्नं गुदं, विदग्धं पक्वं, भ्रष्टं-वहिर्निर्गतं वा येषां तेषां-पक्वगुदवलीनां गुदभ्रंश-वतां च-જેમની ગુદા પાકી હોય અથવા બહાર નીકળી ગઈ હોય એટલે કે જેઓની ગુદાની વળી પાકી હોય અને જેઓને 'ગુદભ્રંશ' નામનો રોગ થયો હોય, તેઓને પણ સ્વેદ ન અપાય.') 'मद्यविकारिणाम्' એ પદથી આવો અર્થ સમજાય છે કે જેઓ કાયમ મદ્યપાન કરતા હોય, તેઓને વાતકફજન્ય 'મદાત્યય' નામનો રોગ થાય, ત્યારે પણ તેઓને સ્વેદનો નિષેધ જાણવો. (જલ્પ-કલ્પતરુ ટીકામાં અહીં શ્રીગંગાધર આમ લખે છે: 'પ્રથમ 'मद्यनित्यानाम्'-એ પદ ઉપરથી જેઓ કાયમ મદ્યપાન કરતા હોય તેઓને મદ્યથી કે અમદ્યથી થયેલા સર્વ રોગોમાં સ્વેદનો નિષેધ સમજાય છે; છતાં ફરી 'मद्यविकारिणाम्' એ પદથી સૂચન કર્યું છે કે જેઓ મદ્યપાન કરતા હોય પણ કાયમ મદ્યપાન ન કરતા હોય, તેઓને પણ મદ્યપાન કરવાને લીધે જો કોઈ રોગ થાય, તો તેમાં પણ તેઓને સ્વેદનો નિષેધ લાગુ થાય છે. 'नष्टसंज्ञानाम्'-એટલે જેઓમાં જ્ઞાન ન હોય, એવા અજ્ઞાની-મૂર્ખાઓને સ્વેદ ન આપવો તેમ જ 'क्षतानाम्' એટલે જેઓને વ્રણ, ક્ષત કે ઘાવ પડ્યા હોય; તેઓને પણ સ્વેદ ન આપવો; કેમ કે તેઓને સ્વેદ આપવાથી તેઓનાં રુધિર બગડે કે રક્તદોષ થવાનો ભય સંભવે છે.' आढ्यरोगिणां, એ પદથી વાતરક્તના રોગીઓને સ્વેદનિષેધ સમજવો. આ બધા સ્વેદ માટે અયોગ્ય માણસો કહ્યા; પરંતુ તેઓમાં પણ જેઓને કેવળ સ્વેદથી જ મટે એવો 'સંન્યાસ' નામનો વ્યાધિ થયો હોય, તો તેઓને પણ મોટા દોષો લાગુ થવાના ભય તરફ ધ્યાન આપી, થોડા દોષ તરફની ઉપેક્ષા કરીને પણ સ્વેદ આપવો જોઈએ, એ વાત ન્યાયસિદ્ધ જ છે; કારણ કે ન્યાય જાણનારાઓ કહે છે કે 'भूयो विरोधे स्वल्पमन्याय्यमिष्टम्'-જ્યારે અતિશય વધારે વિરોધ આવી પડે, ત્યારે તેને દૂર કરવા ખૂબ થોડા પ્રમાણમાં વિરોધ પણ કરવો પડે, તે પણ યોગ્ય ગણાય છે. ૧૫-૧૮

## સ્વેદના અતિયોગથી થયેલા ઉપદ્રવોની ચિકિત્સા

**उक्तस्तस्याशितीये यो ग्रैष्मिकः सर्वशो विधिः।**
**सोऽतिस्विन्नस्य कर्तव्यो मधुरः स्निग्धशीतलः ॥१४॥**

(પ્રથમ) 'તસ્યાશિતીય' નામના (છઠ્ઠા) અધ્યાયમાં ગ્રીષ્મઋતુચર્યા સંબંધે જે સંપૂર્ણ મધુર, સ્નિગ્ધ તથા શીતલ વિધિ કહેલ છે, તે જ વિધિ, સ્વેદનો અતિયોગ જેને થયો હોય, તેના સંબંધે કરવા યોગ્ય છે. ૧૪

અહીં શ્રીગંગાધર વધુમાં આમ સૂચવે છે કે, ગ્રીષ્મ-ઋતુની ચર્યામાં જે વિધિ કરાય, તે અતિસ્વેદ પામેલાને કરવી યોગ્ય છે, પરંતુ 'मद्यमल्प न वा पेयमथवा सुबहूदकम्' એમ ત્યાં મદ્યપાન કરવા જણાવ્યું છે, તે અતિસ્વેદ પામેલા માણસે કરવા યોગ્ય નથી; એકંદર મદ્યપાન માટે તો સંપૂર્ણ નિષેધ જ કરવો જોઈએ.

શ્રીચક્રપાણિ પણ ઉપરનો જ આશય જુદા સ્વરૂપમાં આમ સમજાવે છે: 'અહીં 'ग्रैष्मिको विधिः'–ગ્રીષ્મ-ઋતુ–ચર્યા સંબંધે કહેલ વિધિ સંપૂર્ણ કરવો' એમ કહેવાથી જ ચાલે તેમ છે, છતાં ફરી 'मधुर. स्निग्धशीतलः–એ વિધિ પરિપૂર્ણ મધુર, સ્નિગ્ધ તથા શીતલ જ કરવો જોઈએ' એમ 'વિધિ'ને ખાસ વિશેષણો આપી સૂચન કર્યું છે કે, 'मद्यमल्प न वा पेयम्–ગ્રીષ્મ-ઋતુમાં થોડુંક મદ્ય પીવું હોય તો પી શકાય છે' એમ મદ્યપાન માટે છૂટી આપેલ છે, તે મદ્યપાનનો અહીં સંપૂર્ણ પ્રતિષેધ છે, એમ જણાવવા મધુર, શીતલ આદિ પ્રયોગ કરવા ખાસ ભાર દઈ સૂચન કરેલ છે.'

શ્રી જયદેવ અહીં વધુ ચિકિત્સા સૂચવતાં લખે છે કે, 'અષ્ટાંગસંગ્રહમાં 'तत्र स्तम्भनमौषधम्'–આ અતિસ્વેદ પામેલાને સ્તંભન ઔષધ ખાસ આપવું જોઈએ.' એમ કહ્યું છે. આ ચરકમાં પણ આ સૂત્રસ્થાનના જ ૨૨ મા અધ્યાયમાં અતિસ્વેદ પામેલા આ રોગીને સ્તંભન આપવા યોગ્ય રોગીઓની અંદર ગણેલ છે; જેમ કે–' पित्तक्षारामिदग्धा ये वम्यतीसारपीडिताः । विषस्वेदातियोगार्ताः स्तम्भनीया निदर्शिताः । જેઓ પિત્ત, ક્ષાર કે અગ્નિથી દાઝ્યા હોય, અથવા ઊલટી, ઝાડા કે અતિસારથી પીડાયા હોય અથવા ઝેરથી કે સ્વેદના અતિયોગથી પીડાયા હોય તેઓ સ્તંભન ઔષધને યોગ્ય કહેવાયા છે.' ગ્રીષ્મચર્યામાં કહેલ મધુર, સ્નિગ્ધ તથા શીતલ જ વિધિ હોવી જોઈએ. સ્તંભન દ્રવ્ય લગભગ રૂક્ષ હોય છે, પરંતુ રૂક્ષ સ્વેદ જો અતિશય વધુ પ્રમાણમાં અપાયો હોય તો તેના રોગીને સ્તંભનની સાથે કંઈક સ્નિગ્ધતા પણ હોવી આવશ્યક છે; પરંતુ જો સ્નિગ્ધ સ્વેદનો પ્રમાણથી અધિક અતિયોગ થયો હોય તો રૂક્ષ સ્તંભન દ્રવ્યોનો પ્રયોગ થવો જરૂરી ગણાય છે; આ જ કારણે સ્વેદન તથા સ્તંભન દ્રવ્યોની પરસ્પર તુલના કરતાં અષ્ટાંગસંગ્રહકાર કહે છે: 'स्वेदनं गुरु तीक्ष्णोष्णं प्रायः स्तम्भनमन्यथा । द्रवस्थिरसरस्निग्धरूक्षसूक्ष्मं च भेषजम् ॥ स्वेदनं स्तम्भनं श्लक्ष्णरूक्षसूक्ष्मसरद्रवम् । प्रायस्तिक्तं कषायं च मधुरं च समासतः । સ્વેદન દ્રવ્ય ભારે, તીક્ષ્ણ તથા ઉષ્ણ હોય છે; ત્યારે સ્તંભન દ્રવ્ય લગભગ તેથી ઊલટું હોય છે; સ્વેદન ઔષધ પ્રવાહી સ્થિર, સારક, સ્નિગ્ધ, રૂક્ષ તથા સૂક્ષ્મ હોય છે, ત્યારે સ્તંભન દ્રવ્ય ટૂંકમાં શ્લક્ષ્ણ–સુંવાળું, રૂક્ષ, સૂક્ષ્મ, સારક, પ્રવાહી, લગભગ કડવું, તૂરું અને મધુર હોય છે.' આ બન્નેના ગુણોમાં સારક, રૂક્ષ. સૂક્ષ્મ તથા દ્રવ–પ્રવાહી, એ ચાર ગુણો એકસરખા છે અને તે ગુણો સંસ્કાર આદિના કારણે સ્વેદન કે સ્તંભનમાં સહાયક થાય છે. ૧૪

## સ્વેદને અયોગ્ય વ્યક્તિઓ

**कषायमद्यनित्यानां गर्भिण्या रक्तपित्तिनाम्।**
**पित्तिनां सातिसाराणां रूक्षाणां मधुमेहिनाम् ॥१५॥**
**विदग्धभ्रष्टब्रध्नानां विषमद्यविकारिणाम्।**
**श्रान्तानां नष्टसंज्ञानां स्थूलानां पित्तमेहिनाम् ॥१६॥**
**तृष्यतां क्षुधितानां च क्रुद्धानां शोचतामपि।**
**कामल्युदरिणां चैव क्षतानामाढ्यरोगिणाम् ॥१७॥**
**दुर्बलातिविशुष्काणामुपक्षीणौजसां तथा।**
**भिषक् तैमिरिकाणां च न स्वेदमवतारयेत् ॥१८॥**

જેઓ (પાચન આદિ) કષાયો નિત્ય સેવતા હોય, કાયમ મદ્યપાન કરતા હોય, જે સ્ત્રી સગર્ભા હોય, જેઓને રક્તપિત્ત થયો હોય, જેઓ પિત્તપ્રધાન પ્રકૃતિ ધરાવતા હોય; જેઓ અતિસારના રોગી, રૂક્ષ, મધુમેહના રોગી, ખૂબ દાઝેલા અથવા જેઓની ગુદા પાકી હોય અથવા બહાર નીકળી પડી હોય; જેઓને ઝેરના કે મદ્યના વિકારો થયા હોય, જેઓ થાકેલા, બેભાન બનેલા અથવા શરીરે ખૂબ જાડા હોય, જેઓને પિત્તજન્ય મેહ થયો હોય; જેઓ તૃષાના રોગી, ભૂખ્યા, ક્રોધ પામેલા કે શોક કરતા હોય; જેઓને કમળાનો કે ઉદરનો રોગ થયો હોય; જેઓ (ઉરઃ)ક્ષત પામ્યા હોય કે ઘાવથી ઘાયલ થયા હોય; વાતરક્તના રોગી હોય; જેઓ શરીરે દુર્બળ, કે અત્યંત સુકાયેલા હોય; જેઓની ઓજ ધાતુ ક્ષીણ થઈ હોય અને જેઓને 'તિમિર' નામે નેત્રરોગ

થયો હોય, તેઓને વૈદ્યે સ્વેદ ન કરાવવો. ૧૫-૧૮

આયુર્વેદદીપિકાકાર શ્રીચક્રપાણિ અહીં ટીક સમજાવે છે; જેમ કે-'આ શ્લોકોમાં સ્વેદને અયોગ્ય વ્યક્તિઓ ગણી છે; 'कषायमद्यनित्यानाम्' એ પદનો અર્થ 'કષાય દ્રવ્યોથી કરેલું મદ્ય જેઓ કાયમ પીતા હોય' એવો કરી શકાય; અથવા 'कषाय' શબ્દનો અર્થ મધુર ન હોય તે; એમ સમજી કેટલાક કહે છે કે જેઓ નિત્ય કષાય રસનું સેવન કરતા હોય, તેઓમાં વાતની પ્રધાનતા થવી જ જોઈએ; કેમ કે કષાય રસ વાયુને કરનાર છે; અને વાયુમાં તો સ્વેદન અવશ્ય કરવું જ જોઈએ, છતાં કષાયનું નિત્ય સેવન કરનારાઓ માટે સ્વેદનો નિષેધ કેમ કર્યો છે? આ પ્રશ્નની ઉત્પત્તિ જ ઉપરનો અર્થ કરવાથી રહેતી નથી; અથવા જેઓ નિત્ય કષાયનું સેવન કરે છે, તેઓનાં ગાત્રો રૂક્ષ અને અતિ સ્તબ્ધ બની જાય છે; કેમ કે કષાય રસ અત્યંત રૂક્ષ કરનાર તથા સ્તંભન કરનાર છે; માટે તેઓને સ્વેદ આપવાથી તેઓના સાંધાઓમાં ભેદન કે હાડની પીડા થવા સંભવ રહે છે, તેથી નિત્ય કષાય સેવનારાઓ માટે સ્વેદનો નિષેધ કરવામાં આવ્યો છે. રક્તપિત્તના રોગીઓ માટે સ્વેદનું વિધાન જ કરવામાં આવ્યું નથી, તે ઉપરથી જ તેઓ માટે સ્વેદનો નિષેધ જણાઈ રહે છે; છતાં અહીં ફરી તેઓ માટે સ્વેદનો નિષેધ કહેવામાં આવ્યો છે, તે એટલા માટે કે રક્તપિત્તના રોગીઓને જો કોઈ બીજો વિકાર કે રોગ થાય અને તે વાતકફથી થયેલો હોઈને સ્વેદન આપવાથી મટે એવો હોય તોપણ તે રક્તપિત્તના રોગીઓનો સ્વેદનો નિષેધ જણાવવો છે; તેમ જ રક્તપિત્તના રોગીઓને વમન કે વિરેચનના અંગ તરીકે પ્રાપ્ત થયેલ સ્વેદનો જે ('निषेधस्य निषेधकथनं प्रतिप्रसवः' એટલે નિષેધનો નિષેધ કરવો તે) 'પ્રતિપ્રસવ' કહેવાય છે. 'પ્રતિપ્રસવ' તેનો પણ નિષેધ કરવો છે, તેથી અહીં તેઓ માટે સ્વેદનો નિષેધ કહેવામાં આવ્યો છે; એ જ પ્રમાણે પિત્તમેહના રોગી તથા કમળાના રોગીઓ વિષે પણ સમજી લેવું. 'पित्तिनाम्' એ પદથી 'જેઓની પ્રકૃતિ પિત્તની હોય તેવા લોકો' સમજવા; 'मधुमेहिनाम्' એ પદનો અર્થ હરકોઈ મેહ જેઓને થયો હોય તે બધા મેહના રોગીઓ સમજવાના છે; કેમ કે 'मधुमेहशब्दो हि सर्वेष्वेव मेहेषु वर्तते' 'મધુમેહ' શબ્દના અર્થ તરીકે 'હરકોઈ મેહ લેવાય છે' એમ આ ગ્રંથના ચાલુ સૂત્રસ્થાનના 'કિયન્તઃશિરસીય' નામના ૧૭મા અધ્યાયમાં કહેવામાં આવશે. આનું કારણ આ છે કે, દરેક જાતના મેહો શરીરમાં શિથિલતા થતાં જ ઉત્પન્ન થાય છે, તેથી તે મેહોમાં શરીરને વધુ શિથિલ કરનારો સ્વેદ આપવો તે યોગ્ય નથી. જોકે ઉપર જણાવ્યા પ્રમાણે 'મધુમેહ' શબ્દ ઉપરથી બધા મેહો લઈ શકાય છે, તો પછી 'पित्तमेहिनाम्' એ પદથી પિત્તના મેહવાળાઓને ફરી સ્વેદનિષેધ જણાવવામાં કારણ આ છે કે પિત્તમેહમાં પિત્તનો સંબંધ હોવાના કારણે તેમાં તો સ્વેદનો નિષેધ અતિશય ભારપૂર્વક સમજવો જોઈએ. 'विदग्धभ्रष्टब्रध्नानाम्' એ પદમાં 'ब्रध्न' શબ્દ મૂકયો છે, તેનો અર્થ 'ગુદા' થાય છે, (જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રીગંગાધર આ પદનો આવો સમાસ દર્શાવીને આમ લખે છે-'ब्रध्नं गुदं, विदग्धं पक्वं, भ्रष्टं-बहिर्निर्गतं वा येषां तेषां-पक्वगुदवलीनां गुदभ्रंशवतां च-જેમની ગુદા પાકી હોય અથવા બહાર નીકળી ગઈ હોય એટલે કે જેઓની ગુદાની વળી પાકી હોય અને જેઓને 'ગુદભ્રંશ' નામનો રોગ થયો હોય, તેઓને પણ સ્વેદ ન અપાય.') 'मद्यविकारिणाम्' એ પદથી આવો અર્થ સમજાય છે કે જેઓ કાયમ મદ્યપાન કરતા હોય, તેઓને વાતકફજન્ય 'મદાત્યય' નામનો રોગ થાય, ત્યારે પણ તેઓને સ્વેદનો નિષેધ જાણવો. (જલ્પકલ્પતરુ ટીકામાં અહીં શ્રીગંગાધર આમ લખે છે: 'પ્રથમ 'मद्यनित्यानाम्'-એ પદ ઉપરથી જેઓ કાયમ મદ્યપાન કરતા હોય તેઓને મદ્યથી કે અમદ્યથી થયેલા સર્વ રોગોમાં સ્વેદનો નિષેધ સમજાય છે; છતાં ફરી 'मद्यविकारिणाम्' એ પદથી સૂચન કર્યું છે કે જેઓ મદ્યપાન કરતા હોય પણ કાયમ મદ્યપાન ન કરતા હોય, તેઓને પણ મદ્યપાન કરવાને લીધે જો કોઈ રોગ થાય, તો તેમાં પણ તેઓને સ્વેદનો નિષેધ લાગુ થાય છે. 'नष्टसंज्ञानाम्'-એટલે જેઓમાં જ્ઞાન ન હોય, એવા અજ્ઞાની-મૂર્ખાઓને સ્વેદ ન આપવો. તેમ જ 'क्षतानाम्' એટલે જેઓને વ્રણ, ક્ષત કે ઘાવ પડ્યા હોય; તેઓને પણ સ્વેદ ન આપવો; કેમ કે તેઓને સ્વેદ આપવાથી તેઓનાં રુધિર બગડે કે રક્તદોષ થવાનો ભય સંભવે છે.' आढ्यरोगिणां, એ પદથી વાતરક્તના રોગીઓને સ્વેદનિષેધ સમજવો. આ બધા સ્વેદ માટે અયોગ્ય માણસો કહ્યા; પરંતુ તેઓમાં પણ જેઓને કેવળ સ્વેદથી જ મટે એવો 'સંન્યાસ' નામનો વ્યાધિ થયો હોય, તો તેઓને પણ મોટા દોષો લાગુ થવાના ભય તરફ ધ્યાન આપી, થોડા દોષ તરફની ઉપેક્ષા કરીને પણ સ્વેદ આપવો જોઈએ, એ વાત ન્યાયસિદ્ધ જ છે; કારણ કે ન્યાય જાણનારાઓ કહે છે કે 'भूयो विरोधे स्वल्पमन्याय्यमिष्टम्'-જ્યારે અતિશય વધારે વિરોધ આવી પડે, ત્યારે તેને દૂર કરવા ખૂબ થોડા પ્રમાણમાં વિરોધ પણ કરવો પડે, તે પણ યોગ્ય ગણાય છે. ૧૫-૧૮

### સ્વેદને યોગ્ય વ્યક્તિઓ

प्रतिश्याये च कासे च हिक्काश्वासेष्वलाघवे ।
कर्णमन्याशिरःशूले स्वरभेदे गलग्रहे ॥ १९ ॥
अर्दितैकाङ्गसर्वाङ्गपक्षाघाते विनामके ।
कोष्ठानाहविबन्धेषु शुक्राघाते विजृम्भके ॥ २० ॥
पार्श्वपृष्ठकटीकुक्षिसंग्रहे गृध्रसीषु च ।
मूत्रकृच्छ्रे महत्त्वे च मुष्कयोरङ्गमर्दके ॥ २१ ॥
पादोरुजानुजङ्घार्तिसंग्रहे श्वयथावपि ।
खल्लीष्वामेषु शीते च वेपथौ वातकण्टके ॥ २२ ॥
सङ्कोचायामशूलेषु स्तम्भगौरवसुप्तिषु ।
सर्वेष्वेव विकारेषु स्वेदनं हितमुच्यते ॥ २३ ॥

સળેખમમાં, ઉધરસમાં, હેડકીમાં, શ્વાસમાં કે દમમાં, શરીરના ભારેપણામાં, કાનમાં શૂળ નીકળતું હોય, ગળાંની નાડીઓમાં કે માથામાં શૂળ નીકળતું હોય, ઘાટો બેસી ગયો હોય કે બદલાઈ ગયો હોય, ગળું ઝલાઈ ગયું હોય, અર્દિત નામનો ('અડદિયો) કે મોઢાનો લકવો થયો હોય; એકાંગઘાત, સર્વાંગઘાત કે પક્ષાઘાત થયો હોય, શરીરને નમાવી દેતા દંડાપતાનક આદિ રોગો થયા હોય, કોઠાનો આફરો થયો હોય, મળ–મૂત્ર રોકાઈ ગયાં હોય, વીર્યાઘાત કે શુક્રરોધ થતાં વીર્ય બહાર ન નીકળતું હોય, વિજૃંભક કે જૃંભા રોગ થતાં બગાસાં ખૂબ આવ્યા કરતાં હોય, પડખાંનું જકડાઈ જવું, વાંસાનું કે પીઠનું ઝલાઈ જવું, તેમ જ કેડ કે કમરનું ઝલાઈ જવું અને પેટનું જકડાવું કે ઝલાઈ જવું થયું હોય, ગૃધ્રસી નામના (રાંઝણ) વાયુના રોગમાં, મૂત્રકૃચ્છ્ર રોગમાં, બે વૃષણ મોટા થઈ જવારૂપ–અંડવૃદ્ધિ રોગમાં, આખું અંગ ભાંગે–તે અંગમર્દ રોગમાં; પગ, સાથળ, ઢીંચણ કે જાંઘમાં પીડા થવા લાગે કે ઝલાઈ જવું જણાય; સોજો આવ્યો હોય; હાથ–પગ ઠરડાઈ જાય કે તેમાં ખાલી ચડી જવારૂપી ખલ્લી રોગ હોય, આમદોષ થઈ વિષૂચિકા કે અલસક આદિ રોગો હોય, શીત અથવા શરદી થઈ હોય, કંપરોગ હોય, વાતકંટક નામનો વાયુરોગ થયો હોય, શરીરને સંકોચાવતા વાયુનો રોગ હોય, અંતરાયામ નામના વાતરોગમાં, શૂળરોગમાં, શરીરને સજ્જડ કરતા સ્તંભરોગમાં, શરીર સજ્જડ થતાં શરીરનું ભારેપણું થાય તેમ જ શરીરમાં સ્પર્શ આદિનું જ્ઞાન નહિ કરાવનાર–સુપ્તિ નામના રોગમાં, અને તે સિવાય બીજા સઘળા (તાવ, વાયુ, કફ વગેરે) શરીર સંબંધી વિકારો કે રોગોમાં સ્વેદન આપવું હિતકારી કહેવાય છે. ૧૯–૨૩

અષ્ટાંગસંગ્રહસૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં પણ આ સ્થળે ગણેલા રોગો પર સ્વેદન આપવું કહ્યું છે; પરંતુ તેઓમાં ઔષધ—વિભાગ યથાયોગ્ય યોજવા જોઈએ, એમ વધુ સૂચન છે, તે ત્યાં જોઈ લેવું. ૧૯–૨૩

### પિંડસ્વેદનાં દ્રવ્યો

तिलमाषकुलत्थाम्लघृततैलामिषौदनैः ।
पायसैः कृशरैर्मांसैः पिण्डस्वेदं प्रयोजयेत् ॥२४॥

તલ, અડદ, કળથી, ખટાઈ–કાંજી વગેરે, ઘી, તેલ, માંસના રસથી મિશ્ર ભાત, દૂધની ખીર, (તલ–અડદની) ખીચડી કે રાબ અને માંસ, એ પ્રત્યેક દ્રવ્યોનો 'પિંડસ્વેદ' તરીકે ઉપયોગ કરવો.

આ બધાં દ્રવ્યોમાંના એક એકનો પિંડ જેવો આકાર કરીને સ્વેદ કરવો; અહીં ગણેલાં બધાં સ્નિગ્ધદ્રવ્યો છે, એમ શ્રીગંગાધર જણાવે છે; ચક્રપાણિ આ 'પિંડસ્વેદ'નો સમાસ આવો કરે છે–'पिण्डरूपः स्वेद–पिण्डस्वेदः' તેમ જ આ પિંડસ્વેદને બીજા નામે 'સંકરસ્વેદ' પણ જણાવે છે. હિંદી ટીકાકાર શ્રીજયદેવ અહીં વધુ આવી સમજૂતી આપે છે કે, 'અહીં બતાવેલાં દ્રવ્યોને પિંડ જેવા આકારનાં કરી સ્વેદ આપવાની રીત આ છે કે તલ, અડદ, કળથી, ભાત એ દ્રવ્યોને કાંજી અને માંસના રસમાં તૈયાર કરી તેમાં ઘી કે તૈલને મિશ્રિત કરવાં જોઈએ.' આ પિંડસ્વેદનુ બીજું નામ 'સંકરસ્વેદ' પણ છે; આ ઊષ્મસ્વેદનો જ એક ભેદ છે; અને આ પિંડસ્વેદમાં યોજાતાં આ સ્નિગ્ધ દ્રવ્યો જ અહીં કહ્યાં છે. ૨૪

### રૂક્ષસ્વેદનાં દ્રવ્યો

गोखरोष्ट्रवराहाश्वशकृद्भिः सतुषैर्यवैः ।
सिकतापांशुपाषाणकरीषायसपूटकैः ॥ २५ ॥
श्लैष्मिकान् स्वेदयेत् पूर्वैर्वातिकान् समुपाचरेत् ।

ગાય–બળદ, ગધેડા, ઊંટ, વરાહ કે ભૂંડ અને ઘોડાં( એ પ્રાણીઓ )નાં તાજા છાણ, ફોતરાં સાથે પીસી નાખેલા જવ; રેતી, ધૂળ કે માટી, પથરા, સૂકાં છાણાંનું ચૂર્ણ અને લોઢાંનું ચૂર્ણ,–આ દ્રવ્યોની પોટલીઓ કરીને કફ સંબંધી રોગો પર રૂક્ષસ્વેદ આપવો; પરંતુ પૂર્વોક્ત ( તલ વગેરે ) દ્રવ્યોથી વાયુ સંબંધી રોગો પર સ્નિગ્ધ સ્વેદ આપવો. ૨૫

જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધર જણાવે છે કે, આ ૨૫મા શ્લોકમાં ગણેલાં રૂક્ષ દ્રવ્યોથી સ્વેદ કરાય તે રૂક્ષસ્વેદ છે અને કફના વિકારોમાં આ રૂક્ષસ્વેદ યોગ્ય ગણાય છે; પરંતુ ઉપર જણાવેલાં તેલ આદિ દ્રવ્યોને પિંડાકાર કરીને વાયુના વિકારો પર સ્વેદન આપવું. તે સ્નિગ્ધસ્વેદ છે; વાયુ પર સ્નિગ્ધસ્વેદ યોગ્ય ગણાય છે; પરંતુ વાયુમિશ્ર કફના વિકારોમાં તો આ શ્લોકમાં કહેલાં તથા ઉપરના શ્લોકમાં કહેલાં બન્ને દ્રવ્યો ભેગાં કરીને જ સ્વેદ આપવો હિતકારી છે. ૨૫

## પ્રસ્તરસ્વેદનાં દ્રવ્યો

द्रव्याण्येतानि शस्यन्ते यथास्वं प्रस्तरेष्वपि ॥२६॥

આ ( ૨૪-૨૫ બન્ને શ્લોકોમાં કહેલાં ) દ્રવ્યો પ્રસ્તર સ્વેદોમાં પણ યથાયોગ્ય વખણાય છે. ૨૬

આ પ્રસ્તરસ્વેદની વિધિ આગળ કહેવામાં આવશે. આ પ્રસ્તરસ્વેદને 'સંસ્તરસ્વેદ' પણ કહે છે; આ પણ ઊષ્મ સ્વેદનો જ એક ભેદ છે. ૨૬

## કુટીસ્વેદનો પ્રયોગ

भूगृहेषु च जेन्ताकेषूष्णगर्भगृहेषु च ।
विधूमाङ्गारतप्तेष्वभ्यक्तः स्विद्यति ना सुखम् ॥२७॥

ધુમાડા વગરના અંગારાઓથી તપેલા ભોંયરામાં, જેંતાકોમાં તથા ગરમ કરેલાં ગર્ભગૃહોમાં પણ (તૈલાદિથી) અભ્યંજન કે માલિસ કરેલો માણસ સુખપૂર્વક સ્વેદન પામે છે. ૨૭

જલ્પકલ્પતરુ ટીકામાં ગંગાધર અહીં જાણવા જેવું જણાવે છે: 'ઉપર્યુક્ત તેલ આદિ દ્રવ્યોનો પ્રયોગ અહીં સમજવો નહિ; કેમ કે અહીં તો ધુમાડા વગરના અંગારાઓથી તપેલાંની વાત જણાવી છે. જે લાકડાં વાયુને દૂર કરે એવાં હોય તેઓના નિર્ધૂમ અંગારાઓથી તપેલાં ભોંયરાં વગેરેમાં વાતપ્રકૃતિ-ધરાવતા માણસને તેલનું અભ્યંજન કરીને સ્વેદ આપવો, તે એને સુખકારક થાય છે; તેજ પ્રમાણે કફને દૂર કરનારાં લાકડાંઓના નિર્ધૂમ અંગારાઓથી તપેલાં ભોંયરાં વગેરેમાં કફપ્રકૃતિવાળા માણસને તેલ વગેરેથી અભ્યંજન કરી સ્વેદ આપવો, તે એ માણસને સુખ ઉપજાવે છે; અને તે બન્ને પ્રકારનાં લાકડાંઓના નિર્ધૂમ અગ્નિથી તપાવેલાં ભોંયરાં વગેરેમાં વાયુમિશ્ર કફપ્રકૃતિવાળા માણસને અભ્યંજન કરી સ્વેદ આપવો, તે એવા માણસને સુખકારી થાય છે. 'विधूमाङ्गार' એ પદ મૂકીને અહીં તેવાં નિર્ધૂમ અંગારાને યોગ્ય કાષ્ઠો દર્શાવીને અહીં સ્નિગ્ધરૂક્ષ દ્રવ્યો સૂચિત કર્યાં છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ જણાવે છે કે, આ શ્લોકમાં જણાવેલ 'જેન્તાક'નું વર્ણન આગળ જતાં આ ગ્રંથમાં જ કહેવામાં આવશે; એ 'જેન્તાક'ને છોડી બાકીનાં ભૂગૃહ-ભોંયરાં વગેરેનો 'કુટીસ્વેદ'માં જ સમાવેશ થાય છે; આ કુટીસ્વેદ તથા જેન્તાક, એ બન્ને ઊષ્મ-સ્વેદના જ ભેદો છે. ૨૭

## નાડીસ્વેદનાં દ્રવ્યો

ग्राम्यानूपौदकं मांसं पयो वस्तशिरस्तथा ।
वराहमेदःपित्तासृक्स्नेहवत्तिलतण्डुलाः ॥ २८ ॥
इत्येतानि समुत्क्वाथ्य नाडीस्वेदं प्रयोजयेत् ।
देशकालविभागज्ञो युक्त्यपेक्षो भिषक्तमः ॥ २९ ॥

દેશ તથા કાળના વિભાગને જાણનાર અને યુક્તિની અપેક્ષા રાખનાર ઉત્તમ વૈદ્યે ગામમાં નીપજતાં, જળપ્રધાન પ્રદેશમાં થતાં અને કેવળ જળમાં નીપજતાં જલચર પશુપક્ષીઓનાં માંસ, દૂધ, બકરાનું માથું; વરાહ-ભૂંડ કે ડુક્કરની ચરબી, પિત્ત અને લોહી; (એરંડાનાં બીજ આદિ) સ્નેહયુક્ત દ્રવ્યો, તલ તથા ચોખા (અથવા ફોતરાં વગરના તલ) એટલાં દ્રવ્યોને ઉકાળી (તેઓનો ક્વાથ કરીને) નાડીસ્વેદ કરાવવો. ૨૮,૨૯

જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર આ નાડીસ્વેદને વાયુના રોગ પર યોજવા જણાવે છે; તેમ જ વરાહ કે ભૂંડ-ડુક્કરનું મધ્યશરીર, પિત્ત તથા લોહી લેવા સૂચવે છે. શ્રીચક્રપાણિ પણ આ નાડીસ્વેદને વાયુનો નાશ કરનાર કહે છે. જયદેવ કહે છે કે આ નાડીસ્વેદ પણ ઊષ્મ-સ્વેદનો જ ભેદ છે. ૨૮,૨૯

## નાડીસ્વેદનાં બીજાં પણ દ્રવ્યો

वारुणामृतकैरण्डशिग्रुमूलकसर्षपैः ।
वासावंशकरञ्जार्कपत्रैरश्मन्तकस्य च ॥ ३० ॥
शोभाञ्जनकशैरेयमालतीसुरसार्जकैः ।
पत्रैरुत्क्वाथ्य सलिलं नाडीस्वेदं प्रयोजयेत् ॥ ३१ ॥

વરુણવૃક્ષ (વાયવરણો), ગળો, એરંડો, સરગવો, મૂળાનાં બિયાં, સરસવ, અરડૂસીનાં પાન, વાંસનાં પાન, કરંજનાં પાન, આકડાનાં પાન તથા અશ્મન્તક-પાષાણભેદનાં કે ખાટી લૂણીનાં પાન, રાતો સરગવો, શૈરેય-કાંટાઅશેરિયાનાં પાન, માલતીનાં પાન, તુલસીનાં પાન, અને અર્જક નામની એક તુલસીની જાતનાં પાન નાખી, પાણી ઉકાળીને નાડીસ્વેદ કરાવવો. ૩૦,૩૧

### સ્વેદને યોગ્ય વ્યક્તિઓ

प्रतिश्याये च कासे च हिक्काश्वासेष्वलाघवे ।
कर्णमन्याशिरःशूले स्वरभेदे गलग्रहे ॥ १९ ॥
अर्दितैकाङ्गसर्वाङ्गपक्षाघाते विनामके ।
कोष्ठानाहविबन्धेषु शुक्राघाते विजृम्भके ॥ २० ॥
पार्श्वपृष्ठकटीकुक्षिसंग्रहे गृध्रसीषु च ।
मूत्रकृच्छ्रे महत्त्वे च मुष्कयोरङ्गमर्दके ॥ २१ ॥
पादोरुजानुजङ्घार्तिसंग्रहे श्वयथावपि ।
खल्लीष्वामेषु शीते च वेपथौ वातकण्टके ॥ २२ ॥
सङ्कोचायामशूलेषु स्तम्भगौरवसुप्तिषु ।
सर्वेष्वेव विकारेषु स्वेदनं हितमुच्यते ॥ २३ ॥

સળેખમમાં, ઉધરસમાં, હેડકીમાં, શ્વાસમાં કે દમમાં, શરીરના ભારેપણામાં, કાનમાં શૂળ નીકળતું હોય, ગળાંની નાડીઓમાં કે માથામાં શૂળ નીકળતું હોય, ઘાંટો બેસી ગયો હોય કે બદલાઈ ગયો હોય, ગળું ઝલાઈ ગયુ હોય, અર્દિત નામનો ('અરદિયો) કે મોઢાનો લકવો થયો હોય; એકાંગઘાત, સર્વાંગઘાત કે પક્ષાઘાત થયો હોય, શરીરને નમાવી દેતા દંડાપતાનક આદિ રોગો થયા હોય, કોઠાનો આફરો થયો હોય, મળ-મૂત્ર રોકાઈ ગયાં હોય, વીર્યાઘાત કે શુક્રરોધ થતાં વીર્ય બહાર ન નીકળતું હોય, વિજૃંભક કે જૃંભા રોગ થતાં બગાસાં ખૂબ આવ્યા કરતાં હોય, પડખાંનું જકડાઈ જવું, વાંસાનું કે પીડનું ઝલાઈ જવું, તેમ જ કેડ કે કમરનું ઝલાઈ જવું અને પેટનુ જકડાવું કે ઝલાઈ જવું થયું હોય, ગૃધ્રસી નામના (રાંઝણ) વાયુના રોગમાં, મૂત્રકૃચ્છ્ર રોગમાં, બે વૃષણ મોટા થઈ જવારૂપ-અંડવૃદ્ધિ રોગમાં, આખું અંગ ભાંગે-તે અંગમર્દ રોગમાં; પગ, સાથળ, ઢીચણ કે જાંઘમાં પીડા થવા લાગે કે ઝલાઈ જવું જણાય; સોજો આવ્યો હોય; હાથ-પગ ઠરડાઈ જાય કે તેમાં ખાલી ચડી જવારૂપી ખલ્લી રોગ હોય, આમદોષ થઈ વિષૂચિકા કે અલસક આદિ રોગો હોય, શીત અથવા શરદી થઈ હોય, કંપરોગ હોય, વાતકંટક નામનો વાયુરોગ થયો હોય, શરીરને સંકોચાવતા વાયુનો રોગ હોય, અંતરાયામ નામના વાતરોગમાં, શૂળરોગમાં, શરીરને સજ્જડ કરતા સ્તંભરોગમાં, શરીર સજ્જડ થતાં શરીરનું ભારેપણું થાય તેમ જ શરીરમાં સ્પર્શ આદિનું જ્ઞાન નહિ કરાવનાર-સુપ્તિ નામના રોગમાં, અને તે સિવાય બીજા સઘળા (તાવ, વાયુ, કફ વગેરે) શરીર સંબંધી વિકારો કે રોગોમાં સ્વેદન આપવું હિતકારી કહેવાય છે. ૧૯-૨૩

અષ્ટાંગસંગ્રહસૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં પણ આ સ્થળે ગણેલા રોગો પર સ્વેદન આપવું કહ્યું છે; પરંતુ તેઓમાં ઔષધ—વિભાગ યથાયોગ્ય યોજવા જોઈએ, એમ વધુ સૂચન છે, તે ત્યાં જોઈ લેવું. ૧૯-૨૩

### પિંડસ્વેદનાં દ્રવ્યો

तिलमाषकुलत्थाम्लघृततैलामिषौदनैः ।
पायसैः कृशरैर्मांसैः पिण्डस्वेदं प्रयोजयेत् ॥२४॥

તલ, અડદ, કળથી, ખટાઈ-કાંજી વગેરે, ઘી, તેલ, માંસના રસથી મિશ્ર ભાત, દૂધની ખીર, (તલ-અડદની) ખીચડી કે રાબ અને માંસ, એ પ્રત્યેક દ્રવ્યોનો 'પિંડસ્વેદ' તરીકે ઉપયોગ કરવો.

આ બધાં દ્રવ્યોમાંના એક એકનો પિંડ જેવો આકાર કરીને સ્વેદ કરવો; અહીં ગણેલાં બધાં સ્નિગ્ધદ્રવ્યો છે, એમ શ્રીગંગાધર જણાવે છે; ચક્રપાણિ આ 'પિંડસ્વેદ'નો સમાસ આવો કરે છે-'पिण्डरूपः स्वेदः—पिण्डस्वेदः' તેમ જ આ પિંડસ્વેદને બીજા નામે 'સંકરસ્વેદ' પણ જણાવે છે. હિંદી ટીકાકાર શ્રીજયદેવ અહીં વધુ આવી સમજૂતી આપે છે કે, 'અહીં બતાવેલાં દ્રવ્યોને પિંડ જેવા આકારનાં કરી સ્વેદ આપવાની રીત આ છે કે તલ, અડદ, કળથી, ભાત એ દ્રવ્યોને કાંજી અને માંસના રસમાં તૈયાર કરી તેમાં ઘી કે તેલને મિશ્રિત કરવાં જોઈએ.' આ પિંડસ્વેદનું બીજું નામ 'સંકરસ્વેદ' પણ છે; આ ઊષ્મસ્વેદનો જ એક ભેદ છે, અને આ પિંડસ્વેદમાં યોજાતાં આ સ્નિગ્ધ દ્રવ્યો જ અહીં કહ્યાં છે. ૨૪

### રૂક્ષસ્વેદનાં દ્રવ્યો

गोखरोष्ट्रवराहाश्वशकृद्भिः सतुषैर्यवैः ।
सिकतापांशुपाषाणकरीषायसपूटकैः ॥ २५ ॥
श्लैष्मिकान् स्वेदयेत् पूर्वैर्वातिकान् समुपाचरेत् ।

ગાય-બળદ, ગધેડાં, ઊંટ, વરાહ કે ભૂંડ અને ઘોડાં(એ પ્રાણીઓ)નાં તાજાં છાણ; ફોતરાં સાથે પીસી નાખેલા જવ; રેતી, ધૂળ કે માટી, પથરા, સૂકાં છાણાંનું ચૂર્ણ અને લોઢાનું ચૂર્ણ,- આ દ્રવ્યોની પોટલીઓ કરીને કફ સંબંધી રોગો પર રૂક્ષસ્વેદ આપવો; પરંતુ પૂર્વોક્ત (તલ વગેરે) દ્રવ્યોથી વાયુ સંબંધી રોગો પર સ્નિગ્ધ સ્વેદ આપવો. ૨૫

જવના ચૂર્ણમાં ખાટી કાંજી વગેરેની ખટાઈ નાખીને તેમ જ તેલ સહિત મદ્યનું કિટ્ટું તથા લવણ નાખીને તૈયાર કરેલ ઉપનાહ સ્વેદનો (ઘટ્ટ)પ્રલેપ અત્યંત વખણાય છે. ૩૪

આ ઉપનાહ સ્વેદ સંબંધે શ્રી ગંગાધર પોતાની ટીકામાં વધુ સૂચન કરે છે કે, આ ઉપનાહના સ્વેદ માટે ઘાટો લેપ કરીને બાંધવો, તે ઉત્તમ ગણાય છે અને ખાસ વાયુના જ રોગમાં આનો ઉપયોગ કરવો યોગ્ય મનાય છે. ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં ટીકામાં 'गोधूमशकलैः' પદનો પર્યાય–'गोधूमचूर्णैः' એટલે 'ઘઉંનો કરકરો લોટ' જણાવે છે; અને 'किण्वः'નો પર્યાય 'सुराबीजम्'–મદિરાનું બીજ એટલે 'મદિરાનાં ઉત્પત્તિ કારણ દ્રવ્યોનો છેલ્લો કદડો' એ અર્થ સૂચવે છે. આ ઉપનાહને ઘાટા લેપરૂપે લગાડી તેના પર ચામડાં વગેરેથી વીંટીને રોગયુક્ત અંગને બાંધી દેવું જોઈએ; આ ઉપનાહ બહુ જ વખણાય છે; એમ કહીને ઉપનાહને અગ્નિરહિત સ્વેદરૂપે લેવા જણાવે છે. ૩૪

### કફ તથા વાતકફ માટેના ઉપનાહસ્વેદના પ્રલેપનાં દ્રવ્યો

गन्धैः सुरायाः किण्वेन जीवन्त्या शतपुष्पया ।
उमया कुष्ठतैलाभ्यां युक्तया चोपनाहयेत् ॥ ३५ ॥

(ચંદન, અગુરુ વગેરે) સુગંધી દ્રવ્યોથી, મદિરાનાં કિટ્ટાં કે કદડાથી, જીવંતી અને શતપુષ્પા(સુવા)થી (કફમાં) ઉપનાહ સ્વેદ આપવો; અને (વાતમિશ્ર કફમાં) કઠ તથા તેલ સહિત અળસીથી ઉપનાહ સ્વેદ આપવો. ૩૫

### ઉપનાહસ્વેદ ઉપર બાંધવાનાં દ્રવ્યો

चर्मभिश्चोपनद्धव्यः सलोमभिरपूतिभिः ।
उष्णवीर्यैरलाभे तु कौशेयाविकशाटकैः ॥ ३६ ॥

દુર્ગંધથી રહિત અને રૂંછાડથી યુક્ત એવાં ઉષ્ણવીર્ય (ગરમ) ચામડાંઓથી ઉપનાહ સ્વેદની ઉપર બંધન બાંધવું; પરંતુ એવાં ચામડાં જો ન મળે તો રેશમી વસ્ત્રોથી કે ઘેટાંના ઊનના કામળા-ઓથી ઉપનાહસ્વેદ બાંધવો જોઈએ. ૩૬

અહીં શ્રી ગંગાધર ટીકામાં લખે છે: ઉપર અગ્નિ-રહિત ઉપનાહસ્વેદ માટેનાં દ્રવ્યો પ્રથમ જણાવ્યા પછી અહીં એ સ્વેદમાં બાંધવા માટેનાં દ્રવ્યો કહેવામાં આવ્યાં છે. અહીં જણાવેલાં ચામડાં દુર્ગંધ વિનાનાં, નહિ સડેલાં, સૂકાં અને ઉષ્ણવીર્ય–ગરમ હોવાં જોઈએ. અહીં શ્રી ચક્રપાણિ પોતાની ટીકામાં વધુ આમ જણાવે છે કે ઉષ્ણવીર્ય–ગરમ ચામડાં જલપ્રાય આદિ પ્રદેશોમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓનાં જ હોઈ શકે છે, માટે તેવાં પ્રાણીઓનાં એ ચામડાં મેળવવાં જોઈએ; પરંતુ એવાં ચામડાં જો ન મળે તો રેશમના કીડાઓએ બનાવેલાં રેશમનાં વસ્ત્રોના પાટાઓનો અથવા ઘેટાંના ઊનના કામળાઓના પાટાઓનો ઉપનાહસ્વેદ બાંધવામાં ઉપયોગ કરવો જોઈએ.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ પણ જણાવે છે કે, કદાચ તેવા રેશમી પાટા કે ઊનના પાટા પણ જો ન મળે, તો વાયુનો નાશ કરનારાં એરંડા વગેરેનાં પાંદડાં પણ બાંધી શકાય છે; એમ આ ગ્રંથના જ ચિકિત્સાસ્થાનના ૨૮મા અધ્યાયમાં કહેવાશે કે, 'एरण्ड-पत्रैर्बध्नीयात्'–એરંડાનાં પાંદડાંથી પણ ઉપનાહસ્વેદ બાંધી શકાય છે. અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયમાં પણ કહ્યું છે કે, 'अभावे वातजित्पत्रकौशेयाविकशाटकैः ।' ઉષ્ણવીર્ય ચામડાં ન મળે તો વાયુનાશક પાંદડાં, રેશમી વસ્ત્રો કે ઘેટાંના ઊનના કામળાઓથી ઉપનાહસ્વેદ બાંધવો; અહીં ચામડાના કે ઊન વગેરેના પાટા બાંધવામાં અભિપ્રાય આ છે કે તેવા પાટાઓ બાંધવાથી ઉપનાહસ્વેદની બાફ પૂરેપૂરા સમય સુધી સ્થિર થઈ ટકી રહે છે. ૩૬

### ઉપનાહસ્વેદનાં એ બંધનો છોડવાના સમય

रात्रौ बद्धं दिवा मुञ्चेन्मुञ्चेद्रात्रौ दिवा कृतम् ।
विदाहपरिहारार्थं, स्यात्प्रकर्षस्तु शीतले ॥ ३७ ॥

(એ બંધનોથી) વધુ પડતો દાહ થતો અટકાવવા માટે જે બંધન રાત્રે બાંધ્યું હોય તેને દિવસે છોડી નાખવું; અને જે બંધન દિવસે બાંધ્યું હોય તેને રાત્રે છોડી નાખવું; છતાં શીતળ કાળમાં આટલા કાળથી વધુ કાળ સુધી પણ બંધન રાખી શકાય છે. ૩૭

શ્રી ગંગાધર અહીં આમ જણાવે છે કે રાત્રિના સમયે ઉપનાહસ્વેદનો પ્રલેપ લગાડીને ઉપર જણાવેલ ચામડાં વગેરેનો જે પાટો બાંધ્યો હોય, તેને દિવસે છોડી નાખવો, જેથી વધુ પ્રમાણમાં દાહ થતો અટકે છે; તે જ પ્રમાણે દિવસે પ્રલેપ લગાડીને તેના પર જે પાટો બાંધ્યો હોય તેને રાત્રે છોડી નાખવો; પરંતુ હેમંત કે શિશિરના શીતળ કાળમાં એ સમયથી વધુ સમય સુધી પણ પાટાનું બંધન રાખી શકાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સારાંશ બતાવે છે કે, એકંદર દેશ, કાળ કે ઔષધની શક્તિના ભેદને અનુસરી આ પાટાઓનાં બંધનોને ઓછા કે વધુ સમય સુધી પણ બાંધેલાં રાખી શકાય છે; છતાં સામાન્ય

અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૬મા અધ્યાયમાં આ 'નાડીસ્વેદ'નાં ઓસડિયાંમાં અહીં 'રાતો સરગવો' છે, તેના બદલે ત્યાં 'આસોપાલવ' છે; અને અહીં જણાવેલ 'શૈરેય'ના બદલે 'શિરીષ'-સરસડો લેવામાં આવ્યો છે; ત્યાંનો એ પાઠ શ્રી જયદેવે પોતાની હિંદી ટીકામાં આ પ્રમાણે ઉતાર્યો છે: 'शिग्रुवरुणामृतकामूलकसर्पपसुरसार्जकवासावशादमन्तकाशोकशिरीपार्ककरञ्जैरण्डमालतीपत्रभङ्गभूतीकदशमूलादि॰' ઇત્યાદિ.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આ નાડીસ્વેદના ઔષધો સંબંધે આવી સૂચના કરે છે કે અહીં જણાવેલ વરુણવૃક્ષ આદિ ઓસડિયાંમાંના યથાયોગ્ય કોઈની છાલ, કોઈનાં પાંદડાં અને કોઈનાં મૂળિયાં પાણીમાં નાખી ઉકાળીને તેનો નાડીસ્વેદ, દેશકાળના જાણકાર વૈદ્યે યુક્તિ તરફ ધ્યાન આપીને કરાવવો. ૩૦,૩૧

### ત્રીજા નાડીસ્વેદનાં જુદાં દ્રવ્યો

भूतीकपञ्चमूलाभ्यां सुरया दधिमस्तुना।
मूत्रैरम्लैश्च सस्नेहैर्नाडीस्वेदं प्रयोजयेत् ॥ ३२ ॥

'ભૂતીક' નામનું એક સુગંધી ઘાસ, (બૃહત્) પંચમૂળ, સુરા-મદ્ય, દહીંનું પાણી, આઠે મૂત્રો અને (કાંજી વગેરે) અમ્લવર્ગ કે ખાટાં દ્રવ્યોને (ઘી-તેલ આદિ) સ્નેહોની સાથે ઉકાળી તેઓનો નાડીસ્વેદ આપવો. ૩૨

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં પ્રથમ ૨૮-૨૯, શ્લોકોમાં કહેલા પહેલા નાડીસ્વેદને વાયુનો નાશ કરનાર જણાવે છે; પછી બીજા ૩૦-૩૧ શ્લોકોમાં કહેલા નાડીસ્વેદને કફનો નાશ કરનાર જણાવે છે; અને તે પછી આ ૩૨મા શ્લોકમાં જણાવેલા ત્રીજા નાડીસ્વેદને વાયુમિશ્ર કફનો નાશ કરનાર જણાવે છે

જલ્પકલ્પતરુકાર શ્રી ગંગાધર પણ અહીં પોતાની ટીકામાં જણાવે છે કે, 'આ નાડીસ્વેદોને ત્રણ વિભાગમાં જુદા જુદા જણાવીને ગ્રંથકારે સૂચવ્યું છે કે, પહેલો નાડી સ્વેદ કેવળ વાયુના રોગમાં, બીજો કેવળ કફના રોગમાં અને ત્રીજો વાતમિશ્રકફના રોગમાં અપાય છે; તેમાના ત્રીજા નાડીસ્વેદમાં પંચમૂળ લેવાના છે, તે બૃહત્પંચમૂળ જ લેવાં જોઈએ; કેમ કે બૃહત્પંચમૂળ જ વાતમિશ્રકફનો નાશ કરનારાં છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં ટીકામાં આમ જણાવે છે કે, 'અષ્ટાંગસંગ્રહકાર' ઉપર્યુક્ત ૩૦-૩૧મા શ્લોકની ટીકામાં જણાવેલા નાડીસ્વેદના પાઠમાં છેલ્લે 'દશમૂલાદિ' એમ કહીને અહીં લઘુપંચમૂલ તથા બૃહત્પંચમૂલ-બન્ને લેવા માટે જો કે સૂચવે છે; પરંતુ ટીકાકાર શ્રી ગંગાધરનો તથા શ્રી ચક્રપાણિનો અહીં આવો અભિપ્રાય છે કે આ ત્રણ નાડીસ્વેદો અનુક્રમે કેવળ વાયુના રોગમાં પહેલો, કેવળ કફના રોગોમાં બીજો અને વાતમિશ્રકફના સંસર્ગજન્ય રોગોમાં ત્રીજો યોજવો જોઈએ, જેથી ત્રીજા નાડીસ્વેદમાં જણાવેલ પંચમૂળોમાં જે વાતમિશ્રકફનો નાશ કરનાર-બૃહત્પંચમૂળ છે, એ જ આ ત્રીજા નાડીસ્વેદમાં બંધબેસતાં થાય છે. ૩૨

### અવગાહસ્વેદનાં દ્રવ્યો

एत एव च निर्यूहाः प्रयोज्या जलकोष्ठके।
स्वेदनार्थं घृतक्षीरतैलकोष्ठांश्च कारयेत् ॥ ३३ ॥

(ઉપર જણાવેલા ત્રણ નાડીસ્વેદો માટેના) એ ત્રણ જ ઉકાળા, જલકોષ્ઠકમાં એટલે કે પાણીના મોટા પાત્રમાં કે ટબમાં સ્વેદન માટે બરાબર યોજવા જોઈએ; અને એ જ પ્રમાણે સ્વેદન માટેનાં ઘીનાં, દૂધનાં તથા તેલનાં પણ કોષ્ઠકો અથવા મોટાં પાત્રો કે ટબ કરાવવાં જોઈએ. ૩૩

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આવી સમજણ આપે છે: 'ઉપર જણાવેલા ગ્રામ્ય માંસ આદિ દ્રવ્યોના ત્રણ ઉકાળા અનુક્રમે વાતિક વ્યાધિમાં 'જલકોષ્ઠ' અવગાહ સ્વેદમા પણ દેશકાળ આદિનો વિભાગ જાણતા વૈદ્યોએ ઉપયોગમાં લેવા જોઈએ. અહીં આ ઉકાળાઓથી એ રીતે કેવળ 'જલકોષ્ઠ' સ્વેદ જ કરવાનો નથી, પણ 'ઘૃતકોષ્ઠ' સ્વેદ આદિ બીજા ત્રણ કોઠો કે પાત્રો પણ કરાવવાં જોઈએ; જેમ કે ગ્રામ્ય માંસ આદિના ઉકાળાની સાથે પકવેલ ઘી વગેરેમાંના કોઈ એક સ્નેહથી યુક્ત મોટું એક પાત્ર કેવળ વાયુના રોગમાં કરાવવું; તેમ જ વરુણાદિના કષાયની સાથે પક્વ કરેલ ઘી વગેરેમાંના કોઈ સ્નેહથી મોટું એક પાત્ર કફના રોગમાં કરાવવું અને ભૂતીક ઘાસ આદિના ઉકાળાથી પકવેલ ઘી આદિ કોઈ એક સ્નેહથી યુક્ત મોટું એક પાત્ર વાતમિશ્રકફના રોગમાં કરાવવું જોઈએ; અર્થાત્ આ ત્રણ ઉકાળાઓથી અનુક્રમે વાતિક, શ્લૈષ્મિક તથા વાતશ્લૈષ્મિક વ્યાધિઓમાં 'જલકોષ્ઠ સ્વેદ, ઘૃતકોષ્ઠ સ્વેદ, ક્ષીરકોષ્ઠ સ્વેદ તથા તૈલકોષ્ઠ સ્વેદ' નામે અવગાહનાર્થ સ્વેદોની પણ યોજના કરી શકાય છે; (આ સ્વેદ 'દ્રવસ્વેદ'નો જ એક ભેદ છે.)૩૩

### વાયુ માટેના ઉપનાહસ્વેદના પ્રલેપનાં દ્રવ્યો

गोधूमशाकलैश्चूर्णैर्यवानामम्लसंयुतैः।
सस्नेहकिण्वलवणैरुपनाहः प्रशस्यते ॥ ३४ ॥

ઘઉંના ટુકડા અથવા ફાડા કે કરકરો લોટ તથા

**જવના ચૂર્ણમાં ખાટી કાંજી વગેરેની ખટાઈ નાખીને તેમ જ તેલ સહિત મદ્યનું કિટ્ટું તથા લવણ નાખીને તૈયાર કરેલ ઉપનાહ સ્વેદનો ( ઘટ્ટ )પ્રલેપ અત્યંત વખણાય છે. ૩૪**

આ ઉપનાહ સ્વેદ સંબંધે શ્રી ગંગાધર પોતાની ટીકામાં વધુ સૂચન કરે છે કે, આ ઉપનાહના સ્વેદ માટે ઘાટો લેપ કરીને બાંધવો, તે ઉત્તમ ગણાય છે અને ખાસ વાયુના જ રોગમાં આનો ઉપયોગ કરવો યોગ્ય મનાય છે. ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં ટીકામાં ' गोधूमशकलैः ' પદનો પર્યાય–' गोधूमचूर्णैः ' એટલે ' ઘઉનો કરકરો લોટ ' જણાવે છે; અને ' किण्वः 'નો પર્યાય ' सुराबीजम् '–મદિરાનું બીજ એટલે ' મદિરાનાં ઉત્પત્તિ કારણ દ્રવ્યોનો છેલ્લો કદડો ' એ અર્થ સૂચવે છે. આ ઉપનાહને ઘાટા લેપરૂપે લગાડી તેના પર ચામડાં વગેરેથી વીંટીને રોગયુક્ત અંગને બાંધી દેવું જોઈએ; આ ઉપનાહ બહુ જ વખણાય છે; એમ કહીને ઉપનાહને અગ્નિરહિત સ્વેદરૂપે લેવા જણાવે છે. ૩૪

### કફ તથા વાતકફ માટેના ઉપનાહસ્વેદના પ્રલેપનાં દ્રવ્યો

**गन्धैः सुरायाः किण्वेन जीवन्त्या शतपुष्पया ।**
**उमया कुष्ठतैलाभ्यां युक्तया चोपनाहयेत् ॥ ३५ ॥**

**( ચંદન, અગુરુ વગેરે ) સુગંધી દ્રવ્યોથી, મદિરાનાં કિટ્ટાં કે કદડાથી, જીવંતી અને શતપુષ્પા( સુવા )થી ( કફમાં ) ઉપનાહ સ્વેદ આપવો; અને ( વાતમિશ્ર કફમાં ) કઠ તથા તૈલ સહિત અળસીથી ઉપનાહ સ્વેદ આપવો. ૩૫**

### ઉપનાહસ્વેદ ઉપર બાંધવાનાં દ્રવ્યો

**चर्मभिश्चोपनद्धव्यः सलोमभिरपूतिभिः ।**
**उष्णवीर्यैरलाभे तु कौशेयाविकशाटकैः ॥ ३६ ॥**

**દુર્ગંધથી રહિત અને રૂંછાડથી યુક્ત એવાં ઉષ્ણવીર્ય ( ગરમ ) ચામડાંઓથી ઉપનાહ સ્વેદની ઉપર બંધન બાંધવું; પરંતુ એવાં ચામડાં જો ન મળે તો રેશમી વસ્ત્રોથી કે ઘેટાંના ઊનના કામળાઓથી ઉપનાહસ્વેદ બાંધવો જોઈએ. ૩૬**

અહીં શ્રી ગંગાધર ટીકામાં લખે છે : ઉપર અગ્નિરહિત ઉપનાહસ્વેદ માટેનાં દ્રવ્યો પ્રથમ જણાવ્યા પછી અહીં એ સ્વેદમાં બાંધવા માટેનાં દ્રવ્યો કહેવામાં આવ્યાં છે. અહીં જણાવેલાં ચામડાં દુર્ગંધ વિનાનાં, નહિ સડેલાં, સૂકાં અને ઉષ્ણવીર્ય–ગરમ હોવાં જોઈએ. અહીં શ્રી ચક્રપાણિ પોતાની ટીકામાં વધુ આમ જણાવે છે કે ઉષ્ણવીર્ય–ગરમ ચામડાં જલપ્રાય આદિ પ્રદેશોમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓનાં જ હોઈ શકે છે, માટે તેવાં પ્રાણીઓનાં એ ચામડાં મેળવવાં જોઈએ; પરંતુ એવાં ચામડાં જો ન મળે તો રેશમના કીડાઓએ બનાવેલાં રેશમનાં વસ્ત્રોના પાટાઓનો અથવા ઘેટાંના ઊનના કામળાઓના પાટાઓનો ઉપનાહસ્વેદ બાંધવામાં ઉપયોગ કરવો જોઈએ.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ પણ જણાવે છે કે, કદાચ તેવા રેશમી પાટા કે ઊનના પાટા પણ જો ન મળે, તો વાયુનો નાશ કરનારાં એરંડા વગેરેનાં પાંદડાં પણ બાંધી શકાય છે; એમ આ ગ્રંથના જ ચિકિત્સાસ્થાનના ૨૮મા અધ્યાયમાં કહેવાશે કે, ' एरण्डपत्रैर्वध्नीयात् '–એરંડાનાં પાંદડાંથી પણ ઉપનાહસ્વેદ બાંધી શકાય છે. અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૧૭ મા અધ્યાયમાં પણ કહ્યું છે કે, ' अभावे वातजित्पत्रकौशेयाविकशाटकैः । ' ઉષ્ણવીર્ય ચામડાં ન મળે તો વાયુનાશક પાંદડાં, રેશમી વસ્ત્રો કે ઘેટાંના ઊનના કામળાઓથી ઉપનાહસ્વેદ બાંધવો; અહીં ચામડાના કે ઊન વગેરેના પાટા બાંધવામા અભિપ્રાય આ છે કે તેવા પાટાઓ બાંધવાથી ઉપનાહસ્વેદની બાફ પૂરેપૂરા સમય સુધી સ્થિર થઈ ટકી રહે છે. ૩૬

### ઉપનાહસ્વેદનાં એ બંધનો છોડવાના સમય

**रात्रौ बद्धं दिवा मुञ्चेन्मुञ्चेद्रात्रौ दिवा कृतम् ।**
**विदाहपरिहारार्थं, स्यात्प्रकर्षस्तु शीतले ॥ ३७ ॥**

**( એ બંધનોથી ) વધુ પડતો દાહ થતો અટકાવવા માટે જે બંધન રાત્રે બાંધ્યું હોય તેને દિવસે છોડી નાખવું; અને જે બંધન દિવસે બાંધ્યું હોય તેને રાત્રે છોડી નાખવું; છતાં શીતળ કાળમાં આટલા કાળથી વધુ કાળ સુધી પણ બંધન રાખી શકાય છે. ૩૭**

શ્રી ગંગાધર અહીં આમ જણાવે છે કે રાત્રિના સમયે ઉપનાહસ્વેદનો પ્રલેપ લગાડીને ઉપર જણાવેલ ચામડાં વગેરેનો જે પાટો બાંધ્યો હોય, તેને દિવસે છોડી નાખવો, જેથી વધુ પ્રમાણમાં દાહ થતો અટકે છે; તે જ પ્રમાણે દિવસે પ્રલેપ લગાડીને તેના પર જે પાટો બાંધ્યો હોય તેને રાત્રે છોડી નાખવો; પરંતુ હેમંત કે શિશિરના શીતળ કાળમાં એ સમયથી વધુ સમય સુધી પણ પાટાનું બંધન રાખી શકાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સારાંશ બતાવે છે કે, એકંદર દેશ, કાળ કે ઔષધની શક્તિના ભેદને અનુસરી આ પાટાઓનાં બંધનોને ઓછા કે વધુ સમય સુધી પણ બાંધેલાં રાખી શકાય છે; છતાં સામાન્ય

રીતે તો આ પાટાઓનાં બંધનોને ૧૨ કલાક સુધી રાખવાં જોઈએ. ૩૭

અગ્નિસંસ્કારયુક્ત સ્વેદના તેર ભેદો

**सङ्करः प्रस्तरो नाडी परिषेकोऽवगाहनम् ।**
**जेन्ताकोऽश्मघनः कर्षूः कुटी भूः कुम्भिकैव च ॥३८॥**
**कूपो होलाक इत्येते स्वेदयन्ति त्रयोदश ।**
**तान् यथावत्प्रवक्ष्यामि सर्वानेवानुपूर्वशः ॥ ३९ ॥**

સંકર, પ્રસ્તર, નાડી, પરિષેક, અવગાહન, જેન્તાક, અશ્મઘન, કર્ષૂ, કુટી, ભૂ, કુંભિકા, કૂપ તથા હોલાક, એમ તેર સ્વેદોથી (વૈદ્યો) સ્વેદન કરાવે છે; એ સર્વ સ્વેદોને હું અનુક્રમે બરાબર કહીશ. ૩૮,૩૯

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આવો ભાવ લખે છે: 'હવે અગ્નિયુક્ત સ્વેદોનાં લક્ષણો કહેવા માટે સંકર આદિ સ્વેદોનો નામવાર નિર્દેશ કરી બતાવે છે. આ સંકર આદિ સ્વેદો આયુર્વેદની પરંપરામાં પ્રસિદ્ધ છે; તેમાં નાડીસ્વેદ આદિમાં નાડીથી સ્વેદ અપાય છે, એવો અન્વય પણ અનુસરવો જરૂરી છે; પરંતુ જેન્તાક આદિ સ્વેદો તો નાડીની જરૂરિયાત વિનાના જ છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ જણાવે છે: 'સુશ્રુતે ચાર પ્રકારના સ્વેદો કહ્યા છે; જેમ કે 'चतुर्विधः स्वेदः–तद् यथा–तापस्वेदः, ऊष्मस्वेदः उपनाहस्वेदो द्रवस्वेद इति, अत्र सर्वस्वेदविकल्पावरोधः।' ચાર પ્રકારનો સ્વેદ છે–તાપસ્વેદ, ઊષ્મસ્વેદ, ઉપનાહસ્વેદ અને દ્રવસ્વેદ. આ ચાર પ્રકારોમાં સ્વેદના બીજા સર્વ પ્રકારોનો સમાવેશ થઈ જાય છે.' જેમ કે સંકર, પ્રસ્તર, નાડી, જેન્તાક, અશ્મઘન, કુંભી, કૂપ, કુટી, કર્ષૂભૂ તથા હોલાક એટલા સ્વેદોનો સમાવેશ 'ઊષ્મસ્વેદ'માં થઈ જાય છે; પરિષેક તથા અવગાહન એ બે સ્વેદોનો સમાવેશ 'દ્રવસ્વેદ'માં થઈ જાય છે અને સંકરનો સમાવેશ 'તાપસ્વેદ'માં થઈ શકે છે. અહીં ચરક ગ્રંથમાં તો 'ઉપનાહસ્વેદ'ને 'અનગ્નિસ્વેદ'માં ગણેલ છે; જ્યારે અષ્ટાંગસંગ્રહકાર તો ઉપનાહસ્વેદને અગ્નિસંસ્કારયુક્ત તથા અગ્નિસંસ્કારરહિત એમ બે પ્રકારનો ગણે છે; તેમાં અગ્નિસંસ્કારયુક્ત ઉપનાહસ્વેદનો પ્રયોગ વાયુના વ્યાધિમાં કરવા જણાવે છે અને અગ્નિસંસ્કારરહિત ઉપનાહસ્વેદનો પ્રયોગ, પિત્તયુક્ત વાતજન્ય વ્યાધિમાં કે પિત્તયુક્ત કફજન્ય વ્યાધિમાં કરવા સૂચવે છે. ૩૮,૩૯

સંકરસ્વેદનો પ્રકાર કે વિધિ

**तत्र वस्त्रान्तरितैरवस्त्रान्तरितैर्वा पिण्डैर्यथोक्तै-**
**रुपस्वेदनं सङ्करस्वेद इति विद्यात् ॥ ४० ॥**

પ્રથમ (૨૪-૨૫ શ્લોકમાં જણાવેલ) પિંડસ્વેદમાં કહેલા પિંડોને વસ્ત્રના આંતરાવાળા કે વસ્ત્રના આંતરા વિનાના એટલે કે વસ્ત્રમાં રાખીને કે નહિ રાખીને તે પિંડોથી જે સ્વેદન કરાય, તેને 'સંકરસ્વેદ' જાણવો. ૪૦

અહીં શ્રી ગંગાધર પોતાની ટીકામાં આમ સમજાવે છે: 'સંકર આદિ તેર સ્વેદો અહીં કહ્યા; તેમાંનો સંકરસ્વેદ કરવાની રીત અહીં કહે છે: વાયુના રોગ માટે તલ, અડદ વગેરેથી પિંડો કરવા પ્રથમ ૨૪-૨૫ શ્લોકોમાં કહ્યા છે; કફના રોગ માટે ગાયનું છાણ વગેરેથી પિંડો કરવા કહેલા છે અને વાતમિશ્ર કફમાં એ બંનેને ભેગા મેળવી પિંડો કરવા કહ્યું છે; તે પિંડોને વસ્ત્રમાં રાખીને કે વસ્ત્રમાં નહિ રાખી ગરમ કરીને તેઓથી સ્વેદન કરવું, તે 'सकरेण स्वेद- संकरस्वेदः' સંકરસ્વેદ જાણવો.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૬મા અધ્યાયમાં કહેલો આ સંકરસ્વેદનો ત્યાંનો એ પાઠ આમ ઉતારી બતાવે છે: 'तत्र मृत्कपालपाषाणलोष्टलोहपिण्डाग्निवर्णान् संदंशेन गृहीत्वाऽम्भस्यम्ले वा निमज्जयेत्। तैरार्द्राविकवस्त्रेण वेष्टितैः श्लेष्ममेदोभूयिष्ठं सरुजमङ्गं ग्रन्थिमद् वा स्वेदयेत् । पांसुसिकतागवादिकरीषधान्यतुसपुलाकपलालैर्वाऽम्लोत्क्वथितैः पूर्ववद् वेष्टितैः। गवादिशकृतार्द्रेण पिण्डीकृतेन वा उपनाहद्रव्योत्कारिकाकृशरामांसपिण्डैर्वा वातरोगेष्विति पिण्डस्वेदः, स एव संकराख्य '–અર્થાત્ ઘડા વગેરેનાં ઠીકરાં પથ્થર, માટીની ઈંટ કે લોઢાના ગોળાને અગ્નિમાં લાલચોળ તપાવી ચીપિયાથી પકડીને પાણીની અંદર કે ખાટી કાંજી વગેરે ખાટા રસની અંદર બુઝાવવાં; પછી તેઓને ભીના ઊનના વસ્ત્રમાં વીંટી કફ અથવા મેદપ્રધાન વેદનાયુક્ત અંગ ઉપર કે ગાંઠવાળા અંગ ઉપર સ્વેદ (શેક કે બાફ) અથવા ધૂળ, રેતી, ગાય વગેરેનું સૂકું છાણ, ધાન્યનું ભૂસું તથા પુલાક નામનું ક્ષુદ્ર ધાન્ય એ બધાંને કાંજી વગેરે ખાટા પ્રવાહીમાં ઉકાળી બાફીને પૂર્વની પેઠે જ ભીના કરેલા ઊનના વસ્ત્રમાં વીંટી તેનાથી સ્વેદ કરવો; અથવા ગાય વગેરેનાં તાજાં છાણમાંના કોઈ પણ છાણને પિંડાકાર બનાવી તેનાથી સ્વેદ કરવો; વાયુના રોગો પર ઉપનાહસ્વેદનાં દ્રવ્ય સરસવ, વજ વગેરેથી ઉત્કારિકા એટલે રોટલાની માફક પકવેલ અથવા પૂરીની પેઠે તળેલાંથી, અથવા કૃશરા (ખીચડી) કે માંસના પિંડાથી સ્વેદ આપવો, એ પિંડસ્વેદ કહેવાય છે અને એને જ સંકરસ્વેદ નામે પણ કહે છે.

પ્રસ્તરસ્વેદનો પ્રકાર કે વિધિ

**शूकशमीधान्यपुलाकानां वेसवारपायसकृशरो-**

त्कारिकादीनां वा प्रस्तरे कौशेयाविकोत्तरप्रच्छदे पञ्चाङ्गुलोरुबूकार्कपत्रप्रच्छदे वा स्वभ्यक्तसर्वगात्रस्य शयानस्योपरि स्वेदनं प्रस्तरस्वेद इति विद्यात् ॥

શૂકધાન્ય, શમીધાન્ય કે પુલાક નામે ક્ષુદ્રધાન્યનાં બાફણાં અથવા વેશવાર–વેસણ, પાયસ, કૃશરા કે ઉત્કારિકા આદિની શય્યા બનાવી તેના પર રેશમી વસ્ત્રનો કે ઊનનો ઓછાડ ઓઢાડીને; અથવા ધોળા એરંડાનાં પાન, કે લાલ એરંડાનાં પાન કે આકડાનાં પાન બિછાવી દઈ તેના પર જેના આખા શરીર પર સારી રીતે માલિસ કર્યું હોય એવો (રોગી) માણસ સૂએ; (પછી તેના ઉપર રેશમી વસ્ત્ર કે ઊનનું વસ્ત્ર ઓઢાડી દેવામાં આવે;) એ પ્રકારના તે સ્વેદનને 'પ્રસ્તરસ્વેદ' જાણવો. ૪૧

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર અહીં આમ વિસ્તૃત સમજૂતી આપે છે: અહીં જણાવેલ શૂકધાન્ય ડાંગેર, ષષ્ટિકા–સાઠીચોખા, જવ તથા ઘઉં વગેરે જાણવાં; શમીધાન્ય દાળનું કારણ કઠોળ–મગ–અડદ વગેરે સમજવા; પુલાક ધાન્ય એ ચોખા સિવાયનાં તુચ્છ ધાન્ય ચીણો વગેરે સમજવાં; વેશવારનું લક્ષણ આમ કહેવાય છે કે, 'निरस्थि पिशितं स्विन्नं पिष्टं गुडघृतादिकम्। कणामरिचसंयुक्तं वेशवार इति स्मृतम्।' હાડકાં વિનાનું માંસ બાફી નાખી પીસી નાખવું; પછી તેમાં ગોળ, ઘી વગેરે નાખી પીપર તથા મરી પણ નાખવાં. એ 'વેશવાર' કહેવાય છે. તલ તથા અડદની કરેલી જાડી રાબ કે ખીચડી 'કૃશરા' કહેવાય છે. અને ઉત્કારિકાનું લક્ષણ 'અરુણ' નામના વૈદ્ય આ પ્રમાણે કહે છે: 'यवमाष–एरण्डबीज–अतसी–कुसुम्भबीजादिभिः विमृस्विन्नैर्लप्सिकाकृतिर्यः स्वेदनोपायः स उत्कारिका।'–જવ, અડદ, એરંડાનાં બીજ, અળસી અને કસૂંબાનાં બીજ આદિને પીસી બાફીને લાપસી જેવા આકારનાં કરી દઈ સ્વેદનનો જે ઉપાય કરવો, તે 'ઉત્કારિકા' કહેવાય છે. અડદ વગેરેની 'પાલક'–રોટલી કે પૂરી રૂપે કરવામાં આવે છે અને આદિ શબ્દથી પૂર્વોક્ત તલ–અડદ વગેરેના પિંડો પણ લઈ શકાય છે; ઉપર જણાવેલા પદાર્થોને યથાયોગ્ય ગરમ કરી રોગીની સૂવાની કાષ્ઠશય્યા કે પાટ વગેરે ઉપર તે રોગી સૂઈ શકે તે રીતે ધાટાં પાથરી દઈ કે લેપી દઈ તેના ઉપર રેશમનું કે ઊનનું કપડું ઓછાડી દઈ શય્યા જેવું બનાવવું, અથવા એરંડા વગેરેનાં પાન તે પાથરેલાં દ્રવ્યો પર પાથરી દેવાં. એમ તે શય્યારૂપે તૈયાર કરેલાં ઉપર જેનાં સઘળાં અંગો પર સારી રીતે માલિસ કરવામાં આવ્યું હોય એવો માણસ સૂઈ જાય, અને સ્વેદન અથવા બાફ લે; તેને 'પ્રસ્તરસ્વેદ' જાણવો.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ સમજાવે છે કે, 'આ પ્રસ્તરસ્વેદમાં જણાવેલ શૂકધાન્ય ઘઉં વગેરેને પણ પ્રથમ પાણી કે કાંજી વગેરેમાં બાફી લેવાં જોઈએ; પછી તેઓને તથા 'વેશવાર' આદિને પણ ગરમ ગરમ રોગીની શય્યાપાટ વગેરે ઉપર બિછાવી દેવાં જોઈએ.' સુશ્રુતના ચિકિત્સાસ્થાનના ૩૨ મા અધ્યાયમાં પણ આ પ્રસ્તરસ્વેદને આમ બતાવ્યો છે:– 'कोशधान्यानि वा सम्यगुपस्वेद्यास्तीर्य किलिञ्जेऽन्यस्मिन् वा तत्प्रतिरूपकेशयानं प्रावृत्य स्वेदयेत्। एवं पांशुगोशकृत्तुषबुसपलालोष्मभिः स्वेदयेत्।' કોશ–ધાન્ય એટલે શમીધાન્ય અડદ વગેરેને સારી રીતે બાફી તેઓને વાંસ વગેરેનાં કે તેના જેવાં બીજાં કોઈ સૂવાનાં લાંબા પાટ વગેરે સાધનો પર બરાબર પાથરી તેના પર (રેશમી કે ઊનના) ઓછાડ ઓછાડી, રોગીને સુવાડી, એ રોગીના ઉપર પણ ઊનનાં ગરમ વસ્ત્ર ઓઢાડી સ્વેદ અથવા બાફ લેવડાવવી; એ જ પ્રમાણે ધૂળ, ગાયનું છાણ, ધાન્યનાં ફોતરાં કે પરાળ વગેરેથી પણ સ્વેદ અપાય છે; આ ઊષ્મસ્વેદને સંસ્તરસ્વેદ પણ કહે છે.' આના પ્રયોગનું વિધાન અષ્ટાંગસંગ્રહમાં પણ બતાવવામાં આવ્યું છે કે, 'यथार्हस्वेदद्रव्याणि विहितमुखायामुखायां सम्यगुपस्वेद्य निवातशरणशयनस्थे किलिञ्जे प्रस्तीर्याविककौशेयवातहरपत्रान्यतमोत्तरप्रच्छदे रौरवाजिन प्रावारादिभिः स्ववच्छन्नं स्वेदयेदिति संस्तरस्वेदः'–એટલે કે યથાયોગ્ય સ્વેદન દ્રવ્યોને એક હાંડલીમાં નાખી તેનું મોઢું બંધ કરી દઈ તેને અગ્નિ ઉપર મૂકવી; પછી તેમાં કાંજી વગેરે ખાટાં દ્રવ્યો કંઈક થોડા પ્રમાણમાં નાખી, એ સ્વેદનદ્રવ્યોને બફાવા દેવાં; પછી બરાબર બફાઈ જાય ત્યારે વાયુરહિત ઘરના સૂવાના ઓરડામાં રાખેલ વાંસની ખાટ કે ચટાઈ વગેરે પર તે બાફેલાં ધાન્યોને પાથરી દઈ તેના પર ઊનનું કે રેશમનું વસ્ત્ર અથવા વાયુનાશક એરંડાનાં પાન વગેરેને ઓછાડ તરીકે ઓછાડીને તેના પર સ્વેદનયોગ્ય રોગીને સુવડાવવો; પછી તે રોગીના ઉપર પણ મૃગચર્મ કે કામળા વગેરે બરાબર ઓઢાડી દઈ તેને સ્વેદન કરાવવું: આવા આ સ્વેદનને 'સંસ્તરસ્વેદ' કહે છે. ૪૧

## નાડીસ્વેદનો પ્રકાર કે વિધિ

स्वेदनद्रव्याणां पुनर्मूलफलपत्रशुङ्गादीनां मृगशकुनिपिशितशिरःपदादीनामुष्णस्वभावानां वा यथार्हमम्ललवणस्नेहोपसंहितानां मूत्रक्षीरादीनां वा कुम्भ्यां बाष्पमनुद्वमन्त्यामुत्क्वथितानां नाड्या शरेपीकावंशदलकरञ्जार्कपत्रान्यतमकृतया गजाग्र-

हस्तसंस्थानया व्यामदीर्घया व्यामा(घ्य)र्धदीर्घया वा व्यामचतुर्भागाष्टभागमूलाग्रपरिणाहस्रोतसा सर्वतो वातहरपत्रसंवृतच्छिद्रया द्विस्त्रिर्वा विनामितया वातहरसिद्धस्नेहाभ्यक्तगात्रो बाष्पमुपहरेत्; बाष्पो ह्यनूर्ध्वगामी विहतचण्डवेगस्त्वचमविदहन् सुखं स्वेदयतीति नाडीस्वेदः ॥ ४२ ॥

સ્વેદન યોગ્ય દ્રવ્યોનાં મૂળિયાં, ફળ, પાંદડાં, અંકુરો કે છાલ વગેરેને; અથવા મૃગોનાં કે પક્ષીઓનાં માંસ, માથાં, તથા પગ વગેરે જે ઉષ્ણ સ્વભાવનાં હોય તેઓને; અથવા યથાયોગ્ય ખટાઈ, લવણ તથા સ્નેહથી યુક્ત કરેલાં ગોમૂત્ર આદિ મૂત્રોને કે દૂધ વગેરેને કોઈ એક હાંડલી કે ઘડામાં પ્રથમ નાખવાં જોઈએ; પરંતુ એ હાંડલી કે ઘડો પોતાની અંદરની વરાળ કે બાફને બહાર ન કાઢે તેવો હોવો જોઈએ; પછી તે હાંડલી કે ઘડામાં નાખેલાં પૂર્વોક્ત સ્વેદન દ્રવ્યોને (અગ્નિથી) ઉકાળવાં જોઈએ; એમ તે ઉકાળેલાં દ્રવ્યોની બાફને તે હાંડલીમાં કે ઘડામાં (નીચે કહેવાતી) એક નળીને જોડી દઈ તે દ્વારા માણસે (પોતાના શરીર પર લેવી જોઈએ); એ નળી શર(નામના ઘાસની એક જાત-પાનબાજરિયાં)ના અગ્રભાગમાં થતી સળીના પાનની કે વાંસનાં પાનની કે કરંજનાં પાનની કે આકડાના પાનની કરેલી, હાથીની સૂંઢના અગ્રભાગના જેવી આકૃતિની અને એક વાંભ લાંબી કે અર્ધી કે દોઢ વાંભ લાંબી હોવી જોઈએ. વળી એ નળીના મૂળ ભાગના સ્રોતની ગોળાઈ વાંભના ચોથા ભાગ જેટલી અને અગ્રભાગના સ્રોતની ગોળાઈ વાંભના આઠમા ભાગ જેટલી હોવી જોઈએ. વળી એ નળીની ચોપાસનાં છિદ્રો વાયુનાશક એરંડાનાં પાન વગેરેથી બરાબર લપેટી દઈ ઢાંકી દીધેલાં હોવાં જોઈએ; અને તે નળીને બે કે ત્રણ સ્થળે વાંકી કરીને ખૂબ નમાવેલી કરવી જોઈએ; એવા પ્રકારની તે નળીથી રોગી માણસે બાફ લેવી; પરંતુ એ (બાફ લેનાર) માણસે વાયુનાશક દ્રવ્યોથી તૈયાર કરેલા સ્નેહ વડે શરીરે માલિસ કરેલું હોવું જોઈએ; એમ તે નળીથી લેવાતી એ બાફ ઊંચે જઈ શકતી નથી; (અને બે-ત્રણ ઠેકાણે એ નળી વાંકી વાળેલી હોવાને લીધે) તે બાફનો ઉગ્ર વેગ પણ ઓછો થઈ જાય છે, જેથી ચામડીને તે અત્યંત દાહ પણ કરતી નથી અને સુખ થાય એવું સ્વેદન કરાવે છે; એવા પ્રકારનો તે સ્વેદ 'નાડીસ્વેદ' કહેવાય છે, ૪૨

અહીં ટીકાકાર શ્રી ગંગાધર, ચક્રપાણિ તથા જયદેવની ટીકાઓનો મિશ્ર સાર ભાગ આ પ્રમાણે છે: 'પ્રથમ તો એક હાંડલો કે ઘડો લેવો; પછી સ્વેદોપગગણની અંદર જે દશ દ્રવ્યો નાડીસ્વેદ માટે પ્રથમ કહેવાયાં છે, તેઓનાં મૂળ, ફળ, પાંદડાં, ટિશિયો અને છાલ વગેરે તે હાંડલીમાં ઉકાળવા માટે નાખવાં; અથવા પૂર્વોક્ત ગ્રામ્ય પશુપક્ષીઓનાં માંસ, કે વાયવરણાં વગેરે ઔષધ-દ્રવ્યો, અથવા ઉષ્ણ સ્વભાવનાં મૃગોનાં કે પક્ષીઓનાં માંસ, માથાં કે પગ વગેરેને ઉકાળવા માટે તેમાં નાખવાં; અથવા જે પ્રમાણે દોષો હોય તે પ્રમાણે જેટલાં જોઈએ તેટલા કાંજી વગેરે ખાટાં દ્રવ્યો, લવણ તથા ઘૃત આદિ સ્નેહોથી યુક્ત ગોમૂત્ર આદિ મૂત્રો અથવા ગાય વગેરેનાં દૂધ, દહીંનું પાણી કે છાશ વગેરે સ્વેદોપયોગી દ્રવ્યોને ઉકાળવા માટે તે હાંડલીમાં નાખવાં; પછી તે હાંડલી કે ઘડાના મોઢાને કેવળ એક નળી જોડવા માટેનું છિદ્ર બાકી રહે, તેમ કોડિયા વગેરેથી ઢાંકીને ચોપાસથી બંધ કરી, માટી વગેરેથી છાંદી લઈ અંદરની વરાળ ક્યાંયથી બહાર ન નીકળે તે રીતે બરાબર તૈયાર કરવું; પછી તે હાંડલીમા કે ઘડામાં રાખેલું નળી જોડવાનું જે છિદ્ર હોય તેમાં આવી એક નળી જોડવી, કે જે નળી 'શર' નામના (મુંજની જ એક જાત-પાનબાજરિયું) ઘાસના આગલા ભાગની છાલની બનેલી; અથવા વાંસનાં દગ કે ફાડચાંની બનેલી, અથવા કરંજનાં પાંદડાંની કે આકડાનાં પાંદડાંની બનેલી હોવી જોઈએ, તે નળી એક વાંભ અર્ધી કે દોઢ વાંભ લાંબી હોવી જોઈએ; તેનો આકાર હાથીની સૂંઢના અગ્રભાગ જેવો હોવો જોઈએ; એ નળીના સ્રોતના મૂળની ગોળાઈ (પરિણાહ કે પરિધિ) હરકોઈ માણસ પોતાના બન્ને હાથને બેય બાજુ સીધા પ્રસારી દે તે વખતે તેના પહોળા રાખેલા એક હાથની વચલી આંગળીથી માંડી બીજા પહોળા રાખેલ હાથની વચલી આંગળી સુધીની જે લંબાઈ, તે 'વાંભ' કહેવાય છે; એ વાંભના ચોથા ભાગની તથા (એ સ્રોતના) આગલા ભાગની ગોળાઈ વાંભના આઠમા ભાગની હોવી જોઈએ; એ નળીની ચારેબાજુ જ્યાં જ્યાં છિદ્રો કે જગ્યા દેખાતી હોય, ત્યાં ત્યાં બધે વાયુનાશક એરંડાનાં પાન વગેરે બરાબર લપેટી દેવા જોઈએ, કે

જેથી કોઈ પણ ઠેકાણેથી વરાળ કે બાફ બહાર નીકળી ન શકે; તેમ જ એ નળીને બે કે ત્રણ સ્થળે વાંકી કરી ખૂબ નમેલી કરવી જોઈએ; જેથી તેની અંદર આવેલી બાફનો વેગ કપાતો રહે; (અને બાફ ઊંચે જવા ન પામે) એવી એ નળીને તૈયાર કર્યા પછી પેલી હાંડલી કે ઘડાના મોઢામાં તે નળીને જોડવા માટેનું છિદ્ર રાખ્યું હોય તેમાં બરાબર તેને જોડી દેવી અને ત્યાંથી પણ બાફ બહાર ન નીકળે તેમ બરાબર કરવું જોઈએ. એમ તે બધું નાડીયંત્ર બરાબર તૈયાર થઈ જાય, તે પછી એ હાંડલી કે ઘડાને ચૂલા પર મૂકી તેની નીચે અગ્નિ લગાડવો જોઈએ. પછી જેને એ બાફ આપવી હોય તે રોગી માણસના શરીરે વાયુનાશક દ્રવ્યોથી તૈયાર કરેલા સ્નેહનું માલીશ કરવું અને તે પછી પેલી હાંડલીમાં કે ઘડામાં નાખેલાં સ્વેદન-દ્રવ્યો બરાબર ઊકળવા માંડે ત્યારે પેલી નળી મારફત તેની બાફ એ રોગી માણસના શરીર પર જ્યાં જ્યાં સ્વેદની જરૂર હોય ત્યાં ત્યાં આપવી જોઈએ. એમ તે પ્રકારે વિધિપૂર્વક તૈયાર કરેલા એ નાડીયંત્ર દ્વારા જે સ્વેદ કે બાફ મળે છે, તે નળીની બેત્રણ ઠેકાણે વાંકાઈના કારણે એ બાફ ઊંચી જતી નથી અને તે બાફનો વેગ પણ બે ત્રણ ઠેકાણે વાંકો વળીવળીને ઉગ્ર રહેતો નથી; જેથી એ બાફ લેનારની ચામડી પર વધુ પડતો દાહ જણાતો નથી અને સુખપૂર્વકનું સ્વેદન મળી રહે છે. આ નાડીસ્વેદની વિધિ અથવા નાડીસ્વેદનું સ્વરૂપ અહીં કહેવાયું છે.

અહીં હિંદી ટીકાકાર જયદેવે આ નાડીસ્વેદનું સ્વરૂપ સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયમાં જે કહ્યું છે, તે લખીને આમ બતાવ્યું છે : पार्श्वच्छिद्रेण वा कुम्भेनाधोमुखेन तस्य मुखमभिसंधाय तस्मिंश्छिद्रे हस्तिशुण्डाकारां नाडीं प्रणिधाय तं स्वेदयेत् । सुखोपविष्टं स्वभ्यक्तं गुरुप्रावरणावृतम् । हस्तिशुण्डिकया नाड्या स्वेदयेद् वातरोगिणम् ॥ सुखा सर्वाङ्गगा ह्येषा न च क्लिश्नाति मानवम् । व्यामार्धमात्रा त्रिर्वक्रा हस्तिहस्तसमाकृतिः । स्वेदनार्थे हिता नाडी कैलिञ्जी हस्तिशुण्डिका ॥

વૃદ્ધ વાગ્ભટ પણ સૂત્રસ્થાનના ૨૬મા અધ્યાયમાં આ નાડીસ્વેદનું સ્વરૂપ આ પ્રમાણે જ દર્શાવતાં લખે છે કે, 'पूर्ववदेवोपस्वेद्योखामुखेऽन्यामुखां नाडीमूलच्छिद्रप्रमाणपार्श्वच्छिद्रामुपसन्धायावलिप्य च पार्श्वच्छिद्रस्थया नाड्या शरेषिकावंशदलकिलिञ्जकरञ्जपत्रान्यतमकृतया गजाग्रहस्तसंस्थानया व्यामदीर्घयाऽध्यर्द्धदीर्घया वा स्वायामचतुर्भागाष्टभागपरिणाहमूलस्रोतसा सर्वतो वातहरपत्रसंवृतच्छिद्रया द्विस्त्रिर्वा विनामितया सुखोपविष्टस्य स्वभ्यक्तप्रावृतेऽङ्गे बाष्पमुपहरेत् बाष्पो ह्यनृजुगामी विहतचण्डवेगस्त्वचमविदहन् सुखं स्वेदयतीति नाडीस्वेदः-અર્થાત્ જેમાં સ્વેદ માટેનાં દ્રવ્યો ઉકાળવા નાખ્યાં હોય, તેવી એક હાંડલી કે ઘડાના મોઢાની સાથે જેના પડખાના ભાગમાં એક છિદ્ર કર્યું હોય, એવી એક બીજી હાંડલી કે ઘડાને ઊંધો રાખી તેનું મોઢું નીચેનાની સાથે બરાબર જોડી દઈ બેયના સાંધાઓને માટીના લેપ આદિથી બરાબર બંધ કરી દઈ ઉપરની હાંડલી કે ઘડાના પડખામાં કરેલા છિદ્રમાં હાથીની સૂંઢના જેવી આકૃતિવાળી નળી જોડી દેવી. એ નળી સુશ્રુતના મતે અર્ધો વાંભની અને વૃદ્ધ વાગ્ભટના મતે અહીં જણાવેલ ચરકના મત પ્રમાણે જ એક વાંભની કે દોઢ વાંભની લંબાઈવાળી હોવી જોઈએ; તેમ જ એ નળીના મૂળભાગના સ્રોતની ગોળાઈ પોતાની લંબાઈના આઠમા ભાગની અને આગલા ભાગના સ્રોતની ગોળાઈ પોતાની લંબાઈના ચોથા ભાગની હોવી જોઈએ. વળી એ નળી શરઘાસની આગળની સળીના પાનની, વાંસના પાનની કે કિલિંજનાં પાનની કે કરંજના પાનની બનાવેલી હોવી જોઈએ; અને એ નળીની ચારે બાજુ જે કોઈ છિદ્ર હોય તે વાયુનાશક એરંડા વગેરેનાં પાનથી લપેટી લઈ બંધ કરેલાં હોવાં જોઈએ અને એ નળીને બે કે ત્રણ ઠેકાણે વાંકી કરી નીચે નમાવેલી કરવી જોઈએ; એમ એ નાડીયંત્ર તૈયાર કર્યા પછી નીચેની હાંડલી કે ઘડાની નીચે અગ્નિ પ્રજ્વલિત કરીને અંદરનાં સ્વેદન દ્રવ્યોને ઉકાળવાં શરૂ કરવાં જોઈએ. પછી સ્વેદ લેનાર રોગીને ખુરશી જેવા આસન પર સુખપૂર્વક બેસાડી દેવો; અથવા લાંબી પાટ વગેરે પર સુવાડી દેવો; પરંતુ એ રોગીના શરીર પર વાયુનાશક દ્રવ્યોથી તૈયાર કરેલા સ્નેહનું માલિસ કરેલું હોવું જોઈએ અને તેના શરીર પર ગરમ ભારે વસ્ત્ર પણ ઓઢાડેલું હોવું જોઈએ; પછી તેના અંગ ઉપર પેલી નળી દ્વારા એ હાંડલી કે ઘડાનાં સ્વેદનદ્રવ્યોનો બાફ આપવો શરૂ કરવી જોઈએ; એ બાફ નળીની પૂર્વોક્ત બનાવટના કારણે ઊંચે સીધી જતી ન હોય અને તેનો ઉગ્ર વેગ પણ કપાઈ જતો હોય, તેથી ચામડી પર વધુ પ્રમાણમાં તે દાહ કરતી નથી અને સુખપૂર્વક સ્વેદન કરે છે; આમ અપાતો સ્વેદ નાડીસ્વેદ કહેવાય છે; આ સ્વેદ વાયુના રોગીને હિતકારી થાય છે. ૪૨

## પરિષેકસ્વેદનો પ્રકાર કે વિધિ

वातिकोत्तरवातिकानां पुनर्मूलादीनामुत्क्वाथैः
सुखोष्णैः कुम्भीर्वर्षुलिकाः प्रनाडीर्वा पूरयित्वा

-यथार्हसिद्धस्नेहाभ्यक्तगात्रं वस्त्रावच्छन्नं परिषेच-येदिति परिषेकः ॥ ४३ ॥

કેવળ વાતપ્રધાન દ્રવ્યોનાં કે પ્રબળ વાયુ-નાશક અથવા ત્રણ દોષોનો નાશ કરનાર દ્રવ્યો-નાં મૂળિયાં વગેરેના સહેવાય એવા ગરમ ઉત્કૃષ્ટ ક્વાથોથી મોટી કોઠીઓ કે નાના ઘડા, કે જેઓમાં જાળિયોવાળાં નાળચાં જોડેલાં હોય એવા નાના ઘડા કે ઝારીઓ ભરીને, (વાંસ કે બરૂ વગેરેની) મોટી નળીઓને પેલી કોઠીઓમાં જોડી અથવા ભરીને યથાયોગ્ય તૈયાર કરેલા સ્નેહોથી જેના શરીર પર સારી રીતે માલિસ કર્યું હોય અને વસ્ત્ર ઓઢાડ્યું હોય એવા માણસ પર તે નળીઓ દ્વારા સિંચન કરવું, (અને સ્વેદ કે બાફ દેવી,) એ 'પરિષેક સ્વેદ' કહેવાય છે. ૪૩

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં 'वातिकोत्तरवा-तिकानां' એ પદને રોગીના વિશેષણરૂપે લઈને આવો અર્થ કરે છે કે, 'જે માણસનો રોગ કેવળ વાતપ્રધાન અને સંસર્ગજ એટલે કફયુક્ત વાતપ્રધાન હોય; અથવા અલ્પપિત્તયુક્ત વાતપ્રધાન હોય, એવા રોગી માણસના દેહને આ પરિષેકસ્વેદ આપવો જોઈએ; તેમાં પ્રથમ રોગીના શરીર પર યથાયોગ્ય તૈયાર કરેલા સ્નેહનું માલિસ કરેલું હોવું જોઈએ અને પછી તેના શરીરને વસ્ત્રથી ઢાંકી પણ દેવું જોઈએ; તે પછી નાડીસ્વેદમાં કહેલા દ્રવ્યોથી તૈયાર કરેલા અને સહેવાય એવા ગરમ ક્વાથોથી મોટી કોઠીઓ ભરવી અને તેમાં નળીઓ જોડો તે નળીઓ ભરીને અથવા ફુવારા જોડેલ નાના ઘડા કે ઝારીઓ ભરીને તે દ્વારા રોગીના શરીર પર એ ક્વાથોનું બરાબર સિચન કરવું જોઈએ.

અહીં શ્રી ગંગાધર તો મૂળમાં પ્રથમ મૂકેલ 'वातिको-त्तरवातिकानाम्' એ પદને 'वातिकानि—केवलवातहराणि द्रव्याणि तथा उत्तरवातिकानि प्रबलवातत्रिदोषहराणि च यानि द्रव्याणि तेषाम्। કેવળ વાયુને દૂર કરનાર તથા પ્રબળ-વાયુવાળા ત્રિદોષને દૂર કરનાર' એવા અર્થમાં લઈ જઈ 'દ્રવ્યો'ના વિશેષણરૂપે ઘટાવે છે અને તેવા દ્રવ્યોના મૂળિયાં, ફળ, પાંદડાં, ટીશીઓ તથા છાલ વગેરેના સહેવાય એવા ગરમ ક્વાથોથી નળીઓવાળી કોઠીઓ અથવા ફુવારાવાળા નાના ઘડા કે ઝારીઓ ભરીભરીને દોષ, વ્યાધિ, પુરુષપ્રકૃતિ, દેશ અને કાળને અનુસરી હિતકારી દ્રવ્યોથી યથાયોગ્ય તૈયાર કરેલા સ્નેહથી જેના શરીર-પર માલિસ કર્યું હોય અને જેના શરીર પર વસ્ત્ર ઓઢાડ્યું હોય એવા રોગીના શરીર પર (તે ક્વાથોનું) બરાબર સિંચન કરવું જોઈએ; આ 'પરિષેકસ્વેદ' કહેવાય છે.'

ટીકાકાર ચક્રપાણિ પણ મૂળનાં પ્રથમ પદને દ્રવ્યોનું જ વિશેષણ ગણી આમ સમજાવે છે: 'वातिकानि—वात-हरणानि, उत्तरवातिकानि—उत्तरवाते-प्रधानवाते वातश्लेष्मणि हितानीह द्रव्याणि मान्याणि।'—અહીં કેવળ વાયુનાશક દ્રવ્યો તેમ જ જેમાં વાયુ મુખ્ય તરીકે બળવાન હોય એવા વાતયુક્ત કફમાં હિતકારી દ્રવ્યો લેવાં જોઈએ.

વળી શ્રી ગંગાધર અહીં મૂળમાં 'वर्धूनिका.' એવો પાઠ રાખે છે, ત્યારે ચક્રપાણિ 'वर्धूलिकाः' એવો પાઠ રાખીને તેનો અર્થ 'अल्पघटीः'—નાના ઘડાઓ અથવા 'सहस्रधारा' इत्यन्ये—જેમાથી હજારો ધારાઓ છૂટે એવા ફુવારાવાળાં (બગીચાઓમાં પાણી છાંટવા વપરાતાં) નાનાં પાત્રો કે ઝારીઓ એમ લખે છે.

હિંદી ટીકાકાર જયદેવ અહીં છેવટે વધુ આમ પણ લખે છે કે, જો કોઈ સંસર્ગજ પ્રકૃતિ અથવા સંસર્ગ-જ રોગમાં પિત્તનો યોગ થોડા પ્રમાણમાં હોય ત્યાં 'દ્રવસ્વેદ' કરાવી શકાય છે. સુશ્રુતમાં કહ્યું પણ છે કે, 'अन्यतरस्मिन् पित्तसंसृष्टे द्रवस्वेदः।'—પિત્તથી મળેલા વાત-વ્યાધિમાં કે કફવ્યાધિમાં 'દ્રવસ્વેદ' કરવો જોઈએ. આ પરિષેકસ્વેદ 'દ્રવસ્વેદ'નો જ એક ભેદ છે. સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨ મા અધ્યાયમાં આવો 'દ્રવસ્વેદ' કહ્યો પણ છે કે, 'सुखोष्णैः कषायैश्च परिषिञ्चेदिति। સુખ-પૂર્વક સહેવાય એવા ગરમ ઉકાળાઓથી સિંચન કરવું' એ દ્રવસ્વેદ છે. અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં પણ કહ્યું છે કે, 'द्रवस्वेदस्तु द्विविधः—परिषेको-ऽवगाहश्च, तत्र शिग्रुवरुणाम्रातकमूलकसर्षपार्जकरासावंशाश्मन्त-काशोकशिरीषार्ककरञ्जैरण्डमालतीपत्रभङ्गदशमूलादिवातहरैर्द्रव्यैर्म-स्तुसलिलसुराक्षीरशुक्तादिभिः क्वथितैः पूर्वोक्तैश्च यथादोषं पृथक् सहितैर्वा कुम्भीर्वर्धुलिकाः प्रणालीर्वा पूरयित्वा वातहरसिद्ध-स्नेहाभ्यक्तमनभ्यक्तं वोपविष्टं किलिञ्जे वा शयानमेकाङ्गे सर्वाङ्गे वा वस्त्राच्छन्नं परिषेचयेत्।' દ્રવસ્વેદ બે પ્રકારનો છે. એક પરિષેક અને બીજો અવગાહ; તેમાં સરગવો, વાયવરણો, આમ્રાતક કે અંબાડા, આમળાં, મૂળા, સરસવ, અર્જક નામે તુલસીભેદ, અરડૂસી, વાંસ, પાષાણભેદ કે ખાટી લૂણી, આસોપાલવ, સરસડો, આકડો, કરંજ, એરંડો તથા માલતીનાં પાન કે ટુકડા અને દશમૂળ આદિ વાયુનાશક દ્રવ્યોને દહીંનું પાણી, જળ, મદિરા, દૂધ તથા સુરકાથી બધાં એકઠાં કે દોષ પ્રમાણે અલગ અલગ ઉકાળી તે ક્વાથોથી નળીઓ જોડેલી મોટી કોઠીઓ ભરીને કે ફુવારાવાળાં નાનાં ઘડા જેવડાં પાત્રો

ભરીને તે દ્વારા રોગીના કોઈ એક અંગ પર કે આખા અંગ પર રોગાનુસાર સિંચન કરવું; તે વેળા એ રોગીને પ્રથમ વાયુનાશક દ્રવ્યોથી તૈયાર કરેલા સ્નેહથી માલિસ કરેલું હોવું જોઈએ; અથવા માલિસ ન કર્યું હોય તોપણ ચાલે; તેમ જ એ રોગીને બેસાડ્યો હોય કે વાંસની અથવા ઘાસની શય્યા પર કે ચટાઈ પર સુવાડ્યો હોય; તેમ જ એના શરીરને વસ્ત્રથી ઢાંકી દેવામાં આવેલું હોવું જોઈએ; અને તે પછી જ ઉપર જણાવેલી રીતે તેનાં અંગો પર સિંચન કરવું જોઈએ. ૪૩

## અવગાહસ્વેદનો પ્રકાર કે વિધિ

**वातहरोत्क्वाथक्षीरतैलघृतपिशितरसोष्णसलिल-कोष्ठकावगाहस्तु यथोक्त एवावगाहः ॥ ४४ ॥**

**વાયુનો નાશ કરનારાં દ્રવ્યોનો કવાથ, દૂધ, તૈલ, ઘી, માંસનો રસ અને ગરમ પાણીથી ભરેલી કોઠી કે ટબમાં અવગાહન કરવું,–એટલે કે વચ્ચે બેસી જવું, તે પ્રથમ કહ્યા પ્રમાણેનો જ 'અવગાહસ્વેદ' કહેવાય છે. ૪૪**

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે, અહીં કહેલાં દ્રવ્યો, તેમ જ નાડીસ્વેદમાં જણાવેલ ગામડાંનાં, જલપ્રાયપ્રદેશનાં તથા જળનાં પશુ–પક્ષીઓનાં માંસ વગેરેનો ક્વાથ, વરુણાદિ ક્વાથ અને ભૂતીકાદિ ક્વાથથી ભરેલી કોઠીમાં કે ટબમાં અવગાહન કે પ્રવેશ કરવો–વચ્ચે બેસી જવું, તે અવગાહસ્વેદ કહેવાય છે.

અહીં હિંદી ટીકાકાર શ્રી જયદેવ લખે છે કે, 'આ અવગાહસ્વેદ લોકપ્રસિદ્ધ છે. સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયમાં કહ્યું પણ છે કે, 'द्रवस्वेदस्तु वातहरद्रव्य-क्वाथपूर्णे कोष्ठे कटाहे द्रोण्यां वावगाह्य स्वेदयेत्। एवं पयो-मांसरसयूषतैलधान्याम्लघृतवसामूत्रेष्ववगाहेत।' આ દ્રવસ્વેદ જ છે કે જે વાયુનાશક દ્રવ્યોના કવાથથી ભરેલી કોઠીમાં, કડાયામાં અથવા તાવડામાં કે મોટા નળામાં કે ટબમાં પ્રવેશ કરી સ્વેદ લેવો; એ જ પ્રમાણે દૂધ, માંસનો રસ, યૂષ, તૈલ, ધાન્યની ખટાઈ, ઘી, ચરબી તથા મૂત્રોમાં પણ અવગાહન કરાય છે. અષ્ટાંગસંગ્રહકારે પણ સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં કહ્યું છે કે 'तैरेवाद्भिः पूर्णे महति कटाहे कुण्डे द्रोण्यां वावगाहेत्।' એ જ પાણીથી ભરેલા મોટા કડાયામાં, કુંડમાં કે નળામાં અથવા મોટા ટબમાં અવગાહન કરવું. ભેલસંહિતામાં પણ કહ્યું છે કે, 'कण्ठावगाहामच्छिद्रां तावदेवायतां समाम्। द्रोणीं वातहरक्वाथ-कुशराक्षीरपूरिताम्। कृत्वा तस्यां सुखोष्णायामभ्यक्तं वात-रोगिणम्। ज्ञात्वावगाहयेत् तावद् यावद् स्वेदोद्गमो भवेत्। तप्तैः पत्रयुतैर्वाऽपि शुद्धैर्वा सलिलैर्भिषक्। अभ्यक्ताङ्गस्य तस्यापि सलिलैः स्वेदमाचरेत। ईदृशैरेव सलिलैः कटाहे चार्धपूरिते। प्रवेश्य स्वेदयेत् स्वेद्यमुदकोष्टः प्रकीर्तितः।' જેમાં ગળા સુધી પ્રવેશ થઈ શકે એવી છિદ્ર વિનાની અને તેટલી જ લાંબી–પહોળી સરખો દ્રોણી એટલે કોઠી, નળો કે ટબને વાયુને હરનારાં દ્રવ્યોના ક્વાથથી, તલ, અડદની રાબથી અને દૂધથી ભરવું: પછી વાયુના રોગીને વાયુહારક સ્નેહથી માલિસ કરેલો જાણી–તપાસીને સહેવાય તેવી ગરમ એ કોઠીમાં કે ટબમાં તેને ત્યાં સુધી પ્રવેશાવવો જોઈએ, કે જ્યાં સુધી પરસેવો આવે; એ જ પ્રમાણે વૈદ્ય વાયુહારક પાંદડાં નાખીને કે પાંદડાં વિનાના શુદ્ધ જળને તપાવીને, અંગો પર માલિસ કરેલા માણસને એ પાણીથી પણ સ્વેદ કરાવી શકાય છે; તેમ જ જે માણસ સ્વેદને યોગ્ય હોય તેને એવા જ તપાવેલા પાણીથી અર્ધ ભરેલા મોટા કડાયામાં પ્રવેશ કરાવીને પણ સ્વેદન કરાવવું, તે 'ઉદકોષ્ટસ્વેદ' કહેવાય છે.

બીજા ગ્રંથમાં પણ આમ કહ્યું છે: 'द्रवस्वेदस्तु वातघ्नद्रव्यक्वाथेन पूरिते। कटाहे कोष्ठकेवापि सूपविष्टोऽवगाहयेत्॥ सौवर्णं राजतं वापि ताम्रं लौहं च दारुजम्। कोष्ठकं तत्र कुर्वीतोच्छाये षट्त्रिंशदङ्गुलम्। आयामे तावदेव स्याच्चतुष्कोणं तु चिक्कणम्।' દ્રવસ્વેદ આમ પણ કરાવાય છે: કોઈ એક કડાઈને કે કોઠીને વાયુનાશક દ્રવ્યોના ક્વાથથી ભરવી જોઈએ; પછી તેમાં સારી રીતે બેઠેલા માણસે અવગાહન કરવું; તેમાં એ કોઠી કે ટબ સોનાનું, રૂપાનું, તાંબાનું, લોઢાનું કે લાકડાનું પણ કરી શકાય છે; એ ટબ ઊંચાઈમાં છત્રીસ આંગળ, લંબાઈમાં તથા પહોળાઈમાં પણ તેટલું જ–છત્રીસ આંગળ હોવું જોઈએ અને તે ચાર ખૂણાવાળું તથા ચીકણું–સુંવાળું હોવું જોઈએ. ભાવપ્રકાશના સ્વેદવિધિમાં આવો પણ અવગાહસ્વેદ જણાવવામાં આવેલ છે: 'नाभेः षडङ्गुलं यावन्मग्नः क्वाथस्य धारया। कोष्णया स्कन्धयोः सिक्तस्तिष्ठेत् स्निग्धतनुर्नरः॥ मुहूर्तैकं समारभ्य यावत् स्यात्तच्चतुष्टयम्। तावत्तदवगाहेत यावदारोग्यनिश्चयः॥ एवं तैलेन दुग्धेन सर्पिषा स्वेदयेन्नरम्। एकान्तरं द्व्यन्तरं वा युक्तः स्नेहोऽवगाहने।' ઘી કે તેલ આદિથી જેના શરીર પર માલિસ કર્યું હોય એવા રોગી માણસે, ક્વાથમાં એટલે કે નાભિથી ઉપર ૭ આંગળ સુધી ડૂબે એમ કવાથ નાખેલી કોઠીમાં બેસવું; પછી તેના બન્ને ખભા ઉપર ક્વાથની લગાર ગરમ ધારાઓ કર્યા કરવી કે, જ્યાં સુધી એ કોઠી આખીયે ભરાઈ જાય; એ દ્રવસ્વેદ કે અવગાહસ્વેદ કહેવાય છે. એમ બે ઘડીથી માંડી આઠ ઘડીના સમય સુધી કે આરોગ્યનો નિશ્ચય થાય ત્યાં સુધી રોગીએ અવગાહન કર્યા કરવું અથવા એ

ક્વાથની ધારાથી નાહ્વા કરવું; એ જ પ્રકારે તેલથી, દૂધથી કે ઘીથી પણ માણસને સ્વેદન આપવું જોઈએ; પરંતુ એવા એ સ્નેહવિષેના અવગાહનમાં એક કે બે દિવસનું વચ્ચે અંતર કર્યે જવું જોઈએ; (કેમ કે સ્નેહનો નિત્ય ઉપયોગ કે અંતર વિનાનું એકધારું સેવન કરવાથી અગ્નિની મંદતા થવાનો ભય રહે છે.) ૪૪

## જેન્તાકસ્વેદનો પ્રકાર કે વિધિ

अथ जेन्ताकं चिकीर्षुर्भूमिं परीक्षेत, तत्र पूर्वस्यां दिश्युत्तरस्यां वा गुणवति प्रशस्ते भूमिभागे कृष्णमृत्तिके सुवर्णमृत्तिके वा परीवापपुष्करिण्यादीनां जलाशयानामन्यतमस्य कूले दक्षिणे पश्चिमे वा सूपतीर्थे समसुविभक्तभूमिभागे सप्ताष्टौ वाऽरत्नीः सूपक्रम्योदकात्प्राङ्मुखमुदङ्मुखं वाऽभिमुखतीर्थं कूटागारं कारयेत्, उत्सेधविस्तारतः परमरत्नीः षोडश,समन्तात्सुवृत्तं मृत्कर्मसंपन्नमनेकवातायनम्, अस्य कूटागारस्यान्तः समन्ततो भित्तिमरत्निविस्तारोत्सेधां पिण्डिकां कारयेदाकपाटात्, मध्ये चास्य कूटागारस्य चतुष्किष्कुमात्रं पुरुषप्रमाणं मृण्मयं कन्दुसंस्थानं बहुसूक्ष्मच्छिद्रमङ्गारकोष्ठकस्तम्भं सपिधानं कारयेत्, तं च खादिराणामश्वकर्णादीनां वा काष्ठानां पूरयित्वा प्रदीपयेत्; स यदा जानीयात्साधुदग्धानि काष्ठानि विगतधूमान्यवतप्तं च केवलमग्निना तदग्निगृहं स्वेदयोग्येन चोष्मणा युक्तमिति, तत्रैनं पुरुषं वातहराभ्यक्तगात्रं वस्त्रावच्छन्नं प्रवेशयेत्, प्रवेशयंश्चैनमनुशिष्यात्–सौम्य ! प्रविश कल्याणायारोग्याय चेति, प्रविश्य चैनां पिण्डिकामधिरुह्य पार्श्वापरपार्श्वाभ्यां यथासुखं शयीथाः, न च त्वया स्वेदमूर्च्छापरीतेनापि सता पिण्डिकैषा विमोक्तव्याऽऽप्राणोच्छ्वासात्, भ्रश्यमानो ह्यतः पिण्डिकावकाशाद् द्वारमनधिगच्छन् स्वेदमूर्च्छापरीततया सद्यः प्राणान् जह्याः, तस्मात्पिण्डिकामेनां न कथञ्चन मुञ्चेथाः, त्वं यदा जानीया विगताभिष्यन्दमात्मानं सम्यक् प्रस्रुतस्वेदपिच्छं सर्वस्रोतोविमुक्तं लघुभूतमपगतविबन्धस्तम्भसुप्तिवेदनागौरवमिति, ततस्तां पिण्डिकामनुसरन् द्वारं प्रपद्येथाः, निष्क्रम्य च न सहसा चक्षुषोः परिपालनार्थं शीतोदकमुपस्पृशेथाः, अपगतसंतापक्लमस्तु मुहूर्तात्सुखोष्णेन वारिणा यथान्यायं परिषिक्तोऽश्नीया इति जेन्ताकः स्वेदः ॥४५॥

હવે જેન્તાક નામનું ઘર (કે જેમાં પ્રવેશ કરવાથી સ્વેદન થાય છે, તેવું કૂટાગાર અથવા ગોળાકાર ઘર) કરવાની જેને ઈચ્છા હોય, તે માણસે (પ્રથમ તો એ ઘર જ્યાં કરી શકાય એવી) ભૂમિની પરીક્ષા કરવી જોઈએ; તે સંબંધે (સ્વેદ લેનાર માણસના ગામથી) પૂર્વ દિશામાં કે ઉત્તર દિશામાં જે જમીનનો ભાગ ગુણવાન હોઈ વખણાયેલ હોય, જ્યાંની માટી કાળી કે સોનેરી રંગની–પીળી હોય, એની સમીપ લાંબી, પગથિયાંવાળી વાવ કે નાનું કોઈ સરોવર આદિ જલાશય હોય, એ જલાશયના દક્ષિણ તરફ કે પશ્ચિમ બાજુના કિનારારૂપી પાસેના સુંદર તીર્થરૂપી એ સ્થાને સપાટ અને સારી રીતે (ઊંચાનીચા વિના) વિભાગ પામેલા તે ભૂમિભાગ પર જલાશયથી સાત કે આઠ અરત્નિ (લાંબી કરેલ આંગળીઓવાળા સાત કે આઠ હાથ) દૂર સુંદર શરૂઆત કરીને પેલા જળાશયરૂપ તીર્થ સંમુખ પૂર્વ કે ઉત્તર દિશા તરફ મુખવાળું કૂટાગાર એટલે ગોળાકાર ઘર કરાવવું; એ ઘર ઊંચાઈમાં તથા વિસ્તારમાં પણ (લાંબી આંગળીઓ રાખેલ) સોળ અરત્નિ (હાથ) હોવું જોઈએ; તેમ જ ચારે બાજુ સારી રીતે ગોળ, માટીના કર્મથી યુક્ત (એટલે માટીથી બરાબર લીંપેલ) અને અનેક વાતાયન કે બારી–બારણાં–ગોખ–ઝરૂખાવાળું હોવું જોઈએ; એ કૂટાગારની અંદર ભીંતની ચોપાસ એક અરત્નિ (એટલે પૂર્વોક્ત પ્રકારનો જ એક હાથ) વિસ્તાર તથા ઊંચાઈવાળી પિંડિકા (એટલે ઓટલી કે બેઠક) છેક (પ્રવેશદ્વારના) કમાડ સુધી કરાવવી જોઈએ; અને તે કૂટાગારની વચ્ચે ચાર હાથ માપનો કે એક પુરુષપ્રમાણ (એટલે એક માણસની ઊંચાઈવાળો કે એક માથોડું ઊંચો), માટીથી બનાવેલો, ઘડાના જેવા કે ચોખા વગેરેને ભૂંજવાની ભાડભૂંજાની ચૂલના જેવા આકારનો તથા ઘણાં સૂક્ષ્મ છિદ્રોવાળો, અંગારા ભરવાનો એક કોઠો અથવા તે કોઠારૂપી થાંભલો (માટીના જ બનાવેલા) ઢાંકણાવાળો કરાવવો; પછી એ કોઠાને ખેરનાં કે શાલવૃક્ષનાં લાકડાંઓથી ભરીને સળગાવવો; પછી (વૈદ્યને) જ્યારે જાણવામાં આવે કે એમાં-

-નાં લાકડાં સારી રીતે બળી ગયાં છે અને તેમાંથી ધુમાડો જતો રહ્યો છે અને કેવળ અગ્નિથી તપી ગયેલું એ અગ્નિગૃહ સ્વેદ લેવાને યોગ્ય બાફથી યુક્ત બન્યું છે, ત્યારે જેના શરીર પર વાયુનાશક દ્રવ્યોથી તૈયાર કરેલા સ્નેહનું બરાબર માલિસ કર્યું હોય અને પછી જેના શરીરને વસ્ત્રથી ઢાંકી દીધું હોય એવા (રોગી) માણસને (વૈદ્યે) એ ઘરમાં પ્રવેશ કરાવવો; અને પ્રવેશ કરાવતાં (તે વૈદ્યે) એ માણસને આવો ઉપદેશ પણ આપવો કે, 'હે સૌમ્ય! કલ્યાણ તથા આરોગ્ય માટે તું આ ઘરમાં પ્રવેશ કર; પ્રવેશ કર્યા પછી તું આ પિંડિકા પર ચડીને એક પડખે કે બીજા પડખે (વારાફરતી ફરતો રહી) જેમ સુખ થાય તેમ સૂઈ રહેજે; એ વેળા તું પરસેવાથી કે મૂર્છાથી વ્યાપ્ત થાય, તોપણ તારા પ્રાણના શ્વાસોછ્ચ્વાસ ચાલુ હોય ત્યાં સુધી તારે આ પિંડિકા છોડવી નહિ; કારણ કે સ્વેદ અને મૂર્છાથી ઘેરાઈ જઈ ને (આકુળવ્યાકુળ કે ગભરાયેલો–ગાભરો બનીને) જો તું પિંડિકાની જગ્યાથી ભ્રષ્ટ થઈશ અથવા પિંડિકાને જો છોડી દઈશ, તો (ફરી એ પિંડિકા નહિ જડતાં ઘરમાંથી નીકળવાનું) દ્વાર તને મળશે નહિ અને પરસેવો તથા મૂર્ચ્છાથી ચોપાસ વ્યાપ્ત બની જઈ ને (એ ગભરાટમાં જ) તું તત્કાળ પ્રાણોને ત્યજી દઈશ–મરણ પામીશ; તે કારણે આ પિંડિકાને કોઈ પણ રીતે તું છોડીશ નહિ; પરંતુ જ્યારે તારા જાણવામાં આવે કે તારું પોતાનું શરીર અભિષ્યંદથી એટલે અંદરના કફના લેપથી રહિત થયું છે, તેમ જ ઝરેલા પરસેવાની ચીકાશથી પણ બરાબર રહિત થયું છે, તેનાં સઘળાં સ્રોત અથવા નાડીમાર્ગો બરાબર છૂટા થઈ ગયા છે, તેમાં હલકાઈ થઈ ગઈ છે; તેના મળબંધ, સજ્જડપણું, સ્પર્શનું અજ્ઞાન, વેદના તથા ભારેપણું પણ દૂર થયેલ છે, ત્યારે તે પિંડિકાને જ અનુસરતો અનુસરતો એ જ માર્ગે તું દ્વારને પ્રાપ્ત કરજે; પછી (તે દ્વારા) બહાર નીકળીને તું બન્ને આંખનું રક્ષણ થાય, તે માટે એકદમ તરત જ શીતળ પાણીનો સ્પર્શ કે સ્નાનાદિ ન કરીશ; (અથવા આંખમાં ટાઢું પાણી પણ એકદમ ન છાંટીશ; અથવા ટાઢા પાણીથી આંખોને એકદમ ન ધોઈશ;) પરંતુ બે ઘડી જેટલો સમય વીત્યા પછી તારો સંતાપ અને ગ્લાનિ જતાં રહે–ગભરામણ બરાબર મટી જાય, ત્યારે સહેવાય એવા–સુખકારક ગરમ પાણીથી યથાયોગ્ય સ્નાન કરજે અને તે પછી ભોજન કરજે.' એમ આ જેન્તાકસ્વેદ કહેવાયો છે. ૪૫

અહીં જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર જે વધુ સમજાવે છે તે આ પ્રમાણે છે: અહીં આરંભે 'અથ' શબ્દ મૂકયો છે, તેનો અર્થ 'હવે પછી' એવો કરવો; 'जेन्ताक' શબ્દનો અર્થ कूटागार છે. અર્થાત્ 'कूटं–गूढं सुसंवृतम् अगार–गृहं कूटागारं–जेन्ताकम्।'–ગૂઢ, કે ચોપાસ અત્યંત ઢાંકેલું ગુપ્ત ગૃહ 'જેન્તાક' કહેવાય છે. એવું ઘર ગામની બહાર જ્યાં પગથિયાંવાળી લાંબી કોઈ વાવ કે નાનું તળાવ હોય તેના કિનારે કાળી કે પીળી માટીવાળી જમીન હોય ત્યાં કરવું જોઈએ; એ જમીનનો વિભાગ આસપાસ પુષ્કળ વૃક્ષોના સમુદાયવાળો, અતિશય સુંદર અને ગુણવાન હોવો જોઈએ; ગામથી પૂર્વમાં કે ઉત્તરમાં એ જમીનનો ભાગ પૂર્વોક્ત જલાશયના દક્ષિણ કે પશ્ચિમ કિનારે હોય અને તે જલાશયથી સાત–આઠ હાથ જ દૂર હોવો જોઈએ; એ જમીન બરાબર સપાટ અને બીજી આસપાસની જમીનથી અલગ કરેલી જણાતી હોવી જોઈએ; એવી જમીન પર એ કૂટાગાર કે જેન્તાકગૃહ કરાવવું જોઈએ; એ ઘર કેવળ માટીનું જ બનાવેલું, ચોપાસ ગોળાકાર અને ઊંચાઈમાં તથા વિસ્તારમાં પણ સોળ હાથનું કરાવવું જોઈએ. તેની ભીંતો પણ માટીની જ બનેલી તથા માટીથી જ સારી રીતે લીંપેલી હોય અને તેમાં વાયુની અવર–જવર રહે એવી પુષ્કળ બારીઓ કે જાળિયાં હોવાં જોઈએ; એનું પ્રવેશદ્વાર પેલા જલાશય સન્મુખ હોય; એ ઘરની અંદર ભીંતની ચોપાસ, બરાબર ભીંતને અડીને જ ઓટલી કે બેઠક–જેને 'પિંડિકા' કહે છે–તે એક હાથ ઊંચી તથા એક હાથના જ વિસ્તારની છેક બારણાં સુધી કરવી જોઈએ; એ ઘરની બરાબર વચ્ચેના ભાગમાં અંગારા ભરવાનો એક કોઠો કરવો; એ કોઠો જાણે એક થાંભલો હોય તેવો જણાય; નીચેની એક હાથની ઓટલી પછીની બાકી રહેલી જમીન પર તે કોઠો બનાવાય; તેની ઊંચાઈ એક માણસની જેટલી ઊંચાઈ હોય તેટલી જ કરાય; એ આખોય કોઠો માટીનો જ કરાય; તેનો આકાર ભાડભૂંજાની ચૂલ જેવો હોય; તેની

ચોપાસ ઘણાં બારીક કાણાં હોવાં જોઈએ; અને તેના પર ઢાંકણું પણ માટીનું જ હોવું જોઈએ; એ કોઠામાં ખેરનાં કે શાલનાં લાકડાં ભરીને તેમાં અગ્નિ સળગાવવો જોઈએ; એ લાકડાં બરાબર બળી જાય અને નિર્ધૂમ અંગારા જ કેવળ બાકી રહે, ત્યારે એ આખુંયે ઘર અગ્નિથી ખૂબ તપી જાય અને સ્વેદ લેવાને યોગ્ય બની જાય ત્યારે તેમાં જેને સ્વેદ આપવો હોય તેવા રોગી માણસને શરીર પર વાતહર સ્નેહની માલિસ કર્યા પછી એક વસ્ત્ર ઓઢાડીને ઘેરે દાખલ કરવો અને તેમાં દાખલ કરતી વેળા તેને આવી શિખામણ પણ આપવી : 'હે ભાઈ! આ ઘરમાં તારે કલ્યાણ તથા આરોગ્ય માટે પ્રવેશ કરવાનો છે; અંદર દાખલ થઈને તારે ભીંતની પાસે ચારે બાજુ કરેલી ઓટલી પર તને સુખ થાય તેમ ગમે તે પડખાં ફેરવ્યા કરીને સૂઈ જવાનું છે; એમ સૂતા પછી તને ખૂબ પરસેવો આવશે, મૂર્છા પણ આવશે, છતાં તારે બિલકુલ ગભરાવું નહિ અને ગભરાઈને કંઠે પ્રાણ આવે તોયે બેઠક-ઓટલીનો બિલકુલ ત્યાગ જ કરવો નહિ; છતાં તું ગભરાઈ જઈને કદાચ ઓટલી છોડી દઈશ, તો એ ગભરામણમાં તને ઘરનું દ્વાર હાથ લાગશે નહિ અને ગભરામણ વધી જતાં છેવટ એ ઓટલી પણ તને હાથ નહિ લાગતાં તારું તત્કાળ મરણ થવાનો પણ સંભવ થશે; માટે હરકોઈ સ્થિતિમાં પણ તારે તે બેઠકનો કદી ત્યાગ જ કરવો નહિ; પછી તને જાણવામાં આવે કે મારું શરીર અંદરની કફની જમાવટથી રહિત થયું છે, તેમાંથી ઝરેલા પરસેવાની ચીકાશ પણ જતી રહી છે, દરેક સ્રોતોના કે નાડીઓના માર્ગો ખુલ્લા થઈ ગયા છે, હલકાઈ જણાય છે, મળબંધ દૂર થયો છે, સજ્જડપણું તથા કોઈ સ્પર્શનું અજ્ઞાન રહ્યું નથી; અને વેદના તથા ભારેપણું પણ હવે નથી, તે પછી તારે એ બેઠકના જ માર્ગે-તેની ઉપર જ ચાલીને ઘરના બારણે આવવું; ઘરની બહાર નીકળ્યા પછી પણ આંખનું રક્ષણ જાળવવા માટે એકદમ ટાઢા પાણીને અડવું પણ નહિ; આંખે શીતળ પાણી તરત છાંટવું નહિ કે ટાઢા પાણીએ એકદમ નાહવું પણ નહિ; પરંતુ એ ઘડી જેટલો વખત ગાળ્યા પછી તારો સંતાપ અને ગભરામણ દૂર થાય ત્યારે સહેવાય એવા ગરમ પાણીથી જ તારે વિધિપૂર્વક સ્નાન કરવું અને તે પછી જમી લેવું.' આવા પ્રકારનો આ 'જેન્તાક-સ્વેદ' જાણવો.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે : 'અહીં મૂળમાં આરંભે મૂકેલો 'અથ' શબ્દ મંગલવાચી છે અને 'હવે પછી' એવો અર્થ પણ જણાવે છે. જે રોગીને આ જેન્તાક સ્વેદ લેવો હોય તેના વસવાટના ગામથી પૂર્વમાં કે ઉત્તરમાં આવેલ ગુણવાન ભૂમિભાગ મેળવવો જોઈએ; જ્યાં પુષ્કળ વૃક્ષસમુદાય હોય અને ફોતરાં કે અંગારા વગેરે કંઈ હોય નહિ; એ ભૂમિભાગની પાસે 'दीर्घिका'-લાંબી પગથિયાંવાળી વાવ હોય; એવા એ 'सुष्ठु च उप समीपे तीर्थं यस्य तस्मिन् सूपतीर्थे'-સુંદર પાસેના જ તીર્થરૂપ જલાશયવાળો એ ભૂમિભાગ હોવો જોઈએ. મૂળમાં 'अरत्नि' પદ છે તેનો અર્થ 'हस्त' 'હાથ' કરવો; એ ઘર જલાશયથી 'प्राङ्मुखम्' એટલે પશ્ચિમમાં, અથવા 'उदङ्मुखम्' એટલે દક્ષિણમાં રહે, એમ તે ઘરની સન્મુખ એ તીર્થરૂપ જલાશય રહે, તેમ એ ઘર 'कूटागारम्-वर्तुलागारम्' ગોળાકાર હોવું જોઈએ; તેની અંદરની ઓટલી 'आ कवाटात्'-છેક દ્વાર પર્યંત કરેલી હોવી જોઈએ. મૂળના 'किष्कु' શબ્દનો અર્થ 'हस्त-એક હાથ' થાય છે; અગ્નિનો કોઠો 'पुरुषप्रमाणम्' એટલે પુરુષના શરીરની જેટલી ઊંચાઈ હોય તેટલી ઊંચાઈનો હોવો જોઈએ; વળી મૂળમાં 'कुम्भसंस्थानम्' એ પાઠ રાખીને સમજવું કે તે અગ્નિસ્થાન કોઠીના આકારે ઘડાના જેવું કરવું જોઈએ; 'कुम्भाकार-अग्निस्थानम्' ઘડાના જેવા આકારનું તે અગ્નિસ્થાન હોય, એ અગ્નિસ્થાનનું નામ 'अङ्गारार्थं कोष्ठोऽवकाशो विद्यते यस्मिन् सोऽङ्गारकोष्ठक स एव स्तम्भः।' અંગારા માટેનો જેમાં 'કોષ્ઠ' એટલે અવકાશ કે જગ્યા જેમાં હોય છે, તે 'અંગારકોષ્ઠ' કહેવાય છે; એ રૂપી સ્તંભ એ ઘરની વચ્ચે કરાય છે; એ કોઠામાં લાકડાં 'खादिराणां' ખેરનાં નાખવાં; આ છઠ્ઠી વિભક્તિ 'પૂરણ' અર્થમાં વ્યાકરણદૃષ્ટિએ મૂકેલી છે. 'पिच्छा' એટલે પરસેવાની જ ચીકાશવાળો ભાગ સમજવો. 'सर्वेषु स्रोतःसु विमुक्तम्-अपगतबन्ध सर्वस्रोतोविमुक्तम्।' દરેક સ્રોતોમાં બંધન જતાં રહ્યાં હોય; અને 'अपगतविबन्ध'-જેમાંથી મળબંધ છૂટી ગયેલ હોય; આંખની રક્ષા માટેની છેલ્લી સૂચના કરવામાં અભિપ્રાય આ છે કે એ જેન્તાકગૃહમાં રહીને જે માણસ તપી ગયો હોય, તે એકદમ શીતળ પાણીમાં જો પ્રવેશ કરે, તો એ શીતળ જળથી નાશ પામેલી તેના શરીરની ગરમી તેનાં નેત્રોનો પણ નાશ જ કરે છે. આ 'જેન્તાકગૃહ'ના સંબંધમાં અમુક પ્રકારની જ ભૂમિ હોવી જોઈએ અને જળનું સાન્નિધ્ય કે સામીપ્ય જ હોવું જોઈએ, તે મંગલ માટે જ સૂચવેલ છે; વળી જે માણસે આ સ્વેદ લીધો હોય, તે ત્યાં સમીપમાં જ પાણીને જુએ, તેથી તેની દૃષ્ટિની પણ રક્ષા થાય છે; ઉપરાંત સ્વેદનો અતિયોગ જો થઈ જાય તો તેના એક ઉપાયરૂપે પણ આ કૂટાગાર-જેન્તાકગૃહની પાસે જળનું સામીપ્ય હોવું

જરૂરી બને છે અને એ જલાશય ખૂબ પાસે હોવાથી તે કૂટાગાર બનાવવામાં પણ પાણીની સુગમતા થતાં તે બનાવવું પણ સહેલું થાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સંસ્કૃતમાં કેટલાંક ટિપ્પણોનો ઉલ્લેખ કરે છે; જેવાં કે મૂળમાં 'अरत्नि' શબ્દ છે, તેનો અર્થ ચક્રપાણિ 'हस्त–એક હાથ' કહે છે; પરંતુ 'वस्तुतस्तु विस्तृतकनिष्ठबद्धमुष्टिर्हस्तः । मध्याङ्गुलीकूर्परयोर्मध्ये प्रामाणिकः करः, बद्धमुष्टिकरो रत्निररत्निः सकनिष्ठिकः' इति हलायुधः । ખરી રીતે ટચલી આંગળી લાંબી રાખીને મૂઠીને બંધ કરી વાળી હોય એ 'હસ્ત' કહેવાય છે; વચલી આંગળી અને કોણીની વચ્ચેનો ભાગ તે પ્રામાણિક હસ્ત–હાથ ગણાય છે; મૂઠી વાળેલો હાથ 'રત્નિ' અને ટચલી આંગળી લાંબી કરી મૂઠી વાળેલો હાથ તે 'અરત્નિ' કહેવાય છે, એમ હલાયુધ કોષકાર કહે છે. મૂળમાં 'किष्कुः' પદ છે, તેનો અર્થ પણ 'हस्तः–એક હાથ' એવો થાય છે; આ સંબંધે પણ કહ્યું છે કે, 'यवोऽष्टगुणितोऽङ्गुलिः, अङ्गुलं तु भवेन्मात्रं वितस्तिर्द्वादशाङ्गुलः । तद्द्वयं हस्त उद्दिष्टः स च किष्कुरिति स्मृतः । આઠગણા એટલે લાઇનબંધ મૂકેલા આઠ જવ તે 'અંગુલિ' માપ કહેવાય છે; એ જ માપ 'અંગુલ'નું પણ છે; બાર અંગુલની એક 'વિતસ્તિ કે વેંત' થાય છે; બે વેંતનો એક 'હસ્ત–હાથ' થાય છે અને તે જ 'કિષ્કુ' કહેવાય છે. અષ્ટાંગસંગ્રહકાર અહીં કહે છે કે, 'किष्कुमुक्तं द्विपुरुषप्रमाणम् । જેન્તાકની વચ્ચેનું અગ્નિનું સ્થાન પિંડિકાથી એક કિષ્કુ છોડીને બે પુરુષની ઊંચાઈનું કરવું.' અષ્ટાંગસંગ્રહકારના શિષ્ય 'ઇંદુ' અહીં આવું વ્યાખ્યાન કરે છે: 'એ અગ્નિસ્તંભ અંદરના ભાગમાં પિંડિકાથી એક કિષ્કુ જમીન છોડીને વચ્ચે ઊંચાઈમાં બે પુરુષની ઊંચાઈ બરોબર એટલે સાત હાથનો કરવો. 'किष्कुर्हस्तचतुष्टयम्'–ચાર હાથનો એક 'કિષ્કુ' એમ તે કહે છે; વળી તે 'ઇંદુ' અહીં મૂળમાં લખેલા 'कन्दू' પદનો અર્થ આવો લખે છે: 'कन्दू मृण्मय्यनुपनद्धपटहाकृतिर्भवति इति ।'–નહિ મઢેલા ઢોલના જેવી માટીની આકૃતિ 'કન્દૂ' કહેવાય છે; એવી આકૃતિનું એ અગ્નિસ્થાન હોવું જોઈએ.

### અશ્મઘનસ્વેદની વિધિ

शयानस्य प्रमाणेन घनामश्ममयीं शिलाम् ।
तापयित्वा मारुतघ्नैर्दारुभिः संप्रदीपितैः ॥ ४६ ॥
व्यपोह्य सर्वानङ्गारान् प्रोक्ष्य चैवोष्णवारिणा ।
तां शिलामथ कुर्वीत कौषेयाविकसंस्तराम् ॥ ४७ ॥
तस्यां स्वभ्यक्तसर्वाङ्गः स्वपन् स्विद्यति ना सुखम् ।
रौरवाजिनकौषेयप्रावाराद्यैः सुसंवृतः ॥ ४८ ॥
इत्युक्तोऽश्मघनस्वेदः,

રોગી માણસ સૂઈ રહે, તેટલા માપની મજબૂત જાડી પથ્થરની શિલાને વાયુનાશક સળગાવેલાં લાકડાં વડે તપાવીને, બધા અંગારા ખસેડી લઈ (તેના પર) ગરમ પાણી છાંટીને પછી એ શિલા પર રેશમનું કે ઊનનું વસ્ત્ર બિછાવવું; પછી જેને સ્વેદ લેવો હોય એ માણસના આખા શરીર પર સ્નેહનું સારી રીતે માલિસ કરી તે શિલા પર એ માણસને સુખપૂર્વક સુવાડવો; પછી એ માણસના શરીર ઉપર મૃગચર્મ, રેશમી વસ્ત્ર કે ઊનનો કામળો વગેરે બરાબર ઓઢાડી દઈ સ્વેદન કરાવવું; એમ આ 'અશ્મઘનસ્વેદ' કહ્યો છે.

(ચક્રપાણિ 'रौरव'ના બદલે 'कौरव' પાઠ રાખી, તેનો અર્થ 'कार्पास'–સુતરાઉ વસ્ત્ર એમ કહે છે; તે ઉપરાંત મૃગચર્મ વગેરે પણ ઓઢાડવાનાં સૂચવે છે.)

અહીં હિંદી ટીકાકાર શ્રી જયદેવ આ પ્રમાણે ખાસ સૂચન કરે છે: 'એ ગરમ થયેલી શિલા પર ભૂલથી પણ ટાઢું પાણી કદી ન છાંટવું જોઈએ; તેના પર એ શીતળ જળ છાંટવાથી એ શિલા તત્કાળ તૂટી જાય છે. આ સ્વેદ સંબંધે સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'पूर्ववत् स्वेदयेद् दग्ध्वा भस्मापोह्यापि वा शिलाम् ।' અહીં 'पूर्ववत्' પદનો આ અર્થ છે કે, 'પ્રથમ કહેલ ભૂસ્વેદના વિધાનની પેઠે જ શિલાને તપાવી તેના પરની રાખ ખસેડી લઈ એ શિલા પર રોગીને સ્વેદન કરાવવું; અષ્ટાંગસંગ્રહકારે આ અસ્મઘનસ્વેદનું તથા ભૂસ્વેદનું વર્ણન અલગ અલગ કર્યું નથી; તેમણે તો આ સંબંધે આમ જ લખ્યું છે: 'पुरुषायाममात्रम् अधिकं वा घनं समं च शिलातलं भूप्रदेशं वा वातहरदारुदीप्तेनाग्निना सर्वतस्तापयित्वाग्निमपोह्योष्णोदकाम्लादिभिरभ्युक्ष्य यथोक्तप्रच्छदे संस्तरवत् स्वेदयेदिति घनाश्मस्वेदः'। એક માણસની જેટલી લંબાઈ હોય તેટલી લંબાઈની અથવા તેથી અધિક લંબાઈની ઘાટી મજબૂત સપાટ શિલાને અથવા તેવા જ ભૂમિના પ્રદેશને વાયુનો નાશ કરે એવા ગુણવાળાં લાકડાંથી પ્રદીપ્ત કરેલા અગ્નિ વડે ચોપાસ તપાવીને, પછી તે અગ્નિને દૂર કરી ગરમ પાણીથી કે કાંજીથી તે શિલા પર કે ભૂ–પ્રદેશ પર છંટકાવ કર્યા પછી એના પર ઉપર કહ્યા પ્રમાણેનું મૃગચર્મ આદિ બિછાવી સંસ્તરસ્વેદની પેઠે જ રોગી માણસને સ્વેદન આપવું;

ચોપાસ ઘણાં બારીક કાણાં હોવાં જોઈએ; અને તેના પર ઢાંકણું પણ માટીનું જ હોવું જોઈએ; એ કોઠામાં ખેરનાં કે શાલનાં લાકડાં ભરીને તેમાં અગ્નિ સળગાવવો જોઈએ; એ લાકડાં બરાબર બળી જાય અને નિર્ધૂમ અંગારા જ કેવળ બાકી રહે, ત્યારે એ આખુંયે ઘર અગ્નિથી ખૂબ તપી જાય અને સ્વેદ લેવાને યોગ્ય બની જાય ત્યારે તેમાં જેને સ્વેદ આપવો હોય તેવા રોગી માણસને શરીર પર વાતહર સ્નેહની માલિસ કર્યા પછી એક વસ્ત્ર ઓઢાડીને પૈઠે દાખલ કરવો અને તેમાં દાખલ કરતી વેળા તેને આવી શિખામણ પણ આપવી : 'હે ભાઈ! આ ઘરમાં તારે કલ્યાણ તથા આરોગ્ય માટે પ્રવેશ કરવાનો છે; અંદર દાખલ થઈને તારે ભીંતની પાસે ચારે બાજુ કરેલી ઓટલી પર તને સુખ થાય તેમ ગમે તે પડખાં ફેરવ્યા કરીને સૂઈ જવાનું છે; એમ સૂતા પછી તને ખૂબ પરસેવો આવશે, મૂર્છા પણ આવશે, છતાં તારે બિલકુલ ગભરાવું નહિ અને ગભરાઈને કંઠે પ્રાણ આવે તોયે બેઠક–ઓટલીનો બિલકુલ ત્યાગ જ કરવો નહિ; છતાં તું ગભરાઈ જઈને કદાચ ઓટલી છોડી દઈશ, તો એ ગભરામણમા તને ઘરનું દ્વાર હાથ લાગશે નહિ અને ગભરામણ વધી જતાં છેવટ એ ઓટલી પણ તને હાથ નહિ લાગતાં તારું તત્કાળ મરણ થવાનો પણ સંભવ થશે, માટે હરકોઈ સ્થિતિમાં પણ તારે તે બેઠકનો કદી ત્યાગ જ કરવો નહિ; પછી તને જાણવામાં આવે કે મારું શરીર અંદરની કફની જમાવટથી રહિત થયું છે, તેમાંથી ઝરેલા પરસેવાની ચીકાશ પણ જતી રહી છે, દરેક સ્રોતોના કે નાડીઓના માર્ગો ખુલ્લા થઈ ગયા છે, હલકાઈ જણાય છે, મળબંધ દૂર થયો છે, સજ્જડપણું તથા કોઈ સ્પર્શનું અજ્ઞાન રહ્યું નથી; અને વેદના તથા ભારેપણું પણ હવે નથી, તે પછી તારે એ બેઠકના જ માર્ગે–તેની ઉપર જ ચાલીને ઘરના બારણે આવવું; ઘરની બહાર નીકળ્યા પછી પણ આંખનું રક્ષણ જાળવવા માટે એકદમ ટાઢા પાણીને અડવું પણ નહિ; આંખે શીતળ પાણી તરત છાંટવું નહિ કે ટાઢા પાણીએ એકદમ નાહવું પણ નહિ; પરંતુ બે ઘડી જેટલો વખત ગાળ્યા પછી તારો સંતાપ અને ગભરામણ દૂર થાય ત્યારે સહેવાય એવા ગરમ પાણીથી જ તારે વિધિપૂર્વક સ્નાન કરવું અને તે પછી જમી લેવું.' આવા પ્રકારનો આ 'જેન્તાક-સ્વેદ' જાણવો.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે : 'અહીં મૂળમાં આરંભે મૂકેલો 'અથ' શબ્દ મંગલવાચી છે અને 'હવે પછી' એવો અર્થ પણ જણાવે છે. જે રોગીને આ જેન્તાક સ્વેદ લેવો હોય તેના વસવાટના ગામથી પૂર્વમાં કે ઉત્તરમાં આવેલ ગુણવાન ભૂમિભાગ મેળવવો જોઈએ; જ્યાં પુષ્કળ વૃક્ષસમુદાય હોય અને ફોતરાં કે અંગારા વગેરે કંઈ હોય નહિ; એ ભૂમિભાગની પાસે 'परीवापो दीर्घिका'–લાંબી પગથિયાંવાળી વાવ હોય; એવો એ 'सुष्ठु च उप समीपे तीर्थं यस्य तस्मिन् सूपतीर्थे'–સુંદર પાસેના જ તીર્થરૂપ જલાશયવાળો એ ભૂમિભાગ હોવો જોઈએ. મૂળમાં 'अरत्नि' પદ છે તેનો અર્થ 'हस्त' 'હાથ' કરવો; એ ઘર જલાશયથી 'प्राङ्मुखम्' એટલે પશ્ચિમમાં, અથવા 'उदङ्मुखम्' એટલે દક્ષિણમાં રહે, એમ તે ઘરની સન્મુખ એ તીર્થરૂપ જલાશય રહે, તેમ એ ઘર 'कूटागारम्–वर्तुलागारम्' ગોળાકાર હોવું જોઈએ; તેની અંદરની ઓટલી 'आ कवाटात्'–ઠેઠ દ્વાર પર્યંત કરેલી હોવી જોઈએ. મૂળના 'किष्कु' શબ્દનો અર્થ 'हस्त–એક હાથ' થાય છે; અગ્નિનો કોઠો 'पुरुषप्रमाणम्' એટલે પુરુષના શરીરની જેટલી ઊંચાઈ હોય તેટલી ઊંચાઈનો હોવો જોઈએ; વળી મૂળમાં 'कुम्भसंस्थानम्' એ પાઠ રાખીને સમજવું કે તે અગ્નિસ્થાન કોઠીના આકારે ઘડાના જેવું કરવું જોઈએ; 'कुम्भाकार–अग्निस्थानम्' ઘડાના જેવા આકારનું તે અગ્નિસ્થાન હોય; એ અગ્નિસ્થાનનું નામ 'अङ्गारार्थं कोष्ठोऽवकाशो विद्यते यस्मिन् सोऽङ्गारकोष्ठकः स एव स्तम्भः।' અંગારા માટેનો જેમા 'કોષ્ઠ' એટલે અવકાશ કે જગ્યા જેમાં હોય છે, તે 'અંગારકોષ્ઠ' કહેવાય છે; એ રૂપી સ્તંભ એ ઘરની વચ્ચે કરાય છે; એ કોઠામાં લાકડાં 'खादिराणां' ખેરનાં નાખવાં; આ છઠ્ઠી વિભક્તિ 'પૂરણ' અર્થમાં વ્યાકરણદૃષ્ટિએ મૂકેલી છે. 'पिच्छा' એટલે પરસેવાની જ ચીકાશવાળો ભાગ સમજવો. 'सर्वेषु स्रोत सु विमुक्तम्–अपगतबन्ध सर्वस्रोतोविमुक्तम्।' દરેક સ્રોતોમાં બંધન જતાં રહ્યાં હોય; અને 'अपगतविबन्ध'–જેમાંથી મળબંધ છૂટી ગયેલ હોય; આંખની રક્ષા માટેની છેલ્લી સૂચના કરવામાં અભિપ્રાય આ છે કે એ જેન્તાકગૃહમાં રહીને જે માણસ તપી ગયો હોય, તે એકદમ શીતળ પાણીમાં જો પ્રવેશ કરે, તો એ શીતળ જળથી નાશ પામેલી તેના શરીરની ગરમી તેનાં નેત્રોનો પણ નાશ જ કરે છે. આ 'જેન્તાકગૃહ'ના સંબંધમાં અમુક પ્રકારની જ ભૂમિ હોવી જોઈએ અને જળનું સાંનિધ્ય કે સામીપ્ય જ હોવું જોઈએ, તે મંગલ માટે જ સૂચવેલ છે; વળી જે માણસે આ સ્વેદ લીધો હોય, તે ત્યાં સમીપમાં જ પાણીને જુએ, તેથી તેની દૃષ્ટિની પણ રક્ષા થાય છે; ઉપરાંત સ્વેદનો અતિયોગ જો થઈ જાય તો તેના એક ઉપાયરૂપે પણ આ કૂટાગાર–જેન્તાકગૃહની પાસે જળનું સામીપ્ય હોવું

જરૂરી બને છે અને એ જલાશય ખૂબ પાસે હોવાથી તે કૂટાગાર બનાવવામાં પણ પાણીની સુગમતા થતાં તે બનાવવું પણ સહેલું થાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સંસ્કૃતમાં કેટલાંક ટિપ્પણોનો ઉલ્લેખ કરે છે; જેવાં કે મૂળમાં 'अरत्नि' શબ્દ છે, તેનો અર્થ ચક્રપાણિ 'हस्त–એક હાથ' કહે છે; પરંતુ 'वस्तुतस्तु विस्तृतकनिष्ठबद्धमुष्टिर्हस्तः । मध्याङ्गुलीकूर्परयोर्मध्ये प्रामाणिकः करः, बद्धमुष्टिकरो रत्निररत्निः सकनिष्ठिकः' इति हलायुधः। ખરી રીતે ટચલી આંગળી લાંબી રાખીને મૂઠીને બંધ કરી વાળી હોય એ 'હસ્ત' કહેવાય છે; વચલી આંગળી અને કોણીની વચ્ચેનો ભાગ તે પ્રામાણિક હસ્ત–હાથ ગણાય છે; મૂઠી વાળેલો હાથ 'રત્નિ' અને ટચલી આંગળી લાંબી કરી મૂઠી વાળેલો હાથ તે 'અરત્નિ' કહેવાય છે, એમ હલાયુધ કોષકાર કહે છે. મૂળમાં 'किष्कुः' પદ છે, તેનો અર્થ પણ 'हस्तः–એક હાથ' એવો થાય છે; આ સંબંધે પણ કહ્યું છે કે, 'यवोऽष्टगुणितोऽङ्गुलिः, अङ्गुलं तु भवेन्मात्रं वितस्तिर्द्वादशाङ्गुलः। तद्द्वयं हस्त उद्दिष्टः स च किष्कुरिति स्मृतः। આઠગણા એટલે લાઇનબંધ મૂકેલા આઠ જવ તે 'અંગુલિ' માપ કહેવાય છે; એ જ માપ 'અંગુલ'નું પણ છે; બાર અંગુલની એક 'વિતસ્તિ કે વેંત' થાય છે; એ વેંતનો એક 'હસ્ત–હાથ' થાય છે અને તે જ 'કિષ્કુ' કહેવાય છે. અષ્ટાંગસંગ્રહકાર અહીં કહે છે કે, 'किष्कुमुक्तं द्विपुरुषप्रमाणम्। જેન્તાકની વચ્ચેનું અગ્નિનું સ્થાન પિંડિકાથી એક કિષ્કુ છોડીને બે પુરુષની ઊંચાઈનું કરવું.' અષ્ટાંગસંગ્રહકારના શિષ્ય 'ઇંદુ' અહીં આવું વ્યાખ્યાન કરે છે: 'એ અગ્નિસ્તંભ અંદરના ભાગમાં પિંડિકાથી એક કિષ્કુ જમીન છોડીને વચ્ચે ઊંચાઈમાં બે પુરુષની ઊંચાઈ બરોબર એટલે સાત હાથનો કરવો. 'किष्कुर्हस्तचतुष्टयम्'–ચાર હાથનો એક 'કિષ્કુ' એમ તે કહે છે; વળી તે 'ઇંદુ' અહીં મૂળમાં લખેલા 'कन्दू' પદનો અર્થ આવો લખે છે: 'कन्दू मृण्मय्यनुपनद्धपटहाकृतिर्भवति इति।'–નહિ મઢેલા ઢોલના જેવી માટીની આકૃતિ 'કન્દૂ' કહેવાય છે; એવી આકૃતિનું એ અગ્નિસ્થાન હોવું જોઈએ.

### અશ્મઘનસ્વેદની વિધિ

**शयानस्य प्रमाणेन घनामश्ममयीं शिलाम्।**
**तापयित्वा मारुतघ्नैर्दारुभिः संप्रदीपितैः ॥ ४६ ॥**
**व्यपोह्य सर्वानङ्गारान् प्रोक्ष्य चैवोष्णवारिणा।**
**तां शिलामथ कुर्वीत कौषेयाविकसंस्तराम् ॥ ४७ ॥**
**तस्यां स्वभ्यक्तसर्वाङ्गः स्वपन् स्विद्यति ना सुखम्।**
**रौरवाजिनकौषेयप्रावाराद्यैः सुसंवृतः ॥ ४८ ॥**
**इत्युक्तोऽश्मघनस्वेदः,**

રોગી માણસ સૂઈ રહે, તેટલા માપની મજબૂત જાડી પથ્થરની શિલાને વાયુનાશક સળગાવેલાં લાકડાં વડે તપાવીને, બધા અંગારા ખસેડી લઈ (તેના પર) ગરમ પાણી છાંટીને પછી એ શિલા પર રેશમનું કે ઊનનું વસ્ત્ર બિછાવવું; પછી જેને સ્વેદ લેવો હોય એ માણસના આખા શરીર પર સ્નેહનું સારી રીતે માલિસ કરી તે શિલા પર એ માણસને સુખપૂર્વક સુવાડવો; પછી એ માણસના શરીર ઉપર મૃગચર્મ, રેશમી વસ્ત્ર કે ઊનનો કામળો વગેરે બરાબર ઓઢાડી દઈ સ્વેદન કરાવવું; એમ આ 'અશ્મઘનસ્વેદ' કહ્યો છે.

(ચક્રપાણિ 'रौरव'ના બદલે 'कौरव' પાઠ રાખી, તેનો અર્થ 'कार्पास'–સુતરાઉ વસ્ત્ર એમ કહે છે; તે ઉપરાંત મૃગચર્મ વગેરે પણ ઓઢાડવાનાં સૂચવે છે.)

અહીં હિંદી ટીકાકાર શ્રી જયદેવ આ પ્રમાણે ખાસ સૂચન કરે છે: 'એ ગરમ થયેલી શિલા પર ભૂલથી પણ ટાઢું પાણી કદી ન છાંટવું જોઈએ; તેના પર એ શીતળ જળ છાંટવાથી એ શિલા તત્કાળ તૂટી જાય છે. આ સ્વેદ સંબંધે સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'पूर्ववत् स्वेदयेद् दग्ध्वा भस्मापोह्यापि वा शिलाम्।' અહીં 'पूर्ववत्' પદનો આ અર્થ છે કે, 'પ્રથમ કહેલ ભૂસ્વેદના વિધાનની પેઠે જ શિલાને તપાવી તેના પરની રાખ ખસેડી લઈ એ શિલા પર રોગીને સ્વેદન કરાવવું; અષ્ટાંગસંગ્રહકારે આ અશ્મઘનસ્વેદનું તથા ભૂસ્વેદનું વર્ણન અલગ અલગ કર્યું નથી; તેમણે તો આ સંબંધે આમ જ લખ્યું છે: 'पुरुषायाममात्रम् अधिकं वा घनं समं च शिलातलं भूप्रदेशं वा वातहरदारुदीप्तेनाग्निना सर्वतस्तापयित्वाग्निमपोह्योष्णोदकाम्लादिभिरभ्युक्ष्य यथोक्तप्रच्छदे संस्तरवत् स्वेदयेदिति घनाश्मस्वेदः'। એક માણસની જેટલી લંબાઈ હોય તેટલી લંબાઈની અથવા તેથી અધિક લંબાઈની ઘાટી મજબૂત સપાટ શિલાને અથવા તેવા જ ભૂમિના પ્રદેશને વાયુનો નાશ કરે એવા ગુણવાળાં લાકડાંથી પ્રદીપ્ત કરેલા અગ્નિ વડે ચોપાસ તપાવીને, પછી તે અગ્નિને દૂર કરી ગરમ પાણીથી કે કાંજીથી તે શિલા પર કે ભૂ–પ્રદેશ પર છંટકાવ કર્યા પછી એના પર ઉપર કહ્યા પ્રમાણેનું મૃગચર્મ આદિ બિછાવી સંસ્તરસ્વેદની પેઠે જ રોગી માણસને સ્વેદન આપવું;

એ 'ધનાશ્મરસ્વેદ' કહેવાય છે.' અહીં તેમણે 'ધનાશ્મસ્વેદ'માં જ 'ભૂસ્વેદ'ને પણ ગણી લીધો છે; પરંતુ 'ભૂસ્વેદ'ની ગણતરી અલગ કરી નથી. ૪૬-૪૮

### કર્ષૂસ્વેદની વિધિ

कर्षूस्वेदः प्रवक्ष्यते ।
खानयेच्छयनस्याधः कर्षूं स्थानविभागवित् ॥ ४९ ॥
दीप्तैरधूमैरङ्गारैस्तां कर्षूं पूरयेत्ततः ।
तस्यामुपरि शय्यायां स्वपन् स्विद्यति ना सुखम् ॥५०

(હવે) કર્ષૂસ્વેદ કહીએ છીએ: સ્થાનનો વિભાગ જાણતા વૈદ્યે (રોગી માણસના) શયન-ખાટલાની નીચે હાંડલીના આકારનો-અંદરથી પહોળો અને નાના મોઢાવાળો ખાડો ખોદાવવો; પછી એ ખાડાને પ્રદીપ્ત નિર્ધૂમ અંગારાઓથી ભરી દેવો; અને તે પછી એ ખાડા પર શય્યા-ખાટલો વગેરે ઢળાવી, તે શય્યા પર એ રોગી માણસને સૂવાડવો, જેથી તે માણસ સુખપૂર્વક સ્વેદન પામે છે. ૪૯,૫૦

આ 'કર્ષૂસ્વેદ'માં જણાવેલ 'કર્ષૂ' શબ્દનો અર્થ શ્રીગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આમ લખે છે: 'हण्डिकाकारां गोलाकृतिमगर्तरूपां कर्षूम्'-હાંડલીના જેવા આકારનો ગોળ આકૃતિ ધરાવતો ખાડો 'કર્ષૂ' કહેવાય છે; એવો ખાડો રોગીના ખાટલાની નીચે ખોદાવવો જોઈએ; પછી તેમાં ધગધગતા અંગારા ભરી દઈ, તેના પર ખાટલો ઢાળી જેને સ્વેદ આપવો હોય, તે રોગીને એના પર સુવાડવો, જેથી તેને બરાબર સ્વેદ મળી રહે છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ આ 'કર્ષૂ' શબ્દનો અર્થ પોતાની ટીકામાં આમ લખે છે: 'अभ्यन्तरविस्तीर्णोऽल्पमुखो गर्तः कर्षूः.' અંદરના ભાગમાં પહોળો અને નાના મોઢાવાળો; એટલે સાંકડા મોઢાનો ખાડો તૈયાર કરવો, એ 'કર્ષૂ' કહેવાય છે. ૪૯,૫૦

### કુટીસ્વેદની વિધિ

अनत्युत्सेधविस्तारां वृत्ताकारामलोचनाम् ।
घनभित्तिं कुटीं कृत्वा कुष्ठाद्यैः संप्रलेपयेत् ॥ ५१ ॥
कुटीमध्ये भिषक्शय्यां स्वास्तीर्णां चोपकल्पयेत् ।
[illegible]
[illegible]
[illegible] ३ ॥

જેની ઊંચાઈ તથા વિસ્તાર વધુ પ્રમાણમાં ન હોય, જેનો આકાર ગોળ હોય અને જેમાં કોઈ જાળિયું કે બારી પણ ન હોય અને જેની ભીંત મજબૂત હોય એવી એક કુટી-નાની ઓરડી બનાવી, તેની અંદર કઠ વગેરે (દશ) ઔષધ-દ્રવ્યોનો બરાબર લેપ કરાવી દેવો; પછી એ કુટીની વચ્ચે વૈદ્યે (રોગી માટે) એક શય્યા-ખાટલો ઢળાવી દેવો; તેની ઉપર ઓઢવાનો ભારે કામળો, મૃગચર્મ, રેશમી વસ્ત્ર, રંગબેરંગી કામળો કે શણનું વસ્ત્ર-ગૂણિયું બરાબર પાથરી દઈ એ શય્યાને બરાબર તૈયાર કરવી; પછી એ શય્યાની ચારે બાજુ અંગારાઓથી ભરેલી સગડીઓ ગોઠવાવી દઈ શરીર પર સ્નેહનું માલિસ જેણે કર્યું હોય એવો રોગી માણસ, તે શય્યા પર ચઢી (બેસી) જાય, જેથી તે સુખપૂર્વક સ્વેદન પામે છે. ૫૧-૫૩

અહીં શ્રી ગંગાધર વધુ આમ જણાવે છે કે કઠ વગેરે દશ ઉષ્ણવીર્ય દ્રવ્યોથી એ કુટીને કે ઓરડીને અંદરના ભાગમાં ચોપાસ બરાબર લીંપવી જોઈએ; જ્યારે ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ લખે છે કે, 'કુષ્ઠાદ્યૈ.' એમ 'આદ્ય' શબ્દ મૂકી આવું પણ સૂચન કર્યું છે કે કઠ વગેરેની સાથે બીજાં ઉષ્ણવીર્ય સુગંધી દ્રવ્યોથી પણ એ કુટીને ચોપાસ લીંપવી જોઈએ.

હિંદી ટીકાકાર જયદેવ અહીં વધુ આમ પણ જણાવે છે કે, સુશ્રુતમાં આ કુટીસ્વેદનું વિધાન આ પ્રમાણે કહેવામાં આવ્યું છે: 'पूर्ववत् कुटीं वा चतुर्द्वारां कृत्वा तस्यामुपविष्टस्यान्तश्चतुर्द्वारेऽङ्गारानुपसधाय तं स्वेदयेद्' અથવા પહેલાની જેમ ચાર દ્વારવાળી કુટી-ઓરડી કરીને તે ઓરડીની અંદર બેઠેલા રોગાને, ચારે દ્વારમા અંગારાઓ મુકાવી સ્વેદ અપાવવો; અથવા સુશ્રુતની ટીકા કરતા ડલ્હણના કહેવા પ્રમાણે એ કુટીનાં ચારે દ્વારોના ભૂમિભાગોને અંગારાઓથી ગરમ કરી, ત્યાંથી અંગારાઓ ખસેડી લઈ, તે ભૂમિભાગો પર કાંજી કે પાણી વગેરે છાંટીને અંદર શય્યા પર રોગીને બેસાડી દેવો; જેથી એ દ્વારોના અગ્રભાગો પરથી નીકળેલી બાફ, એ રોગીને પ્રાપ્ત થઈ તેને સ્વેદન કરનારી થઈ શકે છે. અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૬મા અધ્યાયમાં પણ કહેવાયુ છે કે, 'कुटीं नात्युच्चविस्तारां वृत्तामच्छिद्रामुपनाहकल्कघनप्रदिग्धकुड्यां सर्वतो विधूमप्रदीप्तखदिराङ्गारपूर्णहसन्तिकासमूहपरिवृतां विधाय तन्मध्ये च शय्यां तत्रस्थं स्वेदयेदिति कुटीस्वेदः ।' જેની ઊંચાઈ અને વિસ્તાર વધુ પ્રમાણમાં ન હોય એવી ગોળાકાર અને છિદ્ર વિનાની એક કુટી અથવા ઓરડી કરાવવી; તેની ચારે

ની ભીંતો પર ઉપનાહસ્વેદનાં દ્રવ્યોના કલ્કનું ધાટું ાન લગાડી દેવું અને પછી તે કુટીની અંદર ચારે ખેરના નિર્ધૂમ–ધગધગતા અંગારા ભરેલી સગડી- ા સમુદાયો ગોઠવી દઈ, એ કુટીની વચ્ચે શય્યા પર તે બેસાડી દઈ, સ્વેદન કરાવવું, એ 'કુટીસ્વેદ' ય છે.' ૫૧–૫૩

## ભૂસ્વેદનું વિધાન

एवाश्मघनस्वेदविधिर्भूमौ स एव तु ।
ास्तायां निवातायां समायामुपदिश्यते ॥ ५४ ॥

પ્રથમ 'અશ્મઘન' સ્વેદની જે વિધિ કહી છે, ४ વિધિ ઉત્તમ, વાયુરહિત, સપાટ જમીન પણ કરવાની જે ઉપદેશાય છે, તે જ 'ભૂસ્વેદ' ાય છે. ૫૪

શ્રી ગંગાધર અહીં બરાબર સમજાવે છે: 'રોગી ુસ સૂઈ રહે, એટલા માપની સારી સપાટ વાયુ- ત જમીનને વાયુનાશક લાકડાં સળગાવી બરાબર વવી જોઈએ; પછી ત્યાંથી બધા અંગારા ખસેડી એ જમીન પર ગરમ પાણીનો છંટકાવ કરાવવો; ા એ જમીન પર રેશમી કે ઊનનું વસ્ત્ર પાથરી દઈ ારહિત એ જમીન પર રોગીએ સૂઈ જવું, જેથી સુખપૂર્વક સ્વેદન મળી રહે છે; પરંતુ કાળજી રાખવી એ જમીન પર સ્વેદ લેવા સૂતા પછી પોતાના શરીર મૃગચર્મ, રેશમી વસ્ત્ર કે ઓઢવાનો ભારે કામળો ઢીને જ એ સ્વેદ લેવો જોઈએ.' એમ આ ્વેદ' કહ્યો છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવે સુશ્રુતે જણાવેલો આ ેદ, ત્યાંના ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયમાંથી આમ ી બતાવ્યો છે: 'पुरुषायाममात्रां च भूमिमुत्कीर्य दिरैः । काष्ठैर्दग्ध्वा तथाभ्युक्ष्य क्षीरधान्याम्लवारिभिः ॥ पत्र- रिवच्छाद्य शयानं स्वेदयेत् ततः ।' એક માણસના જેટલી ાઈની જમીનને બરાબર ખોતરી–સાફ કરીને ખેરનાં કડાંઓથી તે જમીનને બાળવી; અને પછી તેના પર ા, ધાન્યની કાંજીની ખટાઈ કે પાણી છાંટી વાયુહર ાદડાંઓના ટુકડા પાથરીને રોગી માણસને સુવાડવો ાને તેની એ બાફથી તેને સ્વેદન કરાવવું.' અષ્ટાંગ- ંગ્રહકારે તો 'આ ભૂસ્વેદ'ને 'અશ્મઘનસ્વેદ'માં જ માવી દીધો છે. ૫૪

## કુંભીસ્વેદનું વિધાન

कुम्भीं वातहरक्काथपूर्णां भूमौ निखानयेत् ।
अर्धभागं त्रिभागं वा शयनं तत्र चोपरि ॥ ५५ ॥
स्थापयेदासनं वाऽपि नातिसान्द्रपरिच्छदम् ।
अथ कुम्भ्यां सुसंतप्तान् प्रक्षिपेदयसो गुडान् ॥५६॥
पाषाणान् वोष्मणा तेन तत्स्थः स्विद्यति ना सुखम् ।
सुसंवृताङ्गः स्वभ्यक्तः स्नेहैरनिलनाशनैः ॥ ५७ ॥

વાયુનાશક દ્રવ્યોના કવાથથી ભરેલી એક કોઠી જમીનમાં અર્ધાભાગે કે ત્રણભાગે નાખવી, એટલે જમીનની અંદર ઉતારવી; પછી તે કોઠી પર રોગીનું શયન કે ખાટલો વગેરે (અદ્ધર) પાથ- રવો; અથવા (અદ્ધર રહે એવું) કોઈ આસન ગોઠવવું; એ શયનાસનની ઉપર અતિશય ધાટાં ન હોય એવાં ઓછાડ કે બિછાનાં બિછાવવાં; પછી એ શયનાસન પર રોગીને બેસાડી દેવો અને પેલી કવાથ ભરેલી કોઠીમાં સારી રીતે તપેલા લોઢાના ગોળા કે પથરાઓને અગ્નિથી લાલચોળ ધગધગાવીને નાખ્યા કરવા જોઈએ; જેથી તેની એ બાફ અથવા વરાળ (બહાર નીકળતાં તેના) વડે એ શયનાસન પર બેઠેલો (રોગી) માણસ સુખપૂર્વક સ્વેદન પામે છે; પરંતુ એ વેળા એમ સ્વેદન લેતા એ માણસે પોતાના શરીર પર વાયુનાશક સ્નેહનું માલિસ કરેલું હોવું જોઈએ અને શરીરને ઊનનાં વસ્ત્ર વગેરેથી ઢાંકેલું પણ હોવું જોઈએ. ૫૫,૫૬

શ્રી ગંગાધર અહીં જણાવે છે કે, વાયુનો નાશ કરે એવા દેવદાર્વાદિ કવાથથી કોઠી ભરવી જોઈએ. પછી એ કોઠીને જમીનની અંદર અર્ધી કે ત્રણ ભાગ જેટલી ઉતારી નાખી તેના પર ખાટલો કે એવું કોઈ આસન ગોઠવી દઈ, એ આસન પર આછાં ગરમ ઓછાડ ઓછાડીને રોગી માણસના શરીર પર વાયુનાશક સ્નેહનું માલિસ કરી, તેના શરીર ઉપર પણ ગરમ કે રેશમી વસ્ત્ર ઓઢાડો દઈને પેલી કોઠીમાં અગ્નિથી ખૂબ ધગાવેલા લોખંડી ગોળા કે પથરાના ગોળા અનુક્રમે નાખ્યા કરવા જોઈએ, જેથી તેની વરાળ અથવા બાફ બહાર નીકળતાં એ કોઠી ઉપર બેઠેલા માણસને સુખપૂર્વક સ્વેદન મળી રહે છે.

સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયમાં આ કુંભીસ્વેદનું વિધાન જુદા જ પ્રકારે બતાવ્યું છે: 'मांस- रसपयोदधिधान्याम्लवातहरपत्रक्काथपूर्णां कुम्भीमनुतप्तां प्रावृत्यो- ष्माणं गृह्णीयात् ।' અર્થાત્ ગરમાગરમ માંસરસ, દૂધ, દહીં, ધાન્યની ખટાઈ અને વાયુનાશક પાંદડાના કવાથ- થી ભરેલી કોઠીને એમ ને એમ ધગધગતી વસ્ત્રથી ઢાંકી દઈ, તે કોઠીને બેય હાથથી બરાબર પકડીને તેની બાફ

લેવી; પણ એ કોઠીને પોતાના શરીરને બરાબર અડે એ રીતે રાખવી જોઈએ; શરીરથી લગારે દૂર રાખવી ન જોઈએ, જેથી તેની બાફ શરીરને બરાબર લાગુ રહ્યા કરે. એ કોઠીને વસ્ત્રથી ઢાંકવામાં કારણ આ છે કે તેની ગરમી એકદમ ઓછી ન થઈ જાય અને શરીર પર તેની સીધી ગરમી લાગવાથી એકદમ વધુ પડતી ઉષ્ણતા જે લાગે તે પણ લાગુ ન થાય. (આજ કાલ રબ્બરની કોથળીમાં ગરમ પાણી ભરીને તેની ગરમી કે શેક લેવાનું ચાલે છે, તે આ 'કુંભીસ્વેદ'નો જ એક ભેદ છે. એમ હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં પોતાની ટીકામાં લખે છે; ઉપરાંત તેઓ જણાવે છે કે વૃદ્ધ વાગ્ભટે 'કુંભી-સ્વેદ'ના આ બન્ને પ્રકારો સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાય-માં આ પ્રમાણે લખ્યા છે. 'पूर्ववत् स्वेदद्रव्याणि कुम्भ्यामुत्क्वाथ्याश्लिष्योपविष्टस्तदूष्माणं गृह्णीयात् भूमौ वा तां निखाय तदूर्ध्वमासनं शयनं वा नातिघनप्रच्छदं परितः प्रलम्बमानकुथकम्बलगोणिकं विधाय तत्रस्थस्योष्माणं गृह्णतः कुम्भ्यामग्निवर्णानयोगुडानुपलांश्च शनैर्निमज्जयेत्' इति कुम्भीस्वेद.– 'પહેલાંની જેમ સ્વેદનાં દ્રવ્યોને કોઠીમાં ઉકાળી તેને શરીરે અડાડીને બેસવું અને સુશ્રુતે કહ્યા પ્રમાણે જ તેની બાફ લેવી; અથવા તે કોઠીને જમીનની અંદર ઘાલી તેની ઉપર આસન કે શયન (અદ્ધર રહે તેમ) ગોઠવવું અને તે આસનની ઉપર અત્યંત ધાડું ન હોય એવું ઓછાડિયું પાથરવું; અને તેની ચોપાસ ઝૂલ, કામળી કે શણિયું લટકતું રાખી તે કોઠીની ગરમીને લેવા રોગી તૈયાર થાય, ત્યારે એ કોઠીમા અગ્નિથી તપાવેલા લાલચોળ લોખંડી ગોળા અને પથરા ધીમેથી ડુબાડ્યા કરવા, જેથી તેની વરાળથી ઉપર બેઠેલા રોગીને સ્વેદન મળી રહે છે.' આમ કુંભીસ્વેદ અપાય છે. અહીં વૃદ્ધ વાગ્ભટે આટલું વધુ જણાવ્યું છે કે, આ ચરકમાં કહેલા વિધિ પ્રમાણે કુંભીસ્વેદ જો લેવો હોય તો તે કોઠી ઉપર ગોઠવેલા આસનની ચારે બાજુ કામળા વગેરેને એ રીતે લટકતા રાખવા જોઈએ કે, છેક જમીન સુધી તે પહોંચે અને પેલી કોઠીમાં પડતા તપેલા ગોળા વગેરેની વરાળ કોઠીમાથી બહાર નીકળીને રોગીના શરીર સિવાય બીજી કોઈ પણ બાજુ જતી રહેવા ન પામે. ૫૫–૫૭

### કૂપસ્વેદનું વિધાન

कूपं शयनविस्तारं द्विगुणं चापि वेधतः ।
देशे निवाते शस्ते च कुर्यादन्तः सुमार्जितम् ॥ ५८ ॥
हस्त्यश्वगोखरोष्ट्राणां करीषैर्दग्धपूरिते ।
स्ववच्छन्नः सुसंस्तीर्णेऽभ्यक्तः स्विद्यति ना सुखम् ॥

(માણસનું) જેટલું શયનસ્થળ હોય તેટલા વિસ્તારનો–લાંબો પહોળો અને નીચેની ઊંડાઈમાં પણ એ વિસ્તારથી બેગણો (ડબલ ઊંડો) એક કૂવો વાયુરહિત ઉત્તમ પ્રદેશમા કરવો જોઈએ અને તે કૂવાને અંદરના ભાગમાં સારી રીતે લીંપી-ગૂંપી સ્વચ્છ કરી તૈયાર કરવો. પછી તે કૂવામાં હાથી, ઘોડા, ગાય-બળદ, ગધેડાં અને ઊંટનાં સૂકાં છાણનાં છાણાં ભરીને તેને અગ્નિથી સળગાવવો; પછી તેમાં કેવળ નિર્ધૂમ અગ્નિ જ બાકી રહે, ત્યારે તેના પર ખાટલો વગેરે કોઈ સૂવાનું આસન ઢાળી, તેના પર ઉત્તમ પ્રકારનું (ગરમ) બિછાનું પાથરી દેવું; પછી (રોગી) માણસ શરીર પર (વાયુનાશક સ્નેહનું) માલિસ કરી, ઓઢવાનો કામળો વગેરે ઓઢીને તે ખાટલા પર સૂઈને સુખપૂર્વક સ્વેદન પામે છે. ૫૮,૫૯

અષ્ટાંગસંગ્રહકારે પણ સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાય-માં આ કૂપસ્વેદ સંબંધે આમ લખ્યું છે: 'शयनस्याधोविस्तारद्विगुणखाते कूपे वातहरदारुकरीषान्यतरपूर्णदग्धे विगतधूमे स्वास्तीर्णशयनस्थं स्वेदयेत्, इति कूपस्वेद.।' શયનની નીચેનો જેટલો વિસ્તાર હોય તેટલા વિસ્તારનો અને તે વિસ્તારથી બમણા ઊંડા ખોદેલા કૂવામાં વાયુનાશક લાકડાં કે સૂકાં છાણાં–બન્નેમાંના કોઈ એકથી એ કૂવો ભરીને તેમાં અગ્નિ સળગાવવો; પછી તેમાંથી ધુમાડો નીકળી જાય અને કેવળ અગ્નિ જ બાકી રહે ત્યારે તેના પર સારી રીતે બિછાવેલો ખાટલો વગેરે શયન પર સુવાડેલા રોગીને સ્વેદન આપવુ, એ 'કૂપસ્વેદ' કહેવાય છે.

સુશ્રુતમાં 'કર્ષૂસ્વેદ' તથા 'કૂપસ્વેદ' કહ્યા નથી, પરંતુ તેના ટીકાકારે તેમનો એ દોષ દૂર કરવા એ બન્ને સ્વેદોનો સમાવેશ ભૂસ્વેદમાં કર્યો છે. યોગીન્દ્રનાથ સેને ભૂસ્વેદના પ્રકરણમાં સુશ્રુતે કહેલા ભૂસ્વેદનું વચન ટાંકીને જણાવ્યું છે કે. સુશ્રુતમા પણ આ ભૂસ્વેદ તથા કર્ષૂસ્વેદ કહેવામાં આવ્યા છે.

અષ્ટાંગસંગ્રહકારે 'કર્ષૂસ્વેદ તથા 'કૂપસ્વેદ'મા ખાસ વધુ ફરક નહિ ગણીને 'કર્ષૂસ્વેદ'ને અલગ જણા-વવો આવશ્યક ગણ્યો નથી; આમ હિંદી ટીકાકાર શ્રીજયદેવ પોતાની ટીકામાં લખે છે. ટીકાકાર ચક્રપાણિ આ કૂપસ્વેદમાં ખોદાતા કૂવાને 'કૂવા જેવો ઊંડો ખાડો' કહે છે; અને વિસ્તારમાં તેને શયનથી બેગણો કહે છે; તેમ જ નીચેનું ખોદાણનું કે ઊંડાઈનું માપ પણ તેટલું જ જણાવે છે. ૫૮,૫૯

## હોલાકસ્વેદનું વિધાન

धीतिकां तु करीषाणां यथोक्तानां प्रदीपयेत् ।
शयनान्तःप्रमाणेन शय्यामुपरि तत्र च ॥ ६० ॥
सुदग्धायां विधूमायां यथोक्तामुपकल्पयेत् ।
स्ववच्छन्नः स्वपंस्तत्राभ्यक्तः स्विद्यति ना सुखम् ॥६१
होलाकस्वेद इत्येष सुखः प्रोक्तो महर्षिणा ।
इति त्रयोदशविधः स्वेदोऽग्निगुणसंश्रयः ॥ ६२ ॥

ઉપર જણાવેલ (ગાય, ગધેડાં, ઘોડાં વગેરેનાં) છાણનાં સૂકાં–અડાયાં છાણાંની ધીતિકા (એટલે ખાટલા જેવડી ગોઠવેલી આડ) શય્યાની અંદરના ભાગ જેટલા માપની કરવી; પછી તેને સારી રીતે સળગાવવી; તે જ્યારે ધુમાડા વિનાની (કેવળ અગ્નિરૂપ) થાય, ત્યારે તેના ઉપર ખાટલો વગેરે શય્યા ગોઠવીને, તેને ઉપર કહ્યા પ્રમાણે (ગરમ વસ્ત્ર વગેરે પાથરી) તૈયાર કરવી; પછી એ તૈયાર કરેલી શય્યા પર સ્નેહનું માલિસ કરેલ અને શરીર પર (ગરમ વસ્ત્ર વગેરે) ઓઢેલો રોગી માણસ સૂઈ જાય; તેથી સુખપૂર્વક તે સ્વેદન પામે છે; મહર્ષિ પુનર્વસુ–આત્રેયે સુખકારક આ 'હોલાકસ્વેદ' કહ્યો છે; એમ અગ્નિના ગુણના આશ્રયવાળો તેર પ્રકારનો સ્વેદ અહીં કહ્યો છે.૬૦–૬૨

અહીં મૂળમાં રહેલ 'धीतिका' પદની વ્યાખ્યા કરતાં શ્રી ચક્રપાણિ ટીકામાં લખે છે: 'धीतिका शुष्कगोमयादिकृतः अग्न्याश्रयविशेषः ।' સૂકાં અડાયાં છાણાં વગેરેથી કરેલું એક જાતનું અગ્નિસ્થાન 'ધીતિકા' કહેવાય છે. અહીં સુધીના તેર સ્વેદો જે કહ્યા, તે બધા 'अग्नेर्गुणमुष्णत्वमाश्रित्य स्वेदयतीत्यग्निगुणसंश्रयः ।' અગ્નિની ઉષ્ણતારૂપ ગુણનો આશ્રય કરી સ્વેદન કરે છે; એટલે કે અગ્નિની ગરમીરૂપ ગુણને લગતા આ તેર સ્વેદો છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ ખુલાસો આમ લખે છે: 'ખાટલો વગેરે શય્યાની નીચે તેની અંદરના ભાગ જેવડી લાંબી–પહોળી જગ્યા પર તેના માપ પ્રમાણે જ સૂકાં છાણાં વગેરેની જે ગોઠવણી કરવી, તેને 'ધીતિકા' કહે છે.'

એકંદર શય્યાના માપ બરોબર લાંબો–પહોળો માટીનો એક કુંડ તૈયાર કરીને તેમાં સૂકાં અડાયાં છાણાં વગેરે ભરી દઈ તેને સળગાવી દેવામાં આવે, તોયે આ સ્વેદનકાર્ય સિદ્ધ થઈ શકે છે; એમ આ અગ્નિના ઉષ્ણ ગુણને લગતા તેર સ્વેદો કહ્યા છે. ૬૦–૬૨

## અગ્નિના ગુણ વિનાના ૧૦ અનગ્નિસ્વેદો

व्यायाम उष्णसदनं गुरुप्रावरणं क्षुधा ।
बहुपानं भयक्रोधावुपनाहाहवातपाः ॥ ६३ ॥
स्वेदयन्ति दशैतानि नरमग्निगुणादृते ।

વ્યાયામ, ઉષ્ણગૃહ, ગુરુપ્રાવરણ, ભૂખ, ઘણું પાન, ભય, ક્રોધ, ઉપનાહ, યુદ્ધ અને (સૂર્યનો) તડકો, એ દશ અગ્નિના ગુણ વિના જ સ્વેદો હોઈ માણસને સ્વેદ પમાડે છે. ૬૩

અહીં શ્રી ગંગાધર પોતાની ટીકામાં લખે છે કે, 'અગ્નિના ગુણ વિના પણ જે સ્વેદો થાય છે, તે અહીં કહે છે: 'વ્યાયામ' એટલે મલ્લક્રીડા આદિ શરીરચેષ્ટા કે કસરત; 'ઉષ્ણસદન' એટલે અગ્નિના સંબંધ વિનાનું વાયુરહિત તથા શીતસ્પર્શરહિત ગર્ભગૃહ કે ભોંયરું; 'ગુરુપ્રાવરણ' એટલે કામળો વગેરે ઓઢવાનાં ભારે વસ્ત્રો વગેરે; 'ક્ષુધા' એટલે ભોજન કરવાની ઇચ્છા કે ભૂખ; 'બહુપાન' એટલે ગરમ મદ્ય વગેરેને ઘણા જ વધુ પ્રમાણમાં પીવાં; ભય, ક્રોધ, 'ઉપનાહ' એટલે બંધન–પાટા વગેરે બાંધવા તે; આ ઉપનાહ બે પ્રકારે થાય છે: એક તો અગ્નિ સહિત થાય છે અને બીજો અગ્નિરહિત હોય છે; લોપરી કે પોટીસનો ગરમ ઘાટો લેપ લગાડી તેના પર રૂંછાડવાળું ચામડું, ઊનનું કપડું કે રેશમી વસ્ત્રથી પાટો બાંધવો એ અગ્નિયુક્ત ઉપનાહ કહેવાય છે; અને ખાલી પોટીસ વગેરે બાંધ્યા વિના જ રૂંછાડવાળું ચામડું વગેરેનો પાટો બાંધી દેવો, તે અગ્નિરહિત ઉપનાહ કે બંધન કહેવાય છે; યુદ્ધ પણ અગ્નિ–ગુણરહિત સ્વેદ છે; જોકે આ યુદ્ધનો પણ વ્યાયામમાં સમાવેશ થઈ શકે છે, છતાં વિશેષ તરીકે તેને અલગ જણાવેલ છે; કારણ કે શરીરની ચેષ્ટા વિના પણ પ્રાણનો વધ કરવા માણસ યુદ્ધ કરે છે; વળી યુદ્ધ એ કાયમી હોતું પણ નથી; અને સૂર્યનો તાપ–તડકો પણ અગ્નિગુણ રહિત સ્વેદ ગણાય છે;' અહીં શ્રી ચક્રપાણિ વધુ આમ જણાવે છે કે, 'તડકો પણ ઉષ્ણ ગુણ તો ધરાવે જ છે; પરંતુ તેની ઉષ્ણતા સાક્ષાત્ અગ્નિએ કરેલી હોતી નથી; માટે જ તેને 'અનગ્નિસ્વેદ' કહી શકાય છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ, અહીં વધુ જાણવા જેવું લખે છે, 'ઉપનાહસ્વેદને સુશ્રુતમાં પણ બે પ્રકારનો કહ્યો છે; અને ખરી રીતે એ બરાબર પણ છે; કેમ કે જે ઉપનાહ–દ્રવ્યોને અગ્નિ પર સંસ્કારયુક્ત કરી ગરમાગરમ વસ્ત્ર આદિથી તેઓને જે બાંધી દેવામાં આવે છે, તેને 'સાગ્નિસ્વેદ' ગણવામાં આવે છે; અને રાઈ વગેરે ઉષ્ણવીર્ય દ્રવ્યોને તત્કાલ અગ્નિથી સંસ્કાર

આપ્યા વિના જ રોગયુક્ત અંગ પર લગાડી દેવામાં આવે છે અને પછી તેના પર વસ્ત્ર આદિનો પાટો બાંધી દેવામા આવે છે, તો અતિશય ઉષ્ણતાના કારણે પ્રથમ કેવળ સ્વેદન થયા પછી જો વધુ વખત પાટો બાંધી રાખવામાં આવે છે, તો ચાંદાં પણ પડી જાય છે; એ ઉપનાહને 'નિરગ્નિસ્વેદ' કહેવામાં આવે છે.' અહીં શ્રી ચક્રપાણિ પણ ઉપનાહસ્વેદને બે પ્રકારનો કહે છે; તેમાં અગ્નિના સંબંધથી યુક્ત ઉપનાહસ્વેદને 'સંકર-સ્વેદ' પણ કહે છે; અને જે અગ્નિના બળ વિના જ શરીરની ઉષ્ણતા રોકી દઈ સ્વેદન કરે છે, તે અનગ્નિ ઉપનાહસ્વેદ કહેવાય છે; અહીં બીજા નંબરે 'ઉષ્ણ-સદન' કહેલ છે, તેનો અર્થ–'अग्निसंतापव्यतिरेकेण निर्जालकतया घनभित्तितया च यद् गृहं स्वेदयति तद् बोद्धव्यम्' અગ્નિની ગરમીના સંબંધ વિના પણ જાળિયા વિનાનું અને ઘાટી–મજબૂત દીવાલોવાળું જે ઘર સ્વેદન કરે છે, તે 'ઉષ્ણસદન' કહેવાય છે. આ અનગ્નિસ્વેદોના વિષયમાં સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયમા આમ કહેલ છે: 'कफमेदोऽन्विते वायौ निवातातपगुरुप्रावरण-नियुद्धाध्वव्यायामभारहरणामर्षैः स्वेदमुत्पादयेत्।' કફ તથા મેદથી યુક્ત વાયુમાં વાયુરહિત પ્રદેશથી, તડકાથી. ભારે ઓઢવાનું ઓઢાડવાથી, ખૂબ યુદ્ધ કરવાથી, માર્ગગમન કે મુસાફરી કરવાથી, કસરત કરવાથી, ભાર ઉપાડવાથી કે ક્રોધથી સ્વેદન કરવુ.' આમ શ્રી જયદેવે પોતાની ટીકામાં તે પાઠ ઉતાર્યો છે. ૬૩

## બધા સ્વેદ વિષેનો ઉપસંહાર

**इत्युक्तो द्विविधः स्वेदः संयुक्तोऽग्निगुणैर्न च ॥ ६४॥**

**એમ અગ્નિના ગુણથી યુક્ત અને અગ્નિના ગુણથી રહિત–બે પ્રકારનો સ્વેદ અહીં કહ્યો છે. ૬૪**

શ્રી ગંગાધર અહીં વધુ વિસ્તારથી આમ સમજાવે છે: અગ્નિના ગુણોથી યુક્ત એક સ્વેદ તેર પ્રકારનો કહેવાયો; અને અગ્નિના ગુણોથી રહિત બીજો એક સ્વેદ દશ પ્રકારનો કહેવાયો; એમ બે પ્રકારનો સ્વેદ કહ્યો

## સ્વેદવિષયક દ્વન્દ્વોના એકંદર ત્રણ પ્રકારો

**एकाङ्गसर्वाङ्गगतः स्निग्धो रूक्षस्तथैव च ।**
**इत्येतत् त्रिविधं द्वन्द्वं स्वेदमुद्दिश्य कीर्तितम् ॥ ६५॥**

**એકાંગગત અને સર્વાંગગત; (એમ એક દ્વંદ્વ કે જોડકું;) સ્નિગ્ધ તથા રૂક્ષ; (એમ બીજું દ્વંદ્વ) અને સાગ્નિ તથા નિરગ્નિ; એમ આ ત્રણ પ્રકારનાં દ્વંદ્વ કે જોડકાં સ્વેદને ઉદ્દેશીને કહ્યાં છે. ૬૫**

પૂર્વોક્ત બે પ્રકાર–સાગ્નિસ્વેદ તથા અનગ્નિસ્વેદ કહ્યા; તેના જ ફરી બે પ્રકારો થઈ શકે છે: એક એકાંગગત-સ્વેદ અને બીજો સર્વાંગગતસ્વેદ; તેમાં સંકરસ્વેદ વગેરે સ્વેદો, એકાંગગત એટલે અમુક કોઈ એક જ અંગમાં આપવાના હોય છે; અને પ્રસ્તરસ્વેદ આદિ સ્વેદો. સર્વાંગગત એટલે આખાયે અંગમાં કે સર્વ શરીરમાં આપવાના હોય છે; વળી ઉપનાહાદિ (નિરગ્નિ) સ્વેદો એકાંગગત હોય છે અને વ્યાયામાદિ (નિરગ્નિ) સ્વેદો સર્વાંગગત હોય છે, વળી એ જ બે પ્રકારના સ્વેદો રૂક્ષ તથા સ્નિગ્ધ એમ બે પ્રકારે થાય છે; એમ આ ત્રણ પ્રકારના દ્વંદ્વો [૧]સાગ્નિગુણ તથા અનગ્નિગુણ; [૨]એકાંગગત અને સર્વાંગગત; અને [૩]સ્નિગ્ધ તથા રૂક્ષ;–એ ત્રણ જોડકાં સ્વેદને ઉદ્દેશી કહ્યાં છે.

શ્રી ચક્રપાણિ આ જ બાબત કંઈક જુદા શબ્દોમાં લખે છે; સંકર તથા નાડી આદિ સ્વેદો એકાંગગત સ્વેદો છે; પ્રસ્તર તથા જેન્તાક આદિ સ્વેદો સર્વાંગગત સ્વેદો છે; તેમાંના સ્નિગ્ધસ્વેદો વાયુને ઉદ્દેશી કરાય છે; અને રૂક્ષસ્વેદો કફને ઉદ્દેશી કરાય છે; મિશ્ર–સ્નિગ્ધ–રૂક્ષસ્વેદ, મિશ્ર વાત–કફને ઉદ્દેશી કરવામાં આવે છે; તેને અહીં અલગ કહ્યો નથી; કારણ કે એકંદર તે જુદો નથી; આ ત્રણે દ્વંદ્વો, એક એકથી વિરુદ્ધ જોડકાંરૂપે છે. ૬૫

## સ્વેદ લીધેલાનાં પથ્યાપથ્યો

**स्निग्धः स्वेदैरुपक्रम्यः स्विन्नः पथ्याशनो भवेत् ।**
**तदहः स्विन्नगात्रस्तु व्यायामं वर्जयेन्नरः ॥ ६६॥**

**જેને સ્નેહન અપાયું હોય, તેને જ સ્વેદન-ચિકિત્સા કરી શકાય છે; જેણે સ્વેદન લીધું હોય તેણે પથ્ય આહાર કરવો જોઈએ; અને જે દિવસે સ્વેદન લીધું હોય તે દિવસે એ માણસે વ્યાયામ કોઈ મહેનત કે કસરતનો ત્યાગ કરવો અને આરામ લેવો. ૬૬**

અહીં શ્રી જયદેવ આ અભિપ્રાય દર્શાવે છે: 'જે માણસને સ્વેદન કરાવવું હોય તેને પહેલાં સ્નેહન કરાવવું આવશ્યક ગણાય છે.' આ સંબંધે સુશ્રુતે ચિકિત્સા-સ્થાનના ૩૨મા અધ્યાયમાં આમ કહ્યું પણ છે: 'नानभ्यक्ते नापि चास्निग्धदेहे स्वेदो योज्यः स्वेदविद्भिः कथंचित् । दृष्टं लोके काष्ठमस्निग्धमाशु गच्छेद् भङ्गं स्वेदयोगैर्गृहीतम् ।' 'જેના શરીરે અભ્યંગ કે સ્નેહન ન કરાયું હોય, તે માણસને સ્વેદના વિદ્વાનોએ કોઈ પણ રીતે સ્વેદ ન આપવો; આ સંબંધે લોકમાં પણ જોવામાં આવે છે કે, જે લાકડાને સ્નેહ લગાડી સ્નિગ્ધ કર્યું ન હોય, તે લાકડાંને સ્વેદના યોગો કરવાથી તરત જ તે ભાંગી જાય

' અર્થાત્ સ્નેહન કે અભ્યંગ વિધિપૂર્વક પ્રથમ વવાં જ જોઈએ; સ્નેહપાન કરાવ્યા વિના સ્વેદન ાથી ઘણી જ હાનિ થાય છે; વળી ' सम्यक् स्विन्नं दितं स्नातमुष्णाम्बुभिः शनैः। स्वभ्यक्तं प्रावृताङ्गं च ातशरणस्थितम्। भोजयेदनभिष्यन्दि सर्वं वाचारमादिशेत्।' ે સારી રીતે સ્વેદન કરાવ્યું હોય તે માણસને એ દન પછી મર્દન કરાવવું; પછી ગરમ જળથી તેને ાન કરાવી ધીમે ધીમે સારી રીતે માલિસ કરાવવું; ી તેના શરીર પર વસ્ત્ર ઓઢાડી, વાયુરહિત ઘરમાં ી બેસાડીને જે અભિષ્યંદ ન કરે–એટલે રસવાહી નાડી-ાને રોકે નહિ, એવો–કફ ન કરનારો આહાર જમાડવો ઈએ અને પછી બધો આચાર કરવા જણાવવું ઈએ. ૬૬

### આ અધ્યાયમાં કહેલા વિષયો

स्वेदो यथा कार्यकरो हितो येभ्यश्च यद्विधः।
यत्र देशे यथा योग्यो देशो रक्ष्यश्च यो यथा ॥ ६७॥
स्विन्नातिस्विन्नरूपाणि तथाऽतिस्विन्नभेषजम्।
अस्वेद्याः स्वेदयोग्याश्च स्वेदद्रव्याणि कल्पना ॥६८॥
त्रयोदशविधः स्वेदो, विना दशविधोऽग्निना।
संग्रहेण च षट् स्वेदाः स्वेदाध्याये निदर्शिताः ॥६९
स्वेदाधिकारे यद्वाच्यमुक्तमेतन्महर्षिणा।
शिष्यैस्तु प्रतिपत्तव्यमुपदेष्टा पुनर्वसुः ॥ इति ॥७०॥

સ્વેદ જે પ્રકારે કાર્ય કરનારો થાય છે, જેઓ માટે જે પ્રકારનો સ્વેદ હિતકારી છે, જે પ્રદેશમાં જે જે સ્વેદ બરાબર યોગ્ય છે, તે પ્રદેશનું જે રીતે સ્વેદમાં રક્ષણ કરવું યોગ્ય છે, જેને સ્વેદનો સમ્યગ્યોગ થયો હોય અને જેને સ્વેદનો અતિયોગ થયો હોય તેનાં રૂપો કે લક્ષણો; જેને સ્વેદનો અતિયોગ થયો હોય તે માટેનું ઔષધ, જેઓ સ્વેદને અયોગ્ય છે અને જેઓ સ્વેદને યોગ્ય છે; સ્વેદનાં દ્રવ્યો, સ્વેદની કલ્પના કે વિધાનરીતિ, તેર પ્રકારનો સ્વેદ, અગ્નિરહિત દશ પ્રકારનો સ્વેદ અને ટૂંકમાં (ત્રણ દ્વંદ્વોરૂપે) સ્વેદના છ પ્રકારો; આટલા વિષયો આ સ્વેદાધ્યાયમાં કહ્યા છે; એમ સ્વેદના અધિકારમાં જે કહેવું જોઈએ, તે મહર્ષિ અગ્નિવેશે કહ્યું છે; તેનો શિષ્યોએ સ્વીકાર કરવો; કેમ કે પુનર્વસુ પોતે આનો ઉપદેશ કરનારા છે. ૬૭–૭૦

'સ્વેદ જે પ્રકારે કાર્ય કરે છે, તે વિષય ૩–૬-શ્લોકોમાં, જેઓને જેવા પ્રકારનો સ્વેદ હિતકારી હોય, એ વિષય ૭ મા શ્લોકમાં, જે પ્રદેશમાં જેવો સ્વેદ યોગ્ય છે, એ વિષય ૮ મા શ્લોકમાં, જે પ્રદેશનું જે સ્વેદથી રક્ષણ થવું જોઈએ, એ વિષય ૯–૧૧ શ્લોકોમાં જેને સ્વેદનો સમ્યગ્યોગ અને અતિયોગ થયો હોય તે વિષયો ૧૨–૧૩ મા શ્લોકમાં, જેને સ્વેદનો અતિયોગ થયો હોય તેનું ઔષધ ૧૪મા શ્લોકમાં, 'સ્વેદને અયોગ્ય' એ વિષય ૧૫–૧૮ શ્લોકોમાં 'સ્વેદને યોગ્ય' એ વિષય ૧૯–૨૩ શ્લોકોમાં અને તે પછીના બાકીના વિષયો ૨૪ મા શ્લોકથી આરંભી અધ્યાય–સમાપ્તિ પર્યંત કહ્યા છે. આમ આ સ્વેદાધિકારમાં મહર્ષિ અગ્નિવેશે, પુનર્વસુ( ગુરુ )ના ઉપદેશ પ્રમાણે જે કહેવા જેવું લાગ્યું છે તે કહેલું છે; માટે શિષ્યોએ તેનો સ્વીકાર કરવો; કેમ કે અહીં મૂળ ઉપદેશ કરનારા તો પુનર્વસુ આત્રેય ભગવાન જ છે.

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા
આ આયુર્વેદતંત્રમાં શ્લોકસ્થાન વિષે
અધ્યાય ૧૪ મો સમાપ્ત

## उपकल्पनीय–अध्याय १५ मो

### મંગલાચરણ અને પ્રારંભ

अथात उपकल्पनीयमध्यायं व्याख्यास्यामः ॥
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવાની ઇચ્છા થઈ અને તે શિષ્યોને આયુર્વેદ વિષે વધુ કહેવા માટેના અધિકારી પણ જાણવામાં આવ્યા, ત્યારે 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી, હવે અમે 'ઉપકલ્પનીય' ( નામનો ૧૫ મો ) અધ્યાય કહીએ છીએ, એમ ( છ ઐશ્વર્યસંપન્ન ) ભગવાન આત્રેયે ( પોતાના શિષ્યોને ) કહ્યું. ૧

અહીં શ્રી ગંગાધર આવી શરૂઆત સમજાવે છે: સ્નેહાધ્યાયમાં કહ્યું છે કે 'स्नेहस्वेदोपपन्नस्य संशोधनमनन्तरम्।' જેને પ્રથમ સ્નેહન આપ્યા પછી સ્વેદન અપાઈ ગયું હોય તેવા માણસને તે પછી સંશોધન આપી શકાય છે; એટલે સ્વેદને લગતા પૂર્વના અધ્યાય પછી હવે વમન તથા વિરેચનરૂપ એ જાતનાં સંશોધનની કલ્પના કે ચિકિત્સા જેમાં જણાવાશે, તે 'ઉપકલ્પનીય' નામનો આ અધ્યાય ગ્રંથકાર શરૂ કરે છે. આ અધ્યાયનું આવું 'ઉપકલ્પનીય' નામ વ્યાકરણપૂર્વકની અર્થદૃષ્ટિએ આમ બંધબેસતું રખાયું છે કે, 'वमनविरेचनयोः संशोधनयोः कल्पनम् उप–लक्ष्यीकृत्य यत् कल्प्यते तद्–उपकल्पनम् अधिकृत्य कृतोऽध्याय उपकल्पनीयस्तम् अध्यायम्–વમન તથા વિરેચનરૂપ

આપ્યા વિના જ રોગયુક્ત અંગ પર લગાડી દેવામાં આવે છે અને પછી તેના પર વસ્ત્ર આદિનો પાટો બાંધી દેવામાં આવે છે, તો અતિશય ઉષ્ણતાના કારણે પ્રથમ કેવળ સ્વેદન થયા પછી જો વધુ વખત પાટો બાંધી રાખવામાં આવે છે, તો ચાંદાં પણ પડી જાય છે; એ ઉપનાહને 'નિરગ્નિસ્વેદ' કહેવામાં આવે છે.' અહીં શ્રી ચક્રપાણિ પણ ઉપનાહસ્વેદને બે પ્રકારનો કહે છે; તેમાં અગ્નિના સંબંધથી યુક્ત ઉપનાહસ્વેદને 'સંકર-સ્વેદ' પણ કહે છે; અને જે અગ્નિના બળ વિના જ શરીરની ઉષ્ણતા રોકી દઈ સ્વેદન કરે છે, તે અનગ્નિ ઉપનાહસ્વેદ કહેવાય છે; અહીં બીજા નંબરે 'ઉષ્ણ-સદન' કહેલ છે, તેનો અર્થ–'अग्निसतापव्यतिरेकेण निर्जालकतया घनभित्तितया च यद् गृहं स्वेदयति तद् बोद्धव्यम्' અગ્નિની ગરમીના સંબંધ વિના પણ જાળિયા વિનાનું અને ધાટી–મજબૂત દીવાલોવાળું જે ઘર સ્વેદન કરે છે, તે 'ઉષ્ણસદન' કહેવાય છે. આ અનગ્નિસ્વેદોના વિષયમાં સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૨ મા અધ્યાયમા આમ કહેલ છે: 'कफमेदोऽन्विते वायौ निवातातपगुरुप्रावरण-नियुद्धाध्वव्यायामभारहरणामर्षैः स्वेदमुपपादयेत् । કફ તથા મેદથી યુક્ત વાયુમાં વાયુરહિત પ્રદેશથી, તડકાથી. ભારે ઓઢવાનું ઓઢાડવાથી, ખૂબ યુદ્ધ કરવાથી, માર્ગગમન કે મુસાફરી કરવાથી, કસરત કરવાથી, ભાર ઉપાડવાથી કે ક્રોધથી સ્વેદન કરવું.' આમ શ્રી જયદેવે પોતાની ટીકામા તે પાઠ ઉતાર્યો છે. ૬૩

## બધા સ્વેદ વિષેનો ઉપસંહાર

इत्युक्तो द्विविधः स्वेदः संयुक्तोऽग्निगुणैर्न च ॥ ६४ ॥

એમ અગ્નિના ગુણથી યુક્ત અને અગ્નિના ગુણથી રહિત–બે પ્રકારનો સ્વેદ અહીં કહ્યો છે. ૬૪

શ્રી ગંગાધર અહી વધુ વિસ્તારથી આમ સમજાવે છે: અગ્નિના ગુણોથી યુક્ત એક સ્વેદ તેર પ્રકારનો કહેવાયો; અને અગ્નિના ગુણોથી રહિત બીજો એક સ્વેદ દશ પ્રકારનો કહેવાયો; એમ બે પ્રકારનો સ્વેદ કહ્યો.

## સ્વેદવિષયક દ્વન્દ્વોના એકંદર ત્રણ પ્રકારો

एकाङ्गसर्वाङ्गगतः स्निग्धो रूक्षस्तथैव च ।
इत्येतत् त्रिविधं द्वन्द्वं स्वेदमुद्दिश्य कीर्तितम् ॥ ६५ ॥

એકાંગગત અને સર્વાંગગત; (એમ એક દ્વંદ્વ કે જોડકું;) સ્નિગ્ધ તથા રૂક્ષ; (એમ બીજું દ્વંદ્વ) અને સાગ્નિ તથા નિરગ્નિ; એમ આ ત્રણ પ્રકારનાં દ્વંદ્વ કે જોડકાં સ્વેદને ઉદ્દેશીને કહ્યાં છે. ૬૫

પૂર્વોક્ત બે પ્રકાર–સાગ્નિસ્વેદ તથા અનગ્નિસ્વેદ કહ્યા; તેના જ ફરી બે પ્રકારો થઈ શકે છે: એક એકાંગગત-સ્વેદ અને બીજો સર્વાંગગતસ્વેદ; તેમાં સંકરસ્વેદ વગેરે સ્વેદો, એકાંગગત એટલે અમુક કોઈ એક જ અંગમાં આપવાના હોય છે; અને પ્રસ્તરસ્વેદ આદિ સ્વેદો. સર્વાંગગત એટલે આખાયે અંગમાં કે સર્વ શરીરમાં આપવાના હોય છે; વળી ઉપનાહાદિ (નિરગ્નિ) સ્વેદો એકાંગગત હોય છે અને વ્યાયામાદિ (નિરગ્નિ) સ્વેદો સર્વાંગગત હોય છે; વળી એ જ બે પ્રકારના સ્વેદો રૂક્ષ તથા સ્નિગ્ધ એમ બે પ્રકારે થાય છે; એમ આ ત્રણ પ્રકારના દ્વંદ્વો [૧]સાગ્નિગુણ તથા અનગ્નિગુણ; [૨]એકાંગગત અને સર્વાંગગત; અને [૩]સ્નિગ્ધ તથા રૂક્ષ;–એ ત્રણ જોડકાં સ્વેદને ઉદ્દેશી કહ્યાં છે.

શ્રી ચક્રપાણિ આ જ બાબત કંઈક જુદા શબ્દોમાં લખે છે; સંકર તથા નાડી આદિ સ્વેદો એકાંગગત સ્વેદો છે; પ્રસ્તર તથા જેન્તાક આદિ સ્વેદો સર્વાંગગત સ્વેદો છે; તેમાંના સ્નિગ્ધસ્વેદો વાયુને ઉદ્દેશી કરાય છે; અને રૂક્ષસ્વેદો કફને ઉદ્દેશી કરાય છે; મિશ્ર–સ્નિગ્ધ–રૂક્ષસ્વેદ, મિશ્ર વાત–કફને ઉદ્દેશી કરવામાં આવે છે: તેને અહીં અલગ કહ્યો નથી; કારણ કે એકંદર તે જુદો નથી; આ ત્રણે દ્વંદ્વો, એક એકથી વિરુદ્ધ જોડકાંરૂપે છે. ૬૫

## સ્વેદ લીધેલાનાં પથ્યાપથ્યો

स्निग्धः स्वेदैरुपक्रम्यः स्विन्नः पथ्याशनो भवेत् ।
तदहः स्विन्नगात्रस्तु व्यायामं वर्जयेन्नरः ॥ ६६ ॥

જેને સ્નેહન અપાયું હોય, તેને જ સ્વેદન-ચિકિત્સા કરી શકાય છે; જેણે સ્વેદન લીધું હોય તેણે પથ્ય આહાર કરવો જોઈએ; અને જે દિવસે સ્વેદન લીધું હોય તે દિવસે એ માણસે વ્યાયામ કોઈ મહેનત કે કસરતનો ત્યાગ કરવો અને આરામ લેવો. ૬૬

અહીં શ્રી જયદેવ આ અભિપ્રાય દર્શાવે છે: 'જે માણસને સ્વેદન કરાવવું હોય તેને પહેલાં સ્નેહન કરાવવું આવશ્યક ગણાય છે.' આ સંબંધે સુશ્રુતે ચિકિત્સા-સ્થાનના ૩૨મા અધ્યાયમાં આમ કહ્યું પણ છે: 'नानभ्यक्ते नापि चास्निग्धदेहे स्वेदो योज्यः स्वेदविद्भिः कथंचित् । दृष्ट लोके काष्ठमस्निग्धमाशु गच्छेद् भङ्गं स्वेदयोगैर्गृहीतम् ।' 'જેના શરીરે અભ્યંગ કે સ્નેહન ન કરાયું હોય, તે માણસને સ્વેદના વિદ્વાનોએ કોઈ પણ રીતે સ્વેદ ન આપવો; આ સંબંધે લોકમાં પણ જોવામાં આવે છે કે, જે લાકડાને સ્નેહ લગાડી સ્નિગ્ધ કર્યું ન હોય, તે લાકડાંને સ્વેદના યોગો કરવાથી તરત જ તે ભાંગી જાય

વૈદ્યે પ્રથમથી જ એ પ્રમાણે કરવું જોઈએ કે જેથી એ ઔષધપ્રયોગ કર્યા પછી એ ઔષધ અવશ્ય સિદ્ધ જ થાય; યોગ્ય રીતે પોતાનું કામ અવશ્ય કરે; હરકોઈ ચિકિત્સાકર્મની સિદ્ધિ કે સફળતા તેના સમ્યક્ પ્રયોગના કારણે જ થતી મનાય છે; ઔષધનો સમ્યક્ પ્રયોગ ન થાય, એ કારણે જ ઉપદ્રવો ઉત્પન્ન થાય છે; સમ્યક્ શરૂ કરેલું કે અસમ્યક્ આરંભેલું ચિકિત્સાકર્મ સિદ્ધ થાય કે ઉપદ્રવો કરનાર બને; એનો જો કોઈ નિયમ જ ન હોય, તો વૈદ્યનું (એ સંબંધી યથાર્થ) જ્ઞાન હોય તે પણ અજ્ઞાનના જેવું જ ગણાય ને! ૩

શ્રી ગંગાધર અગ્નિવેશના આ પ્રશ્નનો આશય પોતાની ટીકામાં આમ સમજાવે છે: 'ભગવન્! હે ગુરુદેવ! વૈદ્યે પ્રથમથી જ સંશોધન પાવાની ઇચ્છા થતાં જ અવશ્ય જાણી લેવું જોઈએ કે આ રોગીમાં કેટલું બળ છે? તેની ઉંમર કેટલી છે? આ સંશોધન–ચિકિત્સાને તે સહન કરી શકે તેવો છે કે નહિ? દુર્બળ તો નથી? તેનો દોષ કયો છે? દોષનું બળ કેટલું છે? તેની પ્રકૃતિ કેવી છે અને વિકાર કયો છે? આ બધું બરાબર જાણ્યા પછી જ ઔષધનું જો પાન કરાવે તો અવશ્ય તે ઔષધ સફળ જ થાય; તેનો અયોગ, અતિયોગ કે મિથ્યાયોગ થાય જ નહિ; કારણ કે હરકોઈ ચિકિત્સાકર્મની સફળતા તેના સમ્યક્ પ્રયોગના કારણે જ થાય છે, એમ દરેક વૈદ્યોએ માન્યું છે; જે કોઈ ઉપદ્રવ થાય છે, તેમાં ચિકિત્સાક્રિયાનો બરાબર યોગ્ય પ્રયોગ થયો ન હોય, તે જ કારણ છે; જો બરાબર વિધિપૂર્વક ચિકિત્સાકર્મ કર્યું હોય તો ઉપદ્રવો કદી થતા જ નથી; છતાં એમ બરાબર જ્ઞાનપૂર્વક ચિકિત્સાક્રિયા શરૂ કરાય અથવા જ્ઞાન હોય છતાં તે ક્રિયા બરાબર યોગ્ય રીતે શરૂ ન કરાય; તોપણ કોઈને તે સફળ કામ કરનાર નીવડે અને કોઈને જો ઉપદ્રવ કરનાર થાય, તેનો જો નિયમ જ ન હોય તો એ જ્ઞાન તો અજ્ઞાન સરખું જ ગણાય; તો પછી કયા કારણે ઉપદ્રવોની શંકા રાખીને તેના ઉપાયો કરવા માટેની સામગ્રીઓ પ્રથમથી જ વૈદ્યે તૈયાર રાખવી પડે?'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ પણ અગ્નિવેશના પ્રશ્નને ઠીક સ્પષ્ટ કરે છે. તેઓ લખે છે કે, 'અર્થાત્ વૈદ્ય તો જાણકાર જ હોવો જોઈએ; અને તે રોગીના દોષ, દેશ, બળ, કાળ, રોગ, સત્ત્વ, સાત્મ્ય, ઔષધ, જઠરાગ્નિ, ઉંમર તથા પ્રકૃતિ વગેરેની બરાબર પરીક્ષા કર્યા પછી જ ઉત્તમ પ્રકારનાં દ્રવ્યોથી તૈયાર કરેલાં જ ઔષધોનું વિધિપુરઃસર જ સેવન કરાવશે; એ જ કારણે ઉપદ્રવોની શંકા જ થવાનો સંભવ રહેશે નહિ; અને તેથી તે ઉપદ્રવોના વારણ માટેની સામગ્રીઓ પણ પ્રથમથી એકઠી કરી રાખવાની પણ તેને જરૂર જણાશે નહિ. એમ જ્ઞાનપૂર્વક પ્રયોગ કરેલું ઔષધ પણ જો ઉપદ્રવો ઉત્પન્ન કરી દે, એવી જો શંકા સેવવામાં આવે, તો આશ્ચર્યની આ વાત છે કે એવું એ જ્ઞાન જ્ઞાનમાં કેમ ગણાય? એવા જ્ઞાન માટે ગુરુ પાસે અભ્યાસ કરવો, તેનું ફળ શું છે?'

## ભગવાન આત્રેયનો પ્રત્યુત્તર

तमुवाच भगवानात्रेयः–शक्यं तथैव प्रतिविधातुमस्माभिरस्मद्विधैर्वाऽप्यग्निवेश! यथा प्रतिविहिते सिध्येदेवौषधमेकान्तेन, तच्च प्रयोगसौष्ठवमुपदेष्टुं यथावत्; न हि कश्चिदस्ति य एतदेवमुपदिष्टमुपधारयितुमुत्सहेत, उपधार्य वा तथा प्रतिपत्तुं प्रयोक्तुं वा; सूक्ष्माणि हि दोषभेषजदेशकालबलशरीराहारसात्म्यसत्त्वप्रकृतिवयसामवस्थान्तराणि यान्यनुचिन्त्यमानानि विमलविपुलबुद्धेरपि बुद्धिमाकुलीकुर्युः, किं पुनरल्पबुद्धेः, तस्मादुभयमेतद्यथावदुपदेक्ष्यामः–सम्यक् प्रयोगं चौषधानां, व्यापन्नानां च व्यापत्साधनानि सिद्धिषूत्तरकालम् ॥ ४ ॥

ભગવાન આત્રેયે તે અગ્નિવેશને કહ્યું: હે અગ્નિવેશ! તમે કહ્યું એ પ્રમાણે રોગો સામેના ઔષધપ્રયોગો અમે કે અમારા જેવાઓ જ કરી શકે છે; કે જે પ્રયોગો કર્યા હોય ત્યારે અવશ્ય ઔષધ સિદ્ધ જ થાય છે કે પોતાનું સફળ કામ અવશ્ય કરે જ છે; વળી તેવા પ્રયોગો બરાબર કરવા માટેનો યોગ્ય ઉપદેશ આપવા માટે પણ કોઈ અસ્તિત્વ ધરાવતો નથી કે, જે તેવો ઉપદેશ આપવા ઉત્સાહ કરે; અથવા તેવા પ્રયોગોનો ઉપદેશ સાંભળીને તેને સમજવા કે તે પ્રમાણેના પ્રયોગો બરાબર કરવા પણ કોઈ ઉત્સાહ કરે તેમ નથી; કારણ કે દોષો, ઔષધો, દેશ, કાળ, બળ, શરીરો, આહારસાત્મ્ય, સત્ત્વ, પ્રકૃતિ તથા ઉંમરની જુદી જુદી અવસ્થાઓ એટલી બધી સૂક્ષ્મ હોય છે, કે જેનો વિચાર કરતાં નિર્મળ અને વિશાળ બુદ્ધિવાળાની બુદ્ધિને પણ તેઓ ગભરાવી નાખે છે, તો પછી અલ્પ બુદ્ધિવાળાની બુદ્ધિને તેઓ ગભરાવે છે, એમાં શું કહેવાનું

संशोधननी कल्पना के चिकित्साने उद्देशी जे रचवामां आवेल छे, तेथी 'उपकल्पनीय' नामे प्रसिद्ध करायेला आ अध्यायनुं हवे अमे व्याख्यान करीए छीए, इत्यादि बधुं पहेलांनी पेठे व्याख्यान अहीं समजी लेवुं.

टीकाकार श्री चक्रपाणि पण अहीं आरंभे जणावे छे के, 'स्नेहस्वेदोपपन्नस्य संशोधनमनन्तरम्' एम १३ मा अध्यायमां कह्युं के स्नेह तथा स्वेदनो प्रयोग जेना पर प्रथम करायो होय, तेवा रोगीने संशोधन आपी शकाय छे एम जणावीने हवे संशोधननो संबंध ज कहेवो जरूरी होवाथी आ उपकल्पनीय इति शोधन-उपकल्पनावाचकः-शोधननी उपकल्पना एटले चिकित्साने जणावनारो आ अध्याय कहेवाय छे, एम समजवुं.

हिंदी टीकाकार श्री जयदेव अहीं आवी शरुआत सूचवे छे के, 'हवे आ अध्यायमां आम जणाववा मागे छे के वमन के विरेचन कराववा माटे अने तेथी कोई उपद्रवो थाय, तो तेओनी शांति माटे तत्काळ उपयोगी कया कयां द्रव्यो तैयार राखवा जोईए? प्रथम १३ मा अध्यायमां कह्युं छे के, 'स्नेहमग्रे प्रयुञ्जीत ततः स्वेदमनन्तरम्। स्नेहस्वेदोपपन्नस्य संशोधनमथेतरत्।' प्रथम रोगीने स्नेहप्रयोग कराववो अने ते पछी स्वेदन प्रयोग कराववो, एम स्नेह तथा स्वेदनो प्रयोग जेने करावी लीधो होय, तेवा ए रोगीने वमन के विरेचनरूप संशोधन कराववुं.' आ कारणे ज स्नेह तथा स्वेदने लगता प्रथमना अध्यायो कह्या पछी वमन तथा विरेचनने लगतो आ अध्याय शरू करवामां आवे छे. १

### संशोधन अने उपद्रवोना वारणनां द्रव्यो तैयार होवां जोईए

इह खलु राजानं राजमात्रं वाऽन्यं विपुलद्रव्यं संभृतसंभारं वमनं विरेचनं वा पाययितुकामेन भिषजा प्रागेवौषधपानात्संभारा उपकल्पनीया भवन्ति, सम्यक्चैव हि गच्छत्यौषधे प्रतिभोगार्थाः, व्यापन्ने चौषधे व्यापदः परिसंख्याय प्रतीकारार्थाः; न हि संनिकृष्टे काले प्रादुर्भूतायामापदि सत्यपि क्रयाक्रये सुकरमाशु संभरणमौषधानां यथावदिति ॥ २ ॥

आ लोकमां कोई राजाने के राजा जेवा बीजा कोई माणसने, अथवा जेनी पासे पुष्कळ प्रमाणमां धन होय अने बीजी पण (योग्य) सामग्रीओ सारी रीते भरपूर रहेती होय एवा श्रीमंत माणसने वमन के विरेचन पिवडाववानी जे वैद्यने इच्छा होय, तेणे ए वमन-विरेचननां औषधो, तेने पिवडाववानां होय तेनी पहेलां ज तेने लगती सामग्रीओ पोतानी पासे तैयार ज राखवी जोईए; केम के (वमन के विरेचननुं औषध पिवाय अने) ते औषधनो बराबर सम्यक् प्रयोग थई जाय-जेवुं लागु थवुं जोईए तेवुं ज बराबर ते औषध लागु थई जाय, तो पछी पण जेनो उपयोग आवश्यक होय छे, तेवी सामग्रीओनी पण जरूर पडे छे; तेम ज औषध व्यापन्न थाय एटले सम्यक् प्रयोग न थतां उपद्रव करनारुं बने अने तेथी जो उपद्रवो थाय, तो ते उपद्रवोने जाण्या पछी तेओनी चिकित्सा माटेनी सामग्रीओ पण वैद्यनी पासे तैयार ज होवी जोईए; कारण के उपद्रवो प्रकट थाय के तरत ज-तेना नजीकना ज काळे-तत्काळ वेचाती वस्तु मळी शके तेम होय; छतां एकदम किंमत आपीने ते औषधोनी सामग्रीओ लाववी अने तैयार करवी सहेली थती नथी. २

अहीं कोई शंका करे के आगळथी बधी तैयारीओ राखवी, एमां शुं कारण छे? एवुं खास होतुं नथी के, संशोधनना उपद्रवो अवश्य थाय ज छे! छतां उपद्रवो जो थाय तो ए वखते ते माटेनी सामग्रीओ तत्काळ तैयार करतां केटली वार लागे? आनुं समाधान अहीं मूळमां ज कर्युं छे: उपद्रवो प्रकटी नीकळे अने ते वखते तेना उपायोनी तैयारी करवा दोडादोडी करवी अने ते लाववा माटे दुकानो होय, तोपण ते खुल्ली होय के न होय; कदाच खुल्ली होय तोपण ते सामग्री लाववा जवुं-आववुं, तेटली वार तो लागे ज; एटले तत्काळ तैयारी थई शके ज नहि; अने तेटलामां कोई जोरदार उपद्रव खूब वधी जाय, जेने पाछळथी दाबवो मुश्केल बने, ते माटे बधी तैयारीओ पहेलां ज करी राखवी. ए जरूरी छे. २

### अग्निवेशनो प्रश्न

एवंवादिनं भगवन्तमात्रेयमग्निवेश उवाच-ननु भगवन्नादावेव ज्ञानवता तथा प्रतिविधातव्यं, यथा प्रतिविहिते सिध्येदेवौषधमेकान्तेन, सम्यक्प्रयोगनिमित्ता हि सर्वकर्मणां सिद्धिरिष्टा, व्यापच्चासम्यक्प्रयोगनिमित्ता; अथ सम्यगसम्यक् च समारब्धं कर्म सिध्यति व्यापद्यते वाऽनियमेन, तुल्यं भवति ज्ञानमज्ञानेनेति ॥ ३ ॥

भगवान आत्रेय एम कही रह्या हता, त्यारे तेमने अग्निवेशे कह्युं: 'हे भगवन्! ज्ञानवान

વૈદ્યે પ્રથમથી જ એ પ્રમાણે કરવું જોઈએ કે જેથી એ ઔષધપ્રયોગ કર્યા પછી એ ઔષધ અવશ્ય સિદ્ધ જ થાય; યોગ્ય રીતે પોતાનું કામ અવશ્ય કરે; હરકોઈ ચિકિત્સાકર્મની સિદ્ધિ કે સફળતા તેના સમ્યક્ પ્રયોગના કારણે જ થતી મનાય છે; ઔષધનો સમ્યક્ પ્રયોગ ન થાય, એ કારણે જ ઉપદ્રવો ઉત્પન્ન થાય છે; સમ્યક્ શરૂ કરેલું કે અસમ્યક્ આરંભેલું ચિકિત્સાકર્મ સિદ્ધ થાય કે ઉપદ્રવો કરનાર બને; એનો જો કોઈ નિયમ જ ન હોય, તો વૈદ્યનું (એ સંબંધી યથાર્થ) જ્ઞાન હોય તે પણ અજ્ઞાનના જેવું જ ગણાય ને! ૩

શ્રી ગંગાધર અગ્નિવેશના આ પ્રશ્નનો આશય પોતાની ટીકામાં આમ સમજાવે છે: 'ભગવન્! હે ગુરુદેવ! વૈદ્યે પ્રથમથી જ સંશોધન પાવાની ઇચ્છા થતાં જ અવશ્ય જાણી લેવું જોઈએ કે આ રોગીમાં કેટલું બળ છે? તેની ઉંમર કેટલી છે? આ સંશોધન–ચિકિત્સાને તે સહન કરી શકે તેવો છે કે નહિ? દુર્બળ તો નથી? તેનો દોષ કયો છે? દોષનું બળ કેટલું છે? તેની પ્રકૃતિ કેવી છે અને વિકાર કયો છે? આ બધું બરાબર જાણ્યા પછી જ ઔષધનું જો પાન કરાવે તો અવશ્ય તે ઔષધ સફળ જ થાય; તેનો અયોગ, અતિયોગ કે મિથ્યાયોગ થાય જ નહિ; કારણ કે હરકોઈ ચિકિત્સાકર્મની સફળતા તેના સમ્યક્ પ્રયોગના કારણે જ થાય છે, એમ દરેક વૈદ્યોએ માન્યું છે; જે કોઈ ઉપદ્રવ થાય છે, તેમાં ચિકિત્સાક્રિયાનો બરાબર યોગ્ય પ્રયોગ થયો ન હોય, તે જ કારણ છે; જો બરાબર વિધિપૂર્વક ચિકિત્સાકર્મ કર્યું હોય તો ઉપદ્રવો કદી થતા જ નથી; છતાં એમ બરાબર જ્ઞાનપૂર્વક ચિકિત્સાક્રિયા શરૂ કરાય અથવા જ્ઞાન હોય છતાં તે ક્રિયા બરાબર યોગ્ય રીતે શરૂ ન કરાય; તોપણ કોઈને તે સફળ કામ કરનાર નીવડે અને કોઈને જો ઉપદ્રવ કરનાર થાય, તેનો જો નિયમ જ ન હોય તો એ જ્ઞાન તો અજ્ઞાન સરખું જ ગણાય; તો પછી કયા કારણે ઉપદ્રવોની શંકા રાખીને તેના ઉપાયો કરવા માટેની સામગ્રીઓ પ્રથમથી જ વૈદ્યે તૈયાર રાખવી પડે?'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ પણ અગ્નિવેશના પ્રશ્નને ઠીક સ્પષ્ટ કરે છે. તેઓ લખે છે કે, 'અર્થાત્ વૈદ્ય તો જાણકાર જ હોવો જોઈએ; અને તે રોગીના દોષ, દેશ, બળ, કાળ, રોગ, સત્ત્વ, સાત્મ્ય, ઔષધ, જઠરાગ્નિ, ઉંમર તથા પ્રકૃતિ વગેરેની બરાબર પરીક્ષા કર્યા પછી જ ઉત્તમ પ્રકારનાં દ્રવ્યોથી તૈયાર કરેલાં જ ઔષધોનું વિધિપુરઃસર જ સેવન કરાવશે; એ જ કારણે ઉપદ્રવોની શંકા જ થવાનો સંભવ રહેશે નહિ; અને તેથી તે ઉપદ્રવોના વારણ માટેની સામગ્રીઓ પણ પ્રથમથી એકઠી કરી રાખવાની પણ તેને જરૂર જણાશે નહિ. એમ જ્ઞાનપૂર્વક પ્રયોગ કરેલું ઔષધ પણ જો ઉપદ્રવો ઉત્પન્ન કરી દે, એવી જો શંકા સેવવામાં આવે, તો આશ્ચર્યની આ વાત છે કે એવું એ જ્ઞાન જ્ઞાનમાં કેમ ગણાય? એવા જ્ઞાન માટે ગુરુ પાસે અભ્યાસ કરવો, તેનું ફળ શું છે?'

### ભગવાન આત્રેયનો પ્રત્યુત્તર

तमुवाच भगवानात्रेयः–शक्यं तयैव प्रतिविधातुमस्माभिरस्मद्विधैर्वाऽप्यग्निवेश! यथा प्रतिविहिते सिध्येदेवौषधमेकान्तेन, तच्च प्रयोगसौष्ठवमुपदेष्टुं यथावत्; न हि कश्चिदस्ति य एतदेवमुपदिष्टमुपधारयितुमुत्सहेत, उपधार्य वा तथा प्रतिपत्तुं प्रयोक्तुं वा; सूक्ष्माणि हि दोषभेषजदेशकालबलशरीराहारसात्म्यसत्त्वप्रकृतिवयसामवस्थान्तराणि यान्यनुचिन्त्यमानानि विमलविपुलबुद्धेरपि बुद्धिमाकुलीकुर्युः, किं पुनरल्पबुद्धेः, तस्मादुभयमेतद्यथावदुपदेक्ष्यामः–सम्यक् प्रयोगं चौषधानां, व्यापन्नानां च व्यापत्साधनानि सिद्धिषूत्तरकालम् ॥ ४ ॥

ભગવાન આત્રેયે તે અગ્નિવેશને કહ્યું: હે અગ્નિવેશ! તમે કહ્યું એ પ્રમાણે રોગો સામેના ઔષધપ્રયોગો અમે કે અમારા જેવાઓ જ કરી શકે છે; કે જે પ્રયોગો કર્યા હોય ત્યારે અવશ્ય ઔષધ સિદ્ધ જ થાય છે કે પોતાનું સફળ કામ અવશ્ય કરે જ છે; વળી તેવા પ્રયોગો બરાબર કરવા માટેનો યોગ્ય ઉપદેશ આપવા માટે પણ કોઈ અસ્તિત્વ ધરાવતો નથી કે, જે તેવો ઉપદેશ આપવા ઉત્સાહ કરે; અથવા તેવા પ્રયોગોનો ઉપદેશ સાંભળીને તેને સમજવા કે તે પ્રમાણેના પ્રયોગો બરાબર કરવા પણ કોઈ ઉત્સાહ કરે તેમ નથી; કારણ કે દોષો, ઔષધો, દેશ, કાળ, બળ, શરીરો, આહારસાત્મ્ય, સત્ત્વ, પ્રકૃતિ તથા ઉંમરની જુદી જુદી અવસ્થાઓ એટલી બધી સૂક્ષ્મ હોય છે, કે જેનો વિચાર કરતાં નિર્મળ અને વિશાળ બુદ્ધિવાળાની બુદ્ધિને પણ તેઓ ગભરાવી નાખે છે, તો પછી અલ્પ બુદ્ધિવાળાની બુદ્ધિને તેઓ ગભરાવે છે, એમાં શું કહેવાનું

**હોય ? તે કારણે જ અમે આ બન્નેનો એટલે કે એક તો ઔષધોનો સમ્યક્ પ્રયોગ થવો જોઈએ; અને બીજું સમ્યક્ પ્રયોગ નહિ કરાતાં તે ઔષધોને લીધે જે ઉપદ્રવો થાય, તેઓને મટાડનારાં જે સાધનો કે ચિકિત્સારૂપ ઉપાયો છે, તેનો છેલ્લા કાળે-પાછળ સિદ્ધિસ્થાનમાં ઉપદેશ કરીશું. ૪**

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર અહીં ઘણો જ વિસ્તાર કરી આમ બરાબર સમજાવે છે: 'અગ્નિવેશે ભગવાન આત્રેયને જેવો પ્રશ્ન કર્યો હતો, તેવો જ ઉત્તર શ્રી આત્રેય અહીં આપે છે: હે અગ્નિવેશ! જેવો રોગ હોય અને તે સામે જેવો ઔષધપ્રયોગ કરવો ઘટે અને તે ઔષધ પણ અવશ્ય બરાબર સફળ કાર્ય કરનાર બને; તેવો યોગ્ય ઔષધપ્રયોગ કરવા અમે અથવા અમારા જેવા કોઈક જ સમર્થ હોય છે; કેમ કે અમે તપના બળથી યુક્ત છીએ; અમારી બુદ્ધિ રજોગુણ તથા તમોગુણથી રહિત હોઈને નિર્મળ છે; અને તે જ કારણે અમારી તે બુદ્ધિ કોઈ પણ કાર્ય કરવા સ્ખલિત થતી નથી; વળી અમે સર્વજ્ઞ છીએ અને તત્ત્વજ્ઞાનથી પણ યુક્ત છીએ, તેથી બધુંયે બરાબર કરવા સમર્થ છીએ. કદાચ તું કહીશ કે તેવા ઉત્તમ સમ્યક્ ઔષધપ્રયોગો કરી શકાય તેવો ઉપદેશ ભલે તમે જ આપો ને? તો આ સંબંધે અમે કહીએ છીએ કે એવા ઉત્તમ સમ્યક્ પ્રયોગોનો યથાવત્ રીતસર ઉપદેશ આપવા કોઈ સમર્થ જ નથી; કેમ કે એવા ઉત્તમ સમ્યક્ પ્રયોગોનો ઉપદેશ આપવા કોઈ ઉત્સાહ જ કરી શકે તેમ નથી; અથવા તેવો ઉપદેશ કદાચ અપાય તોયે તે ઉપદેશને બરાબર ઝીલવાને કોણ ઉત્સાહ કરે તેવો છે? તેવો કોઈ પુરુષ જ અસ્તિત્વ ધરાવતો નથી. કદાચ એવા ઉત્તમ સમ્યક્ પ્રયોગોનો ઉપદેશ સાંભળીને બરાબર તેઓનો નિશ્ચય કરી લઈ તેને સમજવાને તેમ જ સમજીને તેવા યોગ્ય ઔષધપ્રયોગો કરી બતાવવાને પણ અમે કે અમારા જેવો કોઈક જ પુરુષ સમર્થ થઈ શકે છે; બીજાનું તેમાં કંઈ ચાલતું જ નથી; કારણ કે પ્રત્યેક મનુષ્યમાં દોષો, ઔષધો વગેરેનાં અવસ્થાંતરો અથવા જુદી જુદી અવસ્થાઓ પ્રતિક્ષણે સૂક્ષ્મસ્વરૂપે થયા કરે છે; એ સૂક્ષ્મ અવસ્થાંતરોનો કોઈ નિર્મળ વિશાળ બુદ્ધિ ધરાવતો મનુષ્ય પણ જો વિચાર કરવા માંડે, તો તેવા પુરુષની બુદ્ધિને પણ એ અવસ્થાંતરો ગભરાવી નાખે છે, તો પછી સામાન્ય અલ્પબુદ્ધિવાળાની બુદ્ધિને તે ગભરાવી નાખે, તેમાં શું કહેવાનું હોય!

તેમાં દોષોનાં અવસ્થાંતરો, ક્ષય, વૃદ્ધિ, સમભાવ, ઊર્ધ્વગતિ, અધોગતિ, તિર્યગ્ગતિ, કોષ્ઠાશ્રય, શાખાશ્રય, મર્માશ્રય, અસ્થિઆશ્રય, સંધિઆશ્રય; પોતાના સ્થાનમાં રહેવું, બીજાના સ્થાનમાં જવું, પોતાના સ્થાને બીજાનું આકર્ષણ કરવું; સ્વતંત્રતા, પરતંત્રતા, સમતંત્રતા, બળવાનપણું, નિર્બળપણું, મધ્યમ બળથી યુક્તપણું; અમુક ધાતુઓનો આશ્રય, અમુક ધાતુઓને દૂષિત કરવી, પ્રાકૃતત્વ, વૈકૃતત્વ અને દૂષ્યને અનુકૂળ થવાના ગુણો ધરાવવા વગેરે છે.

ઔષધોનાં અવસ્થાંતરો-તરુણપણું, વૃદ્ધપણું, મધ્યમપણું, તાજાપણું, સૂકાપણું, જંતુઓએ ખાધેલાપણું, નહિ ખાધેલાપણું, સારા પ્રદેશમાં ઉત્પન્ન થવાપણું, તેવા પ્રદેશમાં નહિ ઉત્પન્ન થવાપણું, બીજાં દ્રવ્યો સાથે મિશ્ર થવું, મિશ્ર નહિ થવું, સ્વરસ આદિની કલ્પનાની યોગ્યતા કે અયોગ્યતા; સંપૂર્ણ કે અસંપૂર્ણ રસ, વીર્ય, વિપાક, ગુણ તથા પ્રભાવથી યુક્તપણું; અને તે તે માણસના દોષને અનુસરતું કાર્ય કરવાપણું વગેરે હોય છે.

દેશનાં અવસ્થાંતરો-જાંગલ, આનૂપ અને સાધારણ; તેવા દેશોમાંથી કયો દેશ કોને હિતકારી કે અહિતકારી થાય, વગેરે હોય છે.

કાળનાં અવસ્થાંતરો-શિશિર આદિ છ ઋતુઓરૂપે, પ્રાતઃકાળ આદિરૂપે અને પોતાનાં લક્ષણથી યુક્તરૂપે, પોતાનાં લક્ષણોના અભાવરૂપે તથા પોતાનાં મિથ્યા લક્ષણોરૂપે થાય છે. ('શબ્દસ્તોમમહાનિધિ' શબ્દકોશમાં પૌગંડ અવસ્થા તથા કિશોરાવસ્થા સંબંધી કહ્યું છે કે, 'कौमारं पञ्चमाब्दान्तं पौगण्डं दशमावधि'-પાંચ વર્ષ સુધીની કુમારાવસ્થા અને તે પછી દશ વર્ષ સુધીની પૌગંડાવસ્થા કહેવાય છે; તેમ જ 'दशवर्षोत्तरपञ्चदशवर्षवयस्कः'-દશ વર્ષથી માંડી પંદર વર્ષ સુધીની ઉંમરનો છોકરો 'કિશોર' ગણાય છે.'

શરીરનાં અવસ્થાંતરો-સ્વસ્થતા, રોગીપણું, બાળપણું, પૌગંડસ્થિતિ કે પાંચથી દશ વર્ષ સુધીની ઉંમર, કિશોરાવસ્થા, એટલે દશથી પંદર વર્ષ સુધીની ઉંમર, તે પછીની યુવાવસ્થા, મધ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થારૂપે થાય છે.

રોગનાં અવસ્થાંતરો-પક્વતા, અપક્વતા વગેરે થાય છે.

બળનાં અવસ્થાંતરો-સાહજિક, કાળે કરેલું, ઉંમરે કરેલું તથા યુક્તિથી કરેલું વગેરે હોય છે.

શરીરનાં બીજાં અવસ્થાન્તરો-કૃશતા, સ્થૂલતા, મધ્યમતા, સારયુક્તતા, નિઃસારતા, કોમળતા, કઠોરતા તથા સુકુમારતા વગેરે હોય છે.

આહારનાં અવસ્થાંતરો-પ્રકૃતિ, કરણ, દેશ, કાળ, સંયોગ તથા રાશિ વગેરે હોય છે.

સાત્મ્યનાં અવસ્થાંતરો–દેશથી, ઋતુથી, પ્રકૃતિથી વિકૃતિથી તથા સ્વભાવથી વ્યવસ્થારૂપે હોય છે.

સત્ત્વ કે મનનાં અવસ્થાંતરો-શોક, ભય, લોભ, મોહ, ક્રોધ, ઈર્ષ્યા, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ અને વિષાદ કે ખેદ આદિરૂપે થાય છે; તેમ જ બ્રાહ્મ, આર્ષ, સાત્ત્વિક, રાજસ તથા તામસપણું વગેરે; અને વાયુ વગેરેથી દૂષિતપણું કે નહિ દૂષિતપણું; તેમ જ રજોગુણથી તથા તમોગુણથી દુષ્ટતા થવી કે ન થવી વગેરે હોય છે.

પ્રકૃતિનાં અવસ્થાંતરો–સમવાતપિત્તકફ, વાતપ્રકૃતિ, પિત્તપ્રકૃતિ અને કફપ્રકૃતિ–આદિરૂપે તે તે લક્ષણોનું હોવાપણું કે નહિ હોવાપણું તથા ક્ષય વગેરે હોય છે.

ઉંમરનાં અવસ્થાંતરો બાળપણું વગેરે અને તે તે ઉંમરોનું તે તે રૂપે હોવું કે નહિ હોવું વગેરે.

એ દોષ વગેરેનાં અવસ્થાંતરો, ઔષધપ્રયોગમાં તપાસવાં જરૂરી હોય છે; તે કારણે અલ્પબુદ્ધિવાળા માણસની બુદ્ધિને તે તે દોષ, ઔષધ, આદિનાં વિભિન્ન અવસ્થાંતરો ગભરાવી મૂકે છે; એમ સમજીને જ અમે તે બન્નેનો ઉપદેશ કરવાના છીએ કે, એક તો ઔષધોનો સમ્યક્પ્રયોગ કરાવો જોઈએ; અને બીજું સમ્યક્પ્રયોગ નહિ થતાં વિકાર પામેલાં તે તે ઔષધોથી જે જે ઉપદ્રવો થાય, તેઓને મટાડનારાં સાધનો પણ તૈયાર હોવાં જોઈએ. આ બીજાનો ઉપદેશ અમે છેલ્લા સિદ્ધિસ્થાનમાં કરીશું.

ટીકાકાર ચક્રપાણિ પણ અહીં લગભગ ઉપર પ્રમાણે જ વિસ્તારથી સમજાવે છે.

હિંદી ટીકાકાર જયદેવ પણ લગભગ આ બન્ને ટીકાકારોનો જ સારભાગ પોતાની ટીકામાં લખે છે અને છેવટે વધુમાં આમ પણ જણાવે છે કે, એ પ્રકારે વિકારો તથા જઠરાગ્નિ આદિનાં પણ સૂક્ષ્મ અવસ્થાંતરો વૈદ્યે ધ્યાનમાં લેવાં જરૂરી હોય છે; પરંતુ આજકાલ તે બાબતો પર પૂરતું ધ્યાન અપાતું નથી, તેથી જ ઉપદ્રવો વધ્યે જતા જોવામાં આવે છે; ખરી રીતે એવો કોઈ ચિકિત્સક જ આજે મળવો મુશ્કેલ છે કે જેને પૂર્વોક્ત એ અવસ્થાંતરોનું સ્પષ્ટ જ્ઞાન હોય છે; એ જ કારણે એ ઉપદ્રવોને મટાડનારાં સાધનો જાણવાની પણ આવશ્યકતા રહે છે.

### સંશોધનને લગતી વિવિધ સામગ્રીઓ : રોગીગૃહનિર્માણ

**इदानीं तावत्संभारान्विविधानपि समासेनोपदेक्ष्यामः, तद्यथा–दृढं निवातं प्रवातैकदेशं सुखप्रविचारमनुपत्यकं धूमातपजलरजसामनभिगमनीयमनिष्टानां च शब्दस्पर्शरसरूपगन्धानां, सोदपानोलूखलमुसलवर्चःस्थानस्नानभूमिमहानसोपेतं वास्तुविद्याकुशलः प्रशस्तं गृहमेव तावत् पूर्वमुकल्पयेत् ॥ ५ ॥**

હવે પ્રથમ અનેક જાતની સામગ્રીઓનો ટૂંકમાં અમે ઉપદેશ કરીશું; જેમ કે પ્રથમ તો વાસ્તુવિધાન કે ગૃહનિર્માણકળામાં કુશળ માણસે (રોગી માટેનું) ઉત્તમ ઘર જ બનાવવું જોઈએ; એ ઘર મજબૂત, વાયુરહિત, છતાં અમુક એક ભાગમાં એકબાજુથી પુષ્કળ વાયુ આવી શકે તેવું તો પુષ્કળ વાયુના સંચારવાળું, સુખેથી હરીફરી શકાય એવું, બીજા કોઈ પણ ઘરના સામીપ્યથી રહિત; ધુમાડો, તડકો કે ધૂળનો જેમાં પ્રવેશ ન થઈ શકે એવું; અનિષ્ટ શબ્દ, સ્પર્શ, રસ, રૂપ કે ગંધની અવરજવર વિનાનું અને ('सोपोन' તથા 'सोदपान' એવા બે પાઠ મળે છે, તેથી) પગથિયાં અને પાણિયારું કે પાણી પીવાનાં સાધનો, પગથિયાં, ખાંડણિયા, સાંબેલાં, સંડાસ–જાજરૂ, સ્નાનગૃહ તથા રસોડાંથી યુક્ત કરાવવું. ૫

આ રોગીગૃહને 'अनुपत्यकं' વિશેષણ આપી ખાસ આમ જણાવ્યું છે કે એ ગૃહની આસપાસ કોઈ મોટું ઘર કે પહાડ વગેરે કંઈ હોવાં ન જોઈએ; એકંદર એવાં કોઈ મોટાં ઘર કે પહાડ વગેરેથી તે ઘર ઘણું જ દૂર કરવું જોઈએ; તેમ જ એ ઘરમાં વાયુનો સંચાર ન જ થવો જોઈએ, છતાં 'प्रवातैकदेशं' તેના અમુક એક ભાગમાં તો પુષ્કળ વાયુ સંચરી શકતો હોય, તેવું તે કરવું; 'सुखं प्रविचारम्' વિશેષણ આપી સૂચવ્યું છે કે એ ઘર પૂરેપૂરી લંબાઈ તથા પહોળાઈવાળું હોય, જેમાં રોગી અથવા તેનો ચિકિત્સક ઘણી જ સહેલાલાઈથી ફરીહરી શકે તેવું એ ઘર બનાવાય; છતાં તેમાં ઘણાં માણસોનો વસવાટ કે ગિરદી ન હોય અને વધુ પ્રમાણમાં સરસામાન પણ પડેલા ન હોય; આમ શ્રી ગંગાધર તથા શ્રી જયદેવનો ભાવાર્થ જણાવ્યો છે. વળી અહીં મૂળમાં 'धूमातपरजसाम्' એ પદના બદલે 'धूमातपजलरजसाम्' એવો પાઠ કેટલાંક પુસ્તકોમાં મળે છે અને ગંગાધરે 'सोपानोदूखल' એવો પાઠ રાખ્યો છે; તેના બદલે 'सोदपानोदूखल એમ ચક્રપાણિ સ્વીકારે છે; અને ત્યાં 'उदकं पीयते येन तद् उदपानम्' એવો વિગ્રહ પણ કરી બતાવે છે; એટલે કે જ્યાં પીવાનું પાણી હોય અને તે પાણી પીવાનાં સાધનો પણ હોય. ૫

### પરિચારક આદિ વિવિધ સાધન–સામગ્રી–સંગ્રહ

**ततः शीलशौचाचारानुरागदाक्ष्यप्रादक्षिण्योपपन्नानुपचारकुशलान् सर्वकर्मसु पर्यवदातान् सूपौदनपाचकस्नापकसंवाहकोत्थापकसंवेशकौषधपेषकांश्च प-**

रिचारकान् सर्वकर्मस्वप्रतिकूलान्, तथा गीतवादित्रोल्लापकश्लोकगाथाख्यायिकेतिहासपुराणकुशलानभिप्रायज्ञाननुमतांश्च देशकालविदः पारिषद्यांश्च, तथा लावकपिञ्जलशशहरिणैणकालपुच्छकमृगमातृकोरभ्रान्, गां दोग्ध्रीं शीलवतीमनातुरां जीवद्वत्सां सुप्रतिविहिततृणशरणपानीयां, जलपात्र्याचमनीयोदकोष्ठमणिकपिठरघटपर्योगकुम्भीकुम्भकुण्डशरावदर्वीकटोदञ्चनपरिपचनमन्थानचर्मचेलसूत्रकार्पासोर्णादीनि च, शयनासनादीनि चोपन्यस्तभृङ्गारप्रतिग्रहाणि सुप्रयुक्तास्तरणोत्तरप्रच्छदोपधानानि स्वापाश्रयाणि, संवेशनोपवेशनस्नेहस्वेदाभ्यङ्गप्रदेहपरिषेकानुलेपनवमनविरेचनास्थापनानुवासनशिरोविरेचनमूत्रोच्चारकर्मणामुपचारसुखानि, सुप्रक्षालितोपधानाश्च सुश्लक्ष्णखरमध्यमा दृषदः, शस्त्राणि चोपकरणार्थानि, धूमनेत्रं च, बस्तिनेत्रं च, उत्तरबस्तिकं च, कुशहस्तकं च, तुलां च, मानभाण्डं च, घृततैलवसामज्जक्षौद्रफाणितलवणेन्धनोदकमधुसीधुसुरासौवीरकतुषोदकमैरेयमेदकदधिमण्डोदश्विद्धान्याम्लमूत्राणि च, तथा शालिषष्टिकमुद्गमाषयवतिलकुलत्थबदरमृद्वीकाकाश्मर्यपरूषकाभयामलकबिभीतकानि, नानाविधानि च स्नेहस्वेदोपकरणानि द्रव्याणि, तथैवोर्ध्वहरानुलोमिकोभयभागिकसंग्रहणीयदीपनीयपाचनीयोपशमनीयवातहराणि समाख्यातानि चौषधानि, यच्चान्यदपि किंचिद्व्यापदः परिसंख्यायोपकरणं विद्यात्, यच्च प्रतिभोगार्थं, तत्तदुपकल्पयेत् ॥

(એમ રોગીગૃહ તૈયાર કરાવ્યા) પછી શીલ, સદ્વર્તન, પવિત્રતા, સદાચાર, પ્રેમ, ચતુરાઈ તથા અતિશય અનુકૂળ વર્તનથી યુક્ત, માવજતનાં સર્વ કામોમાં કુશળ, દરેક જાતનાં બીજાં કામોમાં પણ અતિશય કેળવાયેલા, દાળ-ભાત આદિ (રસોઈ) રાંધી જાણનારા, સ્નાન કરાવનારા, શરીરને ચાપી-દાબી શકે એવા, (રોગીને) ઉઠાડનારા, સુવાડનારા અને ઔષધોને વાટી-પીસી જાણનારા પરિચારકો ત્યાં તૈયાર રાખવા; તેમ જ હરકોઈ કામમાં અપ્રતિકૂળ ન હોય પણ અનુકૂળ હોય; તેમ જ ગાવું, બજાવવું, સ્તુતિપાઠ, શ્લોકો, ગાથાઓ, આખ્યાયિકાઓ, ઇતિહાસો તથા પુરાણોમાં કુશળ હોય, અભિપ્રાયને સમજી જનારા અને પરીક્ષકોએ પરીક્ષા કરી (રાખવા માટે) સંમતિ આપેલા તથા દેશ-કાળને જાણનારા સભાયોગ્ય-સભ્ય પુરુષો પણ ત્યાં રાખવા જોઈએ; તેમ જ લાવાં પક્ષી, કપિંજલ એટલે ધોળાં તેતર, સસલાં, હરણિયાં, કાળો મૃગ, 'કાલપુચ્છક' નામનું હરણિયું. 'મૃગમાતૃકા' નામનું મોટા પેટવાળું તથા મોટા શરીરવાળું હરણિયું અને બકરાં-ઘેટાં (માંસના રસ માટે) તૈયાર રાખવાં; ઉપરાંત દૂઝણી એક ગાય પણ તૈયાર જ રાખવી; એ ગાય દૂઝણી હોઈને, સદાચારી કે સુંવાળી હોય, મારકણી કે તોફાની ન હોય અને જીવતા વાછરડાવાળી હોવી જોઈએ; એ ગાય માટે ઘાસ-ચારો, ઘર અને પાણીની વ્યવસ્થા પણ બરાબર કરેલી હોવી જોઈએ; ઉપરાંત નાનાં વાસણો, પીવાનાં પાત્રો, પાણીની કોઠી, માટલું, ઘડા, તપેલીઓ, મોટું કડાયું, મોટો ઘડો, મજબૂત નાના કળશો, કૂંડીઓ, સરાવડાં-કોડિયાં, કડછી, સાદડી, ઢાંકવાનાં કોડિયાં, તેલ પકાવવાનું વાસણ, મથવાનો રવૈયો, મૃગચર્મ આદિ ચામડાં, જૂનાં વસ્ત્રો, સૂતર, કપાસનું રૂ તથા ઊન વગેરે તૈયાર રાખવાં; તેમ જ સૂવા-બેસવાનાં સ્થાનો પણ ત્યાં તૈયાર રાખવાં; તેઓની પાસે નાળચાંવાળી ઝારીઓ તથા પીકદાનીઓ તૈયાર રાખવી; ખાટલા કે પલંગો ઢાળી તેના પર બિછાનાં બિછાવી, ઓછાડો, ઓશીકાં પણ મૂકી રાખવાં; એમ ઊંઘવા માટેની શય્યાઓ તૈયાર રાખવી, તે ઉપરાંત સંવેશન-ઉપવેશન એટલે અનિયમિત સૂવું-બેસવું, તેમજ સ્નેહ, સ્વેદ, અભ્યંજન-માલિસ, પ્રદેહ, ખરડ, પરિષેક-સિંચન, અનુલેપન, વમન, વિરેચન, આસ્થાપન-બસ્તિ, અનુવાસન-બસ્તિ, શિરોવિરેચન, નસ્યકર્મ, મૂત્રક્રિયા તથા ઉચ્ચારકર્મ-ઝાડે જવા માટેની ક્રિયાનાં પણ સુખકારક સાધનો તૈયાર રાખવાં; તે ઉપરાંત જેના પર વાટવાના પથરા સારી રીતે ધોયા હોય એવી લીસી, ખરબચડી તથા મધ્યમ પણ જે હોય, એવી (લસોટવા-પીસવાની) શિલાઓ (તથા ખરલ વગેરે) ઉપકરણરૂપ શસ્ત્રો-ચાકૂ-છરી-કોદાળી ફરશી-કાતર-દાતરડું વગેરે પણ તૈયાર રાખવાં; તે સિવાય, ધુમાડો લેવાની નળી કે ધૂમવર્તિ, બસ્તિની નળી, ઉત્તરબસ્તિની નળી, કુશહસ્તક સાવરણી-ઝાડૂ અથવા રાંધવાની સગડી વગેરે તમજ

ત્રાજવાં અને માપવાનું પાત્ર પણ તૈયાર રાખવાં; વળી ઘી, તેલ, ચરબી, મજ્જા, મધ, ફાણિત એટલે ઉકાળેલો શેરડીનો રસ કે રાબ, લવણ, બાળવાનાં લાકડાં, જળ, 'મધુ' નામની મદિરા; 'સીધુ' નામનું મદ્ય, 'સુરા' નામની મદિરા; સૌવરક નામની કાંજી, 'તુષોદક' નામની કાંજી, 'મૈરેયક' નામનું મદ્ય, 'મેદક' નામનું મદ્ય, દહીં, દહીંનું પાણી, ઉદશ્વિત્ એટલે અર્ધું પાણી નાખી વલોવેલી છાસ, 'ધાન્યામ્લ' નામની કાંજી અને મૂત્રો પણ તૈયાર રાખવાં; તેમ જ (જમવા માટે) શાલિ-ચોખા, સાઠી ચોખા, મગ, અડદ, જવ, તલ, કળથી, બોર, દ્રાક્ષ, ફાલસાં, હરડે, આમળાં તથા બહેડાં તૈયાર રાખવાં; અને સ્નેહ અને સ્વેદનાં સાધન દ્રવ્યો તેમ જ ઊર્ધ્વહર દ્રવ્યો એટલે જેઓ મુખ આદિ ઉપરના માર્ગોથી દોષોને બહાર કાઢે છે તે વમન દ્રવ્યો; આનુલોમિક દ્રવ્યો એટલે જેઓ નીચેના ગુદામાર્ગેથી દોષોને બહાર કાઢે છે તે વિરેચન દ્રવ્યો, ઉભયભાગિક એટલે જેઓ ઉપરના તથા નીચેના બન્ને ભાગોમાંથી દોષોને બહાર કાઢે છે તે વમન અને વિરેચન બેયને કરાવનારાં દ્રવ્યો; સંગ્રહણીય એટલે મળને બાંધનારાં દ્રવ્યો; દીપનીય એટલે અગ્નિને પ્રદીપ્ત કરનારાં દ્રવ્યો, પાચન કરનારાં દ્રવ્યો, ઉપશમન કરનારાં દ્રવ્યો તથા વાયુને દૂર કરનારાં ઔષધો પણ તૈયાર રાખવાં; તેમ જ બીજું પણ કોઈ દ્રવ્ય ઉપદ્રવોને જાણ્યા પછી તેના ઉપાયનું સાધન જણાયું હોય અને જે કોઈ દ્રવ્ય ભોજન માટે કે ઉપભોગ માટે યોગ્ય જણાયું હોય તે પણ તૈયાર રખાવવું. ૬

### સંશોધન પહેલાં સ્નેહન તથા સ્વેદન અને તેઓના ઉપદ્રવોનું વારણ

ततस्तं पुरुषं यथोक्ताभ्यां स्नेहस्वेदाभ्यां यथार्हमुपपादयेत्। तं चेदस्मिन्नन्तरे कश्चिन् मानसः शारीरो वा व्याधिः कश्चित्तीव्रतरः सहसाऽभ्यागच्छेत्तमेव तावदस्योपावर्तयितुं यतेत। ततस्तमुपावर्त्य तावन्तमेवैनं कालं तथाविधेनैव कर्मणोपाचरेत् ॥ ७ ॥

પછી (જેને સંશોધન કરાવવું હોય) તે માણસને પ્રથમ જે સ્નેહન તથા સ્વેદન કહેવાયાં છે, તે યથાયોગ્ય કરાવવાં; એ અરસામાં એટલે જ્યારે સ્નેહન તથા સ્વેદનક્રિયા ચાલુ હોય, તે કાળે એ માણસને જો કોઈ માનસિક અથવા કોઈ શારીરિક વ્યાધિ અતિશય તીવ્ર સ્વરૂપમાં એકાએક–ઓચિંતો પ્રાપ્ત થાય, તો પ્રથમ તો એ જ તેના (આગન્તુ) વ્યાધિને મટાડવા માટે પ્રયત્ન કરવો; પછી એ વ્યાધિને મટાડીને પણ તેટલા જ કાળ સુધી તો એવા પ્રકારની–એની એ જ ચિકિત્સાથી તે રોગીના ઉપચારો ચાલુ રાખવા. ૭

કહેવાનો અભિપ્રાય આ છે કે, સ્નેહન તથા સ્વેદન કર્યા પછી જ સંશોધન કરવું યોગ્ય છે અને સંશોધનોમાં પણ પ્રથમ વમન કરાવવું, એ જ ઉત્તમ છે; સુશ્રુતે આ સંબંધે ચિકિત્સાસ્થાનના ૩૩ મા અધ્યાયમાં કહ્યું પણ છે કે, 'अवान्तस्य हि सम्यग् विरिक्तस्याप्यधः स्रस्तः श्लेष्मा ग्रहणीमाच्छादयति, गौरवमापादयति, प्रवाहिकां वा जनयति। જેને પ્રથમ વમન કરાવ્યું ન હોય એવા માણસને (તે વમનની પહેલાં જ) સારી રીતે વિરેચન કરાવ્યું હોય, તો તેનો કફ નીચે સરકી જઈને તે માણસની ગ્રહણી નાડીને ઢાંકી દે છે, શરીરમાં ભારેપણું ઉત્પન્ન કરે છે અથવા 'પ્રવાહિકા' એટલે મરડા નામના અતિસારના જ ભેદરૂપ રોગને ઉત્પન્ન કરે છે.' આમ સંશોધન કરાવ્યા પહેલાં જ્યારે સ્નેહન તથા સ્વેદન ચિકિત્સા ચાલતી હોય તે કાળમાં બીજો કોઈ શરીરને લગતો કે મનને લગતો રોગ જો ઉત્પન્ન થાય, તો એ રોગને પ્રથમ જ મટાડી દેવો જોઈએ, અને તેને મટાડ્યા પછી પણ એના એ જ રોગની એ જ ચિકિત્સા ચાલુ રાખવી; જેમ કે તેવો કોઈ રોગ જો સાત દિવસોમાં મટી જાય તો એના મટ્યા પછી પણ બીજા સાત દિવસો સુધી એના એ જ રોગની એની એ જ ચિકિત્સા ચાલુ રાખવી જોઈએ. ૭

### સંશોધનનું અંગ–વમનપ્રયોગ

ततस्तं पुरुषं स्नेहस्वेदोपपन्नमनुपहतमनसमभिसमीक्ष्य सुखोषितं सुप्रजीर्णभक्तं शिरःस्नातमनुलिप्तगात्रं स्रग्विणमनुपहतवस्त्रसंवीतं देवताग्निद्विजगुरुवृद्धवैद्यानर्चितवन्तं, इष्टे नक्षत्रतिथिकरणमुहूर्ते च कारयित्वा ब्राह्मणान् स्वस्तिवाचनं, प्रयुक्ताभिराशीर्भिरभिमन्त्रितां मधुमधुकसैन्धवफाणितोपहितां मदनफलकषायमात्रां पाययेत् ॥ ८ ॥

એમ (સંશોધનની પહેલાં) જેને સ્નેહન તથા સ્વેદન કરાવી લીધું હોય, તેવા એ (સંશોધનને યોગ્ય) પુરુષને સ્વસ્થ–પ્રસન્નચિત્તવાળો, રાત્રે સુખેથી ઊંઘેલો, આગલા દિવસે ખાધેલો

જેનો ખોરાક બરાબર પચી ગયો હોય, માથા પર જેણે સ્નાન કર્યું હોય, શરીર પર જેણે (ચંદનાદિનું) વિલેપન લગાડ્યું હોય, પુષ્પોની માળા જેણે પહેરી હોય, નવાં ઉત્તમ વસ્ત્ર ધારણ કર્યાં હોય અને દેવોનું, અગ્નિનું, બ્રાહ્મણોનું, ગુરુઓનું, વૃદ્ધોનું તથા વૈદ્યોનું જેણે પૂજન કર્યું હોય એવો જાણ્યા પછી (વૈદ્યે) ઉત્તમ નક્ષત્ર, તિથિ અને કરણયુક્ત મુહૂર્તે બ્રાહ્મણો પાસે સ્વસ્તિ-વાચન કરાવી, તેઓએ આપેલા આશીર્વાદોથી મંત્ર યુક્ત કરેલી અને મધ, જેઠીમધ, સૈંધવ તથા ફાણિત-(રાબ)થી યુક્ત કરેલી મીંઢળના ઉકાળાની માત્રા પિવડાવવી. ૮

ટીકાકાર શ્રી ચક્રપાણિ પોતાની ટીકામાં અહીં વધુ આમ જણાવે છે કે, ઔષધપ્રયોગ કરવામાં અનુકૂળ નક્ષત્રો, જ્યોતિષશાસ્ત્રમાં આ પ્રમાણે કહ્યાં છે: 'पुष्यो हस्तस्तथा ज्येष्ठा रोहिणी श्रवणाश्विनौ। स्वाति सौम्यं च भैषज्ये कुर्यादन्यत्र वर्जयेत्।' પુષ્ય, હસ્ત, જ્યેષ્ઠા, રોહિણી શ્રવણ, અશ્વિની, સ્વાતિ અને તેવું કોઈ સૌમ્ય નક્ષત્ર હોય દિવસે ઔષધપ્રયોગ શરૂ કરવો, પણ તે સિવાયનાં નક્ષત્રોનો ત્યાગ કરવો.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ સમજાવે છે કે, આ ઉપરથી અહીં જાણી શકાય છે કે વમન ઔષધ પ્રાતઃકાળે જ પિવડાવવું જોઈએ; પરંતુ આગલા દિવસે ખાધેલો ખોરાક જો પચ્યો ન હોય તો સંશોધન ઔષધ પિવડાવવાથી વિપરીત પરિણામ આવે છે. આ સંબંધે આ ગ્રંથના સિદ્ધિસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહેનારા છે કે, 'अजीर्णे वर्धते ग्लानिर्विबन्धश्चापि जायते। पीत संशोधन चैव विपरीत प्रवर्तते। સંશોધન (વમન) ઔષધ જો અજીર્ણમાં પીધું હોય તો ગ્લાનિ કે બેચેની વધે છે અને મળબંધ કે કબજિયાત પણ થાય છે; એમ તે વિપરીત પ્રવૃત્તિ કરે છે.' વળી વમન કરાવ્યા પહેલાં ઉત્કલેશ એટલે દોષોનું બહાર આવવા તત્પરપણું કે મોળ અથવા ઊબકા કરાવવા જોઈએ જેથી સુખપૂર્વક વમન થઈ જાય; આ સંબંધે આ ગ્રંથકાર પોતે જ સિદ્ધિસ્થાનના પહેલા અધ્યાયમાં આમ કહેશે 'ग्राम्यौदकानूपरसैः समुत्क्लेशनीयैः. पयसा च वम्य.।–વમન કરાવવા યોગ્ય માણસને ગામમાં થતા, પાણીમાં કે જલ-પ્રાય પ્રદેશમાં થતા પશુપક્ષીઓના માંસયુક્ત રસોથી પ્રથમ ઉત્કલેશ કે મોળ–ઊબકા કરાવવા જોઈએ; અને પછી દૂધથી વમન કરાવવું જોઈએ.' વળી જેને હર-કોઈ ઔષધપ્રયોગ કરાવવો હોય, તેને કલ્પસ્થાનના પ્રથમાધ્યાયમાં કહેલાં આ પ્રમાણેના આશીર્વાદનાં વચનો પણ કહેવાં જોઈએ: 'ॐ ब्रह्मदक्षाश्विरुद्रेन्द्रभूचन्द्रार्कानिलानलाः। ऋषयः सौषधिग्रामा भूतसंघाश्च पान्तु ते। रसायनमिवर्षीणां देवानाममृतं यथा। सुधेवोत्तमनागानां भैषज्यमिदमस्तु ते। ॐ બ્રહ્મા, દક્ષ, અશ્વિનીકુમારો, રુદ્રો, ઇંદ્રો, પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, વાયુ, અગ્નિઓ, ઋષિઓ, ઔષધિઓના સમુદાયો તથા ભૂતોના સંઘો તારી રક્ષા કરો; આ ઔષધ ઋષિઓના રસાયન જેવું, દેવોના અમૃત જેવું અને ઉત્તમ નાગોની સુધા જેવું તને પરિપોષક અને હિતકારી થાઓ.' ઇત્યાદિ વચનોથી રોગીને તથા ઔષધને અભિમંત્રિત કરવાં જોઈએ. મીંઢળના કષાયમાં મધ અને સૈંધવ મિલાવવાથી કફ કષાય અને પાતળો કરાય છે; આ કારણે જ કલ્પસ્થાનના પહેલા અધ્યાયમાં કહેશે કે, 'सर्वेषु तु मधुसैन्धवं कफविलयनच्छेदनार्थं वमनेषु दद्यात्। દરેક વમનપ્રયોગોમાં કફને ઓગાળવા તથા કાપવા મધ અને સૈંધવ આપવાં જોઈએ.' અષ્ટાંગ-સંગ્રહકારે પણ આમ લખ્યું છે: 'औषधमात्रां मधुसैन्धवयुक्तां सुखोष्णां। વમનની હરકોઈ ઔષધમાત્રા મધ તથા સૈંધવ સહિત અને સહેવાય તેવી ગરમ આપવી જોઈએ.' ઇત્યાદિ. ૮

**મીંઢળના કષાયની તથા સર્વ સંશોધનોની માત્રા**

**मदनफलकषायमात्राप्रमाणं तु खलु सर्वसंशोधनमात्राप्रमाणानि च प्रतिपुरुषमपेक्षितव्यानि भवन्ति; यावद्धि यस्य संशोधनं पीतं वैकारिकदोषहरणायोपपद्यते न चातियोगायोगाय, तावदस्य मात्राप्रमाणं वेदितव्यं भवति ॥ ९॥**

મીંઢળના કષાયની માત્રાનું માપ અને (બીજાં) દરેક સંશોધન ઔષધોની માત્રાનાં માપ પણ દરેક માણસને ઉદ્દેશી સમજી લેવાં જરૂરી છે, કારણ કે જે માણસે જેટલું (જે) સંશોધન પીધું હોય, તેટલું તેના વૈકારિક દોષોને દૂર કરવા યોગ્ય બને (છે) અને તેના અતિયોગ વગેરે પણ તેને થતા નથી; (એમ જોઈ તપાસીને) તેટલા પ્રમાણમાં તેના માટેની ઔષધમાત્રા જાણી લેવી જોઈએ. ૯

**વમન ઔષધ આપ્યા પછીનું કર્તવ્ય**

**पीतवन्तं तु खल्वेनं मुहूर्तमनुकाङ्क्षेत्। तस्य यदा जानीयात्स्वेदप्रादुर्भावेण दोषं प्रविलयनमापद्यमानं, लोमहर्षेण च स्थानेभ्यः प्रचलितं, कुक्षिसमाध्मापनेन च कुक्षिमनुगतम्, हृल्लासास्यस्रवणाभ्याम-**

पचितोर्ध्वमुखीभूतम्, अथास्मै जानुसममसंबाधं सुप्रयुक्तास्तरणोत्तरप्रच्छदोपधानं स्वापाश्रयमासनमुपवेष्टुं प्रयच्छेत् ॥ १० ॥

એ રોગી વમન ઔષધ પી જાય, તે પછી એ ઘડીના સમય સુધી (પરીક્ષા કરવા) રાહ જોવી; જ્યારે તેને પરસેવો પ્રકટ થાય ત્યારે તે ઉપરથી જ (વૈદ્યે) જાણી લેવું કે એનો દોષ પીગળવા કે પાતળો થવા લાગ્યો છે; તેને જ્યારે રોમાંચ થાય ત્યારે તે ઉપરથી જાણી લેવું કે તેનો દોષ તેના સ્થાનેથી ખસી ગયો છે; તેના પેટનું આફરવું થાય તે ઉપરથી જાણી લેવું કે તેનો દોષ પેટ સુધી આવ્યો છે; અને તે પછી તેને મોળ કે ઊબકા આવે અને મોઢામાંથી મોળનાં પાણી વછૂટે, ત્યારે તે ઉપરથી જાણી લેવું કે તેનો દોષ વીખરાઈને ઊંચે આવવા તૈયાર થયો છે; પછી એ (વમન યોગ્ય થયેલા) માણસને બેસવા માટે એક આસન આપવું; જે આસન ઢીંચણ સુધી ઊંચું, પહોળું, સારી રીતે પાથરેલ બિછાનું, ઓછાડ તથા ઓશીકાં અને તકિયાવાળું તેમ જ સૂવું હોય તો સૂઈ પણ શકાય એવું હોવું જોઈએ. ૧૦

સુશ્રુતના કહ્યા પ્રમાણે અહીં આમ પણ વધુ સમજવું જોઈએ કે, રોગીને ઔષધ પાયા પછી તેની અસરની પરીક્ષાની રાહ જોવાના સમયે વૈદ્યે પોતાના હાથને અગ્નિ પર તપાવી તપાવીને રોગીને ઉષ્ણતા પણ આપ્યા કરવી જોઈએ; એમ શ્રી જયદેવ પોતાની ટીકામાં સુશ્રુતનો આશય લખે છે. ૧૦

### તે વેળા પરિચારકોને પણ હાજર રાખવા

प्रतिग्रहांश्चोपचारयेत, ललाटप्रतिग्रहे पार्श्वोपग्रहणे नाभिप्रपीडने पृष्ठोन्मर्दने चानपत्रपणीयाः सुहृदोऽनुमताः प्रयतेरन् ॥ ११ ॥

પછી રોગીના અમુક અમુક અંગોને પકડી રાખે એવા પ્રતિગ્રહો કે પરિચારકોને પણ ત્યાં ઉપચારો કરવા હાજર રાખવા; જેઓ એ રોગીનાં લલાટ (મસ્તક) અને પડખાં પકડી રાખવાં માટે, નાભિને ખૂબ દાબી રાખવા અને વાંસાને મર્દન કરવા કે મસળવા માટે પણ યત્ન કર્યા કરે; પરંતુ એ પરિચારકો તે રોગીના મિત્રો હોય, તેમ જ (તે તે કામ કરવામાં) લજ્જારહિત અને રોગીએ સંમતિ આપેલા કે અનુકૂળ જ હોવા જોઈએ. ૧૧

અહીં આરંભમાં 'प्रतिग्रहान्' પદ મૂક્યું છે, તેની વ્યાખ્યા શ્રી ગંગાધર આમ કરે છે: 'ये तु अङ्गविशेषं प्रतिगृह्णीयुः धारयेयुः, तान् उपचारयेत्।' જેઓ રોગીનાં અમુક અમુક અંગોને પકડી રાખે, તેવા 'प्रतिग्रहान्'—સેવા—બરદાસ કરે એવા 'ઉપચારકો' કે પરિચારકો રાખવા જોઈએ; કે જેઓ રોગીના મિત્રો જ હોય; જ્યારે શ્રી ચક્રપાણિ પણ એ જ આશય દર્શાવતા લખે છે કે, 'प्रतिगृह्णन्तीति प्रतिग्रहाः—ललाटप्रतिग्रहादयः।' —જેઓ રોગીનાં લલાટ વગેરે અંગોને પકડી રાખે, તેવા ઉપચારકો ત્યાં રાખવા જોઈએ;' (શિવદાસ નામના વિદ્વાન અહીં 'प्रतिग्रहान्–पतद्ग्रहान्'—પ્રતિગ્રહો એટલે 'પીકદાનીઓ' પણ ત્યાં એ રોગી પાસે હાજર રાખવી, એમ કહે છે. ૧૧

### વમન કરનારને વૈદ્યની શિખામણ

अथैनमनुशिष्यात्–विवृतौष्ठतालुकण्ठो नातिमहता व्यायामेन वेगानुदीर्णानुदीरयन् किंचिदवनम्य ग्रीवामूर्ध्वशरीरमुपवेगमप्रवृत्तान् प्रवर्तयन् सुपरिलिखितनखाभ्यामङ्गुलीभ्यामुत्पलकुमुदसौगन्धिकनालैर्वा कण्ठमभिस्पृशन् सुखं प्रवर्तयस्वेति ॥ १२ ॥

પછી વૈદ્યે એ (વમન કરતા રોગી) માણસને આવી શિખામણ દેવી: 'તું તારા હોઠ, તાળવું અને ગળું પહોળાં—ખુલ્લાં કરી રાખ; ઊંચા આવેલા વેગોને ઘણા થોડા પરિશ્રમથી ઊંચા લાવ્યા કર; ડોકને તથા ઉપરના શરીરને પણ કંઈક નીચાં નમાવી, નહિ આવેલા વેગોને વેગની સમીપ લાવ્યા કર; અને સારી રીતે ઉતારી કાઢેલા નખોવાળી (મધ્યમા—વચલી તથા અંગૂઠા પાસેની તર્જની એ) બે આંગળીઓથી અથવા કાળાં કમળનાં કે ધોળાં કમળોનાં કે સૌગન્ધિક કમળોનાં નાળથી કંઠનો સ્પર્શ કર્યા કર; એમ સુખપૂર્વક (તને જેમ ફાવે તેમ) વમનને તું પ્રવર્તાવ એટલે ઊલટી કરવા પ્રયત્ન કર. ૧૨

અહીં મૂળમાં 'उपवेगं प्रवर्तयन्' એમ લખી સૂચન કર્યું છે કે ઊલટીના વેગો બિલકુલ જો ન આવ્યા હોય તો તેઓને પરિશ્રમ કરી બળથી લાવવા પ્રયત્ન ન કરવો, એમ શ્રી ચક્રપાણિ પોતાની ટીકામાં લખે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સુશ્રુતના ચિકિત્સાસ્થાનના ૩૩ મા અધ્યાયમાંથી આવો ઉતારો ટાંકે છે: 'ततःप्रवृत्तहृल्लासं ज्ञात्वा जानुमात्रासनोपविष्टमाप्तैर्ललाटे पृष्ठे पार्श्वयोः कण्ठे च पाणिभिः सुपरिगृहीतम् अङ्गुलीगन्धर्वहस्तोत्पलनालानामन्यतमेन वा कण्ठमभिस्पृशन्तं वामयेत् तावद्

यावत् सम्यग्वान्तलिङ्गानि। (વમન ઔષધ પાયા) પછી રોગીને મોળ આવવી શરૂ થયેલી જાણી, ઢીંચણ સુધીની ઊંચાઈવાળા આસન પર તેને બેસાડવો; તે વેળા તેના હિતેચ્છુ મિત્રો વગેરે, તેનાં લલાટ, વાંસો, બે પડખાં તથા ગળું પોતાના હાથથી બરાબર પકડી રાખે; અને રોગી પણ પોતાની (બે) આંગળીઓથી, એરંડાની દાંડલીથી કે કમળનાં નાળથી પોતાના કંઠને સ્પર્શ કરતો રહે; એમ વૈદ્યે તેને ત્યાં સુધી વમન કરાવ્યા કરવું, કે જ્યાં સુધી બરાબર વમન થયાનાં ચિહ્નો જણાય.' વમન કરતી વેળા રોગીએ આ વસ્તુ પણ ધ્યાનમાં લેવી જોઈએ કે તેણે બહુ જ સીધા ન બેસવું: અને અતિશય વધારે નીચા નમીને પણ ન બેસવું અને પોતાની ગરદનને અમુક એક જ બાજુ પર ઢાળી દેવી પણ ન જોઈએ; કેમ કે તેમ કરવાથી વધુ પરિશ્રમ પડે છે; આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે અષ્ટાગસંગ્રહના સૂત્રસ્થ નના ર૭મા અધ્યાયમાં આમ જણાવ્યું છે: 'वमेत्, नात्युन्नतो नात्यवनतो पार्श्वापवृत्तो वा, तत्रात्युन्नतस्य पृष्टहृदयपीडा भवति, अत्यवनतस्य शिर कोष्ठपीडा, पार्श्वापवृत्तस्य पार्श्वहृदयोर्ध्वजत्रुपीडा–વમન કરવા યોગ્ય રોગી એ રીતે વમન કરે કે, તે વેળા તે અતિશય ઉન્નત કે સીધો ટટાર બેઠો ન હોય, તેમ જ અતિશય નીચો નમી ગયો ન હોય અને એક બાજુ ડોકને ઢાળી ગયો પણ ન હોય; કેમ કે અત્યંત સીધો કરી વમન કરે તેને વાસામાં કે હૃદયમાં પીડા થાય છે, ખૂબ નીચો નમી વમન કરનારને માથામા કે કોઠામાં પીડા થાય છે અને એક બાજુ ડોકને ખૂબ ઢાળી દઈ વમન કરનારને પડખામા, હૃદયમાં કે હાંસડીની ઉપરના સાંધામાં પીડા થાય છે.'

વળી ખાસ જરૂર ન હોય તો કમળ આદિના નાળથી ગળાને સ્પર્શ પણ ન કરવો, પરંતુ જો દોષ બચી ગયો હોય કે બરાબર બહાર નીકળ્યો ન હોય, તો જ વેગની સમીપના જ કાળે કમળ આદિના નાળથી ગળાનો સ્પર્શ કરી એ બચેલા દોષને ઊલટીથી બરાબર બહાર કાઢી નાખવા યત્ન કરવો જોઈએ; પરંતુ ઊલટીનો વેગ બિલકુલ ન જ આવતો હોય તો બળજબરીથી, પરાણે વેગને ચાલુ કરવા તેવો કોઈ પ્રયત્ન કરવો નહિ. ૧૨

### રોગીએ પણ વૈદ્યની શિખામણ માનવી

स तथाविधं कुर्यात्। ततोऽस्य वेगान् प्रतिग्रहगतानवेक्षेतावहितः। वेगविशेषदर्शनाद्धि कुशलो योगायोगातियोगविशेषानुपलभेत, वेगविशेषदर्शी पुनः कृत्यं यथार्हमवबुध्येत लक्षणेन; तस्माद्वेगानवेक्षेतावहितः ॥ १३ ॥

(વમન કરતા) એ માણસે પણ તેજ પ્રકારે વૈદ્યની શિખામણને અનુસરીને જ વર્તન કરવું જોઈએ; પછી (વૈદ્યે) એ રોગીના જે વેગો પીકદાનીમાં ગયા હોય, અર્થાત્ તે રોગીએ પીકદાનીમાં જે ઊલટી કરી હોય, તેને બરાબર ધ્યાન આપી જોવી–તપાસવી જોઈએ; કેમ કે એ વેગોને બરાબર જોવા–તપાસવાથી કુશળ વૈદ્ય (વમનનો) યોગ, અયોગ તથા અતિયોગ વિશેષે કરી જાણી શકે છે; તેમ જ જુદા જુદા વેગોને ખાસ જોતો એ વૈદ્ય તેનાં લક્ષણો ઉપરથી ફરી જે કંઈ કરવા યોગ્ય હોય તેને પણ યથાયોગ્ય જાણી શકે છે; એ કારણે (વૈદ્યે) કાળજી રાખી વેગોને બરાબર જોયા કરવા જોઈએ. ૧૩

અહીં શ્રી ચક્રપાણિ વધુ આમ સમજાવે છે કે જુદા જુદા વેગોને બરાબર જોવા–તપાસવાથી વૈદ્ય તર્ક કરી શકે છે કે, આવા આવા આ વેગોથી ભવિષ્યમાં આ વમનપ્રયોગનો યોગ, અયોગ કે અતિયોગ થવાનો છે અથવા વેગની શુદ્ધિ પણ કહી શકાય છે કે, 'जघन्यमध्यप्रवरे तु वेगाश्चत्वार इष्टा वमने षडष्टौ। જઘન્ય વમનમાં ચાર, મધ્યમ વમનમાં ૭ અને ઉત્તમ વમનમા આઠ વેગો થાય છે.' ૧૩

### વમનના અયોગ, યોગ તથા અતિયોગનાં ખાસ લક્ષણો

तत्रामून्ययोगयोगातियोगविशेषज्ञानानि भवन्ति; तद्यथा–अप्रवृत्तिः कुतश्चित् केवलस्य वाऽप्यौषधस्य विभ्रंशो विबन्धो वेगानामयोगलक्षणानि भवन्ति; काले प्रवृत्तिरनतिमहती व्यथा यथाक्रमं दोषहरणं स्वयं चावस्थानमिति योगलक्षणानि भवन्ति, योगेन तु दोषप्रमाणविशेषेण तीक्ष्णमृदुमध्यविभागो ज्ञेयः; योगाधिक्येन तु फेनिलरक्तचन्द्रिकोद्गमनमित्यतियोगलक्षणानि भवन्ति ॥ १४ ॥

એ વમનપ્રયોગમા અયોગ, યોગ તથા અતિયોગનાં અમુક ખાસ જ્ઞાન કે ચિહ્નો અથવા લક્ષણો આ પ્રમાણે થાય છે: તે જેમ કે કોઈ કારણથી વેગની બિલકુલ પ્રવૃત્તિ ન થાય, કે બહુ જ થોડા પ્રમાણમાં પ્રવૃત્તિ થાય; અથવા એકલું ઔષધ જ બહાર નીકળી આવે; કે અટકી અટકીને વેગો આવે, એ વમનના અયોગનાં લક્ષણો હોય છે; પરંતુ યોગ્ય સમયે વેગોની પ્રવૃત્તિ થાય, પીડા

**બહુ જ ઓછા પ્રમાણમાં થાય, દોષો પણ બરાબર અનુક્રમે દૂર થાય અને આપોઆપ વેગો આવતા બંધ થાય, એ વમનના યોગનાં કે સમ્યગ્યોગનાં લક્ષણો હોય છે; પરંતુ એ (સમ્યગ્)યોગને લીધે પણ દોષના પ્રમાણની વિશેષતાને અનુસરી (એ સમ્યગ્યોગનો) તીક્ષ્ણ,મૃદુ તથા મધ્ય (એમ ત્રણ પ્રકારનો) વિભાગ જાણવો જોઈએ; પણ વમનનો યોગ કે પ્રયોગ વધુ પ્રમાણમાં થયો હોય તો તેના લીધે (વમનમાં) ફીણવાળું લોહી અને તે લોહીમાં ચંદ્રિકાઓનું નીકળવું થાય છે; એવાં તે અતિયોગનાં લક્ષણો હોય છે. ૧૪**

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં પોતાની ટીકામાં આવો ભાવ જણાવે છે: કયાં ચિહ્નો ઉપરથી અયોગ વગેરેને જાણવા ? તે અહીં કહે છે: વમનના અયોગ આદિનાં વિશેષ વિજ્ઞાન આ હોય છે; એવું કોઈ કારણ બન્યું હોય કે જેથી ગળામાં આંગળીઓ વગેરેનો સ્પર્શ કર્યા છતાં વમનના વેગો બિલકુલ ન આવે; અને આવે તોય બહુ થોડા આવે અથવા વમન માટે પીધેલું એકલું ઔષધ જ બહાર આવે પણ તેની સાથે દોષો બિલકુલ બહાર ન આવે; તેમ જ વેગોનો વિબંધ થઈ જાય, એટલે કે અટકી અટકીને વેગો આવે, એ વમનના અયોગનાં લક્ષણો છે; હવે વમનના સમ્યગ્યોગનાં લક્ષણો કહે છે: યથાયોગ્ય કાળે–ઘણી ઝડપ વિના કે ઘણી ઢીલ થયા વિના વમન થયા કરે; તેમાં બહુ દુઃખ ન થાય અને જે પ્રમાણે તથા જે ક્રમે દોષો બહાર નીકળી જવા જોઈએ તે પ્રમાણે જ દોષો બહાર નીકળી જાય છે; જેમ કે કહેવાયું છે કે 'क्रमात् कफः पित्तमथानिलश्च यस्यैति सम्यग् वमितः स इष्टः।'–જેને અનુક્રમે પહેલો કફ, પછી પિત્ત અને તે પછી વાયુ બહાર નીકળી જાય, તેને વમન દ્રવ્ય બરાબર લાગુ થયું છે, એમ જાણવું અને વમનના વેગો પણ આપોઆપ બંધ પડી જાય, એ વમનના સમ્યગ્યોગનાં લક્ષણો ગણાય છે. વળી (બહાર નીકળેલા) દોષના અમુક માપ ઉપરથી એ સમ્યગ્યોગના પણ ત્રણ પ્રકારો જણાય છે; જેમ કે સમ્યગ્યોગનાં લક્ષણોથી જ એ પ્રસ્થ એટલે કે 'वमने च विरेके च तथा शोणितमोक्षणे। अर्धत्रयोदशपलं प्रस्थमाहुर्मनीषिणः।'–વમન, વિરેચન તથા રુધિરસ્રાવણમાં વિદ્વાનો પ્રસ્થનું માપ સાડાતેર પલ કે ૫૪ તોલા અથવા તેર પલનું અર્ધ સાડાછ પલ એટલે છવીસ તોલા પણ કહે છે. એ માપે એ પ્રસ્થ (–૧૦૮ કે ૫૪ રૂપિયાભાર) દોષ બહાર નીકળે તો તીક્ષ્ણ વમનયોગ થયો કહેવાય; દોઢ પ્રસ્થ (૮૧ કે ૩૯ રૂપિયાભાર) દોષ બહાર નીકળે તો મધ્યમ વમનયોગ થયો ગણાય; અને એક પ્રસ્થ (૫૪ કે ૨૬ રૂપિયાભાર) દોષ બહાર નીકળે તો મૃદુ વમનયોગ થયો ગણાય છે; એ જ પ્રમાણે વેગના હિસાબે પણ વમનના મૃદુ, મધ્યમ તથા તીક્ષ્ણ એવા ભેદો સમજી શકાય છે; જેમ કે 'जघन्य-मध्यप्रवरे तु वेगाश्चत्वार इष्टा वमने षडष्टौ'–જઘન્ય–મૃદુ-વમનમાં ચાર વેગો, મધ્યમ વમનમાં છ વેગો અને ઉત્તમ તીક્ષ્ણ વમનમાં આઠ વેગો માનવામાં આવ્યા છે. વળી વમન માટે જે ઔષધ દ્રવ્ય પિવાયું હોય, તેને બાદ કરીને જ નીકળેલા દોષનું માપ કાઢવું જોઈએ; પરંતુ વમનના યોગની અધિકતા થઈ હોય તો ફીણ વગેરેથી યુક્ત લોહી વમનમાં બહાર આવે, તે વમનનાં અતિયોગનાં લક્ષણો જાણવાં

હિંદી ટીકાકાર શ્રી જયદેવ, વમનના અતિયોગ સંબંધે આવી સ્પષ્ટતા લખે છે કે, વમનનો અતિયોગ થવાથી ફીણવાળા લોહીની ચંદ્રિકાઓ ઊલટીમાં બહાર આવે છે; અર્થાત્ એવો અતિયોગ જેને થયો હોય તે માણસને ઊલટીમાં લોહી બહાર આવે છે અને એ લોહીમાં ફીણ તથા મોરનાં પીછાંઓમાં રહેલ ચંદ્રકો જેવી આકૃતિ તથા ચમક હોય છે. ૧૪

### વમનના અતિયોગ તથા અયોગથી થતા ઉપદ્રવો

**तत्रातियोगायोगनिमित्तानिमानुपद्रवान् विद्यात्–आध्मानं परिकर्तिका परिस्रावो हृदयोपसरणमङ्गग्रहो जीवादानं विभ्रंशः स्तम्भः क्लम उपद्रवा इति ॥१५॥**

**એ વમનપ્રયોગમાં અતિયોગ તથા અયોગના કારણે થતા આ ઉપદ્રવો જાણવા: વેદના સાથે પેટનો આફરો, ગુદામાં કે કોઠામાં કપાતું હોય એવી પીડા, મોઢામાંથી મોળ વછૂટે, હૃદયમાં ઉપદ્રવ, અંગોમાં વેદના, જીવરક્ત એટલે જીવતા લોહીનું નીકળવું, શરીરનું સજ્જડ થવું કે ઝલાઈ જવું, (તેમજ ઔષધની અવળી ગતિ અથવા કોઠામાં રહેલાં ઉપાંગોનું પોતાના સ્થાનેથી ખસી જવું, શરીરનું ઝલાઈ જવું કે થંભી જવુ) અને પરિશ્રમ વિના પણ થાક, એટલા ઉપદ્રવો થાય છે. ૧૫**

આ ઉપદ્રવોની સંખ્યા દશની છે; તેનું વિસ્તારથી વર્ણન આ ગ્રંથમાં જ સિદ્ધિસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં જણાવવામાં આવશે. ૧૫

### વમનના સમ્યગ્યોગવાળાને ધૂમપાન

**योगेन तु खल्वेनं छर्दितवन्तमभिसमीक्ष्य सुप्रक्षालितपाणिपादास्यं मुहूर्तमाश्वास्य, स्नैहिकवैरेच-**

निकोपशमनीयानां धूमानामन्यतमं सामर्थ्यतः पाययित्वा, पुनरेवोदकमुपस्पर्शयेत् ॥ १६ ॥

જેને સમ્યગ્યોગથી વમન થયું હોય, એવા માણસને તેવો બરાબર જોઈ તપાસી તેના હાથ-પગ અને મોઢું બરાબર ધોવડાવી; બે ઘડી આશ્વાસન એટલે વિશ્રામ આપ્યા પછી સ્નેહને લગતો, વિરેચનને લગતો કે ઉપશમનીય-પ્રાયોગિક ધૂમ, એ ત્રણમાંના કોઈ પણ એક ધૂમનું તેના સામર્થ્ય પ્રમાણે પાન કરાવવું; અને તે પછી જ તેને જળનો સ્પર્શ કરાવવો. (એટલે પાણીથી તેના હાથપગ અને મોઢું ધોવડાવવું પણ તેને સ્નાન તો ન જ કરાવવું.) ૧૬

### વમન કરેલાને વૈદ્યની શિખામણ

उपस्पृष्टोदकं चैनं निवातमगारमनुप्रवेश्य संवेश्य चानुशिष्यात्-उच्चैर्भाष्यमत्यासनमतिस्थानमतिचङ्क्रमणं क्रोधशोकहिमातपावश्यायातिप्रवातान् यानयानं ग्राम्यधर्ममस्वपनं निशि दिवा स्वप्नं विरुद्धाजीर्णासात्म्याकालप्रमितातिहीनगुरुविषमभोजनवेगसंधारणोदीरणमिति भावानेतान् मनसाऽप्यसेवमानः सर्वमाहारमद्या इति । स तथा कुर्यात् ॥ १७ ॥

એમ જેણે જળસ્પર્શ કર્યો હોય (એટલે ધૂમપાન કર્યા પછી હાથ-પગ, મોઢું ધોયાં હોય, એવા એ વમન કરેલા માણસને વાયુરહિત ઘરમાં પ્રવેશાવી, બેસાડીને (વૈદ્યે) આવી શિખામણ આપવી: '(હે સૌમ્ય! આ તારે ન કરવું:) ઊંચે બોલવું, ખૂબ વધારે બેસી રહેવું, ખૂબ વધારે ઊભા રહેવું, ખૂબ વધારે ચાલવું; ક્રોધ, શોક, વધુ ટાઢ, વધુ તડકો, ઝાકળ, વધુ પવન, ઘોડા વગેરે વાહન પર ચઢવું, મૈથુન, રાતના ઉજાગરા, દિવસે ઊંઘવું, વિરુદ્ધ ભોજન, અજીર્ણમાં ભોજન, અસાત્મ્ય એટલે પોતાને માફક ન હોય એવું ભોજન, અકાળે ભોજન, ખૂબ ઓછું ભોજન, ખૂબ વધારે ભોજન, અતિહીન એટલે જેની શક્તિ નાશ પામી હોય એવું તુચ્છ કે હલકું ભોજન, ભારે ભોજન, વિષમ ભોજન કે એક જ રસના અભ્યાસવાળું ભોજન (એટલે અનિયમિત ખોરાક લેવો), (મળ-મૂત્રાદિના) વેગો કે હાજતો રોકવાં અને મળમૂત્રાદિની હાજત ન થઈ હોય છતાં બળજબરીથી હાજત ઉપજાવવી; આટલી બાબતોનું તારે મનથી પણ સેવન કરવું નહિ; (એ સિવાય) સર્વ આહારો તું ખાજે.' વૈદ્યના એ ઉપદેશ પ્રમાણે જ તે માણસે પણ વર્તન કરવું. ૧૭

વમન કરેલા માણસે જે રીતે વર્તવું જોઈએ તે અહીં કહ્યું છે; તે નિયમોનું બરાબર પાલન કરે નહિ, અને ત્યજવા જેવું જો ત્યજે નહિ, તો તેથી જે જે ઉપદ્રવો થાય છે, તેનું વર્ણન સિદ્ધિસ્થાનના ૧૨ મા અધ્યાયમાં કહેવામાં આવશે; તેમ જ સુશ્રુતમાં પણ ચિકિત્સાસ્થાનના ૩૯ મા અધ્યાયમાં અહીં દર્શાવેલ વિરુદ્ધ આહારાદિનું સેવન કરવાથી ઉત્પન્ન થતા ઉપદ્રવોનું વર્ણન વિસ્તારથી કરવામાં આવ્યું છે, તે ત્યાં જોઈ લેવું. ૧૭

### વમન કરેલાને ક્રમશઃ આપવાના ખોરાક અને તેનાં કામ

अथैनं सायाह्ने परे वाऽह्नि सुखोदकपरिषिक्तं पुराणानां लोहितशालितण्डुलानां स्ववक्लिन्नानां मण्डपूर्वां सुखोष्णां यवागूं पाययेदग्निबलमभिसमीक्ष्य च, एवं द्वितीये तृतीये चान्नकाले; चतुर्थे त्वन्नकाले तथाविधानामेव शालितण्डुलानामुत्स्विन्नां विलेपीमुष्णोदकद्वितीयामस्नेहलवणामल्पस्नेहलवणां वा भोजयेत्, एवं पञ्चमे षष्ठे चान्नकाले; सप्तमे त्वन्नकाले तथाविधानामेव शालीनां द्विप्रसृतं सुस्विन्नमोदनमुष्णोदकानुपानं तनुना तनुस्नेहलवणोपपन्नेन मुद्गयूषेण भोजयेत्, एवमष्टमे नवमे चान्नकाले; दशमे त्वन्नकाले लावकपिञ्जलादीनामन्यतमस्य मांसरसेनौदकलावर्णिकेनातिसारवता भोजयेदुष्णोदकानुपानं, एवमेकादशे द्वादशे चान्नकाले; अत ऊर्ध्वमन्नगुणान् क्रमेणोपभुञ्जानः सप्तरात्रेण प्रकृतिभोजनमागच्छेत् ॥१८

પછી એ વમન કરેલા માણસને સાંજના સમયે કે બીજા દિવસે સહેવાય એવા ગરમ પાણીથી સ્નાન કરાવવું; અને તે પછી તેના અગ્નિનું બળ જોઈ-તપાસીને જૂની રાતી ડાંગેરના ચોખાની યવાગૂ રાબ (પ્રથમ) પાવી; એ રાબ (સોળગણા પાણીમાં) સારી રીતે રંધાઈ ગયેલ દાણાવાળી ખૂબ જ પ્રવાહી-પાતળી અને સહેવાય તેવી ગરમ હોવી જોઈએ; પરંતુ તેનીયે પહેલાં પ્રથમ તો એ રાબની ઉપરનો મંડ એટલે વધુ પાતળો-પ્રવાહી-ઓસામણ જેવો ભાગ પહેલાં પીવો જોઈએ; એમ બીજા તથા ત્રીજા (ટંકના) અન્નકાળે પણ એ જ પ્રમાણે મંડપૂર્વક જ એવી રાબ

તેને પાવી જોઈએ. પછી ચોથા (ટંકના) અન્નકાળે પણ એવા જ પ્રકારની જૂની રાતી ડાંગેરના ચોખાની 'વિલેપી' એટલે જેમાં ચોખા કરતાં ચારગણું પાણી હોય અને દાણા ઘટ્ટ રાખ્યા હોય–બહુ જ ગાળી નાખ્યા ન હોય તેવી પાત્રને ખરડે એવી રાબ ખવડાવવી, પરંતુ તેની સાથે ગરમ પાણી જ હોવું જોઈએ; એ વિલેપીમાં સ્નેહ કે લવણ ન હોવાં જોઈએ; અથવા બહુ જ થોડા પ્રમાણમાં સ્નેહ કે લવણ તેમાં નાખી શકાય છે; એ જ પ્રમાણે પાંચમા તથા છઠ્ઠા (ટંકના) અન્નકાળે પણ એવી વિલેપી જ ખવડાવવી જોઈએ. સાતમા (ટંકના) અન્નકાળે પણ તેવા જ પ્રકારની જૂની ડાંગરના બે પ્રસૃત(એટલે સોળ તોલા)નો ભાત મગના યૂષ–ઓસામણ સાથે ખવડાવવો જોઈએ; એ ભાતનું અનુપાન પણ ગરમ પાણી જ હોવું જોઈએ; તે ભાત પણ પાતળો રાંધવો જોઈએ–એકદમ ઘટ્ટ રાંધવો નહિ અને તેની સાથેના મગના ઓસામણમાં બહુજ થોડા પ્રમાણમાં સ્નેહ તથા લવણ નાખવાં જોઈએ. એ જ પ્રમાણે આઠમા તથા નવમા(ટંકના) અન્નકાળે પણ તેવા જ પ્રકારનો ભાત(મગના યૂષ સાથે જ) તેને ખવડાવવો જોઈએ; પરંતુ દશમા (ટંકના) અન્નકાળે તો લાવાં કે કપિંજલ પક્ષીઓમાંનાં કોઈ એકના માંસના રસની સાથે જૂની રાતી ડાંગેરના ચોખાનો ભાત તેને ખવડાવવો, જેની સાથેનો માંસરસ જળયુક્ત લવણથી સંસ્કારી કરેલો અને અતિ સારવાન એટલે ખૂબ ઘટ્ટ બનાવેલો હોવો જોઈએ; તેનું અનુપાન પણ ગરમ પાણી જ હોવું જોઈએ; એ જ પ્રમાણે અગિયારમા તથા બારમા (ટંકના) અન્નકાળે પણ એવા જ ભાતનું ભોજન કરાવવું જોઈએ; તે પછીના દિવસોમાં અનુક્રમે અન્નના (ભારે, કઠણ, મધુર આદિ) ગુણોનો ઉપભોગ કરતો કરતો સાત દિવસ સુધીમાં પોતાની પ્રકૃતિ પ્રમાણેના–મૂળ સ્વાભાવિક આહાર પર તે આવી જાય છે. ૧૮

ટીકાકાર ચક્રપાણિ અહીં વમન કરેલાને પ્રથમ સાંજના વખતે કે બીજા દિવસે ભોજન આપવા સંબંધે આ કારણ બતાવે છે: જઠરાગ્નિનું બળ બરાબર દેખાય તો સાંજના વખતે ભોજન શરૂ કરાવવું; પણ જઠરાગ્નિનું બળ બરાબર ન જણાય તો બીજા દિવસે તેને ભોજન કરાવવું. આ સંબંધે સિદ્ધિસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહેવામાં આવશે કે, 'वमितं लङ्घयेत् सम्यग् जीर्णलिङ्गान्यलक्षयन्। तानि दृष्ट्वा तु पेयादिकमं कुर्यान्न लङ्घनम्।' જેને વમન કરાવ્યું હોય, તેને જે વમન-ઔષધ અપાયું હોય તે પચી ગયાનાં ચિહ્નો જો બરાબર ન દેખાય તો તેને લંઘન કરાવવું; પરંતુ એ ઔષધ પચી ગયાનાં ચિહ્નો જો બરાબર દેખાય તો લંઘન કરાવવું નહિ, પરંતુ 'પેયા' આદિ આપવાના ક્રમે ભોજન આપવું શરૂ કરવું. આમ અનુક્રમે ભોજન આપવાનો આ બાર ટંકના ભોજનનો સમય મુખ્ય શુદ્ધિથી શુદ્ધ થયેલા માટે જ સમજવો જોઈએ; અને બાર ટંકનો સમય વીત્યા પછી પણ સાત દિવસે તેણે પોતાની પ્રકૃતિના સ્વાભાવિક ભોજન પર આવી જવું, એમ કહેવામાં પણ આવો જ અભિપ્રાય છે કે, તે માણસે વમન કર્યા પછી જો વિરેચન કરવું ન હોય તો જ એવા સંસર્જન ક્રમ પછી પોતાના સ્વાભાવિક ભોજન પર જવા તૈયાર થવું; નહિ તો એ સંસર્જન ક્રમ બાર ટંકના ભોજનનો કર્યા પછી તરત જ સ્નેહપાન કરવું જોઈએ.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં કંઈક વધુ આમ પણ સમજાવે છે: 'અહીં અભિપ્રાય આ છે કે જેને વમનદ્રવ્યથી બરાબર વમન કરાવાયું હોય અને તે વમનદ્રવ્ય બરાબર પચી ગયું હોય એમ જણાય ત્યારે પ્રથમ તેને ખૂબ પ્રવાહી હલકું ભોજન કરાવવું જોઈએ; અહીં પ્રથમ યવાગૂ–રાબ પિવડાવવા કહ્યું છે અને તે પણ મંડપ્રધાન પાવા જણાવ્યું છે, તેથી 'मण्डश्चतुर्दशगुणे।' ચોખાથી ચૌદગણા પાણીમાં ચોખા પકવવા' એ પરિભાષા અનુસાર એ યવાગૂ પકાવવી જોઈએ; એ તૈયાર થઈ જાય, ત્યારે તેમાંના મંડ-(ઓસામણ)ને અલગ કરી લેવાની જરૂર નથી; ભાતના કણો નીચે રહી જાય, એ રીતે પ્રથમ એ યવાગૂનું ઉપરનું ઓસામણ પ્રથમ પાઈને તે પછી ઘાટા ભાગને હલાવીને વમન કરેલા માણસને તે પિવડાવી દેવો; અથવા 'પેયા' બનાવવાની રીતે યવાગૂને તૈયાર કરવી; એટલે કે ચોખાથી છગણા પાણીમાં તૈયાર કરવી; અને તેમાં વમન કરેલા માણસને હંમેશાં જેટલા ચોખા ખોરાકમાં જોઈતા હોય, તેનાથી આઠમા ભાગે ચોખા રાંધવા જોઈએ; એ તૈયાર થઈ જાય, એટલે તેની ઉપરનું પાતળું ઓસામણ–મંડ પહેલાં પાઈને તે પછી તે માણસનો જઠરાગ્નિ પાચન કરી શકે તેવો હોય, તો નીચેનો ઘાટો ભાગ પણ તેને પિવડાવી

દેવો. શૂકધાન્યોમાં લાલ ડાંગેરના ચોખા સર્વ કરતાં શ્રેષ્ઠ છે, એમ સૂત્રસ્થાનના ૨૫ મા અધ્યાયમાં કહેવામાં આવશે કે, 'लोहितशालयः शूकधान्यानां पथ्यतमत्वेन श्रेष्ठतमा भवन्ति ।' શૂકધાન્યોમાં લાલ રંગના શાળના ચોખા અતિશય હિતકારી ગણાય છે.' આ જ કારણે શોધન દ્વારા જઠરાગ્નિ મંદ થઈ જાય, ત્યારે સૌની પહેલાં અતિશય પથ્ય અને હલકા ગણાતા એ લાલ ચોખાનું સેવન કરવું ઉત્તમ ગણાય છે. આ સંબંધે સિદ્ધિસ્થાનના ૬ ઠ્ઠા અધ્યાયમા કહેવાશે કે. 'संशोधनाभ्यां शुद्धस्य हृतदोषस्य देहिनः । यात्यग्निर्मन्दतां तस्मात् क्रम पेयादिमाचरेत् । વમન તથા વિરેચનરૂપ બે સંશોધનોથી શુદ્ધ કરેલા અને દોષોથી રહિત થયેલા માણસનો જઠરાગ્નિ મંદ થઈ જાય છે, તેથી તેના માટે 'પેયા' (રાબ) આદિ ભોજનનો ક્રમ ગોઠવવો જોઈએ.' એમના અન્નકાળે યવાગૂ કે પેયા પિવડાવ્યા પછી બીજા અને ત્રીજા અન્નકાળે પણ એની એ જ પેયા કે યવાગૂ (રાબ) પિવડાવવી ચાલુ રાખવી–અર્થાત્ જો સાંજના વખતે પ્રથમ જ ઉપર્યુક્ત યવાગૂ પિવડાવવી હોય તો બીજા દિવસે સવારમાં તથા સાંજે પણ એની એ જ યવાગૂ પિવડાવવી જોઈએ; પણ પ્રથમ જ જો સવારમાં યવાગૂ પાઈ હોય તો તે દિવસે સાંજના અને બીજા દિવસે સવારના પણ એ જ યવાગૂ પાવી જોઈએ; એ જ પ્રમાણે પછીના ભોજનક્રમમાં પણ સમજી લેવું.

ચોથા ભોજનકાળે લાલ જૂના શાલિ–ચોખાની 'વિલેપી'માં સ્નેહ અને લવણ બિલકુલ નાખ્યા વિના અથવા બહુ જ થોડા પ્રમાણમાં નાખી તે વિલેપી ખવડાવવી જોઈએ, અને તેના પર અનુપાનમા ગરમ પાણી જ પીવા આપવું જોઈએ; તે જ પ્રમાણે પાંચમા તથા છઠ્ઠા ભોજનકાળે પણ એવી વિલેપી જ ખાવા આપવી જોઈએ. 'विलेपी विरलद्रवा' અને 'विलेपी तु चतुर्गुणे' જેમા ચોખા કરતાં પાણી ચારગણું નાખ્યું હોય, જેથી પ્રવાહી ઓછી બને છે, તેની (રાબ) 'વિલેપી' કહેવાય છે.

સાતમા ભોજનકાળે એવા જ લાલ જૂના ચોખા બે પ્રસત–૧૬ તોલા પ્રમાણ લઈ, ભાત બનાવી, તેમાં થોડો સ્નેહ (ઘી) અને લવણ નાખી મગના પાતળા યૂષ કે ઓસામણ સાથે તે ખવડાવવો અને અનુપાનમા તો ગરમ પાણી જ આપવું જોઈએ; એ ભાત તૈયાર કરતી વેળા ચોખા કરતાં પાંચગણું પાણી નાખવું જોઈએ; કેમ કે કહ્યું છે કે 'अन्नं पञ्चगुणे साध्यम् ।'–પાંચગણા પાણીમાં ખોરાક રાંધવો જોઈએ.'

આઠમા તથા નવમા ભોજનકાળે પણ એવો ભાત જ ખવડાવવો જોઈએ; પછી દશમા ભોજનકાળે લાવાં કે કપિંજલ પક્ષીનાં માંસના રસોથી, પાણીથી અને લવણથી સંસ્કારયુક્ત કરેલો ભાત ખવડાવવો; જેની સાથેનો માંસરસ અતિ સારવાન હોય એટલે સ્નેહયુક્ત તથા ઘાટો હોય એવો જ તે ભાત ખવડાવવો; એના અનુપાન તરીકે પણ ગરમ પાણી જ પીવા આપવું. એ જ પ્રમાણે અગિયારમા તથા બારમા ભોજનકાળે પણ એ જ ભોજન ખાવા આપવું જોઈએ; પછી અનુક્રમે અનુકૂળ ભોજન કરાવતાં કરાવતા સાત દિવસો પછી પોતાના સ્વાભાવિક ભોજન પર તેને લઈ જવો જોઈએ. અહીં આમ જણાવવા માગે છે કે વધારે વધારે ભારે અને વધારે વધારે કઠણ ભોજનનું ક્રમશઃ સેવન કરતાં કરતાં સ્વાભાવિક–મૂળ ભોજન પર જવું જોઈએ; એકંદર સંશોધન પછી અનુક્રમે સ્વાભાવિક સ્થિતિએ જતાં જતાં જે જે દોષો ઉત્પન્ન થાય અથવા વધ્યે જાય તેઓનો નાશ મધુર આદિ રસોનું સેવન કરીને જે પ્રકારે કરવો જરૂરી હોય છે તે સિદ્ધિસ્થાનમાં વિસ્તારથી કહેવાશે; તેમ જ આ વિષય પર વધુ જાણવું હોય તો સુશ્રુતના ચિકિત્સાસ્થાનનો ૩૯ મો અધ્યાય જોવો જોઈએ. અહીં બાર ભોજનકાળનો ઉપર પ્રમાણે જે ક્રમ બતાવ્યો છે, તે પ્રધાન શુદ્ધિને ઉદ્દેશી સમજવો જોઈએ; બાકી મધ્યમ શુદ્ધિવાળા માટેનો આ ભોજનક્રમ આઠ ભોજનકાળનો થાય છે અને છેલ્લામાં છેલ્લી શુદ્ધિ માટેનો આ ક્રમ ચાર કાળ માટેનો થાય છે; આ સંબંધે પણ સિદ્ધિસ્થાનના પહેલા અધ્યાયમાં આમ કહેવાશે કે, 'पेयां विलेपीमकृतं कृतं च यूष रस त्रिर्द्विरथैकशश्च । क्रमेण सेवेत विशुद्धकायः प्रधानमध्यावरशुद्धिशुद्ध ।'–સંશોધનથી શુદ્ધ શરીરવાળા થયેલા માણસે, પ્રથમ પેયા, પછી ક્રમશઃ વિલેપી, અકૃતયૂષ, કૃતયૂષ, અકૃતમાંસરસ અને કૃતમાંસરસ; એનું ત્રણ અન્નકાળ, બે અન્નકાળ કે એક અન્નકાળના ક્રમથી સેવન કરવું; તેમાં પ્રધાનશુદ્ધિથી શુદ્ધ થયેલાએ ત્રણ અન્નકાળે એ ભોજનક્રમનું સેવન કરવું; મધ્યમ શુદ્ધિથી શુદ્ધ થયેલાએ બે અન્નકાળે એ ભોજનક્રમનું સેવન કરવું અને ત્રીજી છેલ્લી–થોડામાં થોડી–અવરશુદ્ધિથી શુદ્ધ થયેલાએ એક અન્નકાળે તે ભોજનક્રમનુ સેવન કરવું. આ સંબંધે વધુ વિસ્તાર ત્યાં જોવો. ૧૮

### વિરેચનપ્રયોગ

**अथैनं पुनरेव स्नेहस्वेदाभ्यामुपपाद्यानुपहतमनसमभिसमीक्ष्य सुखोषितं सुप्रजीर्णभक्तं कृतहोमबलिमङ्गलजपप्रायश्चित्तमिष्टतिथिनक्षत्रकरणमुहूर्ते ब्राह्मणान् स्वस्ति वाचयित्वा त्रिवृत्कल्काक्षमात्रं यथार्हालो-**

डनप्रतिविनीतां पाययेत् प्रसमीक्ष्य दोषमेषजदेशकालबलशरीराहारसात्म्यसत्त्वप्रकृतिवयसामवस्थान्तराणि विकारांश्च । सम्यग्विरिक्तं चैनं वमनान्तरोक्तेन धूमवर्जेन विधिनोपपादयेदाबलवर्णप्रतिलाभात् । बलवर्णोपपन्नं चैनमनुपहतमनसमभिसमीक्ष्य सुखोषितं सुप्रजीर्णभक्तं शिरःस्नातमनुलिप्तगात्रं स्रग्विणमनुपहतवस्त्रसंवीतमनुरूपालङ्कारालङ्कृतं सुहृदां दर्शयित्वा ज्ञातीनां दर्शयेत्, अथैनं कामेष्ववसृजेत् ॥ १९ ॥

પછી (એ વમન કરેલા માણસને જો વિરેચન આપવું હોય તો) એને ફરી સ્નેહન તથા સ્વેદન કર્મ કરાવ્યા પછી પ્રસન્ન ચિત્તવાળો (રાત્રે) સુખેથી ઊંઘેલો, આગલા દિવસનો ખોરાક બરાબર પચી ગયો હોય તેવો; હોમ, બલિ, મંગલકર્મ, જપ અને પ્રાયશ્ચિત્ત જેણે કરેલ હોય, એવો જોઈ-જાણીને (વૈદ્યે) સારી તિથિ, નક્ષત્ર અને કરણયુક્ત મુહૂર્તે બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને, નસોતરના કલ્કની એક તોલો માત્રા, યથાયોગ્ય પ્રવાહીમાં ઘોળીને પાઈ દેવી; પરંતુ તે પહેલાં દોષ, ઔષધ, કાળ, બળ, શરીર, આહાર, સાત્મ્ય, સત્ત્વ, પ્રકૃતિ અને ઉંમરની જુદી જુદી અવસ્થાઓ તથા વિકારો પણ (વૈદ્યે) જોવા જોઈએ. (અને તે પછી જ તે વિરેચનમાત્રા તેને પાવી જોઈએ.) પછી એને સારી રીતે વિરેચન થઈ જાય, ત્યારે પ્રથમ વમન કરેલા માટે જે વિધિ કહેવામાં આવેલ છે, તે જ ધૂમપાન સિવાયનો વિધિ તેનામાં બળ તથા વર્ણ-રંગ-કાન્તિ કે સુંદરતા ફરી પ્રાપ્ત થાય ત્યાં સુધી કરાવવો જોઈએ; પછી એમ બળ તથા શરીરવર્ણ ફરી પ્રાપ્ત થઈ જાય, તેનું મન પ્રસન્નથાય, સુખથી ઊંઘ આવે અને ખાધેલો ખોરાક પચી જાય ત્યારે એના માથા પર સ્નાન કરાવી શરીરે વિલેપન લગાવી, પુષ્પમાળા પહેરાવી, નવાં ઉત્તમ વસ્ત્રો ધારણ કરાવી, યોગ્ય શણગારથી શણગારી, એના મિત્રોને એ રીતે (બરાબર સ્વસ્થ) બતાવીને પછી તેનાં સગાં-સંબંધીઓને પણ (એમ સ્વસ્થ થયેલો) બતાવવો; અને તે પછી તે માણસને પોતાની ઈચ્છા પ્રમાણેના આહાર-વિહારો કરવા માટેની છૂટ આપવી. ૧૯

અહીં શ્રી ગંગાધર તથા ચક્રપાણિની ટીકાનુસાર શ્રી જયદેવ આમ સારાંશ સમજાવે છે: પૂર્વકાળના ઔષધની વ્યવસ્થાના નિયમોને અનુસરી કલ્કની મધ્યમ માત્રા એ કર્ષ(તોલા)ની માનવામાં આવતી હતી; પરંતુ આજકાલના શહેરી લોકો માટે આ માત્રા અતિશય વધુ પ્રમાણુમાં ગણાય; માટે જેને સંશોધન આપવું હોય, તે રોગીનો કોઠો વગેરે ધ્યાનમાં લઈ, તેને અનુસરતી જ ઔષધમાત્રા આજકાલ નક્કી કરવી જોઈએ. અષ્ટાંગહૃદયના કલ્પસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં પણ કહેવામાં આવ્યું છે કે, 'मध्यं तु मानं निर्दिष्टं स्वरसस्य चतुष्पलम् । पेष्यस्य कर्षमालोड्यं तद्द्रवस्य पलत्रये । -અર્થાત્ સ્વરસની મધ્યમ માત્રા ચાર પલ (૧૬ તોલા), અને કલ્કની મધ્યમ માત્રા એક કર્ષ (તોલો) હોય છે અને તેને ત્રણ પલ (૧૨ તોલા) પ્રવાહીમાં ઘોળવી જોઈએ.' પરંતુ ખરી રીતે તો 'मात्राया न व्यवस्थाऽस्ति व्याधिं कोष्ठं बलं वयः । आलोच्य देशकालौ च योज्या । માત્રાની ખાસ વ્યવસ્થા કે નિશ્ચય કોઈ છે જ નહિ; પરંતુ વૈદ્યે રોગ, કોઠો, બળ, ઉંમર, દેશ તથા કાળનો બરાબર વિચાર કર્યા પછી તેને અનુસરતી માત્રા યોજવી જોઈએ.' આજકાલ નસોતરની માત્રા (૦।-૦॥ તોલો અથવા) ૫ થી ૨૦ ગ્રેન (૧૦ રતી) નક્કી કરાઈ છે.

સંશોધન કરાવવામાં પ્રથમ વમન કરાવ્યા પછી ૧૫ દિવસો વીતે ત્યારે વિરેચન કરાવવું જોઈએ; આમ સુશ્રુતે કહ્યું છે કે, 'पक्षाद् विरेको वान्तस्य । વમન કરેલાને એક પખવાડિયા પછી વિરેચન આપવું જોઈએ.' એ પંદર દિવસોમાં ઉપર્યુક્ત ક્રમે પેયા-યવાગૂ આદિનું સેવન, સ્નેહપાન તથા સ્વેદન આદિ કરાવી લેવાં જોઈએ.

વિરેચન બરાબર થઈ જાય, તે પછી ધૂમપાન સિવાયની સઘળી વિધિ, વમન કરાવ્યા પછીની વિધિ પ્રમાણે કરાવવી જોઈએ; એ વિધિ પણ એ વિરેચન આપેલા માણસે પહેલાંનાં જેવાં બળ-રંગ પ્રાપ્ત થાય ત્યાં સુધી ચાલુ રાખવી જોઈએ; સૂત્રસ્થાનના પાંચમા અધ્યાયમાં કહેવાઈ પણ ગયું છે કે, 'न विरिक्तः पिबेद् धूमम्'-વિરેચન લીધું હોય એ માણસે ધૂમપાન કરવું નહિ; બાકીના ઉપચાર વમન લીધેલા માણસને જે કરાવાય, તે જ તેને પણ કરાવવા જોઈએ; અર્થાત્ હાથ-પગ-મુખનું ધોવું, વાયુરહિત ઘરમાં રહેવું; ઊંચે બોલવું વગેરેના નિષેધોનું બરાબર પાલન કરવું, અને પેયા-યવાગૂ આદિ ભોજનનો ક્રમ જે રીતે વમન કરેલા માટે કહેવામાં આવેલ છે, તે જ પ્રમાણે વિરેચન લીધેલાને માટે પણ કરવો જોઈએ. ચાલુ પ્રકરણને અનુસરી વમનનો અયોગ, સમ્યગ્યોગ તથા અતિયોગનું લક્ષણ જે કહેવાઈ ગયું, તે જ લક્ષણ આ વિરેચનના અયોગ, સમ્યગ્યોગ તથા અતિયોગના લક્ષણ તરીકે

અહીં જાણી લેવું જોઈએ; અર્થાત્ વિરેચન બિલકુલ ન થાય કે થોડા પ્રમાણમાં થાય; અથવા વિરેચનની ઔષધમાત્રા ગુદામાર્ગે નીકળી જાય કે અવળી ગતિએ જઈ આપોઆપ બહાર ન નીકળે, પણ આફરો-ઊલટી આદિ ઉપદ્રવો ઉત્પન્ન કરે; અથવા અટકી અટકીને વિરેચન થાય, એ વિરેચનના અયોગનું લક્ષણ જાણવું; તેમ જ યોગ્ય સમયે વિરેચન થાય, વધારે પ્રમાણમાં પીડા ન થાય, અનુક્રમે દોષો બહાર આવે અને દોષો નીકળી ગયા પછી આપોઆપ વિરેચનના વેગો બંધ પડી જાય, એ વિરેચનના સમ્યગ્યોગનું લક્ષણ જાણવું. વિરેચનમાં દોષોના નીકળવાનો ક્રમ આ ગ્રંથના સિદ્ધિસ્થાનના પ્રથમાધ્યાયમાં આ પ્રમાણે કહેલ છે: 'प्राप्तिश्च विट्पित्तकफानिलानां सम्यग् विरिक्तस्य भवेत् क्रमेण।' જેને વિરેચનનો સમ્યગ્યોગ થયો હોય, તેને વિષ્ઠા, પિત્ત, કફ તથા વાયુની પ્રાપ્તિ અનુક્રમે થાય છે. સુશ્રુતમાં પણ ચિકિત્સાસ્થાનના ૩૩મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'एवं विरेचने मूत्रपुरीषपित्तौषधकफाः।'-એટલે કે વિરેચનના સમ્યગ્યોગમાં પ્રથમ મૂત્ર, પછી વિષ્ઠા, પછી પિત્ત, તે પછી ઔષધ અને તે પછી કફ અનુક્રમે બહાર નીકળે છે. એમ બધું નીકળી ગયા પછી આમાશય જ્યારે ખાલી થાય છે, ત્યારે તેમાંથી કેવળ વાયુ જ બહાર નીકળે છે; તે જ પ્રમાણે દોષના પ્રમાણને અનુસરી વિરેચનની તીક્ષ્ણતા, મૃદુતા આદિ પણ કહેવામાં આવેલ છે. 'વિરેચનના અતિયોગમાં ફીણવાળું લોહી, મોરપીંછના ચંદ્રકોના આકારે બહાર નીકળે છે; એકંદર કહેવાનો અભિપ્રાય આ છે કે, વિરેચનના અતિયોગમાં વિષ્ઠાની સાથે લોહી પણ નીકળવા લાગે છે; તે જ પ્રમાણે વિરેચનના વેગો પણ અતિશય વધારે પ્રમાણમાં આવે છે. વળી વિરેચનના અયોગમાં તથા અતિયોગમાં પણ આફરો વગેરે પૂર્વોક્ત ઉપદ્રવો થાય છે. તફાવત માત્ર આ છે કે, વમનમાં જીવરક્ત અથવા જીવનું લોહી મુખદ્વારા નીકળે છે, જ્યારે વિરેચનમાં તેવું લોહી ગુદામાર્ગે બહાર નીકળે છે; તે જ પ્રમાણે અહીં વિરેચન સંબંધે 'વિભ્રંશ' શબ્દનો અર્થ 'ગુદભ્રંશ' એટલે 'ગુદાની આમણ બહાર નીકળી જવી' એવો સમજવો જોઈએ. આ સંબંધે વિશેષ વિસ્તાર અને ચિકિત્સા સિદ્ધિસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહેવામાં આવશે; વળી એ તો ઉપર કહેવાયું જ છે કે ધૂમપાન સિવાયના બાકીના ઉપચારો, પેયાદિ ક્રમ તથા મધુર આદિ સંસર્જન ક્રમ, વમનવિધાન પ્રમાણે જ વિરેચનમાં કરાય છે, જેનો વિસ્તાર સિદ્ધિસ્થાનના ૧૨ મા અધ્યાયમાં પણ કહેવાશે. પછી એ વિરેચન લીધેલા માણસમાં બળ તથા શરીર-વર્ણ (પૂર્વવત્) જોવામાં આવે, રાત્રિમાં સુખપૂર્વક નિદ્રા લીધેલી જણાય અને ખાધેલું બરાબર પચી ગયેલું લાગે, ત્યારે એ માણસને મસ્તક પર સ્નાન કરાવી, એકંદર સર્વાંગે સ્નાન કરાવીને, શરીર પર ચંદનનું વિલેપન લગાડી, પુષ્પમાળા પહેરાવી, સ્વચ્છ, નહિ ફાટેલાં કે નવાં વસ્ત્ર પહેરાવી, આભૂષણોથી શણગારીને, પછી તેના મિત્રો સાથે તેનો પ્રથમ મેળાપ કરાવવો અને પછી તેના સગાં-સંબંધીઓને તેનો ભેટો કરાવી, તેઓને સોંપી દેવો; અને તે પછી તેની ઇચ્છામાં આવે તેવા આહાર-વિહારો માટે પણ તેને છૂટ આપવી. અહીં એ માણસના મિત્રો સાથે મેળાપ કરવામાં તથા તેના સગા-સંબંધીઓને સોંપવામાં અભિપ્રાય આ છે કે, 'આ માણસને રોગી સ્થિતિમાંથી નીરોગી-સ્વસ્થ કરવામાં આવ્યો છે અને બરાબર સારી સ્થિતિમાં તેમના સંબંધીને સોંપવામાં આવ્યો છે,' તે કારણે વૈદ્યે તેની ફરજ બરાબર બજાવી છે, એમ સર્વને ખાતરી થાય અને રાજદંડથી પણ વૈદ્યને ભય ન રહે. ૧૯

### ધનવાન માટેનો સંશોધનપ્રયોગ

**अनेन विधिना राजा राजमात्रोऽथवा पुनः।**
**यस्य वा विपुलं द्रव्यं स संशोधनमर्हति ॥२०॥**

**એ વિધિથી રાજાને, રાજા જેવા માણસને કે જેની પાસે પુષ્કળ ધન હોય, એવા માણસને સંશોધન કરાવવું યોગ્ય છે. ૨૦**

### દરિદ્ર માટે સંશોધનનું વિધાન

**दरिद्रस्त्वापदं प्राप्य प्राप्तकालं विरेचनम्।**
**पिबेत्काममसम्भृत्य सम्भारानपि दुर्लभान् ॥२१॥**

**દરિદ્ર માણસ તો આપત્તિ આવ્યા પછી (એટલે વમન-વિરેચનને યોગ્ય રોગ થયા પછી) જ દુર્લભ સામગ્રીઓ એકઠી કર્યા વિના પણ તે તે સમયને યોગ્ય (વમન તથા) વિરેચન-ઔષધ પી શકે છે. ૨૧**

દરેક માણસ સર્વ પ્રકારની યોગ્ય સામગ્રીઓ મેળવી શકે નહિ, એ વાત ખુલ્લી છે; તેમ જ ભયંકર રોગો દરિદ્ર લોકોને પણ પીડા કરનાર થાય નહિ, એમ કોઈ કહી શકે નહિ; એટલે તેવા નિર્ધન લોકો રોગ થયા પછી પણ યથાશક્ય ઔષધવિધાન કરી શકે છે, એમ શ્રી-ગંગાધર પોતાની ટીકામાં જણાવે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ જણાવે છે કે અહીં મૂળ શ્લોકમાં 'विरेचनम्' પદ છે, છતાં ઉપલક્ષણથી વમન પણ સમજી લેવું જોઈએ. આ જ

કારણે યોગીંદ્રનાથ સેન મૂળમાં અહીં 'विरेचनम्' પદના બદલે 'विशोधनम्' એવો પાઠ સ્વીકારે છે; અને તે વધુ બંધબેસતો પણ છે. ૨૧

### દરેકે યથાશક્ય સામગ્રી મેળવવી

न हि सर्वमनुष्याणां सन्ति सर्वपरिच्छदाः ।
न च रोगा न बाधन्ते दरिद्रानपि दारुणाः ॥२२॥
यद्यच्छक्यं मनुष्येण कर्तुमौषधमापदि ।
तत्तत्सेव्यं यथाशक्ति वसनान्यशनानि च ॥ २३ ॥

દરેક મનુષ્યોને દરેક સામગ્રી પ્રાપ્ત થઈ શકતી નથી; અને દારુણ રોગો દરિદ્રોને પણ પીડા નથી કરતા, એવું હોતું નથી; માટે હરકોઈ મનુષ્યે આપત્તિકાળ કે રોગ આવી પડતાં જે જે ઔષધ કરવું શક્ય હોય, તે તે યથાશક્ય સેવવું જોઈએ; અને વસ્ત્રો તથા આહારો પણ યથાશક્તિ સેવવાં જોઈએ. ૨૨,૨૩

### સંશોધનના સેવનનું ફળ

मलापहं रोगहरं बलवर्णप्रसादनम् ।
पीत्वा संशोधनं सम्यगायुषा युज्यते चिरम् ॥२४॥

મળોનો નાશ કરનાર, રોગોને મટાડનાર અને બળ તથા વર્ણને ખૂબ વધારનાર સંશોધન-ઔષધનું બરાબર વિધિપૂર્વક પાન કરીને મનુષ્ય લાંબા આયુષ સાથે જોડાય છે. ૨૪

અષ્ટાંગસંગ્રહકારે સૂત્રસ્થાનના ૨૭મા અધ્યાયમાં સંશોધનસેવનનું ફળ વધુ વિસ્તારથી આમ જણાવ્યું છે: 'बुद्धिप्रसादं बलमिन्द्रियाणां धातुस्थिरत्वं ज्वलनस्य दीप्तिम् । चिराच्च पाकं वयसः करोति संशोधनं सम्यगुपास्यमानम् ॥'–સંશોધનને બરાબર વિધિપૂર્વક સેવવામાં આવે તો એ બુદ્ધિની નિર્મળતા, ઇંદ્રિયોનું બળ, ધાતુઓની સ્થિરતા તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને ઉંમરનો પાક કે વૃદ્ધાવસ્થાને લાંબા કાળે કરે છે–માણસને એકદમ ઘરડો થવા દેતું નથી, એમ સંશોધન અતિ આવશ્યક છે.

### ચાલુ અધ્યાયનો સંક્ષેપ બતાવતા શ્લોકો

ईश्वराणां वसुमतां वमनं सविरेचनम् ।
सम्भारा ये यदर्थं च समानीय प्रयोजयेत् ॥ २५ ॥
यथा प्रयोज्या या मात्रा यदयोगस्य लक्षणम् ।
योगातियोगयोर्यच्च दोषा ये चाप्युपद्रवाः ॥ २६ ॥
यदसेव्यं विशुद्धेन यश्च संसर्जनक्रमः ।
तत्सर्वं कल्पनाध्याये व्याजहार पुनर्वसुः ॥ २७ ॥

રાજાઓને તથા ધનવાનોને વમન તથા વિરેચન; અને તે માટેની જે સામગ્રીઓ જે માટે લાવવી જોઈએ, તે લાવીને બરાબર યોજવી કે તૈયાર રાખવી; વળી જે માત્રા જેવા પ્રકારે યોજવી જોઈએ; એ સંશોધન ઔષધના અયોગનું, યોગનું તથા અતિયોગનું લક્ષણ; અયોગના તથા અતિયોગ દોષો અને જે ઉપદ્રવો થાય છે; તેમ જ સંશોધન સેવીને અત્યંત શુદ્ધ થયેલા માણસે જે ન સેવવું જોઈએ અને સંસર્જન કે ભોજનનો જે ક્રમ છે, તે બધું આ (ઉપકલ્પનીય) કલ્પનાધ્યાયમાં પુનર્વસુ–આત્રેયે કહ્યું છે. ૨૫–૨૭

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આ આયુર્વેદતંત્રમાં શ્લોકસ્થાન વિષે અધ્યાય ૧૫મો સમાપ્ત

## चिकित्साप्राभृतीय–अध्याय १६ मो

अथातश्चिकित्साप्राभृतीयमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવાની ઇચ્છા થઈ, અને તે શિષ્યોને આયુર્વેદ વિષે વધુ ઉપદેશ આપવાના અધિકારી પણ જાણ્યા, ત્યારે 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારી, 'હવે અમે 'ચિકિત્સાપ્રાભતીય' (નામનો ૧૬ મો) અધ્યાય કહીએ છીએ,' એમ (છ ઐશ્વર્ય સંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

અહીં શ્રી ગંગાધર પોતાની 'જલ્પકલ્પતરુ' ટીકામાં આમ સમજાવે છે: એમ ૧૫મા અધ્યાયમાં જણાવ્યા પ્રમાણે રોગીને સંશોધન માટેનું ઔષધદ્રવ્ય આપ્યા પછી તે સંશોધનનો સમ્યગ્યોગ કે અસમ્યગ્યોગ થાય ત્યારે જે જે કરવું જોઈએ, તે કહેવાને આ 'ચિકિત્સાપ્રાભૃતીય' નામનો ૧૬મો અધ્યાય શરૂ કરે છે. આ અધ્યાયનું આવું નામ શબ્દદૃષ્ટિએ તથા અર્થદૃષ્ટિએ વ્યાકરણસિદ્ધિ દ્વારા આમ નક્કી કરાયું છે: 'चिकित्सा प्रामृतम्–उपढौकनं यस्य स–चिकित्साप्रामृतो–वैद्यः' इति कश्चिदाह, अथवा 'प्रामृतं–प्रकर्षेण मृतिः–प्रमृतिः प्रभरणं संभाराणाम्, चिकित्सायां प्रभरेण वर्तते यः स चिकित्साप्रामृतो–वैद्यः, तम् अधिकृत्य कृतोऽध्यायः तम्' રોગી સમક્ષ ચિકિત્સારૂપી ભેટ જે ધરે છે, તે કારણે વૈદ્ય, 'चिकित्साप्रामृत' કહેવાય, એમ કોઈ વિદ્વાન અહીં અર્થ કરી બતાવે છે; અથવા 'प्रामृत' એટલે પુષ્કળ ભરવું–સામગ્રીઓ પુષ્કળ ભરી રાખવી–એકઠી તૈયાર રાખવી, એ 'प्रामृत'–એટલે સામગ્રીઓનો પુષ્કળ સંગ્રહ, ચિકિત્સા કરતી વેળા જેની પાસે પુષ્કળ પ્રમાણમાં તૈયાર–હાજર

એવો વૈદ્ય, 'चिकित्साप्रामृत' કહેવાય; એવા વૈદ્યને ઉદ્દેશી આ અધ્યાય રચવામાં આવ્યો છે, માટે આ અધ્યાયનું 'चिकित्साप्रामृतीय' એવું સાર્થક નામ રાખવામાં આવ્યું છે; અથવા 'चिकित्साप्रामृतः इति शब्दो यस्यारम्भे वर्तते प्रथमश्लोकस्य प्रथमपदरूपेण यस्मिन् स चिकित्साप्रामृतीयः।' આ અધ્યાયના આરંભમાં પહેલા શ્લોકની અંદર શરૂઆતમાં જ 'चिकित्साप्रामृत' શબ્દ મૂકવામાં આવ્યો છે, તે ઉપરથી પણ આ અધ્યાયનું 'चिकित्साप्रामृतीय' એવું નામ રખાયું છે.

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં આવી શરૂઆત જણાવે છે : પૂર્વના અધ્યાયમાં વિરેચન કહ્યું; હવે તેનો સમ્યગ્યોગ આદિનાં લક્ષણો કહેવા માટે 'ચિકિત્સાપ્રાભૃતીય' નામનો અધ્યાય શરૂ કરે છે : 'चिकित्साप्रामृतम् अधिकृत्य कृतोऽयमध्यायः चिकित्साप्रामृतीय.'–ચિકિત્સા એ જ રોગીની સામે જેની ખાસ ભેટ હોય છે. તે વૈદ્ય, ચિકિત્સાપ્રાભૃત કહેવાય છે અને તેને ઉદ્દેશી રચેલો અધ્યાય 'ચિકિત્સા પ્રાભૃતીય' કહેવાયો છે.

આયુર્વેદદીપિકા ટીકાના કર્તા શ્રી ચક્રપાણિ અહીં આવી શરૂઆત જણાવે છે કે પૂર્વાધ્યાયમાં કહેલા વમનના તથા વિરેચનના સમ્યગ્યોગ આદિનું લક્ષણ વિસ્તારથી કહેવાને તેમ જ તેરૂપ પ્રવૃત્તિનો વિષય એવા પુરુષાદિને જણાવવા માટે 'चिकित्साप्रामृतीय' નામનો અધ્યાય કહેવામાં આવે છે. *આ અધ્યાયનું આવું નામ આ કારણે રખાયું* છે કે, 'चिकित्सा प्रामृतरूपा सदा यत्नेन आतुरोपढौकनीयत्वेन यस्य विद्यते स वैद्यः 'चिकित्साप्रामृतीयः'। જેણે હમેશાં ખૂબ કાળજીથી રોગી સમક્ષ ભેટરૂપે ચિકિત્સા જ ધરવાની હોય છે કે ચિકિત્સા એ જ રોગીની સામે જેની ભેટ હોય છે, એવા વૈદ્યને ઉદ્દેશી રચવામાં આવેલો આ અધ્યાય 'चिकित्साप्रामृतीय' કહેવાયો છે.૧

### કેવા વૈદ્યે આપેલું વમન તથા વિરેચન સુખ કરે છે?

चिकित्साप्राभृतो विद्वान् शास्त्रवान् कर्मतत्परः।
नरं विरेचयति यं स योगात्सुखमश्नुते ॥ २॥

જેની પાસે ચિકિત્સાની સામગ્રી પુષ્કળ પ્રમાણમાં હોય, જે વિદ્વાન, શાસ્ત્રજ્ઞાનયુક્ત અને કર્મપરાયણ હોય, એટલે ચિકિત્સારૂપ કર્મ જે બરાબર જાણતો હોય, તેવો વૈદ્ય જે માણસને વમન કે વિરેચન આપે છે, તે માણસ એ વિરેચનના સમ્યગ્યોગથી સુખ પામે છે. ૨

ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથ સેન અહીં જણાવે કે વિદ્વાન વૈદ્યે વિરેચન આપ્યું હોય તે ગુણકારી થાય છે; કેમ કે એવો વૈદ્ય 'ચિકિત્સાપ્રાભૃત' કહેવાય છે. રોગનો પ્રતિકાર કરવો, તે ચિકિત્સારૂપી ભેટ રોગીને જે આપે છે અને રોગોને શાંત કરી રોગીનો ઉપકાર કરે છે, એ કારણે એવો વૈદ્ય 'જીવિતાભિસર' નામે પણ કહેવાય છે; કેમ કે રોગીના જીવન તરફ તે ધસે છે એટલે તેને બચાવવા પ્રયત્ન કરે છે; એવો વિદ્વાન વૈદ્ય માણસને વિરેચન આપે, તે સમ્યગ્યોગના કારણે સુખસંજ્ઞક નામનું આરોગ્ય પમાડે છે.

ટીકાકાર શ્રી ગંગાધર પોતાની જલ્પકલ્પતરુ ટીકામાં અહીં શરૂના 'चिकित्साप्रामृत' પદને પ્રથમ આમ સમજાવતાં લખે છે: 'प्रमृतिः संभाराणां प्रकर्षेण मृतिर्–भरणम्–आयोजनं–प्रमृतिः, तया वर्तते यः स प्रामृतः, चिकित्साया प्रामृतो यः स चिकित्साप्रामृत –ચિકિત્સા માટેની સામગ્રીઓનું પુષ્કળ પ્રમાણ અને આયોજન એટલે તે સામગ્રીઓ યોજવાની કળા પણ જેની પાસે હોય, એવો જ્ઞાની અને શાસ્ત્રોને જાણનારો એટલે આયુર્વેદના જ્ઞાનથી યુક્ત હોવા ઉપરાંત બીજાં શાસ્ત્રોને પણ જે સારી રીતે ભણ્યો હોય એવો–ચિકિત્સાપ્રામૃત વૈદ્ય, ચિકિત્સાક્રિયામાં તત્પર અને કુશળ હોઈને જે માણસને વમન કે વિરેચનરૂપ સંશોધન દ્વારા શુદ્ધ કરે છે, તે માણસને તેણે આપેલા ઔષધનો સમ્યગ્યોગ થવાથી સુખ આપનાર છે. ટીકાકાર ચક્રપાણિ અહીં વધુ આમ પણ સમજાવે છે, *અહીં મૂળમાં જે કે 'विरेचयति' ક્રિયાપદ મૂક્યું છે,* છતાં તેનો અર્થ 'वामयति' એટલે વમન પણ કરાવે છે; એવો પણ સમજી શકાય છે; કેમ કે 'વિરેચન' શબ્દનો પ્રયોગ વમનમાં પણ મળે છે. ૨

### કેવા વૈદ્યે આપેલું એ વમન તથા વિરેચન દુઃખ કરે છે?

यं वैद्यमानी त्वबुधो विरेचयति मानवम्।
सोऽतियोगादयोगाच्च मानवो दुःखमश्नुते ॥ ३॥

પરંતુ મૂર્ખ હોય છતાં પોતાને વૈદ્ય માની બેઠેલો–અજ્ઞાની વૈદ્ય, જે (રોગી) માણસને, વિરેચન આપે છે, તે માણસ એ વમન કે વિરેચનના અયોગ કે અતિયોગ થવાથી દુઃખ પામે છે. ૩

યોગીન્દ્રનાથ સેન પોતાની ટીકામાં અહીં જણાવે છે કે, કોઈ મૂર્ખ વૈદ્ય અબુધ હોય એટલે શાસ્ત્ર અને ક્રિયા બન્નેના જ્ઞાનથી રહિત હોય છે, છતાં 'आत्मानं वैद्यं मन्यते–वैद्यमानी' પોતાને જે વૈદ્ય માની બેઠો હોય, એવો તે વૈદ્ય રોગીને જો વિરેચન આપે છે, તો તે અયોગ કે અતિયોગ દ્વારા દુઃખ એટલે વિકાર જ કરે

છે; જુઓ ચરક, શ્લોકસ્થાન ૯મો અધ્યાય. ૩

**વમન કે વિરેચનનાં સમ્યગ્યોગનાં લક્ષણો**

दौर्बल्यं लाघवं ग्लानिर्व्याधीनामणुता रुचिः ।
हृद्वर्णशुद्धिः क्षुत्तृष्णा काले वेगप्रवर्तनम् ॥ ४ ॥
बुद्धीन्द्रियमनःशुद्धिर्मारुतस्यानुलोमता ।
सम्यग्विरिक्तलिङ्गानि कायाग्नेश्चानुवर्धनम् ॥ ५ ॥

શરીરમાં (કોઠો ખાલી થયાના કારણે જ) દુર્બળતા થાય, શરીરમાં (અને કોઠામાં) હલકાઈ એટલે સ્ફૂર્તિ થાય, શરીરમાં ગ્લાનિ એટલે હર્ષ ન રહે અથવા બેચેની થાય, તે તે રોગો ઓછા થઈ જાય, (ખોરાક પર) રુચિ થાય, હૃદયની તથા વર્ણની શુદ્ધિ થાય એટલે મન સ્વસ્થ બને અને શરીરનો રંગ ખીલે, ભૂખ અને તરશ લાગે, સમય થતાં બરાબર યોગ્ય સમયે (મૂળ–મૂત્રના) વેગો આવ્યા કરે; બુદ્ધિ, ઇંદ્રિયો તથા મનની શુદ્ધિ થાય એટલે તેઓમાં જડતા ન રહે અને વાયુ અનુકૂળ ગતિએ–સવળો–નીચેના માર્ગે ચાલુ થાય, તેમ જ શરીરનો જઠરાગ્નિ અનુક્રમે વધવા માંડે, એ વમન કે વિરેચનનો જેને સમ્યગ્યોગ થયો હોય તેવા માણસનાં લક્ષણો કે ચિહ્નો જાણવાં. ૪,૫

આ સંબંધે આ ગ્રંથના સિદ્ધિસ્થાનનો પહેલો અધ્યાય જોવો અને સુશ્રુતમાં પણ ચિકિત્સાસ્થાનનો ૩૩ મો અધ્યાય જોવો જરૂરી છે. ૪,૫

**વમન કે વિરેચનના અયોગના લક્ષણો**

ष्ठीवनं हृदयाशुद्धिरुत्क्लेशः श्लेष्मपित्तयोः ।
आध्मानमरुचिश्छर्दिरदौर्बल्यमलाघवम् ॥ ६ ॥
जङ्घोरुसदनं तन्द्रा स्तैमित्यं पीनसागमः ।
लक्षणान्यविरिक्तानां मारुतस्य च निग्रहः ॥ ७ ॥

મોઢામાં થૂક આવ્યા કરે અથવા મોઢામાંથી લાળો ઝર્યા કરે, હૃદયની (તથા પેટની) શુદ્ધિ ન થાય પણ જડતા થાય, કફનું કે પિત્તનું જાણે વમન થવાનું હોય તેવી મોળ કે ઊબકા આવ્યા કરે, આફરો થાય, અરુચિ થાય કે બેચેની થઈને ક્યાંય કંઈ પણ ન ગમે; ઊલટી થાય, વમન કે વિરેચનથી જે દુર્બળતા થવી જોઈએ તે ન થાય, શરીરમાં હલકાઈ ન થાય પણ ઊલટું ભારેપણું જણાય, જાંઘમાં અને સાથળોમાં ઢીલાપણું જણાય, ઊંઘ જેવું ઘેન થાય, શરીરને જાણે ભીના કપડાથી લપેટ્યું હોય તેવું લાગે અથવા શરીરમાં જડતા જણાય; શરદી કે સળેખમ થઈ આવે અને વાયુ અટકી જાય એટલે કે તેની સવળી–નીચી ગતિ ન થાય, એ જેને વમનનો કે વિરેચનનો સમ્યગ્યોગ ન થયો હોય પણ અયોગ થયો હોય (જેના દોષો વમન કે વિરેચનથી બહાર નીકળ્યા ન હોય,) તેનાં લક્ષણો જાણવાં. ૬,૭

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ પણ લખે છે કે, અહીં મૂળમાં 'मारुतस्य च निग्रहः' એમ 'च' નો પ્રયોગ કરી જણાવ્યું છે કે (સંશોધનના અયોગથી) વિષ્ઠા અને મૂત્ર પણ અટકી પડે છે. ૬,૭

**વિરેચનના અતિયોગનાં લક્ષણો**

विट्पित्तश्लेष्मवातानामागतानां यथाक्रमम् ।
परं स्रवति यद्रक्तं मेदोमांसोदकोपमम् ॥ ८ ॥
निःश्लेष्मपित्तमुदकं शोणितं कृष्णमेव वा ।
तृष्यतो मारुतार्तस्य सोऽतियोगः प्रमुह्यतः ॥ ९ ॥

જેને વિરેચનનો અતિયોગ કરાયો હોય એટલે વધુ પ્રમાણમાં વિરેચન અપાયું હોય, જેથી વધુ વિરેચન થયું હોય, તેને અનુક્રમે (બહાર) આવેલાં વિષ્ઠા, પિત્ત, કફ તથા વાયુની પાછળ લોહી ઝરે, જે લોહી મેદ કે માંસના પાણી જેવું હોય છે; અથવા કફ અને પિત્ત વિનાનું કેવળ પાણી જ બહાર નીકળે છે; અથવા કાળું લોહી બહાર આવે છે; વળી એ માણસને તરશ લાગ્યા કરે છે, વાયુથી તે પીડાય છે અને પ્રમોહ કે સંજ્ઞાનાશ અથવા મૂર્ચ્છા પણ તેને આવ્યા કરે છે. ૮,૯

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વાગ્ભટના અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૧૮ મા અધ્યાયમાંથી આ અર્ધો શ્લોક ટાંકી બતાવે છે: 'मांसधावनतुल्यं वा मेदःखण्डाभमेव वा'–માંસનું જાણે ધોણ હોય અથવા મેદના ટુકડાઓ જેવું પાણી આ અતિયોગમાં બહાર આવે.' આવાં લોહી તથા પાણીનો જેથી સ્રાવ થાય અને તરશ વગેરે ઉપદ્રવો થાય, તે અતિવિરેચન પામેલાનાં લક્ષણો છે. વધુ માટે જુઓ ચરક–સિદ્ધિસ્થાન–પ્રથમાધ્યાય અને સુશ્રુત–ચિકિત્સાસ્થાન ૩૩ મો અધ્યાય.

**વમનના અતિયોગનું લક્ષણ**

वमनेऽतिकृते लिङ्गान्येतान्येव भवन्ति हि ।
ऊर्ध्वगा वातरोगाश्च वाग्ग्रहश्चाधिको भवेत् ॥१०॥

**વમનનો અતિયોગ કરાયો હોય ત્યારે પણ આ જ (પૂર્વોક્ત) ચિહ્નો થાય છે; ઉપરાંત ઊર્ધ્વભાગમાં થતા વાયુના રોગો અને વાણીનું અટકવું પણ અધિક થાય છે. ૧૦**

ચરકોપરકારમા યોગીન્દ્રનાથ સેન અહીં સાર જણાવી દે છે કે, ઊર્ધ્વભાગમાં વાયુના પ્રકોપ સિવાય અને વાણીનું અટકવું, એ વિના બાકીનું બધું વમનના અતિયોગનું ચિહ્ન વિરેચનના અતિયોગમાં થાય છે. ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં ખાસ સૂચન કરે છે કે, વમનના આ અતિયોગમાં સમ્યગ્યોગની પેઠે વિષ્ઠા, પિત્ત, કફ તથા વાયુનું અનુક્રમે બહાર આવવું ન હોય; કેમ કે વમનના સમ્યગ્યોગમાં જ ક્રમશ પહેલાં કફ, પછી પિત્ત અને પછી વાયુનું બહાર આવવું થાય છે, આ સંબંધે કહ્યું છે કે, 'क्रमात् कफः पित्तमथानिलश्च यस्यैति सम्यग् वमितः स इष्ट.'–જેને અનુક્રમે કફ, પિત્ત તથા વાયુ બહાર નીકળી જાય, તેને વમનનો સમ્યગ્યોગ થયેલો મનાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ પણ આમ જ કહે છે કે, (સમ્યગ્યોગયુક્ત) વમનમા દોષોનો બહાર આવવાનો ક્રમ આવો હોય છે કે પ્રથમ લાળ નીકળે, પછી ઔષધ બહાર નીકળે, પછી કફ, તે પછી પિત્ત અને તે પછી વાયુ બહાર નીકળે છે.

ઉપરના ૬,૭ શ્લોકો ઉપર ટીકાકાર ચક્રપાણિ વધુમા આવી શંકા કરી વિસ્તારથી જણાવે છે કે વમન વગેરેમાં તેઓનો મિથ્યાયોગ કેમ જણાવાતો નથી? જેટલા પ્રમાણમાં જે વસ્તુનો ઉપયોગ કરાવવો ઘટે તે એનો યોગ કહેવાય; પણ એ જ વસ્તુ ઘણા ઓછા પ્રમાણમા અપાય ત્યારે તેનો તે સ્વલ્પયોગ અથવા બિલકુલ ,અયોગ જ કહેવામા આવે છે, અને તે જ વસ્તુનો અતિશય પ્રમાણમાં ઉપયોગ કરાવાય ત્યારે વિકાર કરનારો તે અતિયોગ કહેવાય છે, પરંતુ વસ્તુનો અયોગ્ય સબધ કરાય કે ખોટો ઉપયોગ થાય, તો એ તેનો મિથ્યાયોગ જ થયો કહેવાય છે; એટલે મિથ્યાયોગ પણ કહેવો જરૂરી છે, તે કેમ કહેવાતો નથી? આ શંકાનુ સમાધાન આ રીતે મળે છે કે, જે માણસમા કફની મોળ કે ઊબકા આવતા હોય તેને વમનપ્રયોગ કરાવવો તે તો સમ્યગ્યોગ જ કહેવાય; પરંતુ એવા માણસને વમનના બદલે વિરેચન ઔષધ આપવામાં આવે, તે સર્વથા અયોગ જ કર્યો ગણાય; કેમ કે તેવો ઊલટો પ્રયોગ થતાં તો ઊલટું જ થાય છે; એટલે એવો તે પ્રયોગ મિથ્યાયોગ જ કર્યો ગણાય, છતા ખરી રીતે તે અયોગ જ છે, એટલે એવા અયોગથી જ મિથ્યાયોગનું ગ્રહણ થઈ જાય છે; આ સંબધે કહેવાયું પણ છે કે, 'प्रातिलोम्येन दोषाणां हरणात् ते। अकृत्स्नशः अयोगमज्ञे कृच्छ्रेण यदागच्छति चाल्पशः ॥' અવળા ક્રમે દોષો દૂર કરવાથી તેઓ બરાબર સંપૂર્ણ રીતે દૂર થતા જ નથી; એવો અયોગ નામનો પ્રયોગ કરવાથી દોષો ઘણી જ મુશ્કેલીએ બહાર આવે છે અને તે પણ ઘણા જ થોડા બહાર નીકળે છે.' જોકે દુષ્ટ વિરેચન-ઔષધનો વમનમાં ઉપયોગ કરાયો હોય, તો એ ઔષધ-પ્રયોગ, હીનમાત્રા કે અતિમાત્રા વિના પણ જે વ્યાધિ કરનાર બને છે, તે કેવળ મિથ્યાયોગના કારણે જ બને છે; જેમ કે ૧૧ તિસ્રૈષણીય અધ્યાયમાં કહ્યું પણ છે કે, 'मिथ्यायोगो राशिवर्जेषु आहारविधिविशेषायतनेषु उपदेक्ष्यते' એટલે એ વાત ખરી છે કે, ઔષધનો એ મિથ્યાયોગ જ છે, તોપણ દોષને બહાર કાઢવારૂપ વમનનો એ અયોગ જ છે; એ જ પ્રમાણે વિરેચન આદિમાં પણ જાણી લેવું; જોકે અહીં પણ કોઈપણ પ્રકારે મિથ્યાયોગની કલ્પના કરવી હોય તો કરી શકાય એમ છે, છતાં તેવી ખાસ કલ્પના કરવી તે અહીં પ્રયોજન વિનાની છે; એ કારણે જ આચાર્યે મિથ્યાયોગને અલગ જણાવ્યો નથી; તોપણ શબ્દ આદિમાં તો મિથ્યાયોગવાળાઓના માત્ર સંબંધનો પણ ત્યાગ કરવા માટે તે મિથ્યાયોગને અલગ કહી બતાવ્યો છે ૧૦

**સંશોધન માટે યોગ્ય વૈદ્યનું શરણ લેવું**

**चिकित्साप्राभृतं तस्मादुपेयाच्छरणं नरः ।**
**युञ्ज्याद्य एनमत्यन्तमायुषा च सुखेन च ॥ ११ ॥**

**એ કારણે જે વૈદ્ય ચિકિત્સાનું આયોજન બરાબર કરી શકે અથવા રોગી સામે કેવળ ઉત્તમ ચિકિત્સારૂપ ભેટ ધરી શકે, એવા 'ચિકિત્સા-પ્રાભૃત' વૈદ્યને શરણે માણસે જવું જોઈએ; જે વૈદ્ય એ (રોગી) માણસને લાંબા આયુષની સાથે અને (આરોગ્યરૂપ) સુખની સાથે પણ જોડી શકે છે. ૧૧**

ટીકાકાર શ્રીગંગાધર અહીં સારાંશ લખે છે કે, એ કારણે જ્યારે સંશોધન કરવું હોય, ત્યારે બુદ્ધિમાન માણસે ચિકિત્સાપ્રાભૃત–વિદ્વાન–શાસ્ત્રજ્ઞાની અને કર્મ-તત્પર કે ચિકિત્સાકુશળ વૈદ્યને શરણે જવું જોઈએ; એટલે પોતાના રક્ષક તરીકે તેવા વૈદ્યનો જ સ્વીકાર કરવો જોઈએ, કે જેથી એવા વૈદ્યના શરણે જનારનું શુભ જ થાય છે.

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમા અહીં આવો ભાવ જણાવે છે કે એમ ઉપર જણાવ્યા પ્રમાણે પોતાને વૈદ્ય માની બેઠેલા મૂર્ખ વૈદ્યે કરેલો સંશોધનપ્રયોગ અયોગ

તથા અતિયોગના કારણરૂપે થઈ વિકારોને ઉપજાવે છે; માટે ચિકિત્સાપ્રાભૃત–વિદ્વાન વૈદ્યને શરણે જઈ તેની પાસે જ સંશોધન કરાવવું જરૂરી છે; કેમ કે એવો વૈદ્ય જ લાંબું આયુષ તથા આરોગ્ય મેળવી આપે છે. ૧૧

### સંશોધનને યોગ્ય માણસ

अविपाकोऽरुचिः स्थौल्यं पाण्डुता गौरवं क्लमः ।
पिडकाकोठकण्डूनां सम्भवोऽरतिरेव च ॥ १२ ॥
आलस्यं श्रमदौर्बल्यं दौर्गन्ध्यमवसादकः ।
श्लेष्मपित्तसमुत्क्लेशो निद्रानाशोऽतिनिद्रता ॥ १३ ॥
तन्द्रा क्लैब्यमबुद्धित्वमशस्तस्वप्नदर्शनम् ।
बलवर्णप्रणाशश्च तृप्यतो बृंहणैरपि ॥ १४ ॥
बहुदोषस्य लिङ्गानि, तस्मै संशोधनं हितम् ।
ऊर्ध्वं चैवानुलोम्यं च यथादोषं यथाबलम् ॥ १५ ॥

જેને ખોરાક પચતો ન હોય એટલે જેનો જઠરાગ્નિ મંદ થયો હોય, જેને ખોરાક પર અરુચિ કે બેચેની રહેતી હોય, શરીરમાં (વધુ પડતી) સ્થૂલતા કે જાડાઈ થઈ ગઈ હોય, પાંડુતા કે ફિકાશ થઈ હોય, શરીરમાં ભારેપણું થઈ ગયું હોય, કલમ એટલે પરિશ્રમ વિના થાક જણાતો હોય, પિડકા–ફોલ્લીઓ, કોઠ–ધ્રામઠાં અને ચેળ ઉત્પન્ન થયેલ હોય; અરતિ એટલે માનસિક અપ્રસન્નતા રહેતી હોય–જેથી કંઈ ગમે નહિ; આળસ, થાક અને દુર્બળતા થયેલ હોય; (શરીરમાં) દુર્ગંધ જણાતી હોય, શરીરમાં કે મનમાં પીડા કે ઢીલાપણું જણાય, કફની કે પિત્તની મોળ આવ્યા કરતી હોય, ઊંઘ આવતી ન હોય, ખૂબ વધારે ઊંઘ આવ્યા કરતી હોય, ઊંઘ જેવું ઘેન રહેતું હોય, નપુંસકતા કે કાયરતા જણાતી હોય, બુદ્ધિની સ્ફૂર્તિ ન લાગતી હોય, ખરાબ સ્વપ્નો દેખાતાં હોય તેમ જ પૌષ્ટિક ઔષધો અને આહારનું સેવન કરી તૃપ્ત થયા છતાં (શરીરના) બળનો તથા રૂપરંગનો અત્યંત નાશ થતો હોય એ ઘણા દોષયુક્ત થયેલા માણસનાં ચિહ્નો છે; એવાં ચિહ્નવાળા માણસને સંશોધન હિતકારી થાય છે; એ સંશોધન દોષના પ્રમાણમાં તથા બળના પ્રમાણમાં (વમનરૂપે) ઊર્ધ્વસંશોધન તેમજ અનુલોમ એટલે નીચેથી–ગુદામાર્ગે દોષોને દૂર કરનાર–વિરેચનરૂપ સંશોધન જ હોવું જોઈએ.

અહીં 'क्लम'નો અર્થ આયાસ કે પરિશ્રમ વિના થાક લાગે, એવો કરવો; 'श्रम'નો અર્થ થોડા પરિશ્રમે પણ થાક લાગી જાય, એવો જાણવો; 'अवसादक' એટલે મનમાં દુઃખ જણાય કે ઢીલાપણું લાગે; વાયુના દોષથી 'निद्रानाश' સમજવો, કફદોષ વધવાથી 'अतिनिद्रता' જાણવી; સ્ત્રીઓ વિષે સામર્થ્ય ન જણાય તે 'क्लैब्य' જાણવું, બુદ્ધિમાં પહેલાંના જેવી સ્ફૂર્તિ ન લાગે, એ 'अबुद्धित्व'નો અર્થ છે. આ અવિપાક આદિ લક્ષણો શરીરમાં દોષોનો ખૂબ સંચય થયો હોય ત્યારે થાય છે; એવા સંચિત દોષવાળા માણસને દેશ–કાળ વગેરે તરફ ધ્યાન આપી વમનાદિ સંશોધન આપવું હિતકારી થાય છે; તેમાં વમનરૂપ સંશોધનથી કફપ્રધાન રોગો મટે છે અને વિરેચનરૂપ સંશોધનથી પિત્તપ્રધાન રોગો મટે છે; એમ અહીં ટીકાકારોનો આ મિશ્ર ભાવ જણાવ્યો છે. ૧૨–૧૫

### ઉપર્યુક્ત સંશોધનના ગુણો

एवं विशुद्धकोष्ठस्य कायाग्निरभिवर्धते ।
व्याधयश्चोपशाम्यन्ति प्रकृतिश्चानुवर्तते ॥ १६ ॥
इन्द्रियाणि मनो बुद्धिर्वर्णश्चास्य प्रसीदति ।
बलं पुष्टिरपत्यं च वृषता चास्य जायते ॥ १७ ॥
जरां कृच्छ्रेण लभते चिरं जीवत्यनामयः ।
तस्मात्संशोधनं काले युक्तियुक्तं पिबेन्नरः ॥ १८ ॥

એમ (સંશોધન દ્વારા) જેનો કોઠો શુદ્ધ કે નિર્દોષ થયો હોય, તેના શરીરનો જઠરાગ્નિ વધે છે, રોગો શાંત થાય છે, પ્રકૃતિ અનુસરે છે એટલે ગર્ભાદિના સમયે જેવી પ્રકૃતિ હોય તે લાગુ થાય છે અથવા વાતાદિ ધાતુઓની સમાનાવસ્થા થાય છે; ઇંદ્રિયો, મન, બુદ્ધિ તથા શરીરનો વર્ણ નિર્મળ થાય છે; શરીરમાં બળ તથા પુષ્ટિ થાય, સંતાનપ્રાપ્તિ થાય અને મૈથુનશક્તિ ઉત્પન્ન થાય છે; એ માણસ બહુ લાંબા કાળે ઘડપણને પામે છે અને નીરોગી રહીને જ લાંબો કાળ જીવે છે; એ કારણે માણસે (રોગી અવસ્થા થયા પહેલાં જ) યુક્તિપૂર્વક યોજેલું સંશોધન, યોગ્ય સમયે (અવશ્ય) પીવું જોઈએ. ૧૬–૧૮

એમ ઉપર કહ્યા પ્રમાણે દોષો તથા ઔષધો આદિની અપેક્ષાએ સંશોધનનો ઉપયોગ કરવાથી જેનો કોઠો શુદ્ધ થયો હોય, તે માણસનો જઠરાગ્નિ વધે છે, ઇત્યાદિ ગુણો અહીં કહ્યા છે; તેમાં 'જરા' શબ્દનો અર્થ 'વળિયાં અને પળિયાંવાળી સ્થિતિ' એમ શ્રી ગંગાધર તથા યોગીંદ્રનાથ સેન લખે છે; વળી શ્રી ગંગાધર અહીં છેલ્લે જણાવે છે કે, વમન તથા વિરેચનરૂપ સંશો-

ધનનું ફળ જઠરાગ્નિની વૃદ્ધિ આદિ અહીં કહીને ગ્રંથકાર ભલામણ કરે છે કે આવું ઉત્તમ ફળ આપનારું સંશોધન, જ્યારે દોષની વૃદ્ધિનો સમય થાય અને સંશોધનને યોગ્ય કાળ જણાય ત્યારે યુક્તિથી ઉપયોગમાં લેવું જોઈએ. યોગીંદ્રનાથ સેન પણ લખે છે કે રોગીપણું પ્રાપ્ત થાય તે પહેલાં જ દેશ, કાળ, માત્રા આદિ તરફ બરાબર ધ્યાન આપી ઔષધયોજના કરવારૂપ યુક્તિની સાથે જ યોજાયેલું કોઈ સંશોધન ઔષધ પીવું જોઈએ. ૧૬-૧૮

### સંશોધન સર્વ કરતાં શ્રેષ્ઠ છે

दोषाः कदाचित्कुप्यन्ति जिता लङ्घनपाचनैः ।
जिताः संशोधनैर्ये तु न तेषां पुनरुद्भवः ॥ १९ ॥

લંઘનો તથા પાચન ઔષધોથી જીતેલા કે કાબૂમાં લીધેલા દોષો (ફરી) કોઈક કાળે પણ કોપે છે એટલે ઊથલો મારીને કદાચ ફરી દેખાવ દે છે; પરંતુ સંશોધનોથી જે દોષો જિતાયા હોય, તેઓની તો (વૈકારિક દોષોનાં મૂળ ઊખડી ગયાં હોય, તેથી) ફરી ઉત્પત્તિ જ થતી નથી. ૧૯

ટીકાકાર ચક્રપાણિ અહીં ઠીક સ્પષ્ટતા કરે છે: લંઘનો અને પાચન ઔષધો જોકે દોષોને દૂર કરે જ છે, છતાં તેઓ સંશોધનની પેઠે દોષોને દૂર કરી શકતાં નથી; સંશોધન તો મૂળ સાથે દોષોને દૂર કરનાર છે, એમ અહીં કહેવા માગે છે. મૂળમાં 'कदाचित्' શબ્દ મૂકી સૂચવે છે કે કોઈ અલ્પ કારણ મળી આવે તોપણ તે દોષો ફરી પ્રકટી નીકળે છે; પરંતુ સંશોધનથી તો એવાં કોઈ અલ્પ કારણો મળે તોપણ દોષો દેખાવ દેતા નથી; છતાં જો બળવાન કારણ મળી આવે તો સંશોધનથી દૂર કરેલા દોષો પણ ફરી ઉત્પન્ન થાય છે, એમ તો અહીં જાણવું જ જોઈએ.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ, અહીં કંઈક જુદા શબ્દોથી આવો ભાવ કાઢે છે: સંશમન ઔષધોથી વૈકારિક અથવા વિકાર સંબંધી દોષોનાં મૂળ કાપી શકાતાં જ નથી; (એ તો દોષોને કેવળ દાબી જ દે છે;) એ જ કારણે તે દોષોને અનુકૂળ કાળ આદિ કારણો પ્રાપ્ત થતાં એ (દબાયેલા) દોષો ફરી પ્રકટી જ નીકળે છે; પરંતુ વમન, વિરેચન આદિ સંશોધનોથી તો દોષોનાં મૂળિયાં કાપી નંખાય છે, એ જ કારણે તેઓની ફરી ઉત્પત્તિ થવાનો સંભવ રહેતો નથી. ૧૯

### પૂર્વોક્ત વિષયમાં દૃષ્ટાંત

दोषाणां च द्रुमाणां च मूलेऽनुपहते सति ।
रोगाणां प्रसवाणां च गतानामागतिर्ध्रुवा ॥ २० ॥

જેમ વૃક્ષોનાં મૂળ જ્યાં સુધી નાશ પમાડ્યાં ન હોય, ત્યાં સુધી તેઓના ગયેલા અંકુરો કે ડાળ-પાનનું પણ ફરી આવવું અવશ્ય થાય છે, તે જ પ્રમાણે દોષોનાં મૂળ જ્યાં સુધી નાશ પમાડ્યાં ન હોય ત્યાં સુધી તેઓના ગયેલા રોગોનું પણ ફરી આવવું અવશ્ય થાય છે. ૨૦

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'જ્યાં સુધી મૂળ હોય ત્યાં સુધી રોગો કે વૃક્ષાદિના અંકુરો ગયા હોય, તે પણ ફરી અવશ્ય આવે જ છે; કારણ કે લંઘન, પાચન કે સંશમન દ્રવ્યોથી દોષોનું મૂળમાંથી ઊખડી જવું થતું નથી, એટલે રોગ ઉપર ઉપલક કાબૂ લઈ શકાય કે મટાડી શકાય, છતાં ફરી દોષનો પ્રકોપ તો અવશ્ય થાય જ છે; જેમ વૃક્ષોનાં મૂળિયાં જ્યાં સુધી કાપ્યાં ન હોય, ત્યાં સુધી એ મૂળિયાંમાંથી અંકુરોને કાઢ્યા હોય તોપણ ફરી નીકળી જ આવે છે.'

શ્રી ચક્રપાણિ અહીં આવો ભાવ જણાવે છે: 'રોગના કારણરૂપ દોષના પ્રકોપને જ લંઘનથી કે પાચનોથી કદાચ દૂર કરવામાં આવે, તેથી ભલે રોગ પણ મટી જાય છે, છતાં એ રોગના મૂળ કારણરૂપ દોષો જ્યાં સુધી આશયોમાં રહ્યા હોય અને તેઓને જ ઉખાડી કાઢ્યા ન હોય, ત્યાં સુધી એ દોષને અનુકૂળ કાળ આદિની પ્રાપ્તિ થતાં જ ફરીથી કોપેલા દોષને લીધે એ રોગ ફરી પણ દેખાવ દે જ છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આમ જણાવે છે: 'અર્થાત્ જેમ વૃક્ષોનાં પાંદડાં વગેરે પાનખર ઋતુમાં ભલે ખરી પડે છે, પરંતુ અનુકૂળ સમય-વસંત કે વર્ષાઋતુ વગેરે આવતાં ફરી તે પાંદડાં વગેરે વૃક્ષમાં ફૂટી જ નીકળે છે, તે જ પ્રમાણે સંશમન ઔષધોથી રોગોનાં લક્ષણો ભલે શાંત થાય છે, છતાં અનુકૂળ સમય આદિ પ્રાપ્ત થતાં ફરી તે લક્ષણો પ્રકટી નીકળે છે; માટે આપણે જો ઇચ્છતા હોઈએ કે અમુક વૃક્ષ કે અમુક રોગને ફરી કદી થવા જ દેવા નથી, તો એ વૃક્ષનાં કે રોગનાં મૂળ જ કાપી કાઢવાં જોઈએ.' ૨૦

### સંશોધનથી ધાતુઓ ક્ષીણ થતાં દુર્બળતા થાય, તેનો પ્રતીકાર

भेषजक्षपिते पथ्यमाहारैरेव बृंहणम् ।
घृतमांसरसक्षीरहृद्ययूषोपसंहितैः ॥ २१ ॥
अभ्यङ्गोत्सादनैः स्नानैर्निरूहैः सानुवासनैः ।
तथा स लभते शर्म युज्यते चायुषा चिरम् ॥ २२ ॥

(સંશોધન) ઔષધોથી માણસનો દોષ ક્ષીણ થતાં ધાતુઓ પણ ક્ષીણ થાય, ત્યારે ઘી, માંસના

રસ, દૂધ તથા હૃદયને હિતકારી દ્રવ્યોથી તૈયાર કરેલાં રુચિકારક યૂષોથી યુક્ત એવા આહારો વડે બૃંહણ કે પુષ્ટિ કરાય, તે હિતકારક છે; તેમ જ અભ્યંગ કે સ્નેહમાલિસ, ઉત્સાદન કે ઉદ્વર્તન એટલે પીઠી વગેરે પદાર્થો શરીરે ચોળવા; સ્નાન, નિરૂહ કે આસ્થાપન બસ્તિ અને અનુવાસન એટલે સ્નિગ્ધબસ્તિથી પણ બૃંહણ કરવું હિતકારી છે. એમ બૃંહણ કરવાથી તે (ક્ષીણ થયેલો) માણસ (આરોગ્યરૂપ) સુખ પામે છે અને લાંબું આયુષ મેળવે છે. ૨૧,૨૨

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: સંશોધનથી જેમ દોષોનો ક્ષય થાય છે, તેમ ધાતુઓનો પણ ક્ષય થાય છે, તે માટે એ ધાતુવૃદ્ધિનો અહીં ઉપાય બતાવે છે. અહીં મૂળમાં 'आहारैरेव' એમ 'एव' શબ્દ મૂકીને ખાસ ભારપૂર્વક સૂચન કરેલ છે કે, પૌષ્ટિક આહારો ખાઈને જ ફરી પુષ્ટિ મેળવવી, તે જ યોગ્ય છે, પણ પૌષ્ટિક ઔષધો ખાઈને ફરી પુષ્ટિ મેળવવી, તે યોગ્ય નથી; કેમ કે પૌષ્ટિક ઔષધો, ઉષ્ણવીર્યની જ મુખ્યતા ધરાવતાં હોય છે, તેથી એ વેળા દુર્બળ થયેલો તે માણસ એવાં ઉષ્ણવીર્ય ઔષધો સહન કરી શકે નહીં; વળી મૂળમાં 'अनुवासनैः' એ પદની પાસે 'च' ગોઠવી દઈ 'निरूहैश्चानुवासनैः' એવો પાઠ સમજવો, તે ઠીક છે; કેમ કે તેથી જેમ બૃંહણ થાય છે, તેમ અભ્યંગ આદિથી પણ બૃંહણ કરવું, તે પણ હિતકારી છે, એમ સમજી શકાય.

ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ પણ જણાવે છે કે, રસાયન આદિ મૈથુનશક્તિવર્ધક યોગોથી પણ બૃંહણ કરવાનું અહીં જાણી લેવું; કેમ કે આ શ્લોકસ્થાનના 'ન વેગાન્ધારણીય' નામના ૭ મા અધ્યાયમાં પ્રથમ કહેવાયું છે કે 'यथाक्रमं यथायोगमत ऊर्ध्वं प्रयोजयेत्। रसायनानि सिद्धानि वृष्ययोगांश्च कालवित्॥' એમ તે પણ હિતકારી થાય છે; એમ બૃંહણ કરવાથી આરોગ્ય નામનું સુખ તથા લાંબું જીવન તે મેળવે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આમ પણ જણાવે છે કે, સંશોધનના સમ્યગ્યોગનાં લક્ષણોમાં 'દુર્બળતા' પણ એક લક્ષણ છે, એમ કહેવાઈ ગયું છે; એ દુર્બળતા આ જ કારણે થાય છે, કે દોષોના નાશના સાથે સાથે વાતાદિ તથા રસ–રક્ત આદિ ધાતુઓનો પણ કંઈક અંશે ક્ષય થાય છે; તેથી એ ધાતુઓના ક્ષયમાં પૂર્તિ કરવા માટે જ બૃંહણ આહાર તથા અભ્યંગ આદિ કરાવવાં હિતકારી થાય છે. ૨૧,૨૨

## સંશોધનના અતિયોગની ચિકિત્સા

अतियोगानुबद्धानां सर्पिष्पानं प्रशस्यते।
तैलं मधुरकैः सिद्धमथवाऽप्यनुवासनम्॥ २३॥

જે લોકોને સંશોધનનો અતિયોગ લાગુ થયો હોય, તેમણે (ઔષધસિદ્ધ) ઘી પીવું ઉત્તમ ગણાય છે; અથવા (દશ જીવનીય) મધુર વર્ગોથી તૈયાર કરેલું તેલ પણ અનુવાસન તરીકે વખણાય છે. ૨૩

કોઈ મૂર્ખ વૈદ્યે ભૂલથી સંશોધનમાં અતિયોગ કરી મૂક્યો હોય, તો તે માટેનો ઉપાય અહીં કહે છે; જે માણસમાં તેવા અતિયોગના લક્ષણો જણાતાં હોય, તો તેના ઉપદ્રવોની શાંતિ માટે યોગ્ય ઔષધોથી તૈયાર કરેલું ઘી પીવું; અથવા વિમાનસ્થાનના ૮ મા અધ્યાયમાં કહેલ મધુરસ્કંધ ઔષધિઓથી તૈયાર કરેલું તેલ પણ અનુવાસનરૂપે ઠીક ગણાય છે; અર્થાત્ એ તેલથી અનુવાસન કે સ્નિગ્ધબસ્તિ આપવી, તે પણ યોગ્ય છે. ૨૩

## સંશોધનના અયોગની ચિકિત્સા

यस्य त्वयोगस्तं स्निग्धं पुनः संशोधयेन्नरम्।
मात्राकालबलापेक्षी स्मरन् पूर्वमनुक्रमम्॥ २४॥

પરંતુ જે માણસને સંશોધનનો અયોગ થયો હોય કે સંશોધન ઔષધ બરાબર લાગુ ન થયું હોય, તેને ફરી સ્નેહનથી સ્નિગ્ધ (અને સ્વેદનથી સ્વિન્ન) કરી માત્રા, કાળ તથા બળ તરફ ધ્યાન આપતા, વૈદ્યે પ્રથમના અનુક્રમને યાદ કરી ફરી સંશોધન કરાવવું. ૨૪

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે જેને વિરેચનનો અયોગ થયો હોય, તેને ફરી સ્નેહન અને ફરી સ્વેદન કરાવવું; અને તે પછી પ્રથમ જેવું ઔષધ જેટલા પ્રમાણમાં આપ્યું હતું, તેથી તેનો અયોગ થયો છે, એ બધો અનુક્રમ ધ્યાનમાં લઈ તે ઔષધની માત્રા, કાળ તથા બળ તરફ પણ ધ્યાન આપીને ફરી સંશોધન ઔષધ આપવું.

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ જણાવે છે, કે જે માણસે પીધેલું શોધનઔષધ અયોગને પામ્યું હોય, તેના સંબંધે પ્રથમ કયો અનુક્રમ–એટલે અપરાધ કે ભૂલ થયેલ છે, તેનું સ્મરણ કરી, તે ભૂલને દૂર કરવી; અને તે માણસને ફરી સ્નેહન તથા સ્વેદન કરાવી, માત્રા, કાળ તથા બળ આદિની કાળજી રાખીને ફરી સંશોધન આપવું. અતિયોગ તથા અયોગની આ ચિકિત્સા અહીં તો કેવળ સૂત્રરૂપે જ કહેવાઈ છે; આનો વિસ્તાર સિદ્ધિસ્થાનમાં કહેવાશે.

હિંદી ટીકાકાર જયદેવ અહીં આમ જણાવે છે કે, 'पूर्वम् अनुक्रम स्मरन्' એ વાક્યનો આ અભિપ્રાય છે કે જે ક્રમે અથવા વિધિએ પ્રથમ સંશોધન કરાવ્યું હોય, તે યાદ કરી ફરી તે જ ક્રમે અથવા વિધિએ સંશોધન કરાવવું; એ ક્રમ આ અધ્યાયના પ્રારંભમાં જ વિસ્તારથી કહેવાઈ ગયો છે.

ટીકાકાર ચક્રપાણિ 'स्मरन् पूर्वमनुक्रमम्' એનો અભિપ્રાય આમ કહે છે કે, 'અંગમાં જે પ્રથમ કારણરૂપ બનેલ હોય, તેનો પરિહાર કરવો' એમ અહીં શીખવે છે: અને તે પછી ફરી સંશોધન આપવા જણાવે છે. ૨૪

**વધુ વિસ્તાર સિદ્ધિસ્થાનમાં જોવો**

**स्नेहने स्वेदने शुद्धौ रोगाः संसर्जने च ये ।**
**जायन्तेऽमार्गविहिते तेषां सिद्धिषु साधनम् ॥ २५ ॥**

**સ્નેહન, સ્વેદન, સંશોધન તથા (યવાગૂ આદિ) સંસર્જન કે ભોજનક્રમ જો અમાર્ગે કરાયાં હોય કે વિધિપૂર્વક ન કર્યાં, હોય તો જે રોગો ઉત્પન્ન થાય છે, તેઓની ચિકિત્સા (વધુ વિસ્તારથી) સિદ્ધિ-સ્થાનમાં કહેવાશે. ૨૫**

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: સ્નેહન આદિ કરાતાં હોય, ત્યારે સમયોગ જો ન જળવાય તો અયોગ આદિના કારણે બીજા પણ કેટલાક રોગો થાય છે, તેઓમાં શું કરવું, તેનું અહીં સૂચન કરે છે: સ્નેહન આદિમાં, શોધન આદિમાં કે સમ્યગ્યોગમાં પેયા આદિ ભોજનનો જે સંસર્જનક્રમ જણાવ્યો છે, તેમાં પણ જો બરાબર માર્ગાનુસાર વિધિ ન કરાય, પરંતુ અમાર્ગે વિધાન થઈ જાય અને તેથી અયોગ કે અતિયોગ આદિ જો કંઈ થઈ જાય, તો જે રોગો ઉત્પન્ન થાય છે, તેઓની ચિકિત્સા સિદ્ધિસ્થાનમાં કહેવાશે. ૨૫

**ચિકિત્સામાં યુક્તિ જણાવતા પ્રકરણનો પ્રારંભ**

**जायन्ते हेतुवैषम्याद्विषमा देहधातवः ।**
**हेतुसाम्यात्समास्तेषां स्वभावोपरमः सदा ॥ २६ ॥**

**કારણોની વિષમતાથી દેહની ધાતુઓ વિષમ બને છે અને કારણોની સમાનતાથી દેહની ધાતુઓ સમાન બને છે; એ (વિષમ કે સમ) ધાતુઓનો વિનાશ તો હમેશાં સ્વભાવથી જ થાય છે. ૨૬**

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં પ્રથમ આવી શંકા કરે છે: એમ ક્ષીણ થયેલી દેહધાતુઓને પણ પૌષ્ટિક આહાર આદિથી પુષ્ટ કરી શકાય છે, તો એ દેહધાતુઓમાં વિષમતા કે ઓછાવધતાપણું કેમ થાય છે અને સમાનતા પણ કેમ થાય છે? અર્થાત્ તે દેહધાતુઓમાં સમભાવ તથા વિષમભાવનું અનુસરણ કેમ થયા કરે છે? અને વળી પાછું તેવું અનુસરણ અટકે છે કયા કારણે? આવી શંકાનું સમાધાન અહીં ગ્રંથકાર જ આપે છે કે દેહની ધાતુઓ અથવા દેહને ધારણ કરતા જે પદાર્થો કે ભાવો છે, તેઓની ઉત્પત્તિનાં તથા સ્થિતિનાં કારણોમાં વિષમતા થવાથી એટલે ઓછા-વધતાપણું થવાથી જ તેઓ વિષમ થાય છે એટલે ઓછાવધતા થયા કરે છે; તેમ જ એ દેહધાતુઓનાં જે કારણો છે, તેઓમાં સામ્યભાવ અથવા સમાનતા રહેવાથી એટલે ઓછા-વધતાપણું નહિ થવાથી એ દેહધાતુઓ પણ સમભાવે રહે છે એટલે ઓછીવધતી થતી નથી; એમ તે દેહધાતુઓના સમભાવનો તથા વિષમભાવનો કાયમ સ્વભાવથી જ ઉપરમ અથવા નાશ થયા જ કરે છે; એમ એકંદર એ દેહધાતુરૂપ પદાર્થોના પોતપોતાના ધર્મો અને સ્વરૂપોની સર્વકાળ એકધારી પ્રવૃત્તિમાં કારણ હોય છે; પરંતુ સર્વકાળ એકધારો નાશ થવામાં કોઈ કારણ નથી; એટલે કે પ્રતિક્ષણ જે ભંગ થાય છે, તેમાં તો કોઈ કારણ જ નથી. અહીં કેટલાક મહર્ષિઓ આમ જ માને છે કે, દરેક પદાર્થોનો જે એકધારો વિનાશ થઈ રહ્યો છે, તેમાં તો કારણનું નહિ હોવું, એ જ તે તે ભાવોના સ્વાભાવિક નાશમાં કારણ છે.

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કાર નામની પોતાની ટીકામાં અહીં આવો ભાવ જણાવે છે: 'અર્થાત્ હર-કોઈ આહાર જે ખાવામાં આવે છે, તેનો 'પ્રસાદ' નામે એક રસ બને છે અને 'કિટ્ટ' નામે એક મળ બને છે; એ રસ અને મળ એ બન્ને જ પોતાના સ્વરૂપે જ હોઈ 'પ્રસાદ' તથા 'મળ'ના નામે જ કહેવાતી શરીરની ધાતુઓના સ્રોતોને બરાબર પરંપરાએ કે એકધારાં ચોપાસ પૂર્યા કરે છે-ભર્યા જ કરે છે, જેથી તેઓ પોતપોતાના માપમાં રહ્યા કરે છે, તેમ જ જે કાળે આહારવિહારનો ઉપયોગ કેટલીક દેહ-ધાતુઓને ખાસ અનુકૂળ કે માફક થાય ત્યારે તે દેહ-ધાતુઓ વધે છે અને તે જ આહારવિહારનો ઉપયોગ બીજી કેટલીક દેહધાતુઓને અનુકૂળ ન થાય તો એ બીજી દેહધાતુઓ ક્ષીણ થાય છે; એમ સમાન ગુણનો અભ્યાસ જ સર્વની વૃદ્ધિનું કારણ બને છે, એ સંબંધે પ્રથમ કહેવાયું પણ છે કે, '*सर्वदा सर्वभावानां सामान्यं वृद्धिकारणम्*' એમ કારણોમાં વિષમતા કે વધ-ઘટ થવા-થી જ ધાતુઓમાં વિષમતા કે વધઘટ થાય છે; એટલે કે આહારરૂપ કારણમાં વિષમતા કે વધઘટ થવાથી તેના કાર્યરૂપ દેહની ધાતુઓમાં પણ વિષમતા થાય છે-એટલે કે પોતાના માપમાંથી ભ્રષ્ટ થઈ તે ધાતુઓ

ક્ષય કે વૃદ્ધિ પામેલી બને છે; પરંતુ જ્યારે આહાર-વિહારનો ઉપયોગ દેહની સર્વ ધાતુઓને અનુકૂળ થતો હોય, ત્યારે તે સર્વ ધાતુઓ પણ કારણની સમાનતાને લીધે સમાનભાવે રહે છે-પોતપોતાના પ્રમાણમાં એકસરખી રહે છે. આ વાત આ ચરક ગ્રંથના શારીરસ્થાનના 'કતિધાપુરુષીય' નામના પહેલા અધ્યાયમાં પણ કહેવાશે કે, 'न समा यान्ति वैषम्यं विषमाः समतां न च। हेतुभिः सदृशा नित्यं जायन्ते देहधातवः'। દેહની જે ધાતુઓ સમ કે એકસરખી છે, તે વિષમતાને પામતી નથી; અને જે દેહધાતુઓ વિષમ છે, તે સમપણું પામતી નથી; એકંદર તે તે દેહધાતુઓ કાયમ પોતાના કારણ જેવી જ ઉત્પન્ન થયા કરે છે. અહીં શંકા થાય કે કારણની વૃદ્ધિના યોગથી ધાતુઓની પણ ભલે વૃદ્ધિ થાય, પરંતુ ક્ષય કયા કારણે થાય છે? આનું જ સમાધાન મૂળમાં છેલ્લે કહે છે કે, 'तेषां स्वभावोपरमः सदा' અર્થાત્ એ દેહધાતુઓનો વિનાશ સર્વકાળ પોતાના સ્વભાવથી અથવા પ્રકૃતિથી જ થયા કરે છે; કારણ કે તે દેહધાતુઓનો સ્વભાવ 'नित्यग' છે-એટલે કે કાયમ જવું કે ક્ષીણ થયા કરવું, એ તેઓનો સ્વભાવ છે; એ જ કારણે તેઓ હમેશાં જ ક્ષય પામ્યા કરે છે. એમ તેઓનો સ્વભાવ 'नित्य' હોય છે, છતાં આહારનો ઉપયોગ સમયાનુસાર સમ્યગ્ થવાથી પરિણામ કે પાચન બરાબર થતાં એ દેહધાતુઓની જો પુષ્ટિ થયા કરે, તો તેઓનો કાયમી થતો અપચય કે હ્રાસ જાણવામાં આવતો નથી; જેમ કોઈ પાણીનું ઝરણું કાયમ જ વહ્યા કરતું હોય, છતાં તેની ઉપરનો પ્રવાહ તેને કાયમી પૂર્યા કરે છે, તેથી તેનું વહી જવું કે ક્ષીણ થવું જાણવામાં આવતું નથી.'

હિંદી ટીકાકાર જયદેવે ઉપરના ચરકોપસ્કારના અભિપ્રાયથી વધુ કંઈ પણ લખ્યું નથી, છતાં છેલ્લે તેમણે આમ પણ જણાવ્યું છે કે, અહીંના 'स्वभावोपरमः सदा' એ છેલ્લા ચરણનો અર્થ આપણે આમ પણ કરી શકીએ કે ધાતુઓના સ્વરૂપનો કે ધર્મનો નાશ કાયમી થયા જ કરે છે. ૨૬

**ઉપર કહેલા જ અર્થમાં સંગતિ કે યુક્તિ**

**प्रवृत्तिहेतुर्भावानां न निरोधेऽस्ति कारणम्।**
**केचित्तत्रापि मन्यन्ते हेतुं हेतोरवर्तनम्॥ २७॥**

દરેક પદાર્થોની ઉત્પત્તિમાં કારણ હોય છે, પણ વિનાશમાં કારણ હોતું નથી; (કેમ કે વિનાશ એ સ્વાભાવિક અથવા સ્વભાવસિદ્ધ છે;) છતાં કેટલાક આચાર્યો તે વિનાશમાં પણ (ઉત્પત્તિના) કારણનું ન હોવું, એને જ કારણ તરીકે માને છે.

ટીકાકાર ચક્રપાણિ અહીં આવો ભાવ સમજાવે છે: પદાર્થોની ઉત્પત્તિમાં કારણ હોય છે, પણ વિનાશમાં કારણ હોતું નથી; કારણ કે દરેક પદાર્થો, દીવાની જ્યોતની પેઠે પોતાની ઉત્પત્તિમાં કારણની જરૂરિયાત ધરાવે છે; પરંતુ ઉત્પત્તિ પછીની બીજી ક્ષણે જ ન હોવાપણારૂપ વિનાશ તો સહજસિદ્ધ કે સ્વાભાવિક જ છે, તેથી તેમાં બીજા કોઈ કારણની જરૂરિયાત ધરાવતા નથી; કારણ કે સ્વાભાવિક રૂપમાં બીજા કોઈ કારણની જરૂરિયાત રહેતી જ નથી; જેમ કે તલવાર ઉત્પન્ન થઈ, તે પછી તેની અસલી લોહામય સ્થિતિ થવામાં બીજા કારણની જરૂરિયાત રહેતી જ નથી; એમ હરકોઈ પદાર્થનો હરકોઈ રીતે નાશ તો સ્વાભાવિક જ જેમ થયા કરે છે, તે જ પ્રમાણે દેહની ધાતુઓનો નાશ પણ સ્વાભાવિક જ છે. (સ્વાભાવિકમાં કારણની જરૂર જ ન હોય)

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં આ શ્લોકના ઉત્તરાર્ધમાં બીજો આવો પક્ષ જણાવે છે કે, કેટલાક આચાર્યો પદાર્થોના નાશમાં પણ ઉત્પત્તિના કારણનું જે ન હોવું, તેને જ કારણ તરીકે માને છે; એટલે કે ઉત્પત્તિના કારણનો અભાવ એ જ વિનાશનું કારણ છે, એમ માને છે. આ જ અભિપ્રાયથી શ્લોકસ્થાનના પહેલા અધ્યાયમાં 'ह्रासहेतुर्विशेषश्च'-વિશેષને હ્રાસનું કારણ કહેલ છે; અર્થાત્ દરેક પદાર્થોનો હ્રાસ થવામાં જે વિશેષ કારણ હોય છે, તે જ વિશેષ, 'ઉત્પત્તિના કારણનું ન હોવું' આમ સ્વીકારતા આ પક્ષમાં પણ ઘટે છે. ૨૭

**અગ્નિવેશનો પ્રશ્ન**

**एवमुक्तार्थमाचार्यमग्निवेशोऽभ्यभाषत।**
**स्वभावोपरमे कर्म चिकित्साप्राभृतस्य किम्॥ २८॥**
**भेषजैर्विषमान् धातून् कान् समीकुरुते भिषक्।**
**का वा चिकित्सा भगवन् किमर्थं वा प्रयुज्यते॥२९॥**

આચાર્ય આત્રેયે એમ કહ્યું, ત્યારે અગ્નિવેશે તેમની સામે પ્રશ્ન કર્યો: 'હે ભગવન્! (હરકોઈનો) વિનાશ જો સ્વભાવથી જ થતો હોય તો ચિકિત્સારૂપ ભેટ ધરતા વૈદ્યનું કામ શું છે? વૈદ્ય ઔષધો વડે કઈ વિષમ ધાતુઓને સમ કરે છે? અથવા ચિકિત્સા કઈ? એ ચિકિત્સા શા માટે કરવામાં આવે છે?' ૨૮,૨૯

ટીકાકાર શ્રી ગંગાધર અહીં ૨૮ મા શ્લોકના આરંભમાં 'एवम् उक्त्वा अर्थम्' એમ 'क्त्वा' પ્રત્યયાંત પાઠ સ્વીકારીને વ્યાકરણદૃષ્ટિએ ઘણું લખે છે; તે અહીં લેવાની ખાસ જરૂર નથી; યોગીંદ્રનાથ સેને

તથા શ્રી જયદેવે 'एवमुक्तार्थम्' એવો પાઠ રાખીને વધુ સરળતા કરી છે. ટીકાકાર ચક્રપાણિ અને શ્રી ગંગાધર આ બેય શ્લોકને લગભગ એકસરખી રીતે જ આમ સમજાવે છે: 'હરકોઈ પદાર્થનો નાશ જો સ્વભાવથી જ થાય છે, તો વૈદ્યે કયું કામ કરવાનું રહે છે? ધાતુઓની વિષમતા જ જો અસ્થિર છે, તો તેઓની સમતા કયા માર્ગે કરી શકાય તેમ છે? અથવા સ્વાભાવિક નાશ જો થયા કરે છે, તો એક ક્ષણ પણ ધાતુઓની વિષમતા રહેવાની જ નથી; તો વિષમતાની સમતા કરવાની ક્યાં રહી? અને એ રીતે ધાતુઓની વિષમતાનો જો સ્વાભાવિક જ નાશ થાય છે, તો ચિકિત્સા કઈ? વિષમતાની સમતા કરવી એ જ ચિકિત્સા કહેવાય છે, પણ વિષમતાનો નાશ તો સર્વદા સ્વભાવસિદ્ધ જ છે, તો ચિકિત્સા કરવાનું કામ જ ક્યાં છે? શા માટે ચિકિત્સા કરવી પડે છે? રોગની શાંતિ માટેની ચિકિત્સા કરવાની જ જરૂર નથી; અથવા ચિકિત્સા કરવી જ શા માટે? કારણ કે જેને દૂર કરવા ચિકિત્સા કરવી પડે છે, તે ધાતુ-વિષમતા તો સ્વભાવથી જ દૂર થાય છે, તેથી ચિકિત્સાનું પ્રયોજન જ રહેતું નથી.'

યોગીંદ્રનાથસેન અહીં આ જ ભાવ કંઈક જુદા શબ્દોમાં જણાવે છે: એમ પદાર્થોનો સ્વાભાવિક વિનાશ કહી રહેલા પોતાના ગુરુ–આચાર્ય આત્રેયને અગ્નિવેશે પૂછ્યું: 'હે ભગવન્! પદાર્થોનો વિનાશ જો સ્વભાવથી જ થતો હોય તો ચિકિત્સારૂપ ભેટ ધરતા વૈદ્યનું કયું કામ છે? વૈદ્યે સિદ્ધ કરવાનું કોઈ કામ જ રહેતું નથી; ધાતુઓ વિષમ થતાં તેઓને સમ કરવી, એ વૈદ્યનું કાર્ય છે ને? એમ આપ કહેશો, તો તે સામે કહેવાનું કે, ઓષધો દ્વારા વૈદ્ય કઈ વિષમ ધાતુઓને સમ કરશે? ધાતુઓની વિષમતા તો સ્વભાવથી જ દૂર થયા કરે છે! એમ થતાં ચિકિત્સા પણ કઈ ક્રિયારૂપે રહેશે? એ ચિકિત્સા પણ શા માટે કરવી જોઈએ? ધાતુઓની વિકૃતિ થાય, ત્યારે તેને દૂર કરવા ચિકિત્સા કરવામાં આવે છે, પરંતુ ધાતુઓની એ વિકૃતિ તો સ્વભાવથી જ જો દૂર થાય છે, તો ચિકિત્સાનું પ્રયોજન જ રહેતું નથી.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં છેલ્લે આમ લખે છે: અર્થાત્ જો વિનાશ કે નિવૃત્તિ સ્વભાવથી જ થાય છે અને તેથી જ તેમાં બીજા કોઈ કારણની જો જરૂર જ રહેતી નથી, તો ધાતુઓની વિષમતા પણ આપોઆપ જ નિવૃત્ત થઈ જશે એટલે ચિકિત્સાનું કોઈ પ્રયોજન જ નહિ રહે; વિષમ થયેલી ધાતુઓને સમ અવસ્થામાં લાવવી, એ જ ચિકિત્સા કહેવાય છે; તે સંબંધે સૂત્રસ્થાનના ૯મા અધ્યાયમાં કહેવાઈ પણ ગયું છે: 'चतुर्णां भिषगादीनां शस्तानां धातुवैकृते। प्रवृत्तिर्धातुसाम्यार्था चिकित्सेत्यभिधीयते।' (જુઓ ખુડ્ડાકચતુષ્પાદ અધ્યાય ૯માનો ૪થો શ્લોક.) પરંતુ એ ચિકિત્સાનું કાર્ય તો સ્વભાવથી જ થઈ જશે. તેથી ચિકિત્સા તો કેવળ નિરર્થક જ થશે, તેનું કેમ? ૨૮,૨૯

### આત્રેયનો પ્રત્યુત્તર

तच्छिष्यवचनं श्रुत्वा व्याजहार पुनर्वसुः।
श्रूयतामत्र या सौम्य युक्तिर्दृष्टा महर्षिभिः ॥ ३०॥
न नाशकारणाभावाद्भावानां नाशकारणम्।
ज्ञायते नित्यगस्येव कालस्यात्ययकारणम् ॥ ३१॥
शीघ्रगत्वाद्यथाभूतस्तथा भावो विपद्यते।
निरोधे कारणं तस्य नास्ति नैवान्यथाक्रिया ॥ ३२॥

શિષ્યનું એ વચન સાંભળી પુનર્વસુ આત્રેય બોલ્યા: હે સૌમ્ય અગ્નિવેશ! આ વિષયમાં મહર્ષિઓએ જે યુક્તિ (કે બુદ્ધિપૂર્વકનું જ્ઞાન) જોયેલ છે, તે તું સાંભળ: પદાર્થોના નાશનું કારણ નહિ હોવાથી તેઓના નાશમાં કારણ જણાતું નથી; જેમ કાળ નિત્યગામી છે, તેથી તેનો અત્યય કે ભૂત, વ્યતીત અથવા વિનષ્ટપણું જણાય છે, છતાં એ કાળ શીઘ્રગામી હોવાથી તેના એ અત્યયનું કારણ જણાતું નથી; તે જ પ્રમાણે હરકોઈ પદાર્થ નાશ પામે છે, પરંતુ તેના એ નાશમાં (શીઘ્રગામીપણાને લીધે જ) કારણ મળતું નથી; તેમ જ જુદા પ્રકારની કોઈ ક્રિયા પણ થતી (જાણવા મળતી) નથી. ૩૦–૩૨

શ્રી ગંગાધર અહીં ટીકામાં આમ લખે છે: શિષ્ય અગ્નિવેશનું એ વચન સાંભળી પુનર્વસુ આત્રેય આમ બોલ્યા: પદાર્થોના આ સ્વાભાવિક વિનાશમાં મહર્ષિઓએ જે યુક્તિ કે જ્ઞાન મેળવ્યું છે, તે હે સૌમ્ય! તું સાંભળ: પદાર્થોનો જે સર્વકાળ સ્વાભાવિક નાશ થાય છે, તેનું કારણ જણાતું નથી; કારણ કે એ નાશમાં કોઈ કારણ જ હોતું નથી; જેમ કાળ નિત્યગામી છે, તેનો સર્વકાળ અત્યય એટલે વીતી ગયેલાપણું જણાય છે, પરંતુ તે અત્યયનું કારણ જણાતું નથી; કારણ કે તે શીઘ્રગામી છે; એ જ પ્રમાણે દરેક પદાર્થનો સ્વભાવ પણ શીઘ્રગામી છે, તેથી જેમ કાળનો સ્વભાવ, પૈડાંની પેઠે ફરનારૂપે હોય છે અને તે શીઘ્રગામી છે, તેથી જ તેના નાશના કારણનો અભાવ, એ નાશનું કારણ સંભવતઃ નથી; તે જ પ્રમાણે પદાર્થોનો સ્વભાવથી નાશ કઈ રીતે

થાય છે? આ સંબંધે અહીં મૂળમાં કહે છે કે, જે પદાર્થ જે કાળે જે પ્રમાણે થયો હાય છે, તે જ પ્રકારે ઉત્તરાવસ્થાને આરંભી છેક પૂર્વાવસ્થા સુધી નાશ પામે છે, તેમાં તેની પૂર્વાવસ્થાનો જે નાશ થાય છે, તેમાં કારણ મળતું નથી; તેમ જ એ નાશમાં જુદા પ્રકારની કોઈ ક્રિયા પણ થતી નથી—પૂર્વકાળની સ્થિતિથી જુદા પ્રકારની ક્રિયા પણ તેની ઉત્તર અવસ્થામાં હોતી નથી; જેમ કારણુની વિષમતાથી વાતાદિ ધાતુઓ વિષમ થાય છે; અને એ જ વિષમ ધાતુઓ પોતાની ઉત્તરાવસ્થાને પણ એ પૂર્વાવસ્થાના જ વિષમરૂપે શરૂ કરીને તે પૂર્વાવસ્થાના જ વિષમસ્વભાવે નાશ પામે છે; પરંતુ એ વિષમસ્વભાવે નાશ પામીને પોતાની ઉત્તરાવસ્થાને સામ્યસ્વભાવે શરૂ કરતા નથી; તેથી જણાય છે કે દરેક પદાર્થોની પ્રવૃત્તિમાં કે ઉત્પાત્તમાં કારણ મળે છે, પણ તેઓના નાશમાં કારણ મળતું નથી. આ વાત શારીરસ્થાનમાં 'ખુડ્ડીકાગર્ભાવક્રાન્તિ' નામના ત્રીજા અધ્યાયમાં ગ્રંથકાર પોતે કહેશે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'પદાર્થોના નાશનું કારણ જણાતું નથી, તે સસલાંના શીંગડાંની પેઠે તેના અભાવથી નથી જણાતું કે તે અજ્ઞાનયોગ્ય છે કે જાણવું શકય નથી, તેથી જણાતું નથી? જેમ જમીનમાં જેનું મૂળ દટાયું હોય એવો ખીલો હોય છે છતાં જણાતો નથી; આનો મૂળમાં ઉત્તર આપે છે કે નાશના કારણનો અભાવ છે, તેથી જ તે કારણ મળતું નથી કે જાણવું અશકય છે, એવું નથી, પણ તે કારણ કોઈ છે જ નહિ; આ વિષે દૃષ્ટાંત આપે છે: કાળ નિત્યગામી છે, નિમેષ આદિ રૂપે જઈ રહ્યો છે; તેના નાશવંતપણામાં બીજું કોઈ કારણ જોવા મળતું નથી; એ જ પ્રમાણે બધા પદાર્થો નાશવંત છે, છતાં તેઓના એ નાશમાં કોઈ કારણ નથી; તેનું એ કારણ અવશ્ય કંઈ થાય છે, એમ પણ નથી; જેમ કપડાં ઉપર રંગ ચઢે છે, તે બીજા કોઈ કારણની જરૂરિયાત ધરાવે છે અને તે કોઈ કારણ પણ અવશ્ય હોય જ છે; પરંતુ પદાર્થોનો વિનાશ તો એથી ઊલટી રીતે પોતાના કોઈ કારણની જરૂરિયાત ધરાવતો જ નથી, એમ સિદ્ધ થાય છે; હવે કારણ વિના જ થતો એ વિનાશ, ઉત્પત્તિ પછી જ હોય, અને પદાર્થોમાં પાછળથી સ્થિરપણે સંસ્કારોનું સ્થાપન પણ કરવા સમર્થ થતો નથી; એમ અહીં જણાવે છે કે, 'यादृश उत्पन्नः तथेति तादृश एव' જેવો તે ઉત્પન્ન થયો હોય તેવો જ તે હોય છે; એમ પ્રથમ કારણ વિના જ સિદ્ધ કરેલું વિનાશીપણું તથા શીઘ્રગામીપણારૂપ હેતુથી સિદ્ધ કરેલી અસત્કાર્યતાનો મૂળમાં ઉપસંહાર કરે છે કે, 'निरोधे कारणं तस्य नास्ति।' એ પદાર્થના નાશમાં કોઈ કારણ નથી, તેમ જ 'नैवान्यथा क्रिया' જુદા પ્રકારની કોઈ ક્રિયા કે જુદો કોઈ સંસ્કાર સ્થાપવો; એવું પણ કંઈ હોતું નથી.'

અહીં યોગીન્દ્રનાથસેને 'न वा अन्यथा क्रिया' એ ચરણનો અર્થ આવો કર્યો છે કે, કોઈ પણ વ્યક્તિ તેને જુદા પ્રકારે કરવા સમર્થ થતી નથી; એમ કાળનો જેમ સ્વભાવથી વિનાશ મળે છે, તેમ પદાર્થોનો પણ સ્વભાવથી વિનાશ મળે છે, આ યુક્તિ મહર્ષિઓએ જાણી છે. ૩૦-૩૨

### વૈદ્યનું કર્મ કે ચિકિત્સાનું લક્ષણ

**याभिः क्रियाभिर्जायन्ते शरीरे धातवः समाः।**
**सा चिकित्सा विकाराणां कर्म तद्भिषजां स्मृतम् ॥३३**

**જે ક્રિયાઓથી (રોગીના) શરીરમાં (વિષમ થયેલી) ધાતુઓ સમ અથવા (જે પ્રમાણમાં જોઈએ તે પ્રમાણમાં) સરખી થઈ જાય, એ વિકારોની (એટલે વિષમ થયેલી ધાતુઓની) ચિકિત્સા કહેવાય છે; અને એ જ વૈદ્યોનું કર્મ મનાય છે. ૩૩**

જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર આમ જણાવે છે: એમ પદાર્થોના સ્વાભાવિક નાશમાં પ્રવૃત્તિ કારણ અને તે નાશમાં કારણના અભાવ સંબંધે યુક્તિ કહેવામાં આવી; પરંતુ એ સ્વાભાવિક નાશમાં ચિકિત્સાનું કે ચિકિત્સાકુશળ વૈદ્યનું શું કામ છે? એ પ્રશ્નનો ઉત્તર અહીં કહે છે: પ્રતિક્ષણે ધાતુઓ વિષમ થાય છે અને વિષમ ધાતુવાળી જ ઉત્તરાવસ્થા આરંભીને નાશ પામે છે; એમ વિષમ ધાતુઓનું બંધારણ જેમાં રહ્યા કરે છે, એવા શરીરમાં જે ક્રિયાઓથી તે વિષમ ધાતુઓ સમ થાય છે, તે વિષમ ધાતુઓરૂપી વિકારોની જે ક્રિયા, તે ચિકિત્સા કહેવાય છે; એ જ ચિકિત્સા-ક્રિયાને વૈદ્યોનું કર્મ માન્યું છે; આમ કહીને 'આપધો દ્વારા વૈદ્ય કઈ ધાતુઓને સમ કરે છે?' એ પ્રશ્નનો ઉત્તર કહેવાયો છે. અહીં મૂળમાં 'विकाराणाम्' એ વચનથી પ્રતિક્ષણ વિષમ સ્વરૂપે જેઓ ઉત્તરાવસ્થાનો પ્રબંધ આરંભે છે, એવા વિકારોની તે ચિકિત્સા છે, એમ કહેવાથી 'એ ચિકિત્સા કઈ?' એ પ્રશ્નનો ઉત્તર પણ 'એ જ આ ચિકિત્સા છે' એવા વચનરૂપે કહ્યો છે. હવે 'એ ચિકિત્સા શા માટે કરાય છે?' એ પ્રશ્નનો ઉત્તર પણ અહીં નીચે કહે છે.

યોગીન્દ્રનાથ સેન અહીં વ્યાખ્યા કરતાં લખે છે: એમ પદાર્થોનો સ્વાભાવિક નાશ યુક્તિથી નક્કી કરી, એ સ્વાભાવિક નાશમાં કર્મ શું હોય છે? ઇત્યાદિ

તથા શ્રી જયદેવે 'एवमुक्तार्थम्' એવો પાઠ રાખીને વધુ સરળતા કરી છે. ટીકાકાર ચક્રપાણિ અને શ્રી ગંગાધર આ બેય શ્લોકને લગભગ એકસરખી રીતે જ આમ સમજાવે છે: 'હરકોઈ પદાર્થનો નાશ જો સ્વભાવથી જ થાય છે, તો વૈદ્યે કયું કામ કરવાનું રહે છે? ધાતુઓની વિષમતા જ જો અસ્થિર છે, તો તેઓની સમતા કયા માર્ગે કરી શકાય તેમ છે? અથવા સ્વાભાવિક નાશ જો થયા કરે છે, તો એક ક્ષણ પણ ધાતુઓની વિષમતા રહેવાની જ નથી; તો વિષમતાની સમતા કરવાની કયાં રહી? અને એ રીતે ધાતુઓની વિષમતાનો જો સ્વાભાવિક જ નાશ થાય છે, તો ચિકિત્સા કઈ? વિષમતાની સમતા કરવી એ જ ચિકિત્સા કહેવાય છે, પણ વિષમતાનો નાશ તો સર્વદા સ્વભાવસિદ્ધ જ છે, તો ચિકિત્સા કરવાનું કામ જ કયા છે? શા માટે ચિકિત્સા કરવી પડે છે? રોગની શાંતિ માટેની ચિકિત્સા કરવાની જ જરૂર નથી; અથવા ચિકિત્સા કરવી જ શા માટે? કારણ કે જેને દૂર કરવા ચિકિત્સા કરવી પડે છે, તે ધાતુવિષમતા તો સ્વભાવથી જ દૂર થાય છે, તેથી ચિકિત્સાનું પ્રયોજન જ રહેતું નથી.'

યોગીંદ્રનાથસેન અહીં આ જ ભાવ કંઈક જુદા શબ્દોમાં જણાવે છે: એમ પદાર્થોનો સ્વાભાવિક વિનાશ કહી રહેલા પોતાના ગુરુ-આચાર્ય આત્રેયને અગ્નિવેશે પૂછ્યું: 'હે ભગવન્' પદાર્થોનો વિનાશ જો સ્વભાવથી જ થતો હોય તો ચિકિત્સારૂપ ભેટ ધરતા વૈદ્યનું કયું કામ છે? વૈદ્યે સિદ્ધ કરવાનું કોઈ કામ જ રહેતું નથી; ધાતુઓ વિષમ થતાં તેઓને સમ કરવી, એ વૈદ્યનું કાર્ય છે ને? એમ આપ કહેશો, તો તે સામે કહેવાનું કે, ઔષધો દ્વારા વૈદ્ય કઈ વિષમ ધાતુઓને સમ કરશે? ધાતુઓની વિષમતા તો સ્વભાવથી જ દૂર થયા કરે છે! એમ થતાં ચિકિત્સા પણ કઈ ક્રિયારૂપે રહેશે? એ ચિકિત્સા પણ શા માટે કરવી જોઈએ? ધાતુઓની વિકૃતિ થાય, ત્યારે તેને દૂર કરવા ચિકિત્સા કરવામાં આવે છે, પરંતુ ધાતુઓની એ વિકૃતિ તો સ્વભાવથી જ જો દૂર થાય છે, તો ચિકિત્સાનું પ્રયોજન જ રહેતું નથી.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં છેલ્લે આમ લખે છે: અર્થાત્ જો વિનાશ કે નિવૃત્તિ સ્વભાવથી જ થાય છે અને તેથી જ તેમાં બીજા કોઈ કારણની જો જરૂર જ રહેતી નથી, તો ધાતુઓની વિષમતા પણ આપોઆપ જ નિવૃત્ત થઈ જશે એટલે ચિકિત્સાનું કોઈ પ્રયોજન જ નહિ રહે; વિષમ થયેલી ધાતુઓને સમ અવસ્થામાં લાવવી, એ જ ચિકિત્સા કહેવાય છે; તે સંબંધે સૂત્રસ્થાનના ૯મા અધ્યાયમાં કહેવાઈ પણ ગયું છે: 'चतुर्णां भिषगादीनां शस्तानां धातुवैकृते। प्रवृत्तिर्धातुसाम्यार्था चिकित्सेत्यभिधीयते।' (જુઓ ખુડ્ડાકચતુષ્પાદ અધ્યાય ૯માનો ૪થો શ્લોક.) પરંતુ એ ચિકિત્સાનું કાર્ય તો સ્વભાવથી જ થઈ જશે, તેથી ચિકિત્સા તો કેવળ નિરર્થક જ થશે, તેનું કેમ? ૨૮,૨૯

### આત્રેયનો પ્રત્યુત્તર

तच्छिष्यवचनं श्रुत्वा व्याजहार पुनर्वसुः।
श्रूयतामत्र या सौम्य युक्तिर्दृष्टा महर्षिभिः ॥ ३० ॥
न नाशकारणाभावाद्भावानां नाशकारणम्।
ज्ञायते नित्यगस्येव कालस्यात्ययकारणम् ॥ ३१ ॥
शीघ्रगत्वाद्यथाभूतस्तथा भावो विपद्यते।
निरोधे कारणं तस्य नास्ति नैवान्यथाक्रिया ॥ ३२ ॥

શિષ્યનું એ વચન સાંભળી પુનર્વસુ આત્રેય બોલ્યા: હે સૌમ્ય અગ્નિવેશ! આ વિષયમાં મહર્ષિઓએ જે યુક્તિ (કે બુદ્ધિપૂર્વકનું જ્ઞાન) જોયેલ છે, તે તું સાંભળ: પદાર્થોના નાશનું કારણ નહિ હોવાથી તેઓના નાશમાં કારણ જણાતું નથી; જેમ કાળ નિત્યગામી છે, તેથી તેનો અત્યય કે ભૂત, વ્યતીત અથવા વિનષ્ટપણું જણાય છે, છતાં એ કાળ શીઘ્રગામી હોવાથી તેના એ અત્યયનું કારણ જણાતું નથી; તેજ પ્રમાણે હરકોઈ પદાર્થ નાશ પામે છે, પરંતુ તેના એ નાશમાં (શીઘ્રગામીપણાને લીધે જ) કારણ મળતું નથી; તેમ જ જુદા પ્રકારની કોઈ ક્રિયા પણ થતી (જાણવા મળતી) નથી. ૩૦-૩૨

શ્રી ગંગાધર અહીં ટીકામાં આમ લખે છે: શિષ્ય અગ્નિવેશનું એ વચન સાંભળી પુનર્વસુ આત્રેય આમ બોલ્યા: પદાર્થોના આ સ્વાભાવિક વિનાશમાં મહર્ષિઓએ જે યુક્તિ કે જ્ઞાન મેળવ્યું છે, તે હે સૌમ્ય! તું સાંભળ: પદાર્થોનો જે સર્વકાળ સ્વાભાવિક નાશ થાય છે, તેનું કારણ જણાતું નથી; કારણ કે એ નાશમાં કોઈ કારણ જ હોતું નથી; જેમ કાળ નિત્યગામી છે, તેનો સર્વકાળ અત્યય એટલે વીતી ગયેલાપણું જણાય છે, પરંતુ તે અત્યયનું કારણ જણાતું નથી; કારણ કે તે શીઘ્રગામી છે; એ જ પ્રમાણે દરેક પદાર્થનો સ્વભાવ પણ શીઘ્રગામી છે, તેથી જેમ કાળનો સ્વભાવ, પૈડાંની પેઠે ફરવારૂપે હોય છે અને તે શીઘ્રગામી છે, તેથી જ તેના નાશના કારણનો અભાવ, એ નાશનું કારણ સંભવતો નથી; તે જ પ્રમાણે પદાર્થોનો સ્વભાવથી નાશ કઈ રીતે

થાય છે? આ સંબંધે અહીં મૂળમાં કહે છે કે, જે પદાર્થ જે કાળે જે પ્રમાણે થયો હોય છે, તે જ પ્રકારે ઉત્તરાવસ્થાને આરંભી છેક પૂર્વાવસ્થા સુધી નાશ પામે છે, તેમાં તેની પૂર્વાવસ્થાનો જે નાશ થાય છે, તેમાં કારણ મળતું નથી; તેમ જ એ નાશમાં જુદા પ્રકારની કોઈ ક્રિયા પણ થતી નથી–પૂર્વકાળની સ્થિતિથી જુદા પ્રકારની ક્રિયા પણ તેની ઉત્તર અવસ્થામાં હોતી નથી; જેમ કારણની વિષમતાથી વાતાદિ ધાતુઓ વિષમ થાય છે; અને એ જ વિષમ ધાતુઓ પોતાની ઉત્તરાવસ્થાને પણ એ પૂર્વાવસ્થાના જ વિષમરૂપે શરૂ કરીને તે પૂર્વાવસ્થાના જ વિષમસ્વભાવે નાશ પામે છે; પરંતુ એ વિષમસ્વભાવે નાશ પામીને પોતાની ઉત્તરાવસ્થાને સામ્યસ્વભાવે શરૂ કરતા નથી; તેથી જણાય છે કે દરેક પદાર્થોની પ્રવૃત્તિમાં કે ઉત્પત્તિમાં કારણ મળે છે, પણ તેઓના નાશમાં કારણ મળતું નથી. આ વાત શારીરસ્થાનમાં 'ખુડ્ડીકાગર્ભાવક્રાન્તિ' નામના ત્રીજા અધ્યાયમાં ગ્રંથકાર પોતે કહેશે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'પદાર્થોના નાશનું કારણ જણાતું નથી, તે સસલાંના શીંગડાંની પેઠે તેના અભાવથી નથી જણાતું કે તે અજ્ઞાનયોગ્ય છે કે જાણવું શક્ય નથી, તેથી જણાતું નથી? જેમ જમીનમાં જેનું મૂળ દટાયું હોય એવો ખીલો હોય છે છતાં જણાતો નથી; આનો મૂળમાં ઉત્તર આપે છે કે નાશના કારણનો અભાવ છે, તેથી જ તે કારણ મળતું નથી કે જાણવું અશક્ય છે, એવું નથી, પણ તે કારણ કોઈ છે જ નહિ; આ વિષે દૃષ્ટાંત આપે છે: કાળ નિત્યગામી છે, નિમેષ આદિ રૂપે જઈ રહ્યો છે; તેના નાશવંતપણામાં બીજું કોઈ કારણ જોવા મળતું નથી; એ જ પ્રમાણે બધા પદાર્થો નાશવંત છે, છતાં તેઓના એ નાશમાં કોઈ કારણ નથી; તેનું એ કારણ અવશ્ય કંઈ થાય છે, એમ પણ નથી; જેમ કપડાં ઉપર રંગ ચઢે છે, તે બીજા કોઈ કારણની જરૂરિયાત ધરાવે છે અને તે કોઈ કારણ પણ અવશ્ય હોય જ છે; પરંતુ પદાર્થોનો વિનાશ તો એથી ઊલટી રીતે પોતાના કોઈ કારણની જરૂરિયાત ધરાવતો જ નથી, એમ સિદ્ધ થાય છે; હવે કારણ વિના જ થતો એ વિનાશ, ઉત્પત્તિ પછી જ હોય, અને પદાર્થોમાં પાછળથી સ્થિરપણે સંસ્કારોનું સ્થાપન પણ કરવા સમર્થ થતો નથી; એમ અહીં જણાવે છે કે, 'यादृश उत्पन्नः तथेति तादृश एव' જેવો તે ઉત્પન્ન થયો હોય તેવો જ તે હોય છે; એમ પ્રથમ કારણ વિના જ સિદ્ધ કરેલું વિનાશીપણું તથા શીઘ્રગામીપણારૂપ હેતુથી સિદ્ધ કરેલી અસત્કાર્યતાનો મૂળમાં ઉપસંહાર કરે છે કે, 'निरोधे कारणं तस्य नास्ति।' એ પદાર્થના નાશમાં કોઈ કારણ નથી, તેમ જ 'नैवान्यथा क्रिया' જુદા પ્રકારની કોઈ ક્રિયા કે જુદો કોઈ સંસ્કાર સ્થાપવો; એવું પણ કંઈ હોતું નથી.'

અહીં યોગીન્દ્રનાથસેને 'न वा अन्यथा क्रिया' એ ચરણનો અર્થ આવો કર્યો છે કે, કોઈ પણ વ્યક્તિ તેને જુદા પ્રકારે કરવા સમર્થ થતી નથી; એમ કાળનો જેમ સ્વભાવથી વિનાશ મળે છે, તેમ પદાર્થોનો પણ સ્વભાવથી વિનાશ મળે છે, આ યુક્તિ મહર્ષિઓએ જાણે છે. ૩૦–૩૨

### વૈદ્યનું કર્મ કે ચિકિત્સાનું લક્ષણ

**याभिः क्रियाभिर्जायन्ते शरीरे धातवः समाः।**
**सा चिकित्सा विकाराणां कर्म तद्भिषजां स्मृतम्॥३३**

જે ક્રિયાઓથી (રોગીના) શરીરમાં (વિષમ થયેલી) ધાતુઓ સમ અથવા (જે પ્રમાણમાં જોઈએ તે પ્રમાણમાં) સરખી થઈ જાય, એ વિકારોની (એટલે વિષમ થયેલી ધાતુઓની) ચિકિત્સા કહેવાય છે; અને એ જ વૈદ્યોનું કર્મ મનાય છે. ૩૩

જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર આમ જણાવે છે: એમ પદાર્થોના સ્વાભાવિક નાશમાં પ્રવૃત્તિ કારણ અને તે નાશમાં કારણના અભાવ સંબંધે યુક્તિ કહેવામાં આવી; પરંતુ એ સ્વાભાવિક નાશમાં ચિકિત્સાનું કે ચિકિત્સાકુશળ વૈદ્યનું શું કામ છે? એ પ્રશ્નનો ઉત્તર અહીં કહે છે: પ્રતિક્ષણે ધાતુઓ વિષમ થાય છે અને વિષમ ધાતુવાળી જ ઉત્તરાવસ્થા આરંભીને નાશ પામે છે; એમ વિષમ ધાતુઓનું બંધારણ જેમાં રહ્યા કરે છે, એવા શરીરમાં જે ક્રિયાઓથી તે વિષમ ધાતુઓ સમ થાય છે, તે વિષમ ધાતુઓરૂપી વિકારોની જે ક્રિયા, તે ચિકિત્સા કહેવાય છે; એ જ ચિકિત્સા-ક્રિયાને વૈદ્યોનું કર્મ માન્યું છે; આમ કહીને 'ઔષધો દ્વારા વૈદ્ય કઈ ધાતુઓને સમ કરે છે?' એ પ્રશ્નનો ઉત્તર કહેવાયો છે. અહીં મૂળમાં 'विकाराणाम्' એ વચનથી પ્રતિક્ષણ વિષમ સ્વરૂપે જેઓ ઉત્તરાવસ્થાનો પ્રબંધ આરંભે છે, એવા વિકારોની તે ચિકિત્સા છે, એમ કહેવાથી 'એ ચિકિત્સા કઈ?' એ પ્રશ્નનો ઉત્તર પણ 'એ જ આ ચિકિત્સા છે' એવા વચનરૂપે કહ્યો છે. હવે 'એ ચિકિત્સા શા માટે કરાય છે?' એ પ્રશ્નનો ઉત્તર પણ અહીં નીચે કહે છે.

યોગીન્દ્રનાથ સેન અહીં વ્યાખ્યા કરતાં લખે છે: એમ પદાર્થોનો સ્વાભાવિક નાશ યુક્તિથી નક્કી કરી, એ સ્વાભાવિક નાશમાં કર્મ શું હોય છે? ઇત્યાદિ

આક્ષેપોનો અહીં પરિહાર કરે છે: જે ક્રિયાઓથી શરીરમાં ક્ષીણ થયેલી કે વધી ગયેલી વિષમ ધાતુઓને અનુક્રમે ક્ષીણ થયેલીને પુષ્ટ કરીને અને વધી ગયેલીને ઓછી કરીને સરખી કરવામાં આવે, તે એ વિકારોની ચિકિત્સા છે અને એ જ વૈદ્યોનું કર્મ કહેવાયું છે. આ વાત શ્લોકસ્થાનના ૯ મા અધ્યાયના ૪થા શ્લોકમાં કહેવાઈ છે.

અહીં શ્રી ચક્રપાણિ આમ સમજાવે છે: ઉપરના શ્લોકોમાં કહેવાયું, તે ઉપરથી વિષમ ધાતુમાં સમભાવરૂપ સંસ્કાર સ્થાપવો, એવા પ્રકારની ચિકિત્સા પણ બીનજરૂરી મનાઈ છે; એમ નક્કી થતાં પ્રથમ આક્ષેપ કરેલી ચિકિત્સા સંબંધે અહીં સમાધાન આપે છે. 'सा चिकित्सा–આનું નામ ચિકિત્સા છે' એમ કહી 'का वा चिकित्सा?' એ આક્ષેપનો પરિહાર કર્યો છે. 'कर्म तद्–આ વૈદ્યોનું કર્મ છે' એમ કહીને પ્રથમ જણાવેલો આક્ષેપ દૂર કર્યો છે. આ ઉપરથી આમ માનવાનું છે કે ધાતુઓની વિષમતા જોકે નાશવંત છે જ, તોપણ એ ધાતુવિષમતા વિનાશ પામતી હોય ત્યારે પણ પોતાનું કાર્ય તો વિષમ ધાતુરૂપે જ શરૂ કરે છે, અને તે વિષમ ધાતુ, વળી બીજી વિષમ ધાતુને આરંભે છે; એમ થતી ધાતુઓની વિષમતાની પરંપરા જો અટકાવવી હોય, તો ધાતુઓની સમાનતા ઉપજાવનાર કારણ વિના તે કદી અટકે જ નહિ; પણ ધાતુઓની સમાનતાના કારણનો જ્યારે ઉપયોગ ચાલુ થાય, ત્યારે તેની સાથે વિષમતાની પરંપરાથી રહિત એવું પણ તે કારણ સમાન જ ધાતુપરંપરાને આરંભે છે; જેમ મુદ્ગર-(ઘોકા)નો પ્રહાર ચાલુ થાય, એટલે તેની સાથે જ ઘડાના પરમાણુઓની પરંપરા વિઘટિત કે છૂટી પડી જઈને જુદા જ પ્રકારની ઘડાની ભાંગતી ઠીકરીઓની પરંપરાને આરંભી દે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સારાંશ લખે છે: અર્થાત્ ઉપર્યુક્ત યુક્તિ અનુસાર વિષમ ધાતુઓ આપોઆપ તો સમ થતી જ નથી; એ જ કારણે ઓછી થયેલી ધાતુઓમાં પૂર્તિ કરવી અને વધી ગયેલી ધાતુઓને ઓછી કરવી, એ જ વૈદ્યનું કર્તવ્ય જ થઈ પડે છે. ૩૩

### એ ચિકિત્સારૂપ ક્રિયાઓનું પ્રયોજન

**कथं शरीरे धातूनां वैषम्यं न भवेदिति ।**
**समानां चानुबन्धः स्यादित्यर्थं क्रियते क्रिया ॥३४॥**

**શરીરમાં ધાતુઓની વિષમતા કે વધઘટ કયા પ્રકારે ન થાય, અને (એકસરખી) સમ ધાતુઓનું અનુસરણ કે સતત ઉત્પાદન કઈ રીતે રહ્યા કરે, એ માટે જ ક્રિયા કરાય છે. ૩૪**

વિષમ ધાતુઓની પરંપરા કે ધાતુવૈષમ્ય શરીરમાં કોઈ પણ રીતે ન જ થવું જોઈએ, એ માટે ધાતુઓને સમ કરવામાં આવે, અને તે સમ કરેલી ધાતુઓમાં તેવી જ સમધાતુઓની પરંપરા ચાલુ રહ્યા કરે, એ માટે ક્રિયા કે ચિકિત્સાકર્મ કરવામાં આવે છે, એવો ભાવ શ્રી ગંગાધર લખે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સાર જણાવે છે: અર્થાત્ ધાતુઓમાં વિષમતાને પેદા જ ન થવા દેવી, એ વૈદ્યનું કર્મ છે. વિષમ ધાતુઓ, પોતાની જાતની વિષમ ધાતુઓને પેદા ન કર્યા કરે, અને સમ ધાતુઓ પોતાની જાતની સમ ધાતુઓની પરંપરાને પેદા કર્યા કરે, એ જ ક્રિયા કે ચિકિત્સા કર્મનું પ્રયોજન છે. એકંદરે વૈદ્યે ચિકિત્સારૂપ ક્રિયા દ્વારા ધાતુઓની સમતાને વિષમતાના રૂપમાં પરિવર્તન પામવા જ ન દેવી. ૩૪

### ધાતુસામ્યનાં કારણો કે ઉપાયો

**त्यागाद्विषमहेतूनां समानां चोपसेवनात् ।**
**विषमा नानुबध्नन्ति जायन्ते धातवः समाः ॥३५॥**

**વિષમ કારણોના ત્યાગથી અને સમ કારણોના સેવનથી વિષમ ધાતુઓનું સતત ઉત્પાદન થતું નથી અને સમ ધાતુઓનું સતત ઉત્પાદન થયા કરે છે. ૩૫**

વિષમ કારણો ત્યજવાથી એટલે કે કાળના, બુદ્ધિના અને ઇંદ્રિયોના વિષયોના અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગો છોડવાથી; તેમ જ એ જ કાળ આદિના સમયોગ અથવા સમ્યગ્યોગોને સેવ્યા કરવાથી વિષમ ધાતુઓ કે તેઓની પરંપરા ઉપજતી જ નથી અને સમ ધાતુઓ તથા તેઓની પરંપરા રહ્યા જ કરે છે, એમ શ્રી ગંગાધર સમજાવે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં ઠીક ધ્યાન ખેંચે છે: વિકારોને ઉત્પન્ન કરનારાં કારણો જ વિષમ હેતુઓ કહેવાય છે. સૂત્રસ્થાનના ૧૧ મા અધ્યાયમાં અસાત્મ્યઇંદ્રિયાર્થસંયોગ, પ્રજ્ઞાપરાધ અને પરિણામ, એ ત્રણને રોગોનાં કારણો કહ્યાં છે, એ જ વિષમ હેતુઓ અહીં સૂચવ્યા છે; વળી ત્યાં આ પણ જણાવવામાં આવ્યું છે કે ઇંદ્રિયવિષય, કર્મ તથા કાળ, એ ત્રણેનો જે સમયોગ, તે ધાતુઓની સમતાનું કારણ છે; એ જ સમયોગ અહીં 'સમહેતુ' શબ્દથી સૂચવ્યો છે. વિષમ હેતુઓના સેવનથી તેના જેવી જ વિષમતા, વાતાદિ ધાતુઓમાં તથા રસ–રક્ત આદિ ધાતુઓમાં વધ્યા કરે છે અને સમ હેતુઓના સેવનથી તેના જેવી જ સમતા, ધાતુઓમાં વધ્યા કરે છે, જેથી વૈદ્યનું કર્તવ્ય છે કે ઉપર્યુક્ત વિષમ હેતુઓનો ત્યાગ અને સમ હેતુઓનું

સેવન કરાવી વિષમ ધાતુઓને સમતામાં લાવવી જોઈએ. અહીં આ પણ સમજવું જરૂરી છે કે, 'ધાતુઓની સમતા'નો અભિપ્રાય, શરીરમાં ધાતુઓનું માપ બરાબર રહે, એટલો જ નથી, પરંતુ શરીરમાં સ્વાસ્થ્ય બરાબર જળવાઈ રહે, તે માટે જે જે ધાતુ, જેટલી જેટલી આવશ્યક છે, તેટલી તેટલી તે તે ધાતુ શરીરમાં રહ્યા કરે, એવી સમતા જાણવી જોઈએ; જેમ કે એક માણસનું વજન એક મણ ને વીસ શેર હોય, તેના શરીરમાં લગભગ ત્રણશેર લોહીનું રહ્યા કરવું આવશ્યક છે અને તેના શરીરમાં લગભગ ૨૫ કે ૨૬ શેર માંસનું રહ્યા કરવું જરૂરી હોય છે. ૩૫

### ચિકિત્સાપ્રાભૃત-વૈદ્ય સુખ તથા આયુષ આપી શકે

**समैस्तु हेतुभिर्यस्माद्धातून् संजनयेत्समान् ।**
**चिकित्साप्राभृतस्तस्माद्दाता देहसुखायुषाम् ॥ ३६ ॥**

**જે વૈદ્ય સમ હેતુઓ વડે, ધાતુઓને જે કારણે સમ કરી શકે છે, તે કારણથી એ વૈદ્ય 'ચિકિત્સાપ્રાભૃત' એટલે ચિકિત્સાની પુષ્કળ સામગ્રીઓ ધરાવતો અથવા ચિકિત્સાકર્મને પુષ્કળ પ્રમાણમાં કરી શકે તેવો કે ચિકિત્સારૂપ ભેટને ધરી શકે એવો હોઈને (રોગીના) દેહમાં સુખ તથા આયુષ આપનારો થાય છે. ૩૬**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આવો ભાવ કાઢે છે: ચિકિત્સાપ્રાભૃત વૈદ્ય સમ હેતુઓનો ઉપયોગ કરાવી વિષમ ધાતુઓને સમ કરી શકે છે, એ કારણે ધાતુઓની વિષમતારૂપ લક્ષણવાળા રોગોને દૂર કરવાથી તે વૈદ્ય દેહમાં બળ, વર્ણ વગેરે ઉપજાવીને તે દ્વારા આરોગ્યરૂપ સુખ તથા આયુષને આપનારો થાય છે; કેમ કે રોગો જ આરોગ્ય તથા આયુષને હરી લેનારા હોય છે; તે રોગોને મટાડનારો વૈદ્ય આરોગ્ય તથા આયુષને આપનારો જ કહેવાય, એ ખુલ્લું છે. ૩૬

### એવો વૈદ્ય ત્રિવર્ગનો પણ દાતા ગણાય

**धर्मस्यार्थस्य कामस्य नृलोकस्योभयस्य च ।**
**दाता संपद्यते वैद्यो दानाद्देहसुखायुषाम् ॥ ३७ ॥**

**એવો (ચિકિત્સાપ્રાભૃત) વૈદ્ય દેહના સુખ તથા આયુષને આપે છે એ કારણે ધર્મને, અર્થને તથા કામને પણ આપનારો થાય છે; (એટલું જ નહિ પણ) તે દ્વારા બન્ને નૃલોક એટલે આ લોકનું કલ્યાણ તથા પરલોકનું કલ્યાણ આપનાર પણ થાય છે; (કેમ કે હરકોઈ દેહ-સુખ આરોગ્યથી તથા લાંબા આયુષથી સિદ્ધ કરી શકાય છે; તેને આપનારો વૈદ્ય જ ખરી રીતે બધું આપનાર કહેવાય છે.) ૩૭**

સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં કહેવાઈ પણ ગયું કે, 'धर्मार्थकाममोक्षाणामारोग्यं मूलमुत्तमम् । रोगास्तस्यापहर्तारः श्रेयसो जीवितस्य च ।–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એ ચારે પુરુષાર્થોનું ઉત્તમ મૂળ આરોગ્ય જ છે; અને રોગો જ તે આરોગ્યને, કલ્યાણને તથા જીવનને હરી લેનારા છે.' માટે આરોગ્ય આપનારો વૈદ્ય ખરી રીતે ચારે પુરુષાર્થોને આપનારો ગણાય છે. આ પહેલા અધ્યાયના શ્લોકમાં 'जीवित' શબ્દનો અર્થ ખરી રીતે 'આ લોકનો અભ્યુદય' એ જ બરાબર છે. ઉપનિષદમાં પણ કહેવાયું છે કે 'नायमात्मा बलहीनेन लभ्यः'–બળહીન માણસ આ આત્માને મેળવી શકતો નથી.–અર્થાત્ આત્માનો સાક્ષાત્કાર કરવો હોય તોપણ શારીરબળ ખાસ આવશ્યક છે; નિર્બળ માણસ કંઈ પણ કરી શકતો નથી; માટે બળવાન બનવા આરોગ્યની જરૂર છે અને તે આરોગ્ય માટે ઉત્તમ વૈદ્યનું શરણ લેવું જરૂરી છે, જેથી આરોગ્યપ્રાપ્તિ દ્વારા ચારે પુરુષાર્થો મેળવવા શક્ય બને છે. (અહીં લગભગ હિંદી ટીકાકાર જયદેવની ટીકાનો આ ભાવ લીધો છે.) ૩૭

### ચાલુ અધ્યાયના વિષયોનો સંક્ષેપ

**चिकित्साप्राभृतगुणो दोषो यश्चेतराश्रयः ।**
**योगायोगातियोगानां लक्षणं शुद्धिसंश्रयम् ॥ ३८ ॥**
**बहुदोषस्य लिङ्गानि संशोधनगुणाश्च ये ।**
**चिकित्सासूत्रमात्रं च सिद्धिव्यापत्तिसंश्रयम् ॥३९॥**
**या च युक्तिश्चिकित्सायां यं चार्थं कुरुते भिषक् ।**
**चिकित्साप्राभृतेऽध्याये तत्सर्वमवदन्मुनिः ॥ ४० ॥**

**'ચિકિત્સાપ્રાભૃત' નામના અધ્યાયમાં ચિકિત્સાપ્રાભૃત વૈદ્યનો ગુણ, બીજા મૂર્ખ વૈદ્યને લગતો જે દોષ છે તે યોગ, અયોગ તથા અતિયોગનાં લક્ષણો, (સંશોધનથી થતી) શુદ્ધિને લગતું લક્ષણ, બહુ દોષવાળા માણસનાં ચિહ્નો કે લક્ષણો, સંશોધનના જે ગુણો છે તે; અને સિદ્ધિ તથા વ્યાપત્તિ કે ઉપદ્રવોને લગતું ચિકિત્સાનું માત્ર સૂત્ર, ચિકિત્સાની જે યુક્તિ છે અને વૈદ્ય જે અર્થ કે પ્રયોજન અથવા કર્મ કરી આપે છે, તે બધું મુનિ આત્રેયે કહ્યું છે. ૩૮–૪૦**

એમ 'કલ્પનાચતુષ્ક' કહેવાયું; એટલે કે સ્નેહાધ્યાય, સ્વેદાધ્યાય, ઉપકલ્પનીયાધ્યાય તથા ચિકિત્સા-

આક્ષેપનો અહીં પરિહાર કરે છે: જે ક્રિયાઓથી શરીરમાં ક્ષીણ થયેલી કે વધી ગયેલી વિષમ ધાતુઓને અનુક્રમે ક્ષીણ થયેલીને પુષ્ટ કરીને અને વધી ગયેલીને ઓછી કરીને સરખી કરવામાં આવે, તે એ વિકારોની ચિકિત્સા છે અને એ જ વૈદ્યોનું કર્મ કહેવાયું છે. આ વાત શ્લોકસ્થાનના ૯ મા અધ્યાયના ૪થા શ્લોકમાં કહેવાઈ છે.

અહીં શ્રી ચક્રપાણિ આમ સમજાવે છે: ઉપરના શ્લોકોમાં કહેવાયું, તે ઉપરથી વિષમ ધાતુમાં સમભાવરૂપ સંસ્કાર સ્થાપવો, એવા પ્રકારની ચિકિત્સા પણ બિનજરૂરી મનાઈ છે; એમ નક્કી થતાં પ્રથમ આક્ષેપ કરેલી ચિકિત્સા સંબંધે અહીં સમાધાન આપે છે. 'सा चिकित्सा–આનું નામ ચિકિત્સા છે' એમ કહી 'का वा चिकित्सा?' એ આક્ષેપનો પરિહાર કર્યો છે. 'कर्म तद्–આ વૈદ્યોનું કર્મ છે' એમ કહીને પ્રથમ જણાવેલો આક્ષેપ દૂર કર્યો છે. આ ઉપરથી આમ માનવાનું છે કે ધાતુઓની વિષમતા જોકે નાશવંત છે જ, તોપણ એ ધાતુવિષમતા વિનાશ પામતી હોય ત્યારે પણ પોતાનું કાર્ય તો વિષમ ધાતુરૂપે જ શરૂ કરે છે, અને તે વિષમ ધાતુ, વળી બીજી વિષમ ધાતુને આરંભે છે; એમ થતી ધાતુઓની વિષમતાની પરંપરા જો અટકાવવી હોય, તો ધાતુઓની સમાનતા ઉપજાવનાર કારણ વિના તે કદી અટકે જ નહિ; પણ ધાતુઓની સમાનતાના કારણનો જ્યારે ઉપયોગ ચાલુ થાય, ત્યારે તેની સાથે વિષમતાની પરંપરાથી રહિત એવું પણ તે કારણ સમાન જ ધાતુપરંપરાને આરંભે છે; જેમ મુદ્ગર-(ઘોકા)નો પ્રહાર ચાલુ થાય, એટલે તેની સાથે જ ઘડાના પરમાણુઓની પરંપરા વિઘટિત કે છૂટી પડી જઈને જુદા જ પ્રકારની ઘડાની ભાંગતી ઠીકરીઓની પરંપરાને આરંભી દે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સારાંશ લખે છે: અર્થાત્ ઉપર્યુક્ત યુક્તિ અનુસાર વિષમ ધાતુઓ આપોઆપ તો સમ થતી જ નથી; એ જ કારણે ઓછી થયેલી ધાતુઓમાં પૂર્તિ કરવી અને વધી ગયેલી ધાતુઓને ઓછી કરવી, એ જ વૈદ્યનું કર્તવ્ય જ થઈ પડે છે. ૩૩

### એ ચિકિત્સારૂપ ક્રિયાઓનું પ્રયોજન

**कथं शरीरे धातूनां वैषम्यं न भवेदिति।**
**समानां चानुबन्धः स्यादित्यर्थं क्रियते क्रिया ॥३४॥**

**શરીરમાં ધાતુઓની વિષમતા કે વધઘટ કયા પ્રકારે ન થાય, અને (એકસરખી) સમ ધાતુઓનું અનુસરણ કે સતત ઉત્પાદન કઈ રીતે રહ્યા કરે, એ માટે જ ક્રિયા કરાય છે. ૩૪**

વિષમ ધાતુઓની પરંપરા કે ધાતુવૈષમ્ય શરીરમાં કોઈ પણ રીતે ન જ થવું જોઈએ, એ માટે ધાતુઓને સમ કરવામાં આવે, અને તે સમ કરેલી ધાતુઓમાં તેવી જ સમધાતુઓની પરંપરા ચાલુ રહ્યા કરે, એ માટે ક્રિયા કે ચિકિત્સાકર્મ કરવામાં આવે છે, એવો ભાવ શ્રી ગંગાધર લખે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સાર જણાવે છે: અર્થાત્ ધાતુઓમાં વિષમતાને પેદા જ ન થવા દેવી, એ વૈદ્યનું કર્મ છે. વિષમ ધાતુઓ, પોતાની જાતની વિષમ ધાતુઓને પેદા ન કર્યા કરે, અને સમ ધાતુઓ પોતાની જાતની સમ ધાતુઓની પરંપરાને પેદા કર્યા કરે, એ જ ક્રિયા કે ચિકિત્સા કર્મનું પ્રયોજન છે. એકંદરે વૈદે ચિકિત્સારૂપ ક્રિયા દ્વારા ધાતુઓની સમતાને વિષમતાના રૂપમાં પરિવર્તન પામવા જ ન દેવી. ૩૪

### ધાતુસામ્યનાં કારણો કે ઉપાયો

**त्यागाद्विषमहेतूनां समानां चोपसेवनात्।**
**विषमा नानुबध्नन्ति जायन्ते धातवः समाः ॥३५॥**

**વિષમ કારણોના ત્યાગથી અને સમ કારણોના સેવનથી વિષમ ધાતુઓનું સતત ઉત્પાદન થતું નથી અને સમ ધાતુઓનું સતત ઉત્પાદન થયા કરે છે. ૩૫**

વિષમ કારણો ત્યજવાથી એટલે કે કાળના, બુદ્ધિના અને ઇંદ્રિયોના વિષયોના અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગો છોડવાથી; તેમ જ એ જ કાળ આદિના સમયોગ અથવા સમ્યગ્યોગોને સેવ્યા કરવાથી વિષમ ધાતુઓ કે તેઓની પરંપરા ઊપજતી જ નથી અને સમ ધાતુઓ તથા તેઓની પરંપરા રહ્યા જ કરે છે, એમ શ્રી ગંગાધર સમજાવે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં ઠીક ધ્યાન ખેંચે છે: વિકારોને ઉત્પન્ન કરનારાં કારણો જ વિષમ હેતુઓ કહેવાય છે. સૂત્રસ્થાનના ૧૧ મા અધ્યાયમાં અસાત્મ્યઇંદ્રિયાર્થસંયોગ, પ્રજ્ઞાપરાધ અને પરિણામ, એ ત્રણને રોગોનાં કારણો કહ્યાં છે, એ જ વિષમ હેતુઓ અહીં સૂચવ્યા છે; વળી ત્યાં આ પણ જણાવવામાં આવ્યું છે કે ઇંદ્રિયવિષય, કર્મ તથા કાળ, એ ત્રણેનો જે સમયોગ, તે ધાતુઓની સમતાનું કારણ છે, એ જ સમયોગ અહીં 'સમહેતુ' શબ્દથી સૂચવ્યો છે. વિષમ હેતુઓના સેવનથી તેના જેવી જ વિષમતા, વાતાદિ ધાતુઓમાં તથા રસ–રક્ત આદિ ધાતુઓમાં વધ્યા કરે છે અને સમ હેતુઓના સેવનથી તેના જેવી જ સમતા, ધાતુઓમાં વધ્યા કરે છે, જેથી વૈદ્યનું કર્તવ્ય છે કે ઉપર્યુક્ત વિષમ હેતુઓનો ત્યાગ અને સમ હેતુઓનું

સેવન કરાવી વિષમ ધાતુઓને સમતામાં લાવવી જોઈએ. અહીં આ પણ સમજવું જરૂરી છે કે, 'ધાતુઓની સમતા'નો અભિપ્રાય, શરીરમાં ધાતુઓનું માપ બરાબર રહે, એટલો જ નથી, પરંતુ શરીરમાં સ્વાસ્થ્ય બરાબર જળવાઈ રહે, તે માટે જે જે ધાતુ, જેટલી જેટલી આવશ્યક છે, તેટલી તેટલી તે તે ધાતુ શરીરમાં રક્ષા કરે, એવી સમતા જાણવી જોઈએ; જેમ કે એક માણસનું વજન એક મણ ને વીસ શેર હોય, તેના શરીરમાં લગભગ ત્રણશેર લોહીનું રક્ષા કરવું આવશ્યક છે અને તેના શરીરમાં લગભગ ૨૫ કે ૨૬ શેર માંસનું રક્ષા કરવું જરૂરી હોય છે. ૩૫

### ચિકિત્સાપ્રાભૃત-વૈદ્ય સુખ તથા આયુષ આપી શકે

समैस्तु हेतुभिर्यस्माद्धातून् संजनयेत्समान् ।
चिकित्साप्राभृतस्तस्माद्दाता देहसुखायुषाम् ॥ ३६ ॥

જે વૈદ્ય સમ હેતુઓ વડે, ધાતુઓને જે કારણે સમ કરી શકે છે, તે કારણથી એ વૈદ્ય 'ચિકિત્સાપ્રાભૃત' એટલે ચિકિત્સાની પુષ્કળ સામગ્રીઓ ધરાવતો અથવા ચિકિત્સાકર્મને પુષ્કળ પ્રમાણમાં કરી શકે તેવો કે ચિકિત્સારૂપ ભેટને ધરી શકે એવો હોઈને (રોગીના) દેહમાં સુખ તથા આયુષ આપનારો થાય છે. ૩૬

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આવો ભાવ કાઢે છે: ચિકિત્સાપ્રાભૃત વૈદ્ય સમ હેતુઓનો ઉપયોગ કરાવી વિષમ ધાતુઓને સમ કરી શકે છે, એ કારણે ધાતુઓની વિષમતારૂપ લક્ષણવાળા રોગોને દૂર કરવાથી તે વૈદ્ય દેહમાં બળ, વર્ણ વગેરે ઉપજાવીને તે દ્વારા આરોગ્યરૂપ સુખ તથા આયુષને આપનારો થાય છે; કેમ કે રોગો જ આરોગ્ય તથા આયુષને હરી લેનારા હોય છે; તે રોગોને મટાડનારો વૈદ્ય આરોગ્ય તથા આયુષને આપનારો જ કહેવાય, એ ખુલ્લું છે. ૩૬

### એવો વૈદ્ય ત્રિવર્ગનો પણ દાતા ગણાય

धर्मस्यार्थस्य कामस्य नृलोकस्योभयस्य च ।
दाता संपद्यते वैद्यो दानाद्देहसुखायुषाम् ॥ ३७ ॥

એવો (ચિકિત્સાપ્રાભૃત) વૈદ્ય દેહના સુખ તથા આયુષને આપે છે એ કારણે ધર્મને, અર્થને તથા કામને પણ આપનારો થાય છે; (એટલું જ નહિ પણ) તે દ્વારા બન્ને નૃલોક એટલે આ લોકનું કલ્યાણ તથા પરલોકનું કલ્યાણ આપનાર પણ થાય છે; (કેમ કે હરકોઈ દેહ-સુખ આરોગ્યથી તથા લાંબા આયુષથી સિદ્ધ કરી શકાય છે; તેને આપનારો વૈદ્ય જ ખરી રીતે બધું આપનાર કહેવાય છે.) ૩૭

સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં કહેવાઈ પણ ગયું કે, 'धर्मार्थकाममोक्षाणामारोग्यं मूलमुत्तमम् । रोगास्तस्यापहर्तारः श्रेयसो जीवितस्य च ।-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-એ ચારે પુરુષાર્થોનું ઉત્તમ મૂળ આરોગ્ય જ છે; અને રોગો જ તે આરોગ્યને, કલ્યાણને તથા જીવનને હરી લેનારા છે.' માટે આરોગ્ય આપનારો વૈદ્ય ખરી રીતે ચારે પુરુષાર્થોને આપનારો ગણાય છે. આ પહેલા અધ્યાયના શ્લોકમાં 'जीवित' શબ્દનો અર્થ ખરી રીતે 'આ લોકનો અભ્યુદય' એ જ બરાબર છે. ઉપનિષદમાં પણ કહેવાયું છે કે 'नायमात्मा बलहीनेन लभ्यः'-બળહીન માણસ આ આત્માને મેળવી શકતો નથી.-અર્થાત્ આત્માનો સાક્ષાત્કાર કરવો હોય તોપણ શારીરબળ ખાસ આવશ્યક છે; નિર્બળ માણસ કંઈ પણ કરી શકતો નથી; માટે બળવાન બનવા આરોગ્યની જરૂર છે અને તે આરોગ્ય માટે ઉત્તમ વૈદ્યનું શરણ લેવું જરૂરી છે, જેથી આરોગ્યપ્રાપ્તિ દ્વારા ચારે પુરુષાર્થો મેળવવા શક્ય બને છે. (અહીં લગભગ હિંદી ટીકાકાર જયદેવની ટીકાનો આ ભાવ લીધો છે.) ૩૭

### ચાલુ અધ્યાયના વિષયોનો સંક્ષેપ

चिकित्साप्राभृतगुणो दोषो यश्चेतराश्रयः ।
योगायोगातियोगानां लक्षणं शुद्धिसंश्रयम् ॥ ३८ ॥
बहुदोषस्य लिङ्गानि संशोधनगुणाश्च ये ।
चिकित्सासूत्रमात्रं च सिद्धिव्यापत्तिसंश्रयम् ॥३९॥
या च युक्तिश्चिकित्सायां यं चार्थं कुरुते भिषक् ।
चिकित्साप्राभृतेऽध्याये तत्सर्वमवदन्मुनिः ॥ ४० ॥

'ચિકિત્સાપ્રાભૃત' નામના અધ્યાયમાં ચિકિત્સા-પ્રાભૃત વૈદ્યનો ગુણ, બીજા મૂર્ખ વૈદ્યને લગતો જે દોષ છે તે યોગ, અયોગ તથા અતિયોગનાં લક્ષણો, (સંશોધનથી થતી) શુદ્ધિને લગતું લક્ષણ, બહુ દોષવાળા માણસનાં ચિહ્નો કે લક્ષણો, સંશોધનના જે ગુણો છે તે; અને સિદ્ધિ તથા વ્યાપત્તિ કે ઉપદ્રવોને લગતું ચિકિત્સાનું માત્ર સૂત્ર, ચિકિત્સાની જે યુક્તિ છે અને વૈદ્ય જે અર્થ કે પ્રયોજન અથવા કર્મ કરી આપે છે, તે બધું મુનિ આત્રેયે કહ્યું છે. ૩૮-૪૦

એમ 'કલ્પનાચતુષ્ક' કહેવાયું; એટલે કે સ્નેહાધ્યાય, સ્વેદાધ્યાય, ઉપકલ્પનીયાધ્યાય તથા ચિકિત્સા-

પાસેથી તું વિસ્તાર સહિત સાંભળ. ૪

## રોગોની મુખ્ય સંખ્યા

**दृष्टाः पञ्च शिरोरोगाः पञ्चैव हृदयामयाः ।**
**व्याधीनां द्व्यधिका षष्टिर्दोषमानविकल्पजाः ॥ ५ ॥**
**दशाष्टौ च क्षयाः सप्त पिडका माधुमेहिकाः ।**
**दोषाणां त्रिविधा चोक्ता गतिर्वक्ष्यामि विस्तरम् ॥६॥**

મસ્તકના રોગો પાંચ જોયા છે; હૃદયના રોગો પણ પાંચ જ કહ્યા છે; દોષોના પરિમાણ-(ક્ષય, વૃદ્ધિ અને સ્થાન)નાં ભેદોથી થતા રોગો બાસઠ છે; ક્ષયરોગો અઢાર છે, મધુમેહની પિડકા–ફોલ્લીઓ સાત છે અને દોષોની ગતિ ત્રણ પ્રકારની છે; તે હું વિસ્તારથી કહીશ. ૫,૬

ટીકાકાર ગંગાધર અહીં આમ સમજાવે છે કે, અગ્નિવેશે જે ક્રમે પ્રશ્નો પૂછ્યા હતા, તેઓનો પ્રથમ ટૂંકમાં ઉત્તર આપી દે છે; એકંદર રોગો બાસઠ છે એટલે કે, જ્વર, રક્તપિત્ત વગેરે રોગોની સંખ્યા, દોષોથી અને પરિણામના ભેદોથી બાસઠ પ્રકારની થાય છે; તેમાં પણ વધેલા દોષોવાળા જ્વર આદિ રોગોની પોતપોતાના અધિકારમાં બતાવેલી સંખ્યાઓમાં કલ્પના કરી લેવી; એમ મસ્તકના રોગો જોકે પાંચ પ્રકારના કહ્યા છે, તોપણ પચીસ પ્રકારના કલ્પી લેવા; એ જ પ્રમાણે હૃદયના રોગો વગેરે પણ જાણી લેવા; ક્ષયને અહીં અઢાર કહ્યા છે; તેઓને પણ પચાસ કલ્પી લેવા. મધુમેહની જ ફોલ્લીઓ મુખ્ય હોવાથી સાત કહી છે; પણ ફોલ્લીઓ તો અસંખ્ય થાય છે; તેમાંની કેટલીક કહેવાશે. આ બધાનો વિસ્તાર પ્રકારોના ભેદથી અને નિદાન આદિ કહેવાપૂર્વક નીચે હું કહીશ.

ટીકાકાર ચક્રપાણિ આમ જણાવે છે: 'ક્ષય, સ્થાન અને વૃદ્ધિ એ ત્રણ દોષોનાં માન કે માપ છે; તેનો વિકલ્પ એટલે બીજા દોષની સાથે સંબંધ અને અસંબંધથી જે ભેદ પડે છે, તે સમજવો. મૂળમાં 'माधुमेहिकाः'–આ પદમાં 'મધુમેહ' શબ્દ મૂકયો છે, તે સામાન્ય 'પ્રમેહ'નો વાચી છે; કારણ કે તે સંબંધે અહીં જ સામાન્યપણે કહેશે કે 'विना प्रमेहमप्येता जायन्ते दुष्टमेदसः–આ ફોલ્લીઓ પ્રમેહ વિના પણ બગડેલા મેદથી થાય છે.' જો એમ ન હોય તો 'विना मधुमेहम्'–'મધુમેહ વિના' એમ કહ્યું હોત. ચિકિત્સાસ્થાનમાં કહેશે, કે 'सामान्येनैव, यत् 'प्रमेहिणो या. पिडका यथोक्ताः रोगाधिकारे पृथगेव सप्त–સામાન્ય રૂપે જ પ્રમેહવાળાની જે ફોલ્લીઓ જે પ્રમાણે કહી છે, તે જ અલગ સાત જણાવી છે.' મધુમેહની ફોલ્લીઓની ચિકિત્સાનો ઉપદેશ છે, તેથી ફોલ્લીઓ સર્વ મેહોમાં થાય છે, એમ જણાવેલ છે; 'મધુમેહમાં થતી ફોલ્લીઓ' એમ કહીને મધુમેહને જ અસાધ્ય કહ્યો છે; તેથી તેની ફોલ્લીઓની ચિકિત્સા કહેવામાં આવી નથી. વળી બીજા સ્થળે 'મધુમેહ' શબ્દથી સર્વ પ્રમેહો કહેવામાં આવ્યા છે, જેમ કે 'गुल्मी च मधुमेही च राजयक्ष्मी च यो नरः । अचिकित्स्या भवन्त्येते बलमांसपरिक्षये ।' ગોળાનો રોગી; મધુમેહોનો રોગી અને જે માણસ ક્ષયરોગી હોય, તેઓ બધામાં જ્યારે બળ તથા માંસનો ક્ષય થઈ જાય, ત્યારે તેઓની ચિકિત્સા કરવી અયોગ્ય છે. આ શ્લોકમાં પણ જો વાયુનો મધુમેહ લેવાનો અભિપ્રાય હોય, તો તે એના સ્વરૂપથી જ અસાધ્ય હોય, તેથી 'बलमांसपरिक्षये'–એ વિશેષણ આપવું નિરર્થક થાય છે. સુશ્રુતે પણ સામાન્ય રીતે પ્રમેહમાં જ આ પિડકાઓ દર્શાવી છે; જેમ કે તેમણે કહ્યું છે: 'तद्वच्च वसामेदोभ्यामभिपन्नस्य शरीरस्य दोषैश्चानुगतधातोः प्रमेहिणः पिडका जायन्ते ।' જેનું શરીર વસા–ચરબી તથા મેદથી ખૂબ જ વ્યાપ્ત બન્યું હોય અને જેની ધાતુઓ દોષોથી અનુગત થઈ હોય તેવા પ્રમેહના રોગીને ફોલ્લીઓ થાય છે. એકંદર દરેક પ્રમેહો શરીરને મધુર બનાવી દઈ ઉત્પન્ન થાય છે, એ જ કારણે તેઓ 'મધુમેહ' કહેવાય છે; આ સંબંધે વચન પણ મળે છે કે 'षट्पदपिपीलिकाभिसरणम्–પ્રમેહના રોગીના શરીરમાં જૂ પડે છે અને કીડીઓ તેની ચોપાસ વળગે છે.' વાગ્ભટે પણ કહ્યું છે: 'मधुरं यच्च सर्वेषु प्रायो मध्विव मेहति । सर्वे हि मधुमेहाख्या माधुर्याच्च तनोरतः ।' લગભગ બધા મેહોમાં તેઓનો રોગી મધના જેવું મીઠું મૂત્ર કરે છે, તેમ જ તેમના શરીરમાં પણ મધુરતા થઈ જાય છે, એ જ કારણે દરેક મેહોને 'મધુમેહ' સંજ્ઞા લાગુ થાય છે.

યોગીન્દ્રનાથસેન ચરકોપસ્કારમાં અહીં આમ લખે છે: 'જોકે પાછળથી વિસ્તારથી કહેવામાં આવશે; છતાં પ્રથમ શિષ્યની બુદ્ધિમાં સમાધાન કરવા ગ્રંથકાર ટૂંકમાં ઉત્તર આપે છે: 'વાયુથી, પિત્તથી, કફથી, સંનિપાતથી અને કૃમિથી એમ પાંચ પ્રકારના મસ્તકરોગો કહ્યા છે; આ સંબંધે શ્લોકસ્થાનના ૧૯મા અધ્યાયમાં પણ કહેશે કે. 'पञ्च शिरोरोगा इति पूर्वोद्देशमभिसमस्य वातपित्तकफसंनिपातक्रिमिजाः । '–મસ્તકના પાંચ રોગો છે, એમ પ્રથમ ટૂંકમાં કહેલ છે, તે જ વાત, પિત્ત, કફ, સંનિપાત તથા કૃમિજન્ય પાંચ મસ્તકરોગો છે.' હૃદયના રોગો પણ એ જ પ્રકારે પાંચ કહ્યા છે; તે પણ આગળ જતાં ૧૯મા અધ્યાયમાં કહેશે. વાયુ વગેરેના પરિમાણના ભેદોથી થતા રોગો એકંદર બાસઠ

-છે; ક્ષય અઢાર અને મધુમેહની ફોલ્લીઓ સાત છે; અહીં સાતની સંખ્યા કહીને સૂચવે છે કે, આ સાત ફોલ્લીઓ વધુ આવિષ્કાર પામે છે; બાકીની તેથી અધિક સંખ્યામાં પણ ફોલ્લીઓ સંભવે છે, તે માટે પાછળ કહેશે કે, 'तथान्याः पिडकाः सन्तीति । એ જ પ્રકારની બીજી પણ ફોલ્લીઓ થાય છે.' 'જેનું શરીર વસા તથા મેદથી ચોપાસ વ્યાપ્ત બન્યું હોય અને જેની ત્રણે ધાતુઓ ત્રણે દોષોથી અનુસરાયેલી હોય એવા પ્રમેહના રોગીને દશ ફોલ્લીઓ થાય છે' એમ સુશ્રુતે નિદાનસ્થાનના ૬ ઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે. એ સ્થળે સુશ્રુતના વચનમાં 'પ્રમેહી' શબ્દ મૂકયો છે, તે ઉપરથી કોઈક ટીકાકાર 'मधुमेह' શબ્દને સામાન્ય પ્રમેહનો વાચક ઠરાવે છે, પરંતુ એ વિચારવા જેવું છે; કેમ કે અહીં પાછળથી પણ પિડકાના કારણ તરીકે 'મધુમેહ' ને જ કહેવામાં આવશે. જેમ કે 'कृच्छ्रो मधुमेहो वर्तते'–મધુમેહ કષ્ટસાધ્ય હોય છે.' જો હરકોઈ પ્રમેહમાં ફોલ્લીઓ સંભવતી હોય તો ખાસ કરીને 'मधुमेह' શબ્દનું ગ્રહણ ચરકમુનિ કરે, તે અયોગ્ય જ ગણાય; એ તેમણે બન્ને સ્થળે ગ્રહણ કરેલ છે. સુશ્રુતના મતે જુદો 'મધુમેહ' મનાયો નથી; ત્યાં તો એમ જ કહેવાયું છે કે, 'सर्वे एव प्रमेहा उपेक्ष्यमाणाः पश्चात् मधुमेहत्वं लभन्ते'–બધાયે પ્રમેહોની જો બેદરકારી કરાય તો પાછળથી તેઓ બધા 'મધુમેહ' રૂપે બની જાય છે. સુશ્રુતે નિદાનસ્થાનના ૬ ઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે, 'सर्वे एव प्रमेहास्तु कालेनाप्रतिकारिण । मधुमेहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति हि,–દરેક પ્રમેહો સમય જતાં ચિકિત્સારહિત બને છે અને 'મધુમેહ' રૂપે થઈ તે વેળા અસાધ્ય થાય છે' એમ હોવા છતાં તે સુશ્રુતમાં પિડકાઓનું કારણ પ્રમેહને તો 'મધુમેહ' તરીકે જ પારિભાષિકી સંજ્ઞા આપવામાં આવી છે. આ સંબંધે સુશ્રુતે નિદાનસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં આમ ૨૫૯ કહ્યું છે: 'पिडकापीडितं गाढमुपसृष्टमुपद्रवैः, मधुमेहिनमाचष्टे स चासाध्यः प्रकीर्तितः।–પ્રમેહનો જે રોગી ફોલ્લીઓથી પીડાયેલો અને ઉપદ્રવોથી ઘેરાયેલો બને, ત્યારે તેને 'મધુમેહી'–મધુમેહનો રોગી કહેવામાં આવે છે અને તેને અસાધ્ય કહ્યો છે.' વળી સુશ્રુતના જ ચિકિત્સાસ્થાનના ૧૨ મા અધ્યાયમાં કહેવાયું છે કે, 'पिडकापीडिताः सोपद्रवाः सर्वे एव प्रमेहा मूत्रादिमाधुर्ये मधुगन्धसामान्यात् पारिभाषिकीं मधुमेहतां लभन्ते–દરેક પ્રમેહના રોગી જ્યારે ફોલ્લીઓથી પીડાય અને ઉપદ્રવોથી યુક્ત બને તેમ જ મૂત્ર આદિમાં મધુરતા થતાં સામાન્ય મધના જેવી તેઓના શરીરની ગંધ આવે ત્યારે તેઓના એ પ્રમેહો 'મધુમેહ' એવી પારિભાષિકી સંજ્ઞાને પામે છે.' એમ મધુમેહ જ ફોલ્લીઓના કારણ તરીકે જો સિદ્ધ થાય છે, તો ચરકના ચિકિત્સાસ્થાનના ૬ ઠ્ઠા અધ્યાયમાં 'प्रमेहिणां या पिडका मयोक्ता'–પ્રમેહના રોગીઓની જે ફોલ્લીઓ મેં કહી છે,' ઇત્યાદિ વચનોમાં જ્યાં સામાન્ય શબ્દ ગ્રહણ કર્યો હોય ત્યાં તે શબ્દને વિશેષ 'મધુમેહ'ના અર્થમાં જ લેવો, તે ન્યાયયુક્ત છે; કેમ કે 'सामान्ये हि विशेषः अन्तर्भवति–વિશેષનો સમાવેશ સામાન્યમાં જ થાય છે.'

અહીં શંકા પણ થાય છે કે જો મધુમેહ અસાધ્ય છે, તો તેની ફોલ્લીઓ પણ અસાધ્ય જ હોય, છતાં તેઓની ચિકિત્સા રોગાધિકારમાં કેમ કહેવામાં આવી છે? આનું સમાધાન આ છે કે ચરકના મતે મધુમેહના બે પ્રકાર છે: એક તો 'દોષો' કહેવાતી ધાતુઓના ક્ષયથી થતો વાતજન્ય મધુમેહ અને બીજો સંતર્પણથી થતો કફજન્ય મધુમેહ થાય છે. આ સંબંધે ચરકના ચિકિત્સાસ્થાનના ૬ ઠ્ઠા અધ્યાયમાં કહેશે કે 'दृष्ट्वा प्रमेहं मधुरं सपिच्छं मधूपमं स्याद् द्विविधो विचारः । क्षीणेषु दोषेष्वनिलात्मकाः स्युः संतर्पणाद् वा कफसंभवाः स्युः ॥'–જે વખતે પ્રમેહ મધુર, પીચ્છા કે ચીકાશવાળો અને મધ જેવો થાય, ત્યારે તેના વિષે આવા બે પ્રકારના વિચારો કરાય છેઃ એક તો દોષોનો ક્ષય થતાં કેવળ વાયુસ્વરૂપ થાય અથવા ખૂબ સંતર્પણ થવાથી કફના કારણે થાય; આમાંનો પહેલો વાયુસ્વરૂપ થયેલો અસાધ્ય છે અને બીજો કૃચ્છ્રસાધ્ય છે. આ કૃચ્છ્રસાધ્ય મધુમેહને જ ફોલ્લીઓનું કારણ કહેલ છે, તેથી તેની ફોલ્લીઓની ચિકિત્સા કહેવી, તે યોગ્ય જ છે. ૫,૬

## શિરોરોગનાં નિદાનપૂર્વકની સંપ્રાપ્તિ

संधारणाद्दिवास्वप्नाद्रात्रौ जागरणान्मदात् ।
उच्चैर्भाष्यादवश्यायात्प्राग्वातादतिमैथुनात् ॥ ७ ॥
गन्धादसात्म्यादाघ्राताद्रजोधूमानिलातपात् ।
गुर्वम्लहरितादानादतिशीताम्बुसेवनात् ॥ ८ ॥
शिरोभिघातात् दुष्टामाद्रोदनाद्बाष्पनिग्रहात् ।
मेघागमान्मनस्तापाद्देशकालविपर्ययात् ॥ ९ ॥
वातादयः प्रकुप्यन्ति शिरस्यस्रं च दुष्यति ।
ततः शिरसि जायन्ते रोगा विविधलक्षणाः ॥१०॥

(ન રોકવા લાયક) મૂત્રાદિના વેગોને રોકવાથી, દિવસે ઊંઘવાથી, રાત્રે જાગવાથી, (કેફી દ્રવ્યોના અતિસેવનથી થતા) કેફથી, ખૂબ ઊંચે બોલવાથી, ઝાકળને સેવવાથી, પૂર્વ દિશાનો વાયુ સેવવાથી, અતિ મૈથુન કરવાથી, પ્રકૃતિને માફક ન હોય એવો ગંધ સૂંઘવાથી; ધૂળ,

ધુમાડો, વાયુ તથા તડકો સેવવાથી; ભારે પદાર્થો કે ખાટા પદાર્થો વધુ ખાવાથી તથા લીલાં—આદું મરચાં કે ધાણા વધુ ખાવાથી, અતિ શીતલ પાણી વધુ સેવવાથી, માથું ખૂબ તપી જવાથી કે માથામાં કંઈ વાગવાથી, દુષ્ટ આમ કે અપક્વ રસ અથવા અજીર્ણથી કે અપચાથી, ખૂબ રડવાથી, આંસુઓને રોકવાથી, વાદળાંથી આકાશ છવાયેલું રહેવાથી, મનને તાપ કે દુઃખ થવાથી અથવા દેશ કે કાળનાં લક્ષણોમાં ફેરફાર થવાથી મસ્તકમાં વાયુ વગેરે દોષો ખૂબ કોપે છે અને લોહી બગડે છે; તેથી મસ્તકમાં વિવિધ લક્ષણોવાળા રોગો ઉત્પન્ન થાય છે. ૭–૧૦

અહીં શ્રી ગંગાધર તથા ચક્રપાણિની ટીકાઓનો સાર આ પ્રમાણે છે: દેશ કે કાળ બદલવાથી અથવા વસવાટના દેશમાં એવો કોઈ ઉપદ્રવ આવી પડે તેથી અને ઋતુરૂપ કાળમાં કંઈક પલટો થવાથી મસ્તકરોગ થવો સંભવે છે; આ ઉપરથી કાળનો અતિયોગ કે મિથ્યાયોગ મસ્તકના રોગનું કારણ બનતો નથી, એમ સૂચવ્યું છે; તે જ પ્રમાણે 'અતિમૈથુનથી મસ્તકરોગ થાય છે' એમ કહેવાથી મૈથુનનો અયોગ કે મિથ્યાયોગ મસ્તકરોગનું કારણ થતો નથી એમ જણાવ્યું છે; તેમ જ ભારે કે ખાટા પદાર્થોનું વધુ સેવન તથા લીલાં આદું, મરચાં કે ધાણા વધુ ખાવાથી મસ્તકરોગ થતો જણાવે છે; તે ઉપરથી તેવા પદાર્થો બિલકુલ ખાવામાં ન આવે કે તેઓનો મિથ્યાયોગ કરવામાં આવે તો તે શિરોરોગનું કારણ બને નહિ, એમ પણ જણાવ્યું છે. અહીં જણાવેલાં નિદાનોમાંથી છૂટાં કે અમુક ભેગાં થવાથી પણ વાતાદિ દોષો છૂટા છૂટા કે સામટા મસ્તકમાં કોપે છે; અને તેની સાથે માથાનું લોહી પણ બગડે છે કે ખરાબ થાય છે; દરેક મસ્તકરોગમાં લોહીનો બગાડ તો અવશ્ય હોય જ છે; આ ઉપરથી જાણવું કે વાતાદિ દોષોના પ્રકોપની સાથે બગડેલા લોહીથી જ મસ્તકમાં આધાશીશી વગેરે વિવિધ લક્ષણોવાળા રોગો થાય છે, જેઓનું વર્ણન આગળ જતાં કહેવાશે. અહીં 'મસ્તક' કેટલું સમજવું? કાન તથા ભમરની ઉપરના ભાગને મસ્તક કહેવું કે મોઢું, કાન, આંખ તથા કાન સહિત બધુંયે મસ્તક જાણવું? જો બધુંયે મસ્તક કહેવાય તો મુખ વગેરેના રોગોને પણ મસ્તકના રોગો કહેવા પડશે, એ કારણે નીચેના શ્લોકમાં મસ્તક કયું, તે જણાવે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ, અહીં દેશ કે કાળના ફેરફાર સંબંધે વધુ આમ સમજાવે છે કે જાંગલ અથવા આનૂપ આદિ જે દેશો અને હેમંત આદિ કાળમાં જે જે પોતપોતાનાં લક્ષણો હોવાં જોઈએ, તેઓમાં કંઈ ફેરફાર થવાથી પણ મસ્તકના રોગો થાય છે. ૭–૧૦

## અંગોમાં મસ્તકનો ભાગ કયો?

प्राणाः प्राणभृतां यत्र श्रिताः सर्वेन्द्रियाणि च ।
यदुत्तमाङ्गमङ्गानां शिरस्तदभिधीयते ॥ ११ ॥

જ્યાં પ્રાણીઓના પ્રાણો આશ્રય કરી રહ્યા છે અને સર્વ ઇંદ્રિયો પણ જ્યાં આશ્રય કરી રહી છે, તે સર્વ અંગોમાં ઉત્તમ ગણાતું (સર્વની ઉપર રહેલું) અંગ 'શિરસ્ કે મસ્તક' કહેવાય છે. ૧૧

શ્રી ગંગાધર અહીં વિશેષ આમ સમજાવે છે કે, હૃદય આદિ પોતપોતાનાં સ્થાનોમાં રહેલી પ્રાણોની સ્થિતિ જેને અધીન છે, તેમ જ બધી ઇંદ્રિયો એટલે પાંચ જ્ઞાનેંદ્રિયો પણ પોતપોતાના મૂળસ્થાને રહીને પણ જેનો આશ્રય કરી રહી છે, તે જ બધાં અંગોમાં ઉત્તમ ગણાતું મસ્તક કહેવાય છે.

શ્રી ચક્રપાણિ અહીં આમ પણ લખે છે કે, 'પ્રાણો જ્યાં રહ્યા છે' એમ કહીને જણાવવા માગે છે કે સર્વ અંગોમાં મસ્તકની જ મુખ્યતા છે, અને તે જ કારણે આ કહેવાતા મસ્તકરોગો વધુ ભયંકર છે; તેથી મસ્તકની જે મુખ્યતા કહી છે, તે સૂત્ર વિરુદ્ધ નથી; 'પ્રાણો જ્યાં આશ્રય કરી રહ્યા છે' એમ કહેલું છે છતાં સમજવાનું તો આમ જ છે કે મસ્તકમાં કંઈ પ્રહારાદિ થતાં કે રોગો થતાં પ્રાણોનો પણ ઉપઘાત—આઘાત કે નાશ પણ થતો જોવામાં આવે છે, તેથી પ્રાણો જાણે મસ્તકના આશ્રયે રહ્યા હોય, એવા જ છે; એ મસ્તક સૌથી 'उपरिष्टात् अङ्गम्—उत्तमाङ्गम्'—ઉપર રહેલું શ્રેષ્ઠ અંગ છે, માટે ઉત્તમાંગ—મસ્તક કહેવાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આમ વધુ સ્પષ્ટતા કરે છે કે. આ ૧૧ મા શ્લોકમાં મસ્તકનું વર્ણન કરી ગ્રંથકાર જણાવે છે કે પૂર્વાચાર્યોને મસ્તક સંબંધે કેટલું સૂક્ષ્મ અને સુંદર જ્ઞાન હતું? એટલું જ નહિ પણ તેઓ જાણતા હતા કે મસ્તક જ જ્ઞાનેંદ્રિયોનું તથા કર્મેંદ્રિયોનું પણ કેંદ્ર છે. ૧૧

## આધાશીશી વગેરે કેટલાક મસ્તકના રોગો

अर्धावभेदको वा स्यात्सर्वं वा रुज्यते शिरः ।
प्रतिश्यामुखनासाक्षिकर्णरोगशिरोभ्रमाः ॥ १२ ॥
अर्दितं शिरसः कम्पो गलमन्याहनुग्रहः ।
विविधाश्चापरे रोगा वातादिक्रिमिसम्भवाः ॥ १३ ॥

અર્ધું માથું દુખે અથવા આખું મસ્તક

પીડાય તેમ જ સળેખમ, મુખરોગ, નાસિકારોગ, નેત્રરોગ, કર્ણરોગ, શિરોભ્રમ (એટલે માથું ભમે કે માથામાં ચક્કર આવે), અર્દિત એટલે મુખના અર્ધા ભાગનો લકવો થાય; શિરઃકંપ એટલે માથું કંપે, ગલગ્રહ કે ગળું ઝલાઈ જાય, મન્યાગ્રહ કે ગળાની પાછળની નાડીઓ ઝલાઈ જાય, હનુગ્રહ એટલે હડપચી ઝલાઈ જાય અને આ સિવાય બીજા પણ વાયુ વગેરેથી તથા કૃમિ વગેરેથી થતા વિવિધ રોગો થાય છે. ૧૨,૧૩

અહીં મૂળમાં 'વા' શબ્દ મૂકયો છે, તેથી 'અનંતવાત' વગેરે મસ્તકના રોગો પણ જાણવાના છે. ૧૦ મા શ્લોકમાં કહ્યું હતું કે, 'जायन्ते रोगा विविधलक्षणाः જુદાં જુદાં લક્ષણોવાળા રોગો મસ્તકમાં થાય છે.' એ વાકયનું જ આ વિવરણ છે. મુખરોગ વગેરેને અહીં મસ્તકના રોગમાં કહ્યા, તેનું કારણ આ છે કે મુખ વગેરે પણ મસ્તકની અંદર જ રહેલાં છે. ૧૨, ૧૩

**મસ્તકમાં પીડારૂપે થતા પાંચ મસ્તકરોગો**

पृथग्द्दष्टास्तु ये पञ्च संग्रहे परमर्षिभिः ।
शिरोगदांस्तांश्छृणु मे यथास्वैर्हेतुलक्षणैः ॥ १४॥

પરંતુ સંગ્રહાધ્યાય-અષ્ટોદરીય (નામના શ્લોક સ્થાનના ૧૯ મા) અધ્યાયમાં ઉત્તમ ઋષિઓએ જે પાંચ મસ્તકરોગોને અલગ કહ્યા છે, તેઓને પોતપોતાનાં નિદાનો તથા લક્ષણો સાથે (હવે) હું કહું છું; તેને તમે મારી પાસેથી સાંભળો. ૧૪

**વાયુજન્ય શિરઃશૂલરોગનું નિદાન**

उच्चैर्भाष्यातिभाष्याभ्यां तीक्ष्णपानात्प्रजागरात् ।
शीतमारुतसंस्पर्शाद्व्यवायाद्वेगनिग्रहात् ॥ १५॥
उपवासाभिघाताच्च विरेकाद्वमनादति ।
बाष्पशोकभयत्रासाद्भारमार्गातिकर्षणात् ॥ १६॥
शिरोगता वै धमनीर्वायुराविश्य कुप्यति ।
ततः शूलं महत्तस्य वातात्समुपजायते ॥ १७॥

ખૂબ ઊંચે બોલવાથી, ખૂબ વધારે બોલવાથી, 'तीक्ष्णाघ्राणात्' પાઠ હોય તો તીક્ષ્ણ ગંધ સૂંઘવાથી અને તીક્ષ્ણાપાનાત્' પાઠ હોય તો તીક્ષ્ણ મદ્ય પીવાથી, ઉજાગરા કરવાથી, શીતળ વાયુનો સ્પર્શ કરવાથી, મૈથુનથી, અથવા વ્યાયામાત્'પાઠ હોય તો ઘણી કસરત કરવાથી, મળ-મૂત્રાદિના વેગોને રોકવાથી, ઉપવાસથી, માથામાં કંઈ વાગવાથી, વધુ વિરેચનથી, વધુ વમનથી, આંસુથી કે ખૂબ રડવાથી, શોક કરવાથી, ભયથી, ત્રાસથી, માથા પર ભાર ઉપાડવાથી અને માર્ગે ચાલવાથી થયેલી અત્યંત કૃશતાથી વધી ગયેલો વાયુ મસ્તકની નાડીઓમાં પ્રવેશીને કોપે છે; પછી એ વાયુને લીધે તે માણસના (મસ્તકમાં) મોટું શૂળ ઉત્પન્ન થાય છે. ૧૫-૧૭

**વાતજન્ય એ શિરઃશૂલનું લક્ષણ અને ઉપશય**

निस्तुद्येते भृशं शङ्खौ घाटा संभिद्यते तथा ।
भ्रुवोर्मध्यं ललाटं च तपतीवातिवेदनम् ॥ १८॥
बाध्येते स्वनतः श्रोत्रे निष्कृष्येते इवाक्षिणी ।
घूर्णतीव शिरः सर्वं संधिभ्य इव मुच्यते ॥ १९॥
स्फुरत्यतिशिराजालं स्तभ्यते च शिरोधरा ॥
स्निग्धोष्णमुपशेते च शिरोरोगेऽनिलात्मके ॥ २०॥

વાતજન્ય એ શિરઃશૂળમાં મસ્તકનાં બે લમણાં (જાણે સોયા ભોંકાતા હોય એવાં) અતિશય પીડાય છે, (ડોકનો પાછલો ભાગ-ઘાંટા કે ઓચી જાણે ચિરાઈ કે ભાંગી જતી જણાય છે, બે ભ્રકુટીનો મધ્યભાગ અને લલાટ અતિશય વેદનાયુક્ત થઈ જાણે તપતાં હોય એમ લાગે છે અથવા ખૂબ તપે છે), બન્ને કાન જાણે તૂટી પડતા હોય તેવા પીડાય છે અને અવાજ કરે છે; બન્ને આંખે જાણે બહારના ભાગમાં ખેંચાઈ જતી હોય અથવા પોતાના સ્થાનેથી નીકળી પડતી હોય તેમ લાગે છે; આખું માથું જાણે ઘૂમતું હોય તેમ લાગે છે; પોતાના સાંધાઓમાંથી છૂટી પડતું હોય એવું જણાય છે; શિરાઓના સમુદાય અત્યંત ફરકે છે; ડોક થંભી જાય છે અથવા ઝલાઈ જાય છે અને એ રોગમાં સ્નિગ્ધ તથા ગરમ (આહાર તથા ઔષધ) માફક આવે છે-સુખ ઉપજાવે છે. ૧૮-૨૦

અહીં પ્રાસંગિક ઉપશય પણ છેલ્લે જણાવેલ છે. સ્નેહ કે સ્વેદથી આ રોગની પીડા ઓછી થાય છે. વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહના ૨૭ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'मार्दवं मर्दनस्नेहस्वेदबन्धैश्च जायते ।' મર્દન, સ્નેહન, સ્વેદન તથા બંધનથી આ શિરઃશૂલમાં પીડા ઓછી થાય છે.' સુશ્રુતમાં પણ ઉત્તરસ્થાનના ૨૫મા અધ્યાયમાં કહ્યું છે કે, 'बन्धोपतापैश्च भवेद् विशेषः । માથું બાંધવાથી તથા શેકથી પીડા ઘણી ઓછી થાય છે' (યોગીન્દ્રનાથ સેન આમ પણ વધુ જણાવે છે.) ૧૮-૨૦

### પિત્તજન્ય શિરોરોગ–શિરઃશૂલનું નિદાન

कट्वम्ललवणक्षारमद्यक्रोधातपानलैः ।
पित्तं शिरसि संदुष्टं शिरोरोगाय कल्पते ॥ २१ ॥

ખૂબ તીખા, ખાટા તથા ખારા રસો સેવવાથી; ક્ષાર, મદ્ય, ક્રોધ, તડકો અને અગ્નિ સેવવાથી મસ્તકમાં અત્યંત બગડેલું પિત્ત શિરોરોગને ઉત્પન્ન કરનાર થાય છે. ૨૧

### પિત્તજન્ય એ શિરોરોગનું લક્ષણ

दह्यते रुज्यते तेन शिरः शीतं सुपूयते ।
दह्यते चक्षुषी तृष्णा भ्रमः स्वेदश्च जायते ॥ २२ ॥

એ પિત્તજન્ય શિરોરોગથી માથામાં દાહ થાય અને પીડા થાય છે; શીતલતાને માણસ ઇચ્છે છે એટલે કે શીતલતાથી સુખ પામે છે; અને આંખો બળે છે અને તૃષ્ણા, ભ્રમ તથા સ્વેદ (પરસેવો) ઉત્પન્ન થાય છે. ૨૨

### કફજન્ય શિરોરોગનું નિદાન

आस्यासुखैः स्वप्नसुखैर्गुरुस्निग्धातिभोजनैः ।
श्लेष्मा शिरसि संदुष्टः शिरोरोगाय कल्पते ॥२३॥

બેસી રહેવાનું સુખ તથા દિવસે ઊંઘવાનું સુખ સેવ્યા કરવાથી, ભારે પદાર્થો અને સ્નિગ્ધ પદાર્થો ખાધા કરવાથી અને ખૂબ વધારે પડતો ખોરાક ખાવાથી મસ્તકમાં અત્યંત બગડેલો કફ મસ્તકના રોગને ઉત્પન્ન કરનાર થાય છે. ૨૩

### કફજન્ય શિરોરોગનું લક્ષણ

शिरो मन्दरुजं तेन सुप्तं स्तिमितभारिकम् ।
भवत्युत्पद्यते तन्द्रा तथाऽऽलस्यमरोचकः ॥ २४ ॥

એ મસ્તકરોગથી માથામાં થોડીથોડી પીડા રહ્યા કરે છે; માથું જાણે સૂઈ ગયું હોય તેમ સ્પર્શના જ્ઞાનથી રહિત જ થાય છે; ભીના કપડાથી જાણે લપેટ્યું હોય તેવું થઈ જાય છે; ભારથી જાણે દબાઈ ગયું હોય તેવું થાય છે; તેમ જ નિદ્રા જેવું ઘેન, આળસ અને અરુચિ ઉત્પન્ન થાય છે. ૨૪

### સંનિપાતજન્ય શિરોરોગનું લક્ષણ

वाताच्छूलं भ्रमः कम्पः पित्ताद्दाहो मदस्तृषा ।
कफाद् गुरुत्वं तन्द्रा च शिरोरोगे त्रिदोषजे ॥२५॥

ત્રણે દોષના સામટા પ્રકોપથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં વાયુને લીધે શૂલ, ભ્રમ તથા કંપ થાય છે; પિત્તથી દાહ, મદ કે તોફાની વૃત્તિ અને તરશ થાય છે; અને કફથી ભારેપણું તથા નિદ્રા જેવું ઘેન થાય છે. ૨૫

### કૃમિજન્ય શિરોરોગનું નિદાન

तिलक्षीरगुडाजीर्णपूतिसंकीर्णभोजनात् ।
क्लेदोऽसृक्कफमांसानां दोषलस्योपजायते ॥ २६ ॥
ततः शिरसि संक्लेदात्क्रिमयः पापकर्मणः ।
जनयन्ति शिरोरोगं जाता बीभत्सलक्षणम् ॥२७॥

તલ, દૂધ અને ગોળ વધુ ખાવાથી, ખાધેલું પચ્યું ન હોય છતાં તે અપચા ઉપર ભોજન કરવાથી, દુર્ગંધી, સડેલો ખોરાક ખાવાથી અને (પરસ્પર વિરુદ્ધ ગુણનાં દ્રવ્યોની મેળવણી કરેલાં–) સંકીર્ણ ભોજન કરવાને લીધે ઘણા જ દોષોથી યુક્ત થયેલા માણસનાં લોહી, કફ તથા માંસનો ક્લેદ થાય છે એટલે કે સડો થયા જેવી ભીનાશ થાય છે; અને તે ક્લેદથી એ પાપકર્મી માણસના મસ્તકમાં ઉત્પન્ન થયેલા કૃમિઓ દુર્ગંધ અને પરૂ નીકળે એવા બીભત્સ લક્ષણોવાળા (કૃમિજન્ય) શિરોરોગને ઉત્પન્ન કરે છે. ૨૬,૨૭

### કૃમિજન્ય શિરોરોગનું લક્ષણ

व्यधच्छेदरुजाकण्डूशोफदौर्गन्ध्यदुःखितम् ।
क्रिमिरोगातुरं विद्यात्क्रिमीणां लक्षणेन च ॥ २८ ॥

જે રોગી વીંધાયા જેવી પીડા, કપાયા જેવી પીડા, વેદના, ચેળ–ખૂજલી, સોજો તથા દુર્ગંધીપણું, એ દુઃખથી દુઃખી થતો હોય, તો તેને એ ક્રિમિઓનાં લક્ષણો (દેખાવા) ઉપરથી કૃમિજન્ય શિરોરોગી જાણવો. ૨૮

ચરકોપસ્કાર ટીકાના કર્તા શ્રી યોગીન્દ્રનાથ સેન લખે છે કે, એમ અહીં ઉપર કહ્યા પ્રમાણે પાંચ શિરોરોગો કહ્યા; પણ એ સિવાયના બીજા પાંચ–શંખક, અર્ધાવભેદક, સૂર્યાવર્ત, અનંતવાત અને શિરઃકંપ નામના શિરોરોગો, આ ચરકમાં ચિકિત્સાસ્થાનના 'ત્રિમર્મીયચિકિત્સિત' નામના ૨૬ મા અધ્યાયમાં કહેવાશે.

ટીકાકાર ગંગાધર ઉપર ત્રિદોષજન્ય શિરોરોગનું લક્ષણ દર્શાવતા ૨૫ મા શ્લોક ઉપર લાંબી ટીકા લખે છે; અને ત્યાં જણાવે છે કે ત્રિદોષજન્ય શિરોરોગમાં જ અર્ધાવભેદક, અનંતવાત તથા સૂર્યાવર્ત નામના બીજા ત્રણ શિરોરોગોનો સમાવેશ કરી શકાય છે; કેમ કે વાતજન્ય આદિ શિરોરોગોનાં જુદાં લક્ષણોમાં 'મદ' કહે-

વામાં આવ્યો નથી, પરંતુ ત્રિદોષજન્ય આ શિરોરોગમાં જ 'મદ' કહેવાયો છે અને તે મદ પૂર્વોક્ત ત્રણ શિરોરોગોમાં પણ હોય છે. સુશ્રુતે તો 'શિરોરોગવિજ્ઞાનીય' નામના અધ્યાયમાં ૧૧ શિરોરોગો કહ્યા છે; ત્યાં તેમણે તેઓના લક્ષણો પણ કહ્યાં છે; તેમાં 'શિરોભિતાપ' નામના શિરોરોગને વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક તથા ત્રિદોષાત્મક ગણી ચાર પ્રકારનો કહ્યો છે; પાંચમો રક્તદોષજન્ય શિરોરોગ પિત્ત સમાન લક્ષણવાળો કહ્યો છે; છઠ્ઠો ક્ષયજન્ય શિરોરોગ કહ્યો છે; સાતમો ક્રિમિજન્ય શિરોરોગ કહ્યો છે; આઠમો સર્વદોષાત્મક સૂર્યાવર્ત નામનો શિરોરોગ કહ્યો છે; નવમો 'અનંતવાત' નામનો શિરોરોગ પણ સર્વદોષાત્મક કહ્યો છે; દશમો 'અર્ધભેદ' નામનો શિરોરોગ પણ ત્રિદોષથી થતો કહ્યો છે; અને અગિયારમો 'શંખક' નામનો શિરોરોગ પણ ત્રિદોષપ્રધાન જ કહ્યો છે.

વિદેહ રાજા નિમિએ તો 'સૂર્યાવર્ત' નામના શિરોરોગને વાતકફપ્રધાન-દ્વિદોષજ કહ્યો છે; તેમ જ 'સૂર્યાવર્તવિપર્યય' નામના શિરોરોગને પિત્તવાયુપ્રધાન તે કહે છે; છતાં સૂર્યાવર્તને વાતમધ્ય, કફઉત્કટ અને પિત્તની અલ્પતાવાળો કહી સંનિપાતજન્ય જ માને છે અને સૂર્યાવર્તવિપર્યયને પણ પિત્ત ઉત્કટ, મધ્યવાયુ તથા સ્વલ્પકફવાળો કહી સંનિપાતજન્ય જ ગણે છે. એમ તે બન્નેને ત્રિદોષજન્ય જ ગણીને તેઓની ચિકિત્સા પણ સમાન જ કરવા કહે છે, છતાં તેમાં દોષનું બલાબલ જોઈને ચિકિત્સા કરવી જોઈએ. 'અનંતવાત' નામના શિરોરોગને તો દરેક મહર્ષિઓએ ત્રિદોષજન્ય જ કહ્યો છે. 'અર્ધાવભેદક' નામના શિરોરોગને વિદેહનિમિ જોકે કફવાયુજન્ય કહે છે, પરંતુ તેમાંયે મધ્ય કફ, વાતપ્રધાન અને પિત્તની અલ્પતા હોવાથી તેને પણ સન્નિપાતજન્ય જ કહેવાનો તેનો અભિપ્રાય છે. જોકે બીજા કેટલાક ગ્રંથોમાં એ 'અર્ધાવભેદ' શિરોરોગને વાતકફજન્ય ભલે કહ્યો છે, છતા તેમાં પણ વાત ઉત્કટ, મધ્ય કફ અને પિત્ત અલ્પ હોવાથી તેને છેવટે સાંનિપાતિક જ જણાવ્યો છે. વળી વિદેહે 'શંખક' નામના શિરોરોગને પણ કહ્યો છે અને તેને જોકે વાતપિત્તજ તરીકે ભલે જણાવ્યો છે, છતાં તેમાં પણ પિત્ત પ્રધાન, મધ્યમ વાત અને સ્વલ્પ કફ હોવાથી ખરી રીતે તેને પણ સાંનિપાતિક જ સૂચવ્યો છે. આ બધા શિરોરોગોમાં વિદેહ આદિ સર્વ આચાર્યોએ રક્તનો સંબંધ કહ્યો છે, તેથી અને ચરકના કહેવાથી પણ એ 'શંખક' શિરોરોગમાં પણ રક્તનો સંબંધ અવશ્ય કહેવો જોઈએ; જેથી સર્વ આયુર્વેદશાસ્ત્ર સાથે વિરોધ ન આવે. સુશ્રુતે રક્તજન્ય અને ક્ષયજન્ય બે શિરોરોગને અલગ કહ્યા છે, તેઓને જ ચરકે બધા શિરોરોગમાં રક્તદોષ જણાવી પ્રબળ રક્તદોષવાળાને પણ પિત્તનાં ચિહ્ન તથા ચિકિત્સા ઉપરથી સરખો ગણી પિત્તજન્ય શિરોરોગમાં સમાવ્યો છે; અને 'ક્ષતજન્ય શિરોરોગને વાતિક તથા પૈત્તિક શિરોરોગમાં જ સમાવ્યો છે,' એમ ચરકમાં લેશ પણ ન્યૂનતા નથી, એમ સમજવું.૨૮

## હૃદયના પાંચ રોગો પૈકી વાતજન્યનું નિદાન

**शोकोपवासव्यायामरुक्षशुष्काल्पभोजनैः ।**
**वायुराविश्य हृदयं जनयत्युत्तमां रुजम् ॥ २९ ॥**

શોક, ઉપવાસ, કસરત કે વધુ પરિશ્રમ અને સૂકાં, લૂખાં તથા ખૂબ ઓછાં ભોજનોથી (વધેલો) વાયુ હૃદયમાં પ્રવેશી અતિશય ઘણી જ વેદના ઉત્પન્ન કરે છે. ૨૯

અહીં ગંગાધર જલ્પકલ્પતરુમાં લખે છે કે, 'હૃદયના રોગો પાંચ જ છે' એમ પહેલાં કહ્યું છે, તેનો હવે અહીંથી વિસ્તાર કહે છે, અહીં પૂર્વાર્ધ-અર્ધા શ્લોકમાં વાતજન્ય હૃદયરોગનું નિદાન કહ્યું છે અને ઉત્તરાર્ધમાં એ હૃદયરોગની સંપ્રાપ્તિ જણાવી છે; વાયુ હૃદયમાં પ્રવેશી રસને દૂષિત કરે છે, તેથી મોટી વેદના થાય છે. નીચેના શ્લોકમાં આ વાતિક હૃદયરોગનાં લક્ષણો કહેશે.

ચરકોપરકારમાં યોગીન્દ્રનાથસેન આ શ્લોકના પૂર્વાર્ધના બીજા ચરણમાં 'शीतरूक्षाल्पभोजनैः' એવો પાઠ રાખીને આવી વ્યાખ્યા કરે છે: શીતભોજન એટલે શીતસ્પર્શવાળાં દ્રવ્યોનું ભોજન તથા શીતવીર્યવાળાં દ્રવ્યોનું ભોજન કરવાથી તેમ જ રૂક્ષ ભોજન તથા અતિ ઓછું ભોજન કરવાથી ખૂબ વધી ગયેલો વાયુ હૃદયમાં પ્રવેશી જઈ મોટી વેદના ઉપજાવે છે.

હિન્દી ટીકાકાર શ્રી જયદેવ લખે છે કે, એ મોટી વેદનાનું વર્ણન સુશ્રુતે ઉત્તરતંત્રના ૪૩ મા અધ્યાયમાં આ પ્રમાણે કર્યું છે: 'आयम्यते मारुतजे हृदयं तुद्यते तथा । निर्मथ्यते दीर्यते च स्फोटयते पाट्यतेऽपि च' વાતજન્ય હૃદયરોગમાં હૃદય જાણે ખેંચાય છે કે બંધાય છે, એવું લાગે છે, જાણે સોયો ભોંકાતી હોય તેવી પીડા થાય છે, મથાય છે-વલોવી નંખાય છે, એમ લાગે છે; જાણે ચીરી નંખાય છે, ફોડી નંખાય છે કે ફાડી નાખવામાં આવે છે, એવું જણાય છે. ૨૯

## વાતજન્ય હૃદયરોગનાં લક્ષણો

**वेपथुर्वेष्टनं स्तम्भः प्रमोहः शून्यता भ्रमः ।**
**हृदि वातातुरे रूपं जीर्णे चात्यर्थवेदना ॥ ३० ॥**

હૃદયમાં જ્યારે વાયુથી રોગ થાય ત્યારે તેમાં

કંપારી થાય, જાણે તેને કંઈ વીંટાયું હોય તેવું લાગે, થંભી જાય, સજ્જડ થઈ જાય, તેની ગતિ અટકતી જાય અથવા તેમાં જડતા જણાય; અતિશય મોહ થાય કે મૂર્છા જેવી બેભાન સ્થિતિ થાય, શૂન્યતા થાય, જાણે બધું સૂનુંસૂનું લાગે, ભ્રમણ થાય (દરઃ પાઠ હોય તો–જાણે ડર લાગ્યા કરે કે ભય થાય. દ્રવઃ પાઠ હોય તો એકદમ ઉતાવળું ચાલે; અથવા જાણે પીગળતું હોય તેવું લાગે;) અને ખાધેલું પચી જાય ત્યારે ઘણી જ વેદના થાય; આટલાં લક્ષણો વાતિક હૃદયરોગમાં થાય છે. ૩૦

ટીકાકાર ચક્રપાણિએ 'दरः' પાઠ રાખીને તેનો પર્યાય 'दरदरिका' લખ્યો છે; તેનો અર્થ ભયભીત સ્થિતિ રહ્યા કરે, એવો જણાય છે. શ્રી ગંગાધરે 'भ्रम' પાઠ રાખ્યો છે અને યોગીન્દ્રનાથસેને 'द्रव' પાઠ રાખીને 'द्रुतत्वं' એવો તેનો પર્યાય લખ્યો છે, જેનો અર્થ ઝડપી ગતિ, એવો સંભવે છે. ત્રિમર્મીયચિકિત્સિત અધ્યાયમાં કહેવાશે કે, 'हृच्छून्यभावद्रवशोषभेदस्तम्भाः समोहाः पवनाद्विशेषः' પવનથી થતા હૃદયરોગમાં હૃદયની શૂન્યતા, ઝડપથી ધડકવું કે પીગળવું, શોષ, ચિરાઈ જવું લાગે, થંભી જવું તથા મૂર્છા થાય.' ૩૦

## પિત્તજન્ય હૃદયરોગનું નિદાન

उष्णाम्ललवणक्षारकटुकाजीर्णभोजनैः ।
मद्यक्रोधातपैश्चाशु हृदि पित्तं प्रकुप्यति ॥ ३१ ॥

ગરમ, ખાટા, ખારા, ક્ષાર તથા તીખા રસો ખાવાથી, અજીર્ણમાં ભોજન કરવાથી, મદ્ય પીવાથી, ક્રોધ કરવાથી અને તડકો સેવવાથી તત્કાળ હૃદયમાં પિત્ત અત્યંત કોપે છે. ૩૧

અહીં પણ ગંગાધર આમ જ સમજવા જણાવે છે કે, ગરમ વગેરે પદાર્થો ખાવાથી કોપેલું પિત્ત હૃદયમાં જઈ ત્યાંનો રસ દૂષિત કરીને મોટી વેદના ઉપજાવે છે; એવો જ અર્થ વાતજન્ય હૃદયરોગમાં જે કહેલો છે, તે જ અહીં પણ કરવો. ૩૧

## પિત્તજન્ય હૃદયરોગનાં લક્ષણો

हृद्दाहस्तिक्तता वक्त्रे तिक्ताम्लोद्गिरणं क्लमः ।
तृष्णा मूर्च्छा भ्रमः स्वेदः पित्तहृद्रोगलक्षणम् ॥३२॥

હૃદયમાં દાહ થાય, મોઢામાં કડવાશ થાય, કડવી અને ખાટી ઊલટી થાય, હૃદયમાં ક્લમ કે ગ્લાનિ થાય, તરશ લાગ્યા કરે, મૂર્છા થાય, ભ્રમ થાય અને પરસેવો આવ્યા કરે, એ પિત્તજન્ય હૃદયરોગનું લક્ષણ જાણવું. ૩૨

આ ચરકમાં ત્રિમર્મીયચિકિત્સિત અધ્યાયમાં કહેવાશે કે, 'पित्तात् तमोदूयनदाहमोहाः संत्रासतापज्वरपीतभावाः ।' –પિત્તજન્ય હૃદયરોગથી આંખે અંધારાં આવે, પરિતાપ થાય, દાહ અને મોહ થાય, ઘણો જ ત્રાસ થાય, ગરમી લાગે, તાવ આવે, શરીરમાં પીળાશ થાય.' સુશ્રુતના ઉત્તરતંત્રના ૪૩મા અધ્યાયમાં કહ્યું છે કે, 'तृष्णोषादाहचोषाः स्युः पैत्तिके हृदयक्लमः ॥ धूमायनं च मूर्छा च स्वेदः शोषो मुखस्य च ।'–પિત્તજન્ય હૃદયરોગમાં તરસ લાગે, તપારો રહે, દાહ કે બળતરા થાય, જાણે કોઈ ચૂસી લેતું હોય એવી પીડા થાય, હૃદયમાં ગ્લાનિ થાય, ગળામાંથી ધુમાડો નીકળતો હોય એવું લાગે, મૂર્છા થાય, પરસેવો આવે અને મોઢું સુકાયા કરે છે. ૩૨

## કફજન્ય હૃદયરોગનું નિદાન

अत्यादानं गुरुस्निग्धमचिन्तनमचेष्टनम् ।
निद्रासुखं चाप्यधिकं कफहृद्रोगकारणम् ॥ ३३ ॥

અતિશય વધુ ભોજન, વધુપડતા ભારે અને સ્નિગ્ધ પદાર્થો ખૂબ ખવાય, કોઈ જાતનું ચિંતન કે વિચારો ન કરવા, કોઈ જાતની ચેષ્ટા ન કરવી અને ખૂબ વધારે પ્રમાણમાં નિદ્રાસુખ લેવું, એ કફજન્ય હૃદયરોગનાં કારણો બને છે. ૩૩

અહીં મૂળમાં 'अचिन्तनम्' એ પદનો અર્થ કોઈ ચિંતા ન કરવી કે ખૂબ થોડી જ ચિંતા કરવી, એવો થાય છે, આ બધાં 'कफहृद्रोगकारणम्' એટલે આ કારણોથી કફ પ્રકોપ પામીને હૃદયમાં પ્રવેશી જઈ હૃદયમાં ઘણી જ મોટી પીડા ઉપજાવે છે, એવો અર્થ સમજી લેવો, એમ શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં લખે છે.૩૩

## કફજન્ય હૃદયરોગનાં લક્ષણો

हृदयं कफहृद्रोगे सुप्तं स्तिमितभारिकम् ।
तन्द्रारुचिपरीतस्य भवत्यश्मावृतं यथा ॥ ३४ ॥

કફજન્ય હૃદયરોગમાં તન્દ્રા કે નિદ્રા જેવું ઘેન અને અરુચિથી ઘેરાયેલા માણસનું હૃદય જાણે સૂઈ ગયું હોય તેવું જડ કે સંજ્ઞાહીન થાય, ભીનાં કપડાંથી જાણે લપેટી દીધું હોય તેવું ભીનાશવાળું લાગે, તેના ઉપર જાણે મોટો ભાર મુકાયો હોય તેવું જણાય અને પથરાઓથી જાણે ચોપાસ દબાઈ ગયું હોય તેવું લાગે છે. ૩૪

ત્રિમર્મીયચિકિત્સિત અધ્યાયમાં આમ કહેશે કે,

'स्तब्धं गुरु स्यात् स्तिमितं च मर्म कफात् प्रसेकज्वरकासतन्द्रा ।'–કફથી થયેલા હૃદયરોગમાં હૃદય સ્તબ્ધ અથવા જડ કે સજ્જડ બની જાય, ભારે થાય, ભીનાં કપડાંથી જાણે લપેટ્યું હોય તેવું થાય, મોઢ માથા લાળો ઝર્યા કરે, તાવ આવે, ઉધરસ થાય અને ઊંઘ જેવું ઘેન રહ્યા કરે. સુશ્રુતના ઉત્તરતંત્રના ૪૩મા અધ્યાયમાં કહ્યું છે કે, 'गौरवं कफसंस्रावोऽरुचिः स्तम्भोऽग्निमार्दवम् । माधुर्यमपि चास्यस्य बलासावतते हृदि ॥–હૃદય જ્યારે કફથી વ્યાપ્ત બને ત્યારે ભારેપણું થાય, કફ ઝર્યા કરે, અરુચિ થાય, શરીર સજ્જડ થઈ જાય, અગ્નિ મંદ થાય અને મોઢામાં મીઠાશ રહ્યા કરે.' ૩૪

### સાંનિપાતિક હૃદયરોગ

हेतुलक्षणसंसर्गादुच्यते सान्निपातिकः ।
हृद्रोगः कष्टदः कष्ट,–साध्य उक्तो महर्षिभिः ॥३५॥

ત્રણે દોષનાં નિદાનો તથા લક્ષણો મિશ્ર થવા ઉપરથી સાંનિપાતિક–ત્રિદોષજન્ય હૃદયરોગ કહેવાય છે; એને મહર્ષિઓએ કષ્ટદાયી તથા કષ્ટસાધ્ય કહ્યો છે. ૩૫

### કૃમિજન્ય હૃદયરોગનાં નિદાનો

त्रिदोषजे तु हृद्रोगे यो दुरात्मा निषेवते ।
तिलक्षीरगुडादीनि ग्रन्थिस्तस्योपजायते ॥ ३६ ॥
मर्मैकदेशे संक्लेदं रसश्चास्योपगच्छति ।
संक्लेदात्क्रिमयश्चास्य भवन्त्युपहतात्मनः ॥
मर्मैकदेशे संजाताः सर्पन्तो भक्षयन्ति च ॥ ३७ ॥

જે દુષ્ટાત્મા–અજ્ઞાની માણસ પોતાને ત્રિદોષજન્ય હૃદયરોગ થયો હોય છતાં (મનને વશ નહિ રાખીને) તલ, દૂધ તથા ગોળ વગેરે વિરુદ્ધ પદાર્થોનું સેવન કરે છે, તેના એ હૃદયરૂપ મર્મસ્થાનના અમુક એક ભાગમાં ગાંઠ થાય છે; અને તેનો રસ અતિશય ક્લેદને પામે છે; પછી જેનું મન હણાઈ ગયું હોય છે એવા તે માણસના તે મર્મસ્થાનરૂપ હૃદયના એક ભાગમાં તે ખૂબ ક્લેદ કે ભીનાશ કે પચપચતાપણું રહે છે તેથી ત્યાં કૃમિઓ ઉત્પન્ન થાય છે અને સળવળ્યા કરતા એ કૃમિઓ તે હૃદયને ખાધા કરે છે. ૩૬,૩૭

### કૃમિજન્ય હૃદયરોગનાં લક્ષણો

तुद्यमानं स हृदयं सूचीभिरिव मन्यते ।
छिद्यमानं यथा शस्त्रैर्जातकण्डूं महारुजम् ॥ ३८ ॥
हृद्रोगं क्रिमिजं त्वेतैर्लिङ्गैर्बुद्ध्वा सुदारुणम् ।
त्वरेत जेतुं तं विद्वान् विकारं शीघ्रकारिणम् ॥३९॥

એ કૃમિજન્ય હૃદયરોગ જેને થયો હોય, તે માણસ પોતાના હૃદયને સોયોથી જાણે ભોકાતું અને શસ્ત્રોથી જાણે છેદાતું હોય તેવું માને છે; તેના એ હૃદયમાં ચેળ ઉત્પન્ન થાય છે અને ઘણી મોટી પીડા થાય છે; એ ચિહ્નો ઉપરથી એ હૃદયરોગને કૃમિજન્ય જાણીને વિદ્વાન વૈદ્યે અતિદારુણ હોઈને જલદી કામ કરતા અથવા એકદમ વધી જતા તે રાગને મટાડી દેવા એકદમ ઉતાવળ કરવી જોઈએ (તેની જલદી ચિકિત્સા કરવી). ૩૮,૩૯

અહીં શ્રી ગંગાધર કેટલુંક વધુ સમજાવે છે: '૩૬મા શ્લોકમાં 'तिलक्षीरगुडादीनि' એ પદમાં આદિ શબ્દ મૂકેલો છે, તેથી અજીર્ણ, સડેલું, દુર્ગંધી તથા સંયોગવિરુદ્ધ ભોજન આદિ પણ લેવાનું છે. 'ग्रन्थिस्तस्योपजायते' એ ચરણથી આરંભીને કૃમિજન્ય હૃદયરોગની સંપ્રાપ્તિ કહી છે. હૃદયના અમુક ભાગમાં જે ગાંઠ થાય છે, તે અપક્વ–કાચા રસમાથી ઉત્પન્ન થાય છે; એ રસજન્ય ગાંઠ સંક્લેદ પામે છે, ભીની જ–પચપચતી રહ્યા કરે છે; એવો રોગ થયો હોય છતાં જેણે તેનો પ્રતિકાર કરવા મનમાં વિચાર જ ન કર્યો હોય તેવા એ માણસનું હૃદય ખરી રીતે વિનાશ પામ્યું જ ગણાય; તેનો સ્વભાવ જ નાશ પામ્યો ગણાય; એ માણસને તેની ભીનાશવાળી એ ગાંઠ થયા પછી તેમાં એ ભીનાશ રહેતી હોવાથી કીડા ઉત્પન્ન થાય છે અને ત્યાં સળવળ્યા કરતા એ કીડા તેના એ હૃદયભાગને ખાવા માંડે છે; એમ જ્યારે હૃદય ખવાતું જાય ત્યારે તે માણસ પોતાના તે હૃદયને સોયોથી ભોંકાતું હોય એવું માને; શસ્ત્રોથી જાણે કપાતું હોય એવું જાણે; એ વેળા પણ તે માણસ જો સમજી જાય તો તેણે તરત એ રોગની ચિકિત્સા કરવા ઉતાવળ કરવી; કેમ કે તેની જો ઉપેક્ષા કરવામાં આવે તો એ રોગ એકદમ વધી જઈ માણસને તરત મારી નાખે છે. સુશ્રુતમાં પણ ઉત્તરતંત્રમાં આ કૃમિજન્ય હૃદયરોગનું આવું લક્ષણ કહ્યું છે: 'उत्क्लेशः ष्ठीवनं तोदः शूलो हृल्लासकस्तमः । अरुचिः श्यावनेत्रत्वं शोषश्च क्रिमिजे भवेत्'–કૃમિજન્ય હૃદયરોગમાં મોળ–ઊબકા થાય, મોઢામાં થૂંક આવ્યા કરે, હૃદયમાં સોયો ભોંકાયા જેવી પીડા થાય, શૂળ નીકળે, હૃદયમાંથી ઉછાળા આવે, આંખે અંધારાં આવે, અરુચિ થાય, નેત્રોમાં કાળાશ થાય અને મોઢામાં શોષ થાય–મોઢું સુકાયા કરે.' ૩૮,૩૯

### ખાસઠ વ્યાધિઓ: જેમાં દોષવૃદ્ધિથી ૨૫ થાય

दध्युल्बणैकोल्बणैः षट् स्युर्हीनमध्याधिकैश्च षट् ।
समैश्चैको विकारास्ते सान्निपातास्त्रयोदश ॥ ४० ॥

संसर्गे नव षट् तेभ्य एकवृद्ध्या समैस्त्रयः।
पृथक् त्रयः स्युस्तैर्वृद्धैर्व्याधयः पञ्चविंशतिः ॥४१॥

(ત્રણ દોષોમાંથી) અધિક વધેલા બે દોષોથી અને અધિક વધેલા એક દોષથી છ સંનિપાતો થાય છે; તેમ જ હીન–ઓછા વધેલ, મધ્યમ વધેલ અને અધિક વધેલ દોષથી બીજા છ સંનિપાતો થાય છે; અને ત્રણે દોષોની સમાનતાથી એક સંનિપાત થાય છે; એમ (એકંદર) તેર સંનિપાતો થાય છે; તેમ જ બે દોષોના સંસર્ગ કે મિશ્રતાથી નવ વ્યાધિઓ થાય છે; જેમ કે બેમાંથી એકની વૃદ્ધિથી છ અને બન્નેની સમાન વૃદ્ધિથી ત્રણ મળી તે નવ થાય છે; તેમ જ છૂટો છૂટો રહેલ એક એક દોષ વધવાથી બીજા ત્રણ રોગો થાય છે; એમ તે (એકંદર મળી) પચીસ વ્યાધિઓ (દોષોના પ્રમાણના ભેદોથી) થાય છે. ૪૦,૪૧

શ્રીગંગાધર તથા યોગીન્દ્રનાથ સેન અહીં લગભગ સરખી જ રીતે પોતપોતાની ટીકાઓમાં ગણાવેલા પચીસે રોગોને આમ અલગ કરી બતાવે છે: (૧) કફ વધ્યો હોય અને વાતપિત્ત બન્ને અધિક વધ્યા હોય, (૨) પિત્ત વધ્યું હોય અને વાતકફ બન્ને અધિક વધ્યા હોય; (૩) વાત વધ્યો હોય અને પિત્તકફ બન્ને અધિક વધ્યા હોય.

એમ ત્રણ દોષોમાંથી બે દોષોની અધિક વૃદ્ધિથી ત્રણ સંનિપાતો થાય છે; હવે ત્રણ દોષોમાંથી એક દોષની અધિક વૃદ્ધિથી બીજા ત્રણ સન્નિપાતો નીચે પ્રમાણે થાય છે. જેમ કે: (૧) પિત્તકફ વધ્યાં હોય અને વાત અધિક વધ્યો હોય; (૨) વાતકફ વધ્યાં હોય અને પિત્ત અધિક વધ્યું હોય; (૩) વાતપિત્ત વધ્યા હોય અને કફ અધિક વધ્યો હોય.

એમ તે ૭ સંનિપાતો થાય છે; હવે તે ત્રણે દોષોમાંથી એક હીન–ઓછો, એક મધ્યમ અને એક–અધિક વધવાથી બીજા ૭ સંનિપાતો થાય છે; જેમ કે: (૧) વાત વધ્યો હોય, પિત્ત એથીયે વધુ વધ્યું હોય અને કફ એનાથીયે વધુ વધ્યો હોય, (૨) વાત વધ્યો હોય, કફ એથીયે વધુ વધ્યો હોય અને પિત્ત એનાથીયે વધુ વધ્યું હોય; (૩) પિત્ત વધ્યું હોય, કફ એથીયે વધુ વધ્યો હોય અને વાત એનાથીયે વધુ વધ્યો હોય; (૪) પિત્ત વધ્યું હોય, વાત એથીયે વધુ વધ્યો હોય અને કફ એનાથીયે વધુ વધ્યો હોય; (૫) કફ વધ્યો હોય, વાત એથીયે વધુ વધ્યો હોય અને પિત્ત એનાથીયે વધુ વધ્યું હોય; (૬) કફ વધ્યો હોય, પિત્ત એથીયે વધુ વધ્યું હોય અને વાત એનાથીયે વધુ વધ્યો હોય; એમ હીન, મધ્યમ તથા અધિક વૃદ્ધિથી એ ૭ ભેદો થાય છે; એકંદર તે બાર ભેદો થયા અને ત્રણે દોષો સાથે ભેગા થઈ ત્રણે એકસરખા જ જેમાં વધ્યા હોય તેવો એક ૧૩મો સંનિપાત થાય છે, જેથી કુલ એ ૧૩ સંનિપાતો થાય છે.

હવે બે દોષોનો જેમાં સંસર્ગ અથવા સાથે મિશ્રતા હોય તેવા સંસર્ગજ–દ્વિદોષજન્ય વ્યાધિઓ નીચે પ્રમાણે નવ થાય છે, જેમ કે: (૧) વાયુ વધ્યો હોય અને પિત્ત એથી વધુ વધ્યું હોય; (૨) પિત્ત વધ્યું હોય અને વાયુ એથી વધુ વધ્યો હોય; (૩) કફ વધ્યો હોય અને પિત્ત એથી વધુ વધ્યું હોય; (૪) પિત્ત વધ્યું હોય અને કફ એથી વધુ વધ્યો હોય; (૫) વાયુ વધ્યો હોય અને કફ એથી વધુ વધ્યો હોય; (૬) કફ વધ્યો હોય અને વાયુ એથી વધુ વધ્યો હોય: એમ બેમાંથી એકની વૃદ્ધિથી સંસર્ગજ–દ્વિદોષજન્ય છ વ્યાધિઓ થાય છે. હવે બન્ને દોષો જેમાં સરખા વધ્યા હોય તેવા ત્રણ વ્યાધિઓ થાય છે. તે આ પ્રમાણે સમજવા: (૧) વાત, પિત્ત બન્ને સરખા વધ્યા હોય; (૨) વાત, કફ બન્ને સરખા વધ્યા હોય; (૩) કફ, પિત્ત બન્ને સરખાં વધ્યાં હોય.

એમ તે નવ સંસર્ગજ–દ્વિદોષજન્ય વ્યાધિઓ થાય છે; અને અલગ અલગ એક એક દોષ વધવાથી બીજા ત્રણ વ્યાધિઓ થાય છે, જેમ કે, (૧) એકલો જ વાયુ વધ્યો હોય; (૨) એકલું જ પિત્ત વધ્યું હોય (૩) એકલો જ કફ વધ્યો હોય.

એ રીતે વધેલા દોષોની દૃષ્ટિએ તે પચીસ રોગો જણાવ્યા; જેમાં સંનિપાત ૧૩ છે; સંસર્ગજ–દ્વિદોષજન્ય ૯ છે અને એક એક દોષજન્ય ૩ છે; એકંદર કુલ તે ૨૫ કહ્યા. ૪૦,૪૧

## ક્ષયથી ૨૫ રોગો અને વૃદ્ધિક્ષયથી તથા સમતાથી બીજા રોગો

यथा वृद्धैस्तथा क्षीणैर्दोषैः स्युः पञ्चविंशतिः।
वृद्धिक्षयकृतश्चान्यो विकल्प उपदेक्ष्यते ॥ ४२ ॥
वृद्धिरेकस्य समता चैकस्यैकस्य संक्षयः।
द्वन्द्ववृद्धिः क्षयश्चैकस्यैकवृद्धिर्द्वयोः क्षयः ॥ ४३ ॥

એમ વધેલા દોષોથી જે પ્રમાણે ૨૫ રોગો થાય છે; તે જ પ્રમાણે ક્ષીણ થયેલા દોષોથી પણ ૨૫ રોગો થાય છે; તેમ જ એકીસાથે વૃદ્ધિ અને ક્ષયથી થતા એક ભેદનો પણ ઉપદેશ કરાય છે; જેમ કે એકની વૃદ્ધિ, એકની સમતા અને એકનો ક્ષય;

**અને એની વૃદ્ધિ, એકનો ક્ષય તથા એકની વૃદ્ધિ; અને એનો ક્ષય પણ કહેવામાં આવે છે. ૪૨,૪૩**

અહીં પણ યોગીન્દ્રનાથ સેન, શ્રીગંગાધર અને હિંદી ટીકાકાર શ્રીજયદેવ લગભગ સરખું જ સમજાવે છે; જેમ કે: જે રીતે ત્રણે દોષની વૃદ્ધિથી ઉપર ૨૫ની સંખ્યા થાય છે, તે જ પ્રમાણે ક્ષીણ થયેલા તે દોષોથી ૨૫ની સંખ્યા આ પ્રમાણે થાય છે; જેમ કે સંનિપાતના ૧૩ ભેદો, સંસર્ગ-દ્વિદોષજન્ય ૯ ભેદો અને એક દોષજન્ય ૩ ભેદો મળી તે જ પ્રમાણે ક્ષીણ દોષોથી ૨૫ ભેદો થાય છે; જેમ કે, (૧) વાતક્ષીણ અને પિત્તકફ અધિક ક્ષીણ; (૨) પિત્તક્ષીણ અને વાતકફ અધિક ક્ષીણ; (૩) કફક્ષીણ અને વાતપિત્ત અધિક ક્ષીણ.

એમ ત્રણે દોષો ક્ષીણ હોય, તેઓમાં બે દોષ અધિક ક્ષીણ હોય એવા સંનિપાતના રોગોની એ ત્રણની સંખ્યા કહી; હવે જેમાં એક દોષ અધિક ક્ષીણ હોય તેવા સંનિપાતવાળા રોગોની ત્રણ સંખ્યા આ પ્રમાણે હોય છે: (૧) વાતપિત્ત બન્ને ક્ષીણ અને કફ અધિક ક્ષીણ; (૨) વાતકફ બન્ને ક્ષીણ અને પિત્ત અધિક ક્ષીણ; (૩) કફપિત્ત બન્ને ક્ષીણ અને વાત અધિક ક્ષીણ.

હવે જેમાં હીન, મધ્ય તથા અધિક ક્ષીણતાવાળા દોષો હોય તેવા સંનિપાત રોગોની સંખ્યા આ પ્રમાણે ૬ ની છે: (૧) કફ ક્ષીણ, પિત્ત એથી વધુ ક્ષીણ અને વાત એથી પણ વધુ ક્ષીણ; (૨) વાત ક્ષીણ, કફ એથી વધુ ક્ષીણ અને પિત્ત એથી પણ વધુ ક્ષીણ; (૩) પિત્ત ક્ષીણ, કફ એથી વધુ ક્ષીણ અને વાત એથી પણ વધુ ક્ષીણ; (૪) કફ ક્ષીણ, વાત એથી વધુ ક્ષીણ અને પિત્ત એથી પણ વધુ ક્ષીણ; (૫) વાત ક્ષીણ, પિત્ત એથી વધુ ક્ષીણ અને કફ એથી પણ વધુ ક્ષીણ. (૬) પિત્ત ક્ષીણ, વાત એથી વધુ ક્ષીણ અને કફ એથી પણ વધુ ક્ષીણ.

આમ અહીં હીન, મધ્ય તથા અધિક ક્ષીણનો અભિપ્રાય ક્રમશઃ ઓછો, મધ્ય તથા સર્વથી વધારે ક્ષીણ સમજવો જોઈએ. હવે જે સંનિપાતમાં ત્રણે દોષો એકસરખા ક્ષીણ થયા હોય છે, તેની એકની સંખ્યા વાત-પિત્ત-કફ-સમક્ષીણ તરીકેની મળતાં એકંદર ક્ષીણ-દોષ-સંનિપાતની સંખ્યા ૧૩ની થાય છે.

હવે સંસર્ગજ-દ્વિદોષજન્ય રોગોમાં એક દોષની અધિક ક્ષીણતા હોય તેવા ૬ ભેદો આ પ્રમાણે થાય છે: (૧) વાતક્ષીણ અને પિત્ત એથી અધિક ક્ષીણ; (૨) પિત્તક્ષીણ અને વાત એથી અધિક ક્ષીણ; (૩) વાત ક્ષીણ અને કફ એથી અધિક ક્ષીણ; (૪) કફ ક્ષીણ અને વાત એથી અધિક ક્ષીણ; (૫) કફ ક્ષીણ અને પિત્ત એથી અધિક ક્ષીણ; (૬) પિત્ત ક્ષીણ અને કફ એથી અધિક ક્ષીણ.

હવે બન્ને દોષો જેમાં એકસરખા ક્ષીણ હોય તે ત્રણની સંખ્યા આ પ્રમાણે છે: (૧) વાતપિત્ત-સમક્ષીણ; (૨) વાતકફ-સમક્ષીણ, (૩) પિત્તકફ-સમક્ષીણ.

એમ ક્ષીણદોષ સંસર્ગજ દ્વિદોષજન્ય રોગોની એકંદર સંખ્યા ૬+૩=૯ની થાય છે; હવે અલગ અલગ એક એક દોષ ક્ષીણ થયો હોય તેવા રોગોની સંખ્યા ત્રણની આ પ્રમાણે થાય છે: (૧) વાત એક જ ક્ષીણ, (૨) પિત્ત એક જ ક્ષીણ, (૩) કફ એક જ ક્ષીણ.

એમ ક્ષીણ દોષોની દૃષ્ટિએ સંનિપાત ૧૩, સંસર્ગજ ૯ અને પૃથક્ દોષ ૩ મળી ૨૫ રોગોની સંખ્યા કહી; હવે સંનિપાત-ત્રિદોષમાં જ એકીસાથે વૃદ્ધિ તથા ક્ષય થવાથી આવા જુદા ભેદો થાય છે, જેથી એકની વૃદ્ધિ, એકની સમતા અને એકનો ક્ષય થતાં ૬ ભેદો થાય છે; જેમ કે, (૧) વાતની વૃદ્ધિ, પિત્તની સમાનતા અને કફનો ક્ષય; (૨) વાતની વૃદ્ધિ, કફની સમાનતા અને પિત્તનો ક્ષય; (૩) પિત્તની વૃદ્ધિ, કફની સમાનતા અને વાતનો ક્ષય; (૪) પિત્તની વૃદ્ધિ, વાતની સમાનતા અને કફનો ક્ષય; (૫) કફની વૃદ્ધિ, પિત્તની સમાનતા અને વાતનો ક્ષય; (૬) કફની વૃદ્ધિ, વાયુની સમાનતા અને પિત્તનો ક્ષય.

હવે બેની વૃદ્ધિ તથા એકનો જેમાં ક્ષય હોય એવા રોગોના ભેદો ૩ થાય છે; જેમ કે: (૧) કફપિત્ત બન્નેની વૃદ્ધિ અને વાયુ ક્ષીણ; (૨) વાતકફ બન્નેની વૃદ્ધિ અને પિત્ત ક્ષીણ (૩) વાતપિત્ત બન્નેની વૃદ્ધિ અને કફ ક્ષીણ.

હવે જેમાં એકની વૃદ્ધિ તથા બેનો ક્ષય હોય છે, તેવા ત્રણ ભેદો આ પ્રમાણે હોય છે: (૧) વાયુની વૃદ્ધિ અને કફપિત્ત બે ક્ષીણ; (૨) પિત્તની વૃદ્ધિ અને વાત-કફ બે ક્ષીણ; (૩) કફની વૃદ્ધિ અને વાતપિત્ત બે ક્ષીણ.

એમ દોષોના પરિમાણ અથવા માપના ભેદોથી વૃદ્ધિના ૨૫ ભેદો તથા ક્ષયના ૨૫ ભેદો મળી ૫૦ રોગોની સંખ્યા થાય છે; તેમ જ દોષોની વૃદ્ધિ, ક્ષય તથા સમતાથી થતા ૬ ભેદો અને દોષોની વૃદ્ધિ તથા ક્ષયથી થતા રોગોની સંખ્યા પણ ૬ની મળીને એકંદર ૬૨ રોગોની સંખ્યા થાય છે. આ વાત સુશ્રુતમાં પણ ઉત્તર તંત્રના ૬૬મા અધ્યાયમાં આમ કહી છે: 'त्रय एव पृथग् दोषा द्विशो नव समाधिकैः। त्रयोदशाधिकैक-द्विसममध्योल्बणैस्त्रिशः। पञ्चाशदेवं तु सह भवन्ति क्षय-मागतैः। क्षीणमध्याधिक-क्षीण-क्षीण-वृद्धैस्तथापरैः। द्वाद-शैवं समाख्यातास्त्रयो दोषा द्विषष्टिधा'—અલગ અલગ ત્રણ જ દોષો છે; એ તેઓના માપસર રહે, તે એમનો

પહેલો ભેદ છે; એ સિવાય સ્થૂળ માર્ગે રોગોનાં કારણ-રૂપ ખાસ ભેદો થાય છે; જેમ કે તેર સંનિપાતોના ભેદો; નવ સંસર્ગજ–દ્વિદોષજન્યના ભેદો, ત્રણુ સમ અને ત્રણુ અલગ અલગ મળી ૨૫ વૃદ્ધિની અપેક્ષાએ; અને તે જ પ્રમાણે ૨૫ ક્ષયની અપેક્ષાએ અને બીજા ૧૨ વૃદ્ધિ–ક્ષય–સમતાથી અને વૃદ્ધિક્ષયથી મળીને એકંદર તે ભેદો ૬૨ થાય છે. ૪૨,૪૩

### એક દોષની વૃદ્ધિ, એક દોષની સમતા અને એક દોષનો ક્ષય આ રીતે: દૃષ્ટાંત પહેલું

प्रकृतिस्थं यदा पित्तं मारुतः श्लेष्मणः क्षये ।
स्थानादादाय गात्रेषु यत्र यत्र विसर्पति ॥४४॥
तदा भेदश्च दाहश्च तत्र तत्रानवस्थितः ।
गात्रदेशे भवत्यस्य श्रमो दौर्बल्यमेव च ॥४५॥

જ્યારે પિત્ત પોતાની મૂળ પ્રકૃતિ કે સમ સ્થિતિમાં રહ્યું હોય અને કફનો ક્ષય થયો હોય, ત્યારે વાયુ, (ખૂબ વધી જઈને) એ પિત્તને તેના પોતાના સ્થાનેથી સાથે લઈને શરીરના જે જે અવયવોમાં ફેલાયા કરે છે, ત્યારે ત્યાં ત્યાં ભેદ–એટલે ચિરાતું હોય એવી પીડા અને દાહ, એ બન્ને અનવસ્થિત એટલે અનિયમિત થાય છે; અર્થાત્ કોઈ કોઈ વાર ક્યાંક ભેદ થાય છે અને કોઈ કોઈ વાર ક્યાંક દાહ થાય છે; તેમ જ એ પ્રમાણે જ એ માણસના શરીરપ્રદેશમાં શ્રમ તથા દુર્બળતા પણ અનવસ્થિત જ થાય છે. ૪૪,૪૫

જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'શરીરમાં જે કાળે પિત્ત પોતાના માપમાં જ (સમ) રહ્યું હોય ત્યારે કફનો જો ક્ષય થાય તો વાયુ વધી જાય; અને તે વાયુ, એ પિત્તને તેના સ્થાનેથી લઈને શરીરના જે જે અવયવોમાં તે પિત્તની સાથે ઘૂમે છે. ત્યાં ત્યાં અનિયમિત ભેદ (વાયુજન્ય પીડા) કોઈ વેળા થાય અને કોઈ વેળા ન થાય; તેમ જ પિત્તને લીધે દાહ પણ કોઈ વેળા થાય અને કોઈ વેળા ન થાય; તે જ પ્રમાણે પરિશ્રમ વિના જ વાયુજન્ય થાક અને દુર્બળતા પણ કોઈ વેળા થાય કે કોઈ વેળા ન થાય. અહીં આમ જાણવું જરૂરી છે કે, દોષોની દુષ્ટતા કે ખરાબી કે બગાડ એ શું વિકૃતિરૂપ છે કે પ્રકૃતિ સહિત વિકૃતિ છે? જો વિકૃતિ જ દુષ્ટતા કે બગાડરૂપ હોય તો પોતાના પ્રમાણથી વૃદ્ધિ થવી કે હાનિ થવી એ રૂપી અવસ્થા એ જ દુષ્ટતારૂપ ગણાય; તેથી પોતાના પ્રમાણમાં રહેલું પિત્ત, કફનો ક્ષય થતાં વધેલા વાયુને લીધે જ્યાં ત્યાં લઈ જવાય છે અને ત્યાં ત્યાં દાહ કરે છે; એ પિત્ત પોતાના માપમાં જ રહેલું હોય અને દુષ્ટ થયું ન હોય છતાં શું દાહ કરે છે? એમ તો બને જ નહિ; કેમ કે એ પિત્ત જો બગડ્યું ન હોય તો દાહ કદી ન કરે; ત્યારે એમ જ કહેવું જોઈશે કે દોષોની એ વિકૃતિ પણ પ્રકૃતિસહિત જ હોવી જોઈએ; એ પ્રકૃતિ તો દોષોની સમાન અવસ્થારૂપ જ હોય; અને એમાં જે વિકૃત થાય તે વૃદ્ધિ કે હાનિરૂપ જ હોય; તેમાંની આ દુષ્ટતા વૃદ્ધિરૂપ લક્ષણવાળી જ હોવી જોઈએ અને તે દાહરૂપી એના કાર્ય ઉપરથી અનુમાન કરી શકાય છે; પરંતુ રંજક નામનું જે પિત્ત ઉદરની અંદર રહેલું છે, તેનો અમુક એક ભાગ વાયુથી ખેંચાઈ જાય, તેથી તેની વૃદ્ધિ થઈ, એવો તર્ક કેમ કરી શકાય? એ તો એની હાનિ જ થઈ, એવો જ તર્ક કરી શકાય છે; આ વિષે કેટલાક આચાર્યો કહે છે કે, શરીરના અવયવોમાં જ્યાં જ્યાં વાયુ પિત્તને આકર્ષીને લઈ જાય છે, ત્યાં ત્યાં રહેલું જે સર્વ શરીરવ્યાપી ભ્રાજક પિત્ત હોય છે તે જ એ ખેંચાઈ આવેલા પિત્તની સાથે સંયુક્ત થઈને વધેલું થાય છે; અને તે જ દાહને કરે છે. આ વિષે બીજાઓ વળી આમ કહે છે કે પોતાના સ્થાને જે પિત્ત રહ્યું હોય છે, તેમાંથી વાયુ જે કંઈ પિત્ત ખેંચી જાય છે. તેથી એ મૂળ પિત્તમાં તો કંઈક ઓછાશ જ થાય છે, જેથી એ પિત્તની ઓછાશ થતાં જે કોઈ કર્મ થવું જોઈએ તે તો અવશ્ય થાય જ છે; છતાં અહીં તે આકર્ષાયેલા પિત્તના પ્રકરણમાં ભગવાન ચરકે તે કહેલ નથી; માટે તે મૂળસ્થાને રહેલું પિત્ત આકર્ષાવાથી ક્ષીણ થઈ જાય છે, તેથી જ એ વધેલા ભ્રાજક પિત્તને ઓછું કરવા માટે વિરેચન કહેલું નથી; કારણ કે વિરેચનથી તો કોઠામાં રહેલું રંજક પિત્ત જ ઓછું થાય, અને એ પિત્ત તો પ્રથમથી જ ક્ષીણ થયેલું છે; માટે એ આકર્ષાયેલા પિત્તને તેના પોતાના સ્થાને પાછું લઈ જવાનું જ કહેલ છે; અથવા વધેલા ભ્રાજક પિત્તને ઓછું કરવા માટે અભ્યંગ તથા અવગાહન આદિ કરાવવું તે યોગ્ય છે; વળી પોતાના મૂળ-સ્થાનેથી એ પિત્તનું જે આકર્ષણ થાય, તે પણ વૃદ્ધિ અને ક્ષયરૂપ ફેરફારના રૂપમાં દુષ્ટતા કે બગાડ જ છે ને! એ દુષ્ટ કે બગાડ વૃદ્ધિ કે ક્ષયથી કંઈ અલગ નથી; એ પ્રમાણે બીજાં પણ ઉદાહરણો અહીં સમજી લેવાં, એમ કેટલાક આચાર્યો કહે છે ખરા, પણ તેઓ અહીં તે વિષે કંઈ લખતા કે કહેતા નથી.

યોગીંદ્રનાથ સેન અહીં પોતાની ટીકામાં આમ સમજાવે છે: 'દોષોની એકીસાથે વૃદ્ધિ કે ક્ષયથી

કરાતા પૂર્વોક્ત બાર ભેદોને રોગોની અવસ્થાઓમાં સમજવા ઘણા જ મુશ્કેલ છે, તેથી તે ભેદોને લક્ષણો દ્વારા દર્શાવે છે; તેમાં પ્રથમ એકની વૃદ્ધિ, એકની સમતા અને એકનો ક્ષય કહી બતાવે છે; જ્યારે કફનો ક્ષય થાય છે ત્યારે વાયુ વધી જાય છે અને પોતાના માપમાં જે પિત્ત રહ્યું હોય છે તેને પોતાના સ્થાનેથી સાથે લઈને તે વાયુ જ્યાં જ્યાં ફેલાય છે ત્યાં ત્યાં એ માણસના તે તે અવયવમાં અનિયમિત ભેદ કે ત્રોડ જેવી પીડા, દાહ, શ્રમ તથા બળહાનિ થાય છે; આમાં વાયુની વૃદ્ધિ, પિત્તની સમતા તથા કફનો ક્ષય જણાવ્યો છે. પ્રાકૃત કર્મની વિશેષતાથી અને વિપરીત ગુણનો ક્ષય થવાથી દોષોની વૃદ્ધિ જાણવી જોઈએ; તેમ જ પ્રાકૃત કર્મમાં હીનતા થવાથી અને વિપરીત ગુણો વધવાથી ક્ષય જાણવો; એમ આ ચરકના શ્લોકસ્થાનના ૧૮ મા અધ્યાયમાં કહેવાશે. તેમાં જ્યારે વાયુ વધ્યો હોય ત્યારે કૃશતા, કાળાશ, શરીરમાં કંપ, ફરકવું, ગરમીની ઇચ્છા, સંજ્ઞાનાશ, નિદ્રાનાશ, બળનાશ, ઇન્દ્રિય-નાશ, હાડકામાં શૂળ, મજ્જાનો શોષ, મળનું ગંઠાવું, આફરો, આટોપ, મોહ, દીનતા, ભય, શોક, હર્ષ તથા બકવાદ વગેરે થાય છે; પિત્ત વધ્યું હોય ત્યારે પીળાશ, ગ્લાનિ, ઇંદ્રિયોની દુર્બળતા, ઓજનો નાશ, શીતની ઇચ્છા, દાહ, મોઢાની કડવાશ, તરશ, મૂર્છા, ઊંઘ ઓછી અને ક્રોધ વગેરે થાય છે. કફ વધ્યો હોય ત્યારે શરીરમાં ધોળાશ, શીતપણું, સ્થૂલતા, આળસ, શરીરનું ભારેપણું, અંગોમાં ઢીલાશ, સ્રોતોનું ઢંકાઈ જવું, મૂર્છા, ઊંઘ, ઊંઘના જેવું ઘેન, શ્વાસ, ઉધરસ, મોઢામાંથી લાળો ઝરવી કે કફનું નીકળવું, મોળ–ઊબકા, અગ્નિનો નાશ અને સાંધા જાણે છૂટા પડી જતા હોય, વગેરે ચિહ્નો થાય છે. વાયુ જ્યારે ક્ષીણ થયો હોય ત્યારે લાળો ઝરે; અરુચિ, મોળ, સંજ્ઞામોહ, અલ્પ વાણી, અલ્પ ચેષ્ટા, રોમાંચ, અંગોમાં દુખાવો કે કળતર અને અગ્નિની મંદતા વગેરે ચિહ્નો થાય છે; પિત્ત ક્ષીણ થયું હોય ત્યારે સ્તંભ કે સજ્જડપણું, શીતળતા, અનિયમિત પીડા, અનિયમિત દાહ, અરોચક. અપચો, અંગોની કઠોરતા, કંપ, ભારેપણું, નખોની ધોળાશ અને આંખની પણ ધોળાશ વગેરે ચિહ્નો થાય છે. કફ ક્ષીણ થયો હોય ત્યારે ભ્રમ, ઉદ્વેષ્ટન, અનિદ્રા, અંગોનું ભાંગવું, મોઢું સુકાવું, સોયો ભોંકાયા જેવી પીડા, પરિતાપ, દાહ, શરીરની ઢીલાશ, ધ્રુજારી, ધુમાડા નીકળતા હોય એમ જણાય, સાંધાઓની ઢીલાશ, હૃદયનું પીગળવું અને કફની શૂન્યતા વગેરે થાય છે. એમ પોતપોતાનાં લક્ષણોને અનુસરી દોષોની વૃદ્ધિ તથા ક્ષયનો બધે તર્ક કરી લેવો જોઈએ; અહીં પિત્તને લીધે દાહ જણાવ્યો છે અને આ સાંનિપાતના ભેદનું ઉદાહરણ કહ્યું છે.

અહીં શંકા થાય છે કે શરીરમાં પિત્ત જો પ્રકૃતિસ્થ અથવા પોતાના મૂળ પ્રમાણમાં બરાબર રહ્યું હોય તો એ પિત્તથી દાહ કેમ થાય? આનું સમાધાન આ છે કે, પોતાના સ્થાનમાં જ રહેલો સમ દોષ વિકાર કરનારો ન થાય, પરંતુ એ દોષ બીજાના આશ્રયવાળો થાય ત્યારે તો કોપે છે અને વિકાર કરનાર પણ થાય છે તેમ જ માર્ગનું રોકાણ પણ કરે છે; એમ બીજા સ્થળે પણ સમજી લેવું.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે, કે આ શ્લોકોમાં 'એકની વૃદ્ધિ' આદિનું ઉદાહરણ છે; અહીં કેટલાક આચાર્યો, આ જ એક ઉદાહરણને દૃષ્ટાંત તરીકે આપેલું જણાવે છે; બાકીનાં ઉદાહરણો આખાયે આ શાસ્ત્રમાં સમજી લેવાં. કેટલાક વિદ્વાનો કહે છે કે, વૃદ્ધિ તથા ક્ષયના ભેદો સમજવા મુશ્કેલ હોય છે; તેથી એ બધાયે બારે ભેદોનું લક્ષણ આચાર્યે અહીં દર્શાવ્યું છે, એમ માનીને બધું જ અહીં ઘટાવે છે. અહીં શંકા થાય છે કે પિત્ત જો પ્રકૃતિસ્થ કે સમ સ્થિતિમાં હોય તો તેથી દાહ થવો કેમ ઘટે? કારણ કે મૂળ સ્થિતિમાં રહેલો દોષ વિકાર કરનાર થતો નથી; અને વાયુથી તો દાહ સંભવે જ નહિ; આનું સમાધાન આ છે કે કોપેલો વાયુ જ્યાં જ્યાં પિત્તને સાથે લઈ ફરે છે, ત્યાં પોતાની મૂળ સ્થિતિમાં રહેલું પિત્ત પણ ખરી રીતે વધ્યું જ હોય છે; કારણ કે એ પ્રદેશમાં તેટલો સમ પિત્તનો સંબંધ થવો યોગ્ય હોય જ નહિ; પરંતુ અધિક જ સંબંધ થવાને લીધે એ વધી ગયેલા પિત્તથી દાહ થવો ઘટે જ છે; એ જ પ્રમાણે બીજાં સ્થળે પણ દોષ પ્રકૃતિસ્થ કે સમ હોય છતાં આ રીતે વિકાર કરનાર થાય છે, એમ સમજી લેવું; બીજા કેટલાક વિદ્વાનો તો આ સંબંધે આમ જ કહે છે, કે ભલે, દોષો પોતાની પ્રકૃતિમાં કે સમસ્થિતિમાં રહ્યા હોય, છતાં તેઓમાં બીજા દુષ્ટ દોષનો સંબંધ થવાથી વિકાર કરવાપણું ઘટે જ છે; જેમ કે રક્ત વગેરેના દોષથી બીજા દોષો વિકાર કરે છે તેમ. ૪૪,૪૫

## દૃષ્ટાંત બીજું

प्रकृतिस्थं कफं वायुः क्षीणे पित्ते यदा बली।
कर्षेत्कुर्यात्तदा शूलं सशैत्यस्तम्भगौरवम् ॥४६॥

જ્યારે પિત્ત ક્ષીણ થયું હોય અને વાયુ બળવાન થઈ વધ્યો હોય, ત્યારે પોતાની પ્રકૃતિમાં રહેલા કફને તે વાયુ તેના સ્થાનેથી ખેંચી જાય છે; અને તે વખતે (એ વાયુ તથા પ્રકૃતિસ્થ કફ

પણ) શીત સાથે સ્તંભ કે સજ્જડપણું તથા ગારવ એટલે ભારેપણું કરે છે. (અહીં વાયુને વધેલો, કફને સમ તથા પિત્તને ક્ષીણ જણાવેલ છે.) ૪૬

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: બીજાઓ તો એ જ ઉદાહરણોને આમ ઘટાવે છે. પિત્ત ક્ષીણ થતાં બળવાન બની વધેલો વાયુ પ્રકૃતિસ્થ કફને જ્યારે આકર્ષે છે, ત્યારે વાયુ શૂળને કરે છે અને કફ શીતતા, સ્તંભન તથા ગૌરવ કરે છે; એમ આકર્ષાયેલા કફનું કાર્ય શીતતા વગેરે સમજવું. વ્યાધિના આરંભની પહેલાં કફ પ્રકૃતિસ્થજ હોય છે, છતાં વ્યાધિના આરંભે તે ખેંચાયેલો દોષ, તે સ્થાનમાં રહેલા દુષ્ટ દોષના સંયોગથી વધેલો જ બને છે; નહિ તો શીતતા વગેરે સંભવે નહિ. એમ બધે સ્થળે સ્થાનથી ખેંચાયેલા સમદોષોથી થતાં કાર્યો સમજી લેવાં. એકંદર કોપેલો દોષ, સમદોષનું આકર્ષણ કરે, તેથી સ્થાનમાં રહેલા અવયવોનો હ્રાસ થતાં અને બીજા સ્થાનમાં રહેલા અવયવો સાથે મેળાપ થતાં વૃદ્ધિનું કારણ બને છે; પરંતુ તેથી સમદોષની દુષ્ટતા બાહ્ય કારણોના વ્યાપારથી જેવી થાય, તેવી થતી નથી. ૪૬

### દૃષ્ટાંત ત્રીજું

प्रकृतिस्थं यदा वातं पित्तं कफपरिक्षये ।
संरुणद्धि तदा दाहः शूलं चास्योपजायते ॥ ४७ ॥

જ્યારે કફનો ક્ષય થાય ત્યારે અને પિત્ત વધ્યું હોય ત્યારે (તે પિત્ત) પ્રકૃતિસ્થ–સમ વાતને ઘેરી લે છે; એટલે (તે વાત) એ માણસને દાહ તથા શૂળ ઉપજાવે છે. (અહીં પિત્તને વધેલું વાતને સમ તથા કફને ક્ષીણ કહેલ છે.) ૪૭

શ્રી ગંગાધર અહીં પણ આવી જ સ્પષ્ટતા કરે છે કે કફનો ક્ષય થતાં વધેલું પિત્ત પ્રકૃતિસ્થ વાયુને જ્યારે ઘેરે છે, ત્યારે એ પિત્તને લીધે માણસને દાહ થાય છે; પરંતુ પિત્તથી ઘેરાયેલો વાયુ તો શૂળ કરે છે; અહીં સર્વ સ્થળે સ્થાનથી થતા આકર્ષણને જ એક જાતની દુષ્ટિ કે દોષનો બગાડ ગણવામાં આવે, તો આ સંરોધ કે ઘેરાલેવાપણાને પણ એવો જ એક જાતનો બગાડ ગણવામા કંઈ વાંધો નથી; કેમ કે પિત્ત અને કફ તો પાંગળા જેવા જ છે, તેથી તેઓમાં આકર્ષણશક્તિ હોતી જ નથી. ૪૭

### દૃષ્ટાંત ચોથું

प्रकृतिस्थं कफं पित्तं यदा वातपरिक्षये ।
संनिरुध्यात्तदा कुर्यात्सतन्द्रागौरवं ज्वरम् ॥ ४८ ॥

જ્યારે વાયુનો ક્ષય થાય છે, ત્યારે વધી ગયેલું પિત્ત, પ્રકૃતિસ્થ–સમ કફને ઘેરી લે છે; (એટલે તે જ ઠેકાણે રોકે છે) અને તે વખતે (એ કફ તથા પિત્ત અનુક્રમે) ઘેન સાથે ભારેપણું અને જ્વર ઉત્પન્ન કરે છે. (અહીં વધેલું પિત્ત, સમ કફ તથા ક્ષીણ વાત જણાવેલ છે.) ૪૮

શ્રીગંગાધર અહીં આમ જણાવે છે કે, કફ તો પોતાના સ્થાને પેતાના પ્રમાણમાં જ અકુપિત કે પ્રકૃતિસ્થ કે સમ રહ્યો હોય, પરંતુ તે કાળે વાયુનો ક્ષય હોય અને પિત્ત જો વધી ગયું હોય, તો એ વધેલું પિત્ત પેલા કફને ઘેરી વળે છે; તે વખતે કફનું કાર્ય ઘેન તથા ગૌરવ અને પિત્તનું કાર્ય જ્વર ઉત્પન્ન થાય છે. ૪૮

### દૃષ્ટાંત પાંચમું

प्रवृद्धो हि यदा श्लेष्मा पित्ते क्षीणे समीरणम् ।
रुन्ध्यात्तदा प्रकुर्वीत शीतकं गौरवं रुजम् ॥४९॥

પરંતુ જ્યારે પિત્તનો ક્ષય થાય અને કફ ખૂબ વધ્યો હોય ત્યારે એ કફ, પ્રકૃતિસ્થ–સમસ્થિત વાતને ઘેરી વળે છે; ત્યારે (એ વાત અને કફ) શીતળતાને, ભારેપણાને તથા જ્વરને ઉત્પન્ન કરે છે. (અહીં કફને વધેલો, વાતને સમ તથા પિત્તને ક્ષીણ જણાવેલ છે.) ૪૯

શ્રીગંગાધર અહીં પણ આવો ભાવ લખે છે, કે 'જે કાળે પિત્તનો ક્ષય થતાં વધેલો કફ પ્રકૃતિસ્થ વાતને ઘેરી લે છે, ત્યારે એ વાત શીતળતા તથા ભારેપણું એ રૂપો પોતાનું કાર્ય કરે છે અને કફને જ્વર ઉત્પન્ન કરે છે.' ૪૯

### દૃષ્ટાંત છઠ્ઠું

समीरणे परिक्षीणे कफः पित्तं समत्वगम् ।
कुर्वीत संनिरुन्धानो मृद्वग्नित्वं शिरोग्रहम् ॥५०॥
निद्रां तन्द्रां प्रलापं च हृद्रोगं गात्रगौरवम् ।
नखादीनां च पीतत्वं ष्ठीवनं कफपित्तयोः ॥५१॥

જ્યારે વાયુનો ક્ષય થાય ત્યારે કફ વધી જઈને પ્રકૃતિસ્થ–સમસ્થિત પિત્તને ઘેરી લે છે; ત્યારે (એ કફ અને પિત્ત) અગ્નિને મંદ કરે છે, માથું પકડે છે, ઊંઘ જેવું ઘેન તથા પ્રલાપ કરે છે; ('प्रलेपं' પાઠ હોય તો હૃદય આદિને લેપે છે;) હૃદયરોગ તથા શરીરનું ભારેપણું કરે છે; તેમ જ નખ આદિની પીળાશ અને કફ તથા પિત્તનું થુંકાવું કરે છે. (અહીં કફની વૃદ્ધિ, પિત્તની સમતા અને વાયુનો ક્ષય

કહેલ છે.) ૫૦,૫૧

શ્રીગંગાધર કહે છે: વાયુનો ક્ષય થતાં વધેલો કફ પ્રકૃતિસ્થ પિત્તને ઘેરે છે, ત્યારે પિત્તનું કાર્ય પ્રલાપ કરે; અને મંદાગ્નિ, માથું ઝલાવું, નિદ્રા, તંદ્રા, હૃદ્રોગ તથા શરીરનું ભારેપણું, એ પોતાનું કાર્ય કરે છે; નખ આદિની પીળાશ એ પિત્તનું કાર્ય છે અને કફ તથા પિત્તનું ચુંકાવું, એ બન્નેનું કાર્ય છે. શ્રીયોગીન્દ્રનાથ સેન 'नखादी-नाम्' એમ 'આદિ' શબ્દથી નખની, નેત્રની, મૂત્રની તથા વિષ્ઠાની પીળાશ થતી જણાવે છે અને કફનું તથા પિત્તનું અતિ થોડા પ્રમાણમાં બહાર નીકળવું કહે છે; વળી કહે છે કે અહીં સુધીનાં ૭ દૃષ્ટાંતોથી (ત્રણ દોષો-માંના) એક એક દોષની વૃદ્ધિ, સમતા તથા ક્ષયથી કરાતા ૭ ભેદો કહ્યા. ૫૦,૫૧

### બે દોષોની વૃદ્ધિ અને એકનો ક્ષય
### દૃષ્ટાંત પહેલું

हीनवातस्य तु कफः पित्तेन सहितश्चरन् ।
करोत्यरोचकापाकौ सदनं गौरवं तथा ॥५२॥
हृल्लासमास्यस्रवणं दूयनं पाण्डुतां मदम् ।
विरेकस्य हि वैषम्यं वैषम्यमनलस्य च ॥५३॥

જે માણસનો વાયુ હીન કે ક્ષીણ થયો હોય, તેનો કફ, પિત્તની સાથે ફરતો રહી અરુચિ, (ખોરાકનો) અપચો, અંગોનું ઢીલાશપણું, ભારેપણું, મોળ-ઊબકા, મોઢામાંથી લાળનું ઝરવું; મોઢું, હોઠ અને તાળવામાં દાહ; શરીરની ફીકાશ; મદોન્મત્ત જેવી સ્થિતિ, વિરેચનની વિષમતા એટલે મળ-મૂત્રાદિની અનિયમિતતા અને જઠરાગ્નિની વિષમતા કે મંદતાને કરે છે. ૫૨,૫૩

ગંગાધર અહીં ટૂંકમાં લખે છે કે, અહીંથી આરંભીને બે દોષોની સાથે વૃદ્ધ અને એક દોષનો ક્ષય, એ ભેદનાં ત્રણ ઉદાહરણો કહેવા માડે છે; તેમાં પ્રથમ વધેલા પિત્તની સાથે વધેલો કફ, ક્ષીણ થયેલ વાયુવાળા મનુષ્યના દેહમાં ફર્યા કરીને અરુચિથી માંડી અગ્નિની મંદતા સુધીનાં ચિહ્નો ઉત્પન્ન કરે છે; તેમાં મોઢામાંથી લાળનું ઝરવું, ત્યાં સુધી કફનું કાર્ય છે અને બાકીનાં પિત્તના કાર્ય છે. યોગીન્દ્રનાથ સેન વધુમાં અહીં આમ જણાવે છે કે, વિરેચનની વિષમતા એટલે વિષ્ઠા વગેરેનું છૂટવું અનિયમિત થાય છે; તેઓની સમતા થવી, એ તો વાયુનું પ્રાકૃત કે સ્વાભાવિક કર્મ છે એમ આ ચરકના શ્લોકસ્થાનના ૧૮ મા અધ્યાયમાં કહેશે. અહીં કફની તથા પિત્તની વૃદ્ધિ અને વાતનો ક્ષય કહ્યો છે અરોચક કે અરુચિ વગેરે વાયુના ક્ષયનાં ચિહ્નો સૂચવ્યાં છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં લગભગ આવો જ ભાવ જણાવે છે. 'આમાં 'અરુચિ'થી માંડી 'લાળોનું ઝરવું'' ત્યાં સુધીનાં કફનાં કાર્યો છે અને બાકીનાં પિત્તનાં કાર્યો છે. જો વાયુ ક્ષીણ થયો ન હોય પણ જો સમ હોય તો વિષ્ઠા આદિના નીકળવામાં વિષમતા ન થાય, પણ સમતા જ થાય, આ સંબંધે બીજે સ્થળે (ચરક-શ્લોકસ્થાન-૧૮ મા અધ્યાયના ૫૧ મા શ્લોકમાં) આમ કહેશે કે 'समो मोक्षो गतिमतां वायोः कर्माविकार-जम्-મૂત્ર વિષ્ઠા તથા પરસેવો વગેરેનું જે બરાબર બહાર નીકળવું, તે વિકાર નહિ પામેલા વાયુનું કર્મ છે.' વળી આ ચરકમાં જ શ્લોકસ્થાનના ૧૮ મા અધ્યાયમાં કહેવાશે કે, 'वाते पित्ते कफे चैव क्षीणे लक्षणमुच्यते । कर्मणः प्राकृताद्धानिर्वृद्धिर्वाऽपि विरोधिनाम्'- વાત, પિત્ત અને કફ જ્યારે ક્ષીણ થયા હોય ત્યારે આ લક્ષણ કહેવાય છે કે પોતાનાં મૂળ કર્મોની હાનિ થાય છે અને વિરોધી કર્મોની વૃદ્ધ થાય છે.' વિષ્ઠા આદિનું બરાબર અને નિયમિત નીકળવું તે વાયુનું પ્રાકૃત કર્મ છે, પરંતુ અહીં વાયુનું તે પ્રાકૃત કર્મ કહ્યું નથી, પણ તેમાં વિષમતા કહી છે, એથી વાયુનું ક્ષીણપણું જણાવે છે.

### દૃષ્ટાંત બીજું

क्षीणपित्तस्य तु श्लेष्मा मारुतेनोपसंहितः ।
स्तम्भं शैत्यं च तोदं च जनयत्यनवस्थितम् ॥५४॥
गौरवं मृदुतामग्नेर्भक्ताश्रद्धां प्रवेपनम् ।
नखादीनां च शुक्लत्वं गात्रपारुष्यमेव च ॥५५॥

જે માણસનું પિત્ત ક્ષીણ થયું હોય, તેનો (વધેલો) કફ (વધેલા) વાયુની સાથે જોડાઈને સ્તંભ કે સજ્જડપણું, શીતળતા અને સોયો-થી વીંધાયા જેવી અનિયમિત પીડા, શરીરમાં ભારેપણું, અગ્નિની મંદતા, ખોરાક ઉપર અશ્રદ્ધા કે અરુચિ, કંપારી, નખ વગેરેની ધોળાશ તથા શરીરના અવયવોની પરુષતા કે રૂક્ષતા ઉપજાવે છે. ૫૪,૫૫

શ્રીગંગાધર અહીં સંક્ષેપમાં જણાવે છે કે, 'વધેલા વાયુના સાથે જોડાઈને વધેલો કફ, ક્ષીણ પિત્તવાળા માણસને સ્તંભ વગેરે કરે; અને વધેલો વાયુ અવ્યવ-સ્થિત તોદ કે પીડા, કંપારી તથા શરીરના અવયવોની રૂક્ષતા રૂપી પોતાનું કાર્ય કરે છે. યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે, અહીં વાયુની તથા કફની વૃદ્ધિ અને પિત્તનો ક્ષય જણાવેલ છે; આમાં સ્તંભ તથા શીતતા વગેરે

ચિહ્ન, પિત્તનો ક્ષય થતાં જણાવ્યાં છે. હિંદી ટીકાકાર શ્રીજયદેવ અહીં લખે છે કે, 'अनवस्थित तोद'નો અર્થ આ છે કે અનિશ્ચિત રૂપમાં કોઈ વખતે પીડા થાય અને કોઈ વખતે પીડા ન થાય, અથવા કોઈ વેળા અમુક અવયવમાં પીડા થાય અને ત્યાંથી દૂર થઈને વળી બીજા અવયવમાં પીડા થાય, અને ત્યાંથી વળી બીજા અવયવોમાં પીડા થઈને વળી પાછી પ્રથમ જે અવયવમાં પીડા થઈ હોય ત્યાં થવા માંડે છે. ૫૪,૫૫

### દૃષ્ટાંત ત્રીજું

हीने कफे मारुतस्तु पित्तं तु कुपितं द्वयम् ।
करोति यानि लिङ्गानि शृणु तानि समासतः ॥५६
भ्रममुद्वेष्टनं तोदं दाहं स्फोटनवेपने ।
अङ्गमर्दं परीशोषं दूयनं धूपनं तथा ॥ ५७ ॥

કફ ક્ષીણ થાય ત્યારે વધેલો વાયુ અને કોપેલું કે વધેલું પિત્ત જે ચિહ્નો કરે છે, તે ટૂંકમાં તું સાંભળ: (એ બન્ને વધી જઈને) ભ્રમ, ઉદ્વેષ્ટન કે વીંટાઈ વળવું; તોદ કે સોયા ભોંક્યા જેવી પીડા, દાહ, શરીરના અવયવોની શિથિલતા, કંપ, શરીરનું ભાંગવું, ચોપાસ સુકાવું તથા પરિતાપ અને સંતાપ થાય છે. ૫૬,૫૭

અહીં ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથ સેન ૫૭ મા શ્લોકમાં છેલ્લે 'दूयनं तथा' એવો પાઠ રાખી તેનો આવો અર્થ કરે છે કે, 'મોઢું, હોઠ તથા તાળવામાં દાહ થાય છે' તેમ જ 'धूपनं तथा' એવો પાઠ રાખીને પણ તેનો આવો અર્થ કરી બતાવે છે કે, 'મસ્તક, ડોક તથા તાળવામાં જાણે ધુમાડો નીકળતો હોય એવું લાગે છે' અહીં છેલ્લું ત્રીજું આ દૃષ્ટાંત વાયુની તથા પિત્તની વૃદ્ધિ અને કફનો ક્ષય એમ બેની વૃદ્ધિનું તથા એકના ક્ષયનું કહ્યું છે. આમાં ભ્રમ તથા ઉદ્વેષ્ટન આદિને કફનાં ચિહ્નરૂપે સમજવાં. ૫૬,૫૭

### એક દોષની વૃદ્ધિ અને બે દોષોનો ક્ષય: દૃષ્ટાંત પહેલું

वातपित्तक्षये श्लेष्मा स्रोतांस्यपिदधद् भृशम् ।
चेष्टाप्रणाशं मूर्च्छां च वाक्सङ्गं च करोति हि ॥५८

વાયુનો અને પિત્તનો ક્ષય થાય ત્યારે વધેલો કફ સ્રોતોના માર્ગોને અત્યંત ઢાંકી દે છે અને ચેષ્ટાનો નાશ, મૂર્છા તથા વાણીનું અટકવું કરે છે. ૫૮

યોગીન્દ્રનાથ સેન વધુ અહીં આટલું જ જણાવે છે કે, અહીં કફની વૃદ્ધિ તથા વાયુનો અને પિત્તનો ક્ષય કહ્યો છે અને સ્રોતોના માર્ગોને ઢાંકી દેવું વગેરે કફની વૃદ્ધિનાં ચિહ્ન જણાવ્યાં છે. ૫૮

### દૃષ્ટાંત બીજું

वातश्लेष्मक्षये पित्तं देहौजः स्रंसयेच्चरत् ।
ग्लानिमिन्द्रियदौर्बल्यं तृष्णां मूर्च्छां क्रियाक्षयम् ॥५९

વાયુનો તથા કફનો—એમ બન્નેનો જ્યારે ક્ષય થાય ત્યારે વધેલું પિત્ત શરીરમાં ફરતું રહી દેહના ઓજસનું (એટલે સારનું) સ્રંસન કે ક્ષરણ કરે છે અને ગ્લાનિ, ઇંદ્રિયોની દુર્બળતા, તરશ, મૂર્છા તથા ક્રિયાઓનો ક્ષય કે ઓછાપણું કરે છે. ૫૯

યોગીંદ્રનાથ સેન આ શ્લોકમાં મૂકેલા 'क्रियाक्षयं' એ પદનો અર્થ આવો કરે છે કે, 'ક્રિયાઓનું અપ્રચુર્ય' એટલે ચેષ્ટાનાશ થાય અથવા હાથ પગ આદિ અવયવોનું હલનચલન બહુ જ ઓછું થાય છે; આવો અર્થ કરવામા સુશ્રુતના સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયનું આ વચન આધારરૂપે ટાંકે છે: 'अप्राचुर्यं क्रियाणां च बलविस्रंसलक्षणम्— શરીરના અવયવોનો ક્રિયા કે ચેષ્ટા ઘણી ઓછી થઈ જાય, એ ખરી રીતે શરીરનું બળ ઓછું થયાનું લક્ષણ છે.' અહીં આ શ્લોકમાં પિત્તની વૃદ્ધિ અને વાયુનો તથા કફનો ક્ષય જણાવ્યો છે. ઓજસ્નો નાશ થવો વગેરે પિત્તની વૃદ્ધિના ચિહ્ન છે. ૫૯

### દૃષ્ટાંત ત્રીજું

पित्तश्लेष्मक्षये वायुर्मर्माण्यभिनिपीडयन् ।
प्रणाशयति संज्ञां च वेपयत्यथवा नरम् ॥ ६० ॥

પિત્તનો તથા કફનો ક્ષય થાય ત્યારે વધેલો વાયુ મર્મસ્થાનોને ચોપાસ અત્યંત પીડે છે, સંજ્ઞાનો નાશ કરે છે અને માણસને કંપાવી નાખે છે. ૬૦

યોગીંદ્રનાથ સેન વધુ આમ સમજાવે છે કે, આ શ્લોકમાં વાયુની વૃદ્ધિ તથા પિત્તનો અને કફનો ક્ષય જણાવ્યો છે. આ બધાં વાયુની વૃદ્ધિનાં ચિહ્નો કહ્યાં છે. એમ અહીં સુધીમાં દોષોના પ્રમાણના ભેદોથી થતા ૬૨ વ્યાધિઓ કહ્યા છે. ૬૦

### વાત આદિની વૃદ્ધિનાં, ક્ષયનાં તથા સમતાનાં લક્ષણો

दोषाः प्रवृद्धाः स्वं लिङ्गं दर्शयन्ति यथाबलम् ।
क्षीणा जहति लिङ्गं स्वं, समाः स्वं कर्म कुर्वते ॥६१॥

અતિશય વધેલા (વાતાદિ) દોષો, પોતાના બળને અનુસરી પોતાનાં ચિહ્ન બતાવે છે; ક્ષીણ થયેલા એ દોષો પોતાનું ચિહ્ન છોડી દે છે અને (નહિ વધેલા કે નહિ ક્ષીણ થયેલા હોઈ પોતાના પ્રમાણમાં રહેલા) એ સમ દોષો પોતાનું કર્મ

(બરાબર) કરે છે. ૬૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'અહીં પ્રસંગ જણાવાથી ગ્રંથકાર વાત આદિ દોષોની વૃદ્ધિનાં, ક્ષયનાં તથા સમતાનાં લક્ષણો કહે છે. વાત, પિત્ત અને કફરૂપી દોષો ખૂબ વધ્યા હોય, એટલે પોતાના માપથી અધિક થયા હોય ત્યારે પોતાના બળને ઓળંગ્યા વિના એટલે કે અત્યંત વધ્યા હોય તો પોતાનાં ગુણકર્મરૂપ લક્ષણવાળું પોતાનું ચિહ્ન અત્યંત વધેલું જણાવે છે; મધ્યમ વધ્યા હોય તો એ પોતાના ચિહ્નને મધ્યમ વધેલું જણાવે છે અને ઓછા વધ્યા હોય તો ઓછું વધેલું પોતાનું એ ચિહ્ન બતાવે છે; પરંતુ એ દોષો ક્ષીણ થયા હોય, એટલે કે પોતાના માપથી ઓછા થઈ ગયા હોય તો પોતાનું ચિહ્ન જ છોડી દે છે કે બિલકુલ પ્રકટ જ કરતા નથી; પરંતુ એ દોષો ન વધ્યા હોય કે ન ઘટ્યા હોય, એટલે પોતાના બરાબર માપમાં રહ્યા હોય તો તેઓ 'ત્રિશોથીય અધ્યાયમાં' જે કહેવાશે, તે પોતાનું પ્રાકૃત-સ્વાભાવિક કર્મ કર્યા કરે છે.

શ્રીગંગાધર અહીં પોતાની ટીકામાં આમ સમજાવે છે: 'એમ દોષોની વૃદ્ધિક્ષય-બંનેથી કરાતા બાર ભેદો કહીને શિષ્યોને શંકા ઉપજાવી ગ્રંથકાર કહે છે કે, દોષોના બાસઠ ભેદો કહ્યા; તેમાં પચીસ વૃદ્ધિની અવસ્થામાં, પચીસ ક્ષયની અવસ્થામાં અને બાર વૃદ્ધિક્ષય-બેયની અવસ્થામાં દર્શાવી તે બાસઠની સંખ્યા સ્પષ્ટ કરી; પરંતુ તેમાં વધેલા કે ક્ષીણ થયેલા દોષોના કાર્યો ક્યાં થાય છે? એવી શિષ્યોની શંકા જાણી લઈ ગ્રંથકાર તેનું સમાધાન અહીં (૬૧ મા શ્લોકમાં) કહે છે -વધેલા દોષો પોતાના બળ પ્રમાણે પોતાનાં ચિહ્નો બતાવે છે; કોપેલા દોષોનું લક્ષણ ત્રિશોથીય નામના ૧૮ મા અધ્યાયમાં કહેશે કે 'दोषप्रकृतिवैशेष्यं नियतं वृद्धिलक्षणम्-દોષોની પ્રકૃતિમાં કે મૂળ સ્થિતિમાં જે વિશેષતા થાય તે તેઓની વૃદ્ધિનું લક્ષણ છે.' વાતકલાકલીય નામના ૧૨ મા અધ્યાયમાં કોપેલા દરેક દોષોના લક્ષણો કહ્યાં છે; તે ત્યાં જોઈ લેવાં. આગળ ૨૦ મા રોગાધ્યાયમાં પણ પ્રત્યેક દોષનાં કર્મો કહેવાશે, તે ત્યાંથી જોવાં જોઈએ. એકંદર આ શ્લોકમાં વધેલા દોષોનાં ચિહ્નો વિષે તેમ જ ક્ષીણ થયેલા દોષો, પોતાનાં ચિહ્નનો ત્યાગ કરે છે, તે વિષે અને સમસ્થિતિવાળા દોષો જે કામ કરે છે, તે સંબંધે ૧૨ મો વાતકલાકલીય અધ્યાય, ૧૮ મો ત્રિશોથીય અધ્યાય તથા ૨૦ મો મહારોગાધ્યાય જોવાથી સ્પષ્ટતા થઈ શકશે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં લાંબી ટીકા લખે છે, તેનો લગભગ સાર અહીં આવો છે કે, આ શ્લોકમાં દોષોની વૃદ્ધિનાં, સમતાનાં તથા ક્ષયનાં લક્ષણો અલગ અલગ આમ જણાવે છે: એ દોષો પોતાનાં ચિહ્નો જણાવે છે એટલે કે વિકારનાં લક્ષણો સૂચવે છે, અને તે પોતાના બળ પ્રમાણે એટલે કે અતિ વધેલા દોષોથી અતિવધેલું, મધ્યમ વધેલા દોષોથી મધ્યમ વધેલું ઇત્યાદિ જણાવે છે; તેમ જ પોતાનાં ચિહ્નો છોડે છે એટલે કે ક્ષીણ થયેલા દોષો પોતાના મૂળ સ્વભાવનાં ચિહ્નોના ક્ષયથી જુદું વિકારકર્તાપણું નથી, એમ દર્શાવે છે; કારણ કે વધી જઈને અવળા માર્ગે ગયેલા દોષો દૂષ્ય ધાતુઓ વગેરેને બગાડી જ્વર વગેરેને ઉત્પન્ન કરે છે; પરંતુ ક્ષીણ થયેલા દોષો તેવું કંઈ કરતા નથી; કેમ કે તેઓ પોતે જ ખરાબ સ્થિતિએ પહોંચ્યા હોય છે સમ દોષો પોતાનું કામ કરે છે એટલે કે પોતાનું પ્રાકૃત-સ્વભાવ સદૃશ કાર્ય તેઓ કરે છે. આ બાસઠ ભેદો તો અતિશય પ્રકટ થયેલા સ્વરૂપવાળા હોવાથી કહ્યા છે; તેથી એમ સમજવું કે એક દોષના ક્ષયમાં અને બે દોષોની વૃદ્ધિમાં એક વધેલો અને બાજો એથી પણ વધેલો, ઇત્યાદિ ભેદોથી અધિકની કલ્પના કરવી યોગ્ય નથી. અહીં શંકા થાય છે કે ઉપર જણાવેલી બાસઠની સંખ્યા તો જ થઈ શકે કે દોષોનો જો સંનિપાત અથવા એક-સાથે બધાનું મળવું થાય, તો જ એ સંખ્યા સંભવી શકે; પરંતુ વાતાદિ દોષોના ગુણો તો પરસ્પર વિરુદ્ધ છે, તેથી તેઓ બધા એક સ્થાને એકી વખતે ભેગા મળેલા થાય જ ક્યાંથી? એટલે તેઓનો સંનિપાત સંભવતો જ નથી; જેઓ પરસ્પર વિરુદ્ધ હોય તેઓ તો પરસ્પર-એકબીજાનો નાશ જ કરે; જેમ કે જળ અને અગ્નિ, એકબીજાથી વિરુદ્ધ છે, તેથી તેઓ એક-બીજાનો નાશ જ કરે છે, પણ તેઓનું પરસ્પર મિલન કે સંનિપાત કદી થતો જ નથી. આ શંકાનું સમાધાન આ છે કે પદાર્થોનો વિરોધ તેઓનાં કાર્ય ઉપરથી જણાય છે; પણ બીજી તરફ કેવળ જોવાથી જ તેઓના વિરોધની કલ્પના કરી શકાતી નથી; જેમ કે પાણી અને અગ્નિનો વિરોધ અમુક એક સ્થળે આપણે જોયો હોય, તેથી પાંચ ભૂતોના વિકારરૂપ દ્રવ્યના કોઈ આરંભમાં પણ તે બન્નેના વિરોધથી શું પાંચભૂતોનું કોઈ દ્રવ્ય જ થતું નથી? પાણી અને અગ્નિના ગુણની અધિકતાવાળો ખાટો રસ શું થતો નથી? થાય જ છે; એ જ પ્રમાણે દોષોના પરસ્પરના સંબંધમાં પણ વિરોધનો પ્રશ્ન કરવો ઘટતો જ નથી; કદાચ એમ કહેવામાં આવે કે એ રીતે વિરુદ્ધ ગુણોવાળા દોષોનો પણ વિરોધ જો ન ગણાય તો 'विरुद्धगुणसंनिपाते भूयसाऽल्पमवजीयते-વિરુદ્ધ ગુણોનું એકત્ર મિલન થતાં જે વધારે હોય તે ઓછાનો પરાજય

કરે છે' તેમ જ 'ह्रासहेतुर्विशेषश्च'–જે વિશેષ હોય તે હ્રાસનું કારણ બને છે–એ વચનો વ્યર્થ અથવા નકામાં નહિ થાય? આનો ઉત્તર આ છે કે એ બન્ને વચનો તો પ્રભાવથી પ્રતિપાદન કરેલા વિષય સિવાયના વિષયમાં સાર્થક બને છે; પ્રભાવ તો તેઓનો વિરોધ કરનાર થાય જ છે; જેમ કે ત્રણે દોષોને કરનાર લકુચના કે નાના કાચા ફણસના ગુણો, એકસરખા દોષોને કરે છે, પરંતુ પરસ્પર વિરુદ્ધ હોઈ તે દોષોનું દૂર કરવું કરતા નથી; કેમ કે તેનો પ્રભાવ જ ત્રિદોષને કરનારો છે; તે જ પ્રમાણે આમળાંમાં જે ખટાશ છે તે વાયુનો નાશ કરે છે, મધુરતા અને શીતળતા છે તે પિત્તનો નાશ કરે છે અને તીખાશ તથા કડવાશ છે તે કફનો નાશ કરે છે; પરંતુ એની એ જ ખટાશ જો તૂરા રસથી અને શીતળતાથી દબાઈ જાય તો વાયુનો નાશ ન કરે; અને મધુરતા તથા શીતળતા જો ખટાશથી દબાઈ જાય તો પિત્તનો પરાજય ન કરે; તે કારણે દોષોનો આ પ્રભાવ તેના જોયા ઉપરથી નક્કી કરાય છે કે તેઓ પરસ્પરનો નાશ કરતા નથી; એવો તેઓનો પ્રભાવ છે, તેમાં કેવળ અદૃષ્ટ અથવા દૈવ જ કારણ છે; પ્રાણીઓનું કોઈ અદૃષ્ટ દુઃખ ઉપજાવનારું હોય છે, તે કારણે એ દોષો પણ પરસ્પર વિરોધ કર્યા વિના જ એક જ સ્થળે એકીસાથે સંનિપાતરૂપે પ્રવેશે છે; આ જ કારણે કહેશે કે, 'विरुद्धैरपि न त्वेते गुणैर्घ्नन्ति परस्परम्। दोषाः सहजसात्म्यत्वाद् घोरं विषमहीनिव'–જેમ સર્પનું ઝેર ભયાનક છે, છતાં એ ઝેર, સ્વાભાવિક સાત્મ્ય અથવા પોતાને અનુકૂળ હોવાથી એ સર્પનો પોતાનો નાશ કરતું નથી, એ જ પ્રમાણે વાતાદિ દોષો, એકબીજાથી વિરુદ્ધ ગુણો ધરાવે છે; છતાં તેઓના તે ગુણો, તેઓને પોતાને સહજ સાત્મ્ય અથવા સ્વભાવતઃ અનુકૂળ હોવાથી એકબીજાનો નાશ કરતા નથી; દૈવવશાત્ તેઓનું એ સાત્મ્ય સહજ અથવા સ્વાભાવિક છે. એ વ્યાખ્યાન ઉપરથી 'જેમ દોષો એકબીજાનો નાશ કરતા નથી, તેમ રસ–રક્ત આદિ ધાતુઓનો પણ તેઓ નાશ નહિ કરે,' એમ કેટલાક કહે છે, એ વાતનું ખંડન થાય છે. વળી અહીં એક શંકા થાય છે કે 'कालदूष्यप्रकृतिभिर्दोषस्तुल्यो हि संततम्, निष्प्रत्यनीकं कुरुते'–જે દોષ કાળથી, દૂષ્યથી તથા પ્રકૃતિથી દૂષ્ય હોય એટલે તેને તેને મળતો હોય તે દોષ નિરંતર નિર્વિરુદ્ધ કાર્ય જ કરે છે, એમ ચિકિત્સિત સ્થાનમાં કહેશે; તો એ ઉપરથી જણાય છે કે પ્રકૃતિ, દોષની પ્રતિપક્ષ અથવા વિરોધી થાય છે; પ્રકૃતિ એટલે કે જન્મથી માંડીને વધેલો વાતાદિ દોષ જ કહેવાય છે; તો પછી એ પ્રાકૃત દોષની સાથે દોષનો વિરોધ કેમ ઘટી શકશે? આનું સમાધાન આ છે, કે ત્યાં પ્રકૃતિનું વિરુદ્ધપણું તો પદાર્થના ગુણ ઉપરથી માનવાનું છે. સમાન પદાર્થોની પ્રકૃતિને પ્રાપ્ત કરીને દોષનું બળ વધી જાય છે, પરંતુ જે પદાર્થ સમાન ન હોય તેની પ્રકૃતિને પામીને દોષ તેવો બળવાન થતો નથી, એટલે કે સમાન પ્રકૃતિ દોષનો નાશ કરી શકે નહિ, એમ બીજા સ્થળે પણ જાણી લેવું; કોઈ સ્થળે વાયુ અતિશય વધી ગયો હોય અને દુષ્ટ થયેલો કફ દુર્બળ હોય, તો તે સ્થળે એ વાયુના સાથે તેનો વિરોધ હોય જ છે, છતાં એટલા ઉપરથી સંસર્ગસંનિપાતનો અસંભવ નથી, પણ સંભવ જ છે. ૬૧

## ક્ષયના અઢાર ભેદો

वातादीनां रसादीनां मलानामोजसस्तथा।
क्षयास्तत्रानिलादीनामुक्तं संक्षीणलक्षणम्॥६२॥

વાતાદિ ત્રણ દોષોનો, રસાદિ સાત ધાતુઓનો, (સાત) મળોનો તથા ઓજસ્ કે દેહના સારનો ક્ષય, મળી કુલ અઢાર ક્ષયો કહ્યા છે; તેઓમાં વાતાદિ ત્રણ દોષોના ક્ષયનું લક્ષણ તો કહેવાયું છે. ૬૨

ઉદ્દેશના ક્રમ પ્રમાણે હવે અઢાર ક્ષય બતાવે છે: વાત, પિત્ત અને કફ–એ ત્રણ દોષોના ત્રણ ક્ષય; રસ, રક્ત, માંસ, મેદ, હાડકાં, મજ્જા અને શુક્ર–એ સાત ધાતુઓના સાત ક્ષય; વિષ્ઠા, મૂત્ર, કાનનો મેલ, આંખનો મેલ, નાકનો મેલ, મોઢાંનો મેલ અને રૂંવાડાંના છિદ્રનો મેલ–પરસેવો–એ સાત મળોના સાત ક્ષય; અને એક ઓજસ્નો ક્ષય, એમ એકંદર અઢાર ક્ષયો કહ્યા છે. તેમાં વાત વગેરે ત્રણના ક્ષયનું લક્ષણ તો પહેલાં 'हीनवातस्य' ઇત્યાદિ પર મા શ્લોકમાં કહેલ છે, આમ ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથ સેન અહીં સમજાવે છે. ૬૨

## રસના ક્ષયનું લક્ષણ

घट्टते सहते शब्दं नोच्चैर्द्रवति शूल्यते।
हृदयं ताम्यति स्वल्पचेष्टस्यापि रसक्षये॥६३॥

રસનો ક્ષય થતાં થોડી પણ ચેષ્ટા કરતા માણસનું હૃદય (જાણે) વલોવાય છે, ઊંચા શબ્દને સહન કરતું નથી, દ્રવે છે એટલે દોડે છે કે ધક્ ધક્ કરે છે; શૂળથી યુક્ત થાય છે અને ગ્લાનિ પામે છે કે ખૂબ થાકી જાય છે. ૬૩

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'रसक्षये हृत्पीडाकम्पशोषशून्यतास्तृष्णा च–રસનો ક્ષય થતાં હૃદયમાં પીડા, કંપ, શોષ, શૂન્યતા અને તરસ

લાગ્યા કરે,' એકંદર રસનો ક્ષય થતાં ઊંચા શબ્દો સહન થાય નહિ, હૃદય દોડાદોડી કરે, હૃદયમાં શળ નીકળે, જાણે તે વલોવાતું હોય તેમ લાગે અને થોડી પણ ચેષ્ટાથી થાક લાગે. (આમ યોગીન્દ્રનાથ સેન અહીં ટીકામાં સમજાવે છે.) ૬૩

### રક્તના ક્ષયનું લક્ષણ

**परुषा स्फुटिता म्लाना त्वग्रूक्षा रक्तसंक्षये ।**

**રક્તનો ક્ષય થતાં ચામડી કઠોર થાય છે, ફાટી તૂટી જાય છે, કરમાઈ–ચિમળાઈ જાય છે અને રૂક્ષ કે લૂખી બની જાય છે.**

સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં આમ કહે છે : 'शोणितक्षये त्वक्पारुष्यमम्लशीतप्रार्थना, शिराशैथिल्यं च'–રક્તનો ક્ષય થતાં ચામડી કઠોર થાય, ખટાશ અને શીતની ઇચ્છા થાય અને શિરાઓ ઢીલી થાય, એટલે કે રુધિરવાહિની નાડીઓ ભરપૂર ન રહે. (યોગીન્દ્રનાથ સેન)

### માંસના ક્ષયનુ લક્ષણ

**मांसक्षये विशेषेण स्फिग्ग्रीवोदरशुष्कता ॥ ६४ ॥**

**માંસનો ક્ષય થતાં બે ફૂલા, ડોક અને પેટ વધારે પડતાં સુકાય છે. ૬૪**

અહીં વધુમાં યોગીન્દ્રનાથ સેન લખે છે કે માંસનો ક્ષય થતાં ગાલ, હોઠ, ગુહ્યભાગ, સાથળ, છાતી, બગલ અને પિંડીઓ પણ થોડા થોડાં સુકાય છે; કારણ કે સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમા સુશ્રુત કહે છે કે, 'मांसक्षये स्फिग्-गण्डोष्ठोपस्थोरुवक्षःकक्षापिण्डिकोदरग्रीवाशुष्कता रौक्ष्यतोदौ गात्राणां सदनं धमनीशैथिल्यं च'–માંસનો ક્ષય થતાં બે ફૂલા, ગાલ, હોઠ, ગુહ્યભાગ, સાથળો, છાતી, બગલ, પિંડીઓ, પેટ તથા ડોક સુકાઈ જાય, રૂક્ષતા અને સોયા ભોંકાયા જેવી પીડા થાય, શરીરના અવયવો ક્ષીણ થાય અને ધમનીઓ પણ ઢીલી થાય ૬૪

### મેદના ક્ષયનું લક્ષણ

**सन्धीनां स्फुटनं ग्लानिरक्ष्णोरायास एव च ।**
**लक्षणं मेदसि क्षीणे तनुत्वं चोदरस्य च ॥ ६५ ॥**

**મેદનો ક્ષય થતાં સાધાઓ ફૂટે એટલે અવાજ કરે, બે નેત્રોની ગ્લાનિ થાય, થાક લાગે અને પેટ પાતળું–કૃશ થઈ જાય. ૬૫**

યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે આ મેદના ક્ષયનાં પ્રથમનાં ત્રણ ચિહ્નો માંસના ક્ષયમાં પણ થાય છે, એમ અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૯ મા અધ્યાયમાં લખે છે કે, 'मांसक्षयोक्तंश्च मेदः'–માંસના ક્ષયમાં કહેલાં લક્ષણો ઉપરાંત બીજાં પણ બરોળની વૃદ્ધિ આદિ લક્ષણો ઉપરથી મેદનો ક્ષય જણાય છે; અર્થાત્ માંસક્ષય તથા મેદક્ષયનાં કેટલાંક લક્ષણો લગભગ મળતાં છે. સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં મેદના ક્ષયનાં લક્ષણો આ પ્રમાણે કહ્યાં છે : 'मेदक्षये प्लीहाभिवृद्धिः संधिशून्यता रौक्ष्यं मेदुरमास–प्रार्थना च'–મેદનો ક્ષય થતાં બરોળ વધે, સાંધાઓ શૂન્ય બને–ખાલી પડી જાય દેહની રૂક્ષતા થાય અને મેદવાળાં માંસ ખાવાની ઇચ્છા થાય.

હિંદી ટીકાકાર શ્રીજયદેવ વધુમાં અહીં અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૯ મા અધ્યાયમાંથી આ વચન ટાંકી બતાવે છે : 'प्लीहावृद्धिकटीस्वापसन्धिशून्यताङ्गरौक्ष्यकार्श्यश्रमशोषमेदुरमांसाभिलाषैर्मांसक्षयोक्तैश्च मेदः'–માંસના ક્ષયમાં કહેલ બરોળની વૃદ્ધિ, કેડની બહેરાશ, સાંધાઓની શૂન્યતા, અંગની રૂક્ષતા, કૃશતા, થાક, શોષ અને મેદવાળાં માસ ખાવાની ઇચ્છા એ લક્ષણો ઉપરાંત માંસના ક્ષયમાં કહેલાં લક્ષણો પણ હોય ત્યારે મેદનો પણ ક્ષય જાણવો.' આ સ્થળે 'કેડની બહેરાશ' તથા શોષ એ બે લક્ષણો વધુ કહ્યાં છે; તેમ જ અતિદેશ પણ કર્યો છે કે માંસના ક્ષયમાં કહેલ ફૂલા વગેરેની શુષ્કતા તથા સાંધાઓનું ફાટવું, વગેરે લક્ષણો પણ મેદના ક્ષયમાં હોય છે. ૬૫

### હાડકાંના ક્ષયનાં લક્ષણો

**केशलोमनखश्मश्रुद्विजप्रपतनं श्रमः ।**
**ज्ञेयमस्थिक्षये रूपं सन्धिशैथिल्यमेव च ॥ ६६ ॥**

**હાડકાંનો ક્ષય થતાં માથાના વાળ, રુવાંટાં, નખ, દાઢી–મૂછના વાળ અને દાંત પડી જાય, મહેનત વિના જ થાક લાગે અને સાંધા ઢીલા થાય, એ લક્ષણો થાય છે (આ ચિહ્નો ઉપરથી હાડકાંનો ક્ષય સમજવો). ૬૬**

સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં આ લક્ષણો કહ્યાં છે કે, 'अस्थिक्षयेऽस्थिशूलं दन्तनखभङ्गो रौक्ष्यं च'–હાડકાંનો ક્ષય થતાં હાડકામાં શળ નીકળે, દાંત તથા નખ ભાંગી જાય–ખરી પડે અને રૂક્ષતા થાય. (चरकोपस्कार)

હિંદી ટીકામાં શ્રીજયદેવે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૯ મા અધ્યાયમાં કહેલાં આ લક્ષણો પણ ટાંક્યાં છે : 'दन्त–नख–रोम–केश–शातनरौक्ष्य–पारुष्यसन्धिशैथिल्यास्थितोदास्थिबद्धमांसाभिलाषैरस्थि'–દાંત. નખ, રુવાંટાં તથા માથાના વાળ ખરી પડવાથી તેમ જ રૂક્ષતા. કઠોરતા, સાંધાની ઢીલાશ, હાડકામાં સોયા ભોંકાયા જેવી પીડા અને હાડકાં સાથે બંધાયેલું કે જોડાયેલું, માંસ ખાવાની ઇચ્છા થાય, એ ચિહ્નો ઉપરથી હાડકાંનો ક્ષય જાણવો.

### મજ્જાના ક્ષયનાં લક્ષણો

**शीर्यन्त इव चास्थीनि दुर्बलानि लघूनि च ।**
**प्रततं वातरोगाश्च क्षीणे मज्जनि देहिनाम् ॥ ६७ ॥**

**માણસોની મજ્જા ક્ષય પામે ત્યારે હાડકાં જાણે ક્ષીણ થતાં હોય એમ લાગે, દુર્બળ થઈ જાય, હલકાં થઈ જાય અને એકધારા વાયુના રોગો થવા માંડે. ૬૭**

યોગીન્દ્રનાથ સેન આ શ્લોકના ત્રીજા ચરણમાં 'प्रततं वातरोगिणि' એવો પાઠ રાખે છે; અને શ્રીગંગાધર 'प्रततं वातरोगाणि' એવો પાઠ રાખીને 'હાડકાં એકધારાં વાયુના રોગવાળાં રહ્યા કરે' એવો અર્થ જણાવે છે; ત્યારે શ્રીજયદેવ 'प्रततं वातरोगाश्च' એવો પાઠ રાખે છે અને એકધારા વાયુના રોગો થયા કરે, એ અર્થ સૂચવે છે. સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં મજ્જાના ક્ષયનાં આવાં લક્ષણો કહ્યાં છે: 'मज्जाक्षयेऽल्पशुक्रता पर्व-मेदोऽस्थिनिस्तोदोऽस्थिशून्यता च'–મજ્જાનો ક્ષય થતાં વીર્ય ઓછું થઈ જાય, હાડકાંના સાંધા ફાટે–જાણે ચિરાતા હોય તેવી પીડા થાય, હાડકામાં જાણે સોયા ભોંકાતા હોય એવી પીડા થાય અને હાડકાં શૂન્ય થઈ જાય–ખાલી પડી જાય અથવા જાણે બહેરાં થઈ ગયાં હોય એવાં જણાય. ૬૭

### વીર્યના ક્ષયનાં લક્ષણો

**दौर्बल्यं मुखशोषश्च पाण्डुत्वं सदनं श्रमः ।**
**क्लैब्यं शुक्राविसर्गश्च क्षीणशुक्रस्य लक्षणम् ॥६८॥**

**શરીરમાં દુર્બળતા થાય, મોઢું સુકાયા કરે, શરીરમાં ફીકાશ થાય, શિથિલતા જણાય, ( મહેનત વિના ) થાક લાગે, નપુંસકતા કે કાયરતા થાય, વીર્ય મુક્ત ન થાય અથવા લાંબા કાળે છૂટે કે મુક્ત થાય કે ઓછું મુક્ત થાય, એ વીર્યના ક્ષયનાં લક્ષણો જાણવાં. ૬૮**

સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫ માં અધ્યાયમાં વીર્યક્ષયનાં આ લક્ષણો કહ્યાં છે: 'शुक्रक्षये मेढ्रवृषणवेदना, अशक्ति-र्मैथुने, चिराद्वा प्रसेकः, प्रसेके चाल्परक्तशुक्रदर्शनम्'–વીર્યનો ક્ષય થતાં લિંગમાં તથા વૃષણમાં વેદના થાય, મૈથુનમાં અશક્તિ જણાય, અથવા લાંબા કાળે વીર્યક્ષરણ થાય અને વીર્યક્ષરણમાં પણ થોડા લોહી સાથે વીર્ય દેખાય. એમ રસ આદિ સાત ધાતુઓનાં લક્ષણો કહ્યાં; હવે નીચેના શ્લોકથી આરંભીને શરીરના સાત મળોના ક્ષયનાં લક્ષણો કહેવાં શરૂ કરે છે. ( યોગીન્દ્રનાથ સેન )

### વિષ્ઠાના ક્ષયનાં લક્ષણો

**क्षीणे शकृति चान्त्राणि पीडयन्निव मारुतः ।**
**रूक्षस्योन्नमयन् कुक्षिं तिर्यगूर्ध्वं च गच्छति ॥ ६९ ॥**

**વિષ્ઠાનો ક્ષય થતાં રૂક્ષ બનેલા માણસના દેહનો વાયુ આંતરડાંઓને દબાવતો હોય તેમ જાણે પીડતો કે મરડી નાખતો હોય એવું જણાય; તે વાયુ પેટને ઊંચે લાવે; અને ( પેટમાં ) આડો–અવળો અને ઊંચે જયા કરે છે. ૬૯**

વિષ્ઠાનો ક્ષય થતાં માણસને રૂક્ષ બનેલો જણાવી રૂક્ષતાને પણ વિષ્ઠાના ક્ષયનું લક્ષણ સૂચવ્યું છે, એમ હિંદી ટીકાકાર જયદેવ કહે છે. યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં કહેલાં વિષ્ઠાનાં ક્ષયનાં લક્ષણો આમ ટાંકી બતાવે છે: 'पुरीषक्षये हृदयपार्श्वपीडा, सशब्दस्य च वायोरूर्ध्वगमनं, कुक्षौ संचरणं च–વિષ્ઠાનો ક્ષય થતાં હૃદયમાં તથા પડખાંઓમાં પીડા થાય, અને અવાજો સાથે વાયુની ઊંચી ગતિ થાય અને પેટમાં તે વાયુ ઘૂમ્યા કરે.' એકંદર રૂક્ષતા, આંતરડાંનું વાયુથી વીંટાવું; હૃદયમાં તથા પડખાંઓમાં પીડા અને અવાજો સાથે વાયુનું પેટમાં આડા–અવળું અને ઉપર ઘૂમવું થાય, એ વિષ્ઠાક્ષયનાં લક્ષણો કહ્યાં છે. ૬૯

### મૂત્રના ક્ષયનાં લક્ષણો

**मूत्रक्षये मूत्रकृच्छ्रं मूत्रवैवर्ण्यमेव च ।**
**पिपासा बाधते चास्य मुखं च परिशुष्यति ॥ ७० ॥**

**મૂત્રનો ક્ષય થતાં માણસને મૂત્રકૃચ્છ્ર થાય, ઘણી મુશ્કેલીએ મૂત્ર ઊતરે–મૂત્ર કરતાં કષ્ટ થાય; મૂત્રનો રંગ બદલાઈ જાય, તરશ પીડે કે તરશ લાગ્યા કરે અને તે માણસનું મોઢું સુકાયા કરે છે. ૭૦**

સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં મૂત્રક્ષયનાં લક્ષણો આવાં કહ્યાં છે: 'मूत्रक्षये वस्तितोदोऽल्पमूत्रता च'–મૂત્રનો ક્ષય થતાં મૂત્રાશયમાં સોયા ભોંકાતા હોય એવી પીડા થાય અને મૂત્ર ઘણું ઓછું થાય. ( યોગીન્દ્રનાથ સેન )

### નાક, કાન, નેત્રો, મુખ તથા રુવાંટાંના છિદ્રોના મેલના ક્ષયનાં સામાન્ય લક્ષણો

**मलायनानि चान्यानि शून्यानि च लघूनि च ।**
**विशुष्काणि च लक्ष्यन्ते यथास्वं मलसंक्षये ॥ ७१ ॥**

**પોતપોતાના મળ કે મેલનો ક્ષય થતાં બીજાં પણ મલસ્થાનો શૂન્ય કે ખાલી થઈ પડે છે અને**

-હલકાં થઈ જાય છે તેમ જ અતિશય સુકાઈ ગયેલાં જણાય છે. ૭૧

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે: 'ઉપર મુખ્યત્વે વિષ્ઠા તથા મૂત્રના ક્ષયનાં લક્ષણો કહીને હવે ટૂંકમાં અહીં કાનના, ત્વચાના, નેત્રોના, જીભના તથા નાકના મેલનાં ક્ષયનાં લક્ષણો ટૂંકમાં જણાવે છે કે પોતપોતાના મળનો નાશ થતા મૂત્ર તથા વિષ્ઠા સિવાયનાં બીજાં મળસ્થાનો,-જેવાં કે કાનનાં બે છિદ્રો, ચામડી, ચામડી પરનાં રુવાંટાં, આંખના બે ગોળા, જીભ તથા નાકમાં બે છિદ્રો સુતાં, હલકાં અને અતિ-શય સૂકાં જણાય છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ લખે છે: 'મૂળમાં લખેલ 'मलायनानि' એ પદનો અર્થ પાંચે ઇંદ્રિયોનાં મળના આશ્રયસ્થાનો-મોઢું, નાક, આંખ, કાન અને ત્વચા ઇંદ્રિયનાં આશ્રયસ્થાન-રુવાંટાંનાં છિદ્રો તથા ગુહ્ય પ્રદેશરૂપે મળનાં આશ્રયસ્થાનો અહીં લેવાય છે. જતૂકર્ણે કહ્યું છે કે, 'दोषाणां धातूनाम् ओजोमूत्रशकृदिन्द्रियमलानामष्टादश क्षयास्ते लक्ष्याः स्वगुणक्रियानाशात्'-ત્રણ દોષોના, સાત ધાતુઓના તથા ઓજસ્નો અને મૂત્ર, વિષ્ઠા તથા પાંચ ઇંદ્રિયોના મળોના ક્ષય મળી એકંદર અઢાર ક્ષયરોગો, તેઓના પોતાના ગુણોના અને ક્રિયાઓના નાશ ઉપરથી જાણી લેવા.

ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથ સેન આમ લખે છે: 'અહીં નાકના, કાનના, નેત્રના, મુખના તથા રુવાંટાંનાં છિદ્રોના મળોના ક્ષયનું લક્ષણ સામાન્ય રીતે કહે છે: મૂળમાં 'अन्यानि मलायनानि' એમ લખ્યું છે, તેનો અર્થ નીચે રહેલ ગુદા તથા ગુહ્ય ચિહ્ન સિવાયનાં બીજાં મળસ્થાનો-નાક, કાન વગેરે સમજવાં; પોતપોતાનો મળક્ષય પામતાં તે તે મળસ્થાનો શૂન્ય હલકાં અને અતિ શુષ્ક જણાય છે; એકંદર તે તે સ્થાનોમાં મળનો ક્ષય થતાં શોષ, શૂન્યતા તથા હલકાપણું-એ લક્ષણો થાય છે.

હિંદી ટીકાકાર શ્રીજયદેવ, વધુમાં સુશ્રુતનું આ વચન સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાંથી ટાંકી બતાવે છે: 'स्वेदक्षये स्तब्धरोमकूपता त्वक्शोषः स्पर्शवैगुण्यं स्वेदनाशश्च'-રુવાંટાંના છિદ્રોનો મેલ-પરસેવાનો ક્ષય થતાં રુવાંટાં જડ જેવાં સજ્જડ બની જાય, ચામડી સુકાઈ જાય, તેને સ્પર્શનું ભાન બરાબર ન થાય અને પરસેવો પણ નાશ પામે છે. ૭૧

### ઓજસ્‌ના ક્ષયનાં લક્ષણો

बिभेति दुर्बलोऽभीक्ष्णं ध्यायति व्यथितेन्द्रियः।
दुश्छायो दुर्मना रूक्षः क्षामश्चैवौजसः क्षये ॥७२॥

ઓજસ્‌નો ક્ષય થતાં દુર્બળ થયેલો માણસ (કારણ વિના જ) વારંવાર ભય પામે છે; વિચારો કર્યા કરે છે, તેની ઇંદ્રિયો વ્યાકુળ કે ગભરાયેલી બને છે, તેની કાંતિ ઝાંખી પડી જાય છે, તેનું મન ઉદાસ કે દુર્બળ થાય છે; શરીરે તે રૂક્ષ અને ક્ષીણ થાય છે. ૭૨

હિંદી ટીકાકાર શ્રીજયદેવ અહીં ઠીક સમજાવે છે. 'ઓજસ્ ક્ષય પામે એટલે માણસ શરીરે દૂબળો થાય, કારણ વગર ડર્યા કરે, કાયમ ચિંતા કર્યા કરે, તેની ઇંદ્રિયોમાં પીડા થાય, એટલે તેની ઇંદ્રિયો પોતપોતાનું કાર્ય બરાબર કરી શકતી નથી; એ માણસની કાંતિ પણ ઓછી થઈ જાય છે; અથવા તેની કાંતિ બગડી જાય છે, મન નબળું પડે છે, તેનામાં વિચાર કરવાની શક્તિ બરાબર રહેતી નથી અને તેનું શરીર રૂક્ષ તથા કૃશ થઈ જાય છે. સુશ્રુતે આ ઓજસ્‌ના ક્ષયને ત્રણ ભાગમાં વહેંચી બતાવેલ છે: 'तस्य विस्रंसो व्यापत् क्षय इति लिङ्गानि व्यापन्नस्य भवन्ति-सन्धिविश्लेषो गात्राणां सदनं दोषच्यवनं क्रियासंनिरोधश्च विस्रंसे, स्तब्धगुरुगात्रता वातशोफो वर्णभेदो ग्लानिस्तन्द्रा निद्रा च व्यापन्ने, मूर्च्छा मांसक्षयो मोहः प्रलापो मरणमिति च क्षये'-અર્થાત્ ઓજોવિસ્રંસ, ઓજોવ્યાપત્ અને ઓજક્ષય-એમ ત્રણ પ્રકારનો ઓજક્ષય થાય છે. તેમાં ઓજોવિસ્રંસનો અભિપ્રાય આ છે કે મૂત્ર આદિના નીકળવાના માર્ગે ઓજસ્ પણ બહાર નીકળવા લાગે છે; તેમાં સાંધા ઢીલા થાય, શરીર પણ ઢીલું પડે, દોષો પોતાના સ્થાનેથી ખસી જાય છે અથવા બગડેલા દોષો દ્વારા ઓજસ્‌નો સ્રાવ થાય છે; અને બધી ક્રિયાઓ બરાબર થઈ શક્તિ નથી. ઓજોવ્યાપદ્‌માં શરીર ભારે કે જડ જેવું જણાય, વાયુનો સોજો થાય, શરીરનો રંગ ફીકો થાય; ગ્લાનિ, ઊંઘ જેવું ઘેન અને ઊંઘ આવ્યા કરે છે; અને ઓજઃક્ષયમાં મૂર્છા, માંસનો ઘસારો, ઘણી જ બેભાન સ્થિતિ, બકવાદ અને છેવટે મૃત્યુ પણ થાય છે.' ૭૨

### 'ઓજસ્' એ શું છે? તેનું લક્ષણ

हृदि तिष्ठति यच्छुद्धं रक्तमीषत्सपीतकम्।
ओजः शरीरे संख्यातं तन्नाशान्ना विनश्यति ॥७३॥

હૃદયમાં જે શુદ્ધ-સફેદ રંગનો, કંઈક રાતો અને કંઈક પીળાશવાળો પદાર્થ રહે છે, તેને શરીરમાં (રહેતું) 'ઓજસ્' કહે છે; એ 'ઓજસ્'ના નાશથી માણસ નાશ પામે છે. ૭૩

શ્રીગંગાધર લખે છે કે, આ શ્લોકમાં દર્શાવેલું ઓજસ્ આઠ બિંદુ માપનું છે; એમાંનો થોડો અંશ પણ જો

નાશ પામે તો માણસ મરી જાય છે. બીજા તંત્રોમાં આમ કહ્યું છે: 'प्राणाश्रयस्य ओजसोऽष्टौ विन्दवो हृदयाश्रयाः–પ્રાણનો આશ્રય ઓજસ્ છે; તેનાં આઠ બિંદુ હૃદયમાં રહે છે.' શારીરસ્થાનમાં ચરક કહેશે કે, 'यावच्चैव श्लेष्मणश्चौजसः'–જેટલું કફનું માપ છે તેટલું જ ઓજસ્નું માપ એટલે 'અર્ધો ખોબો' હોય છે; એ જ ઓજસ્નું આ લક્ષણ છે. એ ઓજસ્ના અમુક અંશનો નાશ થવાથી માણસનું અવશ્ય મરણ થતું નથી. એ જ 'અર્ધો ખોબો' માપ ધરાવતા ઓજસ્નો ક્ષય થતાં અહીં ૭૨ મા શ્લોકમાં પણ લક્ષણ કહેલ જ છે, પણ આ લક્ષણોમાં તેના નાશથી મરણ જણાવ્યું નથી. કોઈક વિદ્વાન અહીં આમ જણાવે છે: 'अष्टविन्दुमितं तु प्रधानं हृदि तिष्ठति–' આઠ બિંદુ માપનું જે મુખ્ય ઓજસ્ છે, તે હૃદયમાં રહે છે.' ઇત્યાદિ લક્ષણવાળા એ ઓજસ્ના નાશથી માણસ નાશ પામે છે, પરંતુ અર્ધો ખોબા માપનું જે ઓજસ્ છે, તેનો ક્ષય થતાં માણસનું મરણ તો થતું નથી, આમ એ વિદ્વાનનું કહેવું ઠીક નથી; કેમ કે સુશ્રુતમાં 'અર્ધો ખોબો' માપના ઓજસ્ના દોષના કે વિકારના ત્રણ પ્રકારો કહ્યા છે: એક ઓજોવિસ્રંસ, બીજો ઓજોવ્યાપત્ અને ત્રીજો ઓજક્ષય; તેમાંના પહેલા બે પ્રકારની ચિકિત્સા કહી છે, પરંતુ ત્રીજા પ્રકાર–ઓજઃક્ષયમાં તો મરણ જ કહ્યું છે, તે પૂર્વોક્ત માન્યતામાં ઘટતું નથી; એ કારણે જે 'અર્ધો ખોબો' માપ ધરાવતું ઓજસ્ છે, એ જ આઠ બિંદુ માપનું સમજાય છે. અહીં 'બિંદુ' શબ્દનો અર્થ એક 'કર્ષ' એમ સમજવાનો છે અને એવા આઠ 'કર્ષ'ની એક 'અર્ધાંજલિ' કે 'અર્ધો ખોબો' થાય છે. એ અર્ધા ખોબા માપનું જ ઓજસ્ હૃદયસ્થાનમાં રહે છે; તે જ શુદ્ધ–સફેદ છતાં કંઈક રતાશવાળું અને પીળાશવાળું છે: એ ઓજસ્નો ક્ષય, વિસ્રંસ કે વ્યાપત્ થતાં માણસ, 'बिभेति' ઇત્યાદિ તેનું લક્ષણ અહીં ચરકે કહ્યું છે. વિસ્રંસમાં તથા વ્યાપત્માં બે પ્રકારનું લક્ષણ છે; તેમાંનો એક પ્રકાર અહીં કહેલ છે અને બીજો પ્રકાર સુશ્રુતમાં કહ્યો છે; બધા આચાર્યો બધું કહે, એમ હોતું નથી; માટે એ ઓજસ્નો નાશ એટલે સંપૂર્ણ ક્ષય થવાથી માણસ નાશ પામે છે; એમ સમજવાથી આ ઓજસ્ના સંબંધે ચરકનો તથા સુશ્રુતનો વિરોધ જણાતો નથી.

ટીકાકાર ચક્રપાણિ અહીં આમ જણાવે છે: ઓજસ્ને જાણવું મુશ્કેલ હોવાથી અહીં તેનું લક્ષણ કહેલ છે: તે ઓજસ્ ધોળા રંગનું જ હોય છે; તેમાં રતાશ અને પીળાશ તો લગાર જ અનુસરે છે; અથવા 'ईषत्' એમ કહીને રૂપનું પ્રમાણ કહ્યું નથી; પણ 'આઠ બિંદુનું ઓજસ્ હોય છે' એમ દર્શાવે છે; બીજા તંત્રમાં પણ કહેલ છે કે, 'प्राणाश्रयस्यौजसोऽष्टौ विन्दवो हृदयाश्रयाः–પ્રાણના આશ્રયરૂપ ઓજસ્નાં આઠ બિંદુઓ હૃદયમાં રહેલા છે.' આમ આઠ બિંદુનું જે ઓજસ્ છે, તે જ શ્રેષ્ઠ ઓજસ્ છે, એમ જાણવું; બાકીનું અર્ધા ખોબા માપનું જે ઓજસ્ છે, તે મુખ્ય નથી; કારણ કે શારીરસ્થાનમાં કહેશે કે, 'तावच्चैव श्लेष्मण ओजसश्च प्रमाणम्–જેટલું માપ કફનું છે તેટલું જ ઓજસ્નું પ્રમાણ–અર્ધો ખોબો છે' આ ઉપરથી બે પ્રકારનું ઓજસ્ આ ચરક ગ્રંથમાં કહેલ છે; તેથી જ આ શ્લોકસ્થાનના 'અર્થેદશમહામૂલીય' નામના ૩૦ મા અધ્યાયમાં કહેશે કે, 'तत् परस्यौजसः स्थानम्–એ હૃદય શ્રેષ્ઠ ઓજસ્નુ સ્થાન છે' આમ કહીને આઠ બિંદુના ઓજસ્ને શ્રેષ્ઠ કહ્યું છે. અહીં ઓજસ્ના ક્ષયનુ જે લક્ષણ ૭૨ મા શ્લોકમાં કહેલ છે, તે અર્ધા ખોબા માપના જ ઓજસ્ના ક્ષયનું લક્ષણ જાણવું; કેમ કે આઠ બિંદુ માપના શ્રેષ્ઠ ઓજસ્નો તો અમુક ભાગ કે અંશ પણ નાશ પામે તોપણ મૃત્યુ થાય છે, એમ 'हृदि तिष्ठति यच्छुभ्रं' એ શ્લોકમાં અહીં જણાવે છે. આ ઓજસ્ સર્વ ધાતુઓના સમુદાયરૂપ છે, તેથી સાત ધાતુઓમાં જ તેનો સમાવેશ છે, પણ તે આઠમી ધાતુ છે, એમ માનવાનું નથી. આ જ અભિપ્રાયથી સુશ્રુતમાં પણ કહ્યું છે કે, 'रसादीनां शुक्रान्तानां यत् परं तेजस् तत् खलु ओजः–રસથી માંડી શુક્ર સુધીની ધાતુઓનું એ શ્રેષ્ઠ તેજ છે, 'જેને 'ઓજસ્' કહે છે.' બીજા સ્થળે પણ કહે છે કે, 'भ्रमरैः फलपुष्पेभ्यो यथा संह्रियते मधु। तद्वदोजः शरीरेभ्यो गुणैः संह्रियते नृणाम्–જેમ ભમરાઓ ફળોમાંથી તથા પુષ્પોમાંથી મધ એકઠું કરે છે, તેમ માણસોના (આહારાદિ જન્ય રસાદિ ધાતુઓરૂપ) ગુણો, શરીરમાંથી 'ઓજસ્'ને એકઠું કરે છે.' છેવટે શ્રીચક્રપાણિ અહીં આમ પણ લખી જણાવે છે કે, 'ઉપર્યુક્ત અઢાર પ્રકારના ક્ષય તો અતિશય પ્રકટ સ્વરૂપે થતા હોવાથી અહીં કહ્યા છે; તેથી ઉદકક્ષય, સ્વરક્ષય આદિ બીજા ક્ષય નથી કહ્યા, એમ માની લેવું નહિ; કેમ કે કહ્યું છે કે 'स्वरक्षयमुरोरोगम्' તેમ જ ઉદકક્ષયનું લક્ષણ પણ કહ્યું છે કે, 'ताल्वोष्ठकण्ठक्लोमसंशोषं पिपासां च दृष्ट्वा उदकवहान्यस्य दुष्टानीति जानीयात्'–માણસનું ગળું, હોઠ, તાળવું કે ક્લોમ નામનું પિપાસાસ્થાન જ્યારે સુકાય અને તરસ લાગ્યા કરે ત્યારે જાણવું કે આ માણસના જળવાહી સ્રોતો બગડ્યાં છે.

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં જણાવે છે કે, 'ઓજસ્ને જાણવું મુશ્કેલ હોવાથી આ ૭૩ મા

શ્લોકમાં તેનું લક્ષણ કહે છે. ઓજસ્ હૃદયમાં રહે છે, તે ધોળા રંગનું હોય છે, છતાં તેમાં થોડી રતાશ અને પીળાશ પણ જણાય છે. વાગ્ભટ પણ કહે છે 'ईषल्लोहितपीतकम्' (અષ્ટાંગહૃદયસૂત્ર૦ ૧૧ અ.) એ ઓજસ્ લગાર રતાશવાળું અને પીળાશવાળું હોય છે, વળી તે 'ગુરુ-ભારે' આદિ ગુણોવાળું પણ છે, એમ ચરક પોતે ચિકિત્સાસ્થાનના ૨૪મા અધ્યાયમાં આમ કહેશે કે, 'गुरु शीतं मृदु स्निग्धं बहलं मधुरं स्थिरम्। प्रसन्नं पिच्छिलं श्लक्ष्णमोजो दशगुणं स्मृतम्-ઓજસ્‌માં આ દશ ગુણો હોય છે: તે ગુરુ, શીતળ, કોમળ, સ્નિગ્ધ, ઘાડું, મધુર, સ્થિર, પ્રસન્ન, ચીકાશવાળું અને સુંવાળું હોય છે.' એ ઓજસ્ સર્વ ધાતુઓના તેજરૂપ હોય છે; સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહ્યું છે કે, 'तत्र रसादीनां शुक्रान्तानां धातूनां यत् परं तेजस् तत् खलु ओजः' तदेव बलमित्युच्यते'-રસથી માંડી શુક્ર સુધીની ધાતુઓનું જે શ્રેષ્ઠ તેજ છે, તે જ 'ઓજસ્' છે; તે જ 'બળ' કહેવાય છે.' એ ઓજસ્ હૃદયમાં રહે છે-ઓજસ્‌નું સ્થાન હૃદય છે, એમ શ્લોકસ્થાનમાં પણ ૩૦મા અધ્યાયમાં કહેશે કે, 'तत् परस्यौजस. स्थान-એ હૃદય શ્રેષ્ઠ ઓજસ્‌નું સ્થાન છે.' એ ઓજસ્‌ના નાશથી માણસ નાશ પામે છે, એ વાત પણ શ્લોકસ્થાનના 'અર્થેદશમહામૂલીય' નામના ૩૦મા અધ્યાયમાં કહેશે કે, 'येनौजसा वर्तयन्ति प्रीणिताः सर्वदेहिनः। यहते सर्वभूतानां जीवितं नावतिष्ठते-જે ઓજસ્‌થી પ્રસન્ન રહેતાં સર્વ પ્રાણીઓ પોતાનું જીવન ગાળે છે, અને જેના વિના સર્વ પ્રાણીઓનું જીવન ટકતું નથી;' વળી ત્યાં જ ૩૦મા અધ્યાયમાં કહેશે કે 'यत् सार आदौ गर्भस्य यत् तद् गर्भरसाद् रसः। संवर्तमान हृदयं समाविशति यत् पुरा। यस्यानाशान्न नाशोऽस्ति धारि यद्हृदयाश्रितम्। यच्छरीररसस्नेह. प्राणा यत्र प्रतिष्ठिताः'-શરૂઆતમાં ગર્ભનો જે સાર મનાય છે, ગર્ભના રસમાંથી જે રસરૂપે થાય છે, જે હૃદયમાં રહેતું હોઈને સૌની પહેલાં હૃદયમાં પ્રવેશ કરે છે, જેનો નાશ ન થાય તો પ્રાણીનો નાશ નથી, પણ જેના નાશથી પ્રાણીનો નાશ થાય છે; હૃદયનો આશ્રય કરીને જે ધારણ કરી રાખે છે, શરીરના રસનો જે સ્નેહ છે અને જેના આશ્રયે પ્રાણો ટકી રહ્યા છે, તે 'ઓજસ્' છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહેલ છે કે, 'ओजः सोमात्मकं स्निग्धं शुक्लं पीतं स्थिरं सरम्। विविक्तं मृदु मृत्स्नं च प्राणायतनमुत्तमम्। देहस्यावयवस्तेन व्याप्तो भवति देहिनाम्। तदभावाच्च शीर्यन्ते शरीराणि शरीरिणाम्। अभिघातात् क्षयात् कोपाद् शोकाद् ध्यानात् श्रमात् क्षुधः। ओजः संक्षीयते ह्येभ्यो धातुग्रहणनिःसृतम्। तेजः समीरितं तस्माद् विस्रंसयति देहिनः॥-ઓજસ્ ચંદ્રસ્વરૂપ, સ્નિગ્ધ, ધોળું, પીળાશ પડતું, સ્થિર, સરકી જનારું કે પ્રસરનારું, શુદ્ધ, કોમળ, નવીન, પ્રાણોનું ઉત્તમ સ્થાન તથા દેહના અવયવરૂપ છે; એ ઓજસ્‌થી પ્રાણીઓનો દેહ વ્યાપ્ત છે; એ ઓજસ્‌નો અભાવ થવાથી પ્રાણીઓનાં શરીર નાશ પામે છે. અભિઘાતથી, ક્ષયથી, ક્રોધથી, શોકથી, વિચારો કરવાથી, શ્રમથી તથા ભૂખથી એ ઓજસ્ નાશ પામે છે; તે ઓજસ્ દરેક ધાતુઓમાંથી સારરૂપે ઉત્પન્ન થાય છે; શરીરના તેજરૂપ છે, તેથી જ એ ઓજસ્ જો ક્ષય પામે તો પ્રાણીઓને તે ઢીલા કરે છે કે રોગી બનાવે છે અને છેવટે મારી જ નાખે છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં બધી ટીકાઓનું દોહન પ્રથમ લખ્યા પછી છેવટે પ્રાચ્ય-અર્વાચ્ય દૃષ્ટિથી જાણવા જેવું આમ લખે છે કે, 'આખા શરીરમાં રહેલા ઓજસ્‌નું માપ બરાબર જાણવું કઠિન છે; આયુર્વેદમાં જે રક્તગત ઓજસ્‌ને આઠ કર્ષના માપનું કહેલ છે, તે આજકાલના પ્રત્યક્ષ શારીરિઓના મતને પણ લગભગ મળે છે. આઠ કર્ષ માપ એ મધ્યમાપ છે; એનાથી કંઈક ઓછું કે વધુ પણ હોઈ શકે છે. આઠ કર્ષ એટલે કે આ સંહિતાના માપને અનુસરી આજકાલના લગભગ ૧૬ તોલા વજન થાય છે. જો કોઈ યુવાન માણસનું વજન બે મણ હોય તો તેના રક્તમાં આઠ કર્ષ માપમાં ઓજસ્ હશે. મનુષ્યના શરીરમાં રક્તનું માપ શરીરના વજનથી લગભગ એક દ્વિતીયાંશ હોય છે; જે મનુષ્યનું વજન બે મણ હોય તો તેના શરીરમાં રક્તનું માપ લગભગ ચાર શેર હોય છે. રક્તમાં રક્તવારિ અને રક્તના કણ-એમ બે જોડાયેલા અવયવો હોય છે; રક્તના ૧૦૦ ભાગોમાં ૬૦થી ૬૫ ભાગ રક્તવારિ અને ૩૫થી ૪૦ ભાગ કણોના હોય છે. ચાર શેર એટલે ૩૨૦ તોલાના રક્તના ૧૦૦ તોલામાં રક્તવારિ ૬૦ તોલા હોય છે, તો ૩૨૦ તોલામાં ૧૯૨ તોલા રક્તવારિ હોય છે. આ વાત હમણાં જ ઉપર કહેવાઈ ગઈ કે રક્તવારિના પ્રત્યેક સો ભાગમાં ઓજસ્ ૮ ભાગ હોય છે; એમ ૧૦૦ તોલા રક્તવારિમાં ૮ તોલા ઓજસ્ હોય, ૧૯૨ તોલા રક્તવારિમાં ૧૫ તોલા ઉપર ૬-૨૫ અંશ થાય છે; એમ રક્તગત ઓજનું માપ શ્રી જયદેવ બતાવે છે અને તે ઉપરાંત પણ અર્વાચીન દૃષ્ટિએ કેટલુંક લખે છે; તે ખાસ આયુર્વેદિક દૃષ્ટિએ વધુ ઉપયોગી નહિ લાગવાથી અમે અહીં લખ્યું નથી; ઉપરાંત તેઓ વધુ આમ લખે છે કે, પ્રાચીન-સુશ્રુતટીકાકાર શ્રી ડલ્હણ ઓજસ્‌ને ત્રણ પ્રકારનું માને છે.

એક તો ધોળા રંગનું, બીજું તેલના જેવા રંગનું અને ત્રીજું મધના જેવા રંગનું કહે છે; જ્યારે ચરક પણ શુદ્ધ ધોળા રંગનું, કંઈક રતાશવાળું અને કંઈક પીળું કહે છે; એમ ત્રણ પ્રકારનું તેને કહી શકાય છે; પરંતુ ચક્રપાણિ તો ઓજસ્‌ને એક જ ધોળા રંગનું જણાવીને તેમાં થોડી રતાશ અને પીળાશને અનુગત જ કહે છે; તેમ જ હૃદયમાં રહેલા ઓજસ્‌ને આઠ બિંદુનું પ્રધાન કહે છે અને બાકીના ઓજસ્‌ને અર્ધો ખોબા માપનું અપ્રધાન જણાવે છે; ઉપરાંત શ્રી ચક્રપાણિ ખાસ કહે છે કે હૃદયાશ્રિત આઠ બિન્દુના ઓજસ્‌નો લગાર પણ ક્ષય થતાં પ્રાણીનું તત્કાળ મરણ નીપજે છે; પરંતુ અપ્રધાન ઓજસ્‌ના ક્ષયથી એકદમ મરણ નીપજતું નથી.' ૭૩

## (શ્રીગંગાધરના મતે) ઓજસ્‌ની ઉત્પત્તિનો ક્રમ

[प्रथमे जायते ह्योजः शरीरेऽस्मिञ् शरीरिणाम्।
सर्पिर्वर्णं मधुरसं लाजगन्धि प्रजायते॥

પ્રાણીઓના આ પ્રથમ શરીરમાં એટલે સૌથી પહેલાં ઘીના જેવા રંગનું અને મધના જેવા રસનું ઓજસ્‌ ઉત્પન્ન થાય છે; એ છેલ્લે લાજ કે ડાંગરની ધાણીના જેવા ગંધવાળું થાય છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં આ શ્લોકને આમ સમજાવે છે કે, 'રસ વગેરે સર્વ ધાતુઓનું જે શ્રેષ્ઠ તેજ છે, એ જ 'ઓજસ્‌' છે અને પ્રાણીઓનાં પ્રથમ શરીરમાં–સૌની પહેલાં તે ઘીના જેવા રંગનું તથા મધના જેવા રસવાળું થાય છે; પછી તે લાજ કે ડાંગરની ધાણીના જેવા ગંધવાળું થાય છે. (આમ જણાવ્યા પછી શ્રી ગંગાધરે સુશ્રુતના ૧૫મા અધ્યાયમાંથી કેટલુંક ઉતાર્યું છે, જે લગભગ પહેલાં લેવાયું છે.) ટીકાકાર ચક્રપાણિ તો આ શ્લોકને અતિશય પ્રસિદ્ધ ગણતા જ નથી; તે જ પ્રમાણે યોગીન્દ્રનાથ સેન પણ આ શ્લોકને મૂળમાં કે ટીકામાં લેતા જ નથી.]

## ઓજસ્‌નો સંગ્રહ

भ्रमरैः फलपुष्पेभ्यो यथा संह्रियते मधु।
एवमोजः स्वकर्मभ्यो गुणैः संह्रियते नृणाम्॥ ७४॥

જેમ ભમરાઓ સર્વ પુષ્પોમાંથી (સારરૂપ) મધને એકઠું કરે છે, તેમ મનુષ્યોના (આહારજન્ય) ગુણો, પોતાનાં કર્મોથી ઓજસ્‌ને (શરીરમાં સૌની પહેલાં) સારી રીતે ભરે છે–એકઠું કરે છે. ૭૪

ટીકાકાર શ્રી યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આવો અર્થ લખે છે કે, 'જેમ ભમરા સર્વ પુષ્પોમાંથી તેઓના સારરૂપ મધને સારી રીતે ભરે છે–એકઠું કરે છે, તેમ મનુષ્યોનાં સ્વકર્મજન્ય ગુણોથી એટલે ઉત્પત્તિ-કારણ સહિત દ્રવ્યોના આહારથી થતા ગુરુ–શીત આદિ ગુણોથી શરીરમાં ઓજસ્‌ સારી રીતે ભરાય છે–એકઠું કરાય છે. (આ શ્લોકને શ્રી ગંગાધરે મૂળમાં દાખલ કર્યો નથી, પણ ઉપરના પોતે લીધેલા શ્લોકની ટીકામાં પ્રાસંગિક ઉતાર્યો છે; ચક્રપાણિએ પણ એ જ પ્રમાણે ૭૩મા શ્લોકની પોતાની ટીકામાં લખ્યો છે. શ્રી જયદેવે પણ ઉપરના તથા આ–બેય શ્લોકોને મૂળમાં કૌંસમાં જ લીધા છે.) ૭૪

## સર્વ ક્ષયરોગોનાં સામાન્ય કારણો

व्यायामोऽनशनं चिन्ता रूक्षाल्पप्रमिताशनम्।
वातातपौ भयं शोको रूक्षपानं प्रजागरः॥ ७५॥
कफशोणितशुक्राणां मलानां चातिवर्तनम्।
कालो भूतोपघातश्च ज्ञातव्याः क्षयहेतवः॥ ७६॥

વધુ પ્રમાણમાં કસરત કે શારીરશ્રમ, ઉપવાસો, ચિંતા; રૂક્ષ, થોડું અને ખૂબ માપસરનું કે અમુક એક જ રસાદિનું ભોજન, વાયુનું તથા તડકાનું વધુ સેવન, ભય, શોક, રૂક્ષપાન કે લૂખાં પીણાંનું સેવન, રાતના ઉજાગરા; કફની, લોહીની, વીર્યની તથા મળોની અતિશય પ્રવૃત્તિ કે વધારે પ્રમાણમાં બહાર નીકળવું, વૃદ્ધાવસ્થા કે આદાન સમય વગેરેરૂપ કાળ તથા ભૂત–પિશાચ આદિનો વળગાડ, એટલાં (પૂર્વોક્ત ૧૮ કે હરકોઈ) ક્ષયરોગોનાં કારણો જાણવાં. ૭૫,૭૬

એમ અઢાર ક્ષયનાં લક્ષણો કહીને હવે તે સર્વ ક્ષયનાં સામાન્ય કારણો કહે છે: અહીં 'अल्पाशनम्' એટલે પ્રમાણથી ઓછું ખાવું, એ અર્થ છે; 'अनशनम्' એટલે 'લંઘન' સમજવું. કફની, રુધિરની તથા વીર્યની અતિ પ્રવૃત્તિમાં કફની અતિ પ્રવૃત્તિ વમનના અતિયોગથી સમજવી, રુધિરની અતિ પ્રવૃત્તિ શિરા વીંધાવવા વગેરે કારણોથી જાણવી અને વીર્યની અતિ પ્રવૃત્તિ અતિમૈથુન આદિથી જાણવી; વૃદ્ધાવસ્થા કે રોગી સ્થિતિ વગેરે કાળ જાણવો અને પિશાચ આદિના વળગાડને 'ભૂતોપઘાત' સમજવો. આ બધાં ક્ષયનાં કારણો સમજવાં. અહીં શંકા થાય છે કે, અહીં જણાવેલાં કસરત વગેરે તો વાયુના તથા પિત્તના પ્રકોપનું કારણ ગણાય છે, તો તેઓ ક્ષયનાં કારણ કેમ કહેવાય? આનું સમાધાન આ છે કે, સામાન્ય ક્ષયનાં કારણો કહેવાં હોય ત્યારે યથાયોગ્ય કારણો બતાવવાં જોઈએ. જેટલું જે

વિશેષતાવાળું હોય તે જ ક્ષયનું કારણ બને છે; એટલે કસરત કે શારીરશ્રમ વગેરે જો વધુ સેવાય તો કફનો ક્ષય થાય; તેમ જ અતિસ્નિગ્ધ આદિ આહારોના અતિસેવનથી વાયુનો તથા પિત્તનો ક્ષય થાય; એમ યથાયોગ્ય રીતે આ કારણોને ઘટાવી લેવાં જોઈએ.

યોગીન્દ્રનાથ સેન, સુશ્રુતના સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાંથી ક્ષયરોગનાં સામાન્ય કારણોનો ઉતારો કરે છે કે, 'क्षयः पुनरेषामतिसंशोधनातिसंशमनवेगविधारणासात्म्यान्नमनस्तापव्यायामानशनातिमैथुनैर्भवति'–પૂર્વોક્ત અઢારનો ક્ષય અતિસંશોધનથી, અતિસંશમનથી, વેગોને રોકવાથી, અસાત્મ્ય અન્નના સેવનથી, મનના તાપથી, વધુ કસરત કે શારીરશ્રમથી, ઉપવાસોથી અને વધુ પડતા મૈથુનથી થાય છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ પણ સમજાવે કે, અહીં 'काल' શબ્દથી વૃદ્ધાવસ્થા તથા 'આદાન'કાળ પણ સમજવો. વળી અહીં વિલક્ષણ હોવાથી વાતના ક્ષયનાં કારણો કહ્યાં નથી; પરંતુ તેનો ક્ષય અચિંતન કે કોઈ વિચારો જ ન કરવા, તેમ જ દિવસે ઊંઘવું, ઇત્યાદિ કારણોથી થાય છે, એમ જાણી લેવું; અથવા ઉપવાસો કરવાથી 'કિટ્ટ' એટલે મળનો અભાવ થાય છે, તેથી એ 'કિટ્ટ'રૂપી વાયુની પણ ઉત્પત્તિ થતી નથી, તે ઉપરથી પણ વાતક્ષય સમજી લેવો જોઈએ. ૭૫,૭૬

### મધુમેહની નિદાનપૂર્વકની સંપ્રાપ્તિ

गुरुस्निग्धाम्ललवणान्यतिमात्रं समश्नताम् ।
नवमन्नं च पानं च निद्रामास्यासुखानि च ॥७७॥
त्यक्तव्यायामचिन्तानां संशोधनमकुर्वताम् ।
श्लेष्मा पित्तं च मेदश्च मांसं चातिप्रवर्धते ॥ ७८ ॥
तैरावृतगतिर्वायुरोज आदाय गच्छति ।
यदा बस्तिं तदा कृच्छ्रो मधुमेहः प्रवर्तते ॥ ७९ ॥

ભારે, સ્નિગ્ધ, ખાટા અને ખારા પદાર્થોનો જેઓ વધુ પ્રમાણમાં આહાર કરે છે; તેમ જ નવાં અન્ન, નવું પીણું મદ્ય વગેરે, નિદ્રા તથા (વધુ) બેસી રહેવાનાં સુખ જેઓ વધારે સેવે; કસરત કે શારીરશ્રમ અને ચિંતાને જેઓ છોડી દે, તેમ જ સંશોધન ન કરે, તેઓના કફ, પિત્ત, મેદ અને માંસ ખૂબ વધી જાય છે; એટલે તે વધેલા કફ આદિથી જેની ગતિ કે માર્ગો રોકાયા હોય એવો વાયુ, (શરીરની ધાતુઓના પ્રસાદ કે સારરૂપ) ઓજસ્‌ને (સાથે) લઈ જ્યારે મૂત્રાશયમાં જાય છે, ત્યારે કષ્ટસાધ્ય મધુમેહનો રોગ શરૂ થાય છે. ૭૭–૭૯

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ લખે છે: ચરકના મતમાં બે પ્રકારના મધુમેહ છે; એક તો વાયુના કોપથી અને બીજો દોષોનાં આવરણથી; આ વિષે ચરક ચિકિત્સાસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં કહેશે કે, 'दृष्ट्वा प्रमेहं मधुरं सपिच्छं, मधूपमं स्याद् द्विविधो विचारः । क्षीणेषु दोषेष्वनिलात्मकाः स्युः', संतर्पणाद्वा कफसंभवाः स्युः ॥'–ચીકાશવાળા અને મધ જેવા મધુર પ્રમેહને જોઈ આવા બે પ્રકારના વિચારો થાય છે: દોષોનો ક્ષય થતાં કેવળ વાયુજન્ય પ્રમેહો થાય, અથવા વધુ પ્રમાણમાં સંતર્પણથી કફજન્ય પ્રમેહો થાય.' આમાંના બીજા પ્રમેહો કષ્ટસાધ્ય હોય છે અને તેમાં જ કેટલીએ થવાનો સંભવ રહે છે; અને પહેલો વાયુજન્ય પ્રમેહ તો અસાધ્ય જ છે. આ સંબંધે નિદાનસ્થાનમાં ૪થા અધ્યાયમાં પણ કહેશે કે 'कषायमधुरं पाण्डु, रूक्षं मेहति यो नरः । वातकोपादसाध्यं तं, प्रतीयान्मधुमेहिनम् '–જે માણસ વાયુના કોપને લીધે તૂરા અને મધુર રસવાળું, ધોળું, ચીકાશ પડતું અને રૂક્ષ મૂત્ર કરે છે, તે મધુમેહનો અસાધ્ય રોગી જાણવો. અહીં ૭૯મા શ્લોકના અર્ધમાં 'तैरावृतः प्रसादं च गृहीत्वा याति मारुतः' એવો પાઠ રાખે છે, પણ શ્રી ગંગાધર અને જયદેવ 'तैरावृतगतिर्वायुरोज आदाय गच्छति' એવો પાઠ રાખે છે, છતાં અર્થમાં ખાસ કંઈ ફરક પડતો નથી

શ્રી ગંગાધર પણ અહીં ઠીક સમજાવે છે: 'જેઓ મેહના રોગી તો હોય જ છતાં ભારે, સ્નિગ્ધ આદિ અહીં જણાવેલા આહારો સેવ્યા કરે, નિદ્રાનાં તથા બેસી રહેવાનાં સુખ વધારે સેવે અને કસરત કે શારીરશ્રમ વગેરેનો બિલકુલ ત્યાગ કરી દે, તેઓનાં કફ, પિત્ત, મેદ, અને માંસ ખૂબ વધી જાય છે; અને તેઓ જ્યારે ખૂબ પ્રમાણમાં વધી જાય, ત્યારે વાયુની ગતિને એટલે વાયુના સંચારના માર્ગોને રોકી દે છે, ત્યારે તે વાયુ, ભલે કોપ્યો ન હોય અથવા પોતાના પ્રમાણમાં જ રહ્યો હોય, છતાં આહારના પ્રસાદરૂપ કે 'ओजः प्रसादो धातूनाम्–'ધાતુઓના સારરૂપ ઓજસ્‌ને (સાથે) લઈ બસ્તિરૂપ મૂત્રાશયમાં જઈ પહોંચે છે અને પછી દરેક મેહો કરતાં કષ્ટસાધ્ય એટલે ઉપેક્ષા કરાય તો જેની ચિકિત્સા હોઈ શકે નહિ એવા ગણાતા મધુમેહના રૂપમાં પરિવર્તન પામે છે. ૭૭–૭૯

### એ મધુમેહના વિવિધ આકારો

स मारुतस्य पित्तस्य कफस्य च मुहुर्मुहुः ।
दर्शयत्याकृतिं गत्वा क्षयमाप्यायते पुनः ॥ ८० ॥

એ મધુમેહ વારંવાર વાયુની, પિત્તની કે કફની આકૃતિ દર્શાવે છે, (એટલે લક્ષણ બતાવે છે) અને ક્ષય પામીને ફરી વધી પણ જાય છે. ૮૦

શ્રી ગંગાધર સાફ સમજાવે છે કે, તે મધુમેહ વારંવાર એટલે કોઈવાર વાયુની, કોઈવાર પિત્તની કે કોઈવાર કફની આકૃતિ કે સ્વરૂપ બતાવે છે; વારંવાર ક્ષય પામે છે અને એમ ક્ષય પામીને ફરી પાછો વધે પણ છે.

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં કંઈક વધુ આમ જણાવે છે કે, એવો ત્રિદોષજન્ય એ મધુમેહ વાયુની, પિત્તની કે કફની આકૃતિ અથવા ચિહ્નને વારંવાર અકસ્માત્ બતાવે છે; કેમ કે (મૂળ તો એ વાયુજન્ય જ હોય છે અને) વાયુનો સ્વભાવ તો ચંચળ જ છે; વળી તે ક્ષણવારમાં ક્ષય પામી જાય એટલે કે (દોષોથી) મૂત્રાશય પરિપૂર્ણ ભરાયેલ ન હોય તેથી જાણે ક્ષીણ થયેલો લાગે; પરંતુ એ મૂત્રાશય ફરી (દોષોથી) બરાબર ભરાઈ જાય ત્યારે તે ફરી પુષ્ટ બની વધી જાય છે. ૮૦

## મધુમેહની ઉપેક્ષાથી થતી સાત ભયંકર ફોલ્લીઓ

उपेक्षयाऽस्य जायन्ते पिडकाः सप्त दारुणाः ।
मांसलेष्ववकाशेषु मर्मस्वपि च सन्धिषु ॥ ८१ ॥

એ મધુમેહની ઉપેક્ષા કરવાથી (એટલે યોગ્ય ચિકિત્સા તરત નહિ કરવાથી) માંસથી ભરાવદાર પ્રદેશો પર, મર્મસ્થાનો પર કે સાંધાઓ ઉપર સાત ભયંકર ફોલ્લીઓ ઉત્પન્ન થાય છે. ૮૧

શ્રી ગંગાધર વિસ્તારથી આમ સમજાવે છે: એ મધુમેહની ઉપેક્ષા કરાય એટલે ચિકિત્સા નહિ કરીને કોઈ ઉપાય ન કરાય તો માંસથી ભરાવદાર જગ્યાઓ પર ભયંકર સાત ફોલ્લીઓ થાય છે; આ સંબંધે કહ્યું છે કે– 'मधुमेहे मधुसमं जायते स किल द्विधा। क्रुद्धे धातुक्षयात् वायौ दोषावृतपथेऽथवा। आवृतो दोषलिङ्गानि सोऽनिमित्तं प्रदर्शयन्। क्षीणः क्षणात् क्षणात् पूर्णो भजते कृच्छ्रसाध्यताम्'– મધુમેહ જ્યારે મધના જેવો થઈ જાય ત્યારે તેના બે પ્રકારો થાય છે; એક તો ધાતુઓના ક્ષયથી વાયુ કોપે અથવા બીજા દોષોના લીધે માર્ગો ઢંકાઈ કે રોકાઈ જાય ત્યારે; એમ બે પ્રકારના તે પ્રમેહો પૈકી બીજો મધુમેહ કોઈ નિમિત્ત વિના પણ ત્રણે દોષોનાં ચિહ્નો બતાવે છે; ક્ષણવારમાં ક્ષીણ થાય અને ક્ષણવારમાં પૂર્ણ થાય; જેથી તે કષ્ટસાધ્ય બને છે; તે જ આ કષ્ટસાધ્ય મધુમેહ ગણાય છે; આની ઉપેક્ષા કરતાં સાત ફોલ્લીઓ થાય છે. સુશ્રુતમાં તો પ્રમેહીને દશ ફોલ્લીઓ થાય છે, એમ જે કહ્યું છે, તેમાં પુત્રિણી, મસૂરિકા અને વિદારિકા, એ ત્રણ બહુ પીડા કરનારી હોતી નથી, તેથી તેની ગણતરી અહીં કરી નથી; આ ફોલ્લીઓનો ઉપસંહાર કરતી વેળા 'अथान्याः पिडकाः सन्ति–આ સાત સિવાય બીજી પણ ફોલ્લીઓ થાય છે.' ઇત્યાદિ કહેવામાં આવશે. આ ફોલ્લીઓના ઉત્પત્તિ પ્રદેશો માંસથી ભરાવદાર જગ્યાઓ વગેરે હોય છે.

યોગીન્દ્રનાથ સેન અહીં સુશ્રુતનો અભિપ્રાય આવો પણ ટાંકી બતાવે છે: 'सर्व एव प्रमेहास्तु कालेनाप्रतिकारिणः। मधुमेहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति हि–ચિકિત્સારહિત રહેતા પ્રમેહના રોગીના દરેક પ્રમેહો સમય જતાં મધુમેહરૂપે થઈ જાય છે; ત્યારે તેઓ અસાધ્ય બને છે.' (જુઓ સુશ્રુત–નિદાનસ્થાન અધ્યાય ૬) તેમાં અમુક પ્રદેશોનો આશ્રય કરવાથી ભયંકર ગણાતી સાત ફોલ્લીઓ થાય છે; એ ફોલ્લીઓ પ્રાણ લેનારી હોય છે; તે નીચે કહેવાશે. શરાવિકા વગેરે નામ ધરાવતી એ ફોલ્લીઓ, માંસથી ભરાવદાર જગ્યાઓમાં, મર્મસ્થાનોમાં તથા સંધિપ્રદેશોમાં લગભગ શરીરનાં નીચેનાં સ્થાનોમાં થાય છે; કેમ કે દોષો તે તરફ જઈ રહ્યા હોય છે. ૮૧

## એ સાતે ફોલ્લીઓનાં નામો

शराविका कच्छपिका जालिनी सर्षपी तथा ।
अलजी विनताख्या च विद्रधी चेति सप्तमी ॥८२॥

શરાવિકા, કચ્છપિકા, જાલિની, સર્ષપી, અલજી, વિનતા તથા સાતમી વિદ્રધી નામની; એમ તે સાત ફોલ્લીઓ થાય છે. ૮૨

શ્રી ગંગાધર કહે છે કે, આ ફોલ્લીઓમાંની ૭ ફોલ્લીઓ યૌગિકી છે, એટલે કે વ્યાકરણસિદ્ધ વ્યુત્પત્તિ દ્વારા સાર્થક નામ ધરાવે છે, જેઓની સ્પષ્ટતા તે તેનાં લક્ષણોમાં કરી છે; માત્ર 'અલજી' નામની એક જ ફોલ્લીનું નામ રૂઢિથી પડેલું છે.

યોગીંદ્રનાથ સેન સુશ્રુતના નિદાનસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં કહેલી ૧૦ ફોલ્લીઓ, ત્યાંનો પાઠ લખીને જણાવે છે કે, 'तत्र वसामेदोभ्यामभिपन्नशरीरस्य त्रिभिर्दोषैश्चानुगतधातोः प्रमेहिणो दश पिडका जायन्ते, तद् यथा–शराविका सर्षपिका कच्छपिका जालिनी विनता पुत्रिणी मसूरिका अलजी विदारिका विद्रधिका चेति।–જેનું શરીર વસા અને મેદથી વ્યાપ્ત બન્યું હોય અને જેની ધાતુઓ ત્રણે દોષોથી અનુસરાયેલી હોય એવા પ્રમેહના રોગીને શરાવિકા, સર્ષપિકા, કચ્છપિકા, જાલિની, વિનતા, પુત્રિણી, મસૂરિકા, અલજી, વિદારિકા અને વિદ્રધિકા નામની ૧૦ ફોલ્લીઓ થાય છે.' આમાં 'પુત્રિણી, મસૂરિકા તથા વિદારિકા' નામની ત્રણ ચરકે કહ્યાથી અધિક છે; આ ત્રણેનાં લક્ષણો પણ સુશ્રુતે ત્યાં આ પ્રમાણે કહ્યાં છે: 'महत्यल्पाचिता ज्ञेया, पिडका सा तु पुत्रिणी। मसूरसमसंस्थाना, ज्ञेया सा तु मसूरिका। विदारीकन्दवद् वृत्ता, कठिना च विदारिका।–જે ફોલ્લી મોટી હોય અને ...

બીજી નાની નાની ફોલ્લીઓથી વ્યાપ્ત હોય તેને 'પુત્રિણી' નામે જાણવી; જે ફોલ્લી 'મસૂર' નામના કઠોળ ધાન્યના જેવા આકારની થાય છે, તે 'મસૂરિકા' નામે કહેવાય છે; અને જે ફોલ્લી વિદારીકંદના જેવી ગોળ અને કઠણ થાય છે, તે 'વિદારિકા' કહેવાય છે.' આ પુત્રિણી આદિ ત્રણ ફોલ્લીઓનો સમાવેશ અહીં ચરકે 'तथान्याः पिडकाः सन्ति-સાત સિવાયની બીજી પણ ફોલ્લીઓ થાય છે' એમ કહીને જણાવાતી ફોલ્લીઓમાં કરેલો છે. ૮૨

## 'શરાવિકા' નામની ફોલ્લીનું લક્ષણ

अन्तोन्नता मध्यनिम्ना श्यामा क्लेदरुजान्विता ।
शराविका स्यात्पिडका शरावाकृतिसंस्थिता ॥८३॥

જે ફોલ્લી છેડે ઊંચી કે ઊંચાઈવાળી, વચ્ચે નમેલી એટલે દબાયેલી કે ખાડાવાળી, રંગે કાળી, ભીનાશવાળી અને પીડાથી યુક્ત હોય અને જેની આકૃતિ (બરાબર) કોડિયાં જેવી હોય, તે ફોલ્લી 'શરાવિકા' નામે કહેવાય છે. ૮૩

સુશ્રુતે નિદાનસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં આ શરાવિકાનું લક્ષણ પણ આમ કહ્યું છે: 'शरावमात्रा तद्रूपा मध्यनिम्ना शराविका-કોડિયાં જેવડા માપની અને કોડિયાં જેવા રૂપની વચ્ચે ઊંડી-ખાડાવાળી જે ફોલ્લી થાય છે, તે 'શરાવિકા' કહેવાય છે.' અહીં 'शरावाकृति-संस्थिता' એ પદથી 'શરાવિકા' એ નામની વ્યુત્પત્તિમાં કારણ કહ્યું છે.' એમ બીજાં સ્થળોએ પણ તર્ક કરી લેવાનો છે. ૮૩

## 'કચ્છપિકા' નામની ફોલ્લીનું લક્ષણ

अवगाढार्तिनिस्तोदा महावास्तुपरिग्रहा ।
श्लक्ष्णा कच्छपपृष्ठाभा पिडका कच्छपी मता ॥८४॥

જે ફોલ્લી કાચબાની પીઠના જેવી હોઈને મોટું સ્થાન સ્વીકારી રહેલી કે મોટાં મૂળવાળી હોઈને ઘણી જગ્યાને ઘેરી વળેલી હોય, લીસી કે સુંવાળી હોય અને જેની પીડા તથા સોયા ભોંકયા જેવી વેદના ખૂબ ઊંડી હોય, તેને 'કચ્છપી' નામે માની છે. ૮૪

સુશ્રુતે પણ નિદાનસ્થાન ૬ઠ્ઠા અધ્યાયમાં આ 'કચ્છપિકા' ફોલ્લીનું આવું લક્ષણ કહ્યું છે; 'सदाहा कूर्मसंस्थाना ज्ञेया कच्छपिका बुधैः'-જેનો આકાર કાચબા જેવો હોય અને જેમાં સાથે દાહ કે બળતરા પણ હોય, તે ફોલ્લી 'કચ્છપિકા' કહેવાય છે. ૮૪

## 'જાલિની' નામની ફોલ્લીનું લક્ષણ

स्तब्धा शिराजालवती स्निग्धस्रावा महाशया ।
रुजानिस्तोदबहुला सूक्ष्मच्छिद्रा च जालिनी ॥८५॥

જે ફોલ્લી સ્તબ્ધ કે જડ જેવી હોય, શિરાઓનાં જાળાંથી યુક્ત હોય, સ્નિગ્ધ સ્રાવને સ્રવતી હોય-જેમાંથી ચીકણો સ્રાવ થતો હોય, જે મોટું સ્થાન રોકી રહેલી હોય-જેનું મૂળ મોટું હોય, જેમાં પીડા તથા સોય ભોંકયા જેવી વેદના ઘણી થતી હોય અને જેમાં સૂક્ષ્મ છિદ્રો કે કાણાં પણ હોય, તે 'જાલિની' નામે કહેવાય છે. ૮૫

આ ફોલ્લીમાં જેમ શિરાઓનું જાળું હોય તેમ માંસતંતુઓનું પણ જાળું હોય છે, એમ સુશ્રુતે નિદાનસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં તેના લક્ષણમાં કહ્યું છે-'जालिनी तीव्रदाहा तु मांसजालसमावृता'-જેમાં તીવ્ર દાહ થતો હોય અને માંસતંતુઓનું જાળું ચોપાસ વીંટાયું હોય, તે 'જાલિની' નામની ફોલ્લી કહેવાય છે. ૮૫

## 'સર્ષપી' નામની ફોલ્લીનું લક્ષણ

पिडका नातिमहती क्षिप्रपाका महारुजा ।
सर्षपी सर्षपाभाभिः पिडकाभिश्चिता भवेत् ॥८६॥

જે ફોલ્લી સરસવ જેવી (બીજી) ફોલ્લીઓથી ચોપાસ વ્યાપ્ત હોય, તે 'સર્ષપી' કહેવાય છે; તે અતિશય મોટી હોતી નથી, જલદી પાકે છે અને ઘણી જ પીડા કરે છે. ૮૬

જેની આસપાસ ધોળા સરસવ જેવી ફોલ્લીઓ ફેલાયેલી હોય અને પોતે પણ ધોળા સરસવ જેવા આકારની તથા માપની હોય, એમ સુશ્રુતે તેનું લક્ષણ નિદાનસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે, જેમ કે-'गौरसर्षपसंस्थाना तत्प्रमाणा च सर्षपी'-ધોળા સરસવના જેવા આકારની અને તેના જ માપની ફોલ્લી 'સર્ષપી' કહેવાય છે. ૮૬

## 'અલજી' નામની ફોલ્લીનું લક્ષણ

दहति त्वचमुत्थाने तृष्णामोहज्वरप्रदा ।
विसर्पत्यनिशं दुःखाद्दहत्यग्निरिवालजी ॥८७॥

'અલજી' નામની ફોલ્લી જ્યારે ઊઠે છે, ત્યારે ચામડીને બાળે છે કે બળતરાથી યુક્ત કરે છે; તરસ, મોહ કે મૂર્છા તથા તાવ લાવે છે; અને અગ્નિની પેઠે નિરંતર દુઃખદાયી થઈને ફેલાય છે. ૮૭

સુશ્રુતે તો નિદાનસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં આ

'અલજી' ફોલ્લીનું લક્ષણ આવું કહ્યું છે: 'रक्ता सिता स्फोटवती दारुणा त्वलजी भवेत्-'અલજી' નામની ફોલ્લી રાતી, ધોળી અને ફોલ્લાથી યુક્ત હોય છે.' (અહીં, 'रक्ताऽसिता'–એમ અવગ્રહયુક્ત પાઠ રાખીને કેટલાક વિદ્વાનો આ ફોલ્લીને 'રાતી અને કાળી' પણ કહે છે. (ભાવપ્રકાશમાં મધુમેહની ફોલ્લીઓ ૧૦ કહી છે, તે દશેની સંસ્કૃત વ્યુત્પત્તિઓ અનુવાદમાં આપી છે, તે ત્યાં જોવા જેવી છે; ત્યાં 'અલજી' નામની આ ફોલ્લીની વ્યુત્પત્તિ આમ લખી છે: 'अलत इति अला'– अल भूषणादौ–अच्–टाप्, अला–पर्याप्ता समन्तात् स्फोटैः, रक्त–असितवर्णेन च चिता सती जायते इति अलजी– 'अन्यत्रापि०' इति डः, गौरादिश्व'–જે ચોપાસ બીજી ફોલ્લીઓથી અને લાલ–કાળા રંગથી વ્યાપ્ત હોઈને ઉત્પન્ન થાય છે, તે ફોલ્લી 'અલજી' કહેવાય છે.) ૮૭

### 'વિનતા' નામની ફોલ્લીનું લક્ષણ

अवगाढरुजाक्लेदा पृष्ठे वाऽप्युदरेऽपि वा ।
महती विनता नीला पिडका विनता मता ॥ ८८ ॥

**જેની પીડા તથા ક્લેદ એટલે પચપચતી–કહોવાટ કે સડો ખૂબ ઊંડાં હોય; જે પીઠ પર કે પેટ ઉપર થાય છે; જે (કદમાં) મોટી, વિશેષ ઊંડી અને (રંગે) નીલી કે કાળી (ગળીના જેવા રંગની) હોય, તેને 'વિનતા' નામની ફોલ્લી માની છે. ૮૮**

સુશ્રુતમાં પણ આનું લક્ષણ નિદાનસ્થાનના ૬ ઠ્ઠા અધ્યાયમાં આવું કહ્યું છે:'महती पीडका नीला पिडका विनता स्मृता'–જે મોટી હોઈને પીડા કરે છે અને રંગે નીલવર્ણી કે ગળીના જેવા રંગની હોય, તેમ જ વિશેષે કરી ખાસ જે નમેલી કે ઊંડાણવાળી હોય છે, તેથી એ ફોલ્લીને 'વિનતા' કહી છે. ૮૮

### 'વિદ્રધિ' નામની ફોલ્લીનું લક્ષણ

विद्रधिं द्विविधामाहुर्बाह्यामाभ्यन्तरीं तथा ।
बाह्या त्वक्स्नायुमांसोत्था कण्डराभा महारुजा ॥ ८९ ॥

**'વિદ્રધિ' નામની ફોલ્લીને (વિદ્વાનો) બે પ્રકારની કહે છે: એક તો બાહ્ય વિદ્રધિ અને બીજી આભ્યંતર કે અંતર્વિદ્રધિ; આમાંની બાહ્ય વિદ્રધિ ત્વચા, સ્નાયુ અને માંસમાં ઉત્પન્ન થાય છે; 'કંડરા' નામના સ્થૂળ સ્નાયુઓ જેવો તેનો આકાર હોય છે અને તેમાં મોટી પીડા થાય છે. ૮૯**

શ્રી ગંગાધર લખે છે કે, આ વિદ્રધિના બે પ્રકાર છે, તોપણ 'વિદ્રધિ' તરીકે તો તે એક જ છે, તેથી ફોલ્લીઓની સાતની સંખ્યામાં વધારો થતો નથી; આમાંની બાહ્ય વિદ્રધિની ઉત્પત્તિ ત્વચા, સ્નાયુ તથા માંસમાં થતી હોવાથી તે ઊંડી ધાતુઓમાં ઉત્પન્ન થનારી ગણાય છે અને તેનો દેખાવ 'કંડરા' નામના (લાંબા) સ્થૂલ સ્નાયુના જેવો હોય છે.

યોગીન્દ્રનાથ સેન સુશ્રુતના નિદાનસ્થાનના ૬ ઠ્ઠા અધ્યાયમાં કહેલી આ વિદ્રધિની સંપ્રાપ્તિ તથા લક્ષણ આમ ઉતારે છે: 'त्वगूरक्तमांसमेदांसि प्रदूष्यास्थिसमाश्रिताः । दोषाः शोफं शनैर्घोरं जनयन्त्युच्छ्रिता भृशम् । महामूलं रुजावन्तं वृत्तं वाऽप्यथवाऽऽयतम् । तमाहुर्विद्रधिं धीराः'– હાડકાંનો આશ્રય કરતા દોષો ત્વચા, લોહી તથા માંસને દૂષિત અથવા ખરાબ કરીને ધીમે ધીમે ખૂબ ઊંચે કે ઉપર આવી જઈને ભયંકર સોજો ઉત્પન્ન કરે છે; તેનું મૂળ ઘેરાવામાં મોટું હોય છે, તેમાં પીડા પણ થાય છે, તેનો આકાર ગોળ અથવા લાંબો પણ હોય છે; તેને વિદ્વાનો 'વિદ્રધિ' કહે છે.

શ્રી જયદેવ સુશ્રુતના જ નિદાનસ્થાનમાંથી થોડો વધુ ઉતારો આમ કરે છે: 'विद्रधेर्लक्षणैर्युक्ता ज्ञेया विद्रधिका बुधैः'–જેમાં 'વિદ્રધિ' નામના એક જાતના રોગનાં જ લક્ષણો હોય છે, તેને વિદ્વાનોએ 'વિદ્રધિકા' જાણવી. આ વિદ્રધિને ત્યાં જ સુશ્રુતમાં વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક, સાંનિપાતિક, અભિઘાતજ તથા રક્તજ એવા ૭ ભેદોવાળી કહી છે; અને તેઓનાં જુદાં જુદાં લક્ષણો પણ કહ્યાં છે. ૮૯

### અંતર્વિદ્રધિની નિદાનપૂર્વકની સંપ્રાપ્તિ

शीतकान्नविदाह्युष्णरूक्षशुष्कातिभोजनात् ।
विरुद्धाजीर्णसंक्लिष्टविषमासात्म्यभोजनात् ॥ ९० ॥
व्यापन्नबहुमद्यत्वाद्वेगसन्धारणाच्छ्रमात् ।
जिह्मव्यायामशयनादतिभाराध्वमैथुनात् ॥ ९१ ॥
अन्तःशरीरे मांसासृगाविशन्ति यदा मलाः ।
तदा संजायते ग्रन्थिर्गम्भीरस्थः सुदारुणः ॥ ९२ ॥
हृदये क्लोम्नि यकृति प्लीह्नि कुक्षौ च वृक्कयोः ।
नाभ्यां वङ्क्षणयोर्वापि वस्तौ वा तीव्रवेदनः ॥ ९३ ॥

**શીતક અન્ન કે રાંધેલો વાસી ખોરાક તથા બળતરા કરનારાં, ગરમ, લૂખાં અને સૂકાં ભોજન વધુ ખાવાથી; વિરુદ્ધ ભોજન, અજીર્ણમાં ભોજન, સંક્લિષ્ટ કે દોષયુક્ત ભોજન, વિષમ તથા અસાત્મ્ય–અહિતકર કે પ્રકૃતિને માફક ન હોય એવાં ભોજન કરવાથી, વ્યાપન્ન કે વિકૃત અથવા ગુણસંપત્તિરહિત ઘણું મદ્ય પીવાથી, (મલમૂત્રાદિના) વેગોને રોકવાથી, (વધુ) શ્રમ કરવાથી, સીધી ન હોય**

એવી કસરત કરવાથી, સીધું ન હોય એવું-વાંકુંચૂકું શયન કરવાથી, અતિશય ભાર ઉપાડવાથી, ઘણી મુસાફરી કરવાથી અને અતિ મૈથુન કરવાથી (કોપેલા) મળો, (અલગ અલગ કે એકઠા મળી) શરીરની અંદરના માંસમાં તથા લોહીમાં જ્યારે પ્રવેશ કરે છે, ત્યારે હૃદયમાં, 'ક્લોમ' નામના પિપાસસ્થાનમાં, યકૃતમાં (કલેજામાં કે કાળજામાં), બરોળમાં, કૂખમાં, 'વૃક્ક' નામના બે માંસખંડ કે બેય બાજુની કૂખમાં થતા બે માંસપિંડ (જેઓ જઠરમાં રહેલા મેદની પુષ્ટિ કરે છે, તેમાં) નાભિમાં, વંક્ષણ નામના બે સાથળના મૂળના સાંધાઓમાં તથા બસ્તિમાં તીવ્ર વેદનાવાળી ગાંઠ ઉત્પન્ન થાય છે; એ ખૂબ ગંભીર-ઊંડી હોઈને ગુપ્ત રહેલી હોય છે અને અતિશય ભયંકર ગણાય છે. ૯૦-૯૩

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર ઠીક સમજાવે છે; બાહ્ય અને આભ્યંતર બે વિદ્રધિઓનાં વાતાદિજન્ય વિદ્રધિરૂપે તો લક્ષણો સરખાં જ છે, તોપણ બાહ્ય વિદ્રધિ કરતાં આભ્યંતર વિદ્રધિ વધારે ગંભીર હોવાથી એ આભ્યંતર વિદ્રધિને ધ્યાનમાં લઈ તેનો ઉપદેશ કરવા તેનાં નિદાનો અહીં કહે છે: 'શીતળ અન્ન વગેરે દરેકનો અતિભોજન સાથે સંબંધ છે; વિરુદ્ધ વગેરેનો પણ દરેકનો ભોજન સાથે સંબંધ છે; સંક્લિષ્ટ ભોજન એટલે 'દોષવાળું' ભોજન; વ્યાપન્ન એટલે ગુણસંપત્તિ વિનાનું મદ્ય બહુ જેણે પીધું હોય, તેથી; વાંકીચૂકી કસરત કે વાંકુંચૂકું સુવાઈ ગયું હોય તેથી; 'અતિ' શબ્દનો 'ભાર' વગેરે દરેકની સાથે સંબંધ છે; આમાંના કોઈ પણ કારણને લીધે શરીરની અંદર માંસ તથા લોહી બન્ને જે અંદર રહે છે, તેમાં જ વાત, પિત્ત અને કફરૂપી મળો (પ્રકોપ પામીને) પ્રવેશે છે, ત્યારે એક ગાંઠ જેવા આકારે અતિદારુણ વિદ્રધિ ઉત્પન્ન થાય છે; તે ગંભીર રીતે અતિશય ઊંડા મૂળવાળો અને અતિદારુણ મહાકષ્ટદાયી હોય છે; તેનાં ઉત્પત્તિસ્થાનો હૃદય, ક્લોમ-એટલે ગળું અને છાતીનું સંધિરૂપ સ્થાન સમજવું, જેમાં શોષ થતાં તરશ લાગે છે તેમાં; કુક્ષિમાં એટલે કૂખમાં અને બે વૃક્ક એટલે છાતીની નીચે-બે પડખાંમાં (થતા બે) માંસપિંડમાં સંહતસ્વરૂપવાળી ગાંઠ થાય છે; તે જલદી પાકે છે; અને 'शीघ्रविदाहित्वात् विद्रधिः-पृषोदरादित्वाद् रूपसिद्धिः' - ઝડપથી અતિશય દાહ ઉપજાવે છે, એ કારણે 'વિદ્રધિ' એ નામે સંજ્ઞાને પામે છે.' એમ નીચેના શ્લોકમાં ગ્રંથકાર પોતે જ કહે છે.

યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે, 'અહીં આ અંતર્વિદ્રધિને ઉત્પન્ન થવાનાં જે જે સ્થળો બતાવ્યાં છે, ત્યાં ત્યાં તેનો આધારભૂત માંસ આદિનો સંભવ હોય છે. આ વિદ્રધિ અપાન-ગુદામાં પણ થાય છે; તે અંદરના ભાગમાં અત્યંત ગૂઢ હોય છે અને કૃચ્છ્રસાધ્ય હોવાથી અતિશય દારુણ અથવા ભયંકર છે; તેની વેદના પણ તીવ્ર હોય છે અને ગોળાની જેમ તે ઘન હોય છે અને ગાંઠના જેવો તે ઉત્પન્ન થાય છે. સુશ્રુતે પણ નિદાનસ્થાનના ૯ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'आभ्यन्तरानतस्तूर्ध्वं विद्रधीन् परिचक्षते । गुर्वसात्म्यविरुद्धान्नशुष्कसंक्लिष्टभोजनात् । अतिव्यवायव्यायामवेगाघातविदाहिभिः । पृथक् संभूय वा दोषाः कुपिता गुल्मरूपिणम् । वल्मीकवत् समुन्नद्धमन्तः कुर्वन्ति विद्रधिम् । गुदे बस्तिमुखे नाभ्यां कुक्षौ वङ्क्षणयोस्तथा । वृक्कयोः प्लीह्नि यकृति हृदये क्लोम्नि वा तथा । तेषां लिङ्गानि जानीयाद् बाह्यविद्रधिलक्षणैः'-હવે અંદરના-આભ્યંતર વિદ્રધિઓ કહે છે: ભારે, અસાત્મ્ય કે પ્રકૃતિને અહિતકારી, પરસ્પર વિરુદ્ધ, સૂકા અને સડેલાં અન્ન ખાવાથી; અતિશય મૈથુનથી, વધુ કસરતથી, મળમૂત્રાદિના વેગો રોકવાથી અને બળતરા કરનાર પદાર્થોના સેવનથી; અલગ અલગ કે એકઠા થઈને કોપેલા દોષો, શરીરની અંદર ગોળા જેવા રૂપનો અને રાફડા જેવો ઊંચો વિદ્રધિ કરે છે; તેનાં ઉત્પત્તિસ્થાન-ગુદા, મૂત્રાશયનું મુખ, નાભિ, કુક્ષિ-કૂખ, બે 'વઙ્ક્ષણ' નામના સાથળોના મૂળના સાંધા, બે 'વૃક્ક' નામનાં બન્ને પડખાંમાં રહેલા માંસપિંડો, બરોળ, કાલખંડ કે યકૃત્ નામની જમણે પડખે રહેતી ગાંઠ (કલેજું), હૃદય અને 'ક્લોમન્' નામનું તરશ ઉત્પન્ન કરતું સ્થાન, એટલાં સ્થાનોમાં તે અંતર્વિદ્રધિઓ થાય છે; તેઓનાં લક્ષણો બાહ્યવિદ્રધિનાં જ લક્ષણો ઉપરથી જાણી લેવાં.' ૯૦-૯૩

**'વિદ્રધિ' એવું નામ પડવામાં કારણ**

**दुष्टरक्तातिमात्रत्वात्स वै शीघ्रं विदह्यते।**
**ततः शीघ्रविदाहित्वाद्विद्रधीत्यभिधीयते ॥९४॥**

એ 'વિદ્રધિ' નામની ગાંઠમાં દુષ્ટ કે બગડેલું લોહી ઘણું જ વધારે હોય છે, તેથી એ એકદમ જલદી પાકી જાય છે; એમ 'शीघ्रविदाहित्वाद् विद्रधिः'-તરત ખૂબ જલદી પાકતી હોવાથી તે 'વિદ્રધિ' કહેવાય છે. ૯૪

શ્રી ગંગાધર કહે છે કે, 'शीघ्रं विदह्यते पच्यत इत्यर्थः' આ 'વિદ્રધિ' કહેવાતી ગાંઠ જલદી એકદમ વધુ પડતો દાહ ઉપજાવીને તરત પાકે છે,' એ કારણે 'વિદ્રધિ'

નામે પ્રસિદ્ધ થયેલ છે. વ્યાકરણદૃષ્ટિએ 'पृषोदरादित्वात् रूपसिद्धिः' પૃષોદરાદિ શબ્દગણમાં આની ગણતરી હોવાથી આ રૂપે તેની સિદ્ધિ થાય છે–'विद्रधि' શબ્દ તૈયાર થાય છે. ૯૪

## વાતિક, પૈત્તિક અને શ્લૈષ્મિક અંતર્વિદ્રધિનાં લક્ષણો

व्यधच्छेदभ्रमानाहशब्दस्फुरणसर्पणैः ।
वातिकीं पैत्तिकीं तृष्णादाहमोहमदज्वरैः ॥ ९५ ॥
जृम्भोत्क्लेशारुचिस्तम्भशीतकैः श्लैष्मिकीं विदुः ।
सर्वासु च महच्छूलं विद्रधीषूपजायते ॥ ९६ ॥

વીંધાયા જેવી પીડા, કપાયા જેવી પીડા, ભ્રમ (ચક્કર આવે), આનાહ–આફરો, અવાજ, ફરકવું તથા ફેલાવું, એ ચિહ્નો ઉપરથી 'વાતિકી' વાયુજન્ય વિદ્રધિને (વૈદ્યો) જાણે છે; તરશ, દાહ, મોહ કે મૂર્છા, મદ કે તોફાની સ્થિતિ અને તાવ, એ લક્ષણો ઉપરથી 'પૈત્તિકી' કે પિત્તજન્ય વિદ્રધિને (વૈદ્યો) જાણે છે; અને બગાસાં, મોળ કે ઊબકા, અરુચિ, સ્તંભ કે જડતા અને શરીરે શીત લાગે, એ લક્ષણો ઉપરથી 'શ્લૈષ્મિકી'–કફજન્ય વિદ્રધિને (વૈદ્યો) જાણે છે. આ દરેક વિદ્રધિઓમાં મોટું–ખૂબ શૂળ ઉત્પન્ન થાય છે. ૯૫,૯૬

ચરકોપસ્કારમાં યોગીંદ્રનાથ સેન સુશ્રુતના નિદાનસ્થાનના ૯ મા અધ્યાયમાંથી આ ત્રણે વિદ્રધિઓનાં લક્ષણો આ પ્રમાણે ઉતારે છે: 'कृष्णोऽरुणो वा परुषो भृशमत्यर्थवेदनः । चिरोत्थानप्रपाकश्च विद्रधिर्वातसंभवः । पक्वोडुम्बरसंकाशः श्यावो वा ज्वरदाहवान् । क्षिप्रोत्थानप्रपाकश्च विद्रधिः पित्तसंभवः ॥ शरावसदृशः पाण्डुः शीतः स्तब्धोऽल्पवेदनः । चिरोत्थानप्रपाकश्च सकण्डूश्च कफोत्थितः'–જે વિદ્રધિ કાળો અથવા ગુલાબી રંગનો, કઠોર કે ખૂબ કઠણ, અતિશય વેદના કરનાર અને લાંબા કાળે ઊઠે–ઊપસે તથા પાકે, તેને વાયુથી થયેલ વિદ્રધિ જાણવો. જે વિદ્રધિ પાકા ઊંબરાના ફળ જેવો અથવા કાળાશયુક્ત પીળો જ્વર તથા દાહથી યુક્ત, જલદી ઊઠે અને તરત પાકે, તેને પિત્તથી ઉત્પન્ન થયેલ વિદ્રધિ જાણવો; અને જે વિદ્રધિ કોડિયાં જેવા આકારનો, ધોળો, શીતળ, સજ્જડ, થોડી વેદનાવાળો તથા ઘણા જ લાંબા કાળે ઊઠે તથા પાકે એવો હોય; તેમ જ ચેળથી યુક્ત હોય તેને કફથી થયેલો વિદ્રધિ જાણવો.' ૯૫,૯૬

## પાકતા વિદ્રધિનાં લક્ષણો

शस्त्रास्त्रैर्भिद्यत इव चोल्मुकैरिव दह्यते ।
विद्रधी व्यम्लतां याता वृश्चिकैरिव दश्यते ॥ ९७ ॥

આ વિદ્રધિ જ્યારે પચ્યમાન અવસ્થાએ પહોંચે કે પાકવા માંડે ત્યારે શસ્ત્રો કે અસ્ત્રોથી જાણે ચિરાતા હોય, ઊંબાડિયાં કે અંગારાઓથી જાણે બળાતા હોય કે ડાંભ દેવાતા હોય અને વીંછીઓથી જાણે કરડાતા હોય તેવા (પીડા) કરનારા થાય છે. ૯૭

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના 'આમપક્વૈષણીય' નામના ૧૭ મા અધ્યાયમાં આ સંબંધે કહ્યું છે: 'छिद्यत इव शस्त्रेण, भिद्यत इव शक्तिभिः, ताड्यत इव दण्डेन, पीड्यत इव पाणिना, घट्टयत इव चाङ्गुल्या, दह्यते पच्यत इव चाग्निक्षाराभ्याम्, ओषचोषपरिदाहाश्च भवन्ति, वृश्चिकाविद्ध इव, स्थानासनशयनेषु न शान्तिमुपैति।' इत्यादि–વિદ્રધિ જ્યારે પચ્યમાન અવસ્થા પર આવે–એટલે પાકવા માંડે, ત્યારે શસ્ત્રથી જાણે છેદાય છે, શક્તિ નામનાં શસ્ત્રોથી જાણે ચિરાય છે, લાકડીઓથી જાણે મારવામાં આવે છે, હાથથી જાણે દાબવામાં આવે છે, આંગળીથી જાણે ભીંસાય છે અને અગ્નિ કે ક્ષારથી જાણે બાળી કે પકાવી નંખાય છે, એવી વેદના થાય છે; દાહ, ચોસ અને બળતરા થાય છે; જાણે વીંછીઓ ડંખ દેતા હોય તેમ ઊભા રહેતાં, બેસતાં કે સૂતાં પણ રોગીને શાંતિ મળતી નથી.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ પણ કહે છે: 'અર્થાત્ સુશ્રુતે નિદાનસ્થાનના ૯ મા અધ્યાયમાં જે કહ્યું છે કે, 'आमपक्वैषणीयाच्च पक्वापक्वं विनिर्दिशेत्–' સુશ્રુતના સૂત્રસ્થાનના 'આમપક્વૈષણીય' નામના ૧૭ મા અધ્યાયમાંથી તેનો સોજો કાચો છે કે પાકવા પર છે કે પાકેલો છે? એ તેની સ્થિતિનાં લક્ષણો ઉપરથી જ વિદ્રધિને પણ કાચો, પાકવાની તૈયારી કરતો કે પાકેલો જાણી લેવો જોઈએ; જેમ કે 'तस्यामस्य पच्यमानस्य पक्वस्य च लक्षणमुच्यमानमुपधारय, तत्र मन्दोष्मता त्वक्सवर्णता शीतशोफता स्थैर्यं मन्दवेदनताऽल्पशोफता चामलक्षणमुद्दिष्टं, सूचीभिरिव निस्तुद्यते, दश्यत इव पिपीलिकाभिस्ताभिश्च संसर्प्यत इव छिद्यत इव शस्त्रेण. भिद्यत इव शक्तिभिस्ताड्यत इव दण्डेन, पीड्यत इव पाणिना, घट्टयत इव चाङ्गुल्या, दह्यते पच्यत इव चाग्निक्षाराभ्याम् , ओषचोषपरीदाहाश्च भवन्ति, वृश्चिकविद्ध इव च स्थानासनशयनेषु न शान्तिमुपैति, आध्मातबस्तिरिवाततश्च शोफो भवति, त्वग्वैवर्ण्यं शोफाभिवृद्धिर्ज्वरदाह-

पिपासा भक्तारुचिश्च पच्यमानलिङ्गम्, वेदनोपशान्तिः पाण्डुताऽल्पशोफता वलीप्रादुर्भावस्त्वक्परिपुटनं निम्नदर्शनमङ्गुल्याऽवपीडिते प्रत्युन्नमनं बस्ताविवोदकसंचरणं पूयस्य प्रपीड्यत्येकमन्तमन्ते वाऽवपीडिते, मुहुर्मुहुस्तोदः कण्डूरुन्नतता व्याधेरुपद्रवशान्तिर्भक्ताकाङ्क्षा च पक्वलिङ्गम्–' જ્યારે આ વિદ્રધિ કાચો હોય, પાકી રહ્યો હોય કે પાકેલો હોય, ત્યારે તેનાં જે લક્ષણો થાય છે, તે તમે સાંભળો. જ્યારે તે કાચો હોય ત્યારે તેના પર થોડી થોડી ઉષ્ણતા કે ગરમી રહે છે, સોજાવાળા પ્રદેશનો રંગ અસલ ચામડીના જેવો જ હોય છે; સોજો ઠંડો હોય છે, સ્થિરતાયુક્ત કઠણ હોય છે; વેદના ઓછી હોય છે, અને સોજાનું પ્રમાણ પણ ઓછું હોય છે; આ લક્ષણો કાચા વિદ્રધિનાં જાણવાં; પણ એ સોજો પાકવા માંડે છે કે પાકી રહ્યો હોય છે ત્યારે તો જાણે સોયોથી ભોંકાતો હોય એવી પીડા કરે છે, કીડીઓથી જાણે કરડાતો હોય અને કીડીઓ તેના પર જાણે ફરી રહી હોય એવું લાગે છે, શસ્ત્રથી જાણે કપાતો હોય, શક્તિ નામનાં શસ્ત્રોથી જાણે ચિરાતો હોય, લાકડીઓથી જાણે માર મરાતો હોય, હાથથી જાણે પીડાતો કે મસળાતો હોય, આંગળીથી જાણે મથાતો કે દબાતો હોય અને અગ્નિ કે ક્ષારથી જાણે બળવા માંડ્યો કે રંધાવા માંડ્યો હોય એવી વેદના અનુભવાવે છે; બળતરા, ચોસ અને ખૂબ દાહ થાય છે; જાણે વીંછીઓ ડંખ મારતા હોય તેમ ઊભા રહેતાં, બેસતાં કે સૂતાં શાંતિ થતી નથી; મૂત્રાશય નામે બસ્તિ કે રબરનો દડો વાયુથી જાણે ફૂલ્યો હોય તેમ એ સોજો ચોપાસ તંગ બની ખૂબ ફેલાય છે અને તણાય છે; એ સોજા પરની ચામડી વિવર્ણ કે ફીકી પડી જાય છે, સોજો ખૂબ વધી જાય છે; જ્વર, દાહ તથા તરસ લાગ્યા કરે છે; અને ખોરાક પર રુચિ રહેતી નથી; આટલાં પાકમાં આવેલા કે પાકતા સોજાનાં લક્ષણો છે; અને એ સોજો જ્યારે પાકી ગયો હોય ત્યારે વેદનાની શાંતિ, સોજાનો રંગ ફીકો, સોજાનું પ્રમાણ પણ ઓછું થાય છે; તેના પર કરચલીઓ પ્રકટે છે, ચામડીનાં પડ ઊખડવા માંડે છે, તેમાં નીચાણ કે ખાડો દેખાય છે; આંગળીથી દબાવતાં ખાડો પડીને પાછું ઊંચાણ થતું દેખાય છે, પાણીની બસ્તિ કે પખાળમાં જેમ પાણી સારી રીતે હરફર કરે છે, તેમ અંદરનું પરુ હેરફેર કરે છે; એક છેડો દાબતાં બીજા છેડે તે પરુ દબાય છે; સોયો ભોંકાતી હોય એવી પીડા વારંવાર થયા કરે છે; સોજા પર ચેળ આવે છે, સોજો વચ્ચેથી ઊંચો થઈ જાય છે, રોગના ઉપદ્રવોની શાંતિ થાય છે અને ખોરાક લેવાની ઇચ્છા પણ થાય છે. આ બધાં લક્ષણો ઉપરથી જાણવું કે હવે સોજો (કે વિદ્રધિ) પાકી ગયેલ છે. ૯૭

## વાતજન્ય, પિત્તજન્ય તથા કફજન્ય વિદ્રધિના સ્રાવોનાં લક્ષણો

तनुरूक्षारुणं स्रावं फेनिलं वातविद्रधी ।
तिलमाषकुलत्थोदसंनिभं पित्तविद्रधी ॥९८॥
श्लैष्मिकी स्रवति श्वेतं बहलं पिच्छिलं बहु ।

વાયુજન્ય વિદ્રધિ પાતળો, રૂક્ષ, રતાશપડતો તથા ફીણવાળો સ્રાવ સ્રવે છે; પિત્તજન્ય વિદ્રધિ તલ, અડદ તથા કળથીના પાણી જેવો (પીળો) સ્રાવ સ્રવે છે અને કફજન્ય વિદ્રધિ ધોળો, ઘાટો તથા પીછાંવાળો કે ચીકણો ઘણો સ્રાવ સ્રવે છે. ૯૮

સુશ્રુતે પણ નિદાનસ્થાનના ૯ મા અધ્યાયમાં આમ કહેલ છે કે, 'तनुपीतसिताश्चैषामास्रावाः क्रमशः स्मृताः' આ વાયુની, પિત્તની તથા કફની વિદ્રધિઓના સ્રાવ અનુક્રમે પાતળા (ઓછા) પીળા તથા ધોળા હોય છે–અર્થાત્ ઉપર્યુક્ત ત્રણે દોષોની વિદ્રધિઓનાં લક્ષણ આવા પ્રકારના પરુના સ્રાવથી પણ જણાય છે. ૯૮

## સંનિપાતજન્ય વિદ્રધિનું લક્ષણ

लक्षणं सर्वमेवैतद्भजते सान्निपातिकी ॥९९॥

સંનિપાતજન્ય વિદ્રધિ (ઉપર્યુક્ત ત્રણે દોષોનાં) સર્વ લક્ષણોથી યુક્ત હોય છે. ૯૯

શ્રી ગંગાધર અહીં આમ જણાવે છેઃ ઉપર વાતજન્ય આદિ ત્રણે વિદ્રધિઓનાં લક્ષણો તથા પાકીને ફૂટ્યા પછી ત્રણે વિદ્રધિઓના પરુના સ્રાવનાં પણ લક્ષણો કહેવામાં આવ્યાં; હવે સંનિપાત કે ત્રિદોષની વિદ્રધિનાં જે લક્ષણો હોય છે, તે અહીં જણાવે છેઃ 'सर्वम्'–ઉપર કહેલ ત્રણે વિદ્રધિઓનાં બધાં લક્ષણો, જેવાં કે વીંધવા જેવી વગેરે વાયુની વેદના તથા પાતળો વગેરે સ્રાવ એ વાયુની વિદ્રધિનું લક્ષણ; તરસ વગેરે રૂપ પિત્તની પીડા તથા તલ વગેરેનાં પીળાં પાણી જેવો સ્રાવ, એ પિત્તની વિદ્રધિના લક્ષણો અને બગાસાં વગેરે કફના ઉપદ્રવો તથા ઘાટો ધોળો, ઘણો, ચીકણો સ્રાવ, એ કફની વિદ્રધિનાં જે લક્ષણો કહ્યાં, તે બધાંયે લક્ષણો અને બધી વિદ્રધિનું સામાન્ય લક્ષણ મોટું થળ, શસ્ત્રો જેવું ભેદન–છેદન અને ઉંબાડિયાંના અગ્નિના દાહ જેવી બળતરા અને વીંછીના કરડ જેવી વેદના, એ બધાં લક્ષણો સંનિપાતની વિદ્રધિમાં હોય છે.

યોગીંદ્રનાથ સેને સુશ્રુતે કહેલ નિદાનસ્થાનના ૯ મા અધ્યાયમાં જે લક્ષણ છે, તે પણ આમ ઉતાર્યું છે કે, 'नानाऽरुग्जास्रावो घाटालो विषमो महान् । विषमं पच्यते चापि विद्रधिः सांनिपातिकः'–જે વિદ્રધિ અનેક જાતનાં

૩૫, પીડાઓ તથા સ્રાવોવાળો હોય, ઊંચી અણીવાળો, ઊંચો–નીચો, મોટો અને અનિયમિત પાકે છે, તે સંનિપાત-જન્ય વિદ્રધિ કહેવાય છે.'૯૯

## અન્તર્વિદ્રધિઓનાં વિભિન્ન સ્થાનોમાં વિભિન્ન લક્ષણો

अथासां विद्रधीनां साध्यासाध्यत्वविशेषज्ञानार्थं स्थानकृतं लिङ्गविशेषमुपदेक्ष्यामः–तत्र प्रधानमर्मजायां विद्रध्यां हृद्घट्टनतमकप्रमोहकासाः, क्लोमजायां पिपासामुखशोषगलग्रहाः, यकृज्जायां श्वासः, प्लीहजायामुच्छ्वासोपरोधः, कुक्षिजायां कुक्षिपार्श्वान्तरांसशूलं, वृक्कजायां पार्श्वपृष्ठकटिग्रहः, नाभिजायां हिक्का, वङ्क्षणजायां सक्थिसादः, वस्तिजायां कृच्छ्रपूतिमूत्रवर्चस्त्वं चेति ॥ १०० ॥

હવે આ વિદ્રધિઓની સાધ્યતા અને અસાધ્યતાના વિશેષ જ્ઞાન માટે તેઓનાં સ્થાન ઉપરથી કરાતાં વિશેષ લક્ષણોનો અમે ઉપદેશ કરીએ છીએ; તેમાં જે મુખ્ય મર્મ–હૃદય છે, તેમાં વિદ્રધિ થઈ હોય, ત્યારે હૃદયનું ચલન, તમક નામનો શ્વાસ, અતિશય મોહ કે મૂર્છા અને ઉધરસ થાય છે; 'ક્લોમન્' નામના તૃષા ઉત્પન્ન થવાના સ્થાનમાં વિદ્રધિ ઉત્પન્ન થાય છે, ત્યારે તરશ લાગ્યા કરે, મોઢું સુકાય અને ગળું ઝલાઈ જાય છે; યકૃત્–કલેજામાં વિદ્રધિ થાય ત્યારે શ્વાસ થાય છે;બરોળમાં વિદ્રધિ થાય ત્યારે શ્વાસોચ્છ્વાસનું અટકવું કે શ્વાસ લેવામાં મુશ્કેલી થાય; પેટમાં વિદ્રધિ થાય ત્યારે કૂખનાં બે પડખાંઓની વચ્ચે અને ખભામાં શૂળ નીકળે છે; વૃક્ક નામના બે માંસપિંડમાં વિદ્રધિ થાય ત્યારે પડખાં, પીઠ કે વાંસો અને કેડનું ઝલાવું થાય; નાભિમાં વિદ્રધિ થાય ત્યારે હેડકી ઊપડે, સાથળના બે વઙ્ક્ષણ–સાંધાઓમાં વિદ્રધિ થાય ત્યારે સાથળો ઝલાઈ જાય અને બસ્તિમાં વિદ્રધિ થાય ત્યારે મૂત્રકૃચ્છ્ર અને વિષ્ઠાની દુર્ગંધ થાય છે. ૧૦૦

વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ–નિદાનસ્થાનના ૧૧ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'भवेद् बस्तौ मूत्रं कृच्छ्रेण पूति च–મૂત્રાશયમાં વિદ્રધિ થાય ત્યારે મુશ્કેલીએ મૂત્ર ઊતરે છે અને દુર્ગંધી હોય છે.' સુશ્રુતે પણ નિદાન સ્થાનના ૯ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'अधिष्ठानविशेषेण लिङ्गं शृणु विशेषतः। गुदे वातनिरोधस्तु बस्तौ कृच्छ्राल्पमूत्रता। नाभ्यां हिक्का तथाऽऽटोपः कुक्षौ मारुतकोपनम्। कटीपृष्ठग्रहस्तीव्रो वङ्क्षणोत्थे तु विद्रधौ। वृक्कयोः पार्श्वसंकोचः प्लीह्न्युच्छ्वासावरोधनम्। सर्वाङ्गप्रग्रहस्तीव्रो हृदि शूलं च दारुणम्। श्वासो यकृति तृष्णा च पिपासा क्लोमजेऽधिका।–જુદાં જુદાં સ્થાનોમાં વિદ્રધિઓ થતાં જે ખાસ લક્ષણો થાય છે; તે તુ સાંભળ: ગુદામાં વિદ્રધિ થાય તો વાયુનું અટકવું થાય છે; બસ્તિમાં વિદ્રધિ થાય તો મુશ્કેલીએ મૂત્ર ઊતરે અને તે પણ થોડું થોડું ઊતરે; નાભિમાં વિદ્રધિ થાય તો હેડકી આવ્યા કરે તથા આટોપ કે સંક્ષોભ થાય; કૂખમાં વિદ્રધિ થાય તો વાયુનો પ્રકોપ થાય; સાથળના મૂળના સાંધાઓમાં વિદ્રધિ થાય તો કેડ અને પીઠ તીવ્ર ઝલાઈ જાય, બે વૃક્કમાં જો વિદ્રધિ થાય તો બન્ને પડખાંમાં સંકોચ થાય કે જાણે બે પડખાં ઉખેડી કઢાતાં હોય એવી પીડા થાય; પ્લીહા–બરળ પર જો વિદ્રધિ થાય તો ઊંચો શ્વાસ લેવાનું અટકી પડે; હૃદયમાં વિદ્રધિ થાય તો સઘળાં અંગો તીવ્રપણે ઝલાઈ જાય અને ભયંકર શૂળ પણ નીકળવા માંડે; (જમણાં પડખાંની ગાંઠ–કાલખંડ–) યકૃતમાં જો વિદ્રધિ થાય તો શ્વાસ થાય અને તરશ લાગ્યા કરે અને 'ક્લોમન્' નામના તરશ લાગવાના સ્થાનમાં જો વિદ્રધિ થાય તો ઘણા વધુ પ્રમાણમાં તરશ લાગ્યા કરે છે.' વળી સુશ્રુતે, સ્ત્રીઓને જે રક્તવિદ્રધિ થાય છે, તે પણ ત્યાં જ નિદાનસ્થાનના ૯ મા અધ્યાયમાં આ પ્રમાણે કહેલ છે. 'स्त्रीणामपप्रजातानां प्रजातानां तथाऽहितैः। दाहज्वरकरो घोरो जायते रक्तविद्रधिः'–જે સ્ત્રીઓને કસુવાવડ થઈ ગઈ હોય તેઓને અથવા જે સ્ત્રીઓની સુવાવડ બરાબર યોગ્ય રીતે થઈ હોય, છતાં તેઓને પણ અહિતકારી આહારાદિના સેવનથી દાહ તથા જ્વર ઉત્પન્ન કરનાર ભયંકર રુધિર સંબંધી વિદ્રધિ ઉત્પન્ન થાય છે.' વળી 'अपि सम्यक् प्रजातानामसृक् कायादनिःसृतम्। रक्तजं विद्रधिं कुर्यात् कुक्षौ मक्कलसंज्ञितम्–જેઓને પ્રસવ સારી રીતે થઈ ગયો હોય તેવી સ્ત્રીઓને પણ (એ પ્રસવનું) લોહી શરીરમાંથી બરાબર બહાર નીકળી ગયું ન હોય, તો એ (લોહી) પેટમાં રક્તજન્ય વિદ્રધિને ઉત્પન્ન કરે છે, જેને 'મક્કલ' નામનો રોગ કહે છે.

## વિદ્રધિઓના સ્રાવ વિષે

पक्वप्रभिन्नासूर्ध्वजासु मुखात्स्रावः स्रवति, अधोजासु गुदात्, उभयतस्तु नाभिजासु ॥ १०१ ॥

નાભિની ઉપરનાં સ્થાનોમાં થયેલી વિદ્રધિઓ પાકીને ફૂટે છે, ત્યારે મોઢામાંથી પરુ વગેરેનો સ્રાવ થાય છે; નાભિની નીચેનાં સ્થાનોમાં થયેલી વિદ્રધિઓ પાકીને ફૂટે છે, ત્યારે તેઓનો સ્રાવ

ગુદામાંથી થાય છે અને નાભિમાં થયેલી વિદ્રધિઓ પાકીને ફૂટે છે, ત્યારે તેઓનો સ્રાવ (મુખ અને ગુદા) બેયમાંથી થાય છે. ૧૦૧

નાભિની ઉપરના પ્રદેશો-હૃદય, ક્લોમ, યકૃત્, પ્લીહા, કુક્ષિ અને વૃક્ક, એ સ્થાનોમાં થયેલ વિદ્રધિઓ પાકીને ફૂટે છે, ત્યારે તેઓનાં પરુ વગેરેનો ક્લેદ મોઢામાંથી સ્રવે છે; આ વિષે સુશ્રુતે પણ નિદાનસ્થાનના ૯મા અધ્યાયમાં કહ્યું છે કે 'नाभेरुपरिजा पक्वा यान्त्यूर्ध्वमितरे त्वधः'–નાભિની ઉપરની વિદ્રધિઓ પાકીને ફૂટે છે, ત્યારે તેઓનો સ્રાવ ઉપરથી (એટલે મુખમાંથી) થાય છે અને નીચેનાં સ્થાન–વંક્ષણ નામના સાથળોના મૂળના સાંધામાં તથા બસ્તિમાં વિદ્રધિ થાય અને તે પાકીને ફૂટે ત્યારે તેઓના સ્રાવ ગુદામાંથી થાય છે; અને નાભિમાં થયેલ વિદ્રધિ પાકીને ફૂટે ત્યારે તેનો સ્રાવ મુખ અને ગુદા બેયમાંથી થાય છે. (યોગીન્દ્રનાથ સેન)

## અસાધ્ય અને સાધ્ય વિદ્રધિઓ

आसां हृन्नाभिबस्तिजाः परिपक्वाः सान्निपातिकी च मरणाय, अवशिष्टाः पुनः कुशलमाशुप्रतिकारिणं चिकित्सकमासाद्योपशाम्यन्ति ॥ १०२ ॥

આ વિદ્રધિઓમાંથી જેઓ હૃદય, નાભિ, તથા બસ્તિમાં ઉત્પન્ન થાય છે, તેઓ જો પાકી જાય તો મરણ માટે થાય છે; તેમ જ સંનિપાતની (ત્રિદોષજન્ય) વિદ્રધિ પણ મૃત્યુકારક થાય છે; બાકીની વિદ્રધિઓ, જો તત્કાળ ચિકિત્સા કરનાર કુશળ વૈદ્ય મળી આવે તો મટી જાય છે. ૧૦૨

યોગીન્દ્રનાથ સેન લખે છે કે હૃદય, નાભિ તથા બસ્તિમાં થયેલી વિદ્રધિઓ પાકી જાય તો અસાધ્ય છે–કોઈ રીતે મટે જ નહિ; તેમ જ સંનિપાતની વિદ્રધિ પણ અસાધ્ય છે–મટે જ નહિ, પણ મારી જ નાખે છે. સુશ્રુતે પણ નિદાનસ્થાનના ૯મા અધ્યાયમાં કહ્યું છે કે, 'हृन्नाभिबस्तिजः पक्वो वर्ज्यो यश्च त्रिदोषजः'–હૃદય, નાભિ તથા બસ્તિમાં થયેલ વિદ્રધિ અને ત્રિદોષથી થયેલ વિદ્રધિ જો પાકી ગયેલ હોય તો વૈદ્યે તેનો ત્યાગ કરવો–તેને અસાધ્ય ગણીને તેની ચિકિત્સા જ ન કરવી; બાકીની વિદ્રધિઓ કુશળ વૈદ્યની ચિકિત્સાથી બહારથી જો ચિરાયેલી હોય તો કદાચ સાધ્ય બની મટે છે; સુશ્રુતે પણ નિદાન સ્થાનના ૯મા અધ્યાયમાં આમ જ કહ્યું છે કે, 'हृन्नाभिबस्तिवर्ज्यास्तु तेषु भिन्नेषु बाह्यतः। जीवेद् कदाचित् पुरुषो नेतरेषु कदाचन'–હૃદય, નાભિ તથા બસ્તિ સિવાયનાં સ્થાનોમાં થયેલી વિદ્રધિઓ બહારથી જો ચિરાઈ હોય તો કદાચ માણસ જીવે છે; તે વિદ્રધિઓ મટે એવો સંભવ છે; બાકીની વિદ્રધિઓ (પક્વ થતાં) માણસ કદી જીવતો જ નથી–એવી તે અસાધ્ય છે. બીજે પણ કહ્યું છે કે 'असाध्यो मर्मजो ज्ञेयः पक्वोऽपक्वश्च विद्रधिः, संनिपातोत्थितोऽप्येवं पक्व एव तु नाभिजः ॥ त्वग्जो नाभेरधो यश्च साध्यो मर्मसमीपगः। अपक्वश्चैव पक्वश्च साध्यो नोपरि नाभिजः'–મર્મસ્થાનમાં (હૃદયમાં) થયેલ વિદ્રધિ પાકેલો કે નહિ પાકેલો પણ અસાધ્ય જ જાણવો; એ જ પ્રમાણે સંનિપાતથી થયેલો–ત્રિદોષનો વિદ્રધિ પણ અસાધ્ય જ સમજવો; એ જ રીતે નાભિમાં થયેલો વિદ્રધિ જો પાકી જાય તો જ તેને અસાધ્ય જાણવો; પરંતુ ત્વચા પર થયેલ કે નાભિની નીચે થયેલ અથવા મર્મસ્થાનની સમીપે થયેલ વિદ્રધિ સાધ્ય થાય છે–મટે છે; પણ નાભિમાં થયેલ કે તેની ઉપરનાં સ્થાનોમાં થયેલ વિદ્રધિ પાકેલો કે નહિ પાકેલો પણ સાધ્ય થતો નથી કે મટતો જ નથી.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સારાંશ લખે છેઃ 'અર્થાત્ જે વિદ્રધિઓનો સ્રાવ નીચેના–ગુદામાર્ગેથી થતો હોય તે સાધ્ય બને છે–એનો રોગી જીવી શકે છે, પરંતુ ઉપરના–મુખ માર્ગે જેનો સ્રાવ થતો હોય તે વિદ્રધિનો રોગી જીવી શકતો નથી. હૃદય, નાભિ તથા બસ્તિને છોડીને બાકીનાં સ્થાનો પર થયેલ વિદ્રધિઓ બહારની ચામડીથી ફૂટી જાય તો કદાચ માણસ જીવે છે; પરંતુ એ જ વિદ્રધિઓ પાકીને જો અંદર ફૂટી જાય તો અવશ્ય મરણ જ થાય છે; આ ઉપરથી આમ પણ સમજી શકાય છે કે, કોઈ શસ્ત્રક્રિયાકુશલ વૈદ્ય શસ્ત્રકર્મ દ્વારા અંતર્વિદ્રધિઓના મોઢાને બહારથી જો ખુલ્લું કરી શકે તો, એ ક્રિયા દ્વારા એના રોગી માણસને તે બચાવી શકે છે, કેમ કે દરેકોઈ વિદ્રધિ જો બહારથી ફૂટી જાય તો તેના ચિકિત્સા કરવી સહેલી બને છે.'

શાર્ઙ્ગધર પણ લગભગ આમ જ સમજાવે છે કે હૃદય, નાભિ તથા બસ્તિમાં થયેલ વિદ્રધિઓ જો બરાબર પાકી જાય તો મારી નાખે છે; પરંતુ પહેલાંથી જ જોઈ તે ઉત્પન્ન થાય કે તરત જ અતિ કુશળ વૈદ્ય, તેઓને જો પાકવા જ ન દે અને તેનો રોગી પણ તેવી જ ઇચ્છા ધરાવતો ગુણવાન હોય અને તરત એવી ચિકિત્સા દ્વારા તે વિદ્રધિઓને પાકવા ન દેવાની જ ઇચ્છાથી ચિકિત્સા કર્યા કરે તો એ વિદ્રધિઓ પાકે નહિ. જેથી મરણ ઉપજાવનાર થાય નહિ; એમ અહીં 'परिपक्वाः' એ પદ મૂકીને સૂચન કરેલ છે; એ વિદ્રધિઓને અંદર પાકવા દેવી ન જોઈએ; કેમ કે તેઓના પાકવા પછી તો કોઈ કાળે તે મટે જ નહિ. સંનિપાતની વિદ્રધિ તો

પાકેલી કે નહિ પાકેલી પણ કદી મટે જ નહિ, એમ તેને અલગ કહીને સૂચન કરેલ છે. સન્નિપાતની એ વિદ્રધિ હૃદય, નાભિ કે બસ્તિમાં થઈ હોય તો વૈદ્ય ભલે કુશળ હોય અને રોગી પણ ભલે ગુણવાન હોય; છતાં કોઈ પણ કાળે તે પાકે જ છે; તેને ન પાકવા દેવા પ્રયત્ન કરાય તોપણ વ્યર્થ જ છે; એટલું જ નહિ, પરંતુ કદાચ તે સંનિપાતની વિદ્રધિ પાકે નહિ તોપણ મરણ જ ઉપજાવે છે; બાકીની વિદ્રધિઓ હૃદય, નાભિ કે બસ્તિમાં થઈને પાકી હોય તથા સન્નિપાતની પાકી કે નહિ પાકેલી હોય તે સિવાયની બીજી કલોમન્, યકૃત્, પ્લીહા, કુક્ષિ, વૃક્ક તથા વઙ્ક્ષણસ્થાનમાં થયેલી વાતજન્ય વિદ્રધિઓ કુશળ વૈદ્યને મેળવીને સાધ્ય બને છે, મટે છે. તેમ જ હૃદય, કે નાભિમાં થયેલી વિદ્રધિઓ જો પાકી ન હોય તોપણ કુશળ વૈદ્યથી સાધ્ય થાય છે; પરંતુ એ વૈદ્ય કુશળ હોઈને તત્કાળ ક્રિયા કરનારો હોવો જોઈએ, એમ અહીં વૈદ્યને બે વિશેષણો આપીને સૂચન કરેલ છે. વળી આમ પણ જણાવેલ છે કે હૃદય, નાભિ તથા બસ્તિમાં થયેલી બધી વિદ્રધિઓ જો વાતજન્ય હોય અને તેથી જો અપરિપક્વ રહી હોય; અથવા પાકી ગઈ હોય તોપણ ઉપરના ભાગમાં પોતાનું મોઢું કરીને બહારના ભાગમાં સ્રાવ કરતી હોય તેમ જ કુશળ વૈદ્ય તેઓની ચિકિત્સા કરતો હોય, તો ભલે તેઓ અસાધ્ય ગણાય છે, છતાં તેઓને ચીરી નાખવાથી તેઓનો સ્રાવ શરીરની બહાર થતો હોવાને લીધે કદાચ મટી જાય છે. ૧૦૨

### દરેક વિદ્રધિ કષ્ટસાધ્ય છે

**तस्मादचिरोत्थितां विद्रधिं शस्त्रसर्पविद्युदग्नितुल्यां स्नेहस्वेदविरेचनैराश्वेवोपक्रामेत् सर्वशो गुल्मवच्चेति ॥ १०३ ॥**

**એ કારણે વિદ્રધિ જેવી ઉત્પન્ન થાય કે તરત જ તેને શસ્ત્ર, સર્પ, વીજળી અને અગ્નિ જેવી (ભયંકર) ગણીને તે નવી હોય એ જ સમયે તત્કાળ સ્નેહન, સ્વેદન તથા વિરેચનો દ્વારા ગુલ્મ કે ગોળાના રોગની પેઠે સર્વ પ્રકારે તેની ચિકિત્સા શરૂ કરી દેવી જોઈએ. ૧૦૩**

યોગીંદ્રનાથ સેન જણાવે છે કે એકંદર હરકોઈ વિદ્રધિને કષ્ટસાધ્ય જ સમજીને જેવી તે ઉત્પન્ન થાય કે તરત જ ચિકિત્સા શરૂ કરી દેવી; કેમ કે તે શસ્ત્રાદિની પેઠે તરત જ મારી નાખે એવી ભયાનક છે; આ શસ્ત્રાદિનાં દૃષ્ટાંતો આપીને વધુ આ પણ સૂચન કર્યું છે કે સર્વ વિદ્રધિઓ શસ્ત્ર જેવી મર્મભેદક છે; સર્પ જેવી સંજ્ઞાનાશક છે અને વીજળી તથા અગ્નિના જેવી તત્કાળ મરણ ઉપજાવનારી છે; માટે સ્નેહન, સ્વેદન આદિથી જેવો દોષ હોય તે પ્રમાણે બધી રીતે ગુલ્મના રોગની પેઠે તરત જ તેની ચિકિત્સા આરંભી દેવી.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: બધી વિદ્રધિઓ કષ્ટસાધ્ય છે, એ આશય અહીં જણાવવા માગે છે; પરંતુ અહીં એક શંકા થાય છે કે સુશ્રુતમાં તો હૃદય આદિ સ્થાનમાં જેમ વિદ્રધિની ઉત્પત્તિ કહી છે, તેમ ગુદરૂપી સ્થાનમાં પણ વિદ્રધિ ઉત્પન્ન થાય છે, એમ પણ જણાવે છે કે, 'गुर्वसात्म्यविरुद्धान्नशुष्कसंक्लिन्नभोजनात् । अतिव्यवायव्यायामवेगाघातविदाहिभिः । पृथक् संभूय वा दोषाः कुपिता गुल्मरूपिणम् । वल्मीकवत् समुन्नद्धमन्तः कुर्वन्ति विद्रधिम् । गुदे बस्तिमुखे नाभ्यां कुक्षौ वङ्क्षणयोस्तथा । वृक्कयोः प्लीह्नि यकृति हृदये क्लोम्नि वा तथा ॥ तासां लिङ्गानि जानीयाद् बाह्यविद्रधिलक्षणैः ॥ ભારે, અસાત્મ્ય તથા પરસ્પર વિરુદ્ધ અન્નાદિ પદાર્થો સેવવાથી; સૂકાં, ભીનાં અથવા સડેલાં ભોજન કરવાથી, અત્યંત મૈથુન તથા વધુ કસરતો કરવાથી, મળ–મૂત્રાદિના વેગો રોકવાથી અને અતિશય દાહ કરનારા પદાર્થો સેવવાથી અલગ અલગ કે એકઠા મળી કોપેલા દોષો ગુલ્મ જેવા સ્વરૂપવાળા અને રાફડા જેવા ઊંચા 'વિદ્રધિ' નામના રોગને અંદર ઉત્પન્ન કરે છે, જેને 'અંતર્વિદ્રધિ' કહે છે. એ રોગ અંદરના ભાગમાં ગુદામાં, બસ્તિના મુખમાં, નાભિમાં, કૂખમાં, વંક્ષણ નામના સાથળના મૂળના બે સાંધાઓમાં, વૃક્ક નામનાં બે પડખાંની નીચેના માંસખંડમાં, બરોળમાં, જમણા પડખાની ગાંઠ–યકૃતમાં, હૃદયમાં તથા કલોમન્ નામના તરશ લગાડનારા સ્થાનમાં ઉત્પન્ન થાય છે; તેઓનાં લક્ષણો બાહ્ય વિદ્રધિનાં લક્ષણો ઉપરથી જાણી લેવાં.' એમ કહ્યા પછી સુશ્રુતે ગુદામાં થતી વિદ્રધિનું પણ લક્ષણ આ પ્રમાણે કહ્યું છે: 'गुदे वातनिरोधस्तु–ગુદામાં વિદ્રધિ થાય ત્યારે વાયુ અટકી પડે છે.' વળી એ જ પ્રમાણે રક્તજન્ય વિદ્રધિ પણ આ પ્રમાણે સુશ્રુત કહે છે: 'स्त्रीणामपप्रजातानां प्रजातानां तथाऽहितैः । दाहज्वरकरो घोरो जायते रक्तविद्रधिः ॥ अपि सम्यक् प्रजातानामसृक्कायाद् अनिःसृतम् । रक्तजं विद्रधिं कुर्यात् कुक्षौ मक्कल्लसंज्ञितम् । सप्ताहान्नोपशान्तश्चेत् ततोऽसौ संप्रपच्यते–જે સ્ત્રીઓની સુવાવડ બરાબર સારી ન થઈ હોય કે કસુવાવડ થઈ હોય તેઓને અથવા જેઓની સુવાવડ સારી થઈ હોય; તેઓને પણ અહિતકારી પદાર્થોના સેવનથી દાહ તથા જ્વર કરનાર ઘોર વિદ્રધિ રોગ (દુષ્ટ થયેલ) રક્તમાંથી ઉત્પન્ન થાય છે; વળી જેઓની સુવાવડ બરાબર સારી થઈ હોય એવી

સ્ત્રીઓનું પણ એ વેળાનું (ગર્ભાશય માંહેનું) લોહી જો બરાબર બહાર નીકળી ગયું ન હોય; તોપણ એ દુષ્ટ લોહી તેની કૂખમાં 'મક્કલ્લ' નામનો રક્તજન્ય વિદ્રધિ ઉત્પન્ન કરે છે; એ વિદ્રધિ સાત દિવસમાં જો શાન્ત ન થાય તો પાછળથી અતિશય પાકે છે.' આવા પ્રકારનો રક્તજન્ય વિદ્રધિ પણ વાતાદિથી થતા વિદ્રધિના જેવો જ સુશ્રુતે કહ્યો છે; તેમ જ બાહ્ય વિદ્રધિ પણ વાત, પિત્ત, કફ, સંનિપાત, ક્ષત અને રક્તથી થતો છ પ્રકારનો કહેલ છે; તેમાં વાતાદિજન્ય અંતર્વિદ્રધિઓના જે લક્ષણો છે તે જ વાતાદિજન્ય બાહ્ય વિદ્રધિઓનાં પણ લક્ષણો ત્યાં કહ્યાં છે. ક્ષતજન્ય વિદ્રધિનું લક્ષણ સુશ્રુતે ત્યાં આ પ્રમાણે કહેલ છે: 'तैस्तैर्भावैरभिहते क्षते चाप्यपथ्यसेविनः। क्षतोष्मा वायुविसृतः सरक्तं पित्तमीरयेत्॥ ज्वरस्तृष्णा च दाहश्च जायते तस्य देहिनः। एष विद्रधिरागन्तुः पित्तविद्रधिलक्षणः। कृष्णस्फोटावृतः श्यावस्तीव्रदाहरुजाज्वरः। पित्तविद्रधिलिङ्गस्तु रक्तविद्रधिरुच्यते-તે તે કોઈ લાકડી વગેરેનો માર પડ્યો હોય છતાં કે બીજા કોઈ કારણથી ક્ષત કે જખમ થયો હોય છતાં જે માણસ અપથ્યનું સેવન કરે છે, તેની એ ગરમી વાયુથી ચોપાસ ફેલાઈને રક્ત સહિત પિત્તને પ્રેરણા આપે છે-વધુ સહાયક બને છે; જેથી એ માણસને તાવ, તરશ અને દાહ ઉત્પન્ન થાય છે, આ વિદ્રધિ આગન્તુ અથવા અભિઘાતજન્ય કે ક્ષતજન્ય વિદ્રધિ કહેવાય છે; જેનાં લક્ષણો પિત્તજન્ય વિદ્રધિના જેવાં જ હોય છે. તેમ જ જેમાં કાળા ફોલ્લા છવાઈ જાય છે; રંગે જે કાળો હોય; તીવ્ર દાહ, પીડા તથા તાવ પણ જેમાં થાય છે, તે રક્તજન્ય વિદ્રધિ કહેવાય છે, જેમાં પિત્તજન્ય વિદ્રધિના જેવાં જ લક્ષણો હોય છે.' આમ સુશ્રુતે જે જે વિદ્રધિઓ વધારે કહ્યા છે, તેઓને અહીં ચરક આચાર્યે કેમ કહ્યા નથી? આનું સમાધાન આ પ્રમાણે છે કે, સુશ્રુતે અન્તર્વિદ્રધિઓ માંહેની ગુદામાં થતી વિદ્રધિ તથા આર્તવજન્ય સ્ત્રીઓની વિદ્રધિ જે અલગ કહી છે, તેનો સમાવેશ અહીં ચરકે બસ્તિમાં થતી વિદ્રધિમાં કર્યો છે; કેમ કે 'बस्ति' શબ્દથી 'बस्ति'ની સમીપ રહેલી ગુદા અને બસ્તિનું મુખ બન્નેનું ગ્રહણ કરી શકાય છે. તેમાં જે વિદ્રધિ ગુદામાં થાય છે, તેનું જ વ્યાખ્યાન અહીં ચરકે 'कृच्छ्रपूतिवातवर्चस्त्वम्-વિષ્ઠા ઊતરતાં કષ્ટ પડે, દુર્ગંધી અપાનવાયુ કષ્ટથી બહાર નીકળે' એ પદથી કરેલ છે; તેમ જ બસ્તિના મુખમાં જે વિદ્રધિ થાય છે, તેના જ સંબંધે અહીં ચરકે 'कृच्छ्राल्पपूतिमूत्रवर्चस्त्वम्-મૂત્ર તથા વિષ્ઠા ઘણી મુશ્કેલીએ નીકળે અને તે પણ અસંત દુર્ગંધી હોય' એવું વ્યાખ્યાન કરેલ છે; તેમ જ જે વિદ્રધિ બસ્તિમાં જ થાય છે, તેના જ સંબંધે અહીં ચરકે 'कृच्छ्रपूतिमूत्रत्वम्-મૂત્ર મુશ્કેલીએ ઊતરે અને તે પણ દુર્ગંધી હોય' એવું વ્યાખ્યાન કરેલ છે. આ વ્યાખ્યાનને મળતું સુશ્રુતે પણ વ્યાખ્યાન કહેલ છે કે, 'गुदे वातनिरोधस्तु बस्तौ कृच्छ्राल्पमूत्रता-ગુદામાં વિદ્રધિ થાય ત્યારે વાયુ રોકાઈ જાય અને બસ્તિમાં વિદ્રધિ થાય ત્યારે મુશ્કેલીએ મૂત્ર ઊતરે અને તે પણ થોડું થોડું જ ઊતરે.' એમ ત્યાં વાયુ રોકાઈ જાય, એ જ વ્યાખ્યાનને મળતું અહીં 'कृच्छ्रवातत्वम्-અપાનવાયુનું નીકળવું મુશ્કેલ બને' એમ જણાવેલ છે; તેમ જ એ ઉપરથી બન્ને સ્થળે 'વિષ્ઠાનું નીકળવું પણ મુશ્કેલ બને' એ પણ સમજી શકાય છે. વળી સુશ્રુતે જણાવેલ રક્તજન્ય વિદ્રધિનો અહીં ચરકે રક્તજન્ય ગુલ્મરોગમાં સમાવેશ કર્યો છે; અથવા તે રક્તજન્ય વિદ્રધિને સાત દિવસો પછી પાકે છે, એમ કહેલ હોવાથી તેમ જ તેનો આરંભ કરનાર પણ વાયુ જ હોય છે, તેથી પણ તેનો સમાવેશ વાતજન્ય વિદ્રધિમાં થઈ શકે છે અથવા તે સુશ્રુતે વધુ કહેલા વિદ્રધિઓ અતિશય પ્રકટ લક્ષણોવાળા હોવાથી સૂત્રરૂપે અહીં ભલે નથી કહ્યા, તેથી કોઈ દોષ ગણાય નહિ; વળી 'सर्वशो गुल्मवच्चोपक्रमेत्'-વિદ્રધિઓની ચિકિત્સા બધી રીતે ગુલ્મરોગ જેવી કરવી, એમ પણ છેવટે અહીં કહેલ છે, તેથી પણ ગુલ્મ કે વિદ્રધિ એ બંનેમાંથી કોઈ એકનું પણ વિજ્ઞાન એક સરખું જ સમજી શકાય તેમ છે, અને તેથી પણ તે બન્નેમાંથી કોઈ પણ એક જ રોગની નિવૃત્તિ એકસરખી જ કરી શકાય તેમ છે; એટલે પણ કોઈ દોષ રહેતો નથી; અર્થાત્ બન્નેની ચિકિત્સા જો સમાન જેવી જ છે, તો હરકોઈ વિદ્રધિનો ઉપાય પણ મુશ્કેલ નથી.

### પ્રમેહ વિના પણ ફોલ્લીઓ થાય

**विना प्रमेहमप्येता जायन्ते दुष्टमेदसः।**
**तावच्चैता न लक्ष्यन्ते यावद्वास्तुपरिग्रहः॥१०४॥**

**જેની મેદ ધાતુ દુષ્ટ થઈ હોય તેવા માણસને પ્રમેહ વિના પણ આ (પૂર્વોક્ત) ફોલ્લીઓ થાય છે; પરંતુ જ્યાં સુધી તે ફોલ્લીઓ પોતાનું સ્થાન ચોપાસ પકડી લેતી નથી, ત્યાં સુધી એ જણાતી નથી. ૧૦૪**

યોગીન્દ્રનાથ સેન અહીં આ શ્લોકનું છેલ્લું ચરણ 'यावद्वस्तुपरिग्रहः' એવું રાખીને આવો અર્થ કરે છે: પ્રમેહ વિના પણ આ ફોલ્લીઓ થાય છે કે, જેની મેદ ધાતુ બગડી હોય; પરંતુ એ ફોલ્લીઓ જ્યાં સુધી પ્રમેહરૂપી વસ્તુનો સ્વીકાર કરતી નથી, ત્યાં સુધી જણાતી નથી; એકંદર પ્રમેહને વશ થતાં જ ફોલ્લીઓમાં દોષનો

વધારો થાય છે.

હિન્દી ટીકાકાર શ્રી જયદેવ અહીં આમ જણાવે છે: 'અર્થાત્ જેનો મેદ બગડ્યો હોય, પરંતુ પ્રમેહ ન થયો હોય તે માણસને પ્રથમથી એમ કહી શકાતું નથી, કે આ માણસને ફોલ્લીઓ અવશ્ય થશે; પરંતુ એ ફોલ્લીઓ પોતાનું સ્થાન બરાબર પકડી લે છે, તે પછી જ સ્પષ્ટ થતી જણાય છે; પણ એકંદર પ્રથમથી તેઓનું કોઈ પૂર્વરૂપ જણાતું નથી. મધુમેહનો રોગ જેને થયો હોય તેને તો પ્રથમથી જ જણાવી શકાય છે કે, જો યોગ્ય ચિકિત્સા કરવામાં ન આવે, તો આ રોગમાં ફોલ્લીઓ અવશ્ય થાય જ છે. અહીં 'प्रमेह' શબ્દથી હરકોઈ પ્રમેહ લઈ શકાતો નથી, પરંતુ 'મધુમેહ'નું જ ગ્રહણ કરી શકાય છે; કારણ કે ફોલ્લીઓ તો 'મધુમેહ'માં જ નીકળે છે. આ કારણે જ આ ચાલુ અધ્યાયના ૬૬ા શ્લોકમાં 'सप्त पिडका माधुमेहिकाः'– મધુમેહની સાત ફોલ્લીઓ એમ કહેવાઈ ગયું છે; તેમ જ એ સાતે ફોલ્લીઓનું નિદાન કહેતી વેળા પણ 'कृच्छ्रो मधुमेहः प्रवर्तते–જેને કષ્ટસાધ્ય મધુમેહ થયો હોય તેને જ આ સાત ફોલ્લીઓ થાય છે,' એમ પણ કહેવાયું છે. હરકોઈ પ્રમેહ જો ફોલ્લીઓનું કારણ બનતો હોય તો 'મધુમેહ' શબ્દનો અલગ પ્રયોગ કરવો પણ ઘટે નહિ; જોકે સામાન્ય પ્રમેહમાં પણ 'મધુમેહ'નો સમાવેશ અવશ્ય થાય છે; પરંતુ વિશેષ 'મધુમેહ' શબ્દથી હરકોઈ સામાન્ય પ્રમેહ લઈ શકાતો નથી. જેમ 'શરીર' કહેવાથી હાથ–પગ ઇત્યાદિ અવયવોનું ગ્રહણ થાય છે, પરંતુ કેવળ 'હાથ' કહેવાથી સમગ્ર શરીરનું ગ્રહણ કરી શકાતું નથી; છતાં ટીકાકાર શ્રી ચક્રપાણિએ 'माधुमेहिकाः' ઇત્યાદિ સ્થળો પર 'મધુમેહ' શબ્દથી હરકોઈ પ્રમેહનું ગ્રહણ થઈ શકે એમ જણાવ્યું છે; પરંતુ ખરી રીતે એ યોગ્ય નથી; છતાં શ્રી ચક્રપાણિ પોતાના મતની પુષ્ટિ માટે કેટલીક યુક્તિઓ પણ બતાવે છે કે, 'મધુમેહ' શબ્દથી હરકોઈ પ્રમેહનું ગ્રહણ પણ કરી શકાય છે; કેમ કે 'विना प्रमेहमप्येताः' ઇત્યાદિ સ્થળે પ્રમેહ શબ્દ જ ગ્રંથકારે મૂક્યો છે; જો 'મધુમેહ' શબ્દથી હરકોઈ પ્રમેહ લેવાતો ન હોત, તો 'मधुमेहं विनाप्येता' એમ જ ગ્રંથકારે પાઠ રાખ્યો હોત; તેમ જ ચિકિત્સાસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં 'प्रमेहिणां याः पिडका मयोक्ताः' ઇત્યાદિ શ્લોકોમાં પણ 'प्रमेहिन्' શબ્દનો જ પ્રયોગ કરવામાં આવ્યો છે; અને આચાર્ય શ્રી ચરકે મધુમેહની ફોલ્લીઓની ચિકિત્સાનો પણ ઉપદેશ કર્યો છે, એ ઉપરથી આમ પણ જાણી શકાય છે કે, આ ફોલ્લીઓ બધા પ્રમેહોમાં થાય છે; એમ ન હોય પણ જો વિશેષ મધુમેહજન્ય ફોલ્લીઓનું જ ગ્રહણ કરવામાં આવે તો મધુમેહ તો અસાધ્ય છે, તેથી એ મધુમેહમાં થતી ફોલ્લીઓની પણ ચિકિત્સા હોઈ શકે નહિ અને એ જ કારણે આચાર્ય એ ફોલ્લીઓની ચિકિત્સાનો પણ ઉપદેશ ન કરત. વળી બીજાં સ્થળે પણ 'મધુમેહ' શબ્દથી સંપૂર્ણ સર્વ પ્રમેહોનું ગ્રહણ કરવામાં આવ્યું છે; જેમ કે–'गुल्मी च मधुमेही च राजयक्ष्मी च यो नरः। अचिकित्स्या भवन्त्येते बलमांसपरिक्षये–ગુલ્મનો, મધુમેહનો તથા ક્ષયરોગનો જે રોગી હોય તેના બળનો તથા માંસનો ક્ષય થઈ જાય, ત્યારે તેઓ ચિકિત્સા માટે યોગ્ય ગણાતા નથી.' આ સ્થળે 'મધુમેહ' શબ્દથી જો 'વિશેષ–મધુમેહ'નું જ ગ્રહણ કરવામાં આવે તો 'મધુમેહ' તો સ્વરૂપે જ અસાધ્ય હોય છે, તેને 'बलमांसपरिक्षये' એ વિશેષણ આપવાની સાર્થકતા રહેતી નથી. સુશ્રુતમાં પણ સામાન્ય–સર્વ પ્રમેહોમાં ફોલ્લીઓની ઉત્પત્તિ કહેવામાં આવી છે; જેમ કે 'तद्वच्च वसामेदोभ्याममिपन्नशरीरस्य दोषैश्चानुगतधातोः प्रमेहिणः पिडका जायन्ते, सर्व एव प्रमेहा यस्माद् देहं मधुरीकृत्य जायन्ते, तस्मान्मधुमेहा इत्युच्यन्ते–એ જ પ્રમાણે જેનું શરીર વસા તથા મેદથી ચોપાસ વ્યાપ્ત બને, ત્યારે જેની ધાતુઓ દોષથી અનુસરાયેલી થતાં તેને પ્રમેહનો રોગ થાય છે અને એવા તે પ્રમેહના રોગીને ફોલ્લીઓ પણ થાય છે; હરકોઈ પ્રમેહો દેહને મધુર બનાવીને જ ઉત્પન્ન થાય છે, તેથી 'મધુમેહ' એ નામે પણ કહેવાય છે.' વળી વાગ્ભટે પણ કહ્યું છે કે, 'मधुरं यच्च सर्वेषु प्रायो मध्विव मेहति। सर्वे हि मधुमेहाख्या माधुर्याच्च तनोरतः–દરેક પ્રમેહોમા માણસ મધ જેવું મૂત્ર કરે છે અને હરકોઈ પ્રમેહવાળાના શરીરમાં મધુરતા પણ થઈ જાય છે, એ જ કારણે સર્વ પ્રમેહોને 'મધુમેહ' નામે પણ કહી શકાય છે.' બીજા ટીકાકારો પણ કહે છે કે સુશ્રુતે મધુમેહને અલગ કહ્યો જ નથી; એ સુશ્રુત તો એમ જ કહે છે કે સર્વ પ્રમેહોની જો ઉપેક્ષા કરવામા આવે કે યોગ્ય ચિકિત્સા ન કરાય તો એ બધાયે પ્રમહો 'મધુમેહ'ના જ સ્વરૂપને પામી જાય છે; જેમ કે–'सर्व एव प्रमेहास्तु कालेनाप्रतिकारिणः। मधुमेहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति हि–બધાય પ્રમેહો જો ચિકિત્સારહિત રહે તો સમય જતાં તેઓ 'મધુમેહ'પણું પ્રાપ્ત કરે છે અને તે વખતે અસાધ્ય બને છે.' એમ સુશ્રુતે ભલે માન્યું છે. તોપણ એ વાત તો નક્કી જ છે કે, જે પ્રમેહ ફોલ્લીઓનું કારણ બને છે, તેને જ 'મધુમેહ' એવી પારિભાષિકી સંજ્ઞા લાગુ થાય છે; આ વાત નિદાનસ્થાનમાં પણ આ પ્રમાણે કહેવાશે કે, 'पिडका-

'पीडितं गाढमुपसृष्टमुपद्रवैः। मधुमेहिनमाचष्टे स चासाध्यः प्रकीर्तितः–જે માણસ (પ્રમેહનો રોગી બન્યા પછી) ફોલ્લીઓથી પીડાયેલો અને ઉપદ્રવોથી ગાઢ વ્યાપ્ત બનેલો થાય ત્યારે તેને વિદ્વાનો 'મધુમેહી' કહે છે અને તે મધુમેહી માણસ અસાધ્ય કહેવાય છે–તેનો એ મધુમેહ કોઈ પણ ઉપાયે મટતો જ નથી.' એ જ પ્રકારે ચિકિત્સાસ્થાનમાં પણ 'पिडकापीडिताः सोपद्रवा' सर्व एव प्रमेहा मूत्रादिमाधुर्ये मधुगन्धसामान्यात् पारिभाषिकीं मधुमेहतां लभन्ते–બધાયે પ્રમેહો જ્યારે ફોલ્લીઓથી પીડિત અને ઉપદ્રવોથી યુક્ત બને, તેમ જ તેમાં મૂત્ર આદિની મધુરતા થાય અને મધના જેવી ગંધ (શરીરમાંથી) બહાર નીકળે ત્યારે એ બધા પ્રમેહો 'મધુમેહ' એવી પારિભાષિકી સંજ્ઞાને પામે છે.' અર્થાત્ જ્યાં સુધી મૂત્રમાં મધુરતા ન થાય ત્યાં સુધી હરકોઈ પ્રમેહને આપણે 'મધુમેહ' કહી શકીએ નહિ; આ જ કારણે 'મધુમેહ' શબ્દથી આપણે હરકોઈ સામાન્ય પ્રમેહને ગ્રહણ કરી શકીએ નહિ; પરંતુ 'પ્રમેહ' શબ્દથી 'મધુમેહ'નું ગ્રહણ તો થઈ શકે છે. ચક્રપાણિએ આવો આક્ષેપ કર્યો છે કે, ''મધુમેહ' તો અસાધ્ય જ છે, તેથી એ 'મધુમેહ'માં થતી ફોલ્લીઓને પણ અસાધ્ય જ ગણી લઈને તેની ચિકિત્સાનો પણ ઉપદેશ કરવો યોગ્ય નથી.' આ તેમનો આક્ષેપ યોગ્ય નથી; કેમ કે ચરકમાં 'મધુમેહ'ને બે પ્રકારનો માન્યો છે: એક તો એવો 'મધુમેહ' થાય છે કે, જે હરકોઈ કારણથી ધાતુઓની ક્ષીણતા થતાં વાયુનો પ્રકોપ થતાં થાય છે; અને બીજો મધુમેહ અતિશય વધુ પ્રમાણમાં સંતર્પણ થઈ જવાથી કફનો પ્રકોપ થતાં થાય છે; તેમાંનો પહેલો વાતજન્ય મધુમેહ અસાધ્ય છે; પરંતુ બીજો કફજન્ય મધુમેહ તો કષ્ટસાધ્ય છે–અસાધ્ય નથી; આ અધ્યાયમાં પણ એ કફજન્ય મધુમેહને તેની સંપ્રાપ્તિ દર્શાવતી વેળા 'कृच्छ्रो मधुमेहः प्रवर्तते' એમ કષ્ટસાધ્ય જ કહ્યો છે, પણ અસાધ્ય કહ્યો નથી; એટલે તે કફજન્ય–બીજા પ્રકારના મધુમેહમાં જે ફોલ્લીઓ થાય છે, તે પણ કષ્ટસાધ્ય જ ગણાય, પરંતુ અસાધ્ય ન કહેવાય; એટલે તેની ચિકિત્સાનો ઉપદેશ કરવો તે અયોગ્ય નથી પણ યોગ્ય જ છે. વળી તે નિદાન જોતાં પણ જણાય છે કે તે બીજા પ્રકારનું જ કે કફજન્ય પ્રમેહનું જ નિદાન કહેવામાં આવ્યું છે; ચિકિત્સાસ્થાનમાં પણ કહેવાશે છે કે, 'दृष्ट्वा प्रमेहं मधुरं सपिच्छं मधूपमं स्याद् द्विविधो विचारः। क्षीणेषु दोषेष्वनिलात्मकाः स्युः संतर्पणाद्वा कफसंभवाः स्युः'–હરકોઈ પ્રમેહને જ્યારે મધુર, ચીકણો તથા મધ જેવો થયેલો જોવામાં આવે, ત્યારે તે વિષે બે પ્રકારના વિચારો થાય છે કે, દોષોનો ક્ષય થતાં વાયુસ્વરૂપ કે વાયુજન્ય તે કહેવાય છે અને વધુ પ્રમાણમાં સંતર્પણ થવાથી કફજન્ય કહેવાય છે.' આમ બે પ્રકારના મધુમેહોમાં વાતિક મધુમેહને અસાધ્ય ગણીને તેની ફોલ્લીઓની ચિકિત્સા કહી નથી; પરંતુ સંતર્પણથી થતા કફજન્ય પ્રમેહને જ કષ્ટસાધ્ય ગણી તેની ફોલ્લીઓની જ ચિકિત્સા કહેવામાં આવી છે; તે અયોગ્ય નથી પણ યોગ્ય જ છે. ૧૦૪

## કષ્ટસાધ્ય તથા સાધ્ય ફોલ્લીઓનો નિર્દેશ

शराविका कच्छपिका जालिनी चेति दुःसहा।
जायन्ते ता ह्यतिबलाः प्रभूतश्लेष्ममेदसः ॥ १०५ ॥
सर्षपी चालजी चैव विनता विद्रधी च याः।
साध्याः पित्तोल्बणास्ता हि संभवन्त्यल्पमेदसः ॥

શરાવિકા, કચ્છપિકા તથા જાલિની, એ ત્રણ ફોલ્લીઓ દુઃસહ અથવા દુઃસાધ્ય કે કષ્ટસાધ્ય છે; કેમ કે તેઓ પુષ્કળ કફવાળા તથા પુષ્કળ મેદવાળા માણસને થાય છે, તેથી અતિશય બળવાન હોય છે; (માટે જ તેઓને કષ્ટસાધ્ય કહી છે;) પરંતુ સર્ષપી, અલજી, વિનતા અને વિદ્રધિ નામની જે (ચાર) ફોલ્લીઓ થાય છે, તેઓ તો સાધ્ય છે; કેમ કે તેઓ પિત્તોલ્બણ અથવા પિત્તના પ્રકોપવાળી હોઈને જેમાં મેદ ઓછો હોય તેવા માણસને થાય છે. ૧૦૫,૧૦૬

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આ ફોલ્લીઓનો દોષ તથા દૂષ્યોનો નિયમ સૂચવે છે. આમાંની પહેલી ત્રણને દુઃસહ એટલે કષ્ટસાધ્ય કહે છે; જેનામાં કફ તથા મેદ ખૂબ વધ્યા હોય તેવા માણસને પહેલી ત્રણ ફોલ્લીઓ થાય છે; અને તે પ્રમેહ ન હોય તોપણ થાય છે; અથવા જેઓને કફનો મેહ થયો હોય તેઓને જ ભારે તથા સ્નિગ્ધ પદાર્થોનું સેવન કરવાથી મધુમેહ થતાં 'શરાવિકા' આદિ ત્રણ ફોલ્લીઓ થાય છે, પરંતુ બીજા–પિત્તમેહવાળાઓને તો સર્ષપી વગેરે ચાર ફોલ્લીઓ જ થાય છે; તે પણ અલ્પ મેદવાળાને જ થાય છે; એટલે કે જેઓને પિત્તમેહ થયો હોય છતાં જેઓ ભારે તથા સ્નિગ્ધ આદિ પદાર્થોનું સેવન કર્યા કરે તેઓને જ આ સર્ષપી આદિ ચાર ફોલ્લીઓ થાય છે; આમાં જે 'વિદ્રધિ' નામની ફોલ્લી કહી છે, તે બાહ્ય જ સમજવી, પણ આભ્યંતર ન જાણવી; કેમ કે તે આભ્યંતર તો દોષ આદિની જો અધિકતા હોય તો જ થાય છે; વળી તે આભ્યંતર વિદ્રધિ, જેને જે દોષમય પ્રમેહ હોય તેને તે દોષમય જ થાય છે; જો કે મધુમેહમાં ત્રણે દોષો ઉત્પત્તિકારણરૂપે હોય છે, તોપણ પૂર્વાપરસ્થિતિના

પ્રમેહના દોષની અધિકતા ગણીને મધુમેહમાં પણ તેની જ પ્રધાનતાનો વ્યવહાર કરી શકાય છે; પરંતુ પૂર્વસ્થિતિના પ્રમેહકારક દોષની અપ્રધાનતા થાય ત્યારે કિરણ્ણ ત્રિદોષ-જન્ય મધુમેહની સ્થિતિ થતાં ત્રિદોષજન્ય વિદ્રધિ ઉત્પન્ન થાય છે; આ સંબંધે સુશ્રુતે પણ ભાર દઈને કહ્યું છે કે, 'ये यन्मयाः स्मृता मेहास्तेषामेतास्तु तन्मयाः–જે મેહોને જે દોષોની પ્રધાનતાવાળા કહ્યા છે, તે મેહોના સંબંધવાળી આ ફોલ્લીઓને પણ તે દોષોમય કહી છે.' ૧૦૫,૧૦૬

## અમુક સ્થળે થતી અસાધ્ય પિડકાઓ

मर्मस्वंसे गुदे पाण्योः स्तने सन्धिषु पादयोः ।
जायन्ते यस्य पिडकाः स प्रमेही न जीवति ॥ १०७॥

પ્રમેહના જે રોગીને (હૃદય આદિ) મર્મ-સ્થાનોમાં, ખભામાં, ગુદામાં, બે હાથમાં, સ્તન પર, સાંધાઓમાં કે બન્ને પગમાં ફોલ્લીઓ થાય છે, તે પ્રમેહનો રોગી જીવતો નથી. ૧૦૭

અહીં શ્રી ગંગાધર 'पाण्योः'ના બદલે 'पार्ष्ण्योः' પાઠ રાખીને, પગની બે 'પાનીમાં' એમ જણાવે છે; તેમજ 'स्तने'ના બદલે 'तले' પાઠ રાખીને 'હાથની હથેળીમાં' એ અર્થ કહે છે; ઉપરાંત 'मर्मसु' એવું બહુવચન હોવાથી ૧૦૭ મર્મસ્થાનો લેવા જણાવે છે.

યોગીંદ્રનાથ સેન અન્યતંત્ર–સુશ્રુતના નિદાનસ્થાન-માંથી ૬ઠ્ઠા અધ્યાયનો આ શ્લોક અહીં ટાંકે છે કે, 'गुदे हृदि शिरस्यंसे पृष्ठे मर्मसु चोत्थिताः । सोपद्रवा दुर्बलाग्नेः पिडकाः परिवर्जयेत्–પ્રમેહના જે રોગીને ગુદામાં, હૃદયમાં, મસ્તક પર, ખભામાં, પીઠ–વાંસામાં કે મર્મ-સ્થાનોમાં ઉપદ્રવ સહિત ફોલ્લીઓ ઊઠી હોય અને તે ફોલ્લીઓ ઉપદ્રવોથી યુક્ત હોય અને રોગીનો જઠરાગ્નિ જો મંદ થયો હોય તો એ ફોલ્લીની ચિકિત્સાનો વૈદ્યે ત્યાગ કરવો–એ ફોલ્લીઓને અસાધ્ય ગણી તેઓની ચિકિત્સા કરવી જ નહિ.' વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહના શારીરસ્થાનના 'વિકૃતવ્યાધિવિજ્ઞાનીય' નામના ૧૧મા અધ્યાયમાં કહ્યું છે કે, 'पिडका मर्महृत्पृष्ठस्तनांसगुदमूर्धगाः पर्वपादकरस्था वा–મર્મસ્થાનો, હૃદય, પીઠ, વાંસો, સ્તન, ખભા, ગુદા તથા મસ્તકમાં ફોલ્લીઓ થાય છે; અથવા સાંધા, પગ અને હાથમાં પણ ફોલ્લીઓ થાય છે.' ૧૦૭

## એ સિવાયની બીજી પણ ફોલ્લીઓ થાય છે

तथाऽन्याः पिडकाः सन्ति पीतरक्तासितारुणाः ।
पाण्डुराः पाण्डुवर्णाश्च भस्माभा मेचकप्रभाः ॥१०८॥
मृद्व्यश्च कठिनाश्चान्याः स्थूलाः सूक्ष्मास्तथापराः ।
मन्दवेगा महावेगाः स्वल्पशूला महारुजाः ॥ १०९॥

તે જ પ્રમાણે (ઉપર જે કહી છે તે સિવાયની) બીજી પણ પીળી, લાલ, કાળી, થોડી રતાશવાળી કે ગુલાબી, ફિક્કા–લાલપીળા મિશ્ર રંગની, પાંડુ–ધોળા-પીળા મિશ્ર રંગની, ભસ્મ જેવા ભૂખરા રંગની અને ચળકતા કાળા રંગની ફોલ્લીઓ થાય છે; એમાંની કેટલીક કોમળ, કેટલીક કઠણ, બીજી કેટલીક સ્થૂલ તથા બીજી સૂક્ષ્મ, કેટલીક ધીમા વેગવાળી, કેટલીક મોટા વેગવાળી, કેટલીક ઘણા ઓછા શૂળવાળી અને કેટલીક મોટી તીવ્ર પીડાવાળી હોય છે. ૧૦૮,૧૦૯

## ફોલ્લીઓની ચિકિત્સા તરત કરવી જોઈએ

ता बुद्ध्वा मारुतादीनां यथास्वैर्हेतुलक्षणैः ।
ब्रूयादुपाचरेच्चाशु प्रागुपद्रवदर्शनात् ॥ ११० ॥

એ ફોલ્લીઓને વાયુ આદિનાં (પ્રકોપનાં) નિદાન તથા લક્ષણો ઉપરથી બરાબર જાણ્યા પછી (વૈદ્યે તે તે વાતજન્ય આદિ સ્વરૂપે) કહેવી કે જણાવવી જોઈએ અને તે પછી ઉપદ્રવો દેખાય, તેની પહેલાં જ તત્કાળ તેની ચિકિત્સા પણ કરવી જોઈએ. ૧૧૦

## ઉપર્યુક્ત ફોલ્લીઓના ઉપદ્રવો

तृट्श्वासमांससंकोथमोहहिक्कामदज्वराः ।
वीसर्पमर्मसंरोधाः पिडकानामुपद्रवाः ॥ १११ ॥

તરશ, શ્વાસ, માંસનો સડો (દુર્ગંધીભાવ), મોહ કે મૂર્છા, હેડકી, મદ, જ્વર, વીસર્પ (રતવા) અને મર્મસ્થાનોનું રોકાવું કે અટકવું, એટલા ફોલ્લીઓના ઉપદ્રવો થાય છે. ૧૧૧

યોગીન્દ્રનાથ સેન અહીં ટીકામાં લખે છે કે, 'उपद्रवः रोगोत्तरकालजः रोगाश्रयो रोगः–રોગના ઉત્તરકાળે–એક રોગ થયા પછી એ જ રોગના આશ્રયે જે બીજો રોગ થાય તે ઉપદ્રવ કહેવાય છે.' આ સંબંધે સુશ્રુતે સૂત્ર-સ્થાનના ૩૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'तत्रौपसर्गिको यः पूर्वोत्पन्नं व्याधिं जघन्यकालजो व्याधिरुपसृजति स तन्मूल एवोपद्रवसंज्ञकः–જે રોગ પોતાની પહેલાં ઉત્પન્ન થયેલા રોગની પછીના કાળે ઉત્પન્ન થાય અને પોતાની પહેલાં થયેલા રોગને મળતો રહી તેને બળવાન બનાવે અને પાસે રહીને સહાયક થાય, તે 'ઔપસર્ગિક' અથવા 'ઉપદ્રવ' કહેવાય છે; તે ઉપદ્રવનું મૂળ તો તેની પહેલાંનો રોગ જ હોય છે.' આવા ઉપદ્રવોરૂપ વ્યાધિઓ ઉત્પન્ન થયા પછી તેનો મૂળ વ્યાધિ લગભગ અસાધ્ય બને છે : એ જ

કારણે ઉપદ્રવોનો દેખાવ થયા પહેલાં જ મૂળ વ્યાધિની ચિકિત્સા શરૂ કરી દઈ, તેના ઉપદ્રવોને ઉત્પન્ન જ થવા ન દેવા, એવી કાળજી રાખવી જરૂરી હોય છે. ૧૧૧

## દોષોની ગતિઓ કે અવસ્થાઓ

क्षयः स्थानं च वृद्धिश्च दोषाणां त्रिविधा गतिः ।
ऊर्ध्वं चाधश्च तिर्यक् च विज्ञेया त्रिविधाऽपरा ॥
त्रिविधा चापरा कोष्ठशाखामर्मास्थिसन्धिषु ।
इत्युक्ता विधिभेदेन दोषाणां त्रिविधा गतिः ॥ ११३

ક્ષય, સ્થાન અને વૃદ્ધિ, એ ત્રણ પ્રકારની દોષોની ગતિ કે અવસ્થા હોય છે; તેમ જ ઉપર, નીચે અને તિર્યક્-આડી-ત્રાંસી એમ બીજી પણ ત્રણ પ્રકારની (દોષોની), ગતિ જાણવી; વળી કોઠમાં (એક) શાખાઓમાં (એક) અને મર્મો તથા હાડકાંના સંધિઓમા (એક મળી) બીજી (માર્ગાશ્રિત) ત્રણ પ્રકારની ગતિ પણ હોય છે; એમ પ્રકારોના ભેદથી દોષોની ત્રણ પ્રકારની ગતિ કહેલી છે. ૧૧૨,૧૧૩

શ્રી ગંગાધર અહીં વિસ્તારથી ઠીક સમજાવે છે: 'અહીં 'ગતિ' શબ્દનો અર્થ 'અવસ્થા' કે 'પ્રકાર' એવો થાય છે. સ્વસ્થ અને રોગી માણસમા વાતાદિ દોષોની ત્રણ પ્રકારની ગતિ કે અવસ્થા થાય છે; તેમાં રોગીઓના શરીરમાં વાતાદિ દોષોની ક્ષયરૂપ ગતિ, વૃદ્ધિરૂપ ગતિ અને ક્ષયવૃદ્ધિ બેય પ્રકારની ગતિ કે સમ અવસ્થા હોય છે; આમાં ક્ષયવૃદ્ધિ ને સહચર સ્થાનને ભેગું ગણીને જ ગતિઓને ચાર પ્રકારની કહેલ નથી; કેમ કે તેમા કોઈ અલગપણું નથી; જે લોકો સ્વસ્થ-નીરોગી હોય છે, તેઓમાં સ્થાનરૂપે ત્રીજી ગતિ હોય છે; એટલે કે સ્વસ્થ માણસમાં દોષોની જે સમ અવસ્થા હોય છે, તે જ તેઓની સ્થાનરૂપ ત્રીજી ગતિ છે; તેમાં દોષોનો ક્ષય એટલે જે પ્રમાણમાં જે દોષ શરીરની અંદર હોવો જોઈએ, તેના તે પ્રમાણમાંથી તેના અમુક અંશો ઓછા થાય; પણ તેનો સમૂળો નાશ ન થાય; સ્થાન એટલે સમસ્થિતિમા હોવું-અર્થાત્ દોષની સમસ્થિતિ અને વૃદ્ધિ; એટલે જેટલા પ્રમાણમાં જે દોષ શરીરની અંદર હોવો જોઈએ, તેના તેટલા પ્રમાણ ઉપરાંત જેમા અમુક અંશે વધારો થઈ જાય, એ વધારો બે પ્રકારે થાય છે: એક તો પોતાના સ્થાને જ તે દોષ રહ્યો હોય અને તેને દુષ્ટ કરનાર કે વધારનાર બીજો કોઈ પણ દોષ તેની સાથે મળ્યો ન હોય છતાં તેમાં વધારો થાય, જેને 'ચય' કહેવામાં આવે છે. અને બીજો પ્રકાર આ છે કે, અમુક દોષ પોતાના (પ્રમાણથી વધી જઈને) સ્થાનેથી પ્રસરીને વધુ બીજા સ્થાને પણ ફેલાઈને દુષ્ય ધાતુઓ વગેરેને દુષ્ટ કરે કે બગાડે અને અમુક પ્રકારના રોગને ઉત્પન્ન કરવા તત્પર બને, એને 'प्रकोप' કહે છે. આમાના 'क्षय'નાં લક્ષણો તો પહેલાં કહ્યાં છે. જ્યારે 'વૃદ્ધિ'નાં લક્ષણો સુશ્રુતે આ પ્રમાણે કહ્યાં છે: 'वृद्धिः पुनरेषां स्वयोनिवर्द्धनात्युपसेवनाद् भवति. तत्र वातवृद्धौ त्वक्पारुष्यं कार्श्यं कार्ष्ण्यं गात्रस्फुरणम् उष्णकामिता निद्रानाशोऽल्पबलत्वं गाढवर्चस्त्वं च। पित्तवृद्धौ पीतावभासता संतापः शीतकामित्वमल्पनिद्रता मूर्च्छा बलहानिरिन्द्रियदौर्बल्यं पीतविण्मूत्रनेत्रत्वं च। श्लेष्मवृद्धौ शौक्ल्यं शैत्यं स्थैर्यं गौरवमवसादस्तन्द्रा निद्रा संध्यस्थिविश्लेषश्चेति त्रिविधम्-આ દોષોની વૃદ્ધિ, પોતાના મૂળ કારણોમાં વધારો કરનારા પદાર્થોનું અતિ વધુ પ્રમાણમાં સેવન કરવાથી થાય છે, તેમાં વાતની વૃદ્ધિ થાય ત્યારે ચામડી કઠોર બને, શરીરે કૃશતા થાય, કાળાશ થાય, શરીરના અમુક અવયવો ફરકવા કરે; ગરમ પદાર્થોની તથા ગરમીની પણ ઇચ્છા થાય, ઊંઘ ઊડી જાય, બળ ઓછું થઈ જાય અને વિષ્ઠા ખૂબ ગાઢ કે ગંઠાયેલા થઈ જાય; પિત્તની વૃદ્ધિ થતાં શરીરે પીળાશ થાય, સંતાપ થાય, શીત પદાર્થો કે શીતળતાની ઇચ્છા થાય, ઊંઘ ઓછી થઈ જાય, મૂર્છા આવે, બળ ઓછું થઈ જાય, ઇંદ્રિયો દુર્બળ બને અને વિષ્ઠા, મૂત્ર તથા નેત્રો પીળાં થાય; કફની વૃદ્ધિ થાય ત્યારે શરીરે ધોળાશ કે ફીકાશ થાય, શીતળતા થાય, સ્થિરતા કે જડતા થાય, ભારેપણું થાય, શરીર ઢીલું થાય, ઊંઘ જેવું ઘેન રહે, ઊંઘ વધારે આવે અને સાંધા તથા હાડકાં ખૂબ વળગેલાં કે ચોંટેલાં બને.' એમ ક્ષય, સ્થાન તથા વૃદ્ધિરૂપ દોષોની ગતિ કે અવસ્થાના ત્રણ પ્રકારો કહ્યા; એ જ પ્રમાણે તે દોષોની ગતિના બીજા ત્રણ પ્રકારો પણ આ રીતે થાય છે: ઊર્ધ્વગતિ, અધોગતિ અને તિર્યગ્ગતિ; એટલે કે દોષોનું ઊંચે જવું તે ઊર્ધ્વગતિ, નીચે જવું તે અધોગતિ અને આડા (અવળા) જવું તે તિર્યગ્ગતિ; એ બીજા પ્રકારની પણ ત્રણ ગતિઓ દોષોની એક અવસ્થારૂપ જ હોઈને દોષોની વૃદ્ધિરૂપ અવસ્થા જ ગણી શકાય છે; ત્રીજા પ્રકારના દોષોની ગતિના પણ ત્રણ પ્રકાર આ પ્રમાણે છે: એક કોઠ કે કોઠામાં ગતિ, બીજી શાખાઓમાં ગતિ અને ત્રીજી મર્મો તથા હાડકાંના સાંધાઓમાં ગતિ કહેવાય છે; આ ત્રણે પ્રકાર દોષોની કષ્ટસાધ્યતા જણાવવા કહેલ છે. આ ત્રણે ગતિઓ આ સૂત્રસ્થાનના 'તિસ્રૈષણીય' નામના ૧૧ મા અધ્યાયમાં ત્રણ પ્રકારના રોગમાર્ગોના વિવેચનમાં વિસ્તારથી કહી છે.

યોગીન્દ્રનાથ સેન અહીં ટૂંકમાં આમ સમજાવી દે

છે કે, વાતાદિ દોષોનો ક્ષય, સ્થાન તથા વૃદ્ધિ એ ત્રણ પ્રકારની જે અવસ્થા તે ત્રણ પ્રકારની એક ગતિ છે; તેમાં ક્ષય એટલે દોષોના માપમાં ઘટાડો થવો; સ્થાન એટલે દોષોનું માપ પ્રમાણે-બરાબર રહેવું અને વૃદ્ધિ એટલે દોષોના માપમાં વધારો થાય, એ છે; એ સિવાય ઉપર, નીચે તથા આડીઅવળી દોષોની જે ગતિ, એ રૂપે બીજી પણ ત્રણ પ્રકારની ગતિ કે દોષાવસ્થા છે; અને કોઠો, તેમ જ રક્તાદિ ધાતુઓરૂપ તથા ત્વચારૂપ શાખાઓ, તેમજ મર્મો અને હાડકાંના સાંધાઓમાં માર્ગભેદે કરીને ત્રીજા પ્રકારની પણ ત્રણ ગતિઓ થાય છે; તેમાં કોઠો એ આભ્યંતર માર્ગ છે; શાખાઓ તે બાહ્ય માર્ગ છે; અને મર્મો તથા હાડકાંના સાંધાઓ મધ્યમ માર્ગ છે; એમ વિવિભેદે કે પ્રકારભેદે કરીને દોષોની ત્રણ પ્રકારની ત્રણ ગતિઓ કહી છે. ૧૧૨,૧૧૩

**એ સિવાય બીજી ત્રણ અને બે ગતિઓ**

**चयप्रकोपप्रशमाः पित्तादीनां यथाक्रमम् ।**
**भवन्त्येकैकशः षट्सु कालेष्वभ्रागमादिषु ॥ ११४ ॥**
**गतिः कालकृता चैषा चयाद्या पुनरुच्यते ।**
**गतिश्च द्विविधा दृष्टा प्राकृती वैकृती तथा ॥ ११५ ॥**

**વર્ષાઋતુ આદિ છ કાળોમાં પિત્ત આદિ એક એક દોષના અનુક્રમે ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે; એ કાળથી કરાયેલી ચય આદિ (ત્રણ પ્રકારની) ગતિ કહેવાય છે; તે જ પ્રમાણે એક પ્રાકૃતી અને બીજી વૈકૃતી ગતિ, એમ બે પ્રકારની (દોષોની) ગતિ પણ જોવામાં આવી છે. ૧૧૪,૧૧૫**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: વર્ષા, શરદ, હેમંત, શિશિર, વસંત તથા ગ્રીષ્મ—એ છ ઋતુઓમાં અથવા ગ્રીષ્મ આદિ ત્રણ કાળમાં પણ એક એકના ક્રમે કે એક એક ઋતુમાં પિત્ત, કફ તથા વાત, એ ત્રણેના અનુક્રમે ચય. પ્રકોપ તથા પ્રશમ થાય છે; અહીં મૂળમાં 'षट्सु कालेषु' એમ કહીને છ ઋતુઓરૂપ કાળ કહ્યા છે; પણ ગ્રીષ્મ આદિ ત્રણ એટલે ઉનાળો, ચોમાસુ અને શિયાળો, એ ત્રણ સામાન્ય કાળ નથી કહ્યા; છતાં તેઓને અધ્યાહાર તરીકે ગણીને સમજી લેવાના છે; આ કાળોમાં દોષોના ચય, પ્રકોપ તથા પ્રશમ આમ સમજવા જોઈએ; જેમ કે વર્ષામાં પિત્તનો ચય, શરદમાં પિત્તનો પ્રકોપ અને હેમંતમાં પિત્તનો પ્રશમ થાય છે; શિશિરમાં કફનો ચય, વસંતમાં કફનો પ્રકોપ અને ગ્રીષ્મમાં કફનો પ્રશમ થાય છે; અને ગ્રીષ્મમાં વાતનો ચય, વર્ષામાં વાતનો પ્રકોપ તથા શરદમાં વાતનો પ્રશમ થાય છે. વાગ્ભટે પણ આમ કહ્યું છે કે, 'चयप्रकोपप्रशमा वायोर्ग्रीष्मादिषु त्रिषु । वर्षादिषु च पित्तस्य श्लेष्मणः शिशिरादिषु-(अष्टाङ्गहृदय-सूत्रस्थान १२ अ.)—ગ્રીષ્મ આદિ ત્રણ કાળમાં વાયુના ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે; વર્ષા આદિ ત્રણ કાળમાં પિત્તના ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે અને શિશિર આદિ ત્રણ કાળમાં કફના ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે.' આમ કાળને લીધે કરાતી દોષોની ચય, પ્રકોપ તથા પ્રશમરૂપ ત્રણ પ્રકારની ગતિ કહેવામાં આવે છે. હવે પ્રાસંગિક બે પ્રકારની પણ દોષગતિ કહે છે: એ પ્રાકૃતી તથા વૈકૃતી નીચે જણાવે છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં ખૂબ વિસ્તારથી ટીકા લખે છે; તેનો સાર આ પ્રમાણે છે: 'ઉપર ક્ષય આદિ ગતિના પ્રકારો કહ્યા; તેઓ ચય આદિ પ્રકારે હોઈ શકે નહિ, માટે ચય આદિ ગતિના પ્રકારોને અહીં અલગ કહે છે: અહીં 'चय'નો અર્થ—'प्रचय'—એટલે મુખ્યરૂપે સંગ્રહ એમ સમજવાનો છે; તે જ પ્રમાણે 'प्रकोप' એટલે પ્રધાનપણે કોપ; અને 'प्रशम' એટલે પ્રધાનપણે શમ કે શાંતિ, એમ સમજાય છે. મૂળમાં 'अभ्रागम'—વાદળાંનું આવવું, એ શબ્દથી વર્ષાઋતુ જણાવેલ છે; એ વર્ષા આદિ છ ઋતુઓરૂપ કાળ વર્ષા, શરદ, હેમંત, વસંત, ગ્રીષ્મ તથા પ્રાવૃષરૂપે જાણવો; એ છ ઋતુઓરૂપ કાળમાં પિત્ત, કફ અને વાતનો એક એકનો—અલગ અલગ પ્રચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે. આ ઉપરથી દક્ષિણાયનની પહેલાં એક મહિનો આષાઢ અને બીજો શ્રાવણ એ બે મહિનાની પ્રાવૃષ ઋતુ ગણાય છે. પછી ભાદરવો અને આશ્વિન એ બે મહિનાની વર્ષાઋતુમાં પિત્તનો પ્રચય થાય છે. કાર્તિક અને માગશર એ બે મહિનાની શરદઋતુમાં પિત્તનો પ્રકોપ થાય છે અને તે પછી ઉત્તરાયણ કાળની પહેલાંનો એક માસ પોષ અને બીજો માસ માઘ એ હેમંતના કાળમાં પિત્તનો પ્રશમ થાય છે; પરંતુ હેમંતના એ બે મહિના પોષ અને માઘ માસમાં કફનો પ્રચય થાય છે, ફાલ્ગુન અને ચૈત્રરૂપ વસંતકાળમાં કફનો પ્રકોપ થાય છે અને વૈશાખ તથા જ્યેષ્ઠરૂપ ગ્રીષ્મકાળમાં કફનો પ્રશમ થાય છે; પરંતુ એ જ વૈશાખ અને જ્યેષ્ઠરૂપ ગ્રીષ્મકાળમાં વાતનો પ્રચય થાય છે, આષાઢ તથા શ્રાવણરૂપ પ્રાવૃષ-ઋતુમાં એ વાતનો પ્રકોપ થાય છે અને ભાદ્રપદ તથા આશ્વિનરૂપ શરદઋતુમાં એ વાતનો પ્રશમ થાય છે. 'अभ्रागमादिषु' એમ એ પદમાં 'आदि' શબ્દ મૂકીને 'तद्गुणसंविज्ञानबहुव्रीहिसमास' જણાવીને આચાર્યે પર્યપર્યો

પ્રથમકાળ લઈને જ ઉત્તરઉત્તરના પ્રચય આદિ ત્રણ કાળ કહેવાની ઇચ્છા જણાવી છે; એ આધારે ઉપર પ્રમાણેની જે વ્યાખ્યા કહી છે, તે વિરુદ્ધ નથી. સુશ્રુતમાં તો સૂત્રસ્થાનના ઋતુચર્યાના અધ્યાયમાં આમ કહ્યું છે: 'इह तु वर्षाशरद्हेमन्तवसन्तग्रीष्मप्रावृषः षड्ऋतवो भवन्ति दोषोपचयप्रकोपप्रशमनिमित्तम्, ते तु भाद्रपदाद्येन द्विमासिकेन व्याख्याताः, तद् यथा–भाद्रपदाश्विनौ वर्षाः, कार्तिकमार्गशीर्षौ शरत्, पौषमाघौ हेमन्तः, फाल्गुनचैत्रौ वसन्तः, वैशाखज्येष्ठौ ग्रीष्म, आषाढश्रावणौ प्रावृट्–અહીં વર્ષા, શરદ, હેમંત, વસંત, ગ્રીષ્મ તથા પ્રાવૃષ, એ ૭ ઋતુઓ, દોષોના પ્રચય, પ્રકોપ તથા પ્રશમનાં કારણ હોય છે; એ ૭ ઋતુઓને ભાદરવો વગેરે બે બે મહિનાઓની એક એક ઋતુ માનીને કહી છે; જેમ કે ભાદરવો અને આશ્વિન વર્ષાઋતુ, કાર્તિક તથા માર્ગશીર્ષ શરદ્‌ઋતુ, પૌષ અને માઘ હેમંતઋતુ, ફાલ્ગુન અને ચૈત્ર વસંતઋતુ, વૈશાખ અને જ્યેષ્ઠ ગ્રીષ્મઋતુ અને આષાઢ તથા શ્રાવણની પ્રાવૃષઋતુ કહેવાય છે.' આ સંબંધે પહેલાં 'तस्याशितीय' નામના અધ્યાયમાં કહેવાયું છે. અહીં મૂળમાં 'षट्सु ऋतुषु' એમ નહિ કહીને 'षट्सु कालेषु अप्रागमादिषु' એમ કહીને જણાવ્યું છે કે, જેમ આખું વર્ષ ૭ ઋતુનું હોય છે, તેમ આખો રાત્રિદિવસ પણ શીત, ઉષ્ણ તથા વર્ષારૂપ લક્ષણવાળો હોઈ ને પૂર્વ રાત્રિ આદિના રૂપે વર્ષા આદિ છયે ઋતુઓનાં ચિહ્નવાળો હોય છે; અને તે ઉપરથી આખો એ દિવસરાતનો કાળ પિત્ત, કફ તથા વાતના પ્રચય, પ્રકોપ તથા પ્રશમનું કારણ જણાય છે; જેમ કે રાત્રિની પહેલી દશ ઘડીનો કાળ વર્ષારૂપ હોવાથી તેમાં પિત્તનો પ્રચય થાય, મધ્યમ રાત્રે–શરદકાળમાં પિત્તનો પ્રકોપ થાય અને બાકીની રાત્રિના હેમંતકાળમાં પિત્તનો પ્રશમ થાય છે; પરંતુ તેમાંયે એ રાત્રિના શેષના દશ ઘડીના હેમંતકાળમાં કફનો પ્રચય થાય છે, દિવસના પહેલા ભાગમાં એ કફનો પ્રકોપ થાય છે અને મધ્યાહ્નકાળે એ કફનો પ્રશમ થાય છે;' (પરંતુ એ જ મધ્યાહ્નકાળે વાતનો પ્રચય, અપરાહ્ણ કાળે વાતનો પ્રકોપ અને સાયાહ્નકાળે વાતનો પ્રશમ થાય છે.) સુશ્રુતે ઋતુચર્યાધ્યાયમાં કહ્યું છે કે, 'तत्र पूर्वाह्णे वसन्तस्य लिङ्गम्, मध्याह्ने ग्रीष्मस्य, अपराह्णे प्रावृषः, प्रदोषे वार्षिकम्, शारदमर्धरात्रे, प्रत्यूषसि हैमन्तमुपलक्षयेत्, एवमहोरात्रमपि संवत्सरमिव शीतोष्णवर्षलक्षणं दोषोपचयप्रकोपप्रशमैर्जानीयात्'–તે દરકોઈ ઋતુકાળમાં પણ દરરોજ દિવસના પહેલા ભાગમાં (૧૦ ઘડી સુધી) વસંતનું ચિહ્ન, મધ્યાહ્ને (૧૦ ઘડી સુધી) ગ્રીષ્મનું ચિહ્ન, અપરાહ્ણે (૧૦ ઘડી સુધી) પ્રાવૃષઋતુનું ચિહ્ન, પ્રદોષકાળે (૧૦ ઘડી સુધી) વર્ષાઋતુનું ચિહ્ન, મધ્યરાત્રે (૧૦ ઘડી સુધી) શરદ્‌ઋતુનું ચિહ્ન અને પરોઢિયે (૧૦ ઘડી સુધી) હેમંતઋતુનું ચિહ્ન હોય છે. એમ દિવસરાતનો (૨૪ કલાકનો) સમય પણ વર્ષની પેઠે જ શીત, ઉષ્ણ તથા વર્ષાનાં લક્ષણવાળો હોય છે, એમ તેને દોષોના ચય, પ્રકોપ તથા પ્રશમ ઉપરથી જાણી લેવો. અહીં સર્વત્ર 'प्रचय' આદિ શબ્દોમાં 'प्र' શબ્દ મૂકીને પ્રધાનપણે પ્રચય, પ્રકોપ તથા પ્રશમ કહ્યા છે; આ ઉપરથી વર્ષાઋતુમાં કફનો કંઈક ચય, શરદમાં કંઈક પ્રકોપ અને હેમંતમાં શાંતિ સમજવી; તેમ જ હેમંતમાં પિત્તનો કંઈક ચય, વસંતમાં કંઈક કોપ અને ગ્રીષ્મના આદિકાળમાં શાંતિ જાણવી; તેમ જ ગ્રીષ્મના ઉત્તર કાળમાં પિત્તનો તથા કફનો કંઈક ચય, પ્રાવૃષકાળમાં કંઈક પ્રકોપ તથા વર્ષાના આદિ કાળમાં શાંતિ સમજવી પરંતુ વર્ષાના અંતકાળમાં નહિ; કેમ કે તે કાળમાં તો ફરી ચય જ હોય છે. ખરી રીતે અહીં મૂળમાં 'पित्तादीनाम्' એમ પ્રથમ 'પિત્ત'નું ગ્રહણ કર્યું છે, તે વિસર્ગકાળના અભિપ્રાયથી ગ્રહણ કરેલ છે, આ ચયાદિરૂપ દોષગતિ કાળને અનુસરીને થાય છે અને મિથ્યાયોગ, અતિયોગ તથા અયોગથી જુદા સમયોગથી જ યુક્ત હોઈ ને પ્રાકૃત કાળથી જ કહેવાઈ છે; આ જ કારણે બીજા સ્થળે પણ કહ્યું છે કે, 'चयप्रकोपप्रशमा वायोर्घर्मादिषु त्रिषु, वर्षादिषु च पित्तस्य कफस्य शिशिरादिषु–ગ્રીષ્મ આદિ ત્રણ ઋતુઓમાં વાયુના ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે; વર્ષા આદિ ત્રણ ઋતુઓમાં પિત્તના ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે અને શિશિર આદિ ત્રણ ઋતુઓમાં કફના ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે.'–અર્થાત્ જેમ ભાદરવો–આશ્વિન આદિ બે બે મહિનાની વર્ષા આદિરૂપ ત્રણ ઋતુઓમાં અનુક્રમે પિત્તના ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે, તે જ પ્રમાણે કફના ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે અને વાતના પણ ચય, પ્રકોપ, તથા પ્રશમ થાય છે; તે જ પ્રમાણે ફાલ્ગુન-ચૈત્ર આદિ બે બે માસની વસંત આદિરૂપ ત્રણ ઋતુઓમા અનુક્રમે પિત્તના ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે; તે જ પ્રમાણે કફના ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે; એમ એ થાય છે તો વર્ષા આદિ ૭ ઋતુઓમાં પિત્તના પહેલા અને બીજા પણ ચય, પ્રકોપ તથા પ્રશમ થાય છે; જેમ કે વર્ષામાં પિત્તનો ચય, શરદમાં પ્રકોપ અને હેમંતમાં પ્રશમ થાય તેમ જ ફરી વસંતમાં ચય, ગ્રીષ્મમા પ્રકોપ અને પ્રાવૃષમાં પ્રશમ થાય છે; તે જ પ્રમાણે કફનો હેમંતમાં ચય, વસંતમાં પ્રકોપ અને ગ્રીષ્મમાં પ્રશમ થાય છે; અને ફરી પ્રાવૃષમાં ચય, વર્ષામાં પ્રકોપ

તથા શરદમાં પ્રશમ થાય છે; અને એ જ રીતે વાયુનો ગ્રીષ્મમાં ચય, પ્રાવૃષમાં પ્રકોપ તથા વર્ષામાં પ્રશમ થાય છે; અને ફરી શરદમાં ચય, હેમંતમાં પ્રકોપ તથા વર્ષામાં પ્રશમ થાય છે; આમ એક એકની છયે ઋતુઓમાં એ પ્રકારની ગતિ થાય છે; જેમાં એક પ્રાકૃતી છે અને બીજી વૈકૃતી છે; પ્રથમના ચય, પ્રકોપ તથા પ્રશમ એ પ્રાકૃતી ગતિ છે અને બીજા ચય, પ્રકોપ તથા પ્રશમ વૈકૃતી ગતિ છે, એમ સમજવું. એ જ રીતે આખા એક દિવસ–રાત્રિરૂપ કાળમાં પણ છ ભાગોની અંદર દોષોની એવી પ્રાકૃતી ગતિ તથા વૈકૃતી ગતિ સમજી લેવી જોઈએ. એ રીતે કાળ તો પોતાની પ્રકૃતિમાં જ રહ્યો હોય છે, છતાં પોતાને લગતા વ્યાધિઓનું તે કારણ બને છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં વ્યાખ્યા કરતાં આમ સમજાવે છે : 'અહીં મૂળમાં 'यथाक्रमम्' એમ કહીને વર્ષા, શરદ, હેમંત, ગ્રીષ્મ તથા પ્રાવૃષ એ ક્રમ લેવો; અથવા જેવી યોગ્યતા તે પ્રમાણે ક્રમ સમજવો; વળી મૂળમાં 'पित्तादीनाम्' એ પદ મૂકીને પિત્ત, કફ તથા વાયુને લેવા સૂચવ્યું છે; અને 'एकैकशः' એ પદથી અલગ અલગપણે એમ જાણવું જોઈએ; અને તે પણ 'પ્રધાનપણે' એમ સમજવું, તેથી પ્રાવૃષમાં કફ અને પિત્તનો સાથે કોપ થાય છે, તે અપ્રધાન કોપની સાથે વ્યભિચાર નહિ આવે; કેમ કે તે મિશ્રકોપ છે અને અપ્રધાન છે; આ સંબંધે કહ્યું છે કે, 'वर्षास्वग्निबले हीने कुप्यन्ति पवनादयः–વર્ષાઋતુમાં અગ્નિનું બળ ઓછું થતાં પવન આદિ દોષો કોપે છે.' આમાં 'पवनादयः' એમ કહીને દોષોને વાયુની મુખ્યતાવાળા કહ્યા છે; એ જ પ્રમાણે વસંતમાં વાતપિત્તના મિશ્ર પ્રકોપના સંબંધે વ્યાખ્યાન કરી લેવું. અહીં છ ઋતુઓમાં પિત્ત, કફ તથા વાતના પ્રબળ ચય આદિનો વિભાગ કરાતો હોવાથી પિત્તના ચયકાળે વાતનો કોપ, શરદમાં પિત્તના પ્રકોપકાળે વાતનો પ્રશમ, હેમંતમાં પિત્તનો પ્રશમ તથા કફનો ચય અને વસંતમાં કફનો પ્રકોપ જ કેવળ હોય; તેમ જ કફનો પ્રશમ કરનાર ગ્રીષ્મમાં વાયુનો ચય થાય છે. અહીં મૂળમાં પ્રથમ વાતનો ત્યાગ કરી 'पित्तादीनाम्' એમ કહ્યું છે, તે આગળ વિસર્ગકાળને કહેવાનો અભિપ્રાય હોવાથી કહેલ છે; કેમ કે વિસર્ગકાળમાં પિત્તનો ચય જ પ્રથમ થાય છે. ૧૧૫

## પિત્તની પ્રાકૃતી તથા વૈકૃતી ગતિ

**पित्तादेवोष्मणः पक्तिर्नराणामुपजायते ।**
**तच्च पित्तं प्रकुपितं विकारान् कुरुते बहून् ॥ ११६ ॥**

(પ્રકૃતિસ્થ) પિત્તરૂપી ઉષ્ણતાથી જ મનુષ્યોના ખાધેલા ખોરાકનું પાચન થાય છે; અને એ જ પિત્ત (પ્રકૃતિસ્થ મટીને) પ્રકોપ પામ્યું હોય તો ઘણા (રોગરૂપ) વિકારોને કરે છે. ૧૧૬

અહીં શ્રી ગંગાધર પ્રથમ આવી શંકા કરે છે : પ્રાવૃષઋતુમાં પિત્તનું, શરદમાં કફનું અને વસંતમાં વાતનું જો પ્રશમકારણ હોય તો 'वर्षासु मारुतो दुष्टः पित्तश्लेष्मान्वितो ज्वरम् । कुर्यात् पित्तं च शरदि तस्य चानुबलः कफः । कफो वसन्ते तमपि वातपित्तं भवेदनु–વર્ષાઋતુમાં વાયુ પ્રકોપ પામીને પિત્તને તથા કફને અનુસરી તાવ લાવે છે; તેમ જ શરદમાં પિત્ત પ્રકોપ પામીને તાવ લાવે છે અને તે વેળા કફ તેની પાછળ બળ કરે છે; તેમ જ વસંતમાં કફ પ્રકોપ પામીને તાવ લાવે છે અને તે વેળા વાયુ તથા પિત્ત પણ તેની પાછળ તો હોય જ છે.' આ બે વચનો કઈ રીતે ઘટે છે ? આનું સમાધાન આ છે કે, ઉપર જણાવેલ ચય, પ્રકોપ તથા પ્રશમરૂપી દોષગતિ કાળથી કહેલી કે કાલાનુસારી હોય છે એટલે કે ઋતુના સ્વભાવથી જ થાય છે; પરંતુ બીજા કોઈ નિદાન કે કારણની જરૂરિયાત ધરાવતી નથી; પરંતુ અમુક કોઈ વિશેષ નિદાનથી તો એથી ઊલટી રીતે પણ થાય છે, એમ ૧૧૫ મા શ્લોકમાં 'कालकृता च'–ચકાર મૂકીને જણાવ્યું છે; એ જ કારણે કાર્તિક તથા માર્ગશીર્ષરૂપ શરદઋતુમાં કાળના સ્વભાવ પ્રમાણે પિત્તનો પ્રકોપ થયો હોય અને કાળના જ સ્વભાવથી કફ શાંત થયો હોય છતાં એ કફ પણ કંઈક ટાઢ પડતી હોવાથી સંપૂર્ણપણે શાંત થતો જ નથી; તેમ જ વાયુ પણ તે કાળે પોતાના ચયનો આરંભ હોવાથી રહ્યો જ હોય છે; એ જ પ્રમાણે વસંતમાં પણ કાળના સ્વભાવથી હેમંતમાં સંચય પામેલો કફ પ્રકોપ પામે છે અને ઘણો જ બળવાન બને છે અને વાયુ તે કાળે શાંત થયો હોય છતાં આદાન કાળના સ્વભાવને લીધે સૂર્યના સંતાપથી થયેલ રૂક્ષતાના કારણે તે વાયુ સંપૂર્ણ શાંત થતો નથી, પરંતુ કંઈક બાકી રહેલ હોવાથી અનુબંધરૂપે તે પણ કોપે છે; અને તે કાળે પોતાના ચયનો આરંભ થતો હોવાથી પિત્ત પણ મધ્યમ રીતે હોય જ છે; એ જ પ્રમાણે પ્રાવૃષઋતુમાં કાળના સ્વભાવ પ્રમાણે ગ્રીષ્મમાં સંચય પામેલો વાયુ જમીનની બાફ વગેરેના કારણે પ્રકોપ પામે છે અને ઘણો જ બળવાન બને છે; તેમ જ પિત્ત પણ તે કાળે શાંત થયું હોય છતાં જમીનની બાફ તથા મેઘનાં ઝરણ આદિ કારણોથી કાળના સ્વભાવ પ્રમાણે સંપૂર્ણ શાંતિ પામ્યું હોતું નથી, પણ અમુક અંશે બાકી રહીને અનુબંધરૂપે તે કોપે જ છે; અને કફ પણ તે કાળે ચય પામતો હોઈને કાળના સ્વભાવ

પ્રમાણે જમીનની બાફ વગેરેના કારણે મધ્યમ રીતે કોપે જ છે.

આ ચય વગેરે અનેક ગતિના વિધિભેદ અહીં ૧૧૫ મા શ્લોકમાં કહે છે કે, પિત્ત આદિની ઉક્ત સ્વરૂપ-વાળી ચયાદિ ગતિ પ્રાકૃતી તથા વૈકૃતી, એમ બે પ્રકારની કહેવાય છે; જેમ કે વર્ષા આદિ ત્રણ ઋતુઓમાં પિત્તની ચયાદિ ગતિ પ્રાકૃતી હોય છે અને વસંત આદિમાં પિત્તની ચયાદિ ગતિ વૈકૃતી હોય છે; એ જ પ્રમાણે હેમંત આદિ ત્રણ ઋતુઓમાં કફની ચયાદિ ગતિ પ્રાકૃતી હોય છે અને પ્રાવૃષ આદિ ત્રણ ઋતુઓમાં કફની ચયાદિ ગતિ વૈકૃતી હોય છે; તેમ જ ગ્રીષ્મ આદિ ત્રણ ઋતુઓમાં વાયુની ચય આદિ ગતિ પ્રાકૃતી હોય છે અને શરદ આદિ ત્રણ ઋતુઓમાં વાયુની ચયાદિ ગતિ વૈકૃતી હોય છે. આ સંબંધે કહ્યું પણ છે કે, 'वर्षाशरद्वसन्तेषु वाताद्यैः प्राकृतः क्रमात्। वैकृतोऽन्यः स दुःसाध्यः प्राकृतश्चानिलोद्भवः'–વર્ષા, શરદ અને વસંતમા વાત આદિ વડે અનુક્રમે પ્રાકૃત ચયાદિ કરાય છે, અને ગ્રીષ્માદિ ત્રણ ઋતુઓમાં વાતાદિ વડે અનુક્રમે બીજા વૈકૃત ચયાદિ કરાય છે. આ વૈકૃત ચયાદિ તથા વાયુથી થતા પ્રાકૃત ચયાદિ દુઃસાધ્ય છે.' આમ પિત્તાદિની પ્રાકૃતી ચયાદિ ગતિ અને બીજી વૈકૃતી ચયાદિ ગતિ જોવામાં આવી છે. તેમાંની પ્રાકૃતી સ્વસ્થાવસ્થારૂપ હોય છે અને વૈકૃતી રોગયુક્ત અવસ્થારૂપ હોય છે. એ બેય પ્રકારની પિત્તાદિની ગતિઓ અહીં ૧૬ મા શ્લોકથી કહેવી શરૂ કરે છે; તેમાં પ્રથમ પિત્તની પ્રાકૃતી ગતિ તથા વૈકૃતી ગતિ કહે છે. અહીં પણ પિત્તને પહેલું જણાવેલ છે, તેનું કારણ આ છે કે શરીરનું ઉપાદાન કારણ અગ્નિ છે અને તે પિત્ત અગ્નિનું જ સ્વરૂપ હોવાથી શરીરનું રક્ષણ કરનાર મુખ્ય તે જ છે; ખાધેલા ખોરાકનું પાચન તે જ કરે છે; પાચક નામનું પિત્ત ખોરાક પચાવવામાં અગ્નિનું કામ કરે છે; સમાન નામનો વાયુ રસોઈ પકાવનાર માણસ કે રસોઇયાનું કામ કરે છે અને ક્લેદક નામનો કફ રસોઈની ક્રિયામાં ખાસ ઉપયોગી જળનું કામ કરે છે; આ ત્રણની હયાતી હોય તો જ ખાધેલા ખોરાકની પાચનક્રિયા થાય છે; જેમ લોકમાં પણ રાંધનાર માણસ, અગ્નિ તથા જળ, એ ત્રણ હોય તો જ રાંધણું કે રસોઈ તૈયાર થાય છે; પિત્ત, વાત અને કફની જે સ્વાસ્થ્ય અવસ્થા તે તેઓની પ્રાકૃતી ગતિ છે અને દાહ આદિ વિકારો થવાથી તેઓની વૈકૃતી ગતિ મનાય છે; કોપેલું પિત્ત ઓષ, ચોષ આદિ ઘણા વિકારોને ઉત્પન્ન કરે છે. ૧૧૬

## કફની પ્રાકૃતી અને વૈકૃતી ગતિ

**प्राकृतस्तु बलं श्लेष्मा विकृतो मल उच्यते।**
**स चैवौजः स्मृतः काये स च पाप्मोपदिश्यते ॥११७**

પ્રાકૃત અથવા પ્રકૃતિસ્થ કફ બળ કહેવાય છે; એટલે તે પ્રાકૃત કફ બળનું કારણ છે; પણ વિકૃત અથવા વિકાર પામેલો તે કફ 'મળ' કહેવાય છે; (કેમ કે તે વિકાર પામેલો કફ શરીરને મલિન કે રોગી કરે છે;) વળી એ પ્રાકૃત અથવા પ્રકૃતિસ્થ કફ જ શરીરમાં 'ઓજસ્' કહેવાય છે અને તે વિકાર પામેલો કફ શરીરમાં (રોગનું કારણ બની) પાપ ગણાય છે. ૧૧૭

શ્રી ગંગાધર લખે છે કે, 'પ્રાકૃત કફ એટલે પ્રકૃતિ-રૂપ ગતિનો આશ્રય કરનારો અસલ-મૂળ સ્વભાવનો સ્વસ્થતાજનક કફ સમજવો; તે બળરૂપ છે એટલે કે ઓજસરૂપ કફનું કર્મ બળ છે, માટે તે બળનું કારણ એ પ્રકૃતિસ્થજ કફ છે; પરંતુ એ જ કફ વૈકૃત કે વિકાર પામેલો બને છે ત્યારે 'મલ' કરનાર છે–મલિનતા કરનાર તથા અગ્નિની મંદતા આદિ રોગોનું પણ કારણ બને છે. અહીં શંકા થાય કે ઓજસનું કર્મ જે બળ છે, તેને એ પ્રાકૃત કફ કઈ રીતે કહે છે? આનું સમાધાન જ અહીં આ શ્લોકના ઉત્તરાર્ધમાં કહે છે કે બળ કરનાર જે પ્રાકૃત કફ છે તે જ શરીરમાં 'ઓજસ્' કહેવાય છે; આ સંબંધે શારીરમાં આ ગ્રંથકાર જ કહેશે કે, 'तावदेव श्लेष्मणश्चौजस प्रमाणम्'–શરીરમાં કફથી થતા ઓજસ્‌નું પ્રમાણ તેટલું જ છે; (જેટલું વીર્યનું પ્રમાણ છે.) સુશ્રુતમાં પણ કહ્યું છે કે, 'सौम्यमोजः सर्वधातूनां तेजः'–ઓજસ્ એ સૌમ્ય છે એટલે કફજન્ય અને સર્વ ધાતુઓનું તેજ છે; ઉપચારથી એમ પણ કહેવાય છે કે એ વિકાર પામેલો કફ પાપરૂપ છે; 'પાપ' કહેવાતો રોગ જ છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ પણ કહે છે કે, પ્રાકૃત કફને બળ કહેલ છે, તેનું કારણ આ છે કે તે કફ બળનું કારણ છે, અને વૈકૃત કફને મળ કહેલ છે, તેનું કારણ આ છે કે, તે વૈકૃત કફ શરીરને મલિન કે રોગી કરે છે; વળી તે પ્રાકૃત કફને 'ઓજસ્' કહેલ છે; એ ઓજસ્ શરીરના સારભૂત છે; જે બીજું ઓજસ્ (અર્ધી ઓબો માપમાં) છે; તે ઓજસ્ કફજન્ય છે; કફમાંથી ઉત્પન્ન થાય છે; એ અભિપ્રાયથી શારીરમા આ ગ્રંથકાર પોતે કહેશે કે, 'तावदेव श्लैष्मिकौजसः प्रमाणम्'–કફમાંથી થતા ઓજસ્‌નું પ્રમાણ તેટલું જ (એટલે વીર્યના જેટલું) છે; એ જ કફ વૈકૃત થતા દુઃખનું કારણ થતો

હોવાથી પાપ કહેવાય છે. ૧૧૭

## વાતની પ્રાકૃતી તથા વૈકૃતી ગતિ

**सर्वा हि चेष्टा वातेन स प्राणः प्राणिनां स्मृतः ।**
**तेनैव रोगा जायन्ते तेन चैवोपरुध्यते ॥ ११८ ॥**

**પ્રાકૃત વાયુને લીધે જ પ્રાણીઓની સર્વ (ગમનાદિ) ચેષ્ટાઓ અથવા ક્રિયાઓ થાય છે; તેથી એ પ્રાકૃત વાયુ જ 'પ્રાણ' કહેવાય છે; પરંતુ એ જ પ્રાણ જો વૈકૃત કે વિકારી થાય છે, તો તે વૈકૃત પ્રાણને લીધે જ સર્વ રોગો ઉત્પન્ન થાય છે અને તે વૈકૃત પ્રાણથી જ પ્રાણી મૃત્યુ પણ પામે છે. ૧૧૮**

શ્રી ગંગાધર લખે છે કે, પ્રાકૃત–વૈકૃતનું પ્રકરણ ચાલે છે, માટે અહીં શરૂઆતમાં એમ જ સમજવાનું કે પ્રાકૃત વાયુને લીધે જ પ્રાણીઓની ગમનાદિ સર્વ ચેષ્ટાઓ થયા કરે છે; પણ એ જ વાયુ વૈકૃત કે વિકારી થતાં રોગો ઉત્પન્ન થાય છે અને આખરે તે જ વૈકૃત વાયુ પ્રાણીને મારી નાખે છે. ૧૧૮

## આવશ્યક કર્તવ્યનો ઉપદેશ

**नित्यं संनिहितामित्रं समीक्ष्यात्मानमात्मवान् ।**
**नित्यं युक्तः परिचरेदिच्छन्नायुरनित्वरम् ॥ ११९ ॥**

**આત્મવાન કે ધીર અથવા સમજુ મનુષ્યે, પોતાના શરીરમાં (વિકૃત પિત્ત આદિ) શત્રુઓ કાયમ સમીપ જ રહે છે, તેની બરાબર પરીક્ષા કરીને એટલે હમેશાં ધ્યાન રાખ્યા કરીને તેમ જ પોતાનું આયુષ (વિકૃત દોષજન્ય રોગાદિથી અકસ્માત્) જતું ન રહે, એમ ઇચ્છીને હમેશાં સાવધાન રહી તે શરીરની સંભાળ રાખવી–એટલે હિત–અહિતના સેવનમાં બરાબર કાળજી રાખી તે શરીરનું બરાબર રક્ષણ કરવા તત્પર રહેવું.**

શ્રી ગંગાધર લખે છે કે, આ સ્થિતિમાં માણસે શું કરવું જોઈએ, તેની આ શ્લોકમાં સૂચના કરી છે કે પોતાના શરીરમાં જ કાયમ પાસે રહેનારા આ વૈકૃત પિત્તાદિ દોષરૂપી શત્રુઓ જ બધી ખરાબી કરે છે, એમ સમજીને આત્મવાન કે પ્રશસ્ત મનવાળા માણસે હમેશાં પરીક્ષા કરી, પોતાના હિત–અહિતનું બરાબર ધ્યાન રાખી, કાયમ જતા રહેવાનો જ જેનો સ્વભાવ છે, એવા પોતાના આયુષને સ્થિર અથવા એકદમ અકસ્માત્ રોગાદિના કારણે જતું ન રહે, તેમ ઇચ્છીને તેની બરાબર સંભાળ રાખવી. ૧૧૯

## અધ્યાયના વિષયોનો સંક્ષેપ

**शिरोरोगाः सहृद्रोगा रोगा मानविकल्पजाः ।**
**क्षयाः सपिडकाश्चोक्ता दोषाणां गतिरेव च ॥१२०॥**
**कियन्तःशिरसीयेऽस्मिन्नध्याये तत्त्वदर्शिना ।**
**ज्ञानार्थं भिषजां चैव प्रजानां च हितैषिणा ॥१२१॥**

**પ્રજાઓનું હિત ઇચ્છતા તત્ત્વદર્શી ભગવાન આત્રેયે વૈદ્યોને જ્ઞાન થાય, તે માટે આ કિયન્તઃ-શિરસીય નામના અધ્યાયમાં હૃદયરોગો સહિત શિરોરોગો, દોષોના પ્રમાણના ભેદોથી થતા રોગો, ક્ષયરોગો, ફોલ્લીઓ તથા દોષોની ગતિ કહેલ છે.**

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા શ્લોકસ્થાન વિષે 'કિયન્તઃશિરસીય' નામનો અધ્યાય ૧૭મો સમાપ્ત

# त्रिशोथीय–अध्याय १८मो

## મંગલાચરણ અને પ્રારંભ

**अथातस्त्रिशोथीयमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥**

**પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્ર વિષે વધુ જાણવાની ઇચ્છા થઈ અને તે શિષ્યોને આયુર્વેદનો વધુ ઉપદેશ આપવાના અધિકારી પણ જાણ્યા, ત્યારે 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી, હવે અમે 'ત્રિશોથીય' નામનો (૧૮મો) અધ્યાય કહીશું, એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના તે શિષ્યોને) કહ્યું. ૧**

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આવી શરૂઆત સમજાવે છે: પૂર્વાધ્યાયમાં મસ્તકના રોગો તથા હૃદયના રોગો ભેદો સાથે કહ્યા; તેમ જ દોષોના પ્રમાણોના ભેદોને લીધે ઉત્પન્ન થતા વિકારોરૂપ ભિન્ન ભિન્ન વ્યાધિઓ કે જ્વર આદિનાં કારણોનો; ક્ષયરોગોનો અને દોષોની ગતિઓનો વિસ્તાર સાથે ઉપદેશ કર્યો; છતાં તેઓમાં અમુક ખાસ વ્યાધિઓરૂપે ગણાતી અને ઊંચાઈરૂપ લક્ષણવાળી જે ફોલ્લીઓ (પિડકા) કહેવાઈ અને તેઓમાં બીજી પણ જે જે સામાન્ય ફોલ્લીઓ કહી છે, તેઓનો વિસ્તારથી ઉપદેશ આપવા હવે 'ત્રિશોથીય' નામનો આ અધ્યાય ગ્રંથકાર શરૂ કરે છે. આ અધ્યાયનું આવું નામ રાખવામાં કારણ આ છે કે, અધ્યાયની શરૂઆતમાં 'त्रयः शोथा भवन्ति इति वाक्यार्थत्रिशोथमधिकृत्य कृतोऽध्याय इति त्रिशोथीयस्तं'–ત્રણ શોથ (સોજા) થાય છે' એ શરૂઆતના વાક્યના અર્થરૂપ 'ત્રણ શોથ'ને

ઉદ્દેશી આ અધ્યાય રચ્યો છે, માટે આ અધ્યાયનું નામ 'ત્રિશોથીય' રાખવામાં આવ્યું છે.

ચરકોપસ્કારમાં યોગીંદ્રનાથ સેન આવી શરૂઆત કરે છે: 'પૂર્વાધ્યાયમાં જે ફોલ્લીઓ કહી છે, તે સામાન્ય ઊંચાઈરૂપે હોય છે, તેથી એ ફોલ્લીઓ શોથ કે સોજા-રૂપે થતી હોવાના કારણે શોથાધિકાર શરૂ થયો હોવાથી ત્રણ શોથના સંબંધવાળો આ 'ત્રિશોથીય' અધ્યાય હવે શરૂ કરે છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ પણ લગભગ ઉપર પ્રમાણે જ લખતાં શરૂઆત કરે છે કે, 'પૂર્વાધ્યાયમાં ફોલ્લીઓ કહી; એ ફોલ્લીઓ શોથરૂપ હોય છે, તેથી શોથનો અધિકાર ચાલુ થયેલ હોવાથી 'ત્રણ શોથને લગતો–ત્રિશોથીય' નામનો અધ્યાય હવે આરંભે છે.' ૧

## શોથ અથવા સોજાના ભેદો

**त्रयः शोथा भवन्ति वातपित्तश्लेष्मनिमित्ताः, ते पुनर्द्विविधा निजागन्तुभेदेन ॥ २ ॥**

**વાત, પિત્ત અને કફના કારણે થતા શોથ ત્રણ થાય છે; વળી એ જ સોજા 'નિજ' તથા 'આગંતુ' એવા ભેદે બે પ્રકારના થાય છે. ૨**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: વાત, પિત્ત અને કફ જેઓનું નિમિત્તકારણ હોય છે, એવા વાતનિમિત્ત, પિત્તનિમિત્ત તથા કફનિમિત્ત એમ ત્રણ પ્રકારના શોથ થાય છે. આ સંબંધે ચિકિત્સાસ્થાનના ૧૨મા અધ્યાયમાં આ ગ્રન્થકાર આમ કહેશે: 'बाह्याः शिराः प्राप्य यदा कफासृक्पित्तानि संदूषयतीह वायुः। तै रुद्धमार्गः स तदा विसर्पन्नुत्सेधलिङ्गं श्वयथुं करोति'–જે કાળે વાયુ બહારની શિરાઓમાં આવીને ત્યાંના કફ, લોહી તથા પિત્તને દૂષિત કરે છે, ત્યારે તેઓ તે વાયુના માર્ગને રોકી દે છે, જેથી એમ માર્ગ રોકાઈ જતાં એ વાયુ ત્યાં ફેલાઈને ઊંચાઈરૂપી લક્ષણોવાળો સોજો ઉત્પન્ન કરે છે.' જોકે બધાયે સોજા ત્રિદોષ-જન્ય જ હોય છે, છતા તેઓનો વાતજન્ય આદિ જે વ્યવહાર કરાય છે, તેમાં કારણ તે તે દોષનો વધુ પ્રકોપ થયો હોય તે છે; આ વિષે પણ ચિકિત્સાધ્યાયના ૧૨ મા અધ્યાયમાં ગ્રન્થકાર પોતે કહેશે કે, 'सर्वे त्रिदोषोऽधिकदोषलिङ्गैस्तत्संज्ञमभ्येति भिषग्जितं च'–બધાયે સોજા ત્રિદોષજન્ય હોય છે, છતાં જે દોષ અધિક હોય તેનાં લક્ષણો ઉપરથી તે તે વાતાદિજન્ય આદિ જુદી જુદી સંજ્ઞાને પામે છે; અને ચિકિત્સા પણ તે તે જ વધુપડતા જ દોષની કરવામાં આવે છે.' એમ બીજા સ્થળે પણ કહેલ છે. આ રીતે વાત, પિત્ત અને કફનાં નિમિત્તે શોથોને ત્રણ પ્રકારના કહીને હવે નિજ તથા આગન્તુના ભેદે તેઓને અહીં બે પ્રકારના પણ દર્શાવે છે; તેમાંના શરીરને લગતા દોષોથી ઉત્પન્ન થયેલા સોજા 'નિજ' કહેવાય છે અને બાહ્ય હેતુઓથી થયેલા સોજા 'આગન્તુ' કહેવાય છે.

ટીકાકાર શ્રી ગંગાધર અહીં શંકા ઉઠાવે છે કે, 'વાત, પિત્ત તથા કફથી થતા સોજાઓને તિસ્રૈષણીય અધ્યાય-માં નિજ નામે કહ્યા છે; કેમ કે એ શરીરના દોષોથી ઉત્પન્ન થાય છે, માટે જ 'નિજ' કહેવાય છે અને ભૂત, વિષ આદિ બાહ્ય કારણોથી ઉત્પન્ન થયેલા સોજાને 'આગન્તુ' કહેવામાં આવે છે; છતાં અહીં તે વાતપિત્ત-કફથી થયેલા ત્રણ પ્રકારના સોજાને જ નિજ તથા આગન્તુભેદથી બે પ્રકારના કેમ કહેવાય છે? આનું સમાધાન આ છે કે, એમ નથી; પરંતુ સોજાઓને વાતા-દિજન્ય આદિરૂપે જણવા હોય તો એ ત્રણ પ્રકારના જ છે, નહીં તો તેઓના પ્રકાર તો નિજ તથા આગન્તુ એમ બે જ છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ પણ અહીં આમ જ સ્પષ્ટતા કરે છે કે, સોજા બે પ્રકારના જ કહેવાશે; છતાં અહીં તેઓને વાતાદિ દોષજન્ય તરીકે ત્રણ પ્રકારના જે કહ્યા છે, તે આગળ જતાં બધે તે વાતાદિજન્ય સોજાઓ-ની જ મુખ્યતા જણાવવા માગે છે. ૨

## આગંતુ સોજાઓની નિદાનપૂર્વકની સંપ્રાપ્તિ

**तत्रागन्तवश्छेदनभेदनक्षणनभञ्जनपिच्छनोत्पेषणवेष्टनप्रहारवधबन्धनव्यधनपीडनादिभिर्वा भल्लातकपुष्पफलरसात्मगुप्ताशूककिमिशूकाहितपत्रलतागुल्मसंस्पर्शनैर्वा स्वेदनपरिसर्पणावमूत्रणैर्वा विषिणां सविषाविषप्राणिदंष्ट्रादन्तविषाणनखनिपातैर्वा सागरविषवातहिमदहनसंस्पर्शनैर्वा शोथाः समुपजायन्ते ॥ ३ ॥**

તેમાં આગંતુ સોજા (અંગોનું) કપાવું, ચિરાવું, ક્ષણન કે હાડકાંનો ચૂરો થઈ જવો અથવા ચિરાડ થાય, ભંજન કે ભાંગી ભૂકો થઈ જવો; પિચ્છન એટલે અંગોનું અતિશય પીડાવું–પિચાવું કે દબાઈ જવું, પિસાઈ જવું, વીંટવું કે વીંટાઈ જવું, પ્રહાર થવો, વધ કે આઘાત થવો, બંધન થવું, કાંટા વગેરેથી વીંધાવું તથા પીડાવું વગેરે કારણોથી અથવા અંગ પર લાગેલ ભિલામાંનાં પુષ્પ, ફળ કે રસથી; કૌંચાંના કાંટાથી, કીડાઓના કાંટાથી, અહિતકારી પાંદડાં, વેલા કે ઝાડીઝૂંડના સ્પર્શથી; અથવા ઝેરી પ્રાણીઓના પરસેવાના સ્પર્શથી કે તે પ્રાણીઓના

**શરીર પર ફરી જવાથી કે મૂત્ર કરી જવાથી; અથવા ઝેરવાળાં કે ઝેર વિનાનાં પ્રાણીઓની દાઢ, દાંત, શીંગડું કે નખ વાગી જવાથી; અથવા સમુદ્રના વાયુનો, ઝેરી વાયુનો, હિમનો કે અગ્નિનો સ્પર્શ થવાથી સોજા ઉત્પન્ન થાય છે. (આ આગંતુ કે બાહ્ય કારણોથી થયેલા કહેવાય છે.) ૩**

ચરકોપસ્કારમાં શ્રી યોગીંદ્રનાથ સેન અહીં કેટલીક વધુ સ્પષ્ટતા કરે છે: ઉપર જણાવેલ નિજ તથા આગન્તુમાંના આગન્તુ સોજા આ કારણોથી થાય છે; આમાંનું 'છેદન' એટલે શસ્ત્ર આદિથી છેદ થવો કે કપાવું જાણવું. અને 'ભેદન' એટલે કે શક્તિ આદિ શસ્ત્રોથી આશયનું ચિરાઈ જવું સમજવું. સુશ્રુતે પણ ચિકિત્સાસ્થાનના ૨ જા અધ્યાયમાં આમ જ કહ્યું છે કે, 'कुन्तशक्तिऋष्टिखड्गाग्रविषाणादिभिः आशयः हतः किंचित् स्रवेत् तद्धि भिन्नलक्षणमुच्यते–ભાલું, શક્તિ, બેધારી તરવાર, હરકોઈ તરવારની અણી કે શીંગડાં વગેરેથી આશય પર પ્રહાર થતાં કંઈક થોડો તેમાંથી સ્રાવ થાય, એ ભિન્ન કે ભેદનનું લક્ષણ કહેવાય છે.' 'ક્ષણન' નો અર્થ નહિ બહુ વધારે કપાવું કે નહિ બહુ વધારે ચિરાવું એટલે થોડો છેદ કે ભેદ–ચિરાડો થાય તે છે. અર્થાત્ ક્ષત કે થોડો જખમ થવો એ 'ક્ષણન;' અને 'પિચ્છન' એટલે કંઈ પ્રહાર કે પીડન અથવા દબાણ થવાથી લોહી તથા મજ્જાથી ચોપાસ વ્યાપ્ત થયેલ હાડકાં સહિત અંગનું પહોળું થઈ જવું કે પિચાઈ જવું કહેવાય છે. સુશ્રુત પણ કહે છે કે, 'प्रहारपीडनाभ्यां तु यदङ्गं पृथुतां गतम्। सास्थि तत् पिच्चितं विद्यान्मज्जरक्तपरिप्लुतम्–પ્રહાર કે પીડન કે દબાણ થવાથી જે અંગ હાડકાં સાથે પહોળું થઈ પિચાઈ ગયું હોય તે 'પિચ્ચિત' જાણવું; તે મજ્જા તથા લોહીથી ચોપાસ વ્યાપ્ત બનેલ હોય છે.' ઉત્પેષણ એટલે શિલા વગેરેથી પિસાઈ જવું, દળાઈ જવું;' વેષ્ટન' એટલે સર્પ આદિની પેઠે વીંટાઈ જવું કે ગાંઠ વિના બંધાઈ જવું; લાકડી વગેરેનો માર તે પ્રહાર, વધ એટલે આઘાત, બન્ધન એટલે દોરી વગેરેથી બાંધવું; 'વ્યધન' એટલે સૂક્ષ્મ અણીવાળાં શલ્ય આદિથી આશય સિવાય વીંધાવું અને 'પીડન' એટલે હાથ વગેરેથી પીડવું કે દબાવું વગેરે કારણોથી આગંતુ સોજા થાય છે; તેમ જ ભિલામાંના પુષ્પનો, ફળનો, રસનો કે અણીનો સ્પર્શ થવાથી, 'આત્મગુપ્તા'–શૂકશિંબી કે કૌંચાંની અણીથી, અણીવાળાં કોઈ જીવડાંની અણીથી સ્પર્શ થતાં પણ આગંતુ સોજા થાય છે; તેમ જ 'વૃશ્ચિકાલી' ('બિચ્છુ' નામે હિંદીમાં કહેવાતું ઘાસ) વગેરેનાં અહિતકારી ઝેરી પાંદ[ડાં], વેલા કે ઝાડીઝૂંડના સ્પર્શથી, ઝેરી પ્રાણીઓનો [સ્પર્શ] સેવો અડી જવાથી, શરીરના કોઈ ભાગ પર ઝે[રી] પ્રાણી ફૂંકી જવાથી કે મૂત્ર કરી જવાથી, તેમ ઝેરવાળાં કે ઝેર વિનાનાં પ્રાણીઓની વાંકી દાઢ, દાં[ત], શીંગડાં કે નખ લાગી જવાથી અથવા સમુદ્રનો પવ[ન], ઝેરી પવન કે ઝેરી વૃક્ષનો વાયુ, હિમ કે હિમનો વ[ાયુ] તથા અગ્નિનો સ્પર્શ, એ કારણોથી આગંતુ સો[જા] ઉત્પન્ન થાય છે. ૩

**આગંતુ સોજાની કારણપૂર્વકની પ્રારંભિક પ્રા[પ્તિ]**

**ते पुनर्यथास्वं हेतुजैर्व्यञ्जनैरादावुपलभ्यन्ते नि[ज]व्यञ्जनैकदेशविपरीतैः ॥ ४ ॥**

**એ આગંતુ સોજા, પોતપોતાનાં (પૂર્વોક્ત) કારણોથી ઉત્પન્ન થયેલાં લક્ષણો ઉપરથી પ્રથ[મ] આરંભે જણાય છે; જે લક્ષણો, 'નિજ'(વા[તાદિ]જન્ય આદિ)નાં લક્ષણોથી અમુક એક ભાગ[માં] (આગળ–પાછળપણું આદિરૂપે) જુદાં હોય છે.**

ચરકોપસ્કારના કર્તા યોગીંદ્રનાથ સેન અહીં ટીકા[માં] આમ સમજાવે છે: આગંતુ સોજાઓનાં લક્ષણો, નિ[જ] એટલે વાતાદિજન્ય સોજાઓનાં લક્ષણોથી પૌર્વાપર્ય[રૂપે] અમુક એક ભાગે વિપરીત હોય છે; અને શરૂઆત[માં] પોતાનાં બાહ્ય કારણો–છેદન–ભેદન વગેરેથી પ્રથમ ઉત્પ[ન્ન] થાય છે; આ સંબંધે આ શ્લોકસ્થાનના જ 'મહારોગ[ાધ્]યાય' નામના ૨૦ મા અધ્યાયમાં આ ગ્રંથકાર આ[મ] કહેશે કે, 'आगन्तुर्हि व्यथापूर्वसमुत्पन्नो जघन्यं वातपित्तश्लेष्मा[णां] वैषम्यमापादयति, निजे तु वातपित्तश्लेष्माणः पूर्वं वैषम्[य]मापद्यन्ते–અર્થાત્ આગંતુ કોઈ પણ રોગ, પ્રથમ વ્યથ[ા] પૂર્વક ઉત્પન્ન થાય છે અને પાછળથી છેલ્લે વાત, પિ[ત્ત] અને કફની વિષમતાને કે દુષ્ટતાને પણ પ્રાપ્ત કરે છે. પરંતુ નિજ–વાતાદિજન્ય રોગમાં પ્રથમ જ વાત, પિ[ત્ત] અને કફ, એ દોષો જ વિષમતા કે પ્રકોપને પામે [છે] અને પાછળથી તેઓ વ્યથા કે પીડા ઉપજાવે છે એટ[લે] આગંતુમાં બાહ્યવ્યથા પ્રથમ કારણ હોય છે અને પાછળથ[ી] દોષો પણ કારણરૂપે અનુસરે છે; જ્યારે નિજ કે દોષજ[ન્ય] વ્યાધિઓમાં પ્રથમ દોષો જ કારણરૂપે હોય છે અને [તે] પછી જ પાછળથી તે દોષજન્ય પીડા તેમાં અનુસરે છે. આટલી આગંતુમાં તથા નિજમાં (પૌર્વાપર્યરૂપ) વિપ[ર]ીતતા હોય છે.' એકંદર નિજમાં જેમ વાતાદિન[ી] વિષમતા કે દુષ્ટતા અને પીડા પણ હોય છે; તે જ પ્રમાણે આગંતુમાં પણ હોય છે; પરંતુ તેઓનાં પૌર્વાપર્યમ[ાં] વૈપરીત્ય હોય છે; આગંતુમાં વ્યથા પહેલું કારણ હોય

અને પાછળ દોષો પણ કારણ હોય છે; જ્યારે નિજમાં પહેલાં દોષોની વિષમતા કે દુષ્ટતા કારણ હોય છે અને વ્યથા પાછળથી હોય છે. આવા પ્રકારનાં લક્ષણો, જેમાં પરસ્પર વિપરીતતા ધરાવે છે, તેવા જે સોજા પ્રથમ વ્યથાથી ઉદ્ભવે અથવા જણાય; અને જેમાં પાછળથી વાતાદિ દોષોની પણ દુષ્ટતા થાય, જેથી તે આગન્તુઓ પણ પાછળથી નિજપણું પામે, તે શરૂમાં આગન્તુ ગણાતા સોજા હોય છે; આ સંબંધે આચાર્ય શ્રી ચરક પણ આ શ્લોકસ્થાનના ૧૯ મા અધ્યાનમા કહેશે કે, 'आगन्तुरन्वेति निजं विकारं निजस्तथागन्तुमतिप्रवृद्धः–હરકોઈ બાહ્ય કારણજન્ય આગંતુ રોગ, પાછળથી પોતાના વિકારને કે દોષને અનુસરે છે; તેમ જ અતિશય વધી ગયેલો નિજ-દોષજન્ય વ્યાધિ પણ આગંતુ વ્યાધિને પાછળથી (કદાચ) અનુસરે છે; એમ જ્યારે આગંતુ પણ નિજને અનુસરે ત્યારે તેની ચિકિત્સા પણ નિજના જેવી જ કરાય છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં અહીં આમ સમજાવે છે કે, છેદન આદિ બાહ્ય હેતુઓથી થતા આગન્તુ સોજા પ્રથમ પોતાનાં તે તે બાહ્ય કારણોને અનુસરી તે કારણ જન્ય લક્ષણોથી યુક્ત હોય છે; અને એ લક્ષણો, નિજનાં કે શારીર દોષજન્ય–વ્યાધિઓનાં લક્ષણોથી અમુક એકદેશે વિપરીત હોય છે; અર્થાત્ નિજ કે શારીર દોષ-જન્ય હરકોઈ રોગ પ્રથમથી જ વાતાદિ દોષોને અનુસરે છે, પરંતુ આગન્તુ વ્યાધિ તો પ્રથમ વ્યથારૂપ બાહ્ય કારણથી જ થઈને પાછળથી નિજના દોષો સાથે સંબંધ પામે છે; એકંદર શરૂઆતમાં નિજનાં લક્ષણોથી વિપરીત–બાહ્ય લક્ષણોથી આગન્તુ સોજા ઉત્પન્ન થયેલ જણાય છે અને પાછળથી વાતાદિ દોષો સાથે પણ સંબંધ પામે છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ પણ લગભગ ઉપરના જેવું જ આમ લખે છે કે, અહીં મૂળમાં 'आदावुपलभ्यन्ते' એમ કહીને આમ જણાવવા માગે છે કે, આગન્તુ પણ પાછળથી નિજની જ સમાનતા ધરાવે છે; જેમ કે કહ્યું છે કે, 'आगन्तुरन्वेति निजं विकारम्'–આગન્તુ પણ પાછળથી નિજ વિકારરૂપ શારીરદોષની જ દુષ્ટતાને અનુસરે છે: 'निजव्यञ्जन-एकदेशविपरीतैः'–એટલે કે આગન્તુનાં લક્ષણો નિજનાં લક્ષણોથી અમુક એકદેશે વિપરીત હોય છે–આગન્તુનો અમુક એકદેશ જ નિજનાં લક્ષણોથી વિપરીત હોય છે; અને તે એકદેશ, વાતાદિજન્ય કાળા રંગ વગેરે વિકાર ઉપરથી જાણી શકાય છે; અથવા આગન્તુ શોથ પ્રથમ બાહ્ય વ્યથાથી થાય છે અને પાછળથી વાતાદિ દોષોથી પણ અનુસરાય છે: પરંતુ નિજ શોથ તો પ્રથમ જ વાતાદિ દોષનાં લક્ષણો-ને અનુસરે છે અને પાછળથી વેદનાયુક્ત પણ થાય છે, આમ એકદેશની વિપરીતતા હોય છે. ૪

## આગંતુનો પ્રતિકાર અથવા ચિકિત્સા

मणिबन्धमन्त्रागदप्रलेपप्रतापननिर्वापणादिभिश्चोपक्रमैरुपक्रम्यमाणाः प्रशान्तिमापद्यन्ते ॥ ५ ॥

મણુ ઉપર પાટો બાંધવો, વેદોક્ત મંત્રો ભણવા, ઔષધ લગાડવું, પ્રલેપ કરવો, સ્વેદન એટલે બાફ કે શેક દેવો અને દાહને શાંત કરે એવું ઔષધ લગાડવું, વગેરે ચિકિત્સાઓથી ચિકિત્સા કરાતા આગંતુ સોજા અત્યંત શાંતિને પામે છે. ૫

ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથ સેન અહીં ચિકિત્સા-સ્થાનના ૨૫ મા અધ્યાય–દ્વિવ્રણીય ચિકિત્સિતમાંથી આ શ્લોકો ટાંકી બતાવે છે: 'वधबन्धप्रपतनाद्दंष्ट्रादन्तनखक्षतात् । आगन्तवो व्रणास्तद्वद्विषस्पर्शाग्निशस्त्रजाः । मन्त्रागदप्रलेपाद्यैर्भेषजैर्हेतुभिश्च ते । लिङ्गैकदेशनिर्दिष्टा विपरीता निजैर्व्रणाः–' પ્રહાર, બંધન, કુવાપથી પડી જવું કે દાઢ, દાંત અને નખના ક્ષતથી આગન્તુ વ્રણો ઉત્પન્ન થાય છે તેમ જ વિષનો સ્પર્શ, અગ્નિ કે શસ્ત્રથી પણ આગન્તુ વ્રણો ઉત્પન્ન થાય છે અને તેઓ મંત્ર, ઔષધ, પ્રલેપ આદિ ભેષજોથી શાન્ત થાય છે; એ આગન્તુ વ્રણોને 'નિજ' નામના દોષજન્ય વ્રણોથી વિપરીત અને તે નિજનાં લિંગોના એકદેશથી યુક્ત કહ્યા છે.

શ્રી ગંગાધર વધુ આમ પણ જણાવે છે કે, 'અહીં મૂળમાં 'निर्वापणादिभिः' એમ 'आदि' શબ્દ રાખ્યો છે, તેથી શોધન, રોપણ આદિ ચિકિત્સાનું પણ અહીં ગ્રહણ થાય છે. ૫

## 'નિજ' શોથોનાં સામાન્ય નિદાનો

निजाः पुनः स्नेहस्वेदनवमनविरेचनास्थापनानुवासनशिरोविरेचनानामयथावत्प्रयोगात् मिथ्यासंसर्जनाद्वा छर्द्यलसकविसूचिकाश्वासकासातीसारशोषपाण्डुरोगज्वरोदरप्रदरभगन्दरार्शोविकारातिकर्शनैर्वा कुष्ठकण्डूपिडकादिभिर्वा छर्दिक्षवथूद्गारशुक्रवातमूत्रपुरीषवेगविधारणैर्वा कर्मरोगोपवासातिकर्शितस्य वा सहसाऽतिगुर्वम्ललवणपिष्टान्नफलशाकरागदधिहरितकमद्यमन्दकविरूढनवशूकशमीधान्यानूपौदकपिशितोपयोगात् मृत्पङ्कलोष्टभक्षणाल्लवणातिभक्षणाद्वा गर्भसंपीडनादामगर्भप्रपतनात् प्रजातानां च मिथ्योपचारादुदीर्णदोषत्वाच्च शोथाः प्रादुर्भवन्तीत्युक्तः सामान्यो हेतुः ॥ ६ ॥

'નિજ'—એટલે શરીરના દોષોથી (વાતાદિ) થતા સોજા સ્નેહ, સ્વેદ, વમન, વિરેચન, આસ્થાપન બસ્તિ, અનુવાસન બસ્તિ તથા શિરોવિરેચન કે નસ્ય કર્મના અસમ્યક્ પ્રયોગથી એટલે અયોગથી કે મિથ્યાયોગથી, તેમ જ મિથ્યાસંસર્જન એટલે મિથ્યા ઉપચારથી અથવા સ્નેહ આદિનાં જે પથ્ય હોય છે, તેથી વિપરીતનું સેવન કરવાથી; અથવા ઊલટી, અલસક નામનો રોગ, વિસૂચિકા કે કૉલેરાનો રોગ, શ્વાસ, ઉધરસ, અતીસાર, શોષ, પાંડુરોગ, જ્વર, ઉદરરોગ, પ્રદર, ભગંદર કે અર્શના વિકારો થયા હોય તેઓને લીધે અત્યંત કૃશતા થઈ જવાથી; અથવા કુષ્ઠરોગ, કંડૂરોગ કે પિડકા—ફોલ્લીઓ વગેરે થવાથી; અથવા ઊલટી, છીંક, ઓડકાર, વીર્ય, (અપાન)વાયુ, મૂત્ર કે વિષ્ઠાના વેગોને રોકી રાખવાથી; અથવા (વમનાદિ) પંચકર્મ, રોગો, ઉપવાસ કે માર્ગે ખૂબ ચાલવાથી જે માણસ અત્યંત કૃશ થયો હોય તેને; અથવા એકાએક અતિશય ભારે, ખાટા કે ખારા પદાર્થો ખાવાથી; અથવા (વધુ) પડસૂલી કે મેંદાનો ખોરાક, ફળ, શાક, રાગ (એટલે અથાણાં—ચટણી વગેરે), દહીં, હરિતક (તાજાં આદું વગેરે), મદ્ય, મંદક (એટલે બરાબર નહિ જામેલું દહીં), વિરૂઢ ધાન્ય એટલે અંકુરવાળાં થયેલ ધાન્ય કે જેના ફણગા ફૂટી નીકળ્યા હોય; નવાં શૂકધાન્ય ઘઉં વગેરે, નવાં શમીધાન્ય કઠોળ વગેરે, જળપ્રાય—આનૂપદેશજન્ય પ્રાણીઓનાં માંસ અને જલચર પશુઓ કે પક્ષીઓનાં માંસ, એ સર્વનો અતિશય વધુ પ્રમાણમાં ઉપયોગ કરવાથી; માટી, કાદવ કે ઢેફાં ખાવાથી, વધારે પ્રમાણમાં લવણ કે મીઠું ખાવાથી, (સગર્ભા સ્ત્રીને) ગર્ભની વધુ પીડા થવાથી કે ગર્ભનું વધુ દબાણ થવાથી કાચો ગર્ભ પડી જવાથી તેમ જ જેની સુવાવડ સારી રીતે થઈ હોય તેવી તાજી પ્રસૂતા સ્ત્રીઓએ પણ બરાબર પથ્યસેવન કર્યું ન હોય, તો એમાંના કોઈ પણ કારણથી કોપેલા દોષોને લીધે સોજા પ્રકટ થાય છે; એમ એ સામાન્ય કારણો કહ્યાં છે. ૬

ચરકોપસ્કારના કર્તા શ્રી યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે, 'ઉપર કહેલાં કારણોમાંનાં કોઈ પણ કારણથી વાતાદિ દોષો પ્રકોપ પામે છે અને તેઓ સોજાઓને ઉત્પન્ન કરે છે; આ સંબંધે ચરક—ચિકિત્સાસ્થાનના ૧૨ મા અધ્યાયમાં પણ કહેશે કે, 'शुद्धयामयाभक्तकृशाबलानां क्षाराम्लतीक्ष्णोष्णगुरूपसेवा । दध्याममृच्छाकविरोधिदुष्टगरोपसृष्टान्ननिषेवणं च ॥ अर्शांस्यचेष्टा न च देहशुद्धिर्मर्मोपघातो विषमा प्रसूतिः । मिथ्योपचारः प्रतिकर्मणां च निजस्य हेतुः श्वयथोः प्रदिष्टः—જેઓ વમન, વિરેચન આદિ સંશોધનથી, રોગથી કે ઉપવાસથી કૃશ અને દુર્બળ કે દૂબળા થયા હોય છતાં ક્ષારપદાર્થનું, ખાટા, તીખા, ગરમ કે ભારે પદાર્થનું વધુ સેવન કરે; અથવા કાચું દહીં, માટી, શાક, વિરોધી અન્ન, દુષ્ટ કે બગડેલું અન્ન કે ઝેરવાળું અન્ન સેવન કરે; અર્શરોગ હોય, કોઈ ચેષ્ટા કે ક્રિયા ન કરાય, દેહની શુદ્ધિ ન કરાય, મર્મસ્થાનોમાં કંઈ વાગી જાય, વિષમ કે કસુવાવડ થઈ જાય, (ગર્ભપાત આદિ થઈ જાય,) ખોટી ચિકિત્સા કરાય, કે પ્રતિકર્મ—વમન આદિનો મિથ્યાયોગ કરાય; એમાંનું કોઈ પણ એક 'નિજ' શોથનું કારણ કહેલ છે.'

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંધાધર અહીં વધુ આમ સમજાવે છે કે, અહીં જણાવેલાં નિદાનોથી વાતાદિ દોષો પોતાનાં કારણોથી પ્રકોપ પામે, અથવા પોતપોતાના કારણ વિના પણ આ કારણોથી કોપેલા તે તે વાતાદિ દોષો સોજો કરે; અર્થાત્ આ નિદાનો દોષને કોપાવે અને સોજો ઉત્પન્ન કરે, એમ દોષ તથા વ્યાધિ—બેયનાં નિદાનો છે, એમ સમજવું. ૬

## વાતજન્ય શોથનાં નિદાનો

**अयं त्वत्र विशेषः—शीतरूक्षलघुविशदश्रमोपवासातिकर्षणक्षपणादिभिर्वायुः प्रकुपितस्त्वङ्मांसशोणितादीन्यभिभूय शोथं जनयति ॥ ७ ॥**

અહીં આ વિશેષ નિદાન છે: શીત કે ટાઢાં, રૂક્ષ, લઘુ અને વિશદ દ્રવ્યો; શ્રમ તથા ઉપવાસથી અતિકર્શન એટલે ખૂબ કૃશ થવું; તેમ જ અતિશય ક્ષપણ એટલે ખૂબ વધુ પ્રમાણમાં શોધન; આદિથી કોપેલો વાયુ ત્વચા, માંસ તથા રુધિર આદિને દૂષિત કરીને સોજો ઉપજાવે છે. ૭

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: હવે વાતજન્ય આદિ પ્રત્યેક શોથના હેતુઓ તથા લક્ષણો કહેવાં શરૂ કરે છે; તેમાં પ્રથમ વાતજન્ય શોથનું નિદાન અહીં કહે છે: શીત, રૂક્ષ, લઘુ તથા વિશદ દ્રવ્યો વાયુના સમાન ગુણવાળાં હોય છે, તેથી તેઓ વાયુને કોપાવે છે. 'क्षपणादिभिः' આ પદમાં 'આદિ' શબ્દ મૂકીને અતિમૈથુન, અતિવ્યાયામ અને

અતિ ઉજાગરા વગેરે લેવા જણાવે છે; કેમ કે તેઓનાં કર્મ પણ વાયુના જેવાં જ હોઈ વાયુને કોપાવે છે; પાછળથી જ્યાં પિત્તજન્ય તથા કફજન્ય સોજા કહેવાયા છે, ત્યા પણ એમ વધુપડતું સમજી લેવાનું છે; એવાં સમાન દ્રવ્ય, ગુણ તથા કર્મોથી પ્રકોપ પામેલો વાયુ ત્વચા, માંસ તથા રુધિરને દૂષિત કરી શોફ કે સોજો ઉત્પન્ન કરે છે. ૭

### વાતજન્ય શોથનાં લક્ષણો

**स क्षिप्रोत्थानप्रशमो भवति तथा श्यावारुणवर्णः प्रकृतिवर्णो वा, चलः स्पन्दनः खरपरुषभिन्नत्वग्लोमा छिद्यत इव भिद्यत इव पीड्यत इव सूचीभिरिव तुद्यते पिपीलिकाभिरिव संसृप्यते सर्षपकल्कावलिप्त इव चिमिचिमायते संकुच्यते आयम्यत इति वातशोथः ॥ ८ ॥**

એ વાયુજન્ય સોજો જલદી ઊઠી આવે છે અને જલદી શાંત પણ થાય છે; તેનો રંગ કાળાશયુક્ત પીળો, અરુણ કે ઈંટ જેવો રાતો અથવા શરીરનો જેવો મૂળ રંગ હોય તેવા રંગનો હોય છે; તેનો સ્વભાવ ચલનવાળો કે ફેલાઈ જવાનો અને ફરકયા કરવાનો હોય છે; એ સોજામાં ત્વચા તથા રુવાંટાં કઠોર, રૂક્ષ તથા ફૂટી ગયેલાં કે ફાટી ગયેલાં થાય છે; તેમાં જાણે શસ્ત્રથી છેદન થતું હોય, શક્તિથી જાણે ભેદન થતું હોય, હાથથી જાણે પીડન કે દબાણ થતું હોય, સોયોથી જાણે ભોંકાવું થતું હોય અને કીડીઓ જાણે સળવળતી હોય એવી વેદના થાય છે; તેમ જ સરસવના કલ્કથી જાણે લેપ લગાડ્યો હોય તેમ ચમચમાટ થાય છે; વળી એ સોજો જાણે સંકોચાતો હોય અને જાણે લાંબો કરાતો કે ખેંચાતો હોય તેવી વદના થાય છે. ૮

### પિત્તજન્ય શોથનાં નિદાનો

**उष्णतीक्ष्णकटुकक्षारलवणाम्लाजीर्णभोजनैरग्न्यातपप्रतापैश्च पित्तं प्रकुपितं त्वङ्मांसशोणितान्यभिभूय शोथं जनयति ॥ ९ ॥**

(વીર્ય તથા સ્પર્શથી) ઉષ્ણ, તીક્ષ્ણ, તીખાં, ક્ષાર, લવણ તથા ખાટાં દ્રવ્યો વધુ સેવવાથી, અજીર્ણમાં ભોજન કરવાથી; તેમ જ અગ્નિ કે તડકાનો વધુ તાપ કે શેક લેવાથી અતિશય કોપેલું પિત્ત ત્વચા, માસ તથા રુધિર આદિને દૂષિત કરી શોથ ઉત્પન્ન કરે છે. ૯

### પિત્તજન્ય શોથનાં લક્ષણો

**स क्षिप्रोत्थानप्रशमो भवति कृष्णपीतनीलताम्रावभास उष्णो मृदुः कपिलताम्रलोमा उष्यते दूयते दह्यते धूप्यते ऊष्मायते स्विद्यति क्लिद्यते न च स्पर्शमुष्णं वा सुसूयत इति पित्तशोथः ॥ १० ॥**

એ પિત્તજન્ય સોજો પણ જલદી ઊઠી આવે છે અને જલદી શાંતિ પામે છે; તેનો રગ કાળાશ, પીળાશ, લીલાશ તથા રતાશપડતો હોય છે; (સ્પર્શ કરતાં) તે ઉષ્ણ તથા કોમળ લાગે છે; તેના પરનાં રુવાંટાં કપિલવર્ણાં કે લાલપીળાં અથવા પીંગળાં તથા રાતાં થાય છે; તે જાણે સમીપ રહેલા અગ્નિથી અમુક ભાગમાં બળાતો હોય, પરિતાપ પમાડાતો હોય, જાણે ધુમાડા કાઢતો હોય અને ઉષ્ણતાને કે બાફને જાણે બહાર કાઢતો હોય તેવું લાગે છે; તેના પર પરસેવો આવે છે અને કલેદ કે ભીનાશ થાય છે; વળી તે ઉષ્ણ સ્પર્શને સહન કરતો નથી; એવાં લક્ષણોવાળો પિત્તનો શોથ થાય છે. ૧૦

ઉપરનો અનુવાદ યોગીન્દ્રનાથ સેને રાખેલ પાઠને અનુસરી લખેલ છે; ચક્રપાણિ તથા ગંગાધર બન્ને તથા જયદેવ પણ અહીં મૂળમાં છેલ્લે 'न च स्पर्शमुष्णं वा सुसूयत' એવો પાઠ રાખે છે અને આવો અર્થ કરે છે કે, 'આ પિત્તનો સોજો સ્પર્શને કે ગરમીને સહન કરતો નથી.'

### કફજન્ય સોજાનાં નિદાનો

**गुरुमधुरशीतस्निग्धैरतिस्वप्नाव्यायामादिभिश्च श्लेष्मा प्रकुपितः त्वङ्मांसशोणितादीन्यभिभूय शोथं जनयति ॥ ११ ॥**

ભારે, મધુર, શીતળ તથા સ્નિગ્ધ પદાર્થોના (વધુ) ઉપયોગો કરવાથી, (દિવસે) અતિશય ઊંઘવાથી અને કસરત વગેરે શારીર શ્રમ નહિ કરવાથી પ્રકોપ પામેલો કફ ત્વચા, માંસ તથા રુધિર આદિને દૂષિત કરીને સોજો ઉત્પન્ન કરે છે. ૧૧

યોગીન્દ્રનાથ સેન ટીકામાં જણાવે છે કે, ગુરુ કે ભારે આદિ દ્રવ્યોના સેવનથી તથા અતિસ્વપ્ન એટલે દિવસની વધુ નિદ્રા કે સમય વીત્યા પછીની નિદ્રા સેવવી વગેરે કારણોથી પણ કફ કોપે છે અને સોજો ઉત્પન્ન કરે છે.

### કફજન્ય સોજાનાં લક્ષણો

**स कृच्छ्रोत्थानप्रशमो भवति, पाण्डुः श्वेतावभासः स्निग्धः श्लक्ष्णो गुरुः स्थिरः स्त्यानः शुक्लाग्रलोमा स्पर्शोष्णसहश्चेति श्लेष्मशोथः ॥ १२ ॥**

તે કફજન્ય સોજો કષ્ટથી મહામુશ્કેલીએ–ઉપર ઊપસે છે અને ઘણી મુશ્કેલીએ શાંત થાય છે કે કૃચ્છ્રસાધ્ય બને છે; તે પાંડુ એટલે પીળાશ-થી યુક્ત ધોળાશ પડતો કે ફિક્કો, ભારે, સ્નિગ્ધ, શ્લક્ષ્ણ કે સુંવાળો, સ્થિર કે ફેલાવ નહિ પામતો તથા ઘાટો હોય છે; તેના પરની ચામડી અને રુવાંટાં પણ ધોળાશવાળાં થાય છે અને કોઈ પણ સ્પર્શને તથા ઉષ્ણતાને તે સહન કરી શકતો નથી; એવા પ્રકારનો કે લક્ષણોવાળો શોથ કે સોજો કફજન્ય કહેવાય છે. ૧૨

### દ્વંદ્વજ તથા સંનિપાતજ શોથો

**यथास्वकारणाकृतिसंसर्गाद्द्विदोषजास्त्रयः शोथा भवन्ति। यथास्वकारणाकृतिसन्निपातात्सान्निपातिक एकः। एवं सप्तविधो भेदः ॥१३॥**

પોતપોતાનાં કારણો તથા લક્ષણો મિશ્ર થવાથી બે દોષના દ્વિદોષજન્ય ત્રણ સોજા થાય છે; તેમ જ પોતપોતાનાં કારણો તથા લક્ષણોના સંનિપાત અથવા ત્રણે દોષોનાં કારણો તથા લક્ષણો એકી-સાથે એકઠાં થવાથી સંનિપાતજન્ય–ત્રિદોષનો સોજો ઉત્પન્ન થાય છે; એમ (પૃથગ્જ ત્રણ, દ્વંદ્વજ ત્રણ તથા એક સાંનિપાતિક મળી) સાત પ્રકારના (નિજ) સોજા થાય છે. ૧૩

યોગીંદ્રનાથ અહીં ટીકામાં આમ સમજાવે છે કે, વાતાદિ જન્ય ત્રણ સોજા ઉપર કહ્યા; હવે અહીં દ્વંદ્વજ ત્રણ તથા એક સાંનિપાતિક સોજો મળી એકંદર સોજા-ઓની સાતની સંખ્યા જણાવે છે: પોતપોતાના હેતુઓ તથા લક્ષણોનાં મિશ્રણથી વાતપિત્તજ, વાતકફજ તથા પિત્તકફજ એમ ત્રણ દ્વિદોષજન્ય સોજા અને સર્વ દોષોનાં સર્વ કારણો તથા લક્ષણો એક સ્થળે એકી-વખતે ભેગાં મળવાથી એક સાંનિપાતિક સોજો ઉત્પન્ન થાય છે; તેને સર્વલિંગ–ત્રિદોષજન્ય સોજો કહે છે; એમ 'નિજ' શોથોના એકંદર સાત ભેદો થાય છે; જોકે ખરી રીતે દરેક સોજા ત્રિદોષજન્ય જ હોય છે; છતાં સોજાનું કારણ કોઈ વેળા એક દોષસ્વરૂપે, બે દોષસ્વરૂપે કે ત્રણે દોષોના મિશ્રસ્વરૂપે પણ પ્રકોપ થતો હોવાથી હેતુઓ તથા લક્ષણોના વિશેષ અલગ અલગપણાથી આ સાત ભેદો પણ કહેવામાં આવ્યા છે; આ વાત પહેલાં પણ કહેવાઈ ગઈ છે; જેમ કે આગંતુ શોથ છેદન, ભેદન આદિ અનેક કારણોથી ઉત્પન્ન થાય છે, છતાં 'આગંતુકત્વ'રૂપ સામાન્યને અનુસરી તે સોજો એક જ પ્રકારનો ગણાય છે. ૧૩

### આગંતુ તથા 'નિજ'ના ભેદો મળી ૮ સોજા

**प्रकृतिभिस्ताभिर्भिद्यमानो द्विविधस्त्रिविधश्चतुर्विधः सप्तविधश्च ( अष्टविधः )शोथ उपलभ्यते; पुनश्चैक एव, उत्सेधसामान्यादिति ॥१४॥**

તે તે પ્રકૃતિઓ અથવા કારણોથી ભેદ પામતો બે પ્રકારનો, ત્રણ પ્રકારનો, ચાર પ્રકારનો અને સાત પ્રકારનો (અથવા આઠ પ્રકારનો) શોથ થાય છે; પરંતુ સામાન્ય 'ઉત્સેધ' કે 'ઊંચાઈ'રૂપે 'ઊપસવું' એ સ્વરૂપે તો તે સોજો એક જ ગણાય છે. ૧૪

ચરકોપસ્કારમાં યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, વસ્તુતઃ પ્રથમ સામાન્ય રીતે જોતાં તે સોજો 'આગન્તુ' તથા નિજ એવા બે ભેદોથી બે પ્રકારનો છે; પછી એમાંના 'નિજ'ના ભેદોની દૃષ્ટિએ જોતાં વાતિક, પૈત્તિક તથા શ્લૈષ્મિક એમ ત્રણ પ્રકારના શોથ થાય છે; તેમાં 'આગન્તુ'નો એક ભેદ સાથે ગણવામાં આવે તો એ 'શોથ' ચાર પ્રકારનો થાય છે; પરંતુ વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, વાતપિત્તજન્ય, વાતકફજન્ય, પિત્ત-કફજન્ય અને એક સાંનિપાતિક એમ ગણીએ તો 'નિજ'ના સાત ભેદો થતાં એ સાત પ્રકારનો 'નિજ શોથ' થાય છે; અને તેમાં એક 'આગન્તુ' મેળવતાં એકંદર 'શોથ'ના આઠ ભેદો મળે છે; પરંતુ એ દરેક 'શોથ'માં સામાન્ય દૃષ્ટિએ 'ઉત્સેધ' અથવા 'ઊંચાઈ' એ જ તેનું મુખ્ય સ્વરૂપ મળે છે, તેથી ખરી રીતે 'શોથ'-નો તે એક જ સામાન્ય પ્રકાર છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'વાતાદિ-જન્યપણું' આદિ ભેદે શોથના ત્રણ પ્રકારો થાય છે; પરંતુ દ્વિદોષ સંસર્ગથી જોતાં તેઓના જે ભેદો થાય છે, તે અહીં બતાવે છે; અહીં કોઈને શંકા થાય કે ત્રણ પ્રકાર આદિનો જો કોઈ નિયમ નથી, તો કહેલી સંખ્યામાં અધિકતા થઈ જશે તો? આનું સમાધાન અહીં કહે છે: તે તે પ્રકૃતિઓ એટલે ઉપાદાન કારણો જેવાં કે દોષોરૂપ, આગન્તુઓરૂપ, અલગ અલગ દોષોરૂપ, સંસૃષ્ટ કે બે બેના મિશ્રદોષોરૂપ તથા સંનિપાતરૂપ, એ કારણભેદે જોતાં એ પ્રથમના જ મૂળ બે પ્રકારો નિજ તથા આગન્તુ એકંદર આઠ 'શોથ'રૂપે થાય છે; છતાં દોષોના અલગ અલગ ભેદો, દ્વંદ્વના ભેદો તથા સન્નિપાતમાં પણ પ્રમાણ કે માપના ભેદોની દૃષ્ટિએ પ્રથમ જણાવેલ રીતિએ બાસઠ પ્રકારો જે થાય છે,

તેમાં પણ આ ભેદોનો સમાવેશ થઈ શકે છે. એમ પણ સમજવું; કિંતુ 'ઉત્સેધ' કે 'ઊંચાઈ' કે ઊપસવું, એટલું જ તેનું ખાસ સામાન્ય રૂપ જોઈએ તો શોથનો કેવળ એક જ ભેદ થાય છે. ૧૪

### વાતિક શોથમાં લગભગ મળતાં ચિહ્નો

शूयन्ते यस्य गात्राणि स्वपन्तीव रुजन्ति च ।
पीडितान्युन्नमन्त्याशु वातशोथं तमादिशेत् ॥ १५ ॥
यश्चाप्यरुणवर्णाभः शोथो नक्तं प्रणश्यति ।
स्नेहोष्णमर्दनाभ्यां च प्रणश्येत्स च वातिकः ॥ १६ ॥

જે માણસના શરીરના (અમુક) અવયવો સૂજી જાય છે, તેમ જ જાણે જડતાયુક્ત થઈ જાય એટલે વેદનાના જ્ઞાનથી રહિત થાય અને પીડાથી યુક્ત પણ થાય એટલે કે ક્ષણમા પીડારહિત અને ક્ષણમાં પીડાયુક્ત પણ થાય; વળી તે અંગોને જો દબાવ્યાં હોય તો દબાઈ ન જાય પણ દબાણ છોડતાં પાછાં એકદમ ઊપસી આવે છે, તેને વાતશોથ કહેવો; વળી જે સોજો અરુણ-લાલ વર્ણની ઝાંઈ-વાળો કે ગુલાબી રંગનો જણાય, રાત્રિમાં ખૂબ ઓછો થઈ જાય, અને સ્નેહન, સ્વેદ કે ગરમ શેક તથા મર્દનથી જે સોજો મટી જાય છે, તે સોજો વાતજન્ય કહેવાય છે. ૧૫,૧૬

ચરક-ચિકિત્સાસ્થાન-૧૨ મા અધ્યાયમાં સોજાની ચિકિત્સાના પ્રકરણમાં કહેશે કે, 'चलस्तनुत्वक् परुषोऽरुणोऽसितः प्रसुप्तिहर्षार्तियुतोऽनिमित्ततः । प्रशाम्यति प्रोन्नमति प्रपीडितो दिवा बली च श्वयथुः समीरणात्-વાયુથી થયેલો સોજો ચલ હોય કે ફેલાયા કરે, તેમા ચામડી પાતળી થઈ જાય, સોજો કઠોર કે કઠણ હોય; અરુણ રંગનો-એટલે લગભગ ઈંટના જેવી રતાશવાળો હોય, કાળો હોય, જાણે તે અંગ સૂઈ ગયું હોય તેમ સ્પર્શજ્ઞાનથી રહિત હોય, હર્ષ એટલે રોમાંચથી યુક્ત હોય, પીડા અને ઝણઝણાટથી યુક્ત હોય, કારણ વિના જ શાંત થાય અને (રાત્રે પણ કંઈક ઓછો થઈ જાય) તેને જો દાબવામાં આવે તો દબાય ખરો, પણ દબાણ છોડી દેતાં તરત પાછો તે ઊપસી જાય છે અને દિવસે બળવાન બને છે.' (યોગીન્દ્રનાથ સેન)

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે, પ્રથમ દરેક સોજાનાં લક્ષણો તો ગદ્યમાં કહેવાયાં છે, છતાં અહીંથી શ્લોકોમાં ફરી એ સોજાઓમાં લગભગ થતાં ચિહ્નો કહેવામાં આવે છે. વાતશોથનાં તે ચિહ્નો લગભગ આવાં હોય જ છે કે તે સોજાવાળાં અંગો જાણે સૂઈ જતાં હોય, તેમ વેદનારહિત કે સ્પર્શજ્ઞાનજન્ય અને છે; વ્યથાથી યુક્ત થાય છે; એટલે કે વાયુનો સ્વભાવ ચળ કે અસ્થિર છે, તેથી જ્યારે વાયુ નિશ્ચળ હોય ત્યારે ત્યાં પીડા થતી નથી, પણ વાયુ જ્યારે ચળ બને છે ત્યારે એ સોજાના પ્રદેશ પર પીડા પણ થાય; અને તે શોથના પ્રદેશ પર અંગોને દબાવ્યાં હોય તો દબાઈને પાછાં તરત ઊપસી આવે છે અને રાત્રિના સમયે તેની પીડા ઘણી ઓછી થઈ જાય છે. ૧૫,૧૬

### પૈત્તિક શોથમાં લગભગ થતાં ચિહ્નો

यः पिपासाज्वरार्तस्य दूयतेऽथ विदह्यते ।
क्लिद्यति स्विद्यते गन्धी स पैत्तः श्वयथुः स्मृतः ॥१७॥
यः पीतनेत्रवक्त्रत्वक् पूर्वं मध्यात् प्रसूयते ।
तनुत्वक् चातिसारी च पित्तशोथः स उच्यते ॥१८॥

તરશ અને તાવથી પીડાયેલા માણસને જે સોજો પરિતાપ ઉપજાવે, અતિશય બળતરા કરે, કહોહ કે પચપચતી ભીનાશવાળો રહે, પરસેવાથી યુક્ત થાય, અમુક જાતની ગંધથી પણ યુક્ત હોય તે સોજો પૈત્તિક અથવા પિત્તજન્ય કહેવાય છે. વળી જે સોજામાં નેત્ર, મોઢું તથા ચામડી પીળાં થઈ જાય, જે સોજો પ્રથમ મધ્ય પ્રદેશમાં થાય એટલે કે પહેલાં શરીરના કોઈ મધ્ય પ્રદેશે થઈને પછી આખા શરીરમાં જે ફેલાય છે, જેમાં ચામડી પાતળી થાય અને જેથી માણસને અતિસારનો રોગ થાય, તે માણસ પિત્તશોથવાળો કહેવાય છે. ૧૭,૧૮

યોગીન્દ્રનાથ સેન કહે છે કે, પિત્તશોથમાં તરશ અને તાવ એનાં ચિહ્નરૂપે પ્રકટે છે; માણસને એ સોજાનો આરંભ શરૂઆતમાં શરીરના મધ્ય ભાગમાંથી થાય છે અને પાછળથી શરીરના આખાય પ્રદેશમાં તે સોજો પ્રકટ થાય છે. આ સંબંધે ચરક-ચિકિત્સાસ્થાનના ૧૨મા અધ્યાયમાં સોજાની ચિકિત્સાના પ્રકરણમાં પણ કહેશે કે, 'मृदुः सगन्धोऽसितपीतरागवान् भ्रमज्वरस्वेदतृषामदान्वितः । य उष्यते स्पर्शरुगाक्षिरागकृत् स पित्तशोथो भृशदाहपाकवान् '-જે સોજો કોમળ હોય, ગંધથી યુક્ત, કાળો તથા પીળા રંગનો પણ હોય; ભ્રમ, જ્વર, સ્વેદ, તૃષા તથા મદથી પણ યુક્ત હોય, દાહયુક્ત હોય જેની પીડા સ્પષ્ટ હોય અથવા સ્પર્શ કરતા જેમાં પીડા થાય; આંખમાં પણ જે રતાશ કરે અને તીવ્ર દાહ તથા પાકથી જે યુક્ત હોય, તે પિત્તશોથ કહેવાય છે. ૧૭,૧૮

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં અહીં આમ વધુ

સમજાવે છે કે, મૂળમાં 'दूयते' પદ મૂકીને જણાવેલ છે કે અતિશય દાહને લીધે જેમાં ખૂબ પરિતાપ થાય છે; જ્યારે વાતિક શોથમાં પીડા કે વેદનાથી માણસ દુઃખ પામે છે; વળી 'गन्धी' એ પદ મૂકીને જણાવેલ છે કે પિત્તનો સોજો પાકે છે ત્યારે ખૂબ કચકચી જઈને દુર્ગંધથી યુક્ત થાય છે; અને 'पूर्वं मध्यात् प्रसूयते' એમ કહીને જણાવ્યું છે કે પિત્તના દોષને લીધે એ પૈત્તિક શોથનો આરંભ પ્રથમ શરીરના મધ્ય ભાગમાંથી થાય છે; કેમ કે શરીરના મધ્ય ભાગમાં જ પિત્તનું સ્થાન હોવાથી, મધ્ય પ્રદેશમાં ઉત્પન્ન થયેલો તે સોજો પિત્તનો જ હોય એવું અનુમાનથી પણ જાણી શકાય છે. ૧૭,૧૮

### શ્લૈષ્મિક–કફના શોથમાં લગભગ થતાં ચિહ્નો

यः शीतलः सक्तगतिः पाण्डुः कण्डूयतेऽपि च ।
पीडितो नोन्नमेन्मन्दः श्वयथुः स कफात्मकः ॥१९॥
यस्य शस्त्रकुशच्छेदाच्छोणितं न प्रवर्तते ।
कृच्छ्रेण पिच्छां स्रवति स चापि कफसंभवः ॥२०॥

જે સોજો (સ્પર્શ કરતાં) શીતળ જણાય, જેની ગતિ કે ફેલાવો હોતો નથી, જેનો રંગ પાંડુ કે ફીકો હોય, જે ચળ પણ ઉપજાવે છે અને દબાવ્યો હોય છતાં જે (દબાણ છોડ્યા પછી) ફરી ઊપસી આવતો નથી; (પણ એમ ને એમ દબાયેલો જ રહે છે,) અને જે મંદ અથવા ધીમો હોય તે સોજો કફસ્વરૂપ કહેવાય છે; વળી જે સોજાને શસ્ત્રથી ચીર્યો હોય કે દર્ભથી વીંધ્યો હોય, છતાં જેમાંથી લોહી નીકળતું નથી, પરંતુ મહામુશ્કેલીએ જેમાંથી પિચ્છા કે તાંતણાવાળી ચીકાશ જ (કેવળ) સ્રવે છે, તે સોજો પણ કફથી ઉત્પન્ન થયેલો જાણવો. ૧૯,૨૦

યોગીન્દ્રનાથ સેન અહીં પોતાની ટીકામાં ચિકિત્સા-સ્થાનના ૧૨મા અધ્યાયમાંથી પણ આ શ્લોક ટાંકી બતાવે છે: 'गुरुः स्थिरः पाण्डुररोचकान्वितः प्रसेकनिद्रावमिवह्निमान्द्यकृत् । स कृच्छ्रजन्मप्रशमो निपीडितो न चोन्नमेद्रात्रिवली कफात्मकः'–જે સોજો ભારે, સ્થિર, ફીકાશ પડતા, અરોચકથી યુક્ત, લાળ ઝરવાથી કે સ્રાવથી યુક્ત હોય, નિદ્રા લાવનાર, વમન તથા અગ્નિની મંદતા કરનાર પણ હોય; તેમ જ જેની ઉત્પત્તિ તથા શાંતિ અતિશય મુશ્કેલીએ થાય અને જેને દબાવવામાં આવે ત્યારે દબાણ છોડ્યા પછી પણ જે ફરી ઊપસી ન આવે અને રાત્રિના સમયે જે બળવાન થાય, તે સોજો કફ-જન્ય કહેવાય છે. ૧૯,૨૦

### દ્વંદ્વજ તથા સાંનિપાતિક શોથનાં લગભગ ચિહ્નો

निदानाकृतिसंसर्गाच्छ्वयथुः स्याद् द्विदोषजः ।
सर्वाकृतिः सन्निपाताच्छोथो व्यामिश्रहेतुजः ॥२१॥

જે સોજો (બે દોષના) નિદાનો તથા લક્ષણોથી મિશ્ર હોઈને ઉત્પન્ન થાય છે, તે દ્વિદોષ-જન્ય (બે દોષનો) સોજો કહેવાય છે; તેમ જ જે સોજો સર્વ દોષોનાં લક્ષણોથી યુક્ત હોય તથા સર્વ દોષોનું એક સ્થળે એકી વખતે મિલન થવાથી ઉત્પન્ન થાય છે, તે સર્વ હેતુઓના મિશ્રણથી થતો સોજો સંનિપાતજન્ય કે સાંનિ-પાતિક કહેવાય છે. ૨૧

### અમુક સ્થાને થતા સોજા અસાધ્ય હોય

यस्तु पादाभिनिर्वृत्तः शोथः सर्वाङ्गगो भवेत् ।
जन्तोः स च सुकष्टः स्यात्प्रसृतः स्त्रीमुखाच्च यः ॥२२॥
यश्चापि गुह्यप्रभवः स्त्रियो वा पुरुषस्य वा ।
स च कष्टतमो ज्ञेयो यस्य च स्युरुपद्रवाः ॥२३॥

જે સોજો પુરુષને પગમાં થયો હોય અને પછી (ઉપરના) આખા અંગે થાય, તે અતિશય કષ્ટસાધ્ય કે મહામુશ્કેલીએ મટે તેવો ગણાય છે; તેમ જ જે સોજો સ્ત્રીના મુખ ઉપર થઈને નીચે ફેલાયો હોય તે પણ અતિશય કષ્ટસાધ્ય હોય છે; વળી જે સોજો સ્ત્રીને કે પુરુષને ગુહ્યભાગમાં થયો હોય તે પણ અતિશય કષ્ટસાધ્ય કહેવાય છે; તેમ જ જે સોજાના ઉપદ્રવો થઈ ચૂક્યા હોય, તે પણ અત્યંત કષ્ટસાધ્ય ગણાય છે. ૨૨,૨૩.

યોગીંદ્રનાથ સેન અહીં ટીકામાં વધુ આમ પણ જણાવે છે કે, જે સોજો સ્ત્રીને તથા પુરુષને ગુહ્યભાગમાં ઉત્પન્ન થયો હોય, એમ કહ્યું છે; તેમાં અધિક આમ પણ જાણવું કે કૂખમાં ઉત્પન્ન થયેલો સોજો પણ એવો જ અતિ કષ્ટસાધ્ય કહેવાય છે; વૃદ્ધ વાગ્ભટ અષ્ટાંગસંગ્રહના શારીરસ્થાનના વિકૃતવિજ્ઞાનીય નામના ૧૧ મા અધ્યાયમાં કહે છે કે, 'तन्द्रादाहारुचिच्छर्दिमूर्च्छाऽऽध्मानातिसारवान् । अनेकोपद्रवसंयुक्तः पादाभ्यां प्रसृतो नरम् ॥ नारीं शोथो मुखाद्धन्ति कुक्षिगुह्यादुभावपि'–જે સોજો ઘેન, દાહ, અરુચિ, ઊલટી, મૂર્છા, આફરો તથા અતિસારથી યુક્ત હોય, ઉપરાંત બીજા પણ અનેક ઉપદ્રવોથી સંયુક્ત હોય; તેમ જ પુરુષને એ પગ ઉપર થઈને ઉપર ફેલાયો હોય અને સ્ત્રીને મુખ ઉપર થઈને નીચેના ભાગમાં જે સોજો ફેલાયો હોય અને જે સોજા કૂખમાં તથા ગુહ્યમાં

થઈને ફેલાયા હોય તેઓ બન્ને પણ (અસાધ્ય હોઈ) મારી નાખે છે.' ક્ષીરપાણિએ પણ કહ્યું છે કે, 'ऊर्ध्वगामी नरं पद्भ्यामधोगामी मुखात् स्त्रियम्। उभयं बस्तिसजातः शोथौ हन्ति न संशय.–જે સોજો પુરુષને બે પગ ઉપર થઈને ઊંચે ફેલાયો હોય અને સ્ત્રીને મુખ ઉપર થઈને નીચે ફેલાયો હોય, તે એ પુરુષને તથા સ્ત્રીને મારી નાખે છે; પરંતુ જે સોજો બસ્તિ પર થયો હોય તે તો પુરુષ કે સ્ત્રી-બેયને મારી નાખે છે, એમાં સંશય નથી.' સુશ્રુતે પણ ચિકિત્સાસ્થાનના ૨૩ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'श्वयथुर्मध्यदेशे य· स कष्ट. सर्वगश्च य.। अर्धाङ्गेऽरिष्टभूतश्च यश्चोर्ध्वं परिसर्पति।–જે સોજો શરીરના મધ્યપ્રદેશમાં થાય, સર્વગામી હોય–આખા શરીરે ફેલાતો હોય, અર્ધા અંગમાં થયેલો હોઈને જે ઉપરના ભાગમાં ફેલાતો હોય તે અરિષ્ટભૂત અથવા ભયંકર ગણાય છે–અસાધ્ય હોઈ પ્રાણઘાતક બને છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'જે સોજો પુરુષના પગ ઉપર પ્રથમ થઈને 'गुर्वङ्गः' (એવો પાઠ રાખીને) આખા ગુરુ અંગે ફેલાય છે–અર્થાત્ પગ આદિના ક્રમે પ્રથમ નીચેના દેહમાં જ ઉત્પન્ન થાય અને એમ તે લઘુ પ્રદેશમાં ઉત્પન્ન થયો હોય ત્યારે પણ જેની ચિકિત્સા મુશ્કેલ બને, એટલે જેને મટાડવો મુશ્કેલ થાય, તો એ જ સોજો પાછળથી ઉપરના ભાગમાં જ્યારે ફેલાવા માંડે છે, ત્યારે તો તેને મટાડી શકાતો જ નથી; અર્થાત્ પછી તો તે અસાધ્ય જ બને છે એટલે કે પગ ઉપર સોજો થતાં જ તેની તત્કાળ ચિકિત્સા ચાલુ કરવાથી જોકે તે કષ્ટસાધ્ય છે, છતાં તે કદાચ મટે છે; પરંતુ પગ ઉપરથી જ્યારે તે ઉપર ફેલાય છે, ત્યારે તો તે અસાધ્ય જ બને છે, જેથી તે પ્રાણઘાતક જ નીવડે છે. આ અભિપ્રાય 'सुकष्टः' એ પદ મૂકીને ગ્રંથકારે અહીં સૂચિત કર્યો છે; તેમ જ જે સોજો સ્ત્રીના મુખ ઉપર થઈને પાછળથી નીચે ફેલાવા માંડે છે, તે પણ પ્રથમ મુખ પર હોય ત્યારે તત્કાળ ચિકિત્સા થતાં જોકે કષ્ટસાધ્ય હોવા છતાં કદાચ મટે છે, પરંતુ પછીથી તે નીચે ફેલાતા તો અસાધ્ય જ બને છે; આમ પુરુષને તથા સ્ત્રીને થતા એ પ્રકારના સોજાને અસાધ્ય તરીકે જ ગણવાનો અહીં ખાસ ઉપદેશ કરવામાં આવેલ છે; એકંદર સ્ત્રીના મુખ ઉપર થઈને નીચેના ગુરુ અંગમાં ફેલાતો એ સોજો સુકષ્ટ એટલે અસાધ્ય છે; સ્ત્રીનો મુખથી નીચેનો ભાગ 'ગુરુ અંગ' કહેવાય છે; પુરુષનો પગથી ઉપરનો ભાગ 'ગુરુ અંગ' કહેવાય છે. કહ્યું છે કે 'अधोभागो गुरु. स्त्रीणाम् ऊर्ध्वं पुंसां गुरुस्तथा–સ્ત્રીઓનો ઉપરથી નીચેનો ભાગ ગુરુ છે અને પુરુષોનો નીચેથી ઉપરનો ભાગ ગુરુ છે.'

શ્રી ચક્રપાણિ પણ અહીં ઉપરનો જ આશય પોતાની ટીકામાં આમ લખે છે: 'પુરુષોને પગ ઉપર, તેમના એ લઘુ પ્રદેશમાં થયેલો સોજો જો ન મટાડી શકાય, તો ઉપરના ગુરુ ભાગમાં ફેલાયેલો તે જ સોજો મટાડી ન શકાય, એ તો નક્કી જ છે; કેમ કે જે સોજો તેઓના લઘુ સ્થાન–પગ પર હોવા છતાં મટવો મુશ્કેલ બન્યો હોય, તે જ ઉપરના તેઓના ગુરુસ્થાનમાં ફેલાઈને તો ન જ મટે; તેથી તે તો અત્યંત અસાધ્ય જ છે એ જ રીતે સ્ત્રીના (લઘુ સ્થાન) મુખ ઉપરથી તેનાં નીચેનાં ગુરુસ્થાને ગયેલો સોજો પણ અત્યંત અસાધ્ય જ હોય, એમ સમજવું. ૨૨,૨૩

## સોજાના ઉપદ્રવો

छर्दिः श्वासोऽरुचिस्तृष्णा ज्वरोऽतीसार एव च।
सप्तकोऽयं सदौर्बल्यः शोथोपद्रवसंग्रहः ॥ २४ ॥

ઊલટી, શ્વાસ, અરુચિ, તરશ, તાવ, અતિસાર (ખૂબ ઝાડા) અને દુર્બળતા, એ સાત શોથના ઉપદ્રવોનો સંક્ષેપ છે એટલે કે ટૂંકમાં આ સાત ઉપદ્રવો અહીં કહ્યા છે. ૨૪

સુશ્રુતે પણ શોથના ઉપદ્રવો આ પ્રમાણે કહ્યા છે: 'श्वासः पिपासा दौर्बल्य ज्वरश्छर्दिररोचकः। हिक्कातिसारकासाश्च शोथिन क्षपयन्ति हि'–શ્વાસ, તરશ, દુર્બળતા, તાવ, ઊલટી, અરુચિ, હેડકી, અતિસાર તથા ઉધરસ, આ ઉપદ્રવો શોથના રોગીને મારી નાખે છે.' (योगीन्द्रनाथ सेन)

## શોથપૂર્વક થતી ઉપજિહ્વિકાનું લક્ષણ

यस्य श्लेष्मा प्रकुपितो जिह्वामूलेऽवतिष्ठते।
आशु संजनयेच्छोथं जायतेऽस्योपजिह्विका ॥ २५ ॥

જે માણસનો કફ પ્રકોપ પામીને જીભના મૂળમાં સ્થિતિ કરે છે, તેને એ કફ તત્કાળ સોજો ઉત્પન્ન કરે છે; તે (મુખરોગ) 'ઉપજિહ્વિકા' કહેવાય છે. ૨૫

ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથ સેન અહીં આમ જણાવે છે કે, આ 'ઉપજિહ્વિકા' રોગ જીભના અગ્રભાગના જેવી આકૃતિવાળો થાય છે અને તે જીભના મૂળની ઉપર થાય છે; પણ જીભના મૂળની નીચે એવો (જે સોજારૂપ) રોગ થાય છે, તે 'અધિજિહ્વિકા' કહેવાય છે. આ સંબંધે ચરક-ચિકિત્સા સ્થાનના ૧૨ મા અધ્યાયમાં આમ કહેશે કે 'जिह्वोपरिष्टादुपजिह्विका स्यात् कफादधस्तादधिजिह्विका च–કોપેલા કફને લીધે જીભની ઉપર 'ઉપજિહ્વિકા' નામે મુખરોગ થાય છે અને

જીભની નીચે કફજન્ય જે રોગ થાય છે, તે 'અધિજિહ્‌વિકા' કહેવાય છે.' સુશ્રુતે પણ નિદાન-સ્થાનના ૧૬ મા અધ્યાયમાં આ વિષે કહ્યું છે કે 'जिह्वाग्ररूपः श्वयथुर्हि जिह्वामुन्नम्य जातः कफरक्तयोनिः। प्रसेककण्डूपरिदाहयुक्ता प्रकथ्यतेऽसावुपजिह्विकेति–જેનું મૂળ કારણ કફ તથા રક્ત હોય છે એવો જે સોજો જીભના અગ્રભાગ જેવી આકૃતિ ધરાવે છે અને જીભને ઊંચે રાખીને એટલે કે તે જીભની ઉપરના ભાગમાં ઉત્પન્ન થાય છે; અને જે ઉત્પન્ન થતાં મોઢામાંથી લાળો ઝરે છે, ખરજ આવે તથા ચોપાસ દાહ થાય છે, તે મુખરોગ 'ઉપજિહ્‌વિકા' કહેવાય છે.'

શ્રી ગંગાધર તો જલ્પકલ્પતરુ ટીકામાં આ 'ઉપજિહ્‌વિકા' રોગનું અહીં જે લક્ષણ આપ્યું છે, તે કહીને વધુમાં આમ પણ લખે છે કે, સુશ્રુતમાં તો આ રોગને 'અધિજિહ્‌વ' નામે કહીને આમ જણાવે છે કે 'जिह्वाग्ररूपः श्वयथुः कफात् तु जिह्वोपरिष्टादपि रक्तमिश्रात्। ज्ञेयोऽधिजिह्वः खलु रोग एव विवर्जयेदागतपाकमेनम्–જીભના અગ્રભાગ જેવા આકારનો જે સોજો રક્ત સાથે મિશ્ર થયેલા કફના પ્રકોપથી જીભના ઉપરના ભાગમાં થાય છે, તેને 'ઉપજિહ્‌વ' નામનો મુખનો રોગ જાણવો; એ રોગ જ્યારે પાકવા પર આવે, ત્યારે તેનો વૈદ્યે ત્યાગ કરવો જોઈએ.' વળી અહીં મૂળમાં 'आशु संजनयेत्' એમ 'आशु' પદ મૂકીને આ રોગમાં તત્કાળ રુધિર સાથે મળેલો કફ જલદી કામ કરે છે, એમ પણ જણાવ્યું છે. (એકંદર સુશ્રુતનો અભિપ્રાય આ છે કે જીભની ઉપર જે રોગ રક્તમિશ્ર કફથી થાય છે, તેને 'અધિજિહ્‌વ' કહ્યો છે અને જીભની નીચે રક્તમિશ્ર કફથી જે રોગ થાય છે, તેને 'ઉપજિહ્‌વિકા' નામે માન્યો છે, આટલો ચરક–સુશ્રુતનો મતભેદ અહીં જણાય છે.') ૨૫

### શોથપૂર્વક જ થતો 'ગલશુંડિકા' રોગ

**यस्य श्लेष्मा प्रकुपितः काकलेष्ववतिष्ठते।**
**आशु संजनयेच्छोथं करोति गलशुण्डिकाम्॥ २६॥**

**જે માણસનો પ્રકોપ પામેલો કફ કાકડામાં એટલે તાળવાના મૂળમાં રહે અને (ત્યાં) તરત સોજો ઉત્પન્ન કરે, તેને 'ગલશુંડિકા' નામનો મુખરોગ કહે છે. ૨૬**

ચરકોપસ્કારમાં લખે છે કે આ રોગની આકૃતિ વાયુથી ભરેલી ચામડાની કોથળી (ચર્મપુટ) કે બસ્તિના જેવી હોય છે. સુશ્રુતે આ રોગને 'કંઠશુંડી' નામે કહ્યો છે; નિદાનસ્થાનના ૧૬ મા અધ્યાયમાં તે લખે છે કે, 'श्लेष्मासृग्भ्यां तालुमूलात् प्रवृद्धो दीर्घः शोफो ध्मातबस्तिप्रकाशः॥ तृष्णाकासश्वासकृत् संप्रदिष्टो व्याधिर्वैद्यैः कण्ठशुण्डीति नाम्ना–કોપેલા કફ અને રુધિરના કારણે તાળવાના મૂળમાંથી વધેલો લાંબો સોજો, ફૂલેલી બસ્તિના જેવો પ્રકટ થાય છે; તે તરશ લગાડે છે અને ઉધરસ તથા શ્વાસને કરે છે; વૈદ્યો તેને 'કંઠશુંડી' એ નામે કહે છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં અહીં આમ જણાવે છે કે, આ શ્લોકમાં પણ 'आशु संजनयेत् शोथम्' એમ કહી સૂચન કર્યું છે કે, આ રોગમાં પણ જલદી કામ કરતા રુધિરમાં કફનો સંબંધ સૂચિત કર્યો છે. સુશ્રુતે આને નિદાનસ્થાનમાં ૧૬ મા અધ્યાયમાં તાળવાના રોગમાં ગણ્યો છે; અને 'તુંડિકેરી' નામના ગળાના રોગને પણ કોપેલા રુધિર તથા કફથી થતો તે કહે છે: 'शोफः स्थूलस्तोददाहप्रपाकी प्रागुक्ताभ्यां तुण्डीकेरी मता तु–કોપેલા કફ તથા રુધિરના કારણે તાળવામાં જાડો, સોય ભોંકાયા જેવી વેદના કરતો, બળતરા કરતો અને પાકવાળો જે સોજો હીરવણી કે કપાસનાં જીંડવાં જેવો તાળવાના મૂળમાંથી વધીને ઉત્પન્ન થાય છે, તેને 'તુંડીકેરી' નામે ગળાનો રોગ કહે છે.' એમ એકંદર આ રોગનું નિદાન પણ કોપેલાં કફરુધિર જ હોય છે, પરંતુ આકૃતિમાં આ ગલશુંડી તથા તુંડિકેરી જુદાં પડે છે; એટલે આ તુંડિકેરીનો સમાવેશ જોકે ગલશુંડીમાં થઈ શકે ખરો, પરંતુ ભિન્ન આકૃતિના કારણે તેને ભિન્ન તરીકે ગણ્યો છે. ૨૬

### 'ગલગંડ'નું સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**यस्य श्लेष्मा प्रकुपितो गलबाह्येऽवतिष्ठते।**
**शनैः संजनयेच्छोथं गलगण्डोऽस्य जायते॥ २७॥**

**જે માણસનો કફ પ્રકોપ પામીને ગળાની બહારના ભાગમાં રહે છે અને ધીમે ધીમે સોજો ઉત્પન્ન કરે છે, તેને એ 'ગલગંડ' રોગ ઉત્પન્ન થાય છે. ૨૭**

ચરકોપસ્કાર શ્રી યોગીંદ્રનાથ સેન પોતાની એ ટીકામાં અહીં આમ લખે છે કે, મૂળમાં 'शनैः'–ધીમે ધીમે' એમ કહીને આમ જણાવવા માગે છે કે ગલગંડ રોગને ઉત્પન્ન કરનારા દોષો ધીમે ધીમે–લાંબા કાળે પોતાની ક્રિયા ચાલુ કરે છે; જ્યારે ઉપર જણાવેલ ઉપજિહ્‌વિકા આદિ રોગોમાં તે દોષો જલદી ક્રિયા કરનારા હોય છે. આ 'ગલગંડ' ગળામાં મુષ્ક–વૃષણની પેઠે લટકતા એક સોજારૂપે થાય છે અને એવા ઘણા સોજા ગળાં પર થાય ત્યારે તે 'ગંડમાલા' નામનો રોગ કહેવાય છે. આ સંબંધે ચરક, ચિકિત્સાસ્થાનના ૧૨ મા અધ્યાયમાં કહેશે કે, 'गलस्य पार्श्वे गलगण्ड एकः स्याद् गण्डमाला बहुभिस्तु

પિડકાની સંપ્રાપ્તિમાં 'अवतिष्ठते'-સ્થિર રહે છે' એવું ક્રિયાપદ મૂકવામાં આવશે.'

યોગીન્દ્રનાથ સેન પણ ચરકોપસ્કારમાં આમ જ અહીં જણાવે છે. ૨૯

## 'પિડકા'ની સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

यस्य पित्तं प्रकुपितं त्वचि रक्तेऽवतिष्ठते ।
शोथं सरागं जनयेत् पिडका तस्य जायते ॥ ३० ॥

(એ જ પ્રમાણે) જે માણસનું પ્રકોપ પામેલું પિત્ત ત્વચામાં રુધિરની અંદર સ્થિર રહે છે અને રતાશ પડતા સોજો ઉત્પન્ન કરે છે; તેને એ 'પિડકા' થઈ કહેવાય છે. ૩૦

## 'તિલકાલક', 'પિપ્લવ', 'વ્યઙ્ગ', તથા 'નીલિકા'નાં સંપ્રાપ્તિપૂર્વકનાં લક્ષણો

यस्य पित्तं प्रकुपितं शोणितं प्राप्य शुष्यति ।
तिलकाः पिप्लवो व्यङ्गो नीलिका तस्य जायते ॥३१॥

જે માણસનું પિત્ત પ્રકોપ પામીને રુધિરમાં પહોંચી જઈ (ત્યાં) સુકાઈ જાય છે, તેને 'તિલકાલક,' 'પિપ્લવ,' 'વ્યંગ' તથા 'નીલિકા' નામના રોગો ઉત્પન્ન થાય છે. ૩૧

ચરકોપસ્કારના કર્તા શ્રી યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, પ્રકોપ પામેલું પિત્ત લોહીમાં પહોંચી જઈ ત્યાં લોહીને સૂકવી નાખે છે, તેથી આ રોગો ઉત્પન્ન થાય છે. આમાંના તિલકાલકનું લક્ષણ સુશ્રુતે નિદાનસ્થાનના ૧૩ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कृष्णानि तिलमात्राणि नीरुजानि समानि च । वातपित्तकफोद्रेकात् तान् विद्यात् तिलकालकान्–માણસના વાત, પિત્ત અને કફનો વધારો થવાથી (ત્વચા પર) કાળાં, તલ જેવડાં, પીડા વગરનાં અને સરખાં એટલે ચામડીની સપાટી જેવાં જ ઊંચાઈ વિનાનાં જે ચાઠાં ઉત્પન્ન થાય છે, તેઓને 'તિલકાલક' જાણવા.' વ્યંગ તથા નીલિકાનું લક્ષણ વાગ્ભટે અષ્ટાંગહૃદયના ઉત્તરસ્થાનના ૩૧ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'शोकक्रोधादिकुपिताद् वातपित्तान्मुखे तनु । श्यामलं मण्डलं व्यङ्गं वक्त्रादन्यत्र नीलिका–શોક, ક્રોધ આદિ કારણોથી કોપેલા વાયુ તથા પિત્તને લીધે મોઢા પર પાતળું, કાળું મંડળ–ગોળ ચકરડું જે થાય છે તેને 'વ્યંગ' કહે છે, પણ એવું જ મંડળ મુખ સિવાયના બીજા ભાગો પર જો થાય, તો તેને 'નીલિકા' કહે છે.' (વાયુથી થતું વ્યંગ કઠોર, કઠણ સ્પર્શવાળું અને કાળું હોય છે; પિત્તથી થતું વ્યંગ છેડે ત્રાંબા જેવા રંગનું અને બાકીના ભાગમાં ગળાના જેવા રંગનું હોય છે; તેમ જ કફથી થતું વ્યંગ ધોળું અને ચેળવાળું થાય છે; તેમ જ રુધિરથી થતું વ્યંગ છેડે રાતું અને બાકીના ભાગમાં કંઈક ત્રાંબા જેવા રંગનું તથા દાહયુક્ત હોઈ એવો ચમચમાટ ઉપજાવે છે કે જાણે સરસવ વાટીને ચોપડ્યા હોય, તેવી ચમચમાટી કરે છે.) માધવે તો નીલિકાને મુખ ઉપર થતી પણ જણાવી છે; જેમ કે 'कृष्णमेवंगुणं गात्रे मुखे वा नीलिकां विदुः– એવા જ ગુણવાળું કાળું મંડળ શરીરના કોઈ પણ ભાગ પર કે મુખ ઉપર થાય છે, તેને 'નીલિકા' કહે છે.' (જુઓ માધવનિદાન–ક્ષુદ્રરોગાધિકાર.)

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં અહીં આમ ઠીક સમજાવે છે કે, 'જેનું પ્રકોપ પામેલું પિત્ત લોહીમાં પહોંચી જઈ લોહીને જ્યાં સૂકવી નાખે છે, ત્યાં એક જાતનાં એ શોષણથી 'तिलकस्तिल इव प्रतिकृतिस्तिलकालक इति–' કાળા તલના જેવા દેખાવનો હોઈ ને 'તિલકાલક' એ નામે રોગ ઉત્પન્ન થાય છે; તેમ જ 'પિપ્લવ' એટલે 'જતુમણિ' નામનો રોગ, તેમ જ મુખપ્રદેશ ઉપર 'વ્યંગ' અથવા 'ગોળ ચકરડું' નામે રોગ થાય અને 'નીલિકા' નામે રોગ ઉત્પન્ન થાય છે. સુશ્રુતમાં ક્ષુદ્રરોગાધિકારમાં વિશેષે કરીને આ રોગોને આ પ્રકારે કહ્યા છે:–'कृष्णानि तिलमात्राणि नीरुजानि समानि च । वातपित्तकफोद्रेकात् तान् विद्यात् तिलकालकान् ॥ नीरुजं समुत्पन्नं मण्डलं कफरक्तजम् । सहजं रक्तमीषच्च श्लक्ष्णं जतुमणिं विदुः ॥ क्रोधायासप्रकुपितो वायुः पित्तेन संयुतः । सहसा मुखमागम्य मण्डलं विसृजत्यतः । नीरुजं तनुकं श्यावं मुखे व्यङ्गं तमादिशेत्–વાત, પિત્ત અને કફ વધવાથી કાળાં, તલ જેવડાં, પીડા વિનાનાં તથા ચામડી સરખાં–ઊંચાઈ વિનાનાં જે ચાઠાં ઉત્પન્ન થાય. તેઓને 'તિલકાલક' જાણવાં; તેમ જ પીડા વગરનું, ચામડી જેવું સરખું, ઊંચાઈ વિનાનું જે મંડળ (ચકરડું) કફ તથા રુધિરના પ્રકોપથી ઉત્પન્ન થાય; અને જે સહજ એટલે શરીરની સાથે જ ઉત્પન્ન થયું હોય, સુંવાળું–લીસું તથા કંઈક રાતું હોય, તેને વૈદ્યો 'જતુમણિ' (પિપ્લવ અથવા લાખું) કહે છે (અહીં કેટલાક વૈદ્યો માને છે કે વાયુ, પિત્ત અને કફની અધિકતાથી કાળું, સ્નિગ્ધતાવાળું જે મંડળ થાય, તે 'જતુમણિ' કહેવાય છે; અને એવું જ વેદના વિનાનું જે મંડળ થાય તે લાખું કહેવાય છે.) તેમ જ ક્રોધ તથા પરિશ્રમથી પ્રકોપ પામેલો વાયુ પિત્તની સાથે મળી એકદમ મુખ ઉપર પહોંચી જઈ મંડળ (ચકરડું) ઉત્પન્ન કરે છે; જે પીડા વગરનું પાતળું, કાળું તથા મુખ પર જ હોય, તેને 'વ્યંગ' જાણવું.' ૩૧

### 'શંખક' રોગનું સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**यस्य पित्तं प्रकुपितं शङ्खयोरवतिष्ठते ।**
**श्वयथुः शङ्खको नाम दारुणस्तस्य जायते ॥ ३२ ॥**

**જેનું પિત્ત પ્રકોપ પામીને બે શંખ (લમણાં) પર સ્થિર થાય, તેને (એ સ્થાન પર) 'શંખક' નામે ભયંકર સોજો ઉત્પન્ન થાય છે. ૩૨**

ચરકોપસ્કારમાં શ્રીયોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, 'शङ्खः कर्णललाटयोर्मध्यस्थानम्' કાન અને લલાટની વચ્ચેનું સ્થાન 'શંખ' (લમણું) કહેવાય છે; એ 'શંખ' એવું એક મર્મસ્થાન છે, જે 'સદ્યોમારક'-તત્કાળ મરણ ઉપજાવે છે; તેથી એ મર્મસ્થાન પર થયેલો આ 'શંખક' નામનો સોજો દારુણ હોઈ તત્કાળ મરણ ઉપજાવનારો થાય છે. આ સંબંધે ચરક સિદ્ધિસ્થાનના 'ત્રિમર્મીય સિદ્ધિ' નામના ૯મા અધ્યાયમાં આમ કહેશે કે, 'त्रिरात्राज्जीवितं हन्ति शङ्खको नाम नामतः । जीवेत् त्र्यहं चेद् भैषज्यं प्रत्याख्याय समाचरेत्–'શંખક' નામનો સોજો ત્રણ રાત્રિમાં માણસનો જીવ લે છે; છતાં ત્રણ દિવસ સુધી એનો રોગી જીવે તો પ્રથમ ના પાડ્યા પછી (બહુ આગ્રહ હોય તો) વૈદ્યે તેની ચિકિત્સા કરવી.' ૩૨

### 'કર્ણશોથ'ની સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**यस्य पित्तं प्रकुपितं कर्णमूलेऽवतिष्ठते ।**
**ज्वरान्ते दुर्जयोऽन्ताय शोथस्तस्योपजायते ॥ ३३ ॥**

**જે માણસને જ્વરના અંત સમયે પ્રકોપ પામેલું પિત્ત તેના કાનના મૂળમાં સ્થિતિ કરે છે, તેને (તે જ સ્થળે) મટાડવો મુશ્કેલ (કૃચ્છ્રસાધ્ય) સોજો ઉત્પન્ન થાય છે. ૩૩**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં આમ લખે છે: પ્રકોપ પામેલું પિત્ત, જ્વરના અંત સમયે જેના કાનના મૂળમાં સ્થિતિ કરે છે, તેને તે સ્થળે દુર્જય-દારુણ શોથ, તેનો વિનાશ કરવા ઉત્પન્ન થાય છે; આ સંબંધે ચરકચિકિત્સાસ્થાનના ૩જા અધ્યાયમાં આમ કહેશે કે, संनिपातज्वरस्यान्ते कर्णमूले सुदारुणः । शोथः संजायते तेन कश्चिदेव प्रमुच्यते–સંનિપાત જ્વરના અંતે જે માણસના કાનના મૂળમાં અતિ દારુણ સોજો ઉત્પન્ન થાય છે, તેથી કોઈક જ માણસ બચે છે.'

ટીકાકાર શ્રીચક્રપાણિ પોતાની ટીકામાં લખે છે કે, 'અહીં ઉપરના ૩૨ મા શ્લોકમાં 'શંખક' નામના સોજાને 'दारुण' એવું વિશેષણ આપ્યું છે, તેમાં અભિપ્રાય આ છે કે તેની તત્કાળ યોગ્ય ચિકિત્સા ન કરાય તો તે તત્કાળ મારી નાખે એવો ભયંકર છે; તેમ જ આ ૩૩ મા શ્લોકમાં 'કર્ણશોથ'ને 'दुर्जयोऽन्ताय' એમ જણાવી 'મટાડવો મુશ્કેલ અને વિનાશ માટે જ થતો કહે છે.' તેમાં પણ આ અભિપ્રાય સૂચવે છે કે એ કર્ણશોથની ચિકિત્સા ક્રમ છોડીને કરવામાં આવે અથવા ખોટી ચિકિત્સા તેના પર કરવામાં આવે, તો તે સોજો દુર્જય બને છે–મટાડવો મુશ્કેલ એટલે કૃચ્છ્રસાધ્ય થાય છે, એમ સમજવું જોઈએ. આ શોથને જ બીજા સ્થળે (ચિકિત્સાસ્થાનના ૩જા અધ્યાયમાં) આ પ્રમાણે કહ્યો છે કે 'संनिपातज्वरस्यान्ते कर्णमूले सुदारुणः । शोथः संजायते तेन कश्चिदेव प्रमुच्यते' (આનો અર્થ ઉપર લખ્યો છે.)' ૩૩

### 'પ્લીહાવૃદ્ધિ'નું સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**वातः प्लीहानमुद्धूय कुपितो यस्य तिष्ठति ।**
**शनैः परितुदन् पार्श्वे प्लीहा तस्याभिवर्धते ॥ ३४ ॥**

**જે માણસનો વાયુ પ્રકોપ પામીને પ્લીહા કે બરોળને તેના મૂળ સ્થાનેથી ખસેડી દઈ, ત્યાં સ્થિર થઈને રહે છે, તે માણસની એ પ્લીહા ડાબાં પડખાંને ચોપાસથી પીડા કરે છે અને ધીમે ધીમે ચોપાસથી વધવા માંડે છે. ૩૪**

હિંદી ટીકાકાર શ્રીજયદેવ અહીં આમ સમજાવે છે: 'જે માણસનો કોપેલો વાયુ તેની પ્લીહાને તેના સ્થાનપરથી ખસેડી દઈને અર્થાત્ વૃદ્ધિ પમાડીને કે શોથનું પ્રકરણ હોવાથી એ પ્લીહા પર શોથ ઉપજાવીને, ત્યાં સ્થિતિ કરે છે, તેનાં ડાબાં પડખાંમાં ધીમી ધીમી પીડા કરતી તેની એ બરોળ વધવા માંડે છે; આ સંબંધે ચરક, ચિકિત્સાસ્થાનના ૧૩મા અધ્યાયમાં પણ કહેશે કે, 'वामपार्श्वस्थितः प्लीहा च्युतः स्थानात् प्रवर्धते–માણસના ડાબા પડખામાં રહેલી પ્લીહા (બરોળ) તેના સ્થાનેથી ખસી જઈ વધવા માંડે છે.' ૩૪

### 'ગુલ્મ' રોગની સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**यस्य वायुः प्रकुपितो गुल्मस्थानेऽवतिष्ठते ।**
**शोथं सशूलं जनयन् गुल्मस्तस्योपजायते ॥ ३५ ॥**

**જે માણસનો વાયુ પ્રકોપ પામીને ગુલ્મરોગનાં સ્થાનમાં સ્થિર રહે છે, તેને શૂળ સાથે શોથ ઉપજાવતો 'ગુલ્મ' નામનો રોગ (ગોળો) ઉત્પન્ન થાય છે. ૩૫**

ચરકોપસ્કાર શ્રીયોગીંદ્રનાથ સેન, અહીં આમ સમજાવે છે કે, આ ગુલ્મરોગ તેનાં સ્થાનોમાં જ થાય છે; એ સ્થાનો બસ્તિ, નાભિ, હૃદય તથા બે પડખાં

ય છે; એમ ચરકે ચિકિત્સાસ્થાનના ૫ મા ાયમાં કહ્યું છે કે, 'वस्तौ च नाभ्यां हृदि पार्श्वयोर्वा ानि गुल्मस्य भवन्ति पञ्च–આ પાંચ સ્થાને કોપેલા ને લીધે શૂળને તથા શોથને ઉપજાવતો ગુલ્મ (ગોળાનો) ઉત્પન્ન થાય છે. આ રોગમાં પણ સામાન્ય ઉત્સેધ ઉફસવું હોય છે, તે કારણે લેશમાત્રરૂપે થોડાં લક્ષણો ાવીને અહીં કહ્યો છે; આનો વિસ્તાર તો નિદાન- ન તથા ચિકિત્સાસ્થાનમાં કહેવામાં આવશે.' ૩૫

### ૃદ્ધિરોગ કે વધરાવળનું સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

स्य वायुः प्रकुपितः शोथशूलकरश्चरन् ।
ङ्क्षणाद्वृषणौ याति वृद्धिस्तस्योपजायते ॥ ३६ ॥

**જે માણસનો વાયુ, પ્રકોપ પામી, એક દેશમાંથી બીજા પ્રદેશમાં ફરવા માંડીને 'વંક્ષણ' ામના (સાથળના) સાંધામાંથી બે વૃષણમાં જાય અને ત્યાં શોથ અને શૂળ ઉત્પન્ન કરે છે, તેને વૃદ્ધિ' નામનો રોગ ઉત્પન્ન થાય છે. ૩૬**

યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે, કોપેલો વાયુ રવા માંડે અને અંડકોષ–વૃષણને વહેતી ધમની નાડી- ઓમાં અતિશય પીડા ઉપજાવે છે; જેથી તે અંડકોષની વૃદ્ધિ થાય છે; આમ અંડકોષની જે વૃદ્ધિ થવી, એટલે વૃષણો વધી જાય, તે જ 'વૃદ્ધિ' કે વધરાવળ નામે રોગ કહેવાય છે; આ સંબંધે વાગ્ભટે અષ્ટાંગહૃદયના ૧૧ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'क्रुद्धो रुद्धगतिर्वायुः शोफशूलकरश्चरन् । मुष्कौ वङ्क्षणतः प्राप्य फलकोशाभि- वाहिनीः । प्रपीड्य धमनीर्वृद्धिं करोति फलकोशयोः–પોતાની ગતિ રોકાઈ જતાં કોપેલો વાયુ, એક પ્રદેશથી બીજા પ્રદેશમાં ફરતો ફરતો વંક્ષણ નામના બે સાથળોના સાંધાઓ દ્વારા મુષ્ક કે વૃષણોમાં પહોંચી જાય છે; અને ત્યાં શૂળ તથા સોજો ઉત્પન્ન કરી વૃષણમાં ચોપાસ વહેતી ધમની નાડીઓમાં પણ ખૂબ પીડા ઉપજાવીને ફલ- કોશ–વૃષણની વૃદ્ધિ કરે છે.' અન્યતંત્ર–સુશ્રુતમાં પણ નિદાનસ્થાનના ૧૨ મા અધ્યાયમાં આ પ્રકારે સાત વૃદ્ધિરોગો કહ્યા છે: 'वातपित्तश्लेष्मशोणितमेदोमूत्रान्त्र- निमित्ताः सप्त वृद्धयः–વાત, પિત્ત, કફ, રુધિર, મેદ, મૂત્ર તથા આંતરડાંની વૃદ્ધિના નિમિત્તે સાત પ્રકારના 'વૃદ્ધિ' રોગો કહ્યા છે.' તેઓનાં લક્ષણો ત્યાં જ વિસ્તારથી આપેલાં છે, તે જોઈ લેવાં. ૩૬

### ઉદરરોગનું સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

यस्य वातः प्रकुपितस्त्वङ्मांसान्तरमाश्रितः ।
शोथं संजनयेत् कुक्षावुदरं तस्य जायते ॥ ३७ ॥

**જે માણસનો વાયુ પ્રકોપ પામીને ત્વચા તથા માંસના અંતરના સાંધાનો આશ્રય કરે છે અને કુક્ષિમાં કે કૂખમાં સોજો ઉત્પન્ન કરે છે, તે માણસને ઉદરરોગ ઉત્પન્ન થાય છે. ૩૭**

યોગીન્દ્રનાથસેન ચરકોપસ્કારમાં ચરકના ચિકિત્સા- સ્થાન ૧૩મા અધ્યાયમાંથી આ બે શ્લોકો ટાંકે છે: 'रूक्षाल्प- भोजनायासवेगोदावर्त्तकर्शनैः । वायुः प्रकुपितः कुक्षिहृद्वस्तिगुद- मार्गगः ॥ हत्वाग्निं कफमुद्धूय तेन रुद्धगतिस्ततः । आचिनोत्युदरं जन्तोस्त्वङ्मांसान्तरमाश्रितः ॥ રૂક્ષ તથા અલ્પભોજન, આયાસ કે શ્રમ, વેગ રોકવો, ઉદાવર્ત તથા શરીરને કૃશ કરનારાં કારણોથી પ્રકોપ પામેલો વાયુ કુક્ષિ, હૃદય, બસ્તિ તથા ગુદાના માર્ગમાં જઈ અગ્નિને મંદ કરી નાખીને તથા કફને ઉશ્કેરી–કોપાવીને એ કફથી રોકાયેલી ગતિવાળો થાય છે અને પછી માણસની ત્વચાના તથા માંસના મધ્યનો આશ્રય કરી તેના ઉદરની વૃદ્ધિ કરે છે.' ૩૭

### આનાહની સંપ્રાપ્તિ તથા લક્ષણ

यस्य वातः प्रकुपितः कुक्षिमाश्रित्य तिष्ठति ।
नाधो व्रजति नाप्यूर्ध्वमानाहस्तस्य जायते ॥ ३८ ॥

**જે માણસનો વાયુ પ્રકોપ પામી તેની કુક્ષિનો આશ્રય કરીને (અથવા 'आवार्य' પાઠ રાખી 'કુક્ષિને ચોપાસથી ઘેરી લઈ) નીચે જતો નથી કે ઉપર પણ જતો નથી, તેને 'આનાહ' (આફરો) રોગ ઉત્પન્ન થાય છે. ૩૮**

### અધિમાંસ, અર્બુદ આદિ રોગોનો પણ શોથમાં સમાવેશ

रोगाश्चोत्सेधसामान्यादधिमांसार्बुदादयः ।
विशिष्टा नामरूपाभ्यां निर्देश्याः शोथसंग्रहे ॥३९॥

**ઉત્સેધ (ઊંચાઈ, ઊફસવું, ઊઠવું કે સૂજવું) સરખું હોવાથી અધિમાંસ તથા અર્બુદ આદિ રોગો પણ શોથરૂપે જ ગ્રહણ કરાતા હોઈને તેઓનો શોથમાં જ સમાવેશ કરી (કેવળ) નામ તથા રૂપથી જ તેઓને વિશિષ્ટ કે અલગ રોગો તરીકે કહેવા જોઈએ. ૩૯**

અર્થાત્ અધિમાંસ, અર્બુદ, ગ્રંથિ, શ્લીપદ, બ્રધ્ન આદિ રોગો જો કે નામ તથા રૂપથી પરસ્પર ભિન્ન થતા કહેવાય છે; છતાં તેઓમાં ઊત્સેધની તો સમાનતા જ હોય છે, એ કારણે તેઓનો સમાવેશ આ શોથમાં જ કરી લેવો યોગ્ય છે; કેમ કે એ સર્વ રોગોમાં સોજો તો અવશ્ય થાય જ છે, તેથી તેઓને શોથરોગમાં જ સમાવી

શકાય છે; છતાં તેઓની આકૃતિ, સ્થાન ઇત્યાદિમાં ભેદ હોવાના કારણે તેઓને ભિન્નભિન્ન માનવા હોય તો માની શકાય છે. (જયદેવ)

યોગીન્દ્રનાથ સેન અહીં કંઈક વિશેષ આમ સમજાવે છે કે, અહીં મૂળમાં કહેલ 'અધિમાંસ'ના વિકારો યોનિ, પુરુષચિહ્ન ઇત્યાદિ સ્થળે થતા માંસના અંકુરોરૂપે હોય છે; તેઓને જ અહીં 'અધિમાંસ' તરીકે જણાવેલ છે; તેમ જ ગુદાની વલિઓમાં થતા માંસના અંકુરોને તો આ ચરક-તંત્રમાં 'અર્શસ્' એવી સંજ્ઞા કહી છે; તે સંબંધે ચરક ચિકિત્સાસ્થાનના 'અર્શશ્ચિકિત્સા' નામના ૧૪ અધ્યાયમાં આમ કહેશે કે, 'केचित्तु भूयांसमेव देशमुपदिशन्त्यर्शसामपत्यपथशिश्नगलताल्वमुखनासाकर्णाक्षिवर्त्मानि त्वक् च. तदस्त्यधिमांसदेशतया, गुदजानि त्वर्शांसीति सञ्ज्ञा तन्त्रेऽस्मिन्'–કેટલાક વિદ્વાનો તો અર્શસ્‌ના ઘણા ક્ષેત્રો કહે છે, જેવાં કે અપસમાર્ગ કે યોનિ, પુરુષચિહ્ન, ગળું, તાળવું, મુખ, નાસિકા, કાન, નેત્રનાં પોપચાં અને ત્વચા; એ બધાં અધિક માંસવાળાં હોવાને લીધે અર્શસ્‌ના ક્ષેત્રો છે, ગુદામાં જે માંસાંકુરો થાય છે, તેઓને આ તંત્રમાં 'અર્શસ્' સંજ્ઞા અપાઈ છે.'

શ્રી ગંગાધરે જલ્પકલ્પતરુ ટીકામાં અર્બુદ, ગ્રંથિ, શ્લીપદ તથા ક્ષુદ્ર રોગના નિદાનો વગેરેને સુશ્રુતના નિદાનસ્થાનના ૧૧મા અધ્યાયમાંથી વિસ્તારપૂર્વક લીધાં છે, તે સુશ્રુતમાંથી જોવાં. ૩૯

### અતિદારુણ 'રોહિણી'નો સંપ્રાપ્તિ તથા લક્ષણ

वातपित्तकफा यस्य युगपत्कुपितास्त्रयः।
जिह्वामूलेऽवतिष्ठन्ते विदहन्तः समुच्छ्रिताः ॥ ४० ॥
जनयन्ति भृशं शोथं वेदनाश्च पृथग्विधाः।
तं शीघ्रकारिणं रोगं रोहिणीति विनिर्दिशेत् ॥४१॥
त्रिरात्रं परमं तस्य जन्तोर्भवति जीवितम्।
कुशलेन त्वनुक्रान्तः क्षिप्रं संपद्यते सुखी ॥ ४२ ॥

જે માણસના વાત, પિત્ત અને કફ, એ ત્રણે એકીસાથે કોપ્યા હોય અને એકી વખતે અત્યંત વધી જઈ જેની જીભના મૂળમાં અતિશય દાહ ઉપજાવતા સ્થિતિ કરે છે, તેઓ તે સ્થળે અતિશય સોજો કરે છે અને અનેક જાતની જુદી જુદી વેદનાઓ પણ કરે છે; એ રોગને જલદી કામ કરતો 'રોહિણી' એવા નામે (વૈદ્યે) જાહેર કરવો. એ રોગના રોગીનું જીવન વધુમાં વધુ ત્રણ દિવસ જ હોય છે; છતાં કુશળ વૈદ્યે તેની તત્કાળ ચિકિત્સા શરૂ કરી હોય, તો એ માણસ તરત સુખી થાય એટલે તે રોગથી મુક્ત થઈ આરોગ્ય પામે છે. ૪૦–૪૨

ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથ સેન અહીં આમ જણાવે છે કે, મૂળમાં 'शीघ्रकारिणम्'–એ વિશેષણ રોહિણી રોગને આપીને ગ્રંથકાર જણાવે છે કે, આ રોહિણી રોગ ગળું જ રોકી દે છે એટલે એકદમ ગળાને જ પકડે છે, તેથી તત્કાળ મારી નાખવાનો તેનો સ્વભાવ છે. સુશ્રુતમાં પણ આ રોગને નિદાનસ્થાનના ૧૬મા અધ્યાયમાં આમ કહ્યો છે: 'गलेऽनिलः पित्तकफौ च मूर्च्छितौ पृथक् समस्ताश्च तथैव शोणितम्। प्रदूष्य मांसं गलरोधिनोऽङ्कुरान् सृजन्ति यान् सासुहरा हि रोहिणी॥ जिह्वा समन्ताद् भृशवेदना ये मांसाङ्कुराः कण्ठनिरोधिनः स्युः॥ तां रोहिणीं वातकृतां वदन्ति वातात्मकोपद्रवगाढयुक्ताम्। क्षिप्रोद्गमा क्षिप्रविदाहपाका तीव्रज्वरा पित्तनिमित्ततः स्यात्। स्रोतोनिरोधिन्यपि मन्दपाका गुर्वी स्थिरा सा कफसम्भवा वै॥ गम्भीरपाकाऽप्रतिकारवीर्या त्रिदोषलिङ्गा त्रयसम्भवा स्यात्॥ स्फोटाचिता पित्तसमानलिङ्गाऽसाध्या प्रदिष्टा रुधिरात्मिकेयम्'–ગળામાં વૃદ્ધિ પામેલા વાયુ, પિત્ત અને કફ એ ત્રણે અલગ અલગ અથવા એકઠા થયેલા તે દોષો અને વધેલું લોહી માંસને દૂષિત કરી ગળાને રૂંધી દેનારા જે અંકુરોને ઉત્પન્ન કરે છે; એ 'રોહિણી' નામનો પ્રાણઘાતક રોગ કહેવાય છે. એવા જે માંસના અંકુરો જીભની ચોપાસ અત્યંત વેદના કરનારા થઈ ગળાને રોકી દેનારા થાય છે, તેને વાયુથી થયેલી 'રોહિણી' કહે છે; એ રોહિણી વાયુના ઉપદ્રવોથી અત્યંત યુક્ત હોય છે; જે રોહિણી પિત્તના કારણે થાય છે, તે તરત ઉત્પન્ન થઈને જલદી દેખાવ દેતી અને તરત જ દાહ સાથે પાકનારી થાય છે; પણ જે રોહિણી કફથી થયેલી હોય છે, તે સ્રોતોને રોકનારી, ધીમેથી પાકનારી, ભારે તથા સ્થિર હોય છે; અને ત્રણે દોષોનાં ચિહ્નવાળી હોઈને ત્રણે દોષોથી થયેલી રોહિણી તો ગંભીર રીતે પાકે છે અને ઉપાયરહિત પરાક્રમવાળી એટલે અસાધ્ય હોય છે; પરંતુ રુધિરજન્ય રોહિણી પિત્તના જેવાં જ ચિહ્નવાળી હોઈને ફોલ્લાઓથી વ્યાપ્ત થાય છે. ૪૦–૪૨

### સાધ્ય રોગોના દારુણ-મૃદુ ભેદો

सन्ति ह्येवंविधा रोगाः साध्या दारुणसंमताः।
ये हन्युरनुपक्रान्ता मिथ्याचारेण वा पुनः ॥ ४३ ॥
साध्याश्चाप्यपरे सन्ति व्याधयो मृदुसंमताः।
यत्नायत्नकृतं येषु कर्म सिध्यत्यसंशयम् ॥ ४४ ॥

એવા પ્રકારના (રોહિણીના જેવા જ, બીજા કેટલાક રોગો છે કે, જેઓ 'દારુણ' મનાતા

કોઈને સાધ્ય છે—એટલે કે કૃચ્છ્રસાધ્ય ગણાય છે; તેઓની જો (તરત) ચિકિત્સા કરી ન હોય અથવા (અજ્ઞાની કુવૈદ્યે) મિથ્યા કે ખોટી ચિકિત્સા કરી હોય તો (રોગીને) મારી નાખે છે; અર્થાત્ કુશળ વૈદ્યોએ તત્કાળ ચિકિત્સા કરી હોય તો તે કૃચ્છ્રસાધ્ય રોગો પણ મટી જાય છે; તેજ પ્રમાણે એવા પણ કેટલાક રોગો થાય છે, જેઓ 'મૃદુ' તરીકે મનાતા હોઈ સાધ્ય જ હોય છે એટલે સુખસાધ્ય હોઈ સહેલાઈથી મટાડી શકાય છે; એવા એ સુખસાધ્ય રોગો પર યત્નથી કે અયત્નથી પણ ચિકિત્સાકર્મ કર્યું હોય, તે અવશ્ય સિદ્ધ થાય છે. ૪૩,૪૪

### અસાધ્ય યાપ્ય રોગો

असाध्याश्चापरे सन्ति व्याधयो याप्यसंज्ञिताः ।
सुसाध्वपि कृतं येषु कर्म यात्राकरं भवेत् ॥ ४५ ॥

એવા બીજા અસાધ્ય રોગો થાય છે, જેઓ 'યાપ્ય' નામે કહેવાય છે; અને જેઓમાં અતિશય સારી રીતે પણ ચિકિત્સા કર્મ કર્યું હોય છતાં કેવળ યાત્રા કરનાર થાય છે, એટલે કે ઔષધ તથા પથ્ય ચાલુ રહે, ત્યાં સુધી કંઈક રાહત આપનાર થાય છે ૪૫

યાપ્ય નામના અસાધ્ય રોગો ઔષધ તથા પથ્ય–સેવનથી શાંતિ આપનાર રહે છે; કેવળ સમય ગાળાવે છે; બાકી રહેલું આયુષ પૂરું કરાવે છે પરંતુ તેમાં પથ્ય સેવનની ખાસ જરૂર રહે છે, એટલું જ નહિ પરંતુ ચિકિત્સા પણ સતત ચાલુ રાખવી પડે છે; છતાં એ ચિકિત્સાથી રોગની નિવૃત્તિ થતી જ નથી. ૪૫

### અસાધ્ય પ્રત્યાખ્યેય રોગોનો બીજો ભેદ

सन्ति चाप्यपरे रोगाः कर्म येषु न सिध्यति ।
अपि यत्नकृतं बालैर्न तान् विद्वानुपाचरेत् ॥ ४६ ॥

વળી બીજા પણ એવા અસાધ્ય રોગો છે, જેઓમાં અજ્ઞાની વૈદ્યોએ કાળજીથી ચિકિત્સા કરી હોય છતાં સફળ જ થતી નથી; કેમ કે જ્ઞાની વૈદ્ય તો તેવા રોગોની ચિકિત્સા જ કરતો નથી. (અર્થાત્ એવા કેટલાક અસાધ્ય રોગો થાય છે કે જેઓ કોઈ રીતે મટે તેવા ન હોય, તેથી વિદ્વાન વૈદ્યે તો તેઓને 'પ્રત્યાખ્યેય' એટલે ચિકિત્સા કરવાથી પણ મટે નહિ એવા ગણ્યા હોય, તેથી અજ્ઞાની વૈદ્ય, તેની ચિકિત્સા કાળજીથી શરૂ કરે છે, પરંતુ તેણે ઠરેલી ચિકિત્સાથી તે અસાધ્ય રોગ કોઈ કાળે મટતો જ નથી.) ૪૬

ટીકાકાર ચક્રપાણિ અહીં વધુ આમ સ્પષ્ટતા કરે છે કે અસાધ્ય રોગો પણ જે યાપ્ય હોય તેઓ મૃદુ ગણાય છે, પરંતુ જેઓ પ્રત્યાખ્યેય હોય એટલે કે જેની ચિકિત્સા કરવી જ અયોગ્ય કે અશક્ય હોય તેઓ દારુણ કહેવાય છે; એમ અહીં અસાધ્ય મૃદુ તથા અસાધ્ય દારુણ રોગોને અનુક્રમે કાલાન્તરે પ્રાણહર તથા સદ્યઃપ્રાણહર તરીકે જ કહી શકાય છે; આ વાત અહીં ૪૫–૪૬ શ્લોકોમાં સૂચવી છે. ૪૬

### રોગોના ચાર પ્રકારો

साध्याश्चैवाऽप्यसाध्याश्च व्याधयो द्विविधाः स्मृताः ।
मृदुदारुणभेदेन ते भवन्ति चतुर्विधाः ॥ ४७ ॥

એમ વ્યાધિઓને સાધ્ય તથા અસાધ્ય બે પ્રકારના કહ્યા છે; અને તેજ બન્ને મૃદુ તથા દારુણ એવા બે બે ભેદોના હોઈને ચાર પ્રકારના થાય છે. ૪૭

હિંદી ટીકાકાર શ્રીજયદેવ અહીં ૪૬ તથા ૪૭મા શ્લોકો પર વધુ આમ જણાવે છે કે, વિદ્વાન વૈદ્ય અસાધ્ય રોગોની ચિકિત્સા આ કારણે કરતો નથી કે, રીતસરની વ્યવસ્થિત તથા ઉત્તમ ચિકિત્સા શાસ્ત્રીય પદ્ધતિએ કરવા છતાં અસાધ્ય રોગ તો મટતો જ નથી એમ પોતે સમજે છે; તેમ જ 'अर्थहानिं यशोहानिमुपक्रोशमसंग्रहम् । प्राप्नुयान्नियतं वैद्यो योऽसाध्यं समुपाचरेत् ।'—જે વૈદ્ય અસાધ્ય રોગના ઉપચાર કર છે, તે ધનની હાનિ, યશની હાનિ, તથા નિંદાને જ અવશ્ય પામે છે; તેને કોઈ માનતું પણ નથી; એ કારણે જ અસાધ્ય રોગની ચિકિત્સા વિદ્વાન વૈદ્ય કરતો નથી. આમ ૪૬ મા શ્લોક પરની ટીકામાં લખીને ૪૭મા શ્લોકની તે ટીકા લખે છે કે સામાન્યતયા રોગો સાધ્ય તથા અસાધ્ય એમ બે પ્રકારના હોય છે; પરંતુ એ જ બે પ્રકારો મૃદુ તથા દારુણ એવા ભેદોથી એકંદર ચાર પ્રકારના થાય છે; જેમ કે મૃદુસાધ્ય તથા દારુણસાધ્ય; અને મૃદુઅસાધ્ય તથા દારુણઅસાધ્ય; આ જ ચાર પ્રકારોને આપણે બીજા શબ્દોમાં સુખસાધ્ય તથા કૃચ્છ્રસાધ્ય; અને યાપ્ય તથા પ્રત્યાખ્યેય, એમ કહી શકીએ છીએ.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં ચાર ભેદો આમ જણાવે છે: 'મૃદુસાધ્ય, દારુણસાધ્ય; અને મૃદુઅસાધ્ય તથા દારુણઅસાધ્ય એમ ચાર પ્રકારના વ્યાધિઓ હોય છે; તેમાંના અસાધ્ય રોગોને

'મૃદુ' તરીકે આમ કહી શકાય છે કે, અસાધ્ય મૃદુ એ જ યાપ્ય ગણાય છે, જેથી તેઓ કાલાન્તરે કે લાંબા કાળે મારનારા છે; પરંતુ અસાધ્ય દારુણ રોગો તો પ્રત્યાખ્યેય જ હોય છે; એટલે કે તેઓની ચિકિત્સા કરવા છતાં ન જ મટે તેવા કહી દેવા જોઈએ; કેમ કે તેઓ કોઈ પણ કાળે મટતા નથી, એટલું જ નહીં, પરંતુ સદ્યઃપ્રાણહર એટલે તત્કાળ પ્રાણઘાતક હોય છે; આમ અહીં કોઈક (ચક્રપાણિ વગેરે) વ્યાખ્યાન કરે છે; પરંતુ તે ઠીક નથી; કેમ કે જેઓ કાલાન્તરે મારનારા છે તેઓ પણ ખરી રીતે તો દારુણ જ છે અને જે દારુણ છે, તે તો પ્રત્યાખ્યેય જ કહેવાય, એમ ગણવું ઠીક લાગે છે. ૪૭

**એ ચાર પ્રકારના રોગોના અસંખ્ય પ્રકારો**

**त एवापरिसंख्येया भिद्यमाना भवन्ति हि ।**
**निदानवेदनावर्णस्थानसंस्थाननामभिः ॥ ४८ ॥**

**એ જ ચાર પ્રકારના રોગો નિદાન એટલે રોગને ઉત્પન્ન કરનાર મૂળ કારણો; તેમ જ વેદના કે પીડા; વર્ણ, તથા સ્થાન કે આશ્રય; સંસ્થાન અથવા આકૃતિ કે લિંગ અથવા લક્ષણ અને નામોના ભેદોથી (વિભાગ પામીને કે) ભેદો પામીને અસંખ્ય પ્રકારના થાય છે. ૪૮**

શ્રીગંગાધર આ શ્લોકના ઉત્તરાર્ધમાં આવું પાઠાન્તર રાખે છે: 'रुजावर्णसमुत्थान' અને પછી જલ્પકલ્પતરુ ટીકામાં આવી સ્પષ્ટતા કરે છે: રુજા એટલે વાતાદિએ કરેલી વેદના કે ચમચમાટ વગેરે અનેક પ્રકારની થાય છે; વર્ણ કે રંગ પણ વાતાદિકૃત કાળાશ વગેરે અનેક જાતના હોય છે; સમુત્થાન એટલે વાતાદિ કારણોનાં પણ કારણો જેઓ ઘણા પ્રકારનાં હોય છે; સ્થાનો એટલે રોગોનાં આશ્રય-સ્થાનો કે શરીરના અમુક અમુક જુદા પ્રદેશો પણ ઘણા હોય છે; સંસ્થાનો એટલે વાતાદિ દોષોની સમાનતા, વિષમતા તથા એકત્ર સમવાય કે સમુદાયરૂપે એકઠા થઈ તેઓએ ઉત્પન્ન કરેલા વ્યાધિઓનાં રૂપો પણ ઘણાં હોય છે; અને જ્વર, રક્તપિત્ત આદિ રોગોનાં નામો પણ ઘણાં હોય છે; એમ તે તે ભેદો દ્વારા ભેદ પામીને તે ચારે પ્રકારના રોગો અસંખ્યાત કે અગણિત થાય છે.

આયુર્વેદદીપિકાકાર શ્રીચક્રપાણિ પણ અહીં ઉત્તરાર્ધમાં ઉપર જણાવેલા શ્રીગંગાધરના જેવો જ પાઠ રાખીને તેમાંના કેટલાક શબ્દોની આવી સ્પષ્ટતા લખે છે; સમુત્થાન એટલે હેતુઓના ભેદો; જેવા કે રૂક્ષભોજન રાત્રિજાગરણ વગેરે વિભિન્ન કારણજન્ય વાતપ્રકોપ જુદી જુદી અનેક જાતની ચિકિત્સાઓથી સાધ્ય થાય છે, એવો ભાવ સમજવો. સ્થાનભેદો એટલે આમાશય વગેરે તથા રસ વગેરે. સંસ્થાન એટલે આકૃતિ કે સ્વરૂપ; જેમ કે ગુલ્મ, અર્બુદ વગેરે; તેમ જ નામભેદ એટલે કે એક જ રાજયક્ષ્મા રોગનાં શોષ વગેરે જુદાં જુદાં નામો પણ મળે છે.

**અસંખ્ય રોગોના પ્રકારોની ચિકિત્સા-વ્યવસ્થા**

**व्यवस्थाकरणं तेषां यथा स्थूलेषु संग्रहः ।**
**तथा प्रकृतिसामान्यं विकारेषूपदिश्यते ॥ ४९ ॥**

**(એમ અસંખ્યાત) એ રોગોની (ચિકિત્સાની) વ્યવસ્થાને કરવાનો જેમ સ્થૂલ વિકારોમાં સંક્ષેપરૂપે ઉપદેશ કરાય છે, તે જ પ્રમાણે (બીજા સર્વમાં) પ્રકૃતિની સમાનતારૂપે ઉપદેશ કરાય છે. ૪૯**

ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથસેન અહીં આમ સમજાવે છે: એમ એ રોગો જો અસંખ્યાત છે એટલે તેઓની ગણતરી કરવી મુશ્કેલ છે, તો તેઓની ચિકિત્સામાં વ્યવસ્થા કઈ રીતે કરવી? એ પ્રશ્નનો ઉત્તર આ શ્લોકમાં અપાયો છે. રોગોના ભેદોની સંખ્યા કરી શકાય નથી, એ જ કારણે હવે પછીના ૧૯મા અષ્ટોદરીય નામના અધ્યાયમાં એ રોગોની વ્યવસ્થા કરી લેવાનો ઉપદેશ કરવામાં આવશે કે જે જે ઉદરરોગ, મૂત્રઘાત, આદિ મોટા મોટા વ્યાધિઓ અતિશય પ્રકટ સ્વરૂપવાળા હોય છે, તેઓમાં તે તે બીજા (તેઓને લગતા) વ્યાધિઓનો સંગ્રહ કરી લેવો જોઈએ; તેમ જ તેઓનાં હેતુ (નિદાન), 'લિંગ (લક્ષણ) તથા ઔષધો પણ પાછળથી કહેવામાં આવશે; તે જ પ્રમાણે જે વિકારો કહ્યા છે કે નથી કહ્યા, તે સર્વમાં તેઓની પ્રકૃતિની સમાનતા એટલે કે તેઓનાં મૂળકારણ વાતાદિના જેવું સામાન્યરૂપ તથા સામાન્યકર્મ કે ચિકિત્સા કરવાનો પણ મહારોગાધ્યાયમાં ઉપદેશ કરવામાં આવશે; એમ જે વિકારોનાં નામ લઈને ચિકિત્સા કહેવામાં નથી આવી, ત્યાં તેઓનાં મૂળ કારણ વાતાદિનાં લક્ષણો ઉપરથી તેઓની ચિકિત્સા સમજી લેવી જોઈએ.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે કે એમ એ રોગોની જો સંખ્યા કરી શકાતી નથી, તો તેઓની ચિકિત્સા કરવા માટેનો વ્યવહાર કઈ રીતે કરવો? આનું સમાધાન આ શ્લોકમાં આ રીતે કહે છે કે એ ગણતરી વિનાના રોગોની ચિકિત્સા માટે મોટા મોટા રોગો અષ્ટોદરીય અધ્યાયમાં જે કહ્યા છે, તેઓ વિષે જેમ સંક્ષેપરૂપે વ્યવસ્થા કરવાનું અમુક સમયમાં ત્યાં કહેલ છે, તે જ પ્રમાણે અમુક સંખ્યામાં નહિ કહેલા રોગો વિષે પણ તેઓની પ્રકૃતિની સમાનતા એટલે સમાનતાનું કારણ એવી તેઓની જે પ્રકૃતિ કે મૂળ કારણને અનુસરી વ્યવસ્થા કરી લેવાનો ઉપદેશ પણ કર-

વામાં આવ્યો છે; અર્થાત્ દરેક રોગોની પ્રકૃતિ કે મૂળ કારણ જે વાતાદિ દોષો છે, તેઓની જ સમાનતા તજ્જન્ય રોગોમાં પણ હોય જ છે; એટલે તે કારણના ભેદને અનુસરી સર્વ વ્યાધિઓની સંખ્યા તથા વ્યવસ્થા કરી લેવી જોઈએ. આ સંબંધે અષ્ટોદરીય અધ્યાયમાં કહેવાશે કે, 'सर्वे विकारा वातपित्तकफान् नातिवर्तन्ते–હરકોઈ રોગ વાત, પિત્ત કે કફરૂપ પોતાના કારણને ઓળંગી શકતા નથી; એટલે કે પોતપોતાનાં તે કારણને જ તેઓ અનુસરે છે.'

ટીકાકાર શ્રીચક્રપાણિ આ શ્લોક પર વ્યાખ્યા કરતાં લખે છે કે, એમ રોગોની જો સંખ્યા નથી, તો વ્યવહાર કઈ રીતે કરવો ? આનું સમાધાન આ શ્લોકમાં કહે છે: અહીં 'व्यवस्थाकरणम्' એ પદનો અર્થ ચિકિત્સાના વ્યવહાર માટે સંખ્યાનું કથન અષ્ટોદરીયમાં છે, એવો સમજવો અર્થાત્ ઉદરરોગ, મૂત્રકૃચ્છ્ર આદિ જે જે મોટા રોગો છે, તેઓ વિષે સંગ્રહ કે સંક્ષેપ અષ્ટોદરીયમા કહેવામાં આવ્યો છે. અહીં પ્રશ્ન થાય છે કે અષ્ટોદરીયમાં પણ તે તે સ્થૂલ રોગો પણ અમુક સંજ્ઞાઓમાં કહેવાવા નથી, તો તેઓ વિષે વ્યવસ્થા કયા પ્રકારે કરી લેવી ? તેનો ઉત્તર અહીં આપે છે કે, 'तथा प्रकृतिसामान्यम्'–તે તે વિકારો વિષે સમાન કારણતાનો ઉપદેશ કરાય છે; અર્થાત્ જે વ્યાધિઓ સાક્ષાત્ નામોચ્ચારપૂર્વક કહ્યા નથી, તેઓમાં આ વાતજન્ય છે, આ કફજન્ય છે, આ રસજન્ય છે, આ રક્તજન્ય છે, ઇત્યાદિ વ્યવસ્થા તે તે રોગોના કારણોને અનુસરીને ચિકિત્સાનો વ્યવહાર, કરવા માટે કરી લેવી જોઈએ; આ જ અભિપ્રાયથી અષ્ટોદરીયમાં કહેવાશે કે, 'सर्वे विकारा वातपित्तकफान् नातिवर्तन्ते'–બધાય વિકારો વાત, પિત્ત કે કફને ઓળંગતા નથી, પણ તેઓને જ તેઓ અનુસરે છે.' ૪૯

**રોગોનાં નામના અજ્ઞાનથી વૈદ્યે શરમાવું નહિ**

**विकारनामाकुशलो न जिह्रीयात्कदाचन ।**
**न हि सर्वविकाराणां नामतोऽस्ति ध्रुवा स्थितिः ॥५०॥**

હરકોઈ વૈદ્ય બધા રોગોનાં નામ જાણવામાં કુશળ ન હોય, તો તેથી તેણે કદી પણ શરમાવું નહિ; કેમ કે સર્વ રોગોનાં નામપૂર્વકની સ્થિતિ નિશ્ચયાત્મક હોતી જ નથી. ૫૦

શ્રીગંગાધર લખે છે કે વેદના, વર્ણ, આદિ ભેદે કરી રોગોનું જ્ઞાન હોય તો જ અમુક પ્રકારની વિશેષ ચિકિત્સા થઈ શકે; માટે તે સર્વનું જ્ઞાન હોવું જરૂરી છે; કેમ કે તેઓનું જો બરાબર જ્ઞાન ન હોય તો હરકોઈ રોગની વેદના, વર્ણ તથા નામના અજ્ઞાનને લીધે તે રોગનો પ્રતિકાર કઈ રીતે થાય ? આ સંબંધી સમાધાન ગ્રંથકાર પોતે જ લખે છે કે બધા વિકારો–જેમકે–જ્વર, રક્તપિત્ત, આદિનાં નામોનું જ્ઞાન ભલે બરાબર ન હોય, તો તેથી વૈદ્યે ચિકિત્સા કરતાં શરમાવું ન જોઈએ; કેમ કે રોગોનાં નામની કોઈ નિશ્ચયાત્મક સ્થિતિ હોતી નથી.

શ્રીચક્રપાણિ અહીં આમ જણાવે છે કે, લગભગ બધા વિકારો વાતાદિ દોષજન્ય જ હોય છે, તેથી તે તે વિકારોનાં નામ ભલે જાણવામાં ન હોય, તોપણ તેના મૂળ કારણનું જ જ્ઞાન ધરાવતા વૈદ્યે તે કારણજ્ઞાન ઉપરથી જ તે રોગની ચિકિત્સા કરી લેવી જોઈએ; રોગનું નામજ્ઞાન અતિ આવશ્યક નથી, એમ જણાવવા માગે છે.

હિંદી ટીકાકાર શ્રીજયદેવ પણ આવો જ અભિપ્રાય દર્શાવે છે કે, વૈદ્યને રોગોનાં નામોનું પૂર્ણ જ્ઞાન ભલે ન હોય, તો તેથી તેણે કદી શરમાવું નહિ; કારણ કે દરેક વિકારોનાં નામપૂર્વકની ગણતરી થઈ શકતી નથી અને તેઓનાં નામોની વ્યવસ્થા પણ કરી શકાતી નથી; માટે તે તે રોગોનાં લક્ષણો તપાસી–જાણીને વૈદ્યે પ્રથમ તો તે તે રોગને વાતજ, પિત્તજ કે કફજન્ય તરીકે ઓળખી લઈ તેની ચિકિત્સાનો જ આરંભ કરી દેવો. વળી એ વાત પણ નક્કી છે કે હરકોઈ રોગનાં લક્ષણપૂર્વકનું નિદાનજ્ઞાન જો ન હોય તો ચિકિત્સા જ કરી શકાતી નથી; માટે વાત આદિ દોષોનું જ પ્રાકૃત કે વૈકૃત આદિ સ્વરૂપજ્ઞાન જો બરાબર હોય, તો રોગોનાં નામજ્ઞાન વિના પણ તે તે રોગોની યથાવત્ ચિકિત્સા કરી શકાય છે. ૫૦

**સર્વ રોગોનાં નામનો નિશ્ચય ન હોવાનું કારણ**

**स एव कुपितो दोषः समुत्थानविशेषतः ।**
**स्थानान्तरगतश्चापि विकारान् कुरुते बहून् ॥५१॥**

કોપેલો હરકોઈ (એક જ) દોષ જુદાં જુદાં પોતાનાં ઉત્પત્તિકારણોના ભેદથી અને જુદાં સ્થાનોમાં પણ ગયેલો હોઈને અનેક વિકારોને ઉત્પન્ન કરે છે. ૫૧

ચરકોપસ્કારમાં શ્રીયોગીન્દ્રનાથસેન અહીં આમ સમજાવે છે કે, કોપેલો એક જ દોષ 'समुत्थानविशेषतः' એટલે 'हेतुभेदतः' તેનાં વિભિન્ન કારણોને લીધે જુદાં જુદાં સ્થાનોમાં જઈ પહોંચે છે એટલે કે એક સ્થાનનો ત્યાગ કરી બીજા સ્થાનમાં જઈ પહોંચે છે અને ઘણી જાતના રોગો ઉત્પન્ન કરે છે; આ સંબંધે વાગ્ભટે અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૧૩મા અધ્યાયમાં કહ્યું છે કે, 'योऽन्तः शरीरसंधीनाविशति तेन जृम्भा ज्वरश्चोपजायते ।

यस्त्वामाशयमभ्युपैति तेन रोगा भवन्त्युरस्यरोचकश्च । यः कण्ठमभिप्रपद्यते, कण्ठस्ततो ध्वशति स्वरश्चावसीदति, यः प्राणवहानि स्रोतांस्यन्वेति श्वासः प्रतिश्यायश्च तेनोपजायते–' એકનો એક જ દોષ જો શરીરના સાંધાઓમાં દાખલ થાય છે, તો તેથી જૂંભા કે બગાસાં તથા જ્વર ઉત્પન્ન થાય છે; જો આમાશયમાં પહોંચી જાય છે, તો તેથી છાતીમાં રોગો થાય છે, અને અરોચક કે અરુચિ રોગ થાય છે; જો કંઠમાં પહોંચે છે તો તેથી ગળું બેસી જાય છે અને સ્વરભેદ થઈ ઘાંટો બેસી જાય છે; અને જો પ્રાણને વહેતા સ્રોતોમાં જાય છે, તો શ્વાસરોગ થાય છે અને પ્રતિસ્યાય કે સળેખમનો રોગ ઉત્પન્ન થાય છે.' આમ દોષજન્ય વિકારો વિષે તેઓનાં ઉત્પત્તિકારણોનો ભેદ થતાં ભિન્નતા ભલે થાય છે, છતાં તે સર્વ વિકારોમાં તે એક દોષનું તો અનુસરણ રહ્યા જ કરે છે તેથી પ્રકૃતિની કે તેનાં મૂળ કારણની તો સમાનતા રહ્યા જ કરે છે

જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર આમ લખે છે કે, 'રોગોનાં નામાનુસાર કે નામ પ્રમાણે સ્થિતિ કે નિશ્ચય એકંદર સ્થિર હોય જ નહિ, તેમાં કારણ આ છે કે જ્વર આદિ તે તે રોગને શરૂ કરનાર જે એક દોષ હોય, તે જ પોતાની ઉત્પત્તિનાં કારણોની વિશેષતાથી અને અતિસાર આદિનાં જુદાં જુદાં કારણોની વિશેષતાથી નામ વડે સ્થિતિ ધરાવે છે ખરો, પરંતુ પાછળથી બીજા દોષોનાં જુદાં સ્થાનમાં જઈને, તેમ જ 'च' કાર મૂકેલ હોવાથી તે પોતાના સ્થાનમાં રહીને પણ અતિસાર, રક્તપિત્ત વગેરે ઘણા વિકારોને ઉત્પન્ન કરે છે; એટલે એ નક્કી છે કે રોગની અમુક નામે એકધારી સ્થિતિ નિશ્ચયાત્મક કે સ્થિર નથી.

શ્રી ચક્રપાણિ પણ આમ જ લખે છે કે, 'હરકોઈ રોગનું 'જ્વર, રક્તપિત્ત' આદિ નામનું જ્ઞાન ભલે ન હોય, તોપણ તે તે રોગોની ઉત્પત્તિ તો વાતાદિ દોષોથી જ થયેલી હોય છે, તેથી એ દોષજન્યત્વનું જ્ઞાન જ બરાબર જરૂરી હોઈને તે જ્ઞાનપૂર્વક જ ચિકિત્સાનો વ્યવહાર કરી લેવો, એ જ અહીં ખાસ જણાવવા માગે છે. મૂળમાં 'स्थानान्तरगतश्च' એમ 'च'કાર મૂકીને સૂચન કર્યું છે કે હરકોઈ દોષ બીજા સ્થાનમાં જઈને કે રહીને પણ ઘણા વિકારો કરે છે, એ ઉપરાંત અમુક કોઈ એક જ સ્થાનમાં જઈને કે રહીને પણ ઘણા વિકારો કરે છે, એમ સમુચ્ચય સૂચવે છે. આ સંબંધે આ ગ્રંથકાર પણ આગળ જતાં કહેશે કે, 'करोति गलमाश्रितः', कण्ठोद्ध्वंसं च कासं च स्वरभेदमरोचकम्–ગળાંનો આશ્રય કરતો દોષ, કંઠનો ઉદ્ધ્વંસ, ઉધરસ, સ્વરભેદ તથા અરોચકને ઉત્પન્ન કરે છે.' આમ એક જ સ્થાનમાં રહીને પણ એક જ દોષ ઘણા વિકારો ઉત્પન્ન કરે છે; તેથી હરકોઈ રોગના નામની સ્થિતિ નિશ્ચયાત્મક કે સ્થિર નથી. ૫૧

## ચિકિત્સાકર્મમાં આ ત્રણનું જ્ઞાન જરૂરી છે

**तस्माद्विकारप्रकृतीरधिष्ठानान्तराणि च ।**
**समुत्थानविशेषांश्च बुद्ध्वा कर्म समाचरेत् ॥५२॥**

એ કારણે વિકાર કે રોગોની પ્રકૃતિઓ અથવા તેઓનાં મૂળ–ઉપાદાન કારણોરૂપ વાતાદિ દોષોને, તેઓનાં જુદાં જુદાં સ્થાનોને તથા તેઓનાં સમુત્થાન વિશેષ કે નિદાન વિશેષોને જાણીને વૈદ્યે (ચિકિત્સારૂપ) કર્મ કરવું જોઈએ. ૫૨

ઉપર દર્શાવેલ અનુવાદ ચરકોપસ્કારને અનુસરી અપાયો છે; હિંદી ટીકાકાર પણ આમ જ લગભગ જણાવે છે કે, 'એ જ કારણે વૈદ્યે વિકારોની પ્રકૃતિઓ-વાતાદિદોષો તથા તથા આગન્તુકત્વાદિને જાણીને, તેમ જ સ્થાનભેદો તથા કારણભેદોને સમજીને ચિકિત્સા કરવી જોઈએ.

શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે: 'રોગના નામનું જ્ઞાન હોય નહિ, છતાં તેની ચિકિત્સા કયા પ્રકારે કરવી? તેનો ઉત્તર આ શ્લોકમાં આપ્યો છે: 'રોગોના નામની સ્થિતિ તો અધ્રુવ છે–ચોક્કસ કે સ્થિર નથી, તેથી વિકારોની પ્રકૃતિઓ કે સમવાયિકારણરૂપ વાતાદિ દોષોને, રસ–રક્ત આદિ દૂષ્યોને તથા તેઓનાં કાર્ય અને સ્થાનાંતરોને જોઈ–જાણીને ચિકિત્સા કર્મ કરવું જોઈએ; અહીં એક પ્રશ્ન થાય છે કે વાયુ જ્યારે આમાશયમાં ગયો હોય તથા પક્વાશયમાં ગયો હોય ત્યારે રૂક્ષસ્વેદ કે સ્નેહપૂર્વકનો સ્વેદ નહિ કહીને સર્વ સ્થળે રૂક્ષ કે સ્નિગ્ધ સ્વેદ જ કરવો કે શું? આનો જ ઉત્તર મૂળમાં આપે છે કે 'अधिष्ठानान्तराणि' દોષોનાં જુદાં જુદાં સ્થાનોનું કે વિભિન્ન આશયોનું જ્ઞાન પણ હોવું જોઈએ; વળી આ બીજો પણ એક પ્રશ્ન છે કે મૃત્તકાભક્ષણજન્ય પાંડુરોગ આદિની પ્રકૃતિ કે કારણ, વાતાદિ દોષોથી જુદું હોવાથી કેવળ વાતાદિના વિજ્ઞાનથી પણ ચાલે તેમ નથી; તેનો જ ઉત્તર મૂળમાં કહ્યો છે કે 'समुत्थानविशेषात्' રોગોનાં વિભિન્ન ઉત્પત્તિ કારણો-(આગન્તુકત્વાદિ)નું જ્ઞાન પણ અવશ્ય જોઈએ; એ બધું બરાબર સમજ્યા પછી ચિકિત્સા કરવી જોઈએ. ૫૨

## ઉપર્યુક્ત ત્રણેના જ્ઞાનપૂર્વકની ચિકિત્સાની સફળતા

**यो ह्येतत्त्रितयं ज्ञात्वा कर्माण्यारभते भिषक् ।**
**ज्ञानपूर्वं यथान्यायं स कर्मसु न मुह्यति ॥५३॥**

વૈદ્ય વિકારોની પ્રકૃતિ, અધિષ્ઠાન તથા ન, એ ત્રણેને જાણીને (તેના) જ્ઞાનપૂર્વક શાસ્ત્રાનુસાર ચિકિત્સારૂપ કર્મોને શરૂ કરે છે, કિત્સાકર્મોમાં મુઝાતો કે ભૂલતો નથી. ૫૩

ગીંદ્રનાથ સેન અહીં આમ જણાવે છે કે કર્મજ્ઞાન- શાસ્ત્રીય ચિકિત્સા શરૂ કરવામાં આવી હોય, તેમાં ષ્ફળ થતો નથી; તેની સફળતા નિઃસંશય હોય છે.

ગંગાધર જણાવે છે કે, પ્રકૃતિ, અધિષ્ઠાન તથા વિશેષોની સમજણ મેળવ્યા પછી તેમાં જેનો તકાર હોય, તે ક્રિયાના જ્ઞાનપૂર્વક જે રોગમાં જે ાસ્ત્રોક્ત હોય, તે રોગમાં તે જ કર્મ જે વૈદ્ય શરૂ , તે વૈદ્ય વ્યાધિઓના પ્રતિકારરૂપ કર્મમાં કે ભૂલતો નથી.

ી ચક્રપાણિ આમ સમજાવે છે: 'ज्ञानपूर्वम्' એટલે કિત્સાના જ્ઞાનપૂર્વક; તેમ જ 'यथान्यायम्' પાઠ પણ 'यथागमम्' શાસ્ત્રજ્ઞાન પ્રમાણે ચિકિત્સા કર- દ્ય મોહ પામતો નથી; એકંદર આમ સમજાવવા છે કે હરકોઈ રોગની ચિકિત્સામાં વાતાદિ ી થયેલ તે રોગનો આરંભ જ જણાય, તે જ ઉપ- છે; રોગનું મૂળ જણાય, તો જ ચિકિત્સા સફળ છે; નામનું જ્ઞાન તો કેવળ વ્યવહારના જ પ્રયોજન છે; સ્વરૂપતઃ ચિકિત્સામાં નામજ્ઞાન આવશ્યક નથી.

**ાન તો વાતાદિ દોષોને જ જાણવા ઇચ્છે**

**ાઃ प्राणभृतां देहे वातपित्तकफास्त्रयः ।**
**ताः प्रकृतिस्था वा तान् बुभुत्सेत पण्डितः ॥५४**

**પ્રાણીઓના દેહમાં વાત, પિત્ત અને કફ, ત્રણ નિત્ય રહ્યા છે; તેઓ વિકૃત થયા છે કે તિસ્થ છે? એમ તેઓને જ વિદ્વાન વૈદ્ય વા ઇચ્છવું જોઈએ. ૫૪**

યોગીંદ્રનાથ સેન લખે છે કે વાત, પિત્ત અને કફ એ વિષમતાને પામ્યા હોય એટલે ક્ષીણ થયા હોય કે વધી હોય; અથવા પ્રકૃતિસ્થ હોય કે પોતાના પ્રમાણ- કે સમસ્થિતિમાં રહ્યા હોય; એમ તે વિકૃત કે તિસ્થ સ્વરૂપે એ ત્રણ દોષો જ પ્રાણીઓના દેહમાં ના કારણ તરીકે તથા આરોગ્યના કારણ તરીકે સંબંધ પામેલા રહે છે; આ કારણે વિદ્વાન વૈદ્યે ાની વિકૃત અવસ્થા કેવી હોય તથા પ્રકૃતિસ્થ અવસ્થા હોય, તેને જ જાણવાની ઇચ્છા કરવી.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે, 'એ રીતે ાની પ્રકૃતિ કે મૂળ કારણો વગેરે ત્રણના જ્ઞાનની જો આવશ્યકતા છે, તો જેઓનું જ્ઞાન અતિ આવશ્યક છે, તે કયા પદાર્થો છે? તે અહીં જણાવે છે: વાત, પિત્ત અને કફ, એ ત્રણેય સમસ્ત પ્રાણીઓના દેહમાં રહ્યા છે; તેમાંનો કોઈ એક કે બે જ નથી; તેઓ વિકૃત થયા હોય એટલે ક્ષીણ થયા હોય કે વધ્યા હોય; અથવા ક્ષીણ-વૃદ્ધ-મિશ્ર થયા હોય કે સમાનપણે રહ્યા હોય; અથવા પ્રકૃતિસ્થ હોય; એમ તેઓ ક્ષીણ, વૃદ્ધ કે ક્ષીણ- વૃદ્ધ-સંસૃષ્ટ અથવા સમસ્થિતિમાં રહીને પ્રાણીઓનાં શરીરમાં નિત્ય રહ્યા છે-સતત સંબંધ પામેલા છે; અને તેઓ જ પ્રાણીઓની સર્વ ક્રિયાઓનાં કારણો છે; માટે વિદ્વાન વૈદ્ય તેઓને જ જાણવા ઇચ્છે છે કે તેઓ વિકૃત બન્યા છે કે પ્રકૃતિસ્થ છે? (તેઓ વિકૃત બને તો કેવા સ્વરૂપ ધારણ કરે અને પ્રકૃતિસ્થ હોય તો કેવાં સ્વરૂપે હોય? એમ તે દોષોનું જ જ્ઞાન કરવાની વિદ્વાન વૈદ્ય ઇચ્છા કરે છે.) ૫૪

## પ્રકૃતિસ્થ વાતાદિનાં લક્ષણોમાંથી પ્રકૃતિસ્થ વાતનું કર્મ

**उत्साहोच्छ्वासनिःश्वासचेष्टा धातुगतिः समा ।**
**समो मोक्षो गतिमतां वायोः कर्माविकारजम् ॥५५**

**ઉત્સાહ, ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, ચેષ્ટા, રસાદિ ધાતુઓની બરાબર સારી રીતની ગતિ અને ગતિ- માન-મળમૂત્રાદિનું બરાબર યોગ્ય રીતે બહાર નીકળવું, એ વાયુનું પ્રાકૃત કર્મ છે. ૫૫**

યોગીંદ્રનાથ સેન અહીં જણાવે છે કે વિકૃત વાતા- દિનાં કર્મ તો પ્રથમ 'કિયન્તઃશિરસીય' અધ્યાયમાં દર્શાવ્યાં છે; હવે અહીં પ્રકૃતિસ્થ વાતનું કર્મ પ્રથમ કહે છે; તેમાં અહીંના પ્રત્યેક શબ્દના સ્પષ્ટ અર્થ આ પ્રમાણે છે કે, 'સર્વ કામમાં કે હરકોઈ ક્રિયામાં ઉદ્યોગ કે ખંતપૂર્વકની પ્રવૃત્તિ તે 'ઉત્સાહ' છે; શ્વાસને ઊંચા- અંદર ખેંચવા તથા બહાર કાઢવા તે 'ઉચ્છ્વાસ' છે; શ્વાસને શરીરની અંદર પ્રવેશાવવો તે 'નિશ્વાસ' છે; વાણીના, કાયાના તથા મનના જે વ્યાપારો તે 'ચેષ્ટા' કહેવાય છે; આ બધું બરાબર થાય; તેમ જ ધાતુઓની સમ્યગ્ગતિ તથા બહાર નીકળતાં મળમૂત્રની સમ્યક્ પ્રવૃત્તિ થાય, એ બધું વિકારને નહિ પામેલા વાયુનું પ્રાકૃત કે સ્વાભાવિક કર્મ છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે, પ્રકૃતિસ્થ વાતાદિનાં લક્ષણો અહીંથી કહેવાં શરૂ કરે છે; તેમાં પ્રથમ પ્રકૃતિસ્થ વાતનું લક્ષણ અહીં જણાવે છે; અહીં 'चेष्टा' શબ્દનો અર્થ જેવી જોઈએ તેવી યથાર્થરૂપે વાણી, મન તથા શરીરની એકસરખી જે પ્રવૃત્તિ તે ચેષ્ટા

કહેવાય છે. 'ધાતુગતિ' પણ બીજી બીજી ધાતુઓને પોષક થાય તે રીતનું ગમન અથવા જે અવસ્થા હોય, તે પણ સમ કે અવિકૃત હોય; અને ગતિમાન એવાં મૂત્ર-વિષ્ઠા વગેરેનું નીકળવું પણ સમ હોય, એટલે જે કાળે ઘટે તે કાળેના તેઓના માપમાં જ બહાર નીકળે, આ બધાં પ્રકૃતિસ્થ વાતનાં કર્મ છે.

શ્રી ચક્રપાણિ પણ લગભગ ઉપર પ્રમાણે જ સમજાવે છે. ૫૫

### પ્રકૃતિસ્થ પિત્તનું કર્મ

दर्शनं पक्तिरूष्मा च क्षुत्तृष्णा देहमार्दवम् ।
प्रभा प्रसादो मेधा च पित्तकर्माविकारजम् ॥ ५६ ॥

દર્શન અથવા દૃષ્ટિ બરાબર રહે, ખાધેલો ખોરાક પચે, (શરીરમાં યોગ્ય) ગરમી રહે, બરાબર ભૂખ અને તરસ લાગે, શરીર કોમળ રહે, શરીરની કાંતિ જળવાય, મનની પ્રસન્નતા રહે અને મેધા નામની બુદ્ધિ કે ધારણાશક્તિ હોય, એ વિકાર નહિ પામેલા-પ્રાકૃત પિત્તનું કર્મ છે. ૫૬

### પ્રકૃતિસ્થ કફનું કર્મ

स्नेहो बन्धः स्थिरत्वं च गौरवं वृषता बलम् ।
क्षमा धृतिरलोभश्च कफकर्माविकारजम् ॥ ५७ ॥

(શરીરમાં) સ્નેહ કે સ્નિગ્ધતા કે ચીકાશ રહે, સાંધાઓના બંધન બરાબર રહે, શરીરમાં સ્થિરતા જણાય પણ શિથિલતા ન લાગે, શરીરમાં ભારેપણું જણાય, વૃષતા એટલે પુરુષત્વશક્તિ હોય, બળ જણાય, સહનશીલતા હોય, ધીરજ હોય અને લોભરહિત વૃત્તિ રહે, એ વિકાર નહિ પામેલા-પ્રાકૃત કફનું કર્મ છે. ૫૭

### વાતાદિના ક્ષયનું લક્ષણ

वाते पित्ते कफे चैतत् क्षीणे लक्षणमुच्यते ।
कर्मणः प्राकृताद्धानिर्वृद्धिर्वाऽपि विरोधिनाम् ॥ ५८ ॥

વાત, પિત્ત અને કફ જ્યારે ક્ષીણ થયા હોય ત્યારે (ઉપર્યુક્ત પ્રાકૃત) કર્મની હાનિ કે ન્યૂનતા થાય; અથવા (એ પ્રાકૃત કર્મોથી) વિરોધી કે વિપરીત એટલે અપ્રાકૃત-વિકૃત કર્મોની વૃદ્ધિ થાય, એ લક્ષણ (તેઓનું શાસ્ત્રોમાં) કહેવાય છે.

### વાતાદિ દોષોની વૃદ્ધિનું લક્ષણ

दोषप्रकृतिवैशेष्यं नियतं वृद्धिलक्षणम् ।
दोषाणां प्रकृतिर्हानिर्वृद्धिश्चैवं परीक्ष्यते ॥ ५९ ॥

**દોષોની પ્રકૃતિમાં કે સમસ્થિતિમાં જે વિશેષતા કે વધારો થાય, એ જ (તેઓની) વૃદ્ધિનું ચોક્કસ લક્ષણ છે; એમ દોષોની પ્રકૃતિ, હાનિ તથા વૃદ્ધિની પરીક્ષા કરાય છે. ૫૯**

યોગીંદ્રનાથ સેન લખે છે કે, 'साम्यं प्रकृतिरुच्यते'- દોષોની જે સમસ્થિતિ, એ તેઓની 'પ્રકૃતિ' કહેવાય છે' એમ પ્રથમ કહેવાયું છે; હાનિ એટલે ક્ષય અને વૃદ્ધિની એમ અનુક્રમે પરીક્ષા કરી શકાય છે; અર્થાત્ દોષોનાં પ્રાકૃત કર્મ ઉપરથી તેઓની પ્રકૃતિ; પ્રાકૃત કર્મમાં હાનિ તથા વિકૃત કર્મોમાં વૃદ્ધિ થવાથી તેઓની હાનિ; અને પ્રાકૃત કર્મમાં અધિકતા તથા વિરોધી વિકૃત કર્મોના ક્ષયથી તેઓની વૃદ્ધિની પરીક્ષા કરાય છે.

શ્રી ગંગાધર અહીં ઉપરના ૫૮,૫૯ શ્લોક ઉપરની ટીકામાં આમ લખે છે કે, પ્રથમ ૫૬ શ્લોક સુધીમાં વાતાદિનાં પ્રાકૃત કર્મો કહીને આ ૫૮ મા શ્લોકમાં વિકૃત કર્મો કહે છે. કોઈક વિદ્વાન અહીં વ્યાખ્યા કરે છે કે, મૂળમાં 'वृद्धिर्वाऽपि विरोधिनाम्' એ વાક્યનો આવો અર્થ કરવો કે 'વાતાદિમાંના કોઈ પણ એકનો ક્ષય થતા કોઈ પણ એકની વૃદ્ધિ થાય છે;' પરંતુ એ વ્યાખ્યા કે એવો અર્થ કરવો તે યોગ્ય નથી; કેમ કે એકીસાથે ત્રણેનો ક્ષય તો ઘટે જ નહિ અને પિત્તની જો વૃદ્ધિ થાય તો કફનો સર્વાંશે ક્ષય થવાની પ્રાપ્તિ થાય છે; માટે વસ્તુતઃ 'क्षीणा जहति लिङ्गं स्वम्'-ક્ષય પામેલા દોષો પોતાના લિંગનો કે સ્વરૂપ-લક્ષણનો જ ત્યાગ કરે છે' એમ પ્રથમ કહેવાયું હોવાથી આમ જ અહીં સમજવું જોઈએ કે, 'कर्मणः प्राकृताद् हानि-' એટલે પ્રકૃતિસ્થ વાતનું જે પ્રાકૃત કર્મ ઉત્સાહ આદિ કહેવાયું છે, તેમાંથી હાનિ એટલે ન્યૂનતા થાય; એટલે અલ્પ ઉત્સાહરૂપી અનુત્સાહ થાય, અલ્પ ઉચ્છ્વાસ તથા અલ્પ નિશ્વાસ જણાય; અલ્પ ચેષ્ટા કે રસાદિની ઉત્તરોત્તર ધાતુ-પોષકતા અલ્પ થાય અને મળ આદિનું નીકળવું પણ અલ્પ થઈ જાય, એ ક્ષીણ થયેલા વાતનું કર્મ છે; અથવા પ્રાકૃત ઉત્સાહ આદિ કર્મો કરતાં વિરોધી અનુત્સાહ આદિ કર્મોની જે વૃદ્ધિ થાય, એ જ તે તે (દોષોનાં) અપ્રાકૃત કર્મ જણાય છે, એમ 'क्षीणे वातस्य-વાયુની ક્ષીણતા થતાં એકી વખતે તેનાં ક્ષયનાં લક્ષણ એ પ્રકારે થાય છે, એમ જણાવવા માટે મૂળમાં 'वा' શબ્દ મૂકયો છે; એ જ પ્રમાણે પ્રકૃતિસ્થ પિત્તનું પ્રાકૃતકર્મ જે 'દર્શન' આદિ કહ્યું છે, તેમાંથી હાનિ કે ન્યૂનતા થાય અથવા તેનાં વિરોધી-અદર્શન આદિ કર્મોની જે વૃદ્ધિ થાય, એ જ પિત્તનો ક્ષય થતાં તેનાં લક્ષણ થયાં કહેવાય છે; જેમ કે પિત્તનો ક્ષય થતાં (આંખે)

અલ્પ દર્શન કે બિલકુલ કંઈ ન દેખાય; (ખોરાકનું) અલ્પ પાચન થાય કે બિલકુલ પાચન ન થાય; શરીરની ગરમી ઓછી થઈ જાય કે બિલકુલ ગરમી ન રહે; ભૂખ ઓછી થઈ જાય કે બિલકુલ ભૂખ ન લાગે, તરશ થોડી લાગે કે બિલકુલ ન લાગે, દેહની કોમળતા ઓછી થઈ જાય કે ન જ રહે, શરીરની કાંતિ ઓછી થઈ જાય કે બિલકુલ ન રહે; મનની પ્રસન્નતા ઓછી થઈ જાય કે બિલકુલ પ્રસન્નતા ન રહે; મેધાશક્તિ ઓછી થઈ જાય કે બિલકુલ ન રહે; એ જ પ્રમાણે પ્રકૃતિસ્થ કફનું પ્રાકૃત કર્મ જે સ્નેહાદિ કહ્યું છે, તેમાંથી ન્યૂનતા થાય કે તેમનાં તે તે વિરોધી કર્મો, રૂક્ષતા આદિની વૃદ્ધિ થાય, એ કફનો ક્ષય થયાનાં લક્ષણો કહેવાય છે; જેમ કે કફનો ક્ષય થતાં દેહની સ્નિગ્ધતા અલ્પ થઈ જાય અથવા રૂક્ષતા થઈ જાય; શરીરના સાંધાઓનાં બંધનો ઓછાં થઈ જાય કે બંધનો ન રહે; શરીરનાં માંસ વગેરે અવયવોમાં થોડી શિથિલતા થાય કે બિલકુલ શિથિલતા જ થઈ જાય; દેહમાં ભારેપણું ઓછું થાય કે એકદમ હલકાપણું થઈ જાય; સ્ત્રીનો સંબંધ કરવાની શક્તિ ઓછી થઈ જાય કે બિલકુલ શક્તિ ન રહે; બળ ઓછું થઈ જાય કે નિર્બળતા થાય; સહનશીલતા ઓછી થાય કે અક્ષમા (સહનશીલતાનો અભાવ) થઈ જાય; ધીરજ ઓછી થઈ જાય કે ધીરજ ન રહે; લોભ ઓછો થઈ જાય કે લોભરહિત સ્થિતિ થઈ જાય.

એમ વાતાદિનાં પ્રાકૃત કર્મોનું કંઈક હોવું કે નહિ હોવું કહીને તેઓના ક્ષયનું લક્ષણ કહેવાયું; હવે તેઓની વૃદ્ધિનું લક્ષણ ૫૯ મા શ્લોકમાં કહે છે: વાત, પિત્ત અને કફ એ દોષોની જે પ્રકૃતિ કે સ્વભાવ જે રૂક્ષતા આદિ હોય છે, તેઓમાં અધિકતા થવી, એ જ તેઓની વૃદ્ધિનું લક્ષણ સમજવું; જેમ કે વાતની પ્રકૃતિ રૂક્ષત્વ, શીતત્વ, લઘુત્વ, સૂક્ષ્મત્વ, ચલત્વ, વિશદત્વ તથા ખરત્વ છે, તેઓમાં અધિકતા થવી, એ જ વાતની વૃદ્ધિનું લક્ષણ છે; પરંતુ તે વાયુની રૂક્ષતા તથા શીતતા આદિની જે અધિકતા થવી, એ પિત્તની કે કફની વૃદ્ધિનું લક્ષણ ન સમજવું; કેમ કે પિત્તમાં તથા કફમાં તે તે ધર્મો નિયત હોતા નથી; જોકે પિત્તમાં રૂક્ષતા હોય છે અને કફમાં શીતતા પણ હોય છે; પરંતુ રૂક્ષતા આદિના સહચરિત સૂક્ષ્મત્વ કે શીતત્વ આદિ તેઓમાં હોતાં નથી, એ જ તેઓમાં રૂક્ષતા આદિની નિયતતાનો અભાવ સમજવો. એ જ પ્રમાણે પ્રકૃતિસ્થ પિત્તના સસ્નેહત્વ, ઉષ્ણત્વ, તીક્ષ્ણત્વ, દ્રવત્વ, અમ્લત્વ, કટુત્વ તથા સરત્વ–આદિ જે પ્રાકૃત ધર્મો હોય છે, તેઓમાં જે અધિકતા થઈ જાય, એ પિત્તની વૃદ્ધિનું લક્ષણ કહેવાય છે. એ જ પ્રમાણે પ્રકૃતિસ્થ કફના ગુરુત્વ, શીતત્વ, મૃદુત્વ, સ્નિગ્ધત્વ, માધુર્ય, સ્થૈર્ય અને પિચ્છિલત્વ કે ચીકાશ-રૂપ જે પ્રાકૃત ધર્મો છે, તેઓમાં અધિકતા થાય, એ કફની વૃદ્ધિનું લક્ષણ છે, એમ કોઈક વિદ્વાન અહીં વ્યાખ્યાન કરે છે; પરંતુ એ મનને આનંદ પમાડે તેવું નથી; કેમ કે વાતની રૂક્ષતા, શીતતા વગેરેને; પિત્તની સ્નેહયુક્તતા તથા ઉષ્ણતા વગેરેને અને કફની ગુરુતા તથા શીતતા વગેરેને જાણવા માટે તે તે લક્ષણો કહેવાં અવશ્ય જરૂરી હોવાથી ગ્રંથની ન્યૂનતાનો દોષ જણાય છે, માટે અમે અહીં આવું વ્યાખ્યાન કરીએ છીએ કે: પ્રકૃતિ એટલે પોતાના માપમાં રહેલા વાતાદિ દોષોનો રૂક્ષતા આદિ ગુણ; અને પ્રાકૃત કર્મ એટલે વાતાદિ દોષો જો પ્રકૃતિસ્થ હોય તો તેઓના રૂક્ષતા આદિ ધર્મોથી ઉત્પન્ન થયેલ કર્મ; તે પણ રૂક્ષતા આદિથી યુક્ત હોઈને પ્રકૃતિરૂપ જ હોય છે; તેઓની વિશેષતા એટલે અધિકતા જ અહીં લેવાય છે, પણ હાનિ નહિ; તે અધિકતાથી થયેલ પ્રાકૃત ગુણજન્ય કર્મોના અધિક બળને લીધે અનુવૃત્તિ સહિત વધુપડતું જે જે કર્મ આધ્માન આદિ થાય, તે તે સર્વ દોષની પ્રકૃતિની વિશેષતા રૂપ જ હોય છે અને તે જ તેની વૃદ્ધિનું લક્ષણ છે; આ જ અભિપ્રાયથી કહેવાયું છે કે, 'दोषाः प्रवृद्धाः स्वं लिङ्गं दर्शयन्ति यथाबलम्'– ખૂબ વધી ગયેલા દોષો પોતાના બળને અનુસરી પોતાનું લક્ષણ બતાવે છે.' એ રીતે વાતાદિ દોષોના રૂક્ષત્વ આદિ ગુણોની વૃદ્ધિ થવાથી ઉત્પન્ન થયેલ આધ્માન આદિ વિકારોરૂપ ચિહ્નો દ્વારા રૂક્ષતા આદિની વૃદ્ધિનું અનુમાન થવાથી જ વાતાદિ દોષોની વૃદ્ધિનું પણ અનુમાન સિદ્ધ થાય છે, કે તે તે ગુણસમુદાયથી યુક્ત વાતાદિ દોષ જ વધેલો છે; આ સંબંધે મહારોગાધ્યાયમાં કહેલાં કર્મોમાં જ પ્રતિ-સંસ્કાર કરીને કહેવામાં આવ્યું છે કે, 'आध्मानस्तम्भरौक्ष्य-स्फुटनविमथनक्षोभकम्पप्रतोदाः, कण्ठोद्ध्वंसावसादौ श्रमकविलपनं स्रंसशूलप्रभेदाः। पारुष्यं कर्णनादो विषयपरिणतिभ्रंशदृष्टिप्रमोहाः, विस्पन्दोद्घट्टनानि ग्लपनमशयनं ताडनं पीडनं च ॥ नामोन्नामौ विषादो भ्रमपरिपतनं जृम्भणं रोमहर्षो, विक्षेपाक्षेपशोषग्रहणशुषिर-ताच्छेदनं वेष्टनं च ॥ वर्णः श्यावोऽरुणो वा तृडपि च महती स्वापविश्लेषसंज्ञा, विद्यात् कर्माण्यमूनि प्रकुपितमरुतः स्यात् कषायो रसश्च ॥ विस्फोटाम्लकधूमकाः प्रलपनं स्वेदस्रुति-मूर्च्छनं, दौर्गन्ध्यं दरणं मदो विसरणं पाकोऽरतिस्तृड्भ्रमौ। ऊष्मातृप्तितमःप्रवेशदहनं कट्वम्लतिक्ता रसाः, वर्णः पाण्डुवि-वर्जितः कुथितता कर्माणि पित्तस्य वै ॥ तृप्तिस्तन्द्रा गुरुता, स्तैमित्यं कठिनता मलाधिक्यम्। स्नेहापक्त्युपलेपाः, शैत्यं कण्डूः प्रसेकश्च। शोफो निद्राधिक्यं, द्वावेव रसौ पटुस्वादू। वर्णः

स्रोतोऽलसता, कर्माणि कफस्य जानीयात्॥—આધ્માન કે આફરો, સ્તંભ કે સજ્જડ થઈ જવું કે જડતા થવી. રૂક્ષતા, સ્ફુટન એટલે ફૂટવું, વિમથન કે ખૂબ વલોવાઈ જવું, ક્ષોભ કે ગભરામણ, કંપ, સોયા ભોંકાતા હોય તેવી પીડા, ગળું બેસી જવું, અવસાદ કે અંગોની શિથિલતા. શ્રમ કે મહેનત વગર થાક, વિલપન કે બકવાદ, સ્રંસ કે નીચે ઢળી પડવું, શળ, પ્રભેદ એટલે અંગો ખૂબ ફાટતાં હોય તેમ લાગવું. પારુષ્ય કે કઠોરતા (ખરસટપણું), કર્ણનાદ, વિષયના પરિણામનો ભ્રંશ, દૃષ્ટિમાં અતિશય મોહ, અંગોનું વિસ્પંદ કે ફરકવું, ઉદ્વષ્ટન કે અથડાવું, ગ્લપન કે ગ્લાનિ, અશયન કે અનિદ્રા, તાડન કે પ્રહાર જેવી પીડા, પીડન, નમી જવું, ઉન્નામ કે ઊંચે નમી જવું, વિષાદ કે ખેદ, ભ્રમ, પરિપતન કે પડી જવું (અથવા ભ્રમ થવો અને ચોપાસ પડી જવું), જૃંભણ એટલે બગાસાં આવ્યા કરે, રોમહર્ષ એટલે રોમાંચ થયા કરે, વિક્ષેપ એટલે ખૂબ ખેંચાણ થાય, આક્ષેપ એટલે આંચકી થાય, શોષ થયા કરે, ગ્રહણ કે ઝલાઈ જવાય, શુષિરતા એટલે પોલાણ જેવાં છિદ્રો થાય; છેદન કે કપાઈ જવું, વેષ્ટન કે વીંટાઈ જવું, રંગ કાળોપીળો મિશ્ર કે અરુણ-ગુલાબી થઈ જાય, ખૂબ તરશ લાગ્યા કરે, સ્વાપ-વિશ્લેષ કે ઊંઘ ઓછી થઈ જાય, સંજ્ઞા અને કષાય રસ, આ બધાં અતિશય કોપેલા વાયુનાં કર્મો જાણવાં. તેમ જ વિસ્ફોટ કે ફોલ્લાઓ થાય, અમ્લક અથવા ખાટો રસ થાય, ધુમાડા નીકળે, ખૂબ બકવાદ થાય, પરસેવો ઝરે, મૂર્છા થાય, દુર્ગંધપણું લાગે, ફાટ કે ચિરાડો પડે, મદ કે ખુમારી થાય, વિસરણ અથવા દોષોનું ખૂબ ફેલાવું થાય, અંગોનો પાક કે પાકવું થાય, અરતિ કે બેચેની થાય, તરશ લાગે. ભ્રમ થાય, ઉષ્ણતા કે બાફ જણાય, અતૃપ્તિ રહે, અંધકારમાં પ્રવેશ કર્યા જેવું લાગે, દાહ થાય; તીખા, ખાટા તથા કડવા રસો બને, રંગ પ્રકાશ વિનાનો થાય અને કોહવાટ કે સડો થાય, એ કોપેલા પિત્તનાં કર્મો છે; તેમ જ તૃપ્તિ રહે, ઊંઘ જેવું ઘેન જણાય, ભારેપણું લાગે, સ્તૈમિત્ય કે ભીનાં કપડાં લપેટ્યાં હોય એમ જણાય, કઠિનતા થાય, મળની અધિકતા થાય. સ્નેહ કે ચીકાશ થાય, ખોરાકની અપક્તિ કે અપચો થાય, શરીર જાણે લેપેલું હોય એમ લાગે, શીતપણું થાય, ચેળ આવે, પ્રસેક કે લાળો ઝરે, શોથ કે સોજો થાય, નિદ્રા ઘણી જ આવે, અને એ જ રસ પટુ (લવણ) તથા મધુર થાય; એટલે મોમાં ખારો અને મીઠો સ્વાદ રહે; વર્ણ શ્વેત કે ધોળો થાય અને આળસ રહ્યા કરે, એ બધાં કફનાં કર્મો જાણવાં.' આમ મહારોગાધ્યાયમાં પણ કહેવાશે. અહીં પ્રશ્ન થાય છે કે આ પ્રાકૃત હાનિ તથા વૃદ્ધિનાં લક્ષણો કહેવાનું શું પ્રયોજન છે? તે હવે ૫૯ મા શ્લોકમાં અહીં કહે છે; અર્થાત્ વિકારોથી રહિત કર્મો વડે દોષોની પ્રકૃત અથવા સ્વાભાવિક અવસ્થાની પરીક્ષકો પરીક્ષા કરી શકે છે; તેમ જ આ ક્ષીણ દોષોનાં લક્ષણો ઉપરથી તેઓની હાનિની પરીક્ષા કરી શકાય છે અને આ વૃદ્ધિનાં લક્ષણો ઉપરથી દોષોની વૃદ્ધિની પણ અનુમાન આદિથી પરીક્ષા કરી શકાય છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં ૫૫ થી ૫૯ શ્લોકમાં કેટલાંક પદોની સ્પષ્ટતા આમ લખે છે: વાયુના પ્રાકૃત કર્મમાં કહેલ 'चेष्टा' શબ્દનો અર્થ 'અવિકૃત ચેષ્ટા' સમજવો. 'धातुगतिः' શબ્દનો અર્થ 'રસાદિ ધાતુઓનું પોતાથી પોતાની ધાતુ પ્રત્યે જવું' એવો જણાય છે; 'गतिमताम्' પદનો અર્થ 'પુરીષ કે વિષ્ઠા આદિ મળો જે બહાર નીકળે છે, તેઓનું બરાબર બહાર નીકળવું.' એવો થાય છે; 'प्रसादः' એટલે મનની પ્રસન્નતા સમજવી; બંધ એટલે સાંધાઓ બંધાઈ જાય; સ્થિરતા એટલે શિથિલતા ન રહે; 'गौरवम्' એટલે સ્વાભાવિક શરીરનું ભારેપણું રહે; ક્ષમા એટલે સહનશીલતા, ધૃતિ એટલે મનની ચંચળતા ન હોવી; આ 'क्षमा' આદિ કર્મો કફના પ્રભાવથી કરાય છે; એમ બીજાં સ્થળે પણ સમજવું. 'कर्मणः प्राकृतात्'—એટલે વાતાદિનાં પ્રાકૃતકર્મરૂપે કહેલ ઉત્સાહ આદિની હાનિ કે ન્યૂનતા થાય; તેમ જ 'वृद्धिर्वाऽपि विरोधिनाम्'—પ્રથમ જણાવેલા પ્રાકૃત કર્મોનાં લક્ષણથી જે વિરોધી કર્મો હોય તેની વૃદ્ધિ થાય; જેમ કે વાતનો ક્ષય થતાં તેનાં પ્રાકૃતકર્મ ઉત્સાહનો વિરોધી વિષાદ વધી જાય; પિત્તનો ક્ષય થતા અદર્શન એટલે આંખે બરાબર દેખાય નહિ અને ખાધેલો ખોરાક પચે નહિ, વગેરે પ્રાકૃતથી વિરોધી કર્મોની વૃદ્ધિ થાય; અને કફનો ક્ષય થતાં રૂક્ષતા વગેરેની વૃદ્ધિ થાય. અહીં આમ પણ વધુ સમજવું કે પ્રાકૃત કર્મોની હાનિ થતાં વિરોધી કર્મોની વૃદ્ધિ અવશ્ય થાય, એમ હોતું નથી; આ જ અભિપ્રાયથી અહીં મૂળમાં 'वृद्धिर्वापि विरोधिनाम्'—અથવા વિરોધી કર્મોની વૃદ્ધિ થાય, એમ 'वा' શબ્દ મૂકીને સૂચવ્યું છે; એટલે કે ઉત્સાહની થોડી હાનિ થાય, તો તેથી વિષાદ અવશ્ય વધે, એવું કંઈ હોતુ નથી; અથવા અલોભની ન્યૂનતા થતાં લગાર લોભ વધે છે; અથવા ઉત્સાહ આદિના અભાવથી, એમ અભાવ દ્વારા જે થાય તે સમજાવવા માટે 'कर्मणः प्राकृताद्धानि.'—એમ કહ્યું છે; તેમ જ વિષાદની વૃદ્ધિ થવાથી તો એ વિધિ દ્વારા જે થાય તે સમજાવવા 'वृद्धिर्वाऽपि विरोधिनाम्' એમ કહેલ છે કેટલાક વિદ્વાનો અહીં આમ કહે છે કે, 'वृद्धिर्वाऽपि विरोधिनाम्—એટલે વિરોધી દોષોની વૃદ્ધિ થાય છે;

જેમકે પિત્તની વૃદ્ધિ થતાં કફનો ક્ષય થાય છે' ઇત્યાદિ કહે છે, પરંતુ તે બરાબર નથી; કારણ કે એક દોષની વૃદ્ધિ થતાં બીજા દોષનો અવસ્ય નાશ થાય, એમ હોતું નથી; જો એમ થાય તો પિત્તની વૃદ્ધિ થતાં સર્વકાળ કફનો ક્ષય થવો જોઈએ; પરંતુ એમ તો થતું જ નથી; કેમ કે 'न च दोषाः परस्परघातकाः–દોષો એકબીજાનો નાશ કરનાર થતા નથી' એમ પ્રથમ જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે; વળી બીજાં સ્થાને પણ આમ જ કહ્યું છે કે દોષોનાં પોતાનાં લક્ષણોની હાનિ એ જ તેનું ખાસ ક્ષયલક્ષણ છે, એમ 'क्षीणा जहति लिङ्गं स्वम्–ક્ષીણ થયેલા દોષો પોતાના લક્ષણનો ત્યાગ કરે છે' એ વાક્યથી જણાવ્યું છે. હવે ૫૯ મા શ્લોકમાં દોષોની વૃદ્ધિનું લક્ષણ આવું જણાવેલ છે કે 'दोषप्रकृतिवैशेष्यम्'–દોષોની પ્રકૃતિ એટલે સ્વભાવની વિશેષતા અથવા અધિકતા થવાથી દોષની વૃદ્ધિનું લક્ષણ જણાય છે; જેમ કે કફની પ્રકૃતિ કે સ્વભાવ તો સ્નેહ, શૈત્ય, માધુર્ય આદિ છે; તેમાં વધારો થવાથી અતિસ્નિગ્ધતા, અતિશૈત્ય અને અતિમાધુર્ય આદિરૂપ વિશેષતા થાય, એ જ તેની વૃદ્ધિનું લક્ષણ છે; મૂળમાં 'नियतं' પદ રાખેલું છે, તેનો અર્થ 'प्रतिनियतम्' એટલે કે જે જેની પ્રકૃતિનું લક્ષણ હોય તે વધ્યું હોય ત્યારે તે જ તેની વૃદ્ધિનું લક્ષણ કહેવું. એ ભાવ છે. બીજાઓ તો 'नियतम्' પદનો અર્થ 'निश्चितम्' એટલે 'નક્કી કે અવસ્ય' એવો કરે છે. ૫૯

### ચાલુ અધ્યાયના વિષયોનો સંક્ષેપ

**संख्या निमित्तं रूपाणि शोथानां साध्यता न च ।**
**तेषां तेषां विकाराणां शोफांस्तांस्तां श्च पूर्वजान् ॥६०**
**विधिभेदं विकाराणां त्रिविधं बोध्यसंग्रहम् ।**
**प्राकृतं कर्म दोषाणां लक्षणं हानिवृद्धिषु ॥ ६१ ॥**
**वीतरागरजोदोषलोभमानमदस्पृहः ।**
**व्याख्यातवांस्त्रिशोथीये रोगाध्याये पुनर्वसुः ॥ ६२ ॥**

જેમનો મોહ, રજોગુણ, દોષો, લોભ, માન, મદ તથા સ્પૃહા ગયાં છે એટલે મોહાદિથી રહિત એવા પુનર્વસુ આત્રેયે આ 'ત્રિશોથીય' નામના રોગાધ્યાયમાં શોથોની સંખ્યા, શોથોનાં નિમિત્તો કે નિદાનો; રૂપો કે લક્ષણો; શોથોની સાધ્યતા તથા અસાધ્યતા; તે તે (ઉપજિહ્વિકા આદિ) વિકારોમાં પ્રથમ થતા શોથો; તે તે વિકારોના વિધિભેદો એટલે સાધ્યત્વ–અસાધ્યત્વ આદિ વિભિન્ન પ્રકારો; (જેવા કે મૃદુદારુણ ભેદો, સાધ્યાસાધ્ય ભેદો, તથા રુજાવર્ણ આદિ ભેદોથી અસંખ્યાતપણું) તેમ જ ત્રણ પ્રકારનો કે પ્રકૃતિ, અધિષ્ઠાન તથા સમુત્થાનરૂપ; અથવા પ્રાકૃત–વિકૃત–વાતાદિ ત્રણરૂપ બોધ્યસંગ્રહ એટલે ચિકિત્સામાં જાણવા યોગ્ય ત્રણનો સંક્ષેપ; દોષોનું પ્રાકૃતકર્મ અને દોષોની હાનિવૃદ્ધિનાં લક્ષણો કહ્યાં છે. ૬૦,૬૧

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા
શ્લોકસ્થાન વિષે 'ત્રિશોથીય' નામનો
અધ્યાય ૧૮ મો સમાપ્ત

## अष्टोदरीय–अध्याय १९ मो

### મંગલાચરણ અને આરંભ

**अथातोऽष्टोदरीयमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥**

પછી શિષ્યોને આયુર્વેદ શાસ્ત્ર વિષે વધુ જાણવાની ઇચ્છા થઈ અને તે શિષ્યોને આયુર્વેદનો વધુ ઉપદેશ આપવાના અધિકારી પણ જાણ્યા, ત્યારે 'અથ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી, 'હવે અમે 'અષ્ટોદરીય' નામનો (૧૯ મો) અધ્યાય કહીશું, એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યને) કહ્યું. ૧

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રીગંગાધર અહીં આવી શરૂઆત જણાવે છે: પ્રથમ (૪૯ મા શ્લોકમાં) કહેવાયું કે 'સ્થૂલ વ્યાધિઓની પેઠે ક્ષુદ્ર વ્યાધિઓની વ્યવસ્થા કરી લેવી' એ ઉપરથી શંકા થાય છે કે પ્રથમ સ્થૂલવ્યાધિઓની વ્યવસ્થા કરવી, એ શું છે? કઈ રીતે સ્થૂલ વ્યાધિઓની વ્યવસ્થા કરાય છે? આવી આકાંક્ષા થતાં ત્રિશોથીય નામના ૧૮ મા અધ્યાય પછી (૧૯ મો) અષ્ટોદરીય નામનો અધ્યાય શરૂ કરે છે. આ અધ્યાયનું આવું 'અષ્ટોદરીય' નામ રાખવામાં કારણ આ છે કે, 'अध्यायादौ अष्टौ उदराणि इति वचनस्य अर्थम् आदाय अष्टोदरम् इति पदम् अधिकृत्य कृतोऽध्याय इत्यष्टोदरीयः तम्'–અધ્યાયની શરૂઆતમાં 'આઠ ઉદરના રોગો છે' એવા વચનનો અર્થ લઈને 'अष्टोदर' એ પદનો અધિકાર કરીને એટલે કે 'अष्टोदर' એ પદના અર્થને ઉદ્દેશીને રચેલો આ અધ્યાય 'અષ્ટોદરીય' કહેવાય છે.

યોગીન્દ્રનાથ સેન પણ અહીં આવી શરૂઆત કરે છે કે પૂર્વાધ્યાયના ૪૯ મા શ્લોકમાં કહેવાયું કે, 'व्यवस्थाकरणं तेषां यथास्थूलेषु संग्रहः–સ્થૂલ રોગોમાં જે રીતે સંગ્રહ કરવામાં આવેલ છે, તે જ પ્રમાણે એ ક્ષુદ્ર રોગોનો તેઓમાં સંગ્રહ કરી લેવો,' એ ઉપરથી હવે

સ્થૂલ રોગો પ્રમાણે સંગ્રહ કહેવા માટે આ અષ્ટોદરીય નામનો અધ્યાય શરૂ કરે છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ પણ અહી આવી જ શરૂઆત જણાવે છે. 'પૂર્વાધ્યાયમાં (૪૯ મા શ્લોકમા) કહ્યું કે 'व्यवस्थाकरण तेषां यथा स्थूलेषु संग्रह'–સ્થૂલ રોગોમાં જેમ સંગ્રહ કહ્યો છે, તે જ પ્રમાણે તે ક્ષુદ્ર રોગોની વ્યવસ્થા કરી લેવી.' એ ઉપરથી જિજ્ઞાસા થતાં 'अष्टौ उदराणि' ઇત્યાદિ કહીને સ્થૂલ રોગો પ્રમાણેનો સંગ્રહ આ અધ્યાયમા કહેવો શરૂ કરે છે. આ અધ્યાયનું નામ 'अष्टोदरीय' એવું રાખેલ છે, તે સાર્થક છે; અહીં શરૂઆતમાં પ્રથમ ઉદરરોગ કહેવાયો છે, તે પૂર્વ અધ્યાયમાં કહેલ શોથરોગની સમાનતા તેનામા હોવાથી તે કહેલ છે; ઉદરરોગોમાં ઉત્સેધ કે ઊપસવુ અથવા સોજો થવો, એ સામાન્ય હોય છે, તેથી આ ઉદરરોગો પણ શોથના જ એક જાતના ભેદો છે. ૧

### સંક્ષેપમાં ૪૮ રોગાધિકારો

इह खल्वष्टावुदराणि, अष्टौ मूत्राघाताः, अष्टौ क्षीरदोषाः, अष्टौ रेतोदोषाः, सप्त कुष्ठानि, सप्त पिडकाः, सप्त वीसर्पाः; षडतीसाराः, षडुदावर्ताः, पञ्च गुल्माः, पञ्च प्लीहदोषाः, पञ्च कासाः, पञ्च श्वासाः, पञ्च हिक्काः, पञ्च तृष्णाः, पञ्च च्छर्दयः, पञ्च भक्तस्यानशनस्थानानि, पञ्च शिरोरोगाः, पञ्च हृद्रोगाः, पञ्च पाण्डुरोगाः, पञ्चोन्मादाः, चत्वारोऽपस्माराः, चत्वारोऽक्षिरोगाः चत्वारः कर्णरोगाः, चत्वारः प्रतिश्यायाः, चत्वारो मुखरोगाः, चत्वारो ग्रहणीदोषाः, चत्वारो मदाः, चत्वारो मूर्च्छायाः, चत्वारः शोषाः, चत्वारि क्लैब्यानि; त्रयः शोथाः, त्रीणि किलासानि, त्रिविधं लोहितपित्तं; द्वौ ज्वरौ, द्वौ व्रणौ, द्वावायामौ, द्वे गृध्रस्यौ, द्वे कामले, द्विविधमामं, द्विविधं वातरक्तं, द्विविधान्यर्शांसि; एक ऊरुस्तम्भः, एकः संन्यासः, एको महागदः, विंशतिः क्रिमिजातयः, विंशतिः प्रमेहाः, विंशतिर्योनिव्यापदः, इत्यष्टचत्वारिंशद्रोगाधिकरणान्यस्मिन् संग्रहे समुद्दिष्टानि, एतानि यथोद्देशमभिनिर्देक्ष्यामः ॥ २ ॥

અહીં આઠ ઉદરરોગો, આઠ મૂત્રાઘાતો, આઠ ક્ષીરદોષો (એટલે ધાવણના દોષો), આઠ વીર્યદોષો, સાત કુષ્ઠરોગો (મહાકુષ્ઠો), સાત પિડકાઓ (ફોલ્લીઓ), સાત વિસર્પો (રતવા), છ અતીસારો, છ ઉદાવર્તો, પાંચ ગુલ્મરોગો, પાંચ પ્લીહાદોષો, પાંચ કાસરોગો (ઉધરસ), પાંચ શ્વાસરોગો, પાંચ હિક્કાઓ(હેડકીઓ), પાંચ તૃષ્ણારોગો, પાંચ છર્દિઓ (ઊલટીના રોગો), પાંચ ભોજન ન કરાય તેનાં કારણો–અરોચક કે અરુચિના રોગો; પાંચ (મસ્તકના) રોગો, પાંચ હૃદયના રોગો, પાંચ પાંડુરોગો, પાંચ ઉન્માદ રોગો, ચાર અપસ્માર (વાઈના) રોગો, ચાર નેત્રના રોગો, ચાર કાનના રોગો, ચાર પ્રતિશ્યાયના રોગો, ચાર મુખરોગો, ચાર ગ્રહણીના દોષો, ચાર મદના રોગો, ચાર મૂર્છાના રોગો, ચાર શોષરોગો, ચાર કલીબતા(નપુંસકતા)ના રોગો, ત્રણ શોથ કે સોજાના રોગો, ત્રણ કિલાસ (કોઢના જ ભેદ શ્વિત્રના ભેદરૂપ) રોગો, ત્રણ પ્રકારનું રક્તપિત્ત, બે જ્વર, બે વ્રણ, બે (વાતવ્યાધિના ભેદરૂપ) આયામ, બે ગૃધ્રસી, બે કામલા, બે પ્રકારના આમવિકાર, બે પ્રકારનું વાતરક્ત, બે પ્રકારના અર્શરોગો, એક ઊરુસ્તંભ, એક સંન્યાસ (ઔષધથી જ સાધ્ય એક જાતની મૂર્છા જેવી સ્થિતિ), એક મહાગદ (અતત્ત્વાભિનિવેશ નામે માનસરોગ), વીસ ક્રિમિઓની જાતિઓ, વીસ પ્રમેહો અને વીસ યોનિરોગો; એમ આ સંગ્રહમાં (કે સંક્ષેપમાં) અડતાલીસ રોગાધિકારો કહ્યા છે; તેઓનો ઉદ્દેશ અથવા નામનિર્દેશ પ્રમાણે વિસ્તાર હવે કહેવાશે. ૨

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, આ અડતાલીસ રોગાધિકારો અહીં ટૂંકમાં નામવાર કહ્યા છે. આ ઉદર આદિ રોગોના અધિકાર હવે શરૂ કરાશે; અને તે પછી તેઓનાં નિદાનો, લક્ષણો તથા ઔષધો પાછળથી કહેવાશે. આ અહી ગણેલા મહાવિકારો છે; આ રોગાધિકારો વિષેની ચિકિત્સાઓ પાછળથી કહેવાશે; એ જ પ્રમાણે તે તે રોગોમાં જે જે પ્રકારે જુદી જુદી ચિકિત્સાઓ ઇચ્છવામાં આવી છે, તે તે પ્રકારે જ તેઓનો ઉત્તમ પ્રકારનો વિભાગ પણ કહેવાની જરૂરિયાત ગ્રંથકારે ઇચ્છી છે; આ રોગાધિકારોના ૪૮ અધિકારો જે ક્રમે અહીં નામવાર કહ્યા છે, તે જ ક્રમે તેઓને અમે વિસ્તારપૂર્વક હવે કહીશું. અહીં છેલ્લે 'अभिनिर्देक्ष्यामः' એમ 'अभि–निर्–दिश्' ક્રિયાપદ મૂકીને સૂચવ્યું છે કે 'विस्तारवचनं निर्देशः' વિસ્તારપૂર્વક કહેવું તે નિર્દેશ કહેવાય છે; એટલે કે તેઓને નિર્દેશથી કે વિસ્તારથી કહેવામાં આવશે.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રીગંગાધર અહીં આમ સમ-

જણાવે છે કે, ઉદરરોગ પણ એક જાતના સોજારૂપે જ હોય છે, તેથી 'ત્રિશોથીય' નામના પૂર્વાધ્યાય પછી પ્રથમ એક આદિની સંખ્યાવાળા સંન્યાસ આદિ રોગોનો ત્યાગ કરી આઠની સંખ્યાવાળો ઉદરરોગ કહ્યો છે અને તે પછી આઠના સંખ્યાની સમીપ જ રહેલી સાત આદિની સંખ્યાવાળા રોગોનો અહીં જે નિર્દેશ કર્યો છે, તે જ ઉદ્દેશ છે. 'સાત કુષ્ઠરોગો છે' એમ કહીને મુખ્યત્વે 'મહાકુષ્ઠ' રોગો જણાવ્યા છે. भक्तस्य अनशनस्य स्थानानि– એટલે જેનાથી ખોરાક ન ખાઈ શકાય તે અરોચકનાં કારણો પાંચ છે; આ રીતે અહીં કારણ દર્શાવેલ છે, પરંતુ તે કારણની કાર્યરૂપે જ અભિનિર્વૃત્તિ એટલે પૂર્ણ સ્વરૂપસ્થિતિ થતી હોવાથી ખોરાક નહિ ખાવાનાં સ્થાનો અથવા કારણો જ કાર્યોરૂપે જણાય છે; તેથી આ રોગાધિકારમાં કારણો કહેવામા કોઈ દોષ નથી; એમ અહીં ૪૮ સ્થૂલ રોગોના અધિકારો કહ્યા છે; અને આ જ દિશાએ ક્ષુદ્ર રોગોના અધિકારોનો પણ ઉદ્દેશક્રમ બુદ્ધિમાન માણસે જાણી લેવો જોઈએ.

ટીકાકાર શ્રીચક્રપાણિ અહીં આમ સમજાવે છે કે અહીં એક આદિ સંખ્યાનો ત્યાગ કરી પ્રથમ આઠની સંખ્યા લીધી છે; તેમાં કારણ આ છે કે આઠની સંખ્યા વધારે હોવાથી પ્રધાન છે; જોકે વીસ ક્રિમીની જાતિઓ, વીસ પ્રમેહો અને વીસ યોનિરોગો પણ આઠથી વધુ સંખ્યા ધરાવતા નીચે ગણ્યા જ છે, છતાં તેઓને પણ પ્રથમ દર્શાવવામાં ત્યજી દેવાનું કારણ આ છે કે, તેઓની સમીપ ઓગણીસની સંખ્યા ક્યાંય મળતી નથી; એટલે આનુપૂર્વીક્રમ મળતો નહિ હોવાથી તેઓનો પણ પ્રથમ નિર્દેશ કર્યો નથી. જોકે ચિકિત્સિતસ્થાનમાં કુષ્ઠરોગોની સંખ્યા તો અઢારની કહેવામાં આવશે. છતાં અહીં કુષ્ઠની સાતની સંખ્યા જે કહી છે, તે 'મહાકુષ્ઠ' સાત હોવાને લીધે કહેલ છે. ઉદાવર્ત રોગો પણ અહીં ૭ જણાવ્યા છે, તે પણ 'નવેગાન્ ધારણીય' અધ્યાયમાં કહેલા ન્યાય પ્રમાણે વિષ્ઠા આદિને રોકવાથી થતા વગેરે ૭ ઉદાવર્તો જ અહીં કહેવા માગે છે. તૃષ્ણાઓને પાંચ કહી છે, તે પણ સંભોજન, સ્નેહ આદિથી ઉત્પન્ન થયેલી તૃષ્ણાઓનો તો વાતાદિજન્યમાં જ સમાવેશ થતો હોવાના અભિપ્રાયથી કહેલ છે. 'भक्तस्य अनशनस्य स्थानम्–स्थानमिव स्थानं कारणम्' ખોરાક નહિ ખાવાનું સ્થાન એટલે સ્થાન જેવું કારણ સમજાય છે–અર્થાત અનશનનાં સ્થાનો કે કારણો તે અરોચકો જ છે; એમ કારણ ઉપરથી કાર્યરૂપ અરોચકો લેવાય છે; આથી આ સંક્ષેપ ગ્રંથમાં કારણોનું કથન અયોગ્ય છે, એમ ન જાણવું.

## ઉપર્યુક્ત મહારોગોનું વિસ્તારથી કથન: તેમાં પ્રથમ ઉદરાદિ ચાર અષ્ટકો

**अष्टावुदराणीति वातपित्तकफसन्निपातप्लीहबद्धच्छिद्रोदकोदराणीति, अष्टौ मूत्राघाता इति वातपित्तकफसन्निपाताश्मरीशर्कराशुक्रशोणितजा इति, अष्टौ क्षीरदोषा इति वैवर्ण्यं वैगन्ध्यं वैरस्यं पैच्छिल्यं फेनसङ्घातो रौक्ष्यं गौरवमतिस्नेहश्चेति, अष्टौ रेतोदोषा इति तनु शुष्कं फेनिलमश्वेतं पूत्यतिपिच्छिलमन्यधातूपहितमवसादि चेति ॥ ३ ॥**

આઠ ઉદરરોગો : વાતોદર, પિત્તોદર, કફોદર, સંનિપાતોદર, પ્લીહોદર, બદ્ધોદર, છિદ્રોદર તથા ઉદકોદર (જલોદર) નામે છે; આઠ મૂત્રાઘાતો : વાતજ, પિત્તજ, કફજ, સંનિપાતજ, અશ્મરીજ, શર્કરાજ, શુક્રજ તથા શોણિતજ એ પ્રમાણે છે; આઠ ક્ષીરદોષો (કે ધાવણના દોષો) વિવર્ણતા, વિગંધતા, વિરસતા, પિચ્છિલતા (ચિકાશ), ફેન–સંઘાત, રૂક્ષતા, ગૌરવ અને અતિસ્નેહ (કે ઘણી ચીકાશ) એ પ્રમાણે છે; આઠ વીર્યના દોષો તનુ (પાતળાપણું), શુષ્ક, ફેનિલ કે ફીણવાળું, અશ્વેત કે ધોળાશ વિનાનું, પૂતિ કે દુર્ગંધી, અતિપિચ્છિલ એટલે ઘણી જ ચીકાશવાળું હોઈને પીછાં જેવા તાંતણાવાળું, અન્યધાતુ–ઉપહિત એટલે રક્ત આદિ બીજી ધાતુઓથી મિશ્રિત અને અવસાદિ એટલે ગંઠાયેલું જે હોય તે છે. ૩

યોગીંદ્રનાથ સેને ચરકોપસ્કારમાં આઠ ઉદરરોગોનાં લક્ષણોને બતાવતા શ્લોકો ચરકના ચિકિત્સાસ્થાનના ૧૩ મા અધ્યાયમાંથી ઉતાર્યા છે. તે બધા ચિકિત્સાસ્થાનમાં આવશે. આઠ ઉદરરોગોમાંના છિદ્રોદરને સુશ્રુતે 'પરિસ્રાવી ઉદર' નામે કહેલ છે; તેનું લક્ષણ સુશ્રુતના નિદાનસ્થાનના ૭ મા અધ્યાયમાં જોઈ લેવું; વળી વૃદ્ધવાગ્ભટે પણ નિદાનસ્થાનના ૧૨મા અધ્યાયમાં આમ લખ્યું છે કે, 'छिद्रोदरमिदं प्राहुः परिस्रावीति चापरे–છિદ્રોદરને જ બીજાઓ 'પરિસ્રાવિ ઉદર' કહે છે.' વળી સુશ્રુતે તો 'યકૃદ્દાલ્યુદર' નામનો એક અધિક ઉદરરોગ પણ નિદાનસ્થાનના ૭ મા અધ્યાયમાં આમ કહ્યો છે : 'सव्येतरस्मिन् यकृति प्रदुष्टे ज्ञेयं यकृद्दाल्युदरं तदेव–જમણા પડખામાં યકૃત્ ખરાબ થતાં જે ઉદર રોગ થાય છે, તેને જ 'યકૃદ્દાલ્યુદર'નામે કહેલ છે.' આ 'યકૃદ્દાલ્યુદર'નો જ અહીં ચરકે 'પ્લીહોદર'માં સમાવેશ કર્યો છે; કારણ કે તે બન્નેનાં નિદાન, લક્ષણો તથા ઔષધો સરખાં જ હોય છે; આ વાતને આ

ચરક-તંત્રકાર આ ગ્રંથના જ ચિકિત્સાસ્થાનના ઉદર-ચિકિત્સા અધ્યાયમાં કહેશે. સર્વ વિકારો વાત, પિત્ત તથા કફ સિવાય બીજા કોઈ પણ કારણથી થતા જ નથી, એટલે પ્લીહોદર આદિ ચાર ઉદરરોગો વાતાદિ-જન્ય ઉદરરોગોથી અલગ છે જ નહિ, છતાં તેઓને જે અલગ કહેવામાં આવ્યા છે, તે નિદાન, લક્ષણ તથા ચિકિત્સામાં તેઓનો ભેદ હોય છે, એ જ કારણે તેઓને અલગ કહ્યા છે; એમ બીજાં સ્થળે પણ સમજી લેવું.

આઠ મૂત્રાઘાતો છે; તેમાં પ્રથમ તો મૂત્રાઘાત એટલે કે मूत्रस्य आघात'–विबन्धः–कृच्छ्रेण प्रवृत्तिः इत्यर्थः– મૂત્રનું બંધાઈ જવું કે અટકી જવું. એટલે મુશ્કેલીએ મૂત્ર ભીતરે કે બહાર નીકળે, તે 'મૂત્રાઘાત' કહેવાય છે. આ આઠે મૂત્રાઘાતોનાં લક્ષણો ચરક. ચિકિત્સાસ્થાનના ૨૬ મા અધ્યાયમાં કહેશે, તે ત્યાં જોવાં. આ સિવાય 'મૂત્રૌકસાદ' વગેરે બીજા ૧૩ મૂત્રદોષો પણ છે; તેઓને ચરક, સિદ્ધિસ્થાનના ત્રિમર્મીયસિદ્ધિ નામના ૯ મા અધ્યાય-માં કહેશે.

આઠ ક્ષીરદોષો અથવા ધાવણના દોષો પણ ચરક, ચિકિત્સાસ્થાનના ૩૦ મા અધ્યાયમાં કહેશે; તેમ જ આઠ વીર્યના દોષોનાં લક્ષણો પણ ત્યાં કહેવામાં આવશે. એમ અહીં ૪૮ અધિકારો પૈકીનાં ૪ અષ્ટકો કહ્યા છે.

શ્રી ગંગાધર વધુ અહીં આમ સમજાવે છે કે, આ રોગોના જે રૂપે જે સંખ્યાથી ઉપદેશ કરતાં ચિકિત્સા વિષે ઉપયોગિતા છે, તે રૂપે તેઓના પ્રભેદોની સંખ્યા દર્શાવવામાં આવી છે, એમ સમજવું; તેથી દ્વંદ્વજ આદિ ભેદોનો ચિકિત્સામાં મેળ થઈ જતો હોવાથી પ્રયોજનની સિદ્ધિ થઈ જતાં તે દ્વંદ્વજ આદિ ભેદોને અલગ બનાવેલ નથી. સાંનિપાતિક રોગ તો ત્રિકૃતિથી કે વિષમતાથી આરંભાતો હોવાને લીધે તેની ચિકિત્સામાં વિશેષતા બતાવવા માટે તેનો તો અલગ ઉપદેશ કરવામાં આવ્યો જ છે; એમ સર્વ સ્થળે સમજી લેવું. ઉદરાધ્યાયમાં આ આઠે ઉદરરોગોનાં લક્ષણો દર્શાવવામાં આવશે. ૩

### કુષ્ઠ આદિનાં ત્રણ સપ્તકો

**सप्त कुष्ठानीति–कापालोदुम्बरमण्डलर्ष्यजिह्वपुण्डरीकसिध्मकाकणकानीति, सप्त पिडका इति–शराविका कच्छपिका जालिनी सर्षपयलजो विनता विद्रधिश्चेति, सप्त वीसर्पा इति–वातपित्तकफाग्निकर्दमग्रन्थिसंनिपाताख्याः ॥ ४ ॥**

**કાપાલ, આદુંબર, મંડલ, ઋષ્યજિહ્વ, પુંડરીક, સિધ્મ તથા કાકણક, એમ સાત કુષ્ઠરોગો છે. શરાવિકા, કચ્છપિકા, જાલિની, સર્ષપી, અલજી, વિનતા અને વિદ્રધિ એમ સાત પિડકાઓ છે. વાતજ, પિત્તજ, કફજ, અગ્નિવીસર્પ, કર્દમ-વીસર્પ, ગ્રંથિવીસર્પ અને સન્નિપાતજ, એમ સાત વીસર્પ કે રતવાના રોગો છે. ૪**

યોગીંદ્રનાથ સેન જણાવે છે કે, સાત કુષ્ઠરોગો નિદાનસ્થાનના ૫ મા અધ્યાયમાં આમ કહેવાશે: 'વાયુ ઘણો જ અધિક થાય ત્યારે 'કાપાલકુષ્ઠ' થાય છે, પિત્ત ખૂબ અધિક થાય ત્યારે 'ઔદુંબર' અને કફ ખૂબ અધિક થાય ત્યારે 'મંડલ' નામનો કુષ્ઠરોગ થાય છે. વાતપિત્ત બેની અધિકતા થતાં 'ઋષ્યજિહ્વકુષ્ઠ' પિત્ત-કફની અધિકતા થતાં 'પુંડરીકકુષ્ઠ' અને કફવાતની અધિકતા થતાં 'સિધ્મકુષ્ઠ' થાય છે; તેમ જ સર્વ દોષોનાં પ્રકોપથી સાનિપાતિક 'કાકણક' નામનો કુષ્ઠ રોગ થાય છે. એમ અહીં 'કાપાલ' આદિ સાત મહાકુષ્ઠ રોગો કહ્યા છે; પરંતુ એ સિવાયના ક્ષુદ્ર કુષ્ઠરોગો ૧૧ છે; જેમ કે એકકુષ્ઠ, ચર્મ, કિટિમ, વિપાદિકા, અલસક, દદ્રુ, ચર્મદલ, પામા, વિસ્ફોટ, શતારુ અને વિચર્ચિકા નામના ક્ષુદ્ર કુષ્ઠરોગો કુષ્ઠચિકિત્સાધ્યાયમાં કહેવાશે; એમ સાત મહાકુષ્ઠ અને અગિયાર ક્ષુદ્ર કુષ્ઠ મળીને અઢાર કુષ્ઠરોગો થાય છે. શરાવિકા આદિ સાત પિડકાઓ તો 'કિયન્ત:-શિરસીય' નામના અધ્યાયમાં પ્રથમ કહેવાયેલી છે. સાત વીસર્પો તો અલગ ત્રણ દોષોથી ત્રણ, ત્રણ દ્વંદ્વજ અને એક સાનિપાતિક–ત્રિદોષજન્ય મળી સાતની સંખ્યામાં થાય છે; આ સંબંધે ચરક ચિકિત્સાસ્થાનના ૨૧ મા અધ્યાય-માં આમ કહેશે કે, 'स च सप्तविधो दोषैर्विज्ञेयः सप्तधातुकः। वातिकः पैत्तिकश्चैव कफजः सान्निपातिकः॥ चत्वार एते वीसर्पा वक्ष्यन्ते द्वन्द्वजास्त्रयः। आग्नेयो वातपित्ताभ्यां ग्रन्थ्याख्य कफवातज.। यस्तु कर्दमको घोरः स पित्तकफसंभवः'– દોષોને લીધે સાત પ્રકારનો વીસર્પ સાતે ધાતુઓને લગતો થાય છે; જેમ કે વાતિક, પૈત્તિક, કફજ, સાંનિ-પાતિક, એમ ચાર વીસર્પો ઉપરાંત દ્વંદ્વજ ત્રણ વીસર્પો થાય છે; તેમાંના વાતપિત્તથી આગ્નેય વીસર્પ, કફવાત-જન્ય ગ્રથિવીસર્પ અને પિત્તકફજન્ય ઘોર કર્દમક નામે વીસર્પ થાય છે. આમ સાત વીસર્પો ત્યાં કહ્યા છે. ૪

### ૭ અતીસાર અને ૭ ઉદાવર્તો

**षडतीसारा इति–वातपित्तकफसन्निपातभयशोकजाः, षडुदावर्ता इति–वातमूत्रपुरीषशुक्रच्छर्दिक्षवथुजाः ॥ ५ ॥**

**૭ અતીસારો આ પ્રમાણે છે: વાતજ, પિત્તજ, કફજ, સંનિપાતજ, ભયજ તથા શોકજ; તે જ પ્રમાણે ઉદાવર્તો પણ આ ૭ છે: વાતજ, મૂત્રજ,**

, શુક્રજ, છર્દિજ તથા ક્ષવથુજ. ૫

ગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં લખે છે કે, પિત્તથી, કફથી, સંનિપાતથી, ભયથી અને એમ ૭ કારણે અતીસારો થાય છે; આ સંબંધે પણ અષ્ટાંગહૃદયના નિદાનસ્થાનના ૯ મા યમાં આમ જણાવે છે કે, 'दोषैर्व्यस्तैः समस्तैश्च शोकाच्च षड्विधः अतीसारः-છૂટા છૂટા એક એક (ત્રણ) અને ભેગા મળેલા સમસ્ત દોષોથી (ત્રિદોષજ) તેમ જ ભયથી અને શોકથી થતો સાર ૭ પ્રકારનો હોય છે.'

૭ ઉદાવર્તો આ પ્રમાણે થાય છે: વાતના, મૂત્રના, ના, વીર્યના, ઊલટીના તથા છીંકના વેગોને રોક- ૭ ઉદાવર્ત રોગો ઉત્પન્ન થાય છે. અહીં શંકા છે કે, નીચે વહેતા વેગોને રોકવાથી અપાનવાયુનો પ થતાં ઉદાવર્ત રોગની ઉત્પત્તિ થાય એ તો યોગ્ય કારણ કે 'ભેલ' મુનિ ચિકિત્સાસ્થાનના ૧૭ મા ાયમાં આમ લખે છે કે, 'वातमूत्रपुरीषाणां निरोधा- नस्य च। एतैरन्यैश्च गुरुभिर्हेतुभिः कुपितोऽनिलः। निगृ- गुदद्वारं शरीरं चास्य सर्वशः। संशोषयति तत्रस्थः शरीरं येद् भृशम्। अधोवहानि स्रोतांसि पित्तश्लेष्मवहान्यपि। त्यन्नमलान् वापि वध्नाति पवनो भृशम्। वातसंदूषितास्ते तु न्तो ह्यूर्ध्वमास्थिताः। आमपक्वाशयस्थानमुन्माथन्ति सुदा- म्। ऊर्ध्वं ह्यपानः संप्राप्य उदानेन समागतः। उदावर्त्त इति कः शस्त्रसर्पविषोपमः-વાયુ, મૂત્ર અને વિષ્ઠાને રોકવાથી, ન જ ગુહ્યચિહ્નના વેગને રોકવાથી અને બીજાં પણ રે કારણોથી કોપેલો વાયુ ગુદાના દ્વારને રોકી દે છે; થી એ માણસના શરીરને ત્યાં રહેલો વાયુ ખૂબ સૂકવી ખે છે; તેમ જ નીચે વહેતાં સ્રોતો અને પિત્તને તથા ફને વહેતાં સ્રોતો પણ અન્નના મળને વહેવા માંડે છે ને વાયુ તેઓને અત્યંત બાંધીને રોકી રાખે છે; જેથાં અન્નમળો વાયુથી એકદમ દૂષિત થઈ ને દોડમદોડ કરતા ચા માર્ગનો આશ્રય કરે છે અને આમાશય તથા પક્વા- શયના સ્થાનમાં અતિદારુણ રીતે તેઓ ઉન્માદ મચાવે છે; આ રીતે અપાનવાયુ ઊંચે પહોંચી જઈ ઉદાનવાયુ સાથે મળી જાય છે, તેને ઉદાવર્ત રોગ કહ્યો છે; એ રોગ શસ્ત્ર. સર્પ તથા વિષના જેવો ભયંકર છે.' એ તો ઠીક છે, પરંતુ ઊલટી તથા છીંકને રોકવાથી ઉદાવર્ત રોગની ઉત્પત્તિ કઈ રીતે થાય છે? આનું સમાધાન આ છે કે, ઊલટી તથા છીંકને રોકવાથી પણ અપાનવાયુનો પ્રકોપ સંભવે છે, તેથી અહીં છર્દિજ-ઊલટીને રોક- વાથી થતો અને ક્ષવથુજ-છીંકને રોકવાથી થતો, એમ બે ઉદાવર્તો પણ વધુ કહ્યા છે; આમાં પણ વાતાદિ ચાર હેતુઓ જ પ્રત્યાસન્ન અથવા નજીકનાં નિદાનરૂપે હોય છે અને છર્દિ કે ઊલટી વગેરે તો દૂરદૂરનાં નિદાન તરીકે જ ગણાય છે. આ જ અભિપ્રાયથી સુશ્રુતે ઉત્તરસ્થાનના ૫૫મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, વાત, મૂત્ર તથા વિષ્ઠા વગેરે તેરના નીચે તથા ઊંચે જતા વેગોને રોકવાથી તેર પ્રકારનો ઉદાવર્ત રોગ થાય છે; જેમ કે वातविण्मूत्रजृम्भा- श्रुक्षवोद्गारवमीन्द्रियैः। व्याहन्यमानैरुदितैरुदावर्तो निरुच्यते। क्षुत्तृष्णाश्वासनिद्राणामुदावर्त्तो विधारणात्। तस्याभिधास्ये व्यासेन लक्षणं च चिकित्सितम्। त्रयोदशविधश्चासौ भिन्न एतैस्तु कारणैः- વાયુ, વિષ્ઠા, મૂત્ર, બગાસાં, આંસુ, છીંક, ઓડકાર, ઊલટી તથા વીર્યના વેગો જ્યારે આવ્યા હોય, ત્યારે તેઓને રોકવાથી જે રોગ થાય છે, તે 'ઉદાવર્ત્ત' કહેવાય છે; તેમ જ ભૂખ, તરશ, શ્વાસ તથા નિદ્રાના વેગને રોક- વાથી પણ ઉદાવર્ત રોગ થાય છે; તેનાં લક્ષણ તથા ચિકિત્સા હું વિસ્તારથી કહીશ. (એમ ત્યાં સુશ્રુતે તેર ઉદાવર્તો કહ્યા છે; જ્યારે અહીં છમાં બીજાઓનો સમા- વેશ કરવો જોઈએ.) અહીં ૭ ૭ ભેદોનાં બે પટ્કો કહેવામાં આવ્યાં છે. ૫

## ગુલ્માદિ રોગોનાં ૧૨ પંચક અથવા પાંચપાંચની ગણતરી

पञ्च गुल्मा इति-वातपित्तकफसन्निपातरक्तजाः, पञ्च प्लीहदोषा इति-गुल्मैर्व्याख्याताः, पञ्च कासा इति-वातपित्तकफक्षतक्षयजाः, पञ्च श्वासा इति- महोर्ध्वच्छिन्नतमकक्षुद्राः, पञ्च हिक्का इति-महती गम्भीरा व्यपेता क्षुद्रा चान्नजा च, पञ्च तृष्णा इति- वातपित्तामक्षयोपसर्गात्मिकाः, पञ्च छर्दय इति-द्विष्टा- र्थसंयोगवातपित्तकफसन्निपातोद्रेकोत्थाश्च; पञ्च भ- क्तस्यानशनस्थानानीति--वातपित्तकफसंनिपातद्वेषाः, पञ्च शिरोरोगा इति-पूर्वोद्देशमभिसमस्य वातपित्तकफ- सन्निपातक्रिमिजाः, पञ्च हृद्रोगा इति-शिरोरोगै- र्व्याख्याताः, पञ्च पाण्डुरोगा इति-वातपित्तकफसन्नि- पातमृद्भक्षणजाः, पञ्चोन्मादा इति-वातपित्तकफ- सन्निपातागन्तुनिमित्ताः ॥ ६ ॥

ગુલ્મરોગ આ પ્રમાણે પાંચ પ્રકારના હોય છે; વાતજ, પિત્તજ, કફજ, સંનિપાતજ તથા રક્તજ; પ્લીહાના દોષો પાંચ હોય છે; તેઓની વ્યાખ્યા ગુલ્મરોગો પ્રમાણે કરી લેવાય છે; કાસરોગ પણ આ રીતે પાંચ છે: વાતજ, પિત્તજ, કફ- જ, ક્ષતજ તથા ક્ષયજ; શ્વાસ પણ આ રીતે પાંચ પ્રકારના હોય છે: મહાશ્વાસ, ઊર્ધ્વશ્વાસ, છિન્નશ્વાસ, તમકશ્વાસ તથા ક્ષુદ્રશ્વાસ. હિક્કાઓ

(હેડકી) પણ આમ પાંચ હોય છે: મહતી, ગંભીરા, વ્યપેતા, ક્ષુદ્રા તથા અન્નજા; તૃષ્ણાઓ પણ આ રીતે પાંચ હોય છે: વાતજ, પિત્તજ, આમજ, ક્ષયજ, તથા ઉપસર્ગજ; છર્દિઓ (ઊલટી) પણ આમ પાંચ હોય છે: દ્વિષ્ટાર્થ-સંયોગજ, વાતજ, પિત્તજ, કફજ તથા સંનિ-પાતજ. ભક્તના અનશનનાં સ્થાનો (એટલે અરોચક રોગોનાં કારણો) આમ પાંચ છે: વાત, પિત્ત, કફ, સનિપાત અને દ્વેષ. શિરોરોગો પણ આમ પાંચ પ્રકારના છે; (એટલે કે) પૂર્વોદ્દેશને ટૂંકાવી, કિયન્તઃશિરસીય નામના અધ્યાયમાં જે વિસ્તારથી કહેવાયા છે, તેઓનો જ સક્ષેપ કરી વાતજ, પિત્તજ, કફજ, સનિપાતજ તથા ક્રિમિજ કહેવાય છે. પાંચ હૃદયના રોગો છે; તેઓને પણ શિરોરોગ પ્રમાણે જ કહ્યા છે; પાચ પાંડુ-રોગો આ પ્રમાણે થાય છે: વાતજ, પિત્તજ, કફજ, સંનિપાતજ તથા મૃદ્ભક્ષણજ; પાંચ ઉન્માદરોગો આ પ્રમાણે કહ્યા છે: વાતનિમિત્ત, પિત્તનિમિત્ત, કફનિમિત્ત, સંનિપાતનિમિત્ત તથા આગંતુનિમિત્ત. ૬

યોગીંદ્રનાથ સેન અહીં વિસ્તારથી આમ સમજાવે છે: વાતથી, પિત્તથી, કફથી, સંનિપાતથી તથા રુધિર-થી ગુલ્મરોગ ઉત્પન્ન થાય છે; તેથી જ તેઓને વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ તથા શોણિતજ, એમ અહીં મૂળમાં કહ્યા છે; પરંતુ જેઓનાં લક્ષણ સંસૃષ્ટ અથવા બે બે દોષોથી મિશ્ર હોય છે, તેવા બીજા ત્રણ દ્વંદ્વજ ગુલ્મરોગોને તેઓની ઔષધ કલ્પના માટે જણાવવા જોઈએ, એમ ચરક-ચિકિત્સાસ્થાનના ૫ મા અધ્યાયમાં કહેશે કે, 'संसृष्टलिङ्गानपरांस्तु गुल्मांस्त्रीनादि-शेदौषधकल्पनार्थम्'-એમ ત્યાં ચિકિત્સાધ્યાયમાં એ ત્રણ સંસર્ગજ-દ્વિદોષજ ગુલ્મો પણ કહેવાશે, તેઓનો અહીં વાતાદિ ત્રણમાં સમાવેશ કરી લીધો છે; કેમ કે તેઓની ચિકિત્સા તો (તે તે દોષની) સમાન જ કરવાની હોય છે; આમાનો રુધિરજન્ય ગુલ્મ કેવળ સ્ત્રીઓને જ થાય છે, એમ પણ ચરકે ચિકિત્સાસ્થાનના ૫ મા અધ્યાયમાં 'स रौधिर. स्त्रीभव एव गुल्मः' એ વચનથી કહેલ છે.

પાંચ પ્લીહાના દોષોનું પાંચ ગુલ્મરોગ પ્રમાણે આખ્યાન કરી લેવું; એટલે કે ગુલ્મરોગો જેમ વાત-જ, પિત્તજ, કફજ, સનિપાતજ તથા શોણિતજ એમ પાંચ પ્રકારના છે, તે જ પ્રમાણે પ્લીહાદોષો કે બરોળના રોગો પણ વાતજ, પિત્તજ, કફજ, સંનિ-પાતજ તથા રુધિરજ એમ પાંચ પ્રકારના થાય છે.

કાસ-ઉધરસના રોગો વાતથી, પિત્તથી, કફથી, સંનિપાતથી અને ક્ષતથી એટલે ઉરઃક્ષતથી કે વીર્ય આદિ ધાતુઓના ક્ષયથી ઉત્પન્ન થાય છે; એમ વાત, પિત્ત, કફ, સંનિપાત તથા ક્ષત કે ક્ષયથી થતા પાંચ હોય છે. ભેલ પણ આમ જ કહે છે કે, 'पञ्च कासाः समु-द्दिष्टा वातपित्तकफात्मकाः क्षतज. । क्षयजश्च' (भेल-चिकित्सा. ११ अ.)-વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, ક્ષતજન્ય તથા ક્ષયજન્ય, એમ પાંચ પ્રકારના કાસ ઉત્પન્ન થાય છે. સુશ્રુત પણ આમ જ કહે છે કે, 'स वातपित्तप्रभव. कफाच्च क्षतात्तथाऽन्य. क्षयजोऽपरोऽपि । पञ्च प्रकारः कथितो भिषग्भिः (सुश्रुत-उत्तर. ५२ अ.)-વાતથી, પિત્તથી, કફથી, ક્ષતથી તથા પાચમો ક્ષયથી થતો કાસરોગ (ઉધરસ) પાચ પ્રકારનો કહેલ છે.'

શ્વાસરોગ પણ પાચ પ્રકારનો થાય છે: મહાન, ઊર્ધ્વ, છિન્ન, તમક તથા ક્ષુદ્ર. સુશ્રુતે ઉત્તરસ્થાનના ૫૦ મા અધ્યાયમાં આમ જ કહેલ છે કે, 'क्षुद्रकस्तमकश्छिन्नो महानूर्ध्वश्च पञ्चधा । भिद्यते स महाव्याधि. श्वास एको विशेषतः' શ્વાસ નામનો એક જ મહારોગ વિશેષ-ભેદોની દૃષ્ટિએ ક્ષુદ્રક, તમક, છિન્ન, મહાન તથા ઊર્ધ્વ, એમ પાંચ પ્રકારે ભેદ પામે છે; જોકે પ્રતમક તથા સંતમક નામના બે (વધુ) શ્વાસો ચિકિત્સિત અધ્યાયમાં કહેવાશે, પરંતુ તે બન્નેને અહીં તમકના જ ભેદ તરીકે ગણીને તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

હિક્કા કે હેડકીનો રોગ પણ મૂળમાં 'મહતી' ઇત્યાદિ નામે પાંચ પ્રકારનો કહેલ છે; તેમાં જે હેડકી 'अन्नपाने व्यपेते परिणते जायते इति हेतोः 'व्यपेता' इत्युच्यते'-ખાધેલાં ખોરાક-પાણી પચી ગયા પછી જે ઉત્પન્ન થાય, તે 'વ્યપેતા' કહેવાય છે; આ વ્યપેતા હેડકીને જ સુશ્રુતમાં 'યમલા' એવા નામે કહેલ છે. વળી સુશ્રુતે ઉત્તરસ્થાન-ના ૫૦મા અધ્યાયમાં કહ્યું પણ છે કે, 'अन्नजां यमलां क्षुद्रां गम्भीरां महतीं तथा । वायुः कफेनानुगतः पञ्च हिक्काः करोति हि'-કફથી અનુસરાયેલો વાયુ અન્નજ, યમલા, ક્ષુદ્રા, ગંભીરા તથા મહતી નામની પાંચ હિક્કાઓને કરે છે.

તૃષ્ણાઓ કે તરશના રોગો પણ વાત, પિત્ત, આમ, ક્ષય (એટલે રસક્ષય) તથા ઉપસર્ગ(જ્વરાદિ)થી પાચ થાય છે, આમાં કફથી થતી તૃષ્ણા કહેવામાં નથી આવી; કારણ કે કફ એ કેવળ દ્રવરૂપ પ્રવાહી જ છે, તેથી તે તૃષ્ણા કરે તે ઘટતું જ નથી; કેવળ વાત અને પિત્તજ તૃષ્ણા કરનારા હોય છે. આ વિષે ચરકે ચિકિત્સા-સ્થાનના ૨૨ અધ્યાયમાં કહ્યું છે કે, 'नामेरृविना हि तर्षः

पवनाद्वा तौ हि शोषणे हेतू। अब्धातोरतिवृद्धावेषां क्षये शुष्यते नरो हि '–અગ્નિ વિના તરશ હોય જ નહિ; અથવા વાયુથી પણ તરશ લાગે છે; કેમ કે તે બન્ને જ–વાત તથા પિત્ત શોષણ કરવામાં કારણરૂપ હોય છે; જળધાતુ–કફ તો એવો છે કે તેની અતિશય વૃદ્ધિ થાય કે ક્ષય થાય તો માણસ સુકાય જ છે (પણ તરસ્યો થતો નથી); અહીં શંકા થાય છે કે જો એમ જ હોય તો સુશ્રુતમાં કહેલી કફજન્ય તૃષ્ણા કયા પ્રકારે ઘટે છે? આનું સમાધાન આ છે કે, કફ જો તૃષ્ણાને ઉત્પન્ન કરે તો કેવળ વાત કે પિત્તદ્વારા જ કરે, પરંતુ પોતાના ગુણથી તે તૃષ્ણાને ઉત્પન્ન કરતો નથી; એજ આશયથી સુશ્રુતના ટીકાકાર ડલ્હણાચાર્ય સુશ્રુતના ઉત્તરસ્થાનના ૪૮ મા અધ્યાયમાં ટીકા લખતાં આમ જણાવે છે કે, ' કફ જોકે સ્તૈમિત્ય (કે ભીનાશરૂપ) ગુણને લીધે તૃષ્ણાને ઉત્પન્ન કરનાર તરીકે સંભવતો જ નથી, તોપણ કફ જ્યારે વધ્યો હોય ત્યારે વાયુને તથા પિત્તને તે ઘેરી લે છે, તે વેળા તે બન્ને–વાત અને પિત્ત, એ કફને સૂકવી નાખે છે, ત્યારે તે તૃષ્ણાને ઉત્પન્ન કરે છે; એટલે વાતપિત્ત દ્વારા જ તે કફ, તૃષ્ણાને ઉત્પન્ન કરનારો થાય છે. વળી ભક્તજા અને મદ્યજા વગેરે બીજી તૃષ્ણાઓ પણ વાત અને પિત્તના કારણે જ ઉત્પન્ન થાય છે, તેથી તેઓનો સમાવેશ વાતજન્ય તૃષ્ણામાં કે, પિત્તજન્ય તૃષ્ણામાં જ કરી લેવાનો છે. આ વિષે ચરક, ચિકિત્સાસ્થાનના ૨૨ મા અધ્યાયમાં આમ કહેશે કે, 'गुर्वन्नपयःस्नेहैः संमूर्च्छेद्भिर्विदाहकाले च। यस्तृष्येद् वृतमार्गे तत्राऽप्यनिलानलौ हेतू॥ तीक्ष्णोष्णरूक्षभावान्मद्यं पित्तानलौ प्रकोपयति। शोषयतोऽपां धातुं तावेव मद्यशीलानाम्'–જે માણસ ઉદરમાં ભારે ખોરાક, દૂધ તથા સ્નેહોથી વ્યાપ્ત થાય, તેમ જ વિદાહના સમયે માર્ગ રોકાઈ જતાં તરસ્યો થાય છે, તેમાં પણ વાયુ તથા અગ્નિરૂપ પિત્ત જ કારણ છે–એટલે ખોરાકથી થતી ભક્તજા તૃષ્ણા પણ વાયુ તથા પિત્તથી જ ઉત્પન્ન થાય છે; તેમ જ મદ્ય પણ તીક્ષ્ણ, ઉષ્ણ તથા રૂક્ષપણાથી પિત્તને તથા વાયુને કોપાવે છે અને તે જ વાતપિત્ત (કુપિત થઈને) મદ્યપાન કરવાના સ્વભાવવાળા લોકોના જળની ધાતુને શોષવી નાખે છે; એમ મદ્યજા તૃષ્ણા પણ વાતપિત્તથી જ ઉત્પન્ન થાય છે.

ઊલટીઓમાં પણ પોતાના મનને ગમે નહિ એવા ગંધાદિ વિષયોની સાથે સંયોગ થતાં જે ઊલટી થાય છે, તે 'દ્વિષ્ટ–અર્થ–સંયોગ–જન્ય' કહેવાય છે; તેમ જ વાતની, પિત્તની, કફની તથા એ ત્રણેના સંનિપાતની અધિકતાથી જે ઊલટીઓ થાય છે, તે વાતજ, પિત્તજ, કફજ તથા સંનિપાતજ હોઈને તે ઊલટી પાંચની સંખ્યા ધરાવે છે. વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહના નિદાનસ્થાનના પાંચમા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'छर्दिर्दोषैः पृथक् सर्वैर्द्विष्टैरर्थैश्च पञ्चमी'–અલગ અલગ દોષોથી ત્રણ, સર્વ દોષોથી એક અને પાંચમી દ્વેષપાત્ર વિષયોને લીધે થતી હોઈને એકંદર પાંચ ઊલટીઓ થાય છે. કેટલાક ગ્રંથોમાં (ગંગાધર વગેરે) 'द्विष्टार्थसंयोग' એવા પાઠને બદલે 'द्विष्टान्नसंयोग' એવો પાઠ રાખે છે; તેનો અર્થ આવો થાય છે કે દ્વેષપાત્ર કે ન ગમે એવાં અન્નનો સંયોગ થતાં ઊલટી થાય છે; એ પાઠ ભેલ મુનિને માન્ય છે; ભેલે સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે; 'छर्दयेदिह वातेन पित्तेन च कफेन च। आहारादमनोज्ञाच्च संनिपाताच्च पञ्चमम्–વાયુથી, પિત્તથી, કફથી, મનને નહિ ગમતા આહારથી અને પાંચમા સન્નિપાતથી, એમ પાંચ પ્રકારે માણસને ઊલટી થાય છે.'

ખોરાક ન ખવાય કે ન રુચે, તે અરોચક કે અરુચિનાં સ્થાનો કે કારણો પાંચ હોય છે; વાત, પિત્ત, કફ, સંનિપાત તથા દ્વેષ એટલે દ્વેષપાત્ર અન્નાદિ. આ વિષે પણ ચરક–ચિકિત્સાસ્થાનના ૮ મા અધ્યાયમાં કહેશે કે, 'पृथग्दोषैः समस्तैर्वा जिह्वा हृदयसंश्रितैः। जायतेऽरुचिराहारे द्विष्टैरर्थैश्च मानसैः–અલગ અલગ દોષો તથા સમસ્ત દોષો જિહ્વા તથા હૃદયનો આશ્રય કરી રહ્યા હોય, તેથી અને મનને ગમે નહિ એવા પદાર્થોને લીધે, એમ પાંચ પ્રકારે આહાર ઉપર માણસને અરુચિ થાય છે.' સુશ્રુતના ઉત્તરસ્થાનના ૫૭ મા અધ્યાયમાં પણ કહ્યું છે કે, 'दोषैः पृथक् सह च चित्तविपर्ययाच्च भक्तायनेषु हृदि चावतते प्रगाढम्। नान्ने रुचिर्भवति तं भिषजो विकारं भक्तोपघातमिह पञ्चविधं वदन्ति–અલગ અલગ ત્રણ દોષોથી, સમસ્ત દોષોના સંનિપાતથી તથા ચિત્તની વ્યાકુળતાથી આહારને વહન કરતાં સ્રોતો તથા હૃદય અતિશય ગાઢ વ્યાપ્ત બને ત્યારે માણસને આ લોકમાં અન્ન ઉપર રુચિ થતી નથી. એ વિકારને વૈદ્યો 'ભક્તોપઘાત' અરોચક કે અરુચિ નામે પાંચ પ્રકારનો કહે છે.' કેટલાક ગ્રંથોમાં (ગંગાધર વગેરે) 'वातपित्तकफद्वेषायासाः' એવો પાઠ રાખીને વાત, પિત્ત, કફ, દ્વેષ તથા આયાસ, એમ પાંચને અરુચિનાં કારણો કહે છે; એ પાઠ બીજા કોઈ તંત્રકારનો છે, એમ અમે માનીએ છીએ, આ તંત્રના જેવા જ ભેલના તંત્રમાં એવો પાઠ જોવા મળે છે; ભેલ–સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં કહે છે કે, 'प्रतिच्छन्ने तु हृदये वातपित्तकफैर्नरः। आयासादमनोज्ञाच्च भोज्यमन्नं न काङ्क्षति–માણસનું હૃદય વાતથી, પિત્તથી, કફથી, આયાસ કે વધારે શ્રમથી તથા મનને ન ગમે તેવા પદાર્થથી વ્યાપ્ત બને છે, ત્યારે તેને

ખોરાકની ઇચ્છા થતી નથી.' એમ પાંચ કારણોથી અરોચક કે અરુચિ થાય છે.

શિરોરોગ પાંચ પ્રકારના છે; 'કિયન્તઃશિરસીય' અધ્યાયમાં જે વિસ્તારથી કહ્યા છે, તેઓને જ ટૂંકાવીને અહીં જણાવ્યા છે; (જેમ કે વાતજ, પિત્તજ, કફજ, સંનિપાતજ તથા ક્રિમિજ; એમ પાંચ શિરોરોગ થાય છે.)

એ જ પ્રમાણે હૃદયના રોગો પણ શિરોરોગની પેઠે જ પાંચ સમજી લેવા જોઈએ; અર્થાત્ વાતજ, પિત્તજ, કફજ, સંનિપાતજ અને ક્રિમિજ, એમ પાંચ હૃદયના રોગો પણ શિરોરોગની પેઠે જ ઉત્પન્ન થાય છે.

પાંચ પાંડુરોગ પણ ચરકે ચિકિત્સાસ્થાનના ૧૩ મા અધ્યાયમાં આમ કહ્યા છે: 'पाण्डुरोगाः स्मृताः पञ्च वातपित्तकफैस्त्रयः । चतुर्थः संनिपातेन पञ्चमो भक्षणान्मृदः.'—પાંડુરોગો પાંચ કહ્યા છે—વાત, પિત્ત અને કફથી ત્રણ, ચોથો સંનિપાતથી અને પાંચમો માટી ખાવાથી ઉત્પન્ન થાય છે. સુશ્રુતમાં તો ઉત્તરસ્થાનના ૪૪ અધ્યાયમાં આમ કહ્યું છે કે—'पाण्डुत्वामयोऽष्टविधः प्रदिष्टः पृथक् समस्तैर्गुण-पञ्चदोषैः'—પાંડુરોગને ચાર પ્રકારનો કહ્યો છે—અલગ અલગ એક એક દોષથી ત્રણ પ્રકારનો અને એકી સાથે મળેલા સમસ્ત દોષોવો સંનિપાતજન્ય એક (એમ ચાર) થાય છે.' પરંતુ ચરક ચિકિત્સાસ્થાનના ૧૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'कषाया मारुतं पित्तमूषरा मधुरा कफम्—કષાય રસવાળી તૂરી માટી વાયુને કરે છે, ઊખર—ખારી માટી પિત્તને કરે છે અને મધુર માટી કફને ઉત્પન્ન કરે છે.' એમ માટી પણ દોષના પ્રકોપ દ્વારા જ પાંડુરોગને ઉત્પન્ન કરે છે; તેથી સુશ્રુતે એ માટી ખાવાથી થતા પાંડુરોગનો દોષજન્ય પાંડુરોગમાં જ સમાવેશ કર્યો છે; છતાં અહીં ચરકે તે મૃદ્—ભક્ષણજ પાંડુરોગને જે અલગ કહ્યો છે, તે તેની ખાસ વિશિષ્ટ કે અલગ ચિકિત્સા જણાવવા માટે કહેલ છે. ઉન્માદ પાંચ છે, તે તો મૂળમાં જ સ્પષ્ટ છે.

શ્રી ગંગાધર અહીં બહુ જ ટૂંકમાં થોડું આમ લખે છે: 'પાંચ પ્લીહાના દોષોને ગુલ્મોના જેવા જ કહ્યા છે; એટલે કે વાતજ, પિત્તજ, કફજ, સંનિપાતજ તથા શોણિતજ, એમ પાંચ ગુલ્મરોગો છે; તે જ પ્રમાણે પાંચ પ્લીહાના દોષો છે. અહીં 'પ્લીહા' શબ્દથી 'યકૃત'ને પણ ઉપલક્ષણથી જાણી લઈ યકૃતના પણ તેવા જ પાંચ દોષો સમજી લેવા જોઈએ. 'કિયન્તઃ-શિરસીય' અધ્યાયમાં સામાન્ય શોફરૂપે પ્લીહાનો દોષ કહ્યો હતો, તેને જ અહીં તેની સંખ્યાની વ્યવસ્થા કરવા ઉપદેશ્યો છે. શિરોરોગના પાંચ ભેદોને પણ 'કિયન્તઃશિરસીય'માં કહેલા પાંચ શિરોરોગનો ઉદ્દેશ લક્ષ્યમાં લઈ ટૂંકાવી, 'અર્ધાવભેદક' આદિ ભેદોમાં સમાવેશ કરીને પાંચ ભેદો અહીં જાણી લેવા; એટલે વાતજ, પિત્તજ, કફજ, સંનિપાતજ તથા કૃમિજ, એમ પાંચ શિરોરોગો જાણવા.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં 'पूर्वोद्दिष्टमभिसमस्य' એ જ પદની આવી વ્યાખ્યા લખે છે કે, 'કિયન્તઃશિરસીય'માં જે વિસ્તારથી કહ્યા છે, તે રોગોને ટૂંકાવીને અથવા કિયન્તઃશિરસીય'માં જ 'अर्धावभेदको वा स्याद्' ઇત્યાદિ જે જુદા જુદા રોગો કહ્યા છે, તેઓનો અહીં ત્યાગ કરીને મસ્તકમાં જ જે પીડા થાય છે, તે રૂપે જ અહીં તેઓને પાંચ કહ્યા છે. ૬

## અપસ્માર આદિનાં દશ ચતુષ્કો

चत्वारोऽपस्मारा इति—वातपित्तकफसंनिपात-निमित्तजाः; चत्वारोऽक्षिरोगाः, चत्वारः कर्णरोगाः, चत्वारः प्रतिश्यायाः, चत्वारो मुखरोगाः, चत्वारो ग्रहणीदोषाः, चत्वारो मदाः, चत्वारो मूर्च्छाया इत्यपस्मारैर्व्याख्याताः; चत्वारः शोषा इति—साहस-संधारणक्षयविषमाशनजाः, चत्वारि क्लैब्यानीति—बीजोपघाताद् ध्वजभङ्गाज्जरायाः शुक्रक्षयाच्च ॥ ७ ॥

અપસ્માર આમ ચાર છે: વાતનિમિત્ત, પિત્ત-નિમિત્ત, કફનિમિત્ત તથા સંનિપાતનિમિત્ત. નેત્ર-રોગો (એ અપસ્મારની પેઠે જ) ચાર છે; કર્ણ-રોગો પણ (એ જ પ્રકારે) ચાર છે; પ્રતિશ્યાય-(નાસિકા) રોગો પણ (એ જ પ્રમાણે) ચાર છે; મુખરોગો પણ (એ જ પ્રમાણે) ચાર છે; ગ્રહણીના દોષો પણ (એ જ પ્રકારે) ચાર છે; મદ પણ (એ જ પ્રમાણે) ચાર છે; અને મૂર્છાના ભેદો પણ એ અપસ્મારના ભેદો પ્રમાણે જ ચાર કહ્યા છે. શોષ રોગો સાહસજ, સંધારણજ, ક્ષયજ તથા વિષમાશનજ, એમ ચાર થાય છે. ક્લૈબ્યો કે નપુંસકતા પણ બીજ વીર્યરૂપીના નાશથી, ધ્વજભંગથી, વૃદ્ધાવસ્થાથી તથા વીર્યના ક્ષયથી, એમ ચાર પ્રકારે થાય છે. ૭

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'ચાર અપસ્મારો વાતથી, પિત્તથી, કફથી તથા સંનિપાતથી થાય છે' એમ ભેલ પણ નિદાનસ્થાન ૮ મા અધ્યાયમાં કહે છે કે 'वातात् पित्तात् कफाच्चैव संनिपातात्तथैव च, अपस्मारा भवन्तीह' સુશ્રુતે પણ અપસ્મારરોગને ચાર પ્રકારનો ઉત્તરસ્થાનના ૬૧ મા અધ્યાયમાં-

આમ કહેલ છે: 'स च दिष्टश्चतुर्विधः, वातपित्तकफैर्नृणां चतुर्थः सान्निपातिकः–વાત, પિત્ત, કફ અને સંનિપાતથી થતો અપસ્માર ચાર પ્રકારનો કહ્યો છે.'

એમ અપસ્મારના જેટલા ભેદો જે કારણે છે, તે જ કારણે તેટલા જ ભેદો નેત્રરોગ આદિના પણ હોય છે, એમ મૂળમાં અહીં કહે છે. અક્ષિરોગ (નેત્રરોગ), કર્ણરોગ, પ્રતિશ્યાય(નાસા)રોગ, મુખરોગ, ગ્રહણી દોષ, મદ તથા મૂર્છાના ભેદો અપસ્મારના ભેદો પ્રમાણે જાણી લેવા; અર્થાત્ તે તે દરેકના સર્વ ભેદો અપસ્મારના ભેદોની પેઠે જ વાતનિમિત્તે, પિત્તનિમિત્તે, કફનિમિત્તે તથા સંનિપાતનિમિત્તે (ચાર ચાર જ) થાય છે. 'પ્રતિશ્યાય' એ નાસારોગ છે, 'ગ્રહણી' એ જઠરાગ્નિના આશ્રયસ્થાનરૂપ જે નાડી છે, તેના જે દોષો હોય તે 'ગ્રહણીદોષો' કહેવાય છે. ચાર પ્રકારના મદ (કેફ), મદ્યથી, રુધિરથી તથા વિષથી જે ઉત્પન્ન થાય છે, તે બીજા તંત્રમાં કહ્યા છે; તેઓનો જ અહીં–ચરકમાં વાતાદિ દોષજન્યોમાં સમાવેશ કર્યો છે. આ વાત આ ગ્રંથકાર પોતે જ શ્લોકસ્થાનના ૨૪ મા અધ્યાયમાં આમ કહેશે કે 'यश्च मद्यमदः प्रोक्तो विषजो रौधिरश्च यः। सर्व एते मदा नर्ते वातपित्तकफत्रयात्–' મદ્યજન્ય મદ, વિષજન્ય મદ તથા રુધિરજન્ય મદ જે કહેવાય છે, તે બધાયે વાત, પિત્ત અને કફ વિના હોતા જ નથી.' અક્ષિરોગ, કર્ણરોગ, નાસારોગ તથા મુખરોગ, તેઓનાં ઉત્પત્તિકારણો, દૂષ્યો, આકૃતિ તથા નામોના ભેદથી જોકે અનેક પ્રકારે ભેદ પામે છે: જેમ કે સુશ્રુતના ઉત્તરસ્થાનના ૨૬ મા અધ્યાયમાં કહેવાયું છે કે, 'षट्सप्ततिर्नेत्ररोगा दशाष्टादश कर्णजाः। एकत्रिंशद् घ्राणगताः शिरस्येकादशेह तु। इति विस्तरतो दृष्टाः सलक्षणचिकित्सिताः। संहितायामभिहिताः सप्तषष्टिर्मुखामयाः–નેત્રરોગો છોતેર, કર્ણરોગો અઠ્ઠાવીસ, નાસિકારોગો એકત્રીસ અને શિરોરોગો, અગિયાર આ આયુર્વેદસંહિતામાં વિસ્તારથી તેઓનાં લક્ષણો તથા ચિકિત્સાઓ સાથે જોવામાં આવ્યા છે અને મુખના રોગો અડસઠ કહેવામાં આવ્યા છે.' પરંતુ તે તે શસ્ત્રકર્મપ્રધાન રોગો મટાડવાનો અધિકાર ધન્વન્તરિના જ અનુયાયીઓનો છે, તેથી અહીં તેઓનો વિસ્તાર કહેવામાં આવ્યો નથી. આ વાતને ચરક પોતે ચિકિત્સાસ્થાનના ૨૬ મા અધ્યાયમાં આમ કહેશે કે, 'पराधिकारे तु न विस्तरोक्तिः शस्तेति तेनात्र न नः प्रयासः–જેઓમાં બીજાઓનો અધિકાર છે, તેવા રોગોનો વિસ્તાર કરવો અમને યોગ્ય લાગતો નથી, એ જ કારણે અમે તેઓનો અહીં વિસ્તાર કહેવા પ્રયાસ કરતા નથી.' અહીં તો તે તે રોગોને કેવળ વાતાદિજન્ય તરીકે જ અમે ટૂંકાવીને દર્શાવ્યા છે, તેઓનો વિસ્તાર તો સુશ્રુતમાંથી જોઈ લેવો જોઈએ.

શોષરોગના ચાર ભેદો આ કારણે થાય છે; સાહસથી એટલે કે વધુપડતાં યુદ્ધ, અધ્યયન, ભાર ઉપાડવો, માર્ગમાં મુસાફરી કરવી, ઓળંગવું તથા કૂદવું વગેરેથી; સંધારણથી એટલે વાયુ, મૂત્ર તથા વિષ્ઠાના વેગને રોકવાથી; ક્ષયથી એટલે વીર્યના, ઓજસ્‌ના તથા સ્નેહના ક્ષયથી અને વિષમાશનથી એટલે વિધિવિનાનાં ખાન, પાન, ભોજન કરવાથી, એમ ચાર પ્રકારના શોષરોગો ઉત્પન્ન થાય છે.

ક્લૈબ્યો કે નપુંસકતાના પણ ચાર ભેદો આ કારણે થાય છે: બીજના એટલે વીર્યના નાશથી, ધ્વજભંગથી, વૃદ્ધાવસ્થાથી તથા વીર્યનો ક્ષય થવાથી. એમ ચાર કારણોથી ચાર ભેદનું નપુંસકપણું થાય છે; ભેલના સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'शुक्रोपरोधाद् दौर्बल्याद् ध्वजभङ्गात् तथैव च। शुक्रक्षयाच्च चत्वारि क्लीबस्थानानि निर्दिशेत्–વીર્ય રોકવાથી, દુર્બળતાથી, ધ્વજભંગથી તથા શુક્રના ક્ષયથી એમ ચાર પ્રકારે નપુંસકતા થાય છે.' એમ અહીં દશ રોગોના ચાર ચાર ભેદોનાં દશ ચતુષ્કો કહ્યાં છે. ૭

## શોથ આદિનાં ત્રણ ત્રિકો

**त्रयः शोथा इति–वातपित्तकफनिमित्ताः, त्रीणि किलासानीति–रक्तताम्रशुक्लानि, त्रिविधं लोहितपित्तमित्यूर्ध्वभागमधोभागमुभयभागं च ॥ ८॥**

**શોથના રોગો વાતનિમિત્ત, પિત્તનિમિત્ત તથા કફનિમિત્ત, એમ ત્રણ થાય છે; કિલાસરોગો રક્ત, તામ્ર તથા શુક્લ (વર્ણના) ત્રણ થાય છે અને રક્તપિત્ત ઊર્ધ્વભાગે થતું, નીચેના ભાગે થતું અને બન્ને ભાગોમાં થતું હોઈને ત્રણ પ્રકારનું છે. ૮**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં લખે છે કે ત્રિશોથીય અધ્યાયમાં સંસર્ગજ તથા સંનિપાતજ શોથો પણ કહ્યા છે, પરંતુ તે શોથોનો સમાવેશ દોષજન્યમાં જ અહીં કરેલો છે; કેમ કે તેઓનાં નિદાનો, લક્ષણો તથા ચિકિત્સાઓ એકસરખા જ છે.

કિલાસો ત્રણ પ્રકારના થાય છે; આ સંબંધે ચરક, ચિકિત્સાસ્થાનના ૭ મા અધ્યાયમાં કહે છે: 'दारुणं चारुणं श्वित्रं किलासं नामभिस्त्रिभिः। यदुच्यते तत् त्रिविधं त्रिदोषं प्रायशस्तु तत्। दोषे रक्ताश्रिते रक्तं ताम्रं मांससमाश्रिते। श्वेतं मेदश्रिते श्वित्रं गुरुतश्चोत्तरोत्तरम्–કિલાસ નામનો કુષ્ઠરોગ દારુણ, અરુણ અને શ્વિત્ર એ ત્રણ

નામે જે કહેવાય છે, તે ત્રણે પ્રકાર લગભગ ત્રણુ દોષોથી જ (અલગ અલગ) થાય છે: જેમ કે દોષ જ્યારે રક્તનો આશ્રય કરે છે ત્યારે તે કુષ્ઠ રક્તવર્ણનું થાય છે; દોષ જ્યારે માંસનો આશ્રય કરે છે; ત્યારે તે (ત્રાંબા જેવા) તામ્ર વર્ણનું થાય છે અને દોષ જ્યારે મેદનો આશ્રય કરે છે, ત્યારે તે શ્વિત્ર શ્વેત-ધોળા રંગનું થાય છે; આ ત્રણે કિલાસ ઉત્તરોત્તર ભારે છે.'

રક્તપિત્ત ત્રણુ પ્રકારનું છે; જે રક્તપિત્ત ઉપરના સાત માર્ગે (બે આંખ, બે નાક, બે કાન તથા મુખથી) બહાર નીકળે છે, તે ઊર્ધ્વભાગનું રક્તપિત્ત; જે નીચેના ગુદાના માર્ગે તથા મૂત્રના માર્ગે બહાર નીકળે છે, તે અધોભાગ કે નીચેનું રક્તપિત્ત અને જે રક્તપિત્ત ઊર્ધ્વભાગ તથા અધોભાગ બેય માર્ગે બહાર નીકળે છે, તે ઉભયતોભાગ રક્તપિત્ત કહેવાય છે. ૮

### જ્વર આદિના આઠ દ્વિકો

**द्वौ ज्वराविति उष्णाभिप्रायः शीतसमुत्थः, शीताभिप्रायश्चोष्णसमुत्थः, द्वौ व्रणाविति निज-आगन्तुजश्च, द्वावायामाविति बाह्यश्चाभ्यन्तरश्च, द्वे गृध्रस्याविति वाताद्वातकफाच्च. द्वे कामले इति कोष्ठाश्रया शाखाश्रया च, द्विविधमाममित्यलसको विसूचिका च, द्विविधं वातरक्तमिति गम्भीरमुत्तानं च, द्विविधान्यर्शांसीति आर्द्राणि शुष्काणि च ॥ ९॥**

જ્વર આ રીતે બે પ્રકારના થાય છે: એક તો શીતથી ઉત્પન્ન થાય છે અને ઉષ્ણતાને પ્રિય કરાવે છે; અને બીજો ઉષ્ણતાથી ઉત્પન્ન થાય છે અને શીતને પ્રિય કરાવે છે. બે વ્રણો આ પ્રકારે થાય છે: એક નિજ દોષજન્ય કે અને બીજું આગન્તુજ. બે આયામો કે તે નામના વાતવ્યાધિના ભેદો આ પ્રકારે થાય છે: એક બાહ્ય આયામ તથા બીજો આભ્યન્તર આયામ. બે ગૃધ્રસીઓ આ પ્રકારે થાય છે: એક વાતથી અને બીજી વાત-કફથી. બે કામલાઓ (કમળાના રોગો) આ પ્રકારે થાય છે: એક કોષ્ઠાશ્રિત અને બીજી શાખાશ્રિત. બે આમરોગ આ પ્રકારે થાય છે: એક અલસક અને બીજો વિસૂચિકા. બે પ્રકારનું વાતરક્ત આ પ્રકારે થાય છે: એક ગંભીર અને બીજું ઉત્તાન; તેમ જ અર્શરોગ બે પ્રકારના થાય છે: એક તો આર્દ્ર અને બીજો શુષ્ક. ૯

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે કે, 'ઉપશય પ્રમાણે ઉષ્ણ દ્રવ્યોથી અને શીત દ્રવ્યોથી ચિકિત્સા જણાવવા માટે અહીં જ્વરને શીતજ્વર તથા ઉષ્ણજ્વર એમ બે પ્રકારના કહ્યા છે. ચરક-ચિકિત્સાસ્થાનના ૩ જા અધ્યાયમાં પણ આમ કહેશે કે, 'यथाभिलापं शीतोष्णं विभज्य द्विविधं ज्वरम्-અભિલાષ પ્રમાણે જ્વરના વિભાગો કરીને એકંદર બે પ્રકારના જ્વરો કહ્યા છે.' ભેલ પણ સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં કહે છે કે-'द्वौ ज्वरौ दाहशीतौ-દાહજ્વર અને શીતજ્વર, એમ બે પ્રકારના જ્વર હોય છે.' છતાં તેઓની પ્રકૃતિના ભેદ ઉપરથી જ્વરના આઠ પ્રકારો નિદાનસ્થાનમાં કહેવાશે.

વ્રણોના બે પ્રકાર આ રીતે થાય છે કે એક વ્રણ તો શરીરના દોષોથી થાય છે તે 'નિજ' વ્રણ કહેવાય છે અને બીજું બાહ્ય હેતુઓથી થાય છે, તે 'આગન્તુજ' વ્રણ કહેવાય છે. ભેલ પણ સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં 'शारीरागन्तुजौ व्रणौ' એક શરીરજન્ય તથા બીજું આગન્તુજ એમ બે વ્રણો થાય છે.

આયામો પણ બે પ્રકારના થાય છે; એક બાહ્ય આયામ અને બીજો આંતર આયામ; એમ ભેલે પણ સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'बाह्यायामान्तरायामौ બાહ્ય આયામ તથા આંતર (આભ્યંતર) આયામ' એમ બે આયામો થાય છે; આયામ એ એક જાતનો વાતવ્યાધિ છે.

ગૃધ્રસીના બે પ્રકારો લક્ષણ સાથે ચરક, ચિકિત્સાસ્થાનના ૨૮ મા અધ્યાયમાં પણ કહેશે કે-'स्तम्भरुक्तोदैर्गृह्णाति स्पन्दते मुहुः । वाताद् वातकफात् तन्द्रागौरवारोचकान्विता-અર્થાત્ વાતજન્ય ગૃધ્રસીરોગમાં સાથળો તથા જંઘાઓ થંભી જાય કે સજ્જડ થઈ ઝલાઈ જાય; પીડાય તથા સોય ભોંકાયા જેવી વેદના થાય; તેમ જ 'ગૃધ્રસી' નામની નાડી વારંવાર ફરકયા કરે; અને વાતકફજન્ય ગૃધ્રસીરોગમાં નિદ્રા જેવું ઘેન-તંદ્રા, ભારેપણું તથા અરુચિરૂપી લક્ષણો થાય છે.'

બે પ્રકારની કામલા સંબંધે પણ ચરક, ચિકિત્સાસ્થાનના ૧૬ મા અધ્યાયમાં આમ કહેશે: 'पाण्डुरोगी तु योऽत्यर्थं पित्तलानि निषेवते । तस्य पित्तमसृङ्मांसं दग्ध्वा रोगाय कल्पते । हारिद्रनेत्रः स भृशं हारिद्रत्वङ्नखाननः । रक्तपीतशकृन्मूत्रो भेकवर्णो हतेन्द्रियः । दाहाविपाकदौर्बल्यसदनारुचिकर्शितः । कामला बहुपित्तैषा कोष्ठशाखाश्रया मता-જેને પાંડુરોગ થયો હોય છતાં જે માણસ પિત્તજનક પદાર્થોને વધુ પ્રમાણમાં સેવે છે, તેનું પિત્ત, તેના રુધિરને તથા માંસને બાળી નાખી રોગ કરનારું થાય છે; તેનાં નેત્રો, ત્વચા, નખો તથા મુખ હળદરના જેવાં અતિશય પીળાં થઈ જાય; તેનાં વિષ્ઠા તથા મૂત્ર રાતાં-

પીળાં થઈ જાય; તેનો વર્ણ (પીળાં) દેડકાં જેવો થઈ જાય, તેની ઇંદ્રિયો હણાઈ જાય; અને દાહ, અપચો, દુર્બળતા શિથિલતા તથા અરુચિથી તે કૃશ થઈ જાય; આ કામલા રોગ પિત્તની અધિકતાથી થાય છે અને કોષ્ઠાશ્રિત તથા શાખાશ્રિત મનાયેલ છે.' રક્ત આદિ સાત ધાતુઓ તથા ત્વચા, એ શાખાઓ કહેવાય છે. આ કામલા રોગ (પાંડુરોગ વિના) સ્વતંત્ર પણ થાય છે, એમ અષ્ટાંગસંગ્રહના નિદાનસ્થાનના ૧૩મા અધ્યાયમાં કહ્યું છે કે, 'भवेत् पित्तोल्वणस्यासौ पाण्डुरोगाय ऋतेऽपि च–જે માણસનું પિત્ત પ્રકોપ પામ્યું હોય તેને પાંડુરોગ વિના પણ આ કામલા રોગ થાય છે.'

'આમ' રોગના બે પ્રકારો વિષે પણ ચરકે વિમાન-સ્થાનના બીજા અધ્યાયમાં કહ્યું છે કે, 'तं द्विविधमामप्रदोषमाचक्षते भिषजो विसूचिकामलसकं च–વૈદ્યો વિસૂચિકાને તથા અલસકને બે પ્રકારના આમનો જ પ્રદોષ (કે રોગ) કહે છે.' આગળ જતાં ત્રિવિધકુક્ષીય નામના એ જ (વિમાનસ્થાન-૨ જા) અધ્યાયમાં 'આમવિષ' નામનો રોગ કહેવાશે, તેનો પણ અલસકમાં જ સમાવેશ થાય છે.

વાતરક્તના પણ બે પ્રકારો ચરકે ચિકિત્સાસ્થાનના ૨૯મા અધ્યાયમાં આ પ્રમાણે કહ્યા છે: 'उत्तानमथ गम्भीरं द्विविधं तत् प्रचक्षते। त्वङ्मांसाश्रयमुत्तानं गम्भीरं त्वन्तराश्रयम्–વાતરક્ત બે પ્રકારનું કહેવાય છે; ઉત્તાન અને ગંભીર; તેમાંનું 'ઉત્તાન' વાતરક્ત ત્વચા તથા માંસના આશ્રયવાળું હોય છે અને 'ગંભીર' વાતરક્ત અંતરાશ્રિત હોય છે.'

અર્શસ્ રોગના બે પ્રકારો ચરકે ચિકિત્સાસ્થાનના ૧૪ અધ્યાયમાં પણ આમ કહ્યા છે: 'वातश्लेष्मोल्वणान्याहुः शुष्काण्यर्शांसि तद्विदः। प्रस्रावीणि तथाऽऽर्द्राणि रक्तपित्तोल्वणानि च–અર્શસ્‌ના જાણકાર વૈદ્યો 'શુષ્ક' અર્શસ્‌ને વાતકફના પ્રકોપથી થતા કહે છે અને 'આર્દ્ર' અર્શસ્‌ને રક્તપિત્તના પ્રકોપવાળા તથા રુધિરના સ્રાવથી યુક્ત કહે છે.' ભેલસંહિતાના સૂત્રસ્થાનના ૨૬મા અધ્યાયમાં ભેલે પણ અર્શસ્‌ના બે પ્રકારો આમ કહ્યા છે. 'शुष्कार्शः शोणितार्शश्च–શુષ્કાર્શસ્ તથા શોણિતાર્શસ્ એમ બે પ્રકારના અર્શસ્‌રોગો થાય છે.' વળી ચરકે ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયમાં કહ્યું છે કે, 'अर्शांसि नाम जायन्ते नासंनिपतितैस्त्रिभिः। दोषैर्दोषविशेषात्तु विशेषः कथ्यतेऽर्शसाम्–ત્રણે દોષોના સંનિપાત વિના અર્શસો કદી થતા જ નથી; અર્થાત્ અર્શસો તો ત્રિદોષજન્ય કે સાંનિપાતિકજ હોય છે, છતાં તેમાં અમુક અમુક દોષોની વિશેષતાથી અર્શસોના જુદા જુદા ભેદો કલ્પાય છે; એટલે વાતજ, પિત્તજ, કફજ, એમ જુદા જુદા અર્શસોના ભેદો તે તે દોષની અધિકતાનો આશ્રય કરી કહેવાય છે; જેમ કે સંનિપાતજન્યજ અર્શસ્‌માં વાતની પ્રબળતા હોય તો તેને વાતજન્ય કહેવાય, પિત્તની અધિકતા હોય તો તેને પિત્તજન્ય કહેવાય, કફની પ્રબળતા હોય તો તેને કફજન્ય કહેવાય; બે બે દોષોની જો પ્રબળતા હોય તો તેઓને દ્વન્દ્વજ કહેવાય; અને ત્રણે દોષોની સરખી પ્રબળતા હોય તો તેઓને સંનિપાતજ અર્શસ્ કહે છે.'

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર અહીં બે જ્વરો સંબંધે કંઈક વધુ આમ સમજાવે છે: 'બે જ્વરો પૈકી જે જ્વરમાં શીતળતાની ઇચ્છા થતી હોય તેને શીત-જ્વર કહેવાય,' એમ કહેવામાં આવ્યું હોત તો તે ઉપરથી પણ ઉષ્ણતાની ઇચ્છાવાળા જ્વરને ઉષ્ણતાથી ઉત્પન્ન થયેલો ઉષ્ણજ્વર ગણાય, એમ સમજી શકાત, છતાં ફરી 'उष्णाभिप्रायः' એમ જે કહેવાયું છે, તે નિદાનથી વિપરીત જ્વરવાળાને પણ આમ જ થાય છે, એમ જણાવવા માટે કહેલ છે; એ જ પ્રમાણે ઉષ્ણતાથી ઉત્પન્ન થયેલા જ્વરમાં શીતળતાની ઇચ્છા થાય, એમ કહેવામાં પણ એ જ જણાવવાનો અભિપ્રાય છે, અથવા 'शीतसमुत्थः–શીતથી ઉત્પન્ન થયેલ' એમ કહેલ છે, તેમાં શીતઋતુમાં ઉત્પન્ન થયેલ પિત્ત પણ ઉષ્ણતાનો અભિલાષ ઉત્પન્ન કરનાર હોય છે, તેથી તેનું ગ્રહણ થઈ ન જાય, તે માટે તેનું વારણ કરવા અહીં મૂળમાં શીતથી ઉત્પન્ન થયેલા જ્વરનું તેના લક્ષણના પ્રકારરૂપે 'ઉષ્ણતાને પ્રિય કરાવનાર–उष्णाभिप्रायः' એવું વિશેષણ આપવામાં આવ્યું છે; એ જ પ્રમાણે ઉષ્ણતાથી ઉત્પન્ન થયેલા જ્વરને તેના લક્ષણના પ્રકારરૂપે 'शीताभिप्रायः-શીતળતાને પ્રિય કરાવનાર' એવું વિશેષણ અપાયું છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ ઉપર કહેલાં અપસ્મારાદિના દશ ચતુષ્કોમાંના 'ચાર શોષ' ઉપર ટીકા લખે છે કે, 'साहसं संधारणं क्षयो विषमाशनम्' इति पाठे कारणेन कार्यं च चतुर्विधः शोष उच्यते–ચાર શોષના કારણોરૂપે સાહસ, વેગોનું સંધારણ, ક્ષય તથા વિષમાશન એટલે અનિયમિત કે અવિધિપૂર્વકનો આહાર' એ ચારને દર્શાવતો પાઠ કોઈક ગ્રંથોમાં મળે છે, તેમાં પણ એ કારણો દર્શાવીને તેઓના કાર્યરૂપ ચાર પ્રકારનો શોષ કહેવાયો છે. 'द्वौ ज्वरौ–બે જ્વર છે' ઇત્યાદિ વચનોમાં 'शीतसमुत्थेन एव–' શીતથી ઉત્પન્ન થયેલા તાવને લીધે જ 'उष्णाभिप्रायता लब्धा' ઉષ્ણતા ઉપર અભિરુચિ થાય, એવું તે 'શીત-જ્વર'ને વિશેષણ અપાયું છે; કેમ કે હરકોઈ જ્વરનો રોગી, તેના જ્વરનું જે નિદાન હોય છે, તેથી વિપરીત-ને જ હંમેશાં ઇચ્છે છે; 'तदाह उष्णाभिप्रायताविशेषणं

शीततुसमुत्पत्वेन पैत्तिकस्यापि ज्वरस्य शीतसमुत्पत्वनिरासार्थम्' એ જ અભિપ્રાયને 'ઉષ્ણતા ઉપર રુચિ કરાવનાર પણ' એ જ્વરનું વિશેષણ કહી બતાવે છે; તેમજ શીતઋતુમાં ઉત્પન્ન થયેલા પિત્તજ્વરમાં શીતથી ઉત્પન્ન થયેલાપણું અટકાવે છે; એ જ પ્રમાણે શીતળતા ઉપર રુચિ કરાવનાર ઉષ્ણજ્વર સબંધે પણ કહેવું જોઈએ. 'દ્વિવિધમ્ આમમ્-આમરોગ બે પ્રકારનો છે' એમ કહીને 'आमविष' નામનો આમરોગનો જે ત્રીજો પ્રકાર, 'ત્રિવિધકુક્ષીય' અધ્યાયમાં કહેવામાં આવશે, તેનો 'અલસક'માં જ સમાવેશ થાય છે, એમ સૂચવ્યું છે; જ્યારે બીજા આચાર્યો એ આમવિષને પણ એક વિષરૂપ ગણી લઈને તેને બીજા વિષતંત્રનો વિષય ગણે છે, પણ તેને આમરોગમાં ગ્રહણ કરવાનું કહેતા જ નથી. ૯

**ઊરુસ્તંભ આદિ ત્રણ એકવર્ગની સંખ્યાના રોગો**

**एक ऊरुस्तम्भ इति-आमत्रिदोषसमुत्थः, एकः संन्यास इति त्रिदोषात्मको मनःशरीराधिष्ठानः, एको महागद इति-अतत्त्वाभिनिवेशः ॥ १० ॥**

**ઊરુસ્તંભ રોગ એક છે અને તે આમથી તથા ત્રિદોષથી ઉત્પન્ન થાય છે; સંન્યાસરોગ પણ એક છે અને તે ત્રિદોષજન્ય હોઈ મન અને શરીર-બેયના આશ્રયે થાય છે; અને એક મહાગદ 'અતત્ત્વાભિનિવેશ' એવા નામે પણ કહેવાય છે.**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: ઊરુસ્તંભ રોગનું નિદાન આમ તથા વાત, પિત્ત અને કફ એ ત્રણે પણ હોય છે. સંન્યાસ રોગ પણ ત્રિદોષજન્ય એક જ થાય છે; અને મન તથા શરીર-બન્ને તેનું આશ્રયસ્થાન છે. આ સબંધે ચરકે શ્લોકસ્થાનના ૨૪મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'वाग्देहमनसां चेष्टामाक्षिप्यातिबला मलाः। संन्यस्यन्त्यबलं जन्तुं प्राणायतनसाश्रिताः। स ना संन्याससन्यस्तः काष्ठीभूतो मृतोपमः। प्राणैर्विमुच्यते शीघ्रं मुक्त्वा सद्यःफलां क्रियाम्' અતિશય બળવાન બનેલા ત્રણે દોષો, માણસનાં પ્રાણસ્થાન-હૃદય આદિમાં પહોંચી જઈ તેની વાણી, દેહ તથા મનની ચેષ્ટાને હરી લે છે; અને નિર્બળ બનેલા તે માણસને 'સન્યાસ' નામનો રોગ ઉપજાવે છે; એટલે તે માણસ લાકડા જેવો થઈ મુડદાં જેવો (બેભાન) થઈ જાય છે અને તાત્કાલિક ફળ આપતી ચિકિત્સા કરવામાં ન આવે તો તત્કાળ પ્રાણથી પણ છૂટી જાય છે.' એક મહાગદ એવો છે જે વસ્તુના તાત્ત્વિક સ્વરૂપને વિપરીત-અતત્ત્વસ્વરૂપે જણાવે છે, નિત્યમાં અનિત્યબુદ્ધિ અને અનિત્યમાં નિત્યબુદ્ધિ ઉપજાવે છે; એવા પ્રકારનો તે રોગ 'અતત્ત્વાભિનિવેશ' નામે કહેવાય છે. આ સંબંધે ચરક, ચિકિત્સાસ્થાનના ૧૦મા અધ્યાયમાં આમ કહેશે: 'अनन्तरमुवाचेदमग्निवेशः कृताञ्जलिः। भगवन् पूर्वमुद्दिष्टः श्लोकस्थाने महागदः। अतत्त्वाभिनिवेशो यस्तदेत्वाकृतिभेषजं। तत्र नोक्त ततः श्रोतुमिच्छामि तदिहोच्यताम्। शुश्रूषवे वचः श्रुत्वा शिष्यायाह पुनर्वसुः। महागदं सौम्य शृणु सहेत्वाकृतिभेषजम्। मलिनाहारशीलस्य वेगान् प्राप्तान् निगृह्णतः। शीतोष्णस्निग्धरूक्षाद्यैर्हेतुभिश्चातिसेवितैः। हृदयं समुपाश्रित्य मनोबुद्धिवहाः शिराः। दोषाः संदूष्य तिष्ठन्ति रजोमोहावृतात्मनः। रजस्तमोभ्यां वृद्धाभ्यां बुद्धौ मनसि चावृते। हृदये व्याकुले दोषैरथ मूढाल्पचेतसः। करोति विषमां बुद्धिं नित्यानित्ये हिताहिते। अतत्त्वाभिनिवेशं तमाहुराप्ता महागदम्-' પછી અગ્નિવેશે બે હાથ જોડી મુનિ આત્રેયને આમ કહ્યું: 'હે ભગવન્! પહેલાં શ્લોકસ્થાનમાં મહાગદ-અતત્ત્વાભિનિવેશ નામે જે કહ્યો છે, તેનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા સાંભળવા હું ઇચ્છું છું, તે આપ કહો.' તેનું એ વચન સાંભળી પુનર્વસુ ભગવાન આત્રેયે પોતાના તે શિષ્યને આમ કહ્યું, 'હે સૌમ્ય! નિદાન, લક્ષણ તથા ઔષધ સહિત મહાગદને તમે સાંભળો; જેનો સ્વભાવ મલિન આહાર સેવવાનો હોય, આવેલા વેગોને જે રોકતો હોય અને વધુ શીતળ, વધુ ઉષ્ણ, વધુ સ્નિગ્ધ તથા વધુ રૂક્ષ આદિ પદાર્થોનું જે અતિ સેવન કરતો હોય, તે માણસના દોષો, નિદાનોથી પ્રકોપ પામીને તેના હૃદયનો આશ્રય કરે છે; તેથી તેનો આત્મા રજોગુણ તથા મોહથી ઢંકાઈ જાય છે અને તે દોષો મન તથા બુદ્ધિને વહેતી શિરાઓને પણ દૂષિત કરી ત્યાં સ્થિતિ કરે છે; ત્યારે વૃદ્ધિ પામેલા રજોગુણથી તથા તમોગુણથી તેની બુદ્ધિ અને મન પણ ઢંકાઈ જાય છે, તેમ જ હૃદય વ્યાકુળ થતાં જેનું ચિત્ત અથવા સંજ્ઞા મૂઢ તથા અલ્પ થઈ હોય તેવા એ માણસની બુદ્ધિને તે રોગ વિષમ અથવા અવળી કરી દે છે, જેથી તે માણસને નિત્યમાં અનિત્યની બુદ્ધિ અને અનિત્યમાં નિત્યબુદ્ધિ થાય છે, તેમ જ હિતમાં અહિતબુદ્ધિ તથા અહિતમાં હિતબુદ્ધિ થાય છે, તે મહાગદને કે મહારોગને આપ્તવૈદ્યો 'અતત્ત્વાભિનિવેશ' કહે છે.'

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રીગંગાધર આમ સમજાવે છે કે, એકી વખતે મન તથા શરીરનો આશ્રય કરતો મહાગદ-અતત્ત્વાભિનિવેશ તે એક જ એવો રોગ છે કે જે સર્વ સાંસારિક દુઃખરૂપ હોઈને કામ-ક્રોધ આદિ સમગ્ર માનસવ્યાધિ પણ એ જ પ્રકારે અતત્ત્વાભિનિવેશપણાની સમાનતાથી એક જ કહેવાય છે; હરકોઈ માનસરોગનો આમાં સમાવેશ કરી શકાય છે અને આ જ કારણે

આને મહાગદ કહ્યો છે કેમ કે આ રોગ લગભગ મટવો મુશ્કેલ હોય છે.

ચક્રપાણિ પણ અહીં આમ જ જણાવે છે કે, 'અતત્ત્વાભિનિવેશ' એ માનસિક વિકાર છે અને તે સર્વ સાંસારિક દુઃખોનું કારણ હોવાથી 'મહાગદ' મહારોગ કહેવાય છે. ૧૦

## વીસ કૃમિઓની જાતિઓ

विंशतिः क्रिमिजातय इति–यूकाः पिपीलिकाश्चेति द्विविधा वहिर्मलजाः, केशादा लोमादा लोमद्वीपाः सौरसा औदुम्बरा जन्तुमातरश्चेति षट् शोणितजाः, अन्त्रादा उदरावेष्टा हृदयादाश्चुरवो दर्भपुष्पाः सौगन्धिका महागुदाश्चेति सप्त कफजाः, ककेरुका मकेरुका लेलिहाः सशूलकाः सौसुरादाश्चेति पञ्च पुरीषजाः ॥ ११ ॥

કૃમિઓની વીસ જાતિઓ આ પ્રમાણે છે: યૂકા–જૂ અને પિપીલિકા–લીખ એ બે પ્રકારના કૃમિઓ બહારના મળથી ઉત્પન્ન થાય છે; કેશાદ, લોમાદ, લોમદ્વીપ, સૌરસ, ઔદુંબર અને જન્તુમાતર, એ છ કૃમિઓ રુધિરજન્ય છે; અંત્રાદ, ઉદરાવેષ્ટ, હૃદયાદ, ચુરુ, દર્ભપુષ્પ, સૌગંધિક અને મહાગુદ, એ સાત કૃમિઓ કફજન્ય છે; કકેરુક, મકેરુક, લેલિહ, સશૂલક તથા સૌસુરાદ, એ પાંચ કૃમિઓ વિષ્ઠાજન્ય છે. ૧૧

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સ્પષ્ટતા કરે છે; આ વીસ કૃમિઓનો તેઓની પ્રકૃતિઓ પ્રમાણે વિભાગ કરવામાં આવે તો તેઓના ચાર પ્રકારો થાય છે. એક મલજન્ય, બીજા રુધિરજન્ય, ત્રીજા કફજન્ય અને ચોથા વિષ્ઠાજન્ય; તેમાંના જેઓ બહારના મળથી કે મેલથી ઉત્પન્ન થાય છે, તેઓના બે પ્રકારો છે: જૂ અને લીખ; કેશાદ વગેરે છ રુધિરજન્ય છે; અન્નાદ વગેરે સાત કફજન્ય છે અને કકેરુક વગેરે પાંચ વિષ્ઠાજન્ય છે. એમ વીસ પ્રકારના કૃમિઓ છે. આ કૃમિઓનાં સ્થાનો, આકારો, ઉત્પત્તિનાં કારણો, વર્ણો, પ્રભાવો તથા ચિકિત્સાઓ વિમાનસ્થાનના 'વ્યાધિતરૂપીય' નામના ૭ મા વિમાનમાં વિસ્તારથી કહેવામાં આવશે. અહીં વીસ પ્રકારના કૃમિઓ જે કહ્યા છે, તેઓ દોષોના પ્રકોપ દ્વારા જ રોગોને ઉત્પન્ન કરે છે. આ આ વીસ જાતિઓથી વધારે પણ અતિસૂક્ષ્મ સહજ કૃમિઓ થાય છે, પરંતુ તેઓ વૈકારિક અથવા કોઈ વિકાર કરનારા નથી, તેથી આ રોગાધિકારમાં તેઓને કહેવામાં આવ્યા નથી. ચરક વિમાનસ્થાનના ૭ મા અધ્યાયમાં આમ કહેશે: 'विंशतिविधाः क्रिमयः पूर्वमुद्दिष्टा नानाविधेन प्रविभागेनान्यत्र सहजेभ्यः–વીસ પ્રકારના કૃમિઓ પહેલાં જે અનેક પ્રકારના પ્રવિભાગથી કહ્યા છે, તે સહજ સિવાયના કૃમિઓ છે.'

શ્રી ગંગાધર વધુ અહીં આમ સમજાવે છે: કૃમિઓની વીસ જાતિઓ છે; એમ જાતિભેદનો ઉપદેશ કર્યો છે, પરંતુ બહિર્મલજન્યત્વ, રુધિરજન્યત્વ, કફજન્યત્વ તથા પુરીષજન્યત્વ, એવા ભેદે જે ઉપદેશ કરવામાં આવ્યો છે, તે ચિકિત્સાની સિદ્ધિમાં કૃમિપ્રકારપ્રદર્શનથી પણ મલ–શોણિતાદિજન્યત્વનું વિજ્ઞાન થાય, તે માટે છે. ૧૧

## વીસ પ્રમેહો

विंशतिः प्रमेहा इति–उदकमेहश्चेक्षुवालिकारसमेहश्च सान्द्रमेहश्च सान्द्रप्रसादमेहश्च शुक्लमेहश्च शुक्रमेहश्च शीतमेहश्च शनैर्मेहश्च सिकतामेहश्च लालामेहश्चेति दश श्लेष्मनिमित्ताः, क्षारमेहश्च कालमेहश्च नीलमेहश्च लोहितमेहश्च मञ्जिष्ठामेहश्च हरिद्रामेहश्चेति षट् पित्तनिमित्ताः, वसामेहश्च मज्जमेहश्च हस्तिमेहश्च मधुमेहश्चेति चत्वारो वातनिमित्ता इति विंशतिः प्रमेहाः ॥ १२ ॥

વીસ પ્રમેહો આ પ્રકારે છે: ઉદકમેહ, ઇક્ષુબાલિકારસમેહ, સાન્દ્રમેહ, સાન્દ્રપ્રસાદમેહ, શુક્લમેહ, શુક્રમેહ, શીતમેહ, શનૈર્મેહ, સિકતામેહ અને લાલામેહ, એમ દશ કફજન્ય પ્રમેહો છે; ક્ષારમેહ, કાલમેહ, નીલમેહ, લોહિતમેહ, મંજિષ્ઠામેહ તથા હરિદ્રામેહ, એમ છ પિત્તજન્ય પ્રમેહો છે; અને વસામેહ, મજ્જમેહ, હસ્તિમેહ તથા મધુમેહ, એમ ચાર વાતજન્ય પ્રમેહો છે. ૧૨

યોગીંદ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં આ ૨૦ પ્રમેહોને 'પ્રમેહ ચિકિત્સિત' નામના ચિકિત્સાસ્થાનના ૬ ઠ્ઠા અધ્યાયમાંથી આમ ઉતારે છે: 'कफं सपित्तः पवनश्च दोषा मेदोऽस्रशुक्राम्बुवसालसीकाः ॥ मज्जा रसौजः पिशितं च दूष्याः प्रमेहिणां विंशतिरेव मेहाः । जलोपमं चेक्षुरसोपमं वा घनं घनं चोपरि विप्रसन्नम् । शुक्लं सशुक्रं शिशिरं शनैर्वा लालेव वा वालुकया युतं वा ॥ विद्यात् प्रमेहान् कफजान् दशैतान् क्षारोपमं कालमथापि रक्तं । हारिद्रमाञ्जिष्ठमथापि नीलमेतान् प्रमेहान् षडुशन्ति पैत्तान् ॥ मज्जौजसा वा वसयान्वितं वा लसीकया सततं वा विवद्धं, चतुर्विधं मूत्रयतेऽनिलेन शेषेषु धातुष्वपकर्शितेषु'–પ્રમેહના રોગીઓમાં કફ, પિત્ત અને વાયુ, એ દોષો હોય છે; અને મેદ, લોહી, વીર્ય,

શારીરિક જલીયભાગ, વસા, 'લસીકા' નામનો માંસ તથા ત્વચાની વચ્ચે રહેતો ધાટો જલીયભાગ, મજ્જા, રસ, ઓજ તથા માંસ એટલાં દૂષ્યો હોય છે; એમ વીસ મેહો થાય છે; જેમાં રોગી જળ જેવું, શેલડીના રસ જેવું, ઘાટું, નીચે ઘાટું અને ઉપર અતિ સ્વચ્છ, ધોળું. વીર્યમિશ્રિત. શીતળ. ધીમું ધીમું, લાળ જેવું અને રેતીથી યુક્ત મૂત્ર કરે છે, તે દશ (અનુક્રમે ઉદકમેહ, ઇક્ષુવાલિકારસમેહ. સાન્દ્રમેહ સાન્દ્રપ્રસાદમેહ, શુક્લમેહ, શીતમેહ, શનૈર્મેહ, લાલામેહ અને સિકતામેહ નામના) કફજન્ય પ્રમેહો જાણવા. તેમ જ જેમાં રોગી ક્ષાર જેવું, કાળા રંગનું, નીલરંગનું, હળદર જેવા રંગનું, મજીઠના જેવા રંગનું તથા રાતા રંગનું મૂત્ર કરે છે, તે ૭ (અનુક્રમે ક્ષારમેહ, કાલમેહ, નીલમેહ, હરિદ્રામેહ, માંજિષ્ઠમેહ તથા રક્તમેહ નામના) પિત્તજન્ય પ્રમેહો છે; તેમ જ જેમાં રોગી મજ્જાથી યુક્ત, ઓજસથી યુક્ત, વસાથી યુક્ત તથા લસીકાથી યુક્ત એકધારું બંધાયેલ મૂત્ર કરે છે, તે બાકીની ધાતુઓ ક્ષીણ થતાં વાયુથી થતા ( મજ્જામેહ, ઓજોમેહ, વસામેહ તથા લસીકામેહ) ચાર પ્રકારના મેહો (વાયુજન્ય) જાણવા.'

શ્રીગંગાધર અહીં વધુ આમ જણાવે છે કે, આ પ્રમેહોનો 'ઉદકમેહ' આદિ નામથી ઉપદેશ કર્યો છે, તેમ જ કફજન્યત્વ આદિરૂપે ઉપદેશ કર્યો છે, તે જુદી જુદી ચિકિત્સાઓ જણાવવા માટે તથા તેઓની સાધ્યતા આદિના જ્ઞાન માટે કહેલ છે. ૧૨

### વીસ યોનિરોગો

**विंशतिर्योनिव्यापद इति–वातिकी पैत्तिकी श्लैष्मिकी सान्निपातिकी चेति चतस्रो दोषजाः। दोषदूष्यसंसर्गप्रकृतिनिर्देशैरवशिष्टाः षोडश निर्दिश्यन्ते, तद्यथा–रक्तयोनिश्चारजस्का चाचरणा चातिचरणा च प्राक्चरणा चोपप्लुता च परिप्लुता चोदावर्तिनी च कर्णिनी च पुत्रघ्नी चान्तर्मुखी च सूचीमुखी च शुष्का च वामिनी च षण्ढयोनिश्च महायोनिश्चेति विंशतिर्योनिव्यापदः ॥ १३ ॥**

યોનિના વીસ રોગો આ પ્રમાણે છે : વાતિકી, પૈત્તિકી, શ્લૈષ્મિકી તથા સાંનિપાતિકી, એમ ચાર (વાતાદિ) દોષજન્ય (રોગોવાળી) યોનિઓ હોય છે; બાકીની સોળ (રોગયુક્ત) યોનિઓ દોષસંસર્ગ તથા દોષદૂષ્ય–સંસર્ગરૂપ પ્રકૃતિ અથવા કારણના નિર્દેશ વડે જણાવાય છે; જેમ કે રક્તયોનિ, અરજસ્કાયોનિ, અચરણા, અતિચરણા, પ્રાક્ચરણા, ઉપપ્લુતા, પરિપ્લુતા, ઉદાવર્તિની, કર્ણિની, પુત્રઘ્ની, અંતર્મુખી, સૂચીમુખી, શુષ્કા, વામિની, ષંઢયોનિ અને મહાયોનિ, એમ વીસ યોનિરોગો થાય છે. ૧૩

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ લખે છે કે, યોનિરોગો અલગ અલગ એક એક દોષથી તથા સમસ્ત મળેલા દોષોથી પણ થાય છે, તેથી અલગ અલગ ત્રણ દોષોથી થયેલા ત્રણ તથા એકી સાથે મળેલા સર્વ દોષોથી થયેલ–સાંનિપાતિક એક મળી ચાર યોનિરોગો થાય છે; બાકીના ૧૬ રક્તયોનિ વગેરે રોગો દોષસંસર્ગ તથા દોષદૂષ્યસંસર્ગરૂપ હેતુઓથી થાય છે; આ સર્વ યોનિરોગોને નિદાનો તથા લક્ષણો બતાવીને ચિકિત્સાસ્થાનના 'યોનિવ્યાપત્ચિકિત્સિત' નામના ૩૦મા અધ્યાયમાં કહેવાશે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં થોડું વધુ આમ સમજાવે છે કે, 'વાતિકી ઇત્યાદિ ચાર દોષજન્ય યોનિરોગોનો ઉપદેશ, વાતાદિ દોષોને દૂર કરનારી ચિકિત્સા કરવાનું જણાવવા કરેલ છે; બાકીના ૧૬ યોનિરોગો વાતાદિદોષોનો રક્તાદિ દૂષ્યોની સાથે સંસર્ગ કે સંબંધ થવાને લીધે થતા કહેવામાં આવ્યા છે; તેમાં અભિપ્રાય આ છે કે રક્તયોનિ આદિ ૧૬ યોનિરોગોમાં દોષોનો તથા દૂષ્યોનો સંસર્ગરૂપ સંબંધ તથા નિદાન પણ બરાબર જોઈ તપાસીને તે પછી જ તેઓની ચિકિત્સા કરવી જોઈએ, એમ સૂચવ્યું છે.

શ્રી ચક્રપાણિ અહીં મૂળમાં રહેલા 'दोषदूष्यसंसर्गप्रकृतिनिर्देशैः' એ પદની વ્યાખ્યા આમ કરે છે કે, 'दोषस्य दूष्येण–रक्तादिना संसर्गो दोषदूष्यसंबन्धः, प्रकृति –कारणम्, तत्र दोषदूष्यसंसर्गनिर्देशेन रक्तयोन्यादय-, प्रकृतिनिर्देशेन प्राक्चरणादयो यानिव्यापत्तिचिकित्सित वीक्ष्य व्याकर्तव्या.– વાતાદિ દોષોનો રક્તાદિ દૂષ્યો સાથેનો જે સંસર્ગ કે સંબંધ અને પ્રકૃતિ એટલે કારણ એમ સમજવું; તેમાં દોષોનો તથા દૂષ્યોનો સંસર્ગરૂપ કે સંબંધ દર્શાવી તપાસીને રક્તયોનિ આદિ યોનિરોગોની ચિકિત્સા કરવી અને કેવળ પ્રકૃતિનિર્દેશ અથવા (પ્રકૃતિ રૂપ) કારણ જોઈ તપાસીને 'પ્રાક્ચરણ' આદિ યોનિરોગોની ચિકિત્સા કરવી.

હિંદી ટીકાકાર શ્રીજયદેવ અહીં ઠીક સ્પષ્ટતા કરે છે કે, વીસ યોનિરોગોમાં પહેલા ચાર દોષજન્ય છે, તેજ વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક તથા સાંનિપાતિક છે; તે પછીના ૧૬ રોગો દોષનો સંસર્ગ, દોષદૂષ્યનો સંસર્ગ તથા પ્રકૃતિ એટલે સ્વભાવના નિર્દેશ દ્વારા જણાવવા-

માં આવે છે. આમાં 'પ્રકૃતિ' શબ્દથી અભિપ્રાય આ નીકળે છે કે, 'રક્તયોનિ' રોગ કહેવાથી તેમાં યોનિની અંદરથી રક્તનો સ્રાવ ઘણા જ વધુ પ્રમાણમાં થતો હોય, એમ જાણી શકાય છે; તેમ જ 'અરજસ્કા' એ યોનિરોગથી એમ સમજાય છે કે એ યોનિરોગમાં યોનિની અંદરથી રજનો સ્રાવ થતો હોતો નથી; ઇત્યાદિ બીજા ૧૬ રોગો મળીને ૨૦ યોનિરોગો છે; આ યોનિરોગોનું વિસ્તૃત વર્ણન ચિકિત્સાસ્થાનના ૩૦મા અધ્યાયમાં કરવામાં આવશે. ૧૩

## રોગાધિકારોનો ઉપસંહાર

केवलश्चायमुद्देशो यथोद्देशमभिनिर्दिष्टो भवति ॥ १४ ॥

આ સમગ્ર રોગાધિકારોનો ઉદ્દેશ પ્રથમ જે પ્રમાણે જણાવ્યો હતો, તે જ પ્રમાણે કહેવામાં આવ્યો છે; અર્થાત્ એ પ્રમાણે રોગાધિકરણો સંપૂર્ણ કહ્યાં. ૧૪

શ્રીગંગાધર અહીં વધુ આમ લખે છે કે, 'अष्टौ उदराणि ઇત્યાદિ સમગ્ર ઉદ્દેશ એટલે કે રોગોનું નામરૂપે સંકીર્તન કે વર્ણન કર્યું. કોઈક વિદ્વાન (ચક્રપાણિ વગેરે) અહીં મદાત્યય રોગને મદરૂપે ગણી તેનો સમાવેશ મદરોગમાં કરે છે, પરંતુ તે ઠીક નથી; કેમ કે 'મદાત્યય' એ મદ્યપાનથી થતો રોગ છે; જ્યારે મદ તો વાતાદિ દોષથી કરાય છે, એમ આ શ્લોકસ્થાનના 'વિધિશોણિતીય' નામના ૨૪મા અધ્યાયમાં આ ગ્રંથકાર પોતે જ કહેશે. ખરી રીતે તો પાનાત્યય, પરમદ, પાનવિભ્રમ, શૂલ, અમ્લપિત્ત તથા સ્વરભેદ આદિ રોગો અહીં કહ્યા નથી, તેઓનું પણ ગ્રહણ કરવા માટે વ્યવસ્થા કરવી જોઈએ, એવું વચન પૂર્વાધ્યાયમાં કહેલ છે; અહીં આ ઉદરાદિ રોગોની સંખ્યા તો પ્રધાનપણે ચિકિત્સામાં ઉપયોગી ભેદક ધર્મ દ્વારા કહી છે; આ સિવાય બીજા પ્રકારે પણ બીજા ભેદક ધર્મોથી ચિકિત્સાના જુદા જુદા પ્રકારો જણાવવા માટે આ ગ્રંથકારે પોતાના આ તંત્રમાં સંજ્ઞાભેદ કર્યો છે; તેમ જ બીજાં તંત્રોમાં પણ તે તે રોગોનો સંજ્ઞાભેદ કર્યો છે; તે પણ આનાથી વિરુદ્ધ નથી, એમ સમજવું; અને અમે પણ દરેક રોગના વ્યાખ્યાનમાં તે બતાવ્યા કરીશું.'

શ્રીચક્રપાણિ અહીં આમ વધુ જણાવે છે: 'અહીં મદરોગો જ મદાત્યયનું સ્વરૂપ ધારણ કરે છે, એમ ગણીને મદાત્યય રોગોને અલગ કહ્યા નથી. વળી અહીં કહેલા રોગોની જુદા પ્રકારે પણ સંખ્યા હોઈ શકે છે; જેમ કે 'આઠ જ્વરો છે, બે ઉન્માદો છે–નિજ તથા આગંતુના ભેદથી;' ઇત્યાદિ સંખ્યાઓ મળે છે, છતાં અહીં કહેલી સંખ્યાને મુખ્ય તરીકે જ જણાવી તે મુખ્ય ભેદો અહીં લીધા છે. અહીં કહેલા આ રોગોની પ્રધાનતા તે તે રોગોના પોતપોતાના અધિકારમાં જ અનુસરવા યોગ્ય છે.' ૧૪

## સર્વ રોગોનું મૂળ વાત, પિત્ત અને કફ જ છે

सर्व एव निजा विकारा नान्यत्र वातपित्तकफेभ्यो निर्वर्तन्ते, यथा हि शकुनिः सर्वा दिशोऽपि परिपतन् स्वां छायां नातिवर्तते, तथा स्वधातुवैषम्यनिमित्ताः सर्वविकारा वातपित्तकफान्नातिवर्तन्ते; वातपित्तश्लेष्मणां तु खलु समुत्थानस्थानसंस्थानवेदनावर्णनामप्रभावचिकित्सितप्रकृतिविशेषानभिसमीक्ष्य तदात्मकानपि च सर्वविकारांस्तानेवोपदिशन्ति बुद्धिमन्त इति ॥ १५ ॥

બધાયે નિજ (પોતાના શરીરના દોષજન્ય) વિકારો વાત, પિત્ત અને કફ, એ ત્રણરૂપ કારણો વિના કદી થતા જ નથી; જેમ પક્ષી સર્વ દિશાઓમાં ઊડી રહ્યું હોય, છતાં પોતાની છાયાને ઓળંગી કે ત્યજી શકતું નથી, તે જ પ્રમાણે પોતપોતાની ધાતુઓની વિષમતારૂપ નિમિત્તે થતા સર્વ રોગો વાત, પિત્ત અને કફને કદી ઓળંગી કે ત્યજી શકતા નથી; તોપણ બુદ્ધિમાન વૈદ્યો વાત, પિત્ત અને કફનાં નિદાનો, સ્થાનો, લક્ષણો, વેદનાઓ, વર્ણો, નામો, પ્રભાવો, જુદી જુદી ચિકિત્સાઓ તથા વિભિન્ન પ્રકૃતિઓ કે કારણો જોઈ–તપાસીને તે તે સર્વ વિકારોને તે તે ઉદરરોગ આદિરૂપે પણ કહે છે. ૧૫

યોગીન્દ્રનાથ સેન આ સંબંધે સુશ્રુત–સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાંથી પણ આમ ઉતારી બતાવે છે: 'सर्वेषां च व्याधीनां वातपित्तश्लेष्माण एव मूलं तल्लिङ्गत्वाद् दृष्टफलत्वादागमाच्च, यथा हि कृत्स्नं विकारजातं विश्वरूपेणावस्थितं सत्त्वरजस्तमांसि न व्यतिरिच्यन्ते, एवमेव कृत्स्नं विकारजातं विश्वरूपेणावस्थितमव्यतिरिच्य वातपित्तश्लेष्माणो वर्तन्ते–સર્વ રોગનું મૂળ વાત, પિત્ત તથા કફ જ છે; કારણ કે તેઓનાં જ ચિહ્નો કે લક્ષણો તે તે રોગોમાં જોવામાં આવ્યાં છે; એમનો જ પ્રતિકાર કરવાથી રોગોનો પ્રતિકાર થવા રૂપે ફળ દેખાયું છે અને આયુર્વેદશાસ્ત્ર પણ એમ જ કહી રહ્યું છે; જેમ જગતરૂપે રહેલા સમગ્ર વિકારો સત્ત્વ, રજસ્ તથા તમસ્, એ ત્રણ ગુણોને ઓળંગીને કે ત્યજીને કદી હોઈ શકતા નથી, સમસ્ત જગત ત્રિગુણાત્મક જ છે, તે જ પ્રમાણે સમગ્ર વિકારો

બધાય રૂપે રહ્યા હોય છે, તેઓ પણ વાત, પિત્ત અને કફને ઓળંગી કદી હોતા જ નથી.' એમ વાત, પિત્ત અને કફરૂપી ત્રણ જ કારણોથી સર્વ વિકારોની ઉત્પત્તિ પ્રત્યક્ષ, અનુમાન તથા આગમ પ્રમાણથી સિદ્ધ થઈ છે.

અહીં શંકા થાય છે કે વાતાદિ દોષોનો તથા વિકારોનો શું નિત્ય સંબંધ છે કે નિત્ય પરિચ્છેદ એટલે અમુક માપમાં જ અમુક જ પ્રદેશે રહેલો સંબંધ છે? જો તેઓનો નિત્ય સંબંધ હોય તો દરેક પ્રાણીઓ કાયમ જ રોગી રહ્યા કરે; અને જો નિત્ય પરિચ્છેદ હોય તો એ વાતાદિ દોષો તથા વિકારો બીજાં જુદાં જુદાં સ્થળે વર્તતા હોય, તેઓનું ચિહ્ન બીજા સ્થળે કેમ હોઈ શકે? આ કારણે વાત, પિત્ત તથા કફ, એ સર્વ વિકારોનું મૂળ છે, એમ જે કહ્યું, તે યોગ્ય નથી: આનું સમાધાન આ છે કે જ્વરાદિ વિકારો વાતાદિ દોષોને છોડી કદી થતા જ નથી, છતાં વાતાદિ દોષોનો તથા વિકારોનો નિત્ય સંબંધ નથી; જેમ વીજળી, વાયુ, વજ્ર, તથા વરસાદ આકાશ વિના કદી હોઈ શકતાં નથી; તેમ જ આકાશ નિત્ય હોવા છતાં અમુક કાળે તેઓ થતા પણ નથી, અને અમુક નિમિત્ત થતા ફરી તેઓ થાય પણ છે જ; તે જ પ્રમાણે પાણીના તરંગો, પરપોટા વગેરે પણ પાણીને છોડી કદી હોઈ શકતા જ નથી, તેમ જ પાણી હોવા છતાં કોઈક કાળે તે થતા પણ નથી અને નિમિત્ત મળતા ફરી તેઓ થાય પણ છે જ; એ જ પ્રમાણે દોષોના અસ્તિત્વમાં જ વિકારો થાય છે, છતાં તેઓ અમુક કાળે થતા નથી અને નિમિત્ત મળતા થાય પણ છે જ.'

અહીં આ બીજી શંકા થાય છે કે, સર્વ વિકારોનાં નિમિત્ત વાત, પિત્ત તથા કફ જ કેવળ હોય છે, તો તે તે વાતાદિ દોષરૂપ તેઓનું નિમિત્ત એક જ હોવા છતાં આઠ ઉદર રોગો, આઠ મૂત્રાઘાતો, ઇત્યાદિ ભેદો કેમ થાય છે? આનું સમાધાન આ છે કે, સર્વ વિકારો વાત, પિત્ત તથા કફરૂપ જ હોય છે અને તે વાતાદિરૂપ એક જ કારણ હોવાને લીધે તેઓ પણ તે રૂપે એક જ હોય છે, છતાં તે વાત, પિત્ત અને કફના સમુત્થાન એટલે નિદાન, સ્થાન એટલે અધિષ્ઠાન કે આશ્રયસ્થાન, આકૃતિ કે લક્ષણો-ચિહ્નો, સંખ્યા, નામ, પ્રકાર તથા ચિકિત્સાનો જુદાં જુદાં હોય છે; તે જોઈને બુદ્ધિમાનો તે તે વિકારોને ઉદરાદિ નામે તથા વાતિક આદિ વિભેદ કરે છે.

[illegible] અહીં [illegible] પણ દર્શાવે છે: 'જો કે અષ્ટોદર આદિ રોગના ભેદ [illegible] કહેલા, તેમ જ જે રોગો આ તંત્રમાં કહ્યા નથી, તે નિજ

રોગોનાં છૂટાં કે ભેગાં કારણો વાત, પિત્ત અને કફ જ હોય છે, એમ દર્શાવતું આ સૂત્ર રોગોની ચિકિત્સામાં ઉપયોગી હોઈને અહીં આમ જણાવે છે: જે રોગો અહીં કહ્યા છે અને નથી કહ્યા, તે બધા રોગો વાત, પિત્ત અને કફ વિના હોતા નથી; જો કે આગન્તુ રોગોમાં દોષોનો સંબંધ પાછળથી અવશ્ય થાય જ છે, તોપણ આગન્તુ રોગમાં દોષોની અપેક્ષાએ ચિકિત્સા કરાતી નથી, એમ તે આગન્તુઓને અલગ જણાવવા અહીં 'निजा.' પદ મૂક્યું છે; તેમ જ 'स्वधातुवै॰'–એ પદમાં પણ 'स्व' શબ્દ મૂકીને આગન્તુમાં કરાતી ધાતુવિષમતાને જુદી પાડી છે. એમ જો કે સર્વ વિકારો કેવળ વાતાદિજન્ય જ હોય છે, છતાં ઉદરાદિ રોગોને પ્લીહાજન્ય આદિ જણાવવામાં પણ કારણ આ છે કે વાતાદિ દોષોનાં સ્થાન રસાદિ તથા બસ્તિ વગેરે હોય છે; આકૃતિ કે લક્ષણ જુદાં જુદાં હોય છે, તેમ જ કારણો પણ જુદાં જુદાં હોય છે, તે જોઈને તે વાતાદિથી થયેલા પણ રોગોને 'આઠ ઉદરરોગો' ઇત્યાદિ નામે પણ કહ્યા છે: જેમ કે સ્થાનની વિશેષતાથી શિરસ્તંભ, રક્તયોનિ, કામલા વગેરે રોગો કહેવાય છે; સંસ્થાન કે લક્ષણની વિશેષતાથી પિડકા, ગુલ્મ વગેરે રોગો કહેવાય છે; પ્રકૃતિ કે કારણની વિશેષતાથી કફોદર, પ્લીહોદર વગેરે કહેવાય છે. કેટલાક વિદ્વાનો અહીં આવું પણ વ્યાખ્યાન કરે છે: રોગોનાં સ્થાન વગેરે ભલે વિભિન્ન હોય છતાં બુદ્ધિમાનો તેઓને તે તે વાતાદિજનિત જ કહે છે; જો તેઓને 'આઠ' ઇત્યાદિ સંખ્યાયુક્ત ભલે કહ્યા છે, તેમ જ પ્લીહા આદિ વિભિન્ન કારણોથી પણ તેઓ જો જુદા પડે છે, તોપણ તે તે સર્વ વિકારો વાતાદિસ્થાન જન્ય તથા વાતાદિનાં લક્ષણોથી યુક્ત હોઈને તેમ જ વાતાદિકારણજનિત હોઈને પણ વાતાદિજન્ય જ છે. ૧૫

स्वधातुवैषम्यनिमित्तजा ये, विकारसङ्घा बहवः शरीरे। न ते पृथक् पित्तकफानिलेभ्य, आगन्तवस्त्वेव ततो विशिष्टाः ॥१६॥

પોતાની ધાતુઓની (એટલે વાત, પિત્ત તથા કફની) વિષમતાના નિમિત્તે શરીરમાં થતા ઘણા વિકારોના સમુદાયો જે કહેવામાં આવ્યા છે, તેઓ પિત્ત કફ કે વાયુથી જુદા નથી; પરંતુ કેવળ આગંતુ એ જ તે-નિજ વ્યાધિઓના સમુદાયોથી જુદા પડે છે એટલે કે આ આગંતુરોગો વાતાદિજન્ય હોતા નથી, પણ બાહ્યહેતુજન્ય જ હોય છે. ૧૬

આ [illegible] અહીં આમ જણાવે છે: 'આ [illegible] આ [illegible] પણ છે: [illegible]'

એ પદ મૂકીને ઘણા રોગોના સમુદાયો પોતપોતાનાં લક્ષણ, રૂપ તથા વિકારના સમૂહોવાળા છે, તે લેવા જણાવ્યા છે; એ જ અભિપ્રાય 'स्वधातुवैषम्य०' એ વિશેષણ આપી સૂચવ્યો છે કે સર્વ વિકારો પોતાની ધાતુ–વાતાદિરૂપ જ હોય છે. ( શ્રી ગંગાધર આ શ્લોકના બીજા ચરણમાં છેલ્લે 'प्रदिष्टाः' પદને બદલી 'शरीरे' પદ રાખીને જણાવે છે કે ) 'शरीरे' પદ મૂકીને માનસ-વ્યાધિઓ તથા આગંતુ રોગોને જુદા પાડ્યા છે; એમ શરીરજન્ય સર્વ રોગો પિત્ત, કફ તથા વાયુથી અલગ નથી. અહીં 'પિત્ત'ને પ્રથમ મૂક્યું છે, તે છંદને અનુસરીને જ મૂકેલ છે; અર્થાત્ સર્વ વિકારો કેવળ વાતાદિરૂપ જ હોય છે પણ તે વાતાદિથી લગારે જુદા હોતા નથી; જેમ માટીના વિકાર–'ઘડા' વગેરે પદાર્થો, માટીથી કદી જુદા નથી; કેવળ આગંતુ વ્યાધિઓ જ તે વાતાદિ દોષોથી જુદા છે.

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે : 'स्वधातुवै०' એ પદમાં 'स्व' શબ્દ મૂકીને આગળ કહેવાતા 'શરીર' સાથેનો સંબંધ દર્શાવ્યો છે, એટલે 'શરીરની ધાતુની વિષમતા' લેવા સૂચવેલું છે; અને 'માનસ' વિષમતાનો ત્યાગ જણાવે છે. ધાતુઓ પણ સ્વરૂપતઃ રોગનું કારણ હોતી નથી, એ જ કારણે 'વૈષમ્ય' પદ મૂક્યું છે. 'અભિઘાતજ્વર' આદિ રોગો પણ ધાતુઓની વિષમતાથી જ ઉત્પન્ન થાય છે, તેથી તેઓને અલગ જણાવવા 'નિમિત્ત' પદ મૂક્યું છે. આગંતુઓમાં 'વૈષમ્ય' જોકે થાય છે, છતાં તેને કારણરૂપે કહેવામાં આવતું નથી; કેમ કે તેઓમાં થતું 'વૈષમ્ય' અપ્રધાન હોય છે; પરંતુ અમુક હથિયાર વગેરેનો પ્રહાર જ તે આગંતુમાં મુખ્ય કારણ હોઈને તે જ ચિકિત્સામાં પણ કારણ ગણાય છે, તેથી એ પ્રહારાદિને ઉદ્દેશીને જ તેમાં ચિકિત્સા કરાય છે, પરંતુ 'ધાતુવૈષમ્ય'ને ઉદ્દેશી ચિકિત્સા કરાતી નથી, જ્યારે નિજદોષજન્ય વિકારોમાં તો 'ધાતુવૈષમ્ય' જ ચિકિત્સામાં કારણ બને છે. 'विकारसंघाः' એટલે 'अष्टौ उदराणि' ઇત્યાદિ વિકાર સમુદાયો જે કહેવાયા છે, તે લેવા સૂચન કર્યું છે; એનો પ્રયોગ 'બહુવચન'માં જ કર્યો છે, તેથી બહુની સંખ્યા આવી જાય છે, છતાં 'बहवः' એ પદ મૂકીને જણાવ્યું છે કે, 'ત્રણ' વગેરે સંખ્યા પણ બહુપણું સૂચવે છે, પરંતુ તેવું બહુપણું અહીં લેવાનું નથી. આ નિજવ્યાધિઓના સમૂહો પિત્ત, કફ તથા વાયુથી અલગ નથી, પણ પિત્ત, કફ તથા વાયુરૂપ જ છે અને તેઓ જ જુદાં જુદાં દૂષ્યોને દુષ્ટ કરવા પ્રાપ્ત થાય છે. અહીં 'પિત્ત'ને પહેલાં મૂક્યું છે, તે છંદને અનુસરીને મૂકેલ છે; અથવા વાતાદિ દોષોમાં મુખ્યતાના સંબંધે કોઈ ખાસ નિયમ હોતો નથી, એમ પણ જણાવવા માગે છે. અહીં ધાતુની માત્ર વિષમતાને જ વિકારરૂપે કહેલ નથી; કેમ કે તે તો વાતાદિની વિષમતારૂપે જ સિદ્ધ થાય છે; પરંતુ ધાતુવૈષમ્યવિશેષ, એ 'ધાતુવૈષમ્યથી ઉત્પન્ન થયેલ જ્વરાદિરૂપે જ જણાય છે, તેનું જ અહીં વિકૃત વાતાદિની સાથે અભેદરૂપે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ૧૬

## નિજવિકાર તથા આગંતુવિકારનો સંબંધ

आगन्तुरन्वेति निजं विकारं निजस्तथागन्तुमपि प्रवृद्धः।
तत्रानुबन्धं प्रकृतिं च सम्यग् ज्ञात्वा ततः कर्म समारभेत ॥

**આગંતુ વિકાર ( ખૂબ વધી જઈને ) પાછળથી નિજ વિકારને અનુસરે છે; તેમ જ ખૂબ વધી ગયેલો 'નિજ' વિકાર પણ પાછળથી 'આગંતુ' વિકારને અનુસરે છે; તેમાં એ અનુબંધ( એટલે પાછળથી થયેલ તે અનુસરણ )ને તથા પ્રકૃતિ એટલે મૂળભૂત–સ્વતંત્ર કારણને પણ સારી રીતે જાણ્યા પછી વૈદ્યે ચિકિત્સાકર્મ શરૂ કરવું. ૧૭**

શ્રી ગંગાધર અહીં વધુ સ્પષ્ટતા આમ લખે છે : પ્રથમ તો આ શંકા થાય છે કે, પ્રથમ કહેવાયું કે 'ત્રણ શોથરોગો થાય છે : વાતનિમિત્તે, પિત્તનિમિત્તે તથા કફનિમિત્ત; પરંતુ એ જ પાછા બે પ્રકારના મળે છે : એક નિજ શોથ અને બીજો આગંતુ શોથ ' એ વચનથી આગંતુ શોથને પણ વાતાદિરૂપે જણાવેલ છે, તે કઈ રીતે ઘટે છે? આનું સમાધાન અહીં આ શ્લોકમાં કહે છે : જે આગંતુ વિકાર પ્રથમ દંડ આદિના પ્રહારથી ઉત્પન્ન થયો હોય, અથવા ભૂત આદિના વળગાડથી થયો હોય, તે પણ પાછળથી ખૂબ વધી જાય અને લાંબો કાળ વીતી જાય ત્યારે વાતાદિ દોષની વિષમતારૂપ નિજવ્યાધિને અનુસરે છે. એટલે શારીરદોષજન્ય વ્યાધિ જેવો જ લગભગ બની જાય છે; તેમ જ વાતાદિ દોષજન્ય–નિજવ્યાધિ પણ અતિશય વધી જાય, ઘણો લાંબો કાળ ચાલે અને ખૂબ બળવાન થાય ત્યારે તેમાં ભૂતાદિજન્ય આગંતુ વ્યાધિ પણ ભળે છે, માટે આગંતુ પણ વાતાદિના અનુબંધરૂપ થઈને ઉત્તરકાળે વાતાદિરૂપને ઓળંગતો નથી. અહીં એક પ્રશ્ન થાય છે કે, કામજ્વર આદિ માનસવ્યાધિઓ આગંતુ છે કે માનસ છે? આનો ઉત્તર આ છે કે કામાદિ તો માનસવ્યાધિઓ જ છે, છતાં તેઓથી થતા જ્વરાદિ તો આગન્તુજન્ય જ છે; તો તેઓમાં ઉત્તરકાળે વાતાદિથી વિરુદ્ધ કઈ ચિકિત્સા કરવી? આ પ્રશ્નનો ઉત્તર આ છે કે તે આગન્તુ વ્યાધિઓમાં કામ–શોક આદિ મૂળ કારણ તથા ( પાછળના ) વાતાદિ કારણ

એનું બળવાનપણું. તથા નિર્બળપણું જાણવા પછી અથવા અનુબન્ધ–અપ્રધાનને તથા પ્રકૃતિ–પ્રધાનને બરાબર જાણ્યા પછી ચિકિત્સાકર્મ શરૂ કરવું. આ અનુબંધ સંબંધે (વિમાનસ્થાન ૬ઠ્ઠા અધ્યાયમાં) કહેવાશે એ કે, 'स्वतन्त्रो व्यक्तलिङ्गो यथोक्तसमुत्थानोपशमो भवत्यनुबन्ध्यः, तद्विपरीतोऽनुबन्धः–અર્થાત્ જે સ્વતંત્ર હોય, જેનાં ચિહ્નો સ્પષ્ટ હોય અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જેનું ઉત્પત્તિ કારણ તથા ચિકિત્સાથી શાંતિ થતી હોય, તે અનુબંધ્ય–પ્રધાન કે મુખ્ય કહેવાય છે; અને એથી ઊલટો હોય અનુબંધ તે અપ્રધાન કે અમુખ્ય કહેવાય છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'નિજ વ્યાધિ તથા આગંતુ વ્યાધિ એક એકથી જુદા જ છે, છતાં તેઓનો થતો સંબંધ આ શ્લોકમાં દર્શાવ્યો છે; જે વ્યાધિ 'નિજ' અથવા દોષજન્ય તરીકે જ પ્રથમ ઉત્પન્ન થયો હોય, તેમાં પણ પાછળથી ભૂતાદિજન્ય આગંતુ વ્યાધિ અનુસરેલો થાય છે; જેમ કે કોઈ તાવ કે ઉન્માદ રોગ દોષજન્ય હોય, છતાં તેમાં પાછળથી ભૂતનો વળગાડ પણ થાય છે, તે જ પ્રમાણે જે વ્યાધિ આગંતુ કોઈ અભિઘાતાદિ કારણે કે ભૂતાવેશ આદિના કારણે પ્રથમ ઉત્પન્ન થયો હોય. તેમાં પાછળથી કારણ મેળવીને નિજ–દોષજન્ય વ્યાધિ પણ લાગુ થાય છે. મૂળમાં 'अपि प्रवृद्ध' એમ કહીને સૂચવ્યું છે કે આગંતુ અવસ્થામાં પણ નિજદોષ જો કે વધેલો તો હોય જ છે, પરંતુ 'प्रवृद्ध' એટલે ખૂબ વધેલો કોઈને પોતાનાં લક્ષણોને જણાવતો નથી; એમ 'प्र' પૂર્વકના 'वृद्ध' કૃદન્તના પ્રયોગથી જણાવ્યું છે; અને 'अपि' શબ્દથી આમ પણ સૂચવ્યું છે કે નિજ વ્યાધિને નિજ વ્યાધિનો પણ અનુબંધ થાય છે, તેમ જ આગંતુને આગંતુ વ્યાધિનો પણ અનુબંધ થાય છે. હવે અહીં નિજ તથા આગંતુનો જ્યાં સંબંધ હોય ત્યાં વૈદ્યે ચિકિત્સા કરતી વેળા કોને અનુસરવું? તે વાત શ્લોકના ઉત્તરાર્ધમાં કહે છે. 'અનુબંધ' એટલે પાછલા કાળમાં ઉત્પન્ન થયેલ અને 'પ્રકૃતિ' એટલે જે મૂળભૂત હોય, તેને બરાબર જાણ્યા પછી અર્થાત્ તેઓનું બળવાનપણું તથા નિર્બળપણું સમજ્યા પછી તેની ચિકિત્સા શરૂ કરવી; અથવા 'અનુબંધ એટલે અપ્રધાન તથા પ્રકૃતિ એટલે અનુબંધ્ય-પ્રધાનને જાણ્યા પછી,' એવો અર્થ કરવો; કારણ કે વિમાનસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહેવાશે કે, 'स्वतन्त्रो व्यक्तलिङ्गः यथोक्तसमुत्थानोपशमो भवत्यनुबन्ध्यः, तद्विपरीतस्त्वनुबन्धः।'

હિંદી ટીકાકાર આ શ્લોકનો આવો અર્થ આમ પણ સ્પષ્ટ લખે છે: જે રોગ સ્વતંત્ર હોય, જેનાં લક્ષણો સ્પષ્ટ હોય અને જે પોતાની ચિકિત્સાથી શાંત થતો હોય. તે અનુબંધ્ય અથવા પ્રધાન કહેવાય છે; પણ જે તેથી ઊલટ હોય–પરતંત્ર હોય; એટલે કે બીજા રોગમાં પાછળથી થયો હોય, જેનાં લક્ષણો દેખાતાં ન હોય, જે પોતાના હેતુઓથી ઉત્પન્ન થયો ન હોય, જે પોતાની ચિકિત્સાથી શાંત થતો ન હોય પણ અનુબંધ્યની જ ચિકિત્સાથી શાંત થાય, તે અનુબંધ અથવા અપ્રધાન કે ગૌણરોગ કહેવાય છે. ૧૭

### અધ્યાયના વિષયોનો સંક્ષેપ

विंशकाश्चैककाश्चैव त्रिकाश्चोक्तास्त्रयस्त्रयः।
द्विकाश्चाष्टौ चतुष्काश्च दश द्वादश पञ्चकाः ॥ १८॥
चत्वारश्चाष्टका वर्गाः षट्कौ द्वौ सप्तकास्त्रयः।
अष्टोदरीये रोगाणामध्याये संप्रकाशिताः ॥ १९॥

આ અષ્ટોદરીય નામના અધ્યાયમાં રોગોના વીસ વીસના વર્ગો, એક એકના વર્ગો તથા ત્રણ ત્રણના વર્ગો ત્રણ ત્રણ કહ્યા છે; બે બેના વર્ગો આઠ, ચાર ચારના વર્ગો દશ, પાંચ પાંચના વર્ગો બાર, આઠ આઠના વર્ગો ચાર, છ છના વર્ગો બે અને સાત સાતના વર્ગો ત્રણ કહ્યા છે. ૧૮,૧૯

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા શ્લોકસ્થાન વિષે 'અષ્ટોદરીય' નામનો અધ્યાય ૧૯ મો સમાપ્ત

## महारोगाध्याय–अध्याय २० मो

अथातो महारोगाध्यायं व्याख्यास्यामः।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવાની ઇચ્છા થઈ, અને તે શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ કહેવા માટે અધિકારી પણ જાણ્યા, ત્યારે 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારીને હવે અમે 'મહારોગાધ્યાય' નામનો (૨૦ મો) અધ્યાય કહીશું, એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના તે શિષ્યોને) કહ્યું. ૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આવી વાત કરે છે: 'વિકારો બે પ્રકારના થાય છે: એક તો 'સામાન્યજ' તથા બીજા 'નાનાત્મજ' હોય છે; તેમાં 'સામાન્યજ' વિકારો પૂર્વના અધ્યાયમાં કહ્યા છે; હવે 'નાનાત્મજ' વિકારો કહેવાને મહારોગાધ્યાય શરૂ કરે છે. महान्तो रोगाः महारोगाः–આ અધ્યાય મોટો છે, તેથી આનું નામ 'મહારોગાધ્યાય' રખાયું છે; કારણ કે આ અધ્યાયમાં ૮૦ વાતવિકારો,

૪૦ પિત્તવિકારો, ૨૦ કફવિકારો, એમ ઘણા વિકારો કહેવાશે તેથી પૂર્વના અધ્યાયો કરતાં આ અધ્યાય મોટો છે, માટે જ આને મહારોગાધ્યાય કહ્યો છે, પરંતુ महारोगाणाम् अध्याय:–આ અધ્યાય મોટા રોગોનો અધ્યાય છે, એમ સમજવાનું નથી; કેમ કે આ અધ્યાયમાં 'નખભેદ' આદિ ક્ષુદ્ર વિકારો પણ કહેવામાં આવશે, એટલે આ અધ્યાય મોટો છે' એમ ગ્રંથકાર પોતે પણ આ અધ્યાયના અંતે–'महति रोगाणामध्याये–રોગોના આ મોટા અધ્યાયમાં' એમ કહેશે.'

જલ્પકલ્પતરુટીકાકાર શ્રી ગંગાધર પણ લગભગ આવી જ શરૂઆત અહીં કરે છે: 'પૂર્વના ત્રણ અધ્યાયોમાં સામાન્યતઃ વાતાદિજન્ય આદિ રોગો કહ્યા; હવે બાકી રહેલા વાતાદિ એક એક દોષથી થતા અનેક વ્યાધિઓનો ઉપદેશ કરવા આ મહારોગાધ્યાય આરંભે છે. કોઈક વિદ્વાન અહીં આવી વ્યાખ્યા કરે છે: 'આ અધ્યાયમાં એક એક દોષથી થતા એક એક રોગના અનેક પ્રકારો કહેવાશે, તેથી 'महारोगाणाम् विज्ञानाय अध्याय: तं तथा–મોટા રોગોના વિશેષ જ્ઞાન માટેનો આ અધ્યાય 'મહારોગાધ્યાય' નામે કહેવાયો છે.' એમ કહે છે, પરંતુ તે ઠીક નથી; કેમ કે આ અધ્યાયના જ છેલ્લા સંગ્રહ શ્લોકમાં ગ્રંથકાર પોતે જ 'सम्यङ् महति रोगाणामध्याये तत्त्वदर्शिना–તત્ત્વદ્રષ્ટા ભગવાન આત્રેયે રોગોના આ મોટા અધ્યાયમાં' એમ જણાવીને આમ જ સૂચન કર્યું છે કે, रोगाणाम् अध्याय: रोगाध्याय:, महाँश्चासौ रोगाध्यायश्चेति महारोगाध्याय:–રોગોનો અધ્યાય તે રોગાધ્યાય કહેવાય અને એવો મોટો રોગાધ્યાય મહારોગાધ્યાય' એ જ આશય ગ્રંથકારનો પોતાનો પણ છે; કેમ કે પૂર્વના અધ્યાયો કરતાં આ અધ્યાય મોટો છે. ૧

## વિકારોના મુખ્ય ચાર પ્રકારો

**चत्वारो रोगा भवन्ति–आगन्तुवातपित्तश्लेष्मनिमित्ताः। तेषां चतुर्णामपि रोगाणां रोगत्वमेकविधं भवति रुक्सामान्यात्। द्विविधा पुनः प्रकृतिरेषामागन्तुनिजविभागात्। द्विविधं चैषामधिष्ठानं मनःशरीरविशेषात्। विकाराः पुनरेषामपरिसंख्येयाः प्रकृत्यधिष्ठानलिङ्गायतनवेदनाविकल्पानामपरिसंख्येयत्वात्॥ २॥**

**આગંતુ, વાત, પિત્ત, તથા કફના નિમિત્તે થતા રોગો ચાર છે; એ ચારે રોગોમાં 'રોગપણું' એ તો એક પ્રકારનું જ છે; કેમ કે સર્વમાં સામાન્ય રીતે 'રુક્–રુજા કે પીડા' તો હોય જ છે. આ ચારે રોગોની પ્રકૃતિ કે સ્વભાવ એક 'આગંતુ' તથા બીજી 'નિજ' એવા ભેદથી બે પ્રકારની છે; કેમ કે આ રોગનો વિભાગ બે પ્રકારનો જ છે; વળી આ રોગોનું અધિષ્ઠાન કે આશ્રયસ્થાન પણ બે પ્રકારનું છે; એક મન તથા બીજું શરીર છે, છતાં આ વિકારો અસંખ્યેય કે અગણિત પણ કહેવાય છે; કેમ કે તેઓની પ્રકૃતિ, અધિષ્ઠાન, લિંગ કે ચિહ્નો, આયતન એટલે હેતુઓ, વેદનાઓ તથા વિકલ્પો અપરિસંખ્યેય કે અગણિત છે. ૨**

યોગીન્દ્રનાથ સેન અહીં આવી સ્પષ્ટતા કરે છે: 'આગંતુ, વાતનિમિત્ત, પિત્તનિમિત્ત તથા કફનિમિત્ત એમ ચાર રોગો છે; સંસર્ગજ કે દ્વિદોષજ તથા સંનિપાતજનો પણ આ વાતાદિનિમિત્ત રોગોમાં જ સમાવેશ થાય છે; આ ચારે રોગોમાં 'રોગત્વ' તો એક જ પ્રકારનું જ હોય છે; કારણ કે રુક્–રુજા કે પીડા તો દરેકમાં સામાન્ય રીતે અનુગત હોય જ છે; વળી આ ચારેની પ્રકૃતિ તો બે પ્રકારની છે: એક આગંતુ અને બીજી 'નિજ.' તેઓનું અધિષ્ઠાન કે આશ્રયસ્થાન બે પ્રકારનું છે: એક મન તથા બીજું શરીર; એમ બધા વિકારો નિજ કે આગંતુ પણ સામાન્યતઃ એકરૂપ જ હોય છે; કેમ કે 'રુજાકર્તૃત્વ કે પીડા કરનારપણું' એ તો સર્વમાં સમાન જ રહ્યું હોય છે; છતાં તેઓ નિજરૂપે તથા આગંતુરૂપે અને શરીરરૂપે તથા માનસરૂપે બે બે પ્રકારના થાય છે; તેમ જ આગંતુ, વાત, પિત્ત તથા કફના નિમિત્તે ચાર પ્રકારના પણ ટૂંકમાં કહેવાય છે. એમ રોગોનો એક પ્રકાર, બે પ્રકાર તથા ચાર પ્રકારો કહીને તેઓને જ મૂળમાં અસંખ્યેય પણ કહે છે: એ વિકારોની પ્રકૃતિ, અધિષ્ઠાન, લિંગ, આયતન–હેતુ કે નિદાન તથા વેદનાઓના ભેદો અસંખ્ય હોવાથી તે રોગો પણ અસંખ્ય થાય છે; જોકે સર્વ વિકારોની પ્રકૃતિ તો 'આગંતુ' તથા 'નિજ' રૂપે બે પ્રકારની જ હોય છે, તોપણ આગંતુ વિકારો અસંખ્ય છે તેમ જ વાતપિત્તકફના અલગ અલગ તથા સમવેત કે સમુદાયરૂપ થયેલા તે દોષોના ક્ષય, સ્થાન તથા વૃદ્ધિરૂપ કારણોના લીધે સામાન્યતઃ ૬૩ પ્રકારો તો પ્રથમ કહેવાયા છે; તેઓના જ તરતમ કે વધુ વધુ યોગથી તે રોગોના ભેદો અસંખ્યેય થાય છે; કારણ કે સર્વ રોગોનાં અધિષ્ઠાન કે આશ્રયસ્થાનો સામાન્યતઃ મન તથા શરીરભેદે બે પ્રકારનાં જ છે, તોપણ શરીરના અવયવરૂપ બસ્તિ આદિ સ્થાનો તથા દૂષ્ય–રસ–રક્ત આદિ દ્વારા વિભાગ થતાં તે અધિષ્ઠાનો પણ અનેક પ્રકારનાં હોય છે; તેમ જ સર્વ વિકારોમાં મળતાં લિંગો–ચિહ્નો કે લક્ષણો પણ અસંખ્ય હોય છે અને આયતનો કે નિદાનો પણ

અસાત્મ્ય ઇંદ્રિયાર્થસંયોગ, પ્રજ્ઞાપરાધ તથા પરિણામના ભેદથી જોકે ત્રણ પ્રકારનાં જ હોય છે, છતાં તેઓના પણ અવાન્તરવિશેષો કે પેટાભેદો થતા હોઈને તેઓ પણ અસંખ્યેયજ થાય છે; એમ પ્રકૃતિ આદિના વિકલ્પો કે ભેદોના અસંખ્યેયપણાથી વિકારો પણ અસંખ્યેય થાય છે. આ વાત શ્લોકસ્થાનના 'ત્રિદોષીય' નામના ૧૮મા અધ્યાયમાં પણ કહેવાઈ ગઈ છે કે, त एवापरिसंख्येया भिद्यमाना भवन्ति हि। रुजावर्णसमुत्थानस्थानसंस्थाननामभिः– એ જ રોગો વેદના, વર્ણ, ઉત્પત્તિકારણો, સ્થાનો, લક્ષણો તથા નામોથી ભેદ પામતા હોઈને અસંખ્યેય થાય છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'જોકે પ્રથમ 'તિસ્રૈષણીય' નામના અધ્યાયમાં નિજ, આગંતુ તથા માનસ એમ ત્રણ પ્રકારના રોગો કહ્યા છે, તોપણ 'માનસ' વ્યાધિ, એ આગંતુ વ્યાધિ જ છે, એમ અહીં ખાસ બતાવવું છે. તેથી ફરી અહીં કહેવાયું છે કે 'આગંતુ વગેરે' ચાર રોગો છે, એમ કોઈક વિદ્વાન અહીં જણાવે છે, પરંતુ એ ઠીક નથી; કેમ કે અહીં શારીરવ્યાધિઓની અપેક્ષાએ આ 'ચાર રોગો' કહ્યા છે; જ્યારે ત્યાં–ત્રિશોથીયમાં શારીર તથા માનસ– એમ બેય પ્રકારના અભિપ્રાયે એકંદર ત્રણ રોગો કહ્યા છે. આ બધા રોગોમાં સામાન્ય રુજાના કે પીડાના કારણે એક-પ્રકારત્વ કહ્યું, તેનો અર્થ આ છે કે દરેકમાં ધાતુઓની વિષમતા સામાન્યતઃ થાય જ છે અને તેથી જ 'દુઃખત્વ' પણ સામાન્યતઃ રહેલું હોય છે. અહીં 'પ્રકૃતિ' શબ્દનો અર્થ 'સમવાયિકારણ કે સ્વભાવ' એવો થાય છે. આગંતુત્વ એટલે 'पूर्वसंचयदोषानपेक्षत्वे सति दुःखजनकत्वम्'–પ્રથમ સંચય પામેલા દોષોની જેમાં અપેક્ષા કે જરૂરિયાત વિના જ દુઃખ ઉપજાવનાર જે થાય, તે 'આગંતુત્વ'નો અર્થ છે; અથવા માનસવ્યાધિ–કામાદિ કે દંડ આદિના પ્રહારથી ઉત્પન્ન થયેલા જ્વરાદિ રોગોને ઉત્પન્ન કરનાર તે માનસદોષ તથા દંડાદિના પ્રહાર વગેરે બાહ્ય કારણો, પૂર્વસંચિત દોષો વગેરેની અપેક્ષા રાખવાનો સ્વભાવ ધરાવતા નથી, તેથી તેઓનું 'આગંતુત્વ' કહેવાય છે; એ જ કારણે પૂર્વાહ્ણકાળ આદિ કાળના કફ વગેરેનો પ્રકોપ ચૈત્રરાત્રિ આદિ કાળના સંચયની અપેક્ષા રાખતો હોઈને જ્વર આદિ વ્યાધિઓને તે જે ઉપજાવે છે, તેનું 'આગંતુત્વ' કહેવાતું નથી; કેમ કે તેઓનો પ્રકોપ, સંચય-નિરપેક્ષ હોતો નથી, પરંતુ સંચય-સાપેક્ષ જ હોય છે. તિસ્રૈષણીય અધ્યાયમાં જે આગંતુત્વ ભૂત, વિષ, વાયુ, અગ્નિ તથા સંપ્રહાર આદિથી થતું કહ્યું છે, તેની સાથે અહીં કહેલ 'આગંતુત્વ'નો વિરોધ પણ નથી; કેમ કે તેઓને માનસ, નિજ તથા આગંતુજ, એમ ત્રણ પ્રકારના જ વ્યાધિઓ કહ્યા છે; જ્યારે અહીં તો નિજ તથા આગંતુજને જ શારીરવ્યાધિઓના અધિકારને અનુસરી 'આગંતુ' તથા 'નિજ' એવા ભેદે કહ્યા છે; અને તેઓના અધિષ્ઠાનને મન તથા શરીરરૂપે વિશેષ કહેલ હોવાથી અનુપપત્તિ કે અઘટિતપણું નથી; કેમ કે શરીરને લગતા કામજ, ભયજ આદિ જ્વરો વગેરેને મનના અધિષ્ઠાનવાળા જ કહેવાનો અભિપ્રાય છે; પરંતુ માનસ–કામાદિ વ્યાધિના અધિષ્ઠાનના અભિપ્રાયે કહેલ નથી; કેમ કે મન તથા શરીર, એમ બેયને વિશેષ જુદાં જુદાં અધિષ્ઠાનો કહ્યાં છે; હવે અહીં આવી શંકા થાય છે કે, અપસ્માર તથા ઉન્માદ વગેરે કેટલાક રોગો શરીર તથા મન બંનેના આશ્રયવાળા હોય છે, તો તેઓને માનસરોગ કહેવા કે શારીર રોગ કહેવા? તેઓને માનસ રોગ તો કહી શકાય જ નહિ; કેમ કે તેઓ શરીરના દોષોથી ઉત્પન્ન થાય છે; તેમ જ તેઓને શારીરરોગ પણ કહી શકાય તેમ નથી; કેમ કે તેઓ મનના આશ્રિત છે; એમ માનસરોગથી ભિન્ન તથા શારીરરોગથી પણ ભિન્નપણાને લીધે તેઓમાં એ બંનેથી જુદાપણું કહેવું પડશે; વળી ચાર રોગોનો આ અધિકાર તો માનસરોગોથી જુદા રોગોનો અધિકાર છે, એમ તો શંકા થઈ શકે જ નહિ; કેમ કે ચારે રોગોમાં 'રોગત્વ' તો એક જ પ્રકારનું હોય છે; એટલે કે સામાન્ય 'રુજા' તો દરેકમાં હોય જ છે, એ વચન ઘટી શકે નહિ એ આગંતુ તથા વાતપિત્તકફના નિમિત્ત થતા રોગોમાં 'રોગત્વ' એક જ પ્રકારનું હોય છે; કેમ કે રુજાસામાન્ય તો દરેકમાં હોય જ છે: તેથી તેઓમાં એમ એક પ્રકારપણું હોય તો બીજા રોગોમાં પણ રુજાસામાન્ય હોવાથી તેઓમાં પણ 'રોગત્વ'ની દૃષ્ટિએ એક પ્રકારપણું કેમ ન મનાય? અને એમ તો 'द्विविधं चैषामधिष्ठानं मनःशरीरविशेषात्'–એ વચનથી પણ મન તથા શરીરના વિશેષથી બે પ્રકારપણું કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થશે' એમ કોઈ કહે તો તે ઠીક નથી; કેમ કે આ ચારે રોગોનું બે પ્રકારનું અધિષ્ઠાન તો શરીરના રોગોના અભિપ્રાય પ્રમાણે મનયુક્ત શરીરના વિશેષથી એમ જ કહેલું છે; જોકે અપસ્માર તથા ઉન્માદ વગેરે રોગો શરીર તથા મન એ બંનેના આશ્રિત હોવાથી ઉભયાશ્રિત છે, તોપણ અપસ્માર તથા ઉન્માદને શરૂ કરનારા વાતાદિ દોષો તો પ્રથમથી જ થોડા પ્રમાણમાં પણ અસ્તિત્વ ધરાવતા હોય જ છે અને પાછળથી રજોગુણ તથા તમોગુણની અધિકતા થતાં તે જ વાતાદિ દોષો, અપસ્માર તથા ઉન્માદને ઉત્પન્ન કરનારા થાય જ છે; તેથી એ રોગોમાં શારીરરોગપણું જોકે હોય જ છે, છતાં

સત્ત્વગુણની ક્ષીણતાવાળા માનસત્વનું પ્રાધાન્ય હોવાથી તેઓને મનના જ આશ્રિત ગણવા જોઈએ;' અધિષ્ઠાન એ કેવળ આધારભૂત વસ્તુરૂપે જ કહેવાય છે, એમ હોતું નથી; પરંતુ આધેય વસ્તુનો જે પોતપોતાનો ધર્મ હોય તેથી યુક્ત જે આધાર હોય તે કહેવાય છે; જેમ અગ્નિનો આધાર કર્પૂ–અગ્નિનો કુંડ તથા મહાનસ કે રસોડું વગેરે, અગ્નિના ધર્મ ઉષ્ણત્વથી યુક્ત હોઈને જ 'કર્પૂત્વ' આદિ ધર્મથી યુક્ત ગણાય છે; તે જ પ્રમાણે અહીં दूष्यत्वे सति अधिकरणत्वम् अधिष्ठानम्–દૂષ્યપણું હોય અને તે સાથે અધિકરણપણું પણ હોય ત્યારે જ તેનું 'અધિષ્ઠાન-ત્વ' કહી શકાય છ" એમ સમજવું જોઈએ. હરકોઈ રોગો–આગંતુ કે નિજ હોય અને તેઓ પોતાના દ્વારા જે કંઈ દુઃખ ઉપજાવે છે, તેનો અનુભવ તો મનને જ થાય છે, તેથી તેઓમાં 'માનસરોગપણું' કે મનના આશ્રયથી યુક્તપણું કહેવાતું જ નથી; વળી હવે પછીના 'मुखानि तु खलु आगन्तोः' ઇત્યાદિ ગ્રંથથી આગંતુના કારણનો ઉપદેશ કરવામાં આવશે, તેમાં કેવળ માનસવ્યાધિના દોષ–રજોગુણ કે તમોગુણ તો ક્યાંયે દેખાતા જ નથી. ત્રિશોથીય અધ્યાયમાં त एवा परिसंख्यया भिद्यमाना भवन्ति हि । रुजावर्णसमुत्थानस्थान-संस्थाननामभिः–એ ૪૮મા શ્લોકમાં રોગોનું અસંખ્યેય-પણું જોકે કહ્યું છે, તોપણ અહીં ફરી અસંખ્યેયપણું જે કહેલ છે, તે રોગોની પરિસંખ્યાનું પ્રકરણ હોવાથી કહેલ છે, તેથી પુનરુક્તિ દોષ નથી; અથવા ત્યાં અસંખ્યેયપણું કહેલ છે તે જુદા પ્રકારે કહેલ છે અને અહીં અસંખ્યેયપણું કહેલ છે તે પણ જુદા પ્રકારે છે; એમ વિવિધ પ્રકારે અસંખ્યેયપણું જણાવવાનો અહીં અભિપ્રાય છે, તેથી પણ પુનરુક્તિદોષ નથી. અહીં 'प्रकृति' શબ્દનો અર્થ 'સમવાયિકારણ' સમજવાનું છે; એ પ્રકૃતિભૂત દ્રવ્ય તો વાતાદિ દોષો જ સમજવાના છે; અને અધિષ્ઠાન પણ દૂષ્યરૂપે રહેલ રસ–રક્ત આદિ જ છે; લિંગ એટલે લિંગીરૂપે થયેલા જ્વરાદિનું લિંગ–ચિહ્ન કે લક્ષણ સમજવું; આયતન એટલે વાતાદિનાં સ્થાન પક્વાશય વગેરે જાણવાં; એમ અહીં કહેલાં તથા ત્યાં કહેલાં પ્રકૃતિ આદિના તથા રુજા, વર્ણ આદિના જુદા જુદા ભેદો અસંખ્યાત હોવાથી ( તજ્જન્ય ) વિકારો પણ અસંખ્યાત થાય છે, એવો સંપૂર્ણ અર્થ અહીં સમજવો; જેમ કે દોષ, દૂષ્ય, લિંગીભૂત–જ્વરાદિનાં લિંગો કે ચિહ્નો તથા પક્વાશય વગેરે તેમ જ રુજા, વર્ણ, બાહ્યહેતુ–રાત્રિ જાગરણાદિ, ગાત્રના પ્રદેશો તથા લિંગોનાં નામો પણ જુદાં જુદાં હોવાના કારણે અનેક ભેદો થતાં રોગો અસંખ્યેય થાય છે એ ભાવ છે; વળી સંસર્ગ તથા અંશાંશ વગેરે ભેદોથી દોષો અસંખ્ય થાય છે; રસાદિ દૂષ્યો તથા શરીરના અવયવો પરસ્પર મળેલા–ઓછા વધતા વગેરે થઈ વિભાગ પામતા અસંખ્ય થાય છે; લિંગો તથા લિંગીભૂત જ્વર વગેરે પ્રત્યેક અસંખ્ય થાય છે; જેઓનો આચાર્યે આ તંત્રમાં સ્પષ્ટ ઉપદેશ કર્યો છે; વાતાદિનાં આયતનો પણ શરીરપ્રદેશમાં આચાર્યે કેટલાંક અસંખ્ય ઉદ્દેસ્યાં છે.

શ્રી ચક્રપાણિ અહીં કંઈક વધુ સ્પષ્ટતા આમ કરે છે : 'આગંતુ રોગો પ્રથમ ત્રિશોથીય અધ્યાયમાં કહ્યા છે, છતાં ફરી અહીં વિશેષે કરી લક્ષણો વગેરેને કહેવા માટે કહેવામાં આવ્યા છે. પ્રકૃતિનો અર્થ સ્વભાવ છે; મન તથા શરીરના વિશેષથી આગંતુનું અધિષ્ઠાન પણ મન તથા શરીર કહ્યું છે અને નિજનું અધિષ્ઠાન પણ મન તથા શરીર હોઈ શકે છે. આગંતુના ગ્રહણ ઉપરથી માનસવિકાર કામાદિનું પણ ગ્રહણ કરી લેવાનું છે. એમ રોગોના ચાર પ્રકારો વગેરેનું પ્રતિપાદન કર્યા પછી ફરી બીજા પ્રકારે રોગોનું અસંખ્યાતપણું કહે છે; અહીં 'પ્રકૃતિ' શબ્દનો અર્થ નજીકનું કારણ વાતાદિ લેવાય છે; અધિષ્ઠાન દૂષ્ય–રસાદિરૂપે સમજાય છે; લિંગો એટલે લક્ષણો સમજવા; આયતનો એટલે બાહ્ય હેતુઓ–દુષ્ટ આહારો તથા આચારો સમજવા; એ બધાના ઘણા ભેદો હોવાથી રોગોનું અસંખ્યપણું સંભવે છે. ૨

### આગંતુ વિકારોનાં કેટલાંક આરંભનાં કારણો

**मुखानि तु खल्वागन्तोर्नखदशनपतनाभिघाता-भिषङ्गाभिचाराभिशापवधबन्धनव्यधनवेष्टनपीडन-रज्जुदहनशस्त्राशनिभूतोपसर्गादीनि ॥ ३ ॥**

આગંતુ વિકારનાં મુખો એટલે શરૂનાં કારણો નખ લાગવો, દાંત લાગવો, પડી જવું, શસ્ત્રાદિના પ્રહાર થવા, કામાદિનો કે ભૂત આદિનો સંબંધ થવો, અભિચારકર્મ, અભિશાપ, વધ થવો કે માર પડવો, બંધન થવું, વીંધાઈ જવું, વીંટાઈ જવું, પીડાવું કે દબાઈ જવું, દોરડીથી બંધાવું, દાઝી જવું, શસ્ત્રથી પીડા થવી, વીજળી કે વજ્રપાત થવો, ભૂતોનો ઉપદ્રવ કે વળગાડ થવો અને ઉપસર્ગ કે ઉલ્કાપાત વગેરે ઉત્પાતો થવા ( અથવા કીટાણુઓનો ત્રાસ હોવો) વગેરે હોય છે. ૩

### નિજ–દોષજન્ય વ્યાધિઓના આરંભનાં કારણો

**निजस्य तु खलु मुखं वातपित्तश्लेष्मणां वैषम्यम् ॥ ४ ॥**

'નિજ' વિકારનું મુખ એટલે શરૂઆતનું કારણ વાત, પિત્ત તથા કફની વિષમતા જ હોય છે.

૨-જલ્પકલ્પતરુ-ટીકાકાર શ્રીગંગાધર ઉપરનાં બન્ને સૂત્રો પર થોડી ટીકા લખે છે : 'અહીં' દર્શાવેલ વિકારોના 'મુખ' નો અર્થ 'અવ્યવહિત પૂર્વવર્તિ' કારણ' એવો કરવો જોઈએ. જોકે તિસ્રૈષણીય અધ્યાયમાં આગંતુનાં કારણો તરીકે ભૂત, વિષ, વાયુ, અગ્નિ વગેરે પ્રથમ કહેવાયાં છે, તોપણ અહીં પ્રકરણને અનુસરી ભાષ્યરૂપે તે ફરી કહેવાયાં છે, તેથી પુનરુક્તિ નથી. 'નિજ' વ્યાધિ એટલે શરીરના દોષથી ઉત્પન્ન થયેલ અમુક વિશિષ્ટ જ્વરાદિરૂપ રોગ સમજવો; તેનું કારણ વાતાદિનું વૈષમ્ય હોય છે; એટલે કે વાતાદિનું તેના પ્રમાણથી ન્યૂન થવું કે અધિક થવું, તે વૈષમ્ય છે; સંસૃષ્ટ કે સંનિપતિત દોષોમાં પણ ઓછાવધતા રૂપે મિશ્રપણું અને ત્રણે દોષોની સમાનતા થવી, એ રૂપે વૈષમ્ય થતાં તેઓ 'નિજ' વ્યાધિઓને ઉત્પન્ન કરે છે.

ટીકાકાર શ્રીચક્રપાણિ રોગોનાં 'મુખ'નો અર્થ આવો લખે છે; 'मुखानि कारणानि, यथा रजस्वलागमनम् अलक्ष्मीमुखानाम्'–મુખ એટલે કારણો; જેમ કે રજસ્વલા સ્ત્રી સાથેનું મૈથુન અલક્ષ્મી વગેરેનું કારણ બને છે તેમ. ૪

**આગંતુ તથા નિજવિકારનાં પ્રેરક કારણો**

**द्वयोस्तु खल्वागन्तुनिजयोः प्रेरणमसात्म्येन्द्रियार्थसंयोगः, प्रज्ञापराधः, परिणामश्चेति ॥ ५॥**

**આગંતુ તથા નિજ વિકાર બન્નેને પ્રેરણા કરનાર–પ્રેરક કારણ તો અસાત્મ્યઇંદ્રિયાર્થસંયોગ, પ્રજ્ઞાપરાધ તથા પરિણામ એ પ્રમાણે (ત્રણ) હોય છે.**

યોગીંદ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં લખે છે કે, આ સંબંધે જે કહેવું જોઈએ, તે બધું પ્રથમ તિસ્રૈષણીય અધ્યાયમાં કહેવાઈ ગયું છે; અહીં મૂળમાં જે 'પ્રેરણમ્' શબ્દ છે, તેનો અર્થ પ્રેરણા કરનાર કે પ્રેરક એટલે પ્રયોજક, નિમિત્ત કે કારણ એમ સમજવું. શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે : ઉપર જણાવેલાં આગંતુનાં તથા નિજનાં કારણો કર્તારૂપે સંનિકૃષ્ટ હોય છે, ખૂબ જ નજીકનાં હોય છે; જ્યારે પ્રેરક તો 'प्रेरयतीति कर्तरि कृत्'–પ્રેરણા કરનાર પ્રયોજકરૂપે કારણ હોય છે; જેમ કે નખાદિનાં પાતન તથા વાતાદિના વૈષમ્યના પ્રયોજક કારણ તો અસાત્મ્યઇંદ્રિયાર્થસંયોગ આદિ ત્રણ સમજવાનાં છે. ૫

અહીં આવી શંકા ન કરવી કે જ્વર તથા રક્તપિત્ત આદિ રોગોનાં અમુક ચોક્કસ કારણો તથા મિથ્યા આહાર વગેરે, જેમ વાતાદિનાં પ્રેરક હોય છે, તેમ એ જ્વર આદિને ઉત્પન્ન કરનાર પણ હોય છે, એમ ગ્રંથકારે અહીં ખાસ કહ્યું જ નથી, તેથી આ ગ્રંથની એટલી ન્યૂનતા કેમ ન ગણાય ? આનું સમાધાન આ છે કે, જ્વરાદિ રોગો થવામાં મિથ્યા આહાર વગેરે જોકે પ્રતિનિયત કે ચોક્કસ તરીકે તે જ્વરાદિનો આરંભ કરનારાં હોવાથી વાતાદિ દોષોનાં પ્રેરક કારણો અવશ્ય છે, છતાં જ્વર આદિ વ્યાધિઓને ઉત્પન્ન કરનારપણું તો તેમાં છે જ નહિ; કેમ કે જે જે આગંતુ રોગોમાં બાહ્ય હેતુઓ જ સાક્ષાત્ જેમ વાતાદિના પ્રેરક ગણાય છે, તેમ તે તે રોગો, તે તે બાહ્ય હેતુઓથી જ થતા હોવાને લીધે તે બાહ્ય હેતુઓને જ સાક્ષાત્ તે તે રોગોના ઉત્પન્ન કરનાર તરીકે પણ આચાર્યો જણાવે છે; જેમ કે માટી ખાવાથી ઉત્પન્ન થતા પાંડુરોગ વગેરે તેઓનાં દૃષ્ટાંતો છે; આ ઉપરથી ગુલ્મ આદિ રોગો પણ રક્તાદિજન્ય હોવાને લીધે તેઓનો પણ વ્યપદેશ કહેવાઈ જાય છે.

ટીકાકાર શ્રીચક્રપાણિ અહીં મૂળમાં રહેલા 'પ્રેરણમ્' એ કૃદન્તનો અર્થ 'કારણમ્' એ પ્રમાણે જ દર્શાવે છે; કેમ કે 'धातूनाम् अनेकार्थत्वात्' સંસ્કૃત ધાતુઓ અનેક અર્થને જણાવનારા હોય છે, તેથી 'પ્રેરણમ્' એ કૃદન્તમાં રહેલા 'प्र+ईर्' ધાતુનો અર્થ 'કારણરૂપે' પણ થઈ શકે છે. ૫

**ઉપર્યુક્ત રોગો મિશ્ર થાય તોયે સંદિગ્ધ ન રહે**

**सर्वेऽपि खल्वेतेऽभिप्रवृद्धाश्चत्वारो रोगाः परस्परमनुबध्नन्ति, न चान्योन्येन सह सन्देहमापद्यन्ते ॥६**

**આ બધાયે ચારે રોગો, ખૂબ વધી જાય, ત્યારે પરસ્પરને અનુસરે છે કે એકબીજાની પાછળ એકબીજાને મળે છે; તોપણ એકબીજાની સાથે મળી જઈ સંદેહનો વિષય થતા નથી અથવા જાણવા મુશ્કેલ બનતા નથી. ૬**

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ પણ સમજાવે છે કે અહીં ચારે રોગોને 'प्रवृद्धाः' એ વિશેષણ આપીને આગંતુમાં પણ વાતાદિ દોષોનું વૈષમ્ય સૂચિત કર્યું છે અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૨૨મા અધ્યાયમાં પણ કહ્યું છે કે, 'दोषवैषम्येणैव च बहुरूपा रुगनुबध्यते प्रवर्धते च'–દોષની વિષમતા કે ન્યૂનાધિકતા થવાથી જ અનેક જાતની રુજા કે રોગ લાગુ થાય છે તથા ખૂબ વધે છે.' અહીં આવી પણ શંકા થાય છે કે, આ બધા રોગો એકબીજાને જો અનુસરે છે, તો તેઓના એ પરસ્પર અનુબંધમાં તેઓની એકરૂપતા થતાં ચિકિત્સા કઈ રીતે થાય ? આનું સમાધાન અહીં મૂળમાં જણાવે છે કે, એ બધાય રોગો એમ પરસ્પર અનુસરી કે મળી જઈને એક જેવા બને છે; છતાં તેઓનાં લક્ષણો જુદાં જુદાં હોવાથી તે લક્ષણો ઉપરથી તેઓને અલગ અલગ જ

અવશ્ય જાણી શકાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં ઠીક સ્પષ્ટતા કરે છે; તેઓ લખે છે કે, 'અર્થાત્ રોગોની મિશ્રતા થાય છે, છતાં તેમાંના અનુબંધ્ય કે પ્રધાન રોગને તથા અનુબંધ કે અપ્રધાન રોગને જાણવામાં સુગમતા જ રહે છે. રોગની સ્વતંત્રતા તથા લક્ષણોની સ્પષ્ટતા આદિથી અનુબંધ્ય–પ્રધાનરોગ જાણવો સહેલો જ થાય છે અને એ જ રીતે અનુબંધ–અપ્રધાન રોગની પરતંત્રતા તથા લક્ષણોની અસ્પષ્ટતા ઉપરથી તે અપ્રધાનરોગને પણ જાણવો સહેલો જ થાય છે. આવો અનુબંધ–અનુબંધ્યભાવ નિજરોગોમાં પણ પરસ્પર થાય છે, તેમ જ આગંતુમાં તથા નિજમાં પણ પરસ્પર તે અનુબંધ્ય–અનુબંધભાવ થાય છે, એમ અષ્ટોદરીયમાં તે કહેવાઈ ગયું કે 'आगन्तुरन्वेति निजं विकारं निजस्तथाऽऽगन्तुमभिप्रवृद्ध. ।'

## આગંતુનો તથા નિજનો પરસ્પર લક્ષણભેદ

**आगन्तुर्हि व्यथापूर्वसमुत्पन्नः, जघन्यं वातपित्तश्लेष्मणां वैषम्यमापादयति; निजे तु वातपित्तश्लेष्माणः पूर्वं वैषम्यमापद्यन्ते, जघन्यं व्यथामभिनिर्वर्तयन्ति ॥७॥**

**'આગંતુ' વ્યાધિ વ્યથાપૂર્વક ઉત્પન્ન થાય છે અને પાછળથી વાત, પિત્ત અને કફની વિષમતાને પામે છે; પણ 'નિજ' વ્યાધિમાં તો પ્રથમ જ વાત, પિત્ત અને કફ વિષમતાને પામે છે અને પાછળથી તેઓ વ્યથાને ઉપજાવે છે. ૭**

અર્થાત્ આગંતુરોગમાં પહેલી અભિઘાતાદિજન્ય પીડા થાય છે અને પાછળથી વાતાદિદોષની વિષમતા કે ન્યૂનાધિકતા થાય છે, અને નિજ–દોષજન્ય વ્યાધિમાં તો પ્રથમ જ વાતાદિદોષની વિષમતા કે ન્યૂનાધિકતા થાય છે અને પાછળથી તજ્જન્ય પીડા લાગુ થાય છે; એમ તેઓનાં લક્ષણો સ્પષ્ટ રીતે ભિન્નભિન્ન હોઈને સમજી શકાય તેવાં હોય છે. ૭

## શરીરમાં વાતાદિ દોષોના સ્થાનવિભાગ

**तेषां त्रयाणामपि दोषाणां शरीरे स्थानविभागमनुव्याख्यास्यामः, तद्यथा–वस्तिः पुरीषाधानं कटिः सक्थिनी पादावस्थीनि च पक्वाशयश्च वातस्थानानि, तत्रापि पक्वाशयो विशेषेण वातस्थानम् ॥ ८ ॥**

**स्वेदो रसो लसीका रुधिरमामाशयश्च पित्तस्थानानि, तत्राप्यामाशयो विशेषेण पित्तस्थानं ॥ ९ ॥**

**उरः शिरो ग्रीवा पर्वाण्यामाशयो मेदश्च श्लेष्मणः स्थानानि, तत्राप्युरो विशेषेण श्लेष्मणः स्थानम् ॥ १० ॥**

**શરીરમાં એ ત્રણે દોષોના સ્થાનવિભાગો હવે અમે કહીએ છીએ; જેમ કે બસ્તિ–મૂત્રાધાર, પુરીષાધાન કે વિષ્ઠાધાર, કેડ, બે સાથળો, બે પગ, હાડકાં અને પક્વાશય, એટલાં વાતનાં સ્થાનો છે; તેમાં પણ પક્વાશય એ વિશેષે કરી–ખાસ વધુ પડતું વાતસ્થાન છે; (તેમ જ) સ્વેદ કે પરસેવો, રસ, લસીકા, રુધિર તથા આમાશય, એ પિત્તનાં સ્થાનો છે; તેમાં પણ આમાશય પિત્તનું વિશેષ કે ખાસ વધુપડતું સ્થાન છે; (તેમ જ) છાતી, મસ્તક, ડોક, સાંધા, આમાશય તથા મેદ, એ કફનાં સ્થાનો છે; તેમાં પણ છાતી એ કફનું વિશેષે કરી કે ખાસ વધુપડતું સ્થાન છે. ૮**

યોગીન્દ્રનાથ સેન અહીં ટીકાની શરૂઆત કરતાં જણાવે છે કે, 'નિજ રોગોનો પરસ્પર ભેદ બતાવતા ગ્રંથકાર, પ્રથમ શરીરમાં વાતાદિ દોષોના જે સ્થાનવિભાગો છે, તે અહીં બતાવે છે; બસ્તિ એટલે મૂત્રાધાર સમજવો; પુરીષાધાન એટલે पुरीषम् आधीयते–स्थाप्यते अस्मिन् इति पुरीषाधानम्–पुरीषाधारः–જેમાં વિષ્ઠા સ્થપાય છે, તે સ્થાન–પુરીષાધાન કે પુરીષાધાર કહેવાય છે. અહીં આની વચ્ચે પક્વાશય રહ્યો હોય છે; તે શ્રોણિ–કેડનો પાછલો ભાગ અને ગુદાની ઉપર તથા નાભિની નીચે રહ્યો હોય છે અને તે વધુપડતું વાતસ્થાન છે એટલે પક્વાશયમાં વાત વધુ રહે છે. એ પક્વાશય વાતનું વિશેષે કરી ખાસ વધુ સ્થાન એટલા માટે છે કે વાયુ સમગ્ર શરીરમાં વ્યાપી રહેલો હોવા છતાં તે પક્વાશયમાં તે વાતનું મૂળ અપકર્ષણ કે ખેંચાણ હોય છે. એ જ પ્રમાણે આમાશય તથા ઉરઃસ્થાન અનુક્રમે પિત્તનાં તથા કફનાં વિશેષ સ્થાનો છે. ચરક ચિકિત્સાસ્થાનના ૨૮ મા અધ્યાયમાં પણ આમ કહેશે કે, 'प्राणोदानसमानाख्यव्यानापानैः स पञ्चधा । देहं तन्त्रयते सम्यक् स्थानेष्वव्याहतश्चरन् ॥ स्थानं प्राणस्य शीर्षोरःकर्णजिह्वास्यनासिकाः । ष्ठीवनक्षवथूद्गारश्वासाहारादि कर्म च । उदानस्य पुनः स्थानं नाभ्युरः कण्ठ एव च । वाक्प्रवृत्तिः प्रयत्नोर्जो बलवर्णादि कर्म च ॥ स्वेददोषाम्बुवाहीनि स्रोतांसि समधिष्ठित । अन्तरग्नेश्च पार्श्वस्थः समानोऽग्निबलप्रदः । देहं व्याप्नोति सर्वं तु व्यानः शीघ्रगतिर्नृणाम् । गतिप्रसारणाक्षेपनिमेषादिक्रियः सदा । वृषणौ वस्तिमेढ्रं च नाभ्यूरू वङ्क्षणौ गुदः । अपानस्थानमन्त्रस्थः शुक्रमूत्रशकृत्क्रियः । सृजत्यार्तवगर्भौ च युक्ताः स्थानस्थिताश्च ते । स्वकर्म कुर्वते देहो धार्यते तैरनामयः । विमार्गस्था ह्ययुक्ता वा रोगैः स्वस्थानकर्मजैः । शरीरं पीडयन्त्येते प्राणानाशु हरन्ति वा ॥ તે વાયુ પ્રાણ, ઉદાન, સમાન, વ્યાન તથા અપાન

નામે પાંચ પ્રકારનો છે; તેઓ પોતપોતાનાં સ્થાનોમાં બરાબર ફરતા રહી દેહને વ્યવસ્થિત રાખે છે; તેમાં મસ્તક, છાતી, કાન, જીભ, મોઢું અને નાક એ પ્રાણવાયુનાં સ્થાન છે અને તે સ્થાનોમાં રહી થૂંકવું, છીંક, ઓડકાર, શ્વાસ તથા આહાર આદિ ક્રિયાઓ કરે છે. ઉદાનવાયુનાં સ્થાન નાભિ, છાતી તથા કંઠ છે; વાણીની પ્રવૃત્તિ, પ્રયત્ન, ઊર્જ કે ઉત્સાહ, બળ તથા વર્ણ આદિ તેનું કર્મ છે; સમાન વાયુ સ્વેદવાહી, દોષવાહી તથા જળવાહી સ્રોતોમાં રહે છે; અને અંદરના અગ્નિની પાસે રહીને તે અગ્નિને બળ આપ્યા કરે છે. વ્યાનવાયુ માણસોના આખા દેહમાં ઝડપી ગતિથી વ્યાપી રહ્યો છે; અને ગતિ કે અવરજવર, પ્રસારણ કે અંગોનું ફેલાવું; આક્ષેપ એટલે અંગોને આમતેમ ફેંકવાં તથા નિમેષ કે આંખના પલકારા આદિ ક્રિયાઓને તે સર્વકાળ કરી રહ્યો છે. બે વૃષણો, મૂત્રાશય, લિંગ, નાભિ, બે સાથળો, તેઓના બે સાંધા, ગુદા તથા આંતરડાં એટલાં અપાનવાયુના સ્થાન છે; ત્યાં ત્યાં રહેલો તે વાયુ વીર્ય, મૂત્ર, વિષ્ઠા, સ્ત્રીનું આર્તવ કે રજ તથા ગર્ભને બહાર કાઢે છે. આ બધા વાયુ બરાબર યોગ્ય રીતે પોતપોતાના સ્થાનમાં જો રહ્યા હોય તો તેઓ પોતપોતાનાં કર્મો બરાબર કરે છે અને તેઓ દ્વારા દેહ નીરોગી રહે છે; પરંતુ તેઓ જો વિમાર્ગે જાય કે પોતાના માર્ગોને કે સ્થાનોને છોડી બીજાં સ્થાનોમાં જાય અને અયુક્ત રહે કે યોગ્ય સ્થિતિમાં જો ન રહે, તો પોતપોતાનાં સ્થાનો તથા કર્મોથી થતા રોગો વડે તેઓ શરીરને પાડે છે અને તત્કાળ પ્રાણ લે છે.'

પિત્તનાં સ્થાનો પૈકી લસીકા એ જળના જેવી હોય છે; આમાશય સંબંધે ત્રિવિધકુક્ષીય વિમાનમાં કહેશે કે, 'नाभिस्तनान्तरं जन्तोरामाशय इति स्मृतः। अशितं खादितं पीतं लीढं चात्र विपच्यते–માણસની નાભિ તથા બે સ્તનના મધ્યભાગમાં આમાશય રહેલ છે; તેમાં માણસે જમેલું, ખાધેલું, પીધેલું તથા સ્વાદ લીધેલું કે ચાટેલું બરાબર પચે છે.' તે આમાશય એ જ પિત્તનું તથા કફનું બેયનું સ્થાન પણ કહેવામાં આવે છે. તેમાં આમાશયનો નીચેનો ભાગ તે પિત્તનું વિશેષસ્થાન છે અને આમાશયનો ઉપરનો ભાગ તે કફનું વિશેષસ્થાન જાણવું. અહીં પિત્તનાં જેટલાં સ્થાનો કહ્યાં છે, તેઓમાંથી આમાશય એટલે આમાશયનો નીચેનો ભાગ તે પિત્તનું વિશેષે કરી કે વધુપડતું સ્થાન છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૧ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'पक्वामाशय-मध्यम्–પક્વાશય તથા આમાશયની વચ્ચેનું સ્થાન એ પિત્તનું વિશેષસ્થાન છે.' વાગ્ભટ પણ અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૧૨ મા અધ્યાયમાં કહે છે: 'नाभिरत्र विशेषतः'- આ પિત્તનાં સ્થાનોમાં નાભિ એ પિત્તનું વિશેષસ્થાન છે; એ નાભિ જ આમાશયનો નીચેનો ભાગ કહેવાય છે.

સુશ્રુતે સૂત્રસ્થાનના ૨૧ મા અધ્યાયમાં આમ પણ કહ્યું છે: 'तत्र समासेन वातः श्रोणिगुदसंश्रयः, श्रोणिगुदयोरुपर्यधो नाभेः पक्वाशयः, पक्वामाशयमध्यं पित्तस्य, आमाशयः श्लेष्मणः, अतःपरं पञ्चधा विभज्यन्ते, तत्र वातस्य वातव्याधौ वक्ष्यामः, पित्तस्य यकृत्प्लीहानौ, हृदयं, दृष्टिस्त्वक् पूर्वोक्तं च श्लेष्मणस्तूरः शिरः कण्ठः संधय, इति पूर्वोक्तं च एतानि खलु दोषाणां स्थानानि अव्यापन्नानाम्–હવે દોષોનાં સ્થાનો ટૂંકમાં કહીએ છીએ: તેમાં ટૂંકમાં કહીએ તો વાયુ કેડ અને ગુદામાં રહ્યો છે; કેડ અને ગુદાની ઉપર અને નાભિની નીચેનો પક્વાશય વાયુનું વિશેષ સ્થાન છે; એ પક્વાશય તથા આમાશયની મધ્યે (નાભિ) પિત્તનું સ્થાન છે; આમાશય એ કફનું સ્થાન છે. હવે એ દોષોની પાંચ પાંચ પ્રકારની વહેંચણી કરવામાં આવે છે: તેમાં વાતની વહેંચણી 'વાતવ્યાધિ' નામના નિદાનસ્થાનના પહેલા અધ્યાયમાં કહીશું. પિત્તનાં સ્થાન યકૃત્ કે કાલખંડ–કલેજું નામની જમણાં પડખાની ગાંઠ, પ્લીહન્ કે બરોળ નામની ડાબા પડખાની ગાંઠ, હૃદય, દૃષ્ટિ, ત્વચા તથા પૂર્વોક્ત–પક્વાશય અને આમાશયનું મધ્ય–નાભિ એટલાં છે; કફનાં સ્થાન છાતી, મસ્તક, ગળું, સાંધા તથા પૂર્વોક્ત આમાશય એ પાંચ છે; આ બધાં નહિ બગડેલા કે નહિ વિકાર પામેલા દોષોનાં સ્થાનો છે. વાગ્ભટે પણ અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૧૨ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'पक्वाशयकटीसक्थि-श्रोत्रास्थिस्पर्शनेन्द्रियम्। स्थानं वातस्य, तत्रापि पक्वाधानं विशेषतः। नाभिरामाशयः स्वेदो लसीका रुधिरं रसः। दृक् स्पर्शनं च पित्तस्य नाभिरत्र विशेषतः। उरः कण्ठशिरः क्लोम-पर्वाण्यामाशयो रसः। मेदो घ्राणं च जिह्वा च कफस्य सुतरामुरः–પક્વાશય, કેડ, સાથળ, કાન, હાડકાં તથા ત્વચા-ઇંદ્રિય વાતનાં સ્થાનો છે; તેમાં પક્વાશય એ વાતનું વિશેષસ્થાન છે. નાભિ, આમાશય, સ્વેદ, લસીકા, રુધિર, રસ, નેત્ર તથા ત્વચા, એ પિત્તનાં સ્થાનો છે અને તેમાં નાભિ એ પિત્તનું વિશેષ સ્થાન છે; છાતી, ગળું, મસ્તક, ક્લોમન્ નામનું પિપાસાસ્થાન, સાંધાઓ, આમાશય, રસ, મેદ, ઘ્રાણ તથા જિહ્વા, એ કફનાં વિશેષ સ્થાનો છે; તેમાં છાતી એ કફનું વિશેષસ્થાન છે.'

અહીં, શ્રીગંગાધર પણ ઠીક સમજાવે છે: વાયુનાં સ્થાનો પ્રાણાદિ ભેદે કરી હૃદય, ગળું, અગ્નિસ્થાન, ગુદસ્થાન તથા સર્વ અંગોમાં હોવા ઉપરાંત, પક્વાશયમાં તે

વાયુ કાયમ રહે છે; એ વાયુનાં મસ્તક આદિ વિશેષ સંચારસ્થાનો જે રીતે હોય છે, તે જ રીતે બસ્તિ આદિ સ્થાનો વ્યાન તથા અપાન વાયુનાં સંચાર માટેનાં વિશેષસ્થાનો છે; તેમાં પણ પક્વાશય એ વિશેષસ્થાન છે. બસ્તિ આદિ સ્થાનો સમાન, અપાન તથા વ્યાન એ ત્રણનાં ખાસ આશ્રયરૂપ હોવાથી તે સ્થાનોમાં વાતના વિકારો લગભગ થાય છે. એ સ્થાનોમાં રહેલો વાયુ જિતાય તો સર્વ વાતવિકારોને જીતી શકાય છે; એ અભિપ્રાયથી આ સ્થાનો અહીં કહ્યાં છે. સુશ્રુતમાં (સૂત્રસ્થાન અ. ૨૧) પણ કહ્યું છે : "तत्र समासेन वातः श्रोणिगुदसंश्रयः श्रोणिगुदयोरुपर्यधो नाभेः पक्वाशयः–ટૂંકમાં વાયુ કેડ તથા ગુદામાં રહ્યો છે; તેમ જ ગુદાની ઉપર તથા નાભિની નીચેનો પક્વાશય એ વાયુનું વિશેષ સ્થાન છે.' વળી 'प्राणोदानौ समानश्च व्यानश्चापान एव च। स्थानस्था मारुताः पञ्च यापयन्ति शरीरिणम्॥ वायुर्यो वक्त्रसंचारी स प्राणो नाम देहधृक्। सोऽन्नं प्रवेशयत्यन्तः प्राणांश्चाप्यवलम्बते। प्रायशः कुरुते दुष्टो हिक्काश्वासादिकान् गदान्॥ उदानो नाम यस्तूर्ध्वमुपैति पवनोत्तमः। तेन भाषितगीतादि–विशेषोऽभिप्रवर्तते॥ ऊर्ध्वजत्रुगतान् रोगान् करोति च विशेषतः। आमपक्वाशयचरः समानो वह्निसंगतः। सोऽन्नं पचति तज्जांश्च विशेषान् विविनक्ति हि। गुल्माग्निसंगातिसारप्रभृतीन् कुरुते गदान्। कृत्स्नदेहचरो व्यानो रससंवाहनोद्यतः। स्वेदासृक्स्रावणो वापि पञ्चधा चेष्टयत्यपि। क्रुद्धश्च कुरुते रोगान् प्रायशः सर्वदेहगान्॥ पक्वाधानालयोऽपानः काले कर्षति चाप्ययम्। समीरणः शकृन्मूत्रशुक्रगर्भार्तवान्यधः। क्रुद्धश्च कुरुते रोगान् घोरान् बस्तिगुदाश्रयान्। शुक्रदोषप्रमेहाश्च व्यानापानप्रकोपजाः॥ युगपत् कुपिताश्चापि देहं भिन्द्युरसंशयम्' (सुश्रुत निदान० अ० १) પ્રાણ, ઉદાન, સમાન, વ્યાન તથા અપાન, એમ પાંચ વાયુઓ પ્રાણીઓના શરીરમાં, પોતપોતાનાં સ્થાને રહી જીવને જિવાડી રહ્યા છે; જે વાયુ માણસના મોઢામાં સંચાર કરે છે, તે દેહને ધારણ કરે છે, ટકાવે છે, અન્નને અંદર પ્રવેશાવે છે અને પ્રાણોને ટકાવી રાખે છે; એ પ્રાણવાયુ જો દુષ્ટ થાય કે પ્રકોપ પામે તો હેડકી, શ્વાસ વગેરે રોગોને કરે છે. ઉદાન નામનો ઉત્તમ વાયુ ઉપરનાં સ્થાનોમાં ગતિ કરે છે, અને તે વાયુને લીધે જ બોલવું, ગાવું વગેરે ક્રિયાઓ થયા કરે છે; તે જો કોપે છે તો હાંસડીની ઉપરના ભાગમાં રોગોને ઉત્પન્ન કરે છે. સમાન નામનો વાયુ આમાશય તથા પક્વાશય–બેયમાં ફરે છે અને અગ્નિની સાથે જોડાઈને તે અન્નને પચાવે છે તેમ જ તે અન્ન પચવાથી થતા બીજા પણ વિશેષો–રસ–રક્તાદિને પ્રકટ કરે છે. એ સમાનવાયુ જો કોપે છે તો ગુલ્મ, આગ્નિમાંદ્ય તથા અતિસાર વગેરે રોગોને કરે છે. વ્યાન નામનો વાયુ આખા દેહમાં ફરે છે અને રસને સારી રીતે વહેવડાવવા તૈયાર રહે છે; સ્વેદ તથા રુધિરને પણ સ્રવાવે છે અને શરીરના અવયવોની ગતિ આદિ પાંચે પ્રકારની ચેષ્ટાઓને પણ તે કરાવે છે; એ વ્યાનવાયુ જો કોપે છે, તો લગભગ સર્વ દેહમાં ફેલાતા રોગોને ઉપજાવે છે. અપાન નામનો વાયુ પક્વાશયમાં રહે છે અને તે વાયુ, સમય થતાં વિષ્ઠા, મૂત્ર, વીર્ય, ગર્ભ તથા આર્તવને પણ નીચે ખેંચે છે. તે અપાનવાયુ જો કોપે છે તો મૂત્રાશય તથા ગુદાને લગતા ઘોર રોગોને ઉત્પન્ન કરે છે; વીર્યના દોષો તથા પ્રમેહો વ્યાન અને અપાન–બન્ને વાયુના પ્રકોપથી ઉત્પન્ન થાય છે અને સઘળા વાયુઓ જો એકીસાથે કોપે છે તો દેહનો પણ નિઃસંશય નાશ કરે છે.' આ વચનો ઉપરથી પણ વાયુનાં સ્થાનો કહ્યાં છે.

પિત્તનાં સ્થાનોમાં જે 'લસીકા' જણાવી છે, તે દેહના જળનો પિચ્છાભાગ કે ચીકાશરૂપ ભાગ સમજવો; તેમ જ આમાશયને પિત્તનું વિશેષ સ્થાન કહ્યું છે; તેનું કારણ આ છે કે, પાચક, રંજક તથા ભ્રાજક નામનાં ત્રણે પિત્તનું તે આશ્રયસ્થાન છે. લગભગ આ સ્થાનોમાં રહેલું પિત્ત જો જિતાય છે, તો પિત્તના સઘળા રોગો જિતાઈ જાય છે, એ અભિપ્રાયથી આ પિત્તનાં સ્થાનો અહીં કહ્યાં છે. આમાશય એ પક્વાશય તથા આમાશયનો મધ્યભાગ(નાભિ જ) સમજવો જોઈએ; કેમ કે સુશ્રુતમાં આમાશયના તથા પક્વાશયના મધ્યભાગને પિત્તનું સ્થાન કહ્યું છે. કફનાં સ્થાનોમાં પણ આમાશયને કહેલ છે. ત્યાં આમાશયનો અર્થ આમાશયની ઉપરનો ભાગ સમજવો. આ કફનાં સ્થાનોમાં પણ છાતીને કફનું વિશેષ સ્થાન કહ્યું છે; તેનું કારણ આ છે કે, ક્લેદક, અવલંબક તથા શ્લેષ્મક એ ત્રણે કફનું તે સ્થાન છે. ઘણું કરી આ સ્થાનોમાં રહેલો કફ જો જિતાય છે. તો સર્વ કફના વિકારોને જીતી શકાય છે, એ અભિપ્રાયથી અહીં કફનાં આ સ્થાનો કહ્યાં છે. સુશ્રુતમાં પણ 'श्लेष्मणः स्थानमामाशयः' કફનું સ્થાન આમાશય છે, એમ જે કહેવાયું છે, તે પણ આમાશયની ઉપરના ભાગના અભિપ્રાયથી જ કહેલ છે, એમ સમજવું; અથવા પાચક પિત્તના સ્થાનના અભિપ્રાયથી ત્યાં એમ કહ્યું છે. વળી સુશ્રુતે 'पक्वामाशयमध्यं पित्तस्य' પક્વાશય તથા આમાશયના મધ્યને પિત્તનું સ્થાન કહ્યું છે; એમ ત્યાં આમાશયને પિત્તના સ્થાન તરીકે જે કહેલ છે, તે રંજક નામના પિત્તના અભિપ્રાયથી કહેલ છે. અને સુશ્રુતે કફના સ્થાનરૂપે જે આમાશયને કહેલ છે, તે ક્લેદક નામના કફના સ્થાનના અભિપ્રાયથી જ કહેલ છે; અને અહીં પણ એ જ

અભિપ્રાયને અનુસરીને કહેલ છે, તેથી કોઈ વિરોધ નથી. આમ જ સ્થાનોના ભેદથી તથા લક્ષણોના ભેદો ઉપરથી પરસ્પર અનુબંધરૂપ થયેલા વાતાદિનો મિશ્રભાવ થાય તેમાં સંદેહનો સ્પર્શ પણ રહેતો નથી, એ ભાવ સમજવો.

ટીકાકાર શ્રીચક્રપાણિ અહીં 'પુરીષાધાન' શબ્દનો અર્થ 'પક્વાશય' જણાવે છે. 'पुरीषाधानं पक्वाशयः' જોકે પ્રાણ આદિ ભેદોથી અલગ અલગ ભેદો પામતા વાયુનાં સ્થાનો અલગ અલગ જ કહેવામાં આવશે; જેમકે 'स्थानं प्राणस्य शीर्षोर:कण्ठजिह्वास्यकर्णनासिका,–મસ્તક, છાતી, ગળું, જીભ, મોઢું, કાન તથા નાક, એટલાં પ્રાણવાયુનાં સ્થાન છે.' ઇત્યાદિ, પરંતુ અહીં જે સ્થાનો કહ્યાં છે તે વિશેષ સ્થાનો જાણવાં; કારણ કે અહીં બતાવેલાં તે તે સ્થાનોમાં તે વાતાદિ વિકારો થાય છે અને ત્યાં ત્યાં થયેલા તે તે વાતાદિ વિકારો લગભગ મટવા મુશ્કેલ હોય છે. અહીં બતાવેલાં વાતાદિનાં તે તે સ્થાનોમાં તે તે વાતાદિનો જો જય કરાય છે, તો બીજા સર્વ વાતાદિ વિકારોનો જય કરી શકાય છે; દેહના જળનો જે પિચ્છાભાગ કે ચીકાશ હોય છે, તે 'લસીકા' કહેવાય છે. આમાશયને જે પિત્તનું સ્થાન કહ્યું છે, તે આમાશયની નીચેનો ભાગ (નાભિ) જણાવે છે; કફનાં સ્થાનોમાં પણ આમાશયને કફનું સ્થાન કહેલ છે, તે પણ આમાશયનો ઉપરનો ભાગ જણાવે છે. ૮–૧૦

## ઉપર્યુક્ત સ્થાનભેદો કહેવાનું બીજું પ્રયોજન

सर्वशरीरचरास्तु वातपित्तश्लेष्माणो हि सर्व-
[illegible] कुर्वन्ति,
[illegible] अशु-
[illegible] ॥ ११ ॥

વાત, પિત્ત અને કફ એ ત્રણેય આખાયે શરીરમાં ફરનારા છે; અને આખાયે શરીરમાં જો કોપેલા ન હોય તો શુભ કરે છે અને કોપેલા હોય તો અશુભ કરે છે; એટલે કે પ્રકૃતિરૂપે (અથવા મૂળ સ્વભાવમાં) રહેલા હોય તો પુષ્ટિ, બળ, વર્ણ, તથા પ્રસાદ કે પ્રસન્નતા કરે છે; અને જો વિકૃતિ કે વિકારને પામ્યા હોય, અર્થાત્ કોપેલા હોય તો 'વિકાર' કે 'રોગ' નામનાં અશુભ કરે છે. ૧૧

શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે કે, આ ત્રણ જ વાત, પિત્ત અને કફ, પાંચ પાંચ પ્રકારે આખા શરીરમાં ફરી રહ્યા છે; (અર્થાત્ પ્રાણ, અપાન, સમાન, ઉદાન તથા વ્યાન એ નામે પાંચ વાયુઓ પોતપોતાનાં સ્થાને ફરી રહ્યા છે; પાચક, રંજક, સાધક, આલોચક તથા ભ્રાજક નામનું પાંચ પ્રકારનું પિત્ત પોતપોતાનાં સ્થાનોમાં ફરી રહ્યું છે અને ક્લેદન, અવલંબન, રસન, સ્નેહન તથા શ્લેષ્મણ નામે પાંચ પ્રકારનો કફ પોતપોતાનાં સ્થાનમાં ફરી રહ્યો છે; આ સંબંધે વધુ સ્પષ્ટતા ભાવપ્રકાશના ગર્ભપ્રકરણમાં જોવી;) પરંતુ કેવળ વ્યાન નામે જ વાયુ, ભ્રાજક નામે જ પિત્ત કે શ્લેષ્મણ નામે જ કફ, એમ સમજવાનું નથી; જો એમ જ હોય તો અહીં 'कुपिताकुपिताः शुभाशुभानि कुर्वन्ति' એ વચન અહીં જે કહેવાયું છે, તેની એકાંતિકતા ન રહે, પણ અનેકાંતિકતાનો પ્રસંગ પ્રાપ્ત થાય; કેમ કે પ્રાણાદિ પાંચ વાયુ, પાચકાદિ પાંચ પિત્ત અને ક્લેદકાદિ પાંચ કફ જ કોપેલા હોય તો અશુભ કરે અને કોપેલા ન હોય તો શુભ કરે, એમ કહેવાનો અહીં અભિપ્રાય છે. ૧૧

## વિકારોના બે ભેદો : સામાન્યજ તથા નાનાત્મજ

तत्र विकाराः–सामान्यजा नानात्मजाश्च। तत्र सामान्यजाः पूर्वमष्टोदरीये व्याख्याताः, नानात्मजांस्त्विहाध्यायेऽनुव्याख्यास्यामः ॥ १२ ॥

તેમાં વિકારો 'સામાન્યજ' તથા 'નાનાત્મજ' એમ બે પ્રકારના છે; તેમાંના 'સામાન્યજ' વિકારો પહેલાં અષ્ટોદરીયમાં કહ્યા છે; આ અધ્યાયમાં તો 'નાનાત્મજ' વિકારોને જ અમે કહીશું. ૧૨

ચરકોપસ્કારમાં શ્રી યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે : 'સામાન્ય જાતિના જે વિકારો છે તે 'સામાન્યજ' કહેવાય છે; તેઓ વાતાદિ અલગ અલગ દોષોથી તથા વાતાદિ સમસ્ત દોષોથી ઉત્પન્ન થાય છે; અને વાતાદિ દોષોના સાધારણ વિકારો પણ કહેવાય છે, જેમ કે ઉદરરોગ વગેરે; પરંતુ જેઓ વાતાદિ એક એક દોષથી સ્વતંત્રપણે થાય છે, તેઓ નાનાજાતિ કે જુદી જુદી અનેક જાતિના હોઈ 'નાનાત્મજ' કહેવાય છે, જેમ કે નખભેદ વગેરે; કેમ કે નખભેદ વગેરે કેવળ વાતથી જ ઉત્પન્ન થાય છે, પરંતુ સ્વતંત્ર પિત્તથી કે કફથી થતા નથી; તેમ જ ઓષ, પ્લોષ વગેરે રોગો કેવળ પિત્તથી જ થાય છે, પણ વાતથી કે કફથી થતા નથી; અને તૃપ્તિ આદિ રોગો કેવળ કફથી જ થાય છે, પણ વાતથી કે પિત્તથી થતા નથી.

શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે : 'સામાન્યજ તથા નાનાત્મજ, એ નામે બે પ્રકારના વિકારો છે,

તેમાંના 'સામાન્યજ:' વિકારો–'सामान्येन–तत्, तद् व्याधिरूपेण जायन्ते वाताद्वा पित्ताद्वा कफाद्वा द्वन्द्वाद्वा संनिपतिताद्वाऽन्यस्माद्वा ये ते सामान्यजाः'–સામાન્ય–તે તે વ્યાધિરૂપે હરકોઈ વાત, પિત્ત, કફ, એમે દોષ, બધા એકી વખતે ભેગા થયેલા બધા દોષોથી કે બીજા કોઈ પણ કારણથી જેઓ ઉત્પન્ન થાય તેઓ 'સામાન્યજ' કહેવાય છે; અને જેઓ 'नानात्मकत्वेन बहुव्याधित्वरूपेण जायन्ते वाताद्वा पित्ताद्वा कफाद्वा ये ते नानात्मजाः'–અનેક રોગત્વરૂપે વાતથી કે પિત્તથી કે કફથી ઉત્પન્ન થાય છે. તેઓ 'નાનાત્મજ' રોગો કહેવાય છે; અર્થાત્ જ્વર વગેરે રોગો 'જ્વરત્વ'થી યુક્ત હરકોઈ જ્વરરૂપે જેમ વાતથી ઉત્પન્ન થાય, તેમ પિત્ત આદિથી પણ ઉત્પન્ન થાય છે, માટે તેવા જ્વરાદિ રોગો 'સામાન્યજ' કહેવાય છે; પરંતુ 'નખભેદ' 'વિપાદિકા' વગેરે કેટલાક રોગો કેવળ વાતથી જ બહુવ્યાધિત્વ–ધર્મથી યુક્ત હોઈ ને અનેક જાતિના ઉત્પન્ન થાય છે, તેવા રોગો 'નાનાત્મજ' કહેવાય છે. એમ સમજવું. એકંદર આ 'સામાન્યજ' તથા 'નાનાત્મજ' નામના વિકારોમાં જેઓ 'સામાન્યજ' નામના વિકારો છે, તેઓને તો પહેલાં અષ્ટોદરીયમાં કહ્યા છે; એટલે કે 'સામાન્યજ' રોગો તો પૂર્વે કહેવાઈ ગયા છે, માટે હવે આ અધ્યાયમાં તો 'નાનાત્મજ' રોગો જ અમે કહીશું. ૧૨

### અતિ પ્રકટ સ્વરૂપે થતા નાનાત્મજ વિકારો

तद् यथा–अशीतिर्वातविकाराः, चत्वारिंशत् पित्तविकाराः, विंशतिः श्लेष्मविकाराः ॥ १३ ॥

જેમકે એંશી વાતવિકારો છે, ચાળીસ પિત્તવિકારો છે અને વીસ કફવિકારો છે. ૧૩

યોગીન્દ્રનાથ સેન અહીં ટીકામાં જણાવે છે કે, વિકારો તો અસંખ્યાત છે, માટે આખા શરીરમાં જેઓ વાતાદિનાં પોતપોતાનાં સ્થાનમાં તથા તેમના કર્મોથી જે જે વિકારો અતિશય પ્રકટ સ્વરૂપે ઉત્પન્ન થાય છે, તેઓને અહીં કહે છે: આ બધાયે ક્ષુદ્ર વિકારો છે; કેમ કે ક્ષુદ્ર વિકારો જે કોઈ અંગમાં પ્રવેશ કરે છે, તેના જ નામને પોતાના નામની સમીપ રાખી તેવી સંજ્ઞાને પામે છે; જેમ કે નખભેદ, શંખભેદ, લલાટભેદ, અંતર્દાહ, કંઠઉપલેપ, હૃદયઉપલેપ ઇત્યાદિ. તેઓનું સ્વરૂપ તે જ પ્રમાણે ઉપદેશેલું હોય છે. ૧૩

### ૮૦ વાતવિકારો

तत्रादौ वातविकाराननुव्याख्यास्यामः; तद्यथा नखभेदश्च, विपादिका च, पादशूलं च, पादभ्रंशश्च, पादसुप्तता च, वातखुड्डता च, गुल्फग्रहश्च पिण्डिकोद्वेष्टनं च, गृध्रसी च, जानुभेदश्च, जानुविश्लेषश्च, ऊरुस्तम्भश्च, ऊरुसादश्च, पाङ्गुल्यं च, गुदभ्रंशश्च, गुदार्तिश्च, वृषणोत्क्षेपश्च, शेफःस्तम्भश्च, वङ्क्षणानाहश्च विड्भेदश्च, श्रोणिभेदश्च, उदावर्तश्च, खञ्जत्वं च, वामनत्वं च, त्रिकग्रहश्च, पृष्ठग्रहश्च, पार्श्वावमर्दश्च, उदरावेष्टश्च (उन्मादश्च), हृन्मोहश्च, हृद्द्रवश्च, वक्षउद्घर्षश्च, वक्षउपरोधश्च, (वक्षस्तोदश्च,) बाहुशोषश्च, ग्रीवास्तम्भश्च, मन्यास्तम्भश्च, कण्ठोध्वंसश्च, हनुस्तम्भश्च, ओष्ठभेदश्च, (अक्षिभेदश्च,) दन्तभेदश्च, दन्तशैथिल्यं च, मूकत्वं च (गद्गदत्वं च,) वाक्सङ्गश्च, कषायास्यता च, मुखशोषश्च, अरसज्ञता च, घ्राणनाशश्च (अगन्धज्ञता च, घ्राणनाशश्च,) कर्णशूलं च, अशब्दश्रवणं च, उच्चैःश्रुतिश्च, बाधिर्यं च, वर्त्मस्तम्भश्च, वर्त्मसंकोचश्च, तिमिरं च, अक्षिशूलं च, अक्षिव्युदासश्च, भ्रूव्युदासश्च, शङ्खभेदश्च, ललाटभेदश्च, शिरोरुक् च, केशभूमिस्फुटनं च, अर्दितं च, एकाङ्गरोगश्च, सर्वाङ्गरोगश्च, (पक्षवधश्च,) आक्षेपकश्च, दण्डकश्च, श्रमश्च, भ्रमश्च, वेपथुश्च, जृम्भा च, विषादश्च, (हिक्का च,) अतिप्रलापश्च, ग्लानिश्च, रौक्ष्यं च, पारुष्यं च, श्यावारुणावभासता च, अस्वप्नश्च, अनवस्थितचित्तत्वं चेत्यशीतिर्वातविकारा वातविकाराणामपरिसंख्येयानामाविष्कृततमा व्याख्याताः ॥ १४ ॥

તેમાં પ્રથમ વાતવિકારો અમે કહીએ છીએ; નખભેદ, વિપાદિકા, પાદશૂલ, પાદભ્રંશ, પાદસુપ્તતા, વાતખુડ્ડતા, ગુલ્ફગ્રહ, પિંડિકોદ્વેષ્ટન, ગૃધ્રસી, જાનુભેદ, જાનુવિશ્લેષ, ઊરુસ્તંભ, ઊરુસાદ, પાંગુલ્ય કે પાંગળાપણું, ગુદભ્રંશ, ગુદાર્ત્તિ, વૃષણોત્ક્ષેપ, શેફઃસ્તમ્ભ, વંક્ષણાનાહ, વિડ્ભેદ, શ્રોણિભેદ, ઉદાવર્ત્ત, ખંજત્વ, વામનત્વ, ત્રિકગ્રહ, પૃષ્ઠગ્રહ, પાર્શ્વાવમર્દ, ઉદરાવેષ્ટ, (ઉન્માદ,) હૃન્મોહ, વક્ષઉદ્ઘર્ષ, વક્ષઉપરોધ, (વક્ષસ્તોદ,) બાહુશોષ, ગ્રીવાસ્તંભ, મન્યાસ્તંભ, કંઠોદ્ધ્વંસ, હનુસ્તંભ, ઓષ્ઠભેદ, (અક્ષિભેદ,) દંતભેદ, દંતશૈથિલ્ય, મૂકત્વ, (ગદ્ગદત્વ,) વાક્સંગ, કષાયાસ્યતા, મુખશોષ, અરસજ્ઞતા, (અગંધજ્ઞતા, ઘ્રાણનાશ,) કર્ણશૂલ, અશબ્દશ્રવણ, ઉચ્ચૈઃશ્રવણ, બાધિર્ય, વર્ત્મસ્તંભ, વર્ત્મસંકોચ, તિમિર, અક્ષિશૂલ, અક્ષિવ્યુદાસ, ભ્રૂવ્યુદાસ, શંખભેદ, લલાટભેદ, શિરોરુક્,

કેશભૂમિસ્ફુટન, અર્દિત, એકાંગરોગ, સર્વાંગરોગ (પક્ષવધ,) આક્ષેપક, દંડક, શ્રમ, ભ્રમ, વેપથુ કે કંપ, જૃમ્ભા–બગાસાં, વિષાદ કે ખેદ, હિક્કા–હેડકી, અતિપ્રલાપ કે બકવાદ, ગ્લાનિ, રૌક્ષ્ય કે રૂક્ષતા, પારુષ્ય, શ્યાવારુણાવભાસતા, અસ્વપ્ન તથા અનવસ્થિતચિત્તત્વ–એમ ૮૦ વાતવિકારો, છે; (આ સિવાયના) બીજા અસંખ્ય વાતવિકારો પણ છે; તેઓમાં જેઓ અતિશય પ્રકટસ્વરૂપે થાય છે, તેઓને જ અહીં (આ નામે) કહ્યા છે. ૧૪

આ વાતવિકારોમાંના કેટલાકના પર્યાયો અથવા વિવરણ યોગીન્દ્રનાથ સેન પોતાની ટીકામાં આમ લખે છે: 'વિપાદિકા' રોગ પગના ફાટવારૂપે થાય છે; પાદભ્રંશ રોગમાં જે સ્થળે પગ મૂકવો હોય ત્યાં ન મુકાય અને બીજા ઠેકાણે પડે; 'પાદસુપ્તતા' રોગથી બન્ને પગને સ્પર્શનું જ્ઞાન ન રહે અથવા બન્ને પગની ક્રિયા ન રહે; બેય પગ જડ જેવા બની જાય; 'વાતખુડ્ડતા' એ 'ખુડ્ડવાત' એટલે 'ખુડ્ડ' નામે પગનો તથા જંઘાનો જે સાંધો છે ત્યાં વાયુકોપે–ખોડાપણું 'गुल्फग्रह' એટલે પગની બે ઘૂંટીઓ વાયુથી ઝલાઈ જાય; 'પિંડિકોદ્વેષ્ટન' એટલે પગની બન્ને પિંડીઓ પર લાકડી વગેરેનો માર પડતો હોય તેવી વાયુથી વેદના થાય; અથવા પગે ગોટલા ચડવા; ગૃધ્રસી, ઉદાવર્ત તથા ઊરુસ્તંભ રોગો બીજા દોષનો અનુબંધ લઈને પહેલાં સામાન્યજ રોગોમાં કહ્યા છે; તે તે નામના તે મોટા વિકારો છે; છતાં અહીં તે ગૃધ્રસી આદિને જે કહ્યા છે, તે પોતાના સ્થાનમાં નખભેદાદિની પેઠે વાયુનો પોતાના સ્થાનમાં માત્ર કર્મરૂપે વિકાર થાય છે, એમ જણાવવા માટે છે; તેમ જ અહીં 'ગૃધ્રસી' શબ્દથી કૂલા વગેરેનું જકડાઈ જવું એટલે રાંઝણ વગેરે સમજાય છે. પેટમાં જાણે ઘૂમરીઓ પડતી હોય તેવી વેદના તે 'ઉદરાવેષ્ટ.' હૃદયનો દ્રવ–પીગળવું તે, 'હૃદ્દ્રવ અથવા હૃદયનું ફરકવું તે હૃદ્દ્રવ;' છાતી રોકાઈ જવી કે ભિડાવી અથવા છાતીમાં કે ફેફસામાં ઘાંઘુ જેવી પીડા થાય; તે 'વક્ષઉદ્ઘર્ષ;' છાતી જાણે રૂંધાઈ જાય તેવી ગભરામણ તે વક્ષઉપરોધ: છાતીમાં સોયા ભોંકાતા હોય તેવી પીડા થાય તે 'વક્ષસ્તોદ;' ભુજાઓ સુકાઈ જાય તે 'બાહુશોષ,' ડોક ઝલાઈ જાય તે 'ગ્રીવાસ્તંભ;' ડોકની શિરાઓ ઝલાઈ જાય તે 'મન્યાસ્તંભ;' ઘાંટો બેસી જાય કે ગળું સુકાઈ જાય તે 'કંઠોદ્ધ્વંસ' વાણી સજ્જડ થઈ જાય, કે બોલી શકાય નહિ તે 'વાક્સંગ;' મોઢામાં તૂરાશ લાગે કે તૂરો રસ અનુભવાય તે 'કષાયાસ્યતા;' રસનું જ્ઞાન ન રહે તે 'અરસજ્ઞતા;' શબ્દો ન હોય ત્યાં પણ શબ્દો સંભળાય તે 'અશબ્દશ્રવણ;' ઊંચા શબ્દો જ સંભળાય પણ ધીમા શબ્દો ન સંભળાય તે 'ઉચ્ચૈ શ્રવણ;' કોઈ શબ્દ જ ન સંભળાય–તે બહેરાશ, કે 'બાધિર્ય;' આંખનાં પોપચાં નિશ્ચળ કે સજ્જડ થઈ જાય કે ઝલાઈ જાય તે–'વર્ત્મસંકોચ;' આંખનો એક જાતનો રોગ તે 'તિમિર' રોગ; પોતાના સ્થાનેથી આંખ ખસી જાય કે આંખની કીકી ફરક્યા કરે તે 'અક્ષિવ્યુદાસ;' માથાના વાળની જગ્યા ફૂટી જાય કે ફાટી જાય, તે 'કેશભૂમિસ્ફુટન;' અર્દિત વગેરે ૭ રોગો તો વાતવ્યાધિની ચિકિત્સામાં કહેવાશે; બધી વસ્તુઓ ભમતી દેખાય તે 'ભ્રમ;' અથવા પોતાનો દેહ જાણે ભમતો હોય એવું લાગે તે ભ્રમ; કંપ–એ 'વેપથુ;' સંબંધ વગરનું બકવું તે 'અતિપ્રલાપ;' શરીરની કાંતિ કાળાશ પડતી કે ઈંટના જેવી રતાશ પડતી થઈ જાય તે 'શ્યાવારુણાવભાસતા;' ઊંઘ જ ન આવે તે 'અસ્વપ્ન કે અનિદ્રા;' ચિત્તની સ્થિરતા ન રહે કે મનનું કંઈ ઠેકાણું ન રહે તે 'અનવસ્થિતચિત્તત્વ.'

શ્રી ગંગાધર અહીં કંઈક વધુ જણાવે છે; નખભેદ–એટલે નખો ચિરાઈ જાય; ઢીંચણની નીચેના માંસપિંડ 'પિંડિકા' કહેવાય છે; તેના પર જાણે લાકડીના માર પડતા હોય તેવી પીડા થાય, તે 'પિંડિકોદ્વેષ્ટન; ઢીંચણો ભાંગે કે ફાટે તેવી વેદના 'જાનુભેદ;' ઢીંચણોના સાંધા ઢીલા પડી જાય તે 'જાનુવિશ્લેષ;' અહીં દર્શાવેલ 'ઊરુસ્તંભ' તે કફની તથા મેદની પ્રધાનતાવાળો 'ઊરુસ્તંભ' રોગ ન સમજવો; પણ સાથળો ઝલાઈ જાય તે જ કેવળ વાયુથી થતુ 'ઊરુસ્તંભન' જાણવું; એ જ પ્રમાણે 'પાંગુલ્ય'–પાંગળાપણું તે પણ કેવળ વાયુનો જ રોગ જાણવો; પરંતુ આમવાતથી થતું 'પાંગુલ્ય' અહીં ન જાણવું. પાંગળાપણું કે 'પાંગુલ્ય' એ (વિકૃત) વાયુનું એક કર્મ છે; તોપણ તે જ પાંગુલ્ય જ્યારે બીજા કોઈ રોગના ચિહ્ન રૂપે જણાય ત્યારે તેનામાં રોગપણું ગણાતું નથી; આ સંબંધે કહ્યું છે કે, 'ज्ञानार्थं यानि चोक्तानि व्याधिलिङ्गानि संग्रहे। व्याधयस्ते तदात्वे हि लिङ्गानीष्टानि नामया–સંગ્રહમાં વ્યાધિઓના જે ચિહ્નો કહ્યાં છે, તે અમુક કાળે વ્યાધિઓ છે, પરંતુ ખરી રીતે તેઓ રોગો નથી. આ જ દિશાએ એંશી વાતવ્યાધિઓમાં ઉન્માદ આદિ જે સામાન્યજ વ્યાધિઓ જોવામાં આવે છે, તેઓને અહીં વાતવ્યાધિઓમાં સમજવા ન જોઈએ; કિંતુ કેવળ વાયુથી થતું મનનું માત્ર મદોન્મત્તપણું આદિરૂપે જ તે તે સંપ્રાપ્તિથી રહિત જ તેઓને સમજવા જોઈએ. વાતરોગાધ્યાયમાં જેટલા રોગો કહ્યા છે. તેટલા તો વાયુથી જ થતા તે તે અનેક જાતના સ્વરૂપે જ જાણવા જોઈએ. તે તે રોગોમાં પિત્ત આદિના આવ-

રણુ આદિરૂપે કેવળ વાયુ જ તે તે રોગની શરૂઆત કરનાર ગણાય છે; પિત્ત આદિને તે તે રોગની શરૂઆત કરનાર ગણવામાં આવતા નથી; આ જ કારણે 'વિડ્ભેદ' કે ખૂબ વધુ પ્રમાણમાં વિષ્ઠાનું નીકળવું, એ વાતાતીસારનો 'વિડ્ભેદ' સમજવાનો નથી, પરંતુ અતીસાર, ગ્રહણી આદિ સામાન્યજ વ્યાધિઓની સંપ્રાપ્તિ વિના કેવળ વાયુથી જ વિષ્ટાનું પ્રવાહીરૂપ થઈ વધુ પ્રમાણમાં બહાર નીકળવું તે જ અહીં ગણેલો 'વિડ્ભેદ' છે. 'ઉદરાવેષ્ટ' ઉદરનું ચારે બાજુથી જાણે વેષ્ટન કે વીંટાવું થાય તે છે. "હૃદ્દ્રવ' એટલે હૃદયનું ફરકવું; બાહુશોષને જ 'અવબાહુક' પણ કહે છે. 'મન્યાસ્તંભ' વાતરોગના અધિકારમાં કહેવાશે. 'કંઠોદ્ધ્વંસ' એટલે સૂકી ખાંસી; રાજયક્ષ્મા રોગમાં જે કંઠોદ્ધ્વંસ થાય છે, તે તો કફના ચિહ્નરૂપે કહેવાય છે અને તેમાં તો કફમિશ્ર વાતનો અનુબંધ જ હોય છે; તે કંઠોદ્ધ્વંસ અહીં સમજવાનો નથી. 'હનુસ્તંભ' એટલે હડપચી ઝલાઈ જાય; 'ઓષ્ઠભેદ' એટલે હોઠ ઝલાઈ જાય; 'અક્ષિભેદ' એટલે આંખના ગોળા જે ભમ્યા કરે છે, તેનો અભાવ થઈ જાય–આંખના ગોળા સજ્જડ થઈ જાય; 'દંતભેદ' એટલે દાંત ભાંગી પડે; દાંત હાલવા લાગે તે 'દન્તશૈથિલ્ય;' 'વાક્સંગ' એટલે વાણી અટકી પડે કે આ રોગ થયા પછી બોલી શકાય નહિ અથવા અસ્પષ્ટ બોલાય; જીભને રસનું જ્ઞાન ન થાય. એ 'અરસજ્ઞતા;' શબ્દો કે અવાજો થોડા સંભળાય, બરાબર ન સંભળાય તે "અશબ્દશ્રવણ;' કોઈપણ અવાજ કે શબ્દ ખૂબ ઊંચેથી સંભળાય પણ ધીમેથી સંભળાય જ નહિ, તે 'ઉચ્ચૈઃ શ્રુતિ;' નાના મોટા કે ઊંચા-નીચા શબ્દો કે અવાજો બિલકુલ ન સંભળાય તે 'બાધિર્ય' કે બહેરાશ; આંખનાં બેય પોપચાં બિલકુલ ચાલે જ નહિ પણ સજ્જડ થઈ જાય તે વર્ત્મસ્તંભ; આંખનાં બે પોપચાંમાંનું એક સંકોચાય કે બરાબર ઊઘડે જ નહિ, તે 'વર્ત્મસંકોચ;' તિમિર એટલે છ લિંગનાશો અને બીજા પણ લિંગનાશો; આંખની વેદના તે અક્ષિશૂલ, આંખની ભ્રષ્ટતા એટલે પોતાના સ્થાનેથી આંખનું ખસી જવું તે 'અક્ષિવ્યુદાસ' કહેવાય છે; બન્ને ભમરો પોતાના સ્થાનેથી નીચી પડી જાય તે 'ભ્રૂવ્યુદાસ' કહેવાય; લલાટનો એક ભાગ શંખ કહેવાય; તેમાં વેદના થાય કે તે ભાંગે, ફાટે કે ચિરાતો હોય તેવી વેદના થાય, તે 'શંખભેદ' કહેવાય છે; પરંતુ આ શંખભેદને 'શંખકરોગ' ન કહેવાય; બરાબર લલાટની વચ્ચે વેદના થાય તે 'લલાટભેદ' કહેવાય; કેવળ માથામાં પીડા થાય તે 'શિરોરુક્' કહેવાય; પરંતુ મસ્તકના પાંચ રોગો જે કહ્યા છે, તે આમાંના નથી; વાળની જગ્યા ફૂટી જાય કે ચિરાઈ જાય તે "કેશભૂમિસ્ફુટન' કહેવાય છે; અર્દિત વગેરે પાંચ રોગો તો વાતરોગાધ્યાયમાં કહેવાશે. અંધકારમાં જાણે પ્રવેશ થયો હોય એવું માત્ર લાગે તે 'તમસ' કહેવાય છે. (આ ટીકા ઉપરથી જણાય છે કે ગંગાધર મૂળમાં 'ભ્રમશ્ચ'ના બદલે 'તમશ્ચ' એવો પાઠ રાખે છે.) શરીર અને માથું ઘૂમે કે ભમે તે 'ભ્રમ' કહેવાય છે પ્રથમ જે પાંચ 'સામાન્યજા' હેડકી કહેવાઈ છે, તે આ 'હિક્કા' નથી, પણ માત્ર "હિક્કન' થાય એટલે 'હિકંહિક' શબ્દ જ થાય, તે હિક્કા અહીં લેવાની છે. "વિષાદ" એટલે મનની દીનતા સમજવી. અતિશય બકવાદ થાય તે વાયુજન્ય 'અતિપ્રલાપ' કહેવાય છે; પરંતુ પિત્તજન્ય બકવાદ થાય તે 'પ્રલાપ" કહેવાય છે; એટલે બે જાતના બકવાદોમાં ફરક છે; તેથી આ સામાન્યજ "પ્રલાપ' નથી. 'ગ્લાનિ" એટલે અહર્ષ એટલે હર્ષ ન રહે; ક્ષણિક સ્વભાવ અથવા સ્વભાવની વિપરીતતા કે કંઈ ઠેકાણું જ નહિ, તે 'અનવસ્થિતત્વ" સમજવું. (આમ લખીને ગંગાધર 'અનવસ્થિતચિત્તત્વ' તથા 'અનવસ્થિતત્વ'માં ભેદ જણાવે છે.) અહીં શંકા થાય છે કે વાતરોગાધ્યાયમાં 'ખલ્વીરોગ' અને 'મિન્મિનરોગ' આદિ જે કહેવાશે, તેઓને શું 'નાનાત્મજ' ન કહેવા ? આનું જ સમાધાન અહીં મૂળમાં કહે છે: આ એંશી રોગો લગભગ ખુલ્લા કે સ્પષ્ટ હોય છે; એટલે તેઓને અહીં કહ્યા છે; બાકીના બીજા પણ અસંખ્ય વાતવિકારો છે જ.

ટીકાકાર ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે: 'વાતાદિ પ્રત્યેકના મળવાથી જે રોગો થાય તે 'સામાન્યજ' કહેવાય અને બીજા દોષના સંબંધ વિના જ કેવળ વાતાદિથી જે રોગો થાય છે તે 'નાનાત્મજ' કહેવાય છે. 'વાતખુડ્ડુકા' રોગને જ ભાષામાં 'ચાલુક' કહે છે. 'ગૃધ્રસી શબ્દથી 'ગૃધ્રસી'નું શૂળ જ માત્ર લેવાનું છે. 'ઊરુસ્તંભ' ઉપરથી સાથળોનું માત્ર ઝલાઈ જવું જ વાતજન્ય હોવાથી લેવાય છે; એ જ પ્રમાણે 'કર્ણશૂલ' તથા 'અક્ષિશૂલ'માં માત્ર શૂલ જ લેવાય છે; વાયુજન્ય અતીસારમાં પણ વિષ્ઠા ખૂબ નીકળી પડે છે, તે વાતજન્યજ હોય છે, તે જ અહીં લેવાય છે; એટલે 'ગૃધ્રસી' આદિ અહીં કહેલા રોગો સામાન્યજ નથી; કારણ કે અહીં કહેલા રોગો તો કેવળ વાતજન્ય જ હોય છે; ઉદરને જાણે વીંટી લેવામાં આવતું હોય એવી વેદના થાય તે 'ઉદરાવેષ્ટ' છે; શબ્દ કે અવાજ હોય જ નહિ કે થયા જ ન હોય છતાં સંભળાય તે 'અશબ્દશ્રવણ' કહેવાય; અને ઊંચા શબ્દો જ સંભળાય, પણ ધીમા શબ્દ તો બિલકુલ જ ન સંભળાય, તે 'ઉચ્ચૈઃશ્રુતિ'

કહેવાય; અને હરકોઈ શબ્દ કે અવાજ લગારે ન સંભળાય તે 'બાધિર્ય' કે બહેરાશ' કહેવાય છે. તિમિરરોગ પણ વાતજન્ય જ હોય છે; તેમાં બીજા દોષનો સંબંધ તો અનુબંધરૂપે જ હોય છે. એકાંગરોગ અને સર્વાંગરોગ એટલે જ્વર આદિમાં શીતત્વ કે ઉષ્ણત્વ આદિ કોઈ વેળા જ્યારે એકાંગવ્યાપી હોય ત્યારે એકાંગરોગ કહેવાય અને એ જ, ઉષ્ણત્વાદિ સર્વાંગવ્યાપી હોય ત્યારે સર્વાંગરોગ કહેવાય છે. તેમાં બીજા દોષનો સંબંધ-વ્યાપ્તિ કે અવ્યાપ્તિ પણ વાયુએ જ કરેલ હોય છે; તેમાં કારણ આ કહ્યું છે કે 'वायुना यत्र नीयन्ते तत्र गच्छन्ति मेघवत्-વાદળાંને વાયુ જ્યાં લઈ જાય ત્યાં તેઓ જેમ જાય છે, તે જ પ્રમાણે શરીરમાંના દોષોને વાયુ જ્યાં લઈ જાય ત્યા તેઓ જાય છે.' તેમ જ પ્રમાણે ભ્રમ પણ વાતિક જ લેવાનો છે, જે સ્મૃતિના મોહરૂપે થાય છે. અહીં કેટલાક પાદ કે પગ વગેરે અંગોના શૂલ આદિ કહ્યા છે, પરંતુ હસ્ત કે હાથ વગેરે અંગોનાં શૂલ આદિ કહ્યાં નથી, તેમાં કારણ આ સમજવાનું છે કે જે કહ્યાં છે, તેઓ પ્રધાનભૂત છે એટલે લગભગ થાય છે; અને જેઓને કહ્યાં નથી, તેઓને વાયુના અસંખ્ય વિકારોમાં લઈ લેવાના છે. ૧૪

## સર્વ વાતવિકારો, વાયુનાં લક્ષણો તથા કર્મોથી જણાય છે

सर्वेष्वपि खल्वेतेषु वातविकारेषूक्तेष्वनुक्तेषु चान्येषु वायोरिदमात्मरूपमपरिणामि कर्मणश्च स्वलक्षणं; यदुपलभ्य तदवयवं वा विमुक्तसंदेहा वातविकारमेवाध्यवस्यन्ति कुशलाः ॥ १५ ॥

આ બધા વાતવિકારોમાં તથા બીજા અહીં નહિ કહેલા વાતવિકારોમા પણ (કોપેલા) વાયુનું 'આ (હવે જે કહેવાશે તે) પોતાનું (રૂક્ષત્વઆદિ) લક્ષણ હોય, તથા તેનાં (સ્રંસનાદિ) કર્મનું આ (હવે જે કહેવાશે તે) અવ્યભિચારી લક્ષણ હોય; તેમ જ તેમાં જે અવયવ હોય તેને પણ બરાબર જાણી લઈ કુશળ વૈદ્યો સંદેહરહિત થઈને તે વાતના વિકારને અવશ્ય-નિશ્ચયપૂર્વક જ જાણે છે; અથવા નિશ્ચય કરે છે કે 'આ વાતવિકાર જ છે.' ૧૫

યોગીન્દ્રનાથસેન ચરકોપરકાર ટીકામાં અહીં આમ જણાવે છે: અહીં કહેલા તથા નહિ કહેલા સર્વ વાતવિકારોને જાણવા માટે તે વિકારોમાં તેઓની સામાન્ય પ્રકૃતિને ગ્રંથકાર અહીં બતાવે છે: વાતવિકારો અસંખ્ય છે; તેમાંના કેટલાક અહીં કહ્યા છે અને બાકીના જે નથી કહ્યા, તે બધાયે વાતવિકારોમાં કોપેલા વાયુનું પોતાનું જે લક્ષણ-રૂક્ષત્વાદિ જણાય, તથા તેનાં કર્મ-સ્રંસનાદિનું જે અવ્યભિચારી લક્ષણ જણાય અને વાયુના સ્થાન તરીકે કહેલા જે જે અવયવ છે, તેને એટલે વાયુના સ્વરૂપલક્ષણને, તેનાં કર્મલક્ષણને તેમ જ વાયુના સ્થાનમાં કહેલા તેના અવયવના સ્વરૂપને તથા લક્ષણને બરાબર જાણીને એટલે કે પહેલાં કહેલ પ્રત્યક્ષ તથા અનુમાન દ્વારા તે બધું બરાબર જોઈ-તપાસીને સાવધાન બનેલા કુશળ વૈદ્યો સંદેહરહિત થઈ નિશ્ચયપૂર્વક ખાતરી કરે છે કે 'આ વાતવિકાર જ છે.'

શ્રીગંગાધર જલ્પકલ્પતરુટીકામાં અહીં આમ સમજાવે છે: 'આ કહેલા તથા નહિ કહેલા વાતરોગોને કઈ રીતે જાણવા તે અહીં કહે છે: 'વાયુનું આ પોતાનું સ્વરૂપ જે અપરિણામી એટલે સહજસિદ્ધ હોય છે અર્થાત્ નહિ કોપેલા વાયુનું આ (નીચે-કહેવાશે તે) સ્વાભાવિક ચિહ્ન હોય છે એટલે કે કોઈપણ સંબંધના આશ્રયવિનાનું આ તેનું સ્વભાવસિદ્ધ લક્ષણ હોય છે; તેમ જ તે વાયુનાં કર્મનું પણ આવું આ અપરિણામી કે સ્વાભાવસિદ્ધ લક્ષણ હોય છે; અહીં વિકારનો અધિકાર હોવાથી વૈકારિક વાયુ જ અર્થ તરીકે સમજાય છે; એટલે કે વધેલા વાયુનું તથા તેના કર્મનું જ આ પોતાનું લક્ષણ અપરિણામી એટલે પિત્ત આદિ ઉપાધિથી રહિત સ્વરૂપતઃ સિદ્ધ હોય છે; એમ તે વાયુના સ્વરૂપને કે લક્ષણને તથા વાયુની જે ક્રિયા છે, તેનાં હવે જે કહેવાશે તે શ્રમ આદિ ચિહ્નને પણ બરાબર જાણીને; એવો અહીં અર્થ કરવો. કેટલાક કહે છે કે 'વાયુનાં કર્મ કે પ્રવૃત્તિ 'ઉત્ક્ષેપણ' આદિ પાંચ પ્રકારનાં છે;' પરંતુ તેમ કહેવું ઠીક નથી; કેમ કે વાયુનાં કર્મ તો અનેક પ્રકારનાં હોય છે. એ વાયુનું વાતવિકારોમાં પોતાનું સ્વરૂપ કેવું હોય છે? તેમ જ તે વાયુના કર્મનું લક્ષણ કેવું હોય છે? તે જાણીને; અર્થાત્ વાતવિકારોમાં બીજા કોઈના પણ સંબંધ વિના જ વધેલા વાયુનું જે સ્વાભાવિક સ્વરૂપ હોય છે, તેને સંપૂર્ણપણે કે તેના અમુક અવયવ કે એકભાગરૂપે બરાબર જોઈને સંદેહરહિત થયેલા કુશળ વૈદ્યો 'આ વાતવિકાર જ છે' એમ સંશયરહિત થઈને વાતવિકારનો નિશ્ચય કરે છે; પરંતુ આ પિત્તાદિનો વિકાર છે, એમ કદી નિશ્ચય કરતા નથી. અહીં મૂળમાં 'कृत्स्नम्' એ પદ પણ અધ્યાહારથી મળે છે, તેથી ભાવરૂપ અર્થ આવો જણાય છે કે વાતવિકારોમાં વધી ગયેલા વાયુનું તથા તેના કર્મનું જે સ્વાભાવિક સ્વલક્ષણ હોય છે, તેને સંપૂર્ણ રીતે કે તેના અમુક અવયવ અથવા વિભાગરૂપે જોઈ જાણીને કે બરાબર નિશ્ચય કરીને સંદેહરહિત થયેલા કુશળ વૈદ્યો 'આ વાતરોગ જ છે, પરંતુ પિત્તાદિના રોગ નથી' એમ ખાતરીથી જાણી શકે છે.

ટીકાકાર શ્રીચક્રપાણિ અહીં આમ કંઈક વધુ સમજાવે છે: 'વાયુનું આ આત્મરૂપ કે સ્વરૂપ છે અને તે અપરિણામી છે; અર્થાત્ સહજસિદ્ધ હોઈને બીજી કોઈ ઉપાધિથી કરાયેલું નથી; તેમ જ વિકૃત વાયુના કર્મનું પોતાનું આ લક્ષણ પણ આવું જ અપરિણામી હોય છે; એટલે કે પિત્તના કે કફના સંબંધ વિનાનું વિકૃત વાયુનું કર્મ આવું જ હોય છે; છતાં તે વાયુકર્મ શરીરથી નિરપેક્ષ તો હોતું જ નથી એટલે કે વાયુનું કર્મ જે સ્રંસનાદિ છે, તે શરીરના અવયવોની અપેક્ષાએ હોય છે, પરંતુ શરીરના અવયવોની અપેક્ષા વિના તે વાયુકર્મ સર્વકાળ તે રૂપે હોતું જ નથી; એ જ પ્રમાણે પિત્તનાં તથા કફનાં પણ આત્મસ્વરૂપ આદિનું વ્યાખ્યાન પણ તેમ જ સમજી લેવું. ૧૫

## વાયુનું આત્મસ્વરૂપ અથવા સાહજિક રૂપ

**तद्यथा–रौक्ष्यं लाघवं वैशद्यं शैत्यं गतिरमूर्तत्वं चेति वायोरात्मरूपाणि ॥ १६ ॥**

**તે જેમ કે રૂક્ષત્વ, લઘુત્વ, વિશદત્વ, શીતત્વ, ગતિ (એકસ્થાનેથી બીજા સ્થાને જવું), અને અમૂર્તત્વ (તથા અનવસ્થિતત્વ કે અસ્થિરત્વ), એ વાયુનાં આત્મરૂપો છે. ૧૬**

યોગીન્દ્રનાથ સેન અહીં કેટલુંક આમ સમજાવે છે: 'વૈશદ્ય' એટલે 'અપિચ્છિલત્વ'–ચીકાશથી રહિતપણું સમજવું; તેમજ 'અમૂર્તત્વ' એટલે વાયુ સૂક્ષ્મ હોવાથી દશ્ય નથી પણ અદશ્ય છે. દીર્ઘંજીવિતીય અધ્યાયમાં પણ પ્રથમ આમ કહેવાયું છે કે 'रूक्षः शीतो लघुः सूक्ष्मश्चलोऽथ विशदः खरः–વાયુ રૂક્ષ, શીતળ, લઘુ, સૂક્ષ્મ, ચળ, વિશદ તથા ખર–કઠોર કે ખરસટ હોય છે.' આ રૂક્ષતા વગેરે વાયુનાં આત્મસ્વરૂપો અથવા સાહજિક રૂપો છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'વાતવિકારોમાં વાયુનું અર્થાત્ વધેલા વાયુનું અપરિણામી કે સ્વભાવસિદ્ધ આત્મરૂપ કેવું હોય? તેમ જ તે વાયુના કર્મનું અપરિણામી કે સ્વભાવસિદ્ધ સ્વલક્ષણ કેવું હોય, તે અહીં સમજાવે છે. 'ગતિ'નો અર્થ 'ચલપણું' સમજવો. 'અમૂર્તત્વ'નો અર્થ 'સૂક્ષ્મત્વ' સમજવો, પરંતુ 'પરમાણુત્વ કે પરમાણુસ્વરૂપ' એવો અર્થ ન જાણવો; કિંતુ વાયુ બૃહત્ છે–ઘણો જ મોટો છે, છતાં સૂક્ષ્માનુસારીપણું એવા ગુણને તે કહેનાર છે. વાયુનાં આ આત્મરૂપો તેની સમતા તથા હીન અવસ્થામાં પણ હોય જ છે, પરંતુ આ વધેલી અવસ્થામાં તેના પ્રમાણથી અધિકપણે જાણવાં જોઈએ; કેમ કે અહીં વાયુની કેવળ વૃદ્ધિરૂપ અવસ્થાનું આ પ્રકરણ છે. જેમ હીન, સમ કે અધિક અગ્નિની ઉષ્ણતા તો વર્તતી જ હોય છે, છતાં તે અલ્પ, સમ તથા અધિક થાય છે, તેથી એ તેની ઉષ્ણતાને લીધે જ થોડું બાળે છે, સમ બાળે છે તથા અધિક બાળે છે, તે જ પ્રમાણે વાયુના સંબંધમાં પણ સમજવું જોઈએ; અહીં વધેલો વાયુ વધેલી રૂક્ષતા આદિથી યુક્ત થઈને જ તે તે શરીરના અવયવોમાં પ્રવેશી પોતાનું તથા પોતાના કર્મનું આ લક્ષણ દર્શાવતો હોય છે; શરીરના તે અવયવોની અપેક્ષાએ જ તેનાં તે તે જુદાં જુદાં કર્મો થાય છે. આમાશય આદિના તથા પિત્ત આદિના સંબંધથી પણ વાયુનું તે તે કર્મ કે પ્રવૃત્તિ થાય છે. ૧૬

## વાયુનાં કર્મનાં લક્ષણો

**एवंविधत्वाच्च वायोः कर्मणः स्वलक्षणमिदमस्य भवति तं तं शरीरावयवमाविशतः; तद्यथा–स्रंसभ्रंशव्याससङ्गभेदसादहर्षतर्षवर्तावमर्दकम्पचालतोदव्यथाचेष्टादीनि; तथा खरपरुषविशदशुषिरतारुणकषायविरसमुखशोषशूलसुप्तिसंकोचनस्तम्भनखञ्जतादीनि च वायोःकर्माणि तैरन्वितं वातविकारमेवाध्यवस्येत् ॥ १७ ॥**

**વાયુ એવા પ્રકારનો (સ્વરૂપે) હોવાથી તે તે (પોતાના સ્થાનરૂપ) શરીરના અવયવોમાં તે જ્યારે પ્રવેશી રહ્યો હોય, ત્યારે તેનાં કર્મનું આ સ્વલક્ષણ થાય છે, તે આ પ્રમાણે છે, જેમ કે સ્રંસ, ભ્રંશ, વ્યાસ, સંગ, ભેદ, સાદ, હર્ષ, તર્ષ, વર્ત, અવમર્દ, કંપ, ચાલ, તોદ, વ્યથા તથા ચેષ્ટા વગેરે; તેમ જ ખર, પરુષ, વિશદ, શુષિર, અરુણ, કષાય, વિરસમુખત્વ, શોષ, સુપ્તિ, સંકોચન, સ્તંભન તથા ખંજતા વગેરે વાયુનાં કર્મો છે; આ કર્મોથી જે યુક્ત હોય તેને વાતવિકાર જ અવશ્ય જાણવો. ૧૭**

યોગીન્દ્રનાથ સેન અહીં દર્શાવેલ વાયુનાં પ્રત્યેક કર્મને આમ સમજાવે છે: 'વાયુ એ પ્રકારે રૂક્ષતા આદિથી યુક્ત લક્ષણવાળો છે, તેથી સ્રંસ, ભ્રંશ આદિ કર્મ કરવાપણામાં તે આ રીતે કારણ બને છે; તે વાયુ પોતાના સ્થાનરૂપે કહેલા તે તે શરીરના અવયવમાં જ્યારે પ્રવેશ કરે છે, ત્યારે તે પોતાનું આવું આવું કર્મ કરે છે; જોકે વાયુ તો આખાયે શરીરમાં ફરી રહ્યો છે, છતાં તે વાયુનાં રૂપ તથા કર્મો, શરીરની અંદર તે તે (પોતાનાં સ્થાનરૂપ) અવયવોમાં જ પોતે જ્યારે ગયો હોય, ત્યારે અવ્યભિચારી અથવા ચોક્કસ રીતે આ

પ્રમાણે જ હોય છે, એમ અહીં કહેવા માગે છે; એ જ પ્રમાણે બીજાં પિત્ત તથા કફના સંબંધે પણ આમ જ સમજવું જોઈએ. અહીં દર્શાવેલ આ સંસ, ભ્રંશ વગેરે તે વાયુનાં કર્મનાં સ્વલક્ષણરૂપ છે; તેમાં 'સંસ' એટલે કંઈક થોભી થોભીને ચાલવું, સરકવું, ખસવું; 'ભ્રંશ' એટલે પોતાનાં સ્થાનથી દૂર જતા રહેવું, 'વ્યાસ' એટલે વિસ્તાર પામવો, 'સંગ' એટલે મૂત્ર, વિષ્ઠા આદિનું પોતાના આશયોમાંથી ન નીકળવું કે વળગી રહેવું; (અહીં 'અંગભેદ' પાઠ હોય ત્યાં 'શરીરનું ફાટવું કે ભેદાવું' એ અર્થ સમજવો.) 'ભેદ' એટલે શરીર જાણે ચિરાઈ જતું હોય તેમ લાગે; 'સાદ' એટલે 'સદન' અથવા કામ કરવામાં શરીરનાં અંગોનું અસામર્થ્ય; 'હર્ષ' એટલે રોમહર્ષ કે રૂંવાડાં ખડાં થઈ જવાં; (એ જ રીતે સ્થાનભેદે ધ્વજહર્ષ, દન્તહર્ષ આદિ જાણવાં;) 'વર્ત' એટલે વિષ્ઠા આદિને વર્તુલાકાર કરવું; 'તર્ષ' એટલે તૃષ્ણા-તરશ લાગવી; 'અવમર્દ' એટલે શરીર મસળાઈ જતું હોય તેવી વેદના; ('અંગમર્દ' એ પાઠ હોય ત્યાં પણ 'શરીરનું મર્દન થતું હોય તેવી અંગોની પીડા' એવો અર્થ સમજવો;) 'ચાલ' એટલે ચાલવું-ફરકવું, થોડુંક થડકવું; હસ્તકંપ કે દંત-ચાલ, 'તોદ' એટલે તૂટક પીડા અથવા સોય ભોંકાયા જેવી વેદના; વ્યથા-પીડા, 'ખરત્વ' એટલે રૂક્ષતા, કે ખરસટપણું; 'પારુષ્ય' એટલે કઠોરતા, 'વિશદત્વ'-ચીકાશ-થી રહિતપણું, 'શુષિરત્વ' છિદ્રયુક્તપણું કરવું, (ચામડીની) 'શ્યાવ-અરુણત્વ-કાળાશ કે ઈંટ જેવી રતાશ કરવી. 'કષાય-વિરસમુખત્વ' મોઢાને તૂરા રસવાળું કરી દેવું અથવા બેસ્વાદ કરવું; 'શોષ' એટલે સૂકવી નાખવું; 'સુપ્તિ' એટલે કામ કરવામાં ચેતનરહિતપણું અથવા શૂન્ય કે જડ જેવી સ્થિતિ કરવી કે સ્પર્શ આદિનું જ્ઞાન ન રહે તે; સંકોચન એટલે સંકોચી નાખવું, 'સ્તંભન'-થંભાવી દેવું, રોકી દેવું કે જડ જેવું કરી દેવું અને ખંજતા કે લંગડાપણું વગેરે વાયુનાં કર્મો સમજવાં.

અહીં એક શંકા થાય છે કે, વાયુ તો અમૂર્ત છે, તેથી તેનામાં વર્ણ કે રસ તો હોઈ શકે જ નહીં, છતાં તેનો શ્યાવ કે કાળો રંગ અથવા અરુણ વર્ણ તેમ જ કષાય રસ તેના કર્મ તરીકે કેમ કહેવાય છે? આનું સમાધાન આમ સમજવું કે, બધાં સ્થળે કાર્યો કારણ જેવાં જ હોય, એવું હોતું નથી; એ વાત લગભગ ક્યાંક હોય એમ જણાવે છે; જેમ કે ઇન્દ્રિયો જડ છે, છતાં તેઓ દ્વારા થતી બુદ્ધિ કે જ્ઞાન અજડ-ચૈતન્યરૂપે જ અનુભવાય છે; તે જ પ્રમાણે અહીં વાયુથી શ્યાવ તથા અરુણ વર્ણ તથા કષાયરસપણું ઉત્પન્ન થાય છે, એવો તે દ્રવ્યનો પ્રભાવ સમજવો જોઈએ; અને દ્રવ્યના પ્રભાવ તો અચિંતનીય અથવા વિચારમાં ન આવે તેવા જ હોય છે. વાયુમાંથી શ્યાવ-અરુણવર્ણ તથા કષાયરસ ઉત્પન્ન થાય છે, તે પ્રત્યક્ષ છે, તેનો નિષેધ તો કરી શકાય તેમ જ નથી.

શ્રી ગંગાધર અહીં કંઈક વધુ આમ સમજાવે છે: વાયુનાં કર્મની પ્રવૃત્તિ અહીં વાયુનું વધવાપણું, ચલપણું આદિ ગુણોને લીધે થાય છે, એ અભિપ્રાયથી વધેલા વાયુનાં કર્મનું લિંગ કે ચિહ્ન આવું હોય છે, તે જણાવે છે: 'સંસ' એટલે પોતાના સ્થાનથી નીચે બીજા સ્થાનમાં સમીપે જ ચાલવું કે ખસવું; 'ભ્રંશ' એટલે પોતાના સ્થાનેથી દૂર જવું; 'વ્યાસંગ' એ પાઠ હોય તો 'અન્યમાં આસક્તિ' એ તેનો અર્થ કરવો; 'ભેદ' એટલે અંગભેદ કે શરીર ભાંગતું હોય એવી પીડા; 'હર્ષ' એટલે અંગનો હર્ષ કે રોમાંચ; કોઈક વિદ્વાન અહીં આમ કહે છે કે, વાયુના પ્રભાવથી ચિત્તની પ્રસન્નતા થાય તે 'હર્ષ' કહેવાય, એમ કહે છે, પણ તે ઠીક નથી; કેમ કે ચલત્વ ગુણના કાર્યની મધ્યતાનું તેમાં સાહચર્ય રહેતું નથી; અને એવો અર્થ કરવો તે અનુભવની કુશળતા પણ નથી: 'કંપ' એટલે 'વેપથુ'-કંપારી કે ધ્રુજારી; 'અવમર્દ' એટલે અંગની પીડા; 'ચાલ' એટલે સ્પંદન કે ફરકવું; 'તોદ' એટલે સોય ભોંકાવા જેવી પીડા, 'વ્યથા' એટલે પીડા; 'ચેષ્ટા' એટલે ગમન-ક્ષેપણ કે ફેંકવું વગેરે; અહીં 'આદિ' શબ્દ મૂકીને અલગ પદ કર્યું છે, તે વાયુના 'ચલત્વ' ગુણની પ્રધાનતા જણાવે છે; તેમ જ એ ચલત્વ-ગુણજન્ય કર્મનાં એટલાં ચિહ્નો છે, એમ પણ જણાવવા માગે છે. હવે વાયુના 'ખરત્વ' આદિ ગુણજન્ય કર્મનાં લિંગો કે ચિહ્નો કહે છે: ખરત્વ કે કઠોરતા રૂપ ગુણથી વધેલા વાયુના કર્મનું ચિહ્ન પણ 'ખરત્વ' રૂપ જ હોય છે એટલે કે માણસનું શરીર તેથી કર્કશ થઈ જાય છે. 'પરુષત્વ' એટલે ચિક્કણતાનો અભાવ અર્થાત્ શરીરનું નિ:સ્તેજપણું કે ચીકાશરહિતપણું; રૂક્ષતારૂપ ગુણથી વધેલા વાયુનું કર્મ 'વિશદત્વ'રૂપ હોય છે એટલે દેહમાં પિચ્છિલતાનો અભાવ થાય, એ વિશદ ગુણથી વધેલા વાયુનું ચિહ્ન છે. સૂક્ષ્મ ગુણથી વધેલા વાયુના કર્મનું ચિહ્ન દેહમાં 'શુષિરત્વ'રૂપે થાય છે એટલે દેહમાં ઘનપણું કે ઘટ્ટપણું ન રહે; વાયુ ભૌતિક છે અને તેને પંચભૂતોથી બનેલા શરીરનો સંબંધ હોય છે, તેથી તેનો અહીં (ઈંટની રતાશ જેવો) અરુણ વર્ણ કહ્યો છે. વૈશદ્ય કે વિશદતારૂપ ગુણથી વધેલા વાયુનું જ કર્મ પિચ્છિલતા કે ચીકાશથી રહિતપણું થાય છે. કષાયરસપણું તથા

વિરસપણું તો પ્રથમ કહેવાયું છે. રૂક્ષતા ગુણથી વધેલા વાયુના કર્મનું ચિહ્ન મુખના કષાયરસરૂપે રસની અભિવ્યક્તિથી દેખાય છે; વાયુમાં આકાશનો ભાગ વધારે છે, તેથી તેનામાં કષાયરસ છે; તેમ જ 'વિરસતા' એટલે પોતાના સ્વાભાવિક રસથી વિપરીત રસ મુખમાં અનુભવાય; અથવા મુખની રૂક્ષતા કે શીતતા જણાય. 'શોષ' પણ રૂક્ષના તથા લઘુતા એ બે ગુણોથી વધેલા વાયુના કર્મનું ચિહ્ન છે. 'સુપ્તિ' એટલે સ્પર્શનું જ્ઞાન ન થાય અર્થાત્ લઘુના તથા ચલત્વ એ બે ગુણોથી વધેલા વાયુના કર્મનું તે ચિહ્ન હોય છે. 'સંકોચન' એટલે 'શીતળતા'રૂપ ગુણથી વધેલા વાયુના 'ચલત્વ' ગુણને લીધે ચલનરૂપ કર્મનું તે ચિહ્ન થાય છે. 'ખંજત્વ' એટલે લંગડાપણું એ લઘુત્વ તથા રૂક્ષત્વ રૂપ ગુણથી વધેલા વાયુના 'શોષણ' નામના કર્મનું ચિહ્ન હોય છે. અહીં પણ 'આદિ' પદ મૂક્યું છે, તેથી આધ્માન કે આફરો વગેરે સમજાય છે. આ બધાં વધેલા વાયુનાં કર્મો છે એટલે કે કર્મોનાં ચિહ્નો છે. આ કર્મો ઉપરથી વાયુનું અનુમાન થાય છે અને તે કર્મો વડે વાયુના તે તે ગુણો પણ અનુમાનથી જણાઈ આવે છે કે વાયુની વૃદ્ધિથી તેના રૂક્ષત્વાદિ ગુણો પણ વધેલાં ચિહ્નોરૂપે જણાય છે અને તે તે ગુણો ઉપરથી વાયુ વધ્યો છે, એવું અનુમાન કરાય છે; તે ઉપરથી તે તે 'સ્રંસ' આદિ કર્મોથી યુક્ત જે વિકાર હોય તે વાતવિકાર જ છે, એમ તેનો વાતરોગ તરીકે જ નિશ્ચય કરી શકાય છે, બીજા કોઈ પણ વિકારરૂપે તેનો નિશ્ચય કરાતો નથી. વાયુમાં રસ કે વર્ણ ખરી રીતે છે જ નહિ; છતાં પોતાના પ્રભાવથી તે વાયુ રસને તથા વર્ણને પણ કરે છે, એમ ચક્રપાણિ અહીં તેમની ટીકામાં લખે છે. ૧૭

## પ્રાસંગિક વાતચિકિત્સાકથન

**तं मधुराम्ललवणस्निग्धोष्णैरुपक्रमैरुपक्रमेत, स्नेहस्वेदास्थापनानुवासननस्तःकर्मभोजनाभ्यङ्गोत्सादनपरिषेकादिभिर्वातहरैर्मात्रां कालं च प्रमाणीकृत्य, तत्रास्थापनानुवासनं तु खलु सर्वोपक्रमेभ्यो वाते प्रधानतमं मन्यन्ते भिषजः, तद्ध्यादित एव पक्वाशयमनुप्रविश्य केवलं वैकारिकं वातमूलं छिनत्ति, तत्रावजिते वातेऽपि शरीरान्तर्गता वातविकाराः प्रशान्तिमापद्यन्ते; यथा वनस्पतेर्मूले छिन्ने स्कन्धशाखावरोहकुसुमफलपलाशादीनां नियतो विनाशस्तद्वत् ॥१८॥**

એ વાતવિકારની મધુર, અમ્લ તથા લવણ રસથી યુક્ત એવા સ્નિગ્ધ પદાર્થોથી તથા ઉષ્ણ પદાર્થોથી ચિકિત્સા કરવી જોઈએ; તેમ જ વાયુને દૂર કરનાર સ્નેહ, સ્વેદ, આસ્થાપનબસ્તિ, અનુવાસનબસ્તિ, નસ્યકર્મ, ભોજન, અભ્યંગ (માલિસ), ઉત્સાદન તથા પરિષેક આદિ વાતહર કર્મોથી પણ માત્રા તથા કાળને પ્રમાણરૂપ કરી તે વાતવિકારની ચિકિત્સા આરંભવી જોઈએ. વૈદ્યો વાયુની સર્વ ચિકિત્સાઓમાંથી આસ્થાપનબસ્તિ તથા અનુવાસનબસ્તિને તો અતિશય પ્રધાન ચિકિત્સારૂપે માને છે; કારણ કે તે આસ્થાપન તથા અનુવાસન આરંભથી જ પક્વાશયમાં પ્રવેશીને કેવળ વિકારરૂપે જ થયેલાં વાતનાં મૂળને કાપી નાખે છે; અને તે પક્વાશયમાંનો (વિકૃત) વાયુ જો જિતાય છે, તો શરીરની અંદર ગયેલા બીજા સર્વ વાતવિકારો અત્યંત શાંતિને પામે છે કે મૂળમાંથી જ જતા રહે છે. જેમ કોઈ વનસ્પતિનું મૂળ કપાયું હોય તો તેનું થડ, શાખા, અંકુરો, પુષ્પો, ફળ તથા પાંદડાં વગેરેનો વિનાશ ચોક્કસ થઈ જ ચૂક્યો જ ગણાય છે. ૧૮

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: વાયુનાં પોતાનાં સ્વરૂપ તથા કર્મો બરાબર ઓળખ્યા પછી વાતવિકારનો બરાબર નિશ્ચય થઈ જાય, તે પછી એ વાતવિકારની ચિકિત્સા તરત જ શરૂ કરવી જોઈએ અને તે પણ વાયુનાશક મધુરરસ, અમ્લરસ તથા લવણરસ યુક્ત સ્નિગ્ધ, ઉષ્ણ અને કોમળ સંશોધનોથી તથા ખોરાકના પદાર્થોથી અને સ્નેહ–સ્વેદ આદિથી પણ ચિકિત્સા કરવી જોઈએ. મૂળમાં 'આદિ' શબ્દ મૂક્યો છે, તેથી ઉપનાહ, ઉદ્વેષ્ટન, ઉન્મર્દન તથા અવગાહન આદિનો પણ સંગ્રહ સમજવો; એમ તે તે વાતહર ચિકિત્સા શરૂ કરતી વેળા પણ પ્રથમ માત્રા, કાળ તથા દેશ આદિની પણ પરીક્ષા કરવી જોઈએ; અર્થાત્ માત્રા, કાળ આદિની અપેક્ષાએ વૈદ્યે ચિકિત્સા શરૂ કરવી. આ સંબંધે રોગાનીક વિમાનમાં ૬ અધ્યાયમાં કહેવાશે કે 'तस्यावजयनं स्नेहस्वेदौ विधियुक्तौ मृदूनि च संशोधनानि स्नेहोष्णमधुराम्ललवणयुक्तानि, तद्वदभ्यवहार्याण्यभ्यज्यान्युपनाहोद्वेष्टनोन्मर्दनपरिषेकावगाहसंवाहनावपीडनवित्रासनविस्मारणानि च, सुरासवविधानं, स्नेहाश्चानेकयोनयः दीपनीयपाचनीयोपहिताः, तथा शतपाकाः सहस्रपाकाः, सर्वशश्च प्रयोगार्थाः बस्तयो बस्तिनियमः सुखशीलता च'–એ વાયુને જીતવાનાં સાધનો આ છે: સ્નેહ તથા સ્વેદ વિધિપૂર્વક યોજાય; કોમળ અને સ્નેહ, ઉષ્ણ, મધુર; અમ્લ તથા લવણરસયુક્ત સંશોધનો, તેવા જ ખોરાક; તેમ જ અભ્યંગ,

-અને ઉપનાહ (પોટીસ વગેરે બાફ), ઉપવેષ્ટન (પાટા બાંધવા), ઉન્મર્દન, પરિષેક, અવગાહન, સંવાહન, અવ-પીડન, વિત્રાસન તથા વિસ્મારણ કરાવવાં; સુરા તથા આસવનું વિધિપૂર્વક સેવન કરાવવું, વાતહર તથા વિરેચ-નીય દ્રવ્યોથી યુક્ત સ્થાવર-જંગમ સ્નેહ તથા શતપાક તથા સહસ્રપાક સ્નેહ અને સર્વપ્રકારના પ્રયોગ માટેની બસ્તિઓ તથા બસ્તિવિધિમાં કહેલા નિયમોનું બરાબર પાલન કરાવવું તથા સુખકારક શીલતા કે પૂર્ણ આરામ કરાવવો.' આ વાતવિકારોમાં આસ્થાપનબસ્તિને તથા અનુવાસનબસ્તિને વૈદ્યો સર્વ વાતવિકારોની ચિકિ-ત્સાઓ કરતાં અતિશય પ્રધાન માને છે; કારણ કે તે આસ્થાપન તથા અનુવાસન તત્કાળ પક્વાશયમાં પ્રવેશીને વૈકારિક વાયુનાં મૂળ ઉખાડી કાઢે છે. પક્વાશય એ જ વાયુનું મુખ્ય સ્થાન છે; અને ત્યાં જ રહેલું વૈકારિક વાતમૂલ શરીરની અંદર ગયેલા સમગ્ર વાતવિકારોને કરનાર છે; એ પક્વાશયનો વાયુ જો જિતાય છે, તો શરીરની અંદર ગયેલા સર્વ વાતવિકારો અત્યંત શાંતિ પામે છે. જેમ કોઈ વૃક્ષનું મૂળ કપાયું હોય તો તેનાં થડ, શાખા વગેરેનો વિનાશ ચોક્કસ જ થઈ ચૂકે છે, તેઓની ફરી ઉત્પત્તિ સંભવી શકતી નથી; કેમ કે તેઓનાં મૂળ કપાયાં છે; તે જ પ્રમાણે વૈકારિક વાતનું મૂળ કપાતાં શરીરની અંદર ગયેલા સર્વ વાત વિકારોની અત્યંત શાંતિ ચોક્કસ જ થાય છે.

અહીં શ્રીગંગાધર આમ સમજાવે છે: પ્રસંગ જણાતાં તે વાતનું પ્રથમ સૂત્ર ગ્રંથકાર અહીં લખે છે. એ વાત-રોગની ચિકિત્સા, રૂક્ષત્વ આદિ ગુણોથી વિપરીત મધુર આદિ રસોથી તેમ જ સ્નિગ્ધત્વ-ઉષ્ણત્વ આદિથી યુક્ત તૈલ આદિ પદાર્થોથી એકીવખતે શરૂ કરવી જોઈએ. અહીં દર્શાવેલી મધુરાદિ, સ્નેહાદિ અને પરિષેક સુધીની બધી ચિકિત્સાઓ રૂક્ષત્વ આદિ વાયુના ગુણથી વિપ-રીત હોવાને લીધે વાતહર છે; એ ચિકિત્સા પણ માત્રા તથા કાળની દરકાર રાખીને કરવી જોઈએ; આસ્થાપન તથા અનુવાસનને સ્નેહ, સ્વેદ આદિ સર્વ વાતહર ચિકિત્સાઓમાં વૈદ્યો અતિશય મુખ્ય ગણે છે; પરંતુ પિત્ત આદિમાં તેની અતિશય પ્રધાનતા મનાતી નથી. આ આસ્થાપન તથા અનુવાસનનો વાતરોગના આરંભ-માં જ માત્ર પ્રયોગ કરતાં જ તત્કાળ વૈકારિક વાતનાં મૂળને તે ઉખાડી કાઢે છે, પરંતુ પ્રાકૃત વાતનું મૂળ તે ઉખાડી કાઢે નહિ; વૈકારિક વાતનું મૂળ 'छिनत्ति' કાપી નાખે છે; એટલે કે સ્થાનનો આશ્રય કરીને વાયુ, તે તે વિકારોને કરનાર જે થયો હોય તે એના સ્થાનની -સાથેનો સંયોગ દૂર કરે છે; એમ તેનો-પક્વાશયમાંથી ઉચ્છેદ થતાં બીજાં સ્થાનોમાં ગયેલા વાતવિકારો કઈ રીતે શાંત થાય છે, તે મૂળમાં કહે છે. વાતનો વૈકા-રિક મૂલભૂત સ્થાનનો સંયોગ જિતાય, એટલે બીજાં સ્થાનોમાં ગયેલા બીજા ચિહ્નરૂપ વાતવિકારો પણ અત્યંત શાંતિ પામે છે; તે સંબંધે મૂળમાં આપેલું દૃષ્ટાંત સ્પષ્ટ છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ સુશ્રુતના ચિકિત્સાસ્થાન-ના ૩૫મા અધ્યાયમાંથી બસ્તિનો પ્રભાવ દર્શાવતા શ્લોકો અહીં ટાંકે છે, 'वीर्येण बस्तिरादत्ते दोषानापादमस्तकात्। पक्वाशयस्थोऽम्बरगो भूमेरर्को रसानिव ॥ स कटीपृष्ठकोष्ठस्थान् वीर्येणालोड्य संचयान्। उत्खातमूलान् हरति दोषाणां साधु योजितः। दोषत्रयस्य यस्माच्च प्रकोपे वायुरीश्वरः। तस्मात् तस्या-तिवृद्धस्य शरीरमभिनिघ्नतः ॥ वायोर्विपहते वेगं नान्या बस्ते-र्ऋते क्रिया। पवनो विकृतो यस्य वेला वेगमिवोदधेः-જેમ આકાશમાં રહેલો સૂર્ય પોતાની શક્તિથી પૃથ્વીના સર્વ રસોને ખેંચી લે છે; તેમ પક્વાશયમાં ગયેલ બસ્તિ પોતાની શક્તિથી શરીરના પગથી માંડી મસ્તક સુધી-ના સર્વ દોષોને ખેંચી કાઢે છે; સારી રીતે યોજવામાં આવેલી બસ્તિ કમરમાં, પીઠમાં તથા કોઠામાં રહેલા સર્વ દોષોના સંગ્રહોને પોતાની શક્તિથી વલોવીને મૂળ-માંથી ઉખાડી કાઢે છે. ત્રણે દોષોનો પ્રકોપ કરવામાં વાયુ જ સમર્થ છે, માટે એ વાયુ જો ખૂબ વધી જઈને શરીરનો નાશ કરવા તૈયાર થયો હોય તો તે વાયુના વિપુલ વેગનો નાશ કરવા માટે બસ્તિ વિના બીજી કોઈ પણ ક્રિયા કામ કરતી નથી. જેમ સમુદ્રનો વેગ પવનના ખૂબ વધવાથી વધી ગયો હોય તો તેને રોકવા તેની વેલા કે કિનારા સિવાય બીજું કોઈ પણ સમર્થ થતું નથી.

શ્રી ચક્રપાણિ, 'केवलं वैकारिकम्' એ પદનું વ્યાખ્યાન 'सर्वविकारकारकम्' એવું કરીને સમગ્ર વિકારોને કરનાર વાતનું મૂળ તે જ 'વૈકારિક' છે એમ જણાવે છે. ૧૮

### ૪૦ પિત્તવિકારો

पित्तविकारांश्चत्वारिंशदत ऊर्ध्वं व्याख्यास्यन्ते, तद्यथा-ओषश्च, प्लोषश्च, दाहश्च, दवथुश्च, धूमकश्च, अम्लकश्च, विदाहश्च, अन्तर्दाहश्च, अंसदाहश्च, ऊष्माधिक्यं च, अतिस्वेदश्च, अङ्गगन्धश्च, अङ्गाव-दरणं च, शोणितक्लेदश्च, मांसक्लेदश्च, त्वग्दाहश्च, त्वगवदरणं च, चर्मावदरणं च, रक्तकोष्ठाश्च, रक्तवि-स्फोटाश्च, रक्तपित्तं च, रक्तमण्डलानि च, हरितत्वं च, हारिद्रत्वं च, नीलिका च, कक्षा च, कामला च, तिक्तास्यता च, लोहितगन्धास्यता च पूतिमुखता च, तृष्णाया आधिक्यं च, अतृप्तिश्च, आस्यपाकश्च, गल-पाकश्च, अक्षिपाकश्च, गुदपाकश्च, मेढ्रपाकश्च, जीवादानं

**व, तमःप्रवेशश्च, हरितहारिद्रमूत्रनेत्रवर्चस्त्वं चेति त्वारिंशत्पित्तविकाराः पित्तविकाराणामपरिसंख्येया-नामाविष्कृततमा व्याख्याताः ॥ १९ ॥**

**હવે પછી ૪૦ પિત્તના વિકારો અમે કહીએ છીએ: જેમ કે, ઓષ,[1] પ્લોષ,[2] દાહ,[3] દવથુ,[4] ધૂમક,[5] અમ્લક,[6] વિદાહ,[7] અંતર્દાહ,[8] અંસ-દાહ,[9] ઊષ્માધિક્ય,[10] અતિસ્વેદ,[11] અંગગંધ,[12] અંગાવદરણ,[13] શોણિતક્લેદ,[14] માંસક્લેદ,[15] ત્વગ્દાહ,[16] ત્વગવદરણ,[17] ચર્મદલન,[18] રક્ત-કોઠ,[19] રક્તવિસ્ફોટ,[20] રક્તમંડલ,[21] રક્તપિત્ત,[22] હરિતત્વ,[23] હારિદ્રત્વ,[24] નીલિકા,[25] કક્ષા,[26] કામલા,[27] તિક્તાસ્યતા,[28] લોહિતગંધાસ્યતા,[29] પૂતિમુખતા,[30] તૃષ્ણાધિક્ય,[31] અતૃપ્તિ,[32] આસ્ય-પાક,[33] ગલપાક,[34] અક્ષિપાક,[35] ગુદપાક,[36] મેઢ્રપાક,[37] જીવાદાન,[38] તમઃપ્રવેશ,[39] અને હરિતહારિદ્રનેત્રમૂત્રવર્ચસ્ત્વ [40] એમ ચાળીસ પિત્ત-ના વિકારો છે; જોકે પિત્તના વિકારો તો અસં-ખ્યાત છે, પરંતુ તેઓમાં જેઓ અતિશય પ્રકટ સ્વરૂપે થાય છે, તેઓને જ અહીં કહ્યા છે. ૧૯**

યોગીંદ્રનાથ સેન આ પિત્તવિકારોને નામવાર બરા-બર સમજાવે છે: 'ઓષ' એટલે જેમાં આખા શરીરે તીવ્ર દાહ, પરસેવો તથા અરતિ કે બેચેની થાય; 'પ્લોષ' એટલે જેમાં શરીરના અમુક પ્રદેશમાં જ અગ્નિની જ્વાળાથી જેવો દાહ થાય તેવો દાહ થાય, પરંતુ પર-સેવો ન થાય; 'દાહ' એટલે આખાયે અંગમાં તીવ્ર સંતાપ થાય; 'દવ' એટલે મોઢું, હોઠ તથા તાળવામાં બળતરા થાય, પરંતુ ચક્ષુ આદિ ઇંદ્રિયોમાં જે દાહ કે બળતરા થાય તે 'દવથુ' કહેવાય છે; માથું, ડોકું ગળું તથા તાળવામાં જાણે ધુમાડા નીકળતા હોય એવું લાગે તે 'ધૂમક' કહેવાય છે; અંતરમાં દાહ સાથે હૃદયમાં શૂળ નીકળે અને (ખાટા) ઓડકાર આવે તે 'અમ્લક' કહેવાય છે. હાથ, પગ તથા ખભાના મૂળમાં 'विविधदाहः' અનેક જાતની બળતરા થાય તે 'વિદાહ' કહેવાય છે. કોઠામાં દાહ થાય તે 'અંતર્દાહ' કહેવાય છે, ખભામાં દાહ થાય તે 'અંસદાહ' કહેવાય છે; શરીરમાં (બહાર)-ની ગરમી ખૂબ વધી જાય તે 'ઊષ્માધિક્ય' કહેવાય છે; શરીરમાં વધુ પ્રમાણમાં પરસેવો આવે તે 'અતિ-સ્વેદ' કહેવાય છે; (શ્રી ગંગાધર 'અંગસ્વેદ' એવો પાઠ રાખી જણાવે છે કે કાયમ કંઈક કંઈક અંશે પર-સેવો આવ્યા જ કરે તે 'અંગસ્વેદ' કહેવાય છે;) શરીર-માંથી ન સમજાય તેવી ગંધ નીકળ્યા કરે તે 'અંગ-ગંધ' કહેવાય છે; શરીરનાં અમુક અમુક અંગો ચિરાઈ-ફાટી જાય તે 'અંગાવદરણ' કહેવાય છે; લોહી કાળું પડી જાય, દુર્ગંધયુક્ત થાય તથા પાતળું થઈ જાય તે 'શોણિતક્લેદ' કહેવાય છે; એ જ પ્રમાણે માંસ કાળું પડી જાય તથા દુર્ગંધી બને તે 'માંસક્લેદ' કહેવાય છે; ચામડીમાં દાહ થાય તે 'ત્વગ્દાહ' કહેવાય છે; ચામડી ફાટી જાય તે 'ત્વગવદરણ' કહેવાય છે; બહારની બધી ચામડી ચિરાઈ જાય તે 'ચર્મદલન' કહેવાય છે, રાતાં રંગનાં ચાઠાં થાય એટલે મંડલાકાર અને મોઢાં વિનાની ફોલ્લીઓ ઊઠે તે 'રક્તકોઠ' કહેવાય છે; રાતા રંગના જે ફોલ્લાઓ ઊઠે તે 'રક્તવિસ્ફોટ' કહેવાય છે; રાતા રંગનાં ગોળાકાર મંડળો થાય તે 'રક્તમંડલ' કહેવાય છે; પિત્તનો પોતાના સ્થાનમાં જ માત્ર વિકાર થાય તે અહીં 'રક્તપિત્ત' કહેવાય છે; શરીર હરિયાળા કે લીલા રંગનું થઈ જાય તે 'હરિતતા' કહેવાય છે, શરીરનો રંગ હળદર જેવો થઈ જાય તે 'હારિદ્રત્વ' કહેવાય છે. શરીરે કાળાશ કે ગળી જેવો રંગ થઈ જાય તે 'નીલિકા' કહેવાય છે. આ 'નીલિકા' રોગ પિત્તજન્ય હોય છે, એમ ત્રિશોથીય અધ્યાયમાં પણ કહેવાયું છે કે, 'यस्य प्रकुपितं पित्तं शोणितं प्राप्य शुष्यति। तिलका पिप्लवो व्यङ्गं नीलिका तस्य जायते' (જુઓ ચરક–શ્લોકસ્થાન ૧૮મો અધ્યાય, ૩૦મો શ્લોક) 'कक्षा' રોગ સંબંધે સુશ્રુતે નિદાનસ્થાનના ૧૩મા અધ્યાયમાં કહ્યું છે; 'बाहुपार्श्वांसकक्षासु कृष्णस्फोटां सवेदनाम्। पित्त-प्रकोपात् संभूतां तां कक्षामिति निर्दिशेत्–બાહુ પર, પડખાંઓ-માં, ખભા પર તથા બગલમાં પિત્તનો પ્રકોપ થવાથી વેદના સાથે કાળી ફોલ્લી ઉત્પન્ન થાય, તેને 'કક્ષા' નામનો રોગ જાણવો.' 'કામલા' પણ પિત્તના પોતાના જ સ્થાનમાં થયેલ એક વિકારરૂપ 'રક્તપિત્ત'ના જેવી જ અહીં (કમળારૂપે) જાણવી; મોઢું કડવા રસવાળું થઈ જાય તે 'તિક્તાસ્યતા' કહેવાય છે; મોઢામાં લોહીના જેવી ગંધ આવે તે 'લોહિતગંધાસ્યતા' કહેવાય છે; મોઢામાંથી દુર્ગંધ નીકળ્યા કરે તે 'પૂતિમુખતા' કહે-વાય છે; તરશ ખૂબ લાગ્યા કરે તે 'તૃષ્ણાધિક્ય' કહે-વાય છે; ખોરાક લેવાય છતાં તૃપ્તિ જ ન થાય તે 'અતૃપ્તિ;' મોઢું અંદરના ભાગમાં પાકી જાય તે 'આસ્યપાક', ગળું પાકી જાય તે 'ગલપાક' કહેવાય; આંખ પાકે તે 'અક્ષિપાક,' ગુદા પાકે તે 'ગુદપાક,' લિંગ પાકે તે 'મેઢ્રપાક,' જીવતું કે તંદુરસ્ત લોહી બહાર નીકળે તે 'જીવાદાન,' અંધકારમાં પ્રવેશ કર્યો હોય તેવું જણાય તે 'તમઃપ્રવેશ' અને નેત્ર, મૂત્ર તથા વિષ્ઠા હરિયાળાં–લીલાં તથા પીળાં રંગનાં થઈ જાય, તે 'હરિતહારિદ્રનેત્રમૂત્ર-

વર્ચસ્ત્વ' કહેવાય છે.

શ્રી ગંગાધર અહીં કેટલાક રોગોને આમ કંઇક વધુ સમજાવે છે: 'ઓષ' એટલે અગ્નિ જાણે બાજુમાં રહ્યો હોય તેવી ઉષ્ણતા કે ગરમી જણાય; 'પ્લોષ' એટલે જાણે કંઇક દાઝયા હોઇએ તેવું લાગે; આખા શરીરે બળતરા થાય તે 'દાહ' કહેવાય છે; બળુંબળું થવું એ 'દવથુ' કહેવાય છે; શરીરમાંથી જાણે ધુમાડા બહાર નીકળતા હોય એવું લાગે તે 'ધૂમક' કહેવાય છે; જાણે ખટાઈ બહાર નીકળતી હોય કે ખાટા ઓડકાર કે ઘચરકા આવતા હોય તેવું લાગે તે 'અમ્લક' કહેવાય છે; ખાધેલો ખોરાક અર્ધો પચે તે 'વિદાહ' કહેવાય; અંદર ખૂબ ગરમી વધવાથી દાહ થાય તે 'અંતર્દાહ'; બહાર ઉષ્ણતા ઘણી જ લાગે તે 'ઉષ્માધિક્ય'; શરીરની બહાર ચામડી પર માત્ર જ્વાળા સળગતી હોય તેવું લાગે તે 'ત્વગ્દાહ'; બહારની ત્વચા માત્ર ચિરાય તે 'ત્વગવદરણ'; સાતે ચામડીઓ ફાટી જાય તે 'ચર્માવદરણ' 'રક્તકોઠ' સંબંધે કહ્યું છે કે, 'वरटीदष्टनीकाशो लोहितोऽस्रकफपित्तात् । क्षणिकोत्पादविनाशः कोठ इति निगद्यते तज्ज्ञैः'–લોહી, કફ અને પિત્ત મિશ્ર થવાથી ભમરીના કરડ જેવા લાલ રંગનું જે ઢીમડું થાય; જે ક્ષણવારમાં ઉત્પન્ન થાય અને ક્ષણવારમાં મટી જાય તેને વૈદ્યો 'કોઠ' કહે છે. સુશ્રુતે ક્ષુદ્રરોગાધિકારમાં 'રક્તવિસ્ફોટ'ને આ પ્રમાણે કહ્યો છે: 'अग्निदग्धनिभाः स्फोटाः सज्वरा रक्तपित्ततः । क्वचित् सर्वत्र वा देहे स्मृता विस्फोटका इति–રક્ત સાથે મળેલા પિત્તને લીધે અગ્નિથી દાઝયા સરખા ફોલ્લા શરીરે ઉત્પન્ન થાય છે, તેને 'વિસ્ફોટક' કહે છે.' પાકાં ઉંબરાનાં ફળ જેવા લાલ રંગવાળુ હોવાથી જે 'રક્તમંડળ' કહેવાય છે, તેને જ સુશ્રુતમાં 'પરિમંડલા' નામે કહેલ છે; જેમ કે 'विवृतास्यां महादाहां पक्वोदुम्बरसन्निभाम् । विवृतामिति तां विद्यात् पित्तोत्था परिमण्डलाम्'–જેનું મોઢું પહોળું હોય, જેમાં દાહ ઘણો હોય, જેનો દેખાવ કે રંગ પાકા ઉંબરાનાં ફળ જેવો હોય અને તેથી જે વિશેષ ખુલ્લી કે સ્પષ્ટ હોય છે, તેને પિત્તથી ઉત્પન્ન થયેલી 'પરિમંડલા' નામે જાણવી.' 'રક્તપિત્ત' એટલે લોહીના સંસર્ગથી લાલ રંગનું થઈ ગયેલું પિત્ત સમજવું; પરંતુ 'રક્તપિત્ત' નામે જે રોગ કહેવાય છે, તે 'રક્તપિત્ત' અહીં જાણવું ન જોઈએ; કેમ કે એ રક્તપિત્ત તો અમુક કારણોથી પિત્તનો પ્રકોપ થયો હોય અને રક્ત પણ ખૂબ વધ્યુ હોય ત્યારે યકૃત્ અને પ્લીહામાં થતા રક્તવાહી સ્રોતોમાં પહોંચી જઈ, તેઓને દૂષિત કરીને 'રક્તપિત્ત' નામના રોગને ઉત્પન્ન કરે છે, એમ રક્તના ખૂબ દોષથી ઉત્પન્ન થઈને 'સામાન્યજ' રોગ કહેવાય છે; એટલે તે રક્તપિત્ત અને આ રક્તપિત્તમાં ફરક છે; અથવા એ રક્તપિત્ત પણ શરૂઆતમાં તો પિત્તને લીધે જ ઉત્પન્ન થાય છે, તેથી તેને પણ 'સામાન્યજ' નહિ કહેતાં 'નાનાત્મજ' કહેવું તે ઠીક છે; અને તે જ અહીં પણ લેવાય છે. "હરિતત્વ" એટલે શરીરનો રંગ રતાશ પડતો થાય; 'હારિદ્રત્વ' એટલે હળદર જેવો રંગ થઈ જાય; 'નીલિકા' રોગને સુશ્રુતે કહેલ છે અને અહીં પણ તેને ત્રિશોથીયમાં કહી છે. કક્ષા રોગને પણ સુશ્રુતે કહેલ છે; (જેને ઉપર યોગીન્દ્રનાથ સેને ઉતારેલો જણાવેલ છે;) 'કામલા' એ પિત્તપ્રધાન (કમળો) પાંડુરોગની જ એક અવસ્થા છે; તેને જ અહીં બહુ પિત્તદોષવાળી કહેલ છે. જો કે પાંડુરોગ તો 'સામાન્યજ' રોગ છે, તોપણ પિત્તપ્રધાન પાંડુરોગમાં પિત્તને વધારનારા આહારો ખાવાથી એક જુદા જ વ્યાધિરૂપે આ 'કામલા' રોગ થાય છે; તે કારણે આ 'કામલા' સામાન્ય જ નથી. મોઢું કડવું થઈ જાય તે તિક્તાસ્યતા; મોઢામા લોહીના જેવી ગંધ આવે તે 'લોહિતગન્ધાસ્યતા' કહેવાય; મોઢામાંથી દુર્ગંધ નીકળે તે 'પૂતિમુખતા' કહેવાય; કેવળ ખૂબ તરસ લાગ્યા કર તે જ અહીં 'તૃષ્ણાધિક્ય' જાણવું; પરંતુ 'તૃષ્ણા' નામનો ખાસ જુદો જે રોગ થાય છે, તે અહીં ન સમજવો; કેમ કે તે તો 'સામાન્યજ' રોગ છે; 'અતૃપ્તિ' એટલે કાયમ ભૂખ જ રહ્યા કરે; 'જીવાદાન' એટલે જીવતુ લોહી બહાર નીકળી પડે, જેને વિરેચનના એક ઉપદ્રવરૂપે કહેલ છે. ૨૦

### કહેલા, નહિ કહેલા સર્વ પિત્તવિકારો પિત્તના લક્ષણોથી તથા તેનાં કર્મોથી જણાય

सर्वेष्वपि खल्वेतेषु पित्तविकारेष्वन्येषु चानुक्तेषु पित्तस्येदमात्मरूपमपरिणामि कर्मणश्च स्वलक्षणं, यदुपलभ्य तदवयवं वा विमुक्तसंदेहाः पित्तविकारमेवाध्यवस्यन्ति कुशलाः ॥ २० ॥

ઉપર કહેલા આ સર્વ પિત્તવિકારોમાં તથા બીજા અહીં જે નથી કહ્યા, તે સર્વ પિત્તવિકારોમાં પણ (કોપેલા) પિત્તનું જે (હવે કહેવાશે તે ઉષ્ણત્વ આદિ) આ આત્મરૂપ અથવા પોતાનું અવ્યભિચારી લક્ષણ હોય તેને; તેમ જ તેનાં કર્મનું જે (હવે કહેવાશે તે) (દાહાદિ) સ્વલક્ષણ હોય અથવા તેનો જે અવયવ હોય તેને બરાબર જાણ્યા પછી સંદેહરહિત થયેલા કુશળ વૈદ્યો આ

પિત્તવિકાર જ છે, એમ તેનો નિશ્ચય કરે છે–પિત્તવિકારને જ બરાબર નિશ્ચયપૂર્વક જાણે છે. ૨૦

કહેલા, નહિ કહેલા સમગ્ર પિત્તવિકારોને જાણવા માટે તેઓ વિષેની સામાન્ય પ્રકૃતિનો અહીં ઉપદેશ કરવામાં આવ્યો છે; પિત્તના સ્થાન તરીકે તેનો અવયવ સમજવો અથવા પિત્તનાં પોતાનાં લક્ષણના તથા તેનાં કર્મોના અમુક અવયવ કે વિભાગ જાણીને પણ પિત્તવિકારનો નિશ્ચય થઈ શકે છે; ઇત્યાદિ પ્રથમ વાયુ સંબંધે જેવું જણાવ્યું છે, તેવું જ અહીં પિત્ત સંબંધે સમજવું.

### પિત્તનાં આત્મરૂપો કે સાહજિક સ્વરૂપ

**तद्यथा–औष्ण्यं तैक्ष्ण्यं (द्रवत्वं) लाघवमनतिस्नेहो वर्णश्चाशुक्लारुणवर्जो गन्धश्च विस्रो रसौ च कटुकाम्लौ सरत्वं च पित्तस्यात्मरूपाणि ॥ २१ ॥**

પિત્તનાં આત્મરૂપો કે પોતાનાં સહજસિદ્ધ લક્ષણો આ પ્રમાણે હોય છે; જેમ કે ઉષ્ણતા, તીક્ષ્ણતા, દ્રવતા, લઘુતા, અનતિસ્નેહ, સફેદ અને અરુણ સિવાયનો વર્ણ, આમગંધ અને તીખો તથા ખાટો–એ રસો તેમ જ સરપણું, એ પિત્તનાં આત્મરૂપો છે. ૨૧

પિત્તનાં આત્મરૂપો સંબંધે કંઈક વિશેષ યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં આમ લખે છે: પિત્તનો રંગ ધોળો નથી તેમ જ (ઈંટના જેવી રતાશપડતો) અરુણ પણ નથી; એ સિવાયનો બીજો તેનો રંગ હોય છે; વિસ્ર ગંધનો પર્યાય 'આમગંધ' છે; તેના રસો બે છે: તીખો તથા ખાટો; સુશ્રુતે પણ કહ્યું છે કે, 'पित्तं विदग्धम् अम्लताम् उपैति–વિશેષ દગ્ધ થયેલું પિત્ત ખટાશને પામે છે.' વળી સૂત્રસ્થાન ૨૧ મા અધ્યાયમા પણ સુશ્રુતે આમ કહ્યું છે: 'पित्तं तीक्ष्णं द्रवं पूति नीलं पीतं तथैव च। उष्णं कटु सरं चैव विदग्धं चाम्लमेव च–પિત્ત એ તીક્ષ્ણ, પ્રવાહી, દુર્ગંધી, નીલવર્ણું, પીળું, ઉષ્ણ, તીખું તથા સરકનારું હોય છે; પરંતુ એ જ પિત્ત જો વિશેષ દગ્ધ થાય તો ખાટું જ બને છે.' ચરકે પણ ચાલુ શ્લોકસ્થાનના ૧લા અધ્યાયમાં કહ્યું છે: 'सस्नेहमुष्णं तीक्ष्णं च द्रवमम्लं सरं कटु' આમ ઉષ્ણતા વગેરે પિત્તનાં આત્મરૂપો અહીં કહ્યાં છે. ૨૧

### પિત્તનાં કર્મનાં લક્ષણો

**एवंविधत्वाच्च पित्तस्य कर्मणः स्वलक्षणमिदमस्य भवति तं तं शरीरावयवमाविशतः। दाहौष्ण्यपाकस्वेदक्लेदकोथकण्डूस्रावरागा यथास्वगन्धवर्णरसाभिनिर्वर्त्तनं च पित्तस्य कर्माणि। तैरन्वितं पित्तविकारमेवाध्यवस्येत् ॥ २२ ॥**

એવા પ્રકારનું હોવાથી એ પિત્ત જ્યારે શરીરના તે તે અવયવોમાં પ્રવેશે છે, ત્યારે તેનું સ્વલક્ષણ આવા પ્રકારનું થાય છે; જેમ કે દાહ, ઉષ્ણતા કે ગરમી, પાક–પકવવું કે પાચન કરવું, સ્વેદ–પરસેવો લાવવો, ક્લેદ, કોથ (સડો), કંડૂ (ચેળ કરવી), સ્રાવ, રાગ (રતાશ કરવી); તેમ જ પોતાના જેવો જ ગંધ, રંગ તથા રસ કરવો; તે પિત્તનાં કર્મો છે; એ કર્મોથી જે યુક્ત હોય તેને પિત્તનો જ વિકાર નિશ્ચયપૂર્વક જાણવો. ૨૨

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં લખે છે: ઉષ્ણતા આદિ ગુણોથી યુક્ત હોવાને લીધે એ પિત્ત જ્યારે શરીરના તે તે પ્રથમ કહેલા પિત્તસ્થાનરૂપ અવયવોમાં પ્રવેશ કરે છે, ત્યારે દાહ કે આખાયે અંગમાં તાપ, ઉષ્મા કે ઉષ્ણતા, ક્લેદ કે રુધિર આદિમાં વિકાર કે કચકચતાપણું, કોથ એટલે ક્લેદનું જ અતિશય અવિચ્છિન્ન કચકચતાપણું કે કોહવાટ અથવા સડો; સ્રાવ કે ઝરણરૂપે વહેવડાવવું, રાગ કે રતાશ; તેમ જ પોતાનો જે આમ ગંધ છે, ધોળા તથા અરુણ સિવાયનો જે રંગ છે અને તીખા તથા ખાટા જે બે રસો છે, તેઓની જ ઉત્પત્તિ કરવી, એ પિત્તનાં કર્મો છે; આ પોતાનાં દાહાદિ કર્મોથી તથા ઉપર્યુક્ત પોતાનાં આત્મરૂપોથી યુક્ત પિત્ત જેમાં હોય તે પિત્તનો જ વિકાર છે, એમ નિશ્ચય કરાય છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'ઉષ્ણતા આદિ ગુણવાળું પિત્ત જ્યારે વધ્યું હોય ત્યારે તેના ઉષ્ણત્વ આદિ ગુણોથી ઉત્પન્ન થયેલ કર્મનું અહીં દાહાદિ લક્ષણ કહે છે; જેમ અગ્નિ વધ્યો હોય ત્યારે તેનો દાહ આદિ જણાય છે, તેમ ઉષ્ણતા તથા તીક્ષ્ણતા એ બે ગુણોથી શરીરમાં જ્યારે પિત્ત વધ્યું હોય ત્યારે તેનું દાહાદિ કર્મ જણાય છે; તેમ જ એ કર્મ ઉપરથી શરીરમાં દાહ, ઉષ્ણતા, પાક તથા રતાશ સુધીનાં એ કર્મજન્ય ચિહ્નો, તેમ જ ઉષ્ણતા તથા તીક્ષ્ણતાનાં સહચરિત દ્રવત્વ તથા અનતિસ્નેહ ઉપરથી પણ પિત્તનાં દહન આદિ ચિહ્નો અનુભવાય છે. ધોળા અને અરુણ સિવાયના અનેક વર્ણના ગુણથી પિત્ત વધ્યું હોય તે તેનાં કર્મનું ચિહ્ન હોઈ ધોળા અને અરુણ સિવાયના તેટલા જ શરીરના રંગો ચિહ્નરૂપે થાય છે; વળી શરીરનો ગંધ આમ થાય, શરીરમાં રસ તીખો તથા ખાટો થાય, એ પણ વૃદ્ધિ પામેલા પિત્તનું કર્મ છે. ૨૨

### પિત્તવિકારની પ્રાસંગિક સામાન્ય ચિકિત્સા

**तं मधुरतिक्तकषायशीतैरुपक्रमैरुपक्रमेत स्नेहविरेचनप्रदेहपरिषेकाभ्यङ्गावगाहादिभिः पित्तहरैर्मात्रां**

कालं च प्रमाणीकृत्य, विरेचनं तु सर्वोपक्रमेभ्यः पित्ते प्रधानतमं मन्यन्ते भिषजः, तद्ध्यादित एवामाशयमनुप्रविश्य केवलं वैकारिकं पित्तमूलं चापकर्षति, तत्रावजिते पित्तेऽपि शरीरान्तर्गताः पित्तविकाराः प्रशान्तिमापद्यन्ते, यथाऽग्नौ व्यपोढे केवलमग्निगृहं शीतीभवति तद्वत् ॥ २३ ॥

પિત્તવિકારોની મધુર, કડવા તથા તૂરા રસવાળા શીતળ ( ઔષધ ઉપચારોથી તથા ) આહારોથી ચિકિત્સા કરવી જોઈએ; તેમ જ પિત્તને દૂર કરનાર સ્નેહો, વિરેચનો, પ્રદેહો, સિંચનક્રિયાઓ, અભ્યંગ-માલિસ તથા અવગાહન આદિથી પણ માત્રા તથા કાળને પ્રમાણ કરી કે અનુસરીને ચિકિત્સા શરૂ કરવી; વૈદ્યો પિત્તમાં વિરેચનને તો ( બીજી ) સર્વ ચિકિત્સાઓ કરતાં વધુ પ્રધાન માને છે; કારણ કે તે વિરેચન આરંભથી જ ( પિત્તના મુખ્ય સ્થાનરૂપ ) આમાશયમાં ( એટલે આમાશયના નીચેના ભાગ ગ્રહણીમાં ) પ્રવેશ કરી કેવલ વિકાર કરનાર પિત્તનાં મૂળને નીચેથી બહાર ખેંચી કાઢે છે; અને એ આમાશયના નીચેના ભાગમાં રહેલું તે વૈકારિક પિત્ત જો જિતાય છે, તો શરીરની અંદર ગયેલા ( બીજા બધા ) પિત્તના વિકારો અત્યંત શાંતિ પામે છે; જેમ અગ્નિ દૂર થતાં કે ઓલવાતાં આખુંયે અગ્નિગૃહ શીતળ થાય છે તેમ. ૨૩

શ્રી ગંગાધર અહીં કંઈક વધુ આમ જણાવે છે: પિત્તવિકારને શમાવનાર શીતળ ઉપચારો સ્પર્શથી, પાકથી તથા વીર્યથી પણ શીતળ હોવા જોઈએ; એ મૂળમાં સ્નેહ આદિ કહ્યા છે; વિરેચન આમાશયમાં પ્રવેશે છે એટલે કે પક્વાશયના મધ્યસ્થાનની ઉપરના ભાગમાં પ્રથમ જઈ પહોંચે છે; અને ત્યાંથી પિત્તના નીચેના ભાગમાં જઈ પહોંચીને જેટલાં વિકારજનક પિત્તનાં મૂળસ્થાનો હોય છે, તેઓનો સંયોગ કાપી નાખે છે, એ અભિપ્રાય જણાવવા ' अपकर्षति ' ક્રિયાપદ મૂક્યું છે. ૨૩

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં થોડુંક વધુ આમ લખે છે: 'જેમ અગ્નિને બુઝવી નાખવાથી આખુંય અગ્નિગૃહ ઠંડું થઈ જાય છે, તેમ શરીરમાં રહેલ આમાશયની નીચેના ભાગમાં વૈકારિક અથવા વિકારના મૂળરૂપ પિત્તની શાંતિ થતાં શરીરના બીજા સર્વ ભાગોમાં રહેલા પિત્તવિકારો શાંત થઈ જાય છે. જે ઘરને અગ્નિથી ગરમ કરવામાં આવે છે, તેને ' અગ્નિગૃહ ' કહેવામાં આવે છે; સુશ્રુતે ચિકિત્સાસ્થાનના ૩૩મા અધ્યાયમાં વિરેચનના પ્રકરણમાં આમ કહ્યું છે: ' यथोदकानामुदकेऽपनीते चरस्थिराणां भवति प्रणाशः । पित्ते हृते त्वेवमुपद्रवाणां पित्तात्मकानां भवति प्रणाशः ॥'–જેમ કોઈ જલાશય વગેરેમાંથી જળને દૂર કરતાં સ્થાવર-જંગમ સર્વ જળચર જીવોનો બિલકુલ નાશ થાય છે, તે જ પ્રમાણે વિરેચનથી શરીરમાંનું (વૈકારિક) પિત્ત દૂર કરતાં (એ) પિત્ત સંબંધી ઉપદ્રવોનો તદ્દન નાશ થાય છે.' ૨૩

## ૨૦ કફવિકારો

श्लेष्मविकारांश्च विंशतिमत ऊर्ध्वं व्याख्यास्यामः; तद्यथा–तृप्तिश्च, तन्द्रा च, निद्राधिक्यं च, स्तैमित्यं च, गुरुगात्रता च, आलस्यं च, मुखस्रावश्च, मुखमाधुर्यं च, श्लेष्मोद्गिरणं च, मलस्याधिक्यं च, बलाशकश्च, अपक्तिश्च, हृदयोपलेपश्च, कण्ठोपलेपश्च, धमनीप्रविचयश्च, गलगण्डश्च, अतिस्थौल्यं च, शीताग्निता च, उदर्दश्च, श्वेतावभासता च, श्वेतमूत्रनेत्रवर्चस्त्वं चेति विंशतिः श्लेष्मविकाराः, श्लेष्मविकाराणामपरिसंख्येयानामाविष्कृततमा व्याख्याताः ॥ २४ ॥

હવે પછી વીસ કફના વિકારો અમે કહીએ છીએ; તે જેમ કે-તૃપ્તિ, તંદ્રા, ખૂબ વધારે પડતી નિદ્રા, સ્તૈમિત્ય, ગુરુગાત્રતા, આલસ્ય, મુખસ્રાવ, મુખમાધુર્ય, શ્લેષ્મોદ્ગિરણ, મલાધિક્ય, બલનાશ, અપક્તિ, હૃદયોપલેપ, કંઠોપલેપ, ધમનીપ્રવિચય, ગલગંડ, અતિસ્થૌલ્ય, શીતાગ્નતા, ઉદર્દ, શ્વેતાવભાસતા અને શ્વેત-મૂત્રવર્ચસ્ત્વ, એમ ૨૦ કફનાં વિકારો છે; જોકે કફના વિકારો તો અસંખ્યાત હોય છે, છતાં તેઓમાંના જેઓ અતિશય પ્રકટ સ્વરૂપવાળા થાય છે, તેઓમાંના જ આ ૨૦ અહીં કહ્યા છે. ૨૪

યોગીન્દ્રનાથ સેન અહીં મૂળમાં જણાવેલા અનુક્રમે જણાવવા યોગ્ય કફના વિકારો આમ સમજાવે છે: 'તૃપ્તિ' એટલે કોઠો ભારે થઈ જવાથી ખોરાક લેવાની ઇચ્છા જ ન થાય, અન્ન ઉપર રુચિ જ ન થાય, જાણે માણસ ધરાયો હોય તેવી તૃપ્તિ રહે; તે ખોરાક ઉપરની અરુચિ; એવો પણ કેટલાક અર્થ કરે છે. 'તંદ્રા' એટલે જાણે ખૂબ નિદ્રા આવતી હોય તેવું ઘેન થાય, જેથી કોઈ પણ વિષયનું ગ્રહણ થઈ શકે નહિ. સુશ્રુતે શારીરના ૪થા અધ્યાયમાં તંદ્રાનું લક્ષણ આમ કહ્યું છે: ' निद्रार्तस्येव यस्येहा तस्य तन्द्रां विनिर्दिशेत्-માણસ જાણે

નિદ્રાથી ઘેરાયો હોય તેવી જેની ચેષ્ટા થાય તેને 'तन्द्रा' કહેવી.' 'स्तैमित्य' એટલે ભીનાં કપડાંથી શરીર જાણે લપેટ્યું હોય એવું લાગે; આને જ કેટલાક 'પ્રમીલક' કહે છે. 'गुरुगात्रता' એટલે શરીરના અવયવો જાણે ખૂબ ભારે થયા હોય એવું લાગે; 'આલસ્ય' એટલે કોઈ પણ કામ કરવાનો ઉત્સાહ ન થાય. સુશ્રુત પણ શારીરના ચોથા અધ્યાયમાં આમ કહે છે : 'शक्तस्य चाप्यनुत्साहः कर्मण्यालस्यमुच्यते–પોતે શક્તિમાન હોય છતાં કામ કરવામાં ઉત્સાહ જ ન થાય તે 'આલસ્ય' કહેવાય છે.' મોઢામાંથી કફની લાળો ઝર્યા કરે તે 'મુખસ્રાવ' કહેવાય છે; 'મુખમાધુર્ય' એટલે મોઢાનો રસ મધુર થઈ જાય–મોઢામાં મીઠાશનો જ અનુભવ થાય; મોઢામાંથી કફ જ બહાર આવ્યા કરે કે કફ ખૂબ થૂંકાય–તે 'શ્લેષ્મોદ્ગિરણ' કહેવાય છે; મળની અધિકતા થાય તે 'મલાધિક્ય' કહેવાય છે; બળનો નાશ તે 'બલનાશ' કહેવાય છે; કેટલાક ગ્રંથોમાં અહીં 'બલનાશ'ના બદલે 'બલાસ' એવો પાઠ મળે છે; તેનો અર્થ–બળનો ક્ષય કે નાશ એવો થાય છે; અથવા કફનો વધારો થવાથી વેગ ઓછો થઈ જાય; ખાધેલો ખોરાક પચે નહિ તે 'અપક્તિ,' હૃદયને તથા ગળાને જાણે લેપ લગાડ્યો હોય તેમ હૃદય તથા ગળું કફથી ખરડાયેલું થાય તે 'હૃદયોપલેપ' અને 'કંઠોપલેપ' કહેવાય છે. ધમની–નાડીઓ કફથી ખૂબ ભરાઈ જાય તે 'ધમનીપ્રવિચય' કહેવાય છે; શરીર ખૂબ જાડું થઈ જાય તે 'અતિસ્થૌલ્ય' કહેવાય; શરીર ખૂબ ઠંડું થઈ જાય તે શીતાંગતા; અહીં શીતાગ્નિતા એવો પણ પાઠ મળે છે; તેનો અર્થ–જઠરાગ્નિ ખૂબ મંદ થઈ જાય તે શીતાગ્નિતા કહેવાય છે; 'ઉદર્દ' એટલે છાતીનો અભિષ્યંદ; આને જ કેટલાક 'શીતવેપથુ' કે શીતની કંપારી કહે છે. બીજાઓ આ સંબંધે આમ કહે છે : 'शीतपानीयसंस्पर्शात् शीतकाले विशेषतः। सरागकण्डूः शोफः स्यादुदर्दः स कफोद्भवः–શીતળ પાણીના સ્પર્શથી અને શીતકાળે તો ખાસ કરીને કફના પ્રકોપથી જે સોજો થાય, જેમાં રતાશ અને ચેળ હોય, તેને ઉદર્દ (શીળસ) કહે છે.' શરીર પર ધોળી ઝાંઈ થઈ જાય તે 'શ્વેતાવભાસતા' કહેવાય છે; અને જેમાં નેત્રો, મૂત્ર તથા વિષ્ઠા ધોળાં થઈ જાય તે 'श्वेतनेत्रमूत्रवर्चस्त्व' કહેવાય છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે : ઉદ્દેશક્રમ પ્રમાણે આવેલા કફના ૨૦ રોગો અહીં કહે છે : જેનાથી માણસ પોતાને ધરાયેલા જેવો જ તૃપ્ત માને –જેમાં સર્વકાળ ધરાયેલાપણું જણાય તે 'તૃપ્તિ' કહેવાય છે; 'બલાશક' પાઠ રાખીએ તો 'બલનો ક્ષય તે બલાશક' એવો અર્થ કરવો. કોઈક વિદ્વાન અહીં આમ કહે છે : 'नित्यं मन्दज्वरो रूक्षः शूनकस्तेन सीदति। स्तब्धाङ्गः श्लेष्मभूयिष्ठो नरो वातबलाशकी–જે માણસ કફની મુખ્યતાવાળો હોય તેને કાયમ ધીમો તાવ રહે, શરીરે તે રૂક્ષ થાય, સોજા થાય, અંગો સજ્જડ થઈ જાય અને એ રીતે જે ખૂબ રિબાય તેને 'વાતબલાસક' રોગ થયો છે, એમ જાણવું.' પરંતુ એવો 'વાતબલાસક' અહીં લેવાય નહિ; કેમ કે એ રોગ તો વાયુથી મિશ્ર કફથી થતો હોવાથી તેને 'નાનાત્મજ' કહી શકાય નહિ. 'ધમનીપ્રવિચય' એટલે ધમનીઓમાં કફ ખૂબ લેપાઈ જાય તેથી એ ધમનીઓ પુષ્ટ કે મોટી બની જાય; 'ગલગંડ' પણ કફથી જ શરૂ થાય છે અને તેમાં પાછળથી વાતનો તથા મેદનો પણ અનુબંધ હોય છે, પરંતુ આરંભ કફથી જ હોવાને લીધે તેને અહીં ગણ્યો છે. ઉદર્દને બીજાં તંત્રોમાં આ પ્રમાણે કહ્યો છે. 'शीते मारुतसंस्पर्शात् प्रदुष्टौ कफमारुतौ। पित्तेन सह संभूय बहिरन्तर्विसर्पतः। पिपासाऽरुचिहृल्लासदेहसादाङ्गगौरवम्। रक्तलोचनता तेषां पूर्वरूपस्य लक्षणम्। वरटीदष्टसंस्थानः शोथः संजायते बहिः। सपाण्डुस्तोदबहुलश्छर्दिर्ज्वरविदाहवान्। उदर्दमिति तं विद्याच्छीतपित्तमथापरे। वाताधिकं शीतपित्तमुदर्दश्च कफाधिकः–શીતળ વાયુના સ્પર્શથી કફ અને વાયુ અતિદુષ્ટ બને અને પછી તેઓ બન્ને પિત્તની સાથે મળીને બહારના ભાગમાં ફેલાય; જેથી તરશ, અરુચિ, મોળ, શરીરની શિથિલતા, શરીરનું ભારેપણું તથા આંખોની રતાશ થાય, એ તેઓના પૂર્વરૂપનું લક્ષણ થાય છે; પછી ભમરીના કરડ જેવા આકારનો સોજો બહારના ભાગમાં ઉત્પન્ન થાય છે; તેની સાથે ફીકાશ, લગભગ સોયા ભોંક્યા જેવી પીડા, ઊલટી, તાવ તથા ઘણી જ બળતરા હોય તેને 'ઉદર્દ'(શીળસ)નો રોગ જાણવો; બીજા કેટલાક વિદ્વાનો 'શીતપિત્ત' રોગને વાયુની અધિકતાવાળો કહે છે અને 'ઉદર્દ'ને કફની અધિકતાવાળો કહે છે.' વળી બીજા સ્થળે પણ આમ કહ્યું છે : 'सोत्सङ्गैश्च सरागैश्च कण्डूमद्भिश्च मण्डलैः। शैशिरः कफजो व्याधिरुदर्द इति कीर्तितः॥ જે રોગ મધ્યમાં ઊંચાં થયેલાં, રતાશવાળાં અને ચળથી યુક્ત ગોળ ઢ્રામઠાંવાળો તથા કફની અધિકતાવાળો હોઈ શિશિર ઋતુમાં થાય, તે ઉદર્દ (શીળસ) એ નામે કહેવાય છે.' આ 'ઉદર્દ' જ અહીં કહેવો ઇષ્ટ છે. પ્રથમ જે 'ઉદર્દ' કહ્યો છે, તે પણ કફની અધિકતાવાળો હોવાથી તેનામાં વાતજન્યપણું હોતું નથી, તેથી 'સામાન્યજપણું' પણ ન ગણાય; તેમ જ પિત્તયુક્તવાતથી તેનો જો આરંભ થયો હોય તો તેનું કેવળ વાતાદિજન્યપણું ન સંભવે. ૨૪

### કહેલા, નહિ કહેલા સર્વ કફવિકારો કફના લક્ષણોથી તથા તેનાં કર્મોથી જણાય

सर्वेष्वपि तु खल्वेतेषु श्लेष्मविकारेष्वन्येषु चानुक्तेषु श्लेष्मण इदमात्मरूपमपरिणामि कर्मणश्च स्वलक्षणं, यदुपलभ्य तदवयवं वा विमुक्तसंदेहाः श्लेष्मविकारमेवाध्यवस्यन्ति कुशलाः ॥ २५ ॥

આ ઉપર કહેલા સર્વ કફવિકારોમાં તથા બીજા જે અહીં નથી કહ્યા તે સર્વ કફવિકારોમાં પણ (કોપેલા) કફનું જે અવ્યભિચારી આત્મરૂપ કે લક્ષણ (હવે જે કહેવાશે તે શ્વૈત્ય આદિ) હોય; તેમ જ તેનાં કર્મનું જે પોતાનું લક્ષણ (હવે કહેવાશે તે શ્વૈત્ય આદિ) હોય, તેને અથવા તેના અવયવને બરાબર જાણીને સંદેહરહિત થયેલા કુશળ વૈદ્યો આ કફનો જ વિકાર છે, એમ અવશ્ય નિશ્ચય કરે છે. ૨૫

### કફનાં આત્મરૂપો કે સાહજિક સ્વરૂપો

तद्यथा–श्वैत्यशैत्यगौरवस्नेहमाधुर्यस्थैर्यपैच्छिल्यमात्स्न्यानि श्लेष्मण आत्मरूपाणि ॥ २६ ॥

કફના તે આત્મરૂપો કે લક્ષણો આ પ્રમાણે છે: શ્વેતત્વ, શીતત્વ, ગૌરવ, સ્નેહ, માધુર્ય, સ્થૈર્ય, પિચ્છિલત્વ તથા માત્સ્ન્ય, એટલાં કફનાં આત્મરૂપો કે સહજ લક્ષણો છે. ૨૬

યોગીન્દ્રનાથ સેન લખે છે કે, ઉપરના સૂત્રમાં અહીં કહેલા કે નહિ કહેલા સર્વ કફના વિકારો જાણવા માટે તેઓ ત્રિપેની સામાન્ય પ્રકૃતિનો ઉપદેશ કરવામાં આવ્યો છે; તેઓમા કફના સ્થાનને તેના અવયવ તરીકે કહ્યું છે. અહીં આ સૂત્રમાં 'શ્વેતત્વ'નો અર્થ શુક્લવર્ણત્વ-અથવા ધોળો રંગ સમજવો; 'શૈત્ય' એટલે શીતળતા જાણવી; 'માધુર્ય' એટલે મધુરરસથી યુક્તપણું સમજવું; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૧ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, નહિ દાઝેલો કફ મધુર હોય છે અને દાઝેલો કફ ખારો હોય છે; જેમ કે 'श्लेष्मा श्वेतो गुरु स्निग्धः पिच्छिलः शीत एव च । मधुरस्त्वविदग्धः स्याद् विदग्धो लवणः स्मृतः ॥'–કફ ધોળો, ભારે, સ્નેહવાળો, પીછાંવાળો–ચીકણો તથા શીતળ હોઈ જે દાઝ્યો કે દૂષિત ન હોય તે મધુર હોય અને જે દાઝ્યો કે દૂષિત હોય તે લવણ–ખારો થાય છે. 'માત્સ્ન્ય' એટલે મૃદુત્વ કે કોમળતા કહેવાય છે; આ બધાં કફનાં આત્મરૂપો છે; છે; ચરકે પણ શ્લોકસ્થાનના પહેલા અધ્યાયમાં કહ્યું છે કે, 'गुरुशीतमृदुस्निग्धमधुरस्थिरपिच्छिलाः'–કફ ભારે, શીતળ, મૃદુ કે કોમળ, સ્નિગ્ધ, મધુર, સ્થિર તથા પિચ્છિલ કે પીછાંવાળો–ચીકણો હોય છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: પૂર્વના અધ્યાયમાં શ્વેતવર્ણનો ઉપદેશ કર્યો ન હતો, તે કહેવા માટે ખાસ આવશ્યકતા પણ ન હતી છતાં અહીં વિશેષ જ્ઞાન માટે કફના શ્વેત વર્ણનો ઉપદેશ કર્યો છે. 'માત્સ્ન્ય'નો અર્થ મૃત્સ્ના કે માટી જેવું સુંવાળું રૂપ અથવા મૃદુત્વ કે કોમળતા સમજાય છે. ૨૬

### કફનાં કર્મોનાં લક્ષણો

एवंविधत्वाच्च कर्मणः स्वलक्षणमिदमस्य भवति तं तं शरीरावयवमाविशतः, तद्यथा–श्वैत्यशैत्यकण्डूस्थैर्योत्सेधगौरवस्नेहस्तम्भसुप्तिक्लेदोपदेहबन्धमाधुर्यचिरकारित्वादीनि श्लेष्मणः कर्माणि, तैरन्वितं श्लेष्मविकारमेवाध्यवस्येत् ॥ २७ ॥

આ કફ એવા પ્રકારનો હોવાથી તે તે (પોતાના સ્થાનરૂપ) શરીરના અવયવોમાં તે જ્યારે પ્રવેશે છે, ત્યારે તેનાં કર્મનું પોતાનું લક્ષણ આ પ્રમાણે થાય છે; તે જેમ કે શ્વેતત્વ, શીતત્વ, કંડૂ (ચળ), સ્થિરતા, ઉત્સેધ–ઊંચાઈ કે ઊપસવું, ગૌરવ–ભારેપણું, સ્નેહ, સ્તંભ કે સજડ કરવું, સુપ્તિ કે નિષ્ક્રિયતા, ક્લેદ, ઉપદેહ, (સ્રોતોનો) બંધ, માધુર્ય તથા (કાર્ય આદિમાં નિરાંતે ખૂબ વાર લગાડવી તે–) ચિરકારિત્વ વગેરે કફનાં કર્મો છે; આ કર્મોથી જે યુક્ત હોય તેને વૈદ્ય કફનો જ આ વિકાર છે એમ નિશ્ચય કરે છે.

ગંગાધર અહીં આમ સમજાવે છે: અહીં દર્શાવેલાં કફનાં કર્મો શરીરમાં થયેલ તે તે ચિહ્નોરૂપે જણાય છે; શરીરની શ્વેતતા ઇત્યાદિ થતાં વધેલા કફનું તે કર્મ છે, એવું અનુમાન થાય છે; એ કર્મ ઉપરથી કફનાં તે તે લક્ષણો વધ્યાં છે, એવું અનુમાન થઈ શકે છે; અને તે ઉપરથી વધેલો કફ પણ અનુમાનથી જણાય છે. અહીં 'સુપ્તિ' એ કફનાં કર્મનું એક લક્ષણ કહ્યું છે; તેમ જ વાયુના એંશી રોગોમાં પણ 'પાદસુપ્તતા' કહેલ છે; છતાં તે સંબંધે આમ સમજવું જોઈએ; કફથી થતી સુપ્તિ કે નિષ્ક્રિયતા જોકે શૈત્યરૂપ ગુણકર્મથી જ થાય છે; પરંતુ તે કફના સ્થાનમાં થાય છે; જ્યારે વાયુથી થતી સુપ્તિ પણ શૈત્ય–ગુણ–કર્મથી જ થતી હોવા છતાં તે વાતના સ્થાનમાં થાય છે, એવા ભેદ ઉપરથી તે બન્ને સમજી શકાય છે. કફનો ગંધ અનેક પ્રકારનો હોય છે; તેમ જ 'आदि' શબ્દ મૂક્યો છે, તેથી સોજો, લવણરસ વગેરેનું ગ્રહણ કરાય છે. ૨૭

## કફના વિકારોની સામાન્ય ચિકિત્સા

**तं कटुकतिक्तकषायतीक्ष्णोष्णरूक्षैरुपक्रमैरुपक्रमेत, स्वेदनवमनशिरोविरेचनव्यायामादिभिश्च श्लेष्महरैर्मात्रां कालं च प्रमाणीकृत्य ॥ वमनं तु सर्वोपक्रमेभ्यः श्लेष्मणि प्रधानतमं मन्यन्ते भिषजः; तद्ध्यादित एवामाशयमनुप्रविश्य केवलं वैकारिकं श्लेष्ममूलमूर्ध्वमुत्क्षिपति, तत्रावजिते श्लेष्मण्यपि शरीरान्तर्गताः श्लेष्मविकाराः प्रशान्तिमापद्यन्ते, यथा भिन्ने केदारसेतौ शालियवषष्टिकादीन्यनभिष्यन्दमानान्यम्भसा प्रशोषमापद्यन्ते तद्वदिति ॥ २८ ॥**

એ કફના વિકારને તીખા, કડવા તથા તૂરા રસવાળા તીક્ષ્ણ ( ક્ષારો ), ઉષ્ણ તથા રૂક્ષ ( ઔષધના) ઉપચારોથી (તથા આહારો વગેરેથી ) ચિકિત્સા કરવી જોઈએ; તેમ જ સ્વેદન, વમન, શિરોવિરેચન તથા કસરત વગેરે કફને દૂર કરનારી ક્રિયાઓથી પણ માત્રા તથા કાળને પ્રમાણ કરી–અનુસરીને ચિકિત્સા કરવી; તેમાં પણ વૈદ્યો કફના વિકારમાં ( તેને લગતી ) બધી ચિકિત્સાઓ કરતા વમનને જ સર્વ કરતાં અતિશય પ્રધાન કે મુખ્ય માને છે; કારણ કે તે વમન જ (શરૂઆતથી કફના મુખ્ય સ્થાનરૂપ) આમાશયમાં પ્રવેશ કરી કેવળ વિકારજનક કફનાં મૂળને ઊંચે કે ઉપર ફેંકી દે છે; એમ તે સ્થળે કફ જો જિતાય છે તો શરીરની અંદર ( બીજા ભાગોમાં ) ગયેલા કફના વિકારો અત્યંત શાંતિને પામે છે ( અવશ્ય મટી જાય છે). જેમ ( ખેતરમાં ) ક્યારાની પાળ તૂટી ગઈ હોય ત્યારે પાણીનું ઝરણ નહિ પામતાં શાળ, જવ તથા સાઠી ચોખા વગેરે ( ધાન્ય ) અત્યંત શોષ પામે છે–તદ્દન સુકાઈ જાય છે, તેમ. ૨૮

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: એમ કફના વિકારોનો નિશ્ચય થયા પછી તે વિકારોની જે ચિકિત્સા (સામાન્ય રીતે) કરવી જોઈએ, તે અહીં બતાવી છે. અહીં મૂળમાં ‘ व्यायामादिभिः ’ એમ ‘ आदि ’ શબ્દ મૂકીને દોડવું, લંઘન વગેરે પણ ગ્રહણ કરવા સૂચવ્યું છે; કેમ કે તે તે સર્વ ઉપચારો કફને દૂર કરનાર છે. આ સંબંધે ચરક વિમાનસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં આમ કહેશે કે, ‘ तस्यावजयनं विधियुक्तानि तीक्ष्णोष्णानि संशोधनशमनानि रूक्षप्रायाणि चाभ्यवहार्याणि कटुतिक्तकषायोपहितानि, तथैव धावनलङ्घनप्लवनपरिसरणजागरणनियुद्धव्यवायव्यायामोन्मर्दनस्नानोत्सादनानि, विशेषतस्तीक्ष्णानां च दीर्घकालस्थितानां मद्यानामुपयोगः सधूमपानः सर्वशश्चोपवासः, तथोष्णं वासः सुखप्रतिषेधश्च सुखार्थमेवेति–’ કોપેલા એ કફને જીતવાનાં સાધનો આ છે: વિધિ પ્રમાણે યોજેલાં તીક્ષ્ણ તથા ઉષ્ણ સંશોધનો તેમ જ શમન-દ્રવ્યો અને લગભગ રૂક્ષ ખોરાકો પણ તીખા, કડવા તથા તૂરા રસથી યુક્ત હોવા જોઈએ; ઉપરાંત દોડવું, ઓળંગવું, કૂદવું, ગોળાકાર કૂદરડીરૂપે ફરવું કે ચક્કરો લગાવવાં, રાત્રિના ભાગમાં પણ વધુપડતાં જાગરણ, નિયુદ્ધ–મલ્લકુસ્તી વગેરે, મૈથુન, કસરત, ઉન્મર્દન, સ્નાન તથા ઉત્સાદન; તેમ જ વિશેષે કરી તીક્ષ્ણ અને પુરાણાં–જૂનાં મદ્યોનો ઉપયોગ, ધૂમપાન તથા સંપૂર્ણ ઉપવાસો, ઉષ્ણ વાસ કે રહેઠાણ અથવા ગરમ વસ્ત્રો અને સુખરૂપ આરોગ્ય માટે જ બધાં સુખોનો કે એશઆરામોનો ત્યાગ કરવો જોઈએ.’ કફની ચિકિત્સામાં વમન આ કારણે જ અત્યંત શ્રેષ્ઠ છે કે આરંભે જ આમાશયના ઉપરના સ્થાન છાતીમાં પ્રવેશી કફના તે ખાસ સ્થાનમાંથી વૈકારિક કફનાં મૂળને ઊંચે ફેંકી દે છે. આમ વમન ઔષધ ઊર્ધ્વોત્ક્ષેપણ કરે છે; તેનું કારણ આ છે કે તે ઔષધ અગ્નિવાયુ સ્વરૂપ હોય છે અને ઊર્ધ્વભાગમાં પ્રભાવ કરનાર હોય છે; એ રીતે આમાશયના ઊર્ધ્વભાગમાં કે છાતીમાં રહેલો તે વૈકારિક કફ જો જિતાય છે, તો કફનું એ વિશેષસ્થાન જિતાઈ જતાં શરીરની અંદર ગયેલા સર્વ કફવિકારો અતિશય શાંતિને પામે છે; જેમ ખેતરના ક્યારાની પાળ તોડી નાખ્યા પછી તે ક્યારામાં રહેલાં શાળ, જવ વગેરે ધાન્યોને પાણીનું સિંચન મળતું બંધ થતાં એ ધાન્યો આપોઆપ સુકાઈ જ જાય છે, તે જ પ્રમાણે ઉરઃસ્થાન–છાતીમાં રહેલો કફ દૂર થતાં શરીરના બીજા ભાગોમાં ફેલાયેલા કફના રોગો અત્યંત શાંત થાય છે; કેમ કે વૈકારિક કફનું મૂળ છેદાઈ ગયું હોય છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: ‘વમન ઔષધ, આરંભમાં જ આમાશયના ઊર્ધ્વભાગરૂપ કફના મુખ્ય સ્થાનમાં પ્રવેશે છે એટલે છાતીમાં પ્રવેશે છે અને ત્યાંથી વૈકારિક કફને ઊંચે ખેંચી કાઢે છે, એમ જણાવીને કફનું ખાસ સ્થાન જોકે છાતી કહ્યું છે, છતાં કફનાં સર્વ સ્થાનો જે આશયરૂપે છે તેમાં નીચનો આશય તો આમાશય જ છે; એટલે ત્યાંથી આરંભીને વમન કફને ઊંચે લઈ જાય છે, જેથી સર્વ આશયોમાંનો કફ દૂર થાય છે, એમ જણાવવા માટે જ અહીં ‘ ऊर्ध्वम् उत्क्षिपति ’–એમ ઊંચે કફનું ખેંચાણ કહ્યું છે; અર્થાત્ વમનક્રિયા, આમાશયથી માંડી કફના વૈકારિક મૂલસંયોગને તોડીને છેક છાતી સુધીનો તે કફનો સંયોગ ઉખેડી કાઢે છે; તેમાં આપેલ દૃષ્ટાંત સ્પષ્ટ છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં કંઈક વધુ ઠીક લખે છે: પ્રથમ કહેવાયું છે કે, 'છાતી કફનું વિશેષ સ્થાન છે;' અને અહીં આમાશયને કફનું વિશેષ સ્થાન જણાવે છે; જોકે આમાશયને પણ કફનાં સ્થાનોમાં તો ગણેલ જ છે, છતાં કફના મુખ્ય સ્થાન તરીકે આમાશય કહેવાયો નથી; જોકે સુશ્રુતે આમાશયને મુખ્ય માન્યો છે; પરંતુ અહીં ઘણા ટીકાકારો 'આમાશય' શબ્દ ઉપરથી 'આમાશયની ઉપરનો ભાગ' (છાતી) લેવા જણાવે છે. યોગીન્દ્રનાથ સેને પણ અહીં ટીકા કરતાં 'तत्र आमाशयस्य ऊर्ध्वभागे–उरोलक्षणे' એમ કહ્યું છે; અર્થાત્ તે પણ 'આમાશય' શબ્દ ઉપરથી અહીં છાતીનું જ ગ્રહણ કરે છે; છતાં અહીં આમાશયનું પોતાનું જ ગ્રહણ કરવામાં આવે તોપણ ખાસ વાંધો નથી; કારણ કે આમાશય એ કલેદક કફનું સ્થાન છે અને વમનથી એ કલેદક કફ જ્યારે બહાર નીકળી જાય છે, ત્યારે એ સ્થળે માંસપેશીઓની પ્રતિલોમ ગતિ થવાથી ફેફસાં તથા કંઠનાડીઓમાં રહેલો કફ પણ બહાર નીકળી જાય છે; કારણ કે વમન કરાવનાર ઔષધ બે પ્રકારનું હોય છે એક તો આમાશયની વાતનાડીઓ ઉપર પોતાનો પ્રભાવ પાડે છે અને બીજું મસ્તિષ્કમાં રહેલ વામક કેન્દ્રને ઉત્તેજિત કરે છે; એમ બન્ને પ્રકારનું વામક ઔષધ કફને બહાર કાઢે છે; પરંતુ બીજા પ્રકારનું ઔષધ વાયુના માર્ગો દ્વારા કફના સ્રાવને પણ વધુ પડતો કરે છે. ૨૮

## ચિકિત્સામાં રોગના તથા ઔષધના જ્ઞાનની આવશ્યકતા

**रोगमादौ परीक्षेत ततोऽनन्तरमौषधम् ।**
**ततः कर्म भिषक्पश्चाज्ज्ञानपूर्वं समाचरेत् ॥२९॥**

**વૈદ્યે પ્રથમ રોગની પરીક્ષા કરવી જોઈએ; તે પછી ઔષધની પરીક્ષા કરવી જોઈએ અને તે પછી તેઓના જ્ઞાનપૂર્વક ચિકિત્સાકર્મ કરવું જોઈએ.**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: વૈદ્યે પ્રથમ રોગની પરીક્ષા કરવી એટલે રોગની ન્યૂનાધિકતાનાં ચિહ્નોની ખાસ વિશેષ તપાસ કરવી જોઈએ; તેમ જ હરકોઈ રોગ સાધ્ય છે, અસાધ્ય છે, મૃદુ છે કે દારુણ છે, એનાં ચિહ્નોની પણ વિશેષ તપાસ અવશ્ય કરવી જોઈએ; આ પરીક્ષાની ખાસ જરૂર આ કારણે છે કે વૈદ્યથી સાધ્ય કરાતી ક્રિયાઓ તે રોગપરીક્ષાને અધીન હોય છે; તે પછી વૈદ્ય ઔષધની પરીક્ષા આ રીતે કરવી જોઈએ કે, 'આ ઔષધ આવી પ્રકૃતિનું છે, આવા ગુણવાળું છે, આવા પ્રભાવવાળું છે અને આવા વ્યાધિ ઉપર તે યોગ્ય છે' એમ રોગપરીક્ષાપૂર્વક ઔષધપરીક્ષા કરવી જોઈએ; કારણ કે રોગને દૂર કરવામાં પ્રધાન કારણ તો ઔષધ જ હોય છે. તે પછી બીજાં પણ પરીક્ષા કરવાયોગ્ય દેશ, કાળ, માત્રા વગેરેના જ્ઞાનપૂર્વક–એટલે દેશ, કાળ તથા માત્રા વગેરેને પ્રમાણ કરી–અનુસરીને ચિકિત્સારૂપ કર્મ કરવું જોઈએ.

શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે: 'હવે અહીં શંકા થાય છે કે વાતાદિનાં આત્મરૂપો, કર્મો તથા લક્ષણો જાણવાનું શું કારણ છે? આનું સમાધાન આ શ્લોકમાં અહીં કહે છે: પ્રથમ વૈદ્યે રોગની પરીક્ષા કરવી; પરંતુ એ રોગની પરીક્ષામાં વાતાદિનાં લક્ષણોનું જ્ઞાન ખાસ જરૂરી હોય છે; તે પછી ઔષધની પરીક્ષા કરવાની હોય છે, પરંતુ તે પરીક્ષામા રોગના જ્ઞાનની ખાસ જરૂર હોય છે. આ કારણે રોગની પરીક્ષા કર્યા પછી ઔષધની પરીક્ષા કરવી ઘટે છે; આ જ કારણે બરાબર રોગપરીક્ષા તથા ઔષધપરીક્ષા કર્યા પછી જ ચિકિત્સારૂપ ક્રિયા થઈ શકે છે, તે અહીં કહે છે. આસ્થાપન આદિ ચિકિત્સાને પોતે બીજે જોઈ હોય તે જ પ્રમાણેના તે જ્ઞાનપૂર્વકની એ ચિકિત્સા પણ રોગ આદિની પરીક્ષાપૂર્વક જ કરવી જોઈએ.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં લાંબી ટીકા લખે છે: 'અર્થાત્ સૌની પહેલાં રોગની પરીક્ષા જો ન કરાય તો ઔષધની વ્યવસ્થા કરી શકાતી નથી; એ જ કારણે પ્રથમ રોગનું નિદાન તેમ જ એ વાતજ છે, પિત્તજ છે, કફજ છે, દ્વંદ્વજ છે, સાંનિપાતિક છે કે આગંતુ છે? એ નક્કી કરવું ખાસ આવશ્યક હોય છે; પછી કયો દોષ અનુબંધ્ય છે અને કયો દોષ અનુબંધ છે? કયો દોષ વધેલો છે, કયો ક્ષીણ છે અને કયો સમ છે? ઇત્યાદિ પરીક્ષા કરવી જોઈએ. પછી આ ઔષધ આ રસવાળું, આ વીર્યવાળું, આ વિપાકવાળું તથા આ પ્રભાવવાળું છે, માટે આ રોગ ઉપર આ ઔષધ જ આપવું જોઈએ. વળી આ ઔષધ અમુક ગુણોથી યુક્ત છે અને કીડા વગેરેએ તેને ખાધું પણ નથી; એમ ઔષધપરીક્ષા કરવી જોઈએ; અને તે પછી દેશ, કાળ તથા માત્રા આદિના જ્ઞાનપૂર્વકની ચિકિત્સા શરૂ કરવી જોઈએ. રોગપરીક્ષામાં દેશ તથા કાળની પરીક્ષા પણ આવશ્યક હોય છે. આમ જ્ઞાનપૂર્વક ચિકિત્સા કરવાનું કહીને સૂચિત કર્યું છે કે વૈદ્યે બરાબર નિયમપૂર્વકનું શાસ્ત્રીય અધ્યયન કરેલું હોવું જ જોઈએ, ઉપરાંત ચિકિત્સાક્રિયાદર્શન પણ તેણે કરેલું હોવું જોઈએ; અને તે પછી જ એવું જ્ઞાન ધરાવતો એ વૈદ્ય ચિકિત્સાકર્મ શરૂ કરે; અહીં 'कर्म' શબ્દનો

અર્થ સ્નેહ, સ્વેદ, વમન, વિરેચન, આસ્થાપન તથા અનુવાસનરૂપ ચિકિત્સાક્રિયા, એવો કરાય છે. ૨૯

### રોગવિજ્ઞાન સિવાયની ચિકિત્સાની સફળતા દૈવેચ્છા ઉપર રહે

**यस्तु रोगमविज्ञाय कर्माण्यारभते भिषक् ।**
**अप्यौषधविधानज्ञस्तस्य सिद्धिर्यदृच्छया ॥ ३० ॥**

જે વૈદ્ય ઔષધવિધાન કે ઔષધક્રિયાને જાણતો હોય છતાં રોગને જાણ્યા વિના એટલે રોગજ્ઞાન વિના જ ચિકિત્સારૂપ કર્મોનો આરંભ કરે છે, તેની (તેમાં) સિદ્ધિ કે સફળતા યદૃચ્છાથી કે દૈવેચ્છાથી–અનિયમે થાય છે; અર્થાત્ તેવા વૈદ્યની ચિકિત્સા અવશ્ય સફળ થાય, એવું હોતું નથી; પણ ઘુણાક્ષરન્યાયે તેની ચિકિત્સાક્રિયા કોઈ કાળે કદાચ સફળ થાય, પરંતુ અવશ્ય સફળ થાય, એવું હોતું નથી.

શ્રી ગંગાધર અહીં આવો ભાવ પ્રદર્શિત કરે છે કે રોગવિજ્ઞાન હોય નહિ, છતાં જે વૈદ્ય ચિકિત્સાકર્મ આરંભે છે, તેની સફળતા કદાચ દૈવયોગે રોગને અનુસરતી ચિકિત્સા જો થઈ જાય તો થાય છે; પરંતુ એકાન્તે કરી અવશ્ય સફળતા કહી શકાતી નથી. ૩૦

### કેવા વૈદ્યની ચિકિત્સા અવશ્ય સફળ થાય?

**यस्तु रोगविशेषज्ञः सर्वभैषज्यकोविदः ।**
**देशकालप्रमाणज्ञस्तस्य सिद्धिरसंशयम् ॥ ३१ ॥**

પરંતુ જે વૈદ્ય રોગની વિશેષતાઓને અથવા સર્વ રોગોના સર્વ પ્રકારોને બરાબર જાણતો હોય, તેમ જ સર્વ પ્રકારની ઔષધક્રિયાને પણ બરાબર કરી જાણતો હોય અને દેશ, કાળ તથા માત્રાના પ્રમાણને પણ જે જાણતો હોય, તેની સિદ્ધિ અથવા ચિકિત્સા ક્રિયામાં સફળતા નિઃસંશય થાય છે–તેણે આરંભેલી ચિકિત્સા અવશ્ય સફળ થાય છે.

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'પ્રકૃતિ, અધિષ્ઠાન તથા સમુત્થાન આદિપૂર્વકનું જેને રોગનું જ્ઞાન હોય, સર્વ ઔષધવિધાનોને જે જાણતો હોય તેમ જ દેશ, ભૂમિ, રોગી, કાળ તથા માત્રાનું જ્ઞાન જે ધરાવતો હોય, તે વૈદ્યની ચિકિત્સાક્રિયા અવશ્ય સફળ થાય છે; કેમ કે તેણે શરૂ કરેલી એ ચિકિત્સા બરાબર વિધિપૂર્વક કરાયેલી હોય છે. અહીં 'દેશ' શબ્દમાં રોગીનું બળ, શરીર, આહાર, સાત્મ્ય, સત્ત્વ, પ્રકૃતિ તથા ઉંમરનો સમાવેશ સમજી લેવાનો છે. ૩૧

### અધ્યાયના વિષયોનો સંક્ષેપ

**संग्रहः प्रकृतिर्देशो विकारमुखमीरणम् ।**
**असंदेहोऽनुबन्धश्च रोगाणां संप्रकाशितः ॥ ३२ ॥**
**दोषस्थानानि रोगाणां गणा नानात्मजाश्च ये ।**
**रूपं पृथक्त्वाद्दोषाणां कर्म चापरिणामि यत् ॥ ३३ ॥**
**पृथक्त्वेन च दोषाणां निर्दिष्टाः समुपक्रमाः ।**
**सम्यग्महति रोगाणामध्याये तत्त्वदर्शिना ॥ ३४ ॥**

તત્ત્વદ્રષ્ટા મહર્ષિ આત્રેયે રોગોના આ મોટા અધ્યાયમાં રોગોનો (ચાર પ્રકારરૂપે) સંક્ષેપ, રોગોની (આગન્તુ તથા નિજરૂપે બે પ્રકારની) પ્રકૃતિ, (મન તથા શરીર એવા બે ભેદથી) દેશ એટલે રોગોનું (બે પ્રકારનું) આશ્રયસ્થાન, વિકારોનું અસંખ્યપણું, (રોગોનું) મુખ એટલે આગંતુ તથા નિજવિકારનું પ્રેરક અસાત્મ્યઇંદ્રિયાર્થસંયોગ વગેરે; અસંદેહ એટલે જુદાં જુદાં લક્ષણો તથા રોગોનો પરસ્પર અનુબંધ સારી રીતે પ્રકાશિત કર્યો છે; તેમ જ વાતાદિ દોષોનાં સ્થાનો એટલે શરીરમાંના સ્થાનવિભાગો, રોગોના અનેક પ્રકારના ગણો કે સમુદાયો જેમ કે ૮૦ વાતવિકારો, ૪૦ પિત્તવિકારો તથા ૨૦ કફવિકારો; વાતાદિ દોષોનાં અલગ અલગ રૂપ; અપરિણામી કે સહજસિદ્ધ અલગ અલગ કર્મ તથા તે તે દોષોની અલગ અલગ ચિકિત્સાઓ પણ બરાબર કહેલ છે. ૩૨–૩૪

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા શ્લોકસ્થાન વિષે 'રોગાધ્યાય' નામનો અધ્યાય ૨૦ મો સમાપ્ત

## अष्टौनिन्दितीय–अध्याय २१ मो

### મંગલાચરણ અને પ્રારંભ

**अथातोऽष्टौनिन्दितीयमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥**

પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવાની ઇચ્છા થઈ, અને તે શિષ્યોને આયુર્વેદ વિષે વધુ કહેવા માટેના અધિકારી પણ જાણ્યા, તે પછી 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારીને 'હવે અમે 'અષ્ટૌનિંદિતીય' નામનો (૨૧ મો) અધ્યાય કહીશું,' એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

યોગીન્દ્રનાથ સેન અહીં આમ શરૂઆત સમજાવે છે: પ્રથમ ભેષજાધ્યાય ચતુષ્કમાં ભેષજ કહ્યું, તે પછી રોગા-

ધ્યાય ચતુષ્કમાં રોગો કહ્યા; હવે રોગ તથા ભેષજની કે ઔષધની યોજનાને કહેનાર 'યોજનાચતુષ્ક' નામના ચાર અધ્યાયો કહેવામાં આવે છે; તેમાં પહેલો 'અષ્ટૌનિંદિતીય' નામનો આ (૨૧મો) અધ્યાય શરૂ કરવામાં આવે છે.

જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધર અહીં આવી શરૂઆત સમજાવે છે: પૂર્વના રોગાધ્યાય ચતુષ્કમાં રોગોનું નિરૂપણ કર્યા પછી એ રોગો ઉપર ભેષજની યોજના જે રીતે કરવી જોઈએ, તેનો ઉપદેશ કરવા 'યોજનાચતુષ્ક' નામના ચાર અધ્યાયોની હવે શરૂઆત કરે છે; તેમાં જુદા જુદા રોગો પર ભેષજની યોજના કરવા વિષે જુદા જુદા પ્રકારના શરીરની અપેક્ષા રહે છે, એ જ કારણે કફ સંબંધી નાનાત્મજ રોગોમાં 'અતિસ્થૌલ્ય' નામે રોગ કહ્યો છે; તેમાં ભેષજની યોજના કરવા માટે 'અષ્ટૌનિન્દિતીય' નામનો આ અધ્યાય શરૂ કરે છે. આ અધ્યાયની શરૂઆતના બીજા સૂત્રના આરંભમાં 'अष्टौ निन्दिताः पुरुषा भवन्ति' એવું વાક્ય શરૂ કરતાં 'अष्टौ निन्दित इति पदम् अधिकृत्य कृत. अध्यायः अष्टौनिन्दितीय. 'આઠ નિંદિત' એ પદનો અધિકાર કરી, તે પદને ઉદ્દેશી રચવામાં આવેલો આ અધ્યાય-'અષ્ટૌનિંદિતીય' કહેવાય છે.' આવું આ અધ્યાયનું નામ રાખવામાં કારણ છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આવી શરૂઆત જણાવે છે: પહેલાં રોગોને લગતા 'રોગચતુષ્ક' નામના ચાર અધ્યાયોમાં રોગો કહેવાયા છે; હવે ઔષધોને લગતા 'ભેષજ્યચતુષ્ક' નામના ચાર અધ્યાયોમાં, રોગ અને તેના ઉપરના ઔષધોની યોજના જે રીતે કરવી જોઈએ, તે કહેવા માટે યોજનાને લગતા 'યોજનાચતુષ્ક' નામના ચાર અધ્યાયો કહેવામાં આવે છે; એ યોજના, રોગની સાથે ઔષધોની હોય છે, અને તે લગભગ શરીરની જ અપેક્ષા રાખે છે, એવા હેતુથી શરીરના ભેદોનું પ્રતિપાદન કરનારો 'અષ્ટૌનિન્દિતીય' નામનો આ અધ્યાય શરૂ કરવામાં આવે છે. ૧

## શરીરથી નિંદિત આઠ પુરુષો

**इह खलु शरीरमधिकृत्याष्टौ निन्दिताः पुरुषा भवन्ति; तद्यथा-अतिदीर्घश्चातिह्रस्वश्चातिलोमा चालोमा चातिगौरश्चातिकृष्णश्चातिस्थूलश्चातिकृशश्चेति ॥२**

**આ સંસારમાં શરીરને ઉદ્દેશી આઠ પુરુષો નિંદિત હોય છે; તે જેમ કે અતિશય વધુ પ્રમાણમાં લાંબો, અતિશય વધુ પ્રમાણમાં ટૂંકો, શરીર પર ઘણાં જ રૂંવાડાં કે રૂંછાડવાળો, શરીર પર બિલકુલ રૂંવાડાં જેને ન હોય, અતિશય વધુપડતા ધોળા રંગનો, અતિશય વધુપડતા કાળા રંગનો, શરીરે અતિશય વધુપડતો જાડો અને શરીરે અતિશય વધુપડતો પાતળો. ૨**

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'આ આયુર્વેદતંત્ર અથવા આ અગ્નિવેશતંત્ર ખાસ શરીરને લગતા વ્યાધિઓની ચિકિત્સાને જ મુખ્યત્વે દર્શાવે છે, તેથી અહીં કેવળ શરીરનો જ અધિકાર ચાલુ કરી, શરીરને જ ઉદ્દેશીને નિંદ્ય ગણાતા આઠ પુરુષોને જણાવે છે; જોકે મનને ઉદ્દેશી નિંદ્ય ગણાતા અધાર્મિક, કંજૂસ આદિ પુરુષો પણ આ સંસારમાં હોય છે, પરંતુ તેઓનો ઉપયોગ અહીં છે જ નહિ, તેથી તેઓને અહીં કહ્યા નથી; અહીં ગણેલા આઠ પુરુષો શરીરે કદ્રૂપા કે બેડોળ હોય છે, તેથી લોકો તેઓને નિંદે છે; આ આઠમાંથી અતિશય સ્થૂલ-જાડા તથા અતિશય કૃશ-પાતળા માણસોની જ ચિકિત્સા અહીં કહેવામાં આવશે; બાકીના અતિશય લાંબા વગેરે ૭ તો પ્રાસંગિક અહીં કહ્યા છે.

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં શરીરને ઉદ્દેશી નિંદિત ગણાતા પુરુષો કહ્યા છે, પરંતુ મનને ઉદ્દેશી નિંદિત ગણાતા ખલ, શઠ-લુચ્ચા વગેરે લોકોને કહ્યા નથી: તેમાં કારણ આ છે કે આ આયુર્વેદતંત્રમાં કેવળ શરીરને જ લગતા વ્યાધિઓની ચિકિત્સા મુખ્ય તરીકે કહી છે. અતિશય લાંબા વગેરે છને અહીં નિંદ્ય તરીકે કહ્યા છે, તે તો પ્રસંગવશાત્ કહ્યા છે; કેમ કે શરીરની નિંદાનો આ અધિકાર છે; છતાં કૂબડા, કાણા, બાંગી ગયેલા કે વાંકા વળી ગયેલા વગેરે શરીરના અમુક ભાગમાં નિંદ્ય ગણાતા લોકો અહીં કહ્યા પણ નથી; (પરંતુ તેઓને તો નિંદ્ય તરીકે અહીં ગણવા જ જોઈએ એમ ચક્રપાણિ, 'अतिदीर्घश्चेत्यादि चकारः कुब्जादिनिन्दितग्रहणार्थम्'-મૂળમાં 'अतिदीर्घः च' એમ પ્રત્યેક પદની પાસે 'च'કારો મૂક્યા છે, તેથી કૂબડા વગેરે નિંદિત પુરુષોનું પણ ગ્રહણ સૂચવે છે.) આ બધા જે નિંદિત ગણાય છે, તે દેખાવમાં તેઓ નિંદિત હોય છે, તે કારણે નિંદિત ગણાતા નથી; કેમ કે ઘણાયે અતિ લાંબા વગેરે માણસો પણ આકૃતિની સુંદરતાથી સુંદર ગણાય છે; પરંતુ તેઓમાં અમુક અમુક ક્રિયાઓ કે ચેષ્ટાઓ જ ખરાબ હોય છે, તે કારણે તેઓને નિંદિત કહ્યા છે. જો આમ છે, તો અતિશય લાંબા વગેરે છ પુરુષોમાં અમુક કાર્યક ક્રિયા કે ચેષ્ટા કદાચ ખરાબ હોય છતાં તેઓના એ દૂષણને અતિશય નિંદ્ય તરીકે અહીં કહેલ નથી, તે અહીં જાણવું જરૂરી છે; અર્થાત્ વધુપડતી લંબાઈ વગેરેને ખાસ દૂષણરૂપે અહીં કહેલ

તેઓની અમુક ખાસ ચેષ્ટાઓને જ નિંદ્ય તરીકે અહીં સૂચવી છે. ( લોકોની નિંદા ઉપરથી જ આ આઠ પુરુષોને અહીં નિંદિત કહ્યા છે, એમ ચક્રપાણિ ટીકામાં જણાવે છે.) ૨

**અતિસ્થૂલ માણસના નિંદ્યપણામાં વધુ કારણો**

तत्रातिस्थूलकृशयोर्भूय एवापरे निन्दितविशेषा भवन्ति। अतिस्थूलस्य तावदायुषो ह्रासो जवोपरोधः कृच्छ्रव्यवायता दौर्बल्यं दौर्गन्ध्यं स्वेदाबाधः क्षुदतिमात्रं पिपासातियोगश्चेति भवन्त्यष्टौ दोषाः॥ तदतिस्थौल्यमतिसम्पूरणाद्गुरुमधुरशीतस्निग्धोपयोगादव्यायामादव्यवायाद्दिवास्वप्नाद्धर्षनित्यत्वादचिन्तनाद्बीजस्वभावाच्चोपजायते॥ तस्यातिमात्रं मेदस्विनो मेद एवोपचीयते न तथेतरे धातवः, तस्मादायुषो ह्रासः; शैथिल्यात् सौकुमार्याद्गुरुत्वाच्च मेदसो जवोपरोधः, शुक्राबहुत्वान्मेदसावृतमार्गत्वाच्च कृच्छ्रव्यवायता, दौर्बल्यमसमत्वाद्धातूनां, दौर्गन्ध्यं मेदोदोषान्मेदसः स्वभावात्स्वेदनत्वाच्च, मेदसः श्लेष्मसंसर्गाद्विष्यन्दित्वाद्बहुत्वाद्व्यायामासहत्वाच्च स्वेदाबाधः, तीक्ष्णाग्नित्वात्प्रभूतकोष्ठवायुत्वाच्च क्षुदतिमात्रं पिपासातियोगश्चेति॥ ३॥

તેઓમાં જેઓ અતિશય સ્થૂલ હોય કે અતિશય કૃશ હોય, તેઓમાં બીજા ઘણાયે નિંદિત દોષો હોય છે. ( જેમ કે ) અતિશય સ્થૂલ કે જાડા માણસમાં આ આઠ દોષો ( ખાસ ) હોય છે: તેનું આયુષ ઓછું હોય, તેમાં વેગનું રોકાણ એટલે શરીરની સ્ફૂર્તિ ઘણી ઓછી હોય; મુશ્કેલીએ મૈથુન કરવાપણું એટલે મૈથુનશક્તિ પણ ઓછી હોય; દુર્બળતા હોય, દુર્ગંધીપણું હોય એટલે તેના શરીરમાંથી દુર્ગંધ નીકળ્યા કરે છે; પરસેવો ખૂબ આવે છે, ભૂખ બહુ જ લાગે છે અને તરશ પણ ખૂબ લાગે છે. ( આવા આઠ દોષો જાડા માણસમાં હોય છે; ) વળી તે માણસનું અતિસ્થૂલપણું કે જાડાઈ ખૂબ વધારે ખાવાથી થાય છે; તેમ જ ભારે, મધુર, શીતળ તથા સ્નિગ્ધ પદાર્થોનો વધુ ઉપયોગ કરવાથી થાય છે; ઉપરાંત મૈથુન નહિ કરવાથી, કસરત નહિ કરવાથી, દિવસે ઊંઘવાથી, કાયમ આનંદી રહેવાથી, કોઈ જાતની ચિંતા કે વિચારો નહિ કરવાથી તેમ જ બીજના સ્વભાવથી એટલે કે વધારે જાડાં માતાપિતાથી ઉત્પન્ન થવાના કારણે પણ થાય છે. વળી તેવા અતિશય મેદવાળા જાડા માણસનો મેદ જ હમેશાં વધ્યા કરે છે; તેની બીજી ધાતુઓ તેવી ખૂબ વધતી નથી, એ કારણે તેના આયુષનો હ્રાસ થાય છે; તેવા ખૂબ જાડા માણસનું આયુષ ઓછું હોય છે વળી મેદ ધાતુ પોતે શિથિલ ( ઢીલી ), અતિશય કોમળ તથા ભારે હોય છે, તેથી જેનામાં એ મેદ ખૂબ વધારે હોય તેવા જાડા માણસના વેગનું રોકાણ હોય-તેનામાં સ્ફૂર્તિ ઘણી જ ઓછી હોય; વળી તે જાડા ( મેદસ્વી ) માણસમાં વીર્ય ઓછું હોય અને તેના ( શરીરની અંદરના ) માર્ગો મેદથી ઢંકાયેલા હોય છે, તે કારણે તે મહામુશ્કેલીએ ( થોડુંક જ ) મૈથુન કરી શકે છે. વળી તેની બધી ધાતુઓ એકસરખી હોતી નથી, એ કારણે તેના શરીરમાં દુર્બળતા હોય છે. વળી મેદના દોષથી, મેદના સ્વભાવથી અને મેદ પરસેવો લાવનાર હોવાથી તે ( મેદસ્વી ) માણસના શરીરમાં દુર્ગંધ હોય, તેના શરીરમાંથી દુર્ગંધ નીકળ્યા કરે છે; વળી મેદ ધાતુને કફનો સંસર્ગ હોવાથી, (તેમજ એ મેદ પોતે પણ) વિષ્યંદી હોવાથી એટલે કે પરસેવાને બહાર વહેવડાવનાર હોવાથી, (મેદનું) પોતાનું પ્રમાણ પણ ખૂબ વધુ હોવાથી અને (તે મેદવાળો માણસ) કસરતને પણ સહન કરી શકતો હોતો નથી, એ કારણે તે માણસને પરસેવાની પીડા કે હરકત રહ્યા જ કરે છે; (કાયમ) ખૂબ પરસેવો આવ્યા કરે છે; તેમ જ એ (જાડા) માણસનો જઠરાગ્નિ તીક્ષ્ણ હોય છે અને તેના કોઠામાં વાયુ ખૂબ વધારે હોય છે, તે કારણે તેને ભૂખ અતિશય વધારે લાગે છે અને તૃષાનો પણ અતિયોગ હોય છે એટલે તરશ પણ ખૂબ લાગે છે. ૩

યોગીન્દ્રનાથ સેન અહીં જણાવેલી અતિસ્થૂલતાનાં નિદાનોની પેઠે સુશ્રુતે પણ જે નિદાનો કહ્યાં છે, તેઓને આ પ્રમાણે ટાંકી બતાવે છે: 'तत्र श्लेष्मलाहारसेविनोऽध्यशनशीलस्याव्यायामिनो दिवास्वप्नरतस्य चाम एवान्नरसो मधुरतरश्च शरीरमनुक्रामन्नतिस्नेहाद् मेदो जनयति, तदतिस्थौल्यमापादयति। (सुश्रुत–सूत्र. १५ अ.)–તેમાં જે માણસ કફકારક આહારો સેવતો હોય, અજીર્ણ હોય છતાં જમવાનો સ્વભાવ ધરાવતો હોય, કસરત કરતો ન હોય,

દિવસે ખૂબ વધારે ઊંઘતો હોય, તેનો શરીરમાં રહેતો કાચો જ અન્નરસ અતિશય મધુર બની શરીરમાં અનુક્રમે ગતિ કરતો રહી અતિસ્નેહના કારણે મેદને ઉત્પન્ન કરે છે અને તે જ મેદ શરીરની અતિ સ્થૂલતા ઉપજાવે છે.' અહીં એક શંકા થાય છે કે, મેદવાળા માણસનો જઠરાગ્નિ તો તીક્ષ્ણ હોય છે, છતાં તેના શરીરમાં આમરસ કઈ રીતે સંભવે છે? આનું સમાધાન આ છે કે, આ દોષ નથી; જઠરાગ્નિ ભલે તીક્ષ્ણ હોય, છતાં જેનો સ્વભાવ કફજનક આહારો સેવવાનો અને અજીર્ણમાં ભોજન કરવાનો હોય; તેમ જ જે માણસ ભોજનકાળ વીતી ગયા પછી ભોજન કરતો હોય, તેનો જઠરાગ્નિ બગડે છે, તેથી તેનામાં આમરસ પણ સંભવે છે એવા અતિશય સ્થૂલ બનેલા મેદસ્વી માણસમાં આયુષ્યનો હ્રાસ વગેરે દોષો પણ હોય છે, તે અહીં કહે છે: જે માણસ અતિશય મેદવાળો અને અતિશય સ્થૂલ શરીરવાળો હોય તેના શરીરમાં મેદ જ પુષ્ટ થયા કરે છે, પરંતુ બીજી ધાતુઓ તેવી પુષ્ટ થતી નથી; અર્થાત્ અતિશય સ્થૂલ શરીરવાળા માણસમાં મેદને લીધે સ્રોતો અત્યંત રૂંધાઈ-રોકાઈ જાય છે, તેથી આહારનો રસ સર્વ સ્થળે વૃત્તિ મેળવી શકતો નથી, જેથી તેના શરીરમાં લગભગ મેદ જ વધ્યા કરે છે; બાકીનો જે થોડો અન્નરસ થાય, તે ખૂબ થોડો હોવાના કારણે બાકીની ધાતુઓનું પોષણ કરવા સમર્થ થતો નથી; એથી તે બાકીની ધાતુઓ બરાબર પોષણ પામતી નથી; એમ એ બીજી ધાતુઓની બરાબર પુષ્ટિ નહિ થવાના કારણે તે મેદસ્વી માણસના આયુષ્યનો હ્રાસ થાય છે, વળી મેદ એ શિથિલ હોય છે એટલે કે અસંઘાતરૂપ હોય છે, તેથી તેમ જ કોમળ અને ભારે હોય છે, તેથી પણ એ મેદસ્વી માણસનો વેગ રુંધાઈ જાય છે; તેના શરીરમાં સ્ફૂર્તિ ઘણી જ ઓછી હોય છે; વળી તેવા માણસમાં વીર્ય ઘણું ઓછું હોય છે અને તેના માર્ગો પણ મેદથી રૂંધાઈ ગયા હોય છે, તે કારણે એ માણસ ઘણી મુશ્કેલીએ મૈથુન કરી શકે છે અને તેની બીજી ધાતુઓ પણ અસમ હોય છે, તેથી તેનામાં દુર્બળતા હોય છે; કેમ કે તેના શરીરની બધી ધાતુઓમાં મેદની જેટલી પુષ્ટિ થાય છે, તેટલી બીજી ધાતુઓ પુષ્ટ થતી નથી; જોકે ચય તો સરખો જ હોય છે, છતાં પ્રથમથી ચય પામેલું મેદ જ અતિ વધુ પ્રમાણમાં ચય પામે છે; એ કારણે તે મેદસ્વી માણસની ધાતુઓ અસમ કે સમાનતાથી રહિત હોય છે. વળી તેનો મેદ પણ દુષ્ટ બન્યો હોય છે-બગડ્યો હોય છે, તેથી દુર્ગંધી હોય છે. વળી મેદનો સ્વભાવ પણ આમગંધી હોય છે અને સ્વભાવથી જ તે પરસેવો પણ લાવે છે, તેથી તેનામાં દુર્ગંધપણું હોય છે; જ્યાં જ્યાં સ્વેદ હોય ત્યાં દુર્ગંધપણું પણ અનુભવસિદ્ધ હોય છે. વળી મેદને કફનો સંબંધ હોવાથી તેનામાં વિષ્યંદીપણું થાય છે એટલે કે સ્વેદવાહી શિરાઓના મૂળમાંથી સ્વેદનું ઝરણ કરાવે છે; વળી પ્રમાણમાં પણ તે ઘણો હોય છે, તેથી એ મેદસ્વી માણસને તે કસરત પણ સહન કરાવી શકતો નથી; તેમ જ પરસેવાને લીધે તેને પીડા થાય છે એટલે કે તે માણસને પરસેવો ઘણો જ આવતો હોવાથી ઘણો કંટાળો આવે છે. વળી તે માણસનો જઠરાગ્નિ ઘણો જ તીક્ષ્ણ હોય છે અને તેના કોઠામાં વાયુ પણ ઘણો જ હોય છે, તેમ જ એનાં સ્રોતો મેદથી રુંધાયેલાં હોઈ કોઠામાં વાયુ ઘણો જ પ્રબળ હોય છે, એ કારણે તે માણસને ભૂખ ખૂબ જ લાગે છે અને તરસ પણ અતિશય વધારે લાગે છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહ્યું છે કે, 'तमतिस्थूलं क्षुद्रश्वासपिपासाक्षुत्स्वप्नस्वेदगात्रदौर्गन्ध्यक्रथनगात्रसादगद्गदत्वानि क्षिप्रमेवाविशन्ति, सौकुमार्यान्मेदसः सर्वक्रियास्वसमर्थः कफमेदोनिरुद्धमार्गत्वाच्चाल्पव्यवायो भवति, आवृतमार्गत्वादेव शेषा धातवो नाप्यायन्तेऽत्यर्थम्, अतोऽल्पप्राणो भवति, इति-મેદને લીધે અતિશય સ્થૂલ બનેલા તે માણસમાં ક્ષુદ્રશ્વાસ, તરસ, ભૂખ, નિદ્રા, પરસેવો, શરીરની દુર્ગંધ, ગળામાં ઘુરઘુરાટ, શરીરની શિથિલતા અને વાણીમાં ગળગળાપણું તરત જ દાખલ થાય છે; વળી મેદ અતિશય કોમળ હોય છે, તે કારણે સર્વ ક્રિયાઓ કરવામાં તે માણસ અસમર્થ થાય છે અને તેના અંદરના માર્ગો કફથી તથા મેદથી રુંધાઈ ગયેલા હોય છે, તે કારણે તેનામાં મૈથુન કરવાની શક્તિ ઓછી હોય છે; વળી અંદરના માર્ગો મેદથી રુંધાઈ ગયેલા હોય છે, એ જ કારણે તે માણસની બાકીની ધાતુઓ અત્યંત પુષ્ટ થતી નથી; અને એ જ કારણે તેના પ્રાણ કે જીવન પણ ઓછાં હોય છે.' વૃદ્ધ વાગ્ભટે પણ આ સંબંધે અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાન ૨૪મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'अतिस्थौल्यादतिक्षुत्तृट्प्रस्वेदश्वासनिद्रता। आयासाक्षमताजाड्यमल्पायुर्बलवेगता। दौर्गन्ध्यं गद्गदत्वं च भवेन्मेदोऽतिपुष्टितः-મેદ વધવાથી માણસના શરીરમાં અત્યંત પુષ્ટિ થવાથી કે ખૂબ વધારે સ્થૂલતા થવાને લીધે ભૂખ ઘણી જ લાગે, તરસ પણ ખૂબ લાગે; પરસેવો ખૂબ આવે, શ્વાસ થાય, ઊંઘ વધુ આવે, પરિશ્રમ કરવાની શક્તિ ન રહે, જડતા થાય અને આયુષ, બળ તથા વેગ અથવા સ્ફૂર્તિ પણ ઓછાં થઈ જાય; તેમ જ શરીરમાં દુર્ગંધ થાય અને વાણી ગળગળી થાય.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ લખે છે: 'અતિમેદવાળા માણુસમાં વીર્ય ઓછું થતાં મૈથુન શક્તિ ઓછી થાય છે; અર્થાત્ એ પુરુષમાં જ્યાં વીર્ય ઓછું થાય છે, ત્યાં ઇંદ્રિયની અંદર મેદ જમા થાય છે અને એ જ કારણે મૈથુનના સમયે ઇંદ્રિયમાં એકત્ર થતા લોહીનું સ્થાન પણ ઓછું થઈ જાય છે, તેથી એ માણુસના ગુહ્યઇંદ્રિયના ઉત્થાનમાં પણ દૃઢતા હોતી નથી. ૩

भवन्ति चात्र–અહીં આ શ્લોકો છે:

### મેદસ્વી માણુસના જઠરાગ્નિની તીક્ષ્ણતા સંબંધે વધુ વિવરણ

मेदसावृतमार्गत्वाद्वायुः कोष्ठे विशेषतः ।
चरन् सन्धुक्षयत्यग्निमाहारं शोषयत्यपि ॥ ४ ॥
तस्मात्स शीघ्रं जरयत्याहारं चातिकाङ्क्षति ।
विकारांश्चाश्नुते घोरान् कांश्चित्कालव्यतिक्रमात् ॥५

(ખૂબ જાડા માણુસના શરીરમાં) મેદને લીધે માર્ગો રુંધાઈ જવાથી કોઠામાં વાયુ વિશેષે કરી ફર્યા કરે છે અને જઠરાગ્નિને પ્રજ્વલિત કરે છે, તેમ જ આહારને પણ શોષવી નાખે છે; જેથી તે આહાર જલદી પચી જાય છે; અને તે માણુસ આહારને પણ વધુ પ્રમાણમાં ઇચ્છે છે. પછી કેટલોક કાળ વીત્યા પછી (અથવા તેનો ભોજન-કાળ જો વીતી જાય છે, તો) તે (જાડો) માણુસ કેટલાક ઘોર વિકારોને પણ પામે છે. ૪,૫

અહીં મૂળમાંના 'कालव्यतिक्रमात्' એ પદનો અર્થ શ્રી ચક્રપાણિ તથા યોગીંદ્રનાથ સેન પોતપોતાની ટીકામાં આમ લખે છે: 'काल–व्यतिक्रमात्–भोजनकाल–अतिक्रमात्–કાળ વીતવાથી એટલે કે ભોજનનો કાળ વીતી જવાથી.' શ્રી ગંગાધર એ જ પદનો અર્થ જલ્પકલ્પતરુમાં આવો લખે છે: 'कालव्यतिक्रमात्–वयसःकालाधिक्यात्–કાળ વીત્યા પછી એટલે ઉંમર જેમ વધુ થાય તેમ તેમ એ માણુસમાં દારુણ રોગો પ્રાપ્ત થતા જાય છે.' ૪,૫

### વધુ પડતો જઠરાગ્નિ અને વાયુ શું કરે?

एतावुपद्रवकरौ विशेषादग्निमारुतौ ।
एतौ हि दहतः स्थूलं वनदावो वनं यथा ॥ ६ ॥

આ જઠરાગ્નિ તથા વાયુ (ખૂબ વધ્યા હોય તો) વિશેષે કરી ઉપદ્રવો કરે છે; અને એ બે જ અગ્નિ તથા વાયુ જેમ વનનો અગ્નિ (પવનથી વધીને) વનને બાળી નાખે છે, તેમ જાડા–મેદસ્વી માણુસને બાળી નાખે છે. (આખરે મારી જ નાખે છે.) ૬

### ખૂબ વધેલો મેદ જીવનનો નાશ કરે

मेदस्यतीव संवृद्धे सहसैवानिलादयः ।
विकारान् दारुणान् कृत्वा नाशयन्त्याशु जीवितम् ॥७

મેદ અતિશય વધી જાય, ત્યારે (કોપેલા) વાયુ વગેરે, એકાએક દારુણ વિકારો ઉત્પન્ન કરી (તે મેદસ્વી માણુસના) જીવનનો તત્કાળ નાશ કરે છે. ૭

સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયમાં આ સંબંધે જે કહ્યું છે, તેને યોગીંદ્રનાથ સેન આમ ટાંકી બતાવે છે: 'प्रमेहपिडकाज्वरभगन्दरविद्रधिवातविकाराणामन्यतमं प्राप्य पञ्चत्वमुपयाति, इति–અતિશય સ્થૂળ થયેલો માણુસ પ્રમેહ, મધુમેહ, પિડકાઓ કે ફોલ્લીઓ, જ્વર, ભગંદર, વિદ્રધિ કે વાતવિકારોમાંના કોઈ પણ એક વિકારને પ્રાપ્ત કરી મરણ પામે છે.' ૭

### અતિશય સ્થૂલ માણુસનું લક્ષણ

मेदोमांसातिवृद्धत्वाच्चलस्फिगुदरस्तनः ।
अयथोपचयोत्साहो नरोऽतिस्थूल उच्यते ॥ ८ ॥

મેદ અને માંસ અતિશય વધ્યાં હોય એ કારણે જેના ફૂલા, પેટ તથા સ્તન (અવરજવર કરતી વેળા) ચાલ્યાં કરતાં કે ડોલતાં હોય અને જે પ્રમાણે પુષ્ટિ થઈ હોય તે પ્રમાણે જેનામાં ઉત્સાહ ન હોય, તે માણુસ 'અતિસ્થૂલ' કહેવાય છે.

હિંદી ટીકાકાર અહીં વધુ સ્પષ્ટતા કરે છે કે જે માણુસના ફૂલા, પેટ તથા સ્તન ચાલતી વેળા હાલ્યા કરે અને જેના શરીરનું સંગઠન બરાબર ઠીક ન હોય એટલે કે જેટલી ઉંમરમાં જેટલી જાડાઈ જોઈએ, તેથી ખૂબ વધુ જાડાઈ જેનામાં હોય તેમ જ એ જાડાઈ અતિદૃઢ ન હોય પરંતુ ખૂબ ઢીલી હોય; અને ઉત્સાહ પણ ઓછો હોય અર્થાત્ જેટલી અને જેવી જાડાઈ હોય તે પ્રમાણે જેનામાં ઉત્સાહ પણ ન હોય, તે માણુસ અતિસ્થૂલ કહેવાય છે. ૮

### મેદસ્વી સંબંધે ઉપસંહાર તથા અતિકૃશતાનાં નિદાનો

इति मेदस्विनो दोषा हेतवो रूपमेव च
निर्दिष्टं वक्ष्यते चाप्यमतिकार्श्येऽप्यतः परम् ॥ ९ ॥
सेवा रूक्षान्नपानानां लङ्घनं प्रमिताशनम् ।
क्रियातियोगः शोकश्च निद्रावेगविनिग्रहः ॥ १० ॥
रूक्षस्योद्वर्तनं स्नानस्याभ्यासः प्रकृतिर्जरा ।
विकारानुशयः क्रोधः कुर्वन्त्यतिकृशं नरम् ॥ ११ ॥

એ પ્રમાણે મેદસ્વી માણુસના દોષો, મેદ-

-વૃદ્ધિનાં કારણો તથા મેદસ્વી માણસનું લક્ષણ કહેવાયું; હવે અતિકૃશતા વિષે જે કહેવાનું છે, તે કહેવાય છે: રૂક્ષ આહાર-પાણીનું સેવન, લંઘન કે ઉપવાસો, ખૂબ થોડા પ્રમાણમાં આહાર, (વમનાદિ) ક્રિયાઓનો અતિયોગ અથવા અતિ કામ કરવું, શોક, નિદ્રાનો વેગ રોકવો એટલે ઉજાગરા કરવા; મલ-મૂત્રાદિના વેગો રોકવા; શરીર રૂક્ષ હોવા છતાં ઉદ્વર્તન કરવું; અને રૂક્ષ હોવા છતાં તેલ આદિના માલિસ વિના જ સ્નાન કરવાની ટેવ રાખવી; પ્રકૃતિ અથવા બીજનો સ્વભાવ એટલે જન્મનાં કારણ માતાપિતાનું અતિકૃશપણું, વૃદ્ધાવસ્થા, વિકારોનો અનુશય એટલે કોઈ પણ રોગ લાંબા કાળ સુધી ચાલુ રહ્યો હોય તથા ક્રોધ, એટલાં (નિદાનો) માણસને અત્યંત કૃશ કરે છે. ૯-૧૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમા અહીં આટલું વધુ પણ જણાવે છે: 'અહીં જણાવેલ અતિકાર્શ્યના નિદાનોમાં વધારે આ પણ સમજવાં જોઈએ કે અતિશય મૈથુન તથા વધુપડતી કસરત વગેરે પણ માણસને અતિ કૃશ કરે છે; સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'तत्र पुनर् वातलाहारसेविनोऽतिव्यायामव्यवायाध्ययनभयशोकध्यानरात्रिजागरणपिपासाक्षुत्कषायाल्पाशनप्रभृतिभिरुपशोषितो रसधातुः शरीरमनुक्रामन्नल्पत्वान्न प्रीणयति, तस्मादतिकार्श्यं च जायते, इति-તેમા જે માણસ વધુ વાયડઃ આહારો કરતો હોય, અતિશય વધુ કસરત, મૈથુન, અધ્યયન, ભય, શોક, ધ્યાન કે ચિન્તન, રાત્રિ-જાગરણ, તરસ, ભૂખ, તૂરા રસનું વધુ સેવન તથા પ્રમાણથી ઓછો ખોરાક વગેરે સેવ્યા કરતો હોય, તે માણસની રસ ધાતુ સુકાઈ જાય છે, જેથી શરીરમાં ફરતી તે ધાતુ ખૂબ ઓછી થવાને લીધે રક્ત આદિ ધાતુઓને પ્રસન્ન કે પુષ્ટ કરતી નથી; એ કારણે માણસ વિષે અતિકૃશપણું ઉત્પન્ન થાય છે.' ૯-૧૧

### અતિકૃશ માણસના દોષો

व्यायाममतिसौहित्यं क्षुत्पिपासामयौषधम् ।
कृशो न सहते तद्वदतिशीतोष्णमैथुनम् ॥ १२ ॥
प्लीहा कासः क्षयः श्वासो गुल्मार्शांस्युदराणि च ।
कृशं प्रायोऽभिधावन्ति रोगाश्च ग्रहणीगताः ॥१३॥

અતિ કૃશ થયેલો માણસ (દુર્બળતાને લીધે) કસરતને કે શરીરને પરિશ્રમ ઉપજાવે તેવાં કર્મને, અતિશય તૃપ્તિને, ભૂખને, તૃષાને, (રોગને) તથા ઔષધને તેમ જ અતિ શીત, અતિ ઉષ્ણ તથા અતિ મૈથુનને સહન કરતો નથી. વળી અતિકૃશ થયેલા માણસ તરફ બરોળ, ઉધરસ, ક્ષય, શ્વાસ, ગુલ્મ કે ગોળો, અર્શસ, ઉદરરોગ તથા ગ્રહણી નામની નાડીમાં ગયેલા-અગ્નિમાંદ્ય આદિ રોગો લગભગ દોડી આવે છે. ૧૨,૧૩

યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે, અગ્નિના આશ્રયભૂત નાડીને અહીં 'ગ્રહણી' કહી છે; તેના રોગો અગ્નિની મંદતા વગેરે લેવાય છે. આ વાત સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયમાં આમ કહી છે: 'सोऽतिकृशः क्षुत्पिपासा-शीतोष्ण-वातवर्षभारादानेष्वसहिष्णुर्वातरोगप्रायोऽल्पप्राणश्च क्रियासु भवति, श्वासकासशोषप्लीहोदराग्निसादगुल्मरक्तपित्तानामन्यतम प्राप्य मरणमुपयाति-અત્યંત કૃશ થયેલો તે માણસ ભૂખ, તરસ, શીત, ઉષ્ણતા, વાયુ, વરસાદ તથા ભાર ઉપાડવો સહન કરી શકતો નથી; લગભગ વાયુના રોગો તેને થાય છે; તેનામાં પ્રાણશક્તિ ઓછી હોય છે; અને ક્રિયાઓ કે કામ કરવા તે સમર્થ હોતો નથી. વળી તે અતિકૃશ માણસ શ્વાસ, ઉધરસ, શોષ, બરોળ, ઉદરરોગ, અગ્નિની મંદતા, ગુલ્મ (ગોળો) તથા રક્તપિત્ત, એમાંના કોઈ પણ રોગને પ્રાપ્ત કરી મરણ પામે છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે કે, અતિકૃશ થયેલા માણસના સંબંધે અતિશય સ્થૂળ માણસની પેઠે કોઈ હેતુઓ દર્શાવ્યા નથી, તેનું કારણ આ છે કે, દુર્બળતારૂપ દોષ તો તેમાં પ્રત્યક્ષ દેખાતો જ હોય છે; વળી બરોળ વગેરેના રોગો પણ અત્યંત દુર્બળ એવા તેના તરફ જ એકદમ દોડી જાય છે. ૧૨,૧૩

### અતિકૃશ માણસનાં લક્ષણો

शुष्कस्फिगुदरग्रीवो धमनीजालसंततः ।
त्वगस्थिशेषोऽतिकृशः स्थूलपर्वा नरो मतः ॥१४॥

જે માણસના કૂલા, પેટ અને ડોક સુકાયેલાં હોય, ધમનીઓનાં જાળાંઓથી જે વ્યાપ્ત દેખાતો હોય, ચામડી તથા હાડકાં જ જેમાં બાકી રહ્યાં હોય અને જેના (હાડકાંઓના) સાંધા સ્થૂળ-મોટા દેખાતા હોય, તે માણસ અતિકૃશ મનાય છે. ૧૪

### અતિસ્થૂળ તથા અતિકૃશ-બન્ને રોગી ગણાય

सततव्याधितावेतावतिस्थूलकृशौ नरौ ।
सततं चोपचर्यौ हि कर्षणैर्बृंहणैरपि ॥ १५ ॥

અતિસ્થૂલ તથા અતિકૃશ એ બન્ને માણસો કાયમ રોગી જ હોય છે; તેઓની કર્ષણ તથા

બૃંહણ-ઉપચારોથી જ કાયમ ચિકિત્સા કરવી જોઈએ. ૧૫

યોગીન્દ્રનાથ સેન જણાવે છે: જે માણસ પ્રકૃતિથી અતિસ્થૂલ કે જાડો હોય અને જે પ્રકૃતિથી અતિકૃશ કે પાતળો હોય, તેઓ નિત્ય ક્લેશયુક્ત રહે છે, તે જ કારણે તેઓ નિત્યના રોગી છે; તે હેતુથી તે બન્નેની અનુક્રમે કર્ષણ તથા બૃંહણ ઉપચારોથી સતત ચિકિત્સા કરવી જોઈએ; કેમ કે તેઓ બન્ને સતત વ્યાધિયુક્ત જ હોય છે; આમાંના અતિસ્થૂલની કર્ષણ ઉપચારોથી ચિકિત્સા કરવી અને અતિકૃશની બૃંહણ ઉપચારોથી ચિકિત્સા કરવી જોઈએ, એમ સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૩૫મા અધ્યાયમાં કહે છે: कर्शयेद् बृंहयेच्चापि सदा स्थूलकृशौ नरौ। रक्षणं चैव मध्यस्य कुर्वीत सततं भिषक्–વૈદ્યે સ્થૂલ અને કૃશ માણસોની અનુક્રમે કર્ષણથી તથા બૃંહણથી કાયમ ચિકિત્સા કરવી; પરંતુ નહિ અતિ સ્થૂલ તથા નહિ અતિ કૃશ એવા મધ્યમ માણસની તો કાયમ એની એ જ સ્થિતિમાં રક્ષા કરવી જોઈએ.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં અહીં આમ સમજાવે છે: આ ૧૫મો શ્લોક ક્રિયાસૂત્ર છે; અતિસ્થૂલમાં સતત કર્ષણ ઉપચાર કરાય અને અતિકૃશમાં સતત બૃંહણ ઉપચાર કરવા જોઈએ; તેમાં કારણ આ છે કે, તેઓ બન્ને કાયમી રોગયુક્ત હોય છે; અતિસ્થૂલ માણસમાં દેહની શિથિલતા વગેરે રોગો હમેશના હોય છે અને વીર્યની અલ્પતા, દુર્બળતા તથા દુર્ગંધપણું વગેરે વગેરે પણ અતિસ્થૂલમાં કાયમી હોય છે; તેમ જ અતિકૃશમાં વ્યાયામ કે કોઈ પણ જાતનો પરિશ્રમ વગેરે સહન કરી ન શકાય તે સ્થિતિ, તેનું સતત રોગીપણું જ સૂચિત કરે છે. ૧૫

**સ્થૂલ કરતાં કૃશતા કંઈક ઠીક છે**

**स्थौल्यकार्श्ये वरं कार्श्यं समोपकरणौ हि तौ।**
**यद्युभौ व्याधिरागच्छेत्स्थूलमेवातिपीडयेत् ॥ १६ ॥**

**સ્થૂલતા અને કૃશતા એ બન્નેમાં કૃશતા કંઈક ઠીક ગણાય છે; કેમ કે તેઓ બન્નેની પાસે સમાન ઉપકરણ કે સાધન-સામગ્રી હોય, છતાં કોઈ એક જ વ્યાધિ, તેઓ બેયને લાગુ થાય, તો સ્થૂલ માણસને જ તે વ્યાધિ વધુ પીડે છે. ૧૬**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે; સ્થૂલતા અને કૃશતા જોકે બન્ને નિંદ્ય જ છે, છતાં તેઓમાંથી કૃશતા, કંઈક ઠીક ગણાય; કેમ કે તેઓ બન્ને તુલ્ય પ્રતિકાર ધરાવતા હોય એટલે હરકોઈ રોગની સામે થવાના બધા ઉપાયો તેઓ બેયની પાસે ભલે એકસરખા જ તૈયાર હોય અને તે કાળે એવો કોઈ એક જ વ્યાધિ તેઓ બેયને લાગુ થાય કે જેની ચિકિત્સા તેઓ બંનેમાં એક જ પ્રકારની થઈ શકે તેમ હોય, છતાં તે વ્યાધિ પેલા કૃશ માણસના કરતાં સ્થૂલ માણસને જ વધુ પીડે છે; પરંતુ કૃશ માણસને પેલા સ્થૂલ માણસના જેવો વધુ પીડાકારક થતો નથી; જે ઔષધ મેદનો નાશ કરનાર, અગ્નિનો નાશ કરનાર તથા વાયુને હરનાર હોય, તે જ ઔષધ સ્થૂલનું ઔષધ છે; પરંતુ સ્થૂલના માટે બૃંહણ તથા લંઘન-બંને યોગ્ય નથી; કારણ કે તેને બૃંહણ ઔષધ આપવાથી તેનામાં મેદનો અતિશય વધારો થાય છે અને લંઘન કરાવવાથી મેદનો નાશ થતાં તેના જઠરાગ્નિનો તથા વાતનો પણ નાશ થાય છે; જો એમ હોય છે, તો સ્થૂલને તથા કૃશને બેયને કોઈ એવા જ પ્રકારનો વ્યાધિ થાય, જે કેવળ બૃંહણથી જ મટે તેવો તુલ્ય પ્રતિકારવાળો હોય તો એ વ્યાધિ પેલા સ્થૂલ માણસ માટે ચિકિત્સાનો વિરોધ પડતાં તે સ્થૂલ માણસમાં (એ વ્યાધિ) સુખેથી શાંત થતો નથી; જ્યારે પેલા કૃશ માણસમાં તે માટેની બૃંહણચિકિત્સા વધારે અનુકૂળ થતાં તે વ્યાધિ સુખેથી મટાડી શકાય છે; તે જ પ્રમાણે કોઈ એક વ્યાધિ લંઘનસાધ્ય હોય અને તે વ્યાધિ સ્થૂલને તથા કૃશને બેયને થયો હોય, તો તે પણ કૃશને જેવો સુખેથી મટાડી શકાય છે, તેવો સ્થૂલને મહામુસ્કેલીએ મટાડી શકાય છે; કેમ કે તે માટેની ચિકિત્સા સ્થૂલમાં વિરુદ્ધ બને છે. આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૪ અધ્યાયમાં આમ કહ્યું છે: 'कार्श्यमेव वरं स्थौल्यान्नहि स्थौल्यस्य भेषजम्। बृंहणं लङ्घनं नालमतिमेदोऽग्निवातजित्॥ मधुरस्निग्धसौहित्यैर्यत् सौख्येन च नश्यति। क्रशिमा स्थविमाऽत्यन्तं विपरीतनिषेवणैः–(જોકે કૃશતા પણ સારી તો નથી જ, છતાં) સ્થૂલતા કરતાં તો કૃશતા કંઈક ઠીક છે; કેમ કે સ્થૂલતાનું તો ઔષધ જ નથી; બૃંહણ કે લંઘન પણ અતિશય મેદને, જઠરાગ્નિને કે વાતને જીતવા સમર્થ થતું નથી; જ્યારે કૃશતા તો મધુર, સ્નિગ્ધ તથા તૃપ્તિકારક આહારોથી અને સુખપૂર્વકના આરામથી નાશ પામે છે; જ્યારે સ્થૂલતા તો એથી અત્યંત ઊલટા ઉપચારોનું સેવન કરવાથી જ નાશ પામે છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૧૫ અધ્યાયમાં આમ કહ્યું છે કે 'कृशः स्थूलात्तु पूजितः–સ્થૂળ કરતાં કૃશ વધારે સારો છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે, ખરી રીતે આ શ્લોકમાં અતિસ્થૂલપણું તથા અતિકૃશપણું-

બન્ને અતિનિંદિત છે એમ જણાવે છે, છતાં અતિકૃશતાને કંઈક ઇષ્ટ સૂચવે છે; જોકે અતિસ્થૂલ તથા અતિકૃશ બન્ને સમાન ઉપકરણવાળા છે એટલે કે બન્નેને કોઈ પણ રોગ અકસ્માત્ થાય, એવા કોઈ બન્ને જણ રોગના સાધનોરૂપ જ છે, છતાં જે રોગ અતિસ્થૂલને થાય છે, તે પેલા અતિકૃશના કરતાં તે અતિસ્થૂલને જ વધારે પીડે છે, પરંતુ અતિકૃશને તે રોગ વધુ પીડતો નથી; વળી અતિકૃશ માણસને ક્યાંય અવરજવર કરવામાં અતિસ્થૂલના કરતાં વધુ સહેલાઈ હોય છે; વળી અતિસ્થૂલ તથા અતિકૃશ–એ બન્ને આ રીતે પણ સમાન ઉપકરણવાળા છે કે અતિશય વધુ કસરત, અતિશય વધુ મૈથુન, ક્ષુધા, તૃષા, અતિશીત અને અતિઉષ્ણતાને તેઓ બન્ને સહન કરી શકતા નથી.

શ્રી ચક્રપાણિ અહીં આવો ભાવ જણાવે છે કે, અતિસ્થૂલતા કરતાં અતિકૃશતા લગાર થોડીક જ ઇષ્ટ ગણાય છે; કારણ કે હરકોઈ વ્યાધિ અતિકૃશતા કરતાં અતિસ્થૂલ માણસને જ ખૂબ વધુ પીડે છે; કેમ કે અતિસ્થૂલ માણસને થયેલો રોગ મટાડવો મુશ્કેલ થાય છે; કેમ કે સ્થૂલ માણસને સંતર્પણ આપવામાં આવે તો તેની સ્થૂલતામાં ઊલટો વધુ વધારો કરે છે અને અપતર્પણ પણ તેનામાં જઠરાગ્નિની ખૂબ વૃદ્ધિ હોવાના કારણે તેનાથી સહન કરી શકાતું નથી; જ્યારે નિર્બળને તો સંતર્પણ જ અત્યંત હિતકારી થાય છે. ૧૬

### રોગોનું બળ કેવા માણસમાં ન ચાલે?

**सममांसप्रमाणस्तु समसंहननो नरः ।**
**दृढेन्द्रियो विकाराणां न बलेनाभिभूयते ॥ १७॥**

જેમાં માંસનું પ્રમાણ સમ હોય એટલે નહિ વધુ કે નહિ ઓછું હોય, જેના શરીરનું સંગઠન યથાયોગ્ય હોય અને જેની ઇંદ્રિયો દૃઢ હોય, તેનો વિકારોના બળથી પરાભવ થતો નથી; અર્થાત્ તે માણસને વિકારોના બળની કોઈ અસર જ થતી નથી. ૧૭

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે; બૃંહણ તથા કર્ષણનું યુક્તિથી જે સેવન કરે છે, તે માણસમાં માંસનું પ્રમાણ એકસરખું જેટલું જોઈએ તેટલું જ રહે છે; એટલે કે તે માણસ અતિસ્થૂળ કે અતિકૃશ થતો નથી, પરંતુ મધ્યમ શરીરવાળો રહે છે; એવો મધ્યમ શરીરવાળો માણસ શ્રેષ્ઠ ગણાય છે; સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં આમ કહે છે: 'श्रेष्ठो मध्यशरीरस्तु–મધ્યમ શરીરવાળો માણસ શ્રેષ્ઠ ગણાય છે.' અહીં મૂળમાં 'માંસ' શબ્દ મૂક્યો છે, તે સર્વ ધાતુઓનું ઉપલક્ષણ છે એટલે કે જેની બધી ધાતુઓ સમ હોય એટલે જોઈતા પ્રમાણમાં એકસરખી હોય, એમ સમજવું; અને समं सहननम् अवयवानां मेलनं यस्य–જેના અવયવોનું સંગઠન એકસરખું જેવું જોઈએ તેવું હોય, અને જેની ઇંદ્રિયો પણ દૃઢ હોય તે માણસને વિકારોનું બળ હેરાન કરી શકતું નથી.

શ્રી ગંગાધર લખે છે: નિંદિત પુરુષો બતાવ્યા, તે સાથે પ્રાસંગિક પ્રશસ્ત પુરુષ અહીં જણાવે છે: 'જેનામાં માંસનો ઉપચય કે બરાવો એકસરખો હોય, એમ કોઈ વિદ્વાન અહીં માંસના ઉપચય તથા અપચયની સમસ્થિતિ લેવા જણાવે છે, પરંતુ એ સમજણ ઠીક નથી; કેમ કે અતિશય લાંબા વગેરે માણસોમાં પણ તેવા સમ ઉપચય તથા અપચય હોય છે, છતાં તેઓ નિંદિત ગણાય છે; માટે ખરી રીતે અહીં આમ સમજવું યોગ્ય છે કે 'मांसं च प्रमाणं च मांसप्रमाणे, समे मांसप्रमाणे यस्य सः.' જેમાં માસ સમ હોય, યથાયોગ્ય હોય; એટલે જેનામાં અતિસ્થૂળતા ન હોય કે અતિકૃશતા પણ ન હોય; તેમ જ જેનામાં પ્રમાણ પણ સમ હોય એટલે કે જેની અતિશય લંબાઈ ન હોય અને અતિશય ટૂંકાઈ પણ ન હોય; તેમ જ समं यथायोग्यं शरीरमांसादीनां संनिवेशो–दार्ढ्यं नातिशैथिल्यं नाति दार्ढ्यमित्यर्थः–જેના શરીરનાં માંસ વગેરેની રચના કે ગોઠવણી પણ સમ હોય એટલે અતિશય શિથિલ ન હોય કે અતિશય દૃઢ પણ ન હોય; અને જેની દૃષ્ટિ એટલે નેત્ર વગેરે પણ ખૂબ દૃઢ હોય, જેની નેત્રો વગેરે ઇંદ્રિયો પણ ઘણી જ સારી હોય, તે માણસના દેહમાં વિકારોનું બળ હેરાન કરતું નથી. ૧૭

### સમમાંસચય-મધ્યમ શરીર શ્રેષ્ઠ છે

**क्षुत्पिपासातपसहः शीतव्यायामसंसहः ।**
**समपक्ता समजरः सममांसचयो मतः ॥ १८॥**

જેનામાં માંસનો ચય એટલે ઉપચય કે સંગ્રહ સમ કે સરખો–જોઈતા પ્રમાણમાં હોય તે માણસ ભૂખ, તરસ અને તાપ કે તડકો સહન કરી શકે છે; શીત તથા કસરત કે હરકોઈ જાતનો પરિશ્રમ પણ સહન કરી શકે છે; તેનો જઠરાગ્નિ પણ એકસરખો બરાબર હોય, એટલે કે ન હોય તીક્ષ્ણ કે ન હોય મંદ; અને તે જ કારણે તેના ખોરાકનું પાચન પણ સમ એટલે એકસરખું બરાબર થયા કરે છે. ૧૮

આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં જે કહ્યું છે, તેને યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં આમ

ઉતારી બતાવે છે: 'यः पुनरुभयसाधारणान्युपसेवेत, तस्यान्नरसः शरीरमनुक्रामन् समान् धातूनुपचिनोति समधातुत्वान्मध्यशरीरो भवति, सर्वक्रियासु समर्थः, क्षुत्पिपासाशीतोष्णवर्षवातातपसहो बलवाँश्च भवति स सततमनुपालयितव्यः'– જે માણસ નહિ અતિસ્નિગ્ધ અને નહિ અતિરૂક્ષ એવા બંને પ્રકારના–યોગ્ય પ્રમાણમાં બૃંહણ તથા યોગ્ય પ્રમાણમાં કર્ષણ પદાર્થોનું સેવન કરે છે, તેનો અન્નરસ, શરીરમાં અનુક્રમે ફરતો રહી સર્વ ધાતુઓનો એકસરખો સંગ્રહ રાખ્યા કરે છે, બધી ધાતુઓને એકસરખું પોષણ આપ્યા કરે છે, જેથી તેવા માણસની બધી ધાતુઓ એકસરખી યોગ્ય પ્રમાણમાં પુષ્ટ રહે છે અને તેનું શરીર મધ્યમ એટલે નહિ અતિસ્થૂલ તથા નહિ અતિકૃશ રહ્યા કરે છે; તેથી એ માણસ સર્વ ક્રિયાઓ કરવા સમર્થ હોય છે; ભૂખ, તરસ, ટાઢ, ગરમી, વરસાદ, વાયરા અને તડકો સહન કરવા પણ તે સમર્થ હોય છે અને બળવાન હોય છે; એવા મધ્યમ શરીરવાળા માણસનું વૈદ્યે નિરંતર સ્વાસ્થ્યવૃત્તિ રખાવીને રક્ષણ કર્યા કરવું જોઈએ. ૧૮

**સ્થૂલનાં તથા કૃશનાં કર્ષણ અને બૃંહણ વિષે**

**गुरु चातर्पणं चेष्टं स्थूलानां कर्षणं प्रति ।**
**कृशानां बृंहणार्थं च लघु सन्तर्पणं च यत् ॥१९॥**

**સ્થૂલ માણસોનું કર્ષણ કરવા માટે ભારે દ્રવ્ય તથા તૃપ્તિ નહિ કરનાર અપતર્પણ દ્રવ્ય હિતકારી થાય છે; અને કૃશ માણસોના બૃંહણ માટે તો જે દ્રવ્યો લઘુ–હલકાં હોય અને સંતર્પણ કરનાર હોય તે હિતકારી થાય છે. ૧૯**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'સ્થૂલનાં તથા કૃશનાં કર્ષણ અને બૃંહણ જે રીતે કરવાં જોઈએ, તે અહીં કહે છે: મધ વગેરે દ્રવ્ય ભારે છે અને તૃપ્તિ કરનાર નથી, તેથી સ્થૂલ માણસોનું કર્ષણ કરવામાં તે હિતકારી થાય છે; કેમ કે તે ભારે હોવાથી જલદી પચતું નથી; અને અપતર્પણ હોઈ તૃપ્તિ કરતું નથી, જેથી મેદનો પણ નાશ કરે છે; પરંતુ જે દ્રવ્ય હલકાં હોય અને તૃપ્તિ કરનાર હોય, જેવાં કે શાલિ–ડાંગર, સાઠી ચોખા, હરિણનાં માંસો, લાવાં પક્ષીનાં તથા કપિંજલ પક્ષીનાં માંસો વગેરે કૃશ માણસોને બૃંહણ અથવા પુષ્ટિ કરવા માટે હિતકારી થાય છે; કેમ કે અતિકૃશ માણસનો અગ્નિ પણ કૃશ એટલે મંદ હોય છે, તે કારણે એ કૃશ માણસ માટે જો ભારે અન્ન–પાનાદિ દ્રવ્યનો ઉપયોગ કરાવાય તો તેનો અગ્નિ વધુ મંદ થાય છે, તેમ જ અપતર્પણ દ્રવ્યોનો તે જો ઉપયોગ કરે છે, તો તેની કૃશતા ઊલટી વધારે થાય છે, માટે જે દ્રવ્ય હલકાં હોય અને સાથે તૃપ્તિ કરનાર પણ હોય, તે જ દ્રવ્ય કૃશ માટે હિતકારી થાય છે; કેમ કે જે લઘુ દ્રવ્ય હોય તે કૃશ માણસના જઠરાગ્નિની વૃદ્ધિ કરે છે અને સંતર્પણ દ્રવ્ય હોય તે એ માણસની પુષ્ટિ કરે છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: અતિસ્થૂલ માણસના સંબંધે જે કર્ષણ કહેવાયું છે અને અતિકૃશના સંબંધે જે બૃંહણ કહેવાયું છે, તેઓના સંબંધે આ સૂત્ર છે; સ્થૂળતામાં જઠરનો અગ્નિ તીક્ષ્ણ હોય છે અને તેના કોઠામાં વાયુ પણ અતિશય વધુ હોય છે, એ કારણે જે દ્રવ્ય ગુરુ કે ભારે હોય અને જે દ્રવ્ય અપતર્પણ કે તૃપ્તિકારક ન હોય તે જ ઇષ્ટ ગણાય છે; કેમ કે તે પોષક નહિ હોવાથી કર્ષણ અથવા કૃશ કરનાર થાય છે; પરંતુ જે દ્રવ્ય સંતર્પણ હોય તે તો બૃંહણ અથવા પુષ્ટિકારક હોવાથી સ્થૂલતામાં હિતકારી થતું નથી; પરંતુ કૃશ માણસોને તેવાં બૃંહણદ્રવ્યો હિતકારી થાય છે; જેનાથી તૃપ્તિ ન થાય, તે દ્રવ્ય અપતર્પણ કહેવાય છે; જવ વગેરે જે દ્રવ્યો અપતર્પણ કરનાર છે, ભારે છે, તેઓને સંસ્કારથી ભારે બનાવી સ્થૂલ માણસને ભોજનમાં દેવાં જોઈએ; તેમ જ જે દ્રવ્યો ભારે હોય છે, તેઓને સંસ્કારથી અપતર્પણ બનાવી સ્થૂલ માણસોને કૃશ કરવા માટે ભોજનમાં દેવાં જોઈએ. જે માણસ અત્યંત સ્થૂલ હોય તેઓને જ્વર આદિ વ્યાધિ થતાં તેની ચિકિત્સા કરવી મુશ્કેલ બને છે; કેમ કે તેને સંતર્પણ તો વધુ સ્થૂલતા કરનાર હોવાથી હિતકારી થતું નથી; તેમ જ તેનામાં અગ્નિનો તથા વાયુનો પણ ખૂબ વધારો થયેલ હોય છે, તેથી તેઓ અપતર્પણને પણ સહન કરી શકતા નથી. કૃશ માણસોને બૃંહણ માટે જે દ્રવ્ય લઘુ હોય તે અગ્નિકારક હોવાથી અને અતિકૃશ માણસનો અગ્નિ પણ અત્યંત કૃશ હોવાથી જોકે ઇષ્ટ ગણાય છે, છતાં તે બૃંહણ કરનાર નહિ હોવાથી તેને આપવું યોગ્ય નથી; માટે તેવા અતિકૃશને તો જે દ્રવ્યમાં ગુરુત્વ સાથે બૃંહણત્વ પણ હોય, તેવું જ દ્રવ્ય તેના અગ્નિના બળ પ્રમાણે તેને આપવું, તે જ ઠીક છે, તેમ જ જે દ્રવ્ય સંતર્પણ કરનાર હોય તે પણ પુષ્ટિકારક હોવાથી અતિકૃશને આપવું તે યોગ્ય જ છે; એકંદર જે દ્રવ્યમાં ગુરુત્વ તથા અપતર્પણત્વ બંને સાથે હોય તેવું જ દ્રવ્ય સ્થૂલતામાં આપવું યોગ્ય છે અને જે દ્રવ્યમાં લઘુત્વ તથા સંતર્પણત્વ બંને સાથે હોય તે જ દ્રવ્ય કૃશતામાં આપવું તે યોગ્ય છે; આમ હોવાથી જે દ્રવ્ય સ્વભાવથી ગુરુ હોય તેને સંસ્કારથી અપતર્પણ કરી સ્થૂલતામાં આપવું જોઈએ અને જે દ્રવ્ય સ્વભાવથી લઘુ હોય

તેને પણ સંસ્કારથી લઘુ બનાવી સ્થૂલતામાં દેવું જોઈએ. એ જ પ્રમાણે કૃશતામાં પણ જે દ્રવ્ય સ્વભાવથી હલકું હોય તેને સંસ્કારથી સંતર્પણ કરીને તેમ જ જે દ્રવ્ય સ્વભાવથી ભારે હોય તેને પણ સંસ્કારથી ભારે કરીને સેવન કરાવવું જોઈએ; આ પ્રકારે લઘુત્વનું અપતર્પણત્વ તથા ગુરુત્વનું સંતર્પણત્વ કરવું જોઈએ.

શ્રી ચક્રપાણિ પણ અહીં ટીકામાં સારરૂપે છેલ્લે આમ લખે છે; મેદસ્વી-સ્થૂળ માણસને જે દ્રવ્ય હલકું તથા અપતર્પણ કરનાર હોય તેવા જ કાગ વગેરે આપવાં જોઈએ અને કૃશ માણસને નવાં અન્ન વગેરે જે દ્રવ્ય ભારે હોય છતાં સંતર્પણ કરનાર હોય તે જ (બૃંહણ માટે) તેને આપવાં જોઈએ; પરંતુ તે તે દ્રવ્યોમાં રહેલા લઘુત્વનો તથા ગુરુત્વનો તેના સંસ્કાર દ્વારા પ્રતિકાર કરવો જોઈએ. ૧૯

## અતિ સ્થૂલતાની ચિકિત્સા

वातघ्नान्यन्नपानानि श्लेष्ममेदोहराणि च।
रूक्षोष्णा वस्तयस्तीक्ष्णा रूक्षाण्युद्वर्तनानि च ॥२०॥
गुडूचीभद्रमुस्तानां प्रयोगस्त्रैफलस्तथा।
तक्रारिष्टप्रयोगश्च प्रयोगो माक्षिकस्य च ॥२१॥
विडङ्गनागरं क्षारः काललोहरजो मधु।
यवामलकचूर्णं च प्रयोगः श्रेष्ठ उच्यते ॥२२॥
बिल्वादिपञ्चमूलस्य प्रयोगः क्षौद्रसंयुतः।
शिलाजतुप्रयोगश्च साग्निमन्थरसः परः ॥२३॥
प्रशातिका प्रियङ्गुश्च श्यामाका यवका यवाः।
जूर्णाह्वाः कोद्रवा मुद्गाः कुलत्थाश्च मुकुष्ठकाः ॥२४॥
आढकीनां च बीजानि पटोलामलकैः सह।
भोजनार्थं प्रयोज्यानि, पानं चानु मधूदकम् ॥२५॥
अरिष्टांश्चानुपानार्थे मेदोमांसकफापहान्।
अतिस्थौल्यविनाशाय संविभज्य प्रयोजयेत् ॥२६॥
प्रजागरं व्यवायं च व्यायामं चिन्तनानि च।
स्थौल्यमिच्छन् परित्यक्तुं क्रमेणाभिप्रवर्धयेत् ॥२७॥

વાયુનો નાશ કરનાર તથા કફ અને મેદને ઓછા કરનારાં અન્ન-પાનો; તેમ જ રૂક્ષ, ઉષ્ણ તથા તીક્ષ્ણ બસ્તિઓ; રૂક્ષ ઉદ્વર્તનો, ગળો તથા નાગરમોથનો પ્રયોગ; ત્રિફલાનો પ્રયોગ; તક્રારિષ્ટનો પ્રયોગ, મધનો પ્રયોગ અને વાવડિંગ, સૂંઠ, જવખાર, કાળાં-તીક્ષ્ણ લોહની ભસ્મ, મધ, જવ તથા આમળાંનો પ્રયોગ (અતિસ્થૂળતાનો નાશ કરવા) શ્રેષ્ઠ કહેવાય છે; તેમ જ મધ સહિત બીલી વગેરે પાંચ (બૃહત્) મૂળનો પ્રયોગ અને અગ્નિમંથ કે અરણીના રસ સહિત શિલાજિતનો પ્રયોગ પણ (અતિસ્થૂલતાનો નાશ કરવા) શ્રેષ્ઠ કહેવાય છે. વળી (અતિસ્થૂલ માણસના) ભોજન માટે પ્રશાતિકા નામનું ધાન્ય, કાંગ, સામો, યવક નામની એક જાતની ધાન્યની જાત, જવ, જૂર્ણો નામનું તૃણધાન્ય, કોદરા, મગ, કળથી, જંગલી મગ અથવા મઠ, તુવેરની દાળ, પરવળ તથા આમળાંનો પ્રયોગ કરવો જોઈએ; અને તેની પાછળ અનુપાન તરીકે મધ અને પાણી આપવાં જોઈએ; તેમ જ મેદ, માંસ તથા કફનો નાશ કરનારા અરિષ્ટોનો પણ બરાબર વિભાગ કરી અતિસ્થૂલતાનો નાશ કરવા અનુપાન માટે પ્રયોગ કરવો જોઈએ; અને તે ઉપરાંત સ્થૂલતાનો ત્યાગ કરવા ઇચ્છતા માણસે ઉજાગરા, મૈથુન, કસરત તથા ચિંતન-ચિંતા કે વિચારો કરવાનો અનુક્રમે વધારો કરવો જોઈએ. ૨૦-૨૭

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં કેટલુંક વધુ સમજાવે છે: 'મૂળમાં ૨૦ મા શ્લોકના છેલ્લા ચરણના અંતે 'च'કાર મૂક્યો છે, તેથી આમ સૂચવ્યું છે કે સ્નાન પણ જેમ વધુપડતાં થાય, તેમ અતિ સ્થૂલતા ઘટે છે; ૨૧મા શ્લોકમાં 'तक्रारिष्टप्रयोगश्च' એ રીતે 'તક્રારિષ્ટનો પ્રયોગ' જે દર્શાવ્યો છે, તે આગળ જતાં અર્શસની ચિકિત્સાના પ્રકરણમાં કહેવાશે. વાવડિંગથી માંડી જવ અને આમળાંના ચૂર્ણ સુધીનાં દ્રવ્યોનો જે પ્રયોગ કહ્યો છે, તે સંબંધે કેટલાક વિદ્વાનો કહે છે કે, તે બધાં સમભાગે એકઠાં લઈ તેઓનો બધાંનો એક જ પ્રયોગ ગણવો; અને તેમાં લોહભસ્મને મહાવીર્યવાન તરીકે મુખ્ય ગણીને બીજાં બધાં ચૂર્ણની બરાબર મેળવવી જોઈએ. બિલ્વ આદિ પંચમૂલ-તે બૃહત્પંચમૂળ-બીલી, સ્યોનાક એટલે અરલુ કે મોટો અરડૂસો, ગાંભારી કે સીવણ, અગ્નિમંથ કે અરણી અને પાટલા-પાડલ, એ પાંચનાં મૂળિયાં સમજવાં. અતિ સ્થૂલતામાં વાયુનો નાશ કરનાર તથા કફ અને મેદને દૂર કરનાર અન્નપાનની યોજના અહીં ૨૪-૨૫ શ્લોકમાં જણાવેલ છે. ઉપરાંત ચરક-શ્લોકસ્થાનના ૨૭ મા અધ્યાયમાં કહેશે: 'कार्श्यार्थे स्थूलदेहानाम् अनुशस्तं मधूदकम्-સ્થૂલતામાંથી કૃશતા લાવવાને સ્થૂલદેહવાળા માણસોએ અનુપાન તરીકે મધ અને પાણીનો ઉપયોગ કરવો તે ઉત્તમ છે;' તે જ અહીં પણ જણાવેલ છે; તેમ જ બીજાં પણ અરિષ્ટોરૂપ અનુપાને ૨૬ મા

શ્લોકમાં કહ્યાં છે. સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'सर्व एव चास्य रोगा बलवन्तो भवन्ति, आवृतमार्गत्वात् स्रोतसाम्, अतस्तस्योत्पत्तिहेतुं परिहरेत्, उत्पन्ने तु शिलाजतुगुग्गुलुगोमूत्रत्रिफलालोहरजोरसाञ्जनमधुयवमुद्गकोरदूषश्यामाकोद्दालकादीनां विरूक्षणच्छेदनीयानां च द्रव्याणां विधिवदुपयोगः, व्यायामोल्लेखनवस्त्युपयोगश्चेति–અતિશય સ્થૂળ માણસના સ્રોતોના માર્ગો મેદથી ઢંકાઈ જતા હોવાથી તેને બધાયે બળવાન રોગો થાય છે, એ કારણે પ્રથમથી જ એ સ્થૂલતાની ઉત્પત્તિ કરનારાં જે કારણો છે, તેઓનો ત્યાગ કરવો જોઈએ; છતાં તે સ્થૂલતાનો રોગ જો ઉત્પન્ન થઈ ચૂક્યો હોય તો શિલાજિત, ગૂગળ, ગોમૂત્ર, ત્રિફલા, લોહભસ્મ, રસાંજન કે રસવંતી, મધ, જવ, મગ, કોદરા, સામો અને જંગલી કોદરા વગેરેનો તેમ જ બીજાં અતિરૂક્ષ અને મેદને ઉખેડે એવાં દ્રવ્યોનો વિધિ પ્રમાણે ઉપયોગ કરવો અને કસરત તેમ જ મેદને ખોતરી કાઢે એવી બસ્તિઓનો પણ ઉપયોગ કરવો જોઈએ.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં ૨૧મા શ્લોકમાં છેલ્લું ચરણ–'प्रयोगो माक्षिकस्य च'–મધનો જે પ્રયોગ કરવા જણાવે છે, તેના પર ટીકા લખે છે કે, 'મધનો પ્રયોગ પણ સ્થૂલતાનો નાશ કરે છે; આ સંબંધે આવી શંકા ન કરવી, કે મધનો પ્રયોગ તો વૃષ્ય પ્રયોગોમાં જોવામાં આવે છે, તેથી તેને 'બૃંહણ' કે 'પૌષ્ટિક' કેમ ન કહેવો? આનું સમાધાન આ છે કે, 'મધ' એ 'યોગવાહી' દ્રવ્ય છે, તેથી 'વૃષ્ય'ની સાથે જ્યારે જોડાય છે, ત્યારે તે 'વૃષ્યપણું' કરે છે અને 'લેખન' સાથે જ્યારે જોડાય છે, ત્યારે તે લેખન કરનારું થાય છે. વળી મધ સ્વરૂપે કરી રૂક્ષ આદિ ગુણોથી યુક્ત છે, તેથી કર્ષણ કરનાર પણ છે જ અને તેના સંબંધે આવું વચન પણ છે કે, 'नानाद्रव्यात्मकत्वाच्च योगवाहि परं मधु–મધ અનેક જાતનાં દ્રવ્યોથી યુક્ત હોઈ અનેક દ્રવ્યોરૂપ છે, તે કારણે શ્રેષ્ઠ યોગવાહી છે.' (ભાવપ્રકાશમાં મિશ્રવર્ગના પ્રકરણના ૨૩૨મા શ્લોકમાં યોગવાહી દ્રવ્યનું સ્વરૂપ દૃષ્ટાંતો સાથે આમ કહ્યું છે: गृह्णाति योगवाहि, द्रव्यं संसर्गिवस्तुगुणान्, पच्यमानं यथैतद्–मधु–तैलाज्यसूतलोहादि–જે દ્રવ્ય પાચન થતાં થતાં પોતાની સાથે મેળવેલી વસ્તુઓના ગુણોને ગ્રહણ કરે છે, તે 'યોગવાહી' કહેવાય છે: જેમ કે મધ, પાણી, તેલ, ઘી, પારો અને લોઢું વગેરે). ૨૫મા શ્લોકમાં વાવડિંગ વગેરેનો જે પ્રયોગ કહેવાય છે, તે પોતાના પ્રભાવથી ગુરુત્વની અપેક્ષા રાખ્યા વિના જ અતિ સ્થૂલતાને દૂર કરનાર છે. 'प्रशातिका' ધાન્યને ભાષામાં 'ઉડિકા' કહે છે; 'યવક' એ ખૂબ નાના એક જાતના 'જવ' થાય છે. ૨૦–૨૭

## અતિ કૃશતાની ચિકિત્સા

**स्वप्नो हर्षः सुखा शय्या मनसो निर्वृतिः शमः ।**
**चिन्ताव्यवायव्यायामविरतिः प्रियदर्शनम् ॥ २८ ॥**
**नवान्नानि नवं मद्यं ग्राम्यानूपौदका रसाः ।**
**संस्कृतानि च मांसानि दधि सर्पिः पयांसि च ॥२९॥**
**इक्षवः शालयो माषा गोधूमा गुडवैकृतम् ।**
**बस्तयः स्निग्धमधुरास्तैलाभ्यङ्गश्च सर्वदा ॥ ३० ॥**
**स्निग्धमुद्वर्तनं स्नानं गन्धमाल्यनिषेवणम् ।**
**शुक्लं वासो यथाकालं दोषाणामवसेचनम् ॥ ३१ ॥**
**रसायनानां वृष्याणां योगानामुपसेवनम् ।**
**हत्वाऽतिकार्श्यमाधत्ते नृणामुपचयं परम् ॥ ३२ ॥**

નિદ્રા–દિવસે ઊંઘવું, હર્ષ અથવા બેઠા રહી સુખ ભોગવવું, સુખકારક એટલે સારી રીતે બિછાવેલી શય્યા, મનની વ્યાકુળતા ન હોવી, મનની શાંતિ, ચિંતા ન હોવી, મૈથુન ન કરવું, કસરત કે મહેનત ન કરવી, પ્રિય માણસો તથા પદાર્થો જોવા; નવાં અન્ન, નવું મદ્ય, ગામનાં પશુઓના, (જલપ્રાય પ્રદેશનાં) પશુ–પક્ષીઓના તથા જલચર પશુપક્ષીઓના માંસના રસો, બીજાં દ્રવ્યોથી સંસ્કારી કરેલાં માંસો, દહીં, ઘી, દૂધ, શેલડી, શાલિ–ડાંગેરના ચોખા, અડદ, ઘઉં, ગોળના વિકારો, સાકર–ખાંડ વગેરે સ્નિગ્ધ અને મધુર દ્રવ્યોની બસ્તિઓ, હમેશાં તેલ–માલિસ, સ્નિગ્ધ ઉદ્વર્તન, સ્નિગ્ધ સ્નાન, ચંદન તથા પુષ્પમાળાઓનું સેવન, ધોળાં વસ્ત્રો, વાતાદિ દોષોને સમયાનુસાર બહાર કાઢી નાખવા, વૃષ્ય–વાજીકર–વીર્યવર્ધક રસાયનોનું તથા યોગોનું સેવન, આ બધું માણસોના અતિકૃશપણાનો નાશ કરી અત્યંત પુષ્ટિ કરે છે. ૨૮–૩૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં ચરકના શ્લોકસ્થાન ૨૨મા અધ્યાયમાંથી આ શ્લોક અહીં ઉતારે છે: 'स्नानमुत्सादनं स्वप्नो मधुराः स्नेहबस्तयः । शर्कराक्षीरसर्पींषि सर्वेषां विद्धि बृंहणम्–સ્નાન, ઉદ્વર્તન, નિદ્રા, મધુર રસો, મધુર દ્રવ્યોથી સાધિત સ્નેહબસ્તિઓ, સાકર, દૂધ અને ઘી, આ સર્વ લોકોને બૃંહણ એટલે પુષ્ટિકારક જાણવાં.' ચંદન તથા પુષ્પમાળાઓ વગેરે પણ મનને આનંદ પમાડનાર હોવાથી બૃંહણ–પુષ્ટિકારક થાય છે. સુશ્રુતે પણ અતિકૃશનો અધિકાર ચાલુ કરી સૂત્રસ્થાનના

૧૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'सर्वे एव चास्य रोगा बलवन्तो भवन्ति, अल्पप्राणत्वात्, अतस्तस्योत्पत्तिहेतुं परिहरेत्, उत्पन्ने तु पयस्याश्वगन्धाविदारीगन्धाशतावरीबलातिबलानागबलानां मधुराणामन्यासां चौषधीनामुपयोगः, क्षीरदधिघृतमांसशालिषष्टिकयवगोधूमानां च। दिवास्वप्नब्रह्मचर्याव्यायामबृंहणबस्तयुपयोगश्चेति–આ અતિકૃશ માણસને હરકોઈ રોગો અતિબળવાન થઈ પડે છે; કેમ કે તેનામાં પ્રાણશક્તિ ઘણી જ ઓછી હોય છે; એ કારણે અતિકૃશતા થવાનાં જે કારણો છે, તેનો પ્રથમ જ ત્યાગ કરી દઈ અતિકૃશતાને ઉત્પન્ન જ થવા દેવી ન જોઈએ; છતાં તે ઉત્પન્ન થઈ ચૂકી હોય તો પયસ્યા–ક્ષીરકાકોલી, આસંધ, વિદારીકંદ કે ફગવેલાનો કંદ; શાલિપર્ણી, શતાવરી, બલદાણા, ખપાટ, ગંગેટી અને બીજી પણ મધુર ઔષધિઓનો ઉપયોગ કરાવવો; તેમ જ દૂધ, દહીં, ઘી, માસ, ચોખા, સાઠીચોખા, જવ તથા ઘઉં–એ ધાન્યોનો ઉપયોગ કરાવવો; તેમ જ દિવસની નિદ્રા, બ્રહ્મચર્યપાલન, મહેનત કે કસરતનો ત્યાગ તથા બૃંહણ-બસ્તિઓનો ઉપયોગ કરાવવો.' ૨૮–૩૨

### પુષ્ટિનાં ખાસ કારણો

**अचिन्तनाच्च कार्याणां ध्रुवं सन्तर्पणेन च।**
**स्वप्नप्रसङ्गाच्च नरो वराह इव पुष्यति॥३३॥**

કાર્યોનો વિચાર નહિ કરવાથી, સંતર્પણથી અને વધુ પ્રમાણમાં નિદ્રાનું સેવન કરવાથી માણસ ભૂંડના જેવો પુષ્ટ થાય છે. ૩૩

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: અમુક ખાસ તૃપ્તિકારક આહારોના સેવનરૂપ સંતર્પણથી અને અતિશય અધિક નિદ્રા સેવવાથી પણ માણસ ભૂંડના જેવો પુષ્ટ બને છે, એમ અહીં ભૂંડનું દૃષ્ટાંત આપી સૂચન કર્યું છે કે ભૂંડ ખૂબ પુષ્ટ જોવામા આવે છે, તેમાં નિદ્રાનું અતિસેવન જ ખાસ મુખ્ય કારણ હોય છે; બીજા કોઈ ખાસ પૌષ્ટિક આહારો વિના જ ભૂંડમાં અતિશય પુષ્ટિ હોય છે, તેમાં અત્યંત નિદ્રા જ કારણ છે. એટલે નિદ્રાનું સુખ જ વધુ પૌષ્ટિક છે, એમ સૂચવ્યું છે. ૩૩

### માણસને નિદ્રા ક્યારે આવે છે?

**यदा तु मनसि क्लान्ते कर्मात्मानः क्लमान्विताः।**
**विषयेभ्यो निवर्तन्ते तदा स्वपिति मानवः॥३४॥**

માણસનું મન જ્યારે થાક્યું હોય અને કર્મસ્વરૂપ ઇંદ્રિયો પણ થાકને પામીને વિષયોથી અટકે છે, ત્યારે માણસ ઊંઘે છે. ૩૪

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં જણાવે છે: અહીં પ્રાસંગિક નિદ્રાનું નિરૂપણ કરે છે; મનની શાંતિ ન હોય તો સ્વપ્નો દેખાયા કરે છે, એમ વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૯મા અધ્યાયમાં કહ્યું છે: 'सर्वेन्द्रियव्युपरतौ मनोऽनुपरतं यदा। विषयेभ्यस्तदा स्वप्नं नानारूपं प्रपश्यति।–બધી ઇંદ્રિયો વિષયોથી ઉપરામ પામી હોય, પરંતુ જો મન વિષયોથી ઉપરામ પામ્યું ન હોય, તો માણસ અનેક જાતનાં સ્વપ્નો દેખે છે.' ઇંદ્રિયોનો પર્યાય અહીં 'कर्मात्मानः' કર્યો છે; કારણ કે कर्म–दर्शन–स्पर्शनादिकम् आत्मा–स्वरूपं येषां ते–कर्मात्मानः—इन्द्रियाणि–જોવું, સ્પર્શ કરવો વગેરે કર્મ જેઓનું સ્વરૂપ છે, તે કારણે ઇંદ્રિયો 'कर्मात्मानः' કહેવાય છે; કારણ કે પોતપોતાનાં કર્મો ઉપરથી તે તે ઇંદ્રિયોનું અનુમાન થઈ શકે છે; જ્યારે મન થાકે છે, ત્યારે ઇંદ્રિયો પણ થાકે, એ યોગ્ય જ છે. એ થાકેલું મન તથા થાકેલી ઇંદ્રિયો વિષયોથી પાછી વળે છે, ત્યારે માણસ ઊંઘી જાય છે. સુશ્રુતે પણ શારીરના ૪થા અધ્યાયમાં આમ કહ્યું છે: 'हृदयं चेतनास्थानमुक्तं सुश्रुत देहिनाम्। तमोऽभिभूते तस्मिंस्तु निद्रा विशति देहिनम्। निद्राहेतुस्तमः सत्त्वं बोधने हेतुरिष्यते। स्वभाव एव वा हेतुर्गरीयान् परिकीर्त्यते।–હે સુશ્રુત! પ્રાણીઓના હૃદયને ચેતનાસ્થાન કહ્યું છે; એ હૃદય જ્યારે તમોગુણથી પરાભવ પામે છે, ત્યારે પ્રાણીને નિદ્રા પ્રાપ્ત થાય છે; એમ નિદ્રાનું કારણ તમોગુણ છે અને નિદ્રામાંથી જાગવામાં કારણ સત્ત્વગુણ કહેવાય છે; અથવા નિદ્રામાં તથા જાગવામાં સ્વભાવ જ સૌથી મોટું કારણ છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધરે આ વિષયમાં વિસ્તારથી લખ્યું છે; તેમાંથી ટૂંકાવીને અહીં આપ્યું છે: 'मनसि' પદનો અર્થ 'चेतसि' એટલે ચિત્ત કરવો; તે જ્યારે 'क्लान्ते' એટલે ક્લમયુક્ત કે નિશ્ચેષ્ટ બને, ત્યારે કર્માત્મા–ઇંદ્રિયો, પોતાના રૂપાદિ વિષયોથી નિવૃત્ત થાય છે–અર્થાત્ કાળના સ્વભાવથી અથવા શ્રમ આદિ બીજાં કારણને લીધે મન જ્યારે ચેષ્ટારહિત થાય છે, ત્યારે મનથી યોજાતી કે પ્રેરાતી ઇંદ્રિયો પણ ક્લમયુક્ત-નિશ્ચેષ્ટ બની શબ્દ, સ્પર્શ આદિ વિષયોથી અટકે છે; તે વેળા મનુષ્ય એટલે રાશિપુરુષ નિદ્રાધીન થાય છે.' આ ઉપરથી 'समनस्क–इन्द्रियाणां विषयतो निवृत्तिर्निद्रा' इति व्यापितम्–મન સહિત ઇંદ્રિયો વિષયોથી જે અટકે તે નિદ્રા કહેવાય છે, એમ અહીં જણાવ્યું છે. વધુ જિજ્ઞાસુએ તે ટીકા જ જોવી જોઈએ. શ્રી ચક્રપાણિ આયુર્વેદદીપિકામાં અહીં ટૂંકમાં આમ સમજાવે છે: 'જેમ કે હવે પ્રસંગવશાત્ પ્રાપ્ત થયેલ નિદ્રારૂપ સ્વપ્નને સ્થૂલતામાં તથા કૃશતામાં મુખ્ય ચિકિત્સારૂપ ગણીને તેનું

સંપૂર્ણ નિરૂપણ અહીં કરે છે. 'मनसि' પદનો અર્થ 'અંતઃકરણ' લેવાય છે; અથવા મન સાથે જોડાયેલો આત્મા અહીં મનસ્ શબ્દથી લીધો છે; એ મનયુક્ત આત્મા જ્યારે ક્લાન્ત થાય એટલે થાકીને નિષ્ક્રિય કે ક્રિયારહિત થાય છે, ત્યારે કર્માત્મા-ઇંદ્રિયો પણ ક્લમયુક્ત અથવા ક્રિયારહિત બને છે અને તે ક્રિયારહિત થયેલી ઇંદ્રિયો પોતપોતાના રૂપાદિ વિષયોથી અટકે છે; અર્થાત્ મનની અપ્રવૃત્તિને લીધે ઇંદ્રિયો પણ પ્રવૃત્તિ કરતી નથી, એ ભાવ છે; તે વેળા એ સમયુક્ત આત્મા 'स्वपिति' એટલે સ્વપ્નગુણથી યુક્ત થાય છે. 'स्वप्नश्च निरिन्द्रियप्रदेशे मनोऽवस्थानम्'-ઇંદ્રિયરહિત પ્રદેશમાં મનની જે સ્થિતિ તે સ્વપ્ન કે સુષુપ્ત અથવા નિદ્રા કહેવાય છે; અથવા 'कर्मात्मानः' એ પદનો અર્થ 'संसार्यात्मानः' એવો કરવો; એટલે કે મન જ્યારે નિષ્ક્રિય બને છે, ત્યારે સંસારી આત્માઓ પણ નિષ્ક્રિય થાય છે; કેમ કે આત્માઓની પ્રવૃત્તિ મનને અધીન હોય છે; તે કારણે મનની નિવૃત્તિ થતાં આત્માઓ પણ વિષયોને ગ્રહણ કરતા નથી; અને આત્માઓની અપ્રવૃત્તિને લીધે જ ઇંદ્રિયો પણ પ્રવૃત્તિ કરતી નથી. ૩૪

## નિદ્રાનાં ફળ કે નિદ્રાધીન જીવન-મરણ

निद्रायत्तं सुखं दुःखं पुष्टिः कार्श्यं बलाबलम् ।
वृषता क्लीवता ज्ञानमज्ञानं जीवितं न च ॥ ३५ ॥

સુખ, દુઃખ, પુષ્ટિ, કૃશતા, બળ, નિર્બળતા, વૃષતા કે વીર્યવત્તા, નપુંસકતા, જ્ઞાન, અજ્ઞાન, જીવન તથા મરણ, એ નિદ્રાને અધીન છે. ૩૫

યોગીંદ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં કેટલાક શબ્દોના પર્યાયો સ્પષ્ટ જણાવે છે: 'સુખ'નો અર્થ 'આરોગ્ય' છે; 'દુઃખ'નો અર્થ 'રોગ' છે; 'વૃષતા'-નો અર્થ પુરુષત્વશક્તિ છે અને છેલ્લા 'न च' શબ્દનો અર્થ 'મરણ' થાય છે; એ બધું નિદ્રાને અધીન છે; અર્થાત્ હિત-અહિત બધું નિદ્રાને સ્વાધીન છે; જેમ કે સુખ, પુષ્ટિ, બળ, પુરુષત્વશક્તિ, જ્ઞાન તથા જીવિત, એ હિતકારી નિદ્રાને અધીન છે; અને દુઃખ, કૃશતા, નિર્બળતા, નપુંસકતા તથા અજ્ઞાન, એ અહિત પણ નિદ્રાને અધીન છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: વિધિપૂર્વક સેવેલી નિદ્રાના ગુણો તથા અવિધિથી સેવેલી નિદ્રાના દોષો આ શ્લોકમાં જણાવ્યા છે. સુખ વગેરે વિધિપૂર્વક સેવેલી નિદ્રાનું ફળ છે અને દુઃખ વગેરે અવિધિથી સેવેલી નિદ્રાનું ફળ છે. ૩૫

## અહિત નિદ્રાનાં અનિષ્ટો

अकालेऽतिप्रसङ्गाच्च न च निद्रा निषेविता ।
सुखायुषी निराकुर्यात्कालरात्रिरिवागता ॥ ३६ ॥

અયોગ્ય કે નિષેધેલા સમયે સેવેલી નિદ્રા, અતિશય વધુ પ્રમાણમાં સેવેલી નિદ્રા અને બિલકુલ નહિ સેવેલી નિદ્રા, જાણે બીજી કાલરાત્રિ હોય તેવી હોઈને સુખનો તથા આયુષનો નાશ કરે છે. ૩૬

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'નિષિદ્ધકાળે એટલે દિવસ, પ્રભાતકાળ ઇત્યાદિ સમયે સેવેલી નિદ્રા, એ નિદ્રાનો મિથ્યાયોગ છે; વધુ પ્રમાણમાં કે અધિક સેવેલી નિદ્રા, એ નિદ્રાનો અતિયોગ છે અને બિલકુલ ન સેવેલી નિદ્રા, એ નિદ્રાનો અયોગ છે; એમ અહીં નિદ્રાના મિથ્યાયોગ, અતિયોગ તથા અયોગ બતાવ્યા છે; આ-અહિતનિદ્રા સુખસંજ્ઞક આરોગ્યનો તથા આયુષનો નાશ કરે છે; માટે તે કાળરાત્રિ કે મરણ જેવી ભયાનક છે. ૩૬

## હિતનિદ્રાનાં ઉત્તમ ફળ

सैव युक्ता पुनर्युङ्क्ते निद्रा देहं सुखायुषा ।
पुरुषं योगिनं सिद्ध्या सत्या बुद्धिरिवागता ॥३७॥

એ જ નિદ્રા જો યુક્ત હોય એટલે સમયોગથી યુક્ત હોય, અર્થાત્ બરાબર વિધિપૂર્વક જો સેવી હોય તો દેહને સુખ તથા આયુષ સાથે જોડે છે; એટલે કે આરોગ્ય તથા આયુષ આપનારી થાય છે; જેમ પ્રાપ્ત થયેલી સત્યબુદ્ધિ કે તત્ત્વજ્ઞાન, યોગીપુરુષને સિદ્ધિ સાથે યોજે છે-અર્થાત્ મુક્તિદાયક થાય છે, તેમ નિદ્રાનો સમ્યગ્યોગ જ કલ્યાણકારી થાય છે. ૩૭

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં સુશ્રુતનાં શારીરસ્થાનના ૪થા અધ્યાયમાંથી આ શ્લોકને પ્રાસંગિક ગણી અહીં ટાંકી બતાવે છે. જેમ કે 'अरागः सुमना ह्यत्र बलवर्णान्वितो वृषः । नातिस्थूलकृशः श्रीमान् नरो जीवेत् समाः शतम्'-નિયમિત નિદ્રાને સેવનારો માણસ નીરોગી, પ્રસન્નચિત્ત, બળ તથા વર્ણથી યુક્ત, મૈથુનશક્તિવાળો, નહિ અતિ સ્થૂલ અને નહિ અતિકૃશ તથા શોભાયમાન હોઈ સો વર્ષો સુધી જીવે છે.' ૩૭

## આટલાઓને દિવસની નિદ્રા હિતકારી

गीताध्ययनमद्यस्त्रीकर्मभाराध्वकर्पिताः ।
अजीर्णिनः क्षताः क्षीणा वृद्धा बालास्तथाऽबलाः ॥३८

तृष्णातीसारशूलार्ताः श्वासिनो हिक्किनः कृशाः ।
पतिताभिहतोन्मत्ताः श्रान्ता यानप्रजागरैः ॥ ३९ ॥
क्रोधशोकभयक्लान्ता दिवास्वप्नोचिताश्च ये ।
सर्व एते दिवास्वप्नं सेवेरन् सार्वकालिकम् ॥ ४० ॥

જેઓ ગાવું, ભણવું, મદ્યસેવન, સ્ત્રી સાથેનું મૈથુન, (વમનાદિ–) કર્મ કે વધુ કામ, ભાર ઉપાડવો અથવા માર્ગે ચાલવું કે મુસાફરી કરવાથી કૃશ થયા હોય; તેમ જ અજીર્ણના રોગીઓ, ઘાયલ થયેલા કે ઉરઃક્ષતના રોગીઓ, શરીરે ક્ષીણ થયેલા વૃદ્ધો, બાળકો, દુર્બળ થયેલા; તૃષ્ણારોગથી પીડાયેલા, અતીસાર કે ઝાડાના રોગથી પીડાયેલા, શૂળના રોગથી પીડાયેલા, શ્વાસના કે દમના રોગીઓ, હેડકીના રોગીઓ, કૃશ કે પાતળા થયેલા, પડી ગયેલા, લાકડી વગેરેનો માર પામેલા. ઉન્મત્ત કે ગાંડા થઈ ગયેલા, વાહનો પર બેસવાથી કે ઉજાગરાઓથી થાકેલા અને જેઓ ક્રોધ, શોક કે ભયથી વ્યાકુળ થયેલા અને દિવસે ઊંઘવાની ટેવવાળા હોય તેઓ બધા હરકોઈ–ઋતુના કાળે પણ દિવસની નિદ્રા સેવી શકે છે. (આટલાઓને દિવસે ઊંઘવાથી લાભ છે, માટે તેઓ દિવસે પણ નિદ્રાને ભલે સેવે.)

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'અજીર્ણના રોગીઓને દિવસે ઊંઘવાની અહીં છૂટ આપી છે, તેથી તે સંબંધે આવી શંકા થાય છે કે, અજીર્ણના રોગીઓ દિવસે ઊંઘે તે તો ઠીક નથી લાગતું; કેમ કે દિવસે ઊંઘવાથી કફની વૃદ્ધિ થતાં અગ્નિની મંદતા જ થાય અને તેથી અજીર્ણ વધીને અન્નનું પચવું ન જ થાય! આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે: દિવસે ઊંઘવાથી અજીર્ણના રોગીઓની ધાતુઓ એકસરખી થાય છે; અને તે પ્રમાણે ધાતુઓની સમાનતા થતાં દોષો પોતપોતાનાં સ્થાને રહેલા થાય છે અને તે જ કારણે મંદ નહિ થયેલો જઠરાગ્નિ ઊલટો પાચન કરવા સમર્થ થાય છે, જેથી અજીર્ણનું જલદી પાચન થાય છે; તેમ જ વધેલો કફ પણ અગ્નિની મંદતા ઉપજાવવા સમર્થ થતો નથી; એ કારણે અજીર્ણના રોગીઓને દિવસની નિદ્રા ઊલટી હિતકારી થાય છે; તેમ જ જેઓએ રાત્રે જાગરણ કર્યું હોય તેઓએ પણ રાત્રે જેટલો કાળ જાગરણ કર્યું હોય, તેટલા કાળમાંથી અર્ધો કાળ સુધી દિવસે ઊંઘવું જોઈએ; એમ સુશ્રુતે શારીરના ૪થા અધ્યાયમાં કહ્યું છે. અહીં ગીતા આદિથી કૃશ થયેલા વગેરેને દિવસે ઊંઘવા માટે જે છૂટ આપી છે, તે હરકોઈ કાળે પણ છૂટી અપાઈ છે; અર્થાત્ ગ્રીષ્મઋતુ સિવાયની બધી ઋતુમાં પણ અહીં જણાવેલા આ લોકો જ દિવસે નિદ્રા કરી શકે છે; પરંતુ અહીં ગણાવેલા સિવાયના લોકો ગ્રીષ્મઋતુ સિવાયની બીજી ઋતુઓમાં દિવસે નિદ્રા કરે તે નિષિદ્ધ છે. આ સંબંધે સુશ્રુતે પણ શારીરના ૪થા અધ્યાયમાં આમ કહ્યું છે: 'सर्वर्तुषु दिवास्वापः प्रतिषिद्धोऽन्यत्र ग्रीष्मात्, प्रतिषिद्धेष्वपि तु बालवृद्धस्त्रीकर्शितक्षतक्षीणमद्यनित्ययानवाहनाध्वकर्मपरिश्रान्तानामभुक्तवतां मेदस्वेदकफरसरक्तक्षीणानामजीर्णिनां च मुहूर्तं दिवास्वपनमप्रतिषिद्धम्, रात्रौ जागरितानां जागरितकालादर्धमिष्यते'–ગ્રીષ્મઋતુ સિવાયની બીજી કોઈ પણ ઋતુમાં દિવસે ખરી રીતે સુવાય જ નહિ, છતાં એ નિષેધેલા કાળમાં પણ બાળક, વૃદ્ધ, સ્ત્રી સાથેના મૈથુનથી થાકેલા, ક્ષતથી ક્ષીણ થયેલા, હમેશાં મદ્યપાન કરનારા, વાહન પર બેસવાથી થાકેલા, પંથ કે મુસાફરી કરવાથી થાકેલા, કામ કરવાથી થાકેલા, ઉપવાસીઓ, ક્ષીણ મેદવાળા, ક્ષીણ પરસેવાવાળા, ક્ષીણ કફવાળા, ક્ષીણ રસવાળા, ક્ષીણ રક્તવાળા અને અજીર્ણના રોગીઓ દિવસે બે ઘડી સુધી ઊંઘે તો તેઓ માટે હરકત નથી; રાત્રે જેઓ જાગ્યા હોય તેઓએ પણ રાત્રે જેટલો કાળ જાગ્યા હોય તેટલા કાળથી અર્ધો કાળ સુધી જ દિવસે ઊંઘવું જોઈએ.'

શ્રી ગંગાધર સુશ્રુતના શારીરમાંથી આ એક શ્લોક અહીં વધુ ટાંકે છે: 'दिवा वा यदि वा रात्रौ निद्रा सात्म्यीकृता तु यैः । न तेषां स्वपतां दोषो जाग्रतां वा विधीयते'–જેઓએ દિવસે કે રાત્રે નિદ્રાને સાત્મ્ય કરી લીધી હોય કે પોતાની પ્રકૃતિને માફક કરી લીધી હોય તેઓ દિવસે કે રાત્રે નિદ્રા સેવે કે જાગે તોયે કોઈ દોષ નથી–તેઓને કોઈ જાતનો રોગ કે હરકત આવતી નથી.'

શ્રી ચક્રપાણિ અહીં વધુ ઠીક સમજાવે છે: દિવસે પણ જેઓ નિદ્રા સેવી શકે તેઓને અહીં ગણ્યા છે: 'જેઓ સંગીત ગાઈને કૃશ થયા હોય, તેઓની ધાતુઓ દિવસે ઊંઘવાથી પુષ્ટ થતાં તેઓને આરોગ્ય પ્રાપ્ત થાય છે; અતીસાર વગેરેના રોગમાં પણ દિવસની નિદ્રા પોતાના પ્રભાવથી હિતકારી થાય છે; અજીર્ણના રોગીઓને પણ અજીર્ણનું પાચન થાય તે માટે દિવસની નિદ્રા જરૂરી હોય છે; કેમ કે તેઓની એ નિદ્રા જ તેઓના સ્રોતોને (કફથી) રોકી દઈ અગ્નિનું બળ વધારીને જલદી આહારને પચાવે છે; જે માણસોને દિવસની નિદ્રા માફક આવી હોય, છતાં તેઓ એ નિદ્રાનો ત્યાગ કરે તો દોષ જ થાય એટલે તેઓએ તો દિવસે

નિદ્રા લેવી જ જોઈએ. વળી જેઓ રાત્રે જાગ્યા હોય, તેઓએ તે જાગરણથી ઉત્પન્ન થયેલ વાયુનો ક્ષોભ કે પ્રકોપ શમાવવા માટે દિવસે નિદ્રા લેવી જ જોઈએ; તે સંબંધે ક્ષીરપાણિએ પણ આવું વચન કહ્યું છે: 'यावत्कालं न सुप्तः स्याद् रात्रौ स्वप्नाद् यथोचितात्। ततोऽर्धमात्रं तत्कालं दिवास्वप्नो विधीयते–રાત્રે જેટલા કાળ સુધી યથાયોગ્ય ઊંઘવું જોઈએ, તેટલા કાળ સુધી જે માણસ ઊંઘ્યો ન હોય, તેણે તેટલા કાળમાંથી અર્ધો કાળ સુધી દિવસે નિદ્રા કરવી જોઈએ.' દિવસની આ નિદ્રા જેઓ દિવસે જમ્યા ન હોય તેઓએ જ કરવી જોઈએ, એમ હારિતે કહ્યું છે: 'भुक्त्वा स्वप्नं न सेवेत सुस्थोऽप्यसुखितो भवेत्–જમ્યા પછી દિવસે ઊંઘવું ન જોઈએ; કેમ કે તેથી (કફ વધતાં) સ્વસ્થ માણસ પણ અસ્વસ્થ થાય છે.' બીજા ગ્રંથોમાં પણ કસરત વગેરેના પરિશ્રમમાં દિવસે ઊંઘવાની જ્યાં છૂટ આપી છે, ત્યાં પણ આમ જ કહેવાયું છે કે, 'नरान् निरशनान् कामं दिवा स्वापयेत्'–જે માણસોએ દિવસે આહાર લીધો ન હોય તેઓને તેમની ઇચ્છાનુસાર દિવસે ઊંઘવા દેવા જોઈએ.' અહીં ૪૦ મા શ્લોકમાં છેલ્લે 'सार्वकालिकम्' પદ મૂક્યું છે, છતાં ગ્રીષ્મઋતુનો તો ત્યાગ જ કરવો જોઈએ; અર્થાત્ ગ્રીષ્મઋતુમાં તો રાત્રિઓ ટૂંકી હોય છે, તેથી રાત્રે નિદ્રા ઓછી થાય છે, તેથી એ ગ્રીષ્મમાં તો નિદ્રાને પૂરતી કરવા સારુ દિવસે પણ નિદ્રા કરવી, તે યોગ્ય છે, એમ અહીં સૂચવ્યું છે. ૩૮–૪૦

### ઉપર જણાવેલાઓને દિવસની નિદ્રાથી લાભ

**धातुसाम्यं तथा ह्येषां बलं चाप्युपजायते।**
**श्लेष्मा पुष्णाति चाङ्गानि स्थैर्यं भवति चायुषः॥४१॥**

**એ રીતે (ઉપર જણાવેલા) એ લોકોને દિવસે ઊંઘવાથી ધાતુઓની સમાનતા થાય છે, બળ ઉત્પન્ન થાય છે, કફ તેઓનાં અંગોને પુષ્ટ કરે છે અને તેઓના આયુષની પણ સ્થિરતા થાય છે. ૪૧**

### ગ્રીષ્મઋતુમાં દિવસે પણ નિદ્રા સારી

**ग्रीष्मे चादानरूक्षाणां वर्धमाने च मारुते।**
**रात्रीणां चातिसङ्क्षेपाद्दिवास्वप्नः प्रशस्यते॥४२॥**

**ગ્રીષ્મઋતુ એ આદાનકાળ છે, તેથી એ કાળે રૂક્ષ થતા લોકોનો વાયુ વધતો રહે છે; તેમ જ ગ્રીષ્મઋતુની રાત્રિઓ પણ ઘણી ટૂંકી હોય છે, તેથી એ ગ્રીષ્મઋતુમાં દિવસે ઊંઘવું, તે ઉત્તમ ગણાય છે. ૪૨**

યોગીન્દ્રનાથ સેન અહીં આવો ભાવ કાઢે છે: 'ગ્રીષ્મમાં આદાન અતિ વધુ હોય છે, તેથી પવનનો ચય થાય છે, એ કારણે લોકોનાં શરીર અતિરૂક્ષ બને છે, તેમ જ ગ્રીષ્મની રાત્રિઓ પણ ટૂંકી હોય છે, તેથી રાત્રે પૂરતી નિદ્રા લઈ શકાતી નથી, માટે નિદ્રાને પૂરી કરવા દિવસે નિદ્રા કરવી તે સારી છે. ૪૨

### ગ્રીષ્મ સિવાયના કાળે દિવસની નિદ્રા સારી નથી

**ग्रीष्मवर्ज्येषु कालेषु दिवास्वप्नात्प्रकुप्यतः।**
**श्लेष्मपित्ते, दिवास्वप्नस्तस्मात्तेषु न शस्यते॥४३॥**

**ગ્રીષ્મ સિવાયના કાળોમાં દિવસે ઊંઘવાથી કફ અને પિત્ત બન્ને અત્યંત કોપે છે, તે કારણે એ કાળોમાં દિવસે ઊંઘવું, તે ઉત્તમ ગણાતું નથી.**

ગ્રીષ્મ સિવાયના કાળે દિવસે નિદ્રા સેવવી તે કફ અને પિત્તને વધારનાર છે, તે કારણે ગ્રીષ્મ સિવાયના કાળમાં દિવસની નિદ્રા હિતકારી નથી. ૪૩

### આ માણસોએ દિવસે ન ઊંઘવું

**मेदस्विनः स्नेहनित्याः श्लेष्मलाः श्लेष्मरोगिणः।**
**दूषीविषार्ताश्च दिवा न शयीरन् कदाचन॥४४॥**

**જેઓમાં મેદ પુષ્કળ હોય, જેઓ કાયમ સ્નેહયુક્ત આહારો સેવવાનો સ્વભાવ ધરાવતા હોય, જેઓ કફની પ્રકૃતિવાળા હોય, જેઓને કફનો રોગ હોય અને જેઓ દૂષીવિષથી પીડાતા હોય, તેઓએ દિવસે કદી ઊંઘવું નહિ. ૪૪**

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'दूषीविष–रसादिषु स्थितं विषं धातुदूषकत्वाद् दूषीविषम् उच्यते–જે વિષ રસ આદિમાં રહ્યું હોય, તે ધાતુઓને દૂષિત કરનારું હોય છે, તે કારણે 'દૂષીવિષ' કહેવાય છે.' આ દૂષીવિષથી પીડાયેલા તેમ જ મેદસ્વી વગેરે અહીં જણાવેલા લોકોએ ગ્રીષ્મમાં કે બીજા પણ હરકોઈ કાળે દિવસની નિદ્રા કદી ન સેવવી જોઈએ. સુશ્રુત તો અહીં કહેલા લોકો માટે રાત્રે પણ નિદ્રાનો પ્રતિષેધ કહે છે: 'कफमेदोविषार्त्तानां रात्रौ जागरणं हितम्–જેઓ કફ, મેદ તથા વિષથી પીડાયા હોય, તેઓને તો રાત્રે પણ જાગરણ કરવું હિતકારી છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ દૂષીવિષનું લક્ષણ આવું ઉતારે છે: 'जीर्णं विषघ्नौषधिभिर्हतं वा दावाग्निवातातपशोषितं वा। स्वभावतो वा गुणविप्रहीनं विषं हि दूषीविषतामुपैति॥ दूषितं देशकालान्नदिवास्वापैरभीक्ष्णशः। यस्मात् संदूषयेद् धातूँस्तस्माद् दूषीविषं स्मृतम्–જે વિષને વિષનાશક ઔષધીઓથી મારી નાખ્યું હોય; એટલે જેની ઝેરી

તીવ્રતાનો ઔષધિઓથી નાશ કરી નાખ્યો હોય; અથવા વનના અગ્નિથી, વાયુથી કે તડકાથી જે સુકાઈ ગયું હોય; અથવા જે સ્વભાવથી જ ગુણરહિત બન્યું હોય, તેને 'દૂષીવિષ' કહેવામાં આવે છે; એવું વિષ તત્કાળ મારનારું હોતું નથી, પરંતુ લાંબાકાળે પોતાના ઝેરની અસર ઉત્પન્ન કરે જ છે. વળી જે વિષ દેશ, કાળ, અન્ન તથા દિવસની નિદ્રાથી વારંવાર દૂષિત થતું હોય અને જે કારણે રસ, આદિ ધાતુઓને દૂષિત કરે છે, તે કારણે પણ 'દૂષીવિષ' કહેવાય છે.' (આ દૂષીવિષ સંબંધે વધુ સુશ્રુતમાં કલ્પસ્થાનના બીજા અધ્યાયના ૯-૧૨ શ્લોકો જુઓ.) ૪૪

**દિવસની અહિત નિદ્રાના દોષોનું વર્ણન**

हलीमकः शिरःशूलं स्तैमित्यं गुरुगात्रता ।
अङ्गमर्दोऽग्निनाशश्च प्रलेपो हृदयस्य च ॥ ४५ ॥
शोफारोचकहृल्लासपीनसार्धावभेदकाः ।
कोठोऽरुःपिडकाः कण्डूस्तन्द्रा कासो गलामयः ॥४६
स्मृतिबुद्धिप्रमोहश्च संरोधः स्रोतसां ज्वरः ।
इन्द्रियाणामसामर्थ्यं विषवेगप्रवर्तनम् ॥ ४७ ॥
भवेन्नृणां दिवास्वप्नस्याहितस्य निषेवणात् ।
तस्माद्धिताहितं स्वप्नं बुद्ध्वा स्वप्यात्सुखं बुधः ॥४८

દિવસની અહિતકારી નિદ્રાના (નિત્ય-અતિ) સેવનથી માણસોને હલીમક રોગ, મસ્તકનું શૂળ, અંગો પર ભીનાં કપડાં લપેટ્યાં હોય તેવા અનુભવ રૂપ સ્તૈમિત્ય, શરીરનું ભારેપણું, અંગમર્દ-એટલે અંગો જાણે મસળાઈ જતાં હોય તેવો અનુભવ, જઠરાગ્નિની મંદતા, હૃદયનો પ્રલેપ એટલે હૃદય પર જાણે કફનો લેપ કે ચીકાશ થયેલ હોય તેવો અનુભવ, સોજા, અરોચક, હૃલ્લાસ કે મોળ-ઉબકા, પીનસ કે સળેખમ, અર્ધાવભેદક અથવા આધાશીશી, કોઠરોગ, અરુષ કે અરુંષિકા રોગ, પિડકા કે ફોલ્લીઓ, કંડૂ કે ચેળ, તંદ્રા કે ઘેન, ઉધરસ, ગળાનો રોગ, સ્મરણશક્તિનો તથા બુદ્ધિનો પ્રમોહ કે અલ્પતા, સ્રોતોનું (કફથી) રોકાવું, જ્વર, ઇંદ્રિયોનું અસામર્થ્ય તથા વિષના વેગની પ્રવૃત્તિ થાય છે; તે માટે વિદ્વાન કે સમજુ માણસે નિદ્રાને હિત-અહિત જાણી-સમજીને સુખકારક નિદ્રા સેવવી. ૪૫-૪૮

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: 'એકંદર અહિત નિદ્રાના સેવનથી થતાં અનિષ્ટો અહીં કહ્યાં છે; એ ઉપરથી હરકોઈ નિષેધેલા કાળે વધુપડતી નિદ્રાનું સેવન અહીં જણાવેલા રોગોનું કારણ બને છે, માટે સમજુ માણસે હિત-અહિત નિદ્રાનું જ્ઞાન મેળવી યોગ્ય સમયે માપસર જ હિત નિદ્રાનું સેવન કરવું તે સુખકારી છે. આ સંબંધે સુશ્રુતે શારીરના ૪થા અધ્યાયમાં આવી સ્પષ્ટતા લખી છે: 'विकृतिर्हि दिवास्वप्नो नाम, तत्र स्वपतामधर्मः सर्वदोषप्रकोपश्च, तत्प्रकोपाच्च श्वासकासप्रतिश्यायशिरोगौरवाङ्गमर्दारोचकज्वराग्निदौर्बल्यानि भवन्ति, रात्रावपि जागरितवतां वातपित्तनिमित्तास्त एवोपद्रवा भवन्ति, भवन्ति चात्र-'तस्माज्जागरणं रात्रौ दिवास्वप्नं च वर्जयेत्। ज्ञात्वा दोषकरावेतौ बुधः स्वप्नं मितं चरेत्। अरोगः सुमना ह्येवं बलवर्णान्वितो वृषः। नातिस्थूलकृशः श्रीमान् नरो जीवेत् समाः शतम्। निद्रा सात्म्यीकृता यैस्तु रात्रौ च यदि वा दिवा। न तेषां स्वपतां दोषो जाग्रतां वाऽपि जायते॥-દિવસે ઊંઘવું, એ એક વિકાર જ છે; તેમ જ દિવસના સમયે ઊંઘતા માણસોને અધર્મ લાગુ થાય છે અને તેઓના સર્વ દોષોનો પ્રકોપ થાય છે; તે દોષોના પ્રકોપથી શ્વાસ, દમ, ઉધરસ, સળેખમ, માથું ભારે થવું, અંગોનું ભાંગવું, અરુચિ, જ્વર તથા અગ્નિની દુર્બળતા થાય છે; તેમ જ રાત્રે જાગરણ કરતા માણસોને પણ વાત અને પિત્તના કારણવાળા તે જ ઉપદ્રવો થાય છે; આ સંબંધે અહીં શ્લોકો પણ એમ જ જણાવે છે, માટે રાત્રે જાગવું નહિ અને દિવસે ઊંઘવું નહિ; કેમ કે એ બંને દોષ કરનાર છે, એમ સમજી સમજુ માણસે તે બંનેનો ત્યાગ કરવો જોઈએ; તેમ જ પ્રમાણસર જ નિદ્રા સેવવી જોઈએ; એમ વર્તનારો મનુષ્ય રોગરહિત, પ્રસન્ન મનવાળો, બળ તથા વર્ણથી યુક્ત, મૈથુનશક્તિથી યુક્ત, નહિ અતિસ્થૂલ અને નહિ અતિકૃશ તથા શોભાયમાન રહી સો વર્ષો સુધી જીવે છે; જે લોકોએ નિદ્રાને પોતાના સાત્મ્યરૂપ અથવા પ્રકૃતિને હિતકારી તરીકે પોતાને અનુકૂળ કરી હોય છે, તેઓ રાત્રે જાગે કે દિવસે ઊંઘે અથવા હરકોઈ પ્રકારે જાગે કે ઊંઘે, છતાં તેઓને કોઈ દોષ કે હાનિ થતી નથી.' ૪૫-૪૮

**રાત્રે જાગવામાં તથા દિવસે ઊંઘવામાં દોષો**

रात्रौ जागरणं रूक्षं स्निग्धं प्रस्वपनं दिवा ।
अरूक्षमनभिष्यन्दि त्वासीनप्रचलायितम् ॥ ४९ ॥

રાત્રે જાગવું તે રૂક્ષ છે અને દિવસે ઊંઘવું તે સ્નિગ્ધ છે; તેમ જ (હરકોઈ સમયે) બેઠાં બેઠાં કંઈક નિદ્રા કરી લેવી કે ઝોકાં ખાવાં, એ રૂક્ષ નથી કે અભિષ્યંદિ પણ નથી. ૪૯

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ

સમજાવે છે: 'આ શ્લોકમાં પ્રાસંગિક નિદ્રાના ગુણ તથા જાગરણના ગુણ કહે છે: રાત્રે જાગવું તે રૂક્ષ છે; જોકે હરકોઈ સમયે જાગવું તે રૂક્ષ સ્વભાવનું જ હોય છે; છતાં દિવસે જાગવું તે શરીરને સાત્મ્ય કે પ્રકૃતિને અનુકૂળ હોય છે; કેમ કે રાત્રે ઊંઘવાથી શરીર સ્નિગ્ધ થયું હોય છે, તેથી દિવસનું એ જાગવું તે એટલું બધું રૂક્ષ કરનાર નથી; આ જ કારણે રાત્રિના જાગરણને રૂક્ષ કહ્યું છે; એ જ પ્રમાણે દિવસે ઊંઘવા વિષે પણ સમજવું; દિવસે ઊંઘવું તે સ્નિગ્ધ છે; પરંતુ બેઠાં બેઠાં ઝોકાં ખાવાં તે રૂક્ષ નથી અને અભિષ્યંદિ કે સ્નિગ્ધ અથવા કફ કરનાર પણ નથી; અભિષ્યંદિ એટલે દોષોનું, ધાતુઓનું, મળનું તથા સ્રોતોનું ચિકાશ-થી પૂરાઈ જવા કલેદરૂપે થવું અથવા કચકચતા રૂપે થવું તે જાણવું. ૪૯

**જીવનમાં આહારના જેવી જ નિદ્રાની પ્રધાનતા**

**देहवृत्तौ यथाऽऽहारस्तथा स्वप्नः सुखो मतः ।**
**स्वप्नाहारसमुत्थे च स्थौल्यकार्श्ये विशेषतः ॥ ५० ॥**

**દેહની સ્થિતિમાં કે દેહને ટકાવી રાખવામાં (વિધિપૂર્વક સેવેલો) આહાર જેવો સુખકારક છે, તેવી જ (વિધિપૂર્વક જ સેવેલી) નિદ્રા પણ સુખકારક મનાય છે; (શરીરની) સ્થૂલતા અને કૃશતા વિશેષે કરી નિદ્રા તથા આહારરૂપ કારણથી જ ઉત્પન્ન થાય છે. ૫૦**

હરકોઈ પ્રાણીનું જીવન વિધિથી સેવેલા આહારથી તથા વિધિથી સેવેલી નિદ્રાથી જ ટકી રહે છે; વિધિપૂર્વક આહાર તથા નિદ્રા સેવવાથી શરીરમાં સ્થૂલતા થાય છે; અને વિધિ વિના સેવેલા આહારથી તથા નિદ્રાથી શરીરમાં કૃશતા થાય છે; એકંદર પ્રાણીમાત્રનું નીરોગી જીવન યોગ્ય આહાર અને યોગ્ય નિદ્રાને અધીન છે, એમ જણાવવા માગે છે. ૫૦

**નિદ્રાનાશના પ્રતિકારો**

**अभ्यङ्गोत्सादनं स्नानं ग्राम्यानूपौदका रसाः ।**
**शाल्यन्नं सदधि क्षीरं स्नेहो मद्यं मनःसुखम् ॥५१॥**
**मनसोऽनुगुणा गन्धाः शब्दाः संवाहनानि च ।**
**चक्षुषोस्तर्पणं लेपः शिरसो वदनस्य च ॥ ५२ ॥**
**स्वास्तीर्णं शयनं वेश्मसुखं कालस्तथोचितः ।**
**आनयन्त्यचिरान्निद्रां प्रनष्टा या निमित्ततः ॥ ५३ ॥**

**જે નિદ્રા અમુક કોઈ કારણે નાશ પામી હોય કે ઊડી ગઈ હોય તેને (શરીર પરનું) અભ્યંગ કે માલિશ, ઉત્સાદન કે ઉદ્વર્તન, સ્નાન; ગામનાં પશુપક્ષીઓ, જલપ્રાય પ્રદેશનાં પશુ–પક્ષીઓ તથા જલચર પશુપક્ષીઓના માંસના રસો; દહીં સહિત શાલિ ચોખારૂપ અન્ન, દૂધ, સ્નેહ, મદ્ય, મનનું સુખ કે માનસિક શાંતિ, મનને અનુકૂળ ગંધો, મનને અનુકૂળ શબ્દો, સંવાહનો કે શરીર દબાવવું કે અંગચંપી, બન્ને નેત્રોનું તર્પણ, મસ્તક પર (ચંદનાદિનો) લેપ, મુખ પર લેપ, સારી રીતે બિછાવેલી શય્યા, સુખકારક ઘર તથા ટેવાયેલો યોગ્ય કાળ, એટલાં તરત લાવે છે. (ઊડી ગયેલી ઊંઘ લાવવા માટેના આ તાત્કા-ઉપાયો છે.) ૫૧–૫૩**

યોગીન્દ્રનાથ સેન અહીં કેટલુંક વધુ સમજાવે છે: 'આ ઉપાયો પૈકી 'संवाहनानि–स्पर्शसुखानि अङ्गमर्दनानि–સ્પર્શ' કરતાં સુખ ઊપજે તેવું શરીરનું મર્દન, દબાવવું કે ચંપી વગેરે સમજાય છે; શીતળ દ્રવ્યોથી મસ્તક પર તથા મુખ પર લેપ કરવાથી પણ નિદ્રા તરત આવે છે; તેમ જ સાધારણ પવન વગેરેના ગુણથી યુક્ત ઘર પણ સુખકારક હોવાથી નિદ્રા લાવે છે અને જે વેળા નિદ્રા કરવાનો અભ્યાસ પડ્યો હોય તે સમય પણ તરત નિદ્રા લાવે છે; એ નિદ્રા કોઈ નિમિત્તે કે કારણે ઊડી ગઈ હોય તો જ આ બધાં સાધનોથી નિદ્રા લાગુ થાય છે; પરંતુ કોઈ અરિષ્ટ કે ઉપદ્રવથી નિદ્રાનાશ થયો હોય તો આ ઉપાયોથી નિદ્રા આવતી નથી; એ નિદ્રાનાશનાં કારણો હવે નીચે કહેવાશે. સુશ્રુતે પણ શારીરના ૪ થા અધ્યાય-માં આમ કહ્યું છે: 'निद्रानाशेऽभ्यङ्गयोगो मूर्ध्नि तैलनिषेवणं, गात्रस्योद्वर्त्तनं चैव हितं संवाहनानि च । शालिगोधूमपिष्टान्न-भक्ष्यैरैक्षवसंस्कृतैः । भोजनं मधुरं स्निग्धं क्षीरमांसरसादिभिः । रसैर्विलेशयानां च विष्किराणां तथैव च । द्राक्षासितेक्षुद्रव्याणा-मुपयोगो भवेन्निशि । शयनासनयानानि मनोज्ञानि मृदूनि च । निद्रानाशे तु कुर्वीत तथान्यान्यपि बुद्धिमान्–નિદ્રાનો નાશ થાય કે ઊંઘ ન આવે તો તેલમાલિશ કરવું, માથા પર તેલ ઘસાવવું, શરીર પર પીઠી વગેરે ચોળાવી, શરીરને સ્વચ્છ કરવું, અંગો ચંપાવવાં, શેલડીના વિકાર–ખાંડ–સાકર વગેરે નાખી સંસ્કારી કરેલા શાલિ-ચોખા, ઘઉંના લોટનાં કે પડસૂલીનાં પક્વાન્ન વગેરે ભક્ષ્ય પદાર્થોથી યુક્ત અને દૂધ તથા માંસના રસો વગેરેથી સ્નિગ્ધ કરેલું મધુર ભોજન ખાવું; દરમા રહેનારાં પ્રાણીઓના માંસરસો તથા વિષ્કિર–પક્ષીઓના માંસરસોથી યુક્ત ભોજન કરવું; દ્રાક્ષ, સાકર તથા શેરડીનાં દ્રવ્યોનો રાત્રે ઉપયોગ કરવો; મનને ગમે એવાં સુંદર અને કોમળ શયનો, આસનો તથા વાહનોનો બુદ્ધિમાન માણસે નિદ્રા-

નાશમાં ઉપયોગ કરવો; તેમ જ બીજા પણ તેવા ઉપાયો કરવા.' ૫૧-૫૩

**અતિનિદ્રા કે નિદ્રાના અતિયોગનાં વારણ**

**कायस्य शिरसश्चैव विरेकश्छर्दनं भयम् ।**
**चिन्ता क्रोधस्तथा धूमो व्यायामो रक्तमोक्षणम् ॥५४**
**उपवासोऽसुखा शय्या सत्त्वौदार्यं तमोजयः ।**
**निद्राप्रसङ्गमहितं वारयन्ति समुत्थितम् ॥ ५५ ॥**

શરીરનું વિરેચન, મસ્તકનું વિરેચન, ઊલટી, ભય, ચિંતા, ક્રોધ તથા ધુમાડો કે ધૂમપાન, કસરત, લોહી કઢાવવું, ઉપવાસ, સુખકારક ન હોય એવી શય્યા, સત્ત્વગુણની અધિકતા તથા તમોગુણનો જય, એટલાં અહિતરૂપે ઉત્પન્ન થયેલ નિદ્રાપ્રસંગ કે અતિનિદ્રાનું વારણ કરે છે. ૫૪,૫૫

યોગીન્દ્રનાથ સેન લખે છે કે સત્ત્વગુણને વધુ વધારવાથી વધેલી નિદ્રા ઓછી થાય છે; તેમ જ યોગાભ્યાસ વગેરેથી તમોગુણને જીતવાથી પણ નિદ્રાની અતિપ્રસક્તિ કે અતિયોગ દૂર થાય છે. સુશ્રુતે પણ શારીરના ૪થા અધ્યાયમાં આમ કહ્યું છે: 'वमेन्निद्रातियोगे तु कुर्यात् संशोधनानि च । लङ्घनं रक्तमोक्षं च मनोव्याकुलनानि च–નિદ્રાનો અતિયોગ થાય કે અતિવધુ પ્રમાણમાં નિદ્રા આવ્યા કરે તો વમન કરવું, સંશોધનો કરવા, ઉપવાસ કરવા, લોહી કઢાવવું અને મનમાં વ્યાકુળતા થાય, એવા ઉપાયો કરવા.' ૫૪,૫૫

**નિદ્રાનાશનાં કારણો**

**एत एव च विज्ञेया निद्रानाशस्य हेतवः ।**
**कार्यं कालो विकारश्च प्रकृतिर्वायुरेव च ॥ ५६ ॥**

અતિનિદ્રાને દૂર કરવાના જે ઉપાયો ઉપર કહ્યા, એ જ નિદ્રાનાશનાં પણ કારણો જાણવાં; તેમ જ કાર્ય (એટલે કામમાં આસક્તિ), કાળ કે વૃદ્ધાવસ્થા, એવો કોઈ રોગ, સ્વભાવ તથા (વધેલો) વાયુ પણ નિદ્રાનાશમાં કારણ બને છે. ૫૬

યોગીન્દ્રનાથ સેન અહીં આવી સ્પષ્ટતા કરે છે: 'ઉપર જણાવેલ શરીરવિરેચન, મસ્તકવિરેચન વગેરે અતિનિદ્રાનાં વારણરૂપ ઉપાયોથી તેમ જ હરકોઈ કામમાં આસક્ત રહેવાથી નિદ્રા આવતી નથી, કેટલાકનો એવો સ્વભાવ હોય છે, તે પણ નિદ્રાનાશમાં કારણ થાય છે; તેમ જ વધેલો વાયુ અને 'च'કાર મૂકેલો હોવાથી વધેલું પિત્ત પણ નિદ્રાનો નાશ કરે છે. વૃદ્ધવાગ્ભટે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૯મા અધ્યાયમાં આમ કહે છે: 'वृद्धिश्चानिलपित्तयोः–વાયુની તથા પિત્તની વૃદ્ધિ પણ નિદ્રાનાશનું કારણ થાય છે.' સુશ્રુતે પણ શારીરના ૪થા અધ્યાયમાં આમ કહ્યું છે: 'निद्रानाशोऽनिलात् पित्तान्मनस्तापात् क्षयादपि । संभवत्यभिघाताच्च प्रत्यनीकैः प्रशाम्यति–વાયુના તથા પિત્તના પ્રકોપથી, માનસિક તાપથી, ક્ષયરોગથી અને અભિઘાત કે કંઈ વાગી જવું કે જખમ થવાથી નિદ્રાનો નાશ થાય છે; અને તેઓથી વિરુદ્ધ માલિશ વગેરે વાયુનાશક તથા પિત્તશામક વગેરે ઉપાયો કરવાથી તે નિદ્રાનાશ મટે છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: ઘરડો થયેલો માણસ પોતાની વૃદ્ધાવસ્થાના સ્વભાવને લીધે ઊંઘી શકતો નથી; તેમ જ જે માણસ વાયુપ્રધાન પ્રકૃતિ કે સ્વભાવવાળો હોય તે પણ ઊંઘતો નથી; પરંતુ જે માણસનો વાયુ સમસ્થિતિમાં હોય તેને એ વાયુ નિદ્રાનાશમાં કારણ બનતો નથી; વિષમવાયુ તો 'विकार' પદથી લેવાઈ જાય છે; એટલે વાયુ પ્રકૃતિવાળો માણસ જાગતો જ રહે છે; તેની એ વાયુપ્રકૃતિની નિશાની આ હોય છે કે તેના હાથ પગ વગેરે ફાટી ગયેલા હોય છે; આવો વાયુપ્રકૃતિ કે વાયુનો સ્વભાવ માણસને વિશેષે કરી નિદ્રાનાશનું કારણ બને છે; આ જ અભિપ્રાયથી મૂળમાં 'प्रकृतिर्वायुरेव च' એમ 'प्रकृति.' પદ મૂકીને ફરી 'वायुः' પદ મૂક્યું છે; અર્થાત્ વાયુરૂપ પ્રકૃતિ કે સ્વભાવ નિદ્રાનાશમાં ખાસ કારણ છે. હરકોઈ માણસોનો કાયમ જાગતા રહેવાનો જે સ્વભાવ હોય છે, તેનો એ નિસર્ગ નથી, પણ તેની પ્રકૃતિરૂપ વાયુને લીધે જ તેને જાગતા રહેવાનો સ્વભાવ પડ્યો હોય છે.

શ્રી ચક્રપાણિ પણ લગભગ આમ જ સમજાવે છે કે, હરકોઈ કાર્યમાં આસક્ત બનેલો માણસ ઉંઘતો નથી, એમ મૂળમાં 'कार्यम्' પદ મૂકીને જણાવ્યું છે; વૃદ્ધાવસ્થારૂપ કાળ પણ નિદ્રાનાશનું કારણ બને છે; આપણે જોઈએ છીએ કે વૃદ્ધ માણસો સ્વભાવથી જ જાગતા હોય છે; તે જ પ્રમાણે શૂળ વગેરે વ્યાધિ પણ નિદ્રાનાશ કરે છે; અને પ્રકૃતિ એટલે સ્વભાવ પણ નિદ્રાનાશ કરે છે; અર્થાત્ કેટલાક માણસો પોતાના સ્વભાવથી જ ઊંઘી શકતા નથી. મૂળમાં 'विकारश्च' એમ 'વિકાર' પદ મૂક્યુ છે, તે ઉપરથી જ વિકૃત વાયુ, નિદ્રાનાશનું કારણ હોય, એવો અર્થ મળી રહે છે; છતાં ફરી 'वायुरेव' એમ 'वायु' પદ મૂકવામાં આવ્યું છે, તે આમ સૂચવે છે કે વિશેષે કરી વાયુ જ નિદ્રાનાશ કરનારો હોય છે. ૫૬

**નિદ્રાના ૭ ભેદો**

**तमोभवा श्लेष्मसमुद्भवा च मनःशरीरश्रमसंभवा च । आगन्तुकी व्याध्यनुवर्तिनी च रात्रिस्वभावप्रभवा च निद्रा ॥ ५७ ॥**

**रात्रिस्वभावप्रभवा मता या तां भूतधात्रीं प्रवदन्ति तज्ज्ञाः । तमोभवामाहुरघस्य मूलं, शेषाः पुनर्व्याधिषु निर्दिशन्ति ॥ ५८ ॥**

**તમોગુણથી ઉત્પન્ન થતી નિદ્રા,[1] કફથી ઉત્પન્ન થતી નિદ્રા,[2] મનના અને શરીરના શ્રમથી થતી નિદ્રા,[3] આગંતુકી નિદ્રા,[4] રોગને અનુસરનારી કે રોગના નિમિત્તે થતી નિદ્રા,[5] અને રાત્રિના સ્વભાવથી ઉત્પન્ન થતી નિદ્રા[6] એમ છ પ્રકારે નિદ્રા ઉત્પન્ન થાય છે; તેમાં જે નિદ્રા રાત્રિના સ્વભાવથી ઉત્પન્ન થાય છે, તેને નિદ્રાના જાણકાર વિદ્વાનો 'ભૂતધાત્રી' એટલે પ્રાણીઓનું ધારણ–પોષણ કરનારી નિદ્રા કહે છે. 'તમોભવા' કે તમોગુણથી થતી નિદ્રાને પાપનું મૂળ કહે છે; અને બાકીની નિદ્રાઓને વિદ્વાનો રોગોમાં થતી ગણે છે. ૫૭,૫૮**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આવી સ્પષ્ટતા કરે છે: 'તમોગુણનો વધારો થતાં જે નિદ્રા આવે છે તે 'તમોભવા' નામની પહેલી નિદ્રા છે; શરીરમાં કફનો વધારો થતાં સંજ્ઞાવાહી સ્રોતો પણ કફથી રુંધાઈ જાય છે, ત્યારે જે નિદ્રા થાય છે, તે બીજી 'શ્લેષ્મ-સમુદ્ભવા' નિદ્રા કહેવાય છે; તેમ જ મન તથા શરીર જ્યારે થાકે છે, ત્યારે એ થાકના લીધે મનની તથા શરીરની ક્રિયા બંધ થતાં જે નિદ્રા આવે છે, તે (ત્રીજી) મનઃશ્રમજન્ય તથા શરીરશ્રમજન્ય નિદ્રા કહેવાય છે; કોઈ બાહ્ય ઉપદ્રવાદિના કારણે જે નિદ્રા આવે છે, તે ચોથી 'આગંતુકી' નિદ્રા ગણાય છે; રોગના નિમિત્તે થતી પાંચમી નિદ્રા 'વ્યાધ્યનુવર્તિની' કહેવાય છે અને છઠ્ઠી રાત્રિના સ્વભાવથી થતી નિદ્રા 'રાત્રિસ્વભાવ-પ્રભવા' કહેવાય છે. આમ ૭ નિદ્રાઓ હોય છે; તેમાંની રાત્રિના સ્વભાવથી થતી નિદ્રા પ્રાણીઓના શરીરનું ધારણ-પોષણ કરનાર હોવાથી તેને નિદ્રાના જાણકાર વિદ્વાનો 'ભૂતધાત્રી' કહે છે; તમોગુણથી થતી નિદ્રાને પાપનું મૂળ કહે છે અને બાકીની ચાર નિદ્રાઓને તે વિદ્વાનો 'રોગમૂળ' કહે છે. આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગ-સંગ્રહના સૂત્રસ્થાનના ૯ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कालस्वभावामयचित्तदेहखेदैः कफागन्तुतमोभवा च । निद्रा बिभर्ति प्रथमा शरीरं पापात्मिका व्याधिनिमित्तमन्याः–કાળના સ્વભાવથી થતી નિદ્રા, રોગથી થતી નિદ્રા, ચિત્તના તથા દેહના થાકથી થતી નિદ્રા, કફના વધારાથી થતી નિદ્રા, આગંતુ–બાહ્ય કારણોથી થતી નિદ્રા અને તમોગુણથી થતી નિદ્રા, એમ ૭ પ્રકારની નિદ્રાઓ છે; તેમાંની પહેલી શરીરનું ધારણપોષણ કરે છે અને બાકીની બીજી પાપરૂપ તથા રોગનું મૂળ ગણાય છે.'

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર વધુ કેટલુંક જાણવા જેવું લખે છે: જેમ કે નિદ્રાની વિધિને ઉપર કહ્યા પછી હવે જુદાં જુદાં કારણોથી થતી નિદ્રાના ભેદો અહીં જણાવે છે: પહેલી નિદ્રા 'તમોભવા' આ કારણે થાય છે: હૃદયકમળ આત્માનું તથા મનનું સ્થાન છે; તેમાં તમોગુણનું આવરણ થયા વિના કોઈ પણ નિદ્રા થતી નથી; એટલે એ તમોગુણ નિદ્રાનું સાધારણ–સામાન્ય કારણ છે; તેમાં કફ વગેરે બીજું કોઈ પણ કારણ મળતું ન હોય, તેથી એ તમોગુણ જ આપોઆપ વધી જઈ નિદ્રાનું જ કારણ બને છે, તેથી એ 'તમોભવા' નિદ્રા કહેવાય છે; એ નિદ્રાને પાપના મૂળ તરીકે અહીં કહી છે; સુશ્રુતે પણ કહ્યું છે કે 'तामसी नामोक्ता सा प्रलयकाले भवति–તામસી નામે જે નિદ્રા છે, તે પ્રલયકાળે જ થાય છે.' એ સિવાયની બીજી નિદ્રા કફના ખૂબ વધારાથી થાય છે; ત્રીજી નિદ્રા મનના તથા શરીરના શ્રમથી ઉત્પન્ન થાય છે; જ્યારે મન કે ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવૃત્તિ કરે નહિ, ત્યારે એ ત્રીજી નિદ્રા આવે છે; ચોથી 'આગંતુકી' નિદ્રા જ્વર આદિના ઉપદ્રવરૂપે થાય છે; જ્વરમાં અરિષ્ટ આદિનું લક્ષણ આમ કહ્યું જ છે કે, 'शेते निपतितोऽपि वा–એ વેળા માણસ પડ્યો પડ્યો ઊંઘ્યા કરે છે.' રોગને અનુસરતી પાચમી નિદ્રા સંનિપાત જ્વર આદિમાં આવે છે; અને રાત્રિના સ્વભાવથી જે નિદ્રા આવે છે, તે છઠ્ઠી નિદ્રા કહેવાય છે; એ નિદ્રામાં તમોગુણનો, કફનો, મન–શરીરના શ્રમનો કે આગંતુકારણનો અથવા કોઈ રોગનો પણ સંબંધ હોતો નથી; દિવસે જે નિદ્રા આવે છે, તેમાં તમોગુણ તથા કફ કારણરૂપે હોય છે; આમ હરકોઈ નિદ્રા કારણ વિના તો આવતી જ નથી; આ બધી નિદ્રાઓમાં શ્રેષ્ઠ નિદ્રા તો રાત્રિના સ્વભાવથી જે થાય છે તે જ ગણાય છે. કારણ કે તેને 'भूतरात्री' કહે છે. (ગંગાધર પોતે આવો પાઠ રાખીને પોતાની ટીકામાં આમ લખે છે;) કારણ કે 'भूतानि राति–ददाति इति भूतरात्री'–ભૂતોને એટલે પ્રાણીમાત્રને જે પોતાનો આનંદ આપે છે, તેથી તેને વિદ્વાનોએ 'ભૂતરાત્રી' કહી છે. 'તમોભવા' નિદ્રાને અતિનિદ્રા કહી છે; કેમ કે તેમાં તમોગુણની અતિશય અધિકતા હોવાથી કાયમ પ્રાણીને નિદ્રાથી બેભાન સ્થિતિ રહેતાં કોઈ સદાચાર કે સદ્વર્તનનો અવકાશ જ મળતો નથી, તેથી જ એ નિદ્રાને પાપનું મૂળ કહી છે અને બાકીની

ચારે નિદ્રાઓને વ્યાધિઓમાં ગણી છે; એટલે કે સ્વભાવથી થતા રોગોના જેવી જ તે નિદ્રાઓ પણ સ્વભાવજન્ય વ્યાધિરૂપજ ગણાય છે; જેમ ક્ષુધા, તૃષા, જન્મ, મરણ વગેરે પણ સ્વભાવથી પ્રવૃત્ત હોઈ વ્યાધિરૂપ જ છે, તે જ પ્રમાણે રાત્રિસ્વભાવજન્ય નિદ્રા પણ સ્વભાવ-વ્યાધિ જ ગણાય છે; તેમ જ મન તથા શરીરના શ્રમથી થતી નિદ્રા પણ ધાતુઓની વિષમતાથી થતી હોઈને વ્યાધિરૂપ જ ગણાય છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ પણ અહીં ઠીક સમજાવે છે: તમોગુણના આધિક્યથી થતી નિદ્રા-'તમોભવા' છે; મન તથા દેહના શ્રમથી થતી નિદ્રા પણ આ કારણે થાય છે કે મન અને શરીરના શ્રમને લીધે ક્રિયાઓ બંધ પડે છે; એટલે કે મન કે ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવૃત્તિ કરે જ નહિ, તેથી નિદ્રા જ આવે છે; એ માનસિક તથા દૈહિક શ્રમ એવો અત્યંત વૃદ્ધિ પામેલો હોતો નથી, જેથી પુષ્કળ વાયુને કોપાવનાર ન હોઈ નિદ્રાનો નાશ ન કરે, પણ નિદ્રાને લાવે છે; એટલે એમ ન કહેવું કે હરકોઈ શ્રમ તો વાયુજનક હોઈને નિદ્રાનો નાશ કરનાર કેમ ન થાય? આપણે જોઈએ છીએ કે થાકેલા માણસોને અનિદ્રા હોતી નથી, પણ નિદ્રા જ ખૂબ આવે છે. આગંતુકી નિદ્રા ઉપદ્રવરૂપ હોય છે અને વ્યાધિને અનુસરતી નિદ્રા સંનિપાતજ્વર આદિના કાર્યરૂપ હોય છે. રાત્રિમાં થતી નિદ્રા રાત્રિના સ્વભાવથી ઉત્પન્ન થાય છે; પરંતુ દિવસે આવતી નિદ્રા તો તમોગુણ વગેરે ત્રણથી જ થાય છે, આ બધાં નિદ્રાઓમાં શ્રેષ્ઠ નિદ્રા તો રાત્રિસ્વભાવથી જ થનારી હોય છે; તે જ કારણે 'भूतानि-प्राणिनो दधाति-पुष्णातीति भूतधात्री-धात्रीव धात्री' -પ્રાણીમાત્રનું જે ધારણપોષણ કરે છે, તેથી જે ધાવમાતાના જેવી હોઈને 'भूतधात्री' કહેવાય છે; પરંતુ 'તમોભવા' નિદ્રા તો પાપનું મૂળ કારણ છે; કારણ કે એવા તમોગુણથી ઘેરાયેલો માણસ, સર્વકાળ નિદ્રામાં જ પડ્યો રહે છે, તેથી પોતાનાં નિત્યકર્તવ્ય કે સદાચારોથી ભ્રષ્ટ થઈ અધર્મને જ ઉત્પન્ન કરે છે, બાકીની નિદ્રાઓને શરીરની વ્યાધિરૂપ ગણવામાં પણ આ જ કારણ છે કે કફ વગેરે કેવળ વ્યાધિઓરૂપ જ હોય છે, તેથી તેઓમાં થતી નિદ્રા, પણ કેવળ વ્યાધિરૂપે જ ગણાય છે. 'આગંતુકી' નિદ્રા, અસાધ્ય વ્યાધિઓમાં થાય છે; તેથી પોતે પણ અસાધ્યવ્યાધિરૂપ જ ગણાય છે, તેથી તેને પણ વ્યાધિમાં જ ગણી છે; અથવા અહીં ૫૮ મા શ્લોકના છેલ્લા ચરણમાં રહેલ 'व्याधिषु निर्दिशन्ति' એ વાક્યનો આવો અર્થ કરવો કે 'તમોભવા તથા રાત્રિપ્રભવા સિવાયની ચાર નિદ્રાઓને વ્યાધિઓરૂપ આધારમાં થતી કહે છે.'

હિંદી ટીકાકાર જણાવે છે કે અહીં જેને 'भूतधात्री' કહી છે, તેને જ સુશ્રુતે 'વૈષ્ણવી' નામે કહી છે. ૫૭,૫૮

### અધ્યાયના વિષયોનો સંક્ષેપ

निन्दिताः पुरुषास्तेषां यौ विशेषेण निन्दितौ।
निन्दिते कारणं दोषास्तयोर्निन्दितभेषजम् ॥५९॥
येभ्यो यदा हिता निद्रा येभ्यश्चाप्यहिता यदा।
अतिनिद्रानिद्रयोश्च भेषजं यद्भवा च सा ॥६०॥
या या यथाप्रभावा च निद्रा तत्सर्वमत्रिजः।
अष्टौनिन्दितसंख्याते व्याजहार पुनर्वसुः ॥६१॥

આઠ નિંદિતની ગણતરીવાળા આ 'અષ્ટૌનિંદિતીય' નામના અધ્યાયમાં અત્રિપુત્ર પુનર્વસુ આત્રેય ઋષિએ પ્રથમ આઠ નિંદિત પુરુષો કહ્યા છે; પછી તેઓમાં અતિસ્થૂલ તથા અતિકૃશ, એ બંને વિશેષે કરી નિંદિત કહ્યા છે; પછી તેઓને નિંદિત કહેવામાં (અતિસ્થૂળતા તથા અતિકૃશતારૂપ) કારણ કહ્યું છે; પછી તે બન્નેના દોષો કહ્યા છે; તે પછી તેઓનું (અતિસ્થૂળપણું તથા અતિકૃશપણું-એ રૂપ) જે નિંદિત છે, તેનું ઔષધ કહ્યું છે; પછી જેઓને જે કાળે નિદ્રા હિતકારી હોય છે અને જેઓને જે કાળે નિદ્રા અહિતકારી થાય છે તે કહ્યું છે; પછી અતિનિદ્રાનાં તથા અનિદ્રાનાં ઔષધ કહ્યાં છે; પછી જે નિદ્રા જે કારણે (જેટલા પ્રકારે) ઉત્પન્ન થાય છે, તે કહ્યું છે અને તે પછી જે જે નિદ્રા જેવા જેવા પ્રભાવની છે, તે બધું કહેલ છે. ૫૯-૬૧

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'અષ્ટૌનિંદિતીય' નામનો ૨૧ મો અધ્યાય સમાપ્ત

## लङ्घनबृंहणीय-अध्याय २२ मो

अथातो लङ्घनबृंहणीयमध्यायं व्याख्यास्यामः।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવાની ઇચ્છા થઈ અને તે શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ કહેવા માટે અધિકારી પણ જાણ્યા, તે પછી 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારીને હવે અમે 'લઙ્ઘનબૃંહણીય' નામનો (૨૨ મો) અધ્યાય કહીશું, એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

ચરકોપસ્કારમાં યોગીંદ્રનાથ સેન અહીં આવી શરૂઆત કરે છે: 'પૂર્વના અધ્યાયમાં સ્થૂલતા અને કૃશતાની ચિકિત્સા કહી; હવે સર્વ રોગોની ચિકિત્સા–લંઘન–બૃંહણ આદિને તથા તે માટે જેઓ યોગ્ય હોય તેવા પુરુષોને કહેવા 'લંઘન–બૃંહણીય' નામનો અધ્યાય શરૂ કરે છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આવી શરૂઆત લખે છે: હરકોઈ પુરુષ વિષે ભેષજની યોજના કરવી હોય ત્યારે તેના શરીરની લંબાઈ, જાડાઈ વગેરે જેમ તપાસવાં જોઈએ, તેમ જુદી જુદી ક્રિયાઓ–લંઘન, બૃંહણ વગેરેમાં પણ તેની યોગ્યતા–અયોગ્યતાનું જ્ઞાન પણ જરૂરી હોય છે; એ કારણે પૂર્વના 'अष्टौनिन्दितीय' નામના અધ્યાય પછી આ 'લંઘન–બૃંહણીય' નામનો અધ્યાય શરૂ કરે છે. શરૂઆતના ૩જા શ્લોકમાં રહેલાં लङ्घनं बृंहणम् इति पदद्वयार्थम् अधिकृत्य कृतोऽयमध्यायो लङ्घनबृंहणीयः–'લંઘન' તથા 'બૃંહણ' એ બે પદના અર્થનો અધિકાર કરી, તેને ઉદ્દેશી રચવામાં આવેલો આ અધ્યાય 'लङ्घनबृंहणीय' નામે કહેવાયો છે.

શ્રી ચક્રપાણિ અહીં આવી શરૂઆત કરે છે: ભેષજ-યોજનાને યોગ્ય શરીર પૂર્વના અધ્યાયમાં કહેવાયાં; હવે એ યોજનાનો વિષય તો લંઘનાદિ જ હોય છે, એ કારણે તે લંઘનાદિને જ વિષય તથા સ્વરૂપથી કહેવા માટે આ 'લંઘન–બૃંહણીય' નામનો અધ્યાય શરૂ કરવામાં આવે છે. ૨

### શિષ્યોને આત્રેય પુનર્વસુની પ્રેરણા

तपःस्वाध्यायनिरतानात्रेयः शिष्यसत्तमान् ।
षडग्निवेशप्रमुखानुक्तवान् परिचोदयन् ॥ २ ॥

અત્રિના પુત્ર ભગવાન પુનર્વસુએ તપ તથા સ્વાધ્યાયમાં તત્પર રહેતા અગ્નિવેશ વગેરે છ પોતાના ઉત્તમ શિષ્યોને (જ્ઞાન માટે) પ્રેરણા કરતાં આમ કહ્યું. ૨

યોગીન્દ્રનાથ સેન અહીં જણાવે છે કે, અગ્નિવેશ વગેરે છ શિષ્યો તપ તથા વેદાધ્યયનમાં તત્પર હોઈ બીજા ઘણા શિષ્યો કરતાં વધુ ઉત્તમ હતા; તેઓનાં નામ આ શ્લોકસ્થાનના ૧લા અધ્યાયના ૩૦મા શ્લોકમાં પ્રથમ આ પ્રમાણે કહ્યાં છે: 'अग्निवेशश्च भेलश्च जतूकर्णः पराशरः । हारीतः क्षारपाणिश्च ।' તેમને જ્ઞાન માટેની પ્રેરણા આપતાં આત્રેય ભગવાન પુનર્વસુએ આ પ્રમાણે કહેવા માંડ્યું.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: અગ્નિવેશ, ભેલ, જતૂકર્ણ, પરાશર, હારીત તથા ક્ષારપાણિ–એ છ શિષ્યો, તપ તથા સ્વાધ્યાયમાં તત્પર હોઈને સર્વ કરતાં શ્રેષ્ઠ હતા, તેથી તેઓને અધ્યયન કરાવવાની વિધિમાં 'पूर्वं गुरुर्ब्रूयात् शिष्यं प्रति पठेति प्रेरणवाक्यम्' પ્રથમ ગુરુએ 'તું ભણવા માંડ' એમ શિષ્યોને પ્રેરણા વાક્ય કહેવું જોઈએ, તે કહેતાં નીચે પ્રમાણે કહેવા માંડ્યું: ૨

### લંઘનાદિને જે જાણે તે જ વૈદ્ય

लङ्घनं बृंहणं काले रूक्षणं स्नेहनं तथा ।
स्वेदनं स्तम्भनं चैव जानीते यः स वै भिषक् ॥ ३ ॥

યોગ્ય સમયે લંઘન, બૃંહણ, રૂક્ષણ, સ્નેહન, સ્વેદન તથા સ્તંભનને જે જાણે, તે જ વૈદ્ય છે. ૩

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: દોષ, દેશ, કાળ તથા માત્રા વગેરે તરફ બરાબર કાળજીથી ધ્યાન આપીને જે લંઘન આદિ છ ક્રિયાઓને બરાબર કરી જાણે છે, તે જ વૈદ્ય છે; બાકીનાઓ તો વૈદ્યના બહાને જીવનનિર્વાહ કરી રહ્યા છે, પરંતુ ખરા વૈદ્યો નથી. ૩

### અગ્નિવેશના પ્રશ્નો

तमुक्तवन्तमात्रेयमग्निवेश उवाच ह ।
भगवंल्लङ्घनं किंस्विल्लङ्घनीयाश्च कीदृशाः ॥
बृंहणं बृंहणीयाश्च रूक्षणीयाश्च रूक्षणम् ॥ ४ ॥
स्नेहनं स्नेहनीयाश्च स्वेदाः स्वेद्याश्च के मताः ।
स्तम्भनं स्तम्भनीयाश्च वक्तुमर्हसि तद् गुरो ॥ ५ ॥
लङ्घनप्रभृतीनां च षण्णामेषां समासतः ।
कृताकृतातिवृत्तानां लक्षणं वक्तुमर्हसि ॥ ६ ॥

આત્રેય મુનિ પુનર્વસુએ એમ કહ્યું, ત્યારે અગ્નિવેશે તેમને આમ પૂછ્યું: 'હે ભગવન્! લંઘન શું છે અને તે લંઘનને યોગ્ય માણસો કેવા હોય છે? બૃંહણ શું છે અને તે બૃંહણને યોગ્ય માણસો કેવા હોય છે? રૂક્ષણ શું છે અને તે રૂક્ષણને યોગ્ય માણસો કેવા હોય છે? સ્નેહન શું છે અને તે સ્નેહનને યોગ્ય માણસો કેવા હોય છે? સ્વેદો શું છે અને તે સ્વેદને યોગ્ય માણસો કેવા હોય છે? સ્તંભન શું છે અને તે સ્તંભનને યોગ્ય માણસો કેવા હોય છે? હે ગુરો! તે કહેવાને આપ યોગ્ય છો. વળી તે લંઘનાદિ છયે બરાબર કર્યાં હોય, બરાબર ન કર્યાં હોય અને વધુપડતાં કર્યાં હોય, તેઓનાં (એ સમ્યગ્યોગ, અયોગ તથા અતિયોગનાં) લક્ષણો પણ ટૂંકમાં કહેવાને આપ યોગ્ય છો. ૪–૬

શ્રી ગંગાધર અહીં આમ જણાવે છે કે, આત્રેય–પુનર્વસુના શ્રેષ્ઠ છ શિષ્યોમાં પણ અગ્નિવેશ બધા કરતાં ઉત્તમ બુદ્ધિશાળી હતા, એટલે તેમણે કરેલા પ્રશ્નો:

ઉપરથી જ બીજાઓના પ્રશ્ન પણ સમજી શકાય છે, તે કારણે બીજાઓના પ્રશ્નો અહીં બતાવ્યા નથી. અહીં મૂળમાં 'कृताकृतातिवृत्तानां'–એ સામાસિક પદનો છૂટો છૂટો ભાગ કરતાં 'कृत, अकृत, अतिवृत्त' એવાં ત્રણ પદો મળે છે; તેમાં कृतं–सम्यक् कृतम्, अकृतम्–असम्यग्मिथ्याभ्यां कृतम्, अतिवृत्तम्–अतियोगयुक्तम्'–'कृत–એટલે સમ્યક્ પ્રકારે કરેલ કે સમ્યગ્યોગથી કરેલ, अकृतम् એટલે અસમ્યગ્યોગથી તથા મિથ્યાયોગથી કરેલ; અને 'अतिवृत्तम्' એટલે અતિયોગથી જે યુક્ત હોય તે, એવો અર્થ સમજવો. ૪–૬

અગ્નિવેશના એ પ્રશ્નોના ક્રમશઃ ઉત્તરો

वचस्तदग्निवेशस्य निशम्य गुरुरब्रवीत् ।
यत्किंचिल्लाघवकरं देहे तल्लङ्घनं स्मृतम् ।
बृहत्त्वं यच्छरीरस्य जनयेत्तच्च बृंहणम् ॥ ७ ॥
रौक्ष्यं खरत्वं वैशद्यं यत्कुर्यात्तद्धि रूक्षणम् ।
स्नेहनं स्नेहविष्यन्दमार्दवक्लेदकृन्मतम् ॥ ८ ॥
स्तम्भगौरवशीतघ्नं स्वेदनं स्वेदकारकम् ।
स्तम्भनं स्तम्भयति यद्गतिमन्तं चलं द्रवम् ॥ ९ ॥

અગ્નિવેશનું તે વચન સાભળી ગુરુ આત્રેયે આમ કહ્યું: જે કંઈ શરીરમા લઘુતા કે હલકાઈ કરે છે, તે 'લંઘન' કહેવાય છે. જે કંઈ શરીરની વૃદ્ધિ કે પુષ્ટતા કરે છે, તે 'બૃંહણ કહેવાય છે. જે કંઈ શરીરમાં રૂક્ષતા કે લૂખાપણું, ખરત્વ કે ખરસટપણું અને વૈશદ્ય એટલે વિશદપણું કે પિચ્છિલતાથી રહિતપણું અથવા ચીકાશથી રહિતપણું કરે છે, તે 'રૂક્ષણ' કહેવાય છે. જે કંઈ શરીરમાં સ્નિગ્ધપણું, વિષ્યન્દ કે કફના અંશયુક્ત સ્રાવ કરનાર, માર્દવ અથવા કોમળતા કરાવનાર તથા ક્લેદ કે કચકચતાપણું કરનાર હોય તે 'સ્નેહન' મનાય છે. જે કંઈ શરીરમાં, સ્તંભ અથવા સજ્જડપણું કરનાર, ગૌરવ કે ભારેપણું કરનાર, શીતનો નાશ કરનાર તથા પરસેવો કરનાર હોય છે, તે 'સ્વેદન' કહેવાય છે અને જે કંઈ (શરીરમાંથી બહાર નીકળવા) ગતિ કરતા ચળ પ્રવાહી ભાગને થંભાવી–સજ્જડ કે નિશ્ચળ કરી દે છે, તે 'સ્તંભન' કહેવાય છે. ૭–૯

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે કે, લંઘન આદિ છમાં સર્વ ચિકિત્સાઓનો સમાવેશ કરવા અહીં ગ્રંથકાર પ્રથમ તો તેઓનાં લક્ષણો કરે છે: 'જે કંઈ દ્રવ્ય, ગુણ કે કર્મ શરીરમાં લઘુતા ઉપજાવે તે 'લંઘન,' અને શરીરમાં પુષ્ટતા કરે તે 'બૃંહણ' કહેવાય છે. વૃદ્ધ વાગ્ભટ અષ્ટાંગસંગ્રહના ૨૪મા અધ્યાયમાં આમ કહે છે: 'बृंहणं यद् बृहत्त्वाय लङ्घनं लाघवाय यत्–જે પુષ્ટિ માટે થાય તે 'બૃંહણ' અને જે 'લઘુત્વ' કરનાર થાય તે 'લંઘન' કહેવાય છે.' છેલ્લા 'સ્તંભન'નો ઉપયોગ ઊલટી, અતીસાર તથા રક્તસ્રાવ આદિ થતા હોય તે વેળા કરાય છે; એ સમયે જે અંદર ચાલવાનો સ્વભાવ ધરાવતાં હોઈને બહાર નીકળવા ગતિમાન થયાં હોય એવાં રુધિર, પિત્ત ઇત્યાદિ પ્રવાહી–અંશોને જે થંભાવી સજ્જડ કરી દે છે, તે દ્રવ્ય, ગુણ કે કર્મ 'સ્તંભન' કહેવાય છે; 'દ્રવ' શબ્દનો પ્રયોગ કરી 'વાયુ'નો ત્યાગ કરાવ્યો છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ છેલ્લા સ્તંભન સંબંધે વધુ આમ સમજાવે છે: 'જે ગતિમાન તથા ચળ પ્રવાહીનું સ્તંભન કરે એટલે બહાર નીકળી આવવા ચલાયમાન થયેલા પ્રવાહી રુધિરાદિને જે સજ્જડ કે નિશ્ચળ બનાવે તે દ્રવ્ય, ગુણ કે કર્મ 'સ્તંભન' કહેવાય છે. અહીં ગતિમાન તથા ચળ એમ બન્નેને અલગ અલગ કહે છે, તેથી ક્રમશઃ સ્પષ્ટગતિવાળાં તથા અસ્પષ્ટ કે કિંચિત્ ગતિવાળાં પ્રવાહીનું ગ્રહણ કરવું જોઈએ; અથવા 'ગતિમાન' શબ્દ ઉપરથી બહાર નીકળવાવાળાં મૂત્ર, અતીસાર–ઝાડા કે રક્તસ્રાવ આદિનું તેમ જ 'ચલ' શબ્દ ઉપરથી શરીરની અંદર ચાલી રહેલ લોહી વગેરેનું ગ્રહણ કરવા સૂચવે છે. પ્રથમનું જે 'લંઘન' કહ્યું છે, તે શરીરમાં લઘુતા કે હલકાઈ કરનારને જણાવે છે; પરંતુ 'લંઘન' શબ્દનો કેવળ ઉપવાસ અર્થ જ સમજવાનો નથી.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'દેહમાં લાઘવ કરનાર' એટલું જ કહેવાથી ચાલે તેમ છે, છતાં 'यत्किंचित् એટલે 'જે કંઈ' એ પદ મૂક્યું છે, તે અયોગ, અતિયોગ તથા મિથ્યાયોગથી યુક્તપણું હોય છતાં 'લંઘનપણું' જણાવવા માટે મૂકેલ છે. એ 'यत्किंचित्' પદ 'બૃંહત્વ' આદિ સર્વની સાથે સંબંધ પામે છે; એ ઉપરથી જે કંઈ શરીરનું બૃંહત્વ કે પુષ્ટિ ઉત્પન્ન કરનાર હોય, તે બધું 'બૃંહણ' કહેવાય. એમ કેટલાક વિદ્વાનો વ્યાખ્યાન કરે છે, પરંતુ એ ઠીક નથી; કેમ કે જે કોઈ વસ્તુ દેહમાં લઘુતા કરે તે લંઘન કહેવાય. એ અર્થ ઉપરથી જ અયોગ વગેરે મળી રહે છે, એટલે તે અર્થ મેળવવા માટે 'यत्किंचित्' પદ છે, એવું વ્યાખ્યાન બિનજરૂરી છે.' 'રૌક્ષ્યમ' ઇત્યાદિ જે કહેલ છે, તે પ્રધાનપણે રૂક્ષતાને જણાવે છે; ખરત્વ તથા

વિશદત્વ તો તેને અનુગત હોય છે, એમ કોઈક વિદ્વાન વ્યાખ્યા કરે છે. 'रौक्ष्यम्' એટલું જ માત્ર કહેવાથી રૂક્ષણનું લક્ષણ કહેવાઈ જાય છે, છતાં ખરત્વ અને વિશદત્વને ફરી જે કહ્યાં છે, તે રૂક્ષત્વના અનુમાનમાં તેઓને લિંગ કે ચિહ્ન તરીકે જણાવવા કહેલ છે. દેહમાં જે રૂક્ષતા આવે છે, તેનું ખરત્વ અને વિશદત્વ એ બન્ને ઉપરથી અનુમાન કરી શકાય છે; કેમ કે દેહમાં થયેલી રૂક્ષતા પ્રત્યક્ષ તો જણાતી જ નથી; રૂક્ષતાનો અર્થ, દેહમાં જે સ્નિગ્ધતાનો અભાવ થાય તે છે; એ તો દેહની અંદર પ્રત્યક્ષ દેખાતો જ નથી; કિંતુ ખરત્વ અને વિશદત્વ એ બે રૂક્ષતાનાં જે કાર્યો છે, તે જ પ્રત્યક્ષ જણાય છે, અને તે કાર્ય ઉપરથી તેનું કારણ રૂક્ષતાનું અનુમાન કરાય છે. સ્નેહનો વિષ્યન્દ એટલે શરીરના સ્નેહનું ઓગળવું એ છે; શરીરમાંથી જાણે સ્નેહ ઝરતો હોય, એવું જણાયં, ત્યારે તે સ્નેહ–વિષ્યન્દ આદિથી દેહમાં સ્નિગ્ધતાનું અનુમાન કરાય છે. 'સ્વેદન' એ સ્વેદ કરનાર છે એટલે કે ઘામ કરનાર છે, એવો અર્થ કરવો. દેહમાં સ્તંભ કે સન્જડપણું, ભારેપણું, શીતનો અભાવ તથા ઘામ ઉપરથી સ્વેદનું અનુમાન કરાય છે; 'स्तम्भयति–स्थिरीकरोति इति स्तम्भनम्–અર્થાત્ દેહમાં જે અતિસ્પષ્ટ ગતિવાળું છે અને જે કંઈક થોડી ગતિવાળું તેમ જ જે કંઈ દ્રવ–કઠિનતા વિનાનું કે મૂર્તિમાન છે, તેને જે સ્થિર કરે છે, તે 'સ્તંભન' કહેવાય છે; આ લંઘન આદિના સમ્યક્પ્રયોગ આદિથી શુભ–અશુભ કરાય છે; તે માટે વૈદ્યે સાવધાન રહેવું જોઈએ.

શ્રી ચક્રપાણિ કેટલુંક ટૂંકું આમ સમજાવે છે: 'रौक्ष्यम्' ઇત્યાદિમાં 'રૌક્ષ્ય' જ પ્રધાન સમજાય છે; ખરત્વ અને વિશદત્વ તો તેને અનુગત હોય છે–તેનાં કાર્યરૂપે પાછળથી જ થાય છે. 'વિષ્યન્દ'નો અર્થ 'વિલયન' એટલે ઓગળવું–ઝરવું એવો થાય છે. સ્વેદ કરનાર એટલે ઘામ કરનાર જાણવું. જે ચલને એટલે કંઈક થોડી ગતિવાળાંને તથા ગતિમાનને એટલે અતિસ્પષ્ટ ગતિવાળાંને 'स्तम्भयति–विरुणद्धि' એટલે થંભાવે છે, રોકે છે, અટકાવે છે, તે 'સ્તંભન' કહેવાય છે; આ 'સ્તંભન'નો ઉપયોગ અતીસાર, રુધિરસ્રાવ, વિષ તથા દાહની વેદના આદિમાં સમજવો જોઈએ, પરંતુ કેવળ વાયુમાં ગતિમાન પ્રત્યે સ્તંભનનો ઉપયોગ કરાતો નથી; કેમ કે ગતિમાન કેવળ વાયુમાં તો સ્તંભનનો ઉપયોગ ઊલટો તેને વધારનાર થાય છે. ૭–૯

**નવ ગુણોવાળા લંઘનનું વિવરણ**

**लघूष्णतीक्ष्णविशदं रूक्षं सूक्ष्मं सरं खरम् ।**
**कठिनं चैव यद् द्रव्यं प्रायस्तल्लङ्घनं स्मृतम् ॥ १० ॥**

**જે દ્રવ્ય હલકું, ઉષ્ણ ગુણવાળું, તીક્ષ્ણ, વિશદ કે ચીકાશ વિનાનું, રૂક્ષ, સૂક્ષ્મ, સર કે સરકવાના સ્વભાવનું એટલે સ્થિરતારહિત, ખરસટ અને કઠિન હોય તે ઘણું કરી 'લંઘન' (એટલે શરીરમાં હલકાઈ કરનાર) કહેવાય છે. ૧૦**

યોગીંદ્રનાથ સેન અહીં આમ જણાવે છે કે જે દ્રવ્ય લઘુ, ઉષ્ણ આદિ ગુણોથી યુક્ત હોય તે ઘણું કરી લંઘન કહેવાય છે. આ શ્લોકમાં 'प्रायः' એટલે 'ઘણું કરીને' એમ કહ્યું છે, તે સૂચવે છે, કોઈક દ્રવ્ય અહીં કહેલા ગુણોથી યુક્ત હોય છતાં ક્યાંક 'લંઘન' રૂપ થતું પણ નથી; જેમ કે 'પીપર' વગેરે કેટલાંક દ્રવ્ય ઉષ્ણ ગુણવાળાં છે, છતાં વૃષ્ય અથવા મૈથુનશક્તિવર્ધક હોવાથી સંતર્પણનું કાર્ય કરતાં જોવામાં આવે છે. એ જ પ્રમાણે 'બૃંહણ' આદિ દ્રવ્યો વિષે પણ સમજી લેવું. જેમ કે પ્રિયંગુ (કાંગ) તથા શ્યામાક (સામો) વગેરે દ્રવ્યો શીતળ છે, છતાં કર્ષણ કરે છે. ૧૦

**નવ ગુણોવાળા બૃંહણનું વિવરણ**

**गुरुशीतमृदुस्निग्धं बहलं स्थूलपिच्छिलम् ।**
**प्रायो मन्दं स्थिरं श्लक्ष्णं द्रव्यं बृंहणमुच्यते ॥ ११ ॥**

**જે દ્રવ્ય ગુરુ–ભારે, શીતળ, કોમળ, સ્નિગ્ધ, બહલ–ઘટ્ટ કે ઘાટું, સ્થૂલ, પિચ્છિલ–પીંછાંવાળું કે ચીકણું, મંદ એટલે લાંબા કાળે કાર્ય કરનાર અથવા તીક્ષ્ણતાથી વિપરીત, સ્થિર તથા શ્લક્ષ્ણ એટલે સુંવાળું કે લીસું હોય, તે ઘણું કરી 'બૃંહણ' કહેવાય છે. ૧૧**

એકંદર લંઘનમાં જે ગુણો લઘુ, ઉષ્ણ વગેરે ઉપર કહ્યા, તેથી વિપરીત ગુરુ, શીતળ આદિ ગુણોથી જે દ્રવ્ય યુક્ત હોય, તે ઘણું કરી 'બૃંહણ' કહેવાય છે (યોગીંદ્રનાથ સેન).

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'ઉપર્યુક્ત લઘુ વગેરે નવ ગુણોથી વિપરીત ગુરુ, શીત આદિ નવ ગુણોવાળું જે દ્રવ્ય હોય, તે 'બૃંહણ' કહેવાય છે. આમાં લઘુથી વિપરીત ગુણ ગુરુ, ઉષ્ણથી વિપરીત શીત, તીક્ષ્ણથી વિપરીત મંદ, વિશદથી વિપરીત પિચ્છિલ, રૂક્ષથી વિપરીત સ્નિગ્ધ, સૂક્ષ્મથી વિપરીત સ્થૂલ અને સાન્દ્ર, સરથી વિપરીત સ્થિર, ખરથી વિપરીત શ્લક્ષ્ણ અને કઠિનથી વિપરીત ગુણ મૃદુ–કોમળ સમજવો. અહીં મૂળમાં 'प्रायः'–એ પદ મૂકીને આમ સૂચવ્યું છે કે જે દ્રવ્યમાં મંદ ગુણની અધિકતા હોય તે દ્રવ્ય ચિરકારી એટલે લાંબા કાળે કામ કરતું

હોવાથી 'બૃંહણ' કહેવાય છે; અર્થાત્ કોઈક પીપર વગેરે દ્રવ્ય તીક્ષ્ણ ગુણવાળું હોય છતાં તેમાં બૃંહણ-પણું પણ હોય છે, એમ જણાવે છે. ૧૧

### આઠ ગુણોવાળા રૂક્ષણનું વિવરણ

**रूक्षं लघु खरं तीक्ष्णमुष्णं स्थिरमपिच्छिलम् ।**
**प्रायशः कठिनं चैव यद् द्रव्यं तद्धि रूक्षणम् ॥१२॥**

**જે દ્રવ્ય રૂક્ષ, લઘુ, ખર, તીક્ષ્ણ, ઉષ્ણ, સ્થિર, અપિચ્છિલ કે વિશદ અને કઠિન હોય, તે ઘણું કરી 'રૂક્ષણ' કહેવાય છે. ૧૨**

એકંદર રૂક્ષ આદિ ગુણોવાળું જે દ્રવ્ય હોય તે ઘણું કરી 'રૂક્ષણ' હોય છે. અહીં પણ 'પ્રાયશઃ' એ પદ મૂકવામાં આવ્યું છે, તે આમ જણાવે છે કે આવા ગુણવાળું હોય છતાં કોઈક સ્થળે અમુક દ્રવ્ય રૂક્ષણ હોતું નથી; જેમ કે સરસવનું તેલ અને બકરીનું દૂધ લઘુ હોય છે. છતાં તે રૂક્ષણ નથી, પણ સ્નેહન હોય છે; આ જ પ્રમાણે નીચે કહેવાતા સ્નેહન વિષે પણ સમજવાનું છે; જેમ કે જવ ગુરુ, શીતળ તથા સર આદિ ગુણોથી યુક્ત છે, છતાં રૂક્ષણ છે; તેજ પ્રમાણે રાજમાષ કે ચોળા પણ રૂક્ષણ જ હોય છે.

શ્રી ગંગાધર અહીં કેટલુંક વધુ સમજાવે છે રૂક્ષ આદિ આઠ ગુણોવાળું દ્રવ્ય રૂક્ષણ હોય છે લંઘન દ્રવ્ય 'સર' ગુણથી યુક્ત હોય છે અને રૂક્ષણ સ્થિર ગુણવાળું હોય છે, એ તેઓ બંને વચ્ચે ફરક છે; વળી 'લંઘન'માં લઘુ તથા રૂક્ષ ગુણ અધિક હોય, એ પણ લંઘન તથા રૂક્ષણ વચ્ચે ભેદ છે. વળી આ પણ સમજવા જેવું છે કે લંઘનથી પણ દેહમાં થોડા પ્રમાણમાં રૂક્ષતા થાય છે, જ્યારે લાઘવ કે હલકાઈ વધુ થાય છે; પરંતુ 'રૂક્ષણ' દ્રવ્યથી તો દેહમાં રૂક્ષતા વધુ થાય છે અને લાઘવ ઓછા પ્રમાણમાં થાય છે. વળી લંઘન દ્રવ્યરૂપ હોય અને ઉપવાસ આદિ અદ્રવ્યરૂપ પણ હોય છે; જ્યારે રૂક્ષણ તો કેવળ દ્રવ્યરૂપ જ હોય છે.

શ્રી ચક્રપાણિ પણ અહીં ઠીક સમજાવે છે; તેઓ લખે છે કે વિરૂક્ષણ દ્રવ્યના કથનમાં કહ્યું છે કે, જે ગુણવાળું દ્રવ્ય લંઘન કહેવાય છે, તેજ ગુણવાળું વિરૂક્ષણ દ્રવ્ય પણ કહેવાય છે, છતાં તેઓ વચ્ચે ફરક પણ છે જ કે રૂક્ષણ દ્રવ્યમાં રૂક્ષ ગુણની મુખ્યતા હોય છે, જ્યારે લંઘનમાં લઘુ ગુણની મુખ્યતા હોય છે; વળી લંઘન તો અદ્રવ્ય-ઉપવાસથી પણ થઈ શકે છે, જ્યારે વિરૂક્ષણ તો કેવળ દ્રવ્યનું જ કાર્ય હોઈને મુખ્ય હોય છે; આ ઉપરથી જણાય છે કે લંઘન તથા વિરૂક્ષણની એકતા નથી; છતાં આમ જે કહેવાશે કે 'कृताकृतलिङ्ग यल्लङ्घिते तद् विरूक्षिते'-સમ્યગ્યોગ તથા અયોગનાં જે ચિહ્નો લંઘન કરાવવામાં થાય છે, તેજ ચિહ્નો વિરૂક્ષણ કરાવવામાં પણ થાય છે.' એ પણ પ્રાયોવાદ અથવા લગભગ અમુક અંશે સરખાપણું જણાવે છે; કેમ કે વિરૂક્ષણથી મુખ્યત્વે સ્નેહનો અભાવ કરાય છે, જ્યારે લંઘનથી મુખ્યત્વે ગૌરવનો અભાવ કરાય છે, એમ તેઓ બંને વચ્ચે સ્પષ્ટ ભેદ જણાય જ છે. ૧૨

### નવ ગુણોવાળા સ્નેહનનું વિવરણ

**द्रवं स्निग्धं सरं स्थूलं पिच्छिलं गुरु शीतलम् ।**
**प्रायो मन्दं मृदु च यद् द्रव्यं तत्स्नेहनं मतम् ॥१३॥**

**જે દ્રવ્ય દ્રવ કે પ્રવાહી હોય, સ્નિગ્ધ, સર, સ્થૂલ, પિચ્છિલ (ચીકણું), ગુરુ-ભારે, શીતલ, મંદ (એટલે ધીમે કામ કરનાર) અને મૃદુ કે કોમળ હોય તે 'સ્નેહન' મનાય છે. ૧૩**

યોગીન્દ્રનાથ સેન લખે છે કે, દ્રવ, સ્નિગ્ધ આદિ ગુણોથી જે યુક્ત હોય તે દ્રવ્ય સ્નેહન મનાય છે; એકંદર રૂક્ષણ દ્રવ્યના જે ગુણો કહ્યા છે, તેથી વિપરીત ગુણવાળું 'સ્નેહન' હોય છે. વાગ્ભટે અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૧૬ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'गुरुशीतसरस्निग्धमन्दसूक्ष्ममृदुद्रवम् । औषधं स्नेहनं प्रायो विपरीतं विरूक्षणम्'-જે ઔષધ ગુરુ, શીતળ, સર, સ્નિગ્ધ, મંદ, સૂક્ષ્મ, મૃદુ તથા દ્રવ હોય છે, તે 'સ્નેહન' કહેવાય છે અને એથી જે લગભગ વિપરીત હોય તે 'વિરૂક્ષણ' કહેવાય છે. ૧૩

### સાત ગુણોવાળા સ્વેદનનું વિવરણ

**उष्णं तीक्ष्णं सरं स्निग्धं रूक्षं सूक्ष्मं द्रवं स्थिरम् ।**
**द्रव्यं गुरु च यत् प्रायस्तद्धि स्वेदनमुच्यते ॥ १४॥**

**જે દ્રવ્ય ઉષ્ણ (ગરમ), તીક્ષ્ણ, સર, સ્નિગ્ધ, રૂક્ષ, સૂક્ષ્મ, દ્રવ, સ્થિર, તથા ગુરુ હોય, તે ઘણું કરી 'સ્વેદન' કહેવાય છે. ૧૪**

શ્રી ચક્રપાણિ અહીં વધુ સ્પષ્ટતા આ પ્રમાણે કરે છે કે આ સ્વેદનગુણના કથનમાં સ્નિગ્ધ અને રૂક્ષ, એમ બે ગુણો જે કહ્યા છે, તેઓ સંબંધે આમ સમજવાનું કે કોઈ સ્વેદન કેવળ સ્નિગ્ધ અને કોઈ સ્વેદન કેવળ રૂક્ષ જ હોય છે; એ જ પ્રમાણે સર તથા સ્થિર ગુણ વિષે પણ વિકલ્પ સમજવો જોઈએ; જેમ કે કોઈ સ્વેદન સર હોય તો કોઈ કેવળ સ્થિર હોય છે. શ્રી ગંગાધર અહીં આવો ભાવ કાઢે છે કે જે દ્રવ્યમાં સાત ગુણોનો સહચરિત સ્થિર ગુણ કે સર ગુણ હોય તેમ જ સ્થિર અને સર, એ બેમાંના એકની સાથે જેમાં સ્નિગ્ધ કે

રૂક્ષ એ બેમાંથી પણ એક ગુણ જેમાં હોય, તે દ્રવ્યને સ્વેદન કહેવું જોઈએ. ૧૪

**નવ ગુણોવાળા સ્તંભનનું વિવરણ**

**शीतं मन्दं मृदु श्लक्ष्णं रूक्षं सूक्ष्मं द्रवं स्थिरम् ।**
**यद्द्रव्यं लघु चोद्दिष्टं प्रायस्तत्स्तम्भनं स्मृतम् ॥१५॥**

**જે દ્રવ્ય શીત, મંદ, મૃદુ, શ્લક્ષ્ણ, રૂક્ષ, સૂક્ષ્મ, દ્રવ, સ્થિર તથા લઘુ હોય, તેને 'સ્તંભન' કહ્યું છે. ૧૫**

જે દ્રવ્ય શીત, મંદ, આદિ ગુણોથી યુક્ત હોય તે ઘણું કરી 'સ્તંભન' કહેવાય છે. વાગ્ભટે પણ અષ્ટાંગ-હૃદય–સૂત્રસ્થાનના ૧૭ મા અધ્યાયમા કહ્યું છે કે, स्वेदनं गुरुतीक्ष्णोष्णं प्रायःस्तम्भनमन्यथा । द्रवस्थिरसरस्निग्धरूक्षसूक्ष्मं च भेषजम् । स्वेदनं स्तम्भनं श्लक्ष्णं रूक्षसूक्ष्मसरद्रवं– સ્વેદન ઔષધ લગભગ ગુરુ, તીક્ષ્ણ તથા ઉષ્ણ હોય છે, જ્યારે સ્તંભન આષધ એથી લગભગ ઊલટું હોય છે; એકંદર સ્વેદન ઔષધ દ્રવ, સ્થિર, સર, સ્નિગ્ધ, રૂક્ષ તથા સૂક્ષ્મ હોય છે; અને સ્તંભન ઔષધ શ્લક્ષ્ણ, રૂક્ષ, સૂક્ષ્મ, સર તથા દ્રવ કે પ્રવાહી હોય છે. ટૂંકમાં જે ઔષધ કડવું, તૂરું તથા મધુર હોય તે લગભગ 'સ્તંભન' હોય છે. ૧૫

**લંઘનના ૧૦ પ્રભેદો**

**चतुष्प्रकारा संशुद्धिः पिपासा मारुतातपौ ।**
**पाचनान्युपवासश्च व्यायामश्चेति लङ्घनम् ॥१६॥**

**ચાર પ્રકારની સંશુદ્ધિ, તરષ, વાયુ, તડકો, પાચન, ઉપવાસ તથા વ્યાયામ, એ 'લંઘન' કહેવાય છે. ૧૬**

યોગીન્દ્રનાથ સેન અહીં ઠીક સ્પષ્ટતા કરે છે. વમન, વિરેચન, આસ્થાપન તથા શિરોવિરેચન એ ચાર પ્રકારની સંશુદ્ધિ કે સંશોધન તે લંઘન કહેવાય છે; આમાં અનુવાસન લેવાતું નથી; કેમ કે તે બૃંહણ છે; તેમ જ તરશ રોકવી અને વાયુ તથા તડકો પણ લંઘન કહેવાય છે; તેમ જ જે જઠરાગ્નિ પાચન કરી રહ્યો હોય, તેની પાચનશક્તિને જે અધિક ઉપજાવે તે પાચન પણ લંઘન ગણાય છે; ઉપવાસ અથવા ક્ષુધા રોકવી, તે લંઘન કહેવાય છે અને વ્યાયામ અથવા શરીરને પરિશ્રમ ઉપજાવે તેવું કર્મ કરવું, તે પણ લંઘન ગણાય છે; એકંદર આ વમન આદિ ક્રિયાઓ શરીરમાં લાઘવ કે હલકાઈ કરે છે, માટે તે લંઘન કહેવાય છે; એમ તે તે ચિકિત્સાઓનો આ લંઘનમાં સમાવેશ કરવામાં આવે છે.

શ્રી ગંગાધર અહીં વધુ સ્પષ્ટતા કરે છે: 'લંઘનાદિ દ્રવ્યો ઉપર કહ્યાં; હવે તે લંઘનાદિનું સ્વરૂપ કહેવા લંઘનના પ્રભેદો અહીં કહે છે: ચાર પ્રકારનાં સંશોધનો–વમન, વિરેચન, આસ્થાપન તથા શિરોવિરેચન–એ લંઘનો જ છે; પરંતુ અનુવાસન લંઘન નથી; કેમ કે તે બૃંહણ છે; તરશનો વેગ રોકવો, તે લંઘન છે. બહારનો પ્રાકૃત વાયુ જ લંઘન છે; કેમ કે તે શરીરમાં લાઘવ કરે છે; પરંતુ વિકૃત વાયુ લાઘવ કરતો નથી; કેમ કે તે વાયુ તો પૂર્વ દિશા આદિની વૃષ્ટિ આદિરૂપ સોમના સંબંધને લીધે શરીરમાં લાઘવ કરનાર થતો નથી; વળી ગ્રીષ્મ આદિમાં તડકાના સંબંધને લીધે વિકૃત બનતો–વૈકૃત વાયુ પણ દેહનું લાઘવ કરવા સમર્થ થતો નથી; તેમ જ તડકો પણ લંઘન જ છે; કેમ કે તે સર્વકાળે દેહમાં લાઘવ કરનાર છે. વળી જઠરનો જે અગ્નિ પાચનક્રિયા તો કરી જ રહ્યો હોય, તેના બળને જે વધારે તેવાં, વાયુના ગુણની અધિકતાવાળાં અને અગ્નિના ગુણની અધિકતાવાળાં સૈન્ધવ, મરિયાં વગેરે પાચનદ્રવ્યો પણ લંઘન કહેવાય છે; ઉપરાંત આ લૌકિક અગ્નિ પણ 'પાચન' (પકાવનાર કે ખોરાકને રાંધી આપનાર) હોઈ પરંપરાએ 'લંઘન' ગણાય છે. ઉપવાસ પણ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા બળ આપનાર હોઈ આહારનું પાચન કરનાર જ છે, છતાં તે દ્રવ્યરૂપ નહિ હોવાથી તેને અલગ કહ્યો છે અને 'પાચનદ્રવ્ય' તરીકે લીધો નથી. આ ઉપરથી આ પણ જણાવ્યું છે કે લંઘન દ્રવ્યસાધારણ તથા અદ્રવ્યસાધારણ પણ હોય છે અને એ જ કારણે પ્રથમ લંઘનના લક્ષણમાં 'यत् किंचित्' એટલે હરકોઈ દ્રવ્ય, ગુણ કે કર્મ 'લંઘન' તરીકે હોઈ શકે છે, એમ પણ સૂચિત કર્યું છે, પરંતુ 'દ્રવ્ય' જ 'લંઘન' હોય એમ કહ્યું નથી.

શ્રીચક્રપાણિ પણ થોડું અહીં ઉપરનો જ ભાવ દર્શાવતું આમ સમજાવે છે: સ્વેદના ગુણના કથનમાં 'स्निग्धं रूक्षं' એમ કહી સ્નિગ્ધ કે રૂક્ષ એવો વિકલ્પ જ સૂચવે છે; અર્થાત્ કેટલાંક દ્રવ્ય અહી જણાવેલા બધા ગુણો ધરાવે છે, અને તે ઉપરાંત સ્નિગ્ધ ગુણ ધરાવતાં ન હોય; તેમ જ રૂક્ષ ગુણ ધરાવતાં હોય તો સ્નિગ્ધ ગુણ ધરાવતાં ન હોય; એ જ પ્રમાણે સર તથા સ્થિર ગુણો વિષે પણ વિકલ્પ જ સમજવા જોઈએ. 'पिपासा' શબ્દ ઉપરથી 'તરષ રોકવી' એ પણ લંઘન ગણ્યું છે; પવનને જોકે સોમનો સંબંધ હોય છે, તેથી તે લંઘન ગણાય નહિ, છતાં સ્વરૂપદૃષ્ટિએ તો તે પવન પણ લંઘન જ છે; તે જ પ્રમાણે 'जठराग्निः स्वयं पचत्येव पचन्तं तं प्रतिपक्षक्षपणेन बलदानेन च यत् प्रेरयति तत् पाचनम्–वायुअग्निगुणभूयिष्ठम्–જઠરનો અગ્નિ જોકે

હોવાથી 'બૃંહણ' કહેવાય છે: અર્થાત્ કોઈક પીપર વગેરે દ્રવ્ય તીક્ષ્ણ ગુણવાળું હોય છતાં તેમાં બૃંહણ-પણું પણ હોય છે, એમ જણાવે છે. ૧૧

### આઠ ગુણોવાળા રૂક્ષણનું વિવરણ

**रूक्षं लघु खरं तीक्ष्णमुष्णं स्थिरमपिच्छिलम्।**
**प्रायशः कठिनं चैव यद् द्रव्यं तद्धि रूक्षणम् ॥१२॥**

**જે દ્રવ્ય રૂક્ષ, લઘુ, ખર, તીક્ષ્ણ, ઉષ્ણ, સ્થિર, અપિચ્છિલ કે વિશદ અને કઠિન હોય, તે ઘણું કરી 'રૂક્ષણ' કહેવાય છે. ૧૨**

એકંદર રૂક્ષ આદિ ગુણોવાળું જે દ્રવ્ય હોય તે ઘણું કરી 'રૂક્ષણ' હોય છે. અહીં પણ 'પ્રાયશઃ' એ પદ મૂકવામાં આવ્યું છે, તે આમ જણાવે છે કે આવા ગુણવાળું હોય છતા કોઈક સ્થળે અમુક દ્રવ્ય રૂક્ષણ હોતું નથી; જેમ કે સરસવનું તેલ અને બકરીનું દૂધ લઘુ હોય છે. છતાં તે રૂક્ષણ નથી, પણ સ્નેહન હોય છે; આ જ પ્રમાણે નીચે કહેવાતા સ્નેહન વિષે પણ સમજવાનું છે; જેમ કે જવ ગુરુ, શીતળ તથા સર આદિ ગુણોથી યુક્ત છે, છતાં રૂક્ષણ છે; તેજ પ્રમાણે રાજમાષ કે ચોળા પણ રૂક્ષણ જ હોય છે.

શ્રી ગંગાધર અહીં કેટલુંક વધુ સમજાવે છે રૂક્ષ આદિ આઠ ગુણોવાળું દ્રવ્ય રૂક્ષણ હોય છે લંઘન દ્રવ્ય 'સર' ગુણથી યુક્ત હોય છે અને રૂક્ષણ સ્થિર ગુણવાળું હોય છે, એ તેઓ બંને વચ્ચે ફરક છે; વળી 'લંઘન'માં લઘુ તથા રૂક્ષ ગુણ અધિક હોય, એ પણ લંઘન તથા રૂક્ષણ વચ્ચે ભેદ છે. વળી આ પણ સમજવા જેવું છે કે લંઘનથી પણ દેહમા થોડા પ્રમાણમાં રૂક્ષતા થાય છે, જ્યારે લાઘવ કે હલકાઈ વધુ થાય છે; પરંતુ 'રૂક્ષણ' દ્રવ્યથી તો દેહમાં રૂક્ષતા વધુ થાય છે અને લાઘવ ઓછા પ્રમાણમાં થાય છે. વળી લંઘન દ્રવ્યરૂપ હોય અને ઉપવાસ આદિ અદ્રવ્યરૂપ પણ હોય છે; જ્યારે રૂક્ષણ તો કેવળ દ્રવ્યરૂપ જ હોય છે.

શ્રી ચક્રપાણિ પણ અહીં ઠીક સમજાવે છે; તેઓ લખે છે કે વિરૂક્ષણ દ્રવ્યના કથનમાં કહ્યું છે કે, જે ગુણવાળું દ્રવ્ય લંઘન કહેવાય છે, તેજ ગુણવાળું વિરૂક્ષણ દ્રવ્ય પણ કહેવાય છે, છતા તેઓ વચ્ચે ફરક પણ છે જ કે રૂક્ષણ દ્રવ્યમાં રૂક્ષ ગુણની મુખ્યતા હોય છે, જ્યારે લંઘનમાં લઘુ ગુણની મુખ્યતા હોય છે; વળી લંઘન તો અદ્રવ્ય–ઉપવાસથી પણ થઈ શકે છે, જ્યારે વિરૂક્ષણ તો કેવળ દ્રવ્યનું જ કાર્ય હોઈને મુખ્ય હોય છે; આ ઉપરથી જણાય છે કે લંઘન તથા વિરૂક્ષણની એકતા નથી; છતાં આમ જે કહેવાશે કે '*कृतातिकृतलिङ्गं यल्लङ्घिते तद् विरूक्षिते*–સમ્યગ્યોગ તથા અયોગનાં જે ચિહ્નો લંઘન કરાવવામાં થાય છે, તેજ ચિહ્નો વિરૂક્ષણ કરાવવામા પણ થાય છે.' એ પણ પ્રાયોવાદ અથવા લગભગ અમુક અંશે સરખાપણું જણાવે છે; કેમ કે વિરૂક્ષણથી મુખ્યત્વે સ્નેહનો અભાવ કરાય છે, જ્યારે લંઘનથી મુખ્યત્વે ગૌરવનો અભાવ કરાય છે, એમ તેઓ બંને વચ્ચે સ્પષ્ટ ભેદ જણાય જ છે. ૧૨

### નવ ગુણોવાળા સ્નેહનનું વિવરણ

**द्रवं स्निग्धं सरं स्थूलं पिच्छिलं गुरु शीतलम्।**
**प्रायो मन्दं मृदु च यद् द्रव्यं तत्स्नेहनं मतम् ॥१३॥**

**જે દ્રવ્ય દ્રવ કે પ્રવાહી હોય, સ્નિગ્ધ, સર, સ્થૂલ, પિચ્છિલ (ચીકણું), ગુરુ–ભારે, શીતલ, મંદ (એટલે ધીમે કામ કરનાર) અને મૃદુ કે કોમળ હોય તે 'સ્નેહન' મનાય છે. ૧૩**

યોગીન્દ્રનાથ સેન લખે છે કે, દ્રવ, સ્નિગ્ધ આદિ ગુણોથી જે યુક્ત હોય તે દ્રવ્ય સ્નેહન મનાય છે; એકંદર રૂક્ષણ દ્રવ્યના જે ગુણો કહ્યા છે, તેથી વિપરીત ગુણવાળું 'સ્નેહન' હોય છે. વાગ્ભટે અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૧૬ મા અધ્યાયમાં કહ્યું છે કે, '*गुरुशीतसरस्निग्धमन्दसूक्ष्ममृदुद्रवम्। औषधं स्नेहनं प्रायो विपरीतं विरूक्षणम्*'–જે ઔષધ ગુરુ, શીતળ, સર, સ્નિગ્ધ, મંદ, સૂક્ષ્મ, મૃદુ તથા દ્રવ હોય છે, તે 'સ્નેહન' કહેવાય છે અને એથી જે લગભગ વિપરીત હોય તે 'વિરૂક્ષણ' કહેવાય છે. ૧૩

### સાત ગુણોવાળા સ્વેદનનુ વિવરણ

**उष्णं तीक्ष्णं सरं स्निग्धं रूक्षं सूक्ष्मं द्रवं स्थिरम्।**
**द्रव्यं गुरु च यत् प्रायस्तद्धि स्वेदनमुच्यते ॥१४॥**

**જે દ્રવ્ય ઉષ્ણ (ગરમ), તીક્ષ્ણ, સર, સ્નિગ્ધ, રૂક્ષ, સૂક્ષ્મ, દ્રવ, સ્થિર, તથા ગુરુ હોય, તે ઘણું કરી 'સ્વેદન' કહેવાય છે. ૧૪**

શ્રી ચક્રપાણિ અહીં વધુ સ્પષ્ટતા આ પ્રમાણે કરે છે કે આ સ્વેદનગુણના કથનમા સ્નિગ્ધ અને રૂક્ષ, એમ બે ગુણો જે કહ્યા છે, તેઓ સંબંધે આમ સમજવાનું કે કોઈ સ્વેદન કેવળ સ્નિગ્ધ અને કોઈ સ્વેદન કેવળ રૂક્ષ જ હોય છે; એ જ પ્રમાણે સર તથા સ્થિર ગુણ વિષે પણ વિકલ્પ સમજવો જોઈએ; જેમ કે કોઈ સ્વેદન સર હોય તો કોઈ કેવળ સ્થિર હોય છે. શ્રી ગંગાધર અહીં આવો ભાવ કાઢે છે કે જે દ્રવ્યમાં સાત ગુણોનો સહચરિત સ્થિર ગુણ કે સર ગુણ હોય તેમ જ સ્થિર અને સર, એ બેમાના એકની સાથે જેમાં સ્નિગ્ધ કે

રૂક્ષ એ બેમાંથી પણ એક ગુણ જેમાં હોય, તે દ્રવ્યને સ્વેદન કહેવું જોઈએ. ૧૪

### નવ ગુણોવાળા સ્તંભનનું વિવરણ

**शीतं मन्दं मृदु श्लक्ष्णं रूक्षं सूक्ष्मं द्रवं स्थिरम् ।**
**यद्द्रव्यं लघु चोद्दिष्टं प्रायस्तत्स्तम्भनं स्मृतम् ॥१५॥**

**જે દ્રવ્ય શીત, મંદ, મૃદુ, શ્લક્ષ્ણ, રૂક્ષ, સૂક્ષ્મ, દ્રવ, સ્થિર તથા લઘુ હોય, તેને 'સ્તંભન' કહ્યું છે. ૧૫**

જે દ્રવ્ય શીત, મંદ, આદિ ગુણોથી યુક્ત હોય તે ઘણું કરી 'સ્તંભન' કહેવાય છે. વાગ્ભટે પણ અષ્ટાંગહૃદય–સૂત્રસ્થાનના ૧૭ મા અધ્યાયમાં કહ્યું છે કે, स्वेदनं गुरुतीक्ष्णोष्णं प्रायःस्तम्भनमन्यथा । द्रवस्थिरसरस्निग्धरूक्षसूक्ष्मं च भेषजम् । स्वेदनं स्तम्भनं श्लक्ष्णं रूक्षसूक्ष्मसरद्रवं– સ્વેદન ઔષધ લગભગ ગુરુ, તીક્ષ્ણ તથા ઉષ્ણ હોય છે, જ્યારે સ્તંભન ઔષધ એથી લગભગ ઊલટું હોય છે; એકંદર સ્વેદન ઔષધ દ્રવ, સ્થિર, સર, સ્નિગ્ધ, રૂક્ષ તથા સૂક્ષ્મ હોય છે; અને સ્તંભન ઔષધ શ્લક્ષ્ણ, રૂક્ષ, સૂક્ષ્મ, સર તથા દ્રવ કે પ્રવાહી હોય છે. ટૂંકમાં જે ઔષધ કડવું, તૂરું તથા મધુર હોય તે લગભગ 'સ્તંભન' હોય છે. ૧૫

### લંઘનના ૧૦ પ્રભેદો

**चतुष्प्रकारा संशुद्धिः पिपासा मारुतातपौ ।**
**पाचनान्युपवासश्च व्यायामश्चेति लङ्घनम् ॥१६॥**

**ચાર પ્રકારની સંશુદ્ધિ, તરષ, વાયુ, તડકો, પાચન, ઉપવાસ તથા વ્યાયામ, એ 'લંઘન' કહેવાય છે. ૧૬**

યોગીન્દ્રનાથ સેન અહીં ઠીક સ્પષ્ટતા કરે છે. વમન, વિરેચન, આસ્થાપન તથા શિરોવિરેચન એ ચાર પ્રકારની સંશુદ્ધિ કે સંશોધન તે લંઘન કહેવાય છે; આમાં અનુવાસન લેવાતું નથી; કેમ કે તે બૃંહણ છે; તેમ જ તરશ રોકવી અને વાયુ તથા તડકો પણ લંઘન કહેવાય છે; તેમ જ જે જઠરાગ્નિ પાચન કરી રહ્યો હોય, તેની પાચનશક્તિને જે અધિક ઉપજાવે તે પાચન પણ લંઘન ગણાય છે; ઉપવાસ અથવા ક્ષુધા રોકવી, તે લંઘન કહેવાય છે અને વ્યાયામ અથવા શરીરને પરિશ્રમ ઉપજાવે તેવું કર્મ કરવું, તે પણ લંઘન ગણાય છે; એકંદર આ વમન આદિ ક્રિયાઓ શરીરમાં લાઘવ કે હલકાઈ કરે છે, માટે તે લંઘન કહેવાય છે; એમ તે તે ચિકિત્સાઓનો આ લંઘનમાં સમાવેશ કરવામાં આવે છે.

શ્રી ગંગાધર અહીં વધુ સ્પષ્ટતા કરે છે: 'લંઘનાદિ દ્રવ્યો ઉપર કહ્યાં; હવે તે લંઘનાદિનું સ્વરૂપ કહેવા લંઘનના પ્રભેદો અહીં કહે છે: ચાર પ્રકારનાં સંશોધનો–વમન, વિરેચન, આસ્થાપન તથા શિરોવિરેચન–એ લંઘનો જ છે; પરંતુ અનુવાસન લંઘન નથી; કેમ કે તે બૃંહણ છે; તરશનો વેગ રોકવો, તે લંઘન છે. બહારનો પ્રાકૃત વાયુ જ લંઘન છે; કેમ કે તે શરીરમાં લાઘવ કરે છે; પરંતુ વિકૃત વાયુ લાઘવ કરતો નથી; કેમ કે તે વાયુ તો પૂર્વ દિશા આદિની વૃષ્ટિ આદિરૂપ સોમના સંબંધને લીધે શરીરમાં લાઘવ કરનાર થતો નથી; વળી ગ્રીષ્મ આદિમાં તડકાના સંબંધને લીધે વિકૃત બનતો–વૈકૃત વાયુ પણ દેહનું લાઘવ કરવા સમર્થ થતો નથી; તેમ જ તડકો પણ લંઘન જ છે; કેમ કે તે સર્વકાળે દેહમાં લાઘવ કરનાર છે. વળી જઠરનો જે અગ્નિ પાચનક્રિયા તો કરી જ રહ્યો હોય, તેના બળને જે વધારે તેવાં, વાયુના ગુણની અધિકતાવાળાં અને અગ્નિના ગુણની અધિકતાવાળાં સૈન્ધવ, મરિયાં વગેરે પાચનદ્રવ્યો પણ લંઘન કહેવાય છે; ઉપરાંત આ લૌકિક અગ્નિ પણ 'પાચન' (પકાવનાર કે ખોરાકને રાંધી આપનાર) હોઈ પરંપરાએ 'લંઘન' ગણાય છે. ઉપવાસ પણ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા બળ આપનાર હોઈ આહારનું પાચન કરનાર જ છે, છતાં તે દ્રવ્યરૂપ નહિ હોવાથી તેને અલગ કહ્યો છે અને 'પાચનદ્રવ્ય' તરીકે લીધો નથી. આ ઉપરથી આ પણ જણાવ્યું છે કે લંઘન દ્રવ્યસાધારણ તથા અદ્રવ્યસાધારણ પણ હોય છે અને એ જ કારણે પ્રથમ લંઘનના લક્ષણમાં 'यत् किंचित्' એટલે હરકોઈ દ્રવ્ય, ગુણ કે કર્મ 'લંઘન' તરીકે હોઈ શકે છે, એમ પણ સૂચિત કર્યું છે, પરંતુ 'દ્રવ્ય' જ 'લંઘન' હોય એમ કહ્યું નથી.

શ્રીચક્રપાણિ પણ થોડું અહીં ઉપરનો જ ભાવ દર્શાવતું આમ સમજાવે છે: સ્વેદના ગુણના કથનમાં 'स्निग्धं रूक्षं' એમ કહી સ્નિગ્ધ કે રૂક્ષ એવો વિકલ્પ જ સૂચવે છે; અર્થાત્ કેટલાંક દ્રવ્ય અહીં જણાવેલા બધા ગુણો ધરાવે છે, અને તે ઉપરાંત સ્નિગ્ધ ગુણ ધરાવતાં ન હોય; તેમ જ રૂક્ષ ગુણ ધરાવતાં હોય તો સ્નિગ્ધ ગુણ ધરાવતાં ન હોય; એ જ પ્રમાણે સર તથા સ્થિર ગુણો વિષે પણ વિકલ્પ જ સમજવા જોઈએ. 'पिपासा' શબ્દ ઉપરથી 'તરષ રોકવી' એ પણ લંઘન ગણ્યું છે; પવનને જોકે સોમનો સંબંધ હોય છે, તેથી તે લંઘન ગણાય નહિ, છતાં સ્વરૂપદૃષ્ટિએ તો તે પવન પણ લંઘન જ છે; તે જ પ્રમાણે 'जठराग्निः स्वयं पचत्येव पचन्तं तं प्रतिपक्षक्षपणेन बलदानेन च यत् प्रेरयति तत् पाचनम्–वायुअग्निगुणभूयिष्ठम्–જઠરનો અગ્નિ જોકે

પોતે જ ખાધેલા ખોરાકને પચાવી રહ્યો હોય છે, છતાં તેના પ્રતિપક્ષ કે વિરોધીઓનો જે નાશ કરે છે અને તેને પોતાને પણ જે બળ આપે છે; એમ તેને ખોરાક પચાવવામાં જે પ્રેરણા આપનાર હોય અને જેનામાં વાયુના તથા અગ્નિના ગુણ વધારે હોય, તે (સૈંધવ વગેરે) દ્રવ્ય 'પાચન' કહેવાય છે. ચાર પ્રકારનાં સંશોધનોનું ગ્રહણ કરી અનુવાસનને ત્યજી દેવા સૂચવ્યું છે; કારણ કે તે બૃંહણ છે. ૧૬

**સંશોધનરૂપ લંઘનને યોગ્ય માણસો**

**प्रभूतश्लेष्मपित्तास्रमलाः संसृष्टमारुताः ।**
**बृहच्छरीरा बलिनो लङ्घनीया विशुद्धिभिः ॥१७॥**

જેઓમાં કફ, પિત્ત, લોહી તથા મળો વધારે હોય; અને વાયુ સંસૃષ્ટ (એટલે બીજા દોષોની સાથે મળેલો) હોય; તેમ જ જેઓનાં શરીર વધુ મોટાં, જાડાં હોય અને જેઓ ઘણા બળવાન હોય, તેઓ વિશુદ્ધિઓથી એટલે સંશોધનોથી લંઘન કરાવવાને યોગ્ય ગણાય છે. ૧૭

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સૂચન કરે છે કે, અહીં મૂળમાં 'संसृष्टमारुताः' પદ મૂકીને ખાસ ભાર દઈ જણાવ્યું છે, જેઓમાં કોઈ બીજા દોષ સાથે વાયુ મળ્યો હોય તેઓ જ સંશોધનરૂપ લંઘનને યોગ્ય છે, પરંતુ કેવળ વાયુના રોગીઓ સંશોધનરૂપ લંઘનને યોગ્ય હોતા નથી; વળી 'बृहच्छरीराः' એ પદથી 'अतिस्थूलाः' જેઓ ઘણા જાડા હોય તેઓને જ લેવાના છે; અને 'बलिनः–बलाधिकाः'–જેઓ બળથી અધિક હોય તેઓ પણ સંશોધનરૂપ લંઘનને યોગ્ય છે; એ જ પ્રમાણે જેઓમાં દોષોના બળનું અધિકપણું થતાં હવે કહેવાશે તે ઊલટી તથા અતિસાર વગેરે રોગો લાગુ થયા હોય, તેઓ પણ સંશોધનરૂપ લંઘનને યોગ્ય ગણાય છે. ૧૭

**પાચનરૂપ લંઘનને યોગ્ય માણસો**

**येषां मध्यबला रोगाः कफपित्तसमुत्थिताः ।**
**वम्यतीसारहृद्रोगविसूच्यलसकज्वराः ॥१८॥**
**विबन्धगौरवोद्गारहृल्लासारोचकादयः ।**
**पाचनैस्तान् भिषक् प्राज्ञः प्रायेणादावुपाचरेत् ॥१९॥**

વિદ્વાન વૈદ્યે જેઓમાં કફ તથા પિત્તથી ઉત્પન્ન થયેલા ઊલટી, અતીસાર, હૃદયરોગ, વિસૂચિકા (કે કોલેરા), અલસક, જ્વર, મળબંધ, ગૌરવ (ભારેપણું), ઉદ્‌ગાર કે ઓડકાર, હૃલ્લાસ–મોળ–ઊબકા તથા અરોચક આદિ રોગો મધ્યમ બળ ધરાવતા હોય (અને જે માણસોનું બળ પણ મધ્યમ હોય) તેઓના શરૂઆતમાં (આમદોષોનું પાચન કરવા માટે) લગભગ પાચનરૂપ લંઘનો દ્વારા જ ઉપચારો કરવા જોઈએ. ૧૮,૧૯

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: અહીં મૂળમાં 'प्रायेण' પદ મૂકીને જણાવ્યું છે કે, 'હરકોઈ નિયમ પણ દેશકાળની અપેક્ષા તો રાખે જ છે; દરેક નિયમમાં દેશકાળ તરફ પણ દૃષ્ટિ રાખવી જ પડે છે, તેથી હરકોઈ નિયમ સર્વવિષયક તો કદી સંભવતો જ નથી; વળી અહીં ગણાવેલ મધ્યમ બળવાળા રોગો જેઓને થયા હોય તેઓના ઉપચારો 'पाचनैः' પાચનો દ્વારા કરવા જોઈએ, એમ કહીને આમ પણ જણાવ્યું છે કે, અહીં ગણાવેલા આ રોગોવાળા લોકો 'પાચન' નામના લંઘનનો વિષય છે, છતાં એ સિવાયનાં બીજાં લંઘનનો તેઓ માટે નિષેધ તો કર્યો જ નથી; તેથી જે માણસોમાં દોષો મધ્યમ બળ ધરાવતા હોય તેઓને ઉપવાસરૂપ લંઘન પણ કરાવી શકાય છે; આ સંબંધે ચરક વિમાનસ્થાનના ૩જા અધ્યાયમાં કહેશે કે, 'तत्र लङ्घनमल्पदोषाणां, लङ्घनेन ह्यग्निमारुतवृद्ध्या वातातपपरीतमिवाल्पमुदकमल्पदोषः प्रशोषमापद्यते, लङ्घनपाचनं तु मध्यबलदोषाणां, लङ्घनपाचनाभ्यां हि सूर्यसंतापमारुताभ्यां पांशुभस्मावकीर्णमिव चानतिबहूदकं मध्यबलो दोषः प्रशोषमापद्यते, बहुदोषाणां पुनर् दोषावसेचनमेव कार्यम्, न ह्यभिन्ने केदारसेतौ पल्वलाप्रसेकोऽस्ति, तद्वद् दोषावसेचनम्'–તેમાં જેઓના દોષો અલ્પબળવાળા હોય છે, તેઓને (ઉપવાસરૂપ) લંઘન કરાવવું જોઈએ; કેમ કે લંઘન કરાવવાથી જઠરનો અગ્નિ તથા વાયુની વૃદ્ધિ થવાથી, જેમ પવન તથા તડકાના સંબંધવાળું થોડું પાણી સુકાઈ જાય છે; તેમ થોડા દોષો સુકાઈ જાય છે; પરંતુ જેઓના દોષો મધ્યમબળવાળા હોય તેઓની તો લંઘન તથા પાચન બન્નેથી ચિકિત્સા કરવી જોઈએ; કેમ કે સૂર્યના તાપનો તથા પવનનો બેયનો સંબંધ થવાથી અને ધૂળ કે રાખ છાંટવાથી જેમ ખૂબ વધારે ન હોય એવું મધ્યમ પ્રમાણમાં રહેલું પાણી સુકાઈ જાય છે, તેમ મધ્યમ બળવાળો દોષ સુકાઈ જાય છે; પરંતુ જે માણસોમાં દોષો અતિશય વધારે પ્રમાણમાં હોય, તેઓના દોષોને તો 'અવસેચન' એટલે સંશોધનો દ્વારા જ બહાર કાઢવા જોઈએ; કેમ કે ક્યારાની કે તળાવ વગેરેની પાળ જ્યાં સુધી તોડી ન હોય, ત્યાં સુધી એ ખાબોચિયાનું કે નાના તળાવનું પાણી ક્યાંય બહાર સીંચી શકાતું નથી કે ખાલી કરી શકાતું નથી; અર્થાત્ આપણે જો ધારતા હોઈએ કે આખા તળાવનું પાણી સુકાઈ જાય તો ઠીક, તો એ તળાવનાં

બંધનો અવશ્ય તોડવાં જ પડે છે, તેજ પ્રમાણે શરીરમાં અતિશય ઘણા દોષો ભરાયા હોય તો તેઓને બહાર કાઢવા સંશોધનો કરાવવાની જરૂર રહે છે. (આમાં 'લંઘન'-નો અર્થ 'ઉપવાસ'જ સમજવાનો છે.) ૧૮,૧૯

## પિપાસાનિગ્રહ તથા ઉપવાસરૂપ લંઘનને યોગ્ય માણસો

एत एव यथोद्दिष्टा येषामल्पबला गदाः ।
पिपासानिग्रहैस्तेषामुपवासैश्च ताञ्जयेत् ॥ २० ॥

જેઓના ઉપર કહેલા જ એ રોગો અલ્પ-બળવાળા હોય, તેઓના એ રોગોને પિપાસા-નિગ્રહ એટલે તરસ રોકવારૂપ લંઘન વડે તથા ઉપવાસો વડે જીતવા જોઈએ. ૨૦

યોગીન્દ્રનાથ સેન અહીં ટૂંકમાં આમ સમજાવે છે કે, 'કફ તથા પિત્તથી થયેલા ઊલટી, અતીસાર વગેરે ઉપર જણાવેલા જ જે રોગો ઓછા બળવાળા હોય અને જે માણસોનું પોતાનું બળ પણ ઓછું હોય, તેઓના તે રોગોને તરસ રોકવારૂપ લંઘન તથા ભૂખ રોકવારૂપ–ઉપવાસરૂપી લંઘન કરાવીને વૈદ્ય મટાડવા જોઈએ.'

શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે કે, અધિક બળવાળા દોષો જેઓનો વિષય છે, એવાં લંઘનોને યોગ્ય માણસો ૧૭મા શ્લોકમાં જણાવવામાં આવ્યા; તે પછી ૧૮, ૧૯ શ્લોકોમાં મધ્યમ બળવાળા દોષો જેઓનો વિષય છે, એવાં લંઘનોને યોગ્ય માણસો કહેવામાં આવ્યા; તેમાં 'प्रायेण आदौ' એ વચનથી સૂચવ્યું છે કે, મધ્યમ બળવાળા પિત્તજન્ય તથા કફજન્ય ઊલટી, તાવ વગેરે રોગોમાં પ્રથમ ઉપવાસ કરાવવો, એ વિરુદ્ધ નથી. પછી અલ્પ બળવાળા દોષો જેઓનો વિષય છે, એવાં લંઘનને યોગ્ય માણસોને અહીં ૨૦મા શ્લોકમાં કહે છે: ઉપર ૧૮, ૧૯ શ્લોકમાં કહેલા જ કફજન્ય તથા પિત્તજન્ય ઊલટી, અતીસાર વગેરે રોગો, જેઓમાં અલ્પબળવાળા જણાતા હોય, તેઓના તે રોગોને તરશ રોકવી તથા ઉપવાસ કરાવવા-રૂપ લંઘનો કરાવીને મટાડવા જોઈએ. અહીં 'जयेत्' ક્રિયાપદ મૂકીને જણાવ્યું છે કે, પુષ્કળ કફ વગેરેથી થયેલા ઊલટી, અતીસાર તથા જ્વર આદિ રોગોની પ્રથમ ઉપવાસથી ચિકિત્સા શરૂ કરીને પાછળથી સંશોધન તથા પાચન વગેરેથી તેઓને મટાડવા જોઈએ; પરંતુ અલ્પબળવાળા તે રોગોને તો તરશ રોકાવીને તથા ઉપવાસો કરાવીનેજ મટાડવા જોઈએ; પરંતુ તેઓમાં સંશોધન વગેરેની કોઈ જરૂર રહેતી નથી ૨૦

વ્યાયામ, તડકો તથા પવનરૂપ લંઘનના વિષયો

दोषाणयेन्मध्यबलान् व्यायामातपमारुतैः ।
बलिनां किं पुनर्येषां रोगाणामवरं बलम् ॥ २१ ॥

જે માણસો બળવાન હોય, તેઓના મધ્યમ બળવાળા દોષોને વ્યાયામ, તડકો તથા (બાહ્ય) પવનરૂપ લંઘનો દ્વારા જીતી શકાય છે, તો જેઓના દોષોનું બળ અલ્પ હોય, તેઓને તો એ વ્યાયામ, તડકો તથા પવનરૂપ લંઘનો દ્વારા જીતી લેવામાં આવે, એમાં શું કહેવા જેવું હોય? અર્થાત્ અલ્પબળવાળા દોષો તો એ વ્યાયામ, તડકો તથા પવનથી જીતવા સહેલા જ હોય છે. ૨૧

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ સ્પષ્ટતા કરે છે: જેઓ બળવાન કોઈ વ્યાયામ આદિને સહન કરી શકે છે, તેવા માણસોના મધ્યમ બળવાળા દોષો વ્યાયામ, તડકો તથા બાહ્ય પવનથી જીતી શકાય છે, તો જે બળવાનો-ના જ દોષોનું બળ મધ્યમ બળથી ઓછું હોય, તેઓના એ દોષો વ્યાયામ, તડકો તથા બાહ્ય પવનોથી જીતી શકાય, એમાં શું કહેવાનું છે? અવશ્ય તે દોષો જીતી જ શકાય છે. આ સંબંધે વાગ્ભટે પણ અષ્ટાંગ-હૃદયના સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'तत्र संशोधनैः स्थौल्यबलपित्तकफाधिकान् । आमदोषज्वरच्छर्दिरतीसारहृदामयैः । विबन्धगौरवोद्गारहृल्लासादिभिरातुरान् । मध्यस्थौल्यादिकान् प्रायः पूर्वं दीपनपाचनैः । एभिरेवामयैरार्तान् हीनस्थौल्यबलादिकान् । क्षुत्तृष्णानिग्रहैर्दोषैस्त्वार्तान् मध्यबलैर्दृढान् । समीरणातपायासैः किमुताल्पबलैर्नरान्–તેમાં એટલે લંઘન યોગ્ય માણસોમાં જેઓ સ્થૂલતા, બળ, પિત્ત તથા કફની અધિકતાવાળા હોય, તેઓને સંશો-ધનોરૂપ લંઘનોથી લંઘન કરાવવું જોઈએ; તેમ જ જેઓમાં મધ્યમ સ્થૂલતા, બળ, પિત્ત તથા કફ હોય અને તેઓ જો આમદોષ, જ્વર, ઊલટી, અતીસાર, હૃદયરોગ, મળબંધ, ભારેપણું, ઓડકાર તથા હલ્લાસ કે મોળ–ઊબકા વગેરેથી જો પીડાયા હોય, તો તેઓને પ્રથમ લગભગ દીપન તથા પાચનરૂપ લંઘનોથી લંઘન કરાવીને પાછળથી સંશોધનરૂપ લંઘનોથી પણ લંઘન કરાવવું જોઈએ; પરંતુ જેઓમાં સ્થૂલતા તથા બળ વગેરે મધ્યમ કરતાં પણ જો ઓછાં હોય અને તેઓ પણ ઉપર્યુક્ત રોગોથી જો પીડાયા હોય તો તેઓને ક્ષુધા રોકવારૂપ ઉપવાસ કરાવવાથી તથા તરસ રોકાવ-વારૂપ લંઘનોથી લંઘન કરાવવાં જોઈએ, પરંતુ જેઓ મધ્યમ બળવાળા દોષોથી પીડાયા હોય અને પોતે દૃઢ એટલે સારી રીતે બળવાન હોય, તેઓને તો બહારનો

પવન, તડકો તથા કસરતોરૂપી લંઘનો કરાવીને જ તેઓનાં એ મધ્યમ બળવાળા દોષો જો દૂર કરી શકાય છે, તો જે માણસો એ મધ્યમ બળ વિનાના કે થોડા જ બળવાળા દોષોથી પીડાયા હોય તેઓને તે પવન, તડકો તથા કસરતોરૂપી લંઘનો કરાવીને તેમના એ થોડા દોષો દૂર કરી શકાય, એમાં શું કહેવાનું હોય ?'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આવો ભાવ કાઢે છે કે, બળવાન માણસોના ઊલટી, અતીસાર આદિ રોગોને તેમ જ મધ્યમ બળવાળા માણસોના પણ તે તે રોગોને પ્રથમ ઉપવાસરૂપ લંઘનોથી તથા પાચનોરૂપ લંઘનોથી ચિકિત્સાક્રિયા કર્યા પછી પાછળથી વ્યાયામ, તડકો તથા બાહ્ય પવનોરૂપ લંઘનો દ્વારા જીતી શકાય છે; તો પછી જેઓના રોગોનું બળ ઘણું જ ઓછું હોય તેઓના એ રોગોને વ્યાયામ, તડકો તથા પવનોરૂપ લંઘનોથી જીતી શકાય, એમાં કહેવાનું શું હોય ? અર્થાત્ તેવા અલ્પ બળવાળા રોગોને તો ઘણી જ સહેલાઈથી વ્યાયામાદિ લંઘનો દ્વારા જિતાય છે.

શ્રી ચક્રપાણિ અહીં આવો ભાવ કાઢે છે કે 'આ શ્લોકમાં 'बलिना' પદ મૂક્યું છે, તે સૂચવે છે કે જેઓ સારી રીતે બળવાન હોય અને મધ્યમ બળવાળા હોય તેઓને જ વ્યાયામાદિ લંઘનનું સેવન કરાવી શકાય છે; એ ઉપરથી આ પણ સ્પષ્ટ સમજાય છે કે, અલ્પ બળવાળા રોગો જ વ્યાયામાદિ લંઘનના વિષયરૂપ છે. ૨૧

### અમુક રોગીઓને સર્વ કાળે લંઘન કરાવાય, પરંતુ વાતના રોગીઓને શિશિરકાળે જ

**त्वग्दोषिणां प्रमीढानां स्निग्धाभिष्यन्दिबृंहिणाम् ।**
**शिशिरे लङ्घनं शस्तमपि वातविकारिणाम् ॥ २२ ॥**

ત્વચાના દોષવાળા, પ્રમેહના રોગીઓ, અત્યંત સ્નિગ્ધ લોકો, અભિષ્યંદવાળા કે અભિષ્યંદ નામના નેત્રરોગવાળા તથા અતિસ્થૂળ લોકોને સર્વકાળે લંઘન કરાવવું સારું છે; પરંતુ વાતના રોગીઓને તો શિશિરકાળમાં જ લંઘન હિતકારી છે. ૨૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: ત્વચાના દોષવાળા એટલે કોઢ વગેરે ચામડીના રોગો જેઓને થયા હોય, તેઓને જાણવા 'અભિષ્યંદ'નો અર્થ દોષોનો, ધાતુઓનો, મળોનો તથા સ્રોતોનો ક્લેદીભાવ એટલે કચકચતાપણું સમજવું એટલે તેવા અભિષ્યંદી લોકો અથવા 'અભિષ્યંદ' નામનો નેત્રરોગ જેઓને થયો હોય તેવા 'અભિષ્યંદી' અહીં જાણવા; અને 'बृंहिणः—अतिस्थूलाश्च—જેઓ ઘણા જ પુષ્ટ હોય, તેઓને દરકોઈ કાળે લંઘન હિતકારી છે; પરંતુ वातविकारिणाम् अपि ના अन्वयथी च-વાતના રોગીઓને તથા 'अपि' શબ્દ ઉપરથી બીજા પણ રોગીઓને શિશિરમાં લંઘન હિતકારી થાય છે. અહીં 'શિશિર' શબ્દ કેવળ શીતકાળનું જ સૂચન કરે છે, તે ઉપરથી હેમંત તથા શિશિર બન્ને શીતઋતુમાં એકસરખી જ લંઘનવિધિ વાતના રોગીઓને હિતકારી જણાવી છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: અહીં પ્રશ્ન થાય છે કે, ઉપર જણાવેલ દોષો કે રોગો લંઘનસાધ્ય છે, તો બીજા ચામડીના દોષોથી થતા રોગો, પ્રમેહ તથા વાતજન્ય રોગો વગેરે શું લંઘનસાધ્ય નથી ? આનો ઉત્તર જ અહીં આ શ્લોકમાં આપ્યો છે. મૂળમાં 'स्निग्ध-अभिष्यन्दि' એમ કહીને જણાવ્યું છે કે અતિશય સ્નિગ્ધપણું થતાં ગુદા આદિમાંથી જેઓને સ્નેહ ઝરી રહ્યો હોય, તેઓને તેમ જ જેઓ બૃંહણથી યુક્ત હોય તેઓને સર્વકાળે લંઘન હિતકારી છે. વળી મૂળમાં 'शिशिरे' એમ કહી જણાવ્યું છે કે પોષ તથા માઘ માસમાં માણસો અત્યંત બળવાન હોય, તેથી તે કાળે વાતના રોગીઓને સંશોધન સિવાયનું લંઘન કરાવી શકાય છે, પરંતુ કાર્તિક તથા માર્ગશીર્ષ માસમાં તો સંશોધનરૂપ જ લંઘન કરાવાય છે; કેમ કે તે બે મહિનાને સંશોધનના કાળ તરીકે કહેવામાં આવ્યા છે; પરંતુ શિશિરના ગુણથી યુક્ત હેમંત તથા શિશિરરૂપી બે ઋતુમાં ચાતુર્માસિક લંઘન, સંશોધનરૂપે કહેલ નથી; એમ અહીં સુધીમાં દશ પ્રકારનું લંઘન કહ્યું છે.

શ્રી ચક્રપાણિ અહીં થોડીક ટીકા લખી ભાવ જણાવે છે કે, અહીં મૂળમાં બૃંહણયુક્ત માણસો સુધીનાઓને દશે પ્રકારનું લંઘન સારું કહ્યું છે; તેમ જ 'शिशिरे' પદ મૂકીને શિશિરના ગુણથી યુક્ત હેમંત તથા શિશિર બન્ને ઋતુ લેવાની છે; એ ઋતુમાં પ્રાણીઓ બળવાન હોય છે, તેથી લંઘન કરાવી શકાય છે. ૨૨

### બૃંહણનું સ્વરૂપકથન

**अदिग्धविद्धमक्लिष्टं वयःस्थं सात्म्यचारिणाम् ।**
**मृगमत्स्यविहङ्गानां मांसं बृंहणमुच्यते ॥ २३ ॥**

સાત્મ્ય દેશમાં વિચરતા-ફરતાં કે રહેતાં મૃગો, માછલાં તથા પક્ષીઓનું જે માંસ, ઝેર ચોપડેલ બાણ વગેરેથી વીંધેલું ન હોય, રોગ આદિથી ખરાબ થયેલું ન હોય તથા જુવાનીથી યુક્ત હોય, તે 'બૃહણ' કે ખૂબ પૌષ્ટિક કહેવાય છે. ૨૩

યોગીંદ્રનાથ સેન અહીં આમ જણાવે છે કે, અહીં 'બૃંહણ' તરીકે માંસને જ પ્રથમ કહ્યું છે, તેનું કારણ આ છે કે, બૃંહણ દ્રવ્યોમાં માંસ અત્યંત શ્રેષ્ઠ છે; આ

સંબંધે ચરક શ્લોકસ્થાનના ૨૫ મા અધ્યાયમાં કહેશે કે 'मांसं बृंहणीयानाम्'—બૃંહણુ કરવાવાળા પદાર્થોમાં માંસ શ્રેષ્ઠ બૃંહણુ કરે છે.' વળી ચરક–શ્લોકસ્થાન-૨૭ મા અધ્યાયમાં પણુ કહેશે કે 'शरीरबृंहणे नान्यदार्थं मांसाद् विशिष्यते–શરીરને પુષ્ટ કરવામાં માંસ સિવાયનું બીજું ખાસ ચડિયાતું નથી.' ઉપરાંત અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાનના ૨૪ અધ્યાયમાં પણુ કહ્યું છે કે, 'नहि मांससमं किंचिद् अन्यद् देहबृहत्त्वकृत्–માંસ સમાન બીજું કંઈ પણુ દેહની પુષ્ટિ કરનાર નથી.' ૨૩

## બૃંહણુને યોગ્ય માણુસો

**क्षीणाः क्षताः कृशा वृद्धा दुर्बला नित्यमध्वगाः ।**
**स्त्रीमद्यनित्या ग्रीष्मे च बृंहणीया नराः स्मृताः ॥२४**

**જેઓ શરીરે ક્ષીણુ થયા હોય કે ક્ષતથી ક્ષીણુ કે ઘાયલ થયા હોય, શરીરે કૃશ કે પાતળા થયા હોય, વૃદ્ધ થયા હોય, દુર્બળ હોય, કાયમ મુસાફરી કરી રહ્યા હોય અને કાયમ સ્ત્રીનું તથા મદ્યનું સેવન કરતા હોય, તેઓ હમેશાં બૃંહણુને યોગ્ય ગણાય છે; તેમ જ ગ્રીષ્મઋતુમાં બીજા પણુ માણુસો બૃંહણુને યોગ્ય ગણાય છે. ૨૪**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, 'ચરકના શ્લોકસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયના ૮મા શ્લોકમાં પણુ કહેવાઈ ગયું કે, 'आदावन्ते च दौर्बल्यं विसर्गादानयो- र्नृणाम्–વિસર્ગકાળને આદિકાળ–વર્ષાઋતુમાં અને આદાન-કાળના અંતકાળ ગ્રીષ્મમાં માણુસોની દુર્બળતા થાય છે,' તે કાળે માણુસોનું બૃંહણુ જરૂરી હોય છે. ૨૪

## તત્કાળ બૃંહણુને યોગ્ય માણુસો

**शोषार्शोग्रहणीदोषैर्व्याधिभिः कर्षिताश्च ये ।**
**तेषां क्रव्यादमांसानां बृंहणा लघवो रसाः ॥ २५ ॥**

**જેઓ શોષ કે ક્ષય અર્શસ્, ગ્રહણીદોષ કે સંગ્રહણીના રોગથી કે બીજા રોગોથી કૃશ થયા હોય, તેઓને માંસાહારી–પશુ–પક્ષીઓના માંસોના હલકા રસો, બૃંહણુ એટલે પૌષ્ટિક થાય છે. ૨૫**

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, શોષ વગેરે રોગોથી જેઓ કૃશ થયા હોય, તેઓને માંસાહારી પ્રસહોનાં માંસ બૃંહણુ કરનાર થાય છે. આ સંબંધે ચરક–શ્લોકસ્થાનના ૨૭ મા અધ્યાયમાં કહેશે કે, प्रसहानां विशेषेण मांसं मांसाशिनां भिषक् । जीर्णार्शोग्रहणी- दोषशोषार्त्तानां प्रयोजयेत्–વૈદ્યે જૂના અર્શસ્, ગ્રહણી–દોષ તથા શોષથી પીડાતા રોગીઓને પુષ્ટ કરવા માંસાહારી પ્રસહ–પશુપક્ષીઓનાં માંસોને બૃંહણુ તરીકે પ્રયોગ કરાવવો; કેમ કે તેઓ માંસથી જ પુષ્ટ બન્યાં હોય છે, તેથી તેઓનું માંસ વિશેષે કરી બૃંહણુ થાય છે; છતાં તે માંસાહારી પ્રસહોના માંસના હલકા રસો જ બૃંહણુ થાય છે. અષ્ટાંગ–સંગ્રહના સૂત્રસ્થાનના ૨૪ મા અધ્યાયમાં પણુ કહ્યું છે કે 'क्रव्यान्मांसरसांस्तस्माद्दकलावणिकाँल्लघून्'– માંસાહારી પ્રાણીઓના (સંસ્કારથી) લઘુ કે હલકા કહેલા માંસરસો 'બૃંહણુ તરીકે આપવા જોઈએ.' ચરક–ચિકિત્સાસ્થાનના ૧૫ મા અધ્યાયમાં પણુ કહેશે કે 'दीर्घकालप्रसंगात्तु कामं क्षीणकृशान् नरान् । प्रसहानां रसैः साम्लैर्भोजयेत् पिशिताशिनाम् । लघुतीक्ष्णोष्णशोधित्वाद्दीप- यन्त्याशु तेऽनलम् । मांसोपचितमांसत्वात् तथाशुतरबृंहणाः । જેઓ લાંબા કાળ સુધી રોગ ચાલુ રહેવાના કારણે અત્યંત કૃશ થયા હોય તેવા માણુસોને માંસાહારી પશુ–પક્ષીઓના ખટાઈથી યુક્ત કરેલા રસોથી જમાડવા જોઈએ; કેમ કે તે માંસાહારી ઓનાં માંસ માંસાહારથી પુષ્ટ થયેલાં હોય છે, તે કારણે હલકાં, તીક્ષ્ણ, ઉષ્ણ તથા શોધક હોય છે અને તે જ કારણે તેઓના માંસરસો તત્કાળ અગ્નિને પ્રદીપ્ત કરે છે અને અતિશય ઝડપથી બૃંહણુ પણુ કરે છે.'

શ્રી ગંગાધર અહીં આવો ભાવ કાઢે છે કે, 'માંસનો આહાર કરતાં પશુઓ–વાઘ વગેરે તથા પક્ષીઓ–ગીધ વગેરેનાં માંસોના રસો, સ્વભાવથી હલકા હોય છે; અને શ્યેન(બાજ)પક્ષી વગેરેના માંસના રસો, સ્વભાવથી ગુરુ હોય છે; તેઓને સંસ્કારથી લઘુ કર્યા હોય તો તત્કાળ બૃંહણુ કરનારા થાય છે, એમ અહીં કહેવા માગે છે.'

શ્રી ચક્રપાણિ અહીં થોડું ટૂંકાવીને વિશેષ આમ સમ-જાવે છે કે, 'અહીં જણાવેલ માંસાહારીઓના માંસરસો લઘુ એ રીતે થાય છે કે તેઓનો સંસ્કાર કરવો જોઈએ; અથવા માંસાહારી શ્યેન (બાજ) વગેરે પક્ષીઓ, સ્વભાવ-થી જ લઘુ એટલે હલકાં હોય છે, તેઓનાં માંસના હલકા રસો અહીં સમજવા.'

હિંદી ટીકાકાર શ્રીજયદેવે ચરક–ચિકિત્સાસ્થાનના 'રાજયક્ષ્મચિકિત્સિત' નામના ૯ મા અધ્યાયમાંથી અહીં આ એક શ્લોક પણુ અહીંના સંબંધને સૂચવતો ટાંકી બતાવ્યો છેઃ शुष्यते क्षीणमांसाय कल्पितानि विधानवित् । दद्यान्मांसादमांसानि बृंहणानि विशेषतः–જેનું માંસ ક્ષીણુ થયું હોય, એવા સુકાતા શોષ કે ક્ષયના રોગીને વિધાને જાણુતા વૈદ્યે માંસાહારી પશુ–પક્ષીઓનાં માંસોને ખાસ 'બૃંહણુ' તરીકે આપવાં જોઈએ. ૨૫

### સર્વસામાન્ય બૃંહણો

स्नानमुत्सादनं स्वप्नो मधुराः स्नेहबस्तयः ।
शर्कराक्षीरसर्पींषि सर्वेषां विद्धि बृंहणम् ॥ २६ ॥

સ્નાન, ઉત્સાદન કે ઉબટન–શરીર પર લોટ વગેરે ચોળીને સફાઈ કરવી, સ્વપ્ન કે શાંત નિદ્રા, મધુર–ગણસાધિત સ્નેહ–બસ્તિઓ, સાકર, દૂધ અને ઘી, એટલાં સર્વ લોકોને બૃંહણ કે પુષ્ટિ કરનારાં તમારે જાણવાં. ૨૬

યોગીન્દ્રનાથ સેન વધુ અહીં શ્લોકરચાનના 'અષ્ટૌનિંદિતીય' નામના ૨૧ મા અધ્યાયમાં કહેલા આ શ્લોકો અહીં સંબંધ દર્શાવતા હોઈ ને ટાંકી બતાવે છે: 'स्वप्नो हर्षः सुखा शय्या' ઇત્યાદિ ૩૧–૩૫ શ્લોકો તે અધ્યાયમાં અનુવાદ વગેરે સાથે જોઈ લેવા. ૨૬

### રૂક્ષણ દ્રવ્યનું સ્વરૂપકથન

कटुतिक्तकषायाणां सेवनं स्त्रीष्वसंयमः ।
खलिपिण्याकतक्राणां मध्वादीनां च रूक्षणम् ॥२७॥

તીખા, કડવા અને તૂરા રસોનું (વધુપડતું) સેવન, સ્ત્રીઓ વિષે અસંયમ કે અતિ વધુ મૈથુન-સેવન; સરસવનો ખોળ, તલનો ખોળ, કે તલની સાની; છાશ તથા મધ વગેરેનું પણ વધુપડતું સેવન; (માણસોનાં શરીરને) રૂક્ષણ અથવા રૂક્ષ કરનાર થાય છે. ૨૭

### રૂક્ષણને યોગ્ય રોગો

अभिष्यन्दा महादोषा मर्मस्था व्याधयश्च ये ।
ऊरुस्तम्भप्रभृतयो रूक्षणीया निदर्शिताः ॥ २८ ॥

સ્રોતોમાંથી કફને ખૂબ વધુ પ્રમાણમાં ઝરતા–અભિષ્યંદરોગો, મોટા દોષોવાળા મર્મસ્થાનાશ્રિત વ્યાધિઓ તથા ઊરુસ્તંભ વગેરે જે રોગો થાય છે, તેઓને રૂક્ષણયોગ્ય કહેવામાં આવ્યા છે. ૨૮

### સ્નેહયોગ્ય તથા સ્વેદયોગ્ય માણસો

स्नेहाः स्नेहयितव्याश्च स्वेदाः स्वेद्याश्च ये नराः ।
स्नेहाध्याये मयोक्तास्ते स्वेदाख्ये च सविस्तरम् ॥२९॥

સ્નેહો તથા સ્નેહયોગ્ય માણસો અને સ્વેદો તથા સ્વેદયોગ્ય જે માણસો હોય છે, તેઓને મેં પ્રથમ સ્નેહાધ્યાયમાં તથા સ્વેદાધ્યાયમાં વિસ્તાર સહિત કહ્યા છે. ૨૯

સ્નેહાધ્યાયમાં સ્નેહોનું તથા સ્નેહયોગ્ય માણસોનું તેમ જ સ્વેદાધ્યાયમાં સ્વેદોનું તથા સ્વેદયોગ્ય માણસોનું સવિસ્તર કથન કર્યું છે; ઉપરાંત તે સ્નેહના તથા સ્વેદના યોગો, અયોગો તથા અતિયોગોમાં પણ લક્ષણો ત્યાં કહેવામાં આવ્યાં છે, એ કારણે અહીં તેઓને કહ્યા નથી. ૨૯

### સ્તંભનનું સ્વરૂપકથન

द्रवं तन्वसरं यावच्छीतीकरणमौषधम् ।
स्वादु तिक्तं कषायं च स्तम्भनं सर्वमेव तत् ॥३०॥

જેટલાં ઔષધો દ્રવ કે પ્રવાહી, તનુ કે પાતળાં હોય અને સર ન હોય પણ સ્થિર ગુણથી યુક્ત હોય, શીતળ કરનાર હોય; મધુર, કડવાં તથા તૂરાં હોય, તે બધાંયે સ્તંભન કરનાર હોય છે. ૩૦

### સ્તંભનને યોગ્ય માણસો

पित्तक्षाराग्निदग्धा ये वम्यतीसारपीडिताः ।
विषस्वेदातियोगार्ताः स्तम्भनीयास्तथाविधाः ॥३१॥

જેઓ પિત્ત, ક્ષાર તથા અગ્નિથી દાઝ્યા હોય, ઊલટી તથા અતીસારથી પીડાયા હોય અને વિષથી તથા સ્વેદના અતિયોગથી પીડાયા હોય, તેમ જ તેવા (પ્રકારના બીજા રક્તપિત્ત આદિ રોગવાળા) લોકો સ્તંભનને યોગ્ય કહેવાય છે. ૩૧

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: પિત્ત વગેરેથી દાઝેલા લોકોને દાહ થતો હોય તેનું સ્તંભન (રોકવું કે અટકાવવું) કરવું જોઈએ; જેઓ ઝેરથી પીડાયા હોય તેઓના ઝેરના વેગનું સ્તંભન (રોકાણ કે અટકાવવું) કરવું જોઈએ; તેમ જ જેઓને સ્વેદ કે ઘામનો અતિયોગ હોય એટલે અતિશય વધુ પ્રમાણમાં પરસેવો થયા કરતો હોય, તેનું પણ સ્તંભન (અટકાવ કે રોકાણ) કરવું જોઈએ; તેમ જ આ શ્લોકના છેલ્લા ચરણમાં છેલ્લે 'तथा परे' એવો પાઠ રાખીને તેનો આવો અર્થ કરવો કે બીજા 'રક્તપિત્ત' વગેરે રોગો પણ સ્તંભનને યોગ્ય ગણવા જોઈએ. (કેટલાંક બીજાં પુસ્તકોમાં આ શ્લોકનું છેલ્લું ચરણ 'स्तम्भनीयास्तथाविधा.' એ પ્રમાણે મળે છે અને તેનો અર્થ તેવા પ્રકારના બીજા પણ 'રક્તપિત્ત' વગેરે રોગો સ્તંભનને યોગ્ય ગણાય છે.' એ પ્રમાણે કરવો; વળી યોગીન્દ્રનાથ સેન આ શ્લોકમાં છેલ્લું ચરણ 'स्तम्भनीया निदर्शिताः' એ પ્રમાણે રાખે છે.) ૩૧

(હવે લંઘનાદિ છયેના સમ્યગ્યોગ, અયોગ તથા અતિયોગના લક્ષણો જાણવા અગ્નિવેશે જે પ્રશ્ન કર્યો હતો, તેના ઉત્તરો આપતા મુનિ આત્રેય પ્રથમ–)

## લંઘનના સમ્યગ્યોગનાં લક્ષણો

**वातमूत्रपुरीषाणां विसर्गे गात्रलाघवे ।**
**हृदयोद्गारकण्ठास्यशुद्धौ तन्द्राक्लमे गते ॥ ३२ ॥**
**स्वेदे जाते रुचौ चैव क्षुत्पिपासासहोदये ।**
**कृतं लङ्घनमादेश्यं निर्व्यथे चान्तरात्मनि ॥ ३३ ॥**

વાયુ, મૂત્ર તથા વિષ્ઠા છૂટવા લાગે, શરીર હલકું થાય; હૃદય, ઓડકાર, ગળું તથા મોઢું શુદ્ધ થાય; ઘેન તથા કલમ એટલે પરિશ્રમ વિનાનો થાક જતાં રહે; પરસેવો થવા લાગે, રુચિ ઉત્પન્ન થાય; ભૂખ અને તરશ એકીસાથે પ્રકટી નીકળે અને અંતરાત્મા વ્યથારહિત કે પ્રસન્ન થાય, ત્યારે જાણવું કે લંઘનનો સમ્યગ્યોગ થયો છે એટલે લંઘન બરાબર કરાયું છે. ૩૨,૩૩

યોગીન્દ્રનાથ સેન અહીં સુશ્રુતના ઉત્તરસ્થાનના ૩૯ મા અધ્યાયમાંથી આ પ્રમાણેનાં લંઘનના સમ્યગ્યોગનાં લક્ષણો પણ ઉતારી બતાવે છે : 'सृष्टमारुतविण्मूत्रं क्षुत्पिपासाऽसहं लघुम् । प्रसन्नात्मेन्द्रियं क्षामं नरं विद्यात् सुलङ्घितम्'–જેનાં વાયુ, વિષ્ઠા તથા મૂત્ર બરાબર નિયમિત છૂટવા લાગ્યાં હોય; ભૂખ તથા તરશને જે સહન કરી શકે નહિ, એ સ્થિતિમા આવી જાય; જેનું શરીર હલકું બની જાય, જેનું મન તથા ઇંદ્રિયો પ્રસન્ન રહે અને શરીરે જે દુબળો જણાય, તેવા માણસને લંઘનનો સમ્યગ્યોગ થયો છે, એમ જાણવું.

ટીકાકાર ચક્રપાણિ પણ અહીં 'क्षुत्पिपासासहोदये' એ પદનો અર્થ–'क्षुत्पिपासयोः असहः–पीडाकरत्वेन उदयः–क्षुत्पिपासाऽसहोदयः–ભૂખ અને તરશનો ઉદય સહન થઈ શકે નહિ એવો જેને થાય એટલે કે જેને ભૂખ તથા તરશ એવી પ્રકટી નીકળે કે જેના વેગને તે સહન કરી શકે નહિ–એવી તીવ્ર ભૂખ અને તરશ તે માણસને લાગે છે.' એ રીતે સમજાવે છે, પરંતુ 'क्षुत्पिपासयोः सह–एककालम् उदयः' એટલે કે ભૂખ અને તરશનો એકી વખતે ઉદય થાય, એવો અર્થ તે ચક્રપાણિ સ્વીકારતા નથી, પણ એ અર્થ અમને (યોગીન્દ્રનાથ સેનને) ઠીક લાગતો નથી; કેમ કે ચક્રપાણિ જે અર્થ કહે છે, તેમાં 'असहः' એ પદનો અર્થ 'असह्य' એમ જ તેમણે કરવો પડશે; પરંતુ 'न सहः असहः' એમ 'असह' શબ્દ તો વ્યાકરણ દૃષ્ટિએ પચાદિ 'अच्' પ્રત્યયાન્ત જ 'कर्ता' અર્થમાં સિદ્ધ થયેલો જ બધે મળે છે; સુશ્રુતે પણ 'क्षुत्पिपासाऽसहम्' એ પદમાં 'असह' શબ્દનો પ્રયોગ કર્તામાં જ કર્યો છે; માટે 'क्षुत्पिपासयोः सह–उदयः–युगपत् उदयः'–ભૂખ અને તરશનો એકી સાથે ઉદય, એવો અર્થ જ કરવો, તે બંધ બેસતો છે. વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગહૃદય–સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયમાં આમ જ કહ્યું છે કે 'विमलेन्द्रियता सर्गो मलानां लाघवं रुचिः । क्षुत्तृट्सहोदयः शुद्धहृदयोद्गारकण्ठता । व्याधिमार्दवमुत्साहस्तन्द्रानाशश्च लङ्घिते'–જે માણસને લંઘન બરાબર લાગુ થયું હોય એટલે કે જેનામાં લંઘનનો સમ્યગ્યોગ થયો હોય તેની ઇંદ્રિયો નિર્મળ થાય છે, મળોની છૂટ થાય છે, શરીર હલકું થાય છે, રુચિ ઉત્પન્ન થાય છે, ભૂખ અને તરશનો એકી વખતે ઉદય થાય છે; તેનું હૃદય, ઓડકાર તથા ગળું સાફ થાય છે, રોગનું બળ ઓછું થઈ જાય છે, મનમાં ઉત્સાહ જણાય છે અને ઘેનનો પણ નાશ થાય છે.' (આમ અહીં 'क्षुत्पिपासासहोदये' એ પદના સંબંધે ટીકાકારો જુદો જુદો અર્થ કરે છે. ચક્રપાણિ જે અર્થ કરે છે, તે સુશ્રુતના આધારે કરે છે, પરંતુ યોગીન્દ્રનાથ સેન વૃદ્ધ વાગ્ભટને અનુસરી તે અર્થને પસંદ કરતા નથી; અને હિંદી ટીકાકાર શ્રી જયદેવ પણ યોગીન્દ્રનાથને જ અનુસરે છે; જ્યારે શ્રી ગંગાધર પણ સુશ્રુતને અનુસરી ચક્રપાણિને જ કંઈક અનુસરે છે; પરંતુ ચક્રપાણિથી થોડાક જુદા પણ પડે છે, જેમ કે તેઓ લખે છે કે, 'क्षुत्पिपासाऽसहोदये'–क्षुधातृष्णयोर्युगपदुदये इति कश्चित्, तन्न, 'सृष्टमारुतविण्मूत्रं क्षुत्पिपासासहं लघुम् इत्यादिसुश्रुतवचनदर्शनात्, क्षुधापिपासयोरसहोदयः–असहत्वेन क्षुधातृष्णयोः समस्तयोरुदये इत्यर्थः, समाहारद्वन्द्वसमासात्'–'ભૂખ અને તરશનો એકી વખતે ઉદય થાય, એવો અર્થ કોઈક વિદ્વાન (વાગ્ભટ વગેરે) કરે છે, પરંતુ એ ઠીક નથી; કેમ કે વાયુ, વિષ્ઠા અને મૂત્ર બરાબર છૂટે તેમ જ ભૂખ અને તરશને સહન કરી ન શકે અને શરીરે જે હલકો થાય' ઇત્યાદિ સુશ્રુતનાં વચનો જોવામાં આવે છે; એ ઉપરથી ભૂખ અને તરશ જેનાથી સહન થઈ શકે નહિ, એવી તે બન્ને ભૂખ–તરશ એકીસાથે જેને પ્રકટી નીકળે, એવો જ અર્થ કરવો, તે બરાબર છે; આમ મતભેદ જોવામાં આવે છે, તે શબ્દોના અર્થની દૃષ્ટિએ સંભવે છે. (તે સંબંધે વિદ્વાનો વિચારી લે.) વળી શ્રી ગંગાધર અહીં એક આવું સૂચન પણ કરે છે કે, 'અહીં સમ્યક્ કરેલાં લંઘનનાં જે લક્ષણો કહ્યાં છે, તેથી વિપરીત લક્ષણો લંઘનના અયોગમાં કે લંઘન બરાબર ન કરાયું હોય તે સંબંધે પણ સમજી લેવાં જોઈએ.' ૩૨,૩૩

## લંઘનના અતિયોગનાં લક્ષણો

**पर्वभेदोऽङ्गमर्दश्च कासः शोषो मुखस्य च ।**
**क्षुत्प्रणाशोऽरुचिस्तृष्णा दौर्बल्यं श्रोत्रनेत्रयोः ॥ ३४ ॥**

मनसः संभ्रमोऽभीक्ष्णमूर्ध्ववातस्तमो हृदि ।
देहाग्निबलनाशश्च लङ्घनेऽतिकृते भवेत् ॥ ३५ ॥

લંઘન જો અતિશય કરાયું હોય અથવા લંઘનનો જો અતિયોગ થયો હોય તો પર્વભેદ થાય–એટલે કે સાંધાઓ જાણે તૂટતા કે ફાટતા હોય એવી વેદના થાય; અંગમર્દ એટલે શરીર જાણે ભાંગી જતું હોય તેવી પીડા થાય; ઉધરસ, મુખનું સુકાવું, ક્ષુધાનો નાશ, અરુચિ, તરશ, કાનની તથા નેત્રોની દુર્બળતા, મનનો સંભ્રમ એટલે હૃદયની અસ્થિરતા કે ભ્રાંતિ, વારંવાર ઊર્ધ્વવાત એટલે શ્વાસ તથા હેડકીઓ ઊપડે, હૃદયમાં અંધકાર અથવા મોહ, દેહના બળનો તથા જઠરાગ્નિના બળનો પણ નાશ થાય છે. ૩૪,૩૫

યોગીન્દ્રનાથ સેન અહીં કેટલીક આવી સ્પષ્ટતા કરે છે: 'શ્રોત્રેન્દ્રિય તથા નેત્રોની દુર્બળતા થાય એટલે કે પોતપોતાના વિષયો ગ્રહણ કરવાનું તેઓમાં સામર્થ્ય ન રહે. 'ઊર્ધ્વવાત' સંબંધે કેટલાક વિદ્વાનો કહે છે, કે તે નામે જુદો એક રોગ જ થાય છે; જેમ કે 'भुक्तेऽभुक्ते तथा सुप्ते यस्योद्गारोऽति सम्भवेत् । तमूर्ध्ववात जानीयादुदानव्यापदुद्भवम् ॥'–ખાધું હોય કે ન ખાધું હોય, તેમજ જે સૂતો હોય ત્યારે પણ જેને ઘણા ઓડકાર આવ્યા કરે, તેને 'ઊર્ધ્વવાત' નામનો રોગ જાણવો; જેને ઉદાન વાયુના પ્રકોપથી થતો કહે છે.' દેહના બળનો તથા જઠરાગ્નિના બળનો નાશ થાય, તે સંબંધે સુશ્રુતે ઉત્તરસ્થાનના ૩૯મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'रसक्षयस्तृषाशोषतन्द्रानिद्राश्रमक्लमाः । उपद्रवाश्च श्वासाद्याः संभवन्त्यतिलङ्घनात् ॥'–અતિશય લંઘન કરવાથી કે લંઘનનો અતિયોગ થવાથી રસનો નાશ, તરશ, શોષ, તંદ્રા કે નિદ્રા જેવું ઘેન, નિદ્રા, ભ્રમ, ક્લમ કે શ્રમ વિનાનો થાક તથા શ્વાસ વગેરે ઉપદ્રવો થાય છે.' વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૨૪ મા અધ્યાયમાં આમ [illegible]

[illegible] मेदनम् । वर्चोमूत्रग्रहाद्याश्च जायन्तेऽतिविलङ्घनात् ' ॥ અતિશય વધુ પડતા લંઘનથી અત્યંત કૃશતા, ભ્રમ, ઉધરસ, વધુ પડતી તરશ, અરુચિ, સ્નેહક્ષય, અગ્નિક્ષય, નિદ્રાક્ષય, દૃષ્ટિક્ષય, શ્રોત્રક્ષય, વીર્યક્ષય, ઓજઃક્ષય, ક્ષુધાનો ક્ષય તથા સ્વરનો પણ ક્ષય એટલે સાદો બેસી જવો થાય છે; તેમ જ બસ્તિ–મૂત્રાશયમાં પીડા, મસ્તકમાં પીડા, જંઘામાં એટલે પગની બન્ને પીંડીઓમાં પીડા, સાથળોમાં પીડા, ઢૂલાના સાંધાઓમાં પીડા, બન્ને પડખાંમાં પીડા, જ્વર, પ્રલાપ, ઊર્ધ્વવાત, ગ્લાનિ, ઊલટી, સાંધા તૂટવા અને હાડકાં ભાંગે–તૂટે કે ફાટે છે; તેમ જ વિષ્ઠા તથા મૂત્રનું રોકાણ વગેરે પણ ઉપદ્રવો થાય છે.

શ્રી ગંગાધર કેટલુંક જાણવા જેવું અહીં જણાવે છે: ઉપર ૩૨–૩૩ શ્લોકોમાં કહેલાં લંઘનના સમ્યગ્યોગનાં લક્ષણોથી વિપરીત લક્ષણો, લંઘનના અયોગમાં થાય છે, એમ સમજી લેવાનું હોવાથી અહીં ૩૪–૩૫ શ્લોકોમાં લંઘનના અતિયોગનાં લક્ષણો કહ્યાં છે, તેમાં ક્ષુધાનો જે નાશ કહ્યો છે, તે ક્ષુધાનો ઉદય થયા પછી થતો ક્ષુધાનો નાશ સમજવો; મનનો સંભ્રમ એટલે મનની ભ્રાંતિ જ સમજવી; અને 'ऊर्ध्वे देहे वातः–वायुः कुपितत्वेन लक्ष्यते इति ऊर्ध्ववातः'–શરીરના ઉપરના ભાગમાં વાયુ કોપેલો જણાય. તે 'ઊર્ધ્વવાત' સમજવો; અર્થાત્ ઊર્ધ્વ ગતિવાળો વાયુ તે 'ઊર્ધ્વવાત' સમજવો; અને હૃદયમાં જાણે અંધકારનો પ્રવેશ થયો હોય, તેવું જણાય-તે જ 'હૃદયમાં તમસ્' સમજવું. ૩૪,૩૫

**બૃંહણના સમ્યગ્યોગ તથા અતિયોગનાં લક્ષણો**

बलं पुष्ट्युपलम्भश्च कार्श्यदोषविवर्जनम् ।
लक्षणं बृंहिते स्थौल्यमति चात्यर्थबृंहिते ॥ ३६ ॥

જે માણસ વિષે બૃંહણનો સમ્યગ્યોગ કરાયો હોય, તેમાં બળ તથા પુષ્ટિની પ્રાપ્તિ થાય છે અને કૃશતાના જે દોષ (શીતઉષ્ણને સહન કરવાની અશક્તિ વગેરે) હોય તેથી રહિતપણું થાય, એ લક્ષણ જણાય છે; અને જેમાં બૃંહણનો અતિયોગ કરાયો હોય, તેમાં અત્યંત સ્થૂલતારૂપ લક્ષણ થાય છે. ૩૬

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: મૂળમાં રહેલ 'पुष्ट्युपलम्भ' એ પદનો અર્થ 'शरीरपोषण–आरम्भज्ञानम्'–શરીરના પોષણની શરૂઆતનું જ્ઞાન થાય, એટલે કે હવે શરીર પુષ્ટ થવા લાગ્યું છે, એમ સમજાય. તેમ જ 'कार्श्यदोषविवर्जनम्'–એટલે કે 'कार्श्ये ये दोषा व्यायामादिअसहत्वादीनि तेषां विवर्जन–विशेषेण सम्यग्वर्जनमित्यर्थः'–કસરત કે હરકોઈ પરિશ્રમ વગેરેને સહન કરવાની અશક્તિ વગેરે જે દોષો કૃશતામાં અનુભવાય છે, તેથી ખાસ રહિતપણું, એ અર્થ સમજવો. આ બધાં જેનામાં બૃંહણનો સમ્યગ્યોગ કરાયો હોય, તેનાં લક્ષણો જાણવાં; અને એથી વિપરીત લક્ષણો જણાય તો એ બૃંહણના અયોગનાં લક્ષણો સમજવાં; તેમ જ શરીરમાં અત્યંત સ્થૂલતા થવી, એ બૃંહણના

અતિયોગનું લક્ષણ જાણવું.

શ્રીચક્રપાણિ તો અહીં મૂળમાં રહેલા 'कार्श्यदोषविवर्जनम्' એ પદનો અર્થ, 'कार्श्ये ये दोषाः शीतोष्णासहत्वादयः, तेषां वर्जनम्'–કૃશપણામાં શીત અને ઉષ્ણને સહન કરવાની અશક્તિ વગેરે જે દોષો હોય છે, તેઓનો ત્યાગ થવો, એમ સમજાવે છે. ૩૬

### રૂક્ષણના સમ્યગ્યોગ તથા અતિયોગનો અતિદેશ તથા સ્તંભનના સમગ્યોગનું લક્ષણ

**कृतातिकृतचिह्नं यल्लङ्घिते तद्विरूक्षिते ।**
**स्तम्भितः स्याद्बले लब्धे यथोक्तैश्चामयैर्जितैः ॥३७॥**

લંઘન કરેલ માણસમાં લંઘનના સમ્યગ્યોગનાં તથા અતિયોગનાં જે લક્ષણો થાય છે, તે જ લક્ષણો, વિરૂક્ષણ કરેલા માણસમાં વિરૂક્ષણના એટલે સમ્યગ્યોગનાં તથા અતિયોગનાં થાય છે; તેમ જ જેમાં સ્તંભનયોગ્ય માણસમાં સ્તંભન પ્રયોગ ચાલુ કર્યા પછી બળ પ્રાપ્ત થાય અને કહ્યા પ્રમાણેના (સ્તંભન યોગ્ય) રોગો જ્યારે મટી જાય ત્યારે તે માણસ, સ્તંભનના સમ્યગ્યોગથી યુક્ત થયેલો કહેવાય છે. ૩૭

અર્થાત્ જેનામાં સ્તંભનયોગ લાગુ કર્યો હોય, તે માણસના સ્તંભનયોગ્ય રોગો, 'पित्तक्षाराग्निदग्धा ये' ઇત્યાદિ જે કહેવાયા છે, તે મટી જાય અને તે માણસ જ્યારે બળવાન થઈ જાય, ત્યારે તેનામાં સ્તંભનનો સમ્યગ્યોગ કરાયો છે, એમ સમજવું (યોગીંદ્રનાથ તથા શ્રી ગંગાધર).

### સ્તંભનના અતિયોગનાં લક્ષણો

**श्यावता स्तब्धगात्रत्वमुद्वेगो हनुसंग्रहः ।**
**हृद्वर्चोनिग्रहश्च स्यादतिस्तम्भितलक्षणम् ॥ ३८ ॥**

(પગ, હોઠ વગેરેની) કાળાશયુક્ત પીળાશ, શરીરના અવયવોની સ્તબ્ધતા કે જડતા, ઉદ્વેગ (એટલે મનની સ્થિતિ બરાબર ન હોય અથવા મનને કંટાળો આવે), હડપચીનું ઝલાઈ જવું, હૃદયનો નિગ્રહ–પકડાવું–રોકાવું કે બરાબર નહિ થડકવું તથા મળનો નિગ્રહ કે મળબંધ, એટલાં જેને અતિસ્તંભન કરાયું હોય, તેનાં લક્ષણો થાય છે. ૩૮

યોગીંદ્રનાથ સેન સ્તંભનના આ અતિયોગનાં લક્ષણો વૃદ્ધવાગ્ભટે જે કહેલાં છે, તે અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૨૩ મા અધ્યાયથી આમ ઉતારી બતાવે છે: 'स्तम्भत्वक्स्नायुसंकोचकम्पहृद्वाग्घनुग्रहैः । पादौष्ठत्वक्करैः श्यावैरतिस्तम्भितमादिशेत्'–ચામડીનું સજ્જડપણું કે જડતા, સ્નાયુઓનો સંકોચ, કંપ, હૃદય, વાણી તથા હડપચીનું ઝલાવું અને પગ, હોઠ, ચામડી તથા હાથ કાળાશયુક્ત પીળાં થઈ જાય એટલાં લક્ષણોથી સ્તંભનનો અતિયોગ પામેલો માણસ કહી શકાય છે; અર્થાત્ જેનામાં સ્તંભનનો અતિયોગ થયો હોય તે માણસમાં એટલાં લક્ષણો થાય છે. ૩૮

### લંઘનાદિ છયેના અયોગનાં ટૂંકમાં લક્ષણો

**लक्षणं चाकृतानां स्यात् षण्णामेषां समासतः ।**
**तदौषधानां व्याधीनामशमो वृद्धिरेव च ॥ ३९ ॥**

તે તે લંઘનાદિથી સાધ્ય અથવા તે તે ઔષધોના સંબંધથી યુક્ત કરેલા તે તે (દોષને લગતા) રોગોની શાંતિ ન થાય, પણ ઊલટી વૃદ્ધિ જ થાય, તે એ (લંઘનાદિ) છયેના અયોગોનું ટૂંકમાં લક્ષણ થાય છે. ૩૯

શ્રી ગંગાધર અહીં ઠીક સમજાવે છે: 'લંઘનાદિનાં સમ્યગ્યોગ આદિનાં લક્ષણો વિસ્તારથી કહ્યાં; તે ઉપરથી મિથ્યાકૃત લંઘનાદિનાં લક્ષણો પણ અર્થાપત્તિથી મળી જ રહે છે. છતાં શિષ્યો ઉપરની દયાના કારણે ટૂંકમાં તે છયેના અયોગોનું ટૂંકું લક્ષણ અહીં કહી બતાવે છે: અહીં મૂળમાં ત્રીજું ચરણ, 'तदौषधानां ('व्याधीनां' નહિ પણ) धातूनाम्' એવું રાખીને 'तद्-लङ्घनादिकं यद् यद् औषधं येषां ते–तदौषधाः–व्याधयः'–તે લંઘન વગેરે જે જે જેઓનું ઔષધ હોય, એવા રોગોને શરૂ કરતા ધાતુઓ એટલે દોષોની જેનાથી શાંતિ ન થાય, પણ ઊલટી વૃદ્ધિ જ થાય; અર્થાત્ અલ્પ માત્રામાં લંઘનાદિ કરાયાં હોય, તેથી દોષોનો ક્ષોભ થતાં તે તે રોગોની શાંતિના બદલે ઊલટી વૃદ્ધિ જ થાય છે.' શ્રી ચક્રપાણિ પણ 'तदौषधानाम्'–એ પદનો ભાવ 'लङ्घनादिसाध्यानाम्'–લંઘન આદિથી મટાડી શકાય કે ઓછા કરી શકાય એવા 'धातूनाम् इति दोषाणाम्'–ધાતુઓ એટલે દોષોની વૃદ્ધિ જ થાય, એમ જણાવી લખે છે કે, 'दोषा अपि धातुशब्दं लभन्ते'–દોષો પણ 'ધાતુ' શબ્દથી કહેવાય છે.–અર્થાત્ 'ધાતુ' શબ્દથી દોષો જ જાણી શકાય છે, એવું વચન છે, એ ઉપરથી અહીં આમ જણાવે છે કે, અતિશય થોડી માત્રામાં કરેલ લંઘન આદિ ક્રિયાથી દોષોનો કેવળ ક્ષોભ જ કર્યો ગણાય છે, તેથી તેઓની શાંતિ ન થતાં ઊલટી વૃદ્ધિ જ થાય છે. ૩૯

### લંઘનાદિનો ઉપસંહાર

इति षट् सर्वरोगाणां प्रोक्ताः सम्यगुपक्रमाः ।
साध्यानां साधने सिद्धा मात्राकालानुरोधिनः ॥४०॥

એ પ્રમાણે (લંઘનાદિ) છ ઉપક્રમો કે ચિકિત્સાપ્રયોગો, સર્વ રોગના સંબંધે મેં બરાબર કહ્યા છે; તેઓનો માત્રા તથા કાળ આદિને અનુસરી જો બરાબર પ્રયોગ કર્યો હોય, તો તેઓ સાધ્ય વ્યાધિઓને સાધવા કે મટાડવા સિદ્ધ થાય છે; અર્થાત્ તે સાધ્ય વ્યાધિઓને મટાડવા માટે આ લંઘનાદિ છ પ્રયોગો અવશ્ય સફળ થાય છે. ૪૦

શ્રી ગંગધર અહીં આમ જણાવે છે કે, 'જો બરાબર જાણી-સમજીને આ છ ક્રિયાઓનો પ્રયોગ કરવામાં આવે તો 'सर्वरोगाणां सम्यग् उपक्रमाः इति षट्'– આ છ જ ક્રિયાઓ, સર્વ રોગોની બરાબર યોગ્ય ચિકિત્સારૂપે સિદ્ધ જ થાય છે, એ અભિપ્રાયથી જ મૂળમાં 'सर्वरोगाणां' એ વચનપ્રયોગ વિરુદ્ધ થતો નથી. 'साध्यानां' એમ કહીને સૂચવ્યું છે કે અસાધ્ય રોગો તો કોઈ પણ ચિકિત્સાથી મટતા જ નથી, એટલે તેવા રોગો માટે આ લંઘનાદિનો પ્રયોગ કરાતો જ નથી; વળી સાધ્ય વ્યાધિઓ પણ આ લંઘનાદિથી પણ તો જ મટાડી શકાય છે, કે જો તેઓનો પ્રયોગ માત્રા, કાળ આદિને અનુસરી કરવામાં આવે છે. એમ જણાવવા માટે મૂળમાં 'मात्राकालानुरोधिन' એ પદ મૂક્યું છે. અહીં આ એક શ્લોક છે: ૪૦

### સર્વ ચિકિત્સાઓનો લંઘનાદિ છમાં જ સમાવેશ

दोषाणां बहुसंसर्गात् संकीर्यन्ते ह्युपक्रमाः ।
षट्त्वं तु नातिवर्तन्ते त्रित्वं वातादयो यथा ॥४१॥

દોષોના અનેક મિશ્રણથી તેઓની ચિકિત્સાઓ પણ જોકે અવશ્ય મિશ્ર કરાય જ છે, છતાં વાતાદિ દોષો પોતાનું ત્રણપણું જેમ ઓળંગતા નથી, તે જ પ્રમાણે, તે તે (સર્વ) ઉપક્રમો કે ચિકિત્સાઓ પણ પોતાનું છપણું કદી ઓળંગતા કે ત્યજતા નથી.

યોગીન્દ્રનાથ સેન અહીં પ્રથમ આવી શંકા કરે છે: 'વિકારોનાં સ્વરૂપો અનેક પ્રકારના હોય છે, તેથી તેઓને અનુસરી ચિકિત્સાઓ પણ અનંત જ થાય છે, છતાં આમ કેમ કહો છો કે, 'सर्वरोगाणां षट् उपक्रमाः–સર્વ રોગોની ચિકિત્સાઓ આ છ જ છે.' આનું સમાધાન આ જ શ્લોકમાં કહે છે કે દોષોનાં અનેક મિશ્રણો અથવા અન્યોન્ય અનેક મિલનો થતાં હોવાથી તેઓને લગતી ચિકિત્સાઓનાં પણ અનેક મિશ્રણો જોકે અવશ્ય થાય જ છે, છતાં તે ચિકિત્સાઓ 'લંઘનાદિ' છપણું કદી છોડતી નથી; જેમ દાખલા તરીકે વાતાદિ ત્રણ દોષો સંસર્ગ, સંનિપાત, તર, તમ આદિ ભેદે કરી અનેક પ્રકારે ભેદ પામે છે, છતાં પોતાનું ત્રણપણું કદી છોડતા નથી.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'લંઘનાદિ આ છ ચિકિત્સાઓનો એક એકનો જ કેવળ ઉપયોગ કરવાથી દરેક રોગો મટે છે, એમ હોતું નથી; પરંતુ તેઓનું મિશ્રણ અવશ્ય કરવું જ પડે છે; જેમ કોઈ સંનિપાતજ્વર આદિમાં લંઘન તથા સ્વેદન મિશ્ર કરાય છે, કોઈક સ્થળે બૃંહણ તથા સ્વેદન મિશ્ર કરાય છે, કોઈક સ્થળે સ્નેહન તથા વમન આદિ મિશ્ર કરાય છે; એમ લંઘનાદિનાં મિશ્રણ થયાં હોય છતાં તેઓ છપણું કદી ઓળંગતાં નથી; એકંદર સર્વ ચિકિત્સાઓનાં મિશ્રણો ભલે કરાય તોપણ તે સર્વનો સમાવેશ તો આ છમાં જ થાય છે; જેમ વાતાદિ ત્રણ દોષોનાં અન્યોન્ય મિશ્રણથી બાસઠ પ્રકારો થાય છે, છતાં તેઓનું ત્રણપણું કદી છૂટતું નથી–તેઓનો સમાવેશ તો વાતાદિ ત્રણમાં જ થાય છે; અથવા જેમ મધ અને ઘી મિશ્ર થાય તોપણ પોતપોતાના કાર્યનો જ તેઓ આરંભ કરે છે, તે જ પ્રમાણે આ છ લંઘનાદિ ક્રિયાઓ અન્યોન્ય સાથે મિશ્ર થાય. તોપણ પોતપોતાના કાર્યનો જ તેઓ આરંભ કરે છે, પરંતુ પ્રકૃતિના ગુણથી જુદું કોઈ પણ કાર્ય શરૂ કરતાં નથી. ૪૧

### અધ્યાયના વિષયોનો સંક્ષેપ

इत्यस्मिँल्लङ्घनाध्याये व्याख्याताः षडुपक्रमाः ।
यथाप्रश्नं भगवता चिकित्सा यैः प्रवर्त्तते ॥४२॥

એ પ્રમાણે આ 'લંઘનાધ્યાય' કે 'લંઘન-બૃંહણીય' નામના અધ્યાયમાં, જેઓ વડે ચિકિત્સા પ્રવૃત્ત થાય છે અથવા આરંભાય છે, તે લંઘન, બૃંહણ આદિ છ ઉપક્રમો (એટલે ચિકિત્સા-ક્રિયના પ્રાથમિક પ્રયોગો), ભગવાન પુનર્વસુ આત્રેયે, અગ્નિવેશના પ્રશ્નો પ્રમાણે કહેલ છે. ૪૨

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા
આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'લંઘન-બૃંહણીય'
નામનો ૨૨મો અધ્યાય સમાપ્ત

## संतर्पणीय–अध्याय २३ मो

### મંગલાચરણ અને આરંભ

अथातः संतर्पणीयमध्यायं व्याख्यास्यामः।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પછી શિષ્યોને આયુર્વેદ વિષે વધુ જાણવાની ઇચ્છા થઈ, અને તે શિષ્યોને આયુર્વેદ વિષે વધુ ઉપદેશ આપવા માટે અધિકારી પણ જાણ્યા, તે પછી 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કરી 'હવે અમે 'સંતર્પણીય' (નામનો) અધ્યાય કહીએ છીએ,' એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના એ શિષ્યોને) કહ્યું. ૧

શ્રીયોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આવી શરૂઆત કરી આમ સમજાવે છેઃ 'પૂર્વના અધ્યાયમાં લંઘન, બૃંહણ આદિ છ ઉપક્રમો (એટલે ચિકિત્સાક્રમો) કહેવાયા; હવે તેઓનો સંતર્પણ તથા અપતર્પણ એવા બે પ્રકારોથી સંગ્રહ કે સંક્ષેપ કરવા માટે ગ્રંથકાર 'સંતર્પણીય' નામનો અધ્યાય શરૂ કરે છે. આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં આમ કહ્યું છેઃ 'उपक्रम्यस्य हि द्वित्वाद् द्विधैवोपक्रमो मतः। एकः संतर्पणस्तत्र द्वितीयश्चापतर्पणः॥ बृंहणो लङ्घनश्चेति तत्पर्यायावुदाहृतौ। बृंहणं यद् बृहत्त्वाय लङ्घनं लाघवाय यत्। देहस्य भवतः प्रायो भौमाप्यमितरच्च ते। स्नेहनं रूक्षणं कर्म स्वेदनं स्तम्भनं च यत्। भूतानां तदपि द्वैध्याद् द्वितयं नातिवर्तते॥–જેનો ઉપક્રમ કે ચિકિત્સા કરવાની હોય છે, તે ઉપક્રમ્ય કે ચિકિત્સાકર્મને યોગ્ય માણસના પ્રકારો બે હોય છે, તેથી ઉપક્રમ કે ચિકિત્સાકર્મ પણ બે પ્રકારનું મનાય છેઃ એક સંતર્પણરૂપે અને બીજું અપતર્પણરૂપે ચિકિત્સાકર્મ કરાય છે; તેના જ પર્યાયો–'સંતર્પણ'નો પર્યાય 'બૃંહણ' અને 'અપતર્પણ'નો પર્યાય 'લઙ્ઘન' કહેલ છે; જે પુષ્ટિ માટે કરાય છે, તે 'બૃંહણ' કહેવાય છે અને જે શરીરને હલકું કરવા માટે કરાય છે, તે 'લંઘન' કહેવાય છે; પ્રાણીમાત્રનું શરીર પણ 'ભૌમ' એટલે પૃથ્વીના ભાગની અધિકતાવાળું, 'આપ્ય' એટલે જલીયભાગની અધિકતાવાળું તથા ત્રીજા–અગ્નિતત્ત્વની તથા ચોથાં વાયુતત્ત્વની અધિકતાવાળું પણ હોય છે; જેથી તેને સ્નેહન તથા રૂક્ષણકર્મ તેમ જ સ્વેદન તથા સ્તંભન કર્મ કરવામાં આવે છે; તે પણ પ્રાણીઓના દેહના એકંદર 'અગ્નિષોમીય' એટલે અગ્નિતત્ત્વ પ્રધાન તથા જળતત્ત્વ–પ્રધાનરૂપે બે પ્રકાર હોવાથી તે સંતર્પણ કે બૃંહણકર્મને તેમ જ અપતર્પણ કે લંઘનકર્મને પણ ઓળંગતું નથી; અર્થાત્ પ્રાણીમાત્રનું શરીર અગ્નિષોમીય હોવાથી સંતર્પણ કે બૃંહણને યોગ્ય હોય છે; અથવા અપતર્પણ કે લંઘનને જ યોગ્ય હોય છે.' આમાંનું સંતર્પણ કે બૃંહણ જે દ્રવ્યથી થાય છે, તે દ્રવ્ય ભૌમ તથા આપ્ય એટલે પૃથ્વીના ગુણની અધિકતાવાળું તથા જલીય ગુણની અધિકતાવાળું હોય છે; અને જેનાથી અપતર્પણ કે લંઘન થાય છે, તે દ્રવ્ય વાયુના ગુણની તથા અગ્નિના ગુણની અધિકતાવાળું હોય છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં અહીં આ રીતે શરૂઆતમાં સમજાવે છેઃ 'ઉપરના અધ્યાયમાં લંઘન આદિ જે છ ઉપક્રમો કે ચિકિત્સાકર્મો કહ્યાં છે, તેઓના એકંદર પ્રકાર સંતર્પણ તથા અપતર્પણરૂપે બે જ હોય છે; તેથી તે બન્નેમાંના સંતર્પણને લગતો આ 'સંતર્પણીય' નામનો અધ્યાય શરૂ કરવામાં આવે છે. આ અધ્યાય 'संतर्पणम् अधिकृत्य कृतोऽयमध्यायः–संतर्पणीयः'–સંતર્પણને ઉદ્દેશી રચવામાં આવ્યો છે, તેથી 'સંતર્પણીય' એ નામે પ્રસિદ્ધ કરાયો છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આવી શરૂઆત કરે છેઃ 'ઉપર લંઘનાદિ છ ઉપક્રમો કે ચિકિત્સાકર્મો જે કહેવાયાં છે, તેઓના જ સંતર્પણ તથા અપતર્પણરૂપે બે પ્રકારો થતા હોવાથી, તેઓની પ્રવૃત્તિ પણ બે પ્રકારના વિષયમાં દર્શાવવા માટે હવે 'સંતર્પણીય' નામનો આ અધ્યાય શરૂ કરવામાં આવે છે.' ૧

### સંતર્પણના કારણે થતા રોગોની નિદાનપૂર્વકની સમાપ્તિ

संतर्पयति यः स्निग्धैर्मधुरैर्गुरुपिच्छिलैः।
नवान्नैर्नवमद्यैश्च मांसैश्चानूपवारिजैः ॥ २ ॥
गोरसैर्गौडिकैश्चान्यैः पैष्टिकैश्चातिमात्रशः।
चेष्टाद्वेषी दिवास्वप्नशय्यासनसुखे रतः ॥ ३ ॥
रोगास्तस्योपजायन्ते संतर्पणनिमित्तजाः।
प्रमेहपिडकाकोठकण्डूपाण्ड्वामयज्वराः ॥ ४ ॥
कुष्ठान्यामप्रदोषाश्च मूत्रकृच्छ्रमरोचकः।
तन्द्रा क्लैब्यमतिस्थौल्यमालस्यं गुरुगात्रता ॥ ५ ॥
इन्द्रियस्रोतसां लेपो बुद्धेर्मोहः प्रमीलकः।
शोफाश्चैवंविधाश्चान्ये शीघ्रमप्रतिकुर्वतः ॥ ६ ॥

જે માણસ (પોતાના શરીરને) સ્નિગ્ધ, મધુર, ગુરુ કે ભારે તથા ચીકણા પદાર્થોથી તેમ જ નવાં અન્નોથી, નવાં મદ્યોથી, જલપ્રાય પ્રદેશનાં પશુ–પક્ષીઓનાં માંસોથી, જલચર પશુ–પક્ષીઓનાં માંસોથી, ગોરસોથી, ગોળના વિકારો (સાકર

વગેરે)થી અને બીજા લોટના મેંદાના વિકારોથી અતિશય વધુ પ્રમાણમાં સંતર્પણ કર્યા કરે છે; તેમ જ ચેષ્ટા-હલનચલનાદિ કે કસરત વગેરેનો જે દ્વેષી હોય એટલે જેણે કસરત વગેરે શારીર પરિશ્રમ છોડ્યો હોય, જેને દિવસે ઊંઘવાના સુખ પર તથા શય્યા પર પડી રહેવાના સુખ પર કે આસન પર એકાસને બેસી રહેવાના સુખ પર પ્રીતિ હોય, તે માણસ એ સંતર્પણથી પ્રકોપ પામતા દોષોનો જો તરત પ્રતિકાર કે ઉપાય કરતો નથી તો તેને એ સંતર્પણના કારણે થતા પ્રમેહ, પિડકા, કોઠ, કંડૂ કે ચેળ, પાંડુરોગ, જ્વર, કોઢ, આમદોષ, મૂત્રકૃચ્છ્ર, તંદ્રા કે ઘેન, નપુંસકતા, અતિસ્થૂલતા, આળસ, શરીરનું ભારેપણું, ઇંદ્રિયોના સ્રોતોનો (મળથી) લેપ કે ખરડાવું, બુદ્ધિનો મોહ, પ્રમીલક, સોજા અને બીજા એવા પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. ૨-૬

અહીં શ્રીચક્રપાણિ તથા યોગીન્દ્રનાથ સેન મૂળમાં રહેલ 'अतिमात्रश सतर्पयति'-એ ક્રિયાપદનો પર્યાય-'संतर्पणम् आचरति' લખીને એવો 'સંતર્પણ કર્યા કરે છે' એ અર્થ સૂચવે છે; જ્યારે શ્રી ગંગાધર 'तृप संदीपन-प्रोणनयो:'-એ દશમા ગણના 'તૃપ્' ધાતુના આવા બે અર્થ દર્શાવે છે એક તો અતિશય દીપન કરવુ અને બીજું પ્રેમ ઉપજાવવો-ખુશ થવું કે તૃપ્ત થવુ' એ બે અર્થમાંથી તૃપ્ત થવું, એ અર્થ લેવા કહે છે, પરંતુ 'संतर्पणम् आचरति' સંતર્પણ કરે છે, એવા અર્થમાં તે ધાતુનો પ્રયોગ કરવો અયોગ્ય ગણે છે; કેમ કે સંતર્પણ બે પ્રકારના હોય છે; એક તો સ્નિગ્ધ સંતર્પણ અને બીજુ રૂક્ષ સંતર્પણ, આ સંબંધે આવું વચન પણ મળે છે કે 'सक्तूना षोडशगुणो भाग संतर्पण पिबेत्-સાથવાનો સોળગણો ભાગ સંતર્પણ રૂપે પીવો.' તેમા સ્નિગ્ધ સંતર્પણથી થતા રોગો અહીં કહે છે; જેમકે સ્નિગ્ધ આદિ પદાર્થોથી, નવા અન્ન આદિ દ્રવ્યોથી અને ચેષ્ટા વગેરે અદ્રવ્યોથી જે સારી રીતે તૃપ્ત રહ્યા કરે છે; તેમ જ ચેષ્ટા તરફના દ્વેષ આદિથી જે સંતર્પણ થાય છે, તેનો જે તરત પ્રતિકાર કરતો નથી, તે માણસને એ સંતર્પણના કારણે અહીં જણાવેલા આ રોગો ઉત્પન્ન થાય છે. તેમાં વિષૂચિકા વગેરે રોગો આમના પ્રદોષથી ઉત્પન્ન થાય છે; ઇંદ્રિયોના સ્રોતોનો લેપ એટલે ચક્ષુ આદિ ઇંદ્રિયનાં આશ્રય-સ્થાન કે ગોલક વગેરેનું અતિશય મળથી ખરડાવું, એ અર્થ છે; બુદ્ધિનો મોહ એટલે 'મનનો મોહ' એ અર્થ સમજવો; જેનું અનુમાન બુદ્ધિના અસ્ફુરણથી થઈ શકે છે; સર્વકાળ એકધારું ખૂબ ચિંતન કર્યા કરવું, તે 'પ્રમીલક' રોગ કહેવાય છે; એવા પ્રકારના બીજા રોગો પ્રતિશ્યાય કે સળેખમ વગેરે સમજવા.

શ્રીચક્રપાણિ અહીં વધુ આમ પણ સમજાવે છે: અહીં મૂળમાં 'સ્નિગ્ધૈ:' ઇત્યાદિ જે કહ્યું છે, તે 'સાથવો' વગેરે અસ્નિગ્ધ પદાર્થો જે સંતર્પણ કરે છે, તેનો નિષેધ એટલે તેનું ગ્રહણ ન કરવું, એમ સૂચવે છે. 'સંતર્પણ' શબ્દનો પ્રયોગ 'તૃપ્તિકારક' એ અર્થમાં પણ થાય છે: જેમ કે આ જ ગ્રન્થમા સંતર્પણ પ્રયોગ વિષે કહે છે: 'सक्तूनां षोडशगुणो भाग. संतर्पण पिबेत्-સાથવાનો સોળમો ભાગ સંતર્પણ તરીકે એટલે કે તૃપ્તિકારક તરીકે પીવો.' (પરંતુ એ સંતર્પણ સ્નિગ્ધ નથી, પણ રૂક્ષ છે, તેથી તેવાં રૂક્ષ સંતર્પણથી અહીં ગણેલા રોગોની ઉત્પત્તિ સંભવી શકતી નથી, માટે જ તેવાં રૂક્ષ સંતર્પણો અહીં લેવાતા નથી, એમ જણાવવા માગે છે.) વળી અહીં મૂળમાં 'शय्यासन-सुखे रत:' એ પદ ઉપરથી જ 'ચેષ્ટાદ્વેષીપણું' મળી રહે છે, છતા તે જ અર્થને સૂચવતું 'ચેષ્ટાદ્વેષી' પદ મૂક્યું છે, તે આમ જણાવે છે કે જે માણસ શય્યા પર કે આસન પર પડી રહે કે બેસી રહે તે વેળા પણ ગીત કે અંગો ચલાવવાં વગેરે કોઈ પણ જાતની ચેષ્ટા કરવા તરફ દ્વેષ અથવા અપ્રીતિ ધરાવે એટલે કોઈ પણ જાતની ચેષ્ટા ન કરે, એમ સર્વ પ્રકારની ચેષ્ટાનો નિષેધ સૂચવે છે. ૨-૬

**સંતર્પણજન્ય ઉપર્યુક્ત પ્રમેહાદિ રોગોનો પ્રતિકાર**

शस्तमुल्लेखनं तत्र विरेको रक्तमोक्षणम् ।
व्यायामश्चोपवासश्च धूमाश्च स्वेदनानि च ॥७॥
सक्षौद्रश्चाभयाप्राशः प्रायो रूक्षान्नसेवनम् ।
चूर्णप्रदेहा ये चोक्ताः कण्डूकोठविनाशनाः ॥८॥

તે સંતર્પણરૂપ નિમિત્તવાળા રોગોમાં (વમનરૂપ) ઉલ્લેખન, વિરેચન, લોહી કઢાવવું, કસરતો કે શારીર પરિશ્રમો, ઉપવાસ, ધૂમપાનો, સ્વેદનો, મધ સહિત હરડેનું ચાટણ, લગભગ રૂક્ષ આહારોનું સેવન તથા કંડૂ-ચેળનો અને કોઠ(ઢામઠાં)નો નાશ કરનારા જ ચૂર્ણપ્રદેહો (આરગ્વધીય અધ્યાયમા) કહ્યા છે, તે ઉત્તમ ગણાય છે. ૭,૮

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામા અહીં આમ જણાવે છે કે સંતર્પણથી થતા પ્રમેહાદિ રોગોની ઉત્પત્તિ પહેલાં જ તેઓનો પ્રતિકાર દર્શાવતું આ ક્રિયાસૂત્ર અહીં

કર્યું છે: આમાં જ પ્રમેહ કફજન્ય આદિ રોગો સ્નિગ્ધ સંતર્પણથી ઉત્પન્ન છે. તેથી તે સ્નિગ્ધ સંતર્પણ નિમિત્તે થતા તે તે પ્રમેહાદિ રોગોનો તેઓ પ્રશમ કરે છે; પરંતુ રૂક્ષ સંતર્પણથી થતા મૂર્છા, ભ્રમ આદિ વ્યાધિઓનો પ્રશમ તો તેથી વિપરીત સ્નિગ્ધ ઉપાયો કરવાથી જ થાય છે, એમ પણ અહીં જાણી લેવું છે.

ટીકાકાર શિવદાસજી અહીં પણ આમ જણાવે છે કે, 'અહીં મૂળમાં 'મદ્યૈઃ ...' એમ કહેલું જ છે કે મધ સાથે દરેકનું ચૂર્ણ ચાટવું; અથવા 'અનવદ્ય...'નું પ્રાશન કરવું. ૭,૮

## સંતર્પણજન્ય રોગનાશક ત્રિફલાદિ કવાથ

त्रिफलारग्वधं पाठां सप्तपर्णं सवत्सकम् ।
मुस्तं समदनं निम्बं जलेनोत्क्वथितं पिबेत् ॥९॥
तेन मेहादयो यान्ति नाशमभ्यस्यतो ध्रुवम् ।
मात्राकालप्रयुक्तेन संतर्पणसमुत्थिताः ॥ १० ॥

ત્રિફલા–હરડે, બહેડાં, આમળાં; ગરમાળો, પાડા કે કાળીપાટ, સપ્તપર્ણ કે સાતપૂડો અથવા સાતવીણ, ઈંદ્રજવ કે કડાછાલ, મોથ, મીંઢળ તથા લીંબડાની અંતરછાલ; એટલાંને એકઠાં કરી પાણીમાં ઉકાળીને પીવાં જોઈએ; એમ તેનો નિત્ય માત્રા તથા કાળને અનુસરી ઉપયોગ કરતા માણસના સંતર્પણથી ઉત્પન્ન થયેલા મેદ આદિ રોગો, તેના વડે અવશ્ય નાશ પામે છે. ૯,૧૦

યોગીન્દ્રનાથ સેને ચરકોપસ્કારમાં આ ત્રિફલાદિ કવાથનો પાઠ વૃદ્ધ વાગ્ભટના અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૨૪ અધ્યાયમાંથી પણ આ રીતે ટાંકી બતાવ્યો છે: 'मदनं त्रिफलामुस्तसप्ताह्वारिष्टवत्सकम् । सपाठारग्वधं पीतमतिबृंहणरोगजित्'–મીંઢળ, ત્રિફળા, મોથ, સાતપૂડો કે સાતવીણ, લીંબડાની અંતરછાલ. ઈંદ્રજવ, કાળીપાટ તથા ગરમાળો, એ બધાંનો સાથે ઉકાળો કરી પીધો હોય. તો અતિ બૃંહણથી થયેલા રોગોને મટાડે છે.'

શ્રી ગંગાધર અહીં સૂચન કરે છે કે, આમાં મીંઢળનો કલ્ક વમન માટે યુક્તિથી નાખીને પીવો જોઈએ; શમન માટે તો સરખા ભાગે તે લેવાય છે. આ ત્રિફલાદિ કવાથનો પ્રયોગ ઉલ્લેખન કે વમન માટે પણ કરાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આવી સૂચના પણ કરે છે કે આજકાલ સાધારણ દ્રવ્યો મેળવીને જેઓનો ઉકાળો કરવામાં આવે છે, તેઓનું વજન ૨ તોલા લેવાય છે. તેમાં સોળગણું પાણી નાખીને તેને અગ્નિ પર મૂકવામાં આવે છે; તે ઊકળતાં ચતુર્થાંશ પાણી બાકી રહે, ત્યારે તેને લઈ તે પિવડાવવામાં આવે છે. ૯,૧૦

## મુસ્તાદિ કવાથ

मुस्तमारग्वधः पाठा त्रिफला देवदारु च ।
श्वदंष्ट्रा खदिरो निम्बो हरिद्रे त्वक्च वत्सकात् ॥११॥
रसमेषां यथादोषं प्रातः प्रातः पिबेन्नरः ।
संतर्पणकृतैः सर्वैर्व्याधिभिः संप्रमुच्यते ॥ १२ ॥

મોથ, ગરમાળો, કાળીપાટ, ત્રિફળા, દેવદાર, ગોખરુ, ખેરનું લાકડું કે ખેરસાર, લીંબડાની અંતરછાલ, બે હળદર–હળદર તથા દારુહળદર અને કડાછાલ, એટલાંનો રસ ( કવાથ ) દરરોજ સવારમાં માણસે દોષાનુસાર પીવો જોઈએ; જેથી સંતર્પણથી થયેલા બધા રોગોથી તે માણસ સારી રીતે છૂટી જાય છે એટલે તેના સંતર્પણજન્ય સર્વ રોગો મટી જાય છે. ૧૧,૧૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં જણાવે છે કે આ મુસ્તાદિ કવાથનો દરરોજ સવારે દોષના પ્રમાણ તરફ ધ્યાન આપી માત્રાનુસાર પીનારો માણસ સંતર્પણથી થતા રોગોથી છૂટી જાય છે. વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૨૪ અધ્યાયમાં આમ કહ્યું છે: 'तद्वन्मुस्तकशम्याकदेवदारुनिशाद्वयम् । समुस्तपाठाखदिरत्रिफलानिम्बगोक्षुरम्'–તે જ પ્રમાણે કડાછાલ, ગરમાળો, દેવદાર, બે હળદર, મોથ, કાળીપાટ, ખેરનું લાકડું, ત્રિફળા, લીંબડાની અંતરછાલ અને ગોખરુ, એટલાંનો કવાથ પણ સંતર્પણના વ્યાધિઓમાં પીવો. ગંગાધર અહીં જણાવે છે કે આ કવાથનો પ્રયોગ વિરેચન માટે કરાય છે. ૧૧,૧૨

## ત્વચાના દોષોની શાંતિ માટે પણ ઉપર્યુક્ત ઔષધોના પ્રયોગો

एभिश्चोद्वर्तनोद्धर्षस्नानयोगोपयोजितैः ।
त्वग्दोषाः प्रशमं यान्ति तथा स्नेहोपसंहितैः ॥ १३ ॥

( ઉપર્યુક્ત ) આ ત્રિફલાદિનો તથા મુસ્તાદિનો કવાથ ઉદ્વર્તન, ઉદ્ઘર્ષ તથા સ્નાનયોગમાં ઉપયોગ કરવાથી તેમ જ (તૈલાદિ) સ્નેહોમાં તેઓનું ઉપસંધાન કે મિશ્રણ કરવાથી–અર્થાત્ તે ત્રિફલાદિથી તથા મુસ્તાદિથી તૈલાદિ સ્નેહ તૈયાર કરી તેનું માલીશ વગેરે કરવાથી પણ ત્વચાના દોષો અત્યંત શાંતિને પામે છે–ચામડીના રોગો મટે છે. ૧૩

શ્રી ગંગાધર આમ જણાવે છે કે માલીશ કરેલા શરીર પર આ ઔષધો ચોળવાં તે અહીં ઉદ્વર્તનનો અર્થ છે; માલીશ નહિ કરેલા શરીર પર આ પદાર્થો

ખૂબ ઘસવા તે 'ઉદ્દઘર્ષ' કહેવાય છે; આ દ્રવ્યોથી સ્નાન માટેનો ક્વાથ કરી તેના વડે સ્નાન કરવું તે સ્નાન માટે તેઓનો ઉપયોગ કર્યો ગણાય છે; અને ઘી, તેલ આદિમાં આ ત્રિફલાદિ દ્રવ્યોના કલ્ક નાખી, તે પદાર્થોથી ઘી-તેલ આદિ તૈયાર કરીને તેથી શરીર પર માલીશ કરવાથી ચેળ આદિ ત્વચાના દોષો મટે છે ૧૩

### કુષ્ઠાદિ ચૂર્ણ

कुष्ठं गोमेदको हिङ्गु कौञ्चास्थि त्र्यूषणं वचा।
वृषकैले श्वदंष्ट्रा च खराह्वा चाश्ममेदकः ॥१४॥
तक्रेण दधिमण्डेन वदराम्लरसेन वा।
मूत्रकृच्छ्रं प्रमेहं च पीतमेतद्व्यपोहति ॥१५॥

કઠ, ગોમેદક નામનો મણિ, હિંગ, ક્રૌંચ પક્ષીનું હાડકું, ત્ર્યૂષણ-સૂંઠ, મરી અને પીપર; વજ, અરડૂસો, એલચી, ગોખરુ, ખુરાસાની અજમોદ અને પાષાણભેદ, એટલાં દ્રવ્યોને સમભાગે લઈ ચૂર્ણ કરીને તે ચૂર્ણ છાશની સાથે, દહીંના પાણી સાથે કે ખાટા બોરના રસ સાથે પીધું હોય તો મૂત્રકૃચ્છ્ર તથા પ્રમેહનો તે નાશ કરે છે. ૧૪,૧૫

અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં વૃદ્ધ વાગ્ભટે તો આમ પણ કહ્યું છે કે, 'एलावृषकषड्ग्रन्थाखराह्वोपलभेदकम्। तक्रेण दधिमण्डेन पीत कोलरसेन वा। मूत्रकृच्छ्रं क्रिमीन् मेहान् स्थूलतां च व्यपोहति।'—એલચી, અરડૂસો, વજ, અજમોદ તથા ગોમેદમણિનું ચૂર્ણ છાશની સાથે, દહીંના પાણીની સાથે કે ખાટાં બોરના રસની સાથે પીધું હોય તો તે મૂત્રકૃચ્છ્રનો, કૃમીઓનો, મેહ રોગોનો તથા સ્થૂલતાનો નાશ કરે છે.' આ અષ્ટાંગસંગ્રહના પાઠમાં કઠ વગેરે કેટલાંક દ્રવ્યો મળતાં નથી; અથવા અધો શ્લોક ટાઈપ ગોઠવનારાની ભૂલથી રહી જવા પામ્યો હોય, એમ લાગે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં એક વધુ સૂચના કરે છે, કે આ કુષ્ઠાદિ ચૂર્ણમાં જણાવેલ ગોમેદમણિની ભસ્મ તૈયાર કરવી જોઈએ; પરંતુ તે ભસ્મ તૈયાર કર્યા પહેલાં તેનું આ રીતે શોધન કરવું જોઈએ. તે ગોમેદના ચૂર્ણને લીંબુના રસમાં દોલાયંત્ર દ્વારા એક પ્રહર સુધી પકવવું જોઈએ; એમ કરવાથી તે શુદ્ધ થાય છે; પછી સારા પથ્થરની ખરલમાં તે શુદ્ધ ચૂર્ણને લીંબુના રસમાં ઘૂંટી તેની પિષ્ટિ તૈયાર કરવી જોઈએ; જ્યારે તે પિષ્ટિ ખૂબ શ્લક્ષ્ણ કે સુંવાળી અથવા લીસી થઈ જાય, તે પછી તેમાં તેના જેટલા જ વજનમાં શુદ્ધ મણશીલ, શુદ્ધ હરતાલ અને શુદ્ધ ગંધક મેળવીને સાત દિવસ લીંબુના રસમાં ઘૂંટીને ટીકડીઓ બનાવી લઈ સ[illegible] સંપુટ કરી તેને ગજપુટ દેવો; એમ આઠ કે નવ[illegible] કરવાથી ગોમેદની ભસ્મ તૈયાર થાય છે. ૧૪,૧૫

### મેહાદિના શમનના બીજા ઉપાયો

तक्राभयाप्रयोगैश्च त्रिफलायास्तथैव च।
अरिष्टानां प्रयोगैश्च यान्ति मेहादयः शमम् ॥१६[illegible]

છાશ તથા હરડેના પ્રયોગથી અને ત્રિફ[illegible]ના તથા અરિષ્ટોના પ્રયોગથી મેહ આદિ રો[illegible] શાંત થાય છે. ૧૬

### ત્ર્યૂષણાદિ મંથ

त्र्यूषणं त्रिफला क्षौद्रं क्रिमिघ्नं साजमोदकम्।
मन्थोऽयं सक्तवस्तैलं हितो लोहोदकाप्लुतः ॥१७॥

ત્ર્યૂષણ એટલે સૂંઠ, મરી અને પીપ[illegible] ત્રિફલા-હરડે, બહેડાં અને આમળાં; મધ, વાવડિંગ[illegible] અજમોદા કે યવાની-અજમો, સાથવો તથા તેલ[illegible] આટલાં દ્રવ્યોથી બનાવીને અગરના લાકડાંના ક્વાથ[illegible] રૂપ ટાઢા પાણીમાં ભીંજવેલો મંથ (પીવો તે[illegible] સંતર્પણજન્ય રોગોમાં હિતકારી થાય છે. ૧૭

યોગીન્દ્રનાથ સેન અહીં આ પ્રમાણે જણાવે છે [illegible] આ મંથમાં જણાવેલાં ત્રિકટુ આદિ દ્રવ્યોનું માપ, આગળ જે કહેવાશે તે બોધાયયોગને અનુસરી સમજવાનુ[illegible] છે; એટલે કે ત્રિકટુ આદિ સઘળાં દ્રવ્યોનું ચૂર્ણ જેટલા વજનમાં હોય તેટલું મધ તથા તલનું તેલ હોવું જોઈએ; અને તે બધાનું જેટલું વજન થાય તેથી સોળગણો સ થવો હોવો જોઈએ; અગરના લાકડાંનું પાણી ષડંગપરિભાષા પ્રમાણે તૈયાર કરવું જોઈએ; એ પરિભાષા આ પ્રમાણે છે: 'यदप्सु शृतशीतासु षडङ्गादि प्रयुज्यते। कर्षमात्र ततो द्रव्यं साधयेत् प्रास्थिकेऽम्भसि। अर्धशृत प्रयोक्तव्य पाने पेयादिसविधौ।'—અર્થાત્ ૧ તોલો દ્રવ્ય લઈને ૧ પ્રસ્થ પાણીમાં તેને પકાવવું; પકાવતાં અર્ધું પાણી બાકી રહે, એટલે તેને ઉતારી લઈ કપડાથી ગાળી લઈ તેનો પીવામાં કે પેયા આદિ બનાવવામાં ઉપયોગ કરવો. વૃદ્ધ વાગ્ભટે પણ આમ કહ્યું છે કે, 'क्रिमिघ्नत्रिफलातैलसक्तुत्र्यूषण-दीप्यकैः। लोहोदकाप्लुतो मन्थः शस्तो बृंहणरोगिणाम्' વાવડિંગ, ત્રિફળા, તેલ, સાથવો, ત્ર્યૂષણ તથા અજમોદનો મંથ, અગરના (ક્વાથરૂપ) પાણીમાં ભીંજવીને પીધો હોય તો સંતર્પણના રોગીઓને તે હિતકારી થાય છે.' આ વૃદ્ધ વાગ્ભટના પાઠને સ્વીકારીને જ અહીં મૂળમાં યોગીન્દ્રનાથ સેને 'तैलं' પાઠને અનુસરીને જ

લ લેવા જણાવ્યું છે; જ્યારે શ્રીગંગાધર તથા જયદેવ ગેરેનાં પુસ્તકોમાં 'तैलं'ના બદલે 'सर्पिर्' એવો પાઠ ળે છે અને તેઓ આ મંથમાં તેલના બદલે ઘી લેવા જણાવે છે. મંથનું લક્ષણ શાર્ઙ્ગધરે આમ લખ્યું છે : अन्योऽपि फाण्टभेदः स्यात् तेन चात्रैव कथ्यते। जले चतुःपले शीते क्षुण्णं द्रव्यपलं क्षिपेत्। मृत्पात्रे मर्दयेत् सम्यक् तस्माच्च द्विपलं पिबेत्–'મન્થ'એ ફાંટનો જ એક ભેદ છે; છતાં તેને અહીં આમ સમજાવવામાં આવે છે કે 'ચાર રૂપિયાભાર ઔષધનું ચૂર્ણ કરી, તેને સોળ રૂપિયાભાર ટાઢા પાણીમાં નાખી માટીના વાસણમાં તેને સારી પેઠે મસળવું. અને ખૂબ હલાવવું; એટલે તે 'મંથ' તૈયાર થયો કહેવાય છે; પછી તેમાંથી આઠ રૂપિયાભાર પિવાય છે.

હિંદી ટીકાકાર શ્રીજયદેવ આ શ્લોકના મૂળમાં રહેલ 'अजमोदक' શબ્દ ઉપર આવું ટિપ્પણ લખે છે : 'अजमोदाऽत्र यवानी' एवं सर्वत्र अन्तःपरिमार्जने। बहिःसंमार्जने पुनरजमोदैव उक्तं हि–'अन्तःसंमार्जने प्रायोऽजमोदा-यवानिका। बहिःसंमार्जने ज्ञेयाऽजमोदाऽजमोदिका'–અહીં 'અજમોદા' શબ્દ ઉપરથી યવાની કે અજમો લેવાનો છે. કેમ કે કહ્યું છે કે બધે ઠેકાણે અંદરના સંશોધનમાં યવાન–અજમો લેવાય છે અને બહારના સંશોધનમાં અજમોદ લેવાય છે. ૧૭

### વ્યોષાદિસક્તુપ્રયોગ

**व्योषं विडङ्गं शिग्रूणि त्रिफलां कटुरोहिणीम्।**
**बृहत्यौ द्वे हरिद्रे द्वे पाठां चातिविषां स्थिराम्॥१८॥**
**हिङ्गुकेबूकमूलानि यवानीधान्यचित्रकम्।**
**सौवर्चलमजाजीं च हपुषां चेति चूर्णयेत्॥१९॥**
**चूर्णतैलघृतक्षौद्रभागाः स्युर्मानतः समाः।**
**सक्तूनां षोडशगुणो भागः संतर्पणं पिबेत्॥२०॥**
**प्रयोगादस्य शाम्यन्ति रोगाः संतर्पणोत्थिताः।**
**प्रमेहा मूढवाताश्च कुष्ठान्यर्शांसि कामलाः॥२१॥**
**प्लीहा पाण्ड्वामयः शोफो मूत्रकृच्छ्रमरोचकः।**
**हृद्रोगो राजयक्ष्मा च कासः श्वासो गलग्रहः॥२२॥**
**क्रिमयो ग्रहणीदोषाः श्वैत्र्यं स्थौल्यमतीव च।**
**नराणां दीप्यते चाग्निः स्मृतिर्बुद्धिश्च वर्धते॥२३॥**

વ્યોષ અથવા ત્રિકટુ–સૂંઠ, મરી અને પીપર, વાવડિંગ, સરગવો (એટલે સરગવાના મૂળની છાલ અથવા છોડિયાં), ત્રિફલા, કડુ, ઊભી અને બેઠી–બે ભોંરીંગણી, બે હળદર–હળદર તથા દારુ-હળદર, પાઠા કે કાળીપાટ, અતિવિખની કળી, સ્થિરા એટલે શાલપર્ણી કે સાલવણ–સમેરવો, હિંગ, કેબૂકનાં મૂળ, યવાની–અજમો, ધાણા, ચિત્રક, સંચળ, જીરું તથા હપુષા કે હાઉબેર એટલાંનું (સમભાગે લઈ) ચૂર્ણ કરવું; પછી એ બધાંના ચૂર્ણનું જે વજન હોય, તેટલાં જ વજને અલગ અલગ તલનું તેલ, ઘી તથા મધના ભાગો લેવા જોઈએ; અને તે સમસ્તના વજનથી સોળગણો સાથવાનો ભાગ લેવો જોઈએ; પછી એ (રૂક્ષ) સંતર્પણ પીવું જોઈએ; આનો પ્રયોગ કરવાથી (સ્નિગ્ધ) સંતર્પણથી ઉત્પન્ન થયેલા રોગો, જેવા કે પ્રમેહો, મૂઢવાત, કોઢ, અર્શસો, કામલા કે કમળા, પ્લીહા-બરોળનો રોગ, પાંડુરોગ, સોજો, મૂત્રકૃચ્છ્ર, અરોચક, હૃદયરોગ, રાજયક્ષ્મા–ક્ષયરોગ, ઉધરસ, શ્વાસ, ગળાનું ઝલાવું, કૃમિઓ, ગ્રહણીના દોષો, શ્વૈત્ર્ય એટલે ધોળાશ અથવા શ્વિત્ર નામનો ધોળો કોઢ તથા અતિશય વધુપડતી સ્થૂલતા શમે છે–મટે છે; તેમ જ આના પ્રયોગથી માણસોનો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને સ્મરણશક્તિ તથા બુદ્ધિ વધે છે. ૧૮–૨૩

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, આ સંતર્પણ પણ મંથરૂપ જ હોય છે; આની માત્રા ઘણી વધારે હોય છે; કેમ કે આમાં આહારનાં દ્રવ્યો મુખ્ય તરીકે હોય છે; આનું સ્વરૂપ પ્રવાહીમાં ભીંજવેલાં સાથવારૂપે હોય છે. તેથી આની સંજ્ઞા 'સંતર્પણ' રાખવામાં આવેલ છે, પરંતુ ખરી રીતે તો આ અપતર્પણ જ છે. આના પ્રયોગથી અહીં કહેલા જે રોગો મટે છે, તેમાં 'મૂઢવાત' નામનો રોગ, વાયુની અપ્રવૃત્તિરૂપ હોય છે; 'શ્વૈત્ર્ય' એ ધોળો રંગ થઈ જવો અથવા 'શ્વિત્ર' નામનો ધોળો કોઢ સમજવો, જે કફથી થયેલો હોય છે. ૧૮–૨૩

### સંતર્પણજન્ય દોષોથી મુક્ત થવાનો સરળ ઉપાય

**व्यायामनित्यो जीर्णाशी यवगोधूमभोजनः।**
**संतर्पणकृतैर्दोषैः लौ(स्थौ)ल्यं मुक्त्वा विमुच्यते॥२४॥**

કાયમ કસરત કરનાર, ખાધેલું પચ્યા પછી ભોજન કરનાર અને જવ તથા ઘઉંનું ભોજન કરનાર માણસ, લોલુપતા છોડી દઈને સંતર્પણથી કરાતા દોષોથી કે વિકારોથી મુક્ત થાય છે. ૨૪

યોગીન્દ્રનાથ સેન અહીં છેલ્લા ચરણમાં 'लौल्यं मुक्त्वा' એવો પાઠ સ્વીકારીને તેનો અર્થ કરે છે કે, 'ખાવાની લોલુપતા કે લાલચ ત્યજીને' સંતર્પણથી

ખૂબ ઘસવા તે 'ઉદ્ઘર્ષ' કહેવાય છે;- આ દ્રવ્યોથી સ્નાન માટેનો ક્વાથ કરી તેના વડે સ્નાન કરવું તે સ્નાન માટે તેઓનો ઉપયોગ કર્યો ગણાય છે; અને ઘી, તેલ આદિમાં આ ત્રિફલાદિ દ્રવ્યોના કલ્ક નાખી, તે પદાર્થોથી ઘી-તેલ આદિ તૈયાર કરીને તેથી શરીર પર માલીશ કરવાથી ચેળ આદિ ત્વચાના દોષો મટે છે ૧૩

## કુષ્ઠાદિ ચૂર્ણ

कुष्ठं गोमेदको हिङ्गु क्रौञ्चास्थि त्र्यूषणं वचा ।
वृषकैले श्वदंष्ट्रा च खराह्वा चाश्मभेदकः ॥ १४ ॥
तक्रेण दधिमण्डेन बदराम्लरसेन वा ।
मूत्रकृच्छ्रं प्रमेहं च पीतमेतद्व्यपोहति ॥ १५ ॥

કઠ, ગોમેદક નામનો મણિ, હિંગ, ક્રૌંચ પક્ષીનું હાડકું, ત્ર્યૂષણ-સૂંઠ, મરી અને પીપર; વજ, અરડૂસો, એલચી, ગોખરુ, ખુરાસાની અજમોદ અને પાષાણભેદ, એટલા દ્રવ્યોને સમભાગે લઈ ચૂર્ણ કરીને તે ચૂર્ણ છાશની સાથે, દહીંના પાણી સાથે કે ખાટા બોરના રસ સાથે પીધું હોય તો મૂત્રકૃચ્છ્ર તથા પ્રમેહનો તે નાશ કરે છે. ૧૪,૧૫

અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૪ મા અધ્યાયમાં વૃદ્ધ વાગ્ભટે તો આમ પણ કહ્યું છે કે, 'एलाश्वदंष्ट्राहिङ्ग्रन्थ्यासराह्वोपलभेदकम् । तक्रेण दधिमण्डेन पीतं कोलरसेन वा । मूत्रकृच्छ्रं क्रिमीन् मेहान् स्थूलतां च व्यपोहति ।'-એલચી, અરડૂસો, વજ, અજમોદ તથા ગોમેદમણિનું ચૂર્ણ છાશની સાથે, દહીંના પાણીની સાથે કે ખાટાં બોરના રસની સાથે પીધું હોય તો તે મૂત્રકૃચ્છ્રનો, કૃમીઓનો, મેહ રોગોનો તથા સ્થૂલતાનો નાશ કરે છે.' આ અષ્ટાંગસંગ્રહના પાઠમાં કઠ વગેરે કેટલાંક દ્રવ્યો મળતાં નથી; અથવા અહીં શ્લોક ટાઈપ ગોઠવનારાની ભૂલથી રહી જવા પામ્યો હોય, એમ લાગે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં એક વધુ સૂચના કરે છે, કે આ કુષ્ઠાદિ ચૂર્ણમાં જણાવેલ ગોમેદમણિની ભસ્મ તૈયાર કરવી જોઈએ; પરંતુ તે ભસ્મ તૈયાર કર્યા પહેલાં તેનું આ રીતે શોધન કરવું જોઈએ. તે ગોમેદના ચૂર્ણને લીંબુના રસમાં દોલાયંત્ર દ્વારા એક પ્રહર સુધી પકવવું જોઈએ; એમ કરવાથી તે શુદ્ધ થાય છે: પછી સારા પથ્થરની ખરલમાં તે શુદ્ધ ચૂર્ણને લીંબુના રસમાં ઘૂંટી તેની પિષ્ટિ તૈયાર કરવી જોઈએ; જ્યારે તે પિષ્ટિ ખૂબ શ્લક્ષ્ણ કે સુંવાળી અથવા લીસી થઈ જાય, તે પછી તેમાં તેના જેટલા જ વજનમાં શુદ્ધ મણસીલ, શુદ્ધ હરતાલ અને શુદ્ધ ગંધક મેળવીને સાત દિવસ સુધી લીંબુના રસમાં ઘૂંટીને ટીકડીઓ બનાવી લઈ સૂકવીને સંપુટ કરી તેને ગજપુટ દેવો; એમ આઠ કે નવ વાર કરવાથી ગોમેદની ભસ્મ તૈયાર થાય છે. ૧૪,૧૫

## મેહાદિના શમનના બીજા ઉપાયો

तक्राभयाप्रयोगैश्च त्रिफलायास्तथैव च ।
अरिष्टानां प्रयोगैश्च यान्ति मेहादयः शमम् ॥ १६ ॥

છાશ તથા હરડેના પ્રયોગથી અને ત્રિફલાના તથા અરિષ્ટોના પ્રયોગથી મેહ આદિ રોગો શાંત થાય છે. ૧૬

## ત્ર્યૂષણાદિ મંથ

त्र्यूषणं त्रिफला क्षौद्रं क्रिमिघ्नं साजमोदकम् ।
मन्थोऽयं सक्तवस्तैलं हितो लोहोदकाप्लुतः ॥ १७ ॥

ત્ર્યૂષણ એટલે સૂંઠ, મરી અને પીપર; ત્રિફલા-હરડે, બહેડાં અને આમળાં; મધ, વાવડિંગ, અજમોદા કે યવાની-અજમો, સાથવો તથા તેલ, આટલાં દ્રવ્યોથી બનાવીને અગરના લાકડાના ક્વાથરૂપ ટાઢા પાણીમાં ભીંજવેલો મંથ (પીવો તે) સંતર્પણજન્ય રોગોમાં હિતકારી થાય છે. ૧૭

યોગીન્દ્રનાથ સેન અહીં આ પ્રમાણે જણાવે છે કે આ મંથમાં જણાવેલાં ત્રિકટુ આદિ દ્રવ્યોનું માપ, આગળ જે કહેવાશે તે બ્યોષાદ્યયોગને અનુસરી સમજવાનું છે; એટલે કે ત્રિકટુ આદિ સઘળાં દ્રવ્યોનું ચૂર્ણ જેટલા વજનમાં હોય તેટલું મધ તથા તલનું તેલ હોવું જોઈએ; અને તે બધાનું જેટલું વજન થાય તેથી સોળગણો સાથવો હોવો જોઈએ: અગરના લાકડાંનું પાણી ષડંગપરિભાષા પ્રમાણે તૈયાર કરવું જોઈએ; એ પરિભાષા આ પ્રમાણે છે: 'यदप्सु शतशीतासु षडङ्गादि प्रयुज्यते । कर्षमात्रं ततो द्रव्यं साधयेत् प्रास्थिकेऽम्भसि । अर्धशृतं प्रयोक्तव्यं पाने पेयादिसंविधौ ।'-અર્થાત્ ૧ તોલો દ્રવ્ય લઈને ૧ પ્રસ્થ પાણીમાં તેને પકાવવું; પકાવતાં અર્ધું પાણી બાકી રહે, એટલે તેને ઉતારી લઈ કપડાંથી ગાળી લઈ તેનો પીવામાં કે પેયા આદિ બનાવવામાં ઉપયોગ કરવો. વૃદ્ધ વાગ્ભટે પણ આમ કહ્યું છે કે, 'क्रिमिघ्नत्रिफलाक्षौद्रतैलयुक्त्र्यूषण-सक्तुभिः । लोहोदकाप्लुतो मन्थः शस्तो बृंहणरोगिणाम्' વાવડિંગ, ત્રિફળા, તેલ, સાથવો, ત્ર્યૂષણ તથા અજમોદનો મંથ. અગરના (ક્વાથરૂપ) પાણીમાં ભીંજવીને પીધો હોય તો સંતર્પણના રોગીઓને તે હિતકારી થાય છે.' આ વૃદ્ધ વાગ્ભટના પાઠને સ્વીકારીને જ અહીં મૂળમાં યોગીન્દ્રનાથ સેને 'तैलं' પાઠને અનુસરીને જ

ઉત્પન્ન થતા વ્યાધિઓની શાંતિ માટેનાં આ સૂત્રો : અપતર્પણથી થતા રોગો મટાડવા સંતર્પણ જ ગણાય છે; પરંતુ એ સંતર્પણના બે પ્રકારો હોય ; એક તો તત્કાળ રોગો મટાડે તે 'સદ્યઃસંતર્પણ' હેવાય છે અને બીજું તે તે રોગોમાં અમુક કાળ સુધી રંતર સેવતાં સંતર્પણ કરે છે, તે 'અભ્યાસસંતર્પણ' હેવાય છે. ૨૯

### સંતર્પણના બે પ્રકારોના વિષયો

सद्यःक्षीणो हि सद्यो वै तर्पणेनोपचीयते ।
नर्ते संतर्पणाभ्यासाच्चिरक्षीणस्तु पुष्यति ॥३०॥

જે માણુસ તત્કાળ કે તરતનો ક્ષીણ થયો હોય તેને તત્કાળ યોજવામાં આવેલાં સંતર્પણથી જ પુષ્ટ કરાય છે; પરંતુ જે માણુસ લાંબાકાળે ક્ષીણ થયો હોય, તે સંતર્પણના (લાંબાકાળ સુધીના) અભ્યાસ કે નિરંતરના સેવન વિના પુષ્ટ થતો નથી.

શ્રી ગંગાધર અહીં સમજાવે છે કે જે માણુસ 'સદ્યઃ'-તત્કાળ ક્ષીણ થયો હોય, એટલે લગભગ સાત દિવસની અંદર જ ક્ષીણ થઈ ગયો હોય, તે તો સંતર્પણથી તરત જ પુષ્ટ થઈ જાય છે; પરંતુ જે માણુસ ક્રમશઃ લાંબાકાળે ક્ષીણ થયો હોય તે સંતર્પણના અભ્યાસ વિના એટલે નિરંતરના સંતર્પણ–સેવન વિના પુષ્ટ થતો નથી; આમ સદ્યઃક્ષીણ થયેલાને સદ્યઃસંતર્પણથી અને ચિરક્ષીણ થયેલાને અભ્યાસસંતર્પણથી પુષ્ટ કરી શકાય છે, એમ સૂચવ્યું છે; એકંદર સદ્યઃક્ષીણ થયેલામાં જઠરાગ્નિનું બળ અમુક પ્રમાણુમાં ઠીક ઠીક હોય છે, તેથી તેને સદ્યઃસંતર્પણનો પ્રયોગ હિતકારી થાય છે; પરંતુ ચિરક્ષીણ થયેલામાં જઠરાગ્નિનું બળ ક્રમશઃ ઘટેલું હોઈને ખૂબ જ ઓછા પ્રમાણુમાં હોય છે, તેથી તેને સદ્યઃસંતર્પણ હિતકારક થતું નથી, પરંતુ ઊલટું તેના જઠરાગ્નિને વધુ મંદ કરે છે; માટે તેવા ચિરક્ષીણને તો અભ્યાસસંતર્પણ જ ક્રમશઃ પુષ્ટિકારક થાય છે. ૩૦

### ચિરક્ષીણને સંતર્પણ આપવાની રીત

देहाग्निदोषभैषज्यमात्राकालानुवर्तिना ।
कार्यमत्वरमाणेन भेषजं चिरदुर्बले ॥३१॥

જે માણુસ લાંબાકાળે (ક્રમશઃ) દુર્બળ કે ક્ષીણ થયો હોય, તેને તેના જઠરાગ્નિ, દોષ, ઔષધ તેની માત્રા તથા કાળને અનુસરતા વૈદ્યે ઉતાવળ કર્યા વિના જ (ક્રમશઃ અભ્યાસસંતર્પણરૂપ) ઔષધચિકિત્સા (ધીમે ધીમે) કરવી જોઈએ. ૩૧

### ચિરક્ષીણને હિતકારી અભ્યાસસંતર્પણો

हिता मांसरसास्तस्मै पयांसि च घृतानि च ।
स्नानानि वस्तयोऽभ्यङ्गास्तर्पणास्तर्पणाश्च ये ॥३२॥

એ ચિરક્ષીણ કે ચિરદુર્બળ થયેલા માણસને માંસના રસો, દૂધ, ઘી, સ્નાન, મધુર સ્નેહબસ્તિઓ અભ્યંગો કે તેલમાલિસ તથા તૃપ્તિકારક જે (સકતુ આદિ) સંતર્પણો હોય છે, તે હિતકારી થાય છે. ૩૨

### અપતર્પણજન્ય જ્વરાદિના રોગીઓ માટે સ્નિગ્ધ સંતર્પણ મન્થયોગ

ज्वरकासप्रसक्तानां कृशानां मूत्रकृच्छ्रिणाम् ।
तृष्यतामूर्ध्ववातानां वक्ष्यन्ते तर्पणा हिताः ॥३३॥
शर्करापिप्पलीतैलघृतक्षौद्रैः समांशकैः ।
सक्तुर्द्विगुणितो वृष्यस्तेषां मन्थः प्रशस्यते ॥३४॥

જેઓને (અપતર્પણના કારણે) જ્વર તથા ઉધરસ લાગુ થયેલ હોય, શરીરે જેઓ કૃશ થયા હોય, મૂત્રકૃચ્છ્રના જેઓ રોગી હોય, તૃષાથી પીડાતા હોય તથા ઊર્ધ્વવાતના રોગી બન્યા હોય તેઓને હિતકારી તર્પણો (હવે અહીં) કહેવાય છે; સાકર, પીપર, તેલ, ઘી તથા મધ સમભાગે લઈ તેઓમાં તેથી બેગણો સાથવો નાખી મંથ કરવો; તે વૃષ્ય અથવા વીર્યવર્ધક હોઈને જ્વર આદિના તે રોગીઓ માટે ઉત્તમ ગણાય છે. ૩૩,૩૪

યોગીંદ્રનાથ સેન જણાવે છે કે, વૃદ્ધ વાગ્ભટે આ મંથમાં બે ગણો સાથવો નાખવા કહેલ નથી; તેમણે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં આ મંથયોગ આ રીતે લખી બતાવ્યો છે: 'तर्पणांस्तर्पणान् पुनः । युञ्ज्यात् कृशानां ज्वरिणां कासिनां मूत्रकृच्छ्रिणाम् । तृष्यतामूर्ध्ववातानां मूढमारुतवर्चसाम् । समकृष्णासितातैलक्षौद्राज्यो हि सतर्पणः । मन्थस्तद्वत् सिताक्षौद्रमदिरासक्तुयोजितः'–જેઓ અપતર્પણના કારણે કૃશ થયા હોય, જ્વરયુક્ત, ઉધરસના રોગી, મૂત્રકૃચ્છ્રના રોગી, તૃષાથી પીડાયેલા, ઊર્ધ્વવાતના રોગી મૂઢવાત અને મૂઢવિષ્ઠાના રોગી બન્યા હોય, તેઓને તૃપ્તિકારક સ્નિગ્ધ સંતર્પણો આપવાં જોઈએ; તેમાં સમભાગે પીપર, સાકર, તેલ, મધ તથા ઘીથી યુક્ત મંથ, તેમ જ સાકર, મધ, મદિરા

થતા પ્રમેહ, કંડૂ-ચેળ, ફોલ્લીઓ વગેરે વિકારોથી મુક્ત રહે છે.' શ્રીગંગાધર તથા શ્રીજયદેવ અહીં છેલ્લા ચરણમાં 'लौल्यं' પદ નહિ રાખીને 'स्थौल्य' પદ રાખે છે અને 'સ્થૂળતાથી રહિત થઈને' એવો તેનો અર્થ કરે છે. ૨૪

### સંતર્પણ સંબંધ-ઉપસંહાર તથા અપતર્પણ-સંબંધ-પ્રારંભ

उक्तं संतर्पणोत्थानामपतर्पणमौषधम् ।
वक्ष्यन्ते सौषधाश्चोर्ध्वमपतर्पणजा गदाः ॥ २५ ॥

એ પ્રમાણે સંતર્પણથી થતા રોગોનું અપતર્પણરૂપ ઔષધ કહ્યું; હવે અપતર્પણથી થતા રોગો અને તેનાં ઔષધો કહેવાશે. ૨૫

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે 'જે રોગો સ્નિગ્ધ સંતર્પણથી ઉત્પન્ન થાય છે; તેઓનું ઔષધ અપતર્પણ જ હોય છે એટલે કે સ્નિગ્ધ-સંતર્પણથી જે વિપરીત તર્પણ હોય તે જ અહીં 'અપતર્પણ' સમજવાનું છે, પરંતુ હરકોઈ તર્પણથી જે વિપરીત હોય તે બધું 'અપતર્પણ' સમજવાનું નથી; કેમ કે આ ગ્રંથકારે પોતે જ ઉપર સ્પૂષણાદિયોગને તથા વ્યોષાદિયોગને (અપતર્પણ હોવા છતા) સંતર્પણ નામે જણાવેલ છે એટલે આમ જ અહીં સમજાય છે કે સ્નિગ્ધ સંતર્પણથી જે રોગો થયા હોય, તેઓનું ઔષધ રૂક્ષ સંતર્પણ જ હોય છે; તે જ પ્રમાણે અપતર્પણથી એટલે રૂક્ષ સતર્પણથી જે રોગો ઉત્પન્ન થાય છે, તે તથા તેઓનું ઔષધ હવે કહેવાશે. અહીં સ્નિગ્ધ સંતર્પણથી વિપરીત જે અપતર્પણ લેવાનું છે. તેના આવા બે પ્રકારો સમજવાના છે એક તો ઉપવાસ આદિ અદ્રવ્યરૂપ અપતર્પણ અને બીજું રૂક્ષ આદિ દ્રવ્યરૂપ અપતર્પણ હોય છે. ૨૫

### અપતર્પણજન્ય રોગો

देहाग्निबलवर्णौजःशुक्रमांसबलक्षयः ।
ज्वरः कासानुबन्धश्च पार्श्वशूलमरोचकः ॥ २६ ॥
श्रोत्रदौर्बल्यमुन्मादः प्रलापो हृदयव्यथा ।
विण्मूत्रसंग्रहः शूलं जङ्घोरुत्रिकसंश्रयम् ॥ २७ ॥
पर्वास्थिसंधिभेदश्च ये चान्ये वातजा गदाः ।
ऊर्ध्ववातादयः सर्वे जायन्ते तेऽपतर्पणात् ॥ २८ ॥

દેહના અગ્નિનો, બળનો, વર્ણનો, ઓજનો, વીર્યનો તથા માંસનો ક્ષય; ઉધરસના અનુબંધ વાળો જ્વર, પડખાઓમાં શૂળ, અરુચિ, શ્રોત્રેન્દ્રિયની દુબળતા એટલે કાનથી ઘણું ઓછું સંભળાય, ઉન્માદ કે ગાંડપણ, પ્રલાપ કે બકવાદ, હૃદયમાં પીડા, વિષ્ઠા તથા મૂત્રનું અટકવું, જંઘામાં એટલે પગની પીંડીઓમાં, સાથળોમાં તથા કૂલાના સાંધાઓમાં શૂળ, પર્વો તથા અસ્થિઓના સાંધાઓમાં ત્રોડ જેવી પીડા અને બીજા ઊર્ધ્વવાત વગેરે વાતજન્ય રોગો જે થાય છે, તે બધા અપતર્પણથી ઉત્પન્ન થાય છે. ૨૬-૨૮

અહીં કહેલા રોગો પૈકી 'ऊर्ध्ववातादय' એ પદનો પર્યાય શ્રી ગંગાધર 'श्वासादयः' શ્વાસ વગેરે રોગો જણાવે છે; અને શ્રી ચક્રપાણિ તે સંબંધે આમ લખે છે કે 'ऊर्ध्ववातादयः' इति पूर्वाध्यायोक्ता ऊर्ध्ववातस्तनो हृदि इत्यादि ऊर्ध्ववात. श्वासादियैत्रोर्ध्वं वायुर्याति-ઊર્ધ્વવાત આદિ રોગો, પૂર્વના અધ્યાયમાં જે કહ્યા છે તે અહીં લેવા; જેમાં શ્વાસાદિ વાયુ ઊર્ધ્વગતિ કરે છે, તે 'ઊર્ધ્વવાત' કહેવાય છે. किं वा तन्त्रान्तरोक्ता रोगविशेषा एव यथा-'अधः प्रतिहतो वायुः श्लेष्मणा कुपितेन च। करोत्यनिशमुद्गारमूर्ध्ववातः स उच्यते-અથવા બીજાં તંત્રોમાં કહેલ અમુક એક જાતનો વાતરોગ 'ઊર્ધ્વવાત' કહેવાય છે; જેમ કે કોપેલા કફે વાયુને નીચે જતો રોક્યો હોય, તે નિરંતર ઓડકારો કરાવ્યા કરે છે, તે રોગ 'ઊર્ધ્વવાત' કહેવાય છે. આ શ્લોકને શ્રી ગંગાધર પણ જલ્પકલ્પતરુ ટીકામાં ઉતારે છે; અને વધુ આમ પણ જણાવે છે કે 'ऊर्ध्ववात-आदयः' એમ જે આદિ શબ્દ મૂક્યો છે, તે ઉપરથી ભ્રમ વગેરે રોગો પણ અપતર્પણથી ઉત્પન્ન થાય છે, એમ જણાવે છે. અહીં 'अपतर्पणात्' એ પદનો અર્થ 'स्निग्धसतर्पणविपरीतलङ्घनादिरूक्षसंतर्पणात्'-સ્નિગ્ધ સંતર્પણથી ઊલટાં-લંઘન આદિરૂપ રૂક્ષસંતર્પણથી અહીં ગણેલા આ રોગો તથા બીજા ઊર્ધ્વવાત વગેરે વાયુજન્ય રોગો પણ ઉત્પન્ન થાય છે. ૨૬-૨૮

### એ અપતર્પણજન્ય રોગોનું ઔષધ સંતર્પણ

तेषां संतर्पणं तज्ज्ञैः पुनराख्यातमौषधम् ।
यत्तदात्वे समर्थं स्यादभ्यासे वा यदिष्यते ॥ २९ ॥

એ અપતર્પણથી થતા રોગોને જાણતા વૈદ્યોએ તે અપતર્પણજન્ય રોગોનું ઔષધ સંતર્પણ જ કહ્યું છે; તેમાંનું જે સંતર્પણ તત્કાળ સંતર્પણ કરવા સમર્થ થાય તે 'સદ્યઃ સંતર્પણ' અને જે નિરંતરનો અભ્યાસ કરતાં સંતર્પણ કરનાર તરીકે ઇચ્છાય તે 'અભ્યાસ સંતર્પણ' કહેવાય છે.' ૨૯

શ્રી ગંગાધર અહીં ઠીક સમજાવે છે: 'અપતર્પણ-

ઉત્પન્ન થતા વ્યાધિઓની શાંતિ માટેનાં આ સૂત્રો અપતર્પણથી થતા રોગો મટાડવા સંતર્પણ જ ગણાય છે; પરંતુ એ સંતર્પણના બે પ્રકારો હોય એક તો તત્કાળ રોગો મટાડે તે 'સદ્યઃસંતર્પણ' ાય છે અને બીજું તે તે રોગોમાં અમુક કાળ સુધી ંતર સેવતાં સંતર્પણ કરે છે, તે 'અભ્યાસસંતર્પણ' વાય છે. ૨૯

## સંતર્પણના બે પ્રકારોના વિષયો

સદ્યઃક્ષીણો હિ સદ્યો વૈ તર્પણેનોપચીયતે ।
નર્તે સંતર્પણાભ્યાસાચ્ચિરક્ષીણસ્તુ પુષ્યતિ ॥ ૩૦ ॥

જે માણસ તત્કાળ કે તરતનો ક્ષીણ થયો હોય તેને તત્કાળ યોજવામાં આવેલાં સંતર્પણથી જ પુષ્ટ કરાય છે; પરંતુ જે માણસ લાંબાકાળે ક્ષીણ થયો હોય, તે સંતર્પણના (લાંબાકાળ સુધીના) અભ્યાસ કે નિરંતરના સેવન વિના પુષ્ટ થતો નથી.

શ્રી ગંગાધર અહીં સમજાવે છે કે જે માણસ 'સદ્યઃ'-તત્કાળ ક્ષીણ થયો હોય, એટલે લગભગ સાત દિવસની અંદર જ ક્ષીણ થઈ ગયો હોય, તે તો સંતર્પણથી તરત જ પુષ્ટ થઈ જાય છે; પરંતુ જે માણસ ક્રમશઃ લાંબાકાળે ક્ષીણ થયો હોય તે સંતર્પણના અભ્યાસ વિના એટલે નિરંતરના સંતર્પણ–સેવન વિના પુષ્ટ થતો નથી; આમ સદ્યઃક્ષીણ થયેલાને સદ્યઃસંતર્પણથી અને ચિરક્ષીણ થયેલાને અભ્યાસસંતર્પણથી પુષ્ટ કરી શકાય છે, એમ સૂચવ્યું છે; એકંદર સદ્યઃક્ષીણ થયેલામાં જઠરાગ્નિનું બળ અમુક પ્રમાણમાં ઠીક ઠીક હોય છે, તેથી તેને સદ્યઃસંતર્પણનો પ્રયોગ હિતકારી થાય છે; પરંતુ ચિરક્ષીણ થયેલામાં જઠરાગ્નિનું બળ ક્રમશઃ ઘટેલું હોઈને ખૂબ જ ઓછા પ્રમાણમાં હોય છે, તેથી તેને સદ્યઃસંતર્પણ હિતકારક થતું નથી, પરંતુ ઊલટું તેના જઠરાગ્નિને વધુ મંદ કરે છે; માટે તેવા ચિરક્ષીણને તો અભ્યાસસંતર્પણ જ ક્રમશઃ પુષ્ટિકારક થાય છે. ૩૦

## ચિરક્ષીણને સંતર્પણ આપવાની રીત

देहाग्निदोषभैषज्यमात्राकालानुवर्तिना ।
कार्यमत्वरमाणेन भेषजं चिरदुर्बले ॥ ३१ ॥

જે માણસ લાંબાકાળે (ક્રમશઃ) દુર્બળ કે ક્ષીણ થયો હોય, તેને તેના જઠરાગ્નિ, દોષ, ઔષધ તેની માત્રા તથા કાળને અનુસરતા વૈદ્યે ઉતાવળ કર્યા વિના જ (ક્રમશઃ અભ્યાસસંતર્પણરૂપ) ઔષધચિકિત્સા (ધીમે ધીમે) કરવી જોઈએ. ૩૧

## ચિરક્ષીણને હિતકારી અભ્યાસસંતર્પણો

हिता मांसरसास्तस्मै पयांसि च घृतानि च ।
स्नानानि वस्तयोऽभ्यङ्गास्तर्पणास्तर्पणाश्च ये ॥ ३२ ॥

એ ચિરક્ષીણ કે ચિરદુર્બળ થયેલા માણસને માંસના રસો, દૂધ, ઘી, સ્નાન, મધુર સ્નેહબસ્તિઓ, અભ્યંગો કે તેલમાલિસ તથા તૃપ્તિકારક જે (સક્તુ આદિ) સંતર્પણો હોય છે, તે હિતકારી થાય છે. ૩૨

## અપતર્પણજન્ય જ્વરાદિના રોગીઓ માટે સ્નિગ્ધ સંતર્પણ મન્થયોગ

ज्वरकासप्रसक्तानां कृशानां मूत्रकृच्छ्रिणाम् ।
तृष्यतामूर्ध्ववातानां वक्ष्यन्ते तर्पणा हिताः ॥ ३३ ॥
शर्करापिप्पलीतैलघृतक्षौद्रैः समांशकैः ।
सक्तुर्द्विगुणितो वृष्यस्तेषां मन्थः प्रशस्यते ॥ ३४ ॥

જેઓને (અપતર્પણના કારણે) જ્વર તથા ઉધરસ લાગુ થયેલ હોય, શરીરે જેઓ કૃશ થયા હોય, મૂત્રકૃચ્છ્રના જેઓ રોગી હોય, તૃષાથી પીડાતા હોય તથા ઊર્ધ્વવાતના રોગી બન્યા હોય તેઓને હિતકારી તર્પણો (હવે અહીં) કહેવાય છે; સાકર, પીપર, તેલ, ઘી તથા મધ સમભાગે લઈ તેઓમાં તેથી બેગણો સાથવો નાખી મંથ કરવો; તે વૃષ્ય અથવા વીર્યવર્ધક હોઈને જ્વર આદિના તે રોગીઓ માટે ઉત્તમ ગણાય છે. ૩૩,૩૪

યોગીંદ્રનાથ સેન જણાવે છે કે, વૃદ્ધ વાગ્ભટે આ મંથમાં બે ગણો સાથવો નાખવા કહેલ નથી; તેમણે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં આ મંથયોગ આ રીતે લખી બતાવ્યો છે: 'तर्पणांस्तर्पणान् पुनः । युञ्ज्यात् कृशानां ज्वरिणां कासिनां मूत्रकृच्छ्रिणाम् । तृष्यतामूर्ध्ववातानां मूढमारुतवर्चसाम् । समकृष्णासिततैलक्षौद्राज्यो हि सतर्पणः । मन्थस्तद्वत् सिताक्षौद्रमदिरासक्तुयोजितः'–જેઓ અપતર્પણના કારણે કૃશ થયા હોય, જ્વરયુક્ત, ઉધરસના રોગી, મૂત્રકૃચ્છ્રના રોગી, તૃષાથી પીડાયેલા, ઊર્ધ્વવાતના રોગી મૂઢવાત અને મૂઢવિષ્ઠાના રોગી બન્યા હોય, તેઓને તૃપ્તિકારક સ્નિગ્ધ સંતર્પણો આપવાં જોઈએ; તેમાં સમભાગે પીપર, સાકર, તેલ, મધ તથા ઘીથી યુક્ત મંથ, તેમ જ સાકર, મધ, મદિરા

તથા સાથવાથી યુક્ત કરેલો મંથ પણ તેઓને સંતર્પણ કરનાર થાય છે.' ૩૩.૩૪

### વાતાદિનું અનુલોમન કરનાર મંથ

सक्तवो मदिरा क्षौद्रं शर्करा चेति तर्पणम् ।
पिबेन्मारुतविण्मूत्रकफपित्तानुलोमनम् ॥ ३५॥

તેમ જ સાથવો, મદિરા, મધ અને સાકર, એ પદાર્થોથી તૈયાર કરેલ સંતર્પણ-મંથ વાયુનું, વિષ્ઠાનું, મૂત્રનું, કફનું તથા પિત્તનું અનુલોમન કરનાર હોઈ પીવો જોઈએ. ૩૫

શ્રી ગંગાધર અહીં સૂચના કરે છે કે આ મન્થમાં મદિરા આદિ ત્રણે પદાર્થોથી બેગણો સાથવો નાખવો જોઈએ. ૩૫

### મૂત્રકૃચ્છ્ર તથા ઉદાવર્તનાશક મંથ

फाणितं सक्तवः सर्पिर्दधिमण्डोऽम्लकाञ्जिकम् ।
तर्पणं मूत्रकृच्छ्रघ्नमुदावर्तहरं पिबेत् ॥ ३६॥

ફાણિત કે રાબ, સાથવો, ઘી, દહીંનું પાણી અને ખાટી કાંજી, એ સંતર્પણ-મંથ મૂત્રકૃચ્છ્રનો તથા ઉદાવર્તનો નાશ કરે છે, માટે (તેના) રોગીએ તે પીવો જોઈએ. ૩૬

યોગીન્દ્રનાથ સેન લખે છે કે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમા આમ કહ્યું છે કે, 'साम्लस्नेहगुडो मूत्रकृच्छ्रोदावर्तनाशनः'–ખટાઈ, સ્નેહ તથા ગોળથી યુક્ત કરેલ સંતર્પણ (મંથ) મૂત્રકૃચ્છ્રનો તથા ઉદાવર્તનો નાશ કરે છે.' શ્રી ગંગાધર અહીં વધુ આમ જણાવે છે કે આ મંથમા ફાણિત, ઘી, દહીંનું પાણી તથા ખાટી કાંજી, એટલા પદાર્થો સમભાગે લેવા અને તેઓ બધાથી બેગણો સાથવો નાખવો, અને તે સાથવાને ઘી, દહીંનું પાણી તથા ખાટી કાંજીમા નાખી હલાવી નાખવો જોઈએ. ૩૬

### મદ્યનો વિકાર મટાડનારો મંથ

मन्थः खर्जूरमृद्वीकावृक्षाम्लाम्लीकदाडिमैः ।
परूषकैः सामलकैर्युक्तो मद्यविकारनुत् ॥ ३७॥

ખજૂર, દ્રાક્ષ, કોકમ, આંબલી, દાડમ, ફાલસાં અને આમળાંથી યુક્ત કરેલો મંથ મદ્યના વિકારને મટાડે છે. ૩૭

યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે, અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૨૪ અધ્યાયમાં વૃદ્ધ વાગ્ભટે પણ આ મંથ આ પ્રમાણે લખ્યો છે: 'मन्थः खर्जूरमृद्वीकावृक्षाम्लाम्लीकदाडिमैः । परूषकैः सामलकैः सद्यस्तृष्णादिरोगजित्'–ખજૂર, દ્રાક્ષ, કોકમ, આંબલી, દાડિ ફાલસાં તથા આમળાંથી તૈયાર કરેલો મંથ તરત જ તૃષા આ રોગને મટાડે છે.' શ્રી ગંગાધર અહીં સૂચન કરે કે આ મથમાં ખજૂર વગેરે દરેક પદાર્થોને સમભાગે લઈ પીસી નાખીને તેઓનો કલ્ક પ્રથમ તૈયાર કરવો જોઈએ, અને પછી તેમાં તે બધાના કરતા બેગણો સાથવો નાખી મંથ તૈયાર કરવો જોઈએ; આમ આ બધાં સંતર્પણોમાં સાથવો મુખ્ય ગણાય છે. ૩૭

### સદ્યઃસંતર્પણ મંથ

स्वादुरम्लो जलकृतः सस्नेहो रूक्ष एव वा ।
सद्यः संतर्पणो मन्थः स्थैर्यवर्णबलप्रदः ॥ ३८॥

પાણીમાં તૈયાર કરેલો મધુર કે ખાટો, અથવા સ્નેહયુક્ત કે રૂક્ષ જ એવો મંથ, સદ્યઃસંતર્પણ કરનાર હોઈ તત્કાળ તૃપ્તિકારક છે અને (માંસોની) સ્થિરતા, વર્ણ તથા બળને આપનાર છે. ૩૮

જલ્પકલ્પતરમાં શ્રીગંગાધર અહીં ઠીક સમજાવે છે: આ સદ્યસંતર્પણ મંથને મધુર કરવો હોય તો તેમાં સાકર, મધ વગેરે નાખવાં અને જો ખાટો કરવો હોય તો તેમાં દાડિમ અને આમળાં વગેરે નાખવાં જોઈએ. આ મંથને તૈયાર કરતી વેળા બીજા પદાર્થો કરતાં બેગણો સાથવો પાણીમાં વલોવી તૈયાર કરવો જોઈએ; તેને જો સ્નિગ્ધ કરવો હોય તો તેમાં સાથવા સાથે ઘૃતાદિ મેળવવાં જોઈએ અને રૂક્ષ કરવો હોય તો ઘૃતાદિના યોગ વિના જ કેવળ પાણીમા સાથવો નાખી તૈયાર કરવો જોઈએ; એમ એ રૂક્ષ સાથવાથી યુક્ત તે મંથ પણ પ્રવાહી, શીતળતા તથા વિકાશિત્વ ગુણોને લીધે તત્કાળ સંતર્પણ કરે છે, એવો ભાવ છે. એમ અહીં લંઘનાદિ છયે ઉપક્રમોનું સેવન જો નીરોગી સ્થિતિમાં કરાય તો ઊલટું તે રોગનું કારણ બને છે, એમ પણ સૂચિત કરેલ છે. આમા બૃંહણ તથા સ્નેહન એ બે ઉપક્રમોને સંતર્પણ કહ્યા છે અને તેઓ દ્વારા જો કોઈ રોગો થયા હોય તો તેઓની ચિકિત્સા વમન, વિરેચન, વ્યાયામ, ઉપવાસ, રૂક્ષ અન્ન તથા સ્વેદન આદિ દ્વારા અપતર્પણરૂપે જ કરવી જોઈએ, એમ પણ જણાવ્યું છે. આ ઉપરથી નક્કી થાય છે કે, આ છ ઉપક્રમોમાં બૃંહણ તથા સ્નેહન એ બે સંતર્પણરૂપ છે અને લંઘનાદિ ચાર અપતર્પણરૂપ હોય છે, એમ છયે ઉપક્રમોના સંતર્પણ તથા અપતર્પણરૂપે બે પ્રકારો થાય છે.

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ પણ સૂચન કરે છે કે, અહીં જણાવેલા આ સંતર્પણમાં કેવળ રૂક્ષ સાથવાનો યોગ હોય તો જ આ સદ્ય સંતર્પણ કરે છે, પરંતુ આમાં જ સ્નેહ આદિ બૃંહણદ્રવ્યનો જો યોગ કરવામાં

આવ્યો હોય તો આ સંતર્પણ જ કાળાંતરે તૃપ્ત કરનાર થઈને અભ્યાસસંતર્પણરૂપ પણ થાય છે. ૩૮

## અધ્યાયના વિષયોનો સંક્ષેપ

संतर्पणोत्था ये रोगा रोगा ये चापतर्पणात् ।
संतर्पणीये तेऽध्याये सौषधाः परिकीर्तिताः ॥ ३९ ॥

જે રોગો સંતર્પણથી ઉત્પન્ન થાય છે, અને જે રોગો અપતર્પણથી થાય છે, તેઓને તેમનાં ઔષધો સાથે આ સંતર્પણીય (નામના) અધ્યાયમાં (ભગવાન આત્રેય મહર્ષિએ) કહ્યા છે. ૩૯

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'સંતર્પણીય' નામનો ૨૩ મો અધ્યાય સમાપ્ત

# विधिशोणितीय–अध्याय २४ मो

## મંગલાચરણ અને આરંભ

अथातो विधिशोणितीयमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પછી શિષ્યોને આયુર્વેદશાસ્ત્રમાં વધુ જાણવાની ઇચ્છા થઈ, અને તે શિષ્યોને આયુર્વેદશાસ્ત્ર વિષે વધુ ઉપદેશ આપવા માટેના અધિકારી પણ જાણ્યા, તે પછી 'अथ' એ માંગલિક શબ્દનું ઉચ્ચારણ કરી, હવે અમે 'વિધિશોણિતીય' (નામનો ૨૪ મો) અધ્યાય કહીશું, એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ શરૂઆત કરે છે: રસ આદિ દૂષ્યોમાં અથવા દોષયુક્ત થતી ધાતુઓમાં લોહી મુખ્ય છે, તેથી એ લોહીનો આશ્રય કરતા રોગોને તેઓની ચિકિત્સા સાથે કહેવા માટે આ 'વિધિશોણિતીય' નામનો અધ્યાય શરૂ કરવામાં આવે છે.

જલ્પકલ્પતરુ ટીકાના કર્તા શ્રીગંગાધર અહીં પોતાની ટીકામાં આવી શરૂઆત કરતાં લખે છે: 'ઔષધની યોજના કર્તવ્ય હોય, ત્યારે માણસોનું લોહી પણ ધાતુઓમાં મુખ્ય ગણાતું હોવાથી તે તરફ પણ ધ્યાન આપવું જોઈએ, એ કારણે હવે 'વિધિશોણિતીય' નામનો તેને લગતો અધ્યાય શરૂ કરે છે. આ અધ્યાયના પ્રારંભમાં શરૂના બીજા સૂત્રમાં પ્રથમ 'विधिना शोणितं' એ પદ મૂકવામાં આવ્યું છે, તેથી એ પદના અર્થની દૃષ્ટિએ 'विधिशोणितम्' इति पदम् अधिकृत्य कृतोऽयमध्यायो 'विधिशोणितीयः'–વિધિથી ઉત્પન્ન થયેલા રુધિરને ઉદ્દેશી રચવામાં આવેલો આ અધ્યાય–'વિધિશોણિતીય' એ નામે પ્રસિદ્ધ કરાગો છે.'

'આયુર્વેદદીપિકા' નામની ટીકાના કર્તા શ્રીચક્રપાણિ અહીં આવી શરૂઆત કરે છે: રુધિર ધાતુ પણ વાતાદિ દોષોની પેઠે ઘણી જાતના વિકારો ઉત્પન્ન કરે છે, એ કારણે તે રુધિરને લગતા વિકારો માટેના જ લંઘન, બૃંહણ આદિ ચિકિત્સાપ્રયોગો પ્રથમ જે કહેવાયા છે, તેઓને જ વિશેષે કરી દર્શાવવા માટે 'વિધિશોણિતીય' નામનો આ અધ્યાય હવે શરૂ કરે છે. આ અધ્યાયની આવી 'વિધિશોણિતીય' નામની સંજ્ઞા જે રખાઈ છે, તે પણ અવશ્ય સાર્થક છે; કેમ કે યોગ્ય આહાર તથા આચારરૂપ વિધિથી જે શુદ્ધ લોહી ઉત્પન્ન થાય છે, તેને જ લગતો એટલે તેની જ ચિકિત્સાને જણાવતો આ અધ્યાય રચાયો છે. ૧

## શુદ્ધ લોહીની ઉત્પત્તિનાં કારણો

विधिना शोणितं जातं शुद्धं भवति देहिनाम् ।
देशकालौकसात्म्यानां विधिर्यः स प्रदर्शितः ॥ २ ॥

દેશસાત્મ્ય, કાલસાત્મ્ય તથા ઓકસાત્મ્યનો જે વિધિ (પ્રથમ 'તસ્યાશિતીય' નામના અધ્યાયમાં) સારી રીતે કહેવામાં આવેલ છે, તે વિધિથી ઉત્પન્ન થયેલું પ્રાણીઓનું લોહી શુદ્ધ જ હોય છે.

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'પ્રાણીઓનું લોહી વિધિથી ઉત્પન્ન થયું હોય તે શુદ્ધ હોય છે; એ શુદ્ધ લોહીનું લક્ષણ આ અધ્યાયના જ ૨૧મા શ્લોકમાં કહેવાશે. એવું શુદ્ધ લોહી કયાં કારણોથી ઉત્પન્ન થાય છે, તે અહીં જણાવ્યું છે કે દેશસાત્મ્યની, કાલસાત્મ્યની તથા ઓકસાત્મ્ય કે અભ્યાસસાત્મ્યની જે વિધિ પહેલાં 'તસ્યાશિતીય' અધ્યાયમાં બરાબર કહી છે, તે વિધિથી ઉત્પન્ન થયેલું લોહી શુદ્ધ થાય છે.'

શ્રી ગંગાધર વધુ આમ સમજાવે છે કે, 'તસ્યાશિતીય'-માં દેશસાત્મ્ય, કાલસાત્મ્ય તથા ઓકસાત્મ્ય ધરાવતા પ્રાણીઓના આહારની તથા આચારની જે વિધિ સારી રીતે કહેવામાં આવી છે, તે વિધિથી કરેલા આહારમાંથી ઉત્પન્ન થયેલા રસમાંથી ઉત્પન્ન થયેલું લોહી શુદ્ધ હોય છે. ૨

## પ્રાણીઓના પ્રાણ શુદ્ધ લોહીને અનુસરે છે

तद्विशुद्धं च रुधिरं बलवर्णसुखायुषा ।
युनक्ति प्राणिनां प्राणः शोणितं ह्यनुवर्तते ॥ ३ ॥

અત્યંત શુદ્ધ એ રુધિર જ પ્રાણીને બળ, વર્ણ, સુખ તથા આયુષ સાથે જોડે છે; અને પ્રાણીઓના પ્રાણ એ શુદ્ધ રુધિરને જ અનુસરે

છે. (શુદ્ધ લોહીના આધારે જ પ્રાણીઓનું જીવન ટકી રહે છે.)૩

વિધિપૂર્વકના આહાર-વિહારના અભ્યાસથી અત્યંત શુદ્ધ થયેલું લોહી જ પ્રાણીને બળવાન, શ્રેષ્ઠ રંગયુક્ત તથા લાંબા આયુષવાળો બનાવે છે; કારણ કે શુદ્ધ લોહી જ પ્રાણીનું આશ્રયસ્થાન છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'देहस्य रुधिरं मूलं रुधिरेणैव धार्यते । तस्माद् यत्नेन संरक्ष्यं रक्तं जीव इति स्थितिः'–શરીરનું મૂળ રુધિર જ છે; રુધિરના લીધે જ દેહ ધારણ કરાય છે, તે કારણે કાળજીથી રુધિરની રક્ષા કરવી જોઈએ; કેમ કે એ વાત નક્કી છે કે 'રુધિર એ જ જીવ છે' (યોગીન્દ્રનાથ સેન)

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે 'શુદ્ધ લોહીનું ફળ આ શ્લોકમાં જણાવે છે; વિશુદ્ધ રુધિર જ પ્રાણીને બળ આદિ સાથે યોજે છે;' કારણ કે પ્રાણીઓના પ્રાણ શુદ્ધ કે અશુદ્ધ રુધિરને જ અનુસરે છે; અર્થાત્ રુધિર વિના પ્રાણની સ્થિતિ જ હોતી નથી. આ સંબંધે આગળ જતા કહેશે કે 'दशैवायतनान्याहुः प्राणा येषु प्रतिष्ठिताः । शङ्खौ मर्मत्रयं कण्ठो रक्तं शुक्रौजसी गुदम्'–જેઓના આધારે પ્રાણો ટકી રહ્યા છે, તે દશ જ પ્રાણોના આશ્રયસ્થાનો છે: 'બે લમણાં, ત્રણ મર્મભાગો, ગળું, લોહી, વીર્ય, ઓજસ્ તથા ગુદા, આ દશને જ પ્રાણોનાં આશ્રયસ્થાનો કહ્યાં છે, જેઓના આધારે પ્રાણો ટકી રહ્યા છે.' આ સંબંધે સુશ્રુતના સૂત્રસ્થાનમાં પણ 'શોણિતવર્ણનીય' નામના અધ્યાયમાં ખૂબ વિસ્તારથી કહેવાયું છે, તે ત્યાં જોઈ લેવું. ૩

### રુધિર દુષ્ટ થવાનાં કારણો

प्रदुष्टबहुतीक्ष्णोष्णैर्मद्यैरन्यैश्च तद्विधैः ।
तथाऽतिलवणक्षारैरम्लैः कटुभिरेव च ॥४॥
कुलत्थमाषनिष्पावतिलतैलनिषेवणात् ।
पिण्डालुमूलकादीनां हरितानां च सर्वशः ॥५॥
जलजानूपबैलानां प्रसहानां च सेवनात् ।
दध्यम्लमस्तुशुक्तानां सुरासौवीरकस्य च ॥६॥
विरुद्धानामुपक्लिन्नपूतीनां भक्षणेन च ।
भुक्त्वा दिवा प्रस्वपतां द्रवस्निग्धगुरूणि च ॥७॥
अत्यादानं तथा क्रोधं भजतां चातपानलौ ।
छर्दिवेगप्रतीघातात्काले चानवसेचनात् ॥८॥
श्रमाभिघातसंतापैरजीर्णाध्यशनैस्तथा ।
शरत्कालस्वभावाच्च शोणितं संप्रदुष्यति ॥९॥

ખૂબ ખરાબ થયેલાં, ઘણાં તીક્ષ્ણ અને ઉષ્ણ મદ્યોના સેવનથી, બીજા પણ તેવા જ (બગડેલા કે ખરાબ થયેલા) પદાર્થોના સેવનથી, તેમ જ ખૂબ વધુ પ્રમાણમાં ખારા, ક્ષાર, ખાટા તથા તીખા પદાર્થોના અતિસેવનથી; કળથી, અડદ, વાલ, તલ અને તલના તેલના અતિસેવનથી; પિંડાલુ, મૂળા વગેરેનું તથા સર્વ હરિયાળી–લીલોતરીનું વધુ સેવન કરવાથી; તેમ જ જલચર પશુપક્ષીઓનાં, જલપ્રાયપ્રદેશનાં પશુપક્ષીઓનાં તથા દરમાં રહેનારાં ઘો વગેરે પ્રાણીઓનાં તેમ જ પ્રસહ–પશુ–પક્ષીઓનાં માંસનું સેવન કરવાથી; દહીં, ખાટી કાંજી, દહીંનું પાણી, શુક્ત કે સિરકા, મદિરા તથા સૌવીરક (જવની કાંજી), એટલાંનું સેવન કરવાથી; તેમ જ વિરુદ્ધ પદાર્થોનું સેવન કરવાથી, ભીંજાયેલા કે કચકચી ગયેલા અને સડીને ગંધાઈ ગયેલા પદાર્થો ખાવાથી તેમ જ જમીને જેઓ દિવસે ખૂબ ઊંઘ્યા કરતા હોય, પ્રવાહી સ્નિગ્ધ તથા ભારે પદાર્થો અતિશય વધુ ખવાય કે પ્રમાણથી વધારે જમવામાં આવે, ક્રોધ થાય, તડકો કે પવન વધુ સેવાય, ઊલટીનો વેગ રોકવામાં આવે, રક્તદોષનો સમય થતાં લોહી કઢાવવામાં ન આવે, વધુ પરિશ્રમ કરાય, કંઈ લાગી જાય કે માર પડે તેથી, સંતાપ કર્યા કરવાથી, અજીર્ણ હોય છતાં ભોજન કર્યા કરવાથી અને શરદકાળના સ્વભાવથી (માણસોનું) રુધિર અત્યંત દુષ્ટ થાય છે એટલે લોહી બગડે છે. ૪–૯

યોગીન્દ્રનાથ સેન વધુ અહીં આમ સમજાવે છે કે 'मूलकादीनाम्' એમ આદિ શબ્દ મૂક્યો છે, તેથી સારા રસવાળાં યવાની, અર્જક તથા સરગવો વગેરે પદાર્થો લેવાના છે; 'प्रसहाः–गोखराद्यः' બળદ, ગધેડાં વગેરે 'પ્રસહ' કહેવાય છે. 'विरुद्धानाम्' એટલે સંયોગવિરુદ્ધ, સંસ્કારવિરુદ્ધ, દેશવિરુદ્ધ, કાળવિરુદ્ધ તથા માત્રા આદિથી વિરુદ્ધ પદાર્થોનું સેવન પણ રુધિરને દુષ્ટ કરે છે; લોહી બગાડવાનો કાળ શરદઋતુ ગણાય છે, માટે તેમાં લોહી કઢાવવું જોઈએ, છતાં જે માણસ તે ઋતુમાં લોહી ન કઢાવે, તેનું લોહી પણ બગડે છે; મૂળમાં 'अजीर्णाध्यशनात्' લખ્યું છે, તેનો અર્થ 'अजीर्णाशनं, तथा अध्यशनम्'–અજીર્ણમાં ખાવું, તથા 'अध्यशनम् इह यथोचितं भुक्त्वा किंचित् कालम् अतिक्रम्य पुनर्भोजनम्'–અધ્યશન એટલે એકવાર યથાયોગ્ય જમી લીધું હોય છતાં કંઈક થોડોક જ કાળ જવા દઈ ફરી જમવું કે જમ્યા ઉપર જમવું, એ અર્થ લેવાય છે; આ સંબંધે કહ્યું પણ છે કે 'विद्यादध्यशनं

ह्यो भुक्तस्योपरि भोजनम्'–જમ્યા ઉપર ફરી જમવું, તે અધ્યશન કહેવાય છે; એમ અજીર્ણાધ્યશન તથા અધ્યશન, એ જુદા જુદા અર્થમાં સમજવું, તે ઠીક છે; એમ અહીં જણાવેલાં નિદાનોથી દોષોના પ્રકોપ દ્વારા રુધિર અત્યંત દુષ્ટ થાય છે–બગડે છે. આ દોષજન્ય વિકારથી વિકૃત થયેલા રુધિરનાં લક્ષણો આ અધ્યાયમાં ૧૯ મા શ્લોકથી સ્પષ્ટ કહેવાશે. આ સંબંધે સુશ્રુતે પણ કહ્યું છે કે 'पित्तप्रकोपणैरेव चाभीक्ष्णं द्रवस्निग्धगुरुभिश्चाहारैर्दिवास्वप्नक्रोधानलातपश्रमाभिघाताजीर्णविरुद्धाध्यशनादिभिरसृक् प्रकोपमापद्यते'–પિત્તને કોપાવનાર પદાર્થોનું વારંવાર વધુ સેવન કરવાથી તેમ જ પ્રવાહી, સ્નિગ્ધ તથા ભારે આહારો ખાવાથી. દિવસે ઊંઘવાથી, ક્રોધ કરવાથી, અગ્નિનું તથા તડકાનું વધુ સેવન કરવાથી, પરિશ્રમ વધુ કરવાથી, કંઈ વાગવાથી કે પ્રહારથી, અજીર્ણમાં ખાવાથી, વિરુદ્ધ પદાર્થો ખાવાથી અને અધ્યશન વગેરે કારણોથી માણસોનું લોહી પ્રકોપને પામે છે. (સુ. ૨૧ અ.)' ૪-૯

## રુધિર-દોષજન્ય-રોગો

ततः शोणितजा रोगाः प्रजायन्ते पृथग्विधाः ।
मुखपाकोऽक्षिरागश्च पूतिघ्राणास्यगन्धता ॥ १० ॥
गुल्मोपकुशवीसर्परक्तपित्तप्रमीलकाः ।
विद्रधी रक्तमेहश्च प्रदरो वातशोणितम् ॥ ११ ॥
वैवर्ण्यमग्निसादश्च पिपासा गुरुगात्रता ।
संतापश्चातिदौर्बल्यमरुचिः शिरसश्च रुक् ॥ १२ ॥
विदाहश्चान्नपानस्य तिक्ताम्लोद्गिरणं क्लमः ।
क्रोधप्रचुरता बुद्धेः संमोहो लवणास्यता ॥ १३ ॥
स्वेदः शरीरदौर्गन्ध्यं मदः कम्पः स्वरक्षयः ।
तन्द्रानिद्रातियोगश्च तमसश्चातिदर्शनम् ॥ १४ ॥
कण्ड्वरुःकोठपिडकाकुष्ठचर्मदलादयः ।
विकाराः सर्व एवैते विज्ञेयाः शोणिताश्रयाः ॥१५॥

એ રુધિરદોષથી ઉત્પન્ન થતા અનેક જાતના જુદા જુદા રોગો ઉત્પન્ન થાય છે; જેમ કે મોઢું પાકે, આંખો લાલ થઈ જાય, નાકમાંથી તથા મોઢામાંથી દુર્ગંધ નીકળે, ગોળો ચડે, 'ઉપકુશ' નામે મુખરોગ થાય, વિસર્પ કે રતવા થાય; રક્તપિત્ત, પ્રમીલક (એકધારું ધ્યાન કે ચિંતન), વિદ્રધિ, રક્તમેહ, પ્રદર, વાતરક્ત, શરીરનો રંગ બદલાઈ જાય તે વૈવર્ણ્ય, જઠરના અગ્નિની મંદતા થાય, તરશ વધુ લાગે, ગુરુગાત્રતા કે શરીર ભારે થઈ જાય; સંતાપ થાય; અતિશય દુર્બળતા થાય, અરુચિ થાય, માથાની પીડા થાય, ખાધેલું–પીધેલું વિદાહ પામે-અત્યંત બળી જાય, કડવા ને ખાટા ઓડકાર આવે, પરિશ્રમ વિના થાક લાગે, ક્રોધની અધિકતા થાય, બુદ્ધિમાં અત્યંત મોહ થાય, કંઈ સૂઝ ન પડે; મોઢું ખારાશવાળું રહે, પરસેવો વધુ આવે, શરીરમાંથી દુર્ગંધ નીકળ્યા કરે, મદ થાય, કંપારી આવે, સ્વરનો નાશ થાય, અવાજ કે ઘાંટો બેસી જાય; ઊંઘ જેવું ઘેન રહ્યા કરે, નિદ્રાનો અતિયોગ થાય કે ઊંઘ વધુ આવે, અંધારાં ખૂબ દેખાય-આંખે અંધારાં આવ્યા કરે; ચેળ આવ્યા કરે અરુંષિકા–ફોલ્લીઓ ઊઠે, કોઢ, રોગ, ફોલ્લીઓ કે પિડકાઓ, કોઢ તથા ચર્મદલ નામે એક જાતનો કોઢ નીકળે; આ બધાગે રુધિરના કોપને લગતા જ વિકારો જાણવા. ૧૦–૧૫

યોગીન્દ્રનાથ સેન અહીં કેટલીક વધુ સમજૂતી આપે છે: 'મૂળમાં 'शोणितजाः'–એટલે લોહીથી ઉત્પન્ન થતા એમ કહ્યું છે, તે ઘીથી દાઝવું જેમ ઉપચારથી કહેવાય છે, તેમ સમજવું; ગરમ ઘીથી માણસ દાઝે છે, તે ખરી રીતે અગ્નિથી જ દાઝે છે; કેમ કે ઘીમાં દાહક શક્તિ જ નથી; તે જ પ્રમાણે લોહી વગેરેમાં સ્વતંત્રપણે રોગો કરવાની શક્તિ જ નથી, પરંતુ કોપેલા વાતાદિ દોષો તેમાં સંબંધ પામે છે, તેથી તે દોષો જ રુધિર દ્વારા રોગો ઉપજાવે છે. આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૧ લા અધ્યાયમાં આમ કહ્યું છે કે 'रसादिस्थेषु दोषेषु व्याधयः संभवन्ति ये। तज्जानित्युपचारेण तानाहुर्घृतदाहवत्'–વાતાદિ દોષો રસ આદિમાં રહ્યા હોય, ત્યારે જે રોગો ઉત્પન્ન થાય છે, તે રોગોને તે તે રસ આદિથી થતા કહેવામાં આવે છે, તે તો ઘીથી દાઝવાની પેઠે કેવળ ઉપચારથી જ કહેવામાં આવે છે.' આ રોગોમાં જે 'ઉપકુશ' નામે રોગ કહ્યો છે, તે મુખનો જ એક જાતનો રોગ છે; એ રોગને સુશ્રુતે નિદાનસ્થાનના ૧૬ મા અધ્યાયમાં આ પ્રમાણે કહ્યો છે: 'वेष्टेषु दाहः पाकश्च तेभ्यो दन्ताश्चलन्ति च। आघट्टिता प्रस्रवन्ति शोणितं मन्दवेदनाः। आध्मायन्ते स्रुते रक्ते मुखं पूति च जायते। यस्मिन्नुपकुशः स स्यात् पित्तरक्तकृतो गदः'–જે રોગમાં દાંતના પેઢામાં દાહ તથા પાક થાય, તે પેઢામાંથી દાંત હલવા લાગે, એ દાંત જો અથડાય છે, તો તેમાંથી લોહી સ્રવે છે અને ધીમી વેદના થાય છે; લોહી ઝર્યા પછી પેઢાં ફૂલી જાય છે અને મોઢું દુર્ગંધીમય બને છે, તે 'ઉપકુશ' નામનો રોગ પિત્ત તથા લોહીના પ્રકોપથી ઉત્પન્ન થાય છે.' મૂળમાં 'कुष्ठ' શબ્દ સામાન્ય મુકાયો છે, તેથી હરકોઈ જાતનો કોઢ લેવાઈ જાય છે, છતાં કોઢનો જ એક ભેદ ગણાતો

છે. (શુદ્ધ લોહીના આધારે જ પ્રાણીઓનું જીવન ટકી રહે છે. )૩

વિધિપૂર્વકના આહાર-વિહારના અભ્યાસથી અત્યંત શુદ્ધ થયેલું લોહી જ પ્રાણીને બળવાન, શ્રેષ્ઠ રંગયુક્ત તથા લાંબા આયુષવાળો બનાવે છે; કારણ કે શુદ્ધ લોહી જ પ્રાણોનું આશ્રયસ્થાન છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'देहस्य रुधिरं मूलं रुधिरेणैव धार्यते । तस्माद् यत्नेन संरक्ष्यं रक्तं जीव इति स्थितिः'–શરીરનું મૂળ રુધિર જ છે; રુધિરના લીધે જ દેહ ધારણ કરાય છે, તે કારણે કાળજીથી રુધિરની રક્ષા કરવી જોઈએ; કેમ કે એ વાત નક્કી છે કે 'રુધિર એ જ જીવ છે' (યોગીન્દ્રનાથ સેન)

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે 'શુદ્ધ લોહીનું ફળ આ શ્લોકમાં જણાવે છે; વિશુદ્ધ રુધિર જ પ્રાણીને બળ આદિ સાથે યોજે છે;' કારણ કે પ્રાણીઓના પ્રાણ શુદ્ધ કે અશુદ્ધ રુધિરને જ અનુસરે છે; અર્થાત્ રુધિર વિના પ્રાણની સ્થિતિ જ હોતી નથી. આ સંબંધે આગળ જતા કહેશે કે 'दशैवायतनान्याहुः प्राणा येषु प्रतिष्ठिताः । शङ्खौ मर्मत्रयं कण्ठो रक्तं शुक्रौजसी गुदम्'–જેઓના આધારે પ્રાણો ટકી રહ્યા છે, તે દશ જ પ્રાણોના આશ્રયસ્થાનો છે: 'બે લમણાં, ત્રણ મર્મભાગો, ગળું, લોહી, વીર્ય, ઓજસ્ તથા ગુદા, આ દશને જ પ્રાણોનાં આશ્રયસ્થાનો કહ્યા છે, જેઓના આધારે પ્રાણો ટકી રહ્યા છે.' આ સંબંધે સુશ્રુતના સૂત્રસ્થાનમા પણ 'શોણિતવર્ણનીય' નામના અધ્યાયમાં ખૂબ વિસ્તારથી કહેવાયું છે, તે ત્યાં જોઈ લેવું. ૩

### રુધિર દુષ્ટ થવાનાં કારણો

प्रदुष्टबहुतीक्ष्णोष्णैर्मद्यैरन्यैश्च तद्विधैः ।
तथाऽतिलवणक्षारैरम्लैः कटुभिरेव च ॥ ४ ॥
कुलत्थमाषनिष्पावतिलतैलनिषेवणात् ।
पिण्डालुमूलकादीनां हरितानां च सर्वशः ॥ ५ ॥
जलजानूपवैलानां प्रसहानां च सेवनात् ।
दध्यम्लमस्तुशुक्तानां सुरासौवीरकस्य च ॥ ६ ॥
विरुद्धानामुपक्लिन्नपूतीनां भक्षणेन च ।
भुक्त्वा दिवा प्रस्वपतां द्रवस्निग्धगुरूणि च ॥७॥
अत्यादानं तथा क्रोधं भजतां चातपानलौ ।
छर्दिवेगप्रतीघातात्काले चानवसेचनात् ॥ ८ ॥
श्रमाभिघातसंतापैरजीर्णाध्यशनैस्तथा ।
शरत्कालस्वभावाच्च शोणितं संप्रदुष्यति ॥ ९ ॥

ખૂબ ખરાબ થયેલાં, ઘણાં તીક્ષ્ણ અને ઉષ્ણ મદ્યોના સેવનથી, બીજા પણ તેવા જ (બગડેલા કે ખરાબ થયેલા) પદાર્થોના સેવનથી, તેમ જ ખૂબ વધુ પ્રમાણમાં ખારા, ક્ષાર, ખાટા તથા તીખા પદાર્થોના અતિસેવનથી; કળથી, અડદ, વાલ, તલ અને તલના તેલના અતિસેવનથી; પિંડાલુ, મૂળા વગેરેનું તથા સર્વ હરિયાળી–લીલોતરીનું વધુ સેવન કરવાથી; તેમ જ જલચર પશુપક્ષીઓનાં, જલપ્રાયપ્રદેશનાં પશુપક્ષીઓનાં તથા દરમાં રહેનારાં ઘો વગેરે પ્રાણીઓનાં તેમ જ પ્રસહ–પશુ–પક્ષીઓનાં માંસનું સેવન કરવાથી; દહીં, ખાટી કાંજી, દહીંનું પાણી, શુક્ત કે સિરકા, મદિરા તથા સૌવીરક (જવની કાંજી), એટલાંનું સેવન કરવાથી; તેમ જ વિરુદ્ધ પદાર્થોનું સેવન કરવાથી, ભીંજાયેલા કે કચકચી ગયેલા અને સડીને ગંધાઈ ગયેલા પદાર્થો ખાવાથી તેમ જ જમીને જેઓ દિવસે ખૂબ ઊંઘ્યા કરતા હોય, પ્રવાહી સ્નિગ્ધ તથા ભારે પદાર્થો અતિશય વધુ ખવાય કે પ્રમાણથી વધારે જમવામાં આવે, ક્રોધ થાય, તડકો કે પવન વધુ સેવાય, ઊલટીનો વેગ રોકવામાં આવે, રક્તદોષનો સમય થતાં લોહી કઢાવવામાં ન આવે, વધુ પરિશ્રમ કરાય, કંઈ લાગી જાય કે માર પડે તેથી, સંતાપ કર્યા કરવાથી, અજીર્ણ હોય છતાં ભોજન કર્યા કરવાથી અને શરદકાળના સ્વભાવથી (માણસોનું) રુધિર અત્યંત દુષ્ટ થાય છે એટલે લોહી બગડે છે. ૪–૯

યોગીન્દ્રનાથ સેન વધુ અહીં આમ સમજાવે છે કે 'मूलकादीनाम्' એમ आदि શબ્દ મૂક્યો છે, તેથી સારા રસવાળાં યવાની, અર્જક તથા સરગવો વગેરે પદાર્થો લેવાના છે; 'प्रसहाः–गोखरादयः' બળદ, ગધેડાં વગેરે 'प्रसह' કહેવાય છે. 'विरुद्धानाम्' એટલે સંયોગવિરુદ્ધ, સંસ્કારવિરુદ્ધ, દેશવિરુદ્ધ, કાળવિરુદ્ધ તથા માત્રા આદિથી વિરુદ્ધ પદાર્થોનું સેવન પણ રુધિરને દુષ્ટ કરે છે; લોહી બગાડવાનો કાળ શરદઋતુ ગણાય છે, માટે તેમાં લોહી કઢાવવું જોઈએ, છતાં જે માણસ તે ઋતુમાં લોહી ન કઢાવે, તેનું લોહી પણ બગડે છે; મૂળમાં 'अजीर्णाध्यशनात्' લખ્યું છે, તેનો અર્થ 'अजीर्णाशन, तथा अध्यशनम्'–અજીર્ણમાં ખાવું, તથા 'अध्यशनम् इह यथोचितं भुक्त्वा किंचित् कालम् अतिक्रम्य पुनर्भोजनम्'–અધ્યશન એટલે એકવાર યથાયોગ્ય જમી લીધું હોય છતાં કંઈક થોડોક જ કાળ જવા દઈ ફરી જમવું કે જમ્યા ઉપર જમવું, એ અર્થ લેવાય છે; આ સંબંધે કહ્યું પણ છે કે 'विदाह्यध्यशनं

भूयो भुक्तस्योपरिभोजनम्'–જમ્યા ઉપર ફરી જમવું, તે અધ્યશન કહેવાય છે; એમ અજીર્ણાધ્યશન તથા અધ્યશન, તે જુદા જુદા અર્થમાં સમજવું, તે ઠીક છે; એમ અહીં જણાવેલાં નિદાનોથી દોષોના પ્રકોપ દ્વારા રુધિર અત્યંત દુષ્ટ થાય છે–બગડે છે. આ દોષજન્ય વિકારથી વિકૃત થયેલા રુધિરનાં લક્ષણો આ અધ્યાયમાં ૧૯ મા શ્લોકથી સ્પષ્ટ કહેવાશે. આ સંબંધે સુશ્રુતે પણ કહ્યું છે કે 'पित्तप्रकोपणैरेव चाभीक्ष्णं द्रवस्निग्धगुरुभिश्चाहारैर्दिवास्वप्नक्रोधानलातपश्रमाभिघाताजीर्णविरुद्धाध्यशनादिभिरसृक् प्रकोपमापद्यते–પિત્તને કોપાવનાર પદાર્થોનું વારંવાર વધુ સેવન કરવાથી તેમ જ પ્રવાહી, સ્નિગ્ધ તથા ભારે આહારો ખાવાથી, દિવસે ઊંઘવાથી, ક્રોધ કરવાથી, અગ્નિનું તથા તડકાનું વધુ સેવન કરવાથી, પરિશ્રમ કર્યા કરવાથી, કંઈ લાગવાથી કે પ્રહારથી, અજીર્ણમાં ખાવાથી, વિરુદ્ધ પદાર્થો ખાવાથી અને અધ્યશન વગેરે કારણોથી માણસોનું લોહી પ્રકોપને પામે છે. (सु. २१ अ.)' ૪–૯

## રુધિર–દોષજન્ય–રોગો

ततः शोणितजा रोगाः प्रजायन्ते पृथग्विधाः ।
मुखपाकोऽक्षिरागश्च पूतिघ्राणास्यगन्धता ॥ १० ॥
गुल्मोपकुशवीसर्परक्तपित्तप्रमीलकाः ।
विद्रधी रक्तमेहश्च प्रदरो वातशोणितम् ॥ ११ ॥
वैवर्ण्यमग्निसादश्च पिपासा गुरुगात्रता ।
संतापश्चातिदौर्बल्यमरुचिः शिरसश्च रुक् ॥ १२ ॥
विदाहश्चान्नपानस्य तिक्ताम्लोद्गिरणं क्लमः ।
क्रोधप्रचुरता बुद्धेः संमोहो लवणास्यता ॥ १३ ॥
स्वेदः शरीरदौर्गन्ध्यं मदः कम्पः स्वरक्षयः ।
तन्द्रानिद्रातियोगश्च तमसश्चातिदर्शनम् ॥ १४ ॥
कण्ड्वरुःकोठपिडकाकुष्ठचर्मदलादयः ।
विकाराः सर्व एवैते विज्ञेयाः शोणिताश्रयाः ॥१५॥

એ રુધિરદોષથી ઉત્પન્ન થતા અનેક જાતના જુદા જુદા રોગો ઉત્પન્ન થાય છે; જેમ કે મોઢું પાકે, આંખો લાલ થઈ જાય, નાકમાંથી તથા મોઢામાંથી દુર્ગંધ નીકળે, ગોળો ચઢે, 'ઉપકુશ' નામે મુખરોગ થાય, વિસર્પ કે રતવા થાય; રક્તપિત્ત, પ્રમીલક (એકધારું ધ્યાન કે ચિંતન), વિદ્રધિ, રક્તમેહ, પ્રદર, વાતરક્ત, શરીરનો રંગ બદલાઈ જાય તે વૈવર્ણ્ય, જઠરના અગ્નિની મંદતા થાય, તરશ વધુ લાગે, ગુરુગાત્રતા કે શરીર ભારે થઈ જાય; સંતાપ થાય; અતિશય દુર્બળતા થાય, અરુચિ થાય, માથાની પીડા થાય, ખાધેલું–પીધેલું વિદાહ પામે–અત્યંત બળી જાય, કડવાં ને ખાટા ઓડકાર આવે, પરિશ્રમ વિના થાક લાગે, ક્રોધની અધિકતા થાય, બુદ્ધિમાં અત્યંત મોહ થાય, કંઈ સૂઝ ન પડે; મોઢું ખારાશવાળું રહે, પરસેવો વધુ આવે, શરીરમાંથી દુર્ગંધ નીકળ્યા કરે, મદ થાય, કંપારી આવે, સ્વરનો નાશ થાય, અવાજ કે ઘાંટો બેસી જાય; ઊંઘ જેવું ઘેન રહ્યા કરે, નિદ્રાનો અતિયોગ થાય કે ઊંઘ વધુ આવે, અંધારાં ખૂબ દેખાય-આંખે અંધારાં આવ્યા કરે; ચેળ આવ્યા કરે અરુંષિકા–ફોલ્લીઓ ઊઠે, કોઠ, રોગ, ફોલ્લીઓ કે પિડકાઓ, કોઢ તથા ચર્મદલ નામે એક જાતનો કોઢ નીકળે; આ બધાયે રુધિરના દોષને લગતા જ વિકારો જાણવા. ૧૦–૧૫

યોગીન્દ્રનાથ સેન અહીં કેટલીક વધુ સમજૂતી આપે છે: 'મૂળમાં 'शोणितजाः'–એટલે લોહીથી ઉત્પન્ન થતા એમ કહ્યું છે, તે ઘીથી દાઝવું જેમ ઉપચારથી કહેવાય છે, તેમ સમજવું; ગરમ ઘીથી માણસ દાઝે છે, તે ખરી રીતે અગ્નિથી જ દાઝે છે; કેમ કે ઘીમાં દાહક શક્તિ જ નથી; તે જ પ્રમાણે લોહી વગેરેમાં સ્વતંત્રપણે રોગો કરવાની શક્તિ જ નથી, પરંતુ કોપેલા વાતાદિ દોષો તેમાં સંબંધ પામે છે, તેથી તે દોષો જ રુધિર દ્વારા રોગો ઉપજાવે છે. આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૧ લા અધ્યાયમાં આમ કહ્યું છે કે 'रसादिस्थेषु दोषेषु व्याधयः संभवन्ति ये। तज्जानित्युपचारेण तानाहुर्घृतदाहवत्'–વાતાદિ દોષો રસ આદિમાં રહ્યા હોય, ત્યારે જે રોગો ઉત્પન્ન થાય છે, તે રોગોને તે તે રસ આદિથી થતા કહેવામાં આવે છે, તે તો ઘીથી દાઝવાની પેઠે કેવળ ઉપચારથી જ કહેવામાં આવે છે.' આ રોગોમાં જે 'ઉપકુશ' નામે રોગ કહ્યો છે, તે મુખનો જ એક જાતનો રોગ છે; એ રોગને સુશ્રુતે નિદાનસ્થાનના ૧૬ મા અધ્યાયમાં આ પ્રમાણે કહ્યો છે: 'वेष्टेषु दाहः पाकश्च तेभ्यो दन्ताश्चलन्ति च। आघट्टिता प्रस्रवन्ति शोणितं मन्दवेदनाः। आध्मायन्ते स्रुते रक्ते मुखं पूति च जायते। यस्मिन्नुपकुशः स स्यात् पित्तरक्तकृतो गदः'–જે રોગમાં દાંતના પેઢામાં દાહ તથા પાક થાય, તે પેઢામાંથી દાંત હલવા લાગે, એ દાંત જો અથડાય છે, તો તેમાંથી લોહી સ્રવે છે અને ધીમી વેદના થાય છે; લોહી ઝર્યા પછી પેઢાં ફૂલી જાય છે અને મોઢું દુર્ગંધીમય બને છે, તે 'ઉપકુશ' નામનો રોગ પિત્ત તથા લોહીના પ્રકોપથી ઉત્પન્ન થાય છે.' મૂળમાં 'कुष्ठ' શબ્દ સામાન્ય મુકાયો છે, તેથી હરકોઈ જાતનો કોઢ લેવાઈ જાય છે, છતાં કોઢનો જ એક ભેદ ગણાતો

'चर्मदल' નામનો એક જાતનો કોઢ અલગ જણુવ્યો છે, તે એમ જણાવે છે કે 'ચર્મદલ' કોઢ ખાસ લોહીના દોષથી થાય છે.

શ્રી ગંગાધર અહીં કંઈક વધુ આમ સમજાવે છે: 'અહીં જણાવેલા રુધિરદોષજન્ય રોગોમાંનો 'ઉપકુશ' રોગ એ એક જાતનો મુખરોગ છે, એમ સુશ્રુતે કહ્યું છે; 'પ્રમીલક' રોગ, 'એકધારું ધ્યાન કરવારૂપે' હોય છે; 'ક્લમ' એ શરીરમાં પરિશ્રમ વિના જ થાક જણાય; જેમ કે સુશ્રુતે કહ્યું છે કે, 'योऽनायासश्रमो देहे प्रवृद्ध. श्वासवर्जितः। क्लम. स इति विज्ञेय इन्द्रियार्थप्रबाधकः।'—શરીરમાં પરિશ્રમ વિના જ થાક જણાય, જેમાં શ્વાસ ન હોય, તે 'ક્લમ' જાણવો; એ ઇંદ્રિયોના વિષયોનું ગ્રહણ કરવામાં હરકત કરે છે. 'બુદ્ધિનો સમોહ' એ મનનો જ મોહ જાણવો, 'મોઢું ખારું થઈ જાય' એ જોકે લવણ રસરૂપે કફનું જ કર્મ છે, તોપણ રુધિર પોતે પણ પાંચ ભૂતોનો જ એક વિકાર હોઈ, લવણ રસનો પ્રત્યક્ષ અનુભવ થવાથી કફના કર્મની પેઠે જ તેને રક્તનું પણ કર્મ કહેવુ, તે પણ વિરુદ્ધ નથી. 'સ્વેદ'નો અર્થ 'ઘામ' થાય છે; 'મદ' એટલે મદોન્મત્ત સ્થિતિ થવી; અને 'તંદ્રા' એટલે 'इन्द्रियार्थेष्वसंवित्तिर्गौरवं जृम्भणं क्लम । निद्रार्त्तस्येव यस्येहा तस्य तन्द्रा विनिर्दिशेत्।'—જેનાથી ઇંદ્રિયોના વિષયો વિશેનું જ્ઞાન ન થાય, શરીર ભારે થઈ જાય, બગાસા આવે, શરીરમાં પરિશ્રમ વિના પણ થાક અથવા ક્લમ જણાય અને જાણે માણસ નિદ્રાથી ઘેરાયો હોય એવી જેમા ચેષ્ટા જણાય, તેને 'તંદ્રા' કહેવી; એ 'તન્દ્રા' તથા 'નિદ્રા'માં ફરક આ છે કે, 'तमोवातकफात् तन्द्रा, निद्रा श्लेष्मतमोभवा—તમસ્ કે અજ્ઞાન, વાયુ તથા કફથી 'તંદ્રા' થાય છે; જ્યારે 'નિદ્રા' કફથી અને 'તમસ'થી ઉત્પન્ન થાય છે.' એમ બીજા સ્થળે પણ કહેવામાં આવ્યુ છે. રુધિરમાં તમોગુણ વધારે હોય છે, તેથી રુધિર દુષ્ટ થતા તમોગુણની અધિકતાવાળી નિદ્રા તથા તંદ્રા બંનેનો અતિયોગ ઘટે છે; અને એ જ કારણે રુધિરના દોષમાં તમસ–અંધકાર પણ ખૂબ વધુ દેખાય છે. વળી અહી મૂળમા 'कुष्ठचर्मदलादय.' એમ 'કુષ્ઠરોગ' જણાવી તેનો ભેદ 'ચર્મદલ' પણ જણાવી જ દીધો ગણાય, છતાં રુધિરના દોષમાં 'ચર્મદલ' નામે ક્ષુદ્રકોઢ અવશ્ય થાય જ છે, એમ સૂચવ્યું છે; અને તે ઉપરાંત 'ક્ષુદ્રકોઢ' ચર્મદલ વગેરેને અહીં રોગ–સંબંધમાં જે કહ્યા નથી, તેથી સાત જાતના કોઢ ઉપરાંત તે ચર્મદલ વગેરે ક્ષુદ્રકોઢ જણાવ્યા ન હતા, તેઓને જણાવવા માટે પણ 'ચર્મદલ' આદિનું ગ્રહણ કર્યું છે. વળી મૂળમાં 'शोणिताश्रया.—રુધિરના આશ્રયવાળા' એવું રોગોને વિશેષણ આપી આ સૂચન પણ કર્યું છે કે 'વાતાદિ' દોષો જેમ સ્વતંત્રપણે રોગને ઉત્પન્ન કરે છે, તેમ 'રુધિર' સ્વતંત્રપણે રોગને ઉત્પન્ન કરી શકતું નથી.' ૧૦–૧૫

## રુધિરદોષજન્ય રોગોની ઓળખાણ

शीतोष्णस्निग्धरूक्षाद्यैरुपक्रान्ताश्च ये गदाः।
सम्यक् साध्या न सिद्ध्यन्ति रक्तजांस्तान्विभावयेत्॥१६

શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ આદિ ચિકિત્સાઓથી જે સાધ્ય રોગોની સારી રીતે ચિકિત્સા કરવામાં આવી હોય, છતાં જે રોગો સિદ્ધ ન થાય એટલે મટે નહિ, તે રોગોને રુધિરના દોષથી ઉત્પન્ન થયેલા જાણવા. ૧૬

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: ઉપર રુધિરજન્ય જે રોગો કહેવાયા નથી, તેઓને ટૂંકમાં સમજી લેવા. આ શ્લોકમાં જણાવી દે છે કે ઉપર કહેલા મુખપાક વગેરે રોગો જ કેવળ રુધિરજન્ય રોગો છે, એમ નથી, પરંતુ શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ આદિ સર્વ દોષવિરુદ્ધ એવી ચિકિત્સાઓથી જે રોગોની સારી પેઠે ચિકિત્સા કરી હોય અને જે રોગો અસાધ્ય ન હોય, પણ અવશ્ય સાધ્ય હોય છતાં જે રોગો તે ચિકિત્સાઓથી ન જ મટે, તેઓને રુધિરજન્ય રોગો જાણી લેવા. આ સંબંધે વાગ્ભટે પણ અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૨૭ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે 'शीतोष्णस्निग्धरूक्षाद्यैरुपक्रान्ताश्च ये गदाः। सम्यक् साध्या न सिद्ध्यन्ति ते च रक्तप्रकोपजाः॥ तेषु स्रावयितु रक्तमुद्रिक्त व्यधयेत् सिराम्॥—જે રોગો સાધ્ય હોય અને શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ આદિ ચિકિત્સાઓ દ્વારા ચિકિત્સા કરાયા હોય, છતાં જે રોગો મટે નહિ, તેઓને રુધિરના પ્રકોપથી ઉત્પન્ન થયેલા સમજવા; તેવા રોગોમાં ખૂબ વધી ગયેલા રુધિરનો સ્રાવ કરાવવા શિરાવેધ કરવો જોઈએ–એટલે શિરાને અવશ્ય વીંધાવવી જોઈએ.'

શ્રી ગંગાધર અહીં ટૂંકમાં આમ સમજાવે છે: 'ઉપર નહિ કહેલા તથા વધુ પ્રમાણમાં થતા રુધિરને લગતા વ્યાધિઓનો ઉપસંહાર કરવા આ ૧૬ મો શ્લોક કહ્યો છે: 'મૂળમાં 'शीतोष्णस्निग्धरूक्षाद्यै.'—શીતળ, ઉષ્ણ સ્નિગ્ધ તથા રૂક્ષ આદિ, એમ 'આદિ' શબ્દ મૂકીને હવે પછી જે કહેવાશે તે રુધિરવ્યાધિની ચિકિત્સા–સિવાયની લંઘન, બૃંહણ આદિ ચિકિત્સાઓ પણ લઈ લેવા સૂચવ્યું છે. અહીં શંકા થાય છે કે આ શીત, ઉષ્ણ આદિ ચિકિત્સાઓથી રુધિરનો પ્રકોપ કેમ શાંત ન થાય? આનું સમાધાન કરવા માટે જ નીચે વેની

ખાસ ચિકિત્સા જણાવે છે. ૧૬

## રુધિરપ્રકોપજન્ય રોગોની ખાસ ચિકિત્સા

**कुर्याच्छोणितरोगेषु रक्तपित्तहरीं क्रियाम् ।**
**विरेकमुपवासं वा स्रावणं शोणितस्य वा ॥ १७ ॥**

**રુધિરને લગતા રોગોમાં રક્તપિત્ત મટાડનારી ચિકિત્સા, વિરેચન, ઉપવાસ તથા રુધિરનું સ્રાવણ પણ કરવું જોઈએ. ૧૭**

અહીં જણાવેલી રુધિરરોગોની ચિકિત્સા પણ એવા જ રુધિરરોગ માટે હોવી જોઈએ કે જે રુધિરરોગ તે તે ચિકિત્સાથી સાધ્ય હોવો જોઈએ, એમ યોગીન્દ્ર-નાથ સેન સૂચવે છે.

શ્રી ગંગાધર અહીં આવો ભાવ દર્શાવે છે : 'રુધિરના આશ્રયવાળા રોગો ખરી રીતે વાતાદિજન્ય જ હોય છે, છતાં તે તે રોગોમાં રુધિરની જ પ્રધાનતા હોય છે, માટે એ રુધિરને બહાર કાઢ્યા વિના જ શરૂઆતમાં જે રોગો સાધ્ય હોય, તેઓની ચિકિત્સા કેવળ વાતાદિનું જ પ્રશમ કરનાર શીત–ઉષ્ણ આદિ ચિકિત્સાઓથી ચિકિત્સા કરી જોતાં જો બરાબર સફળતા ન થાય તો સમજવું કે તે રોગો રુધિરના પ્રકોપવાળા જ છે; અને તે પછી પ્રથમ લોહી કાઢવું, પછી વિરેચન આપવું, પછી અનુવાસન બસ્તિ આપવી અને તે પછી છેલ્લી રક્તપિત્ત મટાડનારી ચિકિત્સા પણ કરવી; પરંતુ તેમાં ખાસ ધ્યાન રાખવું કે અધોગામી રક્તપિત્તને મટાડનાર વમનક્રિયા કદી કરવી નહિ; તેમ જ શરૂઆતમાં જ રક્તપિત્ત મટાડનારી ચિકિત્સા પણ કરવી નહિ; પરંતુ પ્રથમ રુધિરસ્રાવણ, પછી વિરેચન, પછી અનુવાસન અને છેલ્લી જ રક્તપિત્તની ચિકિત્સા કરવી જોઈએ. ૧૭

## રુધિરસ્રાવણનું પ્રમાણ

**बलदोषप्रमाणाद्वा विशुद्ध्या रुधिरस्य वा ।**
**रुधिरं स्रावयेज्जन्तोराशयं प्रसमीक्ष्य वा ॥ १८ ॥**

**રોગી માણસના રોગને (પ્રથમ) બરાબર તપાસી જોયા પછી તેના બળનું તથા દોષનું પ્રમાણ પણ બરાબર જોઈને રુધિરની બરાબર શુદ્ધિ જણાય ત્યાં સુધી તે રોગીના બગડેલા રુધિરનો સ્રાવ કરાવવો જોઈએ. ૧૮**

યોગીન્દ્રનાથ સેન અહીં જણાવે છે કે વૈદ્યે રોગ, દોષ તથા રોગીના બળ તરફ ધ્યાન આપીને રુધિર-સ્રાવણ કરવું જોઈએ; તેમાં રોગ આદિનું બળ જો ઉત્તમ હોય તો એક પ્રસ્થ, મધ્યમ બળ હોય તો અર્ધો પ્રસ્થ અને અધમ કે ખૂબ ઓછું બળ હોય તો, અર્ધો-પ્રસ્થનું અર્ધ–એક ચતુર્થાંશ પ્રસ્થ લોહી કાઢવું જોઈએ; આ સંબંધે પંડિત ભાવમિશ્રે ભાવપ્રકાશમાં આમ કહ્યું છે : 'शोणितं स्रावयेज्जन्तोरामयं प्रसमीक्ष्य च । प्रस्थं प्रस्थार्धमथवा प्रस्थार्धार्धमथापि वा–રોગીના રોગ તરફ ધ્યાન આપીને વૈદ્યે એક પ્રસ્થ એટલે વમન–વિરેચન અને રુધિરસ્રાવણમાં પ્રસ્થ ૫૪ તોલા ગણાય છે, તેથી ૫૪ તોલા, અર્ધોપ્રસ્થ એટલે ૨૭ તોલા અને પ્રસ્થના અર્ધનું અર્ધ એટલે ૧૩॥ તોલા લોહી કાઢવું જોઈએ.' 'એટલે લોહી કાઢવામાં વધુમાં વધુ માપ ચોસઠ તોલા છે. વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૩૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે : 'परमं तु रुधिरावसेचनप्रमाणं प्रस्थः'–લોહી કાઢવાનું વધુમાં વધુ માપ એક પ્રસ્થ એટલે ૫૪ તોલા છે. વાગ્ભટે પણ અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૨૭ મા અધ્યાયમાં આમ કહ્યું છે : 'अशुद्धौ बलिनोऽप्यस्रं न प्रस्थात् स्रावयेत् परम् । अतिस्रुतौ हि मृत्युः स्याद् दारुणा वा चलामयाः–રોગી બળવાન હોય, અને તેનું લોહી કાઢતાં કાઢતાં પણ તેમાં જો અશુદ્ધિ કે બગાડ જણાય, તોયે એક પ્રસ્થ કે ૫૪ તોલાથી વધારે લોહી કાઢવું નહિ; કેમ કે એથી વધુ લોહી કાઢતાં મરણ નીપજે છે અથવા વાયુના ભયંકર રોગો થાય છે.' એટલે શુદ્ધ લોહી આવે, ત્યાં સુધી પણ વધુ લોહી ન કઢાય, તે તરફ ધ્યાન આપવું જોઈએ; અથવા શુદ્ધ લોહી આવવા માંડે, એટલે લોહી કાઢવું બંધ કરવું જોઈએ; આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૩૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે : 'अग्रे स्रवति दुष्टास्रं कुसुम्भादिव पीतिका । सम्यक् स्रुत्वा स्वयं तिष्ठेच्छुद्धं तदिति नाहरेत्–જેમ કસુંબામાંથી પ્રથમ પીળાશ સ્રવે છે, તેમ લોહી કાઢવાની શરૂઆત કરવામાં આવે ત્યારે પ્રથમ દુષ્ટ લોહી સ્રવવા માંડે છે; એ દુષ્ટ લોહી સારી રીતે સ્રવવા માંડે, તે પછી શુદ્ધ લોહી આવતાં તે સ્રવતું લોહી આપોઆપ બંધ પડે છે; તે પછી એ શુદ્ધ લોહીને કાઢવું નહિ.' આ 'શોણિત-સ્રાવણવિધિ' અહીં તો અમુક લેશમાત્ર જ કહેલ છે; આનો વિસ્તાર બીજા તંત્રોમાં જોવો જોઈએ.

હિંદી ટીકાકાર શ્રીજયદેવ અહીં આમ સમજાવે છે: ઉપર જણાવેલ રુધિરસ્રાવણનું માપ તો પ્રાચીન મત પ્રમાણે જ ગણાય; આજકાલનાં શરીર જોતાં એ માપ ઘણું જ અધિક થઈ પડે તેમ છે; એટલે છેલ્લામાં છેલ્લું પ્રસ્થનું એક ચતુર્થાંશ કે ૧૩॥ તોલા રુધિરસ્રાવણને જ આજની શારીરિક સ્થિતિમાં વધુમાં વધુ માપ સમજવું જોઈએ; અથવા ખરી રીતે આજકાલ ઘટે તેવું માપ છેલ્લામાં છેલ્લું અથવા વધુમાં વધુ એક પ્રસૃત કે બે પલ; અથવા ૮ તોલા રુધિરસ્રાવણ કરવું તે ઠીક છે,

'चर्मदल' નામનો એક જાતનો કોઢ અલગ જણાવ્યો છે, તે એમ જણાવે છે કે 'ચર્મદલ' કોઢ ખાસ લોહીના દોષથી થાય છે.

શ્રી ગંગાધર અહીં કંઈક વધુ આમ સમજાવે છેઃ 'અહીં જણાવેલા રુધિરદોષજન્ય રોગોમાંનો 'ઉપકુશ' રોગ એ એક જાતનો મુખરોગ છે, એમ સુશ્રુતે કહ્યું છે; 'પ્રમીલક' રોગ, 'એકધારું ધ્યાન કરવારૂપે' હોય છે; 'કલમ' એ શરીરમાં પરિશ્રમ વિના જ થાક જણાય; જેમ કે સુશ્રુતે કહ્યું છે કે, 'योऽनायासश्रमो देहे प्रवृद्धः श्वासवर्जितः। क्लमः स इति विज्ञेय इन्द्रियार्थप्रबाधकः।'—શરીરમાં પરિશ્રમ વિના જ થાક જણાય, જેમાં શ્વાસ ન હોય, તે 'કલમ' જાણવો; એ ઇંદ્રિયોના વિષયોનું ગ્રહણ કરવામાં હરકત કરે છે. 'બુદ્ધિનો સંમોહ' એ મનનો જ મોહ જાણવો; 'મોઢું ખારું થઈ જાય' એ જોકે લવણ રસરૂપે કફનું જ કર્મ છે, તોપણ રુધિર પોતે પણ પાંચ ભૂતોનો જ એક વિકાર હોઈ, લવણ રસનો પ્રત્યક્ષ અનુભવ થવાથી કફના કર્મની પેઠે જ તેને રક્તનું પણ કર્મ કહેવું, તે પણ વિરુદ્ધ નથી. 'સ્વેદ'નો અર્થ 'ઘામ' થાય છે; 'મદ' એટલે મદોન્મત્ત સ્થિતિ થવી; અને 'તંદ્રા' એટલે 'इन्द्रियार्थेष्वसंवित्तिर्गौरवं जृम्भणं क्लमः। निद्रार्त्तस्येव यस्येहा तस्य तन्द्रां विनिर्दिशेत्।'—જેનાથી ઇંદ્રિયોના વિષયો વિષેનું જ્ઞાન ન થાય, શરીર ભારે થઈ જાય, બગાસાં આવે, શરીરમાં પરિશ્રમ વિના પણ થાક અથવા કલમ જણાય અને જાણે માણસ નિદ્રાથી ઘેરાયો હોય એવી જેમાં ચેષ્ટા જણાય, તેને 'તંદ્રા' કહેવી; એ 'તન્દ્રા' તથા 'નિદ્રા'માં ફરક આ છે કે, 'तमोवातकफात् तन्द्रा, निद्रा श्लेष्मतमोभवा—તમસ કે અજ્ઞાન, વાયુ તથા કફથી 'તંદ્રા' થાય છે; જ્યારે 'નિદ્રા' કફથી અને 'તમસ'થી ઉત્પન્ન થાય છે.' એમ બીજા સ્થળે પણ કહેવામાં આવ્યું છે. રુધિરમાં તમોગુણ વધારે હોય છે, તેથી રુધિર દુષ્ટ થતાં તમોગુણની અધિકતાવાળી નિદ્રા તથા તંદ્રા બંનેનો અતિયોગ ઘટે છે; અને એ જ કારણે રુધિરના દોષમાં તમસ—અંધકાર પણ ખૂબ વધુ દેખાય છે. વળી અહીં મૂળમાં 'कुष्टचर्मदलादयः' એમ 'કુષ્ઠરોગ' જણાવી તેનો ભેદ 'ચર્મદલ' પણ જણાવી જ દીધો ગણાય, છતાં રુધિરના દોષમાં 'ચર્મદલ' નામે ક્ષુદ્રકોઢ અવશ્ય થાય જ છે, એમ સૂચવ્યું છે; અને તે ઉપરાંત 'ક્ષુદ્રકોઢ' ચર્મદલ વગેરેને અહીં રોગ-સંગ્રહમાં જે કહ્યા નથી, તેથી સાત જાતના કોઢ ઉપરાંત તે ચર્મદલ વગેરે ક્ષુદ્રકોઢ જણાતા ન હતા, તેઓને જણાવવા માટે પણ 'ચર્મદલ' આદિનું ગ્રહણ કર્યું છે. વળી મૂળમાં 'शोणिताश्रया—રુધિરના આશ્રયવાળા' એવું રોગોને વિશેષણ આપી આ સૂચન પણ કર્યું છે કે 'વાતાદિ' દોષો જેમ સ્વતંત્રપણે રોગને ઉત્પન્ન કરે છે, તેમ 'રુધિર' સ્વતંત્રપણે રોગને ઉત્પન્ન કરી શકતું નથી.' ૧૦-૧૫

## રુધિરદોષજન્ય રોગોની ઓળખાણ

**शीतोष्णस्निग्धरूक्षाद्यैरुपक्रान्ताश्च ये गदाः।**
**सम्यक् साध्या न सिद्ध्यन्ति रक्तजांस्तान्विभावयेत्॥१६॥**

**શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ આદિ ચિકિત્સાઓથી જે સાધ્ય રોગોની સારી રીતે ચિકિત્સા કરવામાં આવી હોય, છતાં જે રોગો સિદ્ધ ન થાય એટલે મટે નહિ, તે રોગોને રુધિરના દોષથી ઉત્પન્ન થયેલા જાણવા. ૧૬**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છેઃ ઉપર રુધિરજન્ય જે રોગો કહેવાયા નથી, તેઓને ટૂંકમાં સમજી લેવા. આ શ્લોકમાં જણાવી દે છે કે ઉપર કહેલા મુખપાક વગેરે રોગો જ કેવળ રુધિરજન્ય રોગો છે, એમ નથી, પરંતુ શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ આદિ સર્વ દોષવિરુદ્ધ એવી ચિકિત્સાઓથી જે રોગોની સારી પેઠે ચિકિત્સા કરી હોય અને જે રોગો અસાધ્ય ન હોય, પણ અવશ્ય સાધ્ય હોય છતાં જે રોગો તે ચિકિત્સાઓથી ન જ મટે, તેઓને રુધિરજન્ય રોગો જાણી લેવા. આ સંબંધે વાગ્ભટે પણ અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૨૭ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે 'शीतोष्णस्निग्धरूक्षाद्यैरुपक्रान्ताश्च ये गदाः। सम्यक् साध्या न सिद्ध्यन्ति ते च रक्तप्रकोपजाः॥ तेषु स्रावयितुं रक्तमुद्रिक्तं व्यधयेत् सिराम्॥'—જે રોગો સાધ્ય હોય, અને શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ આદિ ચિકિત્સાઓ દ્વારા ચિકિત્સા કરાયા હોય, છતાં જે રોગો મટે નહિ, તેઓને રુધિરના પ્રકોપથી ઉત્પન્ન થયેલા સમજવા; તેવા રોગોમાં ખૂબ વધી ગયેલા રુધિરનો સ્રાવ કરાવવા શિરાવેધ કરવો જોઈએ—એટલે શિરાને અવશ્ય વીંધાવવી જોઈએ.'

શ્રી ગંગાધર અહીં ટૂંકમાં આમ સમજાવે છેઃ 'ઉપર નહિ કહેલા તથા વધુ પ્રમાણમાં થતા રુધિરને લગતા વ્યાધિઓનો ઉપસંહાર કરવા આ ૧૬ મો શ્લોક કહ્યો છેઃ 'મૂળમાં 'शीतोष्णस्निग्धरूक्षाद्यैः'—શીતળ, ઉષ્ણ સ્નિગ્ધ તથા રૂક્ષ આદિ, એમ 'આદિ' શબ્દ મૂકીને હવે પછી જે કહેનારા તે રુધિરવ્યાધિની ચિકિત્સા-સિવાયની લંઘન, બૃંહણ આદિ ચિકિત્સાઓ પણ લઈ લેવા સૂચવ્યું છે. અહીં શંકા થાય છે કે આ શીત, ઉષ્ણ આદિ ચિકિત્સાઓથી રુધિરનો પ્રકોપ કેમ શાંત ન થાય? આનું સમાધાન કરવા માટે જ નીચે તેની

સ ચિકિત્સા જણાવે છે. ૧૬

## રુધિરપ્રકોપજન્ય રોગોની ખાસ ચિકિત્સા

र्याच्छोणितरोगेषु रक्तपित्तहरीं क्रियाम् ।
रेकमुपवासं वा स्रावणं शोणितस्य वा ॥१७॥

રુધિરને લગતા રોગોમાં રક્તપિત્ત મટાડનારી ચિકિત્સા, વિરેચન, ઉપવાસ તથા રુધિરનું સ્રાવણ ણ કરવું જોઈએ. ૧૭

અહીં જણાવેલી રુધિરરોગોની ચિકિત્સા પણ વા જ રુધિરરોગ માટે હોવી જોઈએ કે જે રુધિરરોગ તે ચિકિત્સાથી સાધ્ય હોવો જોઈએ, એમ યોગીન્દ્રનાથ સેન સૂચવે છે.

શ્રી ગંગાધર અહીં આવો ભાવ દર્શાવે છે : 'રુધિરના પ્રકોપવાળા રોગો ખરી રીતે વાતાદિજન્ય જ હોય છે, તો ને તે રોગોમાં રુધિરની જ પ્રધાનતા હોય છે, માટે એ રુધિરને બહાર કાઢ્યા વિના જ શરૂઆતમાં જે રોગો સાધ્ય હોય, તેઓની ચિકિત્સા કેવળ વાતાદિનું જ પ્રશમ કરનાર શીત–ઉષ્ણ આદિ ચિકિત્સાઓથી ચિકિત્સા કરી જોતાં જો બરાબર સફળતા ન થાય તો સમજવું કે તે રોગો રુધિરના પ્રકોપવાળા જ છે; અને તે પછી પ્રથમ લોહી કાઢવું, પછી વિરેચન આપવું, પછી અનુવાસન બસ્તિ આપવી અને તે પછી છેલ્લી રક્તપિત્ત મટાડનારી ચિકિત્સા પણ કરવી; પરંતુ તેમાં ખાસ ધ્યાન રાખવું કે અધોગામી રક્તપિત્તને મટાડનાર વમનક્રિયા કદી કરવી નહિ; તેમ જ શરૂઆતમાં જ રક્તપિત્ત મટાડનારી ચિકિત્સા પણ કરવી નહિ; પરંતુ પ્રથમ રુધિરસ્રાવણ, પછી વિરેચન, પછી અનુવાસન અને છેલ્લી જ રક્તપિત્તની ચિકિત્સા કરવી જોઈએ. ૧૭

## રુધિરસ્રાવણનું પ્રમાણ

बलदोषप्रमाणाद्वा विशुद्ध्या रुधिरस्य वा ।
रुधिरं स्रावयेज्जन्तोराशयं प्रसमीक्ष्य वा ॥ १८ ॥

રોગી માણસના રોગને (પ્રથમ) બરાબર તપાસી જોયા પછી તેના બળનું તથા દોષનું પ્રમાણ પણ બરાબર જોઈને રુધિરની બરાબર શુદ્ધિ જણાય ત્યાં સુધી તે રોગીના બગડેલા રુધિરનો સ્રાવ કરાવવો જોઈએ. ૧૮

યોગીન્દ્રનાથ સેન અહીં જણાવે છે કે વૈદ્યે રોગ, દોષ તથા રોગીના બળ તરફ ધ્યાન આપીને રુધિરસ્રાવણ કરવું જોઈએ; તેમાં રોગ આદિનું બળ જો ઉત્તમ હોય તો એક પ્રસ્થ, મધ્યમ બળ હોય તો અર્ધો પ્રસ્થ અને અધમ કે ખૂબ ઓછું બળ હોય તો, અર્ધા-પ્રસ્થનું અર્ધ–એક ચતુર્થાંશ પ્રસ્થ લોહી કાઢવું જોઈએ; આ સંબંધે પંડિત ભાવમિશ્રે ભાવપ્રકાશમાં આમ કહ્યું છે: 'शोणितं स्रावयेज्जन्तोराशयं प्रसमीक्ष्य च । प्रस्थं प्रस्थार्धमथवा प्रस्थार्धार्धमथापि वा'–રોગીના રોગ તરફ ધ્યાન આપીને વૈદ્યે એક પ્રસ્થ એટલે વમન–વિરેચન અને રુધિરસ્રાવણમાં પ્રસ્થ ૫૪ તોલા ગણાય છે, તેથી ૫૪ તોલા, અર્ધો પ્રસ્થ એટલે ૨૭ તોલા અને પ્રસ્થના અર્ધનું અર્ધ એટલે ૧૩॥ તોલા લોહી કાઢવું જોઈએ.' એટલે લોહી કાઢવામાં વધુમાં વધુ માપ ચોસઠ તોલા છે. વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૩૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'परमं तु रुधिरावसेचनप्रमाणं प्रस्थः'–લોહી કાઢવાનું વધુમાં વધુ માપ એક પ્રસ્થ એટલે ૫૪ તોલા છે. વાગ્ભટે પણ અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૨૭ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'अशुद्धौ बलिनोऽप्यस्रं न प्रस्थात् स्रावयेत् परम् । अतिस्रुतौ हि मृत्युः स्याद् दारुणा वा चलामयाः'–રોગી બળવાન હોય, અને તેનું લોહી કાઢતાં કાઢતાં પણ તેમાં જો અશુદ્ધિ કે બગાડ જણાય, તોયે એક પ્રસ્થ કે ૫૪ તોલાથી વધારે લોહી કાઢવું નહિ; કેમ કે એથી વધુ લોહી કાઢતાં મરણ નીપજે છે અથવા વાયુના ભયંકર રોગો થાય છે.' એટલે શુદ્ધ લોહી આવે, ત્યાં સુધી પણ વધુ લોહી ન કઢાય, તે તરફ ધ્યાન આપવું જોઈએ; અથવા શુદ્ધ લોહી આવવા માંડે, એટલે લોહી કાઢવું બંધ કરવું જોઈએ; આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૩૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'अग्रे स्रवति दुष्टास्रं कुसुम्भादिव पीतिका । सम्यक् स्रुत्वा स्वयं तिष्ठेच्छुद्धं तदिति नाहरेत्'–જેમ કસુંબામાંથી પ્રથમ પીળાશ સ્રવે છે, તેમ લોહી કાઢવાની શરૂઆત કરવામાં આવે ત્યારે પ્રથમ દુષ્ટ લોહી સ્રવવા માંડે છે; એ દુષ્ટ લોહી સારી રીતે સ્રવવા માંડે, તે પછી શુદ્ધ લોહી આવતાં તે સ્રવતું લોહી આપોઆપ બંધ પડે છે; તે પછી એ શુદ્ધ લોહીને કાઢવું નહિ.' આ 'શોણિતસ્રાવણવિધિ' અહીં તો અમુક લેશમાત્ર જ કહેલ છે; આનો વિસ્તાર બીજાં તંત્રોમાં જોવો જોઈએ.

હિંદી ટીકાકાર શ્રીજયદેવ અહીં આમ સમજાવે છે: ઉપર જણાવેલ રુધિરસ્રાવણનું માપ તો પ્રાચીન મત પ્રમાણે જ ગણાય; આજકાલનાં શરીર જોતાં એ માપ ઘણું જ અધિક થઈ પડે તેમ છે; એટલે છેલ્લામાં છેલ્લું પ્રસ્થનું એક ચતુર્થાંશ કે ૧૩॥ તોલા રુધિરસ્રાવણને જ આજની શારીરિક સ્થિતિમાં વધુમાં વધુ માપ સમજવું જોઈએ; અથવા ખરી રીતે આજકાલ ઘટે તેવું માપ છેલ્લામાં છેલ્લું અથવા વધુમાં વધુ એક પ્રસૃત કે બે પલ; અથવા ૮ તોલા રુધિરસ્રાવણ કરવું તે ઠીક છે,

પરંતુ એથી વધુ કરવું, તે ઠીક જ નથી; આજ કારણે ભૈષજ્યરત્નાવલીમાં કહેવાયું છે કે–' बलिनो बहुदोषस्य वयःस्थस्य शरीरिणः। परं प्रमाणमिच्छन्ति प्रस्थं रक्तमोक्षणे – રોગી બળવાન હોય, ઘણા દોષોથી યુક્ત હોય અને યોગ્ય ઉંમરનો હોય, તો તેના શરીરમાંથી વધુમાં વધુ એક પ્રસ્થ કે ૮ તોલા લોહી કાઢી શકાય છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આ રુધિરસ્રાવણુ સંબંધે આવો અભિપ્રાય આ શ્લોકને જ અનુસરીને જણાવે છે: ' રોગીનું બળ તથા રુધિરરૂપી દોષનું માપ જોઈ, તપાસીને રુધિરસ્રાવણ કરવું; અથવા બગડેલા દુષ્ટ લોહીની બરાબર શુદ્ધિ જોવામાં આવે ત્યાં સુધી રુધિર સ્રાવણ કરવું; એટલે કે જ્યાં સુધી દુષ્ટ લોહી નીકળ્યા કરે ત્યાં સુધી લોહીનું સ્રાવણ કરવું; પરંતુ વિશુદ્ધ રક્ત દેખાય, કે તરત લોહી કાઢવું બંધ કરવું; આ શ્લોકના છેલ્લા ચરણમાં શ્રીચક્રપાણિ, શ્રીગંગાધર અને શ્રીજયદેવ પણ ' आशय प्रसमीक्ष्य वा ' એવો પાઠ સ્વીકારી આવો અર્થ કરે છે; અથવા રુધિરજન્ય વ્યાધિનું જે સ્થાન હોય તેને જોઈને રુધિરસ્રાવણ કરવું. એટલે કે રોગના આશ્રયસ્થાનની રતાશ જોવામાં ન આવે, કે તરત લોહી કાઢવું બંધ કરવું; અર્થાત્ વહેતા લોહીને થંભાવી દેવું જોઈએ, એવો અહીં ભાવ છે.

ટીકાકાર શ્રીચક્રપાણિ પણ આ શ્લોકને અનુસરતું આવું આખ્યાન અહીં કરે છે: રોગીના બળ તરફ તથા રુધિરજન્ય દોષ કે રોગ તરફ ધ્યાન આપીને રુધિરસ્રાવણ કરવું જોઈએ; અહીં ' દોષ ' શબ્દનો અર્થ ' રોગ ' કરવો ઘટે છે; ' विशुद्ध्या रुधिरस्य च '–અથવા જેટલું ખરાબ લોહી કાઢવાથી લોહીની વિશુદ્ધિ થાય, તેટલું જ લોહી કાઢવું જોઈએ; અથવા ' आशयं प्रसमीक्ष्य वा ' એટલે કે દુષ્ટ લોહીનું જે સ્થાન હોય તેને જોઈને લોહી કાઢવું; જેમ કે ' स्वल्पे कुष्ठे स्तोकमेव विशुद्धयर्थमुपादेयम् महति कुष्ठे बहु स्रावणीयम् '–અતિશય ઓછા પ્રમાણમાં કોઢનો રોગ હોય તો રક્તશુદ્ધિ માટે ખૂબ જ થોડું લોહી કાઢવું જોઈએ, પરંતુ ખૂબ જ વધુ પ્રમાણમાં કોઢનો રોગ હોય તો વધુ લોહી કાઢવું જોઈએ; તે માટે કહ્યું છે કે, ' प्रच्छनमल्पे कुष्ठे महति च शस्तं सिराव्यधनम् – ખૂબ ઓછો કોઢ હોય તો લોહી કાઢવા માટે લગાર જ છેદ કે ચેકો કરવો જોઈએ; પરંતુ ઘણા જ વધુ પ્રમાણમાં કોઢ હોય તો શિરા વીંધવી તે જ ઉત્તમ ગણાય છે.' આ બધા પક્ષોમાં જેનાથી ખાસ વધુ નુકસાન ન થાય, તે જ પક્ષ સ્વીકારીને યથાયોગ્ય લોહી કાઢવું, એ જ ઠીક ગણાય છે. ૧૮

### બગડેલા-દુષ્ટ રુધિરનું લક્ષણ

अरुणाभं भवेद्वाताद्विशदं फेनिलं तनु ।
पित्तात्पीतासितं रक्तं स्त्यायत्यौष्ण्याच्चिरेण च ॥१९॥
ईषत्पाण्डु कफाद्दुष्टं पिच्छिलं तन्तुमद्घनम् ।
द्विदोषलिङ्गं संसर्गात्त्रिलिङ्गं सान्निपातिकम् ॥ २० ॥

વાયુથી દુષ્ટ બનેલું લોહી (ઈંટ જેવા) અરુણ રંગનું, વિશદ કે પિચ્છિલતા અથવા ચીકાશ વિનાનું, ફીણવાળું તથા પાતળું હોય છે; પિત્તથી દુષ્ટ થયેલું લોહી પીળાશ તથા કાળાશવાળું અને ઉષ્ણતાના કારણે લાંબા કાળે થીજે કે ઘટ્ટ બને છે; કફથી દુષ્ટ થયેલું લોહી લગાર પાંડુવર્ણું (એટલે રતાશયુક્ત ધોળાશવાળું), પિચ્છિલ એટલે ચીકાશવાળું, તાંતણાવાળું તથા ઘટ્ટ હોય છે; બે દોષના સંસર્ગ કે મિશ્ર થવાથી દુષ્ટ થયેલું લોહી તે તે બે દોષના મિશ્ર લક્ષણવાળું હોય છે; અને ત્રણે દોષના સંનિપાતથી દુષ્ટ થયેલું લોહી ત્રણે દોષના ( મિશ્ર ) લક્ષણવાળું હોય છે.

યોગીંદ્રનાથ સેન કેટલુંક વધુ આમ સમજાવે છે: ' જે લોહી પિત્તથી દુષ્ટ બની પીળાશવાળું થાય તેને નિરામપિત્તથી દુષ્ટ થયેલું જાણવું અને જે લોહી પિત્તથી દુષ્ટ બની કાળાશયુક્ત થાય તેને સામપિત્તથી દુષ્ટ થયેલું જાણવું. કફથી દુષ્ટ થયેલું લોહી લગાર પાંડુરંગનું હોય છે એટલે કે ધોળાશ તથા રતાશથી યુક્ત હોય છે; અર્થાત્ ગેરુથી મિશ્ર કરેલા પાણીના જેવા રંગનું હોય છે; આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૪ અધ્યાયમાં આમ કહ્યું છે: ' तत्र फेनिलमरुणं कृष्णं परुषं तनु शीघ्रगमस्कन्दि च वातेन दुष्टं; नीलं पीतं हरितं श्यावं विस्रमनिष्टं पिपीलिकामक्षिकाणामस्कन्दि च पित्तदुष्टं, गैरिकोदकप्रतीकाशं स्निग्धं शीतलं बहलं पिच्छिलं चिरस्रावि मांसपेशीप्रभं च श्लेष्मदुष्टं, सर्वलक्षणसंयुक्तं काञ्जिकाभं विशेषतो दुर्गन्धि च संनिपातदुष्टम्, इति द्विदोषलिङ्गं संसृष्टम् '–તેમાં વાયુથી બગડેલું લોહી ફીણવાળું, અરુણવર્ણું કે ( ઈંટના જેવી ) લગાર રતાશવાળું, ( પાકવા તત્પર થાય ત્યારે ) કાળું, કઠોર કે ચીકાશ વિનાનું, પાતળું, ઝડપથી ગતિ કરનારું અને થીજે નહિ એવું હોય છે; પિત્તથી બગડેલું લોહી નીલવર્ણું, પીળું, હરિયાળા રંગનું, કાળાશયુક્ત પીળા રંગનું, કાચા માંસ જેવી દુર્ગંધવાળું, કીડીઓને તથા માખીઓને ન ગમે એવું અને થીજે નહિ એવું હોય છે; કફથી બગડેલું લોહી ગેરુથી મિશ્ર કરેલા પાણીના જેવા રંગવાળું, સ્નિગ્ધ, શીતળ, ઘાટું, ચીકાશવાળું, લાંબા

કાળે સ્રવે એવું તથા માંસની પેશીના જેવી કાંતિવાળું હોય છે; ત્રણે દોષના સંનિપાતથી કે મિશ્રણથી બગડેલું લોહી બે દોષના મિશ્ર લક્ષણોવાળું હોય છે.' ૧૯,૨૦

### નહિ બગડેલા–શુદ્ધ લોહીનું લક્ષણ

**तपनीयेन्द्रगोपाभं पद्मालक्तकसंनिभम् ।**
**गुञ्जाफलसवर्णं च विशुद्धं विद्धि शोणितम् ॥ २१ ॥**

**જે લોહી અત્યંત શુદ્ધ હોય તે અગ્નિથી ઓગાળેલા સોનાના રસના જેવા (સોનેરી) રંગનું, ચોમાસામાં(ઉદ્‌ભિજ્જરૂપે જમીન ફોડીને)થતા 'ઇંદ્રગોપ' નામના કીડાના જેવા (સોનેરી) રંગનું, લાલ કમળના જેવા રંગનું, અલતાના જેવા રંગનું અને ગુંજાફલ–ચણોઠીના જેવા રંગનું તમારે જાણવું. ૨૧**

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયમાં શુદ્ધ લોહીનું લક્ષણ આ પ્રમાણે કહ્યું છે: 'इन्द्रगोपप्रतीकाशमसंहतमविवर्णं च प्रकृतिस्थं जानीयात्'–જે લોહી શુદ્ધ હોય છે, તે ચોમાસામાં થતા 'ઇંદ્રગોપ' નામના કીડાના જેવા રંગનું હોય, બહુ ઘાટું ન હોય કે બહુ પાતળું ન હોય અને કપડાં વગેરે ઉપર પડેલું હોય ત્યારે ધોયા છતાં પોતાનો રંગ બદલે નહિ એવું જાણવું.' (યોગીન્દ્રનાથ) ૨૧

### લોહી કઢાવનારે પાળવાનું પથ્ય

**नात्युष्णशीतं लघु दीपनीयं, रक्तेऽपनीते हितमन्नपानम् । तदा शरीरं ह्यनवस्थितासृगग्निर्विशेषेण च रक्षितव्यः ॥ २२ ॥**

**લોહી જ્યારે કાઢ્યું હોય ત્યારે નહિ અતિ ઉષ્ણ અને નહિ અતિ શીત, હલકું અને અગ્નિને પ્રદીપ્ત કરે એવું અન્નજળ હિતકારી થાય છે; કેમ કે તે વેળા શરીરમાં લોહી અનવસ્થિત એટલે વ્યવસ્થિત હોતું નથી; અને જઠરાગ્નિનું પણ અવશ્ય રક્ષણ કરવું જરૂરી હોય છે. ૨૨**

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે લોહી કઢાવેલા માણસને અતિશય ગરમ ખોરાક–પાણી આપવામાં આવે તો તેનું લોહી બગાડે છે અને અતિશય શીતળ ખોરાક–પાણી અપાય તો તેના જઠરાગ્નિને તે મંદ કરે છે, માટે જ તેને નહિ અતિ ગરમ અને નહિ અતિ શીત ખોરાકપાણી આપવાં જોઈએ. વળી તેને પ્રકૃતિ તથા માત્રાથી હલકો આહાર અને અગ્નિદીપક ખોરાક માફક આવે છે; કેમ કે તે વેળા તેના શરીરનું લોહી બરાબર વ્યવસ્થિત થયું હોતું નથી અને તેના જઠરાગ્નિની પણ ઘણી કાળજીથી રક્ષા કરવી જોઈએ; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૧૪ અધ્યાયમાં આમ કહ્યું છે: 'धातुक्षयात् स्रुते रक्ते मन्दः संजायतेऽनलः । पवनश्च परं कोपं याति तस्मात् प्रयत्नतः । तन्नातिशीतैर्लघुभिः स्निग्धैः शोणितवर्धनैः । ईषदम्लैरनम्लैश्च भोजनैः समुपाचरेत्–લોહી સ્રાવ થયા પછી ધાતુઓનો ક્ષય થવાથી જઠરનો અગ્નિ મંદ થાય છે અને વાયુનો કોપ અત્યંત થાય છે; એ કારણે તે વેળા ખૂબ કાળજી રાખીને નહિ અતિ શીતળ અને નહિ અતિ ગરમ, હલકા, સ્નિગ્ધ, લોહીને વધારનાર, લગાર ખાટા અને બહુ જ ખાટા ન હોય એવા ખોરાકો આપીને બરાબર ઉપચારો કરવા જોઈએ.' ૨૨

### જેનું લોહી શુદ્ધ હોય તે માણસનાં લક્ષણો

**प्रसन्नवर्णेन्द्रियमिन्द्रियार्थानिच्छन्तमव्याहतपक्तृवेगम् ।**
**सुखान्वितं पुष्टिबलोपपन्नं विशुद्धरक्तं पुरुषं वदन्ति ॥२३**

**જેની ઇંદ્રિયો તથા (શરીરનો) રંગ પ્રસન્ન તથા સ્વચ્છ હોય, ઇંદ્રિયોના વિષયોને જે ઇચ્છતો હોય, જેના જઠરાગ્નિનો વેગ અથવા સામર્થ્ય અસ્ખલિત હોય, (આરોગ્યસંજ્ઞક) સુખથી જે યુક્ત હોય અને પુષ્ટિ તથા બળથી જે યુક્ત હોય તે માણસને અતિશુદ્ધ રક્તવાળો (વિદ્વાનો) કહે છે. ૨૩**

યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે 'રુધિરસ્રાવણ કર્યા પછી જેનું લોહી શુદ્ધ–સ્વચ્છ બન્યું હોય, તેનાં અહીં લક્ષણો કહ્યાં છે. શ્રી ગંગાધર અહીં આમ જણાવે છે કે રક્તવિશુદ્ધિનું અનુમાન કરી શકાય તેવાં લક્ષણો અહીં કહે છે; આમાં 'अव्याहतपक्तृवेगम्' એ પદનો અર્થ આવો કરવો જોઈએ કે 'अव्याहतः पक्तुराहारपाको वेगश्च मूत्रपुरीषादीनां यस्य तं'–જેના જઠરાગ્નિ પાચનક્રિયાની અસ્ખલિત ચાલુ હોય તેમ જ મૂત્ર, વિષ્ઠા આદિનો વેગ પણ અસ્ખલિત નિયમિત રહ્યા કરતો હોય, તેમ જ જેનામાં દેહની પુષ્ટિ તથા બળ જણાતાં હોય, તેનું રક્ત વિશુદ્ધ સમજવું.'

ચક્રપાણિ અહીં આમ સમજાવે છે કે લોહીની પ્રત્યક્ષ તપાસ કર્યા વિના પણ જેથી રક્તશુદ્ધિ જાણી શકાય છે, તે લક્ષણો અહીં ગ્રંથકાર દર્શાવે છે. ૨૩

### રક્તવાહી ધમનીઓ ખરાબ થતાં ઉત્પન્ન થતા મદ, મૂર્ચ્છા તથા સંન્યાસ રોગની સંપ્રાપ્તિ

**यदा तु रक्तवाहीनि रससंज्ञावहानि च ।**
**पृथक् पृथक् समस्ता वा स्रोतांसि कुपिता मलाः ॥२४**
**मलिनाहारशीलस्य रजोमोहावृतात्मनः ।**
**प्रतिहत्यावतिष्ठन्ते जायन्ते व्याधयस्तदा ॥ २५ ॥**

પરંતુ એથી વધુ કરવું, તે ઠીક જ નથી; આજ કારણે ભૈષજ્યરત્નાવલીમાં કહેવાયું છે કે-'बलिनो बहुदोषस्य वयःस्थस्य शरीरिणः। परं प्रमाणमिच्छन्ति प्रसृतं रक्तमोक्षणे – રોગી બળવાન હોય, ઘણા દોષોથી યુક્ત હોય અને યોગ્ય ઉંમરનો હોય, તો તેના શરીરમાંથી વધુમાં વધુ એક પ્રસૃત કે ૮ તોલા લોહી કાઢી શકાય છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આ રુધિરસ્રાવણ સંબંધે આવો અભિપ્રાય આ શ્લોકને જ અનુસરીને જણાવે છે: 'રોગીનું બળ તથા રુધિરરૂપી દોષનું માપ જોઈ, તપાસીને રુધિરસ્રાવણ કરવું; અથવા બગડેલા દુષ્ટ લોહીની બરાબર શુદ્ધિ જોવામાં આવે ત્યાં સુધી રુધિર સ્રાવણ કરવું; એટલે કે જ્યાં સુધી દુષ્ટ લોહી નીકળ્યા કરે ત્યાં સુધી લોહીનું સ્રાવણ કરવું; પરંતુ વિશુદ્ધ રક્ત દેખાય, કે તરત લોહી કાઢવું બંધ કરવું; આ શ્લોકના છેલ્લા ચરણમાં શ્રીચક્રપાણિ, શ્રીગંગાધર અને શ્રીજયદેવ પણ 'आशयं प्रसमीक्ष्य वा' એવો પાઠ સ્વીકારી આવો અર્થ કરે છે; અથવા રુધિરજન્ય વ્યાધિનું જે સ્થાન હોય તેને જોઈને રુધિરસ્રાવણ કરવું, એટલે કે રોગના આશ્રયસ્થાનની રતાશ જોવામાં ન આવે, કે તરત લોહી કાઢવુ બંધ કરવું; અર્થાત્ વહેતા લોહીને થંભાવી દેવું જોઈએ, એવો અહીં ભાવ છે.

ટીકાકાર શ્રીચક્રપાણિ પણ આ શ્લોકને અનુસરતું આવુ આખ્યાન અહીં કરે છે: રોગીના બળ તરફ તથા રુધિરજન્ય દોષ કે રોગ તરફ ધ્યાન આપીને રુધિરસ્રાવણ કરવું જોઈએ; અહીં 'દોષ' શબ્દનો અર્થ 'રોગ' કરવો ઘટે છે; 'विशुद्ध्या रुधिरस्य च'–અથવા જેટલું ખરાબ લોહી કાઢવાથી લોહીની વિશુદ્ધિ થાય, તેટલું જ લોહી કાઢવું જોઈએ; અથવા 'आशयं प्रसमीक्ष्य वा' એટલે કે દુષ્ટ લોહીનું જે સ્થાન હોય તેને જોઈને લોહી કાઢવું; જેમ કે 'स्वल्पे कुष्ठे स्तोकमेव विशुद्ध्यर्थमुपादेयम्. महति कुष्ठे बहु स्रावणीयम्'–અતિશય ઓછા પ્રમાણમાં કોઢનો રોગ હોય તો રક્તશુદ્ધિ માટે ખૂબ જ થોડું લોહી કાઢવું જોઈએ, પરંતુ ખૂબ જ વધુ પ્રમાણમાં કોઢનો રોગ હોય તો વધુ લોહી કાઢવું જોઈએ; તે માટે કહ્યું છે કે, 'प्रच्छनमल्पे कुष्ठे महति च शस्तं सिराव्यधनम् – ખૂબ ઓછો કોઢ હોય તો લોહી કાઢવા માટે લગાર જ છેદ કે ચેકો કરવો જોઈએ; પરંતુ ઘણા જ વધુ પ્રમાણમાં કોઢ હોય તો શિરા વીંધવી તે જ ઉત્તમ ગણાય છે.' આ બધા પક્ષોમાં જેનાથી ખાસ વધુ નુકસાન ન થાય, તે જ પક્ષ સ્વીકારીને યથાયોગ્ય લોહી કાઢવું, એ જ ઠીક જણાય છે. ૧૮

### બગડેલા-દુષ્ટ રુધિરનું લક્ષણ

अरुणाभं भवेद्वाताद्विशदं फेनिलं तनु।
पित्तात्पीतासितं रक्तं स्त्यायत्यौष्ण्याच्चिरेण च ॥१९॥

વાયુથી દુષ્ટ બનેલું લોહી (ઇંટ જેવા) અરુણ રંગનું, વિશદ કે પિચ્છિલતા અથવા ચીકાશ વિનાનું, ફીણવાળું તથા પાતળું હોય છે; પિત્તથી દુષ્ટ થયેલું લોહી પીળાશ તથા કાળાશ-વાળું અને ઉષ્ણતાના કારણે લાંબા કાળે થીજે કે ઘટ્ટ બને છે; કફથી દુષ્ટ થયેલું લોહી લગાર પાંડુવર્ણું (એટલે રતાશયુક્ત ધોળાશવાળું), પિચ્છિલ એટલે ચીકાશવાળું, તાંતણાવાળું તથા ઘટ્ટ હોય છે; બે દોષના સંસર્ગ કે મિશ્ર થવાથી દુષ્ટ થયેલું લોહી તે તે બે દોષના મિશ્ર લક્ષણવાળું હોય છે; અને ત્રણે દોષના સંનિપાતથી દુષ્ટ થયેલું લોહી ત્રણે દોષના (મિશ્ર) લક્ષણવાળું હોય છે.

યોગીંદ્રનાથ સેન કેટલુંક વધુ આમ સમજાવે છે: 'જે લોહી પિત્તથી દુષ્ટ બની પીળાશવાળું થાય તેને નિરામપિત્તથી દુષ્ટ થયેલું જાણવું અને જે લોહી પિત્તથી દુષ્ટ બની કાળાશયુક્ત થાય તેને સામપિત્તથી દુષ્ટ થયેલું જાણવું. કફથી દુષ્ટ થયેલું લોહી લગાર પાંડુરંગનું હોય છે એટલે કે ધોળાશ તથા રતાશથી યુક્ત હોય છે; અર્થાત્ ગેરુથી મિશ્ર કરેલા પાણીના જેવા રંગનું હોય છે; આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૪ અધ્યાયમાં આમ કહ્યું છે: 'तत्र फेनिलमरुणं कृष्णं परुषं तनु शीघ्रगमस्कन्दि च वातेन दुष्टं; नील पीतं हरितं श्यावं विस्रमनिष्टं पिपीलिकामक्षिकाणामस्कन्दि च पित्तदुष्टं, गैरिकोदकप्रतीकाशं स्निग्ध शीतल बहलं पिच्छिलं चिरस्रावि मांसपेशीप्रभं च श्लेष्मदुष्टं, सर्वलक्षणसंयुक्तं काञ्जिकाभं विशेषतो दुर्गन्धि च सन्निपातदुष्टम्, इति द्विदोषलिङ्गं संसृष्टम्–તેમાં વાયુથી બગડેલું લોહી ફીણવાળું, અરુણવર્ણું કે (ઈંટના જેવી) લગાર રતાશવાળું, (પાકવા તત્પર થાય ત્યારે) કાળું, કઠોર કે ચીકાશ વિનાનું, પાતળું, ઝડપથી ગતિ કરનારું અને થીજે નહિ એવું હોય છે; પિત્તથી બગડેલું લોહી નીલવર્ણું, પીળું, હરિયાળા રંગનું, કાળાશયુક્ત પીળા રંગનું, કાચા માંસ જેવી દુર્ગંધવાળું, કીડીઓને તથા માખીઓને ન ગમે એવું અને થીજે નહિ એવું હોય છે; કફથી બગડેલું લોહી ગેરુથી મિશ્ર કરેલા પાણીના જેવા રંગવાળું, સ્નિગ્ધ, શીતળ, ઘાટું, ચીકાશવાળું, લાંબા

### પિત્તજન્ય મદનું વિશેષ લક્ષણ

सक्रोधं परुषाभाषं संप्रहारकलिप्रियम् ।
विद्यात्पित्तमदाविष्टं रक्तपीतासिताकृतिम् ॥ ३० ॥

જેનું બોલવું ક્રોધયુક્ત તથા કઠોર હોય છે; યુદ્ધ, ઝગડા કે કજિયા જેને પ્રિય હોય છે અને જેની આકૃતિ લાલ, પીળી, તથા કાળી હોય છે, તે માણસને પિત્તથી ઉત્પન્ન થયેલા મદવાળો જાણવો. ૩૦

### કફજન્ય મદનું વિશેષ લક્ષણ

स्वल्पासंबद्धवचनं तन्द्रालस्यसमन्वितम् ।
विद्यात्कफमदाविष्टं पाण्डुं प्रध्यानतत्परम् ॥ ३१ ॥

જેનું બોલવું અતિશય થોડું અને સંબંધ વગરનું હોય, ઊંઘ જેવું ઘેન અને આળસ જેને રહ્યા કરે, જેનો રંગ પાંડુ કે ફીકો થઈ જાય અને ખૂબ ધ્યાન અથવા વિચારો કરવામાં જે તત્પર રહે, તે માણસને કફના મદથી ઘેરાયેલો જાણવો. ૩૧

### સાંનિપાતિક મદનું ખાસ લક્ષણ

सर्वाण्येतानि रूपाणि सन्निपातकृते मदे ।
जायन्ते शाम्यति त्वाशु मदो मद्यमदाकृतिः ॥ ३२ ॥

સંનિપાતથી કરાયેલા મદમાં (ઉપર જણાવેલાં ત્રણે દોષનાં) એ બધાં લક્ષણો ઉત્પન્ન થાય છે અને તે મદ મદ્યના મદના જેવી આકૃતિવાળો હોઈને તરત ઉત્પન્ન થાય છે અને તરત શમી જાય છે. ૩૨

### હરકોઈ મદ વાતાદિ ત્રણ વિના ન જ હોય

यश्च मद्यमदः प्रोक्तो विषजो रौधिरश्च यः ।
सर्व एते मदा नर्ते वातपित्तकफत्रयात् ॥ ३३ ॥

મદ્યથી કરાતો મદ, વિષથી ઉત્પન્ન થતો મદ અને રુધિરથી ઉત્પન્ન થતો જે મદ કહેવાય છે, તે બધાયે મદો વાત, પિત્ત અને કફ, એ ત્રણ વિના (કદી) થતા જ નથી. ૩૩

સુશ્રુતે ઉત્તરસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'वातादिभिः शोणितेन मद्येन च विषेण च'–વાત આદિથી, રુધિરના પ્રકોપથી, મદ્યથી અને વિષથી મદ ઉત્પન્ન થાય છે; પરંતુ અહીં ચરક તો એ બધા મદોનો ત્રણ દોષોમાં જ સમાવેશ કરે છે. એકંદર હરકોઈ મદમાં ત્રણ દોષોમાંનો કોઈ પણ એક દોષ અથવા ત્રણે દોષોના સંનિપાત વિના બીજું કોઈ કારણ જ હોતું નથી, તેથી મદના ઉપર જણાવેલ ચાર ભેદો જ માનવા, તે જ બરાબર છે. ૩૩

### વાયુજન્ય મૂર્છાનું ખાસ લક્ષણ

नीलं वा यदि वा कृष्णमाकाशमथवाऽरुणम् ।
पश्यंस्तमः प्रविशति शीघ्रं च प्रतिबुध्यते ॥ ३४ ॥
वेपथुश्चाङ्गमर्दश्च प्रपीडा हृदयस्य च ।
कार्श्यं श्यावाऽरुणा च्छाया मूर्च्छाये वातसम्भवे ३५

વાયુથી થતી મૂર્છામાં માણસ, આકાશને (ઘેરું) લીલું અથવા કાળું અથવા (ઈંટ જેવા લાલ–) અરુણ રંગનું જોતો જોતો અંધકારમાં પ્રવેશ કરે છે એટલે બેભાન બને છે અને પાછો તરત જાગે છે–ભાનમાં આવે છે. (તે વેળા) તેના શરીરમાં કંપારી વછૂટે છે, અંગો ભાંગે છે, હૃદયમાં ખૂબ પીડા થાય છે, શરીરની કૃશતા થાય છે અને તેની કાંતિ કાળી તથા (ઈંટના જેવા લાલ–) અરુણ વર્ણની થઈ જાય છે. ૩૪,૩૫

### પિત્તજન્ય મૂર્છાનું ખાસ લક્ષણ

रक्तं हरितवर्णं वा वियत्पीतमथापि वा ।
पश्यंस्तमः प्रविशति सस्वेदश्च प्रबुध्यते ॥ ३६ ॥
सपिपासः ससन्तापो रक्तपीताकुलेक्षणः ।
संभिन्नवर्चाः पीताभो मूर्च्छाये पित्तसम्भवे ॥ ३७ ॥

પિત્તથી થતી મૂર્છામાં માણસ આકાશને લાલ રંગનું, હરિયાળા કે લીલા રંગનું અથવા પીળા રંગનું જોતો જોતો અંધકારમાં પ્રવેશ કરે છે–બેભાન બને છે; અને પછી પરસેવાથી યુક્ત થઈ જાગે છે; એ વેળા તેને તરશ લાગે છે, સંતાપ થાય છે, તેનાં નેત્રો લાલ–પીળાં તથા વ્યાકુળ બને છે, તેની વિષ્ઠા કૂચાપાણી થઈ છૂટી પડે છે અને તેની કાંતિ પીળી થઈ જાય છે. ૩૬,૩૭

### કફજન્ય મૂર્છાનું ખાસ લક્ષણ

मेघसंकाशमाकाशमावृतं वा तमोघनैः ।
पश्यंस्तमः प्रविशति चिराच्च प्रतिबुध्यते ॥ ३८ ॥
गुरुभिः प्रावृतैरङ्गैर्यथैवार्द्रेण चर्मणा ।
सप्रसेकः सहृल्लासो मूर्च्छाये कफसम्भवे ॥ ३९ ॥

કફથી થતી મૂર્છામાં આકાશ મેઘના જેવા રંગનું જણાય; અથવા અંધકાર અને વાદળાંથી જાણે છવાયું હોય તેવા આકાશને જોતો એ માણસ અંધારામાં પ્રવેશ કરે છે–બેભાન બને છે અને લાંબાકાળે જાગે છે–ભાનમાં આવે છે. તે વેળા શરીર પર જાણે ભારે ઓઢવાનાં કપડાં લપેટ્યાં

मदमूर्च्छायसंन्यासास्तेषां विद्याद्विचक्षणः ।
यथोत्तरं बलाधिक्यं हेतुलिङ्गोपशान्तिषु ॥ २६ ॥

મલિન આહારો કરવાનો જેનો સ્વભાવ હોય અને જેનું મન રજોગુણ તથા તમોગુણથી ઢંકાઈ ગયુ હોય તેના કોપેલા મળો એટલે વાતાદિ દોષો, અલગ અલગ અથવા બધા એકઠા થઈને રક્તને, રસને તથા સંજ્ઞાને વહેતાં સ્રોતોને જ્યારે રોકી (દઈ ત્યાં ભરાઈ) રહે છે, ત્યારે તે માણસને મદ, મૂર્છા તથા સંન્યાસ નામના રોગો ઉત્પન્ન થાય છે; વિદ્વાન વૈદ્યે તેઓનાં કારણો, લક્ષણો તથા શાંતિ કે ચિકિત્સામાં (એકતા હોવા છતાં) એકએકથી અનુક્રમે ચડિયાતું બળ જાણવું; અર્થાત્ મદ કરતાં મૂર્છાને વધુ બળવાન અને મૂર્છા કરતાં સંન્યાસને વધુ બળવાન જાણવો. ૨૪-૨૬

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, જે માણસનો સ્વભાવ અપથ્ય સેવવાનો હોય અને જેનું મન રજોગુણ તથા તમોગુણથી વ્યાપ્ત બન્યુ હોય તે માણસના વાતાદિ દોષો, તે માણસની રક્તવાહી ધમનીઓને તથા રસવાહી અને સંજ્ઞાવાહી ધમનીઓને રોકી દઈ ત્યાં તેઓ ભરાઈ રહે છે; તેથી દોષોના અલગ અલગ પ્રકોપથી મદ તથા મૂર્છા રોગ ઉત્પન્ન થાય છે અને સમસ્ત દોષોના પ્રકોપ થવાથી સંન્યાસ રોગ ઉત્પન્ન થાય છે. આ ત્રણે રોગો એક એક કરતાં એક એક અધિક બળવાન હોય છે; વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહના નિદાનસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં આમ જ કહ્યું છે કે, 'रजोमोहाहिताहारपरस्य स्युस्त्रयो गदाः । रसासृक्चेतनावाहिस्रोतोरोधसमुद्भवाः । मदमूर्च्छायसन्न्यासा यथोत्तरबलाधिकाः'-જે માણસ રજોગુણ તથા મોહના લીધે અહિત આહારો કરવા તત્પર રહેતો હોય, તેઓની રસવાહી, રુધિરવાહી તથા ચેતનાવાહી ધમનીઓ, કોપેલા દોષોથી રુંધાઈ જાય છે, જેથી તેઓને એકએકથી અધિક બળ ધરાવતા મદ, મૂર્છા તથા સંન્યાસ નામના રોગો ઉત્પન્ન થાય છે '

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે. રજોગુણ-તમોગુણ તથા વાતાદિ દોષોને દુષ્ટ કરવાનો જેઓનો સ્વભાવ પડ્યો હોય અને જેઓનુ મન રજોગુણથી તથા તમોગુણથી ઢંકાઈ ગયું હોય, તેઓના માનસ દોષો રજોગુણ તથા તમોગુણથી દુષ્ટ બને છે અને તેઓ તેના મનને પણ દૂષિત કરે છે, તેથી તેઓ વાતાદિ દોષોને કોપાવનારા અહિતકર આહારોનુ સેવન કરે છે; જેથી તે વાતાદિ દોષો, અલગ અલગ અથવા સમસ્તપણે કોપે છે અને તેઓ એ માણસનાં રક્તવાહી, રસવાહી તથા સંજ્ઞાવાહી સ્રોતોને રોકી ત્યાં ભરાઈ રહે છે, જેથી તે માણસોને મદ, મૂર્છા તથા સંન્યાસ નામના રોગો ઉત્પન્ન થાય છે. તે ત્રણે રોગોના હેતુઓ, લક્ષણો તથા શાંતિ કે ચિકિત્સા જો કે એકરૂપ જ હોય છે, છતાં વિદ્વાન વૈદ્યે ઉત્તરોત્તર તેઓનું બળ અધિક જાણવું; જેમ મદરોગના હેતુ અલ્પ તથા લક્ષણો પણ અલ્પ હોય છે, તેથી તેની શાંતિક્રિયા પણ અલ્પબળ ધરાવતાં દ્રવ્યોથી સિદ્ધ થાય છે; પરંતુ મૂર્છા રોગમાં તેના હેતુઓનું બળ મદના હેતુઓ કરતાં અધિક હોય છે અને તેનાં લક્ષણોનું બળ પણ મદનાં લક્ષણોના બળ કરતાં અધિક હોય છે, તેથી તેની શાંતિક્રિયા પણ અધિક બળ ધરાવતાં ઔષધોથી જ સિદ્ધ થાય છે; એ જ પ્રમાણે તે મૂર્છા કરતાં પણ સંન્યાસના હેતુઓ વધુ બળવાન હોય છે અને તેનાં લક્ષણો પણ તે મૂર્છા કરતાં પણ અધિક બળવાન હોય છે, તેથી તેની શાંતિ-ક્રિયા પણ મદ તથા મૂર્છાના ઔષધો કરતાં ઘણાં જ વધુ બળવાન ઔષધોથી સિદ્ધ કરાય છે. ૨૪-૨૬

### સંજ્ઞામોહનાં કારણો

दुर्बलं चेतसः स्थानं यदा वायुः प्रपद्यते ।
मनो विक्षोभयन् जन्तोः संज्ञां संमोहयेत्तदा ॥२७॥
पित्तमेवं कफश्चैवं मनो विक्षोभयन्नृणाम् ।
संज्ञां नयत्याकुलतां विशेषश्चात्र कथ्यते ॥ २८ ॥

કોપેલો વાયુ, જ્યારે ચિત્તના દુર્બળ સ્થાનમાં પહોંચી જાય છે, ત્યારે મનને અત્યંત ક્ષોભ પમાડતો તે વાયુ માણસની સંજ્ઞાને અત્યંત મોહ પમાડે છે; એ જ પ્રમાણે પિત્ત અને એ જ પ્રમાણે કફ પણ માણસોના મનને ક્ષોભ પમાડી-ગભરાવીને સંજ્ઞાની વ્યાકુળતા કરે છે-બેભાન બનાવે છે; આમાં વિશેષ (લક્ષણ નીચે પ્રમાણે) કહેવાય છે. ૨૭,૨૮

### વાતજન્ય મદનું વિશેષ લક્ષણ

सक्तानल्पद्रुताभाषं चलस्खलितचेष्टितम् ।
विद्याद्वातमदाविष्टं रूक्षश्यावारुणाकृतिम् ॥ २९ ॥

જે માણસ રોકાઈ રોકાઈને અસ્પષ્ટ ઘણું જલદી બોલે છે, જેની ચેષ્ટા ચંચલ તથા સ્ખલનાવાળી હોય છે અને જેની આકૃતિ રૂક્ષ, કાળાશયુક્ત પીળી તથા (ઈંટના જેવી રતાશયુક્ત-) અરુણવર્ણી હોય છે તે માણસને વાતથી ઉત્પન્ન થયેલ મદથી ઘેરાયેલો જાણવો. ૨૯

તથા મૂર્છામાં જે દોષો કારણભૂત હોય છે, તેઓના કરતાં સંન્યાસમાં કારણ બનતા દોષો આરંભથી જ અતિશય વધુ બળ ધરાવતા હોય છે; અને તે ત્રણે વાત, પિત્ત અને કફરૂપી દોષો, આરંભથી જ ખૂબ બળ કરીને માણસના પ્રાણોનું આશ્રયસ્થાન ગણાતા હૃદયનો જ પ્રથમ આશ્રય કરે છે–છેક હૃદય સુધી તેઓ પહોંચી જાય છે; અને ત્યાં તે ત્રણે દોષો એકીસાથે સમાન બળ કરે છે અને પછી વાણીની, દેહની તથા મનની ચેષ્ટાને આકર્ષી લઈ કે ઓછી કરીને પ્રાણીને પ્રથમ તો નિર્બળ કરે છે અને પછી તેને મોહ પમાડે છે–બેભાન કરે છે, જેથી તે સંન્યાસ રોગથી મૂઢ થયેલો માણસ. એવા એ રોગથી પીડાઈ ને લાકડા જેવો અત્યંત નિશ્ચેષ્ટ અથવા નિષ્ક્રિય બને છે અને એ જ કારણે તે મુડદાં જેવો બની જાય છે. એટલું જ નહિ, પરંતુ તત્કાળ તેને ભાનમાં લાવનારી હવે જે કહેવાશે તે સૂચિવ્યધન, અંજન, અવપીડન, ચક–શિમ્બીફળ–અવઘર્ષણ કે ઘસવા આદિરૂપ ચિકિત્સાક્રિયાને જો ન પામે તો તરત જ મરણ પામે છે; એટલે એવી તાત્કાલિક ચિકિત્સા જો કરવામાં આવે છે, તો જ તે સંન્યાસનો રોગી જીવે છે, નહિ તો મરી જાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ જણાવે છે કે, 'અર્થાત્ સંન્યાસ રોગમાં તત્કાળ ભાન લાવનારી ચિકિત્સા તરત થવી જોઈએ. અહીં મૂળમાં 'प्राणायतन' શબ્દ મૂકયો છે, તેથી રુધિર તથા મસ્તકનું પણ ગ્રહણ કરાય છે; કેમ કે રુધિરનું આ પ્રકરણ છે અને પ્રથમ તે સંબંધે કહેવાયું પણ છે કે, 'प्राणः शोणितं ह्यनुवर्तते'–પ્રાણ રુધિરને જ અનુસરે છે; તેમ જ મસ્તકમાં સંજ્ઞાવાહી તથા ચેષ્ટાવાહી નાડીઓનું કેન્દ્ર છે; એ કેન્દ્રસ્થાન જ્યારે દોષોના હુમલાથી દબાઈ જાય છે ત્યારે જ મદ, મૂર્છા, સંન્યાસ આદિ રોગો ઉત્પન્ન થાય છે. પ્રથમ ૧૭મા અધ્યાયમાં કહેવાયું પણ છે કે, 'प्राणाः प्राणभृतां यत्र श्रिताः सर्वेन्द्रियाणि च। यदुत्तमाङ्गमङ्गानां शिरस्तदभिधीयते–જ્યાં પ્રાણીઓના પ્રાણ તથા ઇંદ્રિયો આશ્રય કરી રહ્યાં છે, તે જ મસ્તક દરેક અંગોમાં મુખ્ય હોવાથી 'ઉત્તમાંગ' કહેવાય છે.' આ કારણે જ 'પ્રાણાયતન' શબ્દથી મસ્તક અથવા મસ્તિષ્કનું પણ અહીં ગ્રહણ કરાય છે. આ સંબંધે આ અધ્યાયમાં પણ પ્રથમ કહેવાઈ ગયું છે કે, મદ, મૂર્છા તથા સંન્યાસ રોગમાં રક્તવાહી, રસવાહી તથા સંજ્ઞાવાહી સ્રોતોને વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષો ઘેરી લે છે.

શ્રી ગંગાધર અહીં પ્રથમ આવો પ્રશ્ન ઉઠાવે છે કે, આ સંન્યાસરોગ, તેનું કારણ દોષોના વેગો જતા રહે ત્યારે આપોઆપ કેમ શાંત થતો નથી? આનો ઉત્તર આ જ હોઈ શકે કે તેમાં તેનો સ્વભાવ કારણ હોતો નથી; તેનું કારણ તો પ્રથમથી જ અતિશય વધુ બળ ધરાવતા વતાદિ ત્રણે દોષો અતિશય પ્રકોપ કરી વાણી, દેહ તથા મન, એ ત્રણેની ચેષ્ટાને પ્રથમ જ તેઓ આકર્ષી લે છે અને તે દુર્બળ બનેલા માણસને સારી રીતે અંધકારમાં પ્રવેશાવી દે છે અને બેભાન કરી દે છે; પરંતુ એ વેળા જે માણસ શરીરમાં બળ ધરાવતો હોય તેને તે સંન્યાસ રોગ અંધારામાં પેસાડી શકતો નથી અથવા તેવો બેભાન પણ કરી શકતો નથી; એ કારણે અધિક બળ ધરાવતા અને ખૂબ જ કોપેલા હોઈ પ્રાણના સ્થાનભૂત છેક હૃદય સુધી પહોંચી ગયેલા ત્રણે દોષોને લીધે દુર્બળ બનેલો તે માણસ સંન્યાસરોગથી બેભાન બની જઈ લાકડાં જેવો અત્યંત નિશ્ચેષ્ટ બને છે અને મુડદાં જેવો થઈ જાય છે એટલે કે શ્વાસોચ્છ્વાસાદિ પ્રાણનાં ચિહ્નો તેનામાં (ખૂબ ઓછાં થઈ) જણાતાં નથી. એ ઉપરથી આમ સમજવું નહિ કે, તેથી તે મરી જ ગયો હોય છે! પરંતુ સંન્યાસનો એવો હુમલો થતાં જ જેનો પ્રયોગ કરતાંની સાથે જ તત્કાળ જાગૃત કરવારૂપી ફળ આપતી (તીક્ષ્ણ અંજનાદિરૂપ) ક્રિયાઓ કે ચિકિત્સાઓને તે જો ન પામે તો પ્રાણથી રહિત જ થાય છે; એ કારણે અહીં મૂળમાં તે હુમલાને વશ થયેલા રોગીને 'मृतोपमः' એ વિશેષણ અપાયું છે. આમ સંન્યાસના દોષો આરંભથી જ અત્યંત બળવાન હોય છે, તેથી તેઓનો વેગ જતો રહેતો નથી; તેમ જ એ રોગને વશ બનેલો તે પ્રાણી દુર્બળ થયેલો પણ હોય છે અને તેનું પ્રાણસ્થાન હૃદય પણ અતિપ્રબળ દોષોથી આશ્રિત બન્યું હોય છે, એ કારણે અત્યંત ક્લમ અથવા અનાયાસ-પરિશ્રમ થવાથી તે સંન્યાસનો રોગી માણસ, પોતાની મેળે જાગતો નથી એટલે કે ઔષધપ્રયોગ વિના ભાનમાં આવતો જ નથી; પરંતુ મદરોગ તથા મૂર્છારોગમાં તો દોષોનાં બળ એટલાં વધુ હોતાં નથી, તેથી તેનો રોગી તો પોતાની મેળે જાગે છે એટલે કે ઔષધચિકિત્સા વિના જ ભાનમાં આવી જાય છે. ૪૨,૪૩

**સંન્યાસમાં તાત્કાલિક સફળ ચિકિત્સાની જરૂર**

**दुर्गेऽम्भसि यथा मज्जद्भाजनं त्वरया बुधः।**
**गृह्णीयात्तलमप्राप्तं तथा संन्यासपीडितम्॥४४॥**

જેમ કોઈ વાસણ ઘણા ઊંડા પાણીમાં ડૂબતું હોય, તેને સમજુ માણસ, પાણીના તળિયે ગયા પહેલાં જ ઉતાવળથી લઈ લે છે, તે જ પ્રમાણે સંન્યાસરોગથી પીડાયેલા (બેભાન) માણસને વિદ્વાન વૈદ્યે એકદમ ઉતાવળથી ચિકિત્સા કરી

હોય અથવા ભીનાં ચામડાંથી શરીર લપેટ્યું હોય તેવું તેને લાગે છે; મોઢામાંથી કફની લાળો ઝર્યા કરે છે અને મોળ-ઊબકા આવ્યા કરે છે.

## સંનિપાતજન્ય મૂર્છાનું લક્ષણ

**सर्वाकृतिः सन्निपातादपस्मार इवागतः ।**
**स जन्तुं पातयत्याशु विना बीभत्सचेष्टितैः ॥ ४० ॥**

સંનિપાતથી થતી મૂર્છા સર્વ દોષોનાં લક્ષણોવાળી હોય છે અને બીભત્સ ચેષ્ટાઓ વિના જાણે વાઈ આવી હોય તેમ તત્કાળ માણસને પાડી નાખે છે. ૪૦

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, સંનિપાતની આ મૂર્છા લગભગ વાઈના જેવી જ હોય છે; છતાં તેમાં અને આ મૂર્છામાં તફાવત આ હોય છે કે વાઈમાં માણસના દાંત બિડાઈ જાય, તેના મોઢામાંથી ફીણ નીકળે છે, પગ ઘસે છે, આંખો ચઢાવી જાય છે ઇત્યાદિ બિહામણી ચેષ્ટાઓ કરે છે, તેવી ચેષ્ટાઓ આ સંનિપાતની મૂર્છામાં ન કરે, બાકી વાઈ આવતાં માણસ મોટા ધબાકા સાથે જેમ પછડાઈ પડે છે, તે જ પ્રમાણે સંનિપાતની આ મૂર્છા આવતાં પણ માણસ મોટા ધબાકા સાથે એકદમ પટકાઈ પડે છે અને બીજાં પણ કેટલાક ચિહ્નો આમાં તથા વાઈમાં એક સરખાં જ થાય છે.

શ્રી ગંગાધર વધુ આમ પણ જણાવે છે કે, સંનિપાતની આ મૂર્છા અસાધ્ય હોય છે, જ્યારે ઉપર જણાવેલ અલગ અલગ દોષોથી થતી મૂર્છાઓ સાધ્ય હોય છે. વળી ઉપર જણાવેલા મદ્યના મદમાં અને આ મૂર્છામાં પણ આ ફરક હોય છે કે મદમાં લગાર થોડા અંધકારમાં માણસ પ્રવેશ કરતો હોય એવું લાગે છે અને મૂર્છામાં તો માણસ જાણે ખૂબ અંધકારમાં પ્રવેશ કરતો હોય એવો અનુભવ કરે છે; એકંદર મદમાં માણસ થોડો બેભાન બને છે અને મૂર્છામાં તો અત્યંત બેભાન થાય છે. ૪૦

## મદ અને મૂર્છા કરતાં સંન્યાસનો ભેદ

**दोषेषु मदमूर्च्छाया गतवेगेषु देहिनाम् ।**
**स्वयमेवोपशाम्यन्ति संन्यासो नौषधैर्विना ॥ ४१ ॥**

માણસોના મદ અને મૂર્છાના (ઉત્પન્ન કરનારા) દોષોના વેગો જતા રહે છે, ત્યારે એ મદ અને મૂર્છા (ઔષધ વિના જ) પોતાની મેળે જ શાંત થાય છે, જ્યારે સંન્યાસ તો ઔષધો વિના શાંત થતો જ નથી. ૪૧

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'મદ અને મૂર્છાની સમાનતા તથા સાધ્યત્વ આદિને બતાવવાપૂર્વક ગ્રંથકાર અહીં સંન્યાસની તેઓથી ભિન્નતા દર્શાવે છે: દરેક મદરોગો તથા મૂર્છાઓમાં તેઓના કારણભૂત પ્રકોપ પામેલા દોષો પ્રથમ વેગ કરે છે, ત્યારે જ બળવાળા હોય છે; તેમ જ મદોમાં અંધકારમાં પ્રવેશ અલ્પ હોય છે અને મૂર્છાઓમાં અંધકારમાં પ્રવેશ વધુ હોય છે; અને તે તે દોષોનો વેગ જતો રહે છે, ત્યારે તેઓ શ્રમ કરીને થાકેલા અને પછી કોપેલા માણસની પેઠે દુર્બળ પણ હોય છે, તેથી એ મદો તથા મૂર્છાઓ પોતાની મેળે જ શાંત થઈ જાય છે; જ્યાં જ્યાં દુર્બળતા હોય છે, ત્યાં ત્યાં વેગના કારણો લોકમાં પણ દેખાતાં નથી, એવી સમાનતા મદોની તથા મૂર્છાઓની હોય છે; પરંતુ સંન્યાસ તો તેઓ બેયથી જુદો જ હોય છે, જેની શાંતિ ઔષધો વિના કદી થતી જ નથી.

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે. 'મદોમાં અને મૂર્છાઓમાં દોષો વેગો કરીને ક્ષીણબળ થાય છે, તેમાં તે દોષોના બળના ક્ષયનું કારણ તેઓનો વેગ જ હોય છે; આ સંબંધે વિષમજ્વર વિષે કહેવાયું છે કે, 'कृत्वा वेगं गतबलाः-દોષો વેગો કરીને પછીથી ગયેલા બળવાળા થાય છે.' ૪૧

## સંન્યાસનાં લક્ષણો

**वाग्देहमनसां चेष्टामाक्षिप्यातिबला मलाः ।**
**संन्यस्यन्त्यबलं जन्तुं प्राणायतनसंश्रिताः ॥ ४२ ॥**
**स ना संन्याससंन्यस्तः काष्ठीभूतो मृतोपमः ।**
**प्राणैर्वियुज्यते शीघ्रं मुक्त्वा सद्यःफलां क्रियाम् ॥४३॥**

અતિશય બળવાન બનેલા પ્રાણીના મળો એટલે વાતાદિ દોષો, પ્રાણીના પ્રાણનું આશ્રયસ્થાનરૂપ-હૃદયનો આશ્રય કરી, તેની વાણીની, દેહની તથા મનની ચેષ્ટાને પ્રથમ (ઓછી કરીને) આકર્ષી લે છે અને તે પછી નિર્બળ બનેલા તે પ્રાણીને મોહ પમાડે છે-બેભાન બનાવે છે. તે વેળા એ માણસ તે સંન્યાસના રોગથી મોહ પામી કાષ્ઠના જેવો નિશ્ચેષ્ટ થઈ જાય છે અને મુડદાંના જેવો બની જઈ તત્કાળ ફળ આપતી ચિકિત્સાને છોડી દઈ-અર્થાત્ એવી કોઈ તાત્કાલિક સફળ થતી ચિકિત્સાને જો ન પામે તો તત્કાળ પ્રાણથી છૂટી જાય છે-મરણ પામે છે. ૪૨,૪૩

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, મદ

તથા મૂર્છામાં જે દોષો કારણભૂત હોય છે, તેઓના કરતાં સંન્યાસમાં કારણ બનતા દોષો આરંભથી જ અતિશય વધુ બળ ધરાવતા હોય છે; અને તે ત્રણે વાત, પિત્ત અને કફરૂપી દોષો, આરંભથી જ ખૂબ બળ કરીને માણસના પ્રાણોનું આશ્રયસ્થાન ગણાતા હૃદયનો જ પ્રથમ આશ્રય કરે છે–છેક હૃદય સુધી તેઓ પહોંચી જાય છે; અને ત્યાં તે ત્રણે દોષો એકીસાથે સમાન બળ કરે છે અને પછી વાણીની, દેહની તથા મનની ચેષ્ટાને આકર્ષી લઈ કે ઓછી કરીને પ્રાણીને પ્રથમ તો નિર્બળ કરે છે અને પછી તેને મોહ પમાડે છે–બેભાન કરે છે, જેથી તે સંન્યાસ રોગથી મૂઢ થયેલો માણસ. એવા એ રોગથી પીડાઈ ને લાકડા જેવો અત્યંત નિશ્ચેષ્ટ અથવા નિષ્ક્રિય બને છે અને એ જ કારણે તે મુડદાં જેવો બની જાય છે. એટલું જ નહિ, પરંતુ તત્કાળ તેને ભાનમાં લાવનારી હવે જે કહેવાશે તે સૂચિવ્યધન, અંજન, અવપીડન, શૂક–શિમ્બીફળ–અવઘર્ષણ કે ઘસવા આદિરૂપ ચિકિત્સાક્રિયાને જો ન પામે તો તરત જ મરણ પામે છે; એટલે એવી તાત્કાલિક ચિકિત્સા જો કરવામાં આવે છે, તો જ તે સંન્યાસનો રોગી જીવે છે, નહિ તો મરી જાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ જણાવે છે કે, 'અર્થાત્ સંન્યાસ રોગમાં તત્કાળ ભાન લાવનારી ચિકિત્સા તરત થવી જોઈએ. અહીં મૂળમાં 'प्राणायतन' શબ્દ મૂકયો છે, તેથી રુધિર તથા મસ્તકનું પણ ગ્રહણ કરાય છે; કેમ કે રુધિરનું આ પ્રકરણ છે અને પ્રથમ તે સંબંધે કહેવાયું પણ છે કે, 'प्राणः शोणितं ह्यनुवर्तते'–પ્રાણ રુધિરને જ અનુસરે છે; તેમ જ મસ્તકમાં સંજ્ઞાવાહી તથા ચેષ્ટાવાહી નાડીઓનું કેન્દ્ર છે; એ કેન્દ્રસ્થાન જ્યારે દોષોના હુમલાથી દબાઈ જાય છે ત્યારે જ મદ, મૂર્છા, સંન્યાસ આદિ રોગો ઉત્પન્ન થાય છે. પ્રથમ ૧૭મા અધ્યાયમાં કહેવાયું પણ છે કે, 'प्राणाः प्राणभृतां यत्र श्रिताः सर्वेन्द्रियाणि च। यदुत्तमाङ्गमङ्गानां शिरस्तदभिधीयते–જ્યાં પ્રાણીઓના પ્રાણ તથા ઇંદ્રિયો આશ્રય કરી રહ્યાં છે, તે જ મસ્તક દરેક અંગોમાં મુખ્ય હોવાથી 'ઉત્તમાંગ' કહેવાય છે.' આ કારણે જ 'प्राणायतन' શબ્દથી મસ્તક અથવા મસ્તિષ્કનું પણ અહીં ગ્રહણ કરાય છે. આ સંબંધે આ અધ્યાયમાં પણ પ્રથમ કહેવાઈ ગયું છે કે, મદ, મૂર્છા તથા સંન્યાસ રોગમાં રક્તવાહી, રસવાહી તથા સંજ્ઞાવાહી સ્રોતોને વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષો ઘેરી લે છે.

શ્રી ગંગાધર અહીં પ્રથમ આવો પ્રશ્ન ઉઠાવે છે કે, આ સંન્યાસરોગ, તેનું કારણ દોષોના વેગો જતા રહે ત્યારે આપોઆપ કેમ શાંત થતો નથી? આનો ઉત્તર આ જ હોઈ શકે કે તેમાં તેનો સ્વભાવ કારણ હોતો નથી; તેનું કારણ તો પ્રથમથી જ અતિશય વધુ બળ ધરાવતા વાતાદિ ત્રણે દોષો અતિશય પ્રકોપ કરી વાણી, દેહ તથા મન, એ ત્રણેની ચેષ્ટાને પ્રથમ જ તેઓ આકર્ષી લે છે અને તે દુર્બળ બનેલા માણસને સારી રીતે અંધકારમાં પ્રવેશાવી દે છે અને બેભાન કરી દે છે; પરંતુ એ વેળા જે માણસ શરીરમાં બળ ધરાવતો હોય તેને તે સંન્યાસ રોગ અંધારામાં પેસાડી શકતો નથી અથવા તેવો બેભાન પણ કરી શકતો નથી; એ કારણે અધિક બળ ધરાવતા અને ખૂબ જ કોપેલા હોઈ પ્રાણના સ્થાનભૂત છેક હૃદય સુધી પહોંચી ગયેલા ત્રણે દોષોને લીધે દુર્બળ બનેલો તે માણસ સંન્યાસરોગથી બેભાન બની જઈ લાકડાં જેવો અત્યંત નિશ્ચેષ્ટ બને છે અને મુડદાં જેવો થઈ જાય છે એટલે કે શ્વાસોચ્છ્વાસાદિ પ્રાણનાં ચિહ્નો તેનામાં (ખૂબ ઓછાં થઈ) જણાતાં નથી. એ ઉપરથી આમ સમજવું નહિ કે, તેથી તે મરી જ ગયો હોય છે! પરંતુ સંન્યાસનો એવો હુમલો થતાં જ જેનો પ્રયોગ કરતાંની સાથે જ તત્કાળ જાગૃત કરવારૂપી ફળ આપતી (તીક્ષ્ણ અંજનાદિરૂપ) ક્રિયાઓ કે ચિકિત્સાઓને તે જો ન પામે તો પ્રાણથી રહિત જ થાય છે; એ કારણે અહીં મૂળમાં તે હુમલાને વશ થયેલા રોગીને 'मृतोपमः' એ વિશેષણ અપાયું છે. આમ સંન્યાસના દોષો આરંભથી જ અત્યંત બળવાન હોય છે, તેથી તેઓનો વેગ જતો રહેતો નથી; તેમ જ એ રોગને વશ બનેલો તે પ્રાણી દુર્બળ થયેલો પણ હોય છે અને તેનું પ્રાણસ્થાન હૃદય પણ અતિપ્રબળ દોષોથી આશ્રિત બન્યું હોય છે, એ કારણે અત્યંત કલમ અથવા અનાયાસપરિશ્રમ થવાથી તે સંન્યાસનો રોગી માણસ, પોતાની મેળે જાગતો નથી એટલે કે ઔષધપ્રયોગ વિના ભાનમાં આવતો જ નથી; પરંતુ મદરોગ તથા મૂર્છારોગમાં તો દોષોનાં બળ એટલાં વધુ હોતાં નથી, તેથી તેનો રોગી તો પોતાની મેળે જાગે છે એટલે કે ઔષધચિકિત્સા વિના જ ભાનમાં આવી જાય છે. ૪૨.૪૩

**સંન્યાસમાં તાત્કાલિક સફળ ચિકિત્સાની જરૂર**

**दुर्गेऽम्भसि यथा मज्जद्भाजनं त्वरया बुधः ।**
**गृह्णीयात्तलमप्राप्तं तथा संन्यासपीडितम् ॥ ४४ ॥**

જેમ કોઈ વાસણ ઘણા ઊંડા પાણીમાં ડૂબતું હોય, તેને સમજુ માણસ, પાણીના તળિયે ગયા પહેલાં જ ઉતાવળથી લઈ લે છે, તે જ પ્રમાણે સંન્યાસરોગથી પીડાયેલા (બેભાન) માણસને વિદ્વાન વૈદ્યે એકદમ ઉતાવળથી ચિકિત્સા કરી

હોય અથવા ભીનાં ચામડાંથી શરીર લપેટયું હોય તેવું તેને લાગે છે; મોઢામાંથી કફની લાળો ઝર્યા કરે છે અને મોળ-ઊબકા આવ્યા કરે છે.

### સંનિપાતજન્ય મૂર્છાનું લક્ષણ

**सर्वाकृतिः सन्निपातादपस्मार इवागतः।**
**स जन्तुं पातयत्याशु विना बीभत्सचेष्टितैः ॥ ४० ॥**

સંનિપાતથી થતી મૂર્છા સર્વ દોષોનાં લક્ષણોવાળી હોય છે અને બીભત્સ ચેષ્ટાઓ વિના જાણે વાઈ આવી હોય તેમ તત્કાળ માણસને પાડી નાખે છે. ૪૦

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, સંનિપાતની આ મૂર્છા લગભગ વાઈના જેવી જ હોય છે; છતા તેમાં અને આ મૂર્છામાં તફાવત આ હોય છે કે વાઈમાં માણસના દાંત બિડાઈ જાય, તેના મોઢામાથી ફીણ નીકળે છે, પગ ઘસે છે, આંખો ચઢાવી જાય છે ઇત્યાદિ બિહામણી ચેષ્ટાઓ કરે છે, તેવી ચેષ્ટાઓ આ સંનિપાતની મૂર્છામાં ન કરે, બાકી વાઈ આવનાં માણસ મોટા ધબાકા સાથે જેમ પછડાઈ પડે છે, તે જ પ્રમાણે સંનિપાતની આ મૂર્છા આવતાં પણ માણસ મોટા ધબાકા સાથે એકદમ પટકાઈ પડે છે અને બીજા પણ કેટલાક ચિહ્નો આમા તથા વાઈમાં એક સરખા જ થાય છે.

શ્રી ગંગાધર વધુ આમ પણ જણાવે છે કે, સંનિપાતની આ મૂર્છા અસાધ્ય હોય છે, જ્યારે ઉપર જણાવેલ અલગ અલગ દોષોથી થતી મૂર્છાઓ સાધ્ય હોય છે. વળી ઉપર જણાવેલા મદના મદમાં અને આ મૂર્છામાં પણ આ ફરક હોય છે કે મદમાં લગાર થોડા અંધકારમાં માણસ પ્રવેશ કરતો હોય એવું લાગે છે અને મૂર્છામાં તો માણસ જાણે ખૂબ અંધકારમાં પ્રવેશ કરતો હોય એવો અનુભવ કરે છે; એકંદર મદમાં માણસ થોડો બેભાન બને છે અને મૂર્છામાં તો અત્યંત બેભાન થાય છે. ૪૦

### મદ અને મૂર્છા કરતાં સંન્યાસનો ભેદ

**दोषेषु मदमूर्च्छाया गतवेगेषु देहिनाम्।**
**स्वयमेवोपशाम्यन्ति संन्यासो नौषधैर्विना ॥ ४१ ॥**

માણસોના મદ અને મૂર્છાના (ઉત્પન્ન કરનારા) દોષોના વેગો જતા રહે છે, ત્યારે એ મદ અને મૂર્છા (ઔષધ વિના જ) પોતાની મેળે જ શાંત થાય છે, જ્યારે સંન્યાસ તો ઔષધો વિના શાંત થતો જ નથી. ૪૧

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'મદ અને મૂર્છાની સમાનતા તથા સાધ્યત્વ આદિને બતાવવાપૂર્વક ગ્રંથકાર અહીં સંન્યાસની તેઓથી ભિન્નતા દર્શાવે છે: દરેક મદરોગો તથા મૂર્છાઓમાં તેઓના કારણભૂત પ્રકોપ પામેલા દોષો પ્રથમ વેગ કરે છે, ત્યારે જ બળવાળા હોય છે; તેમ જ મદોમાં અંધકારમાં પ્રવેશ અલ્પ હોય છે અને મૂર્છાઓમાં અંધકારમાં પ્રવેશ વધુ હોય છે; અને તે તે દોષોનો વેગ જતો રહે છે, ત્યારે તેઓ શ્રમ કરીને થાકેલા અને પછી કોપેલા માણસની પેઠે દુર્બળ પણ હોય છે, તેથી એ મદો તથા મૂર્છાઓ પોતાની મેળે જ શાંત થઈ જાય છે; જ્યાં જ્યાં દુર્બળતા હોય છે, ત્યાં ત્યાં વેગનાં કારણો લોકમાં પણ દેખાતાં નથી, એવી સમાનતા મદોની તથા મૂર્છાઓની હોય છે; પરંતુ સંન્યાસ તો તેઓ બેયથી જુદો જ હોય છે, જેની શાંતિ ઔષધો વિના કદી થતી જ નથી.

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે: 'મદોમાં અને મૂર્છાઓમાં દોષો વેગો કરીને ક્ષીણબળ થાય છે, તેમા તે દોષોના બળના ક્ષયનું કારણ તેઓનો વેગ જ હોય છે; આ સંબંધે વિષમજ્વર વિષે કહેવાયુ છે કે, 'कृत्वा वेगं गतबलाः–દોષો વેગો કરીને પછીથી ગયેલા બળવાળા થાય છે.' ૪૧

### સંન્યાસનાં લક્ષણો

**वाग्देहमनसां चेष्टामाक्षिप्यातिबला मलाः।**
**संन्यस्यन्त्यबलं जन्तुं प्राणायतनसंश्रिताः ॥ ४२ ॥**
**स ना संन्याससंन्यस्तः काष्ठीभूतो मृतोपमः।**
**प्राणैर्वियुज्यते शीघ्रं मुक्त्वा सद्यःफलां क्रियाम् ॥४३॥**

અતિશય બળવાન બનેલા પ્રાણીના મળો એટલે વાતાદિ દોષો, પ્રાણીના પ્રાણનું આશ્રયસ્થાનરૂપ-હૃદયનો આશ્રય કરી, તેની વાણીની, દેહની તથા મનની ચેષ્ટાને પ્રથમ (ઓછી કરીને) આકર્ષી લે છે અને તે પછી નિર્બળ બનેલા તે પ્રાણીને મોહ પમાડે છે–બેભાન બનાવે છે. તે વેળા એ માણસ તે સંન્યાસના રોગથી મોહ પામી કાષ્ઠના જેવો નિશ્ચેષ્ટ થઈ જાય છે અને મુડદાંના જેવો બની જઈ તત્કાળ ફળ આપતી ચિકિત્સાને છોડી દઈ–અર્થાત્ એવી કોઈ તાત્કાલિક સફળ થતી ચિકિત્સાને જો ન પામે તો તત્કાળ પ્રાણથી છૂટી જાય છે–મરણ પામે છે. ૪૨,૪૩

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, મદ

प्रयोगैः ॥ सशर्करं मांसमुपक्रमेत विशेषतो जीर्णघृतं स पाय्यः'- જેનામાં દોષો ઘણા હોય અને તમોગુણની પણ અધિકતા હોય, તેથી મૂર્છા પામેલો જે માણસ, જાગતો જ ન હોય, એટલે ભાનમાં જ ન આવે, તે સંન્યાસરોગને પ્રાપ્ત થયો ગણાય છે; તેની ચિકિત્સા કરવી અત્યન્ત મુશ્કેલ થાય છે, એમ તે વેળા બુદ્ધિમાન વૈદ્યે જાણવું જોઈએ. જેમ માટીનું કાચું ઢેકું પાણીમાં પડયું હોય, તે વેળા તરત જ તેના સંપૂર્ણ પલળ્યા વિના જ તેને જો બહાર કાઢી લીધું હોય, તો એ ઢેકું પોતાની સ્થિતિમાં કદાચ રહે છે, તે જ પ્રમાણે સંન્યાસનો રોગી બેભાન બની લગભગ મૃત્યુને વશ થયો હોય તેવો બની જાય છે અને તેથી જ તે વેળા તેને કોઈ વેદના કે ભાન હોતું નથી; માટે વૈદ્યે તેની ઉતાવળથી ચિકિત્સા કરવી જોઈએ; જેમ કે તીક્ષ્ણ અંજનો વડે, તીક્ષ્ણ માલિશો વડે, તીક્ષ્ણ ધૂમપાનો વડે, તેમ જ નખોની અંદર સોયો કે ટાંકણીઓ ઘોંચવા વડે, વાદિત્રો તથા ગીતો સંભળાવવા વડે, આશ્વાસનો આપવા વડે, નવીન અપૂર્વ વચનો સંભળાવવા વડે, વિઘટ્ટન એટલે અનેક પ્રકારની અથડામણો કરાવવા અથવા તેના કાન પાસે પથ્થરો અફળાવવા વડે અને કૌંચાં ઘસાવવા વડે તેની ચિકિત્સા કરવી જોઈએ; પરંતુ એ ક્રિયાઓ, કર્યા છતાં તે રોગી જો ભાનમાં ન આવે અને તેની સાથે તેને આફરો થઈ આવે, તેના મોઢામાંથી જો લાળો ઝર્યા કરે. અને સાથે શ્વાસ કે હાંફ પણ થયેલ હોય, તો એ રોગીનો ત્યાગ કરવો; તેને અસાધ્ય ગણી તેની ચિકિત્સા કરવા ના પાડવી; પરંતુ જેને એ રોગમાં ઉપર્યુક્ત ચિકિત્સા કર્યા પછી બરાબર ભાન આવી જાય તેને પ્રથમ તીક્ષ્ણ વમનોથી તથા વિરેચનોથી શુદ્ધ કરીને પછી હલકાં પથ્ય ભોજનો જમાડવાં અને પછી એક મહિના સુધી ત્રિફલા, ચિત્રક તથા સૂંઠની ભાવના આપેલા સાકરયુક્ત શિલાજિતના પ્રયોગોથી ઉપચારો કરવા અને તે રોગીને વિશેષે કરી (દશ વર્ષનું) જૂનું ઘી પિવડાવવું જોઇએ.'

શ્રી ગંગાધર કેટલુંક ટૂંકમાં અહીં આમ સમજાવે છે: 'સંન્યાસના રોગીની તીક્ષ્ણ અંજનાદિથી ચિકિત્સા કર્યા પછી પણ તાત્કાલિક ફળ આપતી આ ચિકિત્સાઓ પણ ચાલુ રાખવી; અનેક જાતનાં તીક્ષ્ણ મદ્યો એકઠાં મેળવી વારંવાર પ્રયત્નપૂર્વક તેના મોઢામાં રેડવાં જોઈએ; પુષ્કળ તીખા અને કડવા પદાર્થો ભેગા કરી તેના મોઢામાં વારંવાર નાખ્યા કરવા જોઈએ; સૂંઠના ચૂર્ણ સાથે બિજોરાંનો રસ તેના મોઢામાં નાખવો અને ભાનમાં આવે ત્યાં સુધી મદ્યો તથા ખાટી કાંજી સાથે સંચળ આપવો કે સૌવીર કાંજી આપવી; અથવા મદ્ય અને ખાટી કાંજી સાથે હિંગ તથા મરીયાં અથવા પીપર આપવાં એટલે પ્રયત્ન કરીને તેના મોઢામાં રેડવાં; અથવા મદ્યો તથા ખાટી કાંજી સાથે હિંગ, કાળાં મરી અને સંચળ એ બધાં એકઠાં કરી એક જ પ્રયોગ કરવો. અને તે પછી તે રોગી ભાનમાં આવે ત્યારે તેને હલકા ખોરાકો જમાડવા જોઈએ; તે પછી પણ એ રોગીના ચિત્તને બરાબર ભાનમાં રાખ્યા કરવા માટે આ ઉપચારો ચાલુ રાખ્યા જ કરવા જોઈએ; તેને વિસ્મય પમાડવો વગેરે પણ જરૂરી છે; જોકે અહીં શંકા થાય છે કે, જેનું ચિત્ત બરાબર જાગ્રત રહેતું હોય, એવા તે રોગીને વારંવાર તે તે ઉપચારો કર્યા કરવાનું શું પ્રયોજન છે? આનું સમાધાન પણ અહીં મૂળમાં આ અભિપ્રાય દર્શાવે છે કે, એ સંન્યાસનો રોગી બરાબર જાગ્યો હોય તોપણ સંન્યાસકારક દોષોના અનુબંધવાળો તે હોય જ છે, તેથી તેના તે અનુબંધ દોષોનો પ્રશમ કરવા માટે જેની સંજ્ઞા પ્રબુદ્ધ હોય તેવા પણ એ રોગીને વિસ્મય પમાડવો–વગેરે ચિકિત્સાથી ઉપચાર કરવાની જરૂર રહે જ છે. કદાચ કોઈ કહે કે, દોષોનો અનુબંધ હોય તેથી પણ શું હરકત છે? આનો ઉત્તર આ છે કે, તે પછી પણ એટલે તે માણસ બરાબર ભાનમાં આવી ગયો હોય છતાં પણ દોષોનો અનુબંધ તેનામાં રહેલો હોય છે, એ કારણે ફરી તેને સંન્યાસ લાગુ થવાનો અને બેભાન બનવાનો સંભવ હોય છે; તે કારણે એ માણસને તેના મનના પ્રલયથી અથવા સંન્યાસરૂપ મોહથી બચાવ્યા કરવો જોઈએ, જેથી ફરી તેના મનનો પ્રલય થવાની તેનામાં યોગ્યતા ન રહે કે ફરી તેને એ મોહ લાગુ ન થાય. ૪૭–૫૨

### મદ તથા મૂર્છાઓની ચિકિત્સા

स्नेहस्वेदोपपन्नानां यथादोषं यथाबलम् ।
पञ्चकर्माणि कुर्वीत मूर्च्छायेषु मदेषु च ॥ ५३ ॥
अष्टाविंशत्यौषधस्य तथा तिक्तस्य सर्पिषः ।
प्रयोगः शस्यते तद्वन्महतः षट्पलस्य वा ॥ ५४ ॥
त्रिफलायाः प्रयोगो वा सघृतक्षौद्रशर्करः ।
शिलाजतुप्रयोगो वा प्रयोगः पयसोऽपि वा ॥५५॥
पिप्पलीनां प्रयोगो वा पयसा चित्रकस्य वा ।
रसायनानां कौम्भस्य सर्पिषो वा प्रशस्यते ॥५६॥
रक्तावसेकाच्छास्त्राणां सतां सत्त्ववतामपि ।
सेवनान्मदमूर्च्छायाः प्रशाम्यन्ति शरीरिणाम् ॥५७॥

મૂર્છા તથા મદના રોગમાં જેને પ્રથમ સ્નેહન તથા સ્વેદન કરાવ્યું હોય, એવા તે તેના રોગીને

બચાવી લેવો જોઈએ. (કેમ કે નહિ તો એ માણસ મોતના મોઢામાં જ પડ્યો હોય છે.) ૪૪

### સંન્યાસની તાત્કાલિક ફળ આપતી ચિકિત્સા

अञ्जनान्यवपीडाश्च धूमाः प्रधमनानि च।
सूचीभिस्तोदनं शस्त्रैर्दाहः पीडा नखान्तरे ॥४५॥
लुञ्चनं केशलोम्नां च दन्तैर्दशनमेव च।
आत्मगुप्तावघर्षश्च हितस्तस्यावबोधने ॥४६॥

(તીક્ષ્ણ) અંજનો, અવપીડક નસ્યપ્રયોગો, (વૈરેચનિક) ધૂમપ્રયોગો એટલે નાકથી ધુમાડી દેવી, પ્રધમન-ચૂર્ણનસ્ય, કે જેને મોઢાની ફૂંકથી અથવા પ્રધમન-યંત્ર દ્વારા નાકમાં યોજાય છે; તેમજ સોયોથી લોંકીને વ્યથા ઉપજાવવી, શસ્ત્રોથી દાહ કરવો કે દઝાડવું, નખની અંદર(ના માંસમાં) પીડા કરવી, મસ્તકના વાળ કે રૂંવાડાં ચૂંટી કાઢવાં, દાંતથી કરડવું (કે વીંછીઓ કરડાવવા) અને કૌચાંથી (ખૂબ ચેળ ઉપજાવવા) ઘર્ષણ કરવું, એટલા ઉપાયો, સંન્યાસથી થયેલ બેભાનપણામાંથી ભાનમાં લાવવા હિતકારી થાય છે. ૪૫,૪૬

યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે, સંન્યાસથી બેભાન થયેલાને ભાનમાં લાવવા દાંતથી કરડવાનું તો અહીં કહ્યું છે, પરંતુ વીંછીઓ કરડાવવા સંબંધે અહીં કહેલ નથી, તે વાગ્ભટના અષ્ટાંગહૃદયના ૭મા અધ્યાયમાં આમ મળે છે. 'दशो दशनवृश्चिकैः-દાંતથી કરડવું તથા વીંછીઓ પણ કરડાવવા' ઉપરાંત કૌચાની શીંગની છાલનું ચૂર્ણ પણ અસહ્ય ચેળ ઉપજાવવા માટે ચામડી પર ઘસવું; આ બધા ઉપાયો હિતકારી થાય છે. ૪૫,૪૬

### સંન્યાસની વધુ ચિકિત્સા

सम्मूर्च्छितानि तीक्ष्णानि मद्यानि विविधानि च।
प्रभूतकटुयुक्तानि तस्यास्ये गालयेन्मुहुः ॥४७॥
मातुलुङ्गरसं तद्वन्महौषधसमायुतम्।
तद्वत्सौवर्चलं दद्याद्युक्तं मद्याम्लकाञ्जिकैः ॥४८॥
हिङ्गूषणसमायुक्तं यावत्संज्ञाप्रबोधनम्।
प्रबुद्धसंज्ञमन्नैश्च लघुभिस्तमुपाचरेत् ॥४९॥
विस्मापनैः स्मारणैश्च प्रियश्रुतिभिरेव च।
पटुभिर्गीतवादित्रशब्दैश्चित्रैश्च दर्शनैः ॥५०॥
स्रंसनोल्लेखनैर्धूमैरञ्जनैः कवलग्रहैः।
शोणितस्यावसेकैश्च व्यायामोद्वर्तनैस्तथा ॥५१॥
प्रबुद्धसंज्ञं मतिमाननुबन्धमुपाचरेत्।
तस्य संरक्षितव्यं हि मनः प्रलयहेतुतः ॥५२॥

અનેક જાતનાં તીક્ષ્ણ મદ્યો એકઠાં મેળવી, તેમાં ખૂબ તીખાં (મરચાં વગેરેનાં ચૂર્ણરૂપ) દ્રવ્યો મિશ્ર કરી, વારંવાર તે સંન્યાસના રોગીના મોઢામાં તે નાખવાં જોઈએ, તેમ જ સૂંઠના ચૂર્ણથી યુક્ત બિજોરાંનો રસ તેમ જ મધ તથા ખાટી કાંજી સહિત અને હિંગ તથા કાળાં મરીયાં કે પીપર નાખેલ સૌવીર કાંજી (અથવા સંચળ) અપાય છે; એમ તે સંન્યાસના રોગીને બરાબર ભાન આવે ત્યાં સુધી તે ઉપાયો કર્યા કરવા જોઈએ. પછી એ રોગી જ્યારે ભાનમાં આવી જાય ત્યારે તેને હલકા ખોરાકો આપી ઉપચારો કરવા, હલકાં અન્ન જમાડવાં અને તે પછી પણ વિસ્મય કે આશ્ચર્યો પમાડીને, પ્રિય વસ્તુઓ કે સગાં-સંબંધીઓનાં સ્મરણ કરાવીને, પ્રિયવચનો કે સંગીતો વગેરે સંભળાવીને, સુંદર ગીતોના તથા વાદિત્રોના શબ્દો સંભળાવીને, આશ્ચર્યકારી પદાર્થો કે દશ્યોનાં દર્શન કરાવીને, વિરેચનો આપીને વમનો કરાવીને, ધુમાડી દઈને કે ધૂમપાન કરાવીને, તીક્ષ્ણ અંજનો આંજીને, કવલ ધારણ કરાવીને, રુધિરસ્રાવણ કરીને, કસરત કરાવીને તથા ઉદ્વર્ષણ કે ઉબટન એટલે (તેલમાલિસ વિના જ લોટ વગેરેથી) શરીર ચોળાવીને બુદ્ધિમાન વૈદ્યે બરાબર ભાનમાં આવેલા તે સંન્યાસના રોગીની સતત એકધારી ચિકિત્સા કર્યા જ કરવી અને તેના મનને ફરી સંજ્ઞાનાશ કરે એવાં કારણોથી બચાવ્યા કરવું.

યોગીન્દ્રનાથ સેન અહીં આવો ભાવ દર્શાવે છે કે, 'સંન્યાસના રોગીના મનને જેમ બને તેમ કાયમ બેભાન થતાં રોકવું જોઈએ; અને મરણનાં કારણોથી બરાબર બચાવ્યા કરવું જોઈએ; નહિ તો તે રોગના હુમલા ચાલુ જ રહ્યા કરે છે. આ સંબંધે સુશ્રુતે ઉત્તરસ્થાનના ૪૬ અધ્યાયમાં આમ કહ્યું છે: 'प्रभूतदोषस्तमसोऽतिरेकात् संमूर्च्छितो नैव विबुध्यते यः। संन्यस्तसंज्ञो भृशदुश्चिकित्स्यो ज्ञेयस्तदा बुद्धिमता मनुष्यः॥ यथाऽऽमलोष्टं सलिले निषिक्तं समुद्धरेदाशु विलीनमेव। तद्वच्चिकित्सेत्त्वरयाभिपन्नमवेदनं मृत्युवशं प्रयातम्॥ तीक्ष्णाञ्जनाभ्यञ्जनधूमयोगैस्तथा नखाभ्यन्तरशस्त्रपातैः। वादित्रगीतानुनयैरपूर्वैर्विघट्टनैर्गुप्तफलावघर्षैः। आभिः क्रियाभिश्च न लब्धसंज्ञः सानाहलालाश्वसनश्च वर्ज्यः॥ प्रबुद्धसंज्ञं वमनानुलोम्यैस्तीक्ष्णैर्विशुद्धं लघुपथ्यभुक्तम्॥ फलत्रिकैश्चित्रकनागराढ्यैस्तथाऽश्मजातामधुन:

રોગો ઉપરનાં ઔષધો; અને મદનાં, મૂર્છાનાં તથા સંન્યાસનાં કારણો, લક્ષણો તથા ઔષધો, એ બધું 'વિધિશોણિતીય' નામના આ અધ્યાયમાં (ભગવાન આત્રેયે) પ્રકાશિત કર્યું છે. ૫૮,૫૯

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'વિધિશોણિતીય' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

## यज्ञःपुरुषीय–अध्याय २५मो

### મંગલાચરણ અને આરંભ

अथातो यज्ञःपुरुषीयमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પછી શિષ્યોને આયુર્વેદ વિષે વધુ જાણવાની ઇચ્છા થઈ, અને તે શિષ્યોને આયુર્વેદ વિષે વધુ કહેવા માટે અધિકારી પણ જાણ્યા, તે પછી 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારીને 'હવે' અમે 'યજ્જઃપુરુષીય' નામનો (૨૫ મો) અધ્યાય કહીશું, એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના) શિષ્યોને કહ્યું. ૧

ચરકોપસ્કારમાં યોગીંદ્રનાથ સેન અહીં આમ શરૂઆત જણાવે છે: 'હવે અન્ન–પાનને લગતા ચાર અધ્યાયોનું 'અન્નપાનચતુષ્ક' શરૂ કરવામાં આવે છે; તેમાં હિત–અહિત આહારને જણાવતો 'યજ્જઃપુરુષીય' નામનો આ અધ્યાય શરૂ કરવામાં આવે છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આવી શરૂઆત સમજાવે છે: 'ઔષધયોજનામાં કરાતી લંઘન–બૃંહણ આદિ ચિકિત્સાઓ મિતાહાર વિના સિદ્ધ થતી નથી, એ કારણે ઉપર્યુક્ત ઔષધયોજનાને લગતા 'યોજનાચતુષ્ક' નામના ચાર અધ્યાયો કહ્યા પછી હવે હિત–અહિત આહારનું વિશેષ જ્ઞાન કરાવવા માટે 'અન્નપાન'ને લગતા ચાર અધ્યાયોરૂપ 'અન્નપાનચતુષ્ક'ની શરૂઆત કરતા ગ્રંથકાર, પ્રથમ ટૂંકમાં અન્નપાનના ગુણોનો ઉપદેશ કરવા માટે 'યજ્જઃપુરુષીય' નામનો અધ્યાય આરંભે છે. આ અધ્યાયનું આવું નામ રાખવામાં કારણ આ છે કે અહીં પાંચમા શ્લોકમાં કાશીના રાજા વામકે, પ્રથમ પ્રશ્નની શરૂઆતમાં 'किं नु भोः पुरुषो यज्ञः'–માણસ જેથી જન્મ્યા છે, એ પદના અર્થને જણાવતું 'यज्ञःपुरुष' इति पदम् अधिकृत्य कृतोऽयमध्यायः–यज्ञःपुरुषीयः 'यज्ञःपुरुषः' એવું પદ ચાલુ કરીને તેના અર્થને ઉદ્દેશી આ અધ્યાય રચવામાં આવ્યો છે, તેથી આ અધ્યાયનું આવું 'यज्ञःपुरुषीय' નામ રખાયું છે.

આયુર્વેદદીપિકા ટીકાના કર્તા શ્રી ચક્રપાણિ અહીં આવી શરૂઆત જણાવે છે: 'ઉપર્યુક્ત યોજનાચતુષ્કમાં જે ૭ ઉપક્રમો અથવા ચિકિત્સા–કર્મો કહેવામાં આવ્યાં, તે અન્નપાનની જરૂરિયાત રાખીને જ રોગોને દૂર કરવા સમર્થ થાય છે; એ કારણે હવે અન્નપાનને લગતા ચાર અધ્યાયોરૂપ 'અન્નપાનચતુષ્ક'નો આરંભ કરવામાં આવે છે; તેમાં પણ ટૂંકમાં અન્નપાનોના ગુણોને જણાવતો આ 'યજ્જઃપુરુષીય' નામનો અધ્યાય પહેલાં આરંભે છે; તેમાં પ્રથમ માણસના વ્યાધિઓના કારણોનો નિશ્ચય કરાવનારું જે પ્રકરણ કહેવાયું છે, તે આહારના ગુણોને લગતો પ્રશ્ન ઉતારવા માટે તેમ જ પૂર્વોક્ત ૭ ઉપક્રમોરૂપ ચિકિત્સા કર્મોને લગતા રોગોનાં કારણોનું જ્ઞાન કરાવવા માટે પણ કહેલ છે. અહીં શરૂઆતમાં પાંચમા શ્લોકમાં 'यज्ञःपुरुषः'–માણસ જેનાથી જન્મ્યો હોય છે એવા પ્રશ્નની પ્રધાનતાનો અધિકાર ચાલુ કરીને આ અધ્યાય રચવામાં આવ્યો છે, તેથી આ અધ્યાયને 'યજ્જઃપુરુષીય' એ નામે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. જોકે પ્રશ્નનો ક્રમ તો 'पुरुषो यज्ञः' એવા પ્રકારનો જ તે પાંચમા શ્લોકમાં કહેવાયો છે, છતાં પ્રશ્નનો જે અર્થ છે, તેનો સ્વીકાર કરીને જ 'यज्ञःपुरुषीय' એવું આ અધ્યાયનું નામ રખાયું છે. ૧

### માણસના રોગોનાં કારણોનો નિશ્ચય

पुरा प्रत्यक्षधर्माणं भगवन्तं पुनर्वसुम् ।
समेतानां महर्षीणां प्रादुरासीदियं कथा ॥ २ ॥
आत्मेन्द्रियमनोर्थानां योऽयं पुरुषसंज्ञकः ।
राशिरस्यामयानां च प्रागुत्पत्तिविनिश्चये ॥ ३ ॥

પૂર્વે જેમને ધર્મનો સાક્ષાત્કાર થઈ ચૂકયો હતો, એવા ભગવાન પુનર્વસુની સમીપે મોટા મોટા ઋષિઓ બેઠા હતા; ત્યારે આત્મા, ઇંદ્રિયો મન તથા ઇંદ્રિયોના વિષયોનો જે આ 'પુરુષ' નામનો રાશિ કે સમુદાય છે, તેની અને તેના રોગોની પ્રથમ ઉત્પત્તિનાં કારણોનો વિશેષ નિશ્ચય કરવા માટે તેઓની આ કથા પ્રકટ થઈ હતી. ૨,૩

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: હિત–અહિત આહારના સમૂહો, માણસોના રોગોને ચારે બાજુ વધારી મૂકે છે, તેથી તે આહારો જ રોગોનું કારણ છે, એમ જણાવવા માટે પ્રથમ માણસોના રોગોનાં કારણોનો નિશ્ચય કરાવનાર પ્રકરણની શરૂઆત કરે છે. પૂર્વ કાળે તપના પ્રભાવથી ભગવાન પુનર્વસુએ ધર્મનો સાક્ષાત્કાર

(પ્રથમ) તેના દોષ પ્રમાણે તથા બળ પ્રમાણે (વમનાદિ) પંચકર્મો અવશ્ય કરવાં જોઈએ; તેમ જ (ઉન્માદરોગના અધિકારમાં કહેલ) અઠ્યાવીસ ઔષધિઓથી યુક્ત (કલ્યાણક) ઘૃતનો પ્રયોગ, અથવા (કુષ્ઠના અધિકારમાં કહેલ) તિક્તઘૃતનો પ્રયોગ, અથવા મહાતિક્તષટ્પલ ઘૃતનો પ્રયોગ કરવો ઉત્તમ ગણાય છે; અથવા ઘી, મધ અને સાકર સહિત ત્રિફલાનો પ્રયોગ અથવા શિલાજિતનો પ્રયોગ કે દૂધનો પ્રયોગ પણ ઉત્તમ કહેવાય છે; અથવા પિપ્પલીનો પ્રયોગ કે દૂધની સાથે ચિત્રકનો પ્રયોગ અથવા રસાયનોનો પ્રયોગ કે (દશ વર્ષના જૂના) કૌંભઘૃતનો પ્રયોગ પણ વખણાય છે; ઉપરાંત રુધિરસ્રાવણ કરવાથી તેમ જ (વેદ, સ્મૃતિ આદિ) શાસ્ત્રોનું તથા સાત્ત્વિક સત્પુરુષોનું સેવન કરવાથી પણ માણસોના મદરોગો તથા મૂર્છારોગો અત્યંત શાંત થાય છે-મટે છે. ૪૮-૫૭

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, મદ તથા મૂર્છાના રોગીને પ્રથમ સ્નેહ અને સ્વેદપૂર્વક પંચકર્મ કર્યા પછી તેના દોષ તથા બળને અનુસરી ઇંદ્રવરણાં આદિ અઠ્યાવીસ ઔષધિઓના કલ્કથી પકવેલું કલ્યાણ (અથવા પાનીયકલ્યાણક) નામનું ઘી ઉન્માદની ચિકિત્સામાં જે કહેવાશે તેનો પ્રયોગ; તેમ જ કોઢની ચિકિત્સામાં જે કહેવાશે તે મહાતિક્તક કે તિક્તષટ્પલક ઘૃતનો પ્રયોગ; ઘી, મધ અને સાકર સાથે ત્રિફલાનો પ્રયોગ, શિલાજિતનો પ્રયોગ, અથવા સુશ્રુતે ઉત્તરસ્થાનના ૪૬મા અધ્યાયમાં કહેલ 'सिद्धानि वर्गे मधुरे पयांसि'-મધુર વર્ગમાં પકવેલ દૂધનો પ્રયોગ, બળ પ્રમાણે પીપરાનો પ્રયોગ; પરંતુ રસાયનાધિકારમાં જે કહેવાશે, તે વર્ધમાન પિપ્પલીનો પ્રયોગ અહીં સમજવાનો નથી; તેમ જ કૌંભસર્પિષ કે કૌંભઘૃતનો પ્રયોગ શ્રેષ્ઠ ગણાય છે. દશ વર્ષના જૂના ઘીને 'કૌંભઘૃત' કહે છે; જ્યારે બીજા કેટલાક વિદ્વાનો આમ કહે છે કે 'स्थितं वर्षशतं श्रेष्ठं कौम्भं सर्पिस्तदुच्यते'-જે ઘી સો વર્ષ સુધી રહ્યું હોય તે 'કૌંભઘૃત' કહેવાય છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આ કૌંભઘૃત કહ્યું છે કે, 'एकादश शते चैव वत्सरानुषितं घृतम्। रक्षोघ्नं कुम्भसर्पिः स्यात् परतस्तु महाघृतम्'-આ શ્લોક ઉપર ડલ્હણાચાર્ય આવું આખ્યાન કરે છે કે, જે ઘી એકસો ને અગિયાર વર્ષ સુધી રહ્યું હોય તે 'કુંભસર્પિષ અથવા 'કુંભઘૃત' કહેવાય છે; તે રાક્ષસોનો નાશ કરે છે; એનું એ જ ઘી એકસો ને અગિયાર વર્ષ ઉપરનું હોય તેને 'મહાઘૃત' કહેવામાં આવે છે; આમાંનું 'કુંભઘૃત' મદ તથા મૂર્છા રોગનો નાશ કરનાર છે. એ વિશે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'सर्पिः पुराणं तिमिरप्रतिश्यायश्वासकासनुत्। मूर्च्छाच्छर्दिविषोन्मादमदापस्मारनाशनम्-જૂનું ઘી તિમિરરોગ, પ્રતિસ્યાય કે સળેખમ, શ્વાસ, ઉધરસ, મૂર્છા, ઊલટી, વિષ, ઉન્માદ, મદ તથા અપસ્માર કે વાઈના રોગને મટાડે છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે મદ, મૂર્છા તથા સંન્યાસરોગને મૂળમાંથી ઉખાડી કાઢનારી ચિકિત્સાઓ અહીં જણાવે છે: સંન્યાસરોગનું પ્રકરણ તો ચાલુ જ છે; તેથી મદ અને મૂર્છારોગની આ પણ ચિકિત્સાઓ સમજવી જોઈએ; એકંદર તે ત્રણેની તુલ્ય ચિકિત્સા અહીં આમ જણાવી છે: અઠ્યાવીસ ઔષધોનું કલ્યાણઘૃત જ પાનીયકલ્યાણઘૃત પણ કહેવાય છે; તેનો તથા મહાતિક્તઘૃત અને ષટ્પલતિક્તઘૃતનો પ્રયોગ પણ આ રોગોમાં શ્રેષ્ઠ ગણાય છે; એ સિવાય ઘી-સાકર-મધ સહિત ત્રિફલાનો પ્રયોગ અને એકલા શુદ્ધ શિલાજિતનો પ્રયોગ એ રતિ આદિના ક્રમે ઘી, મધ તથા સાકર સાથે જ કરવો જોઈએ; અને દૂધનો પ્રયોગ પણ ઘી, મધ અને સાકર સાથે જ અનુક્રમે ચાલુ કરવો જોઈએ; તેની શરૂઆત ચાર તોલાથી કરવી જોઈએ, એમ સમજવું; કેમ કે તે આહાર દ્રવ્ય છે; તેમ જ દૂધની સાથે વર્ધમાન-પિપ્પલીનો પ્રયોગ પણ કરવો; અથવા એ રતિ આદિના ક્રમે ચિત્રકનો પ્રયોગ દૂધની સાથે કરવો; અથવા હરડે, આમળાં વગેરે રસાયનોનો પ્રયોગ, અથવા દશ વર્ષના કે સો વર્ષના જૂના કૌંભઘૃતનો પ્રયોગ કરવો; રક્તસ્રાવણથી પણ મદ અને મૂર્છા મટે છે; સુશ્રુતે રક્તસ્રાવણમાં મૂર્છિત જે નિષેધ કર્યો છે, તે રક્તસ્રાવણ કરતાં જેને મૂર્છા આવે તેવાનો જ નિષેધ સમજવો; ઉપરાત વેદ-પુરાણ આદિ પુણ્યજનક સત્-શાસ્ત્રોનું સેવન અથવા સાત્ત્વિક સત્પુરુષોનું સેવન એટલે કે તેઓની સેવા-ચાકરી કે અંગ સ્પર્શથી પણ આ મદ, મૂર્છા તથા સંન્યાસરોગ મટે છે. ૪૮-૫૭

### આ અધ્યાયના વિષયોનો સંક્ષેપ

विशुद्धं चाविशुद्धं च शोणितं तस्य हेतवः।
रक्तप्रदोषजा रोगास्तेषु रोगेषु चौषधम् ॥ ५८ ॥
मदमूर्च्छायसंन्यासहेतुलक्षणभेषजम्।
विधिशोणितकेऽध्याये सर्वमेतत्प्रकाशितम् ॥ ५९ ॥

અત્યંત શુદ્ધ રુધિર, અશુદ્ધ રુધિર, તેનાં કારણો, રુધિરના પ્રદોષથી ઉત્પન્ન થતા રોગો, તે

રોગો ઉપરનાં ઔષધો; અને મદનાં, મૂર્છાનાં તથા સંન્યાસનાં કારણો, લક્ષણો તથા ઔષધો, એ બધું 'વિધિશોણિતીય' નામના આ અધ્યાયમાં (ભગવાન આત્રેયે) પ્રકાશિત કર્યું છે. ૫૮,૫૯

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'વિધિશોણિતીય' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

## यज्ञःपुरुषीय—अध्याय २५मो

### મંગલાચરણ અને આરંભ

**अथातो यज्ञःपुरुषीयमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥**

પછી શિષ્યોને આયુર્વેદ વિષે વધુ જાણવાની ઇચ્છા થઈ, અને તે શિષ્યોને આયુર્વેદ વિષે વધુ કહેવા માટે અધિકારી પણ જાણ્યા, તે પછી 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારીને 'હવે' અમે 'યજ્જઃપુરુષીય' નામનો (૨૫ મો) અધ્યાય કહીશું, એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના) શિષ્યોને કહ્યું. ૧

ચરકોપસ્કારમાં યોગીંદ્રનાથ સેન અહીં આમ શરૂઆત જણાવે છે: 'હવે અન્ન–પાનને લગતા ચાર અધ્યાયોનું 'અન્નપાનચતુષ્ક' શરૂ કરવામાં આવે છે; તેમાં હિત–અહિત આહારને જણાવતો 'યજ્જઃપુરુષીય' નામનો આ અધ્યાય શરૂ કરવામાં આવે છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આવી શરૂઆત સમજાવે છે: 'ઔષધયોજનામાં કરાતી લંઘન–બૃંહણ આદિ ચિકિત્સાઓ મિતાહાર વિના સિદ્ધ થતી નથી, એ કારણે ઉપર્યુક્ત ઔષધયોજનાને લગતા 'યોજનાચતુષ્ક' નામના ચાર અધ્યાયો કહ્યા પછી હવે હિત–અહિત આહારનું વિશેષ જ્ઞાન કરાવવા માટે 'અન્નપાન'ને લગતા ચાર અધ્યાયોરૂપ 'અન્નપાનચતુષ્ક'ની શરૂઆત કરતા ગ્રંથકાર, પ્રથમ ટૂંકમાં અન્નપાનના ગુણોનો ઉપદેશ કરવા માટે 'યજ્જઃપુરુષીય' નામનો અધ્યાય આરંભે છે. આ અધ્યાયનું આવું નામ રાખવામાં કારણ આ છે કે અહીં પાંચમા શ્લોકમાં કાશીના રાજા વામકે, પ્રથમ પ્રશ્નની શરૂઆતમાં 'किं नु भोः पुरुषो यज्ञः'—માણસ જેથી જન્મ્યા છે, એ પદના અર્થને જણાવતું 'यज्ञःपुरुष' इति पदम् अधिकृत्य कृतोऽयमध्यायः—यज्ञ.पुरुषीयः 'यज्ञःपुरुषः' એવું પદ ચાલુ કરીને તેના અર્થને ઉદ્દેશી આ અધ્યાય રચવામાં આવ્યો છે, તેથી આ અધ્યાયનું આવું 'यज्ञःपुरुषीय' નામ રખાયું છે.

આયુર્વેદદીપિકા ટીકાના કર્તા શ્રી ચક્રપાણિ અહીં આવી શરૂઆત જણાવે છે: 'ઉપર્યુક્ત યોજનાચતુષ્કમાં જે ૭ ઉપક્રમો અથવા ચિકિત્સા–કર્મો કહેવામાં આવ્યાં, તે અન્નપાનની જરૂરિયાત રાખીને જ રોગોને દૂર કરવા સમર્થ થાય છે; એ કારણે હવે અન્નપાનને લગતા ચાર અધ્યાયોરૂપ 'અન્નપાનચતુષ્ક'નો આરંભ કરવામાં આવે છે; તેમાં પણ ટૂંકમાં અન્નપાનોના ગુણોને જણાવતો આ 'યજ્જઃપુરુષીય' નામનો અધ્યાય પહેલાં આરંભે છે; તેમાં પ્રથમ માણસના વ્યાધિઓના કારણોનો નિશ્ચય કરાવનારું જે પ્રકરણ કહેવાયું છે, તે આહારના ગુણોને લગતો પ્રશ્ન ઉતારવા માટે તેમ જ પૂર્વોક્ત ૭ ઉપક્રમોરૂપ ચિકિત્સા કર્મોને લગતા રોગોનાં કારણોનું જ્ઞાન કરાવવા માટે પણ કહેલ છે. અહીં શરૂઆતમા પાચમા શ્લોકમાં 'यज्ञ.पुरुषः'—માણસ જેનાથી જન્મ્યો હોય છે એવા પ્રશ્નની પ્રધાનતાનો અધિકાર ચાલુ કરીને આ અધ્યાય રચવામાં આવ્યો છે, તેથી આ અધ્યાયને 'યજ્જઃપુરુષીય' એ નામે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. જોકે પ્રશ્નનો ક્રમ તો 'पुरुषो यज्जः' એવા પ્રકારનો જ તે પાંચમા શ્લોકમાં કહેવાયો છે, છતાં પ્રશ્નનો જે અર્થ છે, તેનો સ્વીકાર કરીને જ 'यज्ञःपुरुषीय' એવું આ અધ્યાયનું નામ રખાયું છે. ૧

### માણસના રોગોનાં કારણોનો નિશ્ચય

**पुरा प्रत्यक्षधर्माणं भगवन्तं पुनर्वसुम् ।**
**समेतानां महर्षीणां प्रादुरासीदियं कथा ॥ २ ॥**
**आत्मेन्द्रियमनोर्थानां योऽयं पुरुषसंज्ञकः ।**
**राशिरस्यामयानां च प्रागुत्पत्तिविनिश्चये ॥ ३ ॥**

પૂર્વે જેમને ધર્મનો સાક્ષાત્કાર થઈ ચૂક્યો હતો, એવા ભગવાન પુનર્વસુની સમીપે મોટા મોટા ઋષિઓ બેઠા હતા; ત્યારે આત્મા, ઇંદ્રિયો મન તથા ઇંદ્રિયોના વિષયોનો જે આ 'પુરુષ' નામનો રાશિ કે સમુદાય છે, તેની અને તેના રોગોની પ્રથમ ઉત્પત્તિનાં કારણોનો વિશેષ નિશ્ચય કરવા માટે તેઓની આ કથા પ્રકટ થઈ હતી. ૨,૩

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: હિત–અહિત આહારના સમૂહો, માણસોના રોગોને ચારે બાજુ વધારી મૂકે છે, તેથી તે આહારો જ રોગોનું કારણ છે, એમ જણાવવા માટે પ્રથમ માણસોના રોગોનાં કારણોનો નિશ્ચય કરાવનાર પ્રકરણની શરૂઆત કરે છે. પૂર્વ કાળે તપના પ્રભાવથી ભગવાન પુનર્વસુએ ધર્મનો સાક્ષાત્કાર

કર્યો હતો, તેથી તેમની પાસે ઘણા મોટા મોટા ઋષિઓ બેસી રહેતા હતા; તે વેળા આત્મા કે ચેતનાધાતુ, દશ ઇંદ્રિયો, મન અને ઇંદ્રિયોને લગતા શબ્દાદિ પાંચ વિષયોનો જે 'પુરુષ' નામનો રાશિ અથવા સમુદાય છે; આમાં અવ્યક્ત આદિ ભૂતપ્રકૃતિઓનો સમાવેશ 'આત્મા'માં કર્યો છે; એ પુરુષને લગતા રોગોની પ્રથમ ઉત્પત્તિ કયા કારણે થાય છે? એ કારણોનો નિશ્ચય કરવા વિષેની આવી કથા શરૂ થઈ હતી.'

શ્રી ચક્રપાણિ આ સંબંધે આમ જણાવે છે: 'મહર્ષિ આત્રેયને તપના પ્રભાવથી દરેક ધર્મોનો પ્રત્યક્ષ અનુભવ થઈ ચૂક્યો હતો. જેથી તેમની પાસે તત્ત્વ જાણવાની ઇચ્છાથી ઋષિઓના સમુદાયો બેસી રહેતા હતા અને અન્યોન્ય તત્ત્વપ્રશ્નો પૂછતા હતા; તેઓમાં આત્મા, ઇંદ્રિયો, મન તથા ઇંદ્રિયોના વિષયોના એકત્ર સમુદાયરૂપ આ મનુષ્ય કે પુરુષની તથા તેને થતા રોગોની ઉત્પત્તિના વિશેષ નિશ્ચયના વિષયની ચર્ચા શરૂ થઈ હતી.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ આમ સમજાવે છે: 'મહર્ષિ આત્રેયની પાસે એકઠા મળેલા મહર્ષિઓ આ સંબંધે ચર્ચા કરી રહ્યા હતા કે આ પુરુષ નામનો એક રાશિ છે, જેમાં આત્મા, મન, ઇંદ્રિયો તથા ઇંદ્રિયોના વિષયો એકઠા મળેલા છે; આ પુરુષ આયુર્વેદનું એક અધિકરણ છે; અને એ જ આત્મા, ઇંદ્રિયો મન તથા ઇંદ્રિયોના એકત્ર મિલનરૂપ છે. આ શ્લોકસ્થાનના પ્રથમ અધ્યાયમાં પુરુષને અધિકરણરૂપે કહેલ પણ છે: 'सत्त्वमात्मा शरीरं च त्रयमेतत् त्रिदण्डवत्। लोकस्तिष्ठति संयोगात् तत्र सर्वं प્रतिष्ठितम्। स पुमाँश्चेतनं तच्च तच्चाधिकरणं स्मृतम्। वेदस्यास्य तदर्थं हि वेदोऽयं सम्प्रकाशितः।' (જુઓ શ્લોકસ્થાન અ. ૧ લો, શ્લોક ૪૩-૪૪) જોકે તે સ્થળે ઇંદ્રિયોને તથા ઇંદ્રિયોના વિષયોને અલગ લીધા નથી, તોપણ તે સ્થળે ગ્રહણ કરેલા 'શરીર' શબ્દમાં તે તે ઇંદ્રિયોનો સમાવેશ સમજવાનો છે અને મન, આત્મા તથા ઇંદ્રિયોના સંયોગમાં તે ઇંદ્રિયોના વિષયોનો સમાવેશ જાણી લેવાનો છે; કારણ કે જ્યાં સુધી ઇંદ્રિયોનો મનની સાથે અને મનનો આત્માની સાથે સંયોગ થતો નથી, ત્યાં સુધી ઇંદ્રિયો પોતાના વિષયોનું ગ્રહણ કરવા સમર્થ થતી નથી. ૨,૩

### કાશિરાજ વામકનો પ્રશ્ન

तदन्तरं काशिपतिर्वामको वाक्यमर्थवत्।
व्याजहारर्षिसमितिमभिसृत्याभिवाद्य च ॥ ४ ॥
किं नु (भोः) स्यात् पुरुषो यज्ज-
स्तज्जास्तस्यामयाः स्मृताः।
न वेत्युक्ते नरेन्द्रेण प्रोवाचर्षीन् पुनर्वसुः ॥ ५ ॥
सर्वे एवामितज्ञानविज्ञानच्छिन्नसंशयाः।
भवन्तश्छेत्तुमर्हन्ति काशिराजस्य संशयम् ॥ ६ ॥

તે પછી કાશીનો રાજા વામક ઋષિઓની તે સભાની સમીપે ગયો; તેણે તેઓને વંદન કરી આવું અર્થયુક્ત વાક્ય કહ્યું: 'હે ભગવાનો! આ પુરુષ જેથી ઉત્પન્ન થયો છે, તેથી જ તેના રોગો પણ ઉત્પન્ન થયેલા મનાયા છે, તે શું બરાબર છે કે બરાબર નથી?' એમ તે રાજાએ પ્રશ્ન કર્યો, ત્યારે પુનર્વસુએ (બધા) ઋષિઓને ઉદ્દેશી કહ્યું કે, 'તમે બધાએ અમાપ જ્ઞાન તથા વિજ્ઞાનથી પોતાના સંશયોને છેદી નાખ્યા છે, તો તમે આ કાશિરાજનો સંશય છેદવાને યોગ્ય છો. ૪-૬

### મહર્ષિ મૌદ્ગલ્યનો પ્રત્યુત્તર

पारीक्षिस्तत्परीक्ष्याग्रे मौद्गल्यो वाक्यमब्रवीत्।
आत्मजः पुरुषो रोगाश्चात्मजाः कारणं हि सः ॥७॥
स चिनोत्युपभुङ्क्ते च कर्म कर्मफलानि च।
न ह्यृते चेतनाधातोः प्रवृत्तिः सुखदुःखयोः ॥ ८ ॥

પછી મૌદ્ગલ્યગોત્રના 'પારીક્ષિ' નામના એક ઋષિ, સૌની આગળ, તે કાશિરાજના પ્રશ્ન પર ખૂબ વિચાર કર્યા પછી આવું વાક્ય બોલ્યા: 'પુરુષ આત્માથી ઉત્પન્ન થાય છે, માટે રોગો પણ તે આત્માથી જ ઉત્પન્ન થાય છે; કેમ કે તે આત્મા જ કારણરૂપ છે; આત્મા કર્મો કરે છે અને કર્મોનાં ફળોને પણ તે આત્મા જ ભોગવે છે; કેમ કે ચેતનાધાતુ–એ આત્મા વિના સુખદુઃખમાં કોઈની પ્રવૃત્તિ ઘટતી નથી. ૭,૮

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'પુરુષની તથા તેના રોગોની પ્રથમ ઉત્પત્તિના કારણ વિષે વાદીઓના વિવિધ વાદો અહીં દર્શાવે છે: ઉપર પુનર્વસુએ કહ્યું કે, હે ઋષિઓ! તમે કાશિરાજનો સંશય દૂર કરવાને યોગ્ય છો; ત્યારે એ મહર્ષિઓની મધ્યે મૌદ્ગલ્ય ગોત્રમાં ઉત્પન્ન થયેલા 'પારીક્ષિ' નામના કોઈ એક ઋષિએ, તે વામક રાજાના પ્રશ્ન પર ખૂબ વિચાર કર્યો અને પછી આવું વાક્ય કહ્યું: 'પુરુષ જો આત્માથી ઉત્પન્ન થયો છે, તો રોગો પણ આત્માથી જ ઉત્પન્ન થયેલા હોવા જોઈએ; કારણ કે તે આત્મા કર્મો કરે છે, એ કારણે તે તે કર્મોનાં ફળને તે આત્મા જ ભોગવે છે એટલે આત્મા જ અનેક યોનિઓમાં જન્મ લઈ તે તે કર્મફળરૂપ સુખ-દુઃખનો અનુભવ કરે છે; કેમ કે ચેતના-ધાતુ એ આત્મા વિના સુખ-દુઃખ, રોગ-

, જન્મ–મરણ તથા બંધ કે મોક્ષ આદિની પણ સંભવતી નથી. આ સંબંધે આ ચરકમાં શારીર-'કતિધાપુરુષીય' નામના ૧ લા અધ્યાયમાં કહેવાશે તમઃ सत्यमनृतं वेदाः कर्म शुभाशुभम् । न स्यात् कर्ता त्र पुरुषो न भवेद् यदि । नाश्रयो न सुखं नार्तिर्न तेर्न वाक् । न विज्ञानं न शास्त्राणि न जन्म मरणं न बन्धो न च मोक्षः स्यात् पुरुषो न भवेद् यदि । पुरुषस्तस्मात् कारणज्ञैरुदाहृतः । न चेत् कारणमात्मा दयः स्युरहेतुकाः–જો પુરુષ કે આત્મા ન હોય તો અંધકાર એટલે જ્ઞાન કે અજ્ઞાન, સત્ય, અસત્ય, ુભ–અશુભ કર્મ, કર્તા કે જ્ઞાતા કોઈ ન સંભવે; કે આત્મા ન હોય તો આશ્રય ન હોય, સુખ ન ઃખ ન હોય, ગતિ કે અગતિ પણ ન હોય, ન હોય, વિજ્ઞાન ન હોય, શાસ્ત્રો ન હોય, જન્મ , મરણ ન હોય, બંધન ન હોય કે મોક્ષ પણ ; તે ઉપરથી કારણોને જાણનારા પુરુષોએ આત્માને તરીકે કહ્યો છે; કેમ કે સર્વના કારણરૂપ એવો આત્મા હોય તો આકાશ વગેરે પદાર્થો હેતુ કે પ્રયોજન થઈ પડે.'

ગંગાધર અહીં ખૂબ વિસ્તારથી આમ સમજાવે ી આત્રેયનું એ વચન સાંભળ્યા પછી જે જે ે જે જે કહ્યું હતું, તે અહીં દર્શાવે છે: રાશિ-કે હરકોઈ દેવ–મનુષ્ય વગેરે ચોવીસ તત્ત્વોના વિકા-જે સમુદાય છે, તેની તથા તેને લગતા રોગોની ઉત્પત્તિમાં જેટલાં કારણો છે, તે કારણો માંહેનાં ેક કારણ–વાદનો આશ્રય કરી તે તે ઋષિઓ રાજને અહીં પ્રત્યુત્તર આપે છે: તે ઋષિઓમાં આગળ બેઠેલા મૌદ્ગલ્ય ગોત્રના પારીક્ષિઋષિ, ાશિપુરુષ તથા તેના રોગોની પ્રથમ ઉત્પત્તિમાં વિચારી, પરીક્ષા કરીને આમ બોલ્યા: આત્મા ા ધાતુ કે જે અવ્યક્ત નામે છે,-તે મહાન જીવાત્મા-પ્રજ્ઞાની ઉપાધિવાળો થાય છે; ત્યારે 'પ્રાજ્ઞ' કહેવાય તે જ ચેતના ધાતુ, અહંકાર આદિ ત્રેવીસ સૂક્ષ્મ ારૂપ તેટલી ઉપાધિયુક્ત થઈને સૂક્ષ્મ શરીરધારી જસ' નામે કહેવાય છે; તે જ ચેતના ધાતુ પહેલાં ાં ભૂતોમાં પાછળથી પ્રવેશીને પાંચભૂતોરૂપી ઉપાધિથી થાય છે, ત્યારે 'વૈશ્વાનર' કહેવાય છે; એમ ની એક જ ચેતનાધાતુ, ઉપાધિયુક્ત થઈને ત્રણ રે થાય છે; એમ તે જ આત્મા થકી તે તે દેવ, ્ય આદિરૂપ 'રાશિપુરુષ' ઉત્પન્ન થાય છે, માટે તે તે ાપુરુષ આત્માથી ઉત્પન્ન થયેલ કહેવાય છે. એ પને લગતા જે જે રોગો ઉત્પન્ન થાય છે, તેઓ પણ આત્માથી જ ઉત્પન્ન થયા હોઈને જેનાથી પુરુષ ઉત્પન્ન થયો છે, તેનાથી જ તેના રોગો પણ ઉત્પન્ન થાય છે; કારણ કે સર્વનું કારણ તો એ ચેતનાધાતુ આત્મા જ છે; કારણ કે તે જ આત્મા કે અવ્યક્ત ચેતનાધાતુ, પાંચ સ્થૂળ ભૂતોરૂપ ઉપાધિથી યુક્ત થાય છે, ત્યારે 'વૈશ્વાનર' નામે જાગૃત અવસ્થામાં સ્થિતિવાળો, સાત અંગોથી યુક્ત અને ઓગણીસ તત્ત્વોરૂપ મુખવાળો હોઈ આ સ્થૂળ શરીરને ગ્રહણ કરી ધર્મ–અધર્મના સાધન-રૂપ કર્મને એટલે કે વાણી, મન તથા શરીરની પ્રવૃત્તિને બુદ્ધિના અયોગ, અતિયોગ, મિથ્યાયોગ તથા સમયોગ વડે એકત્ર કરે છે; અને તે તે કર્મોનાં ફળને ભોગવે છે; જેમ કે જાગૃત અવસ્થાવાળો તે 'વૈશ્વાનર' આત્મા, સ્થૂળ સર્વ વિષયરૂપ સુખ–દુઃખને કે બુદ્ધિના સમયોગપૂર્વકની વાણીની, મનની તથા શરીરની પ્રવૃત્તિને 'સમ' અથવા એકસરખી–યોગ્ય રીતે કરે છે, ત્યારે તે દ્વારા તેને ધર્મ પ્રાપ્ત થાય છે અને તેના ફળ સુખ વગેરેને તે ભોગવે છે; પરંતુ બુદ્ધિના વિષમ યોગને લીધે જે જે વાણીની, મનની તથા શરીરની પ્રવૃત્તિને તે આચરે છે, તે વિષમ યોગ દ્વારા કરેલાં કર્મનું ફળ અધર્મ અથવા શરીરના તથા મનના દોષની વિષમતારૂપ રોગરૂપે પ્રાપ્ત કરીને તે રૂપ જ કર્મફળ અથવા અધર્મનાં ફળરૂપ દુઃખોને તે ભોગવે છે; એ જ પ્રમાણેનાં તેવાં જ તે તે ધર્મ–અધર્મનાં ફળને તે જ અવ્યક્ત–ચેતના ધાતુ–આત્મા, ત્રેવીસ તત્ત્વોરૂપી ઉપાધિથી યુક્ત 'તૈજસ' નામધારી બનીને સ્વપ્નાવસ્થામાં પણ અંદરની પ્રજ્ઞાથી યુક્ત રહી સાત અંગોવાળો તથા ઓગણીસ મુખોવાળો રહી અત્યંત સ્પષ્ટ સ્વરૂપ થઈને સુખોને તથા દુઃખોને તે ભોગવે છે; અહીં શંકા થાય છે કે અહિત આચાર વગેરેથી દુઃખો થાય છે અને હિત આચાર વગેરે-થી સુખો થાય છે; પરંતુ તે આત્માથી કઈ રીતે ઉત્પન્ન થાય છે? આનું જ સમાધાન અહીં મૂળમાં કહે છે કે ચેતના ધાતુ આત્મા વિના સુખદુઃખની પ્રવૃત્તિ કે ઉત્પત્તિ હોતી જ નથી; એ આત્મા બુદ્ધિના સમયોગથી યુક્ત રહીને જો કર્મ કરે છે, તો તેનું ફળ ધર્મ કે આરોગ્ય અથવા સુખરૂપે ઉત્પન્ન થાય છે; પરંતુ બુદ્ધિના વિષમ યોગથી યુક્ત રહીને તે જ આત્મા જો કર્મ કરે છે, તો એ કર્મોની વિષમતાને લીધે અધર્મ અથવા ધાતુઓની વિષમતારૂપે રોગીપણું કે દુઃખ ઉત્પન્ન થાય છે.

શ્રી ચક્રપાણિ મૌદ્ગલ્યના મતનો આવો ભાવ કાઢે છે કે,-કર્મની સહાયતાવાળો આત્મા જ પોતાનો સંબંધ ધરાવતાં શરીરોનો તથા વિકારો આદિનો કર્તા છે: ૭,૮

## મૌદ્‌ગલ્યના એ મતની સામે શરલોમા ઋષિનો આક્ષેપ

**शारलोमा तु नेत्याह न ह्यात्माऽऽत्मानमात्मना।**
**योजयेद्‌व्याधिभिर्दुःखैर्दुःखद्वेषी कदाचन ॥९॥**
**रजस्तमोभ्यां तु मनः परीतं सत्त्वसंज्ञकम्।**
**शरीरस्य समुत्पत्तौ विकाराणां च कारणम् ॥१०॥**

ત્યારે 'શરલોમા' નામના એક ઋષિએ તો આમ કહ્યું કે, 'ના, એમ ન હોય; આત્મા પોતે જ પોતાને દુઃખરૂપ વ્યાધિઓ સાથે કદી જોડે જ નહિ; કેમ કે તે પોતે તો દુઃખનો દ્વેષી છે; એટલે કે દુઃખોને ધિક્કારે જ છે; માટે 'સત્ત્વ' એવી સંજ્ઞા ધરાવતું (પ્રાણીઓનું) જે મન છે, તે જ રજોગુણ તથા તમોગુણથી ઘેરાયેલું બનીને શરીરની તથા (તેના) રોગોની ઉત્પત્તિમાં કારણરૂપ થાય છે. ૯,૧૦

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ પણ જણાવે છે કે, 'આત્મા પોતે જ પોતાને હરકોઈ રીતે ઉત્પન્ન કરવા જો સમર્થ હોય તો તે પોતે પોતાને પ્રિય યોનિઓમા જ ઉત્પન્ન કરે, પણ પોતાને અપ્રિય યોનિમાં તે પોતે કદી ઉત્પન્ન કરે નહિ; તેમ જ દુઃખો તરફ તો તેને દ્વેષ કે ધિક્કાર જ સ્વાભાવિક રહે છે; તેથી તે પોતાને સર્વ સ્થળે, સર્વ પ્રકારે સુખિયો જ કરે પણ કોઈ પણ સ્થિતિમા પોતાને તે વ્યાધિઓરૂપી દુઃખો સાથે કદી જોડે જ નહિ; એ ઉપરથી પણ સાબિત થાય છે કે હરકોઈ રાશિપુરુષ, આત્માથી ઉત્પન્ન થતો નથી; તેમ જ તેના રોગો પણ આત્માથી કદી ઉત્પન્ન થતા નથી. તો પછી આ પ્રશ્ન થાય છે કે, એ રાશિપુરુષની તથા તેના રોગોની ઉત્પત્તિ કયાં કારણથી થાય છે? આનો જ ઉત્તર અહીં મૂળમાં કહે છે કે, સંસારનું કારણ અથવા સંસારમાં પોતાને ઉત્પન્ન કરવામાં કારણ રજોગુણ તથા તમોગુણ જ છે; એ રજોગુણથી તથા તમોગુણથી મન યુક્ત બને છે, ત્યારે તેજ 'સત્ત્વ' નામે કહેવાતું મન, પ્રાણીના શરીરની ઉત્પત્તિમા તથા તેના રોગોની ઉત્પત્તિમાં કારણ બને છે; આ ઉપરથી નક્કી થાય છે કે, હરકોઈ રાશિપુરુષ, 'સત્ત્વ' સંજ્ઞાધારી મનથી જ ઉત્પન્ન થાય છે અને રોગો પણ તે મનથી જ ઉત્પન્ન થાય છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: પારીક્ષિતનું વચન સાંભળી શરલોમાઋષિએ કહ્યું: 'હરકોઈ રાશિપુરુષ, આત્માથી ઉત્પન્ન થાય છે, એમ જે કહ્યું તે બરાબર નથી; તેમ જ તેના રોગો પણ આત્માથી ઉત્પન્ન થાય છે, એમ જે કહેવાયું તે પણ યોગ્ય નથી; કારણ કે આત્મા તો દુઃખનો દ્વેષી છે, તેથી તે આત્મા પોતે જ પોતાને પોતાના જ દ્વારા દુઃખરૂપી વ્યાધિઓની સાથે કદી જોડે જ નહિ; તે ઉપરથી જણાય છે કે, રોગો આત્માથી ઉત્પન્ન થતા નથી, તેમ જ પુરુષ પણ આત્માથી ઉત્પન્ન થતો નથી; તો પ્રશ્ન આ થાય છે કે, પુરુષની તથા રોગોની પ્રથમ ઉત્પત્તિ શાથી થાય છે? આનો ઉત્તર શરલોમા પોતે આમ કહે છે: 'સત્ત્વ' સંજ્ઞા ધરાવતું મન રજોગુણથી તથા તમોગુણથી વ્યાપ્ત બને છે, ત્યારે તે જ મન પુરુષના શરીરની ઉત્પત્તિમાં તથા વિકારોની ઉત્પત્તિમા કારણ થાય છે. રજોગુણનો સ્વભાવ પ્રવર્તક છે-પ્રવૃત્તિ કરાવનાર તરીકેનો છે અને તમોગુણ મોહાત્મક છે-મોહરૂપ સ્વભાવને ધરાવે છે. જે કાળે રજોગુણ વધ્યો હોય ત્યારે બુદ્ધિના સમયોગથી યુક્ત રહેલું મન પોતે વાણીથી તથા દેહથી સમયોગવાળાં કર્મોને કરે છે, જેથી તેનું ફળ ધર્મ તથા આરોગ્યરૂપે થાય છે; પરંતુ જ્યારે તમોગુણ વધ્યો હોય ત્યારે બુદ્ધિના વિષમ યોગને લીધે, મન પોતે, શરીર તથા વાણી દ્વારા વિષમ યોગયુક્ત કર્મોને કરે છે; ત્યારે તેનું ફળ અધર્મ, દુઃખ તથા રોગીપણું પ્રાપ્ત થાય છે; પરંતુ જ્યારે 'સત્ત્વ' સંજ્ઞાધારી એવું એ મન જીવનો સ્પર્શ કરે છે કે જીવાત્મા સાથે જોડાય છે, ત્યારે તે ધર્મ તથા અધર્મ દ્વારા પુરુષને પરલોકમાં લઈ જઈ ત્યાં ભોગોની અંતે ફરી તે ધર્મ-અધર્મની સાથે સૂક્ષ્મ શરીરયુક્ત તે જીવાત્માને પરલોકમાંથી નીચે ગતિ કરાવીને ગર્ભાશયમાં પ્રવેશ કરાવે છે, ત્યારે તે રાશિપુરુષ ઉત્પન્ન થાય છે; એમ જે મન દ્વારા રાશિપુરુષ ઉત્પન્ન થાય છે, તે જ મન દ્વારા તેના રોગો પણ ઉત્પન્ન થાય છે.'

શ્રી ચક્રપાણિ પોતાની ટીકામાં અહીં વધુ આમ પણ સમજાવે છે: અહીં મનને શરીરાદિના કારણ તરીકે કહેવામાં આવે છે, તો 'मन्यते अनेन' જેના વડે બધું મનાય છે-જણાય છે' એ વ્યુત્પત્તિ દ્વારા 'મન' શબ્દથી 'આત્મા' પણ સમજાય છે, તેથી એ 'આત્મા'ની શંકા દૂર કરવા મનને વિશેષણ આપવામાં આવ્યું છે કે 'सत्त्वसंज्ञकम्' જેનું નામ 'સત્ત્વ' છે, તે જ 'મન' અહીં લેવાનું છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આવો ભાવ લખે છે: અર્થાત્ જો આત્મા પોતે પોતાને ઉત્પન્ન કરવા 'સમર્થ' હોય તો પોતે તો દુઃખનો દ્વેષી હોવાના કારણે ઉત્તમમાં ઉત્તમ યોનિની અંદર સર્વકાળ આરોગ્ય યુક્ત રહેનાર તરીકે જ પોતાને ઉત્પન્ન કરે; પરંતુ એવું તે કરી શકતો નથી; તેથી એ આત્માને કાર માનવો

તે ઠીક નથી, પરંતુ મનને જ કારણ માનવું જોઈએ; તે મન રજોગુણ તથા તમોગુણથી યુક્ત થઈને સર્વનું કારણ બને છે. આ સંબંધે ગીતામાં કહ્યું પણ છે કે, 'मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः'—મન જ મનુષ્યોના બંધનમાં તથા મોક્ષમાં કારણ બને છે.' ૯,૧૦

## શરલોમાના એ મતની સામે વાર્યોવિદ રાજર્ષિનો આક્ષેપ

वार्योविदस्तु नेत्याह न ह्येकं कारणं मनः।
नर्ते शरीरं शारीरा रोगा न मनसः स्थितिः॥११॥
रसजानि तु भूतानि व्याधयश्च पृथग्विधाः।
आपो हि रसवत्यस्ताः स्मृता निर्वृत्तिहेतवः॥१२॥

(શરલોમાનું તે વચન સાંભળી) વાર્યોવિદ નામના એક રાજર્ષિએ પણ કહ્યું કે, ના, એમ નથી; એકલું મન જ કારણ નથી; શરીર વિના શરીરના રોગો તથા મનની સ્થિતિ હોઈ શકે જ નહિ; માટે દરેક ભૂતો, 'રસ'થી જ ઉત્પન્ન થાય છે અને જુદી જુદી જાતના રોગો પણ રસથી જ ઉત્પન્ન થાય છે; તે રસથી યુક્ત જળ જ હોય છે, માટે તે જળ જ (પુરુષની તથા તેના રોગની ઉત્પત્તિનું) કારણ કહેવાય છે. ૧૧,૧૨

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'શરીરની તથા તેના વિકારોની પ્રથમ ઉત્પત્તિ થવામાં મન કારણ છે, એમ ઉપર જે શરલોમા કહે છે, તે બરાબર નથી; કારણ કે શરીર વિનાનું એકલું મન કારણ હોઈ શકે નહિ; શરીર વિના શરીરના રોગોની તથા મનની સ્થિતિ કે વ્યવસ્થા હોઈ શકે નહિ; શરીર વિના કેવળ શરીરના રોગોથી સ્થિતિ ન હોય, એટલું જ નથી; પણ મનના રોગોથી પણ સ્થિતિ હોઈ શકે નહિ, મનના વિકારોમાં મનનું જે કારણપણું છે, તે એ મન જો શરીરની સાથે સંબંધવાળું છે, તો જ તે કારણ થઈ શકે છે; એમ મનનું કારણપણું દૂષિત કરીને વાર્યોવિદ રાજર્ષિ—પોતાનો મત જણાવે છે. કે દરેક પ્રાણીઓ રસથી ઉત્પન્ન થાય છે; એટલે માતાએ જે આહાર ખાધો હોય તેના રસમાંથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને જુદી જુદી જાતના જે રોગો ઉત્પન્ન થાય છે, તે પણ એ રસમાંથી જ ઉત્પન્ન થાય છે એટલે કે અસાત્મ્ય રસથી જ બધી જાતના રોગો ઉત્પન્ન થાય છે; તે રસથી યુક્ત તો જળ જ છે, માટે જળ જ પુરુષને તથા તેના રોગોને ઉત્પન્ન કરનાર છે. ચરક સૂત્રસ્થાનના ૨૬મા અધ્યાયમાં કહેશે કે 'षण्णां रसानां योनिरुदकम्'—છયે રસોનું ઉત્પત્તિકારણ પાણી જ છે, તેથી પાણી જ દરેક પ્રાણીઓનું તથા તેઓના રોગોનું ઉત્પત્તિકારણ હોઈ શકે છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'શરલોમાનું તે વચન સાંભળી વાર્યોવિદ રાજર્ષિએ આમ કહ્યું: 'ના, શરીરની તથા રોગોની પ્રથમ ઉત્પત્તિ મનથી થાય છે, એમ કહેવું તે યોગ્ય નથી; કારણ કે એકલું મન જ કારણ હોઈ શકે નહિ, પણ બીજાં કારણથી શરીરાદિની ઉત્પત્તિ થતી હોય ત્યારે મન તેની સમીપ રહી કામ કરનાર તરીકે ઘટે છે; તેથી બીજું કારણ જ અવસ્ય ઘટે છે. તે કારણ આ છે કે, આ સ્થૂલ શરીર વિના શરીરના રોગોની કે મનની જ સ્થિતિ હોઈ શકે નહિ, તો પુરુષ તથા રોગો શાથી ઉત્પન્ન થાય છે?' આ પ્રશ્નનો ઉત્તર અહીં તે વાર્યોવિદ આમ કહે છે કે દેવ–મનુષ્ય આદિ ભૂતો કે પ્રાણીઓ રસથી ઉત્પન્ન થાય છે, અર્થાત્ માતાપિતાએ જે આહાર કર્યો હોય, તેમાંથી ઉત્પન્ન થયેલ વીર્ય, રુધિર તથા ગર્ભિણીના આહારના રસમાંથી જ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે; તેમ જ બધાં પ્રાણીઓના અનેક પ્રકારના રોગો પણ વીર્યના દોષથી, રુધિરના દોષથી તથા આહારના દુષ્ટ રસમાંથી ઉત્પન્ન થાય છે. અહીં આ પ્રશ્ન થાય છે કે, રસ તો જિહ્વા ઇંદ્રિયનો જ એક વિષય છે; તેનો પ્રાણીઓની તથા તેના રોગોની ઉત્પત્તિમાં ઉપયોગ કઈ રીતે ઘટે છે? આનો ઉત્તર અહીં મૂળમાં જ આપે છે કે, રસથી યુક્ત જળ જ છે અને તે જળ જ પંચભૂતાત્મક રસની ઉત્પત્તિમાં કારણ છે; અર્થાત્ પાંચ ભૂતોથી બનેલા હરકોઈ પદાર્થમાં મધુર આદિ રસો, જળથી જ ઉત્પન્ન થાય છે એટલે પરંપરાએ જળ જ સર્વની ઉત્પત્તિનું કારણ ઘટે છે.

શ્રી ચક્રપાણિ અહીં આવો ભાવ દર્શાવે કે, શરીરી પ્રાણીમાં પ્રકટ થતા વાતાદિજન્ય શોષ આદિ રોગો શરીરના આધારે જ રહે છે એટલે કે રોગોની સ્થિતિ શરીર વિનાની હોતી નથી, તેમ જ રજોગુણ તથા તમોગુણથી યુક્ત એવું જે મન છે, તેની પણ કાયમી સ્થિતિ શરીરમાં જ હોય છે—શરીર વિના મન પોતે ક્યાં રહી શકે તેમ છે? વળી જે મન બિલકુલ નિર્દોષ હોય છે, તે તો કોઈ પણ પુરુષનું કે રોગનું કારણ કોઈ રીતે થતું જ નથી, માટે દરેક પ્રાણીઓ તથા તેઓના રોગો રસથી જ ઉત્પન્ન થાય છે, પરંતુ એ રસ પણ જળથી જ ઉત્પન્ન થાય છે, તેથી આમ જ કહી શકાય છે કે, વ્યાધિઓ તથા પુરુષને ઉત્પન્ન કરનાર—કારણરૂપ જે રસ છે, તેના પણ કારણ તરીકે જળને ગણી, કારણના પણ કારણરૂપ જળને જ પુરુષનું તથા રોગોનું કારણ કહેવું જોઈએ. ૧૧,૧૨

### વાર્યોવિદના મત સામે હિરણ્યાક્ષ કુશિકનો આક્ષેપ

हिरण्याक्षस्तु नेत्याह न ह्यात्मा रसजः स्मृतः।
नातीन्द्रियं मनः सन्ति रोगाः शब्दादिजास्तथा ॥१३
षड्धातुजस्तु पुरुषो रोगाः षड्धातुजास्तथा।
राशिः षड्धातुजो ह्येष सांख्यैराद्यैः परीक्षितः ॥१४॥

(વાર્યોવિદનું તે વચન સાંભળી) હિરણ્યાક્ષ કુશિકે આમ કહ્યું: અતીંદ્રિય આત્મા રસથી ઉત્પન્ન થઈ શકતો નથી; તેમ જ અતીંદ્રિય મન પણ રસથી ઉત્પન્ન થઈ શકતું નથી; વળી (જેમ રોગોને રસથી ઉત્પન્ન થતા તમે કહો છો,) તે જ પ્રમાણે એ રોગોને શબ્દાદિ વિષયોથી પણ ઉત્પન્ન થતા કહી શકાય તેમ છે; (એ પણ એક દોષ છે;) માટે પુરુષ છ ધાતુઓથી ઉત્પન્ન થાય છે અને રોગો પણ છ ધાતુઓથી જ ઉત્પન્ન થાય છે.(એમ જ માનવું જોઈએ.) આદિ કાળના સાંખ્યશાસ્ત્રીઓએ પણ આ રાશિ (પુરુષ વગેરે)ને છ ધાતુઓથી જ ઉત્પન્ન થતાં (સ્વીકારી) પરીક્ષા કરેલ છે, એટલે કે બરાબર નક્કી કરી તપાસી જોયેલ છે. ૧૩,૧૪

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'વાર્યોવિદના મત સામે હિરણ્યાક્ષ કુશિકે આવો આક્ષેપ કર્યો કે, આત્મા ઇંદ્રિયાતીત છે અને મન પણ ઇંદ્રિયાતીત છે, તેથી તેની ઉત્પત્તિ રસથી થઈ શકે નહિ; કેમ કે તેઓની ઉત્પત્તિ જો રસથી થતી હોય તો તેઓમાં અતીંદ્રિયપણું ઘટી શકે નહિ, પણ ઇંદ્રિયજન્ય જ્ઞાનનું વિષયપણું પ્રાપ્ત થાય; અર્થાત્ જે આત્મા તથા મન અતીંદ્રિય છે, તેને ઇંદ્રિયના વિષયરૂપે માનવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે; વળી બીજું પણ આ દૂષણ પ્રાપ્ત થાય છે કે, જેવી રીતે રોગો રસથી ઉત્પન્ન થાય છે, તે જ રીતે એ રોગો અસાત્મ્ય શબ્દ, સ્પર્શ, રૂપ તથા ગંધથી પણ ઉત્પન્ન થાય છે. એ કારણે રોગો પ્રત્યે જળધાતુ એક જ કારણ છે, એમ કહી શકાતું નથી; તો પુરુષની તથા વ્યાધિઓની ઉત્પત્તિ શાથી થાય છે? આનો ઉત્તર મૂળમાં આપે છે કે, આકાશ વગેરે પાંચ ભૂતોથી અને છઠ્ઠા આત્માથી-એમ છ ધાતુઓથી પુરુષ ઉત્પન્ન થાય છે અને તેના રોગો પણ એ છ ધાતુઓથી જ ઉત્પન્ન થાય છે; એ રીતે પુરુષ છ ધાતુઓથી ઉત્પન્ન થાય છે, તેમાં પ્રાચીન વિદ્વાનોની સંમતિ પણ અહીં મૂળમાં જણાવે છે કે, પૂર્વકાળના સાંખ્યજ્ઞાનીઓએ પણ રાશિપુરુષને છ ધાતુઓથી ઉત્પન્ન થયેલો સ્વીકારીને પરીક્ષા પણ કરી જોયેલ છે; એમ જ કેવળ કલ્પના કરીને તે કહેતા નથી. આ સંબંધે ચરક-શારીરના પ્રથમ અધ્યાયમાં પણ કહેશે કે 'खादयश्चेतनाषष्ठा धातवः पुरुषः स्मृतः-આકાશ વગેરે પાંચ ભૂતો તથા છઠ્ઠી ચેતના, એ મળીને જ પુરુષ ઉત્પન્ન થયેલો કહેવાય છે.'

અહીં શ્રી ગંગાધરે દાર્શનિક દૃષ્ટિએ ઘણું જ લાંબું લખ્યું છે, જેનો વિસ્તાર લખવાથી અહીં ગ્રંથવિસ્તાર થવાનો ભય રહે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ ઠીક સ્પષ્ટ કરે છે; તેઓ અહીં આમ સમજાવે છે કે, રાશિપુરુષ-આત્મા રસથી ઉત્પન્ન થઈ શકતો નથી; તેમ જ ઇંદ્રિયોનું અવિષય મન પણ રસથી ઉત્પન્ન થઈ શકતું નથી; કેમ કે રાશિપુરુષ તથા મન જો રસથી કે જળથી ઉત્પન્ન થતાં હોય તો તેઓ બન્ને અતીંદ્રિય કે ઇંદ્રિય-અવિષય રહી શકે નહિ; પરંતુ ઇંદ્રિયના વિષયરૂપ જ બની જાય; કારણ કે પ્રત્યેક કાર્ય તેના કારણને જ અનુસરે છે. રસ કે જળ તો ઇંદ્રિયના વિષયરૂપ છે, તો તેથી ઉત્પન્ન થનાર પુરુષ-આત્મા તથા મન પણ ઇંદ્રિયના વિષયરૂપ બનવાં જોઈએ; વળી બધા રોગો પણ રસ કે જળથી ઉત્પન્ન થતા હોય તેમ માની શકાતું નથી; કેમ કે અસાત્મ્ય શબ્દ, રૂપ, ગંધ આદિથી પણ રોગો ઉત્પન્ન થતા જણાય છે, એટલે તે રોગોને રસથી ઉત્પન્ન થતા કહી શકાય તેમ નથી. એટલે ખરી રીતે તો, પુરુષ તથા તેના રોગો છ ધાતુઓથી જ ઉત્પન્ન થાય છે, એમ જ માનવું તે ઠીક છે. પૂર્વ કાળના તત્ત્વજ્ઞાની મહર્ષિઓએ પણ આ રાશિ-પુરુષને છ ધાતુઓથી જ ઉત્પન્ન થતો માનેલ છે; વળી ચરક પણ શારીરસ્થાનના પ્રથમ અધ્યાયમાં એમ જ કહેશે; અને સુશ્રુતે પણ શારીરસ્થાનના પ્રથમાધ્યાયમાં આમ કહ્યું છે કે, 'यतोऽभिहित पञ्चमहाभूतशरीरिसमवायः पुरुष इति'-પાંચ મહાભૂત અને આત્માનો એકત્ર સમુદાય એ જ પુરુષ છે.'૧૩,૧૪

### હિરણ્યાક્ષકુશિકના એ મત સામે શૌનકિનો આક્ષેપ

तथा ब्रुवाणं कुशिकमाह तन्नेति शौनकः।
कस्मान्मातापितृभ्यां हि विना षड्धातुजो भवेत् ॥१५
पुरुषः पुरुषाद्गौर्गोरश्वादश्वः प्रजायते।
पैत्र्या मेहादयश्चोक्ता रोगास्तावत्र कारणम् ॥१६॥

કુશિક એમ કહી રહ્યા હતા, ત્યારે શૌનકિ ઋષિએ કહ્યું કે, ના એમ નથી; કારણ કે માતા-પિતા વિના છ ધાતુઓથી ઉત્પન્ન થનારો પુરુષ કઈ રીતે ઉત્પન્ન થઈ શકે છે? (આપણે જોઈએ છીએ કે) માણસથી માણસ, બળદથી બળદ અને ઘોડાથી ઘોડો ઉત્પન્ન થાય છે; તે જ પ્રમાણે માતા-

તાથી મનુષ્ય ઉત્પન્ન થાય છે અને તેના મેહ દિ રોગો પણ માતાપિતાથી જ ઉત્પન્ન થાય ; માટે એ માતાપિતા જ આ પુરુષમાં તથા રોગો- ાં કારણ છે. ૧૫,૧૬

યોગીન્દ્રનાથ અહીં આવો ભાવ કાઢે છે કે, 'જરાયુજ ણીઓનો જન્મ માતાપિતા વિના હોઈ શકે જ નહિ, જ પ્રમાણે પ્રમેહ, અરશ, કોઢ વગેરે તેના રોગો પણ ાતાપિતાથી જ થતા જોવામાં આવે છે; માટે આ ુષમાં તથા તેના રોગોમાં માતાપિતા જ કારણ છે; ંતુ ૭ ધાતુઓ કારણ નથી.'

શ્રી ગંગાધર અહીં ઠીક સમજાવે છે: હિરણ્યાક્ષ- શકને શૌનકિ કહે છે: ના, એમ નથી; સૂક્ષ્મ શરીરધારી ધાતુઓવાળો પુરુષ ભલે બીજધર્માં હોય, પરંતુ ાતાપિતા વિના એકલા તે સૂક્ષ્મ પુરુષથી સ્થૂળ શરીર- ારી રાશિપુરુષ કઈ રીતે ઉત્પન્ન થઈ શકે? જોકે વેદજ તથા ઉદ્ભિજ્જ પ્રાણીઓ માતાપિતા વિના ત્પન્ન થતાં દેખાય છે, પરંતુ જરાયુજ આદિ બધાં ાણીઓ, એ સ્વેદજ તથા ઉદ્ભિજ્જની પેઠે માતાપિતા ેના ઉત્પન્ન થતાં જોવામાં આવતાં નથી; દેવ–મનુષ્ય માદિ પુરુષ તેવા જ પોતાના જેવા પુરુષને ઉત્પન્ન કરે ; પરંતુ બળદને કે ઘોડાને ઉત્પન્ન કરતા નથી; તે જ માણે બળદ પણ પોતાના જેવા બળદને જ ઉત્પન્ન રે છે, પરંતુ દેવ–મનુષ્ય આદિ પુરુષને કે ઘોડાને ઉત્પન્ન કરતો નથી; અને ઘોડો પણ પોતાના જેવા જ ઘોડાને ઉત્પન્ન કરે છે, પરંતુ દેવ–મનુષ્ય આદિ પુરુષને, બળદને કે બીજા કોઈને તે ઉત્પન્ન કરતો નથી; એ ઉપરથી જણાય છે કે, પુરુષો માતાપિતાથી જ ઉત્પન્ન થાય છે; અને મેહ આદિ તેઓના રોગો પણ માતા- પિતાથી જ ઉત્પન્ન થાય છે; આ ઉપરથી આ જ નક્કી થાય છે કે તે માતાપિતા જ આ પુરુષની ઉત્પત્તિ- માં તથા રોગની ઉત્પત્તિમાં કારણ છે; જેમ કે જે માતાપિતાનાં આર્તવ તથા વીર્ય દુષ્ટ ન હોય, વળી તેમાંની જે માતા પણ દુષ્ટ ગર્ભાશયવાળી ન હોય, તે ઋતુકાળે પતિની સાથે સમાગમ કરે છે, ત્યારે તેના ગર્ભાશયમાં ગયેલું પતિનું શુદ્ધ વીર્ય ત્યાં રહેલા શુદ્ધ આર્તવની સાથે જ્યારે જોડાય છે, ત્યારે ૭ ધાતુઓવાળો સૂક્ષ્મ શરીરધારી બીજધર્મો આત્મા કે ચેતનાધાતુ ગર્ભની અંદર પ્રવેશ કરીને પ્રથમ પાંચ મહાભૂત નામની આકાશાદિ પાંચ ધાતુઓને સરજે છે; અને તે પછી પિતાના વીર્યમાં રહેલાં પાંચ મહાભૂતો, તેમ જ માતાનાં આર્તવમાં રહેલ પાંચ મહાભૂતો અને માતાએ ખાધેલા ખોરાકમાં રહેલ પાંચ મહાભૂતો, એ ચાર પ્રકાર- નાં આકાશ આદિ પાંચ ધાતુઓ અને છઠ્ઠો સૂક્ષ્મ શરીરધારી આત્મા, એમ ૭ ધાતુઓથી પુરુષ તથા તેના રોગો, એ આરંભના બળથી ચાલુ રહીને એટલે કે કોઢ, અરશ વગેરેરૂપે વીર્ય તથા રુધિરના જ દોષથી ચાલુ રહીને માતાપિતાથી જ ઉત્પન્ન થતા જોવામાં આવે છે; (એમ માતાપિતા વિના કેવળ ૭ ધાતુઓ પુરુષને તથા રોગોને ઉત્પન્ન કરી શકે જ નહિ.) ૧૫,૧૬

## શૌનકિના મત સામે ભદ્રકાપ્યનો આક્ષેપ

**भद्रकाप्यस्तु नेत्याह न ह्यन्धोऽन्धात्प्रजायते ।**
**मातापित्रोरपि च ते प्रागुत्पत्तिर्न युज्यते ॥ १७ ॥**
**कर्मजस्तु मतो जन्तुः कर्मजास्तस्य चामयाः ।**
**न ह्यृते कर्मणो जन्म रोगाणां पुरुषस्य वा ॥ १८ ॥**

**(શૌનકિના એ મત સામે) ભદ્રકાપ્ય ઋષિએ પણ આમ કહ્યું કે, ના, એમ નથી; આંધળાં માતાપિતાથી આંધળો પુરુષ ઉત્પન્ન થતો નથી; એટલે માતાપિતાથી પણ પ્રથમ (કે સૃષ્ટિના આરંભ- કાળે) પુરુષની ઉત્પત્તિ ઘટતી નથી; માટે હરકોઈ પ્રાણી તેનાં કર્મોથી ઉત્પન્ન થાય છે અને તેના રોગો પણ તેનાં કર્મોથી જ ઉત્પન્ન થાય છે; કર્મ વિના રોગોની કે પુરુષની ઉત્પત્તિ થતી નથી. ૧૭,૧૮**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'ઉપર શૌનકિ ઋષિએ માતાપિતાને કારણ તરીકે જણાવ્યાં હતાં; પરંતુ હવે ભદ્રકાપ્ય ઋષિ તે સામે પોતાનો કર્મ- વાદ જણાવે છે. માતાપિતા દરેક રાશિપુરુષોનું કે તેઓના રોગોનું કારણ હોઈ શકે નહિ; કારણ કે માતાપિતા આંધળાં હોય છે, તો તેનાથી આંધળો માણસ જન્મ પામતો નથી; જો માતાપિતા દરેક રાશિપુરુષનું કારણ હોય તો જડ, આંધળાં, મૂગાં, વામન તથા બહેરાં વગેરે માતાપિતાથી ઉત્પન્ન થયેલાં સંતાનો તેઓનાં જેવાં જ થવાં જોઈએ; કારણ કે હરકોઈ કાર્ય તેના કારણનાં જેવું જ હોય છે, એવો નિયમ છે; પરંતુ જેમાં માતા- પિતાને કારણ માનવામાં આવે છે, તેવાં કાર્યો તે માતાપિતારૂપ કારણના જેવાં થતાં નથી, એ કારણે માતાપિતા કારણ નથી; વળી માતાપિતાને કારણ કહેતા તમારા મતમાં સૌની પહેલાં–સૃષ્ટિના આરંભકાળે માતા- પિતાની પણ ઉત્પત્તિ ઘટતી નથી; કેમ કે તે માતાપિતા- ના કારણપણામાં તેમ જ એ બંને માતાપિતાની ઉત્પત્તિમાં પણ માતાપિતાને જ કારણ કહેવાં પડશે; એમ શરીર- રહિત સૃષ્ટિના આદિકાળે માતાપિતાની ઉત્પત્તિ ઘટતી જ

**વાર્યોવિદના મત સામે હિરણ્યાક્ષ કુશિકનો આક્ષેપ**

हिरण्याक्षस्तु नेत्याह न ह्यात्मा रसजः स्मृतः ।
नातीन्द्रियं मनः सन्ति रोगाः शब्दादिजास्तथा ॥१३
षड्धातुजस्तु पुरुषो रोगाः षड्धातुजास्तथा ।
राशिः षड्धातुजो ह्येष सांख्यैराद्यैः परीक्षितः ॥१४॥

(વાર્યોવિદનું તે વચન સાંભળી) હિરણ્યાક્ષ કુશિકે આમ કહ્યું: અતીંદ્રિય આત્મા રસથી ઉત્પન્ન થઈ શકતો નથી; તેમ જ અતીંદ્રિય મન પણ રસથી ઉત્પન્ન થઈ શકતું નથી; વળી (જેમ રોગોને રસથી ઉત્પન્ન થતા તમે કહો છો,) તે જ પ્રમાણે એ રોગોને શબ્દાદિ વિષયોથી પણ ઉત્પન્ન થતા કહી શકાય તેમ છે; (એ પણ એક દોષ છે;) માટે પુરુષ છ ધાતુઓથી ઉત્પન્ન થાય છે અને રોગો પણ છ ધાતુઓથી જ ઉત્પન્ન થાય છે.(એમ જ માનવું જોઈએ.) આદિ કાળના સાંખ્યશાસ્ત્રીઓએ પણ આ રાશિ (પુરુષ વગેરે)ને છ ધાતુઓથી જ ઉત્પન્ન થતાં (સ્વીકારી) પરીક્ષા કરેલ છે, એટલે કે બરાબર નક્કી કરી તપાસી જોયેલ છે. ૧૩,૧૪

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'વાર્યોવિદના મત સામે હિરણ્યાક્ષ કુશિકે આવો આક્ષેપ કર્યો કે, આત્મા ઇંદ્રિયાતીત છે અને મન પણ ઇંદ્રિયાતીત છે, તેથી તેની ઉત્પત્તિ રસથી થઈ શકે નહિ; કેમ કે તેઓની ઉત્પત્તિ જો રસથી થતી હોય તો તેઓમાં અતીંદ્રિયપણું ઘટી શકે નહિ, પણ ઇંદ્રિયજન્ય જ્ઞાનનું વિષયપણું પ્રાપ્ત થાય; અર્થાત્ જે આત્મા તથા મન અતીંદ્રિય છે, તેને ઇંદ્રિયના વિષયરૂપે માનવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે; વળી બીજું પણ આ દૂષણ પ્રાપ્ત થાય છે કે, જેવી રીતે રોગો રસથી ઉત્પન્ન થાય છે, તે જ રીતે એ રોગો અસાત્મ્ય શબ્દ, સ્પર્શ, રૂપ તથા ગંધથી પણ ઉત્પન્ન થાય છે. એ કારણે રોગો પ્રત્યે જળધાતુ એક જ કારણ છે, એમ કહી શકાતું નથી; તો પુરુષની તથા વ્યાધિઓની ઉત્પત્તિ શાથી થાય છે? આનો ઉત્તર મૂળમાં આપે છે કે, આકાશ વગેરે પાંચ ભૂતોથી અને છઠ્ઠા આત્માથી–એમ છ ધાતુઓથી પુરુષ ઉત્પન્ન થાય છે અને તેના રોગો પણ એ છ ધાતુઓથી જ ઉત્પન્ન થાય છે; એ રીતે પુરુષ છ ધાતુઓથી ઉત્પન્ન થાય છે, તેમાં પ્રાચીન વિદ્વાનોની સંમતિ પણ અહીં મૂળમાં જણાવે છે કે, પૂર્વકાળના સાંખ્યજ્ઞાનીઓએ પણ રાશિપુરુષને છ ધાતુઓથી ઉત્પન્ન થયેલો સ્વીકારીને પરીક્ષા પણ કરી જોયેલ છે; એમ જ કેવળ કલ્પના કરીને તે કહેતા નથી. આ સંબંધે ચરક–શારીરના પ્રથમ અધ્યાયમાં પણ કહેશે કે '*खादयश्चेतनाषष्ठा धातवः पुरुषः स्मृतः*–આકાશ વગેરે પાંચ ભૂતો તથા છઠ્ઠી ચેતના, એ મળીને જ પુરુષ ઉત્પન્ન થયેલો કહેવાય છે.'

અહીં શ્રી ગંગાધરે દાર્શનિક દૃષ્ટિએ ઘણું જ લાંબું લખ્યું છે, જેનો વિસ્તાર લખવાથી અહીં ગ્રંથવિસ્તાર થવાનો ભય રહે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ ઠીક સ્પષ્ટ કરે છે; તેઓ અહીં આમ સમજાવે છે કે, રાશિપુરુષ–આત્મા રસથી ઉત્પન્ન થઈ શકતો નથી; તેમ જ ઇંદ્રિયોનું અવિષય મન પણ રસથી ઉત્પન્ન થઈ શકતું નથી; કેમ કે રાશિપુરુષ તથા મન જો રસથી કે જળથી ઉત્પન્ન થતાં હોય તો તેઓ બન્ને અતીંદ્રિય કે ઇંદ્રિય–અવિષય રહી શકે નહિ; પરંતુ ઇંદ્રિયના વિષયરૂપ જ બની જાય; કારણ કે પ્રત્યેક કાર્ય તેના કારણને જ અનુસરે છે. રસ કે જળ તો ઇંદ્રિયના વિષયરૂપ છે, તો તેથી ઉત્પન્ન થનાર પુરુષ-આત્મા તથા મન પણ ઇંદ્રિયના વિષયરૂપ બનવાં જોઈએ; વળી બધા રોગો પણ રસ કે જળથી ઉત્પન્ન થતા હોય તેમ માની શકાતું નથી; કેમ કે અસાત્મ્ય શબ્દ, રૂપ, ગંધ આદિથી પણ રોગો ઉત્પન્ન થતા જણાય છે, એટલે તે રોગોને રસથી ઉત્પન્ન થતા કહી શકાય તેમ નથી. એટલે ખરી રીતે તો, પુરુષ તથા તેના રોગો છ ધાતુઓથી જ ઉત્પન્ન થાય છે, એમ જ માનવું તે ઠીક છે. પૂર્વ કાળના તત્ત્વજ્ઞાની મહર્ષિઓએ પણ આ રાશિ–પુરુષને છ ધાતુઓથી જ ઉત્પન્ન થતો માનેલ છે; વળી ચરક પણ શારીરસ્થાનના પ્રથમ અધ્યાયમાં એમ જ કહેશે; અને સુશ્રુતે પણ શારીરસ્થાનના પ્રથમાધ્યાયમાં આમ કહ્યું છે કે, '*यतोऽभिहित पञ्चमहाभूतशरीरिसमवायः पुरुष इति*'–પાંચ મહાભૂત અને આત્માનો એકત્ર સમુદાય એ જ પુરુષ છે.' ૧૩,૧૪

**હિરણ્યાક્ષકુશિકના એ મત સામે શૌનકિનો આક્ષેપ**

तथा ब्रुवाणं कुशिकमाह तन्नेति शौनकः ।
कस्मान्मातापितृभ्यां हि विना षड्धातुजो भवेत् ॥१५
पुरुषः पुरुषाद्गौर्गोरश्वादश्वः प्रजायते ।
पैत्र्या मेहादयश्चोक्ता रोगास्तावन्न कारणम् ॥१६॥

કુશિક એમ કહી રહ્યા હતા, ત્યારે શૌનકિ ઋષિએ કહ્યું કે, ના એમ નથી; કારણ કે માતા-પિતા વિના છ ધાતુઓથી ઉત્પન્ન થનારો પુરુષ કઈ રીતે ઉત્પન્ન થઈ શકે છે? (આપણે જોઈએ છીએ કે) માણસથી માણસ, બળદથી બળદ અને ઘોડાથી ઘોડો ઉત્પન્ન થાય છે; તે જ પ્રમાણે માતા-

પુરુષના કારણ તરીકે જો કર્મ હોય તો તે કર્મરૂપ કારણ, એ પુરુષરૂપી કાર્યની પૂર્વે જ હોવું જોઈએ, પરંતુ એવું તો હોતું જ નથી. કદાચ કર્મવાદીઓ કહે કે સૃષ્ટિના આદિમાં કોઈએ નહિ કરેલું એવું કંઈ કર્મ અવશ્ય હશે જ. આ સામે જ મૂળમાં કહે છે કે, કોઈએ જે કર્યું જ ન હોય એવું કર્મ કોઈએ કદી જોયું નથી, કે જેના ફળરૂપે પુરુષનું અસ્તિત્વ હોય! જે કર્મને કોઈએ કર્યું જ ન હોય તે ફળને ઉત્પન્ન કરનાર થાય, એમ પણ કોઈએ ક્યાંય કદી જોયું નથી; સર્વ સ્થળે કોઈએ કરેલાં જ કર્મનું ફળ જોવામાં આવે છે, પરંતુ કોઈએ જે કર્યું ન હોય એવાં કર્મનું ફળ કોઈએ પણ ક્યાંય જોયું નથી, માટે પુરુષની તથા રોગોની ઉત્પત્તિમાં કારણ શું છે? એ પ્રશ્નના ઉત્તરરૂપે ભરદ્વાજ પોતાનો મત મૂળમાં આ પ્રમાણે જણાવે છે કે, હરકોઈ પુરુષની તથા તેના રોગોની ઉત્પત્તિમાં કારણ સ્વભાવ જ છે; આ સંબંધે દૃષ્ટાંત પણ મૂળમાં આપે છે કે, પૃથ્વી, જળ, વાયુ તથા તેજનો અનુક્રમે ખરત્વ, દ્રવત્વ, ચલત્વ તથા ઉષ્ણત્વ ગુણ જેમ સ્વભાવસિદ્ધ છે, તે જ પ્રમાણે પુરુષની તથા તેના રોગોની ઉત્પત્તિ પણ સ્વભાવથી જ સિદ્ધ હોય છે. આજ પ્રમાણે ચરકે શારીરના પ્રથમ અધ્યાયમાં કહ્યું પણ છે કે 'खरद्रवचलोष्णत्वं भूजलानिलतेजसाम्—પૃથ્વી, જળ, વાયુ તથા અગ્નિનું અનુક્રમે ખરત્વ, દ્રવત્વ, ચલત્વ તથા ઉષ્ણત્વ સ્વભાવસિદ્ધ જ છે.' ૧૯,૨૦

**ઉપર્યુક્ત સ્વભાવવાદ સામે કાંકાયનનો આક્ષેપ**

**काङ्कायनस्तु नेत्याह न ह्यारम्भफलं भवेत् ।**
**भवेत्स्वभावाद्भावानामसिद्धिः सिद्धिरेव वा ॥ २१ ॥**
**स्रष्टा त्वमितसंकल्पो ब्रह्मापत्यं प्रजापतिः ।**
**चेतनाचेतनास्यायं जगतः सुखदुःखयोः ॥ २२ ॥**

( ઉપરના સ્વભાવવાદ સામે ) કાંકાયને પણ આમ કહ્યું કે, ના, એમ નથી; જો સ્વભાવથી જ દરેક પદાર્થોની અસિદ્ધિ કે સિદ્ધિ થાય તો (કોઈ પણ) આરંભોનું ફળ જ નહિ થાય; પ્રાણીના સર્વ પ્રકારના આરંભો નિષ્ફળ જ થશે; માટે અમાપ સંકલ્પોવાળા બ્રહ્મપુત્ર પ્રજાપતિ–વિરાટપુરુષ જ સર્વના સ્રષ્ટા છે અને તે જ ચેતન-અચેતનનું તથા (પ્રાણીનાં) સુખ–દુઃખનું પણ કારણ છે. ૨૧,૨૨

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, ઉપર જણાવેલ સ્વભાવવાદીઓના મતે લોકોના સર્વ આરંભો નિષ્પ્રયોજન ઠરશે; અર્થાત્ યજ્ઞ, યાગ, અધ્યયન, ખેતી, વેપાર વગેરે કંઈ પણ કરવાની કોઈને જરૂર જ નહિ રહે; કેમ કે સ્વભાવરૂપ–કારણવાદીઓના મતે દરેક પદાર્થોની અસિદ્ધિ કે સિદ્ધિ સ્વભાવથી જ થયા કરશે, માટે તે સ્વભાવકારણવાદ અયોગ્ય છે, એમ જણાવતા કાંકાયન ઋષિ પોતાનો મત બતાવે છે કે, અમાપ સંકલ્પવાળા એટલે કે કેવળ સંકલ્પના બળથી જ સ્થાવર-જંગમ સર્વ કાર્યોને તત્કાળ ઉત્પન્ન કરી શકતા બ્રહ્માના પુત્ર વિરાટ નામે જે પ્રજાપતિ છે, તે જ સ્થાવર–જંગમ જગતના સ્રષ્ટા છે અને એ જ કારણે તે વિરાટ પુરુષ સુખ–દુઃખના પણ કારણ છે; અર્થાત્ હરકોઈ પુરુષની તથા તેના રોગોની ઉત્પત્તિનું કારણ પ્રજાપતિ વિરાટ પુરુષ જ છે, એમ કાંકાયન પોતાનો મત જણાવે છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'સ્વભાવકારણવાદને દર્શાવતું ભરદ્વાજનું વચન સાંભળી બાહ્‌લિક દેશના વૈદ્ય–કાંકાયને આમ કહ્યું: આ લોકમાં હરકોઈ વ્યક્તિ જે કંઈ શુભ કે અશુભ કર્મ શરૂ કરે છે, તેનું શુભ–અશુભ ફળ તો અવશ્ય પ્રાપ્ત થાય જ છે; તે ઉપરથી જણાય છે કે, કોઈ પણ શુભ કે અશુભ ભાવોની સિદ્ધિ કે અસિદ્ધિ સ્વભાવથી થતી નથી; એ જ કારણે પુરુષ સ્વભાવથી ઉત્પન્ન થતો નથી, તેમ જ તેના રોગો પણ સ્વભાવથી ઉત્પન્ન થતા નથી; પરંતુ તેઓનું કારણ તો અમાપ સંકલ્પોવાળા બ્રહ્મા–એ જ નારાયણ પ્રજાપતિરૂપ સંતાનને સરજીને જે રીતે સૂક્ષ્મ શરીરધારીઓના સ્રષ્ટા બને છે, તે જ રીતે રાશિસંજ્ઞાધારી સંતાનોના પણ સ્રષ્ટા થાય છે; તે બ્રહ્માએ પોતાના સ્વરૂપના બે વિભાગ કર્યા હતા; તેમાંના એક અર્ધા ભાગથી સ્ત્રીરૂપે થઈ બીજા એક અર્ધાભાગથી પુરુષરૂપે તે થયા હતા અને પછી તેમણે વિરાટને ઉત્પન્ન કર્યા હતા; એ વાત મનુએ કહી છે અને પ્રથમ દર્શાવવામાં પણ આવી છે; એ રીતે ચેતન–અચેતન, દેવ–મનુષ્ય આદિના તથા વૃક્ષ આદિ જગતના તેમ જ તેઓનાં સુખ–દુઃખના સ્રષ્ટા તે પ્રજાપતિ–બ્રહ્મા (નારાયણ) છે; આમાંનું સુખ આરોગ્ય છે અને દુઃખ રોગરૂપે છે; મનુએ પણ તે કહ્યું છે, જે પ્રથમ દર્શાવાયું છે કે 'द्वन्द्वैरयोजयच्चेमाः सुखदुःखादिभिः प्रजाः—બ્રહ્માએ આ પ્રજાઓને સર્જીને તેઓને સુખ–દુઃખાદિ જોડકાંઓ સાથે પણ યોજી છે.' એમ આરંભના સૃષ્ટિ–કાળે જ (નારાયણસ્વરૂપ)બ્રહ્માએ, પ્રજાઓને સુખ–દુઃખાદિથી યુક્ત સરજી છે.' ૨૧,૨૨

**કાંકાયનના તે મત સામે ભિક્ષુ આત્રેયનો આક્ષેપ**

**तन्नेति भिक्षुरात्रेयो न ह्यपत्यं प्रजापतिः ।**
**प्रजाहितैषी सततं दुःखैर्युञ्ज्यादसाधुवत् ॥ २३ ॥**

નથી; કેમ કે તે વેળા કોઈ પણ વ્યક્તિનાં કોઈ પણ માતાપિતા હોતાં જ નથી; એમ માતાપિતાના કારણવાદના મતને દૂષિત ઠરાવ્યા પછી ભદ્રકાપ્ય ઋષિ પોતાનો મત જણાવે છે કે હરકોઈ પ્રાણી તેનાં કર્મથી ઉત્પન્ન થતાં મનાય છે તેમ જ એ પુરુષના બધા રોગો પણ કર્મથી જ ઉત્પન્ન થતા મનાય છે; કર્મ વિના પુરુષનો કે તેના રોગોનો જન્મ નથી, માટે હરકોઈ પુરુષ કર્મજન્ય છે અને તેના રોગો પણ કર્મજન્ય જ છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'શૌનકિનું' વચન સાંભળી ભદ્રકાપ્યે કહ્યું: ના, એમ નથી; કારણ કે આંધળો આંધળાને ઉત્પન્ન કરતો નથી; આંધળો માણસ આંધળા માણસને, આંધળો બળદ આંધળા બળદને કે આંધળો ઘોડો આંધળા ઘોડાને ઉત્પન્ન કરતો નથી; માટે જણાય છે કે, રાશિપુરુષો માતાપિતાથી ઉત્પન્ન થતા નથી. વળી તમારા મતે માતાપિતાની પ્રથમ ઉત્પત્તિ ઘટતી નથી; તે બંને માતપિતાનાં કોઈ બીજાં માતાપિતા અને તેઓનાં વળી બીજાં માતાપિતા, એમ જે મૂળ બીજરૂપ માતાપિતા હોય તેઓને તો માતાપિતા વિના જ ઉત્પન્ન થયેલાં માન્યા સિવાય ચાલે તેમ જ નથી; આ સંબંધે માતાપિતાને કારણ માનનારાઓ પણ તે વાત સ્વીકારે છે કે મૂળ બીજરૂપ જે માતાપિતા છે, તેઓ તો માતાપિતાથી ઉત્પન્ન થતાં જ નથી; મનુએ પણ તે કહ્યું છે કે, તેમાં નારાયણની ઉત્પત્તિ અંડના મધ્યભાગમાંથી દર્શાવી છે; અને પછી તે નારાયણે ચઢ સુધીનાં સૂક્ષ્મ પ્રાણીઓને સર્જ્યાં છે; પરંતુ સ્થૂળ પુરુષની સૃષ્ટિ તો આ પ્રમાણે જ કહી છે કે, 'द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत्। अर्धेन नारी तस्यां स विराजमसृजत् प्रभुः। तपस्तप्त्वाऽसृजद् य तु स स्वय पुरुषो विराट्। त मां वित्ताऽस्य सर्वस्य स्रष्टारं द्विजसत्तमाः।—હે ઉત્તમ બ્રાહ્મણો! પૂર્વે બ્રહ્માએ પોતાના દેહના બે ભાગ કર્યા હતા; તેમાંના એક અર્ધા ભાગથી તે પુરુષ થયા હતા અને બીજા અર્ધા ભાગથી તે સ્ત્રી થયા હતા; એ સ્ત્રીમાં તે પ્રભુએ વિરાટને સર્જ્યો હતો; તપ તપીને તે પ્રભુએ પોતે વિરાટને સર્જ્યો હતો; એમ આ સર્વનો સ્રષ્ટા હું છુ, એમ તમારે જાણવું.' જો એમ છે તો એ બીજપુરુષ નારાયણ તો માતાપિતાથી ઉત્પન્ન થયા નથી, એમ નક્કી થાય છે; આવી શંકા સામે તે માતાપિતાને કારણ માનનારાઓ કહે છે કે તે નારાયણ પુરુષ તો રાશિચંદ્રધારી પુરુષ ગણાતા જ નથી; વિરાટથી આરંભીને તેમના પછીના બીજા જ બધા રાશિપુરુષો કહેવાય છે; પરંતુ એમાં પણ માતાપિતાને કારણ માનનારાઓ દેવ-મનુષ્ય આદિમાં ઉપર દર્શાવેલ જે દોષ આવે છે, તેનું સમાધાન આપી શકતા નથી; અર્થાત્ આંધળાંથી આંધળાં જન્મતાં નથી એમ કારણથી કાર્ય જુદું પડે છે, માટે તે માતાપિતાને કારણ માનવાં તે બંધબેસતું નથી, પરંતુ પ્રત્યેક પ્રાણી પોતાનાં શુભ-અશુભ કર્મનાં ફળથી ઉત્પન્ન થાય છે; તે જ પ્રમાણે તે પ્રાણીના રોગો પણ કર્મથી જ ઉત્પન્ન થાય છે; વાણી, મન તથા શરીરથી શરૂ કરાતાં શુભ-અશુભ તથા વિધિપૂર્વકનાં કે અવિધિપૂર્વકનાં કર્મ વિના પુરુષનો કે તેના રોગોનો જન્મ થઈ શકે તેમ નથી; એ કર્મ બે પ્રકારનાં હોય છે; એક તો સદ્યઃફળદાયી કે તત્કાળ આપનાર હોય છે અને બીજું કાલાન્તરફળદાયી કે અમુક કાળ પછી ફળ આપનાર હોય છે; તેમાંનું સદ્યઃફળદાયી કર્મ આહાર, આચાર વગેરે હોય છે અને કાલાન્તરફળદાયી કર્મ વિધિપૂર્વકના યજ્ઞો વગેરે છે અને અવિધિપૂર્વકનાં કર્મ પાપરૂપે છે. ૧૭,૧૮

### તે કર્મવાદ સામે ભરદ્વાજનો સ્વભાવવાદ

भरद्वाजस्तु नेत्याह कर्ता पूर्वे हि कर्मणः।
दृष्टं न चाकृतं कर्म यस्य स्यात्पुरुषः फलम् ॥१९॥
भावहेतुः स्वभावस्तु व्याधीनां पुरुषस्य च।
खरद्रवचलोष्णत्वं तेजोऽन्तानां यथैव हि ॥ २०॥

ભરદ્વાજે પણ કહ્યું; ના, એમ નથી; કારણ કે કર્મની પૂર્વે તેનો કોઈ કર્તા અવશ્ય હોય જ છે; કોઈ(કર્તા)એ જે ન કર્યું હોય, એવું કોઈ કર્મ જોવામાં જ આવ્યું નથી, કે જેના ફળરૂપે (કોઈ રાશિ)પુરુષ હોય! માટે જેમ તેજ સુધીનાં મહાભૂતોનું (ક્રમશઃ) ખર કે ખરબચડાપણું અથવા કઠોરપણું, પ્રવાહીપણું, ચલ કે ગતિમાનપણું તથા ઉષ્ણતા, એ સ્વભાવથી સિદ્ધ છે, તે જ પ્રમાણે પુરુષની તથા (તેના) વ્યાધિઓની ઉત્પત્તિમાં કારણ પણ સ્વભાવ જ છે. ૧૯,૨૦

શ્રી યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં આમ સમજાવે છે: 'ઉપર્યુક્ત શૌનકના કર્મવાદ સામે ભરદ્વાજ ઋષિ આવો આક્ષેપ કરે છે કે, 'હરકોઈ કર્મની પહેલાં તેનો કર્તા અવશ્ય હોય જ છે; કારણ કે હરકોઈ કર્મ, તેના કર્તાના વ્યાપારથી જ સિદ્ધ થાય છે; હરકોઈ પુરુષના પ્રત્યે તેનું કર્મ જો કારણ હોય તો એ કર્મના કર્તા તરીકે તે પુરુષનું જ પ્રથમ અસ્તિત્વ સિદ્ધ થાય છે; તેના કર્મનું અસ્તિત્વ હોઈ શકે જ નહિ; કેમ કે હરકોઈ કાર્યની પૂર્વે તેના કારણનું જ અસ્તિત્વ હોય, એ વાત સર્વસામાન્યરૂપે જાણીતી જ છે. હરકોઈ

છે, તે જ પદાર્થોની વિપત્તિ (મનુષ્યના) વિવિધ વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. ૨૮

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, જે જાતના પદાર્થોની સંપત્તિ એટલે પ્રશસ્ત ગુણોથી યુક્તપણું મનુષ્યને ઉત્પન્ન કરે છે, તે જ પદાર્થોની વિપત્તિ એટલે વિગુણતા કે તે પ્રશસ્ત ગુણોથી રહિતપણું જ અનેક જાતના રોગોને ઉત્પન્ન કરે છે; વધારે કહેવાથી શું? ગર્ભને ઉત્પન્ન કરનારા જે આત્મા આદિ પદાર્થો તમે કહ્યા, તે સર્વમાં જે પ્રશસ્ત ગુણોથી યુક્તપણું હોય છે, તે જ કારણે પુરુષ ઉત્પન્ન થાય છે અને તેઓમાં જ જેટલી વિગુણતા કે ગુણરહિતપણું હોય છે, તે જ કારણે અનેક જાતના તેના રોગો ઉત્પન્ન થાય છે, એ તમને ટૂંકમાં સત્ય જ્ઞાન સમજાવ્યું છે.

હિંદી ટીકાકાર અહીં આવો ભાવ દર્શાવે છે કે, ‘અહીં કહેવાનો અભિપ્રાય આ છે કે, ઉપર જેટલા અલગ અલગ પક્ષો કહેવાયા છે, તે બધાય સમુદાયરૂપે જો પ્રશસ્ત ગુણોથી યુક્ત હોય છે, તો પુરુષને ઉત્પન્ન કરનારા થાય છે અને વિગુણતા કે ગુણરહિત સ્થિતિમાં હોય છે, તો અનેક જાતના વ્યાધિઓને ઉત્પન્ન કરવામાં તેઓ કારણ બને છે; આ સંબંધે વિસ્તૃત વર્ણન શારીરસ્થાનના ‘ખુડ્ડીકાગર્ભાવક્રાન્તિ’ નામના ત્રીજા અધ્યાયમાં કરવામાં આવશે.’

શ્રી ગંગાધર અહીં ખાસ જાણવા જેવું આમ વિસ્તારથી સમજાવે છે: ‘પુનર્વસુ ભગવાન શ્રી આત્રેય અહીં સત્ય સિદ્ધાન્ત જણાવી દે છે કે, જે પદાર્થોમાં કોઈ જાતની વિગુણતા ન હોય, પરંતુ પરિપૂર્ણ ગુણસંપત્તિ હોય, તે જ પદાર્થો પુરુષને ઉત્પન્ન કરે છે. પરંતુ એ જ પદાર્થો ગુણસંપત્તિથી રહિત હોય તો અનેક જાતના રોગોને ઉત્પન્ન કરે છે, એમ વ્યાપત્તિ અથવા વિગુણતાથી રહિત એ તમે કહેલા જ આત્મા, મન, રસ, છ ધાતુઓ, માતાપિતા, કર્મ, સ્વભાવ, પ્રજાપતિ બ્રહ્મા તથા કાળ, એ પદાર્થો રાશિ–પુરુષને ઉત્પન્ન કરે છે અને તે જ આત્માદિ પદાર્થો વિગુણ હોય એટલે પોતપોતાની ગુણસંપત્તિથી જો રહિત હોય તો વિવિધ રોગોને ઉત્પન્ન કરે છે. ઉપર જે જે આત્માદિ પદાર્થો તમે કહ્યા, તેમાંનો કોઈ એક એક જ ગુણસંપત્તિથી યુક્ત હોય તો રાશિ–પુરુષને તે ઉત્પન્ન કરી શકતો નથી; અને તે જ પ્રમાણે તે તે આત્માદિ એક એક જ પદાર્થ વિગુણતાથી જો યુક્ત હોય તો તે રોગોને પણ ઉત્પન્ન કરી શકતો નથી; તેમાંના પહેલા પદાર્થ–આત્માની ગુણસંપત્તિ, પરલોકના ભોગોનો અંત તથા જન્મના કારણભૂત કર્મોનાં ફળનું પરિણામ, એ હોય છે; અને તે જ આત્માની વ્યાપત્તિ કે વિગુણતા, અશુભ કર્મના અંશોના ક્રમથી થયેલ અમુક એક વિશેષ સ્વભાવ થાય તે હોય છે; તેની એ વિગુણતાને લીધે જ પ્રજ્ઞાપરાધ અથવા બુદ્ધિની સ્ખલના થતાં શુભ ધ્યાન કે સ્મરણ ઇત્યાદિનો ભ્રંશ થતાં ખોટા વિષયો માટેની ઇચ્છા થાય છે; અને એમ એ આત્માની વ્યાપત્તિ કે વિગુણતા થાય છે, ત્યારે જ મનની પણ વ્યાપત્તિ એટલે વિગુણતા કે બરાબર ન હોય એવી પ્રવૃત્તિ થાય છે. આત્માની ઉપર્યુક્ત ગુણસંપત્તિ જો બરાબર હોય તો જ મન બરાબર જોઈએ તેવી રીતસરની પ્રવૃત્તિ કહે છે અને તેની એ રીતસરની જે બરાબર પ્રવૃત્તિ એ જ તેની ગુણસંપત્તિ ગણાય છે. પછી રસની વ્યાપત્તિ કે વિગુણતા આ છે કે, અસાત્મ્ય આહાર કરવાથી જે દોષ થાય તે છે; છ ધાતુવાળા પુરુષની વ્યાપત્તિ કે વિગુણતા આ હોય છે, કે આરંભના સૃષ્ટિકાળે હિંસક કે અહિંસક આદિ સ્વભાવનો તેને યોગ કે સંબંધ હોય; તેમ જ પરલોકના ભોગો બાકી નહિ હોવાના કારણે ગર્ભમાં આવવું તેનાથી થઈ શકે નહિ વગેરે હોય છે. માતાની વ્યાપત્તિ કે વિગુણતા આ છે કે તેનું આર્તવ દુષ્ટ હોય અથવા ગર્ભાશય દુષ્ટ હોય કે યોનિ દુષ્ટ હોય; તેમ જ સંતાનને ઉત્પન્ન કરનારાં કર્મફળનો અભાવ હોય કે તે કર્મફળ સારાં ન હોય; પિતાની વ્યાપત્તિ કે વિગુણતા આ હોય છે કે તેનું વીર્ય ખરાબ હોય; તેમ જ તેનાં પણ સંતાનને ઉત્પન્ન કરે તેવાં કર્મફળ ન હોય અથવા તે કર્મફળ સારાં ન હોય; કર્મની વ્યાપત્તિ કે વિગુણતા આ હોય છે કે, પૂર્વજન્મમાં તે કર્મો સારાં કરાયાં ન હોય; સ્વભાવની વ્યાપત્તિ કે વિગુણતા આ હોય છે કે, પૂર્વે કરેલ તે તે કર્મનાં ફળરૂપ દોષથી જે સ્વભાવ ઉત્પન્ન થાય તે હોય છે; બ્રહ્મા કે વિધાતાની વ્યાપત્ કે વિગુણતા આ હોય છે કે, પ્રાણીએ પૂર્વજન્મમાં બરાબર નહિ કરેલાં તેનાં તે કર્મફળને જ અધીન રહેવું પડે. કાળની વ્યાપત્ કે વિગુણતા આ છે કે, સત્યયુગ આદિના સ્વભાવથી અનુક્રમે વસ્તુઓના રસ, વીર્ય, વિપાક તથા પ્રભાવ ઓછા થવાથી તેનો જે સ્વભાવ કરાય અથવા તે તે યુગના સ્વભાવમાં કંઈ વિપરીતતા થાય, જેથી અનુક્રમે માણસોનાં બળ, વીર્ય, પરાક્રમ, શીલ, સદાચાર, પવિત્રતા, વિદ્યા, બુદ્ધિ, દેહ તથા ઇંદ્રિયોની શક્તિ વગેરે ઘટી જાય છે અને અશુભ લક્ષણો જે જણાય છે, તે કાળની વ્યાપત્ કે વિગુણતા છે; એમ આત્માદિ તે તે પદાર્થો જુદા જુદા કે બધા એકસામટા વ્યાપન્ન કે વિગુણ

कालजस्त्वेव पुरुषः कालजास्तस्य चामयाः ।
जगत्कालवशं सर्वं कालः सर्वत्र कारणम् ॥ २४ ॥

ભિક્ષુ આત્રેયે કહ્યું : પ્રજાઓનું હિત ઇચ્છનારા પ્રજાપતિ પોતાનાં સંતાનરૂપ પ્રજાઓને દુર્જનની પેઠે નિરંતર દુઃખોની સાથે કદી યોજે જ નહિ; એટલે પુરુષ કાળથી ઉત્પન્ન થાય છે અને તેના રોગો પણ કાળથી ઉત્પન્ન થયા છે; આખું જગત કાળને વશ છે અને બધામાં કાળ જ કારણરૂપ છે. ૨૩,૨૪

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે, પ્રજાઓનું હિત ઇચ્છતા પ્રજાપતિ–બ્રહ્મા દુર્જન મનુષ્યની પેઠે પોતાનાં સંતાનોને દુઃખો સાથે કદી યોજે નહિ; છતાં મનુએ જે કહ્યું છે, તે તો આરંભના સૃષ્ટિકાળે સૂક્ષ્મ શરીરધારી પ્રજાઓને સુખ–દુઃખ આદિ જોડકાં સાથે જોડાવાના સ્વભાવવાળી ગણીને જ તે જોડકાંઓ સાથે જોડી છે એટલે કે, તેમ કરવામાં તેમણે આ અભિપ્રાય દર્શાવ્યો છે, કે જે હિતકારી આચરણ કરશે તે સુખ ભોગવશે અને જે અહિતકારી આચરણ કરશે તે દુઃખ ભોગવશે; માટે બ્રહ્માએ તો પ્રથમ સંતાન–વિરાટ વિના બીજું કોઈ સંતાન ઉત્પન્ન જ કર્યું નથી; એટલે તે બ્રહ્મા પ્રજાપતિ કોઈ રાશિપુરુષના કે તેના રોગોના પણ કારણ નથી, પરંતુ કાળથી પુરુષ ઉત્પન્ન થાય છે અને તેના રોગોનું કારણ પણ કાળ જ છે; આખું જગત કાળને વશ છે, તેથી બધામાં કાળ જ કારણ છે. ૨૩,૨૪

**મુનિઓના તે વિવાદ સામે પુનર્વસુનું ભાષણ**

तथर्षीणां विवदतामुवाचेदं पुनर्वसुः ।
मैवं वोचत, तत्त्वं हि दुष्प्रापं पक्षसंश्रयात् ॥२५॥
वादान् सप्रतिवादान् हि वदन्तो निश्चितानिव ।
पक्षान्तं नैव गच्छन्ति तिलपीडकवद्गतौ ॥ २६ ॥
मुक्त्वैवं वादसंघट्टमध्यात्ममनुचिन्त्यताम् ।
नाविधूते तमःस्कन्धे ज्ञेये ज्ञानं प्रवर्तते ॥ २७ ॥

એ ઋષિઓ એમ વિવાદ કરી રહ્યા હતા, ત્યારે પુનર્વસુ આત્રેયે તે ઋષિઓને આમ કહ્યું; 'તમે એમ ન બોલો; અમુક પ્રકારનો આશ્રય કરવાથી ( સાચું ) તત્ત્વ મેળવવું અવશ્ય મુશ્કેલ બને છે. જે લોકો જાણે નિશ્ચયથી યુક્ત હોય, તેમ પ્રતિવાદો સહિત (આવા) વાદો બોલ્યા કરે છે, તેઓ તલ પીલવાની ઘાણી ચલાવતો માણસ, (પોતાની એ) ગમનક્રિયા વિષે અંતને પામતો નથી, એ જ પ્રમાણે કોઈ પક્ષનો અંત પામતા નથી; માટે વાદોની આવી અથડામણ છોડી દઈ તમે અધ્યાત્મનો વિચાર કરો; કારણ કે જાણવા યોગ્ય કોઈ વિષયમાં ( અજ્ઞાનરૂપ ) અંધકારનો સમૂહ જ્યાં સુધી દૂર કરાયો ન હોય ત્યાં સુધી જ્ઞાન પ્રવૃત્તિ કરતું નથી એટલે તે વિષયનું જ્ઞાન થતું નથી. ૨૫–૨૭

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે : પુનર્વસુ ભગવાન આત્રેય એમ પરસ્પર વિવાદ કરતા તે ઋષિઓને આમ કહેવા લાગ્યા: 'તમે આમ ન બોલો; વાદ–પ્રતિવાદરૂપ વાણીના આમ વિસ્તારો ન ઉચ્ચારો; કારણ કે અમુક પક્ષનો આશ્રય કરી, ઉત્તરોત્તર મતનું સ્થાપન કરીને કોઈ યથાર્થ તત્ત્વનો કે સત્ય નિશ્ચયનો લાભ મળવો મુશ્કેલ બને છે; કારણ કે આ રીતે તો તમે કેટલાક પ્રયત્નો કરીને પોતપોતાના મતનું સ્થાપન કરો છો અને બીજા કેટલાક બુદ્ધિના પ્રકર્ષોથી અન્યના મત પર આક્ષેપ મૂકો છો, તેથી કોઈ સત્ય વસ્તુનું સમર્થન કે સ્થાપન થતું જ નથી; જેમ તલને પીલવાના યંત્ર પર બેસીને તલને પીલ્યા કરતો માણસ કોઈ સ્થળે ગતિ કરીને કોઈ જવાના સ્થળે પહોંચતો નથી એટલે તેની ગતિનો કોઈ પાર જ આવતો નથી, તેમ આ રીતે જાણે નિશ્ચય કર્યો હોય તેવા વાદ તથા પ્રતિવાદ કરતા તમે કોઈ પણ પક્ષના અંતને પામવાના નથી; માટે ઉત્તરોત્તર એકબીજાના પક્ષ સામે આક્ષેપ કરવાપૂર્વક પોતાના પક્ષની કલ્પના કરવાનું છોડી દઈ અધ્યાત્મ-તત્ત્વનો તમે વિચાર કરો; કારણ કે તત્ત્વજ્ઞાનમાં પ્રતિબંધ કરનાર અજ્ઞાનરૂપ અંધકારનો સમૂહ જ્યાં સુધી નાશ પામ્યો હોતો નથી, ત્યાં સુધી કોઈ જાણવા યોગ્ય વિષય વિષેનું જ્ઞાન કદી થતું નથી.'

હિંદી ટીકાકાર જયદેવ પુનર્વસુના આ ભાષણનો આવો ભાવ દર્શાવે છે: 'તમે આમ વાદવિવાદ ચલાવ્યા કરશો. તેનો કોઈ પાર નથી; આવા વાદવિવાદોથી જિજ્ઞાસુ કાશીરાજના પ્રશ્નનો નિકાલ થવાનો નથી; તે વામક રાજાને આથી કોઈ જ્ઞાન થવાનું નથી; તેનો સંશય તો એમનો એમ જ રહી જશે; અને આ વિષયમાં કોઈ નિશ્ચયાત્મક સિદ્ધાંત પર પહોંચાશે નહિ; માટે તમે વાદવિવાદો છોડી દઈ અધ્યાત્મ તત્ત્વનો વિચાર કરો કે જેથી સત્ય વસ્તુનો નિર્ણય થઈ શકે.' ૨૫–૨૭

**આત્રેય-પુનર્વસુનું સિદ્ધાંતવચન**

येषामेव हि भावानां संपत्संजनयेन्नरम् ।
तेषामेव विपद् व्याधीन् विविधान् समुदीरयेत् ॥२८॥

જે પદાર્થોની સંપત્તિ મનુષ્યને ઉત્પન્ન કરે

છે, તે જ પદાર્થોની વિપત્તિ (મનુષ્યના) વિવિધ વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. ૨૮

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, જે જાતના પદાર્થોની સંપત્તિ એટલે પ્રશસ્ત ગુણોથી યુક્તપણું મનુષ્યને ઉત્પન્ન કરે છે, તે જ પદાર્થોની વિપત્તિ એટલે વિગુણતા કે તે પ્રશસ્ત ગુણોથી રહિતપણું જ અનેક જાતના રોગોને ઉત્પન્ન કરે છે; વધારે કહેવાથી શું? ગર્ભને ઉત્પન્ન કરનારા જે આત્મા આદિ પદાર્થો તમે કહ્યા, તે સર્વમાં જે પ્રશસ્ત ગુણોથી યુક્તપણું હોય છે, તે જ કારણે પુરુષ ઉત્પન્ન થાય છે અને તેઓમાં જ જેટલી વિગુણતા કે ગુણરહિતપણું હોય છે, તે જ કારણે અનેક જાતના તેના રોગો ઉત્પન્ન થાય છે, એ તમને ટૂંકમાં સત્ય જ્ઞાન સમજાવ્યું છે.

હિંદી ટીકાકાર અહીં આવો ભાવ દર્શાવે છે કે, 'અહીં કહેવાનો અભિપ્રાય આ છે કે, ઉપર જેટલા અલગ અલગ પક્ષો કહેવાયા છે, તે બધાય સમુદાયરૂપે જો પ્રશસ્ત ગુણોથી યુક્ત હોય છે, તો પુરુષને ઉત્પન્ન કરનારા થાય છે અને વિગુણતા કે ગુણરહિત સ્થિતિમાં હોય છે, તો અનેક જાતના વ્યાધિઓને ઉત્પન્ન કરવામાં તેઓ કારણ બને છે; આ સંબંધે વિસ્તૃત વર્ણન શારીરસ્થાનના 'ખુડ્ડીકાગર્ભાવક્રાન્તિ' નામના ત્રીજા અધ્યાયમાં કરવામાં આવશે.'

શ્રી ગંગાધર અહીં ખાસ જાણવા જેવું આમ વિસ્તારથી સમજાવે છે: 'પુનર્વસુ ભગવાન શ્રી આત્રેય અહીં સત્ય સિદ્ધાન્ત જણાવી દે છે કે, જે પદાર્થોમાં કોઈ જાતની વિગુણતા ન હોય, પરંતુ પરિપૂર્ણ ગુણસંપત્તિ હોય, તે જ પદાર્થો પુરુષને ઉત્પન્ન કરે છે. પરંતુ એ જ પદાર્થો ગુણસંપત્તિથી રહિત હોય તો અનેક જાતના રોગોને ઉત્પન્ન કરે છે, એમ વ્યાપત્તિ અથવા વિગુણતાથી રહિત એ તમે કહેલા જ આત્મા, મન, રસ, ૭ ધાતુઓ, માતાપિતા, કર્મ, સ્વભાવ, પ્રજાપતિ બ્રહ્મા તથા કાળ, એ પદાર્થો રાશિ–પુરુષને ઉત્પન્ન કરે છે અને તે જ આત્માદિ પદાર્થો વિગુણ હોય એટલે પોતપોતાની ગુણસંપત્તિથી જો રહિત હોય તો વિવિધ રોગોને ઉત્પન્ન કરે છે. ઉપર જે જે આત્માદિ પદાર્થો તમે કહ્યા, તેમાંનો કોઈ એક એક જ ગુણસંપત્તિથી યુક્ત હોય તો રાશિ–પુરુષને તે ઉત્પન્ન કરી શકતો નથી; અને તે જ પ્રમાણે તે તે આત્માદિ એક એક જ પદાર્થ વિગુણતાથી જો યુક્ત હોય તો તે રોગોને પણ ઉત્પન્ન કરી શકતો નથી; તેમાંના પહેલા પદાર્થ–આત્માની ગુણસંપત્તિ, પરલોકના ભોગોનો અંત તથા જન્મના કારણભૂત કર્મોનાં ફળનું પરિણામ, એ હોય છે; અને તે જ આત્મા વ્યાપત્તિ કે વિગુણતા, અશુભ કર્મના અંશોના ક્રમ થયેલ અમુક એક વિશેષ સ્વભાવ થાય તે હોય તેની એ વિગુણતાને લીધે જ પ્રજ્ઞાપરાધ અથવા બુદ્ધિ સ્ખલના થતાં શુભ ધ્યાન કે સ્મરણ ઇત્યાદિનો ભ્રંશ થ ખોટા વિષયો માટેની ઇચ્છા થાય છે; અને એમ આત્માની વ્યાપત્તિ કે વિગુણતા થાય છે, ત્યારે મનની પણ વ્યાપત્તિ એટલે વિગુણતા કે બરાબર હોય એવી પ્રવૃત્તિ થાય છે. આત્માની ઉપર્યુક્ત ગુણસંપત્તિ જો બરાબર હોય તો જ મન બરાબ જોઈએ તેવી રીતસરની પ્રવૃત્તિ કહે છે અને તે એ રીતસરની જે બરાબર પ્રવૃત્તિ એ જ તેની ગુણ સંપત્તિ ગણાય છે. પછી રસની વ્યાપત્તિ કે વિગુણત આ છે કે, અસાત્મ્ય આહાર કરવાથી જે દોષ થાય છે; ૭ ધાતુવાળા પુરુષની વ્યાપત્તિ કે વિગુણતા અ હોય છે, કે આરંભના સૃષ્ટિકાળે હિંસક કે અહિંસ આદિ સ્વભાવનો તેને યોગ કે સંબંધ હોય; તેમ જ પર લોકના ભોગો બાકી નહિ હોવાના કારણે ગર્ભમ આવવું તેનાથી થઈ શકે નહિ વગેરે હોય છે. માતાની વ્યાપત્તિ કે વિગુણતા આ છે કે તેનું આર્તવ દુષ્ટ હોય અથવા ગર્ભાશય દુષ્ટ હોય કે યોનિ દુષ્ટ હોય; તેમ જ સંતાનને ઉત્પન્ન કરનારાં કર્મફળનો અભાવ હોય કે તે કર્મફળ સારાં ન હોય; પિતાની વ્યાપત્તિ કે વિગુણતા આ હોય છે કે તેનું વીર્ય ખરાબ હોય; તેમ જ તેનાં પણ સંતાનને ઉત્પન્ન કરે તેવાં કર્મફળ ન હોય અથવા તે કર્મફળ સારાં ન હોય; કર્મની વ્યાપત્તિ કે વિગુણતા આ હોય છે કે, પૂર્વજન્મમાં તે કર્મો સારાં કરાયાં ન હોય; સ્વભાવની વ્યાપત્તિ કે વિગુણતા આ હોય છે કે, પૂર્વે કરેલ તે તે કર્મનાં ફળરૂપ દોષથી જે સ્વભાવ ઉત્પન્ન થાય તે હોય છે; બ્રહ્મા કે વિધાતાની વ્યાપત્ કે વિગુણતા આ હોય છે કે, પ્રાણીએ પૂર્વજન્મમાં બરાબર નહિ કરેલાં તેનાં તે કર્મફળને જ અધીન રહેવું પડે. કાળની વ્યાપત્ કે વિગુણતા આ છે કે, સત્યયુગ આદિના સ્વભાવથી અનુક્રમે વસ્તુઓના રસ, વીર્ય, વિપાક તથા પ્રભાવ ઓછા થવાથી તેનો જે સ્વભાવ કરાય અથવા તે તે યુગના સ્વભાવમાં કંઈ વિપરીતતા થાય, જેથી અનુક્રમે માણસોનાં બળ, વીર્ય, પરાક્રમ, શીલ, સદાચાર, પવિત્રતા, વિદ્યા, બુદ્ધિ, દેહ તથા ઇંદ્રિયોની શક્તિ વગેરે ઘટી જાય છે અને અશુભ લક્ષણો જે જણાય છે, તે કાળની વ્યાપત્ કે વિગુણતા છે; એમ આત્માદિ તે તે પદાર્થો જુદા જુદા કે બધા એકસામટા વ્યાપન્ન કે વિગુણ

બને છે, ત્યારે યથાયોગ્ય રોગો થાય છે; પરંતુ તે જ આત્માદિ બધા પદાર્થો બરાબર અવ્યાપન્ન કે સર્વગુણસંપન્ન હોય છે, ત્યારે સર્વગુણસંપન્ન પુરુષ જન્મે છે; અને તે જ પદાર્થોમાંના અમુક અમુક જુદા જુદા પદાર્થો અમુક ગુણસંપત્તિથી યુક્ત હોય છે, તો તેવા તેટલા તેટલા ગુણોની સંપત્તિવાળો પુરુષ જન્મે છે;' આમ કહીને અહીં પુનર્વસુ આત્રેયે પોતાનો આ સિદ્ધાંત જણાવી દીધો છે કે, 'પુરુષ જેનાથી ઉત્પન્ન થાય છે, તેનાથી તેના રોગો ઉત્પન્ન થતા નથી.' (જલ્પકલ્પતરુમાં શ્રી ગંગાધરે ઉપર પ્રમાણે લખ્યુ છે, તે ઉપરાંત ઉપનિષદોમાંથી પણ કેટલુંક ઉતાર્યું છે. પણ ઘણું લંબાણ થઈ જાય, એ કારણે અહીં તે લીધું નથી.) ૨૮

### કાશીરાજ વામકનો ફરી પ્રશ્ન

अथात्रेयस्य भगवतो वचनमनुनिशाम्य पुनरपि वामकः काशिपतिरुवाच भगवन्तमात्रेयं-भगवन् ! संपन्निमित्तजस्य पुरुषस्य विपन्निमित्तजानां च रोगाणां किमभिवृद्धिकारणमिति ? ॥ २९ ॥

ભગવાન આત્રેયનું એ વચન સાંભળ્યા પછી કાશીરાજ વામકે ફરી પણ તે આત્રેય ભગવાનને આમ પૂછયું : 'હે ભગવન્ ! (તે આત્માદિ પદાર્થોની) ગુણસંપત્તિ જેનું ઉત્પત્તિકારણ છે, એવા પુરુષની પરિપૂર્ણ વૃદ્ધિ કે આરોગ્યનું કયું કારણ હોય છે? અને વિપત્તિ કે વિગુણતા જેઓનું ઉત્પત્તિકારણ છે એવા રોગોની વૃદ્ધિનું કારણ કયુ હોય છે? ૨૯

### આત્રેય ભગવાનનો ઉત્તર

तमुवाच भगवानात्रेयः-हिताहारोपयोग एक एव पुरुषस्याभिवृद्धिकरो भवति, अहिताहारोपयोगः पुनर्व्याधीनामिति ( व्याधिनिमित्तमिति ) ॥ ३० ॥

ભગવાન આત્રેયે તે કાશીરાજને આમ કહ્યું : હિતકારી આહારનો ઉપયોગ કરવો, એ એક જ પુરુષની અભિવૃદ્ધિ કે આરોગ્યને કરનાર છે; અને અહિત આહારનો ઉપયોગ કરવો, એ એક જ રોગોની વૃદ્ધિને કરનાર છે. ૩૦

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: કાશીરાજ વામકે પ્રશ્ન કર્યો ત્યારે પુનર્વસુ આત્રેયે તેને આમ કહ્યું : એકલો જ હિતકારી આહારનો ઉપયોગ પુરુષની વૃદ્ધિ, નીરોગીપણું તથા પુષ્ટતા કરે છે; અને એકલો જ અહિતકારી આહારોનો ઉપયોગ જ રોગોની ઉત્પત્તિનો વધારો કરવામાં કારણ બને છે; આ જ કારણે સગર્ભા સ્ત્રી બરાબર હિતકારી આહારનો ઉપયોગ કરે છે, તો જ તે નીરોગી રહીને પુરુષસંતાનને જન્મ આપે છે અને તેના આરોગ્યની પણ વૃદ્ધિ થાય છે; પરંતુ એ સગર્ભા સ્ત્રી અહિત આહારનો ઉપયોગ કરે તો રોગની સાથે તેના ગર્ભની વૃદ્ધિ થાય છે; એ જ રીતે જન્મ થયા પછી પણ હરકોઈ માણસ હિતકારી આહારનો ઉપયોગ કરવાથી રોગરહિત સ્થિતિમાં વૃદ્ધિ પામે છે; પરંતુ અહિતકારી આહારોનો ઉપયોગ કરવાથી તે માણસને રોગો ઉત્પન્ન થાય છે અને તે રોગો પ્રતિદિન વધતા રહે છે.

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે: અહીં મૂળમાં 'हित-आहार-उपयोग एक एव' એમ અવધારણ અથવા 'હિતકારી આહારનો એકનો જ ઉપયોગ' એમ નિશ્ચય બતાવીને શરીરના આરોગ્યમાં હિતકારી આહારની જ મુખ્યતા બતાવી છે અને બીજી બાબતોની અમુખ્યતા બતાવી છે; પરંતુ બીજી બાબતોનો નિષેધ બતાવ્યો નથી; કેમ કે શરીરના નીરોગીપણામાં સદાચાર. નિયમિત નિદ્રા તથા શબ્દાદિ વિષયોનું સેવન પણ કારણ તો છે જ. મૂળમાં છેલ્લું પદ 'अहिताहारोपयोगः पुनर् व्याधिनिमित्तम्'-એમ રાખીને પણ અહિત આહારનો ઉપયોગ તે વ્યાધિઓની વૃદ્ધિનું કારણ બને છે, એવો અર્થ દર્શાવે છે; અને તે જ પ્રથમ ૨૮ મા શ્લોકમાં 'तेषामेव विपद् व्याधीन् विविधान् समुदीरयेत्-એ જ પદાર્થોની વિગુણતા વિવિધ વ્યાધિઓને ઉત્પન્ન કરે છે' એમ કહીને સૂચવ્યુ હતું. અથવા અહીં છેલ્લે મૂકેલા 'व्याधिनिमित्तम्' એ શબ્દ સામાન્યપણે વ્યાધિઓને ઉત્પન્ન કરનાર તથા વધારનાર કારણ એવો અર્થ જણાવે છે. (અહીં યોગીંદ્રનાથ સેન છેલ્લે 'पुनर्व्याधीनाम्' એવો પાઠ રાખીને છઠ્ઠી વિભક્તિનો સંબંધ પ્રથમના 'अभिवृद्धिकरः' એ પદ સાથે કરે છે; જ્યારે શ્રી ગંગાધર અને ચક્રપાણિ 'पुनर् व्याधिनिमित्तम्' એવો પાઠ રાખે છે અને હિંદી ટીકાકાર શ્રી જયદેવ 'पुनर् व्याधीनां निमित्तम्' એવો પાઠ રાખે છે.) ૩૦

### આહાર વિષે અગ્નિવેશની જિજ્ઞાસા

एवंवादिनं भगवन्तमात्रेयमग्निवेश उवाच-कथमिह भगवन् ! हिताहितानामाहारजातानां लक्षणमनपवादमभिजानीमहे ? हितसमाख्यातानां चैव ह्याहारजातानामहितसमाख्यातानां च मात्राकालक्रियाभूमिदेहदोषपुरुषावस्थान्तरेषु विपरीतकारित्वमुपलभामह इति ॥ ३१ ॥

ભગવાન આત્રેય એમ કહી રહ્યા હતા, ત્યારે અગ્નિવેશે તેમને પૂછયું : 'હે ભગવન્ ! આ લોકમાં

**હિતઅહિત આહારોના જે સમુદાયો છે, તેઓનું અપવાદરહિત-અવ્યભિચારી લક્ષણ અમે કઈ રીતે જાણી શકીએ? કારણ કે જે આહારના સમુદાયો હિતરૂપે કહેવાયા છે અને જે આહારના સમુદાયો અહિતરૂપે કહેવાયા છે, તેઓનું પણ માત્રા, કાળ, ક્રિયા, ભૂમિ, દેહ, (વાતાદિ) દોષો તથા પુરુષની જુદી જુદી અવસ્થાઓમાં વિપરીત કરનારપણું આપણે અનુભવીએ છીએ. ૩૧**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'અગ્નિવેશ ભગવાન આત્રેયને પૂછે છે કે 'હે ભગવન્! આ લોકમાં ઘણા આહારના સમુદાયો હિતકારી છે અને ઘણા અહિતકારી છે, તેઓનું ચોક્કસ લક્ષણ અમે કઈ રીતે જાણી શકીએ? લાલ શાલિ ચોખા વગેરે કેટલાક આહારો હિતકારી કહેવાય છે, ત્યારે યવક વગેરે કેટલાંક હલકાં ધાન્યો અહિતકારી કહેવાય છે; પરંતુ એ જ ધાન્યો અમુક માત્રામાં, નિત્યગામી કાળમાં તથા અમુક અવસ્થાવાળા કાળમાં, ક્રિયા કે સંસ્કાર અથવા અમુક સાથેના સંયોગમાં, તે તે દ્રવ્યોનો ઉપયોગ કરનાર માણસમાં તથા તેના વસવાટના પ્રદેશમાં, તે તે જુદાં જુદાં શરીરોમાં, વાત આદિ દોષોમાં તથા તે તે દોષજન્ય રોગોમાં અને તે તે ઉપયોગ કરનાર માણસનાં ઓકસાત્મ્ય આદિ જુદી જુદી અવસ્થાઓમાં વિપરીત ક્રિયા કરનાર તરીકે પણ થાય છે; અર્થાત્ જે ધાન્યો હિતકારી હોય છે તે જ માત્રા આદિની વિચિત્રતાથી અહિતકારી થાય છે અને જે ધાન્યો અહિતકારી હોય છે તે જ માત્રા આદિની વિચિત્રતાથી અહિતકારી થાય છે, તેથી તે તે અનેક જાતના આહારોનું ચોક્કસ હિતકારીપણું કે અહિતકારીપણું અમારે કઈ રીતે જાણવું? (આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૭ મા અધ્યાયમાં ખૂબ વિસ્તારથી કહ્યું છે, તે ત્યાં જોઈ લેવું.)

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'જે આહારોના સમુદાયો હિતકારી છે, તથા જેઓ અહિતકારી છે, તેઓનું માત્રા આદિમાં વિપરીત કરવાપણું જાણવામાં આવે છે; જેમ કે લાલ શાલિચોખા વગેરે તથા મગ વગેરે ધાન્યો કેવળ હિતકારી ગણાય છે, તેઓ પણ હીન માત્રા કે અતિમાત્રામાં ઉપયોગ કરવાથી અહિતકારી બને છે; તે જ ધાન્યો અમુક કાળે નવાં હોય ત્યારે અને અમુક ધાન્યો જૂનાં હોય ત્યારે ઉપયોગ કરવાથી અહિતકારી થાય છે; તે જ હિતકારી ધાન્યોનો વિરેચનક્રિયા આદિમાં ઉપયોગ કરવાથી અહિતકારીપણું જણાય છે; એ જ ધાન્યો જુદી જુદી ભૂમિમાં એટલે જલપ્રાય પ્રદેશમાં કે ખારી જમીનમાં થયાં હોય તો તેઓનો ઉપયોગ કરવાથી અહિતકારીપણું અનુભવાય છે; જે જે શરીર લંઘન આદિને યોગ્ય હોય તેઓમાં તેઓનો ઉપયોગ કરવાથી પણ તેઓનું અહિતકારીપણું થાય છે અને કોઈ વ્યક્તિ મરવાની તૈયારીમાં હોય ત્યારે તે હિતકારી ધાન્યોનો ઉપયોગ પણ તેને અહિતકારી નીવડે છે; એ જ પ્રમાણે કેટલાક અહિત આહારોના સમુદાયો પણ માત્રા, કાળ વગેરેને અનુસરી ઉપયોગમાં લીધા હોય તો હિતકારી થતા અનુભવાય છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'કેટલાક આહારો હિતકારી છે અને કેટલાક અહિતકારી છે એટલે કે જેઓ પથ્ય છે અને અપથ્ય છે, તેઓ પણ માત્રા આદિના વશથી વિપરીત ક્રિયા કરનાર બને છે; પથ્ય હોય તે અપથ્ય બને છે અને અપથ્ય હોય તે પથ્ય બને છે; જેમ કે રાતા શાલિચોખા વગેરે હિતકારી ધાન્યો પણ અતિમાત્રા કે હીનમાત્રાના દોષથી અપથ્ય થાય છે; એ જ પથ્ય આહારો પચવામાં હલકા હોવાથી કાલને અનુસરી હેમન્તઋતુમાં બળવાન અગ્નિવાળાઓને હિતકારી થતા નથી; 'કાલ' શબ્દથી અહીં નિત્ય કાળ જ લેવાય છે; અમુક અવસ્થાવાળો કાળ તો 'पुरुषावस्था' શબ્દથી જ લેવાઈ જાય છે. 'ક્રિયા'નો અર્થ 'સંસ્કાર કરવો' એવો થાય છે; તે ઉપરથી રાતા શાલિચોખા બરાબર બફાયા ન હોય અને બરાબર ઓસાવ્યા ન હોય તો એ જ ચોખા, તેના એ ભાતના દોષથી અહિતકારી થાય છે; વળી એ જ હિતકારી ધાન્યો ભૂમિના સંબંધથી એટલે કે જલપ્રાય પ્રદેશમાં જે ઉત્પન્ન થયાં હોય તે અપથ્ય થાય છે; તેમ જ દેહની અપેક્ષાએ પણ અપથ્ય નીવડે છે; જેમ કે મેદવાળા માણસને રાતા શાલિચોખા હલકા હોવાથી હિતકારી થતા નથી; એ સંબંધે પ્રથમ કહેવાયું પણ છે કે, 'गुरु चातर्पणं चेष्टं स्थूलानां कर्शनं प्रति'-જેઓ સ્થૂલ હોય છે તેઓને ભારે ખોરાક તથા અપતર્પણ કરનાર પદાર્થો કર્શણ-ક્રિયા માટે હિતકારી બને છે; વળી એ જ રાતા શાલિચોખા વગેરે હિતકારી ધાન્ય વાયુમાં અહિતકારી થાય છે; અહીં 'દોષ' શબ્દથી વ્યાધિ પણ લેવાય છે; તેમ જ હરકોઈ માણસને બાલ્યાવસ્થામાં જ્યારે કફની મુખ્યતા હોય છે ત્યારે કડવા વગેરે પદાર્થો હિતકારી થાય છે; પરંતુ એ જ કડવા વગેરે પદાર્થો વૃદ્ધાવસ્થામાં જ્યારે વાયુ વધ્યો હોય ત્યારે અહિતકારી થાય છે. અહીં મૂળમાં જે 'अवस्थान्तर' શબ્દ મૂકયો છે, તેને માત્રા આદિ પ્રત્યેકની સાથે જોડીને 'માત્રા આદિની જુદી જુદી અવસ્થાઓમાં' એ અર્થ સમજવાનો છે; એ જ પ્રમાણે

જે અહિતકારી આહારો છે, તેઓ પણ માત્રા આદિની વિભિન્ન અવસ્થાઓમાં હિતકારી થાય છે, એમ પણ જાણવામાં આવે છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આવો ભાવ જણાવે છે: અર્થાત્ જેઓ હિતકારી કહેવાય છે તે માત્રા આદિના ભેદથી અહિતકારી પણ થાય છે અને જેઓ અહિતકારી કહેવાય છે, તેઓ પણ માત્રા આદિના ભેદથી હિતકારી થાય છે; આ કારણે એવું કોઈ ચોક્કસ લક્ષણ આપ બતાવો કે જેથી અમે તે આહારોને ચોક્કસ હિતકારી તથા ચોક્કસ અહિતકારી સમજી શકીએ અને ભૂલ કરીએ નહિ. વિષદ્રવ્ય ખરી રીતે અહિતકારી છે છતાં તેને જો માપસર આપવામાં આવે છે, તો તે અમૃત સમાન ગુણદાયી બને છે; રાતા શાલિચોખા વગેરે ધાન્યો હિતકારી છે, છતાં પ્રમાણથી જો વધુ ખવાય તો વિષ જેવાં તે અહિતકારી બને છે; મધ અને ઘી બંને રસાયન છે, છતાં તેઓ જો સમાન પ્રમાણમાં મેળવીને ઉપયોગ કરાય છે તો તેનો પ્રભાવ વિષના જેવો બને છે; વગેરે. ૩૧

### ભગવાન આત્રેયનો પ્રત્યુત્તર : હિત–અહિત આહારોનું ટૂંકમાં લક્ષણ

तमुवाच भगवानात्रेय: 'यदाहारजातमग्निवेश! समांश्चैव शरीरधातून् प्रकृतौ स्थापयति विषमांश्च समीकरोतीत्येतद्धितं विद्धि, विपरीतमहितमिति; एत-द्धिताहितलक्षणमनपवादं भवति ॥ ३२ ॥

ભગવાન આત્રેયે તે અગ્નિવેશને કહ્યું: 'હે અગ્નિવેશ! આહારોના જે સમુદાયો શરીરની સમ ધાતુઓને પ્રકૃતિમાં રાખે અને વિષમ થયેલી ધાતુઓને સમ કરે છે, તે આહારોના સમુદાયો-ને તમારે હિતકારી જાણવા; પરંતુ એથી જે વિપરીત હોય તેઓને અહિતકારી જાણવા; આ હિત–અહિત(આહારો)નું અપવાદરહિત–નિર્દોષ લક્ષણ તમારે જાણવું.' ૩૨

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'આહારોના જે સમુદાયો શરીરમાં પોતાના પ્રમાણની અંદર એકસરખી જેટલી જોઈએ તેટલા પ્રમાણમાં રહી હોય તેવી ધાતુઓને તે પ્રમાણે જ સમભાવે રાખ્યા કરે; અર્થાત્ સ્વસ્થ માણસના સ્વાસ્થ્યને જે બરાબર જાળવ્યા કરે, તેમ જ વિષમ થયેલી શરીરની ધાતુઓને જે સમ કરે એટલે પ્રમાણથી વધી ગયેલી શરીરની ધાતુઓને ઓછી કરી એકસરખી કરે, તેમ જ પ્રમાણથી ઓછી થયેલી શરીરની ધાતુઓને વધારીને એકસરખી–યોગ્ય પ્રમાણમાં કરે તે આહારોના સમુદાયોને તમારે હિતકારી જાણવા. એકંદર રોગીના રોગનો જે નાશ કરે તે બધાયે આહારોને હિતકારી જાણવા; અને એથી જે ઊલટા હોય તેઓને અહિતકારી જાણવા; એમ તે અપવાદરહિત–અવ્યભિચારી એટલે નિર્દોષ તથા નિશ્ચયાત્મક હિત–અહિત આહારોના સમુદાયોનું જે લક્ષણ હોય છે, તે તમારે જાણવું. ૩૨

### અગ્નિવેશની ફરી વધુ જિજ્ઞાસા

एवंवादिनं च भगवन्तमात्रेयमग्निवेश उवाच– 'भगवन्! नत्वेतदेवमुपदिष्टं भूयिष्ठकल्पाः सर्वभिषजो विज्ञास्यन्ति' ॥ ३३ ॥

ભગવાન આત્રેય એમ કહી રહ્યા હતા, ત્યારે અગ્નિવેશે તેમને આમ (ફરી)પૂછયું : 'હે ભગવન્! આપે આમ આ (એટલો જ) ઉપદેશ કર્યો, તેને લગભગ બધા વૈદ્યો બરાબર સમજી શકશે નહિ.' ૩૩

યોગીન્દ્રનાથ સેન આ સૂત્રને આમ સમજાવે છે: 'હિત–અહિત આહારોના સમુદાયો વિષે આપે જે આવો આ ઉપદેશ કર્યો છે, તેને લગભગ સર્વ વૈદ્યો બરાબર સમજી શકશે નહિ; કેમ કે આ ઉપદેશમાં પણ દ્રવ્ય આદિના તથા તેઓની માત્રા આદિના જ્ઞાનની ખાસ જરૂર રહે છે; કેમ કે બધા વૈદ્યોને તેવા પ્રકારનું સંપૂર્ણ જ્ઞાન તો ખાસ હોતું જ નથી; આ કારણે બધા વૈદ્યો જે રીતે બરાબર સમજી શકે તે પ્રકારે જ આપ ભગવાન ઉપદેશ કરો, આવો અભિપ્રાય અગ્નિવેશ પોતાના પ્રશ્નમાં જણાવે છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે : 'ભગવાન આત્રેયે ઉપર ટૂંકમાં હિત–અહિત આહારોના સમુદાયનું જે લક્ષણ કહ્યું છે, તે સ્વરૂપતઃ દરેક પદાર્થોનું હિતકારીપણું કે અહિતકારીપણું સમજાવી શકે નહિ; પરંતુ તેમાં માત્રા આદિના જ્ઞાનની જરૂરિયાત અવશ્ય રહે જ છે; એ અભિપ્રાયથી અગ્નિવેશે તે સંબંધે અહીં વધુ જાણવા ઇચ્છા બતાવી છે કે હિત–અહિતના આ લક્ષણમાં માત્રા આદિ વિભિન્ન અવસ્થાઓના જ્ઞાન વિના રાતા શાલિ ચોખા વગેરે હિતકારી આહારના પદાર્થોનું હિતકારીપણું. તેમ જ યવક વગેરે અહિતકારી આહારના પદાર્થોનું અહિતકારીપણું જાણી શકાય તેમ નથી; અને એ માત્રા વગેરેની વિભિન્ન અવસ્થાઓ સમજવી પણ મુશ્કેલ હોવાથી લગભગ સર્વ વૈદ્યો આપે ઉપદેશેલા સર્વ આહારોના સમુદાયોમાંથી કયા હિતકારી છે અને કયા અહિતકારી છે, તે જાણવા માટે સમર્થ હોતા નથી.'

## ભગવાન આત્રેયનો પ્રત્યુત્તર

तमुवाच भगवानात्रेयः-'येषां विदितमाहारतत्त्वमग्निवेश ! गुणतो द्रव्यतः कर्मतः सर्वावयवतश्च मात्रादयो भावाः, त एतदेवमुपदिष्टं विज्ञातुमुत्सहन्ते । यथा तु खल्वेतदुपदिष्टं भूयिष्ठकल्पाः सर्व एव भिषजो विज्ञास्यन्ति, तथैतदुपदेक्ष्यामो मात्रादीन् सर्वाननुदाहरन्तः; तेषां हि बहुविधविकल्पा भवन्ति; आहारविधिशेषांस्तु खलु लक्षणतश्चावयवतश्चानुव्याख्यास्यामः ॥३४

ભગવાન આત્રેયે તે અગ્નિવેશને કહ્યું: 'હે અગ્નિવેશ! જેઓને ગુણ, દ્રવ્યથી, કર્મથી તેમ જ સર્વ અવયવોથી આહારોનું રહસ્ય જાણવામાં હોય, તેમ જ તેઓની માત્રા આદિ ભાવો (કાલ, ક્રિયા, ભૂમિ, દેહ, દોષ તથા પુરુષ) પણ સર્વ અવયવોથી જેઓએ જાણેલ હોય, તેઓ એ પ્રમાણે (અમે) જે ઉપદેશેલું છે તે જાણવા ઉત્સાહ કરી શકે છે; છતાં લગભગ બધા જ વૈદ્યો અમે જે આ ઉપદેશ કર્યો છે, તેને જે રીતે બરાબર જાણી શકે, તે રીતે અમે તેનો ઉપદેશ કરીશું, પરંતુ માત્રા આદિ સર્વને અમે કહીશું નહિ; કેમ કે તે માત્રા આદિના અનેક ભેદો છે; આહારવિધિના ભેદો તો લક્ષણોથી તથા અવયવોથી અમે અવશ્ય કહીશું. ૩૪

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: ભગવાન આત્રેય અગ્નિવેશને કહે છે કે, 'હે અગ્નિવેશ! એ વાત ખરી છે, કે અમે હિત–અહિત આહાર વિષે જે ઉપદેશ કર્યો છે, તેને લગભગ ઘણા વૈદ્યો સમજી શકે તેમ નથી, છતાં જેઓને આહારોનું તત્ત્વ કે રહસ્ય ગુણ, દ્રવ્ય તથા કર્મથી જાણવામાં આવ્યું હોય, તેમ જ માત્રા, કાલ, ક્રિયા, ભૂમિ વગેરે પદાર્થો પણ સંપૂર્ણ અવયવોપૂર્વક જેઓએ જાણ્યા હોય, તેઓ આ હિત–અહિત આહાર વિષેનો અમે જે આવો ઉપદેશ કર્યો છે, તેને પણ જાણવા ઉત્સાહ કરી શકે છે, છતાં હવે આ હિત–અહિત આહાર વિષે અમે એ પ્રકારે ઉપદેશ કરીશું, કે જેને લગભગ બધા જ વૈદ્યો સમજી શકશે; પરંતુ માત્રા વગેરે સર્વને અમે કહીશું નહિ; કેમ કે તેઓના ભેદો એટલી બધી સંખ્યામાં છે કે તેઓને સંપૂર્ણપણે કહેવા શક્ય જ નથી; પરંતુ આહારવિધિના જે અનેક પ્રકારના ભેદો છે, તેઓને તો લક્ષણથી તથા અવયવોથી અમે હવે અવશ્ય કહીએ છીએ.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'ભગવાન આત્રેય કહે છે કે ઉપર મેં હિત–અહિત આહારો સંબંધે જે ઉપદેશ કર્યો છે, તેને કેવા વૈદ્યો જાણી લેવા ઉત્સાહ કરશે? તે અહીં પોતે જણાવે છે: જે વૈદ્યોને ગુણ, દ્રવ્ય, કર્મ તથા સર્વ અવયવ સહિત આહાર તત્ત્વનું જ્ઞાન થયું હશે, તેમ જ જેઓને તે હિતાહિત આહારોની માત્રા, કાલ, ક્રિયા, ભૂમિ, દેહ, દોષ તથા પુરુષની જુદી જુદી અવસ્થાઓનું પણ બરાબર જ્ઞાન હશે, તે વૈદ્યો અમુક આહારદ્રવ્યોના સમુદાયો હિતકારી હોઈ ને અમુક પ્રકારે સમધાતુઓને પ્રકૃતિમાં રાખ્યા કરે છે, વિષમ થયેલ ધાતુઓને સમ કરે છે અને તે આહારોના સમુદાયો હિતકારી થાય છે; પરંતુ એથી જે વિપરીત કે ઊલટા હોય છે, તે આહારોના સમુદાયો અહિતકારી થાય છે, એવા અભિપ્રાયથી મેં જે ઉપદેશ કર્યો છે, તેને જાણવા તેઓ ઉત્સાહ કરી શકશે; પરંતુ જેઓએ ગુણ આદિપૂર્વકનું આહારતત્ત્વ જાણેલું નહિ હોય, તેઓ તે હિત–અહિત–આહાર–તત્ત્વને કઈ રીતે જાણી શકશે, તે પણ અહીં મૂળમાં આત્રેય ભગવાન આમ જણાવે છે, કે લગભગ ઘણા વૈદ્યો, મેં એ પ્રમાણે આહારોના સમુદાયોનો જે ઉપદેશ કર્યો છે કે અમુક આહારો સમધાતુઓને પ્રકૃતિમાં રાખે છે અને વિષમને સમ કરે છે, તે આહારો હિતકારી છે અને એથી જે વિપરીત હોય છે, તે અહિતકારી છે, તે આશયને ગુણ આદિપૂર્વક જે રીતે જાણી શકશે, તે જ રીતે હવે અમે તે હિત–અહિત આહારો વિષે ઉપદેશ કરીએ છીએ; પરંતુ તે આહારોના સમુદાયોની માત્રા વગેરે જુદી જુદી જે અવસ્થાઓ છે, તેનો પણ તમે ઉપદેશ કહેશો ખરા? આમ તમે જો પૂછો, તો અમે તે સંબંધે કહીએ છીએ કે, જે ઘણા વૈદ્યો ગુણ, દ્રવ્ય, કર્મ તથા સર્વ અવયવોપૂર્વક સર્વ આહારોના સમુદાયોને તથા તેઓની માત્રા, કાલ, ક્રિયા, ભૂમિ, દેહ, દોષ તથા પુરુષની જુદી જુદી અવસ્થાને પણ જાણતા ન હોય, તેઓ ચિકિત્સાક્રિયાના સમયે ક્યાંક જોઈ તપાસીને તેઓનું પૃથક્કરણ કરી લેશે; કેમ કે તે તે સર્વ માત્રા આદિનો ઉપદેશ કરવો શક્ય નથી; એટલી બધી તેઓની સંખ્યા છે; કેમ કે તે તે માત્રા વગેરેની અવસ્થાઓ પ્રત્યેક વ્યક્તિમાં ઓછા–વધતી વગેરેના ભેદે અનેક પ્રકારની થાય છે; એટલે કે તે અવસ્થાઓ અસંખ્ય હોવાથી તેઓનો ઉપદેશ કરવો શક્ય નથી; પરંતુ આહારવિધિના જે જે ભેદો છે, તેઓને તો તેઓનાં લક્ષણો તથા સર્વ અવયવો અનુસાર નીચે પ્રમાણે અમે અવશ્ય કહીએ જ છીએ.

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: શ્રી આત્રેયે

હિત-અહિત આહારોને જાણવા યોગ્ય જે લક્ષણ કહ્યું છે, તેમાં લગભગ ઘણા વૈદ્યો શું સમજી શકે તેમ નથી, તે પણ અહીં સૂચવે છે: આહારોનું તત્ત્વ, ગુરુત્વ, લઘુત્વ આદિ ગુણદૃષ્ટિએ સમજવું મુશ્કેલ છે; તેમ જ આ દ્રવ્ય જલીય છે કે આ દ્રવ્ય આગ્નેય કે અગ્નિના સંબંધવાળું છે? ઇત્યાદિ કારણ-દૃષ્ટિએ પણ આહાર-દ્રવ્યને જાણવું કઠિન હોય છે; અથવા દ્રવ્યની દૃષ્ટિએ આહારદ્રવ્યોમાં રાતા શાલિ ચોખા વગેરે અમુક અમુક જ હિતકારી તથા અમુક અમુક જ અહિતકારી હોય છે, તે જાણવું મુશ્કેલ છે; તેમ જ કાર્યદૃષ્ટિએ અમુક આહારદ્રવ્ય જીવનરૂપ હોય છે, અમુક બૃંહણ કે પુષ્ટિકારક હોય છે, વગેરે પણ સમજવું કઠિન હોય છે; તેમ જ સર્વ અવયવો પ્રમાણે-જેમ કે દરેક દ્રવ્યમાં રહેલા રસો, તેઓમાં રહેલાં વીર્ય તથા પ્રભાવો વગેરે દ્રવ્યોના અવયવો પણ જાણવા મુશ્કેલ થાય છે; વળી માત્રા વગેરેથી માંડીને પુરુષ-ની ભિન્ન ભિન્ન અવસ્થાઓ સુધીના જે જે ભાવો કહ્યા છે, તે પણ જાણવા સહેલા નથી; અથવા 'ગુણ' શબ્દથી રસ, વીર્ય આદિનું ગ્રહણ કરવું અને 'सर्वावयवशः' એ પદનો માત્રા આદિના જ્ઞાન સાથે સંબંધ કરવો. મૂળમાં વૈદ્યોને 'भूयिष्ठकल्पाः' એવું જે વિશેષણ આપ્યું છે, તેનો અર્થ 'અનેક પ્રકારના ઉત્તમ, અધમ તથા મધ્યમ વૈદ્યો' એવો સમજવાનો છે. વળી તે 'भूयिष्ठकल्पाः' એવું વિશેષણ આપવા છતાં 'सर्वे' વિશેષણ પણ અપાયું છે, તે ઉત્તમ આદિ વૈદ્યોના પણ શ્રેષ્ઠ, શ્રેષ્ઠતર તથા શ્રેષ્ઠતમ આદિ બધાયે ભેદોનું પણ ગ્રહણ કરવા સૂચવે છે; અથવા 'શલ્ય' આદિ આઠે અંગોનું જેઓએ અધ્યયન કર્યું હોય તે તે બધા વૈદ્યોનું પણ ગ્રહણ સૂચવે છે; અથવા 'भूयिष्ठकल्पाः' એ વિશેષણ આવો અર્થ પણ જણાવે છે કે જે વૈદ્યોએ ઘણી જાતનાં હિત-અહિતના ઉદાહરણો જાણ્યાં હોય તેવા વૈદ્યોનું ગ્રહણ સૂચવે છે. આગળ શરૂ કરાતા અધિકારમાં ઘણું હિત-અહિત જે કહેવામાં આવશે તે અલ્પબુદ્ધિવાળા પુરુષોને વ્યવહાર માટે ઉપયોગી થાય છે અને અતિશ્રેષ્ઠ જ્ઞાન ધરાવતા પુરુષોને તેને તેને અનુસરતા જ્ઞાન માટે ઉપયોગી થાય છે. ૩૪

### આહારવિધિના વિશેષો કે ભેદો

तद्यथा-आहारत्वमाहारस्यैकविधं, अर्थाभेदात्, स पुनर्द्वियोनिः, स्थावरजङ्गमात्मकत्वात्; द्विविधप्रभावः, हिताहितोदर्कविशेषात्; चतुर्विधोपयोगः, पानाशनभक्ष्यलेह्योपयोगात्; षडास्वादः, रसभेदतः षड्विधत्वात्; विंशतिगुणः, गुरुलघुशीतोष्णस्निग्धरूक्षमन्दतीक्ष्णस्थिरसरमृदुकठिनविशदपिच्छिलश्लक्ष्णखरसूक्ष्मस्थूलसान्द्रद्रवानुगमनात्; अपरिसंख्येयविकल्पः, द्रव्यसंयोगकरणबाहुल्यात् ॥ ३५ ॥

તે આ પ્રમાણે છે: અર્થમાં ભેદ નહિ હોવાથી આહારનું આહારત્વ કે આહારપણું તો એક જ પ્રકારનું છે; તે આહારનાં ઉત્પત્તિસ્થાન-સ્થાવર તથા જંગમ એમ બે પ્રકારનાં હોય છે; એ આહારનો પ્રભાવ હિતકારી પરિણામ તથા અહિત-કારી પરિણામરૂપ વિશેષતાથી બે પ્રકારનો હોય છે; તે આહારના ઉપયોગ-પાન, અશન, ભક્ષ્ય તથા લેહ્ય, એમ ચાર પ્રકારના હોય છે; એ આહારના રસના ભેદ છ પ્રકારના છે, તેથી તેના આસ્વાદો છ છે અને ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, મંદ, તીક્ષ્ણ, સ્થિર, સર, મૃદુ, કઠિન, વિશદ, પિચ્છિલ, શ્લક્ષ્ણ, ખર, સૂક્ષ્મ, સ્થૂલ, સાંદ્ર તથા દ્રવ, એમ વીસ ગુણોનું અનુ-સરણ હોવાથી એ આહાર વીસ ગુણોવાળો છે; અને દ્રવ્યોના સંયોગો કરવાની અનેકતા હોવાથી એ આહારના વિકલ્પો કે ભેદો અસંખ્યગણા કે અગણિત હોય છે. ૩૫

યોગીંદ્રનાથ સેન અહીં આવી સ્પષ્ટતા કરે છે. આહારની વિધિ કે વિધાન એટલે કલ્પના કે રચનાના ભેદો, લક્ષણની દૃષ્ટિએ તથા અવયવો કે વિભાગોની દૃષ્ટિએ અહીં કહેવામાં આવે છે: આહારનાં ઉત્પત્તિસ્થાનો બે પ્રકારનાં છે; તેના પ્રભાવો બે પ્રકારના છે; ઇત્યાદિ તેનાં લક્ષણો છે; આહારના અવયવો કે વિભાગો સ્થાવર-જંગમરૂપે તથા હિત-અહિતકારી પરિણામ આદિરૂપે ઇત્યાદિ હોય છે; તેનું હવે અમે અહીં વ્યાખ્યાન કરીએ છીએ. આહારના ભેદો જોકે જુદા જુદા છે; પરંતુ 'જે ખવાય તે આહાર' એમ તેનો જે અર્થ છે, તે તો દરેક પ્રકારના આહારોમાં એકસરખો જ લાગુ થતો હોવાથી અર્થની દૃષ્ટિએ તો આહારનું આહારપણું એક જ છે, અર્થાત્ અર્થ તરફ જોતાં આહાર એક જ પ્રકારનો છે; પરંતુ તેનાં ઉત્પત્તિસ્થાન સ્થાવર(વૃક્ષ આદિ) તથા જંગમ(ગાય વગેરે પશુ)રૂપે બે હોય છે, તેથી તેની યોનિ કે પ્રભવ અથવા ઉત્પત્તિસ્થળો બે પ્રકારનાં ગણાય છે; આહારનો પ્રભાવ કે શક્તિ બે પ્રકારની છે, એટલે કે તેનું ભાવિફળ હિતરૂપે કે અહિતરૂપે થાય છે, તેથી એ તેના પ્રભાવના ભેદો હિત કે અહિતરૂપે બે પ્રકારના છે; તેનો ઉપયોગ ચાર પ્રકારનો છે; તેમાં

ચાવ્યા વિના જ કેવળ તાળવાના વેગથી જેનો આહાર તરીકે ઉપયોગ થાય છે, તે દૂધ વગેરેનાં પાન કે પીવા-રૂપે ઉપયોગ થાય છે; જેનો ચાવવાપૂર્વક ઉપયોગ થાય છે, તે ભાત વગેરે ખોરાકના પદાર્થો 'અશન' કહેવાય છે; લોટરૂપ થયેલ દ્રવ્યમાંથી બનતા જે આહારોના ઉપયોગ ચાવવા કે ચૂસવા વગેરે વ્યાપારપૂર્વક કરાય છે, તે 'ભક્ષ્ય' કહેવાય છે અને જીભથી ખેંચીને સ્વાદ લઈ ચાટીને જેનો ઉપયોગ કરાય છે તે મધ વગેરે કે 'લેહ' કે ચાટવા યોગ્ય ઉપયોગવાળા આહારો છે; એમ તે તે પાન, અશન, ભક્ષ્ય તથા લેહ્યરૂપ ઉપયોગના ભેદથી તે આહાર ચાર પ્રકારનો હોય છે. તે આહારના આસ્વાદો કે સ્વાદો પણ ૭ પ્રકારના છે; કેમ કે તે આહારોમાં મધુર–મીઠો, અમ્લ–ખાટો, લવણ–ખારો, કટુક–તીખો, તિક્ત–કડવો અને કષાય–તૂરો, એ ૭ આદિ રસોના સ્વાદ પણ ૭ છે; એટલે તે રસોરૂપ આસ્વાદના ભેદથી આહારના ૭ ભેદો થાય છે; તેમ જ ગુરુ–ભારે, લઘુ–હલકો વગેરે વીસ ગુણો, તે આહારમાં અનુગત છે એટલે અનુસરી રહ્યા છે, તેથી એ ગુણની દૃષ્ટિએ આહાર વીસ પ્રકારનો પણ થાય છે. સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં વ્યવાયી અને વિકાસી નામના બે ગુણો પણ અલગ કહ્યા છે; જેમ કે 'व्यवायी चाखिलं देहं व्याप्य पाकाय कल्पते। विकासी विकसन्नेव धातुवन्धान् विमोक्षयेत्।'–આહારનો જે ગુણ આખા દેહમાં વ્યાપ્ત થઈને પાક માટે સમર્થ થાય કે પચે છે, તે 'વ્યવાયી' નામનો આહારનો ગુણ કહેવાય છે; અને આહારનો જે ગુણ વિકાસ પામતોપામતો જ ધાતુઓનાં બંધનોને છૂટાં રાખે છે, તે 'વિકાસી' નામનો આહારનો ગુણ કહેવાય છે.' પરંતુ આ બન્ને ગુણોમાં 'સર' ગુણની તથા 'તીક્ષ્ણ' ગુણની અધિકતા હોવાથી આ બેય ગુણોનો સમાવેશ અહીં ચરકે 'સર' ગુણમાં તથા 'તીક્ષ્ણ' ગુણમાં જ કરેલ છે; એમ તે આહાર અર્થદૃષ્ટિએ એક પ્રકારનો, ઉત્પત્તિ-સ્થાન તથા પ્રભાવની દૃષ્ટિએ બે પ્રકારનો, ઉપયોગની દૃષ્ટિએ ચાર પ્રકારનો અને ગુણદૃષ્ટિએ વીસ પ્રકારનો થાય છે; પરંતુ બ દ્રવ્યોના કે તેથી વધુ દ્રવ્યોના સંયોગ–મેળવણી કે એકીકરણથી તેમ જ સંસ્કાર એટલે પાણી તથા અગ્નિનો સંબંધ કરવો, ધોવું, સાફ કરવું, મથવું, અમુક પ્રદેશે કે અમુક કાળે ભાવના આપવી તથા અમુક વાસણોમાં તૈયાર કરવું વગેરે અનેક જાતના ગુણો સ્થાપવા ઇત્યાદિની અનેકતા કરવાથી તે આહારોનું અસંખ્યપણું કે અગણિતપણું પણ થાય છે.

શ્રી ગંગાધરે જલ્પકલ્પતરુટીકામાં જે ખાસ વિશેષ અહીં સમજાવ્યું છે, તે આ પ્રમાણે છે: 'आहार्यते–जिह्वया सह दन्तैश्च अधः गलान्नीयते यः स आहारः'–જીભ અને દાંત જેનો સ્વાદ લઈ કે જેને ચાટીને તેમ જ ચાવીને ગળાંની નીચે જેને લઈ જાય છે, તે 'આહાર' કહેવાય છે; એવું આહારપણું દરેક પદાર્થોમાં એક જ પ્રકાર-નું છે. તેથી એ અર્થની એકતાની દૃષ્ટિએ આહાર એક જ પ્રકારનો છે; એટલે કે તે આહારનો અર્થ કે પ્રવૃત્તિનિમિત્ત તો જીભ તથા દાંત જેમાં કરણ કે સાધન છે, તે ગળાંની નીચે લઈ જવું, એ વ્યાપારથી થતું ગળાની નીચે જવું, એ તો દરેક 'આહાર'-માં એકસરખું જ હોય છે. બાકીના પ્રકારો તો શ્રી ગંગાધરે ઉપર જે યોગીંદ્રનાથે લખેલા છે તે જ જણાવ્યા છે, છતાં આહારના ઉપયોગો જે ચાર પ્રકારના છે, તેનું વ્યાખ્યાન આ પ્રમાણે કરેલ છે: આહારનું 'પાન' એટલે કે પ્રવાહી દ્રવ્યને ચાવ્યા વિના જ ગળાની નીચે ઉતારી જવું કે પી જવું તે છે; 'અશન' એટલે કે ગળાની નીચે જઈ શકે તે માટે જે ચાવવા-રૂપ વ્યાપાર કરવો પડે તે કહેવાય છે; 'ભક્ષ્ય' એટલે કે ભક્ષણ કરવું–અર્થાત્ લોટ આદિ દ્રવ્યના જે આહારો બનાવ્યા હોય, તેઓને ગળાની નીચે લઈ જવા માટેના ચાવવું, ચૂસવું વગેરે જે વ્યાપારો કરવા પડે તે છે; અને 'લેહ્ય' એટલે કે કેવળ જીભથી જ ચાટવું–અર્થાત્ માત્ર જીભથી ઘન કે ઘાટાં પ્રવાહી દ્રવ્યોને ગળાની નીચે લઈ જવા માટેનો ચાવવું કે ચૂસવારૂપે જે વ્યાપાર કરવો તે છે. (પછી આહારના આસ્વાદોની દૃષ્ટિએ જે ૭ પ્રકારો છે, તે તો લગભગ ઉપર કહ્યા પ્રમાણે જ તેમણે બતાવ્યા છે; પરંતુ આહારમાં જે વીસ ગુણો છે, તેઓનાં લક્ષણો તેમણે સુશ્રુતમાંથી આ પ્રમાણે વધુ ટાંક્યાં છે:) સુશ્રુતમાં લક્ષણોપૂર્વક આહારના જે ગુણો કહ્યા છે, તે આ પ્રમાણે છે: 'अत ऊर्ध्वं प्रवक्ष्यामि गुणानां कर्मविस्तरम्। कर्मभिस्त्वनुमीयन्ते नानाद्रव्याश्रया गुणाः॥ ह्लादनः स्तम्भनः शीतो मूर्च्छातृट्स्वेददाहजित्। उष्णस्तद्विपरीतः स्यात् पाचनश्च विशेषतः। स्नेहमार्दवकृत् स्निग्धो बल्यवर्णकरस्तथा। सूक्ष्मस्तद्विपरीतः स्याद् विशेषात् स्तम्भनः खरः। पिच्छिलो जीवनो बल्यः संधानः श्लेष्मलो गुरुः। विशदो विपरीतोऽस्मात् क्लेदाचूषणरोपणः। दाहपाककरस्तीक्ष्णः स्रावणो मृदुरन्यथा। सादोपलेपबलकृद् गुरुस्तर्पणबृंहणः। लघुस्तद्विपरीतः स्याल्लेखनो रोपणस्तथा। दशाद्याः कर्मतः प्रोक्तास्तेषां कर्मविशेषणैः। दशैवान्यान् प्रवक्ष्यामि द्रवादींस्तान् निबोध मे। द्रवः प्रक्लेदनः सान्द्रः स्थूलः स्याद् बन्धकारकः। श्लक्ष्णः पिच्छिलवज् ज्ञेयः कर्कशो विशदो यथा। सुखानुबन्धी सूक्ष्मश्च सुगन्धो रोचनो मृदुः। दुर्गन्धो विपरीतोऽस्माद्

ह्लासारुचिकारकः । सरोऽनुलोमनः प्रोक्तो मन्दो यात्राकरः स्मृतः । व्यवायी चाखिलं देहं व्याप्य पाकाय कल्पते । विकाशी विकशन्नेव सन्धिबन्धान् विमोक्षयेत् । आशुकारी तथाशुत्वाद्धावत्यम्भसि तैलवत् । सूक्ष्मस्तु सौक्ष्म्यात् सूक्ष्मेषु स्रोतःस्वनुसरः स्मृतः ॥ गुणा विंशतिरित्येवं यथावत् परिकीर्तिताः ॥'–હવે ગુણોનો કર્મવિસ્તાર હું કહું છું, જે કર્મો ઉપરથી અનેક દ્રવ્યોના આશ્રિત ગુણોનું અનુમાન કરી શકાય છે. જે ગુણ હર્ષ ઉપજાવે, લોહી વગેરેનું સ્તંભન કે થંભાવવું કરે; મૂર્છા, તરશ, પરસેવો તથા દાહ મટાડે, તે 'શીત' ગુણ કહેવાય છે; અને એથી જે ઊલટો હોય તે 'ઉષ્ણ' ગુણ કહેવાય છે એટલે કે જે ગુણ હર્ષ ન ઉપજાવે, લોહી વગેરેને થંભાવે નહિ પણ પ્રવર્તાવે, તેમ જ મૂર્છા, તરશ, પરસેવો તથા દાહ ઉત્પન્ન કરે અને ખાસ કરા ખાધેલા ખોરાકને તથા વ્રણ આદિને જે પકવે છે, તે ઉષ્ણ ગુણ છે; એટલે કે ઉપર્યુક્ત શીત ગુણોવાળું દ્રવ્ય શીતલ કહેવાય છે અને ઉષ્ણ ગુણવાળું દ્રવ્ય ઉષ્ણ કહેવાય છે; જે ગુણ શરીરમાં સ્નેહ તથા કોમળતા કરે અને બળ તથા વર્ણને કરે તે 'સ્નિગ્ધ' ગુણ કહેવાય છે; એથી જે ઊલટો હોય તે રૂક્ષ ગુણ કહેવાય છે; તે શરીરમાં રૂક્ષતા કરે, કઠોરતા કે ખરસટપણું કરે તેમ જ (ઝાડા વગેરેને જે) થંભાવે છે, તે રૂક્ષ ગુણનું કાર્ય છે. જે ગુણ તાતણાવાળો કે ચીકણો હોય, જીવન તથા બળને આપે, ભાંગેલું સાંધે છે, કફ કરનાર અને ભારે હોય તે 'પિચ્છિલ' ગુણ કહેવાય છે; એ પિચ્છિલથી વિપરીત હોય તે 'વિશદ' કહેવાય છે; એ વિશદ ગુણ જીવન આપે નહિ, બળને ઓછું કરે, ભાંગેલાંને સાંધે નહિ, પણ છૂટું જ રાખે, ભીનાશને ચૂસી લે, હલકો હોય અને વ્રણને રૂઝવે છે. જે ગુણ દાહ તથા વ્રણ વગેરેને પાક કરે અને પરુ વગેરેનો સ્રાવ કરે તે 'તીક્ષ્ણ' ગુણ કહેવાય છે; પરંતુ જે એથી વિપરીત હોઈ દાહને કે વ્રણ આદિના પાકને કરે નહિ, તે (કોમળ) 'મૃદુ' ગુણ કહેવાય છે. અંગમાં જે સાદ એટલે ગ્લાનિ કરે, લેપ કરે, બળ કરે, ભારે હોય, તૃપ્તિ કરનાર અને પુષ્ટિ આપનાર હોય છે તે 'ગુરુ' ગુણ કહેવાય છે; પરંતુ એથી જે વિપરીત હોય, તેથી શરીરમા જે હલકાઈ કરે, ઉત્સાહ આપે, મળોનો વૃદ્ધિ ન કરે, કફને દૂર કરે, શરીરના મળોને ખોતરી કાઢે તેમ જ વ્રણોને જે રૂઝવે છે, તે 'લઘુ' ગુણ કહેવાય છે; એમ પ્રથમના દશ ગુણો તેઓનાં કર્મની દૃષ્ટિએ તથા ક્રમોરૂપી વિશેષણો દ્વારા કહેવામા આવ્યા; હવે 'દ્રવ' વગેરે બીજા દશ ગુણોને હું કહું છું; તે તમે મારી પાસેથી સાંભળો. જે ગુણ ખૂબ ભીનાશ કે ક્ચક્ચતાપણું કરે છે, તે 'દ્રવ' ગુણ કહેવાય છે; જે શરીરમાં સ્થૂલતા કરે અને અંગોનું બંધન કે બંધારણ કરે છે, તે 'સાન્દ્ર' ગુણ કહેવાય છે. 'શ્લક્ષ્ણ' નામનો ગુણ 'પિચ્છિલ' ગુણના જેવો જ જણાય છે એટલે કે સ્નેહ અથવા ચીકાશ વિનાના પદાર્થોમા જે રહે છે, કઠણ હોય, કફ કરનાર, જીવન આપનાર, બળ દેનાર તથા ભારેપણાથી જ યુક્ત હોય અને ભાગેલું સાંધનાર હોય તે 'શ્લક્ષ્ણ' ગુણ કહેવાય છે; પરંતુ જે ગુણ જીવન કે બળ આપે નહિ, ભાંગેલું સાંધે નહિ, શરીરમાં કૃશતા અને હલકાઈ કરે છે અને જે ખરસટ હોય તે 'કર્કશ' ગુણ કહેવાય છે. જે ગુણ સુખની પરંપરા ઉપજાવે, સૂક્ષ્મ હોય, રુચિ કે પ્રીતિ ઉપજાવે અને કોમળ હોય તે 'સુગંધ' ગુણ કહેવાય છે; અને એથી જે વિપરીત હોય તે 'દુર્ગંધ' ગુણ કહેવાય છે; એ 'દુર્ગંધ' ગુણ મોળ-ઊબકા તથા અરુચિ કરનાર હોય છે. જે ગુણ મળો તથા વાયુને અનુલોમ એટલે અનુકૂળ ગતિવાળા કરે–નીચેના માર્ગે સારે, તે 'સર' ગુણ કહેવાય છે; અને જે ગુણ શરીરની માત્રા કે જીવનવ્યવહાર ચલાવે છે તે 'મદ' ગુણ કહેવાય છે. જે ગુણ આખા દેહમાં વ્યાપીને પાચનક્રિયા કરવા સમર્થ થાય, તે 'વ્યવાયી' ગુણ કહેવાય છે, અને જે ગુણ અપક્વ છતાં આખા શરીરમાં ફેલાય, ફેલાતો રહીને ધાતુઓને તથા સાંધાનાં બંધનોને ઢીલાં કરી નાખે છે, તે ગુણ 'વિકાસી' કહેવાય છે; જે ગુણ પાણીમાં જેમ તેલ દોડી જાય કે ફેલાઈ જાય છે તેમ શરીરમાં જલદી દોડી જાય અને તરત કામ કરવા લાગે છે, તે ગુણ 'આશુકારી' કહેવાય છે; જે ગુણ પોતાના સૂક્ષ્મપણાને લીધે સૂક્ષ્મ સ્રોતોમાં પણ તેઓને અનુકૂળ ગતિ કરે છે, તે 'સૂક્ષ્મ' ગુણ કહેવાય છે. એમ બરાબર વીસ ગુણો જેવા સ્વરૂપમાં રહ્યા છે, તે પ્રમાણે મેં તમને કહ્યા છે. (અહીં વીસ ગુણો કહેવાની સુશ્રુતે પ્રતિજ્ઞા કરી છે, છતાં ગણતરી કરી જોતાં તો બાવીસ ગુણો થાય છે અને તેઓમાં 'સ્થૂલ' ગુણની જો ઉમેરણી કરીએ છીએ તો ત્રેવીસ ગુણો થાય છે. આ વિરોધ દૂર કરવા કેટલાક કહે છે કે આમા વ્યવાયી, વિકાસી તથા આશુકારી–એ ત્રણ ગુણોને ક્ષેપક સમજવા; જ્યારે કેટલાક કહે છે કે વીસ ગુણોને બદલે ત્રેવીસ કહ્યા છે, તેથી આમ જણાવ્યું છે કે ગુણોની સંખ્યાનો કોઈ ખાસ નિયમ જ નથી. કેટલાક વળી આમ કહે છે કે અહીં 'दश चान्यान् प्रवक्ष्यामि' એ શ્લોકવાક્યમાં 'च'કાર મૂકીને સૂચવ્યું

છે કે આમાં ત્રણ ગુણો વધારે પણ કહેવાનાં છે. એ ત્રણ ગુણો–વ્યવાયી, વિકાસી તથા આશુકારી નામના છે અને તેનો નિર્દેશ સુશ્રુતમાં ઘણાં સ્થળે કરેલ છે, તે ઉપરથી સાબિત થાય છે કે એ ત્રણે ગુણોને ક્ષેપક ગણવા તે અયોગ્ય છે.) ૩૫

## મુખ્ય મુખ્ય આહારદ્રવ્યો કહેવાની પ્રતિજ્ઞા

तस्य खलु ये ये विकारावयवा भूयिष्ठमुपयुज्यन्ते, भूयिष्ठकल्पानां च मनुष्याणां प्रकृत्यैव हिततमाश्चाहिततमाश्च, तांस्तान् यथावदनुव्याख्यास्यामः ॥३६

એ આહારના વિકારો(કે પ્રકારો)ના જે જે અવયવો કે અમુક અમુક વિભાગો, લગભગ વધુ પ્રમાણમાં ઉપયોગમાં આવે છે; અને જે જે તે આહારવિકારોના અવયવો લગભગ ઘણાં મનુષ્યોને પ્રકૃતિથી જ અતિશય હિતકારી તથા અતિશય અહિતકારી હોય છે, તેઓનો તેઓનો હવે અમે બરાબર ઉપદેશ કરીશું. ૩૬

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: આહારવિકાર કે અન્નપાનોના અમુક અમુક વિભાગો કે પ્રકારો 'અન્નપાનવિધિ' નામના ૨૭મા અધ્યાયમાં જે કહેવાશે, તે શૂકધાન્ય, શમીધાન્ય વગેરેમાંના જે જે વધુ પ્રમાણમાં ઉપયોગી છે અને લગભગ ઘણાં માણસોને જે વધુ હિતકારી તથા અહિતકારી છે, તેઓનું સંપૂર્ણ કહેવું તો અહીં શક્ય જ નથી; કેમ કે તેઓની સંખ્યા અગણિત છે, છતાં તે વધુ ઉપયોગમાં લેવાતા અન્નપાનના અમુક વિભાગો, જે સ્વભાવથી જ વધુ હિતકારી તથા વધુ અહિતકારી છે, તેઓનું વ્યાખ્યાન હવે અમે કરીશું.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આમ જણાવે છે કે, 'અહીં કહેવાનો અભિપ્રાય આ છે કે જે જે આહાર–દ્રવ્યોને ભિન્ન ભિન્ન વર્ગોમાં વહેંચી બતાવ્યાં છે, જેમ કે શૂકધાન્ય, શમીધાન્ય, માંસવર્ગ, ઘૃતવર્ગ, તૈલવર્ગ, શાકવર્ગ, ઇત્યાદિ વર્ગોમાંનાં જે જે દ્રવ્યો લગભગ વધુ વપરાય છે, તેઓમાંથી એક એક કે બે બે દ્રવ્યો, જે અત્યંત હિતકારી તથા અત્યંત અહિતકારી છે, તેઓનું અહીં વર્ણન કરવામાં આવશે. એ વર્ગોને જ અહીં 'विकार' (પ્રકાર) શબ્દથી કહેલ છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: આહારોના ભેદો અસંખ્ય છે; તેઓની ગણતરી કહેવી શક્ય નથી; કેમ કે દ્રવ્યોના સંયોગો તથા સંસ્કારો ઘણા જ વધારે કરાય છે; તે કારણે એ અસંખ્ય ભેદોવાળાં દ્રવ્યોનો સમગ્ર ઉપદેશ તો આપી શકાય તેમ નથી જ, પરંતુ તે તે આહારના જે જે વિકારો કે પ્રકારોનો અને જે જે અવયવો કે વિભાગોનો વધુ ઉપયોગ કરાય છે; તેમજ એ આહારના જે જે પ્રકારો તથા વિકારો લગભગ ઘણાં માણસોને અત્યંત હિતકારી તથા અહિતકારી છે, તેમાંના અમુક કેટલાક જ અવયવો કે ભેદોનો અહીં અમે ઉપદેશ કરીએ છીએ; પરંતુ તેઓનો સંપૂર્ણ ઉપદેશ અમે કરતા નથી. ૩૬

## સ્વભાવથી જ અત્યંત હિતકારી કેટલાંક મુખ્ય મુખ્ય આહારદ્રવ્યો

तद्यथा-लोहितशालयः शूकधान्यानां पथ्यतमत्वेन श्रेष्ठतमा भवन्ति, मुद्गाः शमीधान्यानां, आन्तरीक्षमुदकमुदकानां, सैन्धवं लवणानां, जीवन्तीशाकं शाकानां, ऐणेयं मृगमांसानां, लावः पक्षिणां, गोधा विलेशयानां, रोहितो मत्स्यानां, गव्यं सर्पिः सर्पिषां, गोक्षीरं क्षीराणां, तिलतैलं स्थावरजातानां स्नेहानां, वराहवसानूपमृगवसानां, चुलुकीवसा मत्स्यवसानां, पाकहंसवसा जलचरविहङ्गवसानां, कुक्कुटवसा विष्किरशकुनिवसानां, अजमेदः शाखादमेदसां, शृङ्गवेरं कन्दानां, मृद्वीका फलानां, शर्करेक्षुविकाराणामिति प्रकृत्यैव हिततमानामाहारविकाराणां प्राधान्यतो द्रव्याणि व्याख्यातानि भवन्ति ॥ ३७ ॥

જેમ કે શૂકધાન્યોમાં રાતા શાલિ ચોખા અતિશય પથ્ય હોવાથી સૌ કરતાં વધારે શ્રેષ્ઠ છે; શમીધાન્ય–કઠોળમાં મગ અત્યંત શ્રેષ્ઠ છે; દરેક પાણીમાં અંતરીક્ષનું દિવ્ય જળ કે વરસાદનું પાણી ઘણું જ ઉત્તમ છે; લવણોમાં સૈંધવ અતિશ્રેષ્ઠ છે; શાકોમાં જીવંતી કે દોડીનું શાક ઘણું જ શ્રેષ્ઠ છે; મૃગોના માંસોમાં એણમૃગ–કાળિયાર હરણનું માંસ અતિ ઉત્તમ છે; પક્ષીઓમાં 'લાવ' નામનું પક્ષી સર્વોત્તમ છે; દરમાં રહેનારાં—બિલેશય પ્રાણીઓમાં ઘો અત્યુત્તમ છે; માછલાંઓમાં રોહિતમત્સ્ય સર્વ કરતાં વધુ શ્રેષ્ઠ છે; દરેક ઘીમાં ગાયનું ઘી સર્વોત્તમ છે; દરેક દૂધમાં ગાયનું દૂધ સર્વોત્કૃષ્ટ છે; સ્થાવર વનસ્પતિઓમાંથી ઉત્પન્ન થતા સ્નેહો કે તૈલોમાં તલનું તેલ અત્યંત શ્રેષ્ઠ છે; જલપ્રાય–આનૂપ પ્રદેશનાં પ્રાણીઓની ચરબીઓમાં વરાહ, ભૂંડ કે ડુક્કરની વસા (ચરબી) અતિશ્રેષ્ઠ છે; માછલાંની ચરબીમાં ચુલુકી નામની

(શિશુમારની જાતિ) માછલીની ચરબી ઉત્તમ છે; જલચર પક્ષીઓની ચરબીમાં પાકહંસ નામના ધોળા હંસની ચરબી શ્રેષ્ઠ છે; જમીન ખોતરીને ખોરાક ખાતાં–વિષ્કિર પક્ષીઓની ચરબીમાં કૂકડાની ચરબી શ્રેષ્ઠ છે; વૃક્ષોની શાખાઓ ખાનારાં પશુઓની ચરબીઓમાં બકરાંની ચરબી શ્રેષ્ઠ છે; કંદોમાં આદુ, ફળોમાં દ્રાક્ષ અને શેલડીના વિકારોમાં સાકર અતિ ઉત્તમ છે; એમ સ્વભાવથી જ અત્યંત હિતકારી આહારોના પ્રકારોમાં જે દ્રવ્યો મુખ્ય છે તે અહીં કહ્યાં છે. ૩૭

યોગીન્દ્રનાથ સેન અહીં વધુમાં વૃદ્ધ વાગ્ભટના અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૭ મા અધ્યાયમાંથી કેટલાંક શ્લોકવાક્યો ટાંકે છે; જેમ કે–'स्ववर्गेषु प्रवरास्तेष्वपि स्मृता लावैणगोधा सिंहश्च'–પોતાના વર્ગોનાં પ્રાણીઓમાં જેઓ શ્રેષ્ઠ છે, તે અહીં કહ્યાં છે; પક્ષીઓમાં લાવાં, મૃગોમાં એણ–હરણમૃગ, બિલેશયોમાં ઘો અને માંસાહારી પશુઓમાં સિંહ શ્રેષ્ઠ છે.' વળી–'प्रतिस्रोतोविचारित्वादाकाशप्लवनेन च। रोहित प्रवरस्तेषां परं चिलिचिमोऽवरः। अगोचरविचारित्वात् सर्वदोषकरो हि सः'–રોહિત નામનું માછલું પાણીના સામા પ્રવાહમાં ચાલે છે અને આકાશમાં કૂદે છે, તેથી માછલાંઓમાં તે શ્રેષ્ઠ છે; પરંતુ 'ચિલિચિમ' નામનું જે માછલું જ્યાં કોઈનો વિષય ન હોય ત્યાં વિચરે છે, તેથી તે અધમ છે અને સર્વ દોષોને કરનાર છે.' વળી વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહના છઠ્ઠા અધ્યાયમાં પણ કહ્યું છે કે. 'चौलुकी शोकरी पाकहंसजा कुक्कुटोद्भवा। वसा श्रेष्ठा स्ववर्गेषु कुम्भीरमहिषोद्भवा। काकमद्गुवसा तद्वत् काण्डोत्था च निन्दिता।–પોતપોતાના વર્ગોમાં ચુલુકી માછલીની ચરબી બીજાં માછલાંઓની ચરબી કરતાં શ્રેષ્ઠ છે; જલપ્રાય પ્રદેશોમાં થતાં પશુઓની ચરબીમાં ભૂંડની ચરબી શ્રેષ્ઠ છે; જલચર પક્ષીઓની ચરબીમાં પાકહંસ પક્ષીની ચરબી શ્રેષ્ઠ છે, વિષ્કિર પક્ષીઓની ચરબીઓમાં કૂકડાંની ચરબી શ્રેષ્ઠ છે; પરંતુ પોતપોતાના વર્ગમાં મગરમચ્છની ચરબી, પાડાની ચરબી કે કમદ્ગુ(પાણીના કાગડા)ની ચરબી તેમજ બતક પક્ષીની ચરબી નિંદ્ય ગણાય છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવે મેદ, મજ્જા તથા વસાની ઓળખાણ બતાવતાં સુશ્રુતના શારીરના ચોથા અધ્યાયમાંથી આ શ્લોકો ટીક ઉતાર્યા છે; 'मेदो हि सर्वभूतानामुदरस्थमण्वस्थिषु। स्थूलास्थिषु च विशेषेण मज्जा त्वभ्यन्तराश्रितः। अथेतरेषु सर्वेषु सरक्त मेद उच्यते। शुद्धमांसस्य यः स्नेहः सा वसा परिकीर्तिता॥'–દરેક પ્રાણીઓના પેટમાં તથા જે નાનાં હાડકાં છે. તેમાં મેદ રહેલું છે અને મોટાં હાડકાંઓમાં વિશેષે કરી મજ્જા રહેલ છે; મોટાં હાડકાંઓમાં મજ્જા રહેલી છે, એમ કહેવાય છે, પરંતુ તેમાં આવો ફરક સમજવો કે મોટાં હાડકાંઓની અંદર મજ્જા રહેલ છે; બાકીના બધાં હાડકાંઓની અંદર રુધિર સહિત મેદ જ રહેલ છે; પરંતુ વસા કે ચરબી નામની જે ઉપધાતુ છે તે તો શુદ્ધ માંસનો સ્નેહ જ કહેવાય છે; એકંદર શુદ્ધ માંસનો જે સ્નેહ છે તે વસા કહેવાય છે. ૩૭

## સ્વભાવથી અત્યંત અહિતકારી આહારદ્રવ્યો

अत ऊर्ध्वमहिततमानप्युपदेक्ष्यामः–यवकाः शूकधान्यानामपथ्यत्वे प्रकृष्टतमा भवन्ति, माषाः शमीधान्यानां, वर्षानादेयमुदकानां, ऊषरं लवणानां, सर्षपशाकं शाकानां, गोमांसं मृगमांसानां, काणकपोतः पक्षिणां, भेको बिलेशयानां, चिलिचिमो मत्स्यानां, आविकं सर्पिः सर्पिषां, अविक्षीरं क्षीराणां, कुसुम्भस्नेहः स्थावरस्नेहानां, महिषवसा आनूपमृगवसानां, कुम्भीरवसा मत्स्यवसानां, काकमद्गुवसा जलचरविहङ्गवसानां, चटकवसा विष्किरशकुनिवसानां, हस्तिमेदः शाखादमेदसां, मूलकं कन्दानां, लकुचं फलानां, फाणितमिक्षुविकाराणामिति प्रकृत्यैव अहिततमानामाहारविकाराणां प्रकृष्टतमानि द्रव्याणि व्याख्यातानि भवन्ति॥ ३८॥

હવે અત્યંત અહિતકારી દ્રવ્યોનો ઉપદેશ અમે કરીએ છીએ. શૂકધાન્યોમાં 'યવક' નામનું એક જાતનું ધાન્ય અતિશય અપથ્ય છે; તેમ જ કઠોળમાં અડદ, જળમાં વર્ષાઋતુકાળનું નદીનું જળ, લવણોમાં ઉખર જમીનનો ખારો કે ઘસિયું–ખારિયું મીઠું, શાકમાં સરસવનું શાક, મૃગનાં એટલે પશુઓના માંસમાં ગાય–બળદનું માંસ, પક્ષીઓમાં કાણકપોત એટલે જંગલી હોલો કે કબૂતર, બિલેશય કે દરમાં રહેનારાં પ્રાણીઓમાં દેડકો, માછલાંઓમાં ચિલિચિમ નામનું માછલું, ઘીમાં ઘેટીનું ઘી, દૂધમાં ઘેટીનું દૂધ, સ્થાવર સ્નેહોમાં કુસુંભ કે કસુંબાનું તેલ, જલપ્રાય પ્રદેશનાં પશુઓની ચરબીમાં પાડાની ચરબી, માછલાંઓની ચરબીમાં કુંભીરમત્સ્ય(મગરમચ્છ)ની ચરબી, જલચર પક્ષીઓની ચરબીમાં કાકમદ્ગુ નામના પાણીના કાગડાની ચરબી, વિષ્કિર પક્ષીઓની ચરબીમાં ચકલાંની ચરબી, વૃક્ષની

ખાએ ખાનાર પશુઓની ચરબીમાં હાથીની રબી, કંદોમાં મૂળા, ફળોમાં લકુચનું (નાનાં ણસનું) ફળ અને શેલડીના વિકારોમાં ફાણિત એટલે અર્ધો પાકેલો શેલડીનો રસ) અતિશય પથ્ય છે; એ પ્રમાણે સ્વભાવથી જ અતિશય હિતકારી આહારદ્રવ્યોના પ્રકારો કે પ્રભેદોમાં તિશય વધુપડતાં જે અહિતકારી છે, તે અહીં ાં છે; અને એ રીતે હિતકારી તથા અહિત ારી આહારવિકારો કે અન્નજળના પ્રકારોનો ' (અમુક અમુક) અવયવ કે અંશ છે, તે જ હીં કહેલ છે. ૩૮

અહીં પણ યોગીન્દ્રનાથ સેને વૃદ્ધ વાગ્ભટના ષ્ટાંગસંગ્રહના ૬–૭ અધ્યાયોમાંથી કેટલાંક શ્લોકવાક્યો તાર્યાં છે, તે આ પ્રમાણે છે: वर्षासु दिव्यनादेये परं यि परावरे–વર્ષાઋતુમાં (દિવ્યજળ એટલે વરસાદનું ધ્ધરથી ઝીલી લીધેલું પાણી શ્રેષ્ઠ છે, પણ નદીનું પાણી ત્યંત અપથ્ય હોઈ ખરાબ ગણાય છે.' તેમ જ वरा शाकेषु जीवन्ती सार्षपं त्ववरं स्मृतम्।–શાકોમાં દોડીનું ાક શ્રેષ્ઠ છે; પણ સરસવનું શાક અધમ–અપથ્ય છે.' ળી 'निन्दितो गौः सदर्दुरः ऋष्यः काणकपोतश्च। (અષ્ટાંગ ં. सू. ७ अ.)–ગાય–બળદ, દેડકો તથા વનવાસો ઘોળો ડોલો પણ નિંદ્ય ગણાય છે.' અહીં કેટલાક વૈદ્યો 'काणकपोत' શબ્દનો અર્થ 'લાલ રંગનો હોલો' એવો પણ કરે છે. 'ચિલિચિમ' નામે એક જાતનું માછલું છે; તે માછલું ચારે બાજુ ઈંટ જેવા લાલ રંગની રેખાઓ-વાળું હોય છે, તેનો આકાર રોહિતમત્સ્ય જેવો હોય છે અને લગભગ પૃથ્વી પર તે ફર્યાં કરે છે. વળી 'गव्ये क्षीरघृते श्रेष्ठे निन्दिते चाविसंभवे। (अष्टांग सं. सू: ६ अ.) ગાયનાં ઘી–દૂધ શ્રેષ્ઠ ગણાય છે, પણ ઘેટીનાં ઘી–દૂધ નિન્દિત છે' તેમ જ 'तिलतैलं वरं तेषु कौसुम्भमवरं स्मृतम्। (अष्टाङ्ग सं. सू. ६ अ.)–સ્નેહોમાં તલનું તેલ શ્રેષ્ઠ છે, પરંતુ કસૂંબાનું તેલ અધમ કહેવાય છે.' વળી 'फलानामवरं तत्र लकुचं सर्वदोषकृत्। (अष्टाङ्ग सं. सू. अ. ६)–લકુચફળ (નાનાં ફણસનાં ફળ) બધાં ફળોમાં અધમ છે; કેમ કે તે સર્વ દોષોને કરનાર હોય છે' તેમ જ 'शर्करेक्षुविकाराणां फाणितं च वरावरे (अष्टाङ्ग सं. सू ६ अ.) શેરડીના વિકારોમાં સાકર ઉત્તમ છે, પરંતુ ફાણિત–અર્ધો ઉકળેલ કે બરાબર નહિ પકવેલો શેલડીનો રસ અધમ છે'

અહીં છેલ્લે આ પ્રમાણે ઉપસંહાર કરે છે કે, આ શ્લોકસ્થાનમાં જ આગળ જતાં 'અન્નપાનવિધિ' નામનો ૨૭મો અધ્યાય આવવાનો છે; તેમાં શૂક-ધાન્ય આદિના જે વર્ગો કહ્યા છે, તેમાં જે જે મુખ્યત્વે હિતકારી તથા અહિતકારી આહારોનાં દ્રવ્યો કહ્યાં છે, તેમાંનાં જ અહીં અમુક અંશોરૂપે કહેલ છે. ૩૮,૩૯

### હિતકારી–અહિતકારી કર્મો તથા ઔષધોનું વ્યાખ્યાન

इति हिताहितावयवो व्याख्यात आहारविकाराणाम्॥ ३९॥

अतो भूयः कर्मौषधानां च प्राधान्यतः सानुबन्धानि द्रव्याण्यनुव्याख्यास्यामः॥ ४०॥

तद्यथा–अन्नं वृत्तिकराणां श्रेष्ठं, उदकमाश्वासकराणां, सुरा श्रमहराणां, क्षीरं जीवनीयानां, मांसं बृंहणीयानां, रसस्तर्पणीयानां, लवणमन्नद्रव्यरुचिकराणाम्, अम्लं हृद्यानां, कुक्कुटो बल्यानां, नक्ररेतो वृष्याणां, मधु श्लेष्मपित्तप्रशमनानां, सर्पिर्वातपित्तप्रशमनानां, तैलं वातश्लेष्मप्रशमनानां, वमनं श्लेष्महराणां, विरेचनं पित्तहराणां, बस्तिर्वातहराणां, स्वेदो मार्दवकराणां, व्यायामः स्थैर्यकराणां, क्षारः पुंस्त्वोपघातिनां, (तिन्दुकमनन्नद्रव्यरुचिकराणां,) आमं कपित्थमकण्ठ्यानां, आविकं सर्पिरहृद्यानां, अजाक्षीरं शोषघ्नस्तन्यसात्म्यदोषघ्नरक्तसांग्राहिकरक्तपित्तप्रशमनानाम्, अविक्षीरं श्लेष्मपित्तोपचयकराणां, महिषीक्षीरं स्वप्नजननानां, मन्दकं दध्यभिष्यन्दकराणां, गवेधुकान्नं कर्शनीयानां, उद्दालकान्नं विरूक्षणीयानाम्, इक्षुर्मूत्रजननानां, यवाः पुरीषजननानां, जाम्बवं वातजननानां, शष्कुल्यः श्लेष्मपित्तजननानां, कुलत्था अम्लपित्तजननानां, माषाः श्लेष्मपित्तजननानां, मदनफलं वमनास्थापनानुवासनोपयोगिनां, त्रिवृत्सुखविरेचनानां, चतुरङ्गुलं मृदुविरेचनानां, स्नुक्पयस्तीक्ष्णविरेचनानां, प्रत्यक्पुष्पी शिरोविरेचनानां, विडङ्गं क्रिमिघ्नानां, शिरीषो विषघ्नानां, खदिरः कुष्ठघ्नानां, रास्ना वातहराणाम्, आमलकं वयःस्थापनानां, हरीतकी पथ्यानाम्, एरण्डमूलं वृष्यवातहराणां, पिप्पलीमूलं दीपनीयपाचनीयानाहप्रशमनानां, चित्रकमूलं दीपनीयपाचनीयगुदशूलशोथार्शोहराणां, पुष्करमूलं हिक्काश्वासकासपार्श्वशूलहराणां, मुस्तं संग्राहकदीपनीयपाचनीयानाम्, उदीच्यं निर्वापणीयदीपनीयपाचनीयच्छर्द्यतीसारहराणां, कट्वङ्गं संग्राहकदीपनीयपाचनीयानाम्, अनन्ता संग्राहकदीपनीयरक्तपित्तप्रशमनानाम्, अमृता संग्राहकवातहरदीपनीयश्लेष्म-

शोणितविबन्धप्रशमनानां, बिल्वं संग्राहकदीपनीयवातकफप्रशमनानाम्, अतिविषा दीपनीयपाचनीयसंग्राहकसर्वदोषहराणाम्, उत्पलकुमुदपद्मकिञ्जल्कं संग्राहकरक्तपित्तप्रशमनानां, दुरालभा पित्तश्लेष्मप्रशमनानां, गन्धप्रियङ्गुः शोणितपित्तातियोगप्रशमनानां, कुटजत्वक् श्लेष्मपित्तरक्तसंग्राहकोपशोषणानां, काश्मर्यफलं रक्तसंग्राहकरक्तपित्तप्रशमनानां, पृश्निपर्णी संग्राहकवातहरदीपनीयवृष्याणां, विदारिगन्धा वृष्यसर्वदोषहराणां, बला संग्राहकबल्यवातहराणां, गोक्षुरको बल्यमूत्रकृच्छ्रानिलहराणां, हिङ्गुनिर्यासः छेदनीयदीपनीयभेदनीयानुलोमिकवातकफप्रशमनानाम्, अम्लवेतसो भेदनीयदीपनीयानुलोमिकवातश्लेष्मप्रशमनानां, यावशूकः स्रंसनीयपाचनीयार्शोघ्नानां, तक्राभ्यासो ग्रहणीदोषार्शोघृतव्यापत्प्रशमनानां, क्रव्यान्मांसरसाभ्यासो ग्रहणीदोषशोषार्शोघ्नानां, घृतक्षीराभ्यासो रसायनानां, समघृतसक्तुप्राशाभ्यासो वृष्योदावर्तहराणां, तैलगण्डूषाभ्यासो दन्तबलरुचिकराणां, चन्दनोदुम्बरे दाहनिर्वापणालेपनानां, रास्नागुरुणी शीतापनयनप्रलेपनानां, लामज्जकोशीरे दाहत्वग्दोष...

मस्तम्भशीतशूलोद्वेपनप्रशमनानां, जलं स्तम्भनीयानां, मृद्भृष्टलोष्ट्रनिर्वापितमुदकं तृष्णातियोगप्रशमनानाम्, अतिमात्राशनमामप्रदोषहेतूनां, यथाग्न्यभ्यवहारोऽग्निसन्धुक्षणानां, यथासात्म्यं चेष्टाभ्यवहारावुपसेव्यानां, कालभोजनमारोग्यकराणां, वेगसन्धारणमनारोग्यकराणां, तृप्तिराहारगुणानां, मद्यं सौमनस्यजननानां, मद्याक्षेपो धीधृतिस्मृतिहराणां, गुरुभोजनं दुर्विपाकानाम्, एककालभोजनं सुखपरिणामकराणां, स्त्रीष्वतिप्रसङ्गः शोषकराणां, शुक्रवेगनिग्रहः

...पथ्यानां, आयासः सर्वापथ्यानां, मिथ्यायोगो व्याधिमुखानां, रजस्वलाभिगमनमलक्ष्मीमुखानां, ब्रह्मचर्यमायुष्याणां, सङ्कल्पो वृष्याणां, दौर्मनस्यमवृष्याणाम्, अयथाबलमारम्भः प्राणोपरोधिनां, विषादो रोगवर्धनानां, स्नानं श्रमहराणां, हर्षः प्रीणनानां, शोकः शोषणानां, निवृत्तिः पुष्टिकराणां, पुष्टिः स्वप्नकराणां, स्वप्नस्तन्द्राकराणां, सर्वरसाभ्यासो बलकराणाम्, एकरसाभ्यासो दौर्बल्यकराणां, गर्भशल्यमाहार्याणां, अजीर्णमुद्धार्याणां, बालो मृदुभेषजीयानां, वृद्धो याप्यानां, गर्भिणी तीक्ष्णौषधव्यवायव्यायामवर्जनीयानां, सौमनस्यं गर्भधारकाणां, सन्निपातो दुश्चिकित्स्यानाम्, आमो विषमचिकित्स्यानां, ज्वरो रोगाणां, कुष्ठं दीर्घरोगाणां, राजयक्ष्मा रोगसमूहानां, प्रमेहोऽनुषङ्गिणां, जलौकसोऽनुशस्त्राणां, बस्तिस्तन्त्राणां, हिमवानौषधि...

शास्त्रसहितस्तर्कः साधनानां, संप्रतिपत्तिः फलज्ञान...

सुखानामिति ॥ ४१ ॥

હવે તે તે કર્મો તથા ઔષધોનાં મુખ્યત્વે ઉપયોગવાળાં જે જે દ્રવ્યો છે, તેઓનું અમે વ્યાખ્યાન કરીશું; તે જેમ કે શરીરની વૃત્તિ કે સ્થિતિ ( ટકાવ ) કરનારાં જે દ્રવ્યો છે, તેઓમાં અન્ન શ્રેષ્ઠ છે; શરીરનું આપ્યાયન કે આશ્વાસન કરનાર પદાર્થોમા પાણી શ્રેષ્ઠ છે; થાક દૂર કરનારાંઓમા સુરા–મદ્ય શ્રેષ્ઠ છે; જિવાડનાર કે જીવનહિતકારી પદાર્થોમાં દૂધ શ્રેષ્ઠ છે; શરીરની પુષ્ટિ કરનારા પૌષ્ટિક પદાર્થોમાં માંસ શ્રેષ્ઠ છે; તૃપ્ત કરનાર પદાર્થોમાં માંસનો રસ શ્રેષ્ઠ છે; અન્નરૂપ દ્રવ્ય પર રુચિ કરાવનાર પદાર્થોમાં લવણ શ્રેષ્ઠ છે; હૃદયને પ્રિય થાય તેવા પદાર્થોમાં ખાટું દ્રવ્ય શ્રેષ્ઠ છે; શરીરમાં બળ કરનાર પદાર્થોમાં કૂકડો ઉત્તમ છે; વીર્યવર્ધક કે મૈથુનશક્તિવર્ધક પદાર્થોમાં મગરમચ્છનું વીર્ય શ્રેષ્ઠ છે; કફનું તથા પિત્તનું શમન કરનાર દ્રવ્યોમાં મધ શ્રેષ્ઠ છે; વાયુ તથા પિત્તને શમાવનાર પદાર્થોમાં ઘી શ્રેષ્ઠ છે; વાયુ તથા કફને શમાવનાર દ્રવ્યોમાં તેલ ઉત્તમ છે; કફને દૂર કરનાર કર્મોમાં વમન (ઊલટી) ઉત્તમ છે; પિત્તને દૂર કરનારાં કર્મોમાં વિરેચન ઉત્તમ છે;

વાયુને દૂર કરનારાં કર્મોમાં બસ્તિકર્મ ઉત્તમ છે; શરીરમાં કોમળપણું કરનારમાં સ્વેદન કર્મ ઉત્તમ છે; શરીરની સ્થિરતા કરનારમાં વ્યાયામ–કસરત ઉત્તમ છે; પુરુષપણાનો નાશ કરનારાંઓમાં ક્ષાર ઉત્તમ છે; અન્નદ્રવ્ય પર રુચિ નહિ કરાવનારાઓમાં તિંદુક-ફળ–ટિંબરવો શ્રેષ્ઠ છે; કંઠને હિતકારી ન હોય એવા પદાર્થોમાં કાચું કોઠફળ–કોઠું શ્રેષ્ઠ છે; હૃદય-ને હિતકારી ન હોય એવા પદાર્થોમાં ઘેટીનું ઘી શ્રેષ્ઠ છે, શોષ(ક્ષય)નો નાશ કરનાર, સ્તનને હિતકારી, શરીરને માફક આવનાર, દોષોનો નાશ કરનાર, રક્તનો સંગ્રહ કરનાર તથા રક્ત-પિત્તને શાંત કરનાર પદાર્થોમાં બકરીનું દૂધ શ્રેષ્ઠ છે; કફ તથા પિત્તને કરનાર પદાર્થોમાં ઘેટીનું દૂધ શ્રેષ્ઠ છે; ઊંઘ લાવનાર પદાર્થોમાં ભેંસનું દૂધ શ્રેષ્ઠ છે; રસવાહી શિરાઓને રોકીને તેમાં ક્લેદ કરવારૂપ અભિષ્યન્દ કરનાર દ્રવ્યોમાં મન્દક દહીં (જે ખૂબ ધીમે ધીમે માંડ માંડ જામ્યું હોય છતાં બરાબર જામેલું ન હોઈને ઢીલું હોય તે) શ્રેષ્ઠ છે, શરીરને કૃશ કરનાર પદાર્થોમાં ગવે-ધુકા અન્ન–ગેગી શ્રેષ્ઠ છે; શરીરને રૂક્ષ કરનાર પદાર્થોમાં ઉદ્દાલક–અન્ન–જંગલી કોદરા શ્રેષ્ઠ છે; મૂત્ર લાવનાર પદાર્થોમાં શેલડી શ્રેષ્ઠ છે; વિષ્ઠા લાવનાર પદાર્થોમાં જવ શ્રેષ્ઠ છે; વાયુ ઉત્પન્ન કરનાર પદાર્થોમાં જાંબૂફળ શ્રેષ્ઠ છે; કફ તથા પિત્ત કરનાર પદાર્થોમાં 'શષ્કુલી' નામનું ભક્ષ્ય (જે તલથી મિશ્ર કરેલા લોટને વણી ઘીમાં તળી લેવાય છે તે) શ્રેષ્ઠ છે; અમ્લપિત્ત ઉત્પન્ન કરનાર પદાર્થોમાં કળથી ઉત્તમ છે; કફ તથા પિત્તને ઉત્પન્ન કરનાર પદાર્થોમાં અડદ ઉત્તમ છે; વમન, આસ્થાપન તથા અનુવાસન (બસ્તિ) કર્મમાં ઉપયોગી પદાર્થો-માં મીંઢળ શ્રેષ્ઠ છે; સુખપૂર્વક વિરેચન કરનાર પદાર્થોમાં નસોતર ઉત્તમ છે; કોમળ વિરેચનકારી દ્રવ્યોમાં ગરમાળો શ્રેષ્ઠ છે, તીક્ષ્ણ વિરેચનકારી દ્રવ્યોમાં સ્નુહી–થોરનું દૂધ શ્રેષ્ઠ છે, શિરોવિરે-ચન કરનાર દ્રવ્યોમાં અઘેડો શ્રેષ્ઠ છે, કૃમિઓનો નાશ કરનાર દ્રવ્યોમાં વાવડિંગ શ્રેષ્ઠ છે; વિષનો નાશ કરનાર પદાર્થોમાં શિરીષ–સરસડો શ્રેષ્ઠ છે; કોઢનો નાશ કરનાર દ્રવ્યોમાં ખેર શ્રેષ્ઠ છે; વાયુનો નાશ કરનાર દ્રવ્યોમાં રાસ્ના ઉત્તમ છે; વયઃ-સ્થાપન એટલે જુવાનીને સ્થાપનાર દ્રવ્યોમાં આમળાં શ્રેષ્ઠ છે; પથ્ય પદાર્થોમાં હરડે શ્રેષ્ઠ છે; વીર્યવર્ધક અથવા મૈથુનશક્તિવર્ધક હોઈને સાથે વાયુનો પણ નાશ કરનાર દ્રવ્યોમાં એરંડમૂળ શ્રેષ્ઠ છે; દીપન, પાચન તથા આનાહ કે આફરો શાંત કરનારાં દ્રવ્યોમાં પીપરીમૂળ–ગંઠોડા શ્રેષ્ઠ છે; દાહને શાંત કરનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન કરનાર અને ઊલટી તથા અતીસારને મટાડનાર દ્રવ્યોમાં ઉદીચ્ય કે સુગંધી વાળો શ્રેષ્ઠ છે; સંગ્રાહક, દીપનીય તથા પાચન દ્રવ્યોમાં કટ્વંગ–અરડૂસો શ્રેષ્ઠ છે; સંગ્રાહક, દીપનીય તથા રક્ત-પિત્તને શમાવનાર દ્રવ્યોમાં અનન્તમૂળ–સારિવા ઉત્તમ છે; દીપનીય, પાચનીય તથા ગુદાનું શૂળ તથા સોજો મટાડનાર દ્રવ્યોમાં ચિત્રક-મૂળ શ્રેષ્ઠ છે; હેડકી, શ્વાસ, ઉધરસ તથા પડ-ખાનું શૂળ મટાડનાર દ્રવ્યોમાં પુષ્કરમૂળ શ્રેષ્ઠ છે. સાંગ્રાહિક, દીપનીય તથા પાચનીય દ્રવ્યોમાં મોથ ઉત્તમ છે; સાંગ્રાહિક, દીપનીય, વાયુનાશક, કફ-શામક, રુધિરશામક તથા મળબંધને શમાવનાર દ્રવ્યોમાં વાળો ઉત્તમ છે; સાંગ્રાહિક, દીપનીય, વાતશામક તથા કફશામક ઔષધોમાં (કાચું) બિલ્વફળ (બીલું) ઉત્તમ છે; દીપન કરનાર, પાચન કરનાર, સાંગ્રાહિક તથા સર્વ દોષોને દૂર કરનાર ઔષધમાં અતિવિષ સર્વોત્તમ છે. સાંગ્રાહિક તથા રક્તપિત્તશામક દ્રવ્યોમાં નીલોત્પલ, સૂર્યવિકાસી ધોળું કમળ તથા ચંદ્રવિકાસી કુમુદ–કમળના કેસરા શ્રેષ્ઠ કહેવાય છે. પિત્તને તથા કફને શમાવ-નારાં દ્રવ્યોમાં ધમાસો શ્રેષ્ઠ છે; રુધિરના તથા પિત્તના અતિયોગને શમાવનાર દ્રવ્યોમાં ગંધ-પ્રિયંગુ–ઘઉંલા શ્રેષ્ઠ છે; પિત્ત અને રુધિરનાં સાંગ્રાહિક તથા ઉપશોષક દ્રવ્યોમાં કડાછાલ શ્રેષ્ઠ છે; સાંગ્રાહિક તથા રક્તપિત્તને શમાવનાર દ્રવ્યો-માં શીવણનું ફળ શ્રેષ્ઠ છે; સાંગ્રાહિક, દીપનીય, વાયુહારક તથા વૃષ્ય કે મૈથુનશક્તિવર્ધક દ્રવ્યોમાં પૃશ્નિપર્ણી કે પીઠવણ શ્રેષ્ઠ છે; વૃષ્ય કે વીર્યવર્ધક તથા સર્વદોષોને દૂર કરનારાં દ્રવ્યોમાં વિદારિગંધા કે શાલવણ શ્રેષ્ઠ છે; સાંગ્રાહિક, બલ-

કર તથા વાયુનાશક દ્રવ્યોમાં ખલા-ખપાટ ઉત્તમ છે; મૂત્રકૃચ્છ્ર તથા વાયુનો નાશ કરનારાં દ્રવ્યોમાં ગોખરુ સર્વોત્તમ છે; દોષોનું છેદન કરનાર, દીપન કરનાર, અનુલોમન કરનાર તથા વાતનું અને કફનુ શમન કરનારાં દ્રવ્યોમા હિંગનો રસ સર્વોત્તમ છે: (મળનું) ભેદન કરનાર, દીપન કરનાર, અનુલોમન કરનાર તથા વાયુને અને કફને દૂર કરનાર દ્રવ્યોમાં અમ્લવેતસ ઉત્તમ છે; (દોષોનું) સંસન કરનાર, પાચન કરનાર તથા અર્શસનો નાશ કરનારાં દ્રવ્યોમાં જવખાર શ્રેષ્ઠ છે; ગ્રહણીનો દોષ, સોજા, અર્શસ્ તથા ઘીની વ્યાપદ એટલે ઘીનું અતિશય વધારે સેવન કરવાથી થયેલા વિકારને શાંત કરનારાં દ્રવ્યોમાં છાશનું નિરંતર સેવન સર્વોત્તમ છે; ગ્રહણીના દોષ, શોષ કે ક્ષય અને અર્શસ્નો નાશ કરનારાં દ્રવ્યોમાં માંસાહારી પશુ-પક્ષીઓના માંસસેવનનો કાયમી અભ્યાસ તે સર્વોત્તમ છે; રસાયનોના જેટલા પ્રયોગો છે તે બધામાં દૂધનો અને ઘીનો અભ્યાસ-નિયમિત-નિત્યસેવન સર્વોત્તમ છે; જેઓ વીર્યવર્ધક અથવા મૈથુનશક્તિવર્ધક હોય તેમ જ ઉદાવર્તને મટાડનારા હોય એવા પદાર્થોમાં સમાન ઘી સહિત સાથવો ખાવાનો અભ્યાસ રાખવો તે શ્રેષ્ઠ છે; દાંતને બળ આપે અને રુચિ ઉપજાવે એવા પદાર્થોમાં તેલના કોગળા મુખમાં ધારણ કરવાનો અભ્યાસ રાખવો તે ઉત્તમ છે; દુર્ગંધને દૂર કરે તેમ જ દાહને શાંત કરે એવાં વિલેપનોમાં ચંદનનું તથા ઉંબરાનું વિલેપન સર્વોત્તમ છે; શીતને દૂર કરે એવાં વિલેપનોમાં રાસ્ના તથા અગુરુનું વિલેપન ઉત્તમ છે; દાહ, ત્વચાના દોષ તથા પરસેવો દૂર કરે એવાં પ્રલેપનોમાં પીળો વાળો તથા વીરણ વાળો કે ખસ શ્રેષ્ઠ છે; વાયુને દૂર કરે એવાં માલિસ તથા ઉપનાહ(પોટીસ)માં ઉપયોગી દ્રવ્યોમાં કઠ શ્રેષ્ઠ છે; ચક્ષુને હિતકારી, વીર્યવર્ધક-મૈથુનશક્તિવર્ધક, કેશને હિતકારી, કંઠને હિતકારી, વર્ણ્ય કરનાર, બળ આપનાર, વિરજનીય એટલે મળમૂત્રના વિવર્ણપણાને દૂર કરનાર તથા વ્રણને રૂઝવનાર કે રોપણીય દ્રવ્યોમાં જેઠીમધ શ્રેષ્ઠ છે; પ્રાણ આપનાર તથા સંજ્ઞા કે ભાન રાખવામાં કારણ એવા પદાર્થમાં વાયુ (પવન) મુખ્ય છે; આમ સ્તંભ કે સજ્જડપણું, શીત, શૂળ તથા કંપને શાંત કરનાર પદાર્થોમાં અગ્નિ મુખ્ય છે; સ્તંભન કરનાર પદાર્થોમાં જળ શ્રેષ્ઠ છે; તરસ તથા ઊલટીનો અતિયોગ શમાવનાર દ્રવ્યોમાં અગ્નિની અંદર તપાવેલ માટીનું ઢેફું કે ઠીકરું જેમાં ઠાર્યું હોય એવું પાણી ઉત્તમ છે; આમના અતિદોષોના હેતુઓમાં મુખ્ય હેતુ અતિશય વધુ પ્રમાણમાં ખાવું તે છે; અગ્નિને પ્રદીપ્ત કરનારાં કારણોમાં મુખ્ય કારણ પોતાના જઠરાગ્નિના બળ પ્રમાણે જમવું તે છે; સેવવા યોગ્ય કર્મોમાં મુખ્ય સેવવા યોગ્ય આ છે કે, પોતાની પ્રકૃતિને સાત્મ્ય અથવા જે માફક હોય તેવી ચેષ્ટા, વિહાર તથા આહાર કરવો તે છે; આરોગ્ય કરનાર કર્મોમાં મુખ્ય કર્મ સમયાનુસાર-નિયમિત-યોગ્ય સમયે ભોજન કરવું તે છે; આહારના ગુણોમાં તૃપ્તિ એ મુખ્ય ગુણ છે; આરોગ્ય ન કરે અથવા આરોગ્યને બગાડે કે રોગો કરે એવાં કર્મોમાં મુખ્ય કર્મ મળ-મૂત્રાદિના વેગો ધારણ કરવા કે રોકવા તે છે; મનની પ્રસન્નતા કરે એવા પદાર્થોમાં મુખ્ય પદાર્થ મદ્ય છે; બુદ્ધિ, ધૈર્ય તથા સ્મરણશક્તિનો નાશ કરનારાંઓમાં મદ્યના અતિસેવનથી ઉત્પન્ન થયેલ બેભાન સ્થિતિ કે મદોન્મત્તપણું તે મુખ્ય છે; ખાધેલું મુશ્કેલીએ પચે એવાં ભોજનોમાં ભારે ભોજન તે મુખ્ય છે; ખાધેલું સુખથી પચાવે એવાંઓમાં એક વખત ભોજન કરવું તે મુખ્ય છે; શોષ અથવા ક્ષયરોગનાં કારણોમાં મુખ્ય કારણ સ્ત્રીઓ સાથેનો અતિશય (મૈથુનાદિ) પ્રસંગ કરવો તે છે; ષઢતા કે નપુંસકતા કરનારાઓમાં મુખ્ય કારણ વીર્યનો વેગ રોકવો તે છે; ખોરાક ઉપર અશ્રદ્ધા કે અણગમો ઉપજાવે એવાં કારણોમાં મુખ્ય કારણ (કતલખાનું કે ફાંસી વગેરેનાં) વધસ્થાનોનું દર્શન તે છે; આયુષને અહિતકારી કારણોમાં મુખ્ય કારણ અનશન કે વધુપડતા ઉપવાસો કર્યા કરવા તે છે; કર્ષણ કે કૃશતા ઉત્પન્ન કરનારાંઓમાં માપસરનો ખોરાક મુખ્ય કારણ છે; ગ્રહણીને દૂષિત કે ખરાબ કરનારાંઓમાં મુખ્ય કારણ અજીર્ણમાં ખાવું તે છે; અગ્નિની વિષમતા કે બગાડ કરનારાંઓમાં

મુખ્ય કારણુ વિષમાશન કે અનિયમિત આહાર લેવો તે છે; 'નિંદિત રોગો કરનારાંઓમાં મુખ્ય કારણુ વિરુદ્ધ વીર્યવાળાંનું ભોજન છે; દરેક પથ્ય કે હિતકારીઓમાં જે મુખ્ય કારણુ છે તે પ્રશમ કે પરમ શાંતિ છે; દરેક અપથ્યો કે અહિતકારીઓમાં જે મુખ્ય છે તે આયાસ કે વધુપડતો પરિશ્રમ છે; વ્યાધિ કરનારાઓમાં કોઈ મુખ્ય હોય તો હરકોઈનો મિથ્યાયોગ છે; અલક્ષ્મી કરનારાઓમાં જે મુખ્ય છે તે રજસ્વલા સ્રી સાથેનું મૈથુન છે; આયુષને હિતકારીઓમાં જે મુખ્ય છે તે બ્રહ્મચર્ય છે; આયુષને અહિતકારીઓમાં જે મુખ્ય છે તે પરસ્રીગમન છે; વૃષ્ય કે વીર્યસિંચન કરનારાં કે મૈથુનશક્તિ વધારનારમાં જે મુખ્ય છે તે (પોતાને પ્રિય સ્રી આદિનો) સંકલ્પ છે; વીર્યસિંચન કરાવે નહિ તે અવૃષ્ય કે મૈથુનશક્તિનો નાશ કરનારાંઓમાં જે મુખ્ય છે તે દૌર્મનસ્ય અથવા મનની અશાંતિ છે; પ્રાણુબળનો વિનાશ કરનારાંઓમાં જે મુખ્ય છે તે પોતાના બળ ઉપરાંતનાં કોઈ કાર્યો શરૂ કરવાં તે છે; રોગને વધારનારાઓમાં જે મુખ્ય છે તે વિષાદ કે ખેદ છે; શ્રમ કે થાક દૂર કરનારાંઓમાં જે મુખ્ય છે તે સ્નાન છે; પ્રસન્નતા કે ખુશાલી કરનારાઓમાં જે મુખ્ય છે તે હર્ષ છે; શરીરને સૂકવી નાખનારાંઓમાં જે મુખ્ય છે તે શોક છે; શરીરની પુષ્ટિ કરનારાંઓમાં જે મુખ્ય છ તે નિર્વૃત્તિ અથવા મનની પરમ શાંતિ છે; ઊંઘ લાવનારાંઓમાં જે મુખ્ય છે તે (શરીરની) પુષ્ટિ કે પુષ્ટતા છે; ઊંઘ જેવું ઘેન કરાવ્યા કરનારાંઓમાં જે મુખ્ય છે તે અતિસ્વપ્ન કે અતિનિદ્રા છે; બળ કરનારાંઓમાં જે મુખ્ય છે તે સર્વ રસોનો અભ્યાસ છે; દુર્બળતા કરનારાઓમાં જે મુખ્ય છે તે એક જ રસનો અભ્યાસ છે; ખેંચી કાઢવાલાયકમાં જે મુખ્ય છે તે ગર્ભશલ્ય કે ગર્ભાશયમાં મરી ગયેલો ગર્ભ અથવા મૂઢગર્ભ છે; જલદી દૂર કરવા યોગ્યમાં જે મુખ્ય છે તે અજીર્ણ છે; જેઓ કોમળ ઔષધ આપવાને લાયક છે તેઓમાં જે મુખ્ય છે તે બાળક છે; જેઓના રોગો યાપ્ય હોય એટલે કેવળ ઔષધ આપીને નભાવ્યા કરવાના હોય તેઓમાં જે મુખ્ય છે તે વૃદ્ધ માણુસ છે; જેઓએ તીક્ષ્ણ ઔષધ, મૈથુન તથા કસરત ત્યજવાં જોઈએ તેઓમાં જે મુખ્ય છે તે ગર્ભિણી સ્રી છે; ગર્ભધારણુનાં કારણોમાં જે મુખ્ય છે તે સૌમનસ્ય એટલે મનનો અતિહર્ષ છે. જેની ચિકિત્સા કરવી મુશ્કેલ છે, તેઓમાં જે મુખ્ય છે, તે સન્નિપાત (એટલે ત્રણે દોષોનો એકીવખતે એકસામટો કોપ) છે; જેની ચિકિત્સા કરવી અયોગ્ય હોય છે, તેઓમાં જે મુખ્ય છે તે આમવિષ છે; રોગોમાં મુખ્ય જ્વર છે; લાંબો કાળ ચાલે એવા રોગોમાં મુખ્ય કોઢનો રોગ છે; જેમાં રોગોના સમૂહો આવી મળેલા હોય તેવા રોગોમાં જે મુખ્ય છે તે રાજયક્ષ્મા–ક્ષય છે; જેઓ અનુષંગી અથવા કાયમ રહ્યા કરે છે–મટે છે ને થયા કરે છે એવા રોગોમાં જે મુખ્ય છે તે પ્રમેહનો રોગ છે; જેઓ અનુશસ્ત્ર કે શસ્ત્રપ્રતિરૂપક અથવા શસ્ત્રો જેવું કામ કરનારાં છે, તેઓમાં જે મુખ્ય છે, તે જળો છે; વમનાદિ પંચકર્મોમાં બસ્તિ શ્રેષ્ઠ છે; ઔષધિઓની ઉત્પત્તિની ભૂમિઓમાં હિમાલય પર્વત શ્રેષ્ઠ છે; દરેક ઔષધિઓમાં સોમ શ્રેષ્ઠ છે; આરોગ્ય કરનાર પ્રદેશમાં મરુભૂમિ (મારવાડ) શ્રેષ્ઠ છે; અહિતકારી અનારોગ્ય કરનારા પ્રદેશમાં અનૂપદેશ અથવા જલપ્રાય પ્રદેશ (કચ્છ) મુખ્ય છે; વૈદ્યના કહેવા પ્રમાણે કરવું તે રોગીના ગુણોમાં શ્રેષ્ઠ ગુણુ છે; ચિકિત્સાનાં અંગોમાં મુખ્ય અંગ વૈદ્ય છે; ત્યજવા લાયકમાં જે મુખ્ય છે તે નાસ્તિક છે; ક્લેશ કરનારામાં જે મુખ્ય છે તે લોલુપતા છે; અરિષ્ટોમાં કે મૃત્યુસૂચક ચિહ્નોમાં જે મુખ્ય છે તે અનિર્દેશકારીપણું અથવા વૈદ્યના કહેવા પ્રમાણે જે ન કરવું તે છે; વૈદ્યના ગુણોમાં જે શ્રેષ્ઠ ગુણુ છે તે ઔષધોનો બરાબર પ્રયોગ કરી જાણવો તે છે; આરોગ્યનાં લક્ષણોમાં જે મુખ્ય છે તે મનની ખિન્નતા ન હોવી કે ઉત્સાહ હોવો તે છે; વૈરાગ્યમાં પ્રવૃત્તિ થવી તે આચારનાં લક્ષણોમાં મુખ્ય છે; રોગની પરીક્ષા કે ચિકિત્સા આદિમાં સંશય રહિત કરનારાઓમાં જે શ્રેષ્ઠ છે તે વૈદ્યોનો સમૂહ છે; ઔષધોમાં તેઓનું વિજ્ઞાન અથવા તેઓ સંબંધી જે વિશેષ જ્ઞાન કે અનુભવ હોય તે શ્રેષ્ઠ છે; શાસ્ત્ર સહિત તર્ક

કરવો તે સાધનોમાં શ્રેષ્ઠ છે; જ્યાં જે કર્તવ્ય હોય ત્યાં તે કર્તવ્ય કરી જાણવું તે જ્ઞાનનાં પ્રયોજનોમાં શ્રેષ્ઠ છે; કાળને ઓળંગવો કે સમય ગાળ્યા કરવામાં જે કારણો છે, તેઓમાં મુખ્ય કારણ વ્યવસાય કે ઉદ્યમ ન કરવો તે છે; સંશયરહિત ક્રિયા કરનારાઓમાં મુખ્ય કારણ જેઓએ તે તે કર્મ પ્રત્યક્ષ જોયાં હોય તે છે; ભય કરનારાઓમાં જે મુખ્ય કારણ છે, તે તેઓનું અસામર્થ્ય છે; તે તે વિદ્યાઓને જાણનારાઓ સાથે જે વાતચીત કે તે તે વિષયનાં ભાષણો કરવાં તે બુદ્ધિને વધારનારા ઉપાયોમાં મુખ્ય કારણ છે; શાસ્ત્રોની પ્રાપ્તિનાં જે કારણો છે, તેઓમાં (તે તે શાસ્ત્રનો વિજ્ઞાતા) આચાર્ય મુખ્ય છે; અનેક જાતનાં (જીવનપ્રદ) અમૃતોમાં મુખ્ય અમૃત (જીવનદાયી) આયુર્વેદ છે; જે જે અવશ્ય કર્તવ્યો છે, તેઓમાં જે મુખ્ય છે તે સત્પુરુષોનું વચન છે; અનેક જાતના બકવાદોમાં તથા સર્વ પ્રકારનાં જે અહિતકારી છે, તેઓમા સંબંધ વગરનું બહુ બોલવું તે મુખ્ય છે; અને સર્વ કર્મોનો કે આરંભોનો સંપૂર્ણ ત્યાગ કરવો તે સર્વસંન્યાસ, સુખ કરનારાઓમાં મુખ્ય છે. (संन्यासः परमं सुखम्)

યોગીંદ્રનાથ સેન અહીં જે કંઈ વધુ સમજાવે છે, તે આ પ્રમાણે છે: 'અહીં મૂળમાં 'आप्यायनकराणां मध्ये उदकं श्रेष्ठं' એવો અમે પાઠ રાખ્યો છે; ત્યારે (ગંગાધર વગેરે) 'आस्थापनकराणां' એવો પાઠ રાખે છે કાચું કોઠનું ફળ કંઠને હિતકારી નથી, તે સબંધે ચરક પણ શ્લોકસ્થાનના ૨૭મા અધ્યાયમાં આમ કહેશે: 'आमं कपित्थं कण्ठघ्नम्' કાચું કોઠું કંઠનો નાશ કરે છે; બકરીના દૂધ સંબંધે વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહસૂત્રસ્થાનના ૧૩મા અધ્યાયમાં આવો પાઠ રાખેલ છે: 'अजापयः शोषघ्नस्तन्यकरसात्म्यरक्तसंग्रहणप्रशमनानाम् इति-શોષનો નાશ કરનાર, ધાવણ કરનાર, સાત્મ્યકારી, રક્તસંગ્રહણ તથા પ્રશમન કરનારાંઓમાં બકરીનું દૂધ શ્રેષ્ઠ છે.' કટવંગ કે અરડૂસા સંબંધે પણ વૃદ્ધ વાગ્ભટ કહે છે: 'कट्वङ्गं संग्रहणीयदीपनीयानाम्'-સંગ્રહણીય તથા દીપનીય દ્રવ્યોમાં અરડૂસો શ્રેષ્ઠ છે; પીઠવણ-પૃશ્નિપર્ણી સંબંધે પણ વૃદ્ધ-વાગ્ભટ અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાનના ૧૩મા અધ્યાયમાં આમ લખે છે: 'पृश्निपर्णी रक्तसंग्रहणीयदीपनीयपाचनीयवातहरवृष्याणाम्'-રક્તસંગ્રહણીય, દીપનીય, પાચનીય, વાતહર તથા વૃષ્ય દ્રવ્યોમાં પૃશ્નિપર્ણી-પીઠવણ શ્રેષ્ઠ છે.

'क्रव्यं-मांसम् अदन्तीति क्रव्यादाः-व्याघ्रादयः प्रसहाः-માંસાહારી વાઘ વગેરેના માંસનો અભ્યાસ ગ્રહણીનો દોષ, શોષ તથા અર્શસનો નાશ કરનારાં દ્રવ્યોમાં શ્રેષ્ઠ છે. આ સંબંધે ચરક શ્લોકસ્થાનના ૨૭મા અધ્યાયમાં આમ કહેશે: 'प्रसहानां विशेषेण मांसं मांसाशिनां भिषक्। जीर्णार्शोग्रहणीदोषशोषार्त्तानां प्रयोजयेत्-જૂનાં અર્શસ, ગ્રહણીના દોષો તથા શોષના રોગથી પીડાયેલાને માંસાહારી પ્રસહપ્રાણીઓના માંસનો વૈદ્ય ઉપયોગ કરાવવો.' સુખપૂર્વક પાચન કરનારાંઓમા એક વખતનું ભોજન શ્રેષ્ઠ છે. આ સંબંધે પણ વૃદ્ધ વાગ્ભટ અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૩મા અધ્યાયમાં આમ કહે છે: 'एकाशनशयनभोजनं सुखपरिणामकराणाम्-સુખપૂર્વક પાચન કરનારાંઓમાં એકાસન, એકશયન તથા એકભોજન શ્રેષ્ઠ છે.' ખોરાક ઉપર અણગમો કરનારાંઓમાં વધસ્થાનોનું કે કતલખાનાં વગેરેનું દર્શન ખાસ મુખ્ય છે; એ સંબંધે પણ વૃદ્ધ વાગ્ભટ સૂત્રસ્થાનના ૧૩મા અધ્યાયમાં આમ કહે છે: 'सूनादर्शनम् अन्नाश्रद्धाजननानाम्'-પ્રાણીઓનાં વધસ્થાન-કતલખાના વગેરેનું દર્શન ખોરાક ઉપર અણગમો ઉપજાવનારાંઓમાં મુખ્ય છે. અહીં મૂળમાં જે 'परा-घातनम्' એવો પાઠ છે, તેના બદલે (શ્રી ગંગાધર વગેરેએ) 'परायतनम्' એવો પાઠ રાખીને 'પારકું ઘર, કે પારકું સ્થાન' એવો અર્થ જણાવ્યો છે. ભોજનનો સમય થયો ન હોય અથવા ભોજનનો સમય વીતી ગયો હોય ત્યારે વધારે કે ઓછું ભોજન કરવામાં આવે તે 'વિષમાશન' (અનિયમિત ખાવું) ગણાય છે; એમ ચરકે ચિકિત્સાસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહ્યું છે: 'विषमं बहु चाल्पं वाऽप्यप्राप्तातीतकालयोः'-અપ્રાપ્તકાળે કે વીતી ગયેલા કાળે વધારે કે ઓછું ખાવું તે 'વિષમાશન' કહેવાય છે. વિરુદ્ધ વીર્યવાળાનું ભોજન આ છે કે, દૂધ સાથે માછલાં ખાવાં વગેરે; એ બન્નેમાં એક શીતવીર્ય છે, જ્યારે બીજું ઉષ્ણવીર્ય છે; તેથી વિરુદ્ધવીર્ય કહેવાય છે; તે શ્વિત્રકુષ્ઠ વગેરે નિંદિત રોગો ઉત્પન્ન કરે છે; એ જ પ્રમાણે કાળનો, બુદ્ધિનો તથા ઇંદ્રિયોના વિષયોનો જે અયોગ્ય સંબંધ થાય તે તેઓનો મિથ્યાયોગ કહેવાય છે અને તે પણ રોગોને ઉત્પન્ન કરે છે. મૂળમાં 'अयथाबलम् आरम्भः'-એનો અર્થ શક્તિને ઓળંગીને કે પોતાના બળના પ્રમાણથી વધુ પ્રમાણમાં કાર્યો શરૂ કરવાં. એટલે કે અતિશય વધુપડતું સાહસકર્મ કરવું એ છે. વળી અહીં મૂળમાં 'अतिस्वप्नस्तन्द्राकराणाम्' એવો પાઠ છે તેના બદલે વૃદ્ધ વાગ્ભટે સૂત્રસ્થાનના ૧૩મા અધ્યાયમા 'स्वप्नस्तन्द्राकराणाम्'-ઘેન કે સુસ્તી લાવનારાઓમાં સ્વપ્ન કે નિદ્રા મુખ્ય છે. એમ કહ્યું છે. ગર્ભ

શલ્યનો અર્થ મૂઢગર્ભ સમજવો. તે ખેંચી કાઢવા યોગ્યમાં મુખ્ય છે; આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાય-માં આમ કહ્યું છે: 'आहार्याः शर्करास्सिक्ता दन्तकर्णमलाश्मरी। शल्यानि मूढगर्भश्च वर्चश्च निचितं गुदे'–દંતશર્કરા વગેરે ત્રણ શર્કરા કે કાંકરીઓ, ખૂબ હલી ગયેલા દંત, કાનનો મેલ, પથરી, શલ્યો, મૂઢગર્ભ તથા ગુદામાં જમા થયેલી કે ગંઠાઈ ગયેલી વિષ્ઠા એટલાં 'આહાર્ય' એટલે ખેંચી કાઢવા યોગ્ય છે.' વળી અહીં મૂળ-માં જે 'આમવિષ' કહ્યું છે, તે સંબંધે ચરક–વિમાનસ્થાનના 'त्रिविधकुक्षीयविमान' નામના ૨ જા અધ્યાયમાં આમ કહેશે કે 'विरुद्धाध्यशनाजीर्णाशनशीलिनः पुनरेवंदोषमामविषमाचक्षते भिषजो विषसदृशलिङ्गत्वात्, तत् परमसाध्यमाशुकारित्वाद् विरुद्धोपक्रमत्वाच्च'–જે માણસ વિરુદ્ધ ભોજન કર્યા કરે, ખાધા પર ખાધા કરે, અજીર્ણમાં પણ ખાવાનો સ્વભાવ ધરાવે, તેના એ આમદોષને વૈદ્યો 'આમવિષ' કહે છે; કારણ કે તેનાં ચિહ્નો વિષનાં હોય છે; તે ઝડપથી કામ કરે છે એટલે તરત ઝેરી અસર કર્યા કરે છે અને તેની કોઈ પણ ચિકિત્સા વિરુદ્ધ પડે છે, તેથી તેને વૈદ્યો અસાધ્ય કહે છે; કેમ કે તેની જો ઉષ્ણચિકિત્સા કરાય તો એ વિષ જેવું હોવાથી તે વિષ પણ ઉષ્ણચિકિત્સા વિરુદ્ધ પડે છે અને તેની જો શીતચિકિત્સા કરાય તો એ શીત-ચિકિત્સા પણ તે આમ હોવાને લીધે તેનાથી વિરુદ્ધ પડે છે–એમ તેની કોઈ ચિકિત્સા જ થઈ શકતી નથી, તેથી તે અસાધ્ય ગણાય છે.' રોગોમાં જ્વરને અહીં પ્રધાન કહ્યો છે. તે જ પ્રમાણે ચિકિત્સિત સ્થાનમાં પણ કહેવાશે કે 'ज्वरः प्रधानो रोगाणाम्–રોગોમાં જ્વર મુખ્ય છે.' વૃદ્ધ વાગ્ભટે તો 'ज्वरः शीघ्ररोगाणाम्––ઝડપી રોગોમાં તાવને મુખ્ય કહ્યો છે.' જે રોગો વારં-વાર થયા કરે છે તે 'અનુષંગી' કહેવાય છે અને જળો, ક્ષાર તથા અગ્નિ વગેરેને 'અનુશસ્ત્રો'–એટલે શસ્ત્રોના જેવાં કહ્યાં છે; તેઓમાં 'જળો' શ્રેષ્ઠ છે. ચિકિત્સાનાં અંગો (રોગ, રોગી, ઔષધ તથા વૈદ્ય એમ) ચાર છે; તેમાં વૈદ્ય શ્રેષ્ઠ છે; ઔષધોના સમ્યક્ પ્રયોગને અહીં વૈદ્યના ગુણોમાં શ્રેષ્ઠ કહ્યો છે; જ્યારે વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગ-સંગ્રહ–સૂત્રસ્થાનના ૧૩ મા અધ્યાયમાં 'सिद्धिर्वैद्यगुणानाम्'–ચિકિત્સામાં મળતી સફળતાને વૈદ્યના ગુણોમાં મુખ્ય કહેલ છે. છેલ્લે સર્વસંન્યાસ એટલે સર્વ ક્રિયાઓના ત્યાગને સુખકારકમાં મુખ્ય કહેલ છે; તેમાં કારણ આ છે કે, મોક્ષરૂપ પરમ સુખનું કારણ એ સર્વસંન્યાસ જ છે. આ સંબંધે શારીરના ૫ મા અધ્યાયમાં ચરક કહેશે કે 'सर्वप्रवृत्तिषु दुःखं, सर्वसंन्यासे सुखम्–હરકોઈ પ્રવૃત્તિ-માં દુઃખ છે, પણ સર્વ ક્રિયાઓના ત્યાગમાં સુખ છે.'

વૃદ્ધ વાગ્ભટે તો અહીં જણાવેલ છે, તેના કરતાં પણ કેટલાંક વધારે હિતકારીઓનો સંગ્રહ અષ્ટાંગસંગ્રહ-ના ૧૩ મા અધ્યાયમાં આ પ્રમાણે કહેલ છે: 'उपवासो ज्वरहराणां, वृषो रक्तपित्तप्रशमनानाम्, कण्टकारिका कासघ्नानां, लाक्षा सद्यः क्षतघ्नानां, अरुष्करचित्रकमूलं च शुष्कार्शःप्रशमनानां, कुटजो रक्तार्शःप्रशमनानां, लाजाश्छर्दिघ्नानां, हरिद्रा प्रमेहहराणां, रक्तावसेको विद्रधिवीसर्पपिटिकागण्डमालापहराणां, एरण्डतैलाभ्यासो बध्नगुल्मानिलशूलहराणां, लशुनो गुल्मानिलहराणां, अयोरजः पाण्डुरोगघ्नानां, गुग्गुलुर्मेदोनिलहराणां, त्रिफलागुग्गुलुर्व्रणानां, पादाभ्यामुद्वर्तनमश्रद्धाजननानाम्, सद्वैद्यद्वेषः प्राणत्यागहेतूनाम्। જ્વરને મટાડનારાઓમાં શ્રેષ્ઠ ઉપવાસ છે, રક્તપિત્તને શાંત કરનારાઓમાં અરડુસી શ્રેષ્ઠ છે, ઉધરસનો નાશ કરનારાઓમાં ભોંયરિંગણી શ્રેષ્ઠ છે. ક્ષતનો તરત નાશ કરનારાંઓમાં લાખ શ્રેષ્ઠ છે; સૂકા અર્શસ્‌ને શાન્ત કરનારાઓમાં ભિલામાં તથા ચિત્રકમૂળ શ્રેષ્ઠ છે; લોહી ઝરતા અર્શસ્‌ને મટાડનારાંઓમાં ઇંદ્રજવ શ્રેષ્ઠ છે, ઊલટીનો નાશ કરનારાંઓમાં ડાંગેરની ધાણી શ્રેષ્ઠ છે, પ્રમેહને મટાડનારાંઓમાં હળદર શ્રેષ્ઠ છે, વિદ્રધિ, વીસર્પ-રતવા, ફોલ્લીઓ તથા ગંડમાલાને મટાડનારાઓમાં લોહી કઢાવવું શ્રેષ્ઠ છે; બધ્નરોગ, ગોળાનો રોગ તથા વાયુજન્ય શૂલરોગને મટાડનારાંઓમાં એરંડતેલનું નિત્ય સેવન શ્રેષ્ઠ છે; ગોળો તથા વાયુને મટાડનારાંઓમાં લસણ શ્રેષ્ઠ છે; પાંડુરોગનો નાશ કરનારાંઓમાં લોહભસ્મ શ્રેષ્ઠ છે; મેદ તથા વાયુ મટાડનારાંઓમાં ગૂગળ ઉત્તમ છે; વ્રણ મટાડનારાંઓમાં ત્રિફલાગુગ્ગુલુ કે ત્રિફલા અને ગુગળ શ્રેષ્ઠ છે; અન્ન ઉપર અશ્રદ્ધા કે અણગમો ઉપજાવનારાંઓમાં બે પગે ઉદ્વર્તન કરવું તે મુખ્ય છે અને પ્રાણત્યાગનાં કારણોમાં સારા વૈદ્યનો દ્વેષ કરવો તે મુખ્ય કારણ બને છે.'

જલ્પકલ્પતરુટીકાકાર શ્રી ગંગાધર અહીં કેટલુંક વધુ જાણવા જેવું જણાવે છે: 'ઉપર ૩૮,૩૯ સૂત્રોમાં આહારોના પ્રકારોમાં હિતકારી અમુક એકદેશ કે અવ-યવરૂપે રાતા શાલિ-ચોખા વગેરે કહ્યા તેમ જ અહિત-કારી યવક વગેરે કહ્યાં; હવે એથી વધારે પણ કર્મોની તથા ઔષધોની ચિકિત્સામાં જે કર્મો કરાય છે તથા ઔષધો કરાય છે, તેઓનાં દ્રવ્યો વગેરેને મુખ્ય તરીકે કહેવામાં આવે છે; તેઓમાં કેટલાંક કર્મોમાં મુખ્ય છે, કેટલાંક ઔષધોમાં મુખ્ય છે, અને કેટલાંક ઔષધ સિવાયનાં જુદાં જુદાં કર્મોમાં અનુબંધવાળાં કે ઉપ-યોગી હોય છે, તેઓનું પણ અહીં વ્યાખ્યાન કરવામાં આવે છે. કદાચ કોઈ કહે કે આ વાત તો અહીં પૂછવાંમાં

પણ આવી નથી, છતાં શા માટે કહેવામાં આવે છે? આનો ઉત્તર આ છે કે, ના, એમ નથી; કારણ કે અપવાદ-રહિત હિત–અહિત વિષે પ્રશ્ન પૂછવામાં આવેલ છે તે ઉપરથી આહાર સિવાયનાં હિત–અહિતનો પ્રશ્ન પણ પુછાયો જ છે, તેનો આ ઉત્તર આપેલ છે. કેમ કે આહારના સમુદાયોમાં જેમ હિત–અહિત હોય છે તેમ કર્મોમાં તથા ઔષધોમાં પણ હિત–અહિત દ્રવ્ય હોય જ છે, એટલે જોકે તે પુછયું નથી, છતાં તેને પૂછાયેલું જ ગણી લઈને અહીં કહેવામાં આવે છે; તેમાં 'अन्नं वृत्तिकराणां श्रेष्ठतमम्' એ વાકયથી આરંભી 'मापाः श्लेष्मपित्तजननानाम्' એ વાકય સુધીમાં સ્વસ્થ તથા રોગી–બન્નેને ઉપયોગી કર્મોનાં દ્રવ્યો કહ્યાં છે; પછી 'मदनफलम्' એ પદથી આરંભી 'तृष्णा–अतियोगप्रशमनानाम्' એ પદ સુધીમાં રોગમાં ઉપયોગી ઔષધોનાં દ્રવ્યો કહ્યાં છે; પછી 'अतिमात्राशनम्' એ પદથી આરંભી 'एकरसाभ्यासो दौर्बल्यकराणाम्' એ વાકય સુધીમાં કેવળ કર્મો જ કહેવાયાં છે; પછી 'गर्भशल्यम् आहार्याणाम्' એ વાકયથી આરંભીને 'सर्वसंन्यासः सुखकराणाम्' એ વાકય સુધીમાં કેવળ કર્મોનાં જ દ્રવ્યો કહ્યાં છે; તેમાં ચાર પ્રકારનું અન્ન શરીરને ટકાવી રાખનારાઓમાં અતિશ્રેષ્ઠ છે; વરસાદનાં, નદીનાં વગેરે બધાં પાણી વધુ આશ્વાસન કરે છે; જોકે સાંત્વવચન, ધનદાન વગેરે ઘણાં આશ્વાસન કરનારાં છે, પરંતુ પાણી જેવું બીજું કંઈ પણ અતિશય આશ્વાસન કરનાર નથી. પંખાનો પવન, છાયા, આસન વગેરે ઘણા શ્રમને દૂર કરનારાં છે, પરંતુ સુરા–મદ્ય તે બધાં કરતાં વધુ શ્રમને દૂર કરે છે તેથી તે શ્રેષ્ઠ છે. શીતળ પવન, જળ, અન્ન, જીવક, ઋષભક વગેરે જીવનીય વર્ગ છે, પરંતુ તેઓમાં દૂધ શ્રેષ્ઠ છે; મધુર આદિ પદાર્થો શરીરને પુષ્ટ કરનાર કે બૃંહણીય છે, પરંતુ તેઓમાં માંસ વધુ બૃંહણીય હોઈને શ્રેષ્ઠ છે. દહીં, ખાટાં બોર વગેરે ઘણાં દ્રવ્યો તર્પણીય છે, પરંતુ તેઓમાં માંસ-રસ અતિશય વધુ તૃપ્તિકારક તરીકે શ્રેષ્ઠ છે. ખોરાકનાં દ્રવ્યો ઉપર રુચિ કરાવનારા મરિયા, આદું, ખટાઈ વગેરે ઘણાં દ્રવ્યો છે; પરંતુ તેઓમાં ખોરાક પર વધુ રુચિ કરાવનાર તરીકે લવણ અતિશ્રેષ્ઠ છે. હૃદયને પ્રિય થાય તેવાં ભોજનો વગેરેમાં મનગમતાં દૂધ, દહીં, સાકર વગેરે છયે રસવાળાં દ્રવ્યો, ભલે હોય; પરંતુ તેઓમાં ખાટા રસવાળું દ્રવ્ય અતિશ્રેષ્ઠ તરીકે હૃદયને પ્રિય થાય છે; બળને હિતકારી કે બળવર્ધક ઘી, દૂધ વગેરે પદાર્થો જોકે છે, પરંતુ તેઓમા રસ, માંસ આદિના પ્રકારે કૂકડો વધુ શ્રેષ્ઠ છે; પુરુષત્વશક્તિને ઉત્પન્ન કરનારાં દૂધ વગેરે વૃષ્ય દ્રવ્યો જોકે છે, પરંતુ તેઓમાં મગર-મચ્છનું વીર્ય અતિશ્રેષ્ઠ વૃષ્ય દ્રવ્ય છે.

સ્વસ્થ કે રોગી માણસના કફને તથા પિત્તને શમાવનારાં જવ, ઘઉં વગેરે દ્રવ્યોમાં તે સૌના કરતાં વધુ કફને તથા પિત્તને શમાવનાર શ્રેષ્ઠ દ્રવ્ય મધ છે; જો કે આગળ જતાં ધમાસાને પણ કફશામક તથા પિત્ત-શામક કહેવામાં આવશે, પરંતુ એ ધમાસો જે રોગી હોય તેના કફને તથા પિત્તને શમાવનાર દ્રવ્ય તરીકે કહેવાશે, તેથી આની સાથે કોઈ વિરોધ નથી. વાયુને તથા પિત્તને શમાવનાર દૂધ વગેરે દ્રવ્યોમાં ઘી અતિ શ્રેષ્ઠ વાતશમન તથા પિત્તશમન છે; વાયુને તથા પિત્તને શમાવનાર પાકી આંબલી વગેરે પદાર્થોમાં સૌથી વધારે વાતહર તથા કફહર દ્રવ્ય તરીકે હરકોઈ તેલ અતિશ્રેષ્ઠ છે; એમ અહી સુધીમાં સંભવ પ્રમાણે સ્વસ્થના તથા રોગીનાં વૃત્તિ આદિ કર્મોના દ્રવ્યો કહ્યા છે

હવે સ્વસ્થનાં તથા રોગીનાં કર્મોનાં કર્મો અહીંથી કહે છે: કફને દૂર કરનારાં ઉપવાસ આદિ કર્મોમાં વમન કર્મ સૌ કરતાં શ્રેષ્ઠ કફહારી કર્મ છે; પિત્તને હરનાર કર્મ પાન, અશન આદિમાં અતિ શ્રેષ્ઠ પિત્તહારી વિરેચન કર્મ છે. વાતહર સ્નેહન આદિ કર્મોમાં બસ્તિકર્મ અતિશ્રેષ્ઠ વાતહર છે. શરીરમાં કોમળતા કરનારાં મર્દન આદિ કર્મોમાં સ્વેદનકર્મ સૌથી વધુ કોમળતા કરનાર તરીકે અત્યંત શ્રેષ્ઠ છે; શરીરની સ્થિરતા કે દૃઢતા કરનારાં પાન, અશન આદિ કર્મોમાં વ્યાયામરૂપ કર્મ અતિશ્રેષ્ઠ સ્થિરતા કરનાર છે.

એ રીતે કર્મોનાં કર્મો કહીને હવે સ્વસ્થનાં તથા રોગીનાં કર્મોનાં અહિતકારી દ્રવ્યો કહે છે: ચણા વગેરે પદાર્થો પુરુષપણાનો નાશ કરનારા પદાર્થો છે, તેઓમાં સૌથી વધારે પુરુષપણાનો નાશ કરનાર દ્રવ્ય હરકોઈ ક્ષાર છે; જાંબુ વગેરે કેટલાંક દ્રવ્યો એવાં છે કે કેવળ પોતાના ઉપર જ રુચિ કરાવે છે, પરંતુ પોતાના સિવાયનાં બીજાં દ્રવ્યો પર તે રુચિ કરાવતાં નથી; એવાં દ્રવ્યોમાં તિન્દુક–ટીંબરવાનું ફળ સૌ કરતાં વધુ કેવળ પોતાના પર રુચિ કરાવનાર અને બીજાં દ્રવ્યો પર અરુચિ કરાવનાર તરીકે છે; કષાય–તૂરો રસ તથા બકુલ–બોલસરીનું ફળ વગેરે દ્રવ્યો કંઠને હિતકારી નથી; પરંતુ તે સર્વ કરતાં વધુ પ્રમાણમાં કંઠને અહિતકારી તરીકે કાચું કોઠફળ–કોઠું છે; હૃદયને ન ગમે અને હૃદયને હિતકારી ન હોય એવાં દ્રવ્યો ઊંટડીનું દૂધ વગેરે ઘણાં છે, પરંતુ તે બધાં કરતા અતિશય વધુ પ્રમાણમાં હૃદયને અપ્રિય તથા અહિતકારી દ્રવ્ય ઘેટાનું ઘી છે.

હવે રોગીનાં કર્મોનાં હિતકારી તથા અત્યંત શ્રેષ્ઠ જે દ્રવ્યો છે, તે કહે છે: જે દ્રવ્યો શોષનો કે ક્ષયનો

નાશ કરનારાં, ધાવણને હિતકારી, દરેકની પ્રકૃતિને સાત્મ્ય કે માફક, સાંગ્રહિક તથા રક્તપિત્તનું પ્રશમન કરનારાં છે, તે દ્રવ્યોની મધ્યે બકરીનું દૂધ શોષનો નાશ કરનાર, ધાવણને હિતકારી, સાત્મ્ય, સાંગ્રહિક તથા રક્તપિત્તનું પ્રશમન કરનાર તરીકે અત્યંત શ્રેષ્ઠ છે. કફ તથા પિત્તને ઉત્પન્ન કરનારાં પ્રવાહી દ્રવ્યોમાં સૌ કરતાં વધારે કફને તથા પિત્તને ઉત્પન્ન કરનાર ઘેટીનું દૂધ છે; પરંતુ કઠિન દ્રવ્યોમાં સૌથી વધારે કફ તથા પિત્ત કરનાર તે ઘેટીનું દૂધ નથી; કેમ કે કઠિન દ્રવ્યોના સંબંધે તો આગળ જતાં કહેવાશે કે 'माषाः श्लेष्मपित्तजननानां, शष्कुल्यः श्लेष्मपित्तजननानाम्'–કફ તથા પિત્તને ઉત્પન્ન કરનાર કઠિન દ્રવ્યોમાં અડદ તથા શષ્કુલી (તલ નાખીને તળેલી રોટલી કે પૂરી) સૌથી વધારે કફ તથા પિત્તને ઉત્પન્ન કરનાર છે. ઊંઘ લાવનાર દ્રવ્યોમાં ભેંસનું દૂધ શ્રેષ્ઠ છે. અભિષ્યંદ કરનાર એટલે શરીરની ધાતુઓને ખૂબ ભીની ચચચતી કરવાપૂર્વક સ્રાવ કરનારાં જે દ્રવ્યો છે, તેઓમાં ધીમે ધીમે માંડ માંડ જામેલું–મંદક દહીં અતિશય વધુ અભિષ્યંદ કરનાર છે. કર્ષણીય દ્રવ્યોમાં સૌથી વધુ કર્ષણીય 'ગેગી' નામનું ધાન્ય છે; અત્યંત રૂક્ષ કરનારાં દ્રવ્યોમાં સૌથી વધારે રૂક્ષ કરનાર દ્રવ્ય જંગલી કોદરા છે. મૂત્ર લાવનાર દ્રવ્યોમાં સૌથી વધારે મૂત્ર લાવનાર શેલડી છે. વિષ્ઠાની ખૂબ છૂટ કરનારાં દ્રવ્યોમાં સૌ કરતાં વધારે શ્રેષ્ઠ જવ છે. વાયુ કરનાર દ્રવ્યોમાં સૌથી વધારે વાયુ કરનાર દ્રવ્ય જાંબુફળ છે; કફ તથા પિત્તને ઉત્પન્ન કરનાર ભક્ષ્ય દ્રવ્યોમાં શષ્કુલી એટલે તલ નાખીને વણેલી અને પછી તળેલી રોટલી સૌથી વધુ કફ તથા પિત્ત કરનાર છે; પરંતુ એ શષ્કુલી કઠિન કે પ્રવાહી દ્રવ્યોમાં સૌથી વધુ કફકારક કે પિત્તકારક ગણાતી નથી; કારણ કે 'कठिनानां माषाः श्लेष्मपित्तजननानाम्' એમ આગળ જતાં કહેવાશે અને પ્રવાહી દ્રવ્યોમાં તો 'अविक्षीरं श्लेष्मपित्तजननानाम्' એમ 'ઘેટીનું દૂધ' કહેવાઈ ગયું છે. કેટલાક અહીં આવું વ્યાખ્યાન કરે છે કે 'श्रेष्ठतम' તરીકે તો અનેકમાંથી એક જ સમજાય, તે કારણે અહીં કફ તથા પિત્તને ઉપજાવનારાં ત્રણ (ઘેટીનું દૂધ, શષ્કુલી તથા અડદ) 'श्रेष्ठतम' અલગ અલગ કહ્યાં છે, માટે કોઈ દોષ નથી. પરંતુ એવું વ્યાખ્યાન કરનારાઓને 'अविक्षीरशष्कुलीमाषाः श्लेष्मपित्तजननानाम्' એવો પાઠ રાખવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.

એ પ્રમાણે કર્મોનાં દ્રવ્ય વગેરે કહી ઔષધોનાં દ્રવ્ય વગેરે કહે છે: વમન આદિ ક્રિયા કરનાર ઔષધોમાં ઉપયોગી જે દ્રવ્યો છે, તેઓમાં મીંઢળ શ્રેષ્ઠ છે; એ મીંઢળ વમનમાં, આસ્થાપનમાં તથા અનુવાસનમાં ઉપયોગી છે; જેટલાં સુખપૂર્વક વિરેચન કરનારાં છે, તેઓમાં નસોતર અત્યંત સુખપૂર્વક વિરેચન કરનાર તરીકે શ્રેષ્ઠ છે; કોમળ વિરેચન કરનારાં દ્રવ્યોમાં ગરમાળાનું બીજ કે ગરમાળાનો ગર અતિશ્રેષ્ઠ કોમળ વિરેચન છે; તીક્ષ્ણ વિરેચન કરનારાઓમાં થોરનું દૂધ અતિશ્રેષ્ઠ તીક્ષ્ણવિરેચન છે. ૪૦,૪૧

## ચિકિત્સામાં આ ૧૫૨ ભાવોનો ઉપયોગ

**अग्र्याणां शतमुद्दिष्टं यद्द्विपञ्चाशदुत्तरम् ।**
**अलमेतद्विकाराणां विघातायोपदिश्यते ॥ ४२ ॥**

**એમ ૧૫૨ શ્રેષ્ઠ (દ્રવ્યો વગેરે) જે કહ્યાં છે; તે વિકારોનો નાશ કરવા માટે પૂરતાં કહેવાય છે.**

શ્રી ગંગાધર અહીં આવો ભાવ કહે છે કે, ઉપર ૪૦–૪૧ સૂત્રોમાં ૧૫૨ ભાવો જે ટૂંકમાં કહેલ છે, તેઓના વિજ્ઞાનથી જેનામાં સામર્થ્ય ઉત્પન્ન થયું હોય એવા માણસ બીજાનાં પણ કર્મ તથા ગુણનો નિર્દેશ કરવા સમર્થ થાય છે; એટલે કે આ ઉપરથી અહીં જે કહ્યાં નથી તે કર્મોનાં તથા ઔષધોનાં દ્રવ્યો પણ તે કહી શકે છે કે આટલાં જ અતિશ્રેષ્ઠ તરીકે પરિસમાપ્ત નથી.

શ્રી ચક્રપાણિ અહીં આવો ભાવ કહે છે: અહીં ઉપર જણાવેલા ૧૫૨ ભાવોમાંથી જ્વર, પ્રમેહ વગેરેને પણ સ્વરૂપથી અતિ પીડા કરનાર તથા આનુષંગિક વગેરે રૂપે જાણવા હોય તો ચિકિત્સામાં ઉપયોગી થઈ પડે છે. એ ઉપરથી જ્વરાદિનું જ્ઞાન પણ વિકારોનો વિઘાત કરવા માટે સમર્થ થાય છે. અહીં કહેલાં ૧૫૨ કર્મ કે ઔષધોને વિકારોનું શમન કરનાર તરીકે જે કહેલ છે, તે તેઓનું પ્રધાનપણું હોવાથી કહેલ છે અથવા સ્તુતિ માટે જણાવેલ છે. એ ઉપરથી જો આમ કહેવામાં આવે કે, અતિશ્રેષ્ઠ તરીકેના અધિકારમાં કહેલા આ ભાવો, વિકારોનું જે શમન કરે છે, તો હવે બાજી ચિકિત્સા કહેવાની શી જરૂર છે? તો એમ કહેવું ઠીક નથી. વિકારોનો જે નાશ થાય છે તે અહીં આ શરીરમાં ઉત્પન્ન થયેલા વિકારોનો ઔષધોના ઉપયોગથી નાશ થાય છે અને જે વિકારો ઉત્પન્ન થયા જ નથી, તેઓને રોકવાનું તો સ્વાસ્થ્યના રક્ષણથી થાય છે, એમ જાણવું. ૪૨

## ઉપર ૧૫૨માં જે કહેલ છે તે આ છે:

**समानकारिणो येऽर्थास्तेषां श्रेष्ठस्य लक्षणम् ।**
**ज्यायस्त्वं कार्यकारित्वेऽवरत्वं चाप्युदाहृतम् ॥४३॥**
**वातपित्तकफेभ्यश्च यद्यत्प्रशमने हितम् ।**
**प्राधान्यतश्च निर्दिष्टं यद्व्याधिहरमुत्तमम् ॥ ४४ ॥**

જે પદાર્થો કે ભાવો સમાન કાર્ય કરનારા છે.

તેઓમાંના શ્રેષ્ઠનું લક્ષણ, તેમ જ કાર્ય કરવાપણામાં તેઓની અતિશય ઉત્તમતા તથા તેમાંનાં કેટલાક-ની અવરતા કે અધમતા પણ અહીં કહેલ છે. વળી વાત, પિત્ત તથા કફનું પ્રશમન કરવામાં જે જે હિતકારી છે, તેઓને મુખ્ય તરીકે કહેલ છે અને જે વ્યાધિ હરનાર તરીકે ઉત્તમ છે તે પણ દર્શાવેલ છે. ૪૩, ૪૪

યોગીંદ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં આમ જણાવે છે કે, સમાનકારી કે તુલ્યકર્મ કરનારા જે ભાવો છે, તેઓના મધ્યે શ્રેષ્ઠનું લક્ષણ, તેમ જ કાર્ય કરનાર-પણામાં તેઓની ઉત્તમતા અહીં કહેલ છે. જેમ કે 'अन्न वृत्तिकराणाम्, उदकम् आप्यायनकराणाम्–વૃત્તિ અથવા શરીરની સ્થિતિ કે ટકાવ કરનાર પદાર્થોમાં અન્ન શ્રેષ્ઠ છે અને પુષ્ટિ કે તૃપ્તતા કરનાર દ્રવ્યોમાં જળ ઉત્તમ છે' ઇત્યાદિ કહીને અન્નને શરીરની સ્થિતિ કર-નાર તથા તેવાં દ્રવ્યોમા તેની શ્રેષ્ઠતા જણાવી છે; તે જ પ્રમાણે જળ ઇત્યાદિ વિષે પણ સમજવું; તેમ જ કેટલાંક દ્રવ્યોની અધમતા પણ જણાવી છે; જેમ કે–'क्षार. पुंस्त्वो-पघातिनाम्–પુરુષપણાનો નાશ કરનાર પદાર્થોમાં ક્ષાર મુખ્ય છે.' આ ઉપરથી હિત-અહિતનો અહીં ખાસ નિશ્ચય થઈ જાય છે, તેમ જ અતિ શ્રેષ્ઠના અધિકારમાં કહેલાં જે દ્રવ્યો ઓષધરૂપ નથી, તેઓનું પણ વિકારોનો નાશ કરવામાં સામર્થ્ય જણાવ્યું છે.

શ્રી ચક્રપાણિ અહી આમ સમજાવે છે. ઉપર જણા-વેલ અતિશ્રેષ્ઠ કર્મોના તથા ઔષધ-દ્રવ્યોના અધિકારમાં જે કહેવાયું છે, તેને ટૂંકમા અહીં કહી બનાવે છે: સમાનકારી કે તુલ્યકર્મ કરનારાં દ્રવ્યોમાં જે શ્રેષ્ઠ છે, તેઓનું લક્ષણ એટલે પાઠ જ અહી કહેલ છે. એ પાઠ ઉપરથી જે શ્રેષ્ઠ છે, તે જણાય છે, તેમ જ કાર્ય કર-નારપણામાં જેઓની પ્રશસ્ત ગુણો સાથેની જે મહત્તા છે, તે પણ જાણવા જેવી હોઈને જણાવી છે. આ જ કારણે અહિત દ્રવ્યોનો અધિકાર કહેતી વેળા 'श्रेष्ठतम' શબ્દ છોડી દઈ 'अपथ्यतमत्वे प्रकृष्टतमा भवन्ति–જેઓ અતિશય અપથ્ય તરીકે ઘણાં જ પ્રકૃષ્ટ હોય છે' એવો વાક્યપ્રયોગ કર્યો છે. એટલે શ્રેષ્ઠનું લક્ષણ જ રાતા શાલચોખા વગેરે હિતકારી દ્રવ્યો સંબંધે સમજવું અને પ્રશસ્ત ગુણો સાથેની તેઓની મહત્તા પણ જાણી લેવી; તેમ જ અહિતકારી 'યવક' આદિ દ્રવ્યોના અતિ-શય અપથ્યપણામાં તેઓનું જે ચડિયાતાપણું છે, તે પણ ત્યાં ત્યા કહેલું જ છે; વળી કાર્ય કરનારપણામા શ્રેષ્ઠતા તથા કર્મમાં ઉત્કૃષ્ટતા પણ 'अन्नं वृत्तिकराणाम्' ઇત્યાદિ વાક્યોથી કહેલ છે, તે જાણી લેવી. વળી વાત, પિત્ત અને કફના પ્રશમનમાં જે હિતકારી છે, તે 'बस्तिर्वातहराणाम्, विरेचनं पित्तहराणाम्, वमनं श्लेष्महराणाम्, आस्थापनं वातहराणाम्' ઇત્યાદિ વાક્યોથી કહેલ છે. વળી જે જે દ્રવ્ય રોગ હરનાર છે તે પણ 'खदिर कुष्ठहराणाम्, पुष्करमूल हिक्काश्वासपार्श्वशूलानाहहराणाम्' ઇત્યાદિ વાક્યોથી જણાવેલ છે. અથવા ૪૩ મા શ્લોકમાં છેલ્લે 'अवरत्वं चाप्युदाहृतम्' એવો પાઠ રાખીને અતિ-શય ન આચરવા યોગ્ય પણ જણાવ્યાં છે, એમ કહે છે; જેમ કે 'रजस्वलागमनम् अलक्ष्मीमुखानाम्' ઇત્યાદિ વાક્યોમાં તે કહેલ છે. વળી श्रेष्ठत्व ज्यायस्त्व'. એ બે શબ્દોથી પ્રશસ્ત-અપ્રશસ્ત કર્મોનું ગ્રહણ પણ જાણી લેવું જોઈએ. ૪૩ ૪૪

### અતિશ્રેષ્ઠોના અધિકાર પ્રમાણે ચિકિત્સા કરનારો વૈદ્ય શ્રેષ્ઠ છે

एतान्प्रशम्य निपुणश्चिकित्सां संप्रयोजयेत् ।
एवं कुर्वन् सदा वैद्यो धर्मकामौ समश्नुते ॥ ४५ ॥

(ઉપર્યુક્ત) એ શ્રેષ્ઠાધિકાર સાંભળી નિપુણ બનેલા વૈદ્યે, બરાબર ચિકિત્સા કરવી જોઈએ; કેમ કે સર્વકાળ એમ કરતો તે વૈદ્ય ધર્મને તથા કામને પણ સારી રીતે પ્રાપ્ત કરે છે. ૪૫

### પથ્ય-અપથ્યનું લક્ષણ

पथ्यं पथोऽनपेतं यद्यच्चोक्तं मनसः प्रियम् ।
यच्चाप्रियमपथ्यं च नियतं तन्न लक्षयेत् ॥ ४६ ॥

જે (આહારાદિ શરીરના) માર્ગથી દૂર થયેલ ન હોય; અર્થાત્ શરીરને નુકસાન કરનાર ન હોય અને મનને પણ જે પ્રિય હોય, તેને 'પથ્ય' કહેલ છે; તેમ જ જે (આહારાદિ શરીરના) માર્ગથી દૂર થઈ શરીરને નુકસાન કરે અને મનને પણ અપ્રિય હોય તે 'અપથ્ય' કહેવાય છે; પરંતુ તે પથ્ય અને અપથ્ય અમુક ચોકસ પ્રકારે જણાતાં નથી; એટલે કે પથ્ય તથા અપથ્યનો એકાંતે કરી, ખાસ કોઈ નિયમ નથી. ૪૬

યોગીન્દ્રનાથ સેન આમ જણાવે છે: 'આહાર વગેરે જે પદાર્થ શરીરનો અપકાર ન કરે તેમ જ મન તથા શરીરનો ઉપઘાત ન કરે, પણ તેઓને પ્રીતિકારક થાય તે પથ્યનું લક્ષણ છે; પરંતુ જે મનને અપ્રિય થાય તે અપથ્ય છે. અપથ્યનું તે લક્ષણ છે; બાકી તે પથ્ય-

અપથ્ય નિશ્ચિતરૂપે જણાતાં નથી. પથ્ય–અપથ્યનો ખાસ કોઇ નિયમ નથી.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં અહીં આમ લખે છે: અહીં આવો પ્રશ્ન થાય છે કે હિતકારી તે પથ્ય અને અહિતકારી તે અપથ્ય એમ કેમ કહી શકાય? આનો ઉત્તર આ છે કે 'पथः–शारीराणां वातपित्तकफरसरक्तादीनां धातूनां संचारमार्गात् स्रोतोरूपाद् अनपेतम्–अनपगतम् सर्वस्रोतोगतम् अपायकरं न भवति।'–શરીરના વાત, પિત્ત, કફ, રસ, રક્ત આદિ ધાતુઓના જે સંચારમાર્ગ સ્રોતોરૂપે છે, તેનાથી જે દૂર ન થાય એટલે કે દરેક સ્રોતોમાં જઈ ક્યાંય નુકસાન ન કરે; તેમ જ મનને જે પ્રિય થાય એટલે કે મનને જે સુખનો અનુભવ કરાવે તે 'પથ્ય' કહેવાય છે. જોકે તીખા અને કડવા રસના સ્વાદથી મનને પ્રીતિ કે સુખનો અનુભવ થતો નથી; પરંતુ પરિણામે તે સુખજનક હોય છે, તેથી મનને તે અપ્રીતિકારક કહેવાય નહિ; પરંતુ જે ઉપરઉપરથી કે ઉપલકરૂપે તેમ જ પરિણામે પણ મનને અપ્રીતિકારક કે નુકસાન કરનાર હોય તે 'અપથ્ય' કહેવાય છે; પરંતુ એવાં ઉપલક અને પરિણામે પણ મનને પ્રિય તથા અપ્રિય હોય તે પથ્ય–અપથ્ય જણાતાં નથી.

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: જેનું બીજું નામ 'હિત' છે તે 'પથ્ય'નું અહીં લક્ષણ કહે છે: 'पथः–शरीरमार्गात् स्रोतोरूपात् अनपगतम्।'–શરીરના સ્રોતોરૂપ માર્ગથી જે દૂર ન થાય એટલે તેઓનો જે અપકાર ન કરે, પણ ઉપકાર કરે, તે 'પથ્ય' કહેવાય છે. અહીં 'पथिन्' શબ્દ ગ્રહણ કર્યો છે, તેથી સ્રોતરૂપ માર્ગના બાહ્ય દોષો તથા ધાતુઓ લેવાય છે; એટલે તે સ્રોતોરૂપ માર્ગોને તૈયાર કરનારી ધાતુઓ સમજાય છે; અથવા સ્વસ્થ માણસના સ્વાસ્થ્યનું રક્ષણ અને રોગીને રોગથી છોડાવવો તે 'पन्थाः'–માર્ગ છે; એ 'तस्मात् पथः अनपेतम् पथ्यम्'–સ્રોતોરૂપી માર્ગથી જે દૂર ન થાય તે 'પથ્ય' કહેવાય છે; આમ કહેવા છતાં મનનો જે ઉપઘાત કે નાશ ન કરે, એવો અર્થ મળી શકતો નથી; માટે મૂળમાં કહે છે કે 'यच्चोक्तं मनसः प्रियम्' મનને અતિ પ્રેમથી જે ઇચ્છિત બને–મનને જે હિતકારી થાય, એવો 'પ્રિય' શબ્દનો અર્થ છે; એટલે પ્રશમ, જ્ઞાન, અભીષ્ટત્વ આદિ લેવાય છે; આ ઉપરથી જે મન તથા શરીરનો ઉપઘાત ન કરે તે 'પથ્ય' છે; એવું 'પથ્ય'નું અપવાદરહિત લક્ષણ અહીં કહેવાયું છે. કેટલાક વિદ્વાનો તો અહીં 'પથ્ય'નાં બે લક્ષણો કહેતાં જણાવે છે કે શરીરના સ્રોતમાર્ગોથી જે દૂર ન થાય; એટલે કે શરીરનો ઉપઘાત ન કરે તે 'પથ્ય' તેમ જ મનને જે પ્રિય થાય, એટલે મનનો ઉપઘાત ન કરે તે 'પથ્ય' કહેવાય છે. વળી તેઓ કહે છે કે, પથ્યનું જો આવું (એક જ) લક્ષણ હોય તો જ્વર વગેરેમાં જે કડવાં ઔષધો અપાય છે, તે મનને અપ્રિય જ હોય છે, તેથી 'પથ્ય'નું આ એક જ માનેલું લક્ષણ તે 'પથ્ય' ગણાતાં કડવાં ઔષધો વગેરેમાં ઘટશે નહિ; કેમ કે તે કડવાં ઔષધોનો પ્રયોગ એ વેળા મનને અનુકૂળ ન હોય, પરંતુ તેથી શરીરના પ્રત્યે તે અપથ્ય થતું નથી; એટલે જેટલું માત્ર મનને અનુકૂળ હોય એટલે મનને વિકાર કરનાર ન હોય, તે 'પથ્ય' કહેવાય છે અથવા તેટલું જ માત્ર મનને અનુકૂળપણું ન કરે અને તેટલો જ માત્ર મનને વિકાર કરે તે ખાસ કંઈ ગણાય નહિ; કેમ કે તે કડવું ઔષધ શરીરને તો હિતકારી જ છે; એમ જ શરીરને તથા મનને જે હિતકારી ન હોય અને અપ્રિય હોય તે 'અપથ્ય' કહેવાય છે; એવું આ અપથ્યપણું અમુક આહારો કે આચારોમાં ચોક્કસ તરીકે હોય છે ખરું? એ પ્રશ્નનો જ ઉત્તર મૂળમાં કહે છે કે 'नियतं तन्न लक्ष्यते–અમુક આ પદાર્થ નિશ્ચયરૂપે અપ્રિય જ છે કે સર્વ કાળે અપથ્ય જ છે' એવું ખાસ કંઈ હોતું નથી; તેનું કારણ નીચેના શ્લોકમાં કહે છે. ૪૬

**પથ્ય–અપથ્ય નિશ્ચિત ન જણાય તેનાં કારણો**

**मात्राकालक्रियाभूमिदेहदोषगुणान्तरम्।**
**प्राप्य तत्तद्धि दृश्यन्ते ते ते भावास्तथा तथा॥४७**

**તે તે માત્રા, કાળ, ક્રિયા, ભૂમિ, દેહ તથા દોષની જુદી જુદી અવસ્થાને પ્રાપ્ત કરી તે તે ભાવો તે તે (હિત–અહિત) પ્રકારે જોવામાં આવે છે. ૪૭**

હિંદી ટીકાકાર શ્રી જયદેવ, ચક્રપાણિની ટીકાના સારરૂપે અહીં ઠીક સમજાવે છે: 'પથ્ય–અપથ્ય નિશ્ચિતરૂપે દેખાતાં નથી, તેનું કારણ આ છે કે માત્રા, કાળ, ક્રિયા, સંસ્કાર વગેરે, ભૂમિ, દેહ અને દોષની જુદી જુદી અવસ્થાઓને પ્રાપ્ત કરી આ ઉપર્યુક્ત શ્રેષ્ઠાધિકારમાં કહેલા ભાવો કે પદાર્થો તે તે પ્રકારે હિત–અહિત થતા જોવામાં આવે છે; જેમ કે ઘી પથ્ય છે, છતાં માત્રાથી અધિક ખવાય તો અપથ્ય છે; તેમ જ એ જ ઘી વસંતકાળમાં અપથ્ય છે; અને વિરુદ્ધ દ્રવ્યની સાથે સંસ્કારી બને કે મેળવાય તોયે અપથ્ય બને છે; જેમ કે મધ અને ઘી સરખા પ્રમાણમાં મેળવાય તો તે અપથ્ય છે; આનૂપ–જલપ્રાય પ્રદેશમાં પણ એ જ ઘી અપથ્ય છે; અતિશય સ્થૂળ માણસને ઘી અપથ્ય છે અને કફરૂપ દોષમાં

પણ અપથ્ય છે; અર્થાત્ એક જ ધીરૂપ પદાર્થ પોતે મૂળ પ્રકૃતિથી હિતકર હોવા છતાં માત્રા આદિની જુદી જુદી અવસ્થાને પ્રાપ્ત કરી અપથ્ય બની જાય છે; એ કારણે કોઈ પણ ભાવ કે વસ્તુનું હિતકારીપણું કે અહિતકારીપણું નિશ્ચિતરૂપમાં કહી શકાતું જ નથી કે અમુક આ વસ્તુ પથ્ય જ છે કે અપથ્ય જ છે. ૪૭

### ચિકિત્સામા સ્વભાવ તથા માત્રા આદિનો આશ્રય કરવાની જરૂર

तस्मात्स्वभावो निर्दिष्टस्तथा मात्रादिराश्रयः।
तदपेक्ष्योभयं कर्म प्रयोज्यं सिद्धिमिच्छता ॥ ४८ ॥

તે કારણે (હરકોઈ વસ્તુનો હિત–અહિત) સ્વભાવ તથા માત્રા આદિ (પણ હિત–અહિતના) આશ્રયરૂપે કહેલ છે; માટે સિદ્ધિને એટલે ચિકિત્સારૂપ ક્રિયાની સફળતાને ઇચ્છતા વૈદ્યે એ બન્ને (સ્વભાવ તથા માત્રાદિ)ની અપેક્ષા (કે જરૂરિયાત રાખીને જ (પોતાનું ચિકિત્સારૂપ) કર્મ કરવું જોઈએ. ૪૮

ઉપર જે કહેવાયું, તે ઉપરથી નક્કી થાય છે કે, પ્રત્યેક પદાર્થના હિતપણામાં તથા અહિતપણામાં તેનો સ્વભાવ તથા માત્રાદિ બન્નેનો આશ્રય હોય જ છે, એમ સમજી પોતાની ચિકિત્સાક્રિયાની સફળતા ઇચ્છતા વૈદ્યે ચિકિત્સાકર્મના આરંભ સમયે તે બન્ને સ્વભાવ તથા માત્રાદિની અપેક્ષા કે જરૂરિયાત જોવી જોઈએ. (યોગીન્દ્ર)

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આવો ભાવ દર્શાવે છે. અર્થાત્ દરેક પદાર્થોના સ્વભાવ તથા માત્રા આદિની પ્રથમ વિવેચના કે નિશ્ચયાત્મક તપાસ કર્યા પછી જ વૈદ્યે ચિકિત્સાકર્મ શરૂ કરવું જોઈએ; કેમ કે પારમાર્થિક પથ્યપણું તથા અપથ્યપણું ત્યારે જ નક્કી થાય છે કે જ્યારે રક્તશાલિ આદિ વસ્તુના સ્વભાવનું જ્ઞાન હોય અને તેના તે તે સ્વભાવને અનુસરી માત્રા આદિ પ્રમાણે જ તેનો જો પ્રયોગ કરાય છે.

### અગ્નિવેશનો ફરી પ્રશ્ન

तदात्रेयस्य भगवतो वचनमनुनिशम्य पुनरपि भगवन्तमात्रेयमग्निवेश उवाच–यथोद्देशमभिनिर्दिष्टः केवलोऽयमर्थो भगवता श्रुतस्त्वस्माभिः। आसवद्रव्याणामिदानीं लक्षणमनतिसंक्षेपेणोपदिश्यमानं शुश्रूषामह इति ॥ ४९ ॥

ભગવાન આત્રેયનું તે વચન સાંભળી અગ્નિવેશે ફરી તે ભગવાનને આમ પૂછ્યું: આપ ભગવાને આ સમગ્ર અર્થ ઉદ્દેશ પ્રમાણે વિસ્તારપૂર્વક કહ્યો છે, અને અમે તે સાંભળ્યો છે; હવે આસવ દ્રવ્યોનું જે અપવાદરહિત ચોક્કસ લક્ષણ હોય, તેનો નહિ અતિ ટૂંકમાં કે નહિ અતિ વિસ્તારથી આપ જો ઉપદેશ કરો, તો તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ. ૪૯

### ભગવાન આત્રેયનો ઉત્તર

तमुवाच भगवानात्रेयः–धान्यफलमूलसारपुष्पकाण्डपत्रत्वचो भवन्त्यासवयोनयोऽग्निवेश संग्रहेणाष्टौ शर्करानवमीकाः ॥ ५० ॥

ભગવાન આત્રેયે તે અગ્નિવેશને કહ્યું: 'હે અગ્નિવેશ! ધાન્ય, ફળ, મૂળ, સાર, પુષ્પ, કાંડ, પાંદડાં અને છાલ એ આઠ, ટૂંકમાં આસવોનાં ઉત્પત્તિ સ્થાનો છે; અને તેઓમાં સાકર નવમી હોય છે. ૫૦

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'ધાન્ય વગેરે આઠ વસ્તુઓ આસવોનાં ઉત્પત્તિસ્થાનરૂપે હોય છે અને સાકર તેઓમાં નવમી વસ્તુ તરીકે હોય છે. ધાન્યાદિ પદાર્થો ઓષધિની જાતિઓ છે, પરંતુ સાકર તેઓના જેવી ઔષધિની જાતિ નથી, એ કારણે સાકરને અલગ બતાવી છે. ધાન્ય પણ જોકે ઘાસના ફળરૂપે જ હોય છે, પરંતુ એ વૃક્ષનું ફળ નથી, એમ જણાવવા તે ધાન્યનું તથા ફળનું અલગ અલગ ગ્રહણ કરેલ છે. (અર્થાત્ ફળ શબ્દથી વૃક્ષોનાં ફળ લેવાય છે; અને 'સાર' શબ્દથી કાષ્ઠની અંદરનો ભાગ લેવાય છે. 'કાંડ' શબ્દથી ડાળીડાંખળાં અને 'પત્ર' શબ્દથી પાંદડાં લેવાય છે.)' ૫૦

### અતિ પથ્ય આસવોની સંખ્યા ૮૪ છે

तास्वेव द्रव्यसंयोगकरणतोऽपरिसंख्येयासु यथापथ्यतमानामासवानां चतुरशीतिं निबोध ॥ ५१ ॥

આસવોનાં એ જ નવ ઉત્પત્તિસ્થાનો, દ્રવ્યોના સંયોગ તથા સંસ્કારોના ભેદોને લીધે અસંખ્ય થાય છે; તેઓમાં અતિશય પથ્ય આસવોની સંખ્યા ચોર્યાશી છે, તે તમે મારી પાસેથી સાંભળો. ૫૧

### ધાન્યાસવો છ છે

तद्यथा–सुरासौवीरतुषोदकमैरेयमेदकधान्याम्लाः षड् धान्यासवा भवन्ति ॥ ५२ ॥

સુરા, સૌવીરક, તુષોદક, મૈરેય, મેદક અને ધાન્યામ્લ, એમ છ ધાન્યાસવો હોય છે. ૫૨

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'ધાન્યાસવોના આ ૭ ભેદોમાં જે શાલિ ચોખા કે સાઠી-ચોખાના લોટ વગેરેથી તૈયાર કરાય છે, તે મદ્યને 'સુરા' કહે છે; આ સંબંધે ભાવપ્રકાશમાં પ્રથમભાગ–સંધાન-વર્ગમાં ભાવમિશ્ર આમ લખે છે: 'शालिषष्टिकपिष्टादिकृतं मद्यं सुरा स्मृता–શાલિચોખા કે સાઠી ચોખાના લોટ વગેરેથી કરેલું મદ્ય 'સુરા' કહેવાય છે.' પરંતુ ફોતરાં કાઢી નાખેલા જવથી કરેલ મદ્ય 'સૌવીરક' કહેવાય છે અને ફોતરાં સહિત જવથી કરેલ મદ્ય 'તુષોદક' કહેવાય છે. વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગ-સંગ્રહ–સૂત્રસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં આમ કહ્યું છે કે 'ते क्रमाद् वितुषैर्विद्यात् सतुषैश्च यवैः कृते–ફોતરા વગરના જવથી કરેલ 'સૌવીરક' અને ફોતરાં સહિત જવથી કરેલ મદ્ય 'તુષોદક' અનુક્રમે જાણવાં.' ભાવપ્રકાશમાં તો પ્રથમખંડના સંધાનવર્ગમાં આમ કહેલ છે: 'तुषोदकं यवैरामैः सतुषैः शकलीकृतैः'—ફોતરાં સહિત કાચા જવના ટુકડા કરી પાણીમાં તેઓને આથીને કરેલું, મદ્ય 'તુષોદક' કહેવાય છે; પરંતુ 'सौवीरं तु यवैरामैः पक्वैर्वा निस्तुषैः कृतम्। गोधूमैरपि सौवीरमाचार्याः केचिदूचिरे-ફોતરાં વગેરના કાચા જવથી કે રાંધેલા જવથી કરેલું મદ્ય 'સૌવીર' કહેવાય છે, અથવા કેટલાક આચાર્યો, ઘઉંથી કરેલા મદ્યને પણ 'સૌવીર' કહે છે.' જે 'સુરા'ને ફરી આથીને 'સુરા' તૈયાર કરાય છે, તેને 'મૈરેય' કહે છે; અથવા બીજા સ્થળે આમ કહ્યું છે કે, 'मैरेयं धातकीपुष्पगुडधान्याम्लसाधितम्'—ધાવડીનાં ફૂલ, ગોળ તથા ધાન્યામ્લ–કાંજીથી તૈયાર કરેલું મદ્ય 'મૈરેય' કહેવાય છે. 'જગલ' નામની સુરાને 'મેદક' કહે છે; અને 'धान्याम्लं शालिचूर्णं च कोद्रवादिकृतं भवेत्।'—શાલિ ચોખાના ચૂર્ણને તથા કોદરા વગેરેને આથીને જે તૈયાર કરેલ હોય તે 'ધાન્યામ્લ' કહેવાય છે. એમ ૭ જાતના ધાન્યાસવો થાય છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવે 'સૌવીરક' તથા 'તુષોદક' સંબંધે રાજનિઘંટુમાંથી પણ આ શ્લોક ઉતાર્યો છે: 'सौवीरकं सुवीराम्लं ज्ञेयं गोधूमसंभवम्। यवाम्लजं यवोत्थं च तुषोत्थं च तुषोदकम्'–ઘઉંને આથવાથી જે તૈયાર થાય છે, તે સૌવીરક અથવા સુવીરામ્લ જાણવું; તેમ જ ફોતરાં સહિત જવને આથવાથી જે તૈયાર થાય તે તુષોદક કહેવાય છે. વળી કેટલાક કહે છે કે 'तुषाम्बु संधितं ज्ञेयमामैर्विदलितैर्यवैः–કાચા દળી કાઢેલા જવ નાખી જે આથ્યું હોય તેને 'તુષામ્બુ' જાણવું. 'મૈરેય' મદ્ય સંબંધે આયુર્વેદવિજ્ઞાનમાંથી આ શ્લોક ઉતાર્યો છે: 'माल्लूरमूलं बदरी शर्करा च तथैव च। एषामेकत्र संधानात् मैरेयी मदिरा मता।—બીલાંનું મૂળ, બોર તથા સાકરને એકત્ર આથવાથી 'મૈરેયી' નામની મદિરા તૈયાર થાય છે.' આ તો મદિરાનો જ એક ભેદ થતો હોવાથી અહીં ધાન્યાસવોમાં તેનું ગ્રહણ કરાય નહિ; એમ તે જયદેવ જ ત્યાં લખે છે. વળી મેદક સંબંધે તેમણે આ શ્લોક ઉતાર્યો છે: 'सुरामण्डः प्रसन्ना स्यात् ततः कादम्बरी घना। तदधो जगलो ज्ञेयो मेदको जगलाद् घनः'–સુરાની ઉપરનો જે પાતળો નિર્મળ ભાગ હોય તે 'સુરામંડ' કહેવાય છે; તેનાથી નીચે રહેલ ઘાટો ભાગ 'કાદંબરી' કહેવાય છે; પરંતુ તેની નીચેનો તેના કરતાં વધારે ઘાટો ભાગ 'જગલ' કહેવાય અને તે જગલની નીચેનો જે ઘાટો ભાગ હોય છે, તે 'મેદક' કહેવાય છે. 'ધાન્યામ્લ' સંબંધે તેમણે આ શ્લોક ઉતાર્યો છે: 'कुल्माषधान्यमण्डादिसन्धितं काञ्जिकं विदुः। धान्याम्लं शालिचूर्णाच्च कोद्रवादिकृतं भवेत्–કુલ્માષ કે અડદના બાકળા તથા ધાન્યના ઓસામણમાં જે આથેલ હોય તે 'કાંજી' કહેવાય છે; અને શાલિ–ચોખાના ચૂર્ણમાંથી તથા કોદરામાંથી જે તૈયાર કરેલ હોય તે 'ધાન્યામ્લ' કહેવાય છે.' ૫૨

### ફલાસવો છવ્વીસ છે

मृद्वीकाखर्जूरकाश्मर्यधन्वनराजादनतृणशून्यपरूषकाभयामलकमृगलिण्डिकाजाम्बवकपित्थकुवलबदरकर्कन्धूपीलुप्रियालपनसन्यग्रोधाश्वत्थप्लक्षकपोतनोदुम्बराजमोदश्रृङ्गाटकशङ्खिनीभिः फलासवाः षड्विंशतिः ॥५३॥

દ્રાક્ષ, ખજૂર, શીવણ, ધામણ, રાયણ, કેવડો, ફાલસાં, હરડે, આમળાં, બહેડાં, જાંબૂ, કોઠ, મોટાં બોર, મધ્યમ માપનાં બોર, ખૂબ નાનાં ચણીબોર, પીલુ, ચારોળી, ફણુસ, વડનું ફળ, પીપળાનું ફળ, પીપરનું ફળ, પારસપીપળાનું ફળ, ઊંબરાનું ફળ, બોડી અજમો, શિંગોડાં અને આંખફૂટામણીનાં ફળ કે ધોળી અપરાજિતા, એ છવ્વીસ ફળોના ફલાસવો થાય છે. ૫૩

### અગિયાર મૂલાસવો

विदारिगन्धाश्वगन्धाकृष्णगन्धाशतावरीश्यामात्रिवृद्दन्तीद्रवन्तीबिल्वोरुबूकचित्रकमूलैरेकादश मूलासवाः ॥५४॥

વિદારીગંધા–સાલવણ, અશ્વગંધા–આસંધ, કૃષ્ણગંધા–સરગવો, શતાવરી, કાળું તથા ધોળું નસોતર, નેપાળો, મોટો નેપાળો, બીલી, એરંડો

અને ચિત્રક—એ અગિયારનાં મૂળિયાંના અગિયાર મૂલાસવો થાય છે. ૫૪

### કાષ્ઠસારના વીસ આસવો

शालप्रियकाश्वकर्णचन्दनस्यन्दनखदिरकदरसप्तपर्णार्जुनासनारिमेदतिन्दुककिणिहीशमीशुक्तिपत्रशिंशपाशिरीषवञ्जुलधन्वनमधूकैः सारासवा विंशतिः ॥५५

સાલવૃક્ષ, અસન કે કદંબવૃક્ષ, અશ્વકર્ણ કે મોટા ગજનું ઝાડ, ચંદન, તિનિશ નેતર કે તણછનું ઝાડ, ખેર, ધોળો ખેર, સપ્તપર્ણ કે સાતવન (સાતપૂડો), અર્જુનવૃક્ષ કે આસોંદરો, અસનવૃક્ષ કે પીતશાલ-હીરાદખણ, અરિમેદ-દુર્ગંધી ખેર કે હરમો બાવળ, ટીબરવો, અઘેડો, ખીજડી, બોરડીનું ઝાડ, સીસમનું ઝાડ, શિરીષવૃક્ષ-સરસડો, વંજુલ-નેતર કે આસોપાલવ, ધામણ અને મહુડો, એટલાં વૃક્ષોનાં લાકડાંના સારથી ૨૦ આસવો (સારાસવ નામે) થાય છે. ૫૫

### દશ પુષ્પાસવો

पद्मोत्पलनलिनकुमुदसौगन्धिकपुण्डरीकशतपत्रमधूकप्रियङ्गुधातकीपुष्पैर्दश पुष्पासवा भवन्ति ॥५६॥

લગાર પીળું 'પદ્મ'[1] નામનું કમળ, લગાર નીલવર્ણું ઉત્પલ[2] કમળ, લગાર રતાશવાળું નલિન[3] કમળ, તદ્દન ધોળું કુમુદ,[4] ચંદ્રવિકાશી કમળ[5], પોયણું, સુગંધી કલ્હાર[6] નામનું કમળ નીલકમળ,[7] તદ્દન ધોળું પુંડરિક[8] કમળ, શતપત્ર[9] નામે લાલ કોકનદ કમળ, મહુડાનાં ફૂલ, પ્રિયંગુ-ઘઉંલાનાં ફૂલ અને ધાવડીનાં[10] ફૂલ એટલાં પુષ્પોથી દશ પુષ્પાસવો થાય છે. ૫૬

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં શરૂઆતમાં કહેલાં પદ્મ, ઉત્પલ તથા નલિન નામનાં ત્રણ ક્ષુદ્ર કમળો વિષે રાજનિઘંટુમાંથી આ એક શ્લોક ઉતારે છે : ईषत्पीतं विदुः पद्मीपद्मोत्पलमपोत्पलम् । ईषद्रक्तं तु नलिनं क्षुद्र तद्योत्पलत्रयम्—લગાર પીળાશવાળું 'પદ્મ,' લગાર નીલવર્ણું 'ઉત્પલ' અને લગાર રતાશવાળું કમળ 'નલિન' કહેવાય છે. આ ત્રણે કમળોને 'ક્ષુદ્રકમળ' કહે છે. ૫૬

### ચાર કાંડાસવો

इक्षुकाण्डेक्ष्विक्षुवालिकापुण्ड्रकचतुर्थाः काण्डासवा भવन्ति ॥५७॥

[?] શેરડી, કાંડેક્ષુ નામની શેલડી, ઇક્ષુબાલિકા નામની શેલડી અને પુંડ્રક નામની શેલડીનાં કાંડ (કાતરી)થી થતા ચાર 'કાંડાસવો' કહેવાય છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં આ ચાર શેલડીઓની આવી ઓળખાણ લખે છે : કાળી શેલડી 'ઇક્ષુ' કહેવાય છે; 'કાંડેક્ષુ' લગભગ કઠણ અને થોડા રસવાળી હોય છે, તેને લોકમાં 'ખાલિયા' કહે છે. 'ઇક્ષુવાલિકા'નું જ બીજું નામ 'લટા' છે; અને ધોળી શેલડી 'પુંડ્રક' કહેવાય છે. આ ચારે શેલડીઓના કાંડોના કે કાતરીઓના જુદા જુદા ચાર આસવો થાય છે. ૫૭

### બે પત્રાસવો

पटोलताडपत्रासवौ द्वौ भवतः ॥ ५८ ॥

પરવળનાં પાંદડાં અને તાડનાં પાંદડાંના બે (જુદા જુદા) પત્રાસવો થાય છે. ૫૮

### ત્વગાસવો ચાર અને શર્કરાસવ એક

तिल्वकलोध्रैलवालुकक्रमुकचतुर्थास्त्वगासवा भवन्ति ॥ ५९ ॥

शर्करासव एक एवेति ॥ ६० ॥

તિલ્વક એટલે સાવરલોધ્ર, લોધર, એલવાલુક એટલે એલેયવૃક્ષ અને ક્રમુક એટલે સોપારી કે પઠાણી લોધર, એ ચારની છાલના (જુદા જુદા) ચાર આસવો થાય છે; તેમ જ સાકરનો 'શર્કરાસવ' એક જ થાય છે. ૫૯,૬૦

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આસવોની ગણતરી કરી આપે છે કે, એમ ધાન્યાસવો ૬, ફલાસવો ૨૬, મૂલાસવો ૧૧, સારાસવો ૨૦, પુષ્પાસવો ૧૦, કાંડાસવો ૪, પત્રાસવો ૨, ત્વગાસવો ૪ અને શર્કરાસવ ૧ મળીને કુલ આસવોની સંખ્યા ૮૪ ની થાય છે.

હિંદી ટીકાકાર અહીં એક ટિપ્પણ લખે છે કે, ચાર ત્વગાસવોમાં છેલ્લે મૂળમાં 'क्रमुक' શબ્દ મૂકેલ છે, તેનો અર્થ 'સોપારી' થઈ શકે છે, પરંતુ આસવમાં સોપારીના ફળનો ઉપયોગ કરાય છે, તેથી 'ક્રમુક' શબ્દનો અર્થ 'પટ્ટિકાલોધ્ર' એટલે પાટિયો લોધર કે પઠાણી લોધર એ જ ઠીક લાગે છે. ૫૯,૬૦

### 'આસવ' સંજ્ઞા પડવાનું કારણ

एवमेषामासवानां चतुरशीतिः परस्परेणासंसृष्टानामासवद्रव्याणामुपनिर्दिष्टा भवन्ति, एषामासवानामासुतत्वादासवसंज्ञा ॥ ६१ ॥

આ આસવો, 'આસુત'—સંધાન કે આથારૂપે હોય છે, તેથી તેઓની 'આસવ' સંજ્ઞા પડી

છે. આ ઉપર કહેલાં આસવોનાં દ્રવ્યો ૮૪ છે; તેઓને પરસ્પર મેળવ્યા વિના જ એક એક ગણીને ૮૪ આસવોનો ઉપદેશ કર્યો છે : અર્થાત્ એક (મુખ્ય) દ્રવ્યનો એક આસવ ગણી ૮૪ દ્રવ્યોના ૮૪ આસવો, એ પ્રમાણે કહ્યા છે. ૬૧

અહીં 'આસવ' સંજ્ઞા પડવાનું કારણ બતાવીને ૮૪ આસવોનો ઉપસંહાર કરે છે. ૮૪ દ્રવ્યોને એક-એકને મુખ્ય ગણીને તે તે છૂટાં છૂટાં દ્રવ્યોના આસવો ગણીને આ સંખ્યા કહી છે; પરંતુ તેઓની સાથે બીજાં દ્રવ્યોની મેળવણી તથા સંસ્કારના ભેદોની દૃષ્ટિએ તો આસવોની સંખ્યા અગણિત થાય છે. (યોગીન્દ્રનાથ) ૬૧

### દ્રવ્યસંયોગના તથા સંસ્કારના ભેદોથી આસવો અગણિત થાય

द्रव्यसंयोगविभागस्त्वेषां बहुविकल्पः संस्कारश्च ॥६२॥
यथास्वयोनिसंस्कारसंस्कृताश्चासवाः स्वं स्वं कर्म कुर्वन्ति ॥ ६३ ॥

संयोगसंस्कारदेशकालस्थापनमात्रादयश्च भावास्तेषां तेषामासवानां ते ते समुपदिश्यन्ते तत्तत्कार्यमभिसमीक्ष्येति ॥ ६४ ॥

આ આસવોનાં દ્રવ્યોનો સંયોગ કે મેળવણી તથા વિભાગ તો ઘણા પ્રકારનો છે; તેમ જ એ દ્રવ્યોનો સંસ્કાર પણ ઘણા ભેદોવાળો છે; પોતપોતાનાં ઉત્પત્તિકારણોના સંયોગ તથા સંસ્કારથી જે આસવો સંસ્કારી કરાયા હોય છે, તેઓ પોતપોતાનું કર્મ કરે છે; તે તે આસવોના તે તે સંયોગ, સંસ્કાર, દેશ, કાળ, સ્થાપન તથા માત્રા વગેરે ભાવોનો તે તે કાર્ય તરફ દૃષ્ટિ રાખીને એટલે તેઓનાં તે તે (રોગોને દૂર કરવારૂપ) કાર્ય તરફ ધ્યાન આપી ઉપદેશ કરાય છે. ૬૨-૬૪

હિન્દી ટીકાકાર શ્રી જયદેવ અહીં ઠીક સમજાવે છે: 'આસવોનાં દ્રવ્યોનો સંસ્કાર તથા વિભાગનો વિસ્તાર તો અનેક પ્રકારનો છે; એ જ પ્રકારે એ દ્રવ્યોના સંસ્કારના ભેદો પણ અનેક પ્રકારના છે: પોતપોતાનાં દ્રવ્યોના સંયોગ તથા સંસ્કારોથી તૈયાર કરેલા આસવો પોતપોતાનું કાર્ય કરે છે; માટે તે તે આસવોનાં તે તે કર્મોની પ્રથમ વિવેચના કરીને તે પછી તેઓનાં દ્રવ્યોનો સંયોગ (મેળવણી), સંસ્કાર, દેશ, કાળ, સ્થાપન એટલે કેટલા દિવસ આથો રાખવો, ક્યાં રાખવો વગેરે, તથા માત્રા આદિનો ઉપદેશ પણ કરાય છે; અર્થાત્ જે રોગને દૂર કરવા આપણે આસવ તૈયાર કરવો હોય, તો રોગને દૂર કરનારાં ઔષધોનો સંયોગ કે મેળવણી વગેરે તરફ ધ્યાન આપવું જોઈએ; એ પ્રકારે આપણી બુદ્ધિ અનુસાર તે તે ઘણા આસવો આપણે તૈયાર કરી શકીએ છીએ. અહીં કેવળ એવા આસવો ગ્રહણ કરાતા નથી, કે જેઓને અગ્નિથી નહિ પકવેલાં દ્રવ્યોથી તૈયાર કરવામાં આવે છે. અરિષ્ટોનું પણ 'આસવ' શબ્દથી ગ્રહણ કરવામાં આવે છે. ધાન્યામ્લ કાંજી વગેરેનું તો 'આસવ' શબ્દથી સ્પષ્ટ ગ્રહણ કરાયું જ છે. ૬૨-૬૪

भवति चात्र—અહીં આ શ્લોક છે :

### ઉપર્યુક્ત ૮૪ આસવોના ગુણોનું વર્ણન

मनःशरीराग्निबलप्रदाना,-मस्वप्नशोकारुचिनाशनानाम्। संहर्षणानां प्रवरासवाना,-मशीतिरुक्ता चतुरुत्तरैषा ॥ ६५ ॥

(ઉપર) આ ચોર્યાસી આસવો જે કહ્યા છે, તે મન, શરીર તથા જઠરાગ્નિને બળ આપનાર; અનિદ્રા, શોક તથા અરુચિનો નાશ કરનાર તથા (મનને) અત્યંત હર્ષ ઉપજાવનાર હોઈ સર્વ આસવોમાં શ્રેષ્ઠ છે. ૬૫

### આ અધ્યાયના વિષયોનો સંક્ષેપ

शरीररोगप्रकृतौ मतानि, तत्त्वेन चाहारविनिश्चयो यः। उवाच यज्जःपुरुषादिकेऽस्मिन्,मुनिस्तथाऽग्र्याणि वरासवांश्च ॥ ६६ ॥

મુનિશ્રી આત્રેયે આ 'યજ્જઃપુરુષીય' નામના અધ્યાયમાં શરીર, રોગ તથા તે બન્નેની ઉત્પત્તિનાં કારણ વિષે (ઋષિઓના) મતો કહ્યા છે; તેમ જ તત્ત્વદૃષ્ટિએ આહારોનો બરાબર નિશ્ચય, શ્રેષ્ઠ કર્મો, શ્રેષ્ઠ ઔષધો તથા ઉત્તમ આસવો કહેલ છે. ૬૬

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'યજ્જઃપુરુષીય' નામનો અધ્યાય ૨૫મો સમાપ્ત

## आत्रेयभद्रकाप्यीय–अध्याय ૨૬ मो

### મંગલાચરણ અને પ્રારંભ

अथात आत्रेयभद्रकाप्यीयमध्यायं व्याख्यास्यामः ॥ इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

તે પછી શિષ્યોને આયુર્વેદ વિષે વધુ જાણવાની ઇચ્છા થઈ અને તે શિષ્યોને આયુર્વેદ વિષે વધુ ઉપદેશ આપવાના અધિકારી પણ જાણ્યા, તે કારણે 'अथ' એ માંગલિક શબ્દનો ઉચ્ચાર કર્યો.

પછી હવે અમે 'આત્રેય-ભદ્રકાપ્યીય' નામનો અધ્યાય શરૂ કરીએ છીએ, એમ (છ ઐશ્વર્ય-સંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧

શ્રી યોગીન્દ્રનાથસેન ચરકોપસ્કારમાં અહીં આમ શરૂઆત કરે છે: 'જે દ્રવ્યો સ્વભાવથી હિતકારી તથા અહિતકારી છે, તેઓનો અમુક એક દેશ એકએકને જ મુખ્ય તરીકે ૨૫મા અધ્યાયમાં કહ્યા પછી હવે દ્રવ્યોના આશ્રયે રહેતા રસ, વીર્ય આદિને કહેવા માટે 'આત્રેય-ભદ્રકાપ્યીય' નામનો આ અધ્યાય શરૂ કરે છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આવી શરૂઆત કરે છે: 'દ્રવ્યો આદિનું હિતપણું તથા અહિતપણું, આહારાદિના પ્રકારે ઉપયોગની અપેક્ષા રાખનાર હોય છે; અને તે પછી એ આહારમાં ઉપયોગમાં લીધેલાં કે ખાધેલા તે તે દ્રવ્યો, જે જે કર્મ કરે છે, તે રસાદિ દ્વારા જ કર્મ કરે છે, એ કારણે તે રસાદિનો ઉપદેશ આપવા માટે આ 'આત્રેય-ભદ્રકાપ્યીય' નામનો અધ્યાય શરૂ કરવામાં આવે છે. અહીં અધ્યાયની શરૂઆતમા રજા શ્લોકના આરંભે 'आत्रेयो भद्रकाप्यश्च इति वाक्यार्थम्-आत्रेयभद्रकाप्यम् अधिकृत्य कृतोऽयमध्याय आत्रेय-भद्रकाप्यीय –આત્રેય તથા ભદ્રકાપ્ય એ વાકયના અર્થરૂપ 'આત્રેયભદ્રકાપ્ય' એ પદનો અધિકાર અથવા આરંભ કરી આ અધ્યાય રચવામાં આવ્યો છે, તેથી આ અધ્યાયનું 'આત્રેય-ભદ્રકાપ્યીય' એવું નામ રખાયું છે.

આયુર્વેદદીપિકાકાર શ્રી ચક્રપાણિ અહીં આવી શરૂઆત કરે છે: 'પૂર્વના અધ્યાયમાં હિતકારીનો તથા અહિતકારીનો એક દેશ એટલે અમુક અમુક અંશ કહેવામાં આવેલ છે; હવે સમગ્ર દ્રવ્યોનું હિતપણું તથા અહિતપણું સમજાવવા માટે તે તે દ્રવ્યોના રસ, વીર્ય તથા વિપાકને જણાવનાર 'આત્રેય-ભદ્રકાપ્યીય' નામનો આ અધ્યાય શરૂ કરવામાં આવે છે. તેમાં પણ દ્રવ્યના વિપાક વગેરેનું લક્ષણ રસ દ્વારા જ સમજી શકાય છે, તેથી શરૂઆતમાં રસનું પ્રકરણ ચાલુ કરે છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં શરૂઆતમાં જણાવે છે, કે દરેકોઈ દ્રવ્યો તેના આહાર-રસ, વીર્ય, વિપાક તથા પ્રભાવ દ્વારા જ કર્મ કરે છે, તેથી તે સમજાવવા માટે આ અધ્યાય શરૂ કરાય છે. ૧

### 'ચૈત્રરથ' વનમાં મુનિઓનું સંમેલન

आत्रेयो भद्रकाप्यश्च शाकुन्तेयस्तथैव च ।
पूर्णाक्षश्चैव मौद्गल्यो हिरण्याक्षश्च कौशिकः ॥ २ ॥
यः कुमारशिरा नाम भरद्वाजः स चानघः ।
श्रीमान् वार्योविदश्चैव राजा मतिमतां वरः ॥ ३ ॥
निमिश्च राजा वैदेहो वडिशश्च महामुनिः ।
काङ्कायनश्च बाह्लीको बाह्लीकभिषजां वरः ॥ ४ ॥
एते श्रुतवयोवृद्धा जितात्मानो महर्षयः ।
वने चैत्ररथे रम्ये समीयुर्विजिहीर्षवः ॥ ५ ॥

આત્રેય-પુનર્વસુ, ભદ્રકાપ્ય, શાકુંતેય, મૌદ્ગલ્ય ગોત્રના પૂર્ણાક્ષ, કૌશિક ગોત્રના હિરણ્યાક્ષ, પાપરહિત 'કુમારશિરા' નામે ભરદ્વાજ, બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ શ્રીમાન રાજા વાર્યોવિદ, વિદેહ-(મિથિલા)ના રાજા નિમિ, મહામુનિ બડિશ, અને બાહ્લીક દેશના વૈદ્યોમાં શ્રેષ્ઠ તથા બાહ્લીક દેશમાં જન્મેલા કાંકાયન-એ શાસ્ત્રવૃદ્ધ, વયોવૃદ્ધ તથા જિતેંદ્રિય મહર્ષિઓ, 'ચૈત્રરથ' નામના સુંદર વનમાં આનંદ-વિહાર કરવાની ઇચ્છા ધરાવતા હોઈ એકઠા મળ્યા હતા. ૨-૫

### આહારરસના નિર્ણય સંબંધે મહર્ષિઓનો વાર્તાલાપ

तेषां तत्रोपविष्टानामियमर्थवती कथा ।
बभूवार्थविदां सम्यग्रसाहारविनिश्चये ॥ ६ ॥

દરેક વિષયોને જાણતા એ મહર્ષિઓ ત્યાં બેઠા હતા; તે વેળા રસયુક્ત આહારનો ખાસ નિશ્ચય કરવા વિષેની અથવા આહાર-રસના વિશેષ નિર્ણયના વિષયની ઉત્તમ અર્થયુક્ત આવી વાતચીત કે ચર્ચા ચાલુ થઈ હતી. ૬

### ભદ્રકાપ્યનો મત: એક જ રસ છે

एक एव रस इत्युवाच भद्रकाप्यो यं पञ्चानामिन्द्रियार्थानामन्यतमं जिह्वावैषयिकं भावमाचक्षते कुशलाः, स पुनरुदकादनन्य इति ॥ ७ ॥

રસ એક જ છે, એમ ભદ્રકાપ્યે કહ્યું; જે રસને કુશળ વિદ્વાનો, પાંચ ઇંદ્રિયોના (પાંચ) વિષયોમાંહેનો એક કહે છે તેમ જ જિહ્વાઇંદ્રિયના વિષય તરીકે એક ભાવરૂપ કહે છે; પરંતુ તે રસ જળથી જુદો નથી, પણ જળરૂપ જ છે. ૭

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આ સૂત્ર પર લાંબું વ્યાખ્યાન કરે છે; તેમાંના મુખ્ય ભાગનો અનુવાદ અહીં આપવો ઠીક લાગ્યો છે; જેમ કે 'ભદ્રકાપ્ય ઋષિએ રસ વિષે પોતાનો અભિપ્રાય જણાવ્યો કે રસ એક જ છે, જે રસને કુશળ પંડિતો પાંચે ઇંદ્રિયોના વિષયોમાં-

નો કોઈ એક ગણે છે અને જિહ્‌વાઇંદ્રિયના વિષય તરીકે ભાવરૂપ કહે છે; એ રસ એક જ છે, પરંતુ તેના બે પ્રકાર વગેરે કંઈ છે જ નહિ; કેમ કે મધુર, અમ્લ આદિ હરકોઈ રસમાં જિહ્‌વાઇંદ્રિયના વિષયપણું તો સમાન જ છે. જિહ્‌વાના વિષયરૂપ ભાવો તો શીત, ઉષ્ણ, મૃદુ, કઠિન આદિ પણ છે, તેમાં પ્રસંગ અટકાવવા માટે જિહ્‌વાઇંદ્રિયનો વિષય જે ભાવ તે રસ છે, એમ કહેવું જોઈએ. ઇંદ્રિયોના પાંચ વિષયોમાંનો જે જે ભાવ એકએકથી જુદો જુદો છે, અને તેઓમાં જે જે ભાવ શ્રોત્ર આદિથી ગ્રહણ કરાયો હોઈ ભિન્નભિન્ન ધર્મો ધરાવે છે, તેઓમાં જિહ્‌વાઇંદ્રિયનો વિષયરૂપ જે ભાવ છે તે જ રસ છે; શીત, ઉષ્ણ આદિ ભાવો તો સ્પર્શન-ત્વગિંદ્રિયથી ગ્રહણ કરાતા હોઈ તે રસથી જુદા છે; જીભમાં ત્રણ ઇંદ્રિયો રહે છે; એક વાકઇંદ્રિય, બીજી રસનાઇંદ્રિય અને ત્રીજી સ્પર્શનઇંદ્રિય છે; તેમાંની ત્વચાઇંદ્રિય જીભમાં રહીને શીત, ઉષ્ણ આદિ સ્પર્શને ગ્રહણ કરે છે; અને જીભમાં રહેલી રસનાઇંદ્રિય મધુર, અમ્લ આદિ રસને ગ્રહણ કરે છે, પરંતુ શીત-ઉષ્ણ આદિને તે રસનાઇંદ્રિય ગ્રહણ કરતી નથી; પ્રથમ સૃષ્ટિની ઉત્પત્તિના સમયે 'ભૂતાદિ' નામે કહેવાતા તામસ અહંકારમાંથી શબ્દ આદિ પાંચ તન્માત્રાઓ તથા આકાશ આદિ પાંચ મહાભૂતો ઉત્પન્ન થાય છે; તે જ વખતે જળરૂપ મહાભૂતની સાથે સાધારણરૂપે રસ ઉત્પન્ન થાય છે. એ જ રસ, બીજા ભૂતના સંયોગથી એક સમુદાયરૂપે થયેલા દ્રવ્યમાં અભિવ્યક્ત કે પ્રકટરૂપે જણાય છે, ત્યારે કુશળ વિદ્વાનો તેને જિહ્‌વાઇંદ્રિયનો વિષય એક ભાવ કહે છે; માટે રસ એક જ છે, પરંતુ અનેક નથી; તેમ જ જે જળ પ્રથમ ઉત્પન્ન થયેલ છે, તેનાથી તે રસ જુદો નથી, પણ તે જળરૂપ જ છે; આ જ અભિપ્રાયથી 'रसनार्थो रसः'–રસનાઇંદ્રિયનો જે વિષય છે તે રસ છે, એવું તેનું લક્ષણ પ્રથમ કહેવાયું છે; આવું લક્ષણ કહેવાથી જ તે અતીન્દ્રિય રસમાં તે લક્ષણનો અપ્રસંગ કે નહિ ઘટવાપણું થતું નથી; જે ભાવ, અભિવ્યક્ત અથવા પ્રકટરૂપે ગ્રાહ્ય થાય છે, ત્યારે જ તે 'અર્થ' એટલે 'વિષય' સંજ્ઞાને ધારણ કરે છે; પરંતુ જે ભાવ જ્યાં સુધી અભિવ્યક્ત થતો નથી, ત્યાં સુધી તે અર્થ કે વિષય કહેવાતો જ નથી. જોકે 'રસનાઇંદ્રિયથી ગ્રહણ કરાય તે 'રસ' એવું રસનું લક્ષણ, રસમાં રહેલ 'રસત્વ' જાતિમાં તથા રસના અભાવમાં પણ લાગુ થાય છે; કેમ કે રસમાં રહેલ 'રસત્વ' પણ રસનાઇંદ્રિયથી ગ્રહણ કરાય છે; તેમ જ રસનો અભાવ પણ રસનાઇંદ્રિયથી જ ગ્રહણ કરાય છે; આમ એ લક્ષણનો અતિપ્રસંગ કે અતિવ્યાપ્તિ થાય છે; એટલે કે રસનું જ કેવળ લક્ષણ કહેલ છે, તે રસત્વમાં તથા રસાભાવમાં પણ લાગુ થઈ જાય છે, તે જ કારણે મૂળમાં 'रसः' પદને 'भावः' વિશેષણ અપાયું છે; એટલે કે રસનાઇંદ્રિયથી જે ગ્રહણ કરાય છે, તે ભાવ એટલે અભિવ્યક્ત–પ્રકટ સ્વરૂપે છે, તે જ રસ છે; એ ઉપરથી 'રસત્વ' જાતિ તથા રસનો અભાવ એ બન્નેમાં રસનું લક્ષણ જતું બંધ પડે છે; કેમ કે 'રસત્વ' જાતિ તથા 'રસાભાવ' એ અભિવ્યક્ત ભાવ કે પ્રત્યક્ષ રૂપ છે જ નહિ; કેમ કે રસ દ્વારા જ રસત્વનું તથા રસાભાવનું અનુમાન થાય છે; એટલે એ રસનેંદ્રિયના વિષય જ નથી. ૭

### શાકુંતેયનો મત: બે રસો છે

**द्वौ रसाविति शाकुन्तेयो ब्राह्मणश्छेदनीयश्चोपशमनीयश्चेति ॥८॥**

બ્રાહ્મણ શાકુંતેયે કહ્યું કે રસો બે છે: એક છેદનીય છે અને બીજો ઉપશમનીય છે. ૮

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'બ્રાહ્મણ શાકુંતેય આમ કહેવા માગે છે કે, જે અભિવ્યક્ત હોઈને રસનેન્દ્રિયથી ગ્રહણ કરાય છે, તે રસ એક છે એ વાત ખરી છે, પણ જે રસરૂપે અભિવ્યક્ત થાય છે, તે છેદનીય તથા ઉપશમનીય તરીકે બે પ્રકારે જ અભિવ્યક્ત થાય છે; માટે રસ બે છે; જે રસ શરીરના દોષો આદિનું છેદન કરવા માટે વર્તે છે, તે છેદનીય રસ છે અને જે રસ શરીરના દોષો આદિના ઉપશમનરૂપે વર્તે તે રસ ઉપશમનીય કહેવાય છે; આપણે જોઈએ છીએ અથવા અનુભવીએ પણ છીએ કે અમ્લ–ખાટા, લવણ, તીખા વગેરે રસથી શરીરના ક્લેદ વગેરે દોષો છેદાય જ છે; તેમ જ મધુર, કડવા તથા કષાય રસથી શરીરના તે ક્લેદ આદિ દોષનું ઉપશમન જ કરાય છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ છેદનીયનો અર્થ અપતર્પણ કરનાર અને ઉપશમનીયનો અર્થ બૃંહણ કરનાર એવો કરે છે.

### પૂર્ણાક્ષનો મત: ત્રણ રસો છે

**त्रयो रसा इति पूर्णाक्षो मौद्गल्यश्छेदनीयोपशमनीयौ साधारणश्चेति ॥९॥**

મૌદ્‌ગલ્ય ગોત્રના પૂર્ણાક્ષે કહ્યું કે રસો ત્રણ છે; છેદનીય, ઉપશમનીય તથા સાધારણ. ૯

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'જે ભાવ અભિવ્યક્ત થઈ રસનેંદ્રિયથી ગ્રહણ કરાય છે, તે રસ એક છે, એ વાત ખરી છે, પરંતુ તે રસ અભિવ્યક્ત

થઈને જ્યારે રસનેંદ્રિયથી ગ્રાહ્ય બને છે, ત્યારે છેદનીય, ઉપશમનીય તથા સાધારણ એમ ત્રણ પ્રકારે જ અભિવ્યક્ત થાય છે, માટે તે રસ ત્રણ પ્રકારનો કહેવાય છે; જેમાં છેદનીય તથા ઉપશમનીયની મિશ્રતા હોય છે, તે રસ સાધારણ કહેવાય છે; એટલે કે છેદનીય તથા ઉપશમનીયનો મિશ્રભાવ તે જ સાધારણ રસ છે.'

શ્રી ચક્રપાણિ આમ જણાવે છે કે છેદનીય રસ અપતર્પણ કરે, ઉપશમનીય બૃંહણ કરે અને સાધારણ રસ અગ્નિતત્ત્વ તથા સોમતત્ત્વ બંનેથી યુક્ત હોઈને લંઘન તથા બૃંહણ બેયને કરે; અથવા પરસ્પર વિરોધ થવાથી લંઘન કે બૃંહણ બેયને ન પણ કરે. ૯

### હિરણ્યાક્ષનો મત: ચાર રસો છે

**चत्वारो रसा इति हिरण्याक्षः कौशिकः स्वादुर्हितश्च स्वादुरहितश्चास्वादुर्हितश्चास्वादुरहितश्चेति॥१०**

**કુશિક ગોત્રના હિરણ્યાક્ષે કહ્યું કે રસો ચાર છે–સ્વાદુ હિતકારી, સ્વાદુ અહિતકારી, અસ્વાદુ હિતકારી અને અસ્વાદુ અહિતકારી. ૧૦**

શ્રી ગંગાધર અહીં આમ ઠીક સ્પષ્ટતા કરે છે: 'હિરણ્યાક્ષ કૌશિક આવો અભિપ્રાય વ્યક્ત કરે છે કે જે ભાવ અભિવ્યક્ત કે પ્રકટ થઈને રસનેન્દ્રિયથી ગ્રહણ કરાય છે, તે રસરૂપે એક જ છે, એ વાત સાચી છે, પરંતુ તે રસ અભિવ્યક્ત થઈને રસનેંદ્રિયથી અભિવ્યક્ત થાય છે, ત્યારે ચાર પ્રકારે પ્રકટ થાય છે; સ્વાદુ હિતકારી, સ્વાદુ અહિતકારી, અસ્વાદુ હિતકારી અને અસ્વાદુ અહિતકારી; જેમ કે રાતા શાલિચોખા, જવ, ઘઉં, મગ વગેરે સ્વાદિષ્ટ છે અને હિતકારી પણ છે; અડદ વગેરે સ્વાદિષ્ટ છે પણ અહિતકારી છે; 'સુલુકી' નામની માછલીની ચરબી વગેરે સ્વાદિષ્ટ હોય નહિ છતાં હિતકારી છે અને ઘેટીનું ઘી વગેરે સ્વાદિષ્ટ ન હોય અને હિતકારી પણ ન હોય.'

શ્રી ચક્રપાણિ વધુ આમ સમજાવે છે કે 'સ્વાદુ' શબ્દનો અર્થ મનને પ્રિય થાય અને જિહ્વાઈંદ્રિયને પણ જે ગમે તે છે; તેમ જ 'હિત' શબ્દનો અર્થ જે પરિણામે અપકાર ન કરે, પણ ઉપકાર જ કરે, તે છે; એથી જે ઊલટાં હોય તે અસ્વાદુ તથા અહિત સમજવાં જોઈએ.

### ભરદ્વાજનો મત: પાંચ રસો છે

**पञ्च रसा इति कुमारशिरा भरद्वाजो भौमौदकाग्नेयवायव्यान्तरिक्षाः ॥ ११ ॥**

**કુમારશિરા નામે ભરદ્વાજ બોલ્યા કે રસો પાંચ છે: ભૌમ, ઔદક, આગ્નેય, વાયવ્ય તથા આન્તરિક્ષ. ૧૧**

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: કુમારશિરા ભરદ્વાજે પોતાનો આ અભિપ્રાય જણાવ્યો કે જે ભાવ અભિવ્યક્ત થઈને રસનેંદ્રિયથી ગ્રહણ કરાય છે, તે રસરૂપે જોકે એક જ છે, એ બરાબર છે, પરંતુ તે જ્યારે પ્રકટ સ્વરૂપે રસનાઈંદ્રિયથી ગ્રહણ કરાય છે, ત્યારે ભૌમ, ઔદક, આગ્નેય, વાયવ્ય તથા આન્તરિક્ષ તરીકે પાંચ પ્રકારે અભિવ્યક્ત થાય છે; તેથી રસો પાંચ છે, એમ માનવું જોઈએ. આગળ આ ગ્રન્થકાર પણ કહેશે કે 'सोमगुणातिरेकान्मधुरो रसः'–સોમ કે ચંદ્રના ગુણની જેમાં અધિકતા હોય તે 'મધુર' રસ છે. પહેલા અધ્યાયમાં પણ કહેવાઈ ગયું છે કે 'रसनार्थो रसस्तस्य द्रव्यमापः क्षितिस्तथा। निर्वृत्तौ च विशेषे च प्रत्ययाः खादयस्त्रयः' (જુઓ પહેલો અધ્યાય ૬૩ મો શ્લોક.)

હિંદી ટીકાકાર શ્રી જયદેવ લખે છે કે, 'અર્થાત્ પાંચ મહાભૂતોમાંનાં પ્રત્યેકમાંથી એક એક રસ ઉત્પન્ન થાય છે, તેથી પાંચ રસો હોય છે; (એટલે કે ભૂમિ-પૃથ્વીમાંથી જે રસ ઉત્પન્ન થાય છે તે ભૌમ,[1] ઉદક-જળમાંથી જે રસ ઉત્પન્ન થાય છે તે ઔદક,[2] અગ્નિમાંથી જે રસ ઉત્પન્ન થાય છે તે આગ્નેય,[3] વાયુમાંથી જે રસ ઉત્પન્ન થાય છે તે વાયવ્ય[4] અને અંતરીક્ષ–આકાશમાંથી જે રસ ઉત્પન્ન થાય છે, તે આંતરીક્ષ[5] કહેવાય છે. ૧૧

### વાર્યોવિદનો મત: છ રસો છે

**षड्रसा इति वार्योविदो राजर्षिः। गुरुलघुशीतोष्णस्निग्धरूक्षाः ॥ १२ ॥**

**રાજર્ષિ વાર્યોવિદે આમ કહ્યું કે, રસો છ છે: ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ. ૧૨**

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: જે ભાવ અભિવ્યક્ત થઈને રસનાઈંદ્રિયથી ગ્રહણ કરાય છે, તે રસરૂપે જોકે એક જ છે, એ ખરું છે, પરંતુ તે અભિવ્યક્ત અથવા પ્રકટ સ્વરૂપે થઈને રસનાઈંદ્રિયથી ગ્રહણ કરાય છે, ત્યારે ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ એમ છ પ્રકારે વ્યક્ત થાય છે; તેમાં જે રસ લાંબાકાળે પચે તે 'ગુરુ' કહેવાય છે; જે જલદી પચે તે 'લઘુ' કહેવાય છે. જે શીતળતા ઉપજાવે તે 'શીત' કહેવાય છે; જે ગરમી કરે તે 'ઉષ્ણ' કહેવાય છે; જે સ્નેહન કરે તે 'સ્નિગ્ધ' કહેવાય છે અને જે રૂક્ષતા કરે તે 'રૂક્ષ' કહેવાય છે. ૧૨

### વિદેહનિમિનો મત: સાત રસો છે

**सप्त रसा इति निमिर्वैदेहो मधुराम्ललवणकटुकतिक्तकषायक्षाराः ॥ १३ ॥**

**વિદેહનિમિએ આમ કહ્યું છે, રસો સાત છે: જેમ કે મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત, કષાય અને ક્ષાર. ૧૩**

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે, 'વિદેહ-રાજર્ષિ નિમિ પોતાનો મત જણાવે છે કે, જે ભાવ અભિવ્યક્ત કે પ્રકટસ્વરૂપ થઈને રસનાઇંદ્રિયથી ગ્રહણ કરાય છે, તે રસરૂપે તો એક જ છે, એ ખરું છે, પરંતુ એ જ રસ પ્રકટ સ્થિતિને પામી રસનાઇંદ્રિયથી ગ્રહણ કરાય છે ત્યારે મધુર (મીઠો), અમ્લ (ખાટો), લવણ, (ખારો), કટુ, (તીખો), તિક્ત, (કડવો) કષાય (તૂરો) તથા ક્ષાર એવા ભેદે સાત પ્રકારે પ્રકટ અનુભવાય છે; માટે સાત રસો છે.' ૧૩

### ધામાર્ગવનો મત: આઠ રસો છે

**अष्टौ रसा इति वडिशो धामार्गवो मधुराम्ल-लवणकटुतिक्तकषायक्षाराव्यक्ताः ॥ १४ ॥**

**બડિશ ધામાર્ગવે આમ કહ્યું કે, રસો આઠ છે: જેમ કે મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત, કષાય, ક્ષાર અને અવ્યક્ત. ૧૪**

### કાંકાયનનો મત: રસો અસંખ્ય છે

**अपरिसंख्येया रसा इति काङ्कायनो वाह्लीकभि-षगाश्रयगुणकर्मसंस्वादविशेषाणामपरिसंख्येयत्वात् ॥१५**

**બાહ્લીક દેશના વૈદ્ય કાંકાયને આમ કહ્યું કે, રસો અપરિસંખ્યેય એટલે જેઓની સંખ્યા કરવી મુશ્કેલ છે, તે અગણિત છે, તેઓની ગણતરી જ થઈ શકે તેમ નથી; કેમ કે તે રસોનાં આશ્રય, દ્રવ્યો, ગુણો, કર્મો તથા સંસ્વાદ કે સંસ્કારના ભેદો અસંખ્ય–અગણિત હોય છે. ૧૫**

યોગીન્દ્રનાથસેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'બાહ્લીક દેશના વૈદ્ય કાંકાયન અહીં પોતાનો મત જણાવે છે કે, 'રસોની સંખ્યા કરવી જ મુશ્કેલ છે, માટે તેઓને અસંખ્ય કે અગણિત જ કહેવા પડશે; કેમ કે એ રસોના આશ્રય પાંચ મહાભૂતોનાં વિકારરૂપ દ્રવ્યો અસંખ્ય છે; તેઓના ગુણો–ગુરુ, લઘુ વગેરે પણ અસંખ્ય છે; તેઓનાં કર્મો (ધાતુઓને વધારવી વગેરે) પણ અસંખ્ય છે; તેઓના સંસ્વાદ કે સ્વાદો (અથવા શ્રીગંગાધરે સ્વીકારેલ 'संस्कार' પાઠ પ્રમાણે–એક રસને બીજાં દ્રવ્ય આદિના યોગથી બીજા રસરૂપે કરવા તે) પણ અસંખ્ય છે; જેમ કે એકના એક જ મધુર રસની જાતિમાં ઘણો જ તફાવત પ્રત્યક્ષ અનુભવાય છે; જેમકે શેલડીની મીઠાશ જુદી, ગોળની જુદી, દૂધની વળી જુદી; વગેરે; આ ઉપરથી કહેવાયું પણ છે કે: 'इक्षुक्षीरगुडादीनां माधुर्यस्यान्तरं महत्। भेदस्त-स्यापि नाख्यातुं सरस्वत्यापि शक्यते'–શેલડી, દૂધ, ગોળ વગેરેની મીઠાશમાં એટલું બધું મોટું અંતર છે, કે તેનો ભેદ કે તફાવત ખુદ સરસ્વતી પણ વર્ણવી શકે તેમ નથી.' માટે રસોને અસંખ્ય જ કહેવા જોઈએ.' ૧૫

### આત્રેય–પુનર્વસુનો સિદ્ધાંત: રસો ૭ છે

**षडेव रसा इत्युवाच भगवानात्रेयः पुनर्वसुः। मधुराम्ललवणकटुतिक्तकषायाः ॥ १६ ॥**

**ભગવાન આત્રેય–પુનર્વસુએ આમ કહ્યું કે, ૭ જ રસો છે: જેમ કે મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત તથા કષાય. ૧૬**

યોગીન્દ્રનાથસેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે કે, 'વાદીઓના મતોને ઉપર પ્રમાણે જણાવ્યા પછી પુનર્વસુ ભગવાન આત્રેય પોતાનો સિદ્ધાંત જણાવે છે કે રસો ૭ જ છે. અહીં મૂળમાં 'षडेव रसाः' એમ 'एव' પદ મૂકીને પૂર્વોક્ત મતવાદીઓના મત બરાબર નથી અથવા સ્વીકારવા યોગ્ય નથી, એ અભિપ્રાય દર્શાવ્યો છે.'

શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે: 'ભગવાન આત્રેય–પુનર્વસુ ઉપર જણાવેલ નવ મહર્ષિઓનાં વચન સાંભળ્યા પછી પોતાનો સિદ્ધાંત જણાવે છે કે પ્રથમ જે ભાવ અવ્યક્ત હોય છે, તે જ ક્રમશઃ અભિ-વ્યક્ત થઈને રસનાઇંદ્રિયથી ગ્રહણ કરાય છે, તે જ ભાવ રસરૂપે તો જોકે એક જ છે, પરંતુ બરાબર પ્રકટસ્વરૂપે થતો થતો એ જ રસ મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત અને કષાય–એવા ૭ ભેદે પ્રકટ થઈને ૭ પ્રકારનો જ અનુભવાય છે; તે ઉપરથી સાબિત થાય છે કે રસો ૭ જ છે, પરંતુ એક, બે, ત્રણ, ચાર, પાંચ, ૭, સાત, આઠ કે અસંખ્ય નથી જ. ૧૬

### ઉપર્યુક્ત નવે મતોનું ખંડન

**तेषां षण्णां रसानां योनिरुदकम् ॥ छेदनोपशमने द्वे कर्मणी। तयोर्मिश्रीभावात्साधारणत्वम् ॥ स्वाद्व-स्वादुता भक्तिद्वेषौ। द्वौ हिताहितौ प्रभावौ ॥ पञ्च-महाभूतविकारास्त्वाश्रयाः प्रकृतिविकृतिविचारदेश-कालवशाः, तेष्वाश्रयेषु द्रव्यसंज्ञकेषु गुणा गुरुलघु-शीतोष्णस्निग्धरूक्षाद्याः ॥ १७ ॥**

**એ છયે રસોનું ઉત્પત્તિસ્થાન જળ છે; છેદન તથા ઉપશમન–એ બે (તો રસનાં) કર્મ છે; એ છેદન તથા ઉપશમન મિશ્ર થવાથી સાધારણ-પણું થાય છે; સ્વાદુપણું તથા અસ્વાદુપણું એ**

તો (અમુક અમુક રસ ઉપરની) પ્રીતિ તથા દ્વેષ જ છે; (તેથી એ બન્નેને રસના ભેદ તરીકે કહી શકાય નહિ;) હિત તથા અહિત–એ બે તો (રસોના) બે પ્રભાવો છે; (પરંતુ રસના ભેદો નથી;) પાંચ મહાભૂતોના વિકારો (ભૌમ વગેરે જે કહ્યા તે) તો રસોના આશ્રયો છે; (પરંતુ ભેદો નથી;) એ આશ્રયો પ્રકૃતિને, વિકૃતિને, વિચારને, દેશને તથા કાળને વશ છે. ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ આદિ તો 'દ્રવ્ય' એ નામના રસોના જે આશ્રયો છે, તેઓમાં રહેનારા ગુણો છે; (પરંતુ તેઓ રસોના કોઈ ભેદો નથી.) ૧૭

યોગીંદ્રનાથસેન અહીં આમ સમજાવે છે: 'આ સૂત્રમાં ઉપર જણાવેલ નવે મતોનું ક્રમશઃ ખંડન કરવામાં આવ્યું છે; જળ તો છયે રસોનું ઉત્પત્તિસ્થાન છે, એમ કહીને રસની એકતા માનનાર પહેલા મતનું ખંડન કર્યું છે, આ સંબંધે શ્લોકસ્થાનના ૨૫મા અધ્યાયમા કહેવાઈ પણ ગયું છે કે 'आपो हि रसवत्यस्ता: स्मृता निर्वृत्तिहेतव '–અર્થાત્ રસ અને જળ એ બન્ને એકરૂપ નથી, પણ રસથી જળ જુદું છે; અર્થાત્ જળ એ રસોનું કારણ છે, પરંતુ જળના કાર્યરૂપે રસો તેનાથી જુદા જ છે; કેમ કે કારણ તથા કાર્યને અહીં જુદાં જ ગણ્યાં છે.

વળી છેદન તથા ઉપશમન તો રસોનાં બે કર્મો છે એમ કહીને 'બે રસો છે' એમ કહેતા શાકુંતેયના મતનું ખંડન કરેલ છે; એ છેદન કર્મ, દોષ વગેરેના અમુક ભાગો કરી નાખવારૂપે હોય છે, જેને વમન–વિરેચનરૂપ કે શોધનરૂપ કહે છે. આસ્થાપન તથા શિરોવિરેચન એ બન્ને તો આહારના રસોનાં કર્મો ગણાતાં નથી; રસોનું તે શોધનરૂપ કર્મ 'तत्र अग्निमारुतात्मका रसाः' ઇત્યાદિ ગ્રંથથી પાછળ બતાવવામાં આવશે. રસોનું ઉપશમન કર્મ એટલે દોષોનો ઉત્કલેશ કે પ્રકોપ થવા ન દઈને તે દોષોને જે એકસરખા કરવા તે રૂપે હોય છે. આ સંબંધે અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયમાં કહ્યું છે કે, 'न शोधयति यद् दोषान् समान्नोदीरयत्यपि, समीकरोति विषमाञ्छमनं तच '–જે દોષોનું શોધન ન કરે, તેમ જ સરખા રહેલા દોષોનો વધારો પણ ન કરે, પરંતુ વિષમ કે ઓછા–વધતા થયેલા દોષોને જે સરખા કરે તે 'શમન' કહેવાય છે.' આવું રસોનું દોષ–શમનરૂપ કર્મ, ચરકે શ્લોકસ્થાનના પ્રથમ અધ્યાયમાં આ પ્રમાણે કહ્યું પણ છે કે. 'स्वाद्वम्ललवणा वायु कषायस्वादुतिक्तकाः । जयन्ति पित्त श्लेष्माण कषायकटुतिक्तकाः'–મધુર, ખાટો તથા ખારો રસ વાયુને જીતે છે; તૂરો, મધુર તથા કડવો રસ પિત્તને જીતે છે અને તૂરો, તીખો તથા કડવો રસ કફને જીતે છે.' એમ એ છેદન તથા ઉપશમન તો રસોના કર્મો છે; તેમ જ એ છેદન અને ઉપશમનનું જે મિશ્રપણું તે એ રસોનું 'સાધારણ' નામનું કર્મ છે; પરંતુ એ ત્રણેય રસોના ભેદો નથી; આમ જણાવીને પુનર્વસુ ભગવાન આત્રેયે બે રસને માનતા શાકુંતેયના મતનું અને ત્રણ રસોને માનતા પૂર્ણાક્ષના મતનું ખંડન કર્યું છે.

સ્વાદુપણું તથા અસ્વાદુપણું એ તો અનુક્રમે ભક્તિ તથા દ્વેષરૂપ જ છે; એટલે કે અમુક રસ સ્વાદિષ્ટ લાગે, તેનો અર્થ એ જ છે કે તેના પર પ્રીતિ થાય છે; અને અમુક રસ સ્વાદિષ્ટ ન લાગે, એટલે તેનો અર્થ એ કે તે રસ ઉપર દ્વેષ કે અપ્રીતિ થાય છે; એટલે તે પ્રીતિ–અપ્રીતિને રસના ભેદો માનવા તે ખોટું છે; તેમ જ અમુક રસ હિતકારી થાય છે અને અમુક રસ અહિતકારી થાય છે, એ તો તે રસ પોતાનો પ્રભાવ કે શક્તિ જણાવે છે, પરંતુ પોતાના ભેદને જણાવતો નથી; આમ જણાવીને હિરણ્યાક્ષે જણાવેલ સ્વાદુહિત, સ્વાદુઅહિત, અસ્વાદુહિત તથા અસ્વાદુઅહિત–એમ ચાર રસોની માન્યતાનું ખંડન કર્યું છે; કેમ કે સ્વાદુ–અસ્વાદુ તે ભક્તિ તથા દ્વેષ છે, પણ રસ નથી; તેમ જ હિત–અહિત એ રસના પ્રભાવ છે, પણ રસના ભેદ નથી.

હવે ભૌમ આદિ પાંચ રસવાદી ભરદ્વાજના મતનું ખંડન કરે છે; ભૌમ એટલે પૃથ્વીનો વિકાર–દ્રવ્ય, ઔદક એટલે જળનો વિકાર–દ્રવ્ય, આગ્નેય એટલે અગ્નિનો વિકાર–દ્રવ્ય, વાયવીય એટલે વાયુનો વિકાર–દ્રવ્ય તથા આંતરિક્ષ એટલે અંતરીક્ષ–આકાશનો વિકાર–દ્રવ્ય–એ પાંચ તો પાંચ મહાભૂતોના વિકારો કે દ્રવ્યો છે; તેઓ તો ઊલટા છ રસોનાં આશ્રયસ્થાનો છે, પરંતુ તે પાંચ રસો નથી

(આ સંબંધે હિંદી ટીકાકાર શ્રી જયદેવે કણાદનો મત ટાંકયો છે, જેમ કે 'तस्मिन् पञ्चमहाभूतविकारे द्रव्ये मधुराद्यो रसा आश्रिता अतो न भौमो रस आप्यो वा तैजसो वाऽथ वायव्यो वान्तरीक्षो वा'–પાંચ મહાભૂતોના વિકારરૂપ એ દ્રવ્યોમાં મધુર આદિ રસો આશ્રય કરી રહ્યા છે; એ કારણે તે કોઈ પણ રસ પૃથ્વીથી ઉત્પન્ન થયેલ–ભૌમ, જળથી ઉત્પન્ન થયેલ–આપ્ય, તેજથી ઉત્પન્ન થયેલ તૈજસ, વાયુથી ઉત્પન્ન થયેલ વાયવ્ય કે અંતરીક્ષ–આકાશથી ઉત્પન્ન થયેલ આંતરીક્ષ પણ નથી.)

તે પછી ગુરુ આદિ છને રાજર્ષિ વાર્યોવિદે જે રસો કહ્યા હતા, તે એના પક્ષનું આત્રેય–પુનર્વસુ ખંડન કરે છેઃ છયે રસોના આશ્રયરૂપ જે દ્રવ્યસંજ્ઞાવાળા પદાર્થો છે, તે પાંચે મહાભૂતોનાં કાર્યદ્રવ્યો છે; તેઓમાં જ પાંચ મહાભૂતોના વિકારરૂપ 'દ્રવ્ય' સંજ્ઞા લાગુ થયેલી છે; આ સંબંધે આગળ જતાં કહેવાશે પણ ખરું કે 'सर्वं द्रव्यं पाञ्चभौतिकमस्मिन्नर्थे–દરેક દ્રવ્ય પાંચ મહાભૂતોના વિકારરૂપ જ છે!' એ દ્રવ્યરૂપ પોતાના આશ્રયોમાં ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ વગેરે તો ગુણો તરીકે રહેનારા છે, તેથી એ રસો નથી; અહીં મૂળમાં છેલ્લે 'सृत्राद्या.' એમ આદ્ય શબ્દ મૂકવામાં આવ્યો છે, તે ઉપરથી બીજા પણ દ્રવ્યાશ્રિત ધર્મોનું ગ્રહણ થાય છે; એમ એ ગુર્વાદિ ગુણો દ્રવ્યના આશ્રિત ગુણો જ છે, પણ રસો નથી; પરંતુ તે ગુર્વાદિને તથા રસોને સાહચર્ય હોવાથી તે ગુર્વાદિ ઉપર રસોનો ઉપચાર કે આરોપ કરાય છે; વળી તે ગુર્વાદિ ગુણો તો પ્રકૃતિ, વિકૃતિ, વિચાર, દેશ તથા કાળને વશ રહેનારા છે; અર્થાત્ તે ગુર્વાદિ ગુણો પ્રકૃતિને વશ, વિકૃતિને વશ, વિચારને વશ, દેશને વશ તથા કાળને વશ, હોય છે. તેમાં પ્રકૃતિને વશ એટલે દ્રવ્યો ઉત્પન્ન થતાં હોય ત્યારે જે ગુણો એ પ્રકૃતિની અપેક્ષા રાખીને ઉત્પન્ન થાય છેઃ જેમ કે અગ્નિના તથા વાયુના સ્વભાવવાળું જે દ્રવ્ય હોય તે ઘણું કરી ઉપરના ભાગમાં ઝડપથી કૂદી શકે છે. તેથી વાયુના સ્વભાવવાળું અને ઊંચે સળગતું હોવાથી અગ્નિના સ્વભાવવાળું થાય છે; તેમ જ વિકૃતિને વશ એટલે જેઓ પ્રકૃતિની અવસ્થામાં હોય નહિ છતાં પ્રાણીઓમાં ઓછાવધતા ભાવે તે તે પ્રકારે એકત્ર થનારાંઓમાં ઉત્પન્ન થાય છે; છયે રસોમાંના એક-એકનું વિકૃતિવશપણું દ્રવ્યાનુસાર ગુણ–કર્મ–રૂપ હોય છે, ઇત્યાદિ વચનોથી બતાવવામાં આવશે. જેઓ જુદી જુદી માત્રા આદિથી ઉત્પન્ન થાય છે તેઓ વિચાર વશ કહેવાય છે; તેઓનો દેશ દેહરૂપે તથા ભૂમિરૂપે બે પ્રકારનો હોય છે; તેમાં દેહના વશથી આમ કહેવાય છે કે સાથળના માંસ કરતાં ખાધનું માંસ ગુરુ–ભારે હોય છે અને ભૂમિના વશથી કહેવાય છે કે જાંગલ પ્રદેશમાં જુદા પ્રકારે હોય છે અને આનૂપ–જલપ્રાય પ્રદેશમાં જુદા પ્રકારે હોય છે; એ જ પ્રમાણે કાળના વશથી પણ સમજી શકાય તેમ છે.

હવે વિદેહનિમિ રાજાએ કહ્યું હતું કે મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત, કષાય તથા ક્ષાર એમ સાત રસો છે; તેમાંથી મધુર આદિ છ રસોને તો પોતે આત્રેય માન્ય ગણે છે, પરંતુ ક્ષાર રસનું નીચે ૧૮ મા સૂત્રમાં ખંડન કરે છે.

શ્રી ગંગાધર અહીં આમ ખૂબ વિસ્તારથી સમજાવે છે કે જે જે ભાવ અભિવ્યક્ત થઈને રસનેંદ્રિયથી ગ્રહણ કરાય છે, તે તે જળથી જુદો નથી એમ નથી, પણ જુદો જ છે; એટલે છયે રસોનું ઉત્પત્તિસ્થાન જળ છે; આ સંબંધે આગળ જતાં કહેશે કે, 'सौम्याः खलु आपः अन्तरीक्षप्रभवाः प्रकृतिशीता लघ्व्यश्च अव्यक्तरसास्त्वन्तरीक्षाद् भ्रश्यमानाः भ्रष्टाश्च पञ्चमहाभूतगुणसमन्विता जङ्गमस्थावराणां भूतानां मूर्तीरभिप्रीणयन्ति, तासु मूर्तिषु षड् अभिमूर्च्छन्ति रसाः; तेषां षण्णां रसानां सोमगुणातिरेकात् मधुरो रसः भूम्यग्निभूयिष्ठत्वादम्लः; तोयाग्निभूयिष्ठत्वाल्लवणः, वाय्वग्निभूयिष्ठत्वात् कटुकः, वाय्वाकाशातिरिक्तत्वात् तिक्तकः, पवनपृथिव्यतिरेकात् कषायः।'—જળ એ સોમના ગુણથી યુક્ત છે; અને અન્તરિક્ષમાંથી તે ઉત્પન્ન થાય છે; સ્વભાવે તે શીતળ છે, હલકાં છે, તેઓમાં રસ અવ્યક્ત રહ્યો હોય છે; એ જળ આકાશમાંથી પડી રહ્યાં હોય ત્યારે અને પડ્યા પછી પાંચ મહાભૂતોના ગુણથી યુક્ત થાય છે અને જંગમ–સ્થાવર પ્રાણીઓનાં શરીરોને તૃપ્ત કરે છે; પછી તે પ્રાણીશરીરોમાં છ રસો ચોપાસ પ્રસરે છે; તેઓમાં સોમના ગુણની અધિકતાથી મધુર રસ પ્રકટે છે, ભૂમિ તથા અગ્નિના ગુણની અધિકતાથી ખાટો રસ પ્રકટે છે, જળ તથા અગ્નિના ગુણની અધિકતાથી લવણ રસ પ્રકટે છે. વાયુ તથા અગ્નિના ગુણની અધિકતાથી તીખો રસ પ્રકટે છે, વાયુ તથા આકાશના ગુણની અધિકતાથી કડવો રસ પ્રકટે છે અને પવન તથા પૃથ્વીની અધિકતાથી કષાય–તૂરો રસ પ્રકટે છે; એમ છ રસોની અભિવ્યક્તિ કે પ્રકટ સ્થિતિ છ રૂપે જ હોય છે, પણ તેથી અધિકપણે હોતી નથી. એમ પાંચ ભૂતોની મૂર્તિઓમાં સોમના ગુણ આદિની અધિકતા થતાં મધુર આદિ રસો પ્રકટ થાય છે; પરંતુ તે પાંચ મહાભૂતોમાં પ્રથમ તો જળ જ અવ્યક્ત રસથી યુક્ત હોય છે; અને તે જળમાંથી જ એ જળનો જ અવ્યક્ત રસ બીજાં ભૂતોનો સંયોગ થતાં સ્થૂલરૂપે થઈને મધુર આદિસ્વરૂપે પ્રકટ થઈ છની સંખ્યાને પ્રાપ્ત થાય છે, તેથી એ છયે રસોનું મૂળ ઉત્પત્તિસ્થાન તો જળ જ છે; છતાં તે રસ જળથી જુદો નથી, એમ તો નથી જ.

એ જ કારણે 'રસો બે છે' એમ શાકુંતેયે જે કહ્યું હતું, તે પણ ઘટતું નથી; કારણ કે છેદન તથા ઉપશમન તો એ છયે રસોનાં બે કર્મો છે; એટલે કે ઉપર જણાવેલ છયે રસોના આશ્રયવાળાં દ્રવ્યો જ અમ્લ, લવણ તથા કટુ રસો વડે શરીરના ક્લેદ આદિને છેદે છે; તેમ જ મધુર, તિક્ત તથા કષાય રસો ર?

શરીરના ક્લેદ આદિને શમાવે છે; એમ તે છેદન તથા ઉપશમન તો રસોનાં કર્મ છે, પરંતુ એ રસો નથી.

વળી પૂર્વોક્ત મુનિએ તે છેદન અને ઉપશમન–ઉપરાંત સાધારણને ગણી ત્રણ રસો કહ્યા હતા, તે પણ એ છેદન તથા ઉપશમનનો મિશ્રભાવ એ જ સાધારણ કર્મ છે, તેથી એકંદર તે ત્રણે કર્મો જ છે, પરંતુ રસો નથી.

પછી હિરણ્યાક્ષે ચાર રસો કહ્યા છે, તે પણ યોગ્ય નથી; કેમ કે સ્વાદુહિત, સ્વાદુઅહિત, અસ્વાદુહિત તથા અસ્વાદુઅહિત, એ પણ તે મધુર આદિ છયે રસોનો સ્વાદ લેવારૂપે ભક્તિ કે સેવનરૂપે સ્વાદુપણું છે અને તે રસોનો જ સ્વાદ ન ગમે, એ દ્વેષરૂપે અસ્વાદુપણું છે; તેમ જ હિત તથા અહિત તો એ છયે રસોના એ પ્રભાવો છે એટલે કે ચિંતવી ન શકાય એવી એ શક્તિઓ છે, તેથી એ ચારે રસો નથી.

કુમારશિરા ભરદ્વાજે ભૌમ આદિ ભેદોથી પાંચ રસો કહ્યા, તે પણ બરાબર નથી; કેમ કે ભૌમ આદિ તો પાંચ ભૂતોના વિકારો છે એટલે કે કાર્યરૂપ દ્રવ્યો છે; તે જ પૃથ્વીનાં દ્રવ્યો 'ભૌમ' છે, જળનાં દ્રવ્યો 'આપ્ય' છે, તેજનાં દ્રવ્યો 'તૈજસ' છે, વાયુનાં દ્રવ્યો 'વાયવ્ય' છે અને અન્તરિક્ષનાં દ્રવ્યો 'આન્તરીક્ષ' કહેવાય છે; એ ભૌમ આદિ તો દ્રવ્યો હોઈ છ રસોનાં આશ્રયસ્થાનો છે, તેથી એ દ્રવ્યો રસરૂપે હોઈ શકે નહિ. અહીં કોઈ શંકા કરે કે સોમના ગુણની અધિકતાથી મધુર રસ, પૃથ્વી તથા અગ્નિના ગુણની અધિકતાથી ખાટો રસ, ઇત્યાદિ ઉપર કહેવાયું, તો પાંચભૂતોના વિકારરૂપ દ્રવ્યોને ફરી રસોના આશ્રયરૂપે કેમ કહો છો? પ્રથમ તો સોમ આદિના ગુણોને રસોના આશ્રય કહ્યા; અને અહીં પાંચ ભૂતોના વિકારરૂપ દ્રવ્યોને છ રસોના આશ્રય કેમ કહો છો? આનો જ ઉત્તર મૂળ ગ્રંથમાં અપાયો છે કે પાંચ મહાભૂતોના વિકાર કહેવાતાં એ દ્રવ્યોરૂપ રસોનાં આશ્રયસ્થાનો જ પ્રકૃતિની વિકૃતિવિચારણા, દેશ તથા કાળને વશ છે; તેમાંની પ્રકૃતિની વિકૃતિવિચારણા આ છે, કે અમુક દેશથી તથા અમુક કાળથી ચેતનનો યોગ થતાં સચેતન બનેલાં પાંચ મહાભૂતો ઓછા-વધતા અંશે સંયુક્ત થઈને કોઈ કાર્ય દ્રવ્ય–ઘટાદિનો આરંભ કરે છે, ત્યારે વાયુ આદિનાં કર્મોનો પણ અન્યોન્ય અનુપ્રવેશ થતાં, અન્યોન્યના ગુણોનું મિલન થતાં અને અન્યોન્યની ક્રિયાઓનું પણ મિલન થવાથી એ (મૂળ) પ્રકૃતિઓ વિકાર પામે છે; અને તે પછી એ પ્રકૃતિઓ પાંચભૂતોના તે તે ગુણોને તેમ જ સજાતીય બીજાં દ્રવ્યોને તથા બીજા ગુણોરૂપ વિકારોને આરંભે છે–ઉત્પન્ન કરે છે; જેમ કે મૂળ પ્રકૃતિરૂપ આકાશ, પોલાણ, વગેરે રૂપ બીજાં અમુક આકાશને ઉત્પન્ન કરે છે; મૂળ પ્રકૃતિરૂપ વાયુ, અમુક જુદા વાયુને ઉત્પન્ન કરે છે, મૂળ પ્રકૃતિ તેજ અમુક જુદા તેજને ઉત્પન્ન કરે છે, મૂળ પ્રકૃતિરૂપ જળ અમુક જુદા રસ–રક્ત આદિરૂપ પ્રવાહીને ઉત્પન્ન કરે છે અને મૂળ પૃથ્વી શરીરરૂપી મૂર્તિને ઉત્પન્ન કરે છે; એ આકાશાદિના ગુણો જે શબ્દાદિ છે, તેમાંનો મૂળ પ્રકૃતિરૂપ શબ્દ જ દશ પ્રકારના (વિકૃતિરૂપ) શબ્દોને ઉત્પન્ન કરે છે; એ દશ પ્રકારના શબ્દો ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ, કષ્ટ, અકષ્ટ તથા સાધારણરૂપે ઉત્પન્ન થાય છે; એ જ પ્રમાણે મૂળ–પ્રકૃતિ સ્પર્શ બીજા–વિકૃતિરૂપ સ્પર્શોને ઉત્પન્ન કરે છે, જેઓના ભેદો શીત, ઉષ્ણ, ખર કે ખરસટ આદિ રૂપે અનુભવાય છે; તે જ પ્રમાણે મૂળ પ્રકૃતિરૂપ, બીજાં વિકૃતિ–રૂપોને ઉત્પન્ન કરે છે; જેના ભેદો લાલ, ધોળું, કાળું, નીલું, પીળું, અરુણ વગેરે અનુભવાય છે; એ જ પ્રમાણે મૂળ પ્રકૃતિ–રસ, બીજા વિકૃતિરૂપ રસોને ઉત્પન્ન કરે છે, જેના ભેદો મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત તથા કષાય એવા છ અનુભવાય છે: એ જ પ્રમાણે મૂળ પ્રકૃતિ–ગંધ, પોતાના વિકૃતિરૂપ બીજા સુગંધ, દુર્ગંધ તથા વિસ્રગંધ આદિને ઉત્પન્ન કરે છે; એમ મૂળ દ્રવ્યો તથા ગુણો પોતાનાં સજાતીય વિકૃતિરૂપ દ્રવ્યોને તથા ગુણોને આરંભે છે–ઉત્પન્ન કરે જ છે; અર્થાત્ મૂળ દ્રવ્યો વિકૃતિરૂપ બીજાં દ્રવ્યોને તેમ જ મૂળ ગુણો, વિકૃતિરૂપ બીજા ગુણોને અવશ્ય ઉત્પન્ન કરે છે; એ જ પ્રમાણે કર્મ પણ બીજાં એવાં કર્મોને ઉત્પન્ન કરે છે, જે અસાધ્ય હોતાં નથી; એટલે કે આપોઆપ વિકાર પામતું તે તે વાયુ આદિનું કર્મ પરસ્પર મિશ્ર થઈને પોતાનાં વિરોધી બીજાં કર્મોને, સજાતીય કે વિજાતીય કર્મોને અથવા ચિંતનીય કે અચિંતનીય કર્મોને પણ અવશ્ય ઉત્પન્ન કરે છે, જેને 'પ્રભાવ' કહેવામાં આવે છે. આ જ કારણે કણાદે આમ કહ્યું છે કે, 'तस्मिन् पञ्चमहाभूतविकारे द्रव्ये मधुरादयो रसा आश्रिता अतो न भौमो रस आप्यो वा तैजसो वाऽथ वायव्यो वान्तरीक्षो वेति।'–પાંચ મહાભૂતોના વિકારરૂપ દ્રવ્યમાં મધુર આદિ રસો આશ્રય કરી રહ્યા છે, એ કારણે કોઈ પણ રસ ભૌમ કે પૃથ્વીનો વિકાર નથી, આપ્ય કે જળનો વિકાર નથી, તૈજસ એટલે તેજનો વિકાર નથી, વાયવ્ય એટલે વાયુનો વિકાર નથી અને આન્તરીક્ષ કે અન્તરીક્ષ–આકાશનો પણ વિકાર નથી; કિંતુ તે તે દ્રવ્યો જ તે તે પાંચ ભૂતોના વિકારરૂપ છે; રસો તો તે દ્રવ્યોના આશ્રયે રહેતા હોય છે, તેથી તે ભૌમ

આદિ દ્રવ્યો તો રસોનાં આશ્રયસ્થાનો જ છે, પણ રસો નથી.

હવે વાર્યોવિદ નામના રાજર્ષિએ ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ એ નામે ૭ રસો કહ્યા છે, તે પણ ઠીક નથી, એમ કહે છે; કારણ કે રસોનાં આશ્રયસ્થાન પાંચ ભૂતોના વિકાર જે દ્રવ્યો છે, તેઓમાં એ ગુરુ, લઘુ આદિ ગુણો રહ્યા છે; એટલે તે તે ગુરુ આદિ તો પાંચ ભૂતોના વિકારરૂપ દ્રવ્યોમાં રહેલા રસોથી જુદા જ ભિન્ન ગુણો છે, પરંતુ તે રસો નથી; એટલે કે ગંધતન્માત્રારૂપ પૃથ્વી આદિમાં રહેલા અપ્રકટ ગુણો, જે ગુરુ આદિ હોય છે, તેઓ રસથી જુદા કોઈ પ્રકૃતિરૂપે રહેલા હોય છે; તે જ પ્રકૃતિરૂપ ગુરુ આદિ ગુણો, પાંચમહાભૂતોમાં અન્યોન્ય અનુપ્રવેશ કરી, કાર્યરૂપે પ્રકટ થઈ સ્થૂલ (વિકૃતિરૂપ) ગુરુ આદિ ગુણોરૂપે પ્રકટ થયેલા તે તે દ્રવ્યોના ગુણો જ છે, પરંતુ તે રસો નથી; કારણ કે તે તે દ્રવ્યોમાં તેઓ રસરૂપે શરૂ કરાતા જ નથી; અહીં મૂળમાં છેલ્લે 'रूक्षाद्याः' એ પદમાં 'आद्य' શબ્દ મુકાયો છે, તેથી મંદ, તીક્ષ્ણ, મૃદુ, કઠિન, શ્લક્ષ્ણ, ખર, વિશદ, પિચ્છિલ, સ્થૂલ, સૂક્ષ્મ, સ્થિર, સર, સાન્દ્ર તથા દ્રવ વગેરે લેવાય છે તેમ જ શબ્દ આદિનું પણ ગ્રહણ કરાય છે.

ટીકાકાર શ્રીચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'પુનર્વસુ આત્રેય પોતાનો અહીં સિદ્ધાંત બતાવે છે કે, રસો તો ૭ જ છે; પૂર્વોક્ત મતોમાંના પ્રથમ મતે કહેવાયું છે કે રસ તો એક જ છે અને તે જળરૂપ જ છે; તેનું અહીં આ રીતે ખંડન કરેલું છે કે, જળ તો એ રસોનું આધારકારણ છે; અને કાર્ય તથા કારણનો તો ભેદ જ હોય છે; તે ઉપરથી પણ જળથી રસનો ભેદ સિદ્ધ થાય છે, તેમ જ જળથી રસનો ભેદ પ્રત્યક્ષ જ છે, એ પણ સિદ્ધ જ છે; વળી જળ પૃથ્વીથી જુદું જ છે અને તે રસોનું જે રીતે ઉત્પત્તિસ્થાન છે, તે જ પ્રકારે 'रसनार्थो रसस्तस्य' ઇત્યાદિ વાક્યોથી દીર્ઘંજીવિતીય નામના પહેલા અધ્યાયમાં તે સંબંધે સ્પષ્ટ વિવરણ કરાયું જ છે. વળી અહીં મૂળમાં રસોનાં છેદન તથા ઉપશમન–નામનાં બે કર્મોનું 'तयोर्मिश्रीभावात् साधारणत्वम्।' મિશ્રણ થવાથી 'સાધારણ' નામનું ત્રીજું કર્મ જે બતાવ્યું છે, તેમાં આવી શંકા થવા સંભવ છે કે, કર્મો તો અમૂર્તરૂપ હોય છે, તેથી તેઓનું મિશ્રણ કે મિશ્રીભાવ ઘટતો જ નથી, છતાં એમ કેમ કહેલ છે? આનું સમાધાન આ સમજવું જોઈએ કે, એ વાત બરાબર છે કે, કર્મો તો અમૂર્ત જ હોય છે, તેથી તેઓ મિશ્ર થઈ શકે નહિ; પણ એ બે કર્મોનાં જે બે આધારરૂપ દ્રવ્યો હોય છે, તેઓના જ મિશ્રણથી તે આધેયરૂપ બે દ્રવ્યોનું મિશ્રણ સંભવી શકે છે, એમ સમજવું. એ 'સાધારણ' કર્મ એટલે કે સાધારણ કાર્યોના જ યોગવાળું હોય તે સમજવું. મૂળમાં 'भक्ति' શબ્દ લખ્યો છે, તેનો અર્થ 'ઇચ્છા' સમજવો. એટલે કે જે માણસ જે રસને ઇચ્છે છે, તે જ તેને સ્વાદુ કે સ્વાદિષ્ટ લાગે છે, બાકીનો રસ તેને અસ્વાદુ જણાય છે; એટલે સ્વાદુ તથા અસ્વાદુ એ બન્ને પુરુષની અપેક્ષા રાખતા (રસના બે ધર્મો) છે, પરંતુ બે રસો નથી કે રસોનાં કાર્યો પણ નથી. અહીં મૂળમાં 'पञ्चमहाभूतविकारास्तु'–એમ જે 'तु' શબ્દ મૂક્યો છે, તે અવધારણ અથવા નિશ્ચય બતાવે છે; એટલે કે પાંચ મહાભૂતોના જે વિકારો છે, તે તો રસોનાં આશ્રયસ્થાનરૂપ દ્રવ્યો જ છે, પરંતુ તે રસો નથી. એ ભૌમ આદિ ભૂતવિકારો કે રસોનાં આશ્રયસ્થાનો કેવાં હોય છે? તો તેઓને મૂળમાં વિશેષણ આપે છે કે 'प्रकृतिविकृतिविचारणादेशकालवशाः' અહીં વશ શબ્દ અધીન અર્થને જણાવે છે અને તેનો સંબંધ પ્રકૃતિ આદિ દરેકની સાથે થાય છે અર્થાત્ રસોના તે આશ્રયો પ્રકૃતિવશ, વિકૃતિવશ, વિચારણાવશ, દેશવશ તથા કાલવશ હોય છે. જેમ કે મગ કષાય રસવાળા તથા મધુર રસવાળા હોઈને પ્રકૃતિથી કે સ્વભાવથી જ લઘુ–હલકા હોય છે; એમ મગનું તે લાઘવ કે હલકાપણું તે તેઓની પ્રકૃતિને વશ છે, રસને વશ નથી; કેમ કે તેઓનું એ લઘુપણું જો રસને વશ હોય તો તે મગ કષાય તથા મધુરરસવાળા હોવાથી તેનામાં ગુરુપણું એટલે ભારેપણું હોય; એ જ પ્રકારે દ્રવ્યોનું વિકૃતિવશપણું આ રીતે હોય છે કે ડાંગેરની ધાણીમાં લઘુપણું હોય છે, જ્યારે તે જ ડાંગેરની ધાણીના સાથવામાંથી તૈયાર કરેલ લાડુમાં ગુરુપણું થાય છે; 'વિચારણા' એટલે વિચાર કે બીજાં દ્રવ્યો સાથેનો સંયોગ કે મેળવણી કરવી, તે છે; એ વિચારણાને વશપણું આ રીતે થાય છે; જેમ કે મધ અને ઘી સરખા ભાગે મિશ્ર થતાં વિષ બને છે; તેમ જ હરકોઈ બીજું વિષ બીજાં ઔષધ સાથે મિશ્ર થતાં પોતાનાં કાર્યથી જુદું જ કાર્ય કરનારું થાય છે; દેશ બે પ્રકારનો હોય છે: ભૂમિરૂપ દેશ અને શરીરરૂપ દેશ; તેમાં ભૂમિરૂપ દેશને વશ પણ આ રીતે હોય છે 'श्वेतकापोती च वल्मीकाधिरूढा विषहरी।'–'શ્વેતકાપોતી નામની ઔષધિ રાફડા પર ઊગી હોય તે ઝેરનો નાશ કરે છે;' તેમ જ 'हिमवति भेषजानि महागुणानि भवन्ति। હિમાલયમાં થયેલાં ઔષધો અતિશય મોટા ગુણવાળાં થાય છે.' શરીરરૂપ દેશને વશપણું આ રીતે હોય છે; 'सक्थिमांसाद्गुरुतरं स्कन्धक्रोडशिरस्पदाम्'–સાથળનાં માંસ

શરીરના ક્લેદ આદિને શમાવે છે; એમ તે છેદન તથા ઉપશમન તો રસોનાં કર્મ છે, પરંતુ એ રસો નથી.

વળી પૂર્ણાક્ષ મુનિએ તે છેદન અને ઉપશમન-ઉપરાંત સાધારણને ગણી ત્રણ રસો કહ્યા હતા, તે પણ એ છેદન તથા ઉપશમનનો મિશ્રભાવ એ જ સાધારણ કર્મ છે, તેથી એકંદર તે ત્રણે કર્મો જ છે, પરંતુ રસો નથી.

પછી હિરણ્યાક્ષે ચાર રસો કહ્યા છે, તે પણ યોગ્ય નથી; કેમ કે સ્વાદુહિત, સ્વાદુઅહિત, અસ્વાદુહિત તથા અસ્વાદુઅહિત, એ પણ તે મધુર આદિ છયે રસોનો સ્વાદ લેવારૂપે ભક્તિ કે સેવનરૂપે સ્વાદુપણું છે અને તે રસોનો જ સ્વાદ ન ગમે, એ દ્વેષરૂપે અસ્વાદુપણું છે; તેમ જ હિત તથા અહિત તો એ છયે રસોના બે પ્રભાવો છે એટલે કે ચિંતવી ન શકાય એવી બે શક્તિઓ છે, તેથી એ ચારે રસો નથી.

કુમારશિરા ભરદ્વાજે ભૌમ આદિ ભેદોથી પાંચ રસો કહ્યા, તે પણ બરાબર નથી; કેમ કે ભૌમ આદિ તો પાચ ભૂતોના વિકારો છે એટલે કે કાર્યરૂપ દ્રવ્યો છે; તે જ પૃથ્વીનાં દ્રવ્યો 'ભૌમ' છે, જળનાં દ્રવ્યો 'આપ્ય' છે, તેજનાં દ્રવ્યો 'તૈજસ' છે, વાયુનાં દ્રવ્યો 'વાયવ્ય' છે અને અન્તરિક્ષનાં દ્રવ્યો 'આન્તરીક્ષ' કહેવાય છે; એ ભૌમ આદિ તો દ્રવ્યો હોઈ છ રસોનાં આશ્રયસ્થાનો છે, તેથી એ દ્રવ્યો રસરૂપે હોઈ શકે નહિ. અહીં કોઈ શંકા કરે કે સોમના ગુણની અધિકતાથી મધુર રસ, પૃથ્વી તથા અગ્નિના ગુણની અધિકતાથી ખાટો રસ, ઇત્યાદિ ઉપર કહેવાયું, તો પાંચભૂતોના વિકારરૂપ દ્રવ્યોને ફરી રસોના આશ્રયરૂપે કેમ કહો છો? પ્રથમ તો સોમ આદિના ગુણોને રસોના આશ્રય કહ્યા; અને અહીં પાંચ ભૂતોના વિકારરૂપ દ્રવ્યોને છ રસોના આશ્રય કેમ કહો છો? આનો જ ઉત્તર મૂળ ગ્રંથમાં અપાયો છે કે પાંચ મહાભૂતોના વિકાર કહેવાતાં એ દ્રવ્યોરૂપ રસોનાં આશ્રયસ્થાનો જ પ્રકૃતિની વિકૃતિવિચારણા, દેશ તથા કાળને વશ છે; તેમાંની પ્રકૃતિની વિકૃતિવિચારણા આ છે, કે અમુક દેશથી તથા અમુક કાળથી ચેતનનો યોગ થતાં સચેતન બનેલાં પાંચ મહાભૂતો ઓછા-વધતા અંશે સંયુક્ત થઈને કોઈ કાર્ય દ્રવ્ય-ઘટાદિનો આરંભ કરે છે, ત્યારે વાયુ આદિનાં કર્મોનો પણ અન્યોન્ય અનુપ્રવેશ થતાં, અન્યોન્યના ગુણોનું મિલન થતાં અને અન્યોન્યની ક્રિયાઓનુ પણ મિલન થવાથી એ (મૂળ) પ્રકૃતિઓ વિકાર પામે છે; અને તે પછી એ પ્રકૃતિઓ પાંચભૂતોના તે તે ગુણોને તેમ જ સજાતીય બીજાં દ્રવ્યોને તથા બીજા ગુણોરૂપ વિકારોને આરંભે છે-ઉત્પન્ન કરે છે; જેમ કે મૂળ પ્રકૃતિરૂપ આકાશ, પોલાણ, વગેરે રૂપ બીજાં અમુક આકાશને ઉત્પન્ન કરે છે; મૂળ પ્રકૃતિરૂપ વાયુ, અમુક જુદા વાયુને ઉત્પન્ન કરે છે, મૂળ પ્રકૃતિ તેજ અમુક જુદા તેજને ઉત્પન્ન કરે છે, મૂળ પ્રકૃતિરૂપ જળ અમુક જુદા રસ-રક્ત આદિરૂપ પ્રવાહીને ઉત્પન્ન કરે છે અને મૂળ પૃથ્વી શરીરરૂપી મૂર્તિને ઉત્પન્ન કરે છે; એ આકાશાદિના ગુણો જે શબ્દાદિ છે, તેમાનો મૂળ પ્રકૃતિરૂપ શબ્દ જ દશ પ્રકારના (વિકૃતિરૂપ) શબ્દોને ઉત્પન્ન કરે છે; એ દશ પ્રકારના શબ્દો ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ, કષ્ટ, અકષ્ટ તથા સાધારણરૂપે ઉત્પન્ન થાય છે; એ જ પ્રમાણે મૂળ-પ્રકૃતિ સ્પર્શ બીજા-વિકૃતિરૂપ સ્પર્શોને ઉત્પન્ન કરે છે, જેઓના ભેદો શીત, ઉષ્ણ, ખર કે ખરસટ આદિરૂપે અનુભવાય છે; તે જ પ્રમાણે મૂળ પ્રકૃતિરૂપ, બીજાં વિકૃતિ-રૂપોને ઉત્પન્ન કરે છે; જેના ભેદો લાલ, ધોળું, કાળું, નીલું, પીળું, અરુણ વગેરે અનુભવાય છે; એ જ પ્રમાણે મૂળ પ્રકૃતિ-રસ, બીજા વિકૃતિરૂપ રસોને ઉત્પન્ન કરે છે, જેના ભેદો મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત તથા કષાય એવા છ અનુભવાય છે: એ જ પ્રમાણે મૂળ પ્રકૃતિ-ગંધ, પોતાનો વિકૃતિરૂપ બીજા સુગંધ, દુર્ગંધ તથા વિસ્રગંધ આદિને ઉત્પન્ન કરે છે; એમ મૂળ દ્રવ્યો તથા ગુણો પોતાનાં સજાતીય વિકૃતિરૂપ દ્રવ્યોને તથા ગુણોને આરંભે છે-ઉત્પન્ન કરે જ છે; અર્થાત્ મૂળ દ્રવ્યો વિકૃતિરૂપ બીજાં દ્રવ્યોને તેમ જ મૂળ ગુણો, વિકૃતિરૂપ બીજા ગુણોને અવશ્ય ઉત્પન્ન કરે છે; એ જ પ્રમાણે કર્મ પણ બીજાં એવાં કર્મોને ઉત્પન્ન કરે છે, જે અસાધ્ય હોતાં નથી; એટલે કે આપોઆપ વિકાર પામતું તે તે વાયુ આદિનું કર્મ પરસ્પર મિશ્ર થઈને પોતાનાં વિરોધી બીજાં કર્મોને, સજાતીય કે વિજાતીય કર્મોને અથવા ચિંતનીય કે અચિંતનીય કર્મોને પણ અવશ્ય ઉત્પન્ન કરે છે, જેને 'પ્રભાવ' કહેવામાં આવે છે. આ જ કારણે કણાદે આમ કહ્યું છે કે, 'तस्मिन् पञ्चमहाभूतविकारे द्रव्ये मधुरादयो रसा आश्रिता अतो न भौमो रस आप्यो वा तैजसो वाऽथ वायव्यो वान्तरीक्षो वेति।'-પાંચ મહાભૂતોના વિકારરૂપ દ્રવ્યમાં મધુર આદિ રસો આશ્રય કરી રહ્યા છે, એ કારણે કોઈ પણ રસ ભૌમ કે પૃથ્વીનો વિકાર નથી, આપ્ય કે જળનો વિકાર નથી, તૈજસ એટલે તેજનો વિકાર નથી, વાયવ્ય એટલે વાયુનો વિકાર નથી અને આન્તરીક્ષ કે અન્તરીક્ષ-આકાશનો પણ વિકાર નથી; કિંતુ તે તે દ્રવ્યો જ તે તે પાંચ ભૂતોના વિકારરૂપ છે; રસો તો તે દ્રવ્યોના આશ્રયે રહેતા હોય છે, તેથી તે ભૌમ

ાદિ દ્રવ્યો તો રસોનાં આશ્રયસ્થાનો જ છે, પણ ો નથી.

હવે વાર્યોવિદ નામના રાજર્ષિએ ગુરુ, લઘુ, શીત, ષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ એ નામે છ રસો કહ્યા છે, તે ણ ઠીક નથી, એમ કહે છે; કારણ કે રસોનાં આશ્રય-ાન પાંચ ભૂતોના વિકાર જે દ્રવ્યો છે, તેઓમાં એ રુ, લઘુ આદિ ગુણો રહ્યા છે; એટલે તે તે ગુરુ આદિ ા પાંચ ભૂતોના વિકારરૂપ દ્રવ્યોમાં રહેલા રસોથી જુદા જ ીજા ગુણો છે, પરંતુ તે રસો નથી; એટલે કે ગંધ-ન્માત્રારૂપ પૃથ્વી આદિમાં રહેલા અપ્રકટ ગુણો, જે ુરુ આદિ હોય છે, તેઓ રસથી જુદા હોઈ પ્રકૃતિરૂપે હેલા હોય છે; તે જ પ્રકૃતિરૂપ ગુરુ આદિ ગુણો, પાંચમહા-ૂતોમાં અન્યોન્ય અનુપ્રવેશ કરી, કાર્યરૂપે પ્રકટ થઈ થૂલ (વિકૃતિરૂપ) ગુરુ આદિ ગુણોરૂપે પ્રકટ થયેલા તે ે દ્રવ્યોના ગુણો જ છે, પરંતુ તે રસો નથી; કારણ કે ે તે દ્રવ્યોમાં તેઓ રસરૂપે શરૂ કરાતા જ નથી; મહીં મૂળમાં છેલ્લે 'रूक्षाद्याः' એ પદમાં 'આદ્ય' શબ્દ મુકાયો છે, તેથી મંદ, તીક્ષ્ણ, મૃદુ, કઠિન, લક્ષ્ણ, ખર, વિશદ, પિચ્છિલ, સ્થૂલ, સૂક્ષ્મ, સ્થિર, સર, સાન્દ્ર તથા દ્રવ વગેરે લેવાય છે તેમ જ શબ્દ આદિનું પણ ગ્રહણ કરાય છે.

ટીકાકાર શ્રીચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'પુનર્વસુ આત્રેય પોતાનો અહીં સિદ્ધાંત બતાવે છે કે, રસો તો છ જ છે; પૂર્વોક્ત મતોમાંના પ્રથમ મતે કહેવાયું છે કે રસ તો એક જ છે અને તે જળરૂપ જ છે; તેનું અહીં આ રીતે ખંડન કરેલું છે કે, જળ તો એ રસોનું આધારકારણ છે; અને કાર્ય તથા કારણનો તો ભેદ જ હોય છે; તે ઉપરથી પણ જળથી રસનો ભેદ સિદ્ધ થાય છે, તેમ જ જળથી રસનો ભેદ પ્રત્યક્ષ જ છે, એ પણ સિદ્ધ જ છે; વળી જળ પૃથ્વીથી જુદું જ છે અને તે રસોનું જે રીતે ઉત્પત્તિસ્થાન છે, તે જ પ્રકારે 'रसनार्थो रसस्तस्य' ઇત્યાદિ વાક્યોથી દીર્ઘંજીવિતીય નામના પહેલા અધ્યાયમાં તે સંબંધે સ્પષ્ટ વિવરણ કરાયું જ છે. વળી અહીં મૂળમાં રસોનાં છેદન તથા ઉપશમન–નામનાં બે કર્મોનું 'तयोर्मिश्रीभावात् साधारणत्वम्।' મિશ્રણ થવાથી 'સાધારણ' નામનું ત્રીજું કર્મ જે બતાવ્યું છે, તેમાં આવી શંકા થવા સંભવ છે કે, કર્મો તો અમૂર્તરૂપ હોય છે, તેથી તેઓનું મિશ્રણ કે મિશ્રીભાવ ઘટતો જ નથી, છતાં એમ કેમ કહેલ છે? આનું સમાધાન આ સમજવું જોઈએ કે, એ વાત બરાબર છે કે, કર્મો તો અમૂર્ત જ હોય છે, તેથી તેઓ મિશ્ર થઈ શકે નહિ; પણ એ બે કર્મોનાં જે બે આધારરૂપ દ્રવ્યો હોય છે, તેઓના જ મિશ્રણથી તે આધેયરૂપ બે દ્રવ્યોનું મિશ્રણ સંભવી શકે છે, એમ સમજવું. એ 'સાધારણ' કર્મ એટલે કે સાધારણ કાર્યોના જ યોગવાળું હોય તે સમજવું. મૂળમાં 'ભક્તિ' શબ્દ લખ્યો છે, તેનો અર્થ 'ઇચ્છા' સમજવો. એટલે કે જે માણસ જે રસને ઇચ્છે છે, તે જ તેને સ્વાદુ કે સ્વાદિષ્ટ લાગે છે, બાકીનો રસ તેને અસ્વાદુ જણાય છે; એટલે સ્વાદુ તથા અસ્વાદુ એ બન્ને પુરુષની અપેક્ષા રાખતા (રસના બે ધર્મો) છે, પરંતુ બે રસો નથી કે રસોનાં કાર્યો પણ નથી. અહીં મૂળમાં 'पञ्चमहाभूतविकारास्तु'–એમ જે 'तु' શબ્દ મૂક્યો છે, તે અવધારણ અથવા નિશ્ચય બતાવે છે; એટલે કે પાંચ મહાભૂતોના જે વિકારો છે, તે તો રસોનાં આશ્રયસ્થાનરૂપ દ્રવ્યો જ છે, પરંતુ તે રસો નથી. એ ભૌમ આદિ ભૂતવિકારો કે રસોનાં આશ્રય-સ્થાનો કેવાં હોય છે? તો તેઓને મૂળમાં વિશેષણ આપે છે કે 'प्रकृतिविकृतिविचारणादेशकालवशाः' અહીં વશ શબ્દ અધીન અર્થને જણાવે છે અને તેનો સંબંધ પ્રકૃતિ આદિ દરેકની સાથે થાય છે અર્થાત્ રસોના તે આશ્રયો પ્રકૃતિવશ, વિકૃતિવશ, વિચારણાવશ, દેશવશ તથા કાલવશ હોય છે. જેમ કે મગ કષાય રસવાળા તથા મધુર રસવાળા હોઈને પ્રકૃતિથી કે સ્વભાવથી જ લઘુ–હલકા હોય છે; એમ મગનું તે લાઘવ કે હલકાપણું તે તેઓની પ્રકૃતિને વશ છે, રસને વશ નથી; કેમ કે તેઓનું એ લઘુપણું જો રસને વશ હોય તો તે મગ કષાય તથા મધુરસવાળા હોવાથી તેનામાં ગુરુપણું એટલે ભારે-પણું હોય; એ જ પ્રકારે દ્રવ્યોનું વિકૃતિવશપણું આ રીતે હોય છે કે ડાંગેરની ધાણીમાં લઘુપણું હોય છે, જ્યારે તે જ ડાંગેરની ધાણીના સાથવામાંથી તૈયાર કરેલ લાડુમાં ગુરુપણું થાય છે; 'વિચારણા' એટલે વિચાર કે બીજાં દ્રવ્યો સાથેનો સંયોગ કે મેળવણી કરવી, તે છે; એ વિચારણાને વશપણું આ રીતે થાય છે; જેમ કે મધ અને ઘી સરખા ભાગે મિશ્ર થતાં વિષ બને છે; તેમ જ હરકોઈ બીજું વિષ બીજાં ઔષધ સાથે મિશ્ર થતાં પોતાનાં કાર્યથી જુદું જ કાર્ય કરનારું થાય છે; દેશ બે પ્રકારનો હોય છે: ભૂમિરૂપ દેશ અને શરીરરૂપ દેશ; તેમાં ભૂમિરૂપ દેશને વશ પણ આ રીતે હોય છે 'श्वेतकापोती च वल्मीकाधिरूढा विषहरी।'–શ્વેતકાપોતી નામની ઔષધિ રાફડા પર ઊગી હોય તે ઝેરનો નાશ કરે છે;' તેમ જ 'हिमवति भेषजानि महागुणानि भवन्ति। હિમાલયમાં થયેલાં ઔષધો અતિશય મોટા ગુણવાળાં થાય છે.' શરીરરૂપ દેશને વશપણું આ રીતે હોય છે; 'सक्थिमांसाद्गुरुतरं स्कन्धक्रोडशिरस्पदाम्'–સાથળનાં માંસ

કરતાં બાંધતું, કોડ-પીઠનું મસ્તકનું તથા પગનું માંસ વધારે ગુરુ હોય છે. કાળને વશપણું આ રીતે હોય છે, મૂળાને ઉદ્દેશી કહેવામાં આવ્યું છે કે, 'तद्वाल दोषहरं वृद्ध त्रिदोषकरम्–કૂણા મૂળા દોષોને હરનાર છે, જ્યારે ઘરડા મૂળા ત્રણે દોષોને કરનાર છે.' વળી 'यथर्तुपुष्पफलमाददीत–ઋતુ અનુસાર પુષ્પો તથા ફળો ગ્રહણ કરવાં;' આમ કહીને દ્રવ્યોના ગુણો કાળને વશ કહ્યા છે.' (બાકીનું લગભગ ઉપર આવી ગયું છે.) ૧૭

## વિદેહ નિમિના મતનું ખંડન

**क्षरणात्क्षारो नासौ रसः, द्रव्यं हि, तदनेकरससमुत्पन्नमनेकरसं कटुलवणभूयिष्ठमनेकेन्द्रियार्थसमन्वितं करणाभिनिर्वृत्तम् ॥ १८॥**

**ક્ષરણ કરે છે, તેથી ક્ષાર કહેવાય છે; એ રસ નથી, પરંતુ દ્રવ્ય જ હોય છે; એ ક્ષાર-દ્રવ્ય અનેક રસોવાળાં દ્રવ્યોમાંથી ઉત્પન્ન થતું હોઈને અનેક રસોથી યુક્ત હોય છે; તેમાં તીખો તથા ખારો રસ લગભગ વધુ હોય છે; અનેક ઇંદ્રિયોના વિષયોથી તે યુક્ત હોય છે અને ક્રિયાથી બનેલ હોઈ કૃત્રિમ હોય છે. ૧૮**

યોગીંદ્રનાથસેન અહીં આમ સમજાવે છે : મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત, કષાય તથા ક્ષાર એમ સાત રસો વિદેહનિમિએ કહ્યા છે; તેમા મધુર આદિ ૭ રસો તો મહર્ષિ આત્રેયને માન્ય છે, પરંતુ સાતમો 'ક્ષાર' એ રસ નથી, એમ કહીને તે 'ક્ષાર'ના રસપણાનું ખંડન કરે છે. 'क्षरणात् क्षारः' એ ક્ષારની નિરુક્તિ કે વ્યાખ્યા છે; દુષ્ટ ત્વચા, માંસ આદિનું ક્ષરણ-ચાલન કે શાતન કરે છે, એ કારણે 'ક્ષાર' કહેવાય છે અથવા 'ક્ષરણ' એટલે દોષોનું 'ચાલન' કરે છે, તેથી 'ક્ષાર' કહેવાય છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૧મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'तत्र क्षरणात् खननाद्वा क्षार '-દુષ્ટ ત્વચા, માંસ વગેરેનું જે ક્ષરણ-ખેરવી નાખવું કે નાશ કરે છે, તેથી 'ક્ષાર' કહેવાય છે; એ 'ક્ષાર' રસ નથી, પણ દ્રવ્ય જ છે, એ જ વાતને અનેક વિશેષણો દ્વારા સિદ્ધ કરી બતાવે છે : એ ક્ષારદ્રવ્ય અનેક રસવાળાં પાંચભૌતિક દ્રવ્યોથી ઉત્પન્ન થાય છે, તેથી અનેક રસોથી યુક્ત છે; કેમ કે હરકોઈ કાર્ય તેના કારણને અનુસરે છે: વળી તે ક્ષાર-દ્રવ્યમાં અનેક રસો હોય છે, છતાં તીખો અને ખારો રસ ઘણો વધારે હોય છે; તેમ જ ઇંદ્રિયોના અનેક વિષયો એટલે કે સ્પર્શ, રૂપ, રસ તથા ગંધથી તે યુક્ત હોય છે; હરકોઈ ક્ષાર રંગે ધોળો હોય છે, તેથી તે સૌમ્ય છે-સોમના ગુણથી યુક્ત છે, એમ સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૧મા અધ્યાયમાં કહેલ છે કે, 'क्षार शुक्ल, शुक्लत्वात् सौम्यः।' વળી હરકોઈ રસ બીજા રસનો આશ્રય હોય નહિ; તેમ જ તે રસમાં સ્પર્શ વગેરે ઇંદ્રિયોના વિષયો પણ ન હોય; કેમ કે રસ એ ગુણ છે અને 'गुणा गुणाश्रया नोक्ता–ગુણો બીજા ગુણોના આશ્રય-રૂપ હોતા નથી' એમ ચરકે શ્લોકસ્થાનના ૨૬મા અધ્યાયમાં કહેલ છે, એ ઉપરથી પણ 'ક્ષાર' રસ નથી, પણ દ્રવ્ય છે, એમ સિદ્ધ થાય છે; કેમ કે તેમાં સ્પર્શાદિ બીજા ગુણો રહે છે, તેથી જ તે દ્રવ્ય છે, પણ રસ નથી; વળી તે ક્રિયાથી બનેલ છે એટલે કે કૃત્રિમ છે, જ્યારે રસ તો સહજ હોય છે, તે કૃત્રિમ ન હોય, માટે 'ક્ષાર' રસ નથી, પરંતુ દ્રવ્ય જ છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ ચક્રપાણિને તથા ગંગાધરને અનુસરી સારરૂપે ઠીક લખે છે; જેમ કે ક્ષરણ કરે છે એટલે ત્વચા, માંસ આદિને ખેરવી-ઉતારી કાઢે છે, તેથી 'ક્ષાર' કહેવાય છે; અથવા શ્રી ચક્રપાણિના કહેવા પ્રમાણે= 'क्षरणात्–अधोगमनक्रियायोगात् क्षारो द्रव्य न रसः, रसस्य हि निष्क्रियस्य क्रियाऽनुपपन्ना'–નીચે જવું, એ ક્રિયાના યોગથી 'ક્ષાર' એ દ્રવ્ય છે, પણ રસ નથી; જે રસ હોય તે તો નિષ્ક્રિય હોય, તેમાં ક્રિયા હોય જ નહિ, તેથી ક્રિયા ઘટે નહિ, જે રસ હોય તે તો ગુણરૂપ હોય છે અને જે ગુણ હોય તે નિશ્ચેષ્ટ કે નિષ્ક્રિય હોય છે. પ્રથમ અધ્યાયમાં ચરકે પણ કહ્યું જ છે કે, 'निश्चेष्ट कारण गुण.–ગુણ ક્રિયારહિત તથા કારણરૂપ હોય છે.' નીચે જવું, એ ક્રિયાથી યુક્ત હોવાને લીધે 'ક્ષાર' એ દ્રવ્ય છે; અથવા દોષોને તેમનાં પોતાના સ્થાનેથી ચલાવી દે-ખસેડી ખોદી કાઢે છે, તેથી 'क्षरणात् खननाद्वा क्षारः' એમ સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૧મા અધ્યાયમાં કહ્યું છે. એ ક્ષાર 'અઘેડો' વગેરે અનેક દ્રવ્યોમાંથી ઉત્પન્ન થાય છે અને પોતે પણ અનેક રસોથી યુક્ત હોય છે; તે અનેક રસોમાંથી પણ તીખો તથા ખારો રસ ક્ષારમાં વધુ-મુખ્ય તરીકે હોય છે; વળી અનેક ઇંદ્રિયોના વિષયો-રૂપ, રસ, ગંધ તથા સ્પર્શથી તે યુક્ત હોય છે; તેમ જ બરમોનું સ્રાવણ આદિ સાધનો કે ક્રિયાઓ દ્વારા તેને તૈયાર કરવામાં આવે છે, ઇત્યાદિ ઘણાં કારણોથી સિદ્ધ થાય છે કે, 'ક્ષાર' દ્રવ્ય છે, પણ રસ નથી; એક દ્રવ્યમાંથી બીજું દ્રવ્ય 'ક્ષાર' ઇત્યાદિ રૂપે ઉત્પન્ન થાય છે; વળી જે દ્રવ્ય હોય તે જ ગુણોના આશ્રયરૂપે હોય છે; કોઈ પણ ગુણ, ગુણનો આશ્રય હોતો નથી; એક રસમાં અનેક રસો હોતા નથી; તેમ જ રસમાં રૂપ, ગંધ તથા સ્પર્શ એ ગુણો પણ હોતા નથી;

વળી 'ક્ષાર' એ કૃત્રિમ છે, ઇત્યાદિ કારણે પણ તે દ્રવ્ય છે, પરંતુ રસરૂપે ગુણ નથી; જે રસ હોય તે તો કૃત્રિમ હોય જ નહિ, પણ સહજસિદ્ધ હોય છે. ૧૮

## આઠ રસોને કહેતા બડિશના મતનું ખંડન

**अव्यक्तोभावस्तु खलु रसानां प्रकृतौ भवत्यनुरसेऽनुरससमन्विते वा द्रव्ये ॥१९॥**

**અવ્યક્તીભાવ કે અપ્રકટપણું તો રસોની પ્રકૃતિ–જળમાં જ હોય છે; અથવા અનુરસમાં કે અનુરસયુક્ત દ્રવ્યમાં હોય છે. ૧૯**

યોગીન્દ્રનાથસેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'ધામાર્ગવ બડિશના મતે આઠ રસો કહેવાયા છે; તેમાંના ૭ તો પુનર્વસુને પોતાને માન્ય છે, પરંતુ છેલ્લા બે ક્ષાર તથા અવ્યક્તને પુનર્વસુ પોતે રસ તરીકે માનતા નથી; તેમાંથી 'ક્ષાર'ને રસ ન માનવો, કેમ કે તે દ્રવ્ય છે, એમ તે ક્ષારના રસત્વનું તો ખંડન કર્યું જ છે; તે જ પ્રમાણે અવ્યક્તના રસપણાનું હવે ખંડન કરે છે: છયે રસોનું અવ્યક્તપણું કે અસ્પષ્ટપણું પ્રથમ તેની પ્રકૃતિ કે યોનિ અથવા મૂળ ઉત્પત્તિસ્થાન–જળમાં જ હોય છે, એમ 'आपो हि अव्यक्तरसाः'–જળમાં જ અવ્યક્ત રસ હોય છે; 'अव्यक्तत्वम् अस्फुटप्रतिभासत्वम्' અસ્પષ્ટ સ્વરૂપે ભાસવું તે અવ્યક્તપણું કહેવાય છે; જેનો રસનેન્દ્રિય વડે 'આ મધુર છે, આ ખાટો છે' ઇત્યાદિ સ્પષ્ટ અનુભવ ન થાય તે 'અવ્યક્ત' કહેવાય છે; એવું અવ્યક્ત કે અસ્પષ્ટપણું અનુરસમાં હોય છે. મુખ્ય રસની પાછળ રહેલો હોઈ તે મુખ્ય રસથી જે દબાઈ ગયો હોય, તે 'અનુરસ' કહેવાય છે; એવા અનુરસમાં અવ્યક્તપણું કે અસ્પષ્ટ પ્રતિભાસરૂપે અવ્યક્ત રસ રહેલો હોય છે, તેથી તે અવ્યક્તરસ કોઈ જુદો રસ હોઈ શકે નહિ; કદાચ કોઈ કહે કે તે અનુરસમાં પણ કોઈ વખતે સ્પષ્ટતા કે સ્પષ્ટ રસનો અનુભવ થાય છે, તેના ઉત્તરરૂપે જ મૂળમાં કહ્યું છે કે, અનુરસયુક્ત દ્રવ્યમાં તે અવ્યક્તપણું હોય છે; હરકોઈ દ્રવ્યો જ્યારે ખવાય છે, ત્યારે જ તેઓનો રસ વ્યક્ત કે પ્રકટ અનુભવાય છે; એટલે હરકોઈ દ્રવ્ય જ્યાં સુધી ખાધું ન હોય ત્યાં સુધી તો તેમાં જે કોઈ રસ રહ્યો હોય તે સહજોયે અવ્યક્ત જ હોય છે; કોઈક જ દ્રવ્યમાં પાછળથી અનુભવાતા રસનું સ્પષ્ટપણું કે સ્પષ્ટ અનુભવ હોય છે અને તે પણ મુખ્ય રસના અનુભવ પછી જ પાછળથી જ તે અનુરસનો વ્યક્ત કે સ્પષ્ટ અનુભવ થાય છે, એટલે એકંદર મધુર આદિ ૭ રસો જ વ્યક્ત–અવ્યક્ત કે રસ–અનુરસરૂપ હોય છે, તે કારણે એ છથી જુદો 'અવ્યક્ત' નામનો કે 'અનુરસ' નામનો કોઈ રસ કદી હોતો જ નથી. આ જ અભિપ્રાય આ અધ્યાયમાં આગળ જતાં ૪૭ મા શ્લોકમાં કહેવાશે કે, 'रसो नास्तीह सप्तमः'–આ જગતમાં સાતમો કોઈ રસ જ નથી.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'મધુર આદિ રસોનું અવ્યક્ત કે અસ્પષ્ટપણું તો તે રસોની પ્રકૃતિ કે મૂળ ઉત્પત્તિકારણ રસતન્માત્રાઓરૂપ જળમાં જ હોય છે; અહીં કોઈને શંકા થાય કે દૂધ તથા શેલડીના રસના વિકાર આદિમાં જુદી જુદી મધુરતાનો અનુભવ થાય છે, તે ઉપરથી અનુમાન કરાય છે કે, દૂધની મીઠાશ શેલડીના વિકારોની મીઠાશ કરતાં ઓછી હોય છે, એવો જે અનુભવ થાય છે તે 'અવ્યક્ત' નામના બીજા રસના યોગથી જ થાય છે ને? આનું સમાધાન જ અહીં મૂળમાં 'अणुरसे अणुरससमन्विते वा द्रव्ये તે અવ્યક્ત–અસ્પષ્ટપણાનો અનુભવ અતિ સૂક્ષ્મમાં કે અતિ સૂક્ષ્મ રસથી યુક્ત દ્રવ્યમાં થાય છે.' એટલે કે જે રસ સૂક્ષ્મ હોય છે, તે પણ મધુર આદિ છ રસો માંહેનો જ એક હોય છે અને તે જ કારણે એ અણુરસ કે સૂક્ષ્મ રસ, મધુરાદિ છ રસોથી જુદો કોઈ રસ નથી. (અહીં શ્રી યોગીન્દ્રનાથસેને 'अनुरसे अनुरससमन्विते वा द्रव्ये'–એવો પાઠ રાખેલ છે, જેનો અર્થ ઉપર અપાઈ ગયો છે.)

શ્રી ચક્રપાણિ આ સૂત્રને આમ સમજાવે છે: 'અવ્યક્તરસપક્ષનું અહીં ખંડન કરવામાં આવે છે: મૂળમાં 'अव्यक्तीभावः' એ શબ્દપ્રયોગ વ્યાકરણદૃષ્ટિએ અભૂતતદ્‌ભાવે ચ્વિપ્રત્યયાંત કર્યો છે; એટલે તેનો આવો અર્થ નીકળે છે કે મધુર આદિ રસો, જે વ્યક્ત જ હોય છે, તેઓનો જ કોઈ આધારમાં કે દ્રવ્યમાં અવ્યક્ત કે અસ્પષ્ટ અનુભવ થાય છે; એ છયે રસોનું તે અવ્યક્ત કે અસ્પષ્ટપણું તે રસોની પ્રકૃતિ કે મૂળકારણ જળમાં હોય છે–અર્થાત્ કેવળ રસ તરીકેનું જે સામાન્ય જ્ઞાન મધુર આદિ વિશેષ જ્ઞાનથી શૂન્ય અનુભવાય છે, તે તે છયે રસોનાં મૂળ કારણ જળમાં અનુભવાય છે. આ જ અભિપ્રાયથી સુશ્રુતે જળના ગુણકથનમાં 'व्यक्तरसता रसदोषः–સ્પષ્ટરસથી યુક્તપણું એ જળનો દોષ છે' અર્થાત્ શુદ્ધ જળમાં તો કેવળ અસ્પષ્ટ સ્વરૂપે જ રસનો અનુભવ થવો જોઈએ. આ ગ્રંથમાં પણ જળનો ગુણ 'अव्यक्तरसं च'–અસ્પષ્ટરસથી યુક્તપણું તે જળનો ગુણ છે એમ કહેવાશે. લોકમાં પણ અસ્પષ્ટ રસવાળા કોઈ દ્રવ્યનો સ્વાદ લીધા પછી તે સ્વાદ લેનારાઓ આમ જ કહે છે કે, 'આ દ્રવ્યનો રસ જળના જેવો જ છે; મધુર

આદિ સ્પષ્ટ રસ જેમ જળમાં ન હોય તે જ પ્રમાણે આ દ્રવ્યમાં મધુર આદિ સ્પષ્ટ રસ અનુભવાતો નથી, પણ અસ્પષ્ટ રસ જ અનુભવાય છે; એમ કોઈ વિશેષસ્વરૂપે મધુરાદિ રસનો જે અનુભવ થતો નથી, તેમાં કારણ આ હોય છે, કે તેમાં એ મધુર આદિ રસ, ઉદ્‌ભૂત કે પ્રકટસ્વરૂપે હોતા નથી, પણ અનુદ્‌ભૂત કે અપ્રકટ અથવા અવ્યક્ત કે અસ્પષ્ટરૂપે જ રહેલા હોય છે. જેમ કોઈ વસ્તુનો રંગ દૂરથી સ્પષ્ટરૂપે ન જણાય ત્યારે તે વસ્તુમાં સામાન્ય રૂપનું જ જ્ઞાન કે ભાન થાય છે, પરંતુ ધોળાપણું વગેરે વિશેષ વર્ણનું જ્ઞાન થતું નથી, તે જ પ્રમાણે અનુરસમાં રસનું અવ્યક્ત કે અસ્પષ્ટપણું હોય છે; જે રસ બીજા કોઈ વ્યક્ત કે સ્પષ્ટ રસની પાછળ રહ્યો હોય, તે અવ્યક્ત સ્વરૂપ હોઈને 'અનુરસ' કહેવાય છે; જેમ વાંસના જવમાં મધુર રસ મુખ્ય કે વ્યક્ત સ્પષ્ટસ્વરૂપે રહ્યો હોય છે, પરંતુ કષાય-તૂરો રસ તેમાં અવ્યક્ત કે અસ્પષ્ટરૂપે અનુરસ હોય છે; આ સંબંધે વાંસના જવના ગુણવર્ણનમાં કહેવાયું પણ છે કે 'रूक्षः कषायानुरसो मधुरः कफपित्तहा-વાંસના જવ રૂક્ષ તથા મધુર હોઈ કફનો તથા પિત્તનો નાશ કરનાર છે; અને તેમાં કષાયરસ અનુરસ કે અવ્યક્તરસ તરીકે હોય છે.' એમ મૂળમા અનુરસ વિષે અવ્યક્તપણું કહેવાયું છે; અથવા 'अनुरससमन्वितं द्रव्ये'-દરેક અનુરસથી યુક્ત દ્રવ્યમાં અવ્યક્તપણું કે અસ્પષ્ટરસ અનુભવાય છે; જેમ કે વિષના સંબંધમા આવું વચન મળે છે. 'उष्णमनिर्देश्यरसम्-વિષ ગરમ હોય છે અને તેમાં કોઈ પણ રસ સ્પષ્ટ કહી શકાતો નથી.' અથવા 'अणुरससमन्वितं' એવો પાઠ પણ મળે છે; તેનો અર્થ સૂક્ષ્મ રસયુક્ત કોઈ દ્રવ્યમા રસનું અવ્યક્ત કે અસ્પષ્ટપણું અનુભવાય છે; જેમ કે સાકરનું પાણું કે શરબત બનાવ્યું હોય, ત્યારે તેમાં મરિયાનો એક જ દાણો નાખ્યો હોય, તેથી તે મરિયાંની તીખાશ અવ્યક્ત કે અસ્પષ્ટ જ હોય છે. ૧૯

**અસંખ્ય રસવાદી કાંકાયનના મતનું ખંડન**

**अपरिसंख्येयत्वं पुनस्तेषामाश्रयादीनां भावानां विशेषापरिसंख्येयत्वान्न युक्तं, एकैकोऽपि हि पुनरेषामाश्रयादीनां भावानां विशेषानाश्रयते, न च तस्मादन्यत्वमुपपद्यते, परस्परसंसृष्टभूयिष्ठत्वात् ॥२०॥ न चैषामभिनिर्वृत्तेर्गुणप्रकृतीनामपरिसंख्येयत्वं भवति ॥२१॥**

**तस्मान्न संसृष्टानां रसानां कर्मोपदिशन्ति बुद्धिमन्तः ॥२२॥**

**એ રસોના આશ્રયો વગેરે ભાવોના ભેદો, જોકે અપરિસંખ્યેય કે અગણિત છે, પરંતુ તેથી એ રસોનું અપરિસંખ્યેયપણું કે અગણિતપણું (માનવું) તે યોગ્ય નથી; કારણ કે એક એક રસ પણ આશ્રય આદિ ભાવોના અનેક ભેદોનો જ આશ્રય કરે છે; અથવા એ આશ્રય આદિ ભાવોમાંનો એક એક ભાવ પણ વિશેષનો જ આશ્રય કરે છે; પરંતુ તેથી તેઓનું જુદાપણું ઘટતું નથી; કેમ કે પરસ્પર સંસૃષ્ટ અથવા મળેલા થવાથી તેઓનું અતિશય અનેકપણું કે અધિકપણું થાય છે; પરંતુ એમ એ આશ્રયભેદોની (અનેક પ્રકારે) સિદ્ધિ થતાં તેઓની ગુણપ્રકૃતિઓની અસંખ્યતા કે અગણિતપણું થતું નથી; એ કારણે બુદ્ધિમાન પુરુષો સંસૃષ્ટ કે એકબીજા સાથે મળેલા રસોનું (જુદું જુદું) કર્મ પણ કહેતા નથી. ૨૦-૨૨**

યોગીંદ્રનાથસેન અહીં આમ સમજાવે છે: આશ્રય વગેરે ભાવો એટલે રસોના આશ્રયો, ગુણો તથા સંસ્વાદોના ભેદો ભલે અપરિસંખ્યેય કે અગણિત છે, તેથી એ ભેદોના અસંખ્યપણાથી રસોનું અસંખ્યપણું યુક્ત નથી. બાહ્‌લીક દેશના વૈદ્ય કાંકાયને આમ કહ્યું હતું કે રસોના આશ્રયો, ગુણો, કર્મો તથા સંસ્વાદોના ભેદોનું અસંખ્યપણું હોય છે, તેથી રસો અગણિત કે અસંખ્ય થાય છે; પરંતુ એમ કહેવું તે યોગ્ય નથી; કેમ કે આશ્રય વગેરેના ભેદો ભલે અસંખ્ય હોય છતાં રસોનું અસંખ્યપણું થાય જ નહિ; તેનું કારણ અહીં મૂળમાં જ કહે છે કે, ખરું જોતાં એ આશ્રય આદિ ભાવોનો એક એક ભાવ પણ તે તે પોતાના વિશેષ ભેદોનો જ આશ્રય કરે છે; તે તે પોતાના ભેદોથી તે તે મૂળ ભાવોનું જુદાપણું ઘટતું જ નથી; કારણ કે એક બીજા સાથે મળેલા થઈને જ તે તે આશ્રય ભેદોનું અતિશય અધિકપણું થયેલું હોય છે; આનો આ અર્થ છે કે રસોના દ્રવ્યસંજ્ઞાધારી આશ્રયો તે તે ભૂતોના ગુણોની અતિશય અધિકતાવાળા હોઈ પાંચ મહાભૂતોના જ વિકારો છે; એ ભૂતો અન્યોન્યના સંસર્ગ કે મિશ્રણથી ઘણા પ્રકારે થાય છે; તેઓના અલ્પ ઉત્કર્ષ તથા અપકર્ષથી જ તેઓના એ ભેદો કે વિશેષો થાય છે, પરંતુ તેથી તે (મૂળરૂપ) પાંચ ભૂતો કંઈ ભેદ પામતાં નથી કે અનેક બની જતાં નથી; પરંતુ એકબીજા સાથે તેઓ સંસૃષ્ટ કે મળેલ રૂપોવાળાં જ થાય છે; જેમ એકબીજા સાથે મિશ્ર થતા દોષો અનેકરૂપે થાય છે, છતાં ખરી રીતે એ દોષો મૂળ તો ત્રણ જ

હોય છે.

એ રીતે એ વિશેષોની કે ભેદોની સિદ્ધિ થાય છે, છતાં તેઓના ગુરુ આદિ ગુણોની પ્રકૃતિઓ કે મૂળ સ્થિતિઓની અસંખ્યતા કે અગણિતપણું થાય જ નહીં, જેથી તે ગુણો અસંખ્ય થતા નથી; એટલે કે ગુરુ આદિ તે ગુણોના ભેદો થયા છતાં તેઓની સંખ્યામાં ભેદ થતો નથી; એટલું જ નહિ, પરંતુ તેઓનાં કર્મોનો પણ ભેદ થતો નથી; કેમ કે અનેક ભેદો ભલે થાય, છતાં ગુણોની પ્રકૃતિઓનો ભેદ તો થતો જ નથી; રસ પણ ગુણ જ છે, અને તેના પણ વિશેષ–ભેદો ભલે થાય, છતાં તેની મધુર આદિ જે પ્રકૃતિઓ છે, તે તો ભેદને પામતી જ નથી; જેથી તેઓનો કર્મભેદ પણ થતો જ નથી; એ કારણે સંસૃષ્ટ કે અન્યોન્ય મળેલા એટલે અલ્પ ઉત્કર્ષથી તથા અપકર્ષથી મિશ્રરૂપે થયેલા રસોનું કર્મ, બુદ્ધિમાનો અલગ કહેતા નથી; રસોનો એ સંસર્ગ કે મિશ્રતા, દ્રવ્યોના સંસર્ગથી જ કરાય છે, છતાં બુદ્ધિમાન પુરુષો તેઓના કર્મને અલગરૂપે કહેતા નથી; કેમ કે તે સંસૃષ્ટરૂપ થયેલા રસો મૂળ–મધુરાદિ છ–પ્રકૃતિઓ-થી જુદા પડતા જ નથી, કિંતુ સંસૃષ્ટરૂપ જ થયેલા હોય છે, એ કારણે તેઓનું કર્મ પણ મૂળ–મધુરાદિ રસોનું જ સંસૃષ્ટ કર્મ છે, કોઈ જુદું કર્મ નથી.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: બાહ્લીક દેશના વૈદ્ય કાંકાયને આશ્રય આદિના અસંખ્યપણા ઉપરથી રસો પણ અપરિસંખ્યેય કે અગણિત થાય છે, એમ જે કહ્યું હતું, તે યોગ્ય નથી; કારણ કે આ મધુર આદિ છ રસોમાંનો એક એક રસ પણ જુદા જુદા આશ્રયોનો, જુદા જુદા ગુણોનો, જુદાં જુદાં કર્મોનો તથા જુદા જુદા સંસ્કારોનો પણ આશ્રય કરે છે; જેમ કે એક જ મધુર રસ જુદી જુદી શેલડીઓરૂપ જુદા જુદા આશ્રય-ભેદોનો આશ્રય કરે છે; તે જ પ્રમાણે એક જ ખાટો રસ બોર, દાડમ, આમળાં વગેરે આશ્રયભેદોનો આશ્રય કરે છે; એક જ લવણ રસ સૈંધવ, સંચળ વગેરે આશ્રય-ભેદોનો આશ્રય કરે છે; એક જ તીખો રસ પીપર, મરિયાં, સૂંઠ, ચવક વગેરે આશ્રયભેદોનો આશ્રય કરે છે; એક જ કડવો રસ લીંબડો, પરવળનાં પાંદડાં તથા નેતરના અગ્રભાગરૂપ જુદા જુદા આશ્રયભેદોનો આશ્રય કરે છે; અને એક જ તૂરો રસ હરડે, બહેડાં વગેરે આશ્રયભેદોનો આશ્રય કરે છે; છતાં એ મૂળ મધુરાદિ છ રસોથી તે તે આશ્રયભેદોમાં રહેલા તે તે રસોમાં જુદા રસપણું ઘટતું નથી; જોકે તે તે જુદી જુદી શેલડી વગેરેમાં જુદી જુદી મધુરતા અનુભવાય છે; પરંતુ તેમાં બીજા બીજા કોઈ કોઈ ખાટા વગેરે રસોનું પરસ્પર મિશ્રણ થયું હોય છે, તે જ કારણે તેમાં એવી જુદી જુદી મીઠાશ જણાય છે, છતાં એ પરસ્પર થયેલાં મિશ્રણમાં પણ જ્યાં જ્યાં એ મધુર આદિ રસની અધિકતા હોય છે, ત્યાં ત્યાં એ મધુર આદિ રસ જ કહેવાય છે, પરંતુ એથી જુદો કોઈ રસ કહેવાતો નથી; એ જ પ્રમાણે પરસ્પર મળેલા તે તે રસો જુદાં જુદાં ગુણકર્મના ભેદોનો તથા સંસ્કારભેદોનો પણ આશ્રય કરે છે, છતાં તે તે મૂળ રસનાં ગુણકર્મથી તે જુદા પડતા નથી.

અહીં જોકે શંકા થાય છે કે, તે તે જુદી જુદી શેલડીઓની શરૂઆત કરનારા તે તે ભાવોના અંશોમાં ન્યૂનાધિકતા થવાથી તેઓની ઉત્પત્તિમાં જ તે તે મધુર આદિ ભાવો તે તે પ્રકારે બને છે, તેથી તે તે પ્રકારનો રસ પણ જુદો જુદો જ બનવો જોઈએ, એટલે રસોની અસંખ્યતા થતાં તેઓની છની સંખ્યા કઈ રીતે ટકી રહે છે? આનું સમાધાન અહીં મૂળમાં જ કહે છે: એ મધુર આદિ છની જ એ સિદ્ધિમાં મુખ્યરૂપ પ્રકૃતિઓ કે જેઓમાં સોમગુણની અધિકતા હોય છે, એમાં પાંચ ભૂતોનું જ પ્રધાનપણું હોય છે, તે કારણે એ ગુણરૂપ થયેલા રસોની પ્રકૃતિઓ, જે અલ્પ અંશરૂપે થયેલ હોય છે, તેમ જ પૃથ્વીના તથા અગ્નિના ગુણની અધિકતા આદિરૂપે થઈ તે તે બે બેના અંશથી યુક્ત હોય છે, તેઓની અસંખ્યતા કે અગણિતપણું થતું નથી; કેમ કે તે પાંચ જ ભૂતોના અંશોની ન્યૂનાધિકતા આદિના વિશેષથી જ તેવા પ્રકારના જુદા રસોની ઉત્પત્તિ થાય છે, તેથી બુદ્ધિમાનો તે મિશ્ર રસોનું કર્મ પણ જુદું કહેતા નથી.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'એ રસોનું અસંખ્યપણું યોગ્ય નથી; આશ્રય વગેરે ભાવોના એટલે આશ્રય, ગુણ, કર્મ તથા સંસ્વાદોના ભેદો ભલે અસંખ્ય હોય, પરંતુ તેથી રસો અસંખ્ય હોઈ શકે નહિ; કેમ કે એ આશ્રય, ગુણ, કર્મ તથા સંસ્વાદોના ભેદોનો એક એક મધુર આદિ રસ પણ આશ્રય કરે છે; એટલે તે આશ્રય આદિના ભેદોનો આશ્રય કરવાથી એક એક મધુરાદિ રસનું જુદાપણું હોઈ શકે નહિ; અહીં આમ માનવામાં આવે છે કે, જોકે ડાંગર, મગ, ઘી, દૂધ વગેરે મધુર રસના આશ્રયો ભલે જુદા જુદા હોય, છતાં તેમાં રહેલો જુદો જુદો પણ મધુર રસ, તેની 'મધુરત્વ' જાતિથી યુક્ત હોઈ ને એક જ રસ ગણાય છે; જેમ બગલી, દૂધ, કપાસ વગેરે ધોળા પદાર્થોમાં રહેલો ધોળો રંગ ખરી રીતે એક જ છે; તે જ પ્રમાણે અનેક દ્રવ્યોમાં રહેતા રસો

પણ તે તે મધુર આદિરૂપે એક એક જ હોય છે; વળી તે તે રસોમાં ગુરુ. પિચ્છિલ. સ્નિગ્ધ આદિ ગુણો ભલે જુદા જુદા છે, તેમ જ તે તે રસોમા રહેલાં રસાદિને વધારનારાં, આયુષ્યને વધારનારા તથા વર્ણને કરનારાં કર્મો ભલે જુદા જુદાં છે; છતા તે તે મધુર રસ આદિનું કંઈ જુદા જુદાપણુ હોઈ શકે નહિ; જેમ કે એક જ મધુર રસ તે તે અનેક ગુણોથી યુક્ત હોઈને તે તેને લગતાં અનેક કર્મો પણ તે કરે જ છે એમ માનવામાં કયો વિરોધ છે? કદાચ એક જ મધુર રસમા આશ્રયભેદે કરીને તેના સ્વાદમાં પેટાભેદો પણ થાય, છતાં તે મધુર રસમાં રહેલી મધુરત્વ જાતિનું ઉલ્લંઘન કોઈ રીતે થતુ નથી; જેમ કે કાળા રંગના પેટાભેદો ભલે અનેક થાય, છતા તેથી તે કાળા રંગમા રહેલ ‘કૃષ્ણત્વ’ જાતિનો ત્યાગ થઈ જતો નથી. કદાચ અહીં કોઈને શંકા થાય કે ભલે એ રીતે રસોનું અસંખ્યપણું ન થાય, પરંતુ રસોનો પરસ્પર સંયોગ થવાથી જે જુદા પ્રકારનો આસ્વાદ થાય છે, તે તો જુદું જુદું કાર્ય કરનાર થાય જ છે; કેમ કે મધુર તથા અમ્લ રસનો સંયોગ થતા જે કાર્ય કરાય છે, તે એકલો મધુર રસ કે એકલો ખાટો રસ કાર્ય કરી શકતો નથી; એટલે એ રીતે પરસ્પરના સંયોગથી પણ રસોનું અસંખ્યપણુ અવશ્ય થશે જ, તેનું કેમ? આનું જ સમાધાન મૂળમા કહે છે કે, પરસ્પર મળેલા તે તે રસોના અનેક કાર્ય કરવાપણાને લીધે પણ તે તે મધુરત્વ આદિની જુદી જુદી સિદ્ધિ ભલે થાય, છતાં તેથી તેઓના ગુણોની જે પ્રકૃતિઓ કે મૂળ સ્વરૂપો હોય છે, તેઓનું અસંખ્યપણું થઈ શકતુ નથી; અહીં આવો આ અર્થ ઘટે છે કે, જોકે રસો પરસ્પરના સંસર્ગથી અતિશય વધારે યુક્ત થઈને ઘી, દૂધ વગેરે દ્રવ્યમાં ભલે જુદા જુદા સ્વાદવાળા બને, તોપણ તેઓના ગુણો ગુરુ, લઘુ વગેરે જે હોય છે, અથવા તે રૂપોની જે મૂળ પ્રકૃતિ કે સ્વભાવ અથવા સ્વરૂપ હોય છે, જે આયુષને વધારનાર તથા રસ આદિને જે વધારનારરૂપે હોય છે, તેઓનું અસંખ્યપણું કદી થતુ જ નથી; કિંતુ એ મધુરાદિ રસોના પ્રત્યેકના જે જે ગુણો હોય છે, તેમ જ તેઓની જે જે મૂળ પ્રકૃતિઓ કહેવામાં આવી છે, તે જ પરસ્પર મિશ્ર થાય છે, તેથી પણ તેઓની જે સંખ્યા છની છે, તે કોઈ પણ કાળે વધતી નથી; અથવા તેઓની જે ગુણપ્રકૃતિઓ છે એટલે કે મધુર આદિ ૭ ગુણોનાં જે સ્વરૂપો છે, તેઓ જ મિશ્ર થાય છે, તેથી પણ તેઓનું અસંખ્યપણું થતું નથી; એટલે કે એક રસનો બીજા રસ સાથે મેળાપ થાય, છતાં તેઓનું અસંખ્યપણું કદી થાય જ નહિ; જેમ વાતાદિ દોષોનો પરસ્પર સંસર્ગ થતાં તે દોષોની સંખ્યામાં અધિકતા કદી પણ થતી નથી; અથવા પ્રકૃતિ શબ્દથી કર્મ પણ કહેવાય છે; એટલે કે રસોના પરસ્પર મિશ્રણથી તેઓના ગુણોનો કે કર્મોનો પણ ભેદ થતો નથી, એમ પરસ્પર મળેલા રસોનાં ગુણ-કર્મો જે કારણે જુદાં થતાં નથી, તે જ કારણે પરસ્પર મળેલા તે તે રસોનાં કર્મને કોઈ બીજાં શાસ્ત્રમાં પણ જુદાં કહેલા નથી; અહીં કર્મ શબ્દથી ગૌરવ કે ભારેપણું અથવા લાઘવ એટલે હલકાપણું, તેમ જ રસ, રક્ત આદિને ઉત્પન્ન કરનારપણુ-ઇત્યાદિ કર્મો અહીં સમજાય છે; એમ બીજાં શાસ્ત્રોમાં સંસૃષ્ટ કે મિશ્ર થયેલ રસોનાં કર્મો જુદાં કહ્યાં નથી, તેમ અમે પણ તે સંસૃષ્ટ રસોનાં કર્મને જુદાં કહીશું નહિ, એ વાત હવે નીચેના સૂત્રમાં કહે છે. ૨૦-૨૨

### એમ રસો ૭ જ છે

**तच्चैव कारणमवेक्षमाणाः षण्णां रसानां परस्परेणासंसृष्टानां लक्षणपृथक्त्वमुपदेक्ष्यामः ॥ २३ ॥**

**એ જ કારણને જોતા અમે પરસ્પર અસંસૃષ્ટ કે નહિ મળેલા ૭ રસોનાં જ લક્ષણોનો અલગ અલગ ઉપદેશ કરીશું. ૨૩**

યોગીન્દ્રનાથસેન અહીં આમ સમજાવે છે: એમ સંસૃષ્ટ રસોનાં કે અન્યોન્ય મળેલા રસોના કર્મ પણ જુદાં જુદાં કોઈ સ્થળે કહેવાયાં નથી, એ જ કારણને જોઈ-વિચારીને અમે પરસ્પર નહિ મળેલા ૭ રસોના આસ્વાદરૂપ લક્ષણનો સુખ-ઉપલેપ આદિરૂપે અલગ અલગ ઉપદેશ કરીશું, પરંતુ સંસૃષ્ટ કે અન્યોન્ય મળેલા રસોનું લક્ષણ અલગ અલગ કહીશું નહિ, એટલે કે અન્યોન્ય મળેલા તે રસો મૂળ ૭ રસોથી જુદા હોતા નથી અને એ જ કારણે તેઓનો આસ્વાદ પણ જુદો થતો નથી, તેથી તે સંસૃષ્ટ કે પરસ્પર મળેલા રસોના જુદાં લક્ષણો કહેવાં જરૂરી જ નથી; જોકે મધુરસ્કંધ કે મધુરવર્ગમા કહેલ શેલડી, દૂધ, ગોળ વગેરેમાં મધુરતા ભલે જુદી જુદી જણાય છે, છતાં સુખ, ઉપલેપ આદિરૂપ તેનું તેનું જે મૂળ લક્ષણ છે, તે તો તે તે સર્વમા સરખું જ હોય છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે રસો ૭ જ છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: પ્રધાન રસોની ઉત્પત્તિમાં ગુણરૂપ થયેલ રસોની પણ પ્રકૃતિઓ જ અંશોના ઓછા-વધતાપણે મિશ્ર થઈને ગુણરૂપ થયેલા રસોને ઉત્પન્ન કરે છે; તેમ જ પાંચ જ ભૂતોરૂપે પ્રકૃતિઓ પણ ખરી રીતે પાંચ જ છે, અસંખ્ય તો છે જ નહિ; એ જ કારણને જોતા અમે પરસ્પર

અસંસૃષ્ટ કે નહિ મળેલા જ ૭ રસોનાં લક્ષણોનો અલગ અલગ ઉપદેશ કરીશું; પરંતુ પરસ્પર સંસૃષ્ટ કે મળેલા રસોનાં અલગ અલગ લક્ષણો કહીશું નહિ; કેમ કે તેઓનાં લક્ષણો તો જુદાં જુદાં કહેલાં મૂળ ૭ રસોનાં લક્ષણો ઉપરથી જ જણાઈ રહેશે. હવે પ્રથમ થોડાક દ્રવ્યોના ભેદ કહ્યા પછી રસોનાં લક્ષણો અમે કહીશું.

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'રસોનાં પરસ્પર સંસર્ગ કે મિલન થાય તોપણ તેઓના ગુણ-કર્મમાં કોઈ જાતની અધિકતા થતી નથી. એ જ કારણે તે સંસૃષ્ટ કે અન્યોન્ય સાથે મળેલા રસોનાં લક્ષણો અલગ અલગ કહીશું નહિ; પરંતુ મૂળ ૭ રસોનું જ 'लक्षणेन पृथक्त्वम्'–લક્ષણથી અલગ અલગપણું અમે કહીશું. લક્ષણ એટલે કે 'लक्ष्यते येन तल्लक्षणम्'–જેના વડે હરકોઈનું યથાસ્થિત જ્ઞાન થાય, તે તેનું લક્ષણ કહેવાય છે; એ લક્ષણો, 'तत्र तु मधुरो रसः' ઇત્યાદિ ગ્રંથથી, તેમ જ 'स्नेहनप्रीणनह्लादन' ઇત્યાદિ ગ્રંથથી જે કહેવાશે, તે સર્વ લેવાનાં છે; અથવા 'લક્ષણ' શબ્દ ઉપરથી 'मधुरो रसः' ઇત્યાદિ ગ્રંથ દ્વારા જે લક્ષણ કહેવાનું છે, તે અહીં જણાવાય છે. એ લક્ષણવડે અલગપણું એટલા માટે કહેવાશે કે તે ઉપરથી રસ વિષેના ભેદનું જ્ઞાન થાય અને તે જ એ 'स्नेहनप्रीणन' ઇત્યાદિ જે કહેવાશે, તે જ અહીં લેવાય છે.

### દ્રવ્યભેદના સ્વરૂપકથનની પ્રતિજ્ઞા અને તે કહેવાનો પ્રારંભ

अग्रे तु तावद्द्रव्यभेदमभिप्रेत्य किंचिदभिधास्यामः ॥ २४ ॥

सर्वं द्रव्यं पाञ्चभौतिकमस्मिन्नर्थे; तच्चेतनावदचेतनं च, तस्य गुणाः शब्दादयो गुर्वादयश्च द्रवान्ताः, कर्म पञ्चविधमुक्तं वमनादि ॥ २५ ॥

હવે પ્રથમ તો દ્રવ્યોના ભેદ કહેવાનો અભિપ્રાય ધરાવી (તે દ્રવ્યો વિષે) અમે કંઈક કહીશું. આ આયુર્વેદના અધિકારમાં કે પ્રકરણમાં બધાં દ્રવ્યો પાંચ ભૂતોના વિકારરૂપ જ છે; તે દ્રવ્ય ચેતનાવાળાં તથા અચેતન હોય છે; તે દ્રવ્યના ગુણો, શબ્દ આદિ તથા ગુરુ આદિ દ્રવ સુધીના હોય છે; અને તે દ્રવ્યનું કર્મ, વમન આદિ પાંચ પ્રકારનું કહ્યું છે. ૨૪,૨૫

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: એમ જ્યારે રસો કહેવાના છે, ત્યારે દ્રવ્યોનો ભેદ જાણવો પ્રથમ જરૂરી થાય છે, માટે તે દ્રવ્યોના ભેદનું પ્રતિપાદન કરવું પણ આવશ્યક થતું હોવાના કારણે, તે દ્રવ્યભેદનું પ્રતિપાદન પ્રથમ કરવામાં આવે છે; અર્થાત્ રસોનું જ્ઞાન દ્રવ્યના જ્ઞાનને અધીન હોય છે, તેથી પ્રથમ દ્રવ્યો કહેવાની શરૂઆત કરે છે; અને તે પણ અમુક કંઈક જ અંશે જ, એટલે કે આયુર્વેદમાં જેટલું ઉપયોગી છે, તેટલું જ દ્રવ્યોનું સ્વરૂપ કહેવાની શરૂઆત કરે છે; કેમ કે સમગ્ર દ્રવ્યોનું સ્વરૂપ અહીં કહેવાની આવશ્યકતા બીનજરૂરી છે; તેથી તો ફોગટનું અપ્રાસંગિક કહેવાનો દોષ પ્રાપ્ત થાય છે એ ભાવ છે. શ્રી યોગીંદ્રનાથસેન અહીં આમ સમજાવે છે: અહીં રસો જ કહેવા યોગ્ય છે; પરંતુ એ રસોનું જ્ઞાન દ્રવ્યોના જ્ઞાનને અધીન છે, તે કારણે પ્રથમ દ્રવ્યનો અધિકાર ચાલુ કરીને દ્રવ્યો કહેવાની પ્રતિજ્ઞા કરે છે: આ આયુર્વેદના અધિકારમાં બધાં દ્રવ્યો પાંચ મહાભૂતોના વિકારરૂપ છે એટલે કે દ્રવ્ય પ્રત્યે પાંચે ભૂતોનું કારણપણું જણાવીને તે પાંચ ભૂતોને રસની ઉત્પત્તિનાં કારણ સિદ્ધ કરવાનાં છે; તે વાત પ્રથમ દીર્ઘંજીવિતીય નામના પહેલા અધ્યાયમાં કહેવાઈ પણ છે કે, 'रसनार्थो रसस्तस्य द्रव्यमापः क्षितिस्तथा। निर्वृत्तौ च विशेषे च प्रत्ययाः खादयस्तथा–' (જુઓ શ્લોકસ્થાન, અધ્યાય ૧ લો, શ્લોક ૬૩ મો) વૃદ્ધવાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહસૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'इह हि द्रव्यं पञ्चमहाभूतात्मकम्, तस्याधिष्ठानं पृथिवी, योनिरुदकं, खानिलानलसंयोगान्निर्वृत्तिविशेषौ'–આ આયુર્વેદશાસ્ત્રમાં દ્રવ્યને પાંચ ભૂતોના વિકારરૂપ કહેલ છે; તે દ્રવ્યનું અધિષ્ઠાન કે આશ્રયસ્થાન અથવા રહેઠાણ તો પૃથ્વી અને જળ બે જ છે; પરંતુ આકાશ, વાયુ તથા અગ્નિના સંયોગથી એ દ્રવ્યની અભિવ્યક્તિ કે પ્રકટ દશા તથા ભેદો થાય છે; એટલે કે દ્રવ્યની અભિવ્યક્તિનું તથા ભેદોનું કારણ તો આકાશ, વાયુ તથા અગ્નિનો સંયોગ છે; એમ તે દ્રવ્ય પાંચ ભૂતોના વિકારરૂપ હોઈને ચેતન તથા અચેતન–એ પ્રકારનું છે; તે ચેતન તથા અચેતનનું લક્ષણ પણ દીર્ઘંજીવિતીય નામના પહેલા અધ્યાયમાં આમ કહેવાઈ ગયું છે કે, 'सेन्द्रियं चेतनं द्रव्यं निरिन्द्रियमचेतनम्–ઇંદ્રિયોવાળું દ્રવ્ય ચેતન હોય છે અને ઇંદ્રિયો વિનાનું દ્રવ્ય અચેતન હોય છે;' એમ તે ચેતન–અચેતનરૂપ લક્ષણવાળા બે પ્રકારના તે દ્રવ્યના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, એમ પાંચ ગુણો છે; તેમ જ ગુરુથી આરંભી દ્રવ સુધીના વીસ ગુણો છે; જેમ કે ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, મંદ, તીક્ષ્ણ, સ્થિર, સર, મૃદુ, કઠિન, વિશદ, પિચ્છિલ, શ્લક્ષ્ણ, ખર, સૂક્ષ્મ, સ્થૂલ, સાન્દ્ર તથા દ્રવ, એ વીસ પણ દ્રવ્યના ગુણો છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૧મા

અધ્યાયમાં આ ગુણો કહ્યા છે : 'गुणा य उक्ता द्रव्येषु शरीरेष्वपि ते स्मृताः। स्थानवृद्धिक्षयास्तस्माद् देहिनां द्रव्यहेतुकाः'–દ્રવ્યોમાં જે ગુણો કહ્યા છે, તે જ ગુણો પ્રાણીઓનાં શરીરોમાં પણ કહેવામાં આવ્યા છે, એ જ કારણે પ્રાણીઓના દોષોની સમતા, વૃદ્ધિ અને ક્ષીણતા પણ દ્રવ્યોના ઉપયોગના કારણે જ થયા કરે છે; તેમ જ દ્રવ્યોના કર્મ પણ વમન આદિ પાંચ પ્રકારનાં કહેલ છે; કેમ કે સર્વ કર્મોનો આ પાંચમાં જ સમાવેશ થાય છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે : 'પૃથ્વી આદિ સર્વ કાર્યરૂપ દ્રવ્ય, તેમ જ શરીર, ઇંદ્રિયો તથા વિષયો નામનાં પણ દ્રવ્યો પાંચભૌતિક છે–પાંચ ભૂતોથી જ બનેલા છે; એટલે પાંચભૂતોરૂપી મૂળ પ્રકૃતિ કે કારણવાળા છે; આ પાંચભૌતિક અર્થમાં તે તે સર્વ દ્રવ્ય, ચેતન અને અચેતનરૂપે સમાઈ જાય છે; તેમાં ઇંદ્રિયોથી જે યુક્ત હોય તે ચેતન છે અને ઇંદ્રિયોથી જે રહિત હોય તે અચેતન છે, એમ પહેલા અધ્યાયમાં કહેવાયુ છે; તેમાં પાંચ ભૂતો એટલે અનભિવ્યક્ત નહિ એવી શબ્દતન્-માત્રાવાળું આકાશ, અભિવ્યક્ત સ્પર્શ–તન્માત્રાવાળો વાયુ, અભિવ્યક્ત રૂપ તન્માત્રાવાળું તેજ, અભિવ્યક્ત રસતન્-માત્રાવાળું જળ અને અભિવ્યક્ત ગંધતન્-માત્રાવાળી પૃથ્વી, એ નામે છે; તે પાંચભૌતિક ચેતન–અચેતન દ્રવ્યના ગુણો–કાર્યરૂપ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધરૂપે હોય છે; તેમાં શબ્દ દશ પ્રકારનો, શીત–ઉષ્ણ આદિ સ્પર્શ, લોહિત આદિ રૂપ, મધુર આદિ રસ તથા સુગંધ આદિ ગંધના ભેદો થાય છે; વળી ગુરુ આદિ બીજા ૨૦ કાર્યગુણો પણ દ્રવ્યોમાં રહે છે; જેઓને ગુરુથી માંડી દ્રવ સુધીના 'યજ્જ:પુરુષીય' અધ્યાયમાં કહેવામાં આવ્યા છે; જેમ કે ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, મંદ, તીક્ષ્ણ, સ્થિર, સર, મૃદુ, કઠિન, વિશદ, પિચ્છિલ, શ્લક્ષ્ણ, ખર, સૂક્ષ્મ, સ્થૂલ, સાન્દ્ર તથા દ્રવ નામે તે કહ્યા છે; તેમ જ કાર્યરૂપ કર્મ વમન આદિ નામે પાંચ પ્રકારનું પ્રથમ અધ્યાયમાં કહેલ છે.

શ્રી ચક્રપાણિ અહીં કંઈક વધુ આમ સમજાવે છે : 'આ પ્રકરણમાં સર્વ કાર્યદ્રવ્યને પાંચભૌતિક કહેલ છે; તે દ્રવ્યમાં શબ્દાદિ ગુણો તથા ગુરુથી આરંભી દ્રવ સુધીના પૂર્વોક્ત વીસ ગુણો હોય છે; એમાં પરત્વ તથા અપરત્વ આદિ ગુણોને કહ્યા નથી, તેનું કારણ આ છે કે, ચિકિત્સામાં તેઓનું મુખ્યપણું હોતું નથી; વળી તે ગુણોમાં યુક્તિ, સંયોગ, પરિમાણ, સંસ્કાર તથા અભ્યાસ નામના ગુણો, જોકે ચિકિત્સામાં અત્યંત ઉપયોગી હોય છે, છતાં જે કહ્યા નથી, તેનું કારણ આ છે કે, તેઓ પાર્થિવ આદિ દ્રવ્યોના શબ્દાદિની પેઠે સાંસિદ્ધિક ગુણો નથી, પરંતુ આધેય તરીકે રહેલા તે ગુણો હોય છે; તેથી અહીં નૈસર્ગિક ગુણકથનમાં તેઓને કહેલા નથી. વમન આદિ પાંચ પ્રકારના કર્મ તો 'અપામાર્ગતંડુલીય' નામના બીજા અધ્યાયમાં કહેલ છે અને તે પણ મુખ્ય કર્મ તરીકે અહીં જણાવેલ છે, તેથી બૃંહણ આદિ બીજાં કર્મ પણ અહીં સમજી લેવાનાં છે.' ૨૪,૨૫

## પાર્થિવ દ્રવ્યો અને તેઓનાં ગુણકર્મો

**तत्र द्रव्याणि गुरुखरकठिनमन्दस्थिरविशदसान्द्रस्थूलगन्धगुणबहुलानि पार्थिवानि, तान्युपचयसंघातगौरवस्थैर्यकराणि ॥ २६ ॥**

**તે પાંચ ભૌતિક દ્રવ્યોમાં ગુરુ, ખર, કઠિન, મંદ, સ્થિર, વિશદ, સાંદ્ર, સ્થૂલ તથા ગંધ ગુણ જેમાં લગભગ વધારે હોય તેઓને પાર્થિવ દ્રવ્યો જાણવાં; તે પાર્થિવ દ્રવ્યો ઉપચય, સંઘાત, ગૌરવ તથા સ્થિરતા કરનારાં હોય છે. ૨૬**

યોગીંદ્રનાથસેન અહીં આમ સમજાવે છે : સ્થાવર-જંગમ પાંચભૌતિક દ્રવ્યનાં સામાન્ય ગુણકર્મ કહીને હવે પ્રત્યેક ભૂતોની અપેક્ષાએ તે ગુણકર્મો દર્શાવવા કહે છે : તે પાંચભૌતિક દ્રવ્યોમાં પાર્થિવદ્રવ્યો અહીં કહ્યા પ્રમાણે છે, જોકે સર્વ દ્રવ્યો ખરી રીતે પાંચમહાભૂતોમાંથી જ બનેલાં હોય છે, છતાં અમુક અમુક દ્રવ્યોમાં તે તે ભૂતોનો ભાગ અધિક હોય છે, તેથી તે પાર્થિવ આદિ વિભાગ ધરી શકે છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૧ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'तत्र पृथिव्यप्तेजोवाय्वाकाशानां समुदायाद् द्रव्याभिनिर्वृत्तिः उत्कर्षस्त्वभिव्यञ्जको भवति–इद पार्थिवमिदमाप्यमिदं तैजसमिद वायव्यमिदमाकाशीयमिति–' જોકે પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશના સમુદાયમાંથી જ સર્વ દ્રવ્યોની ઉત્પત્તિ થાય છે, છતાં તે તે દ્રવ્યોમાં તે તે ભૂતોની અધિકતા પણ હોય છે, તેથી આ પાર્થિવ દ્રવ્ય, આ જલીય દ્રવ્ય, આ તૈજસ દ્રવ્ય આ વાયવીય દ્રવ્ય તથા આ આકાશીય દ્રવ્ય, એમ પણ કહેવાય છે. તેમાંના પાર્થિવ દ્રવ્યોમાં ગુરુ આદિ ગુણો લગભગ વધુપડતા હોય છે. 'गुर्वादयः गुणाः बहुला येषु तानि' એમ 'बहुल' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે; તે આમ સૂચન કરે છે કે પાર્થિવ દ્રવ્યમાં બીજા પણ ગુણો હોય છે, કેમ કે સર્વ દ્રવ્યો પાંચ ભૂતોના જ વિકાર રૂપ હોય છે; છતાં તેમાં પૃથ્વીના ગુણો લગભગ વધારે હોય છે; એમ જલીય દ્રવ્ય આદિના સંબંધે પણ સમજવું. કેટલાક અહીં આમ પણ કહે છે કે, 'गुरुखरकठिनमन्दस्थिरविशदसान्द्रस्थूलानि गन्धगुणबहुलानि'–ગુરુ કે ભારે,

ર કે ખરસટ, કઠિન, મંદ, સ્થિર, વિશદ, સાંદ્ર તથા સ્થૂલ, એટલા ગુણો પાર્થિવ દ્રવ્યોમાં હોય છે; ગંધ, ગુણ લગભગ વધારે હોય છે; તેઓના મતે પાર્થિવ આદિ દ્રવ્યોમાં ગંધ આદિ ગુણોવાળાંઓનું જ પાર્થિવ તરીકે લગભગ બાહુલ્ય કે આધિક્ય સમજવું.

એમ પાર્થિવ દ્રવ્યોના ગુણો કહીને હવે તેઓનાં કર્મો કહે છે: એ પાર્થિવ દ્રવ્યો ઉપચય એટલે બૃંહણ, સંઘાત એટલે દૃઢતા કે કઠિનતા, ગૌરવ એટલે ભારેપણું અને સ્થૈર્ય એટલે સ્થિરતા કે અવિચાલન કરે છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૧ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'तत्र स्थूलसान्द्रमन्दस्थिरगुरुकठिनगन्धबहुलमीषत्कषायं प्रायशो मधुरं पार्थिवम्, तत् स्थैर्यसंघातोपचयकरं, विशेषतोऽधोगतिस्वभावम्। તેમાં જે દ્રવ્ય સ્થૂલ, સાંદ્ર, મંદ, સ્થિર, ગુરુ, કઠિન, લગભગ ગંધ ગુણવાળું, થોડી તૂરાશવાળું તથા લગભગ મધુર હોય છે, તે ઘણુંખરું પાર્થિવદ્રવ્ય હોય છે; તે પાર્થિવદ્રવ્ય સ્થિરતા, સંઘાત તથા ઉપચય કે પુષ્ટિને કરનારું હોય છે; અને ખાસ કરી (શરીરમાં કે બહાર) નીચે ગતિ કરવાના સ્વભાવવાળું હોય છે.'

શ્રી ગંગાધર અહીં ટૂંકમાં આમ સમજાવે છે: પાંચભૌતિક દ્રવ્યો, જેઓ ચેતન–અચેતન હોય છે, તેઓમાં ગુરુ આદિ નવ ગુણો, જેઓમાં લગભગ વધુ હોય છે, તેઓને પાર્થિવ દ્રવ્યો જાણવાં, એટલે કે તે દ્રવ્યોમાં પૃથ્વીનો ભાગ વધારે હોઈને પાંચ ભૂતોથી યુક્તપણું પણ હોય છે; એ ઉપરથી આમ જણાવ્યું છે કે પાર્થિવ દ્રવ્યોમાં બાકીના ભૂતગુણો–દ્રવાદિ લગભગ વધુપડતા હોતા નથી; એ પાર્થિવ દ્રવ્યોનાં કર્મો પણ અહીં કહ્યાં છે કે તે પાર્થિવ દ્રવ્યોનો જો ઉપયોગ કર્યો હોય તો તેઓ શરીર વગેરેના ઉપચય, સંઘાત, ગૌરવ તથા સ્થૈર્યને કરનાર હોય છે.

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે: 'આ સૂત્રમાં 'बहुलानि' એમ જે 'बहुल' શબ્દનો પ્રયોગ કર્યો છે, તેનો સંબંધ ગુરુ આદિ પ્રત્યેકની સાથે કરવાનો છે; અથવા કેવળ 'गन्ध' શબ્દની સાથે જ તેનો સંબંધ કરવો વધુ યોગ્ય છે; કારણ કે 'गन्धगुणबहुला पृथिव्येव भवति'–લગભગ વધુપડતા ગંધ ગુણવાળી તો કેવળ પૃથ્વી જ હોય છે; આજ કારણે બીજાં દ્રવ્યોનાં લક્ષણમાં પણ તેઓનો જે ખાસ વિશેષ ગુણ હોય છે, તેઓને સૌની છેલ્લે જ કહેવામાં આવેલ છે; જેમ કે 'रसगुणबहुलानि' ઇત્યાદિ. એટલે તે તે સ્થળે પણ રસ આદિની સાથે જ 'बहुल' શબ્દને યોજવો જોઈએ; જોકે સર્વ કાર્યદ્રવ્યો પાંચભૂતોના જ વિકારોરૂપ હોય છે, છતાં જેમાં જેમાં પૃથ્વી આદિ તે તે એક એક ભૂતની અધિકતા હોય છે, તેઓને તે તે પાર્થિવ આદિ તરીકે અલગ અલગ પણ કહી શકાય છે. એમ સમજવું. 'संघात' કર્મનો અર્થ 'કઠિનતા' થાય છે અને 'स्थैर्य'નો અર્થ 'અવિચાલ' કે ન ચલાવી શકાય તે સ્થિરતા, એ પ્રમાણે થાય છે.' ૨૬

## જલીય દ્રવ્યો અને તેઓનાં ગુણકર્મો

**द्रवस्निग्धशीतमन्दमृदुपिच्छिलरसगुणबहुलान्याप्यानि, तान्युत्क्लेदस्नेहबन्धविष्यन्दमार्दवप्रह्लादकराणि॥**

**જેઓમાં દ્રવ કે પ્રવાહીપણું, સ્નિગ્ધતા કે ચીકાશ, શીતળતા, મંદતા, કોમળતા, પિચ્છિલપણું તથા રસ ગુણ લગભગ વધારે હોય, તે જલીય દ્રવ્યો હોય છે; એ દ્રવ્યો(નો જો ઉપયોગ કર્યો હોય તો શરીરમાં) ઉત્ક્લેદ–ભીનાશ કે કચકચતાપણું, સ્નેહ કે સ્નિગ્ધતા, એકબીજાને બાંધવાં કે જોડવાં, વિષ્યન્દ કે વહેવડાવવું, કોમળપણું તથા પ્રહ્લાદ–એટલે શરીર તથા ઇંદ્રિયોને તૃપ્ત તથા પ્રસન્ન કરવારૂપ કર્મોને કરે છે. ૨૭**

યોગીન્દ્રનાથ સેન અહીં ટૂંકમાં આમ સમજાવે છે: 'જલીય દ્રવ્યોમાં દ્રવ આદિ ગુણો લગભગ વધારે હોય છે; એ તેઓમાં રહેલા ગુણો બતાવ્યા છે; પછી તેઓનાં કર્મ અહીં જણાવ્યાં છે; તેમાં 'ઉત્ક્લેદ'નો અર્થ ભીનાશ થાય છે; બંધ એટલે બાંધવું–સાથે જોડવું કે એકબીજાને એકઠાં કરી દેવાં; વિષ્યન્દ એટલે દ્રવ અથવા પ્રવાહીરૂપે કરવું; માર્દવ એટલે કોમળતા કરવી; એમ તે જલીય દ્રવ્યો ઉત્ક્લેદ આદિ પોતાનાં કર્મોને કરે છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૧ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે–'शीतस्तिमितस्निग्धमन्दगुरुसरसान्द्रमृदुपिच्छिलं रसबहुलमीषत् कषायाम्ललवणं मधुररसप्रायमाप्यं, तत् स्नेहनप्रह्लादनक्लेदनबन्धनविष्यन्दनकरम्।'–જેમાં શીતળતા, ભીનાશ, સ્નિગ્ધપણું, મન્દતા, ભારેપણું, સારકપણું, ઘટ્ટપણું, કોમળપણું તથા ચીકાશ હોય, રસ લગભગ વધારે હોય, લગાર તૂરાશ, ખટાશ તથા ખારાશ હોય અને મધુરરસ લગભગ વધારે હોય, તે જલીય દ્રવ્ય કહેવાય છે; એ દ્રવ્ય સ્નેહન, અતિશય હર્ષકારક, બાંધનાર, જોડનાર કે એકઠું કરનાર તથા ઝરણ–સ્રાવ કે પ્રવાહરૂપે કરી વહેવડાવનાર હોય છે.

અહીં શ્રી ગંગાધર આમ સમજાવે છે: 'દ્રવથી માંડી રસ સુધીના નવ ગુણો જેમાં લગભગ વધારે હોય તે જલીય દ્રવ્યો કહેવાય છે; એકંદર જેઓમાં જળતત્ત્વ વધારે હોય અને જે પાંચે ભૂતોમાં વિકારરૂપ પણ હોય તે જલીય દ્રવ્ય હોય; એટલે કે જેમાં જળના ગુણો

લગભગ અધિક હોવા ઉપરાંત બીજા ભૂતોના ગુણો પણ હોય, પરંતુ તે બીજા ભૂતોના ગુણો ઘણા ઓછા હોય, તે જલીય દ્રવ્ય હોય, એમ જણાવવા માગે છે; એ જલીય દ્રવ્યોનાં કર્મો આ પ્રમાણે હોય છે: એ જલીય દ્રવ્યોનો જો ઉપયોગ કર્યો હોય તો તેઓ શરીર વગેરેમાં ભીનાશ, સ્નેહ, બંધ, પ્રવાહીપણું, કોમળતા તથા હર્ષ ઉપજાવવારૂપ કર્મોને કરે છે.'

શ્રી ચક્રપાણિ લખે છે કે, પરસ્પર જોડી દઈ સંબંધ કરવો-બાંધવું-એકરું કરી દેવું તે બંધન કહેવાય છે અને શરીરને તથા ઇંદ્રિયોને તૃપ્ત કરવી, તે 'પ્રહ્લાદ' કહેવાય છે. ૨૭

### આગ્નેય દ્રવ્યો અને તેઓનાં ગુણકર્મો

उष्णतीक्ष्णसूक्ष्मलघुरूक्षविशदरूपगुणबहुलान्याग्नेयानि, तानि दाहपाकप्रभाप्रकाशवर्णकराणि ॥२८॥

જેઓમાં ઉષ્ણતા, તીક્ષ્ણતા, સૂક્ષ્મતા, લઘુતા કે હલકાઈ, રૂક્ષતા, વિશદપણું તથા રૂપગુણ લગભગ વધારે હોય, તેઓ આગ્નેય એટલે અગ્નિતત્ત્વની અધિકતાવાળાં દ્રવ્યો કહેવાય છે અને તેઓ દાહ, પાચન કે પાક કરવો, પ્રભા-દીપ્તિ-તેજ-કાંતિ, પ્રકાશ તથા વર્ણ (રૂપ કર્મ એટલે શરીરની સુંદરતા) કરનારાં હોય છે. ૨૮

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'અહીં ઉષ્ણ આદિ ગુણો કહ્યા છે અને દાહ આદિ કર્મો કહ્યાં છે; તેઓમાંથી જેનો સ્વભાવ સૂક્ષ્મ સ્રોતોને અનુસરવાનો હોય છે તે સૂક્ષ્મ ગુણ કહેવાય છે. ચીકાશવાળા પિચ્છિલગુણથી જે વિપરીત હોય તે 'વિશદ' ગુણ કહેવાય છે; એકંદર ઉષ્ણતા વગેરે ગુણો જેઓમાં લગભગ વધુ હોય છે, તે આગ્નેય કે અગ્નિનો સંબંધ ધરાવતા દ્રવ્યો ગણાય છે; તેઓનાં કર્મો પૈકી ભસ્મ કરી દેવું તે 'દાહ' કહેવાય છે; આહાર આદિનું પાચન કરવું તે પાક કહેવાય છે; 'પ્રભા' એટલે તેજ અને 'પ્રકાશ' એટલે અભિવ્યક્તિ કે પ્રકટ સ્વરૂપ કરવું; અને 'વર્ણ' એટલે શરીરના રંગને ગૌર, ઉજ્જ્વળ આદિરૂપે કરવો તે છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૧મા અધ્યાયમાં આમ કહ્યું છે કે—' उष्णतीक्ष्णसूक्ष्मरूक्षखरलघुविशदरूपगुणबहुलमीषदम्ललवणं कटुकरसप्रायं विशेषतश्चोर्ध्वगतिस्वभावमिति तैजसम्, तद् दहनपचनदारणतापनप्रकाशनप्रभावर्णकरम् '—જેમાં ઉષ્ણતા તીક્ષ્ણતા, સૂક્ષ્મતા, રૂક્ષતા, ખર કે ખરસટપણું, લઘુતા કે હલકાઈ, વિશદતા કે પિચ્છિલતાથી વિપરીતપણું કે ચીકાશરહિતપણું તથા 'રૂપ' ગુણ લગભગ વધારે હોય; તેમ જ લગાર ખટાશ તથા ખારાશ હોય અને તીખો રસ લગભગ વધારે હોય; તેમ જ જેનો સ્વભાવ ખાસ કરી ઊંચી ગતિ કરવાનો હોય, તે દ્રવ્ય-'તૈજસ' કહેવાય છે. એ તૈજસ દ્રવ્યનો ઉપયોગ કર્યો હોય તો દાહ, પાચન, ચીરી નાખવું, તપાવવું, પ્રકાશ કરવો, મુખની પ્રભા બતાવવી તથા શરીરનો રંગ ઉજ્જ્વળ કે તેજસ્વી બનાવવો, વગેરે કર્મોને કરે છે.

શ્રી ગંગાધર અહીં ટૂંકમાં આમ સમજાવે છે: 'ઉષ્ણતા વગેરે સાત ગુણો જેમાં લગભગ વધારે હોય, તે અગ્નિના વધુ સંબંધવાળાં હોઈને 'આગ્નેય' કહેવાય છે; એટલે કે તેજનો ગુણ જેમાં વધારે હોઈને જે પાંચ ભૂતોના વિકારરૂપ હોય તે આગ્નેય દ્રવ્યો ગણાય છે; એકંદર અગ્નિ સિવાયનાં ભૂતોના ગુણો જેમાં લગભગ ઓછા હોય, તે આગ્નેય દ્રવ્યો કહેવાય છે; તેઓનાં કર્મો આ પ્રમાણે હોય છે; તે આગ્નેય દ્રવ્યોનો ઉપયોગ કર્યો હોય તો તે દાહ, પાચન, પ્રભા, પ્રકાશ તથા વર્ણને કરે છે.

શ્રી ચક્રપાણિ લખે છે કે અહીં 'પ્રભા' શબ્દનો અર્થ વર્ણનો પ્રકાશ કરનારી 'દીપ્તિ' એવો થાય છે. આ સંબંધે કહ્યું છે કે ' वर्णमाक्रामति च्छाया प्रभा वर्णप्रकाशिका '—જે વર્ણ પર આક્રમણ કરે કે વર્ણને દબાવી દે તે 'છાયા' કહેવાય છે, પરંતુ વર્ણનો જે પ્રકાશ કરે તે 'પ્રભા' કહેવાય છે.

### વાયવીય દ્રવ્યો અને તેઓનાં ગુણ-કર્મો

लघुशीतरूक्षखरविशदसूक्ष्मस्पर्शगुणबहुलानि वायव्यानि, तानि रौक्ष्यग्लानिविचारवैशद्यलाघवकराणि ॥ २९ ॥

જેઓમાં લઘુ, શીત, રૂક્ષ, ખર, વિશદ, સૂક્ષ્મ તથા સ્પર્શ ગુણ લગભગ વધુ હોય, તે વાયવીય દ્રવ્યો કહેવાય છે; તે દ્રવ્યો (જો ઉપયોગમાં લેવાયાં હોય તો) રૂક્ષતા, ગ્લાનિ, વિચાર, વિશદતા તથા લાઘવ કે લઘુતાને કરે છે. ૨૯

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: જેઓમાં લઘુ આદિ ગુણ લગભગ વધારે હોય, એમ કહીને વાયવીય દ્રવ્યો અને તેઓના ગુણો કહ્યા છે; તેઓના કર્મોમાં 'વિચાર' નો અર્થ, 'મનમાં અનેક વિકલ્પો કરાવવા' એ છે; અથવા 'ગતિ કરાવવી' એ છે; એ વાયવીય દ્રવ્યો રૂક્ષતા વગેરેને કરે છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૧મા અધ્યાયમાં આમ કહ્યું છે: ' सूक्ष्मरूक्षखरशिशिरलघुविशदं स्पर्शबहुलमीषत् तिक्तं विशेषतः कषायमिति वायवीयम्, तद् वैशद्यलाघवग्लपनरूक्षणविचारकरम्—જે દ્રવ્ય સૂક્ષ્મ, રૂક્ષ, ખર, શિશિર કે શીતળ, લઘુ કે હલકું તથા વિશદ હોય, જેમાં સ્પર્શગુણ લગભગ

વધારે હોય, લગાર કડવાશ હોય અને વિશેષે કરી તૂરું હોય તે વાયવીય કે વાયુ સંબંધી ગણાય છે; તે વાયવીય દ્રવ્ય વિશદતા, લઘુતા, ગ્લપન કે ગ્લાનિ, રૂક્ષતા તથા વિચારણા કે વિચાર કરાવે છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે : 'લઘુ આદિ સાત ગુણો જેમાં લગભગ વધારે હોય તે વાયુના ગુણની લગભગ અધિકતાવાળાં હોઈ વાયવીય કહેવાતાં દ્રવ્ય પાંચે ભૂતોનાં વિકારરૂપ હોય છે; અહીં પણ 'बहुल' શબ્દનો પ્રયોગ કર્યો છે, તેથી જેમાં વાયુના ગુણો અધિક હોવા ઉપરાંત બાકીના ભૂતના પણ ગુણો હોય, પરંતુ તેઓ ઓછા પ્રમાણમાં હોય છે, એમ જણાવ્યું છે; એ વાયુ સંબંધી દ્રવ્યોનાં કર્મો આ પ્રમાણે છે : તે વાયવીય દ્રવ્યોનો વધુ ઉપયોગ કર્યો હોય તો શરીર આદિની રૂક્ષતા, ગ્લાનિ, વિચાર, વિશદતા તથા લાઘવ કે હલકાપણું કરે છે. અહીં વિચાર શબ્દનો અર્થ વિચારવું કે સરકવું–ખસવું–જવું, એવો થાય છે.'

ચક્રપાણિ તો 'વિચાર' શબ્દનો અર્થ 'ગતિ' જ કરે છે. ૨૯

### આકાશીય દ્રવ્યો અને તેઓનાં ગુણકર્મ

मृदुलघुसूक्ष्मश्लक्ष्णशब्दगुणबहुलान्याकाशात्मकानि, तानि मार्दवशौपिर्यलाघवकराणि ॥ ३० ॥

જેઓમાં મૃદુતા કે કોમળતા, લઘુતા–હલકાપણું, સૂક્ષ્મતા, શ્લક્ષ્ણતા અને શબ્દ ગુણ લગભગ વધારે હોય, તે આકાશને લગતાં કે આકાશ સંબંધી હોઈને 'આકાશીય' દ્રવ્યો કહેવાય છે; એ આકાશીય દ્રવ્યો મૃદુતા, શૌષિર્ય કે પોલાણ તથા લાઘવ કે હલકાઈ કરનારાં છે. ૩૦

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'અહીં 'મૃદુ' શબ્દનો અર્થ 'કોમળ' એવો થાય છે: 'શ્લક્ષ્ણ' શબ્દનો અર્થ મસૃણ કે સુંવાળું થાય છે, એ શ્લક્ષ્ણ ગુણ ખર કે ખરસટપણાથી વિપરીત હોય છે; આકાશીય દ્રવ્યો આકાશરૂપ હોઈને 'મૃદુ' આદિ ગુણોની અધિકતાવાળાં હોય છે; એમ તે આકાશીય દ્રવ્યોના ગુણો કહીને તેઓનાં કર્મો કહે છે : તે આકાશીય દ્રવ્યો મૃદુતા એટલે કોમળતાને, શૌષિર્ય–એટલે છિદ્રપણું તથા લાઘવ કે હલકાપણું કરે છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૧ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે–'श्लक्ष्णसूक्ष्ममृदुव्यवायिविविक्तमव्यक्तरसं शब्दबहुलमाकाशीयम्', तन्मार्दवशौपिर्यलाघवकरम्'–શ્લક્ષ્ણ કે સુંવાળાપણું, સૂક્ષ્મતા, કોમળતા, વ્યવાયિ એટલે પ્રથમ આખા શરીરમાં વ્યાપ્ત થઈને પચે તેવું, વિવિક્ત–એટલે જુદા જુદા અવયવોવાળું, જેમાં કોઈ પણ રસ સ્પષ્ટ ન હોય તેવું અને શબ્દ ગુણ જેમાં અધિક હોય તે દ્રવ્ય આકાશીય કે આકાશ–સંબંધી કહેવાય છે; તે આકાશીય દ્રવ્ય કોમળતા, શૌષિર્ય એટલે પોલાણ કે છિદ્રપણું તથા લાઘવ કે હલકાપણું કરે છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: મૃદુ આદિ પાંચ ગુણો જેમાં લગભગ વધારે હોય. તે આકાશરૂપ દ્રવ્યો, લગભગ આકાશની અધિકતાવાળાં હોઈને પાંચભૂતોના વિકારરૂપ પણ હોય જ છે. અહીં પણ 'बहुल' શબ્દનો પ્રયોગ કર્યો છે, તે આમ સૂચવે છે કે આકાશના ગુણો જેમાં વધારે હોય અને આકાશ સિવાયનાં બીજાં ભૂતોના ગુણો પણ જેમાં ઓછા પ્રમાણમાં હોય જ છે, એ આકાશરૂપ દ્રવ્યો, શરીર આદિનું કોમળપણું તથા છિદ્રયુક્તપણું તેમ જ હલકાપણું કરે છે. ( આમ લખ્યા પછી શ્રી ગંગાધર પોતાની ટીકામાં સુશ્રુતનાં વચનો ટાંકે છે, જેને યોગીંદ્રનાથસેને ઉપર ચરકોપસ્કારમાં ટાંકી બતાવ્યાં છે. ) ૩૦

### સ્થાવર–જંગમ જગતને પાંચ-ભૌતિક કહેવામાં ગુણ

अनेनोपदेशेन नानौषधभूतं जगति किंचिद्द्रव्यमुपलभ्यते तां तां युक्तिमर्थं च तं तमभिप्रेत्य ॥ ३१ ॥

न तु केवलं गुणप्रभावादेव कार्मुकाणि भवन्ति; द्रव्याणि हि द्रव्यप्रभावाद् गुणप्रभावाद् द्रव्यगुणप्रभावाच्च तस्मिंस्तस्मिन् काले तत्तदधिष्ठानमासाद्य तां तां च युक्तिमर्थं च तं तमभिप्रेत्य यत्कुर्वन्ति तत्कर्म, येन कुर्वन्ति तद्वीर्यं, यत्र कुर्वन्ति तदधिकरणं, यदा कुर्वन्ति स कालः, यथा कुर्वन्ति स उपायः, यत्साधयन्ति तत्फलम् ॥ ३२ ॥

આ ઉપદેશથી ( આમ સિદ્ધ થાય છે કે ) આ જગતમાં જે કંઈ દ્રવ્ય મળે છે, તે, તે તે યુક્તિ તથા પ્રયોજનના અભિપ્રાયે ઔષધરૂપ ન હોય તેવું છે જ નહિ. દરેક દ્રવ્યો, કેવળ પોતાના ગુણના જ પ્રભાવથી કર્મ કરનારાં થાય છે, એવું હોતું જ નથી; કેમ કે બધાં દ્રવ્યો પોતાના દ્રવ્ય તરીકેના પ્રભાવથી, પોતાના ગુણોના પ્રભાવથી તેમ જ દ્રવ્ય–ગુણ–બન્નેના પ્રભાવથી પણ તે તે કાળે, તે તે અધિકરણ કે આધારને મેળવીને તે તે યુક્તિ તથા તે તે પ્રયોજનને અનુસરીને જે કંઈ ( કામ ) કરે છે, તે 'કર્મ' કહેવાય છે; જેના લીધે તે કર્મ કરે છે, તે તેનું 'વીર્ય'

કે સામર્થ્ય કહેવાય છે; જે સ્થળે તે કામ કરે છે તે 'અધિકરણ' કે આધાર છે; જ્યારે તે દ્રવ્ય કામ કરે છે, તે 'કાળ' કહેવાય છે; જે પ્રકારે તે કાર્ય કરે છે, તે ઉપાય કહેવાય છે અને જે કંઈ સિદ્ધ કરે છે, તે 'ફળ' કહેવાય છે. ૩૧,૩૨

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'આ ઉપદેશથી આમ જણાય છે કે આ જગતમાં જે કંઈ દ્રવ્ય મળે છે, તે ઔષધરૂપ નથી, એવું છે જ નહિ, પરંતુ તે તે યુક્તિ તથા પ્રયોજનને અનુસરી હરકોઈ દ્રવ્ય ઔષધરૂપે જ મળે છે. કદાચ અહીં પ્રશ્ન થાય કે દ્રવ્યો તો પોતાના ગુણો દ્વારા જ કર્મ કરે છે અને ગુણો તો અમુક નિયતરૂપે જ હોય છે, તો તેઓ અનેક જાતનાં કર્મ કેમ કરી શકે? આનો ઉત્તર જ મૂળમાં આપે છે કે હરકોઈ દ્રવ્ય કેવળ પોતાના ગુણોના પ્રભાવથી જ કાર્ય કરનારાં થાય છે, એવું છે જ નહિ; પરંતુ બધાયે દ્રવ્યો દ્રવ્ય તરીકેના પ્રભાવથી, ગુણના પ્રભાવથી અને દ્રવ્ય-ગુણ-બેયના પ્રભાવથી તે તે કાળે-એટલે વર્ષરૂપ કાળે કે રોગીની અવસ્થારૂપ કાળે તે તે આધારરૂપ દેશ, ભૂમિ કે દેહને પણ પ્રાપ્ત કરી તે તે યુક્તિ તથા પ્રયોજનને પણ અનુસરી જે કર્મ કરે છે, તે કર્મ, ઔષધના વ્યાપારરૂપે ઊર્ધ્વભાગે કે અધોભાગે દોષોને દૂર કરવારૂપે હોય છે; એ કર્મને તેઓ જેના લીધે કરે છે, તે તેઓનું વીર્ય-શક્તિ કે સામર્થ્યરૂપે હોય છે; જેમાં તેઓ કાર્ય કરે છે, તે કર્મનું અધિકરણ કે આધાર છે; તે અધિકરણરૂપે પાંચ મહાભૂતોના શરીરનું સમવાયિકારણ પુરુષ જ છે; જ્યારે જે વખતે તે કર્મને કરે છે, તે કાળ છે; એ કાળ વર્ષરૂપે હોઈ શીત, ઉષ્ણ તથા વર્ષારૂપ લક્ષણવાળો તથા આતુર કે રોગીની અમુક અવસ્થારૂપે હોય છે. જે પ્રકારે એટલે સ્વરસ, કલ્ક, ક્વાથ આદિના પ્રકારે જેઓ કાર્ય કરે છે, તે ઉપાય કહેવાય છે; અને જે સાંપડે છે કે સિદ્ધ કરે છે, તે આરોગ્યરૂપ ફળ કહેવાય છે. આ સંબંધે સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૧મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'अनेन निदर्शनेन नानौषधीभूतं जगति किंचिद् द्रव्यमस्तीति कृत्वा तं तं युक्तिविशेषमर्थं चाभिसमीक्ष्य स्ववीर्यगुणयुक्तानि द्रव्याणि कार्मुकाणि भवन्ति, तानि यदा कुर्वन्ति स कालः, यत् कुर्वन्ति तत् कर्म, येन कुर्वन्ति तद् वीर्यम्, यत्र कुर्वन्ति तद् अधिकरणम्, यथा कुर्वन्ति स उपायः, यन्निष्पादयन्ति तत् फलमिति, तत्र विरेचनद्रव्याणि पृथिव्यम्बुगुणभूयिष्ठानि, पृथिव्यापश्च गुर्व्यः, ता गुरुत्वादधो गच्छन्ति, तस्माद् विरेचनमधोगुणभूयिष्ठमनुमानात्, वमनद्रव्याण्यग्निवायुगुणभूयिष्ठानि, अग्निवायू हि लघू, लघुत्वाच्च तान्यूर्ध्वमुत्तिष्ठन्ति, तस्माद् वमनमप्यूर्ध्वगुणभूयिष्ठम्, उभयगुणभूयिष्ठम् उभयतो भागम्, आकाशगुणभूयिष्ठं संशमनम्, संग्राहकमनिलगुणभूयिष्ठम्, अनिलस्य शोषणात्मकत्वात्, दीपनमग्निगुणभूयिष्ठम्, लेखनमनिलानलगुणभूयिष्ठम्, बृंहणं पृथिव्यम्बुगुणभूयिष्ठम्, एवमौषधकर्माण्यनुमानात् साधयेत्'-આ દિગ્દર્શન કરાવ્યું છે, તે ઉપરથી જણાયું છે કે આ જગતમાં જે કંઈ દ્રવ્ય છે, તે તે ઔષધરૂપ નથી, એમ છે જ નહિ; એમ સમજીને તે જુદી જુદી યુક્તિ તથા પ્રયોજનને જોઈને કે અનુસરીને પોતપોતાનાં વીર્ય તથા ગુણોથી યુક્ત એવાં દ્રવ્યો, તે તે કર્મ કરનારાં થાય છે; એ દ્રવ્યો જે સમયે કાર્ય કરે છે તે કાળ છે, જે કંઈ કરે છે તે કર્મ કે કામ છે; જેના પર કામ કરે છે, તે (રોગી વગેરે માણસ) અધિકરણ કહેવાય છે; જે સ્વરસ કે કલ્ક આદિ પ્રકારે કામ કરે છે તે ઉપાય છે; અને જે (સ્વાસ્થ્ય કે નીરોગીપણું વગેરે) સિદ્ધ કરે છે, તે ફળ કહેવાય છે; તેમાં જે વિરેચન-દ્રવ્યો છે, તે પૃથ્વીના તથા જળના ગુણોની અધિકતાવાળાં હોય છે; પૃથ્વી અને જળ ભારે છે; અને ભારે હોવાથી તે પૃથ્વીના તથા જળના ગુણોની અધિકતાવાળાં દ્રવ્યો નીચે ગતિ કરવાના સ્વભાવવાળાં હોય છે; તે ઉપરથી આ અનુમાનથી આમ જાણી શકાય છે કે વિરેચન-દ્રવ્ય લગભગ નીચે ગતિ કરવાના સ્વભાવવાળું હોવું જોઈએ: તેમ જ જેટલાં વમનદ્રવ્યો હોય છે તે બધાં લગભગ અગ્નિના તથા વાયુના ગુણોની અધિકતાવાળાં હોય છે; અગ્નિ તથા વાયુ લઘુ-હલકા હોય છે; અને તેઓ હલકા હોવાથી ઊંચે જવાનો સ્વભાવ ધરાવે છે; તેથી તેઓના ગુણોની અધિકતાવાળાં જે દ્રવ્યો હોય છે, તેઓ પણ ઉંચે જ ગતિ કરવાનો સ્વભાવ ધરાવે છે; એ જ કારણે વમનકર્મને લગભગ ઊંચે જવાના સ્વભાવવાળું કે ઉંચે જવાના ગુણવાળું કહ્યું છે; એ જ પ્રમાણે જે દ્રવ્યોથી વમન તથા વિરેચન-બેય કર્મ થાય છે, તે દ્રવ્યો પૃથ્વી, જળ, અગ્નિ તથા વાયુ-એ ચારેના ગુણોને લગભગ વધુ ભાગે ધરાવતાં હોવાં જોઈએ; એમ અનુમાનથી સિદ્ધ થાય છે; જે દ્રવ્ય સંશમનરૂપ કર્મ કરે છે, તે આકાશના ગુણની અધિકતાવાળું હોવું જોઈએ; જે દ્રવ્ય સંગ્રાહક અથવા મળને રોકનારું હોય છે, તે દ્રવ્ય વાયુના ગુણની અધિકતાવાળું હોવું જોઈએ; કારણ કે વાયુનો જ સ્વભાવ સંશોષણ કે સૂકવી નાખવાનો હોય છે; જે દ્રવ્ય જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર હોય છે, તે લગભગ અગ્નિના ગુણોની અધિકતાવાળું હોય છે; તેમ જ

દ્રવ્ય લેખન હોય—એટલે કે કફને તથા મેદને ઉખેડી
ાતરી—પાતળા કરી નાખનારું હોય તે વાયુના તથા
ગ્નિના ગુણોની અધિકતાવાળું હોવું જોઈએ, અને જે
્ય બૃંહણ હે.ય—એટલે કે શરીરને પુષ્ટ કરનાર હોય છે.
પૃથ્વીના તથા જળના ગુણોની અધિકતાવાળું હોવું
ોઈએ, એમ પણ તે તે ઔષધ દ્રવ્યોનાં કર્મોને અનુ-
ાનથી સિદ્ધ કરવાં જોઈએ.'

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રીગંગાધર ઘણું જાણવા જેવું
ી ટીકામાં લખે છે, તે અહીં આપવાની ઇચ્છા થતાં
નુવાદરૂપે અપાય છે; શ્રીગંગાધર પ્રથમ આવી શંકા
રે છે કે અહીં ઉપર કહેવાયું કે 'सर्वं पाञ्चभौतिकम्'—
આ જગતમાં જે કંઈ સ્થાવરજંગમ જણાય છે, તે
ધું પાંચ ભૂતોમાંથી બનેલું છે, પરંતુ તેમાં આ શંકા
થાય છે કે પાંચ ભૂતોથી જે કોઈ કાર્યરૂપ દ્રવ્ય ઉત્પન્ન
કરાય. છે, તે તે સર્વમાં જે જે કાર્યના ગુણો ઉત્પન્ન
થાય છે, તે પણ કારણના ગુણપૂર્વક જ ઉત્પન્ન થતા
હોય છે; વળી તે તે દ્રવ્યો તથા ગુણો પણ સજાતીયને જ
ઉત્પન્ન કરવાનો સ્વભાવ ધરાવતાં હોય છે, પણ
વિજાતીયને શરૂ કરવાનો કે ઉત્પન્ન કરવાનો સ્વભાવ
તેઓમાં હોતા નથી, તો પ્રશ્નનો મુદ્દો આ છે, કે તે
તે દ્રવ્યોમાં રહેલા ગુરુ આદિ ગુણો કયા ઉપાદાન
કારણનો આશ્રય કરી ઉત્પન્ન થાય છે? કારણ કે પાંચે
ભૂતોમાં તો કોઈમાં પણ ગુરુ આદિ ગુણો હોતા જ નથી;
પૃથ્વીમાં ગંધ હોય, જળમાં રસ હોય, તેજમાં રૂપ
હોય, વાયુમાં સ્પર્શ હોય અને આકાશમાં શબ્દ હોય
છે; એ પાંચ ગુણો પ્રથમ તો અવિશેષ તરીકે તે તે
ભૂતોમાં રહ્યા હોય છે; તેઓમાંથી તે વિશેષ ગુણો આ
પ્રમાણે થયા હતા; પ્રથમ તો કેવળ એક શબ્દ ગુણવાળું
આકાશ, દિશા તથા કાળના યોગથી કંઈક સ્થૂલરૂપે
થઈ અગિયાર અંશના એકાંશે કરી સ્પર્શમાત્રાવાળા
વાયુમાં તેણે પ્રવેશ કર્યો હતો; એમ તે બન્ને એકરૂપે
થયાં, એટલે તે વાયુ બે સ્વરૂપે થયો હતો; તેમાં શબ્દ
ગુણ કંઈક સ્થૂલ થયો હતો અને સ્પર્શ શીતળ હતો;
પછી એ બે સ્વરૂપ તથા બે ગુણવાળા વાયુએ અગિયાર
અંશના એકાંશે કરીને અવિશેષ રૂપગુણની માત્રાવાળા
તેજમાં પ્રવેશ કર્યો હતો; જેથી એ ત્રણ એક રૂપ
થયાં હતાં અને એ તેજ ત્રણ ભૂતોરૂપ બન્યું
હતું; તેમાં પણ શબ્દ કંઈક સ્થૂલ થયો હતો,
અને રૂપ પણ સાધારણ રાતું શરૂ કરાયું હતું; પરંતુ
તેમાં સ્પર્શ તથા ઉષ્ણતા કઈ રીતે ઉત્પન્ન થાય છે!
પછી એ ત્રણ ભૂતો રૂપ થયેલા તેજે, ત્રણ ગુણોથી
યુક્ત તથા અગિયાર અંશના એકાંશે રહી કેવળ એક
રસ ગુણવાળા જળમાં પ્રવેશ કર્યો હતો, એટલે તે જળ
ચાર ભૂતોરૂપ થયું હતું; તેમાં પણ શબ્દ તથા રસ
પહેલાંના કરતાં કંઈક સ્થૂલ થયા હતા; પરંતુ સ્પર્શ
શીતળ તથા રૂપ ધોળું કઈ રીતે ઉત્પન્ન થાય છે?
પછી એ ચાર ભૂતોરૂપ તથા ચાર ગુણોથી યુક્ત થયેલાં
જળે કેવળ એક ગંધગુણવાળી પૃથ્વીમાં પ્રવેશ કર્યો
હતો; ત્યારે તે સર્વ સાથે એકરૂપ થયેલી પૃથ્વી પાંચ
ભૂતોથી યુક્ત થઈને પાંચ ગુણવાળી બની હતી; અને
તેમાં શબ્દ, રસ તથા ગંધ કંઈક સ્થૂલરૂપે થયા હતા,
પરંતુ તેઓ બરાબર સ્પષ્ટ પ્રકટ્યા ન હતા; અને તેમાં
પણ બરછટ સ્પર્શ તથા કાળું રૂપ કઈ રીતે ઉત્પન્ન થાય
છે? તેમ જ એ પાંચે ભૂતોમાં ગુરુ આદિ ગુણો તો
હોતા જ નથી, તો એ પાંચે ભૂતોથી આરંભાયેલા કે ઉત્પન્ન
થતાં તે તે પાર્થિવ આદિ દ્રવ્યમાં કયાં ઉપાદાન કારણનો
આશ્રય કરી તે ગુરુ આદિ ગુણો ઉત્પન્ન થાય છે?
અથવા તે ગુરુ આદિ ગુણો, ઉપાદાન કારણ વિના જ
ઉત્પન્ન થાય છે કે શું? તેમ જ તે તે ભૂતોમાં જે જે
કર્મો ઉત્પન્ન થાય છે, તે પણ કયાં ઉપાદાન કારણે
ઉત્પન્ન થાય છે? વળી તે પાંચે ભૂતોમાં કોઈ કર્મ તો
કહ્યું જ નથી, તેનું કેમ? આનું સમાધાન અમે આ
પ્રમાણે કહીએ છીએ; 'પ્રથમ પહેલા અધ્યાયમાં કહે-
વાયું છે કે 'सार्था गुर्वादयः' એ સ્થળે 'अर्था गुर्वादयः'
એમ નહિ કહેતાં 'सार्थाः' એ પ્રમાણે જે કહેવાયું છે,
તે ઉપરથી આમ જણાવ્યું છે કે જે કાળે ભૂતાદિ—
અહંકારથી અપ્રકટ શબ્દ માત્ર ગુણ તથા આકાશ
સાથે જ ઉત્પન્ન થયાં હતાં, તે કાળે તે શબ્દની સાથે જ
મૃદુ, લઘુ, સૂક્ષ્મ તથા શ્લક્ષ્ણ એ ચાર ગુણો, અતિ
અપ્રકટ સ્વરૂપે તે આકાશમાં જ ઉત્પન્ન થયા
હતા; એ જ પ્રમાણે અપ્રકટ સ્પર્શ તથા
વાયુ, બન્ને એકીસાથે ઉત્પન્ન થયા હતા, ત્યારે
તે સ્પર્શની સાથે જ અતિ અપ્રકટ સ્વરૂપે લઘુ, રૂક્ષ,
ખર, વિશદ તથા સૂક્ષ્મ—એ પાંચ ગુણો, તે વાયુમાં
ઉત્પન્ન થયાં હતાં; અને તે જ પ્રમાણે પ્રકટસ્વરૂપ સાધા-
રણરૂપ તથા તેજ જ્યારે સાથે જ ઉત્પન્ન થયાં હતાં,
ત્યારે તે રૂપની સાથે જ અતિશય અપ્રકટ સ્વરૂપે ઉષ્ણ,
તીક્ષ્ણ, સૂક્ષ્મ, લઘુ, રૂક્ષ તથા વિશદ—એ ૭ ગુણો, તે
તેજમાં જ ઉત્પન્ન થયા હતા; એ જ પ્રમાણે સાધારણ
રસ તથા જળ—એ બન્ને જ્યારે સાથે જ ઉત્પન્ન થયાં
હતાં, ત્યારે તે રસની સાથે જ અતિશય અપ્રકટસ્વરૂપે
દ્રવ, સ્નિગ્ધ. શીત, મન્દ, સર, સાન્દ્ર, મૃદુ, તથા
પિચ્છિલ—એ આઠ ગુણો જળમાં ઉત્પન્ન થયા હતા; તે જ
પ્રમાણે સાધારણ ગન્ધ અને પૃથ્વી જ્યારે સાથે જ

ઉત્પન્ન થયાં હતાં, ત્યારે તે ગંધની સાથે જ અતિશય અપ્રકટસ્વરૂપે ગુરુ, ખર, કઠિન, મન્દ, સ્થિર, વિશદ, સાન્દ્ર અને સ્થૂલ–એ આઠ ગુણો પણ પૃથ્વીની અંદર જ ઉત્પન્ન થયા હતા.

એ જ પ્રમાણે આકાશાદિ પાંચ મહાભૂતોનાં પાંચ કર્મો પણ અતિશય અપ્રકટ સ્વરૂપે તે જ સમયે આકાશાદિ પાંચેમાં ઉત્પન્ન થયાં હતાં, પરંતુ તે કર્મો, એ કાળે અતિશય અપ્રકટસ્વરૂપે રહ્યાં હોય છે, તેથી આચાર્યોએ, તે આકાશાદિ પાંચ ભૂતોમાં રહેલાં તે કર્મોનો ઉપદેશ કર્યો નથી; કારણ કે આચાર્યોની આ રીતિ છે, કે આદિકાળે તે ઉત્પત્તિના સમયે જે ભાવો, બરાબર સ્પષ્ટ સ્વરૂપે પ્રકટ થયા હોતા નથી, તેઓને તે કાળે તેઓ જણાવતા જ નથી; પરંતુ ખરી રીતે તો હરકોઈ પાચભૌતિક દ્રવ્ય, તેના ગુણો તથા ક્રિયા કે કર્મોની સાથે જ ઉત્પન્ન થાય છે, પરંતુ ગુણરહિત કે ક્રિયારહિત કોઈપણ દ્રવ્ય કદી ઉત્પન્ન જ થતું નથી, એમ તો કહેવામાં આવ્યું જ છે; એમ છતાં આકાશને બીજાં ભૂતનો સંયોગ થતાં તેની ક્રિયાને પ્રકટ કરવાના સ્વભાવવાળું કર્મ, અતિશય અપ્રકટ સ્વરૂપે તે કાળે રહ્યું હતુ, તેથી જ તે વેળા આકાશને નિષ્ક્રિય કહેવામાં આવે છે; કેમ કે સ્થૂલતા હોવા છતાં પણ અભિવ્યક્ત–પ્રકટ કર્મ તે કાળે તેનામાં હોતું નથી; વાયુમાં પણ સર્વ તરફ ગતિ કરવાના સ્વભાવવાળું અતિશય અપ્રકટ કર્મ હતું જ; તેજનું પણ અતિશય અપ્રકટ ઊંચે બળવાનો સ્વભાવ ધરાવતું કર્મ હતું; જળનું પણ નીચાણ તરફ ગતિ કરવાના સ્વભાવવાળું અતિશય અપ્રકટ કર્મ હતું; પૃથ્વીનું પણ ધીર ગતિનો સ્વભાવ ધરાવતુ અતિશય અપ્રકટ કર્મ હતું જ; પછી દિશા અને કાળના યોગથી તે આકાશ જેમ જેમ કંઈક સ્થૂલ થાય છે, તેમ તેમ તેના શબ્દાદિ ગુણો પણ કંઈક સ્થૂલ થતા જાય છે; તેમ જ કર્મ પણ કંઈક સ્થૂલ જ થાય છે, પરંતુ ક્યાંય પ્રકટ તો થતું જ નથી; એ કારણે તે આકાશ સર્વકાળ એક અંશે અનભિવ્યક્ત શબ્દગુણવાળું તથા નિષ્ક્રિય કહેવાય છે; એવા તે આકાશનો પાછળથી પ્રવેશ થતાં બે સ્વરૂપ થયેલા વાયુમાં શબ્દ કંઈક સ્થૂલ થાય છે, સ્પર્શ પણ શીત તરીકે કંઈક પ્રકટ અનુભવાય છે, પરંતુ લઘુ આદિ તેના ગુણો સંપૂર્ણ રીતે પ્રકટ જણાતા નથી; તે જ પ્રમાણે તેનું કર્મ પણ ચોપાસ ગતિ કરવારૂપે પ્રકટ જણાય છે; એમ તે બે સ્વરૂપે થયેલો વાયુ પાછળથી પ્રવેશ કરે છે, ત્યારે ત્રણ સ્વરૂપે થયેલા તેજમાં શબ્દ, કંઈક સ્થૂળ 'ધક્‌ધક્' એવા રૂપમાં અપ્રકટ જ હોય છે; વાયુનો સ્પર્શ પણ જે શીતળ હોય છે, તેજ વાયુની ક્રિયાથી અત્યંત અપ્રકટ હોઈને ઉષ્ણુસ્પર્શ તરીકે અત્યંત પ્રકટ તથા પ્રદીપ્ત તરીકે પ્રકટ જણાય છે; એ જ પ્રમાણે તીક્ષ્ણ આદિ તેના ગુણો કંઈક સ્થૂલ હોય છે છતાં તે વેળા પ્રકટ અનુભવાતા નથી; સાધારણ રૂપ તે વેળા લોહિત–રતાશવાળું હોય છે; એમ એ ત્રણ સ્વરૂપવાળું એ તેજ પાછળથી જળમાં પ્રવેશ કરે છે, તેથી એ જળ ચાર સ્વરૂપવાળું થાય છે અને તેમાં રહેલો શબ્દ ગુણ પહેલાંના કરતાં કંઈક સ્થૂલ થઈને કલકલરૂપે સાધારણ પ્રકટ થાય છે; વાયુનો સ્પર્શ પણ શીતળ તરીકે પ્રકટ થાય છે; જળનો સ્પર્શ તો અપ્રકટ સ્વરૂપે જ રહ્યો હોય છે; તે બન્ને એકરૂપ થઈને તેજની ઉષ્ણતાને દાબી દઈ શીતળ તરીકે જ પ્રકટ અનુભવાય છે; પરંતુ દ્રવ આદિ તેના ગુણો પ્રકટ તરીકે જણાતા નથી, છતાં કંઈક સ્થૂલ તો થાય જ છે; જળનું રૂપ પણ અતિશય અપ્રકટ જ ધોળું હોઈને લોહિત કે લાલ રૂપના સંસર્ગથી શુક્લ (ઉજ્જ્વળ–ધોળું) જ પ્રકટ અનુભવાય છે; પરંતુ તેમાં રહેલો રસ તો અવ્યક્ત કે અપ્રકટ જ રહેલો હોઈ કંઈક સ્થૂલ જ થાય છે. એમ તે ચાર ભૂતોરૂપ થયેલું તે જળ, પાછળથી પૃથ્વીમાં પ્રવેશ કરે છે, તેથી પાંચરૂપ થયેલી પૃથ્વીમાં શબ્દ ગુણ પહેલાંના કરતાં કંઈક સ્થૂલ તરીકે જ અવ્યક્ત કે અપ્રકટ જ ઉત્પન્ન થાય છે, સ્પર્શ પણ ખર કે ખરસટ તરીકે પ્રકટ જણાય છે; પરંતુ ગુરુ આદિ ગુણો તો પ્રકટ તરીકે જણાતા નથી, છતાં કંઈક સ્થૂલ તો થાય જ છે; જળની ધોળાશ રૂપે રહેલું રૂપ તો એ ગન્ધમાત્રાવાળી પૃથ્વીના અતિ અપ્રકટ કાળા રૂપની સાથે મિશ્ર થઈને પ્રકટ કાળાશના રૂપે બની જાય છે; પરંતુ રસ તો અપ્રકટ જ રહીને કંઈક સ્થૂલ જ રહે છે; અને ગંધ પણ કંઈક સ્થૂલ જ રહે છે; એ જ પ્રમાણે એક બે, ત્રણ, ચાર તથા પાંચ ગુણોવાળાં પાંચ ભૂતોનાં કાર્યોનો આરંભ થતાં જેમ જેમ પૃથ્વી આદિ દ્રવ્યમાંથી સજાતીય બીજું દ્રવ્ય ઉત્પન્ન થાય છે, તેમ તેમ તે શબ્દાદિ ગુણોમાંથી સજાતીય બીજા ગુણો પ્રકટ થતા જાય છે. પાંચે મહાભૂતોના શબ્દાદિ દશ પ્રકારનો અમુક વિશેષ શબ્દ તેમ જ વાયુના તથા જળના બે સ્પર્શમાંથી શીતસ્પર્શ, તેજના સ્પર્શથી ઉષ્ણ સ્પર્શ, પૃથ્વીના તથા વાયુના અતિઅપ્રકટ ખરસ્પર્શથી પ્રકટ ખરસ્પર્શ, આકાશના અત્યંત પ્રકટ શ્લક્ષ્ણ–સુંવાળા સ્પર્શથી પ્રકટ શ્લક્ષ્ણ સ્પર્શ; પૃથ્વી તથા જળના અતિ અપ્રકટ મંદપણામાંથી પ્રકટ મંદપણું; સાન્દ્ર–ઘટ્ટપણામાંથી સાન્દ્રગુણ તેમ જ પૃથ્વીના તથા જળના અતિ અપ્રકટ માર્દવ કે કોમળપણામાંથી પ્રકટ માર્દવ; પૃથ્વીના, તેજના તથા વાયુના અપ્રકટ વિશદ ગુણમાંથી પ્રકટ વિશદગુણ; તેજના તથા

વાયુના અતિ અપ્રકટ રૂક્ષ ગુણમાંથી પ્રકટ રૂક્ષગુણ; તેમજ તેજ, વાયુ તથા આકાશના અતિ અપ્રકટ લઘુપણામાંથી પ્રકટ લઘુપણું; સૂક્ષ્મપણામાંથી સૂક્ષ્મપણું; એ જ પ્રમાણે પૃથ્વીના અતિ અપ્રકટ ગુરુપણામાંથી પ્રકટ ગુરુપણું; કઠિનપણામાંથી કઠિનપણું, સ્થિરપણામાંથી સ્થિરપણું, વિશદપણામાંથી વિશદપણું અને સ્થૂલપણામાંથી સ્થૂલપણું તૈયાર થાય છે; તે જ પ્રમાણે જળના અતિ અપ્રકટ દ્રવત્વમાંથી દ્રવત્વ, સ્નિગ્ધત્વમાંથી સ્નિગ્ધત્વ, સરત્વમાંથી સરત્વ, અને પિચ્છિલપણામાંથી પિચ્છિલપણું પ્રકટ થાય છે; એ જ રીતે તેજના અતિ અપ્રકટ તીક્ષ્ણપણામાંથી તીક્ષ્ણપણું પ્રકટ થાય છે; તે જ રીતે અતિ-અપ્રકટ વાયુમાંથી લઘુ આદિ ગુણો પ્રકટ થાય છે; આકાશના પણ મૃદુત્વ આદિ ગુણો કહેવાયા છે; એમ પાર્થિવ આદિ પાંચ–ભૌતિક દ્રવ્યોમાં ગુરુત્વ આદિ વીસ ગુણો કોઈ ઉપાદાન કારણ વિના પ્રકટ થતા નથી, પરંતુ તે તે ભૂતોરૂપી ઉપાદાન કારણોમાંથી જ તે તે ગુણો પ્રકટ થાય છે; તે કારણે હરકોઈ દ્રવ્યો, સજાતીય બીજા દ્રવ્યને આરંભે છે–ઉત્પન્ન કરે છે અને ગુણો સજાતીય બીજા ગુણોને આરંભે છે, પરંતુ વિજાતીયને શરૂ કરતા નથી; તે કારણે કારણના ગુણપૂર્વક જ કાર્યનો ગુણ જોવામાં આવે છે; કર્મોને પણ તે તે ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, પ્રસારણ, આકુંચન તથા ગમનરૂપે બરાબર સજાતીય તથા વિજાતીય તરીકે તે પાંચમહાભૂતો જ આરંભે છે, એ સત્ય વસ્તુ કહી છે.

હવે અહીં શંકા થાય છે કે પાંચભૂતોના વિકારરૂપ આ પાર્થિવ આદિ દ્રવ્યોના ઉપદેશનું શું પ્રયોજન છે? આ પ્રશ્નનો ઉત્તર આ ૩૧–૩૨ સૂત્રમાં આપે છે કે–'આ ઉપદેશ ઉપરથી જણાય છે, કે આ જગતમાં એવું કોઈ પણ દ્રવ્ય નથી, કે જે ઔષધરૂપે ન હોય; કારણ કે તે તે પ્રયોજન–એટલે કે વ્યાધિઓનાં કારણોમાંનું જે જે કારણ જે જે ગુણ આદિથી યુક્ત હોય, તે તે ગુણ આદિથી વિપરીત ગુણવાળા દ્રવ્યનો જો ઉપયોગ કર્યો હોય તો તે તે દ્રવ્ય કાર્યસિદ્ધિને કરે છે; એમ તે તે યુક્તિ કે યોજનાને અનુસરી આ જગતમાં કંઈ પણ વસ્તુ ઔષધથી રહિત હોય એવી જણાતી જ નથી; એકંદર સર્વ દ્રવ્ય ઔષધરૂપે જ જણાય છે; ત્યારે હવે અહીં આ પ્રશ્ન થાય છે કે, એ ઔષધરૂપ દ્રવ્ય જે કંઈ કામ કરે છે, તે પોતાના ગુણના પ્રભાવથી કામ કરે છે કે શું? આ પ્રશ્નનો આવો ઉત્તર અહીં ગ્રંથકાર પોતે જ આપે છે કે 'બધાંય દ્રવ્યો કોઈ સ્થળે પોતાના દ્રવ્ય તરીકેના પ્રભાવથી, કોઈ સ્થળે પોતાના ગુણના પ્રભાવથી. અને કોઈ સ્થળે દ્રવ્ય તથા ગુણ–એ બન્નેના પ્રભાવથી તે તે કાળે–એટલે જે કાળે જે દ્રવ્ય સમર્થ હોય, તે દ્રવ્ય તે તે કાળે, તે તે અધિકરણને મેળવીને–એટલે કે જે જે રોગ વગેરે ઉપર જે જે પ્રયોજનને અનુસરી એ દ્રવ્યો બરાબર યોજાયાં હોય, ત્યારે તે તે રોગ આદિ અધિકરણ કે આધારને પ્રાપ્ત કરી તે તે રોગ આદિથી વિપરીત એ દ્રવ્યોનો જો પ્રયોગ કરાયો હોય, તો તેઓ કામ કરનારાં થાય છે. એમ તે દ્રવ્યો તે તે યુક્તિને તથા પ્રયોજનને ઉદ્દેશી, બરાબર યોજાયાં હોય, તો તે તે કાળે, તે તે અધિકરણને પ્રાપ્ત કરી દ્રવ્યના પ્રભાવથી, ગુણના પ્રભાવથી કે દ્રવ્ય–ગુણ બન્નેના પ્રભાવથી જે કામ કરે છે, તે 'કર્મ' કહેવાય છે; જેના લીધે તે કામ કરે છે તે 'વીર્ય' કહેવાય છે; જેના ઉપર તેઓ કામ કરે છે, તે અધિકરણ કહેવાય છે, જે સમયે કામ કરે છે, તે 'કાલ' કહેવાય છે, જે પ્રકારે કામ કરે છે, તે 'ઉપાય' કહેવાય છે અને જે કંઈ કાર્ય સિદ્ધ કરે છે, તે 'ફળ' કહેવાય છે. તેમાં દ્રવ્યો પોતાના પ્રભાવથી કામ કરનારાં દેખાય છે, તે આ પ્રમાણે છે: જેમ કે દન્તી કે નેપાળાનું મૂળ રસમાં તથા પાકમાં તીખું હોય છે; અને તેવા જ પ્રકારનું ચિત્રકમૂળ પણ હોય છે; પરંતુ તે બેમાંથી ચિત્રકનું મૂળ વિરેચન કરતું નથી, જ્યારે નેપાળાનું મૂળ સ્વભાવથી જ વિરેચન કરે છે; તે જ પ્રમાણે મણિ વગેરે દ્રવ્યો પોતાના પ્રભાવથી જ વિષનો નાશ કરે છે; હવે કેટલાં દ્રવ્યો ગુણના પ્રભાવથી જે કામ કરે છે, તે આ પ્રમાણે છે: જેમ કે ઘી વગેરે સ્નિગ્ધ દ્રવ્યો રૂક્ષ વાતનું શમન કરે છે અને પોતાના પ્રભાવથી આયુષનો વધારો કરે છે. ગુણોના પ્રભાવો તો સુશ્રુતે આ પ્રમાણે કહ્યા છે: જેમ કે 'अत ऊर्ध्वं प्रवक्ष्यामि गुणानां कर्मविस्तरम् । कर्मभिस्त्वनुमीयन्ते नानाद्रव्याश्रया गुणाः । ह्लादनः स्तम्भनः शीतो मूर्च्छातृट्स्वेददाहजित् । उष्णस्तद्विपरीतः स्याद् विशेषात् स्तम्भनः खरः ॥ पिच्छिलो जीवनो बल्यो संधानः श्लेष्मलो गुरुः । विशदो विपरीतोऽस्मात् क्लेदाचूषणरोपणः ॥ दाहपाककरस्तीक्ष्णः स्रावणो मृदुरन्यथा । सादोपलेपबलकृद् गुरुस्तर्पणबृंहणः ॥ लघुस्तद्विपरीतः स्याल्लेखनो रोपणस्तथा । दशाद्याः कर्मतः प्रोक्तास्तेषां कर्म विशेषणैः । दशैवान्यान् प्रवक्ष्यामि द्रवादीन् तान् निबोध मे । द्रवः प्रक्लेदनः सान्द्रः स्थूलः स्याद् बन्धकारकः । श्लक्ष्णः पिच्छिलवज् ज्ञेयः कर्कशो विशदो यथा । सुखानुबन्धी सूक्ष्मश्च सुगन्धो रोचनो मृदुः । दुर्गन्धो विपरीतोऽस्माद् हृल्लासारुचिकारकः । सरोऽनुलोमनः प्रोक्तो मन्दो यात्राकरः स्मृतः । व्यवायी चाखिलं देहं व्याप्य पाकाय कल्पते । विकाशी विकशत्येव सन्धिबन्धं विमोक्षयन् ॥

आशुकारी तथाऽऽशुत्वाद् धावत्यम्भसि तैलवत्। सूक्ष्मस्तु सौक्ष्म्यात् सूक्ष्मेषु स्रोतःस्वनुसरः स्मृतः। गुणा विंशतिरित्येव यथावत् परिकीर्तिताः॥–હવે ગુણોનાં કર્મોનો વિસ્તાર હું કહું છું; કેમ કે અનેક જાતનાં દ્રવ્યોમાં રહેલા ગુણો તેઓનાં કર્મો દ્વારા અનુમાનથી જાણી શકાય છે; જે ગુણ આનંદ ઉપજાવે, સ્તંભન કરે અને મૂર્છા, તરશ, પરસેવો તથા દાહ મટાડે છે, તે ગુણ 'શીત' કહેવાય છે; અર્થાત્ એવા ગુણવાળું દ્રવ્ય શીતળ કહેવાય છે; તેમ જ જે ગુણ એથી વિપરીત હોઈ આનંદ ન કરે, સ્તંભન કરે નહિ, પણ લોહી વગેરેની પ્રવૃત્તિ કરે તેમ જ મૂર્છા, તરશ, પરસેવો તથા દાહ કરે છે; તેમ જ વિશેષે કરી વ્રણાદિને પકવે તથા ખોરાકનું પણ પાચન કરે છે, તે ગુણ 'ઉષ્ણ' કહેવાય છે; જે ગુણ સ્નેહ તથા કોમળતા કરે તેમ જ બળ અને વર્ણ કરે તે 'સ્નિગ્ધ' ગુણ કહેવાય છે; એથી જે વિપરીત હોઈ રૂક્ષતા અને કઠણપણું કરે, બળને ઓછું કરે, વર્ણને ખરાબ કરે, ખાસ કરી અતિસાર વગેરેને મટાડે અને કર્કશતા કરે તે 'રૂક્ષ' ગુણ કહેવાય છે. જે ગુણ પીછાં કે તાંતણાવાળો હોય, જીવન તથા બળ આપે, ભાંગેલું સાંધે, કફ કરે તથા ભારે હોય તે 'પિચ્છિલ' કહેવાય છે; એથી વિપરીત હોય તે જીવન આપે નહિ, બળ ઓછું કરે, ભાંગેલું સાંધે નહિ, પણ જુદું જ રાખે, ભીનાશ કે ચ્યકચ્યતાપણું ચૂસી લે અને રૂઝ લાવે તે 'વિશદ' ગુણ કહેવાય છે. જે ગુણ દાહ કરે, પાક કરે–પકવે અને સ્રાવ કરે છે, તે ગુણ 'તીક્ષ્ણ' કહેવાય છે; એથી જે ઊલટો હોય તે દાહ ન કરે, વ્રણાદિને પાકવા ન દે, પરુ વગેરેનો સ્રાવ ન કરે, તેમ જ કોમળ હોય તે 'મૃદુ' ગુણ કહેવાય છે. જે ગુણ અંગોની ગ્લાનિ કરે, મળોનો લેપ કરે, કફ કરે, બળ કરે, તૃપ્તિકારક હોઈ પુષ્ટિ પણ કરે તે ગુણ 'ગુરુ' કહેવાય છે, પરંતુ એથી જે વિપરીત હોય તે 'લઘુ' કહેવાય છે; તે ગુણ અંગોમાં ઉત્સાહ આપે, મળોની વૃદ્ધિ ન કરે, કફને દૂર કરે, સ્વચ્છતા આપે, વિશેષ તૃપ્તિ કે પુષ્ટિ ન કરે, મળોને ઉખાડી ખોતરી કાઢે અને વ્રણને રુઝાવે છે, એમ પ્રથમના દશ 'શીત' વગેરે ગુણો, તેઓનાં કર્મોરૂપ વિશેષણોથી અને કર્મોથી કહેવામાં આવ્યા; હવે બીજા દશ 'દ્રવ' આદિ ગુણોને 'હું કહું છું', તે તમે સાંભળો. જે ગુણ અતિશય ભીનાશ કરે તે 'દ્રવ' કહેવાય છે; જે ગુણ સ્થૂલ હોઈ માંસ વગેરેનું બંધન કરે તથા ઘટ્ટપણું કરે છે, તે 'સાંદ્ર' ગુણ કહેવાય છે. જે ગુણ સ્નેહવગરના પદાર્થોમાં પણ હોય, કઠણ છતાં ચીકણો હોય, કફ કરે, બળ તથા જીવન આપે, ગુરુત્વથી યુક્ત હોય અને ભાંગેલાંને સાંધે પણ ખરો, તે 'શ્લક્ષ્ણ' ગુણ કહેવાય છે. એમ કંએદર શ્લક્ષ્ણ ગુણને 'પિચ્છિલ' ના જેવો જાણવો અને 'કર્કશ' ગુણને 'વિશદ' ગુણના જેવો જાણવો; કેમ કે તે કર્કશ ગુણ પણ જીવન કે બળ આપે નહિ, ભાંગેલાંને સાંધે નહિ, કૃશતા કરે, હલકાઈવાળો હોય અને ખરસટપણું પણ કરે છે. જે ગુણ, દ્રવ્યને શરીરમાં સૂક્ષ્મ છિદ્રો દ્વારા પ્રવેશાવે, સુખ કરે, રુચિકારક હોય અને કોમળ હોય તે 'સુગંધ' ગુણ કહેવાય છે; પરંતુ જે ગુણ સુગંધથી ઊલટો હોય, આહારને સ્વાદવગરનો કરે; મોળ, ઉબકા તથા અરુચિ કરે, તે ગુણ 'દુર્ગંધ' કહેવાય છે. જે ગુણ વાયુની તથા મળોની અનુલોમ કે શરીરને અનુકૂળ નીચે ગતિ કરાવે, તે સારક ગુણ 'સર' કહેવાય છે; જે ગુણ શરીરમાં રહી ધીમેથી કાર્ય કરે તે 'મંદ' ગુણ કહેવાય છે; જે ગુણ પ્રથમ આખા શરીરમાં વ્યાપ્ત થઈને તે પછી પાચન કરવા કે પચવા સમર્થ કે યોગ્ય થાય છે, તે ગુણ 'વ્યવાયી' કહેવાય છે; એ જ પ્રમાણે વિકાસી ગુણ વિકાસ પામતો પામતો ધાતુઓને તથા સાંધાઓને અત્યંત ઢીલા–છૂટા કરી દે તે ગુણ 'વિકાસી' કહેવાય છે. જે ગુણ પાણીમાં જેમ તેલ દોડી–ફેલાઈ જાય, તેમ ઝડપથી ફેલાઈને જલદી શરીરમાં કામ કરે છે, તે 'આશુકારી' કહેવાય છે; જે ગુણ સૂક્ષ્મપણાને લીધે સૂક્ષ્મ સ્રોતોમાં પણ ફેલાઈ જાય છે, તે 'સૂક્ષ્મ' ગુણ કહેવાય છે. એ પ્રમાણે બરાબર વીસ ગુણો કહ્યા છે.'

શ્રીચક્રપાણિ અહીં આમ સમજાવે છે: આ અમુક ચોક્કસ દ્રવ્યોનો ઉપદેશ કરવાથી એમ સમજાય છે કે જે પાર્થિવાદિ દ્રવ્ય જે ગુણવાળું હોય છે, તે દ્રવ્ય, તેવા ગુણવાળો દેહ કરવો હોય ત્યારે ઔષધરૂપ થાય છે. એ પાર્થિવ આદિ દ્રવ્ય, સર્વ વ્યાધિઓમાં સર્વ પ્રકારે ઔષધરૂપ થતું નથી; પરંતુ તે તે અમુક ઉપાય તથા પ્રયોજનને ઉદ્દેશીને જ અમુક કોઈ દ્રવ્ય ઔષધરૂપ થાય છે; નહિ કે બધાં સ્થળે તે તે દ્રવ્ય ઔષધરૂપ થાય છે; આ ઉપરથી કદાચ કોઈ આમ કહે કે વિરોધી દ્રવ્યો તો સર્વકાળ અપથ્ય હોવાથી 'नानौषधं द्रव्यम्'–એવું કોઈ દ્રવ્ય નથી, કે જે ઔષધરૂપ ન હોય એ વચન જ વિરુદ્ધ જણાય છે, એમ કહેવું યોગ્ય નથી; કેમ કે જે દ્રવ્યો વિરુદ્ધ કે વિરોધી હોય છે, તેઓ પણ સંયોગ, સંસ્કાર, દેશ તથા કાળ વગેરેની અપેક્ષા રાખનારાં હોય છે; એટલે કે વિરોધને લગતા સંયોગાદિનો અભાવ હોય છતાં તે વિરોધી દ્રવ્યો પણ અમુક અવસ્થાએ પથ્ય કે હિતકારી પણ થાય છે; વળી જે

. સ્વભાવથી જ સર્વકાળે અપથ્ય કે અહિતકારી છે, જેવાં કે વિષ, મંદક વગેરે પણ અમુક ઉપાયો . યોજ્યાં હોય, તો તેઓ પણ કોઈ સ્થળે પથ્યરૂપ બને; . કે 'उदरे विषस्य तैलं दद्यात्'–ઉદર રોગમાં વિષનું આપવું જોઈએ. કદાચ કોઈ કહે કે ઘાસ–તણુ-ાં, ધૂળ વગેરેનો ઔષધ તરીકે ક્યાં ઉપયોગ થાય ' તો પછી તેઓને 'ભેષજ કે ઔષધ' ન જ કહી ાય, એટલે 'જગતમાં બધું ઔષધરૂપ જ છે, એ ાન સાથે વિરોધ જ આવ્યો ને? આનો ઉત્તર આ કે, એ ઘાસ, તણખલાં, ધૂળ વગેરે દ્રવ્યોનો પણ ઔષધ- તથા સ્વેદ આદિરૂપે ઉપયોગ કરાય જ છે, તેથી મો પણ ઔષધ તરીકે ગણાય જ છે.

પાર્થિવ આદિ દ્રવ્યોમાં ગુરુ–ભારેપણું, ખરસટપણું ારે ગુણોના યોગથી ભેષજપણું કે ઔષધપણું કહ્યું , તેથી તેઓમાં રહેલા ગુણોને લીધે જ તેઓમાં એ ૌષધપણું ઘટે છે; પરંતુ તે દ્રવ્યનો પ્રભાવ તો ન જ ણાય, એવી શંકા થાય તો તેનો ઉત્તર મૂળમાં જ ાપાયો છે; જેમ કે નેપાળો વિરેચન કરે છે, તેમ જ ાણિઓ વગેરે વિષ વગેરેનો નાશ કરે છે, તે એ વ્યોનો જ પ્રભાવ ગણાય છે; ગુણના પ્રભાવથી જે વ્ય કામ કરે છે, તે આ પ્રમાણે છે: 'ज्वरे तिक्तो रसः, शीते अग्निः'–જ્વરમાં કડવો રસ કામ કરે છે અને ીતમાં અગ્નિ કામ કરે છે, એ ગુણનો પ્રભાવ છે; ેમ જ કોઈ સ્થળે દ્રવ્ય તથા ગુણ–એ બન્ને કામ કરે છે; જેમ કે 'कृष्णाजिनस्य उपरि'–કાળાં મૃગચર્મની ઉપર એમ કહીને 'કાળાપણું' એ ગુણ તથા 'ચામડું' એ દ્રવ્ય–બન્ને સાથે મળીને જ કામ કરે છે; વળી જેમ કે 'मण्डलैर्जातरूपस्य तस्या एव पयः शृतम्'–એમ કહીને 'મંડળ' રૂપથી યુક્ત જ સુવર્ણના વરખથી ઉકાળેલું દૂધ હોય તેને કામ કરનાર જણાવ્યું છે; એમ તે તે દ્રવ્યો, ગુણો તથા દ્રવ્ય–ગુણ બન્ને કઈ રીતે કામ કરે છે, તે સંબંધે મૂળમાં કહે: 'तस्मिन् तस्मिन् काले'–ઇત્યાદિ તે તે યુક્તિ કે યોજના પ્રાપ્ત કરીને જે કર્મ કરે છે, તેનાં ઉદાહરણો આ રીતે છે; જેમ કે શિરોવિરેચનનાં દ્રવ્યો જે શિરોવિરે-ચનરૂપ કામ કરે છે તે શિરોવિરેચન 'કર્મ' છે; જે ઉષ્ણતા આદિના કારણે તેઓ શિરોવિરેચન કરે છે, તે એ દ્રવ્યોનું વીર્ય કે શક્તિ છે; એ શક્તિ તે દ્રવ્યની કે ગુણની પણ કહી શકાય છે. વળી જે સ્થળે તે શિરોવિરેચન કામ કરે છે, તે શિરસ કે મસ્તક, એ તે કર્મનો આધાર કે અધિકરણ છે; કેમ કે એ શિરસરૂપ અધિકરણ વિના બીજા સ્થળે તે શિરોવિરેચન થઈ શકતું નથી; વળી જ્યારે–વસંત આદિ કાળ મસ્તકનું ભારેપણું આદિ કરનાર હોય છે, ત્યારે જ–તે કાળે જ, એ શિરોવિરેચનરૂપ કર્મની જરૂર પડે છે, પરંતુ શિરોવિરેચન માટેનો અયોગ્યકાળ–શીત આદિમાં તે શિરોવિરેચનરૂપ કર્મ, ઊલટું સ્તંભન કરનાર બનીને તે શિરોવિરેચન કંઈ પણ કામ કરતું નથી; પણ ઊલટું નુકસાન કરે છે; માટે પોતાના યોગ્ય કાળે જ તે કામ કરે છે; વળી તે શિરોવિરેચન જે કોઈ પ્રધમન કે અવપીડન આદિ ઉપાયે કામ કરે છે, તે આ પ્રમાણે છે કે 'प्रसारिताङ्गमुत्तानं शयने संस्तरास्तृते । ईषत् प्रलम्बशिरसं संवेश्य चावृतेक्षणम्'–રોગીને પ્રસારેલાં અંગે શયન પર ચત્તો સુવાડવો જોઈએ; તેના શયન પર ઉત્તમ પ્રકારનું બિછાનું બિછાવી, તેના મસ્તકને લગાર લટકતું રાખવું જોઈએ; એમ તેને સુવાડ્યા પછી તેનાં નેત્રોને વસ્ત્રથી ઢાંકી દેવાં જોઈએ–આંખે પાટા બાંધીને તે શિરોવિરેચન આપવું જોઈએ.' એમ વિધિપૂર્વક તે કર્મ કરાય, તે એ કર્મનો 'ઉપાય' કહેવાય છે; એમ તે તે કાળ, અધિકરણ, યુક્તિ, પ્રયોજન, કર્મ, વીર્ય તથા ઉપાય દ્વારા તે તે દ્રવ્યો, તેના ગુણો કે દ્રવ્ય–ગુણ બન્ને જે કંઈ સિદ્ધ કરે છે–એટલે શિરોરોગ, શિરોગૌરવ કે શિરઃશૂલ આદિને મટાડે છે, તે એનું ફળ કે ઉદ્દેશ્ય ગણાય છે; જેમ કે યાગ દ્વારા ધર્મ સિદ્ધ થાય કે ક્રિયા તરીકે કર્મ સિદ્ધ થાય અને તે દ્વારા સ્વર્ગાદિની જે પ્રાપ્તિ થાય તે એનું ફળ થયું ગણાય છે; એ જ પ્રમાણે અહીં તે તે કર્મનું ફળ સમજવું. ૩૧,૩૨

### રસ અનુસાર દ્રવ્યના ૬૩ ભેદો

**भेदश्चैषां त्रिषष्टिविधिविकल्पो द्रव्यदेशकालप्रभावाद्भवति तमुपदेक्ष्यामः ॥ ३३ ॥**

**દ્રવ્ય, દેશ તથા કાળના પ્રભાવથી એ દ્રવ્યોના ત્રેસઠ પ્રકારના ભેદો થાય છે; હવે તે ભેદનો અમે ઉપદેશ કરીશું. ૩૩**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: એ ભૂતો, અન્યોન્યમાં સંસૃષ્ટ કે મળેલાં હોઈ અનેકરૂપે થાય છે; તેઓના અનેક ઉત્કર્ષો તથા અપકર્ષો થતાં તે દ્રવ્યો અનેક પ્રકારે ભેદ પામે છે; તેમાં સ્વસ્થ તથા રોગીને હિતકારી તરીકે તે દ્રવ્યોના ત્રેસઠ પ્રકારો થાય છે. તે હવે જણાવવાની અહીંથી શરૂઆત કરે છે. દ્રવ્ય, દેશ તથા કાળના પ્રભાવથી ભૂતોમાં અનેક ઉત્કર્ષો તથા અપકર્ષોના ભેદોથી એ દ્રવ્યોના ત્રેસઠ પ્રકારો કે ભેદો થાય છે, એમ અહીં જણાવે છે; તેમાં કારણ આ છે કે, કોપેલા કે નહિ કોપેલા દોષોના ભેદો, તેમ જ વૃદ્ધિ તથા ક્ષયને લીધે કરાતા

ભેદો બાસઠ થાય છે; તેમ જ 'व्यापीनां द्रुपधिका षष्टिः'– રોગોના બાસઠ ભેદો થાય છે, એમ ચરકના આ શ્લોક-સ્થાનના ૧૭મા અધ્યાયમાં કહેલ છે, અને 'समधातुः एकः'–સમાન ધાતુઓરૂપી એક ભેદ ગણીને ૬૩ ભેદો કહેવાયા છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'એમ ઉપર જણાવ્યા પ્રમાણે ભૌતિકપણાના ભેદથી દ્રવ્યોના પાંચ પ્રકારના ભેદ કહીને અહીં બીજા ભેદો કહે છે: એ દ્રવ્યોનો બીજો ભેદ ત્રેસઠ પ્રકારના રસોના ભેદોરૂપે દ્રવ્યના પ્રભાવથી, દેશના પ્રભાવથી તથા કાલના પ્રભાવથી થાય છે; તેમાં દ્રવ્યના પ્રભાવથી આ રીતે ભેદ થાય છે કે, સોમના ગુણોની અધિકતાથી 'મધુર' ઇત્યાદિ ભેદ થાય છે; દેશના પ્રભાવથી આવો ભેદ થાય છે કે, આંબાનાં ફળ વગેરે દ્રવ્યો, અમુક દેશમાં લગભગ મીઠાં થાય છે અને અમુક દેશમાં લગભગ ખાટાં થાય છે; કાળના પ્રભાવથી જેમ કે આવો ભેદ પડે છે: કેળનાં ફળ વગેરે ગ્રીષ્મઋતુમાં મીઠાં થાય છે અને શીત ઋતુમાં તૂરાશવાળાં થાય છે; એ જ પ્રમાણે અમુક અવસ્થાવાળા કાળના પ્રભાવથી આવા ભેદ થાય છે કે નાનું આંબાનું ફળ તૂરાશ સહિત ખાટું હોય છે; મધ્ય અવસ્થાવાળું કાચું આંબાનું ફળ ખાટું હોય છે અને એ જ ફળ પાક્યા પછી મધુરતા સાથે ખાટું હોય છે. આ ત્રેસઠ પ્રકારનો રસ દ્રવ્યોમાં સહજ જ હોય છે, પરંતુ બીજાં દ્રવ્યોના સંયોગ આદિના લીધે તે ઉત્પન્ન થતો નથી; એ તો અમુક અમુક કારણને લીધે એટલે કે કારણના સંયોગથી જ એમ કહેલ છે. હવે એ ત્રેસઠ પ્રકારના રસના ભેદને અનુસરીને દ્રવ્યોના ભેદનો અમે ઉપદેશ કરીશું.'

શ્રી ચક્રપાણિ તો અહીં આમ જ સમજાવે છે કે, ઉપર દ્રવ્યોના ભેદ કહીને અહીં તો વિકૃત રસોના જ ભેદો કહે છે; મૂળમાં રહેલા 'પ્રભાવ' શબ્દને દ્રવ્ય, દેશ તથા કાળ એ દરેકની સાથે યોજવાનો છે; તેમાં દ્રવ્યના પ્રભાવથી રસભેદ આ રીતે થાય છે કે, (દ્રવ્યમાં જ) સોમગુણની અધિકતા થવાથી મધુર રસ પ્રકટે છે, દેશના પ્રભાવથી જેમ કે હિમાલયમાં દ્રાક્ષ, દાડમ વગેરે મધુર થાય છે, અને બીજાં સ્થળે ખાટાં થાય છે; કાળના પ્રભાવથી જેમ કે કુણું આંબાનું ફળ તૂરાશવાળું હોય છે; બરાબર મોટું થયેલું તે કાચું ફળ ખાટું હોય છે અને પાકેલું તે ફળ મીઠું થાય છે; તેમ જ હેમંત-ઋતુમાં ઔષધિઓ મધુર હોય છે અને વર્ષાઋતુમાં તે ઔષધિઓ ખાટી હોય છે; વળી અગ્નિનો સંયોગ વગેરે બીજાં પણ જુદા જુદા રસનાં જે કારણો હોય છે તેઓનો કાળમાં કે દ્રવ્યમાં સમાવેશ કરી લેવો. ૩૩

### રસ દ્વારા દ્રવ્યોના ભેદનું વિવરણ: બે રસોવાળાં ૧૫ દ્રવ્યો

स्वादुरम्लादिभिर्योगं शेषैरम्लादयः पृथक् ।
यान्ति पञ्चदशैतानि द्रव्याणि द्विरसानि तु ॥ ३४॥

એક જ મધુરરસ ખાટા વગેરે (પાંચ) રસો સાથે સંબંધ પામે છે અને ખાટા વગેરે રસો, બાકીના અલગ અલગ રસો સાથે સંબંધ પામે છે; તેથી એ બે રસોવાળાં દ્રવ્યો પંદર થાય છે.

યોગીંદ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં આમ સમજાવે છે: 'આ શ્લોકમાં બે રસોવાળાં દ્રવ્યો કહે છે. એક મધુરરસ, ખાટો વગેરે પાંચ રસોની સાથે સંબંધને પામે છે, ત્યારે બબ્બે રસોવાળાં દ્રવ્યોના આમ પાંચ ભેદો થાય છે; જેમ કે [1]મધુર–ખાટું, [2]મધુર–ખારું, [3]મધુર–તીખું, [4]મધુર–કડવું અને [5]મધુર–તૂરું; તેમ જ ખાટો, ખારો, તીખો, કડવો અને તૂરો–એ બાકીના પાંચ રસો, બાકીના રસોની સાથે આ રીતે સંબંધ પામે છે; જેમ કે ખાટો રસ ખારા, તીખા, કડવા અને તૂરા સાથે મળે છે; ખારો રસ તીખા, કડવા અને તૂરા એ ત્રણે રસ સાથે મળે છે; તીખો રસ કડવા તથા તૂરા એ રસોની સાથે સંબંધ પામે છે; અને કડવો રસ એક તૂરા રસની સાથે સંબંધ પામે છે; તેથી [6]ખાટું–ખારું, [7]ખાટું–તીખું, [8]ખાટું–કડવું અને [9]ખાટું–તૂરું એવા ચાર ભેદો થાય છે; તેમ જ [10]ખારું–તીખું, [11]ખારું–કડવું અને [12]ખારું–તૂરું એવા ત્રણ ભેદો થાય છે; તેમ જ [13]તીખું–કડવું અને [14]તીખું–તૂરું એવા બે ભેદો થાય છે; અને [15]કડવું–તૂરું એમ એક ભેદ થાય છે; આ બધા ભેદો મળીને એકંદર પંદર ભેદો થાય છે, તેથી બે રસોવાળાં એમ પંદર દ્રવ્યો હોય છે. સુશ્રુતે પણ ઉત્તરસ્થાનના ૬૩ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'यथाक्रमं प्रवृत्तानां द्विकेषु मधुरो रसः । पञ्चानुक्रमते योगानम्लश्चतुर एव च ॥ त्रींश्चानुगच्छति रसो लवणः कटुको द्वयम् । तिक्तं कषायमन्वेति ते द्विका दश पञ्च च । तद् यथा–मधुराम्लः, मधुरलवणः, मधुरकटुः, मधुरतिक्तः, मधुरकषायः,–एते पञ्चानुक्रान्ता मधुरेण; अम्ललवणः, अम्लकटुकः, अम्लतिक्तः, अम्लकषायः,–इति चत्वारोऽनुक्रान्ता अम्लेन. लवणकटुकः, लवणतिक्तः, लवणकषायः, इति त्रयोऽनुक्रान्ता लवणेन;' कटुतिक्तः, कटुकषायः, इति द्वावेतावनुक्रान्तौ कटुकेन, तिक्तकषाय एक एवानुक्रान्तस्तिक्तेन, एवं पञ्चदश द्विकसंयोगा व्याख्याताः॥' (આનો અનુવાદ લગભગ ઉપરના જેવો જ સમજી શકાય તેમ છે.) ૩૪

## ત્રણ રસોવાળાં ૨૦ દ્રવ્યો

पृथगम्लादियुक्तस्य योगः शेषैः पृथग्भवेत् ।
मधुरस्य तथाऽम्लस्य लवणस्य कटोस्तथा ॥ ३५ ॥
त्रिरसानि यथासंख्यं द्रव्याण्युक्तानि विंशतिः ।

એ જ પ્રમાણે જુદા જુદા અમ્લ આદિ રસોથી યુક્ત મધુરરસનો, અમ્લરસનો, લવણરસનો તથા કટુરસનો બાકીના રસોની સાથે અલગ અલગ સંબંધ થાય છે; તેથી ત્રણ રસોવાળાં દ્રવ્યો અનુક્રમે વીસ કહ્યાં છે. ૩૫

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'જુદા જુદા અમ્લ આદિથી યુક્ત એટલે અમ્લ, લવણ, કટુ, તિક્ત, એ ચારથી અલગ અલગ યુક્ત મધુર રસનો બાકીના લવણ, કટુ, તિક્ત તથા કષાય રસોની સાથે અલગ અલગ સંબંધ થાય, અર્થાત્ મધુર તથા અમ્લ-મિશ્રરસનો લવણ, કટુ, તિક્ત તથા કષાય રસોની સાથે અલગ અલગ સંબંધ થાય એટલે કે મધુર-લવણનો કટુ, તિક્ત તથા કષાય સાથે, મધુર-કટુકનો તિક્ત અને કષાયની સાથે તેમ જ મધુર-તિક્તનો કેવળ કષાયની સાથે સંબંધ થતાં ૧મધુર-અમ્લ-લવણ, ૨મધુર-અમ્લ-કટુ, ૩મધુર-અમ્લ-તિક્ત, ૪મધુર-અમ્લ-કષાય, ૫મધુર-લવણ-કટુક, ૬મધુર-લવણ-તિક્ત, ૭મધુર-લવણ-કષાય, ૮મધુર-કટુ-તિક્ત, ૯મધુર-કટુ-કષાય, ૧૦મધુર-તિક્ત-કષાય એમ (ત્રણ ત્રણ રસોથી યુક્ત) દશ દ્રવ્યો થાય છે; તેમ જ અલગ લવણ આદિથી યુક્ત અને લવણ, કટુ તથા તિક્ત-માંહેના એક એકથી યુક્ત અમ્લરસનો બાકીના કટુ, તિક્ત તથા કષાયરસોની સાથે અલગ અલગ સંબંધ થાય છે; તેમ જ અમ્લ-લવણનો કટુ, તિક્ત તથા કષાયોની સાથે; અમ્લ-કટુકનો તિક્ત તથા કષાયોની સાથે; અમ્લ-તિક્તનો એકલા કષાયની સાથે સંબંધ થતાં ૧૧અમ્લ-લવણ-કટુરસવાળું એક દ્રવ્ય, ૧૨અમ્લ-લવણ-તિક્તરસવાળું બીજું દ્રવ્ય, ૧૩અમ્લ-લવણ-કષાયરસવાળું ત્રીજું દ્રવ્ય, ૧૪અમ્લ-કટુ-તિક્તરસવાળું ચોથું દ્રવ્ય, ૧૫અમ્લ-કટુ-કષાયરસવાળું પાંચમું દ્રવ્ય; અને ૧૬અમ્લ-તિક્ત-કષાયરસવાળું છઠ્ઠું દ્રવ્ય થાય છે; તેમ જ લવણ-કટુકનો તિક્ત અને કષાયની સાથે યોગ થતાં; અને લવણ-તિક્તનો એકલા કષાયની સાથે યોગ થતાં ૧૭લવણ-કટુ-તિક્તરસવાળું એક દ્રવ્ય; ૧૮લવણ-કટુ-કષાયરસવાળું બીજું દ્રવ્ય અને ૧૯લવણ-તિક્ત-કષાયરસવાળું ત્રીજું દ્રવ્ય થાય છે; તેમ જ તિક્તયુક્ત કટુરસનો બાકીના કષાયની સાથે સંબંધ થતાં ૨૦કટુ-તિક્ત-કષાયરસવાળું એક દ્રવ્ય થાય છે; એમ એકંદર મળી આ ત્રણ ત્રણ રસોવાળાં ૨૦ દ્રવ્યો થાય છે. સુશ્રુતે પણ ઉત્તરસ્થાનના ૬૩ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'आदौ प्रयुज्यमानस्तु, मधुरो दश गच्छति, षडम्लो लवणस्तस्मादर्धं त्वेकं तथा कटुः ॥ तद् यथा १मधुराम्ललवणः, २मधुराम्लकटुकः, ३मधुराम्लतिक्तः, ४मधुराम्लकषायः, ५मधुर-लवण-कटुकः, ६मधुर-लवण-तिक्तः, ७मधुर-लवण-कषायः, ८मधुर-कटु-तिक्तः, ९मधुर-कटु-कषायः, १०मधुर-तिक्त-कषायः-एवम् एषां त्रिकसंयोगानां दशानाम् आदौ मधुरः प्रयुज्यते; ११अम्ल-लवण-कटुकः, १२अम्ल-लवण-तिक्तः, १३अम्ल-लवण-कषायः, १४अम्ल-कटु-तिक्तः, १५अम्ल-कटु-कषायः, १६अम्ल-तिक्त-कषायः, एवम् एषां षण्णामादावम्लः-प्रयुज्यते; १७लवण-कटु-तिक्तः, १८लवण-कटु-कषायः, १९लवण-तिक्त-कषायः, एवमेषां त्रयाणामादौ लवणः प्रयुज्यते, २०कटु-तिक्त-कषायः, एवम् एकस्यादौ कटुकः प्रयुज्यते-एवमेते त्रिकसंयोगा विंशतिर्व्याख्याताः ॥' (આનો અર્થ લગભગ ઉપર પ્રમાણે જ છે.) ૩૫

## ચાર રસોવાળાં દ્રવ્યો-૧૫

वक्ष्यन्ते तु चतुष्केण द्रव्याणि दश पञ्च च ॥ ३६ ॥
स्वाद्वम्लौ सहितौ योगं लवणाद्यैः पृथग्गतैः ।
योगं शेषैः पृथग्यातश्चतुष्करससंख्यया ॥ ३७ ॥
सहितौ स्वादुलवणौ तद्वत्कट्वादिभिः पृथक् ।
युक्तौ शेषैः पृथग्योगं यातः स्वादूषणौ तथा ॥ ३८ ॥
कट्वाद्यैरम्ललवणौ संयुक्तौ सहितौ पृथक् ।
यातः शेषैः पृथग्योगं शेषैरम्लकटू तथा ॥ ३९ ॥
युज्येते तु कषायेण सतिक्तौ लवणोषणौ ।

હવે ચાર રસોથી યુક્ત પંદર દ્રવ્યો કહેવાય છે: મધુર તથા અમ્લરસ બન્ને સાથે રહી, લવણ આદિ (એટલે લવણ, કટુ તથા તિક્ત) અલગ અલગ રહેલા રસોની સાથે જોડાઈને બાકીના (એટલે કટુ, તિક્ત તથા કષાય) રસોની સાથે પણ અલગ અલગ સંબંધ પામે છે, તેથી ચાર રસોની સંખ્યા સાથે યોગ પામે છે; તે જ પ્રમાણે મધુર અને લવણ-બે રસો, કટુ તથા તિક્ત-એ બે રસોની સાથે તેમ જ બાકીના તિક્ત તથા કષાયની સાથે અલગ અલગ યુક્ત થાય છે; તે જ પ્રમાણે મધુર તથા કટુ રસ બાકીના તિક્ત તથા કષાય સાથે અલગ અલગ યોગ પામે છે; વળી અમ્લ તથા લવણ બે

રસો સાથે જ જોડાયેલા રહી કટુ આદિની સાથે એટલે કટુ તથા તિક્તની સાથે સંયોગ પામે છે; અને અમ્લ તથા કટુ બે રસો, બાકીના તિક્ત તથા કષાય રસોની સાથે અલગ અલગ યોગને પામે છે; તેમ જ લવણ તથા કટુ બન્ને રસો પણ તિક્ત રસની સાથે રહી કષાય રસની સાથે જોડાય છે. ૩૬-૩૯

યોગીન્દ્રનાથસેન અહીં આમ સ્પષ્ટ સમજાવે છે: 'ચાર ચાર રસોથી યુક્ત દ્રવ્યોની સંખ્યા પંદરની થાય છે, તે આ પ્રમાણે છે: મધુર અને અમ્લ બે રસો સાથે મળેલા રહી લવણ, કટુ તથા તિક્ત રસોની સાથે અલગ અલગ યોગ પામીને ચાર ચાર રસોની સંખ્યાથી યુક્ત થાય છે; તેમ જ બાકીના કટુ, તિક્ત તથા કષાયરસોની સાથે પણ અલગ અલગ સંબંધ પામે છે; જેમ કે ૧મધુર-અમ્લ-લવણ-કટુક, ૨મધુર-અમ્લ-લવણ-તિક્ત, ૩મધુર-અમ્લ-લવણ-કષાય, ૪મધુર-અમ્લ-કટુ-તિક્ત, ૫મધુર-અમ્લ-કટુ-કષાય, ૬મધુર-અમ્લ-તિક્ત-કષાય એમ ચાર ચાર રસોવાળાં છ દ્રવ્યોની સંખ્યા થાય છે; તે જ પ્રમાણે મધુર તથા લવણ રસો બંને સાથે જોડાયેલા રહી કટુ તથા તિક્ત એ બંને અલગ અલગની સાથે જોડાય છે અને અલગ અલગ જોડાઈને બાકીના તિક્ત તથા કષાયની સાથે યોગ પામે છે; જેમ કે ૭મધુર-લવણ-કટુ-તિક્ત, ૮મધુર-લવણ-કટુ-કષાય, ૯મધુર-લવણ-તિક્ત-કષાય એમ ચાર ચાર રસોવાળાં દ્રવ્યોની સંખ્યા થાય છે; તે જ પ્રમાણે મધુર તથા કટુ એ રસ તિક્ત રસની સાથે મળી બાકીના એક કષાયરસ સાથે યોગ પામે છે, તેથી ૧૦મધુર-કટુ-તિક્ત-કષાય એમ ચાર રસવાળું એક દ્રવ્ય થાય છે. વળી બંને સાથે મળેલા અમ્લ-લવણ બે રસો, કટુ તથા તિક્ત રસ સાથે અલગ અલગ સંયુક્ત થાય છે, તેમ જ બાકીના તિક્ત તથા કષાય રસ સાથે અલગ અલગ સબંધ પામે છે તેથી ૧૧અમ્લ-લવણ-કટુ-તિક્ત રસવાળું, ૧૨અમ્લ-લવણ-કટુ-કષાય રસવાળું, અને ૧૩અમ્લ-લવણ-તિક્ત-કષાય-રસવાળું દ્રવ્ય થાય છે; વળી બેય સાથે જોડાયેલા અમ્લ અને કટુ રસ, બાકીના તિક્ત તથા કષાયની સાથે યોગ પામે છે, તેથી ૧૪અમ્લ-કટુ-તિક્ત-કષાયરસવાળું એક દ્રવ્ય થાય છે અને લવણ તથા કટુ રસ બંને સાથે મળી તિક્ત સહિત કષાયની સાથે જોડાય છે, તેથી ૧૫લવણ-કટુ-તિક્ત-કષાય રસવાળું એક દ્રવ્ય થાય છે; તે બધાં મળીને એકંદર પંદર દ્રવ્યો ચાર ચાર રસવાળાં થાય છે. સુશ્રુતમાં પણ ઉત્તરસ્થાનના ૬૩મા અધ્યાયમાં આમ કહેલ છે: 'चतुष्करससयोगान्मधुरो दश गच्छति। चतुरोऽम्लोऽनुगच्छेच्च लवणस्त्वेकमेव तु। १मधुराम्ललवणकटुकः, २मधुराम्ललवणतिक्तः, ३मधुराम्ललवणकषायः, ४मधुराम्लकटुतिक्तः, ५मधुराम्लकटुकषायः, ६मधुराम्लतिक्तकषायः, ७मधुरलवणकटुतिक्तः, ८मधुरलवणकटुकषायः, ९मधुरलवणतिक्तकषायः, १०मधुरकटुतिक्तकषायः, एवमेषां दशानामादौ मधुरः प्रयुज्यते, ११अम्ललवणकटुतिक्तः, १२अम्ललवणकटुकषायः, १३अम्ललवणतिक्तकषायः, १४अम्लकटुतिक्तकषायः, एवमेषां चतुर्णामादावम्लः, १५लवणकटुतिक्तकषायः, एवमेकस्यादौ लवणः, एवमेते चतुष्करससयोगाः पञ्चदश कीर्तिताः' (આનો અનુવાદ ઉપરના અનુવાદ સાથે લગભગ મળે છે.)

### પાંચ રસોવાળાં દ્રવ્યો-૬

**षट् तु पञ्चरसान्याहुरेकैकस्यापवर्जनात् ॥ ४० ॥**

(છ રસોમાંના) એક એક રસનો ત્યાગ કરવાથી પાંચ રસોવાળાં છ દ્રવ્યોને વિદ્વાનો કહે છે. ૪૦

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: જેમ કે ૧મધુર-અમ્લ-લવણ-કટુ-તિક્ત-રસવાળું એક દ્રવ્ય, ૨મધુર-અમ્લ-લવણ-કટુ-કષાયરસવાળું બીજું દ્રવ્ય; ૩મધુર-અમ્લ-લવણ-તિક્ત-કષાયરસવાળું-ત્રીજું દ્રવ્ય; ૪મધુર-અમ્લ-કટુ-તિક્ત-કષાયરસવાળું-ચોથું દ્રવ્ય. ૫મધુર-લવણ-કટુ-તિક્ત-કષાયરસવાળું-પાચમું દ્રવ્ય અને ૬અમ્લ-લવણ-કટુ-તિક્ત-કષાયરસવાળું-છઠ્ઠું થાય છે. સુશ્રુતે પણ ઉત્તરસ્થાનના ૬૩મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'पञ्चकान् पञ्च मधुर एकमम्लस्तु गच्छति। १मधुराम्ललवणकटुतिक्तः, २मधुराम्ललवणकटुकषायः, ३मधुराम्ललवणतिक्तकषायः, ४मधुराम्लकटुतिक्तकषायः, ५मधुरलवणकटुतिक्तकषायः, एवमेषां पञ्चानां पञ्च रससंयोगानामादौ मधुरः प्रयुज्यते, अम्ललवणकटुतिक्तकषायः, एवमेकस्यादावम्लः प्रयुज्यते, एवमेते षट् पञ्चकसंयोगा व्याख्याताः' (આનો અનુવાદ ઉપરના અનુવાદની સાથે લગભગ મળે છે.)

### એક રસવાળાં ૬, અને છ રસવાળું એક દ્રવ્ય

**षट् चैवैकरसानि स्युरेकं षड्रसमेव तु।**
**इति त्रिषष्टिर्द्रव्याणां निर्दिष्टा रससंख्यया ॥ ४१ ॥**

એક એક રસવાળાં દ્રવ્યો છ હોય છે અને છયે રસોવાળું દ્રવ્ય એક જ હોય છે; એમ રસોની સંખ્યાને અનુસરી દ્રવ્યોની સંખ્યા ૬૩-ની કહી છે. ૪૧

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: '૧મધુર રસવાળું, ૨અમ્લ રસવાળું, ૩લવણ રસવાળું, ૪કટુ

રસવાળું, ૫તિક્ત રસવાળું અને ૬કષાય રસવાળું–એમ ૭ દ્રવ્યો) એક એક રસવાળાં હોઈને ૭ થાય છે; તેમ જ છયે રસોવાળું એક દ્રવ્ય–૧મધુર–અમ્લ–લવણ–કટુ–તિક્ત–કષાય–રસવાળું હોય છે; એમ એકંદર (રસોના આશ્રયે) દ્રવ્યો ૬૩ થાય છે. આ સંબંધે અષ્ટાંગહૃદય–સૂત્રસ્થાનના ૧૦મા અધ્યાયમાં આ દ્રવ્યોની ૬૩ની સંખ્યા દર્શાવતો આ સંગ્રહશ્લોક મળે છે: 'षट् पञ्चकाः षट् च पृथग् रसाः स्युश्चतुर्द्विकौ पञ्चदश–प्रकारौ ॥ भेदास्त्रिका विंशतिरेकमेव द्रव्यं षडास्वादमिति त्रिषष्टिः' પાંચ રસોવાળાં ૬ દ્રવ્યો, અલગ અલગ–એક એક રસવાળાં ૬ દ્રવ્યો, ચાર રસવાળાં ૧૫ દ્રવ્યો, બે રસોવાળાં ૧૫ દ્રવ્યો, ત્રણ રસોવાળાં ૨૦ દ્રવ્યો અને ૭ રસવાળું ૧ દ્રવ્ય–મળીને એકંદર (રસોના આશ્રયે) ૬૩ દ્રવ્યો થાય છે.' ૪૧

**રસોની સંખ્યા આમ તો અગણિત થાય**

**त्रिषष्टिः स्यादसंख्येया रसानुरसकल्पनात् ।**
**रसास्तरतमाभ्यां तां संख्यामतिपतन्ति हि ॥ ४२ ॥**

**ઉપર જણાવેલી રસોની ૬૩ની સંખ્યા રસો તથા અનુરસોની કલ્પના ઉપરથી અસંખ્યેય થઈ શકે છે; તેમ જ એ છ રસો પણ તર–તમ સાથે સંબંધ પામતાં તે ત્રેસઠની સંખ્યાને ખરેખર ઓળંગી જાય છે–ત્રેસઠની સંખ્યા કરતાં અધિક થઈ જાય છે. ૪૨**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: એમ સ્થૂળ દૃષ્ટિએ રસોના ૬૩ પ્રકારો ઉપર કહેવાયા; તે જ પ્રમાણે હવે સૂક્ષ્મ દૃષ્ટિએ રસોના પ્રકારો જણાવે છે: રસો તથા અનુરસોની કલ્પનાને ઉદ્દેશી રસોની ત્રેસઠ સંખ્યા પણ અસંખ્ય બને છે; આમાં અનુરસનું લક્ષણ પાછળ કહેવાશે કે 'विपर्ययेण अनुरसः'–વિપરીતપણે 'અનુરસ' જણાય છે. એ જ પ્રમાણે તે રસો, તર–તમ સાથે સંબંધ પામતાં એ ત્રેસઠની સંખ્યાથી ઘણા વધુ બની જાય છે; જેમ કે 'अयं मधुरः'–આ મધુર રસ છે; 'अयं मधुरतरः'–આ બે દ્રવ્યોમાંથી આ દ્રવ્યમાં વધારે પડતો મધુર રસ છે; તેમ જ 'अयं मधुरतमः'–આ ઘણાં દ્રવ્યોમાંથી આ એક દ્રવ્યમાં સૌના કરતાં વધુ મધુર રસ છે. એમ રસોના તારતમ્યપણે પણ રસો અસંખ્ય બને છે. ૪૨

**વસ્તુતઃ ૬૩ની કલ્પના જ વ્યવહારુ છે**

**संयोगाः सप्तपञ्चाशत्कल्पना तु त्रिषष्टिधा ।**
**रसानां तत्र योग्यत्वात्कल्पिता रसचिन्तकैः ॥ ४३ ॥**

**(રસોમાં) સંયોગો તો (૫૭) સત્તાવન છે, છતાં કલ્પના તો ત્રેસઠ પ્રકારની જ કહી છે. તેમાં (સ્વસ્થ તથા રોગીને) રસોના ઉપયોગી-પણાને લીધે રસનો વિચાર કરનારાઓએ કલ્પના તો ત્રેસઠ પ્રકારની જ કલ્પી છે–માની છે. ૪૩**

યોગીંદ્રનાથ સેન અહીં આમ ઠીક સમજાવે છે: રસો ભલે અસંખ્ય થાય, છતાં ચિકિત્સામાં વ્યવહાર માટે તો તેઓની ત્રેસઠ પ્રકારની જ કલ્પના વૈદ્યોએ કલ્પી છે, તે અહીં જણાવે છે. રસોના સંયોગો, ઉપર કહેલી રીતિ પ્રમાણે સત્તાવન થાય છે, તોપણ તેઓમાં કલ્પના તો સ્વસ્થનાં તથા આતુરનાં શરીરોને ઉપયોગી તરીકે ત્રેસઠ પ્રકારની જ કલ્પી છે; વધેલા તથા ક્ષીણ થયેલા દોષોના ભેદો બાસઠ થાય છે, અને તેમાં ઉપયોગી તરીકેના રસોને પણ રસચિંતક વિદ્વાનોએ ત્રેસઠ પ્રકારના જ કલ્પ્યા છે. સુશ્રુતમાં પણ ઉત્તરસ્થાનના ૬૨મા અધ્યાયમાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે: 'एषा त्रिषष्टि-र्व्याख्याता रसानां रसचिन्तकैः । दोषभेदत्रिषष्टौ तु प्रयोक्तव्या विचक्षणैः'–રસના વિચારક વૈદ્યોએ, રસોના આ ત્રેસઠ ભેદો કહ્યા છે; તેઓનો વિચક્ષણ વૈદ્યોએ દોષોના જે ત્રેસઠ ભેદો કહ્યા છે, તેમાં પ્રયોગ કરવો જોઈએ. એકંદર દોષોના બાસઠ ભેદોમાં રસોના બાસઠ ભેદોનો ઉપયોગ થાય છે અને સમધાતુવાળા સ્વસ્થ માણસ વિષે તો ૭ રસોનો સામટો જ ઉપયોગ કરાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ સ્પષ્ટતા કરી સમજાવે છે કે, રસોના સંયોગો ૫૭ છે; અર્થાત્ ૬૩માં-થી અલગ અલગ એક એક રસ છોડી દઈએ, તો બાકીના સંયુક્ત રસો તો ૫૭ જ રહે છે; એ સંયોગ ૧૫ બેબેનો, ૨૦ ત્રણત્રણનો, ૧૫ ચારચારનો, ૬ પાંચ-પાંચનો અને ૧ એક છયે રસોનો હોય છે; એમ તે સંયોગોની સંખ્યા ૫૭ છે; પરંતુ રસોનો વિચાર કર-નારાઓએ સ્વસ્થ તથા રોગીને હિતકારી હોવાથી રસોની કલ્પના તો ૬૩ની જ કહી છે; અર્થાત્ જોકે સૂક્ષ્મ દૃષ્ટિએ જોવામાં આવે તો રસોની કલ્પનાઓ તો અસંખ્ય થાય છે, છતાં ચિકિત્સામાં વ્યવહાર માટે તો ૬૩ પ્રકાર-ની જ કલ્પના પૂરતી છે. કોપેલા–નહિ કોપેલા વાતાદિ દોષોના ભેદો પણ ૬૩ છે; એટલે કે કોપેલા દોષોના ભેદો ૬૨ છે; તેમાં રસોના ૬૨ ભેદો ઉપયોગી છે; ત્રેસઠમો ભેદ તો નહિ કોપેલા દોષોવાળા સમધાતુ શરીરમાં ઉપ-યોગી છે; છયે રસોનો સામટો પ્રયોગ સમદોષ કે સમ-ધાતુને જ હિતકારી થાય છે. ૪૩

### દોષોનો તથા ઔષધો આદિનો વિચાર કરી રસકલ્પના યોજવી

क्वचिदेको रसः कल्प्यः संयुक्ताश्च रसाः क्वचित् ।
दोषौषधादीन् संचिन्त्य भिषजा सिद्धिमिच्छता ॥४४॥

(ચિકિત્સાકર્મની) સિદ્ધિને કે સફળતાને ઇચ્છતા વૈદ્યે દોષોનો તથા ઔષધ આદિનો બરાબર વિચાર કર્યો પછી કોઈ સ્થળે એક રસ તથા કોઈ સ્થળે સંયુક્ત રસો કલ્પવા કે યોજવા જોઈએ.

મૂળમાં 'दोषौषध-आदीन्' એમ 'आदि' શબ્દનો પ્રયોગ કરી સૂચવ્યું છે કે, દેશ, કાળ તથા શરીરના બળ વગેરેનો પણ વૈદ્યે વિચાર કરવો જરૂરી છે. (યોગીંદ્ર)

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે કે, ચિકિત્સાકર્મની સફળતા ઇચ્છતા વૈદ્યે કોઈ સ્થળે દોષ, ઔષધ આદિનો બરાબર વિચાર કર્યો પછી જોઈ–તપાસીને એક દોષથી ઉત્પન્ન થયેલ આદિ રોગમાં તે તે દોષ તથા વ્યાધિથી વિપરીત એક રસની કલ્પના કરવી જોઈએ; અને કોઈ સ્થળે એટલે સંયુક્ત દોષવાળા કોઈ વ્યાધિમાં દોષોનો તથા ઔષધો વગેરેનો બરાબર વિચાર કર્યો પછી તે બે દોષોની કે ત્રણ દોષોની ન્યૂનાધિકતા આદિપણાનો વિચાર કર્યો પછી તે તે દોષ તથા વ્યાધિ આદિથી વિપરીત સંયુક્ત રસોની કલ્પના કે યોજના કરવી જોઈએ. ૪૪

### દ્રવ્યપ્રયોગ તથા રસપ્રયોગ

द्रव्याणि द्विरसादीनि संयुक्तांश्च रसान् बुधाः ।
रसानेकैकशो वाऽपि कल्पयन्ति गदान् प्रति ॥ ४५ ॥

વિદ્વાન વૈદ્યો રોગો પ્રત્યે બે રસવાળાં વગેરે દ્રવ્યોનો તથા સંયુક્ત રસોનો અથવા એક એક રસોનો પણ પ્રયોગ કરે છે. ૪૫

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં આમ સમજાવે છે: વિદ્વાન વૈદ્યો રોગોને જોઈ, તપાસીને સ્વભાવસિદ્ધ બે રસવાળાં, ત્રણ રસવાળાં વગેરે દ્રવ્યોનો, સંયુક્ત રસોનો કે એક એક રસનો પ્રયોગ કરે છે; અમુક અમુક રસયુક્ત દ્રવ્યોને સૂચવતું આ વચન આ પ્રમાણે મળે છે: 'कानिचिद् द्विरसादीनि द्रव्याणि स्युः स्वभावतः । यथैणः षड्रसः कृष्णो यथा पञ्चरसाऽभया । मद्य पञ्चरसं यद्वत् तिलो यद्वच्चतूरसः । एरण्डतैल त्रिरसं माक्षिक द्विरस तथा । घृतमेकस्वादुरसं मधुरादिविभागतः–કેટલાંક દ્રવ્યો સ્વભાવે બે કે વધારે રસોવાળાં વગેરે હોય છે; જેમ કે–કાળો મૃગ છયે રસોવાળો હોય છે, હરડે પાંચ રસોવાળી હોય છે; મદ્ય પાચ રસોવાળું હોય છે, તલ ચાર રસોવાળા હોય છે, એરંડતેલ ત્રણ રસોવાળું, મધ બે રસોવાળું અને ઘી એકલા મધુરરસથી યુક્ત હોય છે; એમ મધુર આદિના વિભાગે સ્વભાવતઃ રસયુક્ત દ્રવ્યો કહ્યાં છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: ઉપર જણાવેલ સંયુક્ત–અસંયુક્ત રસકલ્પના જુદાં જુદાં રસવાળાં દ્રવ્યો મેળવવાથી અથવા અનેક રસવાળાં એક દ્રવ્યનો પ્રયોગ કરવાથી કે એક રસવાળાં દ્રવ્યનો પ્રયોગ કરવાથી થાય છે, તે અહીં દર્શાવે છે: કેટલાંક દ્રવ્યો ઉત્પત્તિથી જ સિદ્ધ બે રસ વગેરેથી યુક્ત હોય છે; તેમાં બે રસવાળું દ્રવ્ય, 'कषाय–मधुरो मुद्गः'–મગ તૂરા તથા મધુર–બે રસથી યુક્ત હોય છે; ત્રણ રસવાળું દ્રવ્ય આ છે: 'मधुराम्लकषाय च विष्टम्भि गुरु शीतलम् । पित्तश्लेष्महर भव्यम्–ભવ્ય નામે કમરંગ–ફળ મધુર, ખાટું તથા તૂરું હોય, મળને થંભાવનાર, ભારે તથા શીતળ હોય; તેમ જ પિત્ત તથા કફનો નાશ કરનાર હોય છે.' તલમાં ચારે રસ હોય છે; આ સંબંધે કહ્યું છે કે–'स्निग्धोष्णमधुरस्तिक्तकषायः कटुकस्तिलः–તલ સ્નિગ્ધ, ગરમ, મધુર, કડવા, તૂરા તથા તીખા હોય છે' પાંચ રસવાળું દ્રવ્ય–આમળાં તથા હરડે છે; 'शिवा पञ्चरसा'–હરડેમાં પાંચે રસો હોય છે, એવું વચન પણ મળે છે; જેમાં છયે રસો સ્પષ્ટ હોય એવું દ્રવ્ય અહીં કહ્યું નથી; વિષમાં છયે રસો હોય છે, પરંતુ તે છયે અવ્યક્ત–અસ્પષ્ટ હોય છે. હારીતે તો એણ મૃગના માંસને સ્પષ્ટ છયે રસોથી યુક્ત કહેલ છે. એ રીતે બે રસ આદિથી યુક્ત દ્રવ્યોના યોગથી બે રસવાળાં વગેરે દ્રવ્યોનો ઉપયોગ થાય છે; તેમ જ એક એક રસ આદિથી યુક્ત દ્રવ્યો મેળવીને સંયુક્ત રસોનો અથવા એક એક રસોનો પણ ઉપયોગ કરે છે. 'गदान् प्रति' એમ કહીને રોગોમાં મુખ્યત્વે કરી રસ–સંયુક્ત દ્રવ્યોનો, સંયુક્ત રસોનો તથા એક એક રસોનો જે રીતે ઉપયોગ કરાય છે, તે જ પ્રમાણે સ્વસ્થને ઉદ્દેશીને પણ તે તે પ્રયોગ સમજવો; અથવા બે રસ આદિનો ભેદ રોગમાં જ સમજવો; સ્વસ્થ વિષે તો સર્વરસોનો પ્રયોગ જ કરાય છે; આ સંબંધે કહેવાયું પણ છે કે 'समसर्वरस सात्म्य समधातोः प्रशस्यते–સમધાતુવાળાને જેમાં બધા રસો સરખા હોય એવું દ્રવ્ય માફક હોઈ ખૂબ હિતકારી થાય છે.' આવું વ્યાખ્યાન કરતાં 'क्वचिदेकरसः કોઈ સ્થળે એક રસનો પ્રયોગ કરાય છે' ઇત્યાદિ વચન સાથે આની પુનરુક્તિ નહિ થાય; અથવા 'क्वचिदेकरसः'–ઇત્યાદિ વચનથી પોતાનો મત કહ્યો છે; આ જ બાબતમાં 'द्रव्याणि द्विरसादीनि'–ઇત્યાદિ કહીને અહીં શ્રીઆચાર્યે બીજા આચાર્યોની સંમતિ બતાવી છે; આ જ કારણે બીજા

આચાર્યોના અભિપ્રાયને અનુસરી અહીં ૪૫ મા શ્લોકમાં 'કલ્પયન્તિ' એમ કહ્યું છે; આથી અહીં પુનરુક્તિ પણ નથી. ૪૫

### ઉપર્યુક્ત રસભેદોના જ્ઞાનનું ફળ

यः स्याद्रसविकल्पज्ञः स्याच्च दोषविकल्पवित् ।
न स मुह्येद्विकाराणां हेतुलिङ्गोपशान्तिषु ॥ ४६ ॥

જે વૈદ્ય રસોના (પૂર્વોક્ત) વિકલ્પોને કે ભેદોને જાણે છે; તેમ જ દોષોના વિકલ્પોને કે ભેદોને જાણે છે, તે રોગોનાં નિદાનો, લક્ષણો તથા રોગોની શાંતિ કે ચિકિત્સા વિષે મોહ પામતો નથી–મૂંઝાતો નથી કે ભ્રમણામાં પડતો નથી. ૪૬

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'જે વૈદ્ય રસોના ભેદોને જાણીને તે તે દોષોની અપેક્ષાએ તે તે રસોનો ઉપયોગ પણ જાણે છે; તેમ જ દોષોના વિકલ્પો કે ભેદોને પણ જે જાણે છે, એમ દોષોના જ્ઞાનથી નિદાન આદિનું જ્ઞાન પણ જણાવી દીધું છે; એટલે કે રસોના ભેદના જ્ઞાનપૂર્વક તેઓનો ઉપયોગ કરી જાણનાર તેમ જ દોષોના ભેદોનું અને નિદાનાદિનું પણ જ્ઞાન ધરાવતો વૈદ્ય રોગોનાં નિદાનો વિષે, એ રોગોનાં લક્ષણો વિષે તેમ જ તે તે રોગની ચિકિત્સા વિષે પણ કદી મોહ પામતો નથી એટલે કે તેને આયુર્વેદિક કોઈ પણ બાબતમાં મુઝવણ જ થતી નથી.'

શ્રીગંગાધર અહીં આમ સમજાવે છે: 'જે વૈદ્ય રસ–વિકલ્પોને જાણે તેમ જ દોષવિકલ્પોને પણ જાણે છે, તે દોષોના વિકલ્પો કરી–ઓછા–વધતા વગેરે અંશે તેઓને બરાબર સ્પષ્ટ સમજી લઈ, તે દોષના શમનનું કારણ જે રસ હોય તેને પણ બરાબર કલ્પી–યોજીને વિકારોના હેતુઓ–કારણો કે નિદાનો વિષે, તે વિકારોનાં લિંગો કે લક્ષણો તેમ જ તે તે રોગની ઉપશાંતિ કે ચિકિત્સાક્રિયા કરવા વિષે મોહ પામતો નથી એટલે કે ભ્રાંતિમાં પડતો નથી.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: આ શ્લોકમાં ગ્રંથકાર રસોના જ્ઞાનનું ફળ જણાવે છે: જેને રસોના સમગ્ર ભેદોનું બરાબર જ્ઞાન થયું હોય, તેના એ જ્ઞાનમાં રોગોનાં કારણરૂપ દ્રવ્યોનું પણ સંપૂર્ણ જ્ઞાન સમાઈ ગયેલું જ હોય છે; કેમ કે રસોના જ્ઞાન દ્વારા જ લગભગ સઘળાં દ્રવ્યોના ગુણો કહી શકાય છે; વળી દોષોના ભેદોના જ્ઞાનથી રોગોનાં સમગ્ર લક્ષણોનું જ્ઞાન પણ થઈ જાય છે; કેમ કે રોગોનાં જેટલાં લક્ષણો હોય છે, તે બધાંનો સંબંધ દોષોના ભેદોની સાથે અવશ્ય હોય જ છે; વળી રસોના તથા દોષોના ભેદોના જ્ઞાનથી સર્વ ઔષધોનું પણ જ્ઞાન થાય છે; કારણ કે રસજ્ઞાનથી ઔષધદ્રવ્યનું સ્વરૂપજ્ઞાન થાય છે; અને દોષોના જ્ઞાનથી ઔષધોના પ્રયોગના વિષયોનું વિશેષ જ્ઞાન થાય છે; અથવા હેતુ વગરેના જ્ઞાનને રસોના વિકલ્પ કે ભેદથી તેમ જ દોષોના વિકલ્પ કે ભેદથી અલગ જ કહેવું જોઈએ; કારણ કે રસોના ભેદવાળું જે દ્રવ્ય હોય તે જ વિકારોનું કારણ હોય છે તેમ જ ઔષધરૂપ પણ હોય છે: એમ દોષોના ભેદને જાણીને તેની સમાન તેના હેતુને પણ બરાબર સમજે છે; તેમ જ દોષનું વિરોધી જે દ્રવ્ય હોય તે ઔષધરૂપ જ છે; આ અભિપ્રાયમાં આ શ્લોકનો ઉત્તરાર્ધ બરાબર યોગ્ય જ કહ્યો છે કે, 'न स मुह्येद् विकाराणां हेतुलिङ्गोपशान्तिषु–રસવિકલ્પને તથા દોષવિકલ્પને જાણતો વૈદ્ય રોગોના હેતુઓ કે નિદાનો વિષે, લક્ષણો વિષે તથા તે તે રોગોની ઉપશાંતિ કે ચિકિત્સા વિષે કદી મૂંઝાતો નથી.' ૪૬

### રસ તથા અનુરસનાં લક્ષણ

व्यक्तः शुष्कस्य चादौ च रसो द्रव्यस्य लक्ष्यते ।
विपर्ययेणानुरसो रसो नास्ति हि सप्तमः ॥ ४७ ॥

જે દ્રવ્ય સુકાઈ ગયું હોય, તેને શરૂઆતમાં જ–જીભની સાથે સંબંધ થતાં જે પ્રથમ સ્પષ્ટ જણાય છે, તે 'રસ' કહેવાય છે; અને જે એથી ઊલટ રીતે–અસ્પષ્ટ જણાય છે, તે 'અનુરસ' કહેવાય છે; પરંતુ સાતમો રસ (આ જગતમાં) છે જ નહિ. ૪૭

દ્રવ્યનો 'આ મધુર રસ છે, આ ખાટો રસ છે' ઇત્યાદિ સ્પષ્ટ રીતે જે ભાસે છે, તે રસ જણાય છે; અહીં શંકા થાય છે કે રસોથી તો એ રસયુક્ત દ્રવ્યોનો જ વ્યવહાર કરાય છે; જેમાં તાજી કે લીલી અવસ્થામાં એક રસની પ્રકટતા જણાય છે, અને સૂકી અવસ્થામાં વળી બીજા રસની પ્રકટતા જણાય છે; જેમ કે પીપર તાજી હોય ત્યારે તેમાં જુદો રસ જણાય છે અને સૂકી હોય છે, ત્યારે તેમાં વળી જુદો રસ જણાય છે, તેમાં કયા રસનો વ્યવહાર કરાય છે? આનું સમાધાન અહીં મૂળમાં જ કહે છે કે જે દ્રવ્ય સૂકું હોય ત્યારે જ તેમાં રસની સંપત્તિ બરાબર જણાય છે; અહીં એક પ્રશ્ન થાય છે કે, કોઈ દ્રવ્યમાં અનુરસનું પણ છેવટે ભાન થાય છે, તેનું કેમ? એનો જ ઉત્તર અહીં મૂળમાં જણાવે છે કે, 'आदौ'–એટલે જીભની સાથે દ્રવ્યનો પહેલો સંબંધ થાય છે, ત્યારે જે પ્રથમ જણાય છે, તે

એ દ્રવ્યનો રસ છે; જે અનુરસ હોય છે, તેની સ્પષ્ટતા તો પાછળથી જણાય છે; એ જ અભિપ્રાયથી અનુરસનું લક્ષણ અહીં મૂળમાં કહે છે કે, રસનાં લક્ષણથી જે ઊલટ રીતે જણાય છે તે 'અનુરસ' છે; એકંદર સૂકા દ્રવ્યમાં જે પ્રથમ જ સ્પષ્ટ જણાય છે, તે 'રસ' છે; પરંતુ એથી ઊલટ જે અસ્પષ્ટ જણાય છે, તેમ જ લીલા દ્રવ્યમાં જે જણાય છે અને જે અંતે એટલે જીભની સાથે સ્પર્શ થયા પછી તરત શરૂઆતમાં નહિ, પણ છેવટે જે જણાય છે, તે 'અનુરસ' છે; અર્થાત્ રસનાં લક્ષણથી જે વિપરીત લક્ષણવાળો હોય, તે 'અનુરસ' છે. અહીં ભાવરૂપ અર્થ આ છે કે, સઘળાં દ્રવ્યો પાંચ મહાભૂતોના સમુદાયમાંથી ઉત્પન્ન થયાં હોય છે; તે કારણે તેઓ અનેક રસોવાળાં હોય છે; તેમાં જે સ્પષ્ટ જણાય છે, તે 'રસ' છે, પરંતુ રસથી દબાઈ જઈ જે સ્પષ્ટ ન જણાય, અથવા સ્પષ્ટ જણાય તો કંઈક થોડોક જ છેવટે જણાય તે 'અનુરસ' છે; એમ રસનું તથા અનુરસનું લક્ષણ સમજવું. એકંદર છયે રસોમાંના જેઓ સ્પષ્ટ જણાય તે 'રસો' છે; પરંતુ અસ્પષ્ટ જણાય તે 'અનુરસો' છે; એટલે મધુર આદિ છ રસો જ સ્પષ્ટ હોય તે 'રસો' છે અને અસ્પષ્ટ કે અપ્રકટ હોય તે 'અનુરસો' છે, પરંતુ સાતમો 'અનુરસ' નામે કોઈ સ છે જ નહિ. (યોગીંદ્ર૦)

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'પ્રથમ તો આ પ્રશ્ન થાય છે કે, 'રસ' કયો છે અને 'અનુરસ' કયો છે? આનો ઉત્તર અહીં આપે છે કે મુખમાં નાખેલાં સૂકાં દ્રવ્યમાં જે સ્પષ્ટ રીતે પ્રથમ જણાય છે, તે 'રસ' છે; પરંતુ એ જ દ્રવ્ય જ્યારે લીલું કે તાજું હોય, ત્યારે તેમાં જે સ્પષ્ટ રસથી ઊલટો અણુરસ કે સૂક્ષ્મ રસ જણાય છે, તે જ 'અણુરસ' કે અનુરસ કહેવાય છે; પરંતુ એ 'અણુરસ' કે 'અનુરસ' એ છ રસોથી જુદો કે સાતમો કોઈ રસ નથી; એટલે આ જગતમાં સાતમો રસ કોઈ પણ છે જ નહિ.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'પૂર્વોક્ત 'રસ' તથા 'અનુરસ'નું અહીં લક્ષણ કહેવામાં આવે છે. જે દ્રવ્ય સૂકું હોય કે લીલું–તાજું હોય; ત્યારે એ સૂકાં દ્રવ્યને કે લીલાં તાજાં દ્રવ્યને પ્રથમ જ જીભનો જ્યારે સંબંધ થાય છે, ત્યારે જે પ્રથમ જ સ્વાદ લેતાં સ્પષ્ટ તરીકે આ મધુર છે કે આ ખાટો છે, ઇત્યાદિ ભેદે કરીને જે ગ્રહણ કરાય છે, તે વ્યક્ત કે સ્પષ્ટ 'રસ' છે; પરંતુ જે ઉપર કહેલ ચારે અવસ્થામાં પ્રથમ સ્પષ્ટ ન જણાય, પરંતુ જે અવ્યપદેશ્ય તરીકે અથવા ન કહી શકાય એવા સ્વરૂપે માત્ર છાયારૂપે કે માત્ર અમુક કાર્યરૂપે જણાય તે 'અનુરસ' છે; આવો વાક્યાર્થ સમજવો; કારણ કે પ્રકટ તથા અપ્રકટપણે રસ તથા અનુરસનાં રૂપો હોય છે; એકંદર છયે રસોમાંનો જે પ્રકટ જણાય તે રસ છે અને અપ્રકટ જણાય તે 'અનુરસ' છે; પરંતુ અવ્યક્ત કે અનુરસ નામે સાતમો કોઈ રસ જ નથી.' કેટલાક બીજા વિદ્વાનો અહીં આમ કહે છે, જે દ્રવ્ય સૂકું હોય કે તાજું હોય, ત્યારે તેનો ઉપયોગ કરતાં સૂકી અવસ્થામાં જે સ્પષ્ટ હોય તે 'રસ' છે; પરંતુ લીલી કે તાજી અવસ્થામાં જે સ્પષ્ટ હોય તે એની સૂકી અવસ્થામાં તેને અનુસરે નહિ, માટે તે 'રસ' નથી, પણ 'અનુરસ' છે; જેમ કે પીપર જ્યારે લીલી કે તાજી હોય ત્યારે તેમાં મધુર રસ જ વ્યક્ત કે પ્રકટ–સ્પષ્ટ હોય છે; પરંતુ એ જ પીપર જ્યારે સુકાઈ જાય છે, ત્યારે તેમાં તીખો રસ પ્રકટ–સ્પષ્ટ હોય છે, તે ઉપરથી જાણવું કે પીપરમાં 'રસ' તો તીખો જ છે; અને તેની લીલી કે તાજી અવસ્થામાં જે મધુર રસ હતો, તે તો તેની સૂકી અવસ્થામાં તેને અનુસરતો નથી, માટે તેની લીલી અવસ્થાનો તે મધુર રસ તો 'અનુરસ' છે, પણ રસ નથી; દ્રાક્ષ વગેરેમાં તે લીલી કે તાજી અવસ્થામાં અથવા સૂકી અવસ્થામાં પણ કાયમ મધુર રસ જ સ્પષ્ટ જણાય છે, તેથી તેમાં કેવળ મધુર રસ જ સ્પષ્ટ છે; એમાં કોઈ વિપ્રતિપત્તિ કે વિવાદ જ નથી, તેથી એમાં કેવળ મધુર રસ જ છે; પરંતુ કાયમ તાજાં જ વપરાતાં કાંજી, છાશ વગેરેમાં તો જે પ્રકટ કે સ્પષ્ટ જણાય છે, તે જ 'રસ' છે, પરંતુ 'अनु चोपलभ्यते यः सोऽनुरसः'– જે પાછળથી અનુભવાય છે, તે તો 'અનુરસ' છે; જેમ કે ચૂકાની કડવાશ વગેરે જે પાછળથી અનુભવાય છે તે 'અનુરસ' છે; અથવા પીપરનો લીલી અવસ્થામાં જે મધુર રસ અનુભવાય છે, જે તેની સૂકી અવસ્થાથી વિપરીત હોય છે, તે પીપરનો 'મધુર'રસ 'અનુરસ' છે; એ પીપર જ્યારે લીલી હોય ત્યારે મધુર રસવાળી જ હોય છે, એમ આપણે જોઈએ જ છીએ; વળી તે સંબંધે આમ પણ કહેવાશે કે 'श्लेष्मला मधुरा चार्द्रा गुर्वी स्निग्धा च पिप्पली–લીલી પીપર મધુર હોઈ કફ કરનાર, ભારે તથા સ્નિગ્ધ છે;' એમ લીલી પીપર જ્યારે મધુર હોય ત્યારે તેમાં એ મધુરરસ જો અનુરસ કહેવામાં આવે તો તેનું ભારેપણું અને કફ કરનારપણું પણ ઘટે નહિ; એટલે એમ જ કહેવું યોગ્ય છે કે, લીલી પીપર સ્પષ્ટ મધુર રસવાળી જ છે; પરંતુ તે જ્યારે સુકાયેલી થાય છે, ત્યારે તેમાંનો જે મધુરરસ હોય છે, તે અવ્યક્ત બનીને 'અનુરસ' કહેવાય છે.

**પરત્વ-અપરત્વ આદિ ગુણો કહેવાની પ્રતિજ્ઞા**

परापरत्वे युक्तिश्च संख्या संयोग एव च ।
विभागश्च पृथक्त्वं च परिमाणमथापि च ॥ ४८ ॥
संस्कारोऽभ्यास इत्येते गुणा ज्ञेयाः परादयः ।
सिद्ध्युपायाश्चिकित्साया लक्षणैस्तान् प्रचक्ष्महे ॥४९

પરત્વ, અપરત્વ, યુક્તિ, સંખ્યા, સંયોગ, વિભાગ, પૃથક્ત્વ, પરિમાણ, સંસ્કાર તથા અભ્યાસ— એ 'પર' આદિ ગુણો પણ જાણવા યોગ્ય છે; કેમ કે એ ગુણો પણ ચિકિત્સાની સિદ્ધિના કે સફળતાના ઉપાયો છે, માટે હવે તે ગુણોને તેઓનાં લક્ષણો સાથે અમે કહીએ છીએ. ૪૮,૪૯

'દીર્ઘંજીવિતીય' નામના પહેલા અધ્યાયમાં ગુણો-ની અંદર 'પર' વગેરે ગુણો જે કહ્યા છે, ત્યાં આમ કહે-વાયું હતું કે 'सार्था गुर्वादयो बुद्धिः प्रयत्नान्ताः परादयः । गुणाः प्रोक्ताः', શબ્દાદિ વિષયો સહિત ગુરુ આદિ ગુણો, બુદ્ધિ, તેમ જ પ્રયત્ન સુધીના 'પર' આદિ ગુણો કહ્યા છે; એ ગુણો હવે કહેવામાં આવે છે; કેમ કે તે ગુણો પણ ચિકિત્સાની સિદ્ધિમાં ઉપાયરૂપ હોય છે; અર્થાત્ ચિકિ-ત્સાનું બરાબર અનુષ્ઠાન, એ ગુણોના જ્ઞાનને પણ અધીન છે; કેમ કે હરકોઈ સમ્યક્ અનુષ્ઠાન કરવાથી જ કર્મોની સિદ્ધિ થાય છે; માટે એ ગુણોને લક્ષણોની સાથે અહીં અમે કહીએ છીએ.

**પરત્વ તથા અપરત્વનું અને યુક્તિનું લક્ષણ**

देशकालवयोमानपाकवीर्यरसादिषु ।
परापरत्वे, युक्तिस्तु योजना या च युज्यते ॥५०॥

દેશ, કાળ, ઉંમર, પરિમાણ કે માપ, પાક કે વિપાક, વીર્ય તથા રસ આદિમાં પરત્વ તથા અપરત્વનો વ્યવહાર કરાય છે; તેમ જ જે યોજાય છે, એવી યોજના તે 'યુક્તિ' કહેવાય છે. ૫૦

મૂળમાં 'रसादिषु' એ પદમાં 'आदि' પદ મૂકીને સૂચવ્યું છે કે, પ્રકૃતિ તથા બળ વગેરેમાં પણ પર-અપર-ના વ્યવહારનું કારણ પરત્વ તથા અપરત્વ હોય છે; 'परत्वं-संनिकृष्टत्वम्-उपयोगितायाम् आसन्नत्वम्' 'પરત્વ' એટલે સમીપ કે નજદીકપણું અર્થાત્ ઉપયોગિતામાં સમીપતા; 'तद्विपरीतम् अपरत्वम्' તેથી જે ઊલટું હોય એટલે જે દૂર હોય તે 'અપર' કહેવાય છે. આ સંબંધે કણાદે આમ લખ્યું છે : 'एकदिक्कालाभ्यामेककालाभ्यां संनि-कृष्ट-विप्रकृष्टाभ्यां परमपरं च' (वैशेषिक–૭–૨–૨૧) એક દિશામાં રહેલ કે એક કાળમાં રહેલાં સમીપપણાથી અને દૂરપણાથી 'પર' તથા 'અપર' જણાય છે.' એમ એ કણાદના મતે પરત્વ તથા અપરત્વના બે બે ભેદો છે— એક દિશાથી કરાયેલ પરત્વ-અપરત્વ અને બીજા કાળથી કરાયેલ પરત્વ-અપરત્વ. તેમ જ જે યોજાય છે, તેવી દોષ, દેશ, કાળ, તથા માત્રા વગેરેની અપેક્ષા રાખતી જે યોજના તે 'યુક્તિ' કહેવાય છે.

શ્રી ગંગાધર અહીં વિસ્તારથી સમજાવે છે: 'દેશ આદિમાં પરત્વ-અપરત્વ યોજાય છે; 'परश्च अपरश्च तयो-र्भावः-इति परापरत्वे-परत्वापरत्वे-પર અને અપરપણું તે પરત્વ તથા અપરત્વ છે; પર એટલે પહેલાની પછીનું; અને અપર એટલે તેનાથી જે પર હોય, તે પરનું પણ જે પર હોય, તે સમજાય છે. આ પરત્વ તથા અપરત્વ દેશ આદિમાં યોજાય છે; તેમાં દેશ બે પ્રકારના હોય છે; એક ભૌમ એટલે પૃથ્વી સંબંધી દેશ અને બીજો શારીર અથવા શરીર સંબંધી દેશ સમજવો. જેમ કે આ અમુક દેશ, આ બીજા અમુક દેશથી પર છે અને આ બીજો દેશ તેનાથીયે પર છે, એમ લોકમાં વ્યવ-હાર કરાય છે. શ્રીજયદેવ આ સંબંધે દાખલા આપીને ઠીક સમજાવે છે; જેમ કે લાહોરથી અમૃતસર પર છે અને અમૃતસરથી પણ જાલંધર પર છે; આમાં અમૃતસર 'પર' થાય છે અને જાલંધર 'અપર' થાય છે; આ પ્રમાણે દેહમાં પણ આ પર-અપરનો વ્યવહાર કરાય છે; જેમ કે છાતી 'પર' છે અને એ છાતીથી પણ પેટ પર છે; આમાં છાતી પર છે અને પેટ 'અપર' છે; કાળમાં પણ આ પરત્વ-અપરત્વનો વ્યવહાર કરાય છે; જેમ કે પ્રાતઃકાળ પછી મધ્યાહ્નકાળ અને મધ્યાહ્ન પછી સાયંકાળ હોય છે; તેમાં પ્રાતઃકાળથી પર મધ્યાહ્નકાળ છે અને મધ્યાહ્નકાળ પછી સાયંકાળ હોવાથી તે સાયંકાળ 'અપર' છે. ઉંમરમાં પણ આ પરત્વ-અપરત્વનો વ્યવ-હાર કરાય છે; જેમ કે બાળપણથી જુવાની પર છે; અને જુવાનીથી પણ ઘડપણ પર છે; આમાં બાળપણ પછીની જુવાની પર છે અને તેના પછીનું ઘડપણ તે અપર છે; એ જ પ્રમાણે માન કે માપના સંબંધે પણ આ પરત્વ-અપરત્વનો વ્યવહાર કરાય છે; જેમ કે દરેક માણસનું લંબાઈનું માપ બાળપણમાં ઓછું હોય છે, પરંતુ તેના કરતાં જુવાનીમાં લંબાઈનું માપ વધારે હોય છે; એટલે બાળપણનું લંબાઈનું માપ પર છે અને જુવાનીનું લંબાઈનું માપ અપર છે; અથવા આ માણસ આના કરતાં ટૂંકો છે; પરંતુ આ માણસ આના કરતાં વધારે લાંબો છે; એ જ પ્રમાણે ખાધેલા ખોરાકનું જઠરના અગ્નિથી જે પાચન થાય છે, તેમાં પણ પરત્વ-અપરત્વનો આમ વ્યવહાર કરાય છે; જેમ કે ખાધેલા ખોરાકનો જઠરાગ્નિથી જે પાક થાય છે, તેનાથી

રસપાક પર છે અને તેનાથી પણ પર જે રક્તપાક થાય છે, તે 'અપર' છે; વળી જો પૌંઆ ખાધા હોય તો તે જલદી પચી જઈ તેનો પરપાક થાય છે; પરંતુ લાડુ ખાધા હોય તો તે તેના કરતાં પાછળ વણીવારે પચે છે, માટે તેનો અપરપાક કહેવાય છે; એ જ પ્રમાણે વીર્યમાં પણ પરત્વ-અપરત્વનો વ્યવહાર કરાય છે; જેમ કે આમળાં શીતવીર્ય છે; પરંતુ તેના કરતાયે કાચાં નાળિયેરનું પાણી વધારે શીતવીર્ય છે; અને તેના કરતાં પણ બીજાં કેટલાંક દ્રવ્યો વધારે શીતવીર્ય હોય છે; આમાં આમળાં કરતાં કાચાં નાળિયેરનું પાણી પર-શીતવીર્ય છે; પરંતુ તેના કરતાં પણ વધારે શીતવીર્ય દ્રવ્યોમાંનું શીતવીર્ય તે અપર છે; એ જ પ્રમાણે રસમાં પણ પરત્વ-અપરત્વનો વ્યવહાર કરાય છે; જેમ કે આંબાના કાચા ફળમાં પ્રથમ તૂરા રસ સાથે ખાટો રસ પર હોય છે, તે પછી એ ફળ જ્યારે પાકે છે, ત્યારે તેનો જે રસ થાય છે, તે અપર છે. અહીં મૂળમાં 'रसादिषु' એમ જે 'આદિ' શબ્દનો પ્રયોગ કર્યો છે, તે જણાવે છે કે એ રીતે પ્રભાવ તથા ઉત્પત્તિ આદિ સર્વ ભાવો વિષે પણ પરત્વ-અપરત્વનો વ્યવહાર કરવામાં આવે છે. એમ પરત્વ-અપરત્વનું લક્ષણ સમજાવ્યા પછી 'યુક્તિ'નું લક્ષણ મૂળમાં કહે છે કે 'યુક્તિ' એટલે યોજના; એટલે કે જે સ્થળે જે રૂપમા જે યોગ્ય હોય તે સ્થળે તે રૂપમાં તેનો યોગ કરવો કે સંબંધ અથવા ઉપયોગ કરવો તે અહીં યુક્તિ કહેલ છે; પરંતુ 'યુક્તિ'નો અર્થ 'તર્ક' નથી; કેમ કે તર્ક તો એક પ્રમાણ છે; અમુક એક પ્રકારની બુદ્ધિ જ છે; અને આ યુક્તિ કે યોજના તો તર્કપૂર્વક હોઈને બુદ્ધિરૂપ નથી; આ યુક્તિનો સંયોગ આદિમા સમાવેશ થાય તેમ નથી; કેમ કે આ યુક્તિથી તો દ્રવ્યની સમ્યક્યોજના કે પરિમાણ થાય છે અથવા સંસ્કાર કરાય છે; વળી આ યુક્તિનો સમવાયમાં પણ સમાવેશ થાય તેમ નથી; કેમ કે એ સમવાય તો દ્રવ્યથી જુદારૂપે હોતો જ નથી; જ્યારે આ યુક્તિ તો યોજનારૂપે અલગ જ હોય છે; જુદાં જુદાં રહેલાં પદોની યોજના પણ જોવામાં આવે છે; એ જ કારણે તે સંયોગાદિથી યુક્તિને જુદી જ કહી છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'પરત્વ, એ પ્રધાન છે અને અપરત્વ એ અપ્રધાન છે; તેનું જ વિવરણ મૂળમાં 'દેશ' આદિમાં જણાવેલ છે; તેમાં દેશ-મરુ કે નિર્જળ પ્રદેશ 'પર' છે અને અનૂપ-જલપ્રાય દેશ તે 'અપર' છે; કાળમાં પણ વિસર્ગકાળ તે 'પર' છે; અને આદાનકાળ તે 'અપર' છે; ઉંમરમાં પણ તરુણ ઉંમર 'પર' છે; અને બીજી ઉંમર 'અપર' છે; માન પણ શરીરમાં જે શરીરનું કહેવાય છે તે પર છે; પણ તેથી જે જુદું છે, તે 'અપર' છે; પાક, વીર્ય તથા રસો પણ જેના જે યોગી હોય તેઓ તેના પ્રત્યે 'પર' છે; પરંતુ જેઓ અયોગી છે, તેઓ 'અપર' છે; મૂળમાં 'रसादिषु' એમ જે 'આદિ' શબ્દનો પ્રયોગ કર્યો છે, તે ઉપરથી પ્રકૃતિ તથા બળ આદિનું પણ ગ્રહણ થાય છે; અથવા પરત્વ-અપરત્વ, વૈશેષિક દર્શનમાં જે કહ્યાં છે, તે સમજવાં જોઈએ, તેમાં દેશની અપેક્ષાએ નજીકના દેશના સંબંધવાળાની અપેક્ષા કરીને અતિશય દૂર દેશના સબંધવાળું જે હોય તેનું 'પરત્વ' છે; અને નજીકના દેશના સંબંધવાળામાં 'અપરત્વ' હોય છે; એ જ પ્રમાણે નજીક-દૂર કાળની અપેક્ષાએ પણ પરત્વ-અપરત્વ હોઈ શકે છે; તેમા વૃદ્ધ વિષે 'પરત્વ' ગણાય છે અને જુવાન વિષે 'અપરત્વ' કહેવાય છે. ઉંમર વગેરેમાં પરત્વ-અપરત્વ જે કહેવાય છે, તે સંભવ પ્રમાણે કાળથી કરેલ તથા દેશથી કરેલ જે હોય છે, તેનો જ અહીં ઉપયોગ હોવાથી કેવળ ઉપચારરૂપે જ તે અહીં કહેલ સમજવું; કારણ કે માન આદિ જે ગુણ છે, તેમાં બીજા ગુણનો સંભવ હોઈ શકે નહિ.

તે પછી મૂળમાં જે યુક્તિ કહી છે, તેનો અર્થ 'યોજના' સમજવો; અર્થાત્ દોષ આદિની અપેક્ષાએ ઔષધની જે સમ્યક્ પ્રકારે યોગ્ય કલ્પના કરવી તે જ અહીં 'યુક્તિ' શબ્દનો અર્થ છે; આ જ કારણે અહીં મૂળમાં કહેલ છે કે 'या तु युज्यते' જે યોજાય તે યુક્તિ કે યોજના છે; એટલે કે જે કલ્પના કે યોજના 'યૌગિકી' હોય, તેને જ અહીં 'યુક્તિ' કહેલ છે; પરંતુ અયૌગિકી કલ્પના જોકે કલ્પના કે યોજનારૂપ જ હોય છે, છતાં તે 'યુક્તિ' કહેવાય નહીં; જેમ કે પુત્ર હોય છતાં કોઈ પુત્ર, અપુત્રના જેવો જ ગણાય છે. આ યુક્તિનો સંયોગ, પરિમાણ કે સંસ્કાર આદિમાં સમાવેશ થઈ શકે છે, છતાં તે યુક્તિ અતિશય ઉપયોગી હોવાથી અલગ જ કહી છે. ૫૦

### સંખ્યા તથા સંયોગનું લક્ષણ

संख्या स्याद्गणितं योगः सहसंयोग उच्यते ।
द्रव्याणां द्वन्द्वसर्वैककर्मजोऽनित्य एव सः ॥५१॥

ગણિત એટલે કે ગણના કે ગણતરી કરવાના વ્યવહારમાં જે કારણ છે તે (એક, બે, ત્રણ વગેરે) 'સંખ્યા' કહેવાય છે; અને દ્રવ્યોનો એકબીજાં સાથે જે સહયોગ કે સાથે જોડાવારૂપ સંબંધ તે 'સંયોગ' કહેવાય છે; તે સંયોગ

**દ્વંદ્વકર્મજ, સર્વકર્મજ તથા એકકર્મજ, એમ ત્રણ પ્રકારનો હોય છે; અને તે અનિત્ય જ હોય છે. ૫૧**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે; ગણતરીના વ્યવહારનું કારણ–એક, બે, ત્રણ આદિ સંખ્યા કહેવાય છે; પરંતુ પરસ્પર જે સહયોગ કે સાથે જોડાવું કે એકઠા થવું, તે સંયોગ કહેવાય છે; આ સંબંધે રસવિમાનમાં કહેવાશે કે 'संयोगः पुनर् द्वयोर् बहूनां वा द्रव्याणां संहतीभावः–બે અથવા ઘણાં દ્રવ્યોનું જે સાથે જોડાવું કે એકઠા થવું તે 'સંયોગ' કહેવાય છે.' એમ સંયોગનું લક્ષણ કહ્યા પછી અહીં તે સંયોગના ત્રણ ભેદો કહે છે: દ્રવ્યોનો તે સંયોગ બેનાં, ઘણાંનાં કે એકનાં કર્મથી ઉત્પન્ન થતો હોઈને દ્વન્દ્વકર્મજ, સર્વકર્મજ, એકકર્મજ એમ ત્રણ પ્રકારે હોય છે; તેમાંનો 'દ્વન્દ્વકર્મજ' સંયોગ એટલે કે ક્રિયાવાળાં બે દ્રવ્યોનો એકબીજા સાથે જે યોગ થાય તે છે; જેમ કે બે મલ્લો કે બે બકરા યુદ્ધ કરતા હોય, તેઓનો એ સંયોગ 'દ્વન્દ્વકર્મજ' કહેવાય છે; પરંતુ ક્રિયાવાળાં એવાં ઘણાં દ્રવ્યોનો જે એક સાથે સંબંધ કે જોડાવું થાય, તે સર્વકર્મજ' સંયોગ કહેવાય છે; જેમ કે વાસણમાં નખાતા અડદનો સંયોગ તે 'સર્વકર્મજ' સંયોગ કહેવાય છે; પરંતુ એક ક્રિયાવાળાની સાથે બીજા નિષ્ક્રિયનો જે સંબંધ કે જોડાવું થાય, તે 'એકકર્મજ' સંયોગ કહેવાય છે; જેમકે કાગડાની સાથે થયેલો વૃક્ષનો સંયોગ તે 'એક કર્મજ' છે; પરંતુ વૈશેષિક દર્શનને માન્ય ગણનારાઓ તો આમ કહે છે કે 'अन्यतरकर्मज उभयकर्मजः संयोगश्च संयोगः–એમાંથી એકનાં કર્મથી ઉત્પન્ન થતો સંયોગ, બેયનાં કર્મથી ઉત્પન્ન થતો સંયોગ અને સંયોગથી થતો સંયોગ, એમ ત્રણ પ્રકારના સંયોગો હોય છે.' આમાં ત્રીજો સંયોગથી થતો સંયોગ આ પ્રમાણે છે; જેમ કે આંગળી તથા વૃક્ષનો સંયોગ થવાથી શરીરનો તથા વૃક્ષનો પણ જે સંયોગ થાય છે, તે સંયોગથી થયેલો સંયોગ છે. અહીં આ પ્રશ્ન થાય છે કે તે સંયોગ સમવાયની પેઠે નિત્ય છે કે અનિત્ય છે? આનો જ ઉત્તર મૂળમાં છેલ્લે અપાયો છે કે 'अनित्य एव सः–એ સંયોગ અનિત્ય જ હોય છે; વિભાગથી એટલે જોડાયેલાં દ્રવ્યો જુદાં પડવાથી તે સંયોગ નાશ પામે છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે; 'લોકમાં જે ગણતરી કરાય કે ગણાય તે સંખ્યા કહેવાય છે; 'આ એક છે' એમ જે ગણાય છે તે અભ્યાસ કે બીજી વાર કહેવાની જેમાં જરૂર નથી તેવી સંખ્યા છે, પરંતુ એ જ સંખ્યા અભ્યાસસાપેક્ષ હોય ત્યારે બેથી માંડીને ગણાય છે; જેમ કે આ એક છે અને બીજો આ એક છે; તે બે કહેવાય છે; તેમ જ આ એક છે, આ બીજો એક છે અને આ વળી બીજો એક છે, તે ત્રણ થાય છે' એમ અભ્યાસનો ગુણ જે ધરાવે, તેમ જ પરત્વ–અપરત્વ પણ જેમાં સાથે હોય છે, તે સંખ્યા કહેવાય છે.

પછી મૂળમાં જે સંયોગનું લક્ષણ કહ્યું છે, તે આ પ્રમાણે સમજવું જોઈએ કે દ્રવ્યોમાંનાં બેનાં કર્મોથી, ઘણાંનાં કર્મોથી કે એકનાં કર્મથી જે સહયોગ થાય એટલે કે વ્યવધાન કે અંતર વિના જે મિલન થાય, તે 'સંયોગ' કહેવાય છે; એ સંયોગ અનિત્ય જ હોય છે; વળી એ સંયોગ દ્રવ્યોનો તથા ગુણોનો ન હોય; તેમ જ દ્રવ્યનો તથા કર્મનો પણ ન હોય; એ અભિપ્રાયથી અહીં મૂળમાં 'द्रव्याणां' પદ મૂક્યું છે; કેમ કે ગુણોમાં તથા કર્મોમાં કર્મ હોતું નથી, પરંતુ દ્રવ્યમાં જ કર્મ હોય છે. વળી સમવાય કરતાં આ સંયોગમાં આવો ભેદ હોય છે કે સમવાય એ દ્રવ્યોનો, ગુણોનો તથા કર્મોનો સહયોગ કહેવાય છે. દ્રવ્યોમાંના બેનાં કર્મોથી ઉત્પન્ન થનાર ઘણાં દ્રવ્યો ભેગાં થઈને તેઓનાં કર્મથી ઉત્પન્ન થનાર તથા એક દ્રવ્યનાં કર્મથી જે સહયોગ કે સાથે જોડાવું થાય તે ત્રણ પ્રકારનો એ સંયોગ છે; તેમાંનાં બેનાં કર્મથી જે 'દ્વન્દ્વકર્મજ' સંયોગ થાય છે, તેનું દૃષ્ટાંત યુદ્ધ કરતા બે બકરાઓનું જાણવું; તેમ જ સર્વનાં કર્મોથી ઉત્પન્ન થનાર જે સંયોગ હોય છે, તેનું દૃષ્ટાંત ઘાણીમાં પિલાતા તલનું લેવાય છે; એ બધા તલના સહયોગ કે સંયોગ એકી વખતે થાય છે; ઉત્તર કાળે જે સહયોગ થાય છે, તે તો સંયોગથી થતો સંયોગ કહેવાય છે; પરંતુ એ સંયોગ અસલ પ્રકૃતિરૂપ હોતો નથી; એક દ્રવ્યનાં કર્મથી જે સહયોગ થાય છે, તેનું દૃષ્ટાંત વૃક્ષ તથા પક્ષીનો જે સહયોગ થાય છે, તે સમજવો. એ ત્રણે જાતનો સંયોગ અનિત્ય જ હોય છે, પરંતુ નિત્ય હોતો નથી; કેમ કે તે ત્રણે સંયોગો કર્મજન્ય હોય છે. (જે જે કર્મજન્ય હોય તે તે બધું અનિત્ય જ હોય છે.) પરદેશથી આવેલા મિત્રોની સાથે જે સંયોગ કે મેળાપ થાય છે, તે ખરી રીતે સંયોગ જ નથી; કેમ કે તેમાં એકબીજાની સાથે જોડાવું કે ભેગા થવાનું હોતું નથી, પરંતુ એકબીજાને પરસ્પર અંતર રહે છે; એ જ કારણે તે સંયોગ નથી, પરંતુ યોજના કે યુક્તિ નામનો તે એક ગુણ છે; વળી સંયોગ તથા વિભાગના પણ સંયોગ તથા વિભાગ હોઈ શકતા નથી; કેમ કે તેઓ બન્ને ગુણો છે, પણ દ્રવ્યો નથી. ૫૧

## વિભાગનું તથા પૃથક્ત્વનું લક્ષણ

**विभागस्तु विभक्तिः स्याद्वियोगो भागशो ग्रहः ।**
**पृथक्त्वं स्यादसंयोगो वैलक्षण्यमनेकता ॥ ५२ ॥**

દ્રવ્યોનો વિભાગ થવો, એકબીજાથી જુદા

પડવું કે જુદા થવું, તે 'વિભાગ' કહેવાય છે; એ વિયોગરૂપ હોય છે; અને ભાગે ભાગે ગ્રહણ કરવારૂપ કે જુદા પાડવારૂપે હોય છે; એટલે વિયોગ તથા ભાગેભાગે ગ્રહણ કરવું-એ બન્ને 'વિભાગ'ના પર્યાયો છે; સંયોગ ન હોવો એટલે કે એક એકથી જે જુદા પડવું તે 'પૃથક્ત્વ' છે; એટલે કે અસંયોગ, વિલક્ષણતા તથા અનેકતા એ ત્રણે 'પૃથક્ત્વ'ના જ પર્યાયો છે. ૫૨

યોગીન્દ્રનાથસેન અહીં આમ સમજાવે છે: 'અમુક દ્રવ્ય અમુક દ્રવ્યથી જુદું પડયું, એવા જ્ઞાનનું જે કારણ છે, તે 'વિભાગ' છે; આ વિભાગ નામનો ગુણ, સંયોગનો જ પ્રતિદ્વંદ્વી કે પ્રતિસ્પર્ધી છે; પરંતુ સંયોગનો અભાવ તે વિભાગ નથી; કેમ કે એ રીતે તો ગુણ તથા કર્મ પણ સંયોગનાં અભાવરૂપ હોવાથી તેઓને પણ 'વિભાગ' કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય. આ વિભાગના જ બે પર્યાયો અહીં મૂળમાં આપ્યા છે; વિયોગ-એટલે કે એકબીજાંથી જુદા પડવું-છૂટા થવું, તે 'વિભાગ' છે; તેમ જ અમુક અમુક ભાગો લઈ લેવા-એટલે કે કોઈ પણ મળેલા દ્રવ્યોમાંથી અમુક અમુક ભાગોને લઈ લેવા-છૂટા પાડવા, તે 'વિભાગ' છે; એમ વિભાગ, વિયોગ તથા ભાગશો ગ્રહ-એ ત્રણે વિભાગના જ પર્યાયો છે; વળી આ વિભાગ, પણ સંયોગની પેઠે જ ત્રણ પ્રકારનો છે; દ્વન્દ્વકર્મજ, સર્વકર્મજ તથા એકકર્મજ. વળી એ વિભાગ સંયોગની પેઠે જ અનિત્ય પણ છે. એમ વિભાગનું લક્ષણ કહ્યા પછી અહીં મૂળમાં પૃથક્ત્વનું લક્ષણ કહે છે; આ આનાથી જુદું છે-આ જુદો પદાર્થ છે, એમ અલગપણાના જ્ઞાનનું જે કારણ છે, તે 'પૃથક્ત્વ' છે; એના પર્યાયો અહીં મૂળમાં કહે છે: પૃથક્ત્વ, અસંયોગ, વૈલક્ષણ્ય કે વિલક્ષણતા તથા અનેકતા-એ બધાંનો આવો એક જ અર્થ છે કે, આ આનાથી જુદું છે, આ આની સાથે સંયોગ પામેલું કે જોડાયેલું નથી; આ આનાથી વિલક્ષણ છે-ખાસ જુદાઈવાળું હોઈને આ તથા એ એક નથી, એમ જણાયેલા તે તે શબ્દોનાં નિમિત્તની વિશેષતા હોવા છતાં અર્થદૃષ્ટિએ તો ભેદ કે ભિન્નતા છે જ નહિ-એ બધાંનો અર્થ તો એક જ છે. કદાચ કોઈ કહે કે પૃથક્ત્વનું આવું જ લક્ષણ કેમ ન કરાય કે 'अन्योन्याभाव एव पृथक्त्वम्-પરસ્પર એકબીજાનો જે અભાવ તે જ પૃથક્ત્વ છે; એટલે કે આ આનાથી જુદું છે કે બીજું જ છે, એની પેઠે આ જુદું છે, એવી પ્રતીતિ થાય છે, તેથી અન્યોન્યાભાવનો જ આશ્રય કરવો પડે છે,' એવી શંકા ન કરવી જોઈએ; કેમ કે પૃથક્-અલગ વગેરે શબ્દોના તે પર્યાયો છે, છતાં અન્યોન્યાભાવનો તેમાં અર્થ નથી; 'આ આથી જુદું છે' એ પૃથક્ત્વનો અર્થ છે; જ્યારે 'આ વસ્તુ આ નથી' એ અન્યોન્યાભાવનો અર્થ છે; એ બન્ને પ્રતીતિઓના વિષયો જુદા જુદા છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'દ્રવ્યોને જુદાં પાડવાં એટલે કે બે દ્રવ્યો તેઓનાં કર્મથી જુદા પડે અથવા ઘણા દ્રવ્યો તેઓનાં કર્મથી છૂટાં પડે કે એક દ્રવ્ય તેનાં કર્મથી છૂટું પડે, તે વિભાગ છે; એ વિભાગના જ પર્યાય-વિયોગ તથા भागशो ग्रहः છે. 'द्रव्याणाम्' એ પદ મૂકવાથી આ વિભાગ ગુણનો પૃથક્ત્વથી ભેદ જણાય છે; સંયોગમાંથી છૂટું પડવું, તે વિયોગ, વિયુક્તિ, કે અમુક ભાગે જુદું કરવું, કે જુદા ભાગે થવું, એ બધા વિભાગના જ પર્યાયો છે; તે પણ સંયોગની પેઠે જ ત્રણ પ્રકારનો છે; જેમ કે બે બકરા કે ઘેટા યુદ્ધ કરતા કરતા એકબીજાથી અલગ થઈ જાય-દૂર ખસી જાય તે વિયોગરૂપ વિભાગ, એ દ્રવ્યોનાં કર્મથી થાય છે; તેમ જ તલ પિલાઈ રહ્યા હોય, તેઓનો સંયોગ થયા પછી પાછો વિયોગ થાય છે, તેમ જ ફરી યોગ થાય છે, વગેરે-સર્વનાં કર્મથી થતો તે વિયોગ કે વિભાગ છે; તે જ પ્રમાણે 'वृक्षं त्यजति खगः'-પક્ષી વૃક્ષનો ત્યાગ કરે છે, એ એકનાં કર્મથી થતો વિયોગ કે વિભાગ છે; પરંતુ કોઈ ગુણોનો કે કર્મોનો, ગુણ તથા કર્મનો, દ્રવ્યનો તથા ગુણનો કે દ્રવ્યનો તથા કર્મનો વિભાગ હોતો નથી, એમ જણાવવા માટે જ મૂળમાં 'द्रव्याणाम्' પદ મૂક્યું છે.

હવે તે વિભાગ પછી મૂળમાં પૃથક્ત્વનું લક્ષણ આપે છે; અસંયોગ એટલે કે સંયોગથી વિપરીત દ્રવ્યોનો વિભાગ હોય છે; આ તો અસયોગ એટલે કે સમ્યક્ યોગનો જે અભાવ હોય તે સંયોગ સમવાયથી જુદો છે; જેમ કે બે બકરા કે ઘેટાના સયોગથી અલગ તેઓનો વિભાગ છે; જેમાં સમ્યક્સંયોગથી રહિતપણું જ હોય છે; સયોગમાં તથા વિભાગમાં સમ્યગ્યોગ હોતો નથી, તેથી જ તેઓ એક એકથી પૃથક્-અલગ કહેવાય છે; જેમ કે સંયોગથી વિભાગ પૃથક્ છે અને વિભાગથી સયોગ પૃથક્ છે; એ બન્નેમાં જે વિલક્ષણતા છે તે ભેદ છે; તેમ જ તે બન્નેની અનેકતા પણ હોય છે; આમ આ ત્રણે પ્રકારનું પૃથક્પણું તે અયોગરૂપે, ભેદરૂપે તથા અનેકતારૂપે હોય છે અને દ્રવ્ય, ગુણ તથા કર્મમાં પણ તે હોય છે.

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'વિભક્તિ

કે વિભજન–એ વિભાગ છે; એ જ વિભક્તિનું વિવરણ મૂળમાં કરે છે: વિયોગ તે જ વિભાગ છે; સંયોગનું દૂર થવું કે દ્રવ્યોનું એકબીજા સાથેનું જોડાણ છૂટું પડે તે વિયોગ છે; આ ઉપરથી પ્રશ્ન થાય છે કે સંયોગનો અભાવ એ જ વિયોગ કહી શકાય કે નહિ? એનો જ ઉત્તર મૂળમાં અપાયો છે કે 'भागशो ग्रहः'–અમુક ભાગે ભાગે જુદું પાડવું કે વિભાગ કરીને કે છૂટું પાડીને લેવું–એ વિભાગ છે, એવો ભાવ છે; એ ઉપરથી વિભક્તિ કે વહેંચણી અથવા દ્રવ્યોનું એકબીજાથી અલગ થવું, એ ભાવરૂપે જણાય છે, તેથી એ સંયોગનો માત્ર અભાવ હોઈ શકે નહિ; પરંતુ ભાવરૂપ જ હોઈને વિભાગ ગુણથી યુક્ત જ એક દ્રવ્ય હોય છે.

પૃથક્ત્વ તો આ પ્રકારનું હોય છે; આ પટરૂપ દ્રવ્ય ઘટથી પૃથક્ છે–ઘડાથી જુદું છે, ઇત્યાદિ બુદ્ધિ જેનાથી થાય છે, તે પૃથક્ત્વ હોય છે; એ પૃથક્ત્વને આચાર્ય અહીં ત્રણ પ્રકારનું કહે છે: તેમાં જે સર્વ પ્રકારે કદી જોડાતાં જ નથી એવાં બે દ્રવ્યો મેરુ તથા હિમાલયનું જે પૃથક્પણું કે એકબીજાથી અલગપણું છે, તે 'અસંયોગ'રૂપે પૃથક્ત્વ કહેલ છે; તેમ જ સંયોગ પામ્યાં હોય કે એકઠાં થયાં હોય એવાં વિજાતીય–પાડા, વરાહ વગેરેનું જે પૃથક્ત્વ છે, તે 'વૈલક્ષણ્ય'રૂપે કહેલ છે; કેમ કે તે પૃથક્ત્વ અમુક ખાસ લક્ષણથી યુક્ત હોઈને જણાય છે અને તે વિજાતીય દ્રવ્યોનું પૃથક્ત્વ હોય છે, તેજ પ્રમાણે એક જાતિનાં હોઈને વિલક્ષણ ન હોય તેવા અડદ વગેરે પદાર્થોનું એક એકથી જે જુદાપણું કે પૃથક્ત્વ છે, તે 'અનેકતા'રૂપ પૃથક્ત્વ છે; એકજાતિનાં જે સંયુક્ત દ્રવ્યો હોય છે, તેઓમાં વિલક્ષણતા હોતી નથી તેમ જ અસંયોગ પણ નથી હોતો, કિંતુ સંયોગ જ હોય છે; તેમ જ અનેકતા પણ પૃથક્ત્વરૂપ જ હોય છે, એવો ભાવ છે; અથવા પૃથક્ત્વને જુદા જ ગુણરૂપે ઇચ્છતા ગ્રંથકાર, લોકવ્યવહાર માટે તેને અસંયોગરૂપે, વિલક્ષણતારૂપે તથા અનેકતારૂપે જ જણાવે છે. ૫૨

**પરિમાણનું, સંસ્કારનું તથા અભ્યાસનું લક્ષણ**

**परिमाणं पुनर्मानं, संस्कारः करणं मतम् ।**
**भावाभ्यसनमभ्यासः शीलनं सततक्रिया ॥ ५३ ॥**

માન કે માપ તે 'પરિમાણ' કહેવાય છે; અમુક બીજા ગુણો સ્થાપવા કે સંસ્કાર કરવા તે 'સંસ્કાર' મનાય છે; ભાવોનો અભ્યાસ કરવો એટલે સતત ક્રિયા કરવી, તે 'અભ્યાસ' કહેવાય છે; શીલન તથા સતતક્રિયા એ બન્ને, અભ્યાસના પર્યાયો છે. ૫૩

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: પરિમાણ કે અમુક માપના વ્યવહારનું કારણ–પ્રસ્થ, આઢક વગેરે માપ, 'પરિમાણ' કહેવાય છે.

કોઈ પણ દ્રવ્યમાં બીજા ગુણો સ્થાપવા કે સંસ્કાર કરવો, તે 'સંસ્કાર' કહેવાય છે. આ સંબંધે રસવિમાનના પહેલા અધ્યાયમાં આમ કહેવાશે: 'करणं हि स्वाभाविकद्रव्याणामभिसंस्कारः, संस्कारो हि गुणान्तराधान-मुच्यते, ते गुणास्तोयाग्निसंनिकर्ष–शौचमन्थनदेशकालवशेन कालप्रकर्षभाजनादिभिश्चाधीयन्ते–સ્વાભાવિક દ્રવ્યોનો સંસ્કાર 'કરણ' કહેવાય છે; સ્વાભાવિક અથવા પૂર્વસ્થિત ગુણોથી જુદા ગુણો સ્થાપવા કે દાખલ કરવા, એ 'સંસ્કાર' કહેવાય છે. એ ગુણો જળ કે અગ્નિના સંબંધ દ્વારા, શૌચ–પવિત્રતા, સ્વચ્છતા કે ધોવું વગેરે દ્વારા, મંથન કે વલોવવા દ્વારા, દેશ–કાળને અધીન ભાવના આદિ દ્વારા, કાળની અધિકતા કે ન્યૂનતા દ્વારા તેમ જ પાત્ર આદિ દ્વારા સ્થાપી શકાય કે ઉત્પન્ન કરી શકાય છે.' એમ સંસ્કાર કહ્યા પછી હવે અહીં અભ્યાસ કહે છે: ભાવોનો અભ્યાસ કરવો–એટલે કે વારંવાર એકધારું કર્યા કરવું, તે 'અભ્યાસ' કહેવાય છે; આ અભ્યાસના જ બે પર્યાયો એક જ અર્થને જણાવતા હોઈ 'શીલન' તથા 'સતતક્રિયા' કહેવાય છે.

શ્રી ગંગાધર અહીં લંબાણથી સમજાવે છે, તેનો સાર અહીં આપવામાં આવે છે: 'પરિમાણનો જ બીજો પર્યાય 'માન' કે માપ છે; તેના પાંચ પ્રકારો છે: મહત્, અણુ, હ્રસ્વ, દીર્ઘ તથા પરિમંડલ; તેમાં મહત્ એટલે મોટું કહેવાય છે; અને તે મોટાથી જે વિપરીત હોય તે અણુ કહેવાય છે, જે ટૂંકું હોય તે હ્રસ્વ છે, જે લંબાઈ તે દીર્ઘ છે અને ચોપાસ જે ગોળાકાર હોય તે 'પરિમંડલ' કહેવાય છે. આ પાંચે પ્રકારનું પરિમાણ નિત્ય વસ્તુમાં નિત્યરૂપે હોય છે અને અનિત્ય વસ્તુમાં અનિત્યરૂપે હોય છે. આ પરિમાણ ખરી રીતે ભારેપણું એ રૂપી–'ગુરુત્વ'ને જ અધીન હોય છે, તે ઉપરથી એમ કહી શકાય છે કે 'ગુરુત્વ'ની જ બીજી સંજ્ઞા–'પરિમાણ' છે. તે પછી અહીં સંસ્કારનું લક્ષણ કહ્યું છે. તેનો વિસ્તાર રસવિમાનમાં આપવામાં આવશે. તે પછી 'અભ્યાસ'નું લક્ષણ અહીં આપ્યું છે; 'અભ્યાસ' એટલે અભ્યસન કે આવૃત્તિ કહેવાય છે; તેના જ બીજા બે પર્યાય મૂળમાં આપ્યા છે; તેમાંનું 'શીલન' એ પણ અભ્યાસનો જ પર્યાય છે; 'શીલન' એટલે વારંવાર કર્યા કરવું એ છે; તેમ જ નિરંતર એકધારી ક્રિયા કર્યા કરવી તે 'ક્રિયાસાતત્ય' કહેવાય છે; આ પણ 'અભ્યાસનો જ એક પર્યાય છે. આ અભ્યાસનું લક્ષણ આવું પણ કહી

શકાય છે કે–'येन देहमनोभ्यामेकीभूयाहाराचारविशेषफलं चिरमवतिष्ठते सोऽभ्यासः'–જેના લીધે દેહ તથા મનની સાથે એકરૂપ થઈ આહારનું તથા કોઈ આચારનું ફળ લાંબો કાળ ટકી રહે છે, તે 'અભ્યાસ' કહેવાય છે; જેમ કે આપણે ખોરાક ખાવાનો હંમેશ અભ્યાસ રાખીએ છીએ, તેથી એ ખોરાક દેહની સાથે એકરૂપ થઈ તેનું ફળ લાંબો કાળ ટકે છે; તે જ પ્રમાણે શ્લોક વગેરે અમુક વાક્યો વગેરેનું આપણે કાયમ એકધારું ઉચ્ચારણ કર્યા કરીએ છીએ, તો એ શ્લોકાદિ, વાણીની સાથે તથા મનની સાથે એકરૂપ થઈ જઈ તે વર્ણરૂપ ધ્વનિ લાંબો કાળ તેમાં ટકી રહે છે, તેથી જ તેનું સ્મરણ કરી ફરી તેનું ઉચ્ચારણ કરી શકાય છે; એ જ સંસ્કારનું કારણ 'અભ્યાસ' કહેવાય છે; કારણ કે આહારના અભ્યાસથી શરીર સંસ્કારી બને છે; તેમ જ શાસ્ત્રના અભ્યાસથી મન તથા બુદ્ધિ સંસ્કારી અને નિર્મળ થાય છે.

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે; જેનાથી માપવા યોગ્ય દ્રવ્ય માપી શકાય છે. તે પ્રસ્થ, આઢક, તુલા આદિ માન કે માપ 'પરિમાણ' કહેવાય છે, તેમ જ કરણ એટલે બીજા ગુણો સ્થાપવા તે 'સંસ્કાર' કહેવાય છે; આ જ અભિપ્રાયથી આ ગ્રંથકાર પોતે જ આગળ જતાં કહેશે કે 'संस्कारो हि गुणान्तराधानमुच्यते'–બીજા ગુણો સ્થાપવા તે જ 'સંસ્કાર' કહેવાય છે; તેમ જ ષષ્ટિક કે સાઠી ચોખા આદિ અન્નનો કે વ્યાયામ–કસરત વગેરેનો જે સતત અભ્યાસ કરવો કે ટેવ પાડવી તે જ 'અભ્યાસ' છે; જેના વિવરણરૂપે 'શીલન કે સતતક્રિયા' કહી શકાય છે; એ અભ્યાસને જ લોકો શીલન કે સતતક્રિયા કહે છે, તે જ અભ્યાસ છે, એવો અહીં ભાવ છે. આ અભ્યાસ એ સંયોગના વિશેષ સંસ્કારરૂપ જ હોય છે, છતાં ચિકિત્સામાં તેનો વિશેષ ઉપયોગ થાય છે, તેથી તેને અહીં અલગ કહેલ છે.૫૩

### ઉપસંહાર અથવા પરાદિ ગુણોનાં લક્ષણો કહેવાનું પ્રયોજન

इति स्वलक्षणैरुक्ता गुणाः सर्वे परादयः।
चिकित्सा यैरविदितैर्न यथावत् प्रवर्तते ॥५४॥

એ પ્રમાણે 'પર' આદિ બધા ગુણો, પોતપોતાનાં લક્ષણો સાથે કહેવાયા; (તેનું કારણ આ છે કે) એ પર આદિ ગુણોને જો બરાબર જાણ્યા ન હોય તો ચિકિત્સા જે પ્રમાણે થવી જોઈએ તે પ્રમાણે થઈ શકતી નથી. ૫૪

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: એમ 'પર'થી માંડી 'અભ્યાસ' સુધીના બધા–દશ ગુણો, તેઓનાં પોતપોતાનાં લક્ષણો સાથે કહ્યા છે; કારણ કે એ દશે ગુણોને વૈદ્ય જો બરાબર જાણતો નથી, તો બરાબર–જેવી જોઈએ તેવી ચિકિત્સા તે કરી શકતો નથી; એટલે કે આ દશે ગુણો જો બરાબર જાણ્યા હોય તો જ વૈદ્ય ચિકિત્સાને બરાબર કરી શકે છે; કદાચ અહીં કોઈ પૂછે કે 'વ્યવાયી' તથા 'વિકાસી' નામના બે ગુણો (આયુર્વેદમાં પ્રસિદ્ધ છે, છતાં તેઓને) અહીં કેમ કહ્યા નથી? આનો ઉત્તર આ છે કે એ બન્ને ગુણો ખરી રીતે તીક્ષ્ણ ગુણના જ ભેદો છે, તેથી તે બન્નેનો તીક્ષ્ણ ગુણમાં જ સમાવેશ કરી શકાય છે. વળી અહીં કોઈ આમ કહે કે ક્યાંક તો પરત્વ આદિ સાત જ ગુણો કહ્યા છે, પરંતુ 'યુક્તિ,' 'સંસ્કાર' તથા 'અભ્યાસ' નામના ત્રણ ગુણો તો તેણે કહ્યા જ નથી; તેનું કેમ? આનો ઉત્તર આ છે કે, એ જોકે ખરું છે; પણ તેનું કારણ આ છે કે 'પરત્વ' આદિ સાત ગુણો પ્રકૃતિરૂપ ગુણો છે; તેઓ કાર્યરૂપ ગુણો નથી; તેઓ બધાયે દ્રવ્યો, ગુણો તથા કર્મોમાં વર્તે છે; વળી 'गुणो विभाव्यते गुणेनापि'–એવા કેટલાક ગુણો છે કે જેઓને બીજા ગુણ ઉપરથી જાણી શકાય છે; એટલે પરત્વાદિ સાત ગુણો કહેવાથી પણ હરકોઈ પ્રકૃતિગુણ કે કાર્યગુણ પણ જાણી શકાય છે, પરંતુ પાકજન્ય ગુણ–ગુરુત્વ આદિથી બીજા કોઈ પણ જાણી શકાતા નથી; એમ સમજીને સંસ્કાર, અભ્યાસ તથા યુક્તિરૂપ કાર્યગુણોને ક્યાંક ગુણ–પાઠમાં કહ્યા નથી; કેમ કે તેઓને પરત્વાદિ સાત પ્રકૃતિગુણો ઉપરથી જાણી શકાય છે. ૫૪

### બધા ગુણો એકંદર દ્રવ્યોના જ છે

गुणा गुणाश्रया नोक्तास्तस्माद्रसगुणान् भिषक्।
विद्याद् द्रव्यगुणान् कर्तुरभिप्रायाः पृथग्विधाः ॥५५॥

બધા ગુણોને ગુણોના આશ્રયવાળા કહ્યા જ નથી; તે કારણે વૈદ્યે રસરૂપ ગુણોને તેમ જ રસના ગુણોને પણ દ્રવ્યોના જ ગુણો જાણવા જોઈએ; (કેવળ) તંત્રકારના અભિપ્રાયો અનેક પ્રકારના હોય છે. ૫૫

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'પ્રથમ કહેવાઈ ગયું છે કે 'नानौषधभूतं जगति किञ्चिद् द्रव्यमुपलभ्यते'–આ જગતમાં એવું કોઈ દ્રવ્ય મળતું નથી, જે ઔષધરૂપે ન હોય; એમાં તે તે યુક્તિ તથા પ્રયોજનને અનુસરી તે પ્રમાણે કહેવામા આવ્યું છે; તેનું જ અહીં વિવરણ કરવા કહે છે; ગુણોને ગુણોના આશ્રયવાળા કહ્યા નથી; એકંદર ગુણોમાં ગુણો હોતા નથી

કે રહેતા નથી; એ વાત કણાદે પણ ગુણલક્ષણમાં આમ કહી છે; 'द्रव्याश्रयगुणवान्' (वैशेषिक-૧-૧-૧૬) દ્રવ્યોના આશ્રયે રહેતા ગુણોવાળો તે રસ હોય છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૦મા અધ્યાયમાં આમ કહ્યું છે કે 'निर्गुणास्तु गुणाः स्मृताः–ગુણો તો ગુણોથી રહિત જ હોય છે.' તે કારણે વૈદ્ય રસોના ગુણોને એટલે કે રસોના ગુણો તરીકે જે કહેવાશે, તે શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ આદિ ગુણોને દ્રવ્યોના જ ગુણો જાણવા–એટલે કે રસના પણ આશ્રયરૂપ તે તે દ્રવ્યના જ તે તે ગુણો છે, એમ જાણવું; રસોનાં જે ગુણકર્મો પાછળથી કહેવામાં આવશે, તેઓ પણ તે તે રસના આશ્રયરૂપ થયેલ તે તે પાંચભૌતિક અથવા પાંચભૂતોના વિકારરૂપ તે તે દ્રવ્યનાં જ હોય છે; રસ પોતે પણ ખરી રીતે ગુણરૂપે જ હોય છે, તેથી તેમાં પોતામાં પણ કોઈ ગુણ કે કર્મનો સંબંધ હોતો જ નથી; છતાં તંત્રકાર શાસ્ત્રકર્તાના તે તે અભિપ્રાયો અનેક જાતના હોય છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે : એમ દ્રવ્યોના ભેદો કહીને હવે રસોને કહેવા માટે જે પ્રકારે તે રસો કહેવા જોઈએ, તે પ્રકાર હવે કહે છે; અહીં ચાલુ પ્રકરણને અનુસરી કાર્યરૂપ, પાર્થિવ આદિ દ્રવ્યોના જે કાર્ય ગુણો–ગુરુત્વાદિ હોય છે, તેઓ બધા, 'यत्राश्रिताः कर्मगुणाः कारणं समवायि तत्–જેમાં કર્મો તથા ગુણો આશ્રય કરી રહ્યા છે, તે સમવાયી કારણ છે' એ જ દ્રવ્ય છે, અને તે દ્રવ્યરૂપ જ આશ્રયવાળા હોય છે, એમ ગુણોને દ્રવ્યના જ આશ્રયવાળા કહ્યા છે; પરંતુ ગુણોને, કાર્યરૂપ ગુણોના આશ્રયવાળા કહ્યા નથી; તે કારણે કાર્યગુણ એવા ગુરુત્વ આદિના આશ્રય તરીકે ઉપદેશ કરાતા રસોના મધુર આદિ ગુણોને તથા ગુરુત્વ આદિ કાર્યગુણોને પણ તે તે રસના આશ્રયરૂપ દ્રવ્યોના જ ગુણો જાણવા જોઈએ. અહીં આવો પ્રશ્ન થાય છે કે જો એમ જ છે, તો શાસ્ત્રકાર એવા પ્રકારનો ઉપદેશ જ શા માટે કરે છે? રસોને, તે તે દ્રવ્યોના તે તે ગુણોને તથા તે તે દ્રવ્યોના આશ્રિત તે તે રસોને અલગ અલગ જ દર્શાવવા કે ઉપદેશ કરવા કેમ ઇચ્છા કરતા નથી? આનો ઉત્તર મૂળ ગ્રંથમાં અહીં આપે છે–कर्तुरभिप्रायाः पृथग्विधाः–જે કોઈ જે શાસ્ત્રનો કર્તા હોય તેના તેના અભિપ્રાયો અલગ અલગ પ્રકારના જ હોય છે, એક પ્રકારના કદી હોતા જ નથી; જે તંત્રકાર જેમ કરવામાં તંત્રની રચનાને સુંદર કે સુગમ થતી સમજે છે, તે જ પ્રકારે તે તે રચનાને તે કરે છે.

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે : હવે રસોનો પરસ્પર સંયોગ તે ગુણ કહ્યો; તેમ જ આગળ સ્નિગ્ધત્વાદિ ગુણ પણ કહેવાશે; પરંતુ તે સ્નિગ્ધત્વાદિ ગુણો રસરૂપી ગુણમાં કદી હોઈ શકે નહિ, એ કારણે રસોના ગુણોનો નિર્દેશ સમજવો જોઈએ, માટે તે અહીં કહે છે. ગુણોને ગુણોરૂપ આશ્રયવાળા કહ્યા નથી; દીર્ઘંજીવતીય નામના પહેલા અધ્યાયમાં કહેવાયું છે કે 'समवायी तु निश्चेष्टः कारणं गुणः'–ગુણ ચેષ્ટારહિત કે નિષ્ક્રિય છે; તે દ્રવ્ય સાથે સમવાય સંબંધવાળો હોય છે તથા કારણ પણ હોય છે; એ ગ્રંથ ઉપરથી પણ સમજાય છે કે ગુણોને ગુણોનો આશ્રય ન હોય, છતાં રસના જે સ્નિગ્ધત્વાદિ ગુણો કહ્યા છે, તે રસના પોતાના ગુણો નથી, પણ એ રસના આધારભૂત જે દ્રવ્યો હોય છે તેના જ તે તે ગુણો જાણવા; જો એમ છે તો સ્નિગ્ધત્વાદિને રસના ગુણો કેમ કહ્યા છે? આનો ઉત્તર મૂળ ગ્રન્થમાં લખે છે, કે તંત્રકર્તા–શાસ્ત્રકારના અભિપ્રાયો એવા જુદા જુદા પ્રકારના હોય છે; ત્યાં ત્યાં ઉપચારથી એ પ્રકારના સામાન્ય શબ્દ આદિનો પ્રયોગ કરી તંત્રરચના કરવાની તે તે તંત્રકારની તેવી બુદ્ધિ હોય છે; અને એ રીતે તેઓએ સામાન્ય શબ્દોપચાર આદિનો જે પ્રયોગ કર્યો હોય છે, તે પ્રકરણ આદિના વશથી જ સ્પષ્ટ થઈ જાય છે; એટલે પ્રયોજનવશાત્ તેવો પ્રયોગ તે તે શાસ્ત્રકારો કરે છે.

## શાસ્ત્રકારનો અભિપ્રાય જાણ્યા પછી તેનો અર્થ કહેવાય

**अतश्च प्रकृतं बुद्ध्वा देशकालान्तराणि च ।**
**तन्त्रकर्तुरभिप्रायानुपायांश्चार्थमादिशेत् ॥ ५६ ॥**

**એ કારણે પ્રકૃત કે ચાલુ તે તે દ્રવ્યોને, તેઓના ગુણોને, તે તે દેશાન્તરોને, કાલાન્તરોને, તંત્રકર્તાના અભિપ્રાયોને તથા ઉપાયોને સમજ્યા પછી અર્થ કહેવો જોઈએ. ૫૬**

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે : 'એ કારણે ચાલુ તે તે દ્રવ્યોને, તેઓના ગુણોને, દેશના તથા કાળના વિશેષોને તથા શાસ્ત્રકારના અભિપ્રાયને કે શાસ્ત્રનાં તાત્પર્યને બરાબર સમજ્યા પછી યુક્તિરૂપ ઉપાયોને તથા અર્થને વૈદ્ય કહેવા જોઈએ; જેમ કે– અગ્નિતત્ત્વ તથા વાયુતત્ત્વવાળું જે દ્રવ્ય હોય તે ઘણું કરી ઊંચા ભાગે ગતિવાળું હોય; જળતત્ત્વ તથા પૃથ્વીતત્ત્વવાળું જે દ્રવ્ય હોય તે ઘણું કરી નીચા ભાગે ગતિ કરનાર હોય છે; તે બધાંથી મિશ્ર જે દ્રવ્ય હોય તે ઉપર–નીચે–બેય ભાગમાં ગતિવાળું હોય છે; પૃથ્વીનું તથા જળનું–મિશ્ર દ્રવ્ય બૃંહણ કે પૌષ્ટિક હોય છે; તેમ જ અગ્નિતત્ત્વવાળું દ્રવ્ય દીપન તથા પાચન વગેરે હોય છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ શ્રી ચક્રપાણિની તથા

ગંગાધરની ટીકાને અનુસરી અહીં ઠીક સમજાવે છે: એ કારણે ચાલુ પ્રકરણ, દેશભેદ, કાલભેદ, શાસ્ત્રકર્તાના અભિપ્રાયો તથા ઉપાયો એટલે જ્ઞાનના ઉપાયરૂપ પ્રત્યક્ષ આદિ પ્રમાણોને, જાણ્યા પછી શાસ્ત્રકાર તે તે સ્થળે શું કહેવા માગે છે, તે વૈદ્યે જાણાવવું જોઈએ; જેમ કે ચાલુ પ્રકરણને અનુસરી–ઉદ્‌ભિદ્‌ગણોના પ્રકરણમાં 'क्षाराः क्षीर फल पुष्पं भस्म तैलानि कण्टका' એ વચનમાં 'क्षीर' શબ્દનો અર્થ થોર વગેરે વનસ્પતિઓનું 'છીર' (દૂધ) એવો જ કરવો યોગ્ય ગણાય, પરંતુ ગાય વગેરેનું 'દૂધ' એ અર્થ તે સ્થળે સંભવે નહિ; તેમ જ દેશભેદને અનુસરી મસ્તક-પ્રદેશનું શોધન કહેવાતું હોય ત્યાં 'क्रिमिव्याधावपस्मारे' એ વચનમાં 'क्रिमिव्याधि' શબ્દનો અર્થ 'મસ્તકનો ક્રિમિરોગ' એ જ સમજવો યોગ્ય ગણાય છે; તેમ જ કાલભેદને અનુસરી વમન કરાવવાના સમયે 'प्रतिग्रहांश्चोपचारयेत्'–એ વચનમાં રહેલ 'प्रतिग्रह' શબ્દનો અર્થ 'પિકદાનીઓ' ત્યાં 'તૈયાર રાખવી' એ જ બંધ બેસતો થાય; પરંતુ 'પ્રતિગ્રહ એટલે દાન લેવું કે સામેથી પકડી રાખવું' એવો અર્થ ત્યાં ઘટી શકે નહિ; અથવા ભોજનના સમયે 'सैन्धवमानय' એવું વાક્ય જ્યાં બોલાય, ત્યાં 'सैन्धव' શબ્દનો અર્થ 'સિંધાલૂણ લાવ' એવો જ કરવો યોગ્ય ગણાય, પરંતુ 'સિંધુ દેશનો ઘોડો લાવ' એવો અર્થ ત્યાં ઘટે નહિ; તે જ પ્રમાણે શાસ્ત્રકર્તાના અભિપ્રાયો પણ સમજવા ખાસ જરૂરી હોય છે; જેમ કે રસોમાં ગુણો બતાવીને શાસ્ત્રકાર સંપૂર્ણ દ્રવ્યોના ગુણોનું જ્ઞાન કરાવવા ઇચ્છે છે, તેમ જ પ્રત્યક્ષ આદિ પ્રમાણો પણ જ્ઞાનનાં સાધન હોય છે, એ તો ખાસ જાણીતી જ વાત છે. ૫૬

### રસોના છ વિભાગો કહેવાની પ્રતિજ્ઞા

**परं चातः प्रवक्ष्यन्ते रसानां षड्‌विभक्तयः।**
**षट् पञ्चभूतप्रभवाः संख्याताश्च यथा रसाः ॥५७॥**

**હવે પછી રસોના છ વિભાગો હું કહીશ; જેમ કે રસો પાંચ મહાભૂતોથી ઉત્પન્ન થાય છે, છતાં તેઓ જે રીતે છની સંખ્યાને પામ્યા છે, તે હવે હું કહીશ. ૫૭**

શ્રી ચક્રપાણિ તથા ગંગાધર અહીં 'षड् विभक्तीः प्रवक्ष्यामि रसानामत उत्तरम्' એમ પૂર્વાર્ધનો પાઠ રાખીને આમ સમજાવે છે: રસોના મધુર આદિ છ વિભાગો હું કહું છું; એ રસો: પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થયા છે, છતાં જે રીતે 'सोमगुणातिरेकात्'–ચંદ્રના ગુણની અધિકતાથી ઇત્યાદિ વચનથી જે રીતે છની સંખ્યાને પામ્યા છે, તે હવે હું કહીશ. ૫૭

### રસોની ઉત્પત્તિ પાંચ ભૂતોથી છે

**सौम्याः खल्वापोऽन्तरिक्षप्रभवाः प्रकृतिशीता लघ्व्यश्चाव्यक्तरसाश्च; तास्त्वन्तरिक्षाद्‌भ्रश्यमाना भ्रष्टाश्च पञ्चमहाभूतविकारगुणसमन्विता जङ्गमस्थावराणां भूतानां मूर्तीरभिप्रीणयन्ति, तासु च मूर्तिषु षडभिमूर्च्छन्ति रसाः ॥ ५८ ॥**

**જળનો દેવ ચંદ્ર છે અને તે જળ આકાશમાંથી (વરસાદરૂપે) ઉત્પન્ન થયેલ છે; તેનો મૂળ સ્વભાવ શીતળ છે; તે હલકું છે, તે આકાશમાંથી પડતું હોય ત્યારે તેમાં રસ અસ્પષ્ટ સ્વરૂપે હોય છે, પરંતુ આકાશમાંથી પડ્યા પછી તે જળ પાંચે મહાભૂતોના વિકારરૂપ ગુણોથી યુક્ત થાય છે; અને જંગમ તથા સ્થાવર ભૂતોની મૂર્તિઓ(શરીરો)ને તેઓ તૃપ્ત કરે છે અને તે મૂર્તિઓમાં છ રસો પ્રકટે છે. ૫૮**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'રસો પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થયા છે, એમ અહીં કહેવા માગે છે; જળનો દેવ 'સોમ' એટલે ચંદ્રમા છે; તે જળ અંતરીક્ષમાંથી ઉત્પન્ન થતું હોઈ 'દિવ્ય' છે; સ્વભાવે તે શીતળ છે; અને હલકું છે; મૂળમાં અહીં 'लघ्व्यश्च' એમ 'च' કાર મૂકીને સૂચવ્યું છે કે જળમાં પવિત્રતા તથા કલ્યાણકારીપણું વગેરે જે બીજા ગુણો કહેવાશે, તેઓનો પણ અહીં સમાવેશ સમજવાનો છે. આ સંબંધે શ્લોકસ્થાનના ૨૭ મા અધ્યાયમાં પણ આમ કહેશે કે 'शीत शुचि शिव मृष्टं विमल लघु षड्‌गुणम्, प्रकृत्या दिव्यमुदकम्–જળ સ્વભાવથી દિવ્ય, પવિત્ર, માંગલિક, કલ્યાણકારી, શુદ્ધ, સ્વચ્છ, નિર્મળ, હલકું તથા છએ ગુણોથી યુક્ત છે.' એ જળ આકાશમાંથી જ્યારે પડી રહ્યું હોય ત્યારે તેઓમાં રહેલો રસ અવ્યક્ત–અપ્રકટ–અસ્પષ્ટ હોય છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં કહેલ છે; 'पानीयमान्तरिक्षमनिर्देश्यरसम्'–અંતરિક્ષમાં રહેલું પાણી અસ્પષ્ટ રસવાળું હોય છે, પરંતુ એ જળ અંતરિક્ષમાંથી નીચે પડ્યા પછી તો પાંચે મહાભૂતોના ગુણોથી યુક્ત થાય છે; કારણ કે 'अत्र पात्रमपेक्षते–જે નીચે પડ્યું હોય, તેને પાત્રની જરૂર રહે છે;' એટલે તે નીચે પડેલાં જળને પાંચે મહાભૂતોના ગુણોનો જે સંબંધ થાય છે, તે પાત્રની અપેક્ષાએ થાય છે. પછી તે પાણી સ્થાવર–જંગમ ભૂતોની મૂર્તિઓ કે શરીરોને અત્યંત તૃપ્ત

કરે છે અને તે મૂર્તિઓમાં છ રસો પ્રકટ થાય છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે કે ‘तदेवावनिपतितमन्यतमं रसं लभते स्थानविशेषात्’ એ જ અંતરિક્ષનું દિવ્ય જળ પૃથ્વી પર પડ્યા પછી સ્થાનની વિશેષતાને અનુસરીને જેવી જમીન હોય તે પ્રમાણે મધુર આદિ છ રસોમાંના કોઈ પણ એક રસને પામે છે; મીઠું, ખાટું, ખારું, તીખું, કડવું અને તૂરું પણ થાય છે.’

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે : ‘રસ’ પાંચભૂતોથી ઉત્પન્ન થયા છે, તે આ રીતે સમજવું જોઈએ: મૂળ તો सोमश्चन्द्रमास्तस्येमा इति सौम्या.–જળનો દેવ ચંદ્રમા છે; જળનો સીધો સંબંધ તો ચંદ્ર સાથે જ છે, પરંતુ આકાશમાંથી તેનો પ્રથમ પ્રકાશ કે પહેલું પ્રકટપણું થાય છે; તેનો સ્વભાવ શીતળ છે; અને સ્વભાવે તે લઘુ–હલકું જ છે; એટલે કે ભારેપણાનાં કારણ–વજનના વ્યવહારમાં જળ હલકું–ફોરું છે; કારણ કે એવો ખાસ નિયમ છે કે ‘यतो यद् यद् गुरु ततस्तत् तल्लघु भवति तौलव्यवहारे’–વજનના વ્યવહારમા જેનાથી જે જે ભારે હોય તેનાથી તે તે હલકું હોય છે એવા પ્રકારે જળ હલકું છે એટલે કે તેમાં ભારેપણું ઓછું હોય છે, પરંતુ વાયુ કે તેજના જેવું તે હલકું હોતું નથી; આ અભિપ્રાયને અનુસરી કેટલાક વિદ્વાનો જળમાં ગુરુત્વ કે ભારેપણું કહે છે. તે વેળા એ અંતરિક્ષના જળમાં કોઈ પણ રસ અવ્યક્ત હોય છે; કેમ કે બધા રસો એ વેળા તેમાં એક સરખા મળેલા હોય છે, જેથી જેવા પ્રકારે હોવો જોઈએ તેવા પ્રકારનો રસ તે વેળા તેમાં હોતો નથી; એવાં સૌમ્ય જળ અંતરિક્ષમાંથી ચંદ્રમંડળની અંદરથી ઝરે છે અને આકાશમાંથી પડતાં પડતાં અને પડ્યા પછી એટલે પૃથ્વીનો હજી સ્પર્શ ન જ થયો હોય ત્યારે જ તેઓ હજી અંતરિક્ષમાં રહ્યું હોય તે જ સમયે તેઓ પાંચે મહાભૂતોના ગુણરૂપ વિકાર–ગુણથી યુક્ત થાય છે; કેમ કે તે સમયે–આકાશમાંથી પડી રહ્યું હોય તે જળ પણ ત્યાં આકાશમાં રહેલ પવન, સૂર્ય તથા ચંદ્રનો તેઓને સંબંધ થાય છે; તેમ જ અંતરિક્ષમાં પૃથ્વીના ત્રસરેણુઓ જે ઊડી રહ્યા હોય છે, તેઓનો પણ તે જળને સંબંધ થાય છે, તેથી તે જ વખતે તેઓના ગુણ–ગુરુત્વ આદિથી તે જળ જોડાઈ જાય છે; અને તે પછી તે જળ નીચે જમીન પર જઈને ત્યાંનાં ઇંદ્રિયો સહિત મનુષ્ય આદિ જંગમ પ્રાણીઓની મૂર્તિઓને તેમ જ વૃક્ષ આદિ સ્થાવર પ્રાણીઓની મૂર્તિઓને પણ સારી રીતે તૃપ્ત કરે છે; એમ જંગમ–સ્થાવરની એ મૂર્તિઓ, તે જળથી સારી રીતે તૃપ્ત થાય છે, ત્યારે જ તે જળમાંથી છયે રસો પ્રકટ થાય છે.

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે : ‘પ્રથમ તો અહીં રસોનું આદિકારણ જ બતાવે છે : જળનો દેવ ચંદ્ર છે; એ જળ અંતરિક્ષમાંથી પડી રહ્યું હોય, ત્યારે પણ સ્થૂલ ભૂમિનો સંબંધ થયા વિના પણ અંતરિક્ષમાં ઊડી રહેલા પૃથ્વી આદિના પરમાણુઓની સાથે તે જળને સંબંધ થાય જ છે. તેથી તે જ સમયે તેઓમાં રસોની (પ્રકટ) શરૂઆત તો થઈ જ જાય છે, એમ અહીં દર્શાવવામાં આવ્યું છે; પછી તે જળ પૃથ્વી પર આવીને સ્થાવર–જંગમ મૂર્તિઓ કે વ્યક્તિઓને તૃપ્ત કરે છે અથવા ઉત્પન્ન કરે છે; અને પછી છયે રસો તે મૂર્તિઓમાં (જળમાંથી જ) પ્રકટે છે. અહીં અંતરિક્ષના જળને રસના કારણપણામાં પ્રધાનતા કે મુખ્યતા કહી છે; તે ઉપરથી પૃથ્વી પર રહેલું જળ પણ સ્થાવર-જંગમની ઉત્પત્તિમાં રસનું કારણ થાય જ છે.

## ગુણોની અપેક્ષાએ રસોના છ ભેદો

**तेषां षण्णां रसानां पृथ्वीसोमगुणातिरेकान्मधुरो रसः, पृथिव्यग्निभूयिष्ठत्वादम्लः, सलिलाग्निभूयिष्ठत्वाल्लवणः, वाय्वग्निभूयिष्ठत्वात्कटुकः, वाय्वाकाशातिरेकात्तिक्तः, पवनपृथिव्यतिरेकात्कषाय इति ॥ ५९ ॥**

તે છ રસોમાં પૃથ્વી તથા ચંદ્રના ગુણની અધિકતાથી મધુર રસ બને છે, પૃથ્વીના તથા અગ્નિના ગુણની અધિકતાથી ખાટો રસ બને છે, જળના તથા અગ્નિના ગુણની અધિકતાથી ખારો રસ બને છે, વાયુના તથા અગ્નિના ગુણની અધિકતાથી તીખો રસ થાય છે, વાયુના તથા આકાશના ગુણની અધિકતાથી કડવો રસ થાય છે; અને પવનના તથા પૃથ્વીના ગુણની અધિકતાથી તૂરો રસ થાય છે. ૫૯

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં આવા જ અભિપ્રાયના સુશ્રુતનાં વચન સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાંથી આમ ઉતારે છે : ‘तत्र भूम्यम्बुगुणबाहुल्यान्मधुरः भूम्यग्निगुणबाहुल्यादम्लः, तोयाग्निगुणबाहुल्याल्लवणः, वाय्वग्निगुणबाहुल्यात् कटुकः, वाय्वाकाशगुणबाहुल्यात् तिक्तः, पृथिव्यनिलगुणबाहुल्यात् कषाय.’ (આનો અનુવાદ ઉપરનાથી લગારે જુદો નથી.)

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે : ‘अतिरेक’ શબ્દ મૂકીને આમ સૂચવ્યું છે કે બધા રસોમાં સર્વ ભૂતોનું સાંનિધ્ય તો હોય જ છે; કોઈ કોઈમાં કોઈક ભૂતના ગુણ

વધુ પ્રમાણમાં હોય, તેથી અમુક રસ થાય છે, એમ અહીં દર્શાવ્યું છે. અહીં મધુર રસ પ્રત્યે જળના ગુણની અધિકતા, તેની ખાસ ઉત્પત્તિમાં કારણ તરીકે જાણવી. લવણરસમાં પણ જળની કારણતા સમજવી. અહીં શંકા થાય છે કે લવણમાં અગ્નિ તથા જળની અધિકતા હોય છે, તેથી ઉષ્ણતા તથા શીતળતા બન્ને તેમાં વધારે હોય એ જ યોગ્ય ગણાય, છતા લવણ રસ ઉષ્ણ કેમ કહેવાય છે? આનું સમાધાન આ છે કે ના, એમ નથી; ભૂતોનો આ સ્વભાવ છે કે જે કોઈ પ્રકારે દાખલ થઈ અમુક કોઈક જ ગુણની શરૂઆત કરે છે, પણ સર્વ ગુણની શરૂઆત કરતાં નથી; જેમ કે મહમા દાખલ થઈને જળ મધુર રસ કરે છે, પરંતુ પોતાનો ગુણ સ્નેહ તેમાં દાખલ કરતું નથી; તે જ પ્રમાણે સૈન્ધવમા દાખલ થઈને પણ અગ્નિ પોતાની ઉષ્ણતા તેમાં દાખલ કરતો નથી; ભૂતોની આ રચના, તે તે દ્રવ્યના અદૃષ્ટના પ્રભાવથી જ કરાયેલી હોય છે; અને તે તેઓની રચના, દ્રવ્યોના કાર્યદર્શન ઉપરથી જાણી શકાય છે; જેથી જે દ્રવ્યમાં જેનું કાર્ય જોવામાં આવે છે, ત્યાં તેની કલ્પના કરવામાં આવે છે. જેમ કે લવણમાં ઉષ્ણતા છે, તેથી અગ્નિનું અનુમાન થાય છે અને તે લવણ વિષ્યંદી કે ઝરવાના અથવા ઓગળવાના સ્વભાવવાળું છે, તેથી તેમાં જળનું પણ અનુમાન કરાય છે. આ બધી વસ્તુઓ શાસ્ત્રો દ્વારા સમજાય તેવી છે; તેમા આપણા જેવાઓની કલ્પનાઓ ચાલતી નથી; આ ઉપરથી જે કહેવાય છે કે જળની પેઠે પૃથ્વી વગેરે પણ જુદા રસને કેમ ઉત્પન્ન કરતાં નથી? તેમ જ જળ, વાયુ આદિના સંયોગ વગેરેથી બીજા રસો કેમ ઉત્પન્ન થતા નથી? આનો ઉત્તર પણ આ જ હોઈ શકે કે ભૂતોના સ્વભાવોનું ત્યાં ત્યાં સંપૂર્ણ અનુસરણ હોતું નથી. એ જ કારણ તે તે પ્રશ્નોના સમાધાનમાં કહી શકાય તેમ છે. અહીં ભૂતોની જે કારણતા રસના મધુરત્વ આદિમાં જે ખાસ કહી છે, તે નિમિત્તકારણના જ કહેવાય છે. તેથી નીરસ હોવા છતાં અગ્નિ આદિની પણ કારણતા ઘટે જ છે, એમ સિદ્ધ થાય છે. ૫૯

### દૃષ્ટાંતપૂર્વક રસોના છ ભેદનું પ્રતિપાદન

एवमेतं षण्णां रसानां षट्त्वमुपपन्नं न्यूनातिरेकविशेषान्महाभूतानां; भूतानामिव स्थावरजङ्गमानां नानावर्णाकृतिविशेषाः; षडृतुकत्वाच्च कालस्योपपन्नो महाभूतानां न्यूनातिरेकविशेषः ॥ ६० ॥

એમ આ છ રસોનું છ પણું કે છની સંખ્યા મહાભૂતોની ખાસ ન્યૂનતાથી તથા અધિકતાથી ઘટે છે; જેમ સ્થાવર-જંગમ પદાર્થોના કે પ્રાણીઓના જુદા જુદા અનેક જાતના રંગો તથા આકારો અવશ્ય ઘટે છે, તેમ રસોનું છ પણું ઘટે છે. વળી (વર્ષરૂપ) કાળ, છ ઋતુઓવાળો હોવાથી (તેમાં) મહાભૂતોની ખાસ ન્યૂનતા તથા અધિકતા (તે તે ઋતુમાં) અવશ્ય ઘટે છે. (એ કારણે પણ રસોની છ સંખ્યા અવશ્ય ઘટે છે.) ૬૦

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'જોકે બધા રસો પાંચ ભૂતોથી જ ઉત્પન્ન થયા છે, છતાં તેઓમાં પૃથ્વી આદિ મહાભૂતોની એ પ્રમાણોની ન્યૂનાધિકતા રૂપ ખાસ વિશેષતાથી તે તે રસોનું છ પણું કે છની સંખ્યા ખાસ ઘટે છે. જેમ સ્થાવર-જંગમ ભૂતોના જુદા જુદા રંગો તથા આકારો, મહાભૂતોની ન્યૂનાધિકતારૂપ વિશેષતાથી અવશ્ય ઘટે છે; એમ રસોનું છ પણું તથા મહાભૂતોનું ન્યૂનાધિકપણું કયા કારણે થાય છે? એ સંબંધે અહીં મૂળમાં કહે છે કે જેમ વર્ષરૂપ કાળ, છ ઋતુઓવાળો છે, તેથી તે તે ઋતુઓમાં મહાભૂતોની ન્યૂનાધિકતાની વિશેષતા અવશ્ય ઘટે છે; જેમ કે શિશિરમાં વાયુની તથા આકાશના ગુણની અધિકતા હોય છે; ગ્રીષ્મમાં વાયુની તથા અગ્નિની અધિકતા હોય છે, વસંતમાં પવન તથા પૃથ્વીના ગુણની અધિકતા હોય છે, ગ્રીષ્મમા વાયુની તથા અગ્નિની અધિકતા હોય છે, તે જ પ્રમાણે વર્ષા આદિમાં પણ 'તસ્યાશિતીય' અધ્યાયમાં કહેલા ક્રમથી ભૂતોની અધિકતા જાણી લેવી.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: રસોનો ભેદ અહીં દૃષ્ટાંતથી સિદ્ધ કરી બતાવે છે. રસોનું છ પણું, મહાભૂતોના ન્યૂનાતિરેક અથવા ઓછાવધતા થવારૂપ વિશેષ કારણથી એટલે કે સોમગુણનો અતિરેક તેમ જ પૃથ્વીના તથા અગ્નિના ગુણનો અતિરેક કે અધિકતા આદિ છ ઉત્પત્તિ કારણો હોવાથી ઘટે છે. એકંદર કારણો છ છે, તેથી તેઓનાં કાર્યો પણ છ થાય, તે યોગ્ય જ છે, એવો ભાવ છે. જેમ ભૂતોના કે દરકોઈ પ્રાણી-પદાર્થના જુદા જુદા રંગો તથા આકારો મહાભૂતોની ન્યૂનાધિકતારૂપ વિશેષતાથી ઘટે છે, તેમ રસોની છની સંખ્યા પણ ઘટે છે, પરંતુ ભૂતોની એ ન્યૂનાધિકતારૂપ વિશેષતા ખાસ કયા કારણે થાય છે, તે કારણ અહીં મૂળમાં જણાવે છે: વર્ષરૂપ કાળ, છ ઋતુઓવાળો હોવાથી હેમન્ત આદિરૂપે અનેક પ્રકારનો થઈને કોઈ અમુક ભૂતને અમુક અંશે અમુક કોઈ કાળે વધારે જ છે; એટલે તે વૃદ્ધિ પામેલ અમુક ભૂતવિશેષ, પોતાના કાર્યરૂપ રસને પુષ્ટ કરે છે; જેમ હેમંતકાળમાં સોમના ગુણનો વધારો

થાય છે, શિશિરકાળમાં વાયુના તથા આકાશના ગુણનો વધારો થાય છે; એમ તસ્યાશિતીયમાં કહેલ રસની ઉત્પત્તિના ક્રમે વસંત આદિમાં પણ ભૂતનો ઉત્કર્ષ કે અધિકતા જાણી લેવાય છે. અહીં મૂળમાં 'षड्ऋतुकत्वाच्च' એમ 'च-કાર' મૂકેલ છે, તે ઉપરથી દિવસરાત્રિરૂપ કાળ પણ છ ઋતુવાળો જ થતો હોવાથી તે કાળમા પણ ભૂતોનો ઉત્કર્ષ સમજવો જોઈએ અને તે પણ પ્રાણીના અદૃષ્ટથી જ કરાય છે, એમ જાણવું. એ કારણે હેમંત આદિમાં પણ બીજા જુદા રસની ઉત્પત્તિ કોઈક વસ્તુમાં ઘટે છે. જોકે ઋતુઓના ભેદમાં પણ ભૂતોનો અમુક ઉત્કર્ષ કે અધિકતા જ કારણ છે; તે સંબંધે 'તસ્યાશિતીય' અધ્યાયમાં આમ કહ્યું પણ છે કે 'तावेतावर्कवायू–આ બે–સૂર્ય તથા વાયુ અને ચંદ્ર કારણ છે' ઈત્યાદિ, તોપણ બીજ તથા અંકુરના કાર્ય–કારણની પેઠે સંસારના અનાદિપણાને લીધે જ ભૂતની વિશેષતાનો તથા ઋતુનો કાર્ય-કારણ ભાવ કહેવો યોગ્ય છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'એમ ઉપર કહ્યા પ્રમાણે રસોનો આરંભ કરનાર મહાભૂતોની ન્યૂનાધિકતારૂપ ખાસ કારણને લીધે મુખ્ય, મધ્યમ તથા ન્યૂનતારૂપ વિશેષતાથી પ્રધાન–અપ્રધાન છયે રસોનું છ–પણું જ ઘટે છે; તેમાં આ દૃષ્ટાંત છે: જેમ સ્થાવર–જંગમ ભૂતો કે પ્રાણીઓમાં મહાભૂતોની જ ન્યૂનાધિકતારૂપ વિશેષતાથી અનેક જાતના વર્ણો તથા આકારો ઉત્પન્ન થાય છે, તેમ રસોનું આ છ પણું ઉત્પન્ન થાય છે; પરંતુ એ રીતની ભૂતોની ન્યૂનાધિકતારૂપ વિશેષતા કયા કારણે થાય છે? આનો ઉત્તર મૂળમાં કહે છે: (વર્ષરૂપ) કાળ, છ ઋતુઓવાળો છે, તેથી તે તે ઋતુઓરૂપો કાળે રસની ઉત્પત્તિમાં મહાભૂતોની ન્યૂનાધિકતારૂપ વિશેષતા કારણ રૂપે થાય છે; જેમ કે હેમંત સૌમ્ય છે અને શિશિર પણ સૌમ્ય છે; વસંત સૌમ્ય તથા આગ્નેય પણ છે; ગ્રીષ્મ કેવળ આગ્નેય છે; વર્ષાઋતુ સૌમ્ય, આગ્નેય તથા વાયવ્ય છે; શરદઋતુ સૌમ્ય તથા આગ્નેય છે; એ પ્રકારની તેઓની વિશેષતા વાયુ, સૂર્ય તથા સોમને લીધે થાય છે; તેઓના બળમાં તથા નિર્બળતામાં કારણ ચક્રની પેઠે ભમવાના સ્વભાવવાળો કાળ જ છે, એમ પ્રથમ 'તસ્યાશિતીય' અધ્યાયમાં કહેવાયું છે કે, 'तावेतावर्कवायू सोमश्च कालस्वभावमार्गपरिगृहीताः कालर्तुरसदोषदेहबलनिर्वृत्तिप्रत्ययभूताः समुपदिश्यन्ते–તે બન્ને સૂર્ય તથા વાયુ અને ચંદ્રમા પણ કાળ વડે તથા સ્વભાવિક માર્ગ વડે ગ્રહણ કરાયેલા થઈ ને કાળ, ઋતુઓ, રસો, દોષો તથા દેહનું બળ કરવામાં કારણરૂપ થયેલા કહેવાય છે.' ૬૦

## રસોનાં સામાન્ય ગુણ–કર્મો

**तत्राग्निमारुतात्मका रसाः प्रायेणोर्ध्वभाजः, लाघवात्प्लवनत्वाच्च वायोरूर्ध्वज्वलनत्वाच्च वह्नेः; सलिलपृथिव्यात्मकास्तु प्रायेणाधोभागभाजः, पृथिव्या गुरुत्वान्निम्नगत्वाच्चोदकस्य; व्यामिश्रात्मकाः पुनरुभयतोभागभाजः ॥ ६१ ॥**

તેમાં જેઓ અગ્નિના તથા વાયુના સ્વભાવવાળા એટલે અગ્નિની તથા વાયુની અધિકતાવાળા રસો છે, તેઓ લગભગ ઊંચે ગતિ કરનારા છે; કેમ કે વાયુ તથા અગ્નિ બંને (વજનમાં) હલકા હોય છે, તેથી વાયુ ઊંચે (તથા આડોઅવળો) કૂદનાર કે ગતિ કરનાર હોય છે અને અગ્નિ ઊંચે સળગનાર હોય છે; તેમ જ જળના તથા પૃથ્વીના સ્વભાવવાળા એટલે જળની તથા પૃથ્વીની અધિકતા ધરાવતા રસો, લગભગ નીચેના ભાગમાં જનારા હોય છે; કેમ કે પૃથ્વી વજનમાં ગુરુ–ભારે હોય છે અને જળ નીચાણ તરફ જનાર હોય છે; પરંતુ જે રસો (એ સર્વ ભૂતોના) મિશ્રણવાળા હોય છે, તેઓ બંને ભાગે જનારા એટલે ઉપર તથા નીચે–બંને બાજુ જનારા હોય છે. ૬૧

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે કે, જે રસોમાં એટલે કે જે રસોથી યુક્ત દ્રવ્યોમાં અગ્નિના તથા વાયુના ગુણની લગભગ અધિકતા હોય છે તેઓ રૂની પેઠે કે ધુમાડાની પેઠે ઊંચે ગતિ કરે છે; કેમ કે વાયુ હલકો હોય છે અને તેનો સ્વભાવ ઊંચી કે આડીઅવળી ગતિ કરવાનો હોય છે; અને અગ્નિ પણ હલકો હોવાથી ઊંચે જ સળગવાનો સ્વભાવ ધરાવે છે; તેની જ્વાળાઓ લગભગ ઊંચી જ ગતિ કરનાર હોય છે; પરંતુ જે રસોમાં એટલે રસયુક્ત દ્રવ્યોમાં જળના તથા પૃથ્વીના ગુણો લગભગ વધુપડતા હોય છે તેઓ ઘણું કરી પથરાની પેઠે નીચે જાય છે–નીચી જ ગતિ કરે છે; કેમ કે પૃથ્વીમાં ગુરુત્વ છે–ભારેપણું છે અને જળનો સ્વભાવ નીચાણમાં જ વહેવાનો કે નીચે જ ગતિ કરવાનો હોય છે; પરંતુ જે રસો કે રસયુક્ત દ્રવ્યો મિશ્ર ભૂતોવાળાં હોય છે, તેઓ બન્ને બાજુ જાય છે–ઊંચે તથા નીચે પણ ગતિ કરનાર હોય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૧મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'तत्र विरेचनद्रव्याणि पृथिव्यम्बुगुणभूयिष्ठानि, पृथिव्यापो गुर्व्यः, ता गुरुत्वादधो गच्छन्ति, तस्माद् विरेचनमधोगुणभूयिष्ठम् अनुमानात्, वमनद्रव्याणि अग्निवायु-

गुणभूयिष्ठानि, अग्निवायू हि लघू, लघुत्वाच्च तान्यूर्ध्वमुत्तिष्ठन्ति, तस्माद् वमनमूर्ध्वगुणभूयिष्ठम्, उभयगुणभूयिष्ठमुभयतो भागम्—વિરેચન દ્રવ્યોમાં પૃથ્વીના તથા જળના ગુણો લગભગ વધારે હોય છે; કેમ કે પૃથ્વી તથા જળ બન્ને ભારે હોય છે અને તેથી જ તેઓ નીચે જાય છે–નીચી ગતિ કરે છે; તેમ જ એ વિરેચન લગભગ નીચે જવાના જ ગુણોને અધિક ધરાવે છે, એમ અનુમાનથી પણ જણાય છે; (તેમાં હેતુ તો તેઓનું ભારેપણું જ છે;) પરંતુ વમનદ્રવ્યો અગ્નિના તથા વાયુના ગુણોને વધારે ધરાવે છે; કેમ કે અગ્નિ તથા વાયુ બન્ને હલકા હોય છે અને હલકાપણાને લીધે જ તેઓ ઊંચે જાય છે–ઊંચી ગતિ કરે છે. આ જ કારણે વમનદ્રવ્ય લગભગ ઊંચે જવાના ગુણોથી યુક્ત હોય છે; પરંતુ જેઓમા એ બન્ને–ઊંચે–નીચે જનાર ભૂતોના ગુણો મિશ્ર હોય છે તે દ્રવ્ય લગભગ બન્ને બાજુ જનાર હોય છે–ઊંચે–નીચે બેય તરફ ગતિ કરનાર હોય છે.'

શ્રી ગંગાધર અહીં વધુ સ્પષ્ટતા કરે છે: 'એમ રસોવાળાં દ્રવ્યોને પાંચભૌતિક અથવા પાંચ ભૂતોના જ વિકારરૂપ કહ્યાં; તેઓમાંથી જે દ્રવ્યમા અગ્નિના તથા વાયુના સ્વભાવ ધરાવતા (તીખા) રસો હોય છે, તેઓ ઊંચે જનારાં હોય છે, એટલે વમન જ કરાવે છે; કેમ કે વાયુ હલકો હોય છે, જેથી ઊંચે જ કૂદે છે કે ઊંચી જ ગતિ કરે છે; તેમ જ અગ્નિ પણ ઊંચે જ સળગે છે કે ઊંચી જતી જ જ્વાળાઓથી યુક્ત હોય છે. અહીં મૂળમાં 'प्रायेण–લગભગ' એ શબ્દ મૂક્યો છે, તેથી આમ જણાવ્યું છે કે, કોઈ દ્રવ્યમા તે અગ્નિના તથા વાયુના ગુણોની અધિકતા હોય છતા તેઓ ઊંચે જવાનો સ્વભાવ ધરાવે પણ નહિ; એવાં પણ હોય છે. વળી જે દ્રવ્યોમાં જળના તથા પૃથ્વીના ગુણોને વધારે ધરાવતા મધુર રસો હોય છે, તેઓ નીચી ગતિ કરે છે અને વિરેચન કરનારાં હોય છે; કેમ કે પૃથ્વી ભારે હોય છે અને જળ નીચી ગતિએ જાય છે કે નીચાણ તરફ વહે છે. અહીં પણ 'प्रायेण' પદ મૂક્યુ છે, તેથી કેટલાંક એવા દ્રવ્યો પણ હોય છે કે જેઓ પૃથ્વીના તથા જળના જ ગુણોની અધિકતા ધરાવે છે, છતા નીચી ગતિ કરનાર હોતાં પણ નથી; પરંતુ જે દ્રવ્યો મિશ્ર ભૂતોના ગુણોની અધિકતાવાળા ખાટા તથા ખારા રસોથી યુક્ત હોય, એટલે કે પૃથ્વીના તથા અગ્નિના ગુણોની અધિકતા ધરાવતા ખાટા રસથી યુક્ત હોય અને જળના તથા અગ્નિના ગુણોની અધિકતા ધરાવતા ખારા રસથી યુક્ત હોય, તેમ જ વાયુના તથા આકાશના ગુણોની અધિકતા ધરાવતા કડવા રસથી યુક્ત હોય, અને વાયુ તથા પૃથ્વીના ગુણોની અધિકતાવાળા કષાય–તૂરા રસથી યુક્ત હોય, તે મિશ્ર ભૂતગુણો ધરાવતાં દ્રવ્યો, બન્ને ભાગે–ઊંચે તથા નીચે પણ ગતિ કરનારાં હોય છે. આ ઉપરથી વાયુનું કર્મ પ્લવન કે ઊંચે જવારૂપ છે, તેજનું કર્મ ઊર્ધ્વજ્વલન કે ઊંચે જ્વાળાઓ પહોંચાડી ઊંચે બળવારૂપ હોય છે; જળનું કર્મ નિમ્નગમન કે નીચે જવારૂપે હોય છે; પૃથ્વીનું કર્મ શનૈર્ગમન કે ધીમેથી નીચે જવારૂપ હોય છે, એમ સૂચવ્યુ છે. અહીં શંકા થાય છે કે, ચંદ્રના કે જળના ગુણની તથા પૃથ્વીના ગુણની અધિકતાથી મધુર રસ; પૃથ્વીના તથા અગ્નિના ગુણની અધિકતાથી ખાટો રસ; ઇત્યાદિ છ રસો બે બે ભૂતોના ગુણોની અધિકતાથી જેમ ઉત્પન્ન થાય છે, તેમ બીજા પણ બે બે ભૂતોના ગુણોની અધિકતાથી રસોની ઉત્પત્તિ કેમ ન થાય? જેમ કે પૃથ્વીના તથા જળના ગુણની અધિકતાથી એક રસ; વાયુના તથા જળના ગુણની અધિકતાથી એક રસ; જળના તથા આકાશના ગુણની અધિકતાથી એક રસ; અગ્નિના તથા આકાશના ગુણની અધિકતાથી એક રસ; પૃથ્વીના તથા આકાશના ગુણની અધિકતાથી એક રસ; તેમ જ પૃથ્વીના તથા વાયુના ગુણની અધિકતાથી એક રસ, એમ ગમે તે બે બે ભૂતોથી થયેલા રસોની સંખ્યા છ થી અધિક કેમ ન થાય? આનું સમાધાન આમ જ કહી શકાય તેમ છે કે પદાર્થોના સ્વભાવો નિત્ય કે નિયત જ હોય છે, તેથી મધુર આદિ છ જ રસો, તે તે (જણાવેલ) પ્રકારના બે બે ભૂતોના ગુણોની જ અધિકતાથી થાય છે, પરંતુ બીજા પ્રકારે હરકોઈ બે બે, ત્રણ ત્રણ કે ચાર ચાર ભૂતોના ગુણોની અધિકતા થતાં છ થી વધુ બીજા કોઈ રસો થતા જ નથી.'

શ્રીચક્રપાણિ અહીં ૬૧મું સૂત્ર ટૂંકમાં આમ સમજાવે છે: અમુક અમુક વિશેષ ભૂતોએ કરેલા રસોના જુદા જુદા ધર્મો અહીં કહે છે: 'प्रायेण' પદ મૂકીને સૂચવ્યુ છે કે, બધા રસોમાંના કેટલાક તેવા ન પણ હોય. મૂળમાં 'रसा.' પદ મૂકયું છે, પરંતુ તે તે રસયુક્ત દ્રવ્યો જ અહીં સમજવાં જોઈએ. વાયુની ગતિ 'પ્લવનરૂપે' કહી છે, તેથી વાયુનું ગતિમાનપણું જ સૂચિત કર્યું છે. એ ગતિ તો નીચે પણ હોઈ શકે છે, તેથી જણાવ્યું છે કે, લઘુત્વથી વ્યાપ્ત ગતિ જ વાયુમાં છે; તે કારણે જ વાયુ ઊંચે જ ગમન કરે છે–વાયુની ગતિ ઊંચી જ કહી છે; જેમ કે શીમળાનું રૂ ખૂબ હલકું હોવાના સ્વભાવથી જ ઊંચે ગતિ કરે છે. વળી બીજો હેતુ બતાવીને અગ્નિની પણ ઊંચી ગતિ જણાવેલ છે કે, અગ્નિનો સ્વભાવ ઊંચે જ બળવાનો હોય છે, તેની જ્વાળાઓ ઊંચે જ ગતિ કરે છે; પરંતુ જળનો સ્વભાવ નીચે જ

જવાનો હોય છે. ૬૧

## દ્રવ્યાનુસાર એક એક રસનાં ગુણકર્મ કહેવાની પ્રતિજ્ઞા

**તેષાં षण्णां रसानामेकैकस्य यथाद्रव्यं गुणकर्मा-ण्यनुव्याख्यास्यामः ॥ ६२ ॥**

**એ છયે રસોમાંના એક એકનાં ગુણકર્મો દ્રવ્ય-ને અનુસરી હવે અમે કહીશું. ૬૨**

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: એક એક રસનાં ગુણકર્મો કહેવાની અહીં પ્રતિજ્ઞા કરે છે: એ ૭ રસોમાંના એક એક રસનાં દ્રવ્ય પ્રમાણે એટલે કે જે રસનું જે દ્રવ્ય પાંચભૌતિક હોય છે, તે દ્રવ્યને અનુસરી, તે રસનાં ગુણકર્મ હવે નીચે પ્રમાણે કહેવાશે; તેમાં મધુર રસનું દ્રવ્ય પૃથ્વીના તથા જળના ગુણનો અધિકતાવાળું લગભગ હોય છે; ખાટા રસનું દ્રવ્ય પૃથ્વીના તથા અગ્નિના ગુણની અધિકતાવાળું હોય છે; ખારા રસનું દ્રવ્ય જળના તથા અગ્નિના ગુણની અધિકતા-વાળું હોય છે; તીખા રસનું દ્રવ્ય વાયુના તથા અગ્નિના ગુણ-ની અધિકતાવાળું હોય છે; કડવા રસનું દ્રવ્ય વાયુના તથા આકાશના ગુણનો અધિતાવાળું હોય છે અને કષાય-તૂરા રસનું દ્રવ્ય પવનના તથા પૃથ્વીના ગુણની અધિકતા-વાળું હોય છે; એમ તે તે રસનાં તે તે દ્રવ્યને અનુ-સરીને જ તે તે રસનાં અલગ અલગ ગુણકર્મો કહે-વામાં આવશે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: એમ ભૌતિક-ભાવે કરીને રસોને ઉપર તથા નીચેના ભાગમાં પ્રેરણા કરનારાં કર્મો કહેવામાં આવ્યાં; હવે જે રસનો આશ્રય જે દ્રવ્ય હોય છે, તે દ્રવ્યનાં જ ગુણકર્મો કહેવાનો અભિ-પ્રાય ધરાવી ૭ રસોમાંના એક એક રસનાં ગુણકર્મો કહેવાની પ્રતિજ્ઞા કરે છે. રસોમાંના એક એકનાં ગુણ-કર્મો એટલે કે તે તે રસના આશ્રયભૂત દ્રવ્યનાં જ ગુણકર્મો અહીં જણાવવાની આ પ્રતિજ્ઞા સમજવી.

શ્રી ચક્રપાણિ પણ ટૂંકમાં અહીં આવો જ ભાવ દર્શાવે છે કે, મૂળમાં 'यथाद्रव्यम्' પદ મૂકયું છે, તે આ અભિપ્રાય જણાવે છે કે, જે દ્રવ્ય જે રસનો આધાર હોય છે, તે દ્રવ્યને નહિ ઓળંગી એટલે કે તે દ્રવ્યને અનુસરીને જ રસોનાં ગુણકર્મો એટલે કે રસોના આધારભૂત દ્રવ્યમાં રહેલાં ગુણકર્મો જણાવવાનાં છે, એમ અહીં પ્રતિજ્ઞા દર્શાવી છે. ૬૨

## મધુર રસનાં દ્રવ્યાનુસાર ગુણકર્મો

**तत्र मधुरो रसः शरीरसात्म्याद्रसरुधिरमांस-मेदोस्थिमज्जौजःशुक्राभिवर्धन आयुष्यःषडिन्द्रियप्रसा-दनो बलवर्णकरः पित्तविषमारुतघ्नस्तृष्णाप्रशमनस्त्व-च्यः कण्ठ्यः केश्यः प्रीणनो जीवनस्तर्पणो बृंहणः-स्थैर्यकरः क्षीणक्षतसन्धानकरो घ्राणमुखकण्ठौष्ठजि-ह्वाप्रह्लादनो दाहमूर्च्छाप्रशमनः षट्पदपिपीलिकाना-मिष्टतमः स्निग्धः शीतो गुरुश्च ॥ ६३ ॥**

**તેમાં મધુર રસ શરીરને સાત્મ્ય-અનુકૂળ કે માફક હોવાથી રસ, રુધિર, માંસ, મેદ, હાડકાં, મજ્જા, ઓજસ તથા વીર્યને વધારનાર, આયુષને હિતકારી, છ ઇંદ્રિયોને પ્રસન્ન કરનાર, બલ તથા વર્ણને કરનાર, પિત્તનો, વિષનો તથા વાયુનો નાશ કરનાર, તૃષ્ણા-તરસ તથા દાહને અત્યંત શાંત કરનાર, ત્વચાને હિતકારી, ગળાને હિતકારી, કેશને હિતકારી, પ્રસન્નતા કરનાર, (મૂર્છિત આદિ-ને) જિવાડનાર, તૃપ્તિ કરનાર, પુષ્ટિ કરનાર, સ્થિરતા કરનાર, ક્ષીણ થયેલાની ધાતુઓને પુષ્ટ કરનાર, ક્ષત અથવા જખમને સાંધનાર, અથવા ક્ષીણક્ષત કે ઉરઃક્ષતના રોગીનું જે ક્ષત કે ઘારું હોય તેને સાંધનાર-જોડનાર, ભાંગેલાને પણ સાંધનાર; નાક, મોઢું, ગળું, હોઠ તથા જીભને પ્રસન્ન કે આનંદિત કરનાર, મૂર્છાને તદ્દન શમાવનાર, ભમરાઓને તથા કીડીઓને અતિશય પ્રિય, સ્નિગ્ધ કે સ્નેહયુક્ત, શીતળ તથા ગુરુ-ભારે હોય છે. ૬૩**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં કંઈક વધુ આમ સમજાવે છે: મધુર રસ શરીરને સાત્મ્ય કે અનુ-કૂલ હોય છે, તેનું કારણ આ છે કે જે જન્મથી માંડી બાળપણમાં જ માતાના ધાવણ વગેરે દૂધથી જ મનુષ્યના શરીરની આજીવિકા શરૂ થઈ હોય છે; રસથી માંડી વીર્ય સુધીની સાતે ધાતુઓને તે વધારે છે અને ઓજસ તથા આયુષની પણ અધિકતા કરે છે. મનને સાથે ગણીને મૂળમાં છ ઇંદ્રિયો કહી છે; કંઈ લાગ્યું હોય કે આઘાત થતાં મૂર્છા આવી હોય ત્યારે મધુરરસ પ્રાણીને જિવાડનાર છે; ભમરા તથા કીડીઓને મધુરરસ અત્યંત પ્રિય હોય છે, એમ કહી અહીં આમ દર્શાવવા માગે છે કે પ્રમેહ આદિ રોગમાં રોગીના મૂત્રમાં ગંધ પ્રકટે છે, ત્યારે ભમરા તથા કીડીઓ વગેરે તે રોગીના મૂત્ર તરફ આકર્ષાય છે, જેથી મૂત્રની મધુરતાનું અનુ-માન કરીને પ્રમેહ આદિ રોગને જાણી શકાય છે; આ જ અભિપ્રાયથી ચરક નિદાનસ્થાનના ૪થા અધ્યાયમાં પ્રમેહના નિદાનમાં કહેશે કે 'षट्पदपिपीलिकाभिश्च शरीर-मूत्राभिसरणम्-ભમરા તથા કીડીઓ પ્રમેહના રોગીના

શરીર તરફ તથા મૂત્રતરફ આકર્ષાય છે'

શ્રી ગંગાધર જલ્પતરુ ટીકામાં અહીં વધુ આમ સમજાવે છે: મધુર રસ ભમરા, કીડીઓ વગેરેને અત્યંત પ્રિય હોય છે, એમ જે કહ્યું છે. તે મૂત્રની તથા શરીરના રસની પરીક્ષા માટે જણાવેલ છે; રસ વગેરેને વધારનાર વગેરે અહીં મધુરરસનાં કર્મો કહ્યાં છે, અને સ્નિગ્ધ, શીત તથા ગુરુ એ ત્રણ મધુરરસના કર્મો કહ્યા છે; આ ઉપરથી મધુરરસવાળાં દ્રવ્યના જે ગુણો હોય છે તે અને તેવા દ્રવ્યમાં જે કર્મો હોય છે તે અહીં કહ્યાં છે, એમ સમજવું.

શ્રી ચક્રપાણિ પણ અહીં કેટલુંક વધુ આમ સમજાવે છે: છ રસોમાંથી પ્રથમ મધુર રસના ગુણકર્મો કહેવાની શરૂઆત કરીને સૂચવ્યું છે. કે મધુર રસ જ બધા રસોમાં શ્રેષ્ઠ છે અને આયુષને હિતકારીપણું વગેરે તેમાં શ્રેષ્ઠ ગુણો રહેલા છે અને પ્રાણીઓને બીજા બધા રસો કરતાં તે રસ વધુ પ્રિય હોય છે; ઇંદ્રિયોમાં મનને પણ સાથે ગણી મૂળમાં છ ઇંદ્રિયોને પ્રસન્ન કરનાર કહેલ છે; વળી એ મધુર રસ જીવન છે એટલે કે અભિઘાત આદિથી મૂર્છિત થયેલાને જિવાડનાર છે; તેમ જ આયુષની અધિકતા કરનાર હોવાથી પણ જિવાડનાર છે; વળી ક્ષીણ થયેલા માણસની ધાતુઓનું પોષણ કરી તેઓનું સંધાન કરે છે; અથવા 'क्षीणक्षतौ क्षतयेति क्षीणक्षत', तेन क्षीणक्षतस्य उरःक्षतं संधाति'–જે માણસ ક્ષીણ થયો હોય કે ઉરક્ષતનો રોગી હોય તેના ક્ષતનું તે સંધાન કરે છે–સાંધે છે; વળી તે મધુર રસ ભમરા વગેરેને અત્યંત પ્રિય હોય છે, એ ગુણ કહીને પ્રમેહના પૂર્વરૂપ આદિના જ્ઞાનમાં તેનું ઉપયોગીપણું જણાવ્યું છે; આ સંબંધે કહ્યું છે કે 'मूत्रेऽभिधावन्ति पिपीलिका'–પ્રમેહનો જેને રોગ થયો હોય તેના મૂત્ર તરફ કીડીઓ દોડી આવે છે; તેના રિષ્ટ કે મૃત્યુચિહ્ન પણ કહેશે કે 'मक्षिकाक्रान्तम्'–પ્રમેહના રોગી પર માખીઓ ચારે બાજુથી આક્રમણ કરે છે' એ ઉપરથી તેના શરીરનું મધુરપણું જણાવેલ છે.'૬૩

## મધુરરસના અતિસેવનથી દોષો

स एवंगुणोऽप्येक एवात्यर्थमुपयुज्यमानः स्थौल्यं मार्दवमालस्यमतिस्वप्नं गौरवमनन्नाभिलाषमग्निदौर्बल्यमास्यकण्ठमांसाभिवृद्धिं श्वासकासप्रतिश्यायालसकशीतज्वरानाहास्यमाधुर्यवमथुसंज्ञास्वरप्रणाशगलगण्डगण्डमालाश्लीपदगलशोफबस्तिधमनीगलोपलेपाक्ष्यामयानभिष्यन्दमित्येवंप्रभृतीन् कफजान् विकारानुपजनयति ॥ ६४ ॥

એ મધુર રસમાં એવા (શ્રેષ્ઠ) ગુણો છે, છતાં તે જ રસનો જો અતિશય વધુ પ્રમાણમાં ઉપયોગ કરાય, તો એ જ મધુર રસ શરીરમાં સ્થૂલતા, કોમળપણું (એટલે માંસપેશીઓમાં દૃઢતાનો અભાવ અથવા અત્યંત શિથિલતા), આલસ્ય, અતિશય નિદ્રા, શરીરમાં ભારેપણું, ખોરાક ઉપર અભિલાષનો અભાવ–ખાવાની અરુચિ, અગ્નિની દુર્બળતા, મુખના તથા ગળાનાં માંસની અત્યંત વૃદ્ધિ, તેમ જ શ્વાસ, ઉધરસ, સળેખમ, અલસક, વિષૂચિકા, શીતજ્વર, આનાહ કે આફરો, મોઢાની મીઠાશ, ઊલટી, સંજ્ઞાનાશ કે બેભાનપણું, સ્વરનાશ, ગલગંડ, ગંડમાલા, શ્લીપદ, ગલશોથ, બસ્તિ કે મૂત્રાશયનો ઉપલેપ એટલે કફથી ખરડાવું–વ્યાપ્ત થવું, ધમનીઓનો (કફથી) ઉપલેપ, ગળાનો ઉપલેપ, નેત્રરોગ, અભિષ્યંદ એટલે દોષોનું, ધાતુઓનું, મળોનું તથા સ્રોતોનું કલેદથી યુક્તપણું કે ભીનાશથી યુક્તપણું–કચકચતાપણું થવું, ઇત્યાદિ કફથી ઉત્પન્ન થતા રોગોને તે ઉત્પન્ન કરે છે. ૬૪

યોગીન્દ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં આમ વધુ સમજાવે છે કે મધુર રસના અતિયોગથી અહીં જણાવેલા રોગો ઉપરાંત બીજા પણ રોગો ઉત્પન્ન થાય છે; અહીં કહેલા અલસક તથા વિષૂચિકા–બન્ને રોગો આમના દોષરૂપે થાય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'तत्र मधुरो रसो रसरक्तमांसमेदोऽस्थिमज्जौजःशुक्रस्तन्यवर्धनश्चक्षुष्यः केश्यो वर्ण्यो बलकृत् संधानः शोणितरसप्रसादनो बालवृद्धक्षतक्षीणहितः षट्पदपिपीलिकानामिष्टतमस्तृष्णामूर्च्छादाहप्रशमनः षडिन्द्रियप्रसादनः क्रिमिकरश्चेति । स एवंगुणोऽप्येक एवात्यर्थमासेव्यमानः कासश्वासालसकवमथुवदनमाधुर्यस्वरोपघातक्रिमिगलगण्डगण्डानापादयति, तथार्बुदश्लीपदबस्तिगुदोपलेपाभिष्यन्दप्रभृतींश्च जनयति'–તેમાં મધુરરસ રસ, રક્ત, માંસ, મેદ, હાડકાં, મજ્જા, ઓજસ, વીર્ય, તથા ધાવણને વધારનાર, ચક્ષુને તથા કેશને હિતકારી, બલ કરનાર, ભાંગેલું કે ઘવાયેલું સાંધનાર, રુધિર તથા રસને પ્રસન્ન કરનાર; બાળકને, વૃદ્ધને તથા ક્ષતક્ષીણને હિતકારી, ભમરાઓને તથા કીડીઓને અતિશય પ્રિય; તૃષ્ણા, મૂર્છા તથા દાહને અત્યંત શમાવનાર, છયે ઇંદ્રિયોને પ્રસન્ન કરનાર, તથા કૃમિઓને કરનાર છે; એવા (શ્રેષ્ઠ) ગુણોથી તે યુક્ત છે, છતાં તેનું જો ખૂબ વધુ પ્રમાણમાં સેવન કરાય છે, તો ઉધરસ, શ્વાસ, અલસક, ઊલટી, મોઢાની

મીઢાશ, સ્વરનાશ, કૃમિ તથા ગલગંડ રોગને તે ઉત્પન્ન કરે છે; તેમ જ અર્બુદ (કેન્સર), શ્લીપદ, બસ્તિ–ઉપલેપ, ગુદા–ઉપલેપ તથા અભિષ્યન્દ વગેરે રોગોને પણ તે ઉત્પન્ન કરે છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: આ મધુર રસના અતિયોગમાં જે દોષો છે, તે અહીં કહ્યા છે; જોકે એ પ્રમાણે તે મધુર રસમાં ઘણા ગુણો તથા કર્મો છે. છતાં તેનો જો અત્યંત ઉપયોગ કરાય, તો તે એક જ રસ સ્થૂલતા વગેરે અનેક કફના રોગોને ઉત્પન્ન કરે છે; પરંતુ તેના સમયોગ, અયોગ, મિથ્યા-યોગ કે બીજા રસની સાથે અતિવધુ પ્રમાણમાં અતિ-માત્રયોગથી અહીં ગણેલા કફજન્ય રોગો થતા નથી. શીતજ્વર એટલે શીતયુક્તજ્વર કે ટાઢિયો તાવ આવે, સંજ્ઞાનો તથા સ્વરનો નાશ થાય; ગળામાં સોજો આવે એટલે માત્ર ઊંચાઈ થઈ જાય; પરંતુ ગલશુંડી કે ગલગંડ ન સમજવાં; અભિષ્યંદ એટલે મોઢું, નાક વગેરેનું ઝરવું થાય, તે નામે એક રોગ છે; પરંતુ અભિષ્યંદ નામનોનેત્ર રોગ સમજવો નહિ, કેમ કે તેનો સમાવેશ તો નેત્રરોગોમાં જ થઈ જાય છે. ૬૪

### અમ્લરસનાં દ્રવ્યાનુસાર ગુણકર્મો

**अम्लो रसो भक्तं रोचयति, अग्निं दीपयति, देहं बृंहयति, ऊर्जयति, मनो बोधयति, इन्द्रियाणि दृढीकरोति, बलं वर्धयति, वातमनुलोमयति, हृदयं तर्पयति, आस्यमास्रावयति, भुक्तमपकर्षयति, क्लेदयति, जरयति, प्रीणयति, लघुरुष्णः स्निग्धश्च ॥ ६५ ॥**

ખાટો રસ ખોરાક પર રુચિ ઉપજાવે છે; અગ્નિને પ્રદીપ્ત કરે છે, દેહને પુષ્ટ કરે છે, પ્રાણ-વાન બનાવે છે, મનને જાગ્રત કરે છે–બરાબર ભાનમાં રાખે છે, ઇંદ્રિયોને મજબૂત બનાવે છે, બળને વધારે છે, વાયુનું અનુલોમન કરે છે કે તેને સવળો ચલાવે છે, હૃદયને તૃપ્ત કરે છે, મોઢા-માંથી પાણી ઝરાવે છે, ખાધેલા ખોરાકને નીચે ખેંચે છે–નીચે લઈ જાય છે; તેમ જ ભીનો–કચ-કચતો કરે છે અને પાચન કરે છે, ખોરાક પર પ્રેમ કરાવે છે અને ખુશ રાખે છે; લઘુ–હલકો તથા ઉષ્ણ–ગરમ ગુણ ધરાવે છે અને સ્નિગ્ધ કે સ્નેહ-ગુણથી પણ તે યુક્ત છે. ૬૫

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: આ શ્લોકમાં ખાટા રસનાં ગુણ–કર્મો કહે છે: ખાટો રસ ખોરાક પર રુચિ ઉપજાવે છે, અગ્નિનું દીપન કરે છે એટલે તે રસ અગ્નિને પ્રદીપ્ત કરનાર હોય છે; દેહને પુષ્ટ કરે છે, બળવાન બનાવે છે, મનને જાગ્રત રાખે છે એટલે કે મનનું સામર્થ્ય ઉપજાવે છે, વિકસિત કરે છે, ઇંદ્રિયોને મજબૂત બનાવે છે એટલે કે ઇંદ્રિયોનું બળ વધારે છે; હૃદયને તૃપ્ત કરે છે એટલે હૃદયને હિતકારી હોય છે; ખાધેલા ખોરાકને નીચે લઈ જાય છે, ક્લેદયુક્ત કરે છે અને પચાવે છે

શ્રી ગંગાધર અહીં ઠીક વિસ્તારથી સમજાવે છે: હર્ષ ઉપજાવવો, આનંદ પમાડવો, એ ધર્મ જેવો મધુર રસમાં હોય છે, તેવો જ હૃદયને તૃપ્ત કરવાનો ગુણ ખાટા રસમાં હોય છે, તેથી તે ખાટા રસનાં ગુણકર્મો અહીં હવે કહે છે: ખાટો રસ 'ऊर्जयति' એટલે બળ-વાન તથા પ્રાણવાન કરે છે, એટલે કે 'સંન્યાસ' આદિથી માણસનું મન જો બેભાન બન્યું હોય તો ખાટો રસ તેને જાગ્રત કરવાપૂર્વક જીવનયુક્ત કરે છે; મનને જાગ્રત કરે છે એટલે કે મૂર્છા આદિથી મન જો બેભાન બન્યું હોય તો ખાટો રસ તેને ભાનમાં લાવે છે; દશે ઇંદ્રિયોને પોતપોતાનાં કર્મ કરવા મજબૂત બનાવે છે; તેઓનું બળ વધારે છે; કેમ કે ખાટો રસ મનને જાગ્રત કરનાર છે; વળી તે ખાટો રસ પૃથ્વીના તત્ત્વથી યુક્ત હોઈ ભારે છે, તેથી વાયુનું અનુલોમન કરે છે એટલે તે વાયુને નીચી ગતિએ સવળો ચલાવે છે; તેમ જ હૃદયમાં રહેલા મનને તૃપ્ત કરી તે મનને પ્રસન્ન રાખે છે; વળી તે ખાટો રસ અગ્નિના તત્ત્વથી યુક્ત હોય છે, તેથી મોઢામાંથી પાણી છોડાવે છે—ઝરે છે; ખાધેલા ખોરાકને પોતાના પ્રભાવથી તે નીચે લઈ જાય છે, ખોરાકને ક્લેદયુક્ત–ભીનો–કચકચતો રાખે છે અને ખાધેલું પચાવે છે; પ્રાણને હોઈ ખુશખુશાલ કરે છે; અહીં સુધીનાં તે ખાટા રસનાં કર્મો કહ્યાં છે; અને છેલ્લે તે ખાટા રસને હલકો, ઉષ્ણ તથા સ્નિગ્ધ કહીને તેના ત્રણ ગુણો કહ્યા છે. ખોરાક પર રુચિ ઉપજાવવી વગેરે તો એ ખાટા રસનાં કર્મો જ સમજવાં જોઈએ. ૬૫

### ખાટા રસના અતિસેવનથી દોષો

**स एवंगुणोऽप्येक एवात्यर्थमुपयुज्यमानो दन्तान् हर्षयति, तर्पयति, संमीलयत्यक्षिणी, संवीजयति लोमानि कफं विलापयति, पित्तमभिवर्धयति, रक्तं दूषयति, मांसं विदहति, कायं शिथिलीकरोति, क्षीणक्षतकृश-दुर्बलानां श्वयथुमापादयति, अपि च क्षताभिहतदष्ट-दग्धभग्नशूनप्रच्युतावमूत्रितपरिसर्पितमर्दितच्छिन्नभिन्न-विश्लिष्टोद्विद्धोत्पिष्टादीनि पाचयत्याग्नेयस्वभावात् परिदहति कण्ठमुरो हृदयं च ॥ ६६ ॥**

એ ખાટો રસ એવા (શ્રેષ્ઠ) ગુણોવાળો છે, છતાં તેનો એકલાનો જ અતિશય વધુ પ્રમાણમાં જો ઉપયોગ કર્યો હોય તો તે દાંતને અંબાવી દે છે, વધુ તરશ લગાડે છે, આંખોને મીંચાવી દે છે, રોમાંચ કરાવી દે છે–રુવાંટાં ખડાં કરી દે છે, કફને ઓગળાવી નાખે છે, પિત્તને ચોપાસ વધારી દે છે, લોહીને દૂષિત કે ખરાબ કરી નાખે છે; માંસને અત્યંત બાળી નાખે છે અથવા માંસમાં ખૂબ દાહ ઉપજાવે છે; શરીરને ઢીલું કરી નાખે છે; જેઓ ક્ષીણ થયા હોય, ક્ષતથી યુક્ત હોય, કૃશ કે ખૂબ પાતળા થયા હોય તથા શરીરે જેઓ દુર્બળ હોય તેઓને તે (અતિસેવિત) ખાટો રસ સોજા ઉપજાવે છે; વળી તેનામાં અગ્નિનો સ્વભાવ હોવાથી ક્ષતને, કંઈ વાગ્યું હોય તે અભિહતને, જ્યાં કંઈ દંશ થયો હોય તેને, દાઝેલાંને, ભાંગેલાંને, સૂજી ગયેલાંને, પોતાના સ્થાનેથી જે ખસી ગયું હોય તેવા–પ્રચ્યુતને, જ્યાં કોઈ જીવજંતુ મૂત્ર કરી ગયું હોય તેવા–અવમૂત્રિત–અવયવને, જ્યાં કોઈ (ઝેરી) જીવજંતુ અડી ગયું હોય તેવા–પરિસર્પિત–અવયવને, છિન્નભિન્ન કે છેદાયેલા–ભેદાયેલા ભાગોને, વિશ્લિષ્ટ કે જુદા પડી ગયેલા ભાગોને, ખૂબ વીંધાઈ ગયેલ–ઉદ્‌વિદ્ધ અવયવોને તેમ જ કોઈ પ્રકાર વગેરેથી ખૂબ પિસાઈ–ચૂરો થઈ ગયેલ–ઉત્પિષ્ટ અવયવો વગેરેને પકવી નાખે છે; તેમ જ (અતિસેવિત) તે ખાટો રસ અગ્નિના સ્વભાવવાળો હોવાથી ગળામા, છાતીમાં તથા હૃદયમાં અતિશય દાહ ઉપજાવે છે. ૬૬

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાંથી આ અમ્લ–ખાટા રસનાં ગુણકર્મો દર્શાવતું સૂત્ર આ પ્રમાણે ઉતારે છે: 'अम्लो जरणः पाचनो दीपनः पवननिग्रहणोऽनुलोमनः कोष्ठविदाही बहिःशीतः क्लेदनः प्रायशो हृद्यश्चेति, स एवं गुणोऽप्येक एवात्यर्थमुपसेव्यमानो दन्तहर्षनयनसंमीलनरोमसंवेजनकफविलयनशरीरशैथिल्यान्यापादयति, तथा क्षताभिहतदग्धदष्टभग्नशूनरुग्णप्रच्युतावमूत्रितविसर्पितछिन्नभिन्नविद्धोत्पिष्टादीनि पाचयत्याग्नेयस्वभावात्, परिदहति कण्ठमुरो हृदयं च'– ખાટો રસ ખોરાકને પચાવનાર, દોષને તથા રોગને પકવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પવનને રોકનાર; વાયુનું, વિષ્ટાનું તથા મૂત્રનું અનુલોમન–નીચું–અનુકૂળ સીધા રસ્તે ગમન કરનાર, કોઠામાં બળતરા કરનાર, બહારના ભાગમાં શીતળતા કરનાર, ક્લેદન કે ભીનાશ કરનાર અને ઘણું કરી હૃદયને પ્રિય તથા હિતકારી છે. એવા (ઉત્તમ) ગુણવાળો હોવા છતાં તે ખાટો રસ એકલો જ વધુ ઉપયોગમાં લીધો હોય તો દાંતને અંબાવી દે છે, નેત્રોને મિચાવી દે છે, રુવાંટાં ઊભાં કરી દે છે, કફને ઓગાળી નાખે છે, શરીરમાં શિથિલતા કરે છે, તેમ જ જખમી થયેલા, કંઈ લાગેલ, બળેલ, કરડાયેલ, ભાંગેલ, સૂજી ગયેલ, વાંકું થઈ ગયેલ, પોતાના સ્થાનેથી ખસી ગયેલ, ઝેરી મૂત્રવાળાં પ્રાણીઓનાં મૂત્રથી સ્પર્શ પામેલ, છેદાયેલ, ભેદાયેલ, વીંધાયેલ, કે પિસાયેલા– પિચાયેલા અવયવોને પકવી નાખે છે; કેમ કે તે રસમાં અગ્નિનો સ્વભાવ રહેલો છે; અને તે જ કારણે ગળાને, છાતીને તથા હૃદયને ચારે બાજુથી તે દાહ ઉપજાવે છે.

### લવણ રસના દ્રવ્યાનુસાર ગુણકર્મો

लवणो रसः पाचनः क्लेदनो दीपनश्च्यावनश्छेदनो भेदनस्तीक्ष्णः सरो विकास्यधःस्रंस्यवकाशकरो वातहरः स्तम्भबन्धसंघातविधमनः सर्वरसप्रत्यनीकभूत आस्यमास्रावयति, कफं निष्यन्दयति, मार्गान् विशोधयति, सर्वशरीरावयवान्मृदु करोति; रोचयत्याहारमाहारयोगी नात्यर्थं गुरुः स्निग्ध उष्णश्च ॥ ६७ ॥

લવણ–ખારો રસ પણ પાચન કરે છે, ક્લેદન કે ભીનાશ કરે છે; અગ્નિને પ્રદીપ્ત કરે છે; મળોને તેઓના સ્થાનેથી ખસેડી નાખનાર છે; છેદન તથા ભેદન કરનાર છે; તીક્ષ્ણ, સારક, વિકાશી એટલે વિકાસ પામી ધાતુઓનાં બંધનોને છૂટાં કરનાર, અધઃસ્રંસન કે વિષ્યંદન–ઝરણ કરવાના સ્વભાવવાળો, અવકાશ એટલે છિદ્ર કરનાર, વાયુને હરનાર; સ્તંભન, બંધન તથા સંઘાત–સમુદાય કે જથ્થારૂપ જે હોય તેઓનો નાશ કરનાર અને સર્વ રસોનો વિરોધી હોય છે– એટલે કે સર્વ રસોને ઉખેડી કાઢનાર છે. વળી તે લવણ રસ મોઢામાંથી પાણી ઝારે છે; કફને પાતળો કરી વહાવે છે, માર્ગોને શુદ્ધ–સાફ કરે છે; સર્વ શરીરના અવયવોને કોમળ બનાવે છે, આહાર કે ખોરાક ઉપર રુચિ ઉપજાવે છે, આહારમાં સર્વકાળ સંબંધવાળો કે ઉપયોગી હોય છે; અતિશય ભારે કે સ્નિગ્ધ હોતો નથી; તથા ઉષ્ણ એટલે ગરમ હોય છે. ૬૭

## લવણ રસના અતિ સેવનથી દોષો

स एवं गुणोऽप्येक एवात्यर्थमुपयुज्यमानः पित्तं कोपयति, तर्पयति, मूर्च्छयति, मोहयति, तापयति, दारयति, कुष्णाति मांसानि, प्रगालयति कुष्ठानि, विषं वर्धयति, शोफान् स्फोटयति, दन्तांश्च्यावयति, पुंस्त्वमुपहन्ति, इन्द्रियाण्युपरुणद्धि, वलिपलितखालित्यमापादयति, अपि च लोहितपित्ताम्लपित्तवीसर्पवातरक्तविचर्चिकेन्द्रलुप्तप्रभृतीन्विकारानुपजनयति ॥ ૯૮

એવા ગુણોથી યુક્ત હોવા છતાં તે એકલા જ લવણ રસનો જો અતિશય વધુ ઉપયોગ કર્યો હોય તો તે લવણ રસ પિત્તને કોપાવે છે, વધુ-પડતી તરશ લગાડે છે, મૂર્છા કરે–ચેતનાનો નાશ કરે, મોહ ઉપજાવે છે, ચિત્તનો અત્યંત નાશ કરી નાખે છે–ચિત્તનું બરાબર ઠેકાણું રહેવા દેતો નથી; તાપ ઉપજાવે છે, અંગોને ચીરી નાખે છે, માંસોને ઉખાડી કાઢે છે; અથવા માંસપેશીઓને ઢીલી કરી નાખે છે; કોઢને ખૂબ ગાળી નાખે છે–ઝારી નાખે છે, ઝેરને વધારી મૂકે છે, સોજાઓને ફાડી ચીરી નાખે છે, દાંતને પાડી નાખે છે, પુરુષપણાનો નાશ કરે છે એટલે કે વીર્યનો ક્ષય કરે છે, ઇંદ્રિયોને રોકી દે છે–તેઓને પોતપોતાના કામમાં હાનિ પહોંચાડે છે; શરીરની ચામડી પર કરચલીઓ ઉપજાવે છે, માથાના વાળને મૂળમાંથી ઉખાડી કાઢી ટાલ પાડી દે છે; વળી રક્તપિત્ત, અમ્લપિત્ત, વીસર્પ–રતવા, વાતરક્ત, વિચર્ચિકા નામનો એક જાતનો ક્ષુદ્ર કોઢ તથા ઇંદ્રલુપ્ત નામનો એક જાતનો વાળનો જ રોગ–વગેરે વિકારોને તે ઉત્પન્ન કરે છે. ૯૮

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: અહીં દર્શાવેલા વિકારોમાં શરીરની ચામડી ઢીલી થઈ જાય તેને 'વલિ'–વળિયાં કે કરચલીઓ કહે છે. વાળ ધોળા–સફેદ થઈ જાય તેને 'પલિત'–પળિયાં કહે છે; શરીર પરનાં રુવાંટાં ખરી પડે અને માથે ટાલ પણ પડી જાય તેને 'ખાલિત્ય' કહે છે; ઇંદ્રલુપ્ત નામનો રોગ દાઢી–મૂછમાં થાય છે એટલે કે દાઢી–મૂછના વાળને તે ખેરવી–ઉખાડી પાડે છે, જ્યારે 'ખાલિત્ય' નામનો ટાલનો રોગ તો કેવળ માથામાં જ થાય છે, એમ અહીં કેટલાક વિદ્વાનો સ્પષ્ટતા કરે છે. છેવટે 'प्रभृतीन्' પદ મૂકયું છે, તે ઉપરથી કંડૂ–ચેળ, કોઠ–ઢ્રામઠાં વગેરેનું પણ ગ્રહણ થાય છે. આ સંબંધે ચરકના વિમાનસ્થાનના પહેલા અધ્યાયમાં આમ કહેવાશે કે, 'लवणं पुनरौष्ण्यतैक्ष्ण्योपपन्नमनतिगुर्वनतिस्निग्धमुपक्लेदि विस्रंसनसमर्थमन्नद्रव्यरुचिकरमापातभद्रं प्रयोगसमसादूगुण्याद्दोषसंचयानुबन्धं, तद् रोचनपचनोपक्लेदनविस्रंसनार्थमुपयुज्यते, तदत्यर्थमुपयुज्यमानं ग्लानिशैथिल्यदौर्बल्याभिनिर्वृत्तिकरं शरीरस्य भवति. ये ह्येनद् ग्रामनगरनिगमजनपदाः सततमुपयुञ्जते, ते भूयिष्ठं ग्लास्नवः शिथिलमांसशोणिता अपरिक्लेशसहाश्च भवन्ति, इति। ये ह्यतिलवणसात्म्याः पुरुषास्तेपामपि खालित्यपालित्यानि तथा वलयश्चाकाले भवन्ति इति च'–લવણ કે લૂણ ગરમ હોઈ તીક્ષ્ણવીર્ય છે; એ બહુ ભારે કે બહુ સ્નિગ્ધ નથી; ક્લેદ કે ભીનાશ કરનાર છે; સ્રંસન–ઢીલાપણું કરવા સમર્થ થાય છે; ખોરાકનાં દ્રવ્યો ઉપર રુચિ કરાવનાર છે; પ્રયોગમાં સમભાવ કે યોગ્ય પ્રમાણમાં ઉપયોગ કરવા રૂપ સદ્ગુણના કારણે ઉપર ઉપરથી–ઉપલક કલ્યાણકારી થાય છે; પરંતુ પરિણામે દોષોનો સંચય કરનાર છે; દોષોને એકઠા કરવામાં કારણભૂત થાય છે; તે લવણનો ખોરાક-પર રુચિ ઉપજાવવા, પાચન કરવા, ઉપક્લેદન કે ભીનાશ કરવા તથા વિસ્રંસન કે દોષને નીચે પાડવાનું કરવા ઉપયોગ કરવામાં આવે છે; પરંતુ તે લવણનો જો અત્યંત ઉપયોગ કરવામાં આવે છે તો શરીરમાં તે ગ્લાનિ, શિથિલતા તથા દુર્બળતા કરનાર થાય છે. કેટલાંક ગામ, નગર, શહેર, પ્રાંત કે દેશવાસીઓ આ લવણનો સતત–એકધારો ઉપયોગ કરે છે, પરંતુ તેઓ લગભગ ગ્લાનિયુક્ત, શિથિલ માંસ અને શિથિલ રુધિર-વાળા તેમ જ ક્લેશને સહન નહિ કરનારા હોય છે; વળી જેઓને લવણ અત્યંત માફક હોય છે, તેઓને પણ ટાલ, પળિયાં તથા અકાળે વલિ–વળિયાં કે શરીર પર કરચલીઓ થઈ જાય છે.' વળી સુશ્રુતે પણ આ લવણ રસ સંબંધે સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'लवणः संशोधनः पाचनो विश्लेपणः क्लेदनः शैथिल्यकृत् उष्णः सर्वरसप्रत्यनीको मार्गविशोधनः सर्वशरीरावयवमार्दवकरश्चेति, स एवंगुणोऽप्येक एवात्यर्थमासेव्यमानो गात्रकण्डूकोठशोफवैवर्ण्यपुंस्त्वोपघातेन्द्रियोपतापमुखाक्षिपाकरक्तपित्तवातशोणिताम्लिकाप्रभृतीनापादयति'–લવણ રસ વમન તથા વિરેચન દ્વારા સંશોધન કરે છે, દુષ્ટ વ્રણને પકવે છે, અવયવોને છૂટા કરી નાખે છે, વ્રણ આદિને ભીનાં–કચકચતાં કરે છે, શરીરમાં ઢીલાશ કરે છે, ઉષ્ણ ગુણ ધરાવે છે, સઘળા રસોનો વિરોધી હોઈ બધા રસોને દાબી દે છે, મૂત્રાદિના માર્ગોને સાફ કરે છે તેમ જ શરીરના સઘળા અવયવોને કોમળ કરે છે; એવા ગુણોવાળો છતાં એ લવણ રસનું એકલાનું જ જો અતિશય સેવન કર્યું હોય તો

શરીરમાં ચેળ, પ્રમેહ, સોજા, રંગની ખરાબી, વીર્યનો નાશ, ઈંદ્રિયોનો ઉપતાપ, મોઢાનું પાકવું, આંખોનું પાકવું, રક્તપિત્ત, વાતરક્ત તથા ખાટા ઓડકાર વગેરે રોગોને તે ઉત્પન્ન કરે છે. ૬૮

### કટુક–તીખા રસનાં દ્રવ્યાનુસાર ગુણ–કર્મો

कटुको रसो वक्त्रं शोधयति, अग्निं दीपयति, भुक्तं शोषयति, घ्राणमास्रावयति, चक्षुर्विरेचयति, स्फुटीकरोतीन्द्रियाणि, अलसकश्वयथूपचयोदर्दाभिष्यन्दस्नेहस्वेदक्लेदमलानुपहन्ति, रोचयत्यशनं कण्डूं विलालयति, व्रणानवसादयति, क्रिमीन् हिनस्ति, मांसं विलिखयति, शोणितसंघातं भिनत्ति, बन्धांश्छिनत्ति, मार्गान्विवृणोति, श्लेष्माणं शमयति, लघुरुष्णो रूक्षश्च ॥ ६९ ॥

કટુક–તીખો રસ મુખને શુદ્ધ કરે છે; અગ્નિને પ્રદીપ્ત કરે છે; ખાધેલા ખોરાકને સૂકવી નાખે છે, નાકમાંથી પાણી ઝારે છે, આંખનું વિરેચન કરાવે છે–આંખમાથી પણ પાણી વહાવે છે; ઇંદ્રિયોને સ્પષ્ટ કે જાગ્રત કરે છે; તેમજ અલસક નામનો આમદોષ, સોજા, શરીરની સ્થૂળતા, ઉદર્દ–શીળસ, (છાતીનો) અભિષ્યંદ કે દોષ–ધાતુ–મળ તથા સ્રોતોનું ભીનાપણું કે કચકચતાપણું, શરીરની સ્નિગ્ધતા કે ચીકાશ, વધુપડતો પરસેવો, ક્લેદ કે ભીનાશ તથા મળોનો નાશ કરે છે; ઉપરાંત ખોરાક પર રુચિ ઉપજાવે છે, ચેળને શાંત કરે છે, વ્રણોને રુઝવે છે, કૃમિઓનો નાશ કરે છે, માંસનુ વિલેખન કરે છે—થોડું ઓછું કરી ખોતરી કાઢે છે (એટલે ચામડીને લગાર ચીરી નાખે છે), લોહીનો સંઘાત કે જમાવ (પ્રવાહી કરીને) ભેદી–તોડી નાખે છે, સાંધાનાં બંધનોને ઢીલાં કરી નાખે છે, સ્રોતોરૂપ માર્ગોને વિશેષ પહોળા–ખુલ્લા પ્રસારે છે અને કફનું તે શમન કરે છે. એ તીખો રસ હલકો, ઉષ્ણ તથા રૂક્ષ છે. ૬૯

### કટુક–તીખા રસના અતિ સેવનથી દોષો

स एवंगुणोऽप्येक एवात्यर्थमुपयुज्यमानो विपाकप्रभावात् पुंस्त्वमुपहन्ति, रसवीर्यप्रभावान्मोहयति, ग्लपयति, सादयति, कर्शयति, मूर्च्छयति, नमयति, तमयति, भ्रमयति, कण्ठं परिदहति, शरीरतापमुपजनयति, बलं क्षिणोति, तृष्णां चोपजनयति, अपि च वाय्वग्निगुणबाहुल्याद् भ्रममदद्रव(वम)थुकम्पतोदभेदैश्चरणभुजकरपीलुपृष्ठपार्श्वप्रभृतिषु मारुतजान्विकारानुपजनयति ॥

તે કટુક–તીખો રસ એવા ગુણવાળો છે, છતાં તેનો એકલાનો જ અતિશય વધુ પ્રમાણમાં જો ઉપયોગ કર્યો હોય, તો એ રસ પોતાના વિપાકના કે (છેલ્લી તીખાશરૂપ પરિણામના) પ્રભાવથી પુરુષપણાનો નાશ કરે છે; રસના તથા વીર્યના પ્રભાવથી મોહ ઉપજાવે છે, ગ્લાનિ કરે છે એટલે હર્ષનો નાશ કરે છે, અવસાદ કે ઢીલાશ કરે છે, શરીરમાં કૃશતા કરે છે, મૂર્છા કરે છે, શરીરને નમાવી દે છે, ક્ષીણતા કે કંઈક ગ્લાનિ કરે છે. (જાણે ચાક ઉપર ચઢયા હોઈએ એવો) ભ્રમ ઉપજાવે છે, ગળામાં દાહ કરે છે, શરીરમાં સંતાપ ઉપજાવે છે, બળનો ક્ષય કરે છે, તૃષ્ણા કે તરશ ઉત્પન્ન કરે છે; ઉપરાંત એ કટુક-તીખા રસમાં વાયુના તથા અગ્નિના ગુણો લગભગ વધુ હોય છે, એ જ કારણે (વધુ સેવેલો તે રસ) ભ્રમ, મદ, દાહ, (ઊલટી,) કંપ, સોયો ભોંકયા જેવી પીડા–તોદ તથા ભેદ (ફાટ–ચિરાવું) વગેરે દ્વારા ચરણ–પગ, ભુજા, હથેળી,× પીઠ–વાંસો અને પડખાં વગેરે સ્થાનોમાં વાયુથી થતા વિકારોને ઉત્પન્ન કરે છે. ૭૦

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે : ‘ અતિ સેવેલો એ તીખો રસ, પોતાના વિપાકનો પ્રભાવ બતાવે છે; કેમ કે તે તીખા રસનો વિપાક પણ તીખો જ હોય છે; આ સંબંધે કહેવાય છે કે, ‘कटुतिक्तकषायाणां विपाकः प्रायशः कटुः–તીખા, કડવા તથા તૂરા રસોનો વિપાક પણ લગભગ તીખો થાય છે;’ એ વિપાકના પ્રભાવથી એ રસ પુરુષપણાનો એટલે વીર્યનો નાશ કરે છે; કેમ કે જે દ્રવ્યનો વિપાક તીખો હોય છે તે વીર્યનો નાશ કરનાર હોય છે; આ સંબંધે પણ કહેવાયું છે કે ‘शुक्रहा बद्धविण्मूत्रो विपाको वातलः कटुः’–જે દ્રવ્યનો વિપાક તીખો થાય છે, તે દ્રવ્ય વીર્યનો નાશ કરે છે, વિષ્ઠા તથા મૂત્રને રોકે છે અને વાયુને વધારે છે; એવો એ રસનો તથા તેના વીર્યનો પ્રભાવ હોય છે;

× આ ‘હથેળી’ એ અર્થ, મૂળમાં ગંગાધર વગેરેએ ‘पीलु’ પાઠ રાખેલ છે અને તે શબ્દનો અર્થ તેમણે તે કરેલ છે, તેના આધારે કરેલ છે.

તેથી અતિ સેવેલો એ રસ હર્ષનો નાશ કરે છે-વગેરે અહીં કહેલા વિકારોને તે કરે છે; વળી એ રસમાં વાયુના તથા અગ્નિના ગુણો વધારે હોય છે, તેથી એ રસ ભ્રમ આદિને કરે છે; તેમ જ વાયુના વિકારો લગભગ પગ વગેરેમાં જ થાય છે, એમ પણ અહીં જણાવ્યું છે; એ રસમાં પણ વાયુના તથા અગ્નિના ગુણો લગભગ વધારે હોય છે, તેથી વાયુના વિકારોને તે ઉત્પન્ન કરે છે. સુશ્રુતે પણ આ સંબંધે સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'कटुको दीपनः पाचनो रोचनः शोधनः स्थौल्यालस्यकफकृमिविषकुष्ठकण्डुप्रशमनः, संधिबन्धविच्छेदनोऽवसादनः स्तन्यशुक्रमेदसामुपहन्ता चेति, स एवंगुणोऽप्येकोऽत्यर्थमुपसेव्यमानो भ्रममदगलताल्वोष्ठशोषगात्रसंतापबलविघातकम्पतोदभेदकृत्, करचरणपार्श्वपृष्ठप्रभृतिषु च वातशूलानापादयति–કટુ–તીખો રસ અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન કરનાર, રુચિ ઉપજાવનાર, ( વમનાદિ દ્વારા ) શોધન કરનાર તેમ જ સ્થૂલતાનો, આળસનો, કફનો, કૃમિઓનો, વિષનો, કોઢનો તથા ચેળનો નાશ કરે છે; તેમ જ સાંધાઓનાં બંધનોનો નાશ કરનાર, અવસાદન કે ઢીલાપણું કરનાર; અને ધાવણનો, વીર્યનો તથા મેદનો નાશ કરનાર છે; તે રસ એવા ગુણવાળો છે, છતાં પણ તેનું એકલાનું જ અતિ વધુ પ્રમાણમાં જો સેવન કર્યું હોય તો ભ્રમ, મદ, ગળાનો શોષ, તાળવાનો શોષ, હોઠનો શોષ, ગાત્રનો સંતાપ, બળનો વિનાશ, કંપ, સોયો ભોંકાયા જેવી પીડા તથા ભેદ–ફાટ–ત્રોડ કરે છે; ઉપરાંત હાથમાં, પગમાં, પડખાંઓમાં તથા પીઠ વગેરેમાં વાયુનાં શૂળ ઉપજાવે છે.' ૭૦

### તિક્ત–કડવા રસનાં દ્રવ્યાનુસાર ગુણકર્મો

**तिक्तो रसः स्वयमरोचिष्णुररोचकघ्नो विषघ्नः क्रिमिघ्नो मूर्च्छादाहकण्डूकुष्ठतृष्णाप्रशमनः त्वङ्मांसयोः स्थिरीकरणो ज्वरघ्नो दीपनः पाचनः स्तन्यशोधनो लेखनः क्लेदमेदोवसालसीकापूयस्वेदमूत्रपुरीषपित्तश्लेष्मोपशोषणो रूक्षः शीतो लघुश्च ॥ ७१ ॥**

કડવો રસ, પોતે પોતાના પર રુચિ ઉપજાવતો નથી; છતાં તે રસ ( ખોરાક વગેરે પરની ) અરુચિનો નાશ કરે છે; તેમ જ વિષનો તથા કૃમિઓનો પણ નાશ કરે છે; વળી મૂર્છા, દાહ, ચેળ, કોઢ તથા ( વધુપડતી ) તરશને તે અત્યંત શમાવનાર છે; ત્વચાની તથા માંસની સ્થિરતા કરે છે; જ્વરનો નાશ કરે છે; જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે; પાચન કરે છે; ધાવણને શુદ્ધ કરે છે; મળોનું લેખન કે ખોતરી કાઢવું કરે છે; અથવા કંઈક વિદારણ કરે છે; તેમ જ ક્લેદ કે કચકચતી ભીનાશ, મેદ, વસા, લસીકા, પરુ, પરસેવો (વધુપડતું) મૂત્ર, (વધુપડતી) વિષ્ઠા, પિત્ત તથા કફનું શોષણ કરે છે; તેમ જ રૂક્ષ, શીતળ તથા લઘુ કે હલકાઈ–એ ત્રણ ગુણોથી તે યુક્ત હોય છે. ૭૧

### એ તિક્ત–કડવા રસને અતિ સેવવાથી દોષ

**स एवंगुणोऽप्येक एवात्यर्थमुपयुज्यमानो रौक्ष्यखरविशदस्वभावाच्च रसरुधिरमांसमेदोऽस्थिमज्जशुक्राण्युच्छोषयति, स्रोतसां खरत्वमुपपादयति, बलमादत्ते, कर्शयति, ग्लपयति, मोहयति, भ्रमयति, वदनमुपशोषयति, अपरांश्च वातविकारानुपजनयति ॥ ७२ ॥**

એ કડવો રસ એવા ગુણવાળો હોય છે, છતાં તેનો એકલાનો જ જો અતિશય વધુ ઉપયોગ કરવામાં આવે, તો તે રસનો સ્વભાવ રૂક્ષતાવાળો, ખરસટ તથા વિશદ એટલે પિચ્છિલ કે ચીકાશથી રહિત હોય છે; એ કારણે રસનું, રુધિરનું, માંસનું, મેદનું, અસ્થિ–હાડકાંનું, મજ્જાનું તથા વીર્યનું તે શોષણ કરે છે; વળી તે રસ સ્રોતોનું ખરસટપણું ઉપજાવે છે, બળ હરી લે છે, શરીરને કૃશ કરે છે, ગ્લાનિ કરે છે, હર્ષનો નાશ કરે છે; મોહ ઉપજાવે છે; ભ્રમ કરે છે; મોઢાને સૂકવી નાખે છે; તેમ જ એ સિવાયના બીજા પણ વાયુથી થતા વિકારોને ઉત્પન્ન કરે છે. ૭૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે : 'એ કડવા રસમાં રૂક્ષપણું હોય છે, તેમ જ તેનો સ્વભાવ ખર તથા વિશદ હોય છે, તેથી રસ વગેરે ધાતુઓનું તે શોષણ કરે છે; સ્રોતરૂપ માર્ગોનું ખરસટપણું કરે છે; બળ લઈ લે છે–હરી લે છે; એટલે કે બળનો નાશ કરે છે; ધાતુઓને સૂકવી નાખે છે; સ્રોતોનું ખરસટપણું, બળનો નાશ તથા કૃશતા થવી–એ બધા વાયુના વિકારો છે; એ સિવાય બીજા પણ વાયુના વિકારો, જેવા કે પક્ષાઘાત, શૂળ, અપતાનક તથા અર્દિત વગેરેને તે ઉપજાવે છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'तिक्तश्छेदनो रोचनो दीपनः शोधनः कण्डूकोठतृष्णामूर्च्छाज्वरप्रशमनः स्तन्यशोधनो विण्मूत्रक्लेदमेदोवसापूयोपशोषण-

યેતિ,' स एवंगुणोप्येक एवात्यर्थमुपसेव्यमानो गात्रमन्यास्तम्भक्षेपकार्दितशिरःशूलभ्रमतोदभेदच्छेदास्यवैरस्यान्यापादयति।'—કડવો રસ કફને કાપે છે, બીજી વસ્તુઓ પર રુચિ ઉપજાવે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, શોધન કરે છે, તેમ જ ચેળ, ફોલ્લાં, તરસ, મૂર્છા તથા જ્વરને શાંત કરે છે; ધાવણને શુદ્ધ કરે છે; અને વિષ્ઠા, મૂત્ર, ક્લેદ, મેદ, ચરબી તથા પરુને સુકાવે છે; એમ એ તિક્તરસ એવા ગુણવાળો છે, છતાં તેનું એકલાનું જો વધુ સેવન થાય, તો તે શરીરના બધા અવયવોને તથા ડોકની બે બાજુની શિરાઓને થંભાવી દે છે; તેમ જ આક્ષેપક, અર્દિત, શિરઃશૂળ, ભ્રમ, તોદ-સોયો ભોંકાયા જેવી પીડા, ભેદન, છેદન તથા મોઢાનું વિરસપણું ઉત્પન્ન કરે છે. ૭૨

### કષાય રસનાં દ્રવ્યાનુસાર ગુણકર્મો

कषायो रसः संशमनः संग्राही संधानकरः पीडनो रोपणः शोषणः स्तम्भनः श्लेष्मपित्तरक्तप्रशमनः शरीरक्लेदस्योपयोक्ता, रूक्षः शीतो गुरुश्च ॥७३॥

કષાય-તૂરો રસ (કફ આદિનું) સંશમન કરનાર છે, સંગ્રાહી હોઈ મળબંધ કરનાર છે; ભાંગેલાંને સાંધનાર છે; (વાયુને કરનાર હોઈ હૃદયમાં કે વ્રણ આદિમાં) પીડા કરનાર છે; વ્રણને રુઝવનાર, સ્તંભન કરનાર; કફનું, પિત્તનું તથા રક્તનું અત્યંત શમન કરનાર તથા શરીરના ક્લેદને કે ભીનાશને ઉપયોગી છે-એટલે કે તેનું શોષણ કરનાર છે; તેમ જ એ કષાય રસ રૂક્ષ, શીતળ તથા ભારે છે. ૭૩

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: કષાય રસમાં પણ ઉપર્યુક્ત કડવા રસની પેઠે વાયવીય ગુણની સમાનતા છે, તેથી હવે અહીં કષાય રસ કહે છે: કષાય રસ સંશમન કરે છે એટલે કે 'न शोधयति यद् दोषान् समान् नोदीरयत्यपि। शमीकरोति च क्रुद्धांस्तत् संशमनमुच्यते—જે દ્રવ્ય દોષોનું શોધન કરે નહિ તેમ જ સરખા રહેલા દોષોને વધારે પણ નહિ, તેમ જ કોપેલા દોષોનું જે શમન કરે છે, તે દ્રવ્ય સંશમન કહેવાય છે.' વળી આ કષાય રસ સંગ્રાહી છે; એટલે કે ચલાયમાન દ્રવ ધાતુઓનો સંક્ષેપ કરે છે; અને 'સંધારણ' પાઠ રાખીને ચચળ ધાતુઓનું સ્તંભન પણ કરે છે; વળી તે રસ પીડન છે એટલે કે આકર્ષણ કરીને સંકોચ કરનાર છે; રોપણ છે એટલે કે વ્રણ આદિમાં માંસ આદિને પૂરનાર કે રૂઝ લાવનાર છે; શોષણ છે એટલે કે ક્લેદ આદિને સુકાવનાર છે, સ્તંભન કરનાર છે એટલે કે સ્ખલન કરતા તથા ચલન કરતા ભાવોની સ્થિરતા કરનાર છે; તેમ જ કફ, પિત્ત અને લોહીનું પ્રશમન કરનાર છે; શરીરના ક્લેદને ઉપયોક્તા એટલે ચૂસી લેનાર છે; એટલાં કષાયરસયુક્ત દ્રવ્યનાં કર્મો છે; હવે એ રસની સાથે એક જ સ્થળે રહેતા તેના આ ત્રણ ગુણો કહે છે; રૂક્ષ, શીતળ તથા ગુરુ-એ ત્રણ તેના ગુણો છે. ૭૩

### કષાય રસના અતિ સેવનથી દોષો

स एवंगुणोऽप्येक एवात्यर्थमुपयुज्यमान आस्यं शोषयति, हृदयं पीडयति, उदरमाध्मापयति, वाचं निगृह्णाति, स्रोतांस्यवबध्नाति, श्यावत्वमापादयति, पुंस्त्वमुपहन्ति, विष्टभ्य जरां गच्छति, वातमूत्ररेतःपुरीषाण्यवगृह्णाति, कर्शयति, ग्लापयति, तर्षयति, स्तम्भयति, खरविशदरूक्षत्वात्पक्षवधग्रहापतानकार्दितप्रभृतींश्च वातजान् विकारानुपजनयतीति ॥७४॥

તે કષાય રસ એવા ગુણોથી યુક્ત છે; છતાં તેનું એકલાનું જ અતિશય વધુ સેવન કરવામાં આવે છે, તો એ રસ મોઢાને સૂકવી નાખે છે; હૃદયને પીડે છે, પેટનો આફરો કરે છે; વાણીને રોકે છે-એકધારું બોલવા ન દે; સ્રોતોને રોકે છે કે રૂંધી દે છે; (વાયુને કરનાર હોવાથી) રંગને કાળો કરે છે; પુરુષપણાનો નાશ કરે છે; મળને રોકીને પોતે પચે છે-એટલે કે વાયુ, સોય ભોંક્યા જેવી પીડા તથા શૂળ સાથે મળને અટકાવી પચે છે; વાયુને, મૂત્રને, વીર્યને તથા વિષ્ઠાને રોકે છે-કબજે કરે છે; (ગંગાધરના વધુ પાઠ પ્રમાણે બળને લઈ લે છે;) શરીરની ધાતુઓનું કર્ષણ કે કૃશતા કરે છે; ગ્લાનતા કરે છે એટલે ગ્લાનિ કે કાંતિને ઝાંખી કરે છે; તરસ વધુ લગાડે છે; શરીરના પ્રવાહી તથા ચલ ભાવોને થંભાવી દે છે-રોકે છે અને તે કષાય રસ ખરસટ, વિશદ-પિચ્છિલતા કે ચીકાશથી રહિત અને રૂક્ષ હોવાથી પક્ષાઘાત, હનુગ્રહ, અપતાનક તથા અર્દિત વગેરે વાયુના વિકારો ઉપજાવે છે. ૭૪

આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कषायः संग्राहको रोपणः स्तम्भनः शोधनो लेखनः पीडनः क्लेदोपशोषणश्चेति। स एवंगुणोऽप्येक एवात्यर्थमुपयुज्यमानो हृत्पीडाऽऽस्यशोषोदराध्मानवाक्यग्रहमन्यास्तम्भगात्रस्फुरणचुमचुमायमानाकुञ्चनाक्षेपणप्रभृतीञ्जनयति'—એ કષાય રસ મળોની પ્રવૃત્તિને રોકે છે; વ્રણને રૂઝવે છે, ગાત્રોનું સ્તભંન કરે છે, વ્રણોનું

શોધન કરે છે, વ્રણના માંસને ઉખેડી કાઢે છે, દ્રવનું શોષણ કરે છે, વ્રણને તથા હૃદયને દબાણ કરે છે; અને ક્લેદનું શોષણ કરે છે; એવા ગુણવાળો હોવા છતાં તે એકલા જ કષાય રસનું જો વધુ સેવન કરવામાં આવે છે તો હૃદયમાં પીડા, મોઢામાં શોષ, પેટનો આફરો, વાક્ય-વાણીનું રોકાવું, ડોકની બન્ને બાજુની નાડીઓનું ઝલાવું, શરીરના અવયવોનું ફરકવું, ચમચમાટી શરીરના અવયવોનું સંકોચાવું તથા અત્યંત કંપવું, વગેરે વ્યાધિઓને તે ઉત્પન્ન કરે છે. (યોગીન્દ્રનાથ) ૭૪

## ઉપર્યુક્ત રસોની સેવનવિધિ

एवमेते षड्रसाः पृथक्त्वेनैकत्वेन वा मात्रशः सम्यगुपयुज्यमाना उपकाराय भवन्त्यध्यात्मलोकस्य, अपकारकराः पुनरतोऽन्यथोपयुज्यमानाः, तान् विद्वानुपकारार्थमेव मात्रशः सम्यगुपयोजयेदिति ॥७५॥

એમ આ છ રસો અલગ અલગ કે એકપણે સામટા, માત્રા પ્રમાણે કે માપસર બરાબર જો સેવ્યા હોય તો અધ્યાત્મલોકને એટલે કે દરેક પ્રાણીવર્ગને ઉપકાર કરનારા થાય છે; પરંતુ એના એ જ રસો, ઊલટી રીતે કે અમાત્રાએ કે માપ વિના જો સેવાય છે, તો દરેક જીવવર્ગને નુકસાન કરનારા થાય છે; માટે વિદ્વાન મનુષ્યે પોતાનો ઉપકાર કરવા બરાબર માત્રા પ્રમાણે–માપસર જ એ રસોનો યોગ્ય ઉપયોગ કરવો જોઈએ. ૭૫

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: ઉપર જણાવેલા આ રસોનો માત્રા–અમાત્રાએ જો ઉપયોગ કરવામાં આવે છે, તો તેઓના ગુણ–દોષ અહીં જણાવે છે: ઉપર જણાવેલા એ છયે રસોને અલગ અલગ કે એકસામટા માત્રા પ્રમાણે કે માપસર ઉપયોગમાં લીધા હોય તો અધ્યાત્મલોક એટલે શરીરનું સમવાયીકારણ–આત્માને કે હરકોઈ પ્રાણીને ઉપકાર કરનારા થાય છે; પરંતુ એથી ઊલટી રીતે કે અમાત્રાએ–માપ વિના જો સેવ્યા હોય તો એ જ રસો અધ્યાત્મલોકનો અપકાર કરનારા થાય છે; માટે વિદ્વાન માણસે કેવળ ઉપકાર માટે જ તે રસોનો માત્રાથી કે માપથી–બરાબર યોગ્ય પ્રમાણમાં જ ઉપયોગ કરવો જોઈએ.. ૭૫

## વીર્ય, વિપાક તથા પ્રભાવ દ્વારા દ્રવ્યોનાં કર્મો દર્શાવતું પ્રકરણ

शीतं वीर्येण यद्द्रव्यं मधुरं रसपाकयोः ।
तयोरम्लं यदुष्णं च यद्द्रव्यं कटुकं तयोः ॥७६॥
तेषां रसोपदेशेन निर्देश्यो गुणसंग्रहः ।
वीर्यतो विपरीतानां पाकतश्चोपदेक्ष्यते ॥७७॥

જે દ્રવ્ય રસમાં તથા પાકમાં મધુર હોય તે વીર્યથી શીતળ હોય; તેમ જ જે દ્રવ્ય રસમાં તથા વિપાકમાં અમ્લ–ખાટું હોય; તે વીર્યથી ઉષ્ણ હોય; વળી જે દ્રવ્ય રસમાં તથા વિપાકમાં તીખું હોય તેને પણ વીર્યથી ઉષ્ણ કહ્યું છે; એ દ્રવ્યોના રસના ઉપદેશ પ્રમાણે ગુણસંગ્રહ કહેવો જોઈએ; પરંતુ જેઓ વીર્યથી વિપરીત હોય એવાં દ્રવ્યોનો ગુણસંગ્રહ તેઓના પાકને તથા રસને અનુસરીને કહેવો જોઈએ. ૭૬,૭૭

(અહીં ૭૬મા શ્લોકનો અનુવાદ ચક્રપાણિને અનુસરતો લખ્યો છે.) યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'ઉપર રસ દ્વારા દ્રવ્યોનાં ગુણકર્મો કહ્યાં; હવે રસની પેઠે જ વીર્ય, વિપાક તથા પ્રભાવ દ્વારા પણ દ્રવ્યોનાં કર્મો જોવામાં આવે છે; એ જ દર્શાવવા ઉદાહરણ સહિત આ પ્રકરણ શરૂ કરે છે; આ શ્લોકોમાં આમ જણાવે છે કે, જે દ્રવ્ય વીર્યથી શીતળ હોય એટલે શીતવીર્ય હોય, તે રસમાં તથા વિપાકમાં મધુર હોય–અર્થાત્ મધુર રસવાળું તથા મધુર પાકવાળું હોય છે; તેમ જ જે દ્રવ્ય તે બન્ને એટલે રસમાં તથા વિપાકમાં અમ્લ હોય એટલે કે અમ્લ રસવાળું તથા અમ્લ વિપાકવાળું હોય, તે દ્રવ્ય ઉષ્ણ હોય; એટલે કે ઉષ્ણ વીર્યવાળું હોય છે; તે જ પ્રમાણે જે દ્રવ્ય ઉષ્ણ હોય એટલે કે ઉષ્ણવીર્યવાળું હોય, તે રસમાં તથા વિપાકમાં કટુક હોય એટલે કે રસમાં કટુ તથા વિપાકમાં પણ કટુ કહેલ છે; એવા પ્રકારનાં દ્રવ્યોના રસોના ઉપદેશ પ્રમાણે ગુણસંગ્રહ કહેવો જોઈએ; મધુર રસ શીતળ હોય અને અમ્લ તથા કટુક રસ ઉષ્ણ હોય છે; તેઓનો વિપાક પણ રસની તુલ્ય જ ફળવાળો હોય છે; એમ તે તે દ્રવ્યોમાં રસનાં વીર્ય તથા વિપાક વિરુદ્ધ હોતા નથી; એ કારણે તેઓના પોતપોતાના રસો પ્રમાણે ગુણો જાણવા; તેમ જ દોષોનો પ્રકોપ તથા શમન પણ તે તે રસાનુસાર જ સમજી લેવું; પરંતુ જેઓ ઉપર કહેલાથી વિપરીત હોય–અર્થાત્ જેમાં રસ, વીર્ય તથા વિપાકોનું એકબીજાથી વિરુદ્ધપણું હોય એટલે વિજાતીય અનુસરણ કે સંબંધ હોય, તેવાં દ્રવ્યોનો ગુણસંગ્રહ તેઓનાં વીર્યને, વિપાકને તથા રસને પણ અનુસરીને જ કહેવામાં આવશે; કેમ કે તેવું દ્રવ્ય રસથી કંઈક કામ કરે છે, વીર્યથી કંઈક કામ કરે છે અને વિપાકથી પણ કંઈક કામ કરે છે.'

શ્રી ગંગાધર અહીં ઘણું જ સ્પષ્ટ સમજાવે છે : જે દ્રવ્ય વીર્યથી શીતળ હોય તથા રસમાં અને પાકમાં મધુર હોય, તેઓનો ગુણસંગ્રહ તેના રસના ઉપદેશ પ્રમાણે બુદ્ધિશાળીઓએ કરવો જોઈએ; એટલે કે સોમના ગુણની અધિકતાથી પાંચ ભૂતો વડે આરંભેલા દ્રવ્યમાં મધુર રસ જણાય છે, એમ કહેવાથી એ મધુર રસના સહચરિત સ્નિગ્ધ, ગુરુ તથા શીતળ એ જ નિયત ગુણો તેના કહેવા જોઈએ; વળી કહેવાશે કે, 'स्वादुर्मधुरं पच्यते ।- સ્વાદિષ્ટ–મધુર કે મીઠાં દ્રવ્યોનો પાક પણ મધુર જ થાય છે' એમ મધુર રસના ઉપદેશ ઉપરથી શીતવીર્ય તથા મધુર વિપાક જાણી લેવા જોઈએ; પૃથ્વીમાં જળનો પ્રવેશ થતાં તે બન્નેમાંથી ઉત્પન્ન થયેલા ગુણો ગુરુ, ખર, કઠિન, મંદ, સ્થિર, વિશદ, સાન્દ્ર, સ્થૂલ તથા ગંધ ગુણો જાણવા; તેમ જ જળના ગુણો દ્રવ, સ્નિગ્ધ, શીત, મંદ, સર, સાંદ્ર, મૃદુ તથા પિચ્છિલ ગુણ હોય; એમ તેઓના ગુણોનો સંગ્રહ બતાવી શકાય છે. તે જ પ્રમાણે જે દ્રવ્ય તે બન્ને એટલે રસમાં તથા વિપાકમાં અમ્લ–ખાટું હોય અને વીર્યથી ઉષ્ણ હોય, તેઓનો પણ એ અમ્લરસના ઉપદેશ પ્રમાણે ગુણસંગ્રહ બતાવી શકાય છે; જેમ કે પૃથ્વીના તથા અગ્નિના ગુણની અધિકતાથી અમ્લ રસ બને છે; જેથી તે રસ લઘુ, ઉષ્ણ અને સ્નિગ્ધ હોય છે, એમ કહેલું હોવાથી, તેમ જ 'अम्लः अम्लं पच्यते'–એ અમ્લ–ખાટા રસનો પાક પણ અમ્લ–ખાટો જ થાય છે, એમ પણ કહેલું હોવાથી, રસ માત્રના ઉપદેશને અનુસરી ઉષ્ણવીર્ય, અમ્લ રસપાક, લઘુ તથા સ્નિગ્ધ ગુણો જાણી શકાય છે; તોપણ પૃથ્વી તથા અગ્નિ એકબીજાથી દબાયેલાં નહિ થવાથી બાકીના જે ગુણો પૃથ્વીના હોય છે–જેવા કે ગુરુ, ખર, કઠિન, મંદ, સ્થિર, વિશદ, સાન્દ્ર, સ્થૂલ તથા ગંધ; તેમ જ અગ્નિના જે ગુણો ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, લઘુ, રૂક્ષ તથા વિશદ હોય છે, તે ગુણોનો સંગ્રહ પણ બતાવી શકાય છે; એ રીતે જે દ્રવ્ય–મરિચા વગેરે વીર્યમાં ઉષ્ણ હોય અને રસમા તથા વિપાકમા કટુક–તીખા હોય, તેઓના પણ એ કટુરસના ઉપદેશને અનુસરી ગુણોનો સંગ્રહ કહી શકાય છે; જેમ કે કટુક રસમાં વાયુનો તથા અગ્નિનો ગુણ વધુ પ્રમાણમાં હોય છે, તેથી તે રસ લઘુ, ઉષ્ણ તથા રૂક્ષ હોય છે, એમ કહેલું હોવાથી તેમજ 'कटुतिक्तकषायाणा विपाकः प्रायशः कटु'–તીખા, કડવા તથા તૂરા રસોનો વિપાક લગભગ કટુ–તીખો હોય છે, એમ પણ કહેવાય છે, તે ઉપરથી 'कटुक' એટલો જ માત્ર ઉપદેશ કરવાથી લઘુ, રૂક્ષ, ઉષ્ણવીર્ય, કટુરસપાક જાણી શકાય છે; વળી તેમાં પણ વાયુના તથા અગ્નિના ગુણોમાંથી વાયુના લઘુ, શીત, રૂક્ષ, ખર, વિશદ, સૂક્ષ્મ તથા સ્પર્શગુણોનો તેમ જ અગ્નિના ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, લઘુ, રૂક્ષ તથા વિશદરૂપ ગુણોનો મેળાપ થવાથી જેવા લઘુત્વ આદિ ગુણો થાય છે, તેવો તે ગુણોનો સંગ્રહ બતાવી શકાય છે; પરંતુ જે દ્રવ્યો વીર્યથી તથા પાકથી વ્યભિચારી કે વિપરીત હોય, તેવાં મધુર, અમ્લ તથા કટુક દ્રવ્યોનો ગુણસંગ્રહ તેઓના વીર્યને તથા પાકને અનુસરી કહેવામા આવશે.

અહીં કેટલાક લોકો આવું વ્યાખ્યાન કરે છે: 'જે દ્રવ્ય રસમાં તથા પાકમાં મધુર હોય, તે વીર્યથી શીતળ હોય; જે દ્રવ્ય રસમાં તથા પાકમાં અમ્લ હોય તે વીર્યથી ઉષ્ણ હોય; વળી જે દ્રવ્ય રસમાં તથા પાકમાં કટુક હોય તે વીર્યથી ઉષ્ણ હોય, એમ વ્યાખ્યાન કરવું તે અયોગ્ય છે; કેમ કે તેઓના એ વ્યાખ્યાનની 'रसोपदेशेन निर्देश्यो गुणसंग्रहः.' એ વચન સાથે સંગતિ કે બંધબેસતાપણું થઇ શકશે નહિ'

ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'હવે રસો દ્વારા જ દ્રવ્યોનાં વીર્ય અહીં જણાવે છે: જે દ્રવ્ય રસમાં તથા પાકમાં મધુર હોય તેને વીર્યથી શીતળ જાણવું; તેમ જ જે દ્રવ્ય એ બન્નેમાં એટલે રસમાં તથા પાકમાં અમ્લ–ખાટું હોય તેને વીર્યથી ઉષ્ણ જાણવું; તેમ જ જે દ્રવ્ય એ બન્નેમાં એટલે રસમાં તથા પાકમાં કટુક હોય, તે પણ વીર્યથી તો ઉષ્ણ જ હોય; એમ અહીં 'स्याद्' પદને અધ્યાહારથી લેવાનું છે; (જ્યારે યોગીન્દ્રનાથ સેન તો આ ૭૬ મા શ્લોકના ઉત્તરાર્ધનો પ્રથમથી જ આવો જ પાઠ સ્વીકારે છે કે 'तयोरम्लं यदुष्णं स्यात् यच्चोक्तं कटुकं तयोः' અને તેને જ અનુસરીને જ તેમની ટીકાનો અનુવાદ આપ્યો છે.) અહીં જે દ્રવ્ય, રસથી મધુર હોય તે વીર્યથી શીતળ હોય, એમ કહેવાનું છે; તેમાં 'रसपाकयो' એમ કહી જે દ્રવ્ય રસમાં તથા પાકમા પણ મધુર હોય, એમ જે જણાવે છે, તે, જે દ્રવ્યનો પાક મધુર રસને યોગ્ય હોય તે દ્રવ્યમાં જ શીતવીર્યપણાની પ્રાપ્તિ થાય છે, એમ દર્શાવવા માટે તેમ કહે છે, એ જ પ્રમાણે અમ્લ તથા કટુકના સંબંધે પણ સમજી લેવું જોઈએ.

એ મધુરપાક આદિવાળાં દ્રવ્યોના રસના જ ઉપદેશથી એટલે કે રસમાત્રને જ કહેવાથી ગુણસંગ્રહ બતાવી શકાય છે; કારણ કે દ્રવ્યનો વિપાક પણ તેના રસ ઉપરથી જ લગભગ જણાય છે; આ સંબંધે કહેશે કે 'कटुतिक्तकषायाणां विपाकः प्रायशः कटुः'–જે દ્રવ્યો તીખા, કડવા તથા તૂરા રસવાળા હોય છે, તેઓનો વિપાક ઘણું કરી તીખો જ થાય છે. પરંતુ આ રીતે બધે થતું નથી, એમ પણ અહીં મૂળમા જ કહે છે કે

જે દ્રવ્યો વીર્યથી વિરુદ્ધ ન હોય તેઓના વીર્યનું જ્ઞાન તેઓના રસ દ્વારા થાય છે; પરંતુ રસવિરુદ્ધ વીર્યવાળાં દ્રવ્યોના વીર્યનું જ્ઞાન. તેઓના રસ દ્વારા થતું નથી. જેમ કે પાંચ મહાભૂત વગેરેના સંબંધે તેમજ હોય છે; એટલે કેવળ રસથી જ તેઓના વીર્યનું જ્ઞાન થતું નથી, પરંતુ પાક ઉપરથી જ તેઓના વીર્યનું જ્ઞાન થાય છે, એમ ઉપદેશ કરવામાં આવશે. રસના ઉપદેશ ઉપરથી ગુણ-સંગ્રહ બતાવી શકાય; જેમકે–' शुक्रहा बद्धविण्मूत्रो विपाको वातलः कटुः–કટુ વિપાક વીર્યનો નાશ કરનાર, વિષ્ટા તથા મૂત્રને બાંધનાર કે રોકનાર તથા વાયુજનક હોય છે.' આવો ગુણસંગ્રહ, જેઓ વીર્યથી વિરુદ્ધ ન હોય, તેઓનો જ ખાસ જાણી લેવો જોઈએ; પરંતુ તેમાં જો વીર્યવિરોધી હોય તો તેઓનો વિપાક પણ કહ્યા પ્રમાણે ગુણકારી હોતો નથી; અથવા જેઓ પાકથી વિરુદ્ધ ન હોય, તેઓનો શીત–ઉષ્ણરૂપ લક્ષણવાળો ગુણ-સંગ્રહ રસના ઉપદેશ ઉપરથી કહેવો જોઈએ; જેમ કે પીપર તીખી હોય છે, છતાં તેનો વિપાક તો તેના એ તીખા રસથી વિરુદ્ધ મધુર જ હોય છે; અર્થાત્ તેમાં રહેલા તીખા રસની ઉષ્ણતા તેના વિપાકમાં હોતી નથી. આ પક્ષનો સ્વીકાર કરીને જ મૂળમાં ' उपदेक्ष्यते–તેનો ઉપદેશ કરવામાં આવશે.' એમ કહેવાયું છે.'

હિન્દી ટીકાકાર શ્રી જયદેવ અહીં આમ સમજાવે છે: ' જે દ્રવ્ય રસમાં તથા વિપાકમાં મધુર હોય, તેને તેના વીર્ય દ્વારા શીતળ જાણવું; જે દ્રવ્ય રસ તથા વિપાક બન્નેમાં અમ્લ હોય, તેને ઉષ્ણવીર્ય જાણવું; એ જ પ્રકારે જે દ્રવ્ય રસ તથા વિપાક બન્નેમાં કટુ હોય, તેને પણ વીર્યમાં ઉષ્ણ જ જાણવું જોઈએ; એમ રસના ઉપદેશથી જ તે દ્રવ્યોના ગુણોને જાણી લેવા જોઈએ; અથવા જે દ્રવ્ય વીર્યથી શીતળ હોય તથા રસ અને વિપાકમાં મધુર હોય; તેમ જ જે દ્રવ્ય રસ તથા વિપાક-માં અમ્લ હોય અને વીર્યથી ઉષ્ણ હોય; તેમ જ જે દ્રવ્ય વીર્યમાં ઉષ્ણ હોય તથા રસ અને વિપાકમાં કટુ હોય, એ દ્રવ્યોના ગુણોને તેઓના રસના ઉપદેશથી જ જાણી લેવા જોઈએ; અર્થાત્ જેમ કે જે દ્રવ્યનો પ્રથમ મધુર રસ કહ્યો છે, તેને જ અનુસરતા તે દ્રવ્યના ગુણો પણ જાણી લેવા જોઈએ; કેમ કે જે મધુર રસ હોય છે, તેનું વીર્ય શીત હોય તથા તેનો વિપાક મધુર જ હોય; એમ દ્રવ્યોના રસનિર્દેશ ઉપરથી જ તેઓના ગુણોને પણ સમજી લેવા જોઈએ. આનાં ઉદાહરણો, આચાર્ય પોતે નીચેના શ્લોકોમાં બતાવશે.

પરંતુ જે દ્રવ્યોનાં વીર્ય તથા વિપાક બન્ને વિપરીત હોય તેઓના ગુણોનો ઉપદેશ તેઓનાં વીર્ય તથા વિપાક દ્વારા કરવામાં આવશે; અર્થાત્ જેમ કે જેનો રસ મધુર હોય, છતાં જે દ્રવ્યનું વીર્ય ઉષ્ણ હોય તથા વિપાક અમ્લ કે કટુ હોય તે દ્રવ્યોના ગુણોનો તેઓના વીર્ય તથા વિપાકને અનુસરીને જ ઉપદેશ કરવો આવ-શ્યક હોય છે; અથવા ' वीर्यतोऽविपरीतानां' એવો પાઠ સ્વીકારવામાં આવે, તો આવો અર્થ સમજાય છે કે, જેઓ વીર્યમાં વિપરીત ન હોય, તેઓના ગુણો, તેઓના રસ દ્વારા જ જાણી લેવા જોઈએ; તેમ જ જે દ્રવ્યોના રસથી, તેઓનું વીર્ય વિરુદ્ધ હોય છે, તેઓના ગુણોનો કેવળ તેઓના રસ દ્વારા જ નહિ, પરંતુ તેઓના વિપાક દ્વારા પણ ઉપદેશ કરવામાં આવશે; કેમ કે જેઓનું વીર્ય (રસનું) વિરોધી હોય, તેઓના ગુણો તેઓના વિપાક દ્વારા પણ કહ્યા પ્રમાણે હોઈ શકતા નથી.

અથવા જે દ્રવ્યનો રસ, વીર્ય તથા વિપાક પર-સ્પર વિરોધી હોતા નથી, તેઓના ગુણોનું જ્ઞાન તેઓના રસ દ્વારા જ બરાબર થઈ જાય છે; પરંતુ જે દ્રવ્યના રસ વીર્ય તથા વિપાક પરસ્પર વિરોધી હોય છે, તેઓના ગુણોનો તેઓના વીર્ય દ્વારા, વિપાક દ્વારા તથા રસ દ્વારા પણ ઉપદેશ કરવામાં આવશે; અર્થાત્ એ રીતે દ્રવ્યોમાં કેટલાંક દ્રવ્યો પોતાના રસ દ્વારા, કેટલાંક દ્રવ્યો પોતાના વીર્ય દ્વારા તથા કેટલાંક દ્રવ્યો પોતાના વિપાક દ્વારા કામ કરે છે. ૭૬,૭૭

## જેઓના ગુણો રસ દ્વારા જણાય છે, તેવાં દ્રવ્યોનાં ઉદાહરણો

**यथा पयो यथा सर्पिर्यथा वा चव्यचित्रकौ ।**
**एवमादीनि चान्यानि निर्दिशेद्रसतो भिषक् ॥७८॥**

**જેમ દૂધ, જેમ ઘી, જેમ ચવક અને જેમ ચિત્રક તેમ જ એવાં બીજાં દ્રવ્યોને પણ વૈદ્યે રસ ઉપરથી ( ગુણવાળાં ) દર્શાવવાં જોઈએ. ૭૮**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે : ' જે દ્રવ્ય વીર્યથી શીતળ હોય, ઇત્યાદિનું ઉદાહરણ બતાવે છે : જેમ ગાયનું દૂધ તથા ગાયનું ઘી મધુર રસવાળાં, મધુર વિપાકવાળાં તથા શીતવીર્ય છે; તેમ જ ચવક અને ચિત્રક એ બન્ને કટુ–તીખા રસવાળાં, તીખા વિપાકવાળાં તથા ઉષ્ણવીર્ય છે; તેમ જ મદિરા વગેરે દ્રવ્ય રસમાં અમ્લ, વિપાકમાં અમ્લ તથા ઉષ્ણ-વીર્ય છે; ઇત્યાદિ દૃષ્ટાંતો ઉપરથી કેટલાંક દ્રવ્યોને વૈદ્યે રસ ઉપરથી ( ગુણવાળાં ) દર્શાવવાં જોઈએ.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે : ' શીત-વીર્ય, મધુર રસ તથા મધુર વિપાકવાળાં દ્રવ્યોનો ગુણ-સંગ્રહ મધુર રસના ઉપદેશથી કહી શકાય છે; જેમ કે

શ્રી ગંગાધર અહીં ઘણું જ સ્પષ્ટ સમજાવે છે: જે દ્રવ્ય વીર્યથી શીતળ હોય તથા રસમાં અને પાકમાં મધુર હોય, તેઓનો ગુણસંગ્રહ તેના રસના ઉપદેશ પ્રમાણે બુદ્ધિશાળીઓએ કરવો જોઈએ; એટલે કે સોમના ગુણની અધિકતાથી પાંચ ભૂતો વડે આરંભેલા દ્રવ્યમાં મધુર રસ જણાય છે, એમ કહેવાથી એ મધુર રસના સહચરિત સ્નિગ્ધ, ગુરુ તથા શીતળ એ જ નિયત ગુણો તેના કહેવા જોઈએ; વળી કહેવાશે કે, 'स्वादुर्मधुरं पच्यते।-સ્વાદિષ્ઠ–મધુર કે મીઠાં દ્રવ્યોનો પાક પણ મધુર જ થાય છે' એમ મધુર રસના ઉપદેશ ઉપરથી શીતવીર્ય તથા મધુર વિપાક જાણી લેવા જોઈએ; પૃથ્વીમાં જળનો પ્રવેશ થતાં તે બન્નેમાંથી ઉત્પન્ન થયેલા ગુણો ગુરુ, ખર, કઠિન. મંદ, સ્થિર, વિશદ, સાન્દ્ર, સ્થૂલ તથા ગંધ ગુણો જાણવા; તેમ જ જળના ગુણો દ્રવ, સ્નિગ્ધ, શીત, મંદ, સર, સાંદ્ર, મૃદુ તથા પિચ્છિલ ગુણ હોય; એમ તેઓના ગુણોનો સંગ્રહ બતાવી શકાય છે, તે જ પ્રમાણે જે દ્રવ્ય તે બન્ને એટલે રસમાં તથા વિપાકમાં અમ્લ–ખાટું હોય અને વીર્યથી ઉષ્ણ હોય, તેઓનો પણ એ અમ્લરસના ઉપદેશ પ્રમાણે ગુણસંગ્રહ બતાવી શકાય છે; જેમ કે પૃથ્વીના તથા અગ્નિના ગુણની અધિકતાથી અમ્લ રસ બને છે; જેથી તે રસ લઘુ, ઉષ્ણ અને સ્નિગ્ધ હોય છે, એમ કહેલું હોવાથી, તેમ જ 'अम्लः अम्ल पच्यते'–એ અમ્લ–ખાટા રસનો પાક પણ અમ્લ–ખાટો જ થાય છે, એમ પણ કહેલું હોવાથી, રસ માત્રના ઉપદેશને અનુસરી ઉષ્ણવીર્ય, અમ્લ રસપાક, લઘુ તથા સ્નિગ્ધ ગુણો જાણી શકાય છે; તોપણ પૃથ્વી તથા અગ્નિ એકબીજાથી દબાયેલા નહિ થવાથી બાકીના જે ગુણો પૃથ્વીના હોય છે–જેવા કે ગુરુ, ખર, કઠિન, મંદ, સ્થિર, વિશદ, સાંદ્ર, સ્થૂલ તથા ગંધ; તેમ જ અગ્નિના જે ગુણો ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, લઘુ, રૂક્ષ તથા વિશદ હોય છે, તે ગુણોનો સંગ્રહ પણ બતાવી શકાય છે; એ રીતે જે દ્રવ્ય–મરિયાં વગેરે વીર્યમાં ઉષ્ણ હોય અને રસમાં તથા વિપાકમાં કટુક–તીખાં હોય, તેઓના પણ એ કટુરસના ઉપદેશને અનુસરી ગુણોનો સંગ્રહ કહી શકાય છે; જેમ કે કટુક રસમાં વાયુનો તથા અગ્નિનો ગુણ વધુ પ્રમાણમાં હોય છે, તેથી તે રસ લઘુ, ઉષ્ણ તથા રૂક્ષ હોય છે, એમ કહેલું હોવાથી તેમજ 'कटुतिक्तकषायाणां विपाकः प्रायशः कटुः'–તીખા, કડવા તથા તૂરા રસોનો વિપાક લગભગ કટુ–તીખો હોય છે, એમ પણ કહેવાય છે, તે ઉપરથી 'कटुक' એટલો જ માત્ર ઉપદેશ કરવાથી લઘુ, રૂક્ષ, ઉષ્ણવીર્ય, કટુરસપાક જાણી શકાય છે; વળી તેમાં પણ વાયુના તથા અગ્નિના ગુણોમાંથી વાયુના લઘુ, શીત, રૂક્ષ, ખર, વિશદ, સૂક્ષ્મ તથા સ્પર્શગુણોનો તેમ જ અગ્નિના ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, લઘુ, રૂક્ષ તથા વિશદરૂપ ગુણોનો મેળાપ થવાથી જેવા લઘુત્વ આદિ ગુણો થાય છે, તેવો તે ગુણોનો સંગ્રહ બતાવી શકાય છે; પરંતુ જે દ્રવ્યો વીર્યથી તથા પાકથી વ્યભિચારી કે વિપરીત હોય, તેવાં મધુર, અમ્લ તથા કટુક દ્રવ્યોનો ગુણસંગ્રહ તેઓના વીર્યને તથા પાકને અનુસરી કહેવામાં આવશે.

અહીં કેટલાક લોકો આવું વ્યાખ્યાન કરે છે: 'જે દ્રવ્ય રસમાં તથા પાકમાં મધુર હોય, તે વીર્યથી શીતળ હોય; જે દ્રવ્ય રસમાં તથા પાકમાં અમ્લ હોય તે વીર્યથી ઉષ્ણ હોય; વળી જે દ્રવ્ય રસમાં તથા પાકમાં કટુક હોય તે વીર્યથી ઉષ્ણ હોય, એમ વ્યાખ્યાન કરવું-તે અયોગ્ય છે; કેમ કે તેઓના એ વ્યાખ્યાનની 'रसो-पदेशेन निर्देश्यो गुणसंग्रहः' એ વચન સાથે સંગતિ કે બંધબેસતાપણું થઈ શકશે નહિ.'

ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'હવે રસો દ્વારા જ દ્રવ્યોના વીર્ય અહીં જણાવે છે: જે દ્રવ્ય રસમાં તથા પાકમાં મધુર હોય તેને વીર્યથી શીતળ જાણવું; તેમ જ જે દ્રવ્ય એ બન્નેમાં એટલે રસમાં તથા પાકમાં અમ્લ–ખાટું હોય તેને વીર્યથી ઉષ્ણ જાણવું; તેમ જ જે દ્રવ્ય એ બન્નેમાં એટલે રસમાં તથા પાકમાં કટુક હોય, તે પણ વીર્યથી તો ઉષ્ણ જ હોય; એમ અહીં 'स्यात्' પદને અધ્યાહારથી લેવાનું છે; (જ્યારે યોગીંદ્રનાથ સેન તો આ ૭૬ મા શ્લોકના ઉત્તરાર્ધનો પ્રથમથી જ આવો જ પાઠ સ્વીકારે છે કે 'तयोरम्लं यदुष्ण स्याद् यच्चोक्तं कटुकं तयोः' અને તેને જ અનુસરીને જ તેમની ટીકાનો અનુવાદ આપ્યો છે.) અહીં જે દ્રવ્ય, રસથી મધુર હોય તે વીર્યથી શીતળ હોય, એમ કહેવાનું છે; તેમાં 'रस-पाकयो.' એમ કહી જે દ્રવ્ય રસમા તથા પાકમાં પણ મધુર હોય, એમ જે જણાવે છે, તે, જે દ્રવ્યનો પાક મધુર રસને યોગ્ય હોય તે દ્રવ્યમાં જ શીતવીર્યપણાની પ્રાપ્તિ થાય છે, એમ દર્શાવવા માટે તેમ કહે છે, એ જ પ્રમાણે અમ્લ તથા કટુકના સંબંધે પણ સમજી લેવું જોઈએ.

એ મધુરપાક આદિવાળાં દ્રવ્યોના રસના જ ઉપદેશથી એટલે કે રસમાત્રનેજ કહેવાથી ગુણસંગ્રહ બતાવી શકાય છે; કારણ કે દ્રવ્યનો વિપાક પણ તેના રસ ઉપરથી જ લગભગ જણાય છે; આ સંબંધે કહેશે કે 'कटुतिक्तकषायाणां विपाकः प्रायशः कटुः'–જે દ્રવ્યો તીખા, કડવા તથા તૂરા રસવાળા હોય છે, તેઓનો વિપાક ઘણું કરી તીખો જ થાય છે. પરંતુ આ રીતે બધે થતું નથી, એમ પણ અહીં મૂળમાં જ કહે છે કે

હોય છે, તેથી તેને વીર્ય તથા રસ બેયથી ગુણયુક્ત કહેવું જોઈએ; તેમ જ કોઈક દ્રવ્ય કષાય તથા તિક્ત હોય છે; જેમ કે બૃહત્પંચમૂળ કષાય તથા તિક્ત હોવા છતાં વીર્યથી તેને ઉષ્ણ કહેવામાં આવે છે; જો કે કષાય તથા તિક્તરસ–બન્નેને શીત કહ્યા છે; છતાં દ્રવ્યનું ઉષ્ણવીર્ય તેઓને દાબી દે છે. અહીં શંકા થાય છે કે, તિક્ત તથા કષાય રસનો પાક તો એકાંતે કરી કટુ જ હોય છે તેથી તે બન્નેનો ગુણસંગ્રહ રસના ઉપદેશ પ્રમાણે કહેવો જોઈએ; તે અહીં કેમ ન કહ્યો? આનું સમાધાન આમ જ કહી શકાય કે, ના, તેમ હોતું નથી; રસ, પાક તથા વીર્યની સમાનતા હોતી નથી; ઘણું કરી લગભગ તિક્ત તથા કષાય રસનું વીર્ય શીત હોય છે. અને પાક કટુ–તીખો હોય છે. વળી બીજું ઉદાહરણ અહીં આપે છે: જેમ કે બધાં લવણ અત્યંત ભારે, સ્નિગ્ધ તથા ઉષ્ણ હોય છે, છતાં સૈન્ધવ તો લવણ હોવા છતાં ઉષ્ણવીર્ય હોતું નથી; તે જ પ્રમાણે બધાં અમ્લદ્રવ્ય ઉષ્ણ, લઘુ તથા સ્નિગ્ધ હોય છે, છતાં આમળાં અમ્લ હોવા છતાં ઉષ્ણ હોતાં નથી, પરંતુ શીતવીર્ય હોય છે; એ પ્રમાણે આકડો, અગુરુ તથા ગળો તિક્ત હોય છે, છતાં તેઓને ઉષ્ણવીર્ય જ મનાયાં છે, પણ શીતવીર્ય મનાયાં નથી; જોકે બધાં તિક્તદ્રવ્યને શીત કહ્યાં છે, છતાં તે આકડા વગેરેમાં તેથી વૈપરીત્ય હોય છે. ૭૯,૮૦

### જેનો વિપાક વિપરીત હોય તેવાં દ્રવ્યો

किंचिदम्लं हि संग्राहि किंचिदम्लं भिनत्ति च ।
यथा कपित्थं संग्राहि, भेदि चामलकं यथा ॥८१॥
पिप्पलीनागरं वृष्यं कटु चावृष्यमुच्यते ।
कषायः स्तम्भनः शीतः सोऽभयायामतोऽन्यथा ॥८२॥
तस्माद्रसोपदेशेन न सर्वं द्रव्यमादिशेत् ।
दृष्टं तुल्यरसेऽप्येवं द्रव्ये द्रव्ये गुणान्तरम् ॥ ८३ ॥

**કોઈક દ્રવ્ય અમ્લરસથી યુક્ત હોય છે, છતાં સંગ્રાહી હોય છે; જેમ કે કોઠનું ફળ અમ્લ–ખાટું હોવા છતાં સંગ્રાહી હોય છે; તે જ પ્રમાણે કોઈક દ્રવ્ય અમ્લરસથી યુક્ત હોય છે, છતાં ભેદન કરે છે; જેમ કે આમળાં ખાટાં હોય છે અને ભેદન કરે છે; વળી જે દ્રવ્ય કટુરસવાળું હોય છે, તે 'વૃષ્ય' કે વીર્યવર્ધક કહેવાતું નથી; છતાં પીપર અને સૂંઠ કટુ–તીખા રસવાળાં છે, છતાં વૃષ્ય–વીર્યવર્ધક હોય છે; વળી કષાય–તૂરો રસ સ્તંભન કરનાર તથા શીતળ હોય છે; છતાં તે જ કષાય રસ હરડેમાં એથી ઊલટો–સારક તથા ઉષ્ણવીર્ય છે; તે કારણે બધાં દ્રવ્યને રસના ઉપદેશ પ્રમાણે વૈદ્ય કહી શકે નહિ; કેમ કે તુલ્ય રસવાળાં છતાં તે દ્રવ્યમાં એમ જુદા જુદા ગુણો જોવામાં આવ્યા છે. ૮૧–૮૩**

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'કોઈક દ્રવ્ય ખાટું હોય છતાં સંગ્રાહી–એટલે મળબંધને કરનાર હોય છે; જેમ કે કોઠનું ફળ ખાટું હોઈ મળબંધ કરે છે; જ્યારે કોઈક દ્રવ્ય અમ્લ ખાટું હોય છે, છતાં ભેદન કરે છે; જેમ કે આમળાં ખાટાં હોય છે અને ભેદન કરનારાં છે; એમ કોઠ તથા આમળાંનો ખાટો રસ તુલ્ય હોય છે, છતાં તેઓના ગુણોમાં ભિન્નતા છે, તે એ દ્રવ્યોનો પ્રભાવ જ તેવો હોય છે, એ જ તેઓનું કારણ ગણી શકાય છે; કેમ કે રસ આદિની સમાનતા હોવા છતાં તેઓનું એવું જે વિશિષ્ટ કર્મ છે, તે તેઓના પ્રભાવથી જ ઉત્પન્ન થયેલું કહી શકાય છે; એમ બીજાં વિષે પણ સમજી લેવું; જેમ કે કોઈ દ્રવ્ય તીખું હોય તે વૃષ્ય–વીર્યવર્ધક કહેવાતું નથી; છતાં પીપર અને સૂંઠ તીખી હોવા છતાં વૃષ્ય એટલે વીર્યવર્ધક કહેવાય છે; એટલે કે જે કોઈ તીખું દ્રવ્ય હોય તે લગભગ વાયુ કરનાર હોઈ વૃષ્ય કહેવાતું જ નથી; છતાં પીપર અને સૂંઠ તીખાં હોવા છતાં વાયુને કરતાં નથી પણ વાયુનો નાશ કરે છે અને વૃષ્ય એટલે વીર્યવર્ધક છે; એ જ વાત શ્લોકસ્થાનના ૨૭મા અધ્યાયમાં કહેશે કે, 'प्रायः कटुकं वातलमवृष्यं चान्यत्र विप्पलीविश्वभेषजात्'–આમાં વિશ્વભેષજનો અર્થ સૂંઠ થાય છે; વળી કષાય રસ સ્તંભન તથા શીતળ હોય છે; એ જ કારણે આમળી સ્તંભન તથા શીતળ છે; પરંતુ હરડે અથવા તેનાં ફળ આમળામાં તે જ કષાય રસ હોય છે, છતાં તે સ્તંભન નથી, પણ ભેદન છે અને શીતળ નથી પણ ઉષ્ણ છે. આ સંબંધે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'कपित्थं दाडिमं चाम्लं ग्राहि नामलकीफलम् । कषाया ग्राहिणी शीता धातकी न हरीतकी –કોઠ અને દાડિમ ખાટાં હોઈ ગ્રાહી છે તથા મળ બંધ કરનાર છે; જ્યારે આમળાં ખાટાં હોય છે છતાં ગ્રાહી નથી, પણ ભેદન કરનાર છે; વળી ધાવડી કષાય-તૂરા રસવાળી, ગ્રાહિણી–મળબંધ કરનાર તથા શીતળ મનાયેલ છે, છતાં હરડે તેવી નથી એટલે કે હરડે કષાય રસવાળી છે, છતાં ગ્રાહિણી કે મળબંધ કરનાર નથી, પણ મળને છૂટા પાડનાર તથા ઉષ્ણ છે.' એમ જે કારણે તુલ્ય રસ હોવા છતાં પ્રત્યેક દ્રવ્યમાં જુદા જુદા ગુણ દેખાય છે, તે કારણે વૈદ્યે, રસના ઉપદેશ પ્રમાણે સર્વદ્રવ્યના ગુણોને તે તે તેના રસને અનુસરી

દૂધ અને ઘી મધુર છે, તે ઉપરથી તે સ્નિગ્ધ, ગુરુ તથા શીત આદિ ગુણોવાળું છે; એ જ પ્રમાણે ઉષ્ણવીર્ય, અમ્લરસ તથા અમ્લપાકવાળાં દ્રવ્યોનો ગુણસંગ્રહ, તેઓના અમ્લરસના ઉપદેશ ઉપરથી કહી શકાય છે; જેમ કે ભવ્ય કે કર્મરંગ ફળ અમ્લ હોય છે, તે ઉપરથી તેમાં લઘુ, ઉષ્ણ તથા સ્નિગ્ધપણાનો ગુણ કહી શકાય છે; એ જ પ્રમાણે ઉષ્ણવીર્ય, કટુરસ તથા કટુ પાકવાળાં દ્રવ્યોના કટુરસનો ઉપદેશ કરેલ હોવાથી તેનો બાકીનો ગુણસંગ્રહ કહી શકાય છે; જેમ કે ચવક તથા ચિત્રક, એ બન્નેમાંથી ચિત્રક કટુરસવાળો છે, પાકમાં પણ કટુ અને ઉષ્ણવીર્ય છે; એમ કહેવાથી કે 'कटुकः कटुकः पाके वीर्योष्णश्चित्रको मत '– ચિત્રક કટુરસવાળો, પાકમાં કટુ તથા ઉષ્ણવીર્ય મનાય છે. એ ઉપરથી તેમાં લઘુ, ઉષ્ણ તથા રૂક્ષ આદિ ગુણોનો સંગ્રહ પણ કહી શકાય છે; ઇત્યાદિ બીજાં દ્રવ્યોને પણ જો મધુર રસવાળાં હોય તો તેના મધુર રસ ઉપરથી તેઓને શીતવીર્ય, મધુર રસવાળાં તથા મધુર પાકવાળાં કહી શકાય છે; તેમ જ અમ્લરસવાળાં દ્રવ્યોને તેઓના અમ્લરસ ઉપરથી ઉષ્ણવીર્ય, અમ્લરસવાળાં તથા અમ્લપાકવાળાં કહી શકાય છે; તેમ જ જે દ્રવ્યો કટુરસવાળાં હોય, તેઓને તેઓના કટુરસ ઉપરથી ઉષ્ણ વીર્યવાળાં, કટુરસવાળા તથા કટુપાકવાળા કહી શકાય છે; એમ રસ ઉપરથી તેઓનો ગુણસંગ્રહ પણ કહી શકાય છે. ૭૮

જેમાં રસથી વિપરીત વીર્ય હોય તેવાં દ્રવ્યો

मधुरं किंचिदुष्णं स्यात्कषायं तिक्तमेव च ।
यथा महत्पञ्चमूलं यथा चानूपमामिषम् ॥ ७९ ॥
लवणं सैन्धवं नोष्णमम्लमामलकं तथा ।
अर्कागुरुगुडूचीनां तिक्तानामौष्ण्यमुच्यते ॥ ८० ॥

કોઈ દ્રવ્ય (રસથી) મધુર હોય છતાં ઉષ્ણવીર્ય હોય છે; જેમ કે આનૂપ-જલપ્રાય પ્રદેશનાં પ્રાણીઓનું માંસ રસથી મધુર હોય છે, છતાં ઉષ્ણવીર્ય હોય છે; તેમ જ કોઈક દ્રવ્ય રસથી કષાય-તૂરું તથા તિક્ત-કડવું હોય છે, છતાં તે ઉષ્ણવીર્ય જ હોય છે; જેમ કે પાંચ મહામૂળ; વળી સિંધવ-સિંધાલૂણ લવણરસથી યુક્ત છે, છતાં ઉષ્ણવીર્ય નથી; (પણ શીતવીર્ય છે;) તેમ જ આમળાં રસથી અમ્લ-ખાટાં છે, છતાં ઉષ્ણવીર્ય નથી; (પણ શીતવીર્ય છે;) વળી અર્ક-આકડો કે મંદારવૃક્ષ, અગુરુ અને ગળો તિક્ત-કડવા રસવાળાં છે, છતાં તેઓમાં ઉષ્ણપણું માનવામાં આવે છે; (પરંતુ તેઓને શીતવીર્ય કહ્યાં નથી.) ૭૯,૮૦

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'બધાં દ્રવ્યોને તેઓના રસ ઉપરથી તે રસ અનુસાર વીર્ય-વિપાકવાળાં કહી શકાતાં નથી; જેમ કે કોઈ દ્રવ્ય મધુર હોય છતાં ઉષ્ણવીર્ય હોય છે; જેમ કે જલપ્રાય પ્રદેશનાં પ્રાણીઓનું માંસ મધુર રસવાળું હોય છે, છતાં ઉષ્ણવીર્ય હોય છે, પરંતુ શીતવીર્ય હોતું નથી; એ જ પ્રમાણે કંઈક કષાય-તૂરું તથા તિક્ત-કડવું દ્રવ્ય હોય છતાં તે ઉષ્ણવીર્ય હોય છે; જેમ કે બિલ્વ આદિ મહામૂળ કષાય તથા તિક્ત હોવા છતાં ઉષ્ણ હોય છે; એટલે કે જલપ્રાય પ્રદેશનું આનૂપ માંસ રસથી મધુર હોય છે, છતાં તે ઉષ્ણ હોઈને પિત્તનો જય કરતું નથી, પણ ઊલટું પિત્તને ઉત્પન્ન કરે છે; એ જ પ્રમાણે કષાયતિક્ત મહાપંચમૂળ વાયુને જિતે છે, પરંતુ પિત્તને જિતતાં નથી; કેમ કે તે ઉષ્ણવીર્ય હોય છે; તેમ જ પ્રમાણે કોઈક દ્રવ્ય લવણ રસથી યુક્ત હોય, છતાં ઉષ્ણ હોતું નથી; જેમ કે સિંધવ લવણરસથી યુક્ત છે છતાં ઉષ્ણવીર્ય નથી, પરંતુ શીતવીર્ય છે; તેમ જ પ્રમાણે કોઈક દ્રવ્ય અમ્લ હોય છતાં ઉષ્ણ હોતું નથી, જેમ કે આમળાં અમ્લ હોય છે, છતાં ઉષ્ણવીર્ય હોતાં નથી, પરંતુ શીતવીર્ય હોય છે; તે જ કારણે લવણ હોવા છતાં સિંધાલૂણ શીતવીર્ય હોવાથી પિત્તનો જય કરે છે; પરંતુ વાતનો જય કરતું નથી; એ જ પ્રમાણે આમળાં અમ્લ હોવા છતાં પિત્તને જીતે છે, પરંતુ વાયુને જીતતાં નથી, કેમ કે શીતવીર્ય છે; તેમ જ આકડો, અગુરુ તથા ગળો રસથી તિક્ત-કડવાં છે, છતાં તેઓમાં ઉષ્ણવીર્ય માનવામાં આવે છે; એકંદર આકડો, અગુરુ અને ગળો કડવાં હોવા છતાં પિત્તને ઉપજાવે છે; કેમ કે તેઓને ઉષ્ણવીર્ય કહ્યાં છે; એમ અહીં દર્શાવેલાં ઉદાહરણોમાં રસને દબાવી દઈ વીર્ય જ પોતાનું કામ કરે છે; કેમ કે રસ, વિપાક તથા વીર્યને ઉત્તરોત્તર ચઢિયાતાં કહ્યાં છે; એટલે કે રસને વિપાક દબાવી દે છે; જ્યારે એ રસને તથા વિપાકને-એયને વીર્ય દબાવી છે; જ્યારે તે રસ, વિપાક તથા વીર્ય એ ત્રણેને દ્રવ્યનો પ્રભાવ દબાવી દે છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'કેટલાંક દ્રવ્યો મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત તથા કષાય રસવાળાં હોય છે, છતાં તેઓ વીર્યથી તથા વિપાકથી વિપરીત હોય છે, તેથી તેઓનો ગુણસંગ્રહ તેઓનાં વીર્યને તથા વિપાકને અનુસરી કહેવો જોઈએ; જેમ કે કોઈક દ્રવ્ય-આનૂપ-જલપ્રાય પ્રદેશનાં પશુ-પક્ષીઓનું માંસ મધુર રસથી યુક્ત હોય છે, છતાં વીર્યથી ઉષ્ણ

હોય છે, તેથી તેને વીર્ય તથા રસ બેયથી ગુણયુક્ત કહેવું જોઈએ; તેમ જ કોઈક દ્રવ્ય કષાય તથા તિક્ત હોય છે; જેમ કે બૃહત્પંચમૂળ કષાય તથા તિક્ત હોવા છતાં વીર્યથી તેને ઉષ્ણ કહેવામાં આવે છે; જો કે કષાય તથા તિક્તરસ–બન્નેને શીત કહ્યા છે; છતાં દ્રવ્યનું ઉષ્ણવીર્ય તેઓને દાબી દે છે. અહીં શંકા થાય છે કે, તિક્ત તથા કષાય રસનો પાક તો એકાંતે કરી કટુ જ હોય છે તેથી તે બન્નેનો ગુણસંગ્રહ રસના ઉપદેશ પ્રમાણે કહેવો જોઈએ; તે અહીં કેમ ન કહ્યો? આનું સમાધાન આમ જ કહી શકાય કે, ના, તેમ હોતું નથી; રસ, પાક તથા વીર્યની સમાનતા હોતી નથી; ઘણું કરી લગભગ તિક્ત તથા કષાય રસનું વીર્ય શીત હોય છે. અને પાક કટુ–તીખો હોય છે. વળી બીજું ઉદાહરણ અહીં આપે છે: જેમ કે બધાં લવણ અત્યંત ભારે, સ્નિગ્ધ તથા ઉષ્ણ હોય છે, છતાં સૈન્ધવ તો લવણ હોવા છતાં ઉષ્ણવીર્ય હોતું નથી; તે જ પ્રમાણે બધાં અમ્લદ્રવ્ય ઉષ્ણ, લઘુ તથા સ્નિગ્ધ હોય છે, છતાં આમળાં અમ્લ હોવા છતાં ઉષ્ણ હોતાં નથી, પરંતુ શીતવીર્ય હોય છે; એ પ્રમાણે આકડો, અગુરુ તથા ગળો તિક્ત હોય છે, છતાં તેઓને ઉષ્ણવીર્ય જ મનાયાં છે, પણ શીતવીર્ય મનાયાં નથી; જોકે બધાં તિક્તદ્રવ્યને શીત કહ્યાં છે, છતાં તે આકડા વગેરેમાં તેથી વૈપરીત્ય હોય છે. ૭૯,૮૦

### જેનો વિપાક વિપરીત હોય તેવાં દ્રવ્યો

**किंचिदम्लं हि संग्राहि किंचिदम्लं भिनत्ति च।**
**यथा कपित्थं संग्राहि, भेदि चामलकं यथा ॥८१॥**
**पिप्पलीनागरं वृष्यं कटु चावृष्यमुच्यते।**
**कषायः स्तम्भनः शीतः सोऽभयायामतोऽन्यथा ॥८२॥**
**तस्माद्रसोपदेशेन न सर्वं द्रव्यमादिशेत्।**
**दृष्टं तुल्यरसेऽप्येवं द्रव्ये द्रव्ये गुणान्तरम् ॥ ८३ ॥**

**કોઈક દ્રવ્ય અમ્લરસથી યુક્ત હોય છે, છતાં સંગ્રાહી હોય છે; જેમ કે કોઠનું ફળ અમ્લ–ખાટું હોવા છતાં સંગ્રાહી હોય છે; તે જ પ્રમાણે કોઈક દ્રવ્ય અમ્લરસથી યુક્ત હોય છે, છતાં ભેદન કરે છે; જેમ કે આમળાં ખાટાં હોય છે અને ભેદન કરે છે; વળી જે દ્રવ્ય કટુરસવાળું હોય છે, તે 'વૃષ્ય' કે વીર્યવર્ધક કહેવાતું નથી; છતાં પીપર અને સૂંઠ કટુ–તીખા રસવાળાં છે, છતાં વૃષ્ય–વીર્યવર્ધક હોય છે; વળી કષાય–તૂરો રસ સ્તંભન કરનાર તથા શીતળ હોય છે; છતાં તે જ કષાય રસ હરડેમાં એથી ઊલટો–સારક તથા ઉષ્ણવીર્ય છે; તે કારણે બધાં દ્રવ્યને રસના ઉપદેશ પ્રમાણે વૈદ્ય કહી શકે નહિ; કેમ કે તુલ્ય રસવાળાં છતાં તે દ્રવ્યમાં એમ જુદા જુદા ગુણો જોવામાં આવ્યા છે. ૮૧–૮૩**

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'કોઈક દ્રવ્ય ખાટું હોય છતાં સંગ્રાહી–એટલે મળબંધને કરનાર હોય છે; જેમ કે કોઠનું ફળ ખાટું હોઈ મળબંધ કરે છે; જ્યારે કોઈક દ્રવ્ય અમ્લ ખાટું હોય છે, છતાં ભેદન કરે છે; જેમ કે આમળાં ખાટાં હોય છે અને ભેદન કરનારાં છે; એમ કોઠ તથા આમળાંનો ખાટો રસ તુલ્ય હોય છે, છતાં તેઓના ગુણોમાં ભિન્નતા છે, તે એ દ્રવ્યોનો પ્રભાવ જ તેવો હોય છે, એ જ તેઓનું કારણ ગણી શકાય છે; કેમ કે રસ આદિની સમાનતા હોવા છતાં તેઓનું એવું જે વિશિષ્ટ કર્મ છે, તે તેઓના પ્રભાવથી જ ઉત્પન્ન થયેલું કહી શકાય છે; એમ બીજાં વિષે પણ સમજી લેવું; જેમ કે કોઈ દ્રવ્ય તીખું હોય તે વૃષ્ય–વીર્યવર્ધક કહેવાતું નથી; છતાં પીપર અને સૂંઠ તીખી હોવા છતાં વૃષ્ય એટલે વીર્યવર્ધક કહેવાય છે; એટલે કે જે કોઈ તીખું દ્રવ્ય હોય તે લગભગ વાયુ કરનાર હોઈ વૃષ્ય કહેવાતું જ નથી; છતાં પીપર અને સૂંઠ તીખાં હોવા છતાં વાયુને કરતાં નથી પણ વાયુનો નાશ કરે છે અને વૃષ્ય એટલે વીર્યવર્ધક છે; એ જ વાત શ્લોકસ્થાનના ૨૭મા અધ્યાયમાં કહેશે કે, 'प्रायः कटुकं वातलमवृष्यं चान्यत्र पिप्पलीविश्वभेषजात्'–આમાં વિશ્વભેષજનો અર્થ સૂંઠ થાય છે; વળી કષાય રસ સ્તંભન તથા શીતળ હોય છે; એ જ કારણે આમળી સ્તંભન તથા શીતળ છે; પરંતુ હરડે અથવા તેનાં ફળ આમળામાં તે જ કષાય રસ હોય છે, છતાં તે સ્તંભન નથી, પણ ભેદન છે અને શીતળ નથી પણ ઉષ્ણ છે. આ સંબંધે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'कपित्थं दाडिमं चाम्लं ग्राहि नामलकीफलम्। कषाया ग्राहिणी शीता धातकी न हरीतकी'–કોઠ અને દાડિમ ખાટાં હોઈ ગ્રાહી છે તથા મળબંધ કરનાર છે; જ્યારે આમળાં ખાટાં હોય છે છતાં ગ્રાહી નથી, પણ ભેદન કરનાર છે; વળી ધાવડી કષાય-તૂરા રસવાળી, ગ્રાહિણી–મળબંધ કરનાર તથા શીતળ મનાયેલ છે, છતાં હરડે તેવી નથી એટલે કે હરડે કષાય રસવાળી છે, છતાં ગ્રાહિણી કે મળબંધ કરનાર નથી, પણ મળને છૂટા પાડનાર તથા ઉષ્ણ છે.' એમ જે કારણે તુલ્ય રસ હોવા છતાં પ્રત્યેક દ્રવ્યમાં જુદા જુદા ગુણ દેખાય છે, તે કારણે વૈદ્યે, રસના ઉપદેશ પ્રમાણે સર્વદ્રવ્યના ગુણોને તે તે તેના રસને અનુસરી

કહેવા ન જોઈએ.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'વીર્યથી વિપરીત દ્રવ્યોનાં ઉપર ઉદાહરણ આપીને હવે પાકથી વિપરીત દ્રવ્યોને અહીં કહે છે, 'ખરી રીતે અમ્લદ્રવ્યનો અમ્લપાક થાય છે, તેથી વિષ્ટા તથા મૂત્રને છૂટાં કરવાં એ તેનું કર્મ છે; છતાં કેટલાંક અમ્લદ્રવ્ય સંગ્રાહી હોઈને મળબંધને કરનાર છે; જેમ કે કોઠનું ફળ અમ્લ હોય છે, છતાં સંગ્રાહી છે એટલે કે મળને છૂટા કરનાર નથી, પણ ઊલટું મળબંધ કરનાર છે, એ ઉપરથી અનુમાન કરાય છે, કે કોઠનું ફળ કટુ–તીખા પાકવાળું છે; આ સંબંધે કહેવાશે કે, 'शुक्रहा बद्धविण्मूत्रो विपाको वातलः कटुः'–કટુ વિપાક વીર્યનો નાશ કરનાર, વિષ્ટા તથા મૂત્રને બંધ કરનાર તથા વાયુ કરનાર હોય છે.' એ કારણે કેટલાંક દ્રવ્યોનો પાકથી ઉપદેશ કરવામાં આવશે. આમળાં ખાટાં છે, ભેદન કરનાર તથા શીતળ છે, તે કારણે પાકથી વિપરીત નથી, પણ વીર્યથી વિપરીત છે; માટે તેવાં દ્રવ્યોનો વીર્યથી ઉપદેશ કરાશે; એ જ પ્રમાણે બધાં કટુ–તીખાં દ્રવ્યો, કટુપાકવાળાં હોવાથી ઉષ્ણ હોઈને વીર્યનો નાશ કરનારાં હોય છે, તેથી અવૃષ્ય કહેવાય છે, પરંતુ પીપર અને સૂંઠ તો કટુ રસવાળાં હોવા છતાં પાકમાં મધુર હોવાથી વીર્યવર્ધક–વૃષ્ય છે; એટલે એવાં દ્રવ્યો પાકથી વિપરીત હોવાને લીધે તેના ગુણોનો પાક પ્રમાણે ઉપદેશ કરાશે; વળી કષાય રસવાળાં બધાં દ્રવ્યો સ્તંભન કરનાર તથા શીતળ હોય છે, એ દ્રવ્યો પાકમાં કટુ હોવાથી સ્તંભન કરનાર છે; કેમ કે સૌમ્ય ગુણવાળાં બધાં દ્રવ્યો સ્તંભન કરનાર તથા શીતળ હોય છે, છતાં હરડેમાં એ જ કષાય રસ વિરેચન કરનાર તથા ઉષ્ણવીર્ય બને છે; એમ કષાય રસવાળી છતાં હરડે વીર્યથી વિપરીત છે અને રેચક હોવાથી પાકથી પણ વિપરીત છે; એ કારણે બધાં દ્રવ્યોને રસના ઉપદેશને અનુસરી (ગુણથી) કહી શકાતાં નથી; પરંતુ જે દ્રવ્ય શીતવીર્ય, મધુરરસવાળું તથા મધુરપાકવાળું હોય તેને જ મધુરરસના ઉપદેશ પ્રમાણે કહી શકાય છે; અને જે દ્રવ્ય ઉષ્ણવીર્ય, અમ્લ રસવાળું તથા અમ્લપાકવાળું હોય તેને પણ તેના અમ્લરસના ઉપદેશ પ્રમાણે (ગુણથી) કહી શકાય છે, તેમ જ જે દ્રવ્ય ઉષ્ણવીર્ય, કટુરસવાળું તથા કટુ પાકવાળું હોય તેને પણ તેના કટુરસના ઉપદેશ પ્રમાણે કહી શકાય છે; એમ અહીં ઘટાવી લેવું. ૮૧–૮૩

ગુણ દ્વારા રસોની હીનતા, મધ્યતા તથા ઉત્કૃષ્ટતા

रौक्ष्यात्कषायो रूक्षाणामुत्तमो मध्यमः कटुः ।
तिक्तोऽवरस्तथोष्णानामुष्णत्वाल्लवणः परः ॥ ८४ ॥
मध्योऽम्लः कटुकश्चान्त्यः, स्निग्धानां मधुरः परः ।
मध्योऽम्लो लवणश्चान्त्यो रसः स्नेहान्निरुच्यते ॥८५॥
तिक्तात्कषायो मधुरः शीताच्छीततरः परः ।
स्वादुर्गुरुत्वादधिकः कषायाल्लवणोऽवरः ॥ ८६ ॥
अम्लात्कटुस्ततस्तिक्तो लघुत्वादुत्तमो मतः ।
केचिल्लघूनामवरमिच्छन्ति लवणं रसम् ॥ ८७ ॥
गौरवे लाघवे चैव सोऽवरस्तूभयोरपि ।
परं चातो विपाकानां लक्षणं संप्रवक्ष्यते ॥ ८८ ॥

રૂક્ષ રસોમાં કષાયરસ રૂક્ષતામાં ઉત્તમ છે, કટુરસ મધ્યમ રૂક્ષ છે અને તિક્તરસ હીન રૂક્ષ છે; ઉષ્ણરસોમાં લવણરસ ઉષ્ણતામાં ઉત્તમ છે, અમ્લરસ મધ્યમ ઉષ્ણ છે અને કટુરસ હીન ઉષ્ણ છે; (એટલે કે બધા કરતાં ઘણો જ ઓછો ઉષ્ણ છે;) સ્નિગ્ધ રસોમાં મધુરરસ સ્નેહને લીધે સર્વોત્તમ સ્નિગ્ધ છે; અમ્લરસ મધ્યમ સ્નિગ્ધ છે; અને લવણરસ હીન સ્નિગ્ધ છે; (કષાય, મધુર અને તિક્તરસ શીતળ છે; પરંતુ) મધુરરસ સર્વોત્કૃષ્ટ શીતળ છે, કષાયરસ મધ્યમ શીતળ છે અને તિક્તરસ હીન શીતળ છે; ગુરુ કે ભારેપણામાં મધુરરસ સર્વ કરતાં અધિક ગુરુ છે; કષાય રસ મધ્યમ ગુરુ છે અને લવણરસ હીનગુરુ છે; લઘુપણામાં સર્વ કરતાં અધિક લઘુ તિક્તરસ છે, મધ્યમ લઘુ કટુરસ છે અને હીન લઘુ અમ્લ રસ છે; કેટલાક આચાર્યો, દરેક લઘુ રસોમાં સર્વથી હીન લઘુ લવણ રસને ઇચ્છે છે; એમ ગૌરવ–ભારેપણામાં તથા લાઘવ–હલકાપણામાં બેયમાં લવણ રસને સર્વથી હીન કહે છે; અર્થાત્ લવણરસ સર્વ કરતાં હીન ગુરુ છે અને સર્વ કરતાં હીન લઘુ છે; હવે પછી વિપાકોનું લક્ષણ કહેવામાં આવશે. ૮૪–૮૮

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: કટુ, તિક્ત અને કષાય એ ત્રણ રસો રૂક્ષ છે, તેઓમાં સૌથી વધારે રૂક્ષ કષાયરસ છે; કટુરસ મધ્યમ રૂક્ષ છે અને તિક્તરસ હીનરૂક્ષ છે; તેમ જ અમ્લ, લવણ તથા કટુક એ ત્રણ રસો ઉષ્ણ છે; તેઓમાં લવણરસ સર્વ કરતાં અધિક ઉષ્ણ છે. અમ્લરસ મધ્યમ ઉષ્ણ છે અને કટુકરસ સર્વ કરતાં હીન ઉષ્ણ છે; મધુર, અમ્લ તથા લવણ એ ત્રણ રસો સ્નિગ્ધ છે; તેઓમાં સર્વ કરતાં અધિક સ્નિગ્ધ મધુર રસ છે; મધ્યમ સ્નિગ્ધ

અમ્લરસ છે અને સર્વ કરતાં હીન સ્નિગ્ધ લવણરસ છે; તેમ જ કષાય, મધુર તથા તિક્ત એ ત્રણ રસો શીતળ છે; તેઓમાં સર્વ કરતાં અધિક શીતળ મધુર રસ છે; મધ્યમ શીતળ કષાયરસ છે અને સર્વ કરતાં હીન શીતળ તિક્તરસ છે; વળી મધુર, કષાય તથા લવણ એ ત્રણ રસો ગુરુ છે; તેમાં સર્વથી અધિક ગુરુ મધુર રસ છે, મધ્યમ ગુરુ કષાય રસ છે અને હીન–ગુરુ લવણ રસ છે; તેમ જ અમ્લ, કટુ તથા તિક્ત એ ત્રણ રસો લઘુ છે; તેઓમાં સર્વથી અધિક લઘુ તિક્ત રસ છે, મધ્યમ લઘુ કટુરસ છે અને હીન લઘુ અમ્લરસ છે; આ ઉપરથી એમ કહી શકાય કે કટુ, તિક્ત અને કષાય–એ ત્રણ રસો, વીર્ય વડે યથોત્તર રૂક્ષ છે–એટલે કે કટુરસ રૂક્ષવીર્ય છે, તેના કરતાં વધુ રૂક્ષવીર્ય તિક્તરસ છે અને તે બેયના કરતાં વધારે રૂક્ષવીર્ય કષાયરસ છે; તેમ જ લવણ, અમ્લ તથા મધુરરસ યથોત્તર સ્નિગ્ધ વીર્ય છે; તેમ જ કટુ, અમ્લ તથા લવણરસ યથોત્તર ઉષ્ણવીર્ય છે; કટુ, તિક્ત, કષાય અને મધુર રસ યથોત્તર શીતવીર્ય છે; લવણ, કષાય તથા મધુર રસ યથોત્તર ગુરુ છે; અને અમ્લ, કટુ તથા તિક્તરસ યથોત્તર લઘુ છે. અહીં રસોનાં શીત, ઉષ્ણ આદિ વીર્યો ઉપરથી તેઓનું ઉત્તમ, મધ્યમ તથા અધમપણું વિકારના વિચાર ઉપરથી સમજી લેવું જોઈએ.

એમ લઘુ રસોમાં સર્વ કરતાં હીન લઘુ તરીકે અમ્લરસને કહ્યો; તેમાં મતભેદ કહે છે : ‘કેટલાક આચાર્યો, લઘુ રસોમાં સૌથી હીન લઘુ તરીકે લવણરસને ઇચ્છે છે, તેમ જ બધા ગુરુ રસોમાં પણ સર્વ કરતાં હીન ગુરુ તરીકે તો લવણરસ લઘુતામાં તથા ગુરુતામાં બેયમાં સર્વ કરતાં હીન ગણાય છે.’

અહીં શ્રી ગંગાધર વધુ સૂક્ષ્મ દૃષ્ટિએ આમ સમજાવે છે; ‘આ મધુર આદિ રસો ગુરુ, લઘુ, શીતળ, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ હોય છે; તેઓમાં ન્યૂનાધિકતા હોય છે કે નહિ? આનો ઉત્તર અહીં ૮૪થી ૮૮ શ્લોકોમાં કહે છે : કષાય, કટુ તથા તિક્ત–એ ત્રણ રસોને રૂક્ષ કહ્યા છે; તેઓમાં કષાય રસ બધા કરતાં વધુ રૂક્ષ છે; કેમ કે તે રસની ઉત્પત્તિમાં પવન તથા પૃથ્વીની અધિકતા યુક્ત પાંચભૂતો કારણ હોય છે; તેમાં આકાશ, અગ્નિ તથા જળ ઓછાં હોય છે અને પવન તથા પૃથ્વી અધિક હોય છે; એટલે જે અધિક હોય તે ઓછાંને દબાવી દે છે, તે કારણે બધા કરતાં ઘણાં જ અધિક પવન તથા પૃથ્વીમાં પણ પૃથ્વીનો વિરોધી ગુણ રહેતો નથી; અને પવનનો રૂક્ષ ગુણ જિતાઈ જતો નથી, પરંતુ ઊલટું તેને પોષણ મળે છે, તેથી કષાય રસવાળા દ્રવ્યમાં રૂક્ષતા બધા કરતાં વધારે હોય છે; પરંતુ કટુ રસ તો એ બધા રૂક્ષ રસો–કષાય, કટુ તથા તિક્ત રસોમાં રૂક્ષતાને લીધે મધ્યમ રૂક્ષ છે; કેમ કે તેની ઉત્પત્તિમાં વાયુની તથા અગ્નિની અધિકતાયુક્ત પાંચ મહાભૂતો કારણ હોય છે; તેમાં પૃથ્વી, જળ અને આકાશ ઓછાં હોય છે અને વાયુ તથા અગ્નિ અધિક હોય છે; જે અધિક હોય તે ઓછાંને જીતે છે; તેથી એ વાયુ તથા અગ્નિ જેમાં અધિક હોય તેવા કટુરસવાળા દ્રવ્યમાં તે વાયુના તથા અગ્નિના ગુણો કરતાં બાકીનાં ભૂતોના ગુણો દબાઈ જતાં સર્વથી અધિક વાયુના તથા અગ્નિના રૂક્ષતાના ગુણો એકરૂપ થઈ જઈ મધ્યમ રૂક્ષતાનો ગુણ થાય છે; પરંતુ તે રૂક્ષતાનો ગુણ બીજાઓ કરતાં અધિક કેમ થતો નથી? આનો ઉત્તર આ છે કે સર્વના કરતાં અધિક વાયુની તથા અગ્નિની રૂક્ષતા જોકે એક થઈ હોય છે છતાં તે બન્ને ભૂતો મૂર્ત નથી, તે કારણે ઓછું બળ ધરાવે છે; તેમ જ સ્નિગ્ધગુણવાળા જળના અધિક સ્નિગ્ધ અંશોને એ કટુરસમાં રહેલ પૃથ્વી તથા આકાશ સંપૂર્ણ દબાવી દે છે, તેથી વાયુની તથા અગ્નિની રૂક્ષતા તેમાં મધ્યમ થાય છે; પરંતુ કષાયરસવાળા દ્રવ્યના આરંભમાં તો પવન તથા પૃથ્વી ઘણાં જ અધિક હોય છે અને તેમાં એક અમૂર્ત અને બીજું મૂર્ત છે; તેથી વધુ બળવાન બનીને જળના સ્નેહને જીતી લઈ બાકીનો રૂક્ષતાનો જ ગુણ સર્વ કરતાં અધિક હોય છે. એ જ કષાય, કટુ તથા તિક્ત રસોમાં તિક્તરસ સર્વ કરતાં હીન રૂક્ષતાવાળો હોય છે; તેનું કારણ આ છે કે વાયુ તથા આકાશની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી તેની ઉત્પત્તિ થઈ છે; તેમાં પૃથ્વી, જળ તથા તેજ ઓછાં હોય છે અને વાયુ તથા આકાશ, એ ત્રણે કરતાં અધિક હોય છે; એટલે તે રીતે ઉત્પન્ન થતા એ તિક્તરસવાળા દ્રવ્યમાં સૌ કરતાં અતિશય વધુ રહેલો વાયુ, બીજાં ઓછાં ભૂતોના સમુદાયને જીતી લઈ દાબી દે છે, છતાં જળના સ્નેહભાગનો જય બાકી રહેતાં રૂક્ષતા ઓછી હોય છે; જોકે તેમાં વાયુને આકાશની સહાયતા હોય છે, પરંતુ એ આકાશ અમૂર્ત હોવાને લીધે તેનું બળ અલ્પ રહ્યું હોય છે. હવે લવણ, અમ્લ તથા કટુક રસોને જે ઉષ્ણ કહ્યા છે, તેઓ બધા એકસરખા ઉષ્ણ હોય છે કે તેઓમાં કંઈ ન્યૂનાધિકતા હોય છે? આ પ્રશ્નનો ઉત્તર હવે મૂળમાં કહે છે કે એ ત્રણ જે ઉષ્ણ રસો છે, તેઓમાં લવણરસ બધા કરતાં વધુ ઉષ્ણ હોય છે; એકંદર લવણ, અમ્લ તથા કટુક એ ત્રણે રસો ઉષ્ણ તો છે જ, છતાં લવણરસ તેઓમાં સર્વ કરતાં અત્યંત અધિક ઉષ્ણ છે;

કારણ કે જળ તથા અગ્નિના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી તેની ઉત્પત્તિ થાય છે, તેથી તેમાં પૃથ્વી, વાયુ તથા આકાશના ભાગો ઓછા હોય છે; એટલે તેઓ ત્રણે કરતાં અધિક અંશે રહેલાં જળ તથા અગ્નિ, તે ત્રણેને ખૂબ દાબી દે છે; એટલે બધા કરતાં ખૂબ વધારે રહેલાં તે જળ તથા અગ્નિથી ઉત્પન્ન થતાં એ લવણરસથી યુક્ત દ્રવ્યમાં સર્વ કરતાં વધારે રહેલાં તે જળ અને અગ્નિ, પોતાથી ઓછાં બીજાં અનુષ્ણ ભૂતોને જીતી લે છે અને ઉષ્ણ ગુણ સર્વ કરતાં અધિક તરીકે રહે છે; જોકે જળનો ગુણ, અગ્નિના ગુણની સમાનતાથી જ તેમાં રહ્યો હોય છે, છતાં જળનો એ શીતગુણ, અગ્નિના ઉષ્ણગુણને જીતી શકતો નથી; તે કારણે લવણરસ બધા કરતાં વધારે ઉષ્ણ છે; પરંતુ અમ્લરસ તો મધ્યમ ઉષ્ણ છે; કેમ કે તેની ઉત્પત્તિ પૃથ્વીના તથા અગ્નિના ગુણની અધિકતાવાળા પાંચ મહાભૂતોથી થયેલી છે; એટલે તેમાં પણ આકાશ, વાયુ તથા જળ ઓછાં હોય છે, તેથી તેઓ કરતા વધારે રહેલાં પૃથ્વી તથા અગ્નિના અંશો, તે ત્રણે ઓછાં ભૂતોને જીતી લઈ દાબી દે છે, એટલે તે અમ્લ રસયુક્ત દ્રવ્યમા પૃથ્વીના તથા અગ્નિના અંશો વધારે હોય છે, તે કારણે બધાં દ્રવ્યોનો પરાજય થતાં જળનો ગુણ પણ પરાજય પામવાથી અગ્નિનો મધ્યમ ઉષ્ણ ગુણ રહે છે; પરંતુ અધિક ઉષ્ણ ગુણ રહેતો નથી; પછી તે ઉષ્ણ રસોમાં કટુક છેલ્લો છે. એટલે કે લવણ, અમ્લ તથા કટુ એ ત્રણ ઉષ્ણ રસોમાં છેલ્લો એટલે કે સૌથી ઓછી ઉષ્ણતાવાળો કટુરસ છે; કારણ કે વાયુ તથા અગ્નિની અધિકતાવાળાં પાચ ભૂતોમાંથી તેની ઉત્પત્તિ થાય છે; એટલે કે તેમાં આકાશ, જળ તથા પૃથ્વી ઓછા હોય છે અને વાયુ તથા અગ્નિના અંશો વધુ હોય છે, એ રીતે બનેલા તે કટુરસવાળા દ્રવ્યમા વાયુ તથા અગ્નિના ગુણો, બાકીના ભૂતોના ગુણોને દાબી દે છે અને જળની શીતળતા સાથે વાયુની શીતળતા અગ્નિના ગુણ ઉષ્ણતાની સાથે બરાબર સરખી એકરૂપ થઈને પ્રબળ બને છે; એમ એ પ્રબળ શીતળતાથી અગ્નિના ગુણની ઉષ્ણતા કંઈક અંશે જિતાઈ જઈને બાકી ઓછી રહે છે, પણ અધિક રહેતી નથી; હવે મધુર, અમ્લ તથા લવણ રસો જે સ્નિગ્ધ કહ્યા છે, તેઓ પણ શું સરખા જ છે કે ઓછા, મધ્યમ કે અધિક છે? આનો ઉત્તર કહેવામાં આવે છે કે, બધા સ્નિગ્ધ રસોમાં સર્વ કરતા અધિક સ્નિગ્ધ મધુર રસ છે; એકંદર મધુર, અમ્લ તથા લવણ રસોને સ્નિગ્ધ કહ્યા છે; તેઓમાં મધુર રસ, સ્નેહમાં સૌના કરતાં અધિક સ્નિગ્ધ છે; કારણ કે તે મધુર રસની ઉત્પત્તિ, સોમ કે જળના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી શરૂ થાય છે; એટલે કે તેમાં આકાશ, વાયુ, અગ્નિ તથા ભૂમિના ગુણો ઓછા હોય છે. અને પૃથ્વીમાં રહેલી જળના ગુણની અધિકતાથી એટલે તે બન્ને ગુણોની પ્રબળતાથી તે મધુરરસવાળું દ્રવ્ય આરંભાય છે; અને તે બેયના ગુણો એકરૂપ થઈ જઈ પ્રબળ તથા વધુ સ્નિગ્ધ થઈને બાકીના ભૂતોના ગુણોને દાબી દે છે, તેથી વાયુ આદિની રૂક્ષતાનો ગુણ નિર્બળ બની જઈ પરાજય પામે છે, તેથી તે મધુરરસમાં સ્નેહગુણ બીજા સર્વ રસો કરતા અધિક થાય છે; પરંતુ અમ્લરસ બીજા બધા સ્નિગ્ધ રસોમાં સ્નેહ ગુણથી મધ્યમ સ્નિગ્ધ હોય છે; કેમ કે તે અમ્લરસની ઉત્પત્તિ પૃથ્વીના તથા અગ્નિના ગુણોની અધિકતા સહિત પાંચ મહાભૂતોથી થયેલી હોય છે, એટલે તેમાં આકાશ, વાયુ તથા જળ ઓછાં હોય છે અને ભૂમિના તથા અગ્નિના ગુણ સર્વ કરતાં તે અમ્લરસયુક્ત દ્રવ્યમા વધારે હોય છે, તેથી તે ભૂમિ તથા અગ્નિના ગુણો, બાકીનાં ભૂતોને દબાવી પૃથ્વીમાં રહેલ જળના સ્નેહ સાથે એકરૂપ થઈ જાય છે; તેમ જ જળભૂતનો તે ઓછો થયેલો સ્નેહ, અતિશય વધુ પ્રમાણમાં થયેલ અગ્નિભૂતની રૂક્ષતાના પ્રબળ ગુણ વડે અમુક થોડા અંશે દબાઈ જાય છે; તેથી એ અમ્લરસમાં સ્નેહ મધ્યમ તરીકે રહે છે; તેમ જ છેલ્લો જે લવણ રસ છે તે બીજા બધા સ્નિગ્ધ રસો કરતાં ઓછી સ્નિગ્ધતાવાળો હોઈને હીનસ્નિગ્ધ કહેવાય છે. એકંદર મધુર, અમ્લ તથા લવણ એ ત્રણ રસો સ્નિગ્ધ છે; તેઓમા લવણ રસ સૌ કરતાં ઓછો–હીનસ્નિગ્ધ છે; કેમ કે તેની ઉત્પત્તિ જળ તથા અગ્નિના ગુણોની અધિકતાવાળાં પાચ મહાભૂતોથી થાય છે; એટલે તેમાં આકાશ, વાયુ તથા પૃથ્વીરૂપ ભૂતો ઓછા હોય છે અને જળ તથા અગ્નિરૂપ ભૂતો બધાં કરતાં અધિક પ્રમાણમાં હોય છે; જેથી તે જળના તથા અગ્નિના ગુણો વડે, બીજાં ઓછા ભૂતોના ગુણો દબાઈ જાય છે; એટલે અધિક પ્રમાણમાં રહેતાં તે જળ તથા અગ્નિભૂત સહિત બીજા ઓછા ભૂતોથી ઉત્પન્ન થતા એ લવણ રસવાળા દ્રવ્યમાં, જળ તથા અગ્નિના ગુણો, બીજાં ઓછાં ભૂતોને દાબી દે છે, તેથી જળનો સ્નેહ અગ્નિની રૂક્ષતાની સાથે તુલ્ય બની જઈ, ભૂમિમાં રહેલા જળના સ્નેહ સાથે જોડાઈને અધિક બળવાન થયો હોય છતાં બીજા સ્નિગ્ધ રસોના પ્રમાણમાં ઓછો થઈ જાય છે. તેથી એ લવણ રસ બીજા સ્નિગ્ધ રસો કરતાં સૌથી હીનસ્નિગ્ધ ગણાય છે.

હવે તિક્ત, કષાય તથા મધુર એ ત્રણ રસોને શીત કહ્યા છે, તે બધામાં સર્વની તુલ્યતા છે કે કોઈ કોઈની ન્યૂનતા, મધ્યતા તથા અધિકતા પણ છે? આ પ્રશ્નનો ઉત્તર અહીં જણાવે છે : 'तिक्तात् कषायो मधुरः शीतात् शीततरः परः'–અર્થાત્ તિક્તરસ શીત છે, કષાય રસ શીતતર કે મધ્યમ શીત છે એટલે કે તિક્ત કરતાં વધુ શીત છે, પરંતુ મધુર રસ તો સર્વથી પર છે– એટલે કે ઉત્તમ શીત છે અથવા શીતતમ છે; કારણ કે તે મધુર રસની ઉત્પત્તિ સોમ કે જળના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોમાંથી થયેલી હોય છે; કષાય રસની ઉત્પત્તિ ભૂમિ તથા વાયુના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોમાંથી થયેલી હોય છે અને તિક્ત રસની ઉત્પત્તિ આકાશના તથા વાયુના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી થયેલી હોય છે; તેમાં સોમભૂત–જળના શીતળ ગુણની એટલે કે જળની, વાયુની તથા ભૂમિગત જળમાં રહેલ શીતળ ગુણની અધિકતા થવાથી મધુર દ્રવ્યમાં બધા કરતાં અધિક શીતળપણું હોય છે; પરંતુ કષાય રસવાળા દ્રવ્યમાં પવનની શીતળતા બળવાન હોય છે, પૃથ્વીમાં રહેલ જળની શીતળતા મધ્યમ હોય છે અને જળભૂતની પોતાની શીતળતા ઓછી હોય છે; અને તેનો પણ અગ્નિની ઉષ્ણતાથી પરાજય થતાં કષાય રસવાળાં દ્રવ્યમાં મધ્યમ શીતળતા હોય છે; પરંતુ તિક્ત રસવાળા દ્રવ્યમાં વાયુની શીતળતા પ્રબળ હોય છે, તેમ જ જળની તથા ભૂમિમાં રહેલા જળની શીતળતા ઓછી હોય છે અને તે પણ એકરૂપ થઈ ગયેલ હોય છે; અને તેનો પણ અગ્નિની ઉષ્ણતા વડે પરાજય થઈ જતાં ખૂબ જ ઓછી શીતળતા બાકી રહે છે; હવે જો એમ છે તો, મધુર, અમ્લ તથા લવણ રસો, જે ગુરુ કહ્યા છે, તેઓ પણ એકસરખા જ ગુરુ છે કે તેઓમાં પણ અમુક અમુક અંશે ન્યૂનતા, મધ્યમતા તથા અધિકતા હોય છે? આનો જ ઉત્તર મૂળમાં કહે છે કે, 'स्वादुर्गुरुत्वादधिकः' અર્થાત્ મધુર, અમ્લ તથા લવણ રસો ગુરુ કહ્યા છે, તેઓમાં મધુર રસ ગુરુપણામાં સર્વથી અધિક ગુરુ છે; કેમ કે તેની ઉત્પત્તિ સોમના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી થયેલી હોય છે; તેમાં જળ પૃથ્વીના કરતાં ભલે લઘુ છે, પરંતુ વાયુ, અગ્નિ તથા આકાશના કરતાં તો જળ ગુરુ જ હોય છે અને તેની પણ ગુરુતા ભૂમિના ગૌરવની સાથે એકરૂપ થતાં એકંદર બધા કરતાં ગુરુત્વ અધિક જ થઈ જાય છે; તેમ જ 'कषायाल्लवणोऽवरः' એટલે કે કષાય રસ ગુરુપણામાં મધ્યમ ગુરુ છે; કેમ કે પવન તથા પૃથ્વીની અધિકતાથી યુક્ત પાંચ મહાભૂતોમાંથી તેની ઉત્પત્તિ થાય છે; તેમાં ઓછ[ાં] ભૂતોનો પરાજય થતાં ભૂમિમાં રહેલ જળનું ગુરુપણ[ું] હોવાથી તે ગુરુત્વ પણ ભૂમિમાં રહેલ ગુરુત્વની સા[થે] મળી જઈ પ્રબળ થાય છે; અને અમૂર્ત એવા આકાશ[,] વાયુ તથા અગ્નિની લઘુતાને દાબી દઈ તે મધ્યમ ગુરુ[-] ત્વરૂપે રહે છે; એ કષાય રસ કરતાં પણ લવણ રસ ઓછો ગુરુ છે; એટલે એકંદર સર્વ રસો કરતાં ઓછો ગુરુ લવણ રસ છે; કેમ કે તેની ઉત્પત્તિ જળના તથા અગ્નિના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી થયેલી હોય છે; એટલે કે તેમાં ઓછાં ભૂતોના લઘુત્વનો જય થઈ જતાં જળનું ઓછું ગુરુત્વ, ભૂમિના ગુરુત્વની સાથે એકરૂપ થઈને પણ ખૂબ ઓછું જ રહે છે.

હવે અમ્લ, કટુ તથા તિક્ત–એ ત્રણ રસોને જો લઘુ કહ્યા છે, તો તેઓ ત્રણે સરખા લઘુ છે કે તેઓમાં ન્યૂનતા, મધ્યમતા કે અધિકતા પણ છે? આનો જ ઉત્તર મૂળમાં આ પ્રમાણે કહેવાય છે : 'अम्लात् कटुस्ततस्तिक्तो लघुत्वादुत्तमोत्तमः'–અમ્લ રસ ઓછો લઘુ છે, એ અમ્લ લઘુ કરતાં વધારે–મધ્યમ લઘુ કટુરસ છે અને તે મધ્યમ કટુરસ કરતાં પણ વધારે–ઉત્તમોત્તમ લઘુ તિક્તરસ છે; તેમાંના લઘુ અમ્લરસવાળું દ્રવ્ય, ભૂમિ તથા અગ્નિની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી ઉત્પન્ન થયેલું હોઈ તેમાં જે ઓછાં ભૂતો હોય છે, તેઓનો સૌથી અધિક ભૂમિ તથા અગ્નિ વડે પરાજય થઈ જાય છે; પછી તેઓમાં ભૂમિનું ગુરુત્વ અને અગ્નિનું લઘુત્વ બાકી રહે છે; પરંતુ તેઓ બન્ને એક સરખાં હોવાથી કોઈ કોઈનો પરાજય કરી શકતાં નથી, તેથી લઘુત્વ ઓછું રહે છે; પરંતુ કટુરસવાળાં દ્રવ્યમાં વાયુ તથા અગ્નિના ગુણો સૌથી વધારે હોય છે; બાકીનાં પણ ભૂતોના અંશો તેમાં હોય છે, પરંતુ વાયુ તથા અગ્નિના ગુણો વધારે હોવાથી બીજાંઓના ગુણોને તેઓ દાબી દે છે; અને તેઓ પોતે તો બન્ને લઘુ હોય છે, તેથી એ કટુક રસમાં મધ્યમ લઘુત્વ હોય છે; કારણ કે આકાશ કરતાં સ્થૂલ એવો અગ્નિ તે દ્રવ્યમાં શરૂઆત કરનારો હોય છે.

પછી વાયુના તથા આકાશના ગુણોની અધિકતાવાળાં પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થયેલો તિક્તરસ તો બધા કરતાં વધારે લઘુ હોય છે; કેમ કે અગ્નિ તો આકાશ કરતાં સ્થૂલ જ હોય છે, એ કારણે વાયુની તથા આકાશની અધિકતાવાળાં પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થતો તિક્તરસ સૌ કરતાં અતિશય વધુ લઘુ હોય છે; અહીં કેટલાક વિદ્વાનો પોતાનો આવો મત દર્શાવે છે કે, ઉપર દર્શાવેલા ત્રણ લઘુ રસોમાં સૌથી હીન લઘુ રસ લવણ છે, પણ અમ્લ રસ હીન લઘુ નથી; એટલે તેઓ

કારણ કે જળ તથા અગ્નિના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી તેની ઉત્પત્તિ થાય છે, તેથી તેમાં પૃથ્વી, વાયુ તથા આકાશના ભાગો ઓછા હોય છે; એટલે તેઓ ત્રણે કરતાં અધિક અંશે રહેલાં જળ તથા અગ્નિ, તે ત્રણેને ખૂબ દાબી દે છે; એટલે બધા કરતાં ખૂબ વધારે રહેલાં તે જળ તથા અગ્નિથી ઉત્પન્ન થતાં એ લવણરસથી યુક્ત દ્રવ્યમાં સર્વ કરતાં વધારે રહેલાં તે જળ અને અગ્નિ, પોતાથી ઓછાં બીજાં અનુષ્ણ ભૂતોને જીતી લે છે અને ઉષ્ણ ગુણ સર્વ કરતાં અધિક તરીકે રહે છે; જોકે જળનો ગુણ, અગ્નિના ગુણની સમાનતાથી જ તેમાં રહ્યો હોય છે, છતા જળનો એ શીતગુણ, અગ્નિના ઉષ્ણગુણને જીતી શકતો નથી; તે કારણે લવણરસ બધા કરતાં વધારે ઉષ્ણ છે; પરંતુ અમ્લરસ તો મધ્યમ ઉષ્ણ છે; કેમકે તેની ઉત્પત્તિ પૃથ્વીના તથા અગ્નિના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી થયેલી છે, એટલે તેમાં પણ આકાશ, વાયુ તથા જળ ઓછાં હોય છે, તેથી તેઓ કરતા વધારે રહેલાં પૃથ્વી તથા અગ્નિના અંશો, તે ત્રણે ઓછા ભૂતોને જીતી લઈ દાબી દે છે, એટલે તે અમ્લ રસયુક્ત દ્રવ્યમાં પૃથ્વીના તથા અગ્નિના અંશો વધારે હોય છે, તે કારણે બધાં દ્રવ્યોનો પરાજય થતાં જળનો ગુણ પણ પરાજય પામવાથી અગ્નિનો મધ્યમ ઉષ્ણ ગુણ રહે છે; પરંતુ અધિક ઉષ્ણ ગુણ રહેતો નથી; પછી તે ઉષ્ણ રસોમાં કટુક છેલ્લો છે. એટલે કે લવણ, અમ્લ તથા કટુ એ ત્રણ ઉષ્ણ રસોમાં છેલ્લો એટલે કે સૌથી ઓછી ઉષ્ણતાવાળો કટુરસ છે; કારણ કે વાયુ તથા અગ્નિની અધિકતાવાળાં પાચ ભૂતોમાંથી તેની ઉત્પત્તિ થાય છે; એટલે કે તેમાં આકાશ, જળ તથા પૃથ્વી ઓછા હોય છે અને વાયુ તથા અગ્નિના અંશો વધુ હોય છે; એ રીતે બનેલા તે કટુરસવાળા દ્રવ્યમાં વાયુ તથા અગ્નિના ગુણો, બાકીનાં ભૂતોના ગુણોને દાબી દે છે અને જળની શીતળતા સાથે વાયુની શીતળતા અગ્નિના ગુણ ઉષ્ણતાની સાથે બરાબર સરખી એકરૂપ થઈ ને પ્રબળ બને છે; એમ એ પ્રબળ શીતળતાથી અગ્નિના ગુણની ઉષ્ણતા કંઈક અંશે જિતાઈ જઈને બાકી ઓછી રહે છે, પણ અધિક રહેતી નથી; હવે મધુર, અમ્લ તથા લવણ રસો જે સ્નિગ્ધ કહ્યા છે, તેઓ પણ શું સરખા જ છે કે ઓછા, મધ્યમ કે અધિક છે? આનો ઉત્તર કહેવામાં આવે છે કે, બધા સ્નિગ્ધ રસોમાં સર્વ કરતાં અધિક સ્નિગ્ધ મધુર રસ છે; એકંદર મધુર, અમ્લ તથા લવણ રસોને સ્નિગ્ધ કહ્યા છે; તેઓમાં મધુર રસ, સ્નેહમા સૌના કરતાં અધિક સ્નિગ્ધ છે; કારણ કે તે મધુર રસની ઉત્પત્તિ, સોમ કે જળના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી શરૂ થાય છે; એટલે કે તેમાં આકાશ, વાયુ, અગ્નિ તથા ભૂમિના ગુણો ઓછા હોય છે. અને પૃથ્વીમાં રહેલી જળના ગુણની અધિકતાથી એટલે તે બન્ને ગુણોની પ્રબળતાથી તે મધુરરસવાળું દ્રવ્ય આરંભાય છે; અને તે બેયના ગુણો એકરૂપ થઈ જઈ પ્રબળ તથા વધુ સ્નિગ્ધ થઈને બાકીના ભૂતોના ગુણોને દાબી દે છે, તેથી વાયુ આદિની રૂક્ષતાનો ગુણ નિર્બળ બની જઈ પરાજય પામે છે, તેથી તે મધુરરસમાં સ્નેહગુણ બીજા સર્વ રસો કરતા અધિક થાય છે; પરંતુ અમ્લરસ બીજા બધા સ્નિગ્ધ રસોમાં સ્નેહ ગુણથી મધ્યમ સ્નિગ્ધ હોય છે; કેમ કે તે અમ્લરસની ઉત્પત્તિ પૃથ્વીના તથા અગ્નિના ગુણોની અધિકના સહિત પાંચ મહાભૂતોથી થયેલી હોય છે, એટલે તેમાં આકાશ, વાયુ તથા જળ ઓછાં હોય છે અને ભૂમિના તથા અગ્નિના ગુણ સર્વ કરતાં તે અમ્લરસયુક્ત દ્રવ્યમાં વધારે હોય છે, તેથી તે ભૂમિ તથા અગ્નિના ગુણો, બાકીનાં ભૂતોને દબાવી પૃથ્વીમાં રહેલ જળના સ્નેહ સાથે એકરૂપ થઈ જાય છે; તેમ જ જળભૂતનો તે ઓછો થયેલો સ્નેહ, અતિશય વધુ પ્રમાણમાં થયેલ અગ્નિભૂતની રૂક્ષતાના પ્રબળ ગુણ વડે અમુક થોડા અંશે દબાઈ જાય છે; તેથી એ અમ્લરસમાં સ્નેહ મધ્યમ તરીકે રહે છે; તેમ જ છેલ્લો જે લવણ રસ છે તે બીજા બધા સ્નિગ્ધ રસો કરતાં ઓછી સ્નિગ્ધતાવાળો હોઈને હીનસ્નિગ્ધ કહેવાય છે. એકંદર મધુર, અમ્લ તથા લવણ એ ત્રણ રસો સ્નિગ્ધ છે; તેઓમાં લવણ રસ સૌ કરતા ઓછો–હીનસ્નિગ્ધ છે; કેમ કે તેની ઉત્પત્તિ જળ તથા અગ્નિના ગુણોની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી થાય છે; એટલે તેમાં આકાશ, વાયુ તથા પૃથ્વીરૂપ ભૂતો ઓછા હોય છે અને જળ તથા અગ્નિરૂપ ભૂતો બધાં કરતાં અધિક પ્રમાણમાં હોય છે; જેથી તે જળના તથા અગ્નિના ગુણો વડે, બીજાં ઓછાં ભૂતોના ગુણો દબાઈ જાય છે, એટલે અધિક પ્રમાણમાં રહેતાં તે જળ તથા અગ્નિભૂત સહિત બીજાં ઓછાં ભૂતોથી ઉત્પન્ન થતા એ લવણ રસવાળા દ્રવ્યમા, જળ તથા અગ્નિના ગુણો, બીજાં ઓછાં ભૂતોને દાબી દે છે, તેથી જળનો સ્નેહ અગ્નિની રૂક્ષતાની સાથે તુલ્ય બની જઈ, ભૂમિમા રહેલા જળના સ્નેહ સાથે જોડાઈને અધિક બળવાન થયો હોય છતાં બીજા સ્નિગ્ધ રસોના પ્રમાણમાં ઓછો થઈ જાય છે, તેથી એ લવણ રસ બીજા સ્નિગ્ધ રસો કરતાં સૌથી હીનસ્નિગ્ધ ગણાય છે.

હવે તિક્ત, કષાય તથા મધુર એ ત્રણ રસોને શીત કહ્યા છે, તે બધામાં સર્વની તુલ્યતા છે કે કોઈ કોઈની ન્યૂનતા, મધ્યતા તથા અધિકતા પણ છે ? આ પ્રશ્નનો ઉત્તર અહીં જણાવે છે : 'तिक्तात् कषायो मधुरः शीतात् शीततरः परः'–અર્થાત્ તિક્તરસ શીત છે, કષાય રસ શીતતર કે મધ્યમ શીત છે એટલે કે તિક્ત કરતાં વધુ શીત છે, પરંતુ મધુર રસ તો સર્વથી પર છે– એટલે કે ઉત્તમ શીત છે અથવા શીતતમ છે; કારણ કે તે મધુર રસની ઉત્પત્તિ સોમ કે જળના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોમાંથી થયેલી હોય છે; કષાય રસની ઉત્પત્તિ ભૂમિ તથા વાયુના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોમાંથી થયેલી હોય છે અને તિક્ત રસની ઉત્પત્તિ આકાશના તથા વાયુના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી થયેલી હોય છે; તેમાં સોમભૂત–જળના શીતળ ગુણની એટલે કે જળની, વાયુની તથા ભૂમિગત જળમાં રહેલ શીતળ ગુણની અધિકતા થવાથી મધુર દ્રવ્યમાં બધા કરતાં અધિક શીતળપણું હોય છે; પરંતુ કષાય રસવાળા દ્રવ્યમાં પવનની શીતળતા બળવાન હોય છે, પૃથ્વીમાં રહેલ જળની શીતળતા મધ્યમ હોય છે અને જળભૂતની પોતાની શીતળતા ઓછી હોય છે; અને તેનો પણ અગ્નિની ઉષ્ણતાથી પરાજય થતાં કષાય રસવાળાં દ્રવ્યમાં મધ્યમ શીતળતા હોય છે; પરંતુ તિક્ત રસવાળા દ્રવ્યમાં વાયુની શીતળતા પ્રબળ હોય છે, તેમ જ જળની તથા ભૂમિમાં રહેલા જળની શીતળતા ઓછી હોય છે અને તે પણ એકરૂપ થઈ ગયેલ હોય છે; અને તેનો પણ અગ્નિની ઉષ્ણતા વડે પરાજય થઈ જતાં ખૂબ જ ઓછી શીતળતા બાકી રહે છે; હવે જો એમ છે તો, મધુર, અમ્લ તથા લવણ રસો, જે ગુરુ કહ્યા છે, તેઓ પણ એકસરખા જ ગુરુ છે કે તેઓમાં પણ અમુક અમુક અંશે ન્યૂનતા, મધ્યમતા તથા અધિકતા હોય છે ? આનો જ ઉત્તર મૂળમાં કહે છે કે, 'स्वादुर्गुरुत्वादधिकः' અર્થાત્ મધુર, અમ્લ તથા લવણ રસો ગુરુ કહ્યા છે, તેઓમાં મધુર રસ ગુરુપણામાં સર્વથી અધિક ગુરુ છે; કેમ કે તેની ઉત્પત્તિ સોમના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી થયેલી હોય છે; તેમાં જળ પૃથ્વીના કરતાં ભલે લઘુ છે, પરંતુ વાયુ, અગ્નિ તથા આકાશના કરતાં તો જળ ગુરુ જ હોય છે અને તેની પણ ગુરુતા ભૂમિના ગૌરવની સાથે એકરૂપ થતાં એકંદર બધા કરતાં ગુરુત્વ અધિક જ થઈ જાય છે; તેમ જ 'कषायाल्लवणोऽवरः' એટલે કે કષાય રસ ગુરુપણામાં મધ્યમ ગુરુ છે; કેમ કે પવન તથા પૃથ્વીની અધિકતાથી યુક્ત પાંચ મહાભૂતોમાંથી તેની ઉત્પત્તિ થાય છે; તેમાં બીજા ભૂતોનો પરાજય થતાં ભૂમિમાં રહેલ જળનું ગુરુપણું હોવાથી તે ગુરુત્વ પણ ભૂમિમાં રહેલ ગુરુત્વની સાથે મળી જઈ પ્રબળ થાય છે; અને અમૂર્ત એવા આકાશ, વાયુ તથા અગ્નિની લઘુતાને દાબી દઈ તે મધ્યમ ગુરુત્વરૂપે રહે છે; એ કષાય રસ કરતાં પણ લવણ રસ ઓછો ગુરુ છે; એટલે એકંદર સર્વ રસો કરતાં ઓછો ગુરુ લવણ રસ છે; કેમ કે તેની ઉત્પત્તિ જળના તથા અગ્નિના ગુણની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી થયેલ હોય છે; એટલે કે તેમાં ઓછાં ભૂતોના લઘુત્વનો જય થઈ જતાં જળનું ઓછું ગુરુત્વ, ભૂમિના ગુરુત્વની સાથે એકરૂપ થઈને પણ ખૂબ ઓછું જ રહે છે.

હવે અમ્લ, કટુ તથા તિક્ત–એ ત્રણ રસોને જે લઘુ કહ્યા છે, તો તેઓ ત્રણે સરખા લઘુ છે કે તેઓમાં ન્યૂનતા, મધ્યમતા કે અધિકતા પણ છે ? આનો જ ઉત્તર મૂળમાં આ પ્રમાણે કહેવાય છે : 'अम्लात् कटुस्ततस्तिक्तो लघुत्वादुत्तमोत्तमः'–અમ્લ રસ ઓછો લઘુ છે, એ અમ્લ લઘુ કરતાં વધારે–મધ્યમ લઘુ કટુરસ છે અને તે મધ્યમ કટુરસ કરતાં પણ વધારે–ઉત્તમોત્તમ લઘુ તિક્તરસ છે; તેમાંના લઘુ અમ્લરસવાળું દ્રવ્ય, ભૂમિ તથા અગ્નિની અધિકતાવાળાં પાંચ મહાભૂતોથી ઉત્પન્ન થયેલું હોઈ તેમાં જે ઓછાં ભૂતો હોય છે, તેઓનો સૌથી અધિક ભૂમિ તથા અગ્નિ વડે પરાજય થઈ જાય છે; પછી તેઓમાં ભૂમિનું ગુરુત્વ અને અગ્નિનું લઘુત્વ બાકી રહે છે; પરંતુ તેઓ બન્ને એક સરખાં હોવાથી કોઈ કોઈનો પરાજય કરી શકતાં નથી, તેથી લઘુત્વ ઓછું રહે છે; પરંતુ કટુરસવાળાં દ્રવ્યમાં વાયુ તથા અગ્નિના ગુણો સૌથી વધારે હોય છે; બાકીનાં પણ ભૂતોના અંશો તેમાં હોય છે, પરંતુ વાયુ તથા અગ્નિના ગુણો વધારે હોવાથી બીજાંઓના ગુણોને તેઓ દાબી દે છે; અને તેઓ પોતે તો બન્ને લઘુ હોય છે, તેથી એ કટુક રસમાં મધ્યમ લઘુત્વ હોય છે; કારણ કે આકાશ કરતાં સ્થૂલ એવો અગ્નિ તે દ્રવ્યમાં શરૂઆત કરનારો હોય છે.

પછી વાયુના તથા આકાશના ગુણોની અધિકતાવાળાં પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થયેલો તિક્તરસ તો બધા કરતાં વધારે લઘુ હોય છે; કેમ કે અગ્નિ તો આકાશ કરતાં સ્થૂલ જ હોય છે, એ કારણે વાયુની તથા આકાશની અધિકતાવાળાં પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થતો તિક્તરસ સૌ કરતાં અતિશય વધુ લઘુ હોય છે; અહીં કેટલાક વિદ્વાનો પોતાનો આવો મત દર્શાવે છે કે, ઉપર દર્શાવેલા ત્રણ લઘુ રસોમાં સૌથી હીન લઘુ રસ લવણ છે, પણ અમ્લ રસ હીન લઘુ નથી; એટલે તેઓ

અમ્લ રસને ગુરુ રસોમાં હીન ગુરુ તરીકે માને છે; આમ તેઓ માને તોપણ કોઈ વિરોધ નથી; કારણ કે આપણે અમ્લરસને હીન ગુરુ માનીએ છીએ, એટલે હીન લઘુ તરીકે પણ તે જ અમ્લરસ આવી જાય છે: એટલે બન્ને મતમાં અમ્લ તથા લવણ અવર અથવા હીન જ થાય છે; કેમ કે જે રીતે અમ્લ ગુરુ છે, તે રીતે લવણ પણ ગુરુ છે; જે રીતે અમ્લ લઘુ છે તે રીતે લવણ પણ લઘુ છે; એમ ગૌરવ-લાઘવ બન્નેમા તે અમ્લલવણ સરખા જ થાય છે; જો એમ છે તો કષાય, કટુ, તિક્ત, લવણ, અમ્લ અને મધુર રસો ઉત્તરોત્તર સ્નેહથી અધિક છે અને પૂર્વપૂર્વનો રસ રૂક્ષતામાં અધિક છે; તેમ જ લવણ, અમ્લ, કટુ, તિક્ત, કષાય તથા મધુર રસો ઉત્તરોત્તર શીત છે અને તેઓમાં પૂર્વપૂર્વનો ઉષ્ણ અધિક છે, એમ શા માટે કહ્યું નથી? આનો ઉત્તર આ છે કે એમ કહી શકાય તેમ નથી; કેમ કે જે રીતે લવણ તથા અમ્લ રસ ગૌરવમા તથા લાઘવમાં એકસરખા છે, તેમ તિક્ત તથા લવણ રસ રૂક્ષતામાં તથા સ્નિગ્ધતામાં સરખા છે; તેમ જ કટુ તથા તિક્ત રસ શીતમાં તથા ઉષ્ણતામાં પણ સરખા હોય છે, એટલે ક્રમનો ભંગ થાય છે; વળી એ રીતે પણ કષાય, કટુ તથા તિક્ત રસોમાં અલ્પ તથા અતિ અલ્પ સ્નિગ્ધતાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે; તેમ જ મધુર, અમ્લ તથા લવણ રસોમાં અતિ અલ્પ આદિ રૂક્ષતા પ્રાપ્ત થાય છે; તેમ જ લવણ, અમ્લ તથા કટુક રસોમાં અતિ અલ્પ આદિ શીતતાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે; અને કટુ, તિક્ત તથા કષાય રસોમા અતિ અલ્પ આદિ ઉષ્ણતાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે; અને તે તે ગુણ તેમા તો હોતો નથી, માટે જ ઉપર કહ્યા પ્રમાણે ઉપદેશ કર્યો છે. ૮૪–૮૮

### કયા રસનો કયો વિપાક થાય છે?

कटुतिक्तकषायाणां विपाकः प्रायशः कटुः ।
अम्लोऽम्लं पच्यते, स्वादुर्मधुरं लवणस्तथा ॥ ८९ ॥

કટુ, તિક્ત તથા કષાય રસોનો વિપાક ઘણું કરી કટુ થાય છે; અમ્લ રસનો વિપાક (ઘણું કરી) અમ્લ થાય છે; મધુર રસનો વિપાક (ઘણું કરી) મધુર થાય છે અને લવણ રસનો વિપાક પણ (ઘણું કરી) મધુર જ થાય છે. ૮૯

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં બીજા આચાર્યોના પણ મતો આમ જણાવે છે: 'જતૂકર્ણ પણ આમ જ કહે છે: 'विपाकस्तु प्रायशो मधुरो मधुरलवणयो.' 'अम्लोऽम्लस्य, कटु' कटुतिक्तकषायाणाम्–કટુ આદિનો વિપાક કટુક, અમ્લનો વિપાક અમ્લ અને બાકીના બે રસો મધુર તથા લવણનો વિપાક મધુર થાય છે.' મૂળમાં 'પ્રાયશઃ' પદ મૂક્યું છે, એટલે તે ઉપરથી આમ પણ સૂચન કર્યું છે કે કોઈ દ્રવ્યોમાં અહીં જણાવ્યા પ્રમાણે રસોના વિપાકો થતા પણ નથી; જેમ કે સૂંઠ તથા પીપર વગેરે દ્રવ્યો રસથી કટુ છે, છતાં તેઓનો વિપાક મધુર થાય છે; કળથી તૂરી છે, છતાં તેનો વિપાક અમ્લ થાય છે; હરડે કષાય–તૂરી છે અને આમળાં અમ્લ છે, છતાં તેઓનો વિપાક મધુર થાય છે; વ્રીહિ–ડાંગર રસથી મધુર છે, છતાં તેનો વિપાક અમ્લ થાય છે; અને તેલ પણ તેવા જ પ્રકારે મધુર છે, છતાં તેનો વિપાક કટુક–તીખો થાય છે. પરાશર તો આમ કહે છે: 'રસોના ત્રણ પાકો થાય છે: અમ્લરસનો પાક અમ્લ થાય છે, કટુરસનો પાક કટુ થાય છે અને બીજા ચાર રસોનો એટલે મધુર, લવણ, તિક્ત તથા કષાય રસોનો પાક મધુર થાય છે; મિશ્ર રસોના વિપાક મિશ્ર જ થાય છે; આ પરાશરના મતમાં તિક્ત તથા કષાયરસનો વિપાક મધુર કહ્યો છે; કારણ કે તેઓનો વિપાક જો કટુ હોય તો તેઓમાં પિત્તનાશકપણું ઘટતું નથી; પરંતુ તેમ માનવું અયોગ્ય છે; કેમ કે તિક્ત તથા કષાય રસનો વિપાક કટુ થાય, તોપણ તેઓ શીતવીર્ય હોવાથી તેઓમાં પિત્તનો નાશ કરવાપણું ઘટે જ છે; જેમ કે લવણનો વિપાક મધુર છે, છતાં તે ઉષ્ણવીર્ય હોવાથી પિત્તને જ ઉપજાવે છે. કેટલાક આચાર્યો અહીં આમ કહે છે કે, દરેક રસનો પાક તે તે રસ પ્રમાણે જ થાય છે; અહીં તેઓનો આશય આ છે કે, તપેલીમાં રહેલું દૂધ પકવવામાં આવે છે, તોયે મધુર જ પાકે છે; અથવા ડાંગર, જવ, મગ વગેરેને વાવ્યાં હોય ત્યારે પણ તેઓ પોતાનો સ્વભાવ છોડતાં નથી; અર્થાત્ ડાંગર, જવ, મગ વગેરેનાં બીજો વાવ્યા હોય, ત્યારે પણ તેઓમાંથી ડાંગર, જવ તથા મગ વગેરેના જ અંકુરો ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે મધુર વગેરે રસો જઠરાગ્નિથી પક્વ થયા હોય ત્યારે પણ પોતપોતાના મધુર આદિ રૂપોને છોડતા નથી, એટલે કે, મધુર રસનો મધુર જ પાક થાય છે, અમ્લરસનો અમ્લ જ પાક થાય છે, એમ બીજા પણ વિપાકો થાય છે; એટલે કે, છ રસોના વિપાકો છ થાય છે, એમ તેઓ ભલે કહે, પરંતુ તેઓનું તે કહેવું અયોગ્ય છે; કારણ કે ડાંગર મધુર છે, છતાં તેનો પાક તો અમ્લ જ થાય છે; આમળાં ખાટાં છે, છતા તેઓનો વિપાક તો મધુર જ થાય છે; તેલ મધુર છે, છતાં તેનો વિપાક તો કટુ જ થાય છે અને પીપર કટુ છે, છતાં તેનો વિપાક કટુ થતો જ નથી, પરંતુ મધુર જ થાય છે; એટલે દ્રવ્યોનો જે રસ હોય તેવો જ તેઓનો પાક થાય

એમ માનવામાં ઉપર જણાવેલો વિપરીતતા ઘટતી નથી. સુશ્રુત તો સૂત્રસ્થાનના ૪૦મા અધ્યાયમાં આમ કહે છે : 'आगमे हि द्विविध एव पाको मधुरः कटुकश्च, तयोर्मधुराख्यो गुरुः कटुकाख्यो लघुः, तत्र पृथिव्यप्तेजोवाय्वाकाशानां द्वैविध्यं भवति । गुणसाधर्म्यात् गुरुता लघुता च, पृथिव्यापश्च गुर्व्यः, शेषाणि लघूनि, तस्माद् द्विविध एव पाक इति, भवन्ति चात्र 'द्रव्येषु पच्यमानेषु येष्वम्बुपृथिवीगुणाः । निवर्तन्तेऽधिकास्तत्र पाको मधुर उच्यते॥ तेजोऽनिलाकाशगुणाः पच्यमानेषु येषु तु । निवर्तन्तेऽधिकास्तत्र पाकः कटुक उच्यते ।'–શાસ્ત્રમાં રસોના પાકો બે પ્રકારના જ કહ્યા છે : એક મધુર તથા બીજો કટુક; તેઓમાં જે મધુર છે, તે જ ગુરુ કહેવાય છે અને જે કટુક છે, તેજ લઘુ કહેવાય છે; તેઓમાં પૃથ્વી જળ, તેજ, વાયુ તથા આકાશમાં ગુણોના સમાન ધર્મપણાથી ગુરુતા તથા લઘુતા એમ બે જ પ્રકારો થાય છે; કેમ કે પૃથ્વી તથા જળ ગુરુ છે અને બાકીનાં ભૂતો લઘુ છે; તે કારણે બે જ પ્રકારનો પાક થાય છે. અહીં આવા શ્લોકો કહ્યા છે કે 'પરિપાક પામતાં જે દ્રવ્યોમાં જળના તથા પૃથ્વીના ગુણો અધિક હોય છે, તેઓનો પાક ઘણું કરીને મધુર જ કહેવાય છે; પરંતુ પરિપાક પામતાં જે દ્રવ્યોમાં તેજ, વાયુ તથા આકાશના ગુણો અધિક હોય છે, તેઓનો પાક કટુક કહેવાય છે.' આમ સુશ્રુતના મતે અમ્લ પાક છે જ નહિ; પિત્ત જ વિદગ્ધ થાય છે, ત્યારે અમ્લપણું પામે છે; કેમ કે તેમાં અગ્નિનું તત્ત્વ છે; એટલે સુશ્રુતના મતે બે જ પ્રકારનો પાક છે; કેમ કે તેની આવી માન્યતા છે કે ભૂતોમાં ગૌરવ અને લાઘવ બે જ ગુણો છે; એટલે જે દ્રવ્યમાં પૃથ્વીના તથા જળના ગુણો અધિક હોય તેઓનો મધુર પાક થાય છે અને જે દ્રવ્યમાં અગ્નિના, વાયુના તથા આકાશના ગુણો અધિક હોય છે, તેઓનો કટુક પાક થાય છે. હવે અહીં આવી શંકા થાય છે કે, જે દ્રવ્યો મિશ્ર સ્વભાવનાં હોય એટલે કે અમ્લ, લવણ તથા કષાયથી મિશ્ર હોય તેઓનો વિપાક કયો થશે? તે સ્થળે કયા પક્ષનો આશ્રય કરવો જોઈશે? તેમાં પૃથ્વીના તથા જળના ગુણોની અધિકતાને લીધે જેઓ સ્નિગ્ધ હોય એટલે મધુર, અમ્લ તથા લવણ હોય તેઓનો ત્રણનો જ વિપાક મધુર થાય; પરંતુ વાયુના ગુણની અધિકતા હોવાથી રૂક્ષ એવાં કટુ, તિક્ત તથા કષાયનો વિપાક તો કટુક જ થાય છે; આ વાત હિતાહિતીયમાં વિરુદ્ધ રસનાં દ્વંદ્વોમાં સ્પષ્ટ થશે; સુશ્રુતના મતે બે પ્રકારનો પાક કહ્યો છે અને ચરકના મતે ત્રણ પ્રકારનો પાક કહેલ છે; એક–ચરક અમ્લવિપાક સ્વીકારે છે, ત્યારે બીજો–સુશ્રુત અમ્લવિપાકનો નિષેધ કરે છે; એમ એ બન્ને મતમાં જે વિરોધ છે, તેને કઈ રીતે ઘટાવવો જોઈએ કે એ વિરોધ કઈ રીતે દૂર કરવો? આનો ઉત્તર આ છે કે, બન્નેના મતે કોઈ દોષ જ નથી; વસ્તુતઃ વિરોધ જ નથી; હરકોઈ અમ્લ દ્રવ્ય મધુર વિપાકી જ હોય છે, છતાં ઉષ્ણવીર્ય હોવાથી લવણની પેઠે જ તેનામાં પિત્તજનકપણું ઘટે જ છે; અમ્લવિપાકના સ્વીકાર–અસ્વીકારમાં મૂળ–બીજ તો આ જ છે કે ચરકમતે પિત્ત સ્વભાવથી જ અમ્લ તથા કટુ છે; જ્યારે સુશ્રુતે તો પિત્તને કટુરસવાળું જ માન્યું છે; છતાં પિત્તમાં જે અમ્લતા જણાય છે, તે એનામાં વિદગ્ધપણું થતાં જ જણાય છે; એમ સુશ્રુતે પ્રાકૃત પિત્તને અમ્લ સ્વીકાર્યું નથી અને તેના વિપાકને પણ ખાસ અમ્લ સ્વીકારેલ નથી, તે ઠીક જ છે; કેમ કે પ્રાકૃત પિત્તમાં કે તેના વિપાકમાં અમ્લપણું સ્વીકારવામા કંઈ પ્રયોજન જ નથી; કેમ કે વિદગ્ધ પિત્તને જો અમ્લ સ્વીકાર્યું છે, તો એ પણ નક્કી જ થયું કે, તે વિદગ્ધ પિત્તનો જ વિપાક અમ્લ થવો સંભવિત છે, શુદ્ધ પિત્તનો વિપાક અમ્લ હોતો જ નથી; કેમ કે તે પોતે જ અસલ રસમાં અમ્લ નથી; કેવળ વિદગ્ધ કે વિકૃત જ પિત્ત અમ્લ બને છે, એટલે અહીં તેનો વિપાક અમ્લ કહેલ છે, તે પણ સપ્રયોજન જ સિદ્ધ થાય છે. ખરી રીતે તો દોષોના ત્રણ પ્રકારો છે, તો તેઓને અનુગુણ કે અનુસરીને વિપાકોના પણ ત્રણ જ પ્રકારો કહેવા તે યોગ્ય છે. આ જ કારણે કહેશે કે, 'शुक्रहा बद्धविण्मूत्रो विपाको वातलः कटुः । मधुरः सृष्टविण्मूत्रो विपाकः कफशुक्रलः । पित्तकृत् सृष्टविण्मूत्रः पाकोऽम्लः शुक्रनाशनः ॥–કટુ વિપાક, વીર્યનાશક, વિષ્ઠા તથા મૂત્રને બાંધનાર કે રોકનાર તથા વાયુવર્ધક હોય છે; મધુર વિપાક કફ તથા વીર્યને વધારનાર અને વિષ્ટા તથા મૂત્રની છૂટ કરનાર હોય છે; તેમ જ અમ્લવિપાક પિત્ત કરનાર, વીર્યનો નાશ કરનાર તથા વિષ્ટા અને મૂત્રની છૂટ કરનાર હોય છે.' વળી આ ચરકના ચિકિત્સાસ્થાનના 'ગ્રહણીચિકિત્સિત' નામના ૧૫ મા અધ્યાયમાં કહેવાશે કે, 'अन्नस्य भुक्तमात्रस्य षड्रसस्य प्रपाकतः ! मधुराख्यात् कफो भावात् फेनभूत उदीर्यते। परंतु पच्यमानस्य विदग्धस्याम्लभावतः ! आशयाच्च्यवमानस्य पित्तमच्छमुदीर्यते। पक्वाशयं तु प्राप्तस्य शोष्यमाणस्य वह्निना। परिपिण्डितपक्वस्य वायुः स्यात् कटुभावतः'–છ યે રસવાળું અન્ન જેવું ખાવામાં આવ્યું હોય, કે તરત તેના પાકની શરૂઆત થતાં પ્રથમ તેમાંથી મધુરપણું થાય છે; પછી એ મધુરભાવમાંથી ફીણરૂપ થયેલો કફ પ્રકટ થાય છે; એમ પાકતાં પાકતાં તે ખાધેલો ખોરાક વિદગ્ધ થઈને જ્યારે અમ્લભાવને પામે છે અને આમા-

શયમાંથી જ્યારે નીકળવા લાગે છે, ત્યારે પક્વાશયમાં પહોંચતાં જ તેનું સ્વચ્છ પિત્ત પ્રકટ થાય છે; અર્થાત્ અહીં આમ કહેવા માગે છે, કે આમાશયમાં આહાર પર લાળની ક્રિયા થયા પછી આમાશયનો રસ ક્રિયા કરે છે, જે રસ ખાટો હોય છે; જેનાથી ખાધેલા આહારનો રસ ખાટો થઈ જાય છે; પછી આમાશયમાંથી નીકળીને આહાર ગ્રહણીમાં જવા લાગે છે; તે ગ્રહણીમાં એ ખોરાકની સાથે ક્ષુદ્ર આંત્રીયરસ, તેમ જ પોતપોતાની પ્રણાલીમાંથી આવેલું અને એક બીજો પાચક રસ, કે જેને આજકાલ 'કલોમરસ' કહે છે, તે મળે છે, તેથી પિત્ત કડવું થઈ જાય છે; પછી એ ખાધેલો આહાર જ્યારે પક્વાશયમાં પ્રાપ્ત થાય છે અને અગ્નિ દ્વારા તે જ્યારે સુકાઈ જાય છે, ત્યારે પાકીને પિંડાકારે થઈ જાય છે; એ વેળા તેના કટુક ભાવને લીધે વાયુની વૃદ્ધિ થાય છે.' (આ અનુવાદ શ્રી જયદેવના હિંદીના આધારે લખાયો છે.) આ ઉપરથી દ્રવ્યોના છયે રસોમાં વિપાકના જે ત્રણ પ્રકારો મધુર, અમ્લ તથા કટુક લક્ષણોવાળા જે કહેવાય છે, તે દોષોના ત્રણ પ્રકારોને લીધે જ સારી રીતે પ્રતિપાદિત થાય છે. અહીં એક શંકા થાય છે કે, આ ચરકના જ ચિકિત્સાસ્થાનના ગ્રહણીચિકિત્સિત અધ્યાયમાં તો છયે રસોના ત્રણ વિપાકો કહેવાશે, જ્યારે અહીં તો આમ કહેવામાં આવે છે કે-' कटुतिक्तकषायाणां विपाकः प्रायशः कटु । अम्लोऽम्लं पच्यते स्वादुर्मधुरं लवणस्तथा ।–કટુ, તિક્ત તથા કષાય રસોનો વિપાક ઘણું કરી કટુ થાય છે, અમ્લરસનો વિપાક અમ્લ થાય છે, મધુરરસનો મધુર વિપાક તથા લવણરસનો પણ મધુર વિપાક થાય છે.' આ કઈ રીતે ઘટે છે? આનું સમાધાન આ છે કે, ત્યાં ગ્રહણીચિકિત્સિતમાં જે કહેવાવું છે, તે તો પાચન થતા ખોરાકને તે તે દોષોનાં સ્થાનોનો સંબંધ થવાથી તેની મધુર આદિ ત્રણ અવસ્થાઓ થાય છે એમ જણાવ્યું છે. એ કંઈ વિપાક નથી, વિપાક તો કર્મનિષ્ઠાથી થાય છે, એમ સમજવું.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'એ મધુર આદિ રસોને જે જે ગુણકર્મવાળા કહ્યા; તેઓનું ફળ કયા પ્રકારે તૈયાર થાય છે? આના જ ઉત્તરરૂપે અહીં વિપાક કહે છે; હવે પછી વિપાકોનું લક્ષણ કહેવાશે, જે વિપાકો વડે ફળ તૈયાર થાય છે. 'વિપાક' એટલે વિશેષરૂપે પચવું એટલે કે દ્રવ્યોના સ્વરૂપમાં તથા રસમાં ફેરફાર થઈ જવો તે છે; એ ફેરફાર બીજા સ્વરૂપતરીકે તથા બીજા રસ તરીકે પરિણામ થવા રૂપ હોય છે. જઠરાગ્નિના યોગથી ખાધેલાં દ્રવ્યોનું પાચન થવાથી કિટ્ટરૂપે તથા સારરૂપે અલગ અલગપણું થતાં જે સારભાગ પ્રવાહીરૂપે પહેલો તૈયાર થાય છે, તે 'રસ' નામની ધાતુ છે; અને કિટ્ટનો ભાગ, જે મૂત્ર તથા વિષ્ઠારૂપે તૈયાર થાય છે,તે મળધાતુ કહેવાય છે. એ રસ તથા મળધાતુરૂપ થયેલ બીજા રસની પેઠે બીજા દ્રવ્ય તરીકે ખાધેલા ખોરાકનું અમુક જે ખાસ પરિણામ થાય છે, તેને અહીં 'વિપાક' કહે છે. આ સંબંધે કહ્યું છે કે 'जाठरेणाग्निना योगाद् यदुदेति रसान्तरम् । रसानां परिणामान्ते स विपाक इति स्मृतः॥–જઠરાગ્નિની સાથે સંબંધ થવાથી રસોના પરિણામની અંતે જે જુદો રસ પ્રકટ થાય છે, તે 'વિપાક' કહેવાય છે.' હવે કયા રસનું કયા જુદા રસ તરીકે ઉદય થઈને પરિણામ થાય છે? તે અહીં કહે છે: ખાધેલાં દ્રવ્યોનો જે કોઈ કટુ, તિક્ત કે કષાય રસ હોય, તે જ જઠરાગ્નિથી પાચન થતાં ખાધેલાં દ્રવ્યોના 'રસ' નામના ધાતુરૂપે પરિણામ પામતાં તેના પાકથી પચતો પચતો ઘણું કરી 'કટુ' વિપાકરૂપે થાય છે; જે કટુરસ હોય તે પણ કટુ વિપાક કે જુદા જ કટુ પરિણામરૂપે તૈયાર થઈ 'રસ' નામની તે ધાતુની અંદર રહે છે. જે તિક્તરસ હોય તે પણ ખાસ જુદા જ કટુપાક કે જુદા જ કટુ પરિણામ તરીકે તૈયાર થઈ તે રસધાતુમાં રહે છે; તે જ પ્રમાણે કષાય રસ પણ જુદા જ કટુ વિશેષ કે કટુ વિપાક નામના પરિણામરૂપે તૈયાર થઈ તે રસ ધાતુમાં રહે છે. અહીં મૂળમાં 'प्रायशः' પદ મૂક્યું છે, તે ઉપરથી જણાવ્યું છે કે, પીપર તથા સૂંઠ વગેરે કટુ દ્રવ્યોમાં કટુરસ હોવા છતાં તેનો વિપાક 'મધુર' થાય છે; તેમ જ પરવળનાં પાંદડાં તથા નેતરના અગ્રભાગ વગેરે તિક્ત દ્રવ્યોમાં તિક્તરસ રહેલો છે, છતાં તેઓનો 'વિપાક' પણ 'મધુર' થાય છે; અને હરડે વગેરે કષાય દ્રવ્યોમાં 'કષાય' રસ રહ્યો હોય છે, છતાં તેઓનો વિપાક મધુર થાય છે, તેમાં કોઈ વિરોધ નથી; એ જ પ્રમાણે અમ્લરસનો વિપાક અમ્લ થાય છે એટલે કે ઘણું કરી જે અમ્લરસ હોય છે, તે (જઠરાગ્નિના સંબંધથી પચતાં પચતાં છેવટે) ખાસ એક જુદા જ અમ્લ વિપાક કે અમ્લ પરિણામરૂપે તૈયાર થઈને તે રસ નામની ધાતુમાં રહે છે; અહીં પણ 'प्रायशः' એટલે 'ઘણું કરીને' એમ ચાલુ હોવાથી કોઈક દ્રવ્યમાં અમ્લરસનો પણ મધુરપાક થાય છે, તેમાં વિરોધ નથી; જેમકે આમળાં અમ્લરસવાળાં છે, છતાં તેઓનો વિપાક મધુર થાય છે; તે જ પ્રમાણે મધુર રસનો મધુર વિપાક તથા લવણરસનો પણ 'મધુરવિપાક' થાય છે; એટલે કે મધુર રસવાળા દ્રવ્યમાં રહેલો મધુરરસ, (જઠરાગ્નિના યોગથી પચતાં પચતાં

) જુદા જ મધુર વિપાક કે મધુર પરિણામરૂપે
થઈને તે રસ નામની ધાતુમાં રહે છે; તે જ
ણે લવણરસવાળા દ્રવ્યમાં રહેલો લવણરસ પણ
રાગ્નિના સંબંધથી પચતાં પચતાં છેવટે) જુદા જ
. વિપાક અથવા મધુર પરિણામ તરીકે તૈયાર
તે તે 'રસ' નામની ધાતુમાં રહે છે. અહીં પણ
શઃ' પદનું અનુસંધાન ચાલુ હોવાથી સમજવાનું
ઈક મધુર કે લવણ દ્રવ્યમાં મધુર પાક થતો નથી,
જુદો જ પાક થાય છે; જેમ કે અળસીનું તેલ
ર–અમ્લ હોય છે, છતાં વિપાકમાં તે કટુક બને છે;
જ પાંશુજ લવણ કે ધૂળિયું લૂણ અથવા ખારો,
માં લવણ છે, છતાં તેનો વિપાક પણ કટુ થાય છે,
તુ મધુર થતો નથી, તેમાં વિરોધ નથી.

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: વિપાક
ુ રસરૂપ જ હોય છે, તેથી તેનું અહીં લક્ષણ કહે
: મૂળમાં 'प्रायः' પદ મૂકીને દર્શાવ્યું છે કે પીપર,
થી વગેરે દ્રવ્યો, રસને અનુકૂળ પાકવાળાં પણ હોય
; કટુક આદિ શબ્દ ઉપરથી તે તે રસના આધારભૂત
યો કહ્યાં છે; કારણ કે રસોના પાક થતા નથી, પણ
રસોના આધારભૂત દ્રવ્યોના જ પાક થાય છે; લવણ
સ પણ ઘણું કરી મધુર વિપાકવાળો જ હોય છે.
પાકનું લક્ષણ આવું કહી શકાય કે, જઠરાગ્નિના
ાગથી આહારનો છેલ્લા સમયે જે ગુણ ઉત્પન્ન થાય
તે વિપાક કહેવાય છે. આ સંબંધે આવું વચન
ણ મળે છે: 'जाठरेणाग्निना योगाद् यदुदेति रसान्तरम्,
ाहारपरिणामान्ते स विपाक इति स्मृतः–જઠરના અગ્નિ-
નો સંબંધ થવાથી ખોરાકનું પાચન થયા પછી છેવટે
જે જુદો જ રસ ઉત્પન્ન થાય છે, તે 'વિપાક'
કહેવાય છે.' ૮૯

### મધુરાદિ છયે રસોનાં કાર્યો

मधुरो लवणाम्लौ च स्निग्धभावात्त्रयो रसाः ।
वातमूत्रपुरीषाणां प्रायो मोक्षे सुखा मताः ॥ ९० ॥
कटुतिक्तकषायास्तु रूक्षभावात्त्रयो रसाः ।
दुःखाय मोक्षे दृश्यन्ते वातविण्मूत्ररेतसाम् ॥ ९१ ॥

મધુર, લવણ તથા અમ્લ એ ત્રણ રસો, સ્નિગ્ધ હોવાના કારણે વાયુ, મૂત્ર તથા વિષ્ઠાનો ત્યાગ કરતી વેળા ઘણું કરી સુખકારક મનાયા છે; તેમ જ કટુ, તિક્ત તથા કષાય–એ ત્રણ રસો, રૂક્ષ હોવાના કારણે વાયુ, વિષ્ઠા, મૂત્ર તથા વીર્યનો ત્યાગ કરતી વેળા ઘણું કરી દુઃખકારક થતા જોવામાં આવે છે. ૯૦,૯૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'ગ્રંથકારને વિપાકનું લક્ષણ કહેવાની જોકે ઇચ્છા છે, પરંતુ એ વિપાકનું ફળ રસોની સાથે મળતું હોય છે, તેથી પ્રથમ મધુર આદિ છયે રસોનું કાર્ય અહીં જણાવે છે: મધુર, લવણ તથા અમ્લ એ ત્રણ રસો, સ્નિગ્ધપણાને લીધે વાયુ, વિષ્ઠા તથા મૂત્રનો ત્યાગ કરતી વેળા સુખકારક મનાયા છે; અર્થાત્ મધુર, લવણ તથા અમ્લ એ ત્રણ રસોમાં સ્નેહગુણનો યોગ હોય છે, તે કારણને લીધે તેઓ વાતાદિનો ત્યાગ સુખપૂર્વક કરે છે એટલે કે, એ રસો સહેલાઈથી વાતાદિનો ત્યાગ કરાવે છે; પરંતુ મૂળમાં 'प्रायः' પદ મૂકીને સૂચવ્યું છે કે, કોઠ વગેરે કેટલાંક દ્રવ્યો ગ્રાહી એટલે વાત–મળ–મૂત્રને રોકનારાં પણ જોવામાં આવે છે; વળી કટુ આદિ ત્રણ રસો રૂક્ષ છે, તે કારણે વાયુ, વિષ્ઠા, મૂત્ર તથા વીર્ય એ ચારેનો ત્યાગ કરતી વેળા દુઃખકારી જોવામાં આવે છે; કેમ કે એ કટુ, તિક્ત તથા કષાય રસોમાં રૂક્ષતાના ગુણનો સહયોગ હોય છે, તેથી તેઓ વાયુને, વિષ્ઠાને, મૂત્રને તથા વીર્યને ખાસ કરી બાંધી રાખે છે–રોકી રાખે છે એટલે ઘણી મુશ્કેલીએ તેઓને છૂટાં કરે છે.'

અહીં શ્રી ગંગાધર આમ સમજાવે છે: 'અહીં વિપાકોના પ્રભાવનો ઉપદેશ કરવા, તેના કારણરૂપ રસોનો પ્રભાવ પ્રથમ કહે છે: મધુર, લવણ તથા અમ્લ એ ત્રણ રસો, પોતાના સ્નિગ્ધ–ભાવને લીધે એટલે કે તેઓ ક્રમશઃ ઉત્તમ, મધ્યમ તથા હીન સ્નિગ્ધ છે, તે કારણે વાતાદિની છૂટ કરવામાં ઘણું કરી અનુક્રમે ઉત્તમ, મધ્યમ તથા અધમરૂપે સુખકારી મનાયા છે; મૂળમાં 'प्रायः' પદ મૂકીને સૂચવ્યું છે કે, કોઠનાં ફળ વગેરેમાં રહેલા અમ્લાદિ રસો, ગ્રાહી હોય છે એટલે કે ઊલટા મળબંધ કરનારા થાય છે; તે જ પ્રમાણે કટુ, તિક્ત તથા કષાય એ ત્રણ રસો, રૂક્ષપણાને લીધે એટલે કે ક્રમશઃ ઉત્તમ, મધ્યમ તથા હીન રૂક્ષ હોવાના કારણે વાતાદિની છૂટ કરવામાં ક્રમશઃ ઉત્તમ, મધ્યમ તથા અધમરૂપે દુઃખકારક જોવામાં આવે છે; એકંદર કષાય રસો અત્યંત ગ્રાહી હોય છે, કટુક રસો મધ્યમ ગ્રાહી હોય છે અને તિક્તરસો અલ્પગ્રાહી હોય છે.'

શ્રી ચક્રપાણિ અહીં સળંગ વાક્યાર્થ આમ સમજાવે છે: 'હવે પછી વિપાકનું લક્ષણ કહેવાનું છે; તેની પહેલાં મધુર તથા અમ્લવિપાક વાયુને તથા મળ–મૂત્રને રોકનાર કયા કારણે થતો નથી; તેમ જ કટુવિપાક વાયુને તથા મળ–મૂત્રને રોકનાર કયા કારણે થાય છે? તે કારણ અહીં કહેવા માગે છે. મધુર, અમ્લ તથા લવણ રસો, વિપાકને પામી ચૂકયા હોય છતાં સ્નેહગુણના યોગથી

વાત, મૂત્ર તથા વિષ્ટાની છૂટ સુખપૂર્વક કરે છે; એટલે આ ઉપરથી મધુર તથા અમ્લવિપાકનું લક્ષણ એકસરખું જ છે, એમ જણાવ્યું છે; પરંતુ કટુ. તિક્ત તથા કષાય રસોના વિપાકમાં ઉપર જણાવ્યાથી વિપરીતપણું હોય છે; અર્થાત્ તેઓ વાત, મૂત્ર તથા વિષ્ટાની છૂટમાં મુશ્કેલી કરે છે; કેમ કે તેઓમાં રૂક્ષગુણનો સહયોગ હોય છે, એવો વાક્યાર્થ સમજવો.' ૯૧

## વિપાકોનાં લક્ષણ તથા પ્રભાવ

शुक्रहा बद्धविण्मूत्रो विपाको वातलः कटुः ।
मधुरः सृष्टविण्मूत्रो विपाकः कफशुक्रलः ॥ ९२ ॥
पित्तकृत्सृष्टविण्मूत्रः पाकोऽम्लः शुक्रनाशनः ।
तेषां गुरुः स्यान्मधुरः कटुकाम्लावतोऽन्यथा ॥ ९३ ॥

કટુ વિપાક વીર્યનો નાશ કરનાર, વિષ્ટાને તથા મૂત્રને રોકનાર અને વાયુવર્ધક હોય છે; મધુર વિપાક કફને તથા વીર્યને વધારનાર અને વિષ્ટાની તથા મૂત્રની છૂટ કરનાર હોય છે; અમ્લ વિપાક વીર્યનો નાશ કરનાર, પિત્તને કરનાર તથા વિષ્ટાની અને મૂત્રની છૂટ કરનાર હોય છે; એમ એ ત્રણ વિપાકોમાં મધુર વિપાક ગુરુ હોય છે, ત્યારે કટુક તથા અમ્લ વિપાક, એથી ઊલટા એટલે લઘુ હોય છે. ૯૨,૯૩

યોગીન્દ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં આમ જણાવે છે કે, 'આ બે શ્લોકોમાં વિપાકોનાં લક્ષણ કહે છે; કટુવિપાક રૂક્ષપણાને લીધે વીર્યનો નાશ કરનાર, વિષ્ટાને તથા મૂત્રને રોકનાર તેમ જ વાયુવર્ધક છે; પરંતુ મધુર વિપાક સ્નિગ્ધપણાને લીધે વિષ્ટાની તથા મૂત્રની છૂટ કરનાર અને કફને તથા વીર્યને વધારનાર હોય છે; સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૧મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'गुरुपाकः सृष्टविण्मूत्रतया कफोत्क्लेशेन च । लघुर्बद्धविण्मूत्रतया मारुतकोपेन च'–જે ગુરુપાક હોય છે તે (મધુરતાથી યુક્ત હોઈને) વિષ્ટાની તથા મૂત્રની છૂટ કરે છે; તે ઉપરથી તેમ જ કફનો ઉત્ક્લેશ કે સ્વસ્થાનેથી ખસેડવું કરતો હોવાથી અથવા કફનો પ્રકોપ કે વધારો કરતો હોવાથી જણાય છે; પરંતુ જે લઘુપાક હોય છે, તે વિષ્ટાને તથા મૂત્રને રોકનારપણાથી અને વાયુના પ્રકોપથી જણાય છે.' પરંતુ અમ્લપાક તો ઉષ્ણવીર્ય હોવાથી પિત્ત કરનાર તથા વીર્યનો નાશ કરનાર હોય છે; તેમ જ સ્નિગ્ધપણાને લીધે વિષ્ટાની તથા મૂત્રની છૂટ કરનાર હોય છે; એમ એ ત્રણ વિપાકોમાં મધુર વિપાક ગુરુ કે ભારે છે; પરંતુ કટુક તથા અમ્લ વિપાક, એથી ઊલટા એટલે લઘુ છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'વિપાકનો પ્રભાવ અહીં કહેવા માગે છે: કટુવિપાક વીર્યનાશક, વિષ્ટા–મૂત્રને રોકનાર તથા વાયુકારક હોય છે; એમ કટુ રસનાં જે પૂર્વોક્ત જુદાં જુદાં કર્મો કહ્યાં છે, તે જ અહીં સૂચવ્યાં છે; કેમ કે તે કટુવિપાક લઘુ, ઉષ્ણ તથા રૂક્ષ હોય છે; મધુર વિપાકમાં શ્રેષ્ઠ સ્નેહભાવ હોય છે, તેથી એ શ્રેષ્ઠ ગણાય છે, તેમ જ વિષ્ટાને, મૂત્રને, કફને તથા વીર્યને છોડનાર કોઈ પૂર્વોક્ત મધુરરસના ગુણથી જ યુક્ત છે; પરંતુ અમ્લપાકમાં સ્નેહ મધ્યમ હોય છે, તેથી મધ્યમરૂપે તે મળ–મૂત્રને છોડે છે, મધ્યમરૂપે વીર્યનો નાશ કરે છે તથા પિત્તને કરે છે; એમ પૂર્વોક્ત અમ્લરસના ગુણથી તેને યુક્ત જાણવો; અહીં શંકા થાય છે કે દ્રવ્યોના ગુણોનો ઉદય, એમ જો વિપાક ઉપરથી જ થાય છે, તો ૭ રસોનો ગુણ કઈ રીતે થાય છે? આનું સમાધાન આ છે, કે ના, એમ નથી; વિપાકની પહેલાં જ રસનું કાર્ય હોય છે, પાક પછી તો વિપાકનું કાર્ય થાય છે. હવે એ ત્રણે વિપાકોનાં બીજાં નામો પણ કહે છે: એ મધુર, અમ્લ તથા કટુ વિપાકોની મધ્યે જે મધુર પાક થાય છે, તે ગુરુ હોય છે; જ્યારે કટુક તથા અમ્લપાક તેથી ઊલટા લઘુ હોય છે; આમ કહેવાથી સુશ્રુત સાથેનો વિરોધ રહ્યો નથી. ૯૨,૯૩

## દ્રવ્યના ગુણની વિશેષતાથી વિપાકની અલ્પતા, મધ્યતા તથા અધિકતા

विपाकलक्षणस्याल्पमध्यभूयस्त्वमेव च ।
द्रव्याणां गुणवैशेष्यात्तत्र तत्रोपलक्षयेत् ॥ ९४ ॥

દ્રવ્યોના ગુણોની વિશેષતાથી ત્યાં ત્યાં વિપાકોનાં લક્ષણની અલ્પતા, મધ્યતા તથા અધિકતા જાણી જ શકાય છે. ૯૪

અહીં શ્રી ગંગાધરની ટીકાનો ભાવાર્થ હિંદી ટીકાકાર શ્રી જયદેવે આ રીતે લખ્યો છે: દ્રવ્યોના ગુણોની વિભિન્નતા ઉપરથી તે તે સ્થળે વિપાકના લક્ષણની અલ્પતા, મધ્યતા તથા અધિકતા જાણવી જોઈએ; જેમ કે રસ જો અલ્પ મધુર હોય તો વિપાક પણ અલ્પ મધુર થાય; રસ જો મધ્યમ મધુર હોય તો વિપાક પણ મધ્યમ મધુર થાય; રસ જો અધિક મધુર હોય તો વિપાક પણ અધિક મધુર થાય.

અથવા મધુર રસનો વિપાક મધુરતમ થશે અને મધુર વિપાકનાં પૂર્વોક્ત લક્ષણો તેમાં અતિશય ભરપૂર હશે; લવણ રસનો વિપાક અલ્પ મધુર થશે અને તેમાં મધુર વિપાકનાં લક્ષણો પણ અલ્પ હશે; અમ્લ રસનો

વિપાક મધ્યમ મધુર થશે અને તેમાં મધુર વિપાકનાં લક્ષણો પણ મધ્યમ હશે; એ જ પ્રમાણે તિક્ત રસનો વિપાક અલ્પકટુ થશે; અને તેમાં કટુ વિપાકનાં લક્ષણો અલ્પ હશે; કટુરસનો વિપાક મધ્યમ કટુ થશે અને તેમાં કટુ વિપાકનાં લક્ષણો મધ્યમરૂપે જ હશે; કષાય રસનો વિપાક ઉત્તમકટુ થશે અને તેમાં કટુ વિપાકનાં લક્ષણો ઉત્તમરૂપે હશે. એ પ્રકારે દ્રવ્યોની સ્નિગ્ધતા, રૂક્ષતા આદિ ગુણોમાં વિભિન્નતા હોવાથી અલ્પતા, મધ્યતા તથા શ્રેષ્ઠતાને જોઈને વિપાકની અલ્પતા, મધ્યતા તથા ઉત્તમતાનો નિર્દેશ કરવો જોઈએ. (અહીં શ્રી ચક્રપાણિએ લાંબી ટીકા લખી છે, પરંતુ યોગીન્દ્રનાથ સેને તે પ્રથમ લઈ લીધી છે, જે અહીં ૯ મા શ્લોક પર પ્રથમ અનુવાદરૂપે અપાઈ ગઈ છે.) ૯૪

## વિપાક પછી વીર્યનું કથન: વીર્યના ભેદો અને લક્ષણ

**मृदुतीक्ष्णगुरुलघुस्निग्धरूक्षोष्णशीतलम् ।**
**वीर्यमष्टविधं केचित्केचिद्द्विविधमास्थिताः ॥ ९५ ॥**
**शीतोष्णमिति वीर्यं तु क्रियते येन या क्रिया ।**
**नावीर्यं कुरुते किंचित्सर्वा वीर्यकृताः क्रियाः ॥ ९६ ॥**

**કેટલાક આચાર્યો મૃદુ, તીક્ષ્ણ, ગુરુ, લઘુ, સ્નિગ્ધ, રૂક્ષ, ઉષ્ણ તથા શીતલ એમ આઠ પ્રકારનું વીર્ય માને છે; જ્યારે કેટલાક આચાર્યો શીત અને ઉષ્ણ એમ બે પ્રકારનું વીર્ય માની રહ્યા છે; (દ્રવ્યમાં રહેલ) જે શક્તિ વડે જે ક્રિયા કરાય છે, તે 'વીર્ય' કહેવાય છે; વીર્ય વિનાનું કોઈ પણ દ્રવ્ય કંઈ કરી શકતું નથી; બધી ક્રિયાઓ વીર્યથી જ કરાય છે. ૯૫,૯૬**

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'પહેલાં વિપાક કહ્યો; હવે વીર્ય કહેવાય છે. તેમાં પ્રથમ બીજાઓનો મત કહે છે: કેટલાક આચાર્યો મૃદુ, તીક્ષ્ણ, ગુરુ, લઘુ, સ્નિગ્ધ, રૂક્ષ, ઉષ્ણ તથા શીતલ એમ આઠ પ્રકારનું વીર્ય કહે છે; એટલે કે મૃદુ આદિ આઠને તેઓ વીર્ય કહે છે; કેમ કે ગુરુ આદિ આઠ ગુણો શક્તિશાળી છે, તેથી તેઓની વીર્યસંજ્ઞા પડી છે; જ્યારે બીજા ગુણો તો કેવળ ગુણરૂપે જ હોઈને શક્તિ કે સામર્થ્યથી રહિત જ હોય છે; પરંતુ કેટલાક આચાર્યો શીત અને ઉષ્ણ એમ બે પ્રકારનું જ વીર્ય માને છે; તેઓ આવો અભિપ્રાય દર્શાવે છે કે સમગ્ર જગત અગ્નિષ્ટોમીય છે; એટલે કે અગ્નિના તથા ચંદ્રના તત્ત્વની અધિકતાથી બનેલું છે, તે કારણે દ્રવ્યોમાં શીત અને ઉષ્ણ એવાં બે પ્રકારનાં જ વીર્ય હોય, એમ કહેવું યોગ્ય છે; વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૭ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'नानात्मकमपि द्रव्यमग्नीषोमौ महाबलौ । व्यक्ताव्यक्तं जगदिव नातिक्रामति जातुचित्'–હરકોઈ દ્રવ્ય અનેક પ્રકારનું હોય છે, છતાં તેમાં અગ્નિ તથા ચંદ્રના ગુણો મહાબળવાન તરીકે રહ્યા હોય છે; જેમ આ જગત વ્યક્તને તથા અવ્યક્તને કદી ઓળંગી શકતું નથી, તેમ કોઈ પણ દ્રવ્ય, તે અગ્નિને તથા સોમને કદી ઓળંગી શકતું નથી–એટલે કે તેઓના ગુણોથી રહિત કદી હોતું નથી. 'तत्रोष्णं दहनपचनस्वेदनविलयनाविलकफशमनानि करोति, शीतं ह्लादनस्तम्भनजीवनरक्तपित्तप्रसादनादीनि ।–તેમાંનું ઉષ્ણવીર્ય દાહ, પાચન, સ્વેદન, ઓગાળી દેવું કે પિગળાવી દેવું, મલિનતા કરવી તથા મલિન કફનું શમન કરે છે; પરંતુ શીતવીર્ય આનંદ પમાડનાર, સ્તંભન કરનાર, જિવાડનાર તથા રક્તપિત્તની પ્રસન્નતા કરનાર વગેરે કરે છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૦મા અધ્યાયમાં આમ જ કહ્યું છે: 'तच्च वीर्यं द्विविधं उष्णं शीतं च, अग्निषोमीयत्वाज्जगतः, केचिदष्टविधमाहुः–शीतमुष्णं स्निग्धं रूक्षं विशदं पिच्छिलं मृदु तीक्ष्णं च ।–વીર્ય બે પ્રકારનું છે: ઉષ્ણ તથા શીત; કેમ કે આખુંય જગત અગ્નિષોમીય છે; એટલે કે અગ્નિતત્ત્વ તથા સોમના જ તત્ત્વથી અધિક યુક્ત છે; ત્યારે કેટલાક આચાર્યો આઠ પ્રકારનું વીર્ય કહે છે: શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, વિશદ, પિચ્છિલ, મૃદુ તથા તીક્ષ્ણ' એમ વીર્યના ભેદો કહ્યા પછી ગ્રંથકાર એ વીર્યનું લક્ષણ અહીં કહે છે: 'येन या क्रिया क्रियते तत् वीर्यम्' જેના વડે (દ્રવ્ય) જે ક્રિયા કરે છે, તે એનું વીર્ય કહેવાય છે' અર્થાત્ જેના યોગથી ક્રિયા કરાય છે, તે બધા દ્રવ્યમાં રહેલા તેના ગુણોનો સમુદાય વીર્ય કહેવાય છે; એકંદર જેના લીધે દ્રવ્ય પોતાની ક્રિયા કરે છે; તે તેનું વીર્ય કહેવાય છે; એ જ કારણે જેમાં વીર્ય ન હોય તે દ્રવ્ય કંઈ પણ કામ કરી શકતું નથી; અર્થાત્ વીર્યહીન દ્રવ્ય કોઈ પણ અર્થક્રિયાને સિદ્ધ કરી શકતું નથી; કારણ કે બધી ક્રિયાઓ વીર્ય દ્વારા જ કરાય છે; એ કારણે જેમાં વીર્ય નથી, તે કંઈ પણ કરી શકતું નથી.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં પ્રથમ કેટલાકના મતે વીર્યનું લક્ષણ કહે છે; કેટલાકના તે બન્ને જુદા જુદા મતો પારિભાષિક 'વીર્ય' સંજ્ઞાને આગળ કરી ચાલુ થયા છે; કેમ કે વૈદ્યક શાસ્ત્રમાં રસ, વિપાક તથા પ્રભાવ સિવાયના પુષ્કળ કાર્યકર્તા ગુણમાં 'વીર્ય' એવી સંજ્ઞા લાગુ કરેલી છે; આ કારણે આઠ પ્રકારનું વીર્ય કહેનારા વાદીઓના મતે પિચ્છિલ,

વિશદ આદિ ગુણો, રસ આદિથી વિપરીત કાર્ય લગભગ કરી શકતા નથી; તેથી તેઓનું ગ્રહણ રસ આદિના ઉપદેશથી જ થઈ જાય છે; મૃદુ આદિ ગુણો તો રસ આદિને દાબી દેનારા પણ હોય છે; જેમ કે પીપરમાં કટુ રસનું કાર્ય, પિત્તને કોપાવવાનું હોય છે, તેને દાબી દઈને તેનામાં રહેલ મૃદુવીર્ય તથા શીતવીર્ય, ઊલટાં પિત્તને જ શમાવે છે; તે જ પ્રમાણે તિક્ત અનુરસ સાથે કષાયરસ ધરાવતાં બૃહત્ પંચમૂળમાં તે રસનું કાર્ય, વાયુનો પ્રકોપ કરનારું હોય છે, તેને દાબી દઈને તેમાં રહેલું ઉષ્ણવીર્ય, તે રસથી વિરુદ્ધ બનીને વાયુનું પ્રશમન જ કરે છે, તે જ પ્રમાણે શેલડીમાં મધુર રસ છે, છતાં તેમાં શીતવીર્ય હોવાથી તે વાયુની જ વૃદ્ધિ કરે છે; આ જ અભિપ્રાય સુશ્રુતે કહેલ છે: 'एतानि खलु वीर्याणि स्वबलगुणोत्कर्षात् रसम् अभिभूय आत्मरूपं दर्शयन्ति–આ વીર્યો જ પોતાનાં બળ તથા ગુણોના ઉત્કર્ષથી રસને દાબી દઈ પોતાનું કામ બતાવી આપે છે.' જેઓ શીત અને ઉષ્ણ નામે બે વીર્યો કહે છે, તેઓ આખા જગતને અગ્નિતત્ત્વપ્રધાન તથા ચંદ્રતત્ત્વપ્રધાન ગણીને ઉષ્ણતા તથા શીતતાનું જ પ્રધાનપણું જણાવે છે, એમ સમજવું; આ સંબંધે પણ કહેવાયું છે કે, 'नानात्मकमपि द्रव्यमग्नीषोमौ महाबलौ॥ व्यक्ताव्यक्तं जगदिव नातिक्रामति जातुचित्'–અનેક પ્રકારનાં દ્રવ્યો છે, તેઓ બધાં મહાબળવાન અગ્નિને તથા ચંદ્રને કદી ઓળંગી શકતાં નથી, જેમ આખુંયે જગત વ્યક્તને તથા અવ્યક્તને કોઈ કાળે ત્યજી શકતું નથી, તેમ.' આ બન્ને મતો, જેઓ આઠ પ્રકારનું વીર્ય માને છે અને જેઓ બે પ્રકારનું વીર્ય માને છે, તેઓ બન્ને મત, આચાર્ય શ્રી ચરકને પણ માન્ય જ છે; કારણ કે આગળ જતાં 'रसवीर्यविपाकानां सामान्यं यत्र लक्ष्यते'–ઇત્યાદિ વાક્યોમાં પારિભાષિક વીર્ય જ પોતે બતાવશે, એ પારિભાષિક 'વીર્ય' સંજ્ઞાનો ત્યાગ કરી અહીં આ ગ્રંથકાર એ વીર્યનો જ પર્યાય 'શક્તિ' નામે કહે છે, એટલે કે જે કોઈ રસ, વિપાક, પ્રભાવ કે ગુરુત્વ આદિ ગુણો વડે કે પરત્વ આદિ ગુણો વડે જે કોઈ ક્રિયા–તર્પણ, આહ્‌લાદન, શમન આદિરૂપ કરાય છે, તે તે બધી ક્રિયામાં તે તે રસ આદિનું વીર્ય હોય છે, તે જ કામ કરનાર છે; આ જ કારણે સુશ્રુતે પણ કહ્યું છે કે 'येन कुर्वन्ति तद्वीर्यम्'–જેના લીધે તે તે દ્રવ્યો, રસાદિ દ્વારા ક્રિયાઓ કરે છે, તે તેમાં રહેલું વીર્ય છે; આ બાબતમાં જ લોકપ્રસિદ્ધ ઘટના કહી બતાવે છે: 'नावीर्यं कुरुते किंचित्'–વીર્ય કે શક્તિ વિનાનું કંઈ પણ કાર્ય કરી શકતું નથી; જેમાં વીર્ય હોય–તે વીર્યવાન જ બધી ક્રિયાઓ કરી શકે છે.

આ ગ્રંથકારે પણ આ અધ્યાયમાં જ પ્રથમ આમ કહ્યું પણ છે કે, 'न च खलु केवल गुणप्रभावादेव द्रव्याणि कार्मुकाणि स्युः, द्रव्याणि हि द्रव्यप्रभावाद् गुणप्रभावाद् द्रव्यगुणप्रभावाच्च यत् कुर्वन्ति तत् कर्म, येन कुर्वन्ति तद् वीर्यम्'–(જુઓ ચાલુ અધ્યાયનું ૩૨ મું સૂત્ર.) ૯૫,૯૬

### સાથે વસતા રસ આદિનું પરસ્પર ભિન્નતાથી થતું જ્ઞાન

**रसो निपाते द्रव्याणां विपाकः कर्मनिष्ठया।**
**वीर्यं यावदधीवासान्निपाताचोपलभ्यते ॥९७॥**

**દ્રવ્યોને જિહ્વા પર મૂકતાં રસનું જ્ઞાન થાય છે; કર્મની નિષ્ઠા કે ક્રિયાપરિસમાપ્તિ ઉપરથી વિપાક જણાય છે; અને જીભ પર મૂકવાથી માંડી શરીરમાં જ્યાં સુધી વસે છે ત્યાં સુધીમાં વીર્યનું જ્ઞાન પ્રાપ્ત થયા જ કરે છે. ૯૭**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, 'હરકોઈ એક જ દ્રવ્યમાં રસ, વીર્ય તથા વિપાકો સાથે જ વસતા હોય છે, તેથી તેઓનું અલગ અલગ જ્ઞાન કરાવવા માટે આ શ્લોકમાં સમજણ આપે છે: હરકોઈ દ્રવ્યને જીભનો માત્ર સ્પર્શ જ થાય છે, કે તરત તેમાં રહેલા મધુર આદિ રસનું જ્ઞાન અવશ્ય થાય છે, પછી તેના વિપાકનું જ્ઞાન, આહારના પરિણામ માટે કરાયેલા કર્મની જે નિષ્ઠા કે દોષ–વૃદ્ધિ–ક્ષયરૂપે તથા વીર્યની વૃદ્ધિ–ક્ષયરૂપે નિષ્પત્તિ અથવા ક્રિયાસિદ્ધિ જે થાય છે, તે દ્વારા જણાય છે; પરંતુ દ્રવ્યના વીર્યનું જ્ઞાન તો, એ દ્રવ્ય, શરીરમાં જેવું પડે કે તરત જ થતું નથી, પરંતુ એ દ્રવ્ય શરીરમાં પડે છે, ત્યારથી માંડીને જ્યાંસુધી શરીરમાં તેનું પરિણામ થઈ તે દ્રવ્ય વસે છે અથવા ટકી રહે છે; ત્યાં સુધીમાં શરીરમાં મૃદુતા વગેરે જે ઊપજે છે, તે ઉપરથી એ દ્રવ્યના વીર્યનું જ્ઞાન થાય છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'અહીં આ વસ્તુ જણાવવા જેવી છે કે, દ્રવ્યોમાં એકીસાથે તેઓના પ્રભાવ, વીર્ય, ગુણો તથા રસો વગેરે વસી રહેલાં હોય છે; તેઓને અલગ અલગ જાણવા હોય તો કઈ રીતે જાણવા જોઈએ? તે વિષે અહીં સમજાવે છે: કોઈ પણ દ્રવ્ય ખાવામાં આવે, ત્યારે મુખમાં જીભ ઉપર પડતાં જ તેનો મધુર આદિ રસ જણાય છે, પરંતુ તેનું સઘળું વીર્ય જણાતું નથી; તે જ પ્રમાણે તેનો વિપાક પણ દ્રવ્યનો જીભ સાથે કેવળ સંબંધ થતાં જ જણાતો નથી; ત્યારે તે વિપાક કઈ રીતે જણાય છે, તે અહીં કહે છે: 'विपाकः कर्मनिष्ठया'–ખાધેલાં દ્રવ્યોનાં

જેટલાં કર્મો હોય છે, તેઓની પરિસમાપ્તિ થયા પછી તેઓનો વિપાક જણાય છે; એમ રસના તથા વિપાકના જ્ઞાનનું કારણ કહ્યા પછી હવે દ્રવ્યના વીર્યને જાણવા સંબંધે કહે છે. દ્રવ્યો, જીભ ઉપર મુકાય, ત્યારથી માંડી શરીરમાં તેઓનો અધિવાસ કે ટકવું રહે ત્યાં સુધીમાં તે દ્રવ્યોના વીર્યનું જ્ઞાન થાય છે.'

અહીં શ્રી ચક્રપાણિ લંબાણથી પણ ઠીક સમજાવે છે: 'દ્રવ્યોના રસ, વિપાક, વીર્ય વગેરે એક જ દ્રવ્યમાં સાથે રહ્યાં હોય છે, તેઓનું ભેદપૂર્વક–જુદું જુદું જ્ઞાન કઈ રીતે થાય છે, તે જણાવવા તેઓનું અહીં લક્ષણ કહે છે: દ્રવ્યોનો જીભની સાથે સંબંધ થતાં તેના રસનું જ્ઞાન થાય છે; પરંતુ દ્રવ્યોના તે રસનો ઉપયોગ થયા પછી કર્મની કે ક્રિયાની પરિસમાપ્તિ થતાં તેનો વિપાક જાણવામાં આવે છે; એટલે કે રસનો ઉપયોગ કર્યા પછી છેલ્લું આહારના પરિણામથી કરાતું જે અમુક ખાસ કર્મવિશેષ, કે જે કફ–શુક્રની અભિવૃદ્ધિ–આદિરૂપે સમાપ્ત થઈ જાય છે, તે પછી તેના ઉપરથી દ્રવ્યના વિપાકનો નિશ્ચય કરાય છે; પરંતુ દ્રવ્યના વીર્યનું જ્ઞાન તો તે દ્રવ્ય જીભ ઉપર પડે છે, ત્યારથી માંડી, શરીરમાં તેનું જ્યાં સુધી વસવું કે ટકી રહેવું થાય છે, ત્યાં સુધીમાં થાય છે; એ વીર્યજ્ઞાન જીભ ઉપર દ્રવ્ય પડે છે, તે પછી શરીરમાં તેનું વસવું હોય ત્યાં સુધીમાં પણ વિપાકની પૂર્વે જ થાય છે; તેમાંનાં કેટલાંક દ્રવ્યોનાં વીર્યજ્ઞાન કેવળ નિપાતથી એટલે કે શરીરનો માત્ર સંયોગ થવાથી જ જણાઈ જાય છે અને કેટલાંક દ્રવ્યોનાં વીર્યજ્ઞાન, શરીરમાં દ્રવ્યોનો વસવાટ પૂરેપૂરો થયા પછી થાય છે; જેમ કે આનૂપ–જલપ્રાય પ્રદેશનાં પ્રાણીઓનાં માંસની ઉષ્ણતા કંઈક અંશે તો નિપાતથી એટલે શરીર સાથેના કંઈક સંયોગ માત્રથી જ જણાય છે; તેમ જ મરીયાં વગેરેની તીક્ષ્ણતા પણ નિપાતથી એટલે કે જીભ ઉપર તેનો સ્પર્શ થતાં જ કંઈક અંશે જણાય છે અને તે પછી શરીરમાં તેનો અધિવાસ કે રહેવું થાય, ત્યાં સુધીમાં પણ તેની તીક્ષ્ણતા કંઈક અંશે જણાય છે; એટલે કે મરીયાં વગેરે દીપનીય જ હોય છે, એમ તેના વીર્યનું જ્ઞાન નિપાત તથા અધિવાસ–બન્ને ઉપરથી થાય છે; આ ઉપરથી એટલું નક્કી સમજાય છે કે રસ તો જીભ સાથે સ્પર્શ થતાં જ તરત પ્રત્યક્ષ જણાય છે; પરંતુ વિપાક તો કાયમ પરોક્ષ જ હોય છે; એ તો તેના કાર્ય ઉપરથી અનુમાન વડે જણાય છે; અને વીર્ય પણ કોઈ કોઈ તો અનુમાનથી જ જણાય છે; જેમ કે સૈંધવમાં રહેલી શીતળતા અને આનૂપ–માંસમાં રહેલી ઉષ્ણતા કેવળ અનુમાનથી જ જાણી શકાય છે, છતાં કેટલાંક વીર્ય પ્રત્યક્ષ પણ જણાય છે; જેમ કે રાઈમાં રહેલી તીક્ષ્ણતા તેને માત્ર સૂંઘવાથી જ તત્કાળ પ્રત્યક્ષ જણાય છે; તેમ જ પિચ્છિલતા, વિશદતા, સ્નિગ્ધતા, રૂક્ષતા વગેરેનો ચક્ષુઇંદ્રિયથી તથા સ્પર્શનઇંદ્રિયથી તત્કાળ પ્રત્યક્ષ નિશ્ચય કરી શકાય છે; આવો અહીં ગૂઢભાવ સમજવાનો છે. આ વીર્ય સહજ તથા કૃત્રિમ એમ બે પ્રકારનું જાણવામાં આવે છે અને તેનાં લક્ષણ સંભવ પ્રમાણે ગુરુ, લઘુ આદિ વીર્યોમાં જણાય છે; એમ તે તે ઉપયોગ કરાતાં દ્રવ્યોના રસોનું, વિપાકોનું તથા વીર્યનું જ્ઞાન જે રીતે થાય છે, તે અહીં જણાવેલ છે; તેમ જ વીર્યનું જે લક્ષણ કહ્યું છે, તે પણ પારિભાષિક જ છે. ૯૭

## દ્રવ્યોના પ્રભાવનું લક્ષણ

**रसवीर्यविपाकानां सामान्यं यत्र लक्ष्यते।**
**विशेषः कर्मणां चैव प्रभावस्तस्य स स्मृतः॥९८॥**

**જે દ્રવ્યમાં રસ, વીર્ય, તથા વિપાકોની (બીજાં સાથે) સમાનતા જણાય, પરંતુ કર્મોની વિશેષતા કે વિભિન્નતા જ હોય, તે એ દ્રવ્યનો 'પ્રભાવ' કહેવાય છે. ૯૮**

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં કેટલીક ટીકાઓનો સારાંશ ઠીક લખે છે: 'જે દ્રવ્યમાં, બીજાં દ્રવ્યો સાથેની રસ, વીર્ય તથા વિપાકમાં સમાનતા હોય, પરંતુ કર્મમાં તો વિશેષ ભિન્નતા કે જુદાઈ જ હોય, એ જ એ દ્રવ્યનો 'પ્રભાવ' કહેવાય છે. આ ઉપરથી આપણે એમ કહી શકીએ છીએ કે, જે વસ્તુમાં રસનું જે કાર્ય હોય તથા વીર્યનું જે કાર્ય હોય, તે જ બીજી વસ્તુમાં પણ ભલે સમાન જણાય, પરંતુ કર્મમાં તે તે વસ્તુ એક એકથી જે જુદી પડે છે, તે જ એ વસ્તુનો પ્રભાવ છે; અર્થાત્ રસ આદિ દ્વારા જેનાં કાર્યનો આપણે નિશ્ચય કરી ન શકીએ, પરંતુ એ વસ્તુ જ્યારે કાર્ય કરે છે, ત્યારે જ આપણે તેનો નિશ્ચય કરી શકીએ છીએ, એ તેનાં કર્મની કે કાર્યની જે વિશેષતા તે જ એ વસ્તુનો પ્રભાવ છે; આ જ કારણે કહેવાય છે કે 'प्रभावोऽचिन्त्य उच्यते'–હરકોઈ વસ્તુનો પ્રભાવ અચિન્ત્ય કહેવાય છે એટલે કે તેનો વિચાર આવવો પણ મુશ્કેલ હોય છે, એમ તે પ્રભાવ અચિંતનીય છે. ૯૮

## દ્રવ્યોના પ્રભાવો સંબંધે દૃષ્ટાંતો

**कटुकः कटुकः पाके वीर्योष्णश्चित्रको मतः।**
**तद्वद्दन्ती प्रभावात्तु विरेचयति मानवम्॥९९॥**
**विषं विषघ्नमुक्तं यत् प्रभावस्तत्र कारणम्।**
**ऊर्ध्वानुलोमिकं यच्च तत्प्रभावप्रभावितम्॥१००॥**

मणोनां धारणीयानां कर्म यद्विविधात्मकम् ।
तत्प्रभावकृतं तेषां, प्रभावोऽचिन्त्य उच्यते ॥ १०१ ॥

જેમ ચિત્રક રસમાં કટુક છે, વિપાકમા પણ કટુક છે અને ઉષ્ણવીર્ય મનાય છે, તે જ પ્રમાણે દંતી–નેપાળો રસમાં કટુક, વિપાકમાં પણ કટુક તથા ઉષ્ણવીર્ય છે, પરંતુ એ નેપાળો પોતાના પ્રભાવથી માણુસને વિરેચન કરાવે છે (જ્યારે ચિત્રક વિરેચન કરાવતો નથી); તેમ જ વિષને વિષનો નાશ કરનાર જે કહ્યું છે, તેમાં તેનો પ્રભાવ કારણુ છે; વળી જે (વમન) દ્રવ્ય, દોષોને ઉપરના ભાગમાં લઈ જનાર હોય છે અને જે (વિરેચન) દ્રવ્ય દોષોનું અનુલોમન કરે છે એટલે કે દોષોને જે નીચેના ભાગે લઈ જાય છે, તે (એનું કર્મ), તેના પ્રભાવથી થયેલું હોય છે; વળી ધારણુ કરવા યોગ્ય મણિઓનુ (તથા ઔષધીઓનું) જે જુદા જુદા પ્રકારનું કર્મ જોવામાં આવે છે, તે પણ તેઓના પ્રભાવથી જ કરાયેલું હોય છે; આ જ કારણે 'प्रभावोऽचिन्त्य उच्यते' પ્રભાવને અચિંતનીય કહેવામાં આવે છે એટલે કે વસ્તુઓનો પ્રભાવ વિચારમાં આવવો પણ શક્ય નથી, એમ કહેવાય છે. ૯૯–૧૦૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં આમ સમજાવે છે: 'જેમ ચિત્રક કટુ રસવાળો–તીખો છે. પાકમાં પણ તે કટુક છે અને વીર્યથી તે ઉષ્ણુ મનાય છે, તે જ પ્રમાણે દંતી–નેપાળો પણ કટુરસ ધરાવે છે, વિપાકમાં પણ કટુ છે અને ઉષ્ણુવીર્ય છે; છતાં એ નેપાળો પોતાના પ્રભાવના કારણે માણુસને વિરેચન કરાવે છે; જ્યારે ચિત્રક વિરેચન કરાવતો નથી, અર્થાત્ નેપાળાની તથા ચિત્રકની રસ, વીર્ય તથા વિપાકમાં સમાનતા છે, છતા નેપાળો જે વિરેચનરૂપ વિશેષ કર્મ કરાવે છે, તેમાં એનો પ્રભાવ જ ખાસ કારણુ છે; તેમ જ વિષને વિષનો નાશ કરનાર જે કહેલ છે, તેમા પણ તેનો પ્રભાવ જ કારણુ છે; વળી વમન કરાવનાર દ્રવ્યોનું જે કર્મ, દોષોને ઉપરના ભાગમાં લઈ જવારૂપ હોય છે, અને વિરેચન કરાવનાર દ્રવ્યોનું જે કર્મ, દોષોને નીચેના ભાગમાં લઈ જવારૂપ જે હોય છે, તે–એ દ્રવ્યોનું કર્મ પણ તેઓના પ્રભાવથી જ ઉત્પન્ન થયેલું હોય છે; વળી ધારણુ કરવાના કેટલાક મણિઓ તથા ઔષધિઓ પણ વિષહરણુ, શલહરણુ, શલ્ય–આકર્ષણુ આદિ અનેક જાતનાં કર્મો કરે છે, તે પણુ તેઓના પ્રભાવથી જ કરાયેલાં હોય છે. આ જ કારણે આમ કહેવું પડે કે, 'प्रभावः अचिन्त्यः उच्यते'–વસ્તુઓનો પ્રભાવ અચિંતનીય કહેવાય છે;' આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે પણુ અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાનના ૧૭ મા અધ્યાયમા આમ કહ્યું છે કે–'दन्ती रसाद्यैस्तुल्याऽपि चित्रकस्य विरेचनी। मधुकस्य च मृद्वीका घृत क्षीरस्य दीपनम्। कटुपाकरसस्निग्धगुरुत्वैः कफवातजित्। लशुनो वातकफकृत् न तु तैरेव यद् गुणैः। मिथो विरुद्धान् वातादींल्लोहिताद्या जयन्ति यत्। कुर्वन्ति यवकाद्याश्च तत् प्रभावविजृम्भितम्। शिरीषादि विषादिघ्नं स्वप्नाश्च तद्विवृद्धये। मणिमन्त्रौषधीनां च यत् कर्म विविधात्मकम्। शल्याकर्षणपुजन्मरक्षायुर्धीवशादिकम्। दर्शनाद्यैरपि विष यन्नियच्छति चागद। विरेचयति यद् वृष्यमाशु शुक्र करोति वा। ऊर्ध्वाधोभागिक यच्च द्रव्य चेद् वमनादिकम्। मात्रादि प्राप्य तत् तच्च यत् प्रपञ्चेन वर्णितम्। तच्च प्रभावजं सर्वमतोऽचिन्त्यः स उच्यते। रसेन वीर्येण गुणैश्च कर्म, द्रव्य विपाकेन च यद् विदध्यात्। सद्योऽन्यथा तत् कुरुते प्रभावाद्, धेतोरतस्तत्र न गोचरोऽस्ति'। –નેપાળો, રસ વગેરેમાં ચિત્રકની સમાન છે, છતા વિરેચન કરે છે; દ્રાક્ષ પણ રસ વગેરેમાં જેઠીમધની સમાન છે છતાં વિરેચની છે; ઘી, રસ વગેરેમાં દૂધની સમાન છે, છતાં તે દીપન છે–જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે; તેમ જ લસણુમાં તેના તે જ ગુણો હોય છે, છતાં તે રસથી કટુપાકી, સ્નિગ્ધ તથા ગુરુપણાથી કફને તથા વાયુને જીતે છે, પરંતુ કફને કે વાયુને કરતું નથી; વળી લાલ ચોખા વગેરે ધાન્યો, પરસ્પર વિરુદ્ધ છતાં વાતાદિનો જય કરે છે, જ્યારે યવક વગેરે ક્ષુદ્ર ધાન્યો વાતાદિને કરે છે; એ પ્રભાવના વિલાસો છે, તેમાં તેઓના પ્રભાવો જ કારણુ છે; શિરીષ–સરસડો વગેરે ઔષધો વિષાદિનો નાશ કરે છે, તેમ જ સ્વપ્ન આદિ તો વિષાદિને વધારી મૂકે છે; આમ મણિ, મંત્ર તથા ઔષધીઓનું જે કર્મ અનેક પ્રકારનું જોવામાં આવે છે; જેમ કે કેટલાક મણિ, મંત્ર, ઔષધી વગેરે શલ્યનું આકર્ષણુ કરે છે, પુત્રજન્મ કે પુત્રપ્રસવ જ કરાવે છે, શત્રુ આદિથી રક્ષા કરે છે, આયુષ તથા બુદ્ધિને વધારે છે અને કોઈને વશ વગેરે કરે છે; તેમ જ કેટલાંક ઔષધોના કેવળ દર્શન આદિથી પણ વિષ ઊતરી જાય છે, કેટલાંક ઔષધોને જોતાં જ વિરેચન થઈ જાય છે, કેટલાંક તરત જ વૃષ્ય અથવા વીર્યવર્ધક હોય છે અને કેટલાક તત્કાળ વીર્યને જ ઉત્પન્ન કરે છે; વળી કેટલાંક વમનાદિ દ્રવ્યો દોષોને ઉપરના ભાગમાં લઈ જાય છે, જ્યારે કેટલાંક વિરેચનાદિ દ્રવ્યો દોષોને નીચેના ભાગમાં લઈ જાય છે; આમ અમુક માત્રા વગેરેને પ્રાપ્ત કરી જે જે દ્રવ્ય જે જે પ્રકારનાં કર્મ કરે છે અને તેનું જે

વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે, તે તે સર્વ દ્રવ્યાદિનાં કર્મો, તેઓના પ્રભાવના જ કારણે ઉત્પન્ન થાય છે; એટલે એમ જ કહેવું યોગ્ય ગણાય કે, 'अचिन्त्यः स उच्यते'-એ દ્રવ્યગત પ્રભાવ અચિન્તનીય કહેવાય છે, તેનો વિચાર કરવો પણ શક્ય નથી; દરકોઈ દ્રવ્ય પોતાના રસ, વીર્ય, ગુણો કે વિપાકથી જે કર્મ કરી શકે છે, તેને તેનો પ્રભાવ તત્કાળ ઊલટ કરી મૂકે કે ઉલટાવી નાખે છે; એમ પ્રભાવના કારણે તે તે દ્રવ્ય તે તે જુદું જ કામ કરે છે; છતાં તે તે વસ્તુમાં રહેલો તેનો પ્રભાવ ગોચર નથી એટલે જાણી શકાતો નથી.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'દ્રવ્યોના ગુણો તથા કર્મો તો પદાર્થોરૂપે દેખાય છે, ત્યારે દ્રવ્યોનો પ્રભાવ કેવો હોય છે? આ પ્રશ્નનો ઉત્તર અહીં ૯૯–૧૦૧ શ્લોકોમાં આપે છે. જે વસ્તુમાં રસ, વીર્ય તથા વિપાકોની સમાનતા જણાય એટલે કે જે રસનું જે કાર્ય હોય, જે વિપાકનું જે કાર્ય હોય તથા જે વીર્યનું જે કાર્ય હોય, તેની જે જે વસ્તુમાં પરસ્પર સમાનતા જણાય, છતાં તે તે વસ્તુમાં તેનાં કર્મોની જે વિશેષતા જણાય છે, તે જ એ વસ્તુનો પ્રભાવ કહેવાય છે. આ સંબંધે અહીં મૂળમાં ઉદાહરણો આપે છે: જેમ કે ચિત્રક રસમાં કટુક, પાકમાં કટુક તથા વીર્યમાં ઉષ્ણ છે; એટલે કે તેનું તેનું જે સામાન્ય કાર્ય હોય છે, જેવું કે કટુરસનું જે કાર્ય હોય, કટુપાકનું જે કાર્ય હોય તથા ઉષ્ણવીર્યનું જે કાર્ય હોય છે, તે તે કાર્ય જ તે ચિત્રકમાં જણાય છે; પરંતુ એ સિવાયનું બીજું કોઈ અધિક કર્મ તેમાં જણાતું નથી; જ્યારે નેપાળો એ ચિત્રકના જેવો જ રસમા કટુક, પાકમાં કટુક તથા ઉષ્ણવીર્ય છે, તેથી તે તે રસનાં વિપાકનાં તથા ઉષ્ણવીર્યનાં તે તે કર્મો, જેવાં કે વીર્યનાશ તથા મળ-મૂત્રને બાંધવાં, એ કર્મો, જેવાં ચિત્રકમાં જણાય છે, તેવાં જ નેપાળામાં પણ જણાય છે, છતાં તે નેપાળામાં વિરેચનરૂપ કર્મ જે વિશેષ જણાય છે, તે એનો પ્રભાવ છે, જે પ્રભાવના કારણે માણસને તે વિરેચન કરાવે છે. વળી કહેવાય છે કે એક વિષ બીજા વિષનો નાશ કરે છે, એટલે કે વિપરીત ગતિને લીધે સ્થાવર વિષ જંગમ વિષનો નાશ કરે છે અને જંગમ વિષ સ્થાવર વિષનો નાશ કરે છે; કેમ કે જંગમ વિષ ઊર્ધ્વગામી હોય છે અને સ્થાવર વિષ અધોગામી હોય છે; એ કારણે તે બન્ને પ્રકારનાં વિષ, પરસ્પર–એકબીજાનો નાશ કરે છે; તેમાં તેઓની એ વિપરીત ગતિ કારણ હોય છે; અને એવો તેની ગતિનો જે વિપર્યય, તે એના પ્રભાવથી થાય છે. વળી જે દ્રવ્ય ઊર્ધ્વાનુલોમિક બને છે, એટલે કે જેમ કે મીંઢળ વમનદ્રવ્ય હોઈ ઊલટી કરાવીને દોષોને ઉપરના ભાગમાં લાવે છે અને નસોતર, વિરેચનદ્રવ્ય હોઈ વિરેચન દ્વારા દોષોને નીચેના ભાગે લાવે છે, તે પણ એ દ્રવ્યોના પ્રભાવથી જ બને છે. વળી ચંદ્રકાંત વગેરે મણિઓમાં ગ્રહપીડા આદિની શાંતિ કરવાનું કર્મ દેખાય છે અને અઘેડાનાં મૂળિયાં વગેરે જો ધારણ કર્યાં હોય, તો તેથી પણ દાહ, વિષ આદિનું તથા ગ્રહની પીડા આદિનું પ્રશમન વગેરે વિવિધ પ્રકારનું કર્મ તેઓનું દેખાય છે, તે તે બધું તેઓનું કર્મ તેઓના પ્રભાવથી જ કરાયેલું હોય છે; પરંતુ તેઓના રસ, વિપાક કે વીર્યથી તે તે કર્મ તેઓમાં કરાતું નથી. અહીં એક શંકા થાય છે કે જે દ્રવ્ય જે ક્રિયા કરે છે, તે ક્રિયામાં તેનું વીર્ય જ કારણ કહેવાય છે, તેથી વીર્યને જ પ્રભાવ કહેવો જોઈએ, છતાં વીર્યની જ સમાનતા ધરાવતાં અમુક વિશેષ કર્મને જ 'પ્રભાવ'ના નામે સર્વથી અધિક કેમ કહેવામાં આવે છે? આનું જ સમાધાન મૂળમાં કહે છે: 'प्रभावोऽचिन्त्य उच्यते–પ્રભાવ તો અચિંતનીય કહેવાય છે;' વીર્ય તો 'येन कुर्वन्ति तद् वीर्यम्–જેના વડે દ્રવ્ય કામ કરે છે, તે વીર્ય કહેવાય છે,' એમ આ અધ્યાયના જ ૩૨ મા સૂત્રમાં કહેવાઈ ગયું છે; એ તેના સાધારણ લક્ષણ ઉપરથી રસો, પાક, શબ્દ, સ્પર્શ આદિ, ગુરુ, લાઘવ આદિ બધાં કર્મો જ 'વીર્ય' રૂપે હોય છે; તેમાં જે દ્રવ્યનું જે વીર્યરૂપ કર્મ હોય છે, તેને તો વિચારીને કહી શકાય છે; પરંતુ એ સિવાયનું બીજું દ્રવ્યનું જે વિશેષ કર્મ હોય છે, તે તો અચિંત્ય હોય છે–વિચારી શકાતું જ નથી એટલે કે રસ, પાક, ગુણ તથા કર્મ દ્વારા થતાં કાર્ય તરીકે જેનો વિચાર કરવો શક્ય નથી, તે જ દ્રવ્યની જે અમુક ખાસ શક્તિ છે, તેને 'પ્રભાવ' કહેવામાં આવે છે; જેની વ્યાખ્યા 'प्रभवनं प्रभावः–सामर्थ्यम्'–અતિશય ઉત્કૃષ્ટરૂપે થવું તે 'પ્રભાવ' છે, તેનું જ બીજું નામ–'સામર્થ્ય' કે 'શક્તિ' છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'આ ૯૯–૧૦૧ શ્લોકોમાં દ્રવ્યોના પ્રભાવનું લક્ષણ કહે છે–દ્રવ્યોનાં અમુક જે વિશેષ કર્મ હોય છે, તે એનો 'પ્રભાવ' છે; જેમ કે નેપાળો વગેરે દ્રવ્યોનો આશ્રય કરી રહેલ 'વિરેચનપણું' વગેરેને તેનો 'પ્રભાવ' કહેવામાં આવે છે; જે કાર્યને રસાદિના કાર્ય તરીકે નિશ્ચયપૂર્વક ન કહી શકાય, તે કાર્ય તે દ્રવ્યના પ્રભાવથી કરાયેલું છે; એમ સમજવા અહીં સૂચના કરી છે; આ જ કારણે અહીં છેલ્લે કહ્યું છે કે, 'प्रभावोऽचिन्त्य उच्यते'–જેને રસ, વીર્ય કે વિપાકરૂપે વિચારી શકાય

નહિ, તે અચિંતનાય-કર્મવિશેષ, એ 'પ્રભાવ' કહેવાય છે; આ પ્રભાવ જ જાણવો મુશ્કેલ છે, તેથી તેનાં અહીં ઘણાં ઉદાહરણો કહે છે: 'तद्वद्दन्ती' ઇત્યાદિ તે તો અહીં માત્ર ઉદાહરણો જ કહ્યાં છે; તે ઉપરથી જીવન, મેધાવર્ધક, આદિ દ્રવ્યનાં જે જે કર્મો રસાદિથી અચિંત્ય છે, તે તે સર્વ તેઓનો પ્રભાવ છે, એમ સમજવું; આ 'પ્રભાવ'ને જ બીજા શબ્દમાં 'દ્રવ્યશક્તિ' કહી શકાય છે; એ શક્તિ દ્રવ્યોનો જ સામાન્ય વિશેષ છે; એટલે કે 'दन्तीत्व—आदियुक्ता दन्तीव्यक्तिरेव'—નેપાળામાં રહેલ નેપાળાપણું આદિથી યુક્ત જે 'નેપાળો' વ્યક્તિ છે, તે રૂપે જ તેનો 'પ્રભાવ' હોય છે; કારણ કે હરકોઈ 'પ્રભાવ' કે 'શક્તિ' એ દ્રવ્યોનું જ એક સ્વરૂપ છે, પરંતુ એ દ્રવ્યથી જુદો તેનો કોઈ બીજો ધર્મ નથી. આ રીતે જ બીજા પ્રદેશોમાં કહેલા ગુણોના પ્રભાવો વિષે પણ કહેવું યોગ્ય છે; તેથી જ આ અધ્યાયના ૩૨મા સૂત્રમાં 'द्रव्याणि हि द्रव्यप्रभावाद् गुणप्रभावाद्' ઇત્યાદિ કહેલ છે. અહીં આમ તો કહી શકાય જ નહિ કે 'નેપાળો વગેરે જે દ્રવ્ય પોતાના સ્વરૂપથી જ વિરેચન કરે છે, તો જળ વગેરેથી નાશ કરી નાખેલ કે સડવી નાખેલ તે નેપાળો કેમ વિરેચન કરતો નથી? આનો ઉત્તર આ છે કે, 'प्रतिबन्धकाभावविशिष्टस्यैव प्रभावस्य कारणत्वात्'—હરકોઈ પ્રભાવ તેના પ્રતિબંધક અથવા તેને અટકાવનાર કે રોકનારથી જો રહિત હોય તો જ તે પોતાનું કાર્ય કરવામાં કારણ બને છે; તે જ કારણે એ નેપાળાને જળ વગેરેથી શક્તિહીન કરી નાખ્યો હોય તો તે 'जलोपघात'રૂપ 'प्रतिबन्धक'થી યુક્ત છે, તેથી તેનો પ્રભાવ તેનું વિરેચનરૂપ કાર્ય કરી શકતો નથી; ઇત્યાદિ ભાવને નૈયાયિકોના શક્તિવાદ દ્વારા અનુસરવા જેવું છે; વળી વિષને વિષનો નાશ કરનારપણામાં જે યુક્તિ કહી છે, તે ઊર્ધ્વગામિત્વ તથા અધોગામિત્વરૂપ વિરોધના લક્ષણવાળી છે; અને તે પણ અંદરના ભાગમાં રહેલા પ્રભાવથી જ ઘટે છે'

**દ્રવ્યમાં રહેલ રસ વગેરેનાં ભિન્ન ભિન્ન કર્મો**

**किंचिद्रसेन कुरुते कर्म वीर्येण चापरम् ।**
**द्रव्यं गुणेन पाकेन प्रभावेण च किंचन ॥ १०२ ॥**

**કોઈ દ્રવ્ય રસથી કંઈ (જુદું) કામ કરે છે; વીર્યથી વળી બીજું કામ કરે છે; ગુણથી કંઈ જુદું કાર્ય કરે છે; વિપાકથી વળી જુદું કામ કરે છે અને પ્રભાવથી વળી કંઈ જુદું જ કાર્ય કરે છે. ૧૦૨**

યોગી-દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'કોઈ પણ દ્રવ્ય રસથી કંઈક જુદું-શુભ-અશુભ કર્મ કરે છે; જેમ કે મધમાં કષાયરસ હોય છે, એ કારણે તે મધ પિત્તનું શમન કરે છે; તેમ જ શક્તિમાન એવા ગુરુ આદિ જે ગુણો હોય છે, તે રૂપી વીર્ય દ્વારા કોઈ દ્રવ્ય કંઈ જુદું જ કામ કરે છે; જેમ કે કષાય અને તિક્તરસવાળાં બૃહત્પંચમૂળ વાયુને જીતે છે, પરંતુ પિત્તને જીતતાં નથી; કારણ કે તેઓ ઉષ્ણવીર્ય છે; તેમ જ ગુણ વડે કોઈ દ્રવ્ય કંઈ જુદું જ કામ કરે છે; જેમ કે મધ, રૂક્ષપણારૂપ ગુણને લીધે કફનો નાશ કરે છે; તેમ જ કોઈ દ્રવ્ય વિપાકથી જુદું કામ કરે છે; જેમ કે સૂંઠ કટુક રસવાળી છે, છતાં વિપાકે મધુર હોવાથી વાયુનું શમન કરે છે; કોઈ દ્રવ્ય પ્રભાવથી કંઈ જુદું કામ કરે છે; જેમ કે નેપાળો કટુરસથી યુક્ત, કટુવિપાકી તથા ઉષ્ણવીર્ય હોવા છતાં પ્રભાવને લીધે વિરેચન કરાવે છે; આ વાત સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૦મા અધ્યાયમાં આ પ્રમાણે કહી છે: 'तद्द्रव्यमात्मना किंचित् किंचिद् वीर्येण सेवितम् । किंचिद् रसविपाकाभ्यां दोषं हन्ति करोति वा—કોઈ દ્રવ્યને જો સેવ્યું હોય તો એ દ્રવ્ય પોતે કંઈ જુદું કામ કરે છે, પોતાના વીર્યથી કંઈ જુદું કામ કરે છે, રસ તથા વિપાકથી વળી જુદું કામ કરે છે; તેમ જ અમુક દોષનો નાશ કરે છે અથવા અમુક દોષને કરે છે.' એકંદર એક જ દ્રવ્યમાં રસ વગેરે બધા સાથે જ વસતા હોય તેમાં જે જેનાથી અધિક બળવાન હોય છે, તે બીજાને દાબી દઈ પોતાનું કામ કરે છે. આ વાત વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયમાં આ પ્રમાણે કહી છે: 'यद् यद् द्रव्ये रसादीनां बलवत्त्वेन वर्तते । अभिभूयेतरास्तत् तत् कारणत्व प्रपद्यते—હરકોઈ દ્રવ્યમાં રસ વગેરે જે સાથે રહ્યાં હોય છે, તેઓમાંથી જે જે વધુ બળવાન હોય છે, તે તે બીજાંઓને દાબી દઈ કાર્ય કરવામાં કારણ બને છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'હરકોઈ દ્રવ્ય પોતાના રસથી કંઈ કામ કરે છે, ત્યારે આઠ ગુણો નામના વીર્યથી કંઈ બીજું જ કામ કરે છે; તેમ જ સ્થિર, સર આદિ ગુણ દ્વારા કંઈ જુદું જ કામ કરે છે; પાક દ્વારા કંઈ જુદું જ કામ કરે છે અને પ્રભાવથી વળી કંઈ જુદું જ કામ કરે છે; એકંદર દ્રવ્યોમાં તેના પ્રભાવને મુખ્યત્વે કહ્યો છે. મધુર આદિ રસોનું પણ જે જે પોતપોતાનું લક્ષણ સ્વભાવસિદ્ધ હોય છે, તે તે તેના તેના પ્રભાવથી જ કરાતું જાણવું જોઈએ; જેમ કે અગ્નિનું રૂપ પ્રકાશ કરે છે પણ ભૂમિનું રૂપ અંધકારમાં પ્રકાશ કરતું નથી; તેમ જ અગ્નિની ઉષ્ણતા દાહ કરે

છે, જ્યારે જળની શીતળતા શીતળ બનાવે છે; એમ બધાં દ્રવ્યો પ્રભાવથી યુક્ત હોય છે; એકંદર હરકોઈ દ્રવ્ય, ગુણ કે કર્મ પ્રભાવથી રહિત હોતાં જ નથી. ૧૦૨

### રસાદિના બળની સમાનતા હોય, ત્યારે નૈસર્ગિક બળ કામ કરે છે

**रसं विपाकस्तौ वीर्यं प्रभावस्तान्यपोहति।**
**वलसाम्ये रसादीनामिति नैसर्गिकं वलम् ॥१०३॥**

**રસને વિપાક દબાવી દે છે; તે રસને તથા વિપાકને–એયને વીર્ય દબાવી દે છે; તેમ જ એ રસ, વિપાક તથા વીર્ય એ ત્રણેને પ્રભાવ દબાવી દે છે; એમ રસાદિના બળનું સમાનપણું હોય ત્યારે નૈસર્ગિક બળ જ કામ કરે છે. ૧૦૩**

યોગીન્દ્રનાથ સેન અહીં પ્રથમ આવો પ્રશ્ન કરે છે: 'જે સ્થળે રસાદિના બળનો સમાનતા હોય ત્યાં કાર્યસિદ્ધિ કરવામાં કોણ કારણ બને છે? આનો ઉત્તર આ શ્લોક આપે છે; મધુરાદિ છયે રસો તુલ્ય બળ ધરાવે છે, છતાં વિપાક તેઓને દાબી દે છે; જેમ કે મધમા મધુર રસ છે, છતાં તેનો વિપાક કટુ થાય છે, તેથી તે કટુ વિપાક મધુર રસને તેનું કામ કરવા દેતો નથી, પરંતુ પોતે જ બળવાન બની પોતાનું કાર્ય કરે છે; એ જ કારણે મધ મધુર રસના કારણે કફ ઉપજાવવારૂપી કાર્ય કરી શકતું નથી. તે જ પ્રમાણે જેમાં રસ તથા વિપાક બન્ને સમાન બળ ધરાવતા હોય ત્યાં દ્રવ્યનું વીર્ય તે બન્નેને દાબી દઈ પોતાનું કામ કરે છે; જેમ કે જલપ્રાય પ્રદેશનાં પ્રાણીઓના માંસમાં મધુર રસ હોય છે અને તેનો વિપાક પણ મધુર હોય છે, છતાં તે ઉષ્ણવીર્ય હોય છે, તેથી તે મધુર રસને તથા મધુર વિપાકને એયને દાબી દઈ–શીતળતાનું કામ કરવા ન દઈને પિત્તને ઉપજાવે છે. કેમ કે તેનું ઉષ્ણવીર્ય તેના રસ તથા વિપાકને એયને દાબી દઈ પિત્ત ઉપજાવવા રૂપ પોતાનું જ કામ તે કરે છે. તે જ પ્રમાણે જ્યાં રસ, વિપાક તથા વીર્ય ત્રણે સમાન બળ ધરાવતાં હોય છતાં દ્રવ્યનો પ્રભાવ તે ત્રણેને દાબી દે છે; જેમ કે મદિરા અમ્લરસથી યુક્ત, અમ્લવિપાકથી યુક્ત તથા ઉષ્ણવીર્ય છે, છતાં પોતાના પ્રભાવને લીધે તે દૂધનું કે દૂધ અથવા ધાવણ વધારવાનું કામ કરે છે; અથવા નેપાળામાં કટુરસ છે, કટુવિપાક છે તથા ઉષ્ણવીર્ય છે, છતાં તે ત્રણેના સમાન બળને પણ દાબી દઈ તેનો પ્રભાવ તેઓથી જુદું જ વિરેચનરૂપ કાર્ય કરે છે; એમ રસ આદિના બળની સમાનતા હોય ત્યાં તેઓનું નૈસર્ગિક બળ કે સ્વાભાવિક શક્તિ જ કામ કરનારી થાય છે.'

અહીં શ્રી ગંગાધર ત્રીજા ચરણમાં 'ગુણસામ્યે' પાઠ રાખીને આમ સમજાવે છે: 'મૃદુ, તીક્ષ્ણ આદિ આઠ ગુણોનો 'વીર્ય'ના નામે અલગ ઉપદેશ કેમ કરવામાં આવે છે? આ પ્રશ્નનો ઉત્તર અહીં આ ૧૦૩મા શ્લોકમાં આપે છે: જે દ્રવ્યમાં જે રસ હોય છે, તેનો પાક જો તે જ રસરૂપે હોય છે તો તો કોઈ વિરોધ હોતો નથી, પરંતુ જે દ્રવ્યમાં રસનો અને પાકનો પરસ્પર વિરોધ હોય છે–જેમ કે તિક્તરસ પિત્તનું શમન કરે છે, પરંતુ તેનો પાક જો કટુ હોય તો એ પિત્તને ઊલટો વધારી મૂકે છે; એમ ત્યાં એ વિપાક, પોતાના બળના તથા ગુણના ઉત્કર્ષથી રસને દાબી દે છે, છતાં એવા સ્થળે પણ તિક્તરસ, વિપાકની પહેલાં પોતાનું કામ તો કરે જ છે; પરંતુ વિપાક થતાં એ કટુરૂપે થઈને તિક્તનું કામ ન કરતાં કટુકનું કામ કરે છે; પરંતુ વીર્ય તો મૃદુ, તીક્ષ્ણ આદિ આઠ ગુણોવાળું હોઈને પોતાના વિરોધી રસ તથા વિપાક એયને પોતાના બળના તથા ગુણોના ઉત્કર્ષથી દાબી દે છે; જેમ કે આકડો, અગુરુ તથા ગળોનો રસ તિક્ત હોય છે અને વિપાક કટુ હોય છે; પરંતુ તેઓમાં રહેલું તેઓનું ઉષ્ણવીર્ય એ રસને તથા વિપાકને એયને દાબી દઈ પોતાનું જ કામ કરે છે; એ જ કારણે તે આકડો વગેરે ત્રણે દ્રવ્યો, નિપાતથી માંડી શરીરમાં અધિવાસ કરે છે, ત્યાં સુધીમાં પોતાના તિક્તરસનું તથા કટુપાકનું કાર્ય ન કરીને પોતાના ઉષ્ણવીર્યનું જ કામ કરે છે; પરંતુ દ્રવ્યનો જે પ્રભાવ હોય તે તો એ રસ, વિપાક તથા વીર્ય–ત્રણેને પોતાના બળના તથા ગુણના ઉત્કર્ષથી દાબી દઈને પોતાનું જ કામ કરે છે; જેમ કે નેપાળો પોતાના કટુરસનું કાર્ય, કટુવિપાકનું કાર્ય તથા ઉષ્ણવીર્યનું કાર્ય છોડીને પ્રભાવના કારણે એ પ્રભાવનું કાર્ય–વિરેચન કરે છે; આવું રસાદિનું બળાબળ કયા કારણે છે? તેનો જ ઉત્તર અહીં આ શ્લોકના ઉત્તરાર્ધમાં કહે છે કે, રસ, વિપાક, વીર્ય તથા પ્રભાવોનો પોતપોતાનાં ગુણકર્મની દૃષ્ટિએ ભલે વિશેષ હોય, છતાં કાર્યરૂપ જે દ્રવ્ય હોય, કે જે દ્રવ્યના ગુણ, કર્મના સમુદાયરૂપ હોય, તેનો આરંભ કરનારાં જે દ્રવ્યો હોય, તેઓની જ મુખ્યતા હોવાને લીધે દ્રવ્યના અંશનું જ પ્રાધાન્ય હોય છે, પરંતુ આરભક ગુણકર્મનું પ્રાધાન્ય હોતું નથી; એ કારણે તેઓથી આરંભાયેલા ગુણ–કર્મનું કે રસ, વિપાક, વીર્ય તથા પ્રભાવોનું પણ ગૌણપણું હોવાથી તેઓની પણ ગુણસંજ્ઞા જ હોય છે, તેથી એ ગુણભાવની સમાનતા હોવા છતાં તેઓમાં એકએકથી એકએકનું બળ ચડિયાતું જ હોય છે; જેમ કે રસ કરતાં

વિપાકનું બળ વધારે હોય છે, એ વિપાક કરતાં વીર્યનું બળ વધારે હોય છે અને એ વીર્ય કરતાં પણ પ્રભાવનું બળ જે ચઢિયાતું હોય છે, તે તેનું નૈસર્ગિક કે સ્વભાવસિદ્ધ બળ છે; પરંતુ કોઈ પણ કારણથી ઉત્પન્ન થયેલું બળ નથી. આ સંબંધે સુશ્રુતમાં પણ કહ્યું છે કે, 'एतानि वीर्याणि स्वबलगुणोत्कर्षात् रसमभिभूयात्मकर्म कुर्वन्ति'–પોતાના બળના તથા ગુણના ઉત્કર્ષને લીધે આ વીર્યો રસને દાબી દઈ પોતાનું કામ કરે છે; જેમ કે બૃહત્-પંચમૂળ કષાય તથા તિક્તરસથી અનુગત છે, છતા ઉષ્ણવીર્ય હોવાના કારણે વાતનું શમન કરે છે; તેમ જ કળથી કષાય રસ ધરાવે છે અને ડુંગળી કટુક રસથી યુક્ત છે, છતાં સ્નેહભાવને લીધે વાતનું શમન કરે છે; પરંતુ શેલડીનો રસ મધુર છે, છતા શીતવીર્ય હોવાના કારણે તે વાયુને વધારે છે; તેમ જ પીપર, કટુક રસ ધરાવે છે, છતા મૃદુ-શીતવીર્યથી યુક્ત હોવાને લીધે પિત્તનું શમન કરે છે, વળી આમળાં અમ્લ હોય છે, અને સૈંધવ પણ લવણ રસયુક્ત હોય છે, છતાં શીતવીર્ય હોવાથી પિત્તનું શમન કરે છે; પરંતુ પીલુની એક જાત-કાકમાચી તિક્તરસ ધરાવે છે, છતા તે ઉષ્ણવીર્યથી યુક્ત હોવાના કારણે પિત્તને વધારે છે, તેમ જ માછલાં મધુર છે, છતાં ઉષ્ણવીર્ય હોવાથી તેઓ પણ પિત્તને વધારે છે, તેમ જ મૂળા કટુક રસ ધરાવે છે, છતાં સ્નિગ્ધ વીર્ય હોવાથી કફને વધારે છે; વળી કોઠનુ ફળ ખાટું હોય છે, છતાં રૂક્ષવીર્ય હોવાથી કફનું શમન કરે છે, તેમ જ મધ પણ મધુર હોવા છતા રૂક્ષવીર્ય હોવાથી કફને શમાવે છે; એમ આ તો માત્ર દૃષ્ટાંતો જ કહ્યા છે; આ ઉપરથી એમ ન કહેવાય કે વીર્ય જ પ્રધાન છે? આનો ઉત્તર આ છે કે ના, વીર્ય પ્રધાન નથી; કેમ કે વીર્ય કરતાં વિપાક મુખ્ય છે; કેમ કે વિપાક જ સમ્યક્ તથા મિથ્યારૂપે થાય છે, આપણે જે પદાર્થો ખાઈએ છીએ, તેઓનો જો બરાબર વિપાક થાય તો તેઓ ગુણ કરે છે, પરંતુ જો બરાબર વિપાક ન થાય તો તેઓ દોષ કરે છે, આમ હોવા છતાં ખરું તો આ જ છે કે 'पाको नास्ति विना वीर्याद् वीर्यं नास्ति विना रसात्। रसो नास्ति विना द्रव्याद् द्रव्य श्रेष्ठमत स्मृतम् ॥ जन्म तु द्रव्यरसयोरन्योन्यापेक्षिकं स्मृतम्। अन्योन्यापेक्षिक जन्म यथा स्याद् देहदेहिनो.॥ वीर्यसज्ञा गुणा येऽष्टौ तेऽपि द्रव्याश्रया स्मृता.। द्रव्ये द्रव्याणि यस्माद्धि विपच्यन्ते न षड रसा·। श्रेष्ठ द्रव्यमतो ज्ञेय शेषा भावास्तदाश्रयाः। अमीमास्यान्यचिन्त्यानि प्रसिद्धानि स्वभावत.। आगमेनोपयोज्यानि भेषजानि विचक्षणैः। प्रत्यक्षलक्षणफलाः प्रसिद्धाश्च स्वभावतः। नौषधीर्हेतुभिर्विद्वान् परीक्षेत कथंचन। सहस्रेणापि हेतूना नाम्बष्ठादिर्विरेचयेत्'–વીર્ય વિના પાક નથી, રસ વિના વીર્ય નથી અને દ્રવ્ય વિના રસ નથી; એ કારણે દ્રવ્ય જ શ્રેષ્ઠ કહેવાય છે. દ્રવ્યનો તથા રસનો જન્મ અન્યોન્ય-એકબીજાની અપેક્ષા રાખનાર કહેવાય છે; જેમ દેહનો તથા દેહીનો જન્મ અન્યોન્ય-સાપેક્ષ હોય છે. 'વીર્ય' નામના આઠ જે ગુણો છે, તેઓને પણ દ્રવ્યનો જ આશ્રય હોય છે; તે ગુણો પણ દ્રવ્યરૂપ આશ્રય વિના હોઈ શકતા નથી; તેમ જ દ્રવ્યમાં જ દ્રવ્યોના વિપાકો થાય છે; છ રસોના કંઈ વિપાક થતા નથી; આ કારણે દ્રવ્યને શ્રેષ્ઠ જાણવું; બાકીના ભાવો એ દ્રવ્યરૂપ જ આશ્રયવાળા કે દ્રવ્યના જ આશ્રયે અસ્તિત્વ ધરાવનારા હોય છે; આમ સમજીને વૈદ્યોએ સ્વભાવથી પ્રસિદ્ધ જે ઔષધો હોય છે, તેઓની મીમાંસા કે વિચાર કરવાની ભાંજગડમાં પડ્યા વિના જ તેઓને અચિન્ત્ય કે વિચારવાં અશક્ય જ સમજીને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેઓનો ઉપયોગ કરવો. જે ઔષધિઓના લક્ષણો તથા ફળો પ્રત્યક્ષ છે અને જેઓ સ્વભાવથી પ્રસિદ્ધ છે, તે ઔષધીઓની પરીક્ષા વિદ્વાન માણસે હેતુઓથી કરવી ન જોઈએ; કેમ કે હજારો હેતુઓથી પણ જૂઈ વગેરે કે કાળીપાટ આદિ ગણની ઔષધિ, કદી વિરેચન કરતી જ નથી; તે કારણે બુદ્ધિમાન મનુષ્યે સર્વ ઔષધિઓ કે ઔષધ-દ્રવ્યોના સંબંધે કેવળ આગમ-શાસ્ત્ર ઉપર આધાર રાખવો યોગ્ય છે; પરંતુ હેતુઓ પર આધાર રાખવો ન જોઈએ.' ૧૦૩

### ઉપસંહારપૂર્વક છ રસોના વિજ્ઞાનનો ઉપદેશ કરવાની પ્રતિજ્ઞા

**सम्यग्विपाकवीर्याणि प्रभावश्चाप्युदाहृतः।**
**षण्णां रसानां विज्ञानमुपदेक्ष्याम्यतः परम् ॥ १०४॥**

**એમ વિપાક, વીર્ય તથા પ્રભાવ પણ બરાબર કહેવાયા; તો હવે પછી છયે રસોના વિજ્ઞાનનો હું ઉપદેશ કરીશ. ૧૦૪**

એ રીતે વિપાક, વીર્ય તથા પ્રભાવોને બરાબર ઉદાહરણોપૂર્વક કહેવામાં આવ્યા; એટલે હવે મધુર આદિ છયે રસોનાં લક્ષણો કહેવાની ગ્રંથકાર પ્રતિજ્ઞા કરે છે. અહીં મૂળમાં 'विज्ञानम् उपदेक्ष्यामि' એમ 'વિજ્ઞાન' શબ્દનો પ્રયોગ કર્યો છે, તેનો અર્થ યોગીન્દ્રનાથ તથા શ્રી ચક્રપાણિ. 'विज्ञायते अनेनेति विज्ञान–लक्षणम्–' જેનાથી વિશેષ જ્ઞાન થાય કે સમજાય તે વિજ્ઞાન એટલે 'લક્ષણ' એમ વિજ્ઞાન શબ્દનો અર્થ સમજાવે છે; જ્યારે શ્રી ગંગાધર 'विज्ञान विज्ञानसाधन स्वरूपता-लक्षणम्–' વિજ્ઞાન એટલે કે જાણવાનું સાધન–અર્થાત્

કોઈના સ્વરૂપનું લક્ષણ તે 'વિજ્ઞાન' કહેવાય, એમ સમજાવે છે; એમ એકંદર દરેક ટીકાકાર લગભગ સમાન અર્થ જ લખે છે. ૧૦૪

## મધુર રસનું લક્ષણ અથવા મધુર રસને જાણવાનું સાધન

**स्नेहनप्रीणनाह्लादमार्दवैरुपलभ्यते ।**
**मुखस्थो मधुरश्चास्यं व्याप्नुवंल्लिम्पतीव च ॥ १०५ ॥**

**મધુર રસ સ્નેહન એટલે સ્નિગ્ધતા કરવાથી, પ્રીણન એટલે ઇંદ્રિયોની પ્રસન્નતા કે પુષ્ટિ કરવાથી, આહ્લાદ કે હર્ષ ઉપજાવવાથી અને શરીરમાં માર્દવ કે કોમળતા કરવા ઉપરથી જણાય છે; તેમ જ એ મધુર રસ જ્યારે મુખમાં રહ્યો હોય, ત્યારે આખાયે મુખને વ્યાપ્ત કરી દઈ મુખને જાણે લીપી દેતો હોય, એમ જણાય છે. ૧૦૫**

યોગીન્દ્રનાથ સેને ચરકોપસ્કારમાં અહીં સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાંથી પણ મધુર રસનું આવું લક્ષણ ઉતાર્યું છે: 'तत्र यः परितोषमुत्पादयति प्रह्लादयति तर्पयति जीवयति मुखोपलेपं जनयति श्लेष्माणं चाभिवर्द्धयति स मधुरः–તેમાં જે રસ અત્યંત સંતોષ પમાડે છે, ખૂબ આનંદ ઉપજાવે છે, તૃપ્ત કરે છે, જીવન આપે છે, મુખમાં ચીકણો લેપ કરે છે તેમ જ કફને વધારે છે, તે મધુર રસ છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'મધુર રસ મુખમાં રહીને સ્નેહન આદિ કર્મો વડે રસનેન્દ્રિય દ્વારા જણાય છે; કદાચ કોઈ કહે કે ખાટો–અમ્લ રસ પણ એ જ રીતે જણાય છે ને? એ સામે જ મૂળમાં જણાવે છે કે, મધુર રસ મુખમાં રહીને મુખને જાણે વ્યાપ્ત કરતો હોય અને મુખને જાણે લીંપી દેતો હોય, તેવો જણાય છે: પરંતુ બીજા રસો મુખને જાણે વ્યાપ્ત કરતા હોય અને મુખને જાણે લીપી દેતા હોય તેવા જણાતા નથી.

## અમ્લ રસનું લક્ષણ અથવા અમ્લ રસને ઓળખવાનું સાધન

**दन्तहर्षान्मुखस्रावात्स्वेदनान्मुखबोधनात् ।**
**विदाहाच्चास्यकण्ठस्य प्राश्यैवाम्लं रसं वदेत् ॥ १०६ ॥**

**અમ્લ રસનો સ્વાદ લેતાં જ દાંત અંબાઈ જાય, મોઢામાંથી પાણી છૂટવા લાગે, પરસેવો આવે, મુખનું બોધન એટલે કે શોધન તથા સ્વચ્છતા થાય–મોઢું ધોવાઈ જાય; તેમ જ મુખમાં તથા ગળામાં અત્યંત દાહ થાય, એ ઉપરથી તે અમ્લ રસને ચાખીને જ કહી શકાય છે. (અમ્લ રસનું એ લક્ષણ કે તેને જાણવાનું તે સાધન છે.) ૧૦૬**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૧૮મા અધ્યાયમાં વધુ આમ પણ લખ્યું છે કે, 'उरः कण्ठं विदहति–અમ્લ રસ છાતીમાં તથા ગળામાં અતિશય દાહ ઉપજાવે છે.' સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાં આમ કહે છે: 'यो दन्तहर्षमुत्पादयति मुखस्रावं जनयति श्रद्धां चोत्पादयति सोऽम्लः–જે રસ દાંતને અંબાવી દે, મોઢામાંથી પાણી છોડાવી દે છે અને પોતાના તરફ રુચિ ઉપજાવે, તે અમ્લ રસ જાણવો.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'અમ્લ રસનો સ્વાદ લેતાં જ તે રસવાળું દ્રવ્ય દાંતને અંબાવી દે, વગેરે કર્મ ઉપરથી અમ્લ રસ જણાય છે. કદાચ કોઈ કહે કે એવાં કર્મો તો લવણ રસ પણ કરાવે છે, તો તેને નીચેનાં તેનાં લક્ષણોથી હવે જુદો પાડે છે: ૧૦૬

## લવણ રસનું લક્ષણ અથવા લવણ રસને ઓળખવાનું સાધન

**प्रलीयन्क्लेदविष्यन्दमार्दवं कुरुते मुखे ।**
**यः शीघ्रं लवणो ज्ञेयः स विदाहान्मुखस्य च ॥ १०७ ॥**

**જે રસ મુખમાં એકદમ વિલીન થઈ–ઓગળી-પીગળી જાય; મુખમાં તરત ક્લેદ (ભીનાશ), વિષ્યંદ એટલે રસસ્રાવ તથા કોમળતા કરે છે; તેમ જ મુખમાં એકદમ દાહ પણ કરે છે; તે ઉપરથી તે લવણ રસ જણાય છે. ૧૦૭**

યોગીન્દ્રનાથ સેન વધુ અહીં આમ સમજાવે છે કે, વૃદ્ધ વાગ્ભટ અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૮મા અધ્યાયમાં આમ પણ લખે છે કે 'कण्ठकपोलं विदहति'–લવણ રસ ગળામાં તથા ગાલમાં ખૂબ દાહ પણ કરે છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાં લવણ રસનું આવું લક્ષણ લખ્યું છે; 'यो भक्तरुचिमुत्पादयति; कफप्रसेकं जनयति मार्दवं चापादयति स लवणः'–જે રસ ખોરાક ઉપર રુચિ ઉપજાવે, કફનું ખૂબ સિંચન કરે, મોઢામાં ખૂબ પાણી ઝારે, માર્દવ ઉપજાવે અને કોમળતા કરે, તેને લવણ રસ જાણવો.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'જે રસ પ્રાશન કે સ્વાદ લેતાં જ સ્વાદ લેનાર માણસને અત્યંત પ્રસન્નતા ઉપજાવે, મુખમાં તરત ક્લેદ આદિ કરે, પરંતુ દાંતને અંબાવે નહિ, તે રસ મુખમાં અત્યંત

દાહ પણ કરે છે, તેથી તેને લવણ રસ જાણવો. મધુર રસમાં મુખની અંદર અતિશય દાહ ઉપજાવવાનું કર્મ હોતું નથી, તે ઉપરથી એ મધુરરસ અમ્લ રસથી તથા લવણ રસથી જુદો પડે છે.' ૧૦૭

**કટુ રસનું લક્ષણ તથા કટુ રસને જાણવાનું સાધન**

**संवेजयेद्यो रसनां निपाते तुदतीव च।**
**विदहन्मुखनासाक्षिसंस्रावी स कटुः स्मृतः ॥१०८॥**

જે રસ જીભ ઉપર પડતાં જ જીભને સારી રીતે ઉદ્વેગ પમાડે (ચમચમાટ ઉપજાવી દે), ખૂબ બળતરા ઉપજાવી, જાણે બળબળતી સોયો ચંપાતી હોય તેવી પીડા ઉપજાવે અને મોઢામાંથી, નાકમાંથી તથા આંખમાંથી પાણીનો ખૂબ સ્રાવ કરાવે, તે કટુ-તીખો રસ કહેવાય છે. ૧૦૮

યોગીન્દ્રનાથ સેન સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૨ મા અધ્યાયમાંથી પણ કટુ રસનું આ લક્ષણ ઉતારે છે: 'यो जिह्वाग्रं बाधते, उद्वेगं जनयति, शिरो गृह्णाति, नासिकां स्रावयति स कटुकः-જે રસ જીભના અગ્રભાગને પીડા ઉપજાવે-ચમચમાટ ઉપજાવી દે, ઉદ્વેગ ઉપજાવે, માથું પકડે છે અને નાકમાંથી પાણી ઝારે છે, તે કટુક-તીખો રસ કહેવાય છે.'

શ્રી ગંગાધર અહી આમ સમજાવે છે: 'જે રસ મુખમાં પડતાં જ જીભને અત્યંત ઉદ્વેગ પમાડે છે; અને 'मुद्यतीव' એવો પાઠ રાખીને જાણે મોહ પમાડતો હોય, તેવો અનુભવ કરાવે છે, તેમ જ મુખ, નાસિકા તથા નેત્રોમાં અતિશય દાહ પમાડતો રહી તે મુખ આદિમાંથી પાણીનો સ્રાવ કરાવે છે, તે કટુક રસ કહેવાય છે.' ૧૦૮

**તિક્ત રસનું લક્ષણ અથવા તિક્ત રસને જાણવાનું સાધન**

**प्रतिहन्ति निपाते यो रसनं स्वदते न च।**
**स तिक्तो मुखवैशद्यशोषप्रह्लादकारकः ॥ १०९॥**

જે રસ જીભ ઉપર પડતાં જ રસનેન્દ્રિયનો નાશ કરી નાખે છે, એટલે કે રસનેન્દ્રિયની બીજા રસને ગ્રહણ કરવાની શક્તિનો જ નાશ કરી નાખે છે, તેમ જ એ રસનેન્દ્રિય સ્વાદ જ લેતી નથી એટલે કે રસનેન્દ્રિયને જેનો સ્વાદ લેવો જ ગમતો નથી; ઉપરાંત જે રસ મુખની વિશદતા એટલે કે ચીકાશથી રહિતપણું તથા મુખનો શોષ કરે છે અને ખૂબ હર્ષ એટલે કે રોમાંચ ઉપજાવે છે, તે તિક્ત-કડવો રસ કહેવાય છે. ૧૦૯

યોગીંદ્રનાથ સેન અહીં સુશ્રુતના સૂત્રસ્થાન-૪૨મા અધ્યાયમાંથી પણ આ તિક્ત રસનું આવું લક્ષણ પણ ઉતારે છે: 'यो गले चोषमुत्पादयति, मुखवैशद्यं जनयति, भक्तरुचिं चापादयति, हर्षं च स तिक्तः-જે રસ ગળામાં ચોષ કે શોષ ઉપજાવે છે, મુખની વિશદતા કે સ્વચ્છતા કરે છે, ખોરાક ઉપર રુચિ ઉપજાવે છે અને હર્ષ પમાડે છે-અર્થાત્ રૂવાંડા ખડા કરી દે છે, તે તિક્ત-કડવો રસ કહેવાય છે.'

શ્રી ગંગાધર અહી આમ સમજાવે છે: 'તિક્ત રસનું વિજ્ઞાન અથવા ઓળખવાનું સાધન અહીં કહે છે: 'જે રસ મોઢામાં પડતાં જ જીભને મારી નાખે છે એટલે કે કોઈ પણ સ્વાદક્રિયામાં જીભનો ઉત્સાહ જ ભાગી નાખે છે અને જેનો સ્વાદ જીભને ગમતો જ નથી; જોકે લવણ તથા કટુક રસ પણ એ રીતે જીભનો પ્રતિઘાત તો કરે જ છે, પરંતુ જીભને તેનો સ્વાદ લેવો ગમતો નથી, એવું હોતું નથી, એ આ તિક્ત રસનો તથા લવણ અને કટુક રસનો તફાવત છે; વળી મધુર તથા અમ્લ રસનો જીભને જેવો સ્વાદ લેવો ગમે છે, તેવો લવણ તથા કટુક રસનો જીભને સ્વાદ લેવો તો ગમતો જ નથી, એમ તેઓની સાથેની તુલ્યતા અટકાવવા અહીં છેલ્લે જણાવે છે કે, આ તિક્ત રસ મુખનો લેપ, સ્રાવ કે વિષ્યંદ કર્યા સિવાય જ પિચ્છિલતાનો અભાવ કે વિશદપણું એટલે સ્વચ્છતા કરે છે, મોઢાનો શુષ્ક ભાવ કરે છે અને હર્ષ ઉપજાવતો નથી પણ જે કંટાળો ઉપજાવે છે, તે તિક્ત-કડવો રસ કહેવાય છે. (અહીં શ્રી ગંગાધરે 'शोषाऽप्रह्लादकारकः'-એમ 'अप्रह्लाद' પદ રાખ્યું છે, તે પણ વધારે ઠીક લાગે છે. કેમ કે તિક્ત રસ તો કડવો જ હોય, તેથી પ્રહ્લાદ કે આનંદ તો ન જ ઉપજાવે, પણ કંટાળો જ ઉપજાવે, તે જ બરાબર લાગે છે: સુશ્રુતે 'हर्षं च' એ પાઠ રાખ્યો છે, તેનો અર્થ 'રૂંવાંટા ખડાં કરી દે છે' એ તો ખૂબ જ બંધબેસતું આવે છે.' ૧૦૯

**કષાય રસનું લક્ષણ અથવા કષાય રસને જાણવાનું સાધન**

**वैशद्यस्तम्भजाड्यैर्यो रसनं योजयेद्रसः।**
**बध्नातीव च यः कण्ठं कषायः स विकाश्यपि ॥११०**

જે રસ, રસનેન્દ્રિય-જીભને વિશદતા કે ચીકાશથી રહિતપણું અથવા સ્વચ્છતા, સ્તંભ કે સજડપણું તથા જડતાની સાથે યોજે છે; અર્થાત્ જીભને જે સ્વચ્છ, ચીકાશ વિનાની, સજડ તથા જડ

બનાવી દે છે, ગળાને જાણે કે બાંધી લેતો હોય એવું લાગે છે અને જે વિકાશી–એટલે કે હૃદયને વિકસિત (એટલે કે આકર્ષણ કે ખેંચાણયુક્ત) કરવાના સ્વભાવવાળો પણ હોય છે, તે 'કષાય રસ' કહેવાય છે. ૧૧૦

યોગીન્દ્રનાથ સેને સુશ્રુત–સૂત્રસ્થાનના ૪૨ મા અધ્યાય-માંથી પણ આ કષાયરસનું લક્ષણ આમ ઉતાર્યું છે: 'यो वक्त्रं परिशोषयति, जिह्वां स्तम्भयति, कण्ठं बध्नाति, हृदयं कर्षति, पीडयति च, स कषायः–અર્થાત્ મુખને જે ચારે બાજુથી શુદ્ધ–સ્વચ્છ કરે છે, જીભને થંભાવી સજ્જડ કરી દે છે, ગળાને બાંધી દે છે, હૃદયનું કર્ષણ કે વિલેખન એટલે કે ખોતરવું કે ખેંચવું કરે છે અને જે (હૃદયને) પીડા ઉપજાવે છે, તે કષાય રસનું લક્ષણ છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'કષાય રસનું વિજ્ઞાન એટલે ઓળખવાનું સાધન અહીં જણાવે છે: જે રસ મોઢામાં પડતાં જ જીભને વિષમતા, સ્તંભ કે સજ્જડપણું તથા જડતાથી યુક્ત કરે છે; ગળાને અત્યંત બાંધી દે છે અને જે વિકાશી છે એટલે કે સાંધાનાં બંધનોને જે છૂટાં કરી–ઢીલાં કરી નાખે છે, તે કષાય રસ કહેવાય છે; સુશ્રુતે તો કષાય રસ હૃદયને પીડા પણ ઉપજાવે છે, એમ પણ કહ્યું છે. ૧૧૦

## અગ્નિવેશની જિજ્ઞાસા કે પ્રશ્ન

एवंवादिनं भगवन्तमात्रेयं पुनरग्निवेश उवाच–'भगवन्! श्रुतमेतदवितथमर्थसंपद्युक्तं भगवतो यथावद्द्रव्यगुणकर्माधिकारे वचः, परं त्वाहारविकाराणां वैरोधिकानां लक्षणमनतिसंक्षेपेणोपदिश्यमानं शुश्रूषामह इति ॥ १११ ॥

ભગવાન આત્રેય એમ કહી રહ્યા હતા, ત્યારે અગ્નિવેશે તેમને ફરી આમ જણાવ્યું: 'હે ભગવન્! દ્રવ્યોના ગુણો તથા કર્મોના અધિકાર વિષે આપનાં અર્થસંપત્તિયુક્ત અથવા ભાવપૂર્ણ આ સત્ય વચનો અમે સાંભળ્યાં; પરંતુ હવે (દેહ તથા દેહની ધાતુઓ સાથે) જેઓ વિરોધ કરે છે–તેવા વિરુદ્ધ આહારોના વિકારો કે વિરોધી આહારદ્રવ્યોનાં લક્ષણોનો અતિશય ટૂંકમાં નહિ, પણ વિસ્તારથી આપ જો ઉપદેશ કરો, તો તે સાંભળવા અમે ઇચ્છીએ છીએ.' ૧૧૧

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: એમ કહેતા ભગવાન આત્રેય–પુનર્વસુને અગ્નિવેશે આમ કહ્યું: 'હે ભગવન્! દ્રવ્યોનાં ગુણકર્મને ઉદ્દેશી આપ ભગવાને જે અર્થસંપત્તિયુક્ત સત્ય વચન કહ્યું, તે અમે આપ–ભગવાનની પાસેથી સાંભળ્યું; પરંતુ હવે જે આહારના વિકારો દેહની સાથે કે દેહની ધાતુઓની સાથે વિરોધ કરે છે, તે દેહ–ધાતુ–વિરુદ્ધ અથવા દેહ–ધાતુઓના શત્રુઓરૂપ આહાર–વિકારોનું લક્ષણ, આપ ભગવાન જો વિસ્તારથી કહો, તો તે સાંભળવા અમે ઇચ્છીએ છીએ.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'એમ આહાર સંબંધે બરાબર નિશ્ચય થાય, તે માટે દ્રવ્યોના રસ, વિપાક, વીર્ય તથા પ્રભાવોને કહી રહેલા ભગવાન આત્રેય ગુરુને અગ્નિવેશે આમ જણાવ્યું: 'હે ભગવન્! આપ ભગવાને આ દ્રવ્ય–ગુણ–કર્મના અધિકાર વિષેનું સત્ય અર્થસંપત્તિયુક્ત વચન જે કહ્યું, તે અમે સાંભળ્યું; પરંતુ આહારના વિકારો જ–ભાત–શાક વગેરેમાં જે દેહાદિથી વિરુદ્ધ છે, તેઓના લક્ષણનો આપ વિસ્તારથી ઉપદેશ કરો, તો તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ.' ૧૧૧

## ભગવાન આત્રેયનો ઉત્તર

तमुवाच भगवानात्रेयः–देहधातुप्रत्यनीकभूतानि द्रव्याणि देहधातुभिर्विरोधमापद्यन्ते, परस्परगुणविरुद्धानि कानिचित् कानिचित्संयोगात्संस्कारादपराणि देशकालमात्रादिभिश्चापराणि तथा स्वभावादपराणि द्रव्याणि। तत्र यान्याहारमधिकृत्य भूयिष्ठमुपयुज्यन्ते तेषामेकदेशं वैरोधिकमधिकृत्योपदेक्ष्यामः ॥ ११२ ॥

ભગવાન આત્રેયે તે અગ્નિવેશને કહ્યું કે, કેટલાંક દ્રવ્યો દેહની ધાતુઓથી વિરુદ્ધ હોય છે; તેથી તે દ્રવ્યો દેહની ધાતુઓ સાથે વિરોધ પામે છે; કેટલાંક દ્રવ્યો પરસ્પર વિરુદ્ધ ગુણવાળાં હોઈને વિરુદ્ધ હોય છે; કેટલાંક દ્રવ્યો સંયોગથી વિરુદ્ધ થાય છે; બીજાં કેટલાંક દ્રવ્યો સંસ્કારથી વિરુદ્ધ થાય છે; બીજાં કેટલાંક દ્રવ્યો દેશથી, કાળથી તથા માત્રા વગેરેથી વિરુદ્ધ હોય છે; બીજાં કેટલાંક દ્રવ્યો સ્વભાવથી વિરુદ્ધ હોય છે; તેમાં જે દ્રવ્યો આહારને ઉદ્દેશી લગભગ વધારે ઉપયોગમાં લેવાય છે, તેઓમાંના અમુક એક વિરોધી ભાગને ઉદ્દેશી હવે અમે ઉપદેશ કરીશું. ૧૧૨

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'અગ્નિવેશે એમ પૂછ્યું, ત્યારે ભગવાન પુનર્વસુ આત્રેયે તે અગ્નિવેશને આમ કહ્યું: દેહની ધાતુઓ રસ વગેરે તથા વાત વગેરે પણ અહીં સમજાય છે; તે ધાતુઓનાં વિરોધી દ્રવ્યો, તેઓનાં વિપક્ષ કે શત્રુરૂપ ગણાય છે;

કેમ કે તે દ્રવ્યો દેહની એ ધાતુઓના પ્રતિપક્ષરૂપે થઈને દેહની ધાતુઓ સાથે વિરોધને પામે છે–વિરુદ્ધ થાય છે; તે દ્રવ્યો કયા પ્રકારે દેહની ધાતુઓના વિરોધી થાય છે, તે હવે અહીં સમજાવે છે. કેટલાક દ્રવ્યો એકબીજાના વિરુદ્ધ ગુણો–શીત–ઉષ્ણ આદિથી (દેહની ધાતુઓથી) વિરુદ્ધ બને છે; જેમ કે દૂધ અને માછલાં એકબીજાના વિરુદ્ધ ગુણોના કારણે વિરોધી છે. કેટલાક દ્રવ્યો સંયોગથી એટલે કે એકબીજા સાથે મળવાથી વિરુદ્ધ બને છે; જેમ કે દૂધની સાથે ખટાશ મળતા તે વિરુદ્ધ થાય છે; બીજાં કેટલાંક દ્રવ્યો સંસ્કારથી વિરુદ્ધ થાય છે; જેમ કે સરસવના તેલમાં તળેલા કપોત–કબૂતરનાં માંસ, એ સરસવના તેલમાં તળવારૂપ સંસ્કારના કારણે વિરુદ્ધ બને છે; બીજાં કેટલાંક દેશ, કાળ, માત્રા આદિથી વિરુદ્ધ બને છે. અહીં 'આદિ' શબ્દ મૂકયો છે, તે કારણે દોષ, પ્રકૃતિ, સત્ત્વ તથા સાત્મ્ય આદિનું પણ ગ્રહણ થાય છે; તેમાં દેશથી વિરુદ્ધ આ પ્રમાણે છે–જેમ કે ધન્વ–નિર્જળ પ્રદેશમાં રૂક્ષ, તીક્ષ્ણ આદિ પદાર્થોનું સેવન, તે દેશથી વિરુદ્ધ છે, તેથી દેહની ધાતુઓનો પણ વિરોધ થાય છે; આનૂપ–જલપ્રાય પ્રદેશમાં સ્નિગ્ધ, શીત આદિ પદાર્થોનું સેવન તે પણ દેશવિરુદ્ધ હોઈ દેહની ધાતુનું વિરોધી બને છે; તેમ જ ઉપર=ખારી જમીન પર પડેલું પાણી, તે પણ દેશ વિરુદ્ધ બને છે. હવે કાલથી વિરુદ્ધના દૃષ્ટાંતો કહે છે; જેમ કે શીતકાળમાં શીત–રૂક્ષ આદિનું સેવન કાલવિરુદ્ધ છે; ઉષ્ણકાળમાં કટુક રસ તથા ઉષ્ણ પદાર્થો–આદિનું સેવન કાલવિરુદ્ધ છે; રાત્રિના સમયે સાથવો ખાવો તે પણ કાલવિરુદ્ધ છે; માત્રાથી વિરુદ્ધ આ પ્રમાણે છે, જેમ કે મધ અને ઘી સરખા પ્રમાણમાં સેવાય તો એ માત્રા કે માપથી વિરુદ્ધ હોઈ દેહની ધાતુઓનાં વિરોધી બને છે, તેમ જ બીજાં કેટલાંક દ્રવ્યો સ્વભાવથી જ વિરુદ્ધ હોય છે; જેમ કે યવક વગેરે ક્ષુદ્ર ધાન્યો યજ્જઃપુરુષીય નામના ૨૫મા અધ્યાયમાં પ્રથમ કહેવાઈ ગયા છે. આ સંબંધે વૃદ્ધ વાગ્ભટ પણ અષ્ટાગસંગ્રહ–સૂત્રસ્થાનના ૯મા અધ્યાયમાં આમ કહે છે: 'बलिनां मिथो गुणानां, विषमतया समतयाऽप्युभयथाऽपि। संस्कारादिवशादपि भवति, निसर्गादपि विरोधः॥ क्षीरं कुलत्थैः पनसेन मत्स्यैस्तक्रं दधि क्षौद्रघृते समांशे। वार्यूपरे रात्रिषु सक्तवश्च तोयान्तरास्ते यवकास्तथैव–બળવાન ગુણોનો પરસ્પર વિષમતાથી, સમતાથી, વિષમ–સમતા–બન્ને પ્રકારે, સંસ્કારાદિના વશથી અને સ્વભાવથી પણ પરસ્પર વિરોધ થાય છે; જેમ કે કળથી, ફણસ અને માછલાં સાથે દૂધ ખાવું તે સંયોગથી (દેહની ધાતુઓને) વિરુદ્ધ છે; તપેલું દહીં (સંસ્કારને લીધે) વિરુદ્ધ છે; મધ અને ઘી–સમભાગે ખાવાં તે (માત્રાથી) વિરુદ્ધ છે, ઉપર જમીન પરનું પાણી દેશથી વિરુદ્ધ છે, રાત્રિના સમયે સાથવો ખાવો તે કાળથી વિરુદ્ધ છે; પાણીમાં ઘોળીને સાથવો ખાવો તે પણ વિરુદ્ધ છે; અને યવક ધાન્ય સ્વભાવથી જ વિરુદ્ધ છે.' એવાં વિરુદ્ધ આહારદ્રવ્યો, દેહની ધાતુઓનાં વિરોધી બને છે. એકંદર 'यद् द्रव्यं दोषम् उत्क्लेश्य शरीरतः न निर्हरति, तद् विरुद्धम् इति समासतः विरुद्ध–आहारलक्षणम्'–જે દ્રવ્ય દોષને તેના સ્થાનેથી ખસેડી, વધારી કે કોપાવીને શરીરમાંથી તે દોષને દૂર ન કરે, તે વિરુદ્ધ ગણાય છે; એમ ટૂંકમાં વિરુદ્ધ આહારનું લક્ષણ કહેવાય છે.' એવું વિરુદ્ધ દ્રવ્ય દેહની ધાતુઓને પ્રતિપક્ષ કે શત્રુરૂપ થાય છે; આ સંબંધે કહેશે કે, 'यत् किंचिद् दोषमुत्क्लेश्य न निर्हरति कायत। आहारजातं तत् सर्वम् अहितायोपपद्यते–જે કોઈ આહારનો સમુદાય, દોષને તેના સ્થાનેથી ખસેડી, વધારી કે કોપાવી કે ખળભળાવી મૂકીને તે દોષને શરીરમાંથી બહાર ન કાઢે, તે બધું આહારદ્રવ્ય દેહની ધાતુઓનું અહિત કરનાર થાય છે.' એવા અહિત દ્રવ્યો, એટલાં બધાં અસંખ્ય છે, જેઓને સમગ્રપણે કે સર્વાંશે કહી શકાય તેમ નથી; આ કારણે તેવાં દ્રવ્યોમાંથી જે દ્રવ્યોનો લગભગ વધુ પ્રમાણમાં આહારને ઉદ્દેશી–આહાર તરીકે ઉપયોગ કરાય છે, તેમાંનાં કેટલાંક વિરોધી દ્રવ્યોના અમુક એક ભાગને ઉદ્દેશી અમે અહીં ઉપદેશ કરીએ છીએ.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'હવે વિરુદ્ધ આહાર કહેવા માટે કહે છે: જેઓ શરીરની ધાતુઓ સાથે વિરોધ કરે છે, તે વૈરોધિક અથવા વિરુદ્ધ કહેવાય છે; એવાં વિરુદ્ધ દ્રવ્યો, દેહની ધાતુઓનાં વિરોધી બને છે; તેવાં વિરુદ્ધ દ્રવ્યો, દેહધાતુઓ–રસાદિ કે વાતાદિ, જેઓ પ્રકૃતિસ્થ હોય અથવા પોતાના મૂળ સ્વભાવમાં રહ્યા હોય, તેઓનાં પ્રતિપક્ષરૂપ કે વિરોધી થાય છે; એટલે તે ધાતુઓનો તે વિરોધ કરે છે–તે દેહધાતુઓને દૂષિત–ખરાબ કરે છે. તેમાંનાં કેટલાંક દ્રવ્યો પરસ્પર વિરુદ્ધ હોય છે; જેમ કે 'न मत्स्यान् पयसाभ्यवहरेत् उभयं ह्येतद्–દૂધની સાથે માછલાં ખાવાં ન જોઈએ, કેમ કે તે બંને દ્રવ્યો પરસ્પર વિરુદ્ધ છે.' ઈત્યાદિ કહેવાય છે. સંયોગવિરુદ્ધ દ્રવ્યો, જેવાં કે પાકું લકુચ–ફણસ અડદની દાળ સાથે ખવાય તો એ સંયોગથી વિરુદ્ધ છે; જે દ્રવ્ય, સંસ્કાર આદિના વિરુદ્ધ ગુણોને કહ્યા વિના જ કેવળ સંયોગથી જ વિરુદ્ધ કહેવાય છે, તે સંયોગવિરુદ્ધ છે; માછલાં અને દૂધનો સાથે ઉપયોગ કરવો, તે જોકે વિરુદ્ધ તરીકે કહેલ છે, તોપણ એ ગુણવિરુદ્ધ તરીકે કહેલ છે; એમ એ ગુણવિરોધકનું જ ઉદાહરણ છે:

એવો વિરોધ, વિરોધી ગુણો હોવા છતાં દ્રવ્યના પ્રભાવથી અમુક કોઈક જ સ્થળે હોય છે; એટલે તે કારણે છ રસવાળા આહારનો ઉપયોગ કરતી વેળા મધુર તથા અમ્લરસનો વિરુદ્ધ શીતવીર્ય તથા ઉષ્ણવીર્ય તરીકે વિરોધ ન સમજવો. સંસ્કારથી વિરુદ્ધનું દૃષ્ટાંત 'न कपोतान् सर्षपतैलभृष्टान्-સરસવના તેલમાં તળેલાં કબૂતરનાં માંસ સંસ્કાર વિરુદ્ધ હોઈ ને દેહની ધાતુઓ-નાં વિરોધી છે' ઇત્યાદિ કહેવાશે. દેશ બે પ્રકારના હોય છે; એક તો ભૂમિરૂપ દેશ અને બીજો શરીરરૂપ દેશ છે; તેમાં ભૂમિવિરુદ્ધનું દૃષ્ટાંત જેમ કે–'तदेव भस्मपांशुपरिध्वस्तं' એ જ હારીતપક્ષીનું માંસ રાખ અથવા ધૂળથી ખરાબ થયું હોય તેનું મધની સાથે સેવન કરવાથી મરણ થાય છે, ઇત્યાદિ કહેવામાં આવશે; તેમ જ શરીર વિરુદ્ધનું દૃષ્ટાંત–'उष्णार्त्तस्य मधु मरणाय'–ગરમીથી પીડાયેલા માણસને મધનું સેવન કરાવવું. એ તેનું મરણ નિપજાવે છે.' ઇત્યાદિ કહેવાશે, તેમ જ કાલવિરુદ્ધનું દૃષ્ટાંત કહેવાશે કે 'पर्युषिता काकमाची मरणाय–વાસી થઈ ગયેલી કાકમાચી નામની પીલુડીની એક જાત મરણ કરનારી થાય છે.' માત્રા વિરુદ્ધનું દૃષ્ટાંત પણ કહેવાશે કે, 'समघृते मधुसर्पिषी मरणाय–સરખા ભાગે સેવેલાં મધ અને ઘી મરણ નિપજાવે છે.' મૂળમાં આ 'आदि' શબ્દ મૂકયો છે, તેથી દોષ, પ્રકૃતિ આદિથી જે વિરુદ્ધ હોય તેઓનું પણ ગ્રહણ કરવું જોઈએ. સ્વભાવ વિરુદ્ધનું ઉદાહરણ વિષ છે.' ૧૧૨

### કેટલાક વિરોધી આહારો અને તેઓના સેવનનો કારણ સહિત નિષેધ

**न मत्स्यान् पयसा सहाभ्यवहरेत्, उभयं ह्येतन्मधुरं मधुरविपाकं महाभिष्यन्दि, शीतोष्णत्वाद्विरुद्धवीर्यं विरुद्धवीर्यत्वाच्छोणितप्रदूषणाय महाभिष्यन्दित्वान्मार्गोपरोधाय चेति ॥ ११३ ॥**

દૂધ સાથે માછલાં ન ખવાય; કારણ કે એ બન્ને દ્રવ્યો મધુર હોઈ મધુર-વિપાક ધરાવે છે; તેમ જ મહા અભિષ્યંદી એટલે રસવાહી નાડીઓ-ને અત્યંત રોકનાર તથા (દૂધ) શીત અને (મત્સ્ય) ઉષ્ણ હોવાના કારણે (પરસ્પર) વિરુદ્ધવીર્ય છે; એમ ઉષ્ણવીર્ય હોવાના કારણે રુધિરને અતિશય ખરાબ કરનાર છે; તેમ જ મહાઅભિષ્યંદી હોવાના કારણે (સ્રોતોરૂપ) માર્ગોનો ઉપરોધ કરે છે; એટલે કે તે તે માર્ગોને અતિશય રૂંધીને રોકી દે છે. ૧૧૩

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'દૂધની સાથે માછલાં ખવાય નહિ; કારણ કે એ બંને મધુર રસયુક્ત તથા મધુર વિપાકી છે; અને મધુર વિપાકી હોવાના કારણે જ મહાઅભિષ્યંદી છે; એટલે કે દોષો, ધાતુઓ, મળો તથા સ્રોતોમાં અતિશય ક્લેદ ઉપજાવે છે. બીજાઓ તો અભિષ્યન્દીનું લક્ષણ આ પ્રમાણે કહે છે: 'हृदयस्यान्ननिर्यासवाहिस्रोतोमुखानि यत्। भुक्तं लिम्पति पैच्छिल्यादभिष्यन्दि तदुच्यते–ખાવામાં આવેલું જે દ્રવ્ય ચીકાશને લીધે હૃદયમાં રહેલા અન્નના રસને વહેતાં સ્રોતોરૂપ માર્ગોને લીપી–ખરડી મૂકે છે, તે દ્રવ્ય 'અભિષ્યંદી' કહેવાય છે.' અહીં જણાવેલાં બે દ્રવ્યોમાંનું દૂધ શીત છે અને મત્સ્ય ઉષ્ણ છે; આમ ક્રમશઃ તેઓ શીત અને ઉષ્ણ હોવાથી પરસ્પર વિરુદ્ધવીર્ય છે; અર્થાત્ દૂધ શીત હોવાથી શીતવીર્ય છે અને મત્સ્ય ઉષ્ણ હોવાથી ઉષ્ણવીર્ય છે; એમ પરસ્પર વિરુદ્ધવીર્ય હોવાના કારણે તેઓ રક્તદોષ કરે છે, લોહીને બગાડે છે. આ સંબંધે ચરકે શોણિત–દુષ્ટિનિદાનમાં કહ્યું પણ છે કે, 'विरुद्धानामुपक्लिन्नपूतीनां भक्षणेन च–પરસ્પર–વિરુદ્ધ, ક્લેદવાળાં તથા પૂતિ કે દુર્ગંધી સડેલાં દ્રવ્યો ખાવાથી રુધિર–દોષ થાય છે, લોહી બગડે છે.' વળી આ દૂધ તથા માછલાં સાથે ખાધાં હોય તો મહા અભિષ્યંદી બનીને સ્રોતોરૂપ માર્ગોને રૂંધી દે છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'હરકોઈ માછલાં દૂધ સાથે ન ખવાય; કારણ કે તે બંને રસમાં મધુર તથા મધુરવિપાકી હોવાથી મહાઅભિષ્યંદી બને છે; વળી દૂધ શીતવીર્ય છે અને મત્સ્ય ઉષ્ણવીર્ય છે, એ કારણે પરસ્પર વિરુદ્ધવીર્ય હોઈ ને તેઓ બંને રક્તદોષ કરે છે; વળી દૂધ સાથેનું તે મત્સ્યભોજન મહાઅભિષ્યંદી હોવાના કારણે સ્રોતોરૂપ માર્ગોને રોકનાર થાય છે. એ ઉપરથી અહીં જણાવ્યું છે કે, રસથી અને પાકથી જેઓ સરખાં હોય તેઓનો સંયોગ થતાં તે રસની સમાનતા અતિશય વધુ પ્રમાણમાં થાય છે; પરંતુ જેઓનો રસ સમાન હોય પણ પાક જો જુદો હોય તો તેઓના સંયોગથી તેવા પ્રકારનું અતિશય વિરુદ્ધપણું થતું નથી; તેમ જ જે દ્રવ્યો પાકથી સરખાં હોય; પરંતુ રસથી જુદાં હોય, તેઓના સંયોગમાં પણ અતિશય વિરુદ્ધપણું હોતું નથી.' ૧૧૩

### ઉપર્યુક્ત ઉપદેશ સામે ભદ્રકાપ્યનો અમુક અંશે વિરોધ

**तदात्रेयवचनमनुनिशम्य भद्रकाप्योऽग्निवेशमुवाच–सर्वानेव मत्स्यान् पयसा सहाभ्यवहरेदन्यत्रैकस्माच्चि-**

लिचिमात्; स पुनः शकली लोहितनयनः सर्वतो लोहितराजी रोहितप्रकारः प्रायो भूमौ चरति; तं चेत्पयसा सहाभ्यवहरेन्निःसंशयं शोणितजानां विबन्धजानां च व्याधीनामन्यतममथवा मरणं प्राप्नुयादिति ॥ ११४ ॥

આત્રેયનું તે વચન સાંભળી ભદ્રકાપ્યે અગ્નિવેશને કહ્યું: સઘળા માછલાં દૂધ સાથે ખવાય, (એમ કહેવું તે જ ઠીક છે;) કેમ કે એક 'ચિલિચિમ' નામના માછલા સિવાય બધાં માછલાં દૂધ સાથે ખાઈ શકાય છે; (પરતુ કેવળ એક ચિલિચિમ નામનુ માછલું દૂધ સાથે ખાઈ શકાતું નથી.) કેમ કે એ ચિલિચિમ મત્સ્ય શકલી એટલે ચામડાંની ખોળ જેવી ચામડીવાળું, લાલ નેત્રોવાળું તથા ચારે બાજુ લાલ રંગની રેખાવાળું હોઈને રોહિત મત્સ્યના જેવી આકૃતિ ધરાવે છે અને લગભગ ભૂમિ પર ચાલે છે; એ માછલાંને દૂધની સાથે માણસ જો ખાય તો અવશ્ય લોહી બગડવાથી થતા રોગો અથવા મળબંધથી થતા રોગો માંહેના કોઈ પણ એક રોગને પ્રાપ્ત કરે છે; અથવા મરણ પામે છે.

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'આત્રેયનું એ વચન સાભળી ભદ્રકાપ્યે અગ્નિવેશને કહ્યુ : એક 'ચિલિચિમ' અથવા 'તલમીન' સંજ્ઞાધારી મત્સ્યને છોડી બધાં મત્સ્યોનો દૂધની સાથે આહાર કરી શકાય છે, એ ચિલિચિમ મત્સ્યનો આકાર કેવો હોય છે? તે અહીં મૂળમા આમ વર્ણવે છે: એ ચિલિચિમ મત્સ્યની ઉપર ચામડાંની ખોળ જેવી ચામડી હોય છે, તેનાં નેત્રો રાતા રગના હોય છે, તેના શરીર પર રાતા રંગની રેખાઓ હોય છે, તેનો આકાર રોહિત મત્સ્યના જેવો હોય છે અને લગભગ જમીન પર તે ચાલે છે. એ ચિલિચિમ મત્સ્યને દૂધ સાથે જો ખાધું હોય તો દૂધનું તથા તે મત્સ્યનું વીર્ય એકબીજાથી વિરુદ્ધ હોવાના કારણે અવશ્ય લોહીબગાડ થાય છે અને તેથી લોહીવિકારના રોગો સંભવે છે; અથવા તેઓ બન્નેનો સંયોગ અતિશય અભિષ્યંદી હોવાના કારણે સ્રોતોરૂપ માર્ગોનું રોકાણ થતાં મળબધના રોગો થવા સંભવિત છે; એમ એ બે જાતના રોગોમાથી કોઈ એક રોગ થવાનો સંભવ થાય છે અથવા માણસ મરણ પામે છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે કે, આ ચિલિચિમ મત્સ્ય 'નાન્દીલમત્સ્ય' એવા બીજા નામે પણ પ્રખ્યાત છે. ૧૧૪

### ઉપર્યુક્ત ભદ્રકાપ્યના મતનું ખંડન

नेति भगवानात्रेयः । सर्वानेव मत्स्यान्न पयसाऽभ्यवहरेद्विशेषतस्तु चिलिचिमं, स हि महाभिष्यन्दित्वात्स्थूललक्षणतरानेतान् व्याधीनुपजनयत्यामविषमुदीरयति च ॥ ११५ ॥

ભગવાન આત્રેયે કહ્યું: ના, એમ નથી; બધાં માછલાં દૂધ સાથે ખવાય નહિ અને 'ચિલિચિમ' મત્સ્ય તો દૂધની સાથે ખાસ વિશેષ કરી ખવાય જ નહિ; કેમ કે તે ચિલિચિમ મત્સ્ય તો અતિશય વધારે અભિષ્યંદી છે, તેથી (અભિષ્યંદીપણાનાં) અતિશય સ્થૂળ લક્ષણોવાળા એ રક્તદોષજન્ય રોગોને કે વિબન્ધજન્ય રોગોને ઉત્પન્ન કરે છે; ઉપરાંત આમવિષ(અલસક કે વિષૂચિકા-કૉલેરા)-ને પણ ઉત્પન્ન કરે છે. ૧૧૫

યોગીંદ્રનાથ સેન અહીં વિશેષ આમ સમજાવે છે: 'ઉપર ભદ્રકાપ્યે કહ્યું હતું કે, ચિલિચિમ મત્સ્ય સિવાય બધાં માછલાં દૂધ સાથે ખાઈ શકાય છે.' તે સાંભળી ભગવાન આત્રેયે કહ્યું કે, ના, એમ નથી; બધાંયે માછલાં દૂધ સાથે ખવાય જ નહિ અને ચિલિચિમ મત્સ્ય તો ખાસ કરી દૂધની સાથે ન જ ખવાય. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૦ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, '*सर्वांश्च मत्स्यान् पयसा विशेषेण चिलिचिमम्*–બધાંયે માછલાં દૂધ સાથે ન ખવાય અને ચિલિચિમ મત્સ્ય તો ખાસ કરી દૂધ સાથે ન જ ખવાય.' એમ ચિલિચિમ મત્સ્યને દૂધ સાથે નહિ ખાવાનો જે ખાસ નિષેધ કરવામાં આવે છે, તેનું કારણ અહીં મૂળમા કહે છે: એ ચિલિચિમ મત્સ્ય અતિશય વધુ પ્રમાણમા અભિષ્યંદ કરનાર છે, તેથી એ અભિષ્યંદજન્ય રોગોમાનાં સ્થૂળ લક્ષણોવાળા એટલે કે વધુ પ્રમાણમાં અભિષ્યંદજન્ય તરીકેનાં જ મોટાં લક્ષણોને ધરાવતા રુધિરવિકારજન્ય રોગોને અથવા વિબંધજન્ય રોગોને તે ઉત્પન્ન કરે છે. જોકે દૂધની સાથે ભોજન કરાતા બધાંયે માછલાં રક્તદોષના કે વિબંધના રોગોને અવશ્ય ઉત્પન્ન કરે જ છે; પરંતુ દૂધ સાથે ભોજન કરાતું ચિલિચિમ મત્સ્ય તો અભિષ્યંદજન્ય તરીકેનાં અતિશય સ્થૂળ લક્ષણવાળા તે રુધિરદોષજન્ય રોગોને કે વિબંધજન્ય રોગોને અવશ્ય ઉત્પન્ન કરે છે; ઉપરાંત આમવિષને પણ ઉત્પન્ન કરે છે, અથવા મરણ નિપજાવે છે. ૧૧૫

### બીજા વિરુદ્ધ આહારો ત્યજવા વિષે

ग्राम्यानूपौदकपिशितानि च मधुतिलगुडपयोमा-

पमूलकविसैर्विरूढधान्यैश्च नैकध्यमद्यात्, तन्मूलं च वाधिर्यान्ध्यवेपथुजाड्यविकलतामूकतामैन्मिन्यमथवा मरणमाप्नोति ॥ ११६ ॥

ગામનાં, જલપ્રાય પ્રદેશનાં કે જલચર પશુ-પક્ષીઓનાં માંસને મધ, તલ, ગોળ, દૂધ, અડદ, મૂળા, કમળદંડ તથા અંકુરિત ધાન્ય, એમાંના કોઈની સાથે એકઠાં કરી ખાવાં નહિ; કેમ કે તેના કારણે મનુષ્ય બહેરાશ, અંધાપો, કંપ, જડતા, વિકલતા કે ઇન્દ્રિયોની તથા મનની વ્યાકુળતા કે ખોડ, મૂંગાપણું અને નાકમાંથી બોલવાપણું કે ગૂંગણાપણું અથવા મરણને પામે છે. ૧૧૬

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં ગણેલાં મધ. તલ વગેરેને છૂટાં છૂટાં કે બધાં ભેગાં મેળવી ગ્રામ્ય, આનૂપ કે ઔદક માંસ ન ખવુ; તેમાં જે વિરૂઢ ધાન્ય કહેલ છે, તેનો અર્થ, જે ધાન્યને વાવ્યું હોય તો ઊગે જ નહિ તે, અથવા જેમાં અંકુરો ફૂટી નીકળ્યા હોય તે 'વિરૂઢ ધાન્ય' કહેવાય છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૦ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'न विरूढधान्यैर्वसामधुपयोगुडमाषैर्वा ग्राम्यानूपौदकपिशितान्यभ्यवहरेत्'–વિરૂઢધાન્ય કે અંકુરિત ધાન્ય સાથે અથવા વસા–ચરબી, મધ, દૂધ, ગોળ કે અડદની સાથે ગામનાં, જલપ્રાય પ્રદેશનાં કે જળચર પ્રાણીઓનાં માંસો ન ખવાય; તેમાં જે દોષ છે, તે જ અહીં મૂળમાં કહે છે: કારણ કે એ કારણે માણસ બહેરાશ, અંધાપો, જડતા, ઇંદ્રિયોની ખોડ, મૂંગાપણું, નાકમાંથી બોલાય તે ગૂંગણાપણું વગેરે કોઈ રોગોને અથવા મરણને પામે છે.

### વિરુદ્ધ આહારોના નિષેધો (ચાલુ)

न पौष्करं रोहिणीशाकं वा न कपोतान् सार्षपतैलभृष्टान्मधुपयोभ्यां सहाभ्यवहरेत्, तन्मूलं हि शोणिताभिष्यन्दधमनीप्रविचयापस्मारशङ्खकगलगण्डरोहिणीकानामन्यतमं प्राप्नोत्यथवा मरणमिति ॥ ११७

પૌષ્કર શાક, રોહિણીક શાક, સરસવના તેલમાં ભૂંજેલા કે તળેલાં કબૂતરનાં માંસ મધની સાથે કે દૂધની સાથે ન ખવાય; કારણ કે તેના લીધે રુધિરનો અભિષ્યંદ કે ક્લેદ, ધમનીઓનું અતિશય ભરાઈ જવું, અપસ્માર, શંખક નામનો મસ્તકનો રોગ, ગલગંડ રોગ તથા રોહિણિકા રોગ, એમાંનો કોઈ પણ રોગ અથવા મરણને માણસ પામે છે.

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૦ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'न पयोमधुभ्यां रोहिणीशाकं जातुकशाकं वाश्नीयात्' રોહિણીશાક–એટલે કડુનું શાક અથવા જાતુકશાક એટલે વંશપત્રીનું શાક દૂધ અને મધની સાથે ખાવાં નહિ.' કેમ કે તેથી આ દોષો થાય છે; જેમ કે રુધિરનો અભિષ્યંદ–ક્લેદ, ધમનીઓનું ખૂબ ભરાઈ જવું–એ કફનો એક વિકાર, અપસ્માર એટલે વાઈનો રોગ, શંખક નામનો મસ્તકનો રોગ. ગલગંડ, અને રોહિણી–એમાંનો કોઈ પણ એક રોગ અથવા મરણ પામે છે. ૧૧૭

### મૂળા વગેરે ખાઈને દૂધ ન પિવાય

तथा न मूलकलशुनकृष्णगन्धार्जकसुमुखसुरसादीनि भक्षयित्वा पयः सेव्यं, कुष्ठाबाधभयात् ॥ ११८ ॥

તેમ જ મૂળા, લસણ, સરગવો, અર્જક નામની તુલસી, સુમુખ નામની તુલસી તથા સુરસા તુલસી વગેરે ખાઈને તેના ઉપર દૂધ ન પિવાય; કેમ કે તેથી કોઢનો રોગ થવાનો ભય રહે છે. ૧૧૮

### વળી કેટલાક વિરુદ્ધ આહારો

न जातुशाकं न च लकुचं पक्वं मधुपयोभ्यां सहोपयोज्यम्, एतद्धि मरणायाथवा बलवर्णतेजोवीर्योपरोधायालघुव्याधये षाण्ड्याय चेति ॥ ११९ ॥

વળી જાતુકશાક એટલે વંશપત્રીનું શાક અથવા બથવાની ભાજી અને પાકેલું ફણુસ મધની સાથે કે દૂધની સાથે ખવાય નહિ; કેમ કે તેથી મરણ થાય; અથવા બળનો, વર્ણનો, તેજનો તથા વીર્યનો નાશ થાય; મોટો કોઈ રોગ થાય કે નપુંસકતા પ્રાપ્ત થાય છે. ૧૧૯

### પાકાં ફણુસ વિષે વધુ

तदेव लकुचं पक्वं न माषसूपगुडसर्पिर्भिः सहोपयोज्यं, वैरोधिकत्वात् ॥ १२० ॥

વળી એ જ પાકેલું ફણુસ અડદની દાળ, ગોળ અથવા ઘીની સાથે ખાવું નહિ; કેમ કે તે પણ વિરોધ કરનાર છે. ૧૨૦

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, 'અહીં મૂળમાં છેલ્લે 'वैरोधिकत्वात्' એ હેતુદર્શક પદ મૂક્યું છે, તે બિનજરૂરી લાગે છે; કેમ કે વિરુદ્ધ આહારો જ દર્શાવતું આ પ્રકરણ છે, તે ઉપરથી જ સમજી શકાય તેમ છે, છતાં એ પદ મૂકીને વધુ આમ દર્શાવ્યું છે કે. પાકું ફણુસ અડદની દાળ સાથે, ગોળ સાથે કે ઘી સાથે ખવાય તો હવે પછી કહેવાશે તે નપુંસકતા, અંધાપો.

વીસર્પ કે રતવા વગેરે વ્યાધિઓને તે ઉપજાવે છે.' સુશ્રુતમાં પણ આ વિષે આમ લખ્યું છે: 'लकुचफलं पयसा दध्ना माषसूपेन वा प्राक् पयसः पयसोऽन्ते वा-પાકેલા ફણસનું ફળ દૂધ સાથે, દહીં સાથે, અડદની દાળ સાથે અને દૂધની પહેલાં કે દૂધની પાછળ પણ વિરુદ્ધ છે, તેથી ન જ ખવાય.'

## દૂધ સાથેનાં વિરોધી દ્રવ્યો

तथाऽम्राम्रातकमातुलुङ्गलकुचकरमर्दमोचदन्तशठबदरकोशाम्रभव्यजाम्बवकपित्थतिन्तिडीकपारावताक्षोटपनसनालिकेरदाडिमामलकान्येवंप्रकाराणि चान्यानि सर्वे चाम्लं द्रवमद्रवं च पयसा सह विरुद्धं ॥१२१॥

तथा कङ्गुवरकमुकुष्ठककुलत्थमाषनिष्पावाः पयसा सह विरुद्धाः ॥१२२॥

આંબા-કેરી, આમ્રાતક-અંબાડાં, બિજોરું, ફણસ, કરમર્દ-કરમદાં, મોચ-લાલકેળાં, દંતશઠ નામે એક બિજોરાંની જાત, બોર, કોશામ્ર નામે એક ક્ષુદ્ર આંબાની જાત, ભવ્ય નામે કર્મરંગ ફળ, જાંબુ, કોઠ, આંબલી, પારાવત નામે કામરુદેશપ્રસિદ્ધ એક જાતનું ફળ, અક્ષોટ કે અખરોટ, ફણસ, નાળિયેર, દાડમ, આમળાં અને એવા પ્રકારના બીજાં દ્રવ્યો તેમ જ પ્રવાહી કે અપ્રવાહી બધાં ખાટાં દ્રવ્યો દૂધની સાથે વિરુદ્ધ છે; ઉપરાંત કાંગ, વરક અથવા જંગલી કોદરા, મઠ, કળથી, અડદ અને વાલ પણ દૂધની સાથે વિરુદ્ધ છે. ૧૨૧,૨૨

યોગીન્દ્રનાથ સેન અહીં કેટલાક ફળના પર્યાયો આ રીતે લખે છે: 'આમ્રાતકને' 'આમ્રાત' અથવા 'આમડા' એમ બંગદેશમાં કહે છે; 'માતુલુંગ'ને ભાષામાં 'બિજોરું' કહે છે; 'લકુચ'ને 'ડહુ'ફળ કહે છે, 'કરમર્દ'ને બંગદેશમાં 'કરમચા' કહે છે, (ગુજરાતીમાં 'કરમદાં' કહેવાય છે,) 'દંતશઠ' એ એક જાતનું જંબીર કે બિજોરું જ થાય છે; બદર એટલે 'કોલ' અથવા 'બોર' કહેવાય છે; 'કોશામ્ર' એ ક્ષુદ્ર આંબાની એક જાત છે, 'ભવ્ય' ફળ મુખની શુદ્ધિ કરે છે; તેને કેટલાક કર્મરંગફળ કહે છે; બીજા કેટલાક વિદ્વાનો 'ભવ્ય' ફળને તાડના ફળ જેવું માત્ર છાલના સમુદાયરૂપ બંગ દેશમાં 'ચાલિતા' નામે પ્રસિદ્ધ કહે છે. એ ફળ પાકે છે ત્યારે થોડું-લાલ મિશ્ર રંગવાળું તથા ખટમધુરું હોય છે; 'અક્ષોટ' એ 'અખરોટ' નામે પ્રસિદ્ધ છે. પનસ કે ફણસ બહાર કાંટાવાળું મોટું ફળ થાય છે; દાડમ, આમળાં અને એવા પ્રકારનાં બીજાં દ્રવ્યો; તેમ જ કાંજી વગેરે બધાં પ્રવાહી ખાટાં દ્રવ્યો અને 'ચુક્રિકા' આદિ પ્રવાહી ન હોય એવાં દ્રવ્યો, દૂધની સાથે વિરુદ્ધ છે; તેમ જ કાંગ, વરક એ બંને એક જાતનાં તૃણધાન્ય થાય છે; (વરકને જ જંગલી કોદરા તરીકે જયદેવ જણાવે છે.) મુકુષ્ઠક જંગલી મગ અથવા 'મઠ' કહેવાય છે; કળથી, અડદ અને નિષ્પાવ-શ્વેતશિંબી કે વાલ એ (કઠોળધાન્ય) પણ દૂધ સાથે વિરુદ્ધ છે. ૧૨૧,૧૨૨

## વાયુને અત્યન્ત કોપાવનારાં વિરુદ્ધ દ્રવ્યો

पद्मोत्तरिकाशाकं शार्करो मैरेयो मधु च सहोपयुक्तं विरुद्धं, वातं चातिकोपयति ॥१२३॥

કસુંબાનું શાક, સાકરનું બનાવેલું મદ્ય, મૈરેય તથા મધનો જો સાથે ઉપયોગ કર્યો હોય તો વિરુદ્ધ હોઈ ને વાયુને અત્યન્ત કોપાવે છે.

મૂળમાં જણાવેલ 'પદ્મોત્તરિકાશાક' કુસુંબશાક (જેને ગુજરાતીમાં કસુંબાનું શાક) કહે છે; શાર્કર એટલે સાકરનું મદ્ય કહેવાય છે; સુરાને તથા આસવને એક કરી ફરી આથો નાખીને તૈયાર કરાય તે 'મૈરેય' મદ્ય કહેવાય છે. એ બધાંનો મધની સાથે ઉપયોગ કર્યો હોય, તો વાયુને અત્યંત કોપાવે છે; આમ કહીને પિત્તને તથા કફને પણ થોડા અંશે કોપાવે છે, એમ સૂચવ્યું છે; એમ નીચે પણ 'પિત્તને અત્યંત કોપાવે છે' તેમ જ 'કફને અત્યંત કોપાવે છે.' એ રીતે કહેવાશે, ત્યાં પણ તે તે સિવાયના બીજા બે બે દોષોનો થોડા અંશે પણ કોપ સમજી લેવો જોઈએ. ૧૨૩

## પિત્તને અત્યંત કોપાવનારાં દ્રવ્યો

हारिद्रकः सर्षपतैलभृष्टो विरुद्धः, पित्तं चातिकोपयति ॥१२४॥

હારિદ્રક નામના એક જાતના પક્ષીનું માંસ સરસવના તેલમાં ભૂંજ્યું હોય કે તળ્યું હોય, (તે જો ખાવામાં આવ્યું હોય તો) તે વિરુદ્ધ હોઈ ને પિત્તને અત્યંત કોપાવે છે. ૧૨૪

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: હારિદ્રક નામનું પક્ષી 'હરિતાલ' એવા નામે ભાષામાં પ્રસિદ્ધ છે; કેટલાક વિદ્વાનો અહીં આમ જણાવે છે કે, 'હારિદ્ર' નામે એક જાતનું ખરાબ શાક થાય છે; તે પીળાશ પર હોય છે.

## કફને અત્યન્ત કોપાવનાર આહારદ્રવ્ય

पायसो मन्थानुपानो विरुद्धः श्लेष्माणं चातिकोपयति ॥१२५॥

દૂધપાકને (જળમાં ઘોળેલા) સાથવારૂપ અનુપાનથી યુક્ત સેવાય, તો એ વિરુદ્ધ હોઈ કફને અત્યંત કોપાવે છે. ૧૨૫

અર્થાત્ દૂધપાક જમીને જે માણસ, તેની પાછળ પાણીમાં ઘોળેલો સાથવો જો પીએ છે, તો તે વિરુદ્ધ હોઈ કફને અતિશય કોપાવે છે. (યોગીંદ્રનાથ) ૧૨૫

### અતિસાર કરે એવું એક આહારદ્રવ્ય

उपोदिका तिलकल्कसिद्धा हेतुरतीसारस्य ॥१२६॥

ઉપોદિકા એટલે પોથી કે પોઈ નામનું પત્ર-શાક (ભાજી), તલના કલ્ક સાથે પકવાય (અને તે જો ખવાય) તો અતિસારનું કારણ બને છે. ૧૨૬

યોગીંદ્રનાથ સેન અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૭ મા અધ્યાયમાંથી પણ આમ અહીં લખી જણાવે છે: 'उपोदिकाऽतिसाराय तिलकल्केन साधिता–તલના કલ્ક સાથે રાંધેલી ઉપોદિકા–પોઈની ભાજી ખાધી હોય તો અતીસારનું કારણ બને છે.' સુશ્રુતના સૂત્રસ્થાનના ૨૦ મા અધ્યાયમાં પણ કહ્યું છે: 'तिलकल्कसिद्धामुपोदिकाशाकम्–તલનો કલ્ક નાખી રાંધેલું ઉપાદિકા–પોઈનું શાક, અતિસાર કરે છે.'

શ્રી ગંગાધર પણ જલ્પકલ્પતરુમાં જણાવે છે: 'उपोदिकातिलकल्कलिप्ता पक्वातिसारस्य हेतुः–તિલકલ્કથી લીંપેલી–મિશ્ર ઉપોદિકા પકવાતિસારનું કારણ બને છે.'

### તત્કાળ પ્રાણઘાતક વિરુદ્ધ આહારદ્રવ્ય

बलाका वारुण्या सह कुल्माषैरपि विरुद्धा; सैव सूकरवसापरिभृष્ટા सद्यो व्यापादयति ॥ १२७ ॥

'બગલી' નામે પક્ષિણીનું માંસ વારુણી મદ્યની સાથે અને કુલ્માષ કે અડદનાં બાકળાં કે બાફેલા અડદ સાથે (ખવાય તો) વિરુદ્ધ છે; અને તે જ બગલીનું માંસ ભૂંડની ચરબીથી ભૂંજેલું કે શેકેલું હોય, (અને તે જો ખવાય) તો તત્કાળ મરણ નિપજાવે છે. ૧૨૭

યોગીંદ્રનાથ સેન અહીં મૂળમાં જણાવેલ 'वारुण्या' પદનો પર્યાય 'मदिरया–મદિરા સાથે' એમ લખે છે અને 'कुल्माषैः'–એ પદનો અર્થ–'कुल्माषः–यवपिष्टम्–उष्णोदके सिक्तम् ईषत् स्विन्नम् अपूपीकृतम्, उत्स्विन्नमाषादिर्वा'–જવના લોટને ગરમ પાણીમાં નાખી લગાર બાફીને તેના જે પૂડલા કરવામાં આવે તે 'કુલ્માષ' એમ લખે છે; અથવા બાફી કાઢેલ અડદ વગેરેને પણ 'કુલ્માષ' જણાવે છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૮ મા અધ્યાયમાં આમ જણાવ્યું છે કે, 'बलाकां वारुणीकुल्माषाभ्याम् इति नारिकेलेन वराहवसापरिभृष्टां बलाकाम्, इति च–વારુણી–મદિરા તથા કુલ્માષ કે અડદનાં બાકળાં સાથે બલાકા–પક્ષિણીનું માંસ વિરુદ્ધ છે, તેમ જ નાળિયેર સાથે ભૂંડની ચરબીમાં ભૂંજેલ કે શેકેલ એ બગલીનું માંસ પણ ખાવું નહિ.'

શ્રી ગંગાધર બગલીના માંસને વારુણી–મદિરા સાથે અને કુલ્માષ તથા કાંજીની સાથે પણ વિરુદ્ધ કહે છે. ૧૨૭

### બીજું પ્રાણઘાતક વિરુદ્ધ આહારદ્રવ્ય

मयूरमांसमेरण्डाग्निप्लुष्टमेरण्डतैलयुक्तं सद्यो व्यापादयति ॥ १२८ ॥

મોરપક્ષીના માંસને એરંડાના કાષ્ઠના અગ્નિથી (ભડથાંરૂપે) શેકયું હોય અને પછી તેને એરંડિયાથી મિશ્ર કે યુક્ત કર્યું હોય (અને તે જો ખાધું હોય) તો તરત મારી નાખે છે. ૧૨૮

અહીં મૂળમાં શ્રી ચક્રપાણિ તથા શ્રી જયદેવ 'एरण्डसीसकावसक्तम्' એવો પાઠ રાખીને આવો અર્થ કરે છે કે, 'મોરપક્ષીના માંસને એરંડાની લાકડીમાં પરોવી, એરંડાનાં લાકડાંના અગ્નિથી શેકયું હોય કે ભડથું કર્યું હોય' એમ લખે છે. શ્રી ગંગાધર તો આ પદનો પર્યાય 'एरण्डपत्रवृन्तनालावलग्नम्–એરંડાનાં પાન, દીટાં તથા નાળમાં લગાડેલ–બાંધેલ કે પરોવેલ' એમ જણાવે છે; શ્રી ચક્રપાણિ, પોતે સ્વીકારેલ ઉપર્યુક્ત પાઠમાં 'सीसको हि भटित्रकरणकाष्ठमुच्यते'–'સીસક' શબ્દનો પર્યાય, 'ભડથું કરવાનું કાષ્ઠ' જણાવે છે; (અહીં અમે તો મૂળપાઠ યોગીંદ્રનાથ સેને સ્વીકારેલો જ રાખીને અનુવાદ લખ્યો છે.) ૧૨૮

### તત્કાળ પ્રાણનાશક બીજાં બે વિરુદ્ધ આહારદ્રવ્યો

हारीतकमांसं हारिद्राग्निप्लुष्टं सद्यो व्यापादयति, तदेव भस्मपांसुपरिध्वस्तं सक्षौद्रं मरणाय ॥ १२९ ॥

હારીતપક્ષીના માંસને દારુહળદરના (કાષ્ઠના) અગ્નિથી ભૂંજ્યું કે શેકયું હોય કે ભડથું કરેલ હોય, (અને પછી તે ખાધું હોય) તો તરત મારી નાખે છે; એ જ હારીતક માંસ રાખથી કે ધૂળથી જો ખરડાયું કે ખરાબ થયું હોય અને પછી તેને મધ સાથે મિશ્ર કર્યું હોય (ને ખાધું હોય) તો તે પણ તરત મારી નાખે છે. ૧૨૯

વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાનના ૯ મા અધ્યાયમાં લખ્યું છે કે, 'हारीतमांसं हारिद्रशूलकावसक्तं हारिद्राग्निप्लुष्टं च-હારીતપક્ષીના માંસને હળદરના કાષ્ઠની લાકડીરૂપ સોયામાં પરોવી હળદરના જ અગ્નિમાં શેક્યું હોય, તો તે પ્રાણઘાતક છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૦મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कपोतान् सर्षपतैलभृष्टान् नाद्यात्, कपिञ्जलमयूरलावतित्तिरिगोधाश्चैरण्डदार्वग्निसिद्धा एरण્ડतैलसिद्धा वा नाद्यात्-સરસવના તેલમાં ભૂંજેલાં કે શેકેલાં હોલાના કે કબૂતરનાં માંસ ખાવાં નહિ; ધોળાં તેતર, મોર, લાવાં, સામાન્ય તેતર અને ચંદનઘોનાં માંસને એરંડાના લાકડાંના અગ્નિથી કે એરંડિયા તેલથી પકવીને ખાવાં નહિ.' ૧૨૯

## તરત મારી નાખે તેવાં વધુ વિરુદ્ધ આહારદ્રવ્યો

**मत्स्यनिस्तलनसिद्धाः पिप्पल्यस्तथा काकमाची मधु च मरणाय ॥ १३० ॥**

**જે તેલથી માછલાં તળ્યાં હોય, તે તેલથી તળેલી પીપર અને કાકમાચી (નામે પીલુની એક જાત) મરણ નિપજાવે છે; વળી કાકમાચી મધ સાથે મેળવીને ખવાય તોપણ મરણ નિપજાવે છે.**

યોગીન્દ્રનાથ સેન અહીં મૂળમાં રહેલ 'मत्स्यनिस्तलनसिद्धाः' એ પદની વ્યાખ્યા આમ કરે છે: 'मत्स्या निस्तल्यन्ते मृज्यन्ते येन तैलेन तत् मत्स्यनिस्तलनम्, तेन तैलेन सिद्धा. पिप्पल्य '-જેનાથી માછલાં તળાય, ભૂંજાય કે શેકાય છે, એ તેલમાં શેકેલ કે તળેલ પીપર અને કાકમાચી મારી નાખે છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૦ મા અધ્યાયમાં આમ કહેલ છે 'मत्स्यपरिपचने शृङ्गवेरपरिपचने वा सिद्धां काकमाचीम्, इति'-માછલાં રાંધવાના કે આદું પકાવવાના વાસણમાં રાંધેલી કાકમાચી (પીલુડી કે અઘેડી) ખાવી નહી. તેમ જ મધ સાથે પણ કાકમાચી પ્રાણઘાતક નીવડે છે. આ સબંધે વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાનના ૯મા અધ્યાયમાં આમ લખ્યું છે. 'पिप्पलीमरीचाभ्यां मधुना गुडेन वा काकमाचीं-પીપર અને મરિયાં સાથે અથવા મધ કે ગોળ સાથે કાકમાચી ખાવી નહિ.'

શ્રી ગંગાધર અહીં કંઈક જુદું જ સમજાવે છે અને મૂળમાં 'मत्स्यनिस्तालनसिद्धा.'-એવો પાઠ રાખીને લખે છે કે, 'मत्स्यनिस्तालन मत्स्यभर्जने क्रियमाणे निर्गत यन्मत्स्यस्यैव तैल, तेन पक्वा. पिप्पल्यो भक्षिता मरणाय स्यु-માછલાંને ભૂંજતાં કે શેકતાં એ માછલાનું જ જે તેલ નીકળ્યું હોય, તે તેલથી પકવેલી પીપર જો ખાધી હોય તો મરણ નિપજાવે છે.' જતુકર્ણે તો આમ પણ કહ્યું છે: 'मत्स्यवसासिद्धाः पिप्पल्यः-માછલાંની ચરબીમાં તૈયાર કરેલી પીપર વિરુદ્ધ છે-પ્રાણઘાતક છે.' તે જ પ્રમાણે એ માછલાં શેકતાં નીકળેલા 'મત્સ્યનિસ્તાલન' તેલથી તૈયાર કરેલ કે શેકેલી કાકમાચી પણ મરણ નિપજાવે છે. સુશ્રુતે પણ કહેલ છે: 'मत्स्यपरिपचने सिद्धां शृङ्गवेरपरिपचने वा सिद्धां काकमाचीं नाद्यात्-માછલાં રાંધેલ કે આદું રાંધેલ તેલમાં કે વાસણમાં રાંધેલી કાકમાચી-પીલુડી (કે અઘેડી) ખાવી નહિ' તેમ જ એ મત્સ્યનિસ્તાલનયુક્ત મદ્ય પણ પ્રાણઘાતક થાય છે. આ સંબંધે પણ સુશ્રુતે કહેલ છે: 'गुडेन काकमाची मधुना मूलक गुडेन वाराह मधुना च सह विरुद्धम्'-ગોળ સાથે કે મધ સાથે કાકમાચી, મૂળો કે વરાહનું માંસ વિરુદ્ધ છે.

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'मत्स्या निस्ताल्यन्ते-पच्यन्ते यस्मिन् तन्मत्स्यनिस्तालनम्, किंवा निस्तालनं वसा, जतूकर्णेऽप्युक्तम्-' मत्स्यवसासिद्धाः पिप्पल्यः'-इति, काकमाची मधु चेति संयोगविरुद्धम्'-જેમાં માછલાં રંધાતાં હોય એ વાસણમાં તૈયાર કરેલી પીપર (ખવાય તો) મારી નાખે છે; અથવા 'निस्तालन' એટલે 'વસા-ચરબી' એવો અર્થ થાય છે; એ જ કારણે જતૂકર્ણે કહેલ છે કે, 'મત્સ્યની ચરબીમાં ભૂંજેલ કે શેકેલી પીપર પ્રાણઘાતક છે.' 'કાકમાચી અને મધ-એ બન્ને સંયોગ વિરુદ્ધ છે.' ૧૩૦

## એક વધુ પ્રાણઘાતક આહારદ્રવ્ય

**मधु चोष्णमुष्णार्तस्य च मधु मरणाय ॥ १३१ ॥**

**ગરમ કરેલું મધ અને ગરમ પદાર્થ સાથે સેવેલું મધ, તેમ જ ગરમીથી પીડાયેલા માણસને આપેલું મધ મરણ નિપજાવે છે. ૧૩૧**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં આમ સમજાવે છે; અગ્નિ કે તડકાથી ગરમ કરેલું મધ; તેમ જ ઉષ્ણ દ્રવ્ય સાથે સેવેલું મધ મરણ નીપજાવે છે; સિવાય કે ગરમીથી પીડાયેલા માણસને આપેલું મધ પણ મરણ ઉપજાવે છે, આ સબંધે ચરક ચાલુ શ્લોકસ્થાનના ૨૭મા અધ્યાયમાં અન્નપાનવિધિમાં આમ કહેશે કે, 'हन्यान्मधूष्णमुष्णार्तमथवा सविषान्वयात्-ગરમ કરેલું મધ, ઉષ્ણવીર્ય દ્રવ્યોની સાથે મેળવી ઉષ્ણવીર્ય કરેલું મધ તેમ જ ગરમી કે દાહથી પીડાતા માણસને આપેલું મધ મરણ નીપજાવે છે; કેમ કે તે મધમાં વિષયુક્ત પુષ્પાદિના રસોનો સંસર્ગ કે સંબંધ હોય છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૦મા અધ્યાયમાં કહ્યું છે કે-'मधु चोष्णैरुष्ण वा-ઉષ્ણવીર્ય દ્રવ્યો સાથે મળેલું મધ અથવા અગ્નિ આદિથી ગરમ કરેલું મધ વિરુદ્ધ હોઈ ખાવું નહિ.' વળી બીજું

પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: ' उष्णैर्विरुध्यते सर्वं विषान्वयतया मधु । उष्णार्तमुष्णैरुष्णे वा तन्निहन्ति यथा विषम् ॥ तत् सौकुमार्याच्च तथैव शैत्यान्नानौषधीनां रससंभवाच्च । उष्णैर्विरुध्येत विशेषतश्च तथान्तरीक्षेण जलेन चापि–સઘળી જાતનું મધ ઝેરી મધમાખીઓએ ઉત્પન્ન કરેલું હોઈ ઝેરના સંબંધવાળું હોય છે. તેમાં ઝેરી દ્રવ્યોના રસોનો પણ સંબંધ હોય છે, તે કારણે એ મધને ઉષ્ણવીર્ય પદાર્થોની સાથે વિરોધ જ હોય છે; વળી ગરમીથી પીડાયેલા માણસને આપેલું મધ, તેમ જ ઉષ્ણ દ્રવ્યોની સાથે અપાયેલું મધ અને ઉષ્ણકાળમાં સેવેલું મધ પણ ઝેરની પેઠે પ્રાણઘાતક નીવડે છે; વળી મધ સુકુમાર–અતિશય કોમળ છે, શીતળ છે. અનેક ઔષધિઓના રસોથી ઉત્પન્ન થયેલ હોઈ ને તેઓથી યુક્ત છે; તે કારણે તેને ઉષ્ણ દ્રવ્યોની સાથે વિરોધ છે; તેમ જ અંતરીક્ષના જળ સાથે પણ મધને સ્વાભાવિક વિરોધ છે.' ૧૩૧

## છેલ્લાં વિરુદ્ધ આહારદ્રવ્યો

मधुसर्पिषी समधृते, मधु वारि चान्तरिक्षं समधृतं, मधुपुष्करबीजं, मधु पीत्वोष्णोदकं, भल्लातकोष्णोदकं, तक्रसिद्धः कम्पिल्लकः, पर्युषिता काकमाची, अङ्गारशूल्यो भास इति विरुद्धानीत्येतद्यथाप्रश्नमभिनिर्दिष्टं भवतीति ॥ १३२ ॥

પ્રમાણમાં એકસરખાં લીધેલાં મધ અને ઘી; પ્રમાણમાં એકસરખાં મધ અને અંતરીક્ષનું (અધરથી ઝીલી લીધેલું વરસાદનું) પાણી; મધ અને પુષ્કરબીજ (કમળકાકડી, બન્ને સાથે ખવાય તો); મધ ચાટી તેની ઉપર ગરમ પાણી પિવાય તે; ભિલામાં તથા ગરમ પાણીનું સાથે સેવન, છાશમાં સિદ્ધ કરેલ કપિલો, વાસી થયેલી કાકમાચી (એટલે પીલુડીની એક જાત કે અઘેડી); અને સોયા પર પરોવી અંગારા પર પકવેલ–ભડથું કરેલ કે શેકેલ ભાસપક્ષી કે ગાયોના વાડામાં રહેતા કૂકડાનું માંસ–એ પણ વિરુદ્ધ–આહારદ્રવ્યો (હોઈ શરીરની ધાતુઓને અહિતકારી) છે; એમ તમે જે પ્રમાણે પ્રશ્ન કર્યો હતો, તે પ્રમાણે આ બધું (વિરુદ્ધ આહારદ્રવ્યોના સંબંધમાં) મેં તમને કહ્યું છે. ૧૩૨

યોગીન્દ્રનાથ સેન અહીં જણાવેલ છેલ્લા 'भासः' શબ્દનો અર્થ–'गृध्रविशेषः स्वल्पतुण्डः धूसरवर्णः–એક જાતનું ગીધપક્ષી, જેની ચાંચ ઘણી જ નાની હોય છે અને જેનો રંગ ધૂસર–ભૂખરો હોય છે' એ પ્રમાણે કરે છે. જ્યારે શ્રી ચક્રપાણિ એ 'ભાસ' શબ્દનો અર્થ–'भासो गोष्ठकुक्कुटः–ગાયોના વાડામાં રહેનારો કૂકડો' એ પ્રમાણે કરે છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'ગરમ કરેલું મધ મરણ કરનાર થાય છે; અર્થાત્ અગ્નિથી કે સૂર્યના તાપ વગેરેથી તપાવેલું મધ, તેમ જ ઉષ્ણ દ્રવ્ય સાથે મેળવેલું મધ અને ગરમીથી પીડાયેલા માણસને આપવામાં આવેલું મધ જો પિવાય છે તો તે (વિરુદ્ધ હોઈ) મરણ નિપજાવે છે; વળી સમાન માપમાં ધારણ કરેલ કે સરખાં વજને લઈ ચાટેલાં કે પીધેલાં મધ અને ઘી મરણ ઉપજાવે છે; વળી તે જ પ્રમાણે એકસરખાં–સમભાગે મેળવી–મિશ્ર કરી પીધેલાં મધ અને અંતરીક્ષનાં (અધરથી ઝીલેલાં વરસાદનાં) પાણી પણ (વિરુદ્ધ હોઈ) મરણ નિપજાવે છે; તેમ જ મધ અને પુષ્કરબીજ–કમળ કાકડી–બન્ને સાથે ખવાય તો મરણ ઉપજાવે છે; તેમ જ મધ પીને તેના ઉપર ગરમ પાણી પીધું હોય; અથવા ગરમ પાણી પીને તેના પર જો મધ ચાટ્યું હોય, તો તે પણ (વિરુદ્ધ હોઈ) મરણ નિપજાવે છે. સુશ્રુતે પણ કહ્યું છે: 'मधु चोष्णोदकानुपानम्–મધ અને ગરમ પાણી એક એકની પાછળ પીવાં એટલે કે મધ ચાટીને તેના પર ગરમ પાણી પીવું અથવા ગરમ પાણી પીને તેના પર મધ ચાટવું' તે વિરુદ્ધ છે; તેમ જ ભિલામા અને ગરમ પાણી સંયુક્ત પીતાં તે મરણ ઉત્પન્ન કરે છે; છાશમાં સિદ્ધ કરેલો કાંપિલ્લ–કપીલો મરણ નીપજાવે છે; વાસી રાખી મૂકીને રાંધેલી કાકમાચી (પીલુડી કે અઘેડી); અથવા રાંધીને વાસી રાખી મૂકેલી કાકમાચી ખવાય તો મરણ નિપજાવે છે; તેમ જ સોયામાં પરોવીને અંગારા પર પકવેલ ભાસપક્ષી એટલે કે ગાયોના વાડામાં રહેતા કૂકડાના માંસને સોયામાં પરોવી અંગારા પર શેક્યું હોય કે ભડથું કર્યું હોય, તે ખાવાથી મરણ નીપજે છે. ૧૩૨

## વિરુદ્ધ આહારનું ટૂંકું લક્ષણ

यत्किञ्चिद्दोषमुत्क्लेश्य न निर्हरति कायतः ।
आहारजातं तत्सर्वमहितायोपपद्यते ॥ १३३ ॥

જે કોઈ દ્રવ્ય દોષને પોતાના સ્થાનેથી ખસેડીને શરીરમાંથી બહાર કાઢે નહિ, તે સર્વ આહારદ્રવ્યોના સમુદાયો (શરીરને) અહિતકારી થાય છે. ૧૩૩

દ્રવ્યો અનંત છે; એટલે તે સમગ્ર દ્રવ્યોને કહેવાં

શક્ય નથી, તેથી ટૂંકમાં વિરુદ્ધ આહારોનું વ્યાપક લક્ષણ આ શ્લોકમાં જણાવે છે: જે કોઈ આહારદ્રવ્ય–અન્નપાન વગેરે શરીરમાં રહેલા વાતાદિ દોષને તેના પોતાના સ્થાનેથી ખસેડીને મીંઢળ કે નસોતર વગેરેની પેઠે ઉપરના ભાગેથી કે નીચેના ભાગેથી બહાર ખેંચી કાઢે નહિ, તે સઘળાં આહાર–દ્રવ્યના સમુદાયો શરીરને અહિતકારી થાય છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૨૦મા અધ્યાયમાં આમ કહેવાયું છે કે, 'यत् किंचिद् दोषमुत्क्लेश्य भुक्तं कायान्न निर्हरेत्। रसादिष्वयथार्थं वा तद् विकाराय कल्पते–જે કોઈ દ્રવ્ય ખાવામાં આવ્યું હોય, તે દોષને પોતાના સ્થાનેથી ખસેડી–કોપાવીને (નેપાળો, નસોતર વગેરેની પેઠે) તે દોષને શરીરમાંથી બહાર કાઢે નહિ. અને રસ આદિમાં ઊલટો બગાડ કરે, તે આહારાદિ દ્રવ્ય વિકાર કરનારું થાય છે.' (યોગીન્દ્રનાથ)

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: ઉપર જે વિરુદ્ધ દ્રવ્યો નથી કહ્યાં, તેઓનો પણ ટૂંકમાં સમાવેશ કરી લેવા આ શ્લોકમાં તેઓનો સંગ્રહ કરી દેખાડે છે: જે કોઈ આહારદ્રવ્યોનો સમુદાય એટલે 'आह्रियते जिह्वया गलाधः क्रियते इति आहारः तस्य जातं समूहः–જેને જિહ્વા, ગળાની નીચે ઉતારે છે, તે બધા આહાર-ના સમુદાયો કહેવાય છે,' તે ઉપરથી ઔષધો વગેરે પણ આહાર દ્રવ્ય તરીકે સમજાય છે; એટલે જે કોઈ આહાર અશિત, ખાદિત, પીત અને લીઢરૂપ હોય, તે દોષનો ઉત્ક્લેશ કરે એટલે કે દોષને પોતાના સ્થાનેથી ખસેડી–કોપાવીને પણ એ દોષને શરીરની બહાર ન કાઢે, તે સર્વ આહાર દ્રવ્ય સમુદાય અહિત કરનાર કહેવાય છે. આ ઉપરથી સુશ્રુતમાં અહીં કરતાં જે જે વધારે વિરુદ્ધ આહારદ્રવ્યો કહ્યાં છે તે તે બધાં પોતાને માન્ય છે, એમ સૂચવ્યું છે. હવે જે જે રસ–દ્વંદ્વો કે બે બે રસો રસથી, વીર્યથી તથા વિપાકથી વિરુદ્ધ છે, તે આ પ્રમાણે છે: મધુર તથા અમ્લ રસ રસથી તથા વીર્યથી વિરુદ્ધ છે; મધુર અને લવણ રસ, તેમ જ મધુર અને કટુક રસ બધી રીતે વિરુદ્ધ છે; મધુર અને તિક્ત રસ રસથી તથા વિપાકથી બેથી વિરુદ્ધ છે; મધુર અને કષાય રસ, તેમ જ અમ્લ તથા લવણ રસ રસથી વિરુદ્ધ છે; અમ્લ તથા કટુક રસ રસ અને વિપાક–બેયથી વિરુદ્ધ છે; અમ્લ તથા તિક્ત રસ અને અમ્લ તથા કષાય રસ સર્વ-થી વિરુદ્ધ છે; તેમ જ લવણ અને કટુક રસ રસ અને વીર્ય બેયથી વિરુદ્ધ છે; લવણ અને તિક્ત રસ તેમ જ લવણ અને કટુક રસ રસ તથા વીર્ય બંનેથી વિરુદ્ધ છે; અને કટુ તથા કષાય રસ અને તિક્ત તથા કષાય રસ રસથી વિરુદ્ધ છે. એ જ પ્રમાણે તર–તમના યોગથી યુક્ત જે જે ભાવો અતિરૂક્ષ, અતિસ્નિગ્ધ અતિઉષ્ણ તથા અતિ-શીત વગેરે હોય છે, તેઓનો પણ ત્યાગ કરવો જોઈએ. આ સંબંધે આ શ્લોકો પણ મળે છે 'विरुद्धान्येवमादीनि रसवीर्यविपाकतः। तान्येकान्ताहितान्येव शेषं विद्याद्धिताहितम्। सात्म्यतोऽल्पतया वाऽपि दीप्ताग्नेस्तरुणस्य च। स्निग्धव्यायामबलिनां विरुद्धं वितथं भवेत्। व्यायामशीलो बलवान् शिशुश्च, स्निग्धोऽग्निमांश्चापि महाशनश्च। आप्नोति रोगान् न विरुद्धजातान्भ्यासतश्चाल्पतया च जन्तुः॥–ઇત્યાદિ જે દ્રવ્યો રસ, વીર્ય તથા વિપાકથી વિરુદ્ધ હોય છે, તેઓ તો એકાંતે કરી અવશ્ય અહિતકારી જ છે, બાકીનાં દ્રવ્યોને હિત–અહિત–બેયરૂપે આમ સમજવાં જોઈએ. કોઈ માણસને અમુક વિરુદ્ધ દ્રવ્ય સાત્મ્ય કે માફક આવી જાય; જેમ કે જે દ્રવ્ય પ્રમાણમાં ઓછું હોય, જેનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, જે ઉંમરે જુવાન હોય, જેઓ સ્નિગ્ધ હોય કે કસરતથી બળવાન હોય, તેઓને તે વિરુદ્ધ દ્રવ્ય પણ ખોટું ઠરે છે: એટલે કે વિરુદ્ધ તરીકેનું પોતાનું કામ તે કરી શકતું નથી. જે માણસ કસરત કરવાના સ્વભાવનો હોય, બળવાન હોય, બાળક હોય, સ્નિગ્ધ હોય, જઠરાગ્નિની શક્તિવાળો હોઈ ખૂબ ખાઈ શકતો હોય, તે માણસને વિરુદ્ધ દ્રવ્યના સેવનથી પણ કોઈ જાતના રોગો થતા નથ; તેમ જ કોઈ માણસને અમુક વિરુદ્ધ દ્રવ્યના સેવનનો અભ્યાસ કે ટેવ પડી જાય કે ખૂબ ઓછા પ્રમાણમાં તે વિરુદ્ધ દ્રવ્યનું જે સેવન કરતો હોય તેને પણ તેનાથી કોઈ જાતના રોગો થતા નથી આ વિરુદ્ધ દ્રવ્યોમાં જે જે દ્રવ્યો સંયોગ–વિરુદ્ધ, સંસ્કાર–વિરુદ્ધ, ભૂરૂપ દેશથી વિરુદ્ધ, શરીરરૂપ દેશથી વિરુદ્ધ, કાલવિરુદ્ધ, માત્રાવિરુદ્ધ, દોષવિરુદ્ધ, વ્યાધિવિરુદ્ધ, પ્રકૃતિવિરુદ્ધ તથા સ્વભાવથી વિરુદ્ધ હોય છે, તે તે (પ્રથમ વિવરણમાં) કહેવાયાં છે તે ત્યાંથી જાણી લેવાં.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આ ૧૩૩મા શ્લોકમાં 'यत् किंचिद् दोषमुत्क्लेश्य' એ પ્રથમ ચરણમાં 'उत्क्लेश्य' એ પદને બદલે 'यत् किंचिद् दोषमास्राव्य' એમ 'आस्राव्य' પદ રાખે છે; અને તેના પર આવી ટીકા લખે છે: 'दोषमास्राव्य' इति दोषान् उत्क्लिष्टरूपान् जनयित्वा न निर्हरति–इति, अनेन वमन–विरेचनद्रव्याणि निराकरोति तानि हि दोषानास्राव्य निर्हरन्ति' એવાં કેટલાંક આહાર–દ્રવ્યો હોય છે, જેઓ દોષોનો આસ્રાવ કરી તેઓને બહાર ન કાઢે–એટલે કે 'દોષોને તેઓના સ્થાનેથી ખસેડીને બહાર ન કાઢે; માટે એટલે કે દોષોને તેઓના સ્થાનેથી ખસે-ડીને બહાર ન કાઢે; માટે તે અહિતકારી છે, જ્યારે વમન–વિરેચન દ્રવ્યો તો દોષોનો આસ્રાવ કરી તેઓના સ્થાનેથી ખસેડીને શરીરની બહાર કાઢે છે.' ૧૩૩

[ અહીંથી નીચેના ૧૮ શ્લોકો ક્ષેપક જણાય છે. યોગીંદ્રનાથ સેને તથા શ્રી ગંગાધરે લીધા નથી; પણ કલકત્તામાં પ્રકટ થયેલ શ્રી જીવાનન્દ વિદ્યાસાગરના મૂળ ગ્રંથમાં મળે છે અને જયદેવે પણ ઉતાર્યા છે. શ્રી ચક્રપાણિએ 'આયુર્વેદ-દીપિકા' ટીકામાં આ શ્લોકો સંબંધે આવો ઉલ્લેખ પણ કર્યો છે કે 'यच्चापि देशकालाग्नि०' ઇત્યાદિ ગ્રંથનો અહીં કેટલાક વિદ્વાનો પાઠ લે છે; તેને અનુસરી અમે એ શ્લોકોને જીવાનન્દના તથા શ્રી જયદેવના પુસ્તકમાંથી નીચે પ્રમાણે અનુવાદ સહિત લઈએ છીએ : ]

**દેશાદિથી વિરુદ્ધ આહારદ્રવ્ય હિતકારી નથી**

यच्चापि देशकालाग्निमात्रासात्म्यानिलादिभिः ।
संस्कारतो वीर्यतश्च कोष्ठावस्थाक्रमैरपि ॥१३४॥
परिहारोपचाराभ्यां पाकात्संयोगतोऽपि च ।
विरुद्धं तच्च न हितं हृत्सम्पद्विधिभिश्च यत् ॥१३५॥

જે દ્રવ્ય દેશથી, કાળથી, અગ્નિથી, માત્રાથી, સાત્મ્યથી, વાયુ વગેરેથી, સંસ્કારથી, વીર્યથી, કોષ્ઠથી, અવસ્થાથી, ક્રમથી, પરિહારથી, ઉપચારથી, પાકથી, સંયોગથી, હૃદયથી, (શુભ ગુણોરૂપ) સંપત્તિથી તથા વિધિથી વિરુદ્ધ હોય, તે (શરીરની ધાતુઓને) હિતકારી થતું નથી. ૧૩૪,૧૩૫

**દેશવિરુદ્ધ આહારદ્રવ્ય**

विरुद्धं देशतस्तावद्रूक्षतीक्ष्णादि धन्वनि ।
आनूपे स्निग्धशीतादि भेषजं यन्निषेव्यते ॥१३६॥

ધન્વન્ એટલે નિર્જળ-મરુભૂમિ કે જાંગલ પ્રદેશમાં રૂક્ષ, તીક્ષ્ણ આદિ જેટલાં દ્રવ્યો સેવાય, તેમ જ આનૂપ-જલપ્રાય પ્રદેશમાં સ્નિગ્ધ-શીતળ આદિ જે ઔષધ-દ્રવ્ય સેવાય, તે દેશથી વિરુદ્ધ ગણાય છે. ૧૩૬

**કાલવિરુદ્ધ આહારદ્રવ્ય**

कालतोऽपि विरुद्धं यच्छीतरूक्षादिसेवनम् ।
शीते काले तथोष्णे च कटुकोष्णादिसेवनम् ॥१३७॥

શીતકાળમાં શીત તથા રૂક્ષ આદિનું સેવન તેમ જ ઉષ્ણકાળમાં કટુક-તીખા તથા ઉષ્ણ આદિ દ્રવ્યોનું જે સેવન, તે કાળથી પણ વિરુદ્ધ ગણાય છે. ૧૩૭

**જઠરાગ્નિથી વિરુદ્ધ તથા માત્રાવિરુદ્ધ આહારદ્રવ્ય**

विरुद्धमनले तद्वदन्नानुरूपं चतुर्विधे ।
मधुसर्पिः समधृतं मात्रया तद्विरुध्यते ॥१३८॥

(મૃદુ, મધ્ય, તીક્ષ્ણ તથા વિષમ-એમ) ચાર પ્રકારનો જઠરાગ્નિ હોય છે; તેમાં તેને યોગ્ય અન્ન જે ન અપાય કે ન ખવાય, તે અગ્નિવિરુદ્ધ ગણાય છે; (જેમ કે મૃદુ અગ્નિવાળાને માત્રાગુરુ તથા દ્રવ્યગુરુ ભોજન અપાય તે અગ્નિવિરુદ્ધ છે;) તેમ જ એકસરખાં વજને (સાથે) સેવેલાં મધ અને ઘી પણ માત્રાથી વિરુદ્ધ છે. ૧૩૮

**સાત્મ્યવિરુદ્ધ અને વાતાદિ વિરુદ્ધ દ્રવ્ય**

कटुकोष्णादिसात्म्यस्य स्वादुशीतादिसेवनम् ।
यत्तत्सात्म्यविरुद्धं तु विरुद्धं त्वनिलादिभिः ।
या समानगुणाभ्यासविरुद्धान्नौषधक्रिया ॥१३९॥

જે માણસને કટુક, ઉષ્ણ આદિ દ્રવ્ય સાત્મ્ય કે શરીરપ્રકૃતિને માફક હોય, છતાં મધુર, શીતળ, આદિ પદાર્થોનું જે સેવન કરે, તે તેને સાત્મ્ય-વિરુદ્ધ હોઈ પ્રકૃતિને માફક ગણાતું નથી; તેમ જ દોષની સમાન ગુણવાળા અન્નાદિના સેવનનો જે અભ્યાસ કે ટેવ પાડવી, અને એ વિરુદ્ધ અન્ન કે ઔષધના સેવનની ક્રિયા ચાલુ રાખવી, તે વાતાદિ દોષથી વિરુદ્ધ ગણાય છે. ૧૩૯

**સંસ્કારવિરુદ્ધ આહારદ્રવ્ય**

संस्कारतो विरुद्धं तद्यद्भोज्यं विषवद्भजेत् ।
एरण्डसीसकासक्तं शिखिमांसं तथैव हि ॥१४०॥

તેમ જ જે જે ભોજનદ્રવ્ય કે આહારદ્રવ્ય, સંસ્કારથી વિરુદ્ધ બને; જેમ કે એરંડાના કાષ્ઠની લાકડીમાં પરોવીને (એરંડાના કાષ્ઠના જ) અગ્નિમાં શેકેલું કે ભડથું કરેલું મોરપક્ષીનું માંસ, સંસ્કાર-વિરુદ્ધ બની વિષ જેવું થાય છે. ૧૪૦

**વીર્યવિરુદ્ધ આહારદ્રવ્ય**

विरुद्धं वीर्यतो ज्ञेयं वीर्यतः शीतलात्मकम् ।
तत्संयोज्योष्णवीर्येण द्रव्येण सह सेव्यते ॥१४१॥

જે દ્રવ્ય, વીર્યથી શીતલ સ્વભાવનું હોય, તેને ઉષ્ણવીર્ય સ્વભાવવાળા દ્રવ્યની સાથે મેળવીને જે સેવવામાં આવે, તેને વીર્યથી વિરુદ્ધ જાણવું. ૧૪૧

**કોષ્ઠવિરુદ્ધ તથા અવસ્થાવિરુદ્ધ આહારદ્રવ્ય**

क्रूरकोष्ठस्य चात्यल्पं मन्दवीर्यमभेदनम् ।
मृदुकोष्ठस्य गुरु च भेदनीयं तथा बहु ।
एतत्कोष्ठविरुद्धं तु विरुद्धं स्यादवस्थया ॥१४२॥

धर्मव्यवायव्यायामसक्तस्यानिलकोपनम् ।
निद्रालसस्यालसस्य भोजनं श्लेष्मकोपनम् ॥ १४३ ॥

જે માણસ ક્રૂર કે કઠણ કોઠાવાળો હોય, તેને અતિ અલ્પમાત્રામાં, મંદ-ઓછા વીર્યવાળું અને (મળોનું) ભેદન કે તોડવું ન કરે એવું ઔષધ-દ્રવ્ય અપાય; તેમ જ કોમળ કોઠાવાળાને ઘણા જ વધારે પ્રમાણમાં, ગુરુ-ભારે તથા ભેદનીય એટલે મળને તોડી-વિદારી નાખે એવું (તીક્ષ્ણવીર્ય) ઔષધ અપાય, તે કોષ્ઠવિરુદ્ધ કહેવાય છે, તેમ જ જે માણસ પરિશ્રમ, મૈથુન તથા વ્યાયામ-કસરત કરવામાં આસક્ત રહેતો હોય, તેને વાયુનો પ્રકોપ કરે એવું આહારદ્રવ્ય અપાય; તેમ જ નિદ્રાથી આળસુ અથવા વધુ પ્રમાણમાં નિદ્રા સેવનાર આળસુ અને માણસને કફનો પ્રકોપ કરાવે, એવું ભોજન દ્રવ્ય અપાય, તે અવસ્થાથી વિરુદ્ધ ગણાય છે. ૧૪૨,૧૪૩

### ક્રમવિરુદ્ધ આહારદ્રવ્ય

यच्चानुत्सृज्य विण्मूत्रं भुङ्क्ते यश्चाबुभुक्षितः ।
तच्च क्रमविरुद्धं स्याद्यच्चातिक्षुद्वशानुगः ॥ १४४ ॥

જે માણસ, મળ-મૂત્રનો ત્યાગ કર્યા વિના તેમ જ ભૂખ્યો થયો ન હોય, છતાં ભોજન કરે છે; અથવા જે માણસ અતિશય ભૂખને વશ થઈ તેને જ અનુસરે છે એટલે ભૂખ્યો થયો હોય છતાં ભોજન કરે નહિ, પણ ભૂખ્યો જ રહ્યા કરે છે, તે (બન્ને પ્રકારે) ક્રમવિરુદ્ધ ગણાય છે. ૧૪૪

### પરિહારવિરુદ્ધ તથા ઉપચારવિરુદ્ધ આહારદ્રવ્ય

परिहारविरुद्धं तु वराहादीन्निषेव्य यत् ।
सेवेतोष्णं, घृतादींश्च पीत्वा शीतं निषेवते ॥ १४५ ॥

જે માણસ વરાહ-ભૂંડ આદિના માંસનું સેવન કર્યા પછી તેના પર ઉષ્ણ દ્રવ્યનું સેવન કરે છે, તે પરિહારવિરુદ્ધ કહેવાય છે; તેમ જ ઘૃત આદિ સ્નિગ્ધ દ્રવ્ય પીને તેના પર શીતદ્રવ્યનું જે સેવન કરે છે, તે ઉપચારવિરુદ્ધ ગણાય છે. ૧૪૫

### પાકવિરુદ્ધ આહારદ્રવ્ય

विरुद्धं पाकतश्चापि दुष्टदुर्दारुसाधितम् ।
अपक्वतण्डुलात्यर्थपक्वदग्धं च यद्भवेत् ॥ १४६ ॥

જે આહાર-દ્રવ્ય દુષ્ટ કે ખરાબ લાકડાં વગેરેથી રાંધ્યું હોય; તેમ જ કાચા રાખેલ ચોખા કે અતિશય વધારે રાંધી નાખેલ ભાત કે દઝાડી-બાળી નાખેલ ભાત વગેરે આહારદ્રવ્ય હોય તે પાકથી વિરુદ્ધ ગણાય છે. ૧૪૬

### સંયોગવિરુદ્ધ તથા હૃદયવિરુદ્ધ આહારદ્રવ્ય

संयोगतो विरुद्धं तद्यथाऽम्लं पयसा सह ।
अमनोरुचितं यच्च हृद्विरुद्धं तदुच्यते ॥ १४७ ॥

દૂધની સાથે અમ્લ કે ખાટું દ્રવ્ય સેવવું તે સંયોગથી વિરુદ્ધ છે; તેમ જ જે આહાર-દ્રવ્ય મનને રુચિકર ન હોય એટલે કે મનને ગમે નહિ એવું જે આહારદ્રવ્ય હોય તે હૃદયવિરુદ્ધ ગણાય છે. ૧૪૭

### સંપદ્વિરુદ્ધ આહારદ્રવ્ય

सम्पद्विरुद्धं तद्विद्यादसञ्जातरसं तु यत् ।
अतिक्रान्तरसं वाऽपि विपन्नरसमेव वा ॥ १४८ ॥

જે આહારદ્રવ્ય કે જે ઔષધિમાં રસ ઉત્પન્ન થયો ન હોય, અથવા જેમાંથી રસ જતો રહ્યો હોય એટલે કે ઉત્પન્ન થયેલો રસ જેમાંથી નાશ પામ્યો હોય, અથવા જેનો રસ મારી ગયો હોય કે બગડી ગયો હોય, તે આહારદ્રવ્યને સંપદ્વિરુદ્ધ જાણવું. ૧૪૮

### વિધિવિરુદ્ધ આહારદ્રવ્ય

ज्ञेयं विधिविरुद्धं तु भुज्यते निभृतेन यत् ।
तदेवंविधमन्नं स्याद्विरुद्धमुपयोजितम् ॥ १४९ ॥

જે આહારદ્રવ્ય બિલકુલ એકાંતમાં ન ખવાય પણ ગમે તે સ્થાને ખવાય તે એવા પ્રકારે ઉપયોગમાં લીધેલ અન્ન કે ભોજન વિધિવિરુદ્ધ ગણાય છે. ૧૪૯

આ કારણે જ કહેવામાં આવ્યુ છે કે: 'आहारनिर्हारविहारयोगाः सदैव सद्भिर्विजने विधेयाः.'—સજ્જનોએ આહારસેવન, મળમૂત્રનો ત્યાગ તથા મૈથુનસેવન એકાંતમાં જ કરવાં જોઈએ' તે જ વિધિયુક્ત છે; પરંતુ તે જો એકાંતમાં ન કરાય તો એ વિધિવિરુદ્ધ છે; અને શરીરની ધાતુઓને અહિતકારી થાય છે. ૧૪૯

### આટલા માણસોને વિરુદ્ધ આહારદ્રવ્ય પણ અહિતકારી ન થાય

सात्म्यतोऽल्पतया वाऽपि दीप्ताग्नेस्तरुणस्य च ।
स्नेहव्यायामबलिनो विरुद्धं वितथं भवेत् ॥ १५० ॥

જે માણસને ફરકોઈ વિરુદ્ધ દ્રવ્ય પણ સાત્મ્ય કે શરીરને માફક બની ગયું હોય; અથવા તે વિરુદ્ધ આહારદ્રવ્ય પણ બહુ જ થોડા પ્રમાણમાં જો લેવાનું કે સેવાનું હોય; અથવા જેનો જઠરાગ્નિ અતિશય પ્રદીપ્ત હોય. જે માણસ તરુણ કે યુવાન હોય; અને જે માણસ, સ્નેહના સેવનથી તથા કસરતના અભ્યાસથી બળવાન હોય તેને એ વિરુદ્ધ દ્રવ્ય પણ નિષ્ફળ બને છે એટલે કે વિરુદ્ધ છતાં કોઈ ખરાબ અસર ઉપજાવતું નથી કે અહિતકારી થતું નથી. ૧૫૦

### વિરુદ્ધ આહારદ્રવ્યોના સેવનથી થતા રોગો તથા મરણભય

षाण्ढ्यान्ध्यवीसर्पदकोदराणां, विस्फोटकोन्माद-भगन्दराणाम्। मूर्च्छामदाध्मानगलामयानां, पाण्डवामयस्यामविषस्य चैव ॥ १५१ ॥

किलासकुष्ठग्रहणीगदानां, शोथाम्लपित्तज्वरपीनसानाम् । सन्तानदोषस्य तथैव मृत्योर्विरुद्धमन्नं प्रवदन्ति हेतुम् ॥ १५२ ॥

ફરકોઈ વિરુદ્ધ અન્ન કે વિરુદ્ધ આહાર-દ્રવ્યને (વિદ્વાનો) નપુંસકતા, અંધાપો, વીસર્પ કે રતવા, જલોદર, વિસ્ફોટક, ઉન્માદ, ભગંદર, મૂર્છા, મદ, આધ્માન કે આફરો, ગળાંના રોગો, પાંડુરોગ, આમવિષ, કિલાસ (નામનો એક જાતનો કોઢ), ફરકોઈ કોઢ, ગ્રહણીરોગ, શોષ, રક્ત-પિત્ત, ('शोफाम्लपित्त' એમ ગંગાધરના પાઠ પ્રમાણે સોજા, અમ્લપિત્ત,) જ્વર, પીનસ-સળેખમ, સંતાનદોષ કે મૃત્યુનું પણ કારણ કહે છે. ૧૫૧,૧૫૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ લખે છે: અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાનના ૯મા અધ્યાયમાં આવો એક સંગ્રહરૂપ શ્લોક છે: 'विस्फोटशोफमदविद्रधिगुल्मयक्ष्मतेजोबलस्मृतिमतीन्द्रियचित्तनाशान्। कुर्याद्‌ विरुद्धमशनं ज्वरमम्लपित्तमष्टौ गदांश्च महतां विषवच्च मृत्युम्।'–વિરુદ્ધભોજન કે વિરુદ્ધ આહારદ્રવ્ય વિસ્ફોટક, સોજા, મદ, વિદ્રધિરોગ, ગુલ્મ-ગોળો, ક્ષયરોગ, તેજનાશ, બળનાશ, સ્મરણશક્તિનો નાશ, બુદ્ધિનાશ, ઇંદ્રિયનાશ, ચિત્તનાશ, જ્વર, અમ્લપિત્ત તથા મોટા આઠ રોગો અને વિષની પેઠે મૃત્યુને પણ કરે છે.' અહીં કહેલા આઠ મોટા રોગોને સુશ્રુતે સૂત્રસ્થાનના ૩૩મા અધ્યાયમાં આ પ્રમાણે કહ્યા છે: 'वातव्याधिः प्रमेहश्च कुष्ठमर्शो भगन्दरः। अश्मरी मूढगर्भश्च तथैवोदरमष्टमम्। अष्टावेते प्रकृत्यैव दुश्चिकित्स्या महागदाः-વાયુનો રોગ, પ્રમેહ, કોઢ, અર્શનો રોગ, ભગંદર, અશ્મરી કે પથરી, મૂઢગર્ભ તથા આઠમું જલોદર-એ આઠ મહારોગોને સ્વભાવથી જ મટાડવા મુશ્કેલ કહ્યા છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે કે, અહીં કહેલી નપુંસકતાને ચાર પ્રકારની કહેવાશે; સંતાનદોષ એટલે કે જે સ્ત્રીને સંતાનો ઉત્પન્ન થઈ થઈ મરી જતાં હોય વગેરે દોષો કે એવા પ્રકારના બીજા દોષો કહેવાય છે. વળી અહીં જે જે વિરુદ્ધ આહારદ્રવ્યો કહેવામાં છે, તેમાં બીજું કોઈ દ્રવ્યનો જો યોગ કે મિશ્રણ થાય છે, તો તેઓનું વિરુદ્ધપણું રહેતું નથી; જેમ કે મધ અને ઘી સમભાગે સાથે મેળવાય, તો વિરુદ્ધ બને છે. પણ તેમાં જો સાકર મેળવાય, તો એ વધુ ભળી વિરુદ્ધપણું રહેતું નથી-દૂર થાય છે.

શ્રી ચક્રપાણિ પણ અહીં કેટલુંક વધુ જાણવા જેવું આમ લખે છે: 'અહીં આ વિરુદ્ધ દ્રવ્યો વિષેનાં જે વચનો કહ્યાં છે, તેઓનાં કેટલાંક બાધક વચનો પણ આવાં મળે છે: જેમ કે 'लशुनस्य क्षीरेण पानं क्वचित्र विरुद्धं,' यदुक्तं-साग्रंपलचतुष्कस्य लशुनस्य चतुष्पलम्। क्षीरोदकेऽष्टगुणिते क्षीरशेषं च पाययेत्'-કોઈ પ્રયોગમાં દૂધ સાથે લસણ પીવું, તે વિરોધી નથી ગણાતું; જેમ કે સૂકું શુદ્ધ લસણ ૧૬ તોલા, તેનાથી આઠગણા દૂધમિશ્ર પાણીમાં પકાવવું; તે બળતાં બળતાં જ્યારે કેવળ દૂધ જ બાકી રહે, ત્યારે તે ઉતારી લઈ નવશેકું થયા પછી રોગીને પાઈ દેવું; તેમ જ 'मूलकस्वरसं क्षीरम्-મૂળાનો સ્વરસ તથા દૂધ' પણ અમુક પ્રયોગ તરીકે સેવાય છે, અથવા અનેક દ્રવ્યોના સંયોગમાં વિશેષોઓનો પણ વિરોધ રહેતો નથી; માત્ર વિરોધી દ્રવ્યોનો સંયોગ જ વિરોધી તરીકે ગણાય છે; જેમ કે મધ, વિષના સંબંધવાળું છે અને વિષને ઉષ્ણ દ્રવ્યનો સંબંધ વિરોધી થાય છે. લસણ વગેરેને પણ બીજાં દ્રવ્યોનો સંયોગ ન હોય ત્યારે જ તેની સાથેની મેળવણી વિરુદ્ધ છે, એમ શાસ્ત્રના વચન ઉપરથી જણાય છે.' ૧૫૧,૧૫૨

### વિરુદ્ધ આહારદ્રવ્યોના સેવનરૂપ કારણથી થયેલા રોગોના ઉપાયો

एषां च खलु परेषां च वैरोधिकनिमित्तानां व्याधीनामिमे भावाः प्रतिकारा भवन्ति । यथा वमनं विरेचनं च, तद्विरोधिनां च द्रव्याणां संशमनार्थमुपयोगः, तथाविधैश्च द्रव्यैः पूर्वमभिसंस्कारः शरीरस्येति ॥ १५३ ॥

**ઉપર જણાવેલા આ રોગો તેમ જ એ સિવાયના બીજા પણ જે રોગો વિરુદ્ધ આહાર-દ્રવ્યોના સેવનરૂપ કારણે ઉત્પન્ન થયા હોય, તે રોગોનો નાશ કરનારા પ્રતીકાર ઉપાયો આ પ્રમાણે છે; જેમ કે વમન તથા વિરેચનરૂપ શોધન; અને (સંશમન માટે) તેઓનાં જે વિરોધી દ્રવ્યો હોય તેઓનો ઉપયોગ કરવો જોઈએ; તેમ જ તેવા પ્રકારનાં દ્રવ્યો વડે શરીરનો પ્રથમ સંપૂર્ણ સંસ્કાર કરવો જોઈએ. ૧૫૩**

ઉપર જે વ્યાધિઓ–નપુંસકતા વગેરે કહેવાયા, તેમ જ એ સિવાયના બીજા જે વ્યાધિઓ અહીં કહેવાયા નથી, એ તે તે વિરુદ્ધ દ્રવ્યોના સેવનના કારણે થતા રોગોનો પ્રતિઘાત કે પ્રતિકાર કરનાર આ વમન આદિ ભાવો કહેવામાં આવ્યા છે; જેમ કે વમન તથા વિરેચનરૂપ શોધન, તે તે વૈરોધિક આહારદ્રવ્યના સેવનથી થતા રોગોનો ખાસ ઉપાય છે; તેમ જ સંશમન માટે તેનાં વિરોધી દ્રવ્યોનો ઉપયોગ કરવો જોઈએ; અર્થાત્ વૈરોધિક કે વિરુદ્ધ આહાર–દ્રવ્યના સેવનથી જે દોષો કોપ્યા હોય, અને તે કોપેલા દોષોના કારણે જે જે ઉપર્યુક્ત કે બીજા વિકારો ઉત્પન્ન થયા હોય, તેઓનાં વિરોધી કે પ્રતિપક્ષરૂપ દ્રવ્યોનો ઉપયોગ કરવો જોઈએ; એટલે કે તેવા પ્રકારના વૈરોધિક દ્રવ્યોના સેવનથી કોપેલા દોષોના પ્રતિપક્ષ કે શત્રુરૂપ જે દ્રવ્યો હોય તેઓના ઉપયોગથી શરીરનો પ્રથમ સંપૂર્ણ સંસ્કાર કરવો જોઈએ; તે જ ઉપાય એ વિરુદ્ધ આહારદ્રવ્યના સેવનથી કરાયેલા વિકારમા અતિશય પ્રશસ્ત કે પ્રશંસાપાત્ર ગણાય છે; જેમ કે મધ તથા હરડે વગેરે ઔષધ પિત્તને તથા કફને દૂર કરનાર છે; તેનુ સતત સેવન કરવાથી શરીર જ્યારે સંપૂર્ણ સંસ્કારી બની જાય, ત્યારે પિત્ત તથા કફ કરનાર વિરુદ્ધ દ્રવ્યનો ઉપયોગ કર્યો હોય, તે પણ વિકાર ઉપજાવતો નથી; આ ઉપરથી આમ કહેવા માગે છે કે, વિરુદ્ધ અને પ્રતિપક્ષરૂપ ગુણવાળા દ્રવ્યથી દેહને એટલો બધો દૃઢ બનાવવો જોઈએ, કે જેથી વિરુદ્ધ દ્રવ્ય પણ વિકાર ઉપજાવવા સમર્થ થતુ નથી.

શ્રીગંગાધર અહીં આવો ભાવ જણાવે છે: 'જે જે વિરોધી દ્રવ્યનો ઉપયોગ કર્યો હોય, તે તે વિરુદ્ધ દ્રવ્યોનાં વિરોધી જે જે દ્રવ્યો હોય છે, તેઓનો ઉપયોગ એટલે પ્રયોગ કરવો જોઈએ; તેમ જ તે તે વિરુદ્ધ દ્રવ્યોનાં વિરોધી જે જે દ્રવ્યો ખાવામાં આવ્યાં હોય, તે દ્રવ્યોથી શરીરનો અભિસંસ્કાર કરવો જોઈએ–એટલે કે વિરુદ્ધ દ્રવ્યોના આહારથી જે જે દોષો ઉત્પન્ન થયા હોય તેને દૂર કરનારા ગુણોનું (તે તે વિરુદ્ધનાં પણ વિરોધી દ્રવ્યોના સેવન દ્વારા) શરીરમાં સ્થાપન કરવું જોઈએ.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'વિરુદ્ધ આહાર–દ્રવ્યોના સેવનથી જે રોગો થયા હોય તેઓના વિરોધી દ્રવ્યોનો સતત ઉપયોગ કરી શરીરનો અભિસંસ્કાર કરવો–એટલે કે તે દ્રવ્યોથી શરીરને ભાવિત કરવું–સંસ્કારી કરવું જોઈએ; અથવા એવા પ્રકારના રસાયન પ્રયોગોથી શરીરને–સંસ્કારયુક્ત કરવું જોઈએ; એ અનાગત વ્યાધિની ચિકિત્સારૂપ થાય છે, એમ સમજવું. ૧૫૩

**આ સંબંધે અહીં એક શ્લોક પણ છે:**

**विरुद्धाशनजान् रोगान् प्रतिहन्ति विरेचनम् ।**
**वमनं शमनं चैव पूर्वं वा हितसेवनम् ॥ १५४ ॥**

**વિરુદ્ધ આહારદ્રવ્યોના સેવનથી જે રોગો ઉત્પન્ન થયા હોય, તેઓનો વિરેચન, વમન તથા શમન નાશ કરે છે; અથવા (તેવા રોગોની ઉત્પત્તિની) પહેલાં જ હિતકારી દ્રવ્યોનું–એટલે કે તે તે રોગોનાં વિરોધી દ્રવ્યોનું સેવન કરવું જોઈએ. ૧૫૪**

વિરેચન તથા વમનરૂપ દ્રવ્ય શોધનરૂપ હોય છે; અને વિરુદ્ધ આહારદ્રવ્યથી થયેલા રોગોનાં વિરોધી દ્રવ્યોનો જે ઉપયોગ કરવો તે શમનરૂપ થાય છે; એકંદર દોષોના ગુણોથી જે વિપરીત હોય તેનું સેવન કરવું તે શમન કહેવાય છે, એ વિરેચન, વમન તથા શમન દ્રવ્ય, વિરુદ્ધ આહારદ્રવ્યના સેવનથી ઉત્પન્ન થયેલા ઉપર્યુક્ત નપુંસકતા વગેરે રોગોનો નાશ કરે છે; અથવા પ્રથમથી જ હિત-સેવન કરવું–એટલે કે તે તે વિરુદ્ધ આહાર દ્રવ્યના સેવનથી થતા રોગો ઉત્પન્ન જ થયા ન હોય, તેની પહેલાં જ–તે તે રોગો ઉત્પન્ન જ ન થાય, તે માટે તે રોગોથી વિરુદ્ધ દ્રવ્યોનું સેવન કર્યા કરવું જોઈએ, જેથી તે વિરુદ્ધ આહાર દ્રવ્યથી થતા રોગો કદી થાય જ નહિ. આ શ્લોક સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૨૦મા અધ્યાયમાં અપાયો છે. આ શ્લોકમાં જે અભિપ્રાય જણાવ્યો છે, તેજ ઉપરના ગદ્યમાં જોકે કહેવાયો છે, છતા તેને જ અહીં ફરી પદ્યમાં કહેવામા આવે, તેમાં કોઈ દોષ ન ગણાય; આ વાત આ ગ્રંથકાર પોતે જ જ્વરનિદાનમાં આમ કહેશે કે, 'गद्योक्तो य पुनः श्लोकैरर्थः समनुगीयते। तद्व्यक्तिव्यवसायार्थं द्विरुक्तं तन्न गर्ह्यते'–(ચરક-નિદાન૦ અ. ૧) ગદ્યમાં કહેલા અર્થને જ ફરી જે શ્લોકોમાં કહેવામાં આવે છે, તે એ અર્થને વધું સ્પષ્ટ કરવાનો જ એક

પ્રયત્ન હોય છે, તેથી તે પુનરુક્તિ દોષ તરીકે નિંદાપાત્ર ન ગણાય.'

આ શ્લોકનાં છેલ્લાં ચરણુ–'पूर्वं वा हितसेवनम्'–ઉપર શ્રી ગંગાધર આવું વ્યાખ્યાન કરે છે કે–તે તે વિરુદ્ધ દ્રવ્યોનાં વિરોધી દ્રવ્યોનું સેવન કરીને પ્રથમ જ–તે વિરુદ્ધ આહારદ્રવ્યજન્ય રોગોની ઉત્પત્તિ થવા પહેલાં જ શરીરને સંસ્કારી કરી લેવું જોઈએ. ૧૫૪

### અહીં છેલ્લા આ શ્લોકો છે:
### અધ્યાયના વિષયોનો સંક્ષેપ

मतिरासीन्महर्षीणां या या रसविनिश्चये ।
द्रव्याणि गुणकर्मभ्यां द्रव्यसंख्या रसाश्रयाः ॥१५५॥
कारणं रससंख्याया रसानुरसलक्षणम् ।
परादीनां गुणानां च लक्षणानि पृथक् पृथक् ॥१५६
पञ्चात्मकानां षट्त्वं च रसानां येन हेतुना ।
ऊर्ध्वानुलोमभाजश्च यद्गुणातिशयाद्रसाः ॥ १५७ ॥
षण्णां रसानां षट्त्वे च अतिमुक्ता विभक्तयः ।
उद्देशश्चापवादश्च द्रव्याणां गुणकर्मणि ॥ १५८ ॥
प्रवरावरमध्यत्वं रसानां गौरवादिषु ।
पाकप्रभावयोर्लिङ्गं वीर्यसंख्याविनिश्चयः ॥ १५९ ॥
षण्णामास्वाद्यमानानां रसानां यत्स्वलक्षणम् ।
यद्यद्विरुध्यते यस्माद्येन यत्कारि चैव यत् ॥१६०॥
वैरोधिकनिमित्तानां व्याधीनामौषधं च यत् ।
आत्रेयभद्रकाप्यीये तत्सर्वमवदन्मुनिः ॥ १६१ ॥

રસોનો બરાબર નિશ્ચય કરવા વિષે મહર્ષિઓની જે જે માન્યતાઓ કે મતભેદો હતા; ગુણો તથા કર્મોના નિર્દેશ સાથે દ્રવ્યોનું નિરૂપણ; રસોના આશ્રયરૂપ દ્રવ્યોની સંખ્યા; રસોની સંખ્યાનું કારણ; રસોનું તથા અનુરસોનું લક્ષણ; પરત્વ આદિ ગુણોનાં અલગ અલગ લક્ષણો; પાંચભૂતોના વિકારરૂપ રસો, (ખરી રીતે પાંચ જ હોવા જોઈએ છતાં) જે કારણે છની સંખ્યા ધરાવે છે; જે ગુણોના અતિશયથી કે અધિકતાથી રસો ઊર્ધ્વગામી તથા અનુલોમપણું ધારણ કરનારા એટલે કે અધોગામી થાય છે; તેમ જ છયે રસોના છપણા વિષેના (ગુણ=કર્મો દ્વારા) વિભાગો; રસોનો અતિશય ભોગ કે ઉપયોગ કરતાં જે દોષો થાય છે; દ્રવ્યોનાં ગુણકર્મોના વિષયમાં ઉદ્દેશ તથા અપવાદ; રસોના ગૌરવ આદિ વિષે શ્રેષ્ઠતા, હીનતા તથા મધ્યમતા; રસોના વિપાકનાં તથા પ્રભાવનાં લક્ષણ; વીર્ય તથા તેની સંખ્યાનો નિશ્ચય, સ્વાદ લેવાતાં છયે રસોનાં પોતપોતાનાં જે લક્ષણ હોય છે; જે જે દ્રવ્ય જે જે કારણે જેનાથી વિરુદ્ધ હોય છે; તેમ જ જે કોઈ વિરુદ્ધ દ્રવ્ય જે કંઈ વિકાર કે રોગ કરનાર થાય છે; તેમ જ વિરુદ્ધ દ્રવ્યોના સેવનના કારણે ઉત્પન્ન થતા રોગોનું જે કંઈ ઔષધ હોય છે, તે બધું આત્રેય–ભદ્રકાપ્યીય નામના આ અધ્યાયમાં મુનિ આત્રેયે કહ્યું છે. ૧૫૫–૧૬૧

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'ચાલુ અધ્યાયમાં જે વિષયો આવ્યા, તેઓનું ટૂંકમાં વર્ણન અહીં કરી બતાવે છે: રસોના વિશેષ નિશ્ચય કરવા વિષે ભદ્રકાપ્ય આદિ મહર્ષિઓની જે જે માન્યતાઓ હતી તે પ્રથમ દર્શાવી છે; પછી પાર્થિવ આદિ દ્રવ્યોના ગુણો તથા કર્મો કહ્યા છે; તેમ જ રસોના આશ્રયરૂપ દ્રવ્યોની સંખ્યા તથા રસોની સંખ્યાનું કારણ કહેલ છે; પછી રસોનું તથા અનુરસોનું લક્ષણ, પરત્વ આદિ ગુણોનાં અલગ અલગ લક્ષણો, તેમ જ પાંચ ભૂતોથી ઉત્પન્ન થયેલા રસોની સંખ્યા જે કારણે છપણું ધરાવે છે, તે–'पृथ्वीसोमगुणातिरेकान्मधुरो रस; इत्यादि'–જેમ કે–પૃથ્વીના તથા સોમના ગુણોની અધિકતાથી મધુર રસ ઉત્પન્ન થયો છે, વગેરે કહેલ છે; તે પછી જે ગુણના અતિરેકથી કે અધિકતાથી રસો ઊર્ધ્વભાગને ભજતા–ઊર્ધ્વગામી તથા અધોભાગને ભજતા–અધોગામી થાય છે, તે 'तत्राग्निमारुतात्मकाः' ઇત્યાદિ વચનોથી કહેલ છે; પછી છયે રસોના છપણા તરીકેના વિભાગો, તેઓનાં ગુણ–કર્મ સાથે કહ્યાં છે; અને તે પછી અતિશય ભોગવેલા કે વધુ પ્રમાણમાં ઉપયોગમાં લીધેલા રસો જે જે દોષો ઉત્પન્ન કરે છે, તે દોષો પણ કહ્યા છે; પછી દ્રવ્યોનાં ગુણકર્મરૂપ વિષય વિષેનો ઉદ્દેશ 'शीतं वीर्येण यद् द्रव्यम्' ઇત્યાદિ ગ્રંથથી કહેલ છે, તેમ જ તે વિષેનો અપવાદ પણ 'मधुरं किंचिदुष्णं स्यात्' ઇત્યાદિ ગ્રન્થથી કહેલ છે; પછી ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષત્વ આદિમાં રસોની શ્રેષ્ઠતા, હીનતા તથા મધ્યમતા કહેલ છે; તેમ જ વિપાકનું તથા પ્રભાવનું લક્ષણ, વીર્ય તથા તેની સંખ્યાનો ખાસ નિશ્ચય કહ્યો છે; તે પછી સ્વાદ લેવાતા છયે રસોનાં પોતપોતાનાં જે લક્ષણો છે, તે સ્નેહન, પ્રીણન, ઇત્યાદિ ગ્રંથથી કહેલ છે; પછી જે જે દ્રવ્ય, જે કારણે, જેની સાથે વિરોધ ધરાવે છે તે કહેલ છે અને જે

વિરુદ્ધ દ્રવ્ય જે કોઈ વિકારને કરનારું છે તેમ જ એ વિરુદ્ધ દ્રવ્યોના કારણે જે જે રોગો થાય છે તેઓનું જે ઔષધ છે, તે બધું આત્રેય ભદ્રકાપ્યીય નામના આ અધ્યાયમાં આત્રેય મુનિ-ભગવાન પુનર્વસુએ કહેલ છે.'

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'આત્રેયભદ્રકાપ્યીય' નામનો ૨૬ મો અધ્યાય સમાપ્ત

## अन्नपानविधि–अध्याय २७मो

### મંગલાચરણ અને પ્રારંભ

अथातोऽन्नपानविधिमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

**તે પછી શિષ્યોને આયુર્વેદ વિષે વધુ જાણવાની ઇચ્છા થઈ અને તે શિષ્યોને આયુર્વેદ વિષેનો વધુ ઉપદેશ આપવા માટે અધિકારી જાણ્યા, ત્યારે 'अथ' એ માંગલિક શબ્દ ઉચ્ચારીને 'હવે અમે 'અન્નપાનવિધિ' નામનો અધ્યાય કહીશું' એમ (છ ઐશ્વર્યસંપન્ન-) ભગવાન આત્રેયે (પોતાના શિષ્યોને) કહ્યું. ૧**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'હવે આહાર વિષે ઉપયોગી દ્રવ્યોને રસ-વીર્ય આદિ સાથે કહેવા માટે અન્નપાનવિધિ નામનો અધ્યાય શરૂ કરવામાં આવે છે. અહીં 'अन्न' શબ્દનો અર્થ-શાલિ-ડાંગર વગેરે ધાન્ય સમજાય છે અને 'पान' શબ્દના અર્થ તરીકે જે જે અનુપાનો હોય છે, તે લેવાય છે; તેની વિધિ એટલે 'વિધાન'-અર્થાત્ ગુણકર્મો દ્વારા તેઓનું કહેવું, એ અર્થ છે; 'तम् अन्नपानविधिम् अधिकृत्य कृतोऽयमध्याय:-अन्नपानविधि अध्याय: छप्रत्ययस्य लुक्'-એ અન્નપાનની વિધિને ઉદ્દેશી રચવામાં આવેલો આ અધ્યાય 'અન્નપાનવિધિ' એ નામે કહેવાય છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: પૂર્વના અધ્યાયમાં આહારનાં દ્રવ્યોના પ્રભેદો તથા રસ-સહચરિત ગુણો, કર્મો, વીર્ય, વિપાક તથા પ્રભાવો સામાન્ય રીતે કહ્યા છે; હવે દરેક દ્રવ્ય પ્રત્યે તેઓનો વિશેષત: ઉપયોગ કહેવા માટે 'અન્નપાનવિધિ' નામનો આ અધ્યાય શરૂ કરવામાં આવે છે: અહીં 'अन्न' શબ્દ ઉપરથી અશન, ખાદન, ચર્વણ એ બધાંનું સામાન્ય તરીકે ગ્રહણ થાય છે, તેમ જ 'पान' એટલે જે પિવાય છે, ચટાય છે-તે પાન તથા લેહરૂપ દ્રવ્યોનું ગ્રહણ થાય છે; જેને સામાન્ય રીતે ગળાની નીચે ઉતારવામાં આવે છે; તે 'अन्नं च पानं च अन्नपाने-विधीयेते अस्मिन् अनेन वा इति अन्नपानविधि'-અન્ન તથા પાનનું જેમાં વિધાન છે અથવા જેના વડે વિધાન કરાય છે, તે 'અન્નપાનવિધિ' નામનો આ અધ્યાય છે, એમ અહીં કોઈક વિદ્વાન આ અધ્યાય સંબંધે વ્યાખ્યા કરે છે અને તે ઉપરથી આ અધ્યાયનું 'અન્નપાનવિધિ' એ નામ પડેલું જણાવે છે; પરંતુ તેવી વ્યાખ્યા દ્વારા આ અધ્યાયનું 'અન્નપાનવિધિ' એવું નામ જાહેર કરવું, તે બરાબર નથી; કેમ કે આ અધ્યાયમાં અન્નપાનનું વિધાન છે, એ કારણે 'अन्नपानयोर् विधिर् यत उपदेशतः सोऽन्नपानविध्युपदेशः, तम् अधिकृत्य कृतोऽध्यायः अन्नपानविधि., अत्र तद्धितलुक्'। અન્નની તથા પાનની વિધિ જેનાથી ઉપદેશ દ્વારા થાય છે, તે અન્નપાનના વિધિના ઉપદેશને ઉદ્દેશી રચવામાં આવેલો આ અધ્યાય 'અન્નપાનવિધિ' કહેવાય છે, અહીં વ્યાકરણ દૃષ્ટિએ તદ્ધિતનો જે પ્રત્યય લાગેલો હતો, તેનો લુક્-લોપ થઈ ગયો છે.'

શ્રી ચક્રપાણિ 'આયુર્વેદદીપિકા' ટીકામાં અહીં આવી શરૂઆત કરી સમજાવે છે: 'પૂર્વના અધ્યાયમાં સામાન્ય રીતે દ્રવ્યોનાં ગુણકર્મો કહ્યાં હતાં; પરંતુ દરેક વ્યક્તિના પ્રત્યે તે ગુણકર્મો કહેવાયાં ન હતાં; તે દરેક વ્યક્તિને લગભગ ઉપયોગી દ્રવ્યનાં ખાસ ગુણકર્મો કહેવા માટે 'અન્નપાનવિધિ' નામનો આ અધ્યાય કહેવામાં આવે છે. આ 'अन्नपानविधि' શબ્દમાં વ્યાકરણ દૃષ્ટિએ તદ્ધિતનો 'छ' પ્રત્યય લાગેલો હતો. પરંતુ તેનો અહીં લુક્-એટલે લોપ થયો છે. અહીં 'अन्न' શબ્દના અર્થમાં સામાન્ય કઠિનતા કે કઠણપણું હોવાના કારણે 'खाद्य' પદાર્થનો સમાવેશ કરી લેવાય છે; તેમ જ 'पान' શબ્દના અર્થમાં સામાન્ય દ્રવત્વ કે પ્રવાહીપણાને અનુસરી 'लेह्य' એટલે ચાટવા યોગ્ય દ્રવ્યનો પણ સમાવેશ સમજાય છે; એ 'अन्नपानं विधीयते विशिष्टगुणकर्मयोगितया प्रतिपाद्यते अनेन इति अन्नपानविधिः'-જે અધ્યાય અમુક ખાસ ગુણો તથા કર્મોનો સંબંધ ધરાવનાર તરીકે અન્નનું તથા પાનનું પ્રતિપાદન કરે છે, તે અધ્યાય 'અન્નપાનવિધિ' નામે કહેવાય છે. દ્રવ્યોનાં ગુણકર્મ કહેવાં, એ જ અન્નપાનવિધિ છે; કેમ કે એ જાણ્યો પછી જ અન્નપાન કરાય છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં આમ સમજાવે છે: હવે 'અન્નપાનવિધિ' નામના અધ્યાયની અમે વ્યાખ્યા કરીશું, એમ ભગવાન આત્રેયમુનિએ કહ્યું; અર્થાત્ આ અધ્યાયમાં ખાદ્ય તથા પેય પદાર્થોના અલગ અલગ રસ-વીર્ય આદિ દ્વારા ગુણો બતાવવામાં આવશે,

જે ગુણોને જોઈ-તપાસીને ભક્ષ્ય-અભક્ષ્ય પદાર્થોનો આપણે નિશ્ચય કરી શકીશું.

**અન્નપાનવિધિનો સંપૂર્ણ ઉપદેશ કરવાની પ્રતિજ્ઞા**

**इष्टवर्णगन्धरसस्पर्शं विधिविहितमन्नपानं प्राणिनां प्राणिसंज्ञकानां प्राणमाचक्षते कुशलाः, प्रत्यक्षफलदर्शनात्, तदिन्धना ह्यन्तराग्नेः स्थितिः, तत् सत्त्वमूर्जयति, तच्छरीरधातुव्यूहबलवर्णेन्द्रियप्रसादकरं यथोक्तमुपसेव्यमानं, विपरीतमहिताय सम्पद्यते, तस्माद्धिताहितावबोधनार्थमन्नपानविधिमखिलेनोपदेक्ष्यामोऽग्निवेश ! ॥ २ ॥**

કુશળ વિદ્વાનો કહે છે કે, જેનો વર્ણ, ગંધ, રસ તથા સ્પર્શ ઇષ્ટ હોય–એટલે પ્રિય તથા હિતકારી હોય એવું વિધિપૂર્વક બનાવવામાં આવેલ અન્નપાન–એટલે ભોજનદ્રવ્યો તથા પીવાનાં દ્રવ્યો, 'પ્રાણી' સંજ્ઞાધારી સર્વ જીવવર્ગના પ્રાણરૂપ છે; કેમ કે તેનાં ફળ પ્રત્યક્ષ જોવામાં આવે છે; શરીરની અંદરના જઠરાગ્નિની સ્થિતિ કે ટકી રહેવું, એ તે અન્નપાનરૂપ કાષ્ઠને અધીન છે; એ અન્નપાન સત્ત્વ-એટલે અંતઃકરણ કે મનને પ્રબળ બનાવે છે; તેમ જ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તે અન્નપાનનું જો સેવન કરવામાં આવે છે તો શરીરની ધાતુઓના સમુદાયને, બળને, વર્ણને તથા ઇંદ્રિયોની પ્રસન્નતાને કરે છે; પરંતુ એ જ અન્નપાન જો વિપરીત હોય–એટલે બરાબર વિધિથી બનાવેલ કે સેવેલ ન હોય તો અહિતકારી થાય છે.

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે, જે અન્નપાનના વર્ણ એટલે રૂપ, ગંધ, રસ તથા સ્પર્શ, એ ચાર ઇંદ્રિયોના વિષયો પ્રિય અથવા હિતકારી હોય; આમાં 'શબ્દ' નામનો વિષય લેવાયો નથી, તેનું કારણ આ છે કે, અન્નપાનમાં તે શબ્દ વિષય લગભગ હોતો નથી. એવું તે અન્નપાન બરાબર વિધિથી બનાવેલ હોવું જોઈએ; તો જ તે 'પ્રાણી' સંજ્ઞાધારી જીવના 'પ્રાણ'-રૂપે થાય છે, એમ કુશળ વિદ્વાનો કહે છે; આ ઉપરથી આમ જણાવ્યું છે કે, દરેક જીવને છેક મોક્ષ સુધી અન્નપાનની જરૂર રહે છે. આ સંબંધે આ ચાલુ અધ્યાયના અંતે આમ કહેવાશે કે, 'लौकिकं कर्म यद् वृत्तौ स्वर्गतौ यच्च वैदिकम् । कर्मापवर्गे यच्चोक्तं तच्चाप्यन्ने प्रतिष्ठितम् '–દેહયાત્રા કે શરીરથી જીવન ટકાવી રાખવા માટેનાં જે લૌકિક કર્મો–ખેતીવાડી વગેરે કરવામાં આવે છે, તેમ જ સ્વર્ગ-પ્રાપ્તિના સાધનરૂપ જે કર્મો વૈદિકરૂપે યજ્ઞ–યાગાદિ કરવામાં આવે છે, અને મોક્ષનાં સાધનરૂપે જે જે બ્રહ્મચર્યપાલન આદિ કર્મો કરાય છે, તે બધાં કર્મો અન્નમાં પ્રતિષ્ઠા પામ્યાં છે, અર્થાત્ વિધિપૂર્વક જો અન્નપાન સેવાય છે, તો જ તે તે સર્વ કર્મો કરી શકાય છે.' આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'ब्रह्मादेरपि च लोकस्याहारः स्थित्युत्पत्तिविनाशहेतुः –આહાર જ બ્રહ્માથી માંડી સર્વ લોકની ઉત્પત્તિ, સ્થિતિ તથા વિનાશનું કારણ છે.' એટલે જેમ 'आयुर्घृतम्' ઘી પ્રાણીઓના આયુષનું કારણ હોઈ આયુષરૂપ કહેવાય છે, તેજ પ્રમાણે આહાર પણ પ્રાણોનું કારણ તથા આયુષનું આશ્રયસ્થાન કહેવાય છે, એમ વિદ્વાનો કહે છે; કારણ કે તે આહારનું ફળ પ્રત્યક્ષ છે; આહારથી પ્રાણ ટકી રહે છે; આહાર જો ન ખવાય તો મરણ નીપજે છે; એ પ્રત્યક્ષ જોવામાં આવે છે; એ જ વાતનું અહીં મૂળમાં વિવરણ કરે છે: જઠરાગ્નિની સ્થિતિ અન્નપાન-રૂપ કાષ્ઠથી ટકી રહે છે; એકંદર અન્નપાનનો ઉપયોગ કરવાથી જ અંદરનો જઠરાગ્નિ બરાબર જળવાઈ રહે છે; દેહધારણનું મૂળ એ જઠરાગ્નિ છે; આ વાત આગળ જતાં આ ચાલુ અધ્યાયમાં જ કહેવાશે કે, 'अन्नपानेन्धनैश्चाग्निर्दीप्यते शाम्यतेऽथवा –અન્નપાનરૂપ કાષ્ઠથી અગ્નિ પ્રદીપ્ત રહે છે; નહિ તો–એટલે અન્નપાન વિના તે જઠરાગ્નિ શમી જાય છે–ઓલવાઈ જાય છે, જેથી મરણ થાય છે,' એ અન્નપાન, બરાબર શાસ્ત્રવિધિપૂર્વક જો સેવાય, તો સત્ત્વ એટલે મનને ખૂબ બળવાન બનાવે છે; વળી તે અન્નપાન શરીરની ધાતુઓના સમુદાયને, બળને, વર્ણને તથા ઇંદ્રિયોની પ્રસન્નતાને એટલે કે પોત-પોતાના વિષયોને ગ્રહણ કરવાનું સામર્થ્ય, ઇત્યાદિ બધું તે કરે છે; પરંતુ એ જ અન્નપાન વિપરીત એટલે કે અવિધિએ જો સેવ્યું હોય તો અહિત કરે છે–વિકારોને ઉત્પન્ન કરે છે; એમ હિતકારી અન્નપાન એવા ઉત્તમ ગુણોથી યુક્ત છે, જ્યારે અહિતકારી અન્નપાન દોષજનક થાય છે; એમ હિત–અહિતના જ્ઞાન માટે એટલે કે હિત–અહિત અન્નપાન બરાબર સમજાય, તે માટે અન્નપાનવિધિનો સંપૂર્ણ ઉપદેશ આ આખાયે અધ્યાયમાં આપવામાં આવશે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં ઠીક વિસ્તાર કરે છે; જેમ કે 'અહીં અન્નપાનનો વિધિ ઉપદેશ કરવા યોગ્ય છે; પરંતુ એ અન્નપાન વિધિનો ઉપદેશ કયા પ્રકારે કરવો યોગ્ય છે? એનો ઉત્તર આ શ્લોકમાં કહે છે. જેના વર્ણ, ગંધ, રસ તથા સ્પર્શ સર્વ પ્રાણીઓને ગમે એવા હોય, એવાં દ્રવ્યોને વિધિપૂર્વક એટલે કે 'ઇંદ્રિયો-પક્રમણીય' નામના ૮ મા અધ્યાયમાં કહેલ વિધિપ્રમાણે તથા

રસ વિમાનમાં જે કહેવાશે, તે વિધિ પ્રમાણે તૈયાર કરવામાં આવ્યાં હોય-તેવાં અન્ન તથા પાન, સ્થાવર-જંગમ પ્રાણીઓને એટલે કે વૃક્ષ આદિ તથા મનુષ્ય આદિ ચેતન-અચેતનમાંથી જેઓ 'પ્રાણી' સંજ્ઞાધારી-ચેતનો છે, તેઓના પ્રાણનું કારણ હોઈ પ્રાણરૂપ કહેવાય છે; જેમ 'आयुर्घृतम्'-ઘી આયુષનું કારણ હોઈ આયુષરૂપે કહેવાય છે તેમ; જો કે વૃક્ષ આદિ પણ પ્રાણીઓ છે, છતાં તેઓની લોકમાં 'પ્રાણી' સંજ્ઞા કહેવાતી નથી; આ જ અભિપ્રાયથી મૂળમાં 'प्राणिसञ्ज्ञकानाम्' એ પદ મૂકવામાં આવ્યું છે; એ વૃક્ષાદિના પ્રાણની પુષ્ટિ ઇષ્ટ વર્ણ, ગંધ, રસ તથા સ્પર્શવાળા પૃથ્વીના કેવળ રસપાનથી જ થાય છે, પરંતુ વિધિપૂર્વક તૈયાર કરેલ અન્નપાનથી તેઓના પ્રાણની પુષ્ટિ થતી નથી, માટે અહીં કહેવાતી આ અન્નપાન વિધિ તે વૃક્ષ આદિ પ્રાણીઓને લાગુ નથી, અથવા એ વૃક્ષાદિ પ્રાણીઓનો આહાર અન્ન છે જ નહીં, તેથી તે પ્રાણીઓનું અહીં ગ્રહણ થતું નથી; અહીં તો એવાં જ મનુષ્યાદિ પ્રાણીઓ લેવાય છે કે, જેઓને ભૂખ લાગે છે, ત્યારે પ્રથમ ઇષ્ટ વર્ણનું દર્શન થતાં મનથી તે અન્નપાન ઉપર શ્રદ્ધા થાય છે; કેમ કે શ્રદ્ધાપૂર્વક જ લેવાયેલાં તે અન્નપાન પ્રાણનાં કારણ બને છે, એમ પણ અહીં જણાવ્યું છે. એ જ પ્રમાણે ગંધ, રસ તથા સ્પર્શનું પણ તે અન્નપાનમાં ઉપયોગીપણું જાણવું જોઈએ; કેમ કે હરકોઈ અન્નપાન પ્રથમ જોવામાં આવે છે, તે પછી તેની ગંધ જણાય છે, તે પછી તેનો સ્પર્શ કરાય છે અને તે પછી તેનો રસ કે સ્વાદ લેવાય છે; એ ક્રમે વર્ણ, ગંધ, સ્પર્શ તથા રસનાં જેમાં આનુપૂર્વી હોય છે, એવું તે અન્નપાન જ્યારે ઉપયોગમાં લેવાય છે, ત્યારે તેનો સ્પર્શ કદાચ કર્કશ અનિષ્ટ હોય, તોપણ પ્રાણના હેતુપણામાં કોઈ ખાસ હાનિ પહોંચતી નથી; પરંતુ જે અન્નપાનનો રસ, જો અનિષ્ટ હોય તો અતિશય વધુ પ્રમાણમાં પ્રાણહાનિનું તે કારણ બને છે, એમ રસનું પ્રાધાન્ય દર્શાવવા માટે આચાર્યે રસને સ્પર્શની પહેલાં મૂક્યો છે. જોકે અન્નપાનનાં દ્રવ્યોમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ-એ પાંચે વિષયોનો સંબંધ અવશ્ય હોય છે, છતાં શબ્દનું ઇષ્ટપણું કે અનિષ્ટપણું, અન્નપાનના પ્રાણહેતુપણામાં ખાસ ઉપયોગી નથી, એ કારણે અહીં ચાર વિષયો લેવામાં આવ્યા છે, પણ પાંચમો શબ્દ લેવામાં આવ્યો નથી. હવે અહીં પ્રશ્ન થાય છે કે, કુશળ વિદ્વાનો એવા પ્રકારના અન્નપાનને કયા કારણે પ્રાણરૂપ કહે છે? આનો ઉત્તર અહીં મૂળમાં આપે છે કે, એવા પ્રકારનાં અન્નપાન જો સેવ્યા હોય તો તેનું ફળ પ્રત્યક્ષ જોવામાં આવે છે; એવાં અન્નપાન જો ખાધાં-પીધાં હોય તો લોકમાં તેઓને પ્રત્યક્ષ પ્રાણજનક થતાં જોઈને કુશળ વિદ્વાનો તેઓને 'પ્રાણ' કહે છે. વળી અહીં આ પ્રશ્ન થાય છે કે, એવાં અન્નપાનથી પ્રાણવૃદ્ધિરૂપ ફળ કઈ રીતે થાય છે? આનો ઉત્તર અહીં આ પ્રમાણે કહે છે: જેમ લૌકિક અગ્નિની સ્થિતિનું કારણ કાષ્ઠ હોય છે, તે જ પ્રમાણે જઠરના અગ્નિની સ્થિતિનું કારણ તેવા પ્રકારનાં અન્નપાનરૂપ જ કાષ્ઠ છે; અર્થાત્ જઠરાગ્નિની સ્થિતિ એ અન્નપાનરૂપ કાષ્ઠના કારણે જ છે; તેમ જ વળી કહ્યું છે કે, 'बलमारोग्यमायुश्च प्राणाश्चाग्नौ प्रतिष्ठिताः-બળ, આરોગ્ય, આયુષ તથા પ્રાણ, એ જઠરાગ્નિના આધારે ટકી રહ્યાં છે.' આ ઉપરથી એમ પણ જણાવવામાં આવ્યું છે કે, ઉપર્યુક્ત ગુણવાળાં અન્નપાન જેમ પ્રાણના હેતુરૂપ છે, તે જ પ્રમાણે તેવાં ગુણવાન એ અન્નપાન જઠરાગ્નિની સ્થિતિમાં પણ કારણ બને છે; ઉપરાંત એવાં ગુણયુક્ત તે અન્નપાન બીજાં જે જે કર્મોને કરે છે, તે પણ અહીં કહે છે: તે પૂર્વોક્ત પ્રકારનાં અન્નપાન જો યોગ્ય વિધિથી સેવ્યાં હોય તો તે મનને બળવાન કરે છે; તેમ જ શરીરની ધાતુઓના સમુદાય, બળ, વર્ણ તથા ઇંદ્રિયોની પ્રસન્નતા પણ કરે છે; પરંતુ એ જ અન્નપાન જો વિધિથી વિપરીતપણે સેવ્યાં હોય તો તેઓ અહિત કરે છે; અર્થાત્ પ્રાણહેતુ ન બને, જઠરાગ્નિની સ્થિતિનું કારણ ન બને, મનોબળ ન કરે, શરીરની ધાતુઓના સમુદાયને નુકસાન કરે, બળનો નાશ કરે, વર્ણનો પણ નાશ કરે અને ઇંદ્રિયોની પ્રસન્નતાને પણ બગાડે છે; અર્થાત્ ઇંદ્રિયોનું સામર્થ્ય હણી નાખે છે; એ કારણે સમગ્ર અન્નપાનના પ્રકારનો હવે અમે ઉપદેશ કરીશું કે જેથી તેઓના હિત-અહિતપણાનું બરાબર જ્ઞાન થાય.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: એ અન્નપાન શું કરે છે, તે અહીં કહે છે; પરંતુ એ અન્નપાન કેવું હોવું જોઈએ, તે પ્રથમ કહે છે: તે ઇષ્ટ એટલે અભિમત-મનને ગમે, તેમ જ શરીરને હિતકારી પણ હોય; અથવા તે ઇષ્ટ હોય-એટલે કે પ્રિય અને હિતકારી હોય; જો વિરોધી હોય તો તે અપ્રિય તથા અહિતકારી હોય; જો હિતકારી હોય, એ અર્થ તો 'विधिविहित' એટલે 'વિધિથી તૈયાર કરેલ' એમ કહેવાથી જ મળી રહે છે; તેની વિધિ આગળ જતાં રસવિમાનમાં 'तदेतद् आहारविधानम्' ઇત્યાદિ ગ્રંથથી કહેવામાં આવશે; તેમ જ ઇંદ્રિયોપક્રમણીય-૮મા અધ્યાયમાં 'नात्तपाणिः' ઇત્યાદિ વચનોથી પણ કહેવાઈ ગયેલ છે; એ વિધિથી એ અન્નપાન તૈયાર કરેલ હોવું જોઈએ. અહીં વર્ણ આદિ ચાર વિષયો લીધા છે; અને પાંચમા શબ્દ વિષયને ગ્રહણ કર્યો નથી; તેનું કારણ આ છે કે, અન્નપાનમાં ઘણું કરી

'શબ્દ' લગભગ હોતો જ નથી; આ અન્નપાનને લગતા વર્ણ આદિમાં જે જે પ્રથમ લેવાયા છે, તે તે અન્નપાનના ઉપયોગ વખતે પ્રથમ જ ગ્રહણ કરાય છે; અન્નપાનનો રસ પણ સ્પર્શની પાછળ જ જો કે ગ્રહણ કરાય છે. છતાં સ્પર્શની પહેલાં 'રસ'ને ગોઠવીને આચાર્યે અન્ન-પાનમાં સ્પર્શ કરતાં રસનું પ્રાધાન્ય સૂચિત કર્યું છે. અહીં મૂળમાં 'प्राणिनाम्' એ શબ્દના પ્રયોગથી જ સર્વ પ્રાણીનું ગ્રહણ થઈ જાય છે, છતાં 'प्राणिसंज्ञकानाम्' એ પદ વધુ મૂકીને સૂચન કર્યું છે કે, અહીં સ્થાવર પ્રાણીઓ લેવાનાં નથી; વૃક્ષ આદિનો વનસ્પતિ-વર્ગમાં ઉપદેશ કરી શાસ્ત્રમાં તેઓને જો કે પ્રાણી જ કહ્યાં છે, છતાં લોકમાં તેઓની 'પ્રાણી' સંજ્ઞા પ્રસિદ્ધ નથી, પરંતુ જંગમ પ્રાણીઓને જ લોકમાં 'પ્રાણી' સંજ્ઞા લાગુ કરી છે. જો કે અહીં તો મુખ્યત્વે મનુષ્ય પ્રાણીનો જ અધિકાર ચાલુ છે, છતાં આહાર તો સમગ્ર પ્રાણીઓના પ્રાણોનું કારણ હોવાથી મનુષ્ય સિવાયનાં પ્રાણીઓમાં પણ આહારને જ પ્રાણજનક તરીકે દર્શાવેલ છે; એ આહાર પ્રાણનો હેતુ છે, તેથી જ પ્રાણ કહેવાય છે; જેમ 'आयुर्घृतम्'-ઘી આયુષનું કારણ છે, તેથી તે 'આયુષ' પણ કહેવાય છે. હવે તે અન્નપાનને કયા કારણે પ્રાણરૂપ કહે છે? તેનો ઉત્તર મૂળમાં આપે છે કે, તે આહારનું ફળ પ્રત્યક્ષ દેખાય છે; એ વાત પ્રત્યક્ષ અથવા ખુલ્લી જ છે કે જેઓ વિધિપૂર્વક આહારસેવન કરે છે, તેઓના પ્રાણ ટકી રહે છે, પરંતુ જેઓ નિરાહારી બને છે, તેઓના પ્રાણ ટકી રહેતા નથી; એ નજરે દેખાય છે. આજ અભિપ્રાય સૂચવવા માટે અહીં 'प्रत्यक्ष' શબ્દનો પ્રયોગ કરી સ્ફુટ પ્રમાણ દર્શાવ્યું છે; કેમ કે પ્રાણો અન્નનું કાર્ય છે, એ તો અનુમાનથી જ જણાય છે. અન્નના કાર્ય તરીકે જ પ્રાણ છે, એમ પ્રાણોનો હેતુ મૂળમાં જણાવે છે; અન્નપાનરૂપ કાષ્ઠના આધારે જઠરાગ્નિ-ની સ્થિતિ છે એટલે કે તે અન્નપાન, જઠરાગ્નિના હેતુરૂપ તથા પ્રાણના પણ હેતુરૂપ છે. આમ કહી આ ભાવ દર્શાવ્યો છે કે, 'अन्नं प्राणाः'-પ્રાણ એ અન્નરૂપ જ છે; વળી કહ્યું પણ છે કે:-'बलमारोग्यमायुश्च प्राणाश्चाग्नौ प्रतिष्ठिताः-પ્રાણી-ઓનાં બળ, આરોગ્ય, આયુષ તથા પ્રાણ જઠરાગ્નિના આધારે ટકી રહ્યા છે.' અને તે જઠરાગ્નિ તો અન્નપાન-રૂપ કાષ્ઠના આધારે ટકી રહેલ છે. અથવા અહીં પ્રથમ અન્નપાનને પ્રાણના હેતુ કહ્યાં અને પછી 'तदि-न्धनाः' એ વચનથી તે અન્નપાનને જઠરાગ્નિના હેતુ તરીકે કહેલ છે; વળી તે અન્નપાન મનોબળ કરે છે; તેમ જ ધાતુઓના સમુદાય વગેરેને પણ કરે છે. પરંતુ એ અન્નપાન જો વિપરીત હોય એટલે કે અવિધિએ કરેલ હોય કે સેવેલ હોય તો અહિત કરે છે-ઉપર્યુક્ત ગુણોથી વિપરીત અવગુણો કે નુકસાન કરે છે; એ કારણે 'अन्नपानं विधीयते येन ज्ञानेन तं विधिं-द्रव्यकर्मरूपं तथा नरशरीरादिरूपं च अखिलेन कार्त्स्न्येन उपदेक्ष्यामः-જેના જ્ઞાનથી અન્નપાન કરાય છે, તે દ્રવ્ય-કર્મરૂપ વિધિનો તથા ચર શરીરો વગેરેના અવયવ આદિરૂપ વિધિનો અમે સમગ્રપણે અહીં ઉપદેશ કરીશું.' જોકે દરેક દ્રવ્ય પ્રત્યે કે દરેક દ્રવ્યને ઉદ્દેશી, તેઓનાં ગુણ-કર્મ સાથે તેઓનો નિર્દેશ કરવામાં નહિ આવે; કેમ કે આ સંબંધે આમ જ કહેવાશે કે 'अन्नपानैकदेशोऽयमुक्तः प्रायोपयोगिकः'-આ તો અન્નપાનનો એક દેશ કે અમુક એક વિભાગ જ અમે કહ્યો છે; જેનો લગભગ વધુ ઉપયોગ કરાય છે, છતાં જે દ્રવ્યો કહેવાયાં નથી, તેઓ-નો પણ ચરશરીર-અવયવ આદિનો ઉપદેશ કરીને તેમ જ પૂર્વના અધ્યાયમાં કહેલ પાર્થિવ આદિ દ્રવ્યોના ગુણ-કથન દ્વારા તેવા પ્રકારનાં દ્રવ્યો સંબંધે પણ કહેવાયેલું ગણાય, એ અભિપ્રાયથી અહીં કહ્યું છે કે, 'अखिलेन'-તે સમગ્રનો અમે ઉપદેશ કરીશું; તેમ જ કહેવાશે કે 'यथा नानौषधं किंचिद् देशजानां वचो यथा। द्रव्यं तु तत् तथा वाच्यमनुक्तमिह यद् भवेत्।-કોઈ પણ દ્રવ્ય ઔષધરૂપ ન હોય, એવું હોતું જ નથી; સઘળું દ્રવ્ય ઔષધરૂપ જ હોય છે; માટે અહીં જે જે દ્રવ્ય કહેવાયું નથી, તેને તેને તે તે દેશનાં લોકો જે પ્રમાણે કહેતા હોય તે પ્રમા-ણે જ સમજી લેવું જોઈએ' તેમ જ 'चरः शरीरावयवः' ઇત્યાદિ પણ કહેવામાં આવશે; અથવા અહીં 'વિધિ' શબ્દનો જે પ્રયોગ કર્યો છે તે 'અશિત, પીત, લીઢ તથા ખાદિત' ઇત્યાદિ દ્રવ્યના પ્રકારોને જણાવે છે; એટલે તે ઉપરથી અશિત આદિ બધા દ્રવ્યના પ્રકારો અહીં કહેવા જોઈએ, છતાં તેઓનાં કારણભૂત રક્તશાલિ-લાલ ડાંગર વગેરે અમુક અમુક દ્રવ્યો, એક-દેશરૂપે અથવા અમુક એક ભાગ રૂપે જ અહીં કહ્યાં છે; એ જ કારણે કહેશે કે, 'अन्नपानैकदेशोऽयमुक्तः-આ તો અન્નપાનનો અમુક એક ભાગ જ અહીં કહેવાયો છે,' કેમ કે બધાં દ્રવ્યોને અલગ અલગ નામો દ્વારા કહેવાં શક્ય જ નથી.

## સ્વાભાવિક ગુણ-કર્મયુક્ત દ્રવ્યો

तत् स्वभावादुदकं क्लेदयति, लवणं विष्यन्दयति, क्षारः पाचयति, मधु सन्दधाति, सर्पिः स्नेहयति, क्षीरं जीवयति, मांसं बृंहयति, रसः प्रीणयति, सुरा जर्जरीकरोति, शीधुरवधमयति, द्राक्षासवो दीपयति, फाणितमाचिनोति, दधि शोफं जनयति, पिण्याकशाकं ग्लपयति, प्रभूतान्तर्मलो, माषसूपः दृष्टिशुक्रघ्नः

क्षारः, प्रायः पित्तलमम्लमन्यत्र दाडिमामलकात्, प्रायो मधुरं श्लेष्मलमन्यत्र मधुनः पुराणाच्च शालियवगोधूमात्, प्रायः सर्वं तिक्तं वातलमवृष्यं चान्यत्र वेत्राग्रामृतापटोलपत्रात्, (प्रायः कटुकं वातलमवृष्यं चान्यत्र पिप्पलीविश्वभेषजात्, प्रायः कषायं वातलमवृष्यं स्तम्भनं शीतं चान्यत्र- हरीतक्याः, प्रायो लवणं श्लेष्मलमवृष्यं चान्यत्र सैन्धवात्) ॥ ३ ॥

તે દ્રવ્યો આ પ્રમાણે છે: જળ, તેના સ્વભાવથી ક્લેદ કે ભીનાપણું અથવા કચકચતાપણું કરે છે; લવણ-ખારું દ્રવ્ય વિષ્યન્દ એટલે કફ આદિના સમુદાયને પ્રવાહી કરે છે; ક્ષારદ્રવ્ય પાચન કરે છે; મધ સંધાન એટલે ભાગેલું સાંધે છે; ઘી સ્નેહયુક્તપણું કે સ્નેહન કરે છે; દૂધ જીવન આપે છે; માંસ બૃંહણ કે પુષ્ટિ કરે છે; (માંસનો) રસ પ્રીણન કે પ્રસન્નતા કરે છે, સુરા કે મદિરા શિથિલતા કે ઢીલાપણું કરે છે; સીધુ-મદ્ય કૃશ કરે છે; દ્રાક્ષનો આસવ અગ્નિને પ્રદીપ્ત કરે છે; ફાણિત એટલે ક્ષુદ્ર ગોળ કે રાબ, દોષોને એકઠા કરે છે; દહીં સોજો ઉત્પન્ન કરે છે; પિણ્યાક કે તલ વગેરેનો ખોળ ગ્લાનિ કે હર્ષનો ક્ષય કરે છે; અડદની દાળ પુષ્કળ અંતર્મળ-વિષ્ઠાને ઉત્પન્ન કરે છે; ક્ષાર દૃષ્ટિનો તથા વીર્યનો નાશ કરે છે; દાડિમ અને આમળાં સિવાયનાં બધાં ખાટાં દ્રવ્યો લગભગ પિત્ત કરનારાં હોય છે; મધ અને જૂના શાલિચોખા, સાઠી ચોખા, જવ તથા ઘઉં સિવાયનાં મધુર દ્રવ્યો લગભગ કફ કરનારાં હોય છે; નેતરનો અગ્રભાગ ગળો તથા પરવળનાં પાન સિવાયનાં બધાં કડવાં દ્રવ્યો લગભગ વાયુ કરનાર તથા અવૃષ્ય એટલે વીર્યનો શોષ કરનારાં કે વીર્યને નહિ વધારનારાં હોય છે; પીપર તથા સૂંઠ સિવાયનાં બધાં તીખાં દ્રવ્યો, લગભગ વાયુ કરનાર તથા અવૃષ્ય હોય છે. (હરડે સિવાયનાં કષાય-તૂરાં દ્રવ્યો લગભગ વાત વર્ધક, વીર્યવૃદ્ધિ નહિ કરનાર, સ્તંભન તથા શીતળ હોય છે, તેમ જ સૈન્ધવ સિવાયના બધા લવણ-ખારાં દ્રવ્યો કફકારક અને અદ્રવ્ય-વીર્યને નહિ વધારનાર હોય છે. ૩)

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: તેમાં પ્રથમ ટૂંકમાં દ્રવ્યોનો ઉપદેશ કરે છે: જેમ કે જળ તેના સ્વભાવથી જ ક્લેદન કરનાર હોય છે; જોકે યજ્જઃપુરુષીય નામના ૨૫મા અધ્યાયમાં પ્રથમ કહેવાયું જ છે કે 'उदकम् आप्यायनकराणाम्, जल स्तम्भनानां च'-પુષ્ટિ કે આશ્વાસન કરનારાં દ્રવ્યોમાં તથા સ્તંભન કરનાર દ્રવ્યોમાં જળ શ્રેષ્ઠ છે, પરંતુ તેનું ક્લેદન કર્મ કહેવાનું જે બાકી હતું, તે જ અહીં પૂર્વોક્ત કર્મથી અધિક જણાવેલ છે; આ જ કારણે વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાનના ૧૩ મા અધ્યાયમાં આમ કહેલ છે કે, 'श्रेष्ठमुदकमाश्वासनस्तम्भनक्लेदनानाम्-આશ્વાસન, સ્તંભન તથા ક્લેદન કરનારાં દ્રવ્યોમાં પાણી શ્રેષ્ઠ છે' લવણ વિષ્યંદ કરે છે; વિષ્યંદ એટલે કે કફ આદિ સમુદાયને પ્રવાહી કરી દેવા. ક્ષાર પાચન કરે છે; મૂળમાં અહીં 'पाचयति' ક્રિયાપદ છે; તે હેતુદર્શક પ્રેરકરૂપ છે; એટલે 'पचन्तम् अग्निं प्रेरयति समानयोनितया अग्निवर्धकत्वात्'-જઠરનો અગ્નિ જે પાચનક્રિયાને કરી રહ્યો હોય છે, તેને ક્ષાર પ્રેરણા કરે છે; કેમ કે તે ક્ષારનું તથા અગ્નિનું ઉત્પત્તિસ્થાન સમાન હોવાના કારણે તે ક્ષાર અગ્નિવર્ધક છે. મધ સંધાન કરે છે એટલે કે ભાગેલું સાંધે છે. અહીં ઘી તથા દૂધ ગાયનાં જ લેવાં જોઈએ, કેમ કે ગાયનાં જ ઘી-દૂધ શ્રેષ્ઠ છે; તેમાંનું ઘી સ્નિગ્ધતા ઉપજાવે છે અને દૂધ જીવન આપે છે; કેમ કે તે દૂધ આયુષ વધારે છે, વીર્યવર્ધક છે, તેમ જ શરીરની ધાતુઓની તથા ઓજસની પણ વૃદ્ધિ કરે છે; આ જ અભિપ્રાયથી પ્રથમ ૨૫ મા અધ્યાયમાં કહેવાયું છે કે 'क्षीर जीवनीयानाम्-જીવન આપનારાં દ્રવ્યોમાં દૂધ શ્રેષ્ઠ છે;' માંસ શરીરની પુષ્ટિ કરે છે; એ જ કારણે પહેલાં ૨૫ મા અધ્યાયમાં કહેવાયું છે કે 'मांस बृंहणीयानाम्'-શરીરની પુષ્ટિ કરનારાંઓમાં માંસ શ્રેષ્ઠ છે. રસ એટલે માંસનો રસ તૃપ્તિ ઉપજાવે છે; આ જ કારણે પ્રથમ ૨૫ મા અધ્યાયમાં 'रसः प्रीणनानाम्'-માંસનો રસ તૃપ્તિજનક દ્રવ્યોમાં શ્રેષ્ઠ છે. સુરા એટલે મદિરા તીક્ષ્ણપણાને લીધે તથા ઉષ્ણપણાને લીધે શરીરનાં માંસ વગેરેને જર્જર-ઢીલાં કરી નાખે છે. પાકા કે કાચા શેલડીના રસોમાંથી બનાવેલું મદ્ય 'સીધુ' કહેવાય છે, તે શરીરને કૃશ કરે છે; દ્રાક્ષાસવ અગ્નિને પ્રદીપ્ત કરે છે; ફાણિત એટલે ક્ષુદ્ર ગોળ કે રાબ જેવો હલકો ગોળ દોષોને એકઠા કરે છે; પિણ્યાક એટલે અળસી, સરસવ વગેરેને યંત્ર વગેરેમાં પીલી નાખ્યાં હોય, તેનો જે સ્નેહરહિત ચટણી જેવો ભાગ, પિણ્યાક-ખોળ કહેવાય છે, તે અહીં લેવાય છે; અથવા કેટલાક વિદ્વાનો 'પિણ્યાક' શબ્દનો અર્થ 'લીલો સરગવો' કરે છે; તે ગ્લાનિ કે હર્ષનો નાશ કરે છે. અડદની દાળ પુષ્કળ વિષ્ઠા ઉપજાવે છે; આ સંબંધે આગળ જતાં આ ગ્રંથકાર જ કહેશે કે 'बल्यो बहुमलः पुंस्त्वं माषः

शीघ्र ददाति च–અડદ તત્કાળ બળવર્ધક પુષ્કળ મળ–વિષ્ટા કરનાર તથા જલદી પુરુષશક્તિ કે પુરુષપણું આપે છે!' ક્ષાર દૃષ્ટિનો તથા વીર્યનો નાશ કરે છે; માટે જ પ્રથમ ૨૫ મા અધ્યાયમાં કહેવાયું છે કે 'क्षारः पुंस्त्वोपघातिनाम्-પુરુષપણાનો નાશ કરનારાં દ્રવ્યોમાં ક્ષાર સૌથી વધારે પુરુષપણાનો નાશ કરે છે.' દાડિમ તથા આમળાંને છોડી બધાં ખાટા રસવાળાં દ્રવ્યો પ્રાય:–લગભગ પિત્ત ઉપજાવનારાં હોય છે; અહીં મૂળમાં 'प्रायः' પદ મૂકીને જણાવે છે કે, કોઈક ખાટું દ્રવ્ય પિત્તને ઉપજાવતું પણ નથી. અહીં 'अम्ल' દ્રવ્યને પહેલું મૂકીને દોષોનો જે 'પિત્ત' આદિક્રમ છે, તે પ્રમાણેનો અભિપ્રાય જણાવ્યો છે. જૂના શાલિચોખા વગેરેને છોડી બધાં મધુર દ્રવ્ય લગભગ કફ કરનારાં હોય છે. વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાનના ૧૮ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'प्रायो मधुरं श्लेष्मलमन्यत्र पुराणशालियवगोधूममुद्गमधुशर्कराजाङ्गलमांसात्–જૂના શાલિચોખા, જવ, ઘઉં, મગ, મધ, સાકર તથા જાંગલ માંસ સિવાયનાં બધાં મધુર દ્રવ્યો લગભગ કફ કરનારાં હોય છે.' નેતરનો અગ્રભાગ, ગળો અને પરવળનાં પાન સિવાયનાં બધાં તિક્તરસવાળાં કડવાં દ્રવ્યો લગભગ વાયુ કરનાર તથા અવૃષ્ય હોય છે; અને પીપર તથા સૂંઠ સિવાયનાં બધાં તીખાં દ્રવ્યો પણ લગભગ વાયુ કરનાર તથા અવૃષ્ય હોય છે. વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાનના ૧૮મા અધ્યાયમાં આમ પણ કહેલ છે કે, 'प्रायो लवणमचक्षुष्यमन्यत्र सैन्धवात्'–સિંધાલૂણ સિવાય લગભગ બધાં લવણ રસવાળાં દ્રવ્યો ચક્ષુને હિતકારી નથી, પણ અહિતકારી છે. તેમ જ 'प्रायः कषायं शीतं स्तम्भनं चान्यत्र हरीतक्याः–હરડે સિવાય લગભગ બધાં કષાય–તૂરો રસ ધરાવતાં દ્રવ્યો શીતળ તથા સ્તંભન કરનારાં હોય છે.' આ ગ્રંથમાં પણ પ્રથમ કહેવાઈ ગયું છે કે, 'कषायः स्तम्भनः शीतः सोऽभयायामतोऽन्यथा–કષાય રસ સ્તંભન કરનાર તથા શીતળ હોય છે, પરંતુ હરડે સિવાય.' ભેલ આચાર્યે પણ સૂત્રસ્થાનના ૨૭મા અધ્યાયમાં આમ કહેલ છે: 'अथोदकं क्लेदयति लवणः स्यन्दयत्यपि। अथ पाचयति क्षारः, क्षीरं वै जीवयत्यपि। स्नेहयत्यथ सर्पिश्च पिशितं बृंहयत्यपि। माषा बहुमलाश्चापि श्लीपदं जनयेद्दधि। त्वचं प्रसादयेच्चापि स्नेहनाय च कल्पते। पिण्याकः कुरुते ग्लानिं तक्रं च क्षपयत्यपि। मधु चाप्यथ संधत्ते जर्जरीकुरुते सुरा। हरेणुभिर्मसूरैश्च भृशं वायुः प्रकुप्यति। कफकृन्मूलकं विद्यात् सर्षपं वातकोपनम्। लशुनं वातशमनं पित्तश्लेष्मकरं च तत्। नातिश्लेष्मकरं हिङ्गु षाण्ढ्यं क्षारः करोति च। सर्वे तिक्तमवृष्यं च विद्यादन्यत्र कूलकात्। अवृष्यं षष्ठिकं सर्वं यवगोधूमवर्जितम्। दाडिमामलकादन्यत् सर्वमम्लं तु पित्तलम्। यवकान् दारुणान् विद्यात् पृथुकान् शालिपष्टिकान्। निर्दिशेन्मृगतुल्यांस्तु तथानूपान् मृगद्विजान्। तथैवैकैकशश्चापि जाङ्गलान् मृगपक्षिणः। इत्येतत् संग्रहेणोक्तं भोज्यं विस्तरतः शृणु'॥ જળ ક્લેદ કરે છે, લવણ સ્યન્દન કરે છે, ક્ષાર પાચન કરે છે, દૂધ જીવન આપે છે, ઘી સ્નેહન કરે છે, માંસ પુષ્ટિ કરે છે, અડદ ઘણી જ મળવિષ્ટા ઉત્પન્ન કરે છે, દહીં શ્લીપદ રોગ ઉપજાવે છે, છતાં ત્વચાને પ્રસન્ન કરે છે અને સ્નેહન કરવા માટે પણ સમર્થ થાય છે; પિણ્યાક કે તલ વગેરેનો ખોળ ગ્લાનિ કરે છે, છાશ શરીરને મેદસ્વી થવા ન દે, મધ ભાંગેલાનું સંધાન કરે છે; સુરા–મદિરા શરીરને ઢીલું કરે છે, વટાણા તથા મસૂર નામનાં કઠોળ ધાન્યોથી વાયુનો પ્રકોપ થાય છે; મૂળા કફ કરે છે, સરસવ વાયુને કોપાવે છે, લસણ વાયુને શમાવે છે પણ પિત્તને તથા કફને કરે છે; હિંગ વધુ પ્રમાણમાં કફ કરતી નથી, ક્ષાર નપુંસકપણું કરે છે; પરવળનાં પાન સિવાય બધાં કડવાં દ્રવ્યોને અવૃષ્ય જાણવાં; જલપ્રાય પ્રદેશનાં મૃગોને તથા પક્ષીઓને મૃગો તુલ્ય કહેવાં; તેમ જ જાંગલ મૃગ–પક્ષીઓને પણ પ્રત્યેકને તે જ પ્રમાણે કહેવાં; એમ ટૂંકમાં આ ભોજન દ્રવ્યો મેં તમને કહ્યાં; હવે વિસ્તારથી કહું છું, તે તમે સાંભળો.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'સાધારણ અન્નપાનનાં ગુણકર્મો કહીને હવે તેઓનો ઉપયોગ મુખ્ય હોવાના કારણે તે ગુણ–કર્મયુક્ત દ્રવ્યોનો ઉપદેશ કરે છે. અહીં જળ વગેરે જે જે દ્રવ્યો કહેવાય છે તેમ જ તેઓનું જે જે કર્મ કહેવાય છે, એ કર્મ કરવાનો તેઓનો સ્વભાવ જ હોય છે, એમ જણાવવા માટે શરૂઆતમાં 'तत्स्वभावात्' એ પદ મૂક્યું છે; અર્થાત્ તે તે કર્મ કરવાનો તે તે દ્રવ્યોનો પોતપોતાનો તેવો સ્વભાવ જ હોય છે; જેમ કે જળ ક્લેદન કરે છે; કારણ કે તે જળરૂપ દ્રવ્યનો તે ક્લેદ કરવો, એ સ્વભાવ છે; આવો ઉપદેશ કરીને જળના ક્લેદનરૂપ કર્મની મુખ્યતા જણાવી છે, તેથી 'उदकमाश्वासकराणां, जलं स्तम्भनानाम्–આશ્વાસન કરનારાં દ્રવ્યોમાં તથા સ્તંભન કરનારાં દ્રવ્યોમાં જળ શ્રેષ્ઠ છે' એમ પ્રથમ અત્યંત શ્રેષ્ઠ દ્રવ્યોનો ઉપદેશ કરતી વેળા પ્રથમ ૨૫મા અધ્યાયમાં જે કહેવાયું છે, તેનું ખંડન કરેલ નથી; અથવા તે સાથે વિરોધ પણ નથી; (એકંદર જળમાં ત્રણ કર્મો છે, એમ અહીં ક્લેદન કર્મનો વધુ તરીકેનો ઉપદેશ છે.) જોકે અન્ન તૈયાર કરવામાં અગ્નિની પણ જળના જેટલી જ પ્રધાનતા છે, એટલે પ્રધાનતાની દૃષ્ટિએ તો જળ તથા

અગ્નિ બન્ને સરખાં છે, છતાં આહારમાં એટલે કે ગળાની નીચે ઉતારવારૂપ ખાવાની ક્રિયામાં બાહ્ય અગ્નિનો ઉપયોગ હોતો નથી; પરંતુ જળનો તો ખાધેલા ખોરાકને ક્લેદન કરનાર તરીકે ખાસ પ્રથમ જ ઉપયોગ કરાય છે. તે કારણે જળનો પ્રથમ ઉપદેશ અહીં કર્યો છે. ક્લેદ કે ક્લેદન એટલે કે અવયવોના સંયોગની કઠિનતાના વિનાશથી થતું પ્રવાહીપણું; તેને ઉત્પન્ન કરનારો વ્યાપાર જળનો જ છે. લવણ-ખારું દ્રવ્ય વિષ્યન્દ કરે છે, એવો તેનો સ્વભાવ હોય છે. વિષ્યન્દ એટલે સ્રાવ કરવો, તેને ઉત્પન્ન કરવાનો સ્વભાવ સૈંધવ આદિ લવણનો હોય છે; એ લવણ, મુખ્ય ખોરાકમાં ઉપકરણ ગણાતાં શાક વગેરે દ્રવ્યોને સિદ્ધ કરવામાં ઉપયોગી છે, તેથી જળ કરતાં લવણનું અપ્રાધાન્ય કે ગૌણપણું છે. ક્ષાર પાચન કરે છે; એ ક્ષાર, ભસ્મરૂપ કરેલ દ્રવ્યનો એક જાતનો વિકાર-જવખાર વગેરે કહેવાય છે; એ ક્ષારદ્રવ્ય, જઠરનો અગ્નિ જે કંઈ પચાવી રહ્યો હોય, તેને પ્રેરણા કરે છે; એવો તેનો સ્વભાવ હોય છે; સૈન્ધવ આદિથી તેનું પ્રાધાન્ય ઓછું હોય છે, તેથી તેની પાછળ તેને કહેલ છે; વળી તેનો પ્રયોગ પણ અમુક કોઈક જ વેળા કરાય છે. મધ સંધાત કે સંશ્લેષ કરે છે; એવો તેનો સ્વભાવ હોય છે; તેનો પણ આહારમાં ઉપયોગ હોય છે, એ જ કારણે તેને અહીં કહેલ છે. ઘી સ્નેહન કરે છે, એવો તેનો સ્વભાવ છે; એ ઘી પણ આહારમાં ઉપકરણદ્રવ્ય છે; વ્યંજન-શાક વગેરેનો તે સંસ્કાર કરે છે, તેથી તેને અહીં કહેલ છે; દૂધ જીવન આપે છે, એવો તેનો સ્વભાવ છે; આયુષરૂપ જીવન તે કરે છે; શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ તથા આત્માના સંયોગને તે દૃઢ કરે છે; માંસ શરીરને પુષ્ટ બનાવે છે, એવો તેનો સ્વભાવ છે; માંસનો રસ પ્રીણન એટલે તૃપ્તિ કરે છે, એવો તેનો સ્વભાવ છે; સુરા-મદિરા શરીરને જર્જર-શિથિલ કરે છે; શરીરમાં લોહી તથા મેદ લગભગ વધારે હોય છે, તેથી તે શરીરની શિથિલતા-ઢીલાપણું કરે છે. હારીતે પણ કહ્યું છે: 'सुरा जर्जरीकरोति, असृङ्मेदोबाहुल्यात्-જેમાં લોહી તથા મેદ વધારે હોય છે, એવા શરીરને મદિરા ઢીલું કરી દે છે' 'સીધુ' નામનું મદ્ય શરીરને ખોતરી કાઢે છે, એવો તેનો સ્વભાવ છે; અહીં 'अवधमति' ક્રિયાપદનો અર્થ 'विलिखति'-શરીરના દોષોને ખોતરી કાઢે છે 'એવો કરવામાં આવે છે; કેમ કે ધાતુઓના અનેક અર્થ છે. દ્રાક્ષાસવ, જઠરના અગ્નિને પ્રજ્વલિત કરે છે, એવો તેનો સ્વભાવ છે; 'फाणित' એટલે કાચો ગોળ કે રાબ જેવો હલકો ગોળ, દોષોનો સંગ્રહ કરે છે, એવો તેનો સ્વભાવ છે; દહીં દોષથી થતો સોજો કરે છે, એવો તેનો સ્વભાવ છે; પિણ્યાક એટલે તલનો ખોળ ગ્લાનિ કરે છે, હર્ષનો નાશ કરે છે, એવો તેનો સ્વભાવ છે. અડદની દાળ અંદરના મળ(વિષ્ઠા)ને પુષ્કળ ઉત્પન્ન કરે છે, એવો તેનો સ્વભાવ છે; 'माषो बहुमलः'-અડદ ઘણો મળ કરે છે, એમ બહુ મળ કરવાપણું, એ તેનો સામાન્ય વિકાર કરવાનો સ્વભાવ છે, તેથી તેનો જ એક વિકાર તેની દાળ પણ એ જ કર્મ કરે છે, એમ અહીં સૂચવ્યું છે. ક્ષાર દૃષ્ટિનો તથા વીર્યનો નાશ કરે છે, એવો તેનો સ્વભાવ છે; પ્રથમ ક્ષારનું કર્મ પાચન કરવા રૂપે કહ્યું; તે અંદર તથા બહાર તેનો પ્રયોગ કર્યો હોય, તો તે પાક કરે છે, એ અભિપ્રાયથી કહેલ હતું; અહીં તેને દૃષ્ટિ હણનાર તથા વીર્ય હણનાર તરીકે કહેવામા આવેલ છે, તે એના વિપાકમાં તે એવું કર્મ કરે છે; એમ કહેવાનો અભિપ્રાય જણાવે છે. દાડિમ તથા આમળાં સિવાયના બધાં ખાટાં દ્રવ્યો, લગભગ પિત્ત કરનાર હોય છે, એવો તેનો સ્વભાવ હોય છે, કેમ કે તે ખાટાં દ્રવ્યો પાકમાં, રસમાં તથા વીર્યમાં પણ ઉષ્ણ હોય છે; પરંતુ દાડિમ તથા આમળાં તો ખાટાં હોવા છતાં વીર્યમાં શીત હોવાનો તેઓનો સ્વભાવ છે; તેઓ રસ તથા વિપાકને છોડ્યા પછી પિત્તને શમાવે છે, પણ વધારતાં નથી. મધ સિવાય તેમ જ જૂના જવ-ઘઉં સિવાય જેટલાં મધુર દ્રવ્યો હોય છે, તે બધાં લગભગ કફ કરે છે, એવો તેઓનો સ્વભાવ હોય છે; કેમ કે જે દ્રવ્ય રસમાં મધુર હોય તે પાકમાં પણ મધુર હોય, તેથી વીર્યમાં શીત હોય છે; પરંતુ તેમાં મધ જોકે મધુર છે, તોપણ વીર્યમાં તે ઉષ્ણ હોય છે, તેથી મધુર રસ રૂપ વિપાકને છોડીને તે કફને શમાવે છે; જૂના જવ તથા ઘઉં શીત હોતા નથી, પણ નવા જ શીત હોય છે; વળી તે જૂના જવ તથા ઘઉં વિપાકમાં કટુ-તીખા હોય છે, તેથી કફને વધારતા નથી; પણ શમાવે છે. નેતરનો અગ્રભાગ તથા પરવળનાં પાંદડાં સિવાય બધાં તિક્ત-કડવાં દ્રવ્યો વાયુને કરે છે અને વૃષ્ય કે વીર્યવર્ધક હોતાં નથી; પરંતુ નેતરનો અગ્રભાગ તથા પરવળનાં પાંદડાં વાયુને કરતાં નથી અને અવૃષ્ય નથી પણ વૃષ્ય છે; કેમ કે પાકમાં તે મધુર હોય છે, તેથી રસને છોડી વાયુનું તે શમન કરે છે અને વૃષ્ય કે વીર્યવર્ધક થાય છે; કેમ કે જે દ્રવ્ય શીતવીર્ય હોય તે પિત્તને શમાવે છે અને વૃષ્ય હોય છે; પરંતુ પીપર તથા સૂંઠ સિવાયનાં બધાં તીખાં દ્રવ્યો લગભગ વાયુ કરનાર તથા અવૃષ્ય હોય છે; જેમ કે મરીયાં વગેરે તીખાં દ્રવ્યો લગભગ વાયુને કરે છે, તેમ જ અવૃષ્ય હોય છે; કેમ કે તેઓ રસમાં તથા

કમાં કટુ–તીખાં હોય છે અને વીર્યમાં ઉષ્ણ હોય છે, પરંતુ પીપર તથા સૂંઠ મધુર પાકવાળી હોવાથી તેમ જ શીતવીર્ય હોવાથી કટુક રસને છોડી વાયુને વધારતી નથી અને અવૃષ્યપણું પણ કરતી નથી, પરંતુ વૃષ્ય હોય છે. હરડે સિવાયનાં બધાં કષાય-તૂરાં દ્રવ્યો, વાયુને કરનાર, અવૃષ્ય, સ્તંભન કરનાર તથા શીત હોય છે; કેમ કે તે કષાય દ્રવ્ય કટુપાકી હોય છે; તેથી વાયુને કરે છે તેમ જ વૃષ્ય હોતું નથી; તેમ જ તે સ્તંભન કરે છે અને શીતવીર્ય હોવાથી થોડું વૃષ્ય પણ હોય છે; જ્યારે હરડે તો ઉષ્ણવીર્ય હોવાથી અને પ્રભાવના કારણે પણ સ્તંભન કરતી નથી અને વૃષ્ય હોય છે. સૈંધવ સિવાયનાં બધાં લવણ દ્રવ્યો લગભગ કફ કરનારાં તથા અવૃષ્ય હોય છે; પરંતુ સૈંધવ તો ઉષ્ણ નથી, તેથી પિત્તને શમાવે છે અને પ્રભાવના કારણે વૃષ્ય છે, તેમ જ કફને વધારતું નથી. કેટલાક વિદ્વાનો અહીં અમ્લ, મધુર તથા કટુકનો પાઠ રાખે છે, પરંતુ તિક્ત, કષાય તથા લવણનો પાઠ રાખતા નથી.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'હવે અન્ન-પાન કહેવાનાં છે, તેમાં જે દ્રવ્યનો લગભગ ઉપયોગ કરાય છે, તેના સામાન્ય ગુણ કહીને, પછી વર્ગસંગ્રહ દ્વારા તેના ગુણોનો ઉપદેશ કરાશે. અહીં જળને જે પ્રથમ કહ્યું છે, તેનું કારણ આ છે કે, અન્નમાં તથા પાનમાં તેનો ઉપયોગ ખાસ વધુ હોય છે; અહીં 'તત્' શબ્દ મૂક્યો છે. તે ઉદાહરણ અર્થને જણાવે છે; અથવા 'स स्वभावो यस्य स तत्स्वभावस्तस्मात् क्लेदनस्वभावादित्यर्थः' તે ક્લેદન કરવાનો જળનો સ્વભાવ હોય છે, તેથી તે જળ ક્લેદન કરે છે. જોકે 'उदकमाश्वासकराणाम्, जलं स्तम्भनानाम्'–આશ્વાસન કરનારાં તથા સ્તંભન કરનારાં દ્રવ્યોમાં જળ શ્રેષ્ઠ છે, એમ પ્રથમ ૨૫મા અધ્યાયમાં કહેલ છે, તોપણ જળનું ક્લેદન કર્મ જે કહેવાયું ન હતું તેને કહેવા માટે ફરી તેને જણાવેલ છે. અહીં જળ, લવણ વગેરેનાં જે કર્મ કહેવાય છે, તેને તેઓનાં બીજાં કર્મથી પ્રધાનરૂપે સમજવાનાં છે; પ્રથમ કહેલ શ્રેષ્ઠ દ્રવ્યોના અધિકારમાં તો તે તે કર્મ કરનારાં બીજાં દ્રવ્યોના કરતાં તે તે દ્રવ્યોની શ્રેષ્ઠતા સમજવી. ક્ષાર દ્રવ્ય, પાચન કરતા જઠરાગ્નિને પ્રેરણા કરે છે, તેથી 'पाचयति' એ હેતુ અર્થમાં પ્રેરક પ્રયોગ કર્યો છે. 'स्नेहयति' ઇત્યાદિ તો 'तत्करोति तदाचष्टे' इति णिच्–એમ નામધાતુનો પ્રયોગ છે. 'मधु संदधाति'–મધ સંધાન કરે છે–એટલે 'विश्लिष्टानि त्वङ्मांसानि संश्लेषयति–જુદાં પડી ગયેલાં ત્વચા તથા માંસોને જોડી દે છે.' રસ એટલે કે માંસનો રસ પ્રીણન કરે છે એટલે કે ક્ષીણ થયેલાઓને પુષ્ટ કરે છે, પણ અતિશય વધારો કરતો નથી; એટલે કે માંસના કર્મ બૃંહણની સાથે તેની એકતા નથી; સુરા–મદિરા જર્જર કરે છે; એટલે કે ઢીલાં થયેલ માંસ વગેરેની વૃદ્ધિ કરે છે. આ સંબંધે હારીતે કહ્યું છે કે: 'सुरा जर्जरीकरोति असृङ्मेदोबाहुल्यात्'–મદિરા લોહી તથા મેદને લગભગ જર્જર કરે છે–એટલે કે પુષ્ટ બનાવે છે;' જેમ કે અહીં જ પ્રથમ કહેવાઈ ગયું છે કે, 'सुरा कृशादीनां पुष्ट्यर्थम्'–મદિરા, કૃશ વગેરેને પુષ્ટિ કરવા માટે હોય છે. શીધુ–મદ્ય, 'अवधमयति'–विलिखतीत्यर्थः–શરીરનું લેખન કરે છે, એવો અર્થ કરવો; કેમ કે ધાતુઓના અનેક અર્થો છે; વળી આ સંબંધે વચન પણ મળે છે કે, 'लेखनः शीतरसिकः'–શીતરસવાળો પદાર્થ લેખન કરનાર હોય છે, તેથી શરીરની ધાતુઓને ખોતરી કાઢે છે. હારીતના તંત્રમાં પણ કહ્યું છે કે, 'शीधुरवधमयति वाय्वग्निप्रबोधनात्'–શીધુ–મદ્ય વાયુને તથા અગ્નિને જાગ્રત કરનાર હોવાથી લેખન કરે છે; ફાણિત કે ક્ષુદ્ર ગોળ દોષોને એકઠા કરે છે; આ સંબંધે બીજાં તંત્રોનું આવું વચન પણ મળે છે: 'वातपित्तकफांस्तरमादाचिनोति च फाणितम्'–ફાણિત કે ક્ષુદ્ર ગોળ (રાબડી) વાત, પિત્ત તથા કફ, એ ત્રણે દોષોનેએકઠા કરે છે–'पिण्याक' શબ્દનો અર્થ 'तिलकल्कः' તલનો ખોળ એવો કરવાનો છે; નિઘંટુકાર તો 'पिण्याको हरितशिग्रुः'–લીલા સરગવાને 'પિણ્યાક' કહે છે. એ તલનો ખોળ 'ग्लपयति–हर्षक्षयं करोति'–ગ્લાનિ કરે છે–એટલે કે હર્ષનો નાશ કરે છે. અડદની દાળ, પુષ્કળ અંતરમળ કે વિષ્ઠાને કરે છે; જો કે, 'माषो बहुमलः'–અડદ ઘણો જ મળ કરે છે, એમ કહેશે, તોપણ અડદનો જ વિકાર તેની દાળનો પણ અહીં એ જ ગુણ બતાવ્યો છે, તેથી પુનરુક્તિ નથી. જોકે પ્રકૃતિનો ધર્મ વિકૃતિને અવશ્ય અનુસરે જ છે, એવું હોતું પણ નથી; જેમ કે સાથવાના તૈયાર કરેલા લાડુ ભારે બને છે; છતાં માષ–અડદની વિકૃતિ–તેની દાળમાં તો મળની વૃદ્ધિ દર્શાવવા માટે જ અહીં તેની દાળનો પણ તે જ ગુણ દર્શાવવા આમ કહેલ છે. ક્ષારનો ગુણ પાચન કરવાપણાનો જોકે કહેલ છે, છતાં અહીં ફરી તો એ ક્ષારનો દોષ જ અલગ તરીકે બતાવ્યો છે કે, 'ક્ષાર' દૃષ્ટિનો તથા વીર્યનો નાશ કરે છે. અમ્લ દ્રવ્ય 'प्रायः पित्तलम्'–એમ કહીને જણાવ્યું છે કે, લવણ તથા કટુક દ્રવ્યો કરતાં અમ્લ દ્રવ્ય વધુ પિત્ત કરનાર છે; એમ 'प्रायः' શબ્દ બધા સ્થળે વધુ વિશેષ અર્થ દર્શાવે છે; અથવા 'प्रायः' શબ્દનો સંબંધ 'અમ્લ'ની સાથે કરવો ઠીક છે. અહીં પિત્તને પ્રથમ મૂક્યું છે, તે અમ્લજન્ય તરીકે હોવાથી તેને પ્રથમ મૂક્યું છે; અર્થાત્ પિત્ત અમ્લમાંથી ઉત્પન્ન થાય છે,

એમ દર્શાવવા તેને અહીં પ્રથમ મૂકેલ છે; અથવા દોષોના મુખ્યપણામાં ખાસ કંઈ ચોક્કસપણું હોતું નથી; જેમ કે 'न ते पृथक् पित्तकफानिलेभ्यः'–તેઓ પિત્ત, કફ તથા વાયુથી જુદા નથી એમ કહીને તેઓને દોષોથી જુદા કહ્યા નથી; તેમજ 'समपित्तकफानिलाः'–પિત્ત, કફ તથા વાત જેઓમાં સરખા હોય, એમ કહી તેઓની સમાનતાને પ્રધાન કહેલ છે. અથવા પિત્તની ગરમી એ જ જઠરનો અગ્નિ છે; અને અન્નપાનને પચાવવામાં તેની જ મુખ્યતા ગણી છે; આ સંબંધે કહેવાયું પણ છે કે, 'यदन्नं देहधात्वोजोबलवर्णादिपोषकम् । तत्राग्निर्हेतुराहारान्न ह्यपक्वाद्रसादयः'–હરકોઈ ખોરાક દેહનું, ધાતુઓનું, ઓજનું, બળનું તથા વર્ણ વગેરેનું જે પોષણ કરનાર હોય છે, તેમા જઠરનો અગ્નિ જ કારણ છે; કારણ કે અપક્વ–કાચા આહારમાંથી રસ વગેરે ધાતુઓ ઉત્પન્ન થતી જ નથી. આ જ કારણે અહીં જઠરાગ્નિને ઉત્પન્ન કરનાર તથા પિત્તને જ ઉત્પન્ન કરનાર દ્રવ્યને પ્રથમ કહેલ છે; વળી એ પિત્તને ઉત્પન્ન કરનારને જ અહીં પ્રથમ કહેવાનાં છે, એ જ કારણે રસમા મુખ્ય હોવા છતાં મધુર રસ પ્રથમ કહ્યો નથી. વળી મધુર દ્રવ્યો કફ કરનારાં છે, પરંતુ મધ તથા જૂના જવ અને ઘઉં સિવાયનાં મધુર દ્રવ્યો કફ કરે છે; એમ કહેવાનો અભિપ્રાય છે, છતા મૂળમાં 'मधुनः' એમ કહી 'મધ'ને 'જવઘઉંથી' જુદું પાડયું છે, તેનું કારણ આજ છે કે 'મધ' જૂનું હોય કે નવું હોય, છતા કફને કદી કરતું જ નથી, જ્યારે જવ તથા ઘઉં તો જૂના હોય તો જ કફને કરતા નથી, પણ નવા જવ તથા ઘઉં તો કફને કરે જ છે. અહીં છયે રસવાળાં દ્રવ્યોનું આ કથન છે; કેમ કે ત્રણ રસવાળા દ્રવ્યો કહીને બીજાં નહિ કહેલા લવણ, તિક્ત તથા કષાયનું પણ પાક દ્વારા જ ગ્રહણ થઈ જાય છે. (આમ કહેવા ઉપરથી જણાય છે, કે મૂળમાં ચક્રપાણિનો અભિપ્રાય અમ્લ, લવણ તથા કટુક રસયુક્ત દ્રવ્યો લેવાનો જ છે, પરતુ લવણ, તિક્ત તથા કષાય એ ત્રણ રસોવાળા દ્રવ્યોને તો પાક દ્વારા જ લેવાને તે જણાવે છે, યોગીંદ્રનાથ સેન પણ એ જ રીતે મૂળમાં, અમ્લ, મધુર તથા કટુક રસવાળા જ દ્રવ્યો લે છે અને બાકીનાં ત્રણ રસવાળાઓને પાક દ્વારા જ લઈ લેવા શ્રી ચક્રપાણિ સાથે મળતા જણાય છે; જ્યારે શ્રી ગંગાધરે તો છયે રસોવાળાં દ્રવ્યોને મૂળમા જ લીધાં છે.) ૩

**વર્ગસંગ્રહ કહેવાની પ્રતિજ્ઞા અને વર્ગોનો ઉદ્દેશ**

**परमतो वर्गसंग्रहेणाहारद्रव्याण्यनुव्याख्यास्यामः ॥४**
**शूकधान्यशमीधान्यमांसशाकफलाश्रयान् ।**
**वर्गान् हरितमद्याम्बुगोरसेक्षुविकारकान् ॥ ५ ॥**
**दश द्वौ चापरौ वर्गौ कृतान्नाहारयोगिनाम् ।**
**रसवीर्यविपाकैश्च प्रभावैश्चोपदेक्ष्यते ॥ ६ ॥**

હવે પછી વર્ગોના સંગ્રહ દ્વારા આહાર-દ્રવ્યોનું અમે વ્યાખ્યાન કરીશું:

શૂકધાન્ય, શમીધાન્ય, માંસ, શાક તથા ફળોને લગતા વર્ગો; તેમ જ હરિત, મદ્ય, જળ, ગોરસ તથા ઇક્ષુવિકાર(એટલે શેલડીના વિકારો)ને લગતા વર્ગો અને બીજા બે કૃતાન્ન તથા આહાર–યોગીઓના વર્ગોને રસ, વીર્ય, વિપાક તથા પ્રભાવો દ્વારા અમે કહીશું. ૫,૬

અર્થાત્ શૂકધાન્યવર્ગ, શમીધાન્યવર્ગ, માંસવર્ગ, શાકવર્ગ, ફલવર્ગ, હરિતવર્ગ, મદ્યવર્ગ, અંબુ–જલવર્ગ, ગોરસવર્ગ તથા ઇક્ષુવિકારવર્ગ–એમ દશ વર્ગો; તેમ જ કૃતાન્નવર્ગ તથા આહારયોગીવર્ગ, એ બે મળી એકંદર વર્ગોનો રસ, વીર્ય તથા વિપાકો દ્વારા અમે ઉપદેશ કરીશું. (યોગીંદ્રનાથસેન) ૫,૬

अथ शूकधान्यवर्गः

**શૂકધાન્ય વર્ગ**

**रक्तशालिर्महाशालिः कलमः शकुनाहृतः ।**
**चूर्णको दीर्घशूकश्च गौरः पाण्डुकलाङ्गुलौ ॥ ७ ॥**
**सुगन्धका लोहवालाः शालिकाख्याः प्रमोदकाः ।**
**पतङ्गास्तपनीयाश्च ये चान्ये शालयः शुभाः ॥ ८ ॥**
**शीता रसे विपाके च मधुराः स्वल्पमारुताः ।**
**बद्धाल्पवर्चसः स्निग्धा बृंहणाः शुक्रमूत्रलाः ॥ ९ ॥**
**रक्तशालिर्वरस्तेषां तृष्णाघ्नस्त्रिमलापहः ।**
**महांस्तस्यानु कलमस्तस्याप्यनु ततः परे ॥ १० ॥**

રક્તશાલિ,[1] મહાશાલિ,[2] કલમ,[3] શકુનાહૃત,[4] ચૂર્ણક,[5] દીર્ઘશૂક,[6] ગૌર,[7] પાંડુક,[8] લાંગુલ,[9] સુગન્ધક,[10] લોહવાલ,[11] શાલિક,[12] પ્રમોદક,[13] પતંગ,[14] તપનીય[15] અને બીજા જે ઉત્તમ પ્રકારના શાલિ કે ડાંગેરના ચોખા થાય છે; તેઓ શીતળ, રસમાં તથા વિપાકમાં મધુર, થોડો વાયુ કરનારા, વિષ્ઠાને થોડી બાંધનારા, સ્નિગ્ધ, બૃંહણ (એટલે શરીરને પુષ્ટ કરનારા), વીર્યવર્ધક તથા મૂત્રને લાવનાર હોય છે; તેઓમાં (લાલ રંગના) રક્તશાલિ શ્રેષ્ઠ છે; તૃષ્ણા એટલે તરશનો નાશ કરે છે અને (વધેલા કે કોપેલા) ત્રણે મળ કે ત્રણે દોષોનો નાશ કરે છે; એ રક્તશાલિની પાછળ મહાશાલિ છે એટલે

તે રક્તશાલિ કરતાં કંઈક ઓછા ગુણુવાળા હોય છે; એ મહાશાલિ કરતાં કલમશાલિ કંઈક ઓછા ગુણુવાળા હોય છે અને તે કલમ પછીના બીજા શકુનાહૃત વગેરે શાલિ ઉત્તરોત્તર ઓછા ઓછા ગુણુવાળા હોય છે. ૭–૧૦

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'હવે અહીંથી માંડી શૂકધાન્ય એટલે કે જેના છોડમાં શૂક કે શુંગા–અણીઓવાળાં કણુસલાં નીકળે છે, તે શૂકધાન્ય કહેવાય છે; આ સંબંધે રાજનિઘંટુના ૧૬ મા વર્ગમાં કહેવાયું છે કે, 'व्रीह्यादिकं यदिह शूकसमन्वितं स्यात्, तच्छूकधान्यमथ मुद्गमुकुष्ठकादि। शिम्बीनिगूढमिति तत् प्रवदन्ति शिम्बीधान्यं तृणोद्भवतया तृणधान्यमन्यत् ॥' વ્રીહિ–ડાંગેર વગેરે જે ધાન્ય આ પૃથ્વી પર શૂક અથવા અણીઓવાળાં કણુસલાંથી યુક્ત થાય છે, તેને 'શૂકધાન્ય' કહે છે; તેમ જ મગ, મઠ વગેરે જે (કઠોળ) ધાન્ય, શિમ્બી એટલે શીંગમાં નિગૂઢ એટલે અત્યંત ગુપ્ત રહેલ હોય છે, તેને વિદ્વાનો 'શિમ્બીધાન્ય' કહે છે અને બીજાં જે ધાન્ય તૃણુ કે ઘાસ તરીકે ઉત્પન્ન થાય છે, તેને 'તૃણુધાન્ય કહે છે. આમાં જે–रक्तः शालिः 'रक्तशालिः' રક્ત કે લાલ રંગના શાલિ (ડાંગેર) થાય છે, તે 'રક્તશાલિ' કહેવાય છે; બીજા મહાશાલિ 'મહાતંડુલક' નામે પણુ કહેવાય છે; ત્રીજા 'કલમ'–શાલિ મગધ વગેરે દેશોમાં પોતાના નામે પ્રસિદ્ધ છે. ચોથા 'શકુનાહતશાલિ' ઉત્તરકુરુ દેશમાંથી હંસોએ આણેલ છે; તેને મૃગારિની માતા 'વિશાખા' એ વાવ્યા હતા, જેથી તે તે દેશોમાં તે વિસ્તાર પામ્યા છે. વૃદ્ધ વૈદ્યો તો આ સંબંધે આમ કહે છે: 'द्वीपान्तरात् समानीतो गरुडेन महात्मना। शकुनाहृतः स शालिः स्याद् गरुडापरनामकः'–જે શાલિને મહાત્મા ગરુડ, બીજા દ્વીપમાંથી અહીં લાવ્યા હતા, તે 'શકુનાહત' શાલિ કહેવાય છે અને તેનું જ બીજું નામ 'ગરુડ' પણુ કહેવાય છે.' આ જ કારણે (शकुनेन–गरुडेन आहृतः'–ગરુડે આણેલ હોવાથી તેનું 'શકુનાહત' એવું નામ સાર્થક છે. આ 'શકુનાહત શાલિ' 'અવંતીનગરીમાં' 'વક્ર' નામે પણુ પ્રસિદ્ધ છે. પાંચમા ચૂર્ણક શાલિને જ 'તૂર્ણક' નામે પણુ કહે છે; જેનાં 'दीर्घाः शूका यस्य' શૂક કે કણુસલાં લાંબાં થાય છે, તે 'દીર્ઘશૂક' કહેવાય છે; જેનો વર્ણ કે રંગ ગૌર–ધોળો હોય છે, તે 'ગૌર' કહેવાય છે; જેનાં ફોતરાં પાંડુ–ફીકા રંગનાં હોય છે અને જેનું શૂક પણુ પાંડુ–ફીકા રંગનું હોય, તે 'પાંડુકશાલિ' કહેવાય છે; તે પછીનો 'લાંગુલશાલિ' કહેવાય છે; તે પછીનો 'સુગન્ધક' શાલિ જાલંધર તથા મગધ વગેરે દેશોમાં 'ગંધશાલિ' નામે પણુ પ્રખ્યાત છે. આ સુગન્ધકને 'દેવશાલિ' પણુ કહે છે. તે પછીના 'લોહવાલ, સારિક, પ્રમોદક, પતંગ, તથા તપનીય આ બધા રક્તશાલિ વગેરે તે તે દેશોમાં તે તે નામે પ્રસિદ્ધ છે. એક જ દ્રવ્ય જુદા જુદા દેશોમાં જુદાં જુદાં નામોથી કહેવાય છે; એ કારણે શૂકધાન્ય તથા શમીધાન્યોને જુદા જુદા દેશોના ખેડૂતો પાસેથી જ જાણી લેવા જોઈએ. ઉપર્યુક્ત ૧૫ જાતના શાલિને નામથી કહ્યા છે; પરંતુ એ સિવાયના જે બીજા શાલિને અહીં નામથી કહ્યા નથી, તેઓ પણુ એવા જ પ્રકારના કોઈ કર્દમક, પુષ્પાન્તક, પુંડરીક, લોધ્રશૂક, શીતભીરુક વગેરે જે ઉત્તમ તરીકે પ્રસિદ્ધ છે, તેઓ પણુ રક્તશાલિના જેવા જ શાલિ થાય છે; જેઓને ખાંડવા જ પડતા નથી, તેવા હેમન્તઋતુના શાલિ ધોળા રંગના હોય છે. આ સંબંધે ભાવપ્રકાશમાં કહેવાયું પણુ છે કે 'कण्डनेन विना शुक्ला हैमन्ताः शालयः शुभाः–હેમન્તઋતુમાં થતા શાલિ, ખાંડ્યા વિના જ ધોળા રંગના સફેદ થાય છે.' કેટલાક વિદ્વાનો અહીં આમ પણુ કહે છે કે, હેમન્તઋતુના શાલિ, ખાંડ્યા પછી ધોળા રંગના તથા ખાંડ્યા વિના પણુ ધોળા રંગના થાય છે; તેમ જ ગ્રીષ્મઋતુમાં જે તૈયાર થાય છે તે ષષ્ટિક–સાઠી ચોખા કહેવાય છે; બીજા કેટલાક વિદ્વાનો અહીં આમ પણુ કહે છે કે 'प्रायेण गर्भपाकाः षष्टिकाः'–જેઓ લગભગ ગર્ભમાં જ પાકે છે, તે ષષ્ટિક–સાઠીચોખા કહેવાય છે. આ સંબંધે ભાવપ્રકાશમાં આવું વચન પણુ મળે છે કે 'गर्भस्था एव ये पाकं यान्ति ते षष्टिका मताः'–જે ચોખા ગર્ભમાં જ પાકી જાય છે, તેઓને ષષ્ટિક–સાઠી ચોખા માનવામાં આવ્યા છે. 'વ્રીહિ' નામના ચોખા વાર્ષિક એટલે વર્ષાઋતુમાં થાય છે; આ સંબંધે પણુ ભાવપ્રકાશમાં કહેવાયું છે કે, 'वार्षिकाः कण्डिताः शुक्ला व्रीहयश्चिरपाकिनः–જે ચોખા વર્ષાઋતુમાં થાય છે, ખાંડ્યા પછી ધોળા થાય છે અને લાંબી મુદતે પાકે છે, તે 'વ્રીહિ' કહેવાય છે.' આ બધા ચોખા વીર્યથી શીત છે, રસમાં તથા વિપાકમાં મધુર હોય છે, થોડો વાયુ કરે છે, વિષ્ટાને થોડી ગંઠી નાખે છે એટલે થોડી ગાંઠાવાળી કે ગંઠાયેલી કરે છે; સ્નિગ્ધ તથા બૃંહણુ–પૌષ્ટિક હોય છે; વીર્યને કરનારા તથા મૂત્રને લાવનારા હોય છે; સુશ્રુતે પણુ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'मधुरा वीर्यतः शीता लघुपाका बलावहाः। पित्तघ्नाल्पानिलकफाः स्निग्धा बद्धाल्पवर्चसः–બધા શાલિ ચોખા મધુર, વીર્યથી શીતળ, જલદી પચી જનારા, બળવર્ધક, પિત્તનાશક, થોડા વાયુ તથા કફ કરનારા, સ્નિગ્ધ અને વિષ્ટાને

થોડી ગાંઠી દેનારા હોય છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'ઉપર જણાવેલ વર્ગોમાંથી અનુક્રમે શૂકધાન્યવર્ગ વગેરેનો ઉપદેશ કરે છે: રક્તશાલિ વગેરે; આ લોકમાં આહાર-વિધિ વિષે શૂકવાળાં કે અણીવાળાં-કણસલાંવાળાં ધાન્યો મુખ્ય હોય છે, તેથી તેઓનો ઉપદેશ પ્રથમ કર્યો છે; બાકીનાં ધાન્યો તો આહારમાં ઉપકરણરૂપ (ગૌણ કે અપ્રધાન જ) હોય છે; અહીં શૂકધાન્યોનાં જે નામો કહેવાયાં છે, તે જુદા જુદા દેશોમાં પ્રસિદ્ધ છે; તે સઘળાને સર્વ માણસો જાણવા સમર્થ હોતા નથી, તે કારણે તેઓનાં નામોનું અનુસંધાન કરી કુશળ માણસો એ તે જાણી લેવાનાં હોય છે; આ બધા શાલિઓમાં રક્તશાલિ શ્રેષ્ઠ હોય છે, તેથી તેનું પ્રથમ ગ્રહણ કરેલ છે. રક્તશાલિ-લાલ રંગના પ્રસિદ્ધ છે અને તે હેમંત-ઋતુમાં થતુ એક જાતનું ધાન્ય છે; મહાશાલિ મગધ-દેશમાં પ્રસિદ્ધ છે; તે પણ હેમંતઋતુમાં થાય છે; કલમશાલિ ગૌડદેશમાં પ્રસિદ્ધ છે; શકુનાહૃત શ્રાવન્તી દેશમાં પ્રસિદ્ધ છે; એમ બાકીના પણ શાલિ જાણી લેવા જોઈએ; બીજા જે શાલિ ઉત્તમ હોઈ હેમંત ઋતુમાં તૈયાર થાય છે અને તે સિવાયના પણ ઉત્તમ પ્રકારનાં જે શૂકધાન્યો છે, તે કર્દમક, પાંડુક, પુષ્પાંડક, પુંડરીક, શતભીરુક, લોધ્રપુષ્પક, કાંચનક, મહિષમસ્તક, હાયનક, દૂષક તથા મહાદૂષક વગેરે નામે પ્રસિદ્ધ હોય છે, તે બધા શાલિઓનાં, સામાન્ય ગુણકર્મો આ પ્રમાણે છે: આ રક્તશાલિ વગેરે બધા શાલિ, વીર્યથી શીતળ હોય છે અને રસમા તથા પાકમા મધુર હોય છે, તેથી પિત્તનો નાશ કરનાર, સ્નિગ્ધ, બૃહણ-પુષ્ટિકારી, વીર્ય-વર્ધક તથા મૂત્રને લાવનાર હોય છે, છતા થોડો વાયુ કરે છે અને વિષ્ઠાને થોડી ગંઠાવી દે છે; એવો તેઓનો પ્રભાવ હોય છે. સુશ્રુતમાં પણ લોહિતશાલિ કે રક્ત-શાલિથી આરંભી મહાદૂષક સુધીના શાલિ કહ્યા છે અને તેઓના સામાન્ય ગુણકર્મ પણ ઉપર કહ્યા પ્રમાણે જણાવેલ છે કે, 'मधुरा वीर्यतः शीता लघुपाका बलावहाः। पित्तघ्नाल्पानिलकफाः स्निग्धा बद्धाल्पवर्चस.॥–અહીં 'लघुपाकाः'નો અર્થ 'કટુપાકવાળા' એવો કરવાનો નથી, પરંતુ બીજા જે મધુર રસો ગુરુપાકી અથવા પચવામાં ભારે હોય છે, તેવા આ રક્તશાલિ વગેરે ગુરુપાકી હોતા નથી, એ અભિપ્રાયથી અહીં 'लघुपाका' એ વિશેષણ અપાયું છે; તેમા જે વિશેષ છે તે આમ કહે છે: આ રક્તશાલિ, મહાશાલિ વગેરેમાં રક્તશાલિ શ્રેષ્ઠ છે; એટલે કે તે તે કર્મ કરવામાં તેની મુખ્યતા હોય છે; જેમ કે તરશનો ખાસ નાશ કરે છે; ત્રણે દોષોનો પણ નાશ કરે છે; એમ કહી થોડો વાયુ કરવાનો સ્વભાવ ઉપર જે કહ્યો છે, તેનો અહીં રક્તશાલિ માટે અપવાદ કહ્યો છે. સુશ્રુતમાં પણ આ સંબંધે કહેવાયુ છે કે 'तेषां लोहितकः श्रेष्ठो दोषघ्नः शुक्रमूत्रलः चक्षुष्यो वर्णबलकृत् स्वर्यो हृद्यः श्रमापहः। पथ्यो ज्वरहरश्चैव सर्वदोषविषापहः। तस्मादल्पान्तरगुणः कलमः शालयोऽपराः'–એ શાલિઓમાં લોહિતક-રક્તશાલિ શ્રેષ્ઠ હોઈ દોષોનો નાશ કરનાર, વીર્યવર્ધક, મૂત્રને લાવનાર, ચક્ષુને હિતકારી, વર્ણ તથા બળને કરનાર, સ્વરને તથા હૃદયને હિતકારી, શ્રમનો નાશ કરનાર, પથ્યને હિતકારી, તાવ ઉતારનાર તેમ જ સર્વ દોષોનો તથા વિષનો નાશ કરનાર છે; પરંતુ કલમી નામની ડાંગેર અને બીજા પણ શાલિઓ, તે રક્તશાલિ કરતાં ઓછા આંતરિક ગુણોથી યુક્ત હોય છે. આ જ અભિપ્રાય અહીં પણ જણાવેલ છે કે, 'महाँस्तस्यानु कलमस्तस्याप्यनु ततः परे'–મહાશાલિ વગેરે બીજા શાલિ તથા કલમશાલિ પણ એ રક્તશાલિ કરતાં અનુક્રમે ઓછા ઓછા ગુણો ધરાવનારા છે. એકંદર રક્તશાલિ કરતાં મહાશાલિ ઓછા ગુણવાળો હોય છે, એ મહાશાલિ કરતાં કલમશાલિ ઓછા ગુણવાળા હોય છે અને તે પછીના શકુનાહૃતથી માંડી તપનીય સુધીના બધા શાલિઓ યથોત્તર ઓછા ઓછા આંતરિક ગુણો ધરાવે છે. સુશ્રુતમાં અહીં થોડો ફરક જણાય છે. ત્યાં આમ કહ્યું છે કે, રક્તશાલિ કરતાં કંઈક ઓછા આંતરિક ગુણોવાળો કલમશાલિ હોય છે અને એ કલમ પછીના કર્દમક આદિ ૭ શાલિઓ કરતા મહાશાલિ ઓછા આંતરિક ગુણોવાળા હોય છે' એમ કંઈક અંશે આંતરિક ગુણો કહેવામાં આ ચરક તથા સુશ્રુતનો થોડો મતભેદ છે, પરંતુ કુશળ વિદ્વાનો તે તરફ ખાસ લક્ષ્ય આપતા નથી; કેમ કે એ કંઈ ખાસ ધ્યાન આપવા-લાયક મોટો મતભેદ નથી.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'શૂકધાન્ય આદિ આહારદ્રવ્યોનો સંગ્રહ હવે વર્ગ દ્વારા જણાવાય છે. રસ, વીર્ય ઇત્યાદિમાં પ્રમાણના કારણે આ જુદો કહ્યો છે કે, તેનો વિષય ઓછો હોય છે; રસ આદિનો નિર્દેશ યથાયોગ્યપણે જાણી લેવો જોઈએ; એટલે કે સર્વ દ્રવ્યમાં સર્વ રસો કહેવામાં આવશે નહિ. અહીં શૂકધાન્યને પ્રથમ કહ્યું છે, તેનું કારણ આ છે કે આહારોમાં તેનું પ્રાધાન્ય હોય છે. 'शूकवन्ति धान्यानि शूकधान्यानि'–જે ધાન્યોમાં શૂક થાય છે એટલે કે ઉંબી-અણિયાળાં કણસલાં થાય છે, તે 'શૂકધાન્ય' કહેવાય છે. દ્રવ્યોનાં નામો જુદા જુદા દેશમાં પ્રસિદ્ધ હોય છે, તેથી નામજ્ઞાન વિષેનું સામર્થ્ય કોઈ પણ ટીકાકારનું

તેવા પ્રકારનું હોતું જ નથી; એ કારણે જુદા જુદા દેશોમાંથી તે તે દ્રવ્યોનાં નામો લગભગ જાણી લેવાં જોઈએ; કેવળ જે ગૌડદેશમાં પ્રચલિત છે, તે જ અહીં અમે લખીશું અને કંઈક બીજા દેશમાં જે પ્રસિદ્ધ છે, તે અમે લખીશું. કલમશાલિ વૈદિક મુખ્ય આહારોમાં પોતાના નામથી પ્રસિદ્ધ છે; શકુનાહૃતશાલિ અવંતીમાં 'વક' નામે પ્રસિદ્ધ છે; રક્તશાલિ તો બધે પ્રસિદ્ધ જ છે; મહાશાલિ મગધદેશમાં પ્રસિદ્ધ છે; અહીં જે શાલિધાન્ય કહેલ છે, તેને હેમંતમાં થતું ધાન્ય સમજવું; ષષ્ટિક-સાઠી ચોખા વગેરે ગ્રીષ્મઋતુમાં પાકે છે; અને 'વ્રીહિ' ડાંગેરની જાત શરદઋતુમાં પાકી તૈયાર થાય છે; આવી વ્યવસ્થા અહીં સમજવી. રક્તશાલિ વગેરે મધુરપાકી છે, છતાં વિદાહને તેઓ જે ગંઠાવે છે, તેમાં તેઓનો પ્રભાવ જ કારણ છે; મહાશાલિ તો એ રક્તશાલિ કરતાં કંઈક ઓછા ગુણવાળા હોય છે; તેમ જ કલમશાલિ, એ મહાશાલિ કરતાં કંઈક ઓછા ગુણવાળો હોય છે; અને તેના પછીના બીજા બધા શાલિ ઉત્તરોત્તર ઓછા ઓછા ગુણવાળા હોય છે એમ અહીં સમજવું.' ૭–૧૦

## યવક આદિ કેટલાક શાલિના નિંદ્ય ભેદો

यवका हायनाः पांशुवाप्या नैषधकादयः ।
शालीनां शालयः कुर्वन्त्यनुकारं गुणागुणैः ॥ ११ ॥

યવક, હાયન, પાંશુ, વાપ્ય તથા નૈષધક આદિ શાલિધાન્યો, (ઉપર્યુક્ત) શાલિઓના ગુણદોષ સાથે અનુકરણ (કે નકલ) કરે છે. ૧૧

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: અહીં મૂળમાં કહેલા યવકથી નૈષધક સુધીના શાલિના ભેદો તથા આદિ શબ્દથી 'યવપત્રિકા' આદિ કેટલાક શાલિભેદો, ગુણદોષમાં ઉપર જણાવેલા (ઉત્તમ) શાલિઓનું માત્ર અનુકરણ કરે છે. આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાનના ૭મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'यवका हायनाः पांशुवाप्यनैषधकादयः। स्वादूष्णा गुरवः स्निग्धाः पाकेऽम्लाः श्लेष्मपित्तलाः॥ सृष्टमूत्रपुरीषाश्च पूर्वं पूर्वं च निन्दिताः॥ યવક, હાયન, પાંશુ, વાપ્ય, નૈષધક આદિ શાલિના ભેદો મધુર, ઉષ્ણ, ભારે, સ્નિગ્ધ, પાકમાં અમ્લ, કફવર્ધક, પિત્તવર્ધક તથા મળ–મૂત્રને છૂટાં કરનારા હોઈ પ્રથમના પ્રથમના નિન્દિત છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ સ્પષ્ટતા આમ કરે છે: 'યવક આદિ શાલિની જાતિઓ, ગુણ–દોષમાં ઉપર્યુક્ત શાલિનું અનુકરણ કરે છે; અર્થાત્ આ યવક વગેરે શાલિઓ, ઉપર જણાવેલા રક્તશાલિ વગેરેના ગુણદોષો-ને અમુક કંઈક થોડા અંશે જ અનુસરે છે અને પૂર્વ પૂર્વના નિંદિત છે એટલે કે નૈષધક, વાપ્ય, પાંશુ, હાયન, તથા યવક ક્રમશઃ ઓછા ઓછા ગુણોવાળા હોય છે.'

શ્રી ચક્રપાણિએ આનો અર્થ આવો કર્યો છે: યવક આદિ શાલિ, રક્તશાલિ આદિ શાલિઓના તૃષ્ણાનાશક તથા ત્રિદોષહર આદિ ગુણોથી વિપરીત ગુણોને ધરાવે છે; અર્થાત્ ઊલટા તૃષ્ણાને વધારનાર તથા ત્રણે દોષોને કરનાર હોય છે; છતાં દોષો કરવામાં ક્રમશઃ ન્યૂનતા ધરાવે છે. અર્થાત્ યવક આદિ બધા શાલિ એકંદર દોષોને જ કરનારા છે, છતાં યવકથી હાયન ન્યૂન દોષકારક છે; હાયનથી પાંશુ ન્યૂન દોષકારક છે; પાંશુથી વાપ્ય ન્યૂન દોષકારક છે અને વાપ્યથી નૈષધક ન્યૂન દોષકારક છે; અષ્ટાંગસંગ્રહનો પણ ખરો અભિપ્રાય તો એ જ છે; એમ શ્રી ચક્રપાણિ જે અર્થ કરે છે, તે જ યોગ્ય લાગે છે. ૧૧

## ષષ્ટિક ધાન્યના ગુણો

शीतः स्निग्धोऽगुरुः स्वादुस्त्रिदोषघ्नः स्थिरात्मकः ।
षष्टिकः प्रवरो गौरः कृष्णगौरस्ततोऽनु च ॥ १२ ॥

ષષ્ટિક ધાન્ય–સાઠી ચોખા શીતળ, સ્નિગ્ધ, લઘુ, મધુર, ત્રણે દોષોનો નાશ કરનાર તથા સ્થિરતા કરવારૂપ સ્વભાવ ધરાવનાર હોય છે; તેના બે ભેદો છે: એક ગૌર અને બીજો કૃષ્ણ-ગૌર; તેમાંનો ગૌર–સફેદ ભેદ શ્રેષ્ઠ છે અને (કાળો–ધોળો મિશ્ર) કૃષ્ણગૌર ભેદ, ગૌરથી હીન એટલે ઓછા ગુણો ધરાવે છે. ૧૨

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: ષષ્ટિક–સાઠીચોખા શીતળ, સ્નિગ્ધ, લઘુ, રસમાં મધુર, વિપાકમાં મધુર, ત્રણે દોષોનો નાશ કરનાર તથા સ્થિરાત્મક એટલે કે દેહની સ્થિરતા કે દૃઢતા કરનાર છે; તે ષષ્ટિકના બે ભેદો છે કે બે પ્રકારો છે; એક ગૌર એટલે કે બિલકુલ સફેદ–ધોળા હોય છે અને બીજા કૃષ્ણગૌર એટલે કે કાળાશમિશ્ર ધોળા રંગના હોય છે; તેમાં ગૌર વર્ણના ધોળા શ્રેષ્ઠ છે અને કૃષ્ણગૌર તે ગૌર કરતાં હીન છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: હેમંતઋતુમાં થતાં શૂકધાન્યોના ગુણો કહીને ષષ્ટિકધાન્ય(સાઠીચોખા)-ના ગુણો અહીં કહે છે: શૂકધાન્ય બે પ્રકારનાં છે: એક ઉત્તમધાન્ય અને બીજાં ક્ષુદ્રધાન્ય; તેમાં ઉત્તમ-ધાન્યો ત્રણ પ્રકારનાં છે: શાલિધાન્ય, ષષ્ટિકધાન્ય તથા વ્રીહિધાન્ય; તેમાં પ્રથમ શાલિધાન્યોના ગુણો કહીને હવે ષષ્ટિકધાન્યોના ગુણો અહીં કહે છે; એ ષષ્ટિક-

ધાન્યમાં પણ ગૌર ષષ્ટિક શ્રેષ્ઠ હોઈ શીતળ, સ્નિગ્ધ, અગુરુ-લઘુ, મધુર, ત્રણે દોષોનો નાશ કરનાર, સ્થિરતા કરનાર તથા ગ્રાહી છે; એ શ્રેષ્ઠ ગૌર વર્ણવાળા ષષ્ટિક ધાન્ય ધોળા રંગના સાઠીચોખા કહેવાય છે; પરંતુ કૃષ્ણગૌર નામનાં બીજાં ષષ્ટિકધાન્ય ગુણમાં ન્યૂન છે. ૧૨

### વરક આદિ હીનગુણ ષષ્ટિકના ભેદો

वरकोद्दालकौ चीनशारदोज्ज्वलदर्दुराः ।
गन्धलाः कुरुविन्दाश्च षष्टिकाल्पान्तरा गुणैः ॥ १३ ॥

વરક, ઉદ્દાલક, ચીન, શારદ, ઉજ્જ્વળ, દર્દુર, ગંધલ તથા કુરુવિંદ આ પણ ષષ્ટિક ધાન્યના જ ભેદો છે અને ગુણોમાં ષષ્ટિક કરતાં તેઓમાં થોડો ભેદ કે તફાવત હોય છે એટલે ષષ્ટિકથી તેઓ હીનગુણવાળા હોય છે. ૧૩

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'અહીં ગણાવેલ ષષ્ટિકના હીનભેદોમાંના વરકને 'વરટિકા' અથવા 'શાકભરી' પણ કહે છે; ઉદ્દાલકને 'વનકોદ્રવ' એટલે 'જંગલી કોદરા' કહે છે. 'ચીન'ને 'ચીણો' કહે છે; આ બધા ષષ્ટિકના ભેદો, 'षष्टिकात् अल्पम् अन्तरं भेदः येषां ते षष्टिकाल्पान्तराः'–ષષ્ટિક કરતાં જેઓમાં અંતર કે ભેદ અલ્પ–ઓછો હોય છે–તેઓ ષષ્ટિક કરતાં ગુણમાં હીન એટલે ઊતરતા હોય છે; આ બધા એક જાતનાં કુધાન્યો છે.'

શ્રી ગંગાધરે આ ષષ્ટિકના ભેદો સુશ્રુતમાંથી આ પ્રમાણે લખી બતાવ્યા છે: 'षष्टिककाङ्गुकमुकुन्दकपीतकप्रमोदककाकलकासनपुष्पकमहाषष्टिकचूर्णककुरवककेदारकप्रभृतय षष्टिका'–'रसे पाके च मधुरा शमना वातपित्तयोः, शालीनां च गुणैस्तुल्या बृंहणाः कफशुक्रलाः। षष्टिकः प्रवरस्तेषां कषायानुरसो लघुः। मृदुः स्निग्धस्त्रिदोषघ्नः स्थैर्यकृद् बलवर्धनः। विपाके मधुरो ग्राही तुल्यो लोहितशालिभिः। शेषाः स्वल्पान्तरगुणाः षष्टिकाः क्रमशो गुणैः'–ષષ્ટિક (તદ્દન ધોળા રંગના સાઠી ચોખા), કાંગુક, મુકુંદક, પીતક, પ્રમોદક, કાકલક, અસનપુષ્પક, મહાષષ્ટિક, ચૂર્ણક, કુરબક અને કેદારક વગેરે જાતના ચોખા 'ષષ્ટિક' કહેવાય છે. એમાં મુકુંદક, કાકલક, અસનપુષ્પક, કુરવક અને કેદારક–એ કાળા રંગના થાય છે; અને તે સિવાયના બીજા કાળા–ધોળા મિશ્રરંગના થાય છે. એ બધા ષષ્ટિક ચોખા રસમાં તથા પાકમાં મધુર હોઈ વાતને તથા પિત્તને શમાવનારા, શાલિના ગુણોની સમાન ગુણોવાળા, બૃંહણ–પૌષ્ટિક, કફવર્ધક તથા વીર્યવર્ધક હોય છે, તેઓમાં ષષ્ટિક નામના જે બિલકુલ ધોળા સાઠી ચોખા હોય છે, તે સૌ કરતાં શ્રેષ્ઠ છે; તેઓમાં પેટારસ કષાય પણ હોય છે; પચવામાં તે હલકા હોય છે; કોમળ તથા સ્નિગ્ધ હોઈ ત્રણે દોષોનો નાશ કરનારા, સ્થિરતા કરનારા, બળ વધારનારા, વિપાકમાં મધુર, ગ્રાહી તથા લોહિતશાલિ કે લાલ સિન્ધી ચોખાના જેવા જ ગુણો ધરાવે છે; બાકીના ષષ્ટિક ચોખા ઉત્તરોત્તર કંઈક કંઈક ઓછા ગુણોવાળા હોય છે. ૧૩

### વ્રીહિધાન્યના ગુણદોષો

मधुरश्चाम्लपाकश्च व्रीहिः पित्तकरो गुरुः ।
बहुमूत्रपुरीषोष्मा त्रिदोषस्त्वेव पाटलः ॥ १४ ॥

વ્રીહિ નામના ધાન્યની એક જાતિ રસમાં મધુર, પાકમાં અમ્લ પિત્તકરનાર, ગુરુ–ભારે તથા મળમૂત્ર તથા ઉષ્ણતા–ગરમીને વધારે છે પરંતુ પાટલા–પુષ્પના જેવા રંગનું–પાટલ નામે વ્રીહિધાન્ય તો ત્રણે દોષને કરનાર હોય છે. ૧૪

વ્રીહિ કે ડાંગર રસમાં મધુર હોવા છતાં વિપાકે ખાટી હોય છે, તેથી પિત્તને કરે છે, ભારે હોય છે અને મૂત્ર, વિષ્ઠા તથા ઉષ્ણતાને ખૂબ કરે છે; તેમાં જે વ્રીહિનો રંગ પાટલાનાં પુષ્પના જેવો હોય છે, તે 'પાટલ' કહેવાતું વ્રીહિ ધાન્ય, ત્રણે દોષને કરનારું હોય છે. આ પાટલવ્રીહિ સંબંધે ભાવપ્રકાશમાં કહ્યું છે કે, 'पाटलः पाटलापुष्पवर्णको व्रीहिरुच्यते'–જે વ્રીહિનો રંગ પાટલાનાં પુષ્પના જેવો હોય છે, તે 'પાટલ'વ્રીહિ કહેવાય છે.

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'આ 'વ્રીહિધાન્ય'ને 'આશુધાન્ય' પણ કહે છે. આ આશુધાન્યની જાતિ મધુર છે, છતાં તેનો વિપાક અમ્લ થાય છે; તેથી તે પિત્ત કરે છે, ગુરુ–બહુ ભારે હોય છે; બહુ મૂત્ર, બહુ વિષ્ઠા તથા બહુ ઉષ્મા કરે છે; તેમાં જેનો રંગ પાટલ હોય છે, તે વ્રીહિ ત્રણે દોષને કરનાર હોય છે. સુશ્રુતે પણ આમ કહ્યું છે: 'कृष्णव्रीहिशालामुखजतुमुखनान्दीमुखलावाक्षकत्वरितककुक्कुटाण्डकपारावतकपाटलप्रभृतयो व्रीहयः–'कषायमधुराः पाके मधुरा वीर्यतोऽहिमाः। अल्पाभिष्यन्दिनस्तुल्याः षष्टिकैर्बद्धवर्चसः॥ कृष्णव्रीहिर्वरस्तेषां कषायानुरसो लघुः। तस्मादल्पान्तरगुणाः क्रमशो व्रीहयोऽपरे'–કૃષ્ણ વ્રીહિ, શાલામુખ, જતુમુખ, નાન્દીમુખ, લાવાક્ષક, ત્વરિતક, કુક્કુટાંડક, પારાવતક તથા પાટલ વગેરે વ્રીહિધાન્યની જાતિઓ છે; તે વ્રીહિઓ કષાયરસયુક્ત મધુર રસ ધરાવે છે, પાકમાં મધુર છે, વીર્યથી ઉષ્ણ છે, થોડા અભિષ્યન્દી એટલે રસવાહી સ્રોતોને રોકનાર, સાઠી ચોખાના જેવા તથા વિષ્ઠાને બાંધનારા હોય છે; તેઓમાં કૃષ્ણવ્રીહિ શ્રેષ્ઠ છે; કષાયરસને અનુરસ કે પેટારસ તરીકે

ધરાવે છે અને લઘુ છે; જ્યારે બીજા વ્રીહિઓ અનુક્રમે ઓછા અંતરવાળા તથા ઓછા ગુણોવાળા હોય છે. અહીં સુશ્રુતના પાઠમાં આ વ્રીહિઓને 'पाके मधुराः' કહ્યા છે; જ્યારે અહીં ચરકે તો વ્રીહિધાન્યને 'अम्लपाकश्च' કહેલ છે; એમ તે બન્નેનો મત પરસ્પર વિરોધી જણાય છે, પરંતુ તેમાં વિરોધની શંકા કરવી યોગ્ય નથી; કેમ કે સુશ્રુતમાં અમ્લવિપાક કહ્યો જ નથી, પરંતુ મધુર તથા કટુવિપાકની અનુક્રમે ગુરુપાક તથા લઘુપાક એવી સંજ્ઞા તો રાખી જ છે; એટલે કે પૃથ્વીના તથા જળના ગુણની અધિકતાથી બનતો વિપાક 'મધુર' નામે ગુરુ પાક જ કહ્યો છે; પરંતુ મધુર રસમાં પાક તે 'મધુરપાક' એ આશય જણાવ્યો નથી; તે જ પ્રમાણે અમ્લ રસમાં જે પાક થાય છે, તે પૃથ્વીના ગુણના અધિકપણાથી બનેલો હોય છે, તેથી વિરોધ નથી; આ શાલિ, ષષ્ટિક તથા વ્રીહિઓનાં અમુક જુદા જુદાં ક્ષેત્રોમાં જુદા જુદા ગુણો કહ્યા છે; જેમ કે સુશ્રુતમાં કહ્યું છે કે. 'दग्धायामवनौ जाताः शालयो लघुपाकिनः । कषाया बद्धविण्मूत्रा रूक्षाः श्लेष्मापकर्षणाः । स्थलजाः कफपित्तघ्नाः कषायाः कटुकान्वयाः । किंचित् सतिक्तमधुराः पवनानलवर्धनाः । कैदारा मधुरा वृष्या बल्याः पित्तनिबर्हणाः । ईषत्कषायाल्पमला गुरवः कफशुक्रलाः । रोप्यातिरोप्या लघवः शीघ्रपाका गुणोत्तराः ॥ अदाहिनो दोषहरा बल्या मूत्रविवर्धनाः । शालयश्छिन्नरूढा ये रूक्षास्ते बद्धवर्चसः । तिक्ताः कषायाः पित्तघ्ना लघुपाकाः कफापहाः । विस्तरेणायमुद्दिष्टः शालिवर्गो हिताहितः ॥–ઘાસ વગેરે પાથરીને બાળી નાખેલી જમીન ઉપર ઉત્પન્ન થયેલા શાલિ જલદી પચી જનારા, કષાય–તૂરા રસથી યુક્ત, વિષ્ઠા તથા મૂત્રને બાંધનારા, રૂક્ષ તથા કફને ઓછો કરનારા હોય છે; સ્થળ અથવા જાંગલ પ્રદેશ ઉપર ઉત્પન્ન થયેલા શાલિઓ કફનો તથા પિત્તનો નાશ કરનારા, કષાય રસથી યુક્ત, કટુક રસમાં પચનારા એટલે વિપાકમાં કડુક–તીખો રસ ધરાવનારા, કંઈક કડવાશ સાથે મધુર રસવાળા અને વાયુને તથા જઠરાગ્નિને વધારનારા હોય છે. ક્યારાઓમાં કે જલપ્રાય–આનૂપ પ્રદેશમાં ઉત્પન્ન થતા શાલિઓ મધુર, વીર્યવર્ધક, બળવર્ધક, પિત્તનો નાશ કરનારા, લગાર કષાય રસથી યુક્ત, વિષ્ઠાને ઓછી કરનારા, ભારે અને કફ તથા વીર્યને વધારનારા હોય છે. એક, બે કે ત્રણવાર ઉખેડી ઉખેડીને બીજા સ્થળે વાવેલા શાલિ ચોખા હલકા, જલદી પચનારા, ગુણોમાં અધિક, દાહ નહિ કરનારા, દોષોને દૂર કરનારા, બળવર્ધક તથા મૂત્રવર્ધક હોય છે. જે શાલિ ચોખાના છોડને કાપી કાપી ઉગાડ્યા હોય, તે રૂક્ષ, વિષ્ઠાને બાંધનારા, તિક્ત તથા કષાયરસવાળા, પિત્તનો નાશ કરનારા, જલદી પચનારા તથા કફને હરનારા હોય છે. આ હિતકર તથા અહિતકર શાલિવર્ગ વિસ્તારથી કહેવામાં આવેલ છે.' આ સુશ્રુતના પાઠમાં જે 'શાલિ' શબ્દ છે, તે શાલિને, ષષ્ટિકને તથા વ્રીહિને કહેનાર છે; પરંતુ હેમન્તમાં થતાં ધાન્યને કહેનાર નથી; કેમ કે 'શાલિવર્ગ'માંના 'શાલિ' શબ્દથી શાલિ વગેરે ત્રણેનું ગ્રહણ કરવાનું છે. ૧૪

## હલકા ધાન્ય-કોદરા તથા સામો

**सकोरदूषः श्यामाकः कषायमधुरो लघुः ।**
**वातलः कफपित्तघ्नः शीतः संग्राहिशोषणः ॥ १५ ॥**

કોરદૂષ–કોદરા તથા સામો કષાયરસવાળા, મધુર, (પચવામાં) લઘુ–હલકા, વાયુ વધારનાર, કફ તથા પિત્તનો નાશ કરનાર, શીતળ, સંગ્રાહી તથા શોષણ કરનાર છે. ૧૫

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે : મૂળમાં 'કોરદૂષ' શબ્દ લખ્યો છે, તેનો અર્થ કોદરા થાય છે; શ્યામાક એટલે સામો. એ ત્રણ પ્રકારનો થાય છે : એક શ્યામાક, બીજો હસ્તિશ્યામાક અને ત્રીજો જલશ્યામાક કહેવાય છે. આ કોરદૂષ તથા શ્યામાક વગેરે એક જાતનાં તૃણ ધાન્યો છે; તેઓ કષાય એટલે તૂરાં, વાયુ કરનાર તથા કફનો અને પિત્તનો નાશ કરનારાં છે; તેમ જ શીતળ, સંગ્રાહી તથા શોષણ છે.

## સામા જેવાં કેટલાંક હલકાં ધાન્યો

**हस्तिश्यामाकनीवारतोयपर्णीगवेधुकाः ।**
**प्रशातिकाम्भःश्यामाकलोहिताणुप्रियङ्गवः ॥ १६ ॥**
**मुकुन्दझिण्टिगर्मूटीचारुका वरकास्तथा ।**
**शिबिरोत्कटजूर्णाह्वाः श्यामाकसदृशा गुणैः ॥ १७ ॥**

હસ્તિશ્યામાક, નીવાર, જલપર્ણી, ગવેધુક, પ્રશાતિકા, જલશ્યામાક, લોહિતાણુ, પ્રિયંગુ (કાંગ), મુકુન્દ, ઝિંટી, ગર્મૂટી, ચારુક, વરક, શિબિર, ઉત્કટ તથા જૂર્ણ–જુવાર નામનાં ધાન્યો; ગુણોમાં શ્યામાક એટલે સામા જેવાં હોય છે. ૧૬,૧૭

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે : 'આમાંના હસ્તિશ્યામાકને 'સ્વાંમિકા' પણ કહે છે; નીવારનું બીજું નામ 'ઉડિકાધાન્ય' છે; તે બે પ્રકારનું થાય છે : એક ધાન્યના જેવાં ડાળાંવાળું હોઈ ધાન્યના ક્ષેત્રમાં થાય છે; બીજાનાં પાન તથા કાંડ મોટાં હોય છે; તે પાણીમાં થાય છે; તેમાંનું જે પાણીમાં થાય છે તે પાણીમાં જ વધે છે; તેના ગુચ્છા તથા અંકુર પણ પાણીમાં જ વધે છે; તેને શૂક અથવા [illegible]

'પ્રશાતિકા' કહેવામાં આવે છે. મૂળમાં જે 'અંભઃશ્યામાક' છે, તેને 'જલશ્યામાક' પણ કહે છે: 'પ્રિયંગુ'નો અર્થ કંગુનિકા કે કાંગ ગુજરાતીમાં કહેવાય છે; અને મૂળમાં જે 'જૂર્ણાહ્વ' લખ્યું છે, તેનું જ બીજું નામ 'યવનાલ' છે. આ બધાં એક જાતના તૃણધાન્યો છે અને તેઓના ગુણો શ્યામાક અથવા સામાના જેવા જ હોય છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'उष्णाः कषायमधुरा रूक्षाः कटुविपाकिनः। श्लेष्मघ्ना बद्धनिष्यन्दा वातपित्तप्रकोपणाः॥ कषायमधुरास्तेषां शीतः पित्तापहः स्मृतः। कोद्रवश्च सनीवारः श्यामाकश्च सशान्तनुः। कृष्णा रक्ताश्च पीताश्च श्वेताश्चैव प्रियङ्गवः। यथोत्तरं प्रधानाः स्यू रूक्षा- कफहराः स्मृताः। विशोषी तत्र भूयिष्ठ वरुकः समुकुन्दकः.'–ઉપર જણાવેલાં બધાં તૃણધાન્યો ઉષ્ણ, કષાય, તૂરાં, મધુર, રૂક્ષ, વિપાકે કડુ-તીખાં, કફનો નાશ કરનારાં, મૂત્રને રોકનારાં તેમ જ વાયુને તથા પિત્તને અત્યંત કોપાવનારાં હોય છે; તેઓમાં કોદરા, નીવાર, સામો તથા શાંતનુ કષાય તથા મધુર છે; શીતળ, તથા પિત્તનો નાશ કરનાર કહેવાય છે. પ્રિયંગુ એટલે કાંગની જાત કાળી, લાલ, પીળી તથા ધોળી પણ થાય છે; તેઓ એક પછી એક વધારે રૂક્ષ તથા કફ કરનાર કહેવાય છે; તેઓમાં વરુક તથા મુકુન્દક વધારે શોષણ કે શોષ કરનાર છે. ૧૬,૧૭

### શૂકધાન્ય-જવના ગુણો

रूक्षः शीतो गुरुः स्वादुर्बहुवातशकृद्यवः।
स्थैर्यकृत्सकषायस्तु बल्यः श्लेष्मविकारनुत्॥१८॥

જવ રૂક્ષ, શીતળ, ગુરુ-ભારે, સ્વાદુ-મધુર, વાયુને તથા વિષ્ઠાને બહુ કરનાર, સ્થિરતા કરનાર, કષાય રસથી યુક્ત, બળવર્ધક તથા કફના વિકારોને મટાડનાર છે. ૧૮

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'જવ રૂક્ષ, શીતળ, ગુરુ, લગાર કષાય-તૂરા, મધુર, પુષ્કળ વાયુ કરનાર, ઘણી જ વિષ્ઠા કરનાર, શરીરમાં સ્થિરતા કરનાર, ઉંમરનું સ્થાપન કરનાર, બળવર્ધક તથા કફનો વિકાર મટાડનારા છે. સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહે છે: 'यवः कषायो मधुरो हिमश्च कटुर्विपाके कफपित्तहारी। व्रणेषु पथ्यस्तिलवच्च नित्यं प्रबद्धमूत्रो बहुवातवर्चाः॥ स्थैर्याग्निमेधास्वरवर्णकृच्च सपिच्छिलः स्थूलविलेखनश्च। मेदोमरुत्तृड्हरणोऽतिरूक्षः प्रसादनः शोणितपित्तयोश्च॥'–જવ કષાય-તૂરા, મધુર, શીતળ, વિપાકે કડુ-તીખા, કફને તથા પિત્તને દૂર કરનાર, વ્રણ ઉપર તલ જેવા કાયમ હિતકારી, મૂત્રને ઓછું કરનાર, વાયુ તથા વિષ્ઠાને વધારનાર, સ્થિરતા તથા જઠરાગ્નિને કરનાર, બુદ્ધિવર્ધક, સ્વરને હિતકારી, ચીકાશવાળા, જાડા માણસના મેદને ખોતરી કાઢનાર, મેદથી ઢંકાયેલા વાયુને તથા તૃષાને-તરશને દૂર કરનાર, અતિશય રૂક્ષ તથા રુધિરને અને પિત્તને પ્રસન્ન-સ્વચ્છ કરનાર હોય છે.' ૧૮

### વાંસના જવના ગુણો

रूक्षः कषायानुरसो मधुरः कफपित्तहा।
मेदःक्रिमिविषघ्नश्च बल्यो वेणुयवो मतः॥१९॥

વાંસના જવ રૂક્ષ, કષાય રસને (પેટા) અનુરસ તરીકે ધારણ કરનાર, મધુર, કફનો તથા પિત્તનો નાશ કરનાર; મેદ, કૃમિ તથા વિષનો પણ નાશ કરનાર તથા બળવર્ધક મનાય છે. ૧૯

યોગીન્દ્રનાથ સેન અહીં આમ જણાવે છે: 'વાંસના જવ રૂક્ષ હોવા ઉપરાંત લગાર કષાયરસથી અનુગત છે; મધુર હોઈ કફનો તથા પિત્તનો નાશ કરે છે; તેમ જ મેદ, કૃમિ તથા વિષનો પણ નાશ કરનાર હોઈ બળવર્ધક પણ મનાય છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'વાંસના જવ પણ એક જાતના જવ જ છે; તેઓનાં ગુણકર્મો અહીં કહે છે; તેઓ રૂક્ષ એટલે અત્યંત વધારે રૂક્ષ છે; તેમાં મુખ્ય તો મધુર રસ છે, છતાં લગાર કષાય રસ પણ તેમાં હોય છે; પાકમાં જોકે તે મધુર છે, છતાં રૂક્ષવીર્ય હોવાને લીધે જ કફનો તથા પિત્તનો તે નાશ કરે છે; તેમ જ પ્રભાવને લીધે મેદનો, કૃમિનો તથા વિષનો તેઓ નાશ કરે છે અને બળવર્ધક છે; વળી બીજા જવ પણ આના જ ગુણો અનુસાર ગુણકર્મથી જાણી લેવા જોઈએ; કેમ કે તે બીજા જવ ખાસ પ્રધાન નહિ હોવાથી અહીં કહેવામાં આવ્યા નથી; છતાં સમજવું જોઈએ કે, તેઓ આ બે જાતના મુખ્ય જવ કરતાં કંઈક ઓછા ગુણવાળા હોય છે. સુશ્રુતે પણ કહ્યું છે કે, 'एभिर्गुणैर्हीनतरांश्च किंचिद् विद्याद् यवेभ्योऽतियवान् विशेषैः'–અહીં જે જવ કહ્યા છે, તેઓના કરતાં અંત્યત હીન ગુણવાળા બીજા પણ 'અતિયવ' નામના જવને તેઓનાં વિશેષ લક્ષણો (જેવાં કે અણી વગરના ગોળ થાય છે, તે) ઉપરથી જાણી લેવા જોઈએ.'

શ્રી ચક્રપાણિ અહીં આમ કંઈક વધુ સમજાવે છે: 'જોકે જવ ગુરુ હોય છે, છતાં તેને ઘણા જ વાયુવર્ધક જે કહેલ છે, તેમાં તેઓની રૂક્ષતા કારણ છે;' અથવા સુશ્રુતમાં જવને લઘુ કહ્યા છે, તે ઉપરથી અહીં તેને 'अगुरु' માનવા જોઈએ. વળી એ જવને તેઓનાં પ્રભાવથી જ અથવા સ્રોતોની શુદ્ધિ કરનાર હોવાથી બળ-

વર્ધક માન્યા છે; તેમ જ એ જવ શીતળ, મધુર તથા કષાય છે, તેથી તેઓમાં પિત્તનો નાશ કરવાનો સ્વભાવ પણ મળી જ રહે છે; એ જ કારણે સુશ્રુતમાં 'कफपित्तहन्ता'-જવને કફનો તથા પિત્તનો નાશ કરનાર' એવું વિશેષણ આપ્યું છે, તે બરાબર ઘટે છે. ૧૯

## શૂકધાન્ય-ઘઉંના ગુણો

सन्धानकृद्वातहरो गोधूमः स्वादुशीतलः ।
जीवनो बृंहणो वृष्यः स्निग्धः स्थैर्यकरो गुरुः ॥ २० ॥

ઘઉં ભાંગેલું સાંધનાર, વાયુને હરનાર, મધુર, શીતળ, જીવનશક્તિ આપનાર, બૃંહણ-પૌષ્ટિક, વીર્યવર્ધક-કામોદ્દીપક, સ્નિગ્ધ, સ્થિરતા કરનાર તથા ગુરુ-પચવા ભારે છે. ૨૦

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'સાથળ વગેરે કોઈ અવયવ ભાંગી ગયો હોય, તો ઘઉં તેને સાંધે છે; વાયુને દૂર કરે છે, મધુર અને શીતળ હોય છે. जीवयतीति जीवनः-જિવાડનાર છે; ઓજસ્‌ને વધારે છે; बृंहयतीति बृंहणः-શરીરને પુષ્ટ કરે છે; વૃષ્ય એટલે વીર્યને કરનાર છે; સ્નિગ્ધ તથા ઉંમરને સ્થિર સ્થાપનાર છે; અને ગુરુ-પચવા ભારે છે; સુશ્રુતે પણ કહ્યું છે: 'गोधूम उक्तो मधुरो गुरुश्च, बल्यः स्थिरः शुक्ररुचिप्रदश्च । स्निग्धोऽतिशीतोऽनिलपित्तहन्ता, संधानकृच्छ्लेष्मकरः सरश्च-ઘઉં મધુર, ગુરુ, બળવર્ધક, સ્થિર, વીર્ય આપનાર. રુચિકર, સ્નિગ્ધ, અત્યંત શીતળ, વાયુનો તથા પિત્તનો નાશ કરનાર, ભાંગેલું સાંધનાર (નવા હોય તો) કફ કરનાર તથા સારક છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'ઘઉં ભાંગેલું સાંધનાર અને પ્રભાવના કારણે વાયુહારક છે; મધુર અને શીતળ હોવાથી પાકમાં પણ મધુર છે; તે કારણે જિવાડનાર, પૌષ્ટિક તથા વીર્યવર્ધક છે; તેમ જ સ્થિર ગુણોથી યુક્ત હોવાને લીધે સ્થિરતા કરનાર છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'ઘઉં મધુર, શીતળ, સ્નિગ્ધ આદિ ગુણોથી યુક્ત હોય છે, એ જ કારણે તે કફ કરનાર હોય જ છે; આથી જ સુશ્રુતે 'श्लेष्मकरः'-ઘઉંને કફ કરનાર કહેલ છે; છતાં વસંતમાં લગભગ ઘઉં તથા જવનો ઉપયોગ વધારે હોય એવું ભોજન કરવા જે કહ્યું છે, તે જૂના ઘઉંના ઉપયોગને અનુસરીને કહેલ છે; કારણ કે જૂના ઘઉં કફને કરતા નથી; એમ આ જ અધ્યાયમાં 'प्रायः श्लेष्मलं मधुरम्' એ ગ્રંથથી કહેવાયું છે. ૨૦

## નાન્દીમુખી તથા મધૂલી નામનાં શૂકધાન્યો

नान्दीमुखी मधूली च मधुरस्निग्धशीतले ।
इत्ययं शूकधान्यानां पूर्वो वर्गः समाप्यते ॥ २१ ॥

નાન્દીમુખી તથા મધૂલી નામનાં એ શૂકધાન્યો, મધુર તથા શીતળ હોય છે; એમ આ શૂકધાન્યોનો પહેલો વર્ગ સમાપ્ત કરાય છે. ૨૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'મધુલીનું બીજું નામ 'મધુલિકા' છે; આ એક જાતનું ઘાસ થાય છે, જે-मर्कटहस्ततृणम्-માંકડાના હાથ જેવું ઘાસ કહેવાય છે. તેવું જ 'નાન્દીમુખી' ધાન્ય પણ એક જાતનું ઘાસ જ થાય છે, તેથી જ આ બન્નેને તૃણધાન્યના જ ભેદો કહ્યા છે; આ બન્ને મધુર તથા શીતળ હોય છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં કહ્યું છે: 'मधुली मधुरा शीता स्निग्धा नान्दीमुखी तथा-મધુલી તથા નાન્દીમુખી બન્ને ધાન્યો મધુર, શીતળ તથા સ્નિગ્ધ હોય છે.' સુશ્રુતની ટીકા કરનારે આમ લખ્યું છે કે, ખૂબ ઝીણા ઘઉં તે 'મધુલી' કહેવાય છે અને અણી વગરના ઝીણા લાંબા ઘઉં તે 'નાન્દીમુખી' કહેવાય છે; આ બંને ઘઉંની જાતો છે, તે મધુર, શીતળ તથા સ્નિગ્ધ છે.

શ્રી ગંગાધર પણ લગભગ એમ જ લખે છે કે, આ નાન્દીમુખી તથા મધુલિકા બંને એક જાતના ઘઉં જ છે; તે મધુર, સ્નિગ્ધ તથા શીતળ હોય છે. સુશ્રુતમાં આ બેયનો પાઠ કુધાન્યોમાં સામાન્ય તરીકે રાખ્યો છે; તેથી એ વિરોધ આ રીતે ટાળવો જોઈએ કે, આ બંને એક જાતનાં કુધાન્યો અથવા હલકાં ધાન્યો છે; અને તેઓ બંને હિતકારી નથી; અહીં ઘઉંના પ્રકરણમાં આનો પાઠ રાખીને એ જ સૂચવ્યું છે.

શ્રી ચક્રપાણિ લખે છે કે, આમાં જે 'નાન્દીમુખી' કહી છે, તેને 'યવિકા' કહે છે; તેથી તે એક જાતના હલકા જવની જાતિ છે; જ્યારે 'મધુલી' તો એક જાતના ઘઉંનો જ ભેદ છે. આ શ્લોકમાં પહેલો વર્ગ 'समाप्तः' એમ કહેવું જોઈએ, છતાં 'समाप्यते' એમ જે કહેલું છે, તેથી જણાવ્યું છે, કે દ્રવ્યો ઘણાં છે, તેથી તેઓની આ ગણતરી સમાપ્ત થઈ છે, એમ તો કહી શકાય જ નહિ; કિંતુ જેમ તેમ પ્રસિદ્ધ ગુણો કહીને આ સમાપ્ત કરાય છે; એમ અહીં 'षष्ठो वर्गः समाप्यते' ઈત્યાદિ સ્થળે પણ એવું વ્યાખ્યાન કરી લેવું. ૨૧

इति शूकधान्यवर्गः

अथ शमीधान्यवर्गः

### શમીધાન્ય-મગના ગુણો

कषायमधुरो रूक्षः शीतः पाके कटुर्लघुः ।
विशदः श्लेष्मपित्तघ्नो मुद्गः सूप्योत्तमो मतः ॥ २२ ॥

મગ એ (કઠોળ ધાન્ય હોઈ) કષાયરસયુક્ત મધુર રસને ધરાવે છે; રૂક્ષ, શીતળ, પાકમાં કટુ-તીખા, (પચવામાં) લઘુ-હલકા અને કફને તથા પિત્તને અત્યંત શમાવનાર હોઈ, દાળ કરવા યોગ્ય શમીધાન્યોમાં ઉત્તમ મનાય છે. ૨૨

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'શમી ધાન્ય-કઠોળમાં મગ મુખ્ય હોય છે, એ કારણે અહીં મગના ગુણો પ્રથમ કહે છે; મગ કષાય એટલે તૂરા રસથી યુક્ત મધુર રસને ધરાવે છે; રૂક્ષ છે, શીતળ એટલે શીતવીર્ય છે; પાકમાં તે કટુ છે; એટલે કે કટુ વિપાકી છે; લઘુ-હલકા છે; કફ તથા પિત્તનો નાશ કરે છે; તેમ જ દાળ કરવા યોગ્ય-શમીધાન્યોમાં ઉત્તમ મનાય છે; આ સંબંધે સુશ્રુતે વૈદલ-કઠોળનો અધિકાર ચાલુ કરી સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આ પ્રમાણે મગના ગુણો લખ્યા છે: 'कषायमधुराः शीता. कटुपाका मरुत्कराः । बद्धमूत्रपुरीषाश्च पित्तश्लेष्महरास्तथा । नात्यर्थं वातलास्तेषु मुद्गा दृष्टिप्रसादनाः । प्रधाना हरितास्तत्र वन्या मुद्गसमाः स्मृता.- મગ કષાયયુક્ત મધુર રસને ધરાવે છે; શીતળ, કટુ પાકી, વાયુ કરનાર, મૂત્રને તથા વિષ્ટાને બાંધનાર, પિત્તને તથા કફને દૂર કરનાર, અત્યંત વાયુ કરનાર નથી; તેઓમાં લીલા મગ મુખ્ય છે; દૃષ્ટિને તે પ્રસન્ન-સ્વચ્છ કરે છે એટલે દૃષ્ટિને હિતકારી છે અને તેમાં જંગલી મગ પણ મગ સમાન જ ગુણોવાળા કહ્યા છે' આ મગ વગેરે શમીધાન્ય એટલા માટે કહેવાય છે કે, 'શમી'નો અર્થ શીંગ થાય છે; એ શીંગમાં થતાં ધાન્ય-કઠોળની જાતિઓ કહેવાય છે. ૨૨

### શમીધાન્ય-અડદના ગુણો

वृष्यः परं वातहरः स्निग्धोष्णमधुरो गुरुः ।
बल्यो बहुमलः पुंस्त्वं माषः शीघ्रं ददाति च ॥ २३ ॥

અડદ વીર્યવર્ધક, અતિશય વાયુને હરનાર, સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, ગુરુ-પચવા ભારે, બળવર્ધક, વિષ્ટાને વધુ કરનાર અને તરત જ પુરુષપણું (વીર્ય) આપે છે. ૨૩

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'અડદ અત્યંત વીર્યવર્ધક છે: વાયુને હરનાર, સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, ગુરુ-ભારે, બળ કરનાર, પુષ્કળ મળ-વિષ્ટાને કરનાર તથા તરત જ પુરુષપણું આપે છે-એટલે કે તરત શુક્રસ્રાવ કરે છે; એકંદર તત્કાળ વીર્યવર્ધક તથા વીર્યવિરેચન કરનાર છે, એમ અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાનના ૭મા અધ્યાયમાં પણ કહ્યું છે- 'शुक्रवृद्धिविरेककृत्' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમા આમ લખ્યું છે: 'माषो गुरुर्भिन्नपुरीषमूत्रः, स्निग्धोष्णवृष्यो मधुरोऽनिलघ्नः । संतर्पणः स्तन्यकरो विशेषाद् बलप्रदः शुक्रकफावहश्च ॥'-અડદ ભારે છે, વિષ્ટાને તથા મૂત્રને ભેદે છે-છૂટાં પાડે છે; સ્નિગ્ધ, ઉષ્ણ, વીર્યવર્ધક, મધુર તથા વાયુનો નાશ કરનાર છે; ઉપરાંત ખૂબ તૃપ્ત કરનાર, ધાવણ વધારનાર, વિશેષે કરી બળ આપનાર તથા વીર્યવર્ધક અને કફવર્ધક છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં મૂળમા 'परं वृष्य'-અડદને અત્યંત વીર્યવર્ધક કહેલ છે, તે ઉપરથી વીર્યવિરેચક તથા વીર્યવર્ધક એમ બે પ્રકારનું અડદનું વૃષ્યપણું અહીં જણાવેલ છે; તે ઉપરથી જ અષ્ટાંગસંગ્રહકારે 'शुक्रवृद्धिविरेककृत्' એમ કહેલ છે. બીજાં તંત્રોમાં પણ આમ કહેલ છે: વૃષ્યપણું ત્રણ પ્રકારનું કહેવાય છે; જેમ કે 'शुक्रस्रुतिकरं किंचित् किंचिच्छुक्रविवर्धनम् । स्रुतिवृद्धिकरं किंचित् त्रिविधं वृष्यमुच्यते'- કોઈક વૃષ્ય દ્રવ્ય વીર્યનો સ્રાવ કરે છે, કોઈક વૃષ્ય દ્રવ્ય વીર્યની વૃદ્ધિ કરે છે અને કોઈક વૃષ્ય દ્રવ્ય વીર્યસ્રાવ તથા વીર્યવૃદ્ધિ બન્ને કરે છે; એમ ત્રણ પ્રકારનું વૃષ્યપણું કહેવાય છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'અડદ વૃષ્ય છે, ઇત્યાદિ તેના ગુણમાં સ્નિગ્ધતા, ઉષ્ણતા તથા મધુરતા આદિ તેના ગુણોના યોગથી જ તે વાયુહારક છે, એમ મળી આવે છે, છતાં ફરી તેને 'वातहर' વિશેષણ આપીને પ્રતિપાદન કર્યું છે કે અડદ વધુ પ્રમાણમાં વાયુનો નાશ કરનારા છે. આ રીતે બીજી જાતનાં પણ આવાં દ્રવ્યો સંબંધે આવું વ્યાખ્યાન કરી લેવું જોઈએ. અહીં 'पुंस्त्वं' નો અર્થ 'शुक्र' કરવો જોઈએ, તેમ જ 'शीघ्रं'-તરત જ વીર્ય આપે છે, એમ જણાવીને શુક્રનો સ્રાવ કરવારૂપ લક્ષણવાળું પણ વૃષ્યપણું અડદમાં છે, એમ દર્શાવ્યું છે. 'વૃષ્ય' શબ્દ ઉપરથી 'શુક્રનો સ્રાવ કરનાર' એ અર્થ લઈ જ શકાય છે; તે સંબંધે આવું વચન પણ મળે છે: 'शुक्रस्रुतिकरं किंचित् किंचिच्छुक्रविवर्धनम् । स्रुतिवृद्धिकरं किंचित् त्रिविधं वृष्यमुच्यते'-ત્રણ પ્રકારનું વૃષ્યપણું કહેવાય છે. કોઈક વીર્યનો સ્રાવ કરે, કોઈક વીર્યની વૃદ્ધિ કરે અને કોઈક વીર્યનો સ્રાવ તથા વૃદ્ધિ બંને કરે છે; એમ સંપૂર્ણ વૃષ્યપણું અડદમાં સમજવાનું છે.' ૨૩

## શમીધાન્ય-રાજમાષ-ચોળાના ગુણો

**राजमाषः सरो रुच्यः कफशुक्राम्लपित्तहृत्।**
**तत्स्वादुर्वातलो रूक्षः कषायो विशदो गुरुः ॥ २४ ॥**

રાજમાષ-ચોળા સારક, રુચિકર, કફનાશક, વીર્યનાશક, અમ્લપિત્ત મટાડનાર, મધુર, વાયુકારક, રૂક્ષ કષાય-તૂરા રસવાળા વિશદ તથા ગુરુ-ભારે છે. ૨૪

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'આ રાજમાષને બંગાળમાં 'વરવટી' કહે છે; તે મધુર, કષાય-તૂરા. સર એટલે સ્થિરથી વિપરીત, રુચિકર, રૂક્ષ, વિશદ-પિચ્છિલતાથી રહિત, ગુરુ તથા કષાય સાથે રૂક્ષ હોવાના કારણે જ કફ, વીર્ય તથા અમ્લપિત્તનો નાશ કરનાર છે અને વાયુવર્ધક છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कषायभावान्न पुराणभेदी, न मूत्रलो नैव कफस्य कर्ता। स्वादुर् विपाके मधुरोऽलसान्द्रः संतर्पणः स्तन्यरुचिप्रदश्च ॥–ચોળા કષાયપણાને લીધે જ વિષ્ટાનું ભેદન કરતા નથી, મૂત્રનો પણ વધારો કરતા નથી, તેમ જ કફ પણ કરતા નથી; તે મધુરરસ ધરાવે છે, વિપાકમાં પણ મધુર છે, ખૂબ તૃપ્તિકારક છે; ધાવણ વધારનાર તથા રુચિકારક પણ છે.' આ સુશ્રુતના શ્લોકમાં 'અલસાન્દ્ર' શબ્દનો અર્થ 'રાજમાષ'-ચોળા સમજવો.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'રાજમાષ'ને જ 'વરવટી' એમ બંગાળમાં કહે છે. તેનું સંસ્કૃતમાં બીજું નામ 'અલસાન્દ્ર' પણ છે. તે સારક છે. ભારે તથા મધુર હોવા છતાં તે ચોળા રૂક્ષવીર્ય તથા વિશદવીર્ય હોવાથી વાતલ કે વાયડા અથવા વાયુવર્ધક છે; એમ ચોળામાં બન્ને વીર્યો ગુરુવીર્યથી વિરુદ્ધ હોઈ ને બળવાન હોય છે; મધુરયુક્ત કષાય રસ તેમાં હોય છે; એ જ કારણે તે મધુરપાકી છે; પરંતુ બીજાં મધુર દ્રવ્ય કરતાં તે અતિશય ઓછા મધુરપાકી છે. સુશ્રુતમાં પણ આ સંબંધે આમ કહેલ છે: 'कषायभावान्न पुरीषभेदी न मूत्रलो नैव कफस्य हर्ता। स्वादुर्विपाके मधुरोऽलसान्द्रः संतर्पणः स्तन्यरुचिप्रदश्च' ॥ आरण्यमाषा गुणतः प्रदिष्टा रूक्षाः कषायाश्च विदाहिनश्च ॥ (આમાંનો આખો શ્લોક યોગીન્દ્રનાથ સેને ઉપર લખ્યો છે. છેલ્લા અર્ધા શ્લોકનો અર્થ આ પ્રમાણે છે:) 'જંગલી અડદ-જેને અડબાઉ અડદ કહે છે, તે ગુણની દૃષ્ટિએ (સારા અડદ કરતાં) રૂક્ષ છે, કષાય છે-તૂરા છે અને અત્યંત દાહ કરનારા હોય છે; સુશ્રુતનાં કેટલાંક પુસ્તકોમાં અહીં 'रूक्षाः कषाया अविदाहिनश्च'-એવો પાઠ મળે છે; જેનો અર્થ આવો થાય છે કે, 'તે જંગલી અડદ ઘણીવારે પચીને બળતરા કરતા નથી.' ૨૪

## શમીધાન્ય-કુલત્થ-કળથીના ગુણો

**उष्णाः कषायाः पाकेऽम्लाः कफशुक्रानिलापहाः।**
**कुलत्था ग्राहिणः कासहिक्काश्वासार्शसां हिताः ॥ २५**

કુલત્થ-'કળથી' નામનું કઠોળ ધાન્ય ઉષ્ણ છે, કષાય-તૂરા રસથી યુક્ત છે, વિપાકમાં અમ્લ-ખાટું છે; કફનો, વીર્યનો તથા વાયુનો નાશ કરે છે, ગ્રાહી છે; તેમ જ ઉધરસ, હેડકી, શ્વાસ તથા અર્શસના રોગને હિતકારી-મટાડનાર છે. ૨૫

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'કળથી ધાન્ય ઉષ્ણવીર્ય છે; કષાય રસથી યુક્ત છે, વિપાકમાં અમ્લ-ખાટું હોય છે; ગ્રાહી હોઈ કફ વગેરેનો નાશ કરે છે; તેમ જ ઉધરસ વગેરેને મટાડે છે: સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહેલ છે: 'उष्णः कुलत्थो रसतः कषायः, कटुर्विपाके कफमारुतघ्नः॥ शुक्राश्मरीगुल्मनिषूदनश्च, सांग्राहिकः पीनसकासहारी' ॥–કળથી ઉષ્ણવીર્ય છે, રસથી તૂરી છે, વિપાકમાં કટુ-તીખી છે; કફનો તથા વાયુનો નાશ કરનાર છે; વીર્યનો, પથરીનો તથા ગોળાનો પણ નાશ કરે છે; ઝાડાને રોકે છે અને સળેખમનો તથા ઉધરસનો પણ નાશ કરે છે.'

શ્રીગંગાધરે વધુમાં સુશ્રુતનો આ એક શ્લોક અહીં ટાંક્યો છે: 'आनाहमेदोगुदकीलहिक्काश्वासापहः शोणितपित्तकृच्च। कफस्य हन्ता नयनामयघ्नो विशेषतो वन्यकुलत्थ उक्तः–જંગલી કળથી (જેને ગુજરાતીમાં 'ચિમેડ' કહે છે, તે) આફરો, મેદ, ગુદકીલ નામનો અર્શસરોગ, હેડકી તથા શ્વાસરોગનો નાશ કરે છે; રુધિરને તથા પિત્તને વધારે છે; કફનો નાશ કરે છે અને વિશેષે કરી નેત્રના રોગોનો ખાસ નાશ કરનાર કહેલ છે.'

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે: 'આ શ્લોકમાં કળથીના જે ગુણો કહ્યા છે, તે ધોળી, કાળી, રંગબેરંગી તથા રાતી, એમ ચાર પ્રકારની કળથી થાય છે; તેમ જ ગામમાં થતી તથા જંગલમાં થતી, એમ બે પ્રકારની પણ કળથી કહેવાય છે; આ જ કારણે બીજા તંત્રમાં પણ કહ્યું છે કે, 'वन्यकुलत्थस्तद्वच्च विशेषान्नेत्ररोगनुत्–જંગલી કળથી (ચિમેડ) પણ કળથીના જેવી જ હોઈ ને વિશેષે કરી નેત્રના રોગને મટાડે છે.' ૨૫

## શમીધાન્ય-મુકુષ્ઠક-મઠના ગુણો

**मधुरा मधुराः पाके ग्राहिणो रूक्षशीतलाः।**
**मुकुष्ठकाः प्रशस्यन्ते रक्तपित्तज्वरादिषु ॥ २६ ॥**

**મુકુષ્ટક–મઠ રસથી મધુર, પાકમાં મધુર, ગ્રાહી –ઝાડાને રોકનારા, રૂક્ષ તથા શીતળ હોઈ રક્તપિત્ત તથા જ્વર આદિ રોગોમાં (હિતકારી તરીકે) વખણાય છે. ૨૬**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'અહીં જે 'मुकुष्टक' જણાવે છે, તેને 'વનમુદ્ગ' કે જંગલી મગ કહે છે; તે રસમાં તથા વિપાકમાં પણ મધુર છે; તેમ જ ગ્રાહી, રૂક્ષ તથા શીતલ હોઈ રક્તપિત્ત આદિમાં વખણાય છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'અહીં જે મુકુષ્ટક જણાવે છે, તે 'કૃષ્ણમુદ્ગ'–કાળા મગ સમજવા, પણ 'વનમુદ્ગ કે જંગલી મગ' સમજવા ન જોઈએ. કેમ કે સુશ્રુતમાં 'प्रधाना हरितास्तत्र वन्या मुद्गसमाः स्मृता'। मुकुष्टकाः क्रिमिकरा.–મગમાં જે લીલા મગ થાય છે; તે શ્રેષ્ઠ હોય છે; જંગલી મગ પણ મગના જેવા જ ગુણવાળા હોય છે; પરંતુ મુકુષ્ટક તો કૃમિ કરનારા હોય છે' એમ મગથી મુકુષ્ટકનો પાઠ અલગ રાખ્યો છે. ૨૬

### શમીધાન્ય-ચણા, મસૂર, ખંડિકા તથા વટાણાના ગુણો

**चणकाश्च मसूराश्च खण्डिकाः सहरेणवः।**
**लघवः शीतमधुराः सकषाया विरूक्षणाः॥ २७॥**
**पित्तश्लेष्मणि शस्यन्ते सूपेष्वालेपनेषु च।**
**तेषां मसूरः संग्राही कलायो वातलः परम्॥ २८॥**

**ચણા, મસૂર, ખંડિકા કે નાના વટાણા–લાંગ અને વટાણા (પચવામાં) હલકા, શીતળ, મધુર, કષાય–તૂરાશયુક્ત તથા અતિશય રૂક્ષ હોય છે; તેઓ પિત્તમાં, કફમાં તેમ જ પિત્તયુક્ત કફમાં, દાળ કરવામાં તથા લેપ માટે વખણાય છે; વળી તેઓમાં મસૂર સંગ્રાહી–ઝાડાને રોકનાર છે; અને વટાણા–લાંગ અતિશય વાયુ કરનાર છે. ૨૭,૨૮**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'અહીં કહેલા ચણા તથા મસૂર તો પ્રસિદ્ધ છે; ખંડિકા એ ત્રણ પડવાળું એક કઠોળ ધાન્ય જ છે, જેને બંગાલીમાં 'ખેશારી' કહે છે; 'હરેણુ'–એ મટર કે વટાણા કહેવાય છે. આ બધા ચણા વગેરે કઠોળ ધાન્ય લઘુ છે, શીતળ છે, લગાર કષાય-તૂરાશ સાથે મધુર છે અને કફ, પિત્ત, દાળ કરવામાં તથા વિલેપનોમાં વખણાય છે. એમ ચણા વગેરેના સામાન્ય ગુણો કહીને વિશેષ ગુણો કહે છે: તેઓમાં મસૂર સંગ્રાહી છે અને વટાણા કે લાંગ અત્યંત વાયડા છે. સુશ્રુતમાં પણ આમ કહ્યું છે કે, 'विपाके मधुरा प्रोक्ता मसूरा बद्धवर्चसः। मुकुष्टकाः क्रिमिकराः कलायाः प्रचुरानिलाः। आढकी कफपित्तघ्नी नातिवातप्रकोपणी। वातलाः शीतमधुराः सकषाया विरूक्षणाः। कफशोणितपित्तघ्नाश्चणकाः पुंस्त्वनाशनाः। त एव घृतसंयुक्तास्त्रिदोषशमनाः परम्। हरेणवः सतीनाश्च विज्ञेया बद्धवर्चसः.–મસૂર વિપાકમાં મધુર છે અને વિષ્ઠાને રોકનાર છે; મઠ કૃમિને કરનાર છે; વટાણા ખૂબ વાયુ કરનારા છે, તુવેર કફનો તથા પિત્તનો નાશ કરે છે; અને લગાર વાયુને કોપાવનારી છે; ચણા વાયુને કરનારા, શીતળ, મધુર, તૂરાશવાળા, રૂક્ષતા કરનાર; કફ, રુધિર તથા પિત્તનો નાશ કરનાર અને પુરુષપણાનો એટલે વીર્યનો નાશ કરનારા હોય છે; પરંતુ એ જ ચણા ઘી સાથે સંયુક્ત કર્યા હોય તો ત્રણે દોષને અત્યંત શમાવનારા છે; નાના વટાણા અને મટર વિષ્ઠાને બાંધનાર–રોકનાર જાણવા. ૨૭,૨૮

### શમીધાન્ય-તલના ગુણો

**स्निग्धोष्णमधुरस्तिक्तः कषायः कटुकस्तिलः।**
**त्वच्यः केश्यश्च बल्यश्च वातघ्नः कफपित्तकृत्॥२९॥**

**તલ સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, તિક્ત–કડવાશથી યુક્ત, કષાય–તૂરાશથી યુક્ત તથા કટુક–તીખાશવાળા પણ હોય છે; તેઓ ત્વચાને તથા કેશને હિતકારી, બળવર્ધક, વાયુનો નાશ કરનાર તથા કફને અને પિત્તને કરનારા હોય છે. ૨૯**

તલ સ્નિગ્ધ, ઉષ્ણવીર્ય તથા મધુર, તિક્ત, કષાય અને કટુક, એ ચાર રસોથી યુક્ત છે; વળી તેઓ ત્વચાને હિતકારી, કેશને પણ હિતકારી, બળકર, વાયુનાશક, તથા કફ અને પિત્તને કરનાર છે. સુશ્રુતમાં પણ સૂત્ર સ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'ईषत् कषायो मधुरः सतिक्तः, सांग्राहिकः पित्तकरस्तथोष्णः। तिलो विपाके मधुरो बलिष्ठः, स्निग्धो व्रणालेपन एव पथ्यः। दन्त्योऽग्निमेधाजननोऽल्पमूत्रः, त्वच्योऽथ केश्योऽनिलहा गुरुश्च। तिलेषु सर्वेष्वसितः प्रधानो, मध्यः सितो हीनतरास्तथान्ये॥'–તલ લગાર કષાય–તૂરા, મધુર, તિક્ત–કડવા, સાંગ્રાહિક કે ઝાડાને કબજે કરનાર, પિત્ત કરનાર, ઉષ્ણ, વિપાકમાં મધુર, બળવર્ધક, સ્નિગ્ધ, વ્રણ ઉપરના વિલેપન માટે હિતકારી, દાંતને હિતકારી, જઠરાગ્નિને તથા મેધાબુદ્ધિને ઉત્પન્ન કરનાર, મૂત્રને અલ્પ કરનાર, ધારણ વધારનાર, કેશને હિતકારી, વાયુનો નાશ કરનાર તથા ગુરુ–ભારે છે; દરેક જાતના તલમાં કાળા તલ શ્રેષ્ઠ છે, ધોળા તલ મધ્યમ છે અને બીજા રતાશવાળા તથા પીળાશયુક્ત તલ ઓછા

ગુણવાળા હોય છે.' ૨૯

## શમીધાન્ય-શિંબીની જાતઓના ગુણો

मधुराः शीतला गुर्व्यो वलघ्न्यो रूक्षणात्मिकाः ।
सस्नेहा बलिभिर्भोज्या विविधाः शिम्बिजातयः ॥३०॥

અનેક જાતની શિંબીની જાતિઓ મધુર, શીતળ, ભારે, બલનો નાશ કરનાર તથા રૂક્ષતા કરવાના સ્વભાવવાળી હોય છે. બળવાન લોકોએ સ્નેહની સાથે (એટલે ઘી કે તેલમાં વઘારી તે) ખાવી જોઈએ. ૩૦

યોગીંદ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં આમ સમજાવે છે: 'શિંબીની જાતિઓ કે શીંગધાન્ય-કઠોળની જાતિઓ કાળી, પીળી, રાતી તથા ધોળી, એમ અનેક જાતની થાય છે. તેઓ બધી ભારે, મધુર, શીતળ, રૂક્ષતા કરવાના સ્વભાવવાળી તથા બળનાશક છે; તેથી બળવાન લોકોએ ઘી કે તેલથી વઘારીને કે સ્નેહયુક્ત કરીને જ તે ખાવી જોઈએ.' ૩૦

## શિંબી કે શીંગોના ગુણો

शिम्बी रूक्षा कषाया च कोष्ठवातप्रकोपिनी ।
न च वृष्या न चक्षुष्या विष्टभ्य च विपच्यते ॥३१॥

(કઠોળ ધાન્યની દરેક કૂણી, કાચી) શીંગ રૂક્ષ, કષાય રસથી યુક્ત તથા કોઠાના વાયુને કોપાવનારી છે; પરંતુ તે વૃષ્ય નથી; એટલે વીર્યવર્ધક કે વીર્યને ઉત્પન્ન કરનાર પણ નથી અને ચક્ષુને હિતકારી પણ નથી; પરંતુ અત્યંત વિષ્ટંભ કરીને મુશ્કેલીએ પચે છે. ૩૧

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: અહીં 'શિંબી' શબ્દનો અર્થ મગ વગેરેની લીલીફળી કે શીંગ એવો થાય છે; તે રૂક્ષ તથા કષાય-તૂરી હોઈ કોઠાના વાયુને અત્યંત કોપાવે છે; વળી તે વૃષ્ય વીર્યવર્ધક પણ નથી અને નેત્રને હિતકારી પણ નથી; તેમ જ વિષ્ટંભ કરીને એટલે વેદના સાથે પેટમાં ગુડગુડ શબ્દ કરીને મુશ્કેલીએ પચે છે. આ વાત સુશ્રુતે પણ કહી છે: विदाहवन्तश्च भृशं विरूक्षा, विष्टभ्य जीर्यन्त्यनिलप्रदाश्च । रुचिप्रदाश्चैव सुदुर्जराश्च सर्वे स्मृता वैदलिकाश्च शिम्बाः-કઠોળની બધી કૂણી શીંગો પચતાં વિદાહ કરનાર, અત્યંત રૂક્ષ, અત્યંત વિષ્ટંભ કરી મુશ્કેલીએ પચે છે, વાયુ કરે છે, રુચિકારક છે અને પચવી અત્યંત મુશ્કેલ હોય છે.'

શ્રી ગંગાધરે સુશ્રુતમાંથી વધુ આ શ્લોકો પણ લખી બતાવ્યા છે: 'रूक्षः कषायो विषशोफशुक्रबलासदृष्टिक्षयकृद् विदाही । कटुर्विपाके मधुरस्तु शिम्बः, प्रभिन्नविण्मारुतपित्तलश्च ॥ सितासिताः पीतकरक्तवर्णा, भवन्ति येऽनेकविधास्तु शिम्बाः ॥ यथोदितास्ते गुणतः प्रधाना, ज्ञेयाः कटूष्णा रसपाकयोश्च ॥ सहाद्वयं मूलकजाश्च शिम्बाः, कुशिम्बिवल्लीप्रभवास्तु शिम्बाः । ज्ञेया विपाके मधुरा रसे च, बलप्रदाः पित्तनिबर्हणाश्च-દરેક (કૂણી-કાચી) શીંગ રૂક્ષ તથા કષાય હોઈને વિષનો, સોજાનો, વીર્યનો, કફનો તથા દૃષ્ટિનો નાશ કરે છે; અત્યંત દાહ ઉપજાવે છે; વિપાકમાં કટુ-તીખી હોય છે, રસમાં મધુર હોય છે; વિષ્ટાનું ભેદન કરે છે, વાયુ કરનાર તથા પિત્તવર્ધક હોય છે; એ શીંગો કેટલીક ધોળી, કાળી, પીળી તથા લાલ રંગની, એમ અનેક જાતની થાય છે; અને ગુણોમાં સૌથી ઓછા ગુણવાળી રાતી શીંગ હોય છે; રાતી કરતાં પીળી કંઈક વધુ ગુણવાળી હોય છે; પીળી કરતાં કાળી વધુ ગુણવાળી હોય છે અને તે કાળી કરતાં ધોળી શીંગ ગુણોમાં મુખ્ય જાણવી; તે રસમાં તથા પાકમાં કટુ-તીખી તથા ઉષ્ણવીર્ય હોય છે; જંગલી મગની તથા જંગલી અડદની શીંગો, મૂળાની શીંગો તથા કુશિમ્બિવલ્લી કે પરબોલીયાં વેલની શીંગો વિપાકમાં મધુર, રસમાં મધુર, બળ આપનારી તથા પિત્તનો નાશ કરનારી હોય છે.' ૩૧

## તુવેર, બાવચી, કુંવાડિયો તથા વાલના ગુણો

आढकी कफपित्तघ्नी वातला, कफवातनुत् ।
अवल्गुजः सैडगजो, निष्पावा वातपित्तलाः ॥ ३२ ॥

તુવેર કફનો તથા પિત્તનો નાશ કરે છે અને થોડો વાયુ કરે છે; અને બાવચી તથા કુંવાડિયો કફને તથા વાયુને મટાડે છે; પરંતુ વાલ તો વાયુને તથા પિત્તને વધારનાર હોય છે. ૩૨

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: તુવેર વાયુને કરે છે અને કફનો તથા પિત્તનો નાશ કરે છે. સુશ્રુતે પણ કહ્યું છે કે, 'आढकी कफपित्तघ्नी नातिवातप्रकोपणी'-તુવેર કફનો તથા પિત્તનો નાશ કરે છે અને વાયુને અત્યંત વધારે કોપાવતી નથી; તેમ જ બાવચી તથા કૂંવાડિયો કફનો તથા વાયુનો નાશ કરે છે; જ્યારે વાલ તો વાયુને તથા પિત્તને પણ વધારનારા જ હોય છે.

## કાકોંડોલા તથા આત્મગુપ્તાના ગુણો

काकाण्डोलात्मगुप्तानां माषवत्फलमादिशेत् ।
द्वितीयोऽयं शमीधान्यवर्गः प्रोक्तो महर्षिणा ॥३३॥

કાકોંડોલા-શૂકરશિંબી તથા આત્મગુપ્તા-કૌચાંનાં ફળ અડદના જેવાં કહેવાં અર્થાત્ અડદમાં જેવા ગુણો છે તેવા ગુણો તે બન્નેમાં સમજવા.

આમ આ બીજો શમીધાન્ય વર્ગ મહર્ષિ-આત્રેયે કહ્યો છે. ૩૩

૧૯ વાગ્ભટ પણ આમ કહે છે: 'फलानि माषवद् विद्यात् चक्रमण्डालात्मगुप्तयोः–કાકોંડાલા–ચક્રશિંબી તથા કૌચાંનાં ફળને અડદના જેવાં જાણવાં. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'माषैः समानं फलमात्मगुप्तयुक्तं च काकाण्डफलं तथैव–આત્મગુપ્તા–કૌચાં તથા કાકાંડફળને અડદના જેવા જાણવાં.' ૩૩

इति शमीधान्यवर्गः

अथ मांसवर्गः

### પ્રસહ–મૃગો તથા પક્ષીઓ

गोखराश्वतरोष्ट्राश्वद्वीपिसिंहर्क्षवानराः ।
वृको व्याघ्रस्तरक्षुश्च बभ्रुमार्जारमूषिकाः ॥ ३४ ॥
लोपाको जम्बुकः श्येनो वान्तादश्चाषवायसौ ।
शशघ्नी मधुहा भासो गृध्रोलूककुलिङ्गकाः ॥३५॥
धूमिका कुररश्चेति प्रसहा मृगपक्षिणः ।

ગાયો, બળદો, ગધેડાં, ખચ્ચરો, ઊંટો, ઘોડાં, દીપડા, સિંહો, રીંછો, વાનર, વરુ, વાઘ, તરક્ષુ–એક જાતનો વાઘ–તરસ, નોળિયો, બિલાડું, ઉંદર, લોંકડી, શિયાળ, શકરો, કૂતરો, ચાષ, કાગડો, સસલાંને મારી નાખનારું એક જાતનું પક્ષી–શશઘ્ની, મધુહા નામે એક જાતનું પક્ષી, ભાસ પક્ષી, ગીધપક્ષી, ઘુવડપક્ષી, ઘરોમા રહેતા ગામના ચકલા, ધૂમિકા અને ટિટોડું, એટલા પ્રસહ–જાતિનાં પશુ–પક્ષીઓ કહેવાય છે. ૩૪,૩૫

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહી આમ સમજાવે છે: 'ઉપર શમીધાન્યો કહ્યા; તેઓનો દાળ કરવામા વધુ ઉપયોગ થાય છે. તેઓ પછી હવે વ્યંજન એટલે પેટા આહારોમાં મુખ્ય હોવાથી માંસ-વર્ગ કહે છે. અહીં પ્રસહ, ભૂમિશય, આનૂપ, જલજ, જલચર, જાંગલ, વિષ્કિર તથા પ્રતુદ, એ આઠ પ્રકારનાં માંસો કહેવાય છે; તેમા અહીં પ્રસહોને બતાવે છે. આ પ્રસહોનું લક્ષણ આગળ જતાં આ ગ્રંથકાર પોતે જ કહેશે. ગાય, ગધેડું. ખચ્ચર (એ ઘોડીમા ગધેડાથી ઉત્પન્ન થાય છે;), ઊંટ, ઘોડાં, રંગબેરંગી વાઘ–જેને ચિત્તો કહેવામા આવે છે, સિંહ, રીંછ, વાનર, વૃક–વરુ જે કૂતરાં જેવી વાઘની જ એક ક્ષુદ્ર જાતિ છે; તરક્ષુ એ મૃગોનો શત્રુ એક જાતનો વાઘ જ છે; કોષકાર કહે છે, 'तरक्षुस्तु मृगादनः'–મૃગોનો જ આહાર કરતું વાઘ જેવું જ એક જંગલી પ્રાણી 'તરક્ષુ' કહેવાય છે. બભ્રુ–એ પુષ્કળ રૂંછાડ ધરાવતો એક જાતનો કૂતરો–જેને ભાષામાં મોટો નોળિયો કેટલાક કહે છે; બિલાડો, ઊંદર. લોપાક–નામે મોટું પૂછડું ધરાવતું એક જાતનું ક્ષુદ્ર શિયાળ થાય છે, જેને ભાષામાં 'લોંકડી' કહે છે; જંબુક–શિયાળ, ગરુડના વંશનું શ્યેનપક્ષી–જેને 'શકરો' કે બાજ કહે છે; વાન્તાદ–ઓકેલું ખાનારો–કૂતરો, ચાષપક્ષી–ભાષામાં જેને 'બપૈયો' કહે છે; કાગડો, શશઘાતી–ચિલ્લ જેવા આકારનું એક પક્ષી–જેને બાજ-પક્ષી કહે છે; જેના પગના નખ ખૂબ મોટા હોય છે અને પ્રહાર કરીને સસલાંઓને જ મારી ખાવાનો જે સ્વભાવ ધરાવે છે. 'મધુહા' નામે એક જાતનું પક્ષી થાય છે; 'ભાસ' પક્ષી ગાયોનાં ટોળાંમાં જ ઘૂમે છે, જેના માથા પર ધોળી શિખા હોય છે, તે એક જાતનું ગીધ પક્ષી થાય છે; ગૃધ્ર પક્ષી–જેને ભાષામાં 'ગીધ' કહે છે; જેની દૃષ્ટિ એક યોજન સુધી પહોંચે છે; ઘુવડ પક્ષી–જે કાગડાઓનો શત્રુ હોય છે; કુલિંગ પક્ષી–ગામમાં રહેતું ચકલું–જે ઘરમાં વસવાટ કરે છે; ધૂમિકા એ પણ ચકલાંની એક જાતિ છે, જેને ચામા-ચીડિયું કહે છે; કુરર–ટિટોડું પક્ષી–જે ચિલ્લી જેવા આકારનું હોય છે અને પોતાના શબ્દોથી માછલાંઓને ઉઠાડે છે અને હાથમાં રહેલાં માછલાંને પકડી લે છે; (એટલે કે જે નખથી વીંધીને માછલાંઓને પાણીમાંથી પકડી લે છે.) આ પ્રસહજાતિનાં પશુપક્ષીઓ છે.' ૩૪,૩૫

### ભૂમિશય–દરમાં કે બખોલમાં રહેતાં પશુઓ

श्वेतः श्यामश्चित्रपृष्ठः कालकः काकुलीमृगः ॥३६॥
कूर्चीकाचिल्लटो भेको गोधा शल्लकगण्डकौ ।
कदली नकुलः श्वाविदिति भूमिशयाः स्मृताः ॥३७॥

ધોળો, કાળો, રંગબેરંગી પીઠ ધરાવતો અને કાલક, એમ ચાર પ્રકારનો 'કાકુલીમૃગ' એક જાતનો સર્પ થાય છે. કૂર્ચિકા, ચિલ્લટ, દેડકું, ઘો, શેળો, ચંદનઘો, કદલી–વાઘના જેવા આકારની એક બિલાડીની જાતિ, નોળિયો અને શેઢાઈ, એટલાં જમીનમાં રહેતાં પશુઓ કહેવાય છે.

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'ધોળો, કાળો, રંગબેરંગી પીઠવાળો અને કાલક, એમ ચાર પ્રકારનો એક જાતનો સર્પ થાય છે; જેને 'માલુયાસર્પ' કહે છે; 'કૂર્ચિકા' નામે આંધળો સર્પ થાય છે, જેને બંગાળમાં 'કુંચે' કહે છે; ચિલ્લટને 'ચિચાડ' કહે છે; દેડકો અને ઘો એ બે તો પ્રસિદ્ધ જ છે; 'શલ્લક'ને બંગાળમાં 'શજારૂ' કહે છે; (ગુજરાતીમાં શેઢાઈની એક-

જાત શેળો કહેવાય છે;) ગંડકનું જ બીજું નામ 'સ્વર્ણગોધા' છે; (ગુજરાતીમાં ચંદનઘો કહેવાય છે.) કદલી–મોટા બિલાડા જેવું વાઘ જેવા આકારનું એક પશુ થાય છે; 'જેને 'કદલીહટ્ટ' કહે છે. 'નકુલ' એ સર્પોનો શત્રુ 'નોળિયો' કહેવાય છે; અને 'શ્વાવિત્' એ પણ શેહાર્ટની એક જાત થાય છે; આ બધાં જમીન-માં રહેતાં પ્રાણીઓ છે; જેઓ કેટલાંક દરમાં પણ રહે છે; એટલે સંસ્કૃતમાં આને બિલેશય કે ભૂમિશય કહે છે. ૩૬,૩૭

### આનૂપ–જલપ્રાય પ્રદેશમા થતાં પશુઓ

सृमरश्चमरः खड्गो महिषो गवयो गजः ।
न्यङ्कुर्वराहश्चानूपा मृगाः सर्वे रुरुस्तथा ॥ ३८ ॥

સૃમર–મોટું ભૂંડ કે ડુક્કર, ચમર કે ચમરી મૃગ, ખડ્ગ–ગેંડો, પાડો, ગવય–રોઝ જનાવર, હાથી, ન્યંકુ–મૃગ, વરાહ–સુવર તથા રુરુ–ઘણાં શીંગડાંવાળું એક જાતનું મૃગ; એ બધાં જલપ્રાય પ્રદેશમાં થતાં પશુઓ છે. ૩૮

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'સૃમર'-નું બીજું નામ–'મહાશૂકર' છે; તેનો આકાર મોટા ઘોડા જેવો થાય છે; એ ચમરીમૃગોનો શત્રુ હોય છે, તેથી તેને કેટલાક 'ચમરાન્તક' કહે છે. ચમર કે ચમરી મૃગ 'કેશમૃત્યુ' કહેવાય છે; કેમ કે તેને મારી નાખી ચામરો માટેના વાળ મેળવાય છે: તેનો આકાર ગાયના જેવો હોય છે. ખડ્ગ–ગેંડો નામનું પશુ બંગાળમાં 'ગંડાર' કહેવાય છે; મહિષ–પાડો તો પ્રસિદ્ધ જ છે; ગજ એટલે હાથી; 'ન્યંકુ' નામે એક જાતનો મૃગ થાય છે; અને 'રુરુ' નામનો પણ એક જાતનો મૃગ જ થાય છે. તે શરદૃઋતુમાં પોતાનાં શીંગડાં ત્યજી દે છે; તેનું લક્ષણ આ પ્રમાણે છે: 'विकटबहुविषाणः शम्बराकारदेहः, सलिलतटचरत्वाच्छम्बरेभ्यो विचित्रः। त्यजति शरदि शृङ्गं शैत्यतोऽसौ रुरुः स्यात्, पृथुलमृगविशेषः प्रायशश्चेदिदेशे ॥'–જેને વાંકાંચૂંકાં ઘણાં શીંગડાં હોય છે, જેનો આકાર શંબર કે સાબરના જેવો હોય છે; જલાશયના કિનારે ફરતો હોવાથી જે શંબરોથી વિચિત્ર લાગે છે; અને શરદૃઋતુમાં પોતાનાં શીંગડાંને છોડી દે છે અને પછી રડે છે–ચીસો પાડે છે, તેથી જે 'રુરુ' નામે કહેવાય છે, તે એક જાતનો જાડો મૃગ હોય છે, જે લગભગ ચેદિ દેશમાં થાય છે.' આ બધા 'સૃમર' આદિ મૃગો જલપ્રાય પ્રદેશમાં થતાં હોઈ આનૂપ કહેવાય છે.

### વારિશય–પાણીમાં ઉત્પન્ન થતાં પ્રાણીઓ

कूर्मः कर्कटको मत्स्यः शिशुमारस्तिमिङ्गिलः ।
शुक्तिशङ्खोद्रकुम्भीरचुलुकीमकरादयः ॥ ३९ ॥
इति वारिशयाः प्रोक्ताः—

કાચબો, કરચલો, માછલાં, શિશુમાર, તિમિંગિલ, શુક્તિ–છીપલાં, શંખલાં, ઉદ્ર–પાણીમાં થતો બિલાડો, કુંભીર, ચુલુકી અને મગર વગેરે 'વારિશય' પાણીમાં રહેનારા પ્રાણીઓ કહેવાય છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'અહીં કહેલાં આ કાચબો વગેરે 'वारिणि शेरते–जायन्ते इति वारिशयाः'–પાણીમાં ઉત્પન્ન થાય છે, તેથી 'વારિશય' કહેવાય છે. તેમા કાચબો બે પ્રકારનો અથવા ત્રણ પ્રકારનો થાય છે, જેને કમઠ, ક્ષુદ્રકમઠ તથા કચ્છપ કહે છે. 'કર્કટક'ને 'કર્કટ' પણ કહે છે; રોહિત વગેરે અનેક જાતના માછલાં પાણીમાં ઉત્પન્ન થાય છે. 'તિમિંગલ' નામે એક જાતનું માછલું સમુદ્રમાં ઉત્પન્ન થાય છે. શુક્તિ–છીપ અને શંખમાં રહેતાં જંતુ એ બે તો તે નામે પ્રસિદ્ધ છે; 'ઉદ્ર' નામે એક બિલાડો પાણીમાં થાય છે, જેનો આહાર માછલાં જ હોય છે; 'ચુલુકી' નામેએક મોટું શિશુમાર મત્સ્ય થાય છે. અહીં મૂળમાં 'आदि' શબ્દ મૂકયો છે, તે ઉપરથી 'ગ્રાહ'–ઝૂડ–મગર વગેરે પ્રાણીઓ લેવાય છે; આ બધાં 'વારિશય' કહેવાય છે.

### વારિચર–જલચર હંસ વગેરે પ્રાણીઓ

वक्ष्यन्ते वारिचारिणः ।
हंसः क्रौञ्चो बलाका च बकः कारण्डवः प्लवः ॥४०॥
शरारी पुष्कराह्वश्च केशरी मणितुण्डकः ।
मृणालकण्ठो मद्गुश्च कादम्बः मणितुण्डकः ॥४१॥
उत्क्रोशः पुण्डरीकाक्षो मेघरावोऽम्बुकुक्कुटी ।
आरा नन्दीमुखी वाटी सुमुखाः सहचारिणः ॥४२॥
रोहिणी कामकाली च सारसो रक्तशीर्षकः ।
चक्रवाकास्तथाऽन्ये च खगाः सन्त्यम्बुचारिणः ॥४३

હંસપક્ષી, ક્રૌંચપક્ષી, બલાકા–બગલાં (ધોળાં), બગલા (ફીકી પાંખોવાળા), 'કારંડવ' નામે એક જાતનો હંસ, પ્લવ–બતકપક્ષી, શરારી કે આદિ, પુષ્કરાહ્વ, કેશરી, મણિતુંડક, મૃણાલકંઠ, મદ્ગુ-પાણીનો કાગડો, કાદંબ, કે કલહંસ, કાકતુંડક અથવા ધોળું કારંડવપક્ષી, ઉત્ક્રોશ' નામે એક જાતનું ટિટોડું, પુંડરીકાક્ષ, મેઘરાવ, અંબુકુકકુટી –જલકૂકડી, આરા, નન્દીમુખી, વાટી, સુમુખ, સહચારી, રોહિણી, કામકાલી, સારસ, રક્તશીર્ષક, ચક્ર-

વાક અને બીજાં પણ જલચરપક્ષીઓ થાય છે.

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'હંસપક્ષી સુંદર શબ્દો કરતું અને મનોહર ચાલથી ચાલનારું પ્રસિદ્ધ છે; ક્રૌંચપક્ષી ક્રૌંચબક નામે પણ પ્રસિદ્ધ છે. બગલા ધોળી-ફિક્કી પાંખોવાળા હોય છે; જ્યારે બગલીઓ બિલકુલ ધોળી જ હોય છે; કારંડવ એ એક જાતનો ધોળો હંસ થાય છે; કેટલાક વિદ્વાનો કહે છે કે. કારંડવ પક્ષીનું મોઢું કાગડાના જેવું હોય છે. આ સંબંધે કહ્યું પણ છે કે, 'कारण्डवः काकवक्त्रो दीर्घाङ्घ्रिः कृष्णवर्णभाक्' ॥-કારડવ પક્ષીનુ મોઢું કાગડા જેવું હોય છે, તેના પગ લાંબા હોય છે, અને તેનો રગ કાળો હોય છે.' 'પ્લવ' નામનું પક્ષી પ્રમાણમાં મોટું થાય છે; (જેને કેટલાક જળકાગડો કહે છે; જ્યારે કેટલાક બતક કહે છે:) શરારીપક્ષીનુ નામ 'આદિ' છે; લોકમાં આને 'શરાલિ' પણ કહે છે; પુષ્કરાક્ષ, કેશરી, મણિતુંડક તથા મૃણાલકંઠ, આ બધાં જલચર પક્ષીઓના જ ભેદો છે; મદ્ગુને 'જલકાગડો' કહે છે; કાદંબનું બીજું નામ 'કલહસ' છે; કાકતુંડકને 'શ્વેત કારંડવ' પણ કહે છે; 'ઉત્ક્રોશ' નામે એક જાતનું ટિટોડું પક્ષી થાય છે; તે માછલાંનો આહાર કરે છે; પુંડરીકાક્ષને 'પુડર' પણ કહે છે; મેઘરાવને 'મેઘનાદ' પક્ષી પણ કહે છે; અંબુકુક્કુટીને જળકૂકડી કહે છે; તેનો રંગ કાળો હોય છે; નંદીમુખીને 'પત્રાટી' પણ કહે છે. એ 'આટી' પક્ષીનો જ એક ભેદ છે. આરા, વાટી, સુમુખ, સહચારી, રોહિણી તથા કામકાલી એ એક જાતનાં જલચર પક્ષીઓ થાય છે; 'સારસ' પક્ષી પોતાના એ નામે જ પ્રસિદ્ધ છે; 'રક્તશીર્ષક,' જેનું નામ લોહિતશિરાઃ-લાલ મસ્તકવાળું એક પક્ષી થાય છે; તે સારસ પક્ષીનો જ એક ભેદ છે. ચક્રવાક પક્ષી-ચકવો-ચકવી નર-માદાના જોડકે જ ફરે છે પરંતુ રાત્રિમાં તેનો વિયોગ થાય છે; એ પક્ષી પણ પ્રસિદ્ધ છે. આ સિવાયના બીજાં જે જે જલચર પક્ષીઓ અહીં કહ્યાં નથી, તેઓને લઈ લેવા માટે મૂળમાં કહે છે: 'तथा चान्ये खगाः सन्त्यम्बुचारिणः' જેમ કે કાચાક્ષ, ગલ્લિકાક્ષ, શુકલાક્ષ, પુષ્કરશાયિ, કાકોનાલક તથા શ્વેતવારલ વગેરે બીજાં જલચર પક્ષીઓ પણ છે. ૪૦-૪૩

### જાંગલ પ્રદેશમાં થતાં પશુ-મૃગો

पृषतः शरभो रामः श्वदंष्ट्रो मृगमातृकः ।
शशोरणौ कुरङ्गश्च गोकर्णः कोट्टकारकः ॥ ४४ ॥
चारुष्को हरिणैणौ च शम्बरः कालपुच्छकः ।
ऋष्यश्च वरपोतश्च विज्ञेया जाङ्गला मृगाः ॥४५॥

પૃષત-રંગબેરંગી હરિણ, શરભ-અષ્ટાપદ મૃગ, રામમૃગ, શ્વદંષ્ટ્ર, મૃગમાતૃક, શશ-સસલું, ઉરણ, કુરંગ, ગોકર્ણ, કોટ્ટકારક, ચારુષ્ક, હરિણ, એણ, શંબર, કાલપુચ્છક, ઋષ્ય તથા વરપોત, એટલા જાંગલ મૃગો જાણવા. ૪૪,૪૫

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'જેના શરીર પર રંગબેરંગી ટપકાં હોય છે, તે મૃગ 'પૃષત' કહેવાય છે; શરભનું બીજું નામ અષ્ટાપદ છે; તેને આઠ પગો હોય છે; તેમાંના ચાર પગોને તે પોતાની પીઠ પર રાખે છે, (તે કાશ્મીરમાં પ્રસિદ્ધ છે) 'રામ' મૃગ હિમાલયમાં પ્રસિદ્ધ છે. 'શ્વદંષ્ટ્ર' જેને કૂતરાં જેવી ચાર દાઢો હોય છે, તે 'અતિદષ્ટ કર્કટક' નામનો મૃગ કાર્તિકપુરમાં પ્રસિદ્ધ છે; 'મૃગમાતૃક' એ નાનો એક મૃગ હોય છે; તેનું પેટ મોટું હોય છે; શશ-સસલો તો પ્રસિદ્ધ જ છે; ઉરણ નામનો એક જાતનો મૃગ થાય છે; કુરંગ મૃગ ચાલાક ગતિવાળો હોય છે; તે કાળો ન હોય તેમ લાલ પણ ન હોય; આના સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'एणः कृष्णस्तयोर्ज्ञेयो हरिणस्ताम्र उच्यते। न कृष्णो न च ताम्रश्च कुरङ्गः सोऽभिधीयते॥-કાળો મૃગ 'એણ' કહેવાય છે; રાતો મૃગ 'હરિણ' કહેવાય છે; અને જે કાળો ન હોય કે રાતો પણ ન હોય એવો મૃગ 'કુરંગ' કહેવાય છે. 'ગોકર્ણ' જેનું મોઢું ગાયના જેવું હોય છે એવો મૃગ કહેવાય છે. 'કોટ્ટકારક' નામે પણ એક જાતનો મૃગ કહેવાય છે; 'ચારુષ્ક' એ સુંદર શરીરવાળો એક મૃગ થાય છે; તેનું શરીર ખૂબ નાનું હોય છે; 'હરિણ' રાતા રંગનો મૃગ હોય છે. 'એણ' કાળો થાય છે; શંબર, કાલપુચ્છક, ઋષ્ય જેના અંડકોષ-વૃષણ નીલવર્ણ હોય છે; તે એક હરિણ; તેમ જ વરપોત, આ બધા જાંગલ પ્રદેશમાં થતા મૃગો જાણવા ૪૪,૪૫

### લાવ આદિ તથા વર્તક આદિ વિષ્કિરો

लावो वर्तीरकश्चैव वार्तीकः सकपिञ्जलः ।
चकोरश्चोपचक्रश्च कुक्कुभो रक्तवर्तकः ॥ ४६ ॥
लावाद्या विष्किरास्त्वेते वक्ष्यन्ते वर्तकादयः ।
वर्तको वर्तिका चैव बर्ही तित्तिरिकुक्कुटौ ॥ ४७ ॥
कङ्कशारपदेन्द्राभगोनर्दगिरिवर्तकाः ।
क्रकरोऽवकरश्चैव वारडश्चेति विष्किराः ॥ ४८ ॥

લાવપક્ષી પ્રસિદ્ધ છે; વર્તીરક, વાર્તીક, કપિંજલ-ધોળું તેતર, ચકોર, ઉપચક્ર, કકુભ, રક્તવર્તક, આ લાવ વગેરે વિષ્કિર પક્ષીઓ કહેવાય

છે. હવે વર્તક વગેરે વિષ્કિરો કહેવાય છે; વર્તક એક પક્ષીજાતિ, વર્તિકા એક પક્ષીજાતિ, મોરપક્ષી, તેતરપક્ષી, કૂકડો, કંક, શારપદ, ઇંદ્રાભ, ગોનર્દ, ગિરિવર્તક, કકર, અવકર અને વારડ– આ વર્તકાદિ વિષ્કિરો કહેવાય છે. ૪૬–૪૮

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'લાવપક્ષી પ્રસિદ્ધ છે; વર્તીરક પક્ષી કપિંજલ કરતાં નાનું હોય છે; વર્તિકા કરતાં કંઈક મોટું હોય છે; વર્તિકા તથા વર્તક જે કહેવાશે તે બન્ને પણ આના જ ભેદો છે; વાર્તિક એ વર્તિચટક કહેવાય છે; તે પ્રમાણમાં ખૂબ જ નાનું હોય છે; કપિંજલ ધોળું તેતર થાય છે; ચકોરપક્ષી લાલ નેત્રોવાળું થાય છે; ઝેરની સૂચના કરે છે; અને તે નામે એ પ્રખ્યાત છે. ઉપચક્ર એ ચકોરપક્ષીનો જ એક ભેદ છે; તેની ચાંચ પાતળી હોય છે; અને તે મદથી વ્યાપ્ત રહે છે. રાતા રંગનો ચકલો કુંકુમના નામે પ્રખ્યાત છે; તેને બંગાળમાં 'કુકો' કહે છે. આ લાવ વગેરે વિષ્કિર પક્ષીઓ કહ્યાં; હવે વર્તકાદિ વિષ્કિર પક્ષીઓ કહેવાય છે: વર્તક એ જુદી જાતિ છે અને વર્તિકા પણ જુદી જાતિ છે; પરંતુ વર્તકની સ્ત્રી વર્તિકા એમ સમજવાનું નથી. બર્હી એ મોરપક્ષીનું નામ છે; 'તિત્તિરિ' એ કાળું તેતર થાય છે; તેની પાંખો રંગબેરંગી હોય છે; કૂકડો એ તો પ્રસિદ્ધ છે; કંકપક્ષી લાંબી ચાંચવાળું અને પ્રમાણમાં મોટું થાય છે; આ સંબંધે કહેવાય છે કે, 'कङ्कः स्यात् कङ्कमल्लाख्यो वाणपत्रार्हपक्षकः । लोहपृष्ठो दीर्घपादः पक्षाधः पाण्डुवर्णभाक् ।' કંકપક્ષીનું બીજું નામ 'કંકમલ્લ' છે; તેનાં પીછાં બાણમાં બાંધવા લાયક હોય છે; તેની પીઠ લોઢાં જેવી હોય છે, તેના પગ લાંબા હોય છે અને તેની પાંખોની નીચેનો ભાગ પાંડુ–ફિકાશ પડતો ધોળો હોય છે. શારપદ અને ઇંદ્રાભ એ મલ્લ તથા કંકપક્ષીના બે ભેદો છે. 'ગોનર્દ' જ 'ઘોડાકંક' કે દેવચકલી–દિવાળીઘોડો નામે પણ પ્રખ્યાત છે, 'ગિરિવર્તક' એ પહાડમાં રહેનારું એક ચકલું થાય છે; 'કકર'પક્ષી લાવાંપક્ષીઓનું શત્રુ હોય છે; કપિંજલ કરતાં જાડું હોય છે; 'અવકર' અને 'વારડ' એ બે પણ વિષ્કિર પક્ષીઓના જ ભેદો છે; આ વિષ્કિરોના લાવાદિ તથા વર્તકાદિ એમ બે સમુદાયો જે જુદા જુદા કહ્યા છે, તે તેમના ગુણો જુદા જુદા હોય છે, એમ જણાવવા કહેલ છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'આ શ્લોકમાં જાંગલ પક્ષીઓની જુદી જુદી સંજ્ઞાઓ કહે છે; ઉપરના શ્લોકમાં જાંગલ મૃગ વર્ગ કહેલ છે; અહીં લાવાં વગેરે પક્ષીઓ 'વિષ્કર' કહેવાય છે, તેનું કારણ આ છે કે 'विकीर्य भक्षयन्ति–इति विष्किराः'–જેઓ જમીનને ખોતરી ખોતરીને પોતાનો આહાર ખાય છે, તેથી 'વિષ્કિર' કહેવાય છે; એ વિષ્કિરોના બે પ્રકારો આ કારણે કહ્યા છે કે, તેઓના ગુણો જુદા જુદા હોય છે; તેમાંનો એક લાવાદિનો સમુદાય છે અને બીજો વર્તકાદિનો સમુદાય છે; તેમાં લાવાથી આરંભી રક્તવર્તક સુધીનાં લાવાદિ કહેવાય છે; તેમાં લાવ પ્રસિદ્ધ છે; વર્તીર એ કપિંજલનો જ એક ભેદ છે; વાર્તિક પણ કપિંજલનો જ એક ભેદ છે; કપિંજલ એ ધોળા તેતરનું નામ છે; ચકોર પક્ષી પ્રસિદ્ધ છે; ઉપચક્ર એ એક જાતનું ચકોર પક્ષી જ કહેવાય છે; 'કુક્કુભ' એ 'કુકુયા' નામે કહેવાય છે; રક્તવર્તક એ લાલ રંગનું 'બટેરપક્ષી' એ નામે લોકમાં પ્રખ્યાત છે; એમ એ લાવાદિ વિષ્કિરો કહ્યાં; હવે વર્તકાદિ વિષ્કિરો કહે છે: વર્તક એ 'બટેરપક્ષી' ચકલું કહેવાય છે; વર્તિકા એ ક્ષુદ્ર બટેરપક્ષી કહેવાય છે; બર્હી–મોરપક્ષી નામે પ્રખ્યાત છે; તિત્તિરિ એ ઉપર કહેલ તેતરથી જુદું પક્ષી કહેવાય છે; કૂકડો ગામમાં રહેનાર તથા વનમાં રહેનાર બે જાતનું પક્ષી છે; કંકપક્ષીને લોકમાં 'કોંક' કહે છે; સારપદ અને ઇંદ્રાભ એ બે મલ્લકંક નામે પક્ષીઓ થાય છે; 'ગોનર્દ'ને 'ઢોંડકંક્ષ' એ નામે લોકમાં કહે છે; ગિરિવર્તક એ પહાડમાં રહેનાર બટેરપક્ષી કે એક જાતનું ચકલું થાય છે; કકર પક્ષીને લોકમાં 'કયેર' કહે છે; 'અવકર' એ કકરનો જ ભેદ છે અને વારડા પણ કકર પક્ષીના જ ભેદો છે; એમ વર્તકાદિ વિષ્કિર–સંજ્ઞાધારી પક્ષીઓ કહ્યાં. ૪૬–૪૮

## પ્રતુદ પક્ષીઓ

शतपत्रो भृङ्गराजः कोयष्टिर्जीवजीवकः ।
कैरातः कोकिलोऽत्यूहो गोपपुत्रः प्रियात्मजः ॥४९॥
लट्वा लट्टूषको बभ्रुर्वटहा डिण्डिमानकः ।
जटी दुन्दुभिवा(पा)क्कारलोहपृष्ठकुलिङ्गकाः ॥५०॥
कपोतशुकसारङ्गाश्चिरिटीकङ्कुयष्टिकाः ।
शारिका कलविङ्कश्च चटकोऽङ्गारचूडकः ॥
पारावतः पानविक इत्युक्ताः प्रतुदा द्विजाः ॥५१॥

શતપત્ર–લકડકૂટપક્ષી કહેવાય છે; ભૃંગરાજ ભમરો કે પક્ષીઓનો રાજા–કાળા રંગનું એક પક્ષી, કોયષ્ટિ કે કોરુક–કોડાપક્ષી, જીવજીવક નામે પક્ષી કે જેનું ઝેરને દેખતાં જ મરણ થાય છે; કૈરાતપક્ષી–કોયલનો જ એક ભેદ છે; કોકિલ-કોયલપક્ષી, અત્યૂહ

કે દાત્યૂહ પક્ષી, ગોપપુત્ર, પ્રિયાત્મજ, લટ્વા-પક્ષી, લટ્ટષક-લટ્વાપક્ષીનો જ એક ભેદ છે; બભ્રુ-પિંગળા રંગનું એક પક્ષી, ડિંડિમાનક પક્ષી કે જેનો અવાજ ડિંડિમ-ઢોલ કે નગારાં જેવો હોય છે; જટી કે જટાયુ એક પક્ષી, દુન્દુભિવાક્કાર-નગારાં જેવી વાણી બોલનાર પક્ષી, લોહપૃષ્ઠ એક જાતનું ચકલું થાય છે; કુલિંગક એક જાતનું પક્ષી કે જેને 'વાયઈ' કહે છે; કપોત-કબૂતર કે હોલું પક્ષી, શુક-પોપટપક્ષી, સારંગ કે ચાતકપક્ષી, ચિરિટી, કંકુ, યષ્ટિકા, શારિકા-મેનાપક્ષી, કલવિંક-ઘરમાં રહેતું ચકલું, અથવા લાલ મસ્તકવાળું અને કાળી ગરદનવાળું ઘરમાં રહેતાં ચકલાં જેવું એક પક્ષી, ચટક-જંગલી ચકલું, અંગારચૂડક કે બુલબુલ પક્ષી, પારાવત-કબૂતરપક્ષી અને પાનવિક-કબૂતરની જ એક જાતિ; આ બધાં 'પ્રતુદ' નામનાં પક્ષીઓ કહેવાય છે. ૪૯-૫૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં અહી આમ સમજાવે છે: શતપત્ર-લક્કડકૂટ-જેને દાર્વાઘાટ કહે છે; લોકમાં 'કાષ્ઠકુટ્ટક' પણ કહેવાય છે. ભૃંગરાજ-ભમરો કહેવાય છે; જેને લોકમાં 'પક્ષીરાજ' કહે છે; કોયષ્ટિ કે જેની જાંઘ લાંબી હોય છે તે 'કોયંગકા' કહેવાતું એક પક્ષી થાય છે; જીવજીવકને જ જીવંજીવક પણ કહે છે; જેનું ઝેર દેખતાં જ મૃત્યુ થાય છે; કૈરાત એ કોયલનો જ એક ભેદ છે; કોકિલને જ 'કોયલ' કહે છે; અત્યૂહનું બીજું નામ દાત્યૂહ પણ છે, જેને ડાહુક પણ કહે છે; ગોપપુત્ર અને પ્રિયાત્મજ એ બે પ્રતુદ પક્ષીના જ ભેદો છે. લટ્વા એ પેંજીવક પક્ષી છે; કેટલાક કહે છે કે આ લટ્વા પક્ષીનું પૂછડું તથા નીચેનો ભાગ લાલ હોય છે; જેને ભરદ્વાજ પક્ષીનો જ એક ભેદ કહે છે; લટ્ટષક પણ ભરદ્વાજ પક્ષીનો જ એક ભેદ છે; ડિંડિમાનક-એ નોબતના જેવો જ અવાજ કરતું એક પક્ષી થાય છે; જટી એ જટાયુ પક્ષી કહેવાય છે; દુંદુભિને પાર્કીર પક્ષી કહે છે; લોહપૃષ્ઠ એ કુલિંગ પક્ષનો એક ભેદ છે; કુલિંગક એ જંગલી પક્ષી છે; જેનો આકાર ગામનાં ચકલાં જેવો હોય છે; કપોત કે હોલો એ વનવાસી કહેવાય છે; જેને લોકમાં 'પાંડુક' કહે છે; તે અનેક પ્રકારનું થાય છે; પારાવત-કબૂતર કહેવાય છે, જે ઘરમાં તથા દેવમંદિરમાં રહે છે; પોપટ અને મેના 'શુક-સારિકા' નામે પ્રસિદ્ધ છે; સારંગનું બીજું નામ 'ચાતક' છે; જે કૃષ્ણકવર એ નામે પણ કહેવાય છે અને ચાતક પક્ષીના જેવા જ આકારનું હોય છે; કલવિંક પક્ષી-કાલાટક પણ કહેવાય છે; એ ભૃંગરાજથી જુદું હોય છે; બીજા વિદ્વાનો તો જેનું મસ્તક રાતું હોય અને ડોક કાળી હોય, તેમ જ જેનો આકાર ગામનાં ચકલાં જેવો હોય તેને 'કલવિંક' પક્ષી કહે છે. ચટક તો પ્રસિદ્ધ જ છે; અંગારચૂડકને ભાષામાં 'બુલબુલ' કહે છે; પારાવત-પારેવું-કબૂતર કહેવાય છે અને પાંડવિક પણ એ કબૂતરનો જ એક ભેદ છે, આ બધાં પ્રતુદ પક્ષીઓ કહેવાય છે. ૪૯-૫૧

### પ્રસહ આદિ સંજ્ઞાઓની નિરુક્તિ કે વ્યાખ્યાઓ

प्रसह्य भक्षयन्तीति प्रसहास्तेन संज्ञिताः ।
भूशया बिलवासित्वादानूपाऽनूपसंश्रयात् ॥५२॥
जले निवासाज्जलजा जलेचर्याज्जलेचराः ।
स्थलजा जाङ्गलाः प्रोक्ता मृगा जङ्गलचारिणः ॥५३॥
विकीर्य विष्किराश्चैव प्रतुद्य प्रतुदाः स्मृताः ।
योनिरष्टविधा त्वेषा मांसानां परिकीर्तिता ॥५४॥

જેઓ બીજા પાસેથી બળથી પડાવી કે ખેંચી લઈને ખાય છે, એ કારણે તેઓને 'પ્રસહ'[1] કહ્યાં છે; જેઓ જમીનમાં, દરમાં કે બખોલમાં રહે છે, તેથી તેઓ 'ભૂશય[2] કે ભૂમિશય' કહેવાય છે; જેઓ (રહેવા માટે) અનૂપ-જલપ્રાય પ્રદેશનો આશ્રય કરે છે, એ કારણે તેઓ 'આનૂપ'[3] કહેવાય છે; જેઓ જળમાં વસે છે, તેથી 'જલજ'[4] કે 'વારિશય' કહેવાય છે; જેઓ જળમાં ફરે છે તેથી 'જલેચર'[5] કે 'વારિચર' કહેવાય છે; જેઓ સ્થલ પર ઉત્પન્ન થાય છે અને જંગલમાં ફરે છે, એ કારણે તે મૃગોને 'જાંગલ'[6] કહ્યા છે; જેઓ પોતાની ચાંચથી જમીનને ખોતરીને પોતાનો આહાર ખાય છે તેઓને 'વિષ્કિર'[7] કહ્યા છે, અને જેઓ પોતાની ચાંચથી કે પગના પંજાથી વારંવાર તોડી તોડીને પોતાનો આહાર ખાય છે, તેઓને 'પ્રતુદ'[8] કહ્યા છે; એ આઠ પ્રકારની માંસની યોનિ કે પ્રાપ્તિસ્થાન કહેલ છે. ૫૨-૫૪

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં આમ સમજાવે છે: 'પ્રસહ' આદિ સંજ્ઞાઓની આ નિરુક્તિ કે વ્યાખ્યા કે વ્યુત્પત્તિ અહીં કહે છે: પૂર્વોક્ત ગાય, બળદ, ગધેડા વગેરે પ્રાણીઓ, બળથી કે હઠથી ખેંચી લઈને પોતાનો આહાર ખાય છે, એ કારણે તેઓ 'પ્રસહ' કહેવાય છે; જલપ્રાય ભૂમિને 'અનૂપ' કહે છે; તેનો

જેઓ આશ્રય કરે છે એટલે તે સ્થળે જેઓ વિચરે છે, તે સૂમર આદિ પૂર્વોક્ત પ્રાણીઓ 'આનૂપ' કહેવાય છે. કાચબા વગેરે પ્રાણીઓ જળમાં વાસ કરે છે, તેથી 'જલજ' કહેવાય છે; અને હંસ વગેરે જેઓ જળમાં ફરે છે. તેથી 'જલેચર કે જલચર' કહેવાય છે; જેઓ સ્થળ ઉપર ઉત્પન્ન થાય છે, પરંતુ હાથીઓ વગેરેનું ગ્રહણ ન થઈ જાય, તે કારણે બીજું વિશેષણ આપે છે કે, જેઓ જંગલમાં ફરે છે, તે સ્થલજ મૃગો તથા પૃષત–શરભ–અષ્ટાપદ વગેરે જંગલમાં ફરતાં હોવાથી જાંગલ કહેવાય છે. જેઓ પોતાની ચાંચ અને પગ વડે પોતાના આહારને જમીનમાંથી જુદો પાડી પાડીને ખાય છે, તે કારણે લાવ વગેરે તથા ચકલાં વગેરે પણ પક્ષીઓ 'વિષ્કિર' કહેવાય છે; અને જેઓ પોતાની ચાંચ તથા પગ વડે પોતાના આહારને મારી મારી કોચી કોચીને ખાય છે, તે કારણે શતપત્ર વગેરે પક્ષીઓને 'પ્રતુદ' કહે છે. એમ પ્રસહ, ભૂશય, આનૂપ, જલજ, જલચર, જાંગલ, વિષ્કિર તથા પ્રતુદ–એવા ભેદથી આઠ પ્રકારની માંસની યોનિ કે પ્રાપ્તિસ્થાન કહેલ છે. ૫૨–૫૪

### પ્રસહ આદિ પાંચ વર્ગના સામાન્ય ગુણો

प्रसहा भूशयानूपवारिजा वारिचारिणः ।
गुरूष्णस्निग्धमधुरा बलोपचयवर्धनाः ॥ ५५ ॥
वृष्याः परं वातहराः कफपित्ताभिवर्धिनः ।
हिता व्यायामनित्येभ्यो नरा दीप्ताग्नयश्च ये ॥ ५६ ॥

પ્રસહ, ભૂમિશય કે બિલેશય, આનૂપ, વારિજ તથા વારિચર–એ પ્રાણીઓનાં માંસ ગુરુ–ભારે, ઉષ્ણ, સ્નિગ્ધ, મધુર, બળની તથા શરીરના માંસની વૃદ્ધિ કરનાર અને વીર્યની વૃદ્ધિ કરનાર કે શુક્રજનન હોય છે: તેમ જ વાયુને અત્યંત દૂર કરનાર અને કફનો તથા પિત્તનો વધારો કરનાર હોય છે; જે લોકો કાયમ કસરત કરે છે અને જેઓનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય છે, તેઓને (એ પ્રાણીઓનાં માંસ) હિતકારી થાય છે. ૫૫,૫૬

### પ્રસહોમાંના માંસાહારીઓના વિશેષ ગુણો

प्रसहानां विशेषेण मांसं मांसाशिनां भिषक् ।
जीर्णार्शोग्रहणीदोषशोषार्तानां प्रयोजयेत् ॥ ५७ ॥

પ્રસહ પ્રાણીઓમાં જેઓ માંસાહારી હોય છે તેઓના માંસનો વૈદ્યે જૂના અર્શસ્‌ના રોગીઓને, ગ્રહણીના દોષવાળાઓને તથા શોષથી પીડાતા–ક્ષયના રોગીઓને વિશેષે કરી ઉપયોગ કરાવવો જોઈએ. ૫૭

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'પ્રસહ પ્રાણીઓ બે પ્રકારનાં થાય છે; એક તો માંસાહારી વાઘ–શ્યેન–શકરો–બાજ વગેરે થાય છે અને બીજાં ગાય, બળદ ગધેડાં વગેરે માંસાહારી હોતાં નથી; એટલે કે જે પ્રસહો માંસાહારી હોય છે તેઓના માંસનો વૈદ્યે લાંબા કાળથી ચાલુ રહ્યા હોય એવા જૂના રોગો અર્શસ્ વગેરે રોગોને લીધે ક્ષીણ થયેલા તથા પીડાતા રોગીઓને વિશેષે કરી ખાસ ઉપયોગ કરાવવો જોઈએ; કેમ કે તે માંસાહારીઓનાં માંસ માંસાહારથી પુષ્ટ થયાં હોય છે અને અગ્નિદીપક હોઈને જલદી બળવર્ધક પણ થાય છે. ૫૭

### લાવાદિ વિષ્કિર વર્ગના ગુણો

लावाद्यो वैष्किरो वर्गः प्रतुदा जाङ्गला मृगाः ।
लघवः शीतमधुराः सकषाया हिता नृणाम् ॥ ५८ ॥
पित्तोत्तरे वातमध्ये सन्निपाते कफानुगे ।
विष्किरा वर्तकाद्यास्तु प्रसहाल्पान्तरा गुणैः ॥ ५९ ॥

લાવાદિ વિષ્કિરોનો વર્ગ, પ્રતુદો તથા જાંગલ મૃગોનાં માંસો લઘુ–હલકાં (જલદી પચી જનારાં), શીતળ, મધુર તથા કષાયરસથી યુક્ત હોઈને પિત્તની અધિકતાવાળા, મધ્યમ વાતવાળા તથા કફાનુગ–હીનકફ સંનિપાતમાં માણસોને હિતકારી થાય છે; પરંતુ વર્તક–ચકલાં વગેરે વિષ્કિર પ્રાણીઓનાં માંસ, ગુણોમાં પ્રસહોના કરતાં થોડા ભેદવાળાં હોય છે અર્થાત્ પ્રસહોનાં માંસ કરતાં વર્તકાદિ વિષ્કિરનાં માંસ કંઈક ઓછા ગુણવાળાં હોય છે. ૫૮,૫૯

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: લાવાદિ વિષ્કિરોનો વર્ગ, શતપત્રાદિ પ્રતુદો તથા જાંગલ મૃગો, એ પ્રાણીઓનાં માંસ લઘુ, શીતળ તથા લગાર કષાય રસ સાથે મધુર હોય છે, તેથી માણસોને પિત્તની અધિકતાવાળા, મધ્યમ વાયુવાળા તથા કફનું અલ્પબળ હોય એવા હીનકફ સંનિપાતમાં હિતકારી થાય છે; આ ત્રણે પ્રકારના સંનિપાતનાં લક્ષણો ચરકે ચિકિત્સા-સ્થાનના ત્રીજા અધ્યાયમાં આ પ્રમાણે કહેલ છે: 'पर्वभेदो ऽग्निदौर्बल्यं तृष्णा दाहोऽरुचिर्भ्रमः । कफहीने वातमध्ये लिङ्गं पित्ताधिके मतम् ॥–હીનકફ, મધ્યમવાત તથા પિત્તાધિક સંનિપાતમાં શરીરના સાંધાઓમાં ત્રોડ, અગ્નિની દુર્બળતા, તરશ, દાહ, અરુચિ તથા ભ્રમ એ લક્ષણો માન્યાં છે.' એમ લાવાદિ વિષ્કિર વર્ગના માંસના ગુણો કહીને હવે વર્તકાદિવિષ્કિર વર્ગના ગુણો કહે છે: વર્તકાદિ વિષ્કિરો

કે દાત્યૂહ પક્ષી, ગોપપુત્ર, પ્રિયાત્મજ, લટ્વા-પક્ષી, લટ્ટપક-લટ્વાપક્ષીનો જ એક ભેદ છે; બભ્રુ-પિંગળા રંગનું એક પક્ષી, ડિંડિમાનક પક્ષી કે જેનો અવાજ ડિંડિમ-ઢોલ કે નગારાં જેવો હોય છે; જટી કે જટાયુ એક પક્ષી, દુન્દુભિવાક્કાર-નગારાં જેવી વાણી બોલનાર પક્ષી, લોહપૃષ્ઠ એક જાતનુ ચકલું થાય છે; કુલિંગક એક જાતનું પક્ષી કે જેને 'વાયઈ' કહે છે; કપોત-કબૂતર કે હોલું પક્ષી, શુક-પોપટપક્ષી, સારંગ કે ચાતકપક્ષી, ચિરિટી, કંકુ, યષ્ટિકા, શારિકા-મેનાપક્ષી, કલવિંક-ઘરમાં રહેતું ચકલું, અથવા લાલ મસ્તકવાળું અને કાળી ગરદનવાળું ઘરમાં રહેતાં ચકલાં જેવું એક પક્ષી, ચટક-જંગલી ચકલું, અંગારચૂડક કે બુલબુલ પક્ષી, પારાવત-કબૂતરપક્ષી અને પાનવિક-કબૂતરની જ એક જાતિ; આ બધાં 'પ્રતુદ' નામનાં પક્ષીઓ કહેવાય છે. ૪૯-૫૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: શતપત્ર-લક્કડકૂટ-જેને દાર્વાઘાટ કહે છે; લોકમાં 'કાષ્ઠકુટ્ટક' પણ કહેવાય છે. ભૃંગરાજ-ભમરો કહેવાય છે; જેને લોકમાં 'પક્ષીરાજ' કહે છે; કોયષ્ટિ કે જેની જાંઘ લાંબી હોય છે તે 'કોયંગકા' કહેવાતું એક પક્ષી થાય છે; જીવજીવકને જ જીવંજીવક પણ કહે છે; જેનું ઝેર દેખતાં જ મૃત્યુ થાય છે; કૈરાત એ કોયલનો જ એક ભેદ છે, કોકિલને જ 'કોયલ' કહે છે; અત્યૂહનું બીજું નામ દાત્યૂહ પણ છે; જેને ડાહુક પણ કહે છે; ગોપપુત્ર અને પ્રિયાત્મજ એ બે પ્રતુદ પક્ષીના જ ભેદો છે. લટ્વા એ પેંજીવક પક્ષી છે; કેટલાક કહે છે કે આ લટ્વા પક્ષીનુ પૂછડું તથા નીચેનો ભાગ લાલ હોય છે, જેને ભરદ્વાજ પક્ષીનો જ એક ભેદ કહે છે; લટ્ટપક પણ ભરદ્વાજ પક્ષીનો જ એક ભેદ છે; ડિંડિમાનક-એ નોબતના જેવો જ અવાજ કરતું એક પક્ષી થાય છે; જટી એ જટાયુ પક્ષી કહેવાય છે; દુંદુભિને પાકીર પક્ષા કહે છે; લોહપૃષ્ઠ એ કુલિંગ પક્ષનો એક ભેદ છે; કુલિંગક એ જંગલી પક્ષી છે; જેનો આકાર ગામનાં ચકલાં જેવો હોય છે; કપોત કે હોલો એ વનવાસી કહેવાય છે; જેને લોકમાં 'પાંડુક' કહે છે; તે અનેક પ્રકારનું થાય છે; પારાવત-કબૂતર કહેવાય છે, જે ઘરમા તથા દેવમંદિરમાં રહે છે; પોપટ અને મેના 'શુક-સારિકા' નામે પ્રસિદ્ધ છે; સારંગનું બીજું નામ 'ચાતક' છે; જે કૃષ્ણકવર એ નામે પણ કહેવાય છે અને ચાતક પક્ષીના જેવા જ આકારનું હોય છે; કલવિંક પક્ષી-કાલાટક પણ કહેવાય છે; એ ભૃંગરાજથી જુદું હોય છે; બીજા વિદ્વાનો તો જેનું મસ્તક રાતું હોય અને ડોક કાળી હોય, તેમ જ જેનો આકાર ગામનાં ચકલાં જેવો હોય તેને 'કલવિંક' પક્ષી કહે છે. ચટક તો પ્રસિદ્ધ જ છે; અંગારચૂડકને ભાષામાં 'બુલબુલ' કહે છે; પારાવત-પારેવું-કબૂતર કહેવાય છે અને પાંડવિક પણ એ કબૂતરનો જ એક ભેદ છે, આ બધાં પ્રતુદ પક્ષીઓ કહેવાય છે. ૪૯-૫૧

**પ્રસહ આદિ સંજ્ઞાઓની નિરુક્તિ કે વ્યાખ્યાઓ**

> प्रसह्य भक्षयन्तीति प्रसहास्तेन संज्ञिताः ।
> भूशया बिलवासित्वादानूपाऽनूपसंश्रयात् ॥५२॥
> जले निवासाज्जलजा जलेचर्याज्जलेचराः ।
> स्थलजा जाङ्गलाः प्रोक्ता मृगा जाङ्गलचारिणः ॥५३॥
> विकीर्य विष्किराश्चैव प्रतुद्य प्रतुदाः स्मृताः ।
> योनिरष्टविधा त्वेषा मांसानां परिकीर्तिता ॥५४॥

જેઓ બીજા પાસેથી બળથી પડાવી કે ખેંચી લઈને ખાય છે, એ કારણે તેઓને 'પ્રસહ'[1] કહ્યાં છે; જેઓ જમીનમાં, દરમાં કે બખોલમાં રહે છે, તેથી તેઓ 'ભૂશય[2] કે ભૂમિશય' કહેવાય છે; જેઓ (રહેવા માટે) અનૂપ-જલપ્રાય પ્રદેશનો આશ્રય કરે છે, એ કારણે તેઓ 'આનૂપ'[3] કહેવાય છે; જેઓ જળમાં વસે છે, તેથી 'જલજ'[4] કે 'વારિશય' કહેવાય છે; જેઓ જળમાં ફરે છે તેથી 'જલેચર'[5] કે 'વારિચર' કહેવાય છે; જેઓ સ્થલ પર ઉત્પન્ન થાય છે અને જંગલમાં ફરે છે, એ કારણે તે મૃગોને 'જાંગલ'[6] કહ્યા છે; જેઓ પોતાની ચાંચથી જમીનને ખોતરીને પોતાનો આહાર ખાય છે તેઓને 'વિષ્કિર'[7] કહ્યા છે; અને જેઓ પોતાની ચાંચથી કે પગના પંજાથી વારંવાર તોડી તોડીને પોતાનો આહાર ખાય છે, તેઓને 'પ્રતુદ'[8] કહ્યા છે; એ આઠ પ્રકારની માંસની યોનિ કે પ્રાપ્તિસ્થાન કહેલ છે. ૫૨-૫૪

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'પ્રસહ' આદિ સંજ્ઞાઓની આ નિરુક્તિ કે વ્યાખ્યા કે વ્યુત્પત્તિ અહીં કહે છે: પૂર્વોક્ત ગાય, બળદ, ગધેડાં વગેરે પ્રાણીઓ, બળથી કે હઠથી ખેંચી લઈને પોતાનો આહાર ખાય છે, એ કારણે તેઓ 'પ્રસહ' કહેવાય છે; જલપ્રાય ભૂમિને 'અનૂપ' કહે છે; તેનો

પ્રાય અનૂપ દેશમાં વિચરતાં હોય તે 'આનૂપ' કહેવાય છે અને જેઓ જંગલમાં વિચરતાં હોય તે જાંગલ કહેવાય છે; પરંતુ ઘેટાં–બકરાં તો નિર્જળ–જાંગલપ્રદેશમાં તથા જલપ્રાય–આનૂપપ્રદેશમાં–બેયમાં વિચરે છે–ઉત્પન્ન થાય છે, તેથી તેઓને આનૂપ કહી શકાતાં નથી કે જાંગલ પણ કહી શકાતાં નથી; આ ઉપરથી અહીં શંકા થાય છે કે તેતરપક્ષી પણ ધન્વ–જાંગલ પ્રદેશમાં તથા આનૂપપ્રદેશમાં પણ વિચરે છે–ઉત્પન્ન થાય છે, છતાં તેનો પાઠ વિષ્કિર વર્ગમાં કેમ કહેલ છે? તેને કેવળ વિષ્કિરમાં જ કેમ ગણેલ છે? આનું સમાધાન આ છે કે 'विकीर्य भक्षणात् विष्किराः'–જેઓ જમીનને ચાંચથી તથા પગથી ખોતરી ખોતરીને પોતાનો આહાર ચરે છે, તે કારણે, એવી જાતના તેતરને 'વિષ્કિર' કહેલ છે.

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'આઠ પ્રકારની યોનિથી જુદાં આ ઘેટાં–બકરાં કઈ યોનિમાં ગણાય છે? આનો ઉત્તર અહીં આપે છે: આ ઘેટાં–બકરાં મિશ્રવિષય ધરાવે છે, એટલે કે ગામમાં તથા જંગલમાં પણ વિચરવાનો સ્વભાવ ધરાવે છે, તેથી યોનિ વિષે તેઓનો નિશ્ચય થઈ શકતો નથી કે તેઓ ગ્રામ્ય કહેવાય કે જાંગલ કહેવાય? આ કારણે આઠે યોનિઓથી તેઓને અલગ કહ્યાં છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: ઘેટાનું માંસ મધુર તથા શીત હોવાથી પિત્તને મટાડનાર પણ હોય છે; આ જ કારણે શરદ્‌વિધિમાં પણ કહેલ છે: 'उरभ्रशरभान्'–શરદઋતુમાં ઘેટાં તથા શરભ–અષ્ટાપદોનું સેવન કરવું ઠીક છે. રક્તપિત્તના નિદાનમાં પણ 'वराहमहिष...' ઇત્યાદિ વચનથી દ્રવ્યાન્તરથી સંયુક્ત જ ઘેટાનું માંસ રક્તપિત્ત કરનાર હોય છે એમ સમજવું. ઘેટાં–બકરાને પ્રસહાદિ આઠ માંસ યોનિઓમાંથી કઈ યોનિમાં લેવાય? એ સંબંધે કોઈ નિશ્ચય થઈ શકતો નથી; કેમ કે તેઓનો વિષય મિશ્ર હોય છે; કોઈ વેળા તેઓ આનૂપદેશને સેવે છે અને કોઈ વેળા ધન્વ–જાંગલ દેશને સેવે છે; તેમ જ કોઈ વેળા તેઓ એ બંને પ્રદેશોને પણ સેવે છે; તેથી તેઓની યોનિ અનિશ્ચિત હોય છે. અહીં મૂળમાં રહેલ 'अनिश्चिते' એ પદને યોનિનું વિશેષણ સમજવું; અથવા બકરાં તથા ઘેટાં બંનેને તે વિશેષણ લગાડી શકાય છે. અહીં પ્રાસંગિક આવી શંકા થાય છે કે તેતર પણ ધન્વ–જાંગલ તથા આનૂપ બંને પ્રદેશોને સેવે છે, તો તેને વિષ્કિર વર્ગમાં ગણી શકાય નહિ; આનું સમાધાન આ છે કે તેતરની અમુક જાતિ ધન્વ પ્રદેશમાં તથા અમુક જાતિ આનૂપ પ્રદેશમાં વિચરે છે, એમ કહીને તેના જુદા જુદા ગુણો કહી શકાય છે, પરંતુ ઘેટાંબકરાંના સંબંધમાં તેવો કોઈ નિયમ કહી શકાય તેમ નથી; કેમ કે કેટલાંક ઘેટાં-બકરાં માત્ર ધન્વ પ્રદેશમાં મળે છે; કેટલાંક કેવળ આનૂપ પ્રદેશમાં મળે છે; ત્યારે કેટલાંક તે બંને પ્રદેશોમાં પણ મળે છે, તેથી તેઓ સંબંધે નિયમપૂર્વક વિચરનાર તરીકેનો અમુક યોનિપ્રકાર કહેવો કે માનવો શક્ય નથી. ૬૧–૨

## પ્રસહાદિમાંના કેટલાકના વિશેષ ગુણો કહેવાની પ્રતિજ્ઞા

**सामान्येनोपदिष्टानां मांसानां स्वगुणैः पृथक् ।**
**केषाञ्चिद्‌गुणवैशेष्याद्विशेष उपदेक्ष्यते ॥ ६२ ॥**

**પોતપોતાના વર્ગોના ગુણોને અનુસરી સામાન્ય તરીકે જે માંસો (પ્રથમ) કહ્યાં છે; તેઓમાંનાં કેટલાંક માંસોના ગુણોમાં વિશેષતા હોય છે, એ કારણે તે વિશેષ–અલગ અલગ ખાસ ભેદ હવે કહેવાશે. ૬૨**

## મોરપક્ષીના વિશેષ ગુણો

**दर्शनश्रोत्रमेधाग्निवयोवर्णस्वरायुषाम् ।**
**बर्ही हिततमो बल्यो वातघ्नो मांसशुक्रलः ॥ ६३ ॥**

**મોરપક્ષીનું માંસ દર્શન–નેત્ર, શ્રોત્ર, મેધા, અગ્નિ, ઉંમર, વર્ણ, સ્વર તથા આયુષને અત્યંત હિતકારી, બલવર્ધક, વાયુનાશક, માંસવર્ધક તથા વીર્યપ્રદ છે. ૬૩**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'મોરપક્ષીનું માંસ ચક્ષુ, શ્રોત્ર આદિને અતિશય પથ્ય, બળવર્ધક, વાયુનાશક, માંસવર્ધક તથા વીર્યકારી છે; આ સંબંધે સુશ્રુતે કહ્યું છે: 'कषायः स्वादुलवणस्त्वच्यः केश्योऽरुचौ हितः । मयूरः स्वरमेधाग्निदृक्श्रोत्रेन्द्रियदार्ढ्यकृत् । स्निग्धोष्णोऽनिलहा वृष्यः स्वेदस्वरबलावहः–મયૂરપક્ષીનું માંસ કષાય-રસથી યુક્ત, મધુર તથા લવણ હોઈને ત્વચાને તથા કેશને હિતકારી, અરુચિમાં હિતકર; સ્વર, મેધા, અગ્નિ, ચક્ષુ, તથા શ્રોત્રઇંદ્રિયની દૃઢતા કરનાર, સ્નિગ્ધ, ઉષ્ણ, વાયુનો નાશ કરનાર, વૃષ્ય–વીર્યવર્ધક, સ્વેદ–પરસેવો લાવનાર, સ્વરને સારો કરનાર તથા બળ આપનાર છે.'

આ મયૂરપક્ષી વિષે શ્રી ગંગાધર વધુ આમ સમજાવે છે: 'વર્તકાદિ વિષ્કિરોમાં મોરપક્ષીનું માંસ નેત્ર આદિને અત્યન્ત હિતકારી છે; તેમ જ એ વાયુનો નાશ કરનાર તથા માંસવર્ધક અને વીર્યપ્રદ પણ છે; સુશ્રુતે પણ વિષ્કિરવર્ગમાં મોરપક્ષીના માંસના વિશેષ ગુણો વર્ણવ્યા

તો ગુણોમાં પ્રસહો કરતાં થોડો ભેદ ધરાવે છે, એટલે કે ગુણોમાં પ્રસહો કરતાં કંઈક ન્યૂનતા ધરાવે છે; આ સંબંધે સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહેલ છે: 'जलजानूपजा ग्राम्याः क्रव्यादैकशफास्तथा। प्रसहा बिलवासाश्च ये च जङ्घालसंज्ञिताः॥ प्रतुदा विष्किराश्चैव लघवः स्युर्यथोत्तरम्। अल्पाभिष्यन्दिनश्चैव यथापूर्वमतोऽन्यथा॥'–જલજ, આનૂપજ, ગ્રામ્ય, ક્રવ્યાદ–માંસાહારીઓ, એક ખરીવાળાં પ્રાણીઓ તેમ જ પ્રસહો, બિલેશય, જંઘાલ સંજ્ઞાવાળાં પ્રાણીઓ પ્રતુદો તથા વિષ્કિરો, યથોત્તર લઘુ છે–એટલે તેઓ એક પછી એક વધુ વધુ હલકા છે–તેઓનું માંસ ઉત્તરોત્તર પચવામાં હલકું છે; અને તેઓ થોડાં થોડાં અભિષ્યન્દી પણ છે, એટલે કે રસવાહી નાડીઓને (કફથી) થોડી થોડી રૂંધી દેનારાં પણ છે; એટલે કે એથી ઊલટી રીતે આ બધાં પ્રાણીઓમા પૂર્વપૂર્વના વર્ગના પ્રાણીઓના માંસ ભારેભારે છે અને વધુ વધુ અભિષ્યન્દી પણ હોય છે.' ૫૮,૫૯

### બકરાના માંસના ગુણો

**नातिशीतगुरुस्निग्धं मांसमाजमदोषलम्। शरीरधातुसामान्यादनभिष्यन्दि बृंहणम्॥ ६०॥**

**બકરાનું માંસ અત્યન્ત શીતલ તથા અતિશય ગુરુ કે ભારે નથી; તેમ જ અતિશય સ્નિગ્ધ પણ નથી; એ કારણે બહુદોષોને કરનાર નથી (પણ થોડું દોષકારક છે;) તેનામાં (મનુષ્યના) શરીરની ધાતુઓની સમાન કે તુલ્ય ગુણો છે; વળી તે અભિષ્યન્દી કે શરીરનાં રસવાહી સ્રોતોને (કફથી) રોકનાર કે રૂંધનાર પણ નથી અને બૃંહણકર્તા કે પૌષ્ટિક છે. ૬૦**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે. સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'मन्दपित्तकफः'–બકરાનું માંસ બહુ દોષકારક નથી, પણ થોડું પિત્તકારક તથા કફકારક હોય છે;' મનુષ્યના શરીરની માંસધાતુમાં જે ગુણ છે, તે જ ગુણો બકરાના માંસમા હોય છે; એટલે એકંદરે મનુષ્યના માંસના ગુણો બકરાના માંસમા હોય છે; જે વસ્તુ કે દ્રવ્ય દોષો, ધાતુઓ, મળો તથા સ્રોતોમાં ક્લેદ કે ભીનાશ કરે તે અભિષ્યંદી કહેવાય છે; બકરાનું માંસ તેવું અભિષ્યંદી નથી; અને બૃંહણ કે પૌષ્ટિક છે; સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'नातिशीतगुरुस्निग्धो मन्दपित्तकफः स्मृतः। छागलस्त्वनभिष्यन्दी तेषां पीनसनाशनः॥'–ગ્રામ્ય પશુઓમાં બકરો અતિ શીતળ નથી, અતિગુરુ કે અતિસ્નિગ્ધ પણ નથી; તેથી જ થોડું પિત્ત અને થોડો કફ કરે છે; તે અભિષ્યંદી નથી અને પીનસ રોગનો નાશ કરે છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે કે બકરાનું માંસ ભલે થોડું પિત્ત અને કફ કરે છે, છતાં દોષલત્વ એટલે દોષોને કરનારપણું એ વચન સાથે વિરોધ ઇષ્ટ થતો નથી; કેમ કે પ્રશસ્તદોષોને લાવનાર, એવો અર્થ 'દોષલ' શબ્દનો અહીં ઇષ્ટ છે

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ જણાવે છે કે, 'शरीरधातुसामान्यात्' એમ અહીં મૂળમાં કહેલ છે, તેથી શરીરની ધાતુઓ દ્વારા મનુષ્યના માંસની સમાનતા જણાવી છે; આ ઉપરથી શીત, ગુરુ કે સ્નિગ્ધ હોવા છતાં બકરાનું માંસ શરીરની ધાતુની સમાનતા ધરાવતું હોવાથી કફને કરતું નથી; એમ કહેવા માગે છે. ૬૦

### ઘેટાંના માંસના ગુણો

**मांसं मधुरशीतत्वाद् गुरु बृंहणमाविकम्।**

**ઘેટાનું માંસ મધુર તથા શીતપણાને લીધે ગુરુ–ભારે છે અને બૃંહણ છે. ૬૧**

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'बृंहणं मांसमौरभ्रं पित्तश्लेष्मावहं गुरु। मेदःपुच्छोद्भवं वृष्यमौरभ्रसदृशं गुणैः'–ઘેટાનું માંસ પુષ્ટિકારક, પિત્ત અને કફને કરનાર તથા ભારે છે; દુંબાવાળા કે પૂંછડે માંસયુક્ત ઘેટાના પૂછડામાં થતું માંસ વૃષ્ય હોય છે; બાકી તો સાદા ઘેટાના જેવા જ ગુણોથી યુક્ત હોય છે.' અહીં ઉત્તરાર્ધમાં જણાવેલ 'मेदःपुच्छ' એ એક જાતનો ઘેટો થાય છે, જેના પુચ્છમાં સ્થૂલ માંસનો પિંડો હોય છે; पुच्छे यस्य स्थूलमांसपिण्ड वर्तते।–જેના પુચ્છમાં માંસનો સ્થૂલ પિંડ હોય છે, તે 'દુંબો ઘેટો' કહેવાય છે.

### ઘેટાં–બકરાંની યોનિ નિશ્ચિત નથી

**योनावजाविके मिश्रगोचरत्वादनिश्चिते॥ ६१॥**

**બકરાં અને ઘેટાં–બન્ને મિશ્ર વિષય કે રહેઠાણ ધરાવતાં હોવાથી યોનિઓ વિષે નિશ્ચિત નથી–અર્થાત્ તેઓને આનૂપ કે જાંગલ કહી શકાતાં નથી.**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ વધુ સમજાવે છે: પ્રસહાદિ આઠ માંસયોનિઓમાં બકરાં અને ઘેટાં મિશ્ર વિષય કે રહેઠાણ ધરાવતાં હોવાથી તેઓને કઈ યોનિમાં ગણવાં, તે નિશ્ચિત નથી; કેમ કે તેઓ જાંગલપ્રદેશમાં પણ હોય છે અને આનૂપ પ્રદેશમાં પણ હોય છે; એમ તેઓનો મિશ્ર વિષય કે નિવાસ હોવાના કારણે તેઓ સંબંધે યોનિનો કોઈ નિશ્ચય કરી શકાતો નથી; જેઓ જલ-

હલકાપણાને લીધે રુધિરયુક્ત પિત્તના રોગોમાં તથા કફના રોગોમાં તેમ જ ઓછા વાયુવાળા કોઈ પણ રોગોમાં ખાસ વખણાય છે; સુશ્રુતે પણ આ સંબંધે સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહેલ છે: 'रक्त-पित्तहरःशीतो लघुश्चापि कपिञ्जलः। कफोत्थेषु च रोगेषु मन्द-वाते च शस्यते'–કપિંજલ–ધોળું તેતરપક્ષી (નું માંસ) શીતળ તથા લઘુ હોઈને રક્તપિત્તને મટાડે છે; તેમ જ કફથી ઉત્પન્ન થતા રોગોમાં અને વાયુની ઓછાશવાળા રોગોમાં પણ વખણાય છે. ૬૭

## લાવાં પક્ષીના વિશેષ ગુણો

लावाः कषायमधुरा लघवोऽग्निविवर्धनाः।
सन्निपातप्रशमनाः कटुकाश्च विपाकतः॥ ६८॥

લાવાં પક્ષીઓનાં માંસ કષાય તથા મધુર રસથી યુક્ત, લઘુ–પચવામાં હલકાં, જઠરાગ્નિની વૃદ્ધિ કરનારાં તથા વિપાકે કટુક–તીખાં હોઈ સંનિપાતને અત્યંત શમાવનારાં હોય છે. ૬૮

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ જ કહ્યું છે કે, 'संग्राही दीपनश्चैव कषायो मधुरो लघुः। लावः कटुविपाकश्च संनिपाते च पूजितः'–લાવાં પક્ષીનું માંસ સંગ્રાહી હોઈ મળબંધ કરનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, કષાય, મધુર, લઘુ તથા કટુવિપાકી હોઈને સંનિપાત-માં વખણાય છે. (યોગીન્દ્રનાથ) ૬૮

## બિલેશય–ગોધા કે ચંદનઘોના ગુણો

गोधा विपाके मधुरा कषायकटुका रसे।
वातपित्तप्रशमनी बृंहणी बलवर्धनी॥ ६९॥

ચંદન ઘો વિપાકમાં મધુર, કષાય તથા કટુક રસથી યુક્ત, વાયુને તથા પિત્તને અત્યંત શમા-વનારી, બૃંહણ–પૌષ્ટિક તથા બળ વધારનારી હોય છે. ૬૯

આના સંબંધે પણ (સુશ્રુત–સૂત્રસ્થાનના ૪૬ અધ્યાય-માં) કહ્યું છે કે 'गोधा विपाके मधुरा, कषायकटुका स्मृता। वातपित्तप्रशमनी बृंहणी बलवर्धनी'–ચંદન ઘોનું માંસ વિપાકમાં મધુર, કષાય–કટુક રસથી યુક્ત, વાત–પિત્તને અત્યંત શમાવનાર, બૃંહણ તથા બળવર્ધક કહેવાય છે. (યોગીન્દ્રનાથ)

શ્રી ગંગાધર વધુ આમ જણાવે છે કે ચંદનઘો બે જાતની હોય છે; એક તો સોનેરી રંગની 'સ્વર્ણગોધિકા' તથા બીજી 'વન્યગોધિકા–જંગલી ઘો' કહેવાય છે; એ બન્નેના ગુણો અહીં કહ્યા છે. ૬૯

## બિલેશય–શલ્લક–શેળાના ગુણો

शल्लको मधुराम्लश्च विपाके कटुकः स्मृतः।
वातपित्तकफघ्नश्च श्वासकासहरस्तथा॥ ७०॥

શલ્લક અથવા શેળા(નું માંસ) મધુર તથા અમ્લ–ખાટારસથી યુક્ત, વિપાકમાં કટુક; વાતનો, પિત્તનો તથા કફનો નાશ કરનાર તથા શ્વાસ અને ઉધરસને મટાડનાર કહેવાય છે. ૭૦

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં જણાવે છે કે આ શલ્લક-શેળો પ્રાણી પણ બિલેશયમાં ગણાય છે; કેમ કે જમીન-માં દર કરીને તે રહે છે; તે મધુરરસ સહિત અમ્લરસથી યુક્ત હોય છે અને પ્રભાવના કારણે વિપાકમાં કટુક હોય છે; તેમ જ રક્તપિત્ત આદિ રોગોને મટાડે છે. સુશ્રુતમાં પણ કહ્યું છે કે બિલેશયોમાં 'शल्लकः स्वादु पित्तघ्नो लघुः शीतो विषापहः'–શેળો મધુર હોઈ પિત્તનો નાશ કરનાર, લઘુ, શીતળ તથા વિષનો નાશ કરે છે.'

## પ્રતુદ ગણાતાં કપોત–હોલાં કે કબૂતરના ગુણો

कषायमधुराः शीता रक्तपित्तनिबर्हणाः।
विपाके मधुराश्चैव कपोता गृहवासिनः॥ ७१॥
तेभ्यो लघुतराः किंचित्कपोता वनवासिनः।
शीताः संग्राहिणश्चैव स्वल्पमूत्रकराश्च ते॥ ७२॥

ગૃહવાસી–ગ્રામ્ય કબૂતરો કે પારેવાં (નાં માંસ) કષાય તથા મધુરરસથી યુક્ત, શીતળ, રક્તપિત્તનો નાશ કરનાર તથા વિપાકમાં મધુર હોય છે; પરંતુ વનવાસી કપોત કે હોલાં, તે –પારેવાં–કબૂતરોના કરતાં કંઈક વધુ પ્રમાણમાં લઘુ–હલકાં, શીતળ, સંગ્રાહી–ઝાડો કબજે કરનાર છે; તેમ જ તેઓ મૂત્રને પણ અતિશય અલ્પ પ્રમાણમાં કરે છે. ૭૧,૭૨

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: ઘરમાં રહેતાં–ગામનાં કપોત–પારેવાં–કબૂતરો, કષાયરસયુક્ત મધુરરસવાળાં હોઈ વિપાકમાં પણ મધુર, શીતળ તથા રક્તપિત્તને અત્યંત શમાવનારાં હોય છે. સુશ્રુતે પણ પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: रक्तपित्तप्रशमनः कषायविशदोऽपि च। विपाके मधुरश्चापि गुरुः पारावतः स्मृतः।–પારેવું કે કબૂતર રક્તપિત્તને અત્યંત શમાવનાર, કષાય તથા વિશદ પણ હોય છે; તેમ જ વિપાકમાં મધુર પણ કહેવાય છે; પરંતુ વનવાસી કપોત-હોલાં કે કબૂતરો, તે ગામવાસીઓ કરતાં કંઈક વધુ લઘુ–હલકાં, શીતળ, સંગ્રાહી તથા અતિશય અલ્પ-મૂત્રને કરનારાં હોય છે.

છે; (જે યોગીન્દ્રનાથે ઉપર ટાંકી બતાવ્યા છે.) વળી બીજા ગ્રંથોમાં પણ આવાં વચનો મળે છે: 'हेमन्तकाले शिशिरे वसन्ते, सेव्य हि मायूरमुशन्ति मांसम्। उष्णो हि बर्हीं विषभोजनत्वाद्, वर्षाशरद्ग्रीष्ममुखेष्वपथ्यम् ॥–મોરપક્ષીનું માંસ હેમન્તકાળે, શિશિરઋતુમાં તથા વસંતમાં સેવવાયોગ્ય કહેલું છે; પરંતુ એ મોરપક્ષી વિષનો પણ આહાર કરે છે–સર્પ આદિ ઝેરી જીવોને ખાઈ જાય છે, તેથી ઉષ્ણુજ છે, તે કારણે વર્ષા, શરદ તથા ગ્રીષ્મઋતુના આરંભમાં તેનું માંસ હિતકારી નથી.' ૬૩

## હંસપક્ષીના વિશેષ ગુણો

गुरूष्णस्निग्धमधुराः स्वरवर्णबलप्रदाः।
बृंहणाः शुक्रलाश्चोक्ता हंसा मारुतनाशनाः ॥६४॥

બધા હંસો(નાં માંસો) ગુરુ, ઉષ્ણ, સ્નિગ્ધ, મધુર, સ્વરપ્રદ, વર્ણપ્રદ, બલપ્રદ, બૃંહણ–પૌષ્ટિક, વીર્યવર્ધક તથા વાયુનો નાશ કરનાર કહેલ છે.

યોગીન્દ્રનાથ સેન વધુમાં સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાંથી પણ હંસના માંસના વિશેષ ગુણો આ પ્રમાણે ઉતારી બતાવે છે: 'गुरूष्णमधुरः स्निग्धः स्वरवर्णबलप्रदः। बृंहणः शुक्रलस्तेषां हंसो वातविकारनुत्–તેઓમાં હંસનું માંસ ગુરુ, ઉષ્ણ, મધુર, સ્નિગ્ધ, સ્વરપ્રદ, વર્ણપ્રદ, બલપ્રદ, બૃંહણ, વીર્યવર્ધક તથા વાયુના વિકારોને મટાડનાર છે.'

શ્રી ગંગાધરે વધુ અહીં આમ જણાવ્યું છે કે, અહીં મૂળમાં 'हंसाः' એમ બહુ વચન મૂક્યું છે, તેથી રાજહંસ, મલ્લિક, ધાર્તરાષ્ટ્ર તથા ક્ષુદ્ર હંસોના ભેદોનો પણ અહીં સમાવેશ કરી લઈ હરકોઈ સામાન્ય હંસોના ગુણો અહીં જણાવવા સૂચન કર્યું છે. સુશ્રુતે પણ આનૂપવર્ગમાં સંઘાતચારી પ્લવો વિષે આ હંસોના ગુણો કહ્યા છે. ૬૪

## કૂકડાના માંસના વિશેષ ગુણો

स्निग्धाश्चोष्णाश्च वृष्याश्च बृंहणाः स्वरबोधनाः।
बल्याः परं वातहराः स्वेदनाश्चरणायुधा ॥६५॥

કૂકડા (પક્ષીઓનાં માંસ) સ્નિગ્ધ, ઉષ્ણ, વૃષ્ય, બૃંહણ–પૌષ્ટિક, સ્વરને જાગ્રત કરનાર–સ્વરને હિતકારી, બલપ્રદ, વાયુનો અત્યંત નાશ કરનાર તથા પરસેવો લાવનાર હોય છે. ૬૫

યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે કૂકડાં બે પ્રકારનાં થાય છે; એક તો જંગલી અને બીજાં ગામોમાં થાય છે; તે બંને પ્રકારનાં કૂકડાંના માંસના ગુણો અહીં કહ્યા છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં કૂકડાંના માંસના ગુણો આ પ્રમાણે કહ્યા છે: 'बृंहणः कुक्कुटो वन्यस्तद्वद् ग्राम्यो गुरुस्तु सः। वातरोगक्षयवमीविषमज्वरनाशनः'–કૂકડાનું માંસ પૌષ્ટિક છે; જંગલી તથા ગ્રામ્ય–બન્ને કૂકડાંનાં માંસ ગુણોમાં લગભગ સરખાં જ છે, છતાં ગામમાં થતાં કૂકડાંનાં માંસ ગુરુ હોય છે અને તે વાયુનો રોગ, ક્ષય, ઊલટી તથા વિષમજ્વરનો નાશ કરે છે. ૬૫

## તેતરપક્ષીના વિશેષ ગુણો

गुरूष्णो मधुरो नातिधन्वानूपनिषेवणात्।
तित्तिरिः संजयेच्छीघ्रं त्रीन् दोषाननिलोल्बणान् ॥६६॥

તેતરપક્ષી ધન્વ–જાંગલપ્રદેશનું તથા આનૂપ જલપ્રાય પ્રદેશનું–બેયનું સેવન કરે છે–બન્ને પ્રદેશોમાં ફર્યા કરે છે–અને તે બન્ને પ્રદેશોમાંથી પોતાનો આહાર સેવે છે, એ કારણે તે(નું માંસ) અતિશય ગુરુ નથી; તેમ જ ઉષ્ણ તથા મધુર પણ હોય છે; તેથી વાયુની અધિકતાવાળા ત્રણે દોષોને તરત જીતે છે–મટાડે છે. ૬૬

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'તેતર પક્ષી ધન્વ–જંગલ પ્રદેશનું તથા આનૂપ–જલપ્રાય પ્રદેશનું–બેયનું સેવન કરે છે–બન્ને પ્રદેશોમાં ફરે છે, તેથી તે અતિગુરુ નથી, તેમ જ ઉષ્ણ તથા મધુર પણ હોય છે, જેથી વાયુની અધિકતાવાળા ત્રણે દોષોને અર્થાત વાતોલ્બણ સંનિપાતને તરત શમાવે છે–મટાડે છે, આ સંબંધે સુશ્રુતે પણ કહ્યું છે: 'ईषद्गुरूष्णमधुरो वृष्यो मेधाग्निवर्धनः। तित्तिरिः सर्वदोषघ्नो ग्राही वर्णप्रसादनः॥'–તેતર પક્ષીનું માંસ લગાર ગુરુ, ઉષ્ણ, મધુર, વૃષ્ય તથા મેધા–બુદ્ધિને તથા અગ્નિને વધારનાર છે; સર્વ દોષોનો નાશ કરનાર તેમ જ ગ્રાહી–મળબંધ કરનાર તથા વર્ણને પ્રસન્ન કરનાર છે. ૬૬

## કપિંજલ–ધોળાં તેતર પક્ષીઓના વિશેષ ગુણો

पित्तश्लेष्मविकारेषु सरक्तेषु कपिञ्जलाः।
मन्दवातेषु शस्यन्ते शैत्यमाधुर्यलाघवात् ॥६७॥

કપિંજલ–ધોળાં તેતર પક્ષીનાં માંસ શીતળતા, મધુરતા તથા લાઘવ–હલકાપણાને લીધે રક્ત સહિત પિત્તના તથા કફના વિકારોમાં તેમ જ જેમાં વાયુ ઓછો હોય છે, એવા રોગોમાં વખણાય છે. ૬૭

યોગીન્દ્રનાથ સેન પણ અહીં આમ સમજાવે છે કે કપિંજલ કે ધોળાં તેતરનાં માંસ શીતળ, મધુર તથા

કહીને અતિસારના તથા પ્રમેહના રોગીને 'એણુ' મૃગોનાં માંસ હિતકારી છે, એમ જણાવ્યું છે. વળી વીર્યમાં તે શીતલ હોય છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં કહેલ છે કે, 'कषायो मधुरो हृद्यः पित्तासृक्कफरोगहा। संग्राही रोचनो वल्यस्तेषामेणो ज्वरापहः॥ मधुरो मधुरः पाके दोषघ्नोऽनिलकोपनः। शीतलो बद्धविण्मूत्रः सुगन्धिर्हरिणो मतः॥–એ જંઘાલ મૃગોમાં એણુમૃગ–કાળિયાર (નું માંસ) મધુર, હૃદયને હિતકારી; પિત્તના, લોહીના તથા કફના રોગોનો નાશ કરનાર, સંગ્રાહી–પ્રવાહીનું શોષણ કરનાર, રુચિકર, બળકારક તથા જ્વરનો નાશ કરનાર છે; પરંતુ લાલ રંગના હરિણનું માંસ મધુર હોઈ પાકમાં પણ મધુર, દોષોનો નાશ કરનાર, વાયુને કોપાવનાર, શીતળ, વિષ્ઠાને તથા મૂત્રને બાંધનાર તથા સુગંધી મનાય છે.'

શ્રી ગંગાધરે વધુમાં સુશ્રુતમાંથી જ આ શ્લોક ઉતાર્યો છે કે, 'एणः कृष्णस्तयोर्ज्ञेयो हरिणस्ताम्र उच्यते। न कृष्णो न च ताम्रश्च कुरङ्गः सोऽभिधीयते–જે મૃગ કાળો હોય તેને 'એણુ' જાણવો; લાલ રંગનો હોય તે 'હરિણુ' કહેવાય છે; તેમ જ કાળો કે લાલ પણ ન હોય તે 'કુરંગ' કહેવાય છે.' ૭૬

### પ્રસહ પશુઓમાં ગોમાંસના વિશેષ ગુણો

**गव्यं केवलवातेषु पीनसे विषमज्वरे।**
**शुष्ककासश्रमात्यग्निमांसक्षयहितं च तत्॥ ७७॥**

ગવ્ય એટલે ગોમાંસ કેવળ વાયુના રોગમાં, પીનસ–સળેખમમાં, વિષમજ્વરમાં, સૂકી ઉધરસમાં, શ્રમમાં, અતિશય જઠરાગ્નિમાં, માંસના ક્ષયમાં કે કૃશપણામાં હિતકારી છે. ૭૭

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'श्वासकासप्रतिश्यायविषमज्वर–नाशनम्। श्रमात्यग्निहितं गव्यं पवित्रमनिलापहम्–બળદનું માંસ શ્વાસનો, ઉધરસનો, સળેખમનો તથા વિષમજ્વરનો નાશ કરે છે, શ્રમમાં તથા વધુપડતા અગ્નિમાં હિતકારી, પવિત્ર તથા વાયુનો નાશ કરનાર છે.' (योगीन्द्रनाथ)

શ્રી ગંગાધરે વધુમાં સુશ્રુતમાંથી આ શ્લોકો ઉતારી ઘોડા વગેરે ગ્રામ્ય વર્ગના ગુણો બતાવ્યા છે કે 'और-भ्रवत् सलवणं मांसमेकशफोद्भवम्। अल्पाभिष्यन्द्ययं वर्गो जाङ्गलः समुदाहृतः। दूरे जलान्तनिलया दूरे पानीयगोचराः। ये मृगाश्च विहङ्गाश्च तेऽल्पाभिष्यन्दिनो मताः। अतीवासन्न-निलयाः समीपोदकगोचराः। ये मृगाश्च विहङ्गाश्च महाभिष्य-न्दिनस्तु ते॥'–એક ખરીઓવાળાં ઘોડાં વગેરે પશુઓનાં માંસ, ઘેટાનાં માંસના જેવા જ ગુણોવાળાં તથા લવણ રસ–ખારાશથી યુક્ત હોય છે; આ જાંગલ વર્ગ જે કહ્યો છે, તે લગાર અભિષ્યંદી એટલે રસવાહી નાડીઓને કફથી કંઈક રોકનાર કે થોડી શરદી કરનાર હોય છે; તેમાં આમ સમજવાનું કે જે જાંગલ પશુઓ કે પક્ષીઓ ગામથી દૂર રહેનારાં તથા જલાશયથી દૂર રહેનારાં હોય છે, તેઓ થોડાં અભિષ્યંદી હોય છે; પરંતુ જે જાંગલ પશુઓ કે પક્ષીઓ ગામોની વધુ સમીપ રહેતાં હોય તેમ જ જલાશયોની પણ વધુ સમીપ રહેતાં હોય, તેઓ મહાભિષ્યંદી એટલે ખૂબ જ શરદી કરનારાં હોઈ રસવાહી નાડીઓને કફથી વધુ રોકનારાં હોય છે. ૭૭

### આનૂપપશુ–વરાહના માંસના ગુણો

**स्नेहनं बृंहणं वृष्यं श्रमघ्नमनिलापहम्।**
**वराहपिशितं बल्यं रोचनं स्वेदनं गुरु॥ ७८॥**

વરાહ–ભૂંડ કે ડુક્કરનું માંસ સ્નેહન કે સ્નિગ્ધ, બૃંહણ કે પૌષ્ટિક, વૃષ્ય કે વીર્યવર્ધક, શ્રમનો નાશ કરનાર, વાયુનો નાશ કરનાર, બળકારક, રુચિકારી, પરસેવો લાવનાર તથા ગુરુ–ભારે હોય છે. ૭૮

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'स्वेदनं बृंहणं वृष्यं शीतलं गुरु तर्पणम्। स्निग्धं श्रमानि-लहरं वाराहं बलवर्धनम्–વરાહનું માંસ પરસેવો લાવનાર, પૌષ્ટિક, વીર્યવર્ધક, શીતલ, ગુરુ–ભારે, તૃપ્તિકારક, સ્નિગ્ધ, શ્રમહારક, વાયુનાશક તથા બળવર્ધક હોય છે.'

### માહિષ–પાડા કે ભેંસના માંસના ગુણો

**स्निग्धोष्णं मधुरं वृष्यं माहिषं गुरु तर्पणम्।**
**दार्ढ्यं बृहत्त्वमुत्साहं स्वप्नं च जनयत्यपि॥ ७९॥**

માહિષ–પાડાનું કે ભેંસનું માંસ સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, વૃષ્ય કે વીર્યવર્ધક, ગુરુ–ભારે તથા તૃપ્તિકારક હોઈ શરીરની દૃઢતા કે મજબૂતાઈ તથા પુષ્ટતાને કરે છે; તેમ જ ઉત્સાહ તથા નિદ્રાને વધુ ઉત્પન્ન કરે છે. ૭૯

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'ભેંસનું કે પાડાનું માંસ સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, વૃષ્ય કે વીર્યવર્ધક, ગુરુ–ભારે તથા અત્યંત તૃપ્તિકારક હોઈ શરીરના માંસની દૃઢતા કરે છે; પુષ્ટિ, ઉત્સાહ તથા વધુપડતી નિદ્રાને કરે છે; સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આ મહિષના ગુણો આ પ્રમાણે કહ્યા છે:–'स्निग्धोष्णमधुरो वृष्यो महिषस्तर्पणो गुरुः। निद्रापुंस्त्व-बलस्तन्यवर्धनो मांसदार्ढ्यकृत्–મહિષ–પાડાનું માંસ સ્નિગ્ધ,

શ્રી ગંગાધર લખે છે કે સુશ્રુતમાં સામાન્ય પારાવત-પારેવાંના ગુણો કહ્યા છે; તેમ જ કાણુકપોતના ગુણો પણ આ પ્રમાણે કહ્યા છે : कषाय:स्वादुर् लवणो गुरुः काणकपोतकः । काणः क्षुद्रः कपोत. घुघुः इति ख्यातः ।- હોલાનું માંસ તૂરું-કષાય, મધુર તથા ખારું હોય છે; અહીં 'કાણુકપોત'નો જ અર્થ હોલો કર્યો છે; જે કબૂતરથી નાનો હોય છે. વળી સુશ્રુતે ભેદાશીના ગુણો પણ કહ્યા છે : 'सर्वदोषकरस्तेषां भेदाशी मलदूषकः-એ પ્રતુદોમાં જે ભેદાશી નામે પક્ષી થાય છે, તેનું માંસ સર્વ દોષોને કરનાર તથા મળોને બગાડનાર હોય છે. ૭૧,૭૨

### પ્રતુદનામાંના શુક-પોપટપક્ષીના ગુણો

**शुकमांसं कषायाम्लं विपाके कटुशीतलम् ।**
**शोषकासक्षयहितं संग्राहि लघु दीपनम् ॥ ७३ ॥**

**પોપટપક્ષીનું માંસ કષાય રસથી યુક્ત, અમ્લ-ખાટા રસવાળું, વિપાકમાં કટુ-તીખું તથા શીતળ હોઈને શોષ, ઉધરસ તથા ક્ષયમાં હિતકારી, સંગ્રાહી કે ઝાડો કબજે કરનાર, લઘુ તથા અગ્નિદીપક હોય છે. ૭૩**

### પ્રતુદમાંના ચટક-ચકલાંપક્ષીના ગુણો

**चटका मधुराः स्निग्धा बलशुक्रविवर्धनाः ।**
**सन्निपातप्रशमनाः शमना मारुतस्य च ॥ ७४ ॥**

**ચટક-ચકલાંપક્ષીઓ (નાં માંસ) મધુર તથા સ્નિગ્ધ હોઈ બળવર્ધક તથા વીર્યવર્ધક હોય છે; તેમ જ સંનિપાતને તથા વાયુને પણ શમાવનાર હોય છે. ૭૪**

યોગીન્દ્રનાથ સેને વધુમાં અષ્ટાંગસંગ્રહસૂત્રસ્થાનના ૭ મા અધ્યાયમાંથી પણ ચટકના ગુણો દર્શાવતો આ અર્ધો શ્લોક ઉતાર્યો છે; જેમ કે 'चटकाः श्लेष्मलाः स्निग्धा वातघ्ना शुक्रला. પર-ચકલાં-પક્ષીઓના માંસ કફને કરનાર, સ્નિગ્ધ, વાયુનાશક તથા અત્યંત વીર્યવૃદ્ધિ કરનાર હોય છે.'

શ્રી ગંગાધરે સુશ્રુતમાંથી ચટકના ગુણો દર્શાવતો શ્લોક આમ લખ્યો છે : 'कुलिङ्गो मधुरः स्निग्धः कफशुक्रविवर्धनः । रक्तपित्तहरो वेश्म-कुलिङ्गस्त्वतिशुक्रल.-પ્રતુદોમાં કુલિંગ-ચકલાં પક્ષી (નું માંસ) મધુર તથા સ્નિગ્ધ હોઈ કફવર્ધક, વીર્યવર્ધક તથા રક્તપિત્તને મટાડનાર હોય છે; અને ઘરનું ચકલું તો અતિશય વીર્યવર્ધક હોય છે.' અહીં મૂળમાં 'चटकाः' એવું બહુવચન મૂકીને ચટકની આખી જાતિ જણાવી છે; એટલે કુલિંગ તથા ચટક એ બન્નેનો આ ગુણસંગ્રહ સમજાય છે; જોકે ચટક-ચકલાં 'कफशुक्राभिवर्धनाः' કફને તથા વીર્યને વધારનારાં છે, છતાં પ્રભાવના કારણને લીધે મળેલા ત્રણે દોષો કે સંનિપાતનું પણ શમન કરનાર હોય છે; તેમ જ વાયુનું પણ શમન કરે છે. (શ્રી ગંગાધરે અહીં ચટકના ગુણો દર્શાવતાં આ અર્ધો શ્લોક અહીં જ મૂળમાં લખ્યો છે-' बलवीर्यकराश्चैते क्लीवत्वमुपहन्यते ।-આ ચકલાં બળકર તથા વીર્યકર છે, તેથી તેઓનું માંસ નપુંસકપણાનો નાશ કરે છે' આ અર્ધો શ્લોક યોગીન્દ્રનાથે કે જયદેવે પોતાના પુસ્તકમાં લીધો નથી.) ૭૪

### જાંગલમૃગ-સસલાંના વિશેષ ગુણો

**कषायो विशदो रूक्षः शीतः पाके कटुर्लघुः ।**
**शशः स्वादुः प्रशस्तश्च संनिपातेऽनिलावरे ॥ ७५ ॥**

**(જાંગલમૃગ) સસલાં (નું માંસ) કષાય, વિશદ-પિચ્છિલતારહિત, રૂક્ષ, શીતળ, પાકમાં કટુ-તીખાશયુક્ત, લઘુ તથા મધુર હોઈને હીનવાત સંનિપાતમાં પ્રશસ્ત છે. ૭૫**

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આ સસલાંના માંસના ગુણો આ પ્રમાણે કહ્યા છે: 'कषायमधुरस्तेषां शशःपित्त-कफावहः । नातिशीतलवीर्यत्वाद् वातसाधारणो मत.-એ જાંગલમૃગોમાં સસલાંનું માંસ કષાય-તૂરાશયુક્ત મધુર હોય છે; તેથી પિત્તનો તથા કફનો પણ નાશ કરે છે; અને અતિશીત વીર્ય નહિ હોવાથી વાત-સાધારણ મનાય છે-વાયુને કોપાવતું નથી અને શમાવતું પણ નથી.' ૭૫

### જાંગલમૃગ-એણ-કૃષ્ણસાર કે કાળિયાર મૃગના ગુણો

**मधुरा मधुराः पाके त्रिदोषशमनाः शिवाः ।**
**लघवो बद्धविण्मूत्राः शीताश्चैणाः प्रकीर्तिताः ॥७६॥**

**જાંગલ-એણ મૃગો કે કાળિયાર હરિણ-(ના માંસો), રસમાં મધુર હોઈ પાકમાં પણ મધુર હોય છે; ત્રણે દોષને શમાવનાર, શુભકારક, લઘુ, વિષ્ઠાને તથા મૂત્રને બાંધનાર તથા શીતળ કહેવાય છે. ૭૬**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'એણ'-કાળાં મૃગો રસમાં મધુર હોય છે; જોકે એણ-મૃગને છયે રસોથી યુક્ત કહેલ છે, છતાં તેમાં મધુર રસ ઉત્કટ કે વધારે હોય છે, એ કારણે અહીં તેને રસમાં મધુર જણાવેલ છે; તેમ જ વિપાકમાં પણ મધુર હોય છે અને ત્રણે દોષોનું શમન કરનાર, શુભકારક, લઘુ તથા વિષ્ઠાને અને મૂત્રને બાંધનાર હોય છે; આમ

ને અતિસારના તથા પ્રમેહના રોગીને 'એણુ' મૃગોનાં
ા હિતકારી છે, એમ જણાવ્યું છે. વળી વીર્યમાં તે
ાલ હોય છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાય-
 કહેલ છે કે, 'कषायो मधुरो हृद्यः पित्तासृक्कफरोगहा ।
ही रोचनो बल्यस्तेषामेणो ज्वरापहः ॥ मधुरो मधुरः पाके
ाघ्नोऽनिलकोपनः । शीतलो बद्धविण्मूत्रः सुगन्धिर्हरिणो
:॥–એ જંઘાલ મૃગોમાં એણમૃગ–કાળિયાર (નું
ંસ) મધુર, હૃદયને હિતકારી; પિત્તના, લોહીના તથા
ના રોગોનો નાશ કરનાર, સંગ્રાહી–પ્રવાહીનું શોષણ
નાર, રુચિકર, બળકારક તથા જ્વરનો નાશ કરનાર
; પરંતુ લાલ રંગના હરિણનું માંસ મધુર હોઈ પાકમાં
ણ મધુર, દોષોનો નાશ કરનાર, વાયુને કોપાવનાર,
ીતળ, વિષ્ઠાને તથા મૂત્રને બાંધનાર તથા સુગંધી
નાય છે.'

શ્રી ગંગાધરે વધુમાં સુશ્રુતમાંથી જ આ શ્લોક ઉતાર્યો
છે કે, 'एणः कृष्णस्तयोर्ज्ञेयो हरिणस्ताम्र उच्यते । न
कृष्णो न च ताम्रश्च कुरङ्गः सोऽभिधीयते–જે મૃગ કાળો
હોય તેને 'એણુ' જાણવો; લાલ રંગનો હોય તે 'હરિણ'
કહેવાય છે; તેમ જ કાળો કે લાલ પણ ન હોય તે
'કુરંગ' કહેવાય છે.' ૭૬

### પ્રસહ પશુઓમાં ગોમાંસના વિશેષ ગુણો

**गव्यं केवलवातेषु पीनसे विषमज्वरे ।**
**शुष्ककासश्रमात्यग्निमांसक्षयहितं च तत् ॥ ७७ ॥**

**ગવ્ય એટલે ગોમાંસ કેવળ વાયુના રોગમાં, પીનસ–સળેખમમાં, વિષમજ્વરમાં, સૂકી ઉધરસમાં, શ્રમમાં, અતિશય જઠરાગ્નિમાં, માંસના ક્ષયમાં કે કૃશપણામાં હિતકારી છે. ૭૭**

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું
છે: 'श्वासकासप्रतिश्यायविषमज्वर–नाशनम् । श्रमात्यग्निहितं
गव्यं पवित्रमनिलापहम्–બળદનું માંસ શ્વાસનો, ઉધ-
રસનો, સળેખમનો તથા વિષમજ્વરનો નાશ કરે છે,
શ્રમમાં તથા વધુપડતા અગ્નિમાં હિતકારી, પવિત્ર
તથા વાયુનો નાશ કરનાર છે.' (योगीन्द्रनाथ)

શ્રી ગંગાધરે વધુમાં સુશ્રુતમાંથી આ શ્લોકો ઉતારી
ઘોડા વગેરે ગ્રામ્ય વર્ગના ગુણો બતાવ્યા છે કે 'और-
भ्रवत् सलवणं मांसमेकशफोद्भवम् । अल्पाभिष्यन्द्ययं वर्गो
जाङ्गलः समुदाहृतः । दूरे जलान्तनिलया दूरे पानीयगोचराः ।
ये मृगाश्च विहङ्गाश्च तेऽल्पाभिष्यन्दिनो मताः । अतीवासन्न-
निलयाः समीपोदकगोचराः । ये मृगाश्च विहङ्गाश्च महाभिष्य-
न्दिनस्तु ते ॥'–એક ખરીઓવાળાં ઘોડાં વગેરે પશુઓનાં
માંસ, ઘેટાંનાં માંસના જેવા જ ગુણોવાળાં તથા લવણ
રસ–ખારાશથી યુક્ત હોય છે; આ જાંગલ વર્ગ જે
કહ્યો છે, તે લગાર અભિષ્યંદી એટલે રસવાહી નાડી-
ઓને કફથી કંઈક રોકનાર કે થોડી શરદી કરનાર હોય
છે; તેમાં આમ સમજવાનું કે જે જાંગલ પશુઓ કે
પક્ષીઓ ગામથી દૂર રહેનારાં તથા જલાશયથી દૂર રહે-
નારાં હોય છે, તેઓ થોડાં અભિષ્યંદી હોય છે; પરંતુ
જે જાંગલ પશુઓ કે પક્ષીઓ ગામોની વધુ સમીપ
રહેતાં હોય તેમ જ જલાશયોની પણ વધુ સમીપ રહેતાં
હોય, તેઓ મહાભિષ્યંદી એટલે ખૂબ જ શરદી કર-
નારાં હોઈ રસવાહી નાડીઓને કફથી વધુ રોકનારાં
હોય છે. ૭૭

### આનૂપપશુ–વરાહના માંસના ગુણો

**स्नेहनं बृंहणं वृष्यं श्रमघ्नमनिलापहम् ।**
**वराहपिशितं बल्यं रोचनं स्वेदनं गुरु ॥ ७८ ॥**

**વરાહ–ભૂંડ કે ડુક્કરનું માંસ સ્નેહન કે સ્નિગ્ધ, બૃંહણ કે પૌષ્ટિક, વૃષ્ય કે વીર્યવર્ધક, શ્રમનો નાશ કરનાર, વાયુનો નાશ કરનાર, બળકારક, રુચિકારી, પરસેવો લાવનાર તથા ગુરુ–ભારે હોય છે. ૭૮**

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું
છે: 'स्वेदनं बृंहणं वृष्यं शीतलं गुरु तर्पणम् । स्निग्धं श्रमानि-
लहरं वाराहं बलवर्धनम्–વરાહનું માંસ પરસેવો લાવનાર,
પૌષ્ટિક, વીર્યવર્ધક, શીતલ, ગુરુ–ભારે, તૃપ્તિકારક,
સ્નિગ્ધ, શ્રમહારક, વાયુનાશક તથા બળવર્ધક હોય છે.'

### માહિષ–પાડા કે ભેંસના માંસના ગુણો

**स्निग्धोष्णं मधुरं वृष्यं माहिषं गुरु तर्पणम् ।**
**दार्ढ्यं बृहत्त्वमुत्साहं स्वप्नं च जनयत्यपि ॥ ७९ ॥**

**માહિષ–પાડાનું કે ભેંસનું માંસ સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, વૃષ્ય કે વીર્યવર્ધક, ગુરુ–ભારે તથા તૃપ્તિકારક હોઈ શરીરની દઢતા કે મજબૂતાઈ તથા પુષ્ટતાને કરે છે; તેમ જ ઉત્સાહ તથા નિદ્રાને વધુ ઉત્પન્ન કરે છે. ૭૯**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે :
'ભેંસનું કે પાડાનું માંસ સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, વૃષ્ય
કે વીર્યવર્ધક, ગુરુ–ભારે તથા અત્યંત તૃપ્તિકારક હોઈ
શરીરના માંસની દઢતા કરે છે; પુષ્ટિ, ઉત્સાહ તથા
વધુપડતી નિદ્રાને કરે છે; સુશ્રુતે પણ સૂત્રસ્થાનના
૪૬મા અધ્યાયમાં આ મહિષના ગુણો આ પ્રમાણે કહ્યા
છે:–'स्निग्धोष्णमधुरो वृष्यो महिषस्तर्पणो गुरुः । निद्रापुंस्त्व-
बलस्तन्यवर्धनो मांसदार्ढ्यकृत्–મહિષ–પાડાનું માંસ સ્નિગ્ધ,

ઉષ્ણ, મધુર વૃષ્ય–વીર્યવર્ધક, તૃપ્તિકારક, ગુરુ–ભારે; નિદ્રા, વીર્ય, બળ તથા ધાવણ વધારનાર તથા માંસની દૃઢતા કરનાર છે.' વળી વધુમાં સુશ્રુતે હાથી વગેરે પશુઓનાં માંસના ગુણો પણ આ પ્રમાણે લખ્યા છે: 'विरूक्षणो लेखनश्च वीर्योष्णः पित्तदूषणः। स्वाद्वम्ललवणस्तेषां गजः श्लेष्मानिलापहः॥ गवयस्य तु मांसं हि स्निग्धं मधुरकासजित्। विपाके मधुरं चापि व्यवायस्य तु वर्धनम्। रुरोर्मांसं समधुरं कषायानुरसं स्मृतम्। वातपित्तोपशमनं गुरु शुक्रविवर्धनम्॥ तथा चमरमांसं तु स्निग्धं मधुरकासजित्। विपाके मधुरं चापि वातपित्तप्रणाशनम्॥ समरस्य तु मांसं च कषायानुरसं स्मृतम्। वातपित्तोपशमनं गुरु शुक्रविवर्धनम्। गोकर्णमांसं मधुरं स्निग्धं मृदुकफावहम्। विपाके मधुरं चापि रक्तपित्तविनाशनम्–આનૂપવર્ગમાંહેના કુલચરોમાં હાથીનું માંસ અતિશય રૂક્ષતા કરનાર, કફ વગેરેનું લેખન કરનાર–ખોતરી કાઢનાર, ઉષ્ણવીર્ય, પિત્તને દૂષિત કરનાર, મધુર, અમ્લ તથા લવણરસથી યુક્ત હોઈ કફનો તથા વાયુનો નાશ કરનાર છે. ગવયનું કે રોઝનું માંસ સ્નિગ્ધ, મધુર, ઉધરસને મટાડનાર, વિપાકમાં પણ મધુર તથા મૈથુનશક્તિને વધારનાર છે. રુરુ–મૃગનું માસ મધુરરસથી યુક્ત તથા કષાયરસથી અનુગત કહેલ છે; તેમ જ વાત–પિત્તને શમાવનાર, ગુરુ–ભારે તથા વીર્યને વધારનાર છે. ચમર–મૃગનુ માસ સ્નિગ્ધ, મધુર, ઉધરસને મટાડનાર અને વિપાકમા પણ મધુર હોઈ ને વાયુનો તથા પિત્તનો નાશ કરનાર છે. સૃમરનું માસ કષાયરસથી અનુગત કહેવાય છે, વાયુને તથા પિત્તને શમાવનાર છે અને ગુરુ–ભારે હોઈ વીર્યને અત્યત વધારનાર છે. 'ગોકર્ણ' નામના પશુનું માસ મધુર, સ્નિગ્ધ, કોમળ, કફને કરનાર અને વિપાકમાં પણ મધુર હોઈ રક્તપિત્તનો નાશ કરનાર છે.' ૭૯

### આનૂપપશુ–ગેંડાના માસના ગુણો

**खड्गमांसमभिष्यन्दि बलकृन्मधुरं स्मृतम्।**
**स्नेहनं बृंहणं वर्ण्यं श्रमघ्नमनिलापहम्॥ ८०॥**

ગેંડાનું માંસ અભિષ્યંદી એટલે રસવાહી નાડીઓને કફથી રૂંધી દેનાર, બળકારક, મધુર, સ્નેહન, પૌષ્ટિક, વર્ણને હિતકારી, શ્રમનો નાશ કરનાર તથા વાયુનાશક કહેવાય છે. ૮૦

યોગીન્દ્રનાથ સેન વધુમા અહીં આમ સમજાવે છે કે, ગેંડાનું માસ અભિષ્યંદી છે એટલે કે દોષો, ધાતુઓ તથા મળનાં સ્રોતોમાં ક્લેદ–ભીનાશ ઉપજાવનાર, બળકારી, મધુર, સ્નેહન, બૃંહણ, વર્ણકર, શ્રમનાશક તથા વાતહારક કહેવાય છે. આ સંબધે સુશ્રુત પણ કહે છે: 'कफघ्नं खड्गिपिशितं कषायमनिलापहम्। पित्र्यं पवित्रमायुष्यं बद्धमूत्रं विरूक्षणम्–ગેંડાનું માંસ કફનો નાશ કરનાર, કષાય–તૂરા રસવાળું, વાયુનો નાશ કરનાર, શ્રાદ્ધમાં પિતૃઓને તૃપ્ત કરનાર, પવિત્ર, આયુને હિતકારી, મૂત્રને રોકનાર તથા અત્યંત રૂક્ષતા કરનાર છે.' ૮૦

### વારિશય–મત્સ્યોના સામાન્ય ગુણો

**गुरूष्णा मधुरा बल्या बृंहणाः पवनापहाः।**
**मत्स्याः स्निग्धाश्च वृष्याश्च बहुदोषाः प्रकीर्तिताः॥ ८१**

(વારિશય કે જળમાં જન્મીને જળમાં જ રહેનાર હરકોઈ) માછલાં(નાં માંસ) ગુરુ–પચવાં ભારે, ઉષ્ણ, મધુર, બળવર્ધક, પૌષ્ટિક, વાયુનાશક, સ્નિગ્ધ, વૃષ્ય કે વીર્યવર્ધક તથા બહુ દોષકારક કહેવાય છે. ૮૧

યોગીન્દ્રનાથ સેન વધુમાં આ મત્સ્યો સંબધે વૃદ્ધ વાગ્ભટનું આ વચન 'અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૭મા અધ્યાયમાથી લખે છે કે, 'कफपित्तकरा मत्स्याः–માછલાંનાં માંસ કફ તથા પિત્ત–બન્નેને કરે છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: વારિશય વર્ગોમાંનાં મત્સ્યો કે માછલાંનાં માંસ ગુરુ, ઉષ્ણ, રસમાં મધુર તથા પાકમા પણ મધુર હોવા છતાં પ્રભાવના કારણે ઉષ્ણવીર્ય છે અને સ્નિગ્ધ હોવાથી વાયુનો નાશ કરનાર છે; વળી તેઓ બહુ દોષોને કરનાર એટલે કે અનેક જાતના રોગોને ઉપજાવે છે. સુશ્રુતમાં પાચ પ્રકારનાં આનૂપ પ્રાણીઓ કહ્યાં છે: કૂલચર, પ્લવ, કોશસ્થ, પાદી અને મત્સ્યો; તેમાંનાં મત્સ્યો બે પ્રકારનાં થાય છે–એક તો નદીમાં ઉત્પન્ન થનાર અને બીજાં સમુદ્રમાં ઉત્પન્ન થનાર; તેમાંનાં નદીમાં થનાર મત્સ્યોના આવા ગુણો કહ્યા છે: 'नादेया मधुरा मत्स्या गुरवो मारुतापहाः। रक्तपित्तकराश्चोष्णा वृष्याः स्निग्धाल्पवर्चसः। कषायानुरसस्तेषां शष्पशैवालभोजन.। रोहितो मारुतहरो नात्यर्थं पित्तकोपनः। पाठीनः श्लेष्मलो वृष्यो निद्रालुः पिशिताशन.। दूषयत्यम्ल–पित्त तु कुच्छ्ररोग करोत्यसौ। मुरलो बृंहणो वृष्य स्तन्यश्लेष्मकरस्तथा'–નદીનાં માછલાં મધુર, ગુરુ–પચવા ભારે, વાયુનો નાશ કરનાર, ઉષ્ણવીર્ય હોઈ રક્તપિત્તને કરનાર, સ્નિગ્ધ, વિષ્ઠાને ઓછી કરનાર તથા કષાય રસથી અનુગત હોય છે. તેઓમાં રોહિતમત્સ્ય લીલું ઘાસ તથા શેવાળ ખાય છે, તેથી કષાય રસથી અનુગત હોય છે–કઈક તૂરું હોય છે; વાયુનો નાશ કરે છે; પિત્તને અસંત કોપાવતું નથી; પાઠીન નામનું મત્સ્ય (નુ માંસ) કફને વધારે છે, વૃષ્ય–વીર્યવર્ધક હોય છે; નિદ્રા કરવાનો સ્વભાવ ધરાવે છે; માંસાહારી

હોય છે; અમ્લપિત્તને દૂષિત કરે છે અને એ કોઢનો રોગ ઉપજાવે છે. મુરલ નામના મત્સ્ય (નું માંસ) બૃંહણ–શરીરને પુષ્ટ કરનાર, વૃષ્ય, સ્તન્ય–ધાવણને વધારનાર તથા કફ કરનાર હોય છે.' વળી 'सरस्तडागसंभूताः स्निग्धाः स्वादुरसास्तथा । महाह्रदेषु बलिनः स्वल्पेऽम्भस्य बलाः स्मृताः–જે માછલાં સરોવરમાં તથા તળાવમાં ઉત્પન્ન થાય છે, તે સ્નિગ્ધ તથા મધુર રસથી યુક્ત હોય છે; જે માછલાં મોટા ધરાઓમાં ઉત્પન્ન થાય છે, તેઓ બળવાન હોય છે અને થોડા જળમાં ઉત્પન્ન થતાં માછલાં નિર્બળ હોય છે.' બીજાં તંત્રોમાં પણ આમ કહ્યું છે: 'मत्स्यास्तु बृंहणाः सर्वे गुरवः शुक्रवर्धनाः । बल्याः स्निग्धोष्णमधुराः कफपित्तकराः स्मृताः । व्यायामाध्वरतानां च दीप्ताग्नीनां च शस्यते । मत्स्याशिनां न बाधन्ते प्रायशो वातजा गदाः । महाप्रमाणा गुरवः शुक्रला बद्धवर्चसः । क्षुद्रमत्स्यास्तु लघवो ग्राहिणो ग्रहणीहिताः । कृष्णमत्स्या लघुस्निग्धा वातघ्ना वह्निवर्धनाः । पाण्डरा दोषलाः स्निग्धा गुरवो भिन्नवर्चसः । इल्लिशो मधुरः स्निग्धः पित्तश्लेष्मप्रकोपणः । नृणां व्यायामनित्यानां हितो वह्निप्रदीपनः । एलङ्गः स्निग्धमधुरो गुरुर्विष्टम्भिशीतलः'॥–બધાં માછલાં પૌષ્ટિક હોઈ ગુરુ–પચવાં ભારે, વીર્યવર્ધક, બળકારક, સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, કફ કરનાર તથા પિત્ત કરનાર કહેવાય છે. જેઓ હમેશાં કસરત કરે છે અને કાયમ મુસાફરી કરે છે, તેઓને, તેમ જ જેઓનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય છે, તેઓને માછલાંનો આહાર હિતકારી થાય છે; માછલાં ખાનારને વાયુના રોગો લગભગ થતા નથી; ક્ષુદ્ર કે મોટાં માછલાં પચવામાં ભારે, વીર્યવર્ધક અને વિષ્ઠાને બાંધનારાં હોય છે; નાનાં માછલાં પચવામાં હલકાં, ગ્રાહી કે ઝાડો કબજે કરનાર તથા ગ્રહણીના રોગમાં હિતકારી છે; કાળા રંગનાં માછલાં પચવામાં હલકાં, સ્નિગ્ધ, વાયુનો નાશ કરનાર તથા અગ્નિદીપક હોય છે; ધોળાં માછલાં દોષવર્ધક, સ્નિગ્ધ, પચવામાં ભારે તથા વિષ્ઠાને છૂટી પાડનાર હોય છે; ઇલ્લિશ નામનું માછલું મધુર, સ્નિગ્ધ અને પિત્તને તથા કફને કોપાવનાર હોય છે; તેથી જે લોકો હમેશાં કસરત કરે છે તેઓને તે હિતકારક છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. એલંગ નામના માછલાનું માંસ સ્નિગ્ધ તથા મધુર હોઈ પચવામાં ભારે, વિષ્ટંભ કરનાર તથા શીતલ હોય છે.' (આ સિવાય જુદાં જુદાં તંત્રોમાંથી શ્રી ગંગાધરે જુદાં જુદાં મત્સ્યોના ગુણો જલ્પકલ્પતરુ ટીકામાં લખ્યા છે; પરંતુ તે તે મત્સ્યો ભાષામાં પ્રસિદ્ધ ન હોવાના કારણે તે શ્લોકો અહીં ઉતાર્યા નથી;) સિવાય સમુદ્રનાં માછલાંના ગુણો સુશ્રુતે જે લખેલ છે તે શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આમ લખો જણાવે છે: 'सामुद्रा गुरवः स्निग्धा मधुरा नातिपित्तलाः । उष्णा वातहरा वृष्या वर्चस्याः श्लेष्मवर्धनाः ॥ बलावहा विशेषेण मांसाशित्वात् समुद्रजाः । समुद्रजेभ्यो नादेया बृंहणत्वाद् गुरुत्तराः । तेषामप्यनिलघ्नत्वाचौण्ड्यकौप्यौ गुणोत्तरौ । स्निग्धत्वात् स्वादुपाकत्वात् तयोर्वाप्या गुणोत्तराः । नादेया गुरवो मध्ये यस्मात् पुच्छास्यचारिणः । सरस्तडागजानां तु विशेषेण शिरो लघु । अदूरगोचरा यस्मात् तस्मादुत्सोदपानजाः । किंचिन्मुक्त्वा शिरोदेशमत्यर्थं गुरवस्तु ते । अधस्ताद् गुरवो ज्ञेया मत्स्याः सरसिजास्तु ये । उरोविचरणात् तेषां पूर्वमङ्गं लघु स्मृतम्–સમુદ્રનાં માછલાં ભારે, સ્નિગ્ધ, તથા મધુર હોઈ અત્યંત પિત્ત કરતાં નથી; ઉષ્ણ, વાતહર, વૃષ્ય, વિષ્ઠાને વધારનાર તથા કફવર્ધક હોય છે; અને તે સમુદ્રનાં માછલાં માંસાહારી હોવાથી વિશેષે કરી–ખાસ બળવર્ધક હોય છે. એ સમુદ્રનાં માછલાં કરતાં પણ નદીનાં માછલાં પૌષ્ટિક હોવાથી વધુ ભારે છે; તેઓના કરતાં પણ બાંધ્યા વગરના કૂવાનાં માછલાં તથા બાંધેલા કૂવાનાં માછલાં વાયુનાશક હોવાથી વધુ ગુણવાળાં હોય છે; તેઓના કરતાં પણ વાવનાં માછલાં સ્નિગ્ધ તથા મધુરપાકી હોવાથી વધુ ગુણવાળાં હોય છે. નદીનાં માછલાં પૂંછડાંથી તથા મોઢાંથી ચાલનારાં હોય છે; તેથી વચ્ચેના ભાગમાં ગુરુ–ભારે હોય છે; સરોવરનાં તથા તળાવનાં માછલાંઓનું માથું વધુ હલકું હોય છે; પર્વતોનાં ઝરણાંનાં માછલાં બહુ દૂર સુધી ગતિ કરતાં નથી એટલે શરીરનો પરિશ્રમ ઓછો કરે છે, એ કારણે કંઈક માથાનો ભાગ છોડી તેઓના બાકીના અવયવો અતિશય વધુ ભારે હોય છે; મોટાં સરોવરનાં માછલાંના નીચેના અવયવો ભારે હોય છે; એ માછલાં છાતીથી ચાલે છે, તેથી તેઓનો છાતીની ઉપરના આગલા અવયવો હલકા ગણાય છે.' ૮૧

## વારિશય–રોહિતમત્સ્યના ગુણો

**शैवलाहारभोजित्वात्स्वप्नस्य च विवर्जनात् ।**
**रोहितो दीपनीयश्च लघुपाको महाबलः ॥ ८२ ॥**

**રોહિતમત્સ્ય શેવાળનો તથા લીલાં કૂણાં ઘાસનો આહાર કરે છે, તેમ જ નિદ્રાનો ત્યાગ કરે છે–ઊંઘતું નથી, એ કારણે તે દીપનીય હોઈ જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે; લઘુપાકી હોય છે–જલદી પચી જાય છે અને મહાબળવાન હોય છે.**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: સુશ્રુતે પણ કહ્યું છે કે, 'कषायानुरसस्तेषां शष्पशैवालभोजनः । रोहितो मारुतहरो नात्यर्थं पित्तकोपनः–તે માછલાંઓમાં રોહિતમત્સ્ય લીલું ઘાસ તથા શેવાળ

ખાય છે, તેથી કષાય-તૂરા રસથી અનુગત હોય છે, વાયુને હરે છે અને પિત્તને અત્યંત કોપાવતું નથી;' વળી એ સુશ્રુતમાં પાઠીન તથા મુરલ મત્સ્યના ગુણો પણ આ પ્રમાણે કહ્યા છે: 'पाठीनः श्लेष्मलो वृष्यो निद्रालुः पिशिताशनः । दूषयेदम्लपित्तं तु कुष्ठरोगं करोत्यसौ । मुरलो बृंहणो वृष्यः स्तन्यश्लेष्मकरस्तथा ॥ (સુશ્રુત. સૂ. ૪૬ અ.)–'પાઠીન' માછલું કફ કરનાર, વૃષ્ય કે વીર્યવર્ધક, વધુ નિદ્રા કરવાના સ્વભાવવાળું તથા માંસનો આહાર કરનાર હોય છે, તેથી એ અમ્લપિત્તને દૂષિત કરે છે અને કોઢનો રોગ ઉત્પન્ન કરે છે; તેમ જ 'મુરલ' નામનું માછલું પૌષ્ટિક, વીર્યવર્ધક, ધાવણ વધારનાર તથા કફ કરનાર હોય છે.' ૮૨

### વારિશય-કૂર્મ કે કાચબાના ગુણો

वर्ण्यो वातहरो वृष्यश्चक्षुष्यो बलवर्धनः ।
मेधास्मृतिकरः पथ्यः शोषघ्नः कूर्म उच्यते ॥८३॥

કૂર્મ-કાચબા(નું માંસ) વર્ણકર, વાતહર, વૃષ્ય-વીર્યવર્ધક, ચક્ષુને હિતકારી, બળવર્ધક, મેધાકર, સ્મરણશક્તિને કરનાર, પથ્ય-શરીરને હિતકારી તથા શોષનો નાશ કરનાર કહેવાય છે. ૮૩

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં અહીં આમ સમજાવે છે: 'જળમાં ફરનારી કાચબાની જાતિ (ના માંસ) પ્રભાવના કારણે બળકર, વાતહર ઇત્યાદિ ગુણકર્મોથી યુક્ત હોય છે; તેમ જ શોષ એટલે રાજયક્ષ્મા-ક્ષયરોગનો તે નાશ કરે છે; અહીં મૂળમાં કેટલાક વિદ્વાનો 'शोषघ्न'ને બદલે 'शोथघ्न'–કાચબો સોજાનો નાશ કરે છે એવો પાઠ રાખે છે, પરંતુ તેઓ ભ્રમથી એમ કહે છે; કારણ કે 'ग्राम्याब्जानूप पिशितलवण'–ગ્રામ્ય, જલજ તથા આનૂપ પ્રાણીનું માંસ તો લવણરસથી યુક્ત હોવાથી ઊલટું શોથનું નિદાન બને છે, તેથી તેનો તો શોથમાં ત્યાગ જ કરવાનો હોય છે, એટલે શોથનો નાશ કરવા તેનું સેવન કરવું, એ તો ઊલટું અહિતકારી છે. સુશ્રુતમાં તો આમ કહ્યું છે કે, 'दासकूर्मादयः स्वादुरसपाका मरुन्नुदः । शीताः स्निग्धा हिताः पित्ते वर्चस्याः श्लेष्मवर्धना । कृष्णः कर्कटकस्तेषां बल्यः कोष्णोऽनिलापहः । शुक्लः सधानकृत् सृष्टविण्मूत्रोऽनिलपित्तहा–શંખલાં, કાચબા વગેરે જલચરો(નાં માંસ) રસમાં તથા પાકમાં પણ મધુર હોઈ વાયુનો નાશ કરે છે; શીતળ તથા સ્નિગ્ધ હોઈ પિત્તમાં હિતકારી છે, વિષ્ઠાને કરનાર તથા કફને વધારનાર છે; તે જલચરોમાં કાળો કરચલો બળકર, લગાર ઉષ્ણ તથા વાયુનાશક હોય છે; અને ધોળો કરચલો ભાગેલું સાંધનાર, વિષ્ઠાની તથા મૂત્રની છૂટ કરનાર તથા વાયુનો અને પિત્તનો નાશ કરનાર હોય છે.' ૮૩

### હંસ વગેરે પક્ષીઓનાં ઈંડાંના ગુણો

धार्तराष्ट्रचकोराणां दक्षाणां शिखिनामपि ।
चटकानां च यानि स्युरण्डानि च हितानि च ॥८४॥
रेतःक्षीणेषु कासेषु हृद्रोगेषु क्षतेषु च ।
मधुराण्यविदाहीनि सद्योबलकराणि च ॥८५॥

'ધાર્તરાષ્ટ્ર' નામનાં એક જાતનાં હંસપક્ષીઓનાં, ચકોરપક્ષીઓનાં, દક્ષ-કૂકડાંનાં, મોરપક્ષીઓનાં તથા ચકલાંનાં પણ જે ઈંડાં હોય છે, તે ક્ષીણવીર્ય થયેલા રોગીઓ માટે, ઉધરસના રોગીઓ માટે, હૃદયના રોગીઓ માટે તથા (શસ્ત્રોથી) ઘવાયેલા કે ઉરઃક્ષતના રોગીઓ માટે હિતકારી છે; કેમકે તે ઈંડાં મધુર હોઈ અતિશય દાહ કરનાર હોતાં નથી; અને તરત જ બળ કરનારાં હોય છે. ૮૪,૮૫

### સર્વ માંસનું વિશેષ ફળ અને માંસવર્ગની સમાપ્તિ

शरीरबृंहणे नान्यदाद्यं मांसाद्विशिष्यते ।
इति वर्गस्तृतीयोऽयं मांसानां परिकीर्तितः ॥८६॥

શરીરને પુષ્ટ કરવા માટે બીજો કોઈ પણ ખાદ્ય પદાર્થ માંસથી વિશેષ કે ચડિયાતો નથી. એમ માંસોનો આ ત્રીજો વર્ગ અહીં કહ્યો છે. ૮૬

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'શરીરને પુષ્ટ કરવામાં બીજું કોઈ પણ ખાદ્ય, માંસથી વિશેષ ચડિયાતું નથી; અર્થાત્ માંસ જેવું બીજું કંઈ પણ શરીરને પુષ્ટિકારક નથી; આ જ કારણે ચરકે શ્લોકસ્થાનના ૨૫મા અધ્યાયમાં કહ્યું પણ છે કે, 'मांसं बृंहणानाम्'–શરીરને પુષ્ટ કરનાર પદાર્થોમાં માંસ સર્વ કરતાં શ્રેષ્ઠ પૌષ્ટિક છે.' ૮૬

इति मांसवर्गः

अथ शाकवर्गः

### પાઠા, શુષા-કાસુંદ્રો, પટ્કચૂરો, વાસ્તુક અને સુનિષણ્ણક-જલકપાસિયા નામનાં શાકના ગુણો

पाठा शुषा शठीशाकं वास्तुकं सुनिषण्णकम् ।
विद्याद् ग्राहि त्रिदोषघ्नं भिन्नवर्चस्तु वास्तुकम् ॥८७

પાઠા, શુષા-કાસુંદ્રો, શઠી-પટ્કચૂરો, વાસ્તુક-બથવો અને સુનિષણ્ણક-જલકપાસિયા, એટલાનાં પાંદડાંનાં શાક ગ્રાહી તથા ત્રિદોષનાશક જાણવાં; પણ વાસ્તુક-બથવાનું શાક તો વિષ્ઠાને ભેદનારું

એટલે મળને છૂટો પાડનારું જાણવું. ૮૭

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'હવે શાકવર્ગની શરૂઆત કરે છે. ભાવપ્રકાશમાં કહ્યું છે કે 'पत्रं पुष्पं फलं नालं कन्दं संस्वेदजं तथा । शाकं षड्विधमुद्दिष्टं गुरु विद्याद् यथोत्तरम् ।'–પાંદડાંનું શાક–ભાજી, પુષ્પશાક, ફલશાક, નાલ, કંદશાક તથા સંસ્વેદજ, એમ ૭ પ્રકારનું શાક કહેવાય છે અને તેને યથોત્તર–ક્રમશઃ વધુ ગુરુ–ભારે જાણવાં એટલે કે પત્રશાક કરતાં પુષ્પશાક ગુરુ–પચવું ભારે, પુષ્પશાક કરતાં ફલશાક ગુરુ–પચવું ભારે, ફલશાક કરતાં નાલશાક ગુરુ–પચવું ભારે, નાલશાક કરતાં કન્દશાક ગુરુ–પચવું ભારે અને કંદશાક કરતાં સંસ્વેદજ શાક ગુરુ–પચવું ભારે છે. આમાંનું સંસ્વેદજ શાક–છત્રકાદિ જાણવું એટલે બિલાડીની ટોપી, જે ચોમાસામાં થાય છે, તેનું શાક સૌથી વધુ ગુરુ–ભારે છે. બીજા વિદ્વાનો કહે છે કે, 'मूलपत्रकरीराग्रफलकाण्डाधिरूढकम् । त्वक् पुष्पं कवकं चैव शाकं दशविधं स्मृतम् ।'–મૂલશાક, પત્રશાક, કરીર–અંકુરોનું શાક, નેતર વગેરેના અગ્રભાગનું શાક, ફલશાક, કાંડશાક, અધિરૂઢ–તાડ વગેરેના અસ્થિની મજ્જાનું શાક, છાલનું શાક, પુષ્પશાક તથા કવક–બિલાડીની ટોપી–છત્રકાદિનું શાક, એમ દશ પ્રકારનું શાક કહેવાય છે. અહીં 'પાઠા'નું બીજું નામ 'અંબષ્ઠા' પણ મળે છે; (આ 'અંબષ્ઠા' એ નાની પીલુડીનું નામ છે; તે ભાવપ્રકાશ નિઘંટુમાં જણાવેલ છે.) શુષા–કાસમર્દ–કાસુંદ્રો કહેવાય છે; શટી–પટ્કચૂરો પ્રસિદ્ધ છે; તેની આકૃતિ હળદરનાં પાંદડાંના જેવી થાય છે; એ બધાનાં શાક પત્રશાક નામે કહેવાય છે; વાસ્તુકનું બીજું નામ ટંકવાસ્તુક છે; (જેને ગુજરાતીમાં બથવો કે ચીલી કહે છે;) સુનિષણ્ણકને બંગાળીમાં 'શુશુનિ' કહે છે; તેનું લક્ષણ આ પ્રમાણે કહેલું છે: 'चाङ्गेरीसदृशैः पत्रैः सुनिषण्णश्चतुर्दलः । शाको जलान्विते देशे चतुष्पत्रीति कथ्यते'–જેનાં પાંદડાં બહુ જ ખાટી 'ચાંગેરી' કે લૂણીના જેવાં થાય છે, પરંતુ એવાં પાંદડાં જેને ચાર હોય છે, તે શાક જળયુક્ત દેશમાં થાય છે અને તેને 'ચતુષ્પત્રી' કહે છે; આ બધાં શાક ગ્રાહી છે એટલે કે શરીરના દ્રવભાગ કે ભીનાશને સૂકવનાર છે; પરંતુ વાસ્તુક સિવાયનાં ગ્રાહી છે; વાસ્તુક તો ભેદી છે–મળને ભેદનાર છે–તોડનાર કે છૂટો પાડનાર છે; 'भिन्नवर्चास्तु वास्तुकम्'–भिन्नं वर्चः पुरीषं येन तत्–જેણે વિષ્ઠાનું ભેદન કરેલું છે, તે વિષ્ઠાને ભેદનાર શાક વાસ્તુક છે અને આ બધાં શાક ત્રિદોષનો નાશ કરે છે.' ૮૭

## કાકમાચી પીલુડી કે અઘેડીના ગુણો

त्रिदोषशमनी वृष्या काकमाची रसायनी ।
नात्युष्णशीतवीर्या च भेदिनी कुष्ठनाशनी ॥ ८८ ॥

કાકમાચી–પીલુડી કે અઘેડી ત્રણે દોષોને શમાવનારી, વૃષ્ય કે વીર્યવર્ધક, રસાયનરૂપ, નહિ અતિ ઉષ્ણ વીર્ય, નહિ અતિ શીતવીર્ય, મળોનું ભેદન કરનાર તથા કોઢનો નાશ કરનાર કહેવાય છે. ૮૮

સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આ કાકમાચીના શાકના ગુણો આ પ્રમાણે કહ્યા છે:–'ईषत् तिक्तं त्रिदोषघ्नं शाकं कटु सर्तानजम् । नात्युष्णशीतं कुष्ठघ्नं काकमाच्यास्तु तद्विधम्'–ચટાણાની ભાજીનું શાક લગાર કડવું તથા તીખું હોઈ ત્રણે દોષોનો નાશ કરે છે અને કાકમાચી–પીલુડી કે અઘેડીનું શાક પણ એના જેવું જ હોઈ અતિઉષ્ણ કે અતિ શીતવીર્ય નથી અને કોઢનો નાશ કરે છે.' ૮૮

## રાજક્ષવક નાગલા દૂધેલીનાં પાનના શાકના ગુણો

राजक्षवकशाकं तु त्रिदोषशमनं लघु ।
ग्राहि शस्तं विशेषेण ग्रहण्यर्शोविकारिणाम् ॥८९॥

રાજક્ષવક–નાગલા દૂધેલીનાં પાનનું શાક તો ત્રણે દોષને શમાવનાર, લઘુ–હલકું તથા ગ્રાહી–મળને રોકનાર હોઈ ગ્રહણી તથા અર્શસ્‌ના રોગીઓ માટે ખાસ હિતકારી ગણાય છે. ૮૯

યોગીન્દ્રનાથ સેન અહીં જણાવે છે કે રાજક્ષવક શાકનો પર્યાય 'कृष्णराजिका' મળે છે; અને વધુમાં જણાવે છે કે, તેનાં પાંદડાં મોટાં થાય છે અને તે છીંક લાવે છે; તેનું શાક ત્રણે દોષને શમાવનાર, લઘુ–હલકું તથા ગ્રાહી હોય છે એટલે કે મળને રોકનાર હોય છે, તેથી ગ્રહણીના તથા અર્શસ્‌ના રોગીઓને ખાસ હિતકારી થાય છે; સુશ્રુતે પણ કહ્યું છે કે, 'संग्राहि शीतलं चापि लघु दोषापहं तथा । राजक्षवकशाकं तु शटीशाकं च तद्विधम्'–રાજક્ષવકનું શાક એટલે નાગલા દૂધેલીની ભાજી, ઝાડાને રોકનાર અથવા સૂકવનાર છે; શીતળ તથા હલકી હોઈ દોષોથી વિરુદ્ધ નથી અને શટી–પટ્કચૂરો કે કપૂરકાચલીની ભાજી પણ એવા જ ગુણોવાળી હોય છે.

અહીં શ્રી ગંગાધર 'राजक्षवक'નો અર્થ दुग्धिकापत्रं એટલે નાગલા દૂધેલીનાં પાંદડાં કે ભાજી એવો કરે છે અને શ્રી ચક્રપાણિ પણ 'राजक्षवको–दुग्धिका'–રાજક્ષવક એટલે 'નાગલા દૂધેલી' એવો જ અર્થ કરે છે. ૮૯

## કાલશાક–છુંછના તથા કાલીય શાક–લાંગના ગુણો

कालशाकं तु कटुकं दीपनं गरशोफजित् ।
लघूष्णं वातलं रूक्षं कालीयं शाकमुच्यते ॥ ९० ॥

કાલશાક કે છુંછનું શાક કટુક-તીખું હોઈ જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, ઝેર તથા સોજા મટાડે છે; અને લાંગનું શાક લઘુ, ઉષ્ણવીર્ય તથા રૂક્ષ હોઈને વાયુ કરનાર કહેવાય છે. ૯૦

યોગીન્દ્રનાથ સેન સુશ્રુતમાંથી આ બન્ને શાકના ગુણો દર્શાવતા આ અર્ધા અર્ધા શ્લોકો અહીં ટાંકી બતાવે છે: 'दीपनं कालशाकं तु गरदोषहरं लघु-કાલશાક-છુંછ કે શરપંખાની ભાજી અગ્નિને પ્રદીપ્ત કરનાર તથા વિષના દોષનો નાશ કરે છે' તેમ જ 'भेदन मधुरं रूक्षं कालीय-मतिवातलम्-લાગનું કે વટાણાનું શાક મળનું ભેદન કરનાર, મધુર, રૂક્ષ તથા અતિશય વાયુકારક કહેવાય છે.

અમ્લચાંગેરી કે ખૂબ ખાટી લૂણીના ગુણો

दीपनी चोष्णवीर्या च ग्राहिणी कफमारुते।
प्रशस्यतेऽम्लचाङ्गेरी ग्रहण्यर्शोहिता च सा ॥९१॥

અમ્લચાંગેરી કે ખાટી લૂણી અગ્નિને પ્રદીપ્ત કરનાર, ઉષ્ણવીર્ય તથા ગ્રાહિણી એટલે ઝાડાને રોકનાર હોઈ ગ્રહણીના તથા અર્શના રોગમાં હિતકારક છે અને કફના તથા વાયુના રોગમાં વખણાય છે. ૯૧

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'अम्ला चाङ्गेरी–अम्ल चाङ्गेरी–क्षुद्राम्लिका–ખાટી ઝીણી લૂણી અગ્નિને પ્રદીપ્ત કરનાર, ઉષ્ણવીર્ય, મળને કે ઝાડાને રોકનાર કે સૂકવનાર હોઈ કફ તથા વાયુના રોગમાં વખણાય છે અને ગ્રહણીના તથા અર્શના રોગમાં હિતકારી કહેવાય છે. આ સંબંધે પણ સુશ્રુતે આમ કહ્યું છે: 'ग्रहण्यर्शोविकारघ्नी साम्ला वातकफे हिता। उष्णा कषायमधुरा चाङ्गेरी चाग्निदीपनी–ખટાશવાળી ચાંગેરી કે લૂણી ગ્રહણીના તથા અર્શના વિકારોનો નાશ કરનારી છે; અને ઉષ્ણ, કષાય તથા મધુરરસથી યુક્ત હોઈને વાયુમાં તથા કફમાં હિતકારી છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે.

ઉપોદિકા-પોથી અથવા પોઈ નામના ભાજી રૂપ પત્રશાકના ગુણો

मधुरा मधुरा पाके भेदिनी श्लेष्मवर्धिनी।
वृष्या स्निग्धा च शीता च मदघ्नी चाप्युपोदिका ॥९२॥

ઉપોદિકા-પોથી કે પોઈ નામની ભાજી કે પત્રશાક રસમાં મધુર હોઈ પાકમાં પણ મધુર છે; વિષ્ઠા આદિ મળોનું ભેદન કરે છે; કફને વધારે છે; વૃષ્ય-વીર્યવર્ધક છે અને શીતળ તથા સ્નિગ્ધ હોઈ મદનો નાશ કરનાર છે. ૯૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: ઉપોદિકાને બંગાળીમાં 'પુઇ' કહે છે; (ગુજરાતીમાં તે 'પોથી'ની ભાજી કહેવાય છે.) તે રસમાં મધુર, પાકમાં પણ મધુર, એટલે મધુર-વિપાકી છે; તેમ જ ભેદન કરે છે; ભેદન કરનારનું લક્ષણ આવું છે કે 'भेदि तत् पिण्डितान् भावान् बद्धदायान् भिनत्ति यत्'–જે વિષ્ઠા આદિ ગંઠાઈ ગયેલા ભાવોને કે મળને ભેદે છે–તોડે છે–છૂટા પાડે છે, તે ભેદી કહેવાય છે; અને એથી ઊલટું હોય એટલે વિષ્ઠા આદિ મળોને જે ગંઠી નાખે છે કે પ્રવાહીને સૂકવી નાખે છે, તે 'ગ્રાહી' કહેવાય છે. વળી આ પોથીની ભાજી કફને વધારે છે; સ્નિગ્ધ, શીતળ તથા મદનો નાશ કરનાર હોઈને વિષથી, મદ્યથી તથા રુધિરથી ઉત્પન્ન થયેલા વિકારોનો નાશ કરે છે; આ સંબંધે સુશ્રુતે પણ કહ્યું છે કે 'स्वादु–पाकरसा वृष्या वातपित्तमदापहा। उपोदिका सरा स्निग्धा बल्या श्लेष्मकरी हिमा'–(સુશ્રુત—સૂ ૪૬ અ.) ઉપોદિકા-પોથીની ભાજી મધુર રસવાળી તથા મધુર પાકવાળી હોઈને વૃષ્ય-વીર્યવર્ધક છે; તેમ જ વાતનો, પિત્તનો તથા મદનો નાશ કરે છે, સારક છે, સ્નિગ્ધ, બળકર, કફકારક તથા શીતળ છે. ૯૨

તંડુલીયક-તાંદળજાની ભાજીના ગુણો

रूक्षो मदविषघ्नश्च प्रशस्तो रक्तपित्तिनाम्।
मधुरो मधुरः पाके शीतलस्तण्डुलीयकः ॥९३॥

તાંદળજો રૂક્ષ, મદનો તથા વિષનો નાશ કરનાર, રસમાં મધુર તથા પાકમાં પણ મધુર હોઈ શીતલ છે અને તે જ કારણે રક્તપિત્તના રોગીઓ માટે વખણાય છે. ૯૩

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'આ તંડુલીયક'–તાંદળજાને સંસ્કૃતમાં 'અલ્પમારિષ' એવા બીજા નામે પણ કહે છે; તે રસમાં મધુર, વિપાકમાં પણ મધુર, શીતલ તથા રૂક્ષ હોઈ મદનો તથા વિષનો પણ નાશ કરે છે; તેમ જ રક્તપિત્તના રોગીઓ માટે ખાસ વખણાય છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં કહ્યું છે કે–'मधुरो रसपाकाभ्यां रक्तपित्तमदापहः। तद्वत् शीततमो रूक्षस्तण्डुलीयो विषापहः॥ (આનો અનુવાદ ઉપરના જેવો જ છે.)

મંડૂકપર્ણી એટલે બ્રાહ્મી વગેરે પત્રશાકના ગુણો

मण्डूकपर्णी वेत्राग्रं कुचेला वनतिक्तकम्।
कर्कोटकावल्गुजकौ पटोलं शकुलादनी ॥९४॥
वृषपुष्पाणि शार्ङ्गेष्टा केबूकं सकठिल्लकम्।
नाडी कलायं गोजिह्वा वार्ताकं तिलपर्णिका ॥९५॥

कौलकं कार्कशं निम्बं शाकं पार्पटकं च यत् ।
कफपित्तहरं तिक्तं शीतं कटु विपच्यते ॥९६॥

મંડૂકપર્ણી એટલે બ્રાહ્મી, વેત્રનો કે નેતરનો અગ્રભાગ, કુચેલા કે પાઠા, વનતિક્તક–જંગલી કરિયાતું, કર્કોટક–કંકોડાં, અવલ્ગુજક–બાવચી, પટોલ–પરવળની ભાજી, શકુલાદની–કડુ, વનપુષ્પ–અરડુસીનાં ફૂલ, શાર્ઙ્ગેષ્ટા–પીલુડી, કેબૂક, કઠિલ્લક· રાતાં ફૂલવાળી સાટોડી, નાડી કે નાડાની ભાજી, કલાય–વટાણાની ભાજી કે લાંગ, ગોજિહ્વા કે ગળજીભી, વાર્તાકી કે રીંગણી, તિલપર્ણિકા–તલવણી, કૌલક–પરવળનાં ફળ, કર્કશકા–કારેલાં, નિમ્બ–લીંબડો અને પાર્પટક–ખડસલિયો પિત્તપાપડો, એટલાંનું શાક કડવું તથા શીતળ હોઈ વિપાકમાં તીખું બને છે અને તેથી જ કફનો તથા પિત્તનો તે નાશ કરે છે. ૯૪–૯૬

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'મંડૂકપર્ણી'ને લોકમાં એટલે બંગાળીમાં 'थानकुनि' કહે છે; (ગુજરાતીમાં તો તેને બ્રાહ્મી કે ખડબ્રાહ્મી જ કહે છે.) 'वेत्रस्य अग्रं–वेत्राग्रं'–નેતરનો અગ્રભાગ; 'कुचेला'નું બીજું નામ સંસ્કૃતમાં 'अम्बष्ठविद्धिका' કહેવાય છે; 'वनतिक्तक'નું બીજું સંસ્કૃત નામ 'वत्सक' છે; (જેને ગુજરાતીમાં જંગલી કરિયાતું કહે છે.) 'कर्कोटक' (ગુજરાતીમાં 'કંકોડાં'ના નામે) પ્રસિદ્ધ છે; 'अवल्गुज'ને વાકુચી અથવા ગુજરાતીમાં 'બાવચી' કહે છે; 'पटोल' (ગુજરાતીમાં 'પરવળ'નાં નામે) પ્રસિદ્ધ છે; 'शकुलादनी'નું બીજું સંસ્કૃત નામ 'कटुका' (જેને ગુજરાતીમાં 'કડુ' કહે) છે; 'वृषः–वासा, तस्य पुष्पाणि'–અરડૂસીનાં ફૂલ, 'શાર્ઙ્ગેષ્ટા'નું બીજું સંસ્કૃત નામ 'अङ्गारवल्लिका' (ગુજરાતીમાં 'પીલુડી' કહે) છે. 'केबूक'નો અર્થ બંગાળીમાં 'केउ' એવો પ્રખ્યાત છે. 'कठिल्लक'–લાંબાં પાંદડાંવાળી (રાતી) ચોમાસામાં થતી સાટોડી કહેવાય છે; 'नाडी'નો પર્યાય, 'नाडी च' અને 'तिक्तपट्टशाक' એ પ્રમાણે મળે છે. 'कलाय'ને ગુજરાતીમાં 'વટાણા' કહે છે; 'गोजिह्वा'નું બીજું નામ 'दार्वीपत्रिका' કહેવાય છે. 'वार्ताकी'–(ગુજરાતીમાં–વંતાકડી નામે) પ્રસિદ્ધ છે; 'तिलपर्णिका'નું બીજું નામ 'चोरक' મળે છે; (જેને ગુજરાતીમાં 'તલવણી' કહે છે;) આને જ બીજા વિદ્વાનો સંસ્કૃતમાં 'श्रीहस्तिनी' કહે છે. તેમ જ કુલક એટલે કાકતિંદુક–(ગુજરાતીમાં 'કારેલાં') કહેવાય છે; બીજા વિદ્વાનો કહે છે કે આને એક જાતનાં 'पटोल' પરવળ કહે છે. 'कार्कश'ને ગુજરાતીમાં નાનાં કંકોડાં કહે છે; અને 'निम्ब'–લીંબડી; તેમ જ 'पार्पटक'–ખડસલિયો પિત્તપાપડો; આ પ્રત્યેકનાં શાક કફનો તથા પિત્તનો નાશ કરનાર, કડવાં, શીતળ તથા કટુવિપાકી છે–વિપાકમાં તીખાં છે અર્થાત્ મંડૂકપર્ણી–બ્રાહ્મીથી માંડી પિત્તપાપડા સુધીનાં દ્રવ્યોનાં પ્રત્યેકનાં પત્રશાક શીતવીર્ય તથા કફનો અને પિત્તનો નાશ કરનારાં હોય છે; આ બધાંના વિશેષ ગુણો સુશ્રુતમાં આ પ્રમાણે કહ્યા છે: 'कषाया तु हिता पित्ते स्वादुपाकरसा हिमा । लघ्वी मण्डूकपर्णी तु तद्वद् गोजिह्विका मता ॥ अविदाही त्रिदोषघ्नः संग्राही सुनिषण्णकः । अवल्गुजः कटुः पाके तिक्तः पित्तकफापहः । ईषत् तिक्तं त्रिदोषघ्नं शाकं कटु सतीनजम् । नात्युष्णशीतं कुष्ठघ्नं काकमाच्यास्तु तद्विधम् ॥ कण्डूकुष्ठकृमिघ्नानि कफवातहराणि च । फलानि बृहतीनां तु कटुतिक्तलघूनि च ॥ कफपित्तहरं व्रण्यमुष्णं तिक्तमवातलम् । पटोलं कटुकं पाके वृष्यं रोचन–दीपनम् । कफवातहरं तिक्तं रोचनं कटुकं लघु ॥ वार्ताकं दीपनं प्रोक्तं जीर्णं सक्षारपित्तलम् । तद्वत् कर्कोटकं विद्यात् कारवेल्लकमेव च । अटरूषकवेत्राग्रगुडूची–निम्बपर्पटाः । किराततिक्तसहितास्तिक्ताः पित्तकफापहाः'–મંડૂકપર્ણી–બ્રાહ્મી, રસથી કષાય કે તૂરી તેમ જ મધુર હોઈ વિપાકે પણ મધુર છે, તેથી શીતળ હોઈ પિત્તમાં હિતકારી છે; તેમ જ પચવામાં હલકી છે; એ જ પ્રમાણે ગોજિહ્વિકા પણ તેવા જ ગુણોથી યુક્ત મનાઈ છે; સુનિષણ્ણક–જલકપાસિયા કે ઓટીંગણ ત્રણે દોષોનો નાશ કરનાર તથા સંગ્રાહી છે–મળોને રૂકવનાર છે; બાવચી અથવા ગવારની ભાજી પાકમાં તીખી તથા કડવી હોઈ પિત્તનો તથા કફનો નાશ કરે છે; વટાણાની ભાજી લગાર કડવી તથા તીખી હોઈ ત્રણે દોષોનો નાશ કરે છે; કાકમાચી–પીલુડી કે અધેડીની ભાજી પણ તેવા જ પ્રકારની હોઈ અત્યંત ઉષ્ણ નથી અને અત્યંત શીતળ પણ નથી અને કોઢનો નાશ કરનાર છે. ભોરીંગણીનાં ફળ કંડૂ–ચેળનો, કોઢનો તથા કૃમિનો નાશ કરે છે, કફને તથા વાયુને હરે છે અને તીખાં કડવાં તથા હલકાં હોય છે; પટોલ–પરવળનું શાક કફનો તથા પિત્તનો નાશ કરનાર, વ્રણ ઉપર હિતકારી–વ્રણને રૂઝવનાર, ઉષ્ણ તથા કડવું હોઈ વાયુને કરતું નથી; પાકમાં તીખું હોય છે, વૃષ્ય કે વીર્યવર્ધક તથા રુચિ ઉપજાવનાર અને અગ્નિદીપક હોય છે. વાર્તાક–વંતાક કે રીંગણનું શાક કફ તથા વાયુને હરનાર, કડવું, રુચિ ઉપજાવનાર, તીખું, હલકું તથા અગ્નિદીપક કહેવાય છે; પરંતુ પાકી ગયેલું વંતાક ક્ષારયુક્ત હોઈને પિત્ત કરનાર હોય છે; તે જ પ્રમાણે કંકોડાંનું શાક તથા કારેલાંનું શાક પણ એવા જ ગુણોથી યુક્ત

હોય છે. અરડૂસો, નેતરના અગ્રભાગો, ગળો, લીંબડો, ખડસલિયો પિત્તપાપડો, એ બધાં કડવાં હોઈને પિત્તનો તથા કફનો પણ નાશ કરનારાં હોય છે.' ૯૪-૯૬

### બધાં સૂપ્યશાક વગેરેના ગુણો

सर्वाणि सूप्यशाकानि फञ्जी चिल्ली कुतुम्बकः ।
आलुकानि च सर्वाणि सपत्राणि कठिञ्जरम् ॥९७॥
शणशाल्मलिपुष्पाणि कर्बुदारः सुवर्चला ।
निष्पावः कोविदारश्च पत्तूरश्चुञ्चुपर्णिका ॥ ९८ ॥
कुमारजीवो लोट्टाकः पालङ्क्यो मारिषस्तथा ।
कलम्बीनालिकासुर्यः कुसुम्भवृकधूमकौ ॥ ९९ ॥
लक्ष्मणा च प्रपुन्नाडो नलिनीका कुठेरकः ।
लोणिका यवशाकं च कूष्माण्डकमवल्गुजः ॥१००॥
यातुकः शालकल्याणी त्रिपर्णी पीलुपर्णिका ।
शाकं गुरु च रूक्षं च प्रायो विष्टभ्य जीर्यति ॥१०१॥
मधुरं शीतवीर्यं च पुरीषस्य च भेदनम् ।
स्विन्नं निष्पीडितरसं स्नेहाढ्यं तत्प्रशस्यते ॥१०२॥

બધાં સૂપ્યશાક કે મગ, ચોળા વગેરે કઠોળનાં પત્રશાક, ફંજી-ફાંગ, ચીલની ભાજી, કુતુંબક-દ્રોણપુષ્પી, પત્ર સહિત બધાં આલુક-રતાળુ, પિંડાલુક, મધ્વાલુક વગેરે કંદો, કઠિંજર-રાતો મૂળો (અથવા એક જાતની તુલસી), શણનાં પુષ્પો, શીમળાનાં પુષ્પો, કર્બુદાર-ધોળો કાંચનાર, સુવર્ચલા-સૂરજમુખી, નિષ્પાવશિંબ-વાલ, કોવિદાર-રાતો કાંચનાર, પત્તૂર-શાલિંચ કે લોંપડી, ચુંચુપર્ણિકા-મોટી ચૂંચ, કુમારજીવ-પુત્રંજીવ કે જીવશાક, લોટ્ટાક-લોટ્ટામારિષ કે લુકાટ, પાલંક્ય-પાલખની ભાજી, મારિષ-મરસા, કલંબી-અડબાઉ ડાલો, નાલિકા-નાડાની ભાજી, આસુરી-રાઈ, કુસુંભ-કસુંબી, વૃકધૂમક-ભૂમિશિરીષ કે જમીન ઉપર થતો સરસડો, લક્ષ્મણા-મધુયષ્ટિકા, પ્રપુન્નાડ-કુંવાડિયો, નલિનીકા-કમલદંડ, કુઠેરક-એક જાતની તુલસી, લોણિકા-લૂણીની ભાજી, યવશાક-ક્ષેત્રવાસ્તુક કે ચવનુ શાક, કૂષ્માંડક-કોળું, અવલ્ગુજ-બાવચી, યાતુક-પીળી શાલપર્ણી કે સમેરવો, શાલકલ્યાણી-શાલિંચલોટ કે એકજાતની લોંપડી, ત્રિપર્ણી-હંસપાદિકા કે હંસરાજ તથા પીલુપર્ણિકા-મોરવેલ, એ બધાં શાક ગુરુ-ભારે તથા રૂક્ષ હોઈ લગભગ વિષ્ટંધ થઈ ને એટલે કે ઉદરપ્રદેશમાં પિંડાકાર થઈ ને વાયુ ઉત્પન્ન કરી-ગુડગુડ અવાજ કરી-કરીને (માંડ માંડ) પચે છે; તેમ જ મધુર અને શીતવીર્ય હોઈને વિષ્ઠાનું ભેદન કરે છે-મળને તોડી-ફોડી-છૂટો કરે છે; આ બધાં શાક બફાઈ જાય ત્યારે તેનો રસ નીચોવી કાઢી તેમાં ઘી વગેરે સ્નેહ પુષ્કળ પ્રમાણમાં નાખવો જોઈએ. ૯૭-૧૦૨

### શણનાં, રાતા તથા ધોળા કાંચનારનાં તથા શીમળાનાં ફૂલના ગુણો

शणस्य कोविदारस्य कर्बुदारस्य शाल्मलेः ।
पुष्पं ग्राहि प्रशस्तं च रक्तपित्ते विशेषतः ॥१०३॥

શણનાં, રાતા કાંચનારનાં, ધોળા કાંચનારનાં તથા શીમળાનાં પુષ્પો(નાં શાક) ગ્રાહી હોઈ મળોના પ્રવાહી ભાગને સૂકવી નાખે છે અને રક્તપિત્તમાં ખાસ વખણાય છે. ૧૦૩

### વડ, ઉંબરો, પીપળો, પીપળ તથા કમળ વગેરેનાં કૂણાં પાનના ગુણો

न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षपद्मादिपल्लवाः ।
कषायाः स्तम्भनाः शीता हिताः पित्तातिसारिणाम् १०४

વડનાં, ઉંબરાનાં, પીપળાનાં, પીપળનાં તથા કમળ વગેરેનાં કૂણાં પાન(નાં શાક) કષાય રસથી યુક્ત, સ્તંભન કરનાર તથા શીતળ હોઈ પિત્તનો અતિસાર કે પિત્તના ઝાડાના રોગીઓને હિતકારી છે. ૧૦૪

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં મૂળમાં 'पद्मादिपल्लवा.' એમ આદિ શબ્દ મૂક્યો છે, તેથી બીજાં પણ ક્ષીરીવૃક્ષો કે છીરવાળા ઝાડ પણ લેવાનાં જણાવે છે; તેઓનાં પલ્લવો-એટલે રતાશ પડતાં કૂણાં પાન કષાયરસથી યુક્ત, સ્તંભનકારક તથા શીતળ હોઈ ને પિત્તના અતિસાર કે પિત્તના ઝાડાના રોગીઓને હિતકારી થાય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'क्षीरवृक्षोत्पलादीनां कषाया पल्लवा. स्मृता. । शीताः संग्राहिणः शस्ता रक्तपित्तातिसारिणाम् ।'-ક્ષીરવૃક્ષ કે છીરવાળાં ઝાડ તથા કમળ વગેરેનાં કૂણાં પાંદડાનાં શાક કે ભાજી કષાયરસથી યુક્ત, શીતળ તથા સંગ્રાહી કે મળોના પ્રવાહી ભાગને સૂકવનારા હોઈ રક્તપિત્તના તથા અતિસારના રોગીઓને હિતકારી થાય છે. ૧૦૪

**ગળો વગેરેનાં કૂણાં પાનની ભાજીના ગુણો**

वायुं वत्सादनी हन्यात्कफं गण्डीरचित्रकौ ।
श्रेयसी बिल्वपर्णी च बिल्वपत्रं च वातनुत् ॥१०५॥

ગળોનાં કૂણાં પાનની ભાજી વાયુનો નાશ કરે છે; ગંડીર કે શમડ અથવા સેહુંડના પાનની ભાજી તથા ચિત્રકનાં પાનની ભાજી કફનો નાશ કરે છે; શ્રેયસી–રાસ્ના કે ગજપીપરનાં પાનની ભાજી, બિલ્વપર્ણી–બિલ્વાર્જકનાં પાનની ભાજી તથા બિલ્વપત્રની ભાજી પણ વાયુનો નાશ કરે છે.

**ધોળું નસોતર વગેરેનાં પાનની ભાજીના ગુણો**

भण्डी शतावरीशाकं बला जीवन्तिकं च यत् ।
पर्वण्याः पर्वपुष्प्याश्च वातपित्तहरं स्मृतम् ॥ १०६ ॥

ધોળાં નસોતરનું તથા શતાવરીનું શાક તેમ જ બળબીજનું, જીવંતી કે ડોડીનું, પર્વણી–પર્વશાક કે ધ્રોનું શાક તથા પર્વપુષ્પી–કુંકુંમા કે શીમળાનાં પાનનું શાક વાયુનો તથા પિત્તનો નાશ કરનાર કહેવાય છે. ૧૦૬

**લાંગલકી–દૂધિયો વછનાગ તથા ઉરુબૂક–લાલ એરંડાનાં પાનની ભાજી વગેરેના ગુણો**

लघु भिन्नशकृत्तिक्तं लाङ्गलक्युरुबूकयोः ।
तिलवेतसशाकं च शाकं पञ्चाङ्गुलस्य च ॥१०७॥
वातलं कटुतिक्ताम्लमधोमार्गप्रवर्तकम् ।
रूक्षाम्लमुष्णं कौसुम्भं कफघ्नं पित्तवर्धनम् ॥१०८॥

લાંગલકી–દૂધિયા વછનાગનાં તથા લાલ એરંડાનાં પાનનું શાક કડવું તથા લઘુ–પચવામાં હલકું હોય છે અને વિષ્ઠાને ભેદી નાખનાર કે છૂટી પાડનાર હોય છે; તેમ જ તલનાં પાનનું, નેતરનાં પાનનું તથા રંગબેરંગી એરંડાનાં પાનનું શાક વાયુને કરનાર; તીખા, કડવા તથા ખાટા રસવાળું અને અધોમાર્ગની પ્રવૃત્તિ કરનાર એટલે વિષ્ઠાને ભેદનાર–તોડનાર કે છૂટી પાડનાર હોય છે; તેમ જ કસૂંબાનું શાક રૂક્ષ, અમ્લ–ખાટું, ઉષ્ણ, કફનો નાશ કરનાર તથા પિત્તને વધારનાર હોય છે. ૧૦૭,૧૦૮

**ત્રપુષ તથા કાકડીના શાકના ગુણો**

त्रपुसैर्वारुकं स्वादु गुरु विष्टम्भि शीतलम् ।
एर्वारुकं च संपक्वं दाहतृष्णाक्लमार्तिनुत् ।
मुखप्रियं च रूक्षं च मूत्रलं त्रपुसं त्विति ॥ १०९ ॥

ત્રપુષ નામની એક જાતની કાકડી તથા એર્વારુક નામની કાકડી એ બન્ને મધુર, ભારે, વિષ્ટંભ કરનાર તથા શીતળ છે; પરંતુ તેમાંની અતિશય પાકેલી એર્વારુક કાકડી દાહને, તરશને, ક્લમ–ગ્લાનિને તથા પીડાને મટાડનાર છે અને પાકેલી ત્રપુષ–કાકડી મુખને પ્રિય, રૂક્ષ તથા અતિશય મૂત્ર કરનારી હોય છે. ૧૦૯

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'ત્રપુષ'નો જ બીજો સંસ્કૃતપર્યાય 'सुधावास' છે; (તે એક જાતની કાકડી થાય છે;) અને 'એર્વારુક' નામની કાકડી રૂંછાડવાળી થાય છે; તે બન્ને કાકડી મધુર તથા ભારે કંઈ વિષ્ટંભ કરનાર છે; 'વિષ્ટંભ'નો અર્થ 'सवाततोदा मलस्य अप्रवृत्तिः–વાયુની પીડા સાથે મળ નીકળવો બંધ થઈ જાય એ વિષ્ટંભ કહેવાય છે.' વળી તે બન્ને જાતની કાકડી શીતળ હોય છે; એમ તે કાચી ત્રપુષ કાકડી તથા એર્વારુકના એ ગુણો કહ્યા; પરંતુ તે બન્ને કાકડી જ્યારે પાકે છે, ત્યારે તેમાંની 'એર્વારુક' કાકડી દાહ વગેરેને મટાડે છે. તેમ જ ત્રપુષ નામની કાકડી મુખને પ્રિય, રુચિકારક, રૂક્ષ તથા અતિશય મૂત્ર કરનાર છે, એ તેના વિશેષ ગુણો છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'त्रपुसैर्वारुकर्कारुशीर्णवृन्तप्रभृतीनि–स्वादुतिक्तरसान्याहुः कफवातकराणि च । गुरुविष्टम्भिशीतानि स्वादूनि कफकृन्ति च । सृष्टमूत्रपुरीषाणि रक्तपित्तहराणि च । बालं सुनीलं त्रपुसं तेषां पित्तहरं स्मृतम् । तत् पाण्डु कफकृज्जीर्णमम्लं वातकफापहम् । एर्वारुकं सकर्कारु सपक्वं कफवातकृत्'–ત્રપુષ, એર્વારુક, કર્કારુક તથા શીર્ણવૃંત વગેરે કાકડીઓને મધુર તથા કડવા રસથી યુક્ત, કફ તથા વાયુને કરનાર, મળમૂત્રને છૂટાં કરનાર તથા રક્તપિત્તને મટાડનાર કહે છે; તેમાંની ત્રપુષ નામની કાકડી જ્યારે કાચી તથા ખૂબ લીલા રંગની હોય છે, ત્યારે પિત્તનો નાશ કરનાર કહેવાય છે; પછી તે ફીકા રંગની થાય ત્યારે કફ કરે છે અને ખૂબ પાકી જાય છે, ત્યારે ખાટી થઈને વાયુનો તથા કફનો નાશ કરે છે; પરંતુ એર્વારુક તથા કર્કારુક–બંને કાકડી જ્યારે સારી રીતે પાકી જાય છે, ત્યારે કફ તથા વાયુને કરે છે.

શ્રી ગંગાધરે સુશ્રુતમાંથી વધુ શ્લોક અહીં આ રીતે લખેલ છે: 'सक्षारं मधुरं चैव शीर्णवृन्तं कफापहम् । भेदनं दीपनं हृद्यमानाहाष्ठीलनुल्लघु'।–'શીર્ણવૃંત' નામની કાકડી કંઈક ક્ષારયુક્ત, મધુર, કફનો નાશ કરનાર, ઝાડાને છૂટો કરનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકારી તથા

પચવામાં હલકી હોઈ આનાહ-આફરો તથા અષ્ઠીલા કે વાતજન્ય ગાંઠનો રોગ મટાડે છે.' ૧૦૯

### અલાબૂ-દૂધી કે તુંબડી, ચીભડાં તથા એર્વારુક કાકડીના વિશેષ ગુણો

वर्चोभेदीन्यलाबूनि रूक्षशीतगुरूणि च ।
चिर्भटैर्वारुके तद्वद्वर्चोभेदहिते तु ते ॥ ११० ॥

અલાબૂ-દૂધી અથવા તુંબડીનાં શાક વિષ્ઠાનું ભેદન કરનાર, રૂક્ષ, શીતળ તથા ગુરુ-ભારે હોય છે; પરંતુ ચીભડાં તથા એર્વારુક-કાકડી તો વિષ્ઠાનુ ભેદન કરવામાં હિતકારી થાય છે-અર્થાત્ ગ્રાહી હોય છે-મળોને સૂકવનાર કે ગ્રહણ કરનાર હોઈ ઝાડાને રોકે છે-અર્થાત્ તેઓ અલાબૂ-દૂધી કે તુંબડીની પેઠે વિષ્ઠાનું ભેદન કરનાર નથી. ૧૧૦

### કુષ્માંડ-કોળાના ગુણો

कूष्माण्डमुक्तं सक्षारं मधुराम्लं तथा लघु ।
सृष्टमूत्रपुरीषं च सर्वदोषनिबर्हणम् ॥ १११ ॥

પાકું કોળું ક્ષારથી યુક્ત, મધુર, અમ્લ-ખાટું તથા લઘુ હોઈ વિષ્ઠા તથા મૂત્રની છૂટ કરનાર છે અને સર્વ દોષોનો નાશ કરે છે. ૧૧૧

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે. પાકું કોળું ક્ષારથી યુક્ત-લગાર ખારું, મધુર તથા અમ્લ-ખાટું તેમ જ લઘુ-પચવામાં હલકું હોઈ વિષ્ઠા તથા મૂત્રની છૂટ કરનાર છે; તેમ જ મધુરવિપાકી હોવાથી સર્વ દોષોનો નાશ કરે છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાન ૪૬મા અધ્યાયમાં આમ લખ્યું છે: 'तत्र पुष्पफलालाबुकालिन्दकप्रभृतीनि 'पित्तघ्नान्यनिल कुर्युस्तथा मन्द-कफानि च । सृष्टमूत्रपुरीषाणि स्वादुपाकरसानि च । पित्तघ्नं तेषु कुष्माण्डं बाल मध्यं कफापहम् । पक्वं लघूष्णं सक्षारं दीपनं बस्तिशोधनम् । सर्वदोषहरं हृद्यं पथ्यं चेतोविकारिणाम् । - હવે અમે શાકો કહીએ છીએ. તેમાં પુષ્પફળ-કોળું, કાલિંગડું વગેરે છે: એ બધાં શાક પિત્તનો નાશ કરે છે, વાયુ કરે છે, થોડો કફ પણ કરે છે, વિષ્ઠાની તથા મૂત્રની છૂટ કરે છે; પાકમાં મધુર તથા રસમાં પણ મધુર હોય છે; તે શાકોમાં કાચું કોળું પિત્તનો નાશ કરે છે, મધ્યમ-કાચું-પાકું કોળું કફ કરે છે અને પાકેલું કોળું હલકું છે, ઉષ્ણવીર્ય છે, ક્ષારથી યુક્ત છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, બસ્તિ-મૂત્રાશયને શુદ્ધ-સાફ કરે છે, સર્વ દોષોને હરે છે, હૃદયને હિતકારી છે અને ઉન્માદ વગેરે ચિત્તના વિકારવાળા રોગીઓને પથ્ય છે.'

### કેલૂટ, કદંબ, નદીમાષક તથા ઐંદુકના શાકના ગુણો

केलूटं च कदम्बं च नदीमाषकमैन्दुकम् ।
विशदं गुरु शीतं च समभिष्यन्दि चोच्यते ॥ ११२ ॥

કેલૂટ, કદંબ, નદીમાષક તથા ઐન્દુક, એ શાકો વિશદ-પિચ્છિલતાથી રહિત, ગુરુ-ભારે, શીતળ તથા સારી રીતે અભિષ્યંદી હોઈ રસવાહી નાડીઓને કફથી રોકનાર કહેવાય છે. ૧૧૨

યોગીન્દ્રનાથ સેન અહીં આમ જણાવે છે: કેલૂટ એ એક જાતનો ઉમરો કહેવાય છે; કદંબ તો પ્રસિદ્ધ છે; તે પછી નંદી તથા માષક એમ ઔષધીઓને યોગીન્દ્રનાથ સેન જુદી પાડે છે; તેમાંની નંદીને 'તુંડેરિકા' કહે છે અને 'માષક'ને 'વાસ્તુલ' કહે છે; શ્રી ચક્રપાણિ તો 'નદીમાષક' એમ એક જ ઔષધિ જણાવી તેને 'ઉન્દીમાણવક' એ નામે પ્રખ્યાત થયેલ જણાવે છે; અને ઐન્દુકને 'નિક્ષાર' એવા બીજા નામે જણાવે છે; આ કેલૂટાદિનાં શાકો વિશદ છે એટલે કે પિચ્છિલથી રહિત છે, ભારે છે, શીતળ તથા અત્યંત અભિષ્યંદી કહેવાય છે. અહીં શ્રી ગંગાધર તથા ચક્રપાણિ કેલૂટ વિષે હારીત-નું આવું વચન ટાંકે છે: 'केलूटं स्वादु विटपं तत्कन्दः स्वादुशीतल.'-કેલૂટ નામનું એક કંદ થાય છે, તેનાં વિટપ-ડાળાં સ્વાદિષ્ઠ-મધુર હોય છે; તેમ જ એ કંદ પોતે પણ સ્વાદિષ્ઠ તથા શીતળ હોય છે. (એકંદર આ શ્લોકમાં કદંબ સિવાયની બધી ઔષધિઓ અપ્રસિદ્ધ જણાય છે; ગુજરાતીમાં તેનાં નામો મેળવવાં મુશ્કેલ લાગ્યાં છે.) ૧૧૨

### કમળોના તથા પુષ્કરબીજના ગુણો

उत्पलानि कषायाणि पित्तरक्तहराणि च ।
पौष्करं तु भवेद्बीजं रक्तपित्तक्षयापहम् ॥ ११३ ॥

કમળો કષાયરસથી યુક્ત હોઈ રક્તપિત્તનો નાશ કરે છે; તે જ પ્રમાણે પુષ્કરબીજ-કમળકાકડી પણ રક્તપિત્તનો તથા ક્ષયનો નાશ કરે છે. ૧૧૩

### તાડના અંકુરા, ખજૂરીની ટોચની મજ્જા તથા તાડની મજ્જાના ગુણો

तथा तालप्रलम्बं स्यादुरःक्षतरुजापहम् ।
खर्जूरं तालशस्यं च रक्तपित्तक्षयापहम् ॥ ११४ ॥

તાલપ્રલંબ કે તાડના અંકુરા ઉરઃક્ષતના રોગનો નાશ કરે છે; ખજૂરીની ટોચની મજ્જા તથા તાડની ટોચની મજ્જા રક્તપિત્તનો તથા

ક્ષયનો નાશ કરે છે. ૧૧૪

યોગીન્દ્રનાથ અહીં આમ સમજાવે છે: 'કમળો કષાય–તૂરા રસથી યુક્ત છે, એ જ કારણે રક્તપિત્તનો નાશ કરે છે; કેમ કે કષાય રસવાળાં દ્રવ્યો રક્તનું સ્તંભન કરે છે; તે જ પ્રમાણે 'તાલપ્રલંબ' એટલે તાડના અંકુરો ઉરઃક્ષત રોગનો નાશ કરે છે; મૂળમાં રહેલ 'ખર્જૂર' શબ્દ ઉપરથી 'खर्जूरशस्यम्' એટલે ખજૂરીના ટોચની મજ્જા, એ અર્થ લેવાનો છે; અને તે જ પ્રમાણે 'तालशस्यम्'–શબ્દનો અર્થ પણ તાડની ટોચની મજ્જા, એવો જ લેવાનો છે; કેમ કે અહીં 'शस्यम्'–શબ્દનો અર્થ 'मस्तकमज्जा' એટલે 'ટોચની મજ્જા'–એવો લેવાનો છે; એટલે તે ખજૂરીની તથા તાડની ટોચની મજ્જા રક્તપિત્તનો નાશ કરે છે.' આ સંબંધે સુશ્રુતે પણ સુશ્રુત–સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'तालनारिकेलखर्जूरप्रभृतीनां मज्जानः–' स्वादुपाकरसानाहू रक्तपित्तहरांस्तथा। शुक्रलाननिलघ्नांश्च कफवृद्धिकरानपि'–તાડવૃક્ષ, નાળિયેરી તથા ખજૂરીના અગ્રભાગની મજ્જાઓ રસમાં તથા પાકમાં મધુર હોઈ, રક્તપિત્તનો તથા વાયુનો નાશ કરે છે અને કફને તથા વીર્યને પણ વધારે છે. ૧૧૪

### તરૂટ–એટલે સુગંધી કમળનું કંદ વગેરેના ગુણો

तरूटं बिसशालूकं क्रौञ्चादनकसेरुकम्।
शृङ्गाटकाङ्कलोड्यं च गुरु विष्टम्भि शीतलम् ॥११५॥

તરૂટ એટલે કલ્હારકંદ કે સુગંધી કમળનું કંદ, બિસ–કમળનું મૃણાલ, શાલૂક–કમળનું મૂળ, ક્રૌંચાદન–લાલ મોટાં કસેરુક–ધીતેલાં, કસેરુક, શૃંગાટક–શિંગોડાં અને અંકલોડ્ય એટલે નાનાં કમળનું કંદ એટલાં ગુરુ–પચવામાં ભારે, વિષ્ટંભ કરનાર તથા શીતળ હોય છે. ૧૧૫

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'અહીં જણાવેલાં તરૂટ વગેરે ગુરુ–ભારે, વિષ્ટંભિ તથા શીતળ હોય છે; આ સંબંધે સુશ્રુતે પણ (સૂ. ૪૬ અ.માં) કહ્યું છે કે 'अविदाहि बिसं प्रोक्तं रक्तपित्तप्रसादनम्। विष्टम्भि दुर्जरं रूक्षं विरसं मारुतावहम्। गुरू विष्टम्भिशीतौ च शृङ्गाटक–कसेरुकौ–કમળનું બિસ એટલે મૃણાલ બિલકુલ દાહ કરતું નથી અને રક્તપિત્તને સ્વચ્છ કરે છે, વિષ્ટંભ કરનાર–વેદના સાથે ગુડગુડ કરનાર, વેદના સાથે વાયુ કરનાર તથા મળને થંભાવી દઈ–રોકી રાખનાર, પચવામાં ભારે, રૂક્ષ, રસરહિત તથા વાયુને ઉત્પન્ન કરનાર છે; તેમ જ શિંગોડાં તથા કસેરુકંદ પણ ગુરુ–પચવામાં ભારે, વિષ્ટંભ કરનાર તથા શીતળ હોય છે.' ૧૧૫

### કુમુદ–ચન્દ્રવિકાસી કમળ કે પોયણાં વગેરેના નાળના ગુણો

कुमुदोत्पलनालाश्च सपुष्पाः सफलाः स्मृताः।
शीताः स्वादुकषायाश्च कफमारुतकोपनाः ॥११६॥

કુમુદ–ચન્દ્રવિકાસી ધોળાં કમળ, પોયણાં તથા ઉત્પલ–કાળાં કમળ વગેરેનાં નાલ, પુષ્પો તથા ફળો શીતળ, મધુર તથા કષાય રસથી યુક્ત હોઈને કફને તથા વાયુને કોપાવનારાં હોય છે. ૧૧૬

યોગીંદ્રનાથ સેન અહીં કુમુદ, ઉત્પલ વગેરે કમળોનાં નાલ આદિના ગુણો સુશ્રુતમાં જે કહ્યા છે, તેઓને પણ આ રીતે વધુ ઉતારી બતાવે છે: 'कुमुदादीनां कन्दाः–' कुमुदोत्पलपद्मानां कन्दा मारुतकोपनाः। कषायाः पित्तशमना विपाके मधुरा हिमाः॥'–કુમુદ, ઉત્પલ તથા પદ્મ–આદિ કમળની જાતિનાં કમળકંદો, કષાય રસથી યુક્ત હોઈ વાયુને કોપાવનાર તેમ જ વિપાકમાં મધુર હોઈ શીતળ તથા પિત્તને શમાવનાર છે.' ૧૧૬

### પુષ્કરબીજના ગુણો

कषायमीषद्विष्टम्भि रक्तपित्तहरं स्मृतम्।
पौष्करं तु भवेद्बीजं मधुरं रसपाकयोः ॥११७॥

પુષ્કરબીજ–કમળકાકડી રસમાં તથા પાકમાં મધુર તેમ જ લગાર કષાય રસથી યુક્ત હોઈ વિષ્ટંભ કરનાર તથા રક્તપિત્તને મટાડનાર કહેવાય છે. ૧૧૭

### 'મુંજાતક' નામના કંદના ગુણો

बल्यः शीतो गुरुः स्निग्धस्तर्पणो बृंहणात्मकः।
वातपित्तहरः स्वादुर्वृष्यो मुञ्जातकः स्मृतः ॥११८॥

(ઉત્તરાપથ કે ઉત્તરના પ્રદેશમાં થતું) મુંજાતક નામનું કંદ કે લાહોરી સાલમ બળકર, શીતળ, ગુરુ–ભારે તથા સ્નિગ્ધ છે અને મધુર તથા તૃપ્તિકારક હોઈ બૃંહણસ્વરૂપ એટલે પૌષ્ટિક છે; તેમ જ વૃષ્ય એટલે વીર્યવર્ધક છે અને વાતયુક્ત પિત્તનો નાશ કરે છે. ૧૧૮

### વિદારીકંદના ગુણો

जीवनो बृंहणो वृष्यः कण्ठ्यः शस्तो रसायने।
विदारीकन्दो बल्यश्च मूत्रलः स्वादुशीतलः ॥११९॥

વિદારીકંદ (કે ફગવેલાનો કંદ) જીવનપ્રદ, પૌષ્ટિક, વીર્યવર્ધક, કંઠને હિતકારી, રસાયનોમાં

શ્રેષ્ઠ, મધુર તથા શીતળ હોઈ બળકારક અને મૂત્રને વધારનાર છે. ૧૧૯

અહીં પણ ચરકોપરકારમાં યોગીંદ્રનાથ સેને સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાંથી આ વિદારીકંદના ગુણો આ પ્રમાણે લખી બતાવ્યા છે: સુશ્રુત કહે છે કે 'मधुरो बृंहणो वृष्यः शीतः स्वर्योऽतिमूत्रलः। विदारीकन्दो बल्यस्तु पित्तवातहरश्च सः'–વિદારીકંદ કે ફગવેલાનો કંદ મધુર, પૌષ્ટિક, વીર્યવર્ધક, શીતળ, સ્વરને હિતકારી, મૂત્રને અત્યંત વધારનાર, બળકારક તથા પિત્તને અને વાયુને મટાડનાર છે. આ વિદારીકંદનું બીજું નામ 'ભૂમિકુષ્માંડ–' કે ભોંયકોળું એ પ્રમાણે પણ લોકમાં પ્રખ્યાત છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ જણાવે છે: આ વિદારીકંદ જીવનપ્રદ આદિ ગુણોથી યુક્ત છે; તેના બે પ્રકારો હોય છે: એક વિદારીકંદમાં છીર થોડું હોય છે, જેને લોકમાં 'હરિતપાદ' કહે છે, જ્યારે બીજા વિદારીકંદમા છીર વધારે હોય છે, જેને 'દીર્ઘકંદ' પણ કહે છે; કેમ કે તે કંદ લંબાઈવાળું હોય છે અને 'ભૂમિકુષ્માંડ' (ભોંયકોળું) એ નામે લોકમાં કહેવાય છે. (સુશ્રુતમાં જણાવેલ 'શતાવરી'ના ગુણોને દર્શાવતા શ્લોકો અહીં શ્રી ગંગાધરની જલ્પકલ્પતરુ ટીકામાં કેટલાક સંશોધકોએ નાખ્યા છે; જેમ કે 'वातपित्तहरी वृष्या स्वादुतिक्ता शतावरी। महती चैव हृद्या च मेधाग्निबलवर्धिनी॥ ग्रहण्यर्शोविकारघ्नी वृष्या शीता रसायनी। कफपित्तहरास्तिक्तास्तस्या एवाङ्कुराः स्मृता.॥'– શતાવરી વાયુ તથા પિત્તને મટાડનાર, વીર્યવર્ધક, મધુર તથા કડવી હોય છે. મોટી શતાવરી હ્યદયને હિતકારી, બુદ્ધિવર્ધક, જઠરાગ્નિવર્ધક તથા બલવર્ધક છે; તેમ જ ગ્રહણીના રોગ તથા અર્શસના રોગનો તે નાશ કરે છે; વીર્યવર્ધક, શીતળ તથા રસાયની છે; એ જ શતાવરીના અંકુરો કડવા હોઈ કફનો તથા પિત્તનો નાશ કરનારા કહેવાય છે.)' ૧૧૯

## અમ્લીકાકંદના ગુણો

**अम्लीकायाः स्मृतः कन्दो ग्रहण्यर्शोहितो लघुः।**
**नात्युष्णः कफवातघ्नो ग्राही शस्तो मदात्यये॥१२०॥**

અમ્લીકાનો કંદ ગ્રહણીને તથા અર્શસ્ રોગને હિતકારી અને લઘુ–પચવામાં હલકો છે, અતિશય ઉષ્ણ નથી, કફનો તથા વાયુનો નાશ કરનાર, ગ્રાહી કે પ્રવાહી મળોને સૂકવી દેનાર અને મદાત્યય રોગમાં હિતકારી ગણાય છે. ૧૨૦

શ્રી ચક્રપાણિ તથા યોગીંદ્રનાથ સેન આ અમ્લીકા સંબંધે પોતપોતાની ટીકામાં આમ લખે છે: 'अम्लीका स्वल्पविटपा प्रायः कामरूपादौ भवति, तस्याः कन्दः'– અમ્લીકા કામરૂપ કે કામરુદેશ વગેરે સ્થળે થાય છે; તેમાં અતિશય ઓછાં ડાળાં હોય છે. તેના કંદના ગુણો અહીં જણાવ્યા છે. શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આ અમ્લીકાને આમ ઓળખાવે છે: 'अम्लीकाया.–अम्ल–आर्द्रकस्य कन्द.–ખાટાં આદુંનો કંદ–' અમ્લીકા કંદ' કહેવાય છે.' ૧૨૦

## સરસવના શાકના, રક્તનાલના તથા પિંડાલુક કંદના ગુણો

**त्रिदोषं बद्धविण्मूत्रं सार्षपं शाकमुच्यते।**
**तद्वत् स्याद्रक्तनालस्य रूक्षमम्लं विशेषतः॥१२१॥**
**तद्वत्पिण्डालुकं विद्यात्कन्दत्वाच्च मुखप्रियम्।**

સરસવનું શાક ત્રણે દોષોને કરનાર તથા વિષ્ઠામૂત્રને બાંધનાર કે રોકનાર કહેવાય છે; તે જ પ્રમાણે રક્તનાલ કે અંબાડીનું શાક પણ એવા જ ગુણોથી યુક્ત હોય છે; પરંતુ વિશેષમાં તે રૂક્ષ તથા અમ્લ–ખાટું હોય છે; વળી પિંડાલુક કંદને પણ એવા જ ગુણોથી યુક્ત જાણવું અને કંદ હોવાથી સુખને પ્રિય કે રુચિકારક સમજવો. ૧૨૧

ચરકોપરકારમાં યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે, સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં સરસવના શાકના ગુણો આ પ્રમાણે લખ્યા છે: 'विदाहि बद्धविण्मूत्रं रूक्षं तीक्ष्णोष्णमेव च। त्रिदोषं सार्षपं शाकं गाण्डीर वेगनाम च।'–સરસવનું શાક અત્યંત દાહ કરનાર, મળમૂત્રને બાંધનાર કે રોકનાર, રૂક્ષ તથા તીક્ષ્ણ હોઈ ત્રણે દોષને કરનાર જ કહેવાય છે; તે જ પ્રમાણે કડવું સૂરણ તથા વેગ નામનું શાક પણ એવા જ ગુણોથી યુક્ત હોય છે. વળી પિંડાલુક નામના કંદના ગુણો પણ સુશ્રુતે આ પ્રમાણે કહ્યા છે: 'पिण्डालुकं कफकरं गुरु वातप्रकोपणम्।'–'પિંડાલુક' નામના કંદનું શાક ગુરુ–પચવામા ભારે હોઈ કફ કરનાર તથા વાયુનો પ્રકોપ કરાવનાર છે. ૧૨૧

## છત્રકજાતિના શાકના ગુણો

**सर्पच्छत्रकवर्ज्यास्तु बह्व्योऽन्याश्छत्रजातयः॥१२२॥**
**शीताः पीनसकर्त्र्यश्च मधुरा गुर्व्य एव च।**
**चतुर्थः शाकवर्गोऽयं पत्रकन्दफलाश्रयः॥१२३॥**

સર્પચ્છત્રક સિવાયની બીજી ઘણી છત્રજાતિઓ (બિલાડીના ટોપ વગેરે) શીતળ, મધુર તથા ગુર્વી–ભારે હોઈને પીનસ કરનાર જ હોય

છે; એમ આ પત્ર, કંદ તથા ફળોને લગતો ચોથો 'શાકવર્ગ' કહેવામાં આવ્યો. ૧૨૨,૧૨૩

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'સર્પચ્છત્રક' નામે એક ઉદ્ભિજ્જજાતિ (ચોમાસામાં) જમીનને ફોડીને ઉત્પન્ન થાય છે; (જેને ગુજરાતીમાં 'બિલાડીની ટોપી' કહે છે અને) જેનો આકાર સર્પની ફણા જેવો હોય છે–એ 'સર્પચ્છત્રક' સિવાયની બીજી પણ ઘણી છત્રજાતિઓ કે એક જાતનાં ઉદ્ભિજ્જ શાકો જમીન ફોડીને (ચોમાસામાં) ઉત્પન્ન થાય છે; તેઓ બધાં (સર્પચ્છત્રક સિવાય) શીતળ, મધુર તથા ગુરુ–ભારે જ હોઈને પીનસ–સળેખમને ઉત્પન્ન કરે છે; આ સંબંધે સુશ્રુતમાં પણ કહ્યું છે કે, 'क्षवककुलेचरवंशकरीरप्रभृतीनि कफहराणि सृष्टमूत्रपुरीषाणि–क्षवकं क्रिमिलं तेषु स्वादुपाकं सपिच्छिलम्। विष्यन्दि वातलं नातिपित्तश्लेष्मकरं च तत्। वेणोः करीराः कफला मधुरा रसपाकतः। विदाहिनो वातकराः सकषाया विरूक्षणाः। उद्भिदानि पलालेक्षुकरीषवेणुक्षितिजानि तत्र पलालजातं मधुरं मधुरविपाकं रूक्षं दोषप्रशमनं च, इक्षुजं मधुरं कषायानुरसं कटुकं शीतलं च, तद्वदेवोष्णं कारीषं कषायं वातकोपनं च, वेणुजातं कषायं वातकोपनं च, भूमिजं गुरुनातिवातलं भूमितथास्मानुरसः इति।'–ક્ષવક (પ્રસિદ્ધ નથી), કુલેચર–ચોમાસામાં ઊગતાં છત્રકો કે બિલાડીના ટોપ અને વાંસના અંકુરો વગેરે શાકો કફનો નાશ કરનાર તથા મળમૂત્રની છૂટ કરનારાં હોય છે; તેઓમાં 'ક્ષવક'નું શાક મધુર–પાકી તથા પિચ્છિલતા કે ચીકાશવાળું હોઈને વિષ્યંદી એટલે કફનો સ્રાવ કરનાર તથા વાયુકારક હોય છે; પરંતુ તે અતિશય પિત્તકારક કે કફ કરનાર નથી, છતાં થોડું પિત્ત કરનાર તથા થોડો કફ કરનાર તો હોય છે. વાંસના અંકુરો રસથી મધુર તથા પાકથી પણ મધુર હોઈ કફવર્ધક હોય છે; પરંતુ (વિપાક પહેલાં) કષાય-રસથી યુક્ત હોઈ અત્યંત રૂક્ષણ કરનાર, અતિશય દાહ કરનાર તથા વાયુકારક પણ હોય છે. ઉદ્ભિજ્જો કે છત્રકો એટલે જમીન ફોડીને ઉત્પન્ન થતાં બિલાડીના ટોપ પલાલ–ધાન્યનાં ફોતરાં કે પરાળમાં, પશુઓનાં (સૂકાં હોવા છતાં વરસાદમાં પલળેલ) છાણમાં, વાંસમાં તથા જમીન પર (ચોમાસામાં) ઉત્પન્ન થાય છે; તેઓમાં જેઓ પલાલ એટલે ધાન્યનાં ફોતરાં કે પરાળમાં ઉત્પન્ન થાય છે, તેઓ રસથી મધુર, વિપાકમાં પણ મધુર તથા રૂક્ષ હોઈ ત્રણે દોષોને અત્યંત શમાવનાર હોય છે; જેઓ શેલડીઓમાં ઉત્પન્ન થાય છે, તેઓ રસથી મધુર, પેટા તરીકે કષાય રસવાળાં, કટુક (તીખાં) તથા શીતલ હોય છે; તે જ પ્રમાણે જેઓ સૂકાં છતાં વરસાદમાં પલળેલાં અડાયાં છાણમાં ઉત્પન્ન થાય છે, તેઓ કષાય કે તૂરા રસથી યુક્ત, ઉષ્ણ તથા વાયુને કોપાવનાર હોય છે; વળી જેઓ વાંસમાં ઉત્પન્ન થાય છે, તેઓ પણ કષાય રસથી યુક્ત હોઈ વાયુને કોપાવનાર હોય છે;–અને જે છત્રકો જમીન પર ઉત્પન્ન થાય છે; તેઓ ગુરુ કે ભારે હોઈને અતિશય વાયુ કરનાર હોતાં નથી અને તેઓમાં જમીનને અનુસરતો રસ હોય છે; જેવી જમીન તેવો તેઓમાં રસ હોય છે. એમ અહીં મુખ્યત્વે પત્ર, કંદ તથા ફળને લગતો આ ચોથો શાકવર્ગ સમાપ્ત થયો છે; આ શાકવર્ગ પુષ્પ આદિને લગતો પણ ગણાય જ છે, એમ સમજવું જોઈએ.' ૧૨૨,૧૨૩

इति शाकवर्गः

अथ फलवर्गः

## શ્રેષ્ઠ ફળ–દ્રાક્ષના ગુણો

तृष्णादाहज्वरश्वासरक्तपित्तक्षतक्षयान्।
वातपित्तमुदावर्तं स्वरभेदं मदात्ययम्॥ १२४॥
तिक्तास्यतामास्यशोषं कासं चाशु व्यपोहति।
मृद्वीका बृंहणी वृष्या मधुरा स्निग्धशीतला॥ १२५॥

(પાકી) દ્રાક્ષ મધુર, પૌષ્ટિક, વીર્યવર્ધક, સ્નિગ્ધ તથા શીતલ હોઈ તૃષ્ણાનો, દાહનો, જ્વરનો, શ્વાસનો, રક્તપિત્તનો, ક્ષતનો, ક્ષયનો, વાતયુક્ત પિત્તનો, ઉદાવર્તનો, સ્વરભેદ(ઘાંટો બેસી જવા)-નો, મદાત્યયનો, મોઢાની કડવાશનો, આસ્યશોષ એટલે મોઢું સુકાયા કરે તેનો તથા ઉધરસનો તરત નાશ કરે છે. ૧૨૪,૧૨૫

યોગીન્દ્રનાથ ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'ચરકે ચાલુ શ્લોકસ્થાનના ૨૫મા અધ્યાયમાં પણ કહ્યું છે કે, 'मृद्वीका फलानाम्'–ફળોમાં (પાકી) દ્રાક્ષ શ્રેષ્ઠ છે.' કારણ કે તે (પાકી) દ્રાક્ષ રસથી મધુર, વિપાકમાં પણ મધુર, પૌષ્ટિક, વીર્યવર્ધક, સ્નિગ્ધ તથા શીતળ હોઈ તૃષ્ણા કે તરશ વગેરે રોગોને, વાતપિત્ત, ઉદાવર્ત, સ્વરભેદ, મદાત્યય, મોઢાનો કડવો સ્વાદ, મોઢાનો શોષ તથા ઉધરસને તરત શમાવે છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'तेषां द्राक्षा सरा स्वर्या मधुरा स्निग्धशीतला। रक्तपित्तज्वरश्वासतृष्णादाहक्षयापहा–ફળોમાં (પાકી) દ્રાક્ષ, સારક, સ્વરને હિતકારી, મધુર, સ્નિગ્ધ તથા શીતલ હોઈ રક્તપિત્તનો, જ્વરનો, શ્વાસનો, તૃષ્ણાનો, દાહનો તથા ક્ષયનો નાશ કરે છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: પ્રથમ વર્ગોનો નિર્દેશ કરેલ છે, તેમાં 'अथ शाकफलाश्रयाः' હવે શાકવર્ગ પછી 'ફલવર્ગ' કહેવામાં આવશે, એમ જણાવવામાં આવ્યું છે, તે કારણે 'શાકવર્ગ' પછી હવે 'ફલવર્ગ' શરૂ કરે છે; તેમાં ફળોની અંદર દ્રાક્ષ શ્રેષ્ઠ છે. એ કારણે પ્રથમ દ્રાક્ષના ગુણો કહે છે: અહીં દ્રાક્ષનું ફળ પાકું સમજવું જોઈએ, પણ કાચું સમજવું નહિ, કેમકે દ્રાક્ષનું કાચું ફળ તો મધુર હોતું જ નથી; અને અહીં તો દ્રાક્ષને મધુર જણાવે છે, તેથી પાકી જ દ્રાક્ષ સમજાય છે. ૧૨૪,૧૨૫

### ખજૂરના ગુણો

**मधुरं बृंहणं वृष्यं खर्जूरं गुरु शीतलम् ।**
**क्षयेऽभिघाते दाहे च वातपित्ते च तद्धितम् ॥ १२६ ॥**

**(પાકું) ખજૂર મધુર, પૌષ્ટિક, વીર્યવર્ધક, ગુરુ-ભારે તથા શીતલ હોઈ ક્ષયમાં અભિઘાત કે કંઈ લાગ્યું હોય ત્યારે, દાહમાં તથા વાતપિત્તમાં એટલે વાતયુક્ત પિત્તમાં હિતકારી ગણાય છે. ૧૨૬**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'ખજૂર એ પ્રકારનું થાય છે: એક વૃક્ષ-ખજૂર અને બીજું વિટપ-ખજૂર. કેટલાક વિદ્વાનો કહે છે કે, ખજૂર ત્રણ પ્રકારનું થાય છે: એક વૃક્ષ-ખજૂર, બીજું ખજૂર અને ત્રીજું પિંડખજૂર. આમાંનું પિંડખજૂર પ્રમાણમાં મોટું થાય છે અને સ્વાદિષ્ટ-મધુર હોય છે; તે પારસ્યદેશ કે પારસી લોકોના ઈરાન દેશમાં થાય છે. આ ત્રણે પ્રકારનાં ખજૂર રસમાં મધુર, વિપાકમાં પણ મધુર, પૌષ્ટિક, વીર્યવર્ધક, ગુરુ-ભારે તથા શીતલ હોય છે; તે ખજૂર ક્ષયરોગમાં, અભિઘાત કે કંઈ લાગ્યું હોય ત્યારે, દાહમાં તથા વાત-પિત્તમાં હિતકારી થાય છે.' સુશ્રુતે પણ આ સંબંધે સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'क्षतक्षयापहं हृद्यं शीतलं तर्पणं गुरु । रसे पाके च मधुरं खर्जूरं रक्तपित्तजित्–ખજૂરનું (પાકું) ફળ ક્ષતનો તથા ક્ષયનો નાશ કરે છે; હૃદયને હિતકારી છે, શીતળ, તૃપ્તિકારક, ગુરુ-ભારે અને રસમાં તથા પાકમાં પણ મધુર હોઈ રક્તપિત્તને મટાડે છે.' ૧૨૬

### ફલ્ગુ-કાળા ઉંબરાનાં ફળ, પરૂષક-ફાલસાં તથા મધૂક-મહુડાંના ગુણો

**तर्पणं बृंहणं फल्गु गुरु विष्टम्भि शीतलम् ।**
**परूषकं मधूकं च वातपित्ते च शस्यते ॥ १२७ ॥**

**ફલ્ગુ-કાળા ઉંબરાનાં ફળ-અંજીર તૃપ્તિકારક, પૌષ્ટિક ગુરુ ભારે, વિષ્ટંભ કરનાર તથા શીતળ હોય છે; પરૂષક-ફાલસાં તથા મહુડાંના ફળો વાત-પિત્તમાં વખણાય છે. ૧૨૭**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: ફલ્ગુ-કાકોદુંબરિકા એટલે કાળા ઉંબરાનાં ફળ તૃપ્તિકારક, પૌષ્ટિક, ગુરુ-ભારે, વિષ્ટંભ કે મળોનો અટકાવ કરનાર, તથા શીતળ હોય છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'विष्टम्भि मधुरं स्निग्धं फल्गुज तर्पणं गुरु–ફલ્ગુ-કાળા ઉંબરાનાં ફળ વિષ્ટંભ કે મળબંધ કરનાર, મધુર, સ્નિગ્ધ, તૃપ્તિકારક તથા ગુરુભારે હોય છે.' પરૂષક એટલે નાના ઠળિયાવાળું એક કોમળ ફળ (જેને ગુજરાતીમાં ફાલસા કહે છે, તે) અને મહુડાંનાં ફળો એ બન્ને વાતપિત્તમાં વખણાય છે. સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે કે 'अत्यम्लमीषन्मधुरं कषायानुरसं लघु । वातघ्नं पित्तजननमामं विद्यात् परूषकम् । तदेव पक्वं मधुरं वातपित्तनिबर्हणम् । बृंहणीयमहृद्यं च मधूककुसुमं गुरु । वातपित्तोपशमनं फलं तस्योपदिश्यते–કાચાં પરૂષક-ફાલસાં અતિશય ખાટાં, લગાર મધુર, કષાય-તૂરા રસને પેટા તરીકે ધારણ કરનાર, પચવામાં હલકાં, વાયુનો નાશ કરનાર તથા પિત્તને ઉત્પન્ન કરનાર છે, એમ જાણવું; પરંતુ એ જ ફાલસાં જ્યારે પાકેલા થાય છે, ત્યારે મધુર થઈને વાયુનો તથા પિત્તનો નાશ કરે છે; મહુડાનું ફૂલ બૃહંણીય-પૌષ્ટિક હોય છે; હૃદયને હિતકારી કે પ્રિય નથી; અને ગુરુ-ભારે હોય છે; તેમ જ એ મહુડાનું ફળ વાયુને તથા પિત્તને શમાવનાર કહેવાય છે.' ૧૨૭

### આમ્રાતક-અંબાડાના ગુણો

**मधुरं बृंहणं बल्यमाम्रातं तर्पणं गुरु ।**
**सस्नेहं श्लेष्मलं शीतं वृष्यं विष्टभ्य जीर्यति ॥ १२८ ॥**

**આમ્રાત-અંબાડો કે જંગલી આંબાનાં ફળ મધુર, પૌષ્ટિક, બળકર, તૃપ્તિકારક, ગુરુ-ભારે, સ્નેહયુક્ત, કફકારક, શીતળ તથા વૃષ્ય કે વીર્યવર્ધક છે અને તે વિષ્ટંભ એટલે પેટમાં વેદના તથા ગડગડાટ યુક્ત વાયુ ઉત્પન્ન કરીને પચે છે. ૧૨૮**

યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે, 'આમ્રાત' એ 'આમડા' એ નામે ભાષામાં પ્રખ્યાત ફળ છે; તેનામાં મધુરતા વગેરે ગુણો રહેલા હોય છે અને તે વિષ્ટંભ કરીને પચે છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ લખ્યું છે: 'बृंहणं मधुरं बल्यं गुरु

विष्टभ्य जीर्यति। आम्रातकफलं वृष्यं सस्नेहं श्लेष्मवर्धनम्। 'त्रिदोषविष्टम्भकरं लकुचं शुक्रनाशनम्–આમ્રાતક–અંબાડાનું ફળ, પૌષ્ટિક, મધુર, બળકારક તથા ગુરુ–ભારે હોઈને વિષ્ટંભ કરીને પચે છે; તેમ જ વૃષ્ય, સ્નેહયુક્ત તથા કફને વધારનાર છે; અને લકુચ ફળ કે નાનું ફણસ ત્રિદોષકારક, વિષ્ટંભ કરનાર તથા વીર્યનાશક છે.'

શ્રી ગંગાધર લખે છે કે, 'આમ્રાતક–અંબાડાનું પાકું ફળ મધુર હોય છે; કાચું તો ખાટું હોઈ શાકમાં ગણાય છે; તે કાચાના ગુણો અહીં કહ્યા નથી.' ૧૨૮

## પાકાં તાડફળ તથા નાળિયેરના ગુણો

**तालशस्यानि सिद्धानि नारिकेलफलानि च।**
**बृंहणस्निग्धशीतानि बल्यानि मधुराणि च ॥ १२९ ॥**

પાકાં તાડનાં ફળ તથા નાળિયેરીનાં ફળ–નાળિયેર બૃંહણ–પૌષ્ટિક, સ્નિગ્ધ, શીતળ, બળકારક તથા મધુર હોય છે. ૧૨૯

આ સંબંધે યોગીન્દ્રનાથ સેને ચરકોપસ્કારમાં સુશ્રુતમાંથી આ શ્લોકો ઉતાર્યા છે: 'तालनारिकेलपनसमोचप्रभृतीनि–'स्वादुपाकरसान्याहुर्वातपित्तहराणि च। बलप्रदानि स्निग्धानि बृंहणानि हिमानि च। फलं स्वादुरसं तेषां तालजं गुरु पित्तजित्। नारिकेलं गुरु स्निग्धं पित्तघ्नं स्वादु शीतलम्। बलमांसप्रदं हृद्यं बृंहणं वस्तिशोधनम्।–તાડ, નાળિયેરી, ફણસવૃક્ષ તથા કેળ વગેરેનાં ફળો રસથી મધુર, પાકમાં મધુર, વાયુનો તથા પિત્તનો નાશ કરનાર, બળ આપનાર, સ્નિગ્ધ, પૌષ્ટિક તથા શીતળ હોય છે; તે ફળોમાં તાડનું ફળ મધુરરસવાળું, ગુરુ–ભારે તથા પિત્તને શમાવનાર હોય છે; નાળિયેર ગુરુ–ભારે, સ્નિગ્ધ, પિત્તનાશક, મધુર, શીતળ, બલપ્રદ, માંસપ્રદ, હૃદયને હિતકારી, પૌષ્ટિક તથા બસ્તિ–મૂત્રાશયને શુદ્ધ કરનાર હોય છે. ૧૨૯

## ભવ્ય–કર્મરંગ ફળ કે તે નામે એક જાતના લીંબુના ગુણો

**मधुराम्लकषायं च विष्टम्भि गुरु शीतलम्।**
**पित्तश्लेष्मकरं भव्यं ग्राहि वक्त्रविशोधनम् ॥ १३० ॥**

'ભવ્ય' નામે કર્મરંગ ફળ કે તે નામે એક જાતનું લીંબુ–કમરખ મધુર, અમ્લ, કષાય–તૂરા રસવાળું, વિષ્ટંભ કરનાર, ગુરુ–ભારે, શીતલ, કફને તથા પિત્તને કરનાર, ગ્રાહી કે પ્રવાહી મળોને સૂકવનાર હોઈ ઝાડો બંધ કરનાર તથા મુખની શુદ્ધિ કરનાર છે. ૧૩૦

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ જણાવે છે–આ ભવ્ય ફળને કર્મરંગ ફળ કહે છે; બીજા કેટલાક વિદ્વાનો આ ફળને તાડના ફળ જેવું, કેવળ છાલના જ સમુદાયરૂપ તથા 'અલિત્રફળ' એ નામે કહે છે. (ગુજરાતીમાં 'ઓટનું ફળ' એવો અર્થ સુશ્રુતના અનુવાદમાં મળે છે.) આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે–' हृद्यं स्वादु कषायाम्लं भव्यमास्यविशोधनम्। पित्तश्लेष्महरं ग्राहि गुरु विष्टम्भि शीतलम्'–ભવ્ય ફળ–કર્મરંગ હૃદયને હિતકારી, મધુર, કષાય સહિત ખાટું, મુખને શુદ્ધ કરનાર, પિત્તનો તથા કફનો નાશ કરનાર, ગ્રાહી, ગુરુ–ભારે, વિષ્ટંભ કરનાર તથા શીતળ હોય છે. ૧૩૦

## ફાલસાં વગેરેના વિશેષ ગુણો

**अम्लं परूषकं द्राक्षा बदराण्यारुकाणि च।**
**पित्तश्लेष्मप्रकोपीणि कर्कन्धूलकुचान्यपि ॥ १३१ ॥**
**नात्युष्णं गुरु संपक्वं स्वादुप्रायं मुखप्रियम्।**
**बृंहणं जीर्यति क्षिप्रं नातिदोषलमारुकम् ॥ १३२ ॥**

કાચાં ફાલસાં, કાચી દ્રાક્ષ, કાચાં મોટાં બોર, કાચાં નાનાં બોર, કાચું આરુક ફળ કે આલુ, કાચાં મોટાં–નાનાં ચણીબોર તથા કાચું લકુચ કે નાનું ફણસ, એ બધાં પિત્તને તથા કફને કોપાવનારાં હોય છે; પરંતુ આમાંનું આરુક ફળ સારી રીતે સુકાયેલું થાય ત્યારે અતિશય ઉષ્ણ રહેતું નથી તથા અતિશય ગુરુ કે ભારે પણ રહેતું નથી; તે લગભગ મધુર હોય છે, મુખને પ્રિય લાગે છે, અતિશય પૌષ્ટિક હોય છે, જલદી પચી જનાર તથા અતિશય દોષકારક પણ રહેતું નથી. ૧૩૧,૧૩૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: કાચાં ફાલસાં, દ્રાક્ષ, મોટાં બોર, નાનાં બોર, આરુકફળ (કે આલુ), જે કાર્તિકેયપુરમાં પ્રસિદ્ધ છે, તે તથા લકુચ મોટું ફણસ, આ બધાં ફળો, ખાટાં હોઈને પિત્તને તથા કફને અત્યંત કોપાવે છે; આ ઉપરથી જ અષ્ટાંગહૃદય–સૂત્રસ્થાનના ૬ ઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે–'द्राक्षा–परूषकं चार्द्रमम्लं पित्तकफप्रदम्–દ્રાક્ષ તથા ફાલસાં લીલાં હોઇ ને ખાટાં હોય ત્યારે પિત્તને તથા કફને કરે છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कर्कन्धु कोलबदरमम्लं पित्तकफावहम्। पक्वं पित्तानिलहरं स्निग्धं समधुरं सरम्॥ वातघ्नं पित्तजननमामं विद्यात् परूपकम्। तदेव पक्वं मधुरं वातपित्तनिबर्हणम्'–ચણીબોર, નાનાં બોર તથા મોટાં બોર કાચાં હોય ત્યારે

પિત્તને તથા કફને ઉત્પન્ન કરે છે; પરંતુ તે જ્યારે પાકે છે ત્યારે સ્નિગ્ધ, મધુરતાયુક્ત તથા સારક થઈને પિત્તનો તથા વાયુનો નાશ કરે છે. કાચાં ફાલસાં વાયુનો નાશ કરે છે, છતાં પિત્તને ઉપજાવે છે, એમ જાણવું; પરંતુ એ જ ફાલસાં પાકેલાં થાય ત્યારે મધુર બની વાયુનો તથા પિત્તનો નાશ કરે છે. આરુકફળ અત્યંત સુકાયેલું હોય તે અતિ ઉષ્ણ નથી, અત્યંત ગુરુ કે ભારે નથી; મુખને પ્રિય, અત્યંત પૌષ્ટિક, તથા જલદી પચે છે અને અત્યંત દોષકારક પણ નથી. આ સંબંધે પણ અષ્ટાંગહૃદય-સૂત્રસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં આમ કહ્યું છે: 'हृद्यं मधुरमारुकं, पक्वमाशु जरां याति, नात्युष्णं गुरु दोषलम्-પાકેલું આરુક ફળ રુચિકારક તથા મધુર હોય છે, જલદી પચે છે; અતિ ઉષ્ણ નથી, અત્યંત ગુરુ કે ભારે નથી તેમ જ અતિશય દોષકારક પણ નથી.' ૧૩૧,૧૩૨

### પારાવત ફળના ગુણો

द्विविधं शीतमुष्णं च मधुरं चाम्लमेव च ।
गुरु पारावतं ज्ञेयमरुच्यत्यग्निनाशनम् ॥ १३३ ॥

પારાવત ફળ બે પ્રકારનું જ થાય છે; એક મધુર તથા બીજું અમ્લ-ખાટું હોય છે; તેમાંનું મધુર પારાવત શીતળ કે શીતવીર્ય હોય છે તથા અમ્લ-ખાટું પારાવત ઉષ્ણ એટલે ઉષ્ણવીર્ય હોય છે. તેઓ બન્ને ગુરુ કે પચવાં ભારે હોઈ અરુચિનો તથા વધુ પડતા અગ્નિનો નાશ કરનાર જાણવાં. ૧૩૩

યોગીન્દ્રનાથ સેન અહીં સુશ્રુતમાંથી તથા વાગ્ભટના અષ્ટાંગહૃદયમાંથી આ ફળ સંબંધે આ અધી અધી શ્લોકો આમ ઉતારે છે: 'સુશ્રુત-સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ લખે છે. 'पारावत समधुर रुच्यमत्यग्निनाशनम्-આ પારાવત ફળ, જે કામરૂપ દેશમાં પ્રસિદ્ધ હોય છે, તે મધુરતાથી યુક્ત હોઈને રુચિકારક તથા અતિશય અગ્નિનાશક તથા વાયુનાશક હોય છે.' વાગ્ભટ પણ અષ્ટાંગહૃદય-સૂત્રસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં આ સંબંધે આમ લખે છે: 'स्वाद्वम्लं शीतमुष्ण च द्विधा पारावत गुरु । रुच्यमत्यग्निशमनम्-પારાવત ફળ બે પ્રકારનાં હોય છે; એક મધુર તથા બીજું અમ્લ હોય છે જે મધુર હોય તે શીતવીર્ય હોય અને અમ્લ-ખાટું હોય તે ઉષ્ણવીર્ય હોય છે; તે બન્ને ગુરુ-ભારે, રુચિકારક તથા અત્યંત અગ્નિનાશક હોય છે.' (આ પારાવત ફળને ગુજરાતીમાં કેટલાક જામફળ કહે છે, કેટલાક અનનાસ કહે છે અને કેટલાક રૈવતક ફળ કહે છે; તેમાનો જે અર્થ થતો હોય અથવા બીજો કોઈ અર્થ થતો હોય તેને વિદ્વાનો સમજાવી શકે છે.)

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'પારાવત ફળ કામરૂપ દેશમાં પ્રસિદ્ધ છે; તે પણ બે પ્રકારનાં થાય છે; એક મધુર હોઈને શીતળ અને બીજું અમ્લ હોઈને ઉષ્ણવીર્ય હોય છે. અહીં રસનો નિર્દેશ કરવાથી વીર્ય મળી રહે છે, છતાં જેમ આમળાં ખાટાં હોવા છતાં શીતવીર્ય જોવામાં આવે છે, તે જ કારણે બીજા વીર્યની શંકાને દૂર કરવા અને નિશ્ચય બતાવવા માટે ભારપૂર્વક 'शीतम्, उष्णम्-' એ પદો મૂકવામાં આવ્યા છે.'

શ્રીચક્રપાણિ પણ પોતાની ટીકામાં ઉપર પ્રમાણે જ સમજાવે છે. ૧૩૩

### કાશ્મર્યફળ-શીવણના તથા તૂદ-શેતૂરના ગુણો

भव्यादल्पान्तरगुणं काश्मर्यफलमुच्यते ।
तथैवाल्पान्तरगुणं तूदमम्लं परूपकात् ॥ १३४ ॥

કાશ્મર્યફળ-ગાંભારીફળ કે શીવણફળના ગુણોમાં ભવ્યફળ-કર્મરંગના ગુણો કરતાં કંઈક થોડોક જ તફાવત હોય છે; તેમ જ તૂદફળ-શેતૂરનાં ફળોના ગુણોમાં પરૂષક-ફાલસાંના ગુણોના કરતાં કંઈક થોડોક જ તફાવત હોય છે. ૧૩૪

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં વધુ સ્પષ્ટતા કરે છે કે, ગાંભારીફળના તથા ભવ્યફળ-કર્મરંગના ગુણોમાં કંઈક થોડો જ ફેર હોય છે એટલે કે ગાંભારીફળમાં ભવ્યફળ કરતાં કંઈક ઓછા ગુણો હોય છે; તેમ જ ખાટું ને કાચું તૂદફળ-શેતૂર, જે 'ઔત્તરાપથિક' ફળ કહેવાય છે, તે પણ પરૂષક-ફાલસાં કરતાં કંઈક થોડા જ વિભિન્ન ગુણોવાળું હોય છે; અર્થાત્ એ પણ ફાલસાંની પેઠે જ કાચું હોય તો કફકારક તથા પિત્તકારક હોય છે; અને પાકે છે ત્યારે અતિશય પિત્તકારક રહેતું નથી; આ સંબંધે પણ અષ્ટાગહૃદય-સૂત્રસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમા આમ કહેવાયુ છે:-'द्राक्षा परूपक चार्द्रमम्लं पित्तकफप्रदम् । गुरूष्णवीर्यं वातघ्न सर च करमर्दकम् । तथाम्लं कोलकर्कन्धूलकुचाम्लातमारुकम् । ऐरावत दन्तशठ सतूद मृगलिण्डिकम् । नातिपित्तकरं पक्व शुष्कञ्च करमर्दकम्-દ્રાક્ષ. ફાલસાં અને કરમદા લીલાં હોય ત્યારે પિત્તને તથા કફને કરનાર છે; ગુરુ-ભારે તથા ઉષ્ણવીર્ય છે, વાયુનાશક તથા સારક છે. તેમ જ બોર, ચણીબોર, નાનાં ફણસ, અંબાડો, આલુ, કાગદી મીઠાં લીંબુ, શેતૂર અને મૃગલિંડિક (ગુજરાતીમાં અપ્રસિદ્ધ), એ બધા પાકા હોય ત્યારે અત્યંત પિત્ત કરનાર નથી; અને સૂકા કરમદાં પણ અતિશય પિત્તકારક નથી.' ૧૩૪

### ટંક–નાસપાત તથા કોઠાંના ગુણો

कषायं मधुरं टङ्कं वातलं गुरु शीतलम् ।
कपित्थमामं कण्ठघ्नं विषघ्नं ग्राहि वातलम् ॥ १३५
मधुराम्लकषायत्वात्सौगन्ध्याच्च रुचिप्रदम् ।
तदेव पक्वं दोषघ्नं विषघ्नं ग्राहि दुर्जरम् ॥ १३६॥

ટંક–નાસપાત ફળ કષાય–તૂરું, મધુર, ગુરુ-ભારે, તથા શીતળ હોઈ વાયુને કરે છે; તેમ જ કાચું કોઠું કંઠનો નાશ કરનાર કે સ્વરનાશક, વિષઘ્ન, ગ્રાહી કે પ્રવાહી મળોને સૂકવનાર (એટલે ઝાડાને કબજે કરનાર) તથા વાયુકારક હોય છે, પરંતુ એ જ કોઠું બરાબર પાકેલું થાય ત્યારે દોષોનો નાશ કરનાર, વિષહર, ગ્રાહી તથા પચવું મુશ્કેલ બને છે. ૧૩૫,૧૩૬

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: અહીં જણાવેલ ટંકફળ કાશ્મીર દેશમાં પોતાના (નાસપાત) નામે પ્રસિદ્ધ છે અને તે ઘણા પ્રકારનું થાય છે; તે (નાસપાત) કષાયપણું આદિ ગુણોથી યુક્ત હોય છે; એટલે કે શીતળ, કષાય, મધુર તથા ગુરુ–ભારે હોઈ વાયુકારક છે. કાચું કોઠું કંઠનો નાશ કરનાર, વિષનાશક, ગ્રાહી, ગુરુ તથા વાયુકારક હોય છે; એ જ કોઠું બરાબર પાકેલું થાય ત્યારે મધુર, અમ્લ તથા કષાયરસથી યુક્ત થઈ સુગંધપણાને લીધે રુચિપ્રદ પણ થાય છે; તેમ જ દોષોનો નાશ કરનાર, વિષનાશક, ગ્રાહી તથા પચવું મુશ્કેલ થાય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં કહ્યું છે: 'आमं कपित्थमस्वर्यं कफघ्नं ग्राहि वातलम् । कफानिलहरं पक्वं मधुराम्लरसं गुरु । श्वासकासारुचिहरं तृष्णाघ्नं कण्ठशोधनम्– કાચું કોઠનું ફળ સ્વરને અહિતકારી, કફનો નાશ કરનાર, ગ્રાહી તથા વાયુકારક હોય છે; પરંતુ પાકેલું કોઠનું ફળ કફનો તથા વાયુનો નાશ કરનાર, મધુર તથા અમ્લરસથી યુક્ત, ગુરુ–ભારે; શ્વાસનો, ઉધરસનો તથા અરુચિનો નાશ કરનાર, તરસનો નાશ કરનાર તથા કંઠને શુદ્ધ કરનાર હોય છે.' ૧૩૫,૧૩૬

### બિલ્વફળ–બીલાંના ગુણો

बिल्वं तु दुर्जरं सिद्धं दोषलं पूतिमारुतम् ।
स्निग्धोष्णतीक्ष्णं तद्बालं दीपनं कफवातजित् ॥१३७॥

પાકેલું બિલ્વફળ કે બીલું ગુરુ–ભારે હોઈ પચવું મુશ્કેલ, દોષોને વધારનાર, સુગંધી વાયુથી યુક્ત એટલે કે વાયુને સુગંધી કરનાર, અથવા પેટના વાયુને દુર્ગંધી કરનાર હોય છે; પરંતુ એ જ બીલું કાચું હોય તો સ્નિગ્ધ, ઉષ્ણ, તીક્ષ્ણ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને કફને તથા વાયુને મટાડનાર હોય છે. ૧૩૭

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'પાકું બિલ્વફળ ગુરુ–ભારે હોવાના કારણે પચવું મુશ્કેલ હોય છે; દોષોને કરનાર, અને 'पूतिः सुगन्धिः मारुतो यस्य तत्–पूतिमारुतम्–सुगन्धि इत्यर्थः, पूतिशब्दोऽयं सुगन्धवचनः, यथा पूतिः खट्टाशः वनजा मधुकर्कटा पूतिपुष्पा, अथवा पूतिमारुतं–दुर्गन्धिकुक्षिमारुतकरं वा– જેનો વાયુ સુગંધી હોય એવું એટલે કે સુગંધથી યુક્ત હોય છે. અહીં મૂળમાં આપેલો 'પૂતિ' શબ્દ 'સુગંધી' અર્થને કહેનાર છે; જેમ કે બીજા સ્થળે પણ 'પૂતિ' શબ્દનો અર્થ–'સુગંધી' મળે છે. 'ખટ્ટાશ' નામે એક જાતનું જંગલી પ્રાણી અથવા જંગલી બિલાડો સુગંધી હોય છે; તેમ જ જંગલમાં થતી મીઠી કાકડી સુગંધી પુષ્પોથી યુક્ત હોય છે, અથવા 'પૂતિ' શબ્દનો અર્થ–'દુર્ગંધી' વધુ પ્રસિદ્ધ છે, તેથી અહીં પણ 'પેટના વાયુને દુર્ગંધી બનાવનાર' એ અર્થ, વધુ બંધબેસતો છે; પરંતુ એ જ બિલ્વફળ બાલ–એટલે કાચું હોય છે, ત્યારે સ્નિગ્ધ હોવા છતાં ઉષ્ણ, તીક્ષ્ણ તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ કફને તથા વાયુને પણ મટાડે છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'कफानिलहरं तीक्ष्णं स्निग्धं संग्राहि दीपनम् । कटुतिक्तकषायोष्णं बालं बिल्वमुदाहृतम् । विद्यात् तदेव संपक्वं मधुरानुरसं गुरु । विदाहि विष्टम्भकरं दोषकृत् पूतिमारुतम्–બાલબિલ્વ કે કાચું બિલ્વફળ કફને તથા વાયુને હરનાર, તીક્ષ્ણ, સ્નિગ્ધ, સંગ્રાહી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, તીખું, કડવું, કષાય–તૂરું તથા ઉષ્ણ કહેવાય છે; પરંતુ એ જ બિલ્વફળ સારી રીતે પાકેલું થાય ત્યારે પેટા તરીકે મધુર રસથી અનુગત, ગુરુ–ભારે, અતિશય દાહ કરનાર, વિષ્ટંભ કરનાર એટલે કે પચવું મુશ્કેલ બની પેટમાં ગુડગુડાટ કરી વાયુની પીડા સાથે માંડમાંડ પચે એવું, દોષકારક તથા વાયુને સુગંધી કરનાર હોઈ–પોતે સુગંધી હોય છે' (આવો અર્થ સુશ્રુતમાં પણ મળે છે. એટલે કે 'પૂતિ' શબ્દને સુગંધી અર્થ કહેનાર તરીકે પણ લીધો છે, પરંતુ એ સુશ્રુતમાં છેલ્લા 'पूतिमारुतम्' પદની પૂર્વે 'दोषकृत' એ વિશેષણ છે, તે ઉપરથી 'पूतिमारुतम्' નો અર્થ 'પેટના વાયુને દુર્ગંધી બનાવનાર' એવો કરવો એ જ યોગ્ય લાગે છે.)

હિંદી ટીકાકાર શ્રી જયદેવે પણ 'पूतिमारुतम्' એ પદનો અર્થ-'દુર્ગંધ યુક્ત મળવાતને ઉત્પન્ન કરનાર' એ પ્રમાણે જ કરેલ છે. ૧૩૭

### કાચા-પાકા-આંબા અથવા કેરીના ગુણો

वातपित्तकरं बालमापूर्णे पित्तवर्धनम् ।
पक्वमाम्रं जयेद्वायुं मांसशुक्रबलप्रदम् ॥ १३८ ॥

કાચું આંબાનું ફળ કે કાચી કેરી વાયુને તથા પિત્તને એયને કરનાર હોય છે અને તે કાચી કેરીમાં જ્યારે ગોટલી બંધાય છે, ત્યારે તે પિત્તને વધારનાર થાય છે; પરંતુ એ જ કેરી પાકે છે, ત્યારે માંસ, વીર્ય તથા બળને કરનાર થઈ વાયુને પણ જીતે છે-મટાડે છે. ૧૩૮

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'બાલ કે ખૂબ કાચી કેરી કે કેરીના મરવા વાયુને તથા પિત્તને કરે છે; પરંતુ તેમાં જ્યારે ગોટલી બંધાય છે, ત્યારે તો એ કાચી કેરી, પિત્તને વધારનારી થાય છે; પરંતુ એ જ કેરી પાકે છે, ત્યારે લગભગ કષાય કે તૂરાશની સાથે મધુરરસથી યુક્ત બનીને ગુરુ-ભારે બને છે તેમ જ શીતલ થઈ વાયુને મટાડે છે અને માંસ, વીર્ય તથા બળને કરે છે; પરંતુ 'विष्टंभि'-વિષ્ટંભ કરનાર થઈ પચવી મુશ્કેલ બને છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'पित्तानिलकरं बालं पित्तलं बद्धकेसरम् । हृद्यं वर्णकरं रुच्यं रक्तमांसबलप्रदम् ॥ कषायानुरसं स्वादु वातघ्नं बृंहणं गुरु । पित्ताविरोधि संपक्वमाम्रं शुक्रविवर्धनम् । बृंहणं मधुरं बल्यं गुरु विष्टभ्य जीर्यति-નાની-કાચી કેરી પિત્તને તથા વાયુને કરનાર છે અને તે કાચી કેરીમાં જ્યારે રેસા બંધાઈ જાય છે, ત્યારે તો વધુ પિત્તકારક થાય છે; પરંતુ એ જ કેરી પાકે છે, ત્યારે હૃદયને પ્રિય તથા હિતકારી, વર્ણકારક, રુચિ ઉપજાવનાર; લોહી, માંસ તથા બળને આપનાર; પેટા તરીકે કષાય-રસથી યુક્ત, મધુર, વાયુનો નાશ કરનાર, પૌષ્ટિક, ગુરુ-ભારે, પિત્તથી અવિરુદ્ધ એટલે થોડું પિત્ત પણ કરનાર, વીર્યવર્ધક, પૌષ્ટિક, મધુર, બળકારક તથા ગુરુ-પચવામાં ભારે હોઈ ને વિષ્ટંભ કરીને કે પેટમાં વાયુની પીડા ઉપજાવીને-મળોને થંભાવી દઈ માંડ માંડ પચે છે.' ૧૩૮

### જાંબૂના ગુણો

कषायमधुरप्रायं गुरु विष्टम्भि शीतलम् ।
जाम्बवं कफपित्तघ्नं ग्राहि वातकरं परम् ॥ १३९ ॥

પાકાં જાંબૂના ફળ લગભગ કષાય કે તૂરાં તથા મધુર પણ હોય છે; ગુરુ-પચવાં ભારે, વિષ્ટંભ કરનાર, શીતલ, કફનો તથા પિત્તનો નાશ કરનાર તથા ગ્રાહી હોઈ (મળને સૂકવી નાખી) અતિશય વાયુકારક હોય છે. ૧૩૯

યોગીંદ્રનાથ સેને આ જાંબૂના ફળના પણ ગુણો સુશ્રુતમાંથી અહીં પોતાની ટીકામાં ટાંકી બતાવ્યા છે; જેમ કે-'अत्यर्थवातलं ग्राहि जाम्बवं कफपित्तजित्-જાંબૂનાં પાકાં ફળ અતિશય વાયુકારક તથા કફને તેમ જ પિત્તને મટાડનાર છે.' ૧૩૯

### પાકાં બોરના ગુણો

बदरं मधुरं स्निग्धं भेदनं वातपित्तजित् ।
तच्छुष्कं कफवातघ्नं पित्ते न च विरुध्यते ॥ १४० ॥

(પાકું) બોર મધુર, સ્નિગ્ધ, ભેદન કે મળને છૂટા પાડનાર અને વાયુને તથા પિત્તને મટાડે છે; અને તે જ પાકું બોર સુકાઈ ગયું હોય ત્યારે કફનો તથા વાયુનો નાશ કરે છે; તેમ જ પિત્તમાં વિરુદ્ધ નથી એટલે કે વધુ પિત્તકારક પણ નથી.

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે કે, 'કાચાં બોરના ગુણો તો પહેલાં 'आम्लं परूषकम्'-એ ૧૩૧મા શ્લોકમાં કહેવામાં આવ્યા છે; એટલે અહીં તો પાકાં જ બોરના ગુણો કહે છે, એમ સમજવાનું છે. પાકાં બોર મધુર, સ્નિગ્ધ તથા ભેદન-મળને તોડનાર કે છૂટા પાડનાર હોઈ વાયુને તથા પિત્તને મટાડે છે; અને એ જ પાકું બોર સુકાયેલું હોય ત્યારે કફનો તથા વાયુનો નાશ કરે છે અને પિત્તમાં વિરુદ્ધ નથી; અર્થાત્ અતિશય પિત્ત કરનાર નથી. સુશ્રુતે પણ આ સંબંધે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कर्कन्धुकोलबदरमामं पित्तकफावहम् । पक्वं पित्तानिलहरं स्निग्धं समधुरं सरम् । पुरातनं तृड्शमनं श्रमघ्नं दीपनं लघु-ચણીબોર, નાનાં બોર અને મોટાં બોર કાચાં હોય ત્યારે પિત્ત તથા કફને કરનાર હોય છે; પરંતુ પાકેલાં તે બોર પિત્ત તથા વાયુને મટાડનાર, સ્નિગ્ધ, મધુરતાથી યુક્ત તથા સારક હોય છે; પરંતુ સુકાયેલાં જૂનાં બોર તરસને શમાવનાર, શ્રમનો નાશ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા પચવામાં લઘુ-હલકાં હોય છે.' ૧૪૦

### સૌવીરબોર, ગંગેરુકી કે ગંગેટી, કેરડાં, ખિલોડાં, તોદનફળ તથા ધામણના ગુણો

कषायमधुरं शीतं ग्राहि सिञ्चितिकाफलम् ।
गाङ्गेरुकी करीरं च बिम्बीतोदनधन्वनम् ।
मधुरं सकषायं च शीतं पित्तकफापहम् ॥ १४१ ॥

**સૌવીર બોર કે ખારેક જેવાં લાંબાં બોર, કષાય–તૂરાં તથા મધુર રસથી યુક્ત, શીતળ તથા ગ્રાહી હોય છે; તેમ જ ગાંગેરુકી કે નાગબલાનું ફળ–ગંગેટી, કેરડાં, ઘિલોડાં, તોદનફળ કે બખાઈ-આંબલી અને ધન્વન એટલે ધનુર્વૃક્ષ ફળ કે ધામણ, એ ફળો મધુર, કષાયરસથી યુક્ત તથા શીતળ હોઈ પિત્તનો તથા કફનો નાશ કરે છે. ૧૪૧**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: 'મૂળમાં જણાવેલ 'સિંચિતિકાફળ' એ સૌવીરબોરનો એક ભેદ છે; તે અત્યંત મધુર હોય છે, તેનું માપ મુઠ્ઠી જેવડું હોય છે અને તે ઉત્તરાપથમાં ઉત્પન્ન થાય છે; સુશ્રુતે પણ આ સંબંધે આમ કહ્યું છે: 'कषायं स्वादु संग्राहि शीतं सिञ्चितिकाफलम्–ખારેકી બોર કે સેવફળ. જે મૂઠી જેવડાં મોટાં ને મીઠાં હોય છે, તે કષાય, તૂરા તથા મધુર રસથી યુક્ત, સંગ્રાહી તથા શીતળ હોય છે.' વળી 'ગાંગેરુકી'નો બીજો પર્યાય 'નાગબલા' મળે છે, જેને ગુજરાતીમાં 'ગંગેટી' કહે છે, તેનાં ફળ, 'करीरो मरुजो द्रुमः'–મરુભૂમિ કે નિર્જળ પ્રદેશમાં ઉત્પન્ન થતા કેરડાનાં ફળ–કેરડાં, 'बिम्बी ओष्ठोपमफला' જેનાં ફળ માણસના હોઠ જેવાં થાય છે, તે ઘિલોડીનાં ફળ–ઘીલોડાં, 'तोदनं'નો પર્યાય 'राजप्रिय' મળે છે; 'धन्वनं'–એટલે धनुर्वृक्षफल–જે 'ધામણ' નામે પ્રખ્યાત છે,–જે શીતફલ 'રાવણામ્લિકા' નામે પ્રખ્યાત છે;– એ બધાં ફળો કષાય–તૂરારસથી યુક્ત, મધુર, તથા શીતલ હોઈ પિત્તનો તથા કફનો પણ નાશ કરે છે; આ બધાના સામાન્ય ગુણો સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આ પ્રમાણે કહ્યા છે: 'फलान्येतानि शीतानि कफपित्तहराणि च। सांग्राहिकाणि रूक्षाणि कषायमधुराणि च।'– 'આ બધાં ફળો શીતળ, કફનો તથા પિત્તનો નાશ કરનાર, સાંગ્રાહિક કે પ્રવાહી મળોને સૂકવી–કબજિયાત કરનાર, રૂક્ષ, કષાય તથા મધુર હોય છે.' વળી આ બધાં ફળોના વિશેષ ગુણો પણ સુશ્રુતે ત્યાં જ આ પ્રમાણે કહ્યા છે: 'कषायमधुरं रूक्षं तोदनं कफवातजित्। अम्लोष्णं लघु संग्राहि स्निग्धं पित्ताग्निवर्धनम्।' इति, 'सकषायं हिमं स्वादु धान्वनं कफवातजित्। तद्वद् गाङ्गेरुकं विद्यादश्मन्तकफलानि च।' इति, 'बिम्बीफलं चाश्वकर्णं स्तन्यकृत् कफपित्तजित्। तृड्दाहज्वरपित्तासृक्कासश्वासक्षयापहम्'–તોદનફળ કે બખાઈ આંબલી કષાય સહિત મધુરરસથી યુક્ત, રૂક્ષ, કફને તથા વાયુને જીતનાર, અમ્લ, ઉષ્ણ, લઘુ, સંગ્રાહી, સ્નિગ્ધ તથા પિત્તને અને અગ્નિને વધારનાર છે. ધાન્વન-ધામણ કે ધાવડાં કષાય–તૂરારસ સાથે મધુર તથા શીતળ હોઈ કફને તથા વાયુને મટાડે છે; તેમ જ ગાંગેરુક–ગંગેટીનાં તથા આસોંદરાનાં ફળ પણ એવાં જ એટલે ધાન્વન–ધામણ જેવાં જ ગુણયુક્ત હોય છે; પરંતુ ઘીલી કે ઘિલોડીનાં ફળ–ઘીલાં કે ઘિલોડાં તેમ જ સાગનાં ફળ ધાવણને ઉત્પન્ન કરનાર અને કફને તથા પિત્તને જીતનાર કે મટાડનાર છે.'

શ્રીગંગાધર જલ્પકલ્પતરુમાં અહીં 'સૌવીરબદર' સંબંધે આમ વધુ સમજૂતી આપે છે: 'सुवीरा–यमुना नदी, तस्या यस्मिन् देशे स्थितिः, तद्देशजं वदरं सौवीरवदरमिति सुश्रुतोक्तं दर्शितम्'–'સુવીરા' એ યમુના નદીનું નામ છે; એ સુવીરા નદી જે દેશમાં છે, તે દેશમાં ઉત્પન્ન થયેલાં બોર–'सौवीरवदर' કહેવાય છે, એમ સુશ્રુતે જણાવેલ મોટાં–ખારેકી બોર અહીં કહ્યાં છે; અર્થાત્ મીઠાં સૌવીર બોર એ યમુનાકિનારે થાય છે, તે સમજવાં અને सिञ्चितिकाफल'–સેવફળ તો પોતાના એ નામથી પ્રખ્યાત છે, જેને સુશ્રુતે–'कषायं स्वादु संग्राहि शीतं सिञ्चितिकाफलम्'–સિંચિતિકા ફળને કષાય, તૂરું, મધુર, સંગ્રાહિ તથા શીતળ કહ્યું છે. ૧૪૧

## ફણસ, કેળાં તથા રાયણના ગુણો

**संपक्वं पनसं मोचं राजादनफलानि च।**
**स्वादूनि सकषायाणि स्निग्धशीतगुरूणि च॥१४२॥**

**પાકાં ફણસ, કેળાં તથા રાયણનાં ફળો મધુર, કષાયરસથી યુક્ત, સ્નિગ્ધ, શીતળ તથા ગુરુ–ભારે હોય છે. ૧૪૨**

સુશ્રુતે પણ આ ફળોના ગુણો આ પ્રમાણે કહ્યા છે: 'पनसं सकषायं तु स्निग्धं स्वादुरसं गुरु। मोचं स्वादुरसं प्रोक्तं कषायं नातिशीतलम्। रक्तपित्तहरं वृष्यं रुच्यं श्लेष्मकरं गुरु इति, स्निग्धं स्वादु कषायं च राजादनफलं गुरु–ફણસ કષાયરસથી યુક્ત, સ્નિગ્ધ, મધુર રસવાળું તથા ગુરુ કે ભારે હોય છે; તેમ જ (પાકાં) મોચફળ કે કેળાં મધુર રસથી યુક્ત અને કષાય–તૂરાં પણ કહેવાય છે, છતાં અતિશય શીતલ નથી; રક્તપિત્તને મટાડે છે, વીર્યવર્ધક છે, રુચિકારક તથા ગુરુ–ભારે છે; અને રાયણનાં (પાકાં) ફળ સ્નિગ્ધ, મધુર, કષાય–તૂરાં અને ગુરુ–ભારે હોય છે.' ૧૪૨

## લવલીફળ–હરફારેવડી કે ખાટી આમળીના ગુણો

**कषायविशदत्वाच्च सौगन्ध्याच्च रुचिप्रदम्।**
**अवदंशक्षमं हृद्यं वातलं लवलीफलम्॥१४३॥**

**લવલીફળ–હરફારેવડી કે ખાટી આમળીનાં ફળો કષાયરસથી યુક્ત, વિશદ કે અતિશય**

પિચ્છિલતા એટલે ચીકાશથી રહિત હોવાને લીધે તેમ જ સુગંધી હોવાથી રુચિકારક, હૃદયને પ્રિય તથા વાયુકારક છે; પરંતુ ચટણી કરવા લાયક હોય છે. ૧૪૩

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં આમ સમજાવે છે: 'लवलीफल' એ પોતાના એવા નામે સુગન્ધદાર એક ફળ થાય છે (જેને ગુજરાતીમાં હરફારેવડી કે ખાટી આમળીનાં ફળ કહે છે), તેનું લક્ષણ ડલ્હણે આ પ્રમાણે લખ્યું છે: 'घनस्निग्धा हरितांग्रुः प्रवृद्धाटसदृक्छदा। सुगन्धिमूला लवली पाण्डुकोमलवल्कला-લવલી કે હરફારેવડી ઘટ્ટ, સ્નિગ્ધ, હરિયાળા રંગની, કુંવાડિયાનાં પાન જેવાં પાનવાળી, સુગંધી મૂળિયાંવાળી તેમ જ ફીકી કોમળ છાલવાળી હોય છે.' તેનાં ફળ કષાય, વિશદ તથા સુગંધયુક્ત હોવાના કારણે રુચિકારક, હૃદયને પ્રિય તથા અવદંશ કે ચટણી કરવા લાયક હોય છે. 'पानादौ रुचिजननार्थं यद् व्यञ्जन भक्ष्यते स अवदंशः' કોઈ પીણાં વગેરેમાં રુચિ ઉપજાવવા માટે જે વ્યંજન ખાવામાં આવે છે, તે અવદંશ કે ચટણી કહેવાય છે; તેવી ચટણી કરવાને લાયક ગણાય છે; પરંતુ આ વાયુકારક છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कषाय कफपित्तघ्नं किंचित् तिक्तं रुचिप्रदम्। हृद्य सुगन्धि विशदं लवलीफलमुच्यते-લવલીફળ કે હરફારેવડીનું ફળ કષાય-તૂરું, કફનો તથા પિત્તનો નાશ કરનાર, કંઈક કડવું, રુચિકારક, હૃદયને પ્રિય, સુગંધી તથા વિશદ કહેવાય છે.' ૧૪૩

### કદંબફળ, સુવા, પીલુફળ, કેવડાનાં ફળ, વિકંકત-વિકળો તથા જળઆમળાંના ગુણો

नीपं सभार्गकं पीलु तृणशून्यं विकङ्कतम्।
प्राचीनामलकं चैव दोषघ्नं गरहारि च ॥ १४४ ॥

કદંબફળ, સુવાનાં ફળ, પીલુફળ, કેવડાનાં ફળ, વિકંકત-વિકળો તથા જળઆમળાં દોષોનો નાશ કરનાર તથા વિષહારક હોય છે. ૧૪૪

યોગીન્દ્રનાથ સેન અહીં મૂળમાં રહેલ 'नीपं'નો પર્યાય 'कदम्बफल' લખે છે; તેમ જ શ્લોકમાનું બીજું પદ તો 'सभार्गकं' છે, છતાં ચરકોપરકારમાં 'शताह्वकफलं'-'शताह्वाया. फलं'-એમ લખે છે, જેનો અર્થ-સુવાનાં ફળ એ થઈ શકે, પરંતુ હિન્દી ટીકાકાર જયદેવ, 'सभार्गक' એ જ પદનો અર્થ-'ભાગીંફળ' એવો લખે છે; જ્યારે શ્રીચક્રપાણિ, મૂળમાં બીજું પદ-'शताह्वकं' એવું રાખીને ટીકામાં 'शताह्वकफल' 'शरका' ઇતિ ख्यातम्-શતારુકનું ફળ જે 'शरका' નામે પ્રખ્યાત છે, એમ લખે છે અને શ્રી ગંગાધર પણ એ જ પાઠને અનુસરે છે; આમ અહીં ચારે ટીકાઓમાં ચાલુ શ્લોકના બીજા પદ વિષે મતભેદ જોવામાં આવે છે; પછી પીલુફળ, તૃણશૂન્ય એટલે કેવડાનું ફળ; અથવા કેટલાક વિદ્વાનો 'મલ્લિકાફળ' એવો અર્થ કરે છે; વિકંકત ફળને બંગાળમાં 'બુંઈચ' નામનું પ્રખ્યાત ફળ કહે છે, (જ્યારે ગુજરાતીમાં 'વિકળો' કહે છે) અને 'પ્રાચીનામલક'ને પૂર્વ દેશમાં ઉત્પન્ન થતાં 'પાનીયામલક'-એટલે 'જળઆમળાં' કહે છે; આ બધાં કદંબફળ વગેરે, દોષોનો નાશ કરનાર તથા ઝેરનો પણ નાશ કરે છે; આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'गरदोषहरं नीपं प्राचीनामलकं तथा। इति, करीराक्षिकपीलूनि तृणशून्यफलानि च। स्वादे तिक्तकटूष्णानि कफवातहराणि च-કદંબનું ફળ તથા પ્રાચીનામલક-એટલે જળઆમળાં ઝેરનો તથા દોષોનો નાશ કરે છે; તેમ જ કેરડાનાં ફળ, બિલામાં, પીલુફળ તથા કેવડાનાં ફળ સ્વાદમાં કડવાં અને તીખાં હોઈ ઉષ્ણ હોય છે અને તેથી જ કફનો તથા વાયુનો નાશ કરે છે.' ૧૪૪

### ઇંગુદીફળ-ઇંગોરિયાંના તથા તિન્દુકફળ-ટીંબરુ કે ટીંબરવાના ગુણો

ऐङ्गुदं तिक्तमधुरं स्निग्धोष्णं कफवातजित्।
तिन्दुकं कफपित्तघ्नं कषायमधुरं लघु ॥ १४५ ॥

ઇંગુદીફળ-ઇંગોરિયાં કડવાશ સાથે મધુર, સ્નિગ્ધ તથા ઉષ્ણ હોઈ કફને તથા વાયુને મટાડે છે; તેમજ તિંદુકફળ-ટીંબરવો કે ટીંબરુ કષાયતૂરા રસસહિત મધુર તથા લઘુ હોઈ કફનો તથા પિત્તનો નાશ કરે છે. ૧૪૫

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં લખે છે, કે ઇંગુદીફળને જ બીજા કેટલાક વિદ્વાનો 'પુત્રજીવક' કહે છે, તે કડવાશ સાથે મધુર, સ્નિગ્ધ તથા ઉષ્ણ હોઈ કફનો તથા વાયુનો નાશ કરે છે. સુશ્રુત પણ કહે છે: 'स्निग्धोष्णं तिक्तमधुरं वातश्लेष्मघ्नमैङ्गुदम्-'ઇંગોળિયાં સ્નિગ્ધ, ઉષ્ણ અને કડવાશ સાથે મધુર હોઈ વાયુનો તથા કફનો નાશ કરે છે તે જ પ્રમાણે તિંદુકફળ-ટીંબરવો કે ટીંબરુ પાકેલું હોય ત્યારે કષાયરસયુક્ત, મધુર તથા લઘુ હોઈ કફનો તથા પિત્તનો નાશ કરે છે. આ સંબંધે પણ સુશ્રુતે કહ્યું છે કે, 'आमं कषाय संग्राहि तिन्दुकं वातकोपनम्। विपाके गुरु सपक्व मधुर कफपित्तजित्-' ટીંબરુ કે ટીંબરવાનું ફળ કાચું હોય ત્યારે કષાય-

નાશ કરનાર હોય છે. એનો ગર્ભ મધુર, શીતળ, ગુરુ–ભારે તથા સ્નિગ્ધ હોઈ વાયુને તથા પિત્તને મટાડે છે; એના કેસરા કે તંતુઓ મેધ્ય કે બુદ્ધિવર્ધક અને શૂલનો, વાયુનો, ઊલટીનો, કફનો તથા અરુચિનો નાશ કરે છે; તેમ જ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, લઘુ, સંગ્રાહી હોઈ ઝાડાને સૂકવનાર અને ગુલ્મ–ગોળાનો તથા અર્શસ્નો પણ નાશ કરે છે; વળી એ બિજોરાંનો રસ શૂળમાં, અજીર્ણમાં, વિબંધ કે મળબંધમાં, મંદાગ્નિમાં, કફમાં, વાયુમાં તથા અરુચિમાં વિશેષે કરી ખાસ અપાય છે. ૧૫૧,૧૫૨

## કર્પૂર કે કચૂરાના ગુણો

रोचनो दीपनो हृद्यः सुगन्धिस्त्वग्विवर्जितः ।
कर्चूरः कफवातघ्नः श्वासहिक्कार्शसां हितः ॥ १५३ ॥

છાલ વિનાનો કચૂરો રુચિકર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકારી, સુગંધી, કફનો તથા વાયુનો નાશ કરનાર અને શ્વાસના રોગમાં, હેડકીના રોગમાં તથા અર્શસ્ના રોગમાં હિતકારી થાય છે. ૧૫૩

યોગીન્દ્રનાથ લખે છે કે, આ કચૂરો દ્રાવિડદેશમાં ઉત્પન્ન થાય છે, તેનો રંગ અને દેખાવ હળદરના જેવો હોય છે અને એ જ કારણે તે 'પીત શટી' કહેવાય છે. એ કચૂરો છાલ વિનાનો હોય તો અહીં કહેલા ગુણોથી યુક્ત હોય છે. ૧૫૩

## નારંગીના ગુણો

सुगन्धि मधुरं साम्लं विशदं भक्तरोचनम् ।
दुर्जरं वातशमनं नागरङ्गफलं गुरु ॥ १५४ ॥

નાગરંગનું ફળ કે નારંગી સુગંધથી યુક્ત, મધુર, ખટાશથી યુક્ત, વિશદ કે પિચ્છિલતા અથવા ચીકાશથી રહિત, ખોરાક ઉપર રુચિ ઉપજાવનાર, પચવી મુશ્કેલ, વાયુને શમાવનાર તથા ગુરુ–ભારે હોય છે. ૧૫૪

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આ નાગરંગફળ–નારંગીના ગુણો આ પ્રમાણે લખ્યા છે: 'अम्लं समधुरं प्रोक्तं विशदं भक्तरोचनम् । वातघ्नं दुर्जरं प्रोक्तं नागरङ्गफलं गुरु'–નાગરંગફળ કે નારંગી ખાટી, મધુર વિશદ, ખોરાક પર રુચિ કરનાર, વાયુનો નાશ કરનાર, પચવી મુશ્કેલ તથા ગુરુ–ભારે કહેવાય છે.' ૧૫૪

## બદામ, પિસ્તાં, અખરોટ, મુકૂલક, નિકોચક ઉરુમાલ તથા ચારોળીના ગુણો

वातामाभिषुकाक्षोटमुकूलकनिकोचकाः ।
गुरूष्णस्निग्धमधुराः सोरुमाला(णा) बलप्रदाः ॥१५५
वातघ्ना बृंहणा वृष्याः कफपित्ताभिवर्धनाः ।
पियालमेषां सदृशं विद्यादौष्ण्यं विना गुणैः ॥ १५६ ॥

વાતામ–બદામ, અભિષુક–પિસ્તાં, અક્ષોટ–અખરોટ, મુકૂલક, નિકોચક અને ઉરુમાલ કે ઉરુમાણ નામનાં ફળો ગુરુ, ઉષ્ણ, સ્નિગ્ધ તથ મધુર હોઈ બળપ્રદ, વાયુનાશક, પૌષ્ટિક વૃષ્ય–વીર્યવર્ધક અને કફને તથા પિત્તને વધારનારાં હોય છે; તેમ જ પિયાલ કે ચારોળીનું ફળ પણ એ-(બદામ વગેરે)ના જેવું જ ગુણયુક્ત છે, પરંતુ ઉષ્ણતા વિના તે (ઉપર્યુક્ત) ગુણો તેમાં સમજવા. ૧૫૫,૧૫૬

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે કે, 'વાતામ, અભિષુક, અક્ષોટ, મુકૂલક, નિકોચક અને ઉરુમાલ–એ ફળો ઉત્તરાપથ પ્રદેશમાં ઉત્પન્ન થાય છે, તેથી ત્યાં જ વધુ પ્રસિદ્ધ હોય છે; તેમાંનું વાતામ ફળ મજ્જામાં મધુર તથા સ્નિગ્ધ હોય છે અને તેનો આકાર લાંબો થાય છે; લોકમાં તેને 'બદામ' કહે છે; અભિષુકનો પર્યાય 'અભિષુ' છે; (તેને ગુજરાતીમાં કેટલાક 'પિસ્તાં' કહે છે.) અક્ષોટ ફળ મીંઢળના ફળના જેવા આકારનું થાય છે; તેને મધ્યભાગમાં કંઈક ઊંચી રેખા હોય છે; તેને 'પર્વતપીલુ' કે 'અખરોટ' નામે લોકમાં કહે છે. એ વાતામ વગેરે ફળો ગુરુ, ઉષ્ણ, સ્નિગ્ધ, મધુર, બલપ્રદ, વાયુનો નાશ કરનાર, પૌષ્ટિક, વૃષ્ય–વીર્યવર્ધક તથા કફને અને પિત્તને વધારનાર હોય છે. સુશ્રુતમાં પણ આ ફળોના ગુણો આ પ્રમાણે લખ્યા છે. 'वातामाक्षोडाभिषुकनिचुलपिचुनिकोचकोरुमालप्रभृतीनि–' पित्तश्लेष्महराण्याहुः स्निग्धोष्णानि गुरूणि च। बृंहणान्यनिलघ्नानि बल्यानि मधुराणि च ।'–બદામ, અખરોટ, પિસ્તાં, નેતર, લીંબડો, નિકોચક તથા ઉરુમાલ વગેરેનાં ફળો પિત્તને તથા કફને દૂર કરે છે; સ્નિગ્ધ, ઉષ્ણ, ગુરુ, પૌષ્ટિક, વાયુનાશક, બલપ્રદ તથા મધુર હોય છે. 'પરંતુ પિયાલ–ચારોળીમાં ઉષ્ણતા હોતી નથી; એટલે ઉષ્ણતા વિના બીજા બધા ગુણો બદામ વગેરેના જેવા જ તેમાં હોય છે. આ પિયાલફળ–ચારોળી મધુરતાયુક્ત ખટાશ ધરાવતું ફળ છે, તે ઘણા ભાગે મગધ દેશમાં ઉત્પન્ન થાય છે; તેના સંબંધે પણ સુશ્રુત કહે છે. 'वातपित्तहरं वृष्यं पियालं गुरु शीतलम्'–પિયાલફળ–ચારોળી વાયુનો તથા પિત્તનો નાશ કરનાર, વૃષ્ય–વીર્યવર્ધક, ગુરુ–ભારે તથા શીતલ હોય છે.' ૧૫૫,૧૫૬

જ હોય છે; તેમાંનાં મધુર દાડિમ ત્રણે દોષોનો નાશ કરનાર હોય છે અને અમ્લ-ખાટાં દાડિમ વાયુનો તથા કફનો નાશ કરનાર હોય છે.' આમ બે પ્રકારનાં દાડિમોની માન્યતામાં પણ ખાસ તો આ જ સમજવાનું છે, કે જેમાં મધુર રસ ઉત્કટ એટલે વધારે હોય, પરંતુ ખટાશ ઓછી હોય, તે દાડિમને જ મધુર માનવામાં આવે છે અને જેમાં અમ્લ રસ ઉત્કટ હોય અને મધુર રસ ઓછો હોય, તે દાડિમને 'અમ્લ' કહેવામાં આવે છે; એકંદર હરકોઈ દાડિમ મીઠું-ખાટું કે ખટ-મધુરું જ હોય છે.' ૧૪૮,૧૪૯

### વૃક્ષામ્લ-કોકમના, આંબલીનાં પાકાં ફળોના તથા અમ્લવેતસના ગુણો

वृक्षाम्लं ग्राहि रूक्षोष्णं वातश्लेष्मणि शस्यते ॥
अम्लीकायाः फलं पक्वं तस्माच्चाल्पान्तरं गुणैः ।
गुणैस्तैरेव संयुक्तं भेदनं त्वम्लवेतसम् ॥ १५० ॥

વૃક્ષામ્લ-કોકમ ગ્રાહી-મળોને સૂકવી નાખનાર, રૂક્ષ તથા ઉષ્ણ હોઈ વાતયુક્ત કફમાં વખણાય છે; તેમ જ આંબલીનું પાકું ફળ, તે કોકમના કરતાં ગુણોમાં થોડા ભેદવાળું હોય છે-કોકમ કરતાં કંઈક ઓછા ગુણોવાળું હોય છે; અમ્લવેતસ પણ એ જ ગુણોથી યુક્ત હોય છે; પરંતુ એ ભેદન હોય છે. ૧૫૦

યોગીન્દ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં આમ સમજાવે છે: પાકાં કોકમ રૂક્ષ, ઉષ્ણ તથા ગ્રાહી હોઈ વાયુસહિત કફમાં વખણાય છે; અને આંબલીનું પાકું ફળ તે કોકમના કરતાં થોડા ઓછા ગુણવાળું હોય છે. આ સંબંધે સુશ્રુતે આમ કહ્યું છે: 'वातघ्नं तिन्तिडीकमामं पित्तबलासकृत् । ग्राह्युष्णं दीपनं हृद्यं सपक्वं कफवातनुत् । तस्मादल्पान्तरगुणं कोशाम्रफलमुच्यते । अम्लीकायाः फले पक्वं तद्वद् भेदि तु केवलम्'-કાચાં કોકમ વાયુનો નાશ કરનાર અને પિત્તને તથા કફને કરનાર છે; અને પાકાં કોકમ ગ્રાહી હોઈ મળોને સૂકવનાર-કબજો કરનાર, ઉષ્ણ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તેમ જ કફને તથા વાયુને મટાડનાર હોય છે. 'કોશામ્રફળ' એટલે પહાડી આંબાનું ફળ એ કોકમ કરતાં થોડા જ ઓછા ગુણવાળું કહેવાય છે; તેમ જ પાકું આંબલીનું ફળ પણ એ કોકમના જેવા જ ગુણવાળું હોય છે, પરંતુ એ કોકમ ગ્રાહી હોય છે અને આંબલીનું ફળ ભેદી એટલે મળોને ભેદનાર કે તોડીને છૂટા પાડનાર હોય છે; અર્થાત્ કબજિયાત કરતું નથી. એ જ પ્રમાણે અમ્લવેતસના ગુણો પણ કોકમના ગુણો જેવા જ હોય છે, પરંતુ કોકમ ગ્રાહી હોય છે, જ્યારે અમ્લવેતસ ભેદન કરનાર હોઈ મળોને છૂટા પાડનાર કે કબજિયાત તોડનાર હોય છે. ૧૫૦

### માતુલુંગ-બિજોરાના કેશરના તથા ગર્ભ વગેરેના ગુણો

शूलेऽरुचौ विबन्धे च मन्देऽग्नौ मद्यविप्लवे ।
हिक्काश्वासे च कासे च वम्यां वर्चोगदेषु च ॥ १५१ ॥
वातश्लेष्मसमुत्थेषु सर्वेष्वेतेषु दिश्यते ।
केसरं मातुलुङ्गस्य लघु शेषमतोऽन्यथा ॥ १५२ ॥

બિજોરાના કેશર એટલે કે ફળના બીજમાં જે કેસરા થાય છે, તે શૂળમાં, અરુચિમાં, વિબન્ધ કે ઝાડાની કબજિયાતમાં, મંદ અગ્નિમાં, મદ્યવિપ્લવ કે મદાત્યયમાં એટલે કે પ્રમાણથી વધારે મદ્ય પીવાથી થયેલા ઉપદ્રવમાં, હેડકીમાં, શ્વાસમાં, ઉધરસમાં, ઊલટીમા, ઝાડાના રોગમાં અને વાયુથી તથા કફથી ઉત્પન્ન થનારા સર્વ રોગોમાં (ઔષધ તરીકે) અપાય છે; એ બિજોરાંના કેસરા લઘુ હોય છે; બાકીનો (તે બિજોરાંનો ગર્ભ વગેરે સર્વ) ભાગ, એ કેસરાઓથી ઊલટો હોય છે એટલે કે ગુરુ ભારે હોય છે; (વળી એ બીજોરાંની છાલ પણ ગુર્વી-ભારે હોય છે અને તિક્ત-કડવા રસથી યુક્ત હોઈ વાયુનો, કૃમિનો તથા કફનો નાશ કરે છે.) ૧૫૧,૧૫૨

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: બિજોરાના કેસરા એટલે ફળની અંદર રહેલાં તંતુજાળ શૂળમાં, અરુચિમા, વિબંધ કે મળબંધમાં, મંદ અગ્નિમાં મદ્યવિપ્લવ કે મદાત્યયમા, હેડકી તથા શ્વાસ વગેરેમાં તેમ જ વાયુના તથા કફના રોગોમાં, એમ બધાયે રોગોમાં તે અપાય છે; કેમ કે તે કેસરા લઘુ એટલે પચવામાં હલકા હોય છે; અને બાકીના ગર્ભ વગેરે ભાગો તો એથી ઊલટા હોઈ ગુરુ-પચવા ભારે હોય છે. સુશ્રુતમા પણ સૂત્રસ્થાનનના ૪૬મા અધ્યાયમાં બિજોરાના ગુણો આ પ્રમાણે લખ્યા છે: 'लघ्वम्लं दीपनं हृद्यं मातुलुङ्गमुदाहृतम् । त्वक् तिक्ता दुर्जरा तस्य वातक्रिमिकफापहा । स्वादु शीतं गुरु स्निग्धं मांसं मारुतपित्तजित्, मेध्यं शूलानिलच्छर्दिकफारोचकनाशनम् । दीपनं लघु संग्राहि गुल्मार्शोघ्नं तु केसरम् । शूलाजीर्णविबन्धेषु मन्देऽग्नौ कफमारुते । अरुचौ च विशेषेण रसस्तस्योपदिश्यते'-બિજોરાનું ફળ લઘુ, અમ્લ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા હૃદયને પ્રિય કહેવાય છે; એની છાલ તિક્ત-કડવી, તીખી, પચવી મુશ્કેલ; અને વાયુનો, કૃમિનો તથા કફનો

મલામાની ગોટલી એટલી બધી તીક્ષ્ણ હોય છે કે, તે અગ્નિની પેઠે ફોલ્લા ઉપજાવી દે છે; માટે તેને અગ્નિ તરીકે અહીં કહેલ છે; અથવા 'અગ્નિ' એ ચિત્રકનું નામ છે; એટલે આ ભિલામાનાં ફળની ગોટલી ચિત્રક જેવા ગુણદોષથી યુક્ત હોય છે; પરંતુ તેનો ગર્ભ મધુર અને શીતલ એટલે શીતવીર્ય હોય છે. એમ અહીં સુધીનો આ પાંચમો ફલવર્ગ કહ્યો છે, જેમાં ઉત્તમ ઉપયોગી ફળો કહ્યાં છે; બધાં ફળો તો કહ્યાં જ નથી.' ૧૬૩

इति फलवर्गः

अथ हरितवर्गः

### આદાના ગુણો

रोचनं दीपनं वृष्यमार्द्रकं विश्वभेषजम्।
वातश्लेष्मविबन्धेषु रसस्तस्योपदिश्यते ॥ १६४ ॥

આદુ એટલે લીલી સૂંઠ (ખોરાક ઉપર) રુચિ ઉપજાવનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વૃષ્ય-વીર્યવર્ધક હોઈ 'વિશ્વભેષજમ્'–સર્વ રોગોનું ઔષધ કહેવાય છે; તેનો રસ વાયુમાં, કફમાં તથા વિબંધ કે મળબંધમાં (ઉપયોગી) ઔષધરૂપ કહેવાય છે. ૧૬૪

આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कफानिलहरं स्वर्यं विबन्धानाहशूलनुत्। कटूष्णं रोचनं हृद्यं वृष्यं चैवार्द्रकं स्मृतम्'- લીલી સૂંઠ કે આદું કફનો તથા વાયુનો નાશ કરનાર, સ્વરને હિતકારી, વિબંધ કે મળબંધને મટાડનાર તેમ જ આનાહ–આફરો તથા શૂળને પણ મટાડે છે; રસમાં તે કટુ–તીખું હોઈ ઉષ્ણ છે, રુચિકારક, હૃદયને પ્રિય તથા વૃષ્ય–વીર્યવર્ધક કહેવાય છે. ૧૬૪

### જંબીરના ગુણો

रोचनो दीपनस्तीक्ष्णः सुगन्धिर्मुखबोधनः।
जम्बीरः कफवातघ्नः क्रिमिघ्नो भुक्तपाचनः ॥ १६५ ॥

જંબીર રુચિકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, તીક્ષ્ણ, સુગંધી, મુખને સ્વચ્છ કરનાર, કફ તથા વાયુનો નાશ કરનાર, (પેટના) કૃમિઓનો પણ નાશ કરનાર તેમ જ ખોરાકને પચાવનાર પણ હોય છે. ૧૬૫

યોગીન્દ્રનાથ સેન આ સંબંધે વધુ આમ પણ સમજાવે છે કે, 'જંબીર' નામે લીલું એક શાક થાય છે, ઉતે ત્તરાપથમાં નીપજે છે, તેની ગંધ જંબીર–બિજોરાંના જેવી હોય છે અને કંઈક ખટાશવાળું હોય છે; આને કેટલાક વિદ્વાનો એક જાતની 'તુલસી' પણ કહે છે; તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, તીક્ષ્ણ, સુગંધી, મુખની સ્વચ્છતા કરનાર, કફનો તથા વાયુનો નાશ કરનાર, પેટનાં કૃમિનો પણ નાશ કરનાર અને ખાધેલા ખોરાકને પચાવનાર પણ હોય છે. આ સંબંધે સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહે છે: 'जम्बीरः पाचनस्तीक्ष्णः क्रिमिवातकफापहः। सुरभिर्दीपनो रुच्यो मुखवैशद्यकारकः'–જંબીર ખાધેલો ખોરાક પચાવનાર, તીક્ષ્ણ; કૃમિઓનો, વાયુનો તથા કફનો નાશ કરનાર, સુગંધથી યુક્ત, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિકારક તથા મુખની સ્વચ્છતા કરનાર છે.' ૧૬૫

### મૂળાના ગુણો

बालं दोषहरं, वृद्धं त्रिदोषं मारुतापहम्।
स्निग्धसिद्धं विशुष्कं तु मूलकं कफवातजित् ॥ १६६ ॥

કાચા–કૂણા મૂળા દોષોને દૂર કરનાર હોય છે; પરંતુ ઘરડા મૂળા ત્રણે દોષોને કરનાર હોય છે; એ જ મૂળા ઘી કે તેલ વગેરેમાં વઘારી પકવ્યા કે રાંધ્યા હોય તો વાયુનો નાશ કરે છે; વળી તે સુકાયેલા મૂળા કફને તથા વાયુને મટાડે છે. ૧૬૬

આ મૂળા સંબંધે પણ યોગીન્દ્રનાથ સેન સુશ્રુતમાંથી આ શ્લોક ઉતારી બતાવે છે કે, 'कटुतिक्तरसा हृद्या रोचनी वह्निदीपनी। सर्वदोषहरा लघ्वी कण्ठ्यामूलकपोतिका। महत् तद्गुरु विष्टम्भि तीक्ष्णमामं त्रिदोषकृत्। तदेव स्नेहसिद्धं तु पित्तनुत् कफवातजित्। त्रिदोषशमनं शुष्कं विषदोषहरं लघु'–નાના કોમળ મૂળા તીખા તથા કડવા રસવાળા હોઈ હૃદયને પ્રિય, રુચિ ઉપજાવનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, સર્વ દોષોને દૂર કરનાર, લઘુ–પચવામાં હલકા તથા કંઠને હિતકારક હોય છે; એ જ મૂળા મોટા કે ઘરડા હોય તો ગુરુ–પચવામાં ભારે, વિષ્ટંભ કે કબજિયાત કરનાર અને તીક્ષ્ણ હોય છે; એ મૂળા કાચા–રાંધ્યા વિનાના ખાધા હોય તો ત્રણે દોષોને કરે છે; પરંતુ સ્નેહમાં સિદ્ધ કરી–રાંધીને જો ખાધા હોય તો પિત્તને, કફને તથા વાયુને મટાડે છે; વળી તે મૂળા સુકાયેલા કે સૂકવણી કરેલા હોય તે પણ લઘુ–હલકા તથા ત્રણે દોષને શમાવનાર અને વિષના દોષને પણ દૂર કરનાર હોય છે. ૧૬૬

### સુરસ–તુલસીના ગુણો

हिक्काकासविषश्वासपार्श्वशूलविनाशनः।
पित्तकृत्कफवातघ्नः सुरसः पूतिगन्धहा ॥ १६७ ॥

### ગુંદાનાં ફળ, અંકોઠ ફળ, ખીજડીનાં ફળ તથા કરંજફળના ગુણો

श्लेष्मलं मधुरं शीतं श्लेष्मातकफलं गुरु ।
श्लेष्मलं गुरु विष्टम्भि चाङ्कोठफलमग्निजित् ॥ १५७॥
गुरूष्णं मधुरं रूक्षं केशघ्नं च शमीफलम् ।
विष्टम्भयति कारञ्जं पित्तश्लेष्माविरोधि च ॥ १५८॥

ગુંદાનાં ફળ કફ કરનાર, મધુર, શીતળ તથા ગુરુ-ભારે હોય છે; અંકોઠનાં ફળ પણ કફ કરનાર, ગુરુ-ભારે, વિષ્ટંભ કરનાર તથા અગ્નિને જીતનાર એટલે મંદ કરનાર હોય છે; શમીફળ એટલે ખીજડીનાં ફળ ગુરુ-ભારે, ઉષ્ણ, મધુર, રૂક્ષ તથા કેશનો નાશ કરનાર હોય છે અને કરંજનાં ફળ વિષ્ટંભ કરે છે પરંતુ પિત્તનું કે કફનું વિરોધી હોતું નથી. ૧૫૭,૧૫૮

અહીં ગુજરાતીમાં ગુંદાના ફળ લખ્યાં છે, તેને યોગીન્દ્રનાથ 'શેલુફલ' એવા પર્યાયથી ઓળખાવે છે. અંકોઠ ફળને ગુજરાતીમાં 'અંકોલફળ' કહે છે; ખીજડીનાં ફળના ગુણો સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આ પ્રમાણે લખ્યા છે.-'शमीफलं गुरु स्वादु रूक्षोष्णं केशनाशनम् । गुरु श्लेष्मातकफलं कफकृन्मधुरं हिमम्'- ખીજડીનાં ફળ ગુરુ-ભારે, મધુર, રૂક્ષ, ઉષ્ણ તથા કેશનો નાશ કરનાર હોય છે; અને શ્લેષ્માતક-ગુંદાનાં ફળ કફ કરનાર, મધુર તથા શીતલ હોય છે.' ૧૫૭,૧૫૮

### આમ્રાતક, દંતશઠ, કરમર્દક તથા ઐરાવતક ફળના ગુણો

आम्रातकं दन्तशठमम्लं सकरमर्दकम् ।
रक्तपित्तकरं विद्यादैरावतकमेव च ॥ १५९॥

આમ્રાતક-અંબાડા, દંતશઠ નામે એક જાતનું બિજોરું, કરમર્દક-કરમદાં અને ઐરાવતક-નાની ખાટી નારંગી કે એ બધાં ફળો અમ્લ, ખાટાં હોઈ રક્તપિત્તને કરનારાં જાણવાં. ૧૫૯

યોગીન્દ્રનાથ સેન અહીં જણાવેલ દંતશઠને એક જાતનું જંબીર કે બિજોરું કહે છે; અને ઐરાવતક ફળને 'ઐરાવણિકા, કૃષ્ણલોહિતા તથા અલ્પફલા,' એવા ત્રણ પર્યાયોથી ઓળખાવે છે. જ્યારે શ્રીજયદેવે ઐરાવતક ફળનો અર્થ-' નાની ખાટી નારંગી' એ પ્રમાણે લખેલ છે; સુશ્રુતે આમાંનાં બે-ઐરાવત તથા દંતશઠના આવા ગુણો લખ્યા છે: 'ऐरावतं दन्तशठमम्लं शोणितपित्तकृत्'- ઐરાવત-નાની ખાટી નારંગી અને 'દંતશઠ' નામે એક જાતનું બિજોરું અમ્લ-ખાટાં હોઈ રક્તપિત્તને કરનાર હોય છે.' ૧૫૯

### વંતાકફળ-રીંગણાના, પર્પટકીફળના તથા આક્ષિકીલતાના ફળના ગુણો

वातघ्नं दीपनं चैव वार्ताकं कटु तिक्तकम् ।
वातलं कफपित्तघ्नं विद्यात्पर्पटकीफलम् ॥ १६०॥
पित्तश्लेष्मघ्नमम्लं च वातलं चाक्षिकीफलम् ।

વંતાકફળ-રીંગણાં વાયુનો નાશ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, કટુરસ-તીખાશથી યુક્ત તથા તિક્તક-કડવાં પણ હોય છે. પર્પટકીફળ-પોપટી કે પાકર વાયુવર્ધક અને કફનો તથા પિત્તનો નાશ કરનાર જાણવાં; તેમ જ આક્ષિકીલતાનાં ફળને અમ્લ-ખાટાં, પિત્તનો તથા કફનો નાશ કરનાર અને વાયુકારક જાણવાં. ૧૬૦

### પીપળો, ઉંબરો, પીપળ તથા વડના ફળના ગુણો

मधुराण्यल्पपाकीनि वातपित्तहराणि च ॥ १६१॥
अश्वत्थोदुम्बरप्लक्षन्यग्रोधानां फलानि च ।
कषायमधुराम्लानि वातलानि गुरूणि च ॥ १६२॥

પીપળાનાં, ઊંબરાનાં, પીપળનાં તથા વડનાં ફળો મધુર, વિપાકે અમ્લ-ખાટાં, પિત્તનો તથા કફનો નાશ કરનારાં, કષાય-તૂરાં, મધુર તથા અમ્લરસથી યુક્ત હોઈ વાયુવર્ધક તથા ગુરુ-ભારે હોય છે. ૧૬૧,૧૬૨.

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં જણાવે છે કે, આ પીપળા વગેરેનાં ફળો કષાય, મધુર તથા અમ્લ એ ત્રણે રસોથી યુક્ત હોવા છતાં વિપાકે અમ્લ-ખાટાં હોઈને પિત્તનો તથા કફનો નાશ કરનારાં, વાયુકારક તથા ગુરુ-ભારે હોય છે. ૧૬૧,૧૬૨

### ભિલામાના ગુણો

भल्लातकास्थ्यग्निसमं त्वङ्मांसं स्वादु शीतलम् ।
पञ्चमः फलवर्गोऽयमुक्तः प्रायोपयोगिकः ॥ १६३॥

ભિલામાની ગોટલી અગ્નિ સમાન તીક્ષ્ણ અથવા અગ્નિ કે ચિત્રકના જેવા ગુણદોષથી યુક્ત હોય છે; પરંતુ એનો ગર્ભ તો મધુર અને શીતળ હોય છે. એ પ્રમાણે લગભગ ઉપયોગી ફળો જેમાં કહેવાયાં છે, તે આ પાંચમો ફલવર્ગ કહ્યો. ૧૬૩

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ જણાવે છે કે,

ટીકાકાર શ્રી જયદેવ 'ખરાશ્વા' પાઠ રાખીને તેનો અર્થ 'પારસીક યવાની' એમ લખે છે; જ્યારે શ્રી ચક્રપાણિ– खराह्वा कृष्णजीरकम् '–'ખરાહ્વા'નો અર્થ કૃષ્ણજીરક કહે છે.' ૧૭૦

### ધાન્યક–ધાણા, અજગન્ધા અને સુમુખના ગુણો

धान्यकं चाजगन्धा च सुमुखाश्चेति रोचनाः ।
सुगन्धा नातिकटुका दोषानुत्क्लेशयन्ति च ॥१७१॥

લીલા ધાણા (કોથમરી), અજગંધા, અજમો અને 'સુમુખ' નામની તુલસીની એક જાત, એ ત્રણે રુચિ ઉપજાવનાર, સુગંધી તથા અતિશય કટુક–તીખો રસ ધરાવતાં નથી; પણ દોષોને વધારી મૂકે છે. ૧૭૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં લખી જણાવે છે, કે અહીં મૂળમાં લખેલ 'धान्यकं' શબ્દનો અર્થ 'कुस्तुम्बुरु' એટલે 'લીલા ધાણા કે કોથમીર' એવો સમજવો. સુશ્રુતે લીલા ધાણાના ગુણો આ પ્રમાણે કહ્યા છે: 'भक्ष्यव्यञ्जनभोज्येपु विविधेष्ववचारिता । आर्द्रा कुस्तुम्बुरुः कुर्यात् स्वादुसौगन्ध्यहृद्यताम् '–અનેક જાતનાં ભક્ષ્ય શાક–દાળ–વગેરે ભોજ્ય પદાર્થોમાં નાખવામાં આવેલી લીલી કોથમીર સ્વાદિષ્ટપણું, સુગંધીપણું તથા હૃદયને હિતકારીપણું પણ કરે છે, 'અહીં મૂળમાં રહેલ 'अजगन्धा'નો પર્યાય શ્રી ચક્રપાણિ 'यमानी'– અજમો, એમ લખે છે અને 'सुमुखः पर्णासभेदः'-'સુમુખ' શબ્દનો અર્થ એક જાતની 'તુલસી' એવો લખે છે. ૧૭૧

### ગૃંજન કે ગાજરના ગુણો

ग्राही गृञ्जनकस्तीक्ष्णो वातश्लेष्मार्शसां हितः ।
स्वेदनेऽभ्यवहार्ये च योजयेत्तमपित्तिनाम् ॥१७२॥

ગૃંજન કે ગાજર ગ્રાહી છે એટલે પ્રવાહી મળોને સૂકવનાર છે; તીક્ષ્ણ છે; વાયુમાં, કફમાં તથા અર્શસ્ના રોગમાં હિતકારી છે; જેઓમાં પિત્તનો ઉપદ્રવ ન હોય અથવા જેઓની પિત્તપ્રકૃતિ ન હોય, તેઓને સ્વેદનમાં એટલે કે પરસેવો લાવવામાં તથા ભોજન આદિમાં તે ગાજરનો ઉપયોગ કરાવી શકાય છે. ૧૭૨

### ડુંગળીના ગુણો

श्लेष्मलो मारुतघ्नश्च पलाण्डुर्न च पित्तनुत् ।
आहारयोगी बल्यश्च गुरुर्वृष्योऽथ रोचनः ॥१७३॥

ડુંગળી કફને વધારનાર તથા વાયુનો નાશ કરનાર છે, પણ પિત્તનાશક નથી; તેનો આહારમાં (સંસ્કાર માટે) અનેક પ્રકારે ઉપયોગ થાય છે, તે બલપ્રદ, ગુરુ–ભારે, વૃષ્ય–વીર્યવર્ધક તથા રુચિ ઉપજાવનાર છે. ૧૭૩

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'ડુંગળી કફવર્ધક, વાયુનાશક તથા ગાજરની પેઠે અત્યંત પિત્ત કરનાર નથી; તેમ જ તે આહારયોગી છે એટલે કે સંસ્કાર માટે તેનો આહારોમાં અનેક પ્રકારે ઉપયોગ થાય છે. વળી તે બલપ્રદ, ગુરુ–ભારે, વૃષ્ય–વીર્યવર્ધક તથા રુચિકારક છે; આ સંબંધે સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહેલ છે: 'नात्युष्णशीतोऽनिलहा कटुश्च, तीक्ष्णो गुरुर्नातिकफावहश्च ॥ बलावहः पित्तकरोऽथ किंचित्, पलाण्डुरग्निं च विवर्धयेत्तु ॥ स्निग्धो रुचिष्ठः स्थिरधातुकर्ता, बल्योऽथ मेघाकफपुष्टिदश्च । स्वादुर्गुरुः शोणितपित्तशस्तः, सपिच्छिलः क्षीरपलाण्डुरुक्तः ॥' ડુંગળી અતિશય ઉષ્ણ નથી કે અતિશય શીત નથી; વાયુનો નાશ કરનાર છે, રસમાં કટુ-તીખી છે; તીક્ષ્ણ છે, ગુરુ–ભારે છે, અતિશય કફકારક નથી; બળ કરનાર, કંઈક પિત્ત કરનાર તથા જઠરાગ્નિને ખૂબ વધારનાર છે. ધોળી ડુંગળી સ્નિગ્ધ, અત્યંત રુચિકારક, ધાતુઓને સ્થિર કરનાર, બળકારક, મેધા-બુદ્ધિવર્ધક તથા કફને કરનાર હોઈ પુષ્ટિદાયક છે; વળી તે ડુંગળી સ્વાદિષ્ટ–મધુર, ગુરુ–ભારે, પિચ્છિલ કે ચીકાશથી યુક્ત હોઈ રક્તપિત્ત ઉપર વખણાય છે.' ૧૭૩

### લશુનના કે લસણના ગુણો

क्रिमिकुष्ठकिलासघ्नो वातघ्नो गुल्मनाशनः ।
स्निग्धश्चोष्णश्च वृष्यश्च लशुनः कटुको गुरुः ॥१७४॥

લસણ કૃમિઓનો, કોઢનો તથા કિલાસ, શ્વિત્રકોઢનો પણ નાશ કરે છે; વાયુનો નાશ કરનાર ગુલ્મ કે ગોળાના રોગનો નાશ કરનાર, સ્નિગ્ધ, ઉષ્ણ, વૃષ્ય–વીર્યવર્ધક, કટુક–તીખા રસથી યુક્ત અને ગુરુ–ભારે છે. ૧૭૪

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'લસણ સ્નિગ્ધત્વ આદિ ગુણોથી યુક્ત તથા વાયુનો નાશ કરનાર છે; કૃમિઓનો તથા કુષ્ઠ આદિનો પણ નાશ કરનાર છે; આ સંબંધે પણ સુશ્રુતે કહ્યું છે: 'स्निग्धोष्णतीक्ष्णः कटुपिच्छिलश्च, गुरुः सरः स्वादुरसश्च बल्यः । वृष्यश्च मेधास्वरवर्णचक्षुर्भग्नास्थिसंधानकरो रसोनः । हृद्रोगजीर्णज्वरकुक्षिशूलविबन्धगुल्मारुचिकासशोफान् । दुर्नामकुष्ठानलसादजन्तुसमीरणश्वासकफांश्च हन्ति ।'–લસણ સ્નિગ્ધ, ઉષ્ણ, તીક્ષ્ણ, કટુ-તીખા રસથી યુક્ત, પિચ્છિલ–ચીકાશવાળું, ગુરુ–ભારે,

**સુરસ એટલે તુલસી હેડકી, ઉધરસ, વિષ, શ્વાસ તથા પડખાંનાં શૂળનો વિનાશ કરે છે; તેમ જ પિત્તને કરનાર, કફનો તથા વાયુનો નાશ કરનાર તથા દુર્ગંધી ગંધને પણ દૂર કરનાર છે.**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'જેનાં પાંદડાં સુગંધી હોય છે, તે તુલસી 'સુરસ' કહેવાય છે; તે હેડકી વગેરેનો નાશ કરે છે, પિત્ત કરે છે, કફનો તથા વાયુનો નાશ કરે છે અને ખરાબ ગંધ-દુર્ગંધનો પણ નાશ કરે છે; આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कफानिलविषश्वासकासदौर्गन्ध्यनाशन. । पित्तकृत् पार्श्वशूलघ्नः सुरसः समुदाहृतः । तद्वत्तु सुमुखो ज्ञेयो विशेषाद् गरनाशनः'– સુરસ એટલે તુલસી કફનો, વાયુનો, વિષનો, શ્વાસનો, ઉધરસનો તથા દુર્ગંધપણાનો નાશ કરનાર છે; તેમ જ પિત્તને કરનાર હોઈ પડખાંના શૂળનો પણ નાશ કરે છે; એ જ પ્રમાણે સુમુખ નામની સફેદ માંજરવાળી તથા કાળા પાંદડાંવાળી તુલસીના ગુણો પણ સમજી લેવાના છે; પરંતુ આ 'સુમુખ' તુલસી વિશેષે કરી ઝેરનો નાશ કરનાર છે.' ૧૬૭

### લીલો અજમો, જંગલી તુલસી, સરગવો, ચાણાક્યમૂલક તથા રાઈના ગુણો

**यवानी चार्जकश्चैव शिग्रुशालेयमृष्टकम् ।**
**हृद्यान्यास्वादनीयानि पित्तमुत्क्लेशयन्ति च ॥ १६८॥**

અજમો, ધોળી જંગલી તુલસી, સરગવો, ચાણાક્યમૂલક અને રાઈ હૃદયને પ્રિય હોઈ અતિશય સ્વાદ લેવા લાયક હોય છે, પરંતુ તેઓ પિત્તને કોપાવે છે. ૧૬૮

યોગીંદ્રનાથ સેન અહીં જણાવે છે કે અહીં દર્શાવેલ અજમો વગેરે લીલાંના જ ગુણો આ સ્થળે કહેવામાં આવ્યા છે; કેમ કે સુકાયેલા તેઓના ગુણો તો પાછળથી કહેવામાં આવશે કે 'शुष्काणि कफवातघ्नानि'–આ બધાં સુકાયેલાં હોય તો કફનો તથા વાયુનો નાશ કરનારાં હોય છે; ઇત્યાદિ અહીં કહેલ 'अर्जक' શબ્દનો અર્થ ધોળી તુલસી સમજવો, 'શિગ્રુ'નો અર્થ શોભાંજન–સરગવો સમજવો; 'શાલેય' નામે 'ચાણાક્યમૂલક' મરુ દેશમાં પ્રસિદ્ધ છે; અને 'મૃષ્ટક'નો અર્થ 'રાજિકા'–રાઈ પ્રસિદ્ધ છે. આ બધાં હૃદયને પ્રિય હોઈ સ્વાદ લેવા લાયક હોય છે,' પરંતુ તેઓ પિત્તને કોપાવે છે; આ સંબંધે સુશ્રુતમાં સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં કહેવાયું છે કે, 'कफघ्ना लघवो रूक्षास्तीक्ष्णोष्णाः पित्तवर्धनाः । कटुपाकरसाश्चैव सुरसार्जकभूस्तृणाः' ॥–સુરસ–કાળી તુલસી, ધોળી તુલસી તથા ભૂસ્તૃણ કે લીલી ચા એ ત્રણે કફનો નાશ કરનાર, લઘુ, રૂક્ષ, તીક્ષ્ણ, ઉષ્ણ, પિત્તવર્ધક તથા કટુપાકી અને કટુ રસથી યુક્ત હોય છે.' તેમ જ 'कटुः सक्षारमधुरः शिग्रुस्तिक्तोऽथ पित्तलः । मधुशिग्रुः सरस्तिक्तः शोफघ्नो दीपनः कटुः'–સરગવો તીખો, ક્ષારયુક્ત, મધુર અને કડવો હોઈ પિત્તને વધારનાર છે; પરંતુ મીઠો સરગવો સારક, કડવાશથી યુક્ત, સોજાનો નાશ કરનાર, જઠરાગ્નિદીપક તથા તીખો હોય છે.' ૧૬૮

### ગંડીર, જલપીપર, તુંબુરુ તથા શૃંગવેરીના ગુણો

**गण्डीरो जलपिप्पल्यस्तुम्बुरुः शृङ्गवेरिका ।**
**तीक्ष्णोष्णकटुरूक्षाणि कफवातहराणि च ॥ १६९॥**

ગંડીર, જલપીપર, તુંબુરુ તથા શૃંગવેરી, એ ચારે તીક્ષ્ણ, ઉષ્ણ, કટુ–તીખાં તથા રૂક્ષ હોઈ કફનો તથા વાયુનો નાશ કરે છે. ૧૬૯

યોગીંદ્રનાથ સેન અહીં દર્શાવેલ આ ચાર દ્રવ્યોમાંથી ગંડીરને બે પ્રકારનું કહે છે; એક સ્થલ ઉપર થાય છે અને બીજું જળમાં થાય છે; આ ગંડીર એક જાતનું લીલું શાક છે; તેને શાકવર્ગમાં કહેલ છે. જલપિપ્પલી એ તો પાણીમાં જ થાય છે, તેનો આકાર પીપર જેવો જ હોય છે. 'શૃંગવેરી'નો બીજો પર્યાય 'ગોજિહ્વિકા' મળે છે; તેનો આકાર આદાના જેવો જ હોય છે. આ સંબંધે કહ્યું છે કે 'शृङ्गवेरवदाकृत्या शृङ्गवेरीति भाषितः । कुस्तुम्बुरुसमाकृत्यात्तुम्बुरूणि वदन्ति च'–આદુંના જેવી આકૃતિ હોવાના કારણે 'શૃંગવેરી' કહેવાય છે અને કુસ્તુંબુરુ સમાન આકાર હોવાથી 'તુંબુરુ' કહેવાય છે; આ ચારે તીક્ષ્ણત્વ અને ઉષ્ણત્વ આદિ ગુણોથી યુક્ત છે અને વાયુનો તથા કફનો નાશ કરે છે.' ૧૬૯

### ભૂસ્તૃણના તથા ખરાહ્વા–કૃષ્ણજીરકના ગુણો

**पुंस्त्वघ्नः कटुरूक्षोष्णो भूस्तृणो वक्त्रशोधनः ।**
**खराह्वा कफवातघ्नी बस्तिरोगरुजापहा ॥ १७०॥**

'ભૂસ્તૃણ' નામે એક સુગંધી ઘાસ કટુ–તીખું, રૂક્ષ તથા ઉષ્ણ હોઈ પુંસ્ત્વ–પુરુષત્વ કે વીર્યનો નાશ કરે છે અને મુખની શુદ્ધિ કરે છે; પરંતુ ખરાહ્વા, અજમોદા કે કૃષ્ણજીરક કફનો તથા વાયુનો નાશ કરનાર અને બસ્તિરોગનો તથા શૂલનો પણ નાશ કરે છે. ૧૭૦

'ભૂસ્તૃણ' એ એક જાતનું સુગંધી ઘાસ થાય છે; અને ખરાહ્વાને અજમોદા કે કૃષ્ણજીરક કહે છે. હિંદી

જે લોકો શરીરે કૃશ–દૂબળા થઈ ગયા હોય, જેઓનાં મૂત્ર રોકાઈ ગયાં હોય કે મૂત્રકૃચ્છ્રનો રોગ જેઓને થયો હોય, જેઓને ગ્રહણી રોગ તથા અર્શનો વિકાર કે રોગ પણ થયો હોય, ધાવણનો તથા રક્ત કે રુધિરનો પણ ક્ષય થયો હોય ત્યારે 'સુરા' નામનું મદ્ય ઉત્તમ ગણાય છે; તે વાયુનો પણ નાશ કરે છે. ૧૭૭

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'સુરાનો રંગ લોહિત–રતાશપડતો હોય છે; લોઢાના કીટાના કલ્કને લીધે તે કંઈક મેલી હોય છે, વાયુનો નાશ કરે છે, કૃશ થયેલા મૂત્રકૃચ્છ્રના રોગીઓ અને ગ્રહણીના તથા અર્શસના રોગીઓ માટે તે ઉત્તમ ગણાય છે; તેમ જ ધાવણનો નાશ થયો હોય તથા રુધિરનો ક્ષય થયો હોય ત્યારે તેનો ઉપયોગ ઉત્તમ ગણાય છે. આ સંબંધે સુશ્રુતે પણ આમ કહ્યું છે: 'कासार्शो-ग्रहणी-दोषमूत्राघातानिलापहा। स्तन्यरक्तक्षयहिता सुरा बृंहणदीपनी–' 'સુરા' નામનું મદ્ય ઉધરસનો, અર્શસ્‌રોગનો, ગ્રહણીના દોષનો, મૂત્રાઘાત કે મૂત્રના અટકવાનો,–મૂત્રકૃચ્છ્રનો, અને વાયુનો પણ નાશ કરે છે; જ્યારે ધાવણ ખૂટી પડ્યું હોય અને લોહીનો ક્ષય થયો હોય ત્યારે આ 'સુરા' હિતકારક થાય છે; કેમ કે તે બૃંહણ–પુષ્ટિ કરનાર તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે.'

શ્રી ગંગાધર સુરાનું લક્ષણ આ પ્રમાણે જણાવે છે: 'सुरा पैष्टिकी अनुद्भूतमण्डा'–જેનો મંડ ઉત્પન્ન થયો ન હોય તે 'સુરા' કહેવાય છે. (ભાવપ્રકાશમાં સુરાનું લક્ષણ આ પ્રમાણે કહ્યું છે. 'शालिषष्टिकपिष्टादिकृतं मद्यं सुरा स्मृता'–ડાંગેરના ચોખાના કે સાઠી ચોખાના લોટ વગેરેથી કરેલું મદ્ય 'સુરા' કહેવાય છે.') ૧૭૭

## મદિરાના ગુણો

हिक्काश्वासप्रतिश्यायकासवर्चोग्रहारुचौ।
वम्यानाहविबन्धेषु वातघ्नी मदिरा हिता ॥१७८॥

'મદિરા' નામનું મદ્ય હેડકી, શ્વાસ, પ્રતિશ્યાય કે સળેખમ, ઉધરસ, વિષ્ઠાનું અટકવું કે કબજિયાત, અરુચિ, ઊલટી, આનાહ–આફરો તથા વિબંધ એટલે કે વાયુ આદિની અપ્રવૃત્તિ, એ રોગોમાં હિતકારી છે; તેમ જ વાયુનો નાશ કરનાર છે. ૧૭૮

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'આ મદિરાનું નામ 'પ્રસન્ના' કહેવાય છે; તેનું લક્ષણ તે આ પ્રમાણે લખે છે: 'प्रसन्ना सुराया उपर्यच्छो भागः–સુરાની ઉપરનો સ્વચ્છ ભાગ 'પ્રસન્ના' કે 'મદિરા' કહેવાય છે. આના ગુણો સુશ્રુતે પણ આ પ્રમાણે લખ્યા છે: 'छर्द्यरोचकहृत् कुक्षितोदशूलप्रमर्दिनी। प्रसन्ना कफवातार्शोविबन्धानाहनाशिनी'–'સુરા' મદ્યની ઉપરનો સ્વચ્છભાગ 'પ્રસન્ના' કહેવાય છે; તે ઊલટીનો, અરુચિનો હૃદયની પીડાનો, પેટની પીડાનો, શૂળનો, કફનો, વાયુનો, અર્શસ્‌રોગનો, વિબંધ કે કબજિયાતનો તથા 'આનાહ' એટલે આફરાનો નાશ કરે છે.' ૧૭૮

## જગલ કે મદ્યના કીટાંના ગુણો

शूलप्रवाहिकाटोपकफवातार्शसां हितः।
जगलो ग्राहि रूक्षोष्णः शोफघ्नो भुक्तपाचनः ॥१७९॥

જગલ એટલે મદ્યનું કીટું કે મદ્યનો નીચેનો ભાગ શૂળનો, પ્રવાહિકાનો, પેટનો આટોપ એટલે વાયુથી પેટ પુરાઈ જાય કે ભરાઈ જાય કે અંદરના વાયુના ગડગડાટનો, કફનો, વાયુનો તથા અર્શસ્‌નો નાશ કરે છે; તેમ જ એ જગલ ગ્રાહી હોઈ પ્રવાહી મળોને સૂકવનાર, રૂક્ષ, ઉષ્ણ, સોજાનો નાશ કરનાર તથા ખાધેલા ખોરાકને પચાવનાર હોય છે. ૧૭૯

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'जगलः–अधः किण्वं मद्यस्य अधोभागः यः बहिः त्यज्यते किण्वभक्तसुरा जगल इत्यन्ये'–મદ્યની નીચેનું કીટું અથવા મદ્યની નીચેનો ભાગ, જેને બહાર ત્યજી દેવાય છે, તે 'જગલ' કહેવાય છે. અથવા બીજા કેટલાક વિદ્વાનો કહે છે કે' કીટારૂપે ભાતમાંથી બનતી સુરા 'જગલ' કહેવાય છે, આના ગુણો સુશ્રુતે પણ આ પ્રમાણે કહ્યા છે: 'ग्राह्युष्णो जगलः पक्ता रूक्षस्तृट्कफशोफहृत्। हृद्यः प्रवाहिकाटोपदुर्नामानिलशोफहृत्'–જગલ ગ્રાહી, ઉષ્ણ, ખાધેલો ખોરાક પચાવનાર તથા રૂક્ષ હોઈ તૃષાને, કફને તથા સોજાને મટાડનાર, હૃદયને પ્રિય, પ્રવાહિકાનો આટોપ કે પેટમાં વાયુના ભરાવાનો, અર્શસના, વાયુનો તથા શોષનો પણ નાશ કરે છે. ૧૭૯

## અરિષ્ટના ગુણો

शोफार्शोग्रहणीदोषपाण्डुरोगारुचिज्वरान्।
हन्त्यरिष्टः कफकृतान् रोगान् रोचनदीपनः ॥१८०॥

(હરકોઈ ઔષધોના ક્વાથથી બનાવેલ) અરિષ્ટ રુચિકારક હોય છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે તેમ જ સોજા, અર્શસ, ગ્રહણીનો દોષ, પાંડુરોગ, અરુચિ, જ્વર તથા કફથી કરાયેલા રોગોનો પણ નાશ કરે છે. ૧૮૦

સર કે સારક, મધુરરસથી પણ યુક્ત, બળપ્રદ, વૃષ્ય–વીર્યવર્ધક, મેધા નામની બુદ્ધિશક્તિને કરનાર, સ્વરને સારો કરનાર, શરીરના વર્ણને સારો કરનાર, ચક્ષુને હિતકારી, ભાંગેલાં હાડકાંઓને સાંધનાર અને એક ખાટા રસથી રહિત હોઈ ને બાકીના પાંચે રસોથી યુક્ત હોવાના કારણે (रसेन ऊन) 'રસોન' નામે પ્રસિદ્ધ છે. વળી તેહૃદયના રોગ, જીર્ણજ્વર, પેટનું શૂળ, વિબન્ધ કે મળબંધ–કબજિયાત, ગુલ્મ–ગોળો, અરુચિ, કાસ કે ઉધરસ તથા શોફ–સોજાનો નાશ કરે છે; તેમ જ દુર્નામ–અર્શસ્‌–રોગ, કુષ્ઠ–કોઢ, અગ્નિમાન્દ્ય, કૃમિરોગ, વાયુ, શ્વાસ તથા કફનો પણ નાશ કરે છે. ૧૭૪

### આ હરિતવર્ગમાં કહેલ ઓષધો સુકાયાં હોય ત્યારે તેઓના ગુણો

**शुष्काणि कफवातघ्नान्येतान्येषां फलानि च ।**
**हरितानामयं चैषां षष्ठो वर्गः समाप्यते ॥१७५॥**

આ હરિતવર્ગમાં કહેલ આદું વગેરે જે હરિત–લીલાં હોય છે, તે ફળો જ્યારે સુકાયાં હોય છે, ત્યારે કફનો તથા વાયુનો નાશ કરે છે; એમ આ હરિતો કે લીલાંઓનો છઠ્ઠો વર્ગ સમાપ્ત કરાય છે. ૧૭૫

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે : આ હરિતવર્ગમાં કહેલાં દ્રવ્યોનાં ફળો જ્યારે સુકાયાં હોય, ત્યારે પણ તે સૂંઠ વગેરેના ગુણો જોકે કહેવાઈ ગયા જ ગણાય, છતાં તેઓના વિશેષ ગુણો કહેવા માટે ફરી તેઓનું કથન, આહારસંયોગીવર્ગમાં કરાશે, એમ તેઓની પુનરુક્તિ નથી. ૧૭૫

इति हरितवर्गः

अथ मद्यवर्गः

### મદ્યના સામાન્ય ગુણો

**प्रकृत्या मद्यमम्लोष्णमम्लं चोक्तं विपाकतः ।**
**सर्वं सामान्यतस्तस्य विशेष उपदेक्ष्यते ॥ १७६ ॥**

સર્વ પ્રકારનાં મદ્ય, સામાન્ય રીતે તેઓના સ્વભાવે કરીને અમ્લ–ખાટાં, ઉષ્ણ અને વિપાકથી પણ અમ્લ–ખાટાં કહ્યાં છે; હવે તે મદ્યના વિશેષ–જુદા જુદા ભેદો અને તેઓના વિશેષ ગુણો કહેવામાં આવશે. ૧૭૬

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે : ઉપરના વર્ગમાં અન્નનાં ઉપકરણો શાક વગેરે કહ્યાં; હવે પાન કે પીણાંઓ વિષે કહેવા માટે ક્રમ પ્રમાણે મદ્યવર્ગ કહેવામાં આવે છે : 'સર્વ' પ્રકારનાં મદ્ય, તેઓના સ્વભાવ પ્રમાણે સામાન્યપણે રસમાં અમ્લ–ખાટાં, ઉષ્ણ અને વિપાકે પણ અમ્લ કહેલાં છે; તે મદ્યના વિશેષ–ભેદો હવે કહેવાશે. જો કે મદ્યના રસમાં તથા પાકમાં અમ્લપણું હોવાથી વીર્યમાં તેની ઉષ્ણતા આપોઆપ જ મળી રહે છે, છતાં ફરી તેને જે 'ઉષ્ણ' કહેલ છે. તે ઉપરથી તેમાં તીક્ષ્ણતા વગેરે ગુણો પણ જણાવી દીધા છે. સુશ્રુતમાં પણ કહ્યું છે કે 'सर्वं पित्तकरं मद्यमम्लं दीपनरोचनम् । भेदनं कफवातघ्नं हृद्यं बस्तिविशोधनम् । पाके लघु विदाह्युष्णं तीक्ष्णमिन्द्रियबोधनम् । विकाशि सृष्टविण्मूत्रं शृणु तस्य विशेषणम्–' બધાં મદ્ય પિત્ત કરનાર, અમ્લ–ખાટાં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિકારક, મળોને ભેદનાર, કફનો તથા વાયુનો નાશ કરનાર, હૃદયને પ્રિય, બસ્તિને શુદ્ધ કરનાર, પચવામાં હલકાં, અતિશય દાહ કરનાર, ઉષ્ણ, તીક્ષ્ણ, ઇંદ્રિયોને જાગ્રત કરનાર, વિકાશિ એટલે કે શરીરમાં રહેલી ધાતુઓમાંથી ઓજ નામની ધાતુને સુકવી નાખી શરીરના સાંધાઓને જે ઢીલા કરી નાખે, તે રૂપી ગુણ ધરાવનાર છે; અને બધાં મદ્ય વિષ્ઠાની તથા મૂત્રની છૂટ કરનાર હોય છે. એ મદ્યના વિશેષભેદો હવે સાંભળો.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે : 'અન્ન કહ્યા પછી પાન–પીણું કહેવું જોઈએ; તે પાન કે પીણાંઓમાં પણ મુખ્યત્વે તો પાણી જ ગણાય છે; છતાં તેનો ત્યાગ કરી હર્ષ આદિને ઉત્પન્ન કરનાર હોવાથી અને લોકોનું મુખ્ય પીણું હોવાથી હવે મદ્ય વિષે કહે છે : બધાં મદ્ય સ્વભાવથી અમ્લ–ખાટાં હોય છે; જોકે મદ્યનું પાન કરાય છે, ત્યારે તો તેનો અમ્લરસ ખાસ સ્પષ્ટ જણાતો નથી, તોપણ દાંત અંબાઈ જવા, મોઢું ઝરવું વગેરે અમ્લનાં કાર્યો તે કરે છે, તેથી એ મદ્ય, ખાસ કરીને અમ્લ–ખાટું જ હોય છે. આ સંબંધે આવું વચન પણ મળે છે : 'अम्लानि च अम्लप्रभावाणि च अम्लमेव कृत्वोपदेक्ष्यामः'–જે દ્રવ્યો અમ્લ હોય અને અમ્લ પ્રભાવવાળાં હોય તેઓને અમ્લ જ ગણીને અમે કહીશું; એ ઉપરથી જેનો પ્રભાવ અમ્લ હોય તેઓનો રસ પણ અમ્લ જ હોય છે, આ કારણે જ કહ્યું છે કે 'सर्वेषां मद्यमम्लानामुपर्युपरि वर्तते'–બધાં અમ્લ દ્રવ્યોમાં મદ્ય સર્વોપરિ અમ્લ છે અને તે વિપાકે પણ અમ્લ હોય છે.' ૧૭૬

### સુરા–મદ્યના વિશેષ ગુણો

**कृशानां सक्तमूत्राणां ग्रहण्यर्शोविकारिणाम् ।**
**सुरा प्रशस्ता वातघ्नी स्तन्यरक्तक्षयेषु च ॥१७७॥**

જે લોકો શરીરે કૃશ–દૂબળા થઈ ગયા હોય, જેઓનાં મૂત્ર રોકાઈ ગયાં હોય કે મૂત્રકૃચ્છ્રનો રોગ જેઓને થયો હોય, જેઓને ગ્રહણી રોગ તથા અર્શનો વિકાર કે રોગ પણ થયો હોય, ધાવણનો તથા રક્ત કે રુધિરનો પણ ક્ષય થયો હોય ત્યારે 'સુરા' નામનું મદ્ય ઉત્તમ ગણાય છે; તે વાયુનો પણ નાશ કરે છે. ૧૭૭

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'સુરાનો રંગ લોહિત–રતાશપડતો હોય છે; લોઢાના કીટાના કલ્કને લીધે તે કંઈક મેલી હોય છે, વાયુનો નાશ કરે છે, કૃશ થયેલા મૂત્રકૃચ્છ્રના રોગીઓ અને ગ્રહણીના તથા અર્શસના રોગીઓ માટે તે ઉત્તમ ગણાય છે; તેમ જ ધાવણનો નાશ થયો હોય તથા રુધિરનો ક્ષય થયો હોય ત્યારે તેનો ઉપયોગ ઉત્તમ ગણાય છે. આ સંબંધે સુશ્રુતે પણ આમ કહ્યું છે: 'कासार्शो–ग्रहणीदोषमूत्राघातानिलापहा। स्तन्यरक्तक्षयहिता सुरा बृंहणदीपनी–'સુરા' નામનું મદ્ય ઉધરસનો, અર્શસ્રોગનો, ગ્રહણીના દોષનો, મૂત્રાઘાત કે મૂત્રના અટકવાનો,–મૂત્રકૃચ્છ્રનો, અને વાયુનો પણ નાશ કરે છે; જ્યારે ધાવણ ખૂટી પડ્યું હોય અને લોહીનો ક્ષય થયો હોય ત્યારે આ 'સુરા' હિતકારક થાય છે; કેમ કે તે બૃંહણ–પુષ્ટિ કરનાર તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે.'

શ્રી ગંગાધર સુરાનું લક્ષણ આ પ્રમાણે જણાવે છે: 'सुरा पैष्टिकी अनुद्भूतमण्डा'–જેનો મંડ ઉત્પન્ન થયો ન હોય તે 'સુરા' કહેવાય છે. (ભાવપ્રકાશમા સુરાનું લક્ષણ આ પ્રમાણે કહ્યું છે. 'शालिषष्टिकपिष्टादिकृतं मद्यं सुरा स्मृता'–ડાંગેરના ચોખાના કે સાઠી ચોખાના લોટ વગેરેથી કરેલું મદ્ય 'સુરા' કહેવાય છે.') ૧૭૭

## મદિરાના ગુણો

**हिक्काश्वासप्रतिश्यायकासवर्चोग्रहारुचौ।**
**वम्यानाहविबन्धेषु वातघ्नी मदिरा हिता ॥१७८॥**

'મદિરા' નામનું મદ્ય હેડકી, શ્વાસ, પ્રતિશ્યાય કે સળેખમ, ઉધરસ, વિષ્ઠાનું અટકવું કે કબજિયાત, અરુચિ, ઊલટી, આનાહ–આફરો તથા વિબંધ એટલે કે વાયુ આદિની અપ્રવૃત્તિ, એ રોગોમાં હિતકારી છે; તેમ જ વાયુનો નાશ કરનાર છે. ૧૭૮

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'આ મદિરાનું નામ 'પ્રસન્ના' કહેવાય છે; તેનું લક્ષણ તે આ પ્રમાણે લખે છે: 'प्रसन्ना सुराया उपर्यच्छो भागः–સુરાની ઉપરનો સ્વચ્છ ભાગ 'પ્રસન્ના' કે 'મદિરા' કહેવાય છે. આના ગુણો સુશ્રુતે પણ આ પ્રમાણે લખ્યા છે:' छर्द्यरोचकहृत् कुक्षितोदशूलप्रमर्दिनी। प्रसन्ना कफवातार्शोविबन्धानाहनाशिनी'–'સુરા' મદ્યની ઉપરનો સ્વચ્છભાગ 'પ્રસન્ના' કહેવાય છે; તે ઊલટીનો, અરુચિનો હૃદયની પીડાનો, પેટની પીડાનો, શૂળનો, કફનો, વાયુનો, અર્શસ્રોગનો, વિબંધ કે કબજિયાતનો તથા 'આનાહ' એટલે આફરાનો નાશ કરે છે.' ૧૭૮

## જગલ કે મદ્યના કીટાંના ગુણો

**शूलप्रवाहिकाटोपकफवातार्शसां हितः।**
**जगलो ग्राहि रूक्षोष्णः शोफघ्नो भुक्तपाचनः ॥१७९॥**

જગલ એટલે મદ્યનું કીટું કે મદ્યનો નીચેનો ભાગ શૂળનો, પ્રવાહિકાનો, પેટનો આટોપ એટલે વાયુથી પેટ પુરાઈ જાય કે ભરાઈ જાય કે અંદરના વાયુના ગડગડાટનો, કફનો, વાયુનો તથા અર્શસ્નો નાશ કરે છે; તેમ જ એ જગલ ગ્રાહી હોઈ પ્રવાહી મળોને સૂકવનાર, રૂક્ષ, ઉષ્ણ, સોજાનો નાશ કરનાર તથા ખાધેલા ખોરાકને પચાવનાર હોય છે. ૧૭૯

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'जगलः–अधः किण्वं मद्यस्य अधोभागः यः बहिः त्यज्यते किण्वभक्तसुरा जगल इत्यन्ये'–મદ્યની નીચેનું કીટું અથવા મદ્યની નીચેનો ભાગ, જેને બહાર ત્યજી દેવાય છે, તે 'જગલ' કહેવાય છે. અથવા બીજા કેટલાક વિદ્વાનો કહે છે કે' કીટારૂપે ભાતમાંથી બનતી સુરા 'જગલ' કહેવાય છે, આના ગુણો સુશ્રુતે પણ આ પ્રમાણે કહ્યા છે: 'ग्राह्युष्णो जगलः पक्ता रूक्षस्तृट्कफशोफहृत्। हृद्यः प्रवाहिकाटोपदुर्नामानिलशोषहृत्'–જગલ ગ્રાહી, ઉષ્ણ, ખાધેલો ખોરાક પચાવનાર તથા રૂક્ષ હોઈ તૃષાને, કફને તથા સોજાને મટાડનાર, હૃદયને પ્રિય, પ્રવાહિકાનો આટોપ કે પેટમાં વાયુના ભરાવાનો, અર્શસનો, વાયુનો તથા શોષનો પણ નાશ કરે છે. ૧૭૯

## અરિષ્ટના ગુણો

**शोफार्शोग्रहणीदोषपाण्डुरोगारुचिज्वरान्।**
**हन्त्यरिष्टः कफकृतान् रोगान् रोचनदीपनः ॥१८०॥**

(હરકોઈ ઔષધોના ક્વાથથી બનાવેલ) અરિષ્ટ રુચિકારક હોય છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે તેમ જ સોજા, અર્શસ, ગ્રહણીનો દોષ, પાંડુરોગ, અરુચિ, જ્વર તથા કફથી કરાયેલા રોગોનો પણ નાશ કરે છે. ૧૮૦

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આ અરિષ્ટ સંબંધે લખે છે કે, ઔષધિઓના કવાથ વગેરેનું સંધાન કે આથો કરવાથી અમુક સમયે તેનો જે રસ તૈયાર થાય છે, તે અરિષ્ટ કહેવાય છે અને તેનો સામાન્ય ગુણસંગ્રહ અહીં કહેલ છે.

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'ઔષધોના કવાથથી બનાવેલા દંત્યરિષ્ટ, અભયારિષ્ટ વગેરે અરિષ્ટો દીપન તથા પાચન હોઈ સોજા વગેરેનો તથા કફજનિત બીજા રોગોનો પણ નાશ કરે છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'अरिष्टो द्रव्यसंयोगसंस्कारादधिको गुणैः बहुदोषहरश्चैव दोषाणां शमनश्च सः। दीपनः कफवातघ्नः सरः पित्तविरोधनः। शूलाध्मानोदरप्लीहज्वराजीर्णार्शसां हितः'।– દ્રવ્યોના સંયોગ તથા સંસ્કારને લીધે અરિષ્ટ, મદ્ય કરતાં વધુ ગુણયુક્ત બને છે; તે ઘણા દોષોને હરે છે, તથા દોષોનું શમન પણ કરે છે; તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, કફનો તથા વાયુનો નાશ કરે છે અને સારક હોય છે, તેથી પિત્તમાં પણ વિરોધી નથી અને શૂળમાં, આધ્માન કે આફરામાં, પેટના રોગોમાં, બરજના રોગમાં, જ્વરમાં, અજીર્ણમાં તથા જૂના અર્શમાં પણ હિતકારી થાય છે.

**સાકરથી બનાવેલ શીધુના કે અરિષ્ટના ગુણો**

**मुखप्रियः सुखमदः सुगन्धिर्बस्तिरोगनुत्।**
**जरणीयः परिणतो हृद्यो वर्ण्यश्च शार्करः॥१८१॥**

સાકરથી બનાવેલ શીધુ કે મદ્ય (અથવા અરિષ્ટ) મુખને પ્રિય લાગે છે, સુખકારક કેફ લાવે છે–અતિશય વધુ પ્રમાણમાં કેફ કરતો નથી, સુગંધથી યુક્ત બને છે, બસ્તિ કે મૂત્રાશયના રોગોનો નાશ કરે છે, ખાધેલા ખોરાકને પચાવે છે, પરિપાકને પામી–પચીને હૃદયને હિતકારી થાય છે તથા શરીરનો વર્ણ પણ સારો કરે છે. ૧૮૧

આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમા આમ કહેલ છે: 'शार्करो मधुरो रुच्यो दीपनो बस्तिशोधनः। वातघ्नो मधुरः पाके हृद्य इन्द्रियबोधनः'।–સાકરનું મદ્ય મધુર, રુચિકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, બસ્તિ–મૂત્રાશયને શુદ્ધ કરનાર, વાયુનાશક, પાકમાં પણ મધુર, હૃદયને હિતકારી અને ઇંદ્રિયોને જાગ્રત કરનાર હોય છે.

**પક્વરસ શીધુના ગુણો**

**रोचनो दीपनो हृद्यः शोषशोफार्शसां हितः।**
**स्नेहश्लेष्मविकारघ्नो वर्ण्यः पक्वरसो मतः॥१८२॥**

પકવેલા રસથી તૈયાર કરેલું શીધુ કે મદ્ય રુચિકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકારી; શોષને, સોજાને, તથા અર્શને પણ હિતકારી, સ્નેહના વિકારોનો તથા કફના વિકારોનો નાશ કરનાર અને શરીરના વર્ણને હિતકારી મનાય છે. ૧૮૨

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: પકવેલા શેલડીના રસ વગેરેથી બનાવેલ શીધુ કે મદ્ય 'પક્વરસ' શીધુ કહેવાય છે; આ પક્વરસનું લક્ષણ ભાવમિશ્ર આમ લખે છે: 'इक्षोः पक्वरसैः सिद्धः शीधुः पक्वरसश्च सः। आमैस्तैरेव यः शीधुः स च शीतरसः स्मृतः'।–ભાવપ્રકાશમાં શેલડીના પાકેલા રસથી તૈયાર કરવામાં આવેલ શીધુને 'પક્વરસ' કહેવામાં આવેલ છે; પરંતુ કાચા શેલડીના રસથી તૈયાર કરેલ શીધુને 'શીતરસ' શીધુ કહેવામાં આવે છે.' તે રુચિકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકારી તથા શોષ વગેરેમાં પણ હિતકારી મનાય છે; વળી સ્નેહજનિત વિકારોનો તથા કફજનિત વિકારોનો તે નાશ કરે છે; બળકારક તથા વર્ણકારક પણ મનાય છે; આ સંબંધે પણ સુશ્રુતે આમ કહ્યું છે: 'तद्वत् पक्वरसः शीधुर्बलवर्णकरः सरः। शोफघ्नो दीपनो हृद्यो रुच्यः श्लेष्मार्शसां हितः'।–પક્વરસ શીધુ તે જ પ્રમાણે બળકારક, વર્ણકારક, સારક, સોજાઓનો નાશ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકારી, રુચિકારક અને કફપ્રધાન અર્શમાં ખાસ હિતકારી કહેવાય છે. ૧૮૨

**અપક્વરસ શીધુના ગુણો**

**जरणीयो विबन्धघ्नः स्वरवर्णविशोधनः।**
**कर्षणः शीतरसिको हितः शोफोदरार्शसाम्॥१८३॥**

(અપક્વ શીતળ શેલડીના રસ વગેરેમાંથી તૈયાર કરેલ) શીતરસિક શીધુ, ખાધેલા ખોરાકનું પાચન કરનાર, વિબંધ કે મળબંધ–કબજિયાતનો નાશ કરનાર, સ્વરને શુદ્ધ કરનાર, શરીરના વર્ણ–રંગને પણ સારો કરનાર, લેખન હોઈ શરીરને કૃશ કરનાર તેમ જ સોજા, ઉદરરોગ તથા અર્શને હિતકારી મનાય છે. ૧૮૩

આ સંબંધે પણ સુશ્રુતે કહ્યું છે કે 'कर्शनः शीतरसिकः श्वयथूदरनाशनः। वर्णकृत्स्वरणः स्वर्यो विबन्धघ्नोऽर्शसां हितः'।–અપક્વરસ–કાચા શેલડીના રસમાંથી બનાવેલ શીધુ કૃશ કરનાર, સોજાઓનો તથા પેટના રોગોનો નાશ કરનાર, શરીરનો વર્ણ સારો કરનાર, પાચન કરનાર, સ્વરને હિતકારી, વિબંધ કે મળ–બંધનો નાશ કરનાર તથા અર્શના રોગમાં હિતકારી છે. ૧૮૩

## ગોળમાંથી બનાવેલ શીધુના તથા બહેડાંની સુરાના ગુણો

सृष्टभिन्नशकृद्वातो गौडस्तर्पणदीपनः।
पाण्डुरोगव्रणहिता दीपनी चाक्षिकी मता ॥१८४॥

ગોળમાંથી બનાવેલ શીધુ કે મદ્ય મૂત્રને, વિષ્ઠાને તથા વાયુને છૂટાં પાડનાર, તૃપ્તિ ઉપજાવનાર તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે; બહેડાંની સુરા પાંડુરોગમાં તથા વ્રણમાં હિતકારી અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર મનાયેલ છે. ૧૮૪

સુશ્રુતે પણ ગોળના શીધુના ગુણો આ પ્રમાણે લખ્યા છે: 'दीपनः सृष्टविण्मूत्रो विशदोऽल्पमदो गुरुः। कषायो मधुरः शीधुर्गौडः पाचनदीपनः'–ગોળમાંથી બનાવેલ શીધુ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વિષ્ઠાની તથા મૂત્રની છૂટ કરનાર, વિશદ, થોડો મદ કરનાર, ગુરુ–ભારે, કષાય–તૂરો, મધુર, પાચન કરનાર તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર હોય છે.' બહેડાંનાં શીધુના ગુણો પણ સુશ્રુતે આમ લખ્યા છે: 'आक्षिकः पाण्डुरोगघ्नो व्रण्यः संग्राहको लघुः। कषायमधुरः शीधुः पित्तघ्नोऽसृक् प्रसादनः'–બહેડાંનો બનાવેલ શીધુ પાંડુરોગનો નાશ કરનાર, વ્રણને હિતકારી, સંગ્રાહી, મળોને સૂકવીને કબજિયાત કરનાર, લઘુ, કષાયરસથી યુક્ત, મધુર, પિત્તનો નાશ કરનાર તથા રુધિરને પ્રસન્ન કરનાર હોય છે. 'વળી ત્યાં સુશ્રુતે બહેડાંની સુરાના પણ ગુણો આમ લખ્યા છે: 'रूक्षानातिकफा वृष्या पाचनी आक्षिकी मता–બહેડાંની બનાવેલી સુરા રૂક્ષ હોઈ અતિશય કફ કરનાર નથી, વૃષ્ય અથવા વીર્યવર્ધક છે અને પાચન કરનાર મનાયેલ છે.' આ બહેડાંની સુરાને સંસ્કૃતમાં 'आक्षिकी' કહે છે. કારણ કે 'अक्षेण–बिभीतकेन कृता आक्षिकी'–અક્ષ એટલે બહેડાંથી બનાવેલ એટલે કે 'बिभीतककवायगुडकृता धातकीकुसुमादिकृतसंस्कारा सुरा आक्षिकी'–બહેડાંના કવાથથી તથા ગોળથી બનાવેલ અને ધાવડીના પુષ્પ આદિથી સંસ્કારી કરેલ સુરા–'આક્ષિકી'– બહેડાંની સુરા' કહેવાય છે. વાગ્ભટ પણ અષ્ટાંગહૃદય–સૂત્રસ્થાનના પાંચમા અધ્યાયમાં આ સંબંધે આમ લખે છે: 'नातितीव्रमदा लघ्वी पथ्या वैभीतकी सुरा। व्रणे पाण्ड्वामये कुष्ठे न चात्यर्थं विरुध्यते'–બહેડાંની સુરા અતિશય તીવ્ર મદને કરતી નથી, લઘુ હોય છે, પથ્ય છે અને વ્રણમાં, પાંડુરોગમાં તથા કોઢમાં પણ અતિશય વિરુદ્ધ નથી. ૧૮૪

## સુરાસવ, મધ્વાસવ તથા મૈરેયના ગુણો

सुरासवस्तीव्रमदो वातघ्नो वदनप्रियः।
छेदी मध्वासवस्तीक्ष्णो, मैरेयो मधुरो गुरुः ॥१८५॥

સુરામાંથી બનાવેલ આસવ તીવ્ર મદને કરે છે, વાયુનો નાશ કરે છે તથા મુખને પ્રિય લાગે છે. મધ અને ગોળને આથીને બનાવેલ–મધ્વાસવ કફ આદિને છેદનાર–કાપનાર અને તીક્ષ્ણ હોય છે; અને 'મૈરેય આસવ' મધુર તથા ગુરુ–ભારે હોય છે. ૧૮૫

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'અહીં પ્રથમ 'સુરાસવ'ના ગુણો કહે છે: 'सुरया सूयते–तोयकार्यं क्रियते यस्मिन् सः सुरासवः'–જેમાં સુરાવડે જળનું કાર્ય કરાય છે–અર્થાત્ જેમાં પાણીના બદલે સુરાનો જ પાણી તરીકે ઉપયોગ કરાય છે–જેનો આથો પાણીના બદલે સુરામાં કરાય છે, તે આસવ 'સુરાસવ' કહેવાય છે; તેનો મદ એટલે કેફ તીવ્ર હોય છે; મુખને તે પ્રિય લાગે છે અને વાયુનો તે નાશ કરે છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ લખ્યું છે: 'तीक्ष्णः सुरासवो हृद्यो मूत्रलः कफवातनुत्। मुखप्रियः स्थिरमदो विज्ञेयोऽनिलनाशनः–પાણીના સ્થાને સુરા નાખીને તેમાં આથો કરી તૈયાર કરેલો આસવ તીક્ષ્ણ, હૃદયને પ્રિય, મૂત્ર વધુ કરનાર, કફનો તથા વાયુનો નાશ કરનાર, મુખને પ્રિય, મદને સ્થિર રાખનાર અને વાયુના રોગોનો નાશ કરનાર જાણવો.' આ સુરાસવ પછી અહીં 'મધ્વાસવ' કહ્યો છે; મધ્વાસવ એટલે કે 'मधुगुडाभ्यां संधानात् कृतः–મધને તથા ગોળને સાથે આથીને કરેલો આસવ–'મધ્વાસવ' કહેવાય છે; તે કફને છેદનાર અને તીક્ષ્ણ હોય છે; આ મધ્વાસવના ગુણો પણ સુશ્રુતે આમ કહ્યા છે: 'लघुर्मध्वासवश्छेदी मेहकुष्ठविषापहः। तिक्तः कषायः शोफघ्नस्तीक्ष्णः स्वादुरवातकृत्–મધ્વાસવ એટલે કે મધને તથા ગોળને મિશ્ર કરી–આથીને બનાવેલો આસવ, તે 'મધ્વાસવ' કહેવાય છે; એ મધ્વાસવ લઘુ–હલકો, કફને છેદનાર, મેહનો, કુષ્ઠ–કોઢનો તથા વિષનો નાશ કરનાર, તિક્ત–કડવો, કષાય–તૂરો, સોજાનો નાશ કરનાર, તીક્ષ્ણ તથા સ્વાદિષ્ઠ મધુર હોઈ વાયુને કરતો નથી.' આ મધ્વાસવ પછી અહીં મૈરેયના ગુણો કહે છે; આ મૈરેયનું લક્ષણ આ પ્રમાણે મળે છે: 'सुरासवयोः प्रत्येकनिष्पादितयोः एकीकृत्य पुनः संधानात् कृता सुरा मैरेयः–સુરાને તથા આસવને દરેકને અલગ અલગ તૈયાર કર્યા પછી તે બન્નેને એકઠાં કરી ફરી આથો નાખીને કરેલી સુરા 'મૈરેય' કહેવાય છે. આ મૈરેયનું લક્ષણ વૃદ્ધ શૌનક પણ આ પ્રમાણે લખે છે: 'आसवस्य सुरायाश्च द्वयोरेकत्र भाजने। संधानं तद्विजानीयान्मैरेयमुभयात्मकम्'–આસવને તથા સુરાને–બેયને એક જ વાસણમાં એકઠાં

કરી આથો નાખવામાં આવે, તે સુરા તથા આસવ–બન્ને રૂપ મદ્ય 'મૈરેય' કહેવાય છે.' એ મૈરેય મદ્ય મધુર તથા ગુરુ–ભારે હોય છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ લખ્યું છે: 'तीक्ष्णः कषायो मदकृद् दुर्नामकफगुल्महृत्। क्रिमिमेदोऽनिलहरो मैरेयो मधुरो गुरुः'–લોટની સુરાને અને ગોળના આસવને અલગ અલગ તૈયાર કરી ફરી તે બન્નેને મિશ્ર કરી. તેમાં મદ્ય મેળવીને આથેલું મદ્ય 'મૈરેય' કહેવાય છે. એ મૈરેય મદ્ય તીક્ષ્ણ, કષાય–તૂરું તથા મદ કરનાર હોય છે; વળી તે મદ્ય અર્શસને, કફને, ગુલ્મ કે ગોળાના રોગને, કૃમિઓને, મેદને તથા વાયુનો પણ નાશ કરે છે; કેમ કે તે મૈરેય મદ્ય મધુર તથા ગુરુ–ભારે હોય છે.' 'શ્રી ચક્રપાણિ તો અહીં જણાવેલ મધ્વાસવને 'मधूकपुष्पकृतो मध्वासवः'–મહુડાના ફૂલથી બનાવેલ આસવ–'મધ્વાસવ' કહે છે. ૧૮૫

**ધાવડીનાં ફૂલનો તથા દ્રાક્ષના અને શેલડીના રસના મિશ્ર આસવના ગુણો**

**धातक्यभिषुतो जीर्णो रूक्षो रोचनदीपनः।**
**मार्द्वीकवन्न चात्युष्णो मृद्वीकेक्षुरसासवः॥१८६॥**

ધાવડીનાં પુષ્પો આથીને કરેલો આસવ જીર્ણ જૂનો થાય છે, ત્યારે રૂક્ષગુણયુક્ત થઈને રુચિ ઉપજાવનાર તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર થાય છે; તેમ જ મૃદ્વીકા–દ્રાક્ષ અને શેલડીના રસનો મિશ્ર આસવ, દ્રાક્ષથી બનાવેલા મદ્યની પેઠે અત્યંત ઉષ્ણ હોતો નથી. ૧૮૬

યોગીન્દ્રનાથ સેન અહીં છેલ્લા જણાવેલા દ્રાક્ષયુક્ત શેરડીના રસના આસવ સંબંધે આમ વધુ સમજાવે છે કે એ બન્નેના રસથી કરેલો આસવ, 'मृद्वीकया द्राक्षया कृतं मद्यं मार्द्वीकम्'–દ્રાક્ષોથી કરેલું મદ્ય જે માર્દ્વીક' કહેવાય છે, જે રોચન રુચિકારક આદિ ગુણોથી યુક્ત હોય છે, તેવો જ તે બન્નેથી કરેલો આસવ પણ હોય છે, પરંતુ ફરક આટલો જ હોય છે કે દ્રાક્ષનું મદ્ય અતિ ઉષ્ણ હોય છે, જ્યારે તે દ્રાક્ષ તથા શેલડીના રસનો આસવ અતિ ઉષ્ણ હોતો નથી. આ સંબંધે વૃદ્ધ વાગ્ભટ અષ્ટાગસંગ્રહસૂત્રસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં આમ કહે છે: 'मार्द्वीकसदृशः प्रोक्तो मृद्वीकेक्षुरसासवः'–દ્રાક્ષનો તથા શેલડીના રસનો આસવ, દ્રાક્ષના મદ્ય સમાન જ ગુણોથી યુક્ત કહેવાય છે.' ૧૮૬

**મધ્વાસવ એટલે દ્રાક્ષાસવના ગુણો**

**रोचनं दीपनं हृद्यं बल्यं पित्ताविरोधि च।**
**विबन्धघ्नं कफघ्नं च मधु लघ्वल्पमारुतम्॥१८७॥**

મધુ(માર્દ્વીક–દ્રાક્ષનો) આસવ રુચિકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકારી, બળકારક, પિત્તથી અવિરોધી, વિબંધ એટલે મળબંધ કે કબજિયાતનો નાશ કરનાર, કફનો પણ નાશ કરનાર, લઘુ–હલકો અને થોડો વાયુ કરનાર હોય છે.

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં 'મધુ' શબ્દ ઉપરથી 'मार्द्वीकम्'-દ્રાક્ષને જ જણાવે છે. કેમ કે તે દ્રાક્ષ મધુ એટલે મધ સમાન જ હોઈ મધુર હોય છે; આ જ અભિપ્રાયથી અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં કહેલ છે કે, 'द्राक्षासवो मधुसमः'–દ્રાક્ષાસવ મધ જેવો હોય છે.' તે રુચિકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકારી, બળકારક, અને પિત્તનો અવિરોધી હોય છે; અર્થાત્ બીજાં મદ્યો કરતાં દ્રાક્ષાસવ ઓછું પિત્ત કરે છે; તે રુચિકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકારી, બળકર, વિબંધ કે મળબંધ-કબજિયાતનો નાશ કરનાર, કફનો પણ નાશ કરનાર, લઘુ–હલકો અને અતિ ઉષ્ણ નથી; તેથી થોડો વાયુ પણ કરે છે. આ સંબંધે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૭મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'मार्द्वीकं लेखनं हृद्यं नात्युष्णं मधुरं सरम्। अल्पपित्तानिलं पाण्डुमेहार्शःक्रिमिनाशनम्'–મૃદ્વીકા–દ્રાક્ષમાંથી બનાવેલ આસવ કફને ખોતરી કાઢનાર, હૃદયને હિતકારી, અતિશય ઉષ્ણ નથી, મધુર અને સારક છે; થોડું પિત્ત અને વાયુ કરે છે તેમ જ પાંડુનો, મેહનો, અર્શસના રોગનો તથા કૃમિઓનો પણ નાશ કરે છે.'

શ્રી ગંગાધર અહીં જણાવે છે કે ઉપરના શ્લોકમાં દ્રાક્ષને તથા શેલડીના રસને મિશ્ર કરી તે બન્નેથી કરેલો એક જ આસવ તે જુદો છે અને અહીં કેવળ દ્રાક્ષથી બનાવેલો આસવ તે જુદો છે; એટલે તે બન્ને આસવો જુદા જુદા હોઈ પુનરુક્તિ નથી. ૧૮૭

**જવની તથા નાના ઘઉંની સુરાના ગુણો**

**सुरा समण्डा रूक्षोष्णा यवानां वातपित्तला।**
**गुर्वी जीर्यति विष्टभ्य, श्लेष्मला तु मधूलिका॥१८८॥**

જવની સુરા, જે મંડયુક્ત હોય તે રૂક્ષ તથા ઉષ્ણ હોઈ વાયુવર્ધક તથા પિત્તવર્ધક હોય છે; તેમજ ગુર્વી એટલે પચવી ભારે હોઈને વિષ્ટંભ કે (પેટમાં) વાયુની પીડા કે ગડગડાટ કરીને (માંડ માંડ) પચે છે; તેમ જ નાના ઘઉંની કરેલી

**'મધૂલિકા' નામની સુરા પણ કફને વધારનારી હોય છે. ૧૮૮**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: જવની મંડયુક્ત સુરા, જવના કિણ્વથી બનાવી હોય છે; તે રૂક્ષ તથા ઉષ્ણ હોઈ વાયુવર્ધક અને પિત્તવર્ધક હોય છે; તેમ જ એ સુરા ગુર્વી એટલે ભારે હોઈને વિષ્ટંભ કરીને પચે છે. 'सवाततोदशूला मलाप्रवृत्तिः विष्टम्भः—गुडगुडाशब्द इति केचित्'—વાયુ સાથે હોવાથી સોય ભોંક્યા જેવી જે પીડા થાય અને સાથે વાયુના લીધે જ શૂલ પણ હોય તેમ જ મળની પ્રવૃત્તિ ન થાય, પણ ઝાડો કબજે થઈ જાય, તે 'વિષ્ટંભ' કહેવાય છે; કેટલાક કહે છે કે 'પેટમાં વાયુનો 'ગુડગુડ' શબ્દ થાય તે 'વિષ્ટંભ' કહેવાય છે. અતિશય નાના ઘઉં તે 'મધૂલિકા' કહેવાય છે; એવા ઘઉંનાં કીટાંમાંથી જે સુરા કરવામાં આવે છે, તે પણ 'મધૂલિકા' કહેવાય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'पित्तलाऽल्पकफा रूक्षयवैर्वातप्रकोपणी। विष्टम्भिनी सुरा गुर्वी श्लेष्मला तु मधूलिका'—જવની મદિરા રૂક્ષ હોઈ પિત્તને વધારનાર અને થોડો કફ કરનાર હોય છે; વાયુને અત્યંત કોપાવે છે તેમ જ નાના ઘઉંની સુરા પણ ગુર્વી–ભારે હોઈ વિષ્ટંભ કરનારી એટલે પેટમાં વાયુની પીડા સાથે ગડગડાટ કરનારી તથા મળને રોકનારી હોય છે; તેમ જ એ મધૂલિકા કફને વધારનાર પણ હોય છે. ૧૮૮

### સૌવીરક અને તુષોદકના ગુણો

**दीपनं जरणीयं च हृत्पाण्डुक्रिमिरोगनुत्।**
**ग्रहण्यर्शोहितं भेदि सौवीरकतुषोदकम् ॥ १८९ ॥**

**ફોતરાં વગરના જવની બનાવેલી 'સૌવીરક' નામની કાંજી અને ફોતરાં સહિત જવની બનાવેલી 'તુષોદક' નામની કાંજી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ખાધેલા ખોરાકને પચાવનાર; હૃદયરોગને, પાંડુરોગને તથા કૃમિરોગને મટાડનાર; ગ્રહણી રોગમાં તથા અર્શસ્ રોગમાં હિતકારી તેમ જ (ગંઠાઈ ગયેલ વિષ્ઠા આદિ) મળોને ભેદનાર તોડનાર કે છૂટા પાડનાર હોય છે. ૧૮૯**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'આ શ્લોકમાં બે જાતની કાંજીના ગુણો કહ્યા છે; ફોતરાં વિનાની જવની કાંજીને 'સૌવીરક' કહે છે અને ફોતરાંવાળી જવની કાંજીને 'તુષોદક' કહે છે. આ બન્ને પ્રકારની કાંજી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ખાધેલો ખોરાક પચાવનાર, હૃદયરોગને, પાંડુરોગને તથા કૃમિરોગને મટાડનાર, ગ્રહણીમાં તથા અર્શસોમાં હિતકારી અને પિંડાકારે ગંઠાયેલા વિષ્ઠા આદિ મળોને ભેદનાર–છૂટા પાડનાર છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આ પ્રમાણે કહ્યું છે: 'तुषाम्बु दीपनं हृद्यं हृत्पाण्डुक्रिमिरोगनुत्। ग्रहण्यर्शोविकारघ्नं भेदि सौवीरकं तथा—તુષાંબુ એટલે કે તુષોદક અથવા ફોતરાં સહિત જવની કરેલી કાંજી અને સૌવીરક એટલે કે ફોતરાં વગરના જવની કરેલી કાંજી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર. હૃદયને હિતકારી, હૃદયરોગ, પાંડુરોગ તથા કૃમિરોગને મટાડનાર, ગ્રહણીના તથા અર્શસ્‌ના વિકારોનો નાશ કરનાર અને મળોને ભેદી તોડનાર–છૂટા પાડનાર હોય છે.' ૧૮૯

### અમ્લ–ખાટી કાંજી–ધાન્યામ્લના ગુણો

**दाहज्वरापहं स्पर्शात्पानाद्वातकफापहम्।**
**विबन्धघ्नमविस्रंसि दीपनं चाम्लकाञ्जिकम् ॥ १९० ॥**

**અમ્લકાંજિક એટલે ખાટી કાંજી, (પોતાં કે ખરડરૂપે) સ્પર્શ કરવાથી દાહનો તથા જ્વરનો નાશ કરે છે; પીવાથી વાયુનો તથા કફનો નાશ કરે છે; વિબંધ કે મળબંધ અથવા ઝાડાની કબજિયાતને મટાડે છે; અવસંસન કરનાર એટલે કે મળોને તોડનાર–છૂટા કરી નીચે પાડનાર તેમ જ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર હોય છે. ૧૯૦**

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'અહીં જણાવેલ ખાટી કાંજીને 'ધાન્યામ્લ' કહે છે; આ કાંજીને શાલિ–ડાંગરમાંથી, જૂર્ણાહ્વ નામના ધાન્યમાંથી તેમ જ કોદરા વગેરેમાંથી (તે તે દ્રવ્યોને આથી–ખાટાં કરી નાખી) બનાવવામાં આવે છે; એ કાંજીનો (ખરડ કે પોતાંરૂપે) સ્પર્શ કરવાથી દાહનો તથા જ્વરનો તે નાશ કરે છે; અને તે કાંજીને પીવાથી વાયુનો તથા કફનો તે નાશ કરે છે; ઉપરાંત એ કાંજી પીધી હોય તો વિબંધ કે મળબંધ–કબજિયાતનો પણ તે નાશ કરે છે, મળોનું ભેદન કરે છે–છૂટા કરીને નીચે પાડે છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'धान्याम्लं धान्ययोनित्वाज्जीवनं दाहनाशनम्। स्पर्शात् पानात् तु पवनकफतृष्णाहरं लघु। तैक्ष्ण्याच्च निर्हरेदाशु कफं गण्डूषधारणात्। मुखवैरस्यदौर्गन्ध्यमलशोषक्लमापहम्। दीपनं जरणं भेदि हितमास्थापनेषु च। समुद्रमाश्रितानां च जनानां सात्म्यमुच्यते—ચોખાનું તથા કોદરા વગેરેનું ચૂર્ણ આથવાથી જે ખાટી કાંજી તૈયાર થાય છે, તે 'ધાન્યામ્લ' કહેવાય છે; તે ધાન્યમાંથી ઉત્પન્ન થાય

છે, એ કારણે માણસોના એક જીવનરૂપ હોય છે; તેનો (ખરડ કે પોતાંરૂપે) સ્પર્શ કરવાથી દાહ નાશ પામે છે; તે પીવાથી વાયુ, કફ તથા તરશ નાશ પામે છે; પચવામાં તે લઘુ-હલકું હોય છે; તીક્ષ્ણપણાને લીધે કફને તે તરત દૂર કરે છે; તેનો કોગળો ધારણ કરવાથી મોઢાનું વિરસપણું, દુર્ગંધપણું, મળ, શોષ તથા ગ્લાનિ નાશ પામે છે; તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, ખાધેલો ખોરાક પચાવે છે; મળને ભેદનાર-તોડનાર કે છૂટો પાડનાર છે; આસ્થાપન બસ્તિઓમાં તે હિતકારક છે અને સમુદ્રનો આશ્રય કરતા કે સમુદ્રમાં મુસાફરી કરતા લોકોને તે સાત્મ્ય-પ્રકૃતિને અનુકૂલ-માફક કહેવાય છે.' ૧૯૦

### નવા-જૂના મદ્યના દોષો તથા ગુણો

प्रायशोऽभिनवं मद्यं गुरु दोषसमीरणम् ।
स्रोतसां शोधनं जीर्णं दीपनं लघु रोचनम् ॥१९१॥

ઘણું કરી નવું મદ્ય ગુરુ-ભારે હોઈ (વાતાદિ) દોષોને કોપાવનાર હોય છે; પરંતુ જૂનું મદ્ય સ્રોતોને શુદ્ધ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર લઘુ-પચવામાં હલકું, તથા રુચિકારક હોય છે.

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: 'જેને બનાવ્યું હોય, તેના પર એક વર્ષ હજી વીત્યું ન હોય, તે મદ્ય 'નવું' ગણાય છે; બીજા વિદ્વાનો કહે છે કે, જેમાં રસની પ્રસન્નતા કે નિર્મળતા હજી ઉત્પન્ન થઈ ન હોય, તે મદ્ય નવું કહેવાય છે; એવું નવું મદ્ય લગભગ ગુરુ-ભારે હોઈ વાતાદિ દોષોને કોપાવનાર હોય છે, પરંતુ જેને બનાવ્યે એક વર્ષ વીતી ગયું હોય અથવા જેમા રસની પ્રસન્નતા ઉત્પન્ન થઈ ચૂકી હોય, તેવું જૂનું મદ્ય સ્રોતોને શુદ્ધ-સાફ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, લઘુ-પચવામાં હલકું અને રુચિ ઉપજાવનાર હોય છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમા આમ કહ્યું છે: 'नवं मद्यमभिष्यन्दि गुरु वातादिकोपनम् । अनिष्टगन्धं विरसमहृद्यं च विदाहि च । सुगन्धि दीपनं हृद्यं रोचिष्णु क्रिमिनाशनम् । स्फुटस्रोतस्करं जीर्णं लघु वातकफापहम्-નવું મદ્ય અભિષ્યંદિ એટલે રસવાહી નાડીઓને કફથી રૂંધી દેનાર, ગુરુ-ભારે તથા વાયુ આદિને કોપાવે છે, તેની ગંધ અનિષ્ટ હોય-ગમે નહિ એવી હોય. તેમા રસ સારો થયો ન હોય, હૃદયને તે પ્રિય ન લાગે અને તે અતિશય દાહ ઉપજાવે છે; પરંતુ જૂનું મદ્ય સુગંધથી યુક્ત હોય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, હૃદયને પ્રિય લાગે છે, રુચિકારક હોય છે, કૃમિઓનો નાશ કરે છે, સ્રોતોને સ્પષ્ટ અથવા સાફ કરે છે, પચવામાં પણ લઘુ-હલકું હોય છે અને વાયુનો તથા કફનો નાશ કરનાર હોય છે.' વળી ત્યાં જ સુશ્રુત વધુ આમ લખે છે કે-'सान्द्रं विदाहि दुर्गन्धं विरसं कृमिलं गुरु । अहृद्यं तरुणं तीक्ष्णमुष्णं दुर्भाजनस्थितम् । अल्पौषधं पर्युषितमत्यच्छं पिच्छिलं च यत् । तद्वर्ज्यं सर्वदा मद्यं किंचिच्छेषं तु यद् भवेत् । तत्र यत् स्तोकसंभारं तरुणं पिच्छिलं गुरु । कफप्रकोपि तन्मद्यं दुर्जरं च विशेषतः । पित्तप्रकोपि बहुलं तीक्ष्णमुष्णं विदाहि च । अहृद्यं पेलवं पूति क्रिमिलं विरसं च यत् । तथा पर्युषितं चापि विद्यादनिलकोपनम् । सर्वदोषैरुपेतं तु सर्वदोषप्रकोपणम् । चिरस्थितं जातरसं दीपनं कफवातजित् । रुच्यं प्रसन्नं सुरभि मद्यं सेव्यं मदावहम्-જે મદ્ય ઘાટું હોય, પાકમાં ખાટું થઈ અતિશય દાહ કરતું હોય, દુર્ગંધીવાળું હોય, રસ વિનાનું અથવા વિરુદ્ધ રસવાળું હોય, કીડાઓથી યુક્ત હોય, ગુરુ-ભારે હોય, હૃદયને અપ્રિય હોય, નવું હોય, તીક્ષ્ણ હોય, ગરમ સ્પર્શવાળું હોય, ખરાબ વાસણમાં રહ્યું હોય, ઓછાં ઔષધોવાળું હોય, (પ્યાલા વગેરેમાં) જે રાતવાસી રહ્યું હોય, જે ચીકાશવાળું હોય અને વાસણમાં કંઈક થોડુંક જ બાકી રહ્યું હોય તે મદ્ય સર્વ કાળ ત્યજવા યોગ્ય છે. વળી જે મદ્ય થોડી ઔષધસામગ્રીથી યુક્ત હોય, નવું હોય, ચીકાશવાળું હોય તથા ગુરુ ભારે હોય તે કફને અત્યંત કોપાવનાર તથા પચવું અત્યંત મુશ્કેલ હોય છે. જે મદ્ય ઘાટું, તીક્ષ્ણ તથા ઉષ્ણ હોય-એટલે કે ગરમ સ્પર્શવાળું હોય તે પિત્તને અત્યંત કોપાવે છે અને અતિશય દાહ કરે છે, જે મદ્ય હૃદયને પ્રિય લાગે તેવું ન હોય, ખરાબ વાસણમાં રહ્યું હોય, દુર્ગંધથી યુક્ત હોઈ કોહી ગયું હોય, કીડાઓથી યુક્ત, રસ વિનાનું કે વિરુદ્ધ રસથી યુક્ત હોય અને તનુ-પાતળું હોય, તેમ જ (પ્યાલા વગેરેમાં જે) રાતવાસી રહ્યું હોય તે વાયુને કોપાવનાર હોય છે એમ જાણવું; પરંતુ જે મદ્ય ઉપર્યુક્ત સર્વ દોષોથી યુક્ત હોય તે તો સર્વ દોષોને અત્યંત કોપાવનાર હોય છે; પરંતુ જે મદ્ય લાંબા કાળથી રહેલું કે જૂનું હોય, જેમા રસો ઉત્પન્ન થઈ ચૂક્યા હોય, જઠરાગ્નિને જે પ્રદીપ્ત કરે તેવું હોય, કફને તથા વાયુને જીતનાર હોય, રુચિકારક, પ્રસન્ન-નિર્મળ તથા સુગંધી હોઈ જે હર્ષકારક હોય, તેવું મદ્ય જ સેવવા યોગ્ય ગણાય છે.' ૧૯૧

### જૂના શ્રેષ્ઠ મદ્યના ખાસ ગુણો અને મદ્યવર્ગનો ઉપસંહાર

हर्षणं प्रीणनं मद्यं भयशोकश्रमापहम् ।
प्रागल्भ्यवीर्यप्रतिभातुष्टिपुष्टिबलप्रदम् ॥ १९२ ॥
सात्त्विकैर्विधिवद्युक्त्या पीतं स्यादमृतं यथा ।
वर्गोऽयं सप्तमो मद्यमधिकृत्य प्रकीर्तितः ॥ १९३ ॥

**(જૂનું શ્રેષ્ઠ) મદ્ય હર્ષ ઉપજાવનાર તથા પ્રીતિકારક હોઈ ભયનો, શોકનો તથા શ્રમનો નાશ કરે છે; વળી તેવું મદ્ય પ્રગલ્ભતા કે શૌર્ય, ઉત્સાહ–વીર્ય, પ્રતિભા, બુદ્ધિ, તુષ્ટિ, પુષ્ટિ તથા બળ આપનાર છે; સાત્ત્વિક પુરુષોએ (એવું શ્રેષ્ઠ) મદ્ય વિધિ પ્રમાણે તથા યુક્તિથી જો પીધું હોય, તો અમૃત જેવું (ગુણદાયી) થાય છે. એમ આ મદ્યને ઉદ્દેશી સાતમો વર્ગ કહ્યો છે. ૧૯૨,૧૯૩**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'જૂનું શ્રેષ્ઠ મદ્ય હર્ષ ઉપજાવે છે, પ્રેમ ઉપજાવે છે, ખુશ કરે છે, તૃપ્તિ કરે છે; ભયનો, શોકનો તથા શ્રમનો નાશ કરે છે; પ્રાગલ્ભ્ય–શૌર્ય, ઉત્સાહ વગેરેને ઉત્પન્ન કરે છે; એવા તે મદ્યનું સત્ત્વ પ્રકૃતિવાળા પુરુષોએ, મદાત્યયની ચિકિત્સામાં જે કહેવાશે, તે વિધિ પ્રમાણે યુક્તિથી એટલે કે માત્રા, કાળ આદિને અનુસરી સેવન કર્યું હોય તો, અમૃત જેવું ગુણકારક થાય છે. આ સંબંધે ચરક–ચિકિત્સા-સ્થાનના ૨૪મા અધ્યાયમાં આમ કહેશે કે, 'विधिना मात्रया काले हितैरन्नैर्यथावलम् । प्रहृष्टो यः पिबेन्मद्यं तस्य स्यादमृतोपमम् । यथोपेतं पुनर्मद्यं प्रसङ्गाद् येन पीयते । रूक्षव्यायामनित्येन विषवद् याति तस्य तत्–જે માણસ, વિધિ પ્રમાણે તથા માત્રાથી કે માપથી અને પોતાના બળ પ્રમાણે હિતકારી અન્ન કે ખોરાક સાથે અતિશય હર્ષ-યુક્ત થઈને મદ્યપાન કરે છે, તેને તે મદ્ય અમૃત જેવું ગુણકારી થાય છે; પરંતુ જે માણસ જેવું મળી આવે તેવું મદ્ય હરકોઈ પ્રસંગે પીએ છે અને તે મદ્યપાન કરનારો માણસ જો રૂક્ષ હોય અને કાયમ મહેનત કરનારો હોય, તો એ મદ્ય તેને વિષ જેવું (ભયંકર) થઈ પડે છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આ સંબંધે આમ કહ્યું છે કે 'सात्त्विके शौचदाक्षिण्य-हर्षमण्डनलालसः । गीताध्ययनसौभाग्यसुरतोत्साहकृन्मदः । राजसे दुःखशीलत्वमात्मत्यागं स साहसम् । कलहं सानुवन्धं तु करोति पुरुषे मदः । अशौचनिद्रामात्सर्यागम्यागमनलोलताः । असत्यभाषणं चापि कुर्याद्धि तामसे मदः–મદ્યનો મદ સાત્ત્વિક પુરુષ વિષે બાહ્ય–આભ્યંતર પવિત્રતાને, બીજાંના મનને અનુસરવાની વૃત્તિને, હર્ષને તથા અલં-કારો ધારણ કરવાની લાલસાને ઉત્પન્ન કરે છે; તેમ જ ગીત, અધ્યયન, સૌભાગ્ય તથા મૈથુનનો ઉત્સાહ પ્રકટ કરે છે; રજોગુણી માણસ વિષે મદ્યનો તે મદ દુઃખયુક્ત સ્વભાવને, સાહસ સાથે આત્મત્યાગ કે આત્મહત્યા કર-વાની ભાવનાને, કાયમી કલહ–કજિયાને ઉત્પન્ન કરે છે; અને તામસી પુરુષ વિષે તે મદ્યનો મદ અપવિત્રતાને, નિદ્રાને, માત્સર્ય કે દ્વેષભાવને, અગમ્ય સ્ત્રી સાથે મૈથુન કરવાની લાલસાને તથા અસત્ય ભાષણને પણ અવશ્ય કરાવે છે.' એમ મદ્યને ઉદ્દેશી આ સાતમો વર્ગ કહેવાયો. ૧૯૨,૧૯૩

इति मद्यवर्गः

अथ जलवर्गः

## જળ એક જ પ્રકારનું છે, છતાં તેના ગુણભેદનાં કારણો

**जलमेकविधं सर्वं पतत्यैन्द्रं नभस्तलात् ।**
**तत्पतत्पतितं चैव देशकालावपेक्षते ॥ १९४ ॥**

**બધાં જળ મેઘ સંબંધી હોઈને આકાશ-માંથી એક જ પ્રકારનાં પડે છે; પરંતુ તે જ આ જળ (પૃથ્વી પર) પડતાં અને પડ્યા પછી દેશની તથા કાળની અપેક્ષા રાખે છે. ૧૯૪**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'બધાં જળ એક જ પ્રકારનાં હોય છે; કેમ કે તે ઇંદ્રપ્રેરિત એવા મેઘમંડળમાંથી આકાશમાંથી નીચે પડે છે; તે જળના સુશ્રુતે બે ભેદો કહ્યા છે; એક ગંગાનું જળ હોય છે અને બીજું સમુદ્રનું જળ હોય છે; તેમાંનું ગંગાજળ લગભગ આશ્વિન માસમાં વરસે છે; એમ એ બન્ને જળની આ રીતે પરીક્ષા પણ કરી શકાય છે કે લગાર પણ નહિ સડેલું કે નહિ બગડેલું અથવા નહિ દાઝેલું ભાતનું ઢેકું કે લચકો રૂપાના વાસણમાં મૂકી તે વાસણને બહાર વરસાદમાં મૂકવું; બે ઘડી વર-સાદમાં રાખતાં એ ઢેકું જો એવું ને એવું રહે તો જાણવું કે ગંગાજળ પડે છે; પરંતુ એ ઢેફાંનો જો રંગ બદલાઈ જાય અને ભાતના દાણામાં જો પચપચાટ થઈ જાય તો જાણવું કે સમુદ્રનું જળ પડે છે; એ સમુદ્રનું જળ લેવા યોગ્ય હોતું નથી.' (એમ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં કહેલ છે.) એ દિવ્ય જળ પડતાં પડતાં અને જમીન પર પડ્યા પછી પણ દેશ, વિષય, પાત્ર કે આશ્રયની તેમ જ વર્ષારૂપ કાળ કે શીત, ઉષ્ણ તથા વર્ષારૂપ કાળની પણ અપેક્ષા રાખે છે; એટલે કે ગુણદોષ પ્રાપ્ત કરવા માટે તે બન્ને–દેશકાળની અપેક્ષા રાખે છે. આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ–સૂત્ર-સ્થાનના છઠ્ઠા અધ્યાયમાં આ પ્રમાણે કહેલ છે: 'गङ्गाम्बु नभसो भ्रष्टं स्पृष्टं त्वर्केन्दुमारुतैः । हिताहितत्वे तद्भूयो देशकालावपेक्षते–ગંગાનું જળ આકાશમાંથી પડે છે ત્યારે અને પડ્યા પછી પણ સૂર્ય, ચંદ્ર તથા વાયુનો સ્પર્શ પામે

છે અને પછી પોતાના હિત-અહિતપણામાં ઘણા ભાગે દેશની તથા કાળની તે અપેક્ષા રાખે છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'પીવામાં ખાસ મુખ્ય હોવાના કારણે હવે જળનો વર્ગ કહે છે: બધાં જળ એક પ્રકારનાં હોવા છતાં ધારાનું-ધારજળ, કરાઓનું-કારકજળ, હિમનું-હૈમ જળ અને ધૂમસ કે ઝાકળનું-તૌષાર જળ, એવા ભેદથી ચાર પ્રકારનું તે થાય છે. એ ચારે પ્રકારનું જળ સામાન્ય રીતે તો મેઘનું જ પાણી હોઈને એક જ પ્રકારનું હોઈ આકાશમાંથી એટલે કે આકાશની ઉપર રહેલા સોમના મંડળમાંથી નીચે પડે છે; તે ઈંદ્રપ્રેરિત મેઘનું પાણી નીચે પડતા અને પડ્યા પછી પણ દેશની તથા કાળની અપેક્ષા રાખે છે.'

શ્રી ચક્રપાણિ પોતાની ટીકામાં અહીં આમ સમજાવે છે: પીવામાં મુખ્ય હોવાના કારણે જળના ગુણો હવે કહે છે. સુશ્રુતે પ્રતિપાદન કરેલ ધાર, કારક, હૈમ તથા તૌષાર એમ સર્વ પ્રકારનાં જળ એક જ પ્રકારનાં હોય છે અને 'शिवाः खल्वापः'-બધાં જળ કલ્યાણકારી જ હોય છે, એમ તેના એક પ્રકારના જ ગુણો કહ્યા છે; તેમ જ 'शीतं शुचि'-શીતળ, પવિત્ર ઇત્યાદિ સામાન્ય ગુણો પણ તેના કહેવાશે. એ બધાં જળ 'ઐન્દ્ર' હોય છે એટલે કે પ્રાણીના અદૃષ્ટને વશ થયેલા ઇંદ્રે તે બધાં જળને પ્રેર્યાં કે મોકલ્યાં હોય છે; એમ તે એક જ પ્રકારનાં જળ હોવા છતાં ગુણદોષ સંબંધે તેને દેશની તથા કાળની અપેક્ષા રહે છે; એ જળ આકાશમાંથી પડતું હોય ત્યારે આકાશમાં રહેલા ભૂતોરૂપ દેશની તથા શીત-ઉષ્ણ આદિરૂપ કાળની પણ અપેક્ષા રાખે છે; તેમ જ જમીન પર પડ્યા પછી પણ અમુક પ્રકારની ભૂમિરૂપ દેશની તથા તેવા જ શીત-ઉષ્ણરૂપ કાળની પણ અપેક્ષા રાખે છે.'

હિન્દી ટીકાકાર શ્રી જયદેવ બધી સંસ્કૃત ટીકાઓના એક દોહનરૂપે અહીં આમ ટૂંક સમજાવે છે: બધાં જળ મેઘનાં જ હોઈ આકાશમાંથી પડે છે, પરંતુ પડતાં પડતાં અને પડ્યા પછી તે જળ દેશની તથા કાળની અપેક્ષા રાખે છે; અર્થાત્ અન્તરિક્ષમાંથી તો બધાં જળ અતિશય સ્વચ્છરૂપે જ પડે છે, પરંતુ માર્ગમાં ધૂળ, ખરાબ વાયુ, મળ તથા અતિશીત અને ઉષ્ણતા આદિના સંબંધથી તે જળનાં રૂપ આદિગુણોમાં તથા હિત-અહિતપણામાં ભિન્નતા થઈ જાય છે; એ જ પ્રમાણે જમીન પર પડ્યા પછી પણ ત્યાંની માટી તથા એ માટીમાં રહેલ ક્ષાર આદિના સંબંધના કારણે તેનામાં ભિન્નતા આવી જાય છે; એમ એક જ જળના સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં ધાર, કાર, તૌષાર તથા હૈમ એવા ભેદથી ચાર પ્રકારો કહ્યા છે; તેમ જ ગાંગજળ તથા સામુદ્ર જળ એમ બે પ્રકારો પણ તેના કહ્યા છે. શીત અને ઉષ્ણ એવી બે ધારાઓ રૂપે જે જળ આકાશમાંથી પડે છે, તે 'ધાર' કહેવાય છે; કરાઓના રૂપમાં જે જળ આકાશમાંથી પડે છે તે 'કાર' કહેવાય છે. તુષાર-ઝાકળના રૂપમાં જે જળ પૃથ્વી પર પડે છે, તે તૌષારજળ કહેવાય છે અને હિમ કે બરફના રૂપમાં જે જળ આકાશમાંથી પૃથ્વી પર પડે છે, તે હૈમજળ કહેવાય છે; અન્તરિક્ષના જે જળમાં ધૂળ વગેરેનો સંબંધ થયો હોતો નથી, તે જળને ગાંગજળ કહે છે; અને અંતરિક્ષના જે જળમાં ધૂળ વગેરે બીજાં હાનિકારક દ્રવ્યો મળ્યા હોય છે, તે સામુદ્રજળ કહેવાય છે; આનું વિશેષ વિવરણ સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં જોઈ લેવું. ૧૯૪

### અંતરિક્ષનાં જળને દેશકાળનો સંબંધ

**खात्पतत्सोमवाय्वर्कैः स्पृष्टं कालानुवर्तिभिः ।**
**शीतोष्णस्निग्धरूक्षाद्यैर्यथासन्नं महीगुणैः ॥ १९५॥**

**આકાશમાંથી પડતું-અન્તરિક્ષનું જળ કાળને અનુસરતા ચંદ્ર, વાયુ તથા સૂર્ય સાથે સ્પર્શ પામેલું હોઈને (તેમ જ પૃથ્વી પર પડ્યા પછી પણ) શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ આદિ પૃથ્વીના ગુણોથી, જેવી જેની સમીપતા તે પ્રમાણે તે સંબંધ પામે છે. ૧૯૫**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'આકાશમાંથી પડતું અંતરિક્ષનું જળ પડ્યા પછી પણ કાળને અનુસરતા ચંદ્ર, વાયુ તથા સૂર્ય સાથે સંબંધ પામીને તેવા તેવા ગુણોથી યુક્ત થાય છે; અર્થાત્ આદાનકાળે સૂર્યનાં કિરણો અતિ ઉષ્ણ હોય છે, તેના સંબંધથી વાયરા તીવ્ર અને રૂક્ષ વાય છે, તે વેળા ચંદ્રનું બળ ક્ષીણ થયું હોય છે; અને વિસર્ગકાળે સૂર્યનો પ્રતાપ મેઘની વૃષ્ટિ તથા વાયુથી હણાઈ જાય છે અને ચંદ્રનું બળ વધી જાય છે; એમ કાળ, સ્વભાવ તથા માર્ગ-ગ્રહણના વશથી તેવા પ્રકારના થયેલા તે ચંદ્ર, વાયુ તથા સૂર્ય સાથે તેને સ્પર્શ થાય છે; તેમ જ શીત, ઉષ્ણ સ્નિગ્ધ તથા રૂક્ષ આદિ પૃથ્વીના ગુણો સાથે પણ કાલાનુસાર સંબંધ પામીને જે કાળે પૃથ્વીમાં જે ગુણ અધિક હોય તેની સાથે તે જોડાય છે.' ૧૯૫

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે: સૌમ્યપણાને લીધે પૃથ્વીનો પણ તે જળને આકાશમાં આવેલ ધૂળના રૂપે તેમ જ મેઘની સાથે રહેલ કરોળિયા વગેરેના વિષ આદિરૂપે સંબંધ થાય છે; અથવા વાયુનું ગ્રહણ

છે, તેથી વાયુ વડે લઈ જવાતી પૃથ્વીનું ગ્રહણ થાય છે; તેવી પૃથ્વીનો તે જળને સ્પર્શ થાય છે. કાળને અનુસરતા અથવા કાળને પરાધીન કે કાલપ્રધાન સોમ, વાયુ તથા સૂર્યનો સંબંધ દિવ્ય જળને થાય છે; એ કારણે કાલકૃત સોમ આદિનો અમુક વિશેષ સંબંધ જળમાં વિશેષતા કરે છે; એ ઉપરથી એમ સમજાય છે કે, કાળ જ બધું કરે છે, કાળ કંઈ નથી કરતો એમ નથી; કાળનું જ પ્રાધાન્ય જણાય છે: તે પછી એ દિવ્ય જળ પૃથ્વી પર પડ્યા પછી પણ દેશનો તથા કાળનો સંબંધ આ રીતે પામે છે: જે કાળે જે પૃથ્વીમાં જે શીત આદિ ગુણો અધિક હોય છે, તે ગુણોથી સ્પર્શ પામેલું તે જળ તેવા ગુણોથી યુક્ત થાય છે; આ ઉપરથી સુશ્રુતમાં પ્રતિપાદન કરેલ ગાંગજળ તથા સામુદ્રજળનો ભેદ, એ જ દિવ્ય જળમાં ગુણદોષના સંબંધમાત્રથી જ કહેવામાં આવ્યો છે; એ ઉપરથી જે જળ વિષ આદિથી યુક્ત હોય તે સમુદ્રના સમાન ગુણવાળું હોવાથી 'સામુદ્રજળ' કહેવાય છે અને જે જળ ધૂળ વગેરેથી તથા વિષ વગેરેથી રહિત હોય છે, તે જળ ગંગાના જળના જેવા ગુણોથી યુક્ત હોઈ 'ગાંગજળ' કહેવાય છે, એમ સુશ્રુતમાં કહેલ છે. આશ્વિન માસમાં કાળના મહિમાને લીધે દિવ્ય જળને ધૂળ કે વિષ આદિનો સંબંધ થતો જ નથી; અથવા જો સંબંધ થાય છે, તો જળને તે દૂષિત કરતો નથી; આ કારણે સુશ્રુતમાં કહ્યું છે કે, 'सामुद्रं तन्न पातव्यं मासादाश्वयुजाद् विना'–તે સામુદ્રજળ આશ્વિનમાસ વિના પીવા યોગ્ય હોતું નથી.' આ ઉપરથી હારીતના વચન પ્રમાણે કાર્તિકમાં તથા માર્ગશીર્ષમાં પણ અંતરિક્ષનું જળ ગ્રહણ કરવા યોગ્ય જ હોય છે. કહ્યું છે કે, 'प्रवृत्तायां शरद्यस्मात् पश्चाद् वाते प्रवात्यपि। हेमन्ते वापि गृह्णीयात् तज्जलं मृण्मयैर्घटैः–શરદ્ઋતુ ચાલુ થતાં પશ્ચિમના વાયરા પણ વાય છે, ત્યારે અને હેમન્તમાં માટીના ઘડાઓ દ્વારા તે જળ ગ્રહણ કરવું જોઈએ.' આ ઉપરથી 'आश्वयुजाद् विना' એ વચન આમ દર્શાવે છે કે આશ્વિન માસ શરૂ થયા પછી જ જળ ગ્રહણ કરવા યોગ્ય થાય છે; પરંતુ આમ નહિ સમજવું કે, કેવળ આશ્વિનમાસમાં જ પાણી ગ્રહણ કરવા યોગ્ય હોય છે. બીજા કેટલાક વિદ્વાનો તો આમ કહે છે કે, 'आश्विन एव परमान्तरिक्षं ग्राह्यम्–અંતરિક્ષનું જળ કેવળ આશ્વિનમાસમાં જ ગ્રહણ કરવા યોગ્ય હોય છે.' જતૂકર્ણનું આવું વચન પણ મળે છે. 'वर्षासु चरन्ति घनैः सहोरगा वियति च कीटलूताश्च। तद्वर्षज्ञमपेयं खजलमगस्त्योदयात् पूर्वम्'–વર્ષાઋતુમાં મેઘમંડળો સાથે સર્પો વિચરે છે અને આકાશમાં કીડા તથા કરોળિયા પણ હોય છે, તેથી વર્ષાઋતુનું જળ પીવા યોગ્ય હોતું નથી; જ્યાં સુધી અગસ્ત્યનો ઉદય થાય ત્યાં સુધી આકાશનું જળ પીવા યોગ્ય ન ગણાય; પરંતુ અગસ્ત્યનો ઉદય થયા પછી તે જળ પીવા યોગ્ય થાય છે. ૧૯૫

## દિવ્ય જળના સ્વાભાવિક ગુણો

**शीतं शुचि शिवं मृष्टं विमलं लघु षड्गुणम्।**
**प्रकृत्या दिव्यमुदकं भ्रष्टं पात्रमपेक्षते ॥ १९६ ॥**

દિવ્ય જળ કે વરસાદનું જે પાણી આકાશમાંથી પડી રહ્યું હોય અને અદ્ધરથી વસ્ત્ર આદિ દ્વારા ઝીલી લીધું હોય તે સ્વભાવથી શીતળ, પવિત્ર, કલ્યાણકારી, સ્વાદ લેતાં સુખકારક, નિર્મળ અને લઘુ–પચવામાં હલકું, એમ છયે ગુણોથી યુક્ત હોય છે; પરંતુ એ જ દિવ્ય જળ જમીન પર પડ્યા પછી તો પાત્રની અપેક્ષા રાખે છે–એટલે જે સ્થાને પડ્યું હોય, તે સ્થાનના ગુણોથી યુક્ત બને છે. ૧૯૬

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'દિવ્ય જળ કે અન્તરિક્ષનું પાણી આકાશમાંથી પડતું હોય ત્યારે વસ્ત્રો આદિ દ્વારા અદ્ધરથી જ તેને ઝીલી લીધું હોય, તો તે સ્વાભાવિક આ ૭ ગુણોથી યુક્ત હોય છે; તે સ્વભાવથી જ શીતળ એટલે શીતવીર્ય તથા શીતસ્પર્શથી યુક્ત હોય; પવિત્ર તથા કલ્યાણકારક હોવાથી શિવ સ્વરૂપ; મૃષ્ટ એટલે સ્વાદ લેતાં સુખકારક, એવો અર્થ કરવો જોઈએ; પરંતુ 'મૃષ્ટ' એટલે 'શુદ્ધ' એવો અર્થ કરવો તે ઠીક નથી; કેમ કે તેવો અર્થ કરવાથી 'विमलं' એ પદના અર્થની સાથે તેની પુનરુક્તિ થાય. વળી તે દિવ્યજળ 'લઘુ' એટલે પચવામાં હલકું હોય છે; કારણ કે સૂર્યનાં કિરણો દ્વારા જ તે ખેંચાયેલું હોય છે અને તે કિરણો દ્વારા જ મેઘમંડળમાંથી તે છૂટું કરાયું હોય છે; એમ શીત આદિ ૭ ગુણો તે દિવ્ય જળમાં રહ્યા હોય છે; પરંતુ એ જ દિવ્ય જળ જમીન પર પડ્યા પછી તો પાત્રની અપેક્ષા રાખે છે; અર્થાત્ જેવું સ્થાન હોય તેવા તે સ્થાનના જુદા જુદા ગુણોને પ્રાપ્ત કરે છે. ૧૯૬

## [હેમંત અને શિશિરના વરસાદના જળના ગુણો*

**वृष्टं हैमन्तिकजलं स्निग्धं वृष्यं हिमं गुरु।**
**किंचित् ततो लघुतरं शैशिरं कफवातजित् ॥ १ ॥**

હેમંતઋતુના વરસાદનું પાણી સ્નિગ્ધ, વૃષ્ય,

* અહીં આ ૧૯૬ શ્લોક પછી કેટલાંક પુસ્તકોમાં આ ૨૪ શ્લોકો ક્ષેપક મળે છે, જે ચરકોપસ્કારયુક્ત પુસ્તકમાં ગ્રન્થના ક્રમથી બહાર અને ટીકાથી રહિત હોઈ સંશોધન-

વીર્યવર્ધક, અત્યંત હિમ કે શીતળ તથા ગુરુ–પચવામાં ભારે હોય છે; પરંતુ શિશિરમાં વરસેલા વરસાદનું પાણી તે હેમંતના કરતાં કંઈક અત્યંત લઘુ હોઈ કફને તથા વાયુને મટાડનાર હોય છે. ૧

વસંત, ગ્રીષ્મ, વર્ષા તથા શરદના જળના ગુણો

कषायं मधुरं रूक्षं विद्याद् वासन्तिकं जलम्।
ग्रैष्मिकं त्वनभिष्यन्दि वार्षिकं पित्तकृज्जलम्॥
बलकृद् गुरु च स्निग्धं जलं शरदि शस्यते॥२॥

વસંતનું જળ કષાયરસથી યુક્ત, મધુર તથા રૂક્ષ જાણવું; ગ્રીષ્મનું જળ તો અનભિષ્યંદી હોઈ રસવાહી સ્રોતોને કફથી રુંધનાર હોતું નથી; વર્ષાઋતુનું પાણી પિત્તને કરનાર હોય છે અને શરદઋતુનું પાણી બળકારક, ગુરુ તથા સ્નિગ્ધ હોઈ વખણાય છે. ૨

જળના કારણે જ પૃથ્વીમાં મનાતા છ રસો

आग्नेयी चैव सौम्या च षड्रसा पृथिवी मता।
तस्यां रसाः संभवन्ति वारिमूलाः पृथग्विधाः॥३॥

અગ્નિના સંબંધવાળી તથા સોમના સંબંધવાળી પૃથ્વીને છયે રસોથી યુક્ત માની છે; કેમ કે તે પૃથ્વીમાં જળરૂપી મૂળ કારણ ધરાવતા અલગ અલગ પ્રકારના રસો સંભવે છે. ૩

વૃષ્ટિયુક્ત થયેલી વસુંધરાના ગુણો

सा प्रशस्ता प्रदेहेषु शोफज्वरविषेषु च।
लिप्पिष्टेषु च गात्रेषु शोणितग्रहणेषु च॥४॥
मलापकर्षणी हृद्या त्वग्दोषोद्वर्तनी हिता।
रक्षोघ्नी च पवित्रा च तस्माद् वृष्टा वसुन्धरा॥५॥

તે કારણે (છયે રસોને ધરાવતી) એ પૃથ્વી જ્યારે વૃષ્ટિથી યુક્ત થઈ હોય ત્યારે પ્રદેહો કે લેપોમાં અતિશય ઉત્તમ ગણાય છે; સોજા, જ્વર તથા વિષમા હિતકારી થાય છે; શરીરના અવયવો પિસાઈ કે ચગદાઈ ગયા હોય ત્યારે પણ ફાયદો કરે છે; રુધિર ગ્રહણ કરતી વેળા ઉપયોગી થાય છે, મળને દૂર કરે છે, હૃદયને પ્રિય તથા હિતકારી હોય છે, ત્વચાના દોષોને ઉદ્વર્તન દ્વારા દૂર કરનારી હોઈને હિતકારી છે અને પવિત્ર હોઈ રાક્ષસો કે ભૂતો વગેરેનો નાશ કરનારી હોય છે. ૪,૫

પૃથ્વીના કયા પ્રદેશમાં કયો રસ હોય?

श्वेते कषायः पाण्डौ च लवणः सितवालुके।
स्यादेशे कपिले क्षारो लोहिते कटुको भवेत्॥६॥

પૃથ્વીના ધોળા તથા ફિક્કા પ્રદેશમાં કષાય–તૂરોરસ હોય છે; ધોળી રેતીવાળા પ્રદેશમાં લવણ–ખારો રસ હોય છે; કપિલ–પીંગળા રંગના પ્રદેશમાં ક્ષાર હોય છે અને ઈંટના જેવા રાતા પ્રદેશમાં કટુક–તીખો રસ હોય છે. ૬

છ રસવાળી પૃથ્વીનો સંબંધ ધરાવતા વાયુમાં પણ છ રસો

एवमादीन् रसान् यस्तु भजते पृथिवीं गतान्।
तस्याः षड्रसयोगित्वादोषधीनां रसस्य च॥७॥
नानादेशविकारित्वाद् वायुः षड्रसतां व्रजेत्।
तस्य वायोः प्रवक्ष्यामि षड्रसत्वं पृथक् पृथक्॥८॥
येन येन हि वातेन वारि मुञ्चति वासवः।
तेन तेन हि दोषेण स्पृश्यते तद्गुणेन च॥९॥

પૃથ્વીમાં રહેલા એ બધા રસોને જે પ્રાપ્ત કરે છે અને છ યે રસોનો સંબંધ ધરાવતી તે પૃથ્વીના તથા તેની ઔષધિઓના રસોનો જેને સંબંધ થાય છે, તે વાયુ પણ અનેક પ્રદેશોના વિકારોથી યુક્ત હોવાના કારણે અલગ અલગ છયે રસોના સંબંધવાળો થાય છે–છયે રસોને ધારણ કરે છે; વળી જે જે દિશાના પવનથી પ્રેરાઈને વરસાદ, જળની વૃષ્ટિ કરે છે, તે તે દિશાના દોષથી તથા ગુણથી પણ તે વાયુને સ્પર્શ કે સંબંધ થાય છે. ૭–૯

પૂર્વ દિશાના વાયુના ગુણો

लवणो रसतः पूर्वो मारुतो मधुरान्वयः।
गुरुर्विदाही स्निग्धश्च विदितस्तत्त्वदर्शिभिः॥१०॥
तस्मात् स्वेदं जनयति वातिकानां प्रशस्यते।
अहितं श्लैष्मिकाणां च पैत्तिकानां च देहिनाम्॥११॥
दग्धानां दिग्धविद्धानां प्राणिनां च विशेषतः।
शोफिनां चैव सर्वेषां ये च रक्तेन पीडिताः॥१२॥

તત્ત્વદર્શીઓએ પૂર્વ દિશાના વાયુને લવણ–ખારા રસથી તથા મધુર રસથી યુક્ત, ગુરુ–ભારે, અતિશય દાહ કરનાર તથા સ્નિગ્ધ જાણ્યો છે; તે

કર્તાઓએ છપાવ્યા છે, તે અહીં ચાલુ પ્રકરણને અનુસરતા જણાયાથી અનુવાદ સહિત ક્ષેપક ક્રમાંક સાથે જ કૌંસમા આપવામાં આવ્યા છે.

કારણે એ વાયુ પરસેવો ઉત્પન્ન કરે છે અને વાયુ-પ્રકૃતિવાળાઓ માટે વખણાય છે; પરંતુ કફપ્રકૃતિવાળાઓ માટે તથા પિત્તપ્રકૃતિવાળાઓ માટે તે અહિતકારી છે; વળી જે પ્રાણીઓ દંશથી દશાયા હોય, ઝેર ચોપડેલાં શસ્ત્ર આદિથી વીંધાયા હોય, સોજાથી યુક્ત હોય તથા રુધિરના દોષથી પીડાયા હોય તે સર્વ પ્રાણીઓ માટે તે પૂર્વનો વાયુ અહિતકારી છે. ૧૦–૧૨

### દક્ષિણ દિશાના વાયુના ગુણો

दाक्षिणो मधुरो शीतः सकषायश्च मारुतः ।
चक्षुष्यः पित्तशमनो वातश्लेष्मविबन्धनुत् ॥ १३ ॥

દક્ષિણ દિશાનો વાયુ મધુર, શીતળ તથા કષાયરસથી યુક્ત હોઈ ચક્ષુને હિતકારી, પિત્તને શમાવનાર તેમ જ વાયુને, કફને તથા વિબંધ કે મળની અપ્રવૃત્તિને પણ મટાડનાર છે. ૧૩

### પશ્ચિમ દિશાના પવનના ગુણો

कषायः पश्चिमो रूक्षो लघुर्ग्राही विदह्यते ।
श्लेष्मपित्तहरस्तस्माद् वातसंकोपनः स्मृतः ॥१४॥

પશ્ચિમ દિશાનો પવન કષાયરસથી યુક્ત હોઈ રૂક્ષ, લઘુ–હલકો, ગ્રાહી–પ્રવાહી મળોને સૂકવનાર તથા અતિશય દાહ કરનાર હોય છે; તે કારણે કફયુક્ત પિત્તને દૂર કરે છે, પરંતુ વાયુને અત્યંત કોપાવનારો કહેવાય છે. ૧૪

### ઉત્તર દિશાના વાયુના ગુણો

उत्तरः प्रकृतिस्थानां सर्वधातुप्रसादनः ।
अविदाही वासितश्च लघुः स्निग्धश्च मारुतः ॥१५॥
षड्विधश्च रसस्तस्मिन् भूयिष्ठमुपलभ्यते ।
सात्म्यत्वात् प्राणिनामेव सर्वेषामेव शस्यते ॥१६॥

ઉત્તર દિશાનો વાયુ, પ્રકૃતિસ્થ સર્વ લોકોની ધાતુઓને પ્રસન્ન કરનાર, અતિશય દાહ નહિ કરનાર, સુગંધથી યુક્ત, લઘુ–હલકો તથા સ્નિગ્ધ હોય છે; તે વાયુમાં છયે પ્રકારનો રસ લગભગ મળે છે અને સર્વ પ્રાણીઓની પ્રકૃતિને સાત્મ્ય-અનુકૂળ હોવાના કારણે સર્વ માટે તે વખણાય છે. ૧૫,૧૬

### ખૂણાઓના વાયુઓના ગુણો

ऐशानः कटुरूक्षोष्णस्त्वाग्नेयश्चैव मारुतः ।
अम्लो विदाही नैर्ऋत्यो वायव्यस्तिक्त उच्यते ॥१७॥

ઈશાન ખૂણાનો તથા અગ્નિ ખૂણાનો વાયુ કટુ–તીખારસથી યુક્ત હોઈ રૂક્ષ તથા ઉષ્ણ કહેવાય છે; નૈર્ઋત્ય ખૂણાનો વાયુ અમ્લ–ખાટો હોઈ અતિશય દાહ કરનાર હોય છે અને વાયવ્ય ખૂણાનો વાયુ તિક્ત–કડવો કહેવાય છે. ૧૭

### અવશ્યાય–ઝાકળના ગુણો

एवं षड्रस इत्युक्तो दिशाविदिशजोऽनिलः ।
रूक्षस्तनुरवश्यायः शीतस्तृष्णानिवर्तकः ॥ १८ ॥
रक्तपित्तप्रशमनः कफघ्नो वातलो लघुः ।
ग्रीष्मे हितो जङ्गमानां सदा वै प्राणिनां तथा ॥१९॥
उरुस्तम्भप्रगाढानां मेहिनामप्यकुष्ठिनाम् ।
संस्पर्शादुपयोगाच्च सगदेऽप्यगदंकरः ॥ २० ॥

એમ દિશાઓનો તથા વિદિશાઓનો પવન છયે રસોથી યુક્ત કહેવામાં આવ્યો; હવે અવશ્યાય એટલે ઝાકળ રૂક્ષ, ખૂબ પાતળી, શીતળ, તૃષ્ણાને દૂર કરનાર, રક્તપિત્તને અત્યંત શમાવનાર, કફનો નાશ કરનાર, વાયુને વધારનાર તથા વધુ હલકી હોઈ ગ્રીષ્મમાં જંગમ પ્રાણીઓને સર્વકાળ હિતકારી ગણાય છે; તેમ જ જેઓ ઊરુસ્તંભથી અત્યંત ઝલાઈ ગયા હોય, મેહના રોગી હોય, પણ કોઢથી રહિત હોય એવા લોકોને તે ઝાકળસ્પર્શથી તથા ઉપયોગથી રોગ-યુક્ત હોય તેને પણ નીરોગી બનાવે છે. ૧૮–૨૦

### હિમના ગુણો

हिमं तु शीतलं रूक्षं दारुणं सूक्ष्ममेव च ।
कफं न दूषयत्येतत् न पित्तं न च मारुतम् ॥२१॥

હિમ શીતળ હોઈ રૂક્ષ, દારુણ તથા સૂક્ષ્મ જ હોય છે; તે કફને, પિત્તને કે વાયુને દૂષિત કરતું નથી. ૨૧

### કરાના જળના તથા તુષારના ગુણો

तथाश्मवर्षप्रालेयो हिमादल्पान्तरो गुणैः ।
चराचराणामहितं तुषारं वह्निनाशनम् ॥ २२ ॥

કરાના વરસાદના બરફમાં હિમ કરતાં કંઈક ઓછા ગુણો હોય છે; પરંતુ તુષાર એટલે હિમ તો સ્થાવર–જંગમ દરેકને અહિતકારી તથા (જઠરના) અગ્નિનો નાશ કરનાર હોય છે. ૨૨

### ધારાઓ દ્વારા અદ્ધરથી ઝીલેલા દિવ્ય જળના ગુણો

धाराच्युतं प्रसन्नं च नभोग्राह्यं पयः शुभम् ।
वस्त्रपूतं हितं मेध्यमारोग्यं धातुवर्धनम् ॥ २३ ॥

વરસાદની ધારારૂપે પડેલું નિર્મળ પાણી આકાશમાંથી કે અદ્ધરથી જ ગ્રહણ કરી લેવા યોગ્ય હોઈને શુભ ગણાય છે; તે જળને વસ્ત્રથી ગાળી ઉપયોગમાં લીધું હોય તો મેધાવર્ધક, આરોગ્ય-કારી તથા ધાતુઓને વધારનાર થાય છે. ૨૩

### દિવ્ય જળના સ્વાભાવિક ગુણો

शीतं शुचि शिवं मृष्टं विमलं लघु षड्गुणम् ।
प्रकृत्या दिव्यमुदकं भ्रष्टं पात्रमपेक्षते ॥ २४ ॥

દિવ્ય જળ સ્વભાવથી શીતળ, પવિત્ર, કલ્યાણ-કારી, સુખકારક–સ્વાદવાળું, નિર્મળ તથા લઘુ-હલકું, એ છ ગુણોથી યુક્ત હોય છે; પરંતુ જમીન પર પડ્યા પછી એ જ દિવ્ય જળ પાત્રની અપેક્ષા રાખે છે; અર્થાત્ જેવા ગુણવાળા પ્રદેશ પર કે પાત્રોમાં તે પડ્યું હોય, તેવા ગુણોથી તે યુક્ત બને છે. ૨૪]

### પ્રદેશાનુસાર ભૌમજળના છ ગુણો

श्वेते कषायं भवति पाण्डुरे चैव तिक्तकम् ।
कपिले क्षारसंसृष्टमूषरे लवणान्वितम् ॥ १९७ ॥
कटु पर्वतविस्तारे मधुरं कृष्णमृत्तिके ।
एतत्षाड्गुण्यमाख्यातं महीस्थस्य जलस्य तु ॥१९८

(એ દિવ્ય જળ જમીન પર પડ્યા પછી) ધોળા રંગની માટીવાળા પ્રદેશ પર પડ્યું હોય તો ૧ કષાય–તૂરારસથી યુક્ત થાય છે, ધોળાશ-યુક્ત પીળા–પાંડરવર્ણા પ્રદેશ પર જો પડ્યું હોય તો ૨ તિક્તક–કડવારસથી યુક્ત થાય છે, કપિલ કે પીંગળા રંગની માટીવાળા પ્રદેશ પર (પડ્યું હોય તો)૩ ક્ષારયુક્ત થાય છે; ઊષર–ખારા પ્રદેશ પર (પડ્યું હોય તો)૪ લવણરસથી યુક્ત થાય છે; પર્વતોનાં ઝરણયુક્ત સ્થાનમાં (પડ્યું હોય તો)૫ કટુ–તીખારસવાળું થાય છે અને કાળી માટીવાળા પ્રદેશ પર (પડ્યું હોય તો) ૬ મધુર રસથી યુક્ત બને છે. એમ અંતરિક્ષમાંથી પૃથ્વી પર પડેલુ જળ આ છ ગુણોથી યુક્ત થાય છે, તે અહીં કહેલું છે. ૧૯૭,૧૯૮

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'શ્વેતે' એટલે જે ભૂમિના પ્રદેશ પર ધોળા રંગની માટી હોય, તે પ્રદેશ પર પડેલું વરસાદનું પાણી કષાય–તૂરા રસથી યુક્ત બને છે; ધોળા ને પીળા–પાંડરવર્ણથી યુક્ત–ફીકારંગની માટીથી યુક્ત પ્રદેશ ઉપર પડેલું વરસાદનું પાણી તિક્તક–કડવા રસથી યુક્ત બને છે; કપિલ–પિંગલા રંગની માટીવાળા ભૂમિપ્રદેશ પર પડેલું પાણી ક્ષારથી યુક્ત બને છે; ઉખર–ખારી જમીન પર પડેલું વરસાદનું પાણી લવણ–ખારા રસથી યુક્ત થાય છે; પર્વતો ઉપરથી પડતાં ઝરણોના જળના સ્થાન પર પડેલું વરસાદનું પાણી કટુ–તીખારસથી યુક્ત બને છે, અને કાળી માટીવાળા પ્રદેશ પર પડેલું વરસાદનું પાણી મધુર રસથી યુક્ત થાય છે; આ સંબંધે વૃદ્ધવાગ્ભટ તો અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં આમ કહે છે: 'श्वेते कषायं तत् स्वादु कृष्णे तिक्तं च पाण्डुरे। नीले कषायमधुरं, देशे लवणमूषरे, सक्षारं कपिले मिश्रं मिश्रे'– ધોળી માટીથી યુક્ત ધોળા ભૂમિ પ્રદેશ પર પડેલું વરસાદનું પાણી કષાય–તૂરારસથી યુક્ત બને છે; કાળી માટીથી યુક્ત કાળા ભૂમિપ્રદેશ પર પડેલું વરસાદનું પાણી મધુરરસથી યુક્ત બને છે; પાંડુર–ફીકી માટીથી યુક્ત પાંડરવર્ણી ભૂમિના–પ્રદેશ પર પડેલું વરસાદનું પાણી તિક્ત–કડવા રસથી યુક્ત બને છે; નીલવર્ણી માટીથી યુક્ત નીલા ભૂમિ પ્રદેશ પર પડેલું વરસાદનું પાણી કષાયયુક્ત મધુર રસથી યુક્ત બને છે; ઊષર–ખારી જમીન પર પડેલું વરસાદનું પાણી લવણ ખારા રસથી યુક્ત થાય છે; કપિલ–પીંગળા રંગની માટીથી યુક્ત પીંગળી જમીન પર પડેલું વરસાદનું પાણી ક્ષારથી યુક્ત થાય છે અને મિશ્ર રંગની માટીથી યુક્ત મિશ્ર-વર્ણી ભૂમિ પર પડેલું વરસાદનું પાણી મિશ્ર રસોથી યુક્ત થાય છે. 'સુશ્રુતે પણ આ સંબંધે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ લખ્યું છે: 'तत्र पृथिव्यादीनामन्योन्यानुप्रवेशकृतः सलिलरसो भवत्युत्कर्षापकर्षेण, तत्र स्वगुणभूयिष्ठायां भूमावम्लं लवणं च, अम्बुगुणभूयिष्ठायां मधुरं, तेजोगुणभूयिष्ठायां कटुकं तिक्तं च, वायुगुणभूयिष्ठायां कषायं च, आकाशगुणभूयिष्ठायामव्यक्तरसम्, अव्यक्तं ह्याकाशमित्यतस्तत्प्रधानमव्यक्तरसत्वात्, तत् पेयमान्तरीक्षालाभे–તેમાં પૃથ્વી આદિ ભૂતોનો એકબીજામાં પ્રવેશ થવાના કારણે જળનો રસ ઓછા–વધતા પ્રમાણમાં તે તે રસથી યુક્ત બને છે; જે જમીન પર પૃથ્વીના પોતાના ગુણો ઘણા જ વધુ પ્રમાણમાં હોય, તે જમીન પર પડેલું વરસાદનું પાણી અમ્લ–ખાટા તથા લવણ–ખારારસથી યુક્ત બને છે; જે જમીનમાં જળનો ગુણ ઘણો વધુ હોય ત્યાં પડેલું

વરસાદનું પાણી મધુરરસથી યુક્ત હોય છે, તેજનો ગુણ જ્યાં ઘણો વધુ હોય તેવી જમીન પર પડેલું વરસાદનું પાણી કટુક–તીખા રસથી અને તિક્ત–કડવા રસથી યુક્ત હોય છે, વળી જ્યાં વાયુનો ગુણ ઘણો વધારે હોય છે, એવી જમીન પર પડેલું વરસાદનું પાણી કષાય–તૂરારસથી યુક્ત હોય છે અને જ્યાં આકાશનો ગુણ ઘણો અધિક હોય છે, એવી જમીન પર પડેલું વરસાદનું પાણી અસ્પષ્ટ રસથી યુક્ત હોય છે; કારણ કે આકાશ પોતે જ અવ્યક્ત–અસ્પષ્ટ હોય છે, અને એવું આકાશના ગુણથી યુક્ત ભૂમિ ઉપરનું જ જળ ખરી રીતે મુખ્ય ગણાય છે, માટે અંતરિક્ષનું જળ જો ન મળે તો એ જ પાણી પીવાને યોગ્ય ગણાય છે.' એમ પૃથ્વી પર રહેલા જળના કષાય આદિ આ ૭ રસોરૂપી ગુણો અહીં કહેવામાં આવ્યા છે. ૧૯૭,૧૯૮

### અવ્યક્ત રસવાળાં જળ

**तथाऽव्यक्तरसं विद्यादैन्द्रं कारं हिमं च यत् ॥१९९**

**જે જળ ઐન્દ્ર કે વરસાદની ધારારૂપે હોય, કરાઓરૂપે હોય, તેમ જ હિમરૂપે હોય, તેને અવ્યક્ત રસથી યુક્ત જાણવું. ૧૯૯**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં કહેલ ઐન્દ્રજળ ધારાઓરૂપે જે વરસી રહ્યું હોય, તે સમજવાનું છે. 'कार' જળ તે 'वर्षोपला: करा:, तेषां तोयम्'–વરસાદના પથરા જેવા કરાઓનું જળ 'कारजल' કહેવાય છે; તેમ જ 'હિમજળ' રાત્રિમાં હિમરૂપે કે ઝાકળરૂપે જે પડે છે, જેના અવયવો સંહત એટલે ખૂબ એકત્ર કે એકઠા થયેલા હોય છે તે 'હિમજળ' કહેવાય છે; એ બધાં જળ અવ્યક્ત રસથી યુક્ત હોય છે એટલે કે તે બધાં જળમાં કયો રસ વ્યક્ત કે સ્પષ્ટ છે, એ જાણવામાં આવતું નથી.'૧૯૯

### શાસ્ત્રમાં વ્યવહાર માટેનું દિવ્ય જળ અથવા ઉત્તમ જળ

**यदन्तरीक्षात्पततीन्द्रसृष्टं, चोक्तैश्च पात्रैः परिगृह्यतेऽम्भः। तदैन्द्रमित्येव वदन्ति धीरा, नरेन्द्रपेयं सलिलप्रधानम् ॥ २०० ॥**

**ઇંદ્રે છોડેલું અથવા મેઘમંડળમાંથી છૂટીને જે જળ અંતરીક્ષમાંથી પૃથ્વી પર પડી રહ્યું હોય અને એ જળને શાસ્ત્રમાં કહેલાં પાત્રો દ્વારા (અદ્ધરથી) લઈ લેવામાં આવ્યું હોય તે જળને ધીર વૈદ્યો 'ઐન્દ્ર' જળ કહે છે; અને તે જળ બધાં જળોમાં પ્રધાન–મુખ્ય હોઈ રાજાઓને કે રાજાઓ જેવા શ્રીમંત લોકોને પીવા યોગ્ય–શ્રેષ્ઠ કહેવાય છે. ૨૦૦**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'શાસ્ત્રમાં વ્યવહાર માટે આ દિવ્ય જળ અહીં કહેવામાં આવે છે: જે જળને ઇંદ્રે મોકલ્યું હોય છે અને જે જળ ધારાઓરૂપે અંતરિક્ષમાંથી પડી રહ્યું હોય છે, જેને શાસ્ત્રોમાં કહેલાં વસ્ત્રાદિ પાત્રો દ્વારા ગ્રહણ કરવામાં આવે છે, તે જળને ધીર વૈદ્યો ઐન્દ્ર જળ કહે છે. એ જળ રાજાઓને તથા રાજા જેવા શ્રીમંત લોકોને ખાસ પીવા યોગ્ય ગણાય છે; અને બધાં જળોમાં તે મુખ્ય ગણાય છે; કેમ કે તે જળ ત્રણે દોષોને દૂર કરનાર હોઈ સર્વ જળમાં ઉત્તમ હોય છે. આ સંબંધે સુશ્રુત સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહે છે: 'गगनाम्बु त्रिदोषघ्नं गृहीतं यत् सुभाजने। बल्यं रसायनं मेध्यं पात्रापेक्षि ततः परम्। આકાશનું મેઘધારાનું જળ, ઉત્તમ પાત્રમાં જે અદ્ધરથી ઝીલી લીધું હોય, તે ત્રણે દોષોનો નાશ કરનાર હોઈ બળપ્રદ, રસાયનરૂપ તથા મેધા નામની બુદ્ધિશક્તિને વધારનાર હોય છે; પરંતુ એ જ જળ જમીન પર પડ્યા પછી તો પાત્રની અપેક્ષા રાખે છે–જેવા ગુણવાળી જમીન પર પડ્યું હોય, તેવા ગુણોથી તે યુક્ત થાય છે.'

શ્રીગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'જે જળને મેઘમંડળ વરસી રહ્યું હોય છે, તે 'ઐન્દ્ર' જળ કહેવાય છે; જે જળ કરાઓરૂપે આકાશમાંથી પડે છે, તે 'कार' કે 'कारक' જળ કહેવાય છે; હિમનું જળ જે 'હૈમ' જળ કહેવાય છે, તે બે પ્રકારનું હોય છે: એક હિમરૂપે પડે છે અને બીજું તોષાર કે ઝાકળરૂપે પડે છે; એ બધાં જળ અવ્યક્ત રસ કે અસ્પષ્ટ રસોથી યુક્ત હોય છે; એમ સમજવું. તેમાંના ઐન્દ્રજળને અહીં વર્ણવી બતાવે છે: જે જળને ઇંદ્રે મોકલ્યું હોઈ મેઘમંડળમાંથી છૂટી રહ્યું હોય અને જે અંતરિક્ષમાંથી જમીન પર પડે છે, તેને ધીર વૈદ્યો 'ઐન્દ્રજળ' કહે છે; તેને શાસ્ત્રમાં કહેલાં પાત્રો દ્વારા અદ્ધરથી ઝીલી લેવામાં આવે છે, તે સર્વ જળમાં પ્રધાન અથવા શ્રેષ્ઠ હોઈ રાજાઓ વગેરેને પીવા લાયક હોય છે. કેટલાક વિદ્વાનો ઉપરના ૧૯૭–૧૯૮ શ્લોકમાં જણાવેલું બરાબર નથી, એમ માની તે પાઠ સ્વીકારતા નથી; સુશ્રુતમાં પણ આ સંબંધે આમ કહ્યું છે: 'पानीयमान्तरीक्षमनिर्देश्यरसममृतं जीवनं तर्पणं धारणमाश्वासजननं श्रमघ्नं क्लमपिपासामदमूर्च्छातन्द्रानिद्रादाहप्रशमनमेकान्ततः पथ्यतमं च, तदेवावनीपतितमन्यतमं रसमुपलभते, स्थानविशेषान्नदीनदसरस्तडागवापीकूपचुण्डीप्रस्रवणोद्भिद्विकिरकेदारपल्वलादिषु [illegible]

ष्ववस्थितमिति, तत्र लोहितकपिलपाण्डुपीतनीलशुक्लेष्ववनिप्रदेशेषु मधुराम्ललवणकटुतिक्तकषायाणि यथासङ्ख्यमुदकानि संभवन्तीत्येके भाषन्ते, तत् तु न सम्यक्, तत्र पृथिव्यादीनामन्योन्यानुप्रवेशकृतः सलिलरसो भवत्युत्कर्षापकर्षेण, तत्र स्वगुणभूयिष्ठायां भूमावम्लं लवणं च, अम्बुगुणभूयिष्ठायां मधुरं, तेजोगुणभूयिष्ठायां कटुकं तिक्तं च, वायुगुणभूयिष्ठायां कषायं च, आकाशगुणभूयिष्ठायामव्यक्तरसम्, अव्यक्तमाकाशमित्यतस्तत् प्रधानमव्यक्तरसत्वात्, तत् पेयमान्तरीक्षालाभे, तत्रान्तरीक्षं चतुर्विधं, तद् यथा–धारं कारं तौषारं हैमनमिति, तेषां धारं प्रधानं लघुत्वात्, तत् पुनर् द्विविधं–गाङ्गं सामुद्रं चेति, तत्र गाङ्गमाश्वयुजे मासि प्रायो वर्षति, तयोर्द्वयोरपि परीक्षणं कुर्वीत, शाल्योदनपिण्डमकुथितमविदग्धं रजतभाजनोपहितं वर्षति देवे बहिष्कुर्वीत, स यदि मुहूर्तं स्थितस्तादृश एव भवति, तदा गाङ्गं पततीत्यवगन्तव्यम्, वर्णान्यत्वे सिक्थक्लेदे च सामुद्रमिति विद्यात्, तन्नोपादेयम्, सामुद्रमप्याश्वयुजे मासि गृहीतं गाङ्गवद् भवति, गाङ्गं पुनः प्रधानं, तदुपादीताश्वयुजे मासि शुचिशुक्लविततपटैकदेशच्युतमथवाहर्म्यतलपरिभ्रष्टमन्यैर्वा शुचिभिर्भाजनैर्गृहीतं सौवर्णे राजते मृण्मये वा पात्रे निदध्यात्, तत् सर्वकालमुपयुञ्जीत, तस्यालाभे भौमं तच्चाकाशगुणबहुलं, तत् पुनः सप्तविधं, तद् यथा–कौपं नादेयं सारसं ताडागं प्रास्रवणमौद्भिदं चौण्ड्यमिति, तत्र वर्षासु आन्तरीक्षमौद्भिदं वा सेवेत महागुणत्वात्, शरदि सर्वं प्रसन्नत्वात्, हेमन्ते सारसं ताडागं वा, वसन्ते कौपं प्रास्रवणं वा ग्रीष्मेऽप्येवं, प्रावृषि चौण्ड्यमनवमनभिवृष्टं संस्कृतं वा सर्वं चेति'–અંતરિક્ષનું–અદ્ધરથી ઝીલી લીધેલું પાણી અપ્રકટ રસવાળું હોઈને અમૃત તુલ્ય, જીવનરૂપ, તૃપ્તિકારક, પુષ્ટિકારક આશ્વાસ કે શાંતિ ઉપજાવનાર, પરિશ્રમનો નાશ કરનાર; ગ્લાનિ, તરશ, મદ, મૂર્છા, તન્દ્રા કે ઘેન, વધુ નિદ્રા તથા દાહને અત્યંત શમાવનાર અને એકાંતે કરી અતિશય પથ્ય હોય છે; પરંતુ એ જ અંતરિક્ષનું પાણી જમીન પર પડયું હોય છે, ત્યારે છ રસોમાના કોઈ પણ રસથી યુક્ત બને છે; અમુક અમુક જુદાં જુદાં સ્થાનોના કારણે નદી, નદ, સરોવર, તળાવ, વાવ, કૂવા, ધરા, ઝરણાં, જમીનમાંથી ઊંચે ઉડતાં જળનાં સ્થાનો, વીરડા, ક્યારા અને ખાબોચિયા વગેરે સ્થાનોમાં તે રહ્યું હોય ત્યારે તે તે સ્થાનોના મહિમાથી મધુર આદિ અમુક કોઈક રસથી યુક્ત બને છે; તેમાં લાલ, પીંગળા, ફિક્કા, પીળા, લીલા કે ધોળા ભૂપ્રદેશોમા અનુક્રમે મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત તથા કષાયરસથી યુક્ત જળ સંભવે છે, એમ કેટલાક કહે છે, પરંતુ તે બરાબર નથી, તેમા પૃથ્વી વગેરેના અન્યોન્ય પ્રવેશને લીધે જળનો રસ ઓછો–વધતો થયા કરે છે; તેમાં પોતાના ગુણો જેમાં ઘણા અધિક હોય એવી ભૂમિ પર રહેલું જળ અમ્લ તથા લવણરસથી યુક્ત બને છે, જળના ગુણોની અધિકતાવાળી જમીન પર રહેલું જળ મધુર હોય છે, તેજના ગુણની અધિકતાવાળી જમીન પર રહેલું જળ કટુક તથા તિક્તરસથી યુક્ત હોય છે, વાયુના ગુણની અધિકતાવાળી જમીન પર રહેલું જળ કષાયરસથી યુક્ત હોય છે અને આકાશના ગુણની અધિકતાવાળી જમીન પર રહેલું જળ અપ્રકટ રસવાળું હોય છે; કેમ કે આકાશ પોતે અવ્યક્ત–અપ્રકટ છે, તેથી તેની મુખ્યતાવાળા પ્રદેશ પર રહેલું જળ પણ અપ્રકટ રસવાળું જ હોય છે; આન્તરિક્ષ જળ ન મળે તો એ જળ પીવા યોગ્ય ગણાય છે. તે આન્તરિક્ષ જળ ચાર પ્રકારનું હોય છે, જેમ કે ધાર, કાર, તૌષાર અને હૈમન; તેઓમાં લઘુપણાને લીધે ધારજળ પ્રધાન છે; તે ધારજળ ગાંગ અને સામુદ્ર એમ બે પ્રકારનું હોય છે; તેમાંનું ગાંગજળ લગભગ આશ્વિન માસમાં વરસે છે; એ બન્ને જળની આવી પરીક્ષા પણ કરવી જોઈએ; શાલિચોખાના ભાતનો પિંડો વાસી, કોહી ગયેલ કે બગડેલ ન હોય કે દાઝેલો ન હોય, તેને રૂપાના વાસણમાં મૂકી વરસતા વરસાદમાં બહાર મૂકવો; તેને બે ઘડી સુધી એમ રાખતાં તે જો એવો ને એવો રહે તો જાણવું કે ગાંગજળ વરસે છે; પરંતુ તેનો રંગ જો બદલાઈ જાય અને તેના દાણા જો પચપચી જાય, તો જાણવું કે સામુદ્ર જળ વરસે છે અને તે ગ્રહણ કરવા યોગ્ય હોતું નથી; પરંતુ એ સામુદ્ર જળ પણ જો આશ્વિન માસમાં ગ્રહણ કર્યું હોય તો ગાંગ જળના જેવું જ તે ગણાય છે; છતાં ગાંગ જળ પ્રધાન છે; તેને આશ્વિન માસમાં લઈ લેવું જોઈએ; પવિત્ર, સ્વચ્છ, ધોળા અને પહોળા વસ્ત્રના એક પ્રદેશ પર તે ગાંગ જળ ઝિલાયુ હોય, અથવા હવેલીની અગાશી પરથી જે પડયું હોય, અથવા બીજાં પવિત્ર સ્વચ્છ સ્થાનો દ્વારા પાત્રમાં ઝીલી લીધું હોય, તે જળને સોનાના, રૂપાના કે માટીના વાસણમા રાખી મૂકવું જોઈએ અને પછી તેનો સર્વ કાળ ઉપયોગ કરવો; પરંતુ એવું જળ જો ન મળે તો હરકોઈ ભૂમિ પર રહેલું જળ ગ્રહણ કરવું; કેમ કે તે જળમાં આકાશના ગુણો લગભગ વધારે હોય છે; એ જળ સાત પ્રકારનું હોય છે: એક કૌપ, બીજું નાદેય, ત્રીજું સારસ, ચોથું તાડાગ, પાંચમુ પ્રાસ્રવણ, છઠ્ઠુ ઔદ્ભિદ તથા સાતમું ચૌણ્ડ્ય જળ ગણાય છે; તેમાં વર્ષાઋતુમાં આંતરિક્ષ કે ઔદ્ભિદ જળનું સેવન કરવું જોઈએ; કેમ કે તેમાં મોટા ગુણો રહ્યા છે; શરદઋતુમાં હરકોઈ જળ સેવી શકાય છે; કેમ કે તે પ્રસન્ન કે ઘણું જ નિર્મળ

હોય છે; હેમંતમાં સરોવરનું કે તળાવનું જળ સેવવું જોઈએ; વસંતમાં કૂવાનું કે ઝરણાંનું જળ સેવવું જોઈએ અને ગ્રીષ્મમાં પણ તે જ જળ સેવવા યોગ્ય હોય છે; અને પ્રાવૃષઋતુમાં ધરાનું પાણી જે નવું કે વરસેલું ન હોય, તે સેવવું જોઈએ; અથવા ઉકાળીને સંસ્કારી કરેલું દરકોઈ જળ સેવવા યોગ્ય જ હોય છે.' ૨૦૦

દિવ્ય જળના અભાવે ગ્રહણ કરવા યોગ્ય જળ

ईषत्कषायमधुरं सुसूक्ष्मं विशदं लघु ।
अरूक्षमनभिष्यन्दि सर्वं पानीयमुत्तमम् ॥ २०१ ॥

જે જળ લગાર કષાયરસથી યુક્ત તથા મધુર હોય, અતિશય સૂક્ષ્મ એટલે પાતળું અને વિશદ એટલે ચીકાશ વિનાનું હોય, લઘુ–હલકું હોય, રૂક્ષ ન હોય અને અભિષ્યંદી ન હોય, એટલે કે ક્લેદ અથવા પચપચાટ કરે તેવું ન હોય, તે સઘળાં જળ ઉત્તમ ગણાય છે. ૨૦૧

આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં જે કહ્યું છે, તે ચરકોપસ્કારમાં યોગીંદ્રનાથ સેને આમ ઉતાર્યું છે : ' दिवार्ककिरणैर्जुष्टं निशायामिन्दुरश्मिभिः । अरूक्षमनभिष्यन्दि तत्तुल्यं गगनाम्बुना । જે પાણી દિવસે સૂર્યનાં કિરણોથી યુક્ત રહેતું હોય અને રાત્રે ચંદ્રનાં કિરણોથી સંબંધ પામતું હોય, તે જળ રૂક્ષ ન હોય તેમ જ અભિષ્યંદી પણ ન હોય, તેથી આકાશમાંથી ઝીલી લીધેલા અંતરિક્ષના જળ જેવું જ ગુણકારી હોય છે.' ૨૦૧

ઋતુભેદના કારણે જળના ગુણોમાં થતો ભેદ

गुर्वभिष्यन्दि पानीयं वार्षिकं मधुरं नवम् ।
तनु लघ्वनभिष्यन्दि प्रायः शरदि वर्षति ॥ २०२ ॥
तत्तु ये सुकुमाराः स्युः स्निग्धभूयिष्ठभोजनाः ।
तेषां भक्ष्ये च भोज्ये च लेह्ये पेये च शस्यते ॥२०३॥
हैमन्तिकजलं स्निग्धं वृष्यं बलहितं गुरु ।
किंचित्ततो लघुतरं शिशिरे कफवातजित् ॥२०४॥
कषायमधुरं रूक्षं विद्याद्वासन्तिकं जलम् ।
ग्रैष्मिकं त्वनभिष्यन्दि जलमित्येव निश्चयः ॥२०५॥
ऋतावृताविहाख्याताः सर्व एवाम्भसां गुणाः ॥२०६

વર્ષાઋતુનું પાણી નવું હોઈને ગુરુ–ભારે, અભિષ્યંદ કરનાર તથા મધુર હોય છે; શરદ ઋતુમાં (મેઘમંડળો) લગભગ તનુ–પાતળું, લઘુ–હલકું તથા અભિષ્યંદ ન કરે એવું જળ વરસે છે; જે લોકો અતિશય કોમળ હોય અને જેઓનું ભોજન વધુપડતું સ્નિગ્ધ હોય, તેઓના ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય તથા પેય એ ચારે પ્રકારોના આહારોમાં તે જળ(નો ઉપયોગ) વખણાય છે–ઉત્તમ ગણાય છે. જે જળ હેમંતઋતુમાં વરસ્યું હોય તે સ્નિગ્ધ, વૃષ્ય તથા ગુરુ હોઈ બળ માટે હિતકારી છે; શિશિરનું પાણી, તેના કરતાં કંઈક વધુ લઘુ હોઈને કફને તથા વાયુને મટાડે છે; વસંતઋતુના જળને કષાયયુક્ત મધુર તથા રૂક્ષ જાણવું અને ગ્રીષ્મઋતુનું જળ તો અભિષ્યંદી હોતું જ નથી, એવો નિશ્ચય કરવામાં આવ્યો છે; એમ ઋતુઋતુમાં જળના જે ગુણો હોય છે, તે બધા અહીં કહ્યા છે. ૨૦૨–૨૦૬

વિપરીત લક્ષણયુક્ત ઋતુમાં વરસેલા જળના દોષો

विभ्रान्तेषु तु कालेषु यत्प्रयच्छन्ति तोयदाः ।
सलिलं तत्तु दोषाय युज्यते नात्र संशयः ॥२०७॥

જેઓનાં લક્ષણ વિપરીત હોય એવા કાળમાં કે ઋતુઓમાં મેઘમંડળો, જે જળ વરસે છે, તે તો દોષથી યુક્ત બને છે, એમાં સંશય નથી. ૨૦૭

શરદઋતુમાં ઝીલી લીધેલાં મેઘજળ ખાસ વાપરવા યોગ્ય હોય છે

राजभी राजमात्रैर्वा सुकुमारैश्च मानवैः ।
संगृहीताः शरद्यापः प्रयोक्तव्या विशेषतः ॥२०८॥

જે જળ શરદઋતુમાં સારી રીતે ગ્રહણ કર્યાં હોય, તેનો રાજાઓએ, રાજાઓ જેવા લોકોએ તથા (બીજા) કોમળ લોકોએ વિશેષે કરી, સર્વકાળ ઉપયોગ કરવો જોઈએ. ૨૦૮

યોગીંદ્રનાથ સેન વધુ અહીં આમ સમજાવે છે કે, શરદઋતુમાં જે જળ સારી રીતે ગ્રહણ કર્યાં હોય એટલે કે હવેલીઓની અગાશી વગેરે સ્થાનેથી વસ્ત્ર આદિ દ્વારા જે જળ અદ્ધરથી ઝીલી લઈ સોનાનાં વગેરે પાત્રોમાં રાખી મૂક્યાં હોય, તેઓનો જ રાજાઓએ, રાજા જેવા શ્રીમંતોએ તથા બીજા અતિશય કોમળ લોકોએ વિશેષે કરી સર્વકાળ ઉપયોગ કરવો જોઈએ; અહીં મૂળમાં 'शरदि' એ શબ્દપ્રયોગ કર્યો છે, પરંતુ સુશ્રુતના કહેવા પ્રમાણે આશ્વિન માસ જ લેવો જરૂરી છે; આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યામાં આમ કહ્યું છે : 'गाङ्गं पुनः प्रधानं, तदुपाददीत आश्वयुजमासि, शुचिशुक्लविततपटैकदेशच्युतमथवा हर्म्यतलपरिभ्रष्टमन्यैर्वा शुचिभिर्भाजनैर्गृहीतं सौवर्णे राजते मृण्मये वा पात्रे निदध्यात्, तत् सर्वकालमुपयुञ्जीत इति,–ગાંગ જળ પ્રધાન એટલે શ્રેષ્ઠ ગણાય છે,

માટે તે આશ્વિન માસમાં લઈ લેવું જોઈએ; તે આ રીતે કે શુદ્ધ અને પવિત્ર ધોળાં વસ્ત્રને પહોળું કરી, તે વસ્ત્રના એક ભાગ તરફથી ઝરેલું વરસાદનું પાણી ઝીલી લીધું હોય; અથવા હવેલીની અગાશીમા પડેલું કે બીજાં કોઈ શુદ્ધ પાત્રો દ્વારા ઝીલી લીધેલું તે ગાંગ જળ સોનાના, રૂપાના કે માટીના પાત્રમાં રાખી મૂકવું જોઈએ અને તેનો સર્વકાળ ઉપયોગ કરવો જોઈએ.' ૨૦૮

### હિમાલયમાંથી નીકળેલી નદીઓના ગુણો

नद्यः पाषाणविच्छिन्नविक्षुब्धविमलोदकाः ।
हिमवत्प्रभवाः पथ्याः पुण्या देवर्षिसेविताः ॥२०९॥

જે નદીઓ હિમાલયમાંથી નીકળી હોય અને પવિત્ર હોઈ દેવર્ષિઓએ જેઓને સેવી હોય અને જેઓનાં જળ પથરાઓથી છેદાઈને તથા અથડાઈને નિર્મળ થયાં હોય, તે નદીઓ (નાં જળ) પથ્ય કે હિતકારી ગણાય છે. ૨૦૯

### મલયાચલમાંથી નીકળેલી નદીઓના ગુણો

नद्यः पाषाणसिकतावाहिन्यो विमलोदकाः ।
मलयप्रभवा याश्च जलं तास्वमृतोपमम् ॥२१०॥

જે નદીઓ મલયાચલમાંથી નીકળેલી હોઈને પથરા તથા રેતીને વહેતી હોય અને તેથી જ જેઓનાં જળ નિર્મળ હોય છે, તે નદીઓ વિષેનું પાણી અમૃત સમાન ગણાય છે. ૨૧૦

### પશ્ચિમ તથા પૂર્વ સમુદ્ર તરફ વહેતી નદીઓના ગુણો

पश्चिमाभिमुखा याश्च पथ्यास्ता निर्मलोदकाः ।
प्रायो मृदुवहा गुर्व्यो याश्च पूर्वसमुद्रगाः ॥२११॥

જે નદીઓ પશ્ચિમ સમુદ્ર તરફ વહેતી હોય (અને તે સમુદ્રમાં મળતી હોય), તેઓનાં જળ નિર્મળ હોય છે, તેમ જ તે નદીઓ પથ્ય ગણાય છે; પરંતુ જે નદીઓ પૂર્વ સમુદ્ર તરફ વહે છે અને લગભગ મૃદુવાહી–ધીમે ધીમે વહે છે, તે નદીઓ ગુર્વી–ભારે હોય છે (તેથી પથ્ય નથી).

### પારિયાત્ર, વિન્ધ્યાદિ તથા સહ્યાદ્રિમાંથી નીકળતી નદીઓના દોષો

पारियात्रभवा याश्च विन्ध्यसह्यभवाश्च याः ।
शिरोहृद्रोगकुष्ठानां ता हेतुः श्लीपदस्य च ॥२१२॥

જે નદીઓ પારિયાત્ર પર્વત, વિંધ્યાચલ તથા સહ્યાદ્રિમાંથી નીકળે છે, તે નદીઓ મસ્તકના રોગ, હૃદયરોગ, કોઢ તથા શ્લીપદરોગનાં કારણરૂપ બને છે. ૨૧૨

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'પારિયાત્ર વગેરે સાત કુલપર્વતો છે; જેમ કે 'महेन्द्रो मलयः सह्यः शुक्तिमान् ऋक्षपर्वतः । विन्ध्यश्च पारियात्रश्च सप्तैते कुलपर्वताः ।' મહેંદ્ર, મલય, સહ્ય, શુક્તિમાન, ઋક્ષપર્વત, વિંધ્યાચલ તથા પારિયાત્ર પર્વત એ સાત કુલ પર્વતો છે.' તેઓમાંના પારિયાત્ર, વિન્ધ્ય તથા સહ્ય પર્વતમાંથી જે નદીઓ નીકળે છે, તે નદીઓનાં જળ મસ્તકરોગ, હૃદયરોગ, કોઢ તથા શ્લીપદ રોગને કરનાર હોય છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ લખ્યું છે: 'तत्र नद्यः पश्चिमाभिमुखाः पथ्या लघूदकत्वात्, पूर्वाभिमुखास्तु न शस्यन्ते गुरूदकत्वात्, दक्षिणाभिमुखा नातिदोषलाः साधारणत्वात्, तत्र सह्यप्रभवाः कुष्ठं जनयन्ति, विन्ध्यप्रभवाः कुष्ठं पाण्डुरोगं च, मलयप्रभवाः क्रिमीन्, महेन्द्रप्रभवाः श्लीपदोदराणि, हिमवत्प्रभवा हृद्रोगश्वयथुशिरोरोगश्लीपदगलगण्डान् । प्राच्यावन्त्या अपरावन्त्याश्चार्शांस्युपजनयन्ति, पारियात्रप्रभवाः पथ्या बलारोग्यकर्यः, 'नद्यः शीघ्रवहा लघ्व्यः प्रोक्ता याश्चामलोदकाः । गुर्व्यः शैवालसंछन्नाः कलुषा मन्दगाश्च याः । प्रायेण नद्यो मरुषु सतिक्ता लवणान्विताः । ईषत्कषाया मधुरा लघुपाका बले हिताः ।' જે નદીઓ પશ્ચિમ તરફ વહે છે, તેઓનાં જળ લઘુ હોવાથી તે નદીઓ પથ્ય–હિતકારી છે; પરંતુ જે નદીઓ પૂર્વ તરફ વહે છે, તેઓનાં જળ ગુરુ–ભારે હોય છે, તેથી તેઓ વખણાતી નથી; દક્ષિણ તરફ વહેતી નદીઓ સાધારણ હોવાથી બહુ દોષકારક નથી; તેમાં સહ્યાચલમાંથી નીકળતી નદીઓ કોઢને ઉપજાવે છે, વિન્ધ્યાચલમાંથી નીકળતી નદીઓ કોઢને તથા પાંડુરોગને પણ ઉત્પન્ન કરે છે, મલયાચળમાંથી નીકળતી નદીઓ કૃમિરોગને ઉત્પન્ન કરે છે, મહેંદ્ર પર્વતમાંથી નીકળતી નદીઓ શ્લીપદ તથા ઉદરરોગને ઉત્પન્ન કરે છે; હિમાલયમાંથી નીકળતી નદીઓ હૃદયરોગ, સોજા, મસ્તકરોગ, શ્લીપદ તથા ગલગંડને ઉત્પન્ન કરે છે; માળવામાં પૂર્વ તરફના પર્વતોમાંથી નીકળતી નદીઓ તેમ જ પશ્ચિમ તરફના પર્વતોમાથી નીકળતી નદીઓ અર્શને ઉત્પન્ન કરે છે; પારિયાત્ર પર્વતમાંથી નીકળતી નદીઓ પથ્ય હોઈ બળકારક તથા આરોગ્યકારક છે; જે નદીઓ ઘણી જ ઉતાવળી વહે છે અને જેઓના પાણી નિર્મળ હોય છે, તે નદીઓ લઘ્વી કહેવાય છે; પરંતુ જે નદીઓ શેવાળથી ઢંકાયેલી, મેલી અને ધીમી વહે છે, તે નદીઓ ગુર્વી–ભારે હોય છે; મરુ દેશમાં વહેતી નદીઓ લગભગ કડવાશથી યુક્ત, લવણરસવાળી, લગાર કષાય રસવાળી, મધુર તથા જલદી પાચન કરનારી

કોઈ અંગ માટે હિતકારી છે.' અહીં સુશ્રુતે હિમાલયમાંથી નીકળતી નદીઓને હૃદયરોગ વગેરેને કરનારા જે કહી છે તે હિમાલયના નીચેના ભાગમાંથી વહેતી નદીઓ સમજવી જોઈએ; પરંતુ જે નદીઓને અહીં (ચરકમાં) હિમાલયમાંથી ઉત્પન્ન થયેલી જણાવી જે પથ્ય કહી છે, તે હિમાલયના ઉપરના ભાગમાંથી વહેતી નદીઓને પથ્ય તરીકે જણાવી છે. એ જ પ્રમાણે મલયાચળમાંથી નીકળતી નદીઓને ચરકે કૃમિકારક જે કહી છે, તે પણ મલયાચળની જે નદીઓ સ્વચ્છ તથા વેગથી વહેતી નથી, તે જ સમજવી જોઈએ. પારિયાત્ર પર્વતમાંથી જે નદીઓ નીકળે છે, તે બે પ્રકારની હોય છે; એક તો તળાવોમાંથી નીકળે છે અને બીજી ગુફાઓમાંથી નીકળે છે; તેમાં તળાવોમાંથી નીકળતી નદીઓ પથ્ય હોય છે, પરંતુ ગુફાઓમાંથી નીકળતી નદીઓ દોષકારક હોય છે. આ સંબંધે પણ ભિષગ્નિધિએ કહ્યું છે કે, 'તડાગજં ગુહાજં ચ તડાગાદ્ યત્ પ્રવર્તતે, પથ્યમિદં તદ્ ગુહાજં દોષકં મતમ્ ।' કેટલીક નદીઓનાં જન્મ તળાવમાંથી નીકળે છે અને કેટલીક નદીઓનાં જન્મ ગુફામાંથી નીકળે છે; તેમાંની તળાવમાંથી નીકળતી નદીનું પાણી પથ્ય તથા આરોગ્યકારક હોય છે, પરંતુ ગુફામાંથી નીકળતી નદીનું પાણી દોષકારક મનાયું છે.' ૨૧૨

### વર્ષાઋતુની નદીના જળના દોષો

वसुधाकीटसर्पाखुमलसंदूषितोदकाः ।
वर्षाजलवहा नद्यः सर्वदोषसमीरणाः ॥ २१३ ॥

વર્ષાઋતુના જળને વહેતી નદીઓ, માટી, કીડા, સર્પો, ઉંદરો તથા અનેક જાતના મળો વડે અનેક પ્રકારે અતિશય દૂષિત જળવાળી હોય છે, તેથી એ નદીઓ સર્વ દોષોને અતિશય કોપાવનાર હોય છે. ૨૧૩

યોગીન્દ્રનાથ લખે છે કે, વર્ષાઋતુના જળને વહેતી નદીઓ વીંછી વગેરે ઝેરી કીડા, સર્પો, ઉંદરો તથા મળોથી અનેક પ્રકારે અતિશય દૂષિત થયેલી એટલે વિકૃત બનેલી છે, તેથી એ નદીઓ સર્વ દોષોને અતિશય કોપાવે છે; અર્થાત્ ઝેરી કીડા વગેરેથી દૂષિત થયેલ હોવાથી એ વર્ષાઋતુની નદીના પાણીમાં સ્નાન કરવાથી તથા તે જળનું પાન કરવાથી પણ સર્વ પ્રકારના દોષો અત્યંત પ્રકોપ પામે છે, તેથી બહારના ને અંદરના અનેક જાતના રોગો ઉત્પન્ન થાય છે; આ સંબંધે પણ સુશ્રુત, સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહે છે: 'कीटमूत्रपुरीषाण्डशवकोथप्रदूषितम् । तृणपर्णोत्करयुतं कलुषं विषसंयुतम् । योऽवगाहेत वर्षासु पिबेद्वाऽपि नवं जलम्, स बाह्याभ्यन्तरान् रोगान् प्राप्नुयात् क्षिप्रमेव तु । જે માણસ વર્ષાઋતુમાં નદીઓના નવા જળમાં સ્નાન કરે છે અથવા તે નવું જળ પીએ છે, તેને તરત જ બહારના તથા અંદરના રોગો ઉત્પન્ન થાય છે; કારણ કે તે જળ ઝેરી કીડાઓનાં મૂત્ર, વિષ્ઠા, ઈંડાં અને સડેલાં મુડદાંઓથી અત્યંત ખરાબ થયેલું હોય છે, તેમ જ ઘાસ, પાંદડાં વગેરેના કચરાથી યુક્ત હોઈ મેલું તથા ઝેરી પણ થયું હોય છે.' ૨૧૩

### વાવ-કૂવા વગેરેના જળના ગુણદોષ પણ જાણી લેવા જોઈએ

वापीकूपतडागोत्ससरःप्रस्रवणादिषु ।
आनूपधन्वशैलेषु गुणदोषैर्विभावयेत् ॥ २१४ ॥

વાવ, કૂવા, તળાવ, ઉત્સ, સરોવર, પ્રસવણુ કે ઝરણાં વગેરેનાં તેમ જ આનૂપ–જલપ્રાય પ્રદેશ, ધન્વ કે જાંગલ પ્રદેશ તથા પર્વતો વિષેનાં જળના ગુણદોષોનો સ્વયં તર્ક કરી લેવો જોઈએ.

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: 'ઈંટ વગેરેથી જે બાંધી હોય અને જેમાં પગથિયાં સહિત ઘાટ હોય તેવી લાંબી 'વાપી' કે 'વાવ' કહેવાય છે; માટીથી કે ઈંટ વગેરેથી જે બાંધ્યો હોય અને જેમાં પગથિયાં ન હોય તે 'કૂપ' કે 'કૂવો' કહેવાય છે; માણસોના વ્યાપારથી કે પ્રયત્નથી જે તૈયાર થયેલ હોય તે 'તડાગ' કે 'તળાવ' કહેવાય છે; નીચા પ્રદેશમાંથી ઊંચે ઊછળી આવતા જળનું સ્થાન 'ઉત્સ' કહેવાય છે; માણસોના વ્યાપાર કે પ્રયત્ન વિના જે બન્યું હોય તે 'સરસ' કે 'સરોવર' કહેવાય છે; ઊંચા પ્રદેશ ઉપરથી ઝરતા જળનું સ્થાન 'પ્રસવણુ' કહેવાય છે; અને તે પછી મૂળમાં 'આદિ' શબ્દ મૂકયો છે, તેથી ધરા. વીરડા, કયારા, ખાબોચિયાં તથા કુંડી એટલે નહિ બાંધેલા કૂવા વગેરેનું ગ્રહણ કરવાનું છે; એ બધાંનું જળ તે તે આનૂપ–જલપ્રાય પ્રદેશનું પાણી, ધન્વ–જાંગલ પ્રદેશનું પાણી તથા પર્વત વિષેના પાણીના ગુણો તથા દોષોને પોતે જ તર્ક કરી જાણી લેવા જોઈએ.' આ સંબંધે સુશ્રુતે સૂત્ર૦ ૪૫ અધ્યાયમાં આમ કહ્યું છે: 'नादेयं वातलं रूक्षं दीपनं लघु लेखनम् । तदभिष्यन्दि मधुरं सान्द्रं गुरु कफावहम् । तृष्णाघ्नं सारसं बल्यं कषायं मधुरं लघु । ताडागं वातलं स्वादु कषायं कटुपाकि च । वातश्लेष्महरं वाप्यं सक्षारं कटु पित्तलम् । सक्षारं पित्तलं कौपं श्लेष्मघ्नं दीपनं लघु । चौण्ड्यमग्निकरं रूक्षं मधुरं कफ-

कृमि च । कफघ्नं दीपनं हृद्यं लघु प्रस्रवणोद्भवम् । मधुरं पित्तशमनमविदाह्यौद्भिदं स्मृतम् । वैष्किरं कटु सक्षारं श्लेष्मघ्नं लघु दीपनम् । कैदारं मधुरं प्रोक्तं विपाके गुरु दोषलम् । तद्वत् पाल्वलमुद्दिष्टं विशेषाद्दोषलं तु तत् । सामुद्रमुदकं विस्रं लवणं सर्वदोषकृत् । अनेकदोषमानूपं वार्यभिष्यन्दि गर्हितम् । एभिर्दोषैरसंयुक्तं निरवद्यं तु जाङ्गलम् । पाकेऽविदाहि तृष्णाघ्नं प्रशस्तं प्रीतिवर्धनम् । दीपनं स्वादु शीतं च तोयं साधारणं लघु । નદીનું પાણી વાયુકારક, રૂક્ષ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, લઘુ-હલકું અને કફ તથા મેદનું લેખન કરનાર એટલે તેઓને ખોતરી કાઢનાર હોય છે; પરંતુ એ જ નદીનું જળ મધુર તથા ઘાટું હોય તો ગુરુ-ભારે હોય છે અને અભિષ્યન્દી કે રસવાહી નાડીઓને રૂંધનાર-રોકનાર હોઈ કફકારક હોય છે. સરોવરનું પાણી તરશનો નાશ કરનાર, બળવર્ધક, કષાય-તૂરા રસથી યુક્ત, મધુર તથા લઘુ-પચવામાં હલકું હોય છે. તળાવનું પાણી વાયુને ઉત્પન્ન કરનાર, મધુર, કષાયરસથી યુક્ત અને વિપાકે કટુ-તીખું હોય છે. વાવનું પાણી વાયુનો તથા કફનો નાશ કરનાર, ક્ષારથી યુક્ત હોઈ પિત્તને વધારનાર તથા કટુ-તીખું હોય છે; કૂવાનું પાણી પણ ક્ષારથી યુક્ત હોઈ પિત્ત કરનાર, કફનો નાશ કરનાર અને લઘુ-હલકું હોઈ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર હોય છે; નહિ બાંધેલા કૂવાનું પાણી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રૂક્ષ તથા મધુર હોઈ કફને કરતું નથી. ઝરણાંનું પાણી લઘુ હોઈ કફનો નાશ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને પ્રિય તથા હિતકારી હોય છે. જમીન ફોડીને ઊછળી આવતું જળ મધુર હોઈ પિત્તને શમાવનાર અને દાહ કરનાર હોતું નથી. વીરડાનું પાણી કટુ-તીખાશ સાથે ક્ષારથી યુક્ત હોઈ કફનો નાશ કરનાર, લઘુ અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર હોય છે. ક્યારાનું પાણી મધુર હોઈ વિપાકે ગુરુ-ભારે અને દોષવર્ધક કહેવાય છે; તે જ પ્રમાણે ખાબોચિયાનું પાણી વધુ પ્રમાણમાં દોષને કરનાર હોય છે. સમુદ્રનું પાણી ખરાબ ગંધવાળું અને લવણ-ખારું હોઈ સર્વ દોષોને કરનાર હોય છે. આનૂપ-જલપ્રાય પ્રદેશનું પાણી અભિષ્યન્દી તથા અનેક દોષોથી યુક્ત હોઈ નિંદિત ગણાય છે; પરંતુ જાંગલ પ્રદેશનું પાણી ઉપર્યુક્ત કોઈ પણ દોષોથી યુક્ત હોતું નથી તેથી નિર્દોષ હોઈ ઉત્તમ ગણાય છે. સાધારણ પાણી તો પાકમાં દાહ કરનાર હોતું નથી, તરશનો નાશ કરે છે, શ્રેષ્ઠ હોઈ ને પ્રીતિને વધારનાર હોય છે અને લઘુ હોઈ જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, તેમ જ મધુર અને શીતળ હોય છે.' ૨૧૪

## આવું જળ હિતકારી નથી

**पिच्छिलं क्रिमिलं क्लिन्नं पर्णशैवालकर्दमैः ।**
**विवर्णं विरसं सान्द्रं दुर्गन्धं न हितं जलम् ॥२१५॥**

**જે જળ ચીકાશવાળું અને કૃમિઓ કે કીડાઓથી યુક્ત હોય; તેમ જ પાંદડાં, શેવાળ અને કાદવથી ક્લિન્ન એટલે ખરાબ થયુ હોય, ખરાબ રંગવાળું, ખરાબ રસવાળું, ઘાટું તથા દુર્ગંધી બન્યુ હોય, તે જળ હિતકારી નથી. ૨૧૫**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'ચીકાશવાળું કીડાઓથી યુક્ત; પાંદડાં, શેવાળ અને કાદવ વગેરેથી ખરાબ થયેલું, બગડેલા રંગવાળું, બગડેલા રસવાળું, ઘાટું અને દુર્ગંધી જળ હિતકારી નથી; આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'तत्र यत् पङ्कशैवालहठतृणपद्मपत्रप्रभृतिभिरवच्छन्नं शशिसूर्यकिरणानिलैर्नाभिजुष्टं गन्धवर्णरसोपसृष्टं च तद्व्यापन्नमिति विद्यात् । તેમાં જે જળ કાદવ, શેવાળ, રાતાં પોડાં, ઘાસ અને કમળનાં પાંદડાં વગેરેથી છવાયેલું હોય, જેને ચંદ્રનાં કિરણોનો, સૂર્યનાં કિરણોનો તથા વાયુનો સંબંધ થતો ન હોય, અને જેની ગંધ, રંગ તથા રસ બગડ્યા હોય, તે જળને ખરાબ થયેલું કે બગડેલું જાણવું.'

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર અહિં સુશ્રુતમાંથી વધુ આ શ્લોકો ઉતારે છે: 'रक्षोघ्नं शीतलं ह्लादि ज्वरदाहविषापहम् । चन्द्रकान्तोद्भवं वारि पित्तघ्नं विमलं स्मृतम् । मूर्च्छापित्तौष्ण्यदाहेषु विषे रक्ते मदात्यये । भ्रमक्लमपरीतेषु तमके वमथौ तथा । ऊर्ध्वगे रक्तपित्ते च शीतमम्भः प्रशस्यते । पार्श्वशूले प्रतिश्याये वातरोगे गलग्रहे । आध्माने स्तिमिते कोष्ठे सद्य शुद्धे नवज्वरे । हिक्कायां स्नेहपीते च शीताम्बु परिवर्जयेत् । कफमेदोऽनिलामघ्नं दीपनं बस्तिशोधनम् । श्वासकासज्वरहरं पथ्यमुष्णोदकं सदा । यत् क्वाथ्यमानं निर्वेगं निष्फेनं निर्मलं लघु । चतुर्भागावशेषं तु तत् तोयं गुणवत् स्मृतम् । न च पर्युषितं देयं कदाचिद् वारि जानता । अम्लीभूतं कफोत्क्लेदि न हितं तत् पिपासवे । मद्यपानात् समुद्भूते रोगे पित्तोत्थिते तथा । सन्निपातसमुत्थे च शृतशीतं प्रशस्यते । दाहातीसारपित्तासृङ्मूर्च्छामद्यविषार्तिषु । शृतशीतं जलं शस्तं तृष्णाच्छर्दिभ्रमेषु च । अरोचके प्रतिश्याये प्रसेके श्वयथौ क्षये । मन्दाग्नावुदरे कुष्ठे ज्वरे नेत्रामये तथा । व्रणे च मधुमेहे च पानीयं मन्दमाचरेत् । ચન્દ્રકાન્ત મણિમાંથી ઝરતું પાણી રાક્ષસોનો નાશ કરનાર, શીતળ, હર્ષ ઉપજાવનાર, પિત્તનો નાશ કરનાર અને નિર્મળ હોઈ જ્વરનો, દાહનો તથા ઝેરનો પણ નાશ કરનાર કહેવાય છે. પરંતુ મૂર્છામા, પિત્તની ઉષ્ણતામાં, દાહમાં, વિષમાં,

રુધિરવિકારમાં, મદાત્યયમાં, ભ્રમમાં, કલમમાં, તમકશ્વાસમાં, ઊલટીમાં તથા ઊર્ધ્વગામી રક્તપિત્તમાં શીતળજળ ઘણું જ વખણાય છે; પણ પડખાંમાં શૂળ નીકળતાં હોય, સળેખમ થયું હોય, વાયુનો રોગ હોય, ગલગ્રહ કે ગળું ઝલાઈ ગયું હોય. આધ્માન કે આફરો થયો હોય, કોઠો સજ્જડ થઈ ગયો હોય. વિરેચન વગેરેથી તત્કાળ જે શુદ્ધ થયો હોય, નવો જ્વર હોય, હેડકી ઊપડી હોય અને જેણે સ્નેહપાન કર્યું હોય, તેવા માણસે શીતળ જળનો ત્યાગ કરવો. જે પાણીને ઉકાળી અર્ધું બાકી રાખ્યું હોય, તેવું ઉષ્ણજળ એટલે ઉકાળી ઠંડું કરેલું તે પાણી કફનો. મેદનો, વાયુનો તથા આમનો નાશ કરે છે; જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, બસ્તિ–મૂત્રાશયને શુદ્ધ કરે છે. શ્વાસ, કાસ–ઉધરસ તથા જ્વરનો નાશ કરે છે અને સર્વકાળ પથ્ય છે; જે પાણીને ઉકાળવામાં આવતું હોય ત્યારે ઊકળતાં ઊકળતાં વેગરહિત થઈ જાય, ફીણ વિનાનું થઈ જાય અને નિર્મળ થઈ ચોથા ભાગે બાકી રહે તે જળ લઘુ–હલકું બની ગુણવાન કહેવાય છે. વિદ્વાન વૈદ્ય, ઉકાળેલું પાણી પણ જે રાતવાસી રહ્યું હોય, તે તરસ્યા રોગીને કદી આપવું નહિ; કેમ કે તે પાણી ખાટું થઈ ગયેલું હોઈ કફનો ઉત્ક્લેશ કરે છે એટલે કે કફને પોતાના સ્થાનેથી ખસેડી નાખે છે અને તે હિતકારી પણ હોતું નથી. કોઈ માણસને મદ્યપાનના કારણે રોગ ઉત્પન્ન થયો હોય, પિત્તના લીધે રોગ થયો હોય અને સંનિપાતના કારણે રોગ થયો હોય ત્યારે ઉકાળીને ઠંડું કરેલું જળ આપવું તે ઉત્તમ ગણાય છે. વળી દાહ, અતીસાર, પિત્તના રોગો, રુધિરના રોગો, મૂર્છા, મદ્ય તથા વિષની પીડામાં; તેમ જ વધુપડતી તરસમાં, ઊલટીમાં તથા ભ્રમમાં પણ ઉકાળીને ઠંડું કરેલું જળ આપવું તે ઉત્તમ ગણાય છે; પરંતુ અરોચકમાં, સળેખમમાં, પ્રસેક–લાળો ઝરતી હોય ત્યારે, સોજામાં, ક્ષયમાં. મન્દાગ્નિમાં, પેટના રોગોમાં, કોઢમાં, જ્વરમાં, નેત્રરોગમાં, વ્રણમાં તથા મધુમેહ રોગમાં પાણી ઘણું ઓછું પીવું જોઈએ.' અહીં ૨૧૫મા શ્લોકમાં કહેવાયું કે ચીકાશવાળું, કીડાઓવાળું અને કાદવ વગેરેથી બગડેલું–ઇત્યાદિ દોષોથી યુક્ત જળ હિતકારી નથી.' ૨૧૫

### સમુદ્રનું જળ ત્રિદોષ કરે છે

विस्रं त्रिदोषं लवणमम्बु यद्वारुणालयम् ।
इत्यम्बुवर्गः प्रोक्तोऽयमष्टमः सुविनिश्चितः ॥ २१६ ॥

સમુદ્રનું જળ લવણરસથી યુક્ત હોઈ આમગંધી કે દુર્ગંધી હોય છે અને તે ત્રણે દોષોને કોપાવે છે; એ પ્રમાણે આ આઠમો જળવર્ગ સારી રીતે નિશ્ચિત કરી કહેવામાં આવ્યો છે. ૨૧૬

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં સમુદ્રના જળ વિષે આમ લખ્યું છે : 'सामुद्रमुदकं विस्रं लवणं सर्वदोषकृत्'–સમુદ્રનું પાણી આમગંધી કે દુર્ગંધી અને ખારું હોઈ સર્વ દોષોને કરે છે.' એમ સર્વ જળના ગુણો કહીને સારી રીતે નિશ્ચયપૂર્વક કહેલો આ આઠમો જળવર્ગ અહીં સમાપ્ત કરાય છે. (યોગીન્દ્રનાથ)

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં વધુ આમ સમજાવે છે : 'અહીં બગડેલા જળ વિષે તથા બગડેલા જળને સ્વચ્છ કરવા વિષે સુશ્રુતે જે કહેલ છે, તે પણ જાણવા જેવું હોઈ જણાવવામાં આવે છે : 'तत्र यच्छैवालपङ्कहटतृणपद्मपत्रप्रभृतिभिरवच्छन्नं शशिसूर्यकिरणानिलैर्नाभिजुष्टं, गन्धवर्णरसोपसृष्टं च तद् व्यापन्नमिति विद्यात्, तस्य स्पर्शरूपरसगन्धवीर्यविपाकदोषा : षट् संभवन्ति, तत्र खरता पैच्छिल्यमौष्ण्यं दन्तग्राहिता च स्पर्शदोषाः, पङ्कसिकताशैवलबहुवर्णता रूपदोषाः, व्यक्तरसता रसदोषः, अनिष्टगन्धता गन्धदोषः, यदुपयुक्तं तृष्णागौरवशूलकफप्रसेकानापादयति स वीर्यदोषः यदुपयुक्तं चिराद्विपच्यते विष्टभ्नाति वा स विपाकदोषः, त एते आन्तरीक्षे न सन्ति' ।તેમાં જે જળ શેવાળ, કાદવ, રાતાં પોડાં, ઘાસ અને કમળનાં પાંદડાં વગેરેથી છવાયેલું હોય; ચન્દ્રનાં કિરણોથી, સૂર્યનાં કિરણોથી તથા વાયુથી સંબંધ પામતું ન હોય, ગંધ, વર્ણ તથા રસમાં બગડી ગયું હોય, તે જળને બગડેલું કે ખરાબ થયેલું જાણવું; એવા જળમાં સ્પર્શદોષ, રૂપદોષ, રસદોષ ગંધદોષ, વીર્યદોષ અને વિપાકદોષ એવા છ દોષો હોય છે; તેમાં ખરસટપણું, ચીકાશ, જમીનના બાફનો ગરમો અને દાંતને જે પકડે એટલે કળાવી નાખે, તે જળનો સ્પર્શદોષ છે; કાદવ, રેતી, શેવાળ અને જાતજાતના રંગો એ જળનો રૂપદોષ છે; રસની સ્પષ્ટતા એ રસદોષ છે; અનિષ્ટ ગંધથી યુક્તપણું તે જળનો ગંધદોષ છે અને ઉપયોગમાં લીધેલું જે જળ તરશ, ગૌરવ–ભારેપણું, શૂળ તથા કફનો સ્રાવ કરે, એ જળનો વીર્યદોષ છે; જે જળનો ઉપયોગ કર્યા પછી લાંબા કાળે પચે અથવા પેટમાં વાયુનો ગડગડાટ ઉપજાવે, તે જળનો વિપાકદોષ છે; આ છયે દોષો (અદ્ધરથી ઝીલેલા) અંતરિક્ષના દિવ્ય જળમાં હોતા નથી.' व्यापन्नस्य चाग्निक्वथनं सूर्यातपप्रतापनं तप्तायःपिण्डसिकतालोष्ट्राणां वा निर्वापणं प्रसादनं च कर्तव्यं, नागचम्पकोत्पलपाटलापुष्पप्रभृतिभिश्चाधिवासनम् इति–બગડેલા જળને અગ્નિથી ઉકાળવું, સૂર્યના તાપથી તપાવવું, તપાવેલા લોઢાના ગોળા, રેતી કે ઈંટ વગેરેથી ઝામવું અને નાગ-

કેસર, રાજચંપો, સુગંધી કમલ કે પાડલનાં પુષ્પો વગેરેથી સુગંધી કરવું જોઈએ.' વળી 'सप्त कलुषस्य प्रसादनानि भवन्ति, तद् यथा-कतकगोमेदकबिसग्रन्थि-शैवालमूलवस्त्राणि मुक्तामणिश्चेति, पञ्च निक्षेपणानि भवन्ति तद् यथा-फलक त्र्यष्टक मुञ्जवलय उदकमञ्चिका शिक्य चेति, सप्त शीतीकरणानि भवन्ति, तद् यथा-प्रवातस्थापनमुदक-प्रक्षेपण यष्टिकभ्रामणं व्यजनं वस्त्रोद्धरण वालुकाप्रक्षेपण शिक्यालम्बनं चेति। મેલા પાણીને સ્વચ્છ કરવાના આ સાત ઉપાયો છે; જેમ કે નિર્મળી નાખવી, ગોમેદ નામનો મણિ નાખવો, કમળનું મૂળ, શેવાળનું મૂળ, વસ્ત્ર, મોતીઓ તથા મણિઓ નાખવા; વળી જળથી ભરેલાં વાસણો જેના પર રાખવાં જોઈએ, તે આ પાંચ પદાર્થો સમજવા: લાકડાનું પાટિયું, આઠ હાંસોવાળી ત્રિપદીઓ, મુંજવાસની ઉઢેણીઓ, માચીઓ કે શીકાં હોવાં જોઈએ; વળી જળને વધુ શીતળ કરવાના સાધનો આ સાત સમજવાં, જેમ કે પુષ્કળ વાયુવાળા પ્રદેશમાં જળ ભરેલું પાત્ર મૂકવું, જળ ભરેલા પાત્રને વસ્ત્રથી ચોપાસ વીંટી તેના પર ખીજું જળ સીંચ્યા કરવું, લાકડીઓ વગેરેથી બનાવેલા યંત્રમાં જળ ભરેલું પાત્ર મૂકીને તેને ભમાવ્યા કરવું, જળભરેલા પાત્ર ઉપર પંખાથી પવન નાખવો, જળને વસ્ત્રથી ગાળવું, જળના પાત્રને રેતીમાં મૂકવું અને શીંકા પર લટકાવવું એ સાત ઉપાયોથી જળને શીતળ કરી શકાય છે. વળી 'सौवर्णे राजते ताम्रे कांस्ये मणिमये तथा। पुष्पावतंसे भौमे वा सुगन्धि सलिलं पिबेत्। व्यापन्नं वर्जयेन्नित्यं तोयं यद् वाऽप्यनार्तवम्। दोषसञ्जननं ह्येतन्नाददीताहितं तु तत्। व्यापन्नं सलिलं यस्तु पिबतीहाप्रसाधितम्। श्वयथुं पाण्डुरोगं च त्वग्दोषमविपाकताम्। श्वासकासप्रतिश्यायशूलगुल्मोदराणि च। अन्यान् वा विषमान् रोगान् प्राप्नुयात् क्षिप्रमेव च। दिवार्ककिरणैर्जुष्टं निशायामिन्दुरश्मिभिः। अरूक्षमनभिष्यन्दि तत् तुल्यं गगनाम्बुना। गगनाम्बु त्रिदोषघ्नं गृहीतं यत् सुभाजने। बल्यं रसायनं मेध्यं पात्रापेक्षि ततः परम्-સોનાના, રૂપાના, તાંબાના, કાંસાના, મણિના કે માટીના વાસણમાં રાખેલું જે જળ પુષ્પો વગેરેથી સુગંધી કર્યું હોય તે પીવું જોઈએ; પરંતુ જે જળ બગડેલું હોય અને ઋતુ વિના વરસ્યું હોય, તે જળનો સર્વકાળ અવશ્ય ત્યાગ કરવો જોઈએ, કેમ કે તે જળ દોષોને ઉપજાવનાર અને અહિતકારી હોય છે, માટે તે ગ્રહણ જ કરવું નહિ; છતાં જે માણસ એ બગડેલા જળને ગરમ કર્યા વિના પીએ છે, તેને સોજા, પાંડુરોગ, ચામડીના રોગો, અપચો કે મંદાગ્નિ, શ્વાસ, ઉધરસ, સળેખમ, ગોળાનો રોગ, ઉદરરોગ અથવા બીજા પણ એવા ભયંકર રોગો તરત જ પ્રાપ્ત થાય છે; માટે જે જળ દિવસે સૂર્યનાં કિરણોથી અને રાત્રે ચંદ્રનાં કિરણોથી સંબંધ પામતું હોય તે જળ રૂક્ષ હોતું નથી તેમ જ અભિષ્યંદી પણ હોતું નથી; પરંતુ એ જળ (અદ્ધરથી ઝીલેલા) અંતરીક્ષના જળના જેવું નિર્દોષ હોય છે. અંતરીક્ષનું જળ તો ત્રણે દોષોનો નાશ કરનાર હોય છે, અને એ જળને ઉત્તમ પાત્રમાં (અદ્ધરથી) જો લઈ લીધું હોય તો એ બળપ્રદ, રસાયનરૂપ તથા મેધાવર્ધક થાય છે; પરંતુ એ જ અંતરિક્ષનું પાણી જમીન પર પડ્યા પછી તો પાત્રની અપેક્ષા રાખે છે; જે પાત્ર પર તે પડયું તેના ગુણોને તે પ્રાપ્ત કરે છે.' વળી 'तत्र सर्वेषां भौमानां ग्रहणं प्रत्यूषसि, तत्र ह्यमलत्वं शैत्यं चाधिकं भवति, स एव चापां परो गुण इति। તે બધાં જળમાંથી જે જળ પૃથ્વી પર રહ્યાં હોય, તે જળને વહેલા પરોઢિયે લઈ લેવાં જોઈએ; કેમ કે તે વેળા જળમાં વધુપડતી નિર્મળતા તથા શીતળતા હોય છે; અને નિર્મળતા તથા શીતળતા એ જ જળનો શ્રેષ્ઠ ગુણ કહેવાય છે.' તેમ જ 'निर्गन्धमव्यक्तरसं तृष्णाघ्नं शुचि शीतलम्। अच्छं लघु च हृद्यं च तोयं गुणवदुच्यते। જે જળ કોઈ પણ ગંધથી રહિત હોય, અસ્પષ્ટ કે અપ્રકટ રસથી યુક્ત હોય; પવિત્ર, શીતળ, સ્વચ્છ તથા લઘુ-હલકું હોય અને હૃદયને પ્રિય થઈને તરશનો નાશ કરનાર હોય, તે જળ ગુણવાન કહેવાય છે.' વળી 'कालेन पक्वं निर्दोषमगस्त्येनाविषीकृतम्। हंसोदकमिति ख्यातं शारदं विमलं जलम्। જે જળ કાળે કરી પાકેલું હોય, નિર્દોષ હોય, અગસ્ત્યના ઉદયને લીધે વિષરહિત કરાયું હોય, તેવું શરદઋતુનું નિર્મળ જળ 'હંસોદક' એ નામે પ્રખ્યાત ગણાય છે.' જતૂકર્ણ આ સંબંધે આમ લખે છે: 'वर्षासु चरन्ति घनैः, सहोरगा वियति कीटलूताश्च। तद्विषजुष्टमपेयं खजलमगस्त्योदयात् पूर्वम्। शुक्लागस्त्यत्रयोदश्या भाद्रस्यान्ते शरद्यथ। अर्घ्यं दत्त्वा त्वगस्त्याय गृह्णीयाद् गगनोदकम्। વર્ષાઋતુમાં આકાશની અંદર મેઘમંડળોની સાથે સર્પો, કીડા અને કરોળિયા પણ ફરતા હોય છે; એ કારણે તેઓના ઝેરથી યુક્ત થયેલું તે વર્ષાઋતુનું આકાશનું પાણી, અગસ્ત્યના ઉદયની પહેલાં-એટલે કે અગસ્ત્યનો ઉદય થયો ન હોય ત્યાં સુધી પીવા યોગ્ય હોતું નથી; પછી શરદઋતુ ચાલુ થાય, ત્યારે ભાદરવા સુદ તેરશ-અગસ્ત્યત્રયોદશીના દિવસે, અગસ્ત્યને અર્ધ્યપ્રદાન કરી એટલે કે અગસ્ત્યની પૂજા કર્યા પછી તે આકાશનું જળ (અદ્ધરથી) લઈ લેવું જોઈએ. (અને તેનો જ પીવામાં ઉપયોગ કરવો જોઈએ.)' નાળિયેર વગેરેનાં પાણી પણ જળના જેવા જ ધર્મથી યુક્ત હોઈ એક જાતનાં જળરૂપ જ છે, તેથી એ નાળિ-

ખેર વગેરેના જળના ગુણો પણ અવશ્ય જાણવા જોઈએ; તે સંબંધે સુશ્રુત આમ લખે છે: 'स्निग्धं स्वादु हिमं हृद्यं दीपनं बस्तिशोधनम्। वृष्यं पित्तपिपासाघ्नं नारिकेलोदकं गुरु' इति, अन्यत्र च-नारिकेलोदकं वृष्यं स्वादु स्निग्धं हिमं गुरु। हृद्यं पित्तपिपासाघ्नं दीपनं बस्तिशोधनम्। नारिकेलजलं जीर्णं विष्टम्भि गुरु पित्तकृत्। बालक्रमुकतोयं च तृष्णा पित्तास्रजिद् गुरु। तालाम्बु पित्तजिच्छुक्रस्तन्यवृद्धिकरं गुरु। નાળિયેરનું પાણી સ્નિગ્ધ, મધુર, શીતળ, હૃદયને પ્રિય તથા હિતકારી હોઈ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, બસ્તિ–મૂત્રાશયને શુદ્ધ કરનાર, વૃષ્ય–વીર્યવર્ધક, પિત્તનો તથા તરશનો નાશ કરનાર અને ગુરુ–ભારે હોય છે' એમ સુશ્રુત કહે છે; તે જ પ્રમાણે બીજા તંત્રમાં પણ કહ્યું છે કે–'નાળિયેરનું પાણી વૃષ્ય–વીર્યવર્ધક, સ્વાદિષ્ઠ કે મધુર, સ્નિગ્ધ, શીતળ, ગુરુ–ભારે, હૃદયને પ્રિય કે હિતકારી, પિત્તનો તથા તરશનો નાશ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને બસ્તિ–મૂત્રાશયને શુદ્ધ કરનાર હોય છે; પરંતુ એ જ નાળિયેરનું પાણી જો જૂનું હોય તો વિષ્ટંભ એટલે પેટમાં વાયુના ગડગડાટ સાથે પીડા કરનાર, ઝાડાને કબજે કરનાર, ગુરુ–ભારે તથા પિત્ત કરનાર હોય છે. વળી નાની કે કૂણી સોપારીનું પાણી તરશ તથા રક્તપિત્તને મટાડનાર તથા ગુરુ–ભારે હોય છે અને તાડનું પાણી પિત્તને શમાવનાર હોઈ વીર્યવર્ધક, ધાવણ વધારનાર તથા ગુરુ–ભારે હોય છે' (એમ અહીં જલવર્ગ સમાપ્ત થાય છે.) ૨૧૬

इति जलवर्गः

अथ दुग्धवर्गः

**હવે દૂધના વર્ગનો પ્રારંભ કરે છે: તેમાં પ્રથમ ગોરસવર્ગ અને ગાયના દૂધના ગુણો**

**स्वादु शीतं मृदु स्निग्धं बहलं श्लक्ष्णपिच्छिलम्।**
**गुरु मन्दं प्रसन्नं च गव्यं दशगुणं पयः ॥ २१७ ॥**
**तदेवंगुणमेवौजः सामान्यादभिवर्धयेत्।**
**प्रवरं जीवनीयानां क्षीरमुक्तं रसायनम् ॥ २१८ ॥**

ગાયનું દૂધ સ્વાદિષ્ઠ એટલે મધુર, શીતળ, મૃદુ કે કોમળ, સ્નિગ્ધ, બહલ–ઘાટું, શ્લક્ષ્ણ–સુંવાળું, પિચ્છિલ એટલે ચીકાશવાળું, ગુરુ–ભારે, મંદ અને પ્રસન્ન, એમ દશગુણોવાળું કહેવાય છે. એવા ગુણોવાળું એ (ગાયનું) દૂધ, સમાન ગુણોથી યુક્ત હોવાના કારણે ઓજસ્‌ને તો ખાસ વધુ વધારે છે; વળી તે દૂધ જીવનીય અથવા જીવનને હિતકારી પદાર્થોમાં અતિશય શ્રેષ્ઠ હોઈ રસાયન કહેવાય છે. ૨૧૭,૨૧૮

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'હવે ગોરસવર્ગ શરૂ કરવામાં આવે છે. 'गोः रसाः–दुग्धदध्यादयः, તેઓનો વર્ગઃ–ગાયના રસો–દૂધ, દહીં વગેરેનો જે વર્ગ તે 'ગોરસવર્ગ' કહેવાય છે; તેમાં દૂધના સામાન્ય ગુણો દીર્ઘંજીવિતીય અધ્યાયમાં કહેવાયા છે; તેના જ વિશેષ ગુણો અહીં કહેવામાં આવે છે. આ સંબંધે તે દીર્ઘંજીવિતીય અધ્યાયમાં જ આવી પ્રતિજ્ઞા કહેલ છે કે, 'यथाक्रमं क्षीरगुणानेकैकस्य पृथक् पृथक्। अन्नपानादिकेऽध्याये भूयो वक्ष्याम्यशेषतः' (જુઓ ચરક, શ્લોકસ્થાન અધ્યાય ૧, શ્લોક ૧૧૪,૧૧૫) તેમાં પ્રથમ દરેક દૂધમાં મુખ્ય હોવાના કારણે ગાયના દૂધના ગુણો અહીં કહે છે: ગાયનું દૂધ સ્વાદિષ્ટ, મધુર, શીતળ, સ્નિગ્ધ, ઘાટું, કઠોર નહિ પણ શ્લક્ષ્ણ–સુંવાળું, ચીકાશથી યુક્ત, ગુરુ–ભારે, મંદ અને પ્રસન્ન, એવા દશે ગુણોથી યુક્ત હોય છે. એવા ગુણોવાળું તે ગાયનું દૂધ, પોતાના સમાન ગુણોવાળા ઓજસ્‌ને અતિશય વધારે છે; એ ઓજસ્‌ના ગુણો દૂધના જેવા જ હોય છે, તે વિષે ચરક–ચિકિત્સાસ્થાનના ૨૪મા અધ્યાયમાં આમ લખે છે: 'गुरु शीतं मृदु स्निग्धं बहलं मधुरं स्थिरम्। प्रसन्नं पिच्छिलं श्लक्ष्णमोजो दशगुणं स्मृतम्'–ઓજસ્‌ ગુરુ–ભારે, શીતલ, મૃદુ, સ્નિગ્ધ, બહલ–ઘાટું, મધુર, સ્થિર, પ્રસન્ન, ચીકાશવાળું તથા શ્લક્ષ્ણ–સુંવાળું, એમ દશ ગુણોથી યુક્ત કહેવાય છે; આમ ઓજસ્‌ના તથા ગાયના દૂધના ગુણો લગભગ સરખા છે, તેથી એ દૂધ ઓજસ્‌ને ખાસ વધારે છે. એ દૂધ જીવન માટેના બધા પદાર્થોમાં શ્રેષ્ઠ કહેવાય છે; જો કે બધાં દૂધ જીવન માટે વધુ હિતકારી હોઈ શ્રેષ્ઠ છે જ, એમ પ્રથમ શ્લોકસ્થાનના પ્રથમાધ્યાયમાં કહેલ છે કે 'जीवनीयं श्रमहरम्–દૂધ જીવન માટે હિતકારી તથા શ્રમ હરનાર છે' છતાં ગાયનું દૂધ વિશેષે કરી જીવનીય વર્ગમાં શ્રેષ્ઠ છે; તેમ જ સર્વોત્તમ રસ, વીર્ય આદિ મેળવવા માટેના એક ઉપાયરૂપ હોવાના કારણે તે દૂધને 'રસાયન' કહેલ છે; જેમ કે 'लाभोपायो हि शस्तानां रसादीनां रसायनम्'–ઉત્તમ પ્રકારના રસ વગેરેને મેળવવાનો જે ઉપાય હોય તે 'રસાયન' કહેવાય છે. સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં ગાયના દૂધના ગુણો આ પ્રમાણે કહ્યા છે: 'गोक्षीरमनभिष्यन्दि स्निग्धं गुरु रसायनम्। रक्तपित्तहरं शीतं मधुरं रसपाकयोः–जीवनीयं तथा वातपित्तघ्नं परमं स्मृतम्–ગાયનું દૂધ અભિષ્યન્દી નથી, એટલે કે રસવાહી નાડીઓને કફથી રૂંધી દેનાર નથી; સ્નિગ્ધ, ગુરુ તથા રસાયનરૂપ હોઈ રક્તપિત્તનો નાશ કરે છે; તેમ જ શીતળ હોઈ રસમાં તથા પાકમાં પણ

મધુર છે; તેમ જ જીવન માટે હિતકારી હોઈ વાયુનો તથા પિત્તનો અત્યંત નાશ કરનાર કહેવાય છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'સામાન્ય દ્રવત્વ તરીકે કે પ્રવાહી તરીકે તેમ જ જીવનીયપણું આદિરૂપે સમાન ધર્મથી યુક્ત હોવાના કારણે જળવર્ગ પછી ઉદ્દેશક્રમને અનુસરી ક્ષીર-વર્ગનો આરંભ કરે છે: તેમાં પ્રથમ પહેલા અધ્યાયમાં ૧૦૭ શ્લોકથી માંડી ૧૧૫મા શ્લોક સુધીમાં દૂધ સંબંધે જે કહેલ છે, તે અહીંના અનુસંધાન માટે જોઈ લેવું જોઈએ. ત્યાં 'અવિક્ષીર' આદિ દૂધ જે કહ્યાં છે, તેને ગુણદૃષ્ટિએ તથા કર્મદૃષ્ટિએ અલગ અલગ કહેવાને પ્રથમ મુખ્ય હોવાથી ગાયના દૂધના ગુણો અહીં કહે છે કે, ગાયનું દૂધ સ્વાદુત્વ આદિ દશ ગુણોથી યુક્ત છે; તેમ જ પોતાના સમાન ગુણવાળા ઓજસ્‌ને ખાસ તે વધારે છે, એમ કહી તે દૂધનુ કર્મ અહીં કહી બતાવેલ છે. વળી તેને જીવનીય પદાર્થોમા અતિ શ્રેષ્ઠ કહીને રસાયનરૂપ પણ જણાવેલ છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં ક્ષીરવર્ગનો આરંભ કરતાં લખ્યું છે કે, 'गव्यमाजं तथा चौष्ट्रमाविकं माहिष च यत्। अश्वायाश्चैव नार्याश्च करेणूनां च यत् पयः। तत्त्वनेकौषधिरसप्रसादं प्राणदं गुरु। मधुरं पिच्छिलं शीतं स्निग्धं श्लक्ष्णं सरं मृदु। सर्वप्राणभृतां तस्मात् सात्म्यं क्षीरमिहोच्यते। तत्र सर्वमेव क्षीरं प्राणिनामप्रतिषिद्धं जातिसात्म्यात्। वातपित्तशोणितमानसविकारेष्वप्रतिषिद्धं जीर्णज्वरकासश्वासशोषक्षयगुल्मोन्मादोदरमूर्च्छाभ्रममददाहपिपासाहृद्बस्तिपाण्डुरोगग्रहणीदोपार्शःशूलोदावर्त्तातिसारप्रवाहिकायोनिरोगगर्भस्रावरक्तपित्तश्रमक्लमहरं पाप्मापहं बल्यं वृष्यं वाजीकरणं रसायनं मेध्यं सन्धानमास्थापनं वयःस्थापनमायुष्यं जीवनं बृंहणं वमनविरेचनं च तुल्यगुणत्वाच्चौजसो वर्धनम् इति बालवृद्धक्षतक्षीणानां क्षुद्व्यवायव्यायामकर्षितानां च पथ्यतमम्। ગાયનું, બકરીનું, ઊંટડીનું, ઘેટીનુ, ભેંસનુ, ઘોડીનું, સ્ત્રીનું અને હાથણીનું—એમ આઠ જાતનું દૂધ હોય છે; (જોકે ખચ્ચરી, ગધેડી, હરિણી, ગેંડી વગેરે ઘણી જાતિનાં દૂધ તો છે જ, પરંતુ એ બધાંનો ઉપયોગ લેપ આદિમાં કરાય છે, પરંતુ પીવામાં તેઓનો ઉપયોગ કરાતો નથી; તે જ કારણે અહી આ આઠ જાતિનાં દૂધ કહ્યાં છે.) એ દૂધ અનેક ઔષધિઓના રસના એક પ્રસાદરૂપ છે, પ્રાણદાયક, ગુરુ—ભારે, મધુર, ચીકાશવાળુ, શીતળ, સ્નિગ્ધ, શ્લક્ષ્ણ—સુંવાળુ, સારક તથા મૃદુ—કોમળ હોય છે; એ દૂધ દરેક પ્રાણીઓની પ્રકૃતિને સાત્મ્ય—અનુકૂળ કહેવાય છે; એટલે દરેક પ્રાણીને જન્મથી જ માંડીને તે સર્વ દૂધ સાત્મ્ય હોવાના કારણે કોઈ પણ પ્રાણી માટે નિષેધેલું નથી. વાયુના વિકાર, પિત્તના વિકાર, રુધિરના વિકાર અને રજોગુણ વગેરેથી થતા માનસિક વિકારોમાં પણ દૂધનો નિષેધ કરાતો નથી; એ દૂધ જીર્ણજ્વર, કફ વિનાની ઉધરસ, શ્વાસ, શોષ, ક્ષય, ગોળાનો રોગ, ઉન્માદ, ઉદરરોગ, મૂર્છા, ભ્રમ, મદ, દાહ, તરસ, હૃદયરોગ, બસ્તિ—મૂત્રાશયના રોગ, પાંડુરોગ, ગ્રહણીદોષ, અર્શસ્‌, શૂલ, ઉદાવર્ત, અતિસાર, પ્રવાહિકા, યોનિરોગ, ગર્ભસ્રાવ, રક્તપિત્ત, શ્રમ તથા ક્લમ કે ગ્લાનિનો નાશ કરે છે, પાપોનો પણ નાશ કરે છે; બળવર્ધક, વૃષ્ય કે વીર્યવર્ધક, વાજીકરણ, રસાયન, મેધાપ્રદ, ભાંગેલાંને સાંધનાર, આસ્થાપન કે નિરૂહબસ્તિમાં ઉપયોગી, યુવાવસ્થાને સ્થાપનાર, આયુષ્યને હિતકારી, જીવનપ્રદ, બૃંહણ કે પૌષ્ટિક, વમનકારી દ્રવ્યો સાથે મળી વમન કરાવનાર, રેચક દ્રવ્યોની સાથે મળી વિરેચન કરાવનાર અને પોતાની સમાન ગુણોને ધરાવતા ઓજસ્‌ને વધારનાર હોઈ બાળકોને, વૃદ્ધોને, ક્ષતક્ષીણ થયેલાઓને, ક્ષુધાકર્શિત, મૈથુનકર્શિત તથા વ્યાયામ-કર્શિત લોકોને અત્યંત હિતકારી છે; તેમાં પણ—'गोक्षीरमनभिष्यन्दि स्निग्धं गुरु रसायनम्। रक्तपित्तहरं शीतं मधुरं रसपाकयोः। जीवनीयं तथा वातपित्तघ्नं परमं स्मृतम्' (આનો અર્થ ઉપર ચરકોપરકારના અનુવાદમાં અપાયો છે.) જોકે અહીં સર્વજાતિનાં દૂધનું કર્મ, ઓજસ્‌ને વધારનાર કહેલ છે, એ જ કારણે ગાયના દૂધને પણ તેવું ઓજસ્‌ વધારનાર કહેવું, તે વિરુદ્ધ નથી અને બાકીનાં ભેંસ વગેરેનાં દૂધને પણ તેવા જ પ્રકારનાં નહિ કહેલાં છતાં પણ કહેવાં જ જોઈએ.' ૨૧૭,૨૧૮

### ભેંસના દૂધના ગુણો

महिषीणां गुरुतरं गव्याच्छीततरं पयः।
स्नेहान्न्यूनमनिद्रायां हितमत्यग्नये च तत्॥२१९॥

ભેંસોનું દૂધ અતિશય ગુરુ—ભારે હોય છે અને ગાયના દૂધ કરતાં અતિશય વધુ પ્રમાણમા શીતળ પણ હોય છે; તેમ જ સ્નેહ કે ચીકાશમાં કે ઘીથી યુક્ત હોવામાં પણ એ ગાયના દૂધ કરતાં ન્યૂન કે ઓછું હોતું નથી, પરંતુ ઘણું જ વધારે ચીકણું કે ઘીવાળું હોય છે; જે માણસને નિદ્રા આવતી ન હોય કે જેનો જઠરાગ્નિ અતિશય વધુ તીક્ષ્ણ હોય, તેને આ ભેંસનું દૂધ હિતકારી થાય છે. ૨૧૯

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: ભેંસોનું દૂધ ગાયોના દૂધ કરતાં અતિશય વધારે ગુરુ

હોય છે; અત્યંત શીતળ અને સ્નેહમાં લગારે ન્યૂન કે ઓછું હોતું નથી, પણ વધુ સ્નેહયુક્ત હોય છે. જેને નિદ્રા ન આવતી હોય તેને તથા જેનો જઠરાગ્નિ અતિશય તીક્ષ્ણ હોય, તેને એ દૂધ ઘણું જ હિતકારી થાય છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે : 'महाभिष्यन्दि मधुरं माहिषं वह्निनाशनम्। निद्राकरं शीततरं गव्यात् स्निग्धतरं गुरु' ભેંસનું દૂધ અતિશય અભિષ્યન્દી હોઈ રસવાહી સ્રોતોને કફથી રૂંધી દેનાર, મધુર, જઠરાગ્નિનો નાશ કરનાર, નિદ્રા લાવનાર, અતિશય શીતળ, ગુરુ–ભારે અને ગાયના દૂધ કરતાં વધુ પ્રમાણમાં સ્નિગ્ધ હોય છે. ૨૧૯

### ઊંટડીના દૂધના ગુણો

**रूक्षोष्णं क्षीरमुष्ट्रीणामीषत्सलवणं लघु।**
**शस्तं वातकफानाहक्रिमिशोफोदरार्शसाम् ॥२२०॥**

**ઊંટડીઓનું દૂધ લગાર રૂક્ષ, ઉષ્ણ, થોડું ખારાશવાળું તથા લઘુ–હલકું હોઈ વાયુ, કફ, આફરો, કૃમિ, સોજા, ઉદરરોગ તથા અર્શસ્‌ના રોગોમાં ઉત્તમ હિતકારી છે. ૨૨૦**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે : ઊંટડીનું દૂધ થોડું ખારાશવાળું હોય છે, છતાં સાથે મધુર પણ હોય છે, એમ ચરકે જ શ્લોકસ્થાનના પ્રથમ અધ્યાયમાં આમ કહ્યું છે : 'प्रायशो मधुरम्' (જુઓ દીર્ઘંજીવિતીય અધ્યાયનો શ્લોક ૧૦૮) તે દૂધ વાયુ આદિના રોગોમાં હિતકારી છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'रूक्षोष्णं लवणं किंचिदौष्ट्रं स्वादुरसं लघु। शोफगुल्मोदरार्शोघ्नं क्रिमिकुष्ठविषापहम्। ઊંટડીનું દૂધ રૂક્ષ, ઉષ્ણ, લગાર ખારું, મધુર રસથી યુક્ત તથા લઘુ–હલકું હોઈ સોજા, ગુલ્મ–ગોળો, ઉદરરોગ, અર્શસ્‌રોગ, કૃમિ, કોઢ તથા વિષનો નાશ કરે છે.' ૨૨૦

### ઘોડી વગેરે બધાં એક ખરીવાળાં પશુઓના દૂધના ગુણો

**वल्यं स्थैर्यकरं सर्वमुष्णं चैकशफं पयः।**
**साम्लं सलवणं रूक्षं शाखावातहरं लघु ॥२२१॥**

**એક ખરીવાળાં( ઘોડી વગેરે )નું બધું દૂધ જરા ખટાશવાળું, ખારાશવાળું, ઉષ્ણ, રૂક્ષ તથા લઘુ–હલકું હોઈ બળકારક, સ્થિરતા કરનાર અને શાખાઓ કે રુધિર વગેરે ધાતુઓમાં રહેલા વાયુનો અથવા શાખાઓ એટલે બન્ને બાહુઓ, પગ, જાંઘ વગેરેમાં ગયેલા વાયુનો નાશ કરે છે. ૨૨૧**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, એક ખરીઓવાળાં ઘોડી વગેરે બધાં પશુઓનું દૂધ લગાર ખાટું, લગાર ખારું, સામાન્ય મધુર, ઉષ્ણ, રૂક્ષ, લઘુ, બળકારક તથા સ્થિરતા કરનાર હોઈ રક્ત આદિ ધાતુઓરૂપ શાખાઓમાં ગયેલા વાયુને દૂર કરે છે; અથવા હાથ, પગ વગેરે શાખાઓમાં ગયેલા વાયુનો નાશ કરે છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે : 'उष्णं चैकशफं बल्यं शाखावातहरं पयः। मधुराम्लरसं रूक्षं लवणानुरसं लघु।' એક ખરીવાળાં ઘોડી વગેરેનું દૂધ ઉષ્ણ, બળકારક, શાખાવાત એટલે હાથપગ વગેરેમાં ગયેલા વાયુને હરનાર, મધુર તથા ખાટા રસથી યુક્ત, રૂક્ષ તથા લવણ અનુરસથી અનુગત–કંઈક ખારું અને લઘુ–હલકું હોય છે. ૨૨૧

### બકરીના દૂધના ગુણો

**छागं कषायमधुरं शीतं ग्राहि पयो लघु।**
**रक्तपित्तातिसारघ्नं क्षयकासज्वरापहम् ॥२२२॥**

**બકરીનું દૂધ કષાય રસયુક્ત મધુર, શીતળ, ગ્રાહી કે મળોને સૂકવી નાખી પકડી રાખનાર તથા લઘુ–હલકું હોઈ રક્તપિત્તનો, અતિસારનો, ક્ષયનો, ઉધરસનો તથા જ્વરનો નાશ કરનાર હોય છે. ૨૨૨**

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં બકરીના દૂધના જે ગુણો લખ્યા છે, તે યોગીન્દ્રનાથ સેને આ પ્રમાણે ટાંકી બતાવ્યા છે : 'गव्यतुल्यगुणं त्वाजं विशेषाच्छोषिणां हितम्। दीपनं लघु संग्राहि श्वासकासास्रपित्तजित्। अजानामल्पकायत्वात् कटुतिक्तनिषेवणात्। नात्यम्बुपानाद् व्यायामात् सर्वव्याधिहरं पयः। બકરીનું દૂધ ગાયના દૂધના જેવા જ ગુણોવાળું હોય છે અને વિશેષે કરી ક્ષય-રોગીઓને હિતકારી છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, લઘુ–હલકું હોય છે, મળોને સૂકવી કબજે કરનાર; શ્વાસને, ઉધરસને તથા રક્તપિત્તને મટાડનાર હોય છે. કેમ કે બકરીઓ કદમાં નાની હોય છે, તીખા તથા કડવા રસોનું પણ સેવન કરે છે, ઘણું પાણી પીતી નથી અને (ફરફર કરી) શરીરનો પરિશ્રમ કર્યા જ કરે છે; તેથી તેઓનું દૂધ સર્વ વ્યાધિઓનો નાશ કરે છે. ૨૨૨

### ઘેટીના તથા હાથણીના દૂધના ગુણો

**हिक्काश्वासकरं तूष्णं पित्तश्लेष्मलमाविकम्।**
**हस्तिनीनां पयो बल्यं गुरु स्थैर्यकरं परम् ॥२२३॥**

**ઘેટીનું દૂધ ઉષ્ણ હોઈ હેડકીને તથા શ્વાસને કરનાર અને પિત્તને તથા કફને પણ વધારનાર છે; પરંતુ હાથણીનું દૂધ બળકારક, ગુરુ–ભારે**

અને અતિશય વધુ સ્થિરતા કરનાર એટલે શરીરને ખૂબ દૃઢ કે મજબૂત કરનાર હોય છે.

આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં દર્શાવેલા ગુણો યોગીન્દ્રનાથે આમ લખી જણાવ્યા છે: 'आविकं मधुरं स्निग्धं गुरु पित्तकफावहम्। पथ्यं केवलवातेषु कासे चानिलसंभवे–ઘેટીનું દૂધ, મધુર, સ્નિગ્ધ તથા ગુરુ–ભારે હોઈ પિત્તકારક તથા કફવર્ધક હોય છે; કેવળ વાયુમાં તથા વાયુથી થયેલ ઉધરસમા પથ્ય–હિતકારી છે' તેમ જ 'हस्तिन्या मधुरं वृष्यं कषायानुरसं गुरु। स्निग्धं स्थैर्यकरं शीतं चक्षुष्यं बलवर्धनम्–હાથણીનું દૂધ મધુર, વૃષ્ય–વીર્યવર્ધક, કષાયરસથી અનુગત, ગુરુ–ભારે, સ્નિગ્ધ, સ્થિરતા કરનાર, શીતળ, ચક્ષુને હિતકારી તથા બળવર્ધક હોય છે.' ૨૨૩

## મનુષ્ય સ્ત્રીના દૂધના ગુણો

**जीवनं बृंहणं सात्म्यं स्नेहनं मानुषं पयः।**
**नावनं रक्तपित्ते च तर्पणं चाक्षिशूलिनाम् ॥२२४॥**

**મનુષ્ય–સ્ત્રીનું દૂધ જીવનપ્રદ, બૃંહણ–પૌષ્ટિક હોઈ સાત્મ્ય અને સર્વને અનુકૂળ તથા સ્નેહન કરનાર છે; તેમ જ રક્તપિત્તના રોગમાં નસ્ય આપવામાં ઉપયોગી તથા નેત્રના શૂલરોગવાળાઓને તર્પણ કરવામાં પણ હિતકારી છે. ૨૨૪**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, 'મનુષ્યસ્ત્રીનું દૂધ એટલે ધાવણ જીવનરૂપ તથા બૃંહણ–પૌષ્ટિક હોઈ સાત્મ્ય છે એટલે કે બાળપણથી જ તેનો અભ્યાસ અથવા પીવાની ટેવ પડતી હોવાથી તે સર્વને સુખકારક હોય છે, તેમ જ સ્નેહન હોઈ રક્તપિત્તમા નસ્ય આપવા માટે ઉપયોગી અને નેત્રશૂળના રોગીઓને નેત્ર પર તર્પણ કરવામાં પણ હિતકારી છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમા આમ લખ્યું છે કે, 'नार्यास्तु मधुरं स्तन्यं कषायानुरसं हिमम्। नस्याश्च्योतनयोः पथ्यं जीवनं लघु दीपनम्–સ્ત્રીનું દૂધ કે ધાવણ મધુર તથા કષાયરસથી અનુગત હોઈ શીતળ હોય છે; જીવનદાયી, લઘુ–હલકું અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર હોય છે, તેમ જ નસ્ય આપવામા તથા નેત્રશૂળમાં નેત્રમાં આશ્ચ્યોતન કે ટીપાં નાખવામાં પણ પથ્ય–હિતકારી છે.'

શ્રી ગંગાધર અહીં સુશ્રુતના વધુ શ્લોકો ટાંકી બતાવી વધુ આમ સમજાવે છે: 'ઉપર જણાવેલ આઠ પ્રકારનાં દૂધ કહીને સુશ્રુત, અમુક અમુક સમયે ગ્રહણ કરેલા તે તે દૂધના ગુણો પણ આ પ્રમાણે દર્શાવે છે: 'प्रायः प्राभातिकं क्षीरं गुरु विष्टम्भि शीतलम्। रात्रौ सोमगुणत्वाच्च व्यायामाभावतस्तथा। दिवाकराभितप्तानां व्यायामानिलसेवनात्। वातानुलोमि श्रान्तिघ्नं चक्षुष्यं चापराह्णिकम्। पयोऽभिष्यन्दि गुर्वामं प्रायशः परिकीर्तितम्। तदेवोक्तं लघुतरमनभिष्यन्दि वै शृतम्। वर्जयित्वा स्त्रियाः स्तन्यमाममेव हि तद्धितम्। धारोष्णं गुणवत् क्षीरं विपरीतमतोऽन्यथा। तदेवातिशृतं सर्वं गुरु बृंहणमुच्यते। अनिष्टगन्धमम्लं च विवर्णं विरसं च यत्। वर्ज्यं सलवणं क्षीरं यच्च विग्रथितं भवेत्। પ્રભાતકાળનું દૂધ ગુરુ–ભારે, વિષ્ટંભ કરનાર એટલે પેટમાં વાયુના ગડગડાટ સાથે પીડા કરનાર અથવા ઝાડાને કબજે કરનાર તથા શીતળ હોય છે; કેમ કે રાત્રિમાં ચંદ્રના ગુણ હોય છે અને પશુઓ વ્યાયામ કે શરીરનો પરિશ્રમ પણ કરતાં હોતાં નથી; પરંતુ દિવસના પાછલા ભાગનું દૂધ વાયુનું અનુલોમન કરનાર એટલે વાયુની અનુકૂળ ગતિ કરનાર, પરિશ્રમનો નાશ કરનાર અને ચક્ષુને હિતકારી હોય છે; કેમ કે દિવસે સૂર્યનાં કિરણોથી પશુઓ તપ્યાં હોય છે અને વ્યાયામ કે શરીરનો પરિશ્રમ તથા વાયુનું પણ તેઓએ સેવન કર્યું હોય છે. હરકોઈ કાચું એટલે ગરમ નહિ કરેલું ટાઢું દૂધ ઘણું કરી અભિષ્યંદી હોઈ રસવાહી સ્રોતોને મંદતાથી તથા ભીનાશથી યુક્ત કરનાર કે કફથી રોકી દેનાર, અને ગુરુ–ભારે હોય છે; પરંતુ એ જ દૂધ જો ઉકાળેલું હોય, તો અતિશય હલકું અને અભિષ્યંદી રહેતું નથી. સ્ત્રીનું દૂધ તો ગરમ કરેલું હિતકારી જ નથી, પરંતુ તે તો કાચું કે ટાઢું જ હિતકારી છે. જે દૂધ ધારોષ્ણ હોય એટલે શેડકઢું કે તાજું જ દોહ્યું હોય તે તો ગરમ કર્યા વિનાનું જ ગુણવાન છે; પરંતુ એથી જુદું એટલે શેડકઢું ન હોય, પરંતુ જેને દોહે ઘણો સમય વીતી ગયો હોય, તેવું દૂધ ગુણયુક્ત નથી. હરકોઈ દૂધ અતિશય ઉકાળ્યું હોય એટલે કે ખૂબ પકવેલું કે કઢેલું હોય તે બધું ગુરુ–ભારે થઈ બૃંહણ કે પૌષ્ટિક કહેવાય છે. જે દૂધની ગંધ ગમે નહિ તેવી ખરાબ થઈ ગઈ હોય, જે દૂધ (બગડીને) અમ્લ–ખાટું થઈ ગયું હોય, જે વિવર્ણ થયું હોય એટલે કે જેનો રંગ પણ બદલાઈ ગયો હોય અને જે રસ વગરનું અથવા બગડેલા રસવાળું થયું હોય, તેમ જ જે દૂધ ખારાશવાળું હોય અને ફોદાફોદા થઈ બગડી ગયું હોય, તે દૂધ ત્યજી દેવા લાયક છે. વળી બીજા સ્થળે પણ આમ કહ્યું છે કે, 'गवां प्रत्यूषसि क्षीरं गुरु विष्टम्भि दुर्जरम्। तस्मादभ्युदिते सूर्ये याम यामार्धमेव वा। समुत्तीर्य पयो प्राह्य तत् पथ्यं दीपनं लघु, विवत्सावालवत्सानां पयो दोषलमीरितम्। शस्तं वरसैकवर्णाया धवलीकृष्णयोरपि ॥ इत्वरादा मापपर्णादा ऊर्ध्वग्राही च या भवेत्। तासां गवां हितं क्षीरं

शृतं वाऽशृतमेव वा । क्षीरं पर्युषितं सर्वं गुरु विष्टम्भि दुर्जरम् । प्रायोऽभिष्यन्दि गुर्वामं शृतोष्णं कफवातजित् । शृतशीतं च पित्तघ्नं धारोष्णममृतं पयः । પરોઢિયાનું ગાયોનું દૂધ ગુરુ–ભારે તથા વિષ્ટંભ કરનાર હોઈ પચવું મુશ્કેલ હોય છે, માટે સૂર્યનો ઉદય થયા પછી એક પ્રહર કે અર્ધો પ્રહર વીતે ત્યારે ગાયોનું દૂધ લેવું યોગ્ય છે; કેમ કે તે પથ્ય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા લઘુ–હલકું હોય છે. જે ગાયો વાછડાં વિનાની હોય અથવા બહુ જ નાનાં વાછડાંવાળી હોય, તે ગાયોનું દૂધ દોષ-વર્ધક કહેવાય છે, પરંતુ જે ગાયનું વાછડું અને પોતાનો રંગ એક જ હોય, તેમ જ જે ગાય ધોળી તથા કાળી હોય છે, તે ગાયનું દૂધ ઉત્તમ ગણાય છે. જે ગાય શેલડી ખાતી હોય કે અડદનાં પાંદડાં ખાતી હોય તેમ જ જે ગાયનાં શીંગડાં ઊંચાં હોય તે ગાયોનું દૂધ ઉકાળેલું હોય કે ન ઉકાળેલું હોય તોપણ તે દૂધ હિતકારી ગણાય છે. જે દૂધ વાસી હોય, તે બધું ગુરુ–ભારે તથા વિષ્ટંભ કરનાર હોઈ પચવું મુશ્કેલ થાય છે; કાચું કે ગરમ નહિ કરેલું દૂધ ઘણું કરી અભિષ્યંદ કરનાર એટલે રસવાહી સ્રોતોને કફથી રોકી દેનાર તથા ગુરુ–ભારે હોય છે; પરંતુ ઉકાળેલું ગરમ દૂધ કફને તથા વાયુને મટાડનાર હોય છે; જે દૂધ ઊકળીને ટાઢું થયું હોય તે પિત્તને શમાવે છે; પરંતુ ધારોષ્ણ–શેડકઢું તાજું દોહેલું દૂધ તો અમૃત સમાન હોય છે. ૨૨૪

### દહીંના ગુણો

रोचनं दीपनं वृष्यं स्नेहनं बलवर्धनम् ।
पाकेऽम्लमुष्णं वातघ्नं मङ्गल्यं बृंहणं दधि ॥ २२५ ॥
पीनसे चातिसारे च शीतके विषमज्वरे ।
अरुचौ मूत्रकृच्छ्रे च कार्श्ये च दधि शस्यते ॥२२६॥
शरद्ग्रीष्मवसन्तेषु प्रायशो दधि गर्हितम् ।
रक्तपित्तकफोत्थेषु विकारेष्वहितं च तत् ॥ २२७ ॥

હરકોઈ દહીં રુચિકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વૃષ્ય–વીર્યવર્ધક, સ્નેહન, બળ વધારનાર, પાકમાં અમ્લ–ખાટું, ઉષ્ણ, વાયુનો નાશ કરનાર, મંગલકારી તથા બૃંહણ–પૌષ્ટિક ગણાય છે. વળી તે દહીં પીનસ કે સળેખમના રોગમાં, અતિસારમાં, શીતયુક્ત વિષમજ્વરમાં, અરુચિમાં, મૂત્રકૃચ્છ્રમાં તથા કૃશપણામાં વખણાય છે; પરંતુ એ જ દહીં શરદઋતુમાં, ગ્રીષ્મઋતુમાં તથા વસંતઋતુમાં લગભગ નિંદિત ગણાય છે, તેમ જ રક્તપિત્ત રોગમાં તથા કફના વિકારોમાં તે અહિતકારી છે. ૨૨૫–૨૨૭

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે; હરકોઈ દહીં રુચિકર, દીપન, વીર્યકર, બલવર્ધક, ખાટા વિપાકવાળું, ઉષ્ણવીર્ય, યાત્રા આદિમાં મંગલનું કારણ એવા પ્રભાવવાળું તથા બૃંહણ–પૌષ્ટિક હોય છે; તે પીનસમાં, અતિસારમાં, શીતક એટલે શીતયુક્ત વિષમજ્વરમાં, એમ 'શીતક' પદને 'વિષમજ્વર'નું વિશેષણ ગણવું; અરુચિમાં મૂત્રકૃચ્છ્રમાં તથા કૃશપણામાં વખણાય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'दधि तु मधुरमम्लमत्यम्लं चेति, तत् कषायानुरसं स्निग्धमुष्णं पीनसविषमज्वरातिसारारोचक-मूत्रकृच्छ्रकार्श्यापहं वृष्यं प्राणकरं मङ्गल्यं चेति ।–દહીં મધુર, ખાટું તથા ઘણું જ ખાટું, એમ ત્રણ પ્રકારનું હોઈ પેટા રસ તરીકે કષાય રસથી પણ અનુગત હોય છે; વળી તે સ્નિગ્ધ તથા ઉષ્ણવીર્ય હોઈ પીનસનો, વિષમજ્વરનો, અતિસારનો, અરોચકનો, મૂત્રકૃચ્છ્રનો તથા કૃશપણાનો નાશ કરે છે; તેમ જ વૃષ્ય–વીર્યવર્ધક, પ્રાણકર તથા મંગલપ્રદ પણ હોય છે.' એ દહીં શરદ, ગ્રીષ્મ તથા વસંતઋતુમાં લગભગ નિંદ્ય છે, એટલે એ સિવાયની બીજી હેમન્તાદિ ઋતુઓમાં ઉત્તમ હિતકારી છે, એમ સમજી શકાય છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'शरद्ग्रीष्मवसन्तेषु प्रायशो दधि गर्हितम् । हेमन्ते शिशिरे चैव वर्षासु दधि शस्यते। શરદ, ગ્રીષ્મ તથા વસંતમાં દહીં લગભગ નિંદિત ગણાય છે; પણ હેમંતમાં, શિશિરમાં તથા વર્ષાઋતુમાં ઉત્તમ–હિતકારી છે.' વળી એ દહીં રક્તપિત્તમાં તથા કફથી ઉત્પન્ન થયેલા વિકારોમાં અહિતકારી છે; આ સંબંધે પ્રથમ 'ન વેગાન્ ધારણીય' નામના ૭મા અધ્યાયમાં કહેવાયું પણ છે કે न नक्तं दधि भुञ्जीत न चाप्यघृतशर्करम् । नामुद्गयूपं नाक्षौद्रं नोष्णं नामलकैर्विना (જુઓ ત્યાં શ્લોક ૬૩મો) આ દહીંના ગુણો સંબંધે સંગ્રહશ્લોકો–એ આ પ્રમાણે મળે છે: 'दध्यम्लं गुरु वातदोषशमनं संग्राहि मूत्रावहं, बल्यं शोफकरं च रुच्य-शमनं वह्नेश्च शान्तिप्रदम् । कासश्वाससुपीनसेषु विषमे शीतज्वरे स्याद्धितं, रक्तोद्रेककरं करोति सततं शुक्रस्य वृद्धिं पराम् ॥ लवणमरिचसर्पिःशर्करामुद्गधात्रीकुसुमरसविहीनं नैतदश्नन्ति नित्यम् । न च शरदि वसन्ते नोष्णकाले न काले, न दधि कफविकारे पित्तदोषेऽपि नाद्यात् ।'–ખાટું દહીં ગુરુ–ભારે, વાયુના દોષને શમાવનાર, સંગ્રાહી હોઈ મળોને સૂકવી કબજે કરનાર, મૂત્રકારક, બળવર્ધક, સોજા કરનાર, રુચિકારક તથા અગ્નિને શમાવનાર હોય છે; એ દહીં

**અને અતિશય વધુ સ્થિરતા કરનાર એટલે શરીરને ખૂબ દૃઢ કે મજબૂત કરનાર હોય છે.**

આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં દર્શાવેલા ગુણો યોગીન્દ્રનાથે આમ લખી જણાવ્યા છે: 'आविकं मधुरं स्निग्धं गुरु पित्तकफावहम्। पथ्यं केवलवातेषु कासे चानिलसंभवे—ઘેટીનું દૂધ, મધુર, સ્નિગ્ધ તથા ગુરુ-ભારે હોઈ પિત્તકારક તથા કફવર્ધક હોય છે; કેવળ વાયુમાં તથા વાયુથી થયેલ ઉધરસમાં પથ્ય-હિતકારી છે' તેમ જ 'हस्तिन्या मधुरं वृष्यं कषायानुरसं गुरु। स्निग्धं स्थैर्यकरं शीतं चक्षुष्यं बलवर्धनम्—હાથણીનું દૂધ મધુર, વૃષ્ય-વીર્યવર્ધક, કષાયરસથી અનુગત, ગુરુ-ભારે, સ્નિગ્ધ, સ્થિરતા કરનાર, શીતળ, ચક્ષુને હિતકારી તથા બળવર્ધક હોય છે.' ૨૨૩

### મનુષ્ય સ્ત્રીના દૂધના ગુણો

**जीवनं बृंहणं सात्म्यं स्नेहनं मानुषं पयः।**
**नावनं रक्तपित्ते च तर्पणं चाक्षिशूलिनाम् ॥२२४॥**

**મનુષ્ય-સ્ત્રીનું દૂધ જીવનપ્રદ, બૃંહણ-પૌષ્ટિક હોઈ સાત્મ્ય અને સર્વને અનુકૂળ તથા સ્નેહન કરનાર છે; તેમ જ રક્તપિત્તના રોગમાં નસ્ય આપવામાં ઉપયોગી તથા નેત્રના શૂલરોગવાળાઓને તર્પણ કરવામાં પણ હિતકારી છે. ૨૨૪**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, 'મનુષ્યસ્ત્રીનું દૂધ એટલે ધાવણ જીવનરૂપ તથા બૃંહણ-પૌષ્ટિક હોઈ સાત્મ્ય છે એટલે કે બાળપણથી જ તેનો અભ્યાસ અથવા પીવાની ટેવ પડતી હોવાથી તે સર્વને સુખકારક હોય છે, તેમ જ સ્નેહન હોઈ રક્તપિત્તમાં નસ્ય આપવા માટે ઉપયોગી અને નેત્રશૂળના રોગીઓને નેત્ર પર તર્પણ કરવામાં પણ હિતકારી છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમા આમ લખ્યું છે કે, 'नार्यास्तु मधुरं स्तन्यं कषायानुरसं हिमम्। नस्याश्चयोतनयोः पथ्यं जीवनं लघु दीपनम्—સ્ત્રીનું દૂધ કે ધાવણ મધુર તથા કષાયરસથી અનુગત હોઈ શીતળ હોય છે; જીવનદાયી, લઘુ-હલકું અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર હોય છે, તેમ જ નસ્ય આપવામાં તથા નેત્રશૂળમાં નેત્રમાં આશ્ચ્યોતન કે ટીપાં નાખવામાં પણ પથ્ય-હિતકારી છે.'

શ્રી ગંગાધર અહીં સુશ્રુતના વધુ શ્લોકો ટાંકી બતાવી વધુ આમ સમજાવે છે: 'ઉપર જણાવેલ આઠ પ્રકારનાં દૂધ કહીને સુશ્રુત, અમુક અમુક સમયે ગ્રહણ કરેલા તે તે દૂધના ગુણો પણ આ પ્રમાણે દર્શાવે છે: 'प्रायः प्राभातिकं क्षीरं गुरु विष्टम्भि शीतलम्। रात्रौ सोमगुणत्वाच्च व्यायामाभावतस्तथा। दिवाकराभितप्तानां व्यायामानिलसेवनात्। वातानुलोमि श्रान्तिघ्नं चक्षुष्यं चापराह्णिकम्। पयोऽभिष्यन्दि गुर्वामं प्रायशः परिकीर्तितम्। तदेवोष्णं लघुतरमनभिष्यन्दि वै शृतम्। वर्जयित्वा स्त्रियाः स्तन्यमाममेव हि तद्धितम्। धारोष्णं गुणवत् क्षीरं विपरीतमतोऽन्यथा। तदेवातिशृतं सर्वं गुरु बृंहणमुच्यते। अनिष्टगन्धमम्लं च विवर्णं विरसं च यत्। वर्ज्यं सलवणं क्षीरं यच्च विग्रथितं भवेत्। પ્રભાતકાળનું દૂધ ગુરુ-ભારે, વિષ્ટંભ કરનાર એટલે પેટમાં વાયુના ગડગડાટ સાથે પીડા કરનાર અથવા ઝાડાને કબજે કરનાર તથા શીતળ હોય છે; કેમ કે રાત્રિમાં ચંદ્રના ગુણ હોય છે અને પશુઓ વ્યાયામ કે શરીરનો પરિશ્રમ પણ કરતાં હોતાં નથી; પરંતુ દિવસના પાછલા ભાગનું દૂધ વાયુનું અનુલોમન કરનાર એટલે વાયુની અનુકૂલ ગતિ કરનાર, પરિશ્રમનો નાશ કરનાર અને ચક્ષુને હિતકારી હોય છે; કેમ કે દિવસે સૂર્યનાં કિરણોથી પશુઓ તપ્યાં હોય છે અને વ્યાયામ કે શરીરનો પરિશ્રમ તથા વાયુનું પણ તેઓએ સેવન કર્યું હોય છે. હરકોઈ કાચું એટલે ગરમ નહિ કરેલું ટાઢું દૂધ ઘણું કરી અભિષ્યંદી હોઈ રસવાહી સ્રોતોને મંદતાથી તથા ભીનાશથી યુક્ત કરનાર કે કફથી રોકી દેનાર, અને ગુરુ-ભારે હોય છે; પરંતુ એ જ દૂધ જો ઉકાળેલું હોય, તો અતિશય હલકું અને અભિષ્યંદી રહેતું નથી. સ્ત્રીનું દૂધ તો ગરમ કરેલું હિતકારી જ નથી, પરંતુ તે તો કાચું કે ટાઢું જ હિતકારી છે. જે દૂધ ધારોષ્ણ હોય એટલે શેડકઢું કે તાજું જ દોહ્યું હોય તે તો ગરમ કર્યા વિનાનું જ ગુણવાન છે; પરંતુ એથી જુદું એટલે શેડકઢું ન હોય, પરંતુ જેને દોહ્યે ઘણો સમય વીતી ગયો હોય, તેવું દૂધ ગુણયુક્ત નથી. હરકોઈ દૂધ અતિશય ઉકાળ્યું હોય એટલે કે ખૂબ પકવેલું કે કઢેલું હોય તે બધું ગુરુ-ભારે થઈ બૃંહણ કે પૌષ્ટિક કહેવાય છે. જે દૂધની ગંધ ગમે નહિ તેવી ખરાબ થઈ ગઈ હોય, જે દૂધ (બગડીને) અમ્લ-ખાટું થઈ ગયું હોય, જે વિવર્ણ થયું હોય એટલે કે જેનો રંગ પણ બદલાઈ ગયો હોય અને જે રસ વગરનું અથવા બગડેલા રસવાળું થયું હોય, તેમ જ જે દૂધ ખારાશવાળું હોય અને ફોદાફોદા થઈ બગડી ગયું હોય, તે દૂધ ત્યજી દેવા લાયક છે. વળી બીજા સ્થળે પણ આમ કહ્યું છે કે, 'गवां प्रत्यूषसि क्षीरं गुरु विष्टम्भि दुर्जरम्। तस्मादभ्युदिते सूर्ये याम यामार्धमेव वा। समुत्तीर्य पयो ग्राह्यं तत् पथ्यं दीपनं लघु, विवत्साबालवत्सानां पयो दोषलमीरितम्। शस्तं वत्सैकवर्णाया धवलीकृष्णयोरपि॥ इक्ष्वादा माषपर्णादा ऊर्ध्वशृङ्गी च या भवेत्। तासां गवां हितं क्षीरं

કેટલાંક દ્રવ્યો અમ્લત્વ આદિ ગુણોથી યુક્ત હોય, છતાં વાયુનાશક હોતાં પણ નથી એવો વ્યભિચાર પણ દેખાય છે, તે દહીંમાં નથી, એમ બતાવવા માટે પણ ફરી 'વાતઘ્ન' પદ મૂકેલું છે; એવા વ્યભિચારનાં દૃષ્ટાંતો મંદક, મંદજાત, મંડ વગેરે રૂપે જાણી લેવાં; આ ન્યાયને દરેક અન્નપાનના ગુણ કથનમાં સંભવ પ્રમાણે વર્ણવી લેવો યોગ્ય છે; અમે અહીં ગ્રંથ વધી જાય, એ ભયથી બધી વસ્તુ જણાવતા નથી. શરદ, ગ્રીષ્મ તથા વસંતમાં દહીં પ્રાયશ. નિંદિત છે, એમ 'પ્રાયશઃ' પદ મૂકવામાં આવ્યું છે, તે આમ સૂચવે છે કે, બીજા શરદ આદિ કાળમાં પણ પ્રકૃતિ આદિના કારણે દહીં નિંદિત ગણાય છે. ૨૨૫–૨૨૭

**મંદક દહીંના, દહીંની તરના તથા મંડના ગુણો**

**त्रिदोषं मन्दकं जातं वातघ्नं दधि शुक्रलम् ।**
**सरः पित्तानिलघ्नस्तु मण्डः स्रोतोविशोधनः ॥२२८॥**

**મંદક દહીં એટલે કે જે દહીં બરાબર જામ્યું ન હોય, તે ત્રણે દોષને કરનાર હોય છે; પરંતુ જે દહીં બરાબર જામ્યું હોય તે વાયુનો નાશ કરનાર તથા વીર્યવર્ધક હોય છે; દહીંની તર પણ પિત્તનો તથા વાયુનો નાશ કરે છે અને દહીંનું મસ્તુ કે મંડ સ્રોતોની અત્યંત શુદ્ધિ કરે છે. ૨૨૮**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'જે દહીં દૂધની અવસ્થામાં રહ્યું ન હોય અને દહીંની અવસ્થાને પણ પામ્યું ન હોય–તે બરાબર નહિ જામેલું દહીં 'મંદક' કહેવાય છે; એ 'મંદજાત' દહીંમાં ખટાશ પણ બરાબર થઈ ન હોય; પરંતુ જે દહીં બરાબર જામીને તૈયાર થયું હોય, તે 'સમ્યગ્જાત' દહીંમાં ખટાશ પણ બરાબર થઈ હોય છે; અને જે દહીં ખૂબ વધુ જામ્યું હોય, તે 'અતિજાત' દહીંમાં ખટાશ અતિશય વધુ થઈ હોય છે; આમ 'મંદજાત,' 'સમ્યગ્જાત' તથા 'અતિજાત' નામનાં ત્રણ પ્રકારનાં દહીં હોય છે; તેમાં મંદજાત નામનું (બરાબર નહિ જામેલું) દહીં ત્રણે દોષને કરનાર હોય છે, એમ સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં કહ્યું છે કે–विदाहि सृष्टविण्मूत्रं मन्दजातं त्रिदोषकृत्'–જે દહીં 'મંદજાત' હોય એટલે કે દહીંરૂપે બરાબર તૈયાર થયું ન હોય તે અતિશય દાહ કરનાર હોય છે, મળ–મૂત્રને છૂટાં કરે છે અને ત્રણે દોષને પણ (વધુ) કરે છે.' દહીંની ઉપરનો અતિશય ચીકાશવાળો ભાગ દહીંની 'સર' ભાષામાં 'તર' કે 'મલાઈ' કહેવાય છે, તે વાયુનાશક તથા વીર્યકારક હોય છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'दध्नः सरो गुरुर्वृष्यो विज्ञेयोऽनिलनाशनः। वह्नेर्विधमनश्चापि कफशुक्रविवर्धनः'–દહીંની તર ગુરુ–ભારે, વીર્યવર્ધક, વાયુનાશક, જઠરાગ્નિનો પણ નાશ કરનાર અને કફને તથા વીર્યને ખૂબ વધારનાર જાણવી.' અને દહીંનું મસ્તુ કે મંડ (એટલે કે દહીંની નીચે રહેલ જળમિશ્ર ભાગ) કફનો તથા વાયુનો નાશ કરનાર અને સ્રોતોને અત્યંત શુદ્ધ કરનાર હોય છે. આ સંબંધે પણ સુશ્રુતના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'तृष्णाक्लमहरं मस्तु लघु स्रोतोविशोधनम्। अम्लं कषायं मधुरमवृष्यं कफवातनुत्। प्रह्लादनं प्रीणनं च भिनत्त्याशु मलं च तत्। बलमावहते क्षिप्रं भक्तच्छन्दं करोति च। દહીંનું મસ્તુ એટલે કે દહીંની નીચે રહેલો જલમિશ્રભાગ તરશને તથા કલમને કે થાકને મટાડે છે, લઘુ–હલકો હોય છે, સ્રોતોને અત્યંત શુદ્ધ–સાફ કરે છે; અમ્લ, કષાય તથા મધુર હોય છે, છતાં વૃષ્ય કે વીર્યવર્ધક નથી; કફને તથા વાયુને મટાડે છે; અત્યંત હર્ષકારક અને પ્રીતિ ઉપજાવનાર હોય છે; તેમ જ તરત જ મળને તોડી પાડે છે, બળ કરે છે અને ખોરાક પર જલદી રુચિ ઉપજાવે છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'થોડું જામેલું દહીં 'મંદક' કહેવાય છે; તે ત્રણે દોષને એકઠા મળેલા કરનાર છે; જે દૂધને મેળવણ નાખી મેળવ્યું હોય અને તે વિકાર પામી ગયું હોય, પરંતુ બરાબર દહીંરૂપે થયું ન હોય તે 'मन्दकं जातम्' મંદકરૂપે થયેલું કહેવાય છે; પરંતુ એ જ દહીં બરાબર જામેલું હોય ત્યારે દૂધપણું છોડી દઈ મધુર, લગાર ખાટું અને ઘાટું થાય છે, ત્યારે 'जातं दधि' કહેવાય છે; એ બરાબર જામેલું અસલ દહીં વાયુનાશક તથા વીર્યવર્ધક કહેવાય છે; એ જ દહીં સારરહિત દૂધમાંથી ઉત્પન્ન થયું હોય એટલે કે મલાઈ કાઢી લીધેલા દૂધને મેળવીને જે દહીં બનાવ્યું હોય, તેના પણ ગુણો સુશ્રુતે આ પ્રમાણે કહ્યા છે: 'दधि त्वसारं रूक्षं च ग्राहि विष्टम्भि वातलम्। दीपनीयं समधुरं सकषायं रुचिप्रदम्। જે દહીં સાર વિનાનું હોય એટલે કે તર કાઢી લીધેલા દૂધમાંથી તૈયાર કરેલું હોય તે રૂક્ષ, ગ્રાહી, વિષ્ટંભ કરનાર, વાયુ વધારનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, મધુરતાયુક્ત અને કષાય રસથી પણ યુક્ત હોઈ રુચિકારક હોય છે.' અહીં દહીંનું પ્રકરણ છે, તેથી તરના ગુણો જે અહીં કહ્યા છે, તે પણ દહીંની જ તરના ગુણો સમજવા જોઈએ, પરંતુ દૂધની તરના ગુણો અહીં કહ્યા નથી; કારણ કે દહીંની જ તર કફનો તથા વાયુનો નાશ કરે છે;

ઉધરસમાં, શ્વાસમાં, વધુ પડતા પીનસ–સળેખમમાં તથા વિષમ-શીતજ્વરમા હિતકારી થાય છે; તેમ જ લોહીની વૃદ્ધિ તથા વીર્યની પણ અતિશય વૃદ્ધિ કરે છે; પરંતુ એ દહીંને લવણ, મરીયાં, ઘી, સાકર, મગ કે આમળાં તથા મધ વિનાનું વિદ્વાનો કદી પણ ખાતા નથી, તેમ જ શરદમા, વસંતમાં કે ઉષ્ણકાળ–ગ્રીષ્મમાં, અને કફના વિકારમાં કે પિત્તના દોષમાં પણ સમજુ લોકો ખાતા નથી.' વળી સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં ગાય, ભેંસ વગેરેના આ દહીંના આવા જુદા જુદા ગુણો પણ કહ્યા છે; જેમ કે–' स्निग्धं विपाके मधुरं दीपनं बलवर्धनम् । वातापहं पवित्रं च दधि गव्यं रुचिप्रदम् ॥ दध्याजं कफपित्तघ्नं लघु वातक्षयापहम् । दुर्नामश्वासकासेषु हितमग्नेश्च दीपनम् । विपाके मधुरं वृष्यं वातपित्तप्रसादनम् । बलासवर्धनं स्निग्धं विशेषाद् दधि माहिषम् । विपाके कटु सक्षारं गुरु भेदौष्ट्रिकं दधि । वातमर्शांसि कुष्ठानि क्रिमीन् हन्त्युदराणि च । कोपनं कफवातानां दुर्नाम्नां चाविकं दधि । रसे पाके च मधुरमत्यभिष्यन्दि दोषलम् । दीपनीयमचक्षुष्यं वाडवं दधि वातलम् । रूक्षमुष्णं कषायं च कफमूत्रापहं च तत् । स्निग्धं विपाके मधुरं बल्यं संतर्पणं गुरु । चक्षुष्यमग्र्यं दोषघ्नं दधि नार्या गुणोत्तरम् । लघु पाके बलासघ्नं वीर्योष्णं शक्तिनाशनम् । कषायानुरसं नाग्या दधि वर्चोविबन्धनम् । दधीन्युक्तानि यानीह गव्यादीनि पृथक् पृथक् । विज्ञेयमेषु सर्वेषु गव्यमेव गुणोत्तरम् । वातघ्नं कफकृत् स्निग्धं बृंहणं न च पित्तकृत् । कुर्याद् भक्ताभिलाषं च दधि यत् सुपरिस्नुतम् । शृतात् क्षीरात्तु यज्जातं गुणवद् दधि तत् स्मृतम् । वातपित्तहरं रुच्यं धात्वग्निबलवर्धनम् ॥ ગાયનું દહીં સ્નિગ્ધ, વિપાકે મધુર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, બળવર્ધક, વાયુનો નાશ કરનાર, પવિત્ર તથા રુચિકારક હોય છે, બકરીનુ દહીં કફનો તથા પિત્તનો નાશ કરનાર, લઘુ–હલકું, વાયુનો તથા ક્ષયનો નાશ કરનાર, અર્શસના રોગમાં, શ્વાસમાં તથા ઉધરસમા હિતકારી છે અને જઠરાગ્નિને અતિશય પ્રદીપ્ત કરનાર હોય છે. ભેંસનું દહીં વિપાકે મધુર, વૃષ્ય–વીર્યવર્ધક, વાયુને તથા પિત્તને અત્યંત શમાવનાર તેમ જ વિશેષે કરી સ્નિગ્ધ હોઈ વધુ પ્રમાણ-માં કફને વધારનાર હોય છે. ઊંટડીનું દહીં વિપાકમા કટુ–તીખું, ક્ષારયુક્ત, ગુરુ–ભારે, મળોને ભેદનાર કે તોડનાર હોઈ વાયુના, અર્શસનો, કોઢનો, કૃમિઓનો તથા ઉદરના રોગોનો નાશ કરે છે. ઘેટીનું દહીં વાયુને તથા કફને કોપાવનાર, અર્શસને ઉત્પન્ન કરનાર, રસમાં તથા પાકમા પણ મધુર, અતિશય અભિષ્યંદી એટલે રસ-વાહી નાડીઓને કફથી વધુ રોકી દેનાર તથા દોષકારક હોય છે, ઘોડીનું દહીં જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ચક્ષુને અહિતકારી, વાયુને કરનાર. રૂક્ષ, ઉષ્ણ, કષાય–તૂરાશવાળું અને કફનો તથા મૂત્રનો પણ નાશ કરનાર હોય છે. સ્રીના દૂધનું દહીં સ્નિગ્ધ, વિપાકે મધુર, બળકારક અતિશય તૃપ્ત કરનાર, ગુરુ–ભારે, ચક્ષુને હિતકારી અને શ્રેષ્ઠ હોઈ દોષોનો નાશ કરનાર તથા અતિશય ગુણયુક્ત હોય છે. હાથણીનું દહીં પચવામાં લઘુ–હલકું, કફને નાશ કરનાર, ઉષ્ણવીર્ય, શક્તિનો નાશ કરનાર, પેટમા કષાય રસવાળું યુક્ત અને વિષ્ટાને વધારનાર હોય છે. એ પ્રમાણે અહીં ગાય વગેરેનાં જે અલગ અલગ દહીં કહ્યાં, તે સર્વમાં ગાયનું જ દહીં ગુણથી અધિક છે, એમ જાણવું. જે દહીંને વસ્ત્રથી ગાળી લીધું હોય, તે વાયુનો નાશ કરનાર, કફ કરનાર, સ્નિગ્ધ તથા બૃંહણ–એટલે પૌષ્ટિક હોય છે; તેમ જ તે દહીં પિત્ત કરતું નથી અને ખોરાક ઉપર રુચિ ઉપજાવે છે; જે દહીંને ખૂબ ઉકાળેલ દૂધમાંથી બનાવ્યું હોય, તે ગુણવાન કહેવાય છે, વાયુનો તથા પિત્તનો નાશ કરે છે, રુચિ કારક હોઈ ધાતુઓને, જઠરના અગ્નિને તથા બળને વધારે છે.'

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે: દહીંના અહીં ગુણો દર્શાવતાં શરૂઆતમાં 'रोचनम्'–દહીં રુચિ-કારક છે' એમ કહ્યું છે, છતાં ફરી 'अरुचौ' અરુચિ-માં દહીં હિતકારી છે એમ કહેવામાં આ અભિપ્રાય છે કે, ખોરાક વગેરે પર જે અરુચિ થઈ હોય તે અરુચિ-ને દૂર કરવામાં દહીં વખણાય છે; શરૂઆતમાં 'રુચિ-કારક છે' એમ કહીને આમ સૂચવ્યું છે કે, ઉપયોગના સમયે જ ખોરાક વગેરે પર તે ખરેખરી રુચિ ઉપજાવે છે. વળી 'बृंहणं दधि' એમ જે કહ્યું છે, તે ઉપરથી એમ સમજવાનું છે, કે રોગાદિથી કૃશ થયેલાને દહીં બૃંહણ–પુષ્ટિ કરે છે અને 'कार्श्ये च दधि शस्यते'–એનો અર્થ આવો સમજવાનો છે કે, સ્વાભાવિક કૃશતા ઉપર પણ દહીં ઉત્તમ પુષ્ટિ કરે છે' આવો ભિન્ન ભિન્ન અર્થ નીકળતો હોવાથી પુનરુક્તિ નથી; વળી પોતાના પ્રભાવને લીધે દહીં ચારે પ્રકારના પીનસ–સળેખમમાં હિતકારી થાય છે, અથવા પીનસને પકાવનાર હોવાથી દહીં દરેક પીનસમાં હિતકારી થાય છે; વળી વીર્યવર્ધકપણું, શીતળતા કરવાપણું વગેરે દહીંના ગુણો જોતાં જોકે અઘટિત હોય, એમ અહીં દેખાય છે. પરંતુ પ્રભાવના કારણે એ પણ ઘટે જ છે, એમ સમજવું; વળી અમ્લત્વ, ઉષ્ણત્વ અને સ્નિગ્ધત્વ એ દહીંના ગુણો ઉપરથી જ દહીંનું વાયુનાશકપણું જણાઈ આવે છે, છતાં અહીં તેને ફરી વાતઘ્ન કે વાયુનાશક કહેવામાં આવે છે, તે વાયુનાશકપણામાં એ સર્વોત્કૃષ્ટ છે, એમ સૂચવે છે; તેમ જ

કેટલાંક દ્રવ્યો અમ્લત્વ આદિ ગુણોથી યુક્ત હોય, છતાં વાયુનાશક હોતાં પણ નથી એવો વ્યભિચાર પણ દેખાય છે, તે દહીંમાં નથી, એમ બતાવવા માટે પણ ફરી 'વાતઘ્ન' પદ મૂકેલું છે; એવા વ્યભિચારનાં દૃષ્ટાંતો મંદક, મંદજાત, મંડ વગેરે રૂપે જાણી લેવાં; આ ન્યાયને દરેક અન્નપાનના ગુણ કથનમાં સંભવ પ્રમાણે વર્ણવી લેવો યોગ્ય છે; અમે અહીં ગ્રંથ વધી જાય, એ ભયથી બધી વસ્તુ જણાવતા નથી. શરદ, ગ્રીષ્મ તથા વસંતમાં દહીં પ્રાયશ: નિંદિત છે, એમ 'પ્રાયશ:' પદ મૂકવામાં આવ્યું છે, તે આમ સૂચવે છે કે, બીજા શરદ આદિ કાળમાં પણ પ્રકૃતિ આદિના કારણે દહીં નિંદિત ગણાય છે. ૨૨૫–૨૨૭

**મંદક દહીંના, દહીંની તરના તથા મંડના ગુણો**

**त्रिदोषं मन्दकं जातं वातघ्नं दधि शुक्रलम् ।**
**सरः पित्तानिलघ्नस्तु मण्डः स्रोतोविशोधनः ॥२२८॥**

**મંદક દહીં એટલે કે જે દહીં બરાબર જામ્યું ન હોય, તે ત્રણે દોષને કરનાર હોય છે; પરંતુ જે દહીં બરાબર જામ્યું હોય તે વાયુનો નાશ કરનાર તથા વીર્યવર્ધક હોય છે; દહીંની તર પણ પિત્તનો તથા વાયુનો નાશ કરે છે અને દહીંનું મસ્તુ કે મંડ સ્રોતોની અત્યંત શુદ્ધિ કરે છે. ૨૨૮**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'જે દહીં દૂધની અવસ્થામાં રહ્યું ન હોય અને દહીંની અવસ્થાને પણ પામ્યું ન હોય–તે બરાબર નહિ જામેલું દહીં 'મંદક' કહેવાય છે; એ 'મંદજાત' દહીંમાં ખટાશ પણ બરાબર થઈ ન હોય; પરંતુ જે દહીં બરાબર જામીને તૈયાર થયું હોય, તે 'સમ્યગ્જાત' દહીંમાં ખટાશ પણ બરાબર થઈ હોય છે; અને જે દહીં ખૂબ વધુ જામ્યું હોય, તે 'અતિજાત' દહીંમાં ખટાશ અતિશય વધુ થઈ હોય છે; આમ 'મંદજાત,' 'સમ્યગ્જાત' તથા 'અતિજાત' નામનાં ત્રણ પ્રકારનાં દહીં હોય છે; તેમાં મંદજાત નામનું ( બરાબર નહિ જામેલું ) દહીં ત્રણે દોષને કરનાર હોય છે, એમ સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં કહ્યું છે કે–विदाहि सृष्टविण्मूत्रं मन्दजातं त्रिदोषकृत् '–જે દહીં 'મંદજાત' હોય એટલે કે દહીંરૂપે બરાબર તૈયાર થયું ન હોય તે અતિશય દાહ કરનાર હોય છે, મળ–મૂત્રને છૂટાં કરે છે અને ત્રણે દોષને પણ ( વધુ ) કરે છે.' દહીંની ઉપરનો અતિશય ચીકાશવાળો ભાગ દહીંની 'સર' ભાષામાં 'તર' કે 'મલાઈ' કહેવાય છે, તે વાયુનાશક તથા વીર્યકારક હોય છે. આ સંબંધે પણ સુશ્રુને સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'दध्नः सरो गुरुर्वृष्यो विज्ञेयोऽनिलनाशनः । वह्नेर्विधमनश्चापि कफशुक्रविवर्धनः '–દહીંની તર ગુરુ–ભારે, વીર્યવર્ધક, વાયુનાશક, જઠરાગ્નિનો પણ નાશ કરનાર અને કફને તથા વીર્યને ખૂબ વધારનાર જાણવી.' અને દહીંનું મસ્તુ કે મંડ ( એટલે કે દહીંની નીચે રહેલ જળમિશ્ર ભાગ ) કફનો તથા વાયુનો નાશ કરનાર અને સ્રોતોને અત્યંત શુદ્ધ કરનાર હોય છે. આ સંબંધે પણ સુશ્રુતના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'तृष्णाक्लमहरं मस्तु लघु स्रोतोविशोधनम् । अम्लं कषायं मधुरमवृष्यं कफवातनुत् । प्रह्लादनं प्रीणनं च भिनत्याशु मलं च तत् । बलमावहते क्षिप्रं भक्तच्छन्दं करोति च । દહીંનું મસ્તુ એટલે કે દહીંની નીચે રહેલો જલમિશ્રભાગ તરશને તથા કલમને કે થાકને મટાડે છે, લઘુ–હલકો હોય છે, સ્રોતોને અત્યંત શુદ્ધ–સાફ કરે છે; અમ્લ, કષાય તથા મધુર હોય છે, છતાં વૃષ્ય કે વીર્યવર્ધક નથી; કફને તથા વાયુને મટાડે છે; અત્યંત હર્ષકારક અને પ્રીતિ ઉપજાવનાર હોય છે; તેમ જ તરત જ મળને તોડી પાડે છે, બળ કરે છે અને ખોરાક પર જલદી રુચિ ઉપજાવે છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'થોડું જામેલું દહીં 'મંદક' કહેવાય છે; તે ત્રણે દોષને એકઠા મળેલા કરનાર છે; જે દૂધને મેળવણ નાખી મેળવ્યું હોય અને તે વિકાર પામી ગયું હોય, પરંતુ બરાબર દહીંરૂપે થયું ન હોય તે 'मन्दकं जातम्' મંદકરૂપે થયેલું કહેવાય છે; પરંતુ એ જ દહીં બરાબર જામેલું હોય ત્યારે દૂધપણું છોડી દઈ મધુર, લગાર ખાટું અને ઘાટું થાય છે, ત્યારે 'जातं दधि' કહેવાય છે; એ બરાબર જામેલું અસલ દહીં વાયુનાશક તથા વીર્યવર્ધક કહેવાય છે; એ જ દહીં સારરહિત દૂધમાંથી ઉત્પન્ન થયું હોય એટલે કે મલાઈ કાઢી લીધેલા દૂધને મેળવીને જે દહીં બનાવ્યું હોય, તેના પણ ગુણો સુશ્રુતે આ પ્રમાણે કહ્યા છે: 'दधि त्वसारं रूक्षं च ग्राहि विष्टम्भि वातलम् । दीपनीयं समधुरं सकषायं रुचिप्रदम् । જે દહીં સાર વિનાનું હોય એટલે કે તર કાઢી લીધેલા દૂધમાંથી તૈયાર કરેલું હોય તે રૂક્ષ, ગ્રાહી, વિષ્ટંભ કરનાર, વાયુ વધારનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, મધુરતાયુક્ત અને કષાય રસથી પણ યુક્ત હોઈ રુચિકારક હોય છે.' અહીં દહીંનું પ્રકરણ છે, તેથી તરના ગુણો જે અહીં કહ્યા છે, તે પણ દહીંની જ તરના ગુણો સમજવા જોઈએ, પરંતુ દૂધની તરના ગુણો અહીં કહ્યા નથી; કારણ કે દહીંની જ તર કફનો તથા વાયુનો નાશ કરે છે;

તેમ જ દહીંનું જ મસ્તુ એટલે કે તે દહીંમાંથી જ બહાર કાઢેલું તેનું પાણી જેવું જે પ્રવાહી હોય છે, તે સ્રોતોની અત્યંત શુદ્ધિ કરનાર હોય છે, આના પણ ગુણો સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં કહ્યા છે. (જે ઉપર યોગીન્દ્રનાથ સેને લખેલા ઉતાર્યા છે.) ૨૨૮

### તક્ર-છાશના ગુણો

शोफार्शोग्रहणीदोषमूत्रकृच्छ्रोदरारुचौ।
स्नेहव्यापदि पाण्डुत्वे तक्रं दद्याद्गरेषु च ॥ २२९ ॥

સોજા, અર્શસ્, ગ્રહણીના દોષો, મૂત્રકૃચ્છ્, ઉદરરોગ, અરુચિ, સ્નેહના ઉપદ્રવો, પાંડુરોગ તથા (કૃત્રિમ) વિષોમાં તક્ર-છાશ આપવી જોઈએ. ૨૨૯

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, 'સોજા વગેરેમાં તેમ જ સ્નેહવ્યાપદ્ એટલે કે સ્નેહના અતિયોગ કે અયોગથી ઉત્પન્ન થયેલા વિકારોમાં, પાંડુરોગમાં તથા કૃત્રિમ વિષવિકારોમાં તક્ર-છાશ આપવી જોઈએ. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'तक्रं मधुरमम्लं कषायानुरसमुष्णवीर्यं लघु रूक्षमग्निदीपनं गरशोफातिसारग्रहणीपाण्डुरोगार्शःप्लीहगुल्मारोचकविषमज्वरतृष्णाच्छर्दिप्रसेकशूलमेदःश्लेष्मानिलहरं मधुरविपाकं हृद्यं मूत्रकृच्छ्रस्नेहव्यापत्प्रशमनमवृष्यं च' इति, -તક્ર-છાશ મધુર, ખાટી, પેટામાં કષાય રસથી અનુગત, ઉષ્ણવીર્ય, લઘુ-હલકી, રૂક્ષ તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર કોઈ ઝેરને, સોજાને, અતિસારને, ગ્રહણીના રોગને, પાંડુરોગને, અર્શસને, પ્લીહા-બરોળને, ગુલ્મ કે ગોળાના રોગને, અરોચક કે અરુચિને, વિષમ જ્વરને, તૃષ્ણા કે તરસને, ઊલટીને, મોઢામાંથી ઝરતી લાળોને, શૂલને, મેદને, કફને તથા વાયુને મટાડે છે; વિપાકે મધુર હોય છે, હૃદયને પ્રિય અને હિતકારી હોય છે; મૂત્રકૃચ્છ્રને તથા સ્નેહના ઉપદ્રવોને પણ અત્યંત શમાવે છે અને વૃષ્ય કે વીર્યવર્ધક હોતી નથી.' વળી ત્યાં જ સુશ્રુત આમ પણ કહે છે કે, 'तक्रं नैव क्षते दद्यान्नोष्णकाले न दुर्बले। न मूर्च्छाभ्रमदाहेषु न रोगे रक्तपैत्तिके ॥ शीतकालेऽग्निमान्द्ये च कफोत्थेष्वामयेषु च। मार्गावरोधे दुष्टे च वायौ तक्रं प्रशस्यते॥'-ક્ષતમાં, ઉષ્ણકાળમાં, દુર્બળ માણસને, મૂર્છામાં, ભ્રમમાં, દાહમાં અને રક્તપિત્તના રોગમાં છાશ ન આપવી જોઈએ; પરંતુ શીતકાળમાં, અગ્નિની મંદતામાં, કફથી ઉત્પન્ન થયેલા રોગોમાં, સ્રોતોરૂપ માર્ગો રોકાઈ ગયા હોય ત્યારે અને વાયુ દુષ્ટ થયો હોય ત્યારે છાશ આપવી તે ઉત્તમ ગણાય છે.'

શ્રી ગંગાધર આ તક્ર-છાશના સંબંધે ૧૫ સુશ્રુતમાંથી જ ઉતારી બતાવે છે કે, 'मन्थनादिपृथग्भूतस्नेहमर्धोदकं तु यत्। नातिसान्द्रद्रवं तक्रं स्वाद्वम्लं तुवरं रसे॥ यत् तु सस्नेहमजलं मथितं घोलमुच्यते।' વલોવવું વગેરે ઉપાયો દ્વારા જેમાંથી સ્નેહ કે માખણ કાઢી લીધું હોય અને જેમાં બરાબર અર્ધોભાગે પાણી નાખ્યું હોય, તે અતિશય ઘાટી કે પાતળી ન હોય તેમ જ મધુર, અમ્લ તથા તુવર-તૂરા રસથી જે યુક્ત હોય, તે 'તક્ર' નામે છાશ કહેવાય છે; પરંતુ જે સ્નેહથી યુક્ત હોય અને પાણીથી રહિત હોય એવું મથી નાખેલું દહીં 'ઘોલ' (ઘોળવું) કહેવાય છે.' બીજા સ્થળે પણ કહેવાયું છે કે, 'ससारं निर्जलं घोलं तक्रं पादजलान्वितम्। अर्धोदकमुदश्वित् स्यान्मथितं सारवर्जितम्। घोलं पित्तानिलहरं तक्रं दोषत्रयापहम्। उदश्वित् श्लेष्मलं चैव मथितं कफपित्तनुत्'-જેમાં સાર હોય એટલે કે જેમાંથી સાર કે સ્નેહ અથવા માખણ કાઢી લીધેલ ન હોય અને પાણી પણ નાખ્યું ન હોય, તે મથી નાખેલું દહીં 'ઘોલ' કહેવાય છે; જેમાં ચોથા ભાગે પાણી નાખ્યું હોય તેવું વલોવેલું દહીં 'તક્ર' કહેવાય છે; જેમાં અર્ધું પાણી નાખીને જે વલોવી નાખેલ હોય તે 'ઉદશ્વિત્' કહેવાય છે; અને સાર વગરનું જે હોય એટલે કે જેમાંથી માખણ કાઢી લીધેલ હોય તે મથી નાખેલ-'મથિત'-છાશ કહેવાય છે; આમાંથી જે 'ઘોલ' કે ઘોળવું હોય તે પિત્તનો તથા વાયુનો નાશ કરે છે, (ચોથા ભાગના પાણીથી યુક્ત) 'તક્ર' નામે છાશ ત્રણે દોષો નાશ કરે છે; અર્ધા પાણીથી યુક્ત 'ઉદશ્વિત્' નામની છાશ કફને વધારે છે અને 'મથિત' નામની છાશ કફને તથા પિત્તને મટાડે છે.' સુશ્રુતમાં છાશને બે પ્રકારની કહેલ છે: 'यत् पुनर्मधुरं श्लेष्मप्रकोपणं पित्तप्रशमनं च। अम्लं वातघ्नं पित्तकरं च।' જે છાશ મધુર-મીઠી હોય તે કફને કોપાવે છે અને પિત્તને શમાવે છે; પરંતુ જે છાશ અમ્લ-ખાટી હોય તે વાયુનો નાશ કરે છે અને પિત્તને કરે છે.' વળી 'वातेऽम्लं सैन्धवोपेतं, स्वादु पित्ते सशर्करम्। पिबेत् तक्रं कफे चापि व्योषक्षारसमायुतम्।'-વાયુમાં ખાટી છાશ સિંધવ સાથે અપાય છે અને પિત્તમાં મીઠી છાશ સાકર સાથે અપાય છે; કફમાં પણ સૂંઠ, મરી, પીપર તથા જવખાર નાખેલી છાશ પી શકાય છે.' ૨૨૯

### તાજા માખણના ગુણો

संग्राहि दीपनं हृद्यं नवनीतं नवोद्धृतम्।
ग्रहण्यर्शोविकारघ्नमर्दितारुचिनाशनम् ॥ २३० ॥

તાજું માખણ ગ્રાહી-મળોને સૂકવી કઠણ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને હૃદ્ય-હૃદયને

પ્રિય તથા હિતકારી હોઈ ગ્રહણીના વિકાર, અર્શસ્-રોગ, અર્દિતવાયુ તથા અરુચિનો નાશ કરે છે. ૨૩૦

યોગીંદ્રનાથ સેન વધુ અહીં આમ સમજાવે છે કે, 'અહીં તાજા માખણના ગુણો કહ્યા છે, પરંતુ તાજું ન હોય તેવા માખણના ગુણો કહ્યા નથી, તે સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાંથી આ પ્રમાણે જાણી લેવા; જેમ કે 'नवनीतं पुनः सद्यस्कं लघु सुकुमारं मधुरं कषायमीषदम्लं शीतलं मेध्यं दीपनं हृद्यं संग्राहि पित्तानिलहरं वृष्यमविदाहि। क्षयकासश्वासव्रणशोषार्शोऽर्दितापहम्। चिरोत्थितं गुरुकफमेदोविवर्धनं बलकरं बृंहणं शोषघ्नं विशेषेण बालानां प्रशस्यते। તાજું માખણ લઘુ-પચવામાં હલકું, અતિશય કોમળ, મધુર, કષાય-તૂરા રસવાળું, લગાર અમ્લ-ખાટું, શીતળ, મેધાવર્ધક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને પ્રિય તથા હિતકારી, સંગ્રાહી હોઈ મળોને સુકવી કબજે કરનાર, પિત્તનો તથા વાયુનો નાશ કરનાર, વૃષ્ય-વીર્યવર્ધક અને અતિશય દાહ કરનાર નથી; તેમ જ ક્ષયનો, ઉધરસનો, શ્વાસનો, વ્રણનો, શોષ એટલે ક્ષયનો, અર્શસરોગનો તથા અર્દિતવાયુનો પણ નાશ કરે છે; પરંતુ જે માખણ તાજું ન હોય પણ વાસી હોય તે ગુરુ-ભારે હોઈ કફને તથા મેદને વધારે છે, બળકારક છે, બૃંહણ-પૌષ્ટિક છે, શોષનો નાશ કરનાર છે અને વિશેષે કરી બાળકો માટે વખણાય છે.'

શ્રી ગંગાધર જણાવે છે કે, દૂધનો વિકાર અને ગોરસ હોવાથી અહીં માખણના ગુણો કહે છે: 'તાજું માખણ, જે તરત જ વલોણામાંથી કાઢ્યું હોય તે બધું ગાય વગેરેનું સામાન્ય માખણ સંગ્રાહી ઇત્યાદિ ગુણોથી યુક્ત હોય છે; અને પ્રભાવના કારણે અલક્ષ્મીના દોષોનો પણ નાશ કરનાર હોય છે; એ માખણ બે પ્રકારનું હોય છે: એક તો દહીંમાંથી કાઢેલું હોય છે; અને બીજું દૂધમાંથી કાઢેલ હોય છે; તેમાંથી જે દહીંમાંથી કાઢેલું માખણ હોય છે, તેના ગુણો તો અહીં કહ્યા છે, પરંતુ જે માખણને દૂધમાંથી કાઢવામાં આવ્યું હોય તેના ગુણો સુશ્રુતે આ પ્રમાણે કહ્યા છે: 'क्षीरोत्थं पुनर् नवनीतमुत्कृष्टस्नेहं शोषघ्नं माधुर्ययुक्तमतिशीतं सौकुमार्यकरं चक्षुष्यं संग्राहि रक्तपित्तनेत्ररोगहरं प्रसादनं च-દૂધમાંથી બારોબાર કાઢેલું માખણ ઉત્કૃષ્ટ સ્નેહથી યુક્ત, શોષનો નાશ કરનાર, મધુરતાથી યુક્ત, અતિશય શીતળ, કોમળતા કરનાર, ચક્ષુને હિતકારી, સંગ્રાહી કે મળોને કબજે કરનાર, રક્તપિત્તનો તથા નેત્રરોગનો નાશ કરનાર અને પ્રસન્નતા કરનાર છે.' ૨૩૦

## ઘીના ગુણો

स्मृतिबुद्ध्यग्निशुक्रौजःकफमेदोविवर्धनम्।
वातपित्तविषोन्मादशोषालक्ष्मीज्वरापहम्॥२३१॥
सर्वस्नेहोत्तमं शीतं मधुरं रसपाकयोः।
सहस्रवीर्यं विधिभिर्घृतं कर्मसहस्रकृत्॥२३२॥

(ગાયનું) ઘી સ્મરણશક્તિને, બુદ્ધિને, અગ્નિને, વીર્યને, ઓજસને, કફને તથા મેદને અતિશય વધારે છે; તેમ જ વાયુનો, પિત્તનો, વિષનો, ઉન્માદનો, શોષનો, અલક્ષ્મીનો તથા જ્વરનો નાશ કરે છે; વળી એ ઘી સર્વ સ્નેહોમાં ઉત્તમ, શીતળ, રસમાં તથા પાકમાં પણ મધુર અને વિધિપૂર્વક ઉપયોગમાં લેવાયું હોય તો હજારો વીર્યથી યુક્ત એટલે ઘણી જ શક્તિઓથી યુક્ત અને હજારો કર્મોને કરનાર થાય છે.

યોગીંદ્રનાથ સેન અહીં આવી સ્પષ્ટતા કરે છે: 'અહીં જે ઘી કહ્યું છે, તે ગાયનું જ ઘી લેવાનું છે; કેમ કે બકરી, ઘેટી વગેરેનાં ઘી તો તેના દૂધના ગુણો પ્રમાણે પાછળથી કહેવામાં આવશે. એ ગાયનું ઘી સર્વ સ્નેહોમાં ઉત્તમ, શીતવીર્ય, રસમાં તથા પાકમાં મધુર અને વિધિ પ્રમાણે જો યોજ્યું હોય તો ઘણી શક્તિઓથી યુક્ત અને એ જ કારણે હજારો કર્મોને કરનાર પણ થાય છે; એ ઘી ઘણી જાતનાં કર્મ કરે છે, તે જ અહીં સ્મૃતિ આદિને વધારનાર તથા વાયુ આદિનો નાશ કરનાર અને પ્રભાવના કારણે અલક્ષ્મીનો પણ નાશ કરનાર-ઇત્યાદિ જણાવેલ છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'घृतं तु मधुरं सौम्यं मृदु शीतवीर्यमल्पाभिष्यन्दि स्नेहनमुदावर्तोन्मादापस्मारशूलज्वरानाहवातपित्तप्रशमनमग्निदीपनं स्मृतिमतिमेधाकान्तिस्वरलावण्यसौकुमार्यौजस्तेजोबलकरमायुष्यं वृष्यं मेध्यं वयःस्थापनं गुरु चक्षुष्यं श्लेष्माभिवर्धनं पाप्माऽलक्ष्मीप्रशमनं विषहरं रक्षोघ्नं च। विपाके मधुरं शीतं वातपित्तविषापहम्। चक्षुष्यमग्र्यं बल्यं च गव्यं सर्पिर्गुणोत्तरम्। હરકોઈ ઘી મધુર, સૌમ્ય, કોમળ, શીતવીર્ય, થોડું અભિષ્યંદી એટલે રસવાહી સ્રોતોને કફથી થોડા રોકનાર તથા સ્નેહ કરનાર હોઈ ઉદાવર્ત, ઉન્માદ, અપસ્માર, શૂલ, જ્વર, આનાહ કે આફરો, વાયુ તથા પિત્તને શમાવનાર છે; જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે; સ્મરણશક્તિ, બુદ્ધિ, મેધા નામની બુદ્ધિની શક્તિ, કાંતિ, સ્વર, લાવણ્ય, કોમળપણું, ઓજસ, તેજ તથા બળને કરનાર, આયુષ્યને વધારનાર, વીર્યને પણ વધારનાર, ઉંમર-યૌવનને સ્થાપનાર, ગુરુ-ભારે તથા ચક્ષુને હિતકારી છે; કફને તે વધારે

છે; પાપનો તથા અલક્ષ્મીનો નાશ કરે છે, ઝેરને ઉતારે છે તથા રાક્ષસોનો પણ નાશ કરે છે; તેમાં પણ ગાયનું ઘી સર્વ કરતાં અધિક ગુણોવાળું હોઈ વિપાકે મધુર, શીતળ, વાયુનો તથા પિત્તનો નાશ કરનાર, ચક્ષુને ઉત્તમ હિતકારી તથા શ્રેષ્ઠ બળકારક છે.' ૨૩૧,૨૩૨

## જૂના ઘીના ગુણો

मदापस्मारमूर्च्छायशोषोन्मादगरज्वरान् ।
योनिकर्णशिरःशूलं घृतं जीर्णमपोहति ॥ २३३ ॥
सर्पीष्यजावीमहिषीक्षीरवत्स्वानि निर्दिशेत् ॥२३४॥

(દશ વર્ષનું) જૂનું ઘી મદને, અપસ્મારને, મૂર્છાને, શોષ-ક્ષયને, ઉન્માદને, ઝેરને, જ્વરને, યોનિશૂલને, કર્ણશૂલને તથા મસ્તકશૂલને મટાડે છે. બકરીના, ઘેટીના તથા ભેંસ વગેરેના ઘીને તેઓના પોતાના દૂધના જેવા ગુણોવાળાં કહેવાં જોઈએ. ૨૩૩,૨૩૪

યોગીન્દ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં સુશ્રુતમાંથી જે શ્લોકો ઉતારે છે, તે જ નીચે શ્રી ગંગાધર પણ લખી બતાવે છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં સુશ્રુતમાંથી જ અહીં વધુ આમ પણ જણાવે છે કે, 'क्षीरघृतं पुनः संग्राहि रक्तपित्तभ्रममूर्च्छाप्रशमन नेत्ररोगहित च । દૂધમાંથી બારોબાર માખણ કાઢી લઈ તેમાંથી જે ઘી બનાવેલું હોય છે તે સંગ્રાહી એટલે કે પ્રવાહી મળોને સૂકવી નાખી કબજ કરનાર, રક્તપિત્તને, ભ્રમને તથા મૂર્છાને અત્યંત શમાવનાર અને નેત્રોના રોગમાં હિતકારી હોય છે.' પરંતુ 'सर्पिः पुराण सर कटुविपाकं त्रिदोषापहं मूर्च्छामदोन्मादोदरज्वरगरशोषापस्मारयोनिश्रोत्राक्षिशूलघ्नं दीपनं बस्तिनस्याक्षिपूरणेषूपदिश्यते। भवन्ति चात्र-'पुराणं तिमिरश्वासपीनसज्वरकासनुत्। मूर्च्छाकुष्ठविषोन्मादग्रहापस्मारनाशनम्। एकादशशतं चैव वत्सरानुषितं घृतम्। रक्षोघ्नं कुम्भसर्पिः स्यात् परतस्तु महाघृतम्। पेयं महाघृत भूतैः कफघ्न पवनाधिकैः। बल्य पवित्रं मेध्यं च विशेषात् तिमिरापहम्। सर्वभूतहरं चैव घृतमेतत् प्रशस्यते।-જૂનું ઘી સર, વિપાકે કટુ-તીખું, તથા ત્રણે દોષોનો નાશ કરનાર હોઈ મૂર્છાનો, મદનો, ઉન્માદનો, ઉદરના રોગોનો, જ્વરનો, ઝેરનો, સોજાનો, અપસ્માર-વાઈનો, યોનિશૂળનો, કર્ણશૂળનો, નેત્રશૂળનો પણ નાશ કરે છે: જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે; અને બસ્તિ-મૂત્રાશયમાં, નસ્યમાં તથા નેત્રોને પૂરવામાં કે નેત્રો પર ભરવામાં તે ઘીનો ઉપયોગ કરવાનો ઉદ્દેશ કરાય છે.' આ સંબંધે (ભગવાન ધન્વંતરિ સ્વમુખે) આ શ્લોકો કહે છે: (દશ વર્ષનું) જૂનું ઘી તિમિરને, શ્વાસને, પીનસને-સળેખમને, જ્વરને તથા ઉધરસને મટાડે છે; તેમ જ મૂર્છાનો, કોઢનો, ઝેરનો, ઉન્માદનો, ગ્રહોનો તથા અપસ્માર-વાઈનો નાશ કરે છે, એકસો ને અગિયાર વર્ષ-સુધી રહેલું જૂનું ઘી 'કુંભસર્પિઃ' કહેવાય છે; તે રાક્ષસોનો નાશ કરે છે; અને એથી પણ વધુ વખત રહેલું જૂનું ઘી 'મહાઘૃત' કહેવાય છે; વાયુની અધિકતાવાળા લોકોએ એ મહાઘૃત જ પીવું જોઈએ; તે ઘી કફનો નાશ કરે છે; બળવર્ધક, પવિત્ર, મેધાનામની ધારણા શક્તિને વધારનાર, વિશેષે કરી તિમિર નામના નેત્રરોગનો નાશ કરે છે તેમ જ સર્વભૂતોના ઉપદ્રવને પણ દૂર કરે છે; એટલે એ ઘી અતિશય વખણાય છે.' અહીં આવી શંકા થાય છે કે, દહીં વગેરે બધાં દૂધના જ વિકારરૂપ છે; તેમાં દૂધને અહીં જેમ આઠ પ્રકારનું કહીને અલગ અલગ ગુણોવાળું કહ્યું છે, તે જ પ્રમાણે દહીં વગેરે પણ અલગ અલગ ગુણોવાળાં અહીં શા માટે કહેવામાં નથી આવતાં? આના જ સમાધાનરૂપે અહીં મૂળમાં હવે કહે છે:

શ્રી ચક્રપાણિ અહીં પોતાની ટીકામાં આમ લખે છે કે, હરકોઈ ઘીમાં હજારો શક્તિઓ અથવા હજારો વીર્યો રહેલાં છે; તેનો જો વિધિપૂર્વક ઉપયોગ કર્યો હોય તો તેઓનાં એ સામર્થ્ય જણાય છે; અનેક કર્મો કરનાર દ્રવ્યોની સાથે સંસ્કાર તથા સંયોગ એ જ અહીં 'વિધિ' સમજવો. આ જ કારણે કહ્યું છે કે. 'नान्यः स्नेहस्तथा कश्चित् संस्कारमनुवर्तते-ઘી સિવાય એવો બીજો કોઈ સ્નેહ નથી, જે સંસ્કારને અનુસરે છે.' આ જ બાબત બીજાં તંત્રોમાં આ વચનથી કહેલ છે કે,- 'घृत योगवाहि-ઘી એ યોગવાહી દ્રવ્ય છે; અર્થાત્ પચતાં પચતાં પોતાની સાથે મેળવેલી વસ્તુઓના ગુણોને પણ ગ્રહણ કરે છે.' એ જ કારણે હજારો વીર્યો દ્વારા હજારો કર્મોને તે કરે છે. સુશ્રુતની ટીકા કરનારાએ સુશ્રુતે કહેલા ઘીના ગુણોમા ઘીને 'त्रिदोषापकर्षणम्' ત્રિદોષને દૂર કરનાર કહેલ છે, પરંતુ એ તો સંસ્કાર દ્વારા કફને પણ દૂર કરનાર થાય છે, એથી એમ 'ત્રિદોષનાશક' પણ તેને કહી શકાય છે, એમ સમજવું. જૂનું ઘી કે જેના પર દશ વર્ષ વીતી ગયાં હોય તે સમજવું. આ સંબંધે આવું વચન પણ મળે છે કે, 'पुराण दशवर्षं स्यात् प्रपुराणमतः परम्-જેના પર દશ વર્ષ વીતી ગયાં હોય તે ઘીને પુરાણ-જૂનું જાણવું અને જેના પર દશથી પણ વધારે વર્ષો વીત્યાં હોય તેને 'પ્રપુરાણ'-અતિશય જૂનું ઘી જાણવું.' ઘી જેમ જેમ વધુ જૂનું થાય છે, તેમ તેમ તેમાં ગુણો વધુ વધુ થતા જાય છે, એમ

હારીત કહે છે કે 'यथा यथा जरां याति गुणवत् स्यात् तथा तथा-ઘી જેમ જેમ જૂનું થાય છે, તેમ તેમ વધુ ગુણયુક્ત થાય છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ બધી ટીકાઓનો એકંદર સાર અહીં ટૂંકમાં જણાવી દે છે કે, 'દશ વર્ષના જૂના ઘીને 'પુરાણ' કહે છે; દશ વર્ષથી વધુ કાળના જૂના ઘીને 'પ્રપુરાણ' કહે છે; ૧૦૦ અથવા ૧૧૧ વર્ષના જૂના ઘીને 'કુંભસર્પિષ્' કહે છે અને એથી પણ વધુ વર્ષના જૂના ઘીને 'મહાઘૃત' કહે છે.'

ગંગાધર અને યોગીંદ્રનાથ સેન બન્ને પોતપોતાની ટીકાઓમાં અહીં ગાય, બકરી, ઘેટી, ભેંસ, ઊંટડી, ઘોડી, મનુષ્ય સ્ત્રી તથા હાથણીના ઘીના ગુણો સુશ્રુતમાંથી આમ કહી બતાવે છે: 'विपाके मधुरं शीतं वातपित्तविषापहम्। चक्षुष्यमग्र्यं बल्यं च गव्यं सर्पिर्गुणोत्तरम् ॥ —ગાયનું ઘી વિપાકે મધુર, શીતળ, વાયુનો, પિત્તનો તથા વિષનો નાશ કરનાર, ચક્ષુને હિતકારી, શ્રેષ્ઠ, બલકારક તથા સર્વાધિક ગુણોથી યુક્ત હોય છે;' તેમ જ 'आजं घृतं दीपनीयं चक्षुष्यं बलवर्धनम्। कासे श्वासे क्षये चापि पथ्यं पाके च तल्लघु ॥ मधुरं रक्तपित्तघ्नं गुरुपाके कफावहम्। वातपित्तशमनं सुशीतं माहिषं घृतम् ॥ औष्ट्रं कटुरसं पाके शोफक्रिमिविषापहम्। दीपनं कफवातघ्नं कुष्ठगुल्मोदरापहम् ॥ पाके लघ्वाविकं सर्पिर्न च पित्तप्रकोपणम्। कफेऽनिले योनिदोषे शोषे कम्पे च तद्धितम्। पाके लघूष्णवीर्यं च कषायं कफनाशनम् दीपनं बद्धमूत्रं च विद्यादैकशफं घृतम्। चक्षुष्यमग्र्यं स्त्रीणां तु सर्पिः स्यादमृतोपमम्। वृद्धिं करोति देहाग्न्योर्लघुपाकं विषापहम् ॥ कषायं बद्धविण्मूत्रं तिक्तमग्निकरं लघु। हन्ति कारेणवं सर्पिः कफकुष्ठविषक्रमीन् ॥ બકરીનું ઘી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ચક્ષુને હિતકારી તથા બળવર્ધક હોઈ ઉધરસમાં, શ્વાસમાં તથા ક્ષયમાં પણ પથ્ય-હિતકારી થાય છે અને પચવામાં પણ તે લઘુ–હલકું હોય છે. ભેંસનું ઘી મધુર હોઈ રક્તપિત્તનો નાશ કરનાર. પચવામાં ગુરુ–ભારે, કફ કરનાર, વાયુને તથા પિત્તને અત્યંત શમાવનાર તથા અત્યંત શીતળ હોય છે. ઊંટડીનું ઘી પચવામાં કટુ–તીખારસવાળું હોઈ સોજાનો, કૃમિઓનો તથા વિષનો નાશ કરે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, કફનો તથા વાયુનો નાશ કરે છે તેમ જ કોઢને, ગોળાના રોગને તથા ઉદરરોગને પણ મટાડે છે; ઘેટીનું ઘી પચવામાં લઘુ હોય છે અને તે પિત્તને અત્યંત કોપાવતું નથી; તેમ જ કફમાં, વાયુમાં, યોનિદોષમાં, સોજામાં તથા કંપમાં હિતકારી થાય છે. એક ખરીવાળાં–ઘોડી વગેરેનું ઘી પચવામાં લઘુ, ઉષ્ણ–વીર્ય કષાય–તૂરા રસવાળું, કફનો નાશ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને મૂત્રને રોકનાર જાણવું. સ્ત્રીઓનું ઘી ચક્ષુને ઉત્તમ હિતકારી હોય છે અને અમૃત સમાન હોઈ દેહની તથા જઠરાગ્નિની વૃદ્ધિ કરે છે; વળી તે પચવામાં લઘુ અને વિષનો નાશ કરે છે. હાથણીનું ઘી કષાય–તૂરું હોઈ વિષ્ઠાને તથા મૂત્રને રોકે છે; તિક્ત–કડવું હોઈ જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, લઘુ હોય છે અને કફનો, કોઢનો, વિષનો તથા કૃમિઓનો પણ નાશ કરે છે.' ૨૩૩,૨૩૪

## દૂધના ખીરાના, મોરટ દૂધના તથા માવાના ગુણો

**पीयूषो मोरटश्चैव किलाटा विविधाश्च ये।**
**दीप्ताग्नीनामनिद्राणां सर्व एते सुखप्रदाः।**
**गुरवस्तर्पणा वृष्या बृंहणाः पवनापहाः ॥ २३५ ॥**

**પીયૂષ એટલે તાજી વિયાયેલી ગાયનું સાત દિવસ સુધીનું દૂધ, મોરટ એટલે સાત દિવસ પછી પણ પ્રસન્નતાને નહિ પામેલું દૂધ અને અનેક પ્રકારના માવા, એ બધાંયે જેઓનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય અને જેઓને નિદ્રા ન આવતી હોય, તેઓને સુખદાયી થાય છે; તેમ જ તેઓ બધાં ગુરુ–પચવાં ભારે, તર્પણ–તૃપ્તિકારક, વૃષ્ય–વીર્યવર્ધક, બૃંહણ–પુષ્ટિકારક અને વાયુનો નાશ કરનાર છે.**

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'આ શ્લોકમાં જણાવેલ પીયૂષ તથા મોરટ વિષે સમજૂતી આપતું આવું વચન મળે છે: 'क्षीरं सद्यः प्रसूतायाः पीयूषमिति संज्ञितम्। सप्तरात्रात् परं क्षीरमप्रसन्नं च मोरटम् — તાજી વિયાયેલી ગાય વગેરેનું સાત દિવસ સુધીનું દૂધ 'પીયૂષ' (ખીરું) કહેવાય છે; સાત દિવસ પછી પણ જ્યાં સુધી તે દૂધ પ્રસન્ન કે સ્વચ્છ થયું ન હોય ત્યાં સુધી 'મોરટ' કહેવાય છે.' જેજ્જટ તો આમ કહે છે કે, 'विनष्टक्षीरभवं मस्तु मोरटम्'–બગડેલા દૂધનું જે પાણી તે 'મોરટ' કહેવાય છે. 'કિલાટ'–માવા-પણ અનેક જાતના થાય છે; 'किलाटः नष्टक्षीरस्य पिण्डम्'—બગડેલા દૂધને પકવીને પિંડો કરી દેવો તે માવો–'કિલાટ' કહેવાય છે; આ સંબંધે કહ્યું છે કે 'नष्टदुग्धस्य पक्वस्य पिण्डः प्रोक्तः किलाटकः'। જે દૂધ બગડી ગયું હોય કે ફાટી ગયું હોય, તેને પકવી પકવીને જે પિંડો કરી દેવાય, તે 'કિલાટક'–માવો કહેવાય છે. આ ત્રણે પ્રદીપ્ત અગ્નિવાળા માણસોને તથા જેઓને નિદ્રા ન આવતી હોય, તેવા લોકોને સુખદાયી થાય છે; તેમ જ ગુરુ–ભારે, તૃપ્તિકારક, વૃષ્ય–વીર્યવર્ધક તથા વાયુનો નાશ કરનાર છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'गुरुः किलाटोऽनिलहा पुंस्त्व-

निद्राप्रदः स्मृतः । मधुरौ बृंहणौ वृष्यौ तद्वत् पीयूषमोरटौ – કિલાટ એટલે બગડેલા દૂધનો માવો ગુરુ–ભારે, વાયુનાશક અને પુરુષપણું (વીર્ય) તથા નિદ્રાને આપનાર કહેવાય છે; તે જ પ્રમાણે પીયૂષ તથા મોરટ પણ મધુર, બૃંહણ, પૌષ્ટિક તથા વૃષ્ય–વીર્યવર્ધક કહેવાય છે.'

શ્રી ગંગાધર પણ જલ્પકલ્પતરુ ટીકામાં અહીં જણાવેલ પીયૂષનું તથા મોરટનું લક્ષણ દર્શાવનો આ એક શ્લોક લખે છે: 'क्षीरं सद्यः प्रसूतायाः पीयूषमिति संज्ञितम् । सप्तरात्रात् परं क्षीरमप्रसन्नं च मोरटम् –તાજી વિયાયેલી ગાય વગેરેનું સાત દિવસ સુધીનું દૂધ 'પીયૂષ' (ખીરુ) કહેવાય છે; પરંતુ સાત દિવસો વીત્યા પછી પણ જ્યાં સુધી એ દૂધ પ્રસન્ન કે સ્વચ્છ થયું ન હોય, ત્યાં સુધી 'મોરટ' કહેવાય છે.' તેમ જ 'किलाटा इति नष्टक्षीर-'पिण्डा' इति कश्चित्, तन्न, तक्रपिण्डिकास्वन्तर्भावात् । બગડેલા દૂધના જે પિંડા કે ફોદાફોદા થાય તે 'કિલાટ' કહેવાય છે.' એમ કોઈક વિદ્વાનો કહે છે, પરંતુ એ ઠીક નથી; કારણ કે તેનો સમાવેશ તો નીચે બતાવાતા તક્રપિંડોમા થાય છે; માટે 'किलाटा घनावर्तितदुग्धकृता, क्षीरशा इति ख्याता । કિલાટ એટલે ખૂબ હલાવી હલાવીને પકવેલા દૂધમાંથી કરાતા 'ક્ષીરશ' એ નામે કહેવાતા (માવા) પ્રખ્યાત છે. તે અનેક જાતના હોય છે; કેટલાક દૂધની તર રૂપે કહેવાય છે અને કેટલાક ઘીના મંડરૂપે પણ હોય છે. તે બધા પ્રદીપ્ત અગ્નિવાળા માણસોને સુખદાયી થાય છે; કારણ કે તે ગુરુ–ભારે ઇત્યાદિ ગુણોથી યુક્ત હોય છે. સુશ્રુતમા પણ કહ્યું છે કે, 'गुरु किलाटोऽनिलहा पुंस्त्वनिद्राप्रदः स्मृतः । मधुरौ बृंहणौ वृष्यौ तद्वत् पीयूषमोरटौ ।' (આનો અર્થ ઉપર યોગીન્દ્રનાથની ટીકાના અનુવાદમાં અપાયો છે) તેમ જ દૂધની સતાનિકા કે તર વાયુનો નાશ કરનાર, તૃપ્તિકારક, બળકર, વૃષ્ય–વીર્યવર્ધક, સ્નિગ્ધ, રુચિકર, મધુર, વિપાકે પણ મધુર, રક્તપિત્તને સાફ કરનાર અને ગુર્વી–ભારે હોય છે. ૨૩૫

**તક્રપિંડકના ગુણો અને ગોરસવર્ગનો ઉપસંહાર**

> विशदा गुर्वो रूक्षा ग्राहिणस्तक्रपिण्डकाः ।
> गोरसानामयं वर्गो नवमः परिकीर्तितः ॥ २३६ ॥

તક્રપિંડો વિશદ–સ્વચ્છ કે ચીકાશ વિનાના, ગુરુ–ભારે, રૂક્ષ તથા ગ્રાહી હોઈ મળોને સૂકવીને કબજે કરનાર હોય છે. એમ આ ગોરસોનો નવમો વર્ગ કહ્યો છે. ૨૩૬

યોગીન્દ્રનાથ સેન તક્રપિંડનું લક્ષણ અહીં આ પ્રમાણે ઉતારે છે: 'दध्ना तक्रेण वा नष्टं दुग्धं बद्धं सुवाससा । द्रवभावेन रहितं तक्रपिण्डः स उच्यते –જે દૂધ દહીં કે છાશ નાખવાથી નાશ પામ્યુ હોય, તેને ઉત્તમ વસ્ત્રમાં બાંધી પ્રવાહી ભાગથી રહિત કરવામાં આવે, તેને 'તક્રપિંડ' કહે છે. તક્રપિંડો વિશદ, ગુરુ, રૂક્ષ તથા ગ્રાહી હોય છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં વધુ આમ સમજાવે છે: 'આ તક્રપિંડનું જ બીજું નામ 'તક્રકૂર્ચિકા' છે. તે વિશદ આદિ ગુણોથી યુક્ત છે; આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'ग्राहिणी वातला रूक्षा दुर्जरा तक्रकूर्चिका । तक्राल्लघुतरो मण्डः, कूर्चिका दधितक्रजा –જે છાશ બગડી ગઈ હોય અને જેમા નાની નાની ગાંઠો પડી ગઈ હોય તે છાશ– 'તક્રકૂર્ચિકા' (છાશના કૂચા) કહેવાય છે; એ તક્રકૂર્ચિકા ગ્રાહિણી–ઝાડાને કબજે કરનાર, વાયુકારક તથા રૂક્ષ હોઈ પચવી મુશ્કેલ હોય છે; છાશ કરતાં તેનો મંડ એટલે ઉપરનો આછો ભાગ અત્યંત હલકો હોય છે; તેમ જ બગડેલાં દહીંની તથા બગડેલી છાશની કૂર્ચિકા, એ દહીં તથા છાશ કરતાં ઘણી જ હલકી હોય છે.' આ જ તક્રપિંડિકામાં દધિકૂર્ચિકા–(બગડેલા દહીંના કૂચા)નો તથા બગડેલા દૂધના પિંડનો (એટલે ફોદાઓનો) પણ સમાવેશ થાય છે. તપેલા દૂધમાં તક્ર–છાશનો સંયોગ થવાથી દૂધ છોતાપાણી થઈ જાય કે ફાટી જાય છે, તે ફોદાઓ 'તક્રકૂર્ચિકા' કહેવાય છે; તે સંબંધે કહ્યું છે કે, 'तप्ते पयसि तक्रस्य संयोगात् तक्रकूर्चिका । दध्ना सह पयः पक्वं सा भवेद् दधिकूर्चिका–તપેલા દૂધમાં છાશનો સંયોગ થવાથી તક્રકૂર્ચિકા (છાશના કૂચા) થાય છે અને દહીંની સાથે દૂધ ઉકાળ્યું હોય ત્યારે દધિકૂર્ચિકા–દહીંના કૂચા થાય છે.' વળી સુશ્રુતમાં કહ્યું છે કે 'सर्पिर्मण्डस्तु मधुरः सरो योनिश्रोत्राक्षिशिरसां शूलघ्नो बस्तिनस्याक्षिपूरणेषूपदिश्यते–પીગળેલા ઘીનો ઉપર જામેલો ઘાટો ભાગ મધુર તથા સારક હોઈ યોનિના, કાનના, નેત્રના તથા મસ્તકના શૂળનો નાશ કરે છે; તેમ જ બસ્તિ કે પિચકારી દેવામાં, નસ્ય દેવામાં તથા નેત્રની અંદર કે ઉપર પૂરવામાં કે ભરવામાં ઉપયોગી ગણાય છે.' પરંતુ 'विकल्प एष दध्यादिः श्रेष्ठो गव्योऽभिवर्णितः । विकल्पानवशिष्टांस्तु क्षीरवीर्यात् समादिशेत्– દહીં વગેરે જે આ જુદા જુદા ભેદો કહ્યા છે, તે બધા ગાયના જ શ્રેષ્ઠ તરીકે વર્ણવ્યા છે; અર્થાત્ ગાયનાં જ દૂધ, દહીં, છાશ, માખણ તથા ઘી વગેરે ઉત્તમ ગણાય છે; બાકીનાં બીજાં પશુઓનાં દહીં વગેરે ભેદોને તેઓના દૂધના ગુણો પ્રમાણે ગુણયુક્ત સમજી લેવા.''

इति गोरसवर्गः

अथ इक्षुवर्गः

## હવે શેલડીનો વર્ગ શરૂ કરે છે: શેલડીના રસના ગુણો

**वृष्यः शीतः सरः स्निग्धो बृंहणो मधुरो रसः।
श्लेष्मलो भक्षितस्येक्षोर्यान्त्रिकस्तु विदह्यते ॥२३७॥**

દાંતથી (છોલીને) ચૂસેલી શેલડીનો રસ વૃષ્ય–વીર્યવર્ધક, શીતળ, સારક, સ્નિગ્ધ, બૃંહણ–પૌષ્ટિક તથા રસમાં મધુર હોઈ કફવર્ધક હોય છે; પરંતુ યંત્રમાંથી કાઢેલો શેલડીનો રસ વિદાહી હોઈ અતિશય દાહ કરે છે. ૨૩૭

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં વિદાહી અન્નપાનનું લક્ષણ આ પ્રમાણે બતાવે છે: 'द्रव्यस्वभावादथ गौरवाद्वा चिरेण पाकं जठराग्नियोगात्। पित्तप्रकोपं विदहत् करोति तदन्नपानं कथितं विदाहि–જે અન્નપાન દ્રવ્યના સ્વભાવને લીધે અથવા ગૌરવ કે ભારેપણાથી લાંબા કાળે પચે છે અને જઠરાગ્નિના યોગથી અતિશય દાહ પામીને પિત્તનો પ્રકોપ કરે છે, તે અન્નપાનને વિદાહી કહ્યું છે.' શેલડીના આ રસ સંબંધે સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આ પ્રમાણે લખે છે. 'अविदाही कफकरो वातपित्तनिवारणः। वक्त्रप्रह्लादनो वृष्यो दन्तनिष्पीडितो रसः–દાંતથી છોલીને ચૂસેલો શેલડીનો રસ અતિશય દાહ કરતો નથી, કફ કરે છે, વાયુને તથા પિત્તને મટાડે છે, મોઢાને આનંદ પમાડે છે અને વૃષ્ય-વીર્યવર્ધક હોય છે; પરંતુ 'गुरुर्विदाही विष्टम्भी यान्त्रिकस्तु प्रकीर्तितः–યંત્રમાં પીલીને કાઢેલો શેલડીનો રસ અતિશય દાહ કરનાર અને પેટમાં વાયુનો ગડગડાટ ઉપજાવી ઝાડાની કબજિયાત કરનાર કહેવાય છે.' યંત્રમાં પિલાયેલ શેલડીનો રસ, એવો વિદાહી ગુણ ધરાવે છે, તેનું કારણ આ છે કે, ઉપરની છાલ વગેરેની સાથે તે પિલાય છે અને બહાર પણ લાંબો વખત રહે છે, તેથી બહારનો વાયુ તથા સૂર્યનો તાપ વગેરેનો પણ તેને સંબંધ થાય છે. આ સંબંધે વાગ્ભટે અષ્ટાંગહૃદય–સૂત્રસ્થાનના ૫મા અધ્યાયમાં આમ કહ્યું છે કે. 'मूलाग्रजन्तुजग्धादि–पीडनान्मलसंकरात्। किंचित् कालं विधृत्या च विकृतिं याति यान्त्रिकः–યંત્રમાં પીલેલો શેલડીનો રસ, શેલડીનાં મૂળિયાં અને આગલો ભાગ, તથા જંતુઓએ ખાધેલ વગેરે ભાગો પીલાઈ જવાને લીધે તેમ જ કેટલોક કાળ બહાર પણ રહે છે, તે કારણે વિકાર પામે છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'અનુક્રમે પ્રાપ્ત થયેલા શેલડીના વિકારોનો વર્ગ હવે કહે છે: તેમાં દાંતથી છોલીને ચાવેલી કે ચૂસેલી શેલડીના શ્રેષ્ઠ રસના ગુણો અહીં કહે છે: 'દાંતથી ચાવીને ચૂસેલી પૌંડ્રક આદિ જુદી જુદી જાતની શેલડીનો અથવા સામાન્ય શેલડીનો રસ વૃષ્ય આદિ ગુણોથી યુક્ત છે; પરંતુ યંત્રમાં પીલીને કાઢેલો શેલડીનો રસ વિદાહી હોય છે. સુશ્રુતમાં શેલડીઓના ગુણો આ પ્રમાણે કહ્યા છે: 'इक्षवो मधुरा मधुरविपाका गुरवः शीताः स्निग्धा बल्या वृष्या मूत्रला रक्तपित्तप्रशमनाः क्रिमिकराश्चेति, ते चानेकविधाः, तद् यथा–'पौण्ड्रको भीरुकश्चैव वंशकः शतपोरकः। कान्तारस्तापसेक्षुश्च काष्ठेक्षुःसूचिपत्रकः। नैपालो दीर्घपत्रश्च नीलपोरोऽथ कोशकृत्। इत्येता जातयः स्थौल्यात् गुणान् वक्ष्याम्यतःपरम्। सुशीतो मधुरः स्निग्धो बृंहणः श्लेष्मलः सरः। अविदाही गुरुर्वृष्यः पौण्ड्रको भीरुकस्तथा। आभ्यां तुल्यगुणः किंचित् सक्षारो वंशको मतः। वंशवच्छतपोरस्तु किंचिदूनः स वातहा। कान्तारतापसाविक्षू वंशकानुगुणौ मतौ। एवंगुणस्तु काष्ठेक्षुः स तु वातप्रकोपणः। सूचीपत्रो नीलपोरो नैपालो दीर्घपत्रकः। वातलाः कफपित्तघ्नाः सकषाया विदाहिनः। कोशकारो गुरुः शीतो रक्तपित्तक्षयापहः। अतीव मधुरो मूले मध्ये मधुर एव च। अग्रेष्वक्षिपु विज्ञेय इक्षूणां लवणो रसः। अविदाही कफकरो वातपित्तनिवारणः। वक्त्रप्रह्लादनो वृष्यो दन्तनिष्पीडितो रसः। गुरुर्विदाही विष्टम्भी यान्त्रिकस्तु प्रकीर्तितः। બધી શેલડીઓ મધુર હોઈ વિપાકે પણ મધુર, ગુરુ–ભારે, શીતળ, સ્નિગ્ધ, બળકર, વૃષ્ય–વીર્યવર્ધક, મૂત્રકર, રક્તપિત્તને અત્યંત શમાવનાર તથા કૃમિકારક હોય છે; તે શેલડીઓ અનેક પ્રકારની થાય છે; જેમ કે પૌંડ્રક, ભીરુક, વંશક, શતપોરક, કાંતાર, તાપસેક્ષુ, કાષ્ઠેક્ષુ, સૂચિપત્રક, નૈપાલ, દીર્ઘપત્ર, નીલપોર અને કોશકૃત, એમ તેની બાર જાતિઓ સ્થૂળ દૃષ્ટિએ માનવામાં આવી છે; હવે તેઓના ગુણો હું કહું છું: પૌંડ્રક જાતિની શેલડી અતિશય શીતળ, મધુર, સ્નિગ્ધ, બૃંહણ–પૌષ્ટિક, કફ કરનાર, સારક, અતિશય દાહ નહિ કરનાર, ગુરુ–ભારે તથા વૃષ્ય–વીર્યવર્ધક હોય છે; એ પૌંડ્રકના જેવી જ ભીરુક જાતિની શેલડી પણ ગુણો ધરાવે છે; પરંતુ વંશક જાતિની શેલડી, જો કે એ બન્નેના જેવી જ ગુણયુક્ત હોય છે, પરંતુ તે કંઈક ક્ષારયુક્ત મનાય છે; શતપોર જાતિની શેલડી એ વંશકના જેવા જ ગુણો ધરાવે છે, પરંતુ કંઈક ઓછા ગુણોથી યુક્ત હોય છે અને તે વાયુનો નાશ કરે છે; કાંતાર અને તાપસેક્ષુ એ બન્ને જાતિની શેલડી વંશકને જ અનુસરતા ગુણોવાળી મનાઈ છે અને કાષ્ઠેક્ષુ જાતિની શેલડી પણ એવા જ ગુણોવાળી મનાઈ છે; પરંતુ તે વાયુને અત્યંત કોપાવે છે; સૂચિપત્ર, નીલપોર, નૈપાલ તથા દીર્ઘપત્રક નામની શેલડીની જાતિઓ વાયુવર્ધક, કફનો તથા

પિત્તનો નાશ કરનાર,કષાય-તૂરા રસથી યુક્ત અને અતિશય દાહ કરનાર મનાય છે. કોશકાર જાતિની શેલડી ગુરુ-ભારે તથા શીતળ હોઈ રક્તપિત્તનો તથા ક્ષયનો નાશ કરે છે; બધી શેલડી મૂળમાં અતિશય મધુર હોય છે, મધ્ય ભાગમાં કેવળ મધુર રસથી યુક્ત હોય છે અને દરેક શેલડીઓના આગલા ભાગોમાં તથા આંખોવાળી ગાંઠોમાં લવણ-ખારો રસ હોય છે, એમ જાણવું. બધી શેલડીઓને દાંતથી છોલી-ચાવીને ચૂસેલો તેઓનો રસ અતિશય દાહ કરતો નથી, કફને કરે છે, વાયુને તથા પિત્તને મટાડે છે, મુખને અતિશય હર્ષ પમાડે છે તથા વૃષ્ય-વીર્યવર્ધક હોય છે; પરંતુ યંત્રમાં પીલીને કાઢેલો શેલડીનો રસ ગુરુ-ભારે હોય છે, અતિશય દાહ કરે છે અને વિષ્ટંભ (પેટમાં પીડા સાથે વાયુનો ગડગડાટ) કરનાર કહેવાય છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'હવે જેમાં લગભગ શેલડીના વિકારો છે, તે વર્ગ કહેવામાં આવે છે: દાંતથી ચાવીને શેલડીનો રસ ચૂસાય છે, તેમ જ યંત્રમાં પીલીને શેલડીનો રસ ઉપયોગમાં લેવાય છે; તેમાંનો યંત્રથી પીલીને કાઢેલો શેલડીનો રસ અતિશય દાહ કરે છે; તેમાં કારણ આ છે કે, લગભગ છાલ તથા ગાંઠો સાથે યંત્રમાં તે પિલાય છે, તેમ જ પિલાયા પછી પણ તે અમુક સમય સુધી રહે છે; આ અભિપ્રાયથી આવું વચન પણ મળે છે, કે 'त्वग्ग्रन्थिसंयोगाद् यान्त्रिकस्तु विदह्यते। છાલ તથા ગાંઠોના સંયોગના લીધે યંત્રમાં પીલી કાઢેલો શેલડીનો રસ અતિશય દાહ કરે છે' આ સંબંધે હારીતે પણ કહ્યું છે કે, व्यापित्वात् सुकुमारो हि रसो यन्त्रनिपीडितः। सौक्ष्म्यात् सूर्येऽनिलार्काभ्यां स्पृष्टे काये विदह्यते-યંત્રમાં પિલાયેલો શેલડીનો રસ વ્યાપી હોય છે એટલે કે છાલ વગેરેની સાથે શેલડીની કાતરીઓમાંથી પીલી કાઢેલો હોય છે, એ કારણે અતિશય સુકુમાર-સુંવાળો હોય છે, અને સૂક્ષ્મપણે વાયુ તથા સૂર્ય સાથે સ્પર્શ પામીને શરીરમાં અતિશય દાહ કરે છે.' જો કે અહીં કેટલાક વિદ્વાનો આવી શંકા કરે છે, કે યંત્રમાં પીલી કાઢેલો શેલડીનો રસ જો વિદાહી હોય તો રક્તપિત્તનો નાશ કરનાર તરીકે તે કહેવાય છે, તે સાથે વિરોધ આવશે: કેમ કે રક્તપિત્તના શમન માટે કહેવાયું પણ છે કે, 'मधूदकस्येक्षुरसस्य चैव पानाच्छमं गच्छति रक्तपित्तम्। મધ-યુક્ત પાણી અને શેલડીનો રસ પીવાથી રક્તપિત્ત શાંતિ પામે છે.' આ વચન સાથેનો વિરોધ કઈ રીતે દૂર કરવો? આમ કોઈ કહે, તો તે વિરોધ છે જ નહિ; કેમ કે રક્તપિત્તનું જે શમન કરે છે, તે દાંતથી ચાવીને ચૂસેલો શેલડીનો રસ જ રક્તપિત્તનું શમન કરનાર તરીકે કહેવામાં આવે તે જ યોગ્ય છે; અથવા યાંત્રિક રસમાં પણ જે વિદાહીપણું આદિનો સંયોગ થાય છે અને અમુક કાળ સુધી તો એ પડી રહે છે, તે છોડીને તેનો ઉપયોગ કર્યો હોય તો તે દાહ કરનાર થતો નથી; છતાં 'यान्त्रिकस्तु विदह्यते। યંત્રમાં પીલી કાઢેલો શેલડીનો રસ દાહ કરનાર થાય છે' એવું જે વચન મળે છે, તે ખાસ નિશ્ચયાત્મક જ છે; એમ માનવું ન જોઈએ; આ જ કારણે બીજા કેટલાક વિદ્વાનો એ વચન માંહેના 'विदह्यते' એ પદનો અર્થ, 'તે યાંત્રિક રસ જલદી પચે છે' એ પ્રમાણે કહે છે. (અને રક્તપિત્તનું શમન કરનાર તરીકે એ યાંત્રિક રસ પણ લેવાય છે, એમ સૂચવે છે.) ૨૩૭

### શેલડીના ભેદો અને રસના વિકારો પૈકી ગોળના ગુણો

**शैत्यात्प्रसादान्माधुर्यात्पौण्ड्रकाद्वंशकोऽवरः।**
**प्रभूतक्रिमिमज्जासृङ्मेदोमांसकरो गुडः॥ २३८॥**

**'વંશક' નામની શેલડીની જાતિ, પૌંડ્રક નામની શેલડીની જાત કરતાં શીતળતામાં, પ્રસન્નતામાં તથા મધુરતામાં ઊતરતી હોય છે; અર્થાત્ 'પૌંડ્રક' જાતિની શેલડી શીતળતામાં, પ્રસન્નતામાં તથા મધુરતામાં સર્વ કરતાં શ્રેષ્ઠ છે અને 'વંશક' જાતિની શેલડી તેના કરતાં ઊતરતી-બીજા નંબરે છે. (એ શેલડીઓના રસનો વિકાર) ગોળ કૃમિઓને, મજ્જાને, રુધિરને, મેદને તથા માંસને પુષ્કળ કરે છે. ૨૩૮**

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: અહીં શેલડીઓના ભેદોમાંથી બે ભેદને જ ખાસ બતાવ્યા છે; એક પૌંડ્રક જાતિની શેલડી અને બીજી વંશક જાતિની શેલડી કહી છે. તેમાંથી પૌંડ્રક વધુ ઉત્તમ છે અને વંશક તેના કરતા કંઈક ઊતરતી ઓછા ગુણોવાળી હોય છે. એમ અહીં જણાવે છે. આ જ પ્રમાણે અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૫મા અધ્યાયમાં કહ્યું છે, કે 'शैत्यप्रसादमाधुर्यै-र्वरस्तमनु वंशकः-પૌંડ્રક જાતિની શેલડી શીતળતામાં પ્રસન્નતામાં તથા મધુરતામાં સર્વ કરતાં શ્રેષ્ઠ છે અને તેના પછી વંશક જાતિની શેલડી તેવા ગુણવાળી ગણાય છે;' એકંદર શ્રેષ્ઠ ગુણવાન તરીકે પ્રથમ પૌંડ્રક છે અને તે પછી જ વંશક શેલડી (બીજા નંબરે) ગણાય છે. (બીજી શેલડી-ઓ . . . . . . . .

. . . . . . . . .

. . . . . . . . .

અહીં લીધા નથી.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં વધુ ઠીક સમજાવે છે કે, શેલડીના રસના વિકારોને અહીં દર્શાવે છે; તેમાં પ્રથમ ગોળના ગુણો કહે છે; ગોળ એ સર્વ સ્થળે પ્રખ્યાત છે; તે પુષ્કળ કૃમિ આદિને કરનાર છે. ગુડ કે ગોળનું લક્ષણ સામાન્ય આમ કહી શકાય કે 'पाकादतिसान्द्रत्वमापन्न इक्षुरसो गुडः–પકવતાં અતિશય ઘટ્ટ બનેલો શેલડીનો રસ–'ગુડ' ગોળ કહેવાય છે;' એ ત્રણ પ્રકારનો પ્રસિદ્ધ છે. એકંદર 'चतुर्थभागावशेषित इक्षुरसस्तु गुड उच्यते–પકવતાં પકવતાં ચોથા ભાગે બાકી રાખવામાં આવેલો શેલડીનો રસ 'ગુડ–ગોળ' કહેવાય છે' અને 'त्रिभागावशेषित इक्षुरसः 'क्षुद्र' उच्यते–ત્રીજા ભાગે બાકી રાખેલો શેલડીનો રસ ક્ષુદ્ર–હલકો ગોળ કહેવાય છે;' પરંતુ 'अर्धावशेषित इक्षुरसस्त्वगुडः फाणितमित्युच्यते–પકવતાં પકવ- અર્ધા ભાગે બાકી રાખેલો શેલડીનો જે રસ તે 'अगुड'– ગોળ કહેવાય જ નહિ; પરંતુ તેને 'फाणितम्' ફાણિત કહેવામાં આવે છે;' આ બધા ગોળના ભેદોમાં પડેલો ભેદ ગુરુ–ભારે હોય છે, ઇત્યાદિ બધું નીચેના શ્લોકમાં હવે કહે છે. ૨૩૮

### ક્ષુદ્ર–હલકા ગોળના તથા 'ધૌત ગુડ'ના ગુણો

**क्षुद्रो गुडश्चतुर्भागत्रिभागार्धावशेषितः ।**
**रसो गुरुर्यथापूर्वं धौतस्त्वल्पमलो गुडः ॥ २३९ ॥**

(પકવતાં પકવતાં) ચોથા ભાગે, ત્રીજા ભાગે તથા અર્ધા ભાગે બાકી રાખવામાં આવેલો શેલડીનો રસ– 'ક્ષુદ્રગુડ' હલકો ગોળ કહેવાય છે અને તેમાં પહેલો પહેલો ગુરુ–ભારે હોય છે; પરંતુ જે ગોળ ધોયેલો હોય, એટલે કે સંસ્કારના વશથી નિર્મળ કરાયો હોય, તે થોડા મેલ-વાળો 'ગુડ' (ગોળ) કહેવાય છે. ૨૩૯

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'ક્ષુદ્ર-ગુડ' કે 'હલકા ગોળ'નું જ બીજું નામ 'ફાણિત' કહેવાય છે; તે (પકવતાં પકવતાં) ચોથા, ત્રીજા કે અર્ધા-ભાગે બાકી રાખેલા શેલડીના રસરૂપે હોય છે અને તેમાં-નો પહેલો પહેલો ગુરુ–ભારે હોય છે; અર્થાત્ અર્ધાભાગે બાકી રાખેલા રસ કરતાં ત્રીજા ભાગે બાકી રાખેલો રસ વધારે ગુરુ–ભારે હોય છે અને ત્રીજા ભાગે બાકી રાખેલા કરતાં ચોથા ભાગે બાકી રાખેલો રસ ઘણો જ વધારે ભારે હોય છે; પરંતુ સંસ્કારના વશથી નિર્મળ કરેલો ગોળ થોડો મળથી યુક્ત કહેવાય છે.

(આ શ્લોકમાં રહેલ 'अल्पमलो गुडः' એ પદનો અર્થ શ્રી ગંગાધર આવો કરે છે કે, પાકકાળે અથવા ઉત્તર-કાળે મેલ દૂર કરવાથી જે ગોળમાં થોડો જ મેલ રહ્યો હોય, તે 'ધૌત ગુડ' શુદ્ધ કરેલો ગોળ કહેવાય છે. શ્રી ચક્રપાણિ તો 'धौतः स्वल्पमलो गुडः' એવો પાઠ રાખીને તેનો આવો અર્થ કરે છે કે, જેમાં મેલ કંઈક બાકી રાખીને જેને ધોયો હોય તે ગોળ ખૂબ થોડા મેલવાળો હોય છે; એ કારણે તે ગોળ થોડા કૃમિ વગેરેને કરનાર હોય છે, એ ભાવ છે.) ૨૩૯

### મત્સ્યંડિકા, ખાંડ તથા સાકરના ગુણો

**ततो मत्स्यण्डिका खण्डः शर्करा विमला परम् ।**
**यथा यथैषां वैमल्यं भवेच्छैत्यं तथा तथा ॥२४०॥**

તે ધૌત ગુડ કરતાં 'મત્સ્યંડિકા' (કાચી ખાંડ) વધુ મળરહિત હોય છે, મત્સ્યંડિકા કરતાં 'ખંડ' (પાકી) ખાંડ વધુ મળરહિત હોય છે અને તે 'ખંડ' ખાંડ કરતાં સાકર વધુ મળરહિત કે નિર્મળ હોય છે; તેમ જ એ બધાંઓમાં જેમ જેમ નિર્મળપણું હોય છે, તેમ તેમ તેઓમાં શીતળપણું પણ વધુ વધુ હોય છે. ૨૪૦

યોગીન્દ્રનાથ સેન 'મત્સ્યંડિકા'નો પર્યાય 'દ્રવખંડ' –પ્રવાહી કે પીગળેલી (કાચી) ખાંડ એવો જણાવે છે. આ 'મત્સ્યંડિકા, ખંડ–ખાંડ અને શર્કરા–સાકર એ ઉત્તરોત્તર વધુ વધુ નિર્મળ હોય છે; તેમ જ આ બધા શેલડીના વિકારો ઉત્તરોત્તર વધુ વધુ શીતળ પણ હોય છે; એટલે કે ધૌત ગુડ કરતાં 'મત્સ્યંડિકા' વધુ શીતળ હોય છે મત્સ્યંડિકા કરતાં 'ખંડ' કે ખાંડ વધુ શીતળ હોય છે અને તે ખાંડ કરતાં સાકર વધુ શીતળ હોય છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ લખ્યું છે: 'मत्स्यण्डिकाः खण्डशर्करा विमलजाता उत्तरोत्तरं शीताः स्निग्धा गुरुतरा मधुरतरा वृष्या रक्तपित्तप्रशमनास्तृष्णाप्रशमनाश्च। यथा यथैषां वैमल्यं मधुरत्वं तथा तथा। स्नेहगौरवशैत्यानि सरत्वं च तथा तथा॥ यो यो मत्स्यण्डिकाखण्डशर्कराणां स्वको गुणः। तेन तेनैव निर्देश्यस्तेषां विस्रावणो गुणः–કાચી ખાંડ, પાકી સફેદ ખાડ, સાકર અને ખડીસાકર ઉત્તરોત્તર વધુ વધુ નિર્મળ હોઈને વધુ વધુ શીતળ, વધુ વધુ સ્નિગ્ધ, વધુ વધુ ગુરુ–ભારે, વધુ વધુ મધુર અને વૃષ્ય હોય છે; તેમ જ તેઓ રક્તપિત્તને અત્યંત શમાવનાર તથા તરશને પણ ખૂબ વધુ શાંત કરનાર હોય છે; જેમ જેમ તેઓમાં વધુ નિર્મળતા હોય છે તેમ તેમ તેઓમાં વધુ મધુરતા હોય છે; તેમ જ સ્નેહ, ગૌરવ અને સારકપણું પણ વધારે વધારે હોય છે. કાચી ખાંડને, પાકી સફેદ ખાંડને તથા સાકરને બનાવતાં તેઓનો ક્ષાર સહિત જે મેલ કાઢવામાં આવે છે, તે મેલમાં કેટલાક અંશે એમનો પોતાનો જ ગુણ

પિત્તનો નાશ કરનાર,કષાય-તૂરા રસથી યુક્ત અને અતિશય દાહ કરનાર મનાય છે. કોશકાર જાતિની શેલડી ગુરુ-ભારે તથા શીતળ હોઈ રક્તપિત્તનો તથા ક્ષયનો નાશ કરે છે; બધી શેલડી મૂળમાં અતિશય મધુર હોય છે, મધ્ય ભાગમાં કેવળ મધુર રસથી યુક્ત હોય છે અને દરેક શેલડીઓના આગલા ભાગોમાં તથા આંખોવાળી ગાંઠોમાં લવણ-ખારો રસ હોય છે, એમ જાણવું. બધી શેલડીઓને દાંતથી છોલી-ચાવીને ચૂસેલો તેઓનો રસ અતિશય દાહ કરતો નથી, કફને કરે છે, વાયુને તથા પિત્તને મટાડે છે, મુખને અતિશય હર્ષ પમાડે છે તથા વૃષ્ય-વીર્યવર્ધક હોય છે; પરંતુ યંત્રમાં પીલીને કાઢેલો શેલડીનો રસ ગુરુ-ભારે હોય છે, અતિશય દાહ કરે છે અને વિષ્ટંભ (પેટમા પીડા સાથે વાયુનો ગડગડાટ) કરનાર કહેવાય છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે : 'હવે જેમાં લગભગ શેલડીના વિકારો છે, તે વર્ગ કહેવામાં આવે છે: દાતથી ચાવીને શેલડીનો રસ ચૂસાય છે, તેમ જ યંત્રમાં પીલીને શેલડીનો રસ ઉપયોગમા લેવાય છે; તેમાંનો યંત્રથી પીલીને કાઢેલો શેલડીનો રસ અતિશય દાહ કરે છે; તેમાં કારણ આ છે કે, લગભગ છાલ તથા ગાંઠો સાથે યંત્રમાં તે પિલાય છે, તેમ જ પિલાયા પછી પણ તે અમુક સમય સુધી રહે છે; આ અભિપ્રાયથી આવું વચન પણ મળે છે, કે 'त्वग्ग्रन्थिसंयोगाद् यान्त्रिकस्तु विदह्यते। છાલ તથા ગાંઠોના સંયોગના લીધે યંત્રમાં પીલી કાઢેલો શેલડીનો રસ અતિશય દાહ કરે છે' આ સંબંધે હારીતે પણ કહ્યું છે કે, व्यापित्वात् सुकुमारो हि रसो यन्त्रनिपीडितः। सौक्ष्म्यात् स्पृष्टोऽनिलार्काभ्यां भृशं काये विदह्यते-યંત્રમાં પિલાયેલો શેલડીનો રસ વ્યાપી હોય છે એટલે કે છાલ વગેરેની સાથે શેલડીની કાતરીઓમાંથી પીલી કાઢેલો હોય છે, એ કારણે અતિશય સુકુમાર-સુંવાળો હોય છે, અને સૂક્ષ્મપણે વાયુ તથા સૂર્ય સાથે સ્પર્શ પામીને શરીરમાં અતિશય દાહ કરે છે.' જો કે અહીં કેટલાક વિદ્વાનો આવી શંકા કરે છે, કે યંત્રમાં પીલી કાઢેલો શેલડીનો રસ જો વિદાહી હોય તો રક્તપિત્તનો નાશ કરનાર તરીકે તે કહેવાય છે, તે સાથે વિરોધ આવશે; કેમ કે રક્તપિત્તના શમન માટે કહેવાયું પણ છે કે, 'मधूदकस्येक्षुरसस्य चैव पानाच्छमं गच्छति रक्तपित्तम्। મધયુક્ત પાણી અને શેલડીનો રસ પીવાથી રક્તપિત્ત શાંતિ પામે છે.' આ વચન સાથેનો વિરોધ કઈ રીતે દૂર કરવો? આમ કોઈ કહે, તો તે વિરોધ છે જ નહિ; કેમ કે રક્તપિત્તનું જે શમન કરે છે, તે દાંતથી ચાવીને ચૂસેલો શેલડીનો રસ જ રક્તપિત્તનું શમન કરનાર તરીકે કહેવામાં આવે તે જ યોગ્ય છે; અથવા યાંત્રિક રસમાં પણ જે વિદાહીપણું આદિનો સંયોગ થાય છે અને અમુક કાળ સુધી તો એ પડી રહે છે, તે છોડીને તેનો ઉપયોગ કર્યો હોય તો તે દાહ કરનાર થતો નથી; છતાં 'यान्त्रिकस्तु विदह्यते। યંત્રમાં પીલી કાઢેલો શેલડીનો રસ દાહ કરનાર થાય છે' એવું જે વચન મળે છે, તે ખાસ નિશ્ચયાત્મક જ છે; એમ માનવું ન જોઈએ; આ જ કારણે બીજા કેટલાક વિદ્વાનો એ વચન માંહેના 'विदह्यते' એ પદનો અર્થ, 'તે યાંત્રિક રસ જલદી પચે છે' એ પ્રમાણે કહે છે. (અને રક્તપિત્તનું શમન કરનાર તરીકે એ યાંત્રિક રસ પણ લેવાય છે, એમ સૂચવે છે.) ૨૩૭

### શેલડીના ભેદો અને રસના વિકારો પૈકી ગોળના ગુણો

**शैत्यात्प्रसादान्माधुर्यात्पौण्ड्रकाद्वंशकोऽवरः।**
**प्रभूतकृमिमज्जासृङ्मेदोमांसकरो गुडः॥ २३८॥**

**'વંશક' નામની શેલડીની જાતિ, પૌંડ્રક નામની શેલડીની જાત કરતાં શીતળતામાં, પ્રસન્નતામાં તથા મધુરતામાં ઊતરતી હોય છે; અર્થાત્ 'પૌંડ્રક' જાતિની શેલડી શીતળતામાં, પ્રસન્નતામાં તથા મધુરતામાં સર્વ કરતાં શ્રેષ્ઠ છે અને 'વંશક' જાતિની શેલડી તેના કરતાં ઊતરતી-બીજા નંબરે છે. (એ શેલડીઓના રસનો વિકાર) ગોળ કૃમિઓને, મજ્જાને, રુધિરને, મેદને તથા માંસને પુષ્કળ કરે છે. ૨૩૮**

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: અહીં શેલડીઓના ભેદોમાંથી બે ભેદને જ ખાસ બતાવ્યા છે; એક પૌંડ્રક જાતિની શેલડી અને બીજી વંશક જાતિની શેલડી કહી છે. તેમાંથી પૌંડ્રક વધુ ઉત્તમ છે અને વંશક તેના કરતા કંઈક ઊતરતી ઓછા ગુણોવાળી હોય છે, એમ અહીં જણાવે છે. આ જ પ્રમાણે અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના ૫મા અધ્યાયમાં કહ્યું છે, કે 'शैत्यप्रसादमाधुर्यैर्वरस्तमनु वंशक-પૌંડ્રક જાતિની શેલડી શીતળતામાં પ્રસન્નતામા તથા મધુરતામાં સર્વ કરતાં શ્રેષ્ઠ છે અને તેના પછી વંશક જાતિની શેલડી તેવા ગુણવાળી ગણાય છે;' એકંદર શ્રેષ્ઠ ગુણવાન તરીકે પ્રથમ પૌંડ્રક છે અને તે પછી જ વંશક શેલડી (બીજા નંબરે) ગણાય છે. (બીજી શેલડીઓના ગુણો દર્શાવતા સુશ્રુતના શ્લોકો ઉપર પ્રમાણે જેમ શ્રી ગંગાધરે ઉતાર્યા છે, તે જ પ્રમાણે અહીં શ્રી યોગીંદ્રનાથ સેને પણ ઉતાર્યા છે; તે ઉપર આપેલા હોવાથી ફરીથી અહીં લીધા નથી.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં વધુ ઠીક સમજાવે છે કે, શેલડીના રસના વિકારોને અહીં દર્શાવે છે; તેમાં પ્રથમ ગોળના ગુણો કહે છે; ગોળ એ સર્વ સ્થળે પ્રખ્યાત છે; તે પુષ્કળ કૃમિ આદિને કરનાર છે. ગુડ કે ગોળનું લક્ષણ સામાન્ય આમ કહી શકાય કે ‘पाकादतिसान्द्रत्वमापन्न इक्षुरसो गुडः–પકવતાં અતિશય ઘટ્ટ બનેલો શેલડીનો રસ–‘ગુડ’ ગોળ કહેવાય છે;’ એ ત્રણ પ્રકારનો પ્રસિદ્ધ છે. એકંદર ‘चतुर्थभागावशेषित इक्षुरसस्तु गुड उच्यते–પકવતાં પકવતાં ચોથા ભાગે બાકી રાખવામાં આવેલો શેલડીનો રસ ‘ગુડ–ગોળ’ કહેવાય છે’ અને ‘त्रिभागावशेषित इक्षुरसः ‘क्षुद्र’ उच्यते–ત્રીજા ભાગે બાકી રાખેલો શેલડીનો રસ ક્ષુદ્ર–હલકો ગોળ કહેવાય છે;’ પરંતુ ‘अर्धावशेषित इक्षुरसस्त्वगुडः फाणितमित्युच्यते–પકવતાં પકવ-અર્ધા ભાગે બાકી રાખેલો શેલડીનો જે રસ તે ‘अगुड’–ગોળ કહેવાય જ નહિ; પરંતુ તેને ‘फाणितम्’ ફાણિત કહેવામાં આવે છે;’ આ બધા ગોળના ભેદોમાં પહેલો ભેદ ગુરુ–ભારે હોય છે, ઇત્યાદિ બધું નીચેના શ્લોકમાં હવે કહે છે. ૨૩૮

### ક્ષુદ્ર–હલકા ગોળના તથા ‘ધૌત ગુડ’ના ગુણો

**क्षुद्रो गुडश्चतुर्भागत्रिभागार्धावशेषितः ।**
**रसो गुरुर्यथापूर्वं धौतस्त्वल्पमलो गुडः ॥ २३९ ॥**

**(પકવતાં પકવતાં) ચોથા ભાગે, ત્રીજા ભાગે તથા અર્ધા ભાગે બાકી રાખવામાં આવેલો શેલડીનો રસ– ‘ક્ષુદ્રગુડ’ હલકો ગોળ કહેવાય છે અને તેમાં પહેલો પહેલો ગુરુ–ભારે હોય છે; પરંતુ જે ગોળ ધોયેલો હોય, એટલે કે સંસ્કારના વશથી નિર્મળ કરાયો હોય, તે થોડા મેલવાળો ‘ગુડ’ (ગોળ) કહેવાય છે. ૨૩૯**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: ‘ક્ષુદ્ર-ગુડ’ કે ‘હલકા ગોળ’નું જ બીજું નામ ‘ફાણિત’ કહેવાય છે; તે (પકવતાં પકવતાં) ચોથા, ત્રીજા કે અર્ધા-ભાગે બાકી રાખેલા શેલડીના રસરૂપે હોય છે અને તેમાં-નો પહેલો પહેલો ગુરુ–ભારે હોય છે; અર્થાત્ અર્ધાભાગે બાકી રાખેલા રસ કરતાં ત્રીજા ભાગે બાકી રાખેલો રસ વધારે ગુરુ–ભારે હોય છે અને ત્રીજા ભાગે બાકી રાખેલા કરતાં ચોથા ભાગે બાકી રાખેલો રસ ઘણો જ વધારે ભારે હોય છે; પરંતુ સંસ્કારના વશથી નિર્મળ કરેલો ગોળ થોડા મળથી યુક્ત કહેવાય છે.

(આ શ્લોકમાં રહેલ ‘अल्पमलो गुडः’ એ પદનો અર્થ શ્રી ગંગાધર આવો કરે છે કે, પાકકાળે અથવા ઉત્તર-કાળે મેલ દૂર કરવાથી જે ગોળમાં થોડો જ મેલ રહ્યો હોય, તે ‘ધૌત ગુડ’ શુદ્ધ કરેલો ગોળ કહેવાય છે. શ્રી ચક્રપાણિ તો ‘धौतः स्वल्पमलो गुडः’ એવો પાઠ રાખીને તેનો આવો અર્થ કરે છે કે, જેમાં મેલ કંઈક બાકી રાખીને જેને ધોયો હોય તે ગોળ ખૂબ થોડા મેલવાળો હોય છે; એ કારણે તે ગોળ થોડા કૃમિ વગેરેને કરનાર હોય છે, એ ભાવ છે.) ૨૩૯

### મત્સ્યંડિકા, ખાંડ તથા સાકરના ગુણો

**ततो मत्स्यण्डिका खण्डः शर्करा विमला परम् ।**
**यथा यथैषां वैमल्यं भवेच्छैत्यं तथा तथा ॥२४०॥**

**તે ધૌત ગુડ કરતાં ‘મત્સ્યંડિકા’ (કાચી ખાંડ) વધુ મળરહિત હોય છે, મત્સ્યંડિકા કરતાં ‘ખંડ’ (પાકી) ખાંડ વધુ મળરહિત હોય છે અને તે ‘ખંડ’ ખાંડ કરતાં સાકર વધુ મળરહિત કે નિર્મળ હોય છે; તેમ જ એ બધાંઓમાં જેમ જેમ નિર્મળપણું હોય છે, તેમ તેમ તેઓમાં શીતળપણું પણ વધુ વધુ હોય છે. ૨૪૦**

યોગીન્દ્રનાથ સેન ‘મત્સ્યંડિકા’નો પર્યાય ‘દ્રવખંડ’ –પ્રવાહી કે પીગળેલી (કાચી) ખાંડ એવો જણાવે છે. આ ‘મત્સ્યંડિકા, ખંડ–ખાંડ અને શર્કરા–સાકર એ ઉત્તરોત્તર વધુ વધુ નિર્મળ હોય છે; તેમ જ આ બધા શેલડીના વિકારો ઉત્તરોત્તર વધુ વધુ શીતળ પણ હોય છે; એટલે કે ધૌત ગુડ કરતાં ‘મત્સ્યંડિકા’ વધુ શીતળ હોય છે મત્સ્યંડિકા કરતાં ‘ખંડ’ કે ખાંડ વધુ શીતળ હોય છે અને તે ખાંડ કરતાં સાકર વધુ શીતળ હોય છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ લખ્યું છે: ‘मत्स्यण्डिकाः खण्डशर्करा विमलजाता उत्तरोत्तरं शीताः स्निग्धा गुरुतरा मधुरतरा वृष्या रक्तपित्तप्रशमनास्तृष्णाप्रशमनाश्च। यथा यथैषां वैमल्यं मधुरत्वं तथा तथा। स्नेहगौरवशैत्यानि सरत्वं च तथा तथा॥ यो यो मत्स्यण्डिकाखण्डशर्कराणां स्वको गुणः। तेन तेनैव निर्देश्यस्तेषां विस्रावणो गुणः–કાચી ખાંડ, પાકી સફેદ ખાંડ, સાકર અને ખડીસાકર ઉત્તરોત્તર વધુ વધુ નિર્મળ હોઈને વધુ વધુ શીતળ, વધુ વધુ સ્નિગ્ધ, વધુ વધુ ગુરુ–ભારે, વધુ વધુ મધુર અને વૃષ્ય હોય છે; તેમ જ તેઓ રક્તપિત્તને અત્યંત શમાવનાર તથા તરશને પણ ખૂબ વધુ શાંત કરનાર હોય છે; જેમ જેમ તેઓમાં વધુ નિર્મળતા હોય છે તેમ તેમ તેઓમાં વધુ મધુરતા હોય છે; તેમ જ સ્નેહ, ગૌરવ અને સારકપણું પણ વધારે વધારે હોય છે. કાચી ખાંડને, પાકી સફેદ ખાંડને તથા સાકરને બનાવતાં તેઓનો ક્ષાર સહિત જે મેલ કાઢવામાં આવે છે, તે મેલમાં કેટલાક અંશે એમનો પોતાનો જ ગુણ

હોય છે, એમ તેને તેને અનુસરીને કહી શકાય છે; અર્થાત્ ખાંડના મેલમાં ખાંડના જેવા અને સાકરના મેલમાં સાકરના જેવા જ ગુણો હોય છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર, સુશ્રુતે કહેલા ગોળના ગુણો અહીં વધુમાં ઉતારી બતાવે છે; જેમ કે 'गुडः सक्षार-मधुरो नातिशीतः स्निग्धो मूत्ररक्तशोधनो नातिपित्तजिद् वातघ्नो मेदः-कफकरो बल्यो वृष्यश्च –ગોળ ક્ષાર સાથે મધુર હોવાથી અત્યંત શીતળ નથી, સ્નિગ્ધ છે, મૂત્રની તથા રક્તની શુદ્ધિ કરનાર છે. પિત્તને અત્યંત મટાડતો નથી, વાયુનો નાશ કરે છે, મેદને તથા કફને કરે છે, બળને વધારે છે અને વૃષ્ય હોઈ વીર્યવર્ધક પણ છે. ૨૪૦

### જાતજાતની સાકરના ગુણો

वृष्या क्षीणक्षतहिता सस्नेहा गुडशर्करा ।
कषायमधुरा शीता सतिक्ता यासशर्करा ॥२४१॥
रूक्षा च्छर्द्यतिसारघ्नी च्छेदनी मधुशर्करा ।
तृष्णासृक्पित्तदाहेषु प्रशस्ताः सर्वशर्कराः ॥२४२॥

ગોળમાંથી બનતી સાકર સ્નેહયુક્ત હોઈ વૃષ્ય-વીર્યવર્ધક હોય છે અને ક્ષતક્ષીણ થયેલા રોગીને હિતકારી છે; જવાસાની સાકર કષાય-તૂરી, મધુર તથા તિક્ત-કડવાશ સહિત હોઈને શીતળ હોય છે; મધની સાકર રૂક્ષ હોઈ (કફ વગેરેને) છેદનારી હોય છે અને ઊલટીનો તથા અતિસારનો નાશ કરનારી હોય છે. (એકંદર) બધી (જાતની) સાકરો તૃષ્ણામાં, રક્તપિત્તમાં તથા દાહમાં ઉત્તમ ગણાય છે. ૨૪૧,૨૪૨

યોગીન્દ્રનાથ સેન અહીં થોડું વધુ આમ સમજાવે છે: અહીં બતાવેલી 'યાસશર્કરા'-એ જવાસાના કવાથને ખૂબ ઘાટો કરી બનાવાય છે; અને 'મધુશર્કરા' અમુક કાળે મધને સુકવી નાખવાથી અથવા મધના દરેક અવયવો સુકાઈને ખૂબ ઘાટા થઈ જતાં જે મધ સાકર જેવું થઈ જાય છે, તે એ 'મધની સાકર' કહેવાય છે. તે સાકર પિંડારૂપે થયેલા કફ વગેરેને ભેદનારી-તોડનારી હોય છે; એ સિવાયની બીજી બધી સાકરો પણ તરશનો, રક્તપિત્તનો તથા દાહનો નાશ કરવામાં ઉત્તમ ગણાય છે.' આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ અધ્યાયમાં આમ કહ્યું છે: 'सारस्थिता सुविमला निःक्षारा च यथा यथा । तथा तथा गुणवती विज्ञेया शर्करा बुधैः ॥ मधुशर्करा पुनश्छर्द्यतीसारहरी रूक्षा छेदनी प्रसादनी कषायमधुरा मधुरविपाका च । यवासशर्करा मधुरकषाया तिक्तानुरसा श्लेष्महरी सरा चेति । 'यावत्यः शर्कराः प्रोक्ताः सर्वा दाहप्रणाशनाः । रक्तपित्तप्रशमनाश्छर्दिमूर्च्छातृषापहाः–સાકર જેમ જેમ સારરૂપે રહેલી, ખૂબ વધારે નિર્મળ અને ક્ષાર વગરની હોય, તેમ તેમ વિદ્વાનોએ તેને વધુ વધુ ગુણવાળી જાણવી; મધની સાકર ઊલટીનો તથા અતિસારનો નાશ કરનાર, રૂક્ષ, કફ વગેરેને કાપનાર, આનંદકારક કષાય-તૂરારસ સાથે મધુરરસવાળી અને વિપાકમાં પણ મધુર હોય છે. (જે મધ કાળાંતરે સુકાઈને ઘાટું થઈ સાકર જેવું બની જાય. એ જ મધની સાકર કહેવાય છે, એમ ડલ્હન કહે છે.) જવાસાની સાકર મધુર, કષાય-તૂરી, પેટામાં કડવા રસથી અનુગત, કફનો નાશ કરનાર તથા સારક હોય છે. જેટલી સાકરો કહેવાયેલી છે, તે બધી દાહનો, રક્તપિત્તનો, ઊલટીનો, મૂર્છાનો તથા તરશનો નાશ કરનારી હોય છે. (અહીં વધુ શ્રી ગંગાધરે આ શ્લોક પણ લખ્યો છે:) 'रूक्षं मधूकपुष्पोत्थं फाणितं वातपित्तकृत् । कफघ्नं मधुरं पाके कषाय बस्तिदूषणम्–મહુડાંના ફૂલની સાકર બનાવતાં જે ફાણિત (અપક્વ રસ) તૈયાર થાય છે તે રૂક્ષ હોઈ વાયુને તથા પિત્તને કરનાર, કફનો નાશ કરનાર, પાકમાં મધુર, કષાય રસથી યુક્ત અને બસ્તિ-મૂત્રાશયને દૂષિત-ખરાબ કરે છે.'

શ્રી ચક્રપાણિ લખે છે કે, 'યાસશર્કરા' એ દુરાલભા કે ધમાસાના ક્વાથની કરેલી સાકર છે; અને 'મધુશર્કરા' એ મધના વાસણમાં મધ સુકાઈને જામી જતાં જે સાકર બને છે, તે સમજવી. ૨૪૧,૨૪૨

### મધના ભેદો અને તેઓનાં લક્ષણો

माक्षिकं भ्रामरं क्षौद्रं पौत्तिकं मधुजातयः ।
माक्षिकं प्रवरं तेषां विशेषाद् भ्रामरं गुरु ॥ २४३ ॥
माक्षिकं तैलवर्णं स्याद् घृतवर्णं तु पौत्तिकम् ।
कपिलवर्णं क्षौद्रं स्याच्छ्वेतं भ्रामरमुच्यते ॥ २४४ ॥

માક્ષિક, ભ્રામર, ક્ષૌદ્ર તથા પૌત્તિક એ મધની જાતિઓ છે; તેઓમાં 'માક્ષિક' જાતનું મધ શ્રેષ્ઠ હોય છે; અને ભ્રામર મધ વિશેષે કરી ગુરુ-ભારે હોય છે. માક્ષિક(મધ)નો રંગ તેલના જેવો હોય છે, પૌત્તિક(મધ)નો રંગ ઘીના જેવો હોય છે, ક્ષૌદ્ર(મધ)નો રંગ કપિલ-પિંગળો હોય છે અને ભ્રામર નામનું મધ ધોળું કહેવાય છે. ૨૪૩,૨૪૪

યોગીન્દ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં આમ સમજાવે છે: 'મધમાંથી બનતી સાકરનો પ્રસંગ હોવાથી હવે અહીં મધના ભેદો બતાવે છે: પીગળા રંગની

જાડી માખીઓએ બનાવેલું મધ 'માક્ષિક કહેવાય છે; સ્નિગ્ધ આંજણ જેવા કાળા 'ભ્રમર' કે 'ભમરા' પ્રસિદ્ધ છે; તેઓએ બનાવેલું મધ 'ભ્રામર' કહેવાય છે. પિંગળા રંગની જ માખીઓ જે ઘણી જ ક્ષુદ્ર–નાની હોય છે, તેઓએ કરેલું મધ 'ક્ષૌદ્ર' કહેવાય છે; પિંગળા રંગની મોટી માખીઓ 'પુત્તિકા' કહેવાય છે. તેઓએ કરેલું મધ 'પૌત્તિક' કહેવાય છે, એમ ચાર મધની જાતિઓ છે; એ ચારેમાં પિંગળા રંગની મક્ષિકાઓએ કરેલું 'માક્ષિક' મધ અત્યંત શ્રેષ્ઠ છે; ભ્રમરોએ કરેલું 'ભ્રામર' મધ વધુ પ્રમાણમાં ભારે હોય છે; માક્ષિક મધનો રંગ તેલના જેવો હોય છે; પૌત્તિક મધનો રંગ ઘીના જેવો હોય છે, ક્ષૌદ્ર મધનો રંગ કપિલ–પિંગળા રંગનો હોય છે અને ભ્રામર મધનો રંગ ધોળો હોય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'पौत्तिकं भ्रामरं क्षौद्रं माक्षिकं छात्रमेव च। आर्घ्यमौद्दालकं दालमित्यष्टौ मधुजातयः॥ विशेषात् पौत्तिकं तेषु रूक्षौष्णं सविषान्वयात्। वातासृक्‌पित्तकृच्छेदि विदाहि मदकृन्मधु। पैच्छिल्यात् स्वादुभूयस्त्वात् भ्रामरं गुरु संज्ञितम्। क्षौद्रं विशेषतो ज्ञेयं शीतलं लघु लेखनम्। तस्माल्लघुतरं रूक्षं माक्षिकं प्रवरं स्मृतम्। श्वासादिषु च रोगेषु प्रशस्तं तद् विशेषतः। स्वादुपाकं गुरु हिमं पिच्छिलं रक्तपित्तजित्। श्वित्रमेहक्रिमिघ्नं च विद्याच्छात्रं गुणोत्तरम्। आर्घ्यं मध्वतिचक्षुष्यं कफपित्तहरं परम्। कषायं कटु पाके च बल्यं तिक्तमवातकृत्। औद्दालकं रुचिकरं स्वर्यं कुष्ठविषापहम्। कषायमुष्णमम्लं च पित्तकृत् कटुपाकि च। छर्दिमेहप्रशमनं मधु रूक्षं दलोद्भवम्। बृंहणीयं मधु नवं नातिश्लेष्महरं सरम्। मेदःस्थौल्यापहं ग्राहि पुराणमतिलेखनम्। दोषत्रयहरं पक्वमाममम्लं त्रिदोषकृत्। પૌત્તિક,[1] ભ્રામર,[2] ક્ષૌદ્ર,[3] માક્ષિક,[4] છાત્ર,[5] આર્ઘ્ય,[6] ઔદ્દાલક[7] અને દાલ,[8] એમ આઠ મધની જાતિઓ છે; તેઓમાં પૌત્તિક મધ ઝેરી રસોને ખાનારી માખીઓના સંબંધને લીધે વિશેષે કરી રૂક્ષ તથા ઉષ્ણ હોય છે, તેથી વાતરક્ત તથા પિત્તને કરનાર છે, કફને તથા મેદને છેદનાર છે, અતિશય દાહ કરનાર તથા મદ કરનાર હોય છે. ભ્રામર[2] મધ પિચ્છિલ-ચીકાશયુક્ત હોવાને લીધે તેમ જ વધુ પ્રમાણમાં મધુર હોવાથી ગુરુ–ભારે કહેવાય છે અને ક્ષૌદ્ર[3] મધ વધુ પ્રમાણમાં શીતલ, લઘુ તથા લેખન હોઈ કફ વગેરેને ખોતરી કાઢનાર જાણવું. માક્ષિક[4] મધ એ ક્ષૌદ્ર મધ કરતાં અતિશય લઘુ હોઈ વધુ શ્રેષ્ઠ કહેવાય છે; છાત્ર[5] મધ પાકમાં મધુર, ગુરુ–ભારે, હિમ, શીતળ, ચીકાશવાળું, રક્તપિત્તને મટાડનાર; શ્વિત્રકોઢનો, મેહનો, કૃમિઓનો નાશ કરનાર હોઈ શ્રેષ્ઠ જાણવું. આર્ઘ્ય[6] મધ ચક્ષુને અત્યંત હિતકારી, કફનો તથા પિત્તનો અત્યંત નાશ કરનાર, કષાય–તૂરું, ઉષ્ણ, પાકમાં કટુ–તીખું, બળકારક અને કડવું હોઈ વાયુને કરતું નથી; ઔદ્દાલક[7] મધ રુચિકારક, સ્વરને હિતકારી, કોઢનો તથા વિષ–ઝેરનો નાશ કરનાર, કષાય–તૂરું, અમ્લ–ખાટું તથા ઉષ્ણ હોઈ પિત્તને કરે છે અને પાકમાં કટુ–તીખું હોય છે. 'દાલ કે દલમાંથી ઊતપન્ન થતું મધ રૂક્ષ હોઈ ઊલટીને તથા મેહને મટાડનાર હોય છે. નવું મધ એટલે જેને મધપૂડામાંથી લીધા પછી ઘણો કાળ વીત્યો ન હોય, તે મધ બૃંહણીય શરીરને પુષ્ટિ કરનાર હોઈ કફને અતિશય તોડનાર નથી, અને સારક હોઈ મળની પ્રવૃત્તિ કરનાર છે; જૂનું મધ મેદ અને સ્થૂળતાનો નાશ કરનાર, ગ્રાહી એટલે મળોને સૂકવી નાખી કબજિયાત કરનાર હોય છે અને કફને અત્યંત ખોતરનાર છે; જે મધ અગ્નિથી નહિ, પણ યોગ્ય સમયે પાકીને ઘાટું થયું હોય, તે ત્રણે દોષને દૂર કરનાર હોય છે; પણ કાચું મધ ખાટું અને ત્રણે દોષોને કરનાર હોય છે.' ૨૪૩, ૨૪૪

### મધના સામાન્ય ગુણો

**वातलं गुरु शीतं च रक्तपित्तकफापहम्।**
**संधानं छेदनं रूक्षं कषायमधुरं मधु॥ २४५॥**

**મધ વાયુને કરનાર, ગુરુ–ભારે, શીતળ, રક્તપિત્તનો તથા કફનો નાશ કરનાર, ભાંગ્યાંને સાંધનાર, કફની ગાંઠોને છેદનાર, રૂક્ષ, કષાય–તૂરું તથા મધુર હોય છે. ૨૪૫**

સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં મધના જે ગુણો કહ્યા છે. તેઓને યોગીન્દ્રનાથ સેન, આ પ્રમાણે લખી જણાવે છે: 'मधु तु मधुरं कषायानुरसं रूक्षं शीतमग्निदीपनं वर्ण्यं स्वर्यं लघु सुकुमारं लेखनं हृद्यं संधानं रोपणं वाजीकरणं संग्राहि चक्षुष्यं प्रसादनं सूक्ष्ममार्गानुसारिपित्तश्लेष्ममेदोमेहहिक्काश्वासकासातिसारच्छर्दितृष्णाक्रिमिविषप्रशमनं ह्लादि त्रिदोषशमनं च। तत्तु लघुत्वात् कफघ्नम्, पैच्छिल्यान्माधुर्यात् कषायभावाच्च वातपित्तघ्नम्। મધ તો મધુર, પેટામાં કષાય–તૂરા રસથી અનુગત, રૂક્ષ, શીતળ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, શરીરના રંગને સારો કરનાર, સ્વરને હિતકારી, લઘુ–હલકું, સુકુમાર–સુંવાળું, લેખન હોઈ કફને ખોતરનાર, હૃદયને પ્રિય તથા હિતકારી, ભાંગેલાંને સાંધનાર, રૂઝવનાર, વાજીકરણ, મળોને સૂકવી કબજે કરનાર, ચક્ષુને હિતકારી, પ્રસન્નતા કરનાર કે સ્વચ્છતા કરનાર, સૂક્ષ્મ માર્ગોને અનુસરનાર, પિત્તને, કફને, મેદને, મેહને, હેડકીને, શ્વાસને, ઉધરસને, અતિસાર–ઝાડાને, ઊલટીને, તરસને, કૃમિઓને તથા વિષને શમાવ-

નાર, હર્ષ ઉપજાવનાર અને ત્રણે દોષને શમાવનાર હોય છે; વળી તે મધ લઘુ-હલકું હોવાથી કફનો નાશ કરે છે અને ચીકાશવાળું, મધુર તથા તૂરાશવાળું હોવાથી વાયુનો તથા પિત્તનો પણ નાશ કરે છે. ૨૪૫

### મધનો ઉષ્ણ દ્રવ્ય સાથે વિરોધ

हन्यान्मधूष्णमुष्णार्तमथवा सविषान्वयात् ।
गुरुरूक्षकषायत्वाच्छैत्याच्चाल्पं हितं मधु ॥ २४६ ॥

મધમાં વિષયુક્ત પુષ્પરસ અને ઝેરી મધમાખીઓનો પણ સંબંધ હોય છે, એ કારણે તે મધને જો ઉષ્ણ-ગરમ કર્યું હોય અથવા ઉષ્ણદ્રવ્ય સાથે તેને જો યુક્ત કર્યું હોય તો તે મધ માણસને મારી નાખે છે; અથવા એ મધને ઉષ્ણ કે ગરમ કર્યું ન હોય કે ઉષ્ણદ્રવ્ય સાથે પણ યુક્ત કર્યું ન હોય છતાં તેને ગરમી કે તાપથી પીડાયેલા માણસને જો આપ્યું હોય તો તે માણસનો પણ નાશ કરે છે; વળી તે મધ ગુરુ-ભારે, રૂક્ષ તથા કષાયપણાને લીધે તથા શીતળતાના કારણે પણ થોડું સેવ્યું હોય તો જ હિતકારી થાય છે. ૨૪૬

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે કે, 'મધને ઝેરી માખીઓએ ઉત્પન્ન કર્યું હોય છે, એ કારણે તે મધ ઉષ્ણ છે- ગરમ તો છે જ, છતા તેને (સૂર્ય કે અગ્નિ વગેરેના તાપથી કે,) ઉષ્ણ દ્રવ્યના યોગથી ઉષ્ણ કરવામા આવે છે, તો તે માણસને મારી નાખે છે; તે પોતે એ રીતે ઉષ્ણવીર્ય કરાયુ ન હોય, છતા ઉષ્ણ-ગરમી કે તાપથા પીડાયેલા માણસને તે મધ આપવામાં આવે છે, તોપણ તે માણસનો નાશ કરે છે; કેમ કે મધને ઉષ્ણતા સાથે વિરોધ જ હોય છે. આ સંબંધે ચરકે શ્લોકસ્થાનના ૨૬ મા અધ્યાયમા વિરુદ્ધ દ્રવ્યોના આહારો વિષે પ્રથમ કહ્યું પણ છે કે 'मधु चोष्ण-मुष्णार्तस्य च मधु मरणाय' (જુઓ ત્યાં ૧૩૧ મું સૂત્ર.) આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'तत्तु नानाद्रव्यरसगुणवीर्यविपाकविरुद्धानां पुष्परसानां सविषमक्षिकासंभवत्वाच्चानुष्णोपचार, 'उष्णैर्विरुध्यते सर्वं विषान्वयतया मधु। उष्णार्तमुष्णैरुष्णे वा तन्निहन्ति यथा विषम्। तत् सौकुमार्याच्च तथैव शैत्याग्नानौषधीनां रससंभवाच्च। उष्णै विरुध्येत विशेषतश्च तथान्तरीक्षेण जलेन चापि। મધ અનેક દ્રવ્યોના પરસ્પર વિરુદ્ધ રસોથી, ગુણોથી, વીર્યોથી તથા વિપાકોથી યુક્ત છે અને પુષ્પરસોમાં ફરનારી ઝેરી માખીઓએ ઉત્પન્ન કરેલું છે, તે કારણે તેને ઉષ્ણ ઉપચારો સાથે વિરોધ છે; વળી દરેક જાતના મધને ઝેરી માખીઓએ ઉત્પન્ન કર્યું હોય છે, તેથી એ દરેક જાતનું મધ ઝેરના સંબંધવાળું છે, તે કારણે પણ તે મધને ઉષ્ણ દ્રવ્યો સાથે વિરોધ છે; તેથી ઉષ્ણ-તાપ કે ઘામથી પીડાયેલા માણસને તે અપાયું હોય, અથવા ઉષ્ણવીર્યવાળા નહિ પણ ઉષ્ણસ્પર્શવાળાં દ્રવ્યોની સાથે પણ તે કોઈને અપાયું હોય, અથવા ઉષ્ણકાળમાં પણ તે જો અપાયું હોય, તો એ મધ, ઝેરની પેઠે તે માણસને મારી નાખે છે. મધ સુકુમાર છે, શીતળ છે તેમ જ અનેક ઔષધિઓના રસથી તે ઉત્પન્ન થયું છે, તેથી તેને ઉષ્ણ સ્પર્શવાળાં કે ઉષ્ણવીર્યવાળાં દ્રવ્યોની સાથે ખાસ વિરોધ હોય છે; તેમ જ અંતરીક્ષના જળની સાથે પણ તેને સ્વાભાવિક વિરોધ છે. (છતાં આર્ઘ્ય જાતિના મધને ઉષ્ણ દ્રવ્યો સાથે વિરોધ નથી) વળી તે મધ ગુરુ, રૂક્ષ તથા કષાયપણાથી યુક્ત છે અને શીતળ પણ છે, તેથી તે મધને અલ્પ થોડા પ્રમાણમાં જ જો પીધું હોય તો જ તે હિતકારી છે, પરંતુ વધારે પ્રમાણમાં જો તે પિવાય છે તો આમને એટલે કે અપક્વ અન્નરસને ઉત્પન્ન કરે છે.'

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ પણ સમજાવે છે કે, 'આ મધ સંબંધે હારીત પણ આમ કહે છે: 'नानापुष्पप्रकाराणां रससारात्मकं मधु। तच्छैत्यात् सौकुमार्याच्च सर्वैरुष्णैर्विरुध्यते'। મધ અનેક પ્રકારના પુષ્પોના રસના એક સાર રૂપ છે, વળી પોતે શીતળ છે-શીતવીર્ય છે અને સુકુમાર-સુંવાળું કે કોમળ પણ છે, તેથી સર્વ ઉષ્ણ દ્રવ્યોની સાથે તે વિરુદ્ધ બને છે.' સુશ્રુત પણ આ સંબંધે આમ જ કહે છે. વળી તે મધ જો અલ્પ પ્રમાણમાં સેવ્યું હોય તો જ હિતકારી થાય છે, તેમાં જે હેતુ છે, તે મૂળમા જ કહે છે કે તે મધ ગુરુ-ભારે હોવાથી આમને કરનાર છે અને રૂક્ષ, કષાય તથા શીતળ હોવાથી પણ ઘણું જ નુકસાન કરે છે એટલે કે વાયુને કરનાર છે.

### મધનું અજીર્ણ બીજાં અજીર્ણો કરતાં વધુ ખરાબ

नातः कष्टतमं किंचिन्मध्वामात्तद्धि मानवम् ।
उपक्रमविरोधित्वात्सद्यो हन्याद्यथा विषम् ॥२४७॥
आमे सोष्णा क्रिया कार्या सा मध्वामे विरुध्यते ।
मध्वामं दारुणं तस्मात्सद्यो हन्याद्यथा विषम् ॥२४८॥

મધના અજીર્ણથી બીજું કોઈ પણ વધુ કષ્ટકારક અજીર્ણ નથી; કારણ કે તે મધનું અજીર્ણ, તેની ચિકિત્સાનું વિરોધી હોવાના કારણે, મનુષ્યને ઝેરની પેઠે તરત જ મારી નાખે છે. ૨૪૭

આમ કે અજીર્ણમાં ઉષ્ણતાયુક્ત ચિકિત્સા

**કરવી જોઈએ; પરંતુ મધના અજીર્ણમાં તે વિરુદ્ધ થાય છે, તે કારણે મધનું અજીર્ણ વિષની પેઠે માણસને તરત મારી નાખે છે. ૨૪૮**

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, આ મધના અજીર્ણથી બીજું કોઈ પણ અજીર્ણ વધુ દુઃખદાયક નથી; કારણ કે તે મધનું અજીર્ણ સ્વેદ તથા ઉષ્ણજળ વગેરે અજીર્ણની ચિકિત્સાનું વિરોધી હોય છે; કેમ કે તે સ્વેદ, ઉષ્ણજળ વગેરે ઉષ્ણ હોય છે અને જે કંઈ ઉષ્ણ હોય તે બધાં મધથી વિરુદ્ધ હોય છે; વળી મધને જે હિતકારી શીતળ દ્રવ્ય હોય છે, તે પણ અજીર્ણમાં તો વિરુદ્ધ જ બને છે; એમ વિરુદ્ધ ચિકિત્સાના કારણે તે મધનું અજીર્ણ માણસને ઝેરની પેઠે તરત જ મારી નાખે છે. આ સંબંધે સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ જ કહે છે: 'मध्वामात् परतस्त्वन्यदामं कष्टं न विद्यते। विरुद्धोपक्रमत्वात् तत् सर्वं हन्ति यथा विषम्। મધના અજીર્ણ કરતાં બીજું કોઈ પણ અજીર્ણ વધુ દુઃખદાયી નથી; કેમ કે સ્વેદન, ઉષ્ણ જળપાન આદિ સઘળી ચિકિત્સાઓ મધથી વિરુદ્ધ બને છે, તે કારણે એ મધનું સર્વ અજીર્ણ, ઝેરની પેઠે જ માણસને મારી નાખે છે.'

શ્રી ચક્રપાણિ અહીં ટૂંકમાં આમ સમજાવે છે કે, મધનું અજીર્ણ ચિકિત્સાથી વિરુદ્ધ છે, તે આ રીતે સમજવું; હરકોઈ અજીર્ણમાં ઉષ્ણ ઉપચાર પથ્ય બને છે, પરંતુ એ ઉષ્ણ ઉપચાર તો મધના વિરોધી જ હોય છે; કેમ કે મધ શીતળ છે; એ શીતળ મધને અનુસરી જો શીતળ ઉપચાર કરવામાં આવે છે, તો તે અજીર્ણમાં વિરુદ્ધ થાય છે; કેમ કે અજીર્ણમાં તો ઉષ્ણ જ ઉપચાર હિતકારી થાય છે; આવો વિરોધ હોવાથી મધના અજીર્ણની કોઈ ચિકિત્સા કરી શકાતી નથી, તેથી વિષની પેઠે તે પ્રાણઘાતક બને છે. ૨૪૭,૨૪૮

### મધ એ યોગવાહી દ્રવ્ય છે

**नानाद्रव्यात्मकत्वाच्च योगवाहि परं मधु।**
**इतीक्षुविकृतिप्रायो वर्गोऽयं दशमो मतः॥ २४९॥**

**મધ એ અનેક દ્રવ્યોમય છે, તેથી અતિશય યોગવાહી છે; અથવા યોગવાહી દ્રવ્યોમાં તે શ્રેષ્ઠ છે; એમ શેલડીના વિકારો જેમાં લગભગ કહ્યા છે, તે આ દશમો 'ઇક્ષુવર્ગ' અહીં સમાપ્ત કરાય છે. ૨૪૯**

યોગીન્દ્રનાથ સેન, અહીં જણાવેલ મધના યોગવાહીપણા વિષે સમજાવતાં યોગવાહીનું સામાન્ય લક્ષણ પણ આમ જણાવે છે કે, 'જે દ્રવ્ય જેવા દ્રવ્ય સાથે જોડાય છે કે મેળવાય છે, તે દ્રવ્ય, એ મળેલા દ્રવ્યના જેવું પણ કામ કરે છે, તે દ્રવ્યને 'યોગવાહી' દ્રવ્ય કહે છે. મધ અનેક જાતના રસ, ગુણ, વીર્ય તથા વિપાકવાળાં પુષ્પોમાંથી ઉત્પન્ન થાય છે, તેથી અનેક દ્રવ્યમય છે, એ કારણથી તે જે દ્રવ્યની સાથે બરાબર જોડાય છે, તે દ્રવ્યની સમાન ગુણોને તે ધારણ કરે છે, તેથી તે બીજાં દ્રવ્યોનું પણ કામ કરે છે; એકંદર અનેક ઔષધ–દ્રવ્યોની સાથે મળીને મધ અનેક જાતનું કાર્ય કરે છે. આ સંબંધે સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ લખે છે: 'तद् युक्तं विविधैर्योगैर्निहन्यादामयान् बहून्। नानाद्रव्यात्मकत्वाच्च योगवाहि परं मधु– મધ અનેક જાતના ઔષધપ્રયોગોની સાથે જોડાઈને ઘણા રોગોનો નાશ કરે છે; કારણ કે તે મધ અનેક દ્રવ્યો કે પુષ્પરસોરૂપ દ્રવ્યોમય છે, તેથી શ્રેષ્ઠ યોગવાહી છે.' એમ જેમાં શેલડીના વિકારો લગભગ કહેવાયા છે. તે આ દશમો ઇક્ષુવર્ગ અહીં સમાપ્ત કરાય છે.'

શ્રી ચક્રપાણિ અહીં આવો ભાવ કાઢે છે: '**મધ અનેક જાતના રસ આદિથી અને વીર્ય આદિથી યુક્ત પુષ્પોમાંથી ઉત્પન્ન થયેલું હોઈ અનેક જાતની અપ્રકટ શક્તિઓથી યુક્ત છે; તે કારણે જે કોઈ વામનીય, આસ્થાપનીય કે વૃષ્ય દ્રવ્ય સાથે તે જોડાય છે, ત્યારે તે તેનું જ કાર્ય કરનાર થાય છે; કારણ કે તે તે સમાન અનુકરણ કરનારાં દ્રવ્યોએ તેની શક્તિને અતિશય વધુ પ્રમાણમાં જાગૃત કરી હોય છે.** અહીં મૂળમાં 'नानाद्रव्यात्मकत्वाच्च' એ પદમાં છેલ્લે 'च'કાર મૂકયો છે, તે મધના યોગવાહીપણામાં બીજા હેતુને પણ જણાવે છે કે પોતાના પ્રભાવરૂપ કારણને લીધે પણ મધ યોગવાહી છે; એટલે એ કારણને અનુસરી દૂધ તથા મદ્ય વગેરે દ્રવ્યોમાં તેવો પ્રભાવ ન હોવાથી તેઓ જો કે અનેક ઔષધિઓથી ઉત્પન્ન થાય છે, છતાં યોગવાહી હોતાં નથી; તેમ જ શિલાજિત તથા તેલ વગેરે દ્રવ્યો જો કે અનેક જાતની ઔષધિઓ વગેરેથી ઉત્પન્ન થતાં નથી, છતાં પોતાના પ્રભાવના કારણે તેઓ યોગવાહી હોય છે; એમ મધ, જો કે યોગવાહી છે, છતાં સ્નેહનમાં તેનો ઉપયોગ કરાતો નથી; કેમ કે વાયુના રૂક્ષ આદિ ગુણોથી તે યુક્ત હોય છે; વળી તે મધ અનેક જાતનાં દ્રવ્યોમય હોય છે, છતાં વધુ પ્રમાણમાં તો એ રૂક્ષ દ્રવ્ય તથા કષાય દ્રવ્ય, એ બેથી જ બનેલું હોય છે; કેમ કે રૂક્ષ તથા કષાયગુણની અધિકતાવાળી જ માખીઓએ તે મધને બનાવ્યું હોય છે, તેથી જ સ્નેહન માટે મધનો ઉપયોગ કરી શકાતો નથી; આ ન્યાયને લીધે

મધ જો કે અનેક દ્રવ્યોમય છે, છતાં તેનામાં સર્વ ગુણોથી યુક્તપણું તો ઘટતું જ નથી. સુશ્રુતમાં પણ આવા જ પ્રકારનું યોગવાહીપણું મધમાં દર્શાવ્યું છે.

इतीक्षुवर्गः ।

अथ कृतान्नवर्गः

પેયા કે યવાગૂ (રાબ)ના ગુણો

क्षुत्तृष्णाग्लानिदौर्बल्यकुक्षिरोगज्वरापहा ।
स्वेदाग्निजननी पेया वातवर्चोऽनुलोमनी ॥ २५० ॥

પેયા–યવાગૂ કે રાબ ભૂખનો, તરશનો, ગ્લાનિનો, દુર્બળપણાનો, પેટના રોગોનો તથા જ્વરનો નાશ કરે છે; તે પરસેવાને તથા જઠરના અગ્નિને ઉત્પન્ન કરે છે અને વાયુનું તથા વિષ્ઠાનું અનુલોમન (એટલે પોતપોતાના માર્ગે પ્રવર્તન) કરે છે. ૨૫૦

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'પેયાનો જ બીજો પર્યાય 'યવાગૂ' મળે છે; એટલે પેયા તથા યવાગૂ એ બન્ને એક જ છે; એ આ શ્લોકસ્થાનના અપામાર્ગતંડુલીય નામના બીજા અધ્યાયમાં વિસ્તાર સાથે બતાવ્યું છે. આ પેયા ક્ષુધાનો, તૃષ્ણા–તરશનો, ગ્લાનિનો અથવા ક્ષુધા અને તૃષ્ણાથી થયેલ ગ્લાનિનો, દુર્બળપણાનો, પેટના રોગનો તથા જ્વરનો નાશ કરે છે; તેમ જ એ પેયા સ્વેદ–પરસેવાને તથા જઠરાગ્નિને ઉત્પન્ન કરે છે અને વાયુને તથા વિષ્ઠાને પોતપોતાને માર્ગે અનુકૂળ રીતે પ્રવર્તાવે છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'स्वेदाग्निजननी लघ्वी दीपनी बस्तिशोधनी । क्षुत्तृट्श्रमग्लानिहरी पेया वातानुलोमनी–પેયા પરસેવાને તથા જઠરાગ્નિને ઉત્પન્ન કરે છે, લઘ્વી–પચવામાં હલકી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, બસ્તિ–મૂત્રાશયને શુદ્ધ કરનાર, ક્ષુધાનો, તરશનો, શ્રમનો તથા ગ્લાનિનો નાશ કરનાર તથા વાયુનું અનુલોમન (નીચા માર્ગે પ્રવર્તન) કરે છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'હવે આહાર માટેનાં શૂકધાન્ય વગેરે દ્રવ્યોને ગુણથી તથા કર્મથી કહ્યા પછી એ શૂકધાન્ય વગેરેને રાંધ્યા પછી, તેઓમાં જે ગુણો આવે છે, તે–એમનાં ગુણકર્મ કહેવા માટે કૃતાન્નવર્ગ કહેવામાં આવે છે; તેમાં રાગીને હિતકારી હોવાથી પ્રથમ બે પ્રકારનાં અન્નોમાં યવાગૂ તથા ઓદન એવા બે ભેદો જુદા જુદા પાડતાં અહીં યવાગૂના ગુણો કહે છે: એ યવાગૂ ત્રણ પ્રકારની થાય છે: પેયા, વિલેપી તથા મંડ એવા તેના ત્રણ ભેદો છે; જેમ કે 'यवागूमुचिताद् भक्ताच्चतुर्भागकृतां वदेत् । यवागूस्त्रिविधा ज्ञेया द्रवसिक्थसमन्विता । सिक्थकै रहितो मण्डः पेया सिक्थसमन्विता । यवागूर्बहुसिक्था तु विलेपी विरलद्रवा । अन्नं पञ्चगुणे साध्यं विलेपी च चतुर्गुणे । मण्डश्चतुर्दशगुणे यवागूः षड्गुणेऽम्भसि–યોગ્ય ખોરાકમાંથી ચોથા ભાગે (અન્ન લઈ તેની) કરેલી 'યવાગૂ' કહેવાય છે; એ યવાગૂ ત્રણ પ્રકારની જાણવી; અને તે ત્રણેમાં પ્રવાહી અન્નકણો હોય છે; પરંતુ જેમાં રંધાયેલા અન્નકણો બિલકુલ ન રહે તે 'મંડ' કહેવાય છે અને રાંધેલા અન્નકણો જેમાં જણાય તે 'પેયા' કહેવાય છે; જેમાં ઘણા અન્નકણો હોય અને પ્રવાહી રસ થોડો હોય તે યવાગૂ 'વિલેપી' કહેવાય છે; પાંચગણા જળમાં જે અન્ન રંધાય તે 'અન્ન' છે, ચારગણા પાણીમાં જે અન્ન રંધાઈને તૈયાર થાય તે 'વિલેપી' છે. ચૌદગણા પાણીમાં જે અન્ન રંધાઈને તૈયાર થાય તે 'મંડ' કહેવાય છે અને છગણા જળમાં જે અન્ન રંધાઈને તૈયાર થાય છે, તે 'યવાગૂ' કહેવાય છે. ૨૫૦

વિલેપીના તથા મંડના ગુણો

तर्पणी ग्राहिणी लघ्वी हृद्या चापि विलेपिका ।
मण्डस्तु दीपयत्यग्निं वातं चाप्यनुलोमयेत् ।
मृदूकरोति स्रोतांसि स्वेदं संजनयत्यपि ॥२५१॥
लङ्घितानां विरिक्तानां जीर्णे स्नेहे च तृष्यताम् ।
दीपनत्वाल्लघुत्वाच्च मण्डः स्यात्प्राणधारणः ॥२५२॥
तृष्णातीसारशमनो धातुसाम्यकरः शिवः ।
लाजमण्डोऽग्निजननो दाहमूर्च्छानिवारणः ॥२५३॥

વિલેપિકા એટલે વિલેપી તૃપ્તિ કરનાર, ગ્રાહિણી–પ્રવાહી મળોને સૂકવી નાખી કબજે કરનાર, લઘ્વી–પચવામાં હલકી તથા હૃદયને પ્રિય તથા હિતકારી પણ હોય છે; પરંતુ મંડ તો જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને વાયુનું અનુલોમન (એટલે સ્વમાર્ગે પ્રવર્તન) પણ કરે છે. વળી તે મંડ સ્રોતોને કોમળ બનાવે છે, પરસેવો ઉત્પન્ન કરે છે અને જેમણે લંઘન કર્યું હોય, વિરેચન લીધું હોય અને સ્નેહપાન કર્યું હોય ત્યારે એ સ્નેહ પચી ગયા પછી જેઓ તરસ્યા થતા હોય, તે બધા લોકોના જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા લઘુ હોવાથી તેઓના પ્રાણનું ધારણ–પોષણ કરે છે; તેમ જ તૃષ્ણાને કે તરશને તથા અતીસારને શમાવે છે, ધાતુઓનું સમાનપણું કરે છે અને કલ્યાણકારી કે સુખકારી થાય

**છે; લાજનો મંડ એટલે ડાંગરની ધાણીનો મંડ જઠરાગ્નિને ઉત્પન્ન કરે છે અને દાહને તથા મૂર્છાને પણ અટકાવે છે. ૨૫૧–૨૫૩**

અહીં શ્રી ગંગાધર આમ સમજાવે છે: 'વિલેપિકા' નામની યવાગૂ તર્પણી–તૃપ્ત કરનાર ઇત્યાદિ ગુણોથી યુક્ત હોય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ લખ્યું છે: 'स्वेदाग्निजननी लघ्वी दीपनी वस्तिशोधनी । क्षुत्तृट्श्रमग्लानिहरी पेया वातानुलोमनी । विलेपी तर्पणी हृद्या ग्राहिणी बलवर्धिनी । वृष्या स्वादुरसा लघ्वी दीपनी क्षुत्तृषापहा–પેયા નામની યવાગૂ પરસેવો તથા જઠરાગ્નિ ઉત્પન્ન કરનાર, લઘ્વી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, બસ્તિ–મૂત્રાશયને શુદ્ધ કરનાર, ક્ષુધાનો, તૃષાનો, શ્રમનો તથા ગ્લાનિનો નાશ કરનાર તથા વાયુનું અનુલોમન કરનાર હોય છે; અને વિલેપી નામની યવાગૂ તૃપ્ત કરનાર, હૃદયને પ્રિય તથા હિતકારી, ગ્રાહિણી હોઈ પ્રવાહી મળોને સૂકવી નાખી કબજે કરનાર, બળને વધારનાર, વૃષ્ય, સ્વાદિષ્ઠ રસવાળી, લઘ્વી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને ક્ષુધાનો તથા તૃષાનો નાશ કરનાર છે.' અને મંડ પણ જેઓએ લંઘન ઇત્યાદિ કરેલ હોય, તેઓના જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર વગેરે ગુણોથી યુક્ત હોઈ પ્રાણોને ધારણ કરે છે; તેમ જ તરશ, અતિસાર વગેરેને શમાવનાર હોઈ ધાતુઓની સમાનતા કરે છે અને કલ્યાણ અથવા સુખ કરનાર થાય છે. સુશ્રુતે પણ આ સંબંધે આમ લખ્યું છે: 'हृद्यः संतर्पणो वृष्यस्तृष्णातिसारशमनः धातुसाम्यकरः स्मृतः । शाकमांसफलैर्युक्ता यवाग्वस्ताश्च दुर्जराः–મંડ હૃદયને પ્રિય તથા હિતકારી, અતિશય તૃપ્તિકારક, વૃષ્ય–વીર્યવર્ધક, તરશ તથા અતિસારને શમાવનાર તથા ધાતુઓની સમાનતા કરનાર કહેવાય છે; ઉપર જણાવેલી યવાગૂઓ શાક, માંસ કે ફળથી યુક્ત હોય, તો પચવી મુશ્કેલ થાય છે.'

યોગીન્દ્રનાથ સેન અહીં મંડ સંબંધે આમ વધુ સમજાવે છે: 'મંડ એ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા લઘુ હોવાથી તેમ જ તૃષ્ણા–તરશને તથા અતીસારને શમાવનાર પણ છે, તેથી જેઓએ લંઘન કર્યું હોય, વિરેચન લીધું હોય, સ્નેહપાન કર્યા પછી તે સ્નેહ પચી જતાં એટલે કે ઉદીર્ણપિત્તયુક્ત ગ્રહણીમાં સ્નેહપાન કર્યા પછી જઠરાગ્નિના તેજથી એ સ્નેહનું પાચન થઈ જતાં જેઓ તરસ્યા થતા હોય તેવા માણસોના પ્રાણનું ધારણ કરે છે; કેમ કે તે મંડ દીપન તથા લઘુ હોવાના કારણે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને તરસ્યા થતા લોકોની તૃષાને શમાવે છે; તેમ જ લાજમંડ પણ તૃષ્ણાને તથા અતિસારને શમાવનાર, ધાતુઓને સરખી કરનાર તથા કલ્યાણકારી હોઈ જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને દાહને તથા મૂર્છાને પણ અટકાવે છે. ૨૫૧–૨૫૩

### લાજમંડ જેઓને અપાય છે તે વ્યક્તિઓ

**मन्दाग्निविषमाग्नीनां बालस्थविरयोषिताम् ।**
**देयश्च सुकुमाराणां लाजमण्डः सुसंस्कृतः ॥२५४॥**

**જેઓનો જઠરાગ્નિ મંદ થયો હોય, જેઓનો જઠરાગ્નિ વિષમ થયો હોય, જેઓ બાળક તથા વૃદ્ધ હોય તેમ જ સ્ત્રીઓને તથા અતિશય કોમળ લોકોને સારી રીતે સંસ્કારી કરેલો લાજમંડ આપવો જોઈએ. ૨૫૪**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, જેઓનો જઠરાગ્નિ મંદ થયો હોય વગેરે ઉપર જણાવેલા લોકોને ધાણા, પીપર વગેરે નાખીને સંસ્કારી કરેલો લાજમંડ આપવો યોગ્ય ગણાય છે. ૨૫૪

### પીપર તથા સૂંઠ સાથે અને ખાટાં દાડિમ સાથે પકવેલ લાજમંડના ગુણો

**क्षुत्पिपासापहः पथ्यः शुद्धानां तु मलापहः ।**
**शृतः पिप्पलिशुण्ठीभ्यां लाजमण्डोऽम्लदाडिमैः ॥२५५॥**

**પીપર તથા સૂંઠ સાથે પકવેલ તેમ જ ખાટાં દાડિમના રસ સાથે મિશ્ર કરેલ લાજમંડ ક્ષુધાનો તથા તૃષાનો નાશ કરે છે અને (વમન આદિથી) શુદ્ધ થયેલા લોકોને હિતકારી હોઈ તેઓના (બાકી રહેલા) મળોનો પણ નાશ કરે છે. ૨૫૫**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, વમન આદિથી શુદ્ધ થયેલા લોકોને પીપર તથા સૂંઠ સાથે અને ખાટાં દાડિમના રસ સાથે પકવેલો લાજમંડ અપાયો હોય, તો તેઓને તે હિતકારી થાય છે; તેમ જ વમનકર્મમાં તથા વિરેચનકર્મમાં અતિયોગના ભયને લીધે જે કંઈ દોષો બાકી રહી ગયા હોય, તે દોષોનો પણ આ લાજમંડ નાશ કરે છે, એમ તે શુદ્ધ થયેલાઓના મળોનો પણ નાશ કરનાર છે; એકંદર આવા પ્રકારનો આ લાજમંડ તૃષાનો, ગ્લાનિનો તથા બાકી રહી ગયેલા દોષોનો પણ નાશ કરે છે, એમ અષ્ટાંગસંગ્રહ સૂત્રસ્થાનના ૭મા અધ્યાયમાં કહ્યું છે કે 'तृड्ग्लानिदोषशेषघ्नः ।' વળી સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે કે 'लाजमण्डो विशुद्धानां पथ्यः पाचनदीपनः । वातानुलोमनो हृद्यः पिप्पलीनागरायुतः–પીપર તથા સૂંઠ સાથે પકવેલો લાજમંડ વા–

કે વિરેચનથી શુદ્ધ થયેલા લોકોને હિતકારી હોઈ પાચન તથા દીપન છે, વાયુનું અનુલોમન કરે છે અને હૃદયને પ્રિય તથા હિતકારી છે.'

અહીં શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં વધુ આમ સમજાવે છે: 'सिक्थैर्विरहितो मण्डः पेया सिक्थसमन्विता। विलेपी बहुसिक्था स्याद् यवागूर्विरलद्रवा–રંધાયેલા અન્નકણોથી જે રહિત હોય તે મંડ (ઓસામણ) કહેવાય છે; રંધાયેલા અન્નકણોથી યુક્ત હોય તે પેયા નામની યવાગૂ (રાબ) કહેવાય છે, જેમાં રંધાયેલા અન્નકણો પુષ્કળ હોય અને પ્રવાહી ખૂબ ઓછું હોય તેવી યવાગૂ 'વિલેપી' કહેવાય છે; એમ એકંદર અન્નકણ વિનાની યવાગૂ મંડ, અન્નકણયુક્ત યવાગૂ પેયા અને ઘણા અન્નકણોથી યુક્ત હોઈ જેમા પ્રવાહી ઓછું હોય તેવી યવાગૂ 'વિલેપી' હોઈને એ ત્રણ પ્રકારની જ યવાગૂ કહેવાય છે; એ મંડ આદિથી રહિત કોઈ યવાગૂ હોતી જ નથી; કેમ કે એવી કોઈ યવાગૂના અલગ ગુણો જણાવતું કોઈ વચન મળતુ નથી. ૨૫૫

### લાજસક્તુના તથા ભુંજેલા ચોખાના ભાતના ગુણો

कषायमधुराः शीता लघवो लाजसक्तवः।
भृष्टतण्डुलमिच्छन्ति गरे श्लेष्मामयेष्वपि ॥२५६॥

લાજસક્તુ એટલે કે ડાંગરની ધાણીનો સાથવો કષાય રસયુક્ત મધુર હોય છે, તેથી શીતળ અને લઘુ હોય છે; તેમ જ ચોખાને શેકી નાખી, તેઓનો રાંધેલો ભાત ઝેરના વિકારોમાં તથા કફના રોગોમા પણ વૈદ્યો યોગ્ય તરીકે ઇચ્છે છે.

### ઓસાવેલ તથા નહિ ઓસાવેલ ભાતના ગુણો

सुधौतः प्रस्रुतः स्विन्नः संतप्तश्चौदनो लघुः।
अधौतोऽप्रस्रुतोऽस्विन्नः शीतश्चाप्योदनो गुरुः ॥२५७

જે ચોખાને સારી રીતે ધોઈ રાંધ્યા હોય, બરાબર ઓસાવી નાખ્યા હોય, એટલે જેમાંથી ઓસામણ બરાબર કાઢી લીધેલ હોય, એવો બરાબર બફાયેલો, સીજેલો તે ગરમ ભાત પચવામાં લઘુ-હલકો હોય છે; પરંતુ જે ભાત ધોયા વગરના ચોખામાંથી બનાવેલ હોય, ઓસામણ કાઢી લીધેલું ન હોય અને બરાબર બફાયેલો કે સીજવેલો પણ ન હોય એવો ટાઢો ભાત ગુરુ-પચવામાં ભારે હોય છે. ૨૫૭

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'सुधौतः'–એટલે કે સારી રીતે ધોયેલા ચોખામાંથી બનાવીને 'प्रस्रुतः'–જેમાંથી પ્રવાહો–ઓસામણનો ભાગ કાઢી લીધો હોય અને 'स्विन्नः'–જેને સારી રીતે સીજવ્યો હોય તે 'संतप्तः'–પ્રકટ ગરમીવાળો કે જેવો જોઈએ તેવો ગરમ તે ભાત 'લઘુ' એટલે પચવામાં હલકો હોય છે; પરંતુ જે ભાત 'अधौतः'–નહિ ધોયેલા ચોખામાંથી રાંધ્યો હોય, 'अप्रस्रुतः'–જેમાથી પ્રવાહી ઓસામણ ઓસાવી કાઢેલ ન હોય અને 'अस्विन्नः'–જેને સીજવ્યો પણ ન હોય તે ''शीतः'–ટાઢો ભાત 'गुरुः' –પચવામાં ભારે હોય છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'धौतस्तु विमलः शुद्धो मनोज्ञः सुरभिः समः॥ स्विन्नः सुप्रस्रुतस्तूष्णो विशदस्त्वोदनो लघुः। अधौतोऽप्रस्रुतोऽस्विन्न. शीतश्चाप्योदनो गुरुः। लघु. सुगन्धिः कफघ्नो विज्ञेयो भृष्टतण्डुलः'–જે ભાત બરાબર સાફ કરી ધોયેલા ચોખામાંથી રાંધ્યો હોય, નિર્મળ, શુદ્ધ, મનને ગમે એવો, સુગંધી, એકસરખો બફાયેલો, સારી રીતે ઓસાવેલો હોઈ વિશદ–ચીકાશ વિનાનો હોય એવો ગરમ ભાત લઘુ એટલે પચવામા હલકો હોય છે; પરંતુ જે ભાત બરાબર નહિ ધોયેલા ચોખામાંથી રાંધ્યો હોય, જેમાંથી ઓસામણ કાઢ્યું ન હોય, જે બરાબર બફાયેલો કે સીજેલો પણ ન હોય, એવો ટાઢો ભાત ગુરુ એટલે પચવામાં ભારે હોય છે; પરંતુ જે ભાતને ભુંજેલા કે શેકેલા ચોખામાંથી રાંધ્યો હોય, તે ભાતને લઘુ-પચવામાં હલકો, સુગંધી તથા કફનો નાશ કરનાર જાણવો જોઈએ. ૨૫૭

### બીજાં દ્રવ્યો સાથે રાંધેલા ભાતના ગુણો

मांसशाकवसातैलघृतमज्जफलौदनाः।
बल्याः संतर्पणा हृद्या गुरवो बृंहयन्ति च ॥२५८॥
तद्वन्माषतिलक्षीरमुद्गसंयोगसाधिताः।

માંસ, શાક, વસા-ચરબી, તેલ, ઘી, મજ્જા તથા અમુક ફળો નાખીને તૈયાર કરેલા ભાત બલપ્રદ, સારી રીતે તૃપ્તિ કરનાર, હૃદયને પ્રિય કે હિતકારી તેમ જ ગુરુ–ભારે હોઈ શરીરને પુષ્ટ કરે છે; તે જ પ્રમાણે અડદ, તલ, દૂધ અને મગ મેળવીને રાંધેલા ભાત પણ તેવા જ ગુણકારી હોય છે. ૨૫૮

યોગીન્દ્રનાથ સેન અહીં વધુમાં સુશ્રુતમાંથી આ શ્લોક ઉતારી બતાવે છે: 'स्नेहैर्मांसैः फलैः कन्दैर्वैदलाम्लैश्च संयुताः। गुरवो बृंहणा बल्या ये च क्षीरोपसाधिताः–'ઘી વગેરે સ્નેહોની સાથે, માંસોની સાથે, ફળોની સાથે,

કંદોની સાથે, જેની દાળ બને છે એવાં કઠોળોની સાથે અને દાડિમ વગેરે ખાટા પદાર્થોના રસની સાથે રાંધેલા ભાત ગુરુ–પચવામાં ભારે, પૌષ્ટિક તથા બળકારક હોય છે; અને દૂધમાં રાંધેલા ભાત પણ એવા જ ગુણથી યુક્ત હોય છે. ૨૫૮

## કુલ્માષના ગુણો

**कुल्माषा गुरवो रूक्षा वातला भिन्नवर्चसः ॥२५९॥**

**કુલ્માષ એટલે જવનો લોટ ગરમ પાણીમાં નાખી લગાર બફાઈ ગયા પછી તેને મસળી નાખી તૈયાર કરેલ પદાર્થ કે અડદના બાકળા ગુરુ–પચવામાં ભારે, રૂક્ષ, વાયુકારક તથા વિષ્ઠાને છૂટી પાડનાર હોય છે. ૨૫૯**

અહીં દરેક ટીકાકારો 'કુલ્માષ' શબ્દનો અર્થ જુદો જુદો કરે છે. ઉપરના અનુવાદમાં જે આપેલ છે તે યોગીન્દ્રનાથ સેને આપેલો અર્થ છે; વળી ચરકોપસ્કારમાં યોગીન્દ્રનાથ સેન જણાવે છે કે, બીજા કેટલાક વિદ્વાનો બાફેલા જવ વગેરેને કુલ્માષ (બાકળા) કહે છે. શ્રી ગંગાધર અડદની દાળ સાથે રાંધેલા ચોખાને 'કુલ્માષ' કહે છે; અને ટીકાકાર શ્રી ચક્રપાણિ તો 'यवपिष्टमुष्णोदकसिक्तमीषत्स्विन्नमपूपीकृतं कुल्माषमाहुः–જવના લોટને ગરમ પાણીમાં નાખી લગાર બફાઈ જાય, તે પછી તેને મસળીને તેમાંથી પૂડા વગેરે જે બનાવાય, તેને 'કુલ્માષ' કહે છે. ૨૫૯

## સ્વિન્ન ભક્ષ્યોના ગુણો

**स्विन्नभक्ष्यास्तु ये केचित्सौप्यगौधूमयावकाः ।**
**भिषक्तेषां यथाद्रव्यमादिशेद् गुरुलाघवम् ॥२६०॥**

**હરકોઈ કઠોળ, ઘઉં કે જવને બાફી નાખ્યા પછી તેઓનાં બનાવેલા કેટલાક જે ભક્ષ્ય પદાર્થો 'સ્વિન્નભક્ષ્ય' કહેવાય છે, તેઓનું ગુરુલાઘવ એટલે ભારેપણું તથા હલકાપણું તે તે દ્રવ્ય પ્રમાણે વૈદ્યે જણાવવું. ૨૬૦**

## યૂષ, માંસરસ તથા સૂપ ઉત્તરોત્તર ગુરુ હોય છે

**अकृतं कृतयूषं च तनुं सांस्कारिकं रसम् ।**
**सूपमम्लमनम्लं च गुरु विद्याद्यथोत्तरम् ॥ २६१ ॥**

**અકૃતયૂષ, કૃતયૂષ, તનુરસ, સાંસ્કારિક રસ, અમ્લસૂપ તથા અનમ્લસૂપને યથોત્તર ગુરુ–ભારે જાણવાં; અર્થાત્ અકૃતયૂષ કરતાં કૃતયૂષ ગુરુ છે, કૃતયૂષ કરતાં તનુરસ ગુરુ છે, તનુરસ કરતાં સાંસ્કારિક રસ ગુરુ છે, સાંસ્કારિક રસ કરતાં અમ્લસૂપ ગુરુ છે અને અમ્લસૂપ કરતાં અનમ્લસૂપ ગુરુ છે. ૨૬૧**

અહીં હિંદી ટીકાકાર શ્રી જયદેવ બધી ટીકાઓનો જે સાર લખે છે, તેમાંથી અહીં અમે ભાવરૂપે આ સ્પષ્ટતા કરી છે; અહીં પ્રથમ તો બે પ્રકારના યૂષની વાત કરી છે, તેથી પ્રથમ યૂષનું લક્ષણ જાણવું જરૂરી છે; તે આ પ્રમાણે છે: 'चतुर्दशगुणे तोये अष्टादशगुणेऽथवा । ईषद्भृष्टं तु विदलं पक्त्वा यूषोऽर्धशेषितः–કોઈ પણ કઠોળ ધાન્યને પ્રથમ લગાર શેકી નાખી તેના કરતાં ચૌદગણા કે અઢારગણા પાણીમાં તેને રાંધવું; પછી અર્ધું પાણી બાકી રહે ત્યારે તેને અગ્નિ પરથી નીચે ઉતારી લેવું, તે 'યૂષ' થયો ગણાય છે.' એ યૂષ બે પ્રકારનો કરાય છે: એક તો અકૃતયૂષ અને બીજો કૃતયૂષ; તેમાં જેની અંદર સ્નેહ, લવણ તથા કાળાં મરી વગેરે મસાલો નાખ્યા વગર જે ઉપર્યુક્ત પ્રકારે કરાય તે 'અકૃતયૂષ' કહેવાય છે અને જેમાં સ્નેહ, લવણ તથા કાળાં મરી વગેરે મસાલો નાખી જેને તૈયાર કરાય તે 'કૃતયૂષ' કહેવાય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'अस्नेहलवणं सर्वमकृतं कटुकैर्विना । विज्ञेयं लवणस्नेहकटुकैः संयुतं कृतम्–જેમાં સ્નેહ, લવણ તથા તીખા મસાલા વગેરે નાખ્યા ન હોય, એવાં તૈયાર કરેલ યૂષાદિ બધાં 'અકૃત' જાણવાં; અને જેમાં સ્નેહ, લવણ તથા તીખા મસાલા વગેરે નાખી જે તૈયાર કરેલ હોય, એવાં યૂષ વગેરે બધાં 'કૃત' કહેવાય છે.' એવા બે પ્રકારના યૂષોમાં અકૃતયૂષ કરતાં કૃતયૂષ ગુરુ છે. એ જ રીતે માંસરસ પણ બે પ્રકારનાં બનાવાય છે. એક સાંસ્કારિક–ઘન (ઘાટો) માંસરસ અને બીજો તનુ–પાતળો માંસરસ કરાય છે; તેના સંબંધે પણ આમ કહેલું છે કે, 'पलानि द्वादश प्रस्थे घनेऽथ तनुके तु षट् । मांसस्य वटकं कुर्यात् पलमच्छतरे रसे–અર્થાત્ બહુમાંસ વગેરેના સંસ્કારથી તૈયાર કરાતો સાંસ્કારિક ઘન–ઘાટો માંસરસ તૈયાર કરવો હોય ત્યારે બે પ્રસ્થ જળમાં બાર પલ માંસ નાખવામાં આવે છે; અને તેથી તનુ (પાતળો) માંસરસ તૈયાર કરવો હોય ત્યારે બે પ્રસ્થ જળમાં ૭ પલ માંસ નાખવામાં આવે છે; પરંતુ એના કરતાંયે વધુ પાતળો માંસ રસ તૈયાર કરવો હોય તો બે પ્રસ્થ જળમાં એક પલ જ માંસ નાખવું જોઈએ.' આમ એકંદર સાન્દ્ર માંસરસ, તનુ માંસરસ અને તનુતર માંસરસ તૈયાર કરવામાં આવે છે અને તેમાં પણ ઉત્તર ઉત્તર કરતાં પૂર્વપૂર્વનો વધુ વધુ ગુરુ હોય છે એટલે કે તનુતર માંસરસ કરતાં તનુ માંસરસ વધુ ગુરુ હોય છે અને તનુ માંસરસ કરતાં સાન્દ્ર ઘન–સાંસ્કારિક માંસ-

पित्तहाश्चैव दाहज्वरविनाशनाः ॥ દરેક જાતના સાથવાને ધાયા ખરડી ઠંડા પાણીમાં નાખી તેનો બહુ ઢીલો કે બહુ ઘાટો પણ નહિ, એવો જે રસ બનાવવામાં આવે તે 'મંથ' કહેવાય છે. એ મંથ તરત બળ કરનાર અને તરશ તથા શ્રમનો નાશ કરનાર છે. એ મંથને ખટાશ, સ્નેહ તથા ગોળથી યુક્ત કર્યો હોય તો મૂત્રકૃચ્છ્રનો તથા ઉદાવર્તનો તે નાશ કરે છે; તેમાં સાકર, શેલડીનો રસ તથા દ્રાક્ષ નાખવામાં આવેલ હોય તો પિત્તના વિકારોને તે મટાડે છે; વળી તેમાં દ્રાક્ષ તથા મહુડાં જો નાખ્યાં હોય તો કફના રોગોનો તે નાશ કરે છે; પરંતુ એ મંથને તે ત્રણે વર્ગ એટલે ઘી, ગોળ, સાકર, શેલડીનો રસ, દ્રાક્ષ તથા મહુડાં એ બધાયથી જો યુક્ત કર્યો હોય તો મળોનું તથા દોષોનું અનુલોમન એટલે યોગ્યમાર્ગે પ્રવર્તન કરે છે.' હરકોઈ સાથવા બૃંહણ–પૌષ્ટિક, વૃષ્ય, તરશનો, પિત્તનો તથા કફનો નાશ કરનાર છે; તેઓને જો પીવા હોય તો તે તરત બળ કરનાર, વિષ્ઠાનું ભેદન કરનાર તથા વાયુનો નાશ કરનાર છે. એ સાથવાનો લાડુ અત્યંત કઠોર એટલે પચવામાં ભારે હોય છે. પરંતુ એ જ સાથવાને પ્રવાહીરૂપે પીધો હોય તો લઘુ એટલે પચવામાં હલકો બને છે; સાથવાનું ચાટણ કોમળપણાને લીધે તરત જ પચી જાય છે. ડાંગેરની ધાણી ઊલટીનો તથા અતિસાર–ઝાડાનો નાશ કરે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, કફનો નાશ કરે છે, બળકારક છે, કષાયરસથી યુક્ત મધુર છે, લઘુ–પચવામાં હલકા છે અને તરશનો તથા મળનો નાશ કરે છે. એ જ ધાણીના સાથવો તરશને, ઊલટીને અને ઘામ કે તાપની પીડાને મટાડનાર મનાય છે, રક્તપિત્તને દૂર કરે છે અને દાહનો તથા જ્વરનો વિનાશ કરે છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ ઠીક સમજાવે છે: બધાયે સાથવા રૂક્ષ છે, છતાં તેને વાયુ કરનાર કહે છે; જ્યારે તક્ર–છાશ રૂક્ષ છે, છતાં વાયુનાશક જોવામાં આવે છે, પાયેલા સાથવાને અહીં તર્પણ–ગુણયુક્ત કહે છે; તે ઉપરથી સાથવાના લાડુના ઉપયોગનો નિષેધ બતાવ્યો છે; એ પાયેલા સાથવા તૃપ્તિ ઉપજાવે છે, તત્કાળ બળદાયી છે, એટલે કે વાજીકરણની પેઠે તે જ સમયપૂરતું બળ આપનાર છે; એ ઉપરથી સાથવાને બળનો નાશ કરનાર પણ જણાવેલ છે. ૨૬૩

### જવના બનાવેલ પૂડા વગેરેના ગુણો

हन्याद् व्याधीन् यवापूपो यावको वाट्य एव च ।
उदावर्तप्रतिश्यायकासमेहगलग्रहान् ॥ २६४ ॥

જવના પૂડા અને શેકેલા જવનો બનાવેલો મંડ કે ભાત ઉદાવર્ત, પ્રતિશ્યાય–સળેખમ, ઉધરસ, મેહ તથા ગળાંનું ઝલાઈ જવું, એ રોગોને મટાડે છે. ૨૬૪

યોગીંદ્રનાથ સેન અહીં જણાવે છે કે, સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આ સંબંધે જણાવ્યું છે કે, 'उदावर्तहरो वाट्यः कासपीनसमेहनुत्–શેકેલા જળમાંથી બનાવેલ ભક્ષ્યપદાર્થ કે મંડ ઉદાવર્તનો નાશ કરે છે.' અહીં શ્રી ગંગાધર જવના ત્રણ પદાર્થો બતાવે છે: એક તો જવના પૂડા, બીજો 'यावक' એટલે જવનો બનાવેલો મંડ અને ત્રીજો વાટ્ય એટલે કે શેકેલા જવનો મંડ– એ ત્રણે પદાર્થો ઉદાવર્ત વગેરે રોગોનો નાશ કરે છે. ટીકાકાર શ્રી ચક્રપાણિ તો અહીં જવના પૂડા તથા 'यवकृतो वाट्यो यावको वाट्यः' એટલે જવનો બનાવેલ 'वाट्य' એટલે કે 'भृष्टयवौदनः'–શેકેલા જવનો ભાત 'वाट्य' કહેવાય છે, એમ જવના બે પદાર્થોને જણાવેલ છે.'

### શેકેલા જવ વગેરેના ગુણો

धानासंज्ञास्तु ये भक्ष्याः प्रायस्ते लेखनात्मकाः ।
शुष्कत्वात्तर्पणाश्चैव विष्टम्भित्वाच्च दुर्जराः ॥ २६५ ॥

(શેકેલા જવ વગેરે) 'ધાના' કે ધાણી નામના જે ભક્ષ્ય–ખાવાના પદાર્થો બનાવાય છે, તે લગભગ 'લેખન'રૂપ જ હોય છે અને તેઓ શુષ્કપણાને લીધે તરસ ઉપજાવનારા તેમ જ વિષ્ટંભીપણાથી પચવા મુશ્કેલ હોય છે. ૨૬૫

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, 'શેકેલા જવના બનાવાતા ભક્ષ્ય પદાર્થો લગભગ લેખન હોય છે એટલે કે, 'विलिखति अतितीक्ष्ण्याद् यद् धातून् तल्लेखनं मतम्'–જે અતિશય તીક્ષ્ણપણાને લીધે ધાતુઓને ખોતરી કાઢે છે, તે દ્રવ્ય 'લેખન' કહેવાય છે; તેમ જ પેટમાં વાયુની પીડા સાથે ગુડગુડાટ ઉપજાવે છે–તે વિષ્ટંભી દ્રવ્ય પચવું મુશ્કેલ હોય છે, તેથી આ શેકેલા જવ વગેરે પણ વિષ્ટંભીપણાને લીધે જ પચવા પણ મુશ્કેલ હોય છે. ૨૬૫

### અંકુરિત ભુંજેલા જવ વગેરે પૌષ્ટિક ભક્ષ્યો

विरूढधानाः शष्कुल्यो मधुक्रोडाः सपिण्डिकाः ।
पूपाः पूपलिकाद्याश्च गुरवः पैष्टिकाः परम् ॥२६६॥

જેમાં અંકુરો કે કોંટા ફૂટી નીકળ્યા હોય એવા ભુંજી નાખેલા જવ અથવા એવા જવનાં બનાવેલાં ભક્ષ્યો, શષ્કુલી (કચોરી કે જલેબી), મધુક્રોડ નામનુ ભક્ષ્ય, પિંડક નામનું ભક્ષ્ય, પૂપ કે પૂડા અને પૂપલિકા, પોળી વગેરે ભક્ષ્યો પિષ્ટ એટલે ચોખા વગેરેના લોટનાં બને છે, તેથી અતિશય

ગુરુ એટલે પચવામાં ભારે હોય છે. ૨૬૬

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, જેમાં અંકુરો ફૂટી નીકળ્યા હોય એવા જવને શેકી નાખ્યા હોય કે એવા શેકેલા જવનાં જે ભક્ષ્યો બને છે, તે સંસ્કૃતમાં 'વિરૂઢધાના' કહેવાય છે; આના ગુણો સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ લખ્યા છે: 'विरूढककृता भक्ष्या गुरवोऽनिलपित्तलाः—અંકુરિત થયેલ કે લગાર કોંટા ફૂટી-ઊગી નીકળેલ જવ વગેરેને શેકી કાઢી તેનાં બનાવેલાં ભક્ષ્યો, ગુરુ-ભારે હોઈ વાયુને તથા પિત્તને કરનાર હોય છે;' શષ્કુલીઓ પણ શાલિ-ડાંગેરના ચોખાના લોટમાંથી બને છે; જેમાં તલ નાખી તેલની અંદર તળી કાઢવામાં આવે છે, (તેને ભાષામા કચોરી કહે છે.) 'મધુક્રોડ' નામનું ભક્ષ્ય, અંદરના ભાગમાં ગોળ વગેરે ભરીને અથવા ગોળ વગેરેના રસમાં ઝબોળાને તૈયાર કરાય છે; જેનો ગર્ભ એટલે વચ્ચેનો બધો ભાગ મધુર હોય છે; અને જેની અંદરના ભાગમાં મગ વગેરેના પિંડો દાખલ કરાય છે, તે 'પિંડક' નામે ભક્ષ્ય કહેવાય છે; પૂડા કે માલપૂડા તો પ્રસિદ્ધ છે અને પૂપલિકા-પોળી-ભક્ષ્ય પદાર્થો ચોખાના લોટ વગેરેમાંથી બનાવાય છે, તેથી પચવામાં અતિશય ગુરુ-ભારે હોય છે. ૨૬૬

**ફળ વગેરેથી સંસ્કારી કરેલ ભક્ષ્યોના ગુણો**

**फलमांसवसाशाकपललक्षौद्रसंस्कृताः ।**
**भक्ष्या वृष्याश्च बल्याश्च गुरवो बृंहणात्मकाः ॥२६७**

**ફળ, માંસ, વસા (ચરબી), શાક, તલનું ચૂર્ણ તથા મધ નાખી સંસ્કારી કરેલાં ભક્ષ્યો વૃષ્ય-વીર્યવર્ધક, બલપ્રદ તથા ગુરુ-પચવામાં ભારે હોઈ બૃંહણરૂપ એટલે પૌષ્ટિક હોય છે. ૨૬૭**

અહીં, મૂળમાં 'ફળ' પછી 'માંસ' શબ્દ મૂકેલ છે, તેથી 'પલલ' શબ્દનો અર્થ 'तिलचूर्ण' એવો કરવો, તે જ યોગ્ય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ લખેલ છે: 'फलमांसेक्षुविकृतितिलमाषोपसंस्कृता. । भक्ष्या बल्याश्च गुरवो बृंहणा हृदयप्रियाः—ફળ, માંસ, શેલડીના વિકારો, તલ તથા અડદથી સંસ્કાર કરેલા ભક્ષ્ય પદાર્થો બળદાયી, ગુરુ-ભારે બૃંહણ-પૌષ્ટિક તથા હૃદયને પ્રિય થાય છે.' (યોગીન્દ્રનાથ)

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં ૨૬૬-૨૬૭ એ બે શ્લોકોમા દર્શાવેલાં ભક્ષ્યો વિષે વધુ આવી સ્પષ્ટતા કરે છે: 'विरूढा—अङ्कुरिता यवा भृष्टा विरूढधानाः '—જેઓમાં અંકુરો ફૂટ્યા હોય એવા ઊગી નીકળેલા અને શેકેલા જવ 'विरूढधानाः' કહેવાય છે; શષ્કુલીઓ પ્રસિદ્ધ છે; લોટના પિંડાની અંદર તલનો કલ્ક વગેરે નાખો, તેને વીંટી લઈ જે તળી લેવાય છે, તે શષ્કુલી કે કચોરી કહેવાય છે; 'સપિંડક મધુક્રોડ': એટલે કે ઘઉંના પિંડાની અંદર મધ ભરી જેને ઘીમાં પકવવામાં આવે તે 'સપિંડક મધુક્રોડક' કહેવાય છે. અડદના લોટ વગેરેમાંથી કરેલાં વટક-વડાં તે 'પૂપ' (પૂડા) કહેવાય છે; 'પૂપલિકા' સંબંધે તો આમ કહેલ છે: 'विमृद्य समिताचूर्णं मृदुपाकं गुडान्वितम् । घृतावगाहे गुडिकां पक्वां भाण्डे सशर्करे । क्षिपेत् सौगन्धिवासो च कुर्यात् पूपलिकां बुधः'—મેંદાના લોટને ગોળ સાથે મસળી ધીમા પાકે પકવી ઘીમાં ઝબોળતા જઈ તે પકવેલા ભક્ષ્ય પદાર્થને સાકરની ચાસણી યુક્ત વાસણમાં નાખવામાં આવે અને સુગંધી દ્રવ્યોથી સુવાસિત કરવામાં આવે છે, તેને વિદ્વાનો 'પૂપલિકા' કહે છે; આને 'સંયાવ' પણ કહે છે: જેમ કે 'समितामम्बुदुग्धेन मर्दयित्वा सुशोभनाम् । पचेद् घृते क्षिपेत् खण्डान्विते भाण्डे नवे च ताम् । संयावोऽसौ युतश्चूर्णैस्त्वगेलामरिचार्द्रकैः '—અતિશય ઉત્તમ પરસુદી કે મેંદાને પાણી સહિત દૂધથી મસળીને ઘીમાં પકવીને તેને ખાંડયુક્ત નવા વાસણમાં નાખવામાં આવે છે તેમ જ તેને તજ, એલચી, મરી તથા આદુથી પણ યુક્ત કરવામાં આવે છે, તે 'સંયાવ' કહેવાય છે. અહીં, મૂળમાં 'पूपलिकाद्याः' એ પદમાં આદ્ય શબ્દ પણ મૂકવામાં આવ્યો છે, તે ઉપરથી 'घृतपूर-' કે ઘેબર વગેરેનું પણ ગ્રહણ કરવામાં આવે છે; તે સુશ્રુતમાં પણ કહેલ છે: 'भक्ष्याः क्षीरकृता बल्या वृष्या हृद्याः सुगन्धयः । अदाहिनः पुष्टिकरा दीपनाः पित्तनाशनाः । तेषां प्राणकरा हृद्या घृतपूराः कफावहाः । वातपित्तहरा वृष्या गुरवो रक्तमांसलाः । मर्दिता समिता क्षीरनारिकेलसितादिभिः । अवगाह्य घृते पक्वा घृतपूरोऽयमुच्यते । बृंहणा गौडिका भक्ष्या गुरवोऽनिलनाशनाः । अदाहिनः पित्तहराः शुक्लाः कफवर्धनाः । मधुमस्तकसंयावाः पूपा ह्येते विशेषतः । गुरवो बृंहणाश्चैव मोदकास्तु सुदुर्जराः । रोचनो दीपनः स्वर्यः पित्तघ्नः पवनापहः । गुरुर्मिष्टतमश्चैव सट्टकः प्राणवर्धनः । हृद्यः सुगन्धिर्मधुरः स्निग्धः कफकरो गुरुः । वातापहस्तृप्तिकरो बल्यो विष्यन्दनः स्मृतः । बृंहणा वातपित्तघ्ना भक्ष्या बल्यास्तु सामिताः । हृद्याः पथ्यतमास्तेषां लघवः फेनकादयः । मुद्गादिवेसवाराणां पूर्णा विष्टम्भिनो मताः । वेसवारैः सपिशितैः सपूर्णा गुरुबृंहणाः । पाललाः श्लेष्मजननाः शष्कुल्यः कफपित्तलाः । वीर्योष्णाः पैष्टिका भक्ष्याः कफपित्तप्रकोपणाः । विदाहिनो नातिबला गुरवश्च विशेषतः । वैदला लघवो भक्ष्याः कषाया मारुतावहाः । विष्टम्भिनः पित्तसमाः श्लेष्मघ्ना भिन्नवर्चसः । बल्या वृष्यास्तु गुरवो विज्ञेया माषसाधिताः । कूर्चिकाविकृता भक्ष्या गुरवो

नातिपित्तलाः। विदाहोत्क्लेशजनना रूक्षा दृष्टिप्रदूषणाः। हृद्याः सुगन्धयो वृष्या लघवो घृतपाचिताः। वातपित्तहरा बल्या वर्णदृष्टिप्रसादनाः। विदाहिनस्तैलकृता गुरवः कटुपाकिनः। उष्णा मारुतदृष्टिघ्नाः पित्तलास्त्वक्-प्रदूषणाः॥ फलमांसेक्षुविकृति-तिलमाषोपसंस्कृताः। भक्ष्या बल्यास्तु गुरवो बृंहणा हृदयप्रियाः। कपालाङ्गारपक्वास्तु लघवो वातकोपनाः। सुपक्वास्तनवश्चापि भूयिष्ठं लघवो मताः। सकिलाटादयो भक्ष्या गुरवः कफवर्धनाः। कुल्माषा वातला रूक्षा गुरवो भिन्नवर्चसः।'–ઘઉંના લોટને દૂધનો યોગ આપી બનાવેલા ભક્ષ્ય પદાર્થો બળ આપનાર, વીર્ય વધારનાર, હૃદયને પ્રિય, સુગંધી, દાહ નહિ કરનાર, પુષ્ટિકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને પિત્તનો નાશ કરનાર હોય છે; તેઓમાં ઘેબર પ્રાણકારક હોઈ ઘણું જ બળ આપનાર, હૃદયને પ્રિય, કફ કરનાર, વાયુને તથા પિત્તને હરનાર, વીર્ય વધારનાર, ભારે અને રુધિર તથા માંસને પણ વધારે છે. ગોળનાં ભક્ષ્યો પુષ્ટિ આપનાર, ભારે, વાયુનો નાશ કરનાર, દાહને નહિ કરનાર, પિત્તને હરનાર તથા વીર્યને અને કફને પણ વધારે છે. ખાજાં, સંયાવો અને માલપૂડા વિશેષે કરી ભારે અને પુષ્ટિ આપનાર છે. (આમાંના સંયાવો આ રીતે બનાવાય છે: પરસૂદીને ઘીનું મોણ દઈ પાપડી બનાવી, ઘીમાં તળી–ખાંડીને ચાળી નાખવી; અને પછી શુદ્ધ સાકરનું બૂરું, તેમાં ચોળી ચોળીને મેળવવું; પછી એમાં પુષ્કળ એલચી, લવિંગ, મરી, ટોપરું, ભીમસેની બરાસ અને ચારોળીનાં બીજ નાખવાં; પછી ઘીના મોણવાળી પરસૂદીની રોટલી કરીને તેની અંદર પેલા ચૂર્ણનું પૂરણ ભરી મજબૂત રીતે મોઢું બંધ કરી દેવું; એ રોટલીને પુષ્કળ ઘીમાં પકવવી, તે 'સંયાવ' થયો કહેવાય છે.) લાડુ તો અત્યંત દુર્જર એટલે માંડ માંડ પચે એવા હોય છે. સટ્ટક રુચિકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, સ્વરને હિતકારી, પિત્તનો તથા વાયુનો નાશ કરનાર, ભારે, અત્યંત સ્વાદિષ્ઠ અને પ્રાણવર્ધક છે. (આ સટ્ટક ઘણી જાતના થાય છે; તેમાંનો એક પ્રકાર આવો છે: લવિંગ, સૂંઠ, મરી, પીપર અને ખાંડની સાથે દહીંને મથી ગાળીને, તેને દાડિમના રસનો તથા ભીમસેની બરાસનો યોગ આપી તે દહીં નાખીને બનાવેલું ભક્ષ્ય 'સટ્ટક' કહેવાય છે.) ઘઉંના લોટને ઘીથી, દૂધથી તથા ગોળથી યુક્ત કરી જે પકવવામાં આવે, તે 'વિષ્યંદન' કહેવાય છે; તે હૃદયને પ્રિય, સુગંધી, મધુર, સ્નિગ્ધ, કફ કરનાર, ભારે, વાયુનો નાશ કરનાર, તૃપ્તિકારક તથા બળ આપનાર છે; પરસૂદીમાંથી બનતા પદાર્થો પુષ્ટિ આપે છે, વાયુનો તથા પિત્તનો નાશ કરે છે અને બળ આપે છે; તેમાં સૂતરફેણી વગેરે પદાર્થો હૃદયને પ્રિય, અત્યંત પથ્ય અને હલકા હોય છે. (બાફીને વાટેલા અને જેઓને હિંગ વગેરેના સંસ્કારો આપ્યા હોય એવા મગ વગેરેના કલ્કો વેસવાર–વેસણ–મસાલા કહેવાય છે; એ) વેસવારનું પૂરણ ભરી બનાવેલા પરસૂદીના ભક્ષ્ય પદાર્થો ઝાડાની કબજિયાત કરે છે; તેમ જ માંસ સહિત મગ વગેરેના મસાલાઓનું પૂરણ ભરી બનાવેલા પરસૂદીના ભક્ષ્ય પદાર્થો ભારે તથા પૌષ્ટિક હોય છે; ગોળ વગેરેથી સંયુક્ત કરેલા અને તલના પિષ્ટથી બનાવેલા ભક્ષ્ય પદાર્થો કફને ઉત્પન્ન કરે છે. પરસૂદીની સુંવાળીઓ કફને તથા પિત્તને વધારે છે. ચોખાના લોટથી બનાવેલા ભક્ષ્ય પદાર્થો ઉષ્ણવીર્ય હોય છે; કફને તથા પિત્તને કોપાવે છે, બળતરા કરે છે બળને અત્યંત વધારનાર નથી અને વધુ ભારે હોય છે. મગ વગેરે શીંગનાં ધાન્યોથી બનાવેલાં ભક્ષ્યો હલકાં અને તૂરાં હોઈ વાયુની છૂટ કરે છે, પરંતુ અડદનાં ભક્ષ્યો ઝાડાની કબજિયાત કર્યા પછી ઝાડાનું ભેદન કરનાર, સાધારણ રીતે પિત્તને ઉત્પન્ન કરનાર, કફનો નાશ કરનાર, બળ આપનાર, વીર્યને વધારનાર તથા ભારે હોય છે. બગડેલું ઘાટું થયેલ દૂધ નાખી બનાવેલાં ભક્ષ્યો, ભારે હોઈ લગાર પિત્તને કરે છે. અંકુરિત થયેલ એટલે કોંટા ફૂટેલાં ધાન્યોમાંથી બનાવેલાં ભક્ષ્યો ભારે હોઈ વાયુને તથા પિત્તને વધારે છે, દાહ તથા દોષોને પણ વધારે છે અને રૂક્ષ હોઈ નેત્રોને અહિતકારી છે. ઘીમાં પકવેલા ભક્ષ્ય પદાર્થો હૃદયને પ્રિય, સુગંધી, વીર્યવર્ધક, હલકા, વાયુને તથા પિત્તને દૂર કરનાર, બળદાયક અને વર્ણને તથા દૃષ્ટિને સ્વચ્છ કરનાર છે. તેલમાં પકવેલાં ભક્ષ્યો અત્યંત દાહ કરનાર, ભારે, વિપાકે કડવાં તથા ઉષ્ણ હોઈ વાયુનો તથા દૃષ્ટિનો નાશ કરનાર, પિત્તને વધારનાર તથા ચામડીને ખરાબ કરનાર હોય છે. ફળ, માંસ, શેલડીના વિકારો તલ તથા અડદ નાખી સંસ્કાર-યુક્ત કરેલા ભક્ષ્ય પદાર્થો બળકારક, ગુરુ–ભારે, બૃંહણ–પૌષ્ટિક તથા હૃદયને આનંદ આપનારા હોય છે. તાવડી કે અંગારા ઉપર પકવેલા ભક્ષ્ય પદાર્થો લઘુ હોય છે અને વાયુને કોપાવે છે; પરંતુ એ પદાર્થો ખૂબ પકવેલા તથા પાતળા હોય છે, તો ઘણા જ હલકા બને છે. બગડેલા દૂધનો માવો અને તક્રપિંડ (એટલે ઘાટી છાશને વસ્ત્રથી ગાળી લેતાં બાકી રહેલ લોંદો) નાખી બનાવેલા ભક્ષ્ય પદાર્થો ગુરુ–ભારે હોઈને કફને વધારે છે; ઘઉં વગેરે ધાન્યોને બાફી તેઓનાં કરેલાં કુલ્માષ–બાકળા કે ઘૂઘરીઓ, રૂક્ષ હોઈ વાયુને વધારનાર, ગુરુ–ભારે તથા વિષ્ઠાને છૂટી કરનાર હોય છે. ચોખાના લોટના કરેલા ભક્ષ્ય પદાર્થો અતિશય ગુરુ–ભારે હોય છે: અને ફળ

વગેરેથી સંસ્કારી કરેલાં જેટલાં ભક્ષ્યો હોય છે, તે હૃદયને પ્રિય તથા બળકારક હોય છે. ૨૬૭

**વેસવાર કે વેસણના ગુણો અને દૂધ તથા શેલડીના રસથી યુક્ત કરેલ પૂડાના ગુણો**

**वेसवारो गुरुः स्निग्धो बलोपचयवर्धनः ।
गुरवस्तर्पणा वृष्याः क्षीरेक्षुरसपूपकाः ॥**

વેસવાર કે વેસણ ગુરુ-ભારે, સ્નિગ્ધ તથા બળ અને પુષ્ટિને વધારનાર હોય છે; તેમ જ દૂધ અને શેલડીના રસથી ભાવિત કરેલા માલપૂડા ગુરુ-ભારે, તૃપ્તિ કરનાર તથા વૃષ્ય-વીર્યવર્ધક હોય છે.

યોગીન્દ્રનાથ સેન, અહીં જણાવેલ વેસવારનું જે લક્ષણ સુશ્રુતે કહ્યું છે, તેને આ પ્રમાણે ઉતારે છે: 'मांसं निरस्थि सुस्विन्नं पुनर्दृषदि चूर्णितम्। पिप्पली-शुण्ठी-मरिचगुडसर्पिः समन्वितम्। ऐकध्य पाचयेत् सम्यक् वेसवार इति स्मृतः।' હાડકાં વગરનાં માંસને સારી રીતે બાફી લીધું હોય અને પછી તેને શિલા પર લસોટી લઈ તેમાં પીપર, સૂંઠ, મરી, ગોળ, તથા ઘી નાખી, તે બધું એકઠું સારી રીતે પકવવું, એ 'વેસવાર' કે 'વેસણ' કહેવાય છે. (આ સિવાયના બીજા પ્રકારે પણ વેસવાર-વેસણ કે મસાલો બનાવાય છે, તે શ્રી ગંગાધરે આ પ્રમાણે જણાવ્યો છે:) 'एवं स्विन्नं च पिष्टं च मुद्गादि चेद् गुडान्वितम्। कणामरीचाज्ययुतं वेसवारः स चापरः। એ જ પ્રમાણે મગ વગેરેને પ્રથમ બાફી લઈ શિલા પર લસોટી લેવાય અને પછી તેમાં ગોળ સહિત પીપર, મરી તથા ઘી નાખી તૈયાર કરવામાં આવે, તે પણ બીજા પ્રકારનો વેસવાર-વેસણ કે ભક્ષ્ય પદાર્થોમાં અંદર ભરવાનો મસાલો કહેવામાં આવે છે.' આ વેસવાર ભરીને બનાવેલા ભક્ષ્ય પદાર્થો પણ સુશ્રુતમાં આમ કહ્યા છે: 'मुद्गादिवेसवाराणां पूर्णा विष्टम्भिनो मताः - મગ વગેરેના વેસવારો કે પૂરણ ભરીને બનાવેલા પરસુદીના ભક્ષ્ય પદાર્થો ઝાડાની કબજિયાત કરનારા હોય છે.' વળી દૂધ અને શેલડીના રસથી મિશ્ર કરી મર્દન કરેલી પરસુદી કે બીજા કોઈ લોટને ઘીમાં પકવીને બનાવેલા માલપૂડા ગુરુ-ભારે હોઈ તૃપ્તિકારક તથા વૃષ્ય-વીર્યવર્ધક થાય છે.'

**બીજા પણ ગુરુ ભક્ષ્ય પદાર્થો**

**सगुडाः सतिलाश्चैव सक्षीरक्षौद्रशर्कराः ।
वृष्या भक्ष्यास्च बल्याश्च परं तु गुरवः स्मृताः ॥२६८**

ગોળ, તલ, દૂધ, મધ તથા સાકર નાખીને તૈયાર કરેલા ભક્ષ્ય પદાર્થો પણ વૃષ્ય-વીર્યવર્ધક તથા બળકારક હોઈ અતિશય ગુરુ-પચવામાં ભારે કહેવાય છે. ૨૬૮

**ઘઉંના ભક્ષ્ય પદાર્થોના ગુણો**

**सस्नेहाः स्नेहसिद्धाश्च भक्ष्या विविधलक्षणाः ।
गुरवस्तर्पणा वृष्या हृद्या गौधूमिका मताः ॥२६९॥**

સ્નેહયુક્ત કરીને એટલે કે ઘી કે તેલનું (લોટમાં જ) મોણ નાખીને (ઘી કે તેલરૂપ) સ્નેહમાં જ પકવી તૈયાર કરેલા અનેક પ્રકારના ઘઉંના ભક્ષ્ય પદાર્થો ગુરુ-ભારે, તૃપ્તિકારક, વૃષ્ય તથા હૃદયને પ્રિય અને હિતકારી મનાય છે. ૨૬૯

**ગુરુ ભક્ષ્યો પણ સંસ્કારથી લઘુ બને**

**संस्काराल्लघवः सन्ति भक्ष्या गौधूमपैष्टिकाः ।
धानापर्पटपूपाद्यास्तान्बुद्ध्वा निर्दिशेत्तथा ॥ २७० ॥**

ઘઉંના લોટના કે ચોખાના લોટના બનાવેલા ભક્ષ્ય પદાર્થો, તેમ જ ધાના એટલે ભુંજેલા જવ, પાપડ અને પૂડા વગેરે ભક્ષ્યો પણ (અગ્નિસંયોગ આદિ) સંસ્કારથી લઘુ-પચવામાં હલકા બને છે; તેઓને વૈદ્યે તેવા પ્રકારના જાણીને (તેઓનું ગૌરવ-લાઘવ વગેરે) કહી બતાવવાં જોઈએ.

ઘઉં વગેરેના ગુરુ પદાર્થો પણ સંસ્કારથી લઘુ થાય છે; એ સંસ્કાર સંબંધે યોગીન્દ્રનાથ જણાવે છે કે, 'संस्कारः अग्निसंयोगादिना गुणाधानम् - અગ્નિનો સંયોગ આદિથી જે ગુણ સ્થાપવા તે સંસ્કાર કહેવાય છે.' આ સંબંધે અષ્ટાંગ-સંગ્રહ-સૂત્રસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે 'कुकूलकर्परभ्राष्ट्रकन्द्वङ्गारविपाचितान्। एकयोनीलघून् विद्यादपूपानुत्तरोत्तरम्।' કુકૂલ-ફેતરાં વગેરેનો અગ્નિ, માટીની તાવડી, લોઢાની કડાઈ, તવો કે અંગારા પર પકવેલા એક જ પ્રકારના લોટ વગેરેથી બનાવેલા પૂડા વગેરે (ગુરુ) પદાર્થોને ઉત્તરોત્તર લઘુ જાણવા.

ટીકાકાર શ્રી ચક્રપાણિ પણ અહીં આમ સમજાવે છે કે, લોટની અવસ્થામાં જ મોણ વગેરે દ્વારા સ્નેહનો યોગ થવાથી જે પદાર્થોને ગુરુ-ભારે કહેવામાં આવ્યા છે, તેઓ પણ પુષ્કળ અગ્નિસંયોગ આદિ સંસ્કારથી લઘુ-હલકા બને છે; 'तान् बुद्ध्वा निर्दिशेत् तथा'-તેઓના સંસ્કારના ગુણને તથા પ્રકૃતિના ગુણને જાણ્યા પછી વૈદ્યે તેઓના યથાયોગ્ય ગુણો બતાવવા. ૨૭૦

**પોંઆ તથા ચીપટા કરેલ જવના ગુણો**

**पृथुका गुरवो भृष्टान्भक्षयेदल्पशस्तु तान्।
यावा विष्टभ्य जीर्यन्ति, सरसा भिन्नवर्चसः ॥ २७१ ॥**

પોંઆ ગુરુ-ભારે છે; તેઓને શેકયા કે

તળ્યા હોય, તોપણ થોડા જ ખાવા જોઈએ; તે જ પ્રમાણે જવના પૌંઆ પણ (જો ભૂંજયા કે શેકયા ન હોય તો) વિષ્ટંભ કરીને એટલે કે પેટમાં વાયુની પીડા સાથે ગુડગુડાટ કરીને જ પચે છે; પરંતુ એ જ પૌંઆ રસયુક્ત કર્યા હોય એટલે કે દૂધ સાથે ખાધા હોય તો વિષ્ઠાને છૂટી કરનારા છે. ૨૭૧

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છેઃ લીલાં શાલિધાન્યને લગાર–થોડું ભૂંજ્યું હોય અને પછી સાંબેલાના પ્રહારોથી દરેક અવયવોમાં ચીપટું કરી નાખ્યું હોય, તેને 'પૃથુક–પૌંઆ' કહે છે; તે ગુરુ–ભારે અને બળકારક છે; એમ તેનામાં ગુરુપણું છે એ જ કારણે તેઓને ખૂબ થોડા જ પ્રમાણમાં ખાવા જોઈએ; વળી જવના પૌંઆ પણ વિષ્ટંભ કરીને પચે છે; 'विष्टम्भः सवेदना मलाप्रवृत्तिः'–વાયુની વેદના સાથે ઝાડો બંધ થઈ જાય, તે 'विष्टम्भ' કહેવાય છે; પરંતુ 'सरसाः'–सक्षीराः–એટલે કે દૂધ સાથે પૌંઆ જો ખાધા હોય, તો તેઓ વિષ્ઠાને છૂટી કરે છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છેઃ 'पृथुका गुरवः स्निग्धा बृंहणा कफवर्धनाः। बल्याः सक्षीरभावात्तु वातघ्ना भिन्नवर्चसः।' પૌંઆ ગુરુ–ભારે, સ્નિગ્ધ, બૃંહણ–પૌષ્ટિક તથા કફને વધારનારા છે; પરંતુ એ જ પૌંઆનો દૂધ સાથે ઉપયોગ કરવાથી તે વાયુનો નાશ કરે છે અને વિષ્ઠાને છૂટી પાડે છે. ૨૭૧

### કઠોળ ધાન્યના ભક્ષ્ય પદાર્થોના ગુણો

सूप्यान्नविकृता भक्ष्या वातला रूक्षशीतलाः।
सकटुस्नेहलवणान् भक्षयेदल्पशस्तु तान्॥२७२॥

સૂપ્ય અન્નના વિકારો એટલે કે કઠોળ ધાન્યના બનાવેલા ભક્ષ્ય પદાર્થો વાયુકારક, રૂક્ષ તથા શીતલ હોય છે; માટે તેઓને (સૂંઠ વગેરે) તીખાશથી યુક્ત, સ્નેહયુક્ત તથા લવણયુક્ત કરીને ખાવા જોઈએ અને તે પણ થોડા જ પ્રમાણમાં ખાવા જોઈએ. ૨૭૨

### લાંબા કાળે પચતા પૌષ્ટિક અને બલપ્રદ ભક્ષ્ય પદાર્થો

मृदुपाकाश्च ये भक्ष्याः स्थूलाश्च कठिनाश्च ये।
गुरवस्ते व्यतिक्रान्तपाकाः पुष्टिबलप्रदाः॥२७३॥

જે ભક્ષ્ય પદાર્થોને ધીમા કે થોડા અગ્નિથી પકવ્યા હોય, જેઓ સ્થૂળ તથા કઠિન હોય છે, તેઓ બધા ગુરુ–ભારે હોઈને ઘણા લાંબા કાળે પચે છે, છતાં પુષ્ટિ તથા બળ આપનાર હોય છે. ૨૭૩

### કહેલા, નહિ કહેલા ભક્ષ્યોનો ગુણસંગ્રહ

द्रव्यसंयोगसंस्कारं द्रव्यमानं पृथक् तथा।
भक्ष्याणामादिशेद्बुद्ध्वा यथास्वं गुरुलाघवम्॥२७४॥

દરેક ભક્ષ્ય પદાર્થોનાં દ્રવ્યોનો સંયોગ, સંસ્કાર તથા અલગ અલગ દ્રવ્યોનું માપ કે માત્રા બરાબર જાણ્યા પછી વૈદ્યે તેને તેને અનુસરી તેઓનું ગૌરવ–ભારેપણું તથા લાઘવ–એટલે હલકાપણું કહેવું જોઈએ. ૨૭૪

### 'વિમર્દક' નામના ભક્ષ્યના ગુણો

नानाद्रव्यसमायुक्तः पक्त्वा वह्निषु भर्जितः।
विमर्दको गुरुर्हृद्यो वृष्यो बलवतां हितः॥२७५॥

અનેક દ્રવ્યોથી સારી રીતે યુક્ત કરેલ તેમ જ અગ્નિ ઉપર પકવીને ભૂંજી કે શેકી કાઢેલ 'વિમર્દક' નામનો ભક્ષ્ય પદાર્થ ગુરુ–ભારે, હૃદયને પ્રિય તથા હિતકારી અને વૃષ્ય–વીર્યવર્ધક હોઈ બળવાન માણસોને હિતકારી થાય છે.

### રસાલા–શિખંડના તથા ગોળયુક્ત દહીંના ગુણો

रसाला बृंहणी वृष्या स्निग्धा बल्या रुचिप्रदा।
स्नेहनं तर्पणं हृद्यं वातघ्नं सगुडं दधि॥२७६॥

રસાલા–શિખંડ બૃંહણી–પૌષ્ટિક, વૃષ્ય–વીર્યવર્ધક, સ્નિગ્ધ, બળકારક તથા રુચિપ્રદ છે; અને ગોળયુક્ત દહીં સ્નેહન, તૃપ્તિકારક, હૃદયને પ્રિય તથા હિતકારી અને વાયુનો નાશ કરનાર છે. ૨૭૬

અહીં બતાવેલ રસાલા કે શિખંડનું લક્ષણ દરેક ટીકાકારો આ પ્રમાણે લખે છેઃ 'सचातुर्जातकाजाजि सगुडार्द्रकनागरम्। रसाला स्याच्छिखरिणी सुघृष्टं ससरं दधि'-સારી રીતે સીંજેલું કે જામેલું તર સહિત દહીં (વસ્ત્રથી ગાળ્યું હોય અને પછી) તજ, એલચી, તમાલપત્ર તથા નાગકેસરથી યુક્ત કર્યું હોય તેમ જ જીરું, ગોળ, આદું તથા સૂંઠ નાખેલું હોય, તે (દહીં) રસાલા કે શિખરિણી–શીખંડ કહેવાય છે. એ શીખંડ બૃંહણત્વ–પૌષ્ટિક આદિ ગુણોથી યુક્ત છે.' આ શીખંડના તથા ગોળયુક્ત દહીંના ગુણો સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આ પ્રમાણે કહ્યા છેઃ 'रसाला बृंहणी बल्या स्निग्धा वृष्या च रोचनी। स्नेहनं गुडसंयुक्तं हृद्यं दध्यनिलापहम्।' શીખંડ પૌષ્ટિક, બળકારક, સ્નિગ્ધ, વૃષ્ય તથા

રુચિકારક હોય છે; પરંતુ ગોળથી યુક્ત કરેલું દહીં સ્નેહન, હૃદયને પ્રિય તથા વાયુનો નાશ કરનાર છે.

દ્રાક્ષ વગેરેનાં પાનકો કે શરબત-પીણાંના ગુણો

द्राक्षाखर्जूरकोलानां गुरु विष्टम्भि पानकम् ।
परूषकाणां क्षौद्रस्य यच्चेक्षुविकृतिं प्रति ॥२७७॥

દ્રાક્ષનું, ખજૂરનું, બોરનું, ફાલસાનું, મધનું કે શેલડીના વિકાર-ગોળ, ખાંડ કે સાકરનું જે પાનક અથવા શરબત કરાય છે, તે ગુરુ-ભારે તથા વિષ્ટંભ કરનાર (એટલે પેટમાં વાયુ સહિત ગુડગુડાટ અને મળની અપ્રવૃત્તિ કરનાર) હોય છે.

યોગીન્દ્રનાથે ચરકોપરકારમાં આ પાનકોના ગુણો, સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાંથી પણ આ પ્રમાણે ઉતાર્યા છે: 'गौडमम्लमनम्लं वा पानकं गुरु मूत्रलम् । तदेव खण्डमृद्वीकाशर्करासहितं पुन. । साम्लं सतीक्ष्णं सहिमं पानकं स्यान्निरत्ययम् । मार्द्वीकं तु श्रमहरं मूर्च्छादाहतृषापहम् । परूषकाणां कोलानां हृद्यं विष्टम्भि पानकम् । द्रव्यसंयोगसंस्कारं ज्ञात्वा मात्रां च सर्वतः । पानकानां यथायोगं गुरुलाघवमादिशेत् ।'-હરકોઈ પાનક કે શરબત ખટાઈથી યુક્ત હોય કે ખટાઈ વિનાનું હોય, તે ગુરુ-ભારે તથા મૂત્રને વધારનાર હોય છે; પરંતુ એ જ પાનક ખાંડ, દ્રાક્ષ કે સાકરથી યુક્ત કર્યું હોય, ખટાઈવાળું હોય, મરી વગેરે તીક્ષ્ણ પદાર્થોથી યુક્ત હોય તેમ જ ભીમસેની બરાસથી પણ યુક્ત કર્યું હોય તો તે નિર્દોષ બને છે. દ્રાક્ષનું પીણું કે શરબત શ્રમને દૂર કરનાર અને મૂર્છાનો, દાહનો તથા તરસનો પણ નાશ કરનાર હોય છે; પરંતુ ફાલસાનું અને બોરનું શરબત હૃદયને પ્રિય તથા હિતકારી હોય છે, પરંતુ વિષ્ટંભ કરનાર હોય છે. એમ દ્રવ્યોના સંસ્કાર તથા સંયોગ અને માત્રા જાણ્યા પછી સર્વ પાનકોના ગૌરવ તથા લાઘવને તેમાં નાખેલ દ્રવ્યના સંબંધ પ્રમાણે કહેવાં. ૨૭૭

ઉક્ત-અનુક્ત પાનકનો સંગ્રહ

तेषां कट्वम्लसंयोगात् पानकानां पृथक्पृथक् ।
द्रव्यं मानं च विज्ञाय गुणकर्माणि निर्दिशेत् ॥२७८॥

એ પાનકો કે શરબતોમાં તીખા તથા ખાટા પદાર્થોના સંયોગ ઉપરથી અને તેઓનાં અલગ અલગ દ્રવ્ય તથા માત્રાને જાણ્યા પછી વૈદ્યે તેઓના ગુણો તથા કર્મો કહેવાં જોઈએ. ૨૭૮

કેરીના મુરબ્બાના ગુણો

कट्वम्लस्वादुलवणा लघवो रागषाडवाः ।
मुखप्रियाश्च हृद्याश्च दीपना भक्तरोचनाः ॥२७९॥

રાગષાડવો (મુરબ્બા) તીખા, ખાટા, મધુર તથા લવણ દ્રવ્યોથી યુક્ત કરેલા હોઈ લઘુ-હલકા, મુખને પ્રિય લાગે એવા, હૃદયને પ્રિય તથા હિતકારી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા ખોરાક ઉપર રુચિ ઉપજાવનારા હોય છે. ૨૭૯

અહીં દરેક ટીકાકારો, 'રાગષાડવ' સંબંધે 'નલ' નામના વિદ્વાને જણાવેલું તેનું આવું લક્ષણ લખે છે: 'क्वथितं तु गुडोपेतं सहकारफलं नवम् । तैलनागरसंयुक्तं विज्ञेयो रागषाडवः'-આંબાનું નવું-કાચું ફળ (ટુકડા કરીને) પાણીમાં ઉકાળ્યું હોય અને પછી તે ખફાઈ જાય ત્યારે તેને બહાર કાઢી લઈ છૂંદી નાખીને તેમાં ગોળ, તેલ તથા સૂંઠ નાખી તૈયાર કરાય, તેને 'રાગષાડવ' જાણવો; 'અથવા અહીં 'રાગ' અને 'ષાડવ' એવા બે પદાર્થો જણાવ્યા છે, એમ પણ દરેક ટીકાકારો જણાવે છે અને તેઓનાં આવાં અલગ અલગ લક્ષણો પણ દર્શાવે છે; જેમ કે-'सिताहचकसिंदार्यैः वृक्षाम्लपरूषकैः । जम्बूफलरसैर्युक्तो रागो राजिकया कृतः :-સાકર, સિંધાલૂણ, કોકમ કે આમલી, ફાલસા તથા જાંબૂના ફળના રસથી યુક્ત રાઈ દ્વારા જે કરેલો હોય તે 'રાગ' કહેવાય છે; (આને એક જાતનું અથાણું કહેવામાં આવે છે;) તેમ જ 'स्पष्टाम्लमधुरोऽस्पष्टकषायलवणोषणः । अतिक्तः षाडवः कोलकपित्थायुपबृंहितः ।'-જેમાં ખાટો તથા મધુર રસ સ્પષ્ટ હોય; તૂરો, લવણ તથા તીખો રસ અસ્પષ્ટ હોય અને કડવો રસ બિલકુલ ન હોય તે બોર તથા કોઠ વગેરેનું જે મિશ્રણ તે 'ષાડવ' કહેવાય છે.'

શ્રી ચક્રપાણિ તો અહીં આમ જણાવે છે કે, મધુર તથા અમ્લ દ્રવ્યોથી જે બનાવાય છે, તે 'ષાડવ' કહેવાય છે.

શ્રી ગંગાધર ઉપર જણાવેલ શ્રીચક્રપાણિનાં મતથી વિરુદ્ધ પડે છે; તે તો આમ જ કહે છે કે, અહીં 'રાગ' શબ્દથી જ 'રાગષાડવ' પણ સમજી લેવા જણાવેલ છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ પણ યોગીંદ્રનાથ સેન, જે રીતે અહીં 'રાગષાડવ, રાગ તથા ષાડવ' એમ ત્રણ જાતના પદાર્થો જણાવે છે, તે જ પ્રમાણે ત્રણ જ પદાર્થો જણાવે છે, પરંતુ વધુમાં 'રાગષાડવ'નો અર્થ 'કેરીનો મુરબ્બો' એવો પણ કરે છે; અને તેને બનાવવાની રીત આ પ્રમાણે બતાવે છે: 'आममाम्रं त्वचाहीनं द्विर्त्रिर्वा खण्डितं ततः । मृद्वाज्ये मनागस्तं खण्डपाकेऽथ युक्तितः । सुपक्वं च समुत्तार्य मरीचैलेन्दुवासितम् । स्थापितं स्निग्धमृद्भाण्डे रागषाडवसंज्ञितम् । કાચી કેરીને

છોલી નાખી એ કે ત્રણ ટુકડા કરીને ઘીમાં લગાર શેકીને પછી ખાંડના પાકમાં લગાર યુક્તિથી નાખવી; પછી સારી રીતે પાકી જાય, એટલે ઉતારી લઈ મરી, એલચી તથા કપૂરથી તેને સુવાસિત કરી માટીના સ્નિગ્ધ વાસણમાં રાખી મૂકવી; તેને 'રાગષાડવ' અથવા કેરીનો મુરબ્બો કહે છે.' ૨૭૯

### આંબાનાં તથા આમળાંનાં લેહો કે ચાટણો

**आम्रामलकलेहाश्च बृंहणा बलवर्धनाः ।**
**रोचनास्तर्पणाश्चोक्ताः स्नेहमाधुर्यगौरवात् ॥ २८० ॥**

આંબાનાં તથા આમળાંનાં ( રસનાં ) ચાટણો, સ્નેહયુક્ત મધુરતાથી તથા ગૌરવ–ભારેપણાને લીધે બૃંહણ–પૌષ્ટિક, બળવર્ધક, ખોરાક પર રુચિકારક તથા તૃપ્તિકારક કહેવાય છે. ૨૮૦

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: આંબાનો કે આમળાંનો રસ તડકામાં સૂકવી નાખી કે અગ્નિના સંયોગથી ઘટ્ટ કરવામાં આવ્યો હોય અને પછી તેમાં સાકર સાથે ઘી વગેરે સ્નેહ નાખ્યો હોય, જેથી એ ચાટણરૂપે તૈયાર થયેલો પદાર્થ સ્નેહયુક્ત મધુરતાથી તથા ગૌરવથી યુક્ત થઈને બૃંહણ–પૌષ્ટિક, બળવર્ધક, રુચિકારક અને તૃપ્તિકારક થાય છે. ૨૮૦

### ઉક્ત–અનુક્ત લેહના સંગ્રહ માટેનું વચન

**बुद्ध्वा संयोगसंस्कारान् द्रव्यमानं च तच्छ्रितम् ।**
**गुणकर्माणि लेहानां तेषां तेषां तथा वदेत् ॥ २८१ ॥**

સંયોગ, સંસ્કાર તથા (પ્રકૃતિભૂત–મૂળ) દ્રવ્ય અને તે દ્રવ્યને લગતી માત્રા જાણ્યા પછી વૈદ્યે તે તે લેહો કે ચાટણોનાં ગુણ–કર્મો જણાવવાં જોઈએ. ૨૮૧

### શુક્ત કે ચુક્રાના તથા તેમાં આથેલાં કંદમૂળ તથા ફળોના ગુણો

**रक्तपित्तकफोत्क्लेदि शुक्तं वातानुलोमनम् ।**
**कन्दमूलफलाद्यं च तद्वद्विद्यात्तदासुतम् ॥ २८२ ॥**

શુક્ત કે ચુક્રો રક્તપિત્તને તથા કફને કોપાવે છે અથવા વધારે છે; વાયુનું અનુલોમન એટલે કે પોતાના યોગ્ય માર્ગે પ્રવર્તન કરે છે; તેમ જ એ શુક્ત કે ચુક્રામાં આથેલાં કંદ, મૂળ તથા ફળોના ગુણો પણ એ શુક્તના જેવા જ જાણવા.

'યોગીન્દ્રનાથ સેન અહીં જણાવેલા શુક્ત કે ચુક્રાનું લક્ષણ આ પ્રમાણે લખે છે: 'यन्मस्त्वादि शुचौ भाण्डे सगुडक्षौद्रकाञ्जिकम् । धान्यराशौ त्रिरात्रस्थं शुक्तं चुक्रं तदुच्यते ।' કોઈ શુદ્ધ–સ્વચ્છ વાસણમાં ગોળ, મધ તથા કાંજી સાથે દહીંનું પાણી વગેરે નાખી, (તેના પર ઢાંકણું ઢાંકી દઈ) ત્રણ રાત્રિ સુધી ધાન્યના ઢગલામાં તેને રાખી મૂકેલ હોય, એટલે તે 'શુક્ત' કે 'ચુક્ર કે ચુક્રો' થયેલ કહેવાય છે. સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આ શુક્તના ગુણો આ પ્રમાણે લખ્યા છે: 'रक्तपित्तकरं शुक्तं छेदि भुक्तविपाचनम् '–वैस्वर्यजरणश्लेष्मपाण्डुक्रिमिकरं लघु । तीक्ष्णोष्णं मूत्रलं हृद्यं कफघ्नं कटुपाकि च ॥' શુક્ત કે ચુક્રો રક્તપિત્તને કરે છે, મલને છેદે છે, ખાધેલો ખોરાક સારી રીતે પચાવે છે, સ્વરને ખરાબ કરે છે, આમનું પાચન કરનાર અને કફની અધિકતાવાળા પાંડુરોગને તથા કૃમિઓને કરનાર અને લઘુ એટલે કે પચવામાં હલકો હોય છે; વળી તે ચુક્રો તીક્ષ્ણ, ઉષ્ણ, મૂત્રને વધારનાર, હૃદયને પ્રિય તથા હિતકારી, કફનો નાશ કરનાર તથા પાકમાં કટુ–તીખો હોય છે.' વળી આ શુક્તમાં આથેલાં કંદ, મૂળ તથા ફળોના તેમ જ 'आदि' શબ્દ ઉપરથી પાંદડાં તથા ડાળાં વગેરેના ગુણો પણ એ શુક્તના જેવા જ જાણવા. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ લખેલ છે: 'तद्वत् तदासुतं सर्वं रोचनं च विशेषतः । गौडानि रसशुक्तानि मधुशुक्तानि यानि च । यथापूर्वं गुरुतराण्यभिष्यन्दकराणि च ।' એ શુક્તમાં આથેલા સર્વ પદાર્થો વિશેષે કરી રુચિકારક થાય છે; વળી ગોળના સંબંધવાળાં આથેલાં શુક્તો, શેલડીના રસયુક્ત આથેલાં શુક્તો અને મધ સાથે આથેલાં જે શુક્તો બને છે, તેઓમાં પછી પછીના કરતાં પહેલાં પહેલાં શુક્તો, અતિશય વધુ ગુરુ–ભારે તથા અભિષ્યંદ કરનારાં હોય છે. ૨૮૨

### શિંડાકીના તથા બીજા આથાઓના ગુણો અને કૃતાન્ન વર્ગનો ઉપસંહાર

**शिण्डाकी चासुतं चान्यत् कालाम्लं रोचनं लघु ।**
**विद्याद्वर्गे कृतान्नानामेकादशमिमं भिषक् ॥ २८३ ॥**

શિંડાકી તથા અમુક કાળે ખાટા થઈ ગયેલા બીજા આસુત કે આથા રુચિકારક તથા લઘુ હોય છે. એમ આ અગિયારમો કૃતાન્નોનો વર્ગ વૈદ્યે જાણવો. ૨૮૩

અહીં જણાવેલ શિંડાકીનું લક્ષણ યોગીન્દ્રનાથ સેન આમ લખે છે: 'मूलकादिशाकं क्वथितासुतं कालजीरकराजिकासु भावितम्, अम्लतीक्ष्णं शिण्डाकीशब्देनोच्यते '–મૂળા વગેરે શાકને ઉકાળીને આથ્યાં હોય, શાહજીરું, જીરું તથા રાઈમાં ભાવિત કર્યાં હોય અને તે ખાટાં તથા તીક્ષ્ણ બન્યાં હોય તે 'શિંડાકી' નામે કહેવાય છે; શાર્ઙ્ગધર

પણ આ શિંડાકીનું લક્ષણ આવું લખે છે: 'शिण्डाकी सन्धिता ज्ञेया मूलक. सर्षपादिभिः'–મૂળા તથા સરસવ વગેરેને (ઉકાળીને) જે આથ્યાં હોય, તેને 'શિંડાકી' જાણવી. વળી જે બીજા આથા અહીં કહ્યા નથી, જે અમુક કાળ સુધી રહેવાથી ખાટા થઈ ગયા હોય, પણ ખાટા દ્રવ્યના સંયોગથી ખાટા થયા ન હોય, તે બધા રુચિકારક અને લઘુ–હલકા હોય છે.' એમ અગિયારમો કૃતાન્નવર્ગ અહીં સમાપ્ત થાય છે. ૨૮૩

इति कृतान्नवर्गः

अथाहारयोगिवर्गः

### તલના તેલના ગુણો

कषायानुरसं स्वादु सूक्ष्ममुष्णं व्यवायि च ।

[illegible] ॥ २८५ ॥

તલનું તેલ કષાય–તુરારસથી અનુગત એટલે પેટામાં કષાયરસથી યુક્ત, સ્વાદુ–મધુર, સૂક્ષ્મ–હોઈને સૂક્ષ્મ સ્રોતોને અનુસરનાર, ઉષ્ણવીર્ય, વ્યવાયી હોઈ આખા દેહમા વ્યાપ્યા પછી જ પચનાર, પિત્તને વધારનાર, વિષ્ઠાને તથા મૂત્રને બાંધનાર છે અને કફને વધારનાર નથી. એ તેલ વાયુનાશક પદાર્થોમાં ઉત્તમ હોઈ બળકારક, ત્વચા એટલે ચામડીને હિતકારી કે ચામડીને સારી કરનાર અને 'મેધા' નામની બુદ્ધિની ધારણા શક્તિને તથા જઠરાગ્નિને વધારનાર હોઈ (અમુક અમુક દ્રવ્યોના) સંયોગથી તથા સંસ્કારથી તો સર્વ રોગોનો નાશ કરનાર મનાય છે. ૨૮૪,૨૮૫

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, હવે આહારયોગી વર્ગ શરૂ કરે છે: 'आहारयोगिनां-संस्कारार्थम् आहारेषु उपयोगवतां द्रव्याणां वर्गः–आहारयोगिवर्गः'–આહારયોગી–એટલે કે આહારદ્રવ્યોમા સંસ્કાર માટે ઉપયોગી દ્રવ્યોનો જે વર્ગ તે 'આહારયોગિવર્ગ' કહેવાય છે. પ્રથમ ગોરસવર્ગમાં પહેલું જેમ ઘી કહેવાયું હતું. તેમ અહીં આહારયોગિવર્ગમાં પહેલું 'તેલ' કહેવાય છે; 'तिलेषु भव तैल'–તલનું તેલ કષાયરસથી અનુગત, મધુર, સૂક્ષ્મ સ્રોતોને અનુસરનાર, ઉષ્ણવીર્ય, અપરિણત એટલે પચ્યા વિના જ દેહમા વ્યાપ્ત થઈ પાકને પામનાર કે પચનાર હોઈ જે વ્યવાયી છે;–અર્થાત્ આખા દેહમાં વ્યાપ્ત થઈને જે પચે છે; (અહીં તેલને સૂક્ષ્મ તથા વ્યવાયી કહ્યું છે, તે સૂક્ષ્મ તથા વ્યવાયીનાં લક્ષણ શાર્ઙ્ગધર આમ લખે છે: 'देहस्य सूक्ष्मच्छिद्रेषु विशेद् यत् सूक्ष्ममुच्यते। तद् यथा सैन्धवं क्षौद्रं निम्बतैलं रुबूद्भवम्'–શરીરનાં સૂક્ષ્મ છિદ્રોમાં જે પ્રવેશ કરે તે દ્રવ્ય 'સૂક્ષ્મ' કહેવાય છે; જેમ કે સૈંધવ, મધ, લીંબડો તથા એરંડતેલ, તે સૂક્ષ્મ કહેવાય છે; તેમ જ 'पूर्वं व्याप्याऽखिलं काय ततः पाकं च गच्छति व्यवायि तद् यथा भङ्गाफेन चाहिसमुद्भवम्'–જે દ્રવ્ય પહેલાં આખા દેહમાં વ્યાપ્ત થઈ જાય અને તે પછી જ પોતે પચે છે, તે 'વ્યવાયી' કહેવાય છે; જેમ કે ભાંગ તથા અફીણ વ્યવાયી દ્રવ્ય છે, પિત્તને જે ઉત્પન્ન કરે છે; વિષ્ઠાને તથા મૂત્રને જે બાંધે છે–રોકે છે; પરંતુ કફને વધારતું નથી; વાયુનો નાશ કરનારાં દ્રવ્યોમાં તેલ ઉત્તમ છે, બળવર્ધક છે; માલિસ કરવાથી ત્વચાને હિતકારી છે; મેધા નામની બુદ્ધિની મહાશક્તિને તથા જઠરાગ્નિને વધારનાર છે; અને સંયોગ કે અવચારણા એટલે કે બીજાં ઔષધ દ્રવ્યો સાથે મેળવણીથી તથા પકવવાથી સર્વ રોગોનો તે નાશ કરે છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'तैलं त्वाग्नेयमुष्णं तीक्ष्णं मधुरं मधुरविपाकं बृंहणं प्रीणनं व्यवायि सूक्ष्मं विशदं गुरु सरं विकासि वृष्यं त्वक्प्रसादनं शोधनं मेधामार्दवमांसस्थैर्यवर्णबलकरं चक्षुष्यं बद्धमूत्रं लेखनं तिक्तकषायानुरसं पाचनमनिलबलासक्षयकरं क्रिमिघ्नम्, अशितं पित्तजननं योनिशिरःकर्णशूलप्रशमनं गर्भाशयशोधनं च। तथा छिन्नभिन्नविद्धोत्पिष्टच्युतमथितक्षतपिच्चितभग्नस्फुटितक्षाराग्निदग्धविश्लिष्टदारिताभिहतदुर्भग्नमृगव्याल-विदष्टप्रभृतिषु च परिषेकाभ्यङ्गावगाहादिषु तिलतैलं प्रशस्यते, तद्बस्तिषु च पाने च नस्ये कर्णाक्षिपूरणे, अन्नपानविधौ चापि प्रयोज्य वातशान्तये।'–તલનું તેલ અગ્નિના સંબંધવાળું હોઈ ઉષ્ણ છે; (કેટલાક પદાર્થો અગ્નિના સંબંધવાળા હોય છતા ઉષ્ણ હોતા નથી અને કેટલાક પદાર્થો ઉષ્ણ હોય છતાં અગ્નિના સંબંધવાળા હોતા નથી; આ તલનું તેલ તો અગ્નિના સંબંધવાળું છે અને ઉષ્ણ છે, એમ જણાવવા અહીં તેને આગ્નેય તથા ઉષ્ણ એવાં બે વિશેષણો આપ્યાં છે. અગ્નિની પ્રભા, અગ્નિના સંબંધવાળી છે છતાં ઉષ્ણ નથી અને માછલાં અગ્નિનો સંબંધ ધરાવતાં નથી, છતાં ઉષ્ણ છે.) તીક્ષ્ણ, મધુર, વિપાકે પણ મધુર, શરીરને પુષ્ટ કરનાર, તૃપ્તિ-પ્રસન્નતા કરનાર, પચ્યા વિના જ આખા દેહમાં વ્યાપ્ત થઈ પચનાર, સૂક્ષ્મ હોઈ શરીરના સૂક્ષ્મ સ્રોતોમાં પણ પ્રવેશી જનાર, નિર્મળ, ભારે, મળની પ્રવૃત્તિ કરનાર, સાંધાનાં બંધનોને ઢીલા કરનાર. (આ અર્થ મૂળમાં રહેલ 'विकासि' પદનો લખ્યો છે; કારણ કે વિકાસિ દ્રવ્યનું લક્ષણ શાર્ઙ્ગધર આમ લખે છે: 'सन्धिबन्धांस्तु शिथि-

मान् यत् करोति विकाशि तत्। विश्लिष्यौजश्च धातुभ्यो यथा क्रमुककोद्रवाः '–જે દ્રવ્ય ધાતુઓમાંથી ઓજસ્‌ને છૂટું પાડી સાંધાનાં બંધનોને ઢીલાં કરે છે, તે દ્રવ્ય વિકાસિ કહેવાય છે; જેમ કે સોપારી તથા કોદરા વિકાસી દ્રવ્ય છે.) વૃષ્ય–વીર્યવર્ધક, શરીરની ચામડીને પ્રસન્ન કે સ્વચ્છ કરનાર, શોધન હોઈ–મળમાર્ગોની શુદ્ધિ કરનાર, મેધા–નામની બુદ્ધિની શક્તિને કરનાર, શરીરમાં માર્દવ–કોમળપણું કરનાર, માંસની સ્થિરતા કરનાર, વર્ણને સારો કરનાર, બળકારક, નેત્રને હિતકારી, મૂત્રને બાંધનાર, મેદને ખોતરી કાઢનાર, તિક્ત–કડવા તથા કષાય રસથી અનુગત, આમને પચાવનાર, વાયુનો તથા કફનો નાશ કરનાર, કૃમિઓનો પણ નાશ કરનાર, ખાવાથી પિત્તને ઉત્પન્ન કરનાર, યોનિનું શૂળ, મસ્તકનું શૂળ તથા કાનનું શૂળ અત્યંત શમાવનાર તેમ જ ગર્ભાશયને શુદ્ધ કરનાર છે. વળી શરીરનો કોઈ પણ ભાગ છેદાયેલ, ભેદાયેલ, વીંધાયેલ, પિસાયેલ, સ્થાન પરથી ખસી ગયેલ, ભીંસાઈ ગયેલ, ધવાયેલ, પીચાઈ ગયેલ, ભાંગી ગયેલ, ફૂટી ગયેલ, ક્ષારથી કે અગ્નિથી દાઝી ગયેલ, જુદો કે છૂટો પડી ગયેલ, ચિરાઈ ગયેલ, પ્રહાર પામેલ, ખરાબ રીતે ભાંગી ગયેલ, મૃગોથી એટલે દુષ્ટ પશુઓથી કરડાયેલ તથા સર્પ વગેરેથી દંશાયેલ હોય ત્યારે તે તે ભાગો ઉપર સિંચન કે માલિસ તથા અવગાહન વગેરે કરવામાં તલનું તેલ ખૂબ વખણાય છે; વળી એ તેલ બસ્તિઓ કે પિચકારીઓમાં, પીવામાં, નસ્યપ્રયોગમાં, કાન કે નેત્રોની અંદર ભરવામાં તથા અન્નપાનવિધિમાં પણ ઉપયોગી છે તેમ જ વાયુની શાંતિ માટે એ તેલનો પ્રયોગ કરવો યોગ્ય ગણાય છે.

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ સૂચન કરે છે કે, ઘી પણ આહારયોગી વર્ગનું જ દ્રવ્ય છે, પરંતુ ગોરસ વર્ગમાં તેનું વર્ણન અપાઈ ગયેલ છે, તેથી અહીં ફરી તેનું વર્ણન કરવું અયોગ્ય જણાયાથી તે અહીં જણાવેલ નથી. ૨૮૪,૨૮૫

### તેલના પ્રયોગથી પૂર્વકાળના દૈત્યપતિઓ મહાબળવાન થયા હતા

तैलप्रयोगादजरा निर्विकारा जितश्रमाः।
आसन्नतिबलाः संख्ये दैत्याधिपतयः पुरा ॥२८६॥

પૂર્વે દૈત્યોના અધિપતિઓ કે રાજાઓ વગેરે, તેલના પ્રયોગથી વૃદ્ધાવસ્થારહિત, સર્વ રોગરહિત, પરિશ્રમને જીતનાર કે શ્રમ કર્યા છતાં નહિ થાકનાર અને યુદ્ધમાં અતિશય બળવાન થયા હતા. ૨૮૬

### એરંડ તેલના ગુણો

एरण्डतैलं मधुरं गुरु श्लेष्माभिवर्धनम्।
वातासृग्गुल्महृद्रोगजीर्णज्वरहरं परम् ॥२८७॥

**એરંડ તેલ મધુર તથા ગુરુ–ભારે હોઈ કફને અત્યંત વધારનાર અને વાતરક્તનો, ગુલ્મ–ગોળાના રોગનો, હૃદયના રોગનો તથા જીર્ણજ્વરનો અત્યંત નાશ કરનાર છે. ૨૮૭**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'સંસ્કૃત વ્યાકરણની દૃષ્ટિએ 'तिलेषु भवं तैलं'–તલના જ તેલને ખરી રીતે 'તૈલ' કહી શકાય છે, છતાં એરંડાના સ્નેહ વગેરેને પણ 'તૈલ' કહેવામાં આવે છે, તેનું કારણ આ છે કે, તે બધા સ્નેહોમાં લગભગ તલના તેલ જેવા જ ગુણો રહેલા છે, એ કારણે તેઓને પણ 'તૈલ' કહેવાની એક પદ્ધતિ પડી ગઈ છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'सर्वेभ्यस्त्विह तैलेभ्यस्तिलतैलं प्रशस्यते। निष्पत्तेस्तद्गुणत्वाच्च तलत्वमितरेष्वपि।'–બધાં તેલો કરતાં આ લોકમાં તલનું જ તેલ ખૂબ વખણાય છે, છતાં બીજા સ્નેહો પણ તલના તેલની પેઠે જ ઉત્પન્ન થાય છે અને તેઓમાં ગુણો પણ તલના તેલના જેવા જ હોય છે, એ કારણે બીજા સ્નેહોને પણ 'તૈલ' કહેવામાં આવે છે.' એરંડતેલ મધુર, ગુરુ, કફવર્ધક, વાયુ આદિનો અત્યંત નાશ કરનાર અને વિરેચન પણ છે. 'एरण्डं तु विरेचने વિરેચનમાં તો એરંડ તેલનો પ્રયોગ ખાસ કરાય છે' એમ ચરકે પણ ચાલુ શ્લોકસ્થાનના ૧૩ મા અધ્યાયમાં કહેલ છે. સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં આ એરંડ તૈલના ગુણો આ પ્રમાણે જણાવે છે: 'एरण्डतैलं मधुरमुष्णं तीक्ष्णं दीपनं कटुकषायानुरसं सूक्ष्मं स्रोतोविशोधनं त्वच्यं वृष्यं मधुरविपाकं वयःस्थापनं योनिशुक्रविशोधनमारोग्यमेधाकान्तिस्मृतिबलकरं वातकफहरमधोभागदोषहरं च।'–એરંડાનું તેલ મધુર, ઉષ્ણ, તીક્ષ્ણ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, તીખા અને તૂરા અનુરસવાળું, સૂક્ષ્મ, સ્રોતોને શુદ્ધ કરનાર, ચામડીને હિતકર, વીર્યવર્ધક અને મધુરવિપાકી હોઈ ઉંમરને સ્થિર રાખનાર, યોનિને તથા વીર્યને શુદ્ધ કરનાર; આરોગ્યને, મેધાને, કાંતિને, સ્મૃતિને તથા બળને કરનાર, વાયુને તથા કફને હરનાર અને નીચેના ભાગના દોષોને દૂર કરનાર છે. ૨૮૭

### સરસવના તેલના ગુણો

कटूष्णं सार्षपं तैलं रक्तपित्तप्रदूषणम्।
कफशुक्रानिलहरं कण्डूकोठविनाशनम् ॥२८८॥

સરસવનું તેલ કટુ–તીખારસવાળું, ઉષ્ણવીર્ય, રુધિરને તથા પિત્તને અત્યંત ખરાબ કરનાર અથવા રક્તપિત્તને કરનાર; કફનો, વીર્યનો તથા વાયુનો નાશ કરનાર અને ખંડૂ–રોગનો તથા

કોઠ (ધામડાં) રોગનો નાશ કરનાર છે. ૨૮૮

આ સંબંધે સુશ્રુતે પણ જે ગુણો લખ્યા છે, તે યોગીન્દ્રનાથે આમ ઉતાર્યા છે: 'क्रिमिघ्नं सार्षपं तैलं कण्डूकुष्ठापहं लघु। कफमेदोऽनिलहरं लेखनं कटु दीपनम्।'–સરસવનું તેલ કૃમિઓનો નાશ કરનાર, ચેળનો તથા કોઢનો પણ નાશ કરનાર, પચવામાં લઘુ–હલકું; કફનો, મેદનો તથા વાયુનો નાશ કરનાર, લેખન હોઈ કફને તથા મેદને ઓતરી કાઢનાર અને કટુ–તીખું હોઈ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે.

શ્રી ગંગાધરે જલ્પકલ્પતરુ ટીકામાં સુશ્રુતમાંથી અહીં વધુ આ પ્રમાણે ઉતારેલું છે: 'निम्बातसीकुसुम्भमूलकजीमूतकवृक्षककृतवेधनार्ककम्पिल्लकहस्तिकर्णपृथ्वीकापीलुकरञ्जेङ्गुदीशिग्रुसर्षपसुवर्चलविडङ्गज्योतिष्मतीफलतैलानि तीक्ष्णानि लघून्युष्णवीर्याणि कटूनि कटुविपाकानि सराण्यनिलकफक्रिमिकुष्ठप्रमेहशिरोरोगहराणि चेति।'–લીંબડો, અળસી, કસુંબો, મૂળા, ફૂકડવેલ, ઈંદ્રજવ, કડવી ઘિસોડી, આકડો, કપિલો, રાતો એરંડો, કાળીજીરી, પીલુ, કરંજ, ઇંગોળિયાં, સરગવો, સરસવ, સૂરજમુખી, વાવડિંગ અને માલકાંકણીનાં ફળોનાં તેલો તીક્ષ્ણ, હલકાં, ઉષ્ણવીર્ય, તીખાં, વિપાકે પણ તીખાં, મળની પ્રવૃત્તિ કરાવનારાં અને વાયુનો, કફનો, કૃમિઓનો, કોઢનો, પ્રમેહનો તથા મસ્તકના રોગોનો પણ નાશ કરનાર છે. ૨૮૮

### અળસીના તેલના ગુણો

आतस्यं मधुराम्लं तु विपाके कटुकं तथा।
उष्णवीर्यं हितं वाते रक्तपित्तप्रकोपणम्॥ २८९॥

અળસીનું તેલ મધુર, અમ્લ—ખાટું, વિપાકમાં કટુક–તીખું તથા ઉષ્ણવીર્ય હોઈ વાયુમાં હિતકારી છે અને રક્તપિત્તને અથવા રક્ત–લોહીને તથા પિત્તને અત્યંત કોપાવનાર છે. ૨૮૯

આ સબંધે સુશ્રુતે પણ આ ગુણો બતાવ્યા છે: 'वातघ्नं मधुरं तेषु क्षौमं तैलं बलावहम्। कटुपाकमचक्षुष्यं स्निग्धोष्णं गुरु पित्तलम्।' અળસીનું તેલ મધુર હોઈ વાયુનો નાશ કરનાર, બળકારક, વિપાકે કટુ, ચક્ષુને અહિતકારી, સ્નિગ્ધ, ઉષ્ણ, ગુરુ–ભારે તથા પિત્ત કરનાર હોય છે.

### કસુંબાના તેલના ગુણો

कुसुम्भतैलमुष्णं च विपाके कटुकं गुरु।
विदाहि च विशेषेण सर्वरोगप्रकोपणम्॥ २९०॥

કસુંબાનું તેલ ઉષ્ણવીર્ય, વિપાકે કટુક–તીખું, ગુરુ–ભારે, વિશેષે કરી અત્યંત દાહ કરનાર તથા સર્વ દોષોને અત્યંત કોપાવનાર હોય છે. ૨૯૦

આ કસુંબાના તેલના ગુણો પણ સુશ્રુતમાંથી યોગીંદ્રનાથે આ પ્રમાણે ઉતાર્યા છે. 'विपाके कटुकं तैलं कौसुम्भं सर्वदोषकृत्। रक्तपित्तकरं तीक्ष्णमचक्षुष्यं विदाहि च।' કસુંબાનું તેલ વિપાકમાં કટુક–તીખું હોઈ સર્વ દોષોને કરનાર, રક્તપિત્તકારક, તીક્ષ્ણ, ચક્ષુને અહિતકારી તથા અતિશય દાહ કરનાર હોય છે.' ૨૯૦

### ચારોળીના તેલના ગુણો

पियालतैलं मधुरं गुरु श्लेष्माभिवर्धनम्।
हितमिच्छन्ति नात्यौष्ण्यात्संयोगे वातपित्तयोः॥२९१॥

ચારોળીનું તેલ મધુર અને ગુરુ–ભારે હોઈ કફને વધારનાર છે; અને તેનામાં અતિશય ઉષ્ણતા નથી, એ કારણે વાયુના તથા પિત્તના સંયોગમાં (એટલે કે વાતપિત્તના સંસર્ગ કે દ્વંદ્વમાં વૈદ્યો) તેને હિતકારી માને છે. ૨૯૧

### નહિ કહેલાં તેલોના ગુણસંગ્રહ માટેનું વચન

फलानां यानि चान्यानि तैलान्याहारसंविधौ।
युज्यन्ते गुणकर्मभ्यां तानि ब्रूयाद्यथाफलम्॥२९२॥

આહારની સમ્યગ્ વિધિમાં, અથવા આહારોની બરાબર બનાવટોમાં બીજાં ફળોનાં જે તેલોનો ઉપયોગ કરાય છે, તેઓના ગુણોને તથા કર્મોને તેઓના ફળ પ્રમાણે જ (વૈદ્યે) કહેવાં જોઈએ. ૨૯૨

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: નાળિયેર વગેરે જે ફળોનાં તેલોનો આહારની બનાવટોમાં જે ઉપયોગ કરાય છે, તેઓનાં ગુણકર્મોને તે તે ફળનાં ગુણકર્મો સમાન જ કહેવાં જોઈએ; અર્થાત્ જે ફળનાં જે ગુણકર્મ હોય તે જ ગુણકર્મ તેઓના તેલના પણ કહેવાં જોઈએ; આ સંબંધે સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ કહે છે: फलोद्भवानि तैलानि यान्युक्तानीह कानिचित्। गुणान् कर्म च विज्ञाय फलवत् तानि निर्दिशेत्।'–અહીં જે જે ફળોમાંથી ઉત્પન્ન થતાં કેટલાંક જે જે તેલો કહ્યાં છે, તે બધાંના ગુણો તથા કર્મોને તે તે ફળોના જેવાં જ ગુણકર્મ યુક્ત કહેવાં જોઈએ.

### મજ્જા તથા વસાના ગુણો

मधुरो बृंहणो वृष्यो बल्यो मज्जा तथा वसा।
यथासत्त्वं तु शैत्योष्ण्ये वसामज्ज्ञोर्विनिर्दिशेत्॥२९३॥

(પ્રાણીની) મજ્જા તથા વસા મધુર, પૌષ્ટિક, વૃષ્ય, વીર્યવર્ધક તથા બળકારક હોય છે; પરંતુ એ મજ્જા તથા વસાની શીતલતા તથા ઉષ્ણતા (એટલે શીતગુણ તથા ઉષ્ણગુણ તો) જેવું પ્રાણી

હોય તે પ્રમાણે કહી શકાય છે. ૨૯૩

ભાવપ્રકાશના પૂર્વખંડમાં મજ્જાનું સ્વરૂપ તથા સ્થાન આમ બતાવ્યાં છે : 'अस्थि यत् स्वाग्निना पक्वं तस्य सारो भवेद् घन.। यः स्वेदवत् पृथग्भूतः स मज्जेत्यभिधीयते।' 'स्थूलास्थिषु विशेषेण मज्जा त्वभ्यन्तरे स्थितः।'–(રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા તથા શુક્ર, એ સાત ધાતુઓમાંની છઠ્ઠો ધાતુ 'મજ્જા' કહેવાય છે.) પ્રાણીના પોતાના જઠરાગ્નિથી જે અસ્થિ કે હાડકું પકવ થાય છે અને તેનો જે ઘાટો ભાગ તૈયાર થઈ પરસેવાની પેઠે છૂટો પડે છે, તે 'મજ્જા' કહેવાય છે; એ મજ્જા વિશેષે કરી મોટાં જાડાં અસ્થિઓની અંદરના ભાગમાં રહે છે. આ જ કારણે 'मज्जा' શબ્દની વ્યાકરણદૃષ્ટિએ જે વ્યુત્પત્તિ થાય છે, તે ખરેખર 'मज्जा' શબ્દના અર્થને સાર્થક બનાવે છે; જેમ કે 'मज्जति अस्थ्नः शुद्धघनसाररूपेण निष्पद्य यः स्थूलास्थिषु अभ्यन्तरे स मज्जा'–હાડકાંના શુદ્ધ ઘાટા સારરૂપે ઉત્પન્ન થઈ ને જે જાડાં મોટાં હાડકાંઓની અંદરના ભાગમાં રહે છે, તે 'मज्जा' કહેવાય છે. તેમ જ વસા' સંબંધે પણ ભાવપ્રકાશના પૂર્વખંડમાં આમ સમજાવેલું છે : 'शुद्धमांसस्य यः स्नेहः सा वसा परिकीर्तिता। मेदसः स्नवमाणस्य स्नेहो वा कथिता वसा।'–શુદ્ધ માંસનો સ્નેહ કે ચીકાશ એ 'વસા' (ચરબી) કહેવાય છે; અથવા ઝરતા મેદનો જે સ્નેહ કે ચીકાશ તે 'વસા' (ચરબી) કહેવાય છે. આ 'વસા' પ્રાણીના શરીરમાં થતી સાત ઉપધાતુઓમાંની ત્રીજી ઉપધાતુ છે, તે સંબંધે શાર્ઙ્ગધરે આમ જણાવ્યું છે. 'स्तन्यं रजो वसा स्वेदो दन्ताः केशास्तथैव च। ओजश्च सप्तधातूनां क्रमात् सप्तोपधातवः।'–સ્ત્રીનું સ્તન્ય-ધાવણ, સ્ત્રીનું માસિક આવતું રજસ્ કે આર્તવ, વસા (ચરબી), સ્વેદ-પરસેવો; દાંત, કેશ, વાળ અને ઓજસ્, એ સાત શરીરમાં રહેતી ઉપધાતુઓ છે; આ 'વસા' શબ્દની પણ વ્યાકરણદૃષ્ટિએ વ્યુત્પત્તિ જાણવાથી તેનું સાર્થક નામ બરાબર સમજાય છે : 'वसति मेदसि शुद्धमांसे वा स्नेहरूपेण,' तथा च वसति या उदरस्यान्तः, अथवा वस्ते–आच्छादयति अस्थ्यादीनि या सा वसा।'–જે મેદમાં અથવા શુદ્ધ માંસમાં સ્નેહરૂપે રહે છે અને પેટની અંદર જે ખાસ વસે છે, તે વસા (ચરબી) કહેવાય છે; તેમ જ હાડકાં વગેરેને જે ઢાંકી દે છે, તે કારણે પણ 'વસા' નામે એ કહેવાય છે; તે સાત ઉપધાતુઓમાં ત્રીજી ઉપધાતુ કહેવાય છે.

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ પણ સમજાવે છે કે, આ મજ્જા તથા વસાના મધુર આદિ ગુણો મૂળમાં કહ્યા છે; તે ઉપરાંત તેનો શીત ગુણ કે ઉષ્ણ ગુણ તો પ્રાણીના પ્રમાણે જ કહી શકાય છે; જે પ્રાણી શીતપ્રકૃતિ હોય તેની વસા તથા મજ્જા શીત હોય છે; જેમ કે જાંગલપ્રદેશનાં પ્રાણીની વસા તથા મજ્જા શીત હોય છે; પરંતુ ઉષ્ણ પ્રાણીની વસા તથા મજ્જા ઉષ્ણ હોય છે; જેમ કે આનૂપ-જલપ્રાય પ્રદેશનાં પ્રાણીની વસા તથા મજ્જા ઉષ્ણ હોય છે; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં આમ લખ્યું છે : 'ग्राम्यानूपौदकानां वसामेदोमज्जानो गुरूष्णा मधुरा वातघ्नाः, जाङ्गलैकशफक्रव्यादादीनां लघुशीतकषाया रक्तपित्तघ्नाः, प्रतुदविष्किराणां श्लेष्मघ्नाः।' ઘેટાં, બકરાં વગેરે ગ્રામ્ય પ્રાણીઓ, પાડા વગેરે આનૂપ-જલપ્રાય પ્રદેશમાં ફરનારાં પ્રાણીઓ અને માછલાં વગેરે જલચર પ્રાણીઓની વસા, મેદ તથા મજ્જાઓ ગુરુ-ભારે, ઉષ્ણ તથા મધુર હોઈ વાયુનો નાશ કરે છે; પરંતુ હરણિયાં વગેરે જાંગલ પ્રાણીઓ, એક ખરીવાળાં ઘોડા, ગધેડાં વગેરે પ્રાણીઓ તથા માંસાહારી સિંહ-વાઘ વગેરે પ્રાણીઓની વસા, મેદ તથા મજ્જાઓ લઘુ, શીતળ તથા કષાય-તૂરા રસથી યુક્ત હોઈને રક્તપિત્તનો નાશ કરે છે; તેમ જ હોલાં, કબૂતર વગેરે ચાંચથી ફોલી ખાનારાં-પ્રતુદપક્ષીઓની તથા લાવાં વગેરે જમીનને ખોતરી ખોતરીને ખોરાક ચણનારાં વિષ્કિર પક્ષીઓની વસા, મેદ તથા મજ્જાઓ કફનો નાશ કરનાર હોય છે; વળી 'तत्र घृततैलवसामेदोमज्जानो यथोत्तरं गुरुविपाका वातहराश्च।' તેમાં ઘી, તેલ, વસા, મેદ તથા મજ્જાઓ યથોત્તર વધુ વધુ ગુરુ, તથા ભારે વિપાકયુક્ત તથા યથોત્તર વધુ વધુ વાયુનો નાશ કરનાર હોય છે. ૨૯૩

## સૂંઠના ગુણો

**सस्नेहं दीपनं वृष्यमुष्णं वातकफापहम्।**
**विपाके मधुरं हृद्यं रोचनं विश्वभेषजम् ॥ २९४ ॥**

**વિશ્વભેષજ એટલે સૂંઠ (લગાર) સ્નેહથી યુક્ત, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વૃષ્ય-વીર્યવર્ધક, ઉષ્ણ, વાયુનો તથા કફનો નાશ કરનાર, વિપાકે મધુર, હૃદયને પ્રિય તથા હિતકારી અને રુચિકારક હોય છે. ૨૯૪**

યોગીંદ્રનાથ સેન અહીં વધુમાં સુશ્રુતના ૪૬મા અધ્યાયમાંથી પણ સૂંઠના ગુણો આ પ્રમાણે ઉતારે છે : 'नागरं कफवातघ्नं विपाके मधुरं कटु। वृष्योष्णं रोचनं हृद्यं सस्नेहं लघु दीपनम्।'–નાગર એટલે સૂંઠ કફનો તથા વાયુનો નાશ કરનાર, વિપાકે મધુર, કટુ-તીખી વૃષ્ય, ઉષ્ણ, રુચિકારક, હૃદયને પ્રિય તથા હિતકારી, સ્નેહયુક્ત, લઘુ-હલકી તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર હોય છે. ૨૯૪

### પીપરના ગુણો

श्लेष्मला मधुरा चार्द्रा गुर्वी स्निग्धा च पिप्पली ।
सा शुष्का कफवातघ्नी कटूष्णा वृष्यसंमता ॥२९५॥

લીલી પીપર મધુર હોઈ કફ કરનાર, ગુરુ-પચવી ભારે તથા સ્નિગ્ધ હોય છે; પરંતુ એ જ પીપર સુકાયેલી હોય તો કફનો તથા વાયુનો નાશ કરનાર, કટુ-તીખી, ઉષ્ણ તથા વૃષ્ય-વીર્ય-વર્ધક તરીકે મનાયેલી છે. ૨૯૫

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, દરેક કટુ-તીખું દ્રવ્ય ઘણું કરી વૃષ્ય-વીર્યવર્ધક હોતું જ નથી, પરંતુ સૂંઠ અને પીપર કટુ-તીખી હોવા છતાં વૃષ્ય તરીકે મનાયેલ છે. આ સંબંધે સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ લખે છે: 'तेषु गुर्वी स्वादु-शीता पिप्पल्यार्द्रा कफावहा । शुष्का कफानिलघ्नी सा वृष्या पित्ताविरोधिनी ।'-આહારયોગી દ્રવ્યોમાં લીલી પીપર ગુરુ-ભારે, મધુર, શીતળ તથા કફ કરનાર હોય છે; પરંતુ એ જ પીપર સૂકી હોય તો કફનો તથા વાયુનો નાશ કરનાર તથા વૃષ્ય-વીર્યવર્ધક હોઈને પિત્તથી વિરુદ્ધ પણ નથી. ૨૯૫

### કાળા-ધોળા મરિયાના ગુણો

नात्यर्थमुष्णं मरिचमवृष्यं लघु रोचनम् ।
छेदित्वाच्छोषणत्वाच्च दीपनं कफवातजित् ॥२९६॥

(સૂકાં) મરિયા અતિશય ઉષ્ણ નથી (તેમ જ અતિશય શીતળ પણ નથી), વૃષ્ય-વીર્યવર્ધક નથી, લઘુ-હલકાં છે, રુચિકારક છે, (કફનું) છેદન કરનાર તથા (પ્રવાહી ધાતુઓને) સૂકવનાર હોવાથી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા કફને અને વાયુને જીતનાર છે. ૨૯૬

યોગીન્દ્રનાથ સેન વધુમાં સુશ્રુતના ૪૬મા અધ્યાયમાંથી પણ મરિયાંના ગુણો આ પ્રમાણે ઉતારે છે: 'स्वादुपाक्यार्द्रमरिचं गुरु श्लेष्मप्रसेकि च । कटूष्णं लघु तच्छुष्कमवृष्यं कफवातजित् । नात्युष्णं नातिशीतं च वीर्यतो मरिचं सितम् । गुणवन्मरिचेभ्यश्च चक्षुष्यं च विशेषतः ।' લીલાં મરિયાં પાકમાં મધુર, ગુરુ-ભારે, મુખમાંથી કફનો સ્રાવ કરનાર, કટુ-તીખાં, ઉષ્ણ તથા લઘુ-હલકાં હોય છે; પરંતુ એ જ મરિયા સૂકાં હોય તો વૃષ્ય નથી તેમ જ કફને તથા વાયુને મટાડે છે. ધોળાં મરિયાં અત્યંત ઉષ્ણવીર્ય નથી કે અત્યંત શીતવીર્ય પણ નથી; તે ધોળાં મરી બીજાં મરી કરતાં વધુ ગુણવાન છે અને વિશેષે કરી નેત્રને હિતકારી છે. અહીં મરીને છેદનકારી દ્રવ્ય કહેલ છે: એ છેદનકારી દ્રવ્યનું લક્ષણ શાર્ઙ્ગધર આમ જણાવે છે: 'श्लिष्टान् कफादिकान् दोषानुन्मूलयति यद् बलात् । छेदनं तद् यवक्षारा मरिचानि शिलाजतु ।' શરીરમાં વળગેલા કફ વગેરે દોષોને મૂળમાંથી જે બળજબરીથી ઉખાડી કાઢે છે, તે છેદન દ્રવ્ય કહેવાય છે; જેમ જવખાર, મરિયાં તથા શિલાજિત છેદન દ્રવ્ય છે. ૨૯૬

### હિંગના ગુણો

वातश्लेष्मविबन्धघ्नं कटूष्णं दीपनं लघु ।
हिङ्गु शूलप्रशमनं विद्यात्पाचनरोचनम् ॥२९७॥

હિંગ વાયુનો, કફનો તથા મળબંધનો નાશ કરનાર, કટુ-તીખી, ઉષ્ણ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, લઘુ-હલકી, શૂળને અત્યંત શમાવનાર, ખોરાકને પચાવનાર તથા ખોરાક ઉપર રુચિ ઉપજાવનાર છે. ૨૯૭

યોગીન્દ્રનાથ સેન વધુમાં અહીં આમ સમજાવે છે: હિંગ રસથી તીખી અને વિપાકે પણ તીખી છે, તેથી જ ઉષ્ણવીર્ય અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે આ સંબંધે સુશ્રુતે પણ આમ કહ્યું છે: 'लघूष्णं पाचनं हिङ्गु दीपनं कफवातजित् । कटु स्निग्धं सरं तीक्ष्णं शूलाजीर्णविबन्धनुत् ।' હિંગ લઘુ, ઉષ્ણવીર્ય, ખોરાકને પચાવનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, કફનો તથા વાયુનો નાશ કરનાર, કટુ-તીખી, સ્નિગ્ધ, સારક તથા તીક્ષ્ણ હોઈ શૂળને, અજીર્ણને તથા મળબંધને પણ મટાડે છે. ૨૯૭

### સૈન્ધવના વિશેષ ગુણો

दीपनं रोचनं वृष्यं चक्षुष्यमविदाहि च ।
त्रिदोषघ्नं समधुरं सैन्धवं लवणोत्तमम् ॥२९८॥

સૈંધવ કે સિંધાલૂણ લવણોમાં ઉત્તમ હોઈ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિકારક, વૃષ્ય-વીર્યવર્ધક, ચક્ષુને હિતકારી, અતિશય દાહ નહિ કરનાર, ત્રણે દોષને શમાવનાર તથા મધુર રસથી પણ યુક્ત છે. ૨૯૮

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: 'સૈંધવ વગેરેના સામાન્ય ગુણો દીર્ઘંજીવિતીય અધ્યાયમાં કહ્યા છે; અહીં તેના વિશેષ ગુણો કહે છે:' સૈંધવ-સિંધાલૂણ એ પ્રસિદ્ધ છે; નેત્રને હિતકારી છે; સૈંધવ સિવાય બીજાં બધાં લવણો નેત્રને હિતકારી હોતાં નથી, એમ વૃદ્ધ વાગ્ભટ અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૮મા અધ્યાયમાં લખે છે કે, 'प्रायो लवणमचक्षुष्यमन्यत्र सैन्धवात् ।'-સૈંધવ સિવાય લવ-

ભગ બધાં લવણો નેત્રને હિતકારી નથી, વળી તે સૈંધવ અતિશય દાહ કરતું નથી, લગાર મધુર પણ હોય છે અને બધાં લવણોમાં ઉત્તમ ગણાય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'चक्षुष्यं सैन्धवं हृद्यं रुच्यं लघ्वग्निदीपनम्। स्निग्धं समधुरं वृष्य शीतं दोषघ्नमुत्तमम्।'–સૈંધવ ચક્ષુને હિતકારી, હૃદયને પ્રિય તથા હિતકારી, રુચિ ઉપજાવનાર, લઘુ–હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, સ્નિગ્ધ, મધુરતાયુક્ત, વૃષ્ય, શીતળ તથા દોષોનો નાશ કરનાર હોઈ ઉત્તમ છે. ૨૯૮

## સંચળના ગુણો

**सौक्ष्म्यादौष्ण्याल्लघुत्वाच्च सौगन्ध्याच्च रुचिप्रदम्।**
**सौवर्चलं विबन्धघ्नं हृद्यमुद्गारशोधि च ॥ २९९ ॥**

**સંચળ નામનું લવણ સૂક્ષ્મપણાને લીધે, ઉષ્ણ હોવાના કારણે તથા લઘુપણાને લીધે અને સુગંધયુક્ત હોવાના કારણે રુચિ કરનાર છે, મળબંધનો નાશ કરે છે, હૃદયને પ્રિય હોય છે અને ઓડકારની શુદ્ધિ કરે છે–સાફ ઓડકાર લાવે છે. ૨૯૯**

યોગીન્દ્રનાથ સેન વધુમાં અહીં આમ સમજાવે છે: 'सौवर्चलं प्रसारणीकल्कभक्तलवणसंयोगात् अग्निदाहेन निर्वृत्तम्।' પ્રસારણીનો કલ્ક તેમ જ ખાવાનું લવણ મેળવીને અગ્નિનો સંયોગ આપતાં સંચળ તૈયાર થાય છે; તે જ ગંધ વગરનું હોય તો 'કાલલવણ' કહેવાય છે. સૂક્ષ્મતા આદિ ગુણથી યુક્ત હોવાના કારણે તે રુચિદાયક છે, વિબંધ કે મળબંધનો નાશ કરે છે, હૃદયને હિતકારી છે અને ઓડકારની શુદ્ધિ કે સફાઈ કરે છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'लघु सौवर्चलं पाके वीर्योष्णं विशदं कटु। गुल्मशूलविबन्धघ्नं हृद्यं सुरभि रोचनम्।'–સંચળ લઘુ–હલકું, પાકમાં ઉષ્ણવીર્ય, વિશદ–ચીકાશ વિનાનું–સ્વચ્છ, કટુ–તીખારસવાળું હોઈ ગુલ્મ–ગોળાના રોગનો, શૂળનો તથા મળબંધનો નાશ કરે છે, હૃદયને પ્રિય તથા હિતકારી, સુગંધી તથા રુચિ ઉપજાવનાર છે.'

હિન્દી ટીકાકાર શ્રી જયદેવે આ શ્લોક પર આ સંસ્કૃત ટિપ્પણ લખ્યું છે, તે ઠીક જાણવા જેવું હોવાથી અહીં આપ્યું છે: 'सौवर्चलं प्रसारणीकल्कभक्तलवणसंयोगात् अग्निदाहेन निर्वृत्तम्' इति डल्हणः। विशुद्धं सर्जिकाक्षारं चतुष्पलमितं हरेत्। द्रावयेदथ यत्नेन तोयेऽष्टपलसंमिते। यातीह द्रवतां यावान् तावन्तं सैन्धवं ततः। सर्जिकाया द्रवे यत्नान्निक्षिपेद् भिषजां वरः। ततः सुविमले पात्रे न्यस्य चुल्यां निधापयेत्। पचेत् तीव्राग्निना कामं तोयं च परिशोषयेत्। निःशेषं सलिलं ज्ञात्वा किंचित् कालं पुनः पचेत्। पाकशेषे च लवणं रुचकाख्यं समाहरेत्' इति रसतरङ्गिण्याम्। अत्र काललवणमपि सौवर्चलस्य पर्यायत्वेनोक्तम्। आधुनिकास्तु सौवर्चलमनयैव रीत्या साधयन्ति। चक्रस्तु काललवणटीकायां काललवणं सौवर्चलमेवागन्धं दक्षिणसमुद्रसमीपे भवतीत्याह, परमेतच्चिन्त्यम्, सर्वैरपि सौवर्चलविडयोः कृत्रिमत्वेनोक्तत्वात्'–સુશ્રુતની ટીકા કરનાર ડલ્હણ જણાવે છે કે, પ્રસારણીકલ્ક તથા ખાવાનું લવણ મેળવી અગ્નિસંયોગ આપતા સંચળ તૈયાર થાય છે. રસતરંગિણી ગ્રંથમાં પણ કહેવાયું છે કે, શુદ્ધ સાજીખાર સોળ તોલા લાવવો; પછી તેને આઠ પલ એટલે બત્રીસ તોલા પાણીમા કાળજીથી ઓગાળવો. પછી એ બરાબર ઓગળી જાય, એટલે તેમા શ્રેષ્ઠ વૈદ્ય સાજીખારના રસ જેટલું જ સૈન્ધવ કાળજીથી નાખવું; પછી અતિશય સ્વચ્છ પાત્રમાં તેને નાખીને ચૂલા પર ઊકળવા મૂકવું; તીવ્ર અગ્નિ કરીને તે પકવવું; બધું પાણી સૂકવી નાખવું; પાણી બિલકુલ ખલાસ થઈ જાય, એટલે ફરી કેટલોક કાળ તે પકાવવું; એમ પકવતાં જે બાકી રહે, તે જ 'સંચળ' નામનું લવણ તૈયાર થયેલું લઈ લેવું. અહીં 'કાલલવણ'ને પણ સંચળના જ પર્યાય તરીકે કહેવામાં આવ્યું છે આજના બધો વૈદ્યો આ રીતે જ સંચળને બતાવે છે; છતાં ટીકાકાર ચક્રપાણિ તો કાલલવણ પર ટીકા કરતા લખે છે કે જે સંચળમાં કંઇ ગંધ ન હોય તે 'કાલલવણ' કહેવાય છે; એ દક્ષિણ સમુદ્રની સમીપ થાય છે; પરંતુ તેમનું એ લખાણ વિચારવા જેવું છે; કારણ કે બધા વૈદ્યો સંચળને તથા બિડલવણને–બેયને કૃત્રિમ જ કહે છે; ઉપર જણાવેલ બનાવટથી જ તે બંને બનાવાય છે, એમ બધા કહે છે. ૨૯૯

## બિડલવણના ગુણો

**तैक्ष्ण्यादौष्ण्याद्व्यवायित्वाद्दीपनं शूलनाशनम्।**
**ऊर्ध्वं चाधश्च वातानामानुलोम्यकरं बिडम् ॥ ३०० ॥**

**બિડલવણ તીક્ષ્ણ, ઉષ્ણ તથા વ્યવાયી હોય છે; એ કારણે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, શૂળનો નાશ કરનાર અને ઉપર તથા નીચે વાયુનું અનુલોમન કરનાર હોય છે. ૩૦૦**

યોગીન્દ્રનાથ સેન અહીં ચક્રોપસ્કારમાં આમ વધુ સમજાવે છે: આ બિડલવણ પણ કૃત્રિમ–બનાવટી જ લવણ હોઈને એ નામે પ્રખ્યાત છે; તે તીક્ષ્ણ, ઉષ્ણ તથા વ્યવાયી હોય છે–એટલે કે પચ્યા વિના જ પ્રથમ આખા શરીરમાં વ્યાપી જઈને તે પચે છે; તેવા

જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે તથા શળનો નાશ કરે છે; તેમ જ ઉપર તથા નીચે વાયુનું અનુલોમન કરે છે એટલે કે સ્રોતોની શુદ્ધિ કરીને માર્ગમાં રોકાયેલા વાયુને પોતપોતાના માર્ગે ઉપર-નીચે પ્રવર્તાવે છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે:-'सक्षार दीपनं रूक्षं शूलहृद्रोगनाशनम्। रोचन तीक्ष्णमुष्णं च बिडं वातानुलोमनम्'-બિડલવણ ક્ષારથી યુક્ત હોઈ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા રૂક્ષ હોઈ શળનો તથા હૃદયના રોગનો નાશ કરે છે, રુચિ ઉપજાવે છે; તીક્ષ્ણ તથા ઉષ્ણ હોઈ વાયુનું અનુલોમન કરે છે એટલે કે વાયુનું પોતાના માર્ગે પ્રવર્તન કરાવે છે. (આ બિડલવણની બનાવટ પણ રસતરંગિણીના ચૌદમા તરંગમાં બતાવેલ છે, તે ત્યાં જોવી, એમ હિંદી ટીકાકાર જયદેવે જણાવ્યું છે.) ૩૦૦

**ઔદ્ભિદ લવણના તથા કાલલવણના ગુણો**

**सतिक्तं कटु सक्षारं तीक्ष्णमुत्क्लेदि चौद्भिदम्।**
**न काललवणे गन्धः सौवर्चलगुणाश्च ते ॥३०१॥**

(જમીન ફોડીને ઉત્પન્ન થયેલ ક્ષારયુક્ત જળ સૂર્યનાં કિરણોથી કે અગ્નિથી ઊકળીને જે લવણ કે ખારારૂપે ઉત્પન્ન થાય છે, તે-) ઔદ્ભિદ લવણ લગાર તિક્ત કે કડવા રસ સહિત, કટુ-તીખારસવાળું તથા લગાર ક્ષારયુક્ત હોઈ તીક્ષ્ણ તથા (શરીરમાં) ઉત્ક્લેદ કે ભીનાશ કરનારું હોય છે; કાલલવણમાં ગંધ હોતો નથી; (બાકીના બધા જે) સંચળના ગુણો કહ્યા છે, તે જ ગુણો એ કાલલવણમાં હોય છે. ૩૦૧

આ ઔદ્ભિદ લવણના જે ગુણો સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં કહ્યા છે, તેને પણ યોગીન્દ્રનાથ સેન આમ ઉતારી બતાવે છે: 'लघु तीक्ष्णोष्णमुत्क्लेदि सूक्ष्मं वातानुलोमनम्। सतिक्तं कटु सक्षारं विद्यात्लवणमौद्भिदम्।' ઔદ્ભિદ લવણ-ખારિયું કે ઘાસિયું-મીઠું લઘુ, તીક્ષ્ણ, ઉષ્ણ, ઉત્ક્લેદ કે ભીનાશ કરનાર, સૂક્ષ્મ હોઈ સૂક્ષ્મ સ્રોતોમાં પણ પ્રવેશ કરી જનાર, વાયુનું અનુલોમન એટલે પોતાના માર્ગે પ્રવર્તન કરનાર, લગાર કડવાશ સાથે કટુ-તીખાશવાળું તથા ક્ષારયુક્ત જાણવું. (અહીં જણાવેલ અનુલોમનનું લક્ષણ શાર્ઙ્ગધર આમ લખે છે - 'कृत्वा पाकं मलानां यद् भित्त्वा बन्धमधो नयेत्। तच्चानुलोमनं ज्ञेयं यथा प्रोक्ता हरीतकी।'-જે દ્રવ્ય મળોનું પાચન કરી, મળબંધ-કબજિયાતને તોડીને મળોને નીચા માર્ગે લઈ જાય, તે દ્રવ્યને અનુલોમન જાણવું; જેમ કે હરડે.) સંચળ ગંધરહિત હોય તે કાલલવણ કે કાળું લૂણ કહેવાય છે; સંચળમાં જે ગુણો કહ્યા છે, તે જ કાલલવણમાં પણ જાણવા; કેવળ તેમાં ગંધ હોતો નથી; એટલે કે ગંધ વિનાના સંચળના બધા ગુણો કાલલવણ કે કાળા લૂણમાં હોય છે. ૩૦૧

**સામુદ્ર લવણ તથા પાંશુલવણના વિશેષ ગુણો**

**सामुद्रकं समधुरं सतिक्तं कटु पांशुजम्।**
**रोचनं लवणं सर्वं पाकि स्रंस्यनिलापहम् ॥३०२॥**

સમુદ્રનું લવણ (થોડા) મધુર રસ સાથે (કંઈક) તિક્ત-કડવા રસવાળું હોય છે; અને પાંશુલવણ-ધૂળિયું મીઠું કટુ-તીખું હોય છે. બધાં લવણો (સામાન્ય તરીકે) રુચિકારક, ખોરાક વગેરેને પચાવનાર, સ્રંસન-ગુણથી યુક્ત તથા વાયુનો નાશ કરનાર હોય છે. ૩૦૨

અહીં મૂળમાં સર્વ લવણોને 'स्रंसि' એટલે સ્રંસન-ગુણયુક્ત અથવા વિષ્યંદનશીલ કહ્યાં છે, તે સ્રંસન-ગુણનું લક્ષણ શાર્ઙ્ગધરે આ પ્રમાણે લખ્યું છે: 'पक्तव्यं यद् अपक्त्वैव श्लिष्टं कोष्ठे मलादिकम्। नयत्यधः स्रंसनं तद् यथा स्यात् कृतमालकः।'-કોઠામાં પચાવવા યોગ્ય જે કોઈ મળ વગેરે વળગ્યા હોય, તેને પચાવ્યા વિના જ જે નીચા માર્ગે લઈ જાય છે, તે દ્રવ્ય 'સ્રંસન' કહેવાય છે; જેમ કે 'ગરમાળો' સ્રંસન છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ-ટીકામાં બધાં લવણોનો ઉપસંહાર કરતાં લખે છે કે, બધાં લવણો જે કહ્યાં છે અને જે નથી કહ્યાં, તે રુચિકારક, ખોરાક વગેરેને પચાવનાર, સ્રંસન ગુણકારી તથા વાયુનો નાશ કરનારાં છે. સુશ્રુતમાં બીજાં લવણો આ પ્રમાણે કહ્યાં છે: 'रोमकं तीक्ष्णमत्युष्णं व्यवायि कटुपाकि च। वातघ्नं लघु विष्यन्दि सूक्ष्मं विड्भेदि मूत्रलम्॥ कफवातक्रिमिहरं लेखनं पित्तकोपनम्। दीपनं पाचनं भेदि लवणं गुटिकाह्वयम्॥ ऊषसूतं वाल्लकेलं शैलमूलाकरोद्भवम्। लवणं कटुकं छेदि विहितं कटु चोच्यते।'-રોમક એટલે વડાગરું મીઠું તીક્ષ્ણ, અતિશય ઉષ્ણ, વ્યવાયી-એટલે પોતે પચ્યા વિના જ આખા શરીરમાં વ્યાપ્યા પછી પચનારું, પાકમાં કટુ-તીખું, વાયુનો નાશ કરનાર, વિષ્યન્દી એટલે કફથી સ્રોતોને રોકી દેનાર, સૂક્ષ્મ, વિષ્ટાને ભેદનાર-તોડનાર તથા મૂત્રને કરનાર હોય છે; ગુટિકાહ્વય એટલે વડાગરાની જ એક જાત ગડલવણ-કફ, વાયુ તથા ક્રિમિનો નાશ કરનાર, લેખન હોઈ મળ વગેરેને ખોતરી કાઢનાર, પિત્તને કોપાવનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ખોરાકને પચાવનાર અને મળો વગેરેને ભેદનાર-તોડનાર હોય છે. ઊખર-ખારી જમીનનો ખારો, રેતાળ જમીનનો ખારો,

પહાડી ખારો અને ખાણમાં થતો ખારો વગેરે લવણો કટુક-તીખા રસથી યુક્ત તથા કફ વગેરેને છેદનાર હોય છે; એ સિવાયનાં બીજાં બનાવટી લવણો કટુ-તીખાં કહેવાય છે. ૩૦૨

### યવક્ષાર કે જવખારના ગુણો

हृत्पाण्डुग्रहणीरोगप्लीहानाहगलग्रहान् ।
कासं कफजमर्शांसि यावशूको व्यपोहति ॥३०३॥

યાવશૂક એટલે યવક્ષાર કે જવખાર હૃદયરોગ, પાંડુરોગ, ગ્રહણીનો રોગ, બરળનો રોગ, આનાહ એટલે પેટનો આફરો તથા ગલગ્રહ-ગળું ઝલાઈ જવું, કફની ઉધરસ તથા અર્શ-મસાને મટાડે છે. ૩૦૩

### બધા ક્ષારોના સામાન્ય ગુણો

तीक्ष्णोष्णो लघु रूक्षश्च क्लेदी पाकी विदारणः ।
दहनो दीपनश्छेत्ता सर्वक्षारोऽग्निसंनिभः ॥३०४॥

બધા (સાજીખાર, ટંકણખાર વગેરે) ક્ષારો તીક્ષ્ણ, ઉષ્ણ, લઘુ, રૂક્ષ, ક્લેદ કે ભીનાશ કરનાર, પાચન કરનાર, (પાકેલાં ગૂમડાં વગેરેને) ચીરી નાખનાર, દાહ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને મેદ તથા કફ વગેરેની ગાંઠોને કાપનાર હોઈ અગ્નિ સમાન કહેવાય છે. ૩૦૪

યોગીન્દ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં સુશ્રુતના ૪૬મા અધ્યાયમાંથી આ બધા ક્ષારનાં નામો તથા ગુણોને બતાવતા આ શ્લોકો ઉતારે છે: 'यवक्षारस्वर्जिकाक्षारपाकिमटङ्कणक्षाराः—' गुल्मार्शोग्रहणीदोषप्रतिश्यायविनाशनाः । क्षारास्तु पाचनाः सर्वे रक्तपित्तकराः स्मृताः। ज्ञेयौ वह्निसमौ क्षारौ स्वर्जिकायावशूकजौ। शुक्रश्लेष्मविबन्धार्शोगुल्मप्लीहविनाशनौ॥ उष्णोऽनिलघ्नः प्रक्लेदी ऊपक्षारो बलावहः। मेदोघ्नः पाकिमः क्षारस्तेषां बस्तिविशोधनः। विरूक्षणोऽनिलकरः श्लेष्मघ्नः पित्तदूषणः। अग्निदीप्तिकरस्तीक्ष्णष्टङ्कणः क्षार उच्यते।' જવખાર, સાજીખાર, પાકિમ એટલે પકાવીને બનાવેલ પ્રતિસારણીય તથા પાનીયક્ષાર અને ટંકણખાર એ ક્ષારો કહેવાય છે; તે બધા ક્ષારો ગોળાના રોગનો, અર્શ-મસાનો, ગ્રહણીના દોષનો તથા પ્રતિશ્યાય-સળેખમનો નાશ કરનારા છે, આમ વગેરેનું પાચન કરનારા અને રક્તપિત્તને કરનારા હોય છે; તેમાં સાજીખાર અને જવખાર એ બન્નેને અગ્નિના જેવા જાણવા; તેઓ વીર્યનો, કફનો, મળબંધનો, અર્શ-મસાનો, ગુલ્મ-ગોળાના રોગનો તથા પ્લીહા-બરોળનો નાશ કરનારા હોય છે. ઊષક્ષાર-ખારી જમીનનો ખારો ઉષ્ણ હોઈ વાયુનો નાશ કરનાર, પ્રક્લેદ-ભીનાશ કરનાર તથા બળનો નાશ કરનાર હોય છે. પકવીને બનાવેલો પાકિમક્ષાર મેદનો નાશ કરનાર અને મૂત્રની તથા બસ્તિ-મૂત્રાશયની અત્યંત શુદ્ધિ કરનાર હોય છે. ટંકણખાર અત્યંત રૂક્ષતા કરનાર હોઈ વાયુ કરનાર, કફનો નાશ કરનાર, પિત્તને ખરાબ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા તીક્ષ્ણ કહેવાય છે.

### કાળું જીરું, લગાર કાળું મોટું જીરું, બારીક જીરું, બોડી અજમો, અજમો, ધાણા તથા તુંબુરુ કે કોથમીરના ગુણો

कारवीः कुञ्चिकाऽजाजी यमानी धान्यतुम्बुरु ।
रोचनं दीपनं वातकफदौर्गन्ध्यनाशनम् ॥ ३०५ ॥

કાળું જીરું, લગાર કાળું મોટું જીરું, સૂક્ષ્મ-બારીક જીરું, યમાની-બેય જાતના અજમા-બોડી અજમો તથા અજમો, ધાણા અને કોથમીર કે તેજફળ, એ બધાં વાયુનો, કફનો તથા (અન્ન વગેરેની) દુર્ગંધનો નાશ કરનાર, (ખોરાક પર) રુચિ ઉપજાવનાર તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે. ૩૦૫

યોગીંદ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૨ મા અધ્યાયમાંથી આ સંબંધે આમ ઉતારે છે: 'कारवी कुञ्चिकाऽजाजीकवरीधान्यतुम्बुरु। अन्नगन्धहरं रुच्यं दीपनं कफवातजित्।'—કાળું જીરું, લગાર કાળું મોટું જીરું, નાનું જીરું, કલોંજી જીરું, ધાણા અને તુંબુરુ-કોથમીર કે તુવરુ ફળ અથવા તેજ ફળ એ બધાં અન્નની દુર્ગંધને દૂર કરે છે, રુચિકારક છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને કફનો તથા વાયુનો નાશ કરે છે. આ સંબંધે સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ લખ્યું છે:' तीक्ष्णोष्णं कटुकं पाके रुच्यं पित्ताग्निवर्धनम् । कटुश्लेष्मानिलहरं गन्धाढ्यं जीरकद्वयम् । कारवी करवी तद्वद् विज्ञेया सोपकुञ्चिका। भक्ष्यव्यञ्जनभोज्येषु विविधेष्ववचारिता। आर्द्रा कुस्तुम्बुरी कुर्यात् स्वादु सौगन्ध्यहृद्यताम्। सा शुष्का मधुरा पाके स्निग्धा तृड्दाहनाशिनी। दीपनी कटुका किंचित् तिक्ता स्रोतोविशोधनी ॥'—નાનાં મોટાં બન્ને પ્રકારનાં જીરાં તીક્ષ્ણ, ઉષ્ણ, પાકમાં કટુક-તીખાં, રુચિકર, પિત્તને તથા અગ્નિને વધારનાર, કટુ-તીખાં, કફનો તથા વાયુનો નાશ કરનાર તથા સુગંધથી યુક્ત હોય છે. તે જ પ્રમાણે કાળું જીરું, કલોંજી જીરું તથા અજમાના ગુણો પણ તેના જેવા જ જાણવા; કોથમરી કે લીલા ધાણા અનેક જાતનાં ભક્ષ્ય-ખોરાકોમાં, દાળ-શાક-કઢી વગેરે વ્યંજનોમાં તથા બીજાં ભોજન-દ્રવ્યોમાં નાખ્યા હોય તો સ્વાદિષ્ટપણું, સુગંધીપણું તથા હૃદયને પ્રિય તથા હિતકારીપણું

કરે છે. એ જ ધાણા સુકાઈ ગયા હોય ત્યારે પાકમાં મધુર, સ્નિગ્ધ, તૃષ્ણા-તરશનો તથા દાહનો નાશ કરનારા, દોષોનો પણ નાશ કરનાર, કંઈક તિક્ત-તીખા અને કંઈક કટુ-કડવા હોઈ સ્રોતોને અતિશય શુદ્ધ કરનાર છે.' આ અજમા વગેરેને પહેલાં હરિત-વર્ગમાં કહ્યાં જ હતાં, છતાં તેઓને અહીં ફરી કહીને તેઓનું આહારયોગીપણું જણાવ્યું છે. પલાંડુ-ડુંગળી પણ આહારયોગી છે, એમ ત્યાં જ 'आहारयोगी बल्यश्च-ડુંગળી આહારયોગી તથા બળકારક છે' એમ ૧૭૨ મા શ્લોકમાં કહેલ છે. ૩૦૫

### આહારયોગી વર્ગની સમાપ્તિ

आहारयोगिनां भक्तिनिश्चयो न तु विद्यते ।
समाप्तो द्वादशश्चायं वर्ग आहारयोगिनाम् ॥३०६॥

આહારયોગી દ્રવ્યોનો વિભાગ કે (અમુક) નિશ્ચય છે જ નહિ; (કેમ કે તેઓનો અંત કે છેડો નથી); અથવા આહારયોગી દ્રવ્યો સંબંધે અમુક કોઈની ઇચ્છા કે તેનો નિશ્ચય પણ હોઈ શકે જ નહિ. (કેમ કે કોઈ માણસનું આહારયોગી દ્રવ્ય અમુક જુદું હોય છે, ત્યારે બીજા માણસનું આહારયોગી દ્રવ્ય તેનાથી વળી જુદું હોય છે; એમ માણસોની અનેક જાતની ભિન્ન ભિન્ન ઇચ્છાઓ હોઈને તેઓનો કોઈ નિશ્ચય કે નિયમ હોઈ શકે જ નહિ.) માટે આહારયોગી દ્રવ્યોનો આ બારમો વર્ગ અહીં સમાપ્ત કરાય છે.

इत्याहारयोगिवर्गः

### શૂકધાન્ય વગેરેના નહિ કહેલા ગુણો

शूकधान्यं शमीधान्यं समातीतं प्रशस्यते ।
पुराणं प्रायशो रूक्षं प्रायेणाभिनवं गुरु ॥ ३०७॥

શૂકધાન્ય-રાતી ડાંગેર વગેરે અને શમીધાન્ય-મગ વગેરે-કઠોળ ધાન્ય, એક વર્ષનું જૂનું હોય તે ખૂબ વખણાય છે; એકંદર એ ધાન્યો જૂના થાય તે લગભગ રૂક્ષ થાય છે અને નવાં હોય તે લગભગ ગુરુ-ભારે હોય છે. ૩૦૭

એમ બાર વર્ગો કહીને હવે તે તે કહેલાં ધાન્યો વગેરેમાં જે ત્યજવા યોગ્ય તથા જે ગ્રહણ કરવા યોગ્ય હોય છે. તેઓના જ્ઞાન માટે કહે છે: 'એકંદર જેના પર એક વર્ષ વીત્યું હોય તે બધાં ધાન્યો ખૂબ વખણાય છે; પરંતુ એ બધા ધાન્યો નવાં હોય ત્યારે ગુરુપણાને લીધે દોષકારક હોય છે; દરેક ધાન્યો એક વર્ષ વીત્યા પછી બીજા વર્ષ સુધી ગુણકારક હોય છે; પરંતુ તે પછી નીરસ થતાં તે ધાન્યો ગુણકારી રહેતાં નથી. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'वर्षोषितं सर्वधान्यं परित्यजति गौरवम् । न तु त्यजति तद् वीर्यं क्रमशो विजहाति तत् ।'-જેના પર એક વર્ષ વીતી ગયું હોય એવાં બધાં ધાન્યો પોતાનું ગૌરવ કે ભારેપણું છોડી દે છે; પરંતુ પોતાનું વીર્ય કે સામર્થ્ય છોડતાં નથી; એ વીર્ય પણ (બે વર્ષ પછી) અનુક્રમે તેઓ છોડી દે છે. એ જ વાત અહીં મૂળમાં જણાવે છે કે 'पुराण प्रायशो रूक्षम्'-જૂનાં ધાન્યો લગભગ રૂક્ષ બને છે અને જેના પર એક વર્ષ વીત્યું ન હોય તે-નવાં ધાન્યો લગભગ ગુરુ-ભારે હોય છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'अनार्त्तवं व्याधिहतमपर्यागतमेव च । अभूमिजं नव चापि न धान्यं गुणवत् स्मृतम् । नवं धान्यमभिष्यन्दि लघु संवत्सरोषितम् । विदाहि गुरु विष्टम्भि विरूढं दृष्टिदूषणम् ॥' જે ધાન્ય પોતાની ઋતુ વિના બીજી ઋતુમાં ઉત્પન્ન થયેલ હોય, રોગ વગેરેથી ખરાબ થયું હોય, બરાબર પાક્યું ન હોય, ખરાબ પ્રદેશમાં ઊગ્યું હોય અને જે ધાન્ય નવું હોય અને જેમાંથી અંકુરો ઉત્પન્ન કરવાની શક્તિ જતી રહી હોય એવું બહુ જ જૂનું ધાન્ય ગુણવાન ગણાતુ નથી. દરેક નવાં ધાન્ય અભિષ્યન્દી હોઈ રસવાહી નાડીઓના માર્ગોને રોકી દેનાર તથા કફવર્ધક (ગુરુ) હોય છે; અને એક વર્ષ રહેલુ ધાન્ય લઘુ-હલકું હોય છે; જેમાંથી અંકુરો ઉત્પન્ન કરવાની શક્તિ જતી રહી હોય તે ધાન્ય અતિશય દાહ કરનાર, ગુરુ-ભારે હોઈ વિષ્ટંભ-એટલે કે પેટમાં વાયુની પીડા સાથે ગુડગુડાટ કરનાર હોય છે અને નેત્રોને પણ ખરાબ કરે છે. (જે ધાન્યમાં કોંટા ફૂટી નીકળ્યા હોય અથવા જે ધાન્યને લગાર શેકી કાઢ્યું હોય તે પણ ખરાબ હોય છે. કેટલાક કહે છે કે અડદ તથા ચણા વગેરે કેટલાંક કઠોળ ધાન્યો તો નવાં જ શ્રેષ્ઠ છે.) ૩૦૭

### લઘુતર અને લઘુધાન્યો

'यज्जरां याति शीघ्रं तु तत्तल्लघुतरं स्मृतम् ।
निस्तुषं युक्तिभृष्टं च सूप्यं लघु विपच्यते ॥३०८॥

જે જે ધાન્ય જલદી પાકી જાય કે રંધાઈ જાય છે તે તે ધાન્ય લઘુતર એટલે પચવામાં અતિશય હલકાં હોય છે; તેમ જ ફોતરાં વગરનું અને યુક્તિથી ભૂંજી-શેકી કાઢેલું દાળને યોગ્ય કઠોળ ધાન્ય પણ લઘુ હોઈને જલદી પચી જાય છે. ૩૦૮

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે:

'દાળ માટે યોગ્ય ગણાતાં મગ વગેરે જે કઠોળ ધાન્ય જલદી પાકી જાય છે એટલે તરત રંધાઈ જાય છે, તે લઘુતર એટલે પચવામાં અતિશય હલકાં હોય છે; તેમ જ જેમાંથી ફોતરાં કાઢી લીધાં હોય અને જેને યુક્તિથી શેકી કાઢ્યું હોય તે ધાન્ય પણ લઘુ હોઈ જલદી પાકી જાય છે અથવા પચી જાય છે. અહીં કેટલાક વિદ્વાનો કહે છે કે, મગ વગેરે જે ધાન્યો બિલકુલ શેકયાં ન હોય, તેના કરતાં લગાર શેકી લીધાં હોય તે લઘુ-હલકાં બની જાય છે; તેમાં પણ અડદની દાળ તો શેકવા વગેરેથી લઘુ થાય જ છે; પરંતુ બીજા કેટલાક વિદ્વાનો કહે છે કે, શેકેલાં ધાન્ય પણ લઘુ બને છે, એવું કંઈ હોતું નથી; આ સંબંધે સુશ્રુતે તો સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ જ કહ્યું છે: 'सुस्विन्नो निस्तुषो भृष्ट ईषत् सूपो लघुर्हितः।-ફોતરાં કાઢી નાખી લગાર ભૂંજી કાઢેલ અને પછી સારી રીતે રાંધેલી દાળ લઘુ હોઈ હિતકારી છે.' વૃદ્ધ વાગ્ભટે અષ્ટાંગસંગ્રહ—સૂત્રસ્થાનના ૭ મા અધ્યાયમાં આમ લખ્યું છે: नवं धान्यमभिष्यन्दि सेव्यं केदारजं च यत्। लघु वर्षोषितं दग्धभूमिजं स्थलसंभवम्। शीघ्रजन्म तथा सूप्यं निस्तुषं युक्तिभर्जितम्।-નવું ધાન્ય (ગુરુ હોઈ) અભિષ્યન્દી હોય છે; રસવાહી નાડીઓને કફથી રોકનાર હોય છે; અને જળસીંચાણને યોગ્ય ક્યારાઓમાં જે ધાન્ય થાય છે, તે પણ તેવું જ અભિષ્યન્દી હોય છે; પરંતુ એક વર્ષ રહેલું, બાળેલી જમીન પર પાકેલું અને સ્થળ પર ઉત્પન્ન થયેલું ધાન્ય લઘુ-પચવામાં હલકું હોય છે; તેમ જ જલદી ઉત્પન્ન થતુ દાળનું ધાન્ય કે કઠોળધાન્ય ફોતરાં કાઢી નાખેલું અને યુક્તિથી શેકી કાઢ્યું હોય તો તે પણ લઘુ એટલે પચવું હલકું થાય છે.'

શ્રી ગંગાધરે સુશ્રુતના સૂત્રસ્થાન-૪૬મા અધ્યાયમાંથી વધુ આ શ્લોકો પણ અહીં ઉતાર્યા છે: 'रोप्यातिरोप्या लघवः शीघ्रपाका गुणोत्तराः। अदाहिनो दोषहरा वल्या मूत्रविवर्धनाः॥ शालयश्छिन्नरूढा ये ये रूढा बद्धवर्चसः। तिक्ताः कषायाः पित्तघ्ना लघुपाकाः कफापहाः॥-એક વાર કે બે-ત્રણ વાર ઉખેડી ઉખેડીને બીજા સ્થળે વાવેલા શાલી-ચોખા, લઘુ-હલકા હોઈ જલદી પચી જાય છે; ગુણોમાં પણ શ્રેષ્ઠ હોય છે, દાહ કરનાર હોતા નથી; દોષોને દૂર કરે છે, બળ આપે છે અને મૂત્રને પણ વધારે છે; પરંતુ છોડવાઓને કાપી કાપી ઉગાડેલા જે ચોખા પાકે છે તે રૂક્ષ હોઈ વિષ્ટાને બાંધનાર, ઝાડો કબજે કરનાર, તિક્ત-કડવા, કષાય-તૂરા, પિત્તનો નાશ કરનાર, જલદી પચી જનારા તથા કફનો નાશ કરનારા હોય છે.'

આ ૩૦૮મા શ્લોકનું પ્રથમ ચરણ 'यज्जरां याति शीघ्रं तु' એ પ્રમાણે યોગીન્દ્રનાથ સેને રાખેલ છે અને તેને અનુસરીને જ મૂળનો અનુવાદ લખેલો છે; પરંતુ શ્રી ચક્રપાણિ, ગંગાધર તથા હિંદી ટીકાકાર શ્રી જયદેવ આ શ્લોકનું પ્રથમ ચરણ 'यद् यदागच्छति क्षिप्रम्' એ પ્રમાણે સ્વીકારે છે; તેની ટીકા શ્રી ચક્રપાણિ આમ લખે છે: 'आगच्छति क्षिप्रम्'-જે ધાન્ય વાવ્યું હોય ત્યારે જલદી ઊગી નીકળીને જલદી તૈયાર થાય છે, તે અતિશય વધુ પ્રમાણમાં લઘુ-હલકું હોય છે. આ જ કારણે સાઠી ચોખા જલદી પચે છે, કારણ કે તે ચોખા બરાબર ૬૦ દિવસોમાં જ તૈયાર થઈ જાય છે; અથવા 'आगच्छति क्षिप्रम्' એ પદનો અર્થ આવો કરવો કે જે ધાન્ય ખાધું હોય અને જલદી પચી જાય, તે ખૂબ વધુ લઘુ-હલકું ગણાય છે. મગ, અડદ વગેરે કઠોળ ધાન્ય સૂપ્ય કહેવાય છે; કેમ કે તે सूपाय योग्यम्-દાળ બનાવવા લાયક હોય છે.

## ત્યજવા યોગ્ય માંસ

**मृतं कृशातिमेद्यं च वृद्धं बालं विषैर्हतम्।**
**अगोचरभृतं व्यालसूदितं मांसमुत्सृजेत्॥ ३०९॥**

**જે પ્રાણી આપોઆપ મરી ગયું હોય, શરીરે ઘણું જ કૃશ કે દૂબળું હોય, અતિશય મેદથી યુક્ત હોઈને પુષ્ટ હોય, વૃદ્ધ-ઘરડું હોય, ખૂબ જ બાળક એટલે નાની ઉંમરનું હોય, ઝેરથી મરી ગયું હોય, પોતાના દેશ સિવાયના બીજા દેશમાં પોષાયું હોય, કે ઊછર્યું હોય અને સર્પ આદિ ઝેરી પ્રાણીથી કરડાયું હોય, તેવા પ્રાણીના માંસનો ત્યાગ કરવો-તેવા પ્રાણીનું માંસ ખવાય નહિ. ૩૦૯**

યોગીન્દ્રનાથ સેન અહીં મૂળમાં રહેલ 'अगोचरभृतं' એ પદનો અર્થ આમ સમજાવે છે: 'अगोचरे-अन्यस्मिन् गोचरे-विषये भृतं-पुष्टम् यथा जाङ्गलम् आनूपे आनूपं च जाङ्गले'-બીજા દેશમાં પોષાયેલું-ઊછરેલું એટલે કે જાંગલ પ્રદેશનું પ્રાણી હોય તે આનૂપ દેશમાં ઊછર્યું હોય અને આનૂપ દેશનું પ્રાણી હોય તે જાંગલ પ્રદેશમાં ઉછર્યું હોય; આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે 'अगोचरमृतम्'-એવો પાઠ રાખીને અન્ય પ્રદેશમાં મરેલું હોય એ અર્થ જણાવ્યો છે; તેમણે અષ્ટાંગસંગ્રહ-સૂત્રસ્થાનના ૭ મા અધ્યાયમાં આ શ્લોક લખ્યો છે: 'अतिमेद्यं त्यजेन्मांसं हतं व्याधिविषोदकैः। स्वयं मृतं धूमपूर्णमगोचरमृतं कृशम्।-અતિશય મેદયુક્ત પ્રાણીનું માંસ ત્યજી દેવું; તેમ જ રોગથી, વિષથી કે જળથી જે પ્રાણી મરી ગયું હોય, જે આપોઆપ મરી ગયું હોય, જે ધુમાડાથી ભરાઈ ગયું હોય, અન્ય પ્રદેશમાં

મરી ગયું હોય અને જે કૃશ કે દુર્બળ હોય તે પ્રાણીનું માંસ પણ ત્યજવું જોઈએ.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આ સંબંધે આમ લખ્યું છે: 'तत्र शुष्कपूतिव्याधितविषसर्पहतदिग्धविद्धजीर्णकृशबालानामसात्म्य—चारिणां च मांसान्यभक्ष्याणि, यस्माद् विगतव्यापन्नापहतपरिणताल्पासंपूर्णवीर्यत्वाद् दोषकराणि भवन्ति।–જે માંસ સુકાયેલું, દુર્ગંધી હોઈ સડેલું, રોગી પ્રાણીનું, ઝેર કે સર્પદંશથી મરેલા પ્રાણીનું, ઝેરથી ખરડેલાં શસ્ત્રાદિથી વીંધાયેલ પ્રાણીનું, ઘરડાં પ્રાણીનું, કૃશ કે દુર્બળ પ્રાણીનું, બાળક અથવા ખૂબ નાની ઉમરનાં પ્રાણીનું અને અસાત્મ્ય આહાર કરતાં કે અસાત્મ્યપ્રદેશમાં વિચરતાં પ્રાણીનું જે માંસ હોય તે અભક્ષ્ય છે–ખાવા યોગ્ય હોતું નથી; કેમ કે એ માંસો વીર્ય-રહિત થયેલ, બગડેલાં વીર્યથી યુક્ત થયેલ, નષ્ટવીર્ય થયેલ, જૂના વીર્યવાળાં થયેલ, અલ્પ વીર્યવાળાં થયેલ અને અસંપૂર્ણ વીર્યયુક્ત હોવાના કારણે દોષકારક હોય છે.' એ પ્રકારનાં તે શુષ્ક માંસ વગેરેથી થતા દોષો પણ સુશ્રુતે ત્યાં જ આ પ્રમાણે લખ્યા છે: 'अरोचकं प्रतिश्याय गुरु शुष्कं प्रकीर्तितम्। विषव्याधिहतं मृत्यु बालं छर्दिं च कोपयेत्। कासश्वासकरं वृद्धं त्रिदोषं व्याधिदूषितम्। क्लिन्नमुत्क्लेशजननं कृशं वातप्रकोपणम्।–સુકાયેલું માંસ અરુચિ તથા પ્રતિશ્યાય કરનાર હોય છે તેમ જ ગુરુ–ભારે કહેવાય છે; વિષથી કે રોગથી મરેલા પ્રાણીનું માંસ મરણ નિપજાવે છે; બાળક ઉંમરનાં પ્રાણીનું માંસ ઊલટી કરાવે છે; ઘરડાં પ્રાણીનું માંસ ઉધરસ તથા શ્વાસનો રોગ કરે છે; રોગથી ખરાબ થયેલા પ્રાણીનું માંસ ત્રણે દોષને કરે છે, સડેલુ દુર્ગંધી માંસ મોળ કે ઊબકા ઉત્પન્ન કરે છે અને કૃશ કે દુર્બળ પ્રાણીનું માંસ વાયુને ખૂબ કોપાવે છે.' ૩૦૯

**સ્વીકારવા યોગ્ય માસ તથા માંસરસના ગુણો**

**अतोऽन्यथा हितं मांसं बृंहणं बलवर्धनम्।**
**प्रीणनः सर्वभूतानां हृद्यो मांसरसः परम्॥३१०॥**
**शुष्यतां व्याधियुक्तानां कृशानां क्षीणरेतसाम्।**
**बलवर्णार्थिनां चैव रसं विद्याद्यथाऽमृतम्॥३११॥**

આ માંસ સિવાયનું એટલે ઉપર જણાવેલ ત્યજવા યોગ્ય માંસથી જે વિપરીત–'अशुष्क, अदिग्धविद्ध'–નહિ સુકાયેલું અને ઝેરથી નહિ ખરડેલાયેલાં શસ્ત્ર આદિથી વીંધાયેલું જે માંસ હોય તે હિતકારી, બૃંહણ કે પૌષ્ટિક તથા બળને વધારનાર હોય છે; તેમ જ એવા (નિર્દોષ) માંસનો રસ સર્વ પ્રાણીઓને પ્રસન્નતા કરનાર અને હૃદયને અતિશય હિતકારી હોય છે. જે લોકો ક્ષયના રોગથી સુકાતા હોય, કોઈ રોગથી યુક્ત થયા પછી કૃશ કે દુર્બળ થયા હોય, જેઓનાં વીર્ય ક્ષીણ થયાં હોય અને જે લોકો બળ તથા ઉત્તમ શરીર-વર્ણને ઇચ્છતા હોય, તેઓને એ માંસરસ અમૃતના જેવો ગુણકારી થાય છે. ૩૧૦,૩૧૧

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં પણ આમ જ કહ્યું છે: 'एभ्योऽन्यन्मुपादेयं मांसम्'–આ સિવાયનાં બીજાં માંસો ગ્રહણ કરી શકાય છે; એ (નિર્દોષ) માંસ દેહનું બૃંહણ કરે છે અને બળ વધારે છે. આ સંબંધે ચરકે શ્લોકસ્થાનના લંઘનબૃંહણીય નામના ૨૨મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'अदिग्धविद्धमक्लिष्टं वयःस्थं सात्म्यचारिणाम्। मृगमत्स्यविहङ्गानां मांसं बृंहणमुच्यते–જે મૃગો, માછલાં તથા પક્ષીઓનું માંસ ઝેરથી નહિ ખરડેલાયેલાં શસ્ત્રોથી વીંધાયું હોય, ખરાબ કે બગડેલું ન હોય, યોગ્ય ઉંમરનાં પ્રાણીઓનું હોય અને તે પ્રાણીઓ પણ પોતાને અનુકૂળ પ્રદેશોમાં ફરનારાં તથા અનુકૂળ ચારો ચરનારાં હોય, તેઓનું એ માંસ બૃંહણ અથવા પૌષ્ટિક કહેવાય છે.' હવે પ્રસંગને અનુસરી માંસના રસનો ગુણ કહે છે: માંસ-રસ સર્વ પ્રાણીઓને તૃપ્તિ ઉપજાવનાર તથા હૃદયને અતિશય હિતકારી હોય છે; તેમાં પણ જેઓ ક્ષયરોગથી સુકાતા હોય, કોઈ રોગથી યુક્ત થઈને તે રોગના લીધે જેઓ કૃશ કે દુર્બળ થયા હોય અથવા જેઓ સ્વભાવથી જ દુર્બળ હોય, જેઓ ક્ષીણવીર્ય થયા હોય અને બળ તથા વર્ણને ઇચ્છતા હોય, તેવા માણસોને માંસનો રસ અમૃતના જેવો ગુણકારી જાણવો. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'प्रीणनः प्राणजननः श्वासकासक्षयापहः। वातपित्तश्रमहरो हृद्यो मांसरसः स्मृतः। स्मृत्योजःस्वरहीनानां ज्वरक्षीणक्षतौजसाम्। भग्नविश्लिष्टसंधीनां कृशानामल्परेतसाम्॥ आप्यायनः संहननः शुक्रौजोबलवर्धनः।' માંસનો રસ તૃપ્તિ-કારક, પ્રાણશક્તિજનક; શ્વાસનો, ઉધરસનો તથા ક્ષયનો નાશ કરનાર; વાયુને, પિત્તને તથા શ્રમને દૂર કરનાર તેમ જ હૃદયને હિતકારી કહેવાય છે. વળી તે માંસરસ જેઓની સ્મરણશક્તિ, ઓજસ્ તથા સ્વર ક્ષીણ થયાં હોય, જેઓ જ્વરથી ક્ષીણ થયા હોય અને જેઓનું ઓજસ્ નાશ પામ્યું હોય, જેઓના સાંધા ભાંગી ગયા હોય કે છૂટા પડી ગયા હોય, જેઓ શરીરે કૃશ કે દુર્બળ થયા હોય અને જેઓનું વીર્ય ઓછું થયું હોય

તેઓને પુષ્ટિકારક, સંધાન કરનાર તેમ જ વીર્ય, ઓજસ્ તથા બળને વધારનાર થાય છે.' ૩૧૦,૩૧૧

### સંસ્કારયુક્ત કરેલ માંસરસના ગુણો

सर्वरोगप्रशमनं यथास्वं विहितं रसम् ।
विद्यात्स्वर्यं बलकरं वयोबुद्धीन्द्रियायुषाम् ॥३१२॥

જે માંસનો રસ પોતાના રોગને અનુસરી (યોગ્ય ઔષધ દ્રવ્યોથી) બરાબર વિધિ પ્રમાણે સંસ્કારયુક્ત કર્યો હોય, તો એ માંસરસ સર્વ રોગોને અત્યંત શમાવનાર, સ્વરને હિતકારી અને ઉંમર, બુદ્ધિ, ઇંદ્રિયો તથા આયુષને બળ આપનાર (અને વધારનાર) જાણવો. ૩૧૨

ટીકાકાર ચક્રપાણિ અહીં જણાવેલ માંસરસનો ગુણ બતાવતાં—'सर्वरोगप्रशमनम्'—બધા રોગોને અત્યંત શમાવે છે, એ પદ ઉપર આ ટીકા ખાસ લખે છે કે, આ પદમાં 'सर्व' શબ્દ મૂકીને બધા રોગોને અત્યંત શમાવે છે, એમ જે કહેલ છે, તે લગભગ બધા રોગોને, એ અર્થ જણાવે છે; કારણ કે જો એવો અર્થ ન સમજાય તો ઉન્માદમાં માંસનો જે નિષેધ કર્યો છે, તેની સાથે વિરોધ આવે; કહ્યું છે કે, 'उन्मादे निवृत्त–आमिष–मद्यः'–ઉન્માદના રોગમાં માંસ તથા મદ્યનો ત્યાગ કરવો જોઈએ. ૩૧૨

### માંસરસનો આહાર ખાસ હિતકારી કોને?

व्यायामनित्याः स्त्रीनित्या मद्यनित्याश्च ये नराः ।
नित्यं मांसरसाहारा नातुराः स्युर्न दुर्बलाः ॥३१३॥

જેઓ કાયમ વ્યાયામ–કસરત કે શારીર પરિશ્રમ કરતા હોય, હંમેશાં સ્ત્રીસેવન કરતા હોય અને કાયમ મદ્યપાન કરતા હોય, તેવા માણસો હમેશાં માંસરસનો જો આહાર કરે છે, તો રોગી કે દુર્બળ થતા નથી. ૩૧૩

અહીં યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં આમ લખે છે: 'મૂળ શ્લોકમાં પ્રથમ 'व्यायामनित्याः' એમ લખીને 'व्यायाम' શબ્દ જે લખ્યો છે, તેનો અર્થ શરીરને ખૂબ પરિશ્રમ પડે એવું કામ અથવા મુસાફરી જેઓ કાયમ કરતા હોય, તેઓને માંસરસનો આહાર અત્યંત હિતકારી હોઈ રોગી કે દુર્બળ થવા દેતો નથી.'

### ત્યજવા યોગ્ય શાક

क्रिमिवातातपहतं शुष्कं जीर्णमनार्तवम् ।
शाकं निःस्नेहसिद्धं च वर्ज्यं यच्चापरिस्रुतम् ॥३१४

જે શાક કીડાઓથી, પવનથી કે તડકાથી ખરાબ થયું હોય, સુકાઈ ગયું હોય, જૂનું કે ઘરડું થઈ ગયું હોય, ઋતુ વિનાનું હોય, સ્નેહ એટલે ઘી કે તેલ નાખ્યા વિના રાંધ્યું હોય અને જેનો રસ નીચોવી કાઢ્યો ન હોય, તે શાક ત્યજવા યોગ્ય હોય છે. ૩૧૪

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, 'અહીં સુકાયેલું શાક ત્યજવા યોગ્ય કહ્યું છે, તે મૂળા સિવાયનું શાક સમજવું; કેમ કે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં કહ્યું છે કે, 'विष्टम्भि वातलं शाकं शुष्कमन्यत्र मूलकात्–મૂળા સિવાયનાં સૂકાં શાક વિષ્ટંભ કરનાર એટલે પેટમાં પીડા ઉપજાવી ગુડગુડાટ કરનાર તથા ઝાડાને કબજે કરનાર હોય છે; તેમ જ વાયુકારક પણ હોય છે.' વળી સુશ્રુતે પણ ત્યજવા યોગ્ય શાક આ પ્રમાણે કહેલ છે: 'कर्कशं परिजीर्णं च क्रिमिजुष्टमदेशजम् । वर्जयेत् पत्रशाकं तद् यदकालविरोहि च'–જે પત્રશાક કઠોર કે ખૂબ કઠણ હોય, અતિશય જૂનું કે ઘરડું હોય, કીડાઓથી યુક્ત હોય, અયોગ્ય પ્રદેશમાં ઉત્પન્ન થયું હોય અને સમય વિના ઊગી નીકળ્યું હોય તેવાં પત્રશાક–ભાજી વગેરેનો ત્યાગ કરવો.' પરંતુ 'स्विन्नं निष्पीडितं शाकं हितं स्यात् स्नेहसंस्कृतम् । अस्विन्नं स्नेहरहितमपीडितमतोऽन्यथा–જે શાક બરાબર રંધાયું હોય, રસને નીચોવી કાઢેલ હોય તેમ જ ઘી કે તેલ વગેરે સ્નેહથી સંસ્કારી કર્યું હોય કે વઘાર્યું હોય તે હિતકારી થાય છે; પણ જે શાકને રાંધ્યું ન હોય, સ્નેહથી રહિત હોય અને જેનો રસ નીચોવી કાઢ્યો ન હોય તે શાક હિતકારી થતું નથી.' ૩૧૪

### ત્યજવા યોગ્ય ફળ

पुराणमामं संक्लिष्टं क्रिमिव्यालहिमातपैः ।
अदेशाकालजं क्लिन्नं यत्स्यात्फलमसाधु तत् ॥३१५

જે ફળ જૂનું, કાચું, તેમ જ કીડા, સર્પ, હિમ તથા તડકાથી ખરાબ થયેલું કે બગડેલું હોય, અયોગ્ય પ્રદેશમાં તથા અયોગ્ય કાળે ઉત્પન્ન થયું હોય, ક્લેદભાવને પામ્યું હોય કે ભીનાશથી પચપચી ગયું હોય, તે અસાધુ–ખરાબ અથવા અહિતકારી ગણાય છે. ૩૧૫

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: કાચાં ફળ બધાં અહિતકારી હોય છે, પરંતુ બીલાં સિવાયનાં કાચાં ફળ અહિતકારી થાય છે; પરંતુ બીલું તો કાચું જ હિતકારી તથા શ્રેષ્ઠ ગુણયુક્ત ગણાય છે. જેમ કે કહ્યું છે કે 'आमं तद्धि गुणोत्तरम्'–બીલું તો

કાચું જ એ ગુણોથી યુક્ત હોય છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'कफानिलहरं तीक्ष्णं स्निग्धं संग्राहि दीपनम्। कटुतिक्तकषायोष्णं बालं बिल्वमुदाहृतम्। तदेव विद्यात् संपक्वं मधुरानुरसं गुरु। विदाहि विष्टम्भकरं दोषकृत् पूतिमारुतम्॥'–કાચું બીલું કફ તથા વાયુને હરનાર, તીક્ષ્ણ, સંગ્રાહી એટલે પ્રવાહી મળોને સૂકવી નાખી કબજિયાત કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, કટુ, તિક્ત તથા કષાય–તૂરારસથી યુક્ત તથા ઉષ્ણ કહેવાય છે; પરંતુ એ જ બીલું પાકું હોય, તો પેટામાં મધુર રસથી અનુગત થઈ ગુરુ–ભારે, અતિશય દાહ કરનાર, વિષ્ટંભ એટલે વાયુની પીડા સાથે ગુડગુડાટ કરી ઝાડાની કબજિયાત કરનાર, દોષોને કરનાર તથા પેટના વાયુને દુર્ગંધી કરનાર છે. વળી વધુમાં સુશ્રુતે પણ ત્યજવા યોગ્ય ફળ સંબંધે ત્યાં સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'व्याधितं क्रिमिजुष्टं च पाकातीतमकालजम्। वर्जनीयं फलं सर्वमपर्यागतमेव च–જે ફળ રોગયુક્ત, કીડાઓવાળું, પાકકાળથી અતીત થયેલું એટલે જેનો પાકકાળ વીતી ગયો હોય, અયોગ્ય કાળે જે ઉત્પન્ન થયું હોય અને કાચું હોય, તે ફળ ત્યજવા યોગ્ય છે.' ૩૧૫

### વર્જ્યવા યોગ્ય હરિતવર્ગનાં દ્રવ્યો

हरितानां यथाशाकं निर्देशः साधनादृते।
मद्याम्बुगोरसादीनां स्वे स्वे वर्गे विनिश्चयः॥३१६॥

હરિતવર્ગનાં દ્રવ્યોનો (વર્જન) નિર્દેશ, સાધન સિવાય શાક પ્રમાણે જાણવો; અને મદ્ય, જળ તથા ગોરસ વગેરેનો નિશ્ચય તો પોતપોતાના વર્ગમાં કહેલ જ છે. ૩૧૬

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'લીલાં આદું, ડુંગળી વગેરેનો નિર્દેશ સાધન કે સંસ્કાર સિવાય શાક પ્રમાણે સમજવો–અર્થાત્ સ્નેહમાં સિદ્ધ કર્યા સિવાયનાં તથા જેનો રસ નીચોવી કાઢ્યો ન હોય તેવા લીલાં પત્રશાક કે લીલોતરી શાક જેમ ત્યજવાયોગ્ય છે, તે જ પ્રમાણે લીલાં આદું, ડુંગળી વગેરે પણ સાધન કે સંસ્કાર વિના ખાસ ત્યજવા યોગ્ય જ હોય છે. વળી મદ્ય, જળ, ગોરસ તથા આદિ શબ્દ ઉપરથી શેલડીના વિકારો તથા કૃતાન્ન વગેરે આહારયોગીનું પણ અહીં ગ્રહણ કરવું; તેઓનો વિશેષ નિશ્ચય એટલે કે તેઓના ગુણદોષો તો તેઓના પોતપોતાના વર્ગમાં જ કહ્યા છે, જેમ કે મદ્યના સંબંધમાં તેના વર્ગમાં પ્રથમ કહેલું જ છે કે, 'प्रायशोऽभिनवं मद्यं गुरु दोषसमीरणम्–નવું મદ્ય લગભગ ગુરુ-ભારે તથા દોષોને કોપાવનાર હોય છે' તેમજ જળના સંબંધમાં પણ પ્રથમ તેના વર્ગમાં કહેલું જ છે કે 'पिच्छिलं क्रिमिलं क्लिन्नम्–ચીકાશવાળું, કીડાઓવાળું તથા ક્લેદયુક્ત જળ ત્યજવા યોગ્ય છે; એમ ગોરસ-આદિના વર્ગમાં પણ તે તે ત્યજવા યોગ્ય જણાવેલાં જ છે.'

અહીં શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં ઠીક સ્પષ્ટતા કરે છે: 'જેમ અમુક પ્રકારનું શાક ત્યજવા યોગ્ય કહ્યું, તે જ પ્રમાણે હરિત દ્રવ્યો આદું, ડુંગળી વગેરેના સંબંધે પણ ત્યજવા વિષેનો નિર્દેશ કરવો જોઈએ; તે સાધન સિવાય સમજી લેવો; અર્થાત્ શાકનું સાધન કે સંસ્કાર જેમ તે બરાબર રંધાયેલું, નીચોવેલા રસવાળું તથા પુષ્કળ સ્નેહથી સાધિત કરેલું એટલે વઘારેલું વગેરે પ્રકારનું હોવું જોઈએ, એમ કહેવામાં આવ્યું છે, પરંતુ હરિત દ્રવ્ય–આદું, ડુંગળી વગેરેનું સાધન કે સંસ્કાર તે પ્રમાણે ન કરવાં; વળી અહીં ત્યજવા યોગ્ય કન્દો પણ જાણી લેવા જોઈએ; જેમ કે સુશ્રુતમાં કહ્યું છે કે 'बालं ह्यनार्तवं जीर्णं व्याधितं क्रिमिभक्षितम्। कन्दं विवर्जयेत् सर्वं यो वा सम्यक् न रोहति–જે કન્દ બાલ–ખૂબ જ કુમળાં કે કૂણાં હોય, ઋતુવિનાનાં હોય, ખૂબ જૂના કે ઘરડાં હોય, રોગયુક્ત કે સડેલાં હોય, કીડાઓએ ખાધેલાં હોય અને જેને વાવ્યું હોય ત્યારે બરાબર ઊગ્યાં ન હોય એવાં તે બધાં કન્દ ત્યજવાં જોઈએ.'

શ્રી ચક્રપાણિ પણ દીપિકાટીકામાં આ શ્લોક પર વધુ સ્પષ્ટતા કરે છે કે, 'આદું', ડુંગળી વગેરે હરિત દ્રવ્યોને ત્યજવા વિષેનો નિર્દેશ, 'साधनादृते यथाशाकं कार्यः'–સાધન વિના શાક પ્રમાણે કરી લેવો; એટલે આમ જણાવવા માગે છે, કે શાકનો સંસ્કાર તો તેમાંથી રસ નીચોવી કાઢવો જોઈએ, પછી તેને બરાબર બાફવું કે રાંધવું જોઈએ અને તે પણ પુષ્કળ સ્નેહયુક્ત કરીને જ તૈયાર કરવું જોઈએ, તો જ તે નિર્દોષ ગણાય છે, પરંતુ એ સિવાયનું શાક સાધનદોષથી યુક્ત ગણાય છે; એટલે કે જેનો રસ નીચોવી કાઢ્યો ન હોય, જેને બરાબર રાંધવામાં કે બાફવામાં ન આવ્યું હોય અને જેમાં પુષ્કળ સ્નેહ–ઘી કે તેલ નાખેલ ન હોય તે શાક ત્યજવા યોગ્ય છે, જ્યારે હરિત વર્ગનાં દ્રવ્યો આદું-ડુંગળી વગેરેમાથી રસને નીચોવી કાઢ્યો ન હોય અને પુષ્કળ સ્નેહ વિના જ તેઓને તૈયાર કર્યાં હોય તે પણ નિર્દોષ હોઈ ઉપયોગમાં લઈ શકાય છે; અને મદ્ય, જળ, ગોરસ વગેરેના ગુણ–દોષનો વિશેષ નિશ્ચય તો પોતપોતાના વર્ગમાં જ કહેલ છે; જેમ કે મદ્યોના સંબંધમાં 'प्रायशोऽभिनवम्' ઇત્યાદિ વચનથી તેના વર્ગમાં ગુણ-દોષકથન કરેલું છે; એ જ પ્રમાણે જળ વિષે પણ 'पिच्छिलं क्रिमिलम्' ઇત્યાદિ વચનથી તેઓના ગુણદોષનું કથન કરેલું જ છે; અને ગોરસો, કૃતાન્નો અને

આહાર–અનુસંયોગી વર્ગોમાં તો જે જે દ્રવ્ય જે પ્રમાણેના ગુણોથી યુક્ત કહેવાયું છે, તેને ગુણવાન સમજવું; અને એથી વિપરીત હોય, તો તે વિપરીત ગુણવાળું જ હોય, એમ અનુમાનથી જાણી લેવું, એવો અહીં ભાવ છે. ૩૧૬

### યોગ્ય અનુપાનો કે પીણાં વિષે

यदाहारगुणैः पानं विपरीतं तदिष्यते ।
अन्नानुपानं धातूनां दृष्टं यन्न विरोधि च ॥३१७॥

જે પાન કે અનુપાન આહારના ગુણોથી વિપરીત હોય, તેને વૈદ્યો (યોગ્ય) અનુપાન તરીકે ઇચ્છે છે; તેમ જ જે ધાતુઓનું વિરોધી ન હોય, તેને અન્નના અનુપાન તરીકે હિતકારી માનેલ છે. ૩૧૭

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ વધુ સ્પષ્ટતા કરે છે: 'જે પાન કે અનુપાન આહારના ગુણોથી વિપરીત ગુણવાળું હોય, જેમ કે સ્નિગ્ધનું અનુપાન રૂક્ષ, રૂક્ષનું અનુપાન સ્નિગ્ધ, શીતનું અનુપાન ઉષ્ણ અને ઉષ્ણનું અનુપાન શીત, મધુરનું અનુપાન અમ્લ અને અમ્લનું અનુપાન મધુર–વગેરે યોગ્ય અનુપાનો ગણાય, એમ વૈદ્યો કહે છે. જો કે આ ઉપરથી અહીં આવી શંકા થાય કે, જો એમ સ્વીકારવામાં આવે તો ખાટા દહીંનું અનુપાન મધુર દૂધ ગણાશે અને દૂધપાકનું અનુપાન કાંજી વગેરે પણ ગણાશે, તેનું કેમ? આવી શંકાનું જ સમાધાન અહીં મૂળમાં શ્લોકના ઉત્તરાર્ધમાં કહે છે કે, અન્નનું એ અનુપાન એવું હોવું જોઈએ, કે જે ધાતુઓનું વિરોધી ન હોય; અર્થાત્ શરીરમાં રહેલી સાતે ધાતુઓનું જે વિરોધી ન હોય, તે જ અન્નના યોગ્ય અનુપાન તરીકે ઉત્તમ ગણાય છે; એકંદર જે આહારના ગુણોથી વિપરીત ગુણવાળું હોય, છતાં ધાતુઓનું વિરોધી ન હોય, તે જ હિતકારી અનુપાન તરીકે ઇચ્છવા યોગ્ય છે.' (એટલે ખાટા આહાર દ્રવ્યની પાછળ અનુપાન તરીકે જો મધુર દૂધ લેવાય તો તે વિરુદ્ધ હોવાથી ધાતુઓનું પણ વિરોધી બને, માટે તે યોગ્ય અનુપાન ગણાય જ નહિ, એમ બીજાં પણ વિરુદ્ધ અનુપાનો સમજી લેવાં, એમ શ્રી ચક્રપાણિએ અહીં વિશેષ સમજૂતી લખી છે.) ૩૧૭

### પરીક્ષા કરીને અનુપાનો સેવવાં

आसवानां समुद्दिष्टामशीतिं चतुरुत्तराम् ।
जलं पेयमपेयं च परीक्ष्यानुपिबेद्धितम् ॥ ३१८ ॥

(પ્રથમ યજ્જઃપુરુષીય નામના ૨૫મા અધ્યાયમાં) ચોર્યાશી આસવો કહેવામાં આવ્યા છે; તેમ જ પીવા યોગ્ય અને નહિ પીવા યોગ્ય જળ પણ કહેવાયું છે; તેમાંથી જે હિતકારી હોય, તેની પરીક્ષા કર્યા પછી જ તેને અનુપાન તરીકે પીવું જોઈએ. ૩૧૮

### દોષોને અનુરૂપ અનુપાન સેવવું

स्निग्धोष्णं मारुते शस्तं, पित्ते मधुरशीतलम् ।
कफेऽनुपानं रूक्षोष्णं, क्षये मांसरसः परम् ॥३१९॥

વાયુનો પ્રકોપ હોય તો સ્નિગ્ધ અને ઉષ્ણ અનુપાન ઉત્તમ ગણાય; પિત્તનો પ્રકોપ હોય તો મધુર અને શીતલ અનુપાન યોગ્ય ગણાય; કફનો પ્રકોપ હોય તો રૂક્ષ તથા ઉષ્ણ અનુપાન યોગ્ય ગણાય અને ક્ષયમાં માંસનો રસ યોગ્ય અનુપાન કહેવાય છે. ૩૧૯

યોગીન્દ્રનાથ સેન અહીં વધુમાં સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાંથી આ શ્લોક ઉતારે છે: 'स्निग्धोष्णं मारुते पथ्यं कफे रूक्षोष्णमिष्यते । अनुपानं हितं चापि पित्ते मधुरशीतलम्–વાયુમાં સ્નિગ્ધ તથા ઉષ્ણ અનુપાન પથ્ય ગણાય, કફમાં રૂક્ષ તથા ઉષ્ણ અનુપાન ઇચ્છવા યોગ્ય છે અને પિત્તમાં મધુર તથા શીતલ અનુપાન હિતકારી ગણાય.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં ઉપરના શ્લોકને અનુસરી સુશ્રુતમાંથી વધુ આમ ઉતારે છે: 'अम्लेन केचिद् विहता मनुष्या, माधुर्ययोगे प्रणयीभवन्ति । तथाम्लयोगे मधुरेण तृप्तास्तेषां यथेष्टं प्रवदन्ति पथ्यम् ॥ शीतोष्णतोयासवमद्ययूपफलाम्लधान्याम्लपयोरसानाम् । यस्यानुपानं तु हितं भवेद् यत्, तस्मै प्रदेयं त्विह मात्रया तत् ॥ व्याधिं च कालं च विभाव्य धीरैर्द्रव्याणि भोज्यानि च तानि तानि । सर्वानुपानेषु परं वदन्ति मेध्यं यदम्भः शुचि भाजनस्थम् । लोकस्य जन्मप्रभृति प्रशस्तं. तोयात्मकाः सर्वरसाश्च दृष्टाः । संक्षेप एषोऽभिहितोऽनुपानेष्वतः परं विस्तरतोऽभिधास्ये'–કેટલાક માણસો ખાટા ખોરાકથી કંટાળ્યા હોય, તેઓ મધુરતાયુક્ત પદાર્થોનો ઉપયોગ કરવા તત્પર થાય છે; કેટલાક લોકો મધુર પદાર્થોના ઉપયોગથી તૃપ્ત થયા હોય, તેઓ ખાટા પદાર્થોનો ઉપયોગ કરવા તત્પર થાય છે; તેથી વૈદ્યો તેઓને તેઓની ઇચ્છા પ્રમાણે જે પથ્ય હોય તે આપવા કહે છે. (ખાટા રસવાળા તથા મધુર રસવાળા પદાર્થો સિવાય બીજા રસોવાળા પદાર્થો, તૃપ્તિ પર્યંત ખાઈ શકાતા નથી, એ કારણે અહીં પ્રથમ એ જ રસોવાળા પદાર્થો સંબંધે કહેલ છે, એમ સમજાય છે;

અથવા જે રસયુક્ત પદાર્થથી તૃપ્તિ થઈ હોય અને છેવટે કંટાળો આવ્યો હોય, તે રસથી વિરુદ્ધ રસવાળા પદાર્થોનું અનુપાન આપવું, એમ આ ઉપરથી જણાય છે.) શીત-ઉષ્ણ જળ, આસવ, મદ્ય, યૂષ, દાડિમ વગેરે ફળોનો ખાટો રસ, અનાજની ખટાશ-કાંજી, દૂધ અને માંસના રસોમાંથી જે અનુપાન જે માણસને હિતકારી હોય, તે માણસને તે અનુપાન યોગ્ય માત્રાથી દેવું જોઈએ. ધીર વૈદ્યોએ વ્યાધિ, ઋતુ અને અવસ્થાનો સમય વિચારી તે તે રસોવાળાં ભોજનદ્રવ્યો આપવાની યોજના કરવી. અદ્ધરથી ઝીલી લીધેલું વરસાદનું પાણી પવિત્ર અને સ્વચ્છ વાસણમાં રાખી મૂકેલું હોય, તે સઘળાં અનુપાનોમાં ઉત્તમ છે; કારણ કે સર્વ લોકોને જન્મથી માંડી જળ જ ઉત્તમ અનુપાન તરીકે હિતકારી હોઈને વખાણવા યોગ્ય છે; વળી સર્વ રસો પણ જળ-રૂપ જ જોવામાં આવે છે. આમ અનુપાનો વિષેનો આ સંક્ષેપ કહ્યો; હવે હું વિસ્તારથી તે કહીશ. જે પીણું કે પ્રવાહી દ્રવ્યરૂપ અનુપાન સ્નિગ્ધ કે ઉષ્ણ હોય છે, તે વાયુમા ઉત્તમ છે, જે પેય કે પ્રવાહી દ્રવ્યરૂપ અનુપાન મધુર તથા શીતલ હોય છે, તે પિત્તજન્ય વ્યાધિમાં ઉત્તમ ગણાય છે; જે પેય કે પ્રવાહી દ્રવ્યરૂપ અનુપાન રૂક્ષ હોય છે, તે કફમાં પીવું ઉત્તમ ગણાય છે; પરંતુ ધાતુક્ષયના વ્યાધિમાં તો માંસરસ જ શ્રેષ્ઠ અનુપાન તરીકે હિતકારી છે: આ સંબંધે સુશ્રુતે પણ આમ જ કહેલ છે. (તે ઉપર યોગીન્દ્રનાથે જે ટાંકેલ છે, તે જ શ્લોક અહીં શ્રી ગંગાધરે પણ લખેલ છે.) ૩૧૯

**ઉપવાસ વગેરેમાં દૂધનું અનુપાન અમૃત તુલ્ય છે**

उपवासाध्वभाष्यस्त्रीमारुतातपकर्मभिः।
क्लान्तानामनुपानार्थं पयः पथ्यं यथाऽमृतम् ॥३२०

ઉપવાસ, માર્ગે ચાલવાથી લાગેલ પરિશ્રમ કે મુસાફરીનો થાક, બહુ ભાષણ કે ખૂબ બોલ્યા પછી, સ્ત્રીસંગ-મૈથુન કર્યા પછી, અતિવાયુ સેવ્યા પછી, વધુ તડકો સેવ્યા પછી અને ભાર ઉપાડવો વગેરે કર્મ કર્યા પછી અનુપાન તરીકે દૂધનો જે ઉપયોગ કરવો તે અમૃત તુલ્ય, પથ્ય કે હિતકારી થાય છે. ૩૨૦

આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'क्षीरं घर्माध्वभाष्यस्त्रीक्लान्तानाममृतोपमम्-ઘામ કે તાપ, માર્ગનો શ્રમ, બહુ ભાષણ તથા સ્ત્રીસંયોગથી થાકેલા લોકોને દૂધ અમૃત તુલ્ય હિત-કારી થાય છે.' ૩૨૦

**સુરા-મદ્ય તથા મધયુક્ત જળનું અનુપાન**

सुरा कृशानां पुष्ट्यर्थमनुपानं प्रशस्यते।
कार्श्यार्थं स्थूलदेहानामनुशस्तं मधूदकम् ॥ ३२१ ॥

જેઓ કૃશ થયા હોય તેઓને પુષ્ટિ માટે 'સુરા' નામનું મદ્ય અનુપાન તરીકે યોગ્ય કહેવાય છે; પરંતુ જેઓનું શરીર સ્થૂલ હોય, તેઓએ કૃશતા માટે મધયુક્ત જળનું અનુપાન સેવવું, તે ઉત્તમ ગણાય છે. ૩૨૧

આ સંબંધે પણ સુશ્રુત-સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાય-માં આમ લખે છે: 'सुरा कृशानां स्थूलानामनुपानं मधूदकम्-કૃશ થયેલાઓને સુરા-મદ્યનું અનુપાન અને સ્થૂલ-જાડા માણસોને કૃશતા કરનારું મધયુક્ત જળનું અનુપાન હિતકારી થાય છે.' ૩૨૧

**મદ્યરૂપ અનુપાનને યોગ્ય વ્યક્તિઓ**

अल्पाग्नीनामनिद्राणां तन्द्राशोकभयक्लमैः।
मद्यमांसोचितानां च मद्यमेवानुशस्यते ॥ ३२२॥

જેઓને નિદ્રા ઓછી આવતી હોય, અથવા બિલકુલ નિદ્રા જ ન આવતી હોય જેઓ ઘેનથી, શોકથી, ભયથી તથા ક્લમ-થાક કે ગ્લાનિથી યુક્ત થયા હોય અને જેઓ મદ્ય તથા માંસથી ટેવાયેલા હોય, તેઓ માટે તો મદ્ય જ (અનુપાન તરીકે) ઉત્તમ ગણાય છે. ૩૨૨

આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાય-માં આમ જ કહ્યું છે કે, 'मद्यं मद्योचितानां तु सर्वमांसेषु पूजितम्'-મદ્યથી જેઓ ટેવાયેલા હોય, તેઓ માટે તો સર્વ પ્રકારના માંસાહારો કર્યા પછી મદ્યનું જ અનુપાન ઉત્તમ ગણાય છે. ૩૨૨

**યોગ્ય અનુપાનનાં કર્મો તથા ગુણો**

अथानुपानकर्मगुणान् प्रवक्ष्यामः-अनुपानं तर्पयति, प्रीणयति, ऊर्जयति, बृंहयति पर्याप्तिमभिनिर्वर्तयति,
वमापा.
माशु

હવે અનુપાનનાં કર્મો તથા ગુણો અમે કહીશું; અનુપાન તૃપ્તિ ઉપજાવે છે, શરીરને તથા ઇંદ્રિયોને પ્રસન્ન કરે છે, (યોગ્ય) બળને વધારે છે, શરીરને પુષ્ટ બનાવે છે, ખાધેલા ખોરાકને આખા શરીરમાં ફેલાવે છે અથવા તૃપ્તિ કરે છે; ખાધેલા અન્નને ઢીલું કરે છે અથવા આમાશયમાં લઈ જઈ

તે પછી પક્વાશયમાં પહોંચાડે છે, ખાધેલા અન્નના સમુદાયને ભેદે છે—તોડી-વિદારી નાખે છે, (આહારમાં) કોમળતા પમાડે છે, ભીનાશ ઉત્પન્ન કરે છે, આહારને પચાવે છે, સુખકારક પરિણામીપણું અને તત્કાળ આખા શરીરમાં વ્યાપ્ત કરી પચાવી દેવાપણું ઉત્પન્ન કરે છે. ૩૨૩

### અનુપાનના વધુ ગુણો

अनुपानं हितं युक्तं तर्पयत्याशु मानवम् ।
सुखं पचति चाहारमायुषे च बलाय च ॥३२४॥

હિતકારક યોજેલું અનુપાન માણસને જલદી તૃપ્ત કરે છે, આહારને સુખપૂર્વક પચાવે છે અને આયુષ તથા બળ માટે હિતકારી થાય છે. ૩૨૪

અહીં યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં વધુ સ્પષ્ટતા કરે છે કે, હિતકારી અનુપાનનો યુક્તિથી જો પ્રયોગ કર્યો હોય તો માણસને તે તરત તૃપ્તિ ઉપજાવે છે; આહારને સુખેથી પચાવે છે; શરીર, ઈંદ્રિયો, અંતઃકરણ તથા આત્મારૂપ લક્ષણવાળા આયુષ માટે તથા બળ માટે હિતકારી થાય છે; આ સંબંધે પણ સૂત્રસ્થાનના ૨૭મા અધ્યાયમાં આમ લખે છે : 'सुखेन पाचयत्यन्नं रोचयत्यपकर्षति। अनुपानं मनुष्याणां सात्म्यतां च प्रयच्छति—અનુપાન, મનુષ્યોએ ખાધેલા ખોરાકને સુખેથી પચાવે છે; દોષોને કે મળોને બહાર ખેંચી કાઢે છે અને સાત્મ્યપણું આપે છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં અનુપાનના ગુણો આ પ્રમાણે લખ્યા છે— 'सर्वेषामनुपानानां माहेन्द्रं तोयमुत्तमम्, सात्म्यं वा यस्य यत् तोयं तत् तस्मै हितमुच्यते। उष्णं वाते कफे तोयं पित्ते रक्ते च शीतलम्। दोषवद् गुरु वा भुक्तमतिमात्रमथापि वा। यथोक्तेनानुपानेन सुखमन्नं प्रजीर्यति। रोचनं बृंहणं वृष्यं दोषसंघातभेदनम्। तर्पणं मार्दवकरं श्रमक्लमहरं सुखम्। दीपनं दोषशमनं पिपासाच्छेदनं परम्। बल्यं वर्णकरं सम्यगनुपानं सदोच्यते। तदादौ कर्शयेत् पीतं स्थापयेन्मध्यसेवितम् पश्चात्। पीतं बृंहयति तस्माद् वीक्ष्य प्रयोजयेत्॥ स्थिरतां गतमक्लिन्नमन्नमद्रवपायिनाम्। भवत्याबाधजननमनुपानमतः। पिबेत्'—આ વિષેના શ્લોકોમાં ભગવાન ધન્વન્તરિ પણ સ્વમુખે આમ કહે છે : 'સઘળાં અનુપાનોમાં અંતરિક્ષનું જળ ઉત્તમ અનુપાન ગણાય છે; અથવા જે જળ જે માણસને સાત્મ્ય કે પ્રકૃતિને અનુકૂળ કે માફક હોય, તે જળ તેના માટે હિતકારી કહેવાય છે. વાયુ કે કફ વધ્યો હોય તો ઉષ્ણ જળ અનુપાનરૂપે આપવું અને પિત્તની તથા રક્તની અધિકતા હોય તો શીતળ જળ આપવું હિતકારી છે; કોઈ માણસે દોષયુક્ત કે ગુરુ—ભારે ખોરાક ખાધો હોય અથવા વધુ પ્રમાણમાં ભોજન કર્યું હોય, તોપણ ઉપર જણાવેલ યોગ્ય અનુપાનથી એ ખોરાક સુખેથી બરાબર પચી જાય છે. યોગ્ય અનુપાન સર્વકાળ રુચિ ઉપજાવનાર, શરીરને પુષ્ટ કરનાર, વૃષ્ય-વીર્યવર્ધક, દોષોના સમુદાયને તોડનાર, તૃપ્તિકારક, શરીરમાં કોમળતા કરનાર, શ્રમ તથા ક્લમ—થાક કે ગ્લાનિને દૂર કરનાર, સુખકારક, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, દોષોને શમાવનાર, તરશને દૂર કરનાર, અત્યંત બળકારક તથા શરીરનો રંગ સારો કરનાર કહેવાય છે. તે અનુપાન ભોજનની પહેલાં પીધું હોય તો શરીરને કૃશ કરે છે, ભોજનની વચ્ચે પીધું હોય તો શરીરને સ્થિર બનાવે છે અને ભોજનની પાછળ પીધું હોય તો શરીરને પુષ્ટ બનાવે છે, માટે તે વિચારીને તેનો પ્રયોગ કરવો જોઈએ; જેઓ પ્રવાહી અનુપાન પીતા નથી, તેઓએ ખાધેલું અન્ન કોઠામાં સ્થિરતા પામીને તેમ જ ભીનાશને પણ નહિ પામીને પીડા ઉપજાવનારું થઈ પડે છે, માટે અનુપાન તો અવશ્ય પીવું જ જોઈએ.' ૩૨૪

### અનુપાનને અયોગ્ય વ્યક્તિઓ

नोर्ध्वाङ्गमारुताऽऽविष्टा न हिक्काश्वासकासिनः ।
न गीतभाष्याध्ययनप्रसक्ता नोरसि क्षताः ॥३२५॥
पिबेयुरुदकं भुक्त्वा, तद्धि कण्ठोरसि स्थितम् ।
स्नेहमाहारजं हत्वा भूयो दोषाय कल्पते ॥३२६॥

ઉપરનાં અંગોમાં કે હાંસડીથી ઉપરના ભાગોમાં જેઓ વાયુથી ઘેરાયા હોય, જેઓને હેડકી, શ્વાસ તથા ઉધરસ થયેલ હોય, જેઓ ગાવું, બોલવું તથા અધ્યયન કરવામાં આસક્ત થયા હોય અને જેઓ છાતીમાં ક્ષતથી યુક્ત હોય, તેઓએ ભોજન કર્યા પછી પાણીરૂપ અનુપાન પીવું ન જોઈએ; કારણ કે તેઓએ પીધેલું તે પાણીરૂપ અનુપાન કંઠમાં તથા છાતીમાં રહી જઈ તેમ જ આહારથી ઉત્પન્ન થતા સ્નેહમાં જઈને અથવા કંઠમાં તથા તથા છાતીમાં રહેલા આહારજન્ય રસનો નાશ કરી અતિશય વધુ પ્રમાણમાં દોષકારક થઈ પડે છે. ૩૨૫,૩૨૬

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ સ્પષ્ટતા કરે છે કે જેઓને ઉપરનાં કે હાંસડીથી ઉપરનાં અંગોમાં વાયુનો વિકાર થયો હોય તેઓએ જમીને જળરૂપ અનુપાન પીવું ન જોઈએ; તેમ જ જેઓને હેડકી, શ્વાસ કે ઉધરસ ઊપજ્યાં હોય; જેઓ ગાવામાં, બોલવામાં કે ભણવામાં અતિશય આસક્ત હોય એટલે કે ગાવાની, બોલવાની કે

ભણવાની ક્રિયાને જેઓ કરી રહ્યા હોય અને જેઓ છાતીમાં ક્ષત પામ્યા હોય, તેઓએ પણ જમીને જળનું અનુપાન પીવું ન જોઈએ; કેમ કે તેઓ જો અનુપાન પીએ છે, તો આ દોષ લાગુ થાય છે; તેઓએ પીધેલું અનુપાન ગળામાં તથા છાતીમાં રહીને તેમ જ આહારથી ઉત્પન્ન થતા સ્નેહમાં જઈને ઘણા વધુ પ્રમાણમાં દોષ ઉત્પન્ન કરનાર થઈ પડે છે; એટલે કે તેઓનું એ અનુપાન છાતીમાં તથા ગળામાં રહી જઈ આહારથી ઉત્પન્ન થતા સ્નેહમાં પહોંચી જઈને આમાશયને અતિશય ખરાબ કરે છે અને તે દ્વારા અભિષ્યંદ એટલે રસવાહી નાડીઓનું કફથી ભરાઈ જવું વગેરે ઘણા વિકારોને તે ઉત્પન્ન કરે છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં કહ્યું છે કે 'न पिबेच्छ्वासकासार्त्तो रोगे चाप्यूर्ध्वजत्रुजे। क्षतोरस्कः प्रसेकी च यस्य चोपहतः स्वरः। पीत्वाऽध्वभाष्याध्ययनगेयस्वप्नान् न शीलयेत्। प्रदूष्यामाशयं तद्धि तस्य कण्ठोरसि स्थितम्। स्यन्दाग्निसादच्छर्द्यादीनामयाञ्जनयेद् बहून्।'–જે માણસ શ્વાસથી તથા ઉધરસથી પીડાયો હોય તેણે અનુપાન પીવું નહિ; જેઓને હાંસડીથી ઉપરના ભાગમાં રોગ થયો હોય તેઓએ પણ અનુપાન પીવું નહિ, જેને ઉરઃક્ષતનો રોગ થયો હોય તેણે પણ અનુપાન પીવું નહિ, જેના મોઢામાંથી લાળો ઝર્યા કરતી હોય તેણે અનુપાન પીવું નહિ, જેનો સ્વર કે ઘાંટો બગડ્યો હોય તેણે પણ અનુપાન પીવું નહિ, તેમ જ અનુપાન કર્યા પછી માર્ગ-પરિશ્રમ કે બહુ ચાલવાનું કરવું નહિ, બહુ ઊંચા સ્વરે બોલવું નહિ, ભણવું નહિ, ગાવું નહિ કે નિદ્રા પણ કરવી નહિ; કેમ કે તેથી તે માણસના ગળામાં તથા છાતીમાં રહેલું તે અનુપાન આમાશયને ખરાબ કરી ત્યાં વાયુ આદિ દોષોને કોપાવીને કફનો સ્રાવ, અગ્નિની મંદતા તથા ઊલટી વગેરે ઘણા રોગોને ઉપજાવે છે.'

અહીં શ્રી ચક્રપાણિ પોતાની ટીકામાં આમ વધુ સ્પષ્ટતા કરે છે: 'અહીં જણાવેલ વ્યક્તિઓએ અનુપાન કરવું નહિ, એવો નિષેધ કર્યો છે, તેનું કારણ પણ અહીં મૂળમાં જ જણાવે છે, 'कण्ठोरसि स्थितम्'–તેઓએ કરેલું અનુપાન. તેઓના ગળામાં તથા છાતીમાં જ રહી જાય છે એટલે કે નથી ઉપર જતું કે નથી નીચે જતું; અને તે અનુપાન આહારથી ઉત્પન્ન થતા સ્નેહને પણ હણી નાખી વધુ પ્રમાણમાં દોષકારક થાય છે; અર્થાત્ વાયુરૂપી દોષને તે કરે છે; અને આહારના સ્નેહ દ્વારા વાયુનું જે શમન કરવું જોઈએ, તેના બદલે તે જળરૂપ અનુપાન આહારના સ્નેહનો નાશ કરી વધુ શીતળતાથી ઊલટો વાયુને કોપાવે છે. આ ઉપરથી કેટલાક આમ કહે છે કે જળમાં સ્નિગ્ધપણું હોવાથી સ્નેહન થવું જ ઘટે છે; વળી કેટલાક આમ પણ કહે છે કે, 'हनू हिंसागत्योः'–हन् ધાતુ હિંસા તથા ગતિ–એમ અર્થને સૂચવે છે, તો 'स्नेहं हत्वा' એ પાઠ રાખવામાં આવે તોપણ 'स्नेहं गत्वा' એટલે કે સ્નેહમાં જઈને એવો અર્થ પણ મળી રહે છે; તે પણ બરાબર નથી; કારણ કે સ્નેહયુક્તપણાને લીધે ઉપરનાં અંગોના વાયુ વગેરેનું હનન જ કહ્યું છે, તે વાયુના હનનનું અધિકરણ થાય છે; અથવા 'સ્નેહ' એટલે 'સાર' એવો અર્થ સમજાય છે; કારણ કે 'यस्माद् देहस्नेहपरिक्षयात्'–એ વાક્યમાં 'દેહના સ્નેહનો એટલે સારનો નાશ થવાથી' એમ 'સ્નેહ' શબ્દનો અર્થ–'સાર' એ પ્રમાણે કરેલો જોવામાં આવે છે; એ સારનો નાશ, તે અનુપાન રૂપ આહારનો સ્નેહ ગ્રહણ કરી લઈ ગળામાં તથા છાતીમાં રહીને નહિ પચવાથી કરે છે.' ૩૨૫,૩૨૬

### અન્નપાનના કથનનો ઉપસંહાર

अन्नपानैकदेशोऽयमुक्तः प्रायोपयोगिकः।
द्रव्यं तु न हि निर्देष्टुं शक्यं कार्त्स्न्येन नामभिः॥३२७॥

લગભગ ઉપયોગી અન્નપાનનો આ અમુક એક ભાગ જ અહીં કહ્યો છે; કારણ કે દ્રવ્યોનો સમગ્ર નામો દ્વારા નિર્દેશ કરવો શક્ય જ નથી.

યોગીન્દ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં આમ સમજાવે છે: 'જેનો ઉપયોગ લગભગ વધુ પ્રમાણમાં થઈ રહ્યો છે, તેવા અન્નપાનનો અમુક એક ભાગ જ રસ–વીર્ય આદિની સાથે અહીં કહેવામાં આવ્યો છે; કારણ કે દ્રવ્યોનાં સમગ્ર નામો બતાવીને નિર્દેશ કરવો, એ કોઈથી પણ બની શકે તેમ નથી; અર્થાત્ કોઈ પણ પુરુષ સમગ્ર દ્રવ્યોને નામો સાથે કદી દેખાડવા કદી સમર્થ જ થતો નથી; કારણ કે એ દ્રવ્યો અતિશય ઘણાં જ છે; એ જ કારણે અન્નપાનોમાં જેનો જેનો અતિશય વધુ પ્રમાણમાં ઉપયોગ કરાય છે, તેને તેને જ અહીં કહેલ છે. ૩૨૭

### નહિ કહેલાં દ્રવ્યોને જાણવાનો માર્ગ

यथा नानौषधं किंचिद्देशजानां वचो यथा।
द्रव्यं तत्तत्तथा वाच्यमनुक्तमिह यद्भवेत्॥३२८॥

કારણ કે કોઈ પણ દ્રવ્ય ઔષધ નથી, એવું છે જ નહિ; એટલે કે બધાં દ્રવ્યો ઔષધરૂપ જ છે; એ કારણે આ સંહિતામાં જે કોઈ દ્રવ્ય કહેલ નથી, તેને તે તે દેશમાં ઉત્પન્ન થયેલા લોકો જે પ્રમાણે કહેતા હોય, તે પ્રમાણે કહેવું જોઈએ. ૩૨૮

યોગીન્દ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં વધુ આમ

સમજાવે છે: 'જે દ્રવ્યો અહીં કહેવાયાં નથી, તેઓને કયા પ્રકારે જાણવાં? સર્વ દ્રવ્યો ઔષધરૂપ તો છે જ, તો એ દ્રવ્યોને જાણવાનો માર્ગ કયો છે? આ પ્રશ્નનો ઉત્તર અહીં કહે છે: વૈદ્યો માને છે કે આ જગતમાં જે કંઈ દ્રવ્ય ઉત્પન્ન થાય છે, તે ઔષધ નથી, એવું તો હોતું જ નથી; તો જે જે દ્રવ્ય અહીં કહ્યાં નથી, તે તે દ્રવ્યને તે તે દેશમાં ઉત્પન્ન થતા લોકો જે નામે કહેતા હોય અને તે તે દ્રવ્યોનાં જે જે ગુણકર્મો જે પ્રમાણે કહેતા હોય તે ઉપરથી તે તે દ્રવ્યોનું સ્વરૂપ કહેવું જોઈએ; અર્થાત્ તે તે દ્રવ્યોનું સ્વરૂપ તે તે દેશના લોકો પાસેથી જ જાણી લેવું તે યોગ્ય છે. ૩૨૮

**દ્રવ્યોનાં ગૌરવ તથા લાઘવ જાણવા વિષે**

**चरः शरीरावयवाः स्वभावो धातवः क्रिया ।**
**लिङ्गं प्रमाणं संस्कारो मात्रा चास्मिन् परीक्ष्यते ॥३२९॥**

**(હરકોઈ પ્રાણીનો) ચર એટલે દેશ તથા આહાર, શરીરના અવયવો, સ્વભાવ, (શરીરની) ધાતુઓ, ક્રિયા, લિંગ–સ્ત્રીલિંગ, પુલિંગ કે નપુંસકલિંગ, પ્રમાણ કે માપ, સંસ્કાર તથા માત્રા (એ બધું), આ અન્નપાનવિધિ વિષે (ગૌરવ–લાઘવ જાણવા માટે વૈદ્યો વડે) પરીક્ષા કરાય છે. ૩૨૯**

યોગીન્દ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં આમ વધુ સમજાવે છે: 'આ અન્નપાનવિધિ વિષે ગૌરવ–લાઘવ જાણવા માટે આ માર્ગ છે: આ અન્નપાન-વિધિ વિષે વૈદ્યો ચરની એટલે કે હરકોઈ પ્રાણીના દેશની તથા આહારની પણ પરીક્ષા કરે છે; હરકોઈ પ્રાણીના શરીરના અવયવો–સાથળ, માથું વગેરેની પણ પરીક્ષા કરે છે; સ્વભાવ એટલે કયું પ્રાણી કેવા સ્વભાવનું છે, માંસાહારી છે કે ઔષધી–વનસ્પતિનો આહાર કરવાના સ્વભાવવાળું છે, એ પણ પરીક્ષા કરે છે. વળી રસ–રક્ત આદિ ધાતુઓની પણ પરીક્ષા કરાય છે; કયું પ્રાણી કઈ ક્રિયા કે કયું કર્મ કેટલા પ્રમાણમાં કરે છે, તેની પણ પરીક્ષા કરાય છે; કયું પ્રાણી કયા લિંગનું કે કઈ જાતિનું છે, તેની પણ પરીક્ષા કરાય છે; કયું પ્રાણી કેટલા પ્રમાણનું છે, મોટા પ્રમાણનું છે કે નાના પ્રમાણનું છે, તેની પણ પરીક્ષા કરાય છે; કયા અન્નપાનનો કઈ રીતે સંસ્કાર કરાય છે; કયું અન્નાદિ કયા પ્રકારે પકવાય વગેરે સંસ્કારની પણ તેમાં પરીક્ષા કરાય છે; તેમ જ કયાં અન્નપાનની કેટલી માત્રા કે કેટલું પ્રમાણ ઉપયોગમાં લેવાય છે, એ બધાંની બરાબર પરીક્ષા કર્યા પછી તે અન્નપાનનું ગૌરવ–લાઘવ કે ભારેપણું અથવા હલકાપણું કહી શકાય છે.'

શ્રી ગંગાધર અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં હવે માંસનું ઉત્પત્તિસ્થાન મૃગો તથા પક્ષીઓ વગેરેના પ્રથમ કહેલા કરતાં વિશેષ ગુણો કહેવાનું કારણ કહે છે: આ અનુપાનવિધિમાં (કે અન્નપાનવિધિમાં) પ્રથમ 'चरति अस्मिन् इति चरः'–चरणशीलदेशः भक्षणं च જ્યાં પ્રાણીઓ ફરે છે, અવરજવર કરે છે તે દેશ તથા તેઓનો ખોરાક કે ચારો પણ સમજાય છે; (કેમ કે આ 'चर' શબ્દમાં રહેલ 'चर' 'गतिभक्षणयोः'–चर् ધાતુ જવું તથા ખાવું, એ બેય અર્થમાં વપરાય છે: શ્રીચક્રપાણિ પણ 'चर्यते इति चरः'–देशो भक्ष्यं चेति सामान्येन गृह्यते. 'चर' શબ્દનો અર્થ દેશ તથા ચારો કે ખોરાક, એમ સામાન્ય રીતે લઈ શકાય છે. એમ કહે છે); એટલે તે 'चर'ની પણ પરીક્ષા કરાય છે; તેમ જ શરીરના અવયવો–મસ્તક, ખાંધ વગેરેની પણ પરીક્ષા કરાય છે; વળી આ પ્રાણી માંસાહાર કરવાના સ્વભાવવાળું છે કે માંસાહાર કરવાના સ્વભાવવાળું નથી, એમ તેના સ્વભાવની પણ આ અનુપાનવિધિમાં કે અન્નપાનવિધિમાં પરીક્ષા કરાય છે; રસ, રક્ત આદિ ધાતુઓ, નિરંતરનાં ગમન–આગમન આદિરૂપ ક્રિયા, પુરુષલિંગ આદિ લિંગો, લાંબું–વગેરે પ્રમાણ કે માપ, રાંધવું વગેરે સંસ્કારોમાં જે પ્રકારો કે રીતિઓ હોય છે, તેની અને અગ્નિના બળની જેમાં ખાસ જરૂરિયાત જોવાય છે, તે દ્રવ્યના પરિમાણ-રૂપ માત્રાની પણ આ અનુપાનવિધિ કે અન્નપાન-વિધિ અથવા શ્રી ચક્રપાણિના મતે અન્નપાનના ગુણોના અધિકરણમાં પરીક્ષા કરાય છે.' ૩૨૯

**ઉપર પ્રથમ જણાવેલાં 'ચર'નું વિવરણ**

**चरोऽनूपजलाकाशधन्वाद्यो भक्ष्यसंविधिः ।**
**जलजानूपजाश्चैव जलानूपचराश्च ये ॥ ३३० ॥**
**गुरुभक्ष्याश्च ये सत्त्वाः सर्वे ते गुरवः स्मृताः ।**
**लघुभक्ष्यास्तु लघवो धन्वजा धन्वचारिणः ॥ ३३१ ॥**

**અનૂપ–જલપ્રાય પ્રદેશ, જલરૂપ પ્રદેશ, આકાશરૂપ પ્રદેશ તથા ધન્વ–નિર્જળ કે જાંગલ-પ્રદેશ; તે 'चर'; તેમ જ એ પ્રદેશમાં કરાતો ભક્ષ્ય કે આહારવિધિ–અથવા ચારો કે ખોરાક જે ખવાતો હોય તે પણ અહીં 'चर' કહેવાય છે; જેમ કે તે ઉપરથી જે પ્રાણીઓ જળમાં ઉત્પન્ન થયાં હોય, અથવા અનૂપ–જલપ્રાય પ્રદેશ-માં ઉત્પન્ન થયાં હોય, અથવા જેઓ જલચર હોય કે અનૂપ–જલપ્રાય પ્રદેશમાં ફરનારાં હોય, તેમ જ જેઓ ગુરુ એટલે પચવામાં ભારે હોય**

એવો આહાર ચરતાં હોય છે કે ખાતાં હોય, તે બધાં પ્રાણીઓ ગુરુ-ભારે હોય છે; અને જેઓ ધન્વ-જાંગલ પ્રદેશમાં તથા આકાશ પ્રદેશમાં ઉત્પન્ન થઈને ત્યાં જ ફરનારાં હોય તેમ જ લઘુ-હલકો ચારો કે આહાર ચરનારાં કે ખાનારાં હોય, તે બધાં પ્રાણીઓ લઘુ હોય છે. ૩૩૦,૩૩૧

શ્રી ચક્રપાણિ લખે છે કે, 'અહીં 'ચર' શબ્દનું વિવરણ કરે છે. તેમાં અનૂપ, જલ, આકાશ તથા ધન્વ આદિ. એમ કહીને તે તે પ્રદેશોમાં જે ગતિ કે અવરજવર કરાય છે, તે રૂપી 'ચર' કહેવાય છે; અને 'ભક્ષ્યસંવિધિ' એમ કહીને ભક્ષ્ય-ખોરાક કે ચારો, એ પણ 'ચર' કહેવાય છે; એ વિષેનાં ઉદાહરણો પણ અહીં મૂળમાં જ આપે છે; તેમાં જલજ પ્રાણી તથા અનૂપ જ પ્રાણીઓ કહીને તે ઉપરથી તેઓની જળમાં તથા અનૂપ પ્રદેશમાં કેવળ ગતિ જ બતાવી છે; કેમ કે જળ વગેરેમાં જેઓ જન્મ્યાં હોય તેઓ લગભગ બીજે રહેતાં જ નથી; પરંતુ કેટલાંક પ્રાણીઓ એવાં પણ હોય છે. કે જેઓ જન્મ્યાં હોય બીજે સ્થળે છતાં બીજે સ્થળે પણ ફરે છે; જેમ કે કાગડા વગેરે પક્ષીઓ તથા મદ્‌ગુ વગેરે જલચરો જન્મે છે. બીજે સ્થળે છતાં બીજે સ્થળે પણ તેઓ ફરે છે; તેઓનું ગ્રહણ કરવા માટે જ અહીં મૂળમાં પ્રથમ 'जलजानूपजाश्च' એમ કહીને ફરી કહે છે કે 'जलानूपचराश्च ये' આ ઉપરથી સામાન્ય રીતે જેઓ જળમાં જ રહે છે, તેઓને 'જલચર' તરીકે જાણવાં; અને જેઓ અનૂપ-જલપ્રાય આદિ પ્રદેશમાં રહે છે; તેઓને 'અનૂપચર' આદિરૂપે પણ જાણવા; તેમ જ 'ભક્ષ્ય'રૂપ 'ચર' ઉપરથી જે ગુણ ગ્રહણ કરવાનો છે, તે 'गुरुभक्ष्याश्च' ઇત્યાદિ કહીને સમજાવેલ છે. છેલ્લે 'धन्वजा धन्वचारिणः' એમ કહ્યું છે; તેમાં 'च'કારનો લોપ દર્શાવીને આકાશચારી શ્યેન કે બાજપક્ષી વગેરેનું પણ કથન કર્યું નથી, છતા તેઓનું કથન સમજી લઈ તેઓનુ પણ લઘુપણું જણાવેલું જ છે; કેમ કે આકાશમાં લઘુપણું છે, તેથી તેમાં ફરનારાં શ્યેન આદિનુ પણ લઘુપણું જ સમજવાનું છે; છતાં અહીં કેટલાક આમ કહે છે કે આકાશમાં ફરનારાં પ્રાણીઓમાં ગુરુપણું કે લઘુપણું નિયમિત કે ચોક્કસ હોતું નથી એમ જણાવવા માટે જ અહીં મૂળમાં આકાશચારીઓનું ગ્રહણ કર્યું નથી; પરંતુ એમ કહેવું તે બરાબર નથી; કારણ કે જો એમ હોય તો 'वारोऽनूपजलाकाशधन्वाद्य.' એ પદમાં જે આકાશનું ગ્રહણ કરેલ છે, તે પ્રયોજનરહિત ગણાય; માટે આકાશચારી પ્રાણીઓનું લઘુપણું કહેવું, તે જ યોગ્ય છે.' ૩૩૦,૩૩૧

## શરીરના અવયવોની (ગુરુ-લાઘવ માટે) પરીક્ષા

शरीरावयवाः सक्थिशिरःस्कन्धादयस्तथा ।
सक्थिमांसाद् गुरुतरं स्कन्धक्रोडशिरस्पदम् ॥३३२॥
वृषणौ चर्म मेढ्रं च श्रोणिवृक्कौ यकृद् गुदम् ।
मांसाद् गुरुतरं विद्याद्यथास्वं मध्यमस्थि च ॥३३३॥

સાથળ, માથું, ખાંધ વગેરે શરીરના અવયવો છે; તેઓમાં સાથળના માંસ કરતાં સ્કંધ-ખાંધ, ક્રોડ-હૃદયસ્થાન તથા મસ્તક તથા પગ ઉત્તરોત્તર વધુવધુ ગુરુ-ભારે છે; તેમ જ બે વૃષણો, ચામડી, મેઢ્ર (એટલે મૂત્રેન્દ્રિય), કેડ, બે બુક્ક એટલે કૂખના બે ગોળા કે ગુર્દા, યકૃત તથા ગુદા એ બધાં માંસ કરતાં ઉત્તરોત્તર વધુ વધુ ગુરુ જાણવાં; તેમ જ દરેક પ્રાણીઓનો પોતપોતાનો મધ્યદેહ અને હાડકાં પણ ઉત્તરોત્તર વધુવધુ ગુરુ જાણવાં. ૩૩૨,૩૩૩

ગંગાધરનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુમાં આમ સમજાવે છે: 'શરીરના અવયવોમા સાથળના માંસ કરતાં ખાંધ વધારે ગુરુ છે, ખાંધ કરતાં હૃદયસ્થાન વધારે ગુરુ છે, તે હૃદયસ્થાન કરતાં મસ્તક વધારે ગુરુ છે અને મસ્તક કરતાં પગ વધુ ગુરુ છે; તેમ જ માંસ કરતાં બે વૃષણો વધારે ગુરુ છે, એ વૃષ્ણ કરતાં ચામડી વધુ ગુરુ છે, એ ચામડી કરતાં મેઢ્ર અથવા મૂત્રેન્દ્રિય વધુ ગુરુ છે, તે મેઢ્ર કરતાં શ્રોણી-કેડ કે કમરનો ભાગ વધુ ગુરુ છે, એ શ્રોણી કરતાં બે વૃક્ક-એટલે બે કુક્ષિગોલક વધુ ગુરુ છે, એ વૃક્ક કરતાં યકૃત વધુ ગુરુ છે અને યકૃત કરતાં ગુદાનો ભાગ વધુ ગુરુ છે; એમ માંસ કરતાં તે વૃષણ આદિને ઉત્તરોત્તર વધુવધુ ગુરુ-ભારે જાણવાં. તે જ પ્રમાણે પ્રાણીઓનો પોતપોતાનો મધ્યદેહ અને તેઓનાં હાડકાં એટલે હાડકાંનું માંસ હાડકાંનાં માંસ કે હાડકાંની મધ્યમાં રહેલ મજ્જા પણ ઉત્તરોત્તર ગુરુ જાણવાં; અર્થાત્ ગુદાના ભાગ કરતાં મધ્યદેહ વધારે ગુરુ છે અને તે મધ્યદેહ કરતાં હાડકાંનું માંસ વધુ ગુરુ છે, એમ જાણવું. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ લખ્યું છે: 'स्थानादिकृत मांसस्य गुरुलाघवमुपदेक्ष्यामः । तद् यथा-रक्तादिषु शुक्रान्तेषु धातुषूत्तरोत्तरास्तु गुरुतरा', तथा सक्थिक्रोडशिर.पादकरकटीपृष्ठचर्मकालेयकयकृदन्त्राणि ॥ 'शिर स्कन्ध कटीपृष्ठ सक्थिनी चात्मपक्षयोः । गुरु पूर्वं विजानीयाद् धातवस्तु यथोत्तरम् । सर्वस्य प्राणिनो देहे मध्यो गुरुदराहृतः । पूर्वभागो गुरुः पुंसामधोभागस्तु योषिताम् ।

उरोग्रीवं विहङ्गानां विशेषेण गुरु स्मृतम् । पक्षोत्क्षेपात् समो दृष्टो मध्यभागस्तु पक्षिणाम् । अतीव रूक्षं मांसं तु विहङ्गानां फलाशिनाम् । बृंहणं मांसमत्यर्थं खगानां पिशिताशिनाम् । मत्स्याशिनां पित्तकरं वातघ्नं धान्यचारिणाम् ॥–હવે સ્થાન વગેરેના લીધે માંસના ભારેપણાનો તથા હલકાપણાનો અમે ઉપદેશ કરીએ છીએ : જેમ રુધિરથી માંડી વીર્ય સુધીની ધાતુઓમાં ઉત્તરોત્તર વધુ વધુ ભારેપણું છે, તેજ પ્રમાણે સાથળો, બે ખભા, હૃદયસ્થાન, મસ્તક, પગ, હાથ, કેડ–કમર, પીઠ. ચામડી, કાલેયક, યકૃત–જમણાં પડખાંની ગાંઠ અને આંતરડાં ઉત્તરોત્તર એક એક કરતાં વધુ વધુ ભારે છે; ખભા કરતાં માથું વધુ ભારે છે, પીઠ કરતાં કમર વધુ ભારે છે. સાથળના ઉત્તર ભાગ કરતાં પૂર્વભાગ વધુ ભારે છે; રુધિરથી માંડી વીર્ય સુધીની ધાતુઓ ઉત્તરોત્તર ભારે છે; સર્વ પ્રાણીઓના શરીરનો મધ્યભાગ ભારે છે; પુરુષોનાં શરીરોનો ઉપરનો ભાગ ભારે છે અને સ્ત્રીઓનાં શરીરોનો નીચેનો ભાગ ગુરુ–ભારે હોય છે. પક્ષીઓની છાતી તથા ડોક વિશેષ ગુરુ–ભારે હોય છે: પરંતુ પાંખોના ફફડાવવાથી તેઓનો મધ્ય–ભાગ સમ એટલે નહિ વધુ ભારે કે નહિ વધુ હલકો હોય છે. ફળ ખાનારાં પક્ષીઓનું માંસ અત્યન્ત રૂક્ષ હોય છે. માંસ ખાનારાં પક્ષીઓનું માંસ અત્યન્ત પૌષ્ટિક હોય છે; માછલાં ખાનારાં પક્ષીઓનું માંસ પિત્તને કરનાર હોય છે અને ધાન્ય ખાનારાં પક્ષીઓનું માંસ વાયુનો નાશ કરનાર હોય છે,' વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગ–સંગ્રહના સૂત્રસ્થાનના ૭મા અધ્યાયમાં આમ જણાવ્યું છે : 'पुंस्त्रियोः पूर्वपश्चार्धे गुरुणी गर्भिणी गुरुः । लघुर्योषिच्चतुष्पात्सु विहङ्गेषु पुनः पुमान् । शिरःस्कन्धोरुपृष्ठस्य कट्याः सक्थ्नोश्च गौरवम् । तथामपक्वाशययोर्यथापूर्वं विनिर्दिशेत् । शोणितप्रभृतीनां तु धातूनामुत्तरोत्तरम् । मांसाद् गरीयो वृषणमेढ्रवृक्कयकृद्गुदम् ॥' પુરુષનો ઉપરનો અર્ધ ભાગ ગુરુ છે, સ્ત્રીનો નીચેનો અર્ધ ભાગ ગુરુ છે; ગર્ભિણી સ્ત્રી ભારે હોય છે; ચોપગાં પ્રાણીઓમાં સ્ત્રી જાતિ હલકી હોય છે. પક્ષીઓમાં પુરુષ જાતિ હલકી હોય છે. દરેક પ્રાણીનાં મસ્તક, ખાંધ, સાથળ, પીઠ, કેડ અને બન્ને સાથળોમાં છેલ્લાં છેલ્લાંથી પહેલાં પહેલાં વધારે ગુરુ–ભારે હોય છે; તેમ જ આમાશય તથા પક્વાશયમાં પણ પક્વાશય કરતાં આમાશય વધુ ગુરુ હોય છે; રુધિર વગેરે ધાતુઓમાં ઉત્તરોત્તર ભારેપણું હોય છે અને માંસ કરતાં વૃષણ, મેઢ્ર–મૂત્રેંદ્રિય, બે વૃક્ક એટલે કૂખના બે પડખાના બે ગોળા, યકૃત અને ગુદા, એને પણ ઉત્તરોત્તર ગુરુ જાણવાં. ૩૩૨,૩૩૩

### સ્વભાવથી ગુરુ-લઘુ-પરીક્ષા

स्वभावाल्लघवो मुद्गास्तथा लावकपिञ्जलाः ।
स्वभावाद् गुरवो माषा वराहमहिषास्तथा ॥३३४॥

મગ તથા લાવાં અને સફેદ તેતર કપિંજલ પક્ષીઓ સ્વભાવથી લઘુ–હલકાં હોય છે; તેમ જ અડદ અને વરાહ (ભૂંડ–ડુક્કર) તથા પાડા સ્વભાવથી ગુરુ–ભારે હોય છે. ૩૩૪

### ધાતુઓનું ગૌરવ, લાઘવ તેમ જ ક્રિયા ઉપરથી ગુરુ-લાઘવની પરીક્ષા

धातूनां शोणिताद्यानां गुरुं विद्याद्यथोत्तरम् ।
अलसेभ्यो विशिष्यन्ते प्राणिनो ये बहुक्रियाः ॥३३५॥

રુધિર વગેરે ધાતુઓને યથોત્તર ગુરુ જાણવી; અને આળસુ પ્રાણીઓ કરતાં ઘણી ક્રિયા કરનારાં જે પ્રાણીઓ હોય છે, તે વિશેષ (હલકાં) હોય છે. ૩૩૫

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: રુધિરથી માંડી વીર્ય સુધીની ધાતુઓમાં યથોત્તર ગુરુપણું જાણવું એટલે કે લોહી કરતાં માંસ ગુરુ છે, માંસ કરતાં મેદ ગુરુ છે, મેદ કરતાં અસ્થિ–હાડકાં ગુરુ છે, અસ્થિ કરતાં મજ્જા ગુરુ છે અને મજ્જા કરતાં વીર્ય ગુરુ છે. હવે ક્રિયા ઉપરથી ગુરુપણું તથા લઘુપણું પણ કહેવાય છે; જેમ કે બહુક્રિયા કરનારાં પ્રાણીઓ, થોડી ક્રિયા કરનારાં આળસુ પ્રાણીઓ કરતાં વધુ ઉત્તમ એટલે હલકાં હોય છે; એ જ પ્રમાણે અંગોમાં પણ થોડી ક્રિયા કરનારું અંગ ગુરુ–ભારે હોય છે અને ઘણી વધુ ક્રિયા કરનારું અંગ લઘુ હલકું હોય છે. આ સંબંધે પણ સુશ્રુતે સુત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'नादेया गुरवो मध्ये यस्मात् पुच्छास्यचारिणः। सरस्तडागजानां तु विशेषेण शिरो लघु। अदूरगोचरा यस्मात् तस्मादुत्सोदपानजाः। किंचिन्मुक्त्वा शिरोदेशमत्यर्थं गुरवस्तु ते। अधस्ताद् गुरवो ज्ञेया मत्स्याः सरसिजाः स्मृताः । उरोविचरणात् तेषां पूर्वमङ्गं लघु स्मृतम्–નદીનાં માછલાં પૂંછડાંથી તથા મોઢાંથી ગતિ કરવારૂપ ક્રિયા કરે છે, તેથી તેઓ મધ્યભાગમાં ગુરુ–ભારે હોય છે; સરોવરોનાં તથા તળાવનાં માછલાંનું માથું વધુ પ્રમાણમાં લઘુ–હલકું હોય છે; પહાડોનાં ઝરણાંનાં તથા નાનાં જલાશયોનાં માછલાં બહુ દૂર સુધી ગતિ કે ક્રિયા કરતાં નથી એટલે કે શરીરનો પરિશ્રમ ઘણો જ ઓછો કરે છે, તેથી તેઓના મસ્તકનો કંઈક થોડો ભાગ છોડીને આખા શરીરે તેઓ ગુરુ–ભારે હોય છે; મોટાં સરો–

-વરોમાં ઉત્પન્ન થતાં માછલાં તેઓના નીચેના ભાગમાં ગુરુ-ભારે કહેવાય છે; એટલે કે તેઓના નીચેના અવ-યવો ભારે હોય છે; કેમ કે તેઓ છાતીથી ગતિ કરે છે, તેથી તેઓના આગલા આગલા ભાગો એટલે કે છાતીની ઉપર ઉપરનાં અંગો હલકાં ગણાય છે.' ૩૩૫

### લિંગ તથા માપ ઉપરથી ગુરુ-લઘુ પરીક્ષા

गौरवं लिङ्गसामान्ये पुंसां स्त्रीणां च लाघवम् ।
महाप्रमाणा गुरवः स्वजातौ लघवोऽन्यथा ॥३३६॥

લિંગની સમાનતામાં એટલે કે સમાનજાતિમાં પુરુષોનું ગૌરવ કે ભારેપણું અને સ્ત્રીઓનું લાઘવ કે હલકાપણું જાણવું; તેમ જ સમાન જાતિમાં મોટા પ્રમાણવાળાં એટલે કે કદાવર શરીરવાળાં હોય તે ગુરુ-ભારે હોય છે અને નાનાં પ્રમાણનાં કે નાજુક શરીરવાળાં જે હોય છે, તેઓને લઘુ જાણવાં. ૩૩૬

યોગીંદ્રનાથ સેન અહીં વધુ આવી સ્પષ્ટતા કરે છે કે, 'અહીં સમાનજાતિમાં પુરુષોનું ગૌરવ તથા સ્ત્રીઓનું લાઘવ જે કહ્યું છે, તે ચોપગાં પ્રાણીઓ સંબંધે સમજવાનું છે; પક્ષીઓમાં તો એથી ઊલટું હોય છે એટલે કે સમાનજાતિના પક્ષીઓમાં પુરુષજાતનું હલકાપણું તથા સ્ત્રીજાતિનું ભારેપણું હોય છે; જેમ કે સુશ્રુતે કહ્યું છે: 'स्त्रियश्चतुष्पात्सु, पुमांसो विहङ्गेषु'-ચોપગાં પ્રાણીઓમાં સ્ત્રીજાતિ હલકી હોય છે અને પક્ષીઓમા પુરુષો હલકા હોય છે. બીજા તંત્રમાં હારીત પણ કહે છે: 'चतुष्पादेषु लघ्वी स्त्री, विहङ्गेषु लघु पुमान् ।'-ચોપગાં પ્રાણીઓમાં સ્ત્રી જાતિ હલકી હોય છે અને પક્ષીઓમાં પુરુષજાતિ હલકી હોય છે. તે પછી પ્રમાણ કે શરીરના માપ કે કદ ઉપરથી પણ ગૌરવ-લાઘવની પરીક્ષા કરાય છે, જેમ કે સમાન જાતિ કે એક જ જાતિનાં પ્રાણીઓમાં મોટાં-કદાવર શરીરવાળાં પ્રાણીઓ ગુરુ-ભારે હોય છે અને નાનાં પ્રમાણનાં શરીરવાળાં પ્રાણીઓ હલકાં હોય છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'एकजातीयाना महाशरीरेभ्य: कृशशरीरा: प्रधानतमा:' -એક જાતનાં પ્રાણીઓમાં મોટા જાડા શરીરવાળાઓ કરતાં કૃશ-પાતળાં શરીરવાળા અતિશય પ્રધાન શ્રેષ્ઠ હોઈ લઘુ-હલકાં ગણાય છે. ૩૩૬

### સંસ્કારથી ગૌરવ-લાઘવની પરીક્ષા

गुरूणां लाघवं विद्यात्संस्कारात्सविपर्ययम् ।
व्रीहेर्लाजा यथा च स्युः सक्तूनां सिद्धपिण्डकाः ॥३३७॥

(રંધાવું વગેરે) સંસ્કારથી ગુરુ પદાર્થોનું લઘુપણું વિપર્યય સાથે એટલે લઘુ પદાર્થોનું ગુરુપણું પણ જાણી શકાય છે; જેમકે વ્રીહિ કે ડાંગેર ધાન્ય ગુરુ છે, પરંતુ (ભૂંજવું કે શેકવું-એ) સંસ્કારથી તે વ્રીહિની થતી લાજ કે ધાણી લઘુ તૈયાર થાય છે; તેમ જ સાથવો લઘુ હોય છે, પરંતુ તેમાંથી (અગ્નિ દ્વારા કરેલ) સંસ્કારથી તૈયાર થતાં પીંડિયાં કે લાડુ ગુરુ-ભારે બને છે.

### માત્રાથી ગુરુ-લઘુની પરીક્ષા

अल्पादाने गुरूणां च लघूनां चातिसेवने ।
मात्रा कारणमुद्दिष्टं द्रव्याणां गुरुलाघवे ॥३३८॥
गुरूणामल्पमादेयं लघूनां तृप्तिरिष्यते ।
मात्रामपेक्षते द्रव्यं मात्रा चाग्निमपेक्षते ॥३३९॥

ગુરુ-દ્રવ્યો, થોડાં લેવાય કે સેવાય તો તેઓનું લઘુપણું થાય છે અને લઘુ દ્રવ્યોનું જો અતિ વધુ સેવન કરાય તો તેઓ ગુરુ-ભારે થાય છે; એમ તે ગુરુ-લઘુ દ્રવ્યોના લઘુ-ગુરુ-પણામાં તેઓની માત્રા એટલે કે ઓછું-વધતું પ્રમાણ એ જ કારણ તરીકે કહેલ છે; માટે ગુરુ-ભારે દ્રવ્યોનું અલ્પ-થોડા પ્રમાણમાં સેવન કરવું જોઈએ; (જેથી તે લઘુ બની તરત પચે છે;) અને લઘુ-હલકાં દ્રવ્યોનું જ્યાં સુધી તૃપ્તિ થાય, તેટલા પ્રમાણમાં જ સેવન કરવું, તે ઇષ્ટ ગણાય છે; કારણ કે (હરકોઈ ગુરુ-લઘુ) દ્રવ્ય, માત્રા એટલે ઓછા-વધતા પ્રમાણની જરૂરિયાત ધરાવે છે; અને તે માત્રા અગ્નિની અપેક્ષા રાખે છે-જરૂરિયાત ધરાવે છે-અર્થાત્ હરકોઈ ગુરુ-લઘુ દ્રવ્યની માત્રા કે પ્રમાણ, જઠરાગ્નિના બળ તરફ ધ્યાન આપીને યોજી શકાય છે. ૩૩૮,૩૩૯

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'અહીં માત્રાથી ગૌરવ-લાઘવની પરીક્ષા દર્શાવે છે: જે દ્રવ્યો સ્વભાવથી ગુરુ-એટલે પચવાં ભારે હોય છે, તેઓને અલ્પ-થોડા પ્રમાણમાં સેવવાં જોઈએ; તેમ જ જે દ્રવ્યો સ્વભાવથી લઘુ એટલે પચવામાં હલકાં હોય છે, તેઓનું માત્રા કે પ્રમાણથી વધુ સેવન કરાય તો, તેઓ સ્વભાવથી ગુરુ હોય છતાં લઘુ બને છે અને સ્વભાવથી લઘુ હોય છતાં ગુરુ-ભારે બને છે; એમ ગુરુ દ્રવ્યોનું થોડી માત્રાથી સેવન કરતાં લઘુપણું થાય છે અને લઘુ દ્રવ્યોનું અતિશય વધુ માત્રાથી સેવન કરતાં ગૌરવ કે ગુરુપણું થાય છે; તે લાઘવ-ગૌરવમાં

કેવળ તે તે દ્રવ્યોની માત્રા જ કારણ તરીકે કહેલ છે, પરંતુ તે તે દ્રવ્યોની પ્રકૃતિ તેમાં કારણ નથી. વળી હરકોઈ આહાર-દ્રવ્યની માત્રા (જઠરના) અગ્નિના બળની અપેક્ષા કે જરૂરિયાત ધરાવે છે; તેમ જ આહારદ્રવ્યની પણ અપેક્ષા કે જરૂરિયાત ધરાવે છે, એ વાત પ્રથમ 'માત્રાશિતીય' નામના પાંચમા અધ્યાયમાં દર્શાવેલ છે; એ જ વાત હજી અહીં પણ જણાવે છે કે, જે દ્રવ્યો સ્વભાવથી જ ગુરુ એટલે પચવામાં ભારે હોય છે, તેઓની અલ્પમાત્રા લેવી જોઈએ એટલે કે ત્રણ ભાગ જેટલી તૃપ્તિ થાય, તેટલું જ તે ગુરુદ્રવ્યનું સેવન કરવું જોઈએ; અર્થાત્ તૃપ્તિનો એક ભાગ ઓછો રાખી ત્રણ ભાગની તૃપ્તિ સુધી તે દ્રવ્ય સેવવું જોઈએ; તેમ જ જે દ્રવ્ય સ્વભાવથી લઘુ એટલે પચવામાં હલકાં હોય, તેઓનું સેવન પૂરેપૂરી તૃપ્તિ થાય ત્યાં સુધી જ કરી શકાય છે; એમ આ માત્રા, આહાર દ્રવ્યના ગૌરવ-લાઘવની અપેક્ષા રાખે છે. તે કહેવામાં આવ્યું; તેમ જ એ માત્રા, જઠરાગ્નિના બળની પણ અપેક્ષા રાખે છે. તે હવે અહીં મૂળમાં ૩૩૯ મા શ્લોકના ઉત્તરાર્ધમાં જણાવે છે કે હરકોઈ દ્રવ્ય, સ્વભાવથી જે ગુરુ-ભારે હોય કે સ્વભાવથી લઘુ-હલકું હોય, તે જઠરાગ્નિના બળની અપેક્ષા એટલે જરૂરિયાત રાખે છે; અર્થાત્ તે તે દ્રવ્યની માત્રા જઠરાગ્નિના બળ ઉપર આધાર રાખે છે; એટલે કે માણસનો ખોરાક જેટલા પ્રમાણનો હોય, તેટલા જ પ્રમાણમાં તે જો લેવાય, તો તે તેની પ્રકૃતિને બગાડ્યા સિવાય, યોગ્ય સમયે પચી જાય છે; માટે તેટલા પ્રમાણમાં જ તે માણસે ખોરાક લેવો જોઈએ, એમ તેના ખોરાકની તે માત્રાનું પ્રમાણ જાણી લેવું જોઈએ; આ વિષે ચરકે શ્લોકસ્થાનના ૫ મા અધ્યાયમાં કહ્યું છે.

### જઠરાગ્નિ જ જીવનનું મૂળ છે

બલમારોગ્યમાયુશ્ચ પ્રાણાશ્ચાગ્નૌ પ્રતિષ્ઠિતાઃ ।
અન્નપાનેન્ધનૈશ્ચાગ્નિર્દીપ્યતે શામ્યતેઽન્યથા ॥૩૪૦॥

(પ્રાણીમાત્રનાં બળ, આરોગ્ય, આયુષ તથા પ્રાણ (તેઓના જઠરના) અગ્નિના આધારે પ્રતિષ્ઠા પામ્યાં છે-ટકી રહ્યાં છે; તે અગ્નિ, અન્નપાનરૂપ ઈંધણાંથી પ્રદીપ્ત રહે છે; નહિ તો એટલે કે તે અન્નપાનરૂપ ઈંધણાં વિના તે અગ્નિ શાંત થઈ જાય છે-ઓલવાઈ જાય છે. ૩૪૦

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સ્પષ્ટતા લખે છે: 'એકંદરે પ્રાણી માત્રનું બળ, આરોગ્ય, આયુષ તથા પ્રાણ, તેના જઠરાગ્નિને જ અધીન રહેલ છે; આખા દેહના ધારણ-પોષણનું મૂળ, દરેક પ્રાણીનો જઠરાગ્નિ છે; અને તે જઠરાગ્નિ પણ યોગ્ય પ્રમાણમાં સેવાતાં ખોરાક-પાણીરૂપી ઈંધણાં કે કાષ્ઠોથી જ પ્રજ્વલિત રહ્યા કરે છે; નહિ તો એટલે કે યોગ્ય પ્રમાણમાં તે ખોરાક-પાણીરૂપી ઈંધણાં કે કાષ્ઠ તેને જો ન મળે તો તે જઠરાગ્નિ શમી જાય છે; એમ આ ચરક પોતે જ ચિકિત્સાસ્થાનના ૧૫ મા અધ્યાયમાં કહેશે કે 'आयुर्वर्णो बलं स्वास्थ्यमुत्साहोपचयौ प्रभा । ओजस्तेजोऽग्नयः प्राणाश्चोक्ता देहाग्निहेतुकाः । शान्तेऽग्नौ म्रियते युक्ते चिरं जीवत्यनामयः । रोगी स्याद् विकृते मूलमग्निस्तस्मान्निरुच्यते- દરેક પ્રાણીનું આયુષ, શરીરનો રંગ, બળ, સ્વસ્થતા, ઉત્સાહ, શરીરની પુષ્ટિ, કાન્તિ, ઓજસ, તેજ, અગ્નિ તથા પ્રાણોનું મૂળ કારણ દેહનો અગ્નિ છે; એ અગ્નિ જો શમી જાય તો પ્રાણી મરી જાય છે; યોગ્ય પ્રમાણમાં જો રહ્યા કરે તો પ્રાણી નીરોગી રહી લાંબો કાળ જીવે છે, પરંતુ એ જઠરાગ્નિ જો વિકૃત થાય કે તેના પ્રમાણથી ઓછો-વધતો થાય, તો પ્રાણી રોગી બને છે; માટે દરેક પ્રાણીના જીવનનું મૂળ તેનો જઠરાગ્નિ જ કહેવાય છે.' ૩૪૦

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં વ્યાકરણદૃષ્ટિએ વધુ આમ સમજાવે છે કે, 'આ શ્લોકમાં 'शाम्यते' ક્રિયાપદ મૂકેલ છે, તેમાં 'शम्' ધાતુ પરસ્મૈપદી હોવા છતાં અહીં તેનો 'शाम्यते' એમ આત્મનેપદ-પ્રયોગ કર્યો છે, તે 'तिङोऽपि तङमिच्छन्ति परस्मैपदिनां क्वचित्'- પરસ્મૈપદી ધાતુ હોવા છતાં તેઓને મહર્ષિઓ, કોઈ સ્થળે આત્મનેપદી તરીકે પણ વાપરે છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'જઠરનો અગ્નિ જે પ્રમાણે બળ ધરાવતો હોય, તેને અનુસરીને જ આહારદ્રવ્યની માત્રા કરવી જોઈએ, એમ ઉપરના શ્લોકોમાં કહેવાયું. તેમાં કારણ શું છે? એ પ્રશ્નનો ઉત્તર અહીં આપેલો છે: જઠરાગ્નિના બળ તરફ ધ્યાન આપીને ઉપર જણાવેલ છે, તે પ્રમાણે યોગ્ય માત્રાએ આહારદ્રવ્યનું સેવન કરવાથી જઠરનો અગ્નિ નાશ પામતો નથી અને તેથી જ બળ વગેરે બરાબર જળવાઈ રહે છે, એવો ભાવ અહીં સૂચિત કર્યો છે. જેમ પ્રજાઓ રાજાના આશ્રયે વ્યવસ્થિત રીતે ટકી રહે છે, તેમ પ્રાણીઓનાં બળ, આરોગ્ય, આયુષ તથા પ્રાણો, જઠરના અગ્નિના આશ્રયે ટકી રહે છે-તે અગ્નિને જ અધીન થઈને રહે છે. અહીં મૂળમાં રહેલ 'प्राणाः' પદનો અર્થ, શરીરમાં સંચાર કરતા બધા વાયુઓ એ પ્રમાણે કરાય છે; અથવા 'प्राणाः' એ પદનો અર્થ, 'શંખ' આદિ દશ પ્રાણો, એમ પણ થઈ શકે છે. અન્નપાનને અહીં ઈંધણાં કહ્યાં છે, તેમાં અભિપ્રાય આ છે કે,

ખરી રીતે અન્નપાન-એ ઇંધણાં નથી, પરંતુ બાહ્ય અગ્નિને જેમ ઇંધણાં-કાષ્ઠો પ્રજ્વલિત રાખે છે, તેમ જઠરના અગ્નિને પ્રજ્વલિત રાખવામાં તે અન્નપાન ઇંધણાં જેવું જ કામ કરે છે. ૩૪૦

**ઉપર્યુક્ત ગુરુ-લાઘવના વિચારને યોગ્ય વ્યક્તિઓ**

गुरुलाघवचिन्तेयं प्रायेणाल्पबलान् प्रति ।
मन्दक्रियाननारोग्यान् सुकुमारान् सुखोचितान् ॥३४१

જેઓનાં બળ લગભગ અલ્પ-ઓછાં હોય, જેઓ લગભગ ઓછું કામ કરતા હોય, જેઓનો જઠરાગ્નિ મંદ હોય, જેઓનું આરોગ્ય લગભગ ઓછું હોય, જેઓ ઘણા જ કોમળ અને સુખથી ટેવાયેલા કે સુખિયા હોય, તેઓને ઉદ્દેશીને આ-ઉપર જણાવ્યા પ્રમાણે ગૌરવ-લાઘવનો વિચાર કરવો જરૂરી છે. ૩૪૧

**ઉપર્યુક્ત ગુરુ-લાઘવ-વિચારની જરૂર વિનાની વ્યક્તિઓ**

दीप्ताग्नयः खराहाराः कर्मनित्या महोदराः ।
ये नराः प्रति तांश्चिन्त्यं नावश्यं गुरुलाघवम् ॥३४२॥

પરંતુ જે લોકોના જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, જેઓ ખૂબ કઠોર આહાર ખાઈને પચાવી શકતા હોય, જેઓ કાયમ ખૂબ કામ કરતા હોય અને જેઓનાં પેટ મોટાં હોય એટલે કે જેઓ ખૂબ ખાઈને તે પચાવી શકતા હોય, તેઓને ઉદ્દેશી આ ગુરુ-લાઘવનો વિચાર આવશ્યક નથી. ૩૪૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં ઉપરના બે શ્લોકો વિષે આમ વધુ સમજૂતી આપે છે: 'ચર' આદિ પરીક્ષાનાં સાધનો દ્વારા આહારદ્રવ્યોનાં ગુરુ-લાઘવ-સંબંધે જે આ ચિંતન કે વિચાર કરવા સૂચવ્યું છે, તે જે લોકોની ક્રિયા, જઠરાગ્નિ તથા આરોગ્ય લગભગ ઓછાં હોય, એટલે કે જેઓ કામ કરવામાં આળસુ હોય, જેઓનો જઠરાગ્નિ પ્રદીપ્ત ન હોય અને જેઓ રોગી હોય, તેમ જ જેઓનાં શરીર કોમળ હોય અને જેઓ સુખિયા હોય, તેઓને જ ઉદ્દેશી આ ગુરુ-લાઘવચિંતન કરવું જરૂરી છે; પરંતુ જેઓના જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, જેઓનાં ખોરાકનાં દ્રવ્યો કઠોર હોય, જેઓ આળસુ ન હોય તેથી સર્વ કાળ કામ કરવામાં તત્પર રહેતા હોય અને જેઓ ખૂબ મોટાં પેટવાળા હોઈ ખૂબ આહાર ખાઈ શકતા હોય, તેઓને ઉદ્દેશી આ ગુરુ-લાઘવનો વિચાર આવશ્યક નથી; આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં આમ લખ્યું છે: 'मन्दकर्मानलारोग्याः सुकुमाराः सुखोचिताः । जन्तवो ये तु तेषां हि चिन्त्यैष परिकीर्तिता ॥ बलिनः खरभक्ष्या ये ये च दीप्ताग्नयो नराः । कर्मनित्याश्च ये तेषां नावश्यं परिकीर्त्यते ॥'—જેઓ ઓછાં કામ કરતા હોય કે જેઓ શારીરપરિશ્રમ ઓછો કરતા હોય, જેઓનો જઠરાગ્નિ મંદ હોય અને જેઓનું આરોગ્ય બરાબર ન હોય, જેઓ કોમળ હોય અને સુખથી ટેવાયેલા કે સુખિયા હોય, તેઓના સંબંધમાં આ આહારદ્રવ્યોનું ગૌરવ કે લાઘવ વિચારવું જરૂરી કહેલ છે, પરંતુ જેઓ બળવાન હોય, જેઓના ખોરાક ખૂબ કઠોર હોય, જેઓના જઠરાગ્નિ અત્યંત પ્રદીપ્ત હોય અને જેઓ કાયમ કામ કરતા હોય તેવા લોકો માટે આ ગુરુ-લાઘવનો વિચાર જરૂરી નથી.'

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે કે જેઓમાં બળ ઓછું હોય છે, તેઓમાં જઠરાગ્નિની મંદતા જ કારણ છે, એમ સૂચિત કર્યું છે; જેઓનો આહાર કઠોર હોય છે, એટલે કે અતિશય કઠિન આહારને પણ પચાવી દેવાનું જેઓમાં સામર્થ્ય હોય છે, એમ જણાવવા માગે છે; જેઓનાં પેટ મોટાં હોય છે, એટલે કે પેટમાં મેદનું ઘણું જ રોકાણ હોય છે, તેથી તેઓનો જઠરાગ્નિ ઘણો જ મોટો હોય છે, તેથી તેઓ ખૂબ ખાઈ શકે છે અને તેને પચાવી પણ શકે છે, છતાં 'नावश्यं चिन्त्यम्' એમ મૂળમાં લખે છે, તે ઉપરથી સૂચન કર્યું છે કે જેઓનો જઠરાગ્નિ ભલે બળવાન હોય, તેઓના સંબંધે પણ થોડા પ્રયોજન પૂરતું ગુરુ-લાઘવનું ચિંતન જરૂરી તો છે જ; કારણ કે પ્રદીપ્ત અગ્નિવાળા લોકો પણ ગુરુદ્રવ્યનો આહાર કાયમ સેવતા હોય તો તેઓના જઠરાગ્નિનું તે પ્રતિપક્ષ કે વિરુદ્ધ તો અવશ્ય થાય જ છે; કેમ કે ગુરુદ્રવ્યનો સ્વભાવ જ છે કે તે જઠરાગ્નિનું વિરોધી હોય જ છે.' ૩૪૨

**હિતકારી અન્નપાનથી જ જઠરાગ્નિ જળવાય**

हिताभिर्जुहुयान्नित्यमन्तरग्निं समाहितः ।
अन्नपानसमिद्भिर्ना मात्राकालौ विचारयन् ॥३४३॥

પ્રત્યેક મનુષ્યે બરાબર સાવધાન અથવા એકાગ્રચિત્ત રહીને માત્રા તથા કાળનો વિચાર કરતા રહેવું અને હંમેશાં હિતકારી અન્નપાનરૂપી સમિધોથી અથવા હોમકાષ્ઠોથી જ અંદરના જઠરાગ્નિમાં હોમ કર્યા કરવો જોઈએ. ૩૪૩

અર્થાત્ બળવાન માણસે પણ જેમ તેમ વની જેવાં તેવાં અહિતકારી અન્નપાનનું સેવન કરવું, તે લાંબાકાળે પણ તેને નુકસાન કરે છે, એમ સૂચવવા માટે જ અહીં કાયમ પ્રત્યેક મનુષ્યે હિતકારી જ અન્નપાન રૂપી હોમ-

કાષ્ઠોથી જઠરાગ્નિને સતત પ્રદીપ્ત રાખવો જરૂરી છે. ૩૪૩

**પથ્ય અન્નપાન સેવનારને રોગો થતા નથી**

आहिताग्निः सदा पथ्यान्यन्तराग्नौ जुहोति यः ।
दिवसे दिवसे ब्रह्म जपत्यथ ददाति च ॥ ३४४ ॥
नरं निःश्रेयसे युक्तं सात्म्यज्ञं पानभोजने ।
भजन्ते नामयाः केचिद्भाविनोऽप्यन्तरादृते ॥३४५॥

જે મનુષ્ય આહિતાગ્નિ અથવા જેણે અગ્નિહોત્ર લીધું હોય એવા અગ્નિહોત્રી બ્રાહ્મણની પેઠે સર્વકાળ પથ્ય–હિતકારી અન્નપાનરૂપ હોમદ્રવ્યોને અંદરના જઠરાગ્નિમાં સર્વકાળ હોમ્યા કરે છે, દરરોજ બ્રહ્મજાપ જપે છે અને દાન પણ આપ્યા કરે છે, તેવા નિઃશ્રેયસ કે નિશ્ચયાત્મક કલ્યાણમાં જોડાઈ રહેતા અને પાન વિષે તથા ભોજન વિષે સાત્મ્યનું જ્ઞાન ધરાવતા તે મનુષ્યમાં અવકાશ નહિ મળવાના કારણે વર્તમાનકાળમાં કોઈ પણ રોગો થતા નથી તેમ જ ભવિષ્યમાં પણ કોઈ રોગ થવાનો સંભવ રહેતો નથી. ૩૪૪,૩૪૫

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: 'જેણે અગ્નિહોત્ર લીધું હોય, તેવો અગ્નિહોત્રી બ્રાહ્મણ, પોતાના અગ્નિહોત્ર કર્મના અગ્નિને બરાબર યુક્તિપૂર્વક જેમ જાળવી રાખે છે, તે જ પ્રમાણે જે મનુષ્ય પોતાના જઠરાગ્નિને વ્યવસ્થિત જાળવી રાખીને તેમાં પથ્ય–હિતકારી અન્નપાનરૂપી હોમદ્રવ્યો હમેશાં હોમ્યા કરે; તેમ જ 'ॐ इति एकाक्षरं जपति'–ૐકારરૂપ એકાક્ષર બ્રહ્મનો જપ કર્યા કરે છે અને દાન આપ્યા કરે છે, એવા પોતાનું કલ્યાણ કરવા જોડાઈ રહેતા અને પાન તથા ભોજનમાં સાત્મ્યનું જ્ઞાન ધરાવતા તે મનુષ્યને કોઈ પણ રોગો કદી થતા નથી; કારણ કે તેને રોગ થવાનો કોઈ અવકાશ કે પ્રસંગ જ રહેતો નથી; કેમ કે હરકોઈ મનુષ્ય હિતકારક અન્નપાનનું સેવન કરવામાં તત્પર રહેતો હોય, તેના વિષે દાખલ થવા માટે કોઈ પણ રોગ અવકાશ કે જગ્યા મેળવી જ શકતો નથી; એ માણસને વર્તમાન કાળમાં કે ભવિષ્યમાં પણ રોગ થવાનો સંભવ જ રહેતો નથી.'

શ્રી ગંગાધર અહીં કંઈ વધુ ઊંડાણમાંથી સમજાવે છે: 'કાયમ ચિત્તની સાવધાની ધરાવતો–સમાહિત અથવા સમાધિમાન પુરુષ માત્રા તથા કાળનો અવશ્ય વિચાર કર્યા કરે છે; હિતકારી અન્નપાનરૂપ સમિધોથી કાયમ અંદરના જઠરાગ્નિમાં હોમ કર્યા કરે છે; વળી તે હિતકારી અન્નપાનરૂપી સમિધોરૂપ હોમકાષ્ઠો દ્વારા પોતે આહિતાગ્નિ અથવા અગ્નિહોત્રના અગ્નિને જાળવી રાખતા અગ્નિહોત્રી બ્રાહ્મણની પેઠે જ જઠરાગ્નિની જાળવણી રાખ્યા કરે છે, તેમ જ તે અંદરના અગ્નિમાં પથ્ય–હિતકારી જ અન્નપાનોને હોમ્યા કરે છે અને તે પણ એક જ વાર નહિ, પરંતુ નિત્ય–કાયમ જ એ પ્રમાણે હિતકારી અન્નપાનરૂપી સમિધોનો હોમ, તે જઠરાગ્નિમાં ચાલુ રાખ્યા કરે છે અને દરરોજ બ્રહ્મનો એટલે કે 'અજપાગાયત્રી' મંત્રનો જપ પણ સાથે ચાલુ જ રાખે છે; એટલે કે 'सोऽहं, हंसः'–એ અજપામંત્રને નિઃશ્વાસ–ઉચ્છ્વાસ વડે જપ્યા કરે છે; અને દાન પણ આપ્યા કરે છે; અથવા 'ब्रह्मैव हंसः–બ્રહ્મ જ હંસ છે' એ મંત્રને નિઃશ્વાસ વડે જપે છે; એ રીતે પાનભોજનમાં કે ખાવાપીવામાં પરમ કલ્યાણ માટે યુક્ત રહેતા અને સાત્મ્યને જાણતા પુરુષને કોઈ પણ રોગો થવાના હોય, તે પણ અવકાશ વિના થતા નથી; પરંતુ એ રોગોને અહિત અન્નપાનરૂપ અવકાશ કે અંતર જો મળી આવે છે, તો અવશ્ય તે રોગો થાય જ છે.'

શ્રી ચક્રપાણિ અહીં વધુ સ્પષ્ટતા કરે છે: 'समिधः इव समिधः'–હિતકારી અન્નપાન એ સમિધો નથી, પણ સમિધો જેવાં છે; એટલે કે હોમ માટેનો અગ્નિ જેમ સમિધો કે હોમકાષ્ઠો હોમવાથી પ્રજ્વલિત રહ્યા કરે છે, તેમ જઠરાગ્નિ પણ હિતકારી અન્નપાનરૂપ હોમકાષ્ઠો યોગ્ય રીતે મળ્યા કરવાથી બરાબર પ્રજ્વલિત રહ્યા કરે છે; એમ હિતકારી અન્નપાનનું સેવન કરતો પુરુષ આહિતાગ્નિ ગણાય છે એટલે કે અગ્નિહોત્રી બ્રાહ્મણની પેઠે સાત્મ્ય દ્વારા પોતાના જઠરાગ્નિને બરાબર જાળવ્યા કરે છે; અથવા 'आहिताग्निः इव आहिताग्निः'–જેમ કોઈ અગ્નિહોત્રી બ્રાહ્મણ, સવારે ને સાંજે અગ્નિમાં હોમ કરે છે, તે જ પ્રમાણે આ સમાહિત એટલે બરાબર સાવધાન રહેતો પુરુષ પણ અંતરાગ્નિ કે જઠરાગ્નિમાં સવારે ને સાંજે પથ્ય અન્નપાનરૂપ સમિધોને હોમ્યા કરે છે; તેમ જ 'ब्रह्म जपति'–પ્રણવ(ૐકાર) આદિ મંત્રનો જપ કર્યા કરે છે અને 'ददाति च'–યથાશક્તિ દાન પણ આપ્યા કરે છે; એવો પુરુષ પોતાના એ કલ્યાણમાં યુક્ત રહે છે, એટલે પથ્ય અન્નપાનનું સેવન કરવામાં હંમેશ તત્પર રહે છે, તેથી (આ જન્મમાં તો) તેને રોગો થતા જ નથી, પરંતુ 'भाविनोऽपि–जन्मान्तरेऽपि'–ભવિષ્યમાં થનાર બીજા જન્મમાં પણ બ્રહ્મજપ તથા દાન દ્વારા મેળવેલાએ ધર્મના પ્રભાવથી જ રોગો થતા નથી; એ જ અભિપ્રાયથી કહે છે કે 'अन्तराद् ऋते' એટલે કે અપથ્ય–સેવન તથા અધર્મ–સેવનરૂપ કારણ મળતું નથી, તેથી તે પુરુષને ચાલુ જન્મમાં કે ભવિષ્યના જન્મમાં

પણ કદી રોગો થતા નથી;' એટલે કે અપથ્ય-સેવન તથા અધર્મનું આચરણ એ બે જ રોગો થવાનાં કારણો છે અને તે કારણરૂપ અંતર કે અવકાશ મળે છે તો જ રોગો થાય છે, એ ભાવ અહીં સૂચવ્યો છે.' ૩૪૪,૩૪૫

### ૫૪૫ અન્નપાનથી માણસ સો વર્ષ જીવે છે

षट्‌त्रिंशच्च सहस्राणि रात्रीणां हितभोजनः ।
जीवत्यनातुरो जन्तुर्जितात्मा संमतः सताम् ॥३४६

હિતકારી ભોજન કરનાર અને ઇંદ્રિયોને જીતનાર મનુષ્ય નીરોગી તથા સજ્જનોમાં માન્ય રહી છત્રીસ હજાર રાત્રિઓ સુધી જીવે છે. ૩૪૬

હિતભોજન કરનાર તથા જિતેન્દ્રિય રહેનારો માણસ છત્રીસ હજાર રાત્રિઓ સુધી નીરોગી તથા સજ્જન-માન્ય રહી જીવે છે. અહીં છત્રીસ હજાર રાત્રિઓ કહી છે, તેથી તેટલા દિવસો પણ સાથે સમજાય જ છે; કેમ કે દિવસ વિના રાત્રિ હોતી નથી; એટલે એકંદર છત્રીસ હજાર દિવસ–રાત્રિનાં પૂરાં સો વર્ષ થાય છે; એવા સો વર્ષનું આયુષ, હિત આદિ ભોજનથી તથા સાથે જિતેન્દ્રિય પણ રહેવાની તે ભોગવે છે, એ ભાવ છે.

भवतश्चात्र–આ બે શ્લોકો અહીં છે:

### સર્વનું કારણ અન્ન છે

प्राणाः प्राणभृतामन्नमन्नं लोकोऽभिधावति ।
वर्णप्रसादः सौस्वर्यं जीवितं प्रतिभा सुखम् ॥३४७
तुष्टिः पुष्टिर्बलं मेधा सर्वमन्ने प्रतिष्ठितम् ।
लौकिकं कर्म यद्‌वृत्तौ स्वर्गतौ यच्च वैदिकम् ॥
कर्मापवर्गे यच्चोक्तं तच्चाप्यन्ने प्रतिष्ठितम् ॥३४८॥

અન્ન પ્રાણીઓના પ્રાણ છે, એ કારણે લોકો અન્ન તરફ દોડે છે–અન્ન માટે જ દોડાદોડી કરી રહ્યા છે; વળી વર્ણની પ્રસન્નતા કે શરીરનો સારો રંગ, ઉત્તમ સ્વર, જીવન, પ્રતિભા કે બુદ્ધિની તીક્ષ્ણતા, સુખ અથવા આરોગ્ય, તુષ્ટિ કે સંતોષ, શરીરની પુષ્ટિ, બળ તથા મેધા કે બુદ્ધિની ધારણશક્તિ–એ બધું અન્નમાં પ્રતિષ્ઠા પામ્યું છે–અન્નના આશ્રયે રહેલ છે; ઉપરાંત શરીરની આજીવિકા માટેનાં જે લૌકિક કર્મ કરાય છે, સ્વર્ગગતિ માટેનાં જે વૈદિક કર્મ કરાય છે અને મોક્ષપ્રાપ્તિ માટેનાં જે કર્મ કહ્યાં છે, તે બધાં પણ અન્નમાં જ પ્રતિષ્ઠા પામ્યાં છે–અન્નના આધારે જ થઈ શકે છે. ૩૪૭,૩૪૮

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે કે, 'અન્ન પ્રાણીઓના પ્રાણોનું કારણ છે, તેથી જ લોકો અન્ન તરફ ચોપાસથી દોડે છે; શરીરનો સુંદર રંગ વગેરે પણ અન્નથી જ થાય છે; ખેતી, પશુપાલન, વેપાર વગેરે શરીરની આજીવિકા માટેનાં કર્મો, યજ્ઞ-યાગ આદિ સ્વર્ગપ્રાપ્તિ માટેનાં વૈદિક કર્મો તેમ જ બ્રહ્મચર્ય આદિ મોક્ષ માટેનાં જે કર્મો કરવાનાં કહ્યાં છે, તે બધાં અન્નમાં પ્રતિષ્ઠા પામ્યાં છે; એટલે કે દેહની સ્થિતિ જો હોય તો જ એ બધાં કર્મોનો આરંભ કરી શકાય છે અને દેહની સ્થિતિનું મૂળ તો કેવળ એક અન્ન જ છે, તેથી સાબિત થાય છે કે 'अन्नं सर्वत्र कारणम्'–બધાંનું કારણ અન્ન જ છે.'

### આ અધ્યાયના અર્થનો સંક્ષેપ

अन्नपानगुणाः साग्र्या, वर्गा द्वादश निश्चिताः ।
सगुणान्यनुपानानि गुरुलाघवसंग्रहः ।
अन्नपानविधावुक्तं तत्परीक्ष्यं विशेषतः ॥ ३४९॥

શ્રેષ્ઠ જળ આદિની સાથે અન્નપાનના ગુણો જેમાં વર્ણવ્યા છે એવા બાર વર્ગો, આ 'અન્નપાનવિધિ' નામના અધ્યાયમાં કહ્યા છે; તેમ જ ગુણ સહિત અનુપાનો એટલે કે અનુપાનો તથા તેઓના ગુણો તેમ જ (આહારદ્રવ્યોનો) ગુરુ–લાઘવ–સંગ્રહ, એ પણ ખાસ વિશેષ પરીક્ષા કર્યા પછી જ આ અન્નપાનવિધિમાં ભગવાન આત્રેયે કહેલ છે. ૩૪૯

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'અન્નપાનવિધિ' નામનો ૨૭મો અધ્યાય સમાપ્ત

## વિવિધાશિતપીતીય–અધ્યાય ૨૮નો

### મંગલાચરણ અને પ્રારંભ

अथातो विविधाशितपीतीयमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

પછી શિષ્યોને આયુર્વેદ વિષે વધુ જાણવાની ઇચ્છા થઈ અને તે શિષ્યોને એનો વધુ ઉપદેશ આપવા માટે અધિકારી પણ જાણ્યા, તે પછી (છ પ્રકારનાં ઐશ્વર્યોથી યુક્ત–) ભગવાન આત્રેયે (તે શિષ્યોને) આમ કહ્યું કે, હવે અમે 'વિવિધાશિતપીતીય' નામનો અધ્યાય કહીશું. ૧

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આ પ્રમાણે શરૂઆત કરી જણાવે છે: 'પૂર્વના અધ્યાયના અંતે કહેવામાં આવ્યું કે 'प्राणाः प्राणभृतामन्नम्'–અન્ન એ પ્રાણીઓના પ્રાણ છે' એમ તે અન્ન જે પ્રકારે પ્રાણદેહ

થાય છે, તે દર્શાવવા માટે 'વિવિધાશિતપીતીય' નામના આ અધ્યાયનો આરંભ કરે છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આવી શરૂઆત કરે છે: 'પૂર્વાધ્યાયના અંતે જણાવવામાં આવ્યું કે વર્ણપ્રસાદ કે શરીરના રંગની સુંદરતા વગેરે બધું કેવળ એક અન્નમાં જ પ્રતિષ્ઠા પામ્યું છે–અન્નના કારણે જ એ બધું પ્રાપ્ત કરી શકાય છે, એમ જે કહેવાયું, તેનો ઉપદેશ કરવા માટે આ અધ્યાયનો હવે પ્રારંભ કરે છે. આ અધ્યાયનું નામ 'विविधाशितपीतीय' એવું રાખ્યું છે, તે વ્યાકરણદૃષ્ટિએ આ રીતે બરાબર સાર્થક છે: 'विविधं च तत् अशितं च पीतं च तद् अधिकृत्य कृतोऽयमध्याय इति विविधाशितपीतीयः'–અનેક પ્રકારનાં અન્નપાનને ઉદ્દેશીને જ આ અધ્યાય રચાયો છે, એ કારણે આ અધ્યાયનું નામ 'विविधाशितपीतीय' એવું રાખ્યું છે.'

શ્રી ચક્રપાણિ પણ અહીં પોતાની ટીકામાં આવી શરૂઆત જણાવે છે: 'પૂર્વાધ્યાયના અંતે ૩૪૭ મા શ્લોકમા કહ્યું કે 'अन्नं प्राणाः'–અન્ન પ્રાણ છે' એ જ પ્રકારે અન્ન પ્રાણોનું કારણ થાય છે, એ કહેવા માટે 'વિવિધાશિતપીતીય' નામનો આ અધ્યાય શરૂ કરવામાં આવે છે; આ અધ્યાયનું આવું નામ એ રીતે બરાબર સાર્થક રખાયું છે.'

હિન્દી ટીકાકાર શ્રી જયદેવ અહીં શરૂઆતમાં આમ જણાવે છે કે, 'આની પહેલાંના અધ્યાયમાં કહેવાઈ ગયું છે કે અન્ન બળને તથા શરીરના વર્ણને વધારે છે, પરંતુ કયા પ્રકારે તે વધારે છે, એ મુખ્યતઃ બતાવવા માટે આ અધ્યાયનો પ્રારંભ કરવામાં આવે છે. આ અધ્યાયના પ્રારંભમાં નીચેના પહેલા જ સૂત્રમાં પ્રથમ 'विविधमशितपीत' એ પદ મૂકીને આ અધ્યાયની શરૂઆત કરી છે, એ કારણે આ અધ્યાયનું નામ 'विधिधाशितपीतीय' એવું રાખવામાં આવ્યું છે.' ૧

## વિવિધ અન્ન શરીરની પુષ્ટિ કરે છે

**विविधमशितपीतं लीढं खादितं जन्तोर्हितमन्तरग्निसन्धुक्षितबलेन यथास्वेनोष्मणा सम्यग्विपच्यमानं कालवदनवस्थितसर्वधातुपाकमनुपहतसर्वधातूष्ममारुतस्रोतः केवलं शरीरमुपचयबलवर्णसुखायुषा योजयति शरीरधातूनूर्जयति च ॥ २ ॥**

**અનેક પ્રકારનું જમાયેલું અન્ન, પિવાયેલું પાન, ચાટેલું દ્રવ્ય તથા ખાધેલા પદાર્થો, પ્રાણીને જે હિતકારી હોય, તે અંદરના જઠરાગ્નિથી જેનું બળ ખૂબ વધ્યું હોય છે, એવી પોતપોતાની ગરમીના લીધે બરાબર સારી રીતે પચવા માંડે છે; પછી (તે ચારે પ્રકારનું આહારદ્રવ્ય) જેની સર્વ ધાતુઓનો પાક કાળની પેઠે અનવસ્થિત હોય છે અને જેની સર્વ ધાતુઓની ઉષ્ણુતા, વાયુ તથા સ્રોતો અનુપહત હોય છે, એવા કેવળ આખાયે શરીરને પુષ્ટિ, બળ, વર્ણ, સુખ તથા આયુષ સાથે યોજે છે અને સર્વ ધાતુઓને પણ બળવાન તથા પ્રાણવાન કરે છે. ૨**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વિસ્તારથી સમજણ આપે છે, કે 'દ્રવ્યોના સંયોગો તથા સંસ્કારો ઘણા થતા હોવાથી જેના ભેદો અનેક પ્રકારના હોય છે, તે અશિત એટલે ભોજન કરવા લાયક ભાત વગેરે, પીત એટલે પીવા લાયક દૂધ વગેરે, લીઢ એટલે ચાટવા યોગ્ય મધ વગેરે અને ખાદિત એટલે ખાવા યોગ્ય લાડુ વગેરે; એમ ચાર પ્રકારના અન્નના જે સમુદાયો છે, તેનો વિધિ પ્રમાણે ખોરાક તરીકે ઉપયોગ કર્યો હોય તો તેના લીધે પ્રાણીના અંતરનો–દેહાગ્નિ પ્રજ્વલિત થાય છે; અહીં જે દેહાગ્નિ કહેલ છે, તે શરીરમાં રહેતું 'પાચક' નામનું એક પ્રકારનું પિત્ત છે, એમ સમજવું; કેટલાક કહે છે કે તે દેહાગ્નિ દોષો, ધાતુઓ તથા મળોના એકત્ર થવાથી શરીરની અંદર જે ઉષ્ણુતા ઉત્પન્ન થાય છે, જેનાં આશ્રયસ્થાન તથા કર્મો શાસ્ત્રમાં કહ્યાં છે, તે દેહાગ્નિ અહીં સમજવો જોઈએ; તે અગ્નિએ જેનું બળ ખૂબ પ્રજ્વલિત કર્યું હોય છે, તે પૃથ્વી આદિ દ્રવ્યોની પોતપોતાની ઉષ્ણુતાને લીધે તે આહાર સારી રીતે પચવા માંડે છે; અર્થાત્ એ ઉષ્ણુતાથી જેના પાર્થિવ આદિ ગુણો પચવા માંડ્યા હોય, એવું તે ખાધેલું અને પીધેલું અન્નપાન જે આમાશયમાં રહ્યું હોય, તેને જેમ તપેલીમાં રાંધવા નાખેલા પાણી સહિત ચોખાને બહારનો અગ્નિ પકાવે છે, તે જ પ્રમાણે સમાનવાયુ દ્વારા પ્રજ્વલિત થયેલો અંદરનો અગ્નિ પચાવવા માંડે છે; એ અન્નપાન જોકે સર્વ રસોથી યુક્ત હોય છે, છતાં જ્યારે પચવા માંડે છે, ત્યારે પ્રથમ મધુર થઈને ફીણરૂપે થયેલા કફને પ્રકટ કરે છે; તે પછી એ કંઈક વિદગ્ધ થઈ ખાટું બની જઈને આમાશયમાંથી સ્રવતા સ્વચ્છ પિત્તને પ્રકટ કરે છે; અને તે પછી તે અન્નપાન પક્વાશયમાં પ્રાપ્ત થઈ કટુક એટલે તીખાશયુક્ત થયેલા વાયુને પ્રકટ કરે છે; પછી એ રીતે વધુ પ્રમાણમાં ભીનાશથી યુક્ત થયેલા તે આહારમાં પાંચ સ્વરૂપે થયેલા મહાભૂતોના અગ્નિઓ, વાયુ દ્વારા છૂટાછૂટા કરી નાંખેલા પાંચ જ

ભૂતોના ગુણો કે જે આહારની અંદર રહેલા હોય છે, તેઓને પકવવા માંડે છે; પછી તે પાંચ ભૂતોના ગુણો જ્યારે પક્વ થઈ જાય છે, ત્યારે દેહનો આશ્રય કરી રહેલા પોતપોતાના વિકારરૂપ પાંચે ભૂતોના ગુણોને પુષ્ટ કરે છે; આ સંબંધે ચરક, ચિકિત્સાસ્થાનના ૧૫ મા અધ્યાયમાં આમ કહેશે કે: 'तद् द्रवैर्भिन्नसंघातं स्नेहेन मृदुतां गतम्। समानेनावधूतोऽग्निरुदीर्यः पवनेन तु। काले भुक्तं समं सम्यक् पचत्यायुर्विवृद्धये। एवं रसमलायान्नमाशयस्थमधः स्थित.। पचत्यग्निर्यथा स्थाल्यामोदनायाम्बुतण्डुलम्। अन्नस्य भुक्तमात्रस्य षड्रसस्य प्रपाकतः। मधुराख्यात् कफो भावात् फेनभाव उदीर्यते। परं तु पच्यमानस्य विदग्धस्याम्लभावतः। आशयाच्च्यवमानस्य पित्तमच्छमुदीर्यते। पक्वाशयं तु प्राप्तस्य शोष्यमाणस्य वह्निना। परिपिण्डितपक्वस्य वायुः स्यात् कटुभावत। अन्नमिष्टं ह्युपहितमिष्टैर्गन्धादिभिः पृथक्। देहे प्रीणाति गन्धादीन् घ्राणादीनिन्द्रियाणि च। भौमाप्याग्नेयवायव्याः पञ्चोष्माणः सनाभसाः। पञ्चाहारगुणान् स्वान् स्वान् पार्थिवादीन् पचन्ति हि। यथास्वैरेव पुष्यन्ते देहे द्रव्यगुणा पृथक्। पार्थिवा. पार्थिवानेव शेषाः शेषांश्च कृत्स्नश.॥'—એ અન્નના સમુદાયને પ્રવાહી પદાર્થો છિન્નભિન્ન કરી નાખે છે, અને સ્નેહભાગને લીધે તે અન્ન કોમળપણાને પામે છે; વળી યોગ્ય સમયે સમ પ્રમાણમા ખાધેલું તે અન્ન, એ રીતે પ્રવાહી પદાર્થો દ્વારા છિન્નભિન્ન અવયવોવાળું તથા સ્નેહથી કોમળપણાને પામેલું થાય છે, ત્યારે 'સમાન' નામના વાયુથી પ્રજ્વલિત થઈને વધેલો જઠરનો અગ્નિ પ્રાણીના આયુષની વૃદ્ધિ માટે તેને પચાવે છે. જેમ તપેલીમાં નાખેલા જળ સહિત ચોખાને, તે તપેલીની નીચે પ્રજ્વલિત કરેલો અગ્નિ પચાવે છે, તેમ આમાશયમાં રહેલા અન્નપાનને તેની નીચે રહેલો જઠરાગ્નિ, રસ તથા મળને ઉત્પન્ન કરવા માટે પચાવે છે; અર્થાત્ જ્યારે આહારનો પાક તૈયાર થાય છે, ત્યારે તેના નિર્મળ ભાગમાંથી રસ તૈયાર થાય છે અને બાકીના ભાગમાંથી મળ તૈયાર થાય છે. છ રસવાળું જે અન્ન ખાધું હોય, તેનો પ્રથમ પાક તૈયાર થાય છે, ત્યારે તેમાંથી મધુર ભાવ ઉત્પન્ન થાય છે; અને તે ભાગમાંથી ફીણરૂપે થયેલો કફ ઉત્પન્ન થાય છે; તે પછી પચતા પચતાં વિદગ્ધ થયેલું તે અન્ન ખટાશપણાને પામે છે અને ખાટો થયેલો તે ભાગ આમાશયમાંથી જ્યારે ચ્યવવા કે નીચે ઝરવા લાગે છે, ત્યારે તેમાંથી સ્વચ્છ પિત્ત પ્રકટ થાય છે; તે પછી એ અન્ન જ્યારે પક્વાશયમાં પ્રાપ્ત થાય છે, ત્યારે અગ્નિવડે સુકાઈ જતું તે અન્ન પક્વ થઈને ચારે બાજુથી પિંડાકારે થાય છે અને તેની તીખાશમાંથી વાયુ ઉત્પન્ન થાય છે; ઇષ્ટ ગન્ધ આદિથી યુક્ત અને પ્રિય તે હિતકારી અન્ન, દેહમાં અલગ અલગ ગન્ધ, આદિ ગુણોને તથા ઘ્રાણ આદિ ઇંદ્રિયોને તૃપ્ત કરે છે. ભૌમ એટલે પૃથ્વી સંબંધી, આપ્ય એટલે જળ સંબંધી આગ્નેય એટલે તેજ સંબંધી, વાયવ્ય એટલે વાયુ સંબંધી નાભસ એટલે આકાશ સંબંધી—એમ પાંચ પ્રકારની ઉષ્ણતાઓ, પોતપોતાના પાર્થિવ આદિ પાંચ પ્રકારના આહારના ગુણોનું પાચન કરે છે; પછી તે તે અલગ અલગ દ્રવ્યોના ગુણો, દેહમાં પોતપોતાના જ તે તે અંશવડે પુષ્ટિ પામે છે; એટલે કે દેહમાં જે (આહારદ્રવ્યમાંથી) પાર્થિવ ગુણો (પરિપાક પામ્યા) હોય છે, તેઓ દેહના પાર્થિવ ભાગોને સંપૂર્ણ પુષ્ટ કરે છે અને બાકીના પરિપક્વ થયેલા ભાગો બાકીના તે તે ભાગોને સંપૂર્ણ પુષ્ટ કરે છે. (અહીં કહેવાનો ભાવ આ છે કે પાંચભૌતિક આહારના પાર્થિવ આદિ સર્વ અંશો, પરિપક્વ થઈને પાંચભૌતિક દેહના પોતપોતાના પાર્થિવ આદિ સર્વ અંશોનું અલગ અલગ પોષણ કરે છે.) જેમ કાળ, નિત્યગામી હોવાથી અનવસ્થિત છે; એટલે કે કદી પણ વિશ્રાંત થતો નથી કે અટકતો નથી, તે જ પ્રમાણે શરીરમાં સર્વ ધાતુઓનો પાક પણ અવિશ્રાંત અથવા લગારે અટક્યા વિના એકધારો થયા જ કરે છે; કેમ કે સર્વ ભાવો કે પદાર્થો નિત્યગામી સ્વભાવવાળા હોવાથી પ્રતિ નિયત પાકને લીધે દેહની બધી ધાતુઓ કાયમ ક્ષય પામતી જ રહે છે; એ કારણે અશિત આદિ ચારે પ્રકારના આહારનો ઉપયોગ કરવાનું પ્રયોજન રહે છે; વળી આ દેહમા સર્વ ધાતુઓની જે ઉષ્ણતાઓ છે એટલે કે સર્વ ધાતુઓના જે પાચક અંશો છે, તેમ જ 'વ્યાન' નામનો જે વાયુ છે અને જે જે સ્રોતો છે, તેઓ પણ અનુપહત રહે એટલે કે બરાબર જળવાઈ રહે, તે જ પ્રમાણે તે અશિત આદિ ચારે પ્રકારનો આહાર કેવળ—આખાયે શરીરને ઉપચય કે પુષ્ટિ આદિની સાથે યોજે છે—જોડે છે એટલે કે શરીરને પુષ્ટ બનાવે છે; કેમ કે તે પાચક અંશો, વ્યાન વાયુ તથા સ્રોતો જો હણાઈ જાય તો તે હિતકારી આહારો પણ ધાતુઓની વૃદ્ધિ કરી શકતા નથી કે પુષ્ટિ કરવા સમર્થ થતા નથી; તેમ જ એ અશિતાદિ ચારે પ્રકારના આહારો શરીરની ધાતુઓનું પણ પોષણ કરે છે; જેમ કે આહારનો રસ, વ્યાન વાયુ દ્વારા શરીરમાં વિક્ષિપ્ત કે પ્રસાર પામેલો થઈને પોતપોતાની ધાતુઓના અગ્નિમાં અનુક્રમે પચતો પચતો પોતાના તે રસપણામાંથી છૂટી જઈને તરત જ રક્ત આદિ સંજ્ઞાઓને પ્રાપ્ત થતો થતો દેહનું પોષણ કરી તેની સર્વ ધાતુઓને તથા ધાતુઓના મળને પણ પુષ્ટ કરે છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમ-

જાવે છે: 'ડાંગેર, સાઠીચોખા વગેરે અનેક જાતનાં શૂક-ધાન્યરૂપે થતા અનાજના બનતા ખોરાકો 'અશિત' કહેવાય છે; તેમજ અંતરીક્ષ આદિનું જળ, દૂધ, દહીં, ઘી, મધ, મદ્યો, આસવો, કાંજીઓ, અરિષ્ટો, ચુક્રો, છાશ તથા બીજાં પીણાં વગેરે જે પીવાનાં પ્રવાહી દ્રવ્યો છે, તે 'પીત' કહેવાય છે; તેમ જ અનેક જાતનાં શૂકધાન્ય તથા શમીધાન્યના વિકારો, દૂધના વિકારો–ખીર, દૂધપાક વગેરે; દાળ, શાક અને ગોળ આદિરૂપે જે અતિશય પ્રવાહી કે અતિશય ઘાટું પણ ન હોય એવું જે દ્રવ્ય ઉપ-કરણરૂપે પિરસાયું હોય તે અનેક પ્રકારનું ચાટવા જેવું હોઈને 'લીઢ' કહેવાય છે; તેમ જ શૂકધાન્યના, શમી-ધાન્યના, માંસના, શાકના કે ફળ આદિના જુદા જુદા વિકારો, લોટના માલપૂડા, ઘેબર વગેરે મીઠાઈઓ કે ફળ વગેરે કઠિન દ્રવ્યો, ખાવા માટે જે પિરસાય છે, તે 'ખાદિત' કહેવાય છે; તે ચારે પ્રકારનાં જે અન્નપાનરૂપ આહાર દ્રવ્યો છે, તે એકંદર બે જ પ્રકારનાં હોય છે; તેમાંનાં એક તો હિતરૂપે હોય અને બીજાં કેટલાંક અહિતરૂપે હોય છે; તેમાંનાં અહિતનો ત્યાગ કરી જે હિતકારી જ હોય તે જ અશિત એટલે જમાયાં હોય, પીત એટલે પિવાયાં હોય, લીઢ એટલે ચટાયાં હોય કે ખાદિત–ખવાયાં હોય, ત્યારે તે વિવિધ અશિતાદિ દ્રવ્ય, પ્રાણીના અંતર અગ્નિ–જઠરાગ્નિથી પચી જઈને પ્રથમ 'રસ' નામની ધાતુરૂપે થાય છે; વળી તે ચારે પ્રકારનો આહાર, જેના બળને અંદરના અગ્નિએ પ્રજ્વલિત કરેલ હોય છે એવી પોતપોતાની ઉષ્ણતા કે પોતપોતામાં રહેલા અગ્નિ-થી બરાબર પચતો પચતો રહીને આખાય શરીરને પુષ્ટિ, બળ, વર્ણ, સુખ તથા આયુષ સાથે જોડે છે; એમ શરીર-માં અસ્ખલિત ગતિવાળા કાળની પેઠે એકધારો અસ્ખ-લિતપણે દરેક ધાતુઓનો પાક, પછી પછીની અવસ્થાનો આરંભ કરી પૂર્વપૂર્વની અવસ્થાના નાશરૂપે પોતપોતાની ઉષ્ણતાથી સર્વકાળ થઈ જ રહ્યો છે, તેથી જ આખાયે શરીરમાં રહેલી સર્વ ધાતુઓ પોતે, તેઓની ઉષ્ણતા, વાયુ તથા બધા સ્રોતો બરાબર જળવાઈને રહ્યા કરે છે; જોકે આખાયે શરીરમાં સર્વ ધાતુઓનો પાક અવિરત થઈ રહ્યો છે તોપણ એ હિતકારી ચારે પ્રકારનો આહાર, જઠરના અગ્નિથી બરાબર પચીપચીને તે તે સર્વ ધાતુઓને, તેઓની ઉષ્ણતાને, વાયુને તથા સ્રોતોને નહિ હણાયેલાંરૂપે જ બરાબર જાળવી રાખે છે; કારણ કે જઠરાગ્નિ દ્વારા બરાબર ક્રમશઃ પચેલો તે આહાર શરીરની સર્વ ધાતુઓને બરાબર બળવાન તથા પ્રાણવાન બનાવે છે; એકંદર યોગ્યકાળે ખાવેલું તે તે આહારદ્રવ્ય લગારે વિરામ પામ્યા વિના જ સતત રસ વગેરે ધાતુઓને ઉત્પન્ન કરતું જ રહી સર્વધાતુઓને, તેઓની ઉષ્ણતાને, વાયુને તથા સ્રોતોને પોષણ આપ્યા જ કરે છે અને તે દ્વારા બળને પણ ઉત્પન્ન કર્યા જ કરે છે.'

શ્રી ચક્રપાણિ પણ આયુર્વેદદીપિકા ટીકામાં અહીં ઠીક વિસ્તારથી આમ સમજાવે છે: 'અહીં મૂળમાં પ્રથમ 'विविधम्' એ વિશેષણ મૂક્યું છે, તે ઉપરથી આહારદ્રવ્યના 'અશિત' આદિ પેટા ભેદો દર્શાવવા માગે છે. તે અશિતાદિ ભેદોમાં જે જે લગભગ વધુ વધુ ઉપયોગી ગણાય છે, તેને તેને પહેલાં પહેલાં કહેલ છે; તે કહ્યા પછી 'जन्तोर्हितम्' એ બે પદો મૂકયાં છે: તેમાંનાં 'हितम्' એ વચન દ્વારા સૂચિત કર્યું છે કે, અહિતકારી કોઈ પણ અશિતાદિ આહારદ્રવ્ય, પ્રાણીને બળવાન કે રૂપરંગથી યુક્ત ઇત્યાદિ કરી શકતાં નથી; તે ચારે પ્રકારના આહારનું બરાબર યોગ્ય પાચન, જેના બળને જઠરનો અગ્નિ બરાબર પ્રજ્વલિત રાખ્યા કરે છે, એવી પાર્થિવાદિ આહારદ્રવ્યની ઉષ્ણતા દ્વારા જ થયા કરે છે. આ સંબંધે આગળ જતાં ચિકિત્સાસ્થાનમાં કહેવાશે પણ ખરું કે: 'भौमाप्याग्नेयवायव्याः पञ्चोष्माणः सनाभसाः। पञ्चाहारगुणान् स्वान् स्वान् पार्थिवादीन् पचन्ति हि–પૃથ્વી સંબંધી, જળ સંબંધી, તેજ સંબંધી, વાયુ સંબંધી તથા આકાશ સંબંધી (દેહમાં રહેલી) પાંચ ઉષ્ણતાઓ, (શરીરમાં પ્રાપ્ત થયેલ) આહારદ્રવ્યોના પોતપોતાના પાર્થિવ એટલે પૃથ્વી સંબંધી આદિ પાંચ-પ્રકારના ગુણોને ખરેખર પચાવ્યા જ કરે છે.' એમ સારી રીતે પચ્યા કરતું તે અશિતાદિ–ચારે પ્રકારનું આહારદ્રવ્ય અથવા પોતપોતાની તે તે ઉષ્ણતાથી એટલે કે જે જે રુધિર આદિ ધાતુની જે જે અગ્નિરૂપ ઉષ્ણતા (જઠરાગ્નિથી વૃદ્ધિ પામેલા બળથી યુક્ત થઈ હોય તે) દ્વારા બરાબર વિપાક પામતાં એ અશિતાદિ આહારદ્રવ્યો પ્રથમ રસપણાને પામે છે; (અને તે ક્રમશઃ રુધિરાદિરૂપે થઈને શરીરનું તથા તેની સર્વ ધાતુ-ઓનું પોષણ કર્યા કરે છે.) કારણ કે જેમ કાળ નિત્ય-ગામી હોઈ કદીયે વિશ્રાન્તિ પામતો નથી કે અસ્ખ-લિતપણે વહ્યા જ કરે છે, તે જ પ્રમાણે શરીરમાં પણ સર્વ ધાતુઓનો પાક અસ્ખલિતપણે થયા જ કરે છે; એકંદર પોતપોતાના અગ્નિ દ્વારા પાક થયા કરતો હોવાથી શરીરની સર્વ ધાતુઓ ક્ષીણ થયા કરે છે, તેથી એ શરીરને અશિતાદિ આહાર દ્વારા પુષ્ટિ આદિ પમાડ્યા કરવી, તે અવશ્ય ઘટે જ છે, એમ અહીં દર્શાવે છે; કારણ કે પ્રાણીનું શરીર, અંદરની ધાતુઓના પાકથી પ્રતિક્ષણ જો ક્ષીણ જ થયા કરતું ન હોય અને શરીર-ની પુષ્ટિ વગેરે જો આપોઆપ પોતાની મેળે જ થયા

કરતાં હોય તો અશિતાદિ ચારે પ્રકારનાં આહારદ્રવ્યો કયું કામ કરવાનાં છે? તેઓના સેવનની જરૂર જ ક્યાં રહે છે? અથવા 'कालवत्' એમ છૂટું પાડીને તે પદને તથા 'अनवस्थितसर्वधातुपाकम्' એ બીજા પદને-બંનેને 'अशितादि' આહારનું વિશેષણ સમજવાં; અને પછી આવો અર્થ કરવો કે, અશિતાદિ ચારે પ્રકારનો આહાર બરાબર યોગ્ય સમયે કરેલ હોવો જોઈએ; કેમ કે અકાળે કે અયોગ્ય સમયે કરેલું ભોજન પુષ્ટિકારક ઇત્યાદિ થતું નથી; તેમ જ બીજા વિશેષણનો આવો અર્થ કરવો કે અશિતાદિ ચારે પ્રકારનો પાક, સર્વ ધાતુઓમાં અનવસ્થિત કે લગારે અટકયા વિના જ એકધારો થઈ રહ્યો છે; કેમ કે કોઈ પણ અશિતાદિ આહારનાં રસરૂપ પાકનું જો વિગમન કે વ્યર્થપણું થાય તો શરીરની પુષ્ટિ આદિ કદી થાય જ નહીં, એમ અહીં દર્શાવે છે; આવું વ્યાખ્યાન કરવું એટલે કે અહીં ઉપર બતાવ્યા પ્રમાણે એ પદોને છૂટાં પાડી તેઓને અશિતાદિ આહારનાં વિશેષણો કરવાં તે અતિ સુંદર નથી; કેમ કે આ પદોનો જે અર્થ કરવામાં આવે છે. તે તો તેના પછીના 'अनुपहत' ઇત્યાદિ શરીરના વિશેષણોથી જ મળી રહે છે; જેમ કે 'अनुपहतानि सर्वधातूनां उष्म-मारुत-स्रोतांसि यस्य तत् तथा'-એટલે કે સર્વ ધાતુઓની ઉષ્મતા, વાયુ તથા સ્રોતો જેનાં હણાયાં નથી, એવા શરીરનું તે પક્વ થયેલો આહારરસ પોષણ કરે છે; આ ઉપરથી આવો ભાવ નીકળે છે કે, જ્યારે ધાતુઓને પચાવનાર એક પણ અગ્નિ તથા વાયુ એટલે કે ધાતુઓનું પોષણ કરનારા રસને વહેતો વ્યાનરૂપી વાયુ પણ ક્યાંય ઉપહત થાય કે બગડે; અથવા ધાતુપોષક રસને વહેતું કોઈ સ્રોત પણ જો કદી ઉપહત થાય, તો અશિતાદિ સર્વ આહાર, ધાતુઓની વૃદ્ધિ કરનાર થતો નથી, જેથી શરીરની પુષ્ટિ વગેરેને તે કરી શકે નહિ. 'केवलं शरीरम्' એમાંના 'केवलम्' પદનો અર્થ 'कृत्स्नम्'-આખા શરીરનું તે આહારરસ પોષણ કરે છે; અથવા 'केवलम् इति अधर्मरहितम्'-એ શરીર જો અધર્મથી દૂર રહેતું હોય તો જ અશિતાદિ ચારે પ્રકારનો આહાર તેનું પોષણ કરે છે; કેમ કે અધર્મ-યુક્ત શરીરમાં નાખેલ અશિતાદિ આહાર અવશ્ય નિષ્ફળ જ નીવડે છે. ૨

### ધાતુઓને આહારપોષણની જરૂર

धातवो हि धात्वाहाराः प्रकृतिमनुवर्तन्ते ॥ ३ ॥

ધાતુઓને (આહારજનિત રસાદિ) ધાતુઓનો જો આહાર મળે છે, તો જ તેઓ પ્રકૃતિને એટલે કે સ્વાસ્થ્યને અનુસરે છે. ૩

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, શરીરની ધાતુઓનો પાક જો કે અનવસ્થિત એટલે કે એકધારો થઈ જ રહ્યો છે, છતાં તેઓ આહાર-રૂપ પોષણ દ્વારા પોતપોતાના યોગ્ય પ્રમાણમાં રહ્યા કરે છે, એ ભાવ આ સૂત્રમાં સૂચિત કર્યો છે. આહાર-થી ઉત્પન્ન થતા રસ આદિનો જેઓને આહાર મળ્યા કરતો હોય છે, એવી શરીરની ધાતુઓ સમભાવમાં રહ્યા કરે છે; જે ધાતુની ઉત્પત્તિ જેમાંથી થઈ હોય તે તેનો આહાર ગણાય છે; આહારનો રસ પચીપચીને રક્ત કે રુધિરરૂપે થાય છે; એ રુધિર પચીપચીને માંસરૂપે થાય છે; એ માંસ પચીપચીને મેદરૂપે થાય છે; એ મેદ પચીપચીને અસ્થિ કે હાડકાં આદિરૂપે થાય છે; એમ તે તે ધાતુઓના પોતપોતાના તે રસાદિ આહારો, તેઓને જો બરાબર મળ્યા કરે છે, તો જ તેઓ પ્રકૃતિને એટલે કે સમભાવને અનુસરે છે; અર્થાત્ એકધારો નિયમિત પાક થતાં ધાતુઓ ક્ષીણ થયા જ કરે છે, છતાં યોગ્ય સમયે આહારનો ઉપયોગ કર્યા કરવાથી તે આહારનું પાચન થતાં પોષણને પામ્યા કરતી તે તે ધાતુઓ પોતપોતાના યોગ્ય માપમાં પણ અવશ્ય રહ્યા જ કરે છે.' ૩

### ધાતુઓના આહારનું વર્ણન

तत्राहारः प्रसादाख्यं रसं किट्टं च मलाख्यम-

[illegible]

[illegible]

[illegible]

दयश्चावयवाः पुष्यन्ति ॥ ५ ॥

पुष्यन्ति त्वाहाररसाद् रसरुधिरमांसमेदोऽस्थि-मज्जशुक्रौजांसि पञ्चेन्द्रियद्रव्याणि धातुप्रसादसंज्ञकानि शरीरसन्धिबन्धपिच्छादयश्चावयवाः ॥ ६ ॥

તેમાં (પ્રાણીએ ખાધેલો) આહાર (પચી-પચી) 'પ્રસાદ' નામના રસને તથા 'મલ' નામના કિટ્ટને બનાવે છે; તેમાંના કિટ્ટમાંથી પર-સેવો, મૂત્ર, વિષ્ઠા, વાત, પિત્ત, કફ અને કાનના, નેત્રના, નાસિકાના, મુખના, રૂંવાટાંના, છિદ્રોના તથા લિંગના મેલ અને કેશ, દાઢી-મૂછના વાળ તથા નખ વગેરે અવયવો પુષ્ટ થાય છે; તેમ જ આહારના રસમાંથી રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર તથા ઓજસ; તેમ જ 'ધાતુપ્રસાદ' એવી સંજ્ઞાને ધરાવતાં પાંચ ઇન્દ્રિયોનાં દ્રવ્યો (પૃથ્વી વગેરે) પુષ્ટ થાય છે; અને શરીરના સાંધાઓ, (કંડરા, શિરા આદિરૂપ) બંધનો

તથા (લાળના જેવી જે) પિચ્છા કે ચીકાશ છે, તે પણ (એ આહારના રસમાંથી જ) પુષ્ટ થાય છે. ૪–૬

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ સ્પષ્ટતા આ રીતે કરે છે: ઉપર ત્રીજા સૂત્રમાં જે કહેવાયું છે, તેનું જ અહીં વિવરણ કરે છે: મનુષ્યે ખાધેલો આહાર બરાબર પચે છે ત્યારે તેમાંથી જેનું બીજું નામ 'પ્રસાદ' છે, તે સારરૂપ રસ તથા 'મલ' સંજ્ઞા ધરાવતું અસારભૂત 'કિટ્ટ' (એ બે પદાર્થો) તેમાંથી બને છે: અર્થાત્ ઘી (માખણ) આદિ સ્નેહમાંથી જેમ સારરૂપ સ્વચ્છ ભાગ અને તેનું કિટ્ટું–એ એ બે વસ્તુ જેમ તૈયાર થાય છે, તેમ અનેક પ્રકારની ઔષધિઓથી યુક્ત એવો ખાધેલો આહાર જ્યારે પચીને તૈયાર થાય છે, ત્યારે તેમાંથી સારરૂપે રસ તથા મેલરૂપે કિટ્ટ તૈયાર થયેલાં જણાય છે; તેમાંના 'મલ' સંજ્ઞા ધરાવતા કિટ્ટમાંથી પરસેવો, મૂત્ર, વિષ્ઠા. વાત, પિત્ત, કફ અને બે કાનના, બે નેત્રોના, બે નાસિકાના છિદ્રોના તથા મુખના (એમ મસ્તકમાં રહેલાં સાત મળસ્થાનોના) મેલ; તેમ જ રૂવાડાંનાં છિદ્રોના તથા પ્રજનન એટલે લિંગ, કે યોનિ એ બેયના પણ મેલ પુષ્ટ થાય છે; તે ઉપરાંત મસ્તકના વાળ, દાઢી–મૂછનાં રુંવાંટાં અને નખ વગેરે અવયવો પણ તે કિટ્ટમાંથી જ પુષ્ટ થાય છે; પરંતુ આહારના સારરૂપ રસમાંથી તો રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર તથા ઓજસ; તેમ જ ઘ્રાણ આદિ ઇંદ્રિયોને ઉત્પન્ન કરતાં 'ધાતુપ્રસાદ' નામનાં પાંચ પૃથ્વી આદિ દ્રવ્યો પણ પુષ્ટ થાય છે; કેમ કે ધાતુઓના સારરૂપે જ બનેલાં પૃથ્વી આદિ પાંચ ભૂતો જ ઇંદ્રિયોને ઉત્પન્ન કરે છે. આ સંબંધે સુશ્રુત તો શારીરસ્થાનના ૪થા અધ્યાયમાં આમ કહે છે કે, 'कफशोणितमांसानां सारो जिह्वा प्रजायते–કફ, રુધિર તથા માંસના સારરૂપે જિહ્વાઇંદ્રિય ઉત્પન્ન થાય છે.' વળી શરીરના સાંધાઓ, કંડરા–શિરા આદિ બંધનો તથા લાળના જેવી પિચ્છા પણ આહારના સારરૂપ રસમાંથી જ પુષ્ટ થાય છે. અહીં મૂળમાં 'नखादयः' એ પદમાં આદિ શબ્દ મૂક્યો છે, તે ઉપરથી સ્તન્ય–ધાવણ તથા આર્તવ–સ્ત્રીરજ વગેરેનું પણ ગ્રહણ થાય છે; એ બધાં 'પ્રસાદ' નામના આહારના રસમાંથી પુષ્ટ થાય છે. આ સંબંધે ચરક, ચિકિત્સા–સ્થાનના ૧૫મા અધ્યાયમાં કહેશે કે 'सप्तभिर्देहधातारो धातवो द्विविधं पुनः। यथास्वमग्निभिः पाकं यान्ति किट्टप्रसादत.॥ रसाद् रक्तं ततो मांसं मांसान्मेदस्ततोऽस्थि च। अस्थ्नो मज्जा ततः शुक्रं शुक्राद् गर्भः प्रसादजः। रसात् स्तन्यं स्त्रिया रक्तमसृजः कण्डराः शिराः। मांसाद्वसा त्वचः षट् च मेदसः स्नायुसंधयः। किट्टमन्नस्य विण्मूत्रं रसस्य तु कफोऽसृजः। पित्तं मांसस्य खमला मलः स्वेदस्तु मेदसः। स्यात् किट्टं केशलोमास्थ्नो मज्ज्ञः स्नेहोऽक्षिविट्त्वचाम्। प्रसादकिट्टे धातूनां पाकादेवं द्विधर्च्छतः। परस्परोपसंस्तम्भाद् धत्तो देहे परस्परम् इति'–દેહનું ધારણ–પોષણ કરતી રસ આદિ સાત ધાતુઓ, પોતપોતાની ધાતુઓના અગ્નિઓ દ્વારા બે પ્રકારે પાકને પામે છે; એક તો કિટ્ટ કે મેલ-રૂપે અને બીજા પ્રસાદ કે રસરૂપે તેઓ પરિણામ પામે છે–પાકે છે; તેમાંના પ્રસાદજન્ય રસમાંથી રક્ત, રક્તમાંથી માંસ, માંસમાંથી મેદ, મેદમાંથી અસ્થિ, અસ્થિમાંથી મજ્જા, મજ્જામાંથી શુક્ર અને શુક્રમાંથી ગર્ભ ઉત્પન્ન થાય છે; તેમ જ એ રસમાંથી સ્ત્રીનું ધાવણ તથા આર્તવ, રક્તમાંથી કંડરાઓ તથા શિરાઓ, માંસમાંથી વસા અને ૭ ચામડી તેમ જ મેદમાંથી સ્નાયુઓની તથા સાંધાઓની ઉત્પત્તિ થાય છે. વળી ખાધેલાં અન્નનું કિટ્ટું કે મેલ વિષ્ટા તથા મૂત્રરૂપે થાય છે; રસનું કિટ્ટું કે મેલ કફરૂપે થાય છે, રક્તનું કિટ્ટું કે મેલ પિત્તરૂપે થાય છે, માંસનું કિટ્ટું કે મેલ કાન આદિ છિદ્રોના મેલરૂપે થાય છે; મેદનું કિટ્ટું પરસેવો થાય છે, અસ્થિનું કિટ્ટું કેશ તથા રુંવાટાંરૂપે થાય છે, મજ્જાનું કિટ્ટું ત્વચાનો સ્નેહાંશ તથા આંખના મેલરૂપે થાય છે. એમ ધાતુઓનો પાક પ્રસાદ તથા કિટ્ટ એવા બે પ્રકારનો થાય છે; અને તેઓ એકબીજાના ટેકાથી દેહમાં પરસ્પરનું ધારણ–પોષણ કરે છે.'

અન્નનું ઘાટું કિટ્ટ વિષ્ટા છે અને સ્વચ્છ પાતળું કિટ્ટ મૂત્ર છે; રસનો સાર રક્ત તથા ધાવણ છે; મળ કફ છે; રક્તનો સાર માંસ, કંડરા તથા શિરાઓ છે અને મળ પિત્ત છે; માંસનો સાર મેદ–૭ ત્વચાઓ તથા વસા છે; અને કિટ્ટ છિદ્રોના મેલ છે. તે કાન, આંખ, નાસિકા, મોઢું, રુંવાટાંનાં છિદ્રો તથા લિંગના મેલ જાણવા; મેદનો સાર હાડકાં, સ્નાયુઓ તથા સંધિઓ છે; અને મેલ પરસેવો છે. હાડકાનો સાર મજ્જા છે અને કિટ્ટ માથાના વાળ, રુંવાટાં તથા નખો છે; મજ્જાનો સાર વીર્ય છે અને મળ આંખનો મેલ તથા ત્વચાનો સ્નેહ છે. વીર્યનો સાર ગર્ભ છે; પરંતુ બીજા વિદ્વાનો વીર્યનો સાર ઓજસ કહે છે. વીર્ય તો અત્યંત શુદ્ધ છે, તેથી તેમાં મેલ નથી. એ જ કારણે તે વીર્યનો પાક વિદ્વાનો માનતા નથી. 'वायुः पुनरग्नेः आहारस्य च बहुत्वल्पतया तस्मात् तस्मात् मूर्च्छनाविशेषात् अमूर्त्तः शब्दवान् ईषच्छब्दप्रचुरः अल्पो वा पश्चात्मा कोष्ठे प्रादुर्भवति आहारस्य परिणतिकाले भुक्तमन्नं

रसरक्तादिपाकक्रमेण अहोरात्रात् शुक्रत्वं याति, षड्‌हात् इति केचित् 'षड्भिः केचिदहोरात्रैरिच्छन्ति परिवर्तनम्' इति– અગ્નિ તથા આહાર વધારે કે ઓછા હોય તે કારણે તે તે મૂર્ચ્છનાઓના વિશેષથી આહારના પરિણામના સમયે વાયુ કોઠાની અંદર અમૂર્ત હોઈ શબ્દને કરતો લગાર પુષ્કળ શબ્દથી યુક્ત અથવા ઓછો હોઈ કોઠામાં પાંચ સ્વરૂપે પ્રકટ થાય છે; ખાધેલું અન્ન રસરક્ત આદિના પાકના ક્રમથી એક જ રાતદિવસમાં વીર્યરૂપે થાય છે; પણ કેટલાક કહે છે, ૭ દિવસે વીર્ય તૈયાર થાય છે; આ સંબંધે ચરક ચિકિત્સાસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહે છે કે, 'કેટલાક આચાર્યો પૂરા ૭ રાતદિવસોમાં ધાતુઓનું પરિવર્તન માને છે.' પરંતુ પરાશર તો આઠ રાત્રિમાં ધાતુઓનું પરિવર્તન આ પ્રમાણે કહે છે: 'आहारोऽद्यतनो यश्च श्वो रसत्वं स गच्छति । शोणितत्वं तृतीयेऽह्नि चतुर्थे मांसतामपि ॥ मेदस्त्वं पञ्चमे षष्ठे त्वस्थित्वं सप्तमे व्रजेत् । मज्जता शुक्रतामेति दिवसे त्वष्टमे नृणाम् । तस्माद्धि पथ्यापथ्याभ्यामाहाराभ्यां नृणां ध्रुवम् । सप्तरात्रेण शुद्ध्यन्ति प्रदुष्यन्ति च धातवः. જે આહાર આજે ખાધો હોય તે આવતી કાલે રસરૂપે થાય છે; ત્રીજા દિવસે તેનું રુધિર બને છે, ચોથા દિવસે તેનું માંસ થાય છે, પાંચમા દિવસે તેનો મેદ થાય છે, છઠ્ઠા દિવસે તે હાડકારૂપે થાય છે, સાતમા દિવસે તેની મજ્જા ધાતુ બને છે અને આઠમા દિવસે પુરુષોનું તે વીર્ય થાય છે; આ કારણે મનુષ્યોની ધાતુઓ પથ્ય આહારથી સાત દિવસે શુદ્ધ તૈયાર થાય છે અને અપથ્ય આહારથી સાત દિવસે તેઓ બગડે છે કે ખરાબ થાય છે.' સુશ્રુત તો સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયમાં આમ લખે છે: 'आहाररसो मासेन शुक्रो-भवति, स खलु त्रीणि त्रीणि कलासहस्राणि पञ्चदश च कला एकैकस्मिन् धाताववतिष्ठते, एवं मासेन रसः शुक्रो-भवति–આહારનો રસ એક મહિને વીર્યરૂપે થાય છે; તે રસ ત્રણ ત્રણ હજાર અને તેની ઉપર પંદર પંદર કળાઓ સુધી એટલે પાંચ પાંચ દિવસો સુધી એક એક ધાતુમાં રહે છે; એમ એક મહિને પુરુષોના વીર્યરૂપે તથા સ્ત્રીઓના આર્તવરૂપે થાય છે.' આ સંબંધે અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૭મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'मासेन शुक्रो-भवति, इति रक्तादीनां षण्णाम् एकैकस्य पञ्चभिः अहोभिः पाकात्, वृष्यानुपयोगात्तु सद्यः शुक्रादिकराः प्रभावात्, तथा च 'केचिदाहुरहोरात्रात् षड हादपरे परे । मासात् प्रयाति शुक्रत्वमन्न पाकक्रमादिति । वृष्यादीनि प्रभावात्तु सद्यः शुक्रादि कुर्वते–એક મહિને આહારના રસમાંથી વીર્ય તૈયાર થાય છે; કારણ કે રસમાંથી રક્ત આદિ ૭ ધાતુઓ પાંચપાંચ દિવસે પાકે છે; છતાં વૃષ્ય આદિ દ્રવ્યોના ઉપયોગો તત્કાળ વીર્ય કરનારા પણ થાય છે; તેમાં તે વૃષ્ય દ્રવ્યોનો પ્રભાવ કારણરૂપે હોય છે; કેટલાક કહે છે કે વીર્ય એક રાતદિવસમાં બને છે, કેટલાક કહે છે કે વીર્ય ૭ રાતદિવસોમાં બને છે, બીજા કેટલાક કહે છે કે વીર્ય એક મહિને બને છે: કેમ કે ધાતુઓનો અનુક્રમે પાક થતાં એક મહિને ખાવેલો ખોરાક અન્નરૂપે તૈયાર થાય છે; પરંતુ પોતાના પ્રભાવના કારણે વૃષ્ય આદિ દ્રવ્યો તત્કાળ વીર્યને ઉત્પન્ન કરનારાં પણ થાય છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'જ્યારે આહારમાં પહેલી રસ ધાતુ બને છે, ત્યારે તે જેતું જેતું પોષણ કરે છે, તે અહીં જણાવવા માગે છે: અશિતાદિ આહાર, જઠરના અગ્નિથી પચીને તૈયાર થાય છે, ત્યારે તે 'પ્રસાદ' તથા 'રસ' નામની પહેલી ધાતુને ઉત્પન્ન કરે છે, તેમ જ 'મલ' નામના 'કિટ્ટ'ને પણ મૂત્ર તથા વિષ્ટારૂપે ઉત્પન્ન કરે છે; એકંદર સર્વ આહારોનું પાચન થતાં એ પાકરૂપ વ્યાપારમાં બે પ્રકારનું ફળ બને છે; એક પ્રસાદભાગ અને બીજો મળભાગ; અર્થાત્ આહારનો પાક થતાં તેના ફળરૂપે 'પ્રસાદ' નામનો રસ અને 'મલ' નામનું કિટ્ટ-મૂત્ર તથા વિષ્ટારૂપે તૈયાર થાય છે; જેમ ચોખાનો પાક (રંધાતું) તૈયાર થતાં 'પ્રસાદ' નામે ભાત તૈયાર થાય છે અને 'મલ' નામે કિટ્ટભાગ ફીણ તથા ઓસામણરૂપે તૈયાર થાય છે; તેમાંના એ રસ–ભાગનો આહાર મેળવી પહેલી 'રસ' ધાતુ પોષણ પામે છે; કિટ્ટભાગરૂપ મૂત્રનો આહાર મેળવી મૂત્ર અને વિષ્ટાનો આહાર મેળવી વિષ્ટા પોષણ પામે છે; વળી તે કિટ્ટભાગમાંથી બીજાં જે જે પોષણ મેળવે છે, તે પણ અહીં કહે છે: એ આહારમાંથી ઉત્પન્ન થયેલા કિટ્ટભાગમાંથી પરસેવો વગેરે પોષણ પામે છે. એ કિટ્ટમાંથી પ્રથમ સ્નેહયુક્ત પ્રવાહી અંશ નીકળે છે, એ જ સ્વેદ–પરસેવો છે; તેનો આહાર કરી સ્વેદ–પરસેવો પોષણ પામે છે. સ્નેહરહિત જે પ્રવાહી અંશ નીકળે છે તેનો આહાર કરી મૂત્ર પોષણ પામે છે અને પ્રવાહી સિવાયનો જે અંશ હોય છે, તેનો આહાર કરી વિષ્ટા પોષણ પામે છે; એ વિષ્ટા પક્વાશયમાં રહેલી હોય, ત્યારે વાયુથી સુકાઈ જતાં ચોપાસથી પિંડરૂપે તૈયાર થાય છે; તેના એ પરિણામથી ઉત્પન્ન થયેલા વાયુમાંથી વાયુ પોષણ પામે છે; પાચનક્રિયાને પામતું ખાધેલું અન્ન જ્યારે ખાટું થાય છે, ત્યારે તેના સ્વચ્છ ભાગરૂપ પિત્તનો આહાર કરી પિત્ત પોષણ પામે છે; ખાધેલા ખોરાકની પાચનક્રિયા જ્યારે શરૂ થાય છે, ત્યારે તેમાંથી ફીણનો ભાગ ઉત્પન્ન થાય છે, તેના

કફ કહેવાય છે; તેનો આહાર કરી કફ પોષણ પામે છે: એમ આહારમાંથી ઉત્પન્ન થયેલા કિટ્ટ ભાગમાંથી તેઓ પોષણ મેળવે છે; જેવી રીતે જઠરના અગ્નિ દ્વારા ખાધેલા ખોરાકની પાચનક્રિયા શરૂ થતાં તેમાંથી ઉત્પન્ન થયેલા ફીણુ ભાગનો આહાર મેળવી કફ પોષણ પામે છે, તે જ પ્રમાણે રસના મળનો આહાર મેળવીને પણ કફ પોષણ પામે છે; વળી જેમ પાચનક્રિયાને પામી રહેલા ખાધેલા ખોરાકમાંથી જે સ્વચ્છ ભાગ ઉત્પન્ન થાય છે, તેનો આહાર કરી પિત્ત પોષણ મેળવે છે, તે જ પ્રમાણે પાચનક્રિયાને પામતા રક્તના કિટ્ટ ભાગમાંથી પણ પિત્ત પોષણ મેળવે છે; વળી જે માંસ પાચનક્રિયાને પામી રહ્યું હોય છે, તેના કિટ્ટ–માગમાંથી કિટ્ટનો આહાર મેળવી કાન, આંખ, નાક, મોઢું, રૂવાડાંનાં છિદ્રો તથા લિંગના મેલ પોષણ મેળવે છે; તેમ જ જે મેદ ધાતુ પાચનક્રિયાને પામી રહેલ હોય છે, તેના કિટ્ટ ભાગમાંથી કિટ્ટનો આહાર મેળવીને પણ પરસેવો પોષણ મેળવે છે; તે જ પ્રમાણે હાડકાં પાચનક્રિયાને પામી રહ્યાં હોય, ત્યારે તેના કિટ્ટભાગમાંથી કિટ્ટનો આહાર મેળવી માથાના વાળ, દાઢીમૂછનાં રૂંવાડાં, નખ તથા દાંત વગેરે પોષણ મેળવે છે; મજ્જા નામની ધાતુ જ્યારે પાચનક્રિયાને પામે છે, ત્યારે તેના કિટ્ટભાગમાંથી કિટ્ટનો આહાર મેળવી દેહનો સ્નેહ પોષણ મેળવે છે; શરીરની ચામડી જ્યારે પાચનક્રિયાને પામે છે, ત્યારે તેના કિટ્ટભાગમાંથી કિટ્ટનો આહાર કરી આંખનો મેલ પોષણ પામે છે; એમ એ 'મલ' નામનું પાચનક્રિયાનું ફળ થાય છે; આ સંબંધે ચિકિત્સાસ્થાનમાં ૧૫મા અધ્યાયમાં જે કહેશે, તે ત્યાં જોવું. (અહીં યોગીન્દ્રનાથે જે શ્લોકો ઉપર લખેલા ઉતાર્યા છે, તે જ શ્રી ગંગાધરે પણ ઉતાર્યા છે; તે ઉપર જોઈ લેવા.) હવે પ્રસાદ નામના રસમાંથી જેઓ પોષણ મેળવે છે, તે જણાવે છે કે આહારના રસમાંથી રસ તથા રુધિર આદિ ધાતુઓ પોષણ મેળવે છે, તે વાત પણ ગ્રહણી અધ્યાયમાં કહેલ છે કે 'रसाद् रक्तं ततो मांसं मांसान्मेदस्ततोऽस्थि च । अस्थ्नो मज्जा ततः शुक्रं शुक्राद् गर्भः प्रसादजः' (આનો અર્થ પણ ઉપર આપેલ છે.) અહીં કહેલ ઓજસ એ સર્વ ધાતુઓના સારરૂપે હોય છે; એ જ પ્રમાણે આહારના રસમાંથી જ 'પ્રસાદ' નામનાં પાંચ ઇંદ્રિયોનાં (ઉત્પન્ન કરનારાં) દ્રવ્યો, આકાશ, વાયુ, તેજ, જળ તથા ભૂમિ પોષણ મેળવે છે; એકંદર આહારથી ઉત્પન્ન થતા રસમાં જ વિકારરૂપે જે થયા હોય છે, તે આકાશ વગેરે પાંચ ભૂતો પક્વ થઈને, મળરૂપ વિકારનો ત્યાગ કરી, પ્રસન્ન–સ્વચ્છ થઈને શબ્દ આદિ એક એક ગુણવાળાં જે હોય છે, તેઓનો જ આહાર કરી ગર્ભની શરૂઆતમાં આત્મામાંથી કરાયેલાં તથા પાંચ ઇંદ્રિયોને ઉત્પન્ન કરનારાં આકાશ આદિ પાંચ મહાભૂતો શબ્દ આદિ એક એક ગુણવાળાં હોઈને પોષણ પામે છે; અહીં વાયુના પોષણ ઉપરથી જ પ્રાણોનું પોષણ પણ જણાવી દીધું છે. અહીં શરીરના પોષણનું પ્રકરણ હોવાથી આત્માનું પોષણ કહ્યું નથી, પરંતુ તે પણ છાંદોગ્ય ઉપનિષદમાં 'ત્રિવૃત્–કરણ–પ્રકરણ'માં જે કહેલ છે, તે ઉપરથી સમજી લેવું. એ જ પ્રમાણે તે રસમાંથી જ શરીરના સાંધાઓ, બંધનો તથા પિચ્છા વગેરે અવયવો પણ પોષણ મેળવે છે.

અહીં શ્રી ચક્રપાણિ પણ આયુર્વેદદીપિકા ટીકામાં વિસ્તારથી ઘણું સમજાવે છે અને વીર્યની ઉત્પત્તિ સંબંધે પણ જુદા જુદા પક્ષો પ્રદર્શિત કરે છે, તે બધાંનો અનુવાદ અહીં લખવાથી પિષ્ટપેષણ જેવું જણાતાં અને લંબાણ ઘણું થઈ જાય તે કારણે તે લખેલ નથી. ૪–૬

### ઉપર જણાવેલ વિષયનો ઉપસંહાર

**ते सर्व एव धातवो मलाख्याः प्रसादाख्याश्च रसमलाभ्यां पुष्यन्तः स्वं मानमनुवर्तन्ते यथावयःशरीरम् ॥ ७ ॥**

**एवं रसमलौ स्वप्रमाणावस्थितौ आश्रयस्य समधातोर्धातुसाम्यमनुवर्तयतः ॥ ८ ॥**

**એ બધીયે 'મલ' નામની તથા 'પ્રસાદ' નામની ધાતુઓ રસ તથા મલ(કિટ્ટ)થી પોષણ પામતી રહીને જે વ્યક્તિની જેટલી ઉંમર તથા જે પ્રમાણે શરીર હોય, તે પ્રમાણે પોતપોતાના માપને અનુસરે છે કે માપમાં રહ્યા કરે છે. એમ પોતાના પ્રમાણમાં રહેલા રસ તથા મલ એ બન્ને, સમધાતુવાળા માણસની ધાતુઓની સમાનતાને અનુસરે છે એટલે કે સમાનતાનું અનુસરણ કરાવ્યા કરે છે. ૭,૮**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'અહીં 'મલ' નામની જે ધાતુઓ કહે છે, તે સ્વેદ, મૂત્ર આદિ સમજવી અને 'પ્રસાદ' નામની જે ધાતુઓ કહે છે, તે રસ–રક્ત આદિ જાણવી. મલ વગેરે પણ શરીરનું ધારણ–પોષણ કરે છે, તેથી તેઓ પણ (दधति–धारयन्ति पोषयन्ति च शरीरम् इति धातवः) 'ધાતુઓ' કહેવાય છે. તે બધી 'મલ'–ધાતુઓ તથા 'પ્રસાદ'–ધાતુઓ, આહારથી ઉત્પન્ન થયેલા રસથી તથા મલથી

પોષણ પામતા હરકોઈ શરીરમાં બાળપણ વગેરે તેની ઉંમર પ્રમાણે તથા તે શરીરની લંબાઈ, ટૂંકાઈ, જાડાઈ, કૃશતા કે મધ્યમ માપને અનુસરી પોતપોતાના માપમાં રહ્યા કરે છે; એ જ પ્રમાણે રસ તથા મલ પણ પોતપોતાના પ્રમાણમાં રહીને પોતાના આશ્રયરૂપ સમધાતુવાળા શરીરના સામ્યને અનુસરાવ્યા કરે છે; એટલે કે તે શરીરના સમભાવ કે એકસરખી સ્થિતિનું અનુસરણ કરાવ્યા કરે છે. અહીં રસનું તથા મળનું પોતપોતાના પ્રમાણને અનુસરણ એટલે કે જેટલા પ્રમાણમાં રસ તથા મળો થવા જોઈએ, તે સર્વ રસયુક્ત સાત્મ્ય આહારના ઉપયોગો દ્વારા થાય છે, એમ સમજવું જોઈએ. આ સંબંધે ચરકે શ્લોકસ્થાનના ૭મા અધ્યાયમાં પ્રથમ કહ્યું પણ છે કે 'सम सर्वरसं सात्म्यं समधातो प्रशस्यते-જે માણસ સમધાતુ હોય છે એટલે કે જેના વાત-પિત્ત-કફ એકસરખા-જેટલું જોઈએ તે પ્રમાણમાં હોય છે, તેને સર્વ રસોથી યુક્ત સમ-અવિરદ્ધ અથવા યોગ્ય પ્રમાણનું ભોજન સાત્મ્ય-એટલે હિતકારી થાય છે.' એમ સમધાતુવાળા શરીરનું સામ્ય અનુસરણ કહીને વિષમ ધાતુઓનું પણ આહાર દ્વારા સામ્ય કે સમપણું પણ દર્શાવે છે: વૈષમ્ય કે વિષમપણું એટલે હ્રાસવૃદ્ધિમાં જવું એટલે કે ધાતુઓનું ઓછાવધતું થવું તે, અમુક કોઈ નિમિત્તથી કે પ્રકૃતિથી થાય છે; આ સંબંધે 'શરીરવિચય' નામના શારીરસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં ચરક કહેશે કે, 'वैषम्यगमनं पुनर् धातूनां वृद्धिह्रासगमनमकात्स्न्येन प्रकृत्या च-ધાતુઓનું વિષમતામાં જવું એટલે ઓછાવધતા પ્રમાણમાં થવું, તે અસંપૂર્ણપણાથી અને પ્રકૃતિથી થાય છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં ખૂબ ઊંડાણમાં ઊતરીને આમ સમજાવે છે: 'એ બધી 'મલ' નામની તથા 'પ્રસાદ' નામની ધાતુઓ, આહારમાંથી થતા રસ તથા મલ દ્વારા પોષણને પામતી હોઈ, મનુષ્યની ઉંમર પ્રમાણે તથા શરીર પ્રમાણે પોતાની પ્રકૃતિના માપે રહ્યા કરે છે; તેમાં ઉંમરને અનુસરી કે ઉંમર પ્રમાણે તો આ શરીર જન્મથી માંડી નવીન સ્વભાવ તથા નવીન ધાતુઓના સમુદાયરૂપ જ રહ્યા કરે છે; તેઓમાં ધાતુઓની પ્રત્યગ્રતા કે નવીનતા 'अग्रम् अग्रम् इति प्रत्यग्रम्'-આગળ આગળ જે વર્ત્યા કરે છે-તે પ્રત્યગ્રભાવ કે નવીનતા સ્વભાવથી ત્રીસ વર્ષ સુધી વર્તે છે; તેમાં સોળ વર્ષ સુધી અસંપૂર્ણપણે પ્રત્યગ્રભાવ કે નવીનતા હોય છે, પરંતુ સોળમા વર્ષે તો શરીરમાં સંપૂર્ણપણે સર્વ ધાતુઓ પ્રાપ્ત થયેલી હોય છે; આ સંબંધે સુશ્રુતમાં કહ્યું છે કે-' यथा हि पुष्पमुकुलस्थो गन्धो न शक्यमिहास्तीति वक्तुं नैवास्तीति, अथवा अस्ति सतां भावानाम् अभिव्यक्तिः, इति कृत्वा केवलं सौक्ष्म्यान्नाभिव्यज्यते, स एव गन्धो विवृतपत्रकेसरे कुसुमे कालान्तरेणाभिव्यक्तिं गच्छति. एवं बालानामपि वयःपरिणामाच्छुक्रप्रादुर्भावो भवति, रोमराज्यादयश्चार्तवादयश्च विशेषा नारीणां रजसि चोपचीयमाने शनैः शनैः स्तनगर्भाशययोन्यभिवृद्धिर्भवति, स एवान्नरसो वृद्धानां जरापक्वशरीरत्वादप्रीणनो भवति त एते शरीरधारणाद् धातव इत्युच्यन्ते '-જેમ પુષ્પની કાચી કળીમાં રહેલ ગંધ, આમાં આ છે કે નથી, એ ચોક્કસ કહી શકાતું નથી; અથવા તે ગંધ તેમાં અવશ્ય છે જ, પરંતુ અમુક સ્થિતિએ પહોંચ્યા પછી જ તે પ્રકટ સ્વરૂપમાં જણાય છે; કેવળ સૂક્ષ્મપણાને લીધે તે ગંધ કળીમાં જણાતી નથી; પરંતુ એ જ કળીની પાંખડીઓ તથા કેશરા વિકસિત થતાં અમુક સમય વીત્યા પછી તે ગંધ પ્રકટસ્વરૂપે પ્રકટે છે; એ જ પ્રમાણે બાળકોની ઉંમર જ્યારે પરિણામને પામે છે-પક્વ થાય છે, ત્યારે વીર્યનો પ્રાદુર્ભાવ થાય છે; રુંવાડાંની પંક્તિ વગેરે તથા સ્ત્રીઓને આર્તવ કે સ્ત્રીધર્મ વગેરે વિશેષ-ફેરફારો પણ અમુક ઉંમરે પહોંચ્યા પછી જ થાય છે; સ્ત્રીઓમાં જેમ જેમ રજ પુષ્ટ કે વધુ વધુ થતું જાય છે, તેમતેમ ધીમેધીમે સ્તનોની, ગર્ભાશયની તથા યોનિની પણ સંપૂર્ણ વૃદ્ધિ થયા કરે છે; (એમ તે બધું અન્નના રસ દ્વારા થયા કરે છે; પરંતુ એ જ અન્નનો રસ, વૃદ્ધ માણસોના શરીરો, ઘડપણથી પરિપક્વ થયાં હોય છે, એ કારણે તેઓને પુષ્ટિકારક થતો નથી; આ બધા રસ વગેરે પદાર્થો, 'शरीरधारणाद् धातवः-શરીરનું ધારણ-પોષણ કરે છે, તેથી 'ધાતુઓ' કહેવાય છે.' આ સુશ્રુતના વચનમાં 'बालानाम्' એ પદ મૂકીને સોળ વર્ષની ઉંમર સુધીનાં માણસો જણાવ્યાં છે; એ સોળ વર્ષ પછી ત્રીસ વર્ષ સુધીમાં તો જેઓની સર્વ ધાતુઓ પૂર્ણ થઈ હોય છે, તેવા માણસોને સંપૂર્ણ નવીનપણું પ્રાપ્ત થાય છે, એટલે એ ઉપરથી સાબિત થાય છે કે, આહારના રસથી અનુક્રમે ધાતુઓની વૃદ્ધિ થતાં શરીર વધે છે. ત્રીસ વર્ષની ઉંમર થયા પછી એ સંપૂર્ણ થયેલી ધાતુઓની પુષ્ટિનો સ્વભાવ સાઠ વર્ષ સુધી સ્થિરતાયુક્ત રહે છે; એટલે કે ત્રીસ વર્ષથી માંડી સાઠ વર્ષ સુધીમાં શરીરનો ક્ષય કે વૃદ્ધિ થતી નથી; પછી સાઠ વર્ષથી માંડી સિત્તેર વર્ષ સુધીમાં શરીરના હ્રાસનો કે ક્ષીણપણું થવાનો માત્ર આરંભ થવા માંડે છે, અને તે સિત્તેર વર્ષ પછી તો અનુક્રમે શરીરનો ક્ષય જ થવા માંડે છે, ત્યારે વૃદ્ધપણું થયું કહેવાય છે. એમ ઉંમર શરીરને અનુસરી તે ધાતુઓ પોતપોતાના માપમાં રહ્યા કરે છે. એ જ પ્રકારે રસ

તથા મલ એ બન્ને પણ પોતાના પ્રમાણમાં રહીને તે રસ તથા મલના આશ્રયરૂપ સમધાતુવાળા શરીરની ધાતુઓની સમાનતાને અનુસરાવ્યા કરે છે. રસ દ્વારા રસ વગેરેનું ઉત્તરોત્તર પોષણ જે થાય છે તે સુશ્રુતના સૂત્રસ્થાનના 'શોણિત–વર્ણનીય' નામના ૧૪મા અધ્યાયમાં આ પ્રમાણે કહેલ છે : 'तत्र पाञ्चभौतिकस्य चतुर्विधस्य षड्रसस्य द्विविधवीर्यस्याष्टविधवीर्यस्य वाऽनेकगुणस्योपयुक्तस्याहारस्य सम्यक्परिणतस्य यस्तेजोभूतः सारः परमसूक्ष्मः स रस इत्युच्यते, तस्य च हृदयं स्थानम्, स हृदयाच्चतुर्विंशतिं धमनीरनुप्रविश्योर्ध्वगा दश दश चाधोगामिन्यस्तस्रस्तिर्यग्गाः कृत्स्नं शरीरमहरहस्तर्पयति वर्धयति धारयति यापयति जीवयति चादृष्टहेतुकेन कर्मणा। तस्य शरीरमनुधावतोऽनुमानाद् गतिरुपलक्षयितव्या क्षयवृद्धिवैकृतैः, तस्मिन् सर्वशरीरावयवदोषधातुमलाशयानुसारिणि रसे जिज्ञासा, किमयं सौम्यस्तैजसो वेति? अत्रोच्यते- स खलु द्रवानुसारी स्नेहनजीवनतर्पणधारणादिभिः विशेषैः सौम्य इत्यवगम्यते, स खल्वाप्यो रसो यकृत्–प्लीहानौ प्राप्य रागमुपैति, भवतश्चात्र–'रञ्जितास्तेजसा त्वापः शरीरस्थेन देहिनाम्। अव्यापन्नाः प्रसन्नेन रक्तमित्यभिधीयते ॥ रसादेव स्त्रिया रक्तं रजःसंज्ञं प्रवर्तते। तद् वर्षाद् द्वादशादूर्ध्वं याति पञ्चाशतः क्षयम् ॥ आर्त्तवं शोणितं तु आग्नेयमग्नीषोमीयत्वाद् गर्भस्य ॥ पाञ्चभौतिकं चापरे जीवरक्तमाहुराचार्याः–' विस्रता द्रवता रागः स्पन्दनं लघुता तथा। भूम्यादीनां गुणा ह्येते दृश्यन्ते चात्र शोणिते। रसाद्रक्तं ततो मांसं मांसान्मेदः प्रजायते। मेदसोऽस्थि ततो मज्जा मज्ज्ञः शुक्रस्य संभवः' ॥ तत्रैषां धातूनामन्नपानरसः प्रीणयिता। 'रसजं पुरुषं विद्याद् रसं रक्षेत् प्रयत्नतः। अन्नात् पानाच्च मतिमानाचाराच्चाप्यतन्द्रितः'। तत्र 'रस गतौ' धातुरहरहर्गच्छतीत्यतो रसः। स खलु त्रीणि त्रीणि कलासहस्राणि पञ्चदश च कला एकैकस्मिन् धातावतिष्ठते, एवं मासेन रसः शुक्रं भवति, स्त्रीणां चार्तवमिति। भवति चात्र–'अष्टादश सहस्राणि संख्या चास्मिन् समुच्चये। कलानां नवतिः प्रोक्ताः स्वतन्त्रपरतन्त्रयोः' ॥ स शब्दार्चिर्जलसंतानवदणुना विशेषेणानुधावत्येव शरीरं केवलम्। वाजीकरण्यस्त्वोषधयः स्वबलगुणोत्कर्षाद् विरेचनवदुपयुक्ताः शुक्रं शीघ्रं विरेचयन्तीति'॥–આહાર પાંચ મહાભૂતોના વિકારરૂપ હોય છે; તે જમવાનો, પીવાનો, ચાટવાનો તથા ખાવાનો એમ ચાર પ્રકારનો હોય છે; તેમાં મધુર આદિ છ રસો હોય છે; શીત તથા ઉષ્ણ એમ બે પ્રકારનું વીર્ય હોય છે; અથવા શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, વિશદ, પિચ્છિલ, મૃદુ તથા તીક્ષ્ણ, એમ આઠ પ્રકારનું વીર્ય તેમાં હોય છે; અને અનેક પ્રકારના ગુણો રહેલા હોય છે; એવા પ્રકારનો તે આહાર ઉપયોગમાં લીધો હોય અને તે બરાબર પચી ગયો હોય, ત્યારે તેનો જે તેજરૂપ પરમ સૂક્ષ્મ સાર તૈયાર થાય છે, તે 'રસ' એમ કહેવાય છે; તેનું મુખ્ય સ્થાન હૃદય છે; એ હૃદયમાંથી ચોવીસ ધમનીઓમાં તે રસ પ્રવેશ કરે છે; જેમાંની દશ ધમની–નાડીઓ શરીરના ઉપરના ભાગમાં જાય છે, દશ ધમનીઓ શરીરના નીચેના ભાગમાં જાય છે અને બાકીની ચાર ધમનીઓ આડી જાય છે. તે ચોવીસ ધમનીઓ કે નાડીઓ દ્વારા તે રસ આખા શરીરને કાયમ તૃપ્ત કર્યા કરે છે, બાળકના શરીરને વધાર્યા કરે છે, (મધ્યમ વયના શરીરનું) ધારણ–પોષણ કરે છે, અને (વૃદ્ધના શરીરને) એમનું એમ ચલાવ્યે જાય છે; અને જિવાડ્યા કરે છે; પરંતુ તેમાં કારણ તો તે–(શરીરધારી જીવાત્મા)નું અદૃષ્ટ–કર્મ જ હોય છે. એ રસ શરીરમાં ચોપાસ ગતિ કરી રહ્યો છે, તેનો ક્ષય કે વૃદ્ધિરૂપ વિકારો ઉપરથી અનુમાન દ્વારા તેની ગતિ જાણી શકાય છે: (અર્થાત્ હૃદયમાં પીડા કે કંપ વગેરે જો થતાં હોય તો જાણવું કે રસની ક્ષયરૂપ વિકૃત ગતિ થઈ છે; અને હૃદયમાં બોજો વગેરે જો જણાય તો તે ઉપરથી જાણવું કે, રસની વૃદ્ધિરૂપ વિકૃત ગતિ થઈ છે; તેમ જ એ રસ આખાયે શરીરમાં બરાબર તૃપ્તિ આપતો હોય–વગેરે ચિહ્નો દ્વારા એ રસની અવિકૃત ગતિ કે સમ્યગ્‌ગતિ જાણી શકાય છે.) એમ આખા શરીરના અવયવોને, દોષોને, ધાતુઓને મળોને તથા આશયોને અનુસરતા એ રસ વિષે જો જિજ્ઞાસા થાય કે એ રસ ધાતુ સૌમ્ય છે કે તૈજસ છે, તો એ વિષે કહેવાય છે કે, દ્રવ કે પ્રવાહીરૂપે શરીરમાં ગતિ કરનાર હોવાથી તથા સ્નેહન, જીવન, તર્પણ તથા ધારણ આદિ વિશેષો ઉપરથી જાણી શકાય છે કે, તે રસ 'સૌમ્ય' છે. એમ તે રસ જળ સંબંધી અથવા જળનો જ વિકાર છે, છતાં (જમણે પડખે રહેલાં) યકૃતને તથા (ડાબે પડખે રહેલ) પ્લીહનને પામી રંગ કે રતાશને પામે છે. આ સંબંધે બે શ્લોકો છે; તેમાં ભગવાન ધન્વન્તરિ સ્વમુખે આમ કહે છે કે, રસરૂપે શરીરમાં રહેલ એ જળતત્ત્વો જો બગડ્યાં કે વિકાર પામ્યાં ન હોય તો પ્રાણીઓના દેહમાં રહેલાં સ્વચ્છ તેજ–રંજક નામના પિત્તને લીધે જ્યારે રંગાઈ જાય છે, ત્યારે તે 'રક્ત કે રુધિર' કહેવાય છે. સ્ત્રીનું 'રજ' નામનું જે રક્ત–માસિક આર્તવરૂપે ચાલુ રહે છે, તે પણ રસમાંથી બને છે અને સ્ત્રીના બારમા વર્ષથી ચાલુ થઈને તે આર્તવ પચાસમા વર્ષ પછી ક્ષય પામે છે. સ્ત્રીનું એ આર્તવરૂપ રુધિર, જો કે જલીય તત્ત્વ રસમાંથી જ એ રીતે ઉત્પન્ન થાય છે, છતાં તે રજ કે આર્તવ આગ્નેય કે અગ્નિતત્ત્વ જ ગણાય છે; કેમ કે સ્ત્રીનો ગર્ભ

પોષણ પામતા હરકોઈ શરીરમાં બાળપણ વગેરે તેની ઉંમર પ્રમાણે તથા તે શરીરની લંબાઈ, ટૂંકાઈ, જાડાઈ, કૃશતા કે મધ્યમ માપને અનુસરી પોતપોતાના માપમાં રહ્યા કરે છે; એ જ પ્રમાણે રસ તથા મલ પણ પોતપોતાના પ્રમાણમાં રહીને પોતાના આશ્રયરૂપ સમધાતુવાળા શરીરના સામ્યને અનુસરાવ્યા કરે છે; એટલે કે તે શરીરના સમભાવ કે એકસરખી સ્થિતિનું અનુસરણ કરાવ્યા કરે છે. અહીં રસનું તથા મળનું પોતપોતાના પ્રમાણને અનુસરણ એટલે કે જેટલા પ્રમાણમાં રસ તથા મળો થવા જોઈએ, તે સર્વ રસયુક્ત સાત્મ્ય આહારના ઉપયોગો દ્વારા થાય છે, એમ સમજવું જોઈએ. આ સંબંધે ચરકે શ્લોકસ્થાનના ૭મા અધ્યાયમાં પ્રથમ કહ્યું પણ છે કે 'समं सर्वरसं सात्म्य समधातो प्रशस्यते–જે માણસ સમધાતુ હોય છે એટલે કે જેના વાત-પિત્ત-કફ એકસરખા–જેટલું જોઈએ તે પ્રમાણમાં હોય છે, તેને સર્વ રસોથી યુક્ત સમ–અવિરુદ્ધ અથવા યોગ્ય પ્રમાણનું ભોજન સાત્મ્ય–એટલે હિતકારી થાય છે.' એમ સમધાતુવાળા શરીરનું સામ્ય અનુસરણ કહીને વિષમ ધાતુઓનું પણ આહાર દ્વારા સામ્ય કે સમપણું પણ દર્શાવે છે: વૈષમ્ય કે વિષમપણું એટલે હ્રાસવૃદ્ધિમાં જવું એટલે કે ધાતુઓનું ઓછાવધતું થવું તે, અમુક કોઈ નિમિત્તથી કે પ્રકૃતિથી થાય છે; આ સંબંધે 'શરીરવિચય' નામના શારીરસ્થાનના ૬ ઠ્ઠા અધ્યાયમાં ચરક કહે છે કે, 'वैषम्यगमनं पुनर् धातूनां वृद्धिह्रासगमनमकात्स्न्येन प्रकृत्या च–ધાતુઓનું વિષમતામાં જવું એટલે ઓછાવધતા પ્રમાણમાં થવું, તે અસંપૂર્ણપણાથી અને પ્રકૃતિથી થાય છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં ખૂબ ઊંડાણમાં ઊતરીને આમ સમજાવે છે: 'એ બન્ને 'મલ' નામની તથા 'પ્રસાદ' નામની ધાતુઓ, આહારમાંથી થતા રસ તથા મલ દ્વારા પોષણને પામતી હોઈ, મનુષ્યની ઉંમર પ્રમાણે તથા શરીર પ્રમાણે પોતાની પ્રકૃતિના માપે રહ્યા કરે છે; તેમાં ઉંમરને અનુસરી કે ઉંમર પ્રમાણે તો આ શરીર જન્મથી માંડી નવીન સ્વભાવ તથા નવીન ધાતુઓના સમુદાયરૂપ જ રહ્યા કરે છે; તેઓમાં ધાતુઓની પ્રત્યગ્રતા કે નવીનતા 'अग्रम् अग्रम् इति प्रत्यग्रम्'–આગળ આગળ જે વર્ત્યા કરે છે–તે પ્રત્યગ્રભાવ કે નવીનતા સ્વભાવથી ત્રીસ વર્ષ સુધી વર્તે છે; તેમાં સોળ વર્ષ સુધી અસંપૂર્ણપણે પ્રત્યગ્રભાવ કે નવીનતા હોય છે, પરંતુ સોળમા વર્ષે તો શરીરમાં સંપૂર્ણપણે સર્વ ધાતુઓ પ્રાપ્ત થયેલી હોય છે; આ સંબંધે સુશ્રુતમાં કહ્યું છે કે–'यथा हि पुष्पमुकुलस्थो गन्धो न शक्यमिहास्तीति वक्तुं नैवास्तीति, अथवा अस्ति सतां भावानाम् अभिव्यक्ति, इति कृत्वा केवलं सौक्ष्म्यान्नाभिव्यज्यते, स एव गन्धो विवृतपत्रकेसरे कुसुमे कालान्तरेण अभिव्यक्ति गच्छति, एवं बालानामपि वयः–परिणामाच्छुक्रप्रादुर्भावो भवति, रोमराज्यादयोऽथार्त्तवादयश्च विशेषा नारीणां रजसि चोपचीयमाने शनैः शनैः स्तनगर्भाशययोन्यभिवृद्धिर्भवति, स एवान्नरसो वृद्धानां जरापक्वशरीरत्वान्न प्रीणनो भवति त एते शरीरधारणाद् धातव इत्युच्यन्ते'–જેમ પુષ્પની કાચી કળીમાં રહેલ ગંધ, આમાં આ છે કે નથી, એ ચોક્કસ કહી શકાતું નથી; અથવા તે ગંધ તેમાં અવશ્ય છે જ, પરંતુ અમુક સ્થિતિએ પહોંચ્યા પછી જ તે પ્રકટ સ્વરૂપમાં જણાય છે: કેવળ સૂક્ષ્મપણાને લીધે તે ગંધ કળીમાં જણાતી નથી; પરંતુ એ જ કળીની પાંખડીઓ તથા કેસરા વિકસિત થતાં અમુક સમય વીત્યા પછી તે ગંધ પ્રકટસ્વરૂપે પ્રકટે છે; એ જ પ્રમાણે બાળકોની ઉંમર જ્યારે પરિણામને પામે છે–પકવ થાય છે, ત્યારે વીર્યનો પ્રાદુર્ભાવ થાય છે; રૂંવાડાંની પંક્તિ વગેરે તથા સ્ત્રીઓને આર્તવ કે સ્ત્રીધર્મ વગેરે વિશેષ–ફેરફારો પણ અમુક ઉંમરે પહોંચ્યા પછી જ થાય છે; સ્ત્રીઓમાં જેમ જેમ રજ પુષ્ટ કે વધુ વધુ થતું જાય છે, તેમતેમ ધીમેધીમે સ્તનોની, ગર્ભાશયની તથા યોનિની પણ સંપૂર્ણ વૃદ્ધિ થયા કરે છે; (એમ તે બધું અન્નના રસ દ્વારા થયા કરે છે; પરંતુ એ જ અન્નનો રસ, વૃદ્ધ માણસોનાં શરીરો, ઘડપણથી પરિપકવ થયાં હોય છે, એ કારણે તેઓને પુષ્ટિકારક થતો નથી; આ બધા રસ વગેરે પદાર્થો, 'शरीरधारणाद् धातवः–શરીરનું ધારણ–પોષણ કરે છે, તેથી 'ધાતુઓ' કહેવાય છે.' આ સુશ્રુતના વચનમાં 'बालानाम्' એ પદ મૂકીને સોળ વર્ષની ઉંમર સુધીનાં માણસો જણાવ્યાં છે: એ સોળ વર્ષ પછી ત્રીસ વર્ષ સુધામાં તો જેઓની સર્વ ધાતુઓ પૂર્ણ થઈ હોય છે, તેવા માણસોને સંપૂર્ણ નવીનપણું પ્રાપ્ત થાય છે, એટલે એ ઉપરથી સાબિત થાય છે કે, આહારના રસથી અનુક્રમે ધાતુઓની વૃદ્ધિ થતાં શરીર વધે છે. ત્રીસ વર્ષની ઉંમર થયા પછી એ સંપૂર્ણ થયેલી ધાતુઓની પુષ્ટિનો સ્વભાવ સાઠ વર્ષ સુધી સ્થિરતાયુક્ત રહે છે; એટલે કે ત્રીસ વર્ષથી માંડી સાઠ વર્ષ સુધીમાં શરીરનો ક્ષય કે વૃદ્ધિ થતી નથી; પછી સાઠ વર્ષથી માંડી સિત્તેર વર્ષ સુધીમાં શરીરના હ્રાસનો કે ક્ષીણપણું થવાનો માત્ર આરંભ થવા માંડે છે, અને તે સિત્તેર વર્ષ પછી તો અનુક્રમે શરીરનો ક્ષય જ થવા માંડે છે, ત્યારે વૃદ્ધપણું થયું કહેવાય છે. એમ ઉંમર શરીરને અનુસરી તે ધાતુઓ પોતપોતાના માપમાં રહ્યા કરે છે. એ જ પ્રકારે રસ

કોઈ આહારરૂપ કારણને લીધે જ વિષ્ટા, મૂત્ર આદિ મળોની વધઘટ જો થઈ ગઈ હોય તો વધેલાને ઘટાડે અને ઘટેલાને વધારે એવા આહાર દ્વારા જ ઉત્પન્ન થયેલો કિટ્ટભાગ, આરોગ્યને જાળવી રાખવા માટે વધેલા મળોને ઘટાડીને અને ઘટેલા મળોને વધારીને તે વધઘટ થયેલા મળોનું સમાનપણું કરે છે.

ગેગાન્દ્રનાથ સેન વધુ આમ સમજાવે છે કે, 'શરીરમાં જે ધાતુઓ રહેલી છે, તે ધાતુઓ પોતાની સમાન ગુણવાળા અથવા પોતાના સમાન ગુણો જેમાં ઘણા વધુ હોય છે, એવા આહારવિહારોનું કાયમ સેવન કરવાથી વૃદ્ધિ પામે છે; પરંતુ પોતાના કરતાં વિપરીત ગુણવાળા અથવા પોતાના કરતાં વધુ વિપરીત ગુણો ધરાવતા આહારવિહારોનું નિત્ય સેવન કર્યા કરવાથી હ્રાસને પામે છે; એમ તે ધાતુઓ વધુ ગુણયુક્ત આહારસેવનરૂપી કારણ દ્વારા જો અત્યંત વધી ગઈ હોય તો આહારથી ઉત્પન્ન થતો રસ આરોગ્ય માટે તેઓને ઓછી કરી નાખીને સમાનતા ઉપજાવે છે; પરંતુ વિપરીત ગુણયુક્ત આહારના સેવનથી તે ધાતુઓ જો ક્ષીણ થઈ હોય તો તેઓની વૃદ્ધિ કરે એવા ગુણયુક્ત આહારોના સેવનથી ઉત્પન્ન થતો રસ તેઓને વધારીને આરોગ્ય માટે તેઓની સમાનતા કરે છે. 'આરોગ્ય માટે' એમ અહીં જે કહે છે, તેથી આમ કહેવા માગે છે કે પ્રમાણથી વધી ગયેલી ધાતુઓનું અપકર્ષણ કે હ્રાસ અને પ્રમાણથી ઓછી થઈ ગયેલી ધાતુઓનું પોષણ, ત્યાં સુધી જ કરવું જોઈએ, કે જ્યાં સુધીમાં દરેક ધાતુઓનું સરખાપણું થઈ જાય છે; આમ કહીને ઔષધપ્રયોગ કરવામાં આટલું જ ફળ ઇષ્ટ છે, એમ જણાવવા ઇચ્છે છે. ધાતુઓની સમાનતા એ પ્રકૃતિ છે અને પ્રકૃતિ એ જ આરોગ્ય છે; આરોગ્ય માટે જ ઔષધપ્રવૃત્તિ ચાલુ કરાય છે; એ જ પ્રમાણે કિટ્ટભાગ પણ વિપરીત ગુણવાળા આહારનું સેવન કરવારૂપ નિમિત્તથી જ ક્ષીણ થયેલ અથવા વધુ ગુણયુક્ત આહારસેવનરૂપ નિમિત્તથી જ વધી ગયેલા મળોને એ જ રીતે આહારમૂલક વૃદ્ધિ દ્વારા તથા ક્ષય દ્વારા સમાનતા ઉપજાવે છે. ૯

### પ્રકૃતિથી વિષમ થયેલ ધાતુઓની સમાનતા

**स्वमानातिरिक्ताः पुनरुत्सर्गिणः शीतोष्णपर्यायगुणैश्चोपचर्यमाणा मलाः शरीरधातुसाम्यकराः समुपलभ्यन्ते ॥ १० ॥**

પરંતુ જે મળો કે ધાતુઓ, પોતાની પ્રકૃતિ કે સ્વભાવથી જ પોતાના પ્રમાણથી અધિક થઈ ગયાં હોય, તો શીતઉષ્ણ આદિ વિપરીત ગુણો દ્વારા તેઓની ચિકિત્સા કરવામાં આવે તો શરીરની ધાતુઓની સમાનતા કરનાર તે જણાય છે. ૧૦

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આવી સ્પષ્ટતા કરે છે કે 'અહીં 'મલ' શબ્દથી વિકાર પામેલા વાયુ વગેરે પણ કહેવામાં આવે છે. આ સંબંધે ચરક વિમાનસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં કહેશે કે 'प्रकुपितास्तु वातपित्तश्लेष्माणो ये चान्येऽपि क्वचिच्छरीरे तिष्ठन्तो भावाः शरीरस्योपघातायोपपद्यन्ते, सर्वांस्तान् मलान् संचक्ष्महे'—અતિશય કોપેલા વાત, પિત્ત કે કફ અથવા બીજા જે કોઈ ભાવો શરીરમાં (વધુ કે ઓછા પ્રમાણમાં થઈને) રહ્યા હોય, તેઓ શરીરનો ઉપઘાત કે નાશ કરવા માટે થાય છે, તે કારણે અમે તે તે બધા ભાવો કે પદાર્થોને 'મળ' શબ્દથી કહીએ છીએ.' એ મળો કે ધાતુઓ જો પોતાના સ્વભાવ કે પ્રકૃતિથી જ પોતાના પ્રમાણ કરતાં વધુ થઈ ગયા હોય તો શીત-ઉષ્ણ આદિ વિપરીત ગુણો વડે તેઓનો જો ઉપચાર કરવામાં આવે તો તેઓ શરીરની ધાતુઓની સમાનતા કરનાર થતા જાણવામાં આવે છે; એ જ વાત ચરકના શ્લોકસ્થાનના 'न वेगान्धारणीय' નામના ૭ મા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે કે 'विपरीतगुणस्तेषां स्वस्थवृत्तेर्विधिर्हितः'—એ વાતલ આદિ દોષાધિક પ્રકૃતિવાળા (વિષમધાતુયુક્ત) લોકોને સ્વસ્થવૃત્ત કે સ્વસ્થ લોકોએ વર્તવાની જે રીત હોય, તેના કરતાં વિપરીત ગુણવાળી વિધિ એટલે અન્નપાન આદિનો ઉપયોગ કરવો તે હિતકારી થાય છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ સ્પષ્ટ શબ્દોમાં સમજાવે છે કે, એવું જોવામાં આવે છે કે, બહાર નીકળનારા અથવા સંશોધનને યોગ્ય મળો, પોતાના પ્રમાણ કરતાં જ્યારે વધી જાય છે, ત્યારે શીત તથા ઉષ્ણ આદિ વિપરીત ગુણો દ્વારા તેઓની ચિકિત્સા કરવામાં આવે તો શરીરની ધાતુઓ સમાનતામાં આવી જાય છે એટલે કે શીતગુણયુક્ત મળો જો વધી ગયા હોય તો તેઓનાથી વિપરીત ઉષ્ણ ચિકિત્સા કરવી જોઈએ અને ઉષ્ણ-ગુણયુક્ત મળો જો વધી ગયા હોય, તો તેઓથી વિપરીત ગુણવાળી શીત ચિકિત્સા કરવી જોઈએ; અથવા અહીં આવો અર્થ પણ કરી શકાય છે, કે પ્રકૃતિથી જ પોતાના માપમાં વધી ગયેલા મળો એટલે વાતાદિ દોષોની—શીતની ઉષ્ણ અને ઉષ્ણની શીત, એમ વિપરીત ગુણ દ્વારા ચિકિત્સા થતાં એ મળો શરીરની ધાતુઓને સમતામાં રાખનારા થાય છે. આ વ્યાખ્યામાં 'उत्सर्ग' શબ્દનો અર્થ—'प्रकृति' કરવામાં આવે છે; 'मल' શબ્દથી બીજા જે કોઈ ભાવો શરીરને હાનિ પહોંચાડનારા છે, તેવા મળોનું

'અગ્નિષોમીય' કહેવાય છે; અર્થાત્ સ્ત્રીનું રજ અગ્નિ-તત્ત્વ છે અને પુરુષનું વીર્ય ચન્દ્રતત્ત્વ છે, એ કારણે તે બન્નેમાંથી ઉત્પન્ન થતો ગર્ભ 'અગ્નિષોમીય' એટલે અગ્નિસંબંધી તથા સોમસંબંધી પણ કહેવાય છે. બીજા આચાર્યો વળી આમ કહે છે કે, પ્રાણીઓના જીવનરૂપ એવું જે રક્ત છે, તે પાંચભૌતિક અથવા પાંચે ભૂતોના વિકારરૂપ છે; કારણ કે તે રક્તમાં ગંધયુક્તપણું એ ભૂમિનો ગુણ, પ્રવાહીપણું એ જળનો ગુણ, રંગયુક્ત-પણું એ તેજનો ગુણ, સ્પંદન અથવા ગતિમાનપણું એ વાયુનો ગુણ તથા લઘુતા કે હલકાપણું એ આકાશ-નો ગુણ રહેલ છે; એ જ કારણે તે રક્તને પાંચે ભૂતોના વિકારરૂપ કહી શકાય છે. તે રક્ત રસમાંથી જ ઉત્પન્ન થાય છે; એ રક્તમાથી માંસ, માંસમાંથી મેદ, મેદમાંથી અસ્થિ-હાડકાં, હાડકાંમાંથી મજ્જા અને મજ્જામાંથી શુક્ર કે વીર્યની ઉત્પત્તિ થાય છે. એમ પ્રાણીએ ખાધેલા અન્નપાનના રસમાંથી જેમ ધાતુઓ ઉત્પન્ન થાય છે, તેમ એ ધાતુઓને પોષણ આપનાર પણ એ અન્નપાનનો રસ જ છે. એમ ખરી રીતે પુરુષ રસમાંથી જ ઉત્પન્ન થાય છે અને પોષાય છે. માટે બુદ્ધિમાન પુરુષે પ્રયત્નપૂર્વક-ખૂબ કાળજી રાખીને તેમ જ આળસથી રહિત જ રહીને યોગ્ય અન્નપાનથી તથા સદાચારથી કાયમ તે રસની રક્ષા અવશ્ય કર્યા કરવી જોઈએ. એ 'રસ' શબ્દમાં 'रस गतौ'-'રસ્' એટલે જવું, એ અર્થને દર્શાવતો ધાતુ રહેલ છે, તેથી 'रसति-अहरहः गच्छति सर्वस्मिन् शरीरे इति रसः'-આખાયે શરીરમાં જે કાયમ ગતિ કર્યા કરે છે, તે કારણે 'રસ' કહેવાય છે. એ રસ ત્રણ ત્રણ હજાર અને તે ઉપર પાંચ પાંચ કલાઓ સુધી એટલે કે પાંચ પાંચ દિવસો સુધી એક એક ધાતુમાં રહે છે; તેથી બરાબર એક મહિને તે રસ પુરુષના 'વીર્ય'રૂપે તથા સ્ત્રીના 'રજ' કે 'આર્તવ'રૂપે તૈયાર થાય છે. આ સંબંધે એક શ્લોક છે, તેમાં ભગવાન ધન્વન્તરિ સ્વમુખે કહે છે કે-'આ શાસ્ત્રમાં તથા બીજાઓના પણ શાસ્ત્રમાં કહેવાય છે કે રસમાંથી વીર્ય બને છે, તેમાં એકંદર અઢાર હજાર ને નેવું કલાઓનો સમય એટલે કે બરાબર એક મહિનો લાગે છે.' એ રસ આખાયે શરીરમાં પોતાની સૂક્ષ્મ ગતિથી શબ્દની પેઠે આડો-અવળો દોડ્યા જ કરે છે, અગ્નિની જ્વાળાની પેઠે ઊંચો દેવળ દોડ્યા જ કરે છે અને જળના પ્રવાહની પેઠે નીચે પણ વહ્યા જ કરે છે. એમ જો કે બરાબર એક મહિને અન્નપાનના રસમાંથી વીર્ય થાય છે, એમ કહ્યું છે, છતાં વાજીકરણ ઔષધિઓનો વિરેચનની પેઠે ઉપયોગ કર્યો હોય તો પોતાના બળના તથા ગુણોના ઉત્કર્ષથી તેઓ તતકાળ વીર્યનું વિરેચન કરાવે છે.' આ સુશ્રુતના પાઠમાં જે 'कला' શબ્દ વાપર્યો છે, તેનો અર્થ ત્રીસ કાષ્ઠાની કલા; અથવા બીજાઓના મતે દશ મુહૂર્તની એક કલા, એવો થાય છે; એકંદર પાંચ દિવસરાત પછી જ ખાધેલ ખોરાકના રસમાંથી રક્ત થાય છે; એમ એક એક ધાતુ-માં પાંચ પાંચ દિવસો સુધી રસનું ફરવું થયા કરે છે. તેથી બરાબર ત્રીસ દિવસે પુરુષના રસમાથી વીર્ય અને સ્ત્રીના રસમાંથી આર્તવ પ્રકટરૂપે તૈયાર થાય છે; હારીત-ના મતે 'सप्तदिनात् अर्वाक्'-સાત દિવસોની પહેલાં રસ-માંથી વીર્ય તૈયાર થઈ જાય છે,' એ વચન ઉપરથી કોઈક માણસને કદાચ પાંચ દિવસ સુધીમાં કે છ દિવસ સુધીમાં પણ રસનું પરિવર્તન થાય છે, પરંતુ એથી ઉપરનો કાળ તો હોતો જ નથી. એમ પણ સૂચવ્યું છે; એટલે છત્રીસ દિવસ પછી જ વીર્ય થાય છે, પણ તેની પહેલાં થતું નથી.' ૭,૮

## કોઈ નિમિત્તથી વિષમ થયેલી ધાતુઓની સમાનતા

**निमित्ततस्तु क्षीणवृद्धानां प्रसादाख्यानां धातूनां वृद्धिक्षयाभ्यामाहारमूलाभ्यां रसः साम्यमुत्पादयत्या-रोग्याय, किट्टं च मलानामेवमेव ॥ ९ ॥**

**'પ્રસાદ' નામની જે ધાતુઓ અમુક કોઈ કારણને લીધે ક્ષીણ થઈ હોય કે વધી ગઈ હોય તો જેઓનું મૂળ આહાર હોય છે એવી વૃદ્ધિ દ્વારા તથા ક્ષય દ્વારા આરોગ્ય જાળવી રાખવા માટે રસ, તે ધાતુઓની સમાનતા ઉપજાવે છે; અને એ જ પ્રમાણે કિટ્ટ પણ અમુક કોઈ કારણથી ક્ષીણ થયેલા કે વધી ગયેલા મળોનું સમાનપણું ઉપજાવે છે. ૯**

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુમાં આ વિષે આવી સ્પષ્ટતા લખે છે કે, 'પ્રસાદ નામની જે (રસ-રક્ત) આદિ ધાતુઓ, એવા કોઈ આહારરૂપ જ કારણને લીધે ક્ષીણ થઈ હોય તો તેની વૃદ્ધિ કરે એવા આહાર દ્વારા ઉત્પન્ન થયેલો રસ, આરોગ્યને જાળવી રાખવા માટે તે ક્ષીણ ધાતુઓને સમાન અથવા એકસરખી કરે છે; તેમ જ એવા કોઈ આહારરૂપ જ કારણને લીધે તે 'પ્રસાદ' નામની ધાતુઓ જો વધી ગઈ હોય, તો તેઓને ઓછી કરે, એવા આહાર દ્વારા ઉત્પન્ન થયેલો રસ, આરોગ્યને જાળવી રાખવા માટે તે વધેલી ધાતુઓને પણ ઓછી કરી નાખી એકસરખી કરે છે; એ જ પ્રમાણે એવા

કોઈ આહારરૂપ કારણને લીધે જ વિષ્ઠા, મૂત્ર આદિ મળોની વધઘટ જો થઈ ગઈ હોય તો વધેલાને ઘટાડે અને ઘટેલાને વધારે એવા આહાર દ્વારા જ ઉત્પન્ન થયેલો કિટ્ટભાગ, આરોગ્યને જાળવી રાખવા માટે વધેલા મળોને ઘટાડીને અને ઘટેલા મળોને વધારીને તે વધઘટ થયેલા મળોનું સમાનપણું કરે છે.

યોગીન્દ્રનાથ સેન વધુ આમ સમજાવે છે કે, 'શરીર-માં જે ધાતુઓ રહેલી છે, તે ધાતુઓ પોતાની સમાન ગુણવાળા અથવા પોતાના સમાન ગુણો જેમાં ઘણા વધુ હોય છે, એવા આહારવિહારોનું કાયમ સેવન કરવાથી વૃદ્ધિ પામે છે; પરંતુ પોતાના કરતાં વિપરીત ગુણવાળા અથવા પોતાના કરતાં વધુ વિપરીત ગુણો ધરાવતા આહાર-વિહારોનું નિત્ય સેવન કર્યા કરવાથી હ્રાસને પામે છે; એમ તે ધાતુઓ વધુ ગુણયુક્ત આહારસેવનરૂપી કારણ દ્વારા જો અત્યંત વધી ગઈ હોય તો આહારથી ઉત્પન્ન થતો રસ આરોગ્ય માટે તેઓને ઓછી કરી નાખીને સમાનતા ઉપજાવે છે; પરંતુ વિપરીત ગુણયુક્ત આહારના સેવનથી તે ધાતુઓ જો ક્ષીણ થઈ હોય તો તેઓની વૃદ્ધિ કરે એવા ગુણયુક્ત આહારોના સેવનથી ઉત્પન્ન થતો રસ તેઓને વધારીને આરોગ્ય માટે તેઓની સમા-નતા કરે છે. 'આરોગ્ય માટે' એમ અહીં જે કહે છે, તેથી આમ કહેવા માગે છે કે પ્રમાણથી વધી ગયેલી ધાતુઓનું અપકર્ષણ કે હ્રાસ અને પ્રમાણથી ઓછી થઈ ગયેલી ધાતુઓનું પોષણ, ત્યાં સુધી જ કરવું જોઈએ, કે જ્યાં સુધીમાં દરેક ધાતુઓનું સરખાપણું થઈ જાય છે; આમ કહીને ઔષધપ્રયોગ કરવામાં આટલું જ ફળ ઇષ્ટ છે, એમ જણાવવા ઇચ્છે છે. ધાતુઓની સમાનતા એ પ્રકૃતિ છે અને પ્રકૃતિ એ જ આરોગ્ય છે; આરોગ્ય માટે જ ઔષધપ્રવૃત્તિ ચાલુ કરાય છે; એ જ પ્રમાણે કિટ્ટભાગ પણ વિપરીત ગુણવાળા આહારનું સેવન કરવારૂપ નિમિત્તથી જ ક્ષીણ થયેલ અથવા વધુ ગુણયુક્ત આહારસેવનરૂપ નિમિત્તથી જ વધી ગયેલા મળોને એ જ રીતે આહારમૂલક વૃદ્ધિ દ્વારા તથા ક્ષય દ્વારા સમાનતા ઉપજાવે છે. ૯

**પ્રકૃતિથી વિષમ થયેલ ધાતુઓની સમાનતા**

**સ્વમાનાતિરિક્તાઃ પુનરુત્સર્ગિણઃ શીતોષ્ણપર્યાય-ગુણૈશ્ચોપચર્યમાણા મલાઃ શરીરધાતુસામ્યકરાઃ સમુ-પલભ્યન્તે ॥ ૧૦ ॥**

**પરંતુ જે મળો કે ધાતુઓ, પોતાની પ્રકૃતિ કે સ્વભાવથી જ પોતાના પ્રમાણથી અધિક થઈ ગયાં હોય, તો શીતઉષ્ણ આદિ વિપરીત ગુણો દ્વારા તેઓની ચિકિત્સા કરવામાં આવે તો શરીર-ની ધાતુઓની સમાનતા કરનાર તે જણાય છે. ૧૦**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આવી સ્પષ્ટતા કરે છે કે 'અહીં 'મલ' શબ્દથી વિકાર પામેલા વાયુ વગેરે પણ કહેવામાં આવે છે. આ સંબંધે ચરક વિમાનસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં કહેશે કે 'प्रकुपिताश्च वातपित्तश्लेष्माणो ये चान्येऽपि क्वचिच्छरीरे तिष्ठन्तो भावाः शरीरस्योपघातायोपपद्यन्ते, सर्वांस्तान् मलान् संचक्ष्महे'– અતિશય કોપેલા વાત, પિત્ત કે કફ અથવા બીજા જે કોઈ ભાવો શરીરમાં (વધુ કે ઓછા પ્રમાણમાં થઈને) રહ્યા હોય, તેઓ શરીરનો ઉપઘાત કે નાશ કરવા માટે થાય છે, તે કારણે અમે તે તે બધા ભાવો કે પદાર્થોને 'મલ' શબ્દથી કહીએ છીએ.' એ મળો કે ધાતુઓ જો પોતાના સ્વભાવ કે પ્રકૃતિથી જ પોતાના પ્રમાણ કરતાં વધુ થઈ ગયા હોય તો શીત-ઉષ્ણ આદિ વિપ-રીત ગુણો વડે તેઓનો જો ઉપચાર કરવામાં આવે તો તેઓ શરીરની ધાતુઓની સમાનતા કરનાર થતા જાણવામાં આવે છે; એ જ વાત ચરકના શ્લોક-સ્થાનના 'न वेगान्धारणीय' નામના ૭ મા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે કે 'विपरीतगुणस्तेषां स्वस्थवृत्तेर्विधिर्हितः'– એ વાતલ આદિ દોષાધિક પ્રકૃતિવાળા (વિષમધાતુયુક્ત) લોકોને સ્વસ્થવૃત્ત કે સ્વસ્થ લોકોએ વર્તવાની જે રીત હોય, તેના કરતાં વિપરીત ગુણવાળી વિધિ એટલે અન્નપાન આદિનો ઉપયોગ કરવો તે હિતકારી થાય છે.'

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વધુ સ્પષ્ટ શબ્દોમાં સમજાવે છે કે, એવું જોવામાં આવે છે કે, બહાર નીકળનારા અથવા સંશોધનને યોગ્ય મળો, પોતાના પ્રમાણ કરતાં જ્યારે વધી જાય છે, ત્યારે શીત તથા ઉષ્ણ આદિ વિપરીત ગુણો દ્વારા તેઓની ચિકિત્સા કરવામાં આવે તો શરીરની ધાતુઓ સમાનતામાં આવી જાય છે એટલે કે શીતગુણયુક્ત મળો જો વધી ગયા હોય તો તેઓનાથી વિપરીત ઉષ્ણ ચિકિત્સા કરવી જોઈએ અને ઉષ્ણ–ગુણયુક્ત મળો જો વધી ગયા હોય, તો તેઓથી વિપરીત ગુણવાળી શીત ચિકિત્સા કરવી જોઈએ; અથવા અહીં આવો અર્થ પણ કરી શકાય છે, કે પ્રકૃતિથી જ પોતાના માપમાં વધી ગયેલા મળો એટલે વાતાદિ દોષોની–શીતની ઉષ્ણ અને ઉષ્ણની શીત, એમ વિપરીત ગુણ દ્વારા ચિકિત્સા થતાં એ મળો શરીરની ધાતુઓને સમતામાં રાખનારા થાય છે. આ વ્યાખ્યામાં 'उत्सर्ग' શબ્દનો અર્થ–'प्रकृति' કરવામાં આવે છે; 'મલ' શબ્દથી બીજા જે કોઈ ભાવો શરીરને હાનિ પહોંચાડનારા છે, તેવા મળોનું

ગ્રહણ કરવામાં આવે છે; અહીં વિકૃત વાત આદિનું પણ 'મલ' શબ્દથી ગ્રહણ થાય છે, એમ વિમાનસ્થાનના ૬ઠ્ઠા અધ્યાયમાં કહેશે. પ્રથમ આ શ્લોકસ્થાનના ૭મા અધ્યાયમાં પણ આવી વિપરીતગુણયુક્ત ચિકિત્સાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ૧૦

### સ્રોતો દ્વારા ધાતુઓનું પોષણ

तेषां तु मलप्रसादाख्यानां धातूनां स्रोतांस्ययनमुखानि; तानि यथाविभागेन यथास्वं धातूनापूरयन्ति ॥ ११ ॥

એ મલ તથા પ્રસાદ નામની ધાતુઓનાં અયનમુખો એટલે કે ગતિ કરવાના માર્ગો 'સ્રોતો' હોય છે; તેઓ પોતપોતાના વિભાગ પ્રમાણે પોતપોતાની ધાતુઓને પૂર્ણ કરે છે–પોષે છે. ૧૧

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ સ્પષ્ટતા કરે છે કે, 'એ મલ-પ્રસાદ નામની ધાતુઓનાં અયનમુખો કે પ્રવેશદ્વારો 'સ્રોતો' હોય છે; એ મલ-પ્રસાદને વહેતાં સ્રોતો, બરાબર વિભાગ પ્રમાણે પોતપોતાની ધાતુઓને પૂરે છે–પોષે છે; અહીં આમ કહેવા માગે છે: બરાબર યોગ્ય રીતે કરેલો આહારનો ઉપયોગ, પરિણામને પામીને રસ તથા મળને બનાવે છે; એ રસ તથા મળ પોતાનો જ સ્વભાવ ધરાવતા શરીરની અંદરની ધાતુઓના પોતપોતાનાં સ્રોતોને પૂર્ણ કરે છે, જેથી તે સ્રોતો દ્વારા બરાબર વિભાગ પ્રમાણે જેમ જોઈએ તેમ ધાતુઓ પુષ્ટ બને છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં ૧૦–૧૧ સૂત્રોને આ રીતે સમજાવે છે: 'પ્રસાદ' નામની ધાતુઓ કરતાં મળોની વિશેષતા અહીં ૧૦મા સૂત્રમાં કહે છે: પોતાના પ્રમાણ કરતાં વધી ગયેલ તે મળરૂપ ધાતુઓ 'ઉત્સર્ગી' હોય છે એટલે કે તેઓનો સ્વભાવ શરીરમાંથી બહાર નીકળવાનો હોય છે; સ્વેદ–પરસેવો, મૂત્ર તથા પુરીષ–વિષ્ઠા વગેરે મળો, શીત–ઉષ્ણરૂપી વિપરીત ગુણોવાળાં દ્રવ્યો વડે એટલે કે શીતગુણવાળા મળની વૃદ્ધિ થઈ હોય તો ઉષ્ણ ગુણોવાળા સંશોધન દ્રવ્યો વડે જો ચિકિત્સા કરાય; અને ઉષ્ણ ગુણોવાળા મળની વૃદ્ધિ થઈ હોય તો શીત–ગુણવાળાં સંશોધન દ્રવ્યો વડે તેઓની જો ચિકિત્સા કરાય, તો તેઓ બહાર નીકળી જઈને શરીરની ધાતુઓમાં સમાનતા કરનાર થાય છે. હવે કયા માર્ગે તે મલ તથા પ્રસાદ નામની ધાતુઓનું પોષણ કરનારા થાય છે, તે અહીં ૧૧મા સૂત્રમાં કહે છે: 'મલ' નામના તથા 'પ્રસાદ' નામની ધાતુઓના ગમનનાં મુખો અથવા પ્રવેશદ્વારો 'સ્રોતો' છે; એ સ્રોતોમાંથી જે ધાતુનું જે સ્રોત હોય, તે જ સ્રોત વિભાગ પ્રમાણે પહોંચીવહેલી ધાતુ વડે બીજીબીજી ધાતુઓને પૂરે છે–પુષ્ટ બનાવે છે; એ પ્રકારે અશિત, પીત લીઢ તથા ખાદિત નામના ચાર આહારો વડે આ શરીર જે રીતે ઉત્પન્ન થયું છે, (અને પોષાય છે,) તે જ પ્રમાણે એ અશિત આદિ આહારોથી જ થતા રોગો આ શરીરમાં ઉત્પન્ન થાય છે, તે વાત હવે નીચેના સૂત્રમાં કહે છે. ૧૧

### શરીરની જેમ રોગોની પણ ઉત્પત્તિ તથા પુષ્ટિ ચાર પ્રકારના આહારો દ્વારા જ થાય છે

एवमिदं शरीरमशितलीढपीतखादितप्रभवम् अशितलीढपीतखादितप्रभवाश्चास्मिन् शरीरे व्याधयो भवन्ति; हिताहितोपयोगविशेषास्त्वत्र शुभाशुभविशेषकरा भवन्तीति ॥ १२ ॥

એ રીતે આ શરીરની ઉત્પત્તિ (તથા પુષ્ટિ) અશિત, લીઢ, પીત તથા ખાદિત નામના ચાર પ્રકારના આહારોથી જેમ થાય છે, તે જ પ્રમાણે આ શરીરમાં રોગો પણ અશિત, લીઢ, પીત તથા ખાદિત એ ચાર પ્રકારના આહારોથી જ ઉત્પન્ન થાય છે; તેમાં ખાસ હિતકારી આહારોના ઉપયોગો, શુભ એટલે આરોગ્ય કરનારા થાય છે; અને ખાસ અહિતકારી આહારોના ઉપયોગો રોગોને કરનારા થાય છે. ૧૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ જ સમજાવે છે કે, 'આ શરીર ઉત્પન્ન થાય છે (અને ઉત્પન્ન થઈને જે પોષાય છે), તેમાં અશિત, લીઢ, પીત તથા ખાદિત એ ચાર પ્રકારના આહારો જ કારણ છે; અને તે જ પ્રમાણે આ શરીરમાં જે રોગો થાય છે, તેમાં પણ અશિત આદિ ચાર પ્રકારના આહારો જ કારણ છે. અહીં આ પ્રશ્ન થાય છે કે એક જ આહારથી પરસ્પર વિરુદ્ધ રોગો તથા આરોગ્યની ઉત્પત્તિ કેમ થઈ શકે? આનો જ ઉત્તર અહીં આપ્યો છે કે, આ અશિત આદિ આહાર વિશેના હિતકારી તેમ જ અહિતકારી જુદા જુદા ઉપયોગો જ શુભ–અશુભ કરનારા થાય છે; એટલે કે હિતકારી આહારથી આરોગ્ય થાય છે અને અહિતકારી આહારથી રોગ થાય છે; એમ એક જ આહારથી પરસ્પર વિરુદ્ધ આરોગ્ય તથા રોગની ઉત્પત્તિ અયોગ્ય નથી, પણ ઘટે જ છે.'

શ્રી ચક્રપાણિ પણ અહીં આવો ભાવ જ લખે છે કે, 'અશિત આદિ આહારથી વિરુદ્ધ એવાં આરોગ્ય તથા રોગની ઉત્પત્તિ કઈ રીતે સંભવે છે? આનો જ ઉત્તર

ળમાં અહીં કહે છે કે હિતરૂપ અશિત આદિના વિશેષ કારો, શુભરૂપ વિશેષને કરનાર છે; તેમ જ અહિતરૂપ અશિત આદિના વિશેષો અશુભરૂપ વિશેષને કરનાર છે; (એમ જુદાં જુદાં) એ કારણો હોવાથી એક રૂપ જ કારણથી વિરુદ્ધ કાર્યોનો ઉદય થાય છે, એમ અહીં સમજવું જ નહિ.'૧૨

## અગ્નિવેશનો પ્રશ્ન

एवंवादिनं भगवन्तमात्रेयमग्निवेश उवाच–दृश्यन्ते हि भगवन्! हितसमाख्यातमप्याहारमुपयुञ्जाना व्याधिमन्तश्चागदाश्च, तथैवाहितसमाख्यातम्; एवं दृष्टे कथं हिताहितोपयोगविशेषात्मकं शुभाशुभविशेषमुपलभामह इति ॥ १३ ॥

ભગવાન આત્રેય એમ કહી રહ્યા હતા, ત્યારે અગ્નિવેશે તેમને આમ પૂછ્યું: 'હે ભગવન્! (શાસ્ત્રમાં) જે આહારને હિતકારી કહેવાયો છે, તેનો જ ઉપયોગ કરતા (કેટલાક) લોકો રોગયુક્ત તથા (કેટલાક) નીરોગી પણ જોવામાં આવે છે; તેમ જ (શાસ્ત્રમાં) જે આહારને અહિતકારી કહેવાયો છે, તેનો પણ ઉપયોગ કરતા (કેટલાક) લોકો તે જ પ્રમાણે રોગી તથા નીરોગી પણ જોવામાં આવે છે; (તેનું શું કારણ છે?) આમ જો દેખાય છે, તો હિત–અહિત આહારોના જુદા જુદા ઉપયોગો (ક્રમશઃ) જુદાં જુદાં શુભ–અશુભને કરે છે, એમ અમે કઈ રીતે સમજી શકીએ?

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આવી સ્પષ્ટતા કરે છે કે, 'ભગવાન આત્રેય–પુનર્વસુ એમ કહેતા હતા, ત્યારે અગ્નિવેશે તેમને આમ પૂછ્યું: હે ભગવન્! જે આહાર હિતકારી તરીકે કહેવાયો છે, તેનો જ ઉપયોગ કરતા કેટલાક લોકો રોગી તથા નીરોગી પણ જોવામાં આવે છે અને તે જ પ્રમાણે જે આહાર અહિતકારી તરીકે કહેવાયો છે, તેનો જ ઉપયોગ કરતા કેટલાક લોકો રોગી તથા નીરોગી પણ દેખાય છે; એટલે કે હિતકારક આહારથી રોગ તથા આરોગ્ય બેય થાય છે અને તે જ પ્રમાણે અહિતકારી આહારથી પણ રોગ તથા આરોગ્ય બેય થાય છે; (અર્થાત્ એક જ કારણથી વિરુદ્ધ બે કાર્યોની ઉત્પત્તિ અમે જોઈએ છીએ તેનું કેમ?) હિત–અહિત જુદા જુદા ઉપયોગથી એટલે કે હિત ઉપયોગના કારણે શુભની ઉત્પત્તિ અને અહિત ઉપયોગના કારણે અશુભની ઉત્પત્તિ થાય છે, એમ અમે કઈ રીતે જાણી શકીએ? અર્થાત્ હિતકારી આહારથી જ આરોગ્ય થાય અને અહિતકારી આહારથી જ રોગ થાય છે, એમ હિતકારી આહાર આરોગ્ય ઉપજાવવામાં અને અહિતકારક આહાર રોગ ઉપજાવવામાં ચોક્કસ–નિશ્ચયાત્મક કારણ છે, એમ અમે કયા પ્રકારે નિશ્ચય કરી શકીએ?'૧૩

## ભગવાન આત્રેયનો ઉત્તર

तमुवाच भगवानात्रेयः–न हिताहारोपयोगिनामग्निवेश! तन्निमित्ता व्याधयो हि जायन्ते, न च केवलं हिताहारोपयोगादेव सर्वव्याधिभयमतिक्रान्तं भवति; सन्ति हि ऋतेऽप्यहिताहारोपयोगादन्या रोगप्रकृतयः; तद्यथा–कालविपर्ययः, परिणामः, प्रज्ञापराधः, शब्दस्पर्शरूपरसगन्धाश्चासात्म्या इत्येताः; ताश्च रोगप्रकृतयो रसान् सम्यगुपयुञ्जानमपि पुरुषमशुभेनोपपादयन्ति, तस्माद्धिताहारोपयोगिनोऽपि दृश्यन्ते व्याधिमन्तः ॥

ભગવાન આત્રેયે તે અગ્નિવેશને કહ્યું: 'હે અગ્નિવેશ! જેઓ હિતકારી આહારનો ઉપયોગ કરે છે, તેઓને એ આહારના નિમિત્તે રોગો થતા જ નથી; છતાં કેવળ હિતકારી આહારના ઉપયોગથી જ સર્વ વ્યાધિઓનો ભય જતો રહે છે, એવું પણ હોતું જ નથી; કેમ કે અહિત આહારના ઉપયોગ વિના પણ બીજાં રોગનાં કારણો હોય છે; જેમ કે કાળનો વિપર્યય–વિકાર કે પરિણામ, પ્રજ્ઞા કે બુદ્ધિનો અપરાધ અને અસાત્મ્ય શબ્દ,સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ કે અસાત્મ્ય–ઇંદ્રિયાર્થસંયોગ; એ પ્રમાણેનાં રોગોનાં કારણો, જે પુરુષ રસોનો સારી રીતે ઉપયોગ કરતો હોય, તે પુરુષને પણ અશુભ–રોગની સાથે જોડી દે છે કે અશુભ રોગો ઉપજાવે છે; તે કારણે હિતકારી આહારનો ઉપયોગ કરનારાઓ પણ રોગી જોવામાં આવે છે.' ૧૪

ભગવાન આત્રેય અગ્નિવેશના પ્રશ્નનો ઉત્તર આપે છે અને સિદ્ધાંત સમજાવે છે કે, 'પ્રથમ તો હિતકારી આહારનો ઉપયોગ કરાતો હોય, છતાં રોગીપણું હોય છે, એ પહેલું દૂષણ અને બીજું અહિત આહારથી પણ આરોગ્ય જોવામાં આવે છે, તે બીજું દૂષણ ઉપર અગ્નિવેશે બતાવેલું છે; તેમાંના પહેલા દૂષણનો પરિહાર કરે છે કે જેઓ હિતકારી આહારનો ઉપયોગ કરતા હોય, તેઓને એ અહિતના આહાર નિમિત્તે ઉત્પન્ન થતા રોગો કદી થતા જ નથી; તેમ જ કેવળ હિતકારી આહારના ઉપયોગથી જ સર્વ વ્યાધિઓનો ભય દૂર

થઈ જતા પણ નથી; કારણ કે અહિતકારી આહારનો ઉપયોગ કરવારૂપી રોગનાં કારણો વિના પણ બીજાં રોગનાં કારણો હોય છે; જેમ કે કાળનો વિકાર કે પરિણામ અથવા ફેરફાર, પ્રજ્ઞા-અપરાધ તથા અસાત્મ્ય શબ્દાદિ એટલે કે અસાત્મ્ય-ઇંદ્રિયાર્થસંયોગ, એ રોગનાં કારણો હોય છે; તે કારણો જે પુરુષ, રસોનો સારી રીતે ઉપયોગ કરતો હોય એટલે કે હિતકારી આહારનો જે ઉપયોગ કરતો હોય, તેને પણ વ્યાધિ નામના અશુભની સાથે યોજે છે કે અશુભ રોગો ઉપજાવે છે; એ કારણે હિતકારી આહારનો ઉપયોગ કરનારાઓ પણ રોગી જોવામાં આવે છે?'૧૪

### અહિત આહારનો ઉપયોગ કરાય છતાં આરોગ્ય દેખાય, તેનાં કારણો

अहिताहारोपयोगिनां पुनः कारणविशेषत्तो न सद्यो दोषवान् भवत्यपचारः, न हि सर्वाण्यपथ्यानि तुल्यदोषाणि, न च सर्वे दोषास्तुल्यबलाः, न च सर्वाणि शरीराणि व्याधिक्षमित्वे समर्थानि भवन्ति, तदेव ह्यपथ्यं देशकालसंयोगवीर्यप्रमाणातियोगाद्भूयस्तरमपथ्यं संपद्यते ॥ १५ ॥

स एव दोषः संसृष्टयोनिर्विरुद्धोपक्रमो गम्भीरानुगतश्चिरस्थितः प्राणायतनसमुत्थो मर्मोपघाती वा भूयान् कष्टतमः क्षिप्रकारितमश्च संपद्यते ॥ १६ ॥

शरीराणि चातिस्थूलान्यतिकृशान्यनिविष्टमांसशोणितास्थीनि दुर्बलान्यसात्म्याहारोपचितान्यल्पाहाराण्यल्पसत्त्वानि वा भवन्ति व्याध्यसहानि, विपरीतानि पुनर्व्याधिसहानि ॥ १७ ॥

एभ्यश्चैवापथ्याहारदोषशरीरविशेषेभ्यो व्याधयो मृदवो दारुणाः क्षिप्रसमुत्थाश्चिरकारिणश्च भवन्ति ॥ १८ ॥

જેઓ અહિત આહારોનો ઉપયોગ કરે છે, છતાં તેઓએ કરેલો તે અપચાર કે અપથ્ય-સેવન, અમુક કોઈ વિશેષ કારણને લીધે દોષ કરનાર થતું નથી; કારણ કે બધાં અપથ્યો સમાન દોષવાળાં હોતાં નથી; અને બધા દોષો પણ સમાન બળવાળા હોતા નથી; તેમ જ બધાં શરીરો વ્યાધિનું બળ સહન કરવા માટે સમર્થ હોતાં નથી; કારણ કે એ જ અપથ્ય દેશ, કાળ, સંયોગ, વીર્ય તથા પ્રમાણના અતિયોગથી અતિશય વધુ અપથ્ય થઈ પડે છે; પરંતુ એ જ દોષ, ઘણાં કારણોથી યુક્ત હોય, વિરુદ્ધ ચિકિત્સાવાળો હોય, ગંભીર કે ઊંડે મજ્જા આદિ ધાતુઓ સુધી પહોંચી ગયો હોય, લાંબા કાળથી રહ્યો હોય, પ્રાણોનાં આશ્રયસ્થાનોનો આશ્રય કરી રહ્યો હોય, મર્મઘાતક હોય અથવા અતિશય કષ્ટસાધ્ય હોય, તો તત્કાળ અતિશય વધુ (મરણરૂપ) કાર્ય કરનાર કે વિકારને ઉત્પન્ન કરનાર થાય છે.

જે શરીરો અતિશય સ્થૂળ, અતિશય કૃશ, અવ્યવસ્થિત માંસ, રુધિર તથા અસ્થિ-હાડકાંથી યુક્ત, દુર્બળ, અસાત્મ્ય આહારોથી પુષ્ટ થયેલાં, અલ્પ આહાર લેનારાં અને અલ્પ સત્ત્વવાળાં હોય છે, તેઓ વ્યાધિઓને સહન કરી શકતાં નથી; પરંતુ એથી જે વિપરીત હોય તે વ્યાધિઓને સહન કરે છે.

આ જ અપથ્ય આહારથી, દોષથી તથા શરીરોના વિશેષો કે ભેદોને લીધે જે રોગો થાય છે તે કોમળ, દારુણ, જલદી ઉત્પન્ન થનારા અને લાંબાકાળે (વિકારરૂપ) કાર્ય કરનારા હોય છે. ૧૫-૧૮

અહીં ચરકોપસ્કાર ટીકામાં યોગીન્દ્રનાથ સેન વધુ આમ સમજાવે છે: 'અહિત આહારનો ઉપયોગ કરવામાં આવે, છતાં આરોગ્ય દેખાય, એ બીજા દૂષણનો પરિહાર કરતા ગ્રંથકાર કહે છે કે, જેઓ અહિત આહારનો ઉપયોગ કરે છે, તેઓ અહિત આહારનો ઉપયોગ કરવારૂપ એ અપચાર કે અપથ્ય જ સેવી રહ્યા છે, છતાં તેઓએ કરેલો તે અપચાર અમુક ખાસ કારણને લીધે તત્કાળ દોષ કરનાર થતો નથી; તે કારણ પણ આ છે કે જે દોષો, અપથ્ય સેવનારને તત્કાળ હરકત પહોંચાડતા નથી કે હેરાન કરતા નથી, તેમાં કારણ આ છે કે, તે દોષોના પ્રકોપો અતુલ્ય દેશ આદિથી રોકાઈ ગયા હોય છે; અપથ્યનું સેવન કરનારના જે દોષો હોય, તે જો કે પ્રકોપ પામવા તત્પર જ હોય છે, પરંતુ તેઓના પ્રકોપને યોગ્ય દેશ કે કાળ વગેરે તેઓને અનુકૂળ હોતા નથી, તેથી તે દોષોના પ્રકોપ અટકી રહ્યા હોય છે; એ જ કારણ અહીં મૂળમાં કહે છે કે, બધાં અપથ્યો તુલ્ય દોષને કરનારાં હોતાં નથી; દેશ, કાળ આદિની સાથે તેઓનું તારતમ્ય હોય છે; તેમ જ બધા દોષો પણ તુલ્ય બળવાળા હોતા નથી; કેમ કે નિદાન આદિના ભેદોને લીધે દોષોના બળમાં પણ ભેદ હોય છે; તેમ જ બધાં શરીરો પણ વ્યાધિનું બળ સહન કરવા સમર્થ હોતાં નથી; અતિસ્થૂળ, અતિકૃશ, દુર્બળ આદિ શરીરો વ્યાધિનું બળ

સહન કરી શકતાં નથી; એ વાતનું જ વિવરણ કરી દેખાડે છે કે અહિત આહારના ઉપયોગરૂપ અપથ્ય સેવ્યું હોય છતાં એ અપથ્ય તત્કાળ દોષકારક થયું ન હોય; એ જ અપથ્ય જાંગલ આદિ દેશ, શીત–ઉષ્ણ-વર્ષારૂપ લક્ષણવાળો કાળ, તેના સંયોગ, વીર્ય અને પ્રમાણ કે માત્રાનો જે અતિયોગ થયો હોય તો તે રૂપ કારણથી અતિશય વધુ અપથ્યરૂપ થઈ પડે છે એટલે કે તુલ્ય દેશ આદિથી વધી પડેલું તે અપથ્ય અધિક દોષોને કરનાર થઈ પડે છે; જ્યાં સુધી અતુલ્ય દેશ આદિ હોય ત્યાં સુધી તે જ અપથ્ય એવું (અધિક) દોષકારક થતું નથી; પરંતુ એ જ દોષ અનેક કારણોથી યુક્ત થયો હોય; અનેક કારણો મિશ્ર થવાથી એ દોષ પણ સંસૃષ્ટ કે દ્વન્દ્વ અથવા સંનિપાતરૂપે થયો હોય, પરસ્પર વિરુદ્ધ ચિકિત્સાથી યુક્ત હોય, ગંભીર કે ઊંડી મજ્જા આદિ ધાતુઓ સુધી પહોંચી ગયો હોય, લાંબા કાળથી લાગુ થયો હોય, શંખ આદિ દશ પ્રાણસ્થાનોનો આશ્રય કરી રહ્યો હોય અને એ જ કારણે મર્મસ્થાનોનો ઘાત કરનાર હોઈને પથ્યને યોગ્ય દેહમાં પણ અતિશય કૃચ્છ્રસાધ્ય બનીને તત્કાળ વિકાર કરનારો થઈ પડે છે. વળી કેટલાંક શરીરો પણ અતિશય સ્થૂળ, અત્યંત કૃશ, દુર્ઘટિત માંસ, રુધિર તથા અસ્થિથી યુક્ત, દુર્બળ, અસાત્મ્ય આહારોથી ખૂબ વધેલાં, અલ્પ આહાર લેનારાં, અલ્પ સત્ત્વવાળાં; 'સત્ત્વ'નો અર્થ મન થાય છે; એ મન બળના ભેદથી ત્રણ પ્રકારનું હોય છે એટલે સર્વોત્કૃષ્ટ, મધ્યમ તથા હીન એવા ત્રણ ભેદોથી યુક્ત હોય છે; તેમાંથી જેઓ હીનસત્ત્વ હોય છે, તેઓનાં શરીર અતિશય મોટાં હોવા છતાં અલ્પ વેદનાને પણ સહન કરી શકતાં નથી; એવા પ્રકારનાં તે શરીરો વ્યાધિઓને સહન કરી શકતાં નથી એટલે વ્યાધિઓનું બળ સહન કરવાને તે શરીરો સમર્થ થતાં નથી. આ રીતે અપથ્ય આહાર, દોષ તથા જુદાં જુદાં શરીર, એ કારણોથી જ રોગો મૃદુ, દારુણ, જલદી થનારા, લાંબે કાળે થનારા અને લાંબા કાળે કામ કરનારા પણ થાય છે; એકંદર અપથ્યનું તથા દોષનું બળ જો ઓછું હોય અને શરીર પણ રોગને સહન કરે એવું હોય તો રોગો મૃદુ–કોમળ તથા લાંબા કાળે કામ કરનારા થાય છે; પરંતુ એથી ઊલટું હોય એટલે કે અપથ્ય તથા દોષો વધુ પ્રમાણમાં હોય અને શરીર પણ રોગને સહન કરે નહિ એવું હોય તો રોગો દારુણ તથા જલદી કામ કરનારા થાય છે.'

જલ્પકલ્પતરુ ટીકાકાર 'શ્રી ગંગાધર અહીં બહુ જ સ્પષ્ટ સમજાવે છે કે, 'અગ્નિવેશે એમ પૂછ્યું ત્યારે ભગવાન આત્રેયે તેને આમ કહ્યું: 'હે અગ્નિવેશ! હિતકારી આહારનો જેઓ ઉપયોગ કરે છે, તેઓને તે આહાર નિમિત્તે રોગો થતા જ નથી, છતાં તે હિતકારક આહારનો ઉપયોગ કરનારાઓને પણ જે વ્યાધિઓ જોવામાં આવે છે, તે આહારના નિમિત્તે થયેલા હોતા નથી; કેમ કે હિતકારી આહારના ઉપયોગ માત્રથી જ સર્વ વ્યાધિઓનો ભય દૂર થઈ જાય છે, એમ પણ હોતું જ નથી; કારણ કે આહારના ઉપયોગ વિના પણ રોગોનાં બીજાં કારણો હોય છે; એ બીજાં કારણોને લીધે જ તે હિતકારી આહારો સેવનારાઓને પણ રોગો થયેલા દેખાય છે. એ બીજાં કારણો ક્યાં હોય છે? તે પણ અહીં મૂળમાં જ કહે છે કે, એક તો કાળનો વિપર્યય કે પરિણામ, બીજું પ્રજ્ઞા–અપરાધ અને ત્રીજું અસાત્મ્ય શબ્દાદિ વિષયો; એ ત્રણમાંનું કોઈ પણ કારણ, હિતકારી આહારો સેવનારાઓને પણ રોગો ઉપજાવે છે; એમ આ રોગોનાં કારણો જ હિતકારી રસો કે આહારોનો પણ સારી રીતે ઉપયોગ કરનાર પુરુષને પણ વ્યાધિરૂપ અશુભ સાથે જોડી દે છે; એ જ કારણે હિતકારી આહારોનો ઉપયોગ કરનારા પુરુષો પણ રોગયુક્ત થતા દેખાય છે; હવે જેઓ અહિતકારી કહેવાતા આહારોનો ઉપયોગ કરતા હોવા છતાં નીરોગી દેખાય છે, તે વિષે અમે કહીએ છીએ; જેઓ અહિત આહારનો ઉપયોગ કરતા હોય, તેઓનો એ અપચાર અથવા અયોગ્ય વર્તન કે અપથ્ય સેવન તત્કાળ દોષકારક થતું નથી, તેમાં બીજાં કેટલાંક પ્રતિબંધક કારણો અસ્તિત્વ ધરાવતાં હોય છે; તે કારણોના લીધે તેઓનો તે અપચાર તત્કાળ દોષકારક થતો નથી; એમ જ્યાં સુધી તેઓનો તે અપચાર દોષયુક્ત થયેલો હોતો નથી, ત્યાં સુધી જ તેઓ નીરોગી દેખાય છે; પરંતુ જ્યારે તેઓનો તે અપચાર કે અયોગ્ય વર્તન, દોષયુક્ત થાય છે, ત્યારે તેઓ પણ રોગયુક્ત થતા જોવામાં આવે છે; હવે અહીં આ પ્રશ્ન થાય છે કે, તેઓનો એ અપચાર કયા કારણે તત્કાળ દોષયુક્ત થતો નથી? તેનો ઉત્તર અહીં મૂળમાં જ આ પ્રમાણે આપે છે કે, બધાં અપથ્યો સમાન દોષોવાળાં હોતાં નથી; કેટલાંક તત્કાળ દોષકારક બને છે અને કેટલાંક અમુક બીજા કાળે દોષયુક્ત થાય છે, એવો તેઓનો સ્વભાવ હોય છે; વળી તે તે અપથ્યોના જે જે દોષો હોય છે, તે બધા પણ સમાન બળવાળા હોતા નથી; કેટલાક અલ્પ બલવાળા હોય છે, કેટલાક મધ્યમ બળવાળા હોય છે અને કેટલાક પ્રબળ બળવાળા પણ હોય છે; વળી એ ઉપરાંત માણસોનાં બધાં યે શરીરો રોગને સહન કરવા સમર્થ પણ હોતાં નથી; કેટલાંક શરીરો રોગોને સહન કરનારાં હોય છે, તેથી

રોગોથી યુક્ત હોવા છતાં જાણે નીરોગી હોય એવાં લાગે છે; કારણ કે રોગોને સહન કરવાનું તેઓમાં સામર્થ્ય હોય છે; કેટલાંક શરીરો એવાં પણ હોય છે કે, લગાર થોડાક જ વ્યાધિથી યુક્ત હોય છે, છતાં જાણે પ્રબળ વ્યાધિઓથી યુક્ત હોય એવાં લાગે છે; કેમ કે તેઓનાં એ શરીરોમાં રોગોને સહન કરવાનું સામર્થ્ય હોતું નથી; વળી જે માણસો એ અહિત આહારોના ઉપયોગ-રૂપ અપથ્ય સેવી રહ્યા હોય છે, છતાં રોગરહિત દેખાય છે, તેઓનું એ અપથ્ય, અલ્પબળથી યુક્ત હોય છે, તેથી તત્કાળ દોષયુક્ત જણાતું નથી; પરંતુ દેશ-કાળ આદિનો અતિયોગ થવાથી તે અપથ્ય (અતિશય અધિક-બળવાન) બને છે, ત્યારે તે બળવાન અપથ્યથી કરાયેલો એ જ દોષ, ખરેખર દેશ-કાળ આદિના અતિયોગથી અતિશય વધુ પ્રમાણમાં બનેલા અપથ્યથી જ કરાયેલો ગણાય છે; એવા પ્રકારનો તેમાંનો કોઈ પણ દોષ સંસર્ગયોનિ બને છે એટલે કે દ્વન્દ્વજ વ્યાધિનું કે સન્નિપાતજન્ય વ્યાધિનું કારણ બને છે; કોઈક દોષ વિરુદ્ધ ચિકિત્સારૂપ કારણથી યુક્ત હોય છે; કોઈક દોષ ગંભીર (ઊંડી) ધાતુઓને અનુસરી રહ્યો હોય છે, કોઈક દોષ લાંબા કાળ સુધી રહેલો હોય છે; કોઈક રોગ પ્રાણાયતનોમાં (એટલે કે દશ પ્રાણાશ્રયસ્થાનોમાં) ઉત્પન્ન થવારૂપ કારણોથી યુક્ત હોય છે, કોઈક દોષ મર્મસ્થાનોનો નાશ કરનાર હોય છે અને કોઈક દોષ અતિશય કષ્ટ કે કૃચ્છ્રસાધ્ય હોય છે અને કોઈક દોષ એકદમ જલદી કામ કરનારો પણ થાય છે. અહીં આ પ્રશ્ન થાય છે કે, કેવાં શરીરો વ્યાધિને સહન કરવા સમર્થ હોય છે? અને કેવાં શરીરો વ્યાધિને સહન કરવા અસમર્થ હોય છે? તેનો ઉત્તર મૂળમાં કહે છે કે, અતિસ્થૂળ વગેરે શરીરો વ્યાધિને સહન કરનારાં હોતાં નથી અને અતિસ્થૂળ આદિથી વિપરીત શરીરો વ્યાધિને સહન કરનારાં હોય છે; તો પછી એકંદર કયા કારણે રોગો મૃદુ, દારુણ આદિરૂપે ઉત્પન્ન થાય છે? આનો ઉત્તર જ મૂળમાં આ પ્રમાણે આપે છે કે આ અપથ્ય આહાર, દેશ-કાળનો સંયોગ તથા વીર્યના પ્રમાણના અતિયોગથી કરાયેલ અપથ્ય-આહારજન્ય અમુક દોષો અને અતિસ્થૂળ આદિ જુદાં જુદાં શરીરો, એ જ કારણોથી મૃદુ રોગો થાય છે અને તેઓની જ વિશેષતા થવાથી દારુણ રોગો થાય છે અને તેઓની જ વધુ વિશેષતા થતાં તત્કાળ થનારા અને લાંબા કાળ સુધી કામ કરનારા રોગો ઉત્પન્ન થાય છે.'

### વાતાદિ દોષોના પ્રકોપો રોગોને કરે છે

**अत एव च वातपित्तश्लेष्माणः स्थानविशेषे प्रकुपिता व्याधिविशेषानभिनिर्वर्तयन्त्यग्निवेश! ॥१९॥**

**तत्र रसादिषु स्थानेषु प्रकुपितानां दोषाणां यस्मिन् यस्मिन् स्थाने ये ये व्याधयः संभवन्ति तांस्तान् यथावदनुव्याख्यास्यामः ॥ १९,२० ॥**

**હે અગ્નિવેશ! જુદાં જુદાં સ્થાનોમાં પ્રકોપ પામેલા એ જ વાત, પિત્ત અને કફરૂપ દોષો જુદા જુદા વ્યાધિઓને ઉત્પન્ન કરે છે; તેમાં રસ વગેરે સ્થાનોમાં પ્રકોપ પામેલા દોષોના સંબંધ-વાળા જે જે રોગો જે જે સ્થાને ઉત્પન્ન થાય છે, તે તે રોગોને હવે અમે કહીએ છીએ. ૧૯,૨૦**

યોગીન્દ્રનાથ સેન અહીં ચરકોપસ્કારમાં આમ વધુ સમજાવે છે: હિતકારી અશિત આદિ આહારોથી રસ આદિની ઉત્પત્તિ દ્વારા શરીરની ઉત્પત્તિ થાય છે, એમ કહીને તે અશિત આદિ આહારોને શરીરની ઉત્પત્તિમાં કારણ તરીકે દર્શાવ્યા; હવે તે જ અશિત આદિ આહારો, રસ આદિને બગાડીને તે દ્વારા વિકારોનું કારણ થાય છે, એમ દર્શાવવા અહીં કહે છે કે, 'હે અગ્નિવેશ! એ જ વાત, પિત્ત અને કફ, અમુક અમુક સ્થાનોમાં જો પ્રકોપ પામ્યા હોય તો જુદા જુદા વ્યાધિ-ઓને ઉત્પન્ન કરે છે; તેમાં રસ આદિ સ્થાનોમાં પ્રકોપ પામેલા વાતાદિ દોષોનો સંબંધ ધરાવીને જે જે સ્થાનમાં જે જે રોગો ઉત્પન્ન થાય છે, તે તે રોગોને અમે બરાબર હવે કહી બતાવીએ છીએ.' ૧૯,૨૦

### રસ બગડવાથી થતા રોગો

**अश्रद्धा चारुचिश्चास्यवैरस्यमरसज्ञता ।**
**अङ्गमर्दो ज्वरस्तन्द्रा हृल्लासो गौरवं तमः ॥ २१ ॥**
**पाण्डुत्वं स्रोतसां रोधः क्लैब्यं सादः कृशाङ्गता ।**
**नाशोऽग्नेरयथाकालं वलयः पलितानि च ॥ २२ ॥**
**रसप्रदोषजा रोगाः,**

ભોજન માટેની ઇચ્છા ન થાય એ અશ્રદ્ધા અથવા ખોરાક ઉપર ખૂબ દ્વેષ કે અણગમો થાય તે અશ્રદ્ધા, મુખમાં આહાર નાખ્યો હોય છતાં તે ખાવાની રુચિ જ ન થાય તે અરુચિ, મોઢું વિરસ અથવા બેસ્વાદ બની જાય તે વૈરસ્ય; ખોરાકમાં કયો રસ છે, તેની કંઈ ખબર જ ન પડે તે અરસજ્ઞતા; શરીર ભાંગે તે અંગમર્દ, જ્વર કે તાવ આવે, જાણે ખૂબ ઊંઘ આવતી હોય એમ લાગે તે ઘેન-તન્દ્રા; મોળ કે ઊબકા આવે તે હૃલ્લાસ; શરીર ભારે થયેલું જણાય તે ગૌરવ; જાણે અંધારામાં પ્રવેશ કર્યો હોય તેમ લાગે તે

તમસ્; પાંડુરોગ, સ્રોતોનું રૂંધાઈ જવું, કલીબતા કે કાયરપણું રહ્યા કરે, શરીર શિથિલ થાય તે–સાદ; શરીર દૂબળું રહ્યા કરે તે–કૃશતા; જઠરાગ્નિનો નાશ થઈ જાય, સમય થયા વિના–અયોગ્ય કાળે પણ વળિયાં થાય એટલે કે ચામડીમાં કરચલી-ઓ થઈ જાય અને સમય થયા વિના જ વાળ ધોળા થઈ જાય તે પલિત; આ બધા રોગો, રસના પ્રદોષ કે બગાડથી ઉત્પન્ન થનારા હોય છે. ૨૧,૨૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં સુશ્રુતે સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં કહેલા રસદોષથી થતા રોગો પણ ટાંકી બતાવે છે: સુશ્રુતે ત્યાં કહ્યું છે કે, 'तत्राश्रद्धारोचकाविपाकाङ्गमर्दज्वर–हृल्लास–तृप्ति–गौरवहृत्पाण्डुरोगमार्गोपरोधकार्श्यवैरस्याङ्गसादाकालवलीपलितदर्शनप्रभृतयो रसदोषजा विकाराः–તેમાં અન્ન ઉપર દ્વેષ કે અણગમો, અરોચક, અપચો, અંગોનું ભાંગવું, જ્વર, મોળ–ઊબકા, તૃપ્તિ, ભારેપણું, હૃદયના રોગ, પાંડુરોગ, સ્રોતોનું રૂંધાઈ જવું, કૃશતા, મોઢું રસ વગરનું કે બેસ્વાદ થઈ જાય, અંગોમાં સાદ કે શિથિલતા થાય, સમય વગર શરીરમાં કરચલીઓ પડે અને સમય વગર માથાના વાળ ધોળા થઈ જાય, વગેરે વિકારો કે રોગો રસના દોષથી કે બગાડથી ઉત્પન્ન થાય છે.'

શ્રી ચક્રપાણિ અહીં જણાવેલ અશ્રદ્ધા તથા અરુચિમાં આવો ફરક બતાવે છે: અશ્રદ્ધામાં મોઢાની અંદર ખોરાક નાખીને માણસ ખાય ખરો, પરંતુ તે ઇચ્છાપૂર્વક ખાય નહિ; પરંતુ અરુચિમાં તો મોઢામાં નાખેલો ખોરાક ખવાતો જ નથી; આસ્યવૈરસ્ય એટલે કે આહારના યોગ્ય રસથી ઊલટું થવું, મોઢામાં જે યોગ્ય રસ રહેવો જોઈએ તે ન રહે અને તેનો રસ બદલાઈ જાય; બાકી તો સ્પષ્ટ છે. ૨૧,૨૨

### લોહી બગડવાથી થતા રોગો

वक्ष्यन्ते रक्तदोषजाः।
कुष्ठवीसर्पपिडका रक्तपित्तमसृग्दरः ॥ २३ ॥
गुदमेढ्रास्यपाकश्च प्लीहा गुल्मोऽथ विद्रधी।
नीलिका कामला व्यङ्गः पिप्लवस्तिलकालकाः ॥ २४ ॥
दद्रुश्चर्मदलं श्वित्रं पामा कोठास्रमण्डलम्।
रक्तप्रदोषाज्जायन्ते,

હવે લોહીના દોષથી થતા રોગો કહેવામાં આવે છે: કુષ્ઠ કે કોઢ, વીસર્પ–રતવા, પિડકા–ફોલ્લીઓ, રક્તપિત્ત, રક્તપ્રદર, ગુદપાક કે ગુદાનું પાકવું, મેઢ્–પાક કે પુરુષની ગુહ્ય ઇંદ્રિયનું પાકવું, મુખપાક કે મોઢાનું પાકવું, પ્લીહા કે બરોળનો રોગ, ગુલ્મ કે ગોળાનો રોગ, વિદ્રધી, નીલિકા કે દાઝ, કામલા કે કમળાનો રોગ, વ્યંગ–ચાઠાં કે ખીલનો રોગ, પિપ્લુ કે જતુમણિ-રોગ, તિલકાલક, દદ્રુ કે દાદરનો રોગ, ચર્મદલરોગ, શ્વિત્ર નામનો એક કોઢનો ભેદ, પામા કે ખસનો રોગ, 'કોઠ' નામે રોગ તથા અસ્રમંડલ કે રક્તમંડલ નામનો રોગ, એ બધા રોગો રક્તદોષોથી ઉત્પન્ન થાય છે. ૨૩,૨૪

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: 'રક્તદોષજન્ય રોગો અહીં જણાવ્યા છે; તેમાંનો વ્યંગરોગ એ મોઢા પર કાળાં મંડળો કે ચાઠાં થાય છે તે સમજવો અને મોઢા સિવાય બીજે શરીરના ભાગો પર જે કાળાં મંડળો થાય છે, તેને 'નીલિકા' રોગ કહે છે. શરીર પર કાળા તલના જેવી જે આકૃતિઓ થાય છે, તેને 'તિલ–કાલક' રોગ કહે છે. આ નીલિકા વ્યંગ, પિપ્લુ તથા તિલકાલક રોગો એક જાતના ક્ષુદ્રરોગોના ભેદો છે; વળી આ નીલિકા વગેરે ક્ષુદ્રરોગો રક્તદોષથી જ ઉત્પન્ન થાય છે, એમ શ્લોકસ્થાનના 'ત્રિશોથીય' નામના ૧૮મા અધ્યાયમાં પણ કહેવાઈ ગયું છે કે– 'यस्य पित्तं प्रकुपितं शोणितं प्राप्य शुष्यति। तिलकाः पिप्लवो व्यङ्गा नीलिका तस्य जायते' (જુઓ ત્યાં શ્લોક ૨૯ મો) વળી અહીં જણાવેલા દદ્રુ કે દાદરના રોગથી માંડી અસ્રમંડલ કે રક્તમંડલ સુધીના રોગો જો કે કોઢરોગના જ અમુક ભેદો છે, તેથી અહીં પ્રથમ 'कुष्ठ'–કોઢરોગનું ગ્રહણ કરતાં એ દદ્રુ વગેરે બધાયે તેના ભેદો પણ ગ્રહણ કરાઈ જાય છે, છતાં તેઓને અહીં જે અલગ કહ્યા છે, તે આ દદ્રુ આદિ રોગો તો ખાસ રક્તદોષથી જ ઉત્પન્ન થાય છે, એમ તેઓનો પ્રાદુર્ભાવ વિશેષે કરી રક્તદોષજન્ય જ હોય છે, એમ જણાવવા માટે તેઓને અહીં કહી બતાવ્યા છે; એમ આ કુષ્ઠ વગેરે રોગો રક્તદોષ કે લોહીબગાડથી જ થાય છે. આ સંબંધે સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં લખે છે કે 'कुष्ठवीसर्पपिडकामशकनीलिकातिलकालकन्यच्छव्यङ्गेन्द्रलुप्तप्लीहविद्रधिगुल्मवातशोणितार्शोऽर्बुदाङ्गमर्दासृग्दररक्तपित्तप्रभृतयो रक्तदोषजा गुदमेढ्रपाकाश्च।–કોઢ, વીસર્પ કે રતવા, ફોલ્લીઓ, મશક કે મસ, નીલિકા–દાઝ, તિલકાલક–તલ, ન્યંચ્છ–લાખાં, વ્યંગ–ખીલ, ઇંદ્રલુપ્ત કે ઊંદરી, પ્લીહ–બરોળ, વિદ્રધિ, ગુલ્મ કે ગોળાનો રોગ, વાતશોણિત એટલે વાતરક્ત, અર્શસ્, અર્બુદરોગ, અંગમર્દ એટલે

અંગોનું ભાંગવું, અસૃગ્દર કે રક્તપ્રદર તથા રક્તપિત્ત વગેરે રોગો રક્તદોષથી ઉત્પન્ન થાય છે; તેમ જ ગુદપાક તથા લિંગપાક એ રોગો પણ રુધિરના દોષથી એટલે લોહીના બગાડથી જ ઉત્પન્ન થાય છે.' ૨૩,૨૪

### માંસ બગડવાથી થતા રોગો

शृणु मांसप्रदोषजान् ॥ २५ ॥
अधिमांसार्बुदं कीलं गलशालूकशुण्डिके ।
पूतिमांसालजीगण्डगण्डमालोपजिह्विकाः ॥ २६ ॥
विद्यान्मांसाश्रयान्

હવે માંસના પ્રકોપથી ઉત્પન્ન થતા રોગો તમે સાંભળો: અધિમાંસ કે માંસાંકુર, અર્બુદ કે કેન્સરરોગ, માંસકીલક, ગલશાલૂક, ગલશુંડિકા, પૂતિમાંસ, અલજી, ગલગંડ, ગંડમાલા તથા ઉપજિહ્વિકા, એ માંસના આશ્રયવાળા રોગો જાણવા.

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં આવી સ્પષ્ટતા કરે છે: 'પુરુષચિહ્ન–શિશ્ન વગેરે ઉપર થયેલા માંસના અંકુરોને અહીં 'અધિમાસ' કહેલ છે; કેમ કે ગુદાની વલિઓમાં જે માસાંકુર થાય છે, તેને તો આ તંત્રમાં 'અર્શસ્' શબ્દથી કહેવામાં આવે છે. 'કીલ' શબ્દથી ગુદાની વલિઓમાં થતા માંસકીલક જણાવ્યા છે, પૂતીમાસ–એ માસનો સડો કે દુર્ગંધીપણું કહેલ છે; અલજી એ પ્રમેહપિડકાઓનું ઉપલક્ષણ છે; અને ગલગંડ, ગંડમાલા તથા ઉપજિહ્વિકા, એટલા રોગોને માંસના આશ્રયવાળા જાણવા. આ સંબંધે સુશ્રુતમાં પણ કહ્યું છે કે. 'अधिमांसार्बुदार्शोऽधिजिह्वोपजिह्वोपकुशगलशुण्डिकाऽलजीमांससंघातौष्ठप्रकोपगलगण्डगण्डमालाप्रभृतयो मांसदोषजा । અધિમાસ, અર્બુદ, અર્શસ, અધિજિહ્વ, ઉપજિહ્વ, ઉપકુશ, ગલશુંડિકા (એ તાળવાના મૂળથી ચાલેલો ચામડાની ફૂલેલ નળી જેવો લાબો સોજો,) માંસસંઘાત નામનો મુખનો રોગ, ઓષ્ઠપ્રકોપ, ગલગંડ અને ગંડમાળા વગેરે રોગો માસના દોષથી કે બગડવાથી ઉત્પન્ન થાય છે.'

શ્રી ચક્રપાણિએ અહીં સૂચના કરી છે કે, અહી 'कील' શબ્દથી અર્શસ્રોગ સમજવો. ૨૫,૨૬

### મેદના આશ્રયવાળા અથવા મેદના દોષથી થતા રોગો

मेदःसंश्रयांस्तु प्रचक्ष्महे ।
निन्दितानि प्रमेहाणां पूर्वरूपाणि यानि च ॥ २७ ॥

હવે મેદના આશ્રયવાળા અથવા મેદના દોષથી કે મેદ બગડવાથી થતા રોગો અમે કહીએ છીએ: પ્રમેહોનાં જે નિંદિત પૂર્વરૂપો કહેવાશે, તે મેદના દોષથી ઉત્પન્ન થાય છે. ૨૭

યોગીન્દ્રનાથ સેન અહીં આવી સ્પષ્ટતા લખે છે કે, પ્રમેહનાં નિદાનમાં માથાના વાળ ગૂંચાઈ જવા વગેરે જે પ્રમેહનાં પૂર્વરૂપો કહ્યાં છે, તે મેદના દોષથી કે મેદ બગડવાથી ઉત્પન્ન થાય છે. અષ્ટાંગસંગ્રહ–સૂત્રસ્થાનના ૧૯મા અધ્યાયમાં પણ કહ્યું છે કે, 'मेदोगः स्थूलता मेह–મેદમાં ગયેલો દોષ શરીરની સ્થૂળતા તથા 'મેહ' નામનો રોગ ઉત્પન્ન કરે છે.' સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં કહ્યું છે કે, 'ग्रन्थिवृद्धिगलगण्डार्बुदमेदोजौष्ठप्रकोपमधुमेहातिस्थौल्यातिस्वेदप्रभृतयो मेदोदोषजा.' –ગ્રંથિ, વધરાવળ, ગલગંડ, અર્બુદ, મેદથી થતો હોઠનો પ્રકોપ, મધુમેહ, અતિશય સ્થૂલતા કે શરીરની જાડાઈ અને અતિશય પરસેવો થવો વગેરે રોગો મેદના દોષથી ઉત્પન્ન થાય છે.'

શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે કે, પ્રમેહનાં પૂર્વરૂપો–માથાના વાળ ગૂંચાઈ જવા વગેરે જે ઉત્પન્ન થાય છે, તેઓને જ અહીં નિંદિત કહ્યાં છે; પરંતુ આસ્યવૈરસ્ય કે મુખનો બેસ્વાદ કે ખરાબ સ્વાદ થવો અને મધુરતા વગેરેને નિંદિત કહ્યાં નથી; અથવા સૂત્રસ્થાનના 'અષ્ટૌનિંદિતીય' નામના ૨૧મા અધ્યાયમાં કહેલાં અતિ સ્થૂળ માણસ વિષે રહેલાં આયુર્હ્રાસ કે આયુષ્યનું ઓછાપણું વગેરેને અહીં નિંદિત કહેલ છે; તેઓનું નિંદિતપણું અતિશય નિંદ્ય એવી સ્થૂલતાને લીધે જણાવેલ છે. ૨૭

### અસ્થિના દોષથી થતા રોગો

अध्यस्थिदन्तदन्तास्थिभेदशूलं विवर्णता ।
केशलोमनखश्मश्रुदोषाश्चास्थिप्रकोपजाः ॥ २८ ॥

અધ્યસ્થિ કે અધિક હાડકું, અધિદંત કે અધિક દાંત, દંતભેદ–દાંત કળવા કે ચિરાઈ જવા, દંતશૂળ કે દાતમાં શૂળ નીકળવું, અસ્થિભેદ–હાડકું ચિરાઈ જવું કે ફાટી જવું, અસ્થિશૂળ–હાડકામાં શૂળ નીકળવું, વિવર્ણતા કે શરીરનો રંગ બદલાઈ જવો અને કેશ કે માથાના વાળ ખરાબ થવા, લોમદોષ–રૂંવાડાં ખરાબ થવાં, નખદોષ–નખ ખરાબ થવા અને શ્મશ્રુદોષ અથવા દાઢી–મૂછના વાળ ખરાબ થવા, એ રોગો અસ્થિના દોષથી એટલે કે અસ્થિમાં પહોંચેલા દોષને લીધે ઉત્પન્ન થાય છે. ૨૮

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે કે, 'અહીં કેશ વગેરેના જે દોષો કહ્યા છે, તે અસ્થિમાં

ષ પહોંચ્યો હોય તો જ થાય છે–એટલે કે હાડકાંમાં બગાડ થવાથી કેશ વગેરેમાં દોષો થાય છે; કેમ કે તે કેશ વગેરે અસ્થિઓની મળ ધાતુઓ છે. આ બધા રોગો, અસ્થિના દોષથી અથવા અસ્થિઓ બગડવાથી ઉત્પન્ન થાય છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં આમ કહ્યું છે કે 'अध्यस्थ्यधिदन्तास्थितोदशूलकुनखप्रभृतयोऽस्थिदोषजाः'–અસ્થિની અધિકતા, દાંતની અધિકતા, અસ્થિઓમાં સોયા ભોંકવા જેવી પીડા, અસ્થિઓમાં શૂળ અને ખરાબ નખો વગેરે રોગો અસ્થિઓમાં ગયેલા દોષોથી ઉત્પન્ન થાય છે.' ૨૮

**મજ્જા તથા શુક્રમાં ગયેલા દોષથી થતા રોગો**

**रुक् पर्वणां भ्रमो मूर्च्छा दर्शनं तमसस्तथा ।**
**अरुषां स्थूलमूलानां पर्वजानां च दर्शनम् ॥ २९ ॥**
**मज्जप्रदोषाच्छुक्रस्य दोषात्क्लैव्यमहर्षणम् ।**
**रोगिणं क्लीबमल्पायुं विरूपं वा प्रजायते ॥ ३० ॥**
**न वा संजायते गर्भः पतति प्रस्रवत्यपि ।**
**शुक्रं हि दुष्टं सापत्यं सदारं बाधते नरम् ॥ ३१ ॥**

**મજ્જાના પ્રદોષથી અથવા મજ્જા નામની ધાતુ બગડવાથી પર્વ કે સાંધાઓમાં પીડા થાય; ભ્રમ, મૂર્છા, અંધકારનુ દર્શન અને પર્વ–સાંધાઓના ભાગોમાં જેઓનું મૂળ સ્થૂળ હોય એવાં અરુષ્ એટલે વ્રણો કે ફોલ્લીઓ વગેરેનું પણ દર્શન–દેખાવું થાય છે; તેમ જ વીર્યના દોષથી નપુંસકપણું તથા ગુહ્યભાગમાં હર્ષ કે જાગૃતિનો અભાવ થાય છે; સંતાન જો ઉત્પન્ન થાય તો તે રોગી, નપુંસક, અલ્પ આયુષવાળું અથવા વિરૂપ કે બેડોળ ઉત્પન્ન થાય છે; એ વીર્યદોષવાળા પુરુષથી ગર્ભ ઉત્પન્ન થાય નહિ; કદાચ ઉત્પન્ન થાય તો એ પડી જાય છે કે સ્રવી જાય છે; એમ દોષયુક્ત થયેલું શુક્ર પુરુષને સંતાનસહિત તથા સ્રીસહિત પીડા કરે છે.**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: મજ્જાના દોષથી હાડકાંના સાધાઓમાં પીડા થાય તેમ જ ભ્રમ થાય એટલે કે માણસ જાણે ચગડોળે ચડ્યો હોય, તેમ બધી વસ્તુઓ જાણે ભમતી હોય તેવી તેને દેખાય; અથવા પોતાનું શરીર જાણે ભમતું હોય એમ લાગે, મૂર્છા થાય, અંધારાં દેખાય, આંગળીઓ વગેરેના સાંધાઓમાં જેઓનું મૂળ સ્થૂળ હોય એવી ફોલ્લીઓ વગેરે દેખાય છે અને પર્વશૂલ કે સાંધાઓમાં શૂળ વગેરે પણ મજ્જાના દોષથી ઉત્પન્ન થાય છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં આમ કહ્યું છે: 'तमोदर्शनमूर्च्छाभ्रमपर्वगौरवस्थूलमूलारुर्जन्मनेत्राभिष्यन्दप्रभृतयो मज्जदोषजाः'–અંધારાંનું દેખાવું, મૂર્છા, ભ્રમ, પર્વોમાં જાડાં મૂળવાળાં વ્રણોની ઉત્પત્તિ અને નેત્રાભિષ્યન્દ (એટલે આંખો દુખવી) વગેરે વિકારો કે રોગો મજ્જામાં ગયેલા દોષથી ઉત્પન્ન થાય છે.'

હવે અહીં વીર્યના દોષથી જે રોગો ઉત્પન્ન થાય છે, તે કહે છે: વીર્યના દોષથી નપુંસકપણું અથવા ધ્વજ કે પુરુષચિહ્નના ઉચ્છ્રાય કે જાગૃતિનો અભાવ થાય છે; તેમ જ પુરુષચિહ્નમાં હર્ષનો અભાવ એટલે ઉચ્છ્રાય થાય તોપણ મૈથુન કરવાનું સામર્થ્ય ન હોય; તેવા દુષ્ટવીર્ય પુરુષનું જે સંતાન થાય તે પણ રોગી, નપુંસક, અલ્પ આયુષવાળું અથવા વિરૂપ–કદ્રૂપું કે બેડોળ થાય છે; અથવા તેવા દુષ્ટવીર્ય પુરુષથી સ્રીને ગર્ભ જ ઉત્પન્ન થતો નથી; કદાચ ગર્ભ ઉત્પન્ન થાય તો તે નવો જ એટલે થોડા જ સમયમાં સ્રવી જાય છે અથવા ઘટ્ટ અવયવોવાળો થઈને પડી જાય છે; કેમ કે ચોથા મહિના સુધી ગર્ભનો સ્રાવ થાય છે અને તે પછી ગર્ભનો પાત થાય છે; આ સંબંધે પણ સુશ્રુતે નિદાનસ્થાનના ૮મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'आचतुर्थात् ततो मासात् प्रस्रवेद् गर्भविच्युतिः । ततः स्थिरशरीरस्य पातः पञ्चमषष्ठयोः'–ચોથા મહિના સુધીમાં ગર્ભનો સ્રાવ થાય છે અને તે કેવળ રુધિરરૂપે થાય છે; અને પાંચમા કે છઠ્ઠા મહિનામાં સ્થિર એટલે કઠિન કે ઘટ્ટ અવયવોવાળા થયેલા તે ગર્ભનો પાત થયો કહેવાય છે.' એમ તે દુષ્ટ થયેલું વીર્ય સંતાન તથા સ્રી સહિત પુરુષને પીડે છે–હેરાન કરે છે; અહીં સંતાનપીડા તો રોગી થાય વગેરે રૂપે કહી છે અને સ્રીને થતી પીડા પુરુષની નપુંસકતા તથા હર્ષણના અભાવથી (અને ગર્ભના સ્રાવથી તથા પાતથી) જણાવી છે. સુશ્રુતમાં પણ–સૂત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં આ વીર્યદોષજન્ય વિકારો આ પ્રમાણે કહ્યા છે: 'क्लैब्याप्रहर्षशुक्राश्मरीशुक्रमेहशुक्रदोषाश्च तद्दोषजाः'–નપુંસકપણું, સ્રીની પાસે જતાં હર્ષ ન થવો એટલે મૈથુન કરવાનું અસામર્થ્ય, વીર્ય સંબંધી પથરી, શુક્રમેહ અને વીર્ય સંબંધી દોષો વગેરે વીર્યના દોષો અથવા વીર્યદોષજન્ય રોગો વીર્ય સંબંધી દોષથી ઉત્પન્ન થાય છે.' ૨૯–૩૧

**ઇંદ્રિયાશ્રિત દોષજન્ય વિકારો**

**इन्द्रियाणि समाश्रित्य प्रकुप्यन्ति यदा मलाः ।**
**उपतापोपघाताभ्यां योजयन्तीन्द्रियाणि ते ॥ ३२ ॥**

**મળો કે દોષો, ઇંદ્રિયોનો આશ્રય કરીને**

જ્યારે પ્રકોપ પામે છે, ત્યારે તેઓ ઇંદ્રિયોને ઉપતાપ તથા ઉપઘાત સાથે જોડે છે; અર્થાત્ ઇંદ્રિયાશ્રિત દોષો, ઇંદ્રિયોમાં વિકલતા કે ખોડ-ખાંપણ અથવા ઇંદ્રિયોનો સંપૂર્ણ નાશ કરે છે. ૩૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે કે ઉપર ૩૨ મા શ્લોક સુધીમાં રસ આદિ ધાતુઓના દોષોથી રોગો કહીને અહીં ઇંદ્રિયાશ્રિત મળોથી ઉત્પન્ન થતા રોગો કહે છે: જ્યારે શ્રોત્ર, નેત્ર આદિ ઇંદ્રિયોનો આશ્રય કરીને મળો પ્રકોપ કરે છે, ત્યારે તે મળો ઇંદ્રિયોને કંઈક વિકળતા સાથે તથા (છેવટ) વિનાશ સાથે પણ જોડે છે; અર્થાત્ ઇંદ્રિયાશ્રિત બનેલા તે મળો ઇંદ્રિયોમાં કંઈક અંશે વિકળતા ઉપજાવે છે અથવા (દોષોનું પ્રમાણ અતિશય વધુ હોય તો) તે દોષો ઇંદ્રિયોનો નાશ પણ કરી નાખે છે. આ સંબંધે અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૯ મા અધ્યાયમાં કહ્યું છે, કે 'उपतापोपघातौ तु स्वाश्रयेन्द्रियगैर्मलैः-પોતાના આશ્રય-રૂપ ઇંદ્રિયોમાં ગયેલા કે કોપેલા મળોને લીધે ઇંદ્રિયોમાં કંઈક વિકળતા અને (વધુ પ્રમાણ હોય તો) ઇંદ્રિયોનો નાશ પણ થઈ જાય છે.'

શ્રી ગંગાધર કંઈક વધુ આમ સમજાવે છે કે, આ શ્લોકમાં ઇંદ્રિયગત અથવા ઇંદ્રિયાશ્રિત દોષો શું કરે છે? તે જણાવે છે: ઇંદ્રિયોનો આશ્રય કરીને મળો જ્યારે પ્રકોપ પામે છે, તેમાં આમ સમજવાનું છે કે અપથ્ય આહારના સેવનથી ઇંદ્રિયોમાં જઈ પ્રકોપ પામેલા દોષો પ્રકોપ પામે છે, પરંતુ સાત્મ્ય ઇંદ્રિયાર્થસંયોગથી પ્રકોપ પામતા નથી; એમ આ પ્રકરણ અપથ્ય આહારનું છે, તેથી એવું સમજાય છે.' ૩૨

### સ્નાયુ, શિરા તથા કંડરામાં કોપેલા દોષોથી થતા વિકારો

स्नायौ शिराकण्डरयोर्दुष्टाः क्लिश्यन्ति मानवम्।
स्तम्भसङ्कोचखल्लीभिर्ग्रन्थिस्फुरणसुप्तिभिः ॥ ३३ ॥

સ્નાયુમાં, શિરામાં તથા કંડરાઓમાં દુષ્ટ થયેલા કે વિકાર પામી કોપેલા મળો મનુષ્યને સ્તંભ એટલે સજ્જડ કરી દઈને, સંકોચ ઉપજાવીને, ખલ્લી એટલે હાથ-પગને ઠરડાવી નાખીને, ગ્રંથિઓ ઉપજાવીને, ફરકાવી દઈને તેમ જ સુપ્તિ એટલે સ્પર્શનું અજ્ઞાન અથવા કોનો સ્પર્શ થયો તેની સમજણ ન પડે તેવી જડતા ઉત્પન્ન કરીને ક્લેશ પમાડે છે-દુઃખી કરે છે. ૩૩

### મળોનો આશ્રય કરી કોપેલા દોષોથી કરાતા વિકારો

मलानाश्रित्य कुपिता भेदशोषप्रदूषणम्।
दोषा मलानां कुर्वन्ति सङ्गोत्सर्गावतीव च ॥ ३४ ॥

વાતાદિ દોષો, મળોનો આશ્રય કરીને જો કોપ્યા હોય, તો તેઓ, મળોનો ભેદ, શોષ તથા પ્રદૂષણ એટલે અતિશય બગાડ કરે છે; તેમ જ વધુ પ્રમાણમાં સંગ એટલે મળોને ખૂબ ગંઠાવી દઈ તેઓની અપ્રવૃત્તિ તથા ઉત્સર્ગ એટલે મળોની ખૂબ વધુ પ્રમાણમાં પ્રવૃત્તિ કરે છે. ૩૪

યોગીન્દ્રનાથ સેન અહીં આમ (બીજા ટીકાકારોથી જુદું) સમજાવે છે: વાતાદિ દોષો, મળોનો આશ્રય કરીને કોપે છે, ત્યારે તેઓ, મળસ્થાનોનો ભેદ એટલે ચીરવું કે વિદારી નાખવું કરે છે; તેમ જ એ મળસ્થાનોનો શોષ કરે છે એટલે કે તેઓને સૂકવી નાખે છે અને અતિશય દૂષણ કે દોષ કરે છે એટલે કે મળસ્થાનોને જ ખૂબ વિકૃત કે બગડેલાં કરી મૂકે છે; ઉપરાંત મળોનો અતિશય સંગ એટલે અપ્રવૃત્તિ કે ખૂબ ગંઠી નાખવું કરે છે, જેથી મળો ગંઠાઈ જઈને બહાર નીકળી જ શકતા નથી; અથવા મળોનો અતિશય ઉત્સર્ગ એટલે કે ખૂબ પ્રવૃત્તિ કરે છે અર્થાત્ અતિશય વધુ પ્રમાણમાં મળોને બહાર કાઢ્યા કરે છે. આ સંબંધે સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૨૪ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે-'त्वग्दोषाः सङ्गोऽतिप्रवृत्तिरयथाप्रवृत्तिर्वा मलायतनदोषाः -ત્વચાના દોષો, મળોની અટકાયત, મળોની અતિશય પ્રવૃત્તિ અથવા બરાબર પ્રવૃત્તિ ન થાય, તે મળોના આશ્રયસ્થાનોના દોષો છે.'

શ્રી ચક્રપાણિ આયુર્વેદદીપિકામાં અહીં આમ સમજાવે છે કે, 'આ ૩૪ મા શ્લોકમાં જણાવેલા મળોના ભેદ, શોષ તથા પ્રદૂષણ સંભવ પ્રમાણે સમજવા; તેમાં 'ભેદ'-એટલે ચિરાવું કે છૂટા પડવું તે પુરીષનું-એટલે વિષ્ઠાનું સમજવું; 'શોષ'-એટલે સુકાઈ જવું, એ વિશેષણ તો સર્વ મળોમાં સંભવે છે; અને 'પ્રદૂષણ' એ તો અત્યંત દુષ્ટ પામેલા વર્ણ આદિથી યુક્તપણાને લીધે પ્રાકૃત વર્ણ આદિનો ઉપઘાત કે નાશ સમજવો; અને 'संगोत्सर्गावतीव च'-એનો અર્થ, મળોની અતિશય અપ્રવૃત્તિ તથા અતિશય પ્રવૃત્તિ સમજવી.'

શ્રી ગંગાધર અહીં ટૂંકમાં આમ સમજાવી દે છે કે, 'અહિત આહારથી દુષ્ટ થયેલા મૂત્ર-પુરીષ આદિ મળોનો આશ્રય કરી, કોપેલા વાતાદિ દોષો, મૂત્ર-પુરીષ આદિ મળોના ભેદ વગેરેને તથા અતિશય અપ્રવૃત્તિ તથા

અતિશય પ્રવૃત્તિ વગેરેને કરે છે.' ૩૪

### ઉપર્યુક્ત વિકારો અપથ્ય આહારોથી થાય છે

विविधादशितात्पीतादहिताल्लीढखादितात् ।
भवन्त्येते मनुष्याणां विकारा ये उदाहृताः ॥ ३५ ॥

મનુષ્યોના જે વિકારો (રસાદિ ધાતુદોષજન્ય તથા મલદોષજન્ય ઉપર) કહેવાયા તે વિવિધ પ્રકારના અહિતકારી અશિત, પીત, લીઢ તથા ખાદિત (એ ચાર પ્રકારના) આહારથી થાય છે. ૩૫

### માટે હિતકારક આહારો સેવવા જોઈએ

तेषामिच्छन्ननुत्पत्तिं सेवेत मतिमान् सदा ।
हितान्येवाशितादीनि न स्युस्तज्जास्तथाऽऽमयाः ॥३६

માટે તે વિકારોની ઉત્પત્તિ જ ન થાય, એમ ઇચ્છતા બુદ્ધિમાન પુરુષે હિતકારક જ અશિતાદિ આહારોનું સર્વકાળ સેવન કરવું જોઈએ, જેથી એ અહિત આહારોથી ઉત્પન્ન થતા રોગો કદી થાય જ નહિ. ૩૬

### ઉપર્યુક્ત રોગોનું પોતપોતાને અનુસરતું ઔષધ

रसजानां विकाराणां सर्वं लङ्घनमौषधम् ।
विधिशोणितिकेऽध्याये रक्तजानां भिषग्जितम् ॥३७॥
मांसजानां तु संशुद्धिः शस्त्रक्षाराग्निकर्म च ।
अष्टौनिन्दितसंख्याते मेदोजानां चिकित्सितम् ॥३८॥
अस्थ्याश्रयाणां व्याधीनां पञ्चकर्माणि भेषजम् ।
बस्तयः क्षीरसर्पींषि तिक्तकोपहितानि च ॥ ३९ ॥
मज्जशुक्रसमुत्थानामौषधं स्वादुतिक्तकम् ।
अन्नं व्यवायव्यायामौ शुद्धिः काले च मात्रया ॥४०
शान्तिरिन्द्रियजानां तु त्रिमर्मीये प्रवक्ष्यते ।
स्नाय्वादिजानां प्रशमो वक्ष्यते वातरोगिके ॥ ४१ ॥
न वेगान्धारणेऽध्याये चिकित्सासंग्रहः कृतः ।
मलजानां विकाराणां सिद्धिश्चोक्ता क्वचित्क्वचित् ॥४२

રસજન્ય વિકારોનું ઔષધ સર્વ પ્રકારનું લંઘન છે; રક્તજન્ય વિકારોનું ઔષધ 'વિધિશોણિતિક' અધ્યાયમાં કહેવાયું છે; માંસજન્ય વિકારોનું ઔષધ સંશોધન, શસ્ત્રકર્મ, ક્ષારકર્મ અને અગ્નિકર્મરૂપે કહેવાયું છે; મેદજન્ય વિકારોનું ઔષધ 'અષ્ટૌનિન્દિતીય' અધ્યાયમાં કહેવાયું છે; અસ્થિના આશ્રયવાળા રોગોનું ઔષધ (વમનાદિ) પંચકર્મો, બસ્તિઓ, તિક્તક (કડવાં) દ્રવ્યોથી સંયુક્ત કરેલાં દૂધ અને ઘી છે; મજ્જા તથા વીર્યના દોષોથી ઉત્પન્ન થયેલા રોગોનું ઔષધ મધુરતિક્ત અન્ન, વ્યવાય કે મૈથુન, વ્યાયામ–કસરત કે શરીરને લગતો પરિશ્રમ તથા યોગ્યકાળે માત્રા પ્રમાણે (વમનાદિ) સંશોધન કરવું તે છે; ઇંદ્રિયજન્ય વિકારોની શાંતિ (ચિકિત્સાસ્થાનના ૨૬ મા) 'ત્રિમર્મીય' અધ્યાયમાં કહેવાશે; સ્નાયુ આદિમાં થતા રોગોની શાંતિ પણ (ચિકિત્સાસ્થાનના ૨૮ મા) 'વાતવ્યાધિ' અધ્યાયમાં કહેવાશે; અને મલજન્ય વિકારોની ચિકિત્સાનો સંગ્રહ, (શ્લોકસ્થાનના ૭મા) 'ન વેગાન્ધારણીય' નામના અધ્યાયમાં અને બીજાં સ્થળે પણ કયાંક કયાંક તેઓની ચિકિત્સા કહી છે. ૩૭–૪૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં વધુ આમ સમજાવે છે: 'શોધન આદિ સર્વ પ્રકારનાં લંઘનો, રસજન્ય વિકારોનું ઔષધ છે; અહીં શોધન આદિને પણ જે લંઘન કહ્યાં છે, તેમાં કારણ આ છે કે, 'यत् किंचिल्लाघवकरं देहे तल्लङ्घनं स्मृतम्–શરીરમાં જે કંઈ હલકાઈ કરે તેને લંઘન કહેલ છે.' રક્તજન્ય વિકારોનું ઔષધ, ચરકે શ્લોકસ્થાનના ૨૪ મા 'વિધિશોણિતીય' અધ્યાયમાં આ પ્રમાણે કહેલ છે: 'कुर्याच्छोणितरोगेषु रक्तपित्तहरीं क्रियाम् । विरेकमुपवासं च स्रावणं शोणितस्य च' (જુઓ ત્યાં શ્લોક ૧૭મો) (બાકીનું તો ઉપરના અનુવાદમાં જ અપાયેલ છે.) સ્નાયુઓમાં તથા કંડરાઓમાં થયેલા વિકારોની શાંતિ ચિકિત્સાસ્થાનના 'વાતવ્યાધિચિકિત્સિત' નામના અધ્યાયમાં કહેવાશે અને મલજન્ય વિકારોની ચિકિત્સાઓનો સંગ્રહ તે શ્લોકસ્થાનના 'न वेगान् धारणीय' અધ્યાયમાં 'तान् दोषलिङ्गैरादिश्य' ઇત્યાદિ (શ્લોક ૪૬થી માંડીને) કહેલ છે; તેમ જ બીજે પણ કયાંક કયાંક અતીસાર, ગ્રહણી આદિ સ્થળે પણ તેઓની ચિકિત્સા કહેવાશે.' ૩૭–૪૨

### કોઠાના આશ્રયવાળા મળોનું (રક્ત આદિ) શાખાઓમાં જવું

व्यायामादुष्मणस्तैक्ष्ण्याद्धितस्यानवचारणात् ।
कोष्ठाच्छाखा मला यान्ति द्रुतत्वान्मारुतस्य च ॥४३
तत्रस्थाश्च विलम्बन्ते कदाचिन्न समीरिताः ।
नादेशकाले कुप्यन्ति भूयो हेतुप्रतीक्षिणः ॥४४॥

વ્યાયામ કે (વધુ પડતા) શરીરના પરિશ્રમથી, અંદરના અગ્નિ–જઠરાગ્નિની ઉષ્ણતાની

તીક્ષ્ણતાથી અને હિતકારક આચરણ નહિ કરવાથી તેમ જ વાયુની શીઘ્રગતિ થવાથી અથવા વાયુએ ફેંકી દીધેલ (વાતાદિ દોષોરૂપ) મળો, કોઠામાંથી એટલે કોઠાનો ત્યાગ કરીને શાખાઓમાં એટલે કે રક્ત આદિ ધાતુઓમાં જતા રહે છે; ત્યાં રહેલા કે ગયેલા તે મળો (બીજાં કારણોથી) પ્રેરાયેલા ન હોય તો કોઈ કાળે (પ્રકોપ પામવામાં) વિલંબ કરે છે; વળી પોતાને અનુકૂળ ન હોય તેવા કાળમાં કે દેશમાં તેઓ કોપ પામતા નથી; પરંતુ (પોતાને અનુકૂળ) અધિક હેતુઓની તેઓ અપેક્ષા રાખનારા હોય છે. ૪૩,૪૪

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે કે, 'કોઠાનો આશ્રય કરનાર વાતાદિ દોષો, એ કોઠાને છોડીને રક્ત આદિ ધાતુઓમાં કઈ રીતે જતા રહે છે, તે અહીં સમજાવે છેઃ વ્યાયામનો ક્ષોભ, અંદરના અગ્નિની તીક્ષ્ણતા, અહિતકારી આચરણ તથા વાયુની શીઘ્રગતિ યુક્ત ચંચળતાથી અથવા એ વાયુએ ફેંકી દીધેલા વાતાદિ દોષોરૂપ મળો, કોઠાનો ત્યાગ કરીને રક્ત આદિ શાખાઓમાં તથા મર્મસ્થાનોનાં અસ્થિઓના સાંધાઓમાં પણ જતા રહે છે; પછી ત્યાં જઈને તેઓ તરત જ કોપે છે કે વિલંબ કરે છે? તેનો ઉત્તર મૂળ ગ્રંથમાં જ અહીં કહે છે કે, ત્યાં જઈને રહેલા તે દોષો, બીજાં કારણોથી જો પ્રેરાયા ન હોય તો કદાચ વિલંબ કરે છે; એટલે કે પોતાને અનુકૂળ ન હોય તેવા કાળમાં કે દેશમાં તેઓ કોપ કરતા નથી; પરંતુ અધિક કારણોની તેઓ અપેક્ષા રાખે છે; અર્થાત્ અમુક હેતુઓની અપેક્ષા રાખીને તેઓ ત્યાં વિલંબ કરે છે–ધોભી જાય છે; પછી કાળ આદિનું બળ મેળવીને તેઓ કોપ કરે છે. આ સંબંધે વૃદ્ધ વાગ્ભટે પણ અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાનના ૧૯મા અધ્યાયમાં આમ કહ્યું છે કે, 'तत्रस्थाश्च विलम्बेरन् भूयो हेतु-प्रतीक्षिण। ते कालादिबलं लब्ध्वा कुप्यन्त्यन्याश्रयेष्वपि'–ત્યાં રક્ત આદિ ધાતુઓમાં જઈને સ્થિતિ કરતા એ વાતાદિ દોષો, વધુ કારણોની પ્રતીક્ષા કરતા હોઈને કે વધુ પડતાં કારણોની રાહ જોતા હોઈને વિલંબ કરે છે–એટલે કે પ્રકોપ કરવા માટે થોભી જાય છે; પછી પોતાને અનુકૂળ કાળ આદિનું બળ મેળવીને તે દોષો અન્ય આશ્રયોમાં પણ કોપે છે. વિકારો ઉપજાવે છે. એ જ પ્રમાણે તે શાખાઓમાંથી કોઠામાં જઈને પણ (પોતાને અનુકૂળ) વધુ કારણોની અપેક્ષા રાખતા એ દોષો ત્યાં પણ પ્રકોપ માટે વિલંબ કરે છે, એમ પણ અહીં સમજવું છે.

શ્રી ગંગાધર અહીં ટૂંકમાં આમ સમજાવી દે છેઃ 'વાતાદિ દોષો એક સ્થાનેથી બીજા સ્થાનમાં જાય છે, તેમાં આ કારણો છેઃ વાતાદિ મળો કોઠામાં રહેલા હોય છે, પરંતુ વ્યાયામ આદિથી તથા વાયુની શીઘ્ર ગતિથી એ કોઠાનો ત્યાગ કરી રક્તાદિ ધાતુઓમાં જતા રહે છે; પછી ત્યાં શાખાઓમાં રહેલા કે ગયેલા તે દોષો બીજાં કારણોથી જો પ્રેરાયા હોય તો કદી પણ વિલંબ કરતા નથી, પરંતુ ત્યાંથી પાછા બીજાં સ્થાને જતા રહે છે; વળી તે મળો કે વાતાદિ દોષો, પોતાને અનુકૂળ ન હોય એવા દેશમાં કે કાળમાં પ્રકોપ કરતા નથી અને વધુ પડતાં કારણોની પણ અપેક્ષા રાખનારા હોય છે; તેથી બીજાં કારણો મેળવીને પોતાને અનુકૂળ દેશમાં, તથા કાળમાં અધિક પ્રકોપ કરે છે.'

આયુર્વેદદીપિકાકાર શ્રી ચક્રપાણિ પોતાની ટીકામાં અહીં આમ સમજાવે છેઃ 'રસ આદિ ધાતુઓ શાખારૂપ છે અને વાતાદિ દોષો કોઠાનો આશ્રય કરનારા હોય છે; તે દોષો જે રીતે શાખાઓમાં જાય છે, તે હવે અહીં કહે છેઃ મળો કે વાતાદિ દોષો, વ્યાયામના ક્ષોભને લીધે કોઠાનો ત્યાગ કરી શાખાઓમાં એટલે રસાદિ ધાતુઓમાં જતા રહે છે; તેમ જ જઠરાગ્નિની તીક્ષ્ણતાથી પીગળીને પણ તે દોષો કોઠો છોડીને શાખાઓમાં જતા રહે છે; તેમ જ હિતનું અનવચારણ કે અતિશય સેવનથી ખૂબ વધી ગયેલા દોષો પાણીના પૂરની પેઠે પોતાના સ્થાનને પરિપૂર્ણ કે તરબોળ કરી બીજા સ્થાનમાં જતા રહે છે, એ પણ યોગ્ય જ લાગે છે; અને શીઘ્રગામી–ચંચળ વાયુએ જો ફેંકી દીધા હોય તોપણ તેઓ બીજા સ્થાનમાં જતા રહે છે; એમ બીજો વાયુ, વાયુને ફેંકી દે, તે પણ ઘટે જ છે, એ જ અભિપ્રાયથી અહીં 'મળા.' એ બહુવચન યોગ્ય છે; નહિ તો બહુવચન ઘટે નહિ, પછી એ દોષો તે શાખાઓમાં જઈને શું કરે છે? તેનો જ ઉત્તર અહીં મૂળમાં આપે છે, કે એ શાખાઓમાં રહેલા તે દોષો કોઈ કાળે વ્યાધિ કરવામાં વિલંબ પણ કરે છે; કારણ કે બીજાં અધિક કારણથી તેઓને પ્રેરણા મળી ન હોય, તો તેઓ રોગ ઉપજાવવામાં વિલંબ કરી નાખે છે; કેમ કે જે દોષો અલ્પ બળ ધરાવતા હોય તેઓ બીજાં કારણોથી પ્રેરાયા હોય તો જ કોપે છે; વળી તેઓ પોતાને અનુકૂળ ન હોય એવા દેશમાં કે કાળમાં પણ કોપ કરતા નથી; કારણ કે તેઓ વધુપડતાં કારણોની અપેક્ષા રાખતા હોય છે; કેમ કે જેઓ અલ્પ બળ ધરાવતા હોય તેવા દોષો બીજાં અધિક કારણોની પ્રેરણાની રાહ જોવા જ કરે છે, એ જ કારણે તેઓ વધુપડતાં કારણોની પ્રતીક્ષા

કરે છે, પરંતુ જે દોષો ખૂબ બળવાન હોય છે, તેઓ તો બીજાં કારણોની પ્રેરણાની પ્રતીક્ષા કરતા જ નથી, એ જ અભિપ્રાયથી મૂળમાં 'कदाचित्' પદ મૂક્યું છે.

### શાખામાં ગયેલા દોષોનું કોઠામાં આવવામાં કારણ

वृद्ध्या विष्यन्दनात् पाकात्स्रोतोमुखविशोधनात् ।
शाखा मुक्त्वा मलाः कोष्ठं यान्ति वायोश्च निग्रहात् ॥

વાત આદિ દોષોની વૃદ્ધિ થતાં તેઓ વહેવા લાગે તેથી, તેમ જ ઓગળીને પ્રવાહી થવાથી, પરિપક્વ થવાથી, સ્રોતોનાં મુખો શુદ્ધ થતાં અટકાયત નહિ રહેવાથી અને વાયુનો નિગ્રહ એટલે કાબૂ થવાથી મળો કે દોષો (રસાદિ ધાતુઓરૂપ) શાખાનો ત્યાગ કરી કોઠામાં જાય છે. ૪૫

હિંદી ટીકાકાર શ્રી જયદેવ અહીં વિસ્તારથી આમ સમજાવે છે કે, શાખાઓનો આશ્રય કરતા દોષો જે રીતે કોઠામાં જાય છે, તે અહીં કહે છે: અહીં કહેવાનો ખાસ અભિપ્રાય આ છે કે દોષોની જો અત્યંત વૃદ્ધિ થઈ જાય તો તેઓ શાખાનો ત્યાગ કરી (પોતાના મૂળ-સ્થાન) કોઠામાં જતા રહે છે; અથવા ધાતુઓની સાથે જો વહેવા લાગે છે, તો તેમાંથી સરકી જઈ કોઠામાં જતા રહે છે; અથવા તે દોષો જો પાકી ગયા હોય તોપણ બહાર નીકળવા માટે તેઓ કોઠામાં જતા રહે છે; અથવા કોઠામાં રહેલા સ્રોતોનાં મુખ જો શુદ્ધ થઈને ખુલ્લાં થઈ જાય છે, તોપણ તે દોષો તે દ્વારા વહીને કોઠામાં જતા રહે છે; અથવા મળોને ફેંકનારો વાયુ જો પ્રતિલોમ થયો હોય તો મળો બહાર નીકળવા માટે કોઠામાં આવતા નથી, પરંતુ એ વાયુને પ્રતિકાર દ્વારા જો અનુલોમ કર્યો હોય તો દોષો કોઠામા આવી જાય છે. અથવા 'वायोश्च निग्रहात्' એ વાક્યનો અર્થ આવો પણ કરી શકાય છે કે, આખું યે શરીર વાયુને વશ છે, એ જ કારણે વાયુ શરીરમાં દોષો વગેરેને જ્યાં લઈ જવા ધારે છે, ત્યાં તેઓ જાય છે; આ અભિપ્રાયથી જ કહેવામાં આવ્યું છે કે: 'पित्तं पङ्गुः कफः पङ्गुः पङ्गवो मलधातवः । वायुना यत्र नीयन्ते तत्र गच्छन्ति मेघवत् ॥ પિત્ત પાંગળું છે, કફ પાંગળો છે અને મળો તથા ધાતુઓ પણ પાંગળાં છે; તેઓને વાયુ જ્યાં લઈ જાય છે, ત્યાં તેઓ મેઘની પેઠે જાય છે.' આ ઉપરથી આ જ સ્પષ્ટ થાય છે કે, શરીરનો વાયુ મળોને કે દોષોને જ્યાં લઈ જવા ધારે છે, ત્યાં લઈ જાય છે. આ સંબંધે શ્લોકસ્થાનના ૧૨મા અધ્યાય-'વાતકલાકલીય'માં પણ કહેવાયું છે કે, 'क्षेप्ता वहिर्मलानाम्' (જુઓ ત્યાં સૂત્ર ૮ મું.) એકંદર તે સ્થળે 'મળોને બહાર ફેંકી દેવા' એ વાયુનું કર્મ ત્યાં સૂચવ્યું છે; તેથી એ વાયુ, મળોને અંતર્માર્ગથી બાહ્ય માર્ગ તરફ પણ લઈ આવે છે. મળોમાંના કેટલાક મળો ગુદા દ્વારા બાહ્યમાર્ગથી, કેટલાક મૂત્ર દ્વારા મધ્યમમાર્ગથી કેટલાક પરસેવા દ્વારા અંતર્માર્ગથી, કેટલાક ફુફ્ફુસો દ્વારા નિઃશ્વાસની સાથે મધ્યમમાર્ગથી અને કેટલાક ઇંદ્રિયોનાં આશ્રયસ્થાનો દ્વારા જુદાં જુદાં રૂપમાં બહાર નીકળ્યા કરે છે. આ પ્રકરણમાં આ વાત પણ કહી બતાવવામાં આવી છે કે કોઠ દૂષિત કે ખરાબ થતાં રક્ત આદિ ધાતુઓ પણ દૂષિત કે ખરાબ થઈ જાય છે અને રક્ત આદિ ધાતુઓ દૂષિત કે ખરાબ થતાં કોઠ કે કોઠો પણ દૂષિત કે ખરાબ થઈ જાય છે. ૪૫

### આરોગ્ય માટે શાસ્ત્રની આજ્ઞા પાળવી

अजातानामनुत्पत्तौ जातानां विनिवृत्तये ।
रोगाणां यो विधिर्दृष्टः सुखार्थी तं समाचरेत् ॥४६

જે રોગો ઉત્પન્ન થયા ન હોય તેઓની ઉત્પત્તિ ન થાય અને ઉત્પન્ન થયેલા રોગો મટી જાય, તે માટે (આરોગ્યરૂપ) સુખને ઇચ્છતા મનુષ્યે, જે વિધિ કે આરોગ્ય માટેની આજ્ઞાઓ, શાસ્ત્રમાં કહી છે, તેઓનું આચરણ એટલે પાલન કરવું. ૪૬

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે કે, સુખને ઇચ્છતા હરકોઈ સ્વસ્થ કે રોગી મનુષ્યે, નહિ ઉત્પન્ન થયેલા નિજ કે દોષજન્ય રોગોની ઉત્પત્તિ ન થાય, તે માટેની વિધિ, યોગ્ય સમયે દોષોને બહાર કાઢી નાખવા રૂપે શાસ્ત્રમાં જે કહી છે, તેને આચરણમાં મૂકવી; તેમ જ જે રોગો ઉત્પન્ન થઈ ચૂક્યા હોય, તેઓને દૂર કરવા કે મટાડવા માટેની વિધિનું પણ આચરણ કરવું. આ સંબંધે ચરકે શ્લોકસ્થાનના ૭ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'त्यागः प्रज्ञापराधानामिन्द्रियोपशमः स्मृतिः । देशकालात्मविज्ञानं सद्वृत्तस्यानुवर्तनम् । आगन्तूनामनुत्पत्तावेष मार्गो निदर्शितः' (જુઓ ત્યાં શ્લોક ૫૫,૫૬) ૪૬

### સુખ માટે જ સર્વની પ્રવૃત્તિ હોવા છતાં વિશેષતામાં કારણ

सुखार्थाः सर्वभूतानां मताः सर्वाः प्रवृत्तयः ।
ज्ञानाज्ञानविशेषात्तु मार्गामार्गप्रवृत्तयः ॥ ४७ ॥

સર્વ પ્રાણીઓની સર્વ પ્રવૃત્તિઓ સુખ માટે જ મનાયેલી છે, તોપણ જ્ઞાન-અજ્ઞાનરૂપ વિશેષતાને લીધે કોઈ જ્ઞાનવાનની પ્રવૃત્તિ માર્ગાનુસારી હોય છે, જ્યારે કોઈ અજ્ઞાનીની પ્રવૃત્તિ અવળા માર્ગને અનુસરતી હોય છે. ૪૭

અર્થાત્ જ્ઞાનીઓ પરિણામે જે સુખકારક હોય તે માટે પ્રવૃત્તિ કરે છે, જ્યારે અજ્ઞાનીઓ ઉપલક સુખ માટે પ્રવૃત્તિ કરે છે. (યોગીન્દ્રનાથ)

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આમ સમજાવે છે કે, 'સર્વ પ્રાણીઓની સઘળી પ્રવૃત્તિઓ સુખ માટે જ મનાયેલી હોય છે, દુઃખ માટે કોઈની પણ કોઈ પ્રવૃત્તિ હોતી નથી. અહીં પ્રશ્ન થાય છે કે ઘણી પ્રવૃત્તિઓ દુઃખનું પણ કારણ હોય તેવી જોવામાં આવે છે, છતાં અહીં આમ કેમ કહેવામાં આવે છે કે સર્વની સર્વ પ્રવૃત્તિઓ સુખ માટે જ મનાયેલી છે.' આનો ઉત્તર અહીં મૂળમાં કહે છે કે માર્ગે પ્રવૃત્તિ તથા અમાર્ગે પણ પ્રવૃત્તિ જોવામાં આવે છે; જે સુખનું કારણ તથા દુઃખનું કારણ થાય છે, તેમાં કારણ જ્ઞાન તથા અજ્ઞાનરૂપ વિશેષ કે ભેદ છે; જ્ઞાનની વિશેષતાથી ચાલુ માર્ગે પ્રવૃત્તિઓ થાય છે, જે સુખ માટે થાય છે; અને અજ્ઞાનની વિશેષતાથી અમાર્ગે કે અવિધિરૂપ માર્ગે પ્રવૃત્તિઓ થાય છે, જે દુઃખ માટે થાય છે. ૪૭

### જ્ઞાનીની તથા અજ્ઞાનીની પ્રવૃત્તિઓ

हितमेवानुरुध्यन्ते प्रपरीक्ष्य परीक्षकाः ।
रजोमोहावृतात्मानः प्रियमेव तु लौकिकाः ॥ ४८ ॥

પરીક્ષકો એટલે કે ચારે બાજુનો વિચાર કરવાપૂર્વક કાર્ય કરનારા જ્ઞાનીઓ, બરાબર સારી રીતે પરીક્ષા કર્યા પછી હિતકારકને જ અનુસરે છે; પરંતુ રજોગુણ તથા તમોગુણથી વીંટાયેલ આત્માવાળા લૌકિક-અજ્ઞાનીઓ તો પોતાને જે પ્રિય હોય, તેને જ એટલે પરિણામે જે દુઃખકારક હોય, તેને પણ અનુસરે છે; અર્થાત્ જે વસ્તુ તે જ કાળે સુખકારક હોય, તેને જ અનુસરે છે, પણ તે હિતકારક છે કે અહિતકારક છે, તે કંઈ જોતા નથી.

### પરીક્ષક-જ્ઞાનીના ગુણો

श्रुतं बुद्धिः स्मृतिर्दाक्ष्यं धृतिर्हितनिषेवणम् ।
वाग्विशुद्धिः शमो धैर्यमाश्रयन्ति परीक्षकम् ॥४९॥

શાસ્ત્રજ્ઞાન, બુદ્ધિ, સ્મરણશક્તિ, દાક્ષ્ય કે દક્ષતા (એટલે ચતુરાઈ કે ડહાપણ), ધૃતિ કે સંતોષ, હિતકારકનું સેવન, વાણીની અત્યંત શુદ્ધિ, શમ અથવા ઇંદ્રિયનિગ્રહ તથા ધૈર્ય એટલે ધીરજ, એ ગુણો, પરીક્ષક-જ્ઞાની પુરુષનો આશ્રય કરે છે. ૪૯

### લૌકિક-અજ્ઞાનીને થતા રોગો

लौकिकं नाश्रयन्त्येते गुणा मोहरजःश्रितम् ।
तन्मूला बहवो यान्ति रोगाः शारीरमानसाः ॥ ५० ॥

એ (ઉપર્યુક્ત) ગુણો મોહ તથા રજોગુણથી આશ્રિત કે યુક્ત લૌકિક-અજ્ઞાની પુરુષનો આશ્રય કરતા નથી; જેથી તેઓને (તેમના એ) મોહાદિ મૂલક શરીર સંબંધી તથા મન સંબંધી ઘણા રોગો પ્રાપ્ત થાય છે. ૫૦

ઉપર્યુક્ત શાસ્ત્રજ્ઞાન વગેરે સાત્ત્વિક ગુણો, પરીક્ષક-જ્ઞાની પુરુષનો જ આશ્રય કરે છે; પરંતુ મોહ તથા રજોગુણથી વીંટાયેલા લૌકિક-અજ્ઞાની પુરુષનો તે સાત્ત્વિક ગુણો આશ્રય કરતા નથી; તેથી તેઓને એમના એ મોહ તથા રજોગુણરૂપી નિમિત્તવાળા ઘણા શરીર સંબંધી તથા મન સંબંધી રોગો પ્રાપ્ત થાય છે. ૫૦

### પ્રજ્ઞાપરાધ એ અનર્થોનું મૂળ છે

प्रज्ञापराधाद्ध्यहितानर्थान् पञ्च निषेवते ।
संधारयति वेगांश्च सेवते साहसानि च ॥ ५१ ॥
तदात्वसुखसंज्ञेषु भावेष्वज्ञोऽनुरज्यते ।
रज्यते न तु विज्ञाता विज्ञाने ह्यमलीकृते ॥ ५२ ॥

અજ્ઞાની માણસ, પ્રજ્ઞાના અપરાધને લીધે જ પાંચ અહિત (શબ્દાદિ) વિષયોને સેવે છે, વેગોને રોકે છે અને સાહસોને સેવે છે; વળી અજ્ઞાની માણસ, માત્ર તે જ કાળે 'સુખ' સંજ્ઞાને ધરાવતા કે ઉપલક સુખ આપતા પદાર્થો ઉપર અનુરાગ કે પ્રેમને કરે છે; પરંતુ વિજ્ઞાતા-જ્ઞાની પુરુષ તો (અનુભવ દ્વારા) તેનું વિજ્ઞાન નિર્મળ કરાયેલું હોય છે, તેથી તેવા ઉપલક સુખ આપતા પદાર્થો પર પ્રેમ ધરાવતો નથી. ૫૧,૫૨

### જ્ઞાની માણસ અહિતનો ઉપયોગ ન કરે

न रागान्नाप्यविज्ञानादाहारानुपयोजयेत् ।
परीक्ष्य हितमश्नीयाद्देहो ह्याहारसंभवः ॥ ५३ ॥

(વિજ્ઞાતા-જ્ઞાની પુરુષે) રાગથી કે અવિજ્ઞાનથી એટલે કે ગેરસમજથી પણ કોઈ આહારોનો ઉપયોગ કરવો નહિ; પરંતુ પરીક્ષા કરીને હિતકારક જ આહારનો ઉપયોગ કરવો; કેમ કે દેહ આહારથી ઉત્પન્ન થાય છે. ૫૩

### આહારની વિધિમાં આઠ હેતુઓ

आहारस्य विधावष्टौ विशेषा हेतुसंज्ञकाः ।
शुभाशुभसमुत्पत्तौ तान् परीक्ष्योपयोजयेत् ॥ ५४ ॥

આહારની વિધિમાં શુભ-અશુભની યોગ્ય ઉત્પત્તિ કરવા વિષે આઠ વિશેષો હેતુસંજ્ઞા ધરાવે

**છે–કારણ તરીકે કહેવાય છે; તેઓની પરીક્ષા કરીને ( આહારનો ) ઉપયોગ કરવો. ૫૪**

આહારની વિધિમાં પ્રકૃતિ, કરણ આદિ આઠ વિશેષો રસવિમાનમાં જે કહેવાશે, તેઓ શુભ–અશુભની યોગ્ય ઉત્પત્તિ કરવામાં હેતુ તરીકે કહેવાય છે; અર્થાત્ તેઓ શુભ–અશુભનાં કારણો છે; તેઓની પરીક્ષા કરીને હિતકારક આહારનો ઉપયોગ કરવો. તેઓના વિશેષો શુભ–અશુભ ફળ આપનારા હોઈને પરસ્પર ઉપકાર કરનારા થાય છે, તેઓને જાણવાની ઇચ્છા કરવી જોઈએ અને તેઓને જાણ્યા પછી હિતને પ્રાપ્ત કરવા ઇચ્છા કરવી જોઈએ. આ સંબંધે ચરક વિમાનસ્થાનના પહેલા અધ્યાયમાં કહેશે કે, 'न च मोहात् प्रमादाद्वा प्रियमहितमसुखोदर्कमुपसेव्यं किंचिदाहारजातमन्यद्वा ।–જે કોઈ આહારનો સમુદાય કે બીજું કંઈ, પોતાને પ્રિય હોય છતાં અહિતકારી અને દુઃખજનક પરિણામવાળું હોય, તેનું મોહથી કે પ્રમાદથી પણ સેવન કરવું ન જોઈએ.' ( યોગીન્દ્રનાથ )

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'વિશેષ જ્ઞાતા કે અનુભવી જ્ઞાની પુરુષ, પોતાના વિજ્ઞાનથી હિત–અહિતની પરીક્ષા કરીને હિતકારક જ આહાર ખાય છે, અહિતકારક આહાર ખાતો નથી; કારણ કે દેહ આહારમાંથી ઉત્પન્ન થાય છે. હવે તે આહારની કઈ રીતે પરીક્ષા કરવી જોઈએ? તે પણ અહીં કહે છે કે પ્રકૃતિ, કરણ, સંયોગ, કાળ, દેશ, રાશિ, ઉપયોગ, સંસ્થા તથા ઉપયોક્તા એ ( વિમાનસ્થાનના 'રસવિમાન' નામના પહેલા અધ્યાયમાં કહેવાશે, તે ) આઠની આહાર વિધિમાં પરીક્ષા કર્યા પછી મનુષ્યે પથ્ય આહારનો ઉપયોગ કરવો. ૫૪

### અપથ્યોનો ત્યાગ કરવા વિષે ઉપદેશ

परिहार्याण्यपथ्यानि सदा परिहरन्नरः ।
भवत्यनृणतां प्राप्तः साधूनामिह पण्डितः ॥ ५५ ॥

**અપથ્યો પરિત્યાગ કરવા યોગ્ય હોય છે; તેઓનો સર્વકાળ ત્યાગ કરતો પંડિત પુરુષ આ લોકમાં સજ્જનોના ઋણથી રહિતપણું પામેલો થાય છે. ૫૫**

યોગીન્દ્રનાથ સેન અહીં પ્રથમ શંકા કરે છે કે, અહિત આહારાદિનું સેવન કરવામાં ન આવે, છતાં પૂર્વજન્મનાં બળવાન કર્મોના વશથી રોગો થાય છે, તો પછી અહિતનો ત્યાગ કરવાથી શું ફળ થાય છે? આનો ઉત્તર અહીં આપે છે: 'ત્યજવા યોગ્ય અપથ્યોનો સર્વકાળ ત્યાગ કરતો પુરુષ આ લોકમાં પંડિત ગણાય છે અને તેથી તે પુરુષ સત્પુરુષોના ઋણમાંથી મુક્ત થાય છે. અહિતનો ત્યાગ કરીને પણ રોગોની ઉત્પત્તિ કર્મવશાત્ ટાળી ટળે નહિ તેવી હોય તો માણસ ભલે રોગી થાય, પરંતુ 'આ માણસ જિતેન્દ્રિય છે' એમ સજ્જનોમાં તેની પ્રશંસા થાય છે, એ જ તેનું ઋણરહિતપણું થયેલું ગણાય છે; નહિ તો 'આ માણસ જિતેન્દ્રિય નથી' એમ લાંબા કાળ સુધી તે નિંદાપાત્ર બને છે; આમ અહિતનો ત્યાગ કરવામાં આ જ ખાસ લાભ છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'ત્યજવા યોગ્ય અપથ્યોનો ત્યાગ કરનાર માણસ આ લોકમાં સર્વકાળે નીરોગી રહે છે; જેમ પંડિત પુરુષ સજ્જન લેણદારના દેવામાંથી છૂટી જઈને જેવો સ્વસ્થ થાય છે તેમ.

શ્રી ચક્રપાણિ આ દેવાદાર રહિતપણું પ્રાપ્ત કરવામાં આવો ભાવ દર્શાવે છે: ત્યજવા યોગ્યનો ત્યાગ કરવાથી પુરુષ પુરુષાર્થ કરવામાં અપરાધી રહેતો નથી, એમ અહીં દર્શાવ્યું છે. ૫૫

### કર્મજન્ય રોગની ઉત્પત્તિ ટાળી ટળે નહિ

यत्तु रोगसमुत्थानमशक्यमिह केनचित् ।
परिहर्तुं न तत्प्राप्य शोचितव्यं मनीषिभिः ॥ ५६ ॥

**રોગની ઉત્પત્તિ, ( બળવાન કર્મથી થતી હોવાના કારણે ) કોઈ પણ ઉપાયથી ટાળી ટળે તેમ નથી, એ કારણે વિદ્વાનોએ રોગને પ્રાપ્ત કરી શોક કરવો ન જોઈએ. ૫૬**

શ્રી ચક્રપાણિ અહીં આવો ભાવ બતાવે છે કે, 'રોગો એ બળવાન કર્મજન્ય છે, તેમ જ પુરુષાર્થ દૈવજન્ય છે, તેથી એવા અવશ્ય ભાવી રોગોમાં પુરુષાર્થ જો નિષ્ફળ નીવડે, તો બુદ્ધિમાન પુરુષે તે સંબંધે શોક કરવો યોગ્ય નથી.' ૫૬

### આ અધ્યાયના વિષયોનો સંક્ષેપ

आहारप्रभवं वस्तु रोगाश्चाहारसंभवाः ।
हिताहितविशेषाच्च विशेषः सुखदुःखयोः ॥ ५७ ॥
सहत्वे चासहत्वे च दुःखानां देहसत्त्वयोः ।
विशेषो रोगसङ्घाश्च धातुजा ये पृथक् पृथक् ॥ ५८ ॥
तेषां चैव प्रशमनं कोष्ठाच्छाखा उपेत्य च ।
दोषा यथा प्रकुप्यन्ति शाखाभ्यः कोष्ठमेत्य च ॥५९॥
प्राज्ञाज्ञयोर्विशेषश्च स्वस्थातुरहितं च यत् ।
विविधाशितपीतीये तत्सर्वं संप्रकाशितम् ॥ ६० ॥

**( શરીરરૂપ ) વસ્તુ આહારથી ઉત્પન્ન થાય**

છે, અને રોગો પણ આહારથી થાય છે; હિતના તથા અહિતના ભેદથી સુખનો તથા દુઃખનો ભેદ થાય છે, દુઃખોને સહન કરવામાં તથા નહિ સહન કરવામાં દેહના તથા મનના ભેદો, અલગ અલગ ધાતુઓથી જેઓ ઉત્પન્ન થાય છે તે રોગોના સમુદાયો, એ રોગોની અલગ અલગ શાંતિ કે ઔષધ, દોષો કોઠામાંથી શાખાઓમાં જઈને જે રીતે કોપે છે અને શાખાઓમાંથી કોઠામાં જઈને જે પ્રકારે કોપે છે, પ્રાજ્ઞ–જ્ઞાનીનો તથા અજ્ઞ–મૂર્ખનો જે ભેદ છે અને સ્વસ્થને તથા રોગીને જે કંઈ હિતકારી હોય છે, તે બધું 'વિવિધાશિતપીતીય' નામના આ અધ્યાયમાં (ભગવાન આત્રેયે) બરાબર પ્રકાશિત કર્યું છે. ૫૭–૬૦

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'વિવિધાશિતપીતીય' નામનો ૨૮ મો અધ્યાય સમાપ્ત

## दशप्राणायतनीय–अध्याय २९ मो

### મંગલાચરણ અને પ્રારંભ

अथातो दशप्राणायतनीयमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

તે પછી શિષ્યોને આયુર્વેદ વિષે વધુ જાણવાની ઈચ્છા થઈ અને તે શિષ્યોને આયુર્વેદ વિષે વધુ ઉપદેશ આપવા માટે અધિકારી જાણ્યા, એ કારણે 'અથ' એ માંગલિક શબ્દ ઉચ્ચારીને હવે અમે 'દશપ્રાણાયતનીય' નામનો અધ્યાય કહીશું, એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના એ શિષ્યોને) કહ્યું. ૧

શ્રી યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આવી શરૂઆત જણાવે છે: 'સ્વસ્થ તથા રોગીને હિતકારક તરીકે અઠ્ઠાવીસ અધ્યાયો કહેવામાં આવ્યા; હવે તે તે સ્થળે કહેલા વિષયોનો સંગ્રહ કરવાની ઇચ્છા ધરાવતા ગ્રંથકાર 'દશપ્રાણાયતનીય' નામનો આ (૨૯ મો) અધ્યાય શરૂ કરે છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આવી શરૂઆત જણાવે છે: 'અહીં આ પ્રશ્ન થાય છે કે અન્ન કે આહાર તો કહેવામાં આવ્યા; વળી વધુ ખાસ કહેવામાં આવ્યું કે 'प्राणाः प्राणभृतामन्नम्'–અન્ન એ પ્રાણીઓના પ્રાણો છે.' તો એ પ્રાણો ક્યાં રહ્યા છે? એ વિષે ઉપદેશ આપવા માટે 'દશપ્રાણાયતનીય' નામનો આ ૨૯ મો અધ્યાય શરૂ કરે છે. અહીં અધ્યાયની શરૂઆતના નીચેના શ્લોકમાં 'दशैवायतनान्याहुः प्राणा येषु प्रतिष्ठिताः'–જેઓમાં પ્રાણો પ્રતિષ્ઠા પામ્યા છે, તે તે પ્રાણોનાં સ્થાનો દશ જ છે, એમ તે અર્થવાળું પદ મૂકીને 'दश प्राणायतनानि अधिकृत्य कृतोऽयमध्याय इति दशप्राणायतनीयः'–દશ પ્રાણસ્થાનોને ઉદ્દેશી આ અધ્યાય રચવામાં આવ્યો છે, તેથી આ અધ્યાયનું નામ 'दशप्राणायतनीय' એવું રખાયું છે.'

આયુર્વેદદીપિકાકાર શ્રી ચક્રપાણિ અહીં આવી શરૂઆત બતાવે છે: 'હવે શ્લોકસ્થાનના બે અધ્યાયો બાકી રહ્યા; તેમાનો આ પહેલો (૨૯ મો) અધ્યાય હવે કહે છે: પૂર્વના અધ્યાયમાં ૯ મા સૂત્રમાં 'प्राणायतनसमुत्थ' એ શબ્દ કહ્યો છે, દશ પ્રાણોનાં આશ્રયસ્થાનોના વર્ણનરૂપ આ અધ્યાય આરંભે છે; અથવા આ 'દશપ્રાણાયતનીય' નામનો અધ્યાય સૂત્રસ્થાનના સંગ્રહરૂપ છે; અને તે પછીનો છેલ્લો (૩૦ મો) અધ્યાય આખાયે આયુર્વેદતંત્રના સંગ્રહરૂપ છે, એમ પાછળ કહેવામાં આવશે; તેથી આ અધ્યાયનું આવું નામ અર્થપરાયણ છે, પરંતુ શબ્દોને અનુસરતું નથી.' ૧

### પ્રાણનાં દશ આશ્રયસ્થાનો

दशैवायतनान्याहुः प्राणा येषु प्रतिष्ठिताः ।
शङ्खौ मर्मत्रयं कण्ठो रक्तं शुक्रौजसी गुदम् ॥ २ ॥

જેઓના આધારે પ્રાણ પ્રતિષ્ઠા પામ્યા છે કે ટકી રહ્યા છે, તે દશ જ (તેઓનાં) આશ્રયસ્થાનો છે, એમ વિદ્વાનો કહે છે; જેમ કે બે શંખ (લમણાં), ત્રણ મર્મસ્થાનો (મસ્તક, હૃદય તથા બસ્તિ કે મૂત્રાશય), કંઠ–ગળું, રક્ત-લોહી, શુક્ર–વીર્ય, ઓજસ તથા ગુદા. ૨

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'અહીં કહેલાં દશ પ્રાણાશ્રયસ્થાનોમાં બે શંખ (લમણાં) કહ્યાં છે; પરંતુ આ ગ્રંથના શારીરસ્થાનના ૭ મા અધ્યાય 'શરીરસંખ્યાવિચય' શારીરમાં તો બે શંખના બદલે નાભિ તથા માંસનો પાઠ સ્વીકાર્યો છે; જેમ કે ત્યાં કહેશે કે 'दश प्राणायतनानि, तद् यथा-मूर्धा कण्ठो हृदयं नाभिर्गुदो बस्तिरोजः शुक्रं शोणितं मांसम्'–પ્રાણોનાં આશ્રયસ્થાનો દશ છે: જેમ કે મસ્તક, કંઠ, હૃદય, નાભિ, ગુદા, બસ્તિ, ઓજસ, શુક્ર, રુધિર તથા માંસ.' ભેલસંહિતામાં પણ સૂત્રસ્થાનના 'દશ પ્રાણાયતનીય' નામના ૧૭ મા અધ્યાયમાં આમ કહ્યું છે કે 'चतुर्विधमथो मुखं

दशधा प्राणमृच्छति। उष्मस्वेदशकृन्मूत्रैस्तथा वातादिभिस्त्रिभिः। स्त्रियाः स्तन्येन शुक्रेण शोणितेन च वाप्यथ। इत्येभिर्दशभिः प्राणः स्थिरीभवति देहिनाम्–અને મનુષ્યે ચાર પ્રકારનો જે આહાર ખાધો હોય, તે દશ પ્રકારે અથવા દશ સ્થાનો દ્વારા પ્રાણને પ્રાપ્ત થાય છે, અને તેનું ધારણપોષણ કરે છે; જેમ કે શરીરની ઉષ્મા દ્વારા. પરસેવા દ્વારા, વિષ્ઠા દ્વારા, મૂત્ર દ્વારા, વાત આદિ ત્રણ દોષો દ્વારા, સ્ત્રીના ધાવણ દ્વારા, વીર્ય દ્વારા અને રુધિર દ્વારા; એમ દશ દ્વારા (આહારનું પોષણ મેળવી) પ્રાણીઓના પ્રાણ, શરીરમાં સ્થિર થાય છે.' આ ભેલ-સૂત્રમાં પણ સારી રીતે ઉપયોગમાં લીધેલો આહાર જ્યારે પચી જાય છે, ત્યારે પ્રાણીઓના પ્રાણ ટકાવી રાખવામાં તે કારણ બને છે, એમ સિદ્ધ કરી બતાવવા માટે અહીં ઉષ્મા આદિ દશને પ્રાણોનાં આશ્રયસ્થાન તરીકે દર્શાવવામાં આવ્યાં છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં વધુ આમ સમજાવે છે: 'આયુર્વેદના વિદ્વાનો 'प्राणा येषु प्रतिष्ठिताः'–જેઓના આધારે પ્રાણો ટકી રહે છે, તે પ્રાણોની પ્રતિષ્ઠાનાં અધિકરણો કે આશ્રય–સ્થાનો દશ જ કહે છે, પરંતુ તેથી અધિક કહેતા નથી; અહીં 'આયતન' શબ્દનો અર્થ–'પ્રતિષ્ઠાસ્થાન' એવો સમજવાનો છે, પરંતુ 'સ્થિતિસ્થાન' એવો સમજવાનો નથી; કારણ કે 'प्राणा येषु प्रतिष्ठिताः' જેઓના આધારે પ્રાણો પ્રતિષ્ઠા પામ્યા છે, એમ અહીં કહેવાયું છે; પ્રાણોનાં સ્થિતિસ્થાન તો 'हृदि प्राणो गुदेऽपानः समानो नाभिदेशगः। उदानः कण्ठदेशस्थो व्यानः सर्वशरीरगः–પ્રાણ હૃદયમાં, અપાન ગુદામાં, સમાન નાભિપ્રદેશમાં, ઉદાન કંઠપ્રદેશમાં તથા વ્યાનવાયુ આખા શરીરમાં રહે છે.' એમ કહેલાં છે; અહીં જણાવેલ પ્રતિષ્ઠાસ્થાન તો આ જ કહેવાય છે કે 'यदुपघातेन प्राणोपघातः स्यात्'–જેનો નાશ થતાં પ્રાણોનો પણ નાશ જ થાય એટલે જેના આધારે પ્રાણ ટકી રહ્યા છે, તે જ અહીં 'પ્રાણાયતન' કહેવાય છે. અહીં 'प्राणाः' એમ બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે, તેથી આમ સૂચવ્યું છે, કે 'पञ्च प्राणाः'–પ્રાણ પાંચ છે. એ જ પ્રાણનાં અહીં દશ આયતનો કહ્યાં છે: જેમ કે બે શંખ, ત્રણ મર્મો–મસ્તક, હૃદય તથા બસ્તિ, કંઠ–પ્રદેશ, રક્ત કે રુધિર, વીર્ય, ઓજસ તથા ગુદા, એમ તે દશ છે.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે કે, ''आयतनानि इव 'आयतनानि'–तदुपघाते प्राणोपघातात्–तन्नाशात् प्राणनाशात् इत्यर्थः–આયતનો એટલે કે જાણે પ્રાણોનાં રહેવાનાં આશ્રયસ્થાનો હોય, એટલે કે તે આયતનોનો નાશ થતાં પ્રાણોનો પણ નાશ થઈ જાય છે, એ અર્થ છે; પરંતુ આ શંખ વગેરે દશ પ્રાણાયતનો છે, તેથી આમ સમજવાનું નથી કે, શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ તથા આત્માના સંયોગરૂપ જીવનના પરમાશયો કે પરમ આશ્રયસ્થાનો આ શંખ વગેરે દશ જ છે; કેમ કે આખુંયે શરીર પ્રાણોનું આશ્રયસ્થાન છે.' ૨

## વિદ્વાન પ્રાણાભિસર વૈદ્ય કોણ?

तानीन्द्रियाणि विज्ञानं चेतनाहेतुमामयान्।
जानीते यः स वै विद्वान् प्राणाभिसर उच्यते ॥ ३ ॥

જે વૈદ્ય એ દશ પ્રાણાયતનોને, ઇંદ્રિયોને, ચેતનાના કારણ વિજ્ઞાન–બુદ્ધિને, ચેતનાહેતુ–આત્માને અથવા રોગોને જાણે છે, તે જ 'વિદ્વાન પ્રાણાભિસર વૈદ્ય' કહેવાય છે. ૩

અહીં 'ચેતનાહેતુ વિજ્ઞાન'નો અર્થ 'હૃદયાશ્રિત-સ્પર્શવિજ્ઞાન' એવો સમજાય છે; રોગોનું જ્ઞાન નિદાનો, લક્ષણો તથા ઔષધો દ્વારા જેને હોય, એમ જણાવ્યું છે; અને તે વૈદ્ય વિદ્વાન હોઈ 'પ્રાણાભિસર' કહેવાય છે; એટલે કે ટીકાકાર શ્રી ચક્રપાણિના અભિપ્રાય પ્રમાણે 'प्राणान् गच्छतो व्यावर्तयतीति–प्राणाभिसरः–જતા પ્રાણને જે પાછા વાળે–અટકાવી શકે, તે 'પ્રાણ-વ્યાવર્તક' કહેવાય છે; એટલું જ નહિ, પરંતુ પ્રાણાયતન આદિનું જ્ઞાન હોવાથી તેમ જ રોગોનું પણ એ વૈદ્યને જ્ઞાન હોવાથી તે વૈદ્ય રોગોનો નાશ કરનાર પણ કહેવાય છે.

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'પ્રથમ તો આ પ્રશ્ન થાય છે કે, આવો આ દશ પ્રાણાયતનો સંબંધે ઉપદેશ અહીં શા માટે કરાય છે? આનો ઉત્તર આ ત્રીજા શ્લોકમાં આપે છે: આ શંખ વગેરે દશ પ્રાણાયતનો કે પ્રાણાશ્રયસ્થાનો વૈદ્યે જાણવાં જોઈએ; તેમ જ ઇંદ્ર કે આત્માનાં જે લિંગો કે ચિહ્નો ગણાય છે, તે શ્રોત્ર આદિ ઇંદ્રિયોને તેમ જ જેના દ્વારા તાત્ત્વિક અર્થ બરાબર સમજાય છે તે આયુર્વેદ આદિ શાસ્ત્રરૂપ વિજ્ઞાનને તથા ચેતનાનું કારણ અથવા મૂળ બ્રહ્મને કે જે સૃષ્ટિની પહેલાં એક જ હોઈ સર્વના ચૈતન્યનું કારણ છે, તેને અને રોગોનાં ત્રણ પ્રકારનાં જે કારણો છે. તેને તથા આરોગ્યનું જે એક કારણ છે, તેને એમ ચાર પ્રકારનાં કારણો–કાળ, બુદ્ધિ, ઇંદ્રિયો તથા ઇંદ્રિયાર્થસંયોગ અને તે સિવાય શારીરિક તથા માનસિક રોગોને જે જાણે છે, તે જ વિદ્વાન 'પ્રાણાભિસર' નામથી પ્રખ્યાત વૈદ્ય કહેવાય છે.'

આયુર્વેદદીપિકા ટીકાના કર્તા શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'આ ૩જા શ્લોકમાં 'तानि' પદ ઉપરથી 'શંખ' આદિ દશ પ્રાણાયતનો લેવાય છે; 'વિજ્ઞાન'

શબ્દ ઉપરથી 'બુદ્ધિ' લેવાય છે; ચેતનાહેતુ શબ્દથી આત્મા લેવાય છે; કેમ કે તે ચેતનાનું સમવાયિકારણ છે; અથવા 'ચેતના' શબ્દથી આત્મા લેવાય છે અને 'હેતુ' શબ્દ ઉપરથી વ્યાધિઓનું ઉત્પત્તિ કારણ–નિદાન-રૂપે તથા શમનકારણ ભેષજ કે ઔષધરૂપે કહેવાય છે; 'આમય' શબ્દ ઉપરથી વ્યાધિઓનાં લિંગ કે 'લક્ષણો' કહેવાય છે. આ ઉપરથી અહીં આમ જણાવે છે કે, આધ્યાત્મિક ઇંદ્રિયો વગેરેને તથા બાહ્ય હેતુ, લિંગ તથા ઔષધોને જે જાણે છે, તે 'પ્રાણાભિસર' કહેવાય છે; આટલું આ શાસ્ત્ર અહીં જણાય છે કે આધ્યાત્મિક ઇંદ્રિયો, હેતુ, લિંગ તથા ઔષધો અને પ્રાણાભિસર-વૈદ્યો, પ્રથમ 'મહાચતુષ્પાદ નામના ૧૦મા અધ્યાયમાં જે કહેલ છે; એકંદર સર્વ ચિકિત્સા, વૈદ્યને અધીન હોવાથી જેવો વૈદ્ય સ્વીકારવા યોગ્ય અને નહિ સ્વીકારવા યોગ્ય હોય છે, તે અહીં બતાવીને કુશળતાપૂર્વક આખોયે સૂત્ર-સ્થાનનો અર્થ સંક્ષેપમાં કહેવા માગે છે.' ૩

### બે પ્રકારના વૈદ્યો

द्विविधास्तु खलु भिषजो भवन्त्यग्निवेश ! प्राणानामेकेऽभिसरा हन्तारो रोगाणां, रोगाणामेकेऽभिसरा हन्तारः प्राणानामिति ॥ ४ ॥

હે અગ્નિવેશ! ખરેખર, બે પ્રકારના વૈદ્યો (આ લોકમાં) હોય છે; કેટલાક (રોગીના જતા) પ્રાણોને પાછા આણનારા હોઈ રોગોનો નાશ કરનારા હોય છે; અને બીજા કેટલાક વૈદ્યો રોગોને સામેથી લાવનારા હોઈ (રોગયુક્ત થયેલા લોકોના) પ્રાણોનો નાશ કરનારા હોય છે. ૪

યોગીન્દ્રનાથ સેન અહીં 'પ્રાણાભિસર' શબ્દની વ્યાખ્યા આમ લખી બતાવે છે: 'अभिसरन्ति आभिमुख्येन गच्छन्ति इति अभिसरा., प्राणानाम् अभिसरा:'–જેઓ, (રોગીના જતા) પ્રાણોને ઔષધો દ્વારા પાછા લાવવા તેઓની સામે જાય છે અને (રોગોનો નાશ કરી) તે પ્રાણોને પાછા પોતાના સ્થાને લાવે છે, તે 'પ્રાણાભિસર' વૈદ્યો રોગોનો નાશ કરનારા હોય છે; જ્યારે બીજા કેટલાક 'અજ્ઞાની' વૈદ્યો રોગોની સામે જઈ–ઊલટા નવા રોગો ઉપજાવીને (રોગીના) પ્રાણોનો નાશ કરનારા 'રોગાભિસર' વૈદ્ય હોય છે; એમ બે પ્રકારના વૈદ્યો હોય છે; પ્રથમ 'તિસ્રૈષણીય' નામના ૧૧મા અધ્યાયમાં ભિષક્છદ્મચર, સિદ્ધસાધિત અને પ્રાણાભિસર, એમ ત્રણ પ્રકારના વૈદ્યો કહ્યા છે; તેમાંના ભિષક્છદ્મચર તથા સિદ્ધસાધિત, એ બેનો અહીં 'રોગાભિસર'માં સમાવેશ કર્યો છે.

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: ઉપરના શ્લોકમાં જે કહેલ છે એ પ્રાણાયતન આદિને જાણતો ન હોય, તે શું વૈદ્ય ન કહેવાય? આ પ્રશ્નનો ઉત્તર આ ચોથા સૂત્રમાં કહે છે: જો કે પ્રથમ 'તિસ્રૈષણીય' અધ્યાયમાં ત્રણ પ્રકારના વૈદ્યો કહ્યા છે, જેમ કે–भिषक्छद्मचराः सन्ति सन्त्येके सिद्धसाधिताः। सन्ति वैद्यगुणैर्युक्तास्त्रिविधा भिषजो भुवि–આ પૃથ્વી પર કેટલાક (અજ્ઞાનીઓ) વૈદ્યનું બહાનું કરી ફરતા હોઈ 'ભિષક્છદ્મચર' હોય છે; બીજા કેટલાક વૈદ્યો 'સિદ્ધસાધિત' હોય છે, ત્રીજા (વિદ્વાન) વૈદ્યો વૈદ્યોના ગુણોથી યુક્ત (સાચા) વૈદ્ય હોય છે. આમાં વૈદ્યના ગુણોથી યુક્ત વૈદ્ય, 'પ્રાણાયતન' આદિના જ્ઞાનવાળો હોઈને 'પ્રાણાભિસર' કહેવાય છે, પરંતુ બીજા બે વૈદ્યો 'પ્રાણાભિસર' કહેવાય નહિ. હવે વૈદ્યના ગુણવાળાને 'પ્રાણાભિસર' કેમ કહેવામાં આવે છે? તે અહીં ૪થા સૂત્રમાં સમજાવે છે; કેટલાક વૈદ્યો, પ્રાણોના અભિસરો હોય છે, એટલે કે રોગીઓના (જતા) પ્રાણોને (પાછા તેઓના સ્થાને) લાવનારા હોઈ રોગોનો નાશ કરનારા હોય છે, તેથી તેઓ 'પ્રાણાભિસર' કહેવાય છે; જ્યારે બીજા કેટલાક વૈદ્યો રોગીઓના રોગોને (ઊલટા) લાવનારા હોઈ તેઓના પ્રાણોનો નાશ કરનારા હોય છે; એ 'રોગાભિસરો' બે પ્રકારના હોય છે; કેટલાક 'સિદ્ધસાધિત' અને કેટલાક 'ભિષક્છદ્મચર' હોય છે, એમ હે અગ્નિવેશ! તે વૈદ્યો ત્રણ પ્રકારના હોય છે.' ૪

### અગ્નિવેશનો પ્રશ્ન

एवंवादिनं भगवन्तमात्रेयमग्निवेश उवाच–भगवन्! ते कथमस्माभिर्वेदितव्या भवेयुरिति ॥ ५ ॥

ભગવાન આત્રેય એમ કહેતા હતા, ત્યારે અગ્નિવેશે તેમને આમ પૂછ્યું: 'હે ભગવન્! તેઓને અમારે કયા પ્રકારે જાણવા?' ૫

અગ્નિવેશના પ્રશ્નનો આવો આશય છે કે, 'હે ભગવન્! પ્રાણાભિસર તથા રોગાભિસર એવા બે ભેદથી આપે બે પ્રકારના વૈદ્યો કહ્યા, પરંતુ તેઓને અમારે જાણવા કઈ રીતે? (યોગીન્દ્રનાથ) ૫

### ભગવાન આત્રેયનો ઉત્તર: 'પ્રાણાભિસર' વૈદ્યનું લક્ષણ

[illegible]

स्ते ह्यवाः प्राणानामभिसरा हन्तारो रोगाणाम् ॥ ६

ભગવાન આત્રેયે કહ્યું: જે આ વૈદ્યો કુળવાન,

વિશુદ્ધ શાસ્ત્રજ્ઞાનને ધરાવનારા, ચિકિત્સારૂપ કર્મ જેઓએ પ્રત્યક્ષ કે નજરે જોયું હોય, જેઓ તે (ચિકિત્સાકર્મ)માં નિપુણ કે હોશિયાર હોય, (બાહ્ય-આભ્યંતર) પવિત્રતાથી યુક્ત હોય, જેઓના હાથ (શસ્ત્રકર્મ–આદિમાં) સ્વાધીન બન્યા હોય, જેઓએ ઇંદ્રિયોને જીતી હોય, સર્વ ઉપકરણો કે સાધનોથી જે યુક્ત હોય, સર્વ ઇંદ્રિયોથી બરાબર યુક્ત હોય એટલે કોઈ પણ ઇંદ્રિયની જેઓમાં ખોડ ન હોય, જેઓ (દરેકની) પ્રકૃતિને પણ બરાબર જાણી લેનારા હોય અને જેઓ જે રોગનો જે પ્રકારે પ્રતિકાર કરવો જોઈએ તે પ્રકારની ક્રિયાને બરાબર જાણતા હોય; અથવા જે રોગ જે કારણે આવ્યો હોય, તેનું જેઓને જ્ઞાન હોય, તે વૈદ્યોને 'પ્રાણોના અભિસર'–આણનારા તથા રોગોનો નાશ કરનારા જાણવા. ૯

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'જે વૈદ્યો કુળવાન હોય એટલે કે વૈદ્યવિદ્યાને જાણતાં કુળમાં અથવા શુદ્ધ વંશમાં ઉત્પન્ન થયા હોય, જેઓનું શાસ્ત્રજ્ઞાન સંપૂર્ણ શુદ્ધ હોય, જેઓએ ચિકિત્સારૂપ કર્મ પ્રત્યક્ષ નજરે જોયું હોય અને પછી જેઓ પોતે પણ (અનુભવથી) એ ચિકિત્સાકર્મમાં દક્ષ કે કુશળ બન્યા હોય, જેઓમાં બહારની તથા અંદરની પવિત્રતા રહેલી હોય–આ ચાર ગુણો 'ખુડ્ડાકચતુષ્પાદ'માં પણ આ પ્રમાણે કહ્યા છે: જેમ કે श्रुते पर्यवदातत्वं बहुशो दृष्टकर्मता। दाक्ष्यं शौचमिति ज्ञेयं वैद्ये गुणचतुष्टयम्॥ (જુઓ ચરક-શ્લોકસ્થાન–અધ્યાય ૯ નો શ્લોક ૫ મો) તેમ જ શસ્ત્રો-પચાર કે શસ્ત્રક્રિયા આદિમાં જેનો હાથ બરાબર સ્વાધીન કરાયો હોય, ધ્રુજારી કે કંપારી વિના જેના હાથનો એ શસ્ત્રક્રિયા આદિ ઉપર કાબૂ હોય, જેઓ જિતેંદ્રિય તથા સર્વ સાધન–સામગ્રીથી યુક્ત હોય એટલે જેઓની પાસે ઔષધો, યંત્રો તથા બધી શસ્ત્રસામગ્રી હાજર રહેતી હોય, બધી ઇંદ્રિયો જેઓની પૂર્ણ હોય, જેઓ (રોગીની) પ્રકૃતિને બરાબર જાણતા હોય, એ સિવાય બીજું જે જે પરીક્ષા કરવા યોગ્ય છે, તેઓનો પણ પ્રકૃતિમાં સમાવેશ સમજી લેવો; એવા ગુણો ધરાવતા વૈદ્યોને 'પ્રાણોના અભિસર એટલે આણનારા' તથા રોગોનો નાશ કરનારા તમારે જાણવા.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: અગ્નિવેશે એમ પ્રશ્ન કર્યો, ત્યારે ભગવાન આત્રેયે તેમને આમ કહેવા માંડયું: જે આ વૈદ્યો શ્રેષ્ઠ કુળમાં ઉત્પન્ન થયેલા હોઈ પોતાના કુલાચાર તથા ધર્મમાં તત્પર રહેતા હોય, શાસ્ત્રોનું અધ્યયન કરી અર્થના સંશયથી રહિત થઈને જેઓએ નિર્મળ અર્થો સાંભળ્યા હોય, ચિકિત્સાકર્મોને જેઓએ ચારે બાજુ સંપૂર્ણ જોયાં હોય, તેથી ચિકિત્સાકર્મોમાં જેઓ કુશળ બન્યા હોય, પવિત્ર હોય, જેઓએ હાથ ઉપર કાબૂ મેળવ્યો હોય, એટલે જેની ચિકિત્સા જેઓ શરૂ કરે તેના રોગોને અવશ્ય મટાડે જ એવી જેઓએ પ્રવીણતા મેળવી હોય, જેઓએ કામાદિ માનસિક વિકારો જીત્યા હોય; શસ્ત્રો, યંત્રો, બસ્તિની નળી વગેરે ઉપકરણો કે સાધન–સામગ્રીઓ જેઓએ પોતાની પાસે ખાસ રાખી હોય, જેઓની બધી ઇંદ્રિયો બરાબર પૂર્ણ હોય એટલે કે જેઓ સમગ્ર ઇંદ્રિયોથી બરાબર યુક્ત હોય, જેઓની એક પણ ઇંદ્રિય કોઈ પણ જાતની ખોડવાળી ન હોય; રોગી વગેરેની પ્રકૃતિને જેઓ જાણતા હોય અને જે ક્રિયા કે ચિકિત્સા જે પ્રકારે કરાતી હોય તેની રોગીઓમાં બરાબર ખાતરી કે યોગ્ય અસર થાય છે, તેનું જેઓને જ્ઞાન હોય, તેવા વૈદ્યોને 'પ્રાણાભિસર' એટલે જતા પ્રાણોને પાછા ઠેકાણે લાવનાર તથા રોગોનો નાશ કરનારા જાણવા.

વળી શ્રી ગંગાધર અહીં ટૂંકમાં આમ સમજાવે છે: 'એવા પ્રકારના પ્રાણાભિસર વૈદ્યો, સમગ્ર શારીરજ્ઞાનમાં, શરીરની ઉત્પત્તિના જ્ઞાનમાં, પ્રકૃતિજ્ઞાનમાં તથા વિકાર-જ્ઞાનમાં સંપૂર્ણ સંશયરહિત થયા હોય છે; તેમ જ સુખસાધ્ય આદિ રોગોનાં નિદાન આદિના વિશેષ જ્ઞાનમાં પણ સંદેહરહિત થયા હોય છે.'

યોગીન્દ્રનાથ સેન અહીં કયાંક કંઈક વધુ આમ સમજાવે છે. એવા પ્રકારના વૈદ્યો કેવળ સમગ્ર શરીર–જ્ઞાનમાં અને વીર્ય તથા રુધિરના સંયોગ આદિથી શરીરની જે ઉત્પત્તિ થાય છે, તેના જ્ઞાનમાં તેમ જ પ્રકૃતિવિકૃતિ જ્ઞાનમાં સંશયરહિત થયા હોય છે; અહીં જણાવેલ શરીરનું, શરીરની ઉત્પત્તિનું તથા પ્રકૃતિનું જ્ઞાન શારીરસ્થાનમાં કહેવાશે; વિકૃતિજ્ઞાન ઇંદ્રિયસ્થાનના અરિષ્ટાધિકારમાં કહેવાશે, રોગો ચાર પ્રકારના હોય છે સુખસાધ્ય, કૃચ્છ્રસાધ્ય, યાપ્ય તથા પ્રત્યાખ્યેય; આમાંના પ્રત્યાખ્યેયનું બીજું નામ અનુપક્રમ્ય છે; આ સુખ-સાધ્ય વગેરેનાં લક્ષણો પહેલાં 'મહાચતુષ્પાદ' નામના ૧૦ મા અધ્યાયમાં કહેવાયાં છે; તે ચારે પ્રકારના રોગોનાં સમુત્થાન એટલે નિદાન, પૂર્વરૂપ એટલે પ્રથમ ઉત્પત્તિનું લક્ષણ, લિંગ એટલે પ્રકટ થયેલાનું લક્ષણ, વેદના એટલે પીડા, અને ઉપશય એટલે હેતુ તથા વ્યાધિથી વિપરીત અને વિપરીત અર્થકારી એવાં ઔષધોનો, આહારોનો તથા વિહારોનો જે સુખકારક ઉપયોગ કરવો, એ છે;

તેઓનું વિજ્ઞાન એટલે વિશેષ જ્ઞાન એવા પ્રાણાભિસર વૈદ્યોને હોય છે. અહીં જણાવેલ સમુત્થાન કે નિદાન આદિના વિશેષોથી રોગો, વાયુ વગેરેથી થયા છે, ઇત્યાદિ જ્ઞાન થાય છે; એવાં અહીં જણાવેલાં જ્ઞાનો દ્વારા આ પ્રાણાભિસર વૈદ્યોના સંદેહો જતા રહ્યા હોય છે. ૬

## 'પ્રાણાભિસર' વૈદ્યોનું વિશેષ વર્ણન

तथाविधा हि केवले शरीरज्ञाने शरीराभिनिर्वृत्तिज्ञाने प्रकृतिविकारज्ञाने च निःसंशयाः, सुखसाध्यकृच्छ्रसाध्ययाप्यप्रत्याख्येयानां च रोगाणां समुत्थानपूर्वरूपलिङ्गवेदनोपशयविशेषविज्ञाने व्यपगतसन्देहाः, त्रिविधस्यायुर्वेदसूत्रस्य ससंग्रहव्याकरणस्य सत्रिविधौषधग्रामस्य प्रवक्तारः, पञ्चत्रिंशतो मूलफलानां, चतुर्णां च महास्नेहानां, पञ्चानां च लवणानामष्टानां च मूत्राणामष्टानां च क्षीराणां, क्षीरत्वग्वृक्षाणां च षण्णां शिरोविरेचनादेश्च पञ्चकर्माश्रयस्यौषधगणस्याष्टाविंशतेश्च यवागूनां, द्वात्रिंशतश्च चूर्णप्रदेहानां, षण्णां च विरेचनशतानां, पञ्चानां च कषायशतानां प्रवक्तार, स्वस्थवृत्तविहितभोजनपाननियमस्थानचङ्क्रमणशय्यासनमात्राद्रव्याञ्जनधूमपाननावनाभ्यञ्जनपरिमार्जनवेगविधारणाविधारणव्यायामसात्म्येन्द्रियपरीक्षणोपक्रमसद्वृत्तकुशलाः; चतुष्पादोपगृहीते च भेषजे षोडशकले सविनिश्चये सत्रिपर्येषणे, सवातकलाकलज्ञाने व्यपगतसंदेहाः; चतुर्विधस्य च स्नेहस्य चतुर्विंशत्युपनयस्योपकल्पनीयस्य चतुःषष्टिपर्यन्तस्य व्यवस्थापयितार', बहुविधविधानयुक्तानां च स्नेहस्वेदवम्यविरेच्यविविधौषधोपचाराणां च कुशलाः; शिरोरोगादेश्च दोषांशविकल्पजस्य व्याधिसंग्रहस्य संक्षयपिडकाविद्रधेः त्रयाणां च शोफानां बहुविधशोफानुबन्धानामष्टाचत्वारिंशतश्च रोगाधिकरणानां चत्वारिंशदुत्तरस्य च नानात्मजस्य व्याधिशतस्य तथा विगर्हितातिस्थूलातिकृशानां च सहेतुलक्षणोपक्रमाणां स्वप्नस्य च हिताहितस्यास्वप्नातिस्वप्नस्य च सहेतूपक्रमस्य षण्णां च लङ्घनादीनामुपक्रमाणां सन्तर्पणापतर्पणजानां च रोगाणां स्वरूपप्रशमनानां च शोणितजानां च व्याधीनां मदमूर्च्छायसंन्यासानां च सकारणरूपौषधानां कुशलाः; कुशलाश्चाहारविधिविनिश्चयस्य प्रकृत्या च हिताहितानामाहारविहाराणामग्र्यसंग्रहस्यासवानां च चतुरशीतेर्द्रव्यगुणकर्मविनिश्चयस्य रसानुरससंश्रयस्य सविकल्पकवैराधिकस्य द्वादशवर्गाश्रयस्य चान्नपानस्य सगुणप्रभावस्य सानुपानगुणस्य नवविधस्यार्थसंग्रहस्याहारगतेश्च हिताहितोपयोगविशेषात्मकस्य च शुभाशुभविशेषस्य धात्वाश्रयाणां च रोगाणां सौषधसंग्रहाणां दशानां च प्राणायतनानां यं च वक्ष्यामोऽर्थेदशमहामूलीये त्रिंशत्तमाध्याये तत्र च कृत्स्नस्य तन्त्रोद्देशलक्षणस्य च ग्रहणधारणविज्ञानप्रयोगकर्मकार्यकालकर्तृकरणकुशलाः; कुशलाश्च स्मृतिमतिशास्त्रयुक्तिज्ञानस्यात्मनः शीलगुणैरविसंवादनेन संपादनेन च सर्वप्राणिषु चेतसो मैत्रस्य मातापितृभ्रातृबन्धुवदेवंयुक्ता भवन्त्यग्निवेश ! प्राणानामभिसरा हन्तारो रोगाणामिति ॥ ७ ॥

એવા વૈદ્યો કેવળ સંપૂર્ણ શરીર સંબંધી જ્ઞાનમાં તથા શરીરની ઉત્પત્તિ વિષેના જ્ઞાનમાં, અને પ્રકૃતિજ્ઞાનમાં તેમ જ વિકૃતિજ્ઞાનમાં જ ખરેખર સંશયરહિત થયા હોય છે, એવું જ હોતું નથી, પરંતુ (તે ઉપરાંત) જે રોગો સુખસાધ્ય, કૃચ્છ્રસાધ્ય, યાપ્ય કે પ્રત્યાખ્યેય અથવા અસાધ્ય હોઈને ચિકિત્સા માટે (રોગીને) ના પાડી દેવા જેવા હોય, તેવા રોગોનાં નિદાનો, પૂર્વરૂપો કે ઉત્પત્તિની પહેલાંનાં લક્ષણો, લિંગો કે ઉત્પત્તિ થઈ ગયા પછીના લક્ષણો, વેદનાઓ તથા ઉપશય એટલે કે હેતુ-વ્યાધિવિપરીત અને વિપરીત અર્થકારી એવાં ઔષધોના અને આહાર-વિહારોના ઉપયોગ કે સુખાનુબંધ વિષેના વિશેષ જ્ઞાનમાં પણ તેઓના સંદેહો જતા રહ્યા હોય છે.

વળી એવા પ્રકારના પ્રાણાભિસર વૈદ્યો ત્રણ પ્રકારના આયુર્વેદસૂત્રને તેમ જ સંક્ષેપ તથા વિસ્તાર સહિત ત્રણે પ્રકારના ઔષધસમુદાયને સારી રીતે કહી શકે છે; વળી પાંત્રીસ મૂળફળોને એટલે ૧૬ પ્રકારની મૂલિની ઔષધિને અને ૧૯ પ્રકારના ફલવર્ગની ઔષધિને, ચાર મહાસ્નેહોને, પાંચ લવણોને, આઠ મૂત્રોને, આઠે દૂધને, છ ક્ષીરવૃક્ષ તથા ત્વગ્વૃક્ષને; તેમ જ શિરોવિરેચન વગેરેને, પાંચકર્મોને લગતા ઔષધસમુદાયને, અઠ્ઠાવીસ યવાગૂઓને, બત્રીસ ચૂર્ણપ્રદેહોને, છસો વિરેચનોને તથા પાંચસો કષાયોને પણ બરાબર કહી શકે છે; વળી સ્વસ્થવૃત્તમાં કહેલ ખાન-પાનનો નિયમ, (યોગ્ય) સ્થાન, ઊભા રહેવું, કે ચંક્રમણ-ભમવું, શયન-સૂવું, આસન-બેસવું;

માત્રા, દ્રવ્યો, અંજનો, ધૂમપાન, નાવન કે નસ્યકર્મ, અભ્યંજન કે અભ્યંગ, પરિમાર્જન કે શરીરની સફાઈ, વેગોનું ધારણ તથા અવિધારણ, વ્યાયામ, સાત્મ્ય; ઇંદ્રિયપરીક્ષા, ઇંદ્રિયોનું ઉપક્રમણ કે તેઓનું પ્રકૃતિમાં સ્થાપન તથા સદ્વૃત્ત, એમાં પણ એ તેવા વૈદ્યો કુશળ હોય છે; વળી તેઓ ચતુષ્પાદમાં ગ્રહણ કરેલ અથવા કહેલ સોળ ગુણોવાળાં ઔષધોમાં તેમ જ તેઓના નિશ્ચય સહિત અને 'તિસ્રૈષણીય'માં જે જે કહેવાયું છે તે સહિત વાતકલાકલાના જ્ઞાનમાં પણ સંદેહરહિત થયા હોય છે; વળી તે વૈદ્યો ચાર પ્રકારના સ્નેહની ચોવીસ વિચારણાઓ તથા ચોસઠ પ્રવિચારણાઓની વ્યવસ્થા કરનારા હોય છે; તેમ જ અનેક પ્રકારનાં વિધાનો કે વિધિઓથી યુક્ત સ્નેહયોગ્યના, સ્વેદયોગ્યના, વમનયોગ્યના તથા વિરેચનયોગ્યના વિવિધ ઔષધોના ઉપચારોમાં પણ કુશળ હોય છે; વળી તે વૈદ્યો શિરોરોગ આદિના, દોષોના અંશોના વિકલ્પોથી ઉત્પન્ન થનારા વ્યાધિસંગ્રહના; સંક્ષય, પિડકાઓ તથા વિદ્રધિના ત્રણ સોજાઓના, અનેક પ્રકારના સોજાઓના અનુબંધોના, અડતાળીસ રોગોનાં અધિકરણોના, એકસો ને ચાળીસ અનેક પ્રકારના વ્યાધિઓના, નિંદિત અતિસ્થૂળના તથા અતિકૃશના હેતુઓ, લક્ષણો તથા ચિકિત્સાઓના, હિતકારી નિદ્રાના તથા અહિતકારી નિદ્રાના તેમજ હિતકારી અનિદ્રાના તથા અહિતકારી અનિદ્રાના હેતુઓ તથા ચિકિત્સાઓના, છ લંઘન વગેરે ચિકિત્સાઓના; સંતર્પણજન્ય તથા અપતર્પણજન્ય રોગોનાં લક્ષણો તથા ચિકિત્સાઓનાં, તેમ જ શોણિતજન્ય વ્યાધિઓનાં અને મદ, મૂર્છા તથા સંન્યાસ રોગનાં કારણ સહિત લક્ષણો (જાણવામાં) અને ઔષધ–ઉપચારો કરવામાં કુશળ હોય છે. વળી તે વૈદ્યો આહારવિધિનો નિશ્ચય કરવામાં, સ્વભાવથી હિતકારી તથા અહિતકારી આહાર–વિહારો જાણવામાં, મુખ્ય આદિ દ્રવ્યસંગ્રહમાં, ચોર્યાશી આસવોના જ્ઞાનમાં, રસ તથા અનુરસને લગતાં દ્રવ્યોના ગુણ–કર્મના નિશ્ચયમાં, વિરુદ્ધ આહારભેદો સહિત બાર વર્ગોમાં કહેલ અન્નપાનના સમુદાયોને જાણવામાં, ગુણો તથા પ્રભાવોથી યુક્ત અનુપાનના ગુણો જાણવામાં, નવ પ્રકારના અર્થસંગ્રહના વિષયમાં, આહારોની ગતિના વિષયમાં, હિત–અહિતના ઉપયોગભેદથી જે શુભ–અશુભનું વિશેષ ફળ થાય છે તેમાં; ધાતુઓના આશ્રયવાળા રોગોના ઔષધસંગ્રહ સહિત ચિકિત્સાઓમાં તથા દશ પ્રાણાયતનોના જ્ઞાનના વિષયમાં કુશળ હોય છે. વળી 'અર્થેદશમહામૂલીય' નામનો જે ત્રીસમો અધ્યાય અમે કહીશું, તેમાં સમગ્ર તંત્રનો ઉદ્દેશ, લક્ષણ, શાસ્ત્રનું શ્રવણ, ગ્રહણ, વિજ્ઞાન, પ્રયોગ, કર્મ, કાર્ય, કાળ, કર્તા તથા કરણ જે કહેવાશે, તેમાં પણ તે વૈદ્યો કુશળ હોય છે; ઉપરાંત એ વૈદ્યો સ્મૃતિ, મતિ, શાસ્ત્રયુક્તિ તથા જ્ઞાનની, પોતાના શીલ કે સદ્વર્તનના ગુણોની સાથે તેમ જ ચરિત્રના ગુણોની સાથે એકતા કરવા દ્વારા પોતાના શીલ તથા ગુણોથી સર્વ પ્રાણીઓ વિષે માતા, પિતા, ભાઈ તથા બંધુની પેઠે ચિત્તની મિત્રતા કરવામાં પણ કુશળ હોય છે. હે અગ્નિવેશ! એવા પ્રકારના વૈદ્યો પ્રાણોના અભિસર એટલે રોગીના (જતા) પ્રાણોને (સ્વસ્થાને) લાવનારા હોઈને રોગોનો પણ નાશ કરનારા હોય છે. ૭

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સ્પષ્ટ સમજાવે છે: એવા પ્રકારના પ્રાણાભિસર વૈદ્યો, 'દીર્ઘંજીવિતીય' નામના પ્રથમ અધ્યાયમાં ત્રણ પ્રકારનાં જે આયુર્વેદ સૂત્રો હેતુ, દોષ તથા દ્રવ્ય–એ ત્રણના સંગ્રહરૂપે કહ્યાં છે, તેમ જ જંગમ. પાર્થિવ તથા ઔદ્ભિદના ભેદથી ત્રણ પ્રકારનો જે ઔષધ સમુદાય તે પ્રથમ અધ્યાયમાં જ સંક્ષેપ તથા વિસ્તાર સાથે કહેવામાં આવેલ છે, તે વિષે પ્રવચન કરી શકે છે; વળી તે પહેલા અધ્યાયમાં જેઓનાં મૂળ વખણાય છે તે સોળ ઔષધિઓ અને જેઓનાં ફળ વખણાય છે, તે ઓગણીસ ઔષધિઓ કહેલ છે; એમ એકંદર તે પાંત્રીસ મૂળ તથા ફળની ઔષધિઓ વિષે પ્રવચન કરી શકે છે; તેમ જ એ પહેલા જ અધ્યાયમાં ચાર જે મહાસ્નેહો કહ્યા છે, ત્રણ છીરવાળાં વૃક્ષો–થોર, અશ્મન્તક તથા આકડો કહેલ છે અને જેની છાલ ઉપયોગમાં લેવાય છે તે ત્રણ કાંટાવાળું કરંજવૃક્ષ કે લતાકરંજ, સરગવો તથા શાવરલોધ્ર કહેલ છે, તેઓનું પણ પ્રવચન કરી શકે છે; પછી 'અપામાર્ગતંડુલીય' નામના બીજા અધ્યાયમાં જે શિરોવિરેચન આદિ કહેલ

છે, આદિ શબ્દ ઉપરથી જે વમન, વિરેચન, આસ્થાપન તથા અનુવાસન પણ ત્યાં કહ્યાં છે, તેઓ પણ અહીં લેવાય છે; તેમ જ પંચકર્મોને લગતાં જે ઔષધોનો સમુદાય અપામાર્ગતંડુલ આદિ એ બીજા અધ્યાયમાં કહેલ છે અને અઠ્ઠાવીસ યવાગૂઓ પણ તે બીજા અધ્યાયમાં જે કહેલ છે, તેઓનું પણ તેવા વૈદ્યો પ્રવચન કરી શકે છે. પછી 'આરગ્વધીય' નામના ત્રીજા અધ્યાયમાં જે 'ચૂર્ણપ્રદેહો' કહેલા છે, અને 'ષડ્-વિરેચનશતીય' નામના ચોથા અધ્યાયમાં જે છસો વિરેચનો કહ્યાં છે અને પાંચસો જે કષાયો કહ્યા છે, તેઓનું પણ તેવા ઉત્તમ વૈદ્યો પ્રવચન કરી શકે છે; જો કે દશ દશ ઔષધિઓનો એક એક કષાય, એમ ૫૦ મહાકષાયો પણ એ ત્રીજા અધ્યાયમાં કહેવામાં આવ્યા છે; પરંતુ તેઓનો સો કષાયોમાં સમાવેશ થઈ જતો હોવાથી અહીં તે મહાકષાયોને અલગ કહ્યા નથી; એ જ પ્રમાણે કષાયોનાં ઉત્પત્તિકારણોને તથા કષાયો-ની કલ્પનાને પણ તેમાં સમાયેલ ગણી લઈ અહીં કહેલ નથી. પછી સ્વસ્થવૃત્તમા ભોજન તથા પાન કે પીણાંને લગતા નિયમો આદિ જે સદ્વૃત્તાંતો કહ્યાં છે, તેઓમા એવા–પ્રાણાભિસર વૈદ્યો કુશળ હોય છે; આ બધુ સ્વસ્થવૃત્તના ચાર અધ્યાયોમાંનો પાંચમો 'માત્રા-શિતીય', છઠ્ઠો 'તસ્યાશિતીય', સાતમો 'ન વેગાન્ધાર-ણીય' અને આઠમો 'ઇંદ્રિયોપક્રમણીય' એમ ચાર અધ્યાયોમાં કહેલ છે; તેમા ભોજન–પાનનો નિયમ જે જે ઋતુમાં જે જે અન્નપાનયુક્ત હોય, તેમ જ સ્થાન, ચંક્રમણ, ભ્રમણ–ભમવું–ચાલવું, ફરવુ, શયન તથા આસન–બેસવું, જે યુક્ત હોય, તે બધુ 'તસ્યાશિતીય' નામના છઠ્ઠા અધ્યાયમાં કહેલ છે; તેમ જ માત્રા, સ્વભાવથી લઘુ–ગુરુ અને સેવવા યોગ્ય કે નહિ સેવવા યોગ્ય દ્રવ્યો, અંજન, ધૂમપાન, નાવન કે નસ્યકર્મ, અભ્યંજન કે અભ્યંગ–માલિશ, પરિમાર્જન કે શરીરની બરાબર શુદ્ધિ કે સફાઈ; આ પરિમાર્જનમાં સ્નાનનો તથા નિર્મળ વસ્ત્રધારણ આદિનો પણ સમાવેશ થાય છે; આ બધું 'માત્રાશિતીય' નામના પાંચમા અધ્યાયમાં કહેલ છે; વળી મૂત્ર, વિષ્ટા આદિના વેગોને રોકવા ન જોઈએ; તેમ જ સાહસ આદિના વેગોને તો રોકવા જોઈએ; તે તથા વ્યાયામ અને સાત્મ્ય, એ બધું 'ન વેગાન્ધારણીય' નામના ૭મા અધ્યાયમાં કહેલ છે; અને 'ઇંદ્રિયોપક્રમણીય' નામના આઠમા અધ્યાયમાં ઇંદ્રિયોનુ ઉપક્રમણ તથા પરીક્ષાનું જ્ઞાન અને સદ્વૃત્ત કહેલાં છે; તેમાં તેવા વૈદ્યો કુશળ હોય છે; વળી 'ખુડ્ડાકચતુષ્પાદ' નામના નવમા અધ્યાયમાં ભિષક્ આદિ ચાર પાદના લક્ષણવાળાં અને સોળ ગુણોવાળાં જે ઔષધો કહ્યાં છે, અને તેઓનો નિશ્ચય 'મહાચતુ-ષ્પાદ' નામના ૧૦મા અધ્યાયમાં જે કહેલ છે કે, સોળ ગુણોવાળું ઔષધ કે જેનું લક્ષણ ભિષક્–વૈદ્ય આદિ ચાર પાદોથી યુક્ત છે, જેમાંના એક એક પાદમાં ચાર ચાર ગુણોનો યોગ છે, એમ તે સોળ ગુણો ધરાવતું ઔષધ આરોગ્યનું કારણ બને છે કે આરોગ્યનું કારણ નથી બનતું, એવા બે પ્રકારના મતોમાંથી નિશ્ચય કરવામાં આવે છે કે એવા પ્રકારનું ઔષધ આરોગ્યમાં અવશ્ય કારણ બને છે; આ બધું 'મહાચતુ-ષ્પાદ' નામના દશમા અધ્યાયમાં દર્શાવેલ છે; તેમ જ તે સાથેના નિશ્ચય સહિત 'તિસ્રૈષણીય' નામના અગિ-યારમા અધ્યાયમાં જે જે (ત્રણ એષણાઓ) કહેલ છે. તે સહિત 'વાતકલાકલીય' નામના બારમા અધ્યાય-માં વાતકલાકલાજ્ઞાન કહ્યું છે, તેમાં પણ તેવા વૈદ્યોના સંદેહો ગયા હોય છે કે તેઓ સંશયરહિત થયા હોય છે; તેમ જ તેરમા સ્નેહાધ્યાયમાં ઘી, તેલ, વસા અને મજ્જા એવા ચાર પ્રકારનો જે સ્નેહ કહેલ છે, જેના ચોવીસ ઉપનય જેની ચોવીસ વિચારણાથી માંડી ઉપકલ્પનીય ૬૪ પ્રવિચાર-ણાઓ સુધીની વ્યવસ્થા કરવામાં આવેલ છે; કેમ કે જુદા જુદા તથા ભેગા મળીને રસોના ત્રેસઠ ભેદો થાય છે; એ ત્રેસઠ અને એક 'અચ્છપેય' મળી સ્નેહોની ચોસઠ પ્રકલ્પનાઓ કહી છે; તેવા પ્રકારના સ્નેહની વ્યવસ્થા તેવા ઉત્તમ વૈદ્યો કરી શકે છે; વળી અનેક પ્રકારનાં વિધાનો કે વિધિઓ (૧૩ મા) સ્નેહ, (૧૪ મા) 'સ્વેદ,' (૧૫ મા) 'ઉપકલ્પનીય' તથા (૧૬ મા) 'ચિકિત્સા-પ્રાભૃતીય' નામના અધ્યાયોમાં કહેલ છે; તેની સાથે તે તે અધ્યાયમાં સ્નેહને યોગ્ય, સ્વેદને યોગ્ય, વમનને યોગ્ય તથા વિરેચનને યોગ્ય વિવિધ ઔષધો કહ્યાં છે; તે તે વિઘ્નોના જે ઉપચારો છે, તેઓમાં પણ તેવા શ્રેષ્ઠ વૈદ્યો કુશળ હોય છે; વળી 'કિયન્તઃ–શિરસીય' નામના ૧૭ મા અધ્યાયમાં શિરોરોગ આદિ કહેલ છે; 'આદિ' શબ્દથી તે જ અધ્યાયમાં કહેલા હૃદયરોગ આદિ-નું પણ ગ્રહણ થાય છે; તેમ જ દોષોના અંશોના ભેદોથી ઉત્પન્ન થતો વ્યાધિ–સંગ્રહ એટલે કે દોષોના પ્રમાણના ભેદોથી થતા જે ખાસ વ્યાધિઓ પણ એ જ ૧૭ મા અધ્યાયમાં કહ્યા છે; તેમ જ 'ત્રિશોથીય' નામના ૧૮ મા અધ્યાયમાં ત્રણ સોજાઓ જે કહ્યા છે, અને 'ઉપ-જિહ્વિકા' આદિ રોગો અનેક પ્રકારના શોફ કે સોજાના અનુબંધરૂપ જે કહ્યા છે; અને 'અષ્ટોદરીય' નામના ૧૯ મા અધ્યાયમાં અડતાળીસ રોગોનાં જે અધિકરણો કહ્યાં છે, તેમ જ ૨૦ મા 'મહારોગાધ્યાય'માં ૧૪૦

નાત્મજ રોગો જે કહ્યા છે, તેમાં ૮૦ વાતવિકારો ૦ પિત્તવિકારો અને ૨૦ કફવિકારો ગણીને તે નાના-મજ વ્યાધિઓની ૧૪૦ ની સંખ્યા થાય છે; તેમ જ 'અષ્ટૌનિન્દિતીય' નામના ૨૧ મા અધ્યાયમાં નિન્દિત અતિસ્થૂલનાં તથા નિન્દિત અતિકૃશનાં કારણો, લક્ષણો તથા ચિકિત્સાઓ કહેલ છે; એટલે કે અતિસ્થૂલતામાં તથા અતિકૃશતામાં જે નિદાન, લક્ષણ તથા ચિકિત્સા હોય છે, તે ૨૧મા અધ્યાયમાં કહેલ છે; તેમ જ તે જ અધ્યાયમાં હિત-અહિત નિદ્રા, હિત-અહિત અનિદ્રા તથા હિત-અહિત અતિનિદ્રા પણ કહેલ છે; તેનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા સાથે કહેલ છે; અને 'લંઘન-બૃંહણીય' નામના ૨૨મા અધ્યાયમાં લંઘન, બૃંહણ, સ્નેહન, રૂક્ષણ, સ્વેદન તથા સ્તંભન-એ છ ચિકિત્સાઓ કહી છે; અને 'સંતર્પણીય' નામના ૨૩ મા અધ્યાયમાં સંતર્પણ તથા અપતર્પણ નિમિત્તે જે રોગો થાય છે, તેઓનું રૂપ કે લક્ષણ કહેલ છે; અને તેઓની ચિકિત્સા પણ કહેલ છે; તે સાથે 'વિધિશોણિતીય' નામના ૨૪ મા અધ્યાયમાં રુધિરજન્ય રોગોનું જે કારણ કે નિદાન, રૂપ કે લક્ષણ અને ઔષધ તથા ઉપચારો કહ્યા છે; અને તેની સાથે એ જ અધ્યાયમાં મદ, મૂર્ચ્છા તથા સંન્યાસ રોગોને પણ નિદાન, લક્ષણ તથા ઔષધ-ઉપચાર સહિત કહ્યા છે, તેઓના જ્ઞાનમાં પણ તેવા શ્રેષ્ઠ વૈદ્યો કુશળ હોય છે; વળી 'યજ્જ:પુરુષીય' નામના ૨૫ મા અધ્યાયમાં આહારવિધિનો જે નિશ્ચય કહેવામાં આવ્યો છે, અને તે જ અધ્યાયમાં સ્વભાવથી હિત-અહિતકારી આહાર-વિહારોને લગતાં ૧૫૫ શ્રેષ્ઠ દ્રવ્યો તથા ૮૪ આસવો કહ્યા છે; તેમ જ 'આત્રેયભદ્રકાપ્યીય' નામના ૨૬ મા અધ્યાયમાં રસો તથા અનુરસોને લગતાં દ્રવ્ય-ગુણ-કર્મનો જે વિનિશ્ચય કર્યો છે; અને એ જ ૨૬મા અધ્યાયમાં રસ તથા અનુરસનું જે લક્ષણ કહ્યું છે, કે 'व्यक्तः शुष्कस्य चादौ च रसो द्रव्यस्य लक्ष्यते। विपर्ययेणानुरसः'-(જુઓ તે અધ્યાયમાં શ્લોક ૪૭ મો) અને તે જ અધ્યાયમાં વિરોધી આહારોના જે ભેદો કહ્યા છે; તેમ જ 'અન્નપાનવિધિ' નામના ૨૭મા અધ્યાયમાં બાર વર્ગોના આશ્રયવાળા અન્નપાનના ગુણો તેઓના ગુણપ્રભાવ સહિત જે કહ્યા છે અને તેની સાથે સાથે તેઓનાં વીર્ય તથા વિપાક કહ્યા છે, તેમ જ અનુપાનના પણ ગુણો કહ્યા છે; તે ઉપરાંત નવ પ્રકારનાં શ્રેષ્ઠ પરીક્ષ્યનો જે 'शरीरावयवचरः' ઇત્યાદિ સંગ્રહ કહેલ છે; તેમ જ 'વિવિધાશિતપીતીય' નામના ૨૮મા અધ્યાયમાં અશિત, પીત, ખાદિત અને લીઢ-એ ચાર પ્રકારનો જે આહાર કહ્યો છે અને તે આહારની જે ગતિ કે પરિણામ કહેલ છે; અને એ જ ૨૮ મા અધ્યાયમાં તે ચાર પ્રકારના આહારની ગતિરૂપ પરિણામનું શુભ કે અશુભ ફળ-આરોગ્ય તથા રોગરૂપે કહેલ છે; જે ફળ હિત ઉપયોગ તથા અહિત ઉપયોગના નિમિત્તે જ થયેલું હોય છે, તેમ જ રસાદિ ધાતુઓને લગતા રોગો, તેઓના ઔષધસંગ્રહ સાથે ત્યાં ૨૮મા અધ્યાયમાં કહ્યા છે અને દશ પ્રાણોનાં આશ્રયસ્થાનો સંબંધે ૨૯મા અધ્યાયમાં જે કહ્યું છે, તેના જ્ઞાનમાં પણ તેવા પ્રાણાભિસર વૈદ્યો કુશળ હોય છે; વળી 'અર્થેદશમહામૂલીય' નામનો ૩૦ મો અધ્યાય, આ અધ્યાય પછી અમે જે કહીશું, તેમાં સમગ્ર આયુર્વેદતંત્રનો ઉદ્દેશ તથા લક્ષણ અમે કહીશું, તેનું ગુરુ-મુખથી શ્રવણ, અક્ષરેઅક્ષરના અર્થનું ગ્રહણ એટલે મનથી ધારણ તથા અર્થ-તત્ત્વ પ્રમાણે તેનું બરાબર જ્ઞાન અને તેનો પ્રયોગ એટલે તેને અનુસરતું આચરણ; તેમ જ કાર્ય માટેની ચેષ્ટા, જેને કરવા અનુસંધાન કે બરાબર ધ્યાન આપીને કર્તા-વ્યક્તિ પ્રવૃત્તિ કરે છે, તે કાર્ય; કાળ એટલે પરિણામ, જે ક્રિયા કરે છે તે કર્તા; તેમ જ કાર્ય કરવા માટે પ્રયત્નકર્તાનાં જે ઉપકરણો કે સાધનો હોય છે તે કરણ; એ બધાં શ્રવણાદિમાં તથા કર્મ આદિ પરીક્ષણીય વિષયમાં જેઓ કુશળ હોય છે; તેમ જ પ્રથમ જે અનુભવ્યું હોય, તે ભુલાય નહિ એ સ્મૃતિ, મતિ એટલે બુદ્ધિ, શાસ્ત્રયુક્તિ કે શાસ્ત્રયોજના તથા જ્ઞાન એ બધાં પોતાના શીલના ગુણો કે ચરિત્રગુણોની સાથે એકતા કરીને, તેમ જ પોતાના શીલને પણ એ સ્મૃતિ આદિની સાથે અનુસરતું કરીને સર્વ પ્રાણીઓ તરફ માતા, પિતા, ભાઈ તથા બંધુની પેઠે ચિત્તની જે મિત્રતા કરવી, તેમાં પણ જેઓ કુશળ હોય છે, એવા પ્રકારના તે વૈદ્યો પ્રાણાભિસર હોઈ રોગોનો નાશ કરનારા હોય છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'ભગવાન આત્રેય અહીં પોતાના આ આયુર્વેદતંત્રને જેઓ બરાબર જાણે છે, તેઓ 'પ્રાણાભિસર વૈદ્ય' છે, એમ જણાવવા પોતાના આ તંત્રમાં જે વિષયો શ્લોકસ્થાનમાં કહેવાઈ ગયા છે તેઓને જણાવે છે: આ શ્લોકસ્થાનમાં પ્રથમ ત્રણ પ્રકારનાં આ સૂત્રો કહેવાયાં છે: સ્વસ્થ-આતુર-પરાયણ હેતુ-જ્ઞાનસૂત્ર, લિંગ-જ્ઞાનસૂત્ર તથા ઔષધ-જ્ઞાનસૂત્રનો સંગ્રહ કર્યો છે; એ સંક્ષેપવચન સાથે તથા તેના વિસ્તારવચન સાથે છે; પછી ત્રણ પ્રકારનાં ઔષધ-દૈવવ્યપાશ્રય, યુક્તિવ્યપાશ્રય તથા સત્ત્વાવજયના ભેદથી કહેલ છે; તેઓનું સમુદાય સાથે જેઓ વ્યાખ્યાન કરી શકે છે; એ ત્રણ પ્રકારનો ઔષધનો સમુદાય આ તંત્રમાં પાંત્રીસ મૂળ તથા ફલ-

વૃક્ષરૂપે કહેલ છે; જેમાં સોળ મૂળવૃક્ષો છે અને ઓગણીસ ફળવૃક્ષો કહ્યાં છે, ત્યાંથી માંડીને ૭ ક્ષીર-ત્વગ્વૃક્ષો-સુધીના જે વિષયો આ શ્લોકસ્થાનના પ્રથમ અધ્યાયમાં કહેવાયા છે, તેઓનું જેઓ વ્યાખ્યાન કરી શકે છે; પછી બીજા અધ્યાયમાં કહેલ શિરોવિરેચન વગેરેનું તેઓ વ્યાખ્યાન કરી શકે છે; ત્રીજા અધ્યાયમાં કહેલા ઔષધસમુદાયનું તથા ચોથા અધ્યાયમાં કહેલાં છસો વિરેચન વગેરેનું તેઓ વ્યાખ્યાન કરી શકે છે; 'સ્વસ્થચતુષ્ક' નામના ચાર અધ્યાયમાં કહેલ ભોજન, પાન વગેરેનું પ્રવચન કરવામાં તેઓ કુશળ હોય છે; 'નિર્દેશચતુષ્ક' નામના ચાર અધ્યાયમાં કહેલ સોળ ગુણોવાળાં ઔષધોના તથા તેઓના નિશ્ચયના જ્ઞાનમાં; તેમ જ 'તિસ્રૈષણીય' અધ્યાયમાં કહેલા વિષયમાં અને 'વાતકલાકલીય' અધ્યાયમાં કહેલા વિષયના જ્ઞાનમાં તેઓ સંદેહરહિત થયા હોય છે; 'કલ્પનાચતુષ્ક' નામના ચાર અધ્યાયમાં કહેલાંની તેઓ વ્યવસ્થા કરનારા હોય છે અને સ્નેહ આદિ ઔષધ-ઉપચારમાં તેઓ કુશળ હોય છે; 'રોગચતુષ્ક' નામના ચાર અધ્યાયમાં કહેલ 'શિરોરોગ' આદિના સો વ્યાધિઓ સુધીના જ્ઞાનમાં તેઓ કુશળ હોય છે; 'યોજનાચતુષ્ક'માં કહેલ નિંદિત-અષ્ટક-અતિસ્થૂલ આદિના જ્ઞાનમાં તેઓ કુશળ હોય છે; 'અન્નપાનચતુષ્ક'માં કહેલ આહારવિધિના નિશ્ચય આદિ સહિત ઔષધસંગ્રહ સુધીના જ્ઞાનમાં તેઓ કુશળ હોય છે, તેમ જ આ (૨૯ મા) અધ્યાયમાં કહેલ દશ પ્રાણાશ્રયોના જ્ઞાનમાં તથા હવે પછીનો 'અર્થેદશમહામૂલીય' નામનો જે ૩૦ મો અધ્યાય હું કહીશ, તેમાં 'સમગ્ર' તંત્રનો ઉદ્દેશ તથા લક્ષણ જે કહેવાશે, તેમાં તેઓ કુશળ હોય છે; વળી તેઓ ગ્રહણ આદિમાં કુશળ હોય છે તથા સ્મરણ આદિમાં પણ કુશળ હોય છે; વળી પોતાના શીલગુણો સાથે વિસંવાદનો અભાવ હોવાના કારણે સર્વ પ્રાણીઓ તરફ માતા, પિતા, ભાઈ તથા બંધુની પેઠે મિત્રની મિત્રતા કરવામાં તે વૈદ્યો કુશળ હોય છે; તેથી તેઓ 'પ્રાણાભિસર'–પ્રાણોને લાવનારા કહેવાય છે.'

શ્રી ચક્રપાણિ તો અહીં કેવળ એ જ પદો વિષે આમ લખે છે; શરીરાભિનિર્વૃત્તિજ્ઞાન એટલે કે વીર્ય તથા રુધિરના સંયોગ આદિથી જે રીતે શરીર ઉત્પન્ન થાય છે, તે સંબંધી જ્ઞાન અહીં સમજવું છે; પ્રકૃતિ-વિકારનું જ્ઞાન તો સાંખ્યનીતિ પ્રમાણે શારીરમાં કહેવામાં આવશે.' ૭

### રોગાભિસર વૈદ્યોનાં લક્ષણો

अतो विपर्ययेण विपरीता रोगाणामभिसरा हन्तारः प्राणानां, भिषक्छद्मप्रतिच्छन्नाः कण्टकभूता लोकस्य प्रतिरूपकसधर्माणो राज्ञां प्रमादाच्चरन्ति राष्ट्राणि ॥ ८ ॥

ઉપર જણાવેલા–પ્રાણાભિસર વૈદ્યોથી વિપરીત લક્ષણો ધરાવતા વૈદ્યો રોગોને લાવનારા હોઈ 'રોગાભિસર' કહેવાય છે અને પ્રાણોનો નાશ કરનાર હોય છે; કારણ કે તેઓ વૈદ્યના બહાનાથી અતિશય ગુપ્ત કે ઢંકાયેલા હોય છે-કેવળ વૈદ્યોના વેશમાં રહેલા તે અજ્ઞાનીઓ ખરા વૈદ્ય હોતા જ નથી; પરંતુ લોકોને કાંટા જેવા હોય છે અને (ખોટા વૈદ્યનો) વિરુદ્ધ વેશ ધારણ કરનાર હોઈ તેઓના જેવા ધર્મવાળા હોય છે; અને રાજાઓના પ્રમાદને લીધે જ તેઓ દેશમાં ફરે છે. (એટલે રાજાઓને ખબર હોતી નથી કે, આ વૈદ્યો કેવળ વેશધારી કે ઢોંગી વૈદ્યો છે; નહિ તો રાજાઓના જાણવામાં આવતાં તેઓ અવશ્ય શિક્ષાપાત્ર જ ઠરે છે.) ૮

### રોગાભિસર વૈદ્યોને ઓળખવાનાં વિશેષ લક્ષણો

तेषामिदं विशेषविज्ञानं भवति–अत्यर्थं वैद्यवेषेण श्लाघमाना विशिखान्तरमनुचरन्ति कर्मलोभात्, श्रुत्वा च कस्यचिदातुर्यमभितः परिपतन्ति, संश्रवणे चास्यात्मनो वैद्यगुणानुच्चैर्वदन्ति, यश्चास्य वैद्यः प्रतिकर्म करोति तस्य च दोषान् मुहुर्मुहुरुदाहरन्ति, आतुरमित्राणि च प्रहर्षणोपजापोपसेवादिभिरिच्छन्त्यात्मीकर्तुं, स्वल्पेच्छतां चात्मनः ख्यापयन्ति, कर्म [illegible] पदेशमात्मनः कृत्वा, प्राकृतजनसन्निपाते चात्मनः कौशलमकुशलवद्वर्णयन्ति, अधीरवच्च धैर्यमपवदन्ति धीराणां, विद्वज्जनसन्निपातं चाभिसमीक्ष्य प्रतिभयमिव कान्तारमध्वगाः परिहरन्ति दूरात्, यश्चैषां कश्चित्सूत्रावयवो भवत्युपयुक्तस्तमप्रकृते प्रकृतान्तरे वा सततमुदाहरन्ति, न चानुयोगमिच्छन्त्यनुयोक्तुं वा मृत्योरिव चानुयोगादुद्विजन्ते, न चैषामाचार्यः शिष्यो वा सब्रह्मचारी वैवादिको वा कश्चित्प्रज्ञायत इति ॥ ९ ॥

એ રોગાભિસર વૈદ્યોને ઓળખવાનાં આ વિશેષ સાધનો છે; વૈદ્યનો વેશ ધારણ કરી પોતાની અત્યંત પ્રશંસા કરતા તે-રોગાભિસર વૈદ્યો,

પોતાની પાસે કોઈ રોગી ચિકિત્સાકર્મ કરાવે, એવી લાલચથી જુદી જુદી એક શેરીમાંથી બીજી શેરીમાં ફર્યા કરે છે; કોઈ માણસનો રોગ સાંભળીને ચારે બાજુથી તેની આસપાસ તેઓ ધસી જાય છે; અને તે રોગી જેમ સાંભળે તેમ પોતાના વૈદ્ય સંબંધી ગુણોને તેઓ મોટેથી કહી સંભળાવે છે; જે કોઈ વૈદ્ય એ રોગીની ચિકિત્સા કરતો હોય, તેના દોષોને તેઓ વારંવાર કહ્યા કરે છે; એ રોગીના જે મિત્રો હોય તેઓને હર્ષ ઉપજાવીને, તેઓના કાનમાં કંઈ કંઈ છાનાં–ફાટફૂટ કરાવનારાં વચનો કહીને તથા તેઓની સેવા–બરદાસ કરીને તે વૈદ્યો તેઓને વશ કરી પોતાના કરી લેવા ઇચ્છે છે; પોતાનું થોડું ઇચ્છનારપણું એટલે કે પોતે તો વૈદ્યકીય ચિકિત્સા માટે બહુ જ ઓછું ધન લેનારા છે, એમ પોતાની જાહેરાત કરે છે; કદાચ કોઈ રોગીનું ચિકિત્સાકર્મ કરવાનું હાથ લાગી જાય તો ચતુરાઈથી પોતાનું અજ્ઞાન ઢાંકવાની ઇચ્છા ધરાવીને તેઓ જાણે પોતે ખૂબ અનુભવી હોય તેમ વારંવાર (રોગીને) જુએ છે–તપાસે છે; પોતે જ્યારે રોગ મટાડવા અશક્ત બને છે, ત્યારે રોગીને જ યોગ્ય સાધન–સામગ્રીથી રહિત, પરિચારકો કે સેવા–બરદાસ કરનારાઓથી રહિત અને અજિતેંદ્રિય કે પોતાના આત્માને વશ નહિ રાખનાર તરીકે ઠરાવે છે; કદાચ (પોતે જેની ચિકિત્સા કરતા હોય) તે રોગી (પોતાની અવળી ચિકિત્સાથી જો) મરણ પામી જાય તો કંઈક બહાનું કાઢીને કે નામ વગેરે છૂપાં રાખીને તેઓ બીજા દેશમાં જતા રહે છે; જ્યાં પ્રાકૃત–મૂર્ખો લોકો એકઠા મળ્યા હોય ત્યાં અકુશળની પેઠે પોતાની જ કુશળતા કે હોશિયારીનું વર્ણન કર્યા કરે છે; ધૈર્યરહિતની પેઠે ધીર પુરુષોનાં ધૈર્યને કે પંડિતાઈને દૂષિત ઠરાવે છે; જેમ મુસાફરો ભયંકર જંગલનો દૂરથી જ ત્યાગ કરે છે, તેમ એ અજ્ઞાની વૈદ્યો વિદ્વાનોનાં સંમેલનો કે સમુદાયોને દૂરથી જ ત્યજી દે છે–જ્યાં વિદ્વાનો એકઠા થયા હોય, ત્યાં તેઓ બિલકુલ જતા જ નથી; એ ભિષક્છદ્મચર–અજ્ઞાની વૈદ્યોની કોઈક ચિકિત્સાનો અંશ, (ઘુણાક્ષર–ન્યાયથી) કદાચ કંઈક ઉપયોગી કે સફળ થયો હોય, એટલે કે તેઓની ચિકિત્સાથી જો કોઈને કંઈક આરોગ્ય કે નીરોગીપણું પ્રાપ્ત થયું હોય, તો જ્યાં તે સંબંધે કોઈ પ્રસંગ જ ન નીકળ્યો હોય અથવા તેવો કોઈ પ્રસંગ જો નીકળ્યો હોય તો તેની વચ્ચે જ તેઓ પોતાની જ કુશળતા નિરંતર કહ્યા કરે છે કે, 'અમે અમુક અમુક સ્થળે ચિકિત્સા કરીને અમુક અમુક રોગીઓને સાજા કર્યા છે' વગેરે; તેઓ બીજાઓના પ્રશ્નની ઇચ્છા જ ધરાવતા નથી; અથવા પોતે બીજાઓને કંઈ પૂછવા ઇચ્છતા જ નથી; (કેવળ પોતાની જ પ્રશંસા કહ્યા કરે છે.) જેમ મૃત્યુથી માણસ ડરે છે, તેમ તેઓ (ચિકિત્સા વિષેના કે વૈદ્ય વિજ્ઞાન વિશેના) પ્રશ્નથી ડર્યા કરે છે; એવા રોગાભિસર (ઢોંગી) વૈદ્યોનો કોઈ આચાર્ય કે ગુરુ હોતો નથી, કોઈ શિષ્ય, સહાધ્યાયી કે તેઓની સાથે વાદ–વિવાદ ચલાવનાર પણ કોઈ જણાતો નથી. ૯

### એવા રોગાભિસરોનો દૂરથી ત્યાગ કરવો

भिषक्छद्म प्रविश्यैवं व्याधितांस्तर्कयन्ति ये ।
वीतंसमिव संश्रित्य वने शाकुनिका द्विजान् ॥१०॥
श्रुतदृष्टक्रियाकालमात्राज्ञानबहिष्कृताः ।
वर्जनीया हि ते मृत्योश्चरन्त्यनुचरा भुवि ॥ ११ ॥

એમ જેઓ ગુરુમુખથી શાસ્ત્રશ્રવણ, પ્રત્યક્ષ ચિકિત્સાકર્મનું દર્શન, પોતાથી કરાતી (અનુભૂત) ચિકિત્સાક્રિયા, કાલ તથા માત્રાજ્ઞાનથી જેઓ રહિત હોય, છતાં વૈદ્યના વેશ કે ઢોંગમાં પ્રવેશીને અથવા વૈદ્ય તરીકેનું બહાનું કરી રોગીઓને ઠગે છે; જેમ શિકારીઓ વનમાં પક્ષીઓને બાંધવાની જાળનો આશ્રય કરી પક્ષીઓને ઠગે છે તેવું જ વર્તન તેઓ કરી રહ્યા છે; તેઓ મૃત્યુના જાણે અનુચરો કે યમદૂતો હોય, તેમ પૃથ્વી પર ફર્યા કરે છે, માટે તેઓનો અવશ્ય ત્યાગ જ કરવો યોગ્ય છે. ૧૦,૧૧

અહીં 'क्रिया' શબ્દથી પોતે કરાતું અનુષ્ઠાન કે ચિકિત્સાક્રિયા સમજાય છે; 'काल' શબ્દથી નિત્યગામી કાળ તથા અવસ્થા કે ઉંમરને લગતો કાળ જણાવે છે; 'માત્રાજ્ઞાન' એ શાસ્ત્રજન્ય શ્રુતાદિજ્ઞાન લેવાય છે; એ બધાથી જેઓ રહિત હોય; છતાં વૈદ્યના ઢોંગમાં

પ્રવેશ કરી વૈદ્યના કપટથી જેઓ ઢંકાયેલા હોય છે, તેવા-મિષક્છદ્મચર કે રોગાભિસર વૈદ્યો રોગીઓને મોહિત કરે છે-મોહ ઉપજાવે છે; તેમાં દૃષ્ટાંત આપે છે કે જેમ પક્ષીઘાતી પારધિઓ વનમાં પક્ષીઓનું બંધન-સાધન જાળ તથા વાગુરા (મૃગબન્ધની) આદિનો આશ્રય કરી પક્ષીઓને મોહ પમાડે છે તેમ; એવા પ્રકારના વૈદ્યોનો ત્યાગ કરવો જોઈએ; કારણ કે તેઓ મૃત્યુના અનુચર કે યમદૂતોના જેવા હોઈ પૃથ્વી પર ફરે છે.

શ્રી ગંગાધર પણ લગભગ આમ જ સમજાવે છે: વૈદ્યનો વેશ ધારણ કરી જે વૈદ્યો રોગીઓની શોધમાં ફરે છે; જેમ પક્ષીઘાતી પારધિઓ, વનમાં પક્ષીબંધન કે પક્ષીઓને પકડવાની જાળ કે સપ્તનલિકાને લઈને પક્ષીઓની શોધ કર્યા કરે છે, તેમ જેઓ વૈદ્યનું કપટ કે બહાનું ધારણ કરી ઉપર કહ્યા પ્રમાણે રોગીઓને શોધ્યા કરે છે; તેવા વૈદ્યો શાસ્ત્રજ્ઞાન આદિથી રહિત હોઈને સમગ્ર લોકોએ ત્યજવા જેવા છે; કારણ કે તેઓ શાસ્ત્રાદિથી રહિત હોય છે; એટલે કે તેઓએ ગુરુના મુખથી ચિકિત્સાશાસ્ત્ર સાંભળ્યું હોતું નથી; તેમ જ ચિકિત્સાની ક્રિયા જોયેલી હોતી નથી; ઔષધોના પ્રયોગ-કાળના જ્ઞાનમાં માત્રાનું કે સ્થાનનું પણ તેઓને જ્ઞાન હોતું નથી; એ બધાથી રહિત હોવાના કારણે તેઓ ત્યજી દેવા યોગ્ય છે; કારણ કે તેવા પ્રકારનાં શાસ્ત્ર આદિથી તેઓ રહિત હોય છે તેથી એવા વૈદ્યો મૃત્યુના અનુચર યમદૂતો જેવા હોઈને આ પૃથ્વી પર ફરે છે. ૧૦,૧૧

### એ રોગાભિસરો સર્પો જેવા ભયંકર છે

वृत्तिहेतोर्भिषड्मानपूर्णान् मूर्खविशारदान् ।
वर्जयेदातुरो विद्वान् सर्पास्ते पीतमारुताः ॥ १२ ॥

જેઓ આજીવિકા માટે વૈદ્ય તરીકેના અભિમાનથી પૂર્ણ હોય છે, અને મૂર્ખોના જ વિશારદ અથવા મૂર્ખાઓમાં જ ઉત્તમ પંડિત ગણાય છે, તેવા એ અજ્ઞાની વૈદ્યોનો વિદ્વાન-સમજુ રોગીએ અવશ્ય ત્યાગ કરવો જોઈએ; કેમ કે તે વૈદ્યો, જેઓએ વાયુ પીધો હોય, તેવા (બળવાન) સર્પો જેવા જ (તત્કાળ પ્રાણઘાતક) હોય છે. ૧૨

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'કેવળ વૃત્તિના કારણે કે ધનના હેતુથી જ તે અજ્ઞાની વૈદ્યો વૈદ્ય તરીકેના અભિમાનથી પૂર્ણ હોય છે; અને 'મુગ્ધવિશારદાः' એવો પાઠ રાખીએ તો આવો અર્થ થાય કે કેવળ પોતાના મોઢે જ પોતાની પંડિતાઈને જાહેર કરતા અને જાણે વિદ્વાન હોય તેમ અનેક પ્રકારના આલાપો કે ભાષણોને કર્યા કરતા તે વૈદ્યો દેશોમાં ફર્યા કરે છે; પરંતુ રોગીઓના પ્રાણાભિસરણ કે પ્રાણોને પાછા આણી આપવા તેઓ દેશોમાં ફરતા નથી; માટે વિદ્વાન સમજુ રોગીએ તેવા અજ્ઞાની વૈદ્યોનો ત્યાગ કરવો જોઈએ; કેમ કે તેઓ વાયુ પીધેલા સર્પો જેવા ભયંકર હોઈ તત્કાળ પ્રાણઘાતી હોય છે; તેઓ ચન્ચોદર હોય છે કે ખાલી પેટવાળા ભૂખ્યા હોઈ કેવળ ધનના જ લોભી કે લાલચુ હોય છે; તેથી રોગીનું કલ્યાણ કે અકલ્યાણ તેઓ જોતા નથી, એમ મિષક્છદ્મચરનો જ એક ભેદ સિદ્ધસાધિત છે, એવું સૂચન કરી તે વૈદ્યોને અહીં અલગ કહ્યા નથી.' ૧૨

### પ્રાણાભિસાર વૈદ્યોને નમસ્કાર હો

ये तु शास्त्रविदो दक्षाः शुचयः कर्मकोविदाः ।
जितहस्ता जितात्मानस्तेभ्यो नित्यं कृतं नमः ॥१३॥

જેઓ શાસ્ત્રને જાણતા હોય, દક્ષ કે ક્રિયા-ચતુર હોય, પવિત્ર તથા ચિકિત્સાકર્મને જોઈને તેમાં વિદ્વાન બન્યા હોય, જેઓએ હાથને જીત્યો હોય કે ક્રિયા કરતી વખતે જેઓના હાથ વ્યવસ્થિત કામ કરતા હોય એટલે જેઓએ હાથ ઉપર કાબૂ મેળવ્યો હોય-તેવા જિતહસ્ત અને જિતાત્મા-જિતેન્દ્રિય (પ્રાણાભિસર) વૈદ્યોને વિદ્વાનોએ નિત્ય નમસ્કાર કર્યો છે એટલે તેઓ જ વંદનને યોગ્ય હોઈ સેવવા યોગ્ય છે. ૧૩

### આ અધ્યાયના વિષયોનો સંક્ષેપ

दशप्राणायतनिके श्लोकस्थानार्थसंग्रहः ।
द्विविधा भिषजश्चोक्ताः प्राणस्यायतनानि च ॥१४॥

'દશપ્રાણાયતનિક' નામના આ અધ્યાયમાં શ્લોકસ્થાનના વિષયોનો સંગ્રહ કે સંક્ષેપ કહ્યો છે; તેમ જ બે પ્રકારના વૈદ્યો તથા પ્રાણોનાં આયતનો કે આશ્રયસ્થાનો પણ કહ્યાં છે. ૧૪

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિશે 'દશપ્રાણાયતનીય' નામનો ૨૯મો અધ્યાય સમાપ્ત

## अर्थेदशमहामूलीय–अध्याय ३०मो

### મંગલાચરણ અને પ્રારંભ

अथातोऽर्थेदशमहामूलीयमध्यायं व्याख्यास्यामः।
इति ह स्माह भगवानात्रेयः ॥ १ ॥

તે પછી શિષ્યોને આયુર્વેદ વિષે વધુ જાણવાની ઇચ્છા થઈ અને તે શિષ્યોને આયુર્વેદ વિષે વધુ ઉપદેશ આપવાના અધિકારી પણ જાણ્યા, તે પછી 'અથ' એ માંગલિક શબ્દ ઉચ્ચારીને 'હવે અમે અર્થેદશમહામૂલીય' નામનો (૩૦મો) અધ્યાય કહીશું' એમ (છ ઐશ્વર્યસંપન્ન) ભગવાન આત્રેયે (પોતાના તે શિષ્યોને) કહ્યું. ૧

હવે સમગ્ર તંત્રનો સંગ્રહ કરવા બાકી રહેલો 'અર્થે-દશમહામૂલીય' નામનો અધ્યાય શરૂ કરવામાં આવે છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ નામની પોતાની ટીકામાં અહીં આવી શરૂઆત જણાવે છે: પ્રાણોનાં દશ આશ્રય-સ્થાનોમાંથી હૃદયનું મુખ્યપણું કહેવા માટે તેમ જ 'यं च वक्ष्यामि अर्थेदशमहामूलीयं त्रिंशत्तममध्यायं तत्र च कृत्स्नतन्त्रोद्देशलक्षणस्य –અર્થેદશમહામૂલીય નામનો ૩૦ મો અધ્યાય હું કહીશ અને તેમાં સમગ્ર તંત્રનો ઉદ્દેશ તથા લક્ષણ કહીશ' એમ જે પૂર્વાધ્યાયના ૮મા સૂત્રમાં કહ્યું હતું, તેનો ઉદ્દેશ કરવા માટે 'અર્થેદશમહામૂલીય' નામનો અધ્યાય હવે શરૂ કરે છે. આ અધ્યાયનું આવું નામ રાખવામાં કારણ આ છે: 'अस्य अध्यायस्य आदिवाक्यम् 'अर्थे दश महामूलाः' इति अधिकृत्य कृतोऽध्याय इति अर्थेदशमहामूलीय'–આ અધ્યાયના આરંભમાં નીચેના બીજા શ્લોકમાં પ્રથમ જ શરૂઆતમાં આદિ વાક્ય–'अर्थे दश महामूलाः' એમ મૂકીને આ અધ્યાય શરૂ કરાયો છે, તેથી આ અધ્યાય 'અર્થેદશમહામૂલીય' એ નામે કહેવાય છે.

શ્રી ચક્રપાણિ અહીં આવી શરૂઆત જણાવે છે: 'હવે છેલ્લો અધ્યાય લખી સૂત્રસ્થાન સમાપ્ત કરી આ છેલ્લા અધ્યાયમાં સમગ્ર આયુર્વેદનો સંગ્રહ કહેવા 'અર્થેદશ-મહામૂલીય' નામનો આ છેલ્લો અધ્યાય કહેવામાં આવે છે. અહીં 'अधिकृत्य कृते ग्रन्थे' એ વ્યાકરણસૂત્રની અનુવૃત્તિ ચાલુ રહેતાં 'अध्यायानुवाकयोर्लुक्'–એ સૂત્રથી 'છ' પ્રત્યય થયો છે. ૧

### હૃદયનું તથા ત્યાંની દશ શિરાઓનું પ્રાધાન્ય

अर्थे दश महामूलाः समासक्ता महाफलाः।
महच्चार्थश्च हृदयं पर्यायैरुच्यते बुधैः ॥ २ ॥

જેઓનું મૂળ હૃદય છે અને જેઓનું ફળ મોટું છે, એવી દશ શિરાઓ હૃદયમાં લાગેલી છે. વિદ્વાનો મહત્, અર્થ તથા હૃદયને હૃદયના પર્યાયો કહે છે. ૨

યોગીન્દ્રનાથ સેન અહીં આવી સ્પષ્ટતા કરે છે; પ્રથમ તો દેહની રક્ષા માટે તેના મૂળભૂત હૃદયનું તથા એ હૃદયનો આશ્રય કરી રહેલ દશ શિરાઓનું અને ઓજસનું પ્રાધાન્ય દર્શાવવા અહીં આમ કહે છે: હૃદયમાં લાગી રહેલી દસ શિરાઓનું મૂળ તે હૃદય છે– 'महत्–हृदयं मूलं यासां ताः' તેમ જ 'महत् फलम् ओजोवहनरूपं यासां ताः'–ઓજસને વહન કરવારૂપ જેઓનું ફળ મોટું છે, એવી દશ શિરાઓ હૃદયમાં લાગેલી છે; એ દશ મૂળ શિરાઓ છે. તેઓ હૃદયમાં લાગેલી હોઈ સર્વ અંગોમાં તથા પ્રત્યંગોમાં ઓજસને લઈ જાય છે; શરીરની ચેષ્ટા પણ તે શિરાઓમાં જ બંધાયેલી છે કે જોડાયેલી છે; વળી એ શિરાઓ ઉપર, નીચે તથા આડીઅવળી પ્રસરેલી હોઈને વૃક્ષનાં પાંદડાંમાં રહેલી નસોની પેઠે ક્રમશઃ ભેદ પામતી સાતસોની સંખ્યાએ પહોંચે છે. અહીં જણાવેલા મહત્ અને અર્થ–એ બન્ને શબ્દો હૃદયના પર્યાયો છે, એમ આ શ્લોકના ઉત્તરાર્ધમાં સૂચવે છે કે વિદ્વાનો 'મહત્, અર્થ અને हृदयं' એ ત્રણને હૃદયના પર્યાયો કે એકાર્થવાચી શબ્દો કહે છે. આ સંબંધે ભેલ પણ સૂત્રસ્થાનના ૨૦મા અધ્યાયમાં આમ કહે છે: 'अर्थं इत्याह हृदयं तस्मिन् धमनयो दश। ऊर्ध्वं चतस्रो द्वे तिर्यक् चतस्रश्चाप्यधः क्रमात्। ताभ्यो मूलशिराभ्यश्च भिद्यन्ते नैकधा शिराः–'અર્થ' એ હૃદયનો જ પર્યાય છે–હૃદયવાચી શબ્દ છે, એમ વિદ્વાનો કહે છે; એ હૃદયમાં દશ ધમનીઓ (નામની નાડીઓ) છે; તેમાંની ચાર ઉપર, બે આડી અને ચાર નીચે પણ અનુક્રમે પ્રસરેલી છે; એ મૂળ શિરાઓમાંથી અનેક પ્રકારની શિરાઓ ભેદ પામે છે અને આખાયે શરીરમાં પ્રસરે છે.'

શ્રી ગંગાધર અહીં જલ્પકલ્પતરુ ટીકામાં આમ સમજાવે છે: 'હૃદયમાં દશ શિરાઓ લાગેલી છે; તેઓ કેવી રીતે લાગેલી છે? 'महामूलाः' महति हृदये मूलानि यासां ताः'–જેઓનાં મૂળિયાં હૃદયમાં રહેલાં છે અને 'महाफलाः' महत्पदेन हृदयं तात्स्थ्यादोजश्चोच्यते, महत् ओजः फलन्तीति महाफलाः–મહત્ એટલે 'હૃદય' કહેવાય છે અને તે હૃદયમાં રહેતું ઓજસ પણ 'મહત્' શબ્દથી લેવાય છે; એટલે ઓજસને જેઓ ફળે છે કે ફળરૂપે ઉત્પન્ન કરે છે, તેથી એ દશે શિરાઓ 'महाफलाः' પણ કહેવાય છે. હવે આ શ્લોકના ઉત્તરાર્ધનું અહીં

આમ વ્યાખ્યાન કરે છે કે વિદ્વાનો 'મહત્ તથા અર્થ' શબ્દોને હૃદયના પર્યાયો કહે છે.' ૨

### હૃદયની સર્વ કરતાં શ્રેષ્ઠતા

षडङ्गमङ्गं विज्ञानमिन्द्रियाण्यर्थपञ्चकम् ।
आत्मा च सगुणश्चेतश्चिन्त्यं च हृदि संश्रितम् ॥३॥

**છ અંગો, આખું શરીર, વિજ્ઞાન-બુદ્ધિ, ઇંદ્રિયો, પાંચ વિષયો, આત્મા, તેના ગુણો, ચિત્ત અને તે ચિત્તનો વિષય-ચિન્ત્ય, એ સર્વ હૃદય વિષે આશ્રય કરી રહેલ છે. ૩**

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: મસ્તક, ગ્રીવા-ડોક, અંતરની આધિ બે અને બે સાથળ, એમ ૭ અંગો, આખુંયે અંગ 'શરીર;' કારણ કે અષ્ટાંગસંગ્રહના શારીરસ્થાનના પાંચમા અધ્યાયમાં કહ્યું છે કે, 'सकल शरीरमङ्गमित्युच्यते'-આખાયે શરીરને 'અંગ' કહેવામાં આવે છે. ચક્ષુ આદિ પાંચ ઇંદ્રિયો, રૂપાદિ પાંચ વિષયો, ઇચ્છા-દ્વેષ આદિ પોતાના ગુણો સહિત આત્મા-ચેતના ધાતુ એટલે કે આત્મા તથા તેના ગુણો. ચિત્ત અને ચિંત્ય આદિ મનનો વિષય, એ બધુ હૃદય વિષે આશ્રય કરીને રહેલ છે: આમાં ૭ અંગોને જે હૃદયાશ્રિત કહ્યા છે, તેમા કારણ આ છે કે તેઓની સંપૂર્ણ ઉત્પત્તિ હૃદયપૂર્વક જ થાય છે; અર્થાત્ પ્રથમ હૃદયની ઉત્પત્તિ થયા પછી જ તે ૭ અંગોની ઉત્પત્તિ થાય છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ વધુ સમજાવે છે: 'અહીં 'अङ्ग' શબ્દ ઉપરથી આખુંયે શરીર તથા તેના અવયવો લેવાય છે; વિજ્ઞાન શબ્દથી જ્ઞાન લેવાય છે; ઇંદ્રિયો દશ અને તેઓના વિષયો-શબ્દાદિ પાંચ લેવાય છે; એ વિષયોનાં આશ્રિત પાંચ મહાભૂતોરૂપી ઉપાધિવાળો ભૂતાત્મા બે પ્રકારનો લેવાય છે; તેમાંનો 'તૈજસ' આત્મા સ્વપ્નમાં સ્થિતિવાળો, અંતરની પ્રજ્ઞાવાળો તથા ઓગણીસ મુખોવાળો હોય છે; એ જ પ્રમાણે સાત અંગોવાળો, ઓગણીસ મુખોવાળો, બહારની પ્રજ્ઞાવાળો તથા જાગ્રતમાં સ્થિતિવાળો 'વૈશ્વાનર' આત્મા કહેવાય છે; સુષુપ્તિમાં સ્થિતિવાળો અને ચિત્ત તરફ મુખવાળો 'પ્રાજ્ઞ' આત્મા, જીવાત્મા તથા મહત્તત્ત્વરૂપ ઉપાધિવાળો હોય છે અને ચોથો 'પરમાત્મા' શિવ છે; એમ જે ચતુષ્પાદ કહેવાય છે તે જ આત્મા સગુણ છે; એ આત્માના ગુણો-ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, પ્રયત્ન, ચેતન, ધૃતિ, બુદ્ધિ, સ્મૃતિ તથા અહંકાર નામે છે; એ ગુણો સહિત આત્મા, ચિત્ત એટલે સત્ત્વસંજ્ઞાધારી મન અને તે ચિત્ત વડે જે કંઈ ચિંતવવાને શક્ય કે ચિંત્ય છે, તે બધું હૃદયમાં રહેલ છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'હૃદય એ સર્વ કરતાં શ્રેષ્ઠ છે, એમ દર્શાવવાનો આ શ્લોકમાં અભિપ્રાય છે; ૭ અંગો-બે બાહુ, બે જંઘા, મસ્તક તથા અંતરાધિરૂપે કહેવાય છે. એ ૭ અંગો સિવાયનું જે અંગ છે, તે સમુદાયરૂપ અથવા અવયવીરૂપ હોઈને આખું શરીર કહેવાય છે; 'અંગ' એમ કહેવું જોઈએ. છતાં તેને જે 'ષડંગ' વિશેષણ અપાયું છે, તે છયે અંગો હૃદયાશ્રિત છે, એવું પ્રતિપાદન કરવા માટે છે; અથવા 'અંગ' શબ્દ અવયવવાચીનો નિષેધ કરવા માટે છે; વિજ્ઞાન એટલે બુદ્ધિ; એ તો 'आत्मा च सगुण.' એ વચન ઉપરથી જ આત્માના ગુણ તરીકે મળી રહે છે, છતાં તેને ફરી અલગ કહી બતાવેલ છે, તેથી આત્માના ગુણોમાં તે બુદ્ધિરૂપ વિજ્ઞાનનું જ પ્રાધાન્ય છે, એમ જણાવેલ છે; આ સંબંધે વચન પણ મળે છે કે, 'सुखं समग्रं विज्ञानं विसर्गे च प्रतिष्ठितम्'-સમગ્ર સુખ એ વિજ્ઞાન છે, અને તે વિસર્ગમાં રહેલ છે. ઇંદ્રિયો-ચક્ષુરાદિ, પાંચ વિષયો શબ્દાદિ અને ગુણયુક્ત આત્મા એટલે કે સુખાદિ ગુણોથી યુક્ત આત્મા કહેલ છે; 'ચિત્ત' શબ્દથી મન લેવાય છે અને 'ચિન્ત્ય' તરીકે મનનો વિષય ગ્રહણ કરાય છે. આ ષડંગ તથા વિજ્ઞાન વગેરેનો શ્રુતિમાં પણ પ્રત્યેકનો અલગ અલગ પાઠ છે અને તે પ્રત્યેક ઉપાદેય અથવા ગ્રહણ કરવા યોગ્ય તરીકે છે, એ જ કારણે તેઓનું અહીં પણ ગ્રહણ કરેલ છે: આ ઉપરથી આવી કલ્પના ન કરવી કે આમાંનું કોઈ પણ અર્થ ઉપરથી મળતું હોય તેનું ગ્રહણ ન કરવું જોઈએ; કેમ કે જે અર્થ, અર્થ ઉપરથી મળેલો હોય, તેને સાક્ષાત્ નહિ કહેવાથી તે અપ્રધાન થાય છે. ૩

### ઉપર્યુક્ત વિષયનું દૃષ્ટાંત દ્વારા કથન

प्रतिष्ठार्थं हि भावानामेषां हृदयमिष्यते ।
गोपानसीनामागारकर्णिकेवार्थचिन्तकैः ॥४॥

**જેમ ગોપાનસીઓ કે ઘરના આચ્છાદન-છાપરાંનાં વાંકાં લાકડાંઓ કે વળીઓને પ્રતિષ્ઠા કે આધાર તરીકે ટકાવી રાખવા માટે એક 'આગારકર્ણિકા' એટલે આડસર ખાસ રાખવામાં આવે છે, પ્રમાણે ઉપર્યુક્ત એ (ષડંગાદિ) ભાવોની પ્રતિષ્ઠા તે જ કે આધાર માટે અર્થચિંતકો (એટલે શરીરના પ્રત્યેક પદાર્થોના કે હૃદયના વિચારકો) હૃદયને ખાસ (મુખ્ય તરીકે) માને છે. ૪**

યોગીન્દ્રનાથ સેન આ શ્લોકના પ્રત્યેક પદોને આમ સમજાવે છે: 'પ્રત્યેક પદાર્થોનું વિવેચન કરી નિશ્ચય

કરનારા વિદ્વાનોને અહીં 'अर्थचिन्तका:' કહ્યા છે; તેવા વિદ્વાનો હૃદયને પૂર્વોક્ત ભાવો કે શરીરના અવયવોરૂપ પદાર્થોની પ્રતિષ્ઠા માટે કે સ્થિતિ માટે જરૂરી માને છે; જેમ દાખલા તરીકે ગોપાનસીઓની પ્રતિષ્ઠા માટે એક 'આગારકર્ણિકા' રાખેલી હોય છે; અહીં કહેલ આ 'ગોપાનસી'નો અર્થ અમરકોષમાં આમ મળે છે. 'गोपानसी तु वलभी च्छादने वक्रदारुणि'–ઘરનાં છાપરાંમાં જે વાંકું લાકડું રખાય છે, તે 'ગોપાનસી' (વળી) કહેવાય છે. (આ ગોપાનસીના ગુજરાતી પર્યાય ભારોટિયું, પીઢિયું કે વળી કહેવાય છે. આ ગોપાનસીનો અંગ્રેજી પર્યાય 'રાફ્ટર' મળે છે અને આગારકર્ણિકાનો અંગ્રેજી પર્યાય 'બીમ' મળે છે) એ ગોપાનસીઓ કે વળીઓના પણ આધાર માટે એક મોટી 'આગારકર્ણિકા' કે મોટું 'આડસર' કે 'પાટડી' કહેવાય છે; એના આધારે વળીયો કે પીઢિયાં રહે છે; તે જ પ્રમાણે હૃદયના આધારે ઉપર્યુક્ત ષડંગાદિ અવયવો રહે છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'ઉપર જણાવેલ ષડંગાદિ ભાવોની કે અવયવોની પ્રતિષ્ઠા માટે એટલે કે બરાબર નિયમિત સ્થિતિ કે જાળવણી માટે અર્થચિન્તકો અથવા શરીરના પદાર્થોના વિચારકો, હૃદયને ખાસ આધાર તરીકે માને છે. અહીં પ્રશ્ન થાય છે કે, એ હૃદયાશ્રિત પદાર્થોની હૃદયમાં સ્થિતિ કઈ રીતે સંભવે છે? તે વિચારવા જેવું છે. મનથી માંડી સુમેરુ સુધીનું આખુંયે જગત મોટામાં મોટું અથવા નાનામાં નાનું છે; તેમાં હૃદય તો બે આંગળના પ્રમાણનું છે; તેના આધારે ઉપર્યુક્ત ભાવો કઈ રીતે સ્થિતિ કરે છે? આ વિષે દૃષ્ટાન્ત દ્વારા તેઓની હૃદય વિષેની પ્રતિષ્ઠાનો પ્રકાર કહે છે: જેમ ગોપાનસીઓની પ્રતિષ્ઠા કે આધાર માટે એક 'આગાર કર્ણિકા' રાખવામાં આવે છે; અહીં 'ગોપાનસી'નો અર્થ, ઘરના આચ્છાદન કે છાપરાંના અવયવ તરીકેનાં વાંકાં લાકડાં (પીઢિયાં કે વળીઓ) લેવાય છે; તે વાંકાં લાકડાંઓના મૂળ ભાગો, ઘરના મધ્યભાગમાં કે બરાબર મોભના સ્થળે જે એક આડસર કે મોટો પાટડો રખાય છે, તેમાં બરાબર બાંધેલાં કે જડી દઈને ગોઠવેલાં હોય છે; એ આડસર કે પાટડો અહીં 'આગારકર્ણિકા' શબ્દથી જણાવેલ છે; તે જ પ્રમાણે ગોપાસનીઓના જેવાં ઉપર્યુક્ત ષડંગાદિ અવયવોને હૃદયમાં જોડી દેવામાં આવ્યાં છે; એ રીતે તેઓ હૃદયના આશ્રયે કે હૃદયમાં રહેલાં છે; હૃદય સાથે તેઓ જોડાયાં છે. એટલે કે હૃદયનું લક્ષ્ય કરીને રહ્યાં છે; એ જ પ્રમાણે બહારના ચિન્તનીય વિષયો ચિન્તનને યોગ્ય તરીકે હૃદયમાં વર્તે છે, પરંતુ સ્વરૂપમૂર્તિથી તેઓ હૃદયમાં રહેલ નથી; કારણ કે આધારઆધાર્યભાવે તેઓનો આશ્રય હોતો જ નથી.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'ઉપર્યુક્ત ષડંગાદિ ભાવો હૃદયના આશ્રયે કઈ રીતે રહ્યા છે? 'हृदयं द्व्यङ्गुलं च'–હૃદય તો બે આંગળનું છે, એમ પાછળ કહેવાશે. આખુંયે અંગ તો ષડંગોના આશ્રયે રહેલું છે. ઇંદ્રિયો પણ પોતાના આશ્રય ચક્ષુ આદિ ગોલકોમાં રહ્યાં છે; બધા અર્થો કે વિષયો બાહ્ય દ્રવ્યોનો આશ્રય કરી રહ્યા છે; આત્મા તો અનાશ્રય છે; તેને કોઈનો આશ્રય જ હોતો નથી; કેમ કે તે વ્યાપક છે; આત્માનો–ગુણ વિજ્ઞાન તો આત્માના જ આશ્રયે રહેલ છે; મન પણ આશ્રય રહિત કોઈ આત્મામાં જ રહેલ છે; અને ચિન્તનીય કે ધ્યાન કરવા યોગ્ય ચિત્તનો વિષય પણ હૃદયમાં હોઈ શકે નહિ; એવી અહીં કોઈને શંકા થાય, તો તેનું અહીં મૂળમાં સમાધાન આપે છે; એ ષડંગાદિ ભાવોની પ્રતિષ્ઠા કે સ્થિતિ માટે હૃદય મનાય છે. અહીં 'प्रतिष्ठा' શબ્દનો અર્થ, 'कार्यकारण–अविरोधेन अवस्थानम्'–કાર્ય-કારણના વિરોધ વિના સ્થિતિ હોવી તે છે; આમ આ ષડંગાદિ ભાવોની પ્રતિષ્ઠા કે સ્થિતિ હૃદય મનાય છે; એટલે કે એ ષડંગાદિ ભાવોની સ્થિતિનું કારણ હૃદય ગણાય છે; આ વિષે અહીં દૃષ્ટાંત આપે છે: જેમ ગોપાનસીઓની સ્થિતિ માટે આગારકર્ણિકા રખાય છે; તેમાં 'गोपानस्यो गृहाच्छादनाधारकाष्ठानि'–ગોપાનસીઓ એટલે કે ઘરનાં આચ્છાદન કે છાપરાનાં આધારભૂત કાષ્ઠો (ભારોટિયાં કે પીઢિયાં) કહેવાય છે; અને 'आगारकर्णिका गृहाच्छादन-मध्ये गृहाच्छादनकाष्ठनिबन्धनी लोके 'आडक्कम्' इत्युच्यते'–આગારકર્ણિકા એટલે કે ઘરના છાપરાના મધ્યભાગમાં ઘરનાં છાપરાંનાં લાકડાંઓને ટકવી રાખનાર જે આડસર હોય તે કહેવાય છે; એમ અર્થચિંતકો કે હૃદયના વિચારકો માને છે; આ ઉપરથી અહીં આમ સમજવાનું છે કે ઉપર્યુક્ત ષડંગાદિભાવો હૃદયાશ્રિત છે; પરંતુ આધાર–આધેય ભાવે તેઓ હૃદયાશ્રિત નથી; પરંતુ અન્વયવ્યતિરેકનો અનુસાર તેઓ હૃદયાશ્રિત છે, એમ અહીં દર્શાવ્યું છે; એટલે હૃદય જો પ્રકૃતિસ્થ કે સ્વસ્થ હોય છે, તો તેઓ પ્રકૃતિસ્થ કે સ્વસ્થ હોય છે; પરંતુ હૃદયનો ઉપઘાત થતાં તે ષડંગાદિનો પણ ઉપઘાત થઈ જાય છે; જો કે આત્મા, વિજ્ઞાન તથા મન તો આધાર–આધેય ભાવે પણ હૃદયાશ્રિત છે, એમ ઘણી મુશ્કેલીએ પણ કહી શકાય છે; તોપણ તેઓ સર્વવ્યાપક હોવાથી તેઓનો આધારાધેયભાવ સ્વીકારી શકાય તેમ નથી; એમ કદાચ કોઈ કહે તો તે

ઠીક નથી; કેમ કે અહીં જે 'આત્મા' કહેલ છે, તે જે સંસારી હોઈને 'ભોગાયતન' તરીકે ઇષ્ટ છે, તે તો હૃદયપ્રદેશમાં જ સુખદુઃખાદિનો અનુભવ થતો હોવાથી ત્યાં જ રહેલો ઘટી શકે છે, એમ અનુભવથી સિદ્ધ થાય છે; તેથી એ આત્મા જાણે હૃદયાશ્રિત હોય, એમ લાગે છે; છતાં લગભગ તે હૃદયમાં જ રહે છે; કારણ કે મનની ક્રિયાનો ઉપરામ થાય છે, ત્યારે તે મન પણ હૃદયમાં જ રહે છે; તેજ પ્રમાણે અધ્યયન કરતી વેળા અને યોગ-સાધનાસમયે પણ મન હૃદયમાં જ રહ્યું હોય છે; એ જ કારણે કહ્યું પણ છે કે 'आत्मस्थे मनसि स्थिरे'–આત્મામાં રહેલું મન સ્થિર હોય છે, ત્યારે બધું પ્રકાશે છે; આ ઉપરથી એમ નક્કી થાય છે કે આત્મામાં રહેલા મનની સ્થિરતા હૃદયમાં જ જણાય છે; એ જ પ્રમાણે જ્ઞાન, સુખ તથા દુઃખ પણ હૃદયમાં રહેલાં જણાય છે. આ જ કારણે જ્યારે અતિશય ચિંતન કરવામાં આવે છે અને દુઃખનો જ્યારે આવેશ થાય છે, ત્યારે હૃદય જ પીડાય છે, બીજું કોઈ પણ અંગ પીડાતું નથી. જો આત્મા વ્યાપક છે, તેનામાં આશ્રય–આશ્રયિભાવ સિદ્ધ કરવાની અહીં જરૂર જ નથી; અહીં તો જે આત્મા સંસારી છે, તેને જ હૃદયાશ્રિત કહેવામાં આવે છે; કેમ કે હૃદયના નાશથી તેનો જ નાશ થતો અનુભવાય છે; એ ભાવ છે.' ૪

### હૃદયનો જ પ્રધાનતાનું વધુ પ્રદર્શન

तस्योपघातान्मूर्च्छायं भेदान्मरणमृच्छति ।
यद्धि तत्स्पर्शविज्ञानं धारि तत्तत्र संश्रितम् ॥ ५ ॥
तत्परस्यौजसः स्थानं तत्र चैतन्यसंग्रहः ।
हृदयं महदर्थश्च तस्मादुक्तं चिकित्सितै ॥ ६ ॥

એ હૃદયમાં જો કંઈ લાગે છે, તો તેથી મૂર્છા આવે છે અને તે હૃદય જો ચિરાઈ જાય કે ફાટી–તૂટી જાય તો તેથી (પ્રાણી) મરણ પામે છે; કારણ કે જે સ્પર્શવિજ્ઞાન છે અને જે 'ધારિ'–શરીરધારક આયુષ છે, તે હૃદયમાં રહેલ છે; વળી તે હૃદય સર્વોત્કૃષ્ટ ઓજસનું સ્થાન છે અને તે હૃદયમાં ચૈતન્યનો સંગ્રહ છે; એ જ કારણે ચિકિત્સાશાસ્ત્રમાં હૃદયને 'महत्'–બધા કરતાં મોટું, અને 'अर्थः'–अर्थ्यते प्रार्थ्यते सर्वै रपि अङ्गोपाङ्गैः स्वाश्रयस्थानत्वेनेति–अर्थः–જેને શરીરનાં સર્વ અંગોપાંગો પોતાના આશ્રયસ્થાન તરીકે ઇચ્છે છે, તેથી 'अर्थ' નામે કહેલ છે. ૫,૬

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સ્પષ્ટતા કરે છે: 'એ હૃદયના ઉપઘાતથી પ્રાણીને મૂર્છા આવે છે અને તેમાં ભેદ કે ભાંગવું–તૂટવું કે ફૂટવું થવાથી પ્રાણી મરણ પામે છે; કારણ કે જે કંઈ સ્પર્શવિજ્ઞાન છે–स्पर्शः–स्पर्शनेन्द्रियसंस्पर्शः मानसप्रस्पर्शश्च'–સ્પર્શનેન્દ્રિયથી સ્પર્શ થતાં અને મન સાથે કોઈનો સ્પર્શ થતાં જે વિજ્ઞાન થાય છે એટલે કે સુખ–દુઃખનો જે અનુભવ થાય છે; આ સંબંધે ચરક શારીરના પ્રથમ અધ્યાયમાં ૧૩૨મા શ્લોકમાં કહેશે કે, 'स्पर्शनेन्द्रियसंस्पर्शः स्पर्शो मानस एव च । द्विविधः सुखदुःखानां वेदनानां प्रवर्तकः'–સુખ–દુઃખરૂપ વેદનાઓના કે અનુભવોના પ્રવર્તક બે પ્રકારના સ્પર્શ છે: એક તો સ્પર્શનેન્દ્રિય–ત્વચા સાથે સ્પર્શ થાય છે અને બીજો મનસ સ્પર્શ થાય છે; તેમાં બાહ્ય વિષયના ગ્રહણમાં સ્પર્શનેન્દ્રિયનો સ્પર્શ એક પ્રકારનો પ્રવર્તક છે અને મનનો ચિત્ય–ચિન્ત્ય આદિના ગ્રહણમાં માનસ-સ્પર્શ બીજા પ્રકારનો પ્રવર્તક છે,' તેમજ શરીર, ઇન્દ્રિયો, અંતઃકરણ તથા આત્માનો સંયોગ એ રૂપ લક્ષણવાળું જે 'આયુષ' નામે કહેવાય છે, તેના સંબંધે પણ ચરકે શ્લોકસ્થાનના પ્રથમ અધ્યાયમાં આમ કહ્યું છે: 'शरीरेन्द्रियसत्त्वात्मसंयोगो धारि जीवितम् । नित्यगश्चानुबन्धश्च पर्यायैरायुरुच्यते'–(જુઓ અધ્યાય ૧લો–શ્લોક ૪૨)–શરીર, ઇંદ્રિયો, સત્ત્વ–અંતઃકરણ તથા આત્માનો સંયોગ એ જ ધારિ, જીવિત, નિત્યગ, અનુબંધ તથા આયુ, એવા પર્યાયોથી કહેવાય છે.' 'તે ધારિ'–આયુષ કે જીવન એ બધું હૃદયમાં રહેલ છે; કેમ કે હૃદય એ સર્વોત્કૃષ્ટ ઓજસનું સ્થાન છે અને હૃદયમાં ચૈતન્યનો સંગ્રહ કે સમાવેશ છે; કેમ કે હૃદયને ચેતનાનું સ્થાન કહેલ છે; એ જ કારણે કેવળ ચિકિત્સાશાસ્ત્રમાં જ નહિ, પરંતુ બીજાં દરકોઈ શાસ્ત્રમાં હૃદયને महत् તથા अर्थ એ નામે કહેલું છે, એટલે કે હૃદયની 'महत्' સંજ્ઞા તથા 'अर्थ' સંજ્ઞા કહેલ છે, કેમ કે હૃદય ષડંગ આદિ સર્વનું અધિષ્ઠાન કે આશ્રયસ્થાન છે, તેથી તેને 'महत्' કહેલ છે, અને તે ષડંગાદિનું પ્રયોજન કે કારણરૂપે પણ એ હૃદય જ છે, તેથી તેને 'अर्थ' એવું નામ પણ અપાયું છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'હૃદય એ પ્રાણાયતન કે પ્રાણાશ્રય કઈ રીતે છે, તે અહીં કહી બતાવે છે; એ હૃદયનો ઉપઘાત થવાથી કે એ હૃદયને કંઈ લાગવાથી માણસ મૂર્છા પામે છે; અને હૃદયમાં ભેદ થવાથી માણસ મરી જાય છે, તેથી એ હૃદયને 'પ્રાણાયતન' કહેલ છે; કેમ કે જે કંઈ સ્પર્શવિજ્ઞાન થાય છે એટલે કે તે હૃદયને જે સ્પર્શનું વિજ્ઞાન થાય છે અને ધારિ–જીવિતના સ્પર્શનું જે વિજ્ઞાન થાય છે અને જે 'ધારિ'–જીવિત કે આયુષ કહેવાય છે, જે

શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ તથા આત્માના સંયોગરૂપ છે, તે બધું એ હૃદયમાં રહેલ છે; તેથી હૃદયમાં ઉપઘાત થવાથી માણસ મૂર્છા પામે છે અને તેના ભેદથી મૃત્યુ પામે છે; હૃદયમાં ઉપઘાત થવાથી માણસ મૂર્છાને કેમ પામે છે, કેમ મરી જતો નથી, તે સમજાવે છે: એ હૃદય શ્રેષ્ઠ ઓજસ કે જે આઠ બિંદુરૂપ હોય છે, તેનું સ્થાન છે; એ જ ઓજસને 'બલ' કહેવામાં આવે છે; એમ તે હૃદય બલનું સ્થાન હોવાથી તેના ઉપઘાતથી મરણ ન થતાં મૂર્છા થાય છે, જે ચૈતન્યના કંઈક અભાવરૂપ હોય છે: કેમ કે તે હૃદયમાં ચૈતન્યનો સંગ્રહ છે; ચેતનાનો સમાસ પરબ્રહ્મરૂપે રહેલ છે; એ હૃદયમાં ઉપઘાત થવાથી પરબ્રહ્મની સ્થિતિનો ઉપઘાત થાય છે, તેથી મૂર્છા કે ચેતનરહિતપણું પ્રાપ્ત થાય છે; એ જ કારણે ચિકિત્સાશાસ્ત્રમાં હૃદયને 'महत्' તથા 'अर्थ' એવા બે પર્યાયથી કહેલ છે.'

શ્રી ચક્રપાણિ આ બે શ્લોકો પર લાંબી ટીકા લખે છે, જેમાં તે ઘણું સમજાવે છે; જેમ કે 'અહીં મૂળમાં લખેલા 'स्पर्शविज्ञानम्' નો અર્થ આવો થાય છે–'स्पर्शः विज्ञायते अनेन, स्पर्शं वा विजानाति–इति स्पर्शविज्ञानम्'–જેનાથી સ્પર્શનો અનુભવ થાય છે અથવા સ્પર્શને જે વિશેષે કરી જાણે કે અનુભવે છે. તે 'સ્પર્શવિજ્ઞાન' કહેવાય છે; આનું જ વિશેષણ 'ધારિ' સમજવાનું છે. 'ધારિ' શબ્દનો અર્થ–શરીર, ઇંદ્રિયો અંતઃકરણ તથા આત્માનો સંયોગ એવો થાય છે; આ સંબંધે સૂત્રસ્થાનના પ્રથમ અધ્યાયમાં કહેવાઈ ગયું છે કે, 'शरीरेन्द्रियसत्वात्मसंयोगो धारि जीवितम्'–શરીર, ઇંદ્રિયો, સત્ત્વ–મન–અંતઃકરણ તથા આત્માનો સંયોગ 'ધારિ' (શરીરને ધારણ કરનાર) અથવા જીવિત કહેવાય છે.' આ ઉપરથી એમ કહેવા માગે છે કે, શરીર આદિનો જે સંયોગ તે સ્પર્શન–ત્વચાઇંદ્રિય દ્વારા જાણવા યોગ્ય સર્વને જાણે છે અને તે સંયોગ શરીરનું ધારણ કરે છે, તેથી 'ધારિ' એમ કહેવાય છે; તે હૃદયમાં રહેલ છે, એ કારણે હૃદયમાં ઉપઘાત થવાથી મૂર્છા થાય છે અને તે હૃદય ભાંગવા–તૂટવાથી ચૈતન્યનું અનુસરણ ન હોય એ રૂપી લક્ષણવાળું મરણ થાય છે, એ વાત ઘટે છે. સ્પર્શ બે જ પ્રકારનો હોય છે: એક તો ઇંદ્રિયનો સ્પર્શ તથા બીજો માનસ કે મનનો સ્પર્શ હોય છે; એ બે સ્પર્શ વિના કોઈ પણ જ્ઞાન થતું નથી; આ સંબંધે કહ્યું છે કે, 'यश्चैवेन्द्रियकः स्पर्शः स्पर्शो मानस एव च। द्विविधः सुखदुःखानां वेदनानां प्रवर्तकः'–(આ શ્લોક અને તેનો અર્થ ઉપર યોગીન્દ્રનાથની ટીકાના અનુવાદમાં આપ્યો છે.) આ બેય પ્રકારનો સ્પર્શ શારીરસ્થાનના પ્રથમ અધ્યાયમાં યોગ્ય સ્થાને જ અમે બતાવીશું. અહીં મૂળમાં રહેલ 'स्पर्शविज्ञानम्' એ પદની નિરુક્તિ કે વ્યુત્પત્તિ 'स्पर्शो विज्ञायते' એવી કરાય, તો તે પક્ષમાં સ્પર્શ શબ્દ ઉપરથી લક્ષણા દ્વારા સ્પર્શ કરાતો વિષય જ લેવાનો અભિપ્રાય નીકળે છે અને તેથી સર્વ જાણવા યોગ્ય વિષયોનો તેમાં સમાવેશ થાય છે; જે વિષયને પ્રાપ્ત કરીને જ ઇંદ્રિયો, આપણને તેનો અનુભવ કરાવવા પ્રકાશમાન કરે છે; આ સંબંધે પણ કહેવાયું છે કે, 'स्पृश्यते नानुपादानो नास्पृष्टो वेत्ति वेदनाः'–કોઈ ઉપાદાનથી રહિત સ્પર્શ કરી શકાતો નથી અને જેનો સ્પર્શ કર્યો ન હોય, તેના અનુભવોને (આત્મા) જાણતો નથી. જો કે શરીર, ઇંદ્રિયો, મન–અંતઃકરણ તથા આત્માનો સંયોગ શરીરના બીજા પ્રદેશોમાં પણ અવશ્ય છે જ; તોપણ એ સંયોગ શરીરનું ધારણ કરવામાં કે જ્ઞાનની ઉત્પત્તિમાં પ્રધાન નથી; કેમ કે શરીરનો (હૃદય સિવાયનો) તે કોઈ પણ પ્રદેશ કદાચ નાશ પામે છે, તોપણ શરીરનું ધારણ તથા જ્ઞાન તો થયા જ કરે છે, એમ આપણે જોયું છે, અને અનુભવ્યું પણ છે; પરંતુ હૃદયમાં તે સંયોગ થયેલો છે, તે જ મુખ્ય–પ્રધાન છે; કેમ કે તે જ શરીરના ધારણમાં તથા જ્ઞાનમા અન્વય–વ્યતિરેકને અનુસરતો રહે છે અર્થાત્ એ સંયોગ હૃદયમાં જ્યાં સુધી રહ્યો હોય છે, ત્યાં સુધી શરીરનું ધારણ તથા વિષયોનું જ્ઞાન થયા કરે છે; પરંતુ એ સંયોગ હૃદયમાં જ્યારે હોતો નથી, ત્યારે શરીરનું ધારણ કે વિષયોનું જ્ઞાન પણ થતું જ નથી. (આવો અન્વય–વ્યતિરેક અહીં સમજવો જોઈએ.) આ કારણે મૂળમા બરાબર–યોગ્ય જ કહેવાયું છે કે 'तत् तत्र संश्रितम्'–તે ધારિ સ્પર્શ વિજ્ઞાન, એ હૃદયમાં બરાબર મુખ્ય તરીકે રહેલ છે. વળી હૃદય એ સર્વ કરતાં શ્રેષ્ઠ છે, તે સંબંધે બીજો પણ ધર્મ કહે છે: એ હૃદય સર્વોત્કૃષ્ટ ઓજસનું સ્થાન છે; આ ઉપરથી ઓજસ બે પ્રકારનું દર્શાવે છે: એક પર કે શ્રેષ્ઠ ઓજસ અને બીજું અપર કે શ્રેષ્ઠ નહિ એવું સામાન્ય ઓજસ છે; તેમાં એક અંજલિ પ્રમાણ જે ઓજસ છે, તે અપર છે; આ સંબંધે પણ કહ્યું છે કે–'तावदेव परिमाणं श्लेष्मणश्चौजसः'–કફનું તથા ઓજસનું તેટલું જ એક અંજલિ પ્રમાણે સરખું જ માપ છે; એથી જે ઓછા પ્રમાણનું ઓજસ છે, તે 'પર'–શ્રેષ્ઠ છે; એને જ ઉદ્દેશી કહેવાયું છે કે, 'हृदि तिष्ठति यच्छुद्धं रक्तमीषत् सपीतकम्' લગાર પીળાશવાળું જે શુદ્ધ રક્ત (ઓજસ રૂપે) છે, તે હૃદયમાં રહે છે. બીજાં તંત્રમાં પણ કહ્યું છે કે 'प्राणाश्रयस्यौजसोऽष्टौ बिन्दवो हृदयमाश्रिताः–

પ્રાણના આશ્રયરૂપ ઓજસનાં આઠ ટીપાં હૃદયમાં રહ્યાં છે.' એમ બે પ્રકારનાં ઓજસ–પર તથા અપર નામનાં જો હોય તો જ અહીં 'परस्य ओजसः' એમ ઓજસને અપાયેલું 'परस्य'–એ વિશેષણ સાર્થક થાય છે; પરંતુ એકરૂપ જ ઓજસ હોય તો તેને કોઈ વિશેષણ આપવાની જરૂર રહે જ નહિ; બીજું અર્ધા ખોબા માપનું જે 'અપર' નામનું ઓજસ છે, તેનું સ્થાન તો હૃદયાશ્રિત ધમની-ઓ જ છે; માણસને જ્યારે પ્રમેહ થાય છે, ત્યારે એ અર્ધા અંજલિ માપનું જ ઓજસ ક્ષીણ થાય છે, પરંતુ આઠ બિંદુ માપનું ઓજસ લગારે ક્ષીણ થતું નથી; કેમ કે તે ઓજસનો તો લગાર પણ ક્ષય થાય છે, તો માણસનું મરણ જ નીપજે છે; અને પ્રમેહમાં તો ઓજ-સનો ક્ષય થાય છે, છતાં માણસ જીવ્યા જ કરે છે, તે ઉપરથી ઓજસના ક્ષયનું લક્ષણ પણ એ અર્ધ અંજલિ ઓજસમાં જ ઘટી શકે છે, એમ સમજવું જોઈએ. જો કે 'ઓજસ' શબ્દ 'રસ'માં પણ વપરાતો દેખાય છે; જેમ કે કહ્યું છે કે 'रसश्चौजः संख्यात'–રસને પણ 'ઓજસ' કહેવામાં આવેલ છે; તેમ જ 'मलीभवति तत् प्राय. कल्पते किंचिदोजसे–તે (ખાધેલું અન્ન) લગભગ કંઈક ઓજસ એટલે મળરૂપે થાય છે.' એમ 'ઓજસ' શબ્દનો અનેક અર્થમાં પ્રયોગ થાય છે, છતાં કંઈક ઓજસરૂપે થાય છે એટલે 'રસ'રૂપે થાય છે;' અહીં તો ઓજસને સર્વ ધાતુ-ઓના સારરૂપ જ કહેલ છે; કેટલાક વિદ્વાનો આ ઓજસને ઉપધાતુરૂપ કહે છે, પરંતુ 'ધાતુ' તો ધારણપોષણના સંબંધથી કહેવાય છે; આ ઓજસ પણ દેહને ધારણ કરનાર ભલે છે, છતાં તે દેહનું પોષણ કરનાર નથી; એ કારણે ઓજસ એ આઠમી ધાતુ નથી; કેટલાક વિદ્વાનો 'ઓજસ'ને એક જાતનું શુક્ર કે વીર્ય કહે છે, પરંતુ એ વાત મનને આનંદ પમાડતી નથી, કેટલાક તો આમ પણ કહે છે: 'ઓજસ' એ સર્વ ધાતુઓના સારરૂપે પ્રકટ થાય છે; તેઓ આમ કહેવા માગે છે કે, રસ આદિના સારરૂપે રસ આદિથી જુદું 'ઓજસ' ઉત્પન્ન થાય છે અને તે એક જુદી ધાતુ-તરીકે અથવા ઉપધાતુ તરીકે કહેવા યોગ્ય છે. આ સંબંધે વચન પણ મળે છે: 'भ्रमरैः फलपुष्पेभ्यो यथा संचीयते मधु। तद्वदोजः शरीरेभ्यो गुण. सभृयते नृणाम्–જેમ ભમરાઓ ફળોમાંથી તથા પુષ્પોમાંથી મધને એકઠું કરે છે, તે જ પ્રમાણે માણસોનાં શરીરોમાંથી ગુણો દ્વારા ઓજસ સંભવે છે.' આ શ્લોકમાં શરીરોમાંથી એટલે કે શરીરમાં રહેલી ધાતુઓમાંથી ગુણો દ્વારા એટલે સારભાગો વડે 'ઓજસ' થાય છે; એમ સમજાવવા માગે છે. વળી તે હૃદયમાં ચૈતન્યનો સંગ્રહ છે; આ વાક્યથી આમ કહેવા માગે છે, તે હૃદયમાં ચૈતન્યના વિષયમાં પ્રસાર પામેલાનો સંગ્રહ એટલે સંવરણ કહેવાય છે; અર્થાત્ વિષયોમાં પ્રસરેલા મનનો હૃદયમાં નિગ્રહ કરીને મનુષ્ય યોગવેત્તા થઈ શકે છે, એવો અર્થ પણ અહીં જણાવેલ છે; તેથી આમ સમજાવ્યું છે કે, યોગ એ મોક્ષના સાધન તરીકે સ્વીકારવા યોગ્ય છે; તેનું સ્થાન પણ હૃદય જ છે અને તે કારણે હૃદય એ સર્વ કરતાં શ્રેષ્ઠ છે; આવા ગુણોવાળું હોવાથી જ હૃદયને 'महत्' એટલે મોટું અને 'अर्थः' એવા શબ્દોથી વૈદ્યો કહે છે. ૫,૬

### હૃદયમાં રહેલી દશ શિરાઓ વિષે

**तेन मूलेन महता महामूला मता दश।**
**ओजोवहाः शरीरेऽस्मिन् विधम्यन्ते समन्ततः॥७॥**

**એ હૃદયરૂપ મૂળ–કારણને લીધે (તેમાં રહેલી) દશ શિરાઓને 'મહામૂલ' માની છે; તે શિરાઓ આ શરીરમાં ઓજસને વહે છે અને ચારેબાજુ (ત્યાંથી) ફેલાય છે. ૭**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'એ હૃદયરૂપ મૂળ–હેતુને લીધે એટલે કે હૃદયની 'મહત્' સંજ્ઞા છે અને તે મહત્–હૃદય જેઓનું મૂળ છે, એવી દશ શિરાઓને 'મહામૂલ' માની છે; વળી તે દશ શિરાઓને 'મહાફલા' પણ કહી છે; તે સિદ્ધ કરવા કહે છે કે, તે દશ નાડીઓ ઓજસને વહેતી હોઈને આ શરીરમાં ચારે તરફ ફેલાય છે અને તે આખાયે શરીરમાં ઓજસને પહોંચાડે છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: એ 'મહત્' શબ્દથી કહેવાતું હૃદય જેઓનું મૂળ એટલે મૂળસ્થાન છે, તે દશ શિરાઓને 'મહામૂલ' માની છે; 'महत्-हृदय मूल यासां ताः महामूलाः'–મહત્ એટલે હૃદય જેઓનું મૂળ છે, તે–હૃદયરૂપી મૂળવાળી દશ શિરાઓ ત્યાં–હૃદયમાં બરાબર લાગેલી છે; અહીં હૃદયને 'મહત્' કહ્યું છે, તેનું કારણ તેનો આકાર 'ત'કારના જેવો છે; 'महत्' શબ્દનો અર્થ 'મોટું' એટલો જ થાય છે. એવું નથી, પરંતુ 'महत्' શબ્દના જે જે વાચ્યાર્થો થાય છે, તે તે સર્વ અર્થોમાં તેનો પ્રયોગ થઈ શકે છે, એટલે તેના લક્ષણમાં અર્થનો કોઈ નિયમ નથી. અહીં શંકા થાય છે કે, 'महामूला दश'–હૃદયરૂપ મૂળસ્થાન ધરાવતી દશ શિરાઓ, એમ કહેવું એ વિરુદ્ધ જણાય છે; કારણ કે સુશ્રુતમાં કહ્યું છે કે, 'पाञ्चभौतिकस्य चतुर्विधस्य षड्रसस्य द्विविधवीर्यस्य अष्टविधवीर्यस्य वानेकगुणस्योपयुक्त-स्याहारस्य सम्यक् परिणतस्य यस्तेजोभूतः सारः परमसूक्ष्मः स रस इत्युच्यते, तस्य च हृदयं स्थान, स हृदयाच्चतुर्विंशति-

धमनीरनुप्रविश्योर्ध्वगा दश दश चाधोगामिनीश्चतस्रस्तिर्यग्गाः कृत्स्नं शरीरमहरहस्तर्पयतीति –પાંચભૂતોનો વિકાર, ચાર પ્રકારનો, ૭ રસોવાળો, બે પ્રકારનાં વીર્યવાળો, આઠ પ્રકારનાં વીર્યવાળો અથવા અનેક ગુણોથી યુક્ત એવો આહાર જે ઉપયોગમાં લીધો હોય, તે બરાબર પચ્યો હોય, ત્યારે તેનો જે તેજરૂપ પરમ સાર ઉત્પન્ન થાય છે, તે ‘રસ’ કહેવાય છે; એ રસનું સ્થાન હૃદય છે; એ રસ હૃદયમાંથી (નીકળેલી) ચોવીસ ધમનિઓમાં પ્રવેશ કરે છે; તે ચોવીસમાંની દશ ઊંચે જનારી, દશ નીચે જનારી અને ચાર આડી જનારી છે; એ ધમનિઓ દ્વારા તે રસ આખા શરીરને નિરંતર તૃપ્ત કર્યા કરે છે.’ એમ સુશ્રુતમાં ૨૪ ધમનિઓ કહી છે અને અહીં ‘महामूला दश’–હૃદયરૂપ મૂળવાળી દશ શિરાઓ કહેવાય છે, તેથી થયેલી શંકાનું અહીં વારણ કરવા માટે મૂળમાં કહે છે : ‘ओजोवहाः’–હૃદયરૂપ મૂળવાળી જે દશ શિરાઓ છે, તે ઓજસને વહેતી હોઈ ને આ શરીરમાં ફેલાય છે.’

## ઓજસની શ્રેષ્ઠતાનું વર્ણન

येनौजसा वर्तयन्ति प्रीणिताः सर्वजन्तवः ।
यदृते सर्वभूतानां जीवितं नावतिष्ठते ॥ ८ ॥
यत्सारमादौ गर्भस्य यत्तद्गर्भरसाद्रसः ।
संवर्तमानं हृदयं समाविशति यत्पुरा ॥ ९ ॥
यस्यानाशात्तु नाशोऽस्ति धारि यद्धृदयाश्रितम् ।
यच्छरीररसस्नेहः प्राणा यत्र प्रतिष्ठिताः ॥ १० ॥
तत्फला बहुधा वा ताः फलन्तीति महाफलाः ।
ध्मानाद्धमन्यः स्रवणात्स्रोतांसि सरणात्सिराः ॥११॥

જે ઓજસથી તૃપ્ત થયેલાં સર્વ પ્રાણીઓ પ્રાણોને ધારણ કરે છે; જે ઓજસ વિના સર્વ પ્રાણીઓનું જીવિત ટકી શકતું નથી; જે ઓજસ ગર્ભના આરંભમાં સારરૂપ છે; જે ઓજસ ગર્ભના રસથી પણ રસરૂપ છે–ગર્ભના રસનો પ્રાણ સાર છે, જે ઓજસ દેહમાં પ્રથમ પ્રવૃત્તિ કરતું રહી સૌની પહેલાં હૃદયમાં પ્રવેશ કરે છે; જે ઓજસનો નાશ ન થવાથી પ્રાણીનો નાશ થતો નથી; જે ઓજસ ‘धारि’ જીવનધારક–આયુષરૂપ હોઈ ને હૃદયનો આશ્રય કરી રહેલ છે, જે ઓજસ શરીરના રસનો સ્નેહ છે અને જેના આધારે પ્રાણો પ્રતિષ્ઠા પામ્યા છે–ટકી રહ્યા છે, તે ઓજસ જેઓનું ફળ છે, એવી તે દશ શિરાઓ ‘મહામૂલા’ કહેવાય છે અથવા તે દશ શિરાઓ હૃદયમાં લાગેલી હોઈ અનેક પ્રકારે ફળે છે–ઘણી સંખ્યામાં થાય છે, એ કારણે પણ તે દશ શિરાઓ ‘મહાફલા’ કહેવાય છે; વળી તે શિરાઓ, ‘ध्मानात्’–રસ આદિથી પુરાય છે–ભરાય છે, એ કારણે–‘धमन्यः’–ધમનિઓ કહેવાય છે; स्रवणात् स्रोतांसि’–રસ આદિને ઝરે છે, તેથી ‘स्रोतस्’ કહેવાય છે; અને ‘सरणात् सिराः’–વાયુ આદિનું તેઓ દ્વારા ગમન કે જવું–આવવું થાય છે, તેથી તેઓ ‘सिराः’ કહેવાય છે. ૮–૧૧

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે : ‘ઓજસની શ્રેષ્ઠતા છે અને તે શ્રેષ્ઠ ઓજસને જ વહે છે, તે શિરાઓ ‘મહાફલાઃ’ કહેવાય છે, એ અભિપ્રાય આ શ્લોકોમાં જણાવવા માગે છે; આ કારણે પ્રથમ ઓજસની શ્રેષ્ઠતાનું પ્રતિપાદન કરવા કહે છે : સર્વ પ્રાણીઓ જે ઓજસથી તૃપ્ત થઈ પ્રાણોનું ધારણ કરે છે; (આમ આ અન્વય કહ્યો કે ‘ओजसः सत्त्वे प्राणसत्त्वम्’–ઓજસનું અસ્તિત્વ હોય તો પ્રાણનું અસ્તિત્વ હોય;). હવે એ જ વાત વ્યતિરેકથી કહે છે: જે ઓજસ વિના જીવન ટકતું નથી; (ओजसोऽभावे जीविताभावः–ઓજસ ન હોય તો જીવન પણ ન હોય;) જે ઓજસ ગર્ભની શરૂઆતમાં ‘सार इव सारः’–સાર જેવું છે; કારણ કે એ ઓજસ વિના વીર્ય કે રુધિરમાં જીવનો પ્રવેશ થતો જ નથી; અને જે ઓજસ ગર્ભના રસ કરતાં પણ રસરૂપ છે એટલે કે ગર્ભની પ્રથમ ધાતુ જે રસ છે, તેના કરતાં પણ રસરૂપ કે પ્રસાદરૂપ છે, એ પ્રથમ ધાતુ રસનો પણ સાર રસ છે; વળી ઓજસ દેહમાં સારી રીતે વર્તતું હોઈ–દેહમાં પ્રથમ પ્રવૃત્તિ કરતું હોઈ ને સૌની પહેલાં હૃદયમાં પ્રવેશ કરે છે–પ્રથમ જ હૃદયનો આશ્રય કરે છે, અને તે પછી જ આખા દેહમાં ફેલાય છે; જે ઓજસનો નાશ નહિ થવાથી પ્રાણીઓનો નાશ થતો નથી, જે ઓજસ હૃદયાશ્રિત હોઈ ‘धारि’ છે–શરીરને ધારણ કરનાર છે, જે ઓજસ શરીરના રસનો સ્નેહ છે અને જે ઓજસના આધારે પ્રાણો પ્રતિષ્ઠા પામ્યા છે–ટકી રહ્યા છે; આ વાત શ્લોકસ્થાનના ‘કિયન્તઃ–શિરસીય’ નામના ૧૭ મા અધ્યાયમાં કહેલ છે; ‘हृदि तिष्ठति यच्छुद्धं रक्तमीषत् सपीतकम् । ओजः शरीरे संख्यातं तन्नाशान्ना विनश्यति’–(જુઓ ત્યાં શ્લોક ૭૩ મો) સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં આ સંબંધે કહ્યું છે કે ‘तत्र रसादीनां शुक्रान्तानां धातूनां यत् परं तेजस्तत् खल्वोजः तदेव बलमित्युच्यते, इति । ‘ओजः सोमात्मकं स्निग्धं शुक्लं शीतं स्थिरं सरम् । विविक्तं मृदु मृत्स्नं च प्राणाय–

तनमुत्तमम् । देहस्यावयवस्तेन व्याप्तो भवति देहिनाम् । तदभावाच्च शीर्यन्ते शरीराणि शरीरिणाम्'–તેમાં રસથી માંડી વીર્ય સુધીની સઘળી ધાતુઓનું જે સર્વોત્કૃષ્ટ તેજ છે, તે જ ખરેખર, 'ઓજસ' કહેવાય છે; અને તેને જ બળ કહેવામાં આવે છે; એ જ અમારા (સુશ્રુતના) શાસ્ત્રનો સિદ્ધાંત છે. આ વિષેના શ્લોકોમાં ભગવાન ધન્વન્તરિ સ્વમુખે આમ કહે છે: 'ઓજસ એ સૌમ્ય એટલે ચન્દ્રસ્વરૂપ છે, સ્નિગ્ધ છે, સફેદ છે, શીતળ છે, સ્થિર હોઈને શરીરના અવયવોને સ્થિરતા આપનાર છે, શરીરમાં બધે ફેલાવાના સ્વભાવવાળું છે, શ્રેષ્ઠ ગુણોથી યુક્ત છે અથવા શુદ્ધ કે સ્વચ્છ છે, કોમળ છે, ચીકણું છે, ગુરુ-ભારેપણું આદિ ગુણોથી પણ યુક્ત છે, અને અગ્નિષ્ટોમ આદિ પ્રાણોનું ઉત્તમ આશ્રયસ્થાન છે; પ્રાણીઓના શરીરના પ્રત્યેક અવયવો ઓજસથી વ્યાપ્ત હોય છે; એ ઓજસનો અભાવ થતાં પ્રાણીઓનાં શરીરો નાશ પામે છે.' આ 'સુશ્રુત' ગ્રંથમાં મૂળ ગ્રંથકારે ઓજસને તથા બળને સ્પષ્ટ રીતે એક જ કહ્યા છે, પરંતુ ટીકાકાર ડલ્હણ, આ સંબંધે ખુલાસો કરે છે કે, બળ તથા ઓજસ એ બન્ને પદાર્થો જો કે જુદા જુદા જ છે, છતાં અહીં તેઓને એક કહ્યા છે: તેનું કારણ આ છે કે, બન્નેની ચિકિત્સા એક જ છે; ઓજસ–એ સર્વ ધાતુઓના સ્નેહરૂપ છે; અને ઉપચયરૂપ છે; તેમાં રૂપ, રસ, શૌર્ય, તથા વીર્ય ઇત્યાદિ ગુણો રહ્યા છે; અને બળ તો ભાર ઉપાડવો, વગેરેમા શક્તિરૂપે જણાય છે; તેમાં રૂપ આદિ ગુણો નથી, એ તેઓનો મોટો ભેદ છે. સુશ્રુતે પોતે જ પોતાના ગ્રંથના પહેલા અધ્યાયમા આમ કહ્યું છે: 'प्राणिनां पुनर् मूलमाहारो बलवर्णौजसां च'–પ્રાણીઓનાં બળ, રૂપ, રંગ, તથા ઓજસનું મૂળ આહાર છે.' એ સ્થળે બળને તથા ઓજસને સુશ્રુતે પણ અલગ અલગ જણાવ્યાં છે; ઓજસથી હિંમત જણાય છે, એ જ કારણે ઓજસ તથા બળ જુદાં સમજાય છે; કોઈ પહેલવાન માણસમાં બળ હોય છે, પરંતુ હિંમત હોતી નથી; કેમ કે શસ્ત્રને દેખતાં જ તે ભાગે છે; એટલે તેનામાં બળ છે, પરંતુ હિંમત કે ઓજસ ઓછું હોય છે; એટલે ઓજસને જ ઉત્સાહ કે હિંમત કહી શકાય છે. ચરકે પણ ઓજસને બળથી જુદું ગણી તે ઓજસમાં રાતો, ધોળો તથા લગાર પીળો, એમ ત્રણ રંગો કહ્યા છે. એ ઓજસ જુદી ધાતુ નથી, પણ જેમ દૂધમાં ઘી રહે છે, તેમ વીર્યમાં તે તેની સાથે એકરૂપે રહે છે. જો ઓજસને ધાતુ ગણવામાં આવે તો સાત ધાતુઓમાં એકનો વધારો થતાં આઠ ધાતુઓ થઈ જાય. અહીં સુશ્રુતના મૂળ ગ્રંથમાં 'शुक्र' શબ્દને બદલે 'शुक्र' શબ્દ છે એમ કહીને ટીકાકાર ડલ્હણે ઓજસમાં ત્રણ રંગો ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે. વળી ડલ્હણ લખે છે કે, સુશ્રુતે કહેલી માંસની સ્થિરતા વગેરે અને ક્રિયાઓમાં અસ્ખલિતપણું વગેરે શક્તિરૂપ બળથી થાય છે; જ્યારે જ્ઞાનેન્દ્રિયોની કાર્યપ્રવૃત્તિ તથા કર્મેન્દ્રિયોની કાર્યપ્રવૃત્તિ તો ઓજસ અને બળ બન્નેથી થાય છે; જે ઓજસ છે, તે બળનું કારણ છે. વળી ઓજસ મનને પુષ્ટ કરે છે અને તે મનનું સ્થાન તો હૃદય છે; જ્યારે બળ તો સ્નાયુ સાથે સંબંધ ધરાવે છે. સ્ત્રીઓમાં તથા નપુંસકોમાં ઓજસ ઓછું હોય છે, એ જ કારણે તેઓ ડરપોક હોય છે. (આ બધું સુશ્રુતના ૧૫ મા અધ્યાયમાં અનુવાદકે ડલ્હણની ટીકાના આધારે ટિપ્પણરૂપે લખેલ છે, તે અહીં લેવું ઠીક જણાયાથી લીધેલ છે.)'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'ઓજસ' એ શું છે, તે સમજાવવા અહીં ગ્રંથકારે પ્રયત્ન કર્યો છે: 'એ ઓજસથી સર્વ પ્રાણીઓ તૃપ્ત થઈને જીવે છે; એ ઓજસ વિના સર્વ પ્રાણીઓનું જીવન કે આયુષ ટકી શકતું નથી; ગર્ભની શરૂઆતમાં જે શુક્ર તથા રુધિર હોય, તેઓનો સાર ઓજસ હોય છે; એ ઓજસરૂપ સારવાળાં શુક્ર તથા શોણિત ગર્ભના પ્રારંભમાં કારણરૂપ હોય છે, એ કારણે ગર્ભના રસનો પણ રસ–ઓજસ છે; જ્યાં સુધી શુક્રનો એ સાર, શુક્રરૂપ પરિણામથી અલગ થયો હોતો નથી, અને તે જ્યાં સુધી હૃદયમા હોય છે, ત્યાં સુધી જ એ ઓજસરૂપ સારવાળું તે શુક્ર, ગર્ભની શરૂઆત કરવા સમર્થ થાય છે; પરંતુ એ ઓજસરૂપી શુક્રનો સાર, તે શુક્રથી અલગ થાય છે, ત્યારે એ ઓજસરૂપી સારથી રહિત થયેલું એ નિ:સાર શુક્ર ગર્ભના રસરૂપે કહેવાતુ નથી; એમ જે સર્વ ધાતુઓનો સાર છે, તે જ ઓજસ કહેવાય છે. એ વાત સુશ્રુતે સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહી છે. એ ઓજસરૂપ સારવાળા શુક્રથી ઉત્પન્ન થયેલા ગર્ભનું ઓજસ અનુક્રમે વધતું વધતું પ્રથમ ગર્ભના હૃદયમાં પ્રવેશે છે, અને તે પછી જ દેહના બીજા સમગ્ર અવયવોમાં વ્યાપે છે; એ વાત પણ સુશ્રુતે ત્યાં સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં લખી છે (જે ઉપર યોગીન્દ્રનાથે પણ જણાવી છે). એ ઓજસનો નાશ થયો ન હોય, તો જ તેના અનાશથી પુરુષનો નાશ થતો નથી; એમ સુશ્રુતે પણ કહ્યું છે કે, 'तदभावाच्च शीर्यन्ते शरीराणि शरीरिणाम्–એ ઓજસનો અભાવ થવાથી પ્રાણીઓનાં શરીરો નાશ પામે છે.' હૃદયાશ્રિત એ ઓજસને 'धारि' કે જીવન કહેવામાં આવે છે; કેમ કે તે જીવનનું સ્થાપન કરવામાં કારણ છે, તેથી તેને 'धारि' કહેવામાં આવે છે; જે ઓજસ શરીરના

-રસરૂપી પહેલો ધાતુનો સ્નેહ છે; જે ઓજસના આધારે પ્રાણો પ્રતિષ્ઠા પામ્યા છે–ટકી રહ્યા છે; તે જ ખરેખર ઓજસ છે; જેના આધારે પ્રાણીઓ જીવે છે, ઇત્યાદિ વચનોથી કહેલા પ્રભાવવાળું તે ઓજસરૂપી ફળ જેઓનું હોય છે, તે કારણે 'महाफलाः' કહેવાતી દશ શિરાઓ હૃદયમાં લાગેલી છે; અથવા તે દશ શિરાઓ હૃદયમાં જોડાયેલી છે, જે શિરાઓ અનેક પ્રકારે ફળે છે, તેથી તેઓને 'महाफलाः' કહી છે. એ શિરાઓ જ ધમનિઓ કહેવાય છે, તેમાં કારણ આ છે કે વચ્ચે તેઓમાં 'ध्मानात्'–शुषिरभावात्–પોલાણ હોય છે, તેથી તેઓ 'धमन्यः' કહેવાય છે: અને રસ આદિના સ્રવવાના તે માર્ગરૂપ છે, તે કારણે 'स्रोतांसि' કહેવાય છે; અને -सरणात् रसादीनां गमनात्–सिरा इत्युच्यन्ते'–અને રસાદિનું ગમન તે દ્વારા થાય છે, તેથી તેઓને 'સિરાઓ' કહેવામાં આવે છે.'

ટીકાકાર શ્રીચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'હવે હૃદયમાં રહેલી ધમનીઓને જે 'महाफलाः' કહેલ છે, તે સિદ્ધ કરવા અહીં આમ કહે છે: 'જે ઓજસથી તૃપ્ત થયેલા પ્રાણીઓ જીવે છે, એમ કહ્યું છે; તેથી બેય પ્રકારનું ઓજસ અહીં લેવાનું છે; 'वर्तन्ति' ક્રિયાપદનો અર્થ 'जीवन्ति'–જીવે છે; એવો અહીં થાય છે અને 'प्रीणिताः' એ કૃદંતનો અર્થ -तर्पिताः'–તૃપ્ત થયેલા એવો થાય છે. 'यत् सारमादौ गर्भस्य'– એ વાક્યથી આમ કહેવા માગે છે કે, શુક્ર તથા રુધિરનો સંયોગ થતાં જીવના આશ્રયમાત્રમાં જે સારરૂપે રહેલ છે, તેમાં પણ જે રહે છે; તેમ જ 'यद् गर्भरसाद् रसः' એટલે કે શુક્ર તથા રુધિરના સંયોગના પરિણામથી જે કલલરૂપ ગર્ભરસ હોય છે, તેના પણ રસરૂપે જે ઓજસ સારભૂત છે; જ્યારે ગર્ભનું હૃદય ઉત્પન્ન થતું હોય, ત્યારે તે જ વખતે સ્પષ્ટ લક્ષણવાળું હોઈને તે ઓજસ હૃદયનો સૌની પહેલાં જ આશ્રય કરે છે; આ ઉપરથી એમ કહે છે કે, ગર્ભની ત્રણે અવસ્થાઓમાં એ ઓજસ રહે છે, પરંતુ ગર્ભની શરૂઆતમાં શુક્ર તથા શોણિતના સાર તરીકે રહે છે; રસની અવસ્થામાં તો એ રસના પણ સાર તરીકે ઓજસ રહે છે; અને અવયવોની જ્યારે ઉત્પત્તિ થાય છે, ત્યારે પોતાના લક્ષણથી યુક્ત જ તે ઓજસ તૈયાર થઈને હૃદયનો પ્રથમ આશ્રય કરે છે; એમ ઓજસ સર્વ અવસ્થાઓમાં વ્યાપક તરીકે રહેલું હોય છે, તેથી તેનામાં 'महत्'પણું કહેવાય છે; જે ઓજસના નાશથી તો નાશ જ થાય છે; એ ઉપરથી આમ જણાવે છે કે, બીજી કોઈ પણ ધાતુનો નાશ થયો ન હોય, છતાં જો ઓજસનો નાશ થાય છે, તો મરણ થાય છે; વળી તે ઓજસ 'धारि' છે; કેમ કે જીવધારક સંયોગી દ્રવ્યો કરતાં ઓજસ પ્રધાન છે. 'शरीररसस्नेहः' એમ કહીને તે પદમાં 'શરીરરસ' શબ્દને તથા 'સ્નેહ' શબ્દને સારવાચી તરીકે જણાવે છે, એટલે કે તે ઓજસ શરીરના રસોનો તથા ધાતુઓનો પણ સાર છે, એ અર્થ છે; આમ કહીને વધુ આ પણ સૂચન કર્યું છે કે, બીજા પ્રકારે અનેક પ્રકારનાં શ્રેષ્ઠ કર્મો તે ઓજસનાં છે અને તેથી જ સર્વ કરતાં શ્રેષ્ઠ તરીકે ઓજસ છે; એ ઓજસરૂપ ફળવાળી એટલે કે તે ઓજસને વહેતી દશ શિરાઓ હૃદયમાં રહેલી છે. આ ઉપરથી એમ પણ જણાવે છે, કે, ઉપર્યુક્ત બધા ગુણોથી યુક્ત હોવાને લીધે ઓજસને 'महत्' કહ્યું છે. આ વચનમાં 'फलन्ति' इव इति महाफलाः'–જાણે ફળ આપતી હોય, તેવી એ ધમનીઓને 'મહાફલા' કહી છે. વળી બીજા પ્રકારે નિરુક્તિ પણ કહે છે: 'बहुधा वा ताः फलन्ति'–એટલે કે તે હૃદયાશ્રિત દશ ધમનીઓ બહુધા–અનેક પ્રકારે ફળે છે–ઉત્પન્ન થાય છે. આ ઉપરથી આમ જણાવે કે, તે ધમનિઓ, મૂળ હૃદયમાં દશરૂપે હોઈને ઘણી સંખ્યાઓ ધરાવતી થઈને શરીરમાં પ્રતાન કે તંતુઓરૂપે ફેલાય છે. હવે 'ધમની' શબ્દ આદિની નિરુક્તિ કહે છે: ध्मानात्–पूरणात् बाह्येन रसादिना इत्यर्थः–બહારના રસ આદિથી ભરાતી હોવાથી તે 'ધમની' કહેવાય છે; स्रवणात्–रसादेः पोष्यस्य स्रवणात्–રસ–આદિ પોષણ યોગ્ય પદાર્થોને ઝરતી હોવાથી તે ધમનીઓ 'स्रोतस्' પણ કહેવાય છે; અને 'सरणात्–देशान्तरगमनात्'–એ ધમનીઓ શરીરના જુદા જુદા પ્રદેશોમાં ગમન કે ગતિ કરે છે, તેથી 'सिरा' કહેવાય છે.'

### હૃદય, દશ શિરાઓ તથા ઓજસની રક્ષાની આવશ્યકતા અને તેના ઉપાયો

तन्महत्ता महामूलास्तच्चौजः परिरक्षता ।
परिहार्या विशेषेण मनसो दुःखहेतवः ॥ १२ ॥
हृद्यं यत्स्याद्यदौजस्यं स्रोतसां यत्प्रसादनम् ।
तत्तत्सेव्यं प्रयत्नेन प्रशमो ज्ञानमेव च ॥ १३ ॥

એ હૃદયનું, એ હૃદયાશ્રિત–મહામૂલા દશ શિરાઓનું તથા ઓજસનું ચારે બાજુથી રક્ષણ કરતા મનુષ્યે ખાસ કરીને મનના દુઃખનાં જે કારણો હોય, તેઓનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ; તેમ જ જે દ્રવ્ય હૃદયને હિતકારી હોય, ઓજસને હિતકારી હોય, તેમ જ જે દ્રવ્ય સ્રોતોને પ્રસન્ન કરનાર કે નિર્મળ–સાફ કરનાર હોય, તેનું પ્રયત્નથી સેવન કરવું જોઈએ; અને તે ઉપરાંત અતિશય વધુ શાંતિ તથા જ્ઞાન જ સેવવું જોઈએ. ૧૨,૧૩

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: ‘ઉપર્યુક્ત ષડંગાદિના આશ્રય–સ્થાનરૂપ હૃદયનું, તેના આશ્રયવાળી દશ મહામૂલા તથા ઓજોવહા શિરાઓનું, અને ઉપર્યુક્ત ગુણોવાળા ઓજસનું રક્ષણ કરવા જે ઇચ્છતો હોય, તેવા મનુષ્યે, મનનાં દુઃખનાં જે કારણો હોય, તેઓનો વિશેષે કરી ત્યાગ કરવો જોઈએ; તેમ જ જે વસ્તુ હૃદયને હિતકારી, ઓજસને હિતકારી તથા સ્રોતોને પ્રસન્ન કરનારી હોય, તેનું જ પ્રયત્નથી સેવન કરવું; તેમ જ શાંતિ તથા તત્ત્વજ્ઞાનનું સેવન કરવું જોઈએ.’

## સર્વોત્કૃષ્ટ પ્રાણાદિવર્ધક સાધનો

अथ खल्वेकं प्राणवर्धनानामुत्कृष्टतममेकं बलवर्धनानामेकं बृंहणानामेकं नन्दनानामेकं हर्षणानामेकमयनानामिति ॥ १४ ॥

तत्राहिंसा प्राणिनां प्राणवर्धनानामुत्कृष्टतमं, वीर्यं बलवर्धनानां, विद्या बृंहणानां, इन्द्रियजयो नन्दनानां, तत्त्वावबोधो हर्षणानां, ब्रह्मचर्यमयनानामित्यायुर्वेदविदो मन्यन्ते ॥ १५ ॥

પ્રાણને વધારનારાં સાધનોમાં એક જ સર્વોત્કૃષ્ટ સાધન છે; બળને વધારનારાં સાધનોમાં પણ એક જ સર્વોત્કૃષ્ટ સાધન છે; શરીરને પુષ્ટ કરનારાં સાધનોમાં પણ એક જ સર્વોત્કૃષ્ટ સાધન છે; સમૃદ્ધિજનક કે આનંદકારક સાધનોમાં એક જ સર્વોત્કૃષ્ટ સાધન છે; હર્ષ ઉપજાવનારાંઓમાં પણ એક જ સર્વોત્કૃષ્ટ સાધન છે અને મોક્ષના માર્ગોમાં પણ એક જ સર્વોત્કૃષ્ટ માર્ગ છે; તેમાં પ્રાણીઓની અહિંસા–એ પ્રાણવર્ધક સાધનોમાં સર્વોત્કૃષ્ટ છે; વીર્ય કે ઉત્સાહ એ બળવર્ધક સાધનોમાં સર્વોત્કૃષ્ટ છે; વિદ્યા એટલે તત્ત્વજ્ઞાન એ સર્વોત્કૃષ્ટ પુષ્ટિકારક સાધનોમાં સર્વોત્કૃષ્ટ છે; ઇંદ્રિયોનો જય એ સમૃદ્ધિજનક કે આનંદજનક સાધનોમાં સર્વોત્કૃષ્ટ છે; તત્ત્વજ્ઞાન એ મનને હર્ષ ઉપજાવનારાં સાધનોમાં સર્વોત્કૃષ્ટ છે અને બ્રહ્મચર્ય એ મોક્ષમાર્ગોમાં સર્વોત્કૃષ્ટ માર્ગ છે, એમ આયુર્વેદશાસ્ત્રના જ્ઞાતાઓ માને છે. ૧૪,૧૫

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: ‘સેવવા યોગ્ય આવશ્યક સાધનોમાં અતિ ઉત્કૃષ્ટ અહિંસા વગેરેને અહીં કહી બતાવે છે: તેમા ‘અહિંસા’ શબ્દનો અર્થ, કોઈ પણ પ્રાણીનો દ્રોહ ન કરવો તે છે; એવી પ્રાણીઓની અહિંસા એ જેટલાં પ્રાણવર્ધક એટલે આયુષ વધારનારાં સાધનો છે, તેઓમાં અતિ ઉત્કૃષ્ટ સાધન છે; વીર્ય એટલે ઉત્સાહ એ બળવર્ધક સાધનોમાં અતિ ઉત્કૃષ્ટ સાધન છે; વિદ્યા એટલે જ્ઞાન એ પુષ્ટિકારક સાધનોમાં અતિ ઉત્કૃષ્ટ પૌષ્ટિક સાધન છે; ઇંદ્રિયોનો જય એટલે કે અહિતકારી વિષયોથી ઇંદ્રિયોને રોકવી. એ સમૃદ્ધિજનક અથવા આનંદજનક સાધનોમાં સર્વોત્કૃષ્ટ સાધન છે; તત્ત્વાવબોધ કે તત્ત્વજ્ઞાન એ મનને અત્યંત હર્ષ ઉપજાવનારાં સાધનોમાં અતિ ઉત્કૃષ્ટ સાધન છે; અને બ્રહ્મચર્ય એ મોક્ષના માર્ગોમાં એક અતિ ઉત્કૃષ્ટ માર્ગ છે.’

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: ‘પ્રશન તથા જ્ઞાનનું અહીં વિવરણ કહે છે: ‘પ્રાણવર્ધક, બળવર્ધક, બૃંહણ કે પૌષ્ટિક, આનંદવર્ધક, હર્ષવર્ધક તથા મોક્ષના માર્ગો, એ છમાં જે જે એક એક અતિશય ઉત્કૃષ્ટ છે, તેને તેને અહીં અનુક્રમે દર્શાવે છે; તેમાં અહિંસા એ પ્રાણીઓના પ્રાણ વધારનારાંઓમાં અતિ ઉત્કૃષ્ટ છે; જ્યાં જ્યાં ‘અહિંસા’ શબ્દ આવે છે, ત્યાં ત્યાં બધે તેનો અર્થ, પોતાના સિવાયનાં બીજા પ્રાણી કે અપ્રાણીઓનો અપકાર કરનારી જે ક્રિયા: કરવી તે છે; જેમ બીજાં કોઈ મનુષ્યો વગેરેનાં ધન વગેરેને પડાવી લઈ, તેઓનું અનિષ્ટ કરવું, તેમ જ પૃથ્વી આદિના ગંધાદિને લઈ લેવા, તે અપકારક કરનારી ક્રિયાઓ છે; તેમાં પણ અપ્રાણીઓની હિંસા સંભવી શકતી નથી. તે કારણે મૂળમાં ‘प्राणिनाम्’ એ પદ મૂકેલ છે; પ્રાણીઓની અહિંસા એ પ્રાણવર્ધક અન્નપાન આદિ સર્વની મધ્યે અત્યંત શ્રેષ્ઠ છે; અહીં મૂળમાં લખેલ ‘वीर्य’ શબ્દનો અર્થ શક્તિ કે પરાક્રમ થાય છે; તેમ જ મૂળમાં જણાવેલી વિદ્યા બે પ્રકારની જાણવી: એક ‘પરા વિદ્યા’ અને બીજી ‘અપરા વિદ્યા’ છે; તેમાંની ‘પરા વિદ્યા’–એ ‘यथा तदक्षरमधिगम्यते यद् अद्दश्यमग्राह्यमगोत्रम् अवर्णं यद् अपाणिपादम् अचक्षुःश्रोत्रम् इत्येवमादि सा परा’–જેનાથી તે અક્ષર–અવિનાશી બ્રહ્મ જણાય છે, જે દર્શન કરવું શક્ય નથી, ગ્રહણ કરવું શક્ય નથી, ગોત્રરહિત છે, વર્ણરહિત છે, હાથ–પગ વિનાનું છે અને ચક્ષુ તથા શ્રોત્રથી પણ રહિત છે, ઇત્યાદિ જે સમજાવે છે, તે ‘પરા’ વિદ્યા છે; તેમ જ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, નિરુક્ત તથા જ્યોતિષ આદિ સહિત ચાર વેદો એ ‘અપરા’ વિદ્યા છે. ઇંદ્રિયનો જય એટલે મન ઉપર કાબૂ મેળવવો તે છે; ‘नन्दयन्ति इति नन्दना.’–આનંદ ઉપજાવનારા જે જે ભાવો છે, તેઓમાં મનને જીતવું, એ અતિશ્રેષ્ઠ આનંદજનક છે; તેમ જ ‘તત્ત્વાવબોધ’ એટલે કે હરકોઈ ભાવો કે પદાર્થોને યથાર્થસ્વરૂપે સમજવા, તે હર્ષજનક સાધનોમાં અતિશ્રેષ્ઠ હર્ષજનક છે; બ્રહ્મચર્ય એટલે ગુરુ

ઇંદ્રિય પર કાબૂ રાખવો, એટલે કે મન, વચન કે કાયાથી મૈથુન કરતાં અટકવું, તે અયનોમાં એટલે કે પરલોકના હિતકારી માર્ગોમાં અતિશ્રેષ્ઠ હિતકારી માર્ગ છે; આ બધાં માનસિક દુઃખોના ત્યાગ માટેનાં પણ સાધનો છે, એમ આયુર્વેદના જ્ઞાતાઓ માને છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં થોડુંક જ આમ સમજાવે છે: 'સેવન કરવા યોગ્યનો પ્રસંગ હોવાથી પ્રાણવર્ધનોમાં ઉત્કૃષ્ટ અહિંસા વગેરેને અહીં કહે છે: મૂળમાં 'एकम्' શબ્દ મૂકીને આ છ સાધનો, તેમાંના બીજાંઓમાં સર્વોત્કૃષ્ટ તરીકે કેવળ એક એક જ છે, બીજાં કોઈ શ્રેષ્ઠ નથી, એમ સૂચન કર્યું છે. 'अयनानाम्'– એ પદનો પર્યાય 'मार्गाणाम्' થાય છે; જો કે અન્ન પણ પ્રાણવર્ધન છે, તોપણ અહિંસા જ સર્વોત્કૃષ્ટ પ્રાણવર્ધન છે; કારણ કે અહિંસાથી ધર્મ ઉત્પન્ન થાય છે અને તેથી આયુષનો વધારો થાય છે; તે જ પ્રમાણે માંસ પણ બૃંહણ એટલે પૌષ્ટિક છે, તોપણ તે માંસ તો કેવળ શરીરની જ પુષ્ટિ કરે છે; જ્યારે વિદ્યા તો શરીર અને મન બેયની પુષ્ટિ, કરે છે; તેથી વિદ્યા સર્વોત્કૃષ્ટ બૃંહણ અથવા પૌષ્ટિક છે. ૧૪,૧૫

### આયુર્વેદના જ્ઞાતાઓની ઓળખાણ

तत्रायुर्वेदविदस्तन्त्रस्थानाध्यायप्रश्नानां पृथक्त्वेन वाक्यशो वाक्यार्थशोऽर्थावयवशश्च प्रवक्तारो मन्तव्याः ॥ १६॥

જેઓ 'તન્ત્ર' એટલે આયુર્વેદનું, તેઓનાં સ્થાનોનું, અધ્યાયોનું અને (તે વિષેના) પ્રશ્નોનું તેઓનાં પ્રત્યેક વાક્યાનુસાર, વાક્યોના અર્થ પ્રમાણે અને તે તે અર્થના અવયવો કે વિભાગ પ્રમાણે અલગ અલગ પ્રવચન કરી શકે છે, તેઓને આયુર્વેદના જ્ઞાતા જાણવા. ૧૬

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: આયુર્વેદના જાણકારો કેવા હોય છે, તે અહીં કહે છે: આયુર્વેદશાસ્ત્રરૂપ તંત્ર, તેનાં સ્થાનો, અધ્યાયો તથા પ્રશ્નોને અલગ અલગ વાક્ય પ્રમાણે, વાક્યોના અર્થ પ્રમાણે તથા અર્થોના અવયવો પ્રમાણે જેઓ બરાબર સમજાવી શકે છે, તે પુરુષોને આયુર્વેદ જાણનારા માનવા; આયુર્વેદનાં તંત્રો ઘણાં છે; જેવાં કે અગ્નિવેશ, ભેલ, જતૂકર્ણ, પરાશર, હારીત, ક્ષારપાણિ, કણાદ, નાગાર્જુન, વ્યાસ, ચરક, સુશ્રુત, પુષ્કલાવત, ગોપુર અને રક્ષિત આદિએ તે તે તંત્રો રચેલાં છે. ૧૬

### અગ્નિવેશનો પ્રશ્ન

तत्राह–कथं तन्त्रादीनि वाक्यशो वाक्यार्थशोऽर्थावयवशश्चोक्तानि भवन्तीति ॥ १७॥

તે વિષે અગ્નિવેશ પ્રશ્ન કરે છે: એ તંત્ર વગેરેને વાક્યો પ્રમાણે, વાક્યોના અર્થ પ્રમાણે તથા અર્થોના અવયવ પ્રમાણે કઈ રીતે કહેલાં ગણી શકાય છે?

એ તંત્રોનું, તેઓનાં સ્થાનોનું, તેઓના અધ્યાયોનું તથા પ્રશ્નોનું વાક્ય પ્રમાણે, વાક્યોના અર્થ પ્રમાણે તથા અર્થોના અવયવો પ્રમાણે પ્રવચન કેવું હોય છે? આ અહીં પ્રશ્ન છે. ૧૭

### ભગવાન આત્રેયનો ઉત્તર

अत्रोच्यते–तन्त्रमार्षं कार्त्स्न्येन यथाम्नायमुच्यमानं वाक्यशो भवत्युक्तं, बुद्ध्या सम्यगनुप्रविश्यार्थतत्त्वं वाग्भिर्व्याससमासप्रतिज्ञाहेतूदाहरणोपनयनिगमनयुक्ताभिस्त्रिविधशिष्यबुद्धिगम्याभिरुच्यमानं वाक्यार्थशो भवत्युक्तं, तन्त्रनियतानामर्थदुर्गाणां पुनर्विभावनैरुक्तमर्थावयवशो भवत्युक्तम् ॥ १८॥

અહીં હવે તે વિષે આ ઉત્તર કહેવામાં આવે છે: આર્ષતંત્રને સંપૂર્ણપણે તેના પાઠ પ્રમાણે જે કહેવામાં આવે તેને તેનાં વાક્યો પ્રમાણે કહ્યું ગણાય છે; તેમ જ બુદ્ધિથી અર્થના તત્ત્વમાં સારી રીતે પ્રવેશ કરી વિસ્તાર, સંક્ષેપ, પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય તથા નિગમનયુક્ત વાણી દ્વારા ત્રણ પ્રકારના પુરુષોની બુદ્ધિથી જે રીતે સમજી શકાય તે રીતે કહેવામાં આવે, તે વાક્યોના અર્થાનુસાર કહેલું (તંત્ર) ગણાય છે; તેમ જ તંત્રોમાં નિયત કરેલા કે બાંધેલા અર્થોમાં જે દુર્ગમ કે દુર્બોધ અર્થો હોય, તેઓનો વારંવાર પ્રકાશ કરી જે કહેવામાં આવે તે અર્થોના અવયવ પ્રમાણે કહેલું (તંત્ર) ગણાય છે. ૧૮

યોગીન્દ્રનાથ સેન અહીં વધુ આમ સમજાવે છે: 'તેમાં પ્રથમ તંત્રોનું વાક્યાનુસાર પ્રવચન કર્યું કહેવાય, તે કહે છે: અગ્નિવેશ આદિ ઋષિઓએ રચેલાં આયુર્વેદ શાસ્ત્રો તે 'તંત્ર' કહેવાય છે; તે તંત્રને સંપૂર્ણપણે એટલે કે આખાયે તે તંત્રને તેના પાઠના ક્રમ પ્રમાણે જે કહી બતાવવામાં કે ઉચ્ચારણ કરી બતાવવામાં આવે તે વાક્યાનુસાર તેને કહ્યું ગણાય છે. પછી તે વાક્યોના અર્થાનુસાર તે તંત્રને કહી દેખાડાય, ત્યારે પ્રથમ તો બુદ્ધિયા તે તે વાક્યોનાં અર્થરહસ્યોમાં સારી રીતે પ્રવેશ કરી કે તેઓનાં અર્થરહસ્યોને ઊંડાણમાંથી બરાબર સમજી લઈ વ્યાસ–'समस्तपदानां पृथक्करणम्–' એટલે સમસ્ત પદોને અલગ અલગ કરી દઈ ને તેમ જ

समासः पृथक्पदानाम् एकीकरणम्–અલગ અલગ પદોને એકપદરૂપે કરી દઈને साध्यनिर्देशः प्रतिज्ञा–પ્રતિજ્ઞા એટલે સાધ્યનો નિર્દેશ કરી દઈ દૃષ્ટાંત કે ઉદાહરણપૂર્વક, એટલે કે दृष्टान्तो नाम यत्र मूर्खविदुषां बुद्धिसाम्य, लौकिक-परीक्षकाणां यस्मिन्नर्थे बुद्धिसाम्य स दृष्टान्तः–જેમાં મૂર્ખાઓની તથા વિદ્વાનોની બુદ્ધિની સમાનતા જણાય એટલે કે જે અર્થમાં લૌકિક પરીક્ષકોની બુદ્ધિની સમાનતા જણાય, તે દૃષ્ટાંતપૂર્વક; તેમ જ ઉદાહરણની અપેક્ષાએ સાધ્યનો તથા એ તે જ પ્રમાણે છે, એવો જે ઉપસંહાર કરાય, તે ઉપનય; ન્યાયસૂત્રના કહેવા પ્રમાણે 'उदाहरणापेक्ष-स्तथेत्युपसंहारो न तथेति वा साध्यस्योपनयः'–ઉદાહરણની અપેક્ષા રાખતો 'એ તે પ્રમાણે' એવો જે ઉપસંહાર, અથવા 'न तथा'–તે પ્રમાણે આ નથી, એવો જે સાધ્યનો ઉપસંહાર તે ઉપનય; અને પ્રતિજ્ઞાને જે ફરી કહેવી તે નિગમન–निगमनं प्रतिज्ञाया. पुनर् वचनं, हेत्वप-देशात् प्रतिज्ञायाः पुनर्वचनम्–એમ તે નિગમનથી યુક્ત વાણી વડે જે અર્થ કહેવામાં આવે, જેમ કે 'पुरुषः नित्य.'–પુરુષ નિત્ય છે, એ પ્રતિજ્ઞાવાક્ય કહ્યું ગણાય, પછી 'कस्मात्–अकृतकत्वात्'–કયા કારણે તે પુરુષ નિત્ય છે? તો તેમા હેતુ અપાય છે કે તે પુરુષ 'અકૃતક' છે–કૃત્રિમ કે કોઈથી કરાય તેવો નથી; 'यथा आकाशम्'–જેમ આકાશ. કોઈથી કરાય તેવું નથા, તેથી તે નિત્ય છે, એ ઉદાહરણ આપીને 'तस्मात् पुरुष नित्यः'–તે કારણે પુરુષનું નિત્યપણું સિદ્ધ કરવામા આવે છે; એમ નિગમન એટલે સાધ્યની સિદ્ધિની પ્રતિજ્ઞાને ફરી કહેવામાં આવે છે. આ પ્રતિજ્ઞા વગેરેનાં લક્ષણો આ ચરકસંહિતામાં પણ 'રોગભિષગ્જિતીય' નામના વિમાનમાં કહેવાશે. આમ વ્યાસ કે વિસ્તાર તથા સમાસ કે સંક્ષેપ આદિથી યુક્ત વાણી વડે મન્દ, બુદ્ધિ, મધ્ય બુદ્ધિ તથા તીક્ષ્ણ બુદ્ધિ–એમ ત્રણ પ્રકારની બુદ્ધિવાળા માણસો, જે રીતે બરાબર સમજી શકે, તે રાતે જે તંત્ર કહેવાય, તે વાક્યના અર્થ અનુસાર તંત્ર કહ્યું ગણાય છે; પછી એ તંત્રને અર્થના અવયવો પ્રમાણે જેમ કહેવામાં આવે છે; તે કહે છે. જે અર્થો કેવળ તત્રોમા જ નિયત કર્યા હોય કે બાંધ્યા હોય, તે અર્થો દુર્ગમ કે દુર્બોધ હોય છે, તેથી એવા તંત્રનિયત અર્થોમાં લૌકિક–સામાન્ય મનુષ્યોનો પ્રવેશ થવો શક્ય હોતો નથી; તેથી તેઓનું વારંવાર વિભાવન કે પ્રકાશન દ્વારા વિશેષ સ્પષ્ટીકરણ કરાય, તે અર્થોના અવયવ પ્રમાણે તંત્રને કહ્યું ગણાય છે; અહીં આમ કહેવા માગે છેઃ તંત્રનાં વાક્યો જે પ્રમાણે કહ્યાં હોય, તે પ્રમાણે જ તેઓનો પાઠ કરી દેખાડવો, તે વાક્યાનુસાર તત્રનું કથન કર્યું કહેવાય; પછી એ જ વાક્યોને સંક્ષેપ, વિસ્તાર આદિથી સર્વ લોકો જે રીતે સમજી શકે, તે રીતે કરીને જે કહેવામાં આવે, તે વાક્યના અર્થ પ્રમાણે તંત્રનું કથન કર્યું કહેવાય; પછી એ જ વાક્યાર્થોનાં જે જે દુર્બોધ સ્થળો હોય, તેઓને પોતાનાં વચનોથી બરાબર સ્પષ્ટ પ્રકાશન કરીને જે કહેવામાં આવે, તે અર્થોના અવયવો પ્રમાણે તેઓનું કથન કર્યું કહેવાય છે; એમ તે તંત્રને સંપૂર્ણપણે સ્થાનથી, અધ્યાયથી તથા પ્રશ્નોથી અનુક્રમે વાક્યાનુસાર, વાક્યાર્થ-અનુસાર તથા અર્થોના અવયવાનુસાર કહ્યું ગણાય છે, એમ સમજવું જોઈએ.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આવો ભાવ સમજાવે છે: 'तन्त्र'–ઋષિઓએ કહેલાં કે આર્ષ સમજવાં: જે તંત્ર ભણાય છે, તે અગ્નિવેશ આદિમાંના કોઈ પણ ઋષિઓએ રચેલું હોય છે, તે અહીં તત્ર કહેવાય છે; તે તંત્ર કહીને તેનાં જેટલાં સ્થાનો છે, તેને કહેવાં જોઈએ; જેમ કે સુશ્રુતે રચેલુ તંત્ર ૭ સ્થાનોથી યુક્ત છે, એમ તે તંત્રને ભણેલાએ કહેવું જોઈએ; જેમ કે સૂત્ર–નિદાન–શારીર–ચિકિત્સા–કલ્પ–ઉત્તરતંત્ર એમ ૭ સ્થાનો સુશ્રુતના તંત્રમાં છે અને તેમા જેટલા અધ્યાયો છે, તે પણ કહેવા જોઈએ. એમ સર્વ તંત્રોનાં સ્થાનો તથા અધ્યાયો કહેવા જોઈએ. પછી એ તંત્રને આનુપૂર્વીથી જેવો પાઠ હોય તે પ્રમાણે સંપૂર્ણપણે જે પાઠ કરીને કહી બતાવાય, તે વાક્યાનુસાર તંત્રને કહ્યું ગણાય છે; પછી વાક્યોના અર્થ પ્રમાણે જે રીતે તંત્ર કહેલું ગણાય છે, તે કહે છે: એ અધ્યયન કરેલા તંત્રનાં એક એક વાક્યનું અર્થરહસ્ય, બુદ્ધિથી સારી રીતે સમજીને વ્યાસ કે સક્ષેપ આદિથી યુક્ત વાણી વડે અલ્પ બુદ્ધિ, મધ્ય બુદ્ધિ તથા તીવ્ર બુદ્ધિવાળા પુરુષોની એ ત્રણ પ્રકારની બુદ્ધિ જે રીતે સમજી શકે. તે રીતે જે કહેવામાં આવે, તે વક્યોના અર્થ પ્રમાણે તંત્રને કહ્યું ગણાય છે. પછી અર્થોના અવયવ પ્રમાણે જેમ તંત્ર કહેવું જોઈએ, તે કહે છે: તે તે તંત્રમાં નિયત કરેલાં જે વાક્યોના જે અર્થો છે, તેઓમાંથી જે જે વાક્યો, અર્થદૃષ્ટિએ સમજવાં મુશ્કેલ હોય છે, તેઓને વારંવાર સ્પષ્ટ અર્થોથી સમજાવવામાં આવે, તે તંત્રનાં વાક્યોના જે અર્થો છે, તેઓના અવયવ પ્રમાણે તે તંત્ર સમજાવ્યું કહેવાય છે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'આયુર્વેદના શ્રવણનો પ્રસંગ નીકળતાં આયુર્વેદની નિરુક્તિ દ્વારા આયુષને તથા આયુર્વેદને જણાવનારું પ્રકરણ અહીં કહે છે: તંત્રનો અર્થ 'શાસ્ત્ર' થાય છે; એ ઋષિકૃત તંત્ર–'આર્ષ' કહેવાય છે; એ તંત્રને તેના પાઠ પ્રમાણે જે કહેવામાં આવે; તેમ જ ઉદાહરણ

એટલે દૃષ્ટાંત અને ઉપનય એટલે કે સિદ્ધાંતથી સાધિત સાધન ધર્મને સાધ્યમાં ફરી કહેવો; જેમ કે–જે રીતે રસોડું ધૂમયુક્ત હોય છે, 'तथा चायं धूमवान्'–તે રીતે આ પર્વત પણ ધૂમયુક્ત છે, અને નિગમન એટલે કે હેતુસાધિત સાધ્ય ધર્મને કહેવો; જેમ કે–'तस्मादग्निमान्'–તે કારણે આ પર્વત અગ્નિયુક્ત છે. મૂળમાં જણાવેલ 'तन्त्रनियतानाम्' એટલે કે 'तन्त्रगतानाम्' તંત્રમાં રહેલા અર્થોનો 'विभावनैः उक्तम्'–व्याख्यानैः कथनम्'–વ્યાખ્યાનો કરીને કહી દેખાડવા; આનું ઉદાહરણ અહીં એક અપાય છે; જેમ કે–'शरीरचेष्टा या चेष्टा स्थैर्यार्था बलवर्द्धिनी'–આ વાક્યમાં 'इष्टा या चेष्टा'–જે ચેષ્ટા ઇષ્ટ હોય છે, એટલું જ માત્ર જે કહેવાય છે, તે ઉપરથી બીજા 'चेष्टाः' પદને દુર્ગમ કે દુર્બોધ સમજી તેનું એ વ્યાખ્યાન કરવામાં આવે છે.' ૧૮

## આયુર્વેદ સંબંધે સાત પ્રશ્ન

तत्र चेत्प्रष्टारः स्युः–चतुर्णामृक्सामयजुरथर्ववेदानां कं वेदमुपदिशन्त्यायुर्वेदविदः? किमायुः? कस्मादायुर्वेदः? किमर्थमायुर्वेदः? शाश्वतोऽशाश्वतो वा? कति कानि चास्याङ्गानि? कैश्चायमध्येतव्यः, किमर्थं चेति ॥ १९ ॥

કદાચ કોઈ પ્રશ્ન કરનારાઓ પૂછે કે, ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ તથા અથર્વવેદ–એ ચાર વેદોમાં-થી કયા વેદનો આયુર્વેદ જાણનારાઓ ઉપદેશ કરે છે? આયુષ શું છે? આયુર્વેદ કયા કારણે કહેવાય છે? શા માટે આયુર્વેદ ઉપદેશાય છે? એ આયુર્વેદ નિત્ય છે કે અનિત્ય? એ આયુર્વેદનાં કેટલાં અને કયાં અંગો છે? એ આયુર્વેદ કોણે અને શા માટે ભણવો જોઈએ? ૧૯

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'તંત્ર, સ્થાનો, અધ્યાયો અને પ્રશ્નોનું પ્રવચન કરનારાઓને આયુર્વેદ જાણનારા માનવા, એમ ઉપર ૧૬ મા સૂત્રમાં કહ્યું છે; તો હવે એ તંત્ર આદિનું નિરૂપણ કરવા પ્રકરણનો પ્રારંભ કરે છે: 'કદાચ કોઈ પૂછે કે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, તથા અથર્વવેદ એ ચાર વેદો છે; તેથી અધિક કોઈ વેદ નથી; તો તેમાંના કયા વેદનો આયુર્વેદ જાણનારાઓ ઉપદેશ કરે છે? એટલે કે ઋગ્વેદ આદિ ચાર વેદોમાંથી કયા વેદમાં આયુર્વેદનો સમાવેશ થાય છે? આયુષ શું છે? કયા કારણે આયુર્વેદ કહેવાય છે? આયુર્વેદ શા માટે છે? એટલે કે આયુર્વેદનું પ્રયોજન શું છે? એ આયુર્વેદ નિત્ય છે? કે અનિત્ય છે? એ આયુર્વેદનાં અંગો કેટલાં છે? એટલે કેટલી સંખ્યા ધરાવે છે? એ અંગો કયાં છે? તેઓનાં નામ કયાં છે? આ આયુર્વેદ કોણે ભણવો જોઈએ? અને તે શા માટે ભણવો જોઈએ? આવા અહીં સાત પ્રશ્નો છે.' ૧૯

(ઉપર્યુક્ત પ્રશ્નોમાંના પહેલા પ્રશ્નનો ઉત્તર)

## આયુર્વેદનો સમાવેશ અથર્વવેદમાં છે

तत्र भिषजा पृष्टेनैवं चतुर्णामृक्सामयजुरथर्ववेदानामात्मनोऽथर्ववेदे भक्तिरादेश्या; वेदो ह्याथर्वो दानस्वस्त्ययनबलिमङ्गलहोमनियमप्रायश्चित्तोपवासमन्त्रादिपरिग्रहाच्चिकित्सां प्राह, चिकित्सा चायुषो हितायोपदिश्यते ॥ २० ॥

એમ કોઈએ પૂછ્યું હોય, ત્યારે વૈદ્યે ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ તથા અથર્વવેદ એ ચાર વેદોમાંથી અથર્વવેદમાં પોતાની ભક્તિ બતાવવી જોઈએ; કારણ કે અથર્વવેદ દાન, સ્વસ્ત્યયન, બલિ, મંગલ, હોમ, નિયમ, પ્રાયશ્ચિત્ત, ઉપવાસ તથા મંત્ર આદિનું ગ્રહણ કરીને ચિકિત્સા જ કહે છે; અને એ ચિકિત્સાનો આયુષના હિત માટે ઉપદેશ કરાય છે. ૨૦

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે. આયુર્વેદ જાણનારાઓ કયા વેદનો ઉપદેશ કરે છે? એ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં આપે છે: વૈદ્યને ઉપર કહ્યા પ્રમાણે જ્યારે કોઈ પૂછે, ત્યારે તેણે ઋગ્વેદ આદિ ચાર વેદોમાંથી અથર્વવેદમાં પોતાની ભક્તિ બતાવવી જોઈએ; કારણ કે અથર્વવેદ દાન, સ્વસ્ત્યયન આદિને વ્યાધિઓ દૂર કરવા માટે સ્વીકારીને ચિકિત્સા જ બતાવે છે; દાન વગેરે દૈવવ્યપાશ્રય ઔષધો જ છે; અથર્વવેદમાં દાન વગેરે કહ્યાં છે. તેથી એ રૂપે ચિકિત્સા જ ત્યાં કહેલી છે; ચિકિત્સાનો ઉપદેશ આયુષના હિત માટે જ કરાય છે; એકંદર આયુષના હિત માટેનું જે કોઈ અનુષ્ઠાન કે ક્રિયા હોય છે, તે બધુંયે ચિકિત્સા જ છે; એમ દાન, સ્વસ્ત્યયન આદિ અનુષ્ઠાનો કે ક્રિયાઓને અથર્વવેદે કહેલ છે, તેથી તેણે ખરી રીતે એ ચિકિત્સા જ કહી છે; એ કારણે વૈદ્યની ભક્તિ અથર્વવેદ ઉપર હોવી જોઈએ; એમ જેમાં ચિકિત્સાનો ઉપદેશ કરાયો છે, તે અથર્વવેદનો ભાગ 'આયુર્વેદ' કહેવાય છે. એ રીતે આયુર્વેદનો સમાવેશ અથર્વવેદમાં થાય છે, તેથી આયુર્વેદ અથર્વવેદથી જુદો નથી. ૨૦

## 'આયુષ શું?' એ બીજા પ્રશ્નનો ઉત્તર

वेदं चोपदिश्य आयुर्वाच्यं; तत्रायुश्चेतनानुवृत्तिर्जीवितमनुबन्धो धारि चेत्येकोऽर्थः ॥ २१ ॥

**એમ વેદ બતાવીને હવે આયુષ કહેવું જોઈએ; તેમાં આયુષ, ચેતનાનુવૃત્તિ કે ચેતનાનું અનુસરણ, જીવિત, અનુબંધ કે પ્રાણો સાથેનો સંયોગ અને ધારિ એ (બધાંનો) એક જ અર્થ છે. એટલે એ બધા આયુષના જ પર્યાયો છે. ૨૧**

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં આમ સમજાવે છે: 'આયુષ એ શું છે? એ પ્રશ્નનો ઉત્તર કહેવા અહીં કહે છે કે, 'आयुः शरीरेन्द्रियसत्त्वात्मसंयोगलक्षणम्'–આયુષ એ શરીર, ઇંદ્રિયો, મન કે અંતઃકરણ તથા આત્માનો સંયોગ, એ રૂપી લક્ષણથી યુક્ત છે એટલે એજ તેનું લક્ષણ છે. 'चेतनाया.–चैतन्यस्य अनुवृत्तिः–गर्भात् आरभ्य आमरणात् प्रवाहः'–ગર્ભથી માંડી મરણ સુધીનું ચૈતન્યનું જે અનુસરણ કે પ્રવાહ–એ આયુષ છે–એટલે આયુષનો જ તે પર્યાય છે; 'अनु–प्राणैः सह बन्ध.–संयोग अनुबन्ध.'–પ્રાણો સાથેનો જે સંયોગ તે 'અનુબંધ' એ પણ આયુષનો જ પર્યાય છે. આ 'अनुबन्ध' શબ્દમાં રહેલા 'अनु' શબ્દનો અર્થ 'सह' 'સાથે' એવો થાય છે. અહીં મૂળમાં 'च'કાર મૂકયો છે, તેથી 'नित्यग' એ પણ આયુષનો પર્યાય અહીં લેવાનો છે; કેમ કે પ્રથમ શ્લોકસ્થાનના પહેલા અધ્યાયમાં આયુષના આ પર્યાયો કહેવાઈ ગયા છે: 'शरीरेन्द्रियसत्त्वात्मसंयोगो धारि जीवितम्। नित्यगश्चानुबन्धश्च पर्यायैरायुरुच्यते'–(જુઓ ત્યાં શ્લોક ૪૧ મો) આ ચેતનાનુવૃત્તિ વગેરે આયુષના પર્યાયો છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આયુષના આ પર્યાયોને વ્યાકરણદૃષ્ટિએ ઠીક સમજાવે છે: 'ઉપર આયુર્વેદને અથર્વવેદનો જ એક ભાગ કહ્યો છે, એ ઉપરથી જણાવ્યું છે કે આયુર્વેદ ચાર વેદોથી કોઈ જુદો વેદ નથી, તેમ જ એ અવેદ પણ નથી કે વેદનું અમુક કોઈ અંગ નથી; પરંતુ ખુદ અથર્વવેદ જ છે; છતાં કોઈક વિદ્વાનો આયુર્વેદને અથર્વવેદનું અધિક અંગ માની તેને અથર્વવેદનું ઉપાંગ કહે છે, એમ ચાર વેદોમાંથી કયા વેદ તરીકે આયુર્વેદ જાણનારાઓ આયુર્વેદનો ઉપદેશ કરે છે? એ પ્રશ્નનો ઉત્તર ઉપર કહેવાયો, હવે 'આયુષ એ શું છે?' એ પ્રશ્નનો ઉત્તર અહીં કહે છે: આયુર્વેદમાં આયુષ કહેવાયું છે અને ચેતનાનુવૃત્તિ, જીવિત, અનુબન્ધ અને ધારિ–એ આયુષના પર્યાયો છે–એકાર્થવાચી જ શબ્દો છે; તેમાં 'चेतना अनुवर्तते यत्र येन वा इति चेतनानुवृत्ति.–आयु.'–જેમાં ચેતના અનુસરે છે અથવા જેને લીધે ચેતનાનું અનુસરણ થાય છે. તે 'ચેતનાનુવૃત્તિ'–એ 'આયુષ' છે; તેમ જ 'जीवितजीव प्राणधारणे–इति, जीवति अनेन इति जीवितम्–आयुः अधिकरणे क्त.'–જેના કારણે પ્રાણી જીવે છે, તે 'જીવિત' આયુષનો પર્યાય છે; તેમ જ 'अनुबन्ध.–એટલે કે 'पूर्वपूर्वमान–अपायात् अनु पश्चात् उत्तरोत्तरमानेन बध्नाति यः सोऽनुबन्ध.–आयुः'–शरीर–इन्द्रिय–सत्त्व–आत्म–संयोगः'–पचादित्वाद् अच्, पुलिङ्ग.–પ્રથમ પ્રથમના માપનો નાશ થયા પછી ઉત્તરોત્તર–પછી પછીના માપની સાથે જે જોડાય છે–સંબંધ પામે છે તે અનુબંધ, એટલે શરીરનો, ઇંદ્રિયોનો, મનનો કે અંતઃકરણનો તથા આત્માનો જે સંયોગ તે અનુબંધ એટલે આયુષ; તેમ જ 'धारि च आयुः धारयितुं शीलमस्येति धारि, चौरादिको धृ.धारणे, धृञ् धारणे भौवादिको वा, तौदादिको धृङ् स्थितिधारणयोर्वेति–શરીરને ધારણ કરવાનો જેનો સ્વભાવ છે, તે ધારિ–આયુષ.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં વધુ આમ સમજાવે છે. 'ઉપર કહેવામાં આવ્યું કે વૈદ્યે અથર્વવેદમાં પોતાની ભક્તિ બતાવવી એટલે કે સેવા દર્શાવવી; એટલે કે વૈદ્યે, સેવવા યોગ્ય તરીકે અથર્વવેદ સ્વરૂપે જ આયુર્વેદને જાહેર કરવો જોઈએ; કેમ કે આયુર્વેદની અથર્વવેદ સાથેની એકતામાં જે કારણો છે, તે પણ ઉપર કહ્યાં છે; એ ઉપરથી એક પ્રયોજનપણાને લીધે અથર્વવેદનો જ એક ભાગ આયુર્વેદ છે, એમ જણાવવામાં આવ્યું છે; એમ પ્રશ્નના ક્રમ પ્રમાણે વેદનું પ્રતિપાદન કરી આયુષનું જ પ્રતિપાદન કરવું જોઈએ, માટે તે આયુષને સમજાવે છે. 'चेतनानुवृत्तिः–इति चैतन्यसंतानः–' ચૈતન્યની પરંપરા કે અનુસરણ રહ્યા કરે છે, તે આયુષ કહેવાય છે; એ ગર્ભથી માંડી મરણ સુધીનું સમજવું જોઈએ; કેમ કે મરણ પછી ચૈતન્યનું અનુસરણ હોતું નથી; એટલે કે મરણ પછી ચૈતન્ય સાક્ષાત્ મળતું નથી કે જણાતું નથી, એ જ તેની અનનુવૃત્તિ કે અનુસરણાભાવ છે. કદાચ કોઈ કહે કે માણસ જ્યારે ઊંઘી ગયો હોય છે, ત્યારે તેનું ચૈતન્ય અનુભવાતું નથી, તેમાં શું કારણ છે? આનું સમાધાન આ છે કે, નિદ્રામાં પણ ચૈતન્યનું અનુસરણ તો હોય જ છે; કેમ કે 'सुखमहमस्वाप्सम्–હું સુખેથી ઊંઘી ગયો હતો' એવું નિદ્રા પછીના ઉત્તર કાળનું પ્રતિસંધાન જોવામાં આવે છે, તેથી જણાય છે કે નિદ્રામાં પણ સૂક્ષ્મ જ્ઞાન અવશ્ય હોય જ છે. જો કે શ્લોકસ્થાનના 'દીર્ઘંજીવિતીય' નામના પ્રથમ અધ્યાયમાં 'शरीरादिसंयोग आयुः'–શરીર આદિનો સંયોગ તે આયુષ છે, એમ કહ્યું છે, તોપણ એ સંયોગના કાર્ય તરીકે જ અહીં ચૈતન્ય–અનુવૃત્તિ કહેવામાં આવે છે; તે કાર્ય–કારણની અભેદવિવક્ષાને લીધે જ આ 'ચેતનાનુવૃત્તિ'ને 'આયુષ' કહેવામાં આવે છે; એ સિવાય-

ના 'અનુબંધ' તથા 'ધારિ' શબ્દનું તો પહેલા અધ્યાયમાં વ્યાખ્યાન કરી બતાવવામાં આવ્યું છે.' ૨૧

## આયુર્વેદની નિરુક્તિ

तत्र 'आयुर्वेदयतीत्यायुर्वेदः' कथमिति चेदुच्यते–स्वलक्षणतः सुखासुखतो हिताहिततः प्रमाणाप्रमाणतश्च; यतश्चायुष्याण्यनायुष्याणि च द्रव्यगुणकर्माणि वेदयत्यतोऽप्यायुर्वेदः तत्रायुष्याण्यनायुष्याणि च द्रव्यगुणकर्माणि केवलेनोपदेक्ष्यन्ते तन्त्रेण ॥ २२ ॥

એ આયુષને જે જણાવે છે, તે 'આયુર્વેદ' છે; પણ એ કેવી રીતે આયુષને જણાવે છે? આમ કોઈ પૂછે, તો તે સંબંધે કહેવાય છે કે, પોતાનાં લક્ષણો ઉપરથી સુખ તથા દુઃખ ઉપરથી, હિત તથા અહિત ઉપરથી અને પ્રમાણથી તથા અપ્રમાણથી આયુષને જે જણાવે છે, તે 'આયુર્વેદ' કહેવાય છે; વળી જે કારણે આયુષને હિતકારી તથા આયુષને અહિતકારી દ્રવ્યોને, ગુણોને તથા કર્મોને જે જણાવે છે, તે કારણે પણ 'આયુર્વેદ' કહેવાય છે; તેમાં આયુષને હિતકારી તથા આયુષને અહિતકારી દ્રવ્યો ગુણો તથા કર્મોનો સંપૂર્ણ ઉપદેશ આયુર્વેદ-તંત્ર કે આયુર્વેદ શાસ્ત્ર દ્વારા કરાશે. ૨૨

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: ઉપરના સૂત્રમાં આયુષ કહેવાયું. હવે આયુર્વેદની નિરુક્તિ કહે છે: તે ઉપર કહેલા લક્ષણવાળા 'आयु. वेदयति–बोधयति इति आयुर्वेदः'–આયુષને જે જણાવે કે સમજાવે છે, તે 'આયુર્વેદ' કહેવાય છે. આ નિરુક્તિમાં 'विद्' ધાતુનો અર્થ 'જણાવવું' એવો સમજાય છે; બીજાં તંત્રોમાં 'विद्' ધાતુનો અર્થ, 'મેળવવું' વગેરે પણ કહ્યા છે; એ આયુર્વેદ આયુષને કેવી રીતે જણાવે છે? આનો ઉત્તર અહીં મૂળમાં કહે છે: પોતાનાં લક્ષણથી, સુખથી, દુઃખથી, હિતથી, અહિતથી, પ્રમાણથી તથા અપ્રમાણથી તે આયુર્વેદ આયુષને જણાવે છે; વળી જે કારણે આયુષને હિતકારી તથા તેથી વિપરીત–આયુષને અહિતકારી પણ જાણવા જેવું હોય છે; કારણ કે આયુષને જે હિતકારી ન હોય તેનો ત્યાગ કરવો તે આયુષનું કારણ બને છે; એમ આયુષનાં હિત–અહિત દ્રવ્યો, ગુણો તથા કર્મોને જે જણાવે–સમજાવે છે, તે કારણે પણ 'આયુર્વેદ' કહેવાય છે. આ પક્ષમાં ગૌણી નિરુક્તિ જણાય છે; કેમ કે સુખ, દુઃખ, હિત, અહિત, આયુષ, આયુષનું પોતાનું લક્ષણ, પ્રમાણ, અપ્રમાણ, તેમ જ આયુષનાં હિતકારી તથા અહિતકારી દ્રવ્યોને, ગુણોને તથા કર્મોને જે જણાવે છે, તે કારણે પણ આયુર્વેદ કહેવાય છે. આ સંબંધે શ્લોકસ્થાનના પ્રથમ અધ્યાય 'દીર્ઘંજીવિતીય'માં પણ કહેવાયું છે કે, 'हिताहितं सुखं दुःखमायुस्तस्य हिताहितम् । मानं च तच्च यत्रोक्तमायुर्वेदः स उच्यते–' (જુઓ ત્યાં શ્લોક ૪૦ મો.) સુશ્રુતમાં પણ સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'आयुरस्मिन् विद्यते, अनेन वा आयुर्विन्दतीत्यायुर्वेदः'–જેમાં આયુષનો વિચાર કરવામાં આવે છે અથવા જેનાથી માણસ આયુષને મેળવે છે, તે 'આયુર્વેદ' કહેવાય છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'એમ આયુષ કહીને હવે 'કયા કારણે આયુર્વેદ કહેવાય છે?' એ પ્રશ્નનો ઉત્તર અહીં આપે છે: 'आयुर्वेदयतीत्यस्मादायुर्वेदो नामोच्यते–આયુષને જે જણાવે છે, એ કારણે આયુર્વેદ નામે કહેવાય છે.' સુશ્રુતમાં તો 'आयुर्वेत्ति, वेदयति विन्दत्यस्मादस्मिन् वेत्यायुर्वेद इत्युक्तम्–આયુષને જે વિચારે, જણાવે કે જેનાથી માણસ આયુષને મેળવે છે, તેથી આયુર્વેદ કહેવાય છે.' એમ કહ્યું છે; તેમાંથી આયુષને તે કયા પ્રકારે જણાવે છે? એ સંબંધે કોઈ જો પૂછે તો તેનો ઉત્તર અહીં કહે છે: સ્વરૂપલક્ષણથી, સુખથી, દુઃખથી, હિતથી, અહિતથી, પ્રમાણથી અને અપ્રમાણથી 'आयुर्वेदयति'–આયુષને જે જણાવે છે, તે આયુર્વેદ કહેવાય છે. હવે 'किमर्थम् आयुर्वेदः? શા માટે આયુર્વેદ છે? આયુર્વેદનું પ્રયોજન શું છે?' એ પ્રશ્નનો ઉત્તર અહીં આપે છે કે, આયુષનાં હિત–અહિત જાણવા માટે આયુર્વેદ જરૂરી છે; કારણ કે જે કારણે આયુષનાં હિતકારી તથા અહિતકારી દ્રવ્ય આદિને તે આયુર્વેદ જણાવે છે, એ કારણે પણ 'આયુર્વેદ' એવી સંજ્ઞા પડી છે. આ ઉપરથી આયુષનાં હિત–અહિત જાણવા માટે આયુર્વેદનું પ્રયોજન કહ્યું છે. એ આયુર્વેદ તે કયાં હિત–અહિત જણાવે છે, તે અહીં છેલ્લે જણાવે છે કે, આયુષ માટેનાં હિતકારી તથા અહિતકારી દ્રવ્ય આદિ આખાય તંત્ર દ્વારા ઉપદેશ કરવામાં આવશે; તેમાં આયુષને પોતાનાં લક્ષણ ઉપરથી કયાં કહ્યું છે, તે હવે નીચેના ૨૩મા સૂત્રમાં કહે છે.'

## આયુષનું સ્વલક્ષણ પહેલાં કહ્યું છે

तत्रायुरुक्तं स्वलक्षणतो यथावदिहैव ॥ २३ ॥

તેમાં આયુષને તેનાં પોતાનાં લક્ષણથી તો આ જ અધ્યાયમાં તથા આ શ્લોકસ્થાનના પહેલા અધ્યાયમાં પણ બરાબર કહેલ છે. ૨૩

ઉપરના સૂત્રમાં કહેવાયું કે, પોતાનાં લક્ષણથી આયુષને જણાવે તે આયુર્વેદ; તેનું અહીં વિવરણ કરે છે. તેમાં આયુષને પોતાનાં લક્ષણથી તો અહીં જ કર્યું છે; એટલે કે આયુષનું પોતાનું લક્ષણ તો આ અધ્યાયમાં ઉપર ૨૧મા સૂત્રમાં 'चेतनानुवृत्तिर्जीवितम्'–ઇત્યાદિ વચનથી કહેલ છે; તેમ જ 'પ્રથમ દીર્ઘંજીવિતીય' નામના પહેલા અધ્યાયમાં પણ 'शरीरेन्द्रियसत्त्वात्मसंयोगः'– ઇત્યાદિ ૪૧મા શ્લોકમા પણ કહેલ છે. ૨૩

### સુખ-દુ:ખરૂપ આયુષનું લક્ષણ

**तत्र शारीरमानसाभ्यां रोगाभ्यामनभिद्रुतस्य विशेषेण यौवनवतः समर्थानुगतबलवीर्ययशः पौरुषपराक्रमस्य ज्ञानविज्ञानेन्द्रियार्थबलसमुदाये वर्तमानस्य परमर्धिरुचिरविविधोपभोगस्य समृद्धसर्वारम्भस्य यथेष्टविचारिणः सुखमायुरुच्यते ॥ असुखमतो विपर्ययेण ॥ २४,२५ ॥**

**શરીરના કે મનના રોગથી જે માણસ પીડાયેલો ન હોય, વિશેષે કરી યૌવનથી યુક્ત હોય; બળ, વીર્ય, યશ, પુરુષાર્થ તથા પરાક્રમ જેનામાં સારી રીતે અનુસરેલાં હોય; જ્ઞાનના, વિજ્ઞાનના, ઇંદ્રિયોના તથા વિષયોના બળની ઉન્નતિમાં જે વર્તતો હોય; શ્રેષ્ઠ સમૃદ્ધિ તથા અનેક જાતના સુંદર ઉપભોગોથી જે યુક્ત હોય, જેના સર્વ આરંભો સમૃદ્ધ કે સંપૂર્ણ સફળ થતા હોય અને જે પોતાની ઇચ્છાનુસાર ફરીહરી શકતો હોય તે માણસનું આયુષ સુખરૂપ લક્ષણવાળું કહેવાય છે અને એથી ઊલટા લક્ષણવાળા માણસનું આયુષ દુઃખરૂપ લક્ષણવાળું કહેવાય છે. ૨૪,૨૫**

યોગીન્દ્રનાથ સેન ચરકોપરકારમાં અહીં આમ સમજાવે છે: 'સુખદુ:ખ એ આયુષ છે, એમ અહીં કહેવા માગે છે. જે માણસ શારીરિક કે માનસિક રોગથી પીડાતો ન હોય; શરીરનું બળ, વીર્ય એટલે ઉત્સાહ, યશ, પુરુષયોગ્ય કર્મ, પરાક્રમ એટલે શૂરવીરપણું એ બધાંથી જે યુક્ત હોય; શાસ્ત્રનું જ્ઞાન તથા એ શાસ્ત્રના અર્થનું જ્ઞાન–એ વિજ્ઞાન અથવા આત્મા વગેરેનું જ્ઞાન; ઇંદ્રિયોનું બળ તથા તેના વિષયોનું બળ એ બધાના બરાબર ઉદયથી જે યુક્ત હોય; એટલે કે તે સર્વ જેનામાં સંપૂર્ણ હોય; તેમ જ જેના સર્વ ઉપભોગો કે ભોગ્ય વિષયો પરમ-શ્રેષ્ઠ સમૃદ્ધિ કે સંપત્તિથી સુંદર હોય; જેના સર્વ આરંભો કે કાર્યોની શરૂઆતો સમૃદ્ધ કે સર્વાંશે સફળ થતા હોય અને જે પોતાની ઇચ્છાનુસાર ફર્યા કરવાનો સ્વભાવ ધરાવતો હોય, તેવા મનુષ્યનું આયુષ સુખરૂપ લક્ષણવાળું કહેવાય છે; પરંતુ એથી ઊલટાં લક્ષણોથી જે યુક્ત હોય એટલે કે શરીરના તથા મનના રોગોથી જે પીડાયા કરતો હોય, ઇત્યાદિ વિપરીત લક્ષણવાળું આયુષ દુઃખરૂપ આયુષ કહેવાય છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'પોતાનાં લક્ષણ દ્વારા આયુષનું સ્વરૂપ પૂર્વના અધ્યાયમાં તથા આ અધ્યાયમાં પણ (ઉપર ૨૧મા સૂત્રમાં) કહેવાયું છે; હવે સુખદુ:ખ દ્વારા આયુષનું સ્વરૂપ અહીં કહે છે; તેમાં શરીરના કે મનના રોગથી જે પીડાતો ન હોય, વિશેષે કરી બાળપણ તથા વૃદ્ધાવસ્થાથી વિશેષ–યૌવન-અવસ્થાથી યુક્ત હોઈને જે માણસ સમર્થ હોય, બળ વગેરેથી બરાબર યુક્ત હોય, જ્ઞાનાદિના સમુદાયમાં જે વર્તતો હોય, પરમ-શ્રેષ્ઠ સંપત્તિથી તથા સુંદર અનેક ઉપભોગોથી જે યુક્ત હોય, જેનાં સર્વ કર્મોના આરંભો સમૃદ્ધિયુક્ત કે સફળ થયા કરતા હોય અને જે પોતાની ઇચ્છા પ્રમાણે ફરવા-હરવાનો સ્વભાવ ધરાવતો હોય, તેવા માણસનું આયુષ સુખરૂપ કહેવાય છે અને એથી ઊલટું આયુષ દુઃખરૂપ કહેવાય છે.' ૨૪,૨૫

### હિત-અહિત આયુષનું લક્ષણ

**हितैषिणः पुनर्भूतानां परस्वादुपरतस्य सत्यवादिनः सामपरस्य समीक्ष्यकारिणोऽप्रमत्तस्य त्रिवर्गं परस्परेणानुपहतमुपसेवमानस्य पूजार्हसंपूजकस्य ज्ञानविज्ञानोपशमशीलस्य वृद्धोपसेविनः सुनियतरागरोषेर्ष्यामदमानवेगस्य सततं विविधप्रदानतत्परस्य तपोज्ञानप्रशमनित्यस्याध्यात्मविदस्तत्परस्य लोकमिमं चामुं चावेक्षमाणस्य स्मृतिमतिमतो हितमायुरुच्यते ॥ अहितमतो विपर्ययेण ॥ २६,२७ ॥**

**જે માણસ પ્રાણીમાત્રનું હિત ઇચ્છતો હોય, પારકા ધનથી અટકેલો હોય, સત્યવાદી હોય, સામ કે સાંત્વનવચનમાં તત્પર રહેતો હોય, (બધું કાર્ય) બરાબર વિચારીને કર્યા કરતો હોય, પ્રમાદથી રહિત હોય; પરસ્પરનો નાશ ન કરે એ રીતે ત્રણે વર્ગ ધર્મ, અર્થ અને કામનું જે સેવન કર્યા કરતો હોય, પૂજાયોગ્ય વ્યક્તિઓનું સારી રીતે પૂજન કરતો હોય; જ્ઞાનવૃદ્ધોની, વિજ્ઞાનવૃદ્ધોની, ઉપશમવૃદ્ધોની તથા શીલવૃદ્ધોની જે સેવા કર્યા કરતો હોય; રાગના, રોષના, ઈર્ષ્યાના, મદના તથા માનના વેગને જેણે બરાબર વશ કર્યા હોય કે રોક્યા હોય; નિરંતર અનેક પ્રકારનાં શ્રેષ્ઠ દાન**

દેવામાં જે તત્પર હોય; કાયમ તપ, જ્ઞાન તથા અતિશય શાંતિથી જે યુક્ત હોય; અધ્યાત્મ કે આત્માદિનું સ્વરૂપ જે જાણતો હોય; જેનું હૃદય એકાગ્ર હોય, આ લોક તથા પરલોક તરફ જેની દૃષ્ટિ હોય અને સ્મરણ તથા (ત્રણે કાળના વિષયવાળી) બુદ્ધિથી જે યુક્ત હોય, તે મનુષ્યનું આયુષ હિતઆયુષ કહેવાય છે, અને એથી જે વિપરીત હોય, તેનું આયુષ અહિત કહેવાય છે. ૨૬,૨૭

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: હિત-અહિત આયુષનું અહીં વ્યાખ્યાન કરે છે: 'પ્રાણીઓનું હિત ઇચ્છનાર, પારકા ધનથી અટકનાર કે ઉપરામ પામીને પારકું ધન કદી નહિ ઇચ્છનાર, સામ કે સાંત્વનાવાદમાં તત્પર, હરકોઈ કાર્ય બરાબર વિચારીને કરનાર, પ્રમાદથી રહિત–સર્વ કાળ સાવધાન; ધર્મ, અર્થ, કામરૂપી ત્રિવર્ગનો પરસ્પર ઉપઘાત કે નાશ ન થાય એ રીતે તેનું સેવન કરનાર, પૂજાયોગ્ય–પૂજ્ય વ્યક્તિઓનું પૂજન કરનાર; જ્ઞાન, વિજ્ઞાન, ઉપશમ તથા શીલ–સ્વભાવથી જેઓ વૃદ્ધ હોય, તેઓની સેવા કરવાનો જેઓનો સ્વભાવ હોય; રાગ, રોષ વગેરેના વેગ ઉપર જેણે કાબૂ મેળવ્યો હોય; તપ, જ્ઞાન તથા પ્રશમમાં જે કાયમ તત્પર રહેતો હોય; અધ્યાત્મ કે આત્મા આદિના સ્વરૂપને જે જાણતો હોય; જેનું હૃદય એકાગ્ર હોય; આ લોક તથા પરલોક તરફ જેની દૃષ્ટિ હોય; તેમ જ પ્રથમ અનુભવેલા અર્થનું સ્મરણ તથા ભવિષ્યના અર્થના ઉદ્દેશરૂપ મતિ કે ત્રણ કાળનો વિષય ધરાવતી બુદ્ધિથી જે યુક્ત હોય એવા મનુષ્યનું આયુષ તે હિતરૂપ આયુષ કહેવાય છે; પરંતુ એથી ઊલટું હોય એટલે ઉપર્યુક્ત લક્ષણોથી ઊલટાં લક્ષણોવાળું જે હોય તે અહિત આયુષ કહેવાય છે.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'જેનું આયુષ હિત કે અહિતરૂપ હોય તે અહીં દર્શાવે છે: 'પ્રાણીઓનું હિત ઇચ્છતો પુરુષ પરધન પડાવી લેતાં અટકે છે, પારકાં ધનાદિ લઈ લેવાની ભાવના ધરાવતો જ નથી; સત્યવાદી, સામપરાયણ કે શાંતિસેવનમાં તત્પર હોય; કોઈ પણ કાર્યને તેના ગુણદોષનો વિચાર કરીને જ કરે છે; પ્રમાદથી જે રહિત હોય; ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગનું એકબીજાને હરકત કે હાનિ ન પહોંચે એ રીતે જે સેવન કરે; પૂજનયોગ્ય વ્યક્તિઓનો પૂજા–સત્કાર કરે; જ્ઞાન વગેરેની પ્રશંસા કરવાનો સ્વભાવ ધરાવે; વૃદ્ધોની સેવા કરે; ધર્મ, અધર્મ, નીતિવ્યવહાર, આદિમાં જેઓ કુશળ હોય તેઓની જે સેવા કરીને તે બધું બરાબર સમજે; રાગાદિના વેગને સ્વાધીન કરે કે રોકે; નિરંતર ગાયો, સુવર્ણ તથા ભૂમિ વગેરે અનેક પ્રકારનાં દાન આપવામાં તત્પર રહ્યા કરે; આત્માને ઉદ્દેશીને જે ભાવો રહ્યા છે–તે આત્માદિનાં તત્ત્વોને જાણે; આધ્યાત્મિક તત્ત્વો વિષેનાં કર્મોમાં જે પરાયણ રહે, આ લોક તથા પરલોક–બન્નેને જોયા કરે એટલે કે બન્ને લોકમાં જે કર્મ વિરુદ્ધ ન ગણાતું હોય તે જ કરવાનો સ્વભાવ ધારણ કરે; તેમ જ સ્મૃતિમાન તથા બુદ્ધિમાન જે હોય, તે માણસનું આયુષ હિતરૂપ ગણાય છે; કેમ કે તેથી હિતકારી ફળનો લાભ થાય છે; અને એથી જે ઊલટું વર્તન ધરાવતો હોય, તે માણસનું આયુષ અહિતકારી કહેવાય છે.' ૨૬,૨૭

### આયુષનું પ્રમાણ–અપ્રમાણ

**प्रमाणमायुषस्त्वर्थेन्द्रियमनोबुद्धिचेष्टादीनां विकृतिलक्षणैरुपलभ्यतेऽनिमित्तैः, अयमस्मात्क्षणान्मुहूर्ताद्दिवसात्त्रिपञ्चसप्तदशद्वादशात्पक्षान्मासात्षण्मासात्संवत्सराद्वा स्वभावमापत्स्यत इति ॥ तत्र स्वभावः, प्रवृत्तेरुपरमो–मरणं–अनित्यता–निरोध इत्येकोऽर्थः । इत्यायुषः प्रमाणं ॥ २८ ॥**

**अतो विपरीतमप्रमाणम् ॥ २९ ॥**

**अरिष्टाधिकारे देहप्रकृतिलक्षणमधिकृत्य चोपदिष्टमायुषः प्रमाणमायुर्वेदे ॥ ३० ॥**

અર્થો એટલે શરીરનો રંગ, સ્વર વગેરે; તેમ જ ઇંદ્રિયો, મન, બુદ્ધિ તથા ચેષ્ટા આદિની વિકૃતિ કે વિકારરૂપ આકસ્મિક ચિહ્નો દ્વારા આયુષનું પ્રમાણ કે માપ જાણી શકાય છે કે, આ મનુષ્ય આ ક્ષણ, આ મુહૂર્ત, આ દિવસ કે ત્રણ, પાંચ, સાત, દશ કે બાર દિવસ પછી અથવા પખવાડિયું, મહિનો, છ મહિના, કે એક વર્ષ પછી સ્વભાવને એટલે મરણને પ્રાપ્ત થશે; કેમ કે અહીં સ્વભાવનો અર્થ પ્રવૃત્તિથી ઉપરમ–વિરામ કે અટકવું, મરણ, અનિત્યતા કે નિરોધ એ અર્થ થાય છે; અર્થાત્ સ્વભાવ કે મરણના જ આ પર્યાયો છે: આમ આયુષનું પ્રમાણ કે માપ સમજાય છે; અને આથી જે વિપરીત હોય તે દ્વારા આયુષનું અપ્રમાણ સમજાય છે; આ આયુષનું પ્રમાણ તથા અપ્રમાણ આ આયુર્વેદ વિષે ઇંદ્રિયસ્થાનના અરિષ્ટાધિકારમાં તેમ જ વિમાનસ્થાનના રોગભિષગ્જિતીય નામના વિમાનમાં દેહ,

પ્રકૃતિ તથા લક્ષણનો અધિકાર ચાલુ કરી કહેવામાં આવશે. ૨૮–૩૦

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'આયુષનું પ્રમાણ કે અપ્રમાણ ક્યાં કારણે જણાય છે તે અહીં સમજાવે છે: આયુષનું માપ, જે ક્ષણ, મુહૂર્ત, આદિ હોય તે આકસ્મિક થયેલા વિકારરૂપ લક્ષણો કે પ્રકૃતિમાં થયેલા વિપર્યાસ કે ફેરફાર ઉપરથી સમજાય છે; જેમ કે શરીરનો રંગ બદલાઈ જાય. સ્વર કે ધાતુમાં અથવા ગળાના અવાજમાં ફેરફાર થઈ જાય; ઇંદ્રિયો, મન, બુદ્ધિ, ચેષ્ટા અને આદિ શબ્દ ઉપરથી શીલ, શીલ કે સ્વભાવ તથા સ્મરણશક્તિ આદિમાં કંઈ વિકાર કે વિપર્યાસનાં ચિહ્નો જણાય, તે ઉપરથી આમ સમજી શકાય છે કે, આ માણસ આ એક ક્ષણ પછી કે ત્રીસ કળાઓ પછી. અથવા આ એક મુહૂર્ત કે બે ઘડીઓ પછી અથવા આ એક દિવસ પછી કે ત્રણ, પાંચ, સાત, દશ કે બાર દિવસો પછી અથવા તો એક પખવાડિયાં પછી કે મહિનો, છ મહિના કે એક વર્ષ પછી સ્વભાવને કે મરણને પામશે: એમ ઇંદ્રિયો આદિના વિકારરૂપ અનિમિત્તો ઉપરથી સ્વભાવ અથવા મરણ પામશે. એમ અહીં કહ્યું. અહીં લખેલો સ્વભાવ શબ્દ 'મરણ'નો. પર્યાય છે. તે અહીં કહે છે કે, પ્રવૃત્તિથી ઉપરમ, વિરામ કે નિવૃત્તિ તેમ જ મરણ, અનિત્યતા કે નિરોધ એ બધા એક જ અર્થ છે, જુદો અર્થ નથી; એટલે કે સ્વભાવ વગેરે શબ્દો મરણના જ પર્યાયો છે; આથી ઊલટું હોય તો આયુષનું અપ્રમાણ જણાય છે; અર્થાત્ આથી ઊલટું હોય એટલે કે પ્રકૃતિવિપર્યાસનાં કોઈ અનિષ્ટ ચિહ્નો જણાય નહિ તો આયુષનું પ્રમાણ કે માપ જણાતું નથી. આ આયુષનું પ્રમાણ તથા અપ્રમાણ આ આયુર્વેદમાં ઇંદ્રિયસ્થાન વિષે અરિષ્ટાધિકારમાં તથા વિમાનસ્થાનનાં રોગભિષગ્જિતીય નામના વિમાનમાં દેહ. પ્રકૃતિ તથા લક્ષણનો અધિકાર ચાલુ કરી કહેવામાં આવશે.

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં ઠીક વધુ સ્પષ્ટતા કરે છે: અહીં મૂળમાં લખેલ 'विकृतिलक्षणैः' એ પદનો અર્થ, 'વિકૃતિરૂપ લક્ષણો વડે' એવો થાય છે; તેનું જ વિશેષણ 'अनिमित्तैः' એ પદ લખેલું છે; તેનો અર્થ 'आकस्मिकैः अरिष्टैः'—એટલે કે અકસ્માત્ થનારા અરિષ્ટો કે અનિષ્ટો ઉપરથી આયુષનું પ્રમાણ કે માપ જણાય છે; કોઈ પણ નિમિત્ત વિના જ વિકૃતિ થાય એટલે કે અર્થોની તથા ઇંદ્રિયોની જે વિકૃતિ કે પ્રકૃતિવિપર્યાસ થાય તે અરિષ્ટ કે અનિષ્ટ ઉપદ્રવરૂપ છે; (આનું વિસ્તૃત વર્ણન ઇંદ્રિયસ્થાનમાં કરાશે; અહીં આ ઉદાહરણો આપવામાં આવે છે:) તેમાં અર્થવિકૃતિનું ઉદાહરણ આ છે કે, 'नानापुष्पोपमगन्धो यस्य वाति दिवानिशम्–જેના શરીરની ગંધ અનેક જાતનાં પુષ્પોના જેવી દિવસરાત વાયા કરે કે ફેલાયા કરે છે;' તેમ જ ઇંદ્રિયવિકૃતિનું આ ઉદાહરણ છે કે, 'यश्च पश्यति अदृश्यान्–જે માણસ ન જોઈ શકાય તેવા ભાવો કે પદાર્થોને જોવા માંડે છે' તે ઇંદ્રિયના વિકારરૂપ અનિષ્ટનું ચિહ્ન છે; મનની વિકૃતિનું ઉદાહરણ આ પ્રમાણે છે: 'यैः पुरा विन्दते भावैः समेतैः परमां रतिम्। तैरेवारममाणस्य ग्लास्नोर्मरणमादिशेत्–જે એકઠા મળેલા પદાર્થોથી માણસ પ્રથમ પરમ પ્રીતિ કે આનંદ પામતો હોય, તે જ પદાર્થોથી જ્યારે તેને આનંદ ન થાય અને ઊલટો કંટાળો આવે, ત્યારે જાણવું કે તેનું મરણ નજીક છે.' તેમ જ બુદ્ધિની વિકૃતિનું લક્ષણ આ પ્રમાણે છે: 'बुद्धिर्बलमहेतुकम्–જેની બુદ્ધિ તથા બળ કારણ વગર જતાં રહે તે માણસ છ મહિનામાં મરે છે.' ચેષ્ટાવિકૃતિરૂપ અનિષ્ટ આ પ્રમાણે થાય છે: 'विकर्षन्निव यः पादौ मृत्युं स परिधावति–જે માણસ, જમીન પર પોતાના બેય પગને જાણે ખેંચતો હોય, એવી ચેષ્ટા કરે છે, તે મૃત્યુ તરફ દોડે છે.' અહીં મૂળમાં 'चेष्टादीनाम्' એમ આદિ શબ્દ લખ્યો છે, તે ઉપરથી 'પરિજનવિકૃતિ' નોકર–ચાકર વગેરેમાં વિકાર વગેરે પણ સમજાય છે. આ અનિષ્ટચિહ્નોના પ્રસંગમાં ક્ષણથી માંડી વર્ષ સુધીનો કાળ કહ્યો છે; તેમાં તે તે કાળ પછી એ અનિષ્ટચિહ્નજન્ય મરણ થવાનું જણાય છે, એમ જણાવે છે: એથી વિપરીત હોય તે આયુષનું અપ્રમાણ છે અર્થાત્ આકસ્મિક અનિષ્ટ ચિહ્નો જો ન થાય તો આયુષનું પ્રમાણ નિશ્ચયાત્મક કહી શકાતું નથી, એમ અરિષ્ટાધિકારમાં કહેવાશે; વળી બીજું પણ આયુષના પ્રમાણનું જ્ઞાન આ પ્રમાણે થાય છે: તે દેહ, પ્રકૃતિ તથા લક્ષણનો અધિકાર ચાલુ કરી વિમાનસ્થાનમાં કહેવાશે.

... નો અધિકાર ચાલુ કરી આયુષનું પ્રમાણ 'श्लेष्मिकाः बलवन्तो वसुमन्तश्च भवन्ति–કફ પ્રકૃતિવાળા મનુષ્યો બળવાન તથા ધનવાન હોય છે' ઇત્યાદિ કહેવાશે; તેમ જ લક્ષણથી આયુષનું પ્રમાણ પણ ત્યાં કહેવાશે: 'आयुष्मतो कुमारांश्च लक्षणान्युपदेक्ष्याम–આયુષ્માન કુમારોનાં લક્ષણો હવે અમે કહીશું,' ઇત્યાદિ કહેવાશે. અથવા 'देहप्रकृतिलक्षणम्' એ પદનો અર્થ 'દેહનું સહજ લક્ષણ' એવો પણ થઈ શકે છે; તે બધો સાર, પ્રકૃતિ આદિ લક્ષણ જાણવું.

## આયુર્વેદનું પ્રયોજન

प्रयोजनं चास्य-स्वस्थस्य स्वास्थ्यरक्षणमातुरस्य विकारप्रशमनं च ॥ ३१ ॥

સ્વસ્થ કે નીરોગી માણસના સ્વાસ્થ્ય કે આરોગ્યનું રક્ષણ કે જાળવણી કરવી; અને આતુર કે રોગીના રોગોનું પ્રશમન કરવું એટલે રોગો મટાડવા, એ આયુર્વેદનું પ્રયોજન છે. ૩૧

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'આયુર્વેદનું પ્રયોજન અહીં કહે છે; 'स्वस्मिन प्रकृतौ-धातुसाम्ये तिष्ठति इति स्वस्थः '–પોતાની પ્રકૃતિમાં એટલે ધાતુઓની સમાનતામાં જે રહે, જેની સર્વ ધાતુઓ જેટલા પ્રમાણમાં જોઈએ, તેટલા પ્રમાણમાં બરાબર હોય તે સ્વસ્થ કહેવાય છે; તેવા સ્વસ્થ મનુષ્યના સ્વાસ્થ્યનું એટલે કે તેની સર્વ ધાતુઓની સમાનતાનું જે રક્ષણ કરવું કે તેની બધી ધાતુઓ જેટલા પ્રમાણમાં જોઈએ તેટલા પ્રમાણમાં બરાબર રહ્યા કરે તેમ કરવું, તેમ જ રોગી માણસ, કે જેની ધાતુઓ વિષમ કે ઓછાંવધતી થઈ હોય, તેનો એ વિકાર શમાવવો એટલે કે રોગીની ધાતુઓમાં જે વિષમતા કે ઓછા–વધતાપણું થયું હોય તે દૂર કરવું એટલે કે તેની વિષમ ધાતુઓને એકસરખી કરવી–જે પ્રમાણમાં જોઈએ તે પ્રમાણમાં કરી આપવી, એ ધાતુસામ્ય એટલે કે ધાતુઓની સમાનતા કરવી, એ જ આ આયુર્વેદનું પ્રયોજન છે, એમ અહીં કહેવા માગે છે. આ વાત સુશ્રુતે પણ સૂત્રસ્થાનના ૧લા અધ્યાયમાં આ પ્રમાણે કહી છે: 'इह खलु आयुर्वेदप्रयोजनं व्याध्युपसृष्टानां व्याधिपरिमोक्षः स्वस्थस्य रक्षणं च–'આ લોકમાં જેઓ વ્યાધિઓથી ઘેરાયા હોય કે રોગી બન્યા હોય તેઓને રોગથી મુક્ત કરવા અને સ્વસ્થ કે નીરોગી મનુષ્યની સ્વસ્થતા કે નીરોગીપણું જાળવવું', એ આયુર્વેદનું પ્રયોજન છે.

શ્રી ગંગાધર પણ ઉપરના ભાવ પ્રમાણે અહીં આમ સમજાવે છે: આયુર્વેદ શા માટે જોઈએ? તેનું શું પ્રયોજન છે? એ પ્રશ્નનો ઉત્તર અહીં આપે છે. આ આયુર્વેદનું પ્રયોજન સ્વસ્થ કે નીરોગી મનુષ્યના સ્વાસ્થ્ય કે આરોગ્યની રક્ષા કરવી એટલે કે તેના શરીરની ધાતુઓ સમાન સ્થિતિમાં રહ્યા કરે, તેની કાળજી રાખવી; તેમ જ રોગીના રોગો મટાડવા એટલે કે તેના શરીરની ધાતુઓમાં જે વિષમતા કે વધઘટ થઈ હોય તેનું પ્રશમન કરવું કે તેની ધાતુઓને પણ એક સરખી–જોઈતા પ્રમાણમા કરવી, એ આયુર્વેદનું પ્રયોજન છે. ૩૧

## આયુર્વેદ નિત્ય કે અનિત્ય છે? એ પ્રશ્નનો ઉત્તર

सोऽयमायुर्वेदः शाश्वतो निर्दिश्यते, अनादित्वात्स्वभावसंसिद्धलक्षणत्वाद्भावस्वभावनित्यत्वाच्च ॥३२॥

તે આ આયુર્વેદ શાશ્વત–નિત્ય કહેવાય છે; કેમ કે તે અનાદિ છે; તેનું લક્ષણ સ્વભાવથી બરાબર સિદ્ધ છે; તેમ જ ભાવો એટલે સત્‌વસ્તુઓના સ્વભાવનું નિત્યપણું હોય છે. (એમ ત્રણ હેતુઓથી આયુર્વેદ નિત્ય જ કહેવાય છે.) ૩૨

## ઉપર્યુક્ત ત્રણ હેતુઓમાંના પહેલા હેતુનું વિવરણ

न हि नाभूत्कदाचिदायुषः सन्तानो बुद्धिसन्तानो वा, शाश्वतश्चायुषो वेदिता, अनादि च सुखदुःखं सद्रव्यहेतुलक्षणमपरापरयोगात्; ॥ ३३ ॥

આયુષનો પ્રવાહ કે બુદ્ધિનો એટલે જ્ઞાનનો પ્રવાહ કદી ન જ હતો એવું બન્યું નથી; આયુષનો જ્ઞાતા આત્મા પણ શાશ્વત નિત્ય જ છે; તેમ જ દ્રવ્ય, હેતુ તથા લક્ષણ સહિત સુખ–દુઃખ પણ અનાદિ છે; કેમ કે તેનો ઉત્તરોત્તર યોગ પ્રવાહરૂપે ચાલુ જ છે. ૩૩

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'આયુર્વેદના નિત્યપણા વિષે ઉપર જણાવેલ ત્રણ હેતુઓમાંના પહેલા હેતુનું અહીં વિવરણ કહે છે: આયુષનો પ્રવાહ ન જ હતો, એવું કદી બન્યું જ નથી; પરંતુ એ હતો જ; એટલે કે આયુર્વેદથી જાણી શકાતું આયુષ કે જેનું લક્ષણ શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ તથા આત્માના સંયોગરૂપ છે, તે પ્રત્યેક પુરુષની અપેક્ષાએ જો કે આદિમત્ છે, તોપણ પ્રવાહરૂપે તે અનાદિ છે; કેમકે સંસારમાં પ્રાણીઓનો સંપૂર્ણ ઉચ્છેદ કે વિનાશ કદી થયો જ નથી; કારણ કે સંસાર અનાદિ છે; એ જ પ્રમાણે આયુષની બુદ્ધિનો પ્રવાહ કદી ન જ હતો, એવું કદી બન્યું જ નથી; એટલે કે આયુષનું વેદન કે અનુભવરૂપ જ્ઞાન પણ અનાદિ જ છે; વળી આયુષનો જ્ઞાતા કે અનુભવ કરનાર આત્મારૂપ પુરુષ પણ શાશ્વત કે નિત્ય છે; રાશિપુરુષના પક્ષે પણ અપર–અપર ઉત્તરોત્તર યોગ હોવાના કારણે તે અનાદિ છે. વળી સુખ એટલે આરોગ્ય; દુઃખ એટલે રોગ; દ્રવ્ય એટલે ભેષજ કે ઔષધ–દ્રવ્ય; હેતુ એટલે નિદાન અને લિંગ–એટલે લક્ષણ; એ ત્રણે દ્રવ્ય, હેતુ તથા લક્ષણ સહિત સુખ તથા દુઃખ પણ અનાદિ છે; કેમ કે અપરનો કે બીજાનો અપર કે બીજા સજાતીયની સાથે યોગ કે સંબંધ થયા જ કરે છે; તેનો વળી અપર–બીજા સજાતીયની સાથે યોગ થયા કરે છે,

એમ ઉત્તરોત્તર યોગ કે સંબંધ પ્રવાહરૂપે ચાલુ જ રહે છે, તેથી તે સુખ-દુઃખ અનાદિ છે; એમ આયુર્વેદનું વેદ્ય-આયુષ, તેનું વેદન કે અનુભવજ્ઞાન તથા તેનો વેદિતા કે અનુભવ કરનાર આત્મા, એ ત્રણે અનાદિ છે, એ કારણે આયુર્વેદ પણ અનાદિ છે; અને અનાદિ હોવાથી જ તે નિત્ય છે.'

શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ તથા આત્માનો સંયોગ એ આયુષ; જે શરીર આદિના કર્મથી ઉત્પન્ન થાય છે, તેનો પ્રવાહ કે વૃદ્ધિ(પાઠ રાખીને)રૂપ પ્રવાહ ન હતો, એમ કદી બન્યુ જ નથી; પરંતુ તે પ્રવાહ અનાદિકાળથી હતો જ અને ચાલુ જ છે; અને તે ચાલુ જ રહેશે. જે પ્રાણી જેટલો કાળ વર્તે છે કે જીવે છે, તેનું એ વર્તન કે જીવન છે, તે ગાયત્રીનું પણ છે; કેમ કે તેજ, પ્રાણી તથા અન્નના સંયોગથી જ 'શક્તિ' નામે ગાયત્રી ઉત્પન્ન થાય છે; કેમ કે મહાનિર્વાણ પછી પણ જે હશે, તે બધું પણ આયુષવાળું જ હશે. એમ આયુષનો પ્રવાહ હતો જ અને તેની વૃદ્ધિનો પ્રવાહ પણ હતો જ; કેમ કે હિતના સેવનથી આયુષની વૃદ્ધિ તથા અહિતના સેવનથી આયુષનો હ્રાસ થતો દેખાય છે; જો એમ ન હોય તો એથી વિપરીત કેમ ન બને? એટલે હિતસેવનથી આયુષનો હ્રાસ અને અહિતસેવનથી આયુષની વૃદ્ધિ, એમ ઊલટું કેમ ન બને? તેથી જ આયુષનું પ્રમાણ-અપ્રમાણ પણ હતું જ; વળી સર્વના આયુષનું જ્ઞાન કરાવનાર કે સર્વને આયુષનો અનુભવ કરાવનાર પરમાત્મા પણ શાશ્વત-નિત્ય છે; વળી સુખરૂપ આયુષ છે અને દુઃખરૂપ પણ આયુષ છે; એટલે જેના આયુષમાં સુખ હોય છે અથવા જેના આયુષમાં દુઃખ હોય છે, તે સુખ તથા દુઃખ પણ અનાદિમાન છે; વળી જે જે પ્રાણી મહાનિર્વાણ પછી પણ હશે, તે તે પણ સુખ-દુઃખથી યુક્ત જ હશે, કંઈ પણ સુખરહિત કે દુઃખરહિત હશે જ નહિ; એમ દ્રવ્ય, હેતુ તથા લક્ષણ સહિત એવું સુખ અને દુઃખ પણ અનાદિ છે; જે જે દ્રવ્ય વિષે સુખ કે દુઃખ અનુભવાય છે, તે પણ અનાદિ છે; યુક્તિથી અન્નપાન સેવાય છે તો સુખ અનુભવાય છે અને અયુક્તિથી અન્નપાન સેવાય છે, તો દુઃખ અનુભવાય છે; તેમાં ઊલટાપણું કેમ થતું નથી? જેમ કે યુક્તિથી અન્નપાન સેવાય તો દુઃખ થાય અને અયુક્તિથી અન્નપાન સેવાય તો સુખ થાય, એવું કેમ જણાતું નથી? પ્રીતિરૂપ લક્ષણવાળું સુખ છે અને વિષાદ કે ખેદરૂપ લક્ષણવાળું દુઃખ છે; એમાં પણ ઊલટ અનુભવ કેમ થતો નથી? જેમ કે વિષાદ કે ખેદરૂપ લક્ષણવાળું સુખ હોય અને પ્રીતિરૂપ લક્ષણવાળું દુઃખ હોય! એટલે કે દ્રવ્ય, હેતુ તથા લક્ષણ સહિત એવાં સુખ-દુઃખ અનાદિમાન છે: એમ તે કયા કારણે અનાદિમાન છે? અપર-અપરના યોગથી તે અનાદિમાન છે; અપરનો કે બીજાંનો અપરની સાથે કે બીજાંની સાથે યોગ; એમ અપરનો અપરની સાથે યોગ કે સંબંધ: અથવા ઉત્તરોત્તર યોગ કે સંબંધ ચાલુ જ રહે છે; એ ઉપરથી સિદ્ધ થાય છે કે, સર્વ કંઈ (દ્રવ્યાદિ) અનાદિપણાને લીધે નિત્ય છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે કે, 'આયુર્વેદનું નિત્યપણું સિદ્ધ કરવામાં ત્રણ હેતુઓ અહીં મૂળમાં જે ઉપર બતાવ્યા છે, તેમાંના પહેલા હેતુનું અહીં વિવરણ કરે છે: અહીં આયુર્વેદ વિષે વ્યવહારથી નિત્યપણું સાધ્ય તરીકે બતાવે અને તે પણ અર્થરૂપ આયુર્વેદનું નિત્યપણું સાધ્ય છે; પરંતુ શબ્દરૂપ આયુર્વેદનું નિત્યપણું સાધ્ય નથી; અથવા વ્યવહારનિત્ય આયુર્વેદનો અર્થ કહેનાર જે આયુર્વેદ છે, તેનો પરંપરાએ યોગ હોવાથી તેનુ નિત્યપણુ અહીં સિદ્ધ કરવામાં આવે છે; તેમાં જેનું પ્રતિપાદન આયુર્વેદ પોતે જ કરે છે, તે આયુષનું નિત્યપણુ આ રીતે છે: આયુષનો સંતાન કે પ્રવાહ પૂર્વે કદી ન હતો, એવું કદી હતું જ નહિ; સર્વકાળે આયુષ તો અપર-અપરના સંતાનન્યાયથી કે પ્રવાહથી ચાલુ જ છે; કેમ કે આયુષથી યુક્ત એવાં પ્રાણીઓનો કદી ઉચ્છેદ કે વિનાશ હોતો જ નથી. એ જ પ્રમાણે બુદ્ધિના કે આયુષના અનુભવજ્ઞાનના પ્રવાહોનું અસ્તિત્વ પૂર્વે કદી ન જ હતુ, એવું બન્યું નથી; એમ પ્રવાહરૂપે આયુષ નિત્ય છે અને તેનું અનુભવજ્ઞાન પણ નિત્ય છે. વળી આયુષનો જ્ઞાતા કે અનુભવ કરનાર પણ શાશ્વત છે; એમ કહીને આયુષના જ્ઞાતા-આત્માનું પણ નિત્યપણું કહ્યું છે; આ ઉપરથી વેદ્ય-આયુષ, વેદન-આયુષજ્ઞાન તથા વેદિતા-જ્ઞાતા, એ ત્રણેના નિત્યપણા ઉપરથી આયુર્વેદનું નિત્યપણું જણાવ્યું છે. વળી અહીં આયુષના સ્વરૂપ ઉપરથી જ આયુર્વેદનો વિષય કહ્યો નથી, પરંતુ રોગાદિથી જે મહણુ કરાયો હોય, તે દ્વારા પણ આયુર્વેદનો વિષય કહ્યો છે; જેમ કે સુખ-દુઃખ અનાદિ છે, તેથી પણ આયુર્વેદનું અનાદિપણું સાબિત થાય છે: આમાં સુખ એ આરોગ્ય છે અને વ્યાધિ એ દુઃખ છે: તે દ્રવ્ય, હેતુ તથા લક્ષણ સહિત હોય છે એટલે કે દ્રવ્ય, ચિકિત્સા તથા લિંગ સહિત હોય છે; અહીં 'હેતુ' શબ્દ મૂકેલો છે, તે રોગનું પ્રશમ કારણ ચિકિત્સાને જણાવે છે; કેમ કે 'દ્રવ્ય' શબ્દથી જ વ્યાધિનું કારણ તો કહેવાઈ જાય છે. કેટલાક વિદ્વાનો અહીં 'सहेतुलक्षणम्' એમ પાઠ રાખે છે; તેમાં પણ હેતુ

શબ્દથી વ્યાધિને ઉત્પન્ન કરનાર હેતુ તથા વ્યાધિનું શમન કરનાર હેતુ પણ સમજી શકાય છે; અથવા આમ સમજવું કે સુખનું કારણ ઔષધ છે અને દુઃખનું કારણ નિદાન છે; અને લક્ષણ પણ વ્યાધિનું તથા આરોગ્યનું એયનું લેવાય છે. આ ઉપરથી આમ જણાવવા માગે છે કે, જે દુઃખ હોય છે, તે કદી પણ છોડવાને ન ઇચ્છાય એવું હોતું નથી; અને જે દુઃખ ત્યજવા માટે ઇચ્છ્યું હોય, તેનો કોઈ ઉપાય નથી, એમ પણ નથી; અને જે ઉપાય છે તે આયુર્વેદ જ દુઃખનો ત્યાગ કરવા માટે સ્વીકારવા યોગ્ય છે; તે જ કારણે દુઃખના પ્રશમન માટેના ઉપાયના ઉપદેશરૂપે આયુર્વેદનું અનાદિપણું છે, એ ભાવ છે; એ રીતે સુખ કાયમ સ્વીકારવા યોગ્ય તરીકે સિદ્ધ થાય છે અને તેના ઉપાયરૂપે પણ આયુર્વેદ કાયમ સ્વીકારવા યોગ્ય સિદ્ધ થાય છે. સુખ-દુઃખ અનાદિ કઈ રીતે છે? તે પણ અહીં છેલ્લે કહે છે કે, તે કાયમી પ્રવાહરૂપે ચાલે છે.' ૩૩

**આયુર્વેદની નિત્યતા વિષે બીજા હેતુનું વિવરણ**

**एष चार्थसंग्रहो विभाव्यते आयुर्वेदलक्षणमिति ॥३४**

આ અર્થસંગ્રહ ( આયુર્વેદના પ્રતિપાદ્ય વિષય તરીકે ) જેમાં ગ્રહણ કરાય છે, એ જ આયુર્વેદનું લક્ષણ જણાય છે. ૩૪

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: આયુર્વેદ સનાતન કે નિત્ય છે, એમ જે ૩૨ મા સૂત્રમાં કહેવાયું, તેમાં ત્રણ હેતુઓ કહ્યા છે; તેમાંના 'स्वभावसंसिद्धलक्षणत्वात्'-એટલે આયુર્વેદનું લક્ષણ, સ્વભાવથી જ બરાબર સિદ્ધ છે; અર્થાત્ પોતાના વિષે પોતે જ બતાવેલા જે ભાવો છે, તે ઉપરથી જ આયુર્વેદનું નિત્યપણું જણાઈ રહે છે એટલે કે જે આ અર્થસંગ્રહ કે આયુષ આદિ કહેવા યોગ્ય પદાર્થોનો સમુદાય આયુર્વેદ દ્વારા જ પ્રતિપાદન કરાય છે, અને તે તે પદાર્થો જો નિત્ય તરીકે અનુભવાય છે, તો એ પદાર્થોનો સમુદાય જે દ્વારા સિદ્ધ કરાય છે, તે આયુર્વેદનું પણ લક્ષણ એટલે કે નિત્યતા તરીકેનું સ્વરૂપ, આપોઆપ જણાઈ રહે છે; જેમ કે શ્લોકસ્થાનના પહેલા અધ્યાયમાં આમ કહેવાઈ પણ ગયું છે કે 'हिताहितं सुखं दुःखमायुस्तस्य हिताहितम्। मानं च तच्च यत्रोक्तमायुर्वेदः स उच्यते॥ ( જુઓ ત્યાં શ્લોક ૪૦ મો.)'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'આયુર્વેદના નિત્યપણાની સિદ્ધિમાં 'સ્વભાવસંસિદ્ધ લક્ષણપણું' એ બીજો હેતુ કહ્યો છે, તે અહીં જણાવે છે: 'આ સુખદુઃખાદિ અર્થસંગ્રહ કે અભિધેયસંગ્રહ-આયુષ વગેરેનું પ્રતિપાદન આયુર્વેદે કરેલ છે, એ જ આયુર્વેદનું લક્ષણ છે, એમ જણાય છે; અર્થાત્ આયુષ વગેરે પદાર્થોનો સંગ્રહ જેમાં નિત્ય તરીકે જણાવાય છે, તે ઉપરથી એ વિષેનું પ્રતિપાદન કરતો આયુર્વેદ પણ નિત્ય હોય એમ સાબિત થાય છે; આ સંબંધે શ્લોકસ્થાનના પહેલા અધ્યાયમાં 'हिताहितं सुखं दुःखम्'-ઇત્યાદિ આયુર્વેદનું લક્ષણ ( ત્યાં ૪૦ મા શ્લોકમાં ) કહ્યું છે; આ ઉપરથી આવો અભિપ્રાય જણાવવા માગે છે કે, આયુષ આદિ જે આયુર્વેદનાં લક્ષણ છે, તેને ઉપર કહ્યા પ્રમાણે જો અનાદિ તરીકે કહેવામાં આવ્યાં છે, તો તે ઉપરથી તેના સ્વભાવસિદ્ધ લક્ષણનું વ્યાખ્યાન થઈ જાય છે; અહીં 'સ્વભાવસંસિદ્ધ' એ પદનો અર્થ, સર્વકાળ સંતાનન્યાયથી કે પ્રવાહરૂપે એ આયુર્વેદનું (નિત્ય હોવા વિષેનું) લક્ષણ સિદ્ધ છે, એવો સમજાય છે.' ૩૪

**આયુર્વેદની નિત્યતા વિષેના ત્રીજા હેતુનું વિવરણ**

**यत् पुनर्गुरुलघुशीतोष्णस्निग्धरूक्षादीनां च द्वन्द्वानां सामान्यविशेषाभ्यां वृद्धिह्रासौ, यथोक्तं-'गुरुभिरभ्यस्यमानैर्गुरूणामुपचयो भवत्यपचयो लघूनामेवमेवेतरेषाम्' इत्येष भावस्वभावो नित्यः, स्वस्वलक्षणं च द्रव्याणां पृथिव्यादीनां-सन्ति तु द्रव्याणि गुणाश्च नित्यानित्याः ॥ ३५ ॥**

વળી જે ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ તથા રૂક્ષ આદિ દ્રવ્યોના સામાન્ય તથા વિશેષ ઉપરથી ( તેઓની ) વૃદ્ધિ તથા હ્રાસ થાય છે; જેમ કે કહેવાયું છે કે અભ્યાસ કરાતાં કે સતત સેવાતાં ગુરુ દ્રવ્યોથી ગુરુ( ધાતુઓ )ની વૃદ્ધિ થાય છે અને લઘુ( ધાતુઓ )નો હ્રાસ થાય છે; એ જ પ્રમાણે બીજાઓના સંબંધમાં પણ કહેવાયું છે; આ ભાવસ્વભાવ કે પદાર્થોનો સ્વભાવ નિત્ય છે; તેમજ પૃથ્વી આદિ દ્રવ્યોનું પોતપોતાનું લક્ષણ પણ નિત્ય છે; વળી જો દ્રવ્યો નિત્ય-અનિત્ય પણ છે, તો તેઓના ગુણો પણ નિત્ય-અનિત્ય છે; ( ઇત્યાદિ પ્રતિપાદન કરનાર આયુર્વેદની નિત્યતા પણ તે ઉપરથી સિદ્ધ થાય છે. ) ૩૫

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: એમ ઉપર આયુર્વેદનું એ લક્ષણ કહીને હવે તેનું સ્વભાવસિદ્ધપણું સિદ્ધ કરવા કહે છે: 'વળી જે ગુરુ-લઘુ આદિ દ્રવ્યોના સામાન્ય અને વિશેષથી તેઓની વૃદ્ધિ તથા હ્રાસ થાય છે; તેમાં સામાન્યથી વૃદ્ધિ અને વિશેષથી હ્રાસ થાય છે; એમ પ્રથમ શ્લોકસ્થાનના પહેલા

અધ્યાયમાં કહ્યું છે કે ‘सर्वदा सर्वभावाना सामान्यं वृद्धिकारणम् । ह्रासहेतुर्विशेषश्च ’–(જુઓ ત્યાં શ્લોક ૪૫ મો) એ જ અહીં આ રીતે દર્શાવે છે: ગુરુ દ્રવ્યોનો સતત અભ્યાસ કે સેવન કરવામાં આવે, તો તેથી ગુરુ–ધાતુઓની સામાન્યને લીધે વૃદ્ધિ થાય છે, અને લઘુ ધાતુઓનો વિશેષના કારણે હ્રાસ થાય છે; એ જ પ્રમાણે બીજાંઓના પણ વૃદ્ધિ–હ્રાસ થાય છે; જેમ કે લઘુ દ્રવ્યોનો અભ્યાસ કે સતત સેવન કરવાના કારણે લઘુ ધાતુઓની સામાન્યપણાથી પુષ્ટિ કે વૃદ્ધિ થાય છે અને ગુરુ–ધાતુઓનો વિશેષના કારણે હ્રાસ થાય છે; એમ આ ભાવસ્વભાવ કે પદાર્થોનો સ્વભાવ સામાન્ય તથા વિશેષના લીધે વૃદ્ધિરૂપે તથા હ્રાસરૂપે નિત્ય છે; એમાં કોઈ પણ રીતે કદી ફેરફાર થતો નથી; એ જ પ્રમાણે પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશ–દ્રવ્યોનું પોતપોતાનું જે લક્ષણ અનુક્રમે ખરત્વ, દ્રવત્વ, ચલત્વ, ઉષ્ણત્વ તથા અપ્રતીઘાતત્વરૂપ જે કહેવાયુ છે, તે પણ નિત્ય છે; આ લક્ષણો પણ ચરકે શારીરસ્થાનના પહેલા અધ્યાયમા આ પ્રમાણે કહ્યાં છે: ‘खरद्रवचलोष्णत्वं भूजलानिलतेजसाम् । आकाशस्याप्रतीघातो दृष्टं लिङ्गं यथाक्रमम्–પૃથ્વીનું ખરત્વ, જળનું દ્રવત્વ, વાયુનું ચલત્વ, તેજનું ઉષ્ણત્વ તથા આકાશનું અપ્રતીઘાત કે અસ્ખલિતત્વ એ લક્ષણો અનુક્રમે જોવામા આવ્યા છે.’ તે એમનાં લક્ષણો નિત્ય છે; એમ તે પૃથ્વી આદિનાં પોતપોતાનાં લક્ષણોનુ નિત્યપણું સિદ્ધ કરવા અહીં મૂળમાં છેલ્લે કહે છે ' જ્યાં જ્યાં પૃથ્વી આદિ દ્રવ્યો હોય છે, ત્યાં ત્યાં એ પૃથ્વી આદિના નિત્ય–સાહજિક ગુણો અને અનિત્ય–વિશિષ્ટ માત્રા આદિથી ઉત્પન્ન થતા ગુણો અવશ્ય હોય જ છે; કેમ કે દરકોઈ દ્રવ્ય, તેઓના ગુણોનો ત્યાગ કરી કદી વર્તતું જ નથી; અથવા કોઈ પણ ગુણો દ્રવ્યોનો ત્યાગ કરી કદી વર્તતા નથી; કેમ કે દ્રવ્યોનો તથા ગુણોનો અવિનાભાવ એટલે કે એકબીજા વિના એકબીજાનું ન હોવું કદી હોતું જ નથી–તેઓનો પરસ્પરનો સંબંધ નિત્ય છે; એટલે પૃથ્વી આદિનું પોતપોતાનું ખરત્વાદિ લક્ષણ નિત્ય છે; કેમ કે એ ખરત્વ વગેરે તેઓના ગુણો છે, તેથી તેઓ તે તે પોતપોતાનાં દ્રવ્યોનો ત્યાગ કરી કદી વર્તતા નથી; (આ રીતે ભાવોના કે દ્રવ્યોના સ્વભાવનુ નિત્યપણું આયુર્વેદે જ પ્રતિપાદન કરેલ છે; અને એ જ કારણે તેવું તે તે ભાવસ્વભાવ–નિત્યત્વને પ્રતિપાદન કરતો આયુર્વેદ પણ નિત્ય છે.)’

જલ્પકલ્પતરુ ટીકાકાર શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: ‘એ રીતે ઉપરના ૩૪ મા સૂત્રમાં સ્વભાવસંસિદ્ધ લક્ષણ દર્શાવીને અહીં ૩૫ મા સૂત્રમાં ભાવસ્વભાવ–નિત્યત્વ દર્શાવે છે: ‘દ્રવ્યોના ગુરુત્વ આદિ ગુણો કે સ્વભાવો છે; એ ગુરુત્વ આદિ ગુણોવાળાં દ્રવ્યોની સામાન્ય તથા વિશેષ વડે વૃદ્ધિ અને હ્રાસ થાય છે; જેમ કે ગુરુ દ્રવ્યોની વૃદ્ધિ તેઓના સામાન્ય–ગુરુત્વ ગુણથી થાય છે; એવો સામાન્યનો તે સ્વભાવ છે; અને વિશેષને લીધે ગુરુ દ્રવ્યોનો લઘુથી હ્રાસ થાય છે; તેમ જ લઘુ દ્રવ્યોનો પણ ગુરુ–એ વિશેષથી હ્રાસ થાય છે, એ વિશેષનો સ્વભાવ છે; આવો જે ભાવસ્વભાવ કે પદાર્થોનો વૃદ્ધિહ્રાસનો જે સ્વભાવ છે તે નિત્ય છે; એમાં કોઈ રીતે ફેરફાર થતો નથી; જેમ કે સામાન્યથી જેઓ સમ કે સમાન હોય, તેઓનો કોઈ પણ કાળે હ્રાસ થતો નથી; તેમ જ વિશેષને લીધે જેઓ અસમ કે અતુલ્ય હોય છે, તેઓની કોઈ પણ કાળે વૃદ્ધિ થતી નથી; એમ સર્વ પદાર્થો વિષે જોવામાં આવે છે; (તેથી એવો એ ભાવસ્વભાવ સામાન્યથી વૃદ્ધિરૂપે તથા વિશેષથી હ્રાસરૂપે નિત્ય છે.) વળી પૃથ્વી આદિ દ્રવ્યોનું પોતપોતાનું લક્ષણ અનુક્રમે ખરત્વ. દ્રવત્વ, ઉષ્ણત્વ, ચલત્વ તથા અપ્રતીઘાતત્વરૂપે જે કહેવાયું છે, તે પણ નિત્ય છે; તેથી જ પૃથ્વી, કોઈ પણ કાળે દ્રવ, ઉષ્ણ, ચલ કે અપ્રતિઘાતરૂપ લક્ષણવાળી સંભવતી જ નથી અને તે જ પ્રમાણે જળ પણ કોઈ પણ કાળે અદ્રવરૂપ લક્ષણવાળું હોતું નથી; તેજ પણ કોઈ કાળે અનુષ્ણલક્ષણવાળું હોતું નથી; વાયુ પણ કોઈ કાળે અચલ સ્વભાવવાળો હોતો નથી અને આકાશ પણ કોઈ પણ કાળે પ્રતીઘાતરૂપ લક્ષણવાળું હોઈ શકતું નથી; ત્યારે અહીં આવો પ્રશ્ન થાય છે કે, સર્વ કંઈ નિત્ય જ છે? કંઈ પણ શું અનિત્ય જ નથી? આનો જ ઉત્તર અહીં મૂળમાં છેલ્લે આપે છે કે બધાં દ્રવ્યો નિત્યરૂપે તથા અનિત્યરૂપે પણ મળે છે; જેમ કે પૃથ્વી આદિનાં દ્રવ્યો, કે જે કાર્યોરૂપે મળે છે, તે અનિત્ય છે; પરંતુ પૃથ્વી આદિ દ્રવ્યો, જે મૂળકારણરૂપ છે, તે નિત્ય છે; એ જ પ્રમાણે ગુણો પણ નિત્ય અનિત્ય–બંને મળે છે; પૃથ્વી આદિના જે ગુણો સામાન્ય ગંધ આદિરૂપે જે રહેલા છે, તે નિત્ય છે; પરંતુ કાર્યદ્રવ્યો–પાર્થિવ વગેરે–જેઓ શરીર, ઇંદ્રિયો તથા વિષય સંજ્ઞાવાળાં છે. તેઓના કાર્યરૂપ જે પૂતિ–વિસ્ર આદિ ગંધ વગેરે જે મળે છે, તે વિસ્ર આદિ ગંધો, મધુર આદિ રસો, પીળું વગેરે રૂપો, શીત આદિ સ્પર્શો તથા ઉદાત્ત આદિ શબ્દો–જેઓ પ્રથમ અભૂત હોઈને ઉત્પન્ન થયા છે, અને પૃથ્વી આદિના કારણભૂત ગંધ વગેરેમાંથી જેઓ ઉત્પન્ન થયા છે, તેઓ અપૂર્વ કે નવા હોઈને અનિત્ય છે; કેમ કે તેઓ પ્રથમ એ રૂપે હતા જ નહિ; તેમ જ તિરોભૂત કે ઢંકાયેલા હોઈને ફરી ઉત્પન્ન થાય છે, એમ પણ હોતું નથી, તેથી જ તેઓ અનિત્ય છે.’

આયુર્વેદદીપિકા–ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'આયુર્વેદ નિત્ય છે, તેમાં જે ત્રણ હેતુઓ કહ્યા છે, તેમાંના ત્રીજા હેતુનું અહીં વ્યાખ્યાન કે વિવરણ કરે છે: ગુરુ, લઘુ, સ્નિગ્ધ, રૂક્ષ, શીત તથા ઉષ્ણ દ્રવ્યોના સામાન્ય તથા વિશેષ દ્વારા વૃદ્ધિ તથા હ્રાસ થયા કરે છે: એ જ પહેલા અધ્યાયમાં જે કહેલ છે, તેને અહીં ઘટાવી દેખાડે છે: ગુરુ દ્રવ્યોના અભ્યાસથી ગુરુ દ્રવ્યોની વૃદ્ધિ, એ સામ્ય કે સામાન્યપણાથી થાય છે અને વિશેષના કારણે લઘુ દ્રવ્યોનો હ્રાસ થાય છે; એ જ પ્રમાણે લઘુ દ્રવ્યોના અભ્યાસથી લઘુ દ્રવ્યોની વૃદ્ધિ સામાન્યના કારણે જ થાય છે અને વિશેષને લીધે ગુરુ દ્રવ્યોનો હ્રાસ થાય છે; આવા પ્રકારનો આ ભાવ-સ્વભાવ નિત્ય છે એટલે કે સામાન્યથી વૃદ્ધિ અને વિશેષથી હ્રાસ થવારૂપ જે ભાવસ્વભાવ કે વસ્તુસ્વભાવ છે, તે કોઈ પણ કાળે બદલાતો નથી, આવો આ ભાવ-સ્વભાવ નિત્ય છે, એમ જ નથી, પણ બીજો પણ આ ભાવસ્વભાવ કે વસ્તુસ્વભાવ નિત્ય છે, તે અહીં કહે છે; પૃથ્વી આદિ દ્રવ્યોનું પોતપોતાનું લક્ષણ ખરત્વ, દ્રવત્વ આદિ છે, તે પણ નિત્ય છે; એ પૃથ્વી આદિનું લક્ષણ કેવી રીતે નિત્ય છે? તે છેલ્લે અહીં કહે છે: જે કારણે દ્રવ્યો સર્વકાળે છે માટે નિત્ય છે; અને તેઓના ગુણો પણ સર્વકાળે છે, માટે નિત્ય છે; તે જ પ્રમાણે દ્રવ્યો અનિત્ય પણ છે; તેમાં આકાશાદિ દ્રવ્ય નિત્ય છે, પરંતુ પૃથ્વી આદિ દ્રવ્ય અનિત્ય પણ છે; એ જ પ્રમાણે આકાશનું પરિમાણ આદિ ગુણો નિત્ય છે; પરંતુ કાર્યરૂપ રસાદિ ગુણો અનિત્ય છે; એ અનિત્ય ગુણો પણ સ્વજાતીય પર–અપર–સંતાન–પ્રવાહ ન્યાયથી સર્વકાળ રહે છે, એમ કહેવું પણ યોગ્ય જ છે—એટલે કે અનિત્ય દ્રવ્ય તથા ગુણોનું પણ સંતાન–નિત્યત્વ કે પ્રવાહરૂપે નિત્યપણું અવશ્ય છે જ, એવો ભાવ છે; અહીં જણાવેલ ભાવ–સ્વભાવ–નિત્યત્વરૂપ હેતુ દ્વારા વ્યાધિજનક ભાવસ્વભાવ તથા વ્યાધિશમક ભાવસ્વભાવ પણ નિત્ય હોવાના કારણે તેનું પ્રતિપાદન કરનાર આયુ-ર્વેદનું પણ નિત્યપણું કહેવાઈ જાય છે, એમ સમજ-વાનું છે.' ૩૫

### આયુર્વેદનો અભૂત પ્રાદુર્ભાવ નથી, તેથી પણ આયુર્વેદ નિત્ય છે

**न ह्यायुर्वेदस्याभूत्वोत्पत्तिरुपलभ्यते, अन्यत्राव-बोधोपदेशाभ्यां; एतच्च द्वयमधिकृत्योत्पत्तिमुपदिश-न्त्येके ॥ ३६ ॥**

**આયુર્વેદની અભૂત–ઉત્પત્તિ કે અભૂત પ્રાદુ-ર્ભાવ એટલે કે પ્રથમ તે ન હતો અને પછી તે પ્રકટ થયો છે કે ઉત્પન્ન થયો છે, એવું જણાતું નથી; તેની નવીન તરીકેની ઉત્પત્તિ મળતી જ નથી; એ તો અનાદિ કાળથી ચાલુ જ છે–નિત્ય છે; તેના જ્ઞાન તથા ઉપદેશ સિવાય તેની ઉત્પત્તિ થઈ જ નથી; એમ તેના જ્ઞાન તથા ઉપદેશને બેયને ઉદ્દેશીને જ કેટલાક આચાર્યો તેની ઉત્પત્તિનો ઉપદેશ કરે છે. ૩૬**

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'અહીં શંકા થાય છે કે 'अथातो वेदोत्पत्तिं व्याख्यास्यामः'–હવે અમે વેદની ઉત્પત્તિનું વ્યાખ્યાન કરીશું, ઇત્યાદિ વાક્યમાં આયુર્વેદની ઉત્પત્તિ સાંભળવામાં આવે છે; છતાં આયુર્વેદને શાશ્વત કે સનાતન–નિત્ય કેમ કહેવામાં આવે છે? આનું સમાધાન અહીં કહે છે: આયુર્વેદ પ્રથમ ન હતો અને પાછળથી તેની ઉત્પત્તિ થઈ છે, એવી તેની અભૂત–ઉત્પત્તિ કે અભૂત–પ્રાદુર્ભાવ મળતો જ નથી; કેવળ તેના અવબોધ એટલે જ્ઞાન તથા ઉપદેશ વિના એટલે કે આયુર્વેદ પ્રથમ ન હતો, પરંતુ પાછળથી તે ઉત્પન્ન થયો છે એમ જણાતું નથી, પરંતુ એ આયુર્વેદ તો પ્રથમથી જ હતો અને છે જ; તેનું જ જ્ઞાન તથા ઉપદેશ સાંભળવામાં આવે છે; એ જ્ઞાન તથા ઉપદેશને ઉદ્દેશીને જ કેટલાક આચાર્યો આયુર્વેદની ઉત્પત્તિનો વ્યવહાર કરી રહ્યા છે, જેમકે 'अथातो वेदोत्पत्तिमध्यायं व्याख्यास्यामः'–હવે અમે વેદની ઉત્પત્તિરૂપ અધ્યાયનું વ્યાખ્યાન કરીશું આ વચનમાં વાપરેલ 'ઉત્પત્તિ' શબ્દનો અર્થ આયુર્વેદનું જ્ઞાન કે ઉપદેશ એ બેમાંથી એક સમજાય છે; પરંતુ આયુર્વેદ ન હતો અને તેની ઉત્પત્તિ કહે છે, એવો અર્થ તો સમજવાનો જ નથી.'

અહીં શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં આમ સમજાવે છે: 'અહીં શંકા થાય છે કે આયુર્વેદ આદિ શાસ્ત્ર પણ અનિત્ય જ હોવાં જોઈએ; તે બ્રહ્મથી ઉત્પન્ન થયેલ છે; આવી શંકાનું જ અહીં સમાધાન કહે છે: આયુર્વેદની ઉત્પત્તિ જણાતી જ નથી, એટલું જ નહિ, પરંતુ આયુર્વેદ તથા બીજાં વેદાદિ શાસ્ત્રો પણ પ્રથમ ન હતાં અને તેઓની પાછળથી ઉત્પત્તિ થઈ છે, એમ પણ જણાતું નથી, પરંતુ તે આયુર્વેદ તથા બીજાં વેદાદિ શાસ્ત્રો, પ્રથમ ઉપદેશસ્વરૂપે જે ન હતાં, તેઓની જ ઉપદેશસ્વરૂપે ઉત્પત્તિ મળે છે; અથવા આયુર્વેદ તથા એ જ પ્રમાણે બીજાં વેદાદિ શાસ્ત્રો પ્રથમ જે હતાં, તે જ બ્રહ્માના મુખથી તેઓનાં પોતાનાં લક્ષણો દ્વારા જ

'ઉત્પન્ન થયાં છે, એમ તે આયુર્વેદ ભૂતોત્પન્ન છે, પરંતુ અભૂતોત્પન્ન નથી; કેવળ તેનો (અવબોધ) અવરોધ અમુક સમય સુધી અટકવું કે રોકાઈ જવું; અને તેનો ઉપદેશ ચાલુ થવો, એ સિવાય આયુર્વેદની અભૂત–ઉત્પત્તિ જણાતી નથી; એમ અવરોધ તથા ઉપદેશ સિવાય બ્રહ્માના મુખથી આયુર્વેદની અભૂત–ઉત્પત્તિ થતી જ નથી; પરંતુ બ્રહ્માના મુખથી જે આયુર્વેદ પ્રથમ હતો, તેનો જ ઉપદેશ ઉત્પન્ન થાય છે અને અમુક કાળે તેનો અવરોધ કે અટકવું પણ થાય છે, પરંતુ તે આયુર્વેદનો નાશ તો થતો જ નથી; એ અભિપ્રાયથી જ કેટલાક આચાર્યો તે આયુર્વેદના ઉપદેશને કે અવરોધને ઉદ્દેશીને જ આવો ઉપદેશ કરે છે કે, 'अथातो आयुर्वेदोत्पत्तिमध्यायं व्याख्यास्याम–હવે અમે આયુર્વેદના ઉપદેશની કે અવરોધની ઉત્પત્તિનું વ્યાખ્યાન કરીશું.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'પ્રથમ તો આ પ્રશ્ન થાય છે કે, જ્યાં ત્યાં હરકોઈ સ્થળે આયુર્વેદની ઉત્પત્તિ સાંભળવામાં આવે છે, તો આયુર્વેદનું 'નિત્યપણું' કઈ રીતે કહેવાય? આનો જ ઉત્તર અહીં મૂળમાં આપે છે: પ્રથમ આયુર્વેદ ન હતો કે ઉત્પન્ન થયા પછી તે ન હતો, એમ કોઈ પણ રીતે તેની ઉત્પત્તિ ક્યાંય પણ કહેવામાં આવતી હોય, એમ જાણવામાં જ નથી; અર્થાત્ તેની ક્યાંય ઉત્પત્તિ જ કહેવાતી નથી, છતાં જ્યાં જ્યાં આયુર્વેદની ઉત્પત્તિ કહેવામાં આવી હોય તે તેના જ્ઞાનની જ ઉત્પત્તિ કે તેના ઉપદેશની જ ઉત્પત્તિ કહેલી હોય છે; તેની પોતાની તો ઉત્પત્તિ છે જ નહિ; કેમ કે તે સર્વકાળ નિત્યસ્વરૂપ જ છે; તેના જ્ઞાનની કે જ્ઞાન દ્વારા તેની ઉત્પત્તિ થઈ, એટલે કે સૌની પહેલાં બ્રહ્માને આયુર્વેદનું જ્ઞાન થયું હતું; તેમ જ ઉપદેશથી આયુર્વેદની ઉત્પત્તિ આ રીતે કહેલી છે કે, ઇંદ્રના ઉપદેશથી ભરદ્વાજે આયુર્વેદનો લોકમાં પ્રચાર કર્યો–અર્થાત્ ભરદ્વાજઋષિ, ઇંદ્ર પાસે આયુર્વેદ ભણ્યા અને તેમણે મનુષ્યલોકમાં તેનો પ્રચાર કર્યો; આમ આયુર્વેદનું જ્ઞાન તથા ઉપદેશ એ બે જ આ લોકમાં પ્રથમ ચાલુ થયાં હતાં; પરંતુ મૂળ આયુર્વેદ તો અનાદિકાળથી જગતમાં છે જ.' ૩૬

### આયુર્વેદનું લક્ષણ સ્વાભાવિક છે

स्वाभाविकं चास्य लक्षणमकृतकं, यदुक्तमिह चाद्येऽध्याये। यथाऽग्नेरौष्ण्यमपां द्रवत्वम् ॥ ३७॥

આ આયુર્વેદનું લક્ષણ સ્વાભાવિક છે; તેના લક્ષણને પણ કોઈએ કર્યું નથી; એટલે તે લક્ષણ કૃત્રિમ કે બનાવટી નથી, પણ સ્વાભાવિક છે; જેમ અગ્નિની ઉષ્ણતા અને જળનું દ્રવત્વ કે પ્રવાહીપણું એ તેનું સ્વાભાવિક લક્ષણ છે, તે જ પ્રમાણે આયુર્વેદનું જે લક્ષણ આ અધ્યાયમાં તથા પહેલા અધ્યાયમાં કહ્યું છે, તે સ્વભાવિક છે. ૩૭

આ આયુર્વેદનું લક્ષણ જે આ અધ્યાયમાં 'तदायुर्वेदयति' એ ૨૨મા સૂત્રમાં કહ્યું છે, અને 'દીર્ઘંજીવિતીય' નામના પહેલા અધ્યાયમાં 'हिताहितम्' એ ૪૦મા શ્લોકમાં જે કહ્યું છે, તે સ્વાભાવિક અથવા સ્વભાવસિદ્ધ છે; તે લક્ષણને કોઈએ કરેલું નથી, જેથી તે કૃત્રિમ કે બનાવટી નથી; આ વિષે દૃષ્ટાંત કહે છે: જેમ અગ્નિની ઉષ્ણતા, જળનું દ્રવત્વ અને પૃથ્વી આદિનાં ખરત્વ આદિ પોતપોતાનાં લક્ષણો સ્વાભાવિક છે, પરંતુ તે તે લક્ષણોને કોઈએ કર્યાં નથી, તે જ પ્રમાણે આયુર્વેદનું આ લક્ષણ સ્વાભાવિક છે; તેને કોઈએ કરેલું નથી.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'કદાચ કોઈ કહે કે બ્રહ્માના મુખથી આયુર્વેદનો ઉપદેશ ચાલુ થયો, એમ કહેવાય છે, એ જ કારણે તે અનિત્ય હોવો જોઈએ; આનું સમાધાન આ સૂત્રમાં આપે છે; એમ પણ કહી શકાય તેમ નથી; કારણ કે આયુર્વેદનું લક્ષણ સ્વાભાવિક હોઈ ને કૃત્રિમ નથી; એ તેનું લક્ષણ આ અધ્યાયમાં કહ્યું છે, તેમ જ આ તંત્ર વિષે પહેલા–દીર્ઘંજીવિતીય અધ્યાયમાં પણ જે લક્ષણ આ રીતે કહ્યું છે કે 'हिताहितं सुखं दुःखमायुस्तस्य हिताहितम्। मानं च तच्च यत्रोक्तमायुर्वेदः स उच्यते' એમ (ત્યાં ૪૦મા શ્લોકમાં) જે લક્ષણ કહ્યું છે, તે સ્વાભાવિક હોઈ સ્વભાવસંસિદ્ધ લક્ષણ છે, પરંતુ તે લક્ષણ બ્રહ્માએ કરેલું નથી. જેમ અગ્નિની ઉષ્ણતા અને જળનું દ્રવત્વ કે પ્રવાહીપણું એ લક્ષણ સ્વાભાવિક છે. પરંતુ બ્રહ્માએ તેને કર્યું નથી; કેમ કે એ લક્ષણને જો બ્રહ્માએ કર્યું હોત તો એથી ઊલટા પ્રકારે પણ કદાચ તે કરત કે અગ્નિ શીતળ હોય છે અને જળ ઉષ્ણ હોય છે; એમ અગ્નિના ઉષ્ણપણાનો સ્વભાવ તથા જળનો દ્રવત્વ કે પ્રવાહી સ્વભાવ જેમ નિત્ય છે, તે જ પ્રમાણે સર્વ પદાર્થોનું સ્વભાવથી નિત્યપણું છે અને આયુર્વેદના સ્વભાવનું પણ એ રીતે નિત્યપણું કહ્યું છે.'

શ્રી ચક્રપાણિ અહીં પોતાની ટીકામાં આમ સમજાવે છે: 'પ્રથમ તો અહીં પ્રશ્ન થાય છે કે આયુર્વેદના નિત્યપણામાં 'स्वभावसंसिद्धलक्षणत्वात्' એ બીજો હેતુ જે ૩૨મા સૂત્રમાં કહેવાયો છે, તેમાં સ્વાભાવિક લક્ષણ ભલે હશે, પરંતુ સાથે અનિત્યપણું પણ

હશે; જેમ ઘડામાં ‘कम्बुग्रीवाकारता’–કંબુગ્રીવકારપણું–એ સ્વાભાવિક છે, છતાં તે (એનું લક્ષણ) તેના નિત્યપણાને સિદ્ધ કરતું નથી; આનો જ ઉત્તર અહીં કહે છે: વેદનું જે લક્ષણ છે, તે સ્વાભાવિક છે અને ‘अकृतकम्’–તે લક્ષણને આપણે વગેરે કોઈએ કરેલું નથી; એ તેનું લક્ષણ આ ચાલુ અધ્યાયમાં ‘स्वलक्षणतः सुखदुःखतः’ ઇત્યાદિ ૨૨મા સૂત્રમાં કહેલ છે; તેમ જ પહેલા ‘દીર્ઘંજીવિતીય’ અધ્યાયમાં પણ ‘हिताहितं सुखं दुःखम्’–ઇત્યાદિ (૪૦મા શ્લોકમાં) પણ કહેલ છે; આયુર્વેદનું આ લક્ષણ ‘અકૃતક’ એટલે કૃત્રિમ કે બનાવટી–આપણે કોઈએ કરેલ નથી, એ વિષે દૃષ્ટાંત કહે છે; જેમ અગ્નિની ઉષ્ણતા વગેરે તેનું લક્ષણ સ્વાભાવિક તથા અકૃતક છે; એ જ પ્રમાણે આયુર્વેદનું તે લક્ષણ સ્વાભાવિક તથા અકૃતક છે; તેના એ લક્ષણના અકૃતકપણા વિષે વ્યવહારથી નિત્યપણું છે, તેથી તેનું પ્રતિપાદન કરનાર આયુર્વેદનું પણ વ્યવહારમાં નિત્યપણું છે, એવો અહીં ભાવ છે.’ ૩૭

## આયુર્વેદના નિત્યત્વમાં છેલ્લા હેતુનું વ્યાખ્યાન

भावस्वभावनित्यत्वमपि चास्य, यथोक्तं–गुरुभिरभ्यस्यमानैर्गुरूणामुपचयो भवत्यपचयो लघूनामित्येवमादि ॥ ३८ ॥

આ આયુર્વેદનો ભાવ–સ્વભાવ કે પદાર્થોના સ્વભાવના જેવું પણ નિત્યપણું છે; જેમ કે પ્રથમ કહેવાયું છે કે–ગુરુ દ્રવ્યોનો સતત અભ્યાસ કે સેવન કરવાથી ગુરુ દ્રવ્યોની વૃદ્ધિ થાય છે અને લઘુ દ્રવ્યોનો હ્રાસ થાય છે; (એ તેઓનું ભાવ–સ્વભાવથી નિત્યપણું છે.) ૩૮

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: ‘भावस्वभावनित्यत्वात्’ એ છેલ્લા હેતુનું અહીં વ્યાખ્યાન કરી બતાવે છે; આ આયુર્વેદનું ભાવસ્વભાવ કે વસ્તુઓના સ્વભાવ પ્રમાણે પણ નિત્યપણું છે; જેમ કે તેમાં ઉદાહરણ અપાયું છે કે ગુરુ દ્રવ્યોનો અભ્યાસ કે સેવન કરવાથી (સામાન્યપણાને લીધે) ગુરુદ્રવ્યોની વૃદ્ધિ થાય છે અને લઘુ દ્રવ્યોનો (વિશેષના કારણે) અપચય કે હ્રાસ થાય છે; અને લઘુ દ્રવ્યોનો અભ્યાસ કરવાથી લઘુ દ્રવ્યોની (સામાન્યપણાને લીધે) વૃદ્ધિ થાય છે અને ગુરુ દ્રવ્યોનો (વિશેષના કારણે) હ્રાસ થાય છે, એમ ભાવસ્વભાવનું નિત્યપણું છે, તે જ પ્રમાણે આયુર્વેદનું પણ ભાવસ્વભાવ પ્રમાણે નિત્યપણું છે; એમ અનાદિપણાથી, સ્વભાવસંસિદ્ધલક્ષણપણાથી અને ભાવસ્વભાવના નિત્યપણાથી આયુર્વેદ નિત્ય છે; એમ ત્રણ હેતુઓથી આયુર્વેદનું નિત્યપણું સારી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું.’

શ્રી ગંગાધર અહીં ટૂંકમાં ઠીક સમજાવે છે: ‘જેમ અગ્નિનો ઉષ્ણતારૂપ સ્વભાવ અને જળનો દ્રવત્વરૂપ સ્વભાવ નિત્ય છે, તે જ પ્રમાણે સર્વ ભાવોનો કે પદાર્થોનો સ્વભાવ નિત્ય છે અને તે જ પ્રમાણે આયુર્વેદનો સ્વભાવ પણ નિત્ય છે; આ વિષે (બીજું) દૃષ્ટાંત પણ અપાયું છે કે ગુરુ દ્રવ્યોનો અભ્યાસ કે સતત સેવન કરવાથી શરીરની ગુરુ ધાતુઓની (સામાન્યરૂપકારણથી) વૃદ્ધિ થાય છે અને લઘુ દ્રવ્યોનો (વિશેષરૂપ કારણને લીધે) હ્રાસ થાય છે, ઇત્યાદિ ઉપદેશસ્વભાવ નિત્ય છે; તે સંબંધે કોઈ પણ કાળે આવો (વિપરીત) ઉપદેશ કરાશે નહિ કે ગુરુ દ્રવ્યોના અભ્યાસથી લઘુ દ્રવ્યોની વૃદ્ધિ થાય છે અને ગુરુ દ્રવ્યોનો હ્રાસ થાય છે, ઇત્યાદિ.’

ટીકાકાર શ્રી ચક્રપાણિ પણ અહીં આવો ભાવ દર્શાવે છે: ‘આયુર્વેદનું સ્વાભાવિક લક્ષણ અકૃતક છે, તેથી તેનામાં સ્વભાવસંસિદ્ધ લક્ષણપણાને લીધે જ કેવળ નિત્યપણું છે, એમ નથી, પરંતુ વધુમાં ભાવસ્વભાવ પ્રમાણેનું પણ નિત્યપણું છે; જો કોઈ ઈશ્વર આદિએ તેનું લક્ષણ કર્યું હોય તો? એ માટે વધુમાં કહે છે કે ભાવસ્વભાવ પ્રમાણે પણ આયુર્વેદનું નિત્યપણું છે અને તે પણ અકૃતક જ છે–સ્વાભાવિક છે, એમ અહીં ‘च’કાર મૂકેલો છે, તેથી તે પદનું પણ અનુકર્ષણ કરે છે; એ જ ભાવસ્વભાવનું નિત્યપણું અહીં દર્શાવે છે, કે તે વિષે ઉદાહરણ પણ અપાયું છે; અર્થાત્ સામાન્યથી તથા વિશેષથી કરાયેલો વૃદ્ધિકારક તથા હ્રાસકારક ભાવસ્વભાવ કે પદાર્થમાત્રનો સ્વભાવ પણ અકૃતક છે–સ્વાભાવિક હોઈ નિત્ય છે; તેથી પણ આયુર્વેદ નિત્ય છે.’

## આયુર્વેદનાં આઠ અંગો

तस्यायुर्वेदस्याङ्गान्यष्टौ; तद्यथा–कायचिकित्सा, शालाक्यं, शल्यापहर्तृकं, विषगरवैरोधिकप्रशमनं, भूतविद्या, कौमारभृत्यकं, रसायनम्, वाजीकरणमिति ॥ ३९ ॥

એ આયુર્વેદનાં આઠ અંગો છે; જેમ કે કાયચિકિત્સા, શાલાક્ય, શલ્યાપહર્તૃક, વિષ–ગર–વૈરોધિક–પ્રશમન, ભૂતવિદ્યા, કૌમારભૃત્યક, રસાયન તથા વાજીકરણ; એમ આઠ અંગો છે. ૩૯

અહીં યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં આમ સમજાવે છે: આયુર્વેદનાં કેટલાં અંગો છે? એ પ્રશ્નનો ઉત્તર અહીં આપે છે: આયુર્વેદનાં આઠ અંગો છે; તેમાંનું પહેલું ‘कायचिकित्सा’ છે; અહીં ‘काय’ શબ્દનો અર્થ–અંદર-

નો જઠરાગ્નિ એવો થાય છે; તેની ચિકિત્સા–એ 'કાયચિકિત્સા' કહેવાય છે; અથવા 'કાય'–એટલે દેહ કે શરીર' એવો પણ અર્થ થાય છે; તેની જે ચિકિત્સા તે પણ 'કાયચિકિત્સા' કહેવાય છે; કાય એટલે કે દેહની ચિકિત્સા એટલે કે આખા શરીરના આશ્રિત રોગો–જેવા કે જ્વર, અતિસાર, રક્તપિત્ત વગેરેની જે ચિકિત્સા, તે પણ 'કાયચિકિત્સા' કહેવાય છે. આ સંબંધે સુશ્રુતે સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં આમ કહ્યું છે: 'कायचिकित्सा नाम सर्वाङ्गसंश्रितानां व्याधीनां ज्वररक्तपित्त-शोषोन्मादापस्मारकुष्ठमेहातिसारादीनामुपशमनार्थम्'–કાયચિકિત્સા એટલે સઘળા અંગોનો આશ્રય કરતા જ્વર, રક્તપિત્ત, શોષ, ઉન્માદ, અપસ્માર, કુષ્ઠ, મેહ તથા અતીસાર વગેરેનું શમન કરવા માટેની ચિકિત્સા જેમાં હોય છે, એવું આયુર્વેદનું જે અંગ તે 'કાયચિકિત્સા' કહેવાય છે. પછી 'शलाका-नेत्रपटलवेधनी'–શલાકા એટલે નેત્રોનાં પડલો કે પડોને વીંધવાનું સાધન-કોઈ શસ્ત્ર; 'तस्याः कर्म, तत्प्रमाणं तन्त्रं शालाक्यम्'–તેનું કર્મ કે તે જેમાં મુખ્ય હોય છે, એવું આયુર્વેદશાસ્ત્રનું જે અંગ તે 'શાલાક્ય' કહેવાય છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં આમ લખ્યું છે: 'शालाक्यं नाम ऊर्ध्वजत्रुगतानां रोगाणां श्रवणनयनवदन-घ्राणादिसंश्रितानां व्याधीनामुपशमनार्थम्'–કંઠના મૂળથી કે હાંસડીની ઉપર થયેલા એટલે કાન, આંખ, મુખ, નાક વગેરેમાં થયેલા રોગોની શાંતિ કરવા કે મટાડવા માટેનું આયુર્વેદનું જે અંગ તે 'શાલાક્ય' કહેવાય છે. આયુર્વેદનું ત્રીજું અંગ 'શલ્યાપહર્તૃક' છે; તેનો અર્થ–શલ્યને દૂર કરવાનું જેમાં મુખ્ય હોય છે, તે તંત્ર કે આયુર્વેદનું ત્રીજું અંગ–'શલ્યાપહર્તૃક' કહેવાય છે. આ સંબંધે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં આમ જણાવ્યું છે. 'शल्यं नाम विविधतृणकाष्ठपाषाणपांशु-लोहलोष्टास्थिवालनखपूयास्रावदुष्टव्रणान्तर्गर्भशल्योद्धरणार्थं यन्त्र-शस्त्रक्षाराग्निप्रणिधानव्रणविनिश्चयार्थं च'–વ્રણ વગેરેની અંદર રહેલ અનેક જાતનાં ઘાસ, લાકડાં, રજ, લોઢું, ઢેફાં, હાડકાં, વાળ, નખ કે પરુનો સ્રાવ કાઢવા માટે ગૂંચવાયેલ એ ગર્ભરૂપ શલ્યને કાઢવા માટે યંત્ર કે શસ્ત્ર દાખલ કરવા, તેમ જ ક્ષાર મૂકવા, ડામ દેવા અને વ્રણોના નિશ્ચયો કરવાના પ્રકારો જાણવા માટેનું આયુર્વેદનું અંગ 'શલ્ય' કહેવાય છે. ચોથું આયુર્વેદ-અંગ 'विषगरवैरोधिक-प्रशमनम्' નામનું છે; આમાં 'વિષ' શબ્દથી સ્થાવર-જંગમ-બન્ને ઝેર લેવાય છે; 'ગર' શબ્દથી અમુક કાળે પ્રકોપ પામતું વિષ લેવાય છે; અને 'વૈરોધિક' શબ્દથી વિરુદ્ધના સંયોગથી ઉત્પન્ન થતું વિષ લેવાય છે; જેમ કે સરખા પ્રમાણમાં મેળવેલાં મધ અને ઘી–એ વૈરોધિક વિષ છે; તે ત્રણે પ્રકારનાં વિષનું જેમાં શમન બતાવેલ હોય છે, તે આયુર્વેદનું ૪થું અંગ 'વિષ-ગર-વૈરોધિક-પ્રશમન' કહેવાય છે; આનું જ બીજું નામ સુશ્રુતે 'अगदतन्त्र' કહેલ છે; તે સંબંધે પણ સુશ્રુત સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં આમ કહે છે: 'अगदतन्त्रं नाम सर्पकीटलूतावृश्चिकमूषि-कादिदष्टविषव्यञ्जनार्थं विविधविषसंयोगोपहतानां चोपशमनार्थं च'–સર્પ, કીડા-ઈયળ, ઝેરી કરોળિયા, વીંછી કે ઉંદર વગેરે કોઈ પ્રાણી કરડી જાય, પણ તેઓમાંથી કોણ કરડ્યું છે, એ જાણવામાં ન આવ્યું હોય, ત્યારે તે દુષ્ટવિષની પરીક્ષા માટે અને અનેક પ્રકારનાં વિષોથી કે સંયોગી વિષોથી દુ:ખી થયેલાની પીડાને શાંત કરવા માટેનું આયુર્વેદનું જે અંગ તે 'અગદતંત્ર' કહેવાય છે. પછી 'भूतविद्या (નમનું પમુ અંગ) એટલે 'भूतानि वेत्ति अनयेति भूत-विद्या, भूतावेश-उपशमनार्था वा विद्या'–જેનાથી માણસ ભૂતોને જાણે છે અથવા ભૂતોનો આવેશ શમાવવા માટેની જે વિદ્યા–તે 'ભૂતવિદ્યા' કહેવાય છે; આમાં 'ભૂત' શબ્દનો અર્થ–દેવ, અસુર, ગંધર્વ, યક્ષો, રાક્ષસ, પિતૃઓ, નાગો તથા પિશાચો એ આઠ જાતિનાં પ્રાણીઓ લેવાય છે; આ ભૂતવિદ્યા સંબંધે પણ સુશ્રુતમાં સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં આમ કહ્યું છે: 'भूतविद्या नाम देवासुर-गन्धर्वयक्षरक्षःपितृपिशाचनागग्रहाद्युपसृष्टचेतसां शान्तिकर्मबलि-हरणादिग्रहोपशमनार्थम्'–દેવો, અસુરો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, પિતૃઓ, પિશાચો, નાગો તથા ગ્રહો વગેરેના વળગાડથી જેઓનાં મન ખરાબ થયાં હોય, તેઓને શાંતિકર્મથી તથા બલિદાન આપવાં વગેરે કર્મથી શાંતિ કરવા માટેનું જે આયુર્વેદનું પમુ અંગ છે, તે 'ભૂતવિદ્યા' કહેવાય છે; તે પછીનું 'कौमार-भृत्य' નામનું આયુર્વેદનું ૬ઠ્ઠું અંગ છે; 'कुमाराः-बाला तेषां भृतिः भरण पोषणं च तस्या इदं कौमारभृत्यम्' બાળકોનું ભરણપોષણ કે ઉછેર કરવા સંબંધે આયુર્વેદનું જે ૬ઠ્ઠું અંગ છે, તે 'कौमारभृत्य' કહેવાય છે; આ વિષે પણ સુશ્રુતના સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં આમ કહેવાયું છે: 'कौमारभृत्यं नाम कुमार-भरणधात्रीक्षीरदोषसंशोधनार्थं दुष्टस्तन्यग्रहसमुत्थानां च व्याधी-नामुपशमनार्थं च'–બાળકોનાં ભરણપોષણ માટે રાખેલી ધાવનાં ધાવણના દોષોની શુદ્ધિ માટે કે તે દોષો દૂર કરવા માટે તેમ જ દુષ્ટ ધાવણથી તથા બાલગ્રહોના વળગાડથી ઉત્પન્ન થયેલા રોગો શમાવવા માટેનું આયુર્વેદનું જે અંગ છે તે 'કૌમારભૃત્ય' કહેવાય છે. તે પછીનું આયુર્વેદનું ૭ મું અંગ 'રસાયન' છે; જેમ કે 'रसानां-रस-रक्तादीनाम् अय-नम्-आप्यायनम्, विशिष्टलाभोपायो वा, तदर्थं तन्त्रं-रसायनम्-

રસ, રક્ત આદિ રસોને પુષ્ટ કરવા માટે કે તે સંબંધી અમુક વિશિષ્ટ લાભ માટેના જે ઉપાયો છે, તે માટેનું તંત્ર–'રસાયન' નામે છે; આ વિષે પણ સુશ્રુતે સૂત્રસ્થાનના ૧લા અધ્યાયમાં આમ કહ્યું છે : 'रसायनं नाम वयःस्थापनमायुर्मेधाबलकरं रोगापहरणसमर्थं च'–આયુર્વેદનું જે તંત્ર લાંબા કાળ સુધી યુવાવસ્થાને ટકાવી રાખનાર; આયુષ, બુદ્ધિ તથા બળને કરનાર તથા રોગોને દૂર કરવા માટે સમર્થ છે, તે 'रसायन' કહેવાય છે. તે પછીનું આયુર્વેદનું ૮ મું અંગ 'વાજીકરણ' છે; એટલે કે 'येन नरः स्त्रीषु वाजीव मैथुनक्षमः क्रियते तत् वाजीकरणं नाम तन्त्रम्, अथवा वजनं वाजः वेगः शुक्रस्य, स विद्यते एषाम् इति वाजिनः, अवाजिनः वाजिनः क्रियन्ते अनेनेति वाजीकरणम् इति केचित् वाजः शुक्रमित्यन्ये'–જેને લીધે પુરુષ, સ્ત્રીઓ વિષે ઘોડાની પેઠે મૈથુન કરવા સમર્થ થાય છે, તે આયુર્વેદનું તંત્ર કે ૮મું અંગ 'वाजीकरण' કહેવાય છે; અથવા શુક્રનો વેગ 'वाज' કહેવાય છે; એ વીર્યનો વેગ જેઓમાં હોય છે, તે ઘોડાઓ 'वाजी' કહેવાય છે; જેના દ્વારા પુરુષો વાજી-ઘોડા જેવા વીર્યવાન કરાય છે, તે 'वाजीकरण' કહેવાય છે; બીજા કેટલાક વિદ્વાનો શુક્રને જ 'वाज' કહે છે. આ સંબંધે સુશ્રુત સૂત્રસ્થાનના ૧લા અધ્યાયમાં આમ કહે છે : वाजीकरणतन्त्रं नाम अल्पदुष्टक्षीणविशुष्करेतसाम् आप्यायनप्रसादउपचयजननिमित्तप्रहर्षजननार्थं च–જેઓમાં વીર્ય ઓછાં થયાં હોય, દુષ્ટ થયાં હોય, ક્ષીણ કે અત્યંત સુકાઈ ગયાં હોય, તેઓનાં વીર્ય વધારવા માટે પ્રસન્ન કે સ્વચ્છ કરવા માટે પુષ્ટિ કરવા માટે તથા અત્યંત હર્ષ ઉપજાવવા માટેનું જે આયુર્વેદ તંત્ર છે, તે 'વાજીકરણતંત્ર' કહેવાય છે. એમ 'કાયચિકિત્સા' આદિ આયુર્વેદનાં આઠ અંગો અહીં કહ્યાં છે.

અહીં શ્રી ગંગાધર આમ સમજાવે છે : આ સૂત્રની પહેલાંનાં સૂત્રોમાં આયુર્વેદના સનાતન કે નિત્યપણાનો ઉપદેશ કરાયો છે; તે પછી આ સૂત્રમાં આયુર્વેદનાં કેટલાં અંગો છે. એ પ્રશ્નનો ઉત્તર આપે છે : આયુર્વેદનાં આઠ અંગો છે; તેમાંનું પહેલું 'कायस्य–अन्तरग्नेः चिकित्सा'–શરીરની અંદરના અગ્નિની ચિકિત્સા દર્શાવતું જે અંગ છે; તે 'कायचिकित्सा' કહેવાય છે. (તે પછી સુશ્રુતનો પાઠ અહીં લખ્યો છે.) પછી આયુર્વેદનું બીજું અંગ શાલાક્ય કહ્યું છે : જેમ કે 'शलाका–नेत्रपटलवेधार्थं शस्त्रविशेषः किंवा नेत्ररोगशमनार्थं भेषजविशेषोऽञ्जनशलाका, तदुपलक्षितभेषजमधिकृत्योर्ध्वजत्रुगतानां रोगाणामुपशान्त्यर्थम्'–શલાકા એટલે કે નેત્રનાં પડળોને વીંધવા માટેનું એક જાતનું શસ્ત્ર કહેવાય છે; અથવા નેત્રના રોગોને શમાવવા માટે અમુક કોઈ ઔષધ કે અંજન-શલાકા બનાવાય છે; તેને જણાવનારાં ઔષધોને ઉદ્દેશીને તેમજ હાંસડીની ઉપર થયેલા રોગોની શાંતિ માટેનું આયુર્વેદનું જે તંત્ર છે, તે 'શાલાક્ય' કહેવાય છે. (આ સંબંધે પણ સુશ્રુતનો ઉપર્યુક્ત પાઠ તેમણે લખ્યો છે.) તે પછી 'શલ્યાપહર્તૃક' નામનું ત્રીજું અંગ આ પ્રમાણેનું છે : 'शल्य गतौ शल्यं कण्टकादिकं, तस्य अपहर्तारम् अधिकृत्य व्रणादिचिकित्सितम्'–કંટક આદિ શલ્યને દૂર કરનારને ઉદ્દેશી વ્રણ આદિની ચિકિત્સા જેમાં જણાવેલ છે, તે 'શલ્યાપહર્તૃક' નામનું આયુર્વેદનું ત્રીજું અંગ છે. (આ સંબંધે પણ સુશ્રુતનો ઉપર્યુક્ત પાઠ તેમણે ઉતાર્યો છે.) પછી આયુર્વેદનું ચોથું અંગ 'विषगरवैरोधिकप्रशमन' કહેલું છે; જેમ કે 'विष' એટલે સ્થાવર, જંગમ તથા માનસ નામે હોય છે; 'गर' એ સંયોગથી ઉત્પન્ન થતું વિષ હોય છે; વૈરોધિક એટલે વિરોધ થતાં જે દુષ્ટ વિદ્યા, આર્તવ તથા નખ વગેરેથી કૃત્રિમ સ્ત્રી, શત્રુઓ વગેરેએ કર્યું હોય, તે બધાં વિષોનું શમન જેમાં કહેલ છે, તે 'અગદતંત્ર' નામનું ચિકિત્સાશાસ્ત્ર છે. (આ વિષે પણ સુશ્રુતે કહેલ લક્ષણ તેમણે અહીં ઉતાર્યું છે.) પછી 'ભૂતવિદ્યા' નામનું આયુર્વેદનું પાંચમું અંગ કહ્યું છે; જેમ કે भूताः देवासुरादयः तेषां ज्ञानार्था प्रशमनार्था च विद्या भूतविद्या–દેવો તથા અસુરો વગેરે ભૂતો કે દેવજાતિઓને જાણવા માટેની અને શમન કરવા માટેની જે વિદ્યા છે, તેને જણાવનારું આયુર્વેદનું અંગ 'ભૂતવિદ્યા' કહેવાય છે. (અહીં પણ તે સંબંધે સુશ્રુતનો ઉપર્યુક્ત પાઠ ઉતાર્યો છે.) પછી 'કૌમારભૃત્ય' નામનું આયુર્વેદનું છઠ્ઠું અંગ જણાવ્યું છે. જેમ કે 'कुमाराणां भृति–धारणपोषणम् अधिकृत्य चिकित्सितम्' બાળકોનાં ધારણપોષણને ઉદ્દેશી જે ચિકિત્સાશાસ્ત્ર રચાયું છે, તે આયુર્વેદનું છઠ્ઠું અંગ 'कौमारभृत्य' કહેવાય છે; (અહીં પણ સુશ્રુતનું ઉપર્યુક્ત વચન તેમણે ટાંક્યું છે. પછી આયુર્વેદનું ૭મું અંગ 'રસાયન' કહેવાયું છે; જેમ કે रसस्य सममानेन अहरहर् अयनं येन तद् रसायनम्–રસને સરખા માપે હમેશાં જેનાથી પ્રાપ્ત કરાય, તે રસાયન કહેવાય છે; કારણ કે ઉત્તમ પ્રકારનો રસ શરીરમાં સર્વકાળ બરાબર જો પ્રાપ્ત થયા કરે, તેથી ઉત્તરોત્તર ધાતુઓનો નાશ નહિ થવાને લીધે યૌવન અવસ્થા બરાબર ટકી રહે છે–જળવાઈ રહે છે. (અહીં પણ સુશ્રુતનું વચન તેમણે ટાંક્યું છે.) પછી છેલ્લું 'वाजीकरण' નામનું આયુર્વેદનું આઠમું અંગ કહેવાયું છે; જેમ કે 'वाजः शुक्रं तत् प्रशस्तत्वेन यस्यास्तीति वाजी, अवाजिनं वाजिनं करोत्यनेनेति वाजीकरणम्'–'વાજ'નો અર્થ વીર્ય થાય છે; એ વીર્ય જેમાં ઉત્તમ

પ્રકારનું હોય છે, તે પુરુષ 'વાજી' કહેવાય છે; જેનાથી જે પુરુષ વીર્યવાન ન હોય તે વીર્યવાન કરાય, તે ઔષધપ્રયોગ 'વાજીકરણ' કહેવાય છે; એવાં વાજીકરણોને દર્શાવતું આયુર્વેદનું ૮મું અંગ પણ 'વાજીકરણ' કહેવાય છે. અહીં પણ સુશ્રુતનું ઉપર્યુક્ત વચન તેમણે ટાંક્યું છે; વળી ત્યાં ચિકિત્સાસ્થાનમાં પણ કહેવાયું છે કે 'सेवमानो यदौचित्याद् वाजीवात्यर्थवेगवान्। नारीस्तर्पयते तेन वाजीकरणमुच्यते– જેને યોગ્ય રીતે સેવન કરતો પુરુષ, ઘોડા જેવો અતિશય વેગવાન બની સ્ત્રીઓને તૃપ્ત કરે, તે કારણે એ (ઔષધપ્રયોગ) 'વાજીકરણ' કહેવાય છે.' ૩૯

## આયુર્વેદ કોણે શા માટે ભણવો ? એ પ્રશ્નનો ઉત્તર

**स चाध्येतव्यो ब्राह्मणराजन्यवैश्यैः। तत्रानुग्रहार्थं प्राणिनां ब्राह्मणैः, आरक्षार्थं राजन्यैः, वृत्त्यर्थं वैश्यैः; सामान्यतो वा धर्मार्थकामपरिग्रहार्थं सर्वैः ॥४०**

બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યોએ તે આયુર્વેદ ભણવો જોઈએ; તેમાં બ્રાહ્મણોએ પ્રાણીઓનો અનુગ્રહ કે ઉપકાર કરવા તે ભણવો જોઈએ; ક્ષત્રિયોએ દરેકની રક્ષા કરવા તે ભણવો જોઈએ અને વૈશ્યોએ આજીવિકા ચલાવવા તે ભણવો જોઈએ; અથવા સામાન્ય રીતે ધર્મ, અર્થ તથા કામરૂપ ત્રિવર્ગને પ્રાપ્ત કરવા હરકોઈએ આયુર્વેદ ભણવો જોઈએ. ૪૦

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'બ્રાહ્મણાદિ ત્રણ દ્વિજવર્ણોએ જ આયુર્વેદ ભણવો જોઈએ અને તેઓએ તે શા માટે ભણવો જોઈએ ? એ પ્રશ્નનો ઉત્તર કહે છે: બ્રાહ્મણોએ પ્રાણીઓનો અનુગ્રહ કરવા, ક્ષત્રિયોએ પ્રજાપાલનરૂપ પોતાનો ધર્મ હોવાના કારણે બરાબર સર્વની રક્ષા કરવા અને વૈશ્યોએ આજીવિકા માટે આયુર્વેદ ભણવો જોઈએ; અથવા સામાન્ય ધર્મ, અર્થ તથા કામને સંપાદન કરવા હરકોઈ બ્રાહ્મણાદિ ત્રણ વર્ણના જ લોકોએ આયુર્વેદ ભણવો જોઈએ.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'આયુર્વેદ કોણે ભણવો જોઈએ ? એ પ્રશ્નનો ઉત્તર અહીં પ્રથમ આપે છે: બ્રાહ્મણાદિ ત્રણ વર્ણના જ લોકોએ આયુર્વેદ ભણવો જોઈએ; આ ઉપરથી એકંદર સૂચન કર્યું છે કે શૂદ્ર જાતિના લોકોને તેમ જ બ્રાહ્મણાદિ ત્રણ વર્ણના પુરુષથી શૂદ્ર સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા માણસે પણ આયુર્વેદ ભણવો નહિ. એમ શૂદ્રોને આયુર્વેદ ભણવાનો અધિકાર નથી; છતાં સુશ્રુતે તો આમ કહ્યું છે કે 'शूद्रमपि कुलगुणसंपन्नमनुपनीत मन्त्रवर्जमध्यापयेदित्येके–કોઈ શૂદ્ર પુરુષ પણ કુળવાન, ગુણવાન તથા જનોઈના સંસ્કારથી જે રહિત હોય છે, તેને મંત્રભાગ સિવાય આયુર્વેદ ભણાવવો, એમ કેટલાક વિદ્વાનો કહે છે;' તેમાં તેઓનો આવો અભિપ્રાય છે કે, 'શલ્યતંત્રરૂપ પ્રધાનતંત્ર શૂદ્રોને પણ ભણાવી શકાય છે; પણ આખુંયે આયુર્વેદ તંત્ર શૂદ્રોને ભણાવાય નહિ.' હવે કયા પુરુષોએ શા માટે આયુર્વેદ ભણવો જોઈએ, એ પ્રશ્નનો ઉત્તર આપે છે: બ્રાહ્મણોએ પ્રજાઓનો અનુગ્રહ કરવા આયુર્વેદ ભણવો; આમાં અભિપ્રાય આ છે કે જે બ્રાહ્મણો બ્રહ્મચર્યાશ્રમમાં વિધિપૂર્વક આયુર્વેદ ભણી શકે નહિ, તેઓએ ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યા પછી કેવળ પ્રજાઓનો ઉપકાર કરવાના કારણે જ આયુર્વેદ ભણવો જોઈએ: એટલે એકંદર ધર્મપ્રાપ્તિ માટે જ આયુર્વેદ ભણવો જોઈએ, પરંતુ આજીવિકા ચલાવવાના હેતુથી બ્રાહ્મણોએ આયુર્વેદ ભણવો ન જોઈએ. જો કે બ્રહ્મચર્યાશ્રમ જ અધ્યયન માટેનો કાળ છે, અને તેમાં જે કંઈ ભણવામાં આવે છે, તે ધર્મ માટે જ ભણવાનું હોય છે, આજીવિકા માટે ભણવાનું હોતું જ નથી; પછી તો ગૃહસ્થાશ્રમ તો ક્રિયાકાળ છે, ભણવાનો તે કાળ જ નથી, છતાં તેમાં પણ વિધિપૂર્વક જે ભણવામાં આવે છે, તે પણ ધર્મ માટે જ ભણાય છે, આજીવિકા માટે નહિ; તે ગૃહસ્થાશ્રમમાં બ્રાહ્મણ જો આજીવિકા કરે તો તેણે યજ્ઞો કરાવીને, અધ્યાપન કરાવીને કે પ્રતિગ્રહો સ્વીકારીને જ આજીવિકા કરવાની હોય છે; અને તે દ્વારા જ આજીવિકા ચલાવતો બ્રાહ્મણ પાપી બનતો નથી, એવા જ અભિપ્રાયથી ભગવાન મનુએ મનુસંહિતા—મનુસ્મૃતિમાં આમ કહ્યું છે કે 'चिकित्सकान् देवलकान्'–અર્થાત્ આજીવિકા માટે ચિકિત્સાનો કે વૈદ્યનો ધંધો કરતા બ્રાહ્મણો તથા આજીવિકા માટે દેવોના પૂજારી તરીકેનો ધંધો કરતા બ્રાહ્મણો, શ્રાદ્ધભોજનમાં પંક્તિદૂષક ઠરે છે, તેઓને ભોજન માટે નિમંત્રણ આપી શકાય નહિ; એટલું જ નહિ, પરંતુ તેવા બ્રાહ્મણોનું અન્ન શુદ્ધ બ્રાહ્મણો જમી શકે નહિ. આમ આજીવિકા માટે બ્રાહ્મણે આયુર્વેદનું અધ્યયન કરી શકાય નહિ, એ ભાવ છે; તેમ જ ક્ષત્રિયો પણ કેવળ આત્મરક્ષા માટે જ આયુર્વેદ ભણી શકે છે; જે ક્ષત્રિયો બ્રહ્મચર્યાશ્રમમાં વિધિ પ્રમાણે આયુર્વેદ ભણી શક્યા ન હોય તેઓએ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછી પણ કેવળ આત્મરક્ષાના અભિપ્રાયથી જ વિધિ પ્રમાણે આયુર્વેદનું અધ્યયન કરવું જોઈએ, પરંતુ આજીવિકા

માટે કે ધર્મ અથવા કામ માટે ક્ષત્રિયોએ આયુર્વેદ ભણવો નહિ; કેમ કે ગૃહસ્થાશ્રમમાં જે અધ્યયન કર્યું હોય, તે અકાળે અધ્યયન કરેલું હોવાના કારણે તે દ્વારા આજીવિકા કે ધર્મ–કામ સિદ્ધ કરવાનો અધિકાર રહેતો નથી; પરંતુ વૈશ્યોએ આજીવિકા માટે આયુર્વેદનું અધ્યયન કરી શકાય છે; એટલે કે જે વૈશ્યો બ્રહ્મચર્યાશ્રમમાં વિધિ પ્રમાણે આયુર્વેદ ભણી શક્યા ન હોય, તેઓએ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછી વેપારની પેઠે જ આજીવિકા ચલાવવાના ઉદ્દેશથી બરાબર વિધિપૂર્વક આયુર્વેદ ભણી લેવો જોઈએ; અથવા સામાન્યે રીતે ધર્મ, અર્થ કે કામને મેળવવા હરકોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યે સામાન્યતઃ બ્રહ્મચર્યાશ્રમમાં જ વિધિ પ્રમાણે આયુર્વેદનું અધ્યયન કરી લેવું જોઈએ; કેમ કે તે અધ્યયન ધર્મયુક્ત હોઈ ધર્મ, અર્થ તથા કામની પ્રાપ્તિ માટે સર્વને ઉપયોગી થાય છે; પૂર્વકાળમાં દક્ષ, ઇંદ્ર તથા ભરદ્વાજ વગેરે તો ગૃહસ્થાશ્રમમાં જ આયુર્વેદ ભણ્યા હતા; કેમ કે તેઓને બ્રહ્મચર્યાશ્રમના કાળે આયુર્વેદનો પ્રકાશ થયો જ ન હતો; પરંતુ જ્યારે બ્રહ્માએ આયુર્વેદનું પ્રકાશન કરી તે આયુર્વેદ દક્ષ પ્રજાપતિને ભણાવ્યો હતો અને તેના પછી બે અશ્વિનીકુમારો જે ઉત્પન્ન થયા હતા, તેઓએ તો બ્રહ્મચર્યાશ્રમમાં પ્રજાપતિ દક્ષની પાસેથી આયુર્વેદનું અધ્યયન કર્યું હતું અને તેઓ ‘વૈદ્ય’ તરીકે જાહેર થયા હતા; અને તેઓએ પોતાની આજીવિકા પણ ચિકિત્સાથી જ ચાલુ રાખી હતી; પરંતુ દક્ષ પ્રજાપતિ કે ઇંદ્ર વગેરે ‘વૈદ્ય’ તરીકે જાહેર થયા ન હતા અને તેઓએ ‘વૈદ્ય’ તરીકેની આજીવિકા પણ કરી ન હતી; એ જ પ્રમાણે ભરદ્વાજ તથા મરીચિ વગેરે પણ તે કાળે મનુષ્યલોકમાં આયુર્વેદનો પ્રકાશ ન હોવાના કારણે પોતાના બ્રહ્મચર્યાશ્રમમાં આયુર્વેદ ભણી શક્યા ન હતા, પરંતુ ગૃહસ્થાશ્રમમાં જ તેઓ ( પાછળથી ) આયુર્વેદ ભણ્યા હતા અને તેજ કારણે તેઓ વૈદ્ય તરીકે જાહેર થયા ન હતા અને ‘વૈદ્ય’ તરીકેની આજીવિકા પણ તેઓએ કરી ન હતી; પરંતુ તે પછીના કાળમાં જે બ્રાહ્મણો, અંબષ્ટ–સંકર એટલે બ્રાહ્મણથી વૈશ્ય પત્નીમાં કે બ્રાહ્મણ સ્ત્રીમાં જન્મ્યા હતા, તેઓ બ્રહ્મચર્યાશ્રમમાં બરાબર વિધિ પ્રમાણે આયુર્વેદ ભણ્યા હતા અને ‘વૈદ્ય’ તરીકે જાહેર થયેલા હોઈ આજીવિકા પણ ચિકિત્સાથી જ ચલાવતા હતા, તેઓનું એ જીવન ધર્મયુક્ત જ હતું, તેથી તેઓ પંક્તિદૂષક ઠર્યા ન હતા અને તેઓનું અન્ન પણ જમી શકાય એવું ગણાતું હતું; એ અભિપ્રાયથી જ મનુએ ‘अम्बष्ठानां चिकित्सितम्’ એ વચન પ્રથમ કહ્યું છે.’ ૪૦

## આયુર્વેદ ત્રિવર્ગ પ્રાપ્તિનું સાધન છે

तत्र च यदध्यात्मविदां धर्मपथस्थापकानां धर्मप्रकाशकानां वा मातृपितृभ्रातृबन्धुगुरुजनस्य वा विकारप्रशमने प्रयत्नवान् भवति यच्चायुर्वेदोक्तमध्यात्ममनुध्यायति वेदयत्यनुविधीयते वा सोऽप्यस्य परो धर्मः ॥ ४१ ॥

या पुनरीश्वराणां वसुमतां वा सकाशात्सुखोपहारनिमित्ता भवत्यर्थावाप्तिरारक्षणं च या च स्वपरिगृहीतानां प्राणिनामातुर्यादारक्षा सोऽस्यार्थः ॥४२ यत्पुनरस्य विद्वद्ग्रहणं यशः शरण्यत्वं च, या च संमानशुश्रूषा यच्चेष्टानां विषयाणामारोग्यमाधत्ते सोऽस्य कामः; इति यथाप्रश्नमुक्तमशेषेण ॥ ४३ ॥

તેમાં જેઓ અધ્યાત્મને જાણતા હોય, ધર્મમાર્ગમાં રહ્યા હોય કે ધર્મનો પ્રકાશ કે ઉપદેશ કરી રહ્યા હોય તેઓના અને માતા, પિતા, ભાઈ, કોઈ કુટુંબી કે ગુરુજનના વિકાર કે રોગ મટાડવા જે પ્રયત્ન કરનારો થઈ શકે છે; તેમ જ આયુર્વેદમાં કહેલા અધ્યાત્મતત્ત્વનું પોતે ચિંતન કર્યા કરે, બીજાઓને પણ તે અધ્યાત્મતત્ત્વનું જે જ્ઞાન કરાવે, બોધ આપે અથવા આયુર્વેદમાં કહેલા આચારોનું જે પોતે બરાબર આચરણ કરે–કરાવે, તે એનો પરમ ધર્મ છે. ( એ જ તેને શ્રેષ્ઠ ધર્મનો લાભ છે. ) ૪૧

વળી રાજાઓ કે શ્રીમંતોની પાસેથી જે તેઓને આરોગ્યરૂપ સુખ આપવા નિમિત્તે ધનની જે પ્રાપ્તિ થાય છે અને તે દ્વારા પોતાનું જે રક્ષણ થાય છે; તેમ જ પોતે જેઓનું પાલનપોષણ કરવા જેઓને પોતાનાં તરીકે સ્વીકાર્યાં હોય તેવાં પ્રાણીઓની ( ચિકિત્સા દ્વારા ) જે પોતે સારી રીતે રક્ષા કરી શકે છે; તે એનો અર્થ છે. ( એ જ આયુર્વેદ ભણેલાને અર્થનો લાભ ગણાય છે. ) ૪૨

વળી આ આયુર્વેદ ભણેલાનો વિદ્વાનોમાં જે આદરસત્કાર થાય છે, યશ મળે છે, શરણાગતોના શરણરૂપ જે થઈ શકે છે, ( ચિકિત્સાની સફળતા થતાં લોકોનું ) સંમાન તથા સેવા મળે છે અને પોતાનાં ઇષ્ટ સ્ત્રી–પુત્રાદિનું પણ ( ચિકિત્સા દ્વારા ) પોતે જે આરોગ્ય કરી શકે છે, એ તેનો કામ છે; ( એટલે કે તે જ એને કામપ્રાપ્તિ થઈ

ગણાય છે.) એમ (હે અગ્નિવેશ!) તમારા પ્રશ્નો પ્રમાણે મેં તમને બધું કહ્યું. ૪૩

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'આયુર્વેદના અધ્યયનથી ધર્મ, અર્થ તથા કામની પ્રાપ્તિ કઈ રીતે થાય છે, તે અહીં કહે છે: અધ્યાત્મવેત્તા પુરુષોના, ધર્મમાર્ગમાં રહેતા-ધાર્મિક માણસોના તેમ જ ધર્મપ્રકાશક અથવા ધર્મનો ઉપદેશ કરતા લોકોના અને માતા વગેરે વડીલ વર્ગના વિકારો કે રોગો મટાડવા જે વૈદ્ય પ્રયત્ન કરી શકે છે, તે જ એના આયુર્વેદના અધ્યયનનું ફળ, શ્રેષ્ઠ ધર્મ તરીકે તેને પ્રાપ્ત થયું ગણાય છે; અને તે ધર્મની પ્રાપ્તિ, આયુર્વેદમાં કહેલી ક્રિયાઓ કરવાથી તેને પ્રાપ્ત થાય છે; વળી આયુર્વેદમાં કહેલા (અધ્યાય કે) અધ્યાયોનું પોતે જે ચિંતન કર્યા કરે છે, બીજાઓને પણ તે જણાવી શકે કે સમજાવી શકે છે, અને તે આયુર્વેદમાં કહ્યા પ્રમાણે જે પોતે ક્રિયા વગેરે કરી શકે અથવા તેમાં કહ્યા પ્રમાણે પોતે જે આચરણ કરે છે, એ પણ એ વૈદ્યને આયુર્વેદના અધ્યયનને લીધે પ્રાપ્ત થયેલો શ્રેષ્ઠ ધર્મ છે; એ જ તેને પરમ ધર્મ પ્રાપ્ત થયો ગણાય છે; એમ આયુર્વેદના અધ્યયનથી ધર્મપ્રાપ્તિ જણાવ્યા પછી હવે આયુર્વેદના અધ્યયનથી તેના ફળરૂપે જે અર્થપ્રાપ્તિ થાય છે, તે પણ અહીં કહી બતાવે છે: રાજાઓ કે ધનવાનોની જે પોતે ચિકિત્સા કરી હોય, તે કારણે તેઓની પાસેથી પોતાને જે અર્થપ્રાપ્તિ કે ધનપ્રાપ્તિ થાય છે અને તે ધનનો પોતાના સુખભોગ માટે જે ઉપયોગ થાય છે, તે જ એ આયુર્વેદ ભણેલા વૈદ્યના તે અધ્યયનનું ફળ છે; એમ ચિકિત્સા દ્વારા જે પોતે પોતાનું રક્ષણ કરી શકે છે, તે જ એ ચિકિત્સાથી પ્રાપ્ત થયેલ તેનો અર્થ છે; તેમ જ પોતે જેઓને પોતાનાં તરીકે સ્વીકાર્યાં હોય, એવાં પ્રાણીઓની પણ રોગથી જે પોતે રક્ષા કરી શકે છે, તે પણ તેના આયુર્વેદના અધ્યયનનું તેને ફળ પ્રાપ્ત થયું ગણાય છે. હવે આયુર્વેદના અધ્યયનથી જે કામપ્રાપ્તિ થાય છે, તે પણ અહીં દર્શાવે છે: વિદ્વાનો પાસેથી જે (સન્માન-સત્કાર અથવા) અધ્યયન દ્વારા આયુર્વેદનું જે મહત્ત્વ થાય છે, યશ મળે છે, શરણાગત રોગીઓના શરણરૂપ થવાની સ્થિતિ થાય છે; એટલે કે રોગીઓ જે શરણે આવ્યા કરે છે, એ જ આ વૈદ્યવિદ્યા ભણેલાને કામની પ્રાપ્તિ થઈ જણાય છે; વળી પોતાને જે સન્માન કે સેવા મળે છે, પોતાનાં પ્રિયજનોને જે ચિકિત્સા દ્વારા જે આરોગ્ય કરી શકે છે, એ પણ આયુર્વેદના વિદ્વાનને કામપ્રાપ્તિ થઈ જણાય છે: એમ ક્રમ પ્રમાણે મેં તમને બધું કહ્યું છે.' ૪૨-૪૩

## આયુર્વેદ સંબંધે બીજા પ્રશ્નો

अथ स भिषगादित एव भिषजा प्रष्टव्योऽष्टविधं भवति; तद्यथा-तन्त्रं तन्त्रार्थं स्थानानि स्थानार्थानध्यायानध्यायार्थान्प्रश्नान्प्रश्नार्थांश्चेति । पृष्टेन चैतद्वक्तव्यमशेषेण वाक्यशो वाक्यार्थशोऽर्थावयवशश्चेति ॥४४॥

તે પછી (બીજા) વૈદ્યે તે ઉત્તર આપતા વૈદ્યને પ્રથમ જ આ આઠ પ્રકારના પ્રશ્નો પૂછવા જોઈએ; જેમ કે-તંત્ર, તંત્રના અર્થો, સ્થાન, સ્થાનના અર્થો, અધ્યાય, અધ્યાયના અર્થો, પ્રશ્ન તથા પ્રશ્નના અર્થો, એ જ્યારે પૂછવામાં આવે ત્યારે તેણે (ઉત્તર આપનારે) એ બધું વાક્યાનુસાર, વાક્યોના અર્થાનુસાર તથા અર્થોના અવયવાનુસાર કહેવું જોઈએ. ૪૪

## તંત્ર વિષેના પ્રશ્નનો ઉત્તર

तत्रायुर्वेदः शाखा-विद्या-सूत्रं-ज्ञानं-शास्त्रं-लक्षणं-तन्त्रमित्यनर्थान्तरम् ॥ ४५ ॥

તેમાં આયુર્વેદ, શાખા, વિદ્યા, સૂત્ર, જ્ઞાન, શાસ્ત્ર, લક્ષણ તથા તંત્ર એ બધું એક જ છે એટલે તંત્રના જ તે પર્યાયો છે. તે બધા શબ્દોનો અર્થ 'તંત્ર' જ થાય છે. ૪૫

## તંત્રના અર્થ વિષેના પ્રશ્નનો ઉત્તર

तन्त्रार्थः पुनः स्वलक्षणैरुपदिष्टः, स चार्थः प्रकरणैर्विभाव्यमानो भूय एव शरीरवृत्तिहेतुव्याधिकर्मकालकार्यकर्तृकरणविधिविनिश्चयाद्दशप्रकरणः, तानि च प्रकरणानि केवलेनोपदेक्ष्यन्ते तन्त्रेण ॥ ४६ ॥

તંત્રનો અર્થ તેના પોતાના લક્ષણરૂપે તો (આ અધ્યાયમાં ૨૨મા સૂત્રમાં) કહ્યો છે; પરંતુ એ જ તંત્રનો અર્થ પ્રકરણો દ્વારા જો વિચારાય કે વ્યાખ્યાન કરાય તો વધુ આ પ્રમાણે જ કહેવાય કે શરીર, વૃત્તિ કે આહાર, હેતુ કે નિદાન, વ્યાધિ, ચિકિત્સારૂપ કર્મ, કાળ, કાર્ય, કર્તા, કરણ તથા વિધિ કે વિધાન, એ દશના વિશેષ નિશ્ચય ઉપરથી દશ પ્રકરણવાળો તે તંત્રાર્થ કહેવો જોઈએ; અને તે પ્રકરણોનો ઉપદેશ આ સમસ્ત તંત્ર વડે કરાશે.

યોગીન્દ્રનાથ સેન અહીં ઉપસ્કારમાં આમ સમજાવે છે: 'આયુર્વેદ તંત્રનો અર્થ આ દશ પ્રકરણો દ્વારા કહેવાય છે: પહેલું શરીર-પ્રકરણ, બીજું આહાર-પ્રકરણ, ત્રીજું હેતુ કે નિદાનનું પ્રકરણ, ચોથું વ્યાધિ કે રોગનું પ્રકરણ, પાંચમું ચિકિત્સારૂપ કર્મ-પ્રકરણ,

છઠ્ઠું નિત્યગામી તથા અવસ્થા કે ઉંમરરૂપ કાળ–પ્રકરણ, સાતમું આરોગ્યરૂપ કાર્ય કે ધાતુઓની સમાનતા કરવાનું પ્રકરણ, આઠમું કર્તા–વૈદ્યને લગતું પ્રકરણ, નવમું કરણ–ઔષધનું પ્રકરણ અને દશમું વિધિ કે વિધાન–ઉપકલ્પનાને લગતું પ્રકરણ; આ દશના વિશેષ નિશ્ચય ઉપરથી તંત્રનો અર્થ દશ પ્રકરણોવાળો થાય છે; અને તે દશે પ્રકરણોનો ઉપદેશ આ સમગ્ર આયુર્વેદ તંત્ર વડે કરાશે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં વિસ્તારથી આમ સમજાવે છે: 'તંત્રના અર્થને લગતા પ્રશ્નનો ઉત્તર અહીં આપે છે: તંત્રનો અર્થ, એ તંત્રનાં લક્ષણોરૂપ 'આયુર્વેદ' ઇત્યાદિ પર્યાયોના અર્થો દ્વારા કહેવાયો; તેમાં 'આયુર્વેદ' શબ્દનો અર્થ તો પ્રથમ કહેવાયો છે; 'શાખા' એટલે જેમ વૃક્ષની શાખા તેનું ઉપાંગ કહેવાય છે; તેમ આયુર્વેદતંત્ર અથર્વવેદની શાખા કે ઉપાંગરૂપ છે; 'વિદ્યા' એટલે પરા તથા અપરા નામની બે વિદ્યાઓનું જે 'સૂત્ર' એટલે સૂચન તે 'વિદ્યા–સૂત્ર' કહેવાય છે. જ્ઞાન એટલે 'ज्ञायते अनेनेति ज्ञानम्'–જેનાથી બધું સમજાય છે–તે જ્ઞાન; શાસ્ત્રલક્ષણ એટલે 'शास्त्राणि लक्ष्यन्तेऽनेनेति शास्त्रलक्षणम्'-જેનાથી શાસ્ત્રો જણાય છે, તે શાસ્ત્રલક્ષણ; અને 'तन्त्र्यते–नियम्यते विधौ वा प्रतिषेधे वा कर्म येन तत् तन्त्रम्'–જેના વડે વિધિમાં કે પ્રતિષેધમાં કર્મનું નિયમન કરાય છે, તે 'તંત્ર' કહેવાય છે; આ તંત્રનો સંક્ષિપ્ત અર્થ છે; તેજ અર્થ ઘણા જ વિસ્તારથી અતિશય અધિક કહેવાય ત્યારે તેનાં પ્રકરણો દ્વારા તેનું આખ્યાન કરવામાં આવે છે; એ પ્રકરણો શરીર આદિ દશ છે અને તે દ્વારા તે અર્થનો અહીં વિશેષ નિશ્ચય કરવામાં આવે છે; તેથી તે દશ પ્રકરણોવાળો તંત્રનો અર્થ કહેવાય છે; તે દશે પ્રકરણોનો આ સમગ્ર તંત્રમાં ઉપદેશ કરવામાં આવશે; જ્યાં જેની સંગતિ થતી હોય ત્યાં તેનો ઉપયોગ કરાશે; તેમાં 'શરીર' એ ચેતનાનું આશ્રયસ્થાન છે; તે પાંચ મહાભૂતોના વિકારરૂપ સમુદાયથી યુક્ત છે; તેના જુદા જુદા અવયવો હોવાને લીધે તે અનેક પ્રકારનું છે; અને તેને લગભગ શારીરસ્થાનમાં 'દશપ્રાણાયતનીય' નામના અધ્યાયમાં તથા સ્રોતોવિમાનમાં કહેવાશે; એમ તે શરીરનું વ્યાખ્યાન ત્યાં કરાશે; તે પછી વૃત્તિ એટલે આહાર–વિહાર કહેવાય છે; તે 'અશિત' આદિ ભેદોથી જુદા જુદા પ્રકારના છે; હેતુ એટલે વ્યાધિઓનું નિદાન કે મૂળ કારણ અસાત્મ્ય-ઇંદ્રિયાર્થ–સંયોગ તથા પ્રજ્ઞાપરાધના પરિણામ ભેદ દ્વારા કહેલ છે; તેમ જ સ્વાસ્થ્યનો હેતુ કે નિદાનનો કાળ, બુદ્ધિ તથા ઇંદ્રિયોના વિષયોનો જે સમયોગ હોય, તે પણ કહેલ છે; વ્યાધિ એટલે રોગ અર્થાત્ ધાતુઓનું વૈષમ્ય કે વધઘટપણું થવાથી જે દુઃખ થાય છે, તે રૂપે હોય છે; કર્મ એટલે ક્રિયા; અર્થાત્ સ્વસ્થ મનુષ્યની ધાતુઓની સમાનતાનું રક્ષણ કરવું અને રોગીની ધાતુઓની જે વિષમતા કે વધઘટ થઈ હોય, તેનું શમન કરવું એ કર્મ–ક્રિયા છે; કાળ પણ શરીરની ઉંમર, અવસ્થા, રોગનો પકવકાળ, અપચય કાળ, પ્રકોપકાળ, પ્રશમકાળ, હેતુ, વૃદ્ધિ, હ્રાસ, ઉત્પત્તિ કારણ, હેમંતાદિ ઋતુકાળ તથા પ્રાતઃકાળ વગેરે રૂપે અને ક્રિયાયોગ્ય કાળરૂપે પણ લેવાય છે; કાર્ય–ધાતુઓની સમાનતારૂપ અને વ્યાધિને ફરી થવાજ ન દેવો એ રૂપે લેવાય છે; કર્તા–વૈદ્ય ગુણવાન લેવાય છે; કારણ–દ્રવ્ય, ઉપસ્થાતા, રોગી તથા સ્વસ્થ મનુષ્યરૂપે લેવાય છે; વિધિ એટલે વિધાયક–ઉપકલ્પના; તે ઔષધ માટેની, ક્રિયા માટેની, આહાર માટેની તથા વિહાર માટેની હોય છે; એ દશના બરાબર નિશ્ચયથી કે નિર્ણયપૂર્વકના ઉપદેશથી દશ પ્રકરણોવાળો તંત્રનો અર્થ સમજાય છે.'

ટીકાકાર શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: વૈદ્યની પરીક્ષા માટેના પ્રશ્નોની વિધિ અહીં કહે છે: તેમાંનો 'આયુર્વેદ' તો પોતાનાં લક્ષણો વડે 'तत श्चायुर्वेदयति इति–आयुर्वेदः' ઇત્યાદિ ૨૨મા સૂત્રમાં પ્રથમ હિત–અહિત–આયુષનાં રૂપો વડે કહેવાયો છે. અહીં 'प्रकरणो' ઉપરથી આયુર્વેદના પ્રદેશો કે વિભાગોરૂપે કહેવાય છે; તેના ભેદો દશ છે; તે 'શરીર' વગેરે છે. તેમાંનું શરીર એ પાંચ મહાભૂતોના વિકારોના ઉદયરૂપે હોઈ અવયવ આદિના ભેદથી ઘણા પ્રકારનું છે; 'વૃત્તિ'-નો અર્થ 'આહાર' થાય છે; એ આહારના અશિત, પીત આદિ જુદા જુદા ભેદો કહ્યા છે; હેતુ એટલે વ્યાધિનું નિદાન કે કારણ અસાત્મ્યઇંદ્રિયાર્થસંયોગ કે પ્રજ્ઞાપરાધપરિણામરૂપ હોય છે; વ્યાધિ કે રોગ ધાતુઓની વિષમતારૂપે થાય છે; કર્મ એ ચિકિત્સારૂપ હોય છે; કાર્ય આરોગ્યરૂપે હોય છે; કાલ એ ઋતુઓ આદિરૂપે અને ક્રિયાકાલરૂપે લેવાય છે; કર્તા વૈદ્ય લેવાય છે; કારણ ઔષધરૂપે લેવાય છે; વિધિનો અર્થ વિધાન કે ઉપકલ્પના, એવો થાય છે; એ ઉપકલ્પના કાળ, વ્યાધિ તથા દ્રવ્યોને અનુસરીને સમજાય છે; જેમ કે 'हेमन्तेऽभ्यस्यतस्तोयमुष्णमायुर्न हीयते'–હેમન્તઋતુમાં ગરમ પાણી પીવા તથા નાહવાનો અભ્યાસ કરતા માણસનું આયુષ ઘટતું નથી' ઇત્યાદિ સમજાય છે; દેશ તો અહીં અહિત લેવાય છે અને તે 'હેતુ' શબ્દથી ગ્રહણ કરાય છે; કેમ કે હિત દેશ તો 'કરણ'ના ગ્રહણથી લેવાયેલો સમજાય છે. આ શરીર, વૃત્તિ આદિના ભેદો ઘણા છે; અને તે

આખા તંત્રમાં બુદ્ધિમાન વૈદ્યે જાણી લેવાના છે. મૂળમાં રહેલા ' कृत्स्ने ' પદનો અર્થ ' સમગ્ર ' એવો જાણવો. ૪૬

આ તંત્રનાં આઠ સ્થાનો તથા તેઓના અધ્યાયો

तन्त्रस्यास्याष्टौ स्थानानि, तद्यथा–श्लोकनिदानविमानशारीरेन्द्रियचिकित्सितकल्पसिद्धिस्थानानि। तत्र त्रिंशदध्यायकं श्लोकस्थानं, अष्टाष्टाध्यायकानि निदानविमानशारीरस्थानानि, द्वादशकमिन्द्रियाणां, त्रिंशकं चिकित्सितानां, द्वादशके कल्पसिद्धिस्थाने इति ॥४७

( આ ) તંત્રનાં સ્થાનો આઠ છે: જેમ કે શ્લોકસ્થાન, નિદાનસ્થાન, વિમાનસ્થાન, શારીરસ્થાન, ઇંદ્રિયસ્થાન, ચિકિત્સિતસ્થાન, કલ્પસ્થાન તથા સિદ્ધિસ્થાન; તેમાં શ્લોકસ્થાનના અધ્યાયો ૩૦ છે; નિદાનસ્થાનના, વિમાનસ્થાનના તથા શારીરસ્થાનના અધ્યાયો આઠ આઠ છે; ઇંદ્રિયસ્થાનના અધ્યાયો ૧૨ છે, ચિકિત્સિતસ્થાનના અધ્યાયો ૩૦ છે; અને કલ્પસ્થાનના તથા સિદ્ધિસ્થાનના અધ્યાયો બાર બાર છે. (એમ આખા તંત્રના એકંદર અધ્યાયો ૧૨૦ છે.) ૪૭

भवन्ति चात्र–

ઉપરનો જ અર્થ દર્શાવતા આ શ્લોકો અહીં છે

द्वे त्रिंशके द्वादशकत्रयं च, त्रीण्यष्टकान्येषु समाप्तिरुक्ता। श्लोकौषधारिष्टविकल्पसिद्धि,-निदानमानाश्रयसंज्ञकेषु ॥ ४८ ॥

શ્લોકસ્થાન, ઔષધ–ચિકિત્સિતસ્થાન, અરિષ્ટ-ઇંદ્રિયસ્થાન, વિકલ્પ–કલ્પસ્થાન, સિદ્ધિસ્થાન, નિદાનસ્થાન, માન–વિમાનસ્થાન તથા આશ્રય–શારીરસ્થાન, એમ તે આઠ સ્થાનોમાંથી શ્લોકસ્થાન તથા ચિકિત્સિતસ્થાન એ બેમાં ત્રીસ ત્રીસ અધ્યાયો છે; ઇંદ્રિયસ્થાન, કલ્પસ્થાન તથા સિદ્ધિસ્થાન એ ત્રણમાં બાર બાર અધ્યાયો છે, અને નિદાનસ્થાન, વિમાનસ્થાન તથા શારીરસ્થાન એ ત્રણ સ્થાનોમાં આઠ આઠ અધ્યાયો છે. ( એમ એકંદર આઠ સ્થાનોના ૧૨૦ અધ્યાયો છે; આ રીતે આઠ સ્થાનોમાં આ તંત્રની સમાપ્તિ કહી છે.)

આઠ સ્થાનોના એકંદર અધ્યાયો ૧૨૦

स्वे स्वे स्थाने यथास्वं च स्थानार्थ उपदेक्ष्यते।
सविंशमध्यायशतं शृणु नामक्रमागतम् ॥ ४९ ॥

પોતપોતાના સ્થાનમાં તે તે સ્થાનને અનુસરી સ્થાનોનો અર્થ ( એટલે વિષય) ઉપદેશ કરાશે; અર્થાત્ સ્થાનોનો પોતપોતાનો અર્થ કે વિષય પોતપોતાના સ્થાનમાં કહેવાશે; હવે નામોના ક્રમથી પ્રાપ્ત થયેલ ૧૨૦ અધ્યાયો તમે સાંભળો; અર્થાત્ આઠ સ્થાનોના એકંદર ૧૨૦ અધ્યાયોનાં નામો તમે અનુક્રમે સાંભળો. ૪૯

પહેલા શ્લોકસ્થાનના ૩૦ અધ્યાયોનાં નામો

दीर्घंजीवोऽप्यपामार्गतण्डुलारग्वधादिकौ।
षड्विरेकाश्रयश्चेति चतुष्को भेषजाश्रयः ॥ ५० ॥
मात्रातस्याशितीयौ च न वेगान्धारणं तथा।
इन्द्रियोपक्रमश्चेति चत्वारः स्वास्थ्यवृत्तिकाः ॥५१॥
खुड्डाकश्च चतुष्पादो महांस्तिस्रैषणस्तथा।
सह वातकलाख्येन विद्यान्नैर्देशिकान् बुधः ॥ ५२ ॥
स्नेहनस्वेदनाध्यायावुभौ यश्चोपकल्पनः।
चिकित्साप्राभृतश्चैव सर्वे पयोपकल्पनाः ॥ ५३ ॥
कियन्तःशिरसीयश्च त्रिशोफाष्टोदरादिकौ।
रोगाध्यायो महांश्चैव रोगाध्यायचतुष्टयम् ॥ ५४ ॥
अष्टौनिन्दितसंख्यातस्तथा लङ्घनतर्पणौ।
विधिशोणितकश्चेति व्याख्यातास्तत्र योजनाः ॥५५॥
यज्जःपुरुषसंख्यातो भद्रकाप्यान्नपानिकौ।
विविधाशितपीतीयश्चत्वारोऽन्नविनिश्चयाः ॥ ५६ ॥
दशप्राणायतनिकस्तथार्थेदशमूलिकः।
द्वावेतौ प्राणदेहार्थौ प्रोक्तौ वैद्यगुणाश्रयौ ॥ ५७ ॥

[1]દીર્ઘંજીવિતીય, [2]અપામાર્ગતંડુલીય, [3]આરગ્વધીય તથા [4]ષડ્વિરેચનશતીય એ ચાર અધ્યાયો ઔષધને લગતા હોઈ ' ભેષજાધ્યાયચતુષ્ટય ' કહેવાય છે; પછી [5]માત્રાશિતીય, [6]તસ્યાશિતીય, [7]નવેગાન્ધારણીય તથા [8]ઇંદ્રિયોપક્રમણીય એ ચાર અધ્યાયો સ્વાસ્થ્યવૃત્તિને લગતા હોઈ ' સ્વસ્થવૃત્તચતુષ્ટય ' કહેવાય છે. પછી [9]ખુડ્ડાકચતુષ્પાદ, [10]મહાચતુષ્પાદ, [11]તિસ્રૈષણીય તથા [12]વાતકલાકલીય એ ચાર અધ્યાયોને વિદ્વાન વૈદ્યે ' નૈર્દેશિક ' એટલે ' નિર્દેશાધ્યાયો ' જાણવા; પછી [13]સ્નેહાધ્યાય, [14]સ્વેદાધ્યાય, [15]ઉપકલ્પનીય તથા [16]ચિકિત્સાપ્રાભૃતીય એ બધા ચારે અધ્યાયો પ્રકલ્પનારૂપ હોઈ ' કલ્પનાધ્યાયો ' કહેવાય છે; પછી [17]કિયન્તઃશિરસીય, [18]ત્રિશોથીય, [19]અષ્ટોદરીય અને [20]મહારોગાધ્યાય એ ચાર અધ્યાયોને ' રોગાધ્યાય-

ચતુષ્ટય ' કહે છે; પછી [૨૧]અષ્ટૌનિન્દિતીય,[૨૨]લંઘન-બૃંહણીય, [૨૩]સંતર્પણીય તથા [૨૪]વિધિશોણિતીય એ ચાર અધ્યાયોમાં યોજનાઓ કહી છે, તેથી તે ચાર ' યોજનાધ્યાયો ' કહેવાય છે; પછી[૨૫]યજ્જઃ-પુરુષીય, [૨૬]આત્રેયભદ્રકાપ્યીય, [૨૭]અન્નપાન-વિધિ તથા [૨૮]વિવિધાશિતપીતીય એ ચાર અધ્યાયો અન્નનો વિશેષ નિશ્ચય કરનારા હોઈ ' અન્નપાના-ધ્યાય ' કહેવાય છે; પછી [૨૯]દશપ્રાણાયતનીય અને [૩૦]અર્થેદશમહામૂલીય, એ બે અધ્યાયો પ્રાણ તથા દેહને લગતા અર્થવાળા એટલે પ્રાણના તથા દેહના રક્ષણ માટે તેમ જ વૈદ્યના ગુણોના આશ્રયવાળા એટલે વૈદ્યોના ગુણોને જણાવનારા કહેવાયા છે.

### શ્લોકસ્થાન આ તંત્રનું મસ્તક છે

औषधस्वस्थनिर्देशकल्पनारोगयोजनाः ।
चतुष्काः षट् क्रमेणोक्ताः सप्तमश्चान्नपानिकः ॥५८॥
द्वौ चान्त्यौ संग्रहाध्यायाविति त्रिंशकमर्थवत् ।
श्लोकस्थानं समुद्दिष्टं तन्त्रस्यास्य शिरः शुभम् ॥५९

(પહેલા શ્લોકસ્થાનમાં)[૧]ઔષધચતુષ્ક, [૨]સ્વસ્થ-વૃત્તચતુષ્ક, [૩]નિર્દેશચતુષ્ક, [૪]કલ્પનાચતુષ્ક, [૫]રોગ-ચતુષ્ક તથા [૬]યોજનાચતુષ્ક એમ (ચાર ચાર અધ્યાયોનાં ) છ ચતુષ્કો અનુક્રમે કહ્યાં છે; સાતમું ચતુષ્ક અન્નપાનને લગતું છે, તેથી તે ચાર અધ્યાયો ' અન્નપાનાધ્યાય ' કહેવાય છે; અને છેલ્લા બે અધ્યાયો ' સંગ્રહાધ્યાય ' તરીકે કહ્યા છે; એમ એ ત્રીસ અધ્યાયો અર્થયુક્ત હોઈ સાર્થક નામ ધરાવે છે; ( એમ પહેલું આ ) શ્લોકસ્થાન આ તંત્રના શુભ મસ્તકરૂપે કહેવાયું છે.૫૮,૫૯

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આવો ભાવ દર્શાવે છે: ' આ તંત્રનું પહેલું સ્થાન ' શ્લોકસ્થાન ' નામે છે: તેમાં ચાર ચાર અધ્યાયોનાં ૭ ચતુષ્કો છે; જે અહીં મૂળમાં જ કહ્યાં છે અને છેલ્લા બે અધ્યાયો સંગ્રહાધ્યાયરૂપે કહેવાયા છે; એમ એકંદર ૩૦ અધ્યાયો શ્લોકસ્થાનમાં કહ્યા છે અને તેઓ બધા અર્થયુક્ત નામો ધરાવે છે, તે પાછળ કહેવાશે. એમ ત્રીસ અધ્યાયનું પહેલું શ્લોકસ્થાન કહ્યું છે; જેમ શરીરનાં ૭ અંગો હોય છે; તેઓમાં શરીરનું મસ્તકરૂપ અંગ, ઉત્તમ અંગરૂપ હોઈને ' ઉત્તમાંગ ' કહેવાય છે. તે જ પ્રમાણે આ તંત્રનાં જે આઠ સ્થાનો છે, તે તેનાં અંગો-રૂપ છે અને તેઓમાં ' શ્લોકસ્થાન ' સર્વ સ્થાનોમાં ઉત્તમ હોવાના કારણે આ તંત્રનું તે ઉત્તમ અંગ હોઈ તે જ જાણે ઉત્તમાંગ કે મસ્તકના સ્થાને છે; અર્થાત્ આ તંત્રનાં આઠ સ્થાનોમાં શ્લોકસ્થાન સર્વ કરતાં શ્રેષ્ઠ હોવાથી તે આ તંત્રનું જાણે ઉત્તમાંગ કે મસ્તકરૂપ છે.

### પહેલા શ્લોકસ્થાનની નિરુક્તિ

चतुष्काणां महार्थानां स्थानेऽस्मिन् संग्रहः कृतः ।
श्लोकार्थः संग्रहार्थश्च श्लोकस्थानमतः स्मृतम् ॥६०

આ શ્લોકસ્થાનમાં મોટા અર્થવાળાં વિસ્તૃત (સાત) ચતુષ્કોનો સંગ્રહ કર્યો છે, તેથી એ શ્લોકાર્થ એ જ સંગ્રહાર્થ છે; એટલે કે ' શ્લોક'નો અર્થ ' સંગ્રહ ' રૂપ જ છે; અર્થાત્ આ તંત્રનું પહેલું સ્થાન આખા યે તંત્રના શ્લોક કે સંગ્રહ-રૂપ છે, એ કારણે તે ( પહેલું સ્થાન ) 'શ્લોકસ્થાન' કહેવાયું છે. ૬૦

યોગીંદ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમ-જાવે છે : ' મોટો અર્થ ધરાવતાં વિસ્તૃત સાત ચતુષ્કો-નો આ (પહેલા) સ્થાનમાં સંગ્રહ કર્યો છે, એ જ આખા તંત્રનું શ્લોકન–ગ્રંથન–ગૂંથણી કે સંગ્રહ અથવા સંગ્રહ કે સંઘાતાર્થ આ સ્થાનમાં કરેલ હોવાથી તે શ્લોકાર્થ કે સંગ્રહાર્થરૂપે સંગ્રહણ કે શ્લોકનરૂપ સંઘાતાર્થ આ સ્થાનમાં હોવાથી આ ' શ્લોકસ્થાન ' કહેવાય છે. કેટલાક આચાર્યો આ સ્થાનને ' સૂત્રસ્થાન ' એ નામે પણ વર્ણવે છે; અને તે નામમાં પણ ઉપર જણાવેલ અર્થ જ રહ્યો છે. આ સંબંધે સુશ્રુત પણ સૂત્રસ્થાનના ૩ જા અધ્યાયમાં આમ કહે છે: ' सूचनात् सूत्रणाच्चैव संधानाचार्थसंततेः । षट्चत्वारिंशदध्यायं सूत्रस्थानं प्रचक्षते ।' આ પહેલા સ્થાનમાં આયુર્વેદના દરેક વિષયનું ટૂંકમાં સૂચન કહેલ છે, તે તે યોગ્ય સ્થળોમાં તેઓની ગૂંથણી કે ગોઠવણી કરી છે, તેમ જ છૂટા છૂટા સર્વ વિષયોને એકબીજાની સાથે સાંધી કે જોડી દીધા છે, તે કારણે વિદ્વાનો આ (પહેલા) સ્થાનને ' સૂત્રસ્થાન ' કહે છે; સુશ્રુત આયુર્વેદમાં તેના ૪૦ અધ્યાયો છે. '

### બીજું નિદાનસ્થાન અને તેના અધ્યાયો

ज्वराणां रक्तपित्तस्य गुल्मानां मेहकुष्ठयोः ।
शोषोन्मादनिदाने च स्यादपस्मारिणां च यत् ॥
इत्यध्यायाष्टकमिदं निदानस्थानमुच्यते ॥ ६१ ॥

જ્વરનિદાન, રક્તપિત્તનિદાન, ગુલ્મનિદાન, મેહનિદાન, કુષ્ઠનિદાન, શોષનિદાન, ઉન્માદનિદાન

તથા અપસ્મારનિદાન, એમ આઠ અધ્યાયો જેમાં છે; તે (બીજું) 'નિદાનસ્થાન' કહેવાય છે. ૬૧

ત્રીજું વિમાનસ્થાન અને તેના આઠ અધ્યાયો

रसेषु त्रिविधे कुक्षौ ध्वंसे जनपदस्य च ।
त्रिविधे रोगविज्ञाने स्रोतःस्वपि च वर्तने ॥ ६२ ॥
रोगानीके व्याधिरूपे रोगाणां च भिषग्जिते ।
अष्टौ विमानान्युक्तानि मानार्थानि महर्षिणा ॥६३॥

રસો વિષેના વિશેષ જ્ઞાન માટે રસવિમાન, ત્રણ પ્રકારના કુક્ષિ વિષેના વિશેષ જ્ઞાન માટે ત્રિવિધકુક્ષીયવિમાન, જનપદ-દેશના ધ્વંસ કે નાશ વિષેના વિશેષ જ્ઞાન માટે જનપદોદ્ધ્વંસનીયવિમાન, ત્રણ પ્રકારના રોગોના વિશેષ જ્ઞાન માટે ત્રિવિધ-રોગ-વિશેષ વિજ્ઞાનીયવિમાન, સ્રોતો વિષેની સ્થિતિ માટેના વિશેષજ્ઞાન માટે સ્રોતોવિમાન, રોગોના સમુદાય વિષેના વિશેષજ્ઞાન માટેનું રોગાનીકવિમાન, વ્યાધિઓનાં રૂપ વિષેના વિશેષ જ્ઞાન માટે વ્યાધિતરૂપીયવિમાન અને રોગોના સંબંધમાં વૈદ્યના આચાર વિષેના વિશેષજ્ઞાન માટેનું રોગભિષગ્જિતીયવિમાન, એમ આઠ વિમાનોરૂપ આઠ અધ્યાયો (વિમાનસ્થાનમાં) જ્ઞાન કરાવવા માટે મહર્ષિ આત્રેયે કહ્યા છે.૬૨,૬૩

૪ થું શારીરસ્થાન અને તેના ૮ અધ્યાયો

कतिधापुरुषीयं च गोत्रेणातुल्यमेव च ।
खुड्डिका महती चैव गर्भावक्रान्तिरुच्यते ॥ ६४ ॥
पुरुषस्य शरीरस्य विचयौ द्वौ विनिश्चितौ ।
शरीरसंख्या सूत्रं च जातेरष्टम उच्यते ।
इत्युद्दिष्टानि मुनिना शारीराण्यत्रिसूनुना ॥ ६५ ॥

કતિધાપુરુષીયશારીર, અતુલ્યગોત્રીયશારીર, ખુડ્ડિકાગર્ભાવક્રાંતિશારીર, મહતીગર્ભાવક્રાંતિશારીર, પુરુષવિચયશારીર, શરીરવિચયશારીર, શરીરસંખ્યાશારીર અને આઠમું જાતિસૂત્રીયશારીર, એમ આઠ શારીરો ૮ અધ્યાયોરૂપે અત્રિપુત્ર-આત્રેય મુનિએ (શારીરસ્થાનમાં) કહ્યાં છે.૬૪,૬૫

૫ મું ઇંદ્રિયસ્થાન અને તેના ૧૨ અધ્યાયો

वर्णस्वरीयः पुष्पाख्यस्तृतीयः परिमर्षणः ।
चतुर्थ इन्द्रियानीकः पञ्चमः पूर्वरूपिकः ॥ ६६ ॥
कतमानिशरीरीयः पन्नरूपोऽप्यवाक्शिराः ।
यस्य श्यावनिमित्तश्च सद्योमरण एव च ॥ ६७ ॥
अणुज्योतिरिति ख्यातस्तथा गोमयचूर्णवान् ।
द्वादशाध्यायकं स्थानमिन्द्रियाणां प्रकीर्तितम् ॥६८॥

પહેલો વર્ણસ્વરીય, બીજો પુષ્પિતક, ત્રીજો પરિમર્શનીય, ચોથો ઇંદ્રિયાનીક, પાંચમો પૂર્વરૂપિક, છઠ્ઠો કતમાનિશરીરીય, સાતમો પન્નરૂપીય, આઠમો અવાક્શિરસીય, નવમો યસ્ય શ્યાવનિમિત્તીય, દશમો સદ્યોમરણીય, અગિયારમો અણુજ્યોતીય અને બારમો ગોમયચૂર્ણીય, એમ બાર અધ્યાયોનું ઇંદ્રિયસ્થાન કહેવાયું છે. ૬૬-૬૮

૬ ઠ્ઠું ચિકિત્સિતસ્થાન અને તેના ૩૦ અધ્યાયો

अभयामलकीयं च प्राणकामीयमेव च ।
करप्रचितकं वेदसमुत्थानं रसायनम् ॥ ६९ ॥
संयोगशरमूलीयमासक्तक्षीरिकं तथा ।
माषपर्णभृतीयं च पुमाञ्जातबलादिकम् ॥ ७० ॥
चतुष्कद्वयमप्येतदध्यायद्वयमुच्यते ।
रसायनमिति ज्ञेयं वाजीकरणमेव च ॥ ७१ ॥
ज्वराणां रक्तपित्तस्य गुल्मानां मेहकुष्ठयोः ।
शोषोन्मादेऽप्यपस्मारे क्षते शोफोदरार्शसाम् ॥७२॥
ग्रहणीपाण्डुरोगाणां श्वासकासातिसारिणाम् ।
छर्दिवीसर्पतृष्णानां विषमद्यविकारयोः ॥ ७३ ॥
द्विव्रणीयं त्रिमर्मीयमूरुस्तम्भिकमेव च ।
वातरोगे वातरक्ते योनिव्यापत्सु चैव यत् ॥ ७४ ॥
त्रिंशच्चिकित्सितान्युक्तानि,

અભયામલકીય, પ્રાણકામીય, કરપ્રચિતીય તથા આયુર્વેદસમુત્થાનીય, એમ ચાર પાદોનો પહેલો 'રસાયનાધ્યાય' છે; પછી સંયોગશરમૂલીય, આસિક્તક્ષીરીય, માષપર્ણભૃતીય અને પુમાઞ્જાતબલાદિક, એમ ચાર પાદોનો બીજો 'વાજીકરણાધ્યાય' છે; પછી જ્વર, રક્તપિત્ત, ગુલ્મ, મેહ, કુષ્ઠ, શોષ, ઉન્માદ, અપસ્માર, ક્ષત, શોફ, ઉદર, અર્શસ, ગ્રહણીરોગ, પાંડુરોગ, શ્વાસ, કાસ, અતિસાર, છર્દિ, વીસર્પ, તૃષ્ણા, વિષ, મદ્યવિકાર, દ્વિવ્રણીય, ત્રિમર્મીય, ઊરુસ્તંભિક, વાતરોગ, વાતરક્ત અને યોનિવ્યાપદ, એ રોગોના (૨૮) ચિકિત્સાધ્યાયો કહ્યા છે. ૬૯-૭૪

### ૭ મા કલ્પસ્થાનના ૧૨ અધ્યાયો

अतः कल्पान् प्रचक्ष्महे ॥
फलजीमूतकेक्ष्वाकुकल्पो धामार्गवस्य च ॥ ७५ ॥
पञ्चमो वत्सकस्योक्तः षष्ठश्च कृतवेधने ॥ ७६ ॥
श्यामात्रिवृतयोः कल्पस्तथैव चतुरङ्गुले ।
तिल्वकस्य सुधायाश्च सप्तलाशङ्खिनीषु च ॥
दन्तीद्रवन्त्योः कल्पश्च द्वादशोऽयं समाप्यते ॥७७॥

હવે કલ્પસ્થાનના અધ્યાયો અમે કહીએ છીએ; તેમાં મદનકલ્પ, જીમૂતકલ્પ, ઇક્ષ્વાકુકલ્પ, ધામાર્ગવકલ્પ, વત્સકકલ્પ, કૃતવેધનકલ્પ, શ્યામા-કલ્પ, ત્રિવૃત્કલ્પ તથા ચતુરંગુલકલ્પ, તિલ્વકકલ્પ, સુધાકલ્પ, સપ્તલા–શંખિનીકલ્પ અને બારમો દન્તી-કલ્પ તથા દ્રવન્તીકલ્પ, એમ ૧૨ કલ્પોના બાર અધ્યાયોથી કલ્પસ્થાન સમાપ્ત કરાય છે.૭૫–૭૭

### ૮ મા સિદ્ધિસ્થાનના ૧૨ અધ્યાયો

कल्पना पञ्चकर्माख्या वस्तिसूत्री तथैव च ।
स्नेहव्यापदिकी सिद्धिर्नेत्रव्यापदिकी तथा ॥ ७८ ॥
सिद्धिः शोधनयोश्चैव वस्तिसिद्धिस्तथैव च ।
प्रासृती मर्मसंख्याता सिद्धिर्वस्त्याश्रया च या ॥७९॥
फलमात्रा तथा सिद्धिः सिद्धिश्चोत्तरसंज्ञिता ।
सिद्धयो द्वादशैवैतास्तन्त्रं चासु समाप्यते ॥ ८० ॥

કલ્પનાસિદ્ધિ, પંચકર્મીયસિદ્ધિ, બસ્તિસૂત્રીય-સિદ્ધિ, બસ્તિવ્યાપદિકી સિદ્ધિ, નેત્રવ્યાપદિકી સિદ્ધિ, વમનવિરેચનસિદ્ધિ, બસ્તિવ્યાપદિકી સિદ્ધિ, પ્રાસૃતયોગિકી સિદ્ધિ, ત્રિમર્મીયા સિદ્ધિ, બસ્તિ-સિદ્ધિ, ફલમાત્રાસિદ્ધિ અને ઉત્તરબસ્તિ સિદ્ધિ એમ આ બાર સિદ્ધિઓ કહી છે; અને તેને લગતા બાર અધ્યાયોરૂપ સિદ્ધિસ્થાન કહ્યું છે; અહીં આયુ-ર્વેદતંત્ર પણ સમાપ્ત કરાય છે. ૭૮–૮૦

### સ્થાનાર્થ તથા અધ્યાયાર્થ

स्वे स्वे स्थाने तथाऽध्याये चाध्यायार्थः प्रवक्ष्यते ।
तं ब्रूयात्सर्वतः सर्वं यथास्वं ह्यर्थसंग्रहात् ॥ ८१ ॥

પોતપોતાના સ્થાનમાં તથા (તેના તેના) અધ્યાયમાં તે તે સ્થાનનો અર્થ તથા અધ્યાયનો અર્થ કહેવાશે; એમ સર્વ અધ્યાયોમાં તે તે અધ્યાયનો અર્થ છેવટે અધ્યાયની સમાપ્તિ થતાં સંગ્રહ કે સંક્ષેપરૂપે પણ કહેવાય છે. ૮૧

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'પ્રત્યેક અધ્યાયનો અર્થ પોતપોતાના સ્થાનમાં, ત્યાં ત્યાં કહેવાતા અધ્યાયમાં દરેક અધ્યાય પ્રમાણે કહેવાશે; તેમ જ સર્વ અધ્યાયોમાં તે તે સર્વ અધ્યાયનો અર્થ, પાછળથી તે તે અધ્યાયની સમાપ્તિ થતાં બરાબર સંગ્રહ કે સંક્ષેપ પણ કહેવાય છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: એ રીતે, સ્થાન, અર્થ તથા અધ્યાયો કહીને અધ્યાયોનો અર્થ હવે કહે છે: પોતપોતાના સ્થાનમાં તથા પોતપોતાના અધ્યાયમાં અધ્યાયનો અર્થ કહેવાશે; તેમ જ દરેક અધ્યાયના અંતે 'तत्र श्लोकाः' એ અધ્યાયના અર્થ વિષેના આ શ્લોકો છે, એમ કહીને પ્રત્યેક અધ્યાય-નો અર્થ પ્રત્યેક અધ્યાયમાં કહેવાશે; તે બધું યથાર્થ સંગ્રહરૂપે–સંક્ષેપમાં સંપૂર્ણ કહેવામાં આવેલ છે.

શ્રી ચક્રપાણિ અહીં આવો ભાવ સમજાવે છે: અહીં મૂળમાં 'चाध्यायार्थः' એમ ચકાર મૂકીને જુદો જુદો ક્રમ આ રીતે સમજાવવા માગે છે: પ્રત્યેક અધ્યાયનો અર્થ પ્રત્યેક અધ્યાયના અંતે અને પ્રત્યેક સ્થાનનો અર્થ પ્રત્યેક સ્થાનના અંતે સંગ્રહરૂપે કહેલ છે; જો કે શારીરમાં સ્થાનનો અર્થ સ્પષ્ટ કહ્યો નથી, તોપણ 'शारीर' શબ્દ-ની વ્યુત્પત્તિ ઉપરથી તેનો અર્થ સમજી શકાય છે, અથવા બીજા તંત્રોમાંથી તેનો આવો અર્થ સમજી લેવો જોઈએ; 'शारीरं चिन्त्यते सर्वं दैवमानुषसंपदा । सर्वभावैर्युतं तस्माच्छारीरं स्थानमुच्यते–દૈવીસંપત્તિ તથા મનુષ્ય-સંપત્તિ દ્વારા આખા શરીરનો જેમાં સર્વ ભાવોની સાથે વિચાર કરવામાં આવે છે, તે કારણે 'શારીરસ્થાન' કહેવાય છે.'

### પ્રશ્ન તથા પ્રશ્નાર્થનું લક્ષણ

पृच्छा तन्त्राद्यथाम्नायं विधिना प्रश्न उच्यते ।
प्रश्नार्थो युक्तिमांस्तत्र तन्त्रेणैवार्थनिर्णयः ॥ ८२ ॥

તંત્રને ઉદ્દેશી એટલે કે શાસ્ત્રનો અધિકાર ચાલુ રાખી, જે વિષય ચાલુ હોય તે વિષયને અનુસરી વિધિપૂર્વક જે પુછાય કે પોતાની જિજ્ઞાસા જણાવાય તે પ્રશ્ન કહેવાય છે; અને તે પ્રશ્નનો શાસ્ત્ર દ્વારા જ યુક્તિયુક્ત જે અર્થનિર્ણય કરાય તે 'પ્રશ્નાર્થ' કહેવાય છે. ૮૨

એકંદર શાસ્ત્રને અનુસરી તેના ચાલુ વિષય પ્રમાણે જે પુછાય કે જિજ્ઞાસા કરાય, તે પ્રશ્ન કહેવાય; અને તે પ્રશ્નનો યુક્તિઓની સાથે જે અર્થનિર્ણય કરાય તે પ્રશ્નાર્થનો નિશ્ચય પણ તંત્ર કે શાસ્ત્રથી થવો જોઈએ; શાસ્ત્ર

પ્રમાણે જ પ્રશ્નનો નિર્ણય કરાય તે 'પ્રશ્નાર્થ' કહેવાય.

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'જેનું જે તંત્ર હોય, જેમ કે અગ્નિવેશનું, ભેલનું, જતૂકર્ણનું, પરાશરનું, હારીતનું, ક્ષારપાણિનું, ચરકનું, સુશ્રુતનું, પુષ્કલાવતનું, ઔરભ્રનું, ગોપુરરક્ષિતનું, નાગાર્જુનનું કે કણાદનું, એમ કોઈનું પણ જે તંત્ર કે શાસ્ત્ર હોય, તેમાંથી જે કંઈ કહેવાયું હોય કે જે વિષય ચાલુ હોય, તેને જે વિધિપૂર્વક પૂછે, તેનો એ પોતાના સંશય આદિના નિવારણને ઉદ્દેશીને તે સંબંધે જ્ઞાન કરવાની કે સમજવાની ઇચ્છાનું પ્રકાશન કરતો જે વચનવ્યાપાર તે 'પ્રશ્ન' કહેવાય છે; અને એ પ્રશ્નનો તે તંત્રને જ અનુસરી યુક્તિયુક્ત જે અર્થનિર્ણય કરાય તે પ્રશ્નાર્થ છે; જેમ કે કોઈ પૂછે કે 'શું તમે વૈદ્ય છો? જો વૈદ્ય છો, તો કહો કે આયુર્વેદ એ શું છે?' એ પ્રશ્ન થયો; પછી અર્થ કરાય કે 'આયુષને જે જણાવે છે, તે આયુર્વેદ છે, એ પ્રશ્નનો અર્થ કર્યો ગણાય.' ૮૨

## તંત્ર આદિની નિરુક્તિ કે વ્યાખ્યા

**निरुक्तं तन्त्रणात्तन्त्रं स्थानमर्थप्रतिष्ठया ।**
**अधिकृत्यार्थमध्यायो नामसंज्ञा प्रकीर्तिता ॥ ८३ ॥**

**'तन्त्रणात्' પોતાના અવયવોરૂપ સ્થાનોને ધારણ કરતું હોવાથી 'तन्त्रम्' એવી નિરુક્તિથી કહેવાતું 'तन्त्र' નામ પ્રસિદ્ધ થયેલ છે; તેમ જ અર્થોની પ્રતિષ્ઠા કે સ્થિતિરૂપ હોવાને લીધે 'स्थान' અથવા આયુર્વેદશાસ્ત્રના અર્થો જેમાં રહ્યા છે, તે 'स्थान' એમ તે પણ નિરુક્તિ કે વ્યાખ્યાથી કહેવાય છે; અને અર્થનો અધિકાર કરીને કે અર્થના અધિકાર ઉપરથી 'अध्याय' એ નામની સંજ્ઞા કહેવાયેલી છે; એમ 'तन्त्र' આદિ નામોની નિરુક્તિ કે વ્યાખ્યા કહેવામાં આવી છે. ૮૩**

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'હવે કયા કારણે 'તંત્ર' કહેવાય છે? તે અહીં કહે છે: 'नियन्त्र तन्त्रणात् तन्त्रम्' (એવો પાઠ રાખીને) જે નિયમથી બંધાય કે રચાય અર્થાત્ આયુર્વેદના નિયમને અનુસરી જે રચાય, તે 'तन्त्र' કહેવાય છે; તેનું 'સ્થાન' કયા કારણે કહેવાય છે, કે એ તંત્રના અર્થની પ્રતિષ્ઠા કે સ્થિતિ જેમાં હોય છે, તે એનું 'સ્થાન' કહેવાય છે; પછી તે તંત્રના અધ્યાયો કેમ કહેવાય છે? 'अधीयते य.-ग्रन्थस्य परिच्छेदः स. अध्यायः'-જે ભણવામાં આવે છે, તે-એ સ્થાનરૂપ ગ્રંથનો પરિચ્છેદ કે અમુક ભાગ-તે 'અધ્યાય' કહેવાય છે; તે અધ્યાયોનાં નામ-'દીર્ઘંજીવિતીય' આદિ સંજ્ઞાઓ પણ 'अर्थम् अधिकृत्य कृतः अध्यायः'-એ અધ્યાયના અર્થને ઉદ્દેશીને જ કહેવામાં આવી છે; એટલે કે 'तेन कृते ग्रन्थे' એ વ્યાકરણ-સૂત્રને અનુસરીને જ સિદ્ધ કરવામાં આવી છે.

આયુર્વેદદીપિકા ટીકાના કર્તા શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'ઉપરના શ્લોકમાં 'પ્રશ્ન' સંબંધે કહેવાયું કે 'विधिना प्रश्नः'-એમાં 'विधि' શબ્દનો અર્થ-પૂર્વાપરના વિરોધ વિના દોષશૂન્ય વાક્યથી જે પુછાય તે 'પ્રશ્ન' કહેવાય છે; પછી અહીં ૮૩મા સૂત્રમાં 'तन्त्रणात्'-એ શબ્દનો અર્થ 'शरीरधारणात्'-એટલે કે પોતાના અવયવોરૂપ સર્વ સ્થાનોરૂપ શરીરને જે ધારણ કરે છે, તેથી 'तन्त्र' કહેવાય છે; તેમ જ 'अर्थ-प्रतिष्ठया स्थानम्'-જેમાં આયુર્વેદતંત્રના મુખ્ય-મુખ્ય અર્થો રહેલા હોય છે, તે કારણે તે તંત્રના મુખ્ય અવયવો 'स्थान' કહેવાય છે; આ બધી સંજ્ઞાઓ યોગરૂઢ છે, તેથી તેની અતિ ચર્ચા કહી શકાય તેમ નથી; તેમ જ અર્થનો અધિકાર કે ઉદ્દેશ રાખીને 'દીર્ઘંજીવિતીય' આદિ અધ્યાયોની નામસંજ્ઞા કે અધ્યાયરૂપ નામસંજ્ઞા પણ યોગરૂઢ આદિ સંજ્ઞા જ કહેવાય છે; અથવા મૂળમાં 'अध्यायो नाम' એવો પાઠ જો રખાય, તો 'નામ' શબ્દ 'પ્રકાશન' અર્થમાં સમજવો; તે ઉપરથી આવો અર્થ સમજાય છે કે, 'અધ્યાય' એવી સંજ્ઞા યુક્ત છે-બરાબર યોગ્ય રીતે પડેલી છે; તેની સાધના કે સિદ્ધિ અધિકરણરૂપે, કરણરૂપે કે કર્મરૂપે થાય છે, એમ સમજવું; જેમ કે-'अधीयते अस्मिन् इति अध्यायः'-જેમાં અધ્યયન થાય છે, તે અધ્યાય; અથવા 'अधीयते अनेन इति अध्यायः'-જેના સાધને અધ્યયન કરાય છે, તે અધ્યયનનું સાધન-'અધ્યાય' કહેવાય છે; અથવા 'यः अधीयते सः अध्यायः'-જેનું અધ્યયન કરાય છે, તે 'અધ્યાય' કહેવાય છે.' ૮૩

## તંત્રાદિ આઠનો ઉપસંહાર

**इति सर्वं यथाप्रश्नमष्टकं संप्रकाशितम् ।**
**कार्त्स्न्येन चोक्तस्तन्त्रस्य संग्रहः सुविनिश्चितः ॥८४॥**

**એમ પ્રશ્ન પ્રમાણે (તંત્રાદિ) આઠનો સારી રીતે પ્રકાશ કરવામાં આવ્યો; અને તંત્રનો સારી રીતે નિશ્ચય કરેલો સંગ્રહ કે સંક્ષેપ પણ સંપૂર્ણપણે કહેવાયો. ૮૪**

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: એમ

તંત્ર, તંત્રાર્થ, સ્થાન, સ્થાનાર્થ, અધ્યાય, અધ્યાયાર્થ, પ્રશ્ન તથા પ્રશ્નાર્થ—એ બધાં આઠેને પ્રશ્ન પ્રમાણે સારી રીતે કહ્યાં; તેમ જ તંત્રનો બરાબર નિશ્ચય કરેલો સંગ્રહ પણ સંપૂર્ણપણે કહ્યો. અહીં ગંગાધર જણાવે છે કે, આ બધાં તંત્રાદિને જે સારી રીતે કહી શકે તેને 'પ્રાણાભિસર વૈદ્ય' કહ્યો છે. ૮૪

### ઉપર્યુક્ત આઠ પ્રશ્નોનું પ્રયોજન

सन्ति पाल्लविकोपेताः संक्षोभं जनयन्ति ये ।
वर्तकानामिवोत्पाताः सहसैवाविभाविताः ॥ ८५ ॥

तस्मात्तु पूर्वसंजल्पे सर्वत्राष्टकमादिशेत् ।
परावरपरीक्षार्थं तत्र शास्त्रविदां बलम् ॥ ८६ ॥

કેટલાક અસત્ વૈદ્યો, પલ્લવિક એટલે એકદેશીય જ્ઞાનથી યુક્ત હોય છે; જેઓ ચકલાંઓના અણધાર્યા ઉત્પાતોની જેમ એકાએક અત્યંત ક્ષોભ ઉપજાવી દે છે; માટે પર–અવર એટલે ઉત્તમ–અધમ વૈદ્યની પરીક્ષા કરવા માટે સર્વ સ્થળે પ્રથમ સંજલ્પરૂપ–જલ્પવાદમાં (આ) આઠ પ્રશ્નો પૂછવા જોઈએ; કેમ કે આ આઠ પ્રશ્નોમાં શાસ્ત્ર જાણનારાઓનું બળ હોય છે. ૮૫,૮૬

યોગીંદ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'ઉપર્યુક્ત આઠ પ્રશ્નો કહીને તેનું પ્રયોજન તથા અસત્ વૈદ્યનો પરાજય (કરવાનું) દર્શાવવા હવે તે પ્રકરણનો પ્રારંભ કરે છે: પલ્લવિક એટલે એકદેશ કે અમુક ભાગનું જ્ઞાન; તેથી યુક્ત એવા કેટલાક અસત્–ખોટા વૈદ્યો હોય છે, જેઓ ચકલાંઓના અણધાર્યા ઉત્પાતો કે ઓચિંતા ચોપાસ ઊડી રહેલાં ચકલાંઓની પેઠે એકદમ અત્યંત ક્ષોભ પમાડી દે છે; માટે ઉત્તમ કે અધમ વૈદ્યને જાણવા સારુ તે એકદેશીય જ્ઞાન ધરાવતા વૈદ્યોને બધા વિષયોમાં સંજલ્પ કે જલ્પલક્ષણ યુક્ત વાદ વિષે આઠ પ્રશ્નો પૂછવા જોઈએ; તેમાં 'पक्षाश्रितयोः वचनं जल्पः'—પક્ષ તથા આશ્રિતનું વચન તે 'જલ્પ' વાદ કહેવાય છે. એ આઠ પ્રશ્નોમાં શાસ્ત્રવેત્તાઓનું બળ હોય છે; અને એ બળ દ્વારા જ જ્ઞાનીઓ અસત્વાદ ચલાવનારનો પરાજય કરી શકે છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'પ્રથમ તો આ પ્રશ્ન થાય છે કે, આવાં તંત્રાદિ આઠ સંબંધે પ્રશ્નો પૂછવાનું કારણ શું છે? આનો ઉત્તર અહીં કહે છે: અનેક પ્રકારના વૈદ્યો હોય છે, એમ જે પહેલાં કહ્યું છે, તેમાં પ્રાણાભિસર, સિદ્ધસાધિત તથા ભિષક્છદ્મચર, એ ત્રણ પ્રકારના વૈદ્યો કહ્યા છે; પરંતુ તે ઉપરાંત કેટલાક વૈદ્યો પલ્લવિકથી યુક્ત હોય છે; એટલે કે તંત્રના એકદેશ કે, અમુક ભાગને જ જાણતા હોય છે, છતાં જાણે સમગ્ર શાસ્ત્રના પંડિત હોય, એવો ઢોંગ કરી રહ્યા હોય છે અને દંભમાં ને દંભમાં પ્રૌઢ વચનો ઉચ્ચારતા રહી વૃક્ષોનાં પલ્લવ કે કૂણાં પાંદડાંની પેઠે અત્યંત વિસ્તારયુક્ત આત્મશ્લાઘાઓ કરી રહ્યા હોય છે; તેમ જ વાણીનો આડંબર, વાચાળપણું, દંભ, ઢોંગ તથા અભિમાન આદિથી લોકોનાં મનને એકદમ ક્ષોભ પમાડી દે છે–આમતેમ ચારે બાજુથી લોકોને ભ્રાન્તિ પમાડી દે છે કે, 'આ કોઈ મહાન પંડિતો હશે કે શું?' જેમ ચકલાં અકસ્માત્ ઊડાઊડ કરી મૂકીને ચારે બાજુથી ઊંચે ધસી આવીને ઉત્પાત મચાવી મૂકે છે અને લોકોના મનને એકદમ ક્ષોભ પમાડી દે કે ગભરાવી મૂકે છે; એમ એ ચકલાંઓના ઉત્પાતથી લોકોનાં ચિત્ત વ્યસ્ત કે વ્યગ્ર બની જાય છે, તે જ પ્રમાણે પાલ્લવિક–એકદેશીય જ્ઞાન ધરાવતા સિદ્ધસાધિત, ભિષક્–છદ્મચર–અસદ્ વૈદ્યો ઉત્પાત કરી મૂકે છે; એ કારણે શ્રેષ્ઠ તથા અશ્રેષ્ઠ વૈદ્યની પરીક્ષા માટે શાસ્ત્રવેત્તાઓમાં ઉત્તમ શ્રેષ્ઠ પંડિતે બધાયે જલ્પમાં કે પક્ષ તથા આશ્રિત એ બન્નેનો શાસ્ત્રાર્થ કહેવા પ્રથમ જ તંત્રાદિ આઠ પ્રશ્નો, એ પાલ્લવિક–એકદેશીય જ્ઞાન ધરાવતા વૈદ્યોને પૂછવા જોઈએ.'

શ્રી ચક્રપાણિ અહીં આમ સમજાવે છે: 'પૂર્વોક્ત આઠ પ્રશ્નો દ્વારા જેનો પરાજય કરી શકાય છે, એવા વૈદ્યો સંબંધે અહીં કહે છે: પાલ્લવિક એટલે અમુક અમુક પ્રદેશોનું જ જ્ઞાન ધરાવતા અસદ્ વૈદ્યો, અકસ્માત્–ઊડાઊડ કરી રહેલાં ચકલાંઓની પેઠે મનને અત્યંત ક્ષોભ પમાડે છે; ઉપર્યુક્ત આઠે પ્રશ્નો લોકસિદ્ધ છે; 'પર–અવર' શબ્દોનો અર્થ 'શ્રેષ્ઠ–અશ્રેષ્ઠ' એવો થાય છે; તે આઠ પ્રશ્નોમાં શાસ્ત્રવેત્તાઓનું બળ છે એટલે શાસ્ત્રવેત્તાઓ જ આ આઠ પ્રશ્નોને જાણે છે, પરંતુ પાલ્લવિકો કે પ્રાદેશિક જ્ઞાન ધરાવતા વૈદ્યો તે આઠ પ્રશ્નોને બરાબર જાણતા નથી.' ૮૫,૮૬

### પ્રાદેશિક–અસદ્વૈદ્યોની તંત્રથી ગભરામણ

शब्दमात्रेण तन्त्रस्य केवलस्यैकदेशिकाः ।
भ्रमन्त्यल्पबलास्तन्त्रे ज्याशब्देनेव वर्तकाः ॥ ८७ ॥

તંત્રના કેવળ એક દેશનું જ જ્ઞાન ધરાવતા પ્રાદેશિક–અસદ્વૈદ્યો (અલ્પજ્ઞાનને લીધે) અલ્પબળને જ ધરાવતા હોય છે; એ કારણે તેઓ

ધનુષની દોરીનો કેવળ ટંકાર થતાં જ ચકલાંઓ જેમ ભમી જાય છે કે ગભરાઈને જેમ નાસી જાય છે, તેમ તંત્રના માત્ર શબ્દોચ્ચાર કે કેવળ નામોચ્ચારથી જ ભમી જાય છે કે ગભરાઈને નાસી છૂટે છે. ૮૭

અહીં શ્રી ગંગાધર આમ સમજાવે છે: 'એ આઠ પ્રશ્નો પૂછવાથી એકદેશિક વૈદ્યની કેવી રીતે પરીક્ષા થાય છે, તે કહે છે: જેઓ એકદેશિક હોઈ તંત્રના માત્ર એકદેશને જ જાણતા હોય છે, તેઓ પાલ્લવિક એટલે અમુક એકદેશીય જ્ઞાનને જ ધરાવતા હોઈ, શાસ્ત્ર વિષે ઓછા બળવાળા હોય છે, તેથી કેવળ-સંપૂર્ણ તંત્રનો માત્ર શબ્દ સાંભળીને જ તેઓ ભમી જાય છે; કેમ કે તેઓએ સંપૂર્ણ તંત્રનું તો અધ્યયન જ કર્યું હોતું નથી'૮૭

### ખોટી પંડિતાઈ વિષે દૃષ્ટાંત

पशुः पशूनां दौर्बल्यात्कश्चिन्मध्ये वृकायते ।
स सत्यं वृकमासाद्य प्रकृतिं भजते पशुः ॥ ८८ ॥
तद्वदज्ञोऽज्ञमध्यस्थः कश्चिन्मौखर्यसाधनः ।
स्थापयत्याप्तमात्मानमाप्तं त्वासाद्य भिद्यते ॥ ८९ ॥

(મૃગ આદિ) પશુઓની દુર્બળતાને લીધે કોઈક (બળવાન) પશુ તેઓની મધ્યે વરુના જેવું (ક્રૂર) આચરણ કરે છે; પરંતુ એ જ પશુ ખરેખરા (કોઈ) વરુને પ્રાપ્ત કરી પોતાની પ્રકૃતિને કે (બીકણ) પશુ તરીકેના પોતાના મૂળ સ્વભાવને પામે છે; તે જ પ્રમાણે અજ્ઞાનીઓની વચ્ચે રહેલો કોઈ અજ્ઞાની, પોતાની વાચાળતારૂપ સાધનથી યુક્ત હોઈને પોતાને જ્ઞાની તરીકે સ્થાપી શકે છે, પરંતુ કોઈ એક જ્ઞાનીને પ્રાપ્ત કરી, એ જ અજ્ઞાની ભેદ પામી જાય છે. એટલે કે અજ્ઞાની તરીકે આપોઆપ ખુલ્લો પડી જાય છે. ૮૮, ૮૯

### ઉપરના વિષયમાં બીજું દૃષ્ટાંત

बभ्रुर्गूढ इवोर्णाभिरबुद्धिरबहुश्रुतः ।
किं वै वक्ष्यति संजल्पे कुण्डभेदी जडो यथा ॥ ९० ॥

જેમ ઊન કે વાળથી ઢંકાયેલું મોટું નોળિયું છાનું છાનું વિચરે છે, તેમ બુદ્ધિહીન અબહુશ્રુત કે અજ્ઞાની મનુષ્ય (પંડિતના બહાને છૂપી રહ્યો હોય તે) નીચ કુળમાં જન્મેલા જડ માણસની પેઠે જ્ઞાની સાથેના ઉત્તમ જલ્પવાદમાં શું બોલી શકે? (કંઈ જ બોલી શકતો નથી.) ૯૦

જલ્પકલ્પતરુ ટીકામાં શ્રી ગંગાધર અહીં આમ સમજાવે છે: 'પાલ્લવિક એકદેશીય જ્ઞાન ધરાવતા અજ્ઞાનીઓ લોકોના મનને ક્ષોભ પમાડે છે, તે બાબત અહીં દૃષ્ટાંતથી દર્શાવે છે; જેમ કોઈ પશુ (કંઈક બળવાન હોઈને) બીજાં પશુઓની દુર્બળતાને લીધે અને પોતાના પ્રબળપણાના કારણે તે પશુઓની વચ્ચે વરુ જેવું આચરણ કરે છે કે બીજાં પશુઓને ડરાવે છે, પરંતુ એ જ પશુ. દુર્બળોની વચ્ચે વરુ જેવો થઈ પડ્યો હોય, છતાં સાચા વરુનો ભેટો થતાં પોતાના મૂળ પશુપણામાં આવી જાય છે એટલે કે વરુના જેવું આચરણ છોડી દે છે, તે જ પ્રમાણે કોઈ અજ્ઞાની સિદ્ધસાધિત ભિષક્-છદ્મચર વૈદ્ય પણ અજ્ઞાની લોકોની વચ્ચે રહી પોતાનું વાચાળપણું કે દંભ ભરેલી મોટી મોટી વાતો કરીને શ્રેષ્ઠ પંડિત તરીકેનું પોતાનું અનેક જાતનું અભિમાન જણાવી શકે છે અને પોતાને વિદ્વાન કે પ્રમાણપુરુષ તરીકે પણ જાહેર કરે છે કે અમારો આ પ્રમાણપુરુષ જે કંઈ બોલે છે, તે જ પ્રામાણિક છે, બીજો કોઈ પણ તેનાથી અધિક અથવા તેની સરખામણી કરે તેવો પંડિત વૈદ્ય ક્યાંય છે જ નહિ, એમ કહેવડાવતો ફરે છે; પરંતુ એ જ ઢોંગી વૈદ્ય સાચા જ્ઞાની વૈદ્યનો ભેટો થતાં અજ્ઞાની તરીકે જુદો પડી જાય છે કે ખુલ્લો થઈ જાય છે; અને પછી તો એ વિદ્વાન વૈદ્યની સામે તેનું વાચાળતા રૂપ સાધન તથા તે દ્વારા પોતે કરેલી પોતાની જ્ઞાની તરીકેની જાહેરાત પણ દૂર થઈ જાય છે; વળી જેમ કોઈ વૃદ્ધ નોળિયો, બકરાં જેવી ઘણી ઊન કે વાળથી ઢંકાયો હોય, તેથી જાણે કોઈ બકરો હોય, તેવો એ ભાને છે, છતાં કોઈ જાતની ગર્જના કરી શકતો નથી; તે જ પ્રમાણે બુદ્ધિહીન ભિષક્-છદ્મચર અજ્ઞાની વૈદ્ય વૈદ્યના વેશમાં ઢંકાયેલો કે છુપાયો હોય, છતાં વિદ્વાન વૈદ્યો સામેના વાદી-પ્રતિવાદીઓના વાદમાં શું બોલી શકે છે? કંઈ જ બોલી શકતો નથી; એ જ પ્રમાણે અલ્પશ્રુત કે તંત્રના અમુક એકાદ ભાગનું જ્ઞાન ધરાવતો એકદેશિક કે સિદ્ધસાધિત વૈદ્ય પણ સંજલ્પ કે વાદી-પ્રતિવાદી તરીકેના વાદમાં શું બોલે છે? કંઈ જ બોલી શકતો નથી; આ સંબંધે વળી બીજું પણ એક દૃષ્ટાંત આપે છે; જેમ કોઈ કુંડભેદી કે જડ-બુદ્ધિહીન-ભ્રષ્ટયોનિ કે નીચ જાતિનો માણસ પણ પોતાની જાતિ છુપાવીને વિશુદ્ધ જાતિનો ઢોંગ કરે, પરંતુ તેની સાથેનો સંજલ્પ થતાં જાતિ, કુલ, ગોત્ર આદિનો પરિચય આપવા તે શું કહી શકે છે? કંઈ જ બોલી શકતો નથી. તે જ

પ્રમાણે ભિષક્છદ્મચર તથા સિદ્ધસાધિત વૈદ્ય પણ સંજલ્પ કે વાદ–પ્રતિવાદના પ્રસંગમાં શું બોલી શકે છે? કંઈજ બોલી શકતો નથી. ૯૦

### આઠ પ્રશ્નોથી દંભીઓને અવશ્ય જીતવા જોઈએ

सद्वृत्तैर्न विगृह्णीयाद्भिषगल्पश्रुतैरपि ।
हन्यात्प्रश्नाष्टकेनादावितरांस्त्वाप्तमानिनः ॥ ९१ ॥

(જ્ઞાની) વૈદ્યે અલ્પશ્રુત કે ઘણું ઓછું ભણેલા હોય, એવા પણ સદાચારી કે આત્મશ્લાઘા નહિ કરનારા–સરળ વૈદ્યોની સાથે વિગ્રહ કે વાદ–વિવાદ ન કરવો; પરંતુ જેઓ (ઘણું જ ઓછું ભણ્યા હોય છતાં) પોતાને જ્ઞાની માની રહ્યા હોય એવા અસદ્વર્તન ધરાવતા બીજાઓને તો આઠ પ્રશ્નોથી અવશ્ય જીતવા જ જોઈએ. ૯૧

### જ્ઞાની–અજ્ઞાનીનાં લક્ષણો

दम्भिनो मुखरा ह्यज्ञाः प्रभूताबद्धभाषिणः ।
प्रायः प्रायेण सुमुखाः सन्तो युक्ताल्पभाषिणः ॥९२

અજ્ઞાનીઓ જ ખરેખર દંભી, વાચાળ તથા સંબંધ વગરનું ખૂબ બોલનારા હોય છે; પરંતુ સજ્જન–જ્ઞાનીઓ તો યુક્તિયુક્ત અને બહુ જ થોડું બોલનારા હોઈ લગભગ પ્રિય ભાષણ જ કરનારા હોય છે. ૯૨

### અજ્ઞાની વાચાળોને સહન કરવા ન જોઈએ

तत्त्वज्ञानप्रकाशार्थमहंकारमनाश्रितः ।
स्वल्पाधाराज्ञमुखरान्मर्षयेन्न विवादिनः ॥ ९३ ॥

અહંકારનો આશ્રય નહિ કરતા–નમ્ર જ્ઞાની વૈદ્યે તત્ત્વજ્ઞાન કે સાચા જ્ઞાનનો પ્રકાશ કરવા માટે જેઓ ખૂબ ઓછું ભણ્યા હોઈને અજ્ઞાની હોય છતાં વાચાળપણું કરતા હોય એવા (ઢોંગી) વિવાદીઓને સહન કરવા ન જોઈએ એટલે કે સત્ય જ્ઞાનની જાહેરાત કરવા તેવા ઓછું ભણેલા વાચાળ ઢોંગીઓને તો આઠ પ્રશ્નો પૂછી હરાવવા જ જોઈએ (પરંતુ પોતે અહંકારથી યુક્ત થવું ન જોઈએ). ૯૩

### ખોટા વાદવિવાદો અવશ્ય રોકવા જ જોઈએ

परो भूतेष्वनुक्रोशस्तत्त्वज्ञाने परा दया ।
येषां तेषामसद्वादनिग्रहे निरता मतिः ॥ ९४ ॥

જેઓને પ્રાણીઓ પર અતિશય દયા હોય અને જેઓની એ દયા પણ તત્ત્વજ્ઞાનપરાયણ હોય, તેઓની બુદ્ધિ અસદ્વાદો કે ખોટા વાદવિવાદો અટકાવવા માટે અત્યંત તત્પર રહે છે. ૯૪

### ખોટા પક્ષ સ્થાપનારા અનાપ્તો

असत्पक्षाःक्षणित्वाद्धि दम्भपारुष्यसाधनाः ।
भवन्त्यनाप्ताः स्वे तन्त्रे प्रायः परविकत्थनाः ॥ ९५ ॥

કારણ કે ખોટો પક્ષ સ્થાપનારા, દંભ તથા કઠોરતારૂપ સાધનવાળા અને પોતાના તંત્ર વિષેનું જ્ઞાન નહિ ધરાવતા એ અજ્ઞાનીઓ પોતાના પક્ષનું ક્ષણિકપણું હોવાથી અથવા પોતાનો પક્ષ સ્થાપવા પોતે અસમર્થ હોવાથી લગભગ બીજાઓની નિંદા કર્યા કરે છે. ૯૫

યોગીન્દ્રનાથ સેન અહીં આમ સમજાવે છે: 'જેઓ ખોટો પક્ષ સ્વીકારી રહ્યા હોય છે, તેઓ પોતાના પક્ષના ક્ષણિકપણાના કારણે અમુક એક પક્ષનો આશ્રય કરી વાદ કરવા તૈયાર થાય છે, પરંતુ બીજાઓ તે પક્ષને ખોટો ઠરાવે છે, ત્યારે બીજા પક્ષનો આશ્રય કરે છે; એમ ક્ષણે ક્ષણે પોતાનો પક્ષ તેઓ બદલે છે અને એ પક્ષનું સ્થાપન કરવા તેઓ જ્યારે અશક્ત બને છે, ત્યારે દંભ તથા કઠોરતા યુક્ત વચનોનો તેઓ આશ્રય કરે છે, અને પોતાના તંત્રનું અજ્ઞાન ધરાવતા તેઓ છેવટે બીજાની નિંદા કરવા જ તત્પર બને છે.'

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં ઉપરના શ્લોક સાથે સંબંધ રાખી આમ સમજાવે છે: 'જેઓને પ્રાણીઓ પર શ્રેષ્ઠ કરુણા કે દયા હોય છે અને તેઓની એ દયા પણ તત્ત્વજ્ઞાનપરાયણ કે તત્ત્વજ્ઞાન વિષે તાત્પર્ય ધરાવતી હોય છે; એટલે કે તત્ત્વજ્ઞાન વિના બીજા ભાવથી જેઓને દયા જ હોતી નથી, એવા સદાચારી પુરુષોની બુદ્ધિ ખોટા વાદ અટકાવવા માટે નિશ્ચયપૂર્વક તત્પર રહ્યા કરે છે; કારણ કે ખોટા પક્ષનો આશ્રય કરતા લોકો ક્ષણિક હોય છે, એટલે કે અમુક એક પક્ષનો આશ્રય કરી બોલે છે, પરંતુ જ્યારે સામો માણસ તેના એ પક્ષનું ખંડન કરે છે, ત્યારે પાછા બીજા પક્ષનો તેઓ આશ્રય કરે છે; એમ ક્ષણે ક્ષણે પક્ષને બદલતા રહી છેવટે દંભને સિદ્ધ કરવા માંડે છે અને કઠોરતાયુક્ત વચનો બોલી કઠોરતાને જાહેર કરે છે; એમ પોતે ભણેલા તંત્રમાં તેઓ ચોપાસથી અનેક પ્રકારે કલ્પનાઓ કર્યા કરે છે, તેથી તેઓ અનાપ્ત છે, એટલે કે

પોતાના તંત્ર વિષેનું જ્ઞાન પણ જેઓને પ્રાપ્ત જ થયું નથી, એવા તેઓ હોય છે.'

શ્રી ચક્રપાણિ પણ અહીં ઉપરના શ્લોકની સાથે સંબંધ જાળવી આમ સમજાવે છે: 'અજ્ઞાની વૈદ્ય સાથે સંવાદ પણ છોડવો જોઈએ, એમ સદાચારીઓ તેવા ખોટા વિવાદોને રોકવા તત્પર રહે છે; અજ્ઞાની વૈદ્યનું વલણ પણ આવું જ હોય છે, કે ખોટા પક્ષો સિદ્ધ કરવામાં તેઓ તત્પર રહે છે; તેઓનો પક્ષ શાસ્ત્રવિરુદ્ધ જ હોય છે, તેથી જ અસત્પક્ષ હોય છે; તેમ જ તેઓ અક્ષણિકપણું બતાવે છે એટલે કે તેવા અજ્ઞાની વૈદ્યોને પ્રશ્નનો અર્થ પૂછવામાં આવે છે, ત્યારે તેઓ આમ કહે છે, કે હવે બોલવાનો ક્ષણ નથી કે સમય નથી; વળી 'अर्ति' (એવો પાઠ રાખીને) પ્રશ્નનો અર્થ તેઓને જ્યારે પુછાય છે, ત્યારે 'હવે તો અમારું માથું દુખે છે' એમ કહી પોતાની શ્લાઘા કરનાર તરફ બોલવા લાગે છે અને દંભ કરવા માંડે છે એટલે કે પુસ્તકો તથા વૈદ્યની સામગ્રી આદિ દ્વારા પોતાના ઉત્કર્ષનું પ્રતિપાદન કરવા તત્પર બને છે અને પારુષ્ય એટલે કઠોરતાયુક્ત ભાષણ કરે છે; એવા તે વૈદ્યો અનાપ્ત હોય છે; તેઓને પોતાનાં તંત્ર વિષેનું બરાબર જ્ઞાન જ હોતું નથી; તેથી તેઓ બીજાઓને દૂષિત ઠરાવે છે.' ૯૫

### અજ્ઞાની વૈદ્યનો ત્યાગ અને જ્ઞાની વૈદ્યનું જ સેવન કરવું

तान् कालपाशसदृशान्वर्जयेच्छास्त्रदूषकान् ।
प्रशमज्ञानविज्ञानपूर्णाः सेव्या भिषक्तमाः ॥९६॥

એવા (અજ્ઞાની) વૈદ્યો કાળના પાશ જેવા અને શાસ્ત્રને દૂષણ લગાડનારા હોય છે; માટે તેઓનો ત્યાગ જ કરવો જોઈએ; અને જેઓની ચિકિત્સાપ્રવૃત્તિ શમ, જ્ઞાન તથા વિજ્ઞાનથી પૂર્ણ હોય છે, તેવા શ્રેષ્ઠ વૈદ્યોનું જ સેવન કરવું જોઈએ.

### અવિજ્ઞાનમાં દુઃખ અને વિજ્ઞાનમાં સુખ

समग्रं दुःखमायत्तमविज्ञाने द्वयाश्रयम् ।
सुखं समग्रं विज्ञाने विमले च प्रतिष्ठितम् ॥९७॥

શરીર તથા મન એ બન્નેને લગતાં બધાં દુઃખો અવિજ્ઞાનને જ અધીન રહ્યાં છે; અર્થાત્ જ્યાં શાસ્ત્રનું પૂર્ણ જ્ઞાન નથી, ત્યાં જ શરીરનાં તથા મનનાં દુઃખો રહ્યાં હોય છે; અને શરીર તથા મનને લગતાં સમગ્ર સુખ નિર્મળ વિજ્ઞાનમાં રહેલાં હોય છે (શાસ્ત્રનું જ્યાં નિર્મળ જ્ઞાન હોય છે, ત્યાં શરીરનું તથા મનનું આરોગ્યરૂપ પૂર્ણ સુખ રહ્યા કરે છે). ૯૭

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'અહીં અવિજ્ઞાનનું તથા વિજ્ઞાનનું ફળ કહે છે: લોકોનાં શરીર સંબંધી તથા મન સંબંધી બધાં–આધિભૌતિક તથા આધ્યાત્મિક દુઃખો અવિજ્ઞાનને જ અધીન રહેલાં છે; તેમ જ લોકોનાં શરીર સંબંધી તથા મન સંબંધી સમગ્ર સુખો, તેઓના વિજ્ઞાનમાં પ્રતિષ્ઠા પામ્યાં છે.' ૯૭

### આ ચરકશાસ્ત્રનો પ્રભાવ કે મહિમા

इदमेवमुदारार्थमज्ञानां न प्रकाशकम् ।
शास्त्रं दृष्टिप्रनष्टानां यथैवादित्यमण्डलमिति ॥९८॥

જેઓની દૃષ્ટિ નાશ પામી હોય, એવા (આંધળા) લોકોને સૂર્યનું મંડળ જેમ (વસ્તુઓનો) પ્રકાશ કરનાર થતું નથી, તેમ આવા ઉદાર અર્થવાળું આ (ચરકનું) શાસ્ત્ર અજ્ઞાનીઓને (વસ્તુઓનો) પ્રકાશ કરનાર થતું નથી. ૯૮

યોગીન્દ્રનાથ સેન ચરકોપસ્કારમાં અહીં આમ સમજાવે છે: 'આ ચરકશાસ્ત્ર આવા ઉદાર અર્થથી યુક્ત છે એટલે કે સમગ્ર પુરુષાર્થોને સિદ્ધ કરવાનું એક સાધન છે, છતાં અજ્ઞાની-મૂર્ખાઓને તે વસ્તુનો પ્રકાશ કરનાર થતું નથી; જેમ સૂર્યનું મંડળ પ્રકાશ કરનાર છે, છતાં જેઓની દૃષ્ટિ નાશ પામી હોય, તેવા આંધળા લોકોને તે સૂર્યમંડળ, વસ્તુઓનું પ્રકાશક થતું નથી, તે જ પ્રમાણે આ શાસ્ત્ર અજ્ઞાનીઓને વસ્તુ પ્રકાશક થતું નથી.' ૯૮

### આ અધ્યાયના વિષયોનો સંક્ષેપ

अर्थे दश महामूलाः संज्ञा चैषां यथा कृता ।
अयनान्ताः षडग्र्याश्च रूपं वेदविदां च यत् ॥९९॥

सप्तकश्चाष्टकश्चैव परिप्रश्नः सनिर्णयः ।
यथा वाच्यं यदर्थं च यद्विधाश्चैकदेशिकाः ॥१००॥

अर्थेदशमहामूले सर्वमेतत्प्रकाशितम् ।
संग्रहश्चायमध्यायस्तन्त्रस्यास्यैव केवलः ॥१०१॥

यथा सुमनसां सूत्रं संग्रहार्थं विधीयते ।
संग्रहार्थं तथाऽर्थानामृषिणा संग्रहः कृतः ॥१०२॥

હૃદયમાં મહામૂલા નામની દશ નાડીઓ છે, જે કારણે તેઓની એ સંજ્ઞા કરાયેલી છે, અયન સુધીનાં છ જે શ્રેષ્ઠ સાધનો છે, આયુર્વેદ જાણ-

નારાઓનું જે રૂપ કે લક્ષણ છે, સાત પ્રશ્નો અને તેઓનો નિર્ણય, આઠ પ્રશ્નો તથા તેઓનો નિર્ણય તે આઠ પ્રશ્નોનો જે પ્રકારે ઉત્તર કહેવો જોઈએ તે અને એ આઠ પ્રશ્નો જે માટે છે, તે આ બધું 'અર્થેદશમહામૂલ' નામના આ અધ્યાયમાં (ભગવાન આત્રેયે) પ્રકાશિત કર્યું છે; આ અધ્યાય આ તંત્રનો જ કેવળ સંગ્રહ છે; આ સમગ્ર તંત્રના અર્થનો સંક્ષેપ આ અધ્યાયમાં કહેવાયો છે; જેમ પુષ્પોનો સંગ્રહ કે ગૂંથણી માટે સૂત્ર કે દોરો તૈયાર કરાય છે, તે જ પ્રમાણે આ સમગ્ર તંત્રમાં કહેવાયેલા અર્થો કે વિષયોના સંગ્રહ માટે ઋષિ આત્રેયે આ (અધ્યાયરૂપ) સંગ્રહ કર્યો છે. ૯૯–૧૦૨

શ્રી ગંગાધર જલ્પકલ્પતરુ ટીકામાં અહીં આમ સમજાવે છે: 'અહીં હવે ચાલુ સ્થાનની સમાપ્તિ પણ આમ જણાવે છે: આ તંત્રને અગ્નિવેશે રચ્યું છે અને તેનો જ ચરકે પ્રતિસંસ્કાર કર્યો છે, એટલે કે જુદી સંસ્કૃતિરૂપે તૈયાર કર્યું છે; આવા આ તંત્રમાં અહીં સુધીમાં આખું સૂત્રસ્થાન સમાપ્ત કરાય છે. આ સૂત્રસ્થાનમાં ૩૨ અક્ષરનો એક શ્લોક ગણીને એકંદર શ્લોકસંખ્યા (૩૬૨૫) ત્રણ હજાર છસો ને પચીસની થાય છે.'

अग्निवेशकृते तन्त्रे चरकप्रतिसंस्कृते ।
इयताऽवधिना सर्वं सूत्रस्थानं समाप्यते ॥

એમ અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કાર કરેલા આયુર્વેદશાસ્ત્રમાં શ્લોકસ્થાન વિષે 'અર્થેદશમહામૂલીય' નામનો ૩૦ મો અધ્યાય સમાપ્ત